

## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ : ૧

# સૂરએ ફાતિહા (THE OPENING)

(આ મક્કી સૂરત છે, જેમાં સાત આયતો છે.)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

*બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ*

## સૂરએ ફાતિહાની ફઝીલતો (Merits) અને વિશેષતાઓ :

સૂરએ ફાતિહાને કુર્આન શરીફમાં ઘણી વિશેષતાઓ પ્રાપ્ત છે. કુર્આનનો આરંભ તેનાથી થાય છે, નમાઝ તેનાથી શરૂ થાય છે, અને નાઝિલ થવાના (ઊતરવાના) ક્રમમાં આ જ સૂરત સૌ પ્રથમ પૂરેપૂરી નાઝિલ થઈ હતી. સૂરએ "ઈકરઅ્", "મુઝઝમ્મિલ" અને "મુદસ્સિર"ની અમુક આયતો ચોક્કસ તેનાથી પહેલાં નાઝિલ થઈ ચૂકી હતી, પરંતુ સંપૂર્ણ સૂરત સ્વરૂપે સૌ પ્રથમ સૂરએ "ફાતિહા" ઉતારવામાં આવી છે, સહાબા (રદિયલ્લાહુ તઆલા અન્હુમ) દ્વારા સૂરએ "ફાતિહા" સૌ પ્રથમ ઊતરવાના ઉલ્લેખનો અર્થ લગભગ એવો છે કે, અન્ય કોઈ સૂરત તેનાથી પહેલાં "સંપૂર્ણ" ઊતરી ન હતી. કદાચ આ જ કારણથી આ સૂરતનું નામ પણ "ફાતિહતુલ કિતાબ" (કુર્આન શરીફની શરૂઆત કરનાર) રાખવામાં આવ્યું છે.

બીજી વિશેષતા એ છે કે, આમ તો સંપૂર્ણ કુર્આનનો હેતુ ઈમાન (આસ્થા–શ્રદ્ધા–વિશ્વાસ) અને ઉચ્ચ નીતિમત્તાના કાર્યો ઉપર આધાર રાખે છે. તેમ છતાં આ સૂરત એક રીતે આખા કુર્આન શરીફનું હાર્દ છે અને સમગ્ર કુર્આન શરીફ તેનું વિવરણ છે !

ઉપરોક્ત પાયાના સિદ્ધાંતોનો આ સૂરતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. "તફસીરે રૂહુલ મઆની" અને "રૂહુલ બયાન"માં તેનો વિગતવાર ઉલ્લેખ થયો

છે. આ કારણથી સૂરએ ફાતિહાનું નામ "ઉમ્મુલ કુર્આન" (કુર્આનનો આધાર), "ઉમ્મુલ કિતાબ" (કિતાબનો આધાર) અને "કુર્આને અઝીમ" પણ સહીહ હદીષો (પ્રમાણભૂત આધારો દ્વારા પ્રમાણિતપણે પ્રાપ્ત થયેલ આપ ﷺના નિવેદનો અને તેમના જીવનકાળ દરમિયાન તેમણે કરેલી પ્રવૃત્તિઓ અને કાર્યો તથા કોઈ કાર્ય આપ ﷺ સામે કરવામાં આવ્યું હોય અને આપ ﷺએ તે કાર્ય કરવાથી રોક્યા ન હોય તો તેને હદીષ કહે છે.) દ્વારા હોવાનું વર્ણવાયું છે.

*(કુર્તુબી)*

કુર્આન શરીફની તિલાવતનો તથા તેના અભ્યાસનો પ્રારંભ કરનાર વ્યક્તિ માટે આ સૂરતમાં એક વિશેષ સૂચના આપવામાં આવી છે કે, પોતાની અત્યાર સુધીની વિચારસરણી અને માન્યતાઓથી દિમાગને ખાલી કરી (તટસ્થ થઈ) માત્ર અને માત્ર સચ્ચાઈની પ્રાપ્તિ અને સત્ય માર્ગના સંશોધન માટે આ કિતાબ (કુર્આન)ને પઢે અને અભ્યાસ કરી વિચારે, તથા અલ્લાહ તઆલાથી આ દુઆ પણ કરે કે, તેને "સિરાતે મુસ્તકીમ" (સીધો અને સત્ય માર્ગ) પ્રાપ્ત થાય. શરૂઆતની આ સૂરત પાક જાત (અલ્લાહ)ની સ્તુતિ (વખાણ)નું વર્ણન છે, જેના દરબારમાં માર્ગદર્શન માટેની વિનંતી અને દરખાસ્ત કરવામાં આવે છે, અને આ જ દરખાસ્તના જવાબરૂપે સંપૂર્ણ કુર્આન શરીફ પ્રસ્તુત છે. જે "અલિફ લા'મ મી'મ, ઝાલિક્ લ કિતાબુ" الـم ، ذٰلِكَ الْكِتَابُ થી શરૂ થાય છે. માનવજાતે અલ્લાહ તઆલાને સીધે સીધી માર્ગદર્શન (સિરાતે મુસ્તકીમ) માટેની દરખાસ્ત કરી હતી, તેના જવાબરૂપે "ઝાલિક્ લ કિતાબુ" ذٰلِكَ الْكِتَابُ(આ કુર્આન) કહીને ઈશારો કરી આપવામાં આવ્યો કે, જેની તમે માંગણી કરી રહ્યા છો તે આ કુર્આનમાં મૌજૂદ છે !

રસૂલે અકરમ ﷺ કહ્યું કે, "કસમ છે તે પાક જાતની, જેના કબજામાં મારો જીવ છે કે, સૂરએ ફાતિહા સમકક્ષ (સૂરત) ન "તવરાત"માં નાઝિલ થઈ, ન "ઈન્જીલ" (બાઈબલ)માં અને ન (જ) "ઝબૂર"માં. અને ન તો "કુર્આન શરીફ"માં બીજી કોઈ સૂરત તેનું ઉદાહરણ છે."

*(રવાહુત્તિરમિઝી અન અબી હુરયરા રદિ. વકા લ હસન સહીહુલ હાકિમ વ કાલ સહીહ અલશ્શર્ત મુસ્લિમ, મિન મઝહરી).*

અને આપ ﷺએ ફરમાવ્યું કે, "સૂરએ ફાતિહા દરેક બીમારીની શિફા (ઉપચાર–Cure) છે."

*(રવાહુલ બયહકી ફી શો'અબુલ ઈમાન બિ સનદિ ન સહીહિન મઝહરી)*

સૂરએ ફાતિહાનું એક નામ હદીષમાં "સૂરએ શિફા" પણ આવ્યું છે. કુર્તુબી અને સહીહ બુખારીમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "કુર્આને કરીમની બધી સૂરતોમાં મહાનતમ્ (સૂરત) اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ અલ્હમ્દુલિલ્લાહી રબ્બિલ આલમીન છે."

*(કુર્તુબી)*

———————————

﴿بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط﴾

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે.*

## بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط કુર્આનની એક આયત છે :

ઈસ્લામમાં આસ્થા ધરાવનારા તમામ લોકો સર્વાનુમતે بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط ને "સૂરએ નમ્લ"નો એક ભાગ માને છે અને "સૂરએ તવબહ" સિવાય કુર્આન શરીફની દરેક સૂરતની શરૂઆતમાં بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ લખવામાં આવે છે. "અઈમ્મએ મુજતહિદીન" (પ્રમાણિક સંશોધનકાર ઈમામો–વિદ્વાનો જેમને આવી બાબતોમાં પોતાનો અભિપ્રાય આપવાનો અધિકાર છે.)નો بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط "સૂરએ ફાતિહા" અથવા કુર્આનની કોઈ અન્ય સૂરતનો ભાગ હોવા બાબતે મતભેદ છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહમતુલ્લાહિ અલયહી)નો અભિપ્રાય છે કે, بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط "સૂરએ નમ્લ" સિવાય અન્ય કોઈ સૂરતનો ભાગ નથી બલકે, પ્રત્યેક સૂરતની શરૂઆતમાં બે સૂરતોની વચ્ચે તેમને અલગ બતાવવા માટે નાઝિલ થયેલી (ઉતારવામાં આવેલી) એક સ્વતંત્ર આયત છે.

## તિલાવતે કુર્આન અને પ્રત્યેક મહત્ત્વના કામને بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ ط થી શરૂ કરવાનો આદેશ :

જહાલતકાળમાં પોતાના કામો મૂર્તિઓના નામો લઈ શરૂ કરવાનો રિવાજ હતો. અજ્ઞાનતાના આ રિવાજને દૂર કરવા માટે હઝરત જિબ્રઈલે અમીન (અલહિસ્સલામ) કુર્આનને અલ્લાહના નામથી શરૂ કરવાનો આદેશ આપતી કુર્આન શરીફની પ્રથમ આયત اِقۡرَاۡ بِاسۡمِ رَبِّکَ લઈને આવ્યા.

મહાન તફસીરકાર (વિવરણકાર) અલ્લામહ સુયૂતી (રહ.) કહે છે કે, "કુર્આન શરીફ તથા અન્ય આસમાની કિતાબો પણ بِسۡمِ اللّٰہِથી શરૂ કરવામાં આવી હતી," પરંતુ કેટલાક ઉલમા (વિદ્વાનો) કહે છે કે, بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ કુર્આન શરીફ અને હઝરત મુહમ્મદ ﷺની ખાસ વિશેષતા છે. આ બંને અભિપ્રાયોમાં એ રીતે સહમતિ સાધી શકાય કે, બધી જ આસમાની કિતાબોની શરૂઆત بِسۡمِ اللّٰہِ થી થવાની બાબત સામાન્ય છે, પરંતુ કુર્આન શરીફની શરૂઆત

વિશેષરૂપે بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ થી થઈ છે. જેમકે, અમુક રિવાયતોથી સાબિત થાય છે કે, આપ ﷺ શરૂઆતમાં દરેક કાર્યનો આરંભ بِاسۡمِکَ اللّٰهُمَّ (બિઈસ્મિક અલ્લાહુમ્મ) કહીને તથા લખીને કરતા હતા, પરંતુ بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ આયત ઊતર્યા પછી તેમણે આ શબ્દોને અપનાવ્યા અને કાયમ માટે આ સુન્નત ચાલુ થઈ ગઈ. [જે કાર્ય કરવાનો આદેશ આપ ﷺએ આપ્યો હોય અથવા તો જે કાર્ય આપ ﷺ એ પોતે કર્યું હોય અથવા આપ ﷺની સામે કોઈ કાર્ય થયું હોય અને આપ ﷺએ તેની મૌખિક અથવા મૂક સહમતિ આપી હોય તેને સુન્નત કહેવામાં આવે છે.]

*(કુર્તુબી વ રૂહુલ મઆની)*

કુર્આન શરીફમાં વારંવાર દરેક કાર્યને અલ્લાહના નામથી શરૂ કરવાનો આદેશ આપવામાં આવ્યો છે અને રસૂલુલ્લાહ ﷺ પણ ફરમાવે છે કે, જો કોઈ મહત્ત્વનું કામ بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ થી કરવામાં નહિ આવે, તો તેમાં બરકત (ભલીવાર) રહેતી નથી.

એક હદીષ (Tradition)માં કહેવામાં આવ્યું છે કે, "ઘરનો દરવાજો બંધ કરો, બત્તી બુઝાવો, વાસણ ઢાંકો તો بِسۡمِ اللّٰهِ કહો." એ જ રીતે જમવાનું શરૂ કરો, પાણી પીઓ, વુઝૂ કરો, સવારી ઉપર સવાર થાઓ અને ઊતરો તો તે સમયે بِسۡمِ اللّٰهِ કહેવાની સૂચના કુર્આન અને હદીષમાં વારંવાર આવી છે.

*(કુર્તુબી)*

## પ્રત્યેક કાર્ય بِسۡمِ اللّٰهِથી શરૂ કરવાની વિવેકબુદ્ધિ :

ઈસ્લામે પ્રત્યેક કાર્યને بِسۡمِ اللّٰهِ થી શરૂ કરવાની સૂચના આપીને મનુષ્યના સમગ્ર જીવનની દિશા અલ્લાહ તઆલા તરફ ફેરવી દીધી છે, જેથી તે ડગલેને પગલે અલ્લાહની વફાદારીના કરારને તાજો કરતો રહે કે, મારૂં અસ્તિત્વ અને મારૂં કોઈપણ કાર્ય અલ્લાહની ઈચ્છા તથા મરજી અને તેની મદદ વગર થઈ નથી શકતું, જેણે મનુષ્યના પ્રત્યેક હલન–ચલન અને તમામ દુનિયવી તથા કારોબારી (આર્થિક લેવડ–દેવડ, વેપાર–ધંધો વગેરે) કાર્યોને પણ એક ઈબાદત બનાવી દીધી છે.

અમલ કેટલો નાનો છે ! એમાં ન તો સમય વપરાય છે, ન જ મહેનત પડે

છે પરંતુ ફાયદો એટલો મોટો કે, દુનિયા પણ દીન બની ગઈ ! એક ગૈરમુસ્લિમ પણ ખાય–પીએ છે, અને એક મુસલમાન પણ ! પરંતુ મુસલમાન પોતાનો કોળિયો લેતાં પહેલાં بِسْمِ اللّٰهِ કહીને કબૂલાત કરે છે કે, આ કોળિયો પૃથ્વી પર વનસ્પતિરૂપે ઉત્પન્ન થવાથી માંડી ખોરાક સ્વરૂપે તૈયાર થવા સુધીમાં તેના માટે પૃથ્વી, આકાશ, સૂર્ય, હવા, પર્યાવરણ વગેરે સૃષ્ટિની શક્તિઓ, પછી લાખો મનુષ્યોની મહેનતો પણ કામે લાગી છે. આ કોળિયાને હું મારી શક્તિથી પ્રાપ્ત કરી શકવા સમર્થ ન હતો, પરંતુ અલ્લાહે જ આ બધા તબક્કાઓમાંથી પસાર કરી આ કોળિયો અથવા પાણીનો ઘુંટડો મને અર્પણ કર્યો છે. મો'મિન (ઈસ્લામમાં આસ્થા–ઈમાન ધરાવનાર, મુસલમાન) અને ગૈરમુસ્લિમ બંને સૂઈ જાય છે, જાગે છે ! પરંતુ દરેક મો'મિન સૂતા પહેલાં અને ઊઠતી વખતે અલ્લાહનું નામ લઈ, અલ્લાહ સાથેના પોતાના સંબંધને તાજો કરે છે, જેનાથી મો'મિનના દુનિયવી અને આર્થિક વહેવારો પણ ઈબાદત (બંદગી) બની જાય છે. મો'મિન વાહન ઉપર સવાર થતી વખતે بِسْمِ اللّٰهِ કહીને સાક્ષી આપે છે કે, આ વાહનને બનાવી મારી સેવામાં ઉપસ્થિત કરી મારા કબજામાં સોંપી દેવું મનુષ્યની શક્તિ બહારની બાબત છે. અલ્લાહ રબ્બુલ ઈજ્જતના સૃષ્ટિના વ્યવસ્થાપન કાર્યનું જ આ ફળ છે કે, ક્યાંનું લાકડું, ક્યાંનું લોખંડ, ક્યાં–ક્યાંની વિવિધ ધાતુઓ, ક્યાંના કારીગરો, ક્યાં–ક્યાંના એન્જિનિયરો, ડ્રાઈવરો, મજૂરો મારી સેવામાં લાગેલા છે અને માત્ર થોડાક રૂપિયા ખર્ચીને આટલી બધી અલ્લાહની બનાવેલી મખ્લૂક (સૃષ્ટીના સજીવ–નિર્જીવ પદાર્થો)ની સેવાઓ મારા કામમાં લાગી ગઈ છે, અને આ પૈસા પણ અમે પોતાની સાથે દુનિયામાં લાવ્યા ન હતા ! બલકે, તેને કમાવા માટેના સબબો (માધ્યમો) પણ આ દુનિયામાં અલ્લાહે જ ઉત્પન્ન કર્યા છે. થોડો વિચાર કરો ! કે, ઈસ્લામના ફક્ત આ સામાન્ય લાગતા શિક્ષણે મનુષ્યને ક્યાંથી ક્યાં પહોંચાડી દીધો ! બલકે, بِسْمِ اللّٰهِ ની ફોર્મ્યુલા વડે ફક્ત તાંબુ જ નહિ, પરંતુ ધૂળ પણ સોનું બની શકે છે.

فَلِلّٰهِ الْحَمْدُ عَلٰى دِيْنِ الْاِسْلَامِ وَتَعْلِيْمَاتِهٖ

**કાયદો (નિયમ–મસઅલો–**Ruling**) :**

કુર્આનની તિલાવત શરૂ કરતાં પહેલાં اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ (અઊઝુબિલ્લાહિમિનશ્શયતાનિર્રઝીમ) [હું શયતાન મરદૂદથી અલ્લાહની પનાહ

માંગુ છું] અને ત્યાર બાદ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ) [અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ દયાળુ અને કૃપાળુ છે] પઢવું સુન્નત છે અને તિલાવત દરમિયાન પણ "સૂરએ બરાઅત" સિવાય અન્ય તમામ સૂરતોની શરૂઆતમાં بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ) પઢવું સુન્નત છે.

## بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ)ની તફસીર (વિવરણ):

بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ), આ વાક્યનો ટૂકડો ત્રણ શબ્દોથી બનેલો છે. એક શબ્દ بِا (બા) બીજો اسم (ઈસ્મ) અને ત્રીજો اَللّٰهُ (અલ્લાહ) છે.

بـــــــ (બા) શબ્દનો અરબી ભાષામાં વિવિધ અર્થોમાં ઉપયોગ થાય છે. તેમાંથી ત્રણ અર્થો અહીંયાં બંધ બેસે છે, તે ત્રણ અર્થોમાંથી કોઈ એક અર્થ લેવો અત્રે યોગ્ય છે.

**(૧) સંબંધ માટે :** એટલે કોઈ એક બાબતનું અન્ય બાબતની સાથે જોડાણ હોવું.**(૨) મદદ માટે :** એટલે કોઈ વસ્તુની મદદ લેવી. **(૩) તબર્રુક (બરકત) માટે :** એટલે કોઈ વસ્તુથી લાભ ઉઠાવવો.

اســم (ઈસ્મ) શબ્દના શાબ્દિક અને વિદ્વતાપૂર્ણ ખુલાસાઓ ઘણા છે, જેને જાણવું સામાન્ય જનસમૂહ માટે જરૂરી નથી. ઉર્દૂમાં તેનો અર્થ નામ થાય છે, બસ એટલું સમજી લેવું પૂરતું છે.

اللّٰه (અલ્લાહ), શબ્દ અલ્લાહના નામોમાં સૌથી મોટું અને સર્વગ્રાહી નામ છે અને અમુક ઉલમા (વિદ્વાનો) તેને اسم اعظم "ઈસ્મે આ'ઝમ" (હદીષની રિવાયતો પ્રમાણે) કહે છે. અને આ નામ અલ્લાહ સિવાય કોઈ બીજાનું હોઈ જ નથી શકતું, એટલા માટે આ શબ્દ "બેવચન" (વાહિદ, તસ્નિય્યહ, જમઅ્–અરબીમાં એકવચન, બેવચન અને બહુવચન હોય છે) અથવા "બહુવચન"માં હોતો નથી. અલ્લાહ માત્ર એક જ છે, તેનો કોઈ ભાગીદાર નથી, અલ્લાહનું નામ સર્વ પ્રકારના ગુણો અને માલિકીપણાના લક્ષણો સાથે અજોડ અને એકમાત્ર જ છે.

આ કારણથી بِسْمِ اللّٰه (બિસ્મિલ્લાહ)નો અર્થ بِ (બા) શબ્દના ઉપરોક્ત

પ્રમાણેના ત્રણ અર્થોના ક્રમમાં નીચે મુજબ થાય છે.

– અલ્લાહના નામની સાથે.

– અલ્લાહના નામની મદદ દ્વારા.

– અલ્લાહના નામની બરકત (Blessing) વડે.

જ્યાં સુધી અલ્લાહના નામની સાથે અથવા તેના નામની મદદ દ્વારા અથવા અલ્લાહના નામની બરકત વડે શું કામ કરવા જઈ રહ્યા છો તેનો ઉલ્લેખ કરવામાં ન આવે ત્યાં સુધી આ ત્રણે પરિસ્થિતિઓમાં આ વાક્ય અધૂરું હોવાનું સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. એટલા માટે વ્યાકરણના નિયમ પ્રમાણે કોઈ ક્રિયા શરૂ થવા જઈ રહી છે એવી જાહેરાત આ વાક્ય દ્વારા થાય છે. દાખલા તરીકે, ''શરૂ કરું છું અથવા પઢું છું અલ્લાહના નામની સાથે.''

ક્રિયાને કર્તરી પ્રયોગ બનાવી દેવાથી, વાસ્તવમાં જે ક્રિયા અલ્લાહના નામથી શરૂ થઈ રહી છે તે ક્રિયાનો ઉલ્લેખ પણ અલ્લાહના નામ પહેલાં ન થવો જોઈએ અને એટલા જ માટે અરબી વ્યાકરણના નિયમ પ્રમાણે ફક્ત بـــــ (બા) શબ્દનું અલ્લાહના નામ પહેલાં આવવું અનિવાર્ય હતું. તેમાં પણ હઝરત ઉસ્માન (રદિ.)ની હસ્તપ્રતમાં તમામ સહાબાઓ (રદિ.)ની સર્વસહમતિથી વ્યાકરણની દષ્ટિએ લખવાની પદ્ધતિમાં છૂટ લેવામાં આવી. بِ (બા) વ્યાકરણની દષ્ટિએ الف (અલીફ–હમ્ઝા)ની સાથે મેળવીને લખાવું જોઈતું હતું, અને اســــــــم (ઈસ્મ) અલગથી લખાવું જોઈતું હતું, દા.ત. بِـــــاسْــمِ الله (બિઈસ્મિલ્લાહ) પરંતુ હઝરત ઉસ્માન (રદિ.)ની હસ્તપ્રતમાં الف (અલિફ –હમ્ઝા)ને સુષુપ્ત રાખી શબ્દ بـــــ (બા)ને س (સીન) સાથે મેળવી દઈ તેને اســـم (ઈસ્મ)નો અભિન્ન અંગ બનાવી દીધો જેથી શરૂઆત અલ્લાહના નામથી થાય જેમકે, بِسْمِ الله (બિસ્મિલ્લાહ).

અને بـ (બા)ને س (સીન) સાથે મેળવીને લખવાની વ્યાકરણની છૂટ ફક્ત بِسْــمِ اللّٰـه (બિસ્મિલ્લાહ) શબ્દ માટે જ વિશેષરૂપે લેવામાં આવી છે, અન્ય ઠેકાણે اَلِف (અલિફ)ને સુષુપ્ત રાખવામાં આવતો નથી. દાખલા તરીકે, اِقْرَاْ بِاسْمِ رَبِّكَ (ઈકરઅ્ બિસ્મિ રબ્બિક)માં ب (બા)ને اَلِفْ (અલિફ) સાથે લખવામાં આવે છે.

الـــرَّحْـــمٰـــنِ الـــرَّحِيْـم (અર્રહમાનિર્રહીમ) આ બંને અલ્લાહની સિફતો (લાક્ષણિકતાઓ–ગુણો) છે. رَحْـمٰـنِ (રહમાન)નો અર્થ પરમ (અમર્યાદ) કૃપાળુ

عَامُّ الرَّحْمَةُ (આમ્મુર્રહમહ્) છે અને رَحِيْم (રહીમ)નો અર્થ સંપૂર્ણ રહમતો, કૃપાઓ અને દયાઓ تَامُّ الرَّحْمَةُ (તામ્મુર્રહમહ્)નો થાય છે. عَامُّ الرَّحْمَةُ (આમ્મુર્રહમહ્) એટલે સમગ્ર સૃષ્ટિ, સમગ્ર વિશ્વ, બ્રહ્માંડ અને જે કંઈ અત્યાર સુધી અસ્તિત્વમાં આવ્યું અને છે તથા હવે પછી અસ્તિત્વમાં આવશે તે તમામ ઉપર તેની દયા અને અમર્યાદિત કૃપા છવાયેલી છે અને تَامُّ الرَّحْمَةُ (તામ્મુર્રહમહ)નો અર્થ તેની કૃપા અને દયા સંપૂર્ણ (Complete - Perfect) છે. એ જ કારણે رَحْمٰن (રહમાન) શબ્દ અલ્લાહ જલ્લ શાનુહૂ માટે જ ખાસ વાપરવામાં આવે છે. અલ્લાહ સિવાય અન્ય કોઈને પણ رَحْمٰن (રહમાન) કહેવું જાઈઝ નથી કારણ કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ પણ એવો નથી હોઈ શકતો જેની રહમત (કૃપા) સમગ્ર બ્રહ્માંડ પર તથા સમગ્ર સૃષ્ટિના પ્રત્યેક અણુએ અણુ પર અમર્યાદિત સ્વરૂપે છવાયેલી હોય ! رحْمٰن (રહમાન) શબ્દ ફક્ત અલ્લાહ તઆલા માટે જ ખાસ વાપરવામાં આવતો હોવાના કારણે الله (અલ્લાહ) શબ્દની જેમ તેનું બેવચન કે બહુવચન હોતું નથી બલકે, અહીંયાં બીજા કે ત્રીજાની કોઈ સંભાવના કે શક્યતાની કલ્પના કરવી પણ શક્ય નથી. (તફસીરે કુર્તુબી) તેનાથી ઊલટું رَحِيْم (રહીમ) શબ્દનો અર્થ એવો છે કે તે ગુણ અલ્લાહના સર્જન (મખ્લૂક)માં પણ અમુક હદે જોવા મળી શકે છે. જેમકે, કોઈ વ્યક્તિ અન્ય કોઈ વ્યક્તિ પર સંપૂર્ણ દયાનો વર્તાવ કરે એ શક્ય છે, માટે رحيم (રહીમ) શબ્દનો ઉપયોગ કોઈ વ્યક્તિ માટે પણ થઈ શકે છે. જેમકે, કુર્આન શરીફમાં આપ ﷺ માટે وَكَانَ بِالْمُؤْمِنِيْنَ رَؤُوْفٌ رَّحِيْمٌ (વકાન બિલ્ મુઅ્ મિનીન રઊફુ ર્રહીમ)માં ઉપયોગ કરવામાં આવ્યો છે.

**મસઅલો–Ruling) :**

ઉપરોક્ત બાબતથી સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે, વર્તમાન સમયમાં "અબ્દુર્રહમાન", "ફઝલુર્રહમાન" વગેરે નામો ટૂંકાવીને ફક્ત "રહમાન" કહીને સંબોધવામાં આવે છે, તે નાજાઈઝ અને ગુનોહ છે.

**ખુલાસો :**

بِسْمِ اللهِ માં અલ્લાહ તઆલાના પવિત્ર નામો અને સિફતો (લાક્ષણિકતાઓ અને ગુણો)માંથી ફક્ત બે જ સિફતોનો ઉલ્લેખ થયો છે, અને તે

બંનેનો અર્થ અલ્લાહના કૃપાળુ હોવાની તથા તેના સર્વવ્યાપી હોવાની સાબિતી આપે છે. સ્પષ્ટ થાય છે કે, સમગ્ર વિશ્વ, બ્રહ્માંડ, સૃષ્ટિ, જમીન, આસમાન વગેરે બનાવવું તથા તેનું પોષણ કરવું અલ્લાહની ઈચ્છાને આધીન અને તેની રહમતના ગુણના કારણે છે. અલ્લાહને આ બધી વસ્તુઓની કોઈ જ આવશ્યકતા ન હતી, એ જ રીતે કોઈ અન્ય શક્તિએ સૃષ્ટિનું સર્જન કરવા માટે અલ્લાહને બાધ્ય નથી કરી, કે ફરજ નથી પાડી (નઊઝુબિલ્લાહ !). બલકે, સકળ બ્રહ્માંડ તથા સમગ્ર સૃષ્ટિનું સંચાલન અને વ્યવસ્થાપન તથા તેનું પાલન–પોષણ તેની રહમત (દયા–કૃપા)ને જ આભારી છે.

## મસ્અલા અને બોધપાઠ (ગૂઢાર્થ) :

### (તઅવ્વુઝ) અલ્લાહથી પનાહ માંગવાનો મસ્અલો (કાયદો) :

તઅવ્વુઝનો અર્થ اَعُوْذُبِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ (અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર્રઝીમ) પઢવું છે. કુર્આન શરીફમાં આદેશ છે કે, فَاِذَاقَرَاْتَ الْقُرْاٰنَ فَاسْتَعِذْبِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ "માટે જ્યારે તમે કુર્આનની તિલાવત કરો (પઢો) તો અલ્લાહની પનાહ (શરણ) માંગો શયતાન મરદૂદ(ના ધિક્કારપાત્ર પ્રપંચો)થી."

કુર્આનની કિરાઅત શરૂ કરતાં પહેલાં તઅવ્વુઝ اَعُوْذُبِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ (અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર્રઝીમ) નમાઝમાં અથવા નમાઝ ન પઢતા હોય એવી પરિસ્થિતિમાં પણ પઢવું સુન્નત છે, આ બાબતે "ઈજમાઅ્" (સમગ્ર ઉમ્મતની સહમતિ) છે.

*(શર્હે મુનિયા)*

કુર્આનની તિલાવત શરૂ કરતાં પહેલાં તઅવ્વુઝ પઢવું કુર્આન શરીફની આગવી વિશેષતા છે. તિલાવત સિવાય અન્ય કાર્યોના આરંભ સમયે ફક્ત બિસ્મિલ્લાહ પઢવામાં આવે, તઅવ્વુઝ પઢવું સુન્નત નથી.

*(આલમગીરી, પ્રકરણ : ૪, અલ કરાહિય્યહ)*

જ્યારે કુર્આન શરીફની તિલાવત શરૂ કરવામાં આવે તે સમયે اَعُوْذُبِاللّٰهِ مِنَ الشَّيْطٰنِ الرَّجِيْمِ (અઊઝુબિલ્લાહિ મિનશ્શયતા'નિર્રઝીમ) અને بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ) પઢવામાં આવે, જો તિલાવત

દરમિયાન એક સૂરત પૂરી થઈ જાય અને બીજી શરૂ થાય તો "સૂરએ બરાઅત" સિવાય દરેક સૂરતની શરૂઆતમાં اَعُوْذُبِاللّٰهِ (અઊઝુબિલ્લાહ) ન પઢતાં માત્ર بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ) પઢવામાં આવે. જો પઢતાં પઢતાં "સૂરએ બરાઅત" તિલાવત દરમિયાન આવી જાય તો ત્યાં بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ) ન પઢે, પરંતુ જો તિલાવત "સૂરએ બરાઅત"થી જ શરૂ કરવામાં આવી રહી હોય તો اَعُوْذُبِاللّٰهِ (અઊઝુબિલ્લાહ) અને بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ) બંને પઢવું જોઈએ.

*(આલમગીરીયહ, મુહીત માંથી)*

**بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ)ના આદેશો (હુકમો) :**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط (બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ) કુર્આન શરીફની "સૂરએ નમ્લ"ના એક આયતના ભાગ સ્વરૂપે પણ છે અને પ્રત્યેક સૂરત (પ્રકરણ)ની શરૂઆતમાં એક આગવી આયત તરીકે પણ છે. એટલા માટે તેનું સન્માન કુર્આન શરીફ જેમ જ કરવું જરૂરી (વાજિબ) છે. તેને વુઝૂ વિના હાથ લગાવવો જાઈઝ નથી. (અલી મુખ્તાર અલ કરખી વ સાહિબુલ કાફી વલ હિદાયા, શર્હે મુનીયા) તદુપરાંત જનાબત (ગુસલ ફરજ હોય એવી હાલતમાં જેમકે સ્વપ્નદોષ વગેરે), સ્ત્રીના માસિકધર્મ અને નિફાસ (બાળક પૈદા થયા પછીની નાપાકીની હાલત) જેવી મોટી અશુદ્ધિ વખતે પાક થતાં પહેલાં (શરઈ તરીકા પ્રમાણેનું ગુસલ–સ્નાન કર્યા વગર) તિલાવત કરવી પણ જાઈઝ નથી. હા ! આવી પરિસ્થિતિમાં પણ કોઈ કાર્યની શરૂઆત કરતી વખતે જેમકે, ખાવા–પીવામાં "દુઆ" તરીકે પઢવું જાઈઝ છે.

*(શર્હે મુનિયા–કબીર)*

**મસ્અલો (કાયદો–Ruling) :**

નમાઝમાં પહેલી બે રકા'તની શરૂઆતમાં اَعُوْذُبِاللّٰهِ (અઊઝુબિલ્લાહ) પછી بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ) પઢવું વાજિબ (જરૂરી) હોવા બાબતે ઈમામો સર્વસંમત છે. મતભેદ ફક્ત એ બાબતે છે કે, તેને મોટા અવાજે પઢવામાં આવે અથવા ધીમા અવાજે ? ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને બીજા ઘણા ઈમામો ધીમું પઢવાને અગ્રિમતા આપે છે.

પહેલી બે રકા'ત પછી બીજી રકા'તોની શરૂઆતમાં પણ بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ) પઢવી સુન્નત હોવા બાબતે સહમતિ છે, અને અમુક રિવાયતોમાં દરેક રકા'તની શરૂઆતમાં بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ) પઢવાને વાજિબ કહેવામાં આવ્યું છે.

*(શર્હે મુનિયા)*

નમાઝમાં "સૂરએ ફાતિહા" પછી સૂરત શરૂ કરતાં પહેલાં મોટેથી અથવા ધીમા અવાજે بِسْمِ اللّٰهِ (બિસ્મિલ્લાહ) પઢવું જોઈએ નહીં, આપ ﷺ અને ખુલફાએ રાશીદીન (પ્રથમ ચાર ખલીફા રદિ.) દ્વારા આવું કર્યાની કોઈ સાબિતી નથી. શર્હે મુનિયામાં આ બાબતે ઈમામ આ'ઝમ અને ઈમામ અબૂ યૂસુફ (રહ.)ના નિવેદનોનો ઉલ્લેખ થયો છે અને શર્હે મુનિયા, દુર્રે મુખ્તાર, બુરહાન વગેરેમાં તેને જ અગ્રિમતા આપવામાં આવી છે, પરંતુ ઈમામ મુહમ્મદ (રહ.)નું નિવેદન છે કે ધીમેથી તિલાવત થતી હોય તે નમાઝોમાં પઢવું વધુ સારૂં છે. અમુક રિવાયતોમાં આ નિવેદન હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)થી સંબંધિત હોવાનું પણ કહેવામાં આવ્યું છે અને શામીએ અમુક ફુકહા (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ) દ્વારા તેની અગ્રિમતા વર્ણવી છે. "બેહિશ્તે ઝૈવર"માં પણ આવું જ સ્વીકારવામાં આવ્યું છે, કોઈ પઢી લે તો "મકરૂહ" (તિરસ્કારને પાત્ર) નથી, તે બાબતે બધા સહમત છે.

*(શામી)*

---

# સૂરએ ફાતિહા (THE OPENING)

આ સૂરત (પ્રકરણ)માં સાત આયતો છે. સૂરએ ફાતિહા મક્કા મુકર્રમહમાં નાઝિલ થઈ, સૂરએ ફાતિહા એક રુકૂઅ્ છે.

اٰیَاتُهَا ۷ (۱) سُوْرَةُ الْفَاتِحَةِ مَکِّیَّةٌ (۵) رُکُوْعُهَا ۱

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ○

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ ۝۱ الرَّحْمٰنِ الرَّحِیْمِ ۝۲ مٰلِكِ یَوْمِ الدِّیْنِ ۝۳
اِیَّاكَ نَعْبُدُ وَ اِیَّاكَ نَسْتَعِیْنُ ۝۴ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِیْمَ ۝۵ صِرَاطَ
الَّذِیْنَ اَنْعَمْتَ عَلَیْهِمْ ۙ غَیْرِ الْمَغْضُوْبِ عَلَیْهِمْ وَلَا الضَّآلِّیْنَ ۝۷ ع

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*સઘળા વખાણ (સ્તુતિ) અલ્લાહના માટે જ છે, જે તમામ દુનિયાઓનો માલિક છે. (૧) ઘણો જ (અમર્યાદ) કૃપાળુ અને દયાળુ છે. (૨) ન્યાયના દિવસનો માલિક છે. (૩) અમે ફક્ત તારી જ ઈબાદત કરીએ છીએ અને ફક્ત તારાથી જ મદદની યાચના કરીએ છીએ. (૪) અમને સીધા માર્ગ ઉપર ચલાવ. (૫) તે લોકોના માર્ગ ઉપર જેના ઉપર તારૂં ઈનામ થયું. (૬) અને તે લોકોના માર્ગથી બચાવ જેનાથી તું ક્રોધિત થયો અને જેઓ (સીધો–સત્ય) માર્ગ ભટકી ગયા. (૭)*

**તફસીર (વિવરણ) :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِیْنَ

*સઘળા વખાણ (સ્તુતિ) અલ્લાહના માટે જ છે, જે તમામ દુનિયાઓનો માલિક છે.*

[પ્રત્યેક સર્જન (મખ્લૂક) ભિન્ન–ભિન્ન જગત કહી શકાય છે દાખલા તરીકે, ફરિશ્તાઓની દુનિયા, માનવ જગત, જિન્નાતોની દુનિયા વગેરે.]
(ઉપરાંત સકળ બ્રહ્માંડમાં પૃથ્વી ગ્રહ સિવાય અન્ય ગ્રહો, નક્ષત્રો, તારાઓ, આકાશગંગાઓ વગેરે અનેક વિશ્વો આવેલા છે, તે બધાનો માલિક અલ્લાહ છે.)

الرَّحْمٰنِ الرَّحِيْمِ

*ઘણો જ (અમર્યાદ) કૃપાળુ અને દયાળુ છે.*

مٰلِكِ يَوْمِ الدِّيْنِ

*ન્યાયના દિવસનો માલિક છે.*

[એનો અર્થ એ છે કે, કયામતના દિવસે દરેક વ્યક્તિને પોતાના કૃત્યોનો બદલો અવશ્ય મળશે]

إِيَّاكَ نَعْبُدُ وإِيَّاكَ نَسْتَعِيْنُ

*અમે ફક્ત તારી જ ઈબાદત કરીએ છીએ અને ફક્ત તારાથી જ મદદની યાચના કરીએ છીએ.*

اِهْدِنَـــا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ

*અમને સીધા માર્ગ ઉપર ચલાવ.*

[સીધા (સત્ય) માર્ગનો અર્થ અહીંયાં "દીન"નો માર્ગ છે.]

صِرَاطَ الَّذِيْنَ أَنْعَمْتَ عَلَيْهِمْ

*તે લોકોના માર્ગ ઉપર જેને તેં ઈનામ આપ્યું.*

[ઈનામનો અર્થ અહીંયાં "દીન"નું ઈનામ અર્પણ કરવાનો છે.]

غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلاَ الضَّآلِّيْنَ

*અને તે લોકોના માર્ગથી બચાવ જેનાથી તુ ક્રોધિત થયો અને જેઓ (સીધો–સત્ય) માર્ગ ભટકી ગયા.*

[હિદાયતના માર્ગ (સીધા–સત્યમાર્ગ)થી ભટકી જવાના બે કારણો હોય છે. એક એ કે, સીધા–સત્ય માર્ગને શોધવાનો પ્રયત્ન જ ન કરવામાં આવે, الضَّالِّيْنَ આવા લોકો માટે કહેવામાં આવ્યું છે, બીજું કારણ એ હોય છે કે, સીધો–સત્ય માર્ગ મળી જવા છતાં તેના ઉપર ન ચાલે. مَغْضُوْبِ عَلَيْهِمْ આવા લોકો માટે કહેવામાં આવ્યું છે કારણ કે, જાણતાં હોવા છતાં અવળા રસ્તે ચાલનાર અલ્લાહના વધારે ક્રોધપાત્ર બને છે.]

## મસ્અલા અને બોધપાઠ :

### સૂરએ ફાતિહાના વિષયો :

સૂરએ ફાતિહા સાત આયતો પર આધારિત છે, જેમાંથી પહેલી ત્રણ આયતોમાં અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિનું વર્ણન છે અને છેલ્લી ત્રણ આયતોમાં માનવો તરફથી દુઆની દરખાસ્ત અને વિનંતીનો ઉલ્લેખ છે. આ દરખાસ્ત અને વિનંતી અલ્લાહ પોતે જ પોતાના બંદાઓને શિખવાડે છે. વચ્ચેની એક આયતમાં ઉપરોક્ત બન્ને બાબતોનું મિશ્રણ છે. એ આયતમાં અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિ પણ છે તથા માણસ તરફથી દુઆ અને યાચના પણ છે.

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરૈરહ (રદિ.) વર્ણવે છે કે, "આપ ﷺ એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે નમાઝ (એટલે સૂરએ ફાતિહા) મારા અને મારા બંદાની વચ્ચે બે વિભાગોમાં વહેંચી દેવામાં આવી છે. અડધી મારા માટે અને અડધી મારા બંદાના માટે છે અને જે કંઈ પણ મારો બંદો માંગણી કરે છે તે તેને મળશે." રસૂલુલ્લાહ ﷺ એ કહ્યું કે, "બંદો જ્યારે કહે છે, اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ તો અલ્લાહ કહે છે કે, "મારા બંદાએ મારા વખાણ કર્યા છે" અને જ્યારે તે કહે છે, اَلرَّحْمٰنِ الرَّحِيْمِ તો અલ્લાહ તઆલા ફરમાવે છે, "મારા બંદાએ મારા વખાણ અને સ્તુતિનું વર્ણન કર્યું છે" અને જ્યારે બંદો કહે છે, مٰلِكِ يَوْمِ الدِّيْنِ તો અલ્લાહ તઆલા ફરમાવે છે, "મારા બંદાએ મારી મહાનતાનું વર્ણન કર્યું છે" અને જ્યારે બંદો કહે છે, إِيَّاكَ نَعْبُدُ وإِيَّاكَ نَسْتَعِيْنُ તો અલ્લાહ તઆલા ફરમાવે છે, "આ આયત મારી અને મારા બંદા વચ્ચે સરખી (Common) છે." કારણ કે, એમાં એક પાસું અલ્લાહના વખાણ અને સ્તુતિનું

છે, તો બીજું પાસું બંદાની દુઆ અને યાચના છે. તેની સાથે સાથે ફરમાન થાય છે કે, "મારા બંદાને તે વસ્તુ મળશે, જેની તેણે માંગણી કરી છે." પછી જ્યારે બંદો કહે છે, اِهْـدِنَـــــا الصِّرَاطَ الْمُسْتَقِيْم (છેવટ સુધી) તો અલ્લાહ તઆલા કહે છે, "આ બધું મારા બંદા માટે છે અને તેને તે બધી વસ્તુઓ મળશે જેની તેણે માંગણી કરી છે."

*(મઝહરી)*

اَلْحَمْدُ لِلّٰهِ નો અર્થ એ છે કે, "સઘળા વખાણ અલ્લાહના માટે જ છે." એનો અર્થ એ થયો કે, જગતમાં કોઈપણ વસ્તુના વખાણ થતા હોય તો વાસ્તવમાં તે અલ્લાહના જ વખાણ છે. કારણ કે, આ અદ્ભૂત જગતમાં હજારો આકર્ષક દશ્યો, લાખો મનમોહક સૌંદર્યપૂર્ણ નજારાઓ તથા કરોડો લાભદાયક પદાર્થો મનુષ્યને દરેક સમયે પોતાના તરફ આકર્ષિત કરતા રહે છે અને તેના વખાણ કરવા માટે મજબૂર કરે છે. જો આ દષ્ટિને થોડીક બદલવામાં આવે અને ચિંતન કરવામાં આવે તો આ બધી વસ્તુઓના સર્જન પાછળ માત્ર એક અલ્લાહની જ કુદરતનો કરિશ્મો (ચમત્કાર) દષ્ટિગોચર થાય છે. જ્યારે દુનિયામાં કોઈ વસ્તુના વખાણ કરવામાં આવે, જેમકે કોઈ ચિત્ર, ડિઝાઈન અથવા કોઈ કારીગરના સર્જનના વખાણ થાય ત્યારે હકીકતમાં આ વખાણ તો ચિત્ર બનાવનાર ચિત્રકાર, ડિઝાઈન બનાવનાર ડિઝાઈનર અથવા તો કલાકારના જ છે. બસ, એ જ પ્રમાણે કુર્આનના આ વાક્યએ વિવિધતાના મહાસાગરમાં ડૂબકીઓ લગાવતા મનુષ્ય માટે વાસ્તવિકતાના દ્વાર ખોલી બતાવી દીધું છે કે, સૃષ્ટિની આ બધી જ વિવિધતાનો એકમાત્ર સ્ત્રોત હક્ક તઆલા શા'નહુ છે અને સમગ્ર વખાણ હકીકતમાં આ એક સર્વશક્તિમાન અલ્લાહના માટે જ છે. કુદરતની આ મહાનતમ્ રચનાઓના વખાણને કોઈ અન્યના વખાણ સમજી લેવા એ જોનારની દષ્ટિમાં ખામી હોવાની ચાડી ખાય છે.

حمد را با تو نسبتے است درست، بر درِ ہر کہ رفت بر درِ تست

વખાણનો ખરો હક તારો જ છે, અન્ય દ્વારોને તારા જ દ્વારથી પહોંચે છે.

જો સમગ્ર સૃષ્ટિનો રચનાકાર એકમાત્ર અલ્લાહ જ સઘળા વખાણના લાયક છે, તો સ્વાભાવિક છે કે ઈબાદત (બંદગી–પૂંજા)નો હકદાર પણ તે જ

હોઈ શકે. સ્પષ્ટ થઈ ચૂક્યું કે, اَلْحَمْدُ لِلّٰهِ જો કે વખાણ અને સ્તુતિ માટે લાવવામાં આવ્યું છે, પરંતુ એના વર્ણન થકી એક ચમત્કારિક આદેશ આપીને "મખ્લૂક પરસ્તી" (સૃષ્ટિમાં રહેલ ભૌતિક પદાર્થો–સજીવ– નિર્જીવની પૂંજા)નો એક ઝાટકે અંત લાવી દીધો અને ખૂબ જ આકર્ષક પદ્ધતિથી "તવહીદ" (એકેશ્વરવાદ)નું શિક્ષણ આપવામાં આવ્યું છે.

વિચાર કરો ! કુર્આનનો શરૂઆતનો એક વાક્યનો નાનો ટૂકડો એક બાજુ અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિનું વર્ણન કરે છે, તો બીજી બાજુ ભૌતિક જગતની રંગ–રેલીઓમાં રચ્યા–પચ્યા રહેતા મનુષ્યના મન અને મસ્તિષ્કનું તવહીદ (એકેશ્વરવાદ) તરફ ધ્યાન કેન્દ્રિત કરાવી "મખ્લૂક પરસ્તી"ના મૂળિયાં ખોદી નાંખે છે. اَلْحَمْدُ لِلّٰهِ, આ આયતમાં જે દા'વો કરવામાં આવ્યો છે, જો મનન કરવામાં આવે તો આ દા'વામાં જ પોતાની સચ્ચાઈની દલીલ પણ છે.

**رَبِّ الْعٰلَمِيْنَ (રબ્બિલ આલમીન) :**

ઉપરોક્ત શરૂઆતની આયતના નાના ટૂકડા પછી અલ્લાહ તઆલા પોતાની પ્રથમ સિફત (ગુણ–લક્ષણ) رَبِّ الْعٰلَمِيْنَ વર્ણન કરે છે. સંક્ષિપ્તમાં તેનો ખુલાસો નીચે પ્રમાણે છે.

رَبٌ (રબ) શબ્દનો અર્થ અરબી શબ્દકોષ પ્રમાણે પાલનહાર (પોષનાર) અથવા વિકાસ કરનાર (કેળવનાર) છે. કોઈ વસ્તુના બધા જ ગુણો–લક્ષણોને ધ્યાનમાં રાખી ધીરે ધીરે તબક્કાવાર શ્રેષ્ઠતાની પરાકાષ્ઠાએ પહોંચાડી દેવાનું નામ તરબિયત (દેખરેખ–કેળવણી) છે.

رَبٌ (રબ) શબ્દ ખાસ અલ્લાહ તઆલાની જાત માટે જ વપરાય છે. કોઈપણ સર્જન (મખ્લૂક)ને આગળ–પાછળ કોઈ શબ્દના વધારા–ઘટાડા વિના ફક્ત رَبٌ (રબ) કહેવું જાઈઝ નથી. કારણ કે, પ્રત્યેક સર્જન (મખ્લૂક) પોતે જ તરબિયતની મોહતાજ અને જરૂરતમંદ છે, તો તે શું કોઈ અન્યની તરબિયત કરી શકવાની છે ?!

اَلْعٰلَمِيْنَ (અલ આલમીન) શબ્દ عَالَمٌ (આલમ)નું બહુવચન છે, જેમાં વિશ્વના પ્રત્યેક પદાર્થો સજીવ–નિર્જીવ, દશ્ય–અદશ્ય મખ્લૂક ઉપરાંત સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, આકાશગંગાઓ, નિહારીકાઓ, નક્ષત્રો, વીજળી, પર્યાવરણ,

ફરિશ્તા, જિન્નાત ઉપરાંત પ્રાણીઓ, મનુષ્યો, વનસ્પતિ બધું જ શામિલ છે. માટે رَبِّ الْعٰلَمِيْنَ (રબ્બિલ આલમીન)નો અર્થ એ થયો કે, અલ્લાહ તઆલા જ સકળ બ્રહ્માંડના રચયિતા–સર્જક છે. એ પણ શક્ય છે કે, આપણે જે પૃથ્વી અને વિરાટ વિશ્વ નજરે નિહાળીએ છીએ તેમાં સૂર્ય–ચંદ્રની ગતિઓ, વીજળી–વરસાદ અને પૃથ્વી ઉપરના અસંખ્ય સજીવોને અનુભવીએ છીએ તે ફક્ત એક જ વિશ્વ હોય અને એના જેવા બીજા હઝારો–લાખો વિશ્વો પણ હોઈ શકે છે ! જે આ વિશ્વના અવકાશની બહાર અન્ય કોઈ સ્થળે અસ્તિત્વ ધરાવતા હોય. ઈમામ રાઝી (રહ.) પોતાની તફસીરે કબીરમાં લખે છે કે, આપણે જે વિશ્વમાં વસવાટ કરીએ છીએ, તે વિશ્વના અવકાશની સીમાઓ બહાર અંતવિહીન્ અવકાશનું અસ્તિત્વ બૌદ્ધિક રીતે પણ સમજી શકાય છે. અને એ પણ સાબિત છે કે, અલ્લાહ તઆલા સર્વશક્તિમાન છે, પ્રત્યેક વસ્તુ પર કાબૂ ધરાવે છે. અલ્લાહ માટે કોઈ મુશ્કેલ કામ નથી કે તેણે આપણે જે વિશ્વમાં રહીએ છીએ તેવા અસંખ્ય લાખો–કરોડો અન્ય વિશ્વોનું પણ નિર્માણ કર્યું હોય !

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)નું વર્ણન છે કે, "૪૦ હજાર દુનિયાઓ અસ્તિત્વ ધરાવે છે. આપણી દુનિયા પૂર્વથી પશ્ચિમ સુધીની છે, બાકીની દુનિયાઓ એના સિવાયની છે." એવી જ રીતે તફસીરના ઈમામ હઝરત મુકાતિલ (રહ.) ફરમાવે છે કે, "દુનિયાઓ ૮૦ હઝાર છે."

*(કુર્તુબી)*

એક દલીલ એવી કરવામાં આવે છે કે, પૃથ્વીના વાતાવરણથી દૂર અવકાશમાં મનુષ્યજીવન માટે જરૂરી હવા અને પાણી નથી, તેનો જવાબ ઈમામ રાઝી (રહ.) આપે છે કે, "શું એ જરૂરી છે કે પૃથ્વી સિવાય અન્ય ગ્રહો અને અવકાશી સજીવોને પણ માણસોની જેમ જીવવા માટે હવા–પાણી આવશ્યક છે ? શું એવું નથી હોઈ શકતું કે, અન્ય ગ્રહો ઉપર વસનારા સજીવોની શરીર રચના, ખોરાક, સ્વભાવ વગેરે પૃથ્વીવાસીઓ કરતાં તદ્દન જુદા જ પ્રકારના હોય ?"

આ વિષય તો ૭૭૦ વર્ષ પહેલાં ઈસ્લામિક ફિલોસોફર ઈમામ રાઝી (રહ.)એ લખેલો છે અને તે વખતે અવકાશમાં વિહરવા માટે સેટેલાઈટો કે ઉપગ્રહોનું સંશોધન થયું ન હતું. આજના રૉકેટ યુગમાં, સ્પુટનિક (ઉપગ્રહ)ના યુગમાં અવકાશયાત્રીઓએ અનુભવ આધારે માહિતી આપી છે કે, આ

અંતવિહીન્ અવકાશની કોઈ સીમા કે મર્યાદા નથી અને ચોક્કસપણે એવું કહી ન શકાય કે, આ અવકાશમાં શું શું અસ્તિત્વ ધરાવતું હશે ? અવકાશયાત્રીઓની આ માહિતી પણ ઈમામ રાઝી (રહ.)ના અનુમાનોથી વિશેષ માહિતી ઉપલબ્ધ કરાવતી નથી. પૃથ્વી ગ્રહના સૌથી નજીકના ગ્રહો, ઉપગ્રહો વગેરે પર સજીવોના અસ્તિત્વના અનુમાનો વૈજ્ઞાનિકો અને ખગોળશાસ્ત્રીઓ લગાવી રહ્યા છે, તેમનું માનવું પણ એમ જ છે કે, અન્ય ગ્રહો ઉપર જે કોઈ સજીવો અસ્તિત્વ ધરાવે છે તેઓની શરીર રચના, ભૌતિક સંરચનાઓ, સ્વભાવ, ખોરાક તથા અન્ય વિશેષતાઓ પૃથ્વી ઉપર વસનારા મનુષ્યો, પ્રાણીઓ, વનસ્પતિ વગેરે જેવી જ હોવી જોઈએ એવું કંઈ જરૂરી નથી બલકે, ચોક્કસ અનુમાન કરી શકાય છે કે, જો આવા સજીવો અસ્તિત્વ ધરાવતા હોય તો પણ તેમના ભૌતિક સિદ્ધાંતો (Physical Laws) અને શરીર રચના તથા ખોરાક, સ્વભાવ વગેરે પૃથ્વી કરતાં તદ્દન ભિન્ન પ્રકારના જ હોવા જોઈએ. પૃથ્વીના ભૌતિક નિયમોના આધારે પરગ્રહવાસીઓને મૂલવી ન શકાય.

હઝરત ઈમામ રાઝી (રહ.)ના અભિપ્રાયને સમર્થન આપતો લેખ અમેરીકી અવકાશયાત્રી જોન ગ્લેને પોતાની અવકાશયાત્રાથી પરત આવીને લખ્યો છે, જેમાં બે અવકાશી પદાર્થો વચ્ચેના અંતરને પ્રકાશવર્ષ (પ્રકાશ એક વર્ષમાં જેટલું અંતર કાપે તે અંતરને પ્રકાશવર્ષ કહેવામાં આવે છે. પ્રકાશની ગતિ એક સેકંડમાં ત્રણ લાખ કિ.મી.ની છે. આમ, પ્રકાશ એક મિનિટમાં એક કરોડ એંસી લાખ કિ.મી અંતર કાપે છે. આમ આખા વર્ષની સેકંડોનો ત્રણ લાખ સાથે ગુણાકાર કરી પ્રકાશ એક વર્ષમાં કેટલું અંતર કાપે તે માપી શકાય છે. –અનુવાદક)નું નામ આપી અવકાશના વિસ્તારને પોતાની કલ્પનાની હદથી આગળ વધીને સમજાવવાનો પ્રયાસ કર્યો છે તેના મત અનુસાર, અવકાશના વિસ્તારની કોઈ સીમા નથી. (એક તારાથી બીજા તારા વચ્ચેનું અંતર કરોડો–અબજો પ્રકાશવર્ષ હોઈ શકે છે.–અનુવાદક) કુર્આનના આ ટૂંકા વાક્ય સાથે હવે સમગ્ર દુનિયા અને સૃષ્ટિ પર નજર નાંખો અને ડહાપણના અંતઃચક્ષુ દ્વારા જોવાનો પ્રયત્ન કરો, તો અલ્લાહ તઆલાએ કેટલી વ્યવસ્થિત રીતે અને મજબૂતી સાથે એક સમવાયી વિરાટ વિશ્વનું સર્જન કર્યું છે, જેની વ્યવસ્થામાં ક્યાંય કોઈ ક્ષતિ કે તેની ગણત્રીમાં એક સેકંડનો પણ તફાવત નથી. અવકાશથી

લઈને ગ્રહો સુધી, તારાઓથી લઈને નિહારીકાઓ સુધી દરેક અવકાશી પદાર્થો એક ચોક્કસ વ્યવસ્થાથી બંધાયેલા છે અને દરેકની પોતાની નિશ્ચિત ભ્રમણકક્ષા છે. દરેક સર્જન પોત–પોતાના માટે નક્કી કરેલી જવાબદારીઓ સચોટ રીતે પૂર્ણ કરી રહ્યા છે. એક કોળિયો જે મનુષ્ય પોતાના ગળામાં ઉતારે છે, જો તેના ઉપર ઊંડાણપૂર્વક વિચાર કરવામાં આવે તો ખબર પડશે કે, આ કોળિયાને તૈયાર કરવા માટે આકાશ અને પૃથ્વીની તમામ શક્તિઓ તથા કરોડો માણસો અને પ્રાણીઓની મહેનતો શામિલ છે. આખી દુનિયાની વિવિધ શક્તિઓ મહિનાઓ સુધી સેવામાં લાગેલી રહી, ત્યારે આ કોળિયો તૈયાર થયો અને તે પણ એટલા માટે કે મનુષ્ય ચિંતન અને મનનથી તથા વિવેકબુદ્ધિથી કામ લે અને સમજે કે, અલ્લાહ તઆલાએ આસમાનથી લઈ જમીન સુધી પોતાની બધી જ સજીવ–નિર્જીવ મખ્લૂકને તેની સેવામાં લગાવી દીધી છે. આમ મનુષ્યજાતિની સેવામાં જ્યારે સમગ્ર સૃષ્ટિને સેવક બનાવી દીધી તો તેનું પોતાનું અસ્તિત્વ બેકાર અથવા અર્થવિહીન્ તો ન જ હોઈ શકે ! તેનું પણ કોઈ કામ હશે ! તેના માથે પણ કોઈ જવાબદારી હશે !

ابروبادومہ وخورشید وفلک درکار اند
વાદળ, હવા, ચાંદ, સૂરજ અને
આસ્માન કામમાં લાગેલાં છે,

تاتو نانے بکف آری وبغفلت نخوری
જેથી તું રોટલી હાથમાં લઈ
ગફલતથી ન ખાય,

ہمہ از بہر تو سرگشتہ وفرمانبردار
બધી જ વસ્તુઓ તારી ખિદમત
અને સેવામાં વ્યસ્ત છે.

شرط انصاف نباشد کہ تو فرمان نبری
તે છતાં તું અલ્લાહનો ફરમાંબરદાર
ન બન્યો એ ન્યાયોચિત નથી.

કુર્આન શરીફમાં માણસના અસ્તિત્વના હેતુ અને તેના જીવનધ્યેયને આ પ્રમાણે સ્પષ્ટ કરી દીધું છે.

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ اِلَّا لِيَعْبُدُوْنَ،

*"અને જિન્નાતો તથા મનુષ્યોને (અન્ય કોઈ કાર્ય માટે) નથી બનાવ્યા, પરંતુ મારી ઈબાદતના માટે." (૫૧:૫૬)*

ઉપરોક્ત વિવરણથી સ્પષ્ટ થઈ ગયું કે, رَبِّ الْعٰلَمِيْنَ (રબ્બિલ આલમીન) એક રીતે વાક્યના પ્રથમ ટૂકડા اَلْحَمْدُ لِلّٰهِ (અલ્હમ્દુલિલ્લાહ)ની દલીલ છે કે, જો સમગ્ર સૃષ્ટિનો કર્તા, પાલનહાર અને પોષક માત્ર અલ્લાહ રબ્બુલ ઈજ્જત છે તો ઈબાદતના પાત્ર પણ માત્ર તે જ છે. માટે પહેલી આયત اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ માં વખાણ અને સ્તુતિની સાથે–સાથે ઈમાનની સૌથી પહેલી શરત "તવહીદ" (એકેશ્વરવાદ)નું પણ ખૂબ અસરકારક રીતે વર્ણન થયું છે.

બીજી આયતમાં અલ્લાહની રહમતની સિફત (ગુણ)નું વર્ણન رَحْمٰن અને رَحِيْم ના શબ્દો દ્વારા કરવામાં આવ્યું છે. આ બંને શબ્દો વ્યાકરણની દષ્ટિએ અતિશયોક્તિ અલંકાર છે, જેમાં અમર્યાદ રહમતે ખુદાવંદી (અલ્લાહની કૃપા) તથા તેની અસીમ દયા ભાવનાની પરાકાષ્ઠાનું વર્ણન છે. આ સિફત (ગુણ–લક્ષણ)નું વર્ણન કરવામાં કદાચ તે તરફ ઈશારો છે કે, સમગ્ર સૃષ્ટિ અને મખ્લૂકોની ઉત્પત્તિ અને તેના પોષણની તથા તરબિયતની જે જવાબદારી અલ્લાહ તઆલાએ પોતાની પાસે રાખી છે, તે પોતાની કોઈ જરૂરત અથવા દાબ–દબાણ કે મજબૂરીના કારણે નથી. બલકે, આ સઘળું તેની રહમત (કૃપાગુણ)ના કારણે છે. જો સમગ્ર સૃષ્ટિ ન પણ હોય તો તેને કોઈ નુકસાન નથી અને જો હોય તો પણ તેનો તેને કોઈ ભાર નથી.

تو تنہا بدی چونکہ خلقت نبود، نہ چوں کردہ شد بر تو زحمت فزود۔

مٰلِكِ يَوْمِ الدِّيْنِ માં શબ્દ مٰلِک (માલિક) – مِلک (મિલ્ક)થી બનેલ છે. અર્થાત, કોઈ વસ્તુ ઉપર સંપૂર્ણ આધિપત્ય ધરાવવું અને તેને કોઈપણ રીતે ઉપયોગ કરી શકવા સમર્થ હોવું. (કામૂસ) શબ્દ دِيْن (દીન) અર્થાત, બદલો આપવો. مٰلِكِ يَوْمِ الدِّيْنِ નો શાબ્દિક અર્થ "ન્યાયના દિવસનો માલિક" એટલે કે, ન્યાયનો દિવસ તેના અધિકારમાં છે. તે અધિકાર કઈ બાબત ઉપર હશે, તેનું વર્ણન કરવામાં આવ્યું નથી. તફસીરે કશ્શાફમાં છે કે, તેમાં તમામ મખ્લૂક પ્રત્યે ઈશારો છે અર્થાત, ન્યાયના દિવસે સમગ્ર સૃષ્ટિ અને તમામ કામકાજની માલિકી માત્ર અને માત્ર અલ્લાહ તઆલાની જ હશે.

*(કશ્શાફ)*

**ન્યાયના દિવસની વાસ્તવિકતા અને તે જરૂરી હોવાનો તર્ક :**

કેટલીક બાબતો વિચાર માંગી લે છે !

પ્રથમ એ કે, ન્યાયનો દિવસ ક્યા દિવસનું નામ છે અને તેની શું વાસ્તવિકતા છે ?

બીજું એ કે, અલ્લાહ તઆલાનો અધિકાર સમગ્ર "કાઈનાત" (સૃષ્ટિ) ઉપર જે પ્રમાણે ન્યાયના દિવસે હશે એવી જ રીતે આજે પણ છે, તો પછી ન્યાયના દિવસની શું વિશેષતા છે ?

પ્રથમ સવાલનો જવાબ એ છે કે, "ન્યાયનો દિવસ" અલ્લાહ તઆલાએ સારા–નરસા કૃત્યોનો બદલો આપવા માટે નક્કી કરેલા દિવસનું નામ છે. "ન્યાયનો દિવસ" શબ્દથી એક મહાન લાભ એ છે કે, તેનાથી સાબિત થાય છે કે, પૃથ્વીલોક સારા–નરસા કૃત્યોની સજા અથવા ઈનામનું સ્થળ નથી પરંતુ એક અમલ કરવાની તથા ફરજ અદા કરવાની કચેરી છે, પગાર અથવા વળતર મેળવવાનું સ્થળ નથી. એટલા માટે દુનિયામાં કોઈની જાહોજલાલી, માલ–દૌલત જોઈને કહી ન શકાય કે તે અલ્લાહને ખૂબ પ્યારો અને સ્વીકૃતીપ્રાપ્ત છે અથવા કોઈને તકલીફ અને મુસીબતમાં જોઈને કહી ન શકાય કે, તેનાથી અલ્લાહ નારાજ અને ક્રોધિત છે. જેવી રીતે દુનિયાની કચેરીઓમાં કે કારખાનાઓમાં કોઈ કર્મચારીને પોતાની ડ્યુટી બજાવવામાં પ્રવૃત્ત જોઈને કોઈપણ બુદ્ધિશાળી માણસ કહી ન શકે કે, આ માણસ મુસીબતમાં છે અને તે કર્મચારી પણ ખૂબ મહેનતનું કામ કરવા છતાં પોતાને તકલીફમાં હોવાનું નથી સમજતો, ઊલટાનું તે પોતાની આ મહેનતને સૌથી મોટી સફળતા સમજે છે અને જો કોઈ દયા ખાઈને આ કર્મચારીને તેની ફરજમાંથી મુક્તિ અપાવવા ઈચ્છે તો તે કર્મચારી તે વ્યક્તિને પોતાનો દોસ્ત નહિ પરંતુ સૌથી મોટો દુશ્મન સમજે છે. કારણ કે, તેને ૩૦ દિવસની મહેનત પછી આ મહેનતનું ફળ પગાર સ્વરૂપે મળવાની ચોક્કસ આશા છે.

એ જ કારણે આ દુનિયામાં અંબિયા (અલયહિમુસ્સલામ) તેમના પછી અવલિયાઉલ્લાહ (અલ્લાહના દોસ્ત રહ.) સૌથી વધુ મુસીબતો અને તકલીફોમાં ઘેરાયેલા રહ્યા છે. તેમને પોતાની આ પરિસ્થિતિમાં પણ સંતોષ હોય છે બલકે, ક્યારેક આવી હાલત ઉપર તેઓ ખુશ થાય છે.

نشود نصیبِ دشمن کہ شود ہلاک تیغت

سرِ دوستاں سلامت کہ تو خنجر آزمائی

મતલબ કે, દુનિયાની રાહત કે મુસીબત, અય્યાશી કે તંગદસ્તી સારા–નરસા કૃત્યોના બદલારૂપે હોવાનો સંકેત નથી. હા ! ક્યારેક કોઈ અમલ (કૃત્ય)નું ઈનામ અથવા સજાનો નમૂનો આ દુનિયામાં જાહેર કરી દેવામાં આવે છે પરંતુ તે સંપૂર્ણ બદલો નથી હોતો, તેના વિશે કુર્આન શરીફમાં કહેવામાં આવ્યું છે,

وَلَنُذِيقَنَّهُمْ مِنَ الْعَذَابِ الْاَدْنٰى دُوْنَ الْعَذَابِ الْاَكْبَرِ ط لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ○

*"એટલે અમે લોકોને મોટા (આખિરતના) અઝાબ (સજા)થી પહેલાં (અમુક સમયે) દુનિયામાં એક સજા સમકક્ષ સ્વાદ ચખાડી આપીએ છીએ, જેથી તેઓ પાછા ફરે." (૩૨:૨૧)*

બીજી આયતમાં,

كَذٰلِكَ الْعَذَابُ وَلَعَذَابُ الْاٰخِرَةِ اَكْبَرُ ط لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ○

*"સજા આવી હોય છે અને આખિરતની સજા ઘણી મોટી છે જો તેઓ સમજે." (૬૮:૩૩)*

અલબત્ત, દુનિયાની રાહત અને મુસીબત કેટલીક વખતે કસોટી હોય છે અને ક્યારેક અઝાબ પણ હોય છે, પરંતુ તે કૃત્યોનું પૂરેપૂરું વળતર નથી કારણ કે, આ બધું ફક્ત થોડા દિવસનું અને કામચલાઉ હોય છે. જ્યારે કે, આ દુનિયામાંથી સિધાવી ગયા પછી આખિરતમાં આવનારી તકલીફો કે રાહતો જ સાચું માપદંડ છે, જે કાયમી છે અને તેનું નામ જ "ન્યાયનો દિવસ" છે. હવે સ્પષ્ટ થઈ ગયું કે, જ્યારે દુનિયામાં ક્યારેક સારા–નરસા કૃત્યોનો બદલો આંશિક હોય છે અને તેનો બદલો આ જગતમાં પૂરેપૂરો મળતો નથી, ત્યારે ન્યાય તથા હિસાબ માટે બૌદ્ધિક તર્ક પણ એ જ છે કે, સારા અને નરસા કૃત્યો એકસમાન હોઈ શકતા નથી બલકે, દરેક સારા કૃત્યનું ઈનામ અને ખરાબ કૃત્યની સજા મળવી જ જોઈએ.

એટલા માટે જરૂરી છે કે, આ દુનિયા પછી કોઈ અન્ય દુનિયા હોવી જ

જોઈએ, જેમાં નાના–મોટા અથવા સારા–નરસા કૃત્યોનો હિસાબ અને તેનું ઈનામ કે સજા ન્યાય પ્રમાણે મળે. આ જ બાબત કુર્આન શરીફની વ્યાખ્યામાં "ન્યાયનો દિવસ" અથવા "કયામત" અથવા "આખિરત" કહેવામાં આવે છે. કુર્આન શરીફે પોતે આ વિષયનો "સૂરએ મો'મિન"માં ખુલાસો વર્ણવ્યો છે.

وَمَا يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَلَا الْمُسِیْٓءُ ط
قَلِيْلًا مَّا تَتَذَكَّرُوْنَ۝ اِنَّ السَّاعَةَ لَاٰتِيَةٌ لَّارَيْبَ فِيْهَا ، وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ۝

*"એટલે કે દષ્ટિ ધરાવનાર અને આંધળો અને (એક) તે લોકો જેઓ ઈમાન લાવ્યા અને તેમણે સારા કામ કર્યા અને (બીજા) દુષ્કૃત્યો કરનાર પરસ્પર સમાન ન હોઈ શકે ! તમે લોકો ઘણું ઓછું સમજો છો. કયામત તો આવીને જ રહેશે, જેથી દરેક કૃત્યોનો સંપૂર્ણ બદલો તેને મળી જાય. એના આવવામાં કોઈ શંકા છે જ નહીં, પરંતુ ઘણા લોકો ઈમાન ધરાવતા નથી." (૪૦:૫૮–૫૯)*

**માલિક કોણ છે ? :**

مٰلِكِ يَوْمِ الدِّيْنِ માં વિચારવા યોગ્ય બીજી બાબત એ છે કે, તાર્કિક રીતે પણ અને વિવેકબુદ્ધિ પ્રમાણે પણ આ બાબત બિલકુલ સ્પષ્ટ છે કે, સમગ્ર સૃષ્ટિના અણુએ અણુનો સાચો અને એકમાત્ર માલિક તે પાકઝાત જ છે જેણે તેને પૈદા કરી, વિકાસ કર્યો, તરબિયત (પાલન–પોષણ) કરી અને દરેક દશ્ય–અદશ્ય, સજીવ–નિર્જીવ પદાર્થ ઉપર તે જ સંપૂર્ણ અધિકાર ધરાવે છે. તેની માલિકીની ન તો કોઈ શરૂઆત છે અને ન જ અંત છે. માણસના અધિકારથી ઊલટું, કે તે શરૂઆત અને અંતના વર્તુળમાં મર્યાદિત હોય છે, કોઈપણ ભૌતિક વસ્તુ ઉપર માણસની માલિકી પૈદા થતા પહેલાં ન હતી અને મૌત પછી ન રહેશે અને માણસની માલિકી ભૌતિક પદાર્થો ઉપર છે, અદશ્ય વસ્તુઓ ઉપર અથવા મનુષ્યના છૂપા ઈરાદાઓ ઉપર નથી, સજીવો ઉપર હોઈ શકે છે પરંતુ આત્મા પર નહીં. એટલા માટે પ્રત્યેક સૂઝ–બૂઝ ધરાવનાર વ્યક્તિ ફક્ત ન્યાયના દિવસનો જ નહીં, પરંતુ દુનિયામાં પણ સમગ્ર સૃષ્ટિનો વાસ્તવિક માલિક ફક્ત અલ્લાહ તઆલાને જ સમજે છે, તો પછી આ આયતમાં અલ્લાહ તઆલાને ખાસ ન્યાય (બદલા)ના દિવસનો માલિક કહેવામાં શું ડહાપણ છે ?

અત્રે તેની સ્પષ્ટતા વાંચો.

કુર્આન શરીફની બીજી આયતમાં ચિંતન કરવાથી સ્પષ્ટ થાય છે કે, દુનિયામાં પણ વાસ્તવિક અને સમગ્ર સૃષ્ટિની સંપૂર્ણ માલિકી ફક્ત અલ્લાહ તઆલાની જ છે પરંતુ તેણે પોતાની કૃપાદષ્ટિથી મનુષ્યોને પણ મહદ્અંશે માલિકીના અપૂર્ણ અધિકારો અર્પણ કર્યા છે, જેમકે દુનિયાના કાયદાઓમાં પણ મનુષ્યના માલિકીપણાને સમર્થન આપવામાં આવે છે. દુનિયામાં માણસ માલ–દૌલતનો માલિક છે, જમીન–જાયદાદનો માલિક છે, મહેલો–બંગલાઓનો માલિક છે, ફર્નિચરનો માલિક છે, નોકર–ચાકરનો માલિક છે અને આ અધૂરી માલિકી તેને ફક્ત કસોટી સ્વરૂપે અર્પણ કરવામાં આવી છે, છતાં પણ તે તેના ઘમંડ અને હુંપણામાં તલ્લીન છે. આ આયતમાં અલ્લાહ તઆલાએ مٰلِكِ يَوْمِ الدِّيْنِ કહીને ઘમંડી અને બેખબર મનુષ્યને ચેતવણી આપી છે કે, આ માલિકીઓ અને આ બધા સંબંધો તથા આ સંપર્કો ફક્ત થોડા દિવસ પૂરતા છે. એક દિવસ એવો આવવાનો છે જેમાં કોઈપણ માણસ કોઈપણ વસ્તુનો માલિક નહીં હોય, ન કોઈ સેવક હશે ન કોઈ માલિક, ન કોઈ સરદાર હશે ન કોઈ ગુલામ. ''ન્યાયના દિવસે'' સમગ્ર સૃષ્ટિની માલિકી અને અધિકાર ફક્ત એક જાત, અલ્લાહ તઆલાની જ હશે.

આ આયતની પૂરી તફસીર અને ''ન્યાય(બદલા)ના દિવસ''નો ખુલાસો ''સૂરએ મો'મિન''ની આયતમાં છે, જે નીચે મુજબ છે.

يَوْمَ هُمْ بَارِزُوْنَ لَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْهُمْ شَيْءٌ لِمَنِ الْمُلْكُ الْيَوْمَ ط لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ○ اَلْيَوْمَ تُجْزٰى كُلُّ نَفْسٍ بِمَا كَسَبَتْ لَا ظُلْمَ الْيَوْمَ ط اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ○

*“જે દિવસે બધા લોકો (અલ્લાહની) સામે હાજર હશે, એમની કોઈ વાત અલ્લાહથી છૂપી ન રહેશે. આજના દિવસે કોની સત્તા હશે ? બસ, અલ્લાહની જ હશે, જે એકમાત્ર અને છવાયેલો છે. આજે દરેક વ્યક્તિને તેના કૃત્યોનો બદલો આપવામાં આવશે, આજે કોઈના ઉપર અત્યાચાર નહીં થાય. અલ્લાહ તઆલા ઘણો જ જલદી હિસાબ લેવાવાળો છે.” (૪૦:૧૬–૧૭)*

"સૂરએ ફાતિહા"ની શરૂઆતમાં વર્ણન કરવામાં આવ્યું હતું કે, આ સૂરતની પ્રથમ ત્રણ આયતોમાં અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિનું વર્ણન થયું છે. આ ત્રણ આયતો અગાઉ આવી ચૂકી અને તેની તફસીરમાં સ્પષ્ટ થઈ ચૂક્યું કે, પ્રથમ બે આયતોમાં વખાણ અને સ્તુતિના વર્ણન સાથે ઈમાનના પાયાના સિદ્ધાંતો, અલ્લાહ તઆલાનું અસ્તિત્વ અને તેની તવહીદનું વર્ણન પણ ચમત્કારિક સ્વરૂપે થયું છે. આ ત્રણે આયતોની તફસીરમાં જાણી લીધું કે, તેના ફક્ત બે શબ્દોમાં વખાણ અને સ્તુતિની સાથે સાથે ઈસ્લામના મહાન ક્રાંતિકારી અકીદાઓ (માન્યતાઓ) એટલે કે, કયામત અને આખિરતનું વર્ણન પણ દલીલ સાથે થઈ ગયું. હવે ચોથી આયત જોઈ લઈએ.

إِيَّاكَ نَعْبُدُ وإِيَّاكَ نَسْتَعِيْنُ આ આયતમાં એક પાસું સ્તુતિ અને વખાણનું, અને બીજું દુઆ તથા યાચનાનું છે. نَعْبُدُ ઈબાદતના અર્થમાં છે. જેનો અર્થ છે, કોઈની અત્યંત ઈજ્જત અને મહોબ્બતના કારણે તેની સામે પોતાની અત્યંત આજિઝી સાથે (વિનમ્રતાપૂર્વક) આજ્ઞાપાલક હોવાની જાહેરાત કરવી. نَسْتَعِيْنُ મદદના અર્થમાં છે. જેનો અર્થ થાય છે, કોઈની મદદ માંગવી. આયતનો અનુવાદ છે કે, "અમે ફક્ત તારી જ ઈબાદત કરીએ છીએ અને ફક્ત તારાથી જ મદદની યાચના કરીએ છીએ." વ્યક્તિ માટે ત્રણ સમયકાળ નિશ્ચિત છે, ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ. પાછળની ત્રણ આયતોમાંથી اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ અને اَلرَّحْمٰنِ الرَّحِيْمِ માં મનુષ્યને ફક્ત તાકીદ કરવામાં આવી છે કે, તે પોતાના ભૂતકાળ અને વર્તમાનકાળમાં ફક્ત અલ્લાહ તઆલાનો જ મોહતાજ છે. ભૂતકાળમાં માણસનું અસ્તિત્વ ન હતું, અલ્લાહે જ તેને પૈદા કર્યો અને તેને સમગ્ર સૃષ્ટિથી વિશિષ્ટ અને શ્રેષ્ઠ સ્વરૂપમાં બનાવ્યો, બુદ્ધિ અને સમજ અર્પણ કરી અને વર્તમાનમાં તેનું પાલન–પોષણ તથા વિકાસનો ક્રમ ચાલુ જ છે. مٰلِكِ يَوْمِ الدِّيْنِ માં બતાવવામાં આવ્યું છે કે, ભવિષ્યમાં પણ તે અલ્લાહનો જ મોહતાજ છે. ન્યાયના દિવસે પણ તેના સિવાય કોઈ મદદગાર નહીં હોય. જ્યારે આ ત્રણ આયતો દ્વારા સ્પષ્ટ થઈ ગયું કે, માણસ પોતાની જિંદગીના ત્રણે કાળમાં (ભૂતકાળ, વર્તમાનકાળ અને ભવિષ્યકાળ)માં અલ્લાહનો જ મોહતાજ છે, તો સ્વાભાવિકપણે બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ સમજી શકાય છે કે, ઈબાદત પણ ફક્ત અલ્લાહની જ કરવી જોઈએ. કારણ કે, ઈબાદત પણ અતિશય ઈજ્જત અને

મહોબ્બત સાથે મઅબૂદ સામે પોતાની સંપૂર્ણ લાચારી, વિનંતિ અને યાચનાનું નામ છે. તે અન્ય કોઈના માટે યોગ્ય હોઈ જ નથી શકતી. એનો નિચોડ એ થયો કે, એક સમજદાર વ્યક્તિ કહે કે "હે અલ્લાહ! અમે તારા સિવાય કોઈની ઈબાદત નથી કરતા." આ જ જાહેરાતને إِيَّاكَ نَعْبُدُ તરીકે જાહેર કરવામાં આવે છે. જ્યારે સ્પષ્ટ થઈ ગયું કે, પાલનહાર ફક્ત એક જ અલ્લાહ તઆલાની જાત છે, તો બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ સમજી શકાય છે કે, પોતાના કાર્યમાં મદદની યાચના પણ તેની પાસે જ કરવી જોઈએ અને આ જ બાબતને وإِيَّاكَ نَسْتَعِينُ માં વર્ણન કરવામાં આવી છે.

*(રૂહુલ બયાન)*

મતલબ કે, ઉપરોક્ત ચોથી આયતમાં એક રીતે અલ્લાહ તબારક વ તઆલાના વખાણ અને સ્તુતિનું વર્ણન ઈબાદત કરવા અને મદદ માંગવા યોગ્ય ફક્ત તે પાકજાત હોવાની જાહેરાત દ્વારા કરવામાં આવે છે, તથા બીજી રીતે માણસ અલ્લાહથી આ દુઆ, વિનંતી અને યાચના કરે છે કે "અમારી મદદ ફરમાવો" અને એક ત્રીજી બાબત એ પણ છે કે, મનુષ્યને શિક્ષણ આપવામાં આવ્યું છે કે, અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત કરવામાં ન આવે તથા અલ્લાહ સિવાય વાસ્તવિક રીતે કોઈ અન્યને જરૂરતો પૂરી કરનાર સમજવામાં ન આવે તથા અલ્લાહ સિવાય કોઈ અન્યની સામે હાથ લાંબો (સવાલ–માંગણી) કરવામાં ન આવે. જો કે, કોઈ નબી (અલૈહિસ્સલામ) અથવા વલી વગેરેના વસીલાથી અલ્લાહની પાસે દુઆ માંગવાની મનાઈ નથી.

આ આયતમાં એ બાબત ઉપર પણ વિચાર કરવો જરૂરી છે કે, "અમે તારાથી જ મદદની યાચના કરીએ છીએ" દ્વારા ક્યા કામમાં મદદ માંગવામાં આવે છે, તે સ્પષ્ટ થતું નથી. લગભગ બધા જ મુફસ્સિરો (વિવરણકારો)એ લખ્યું છે કે, કામની સ્પષ્ટતા ન કરવાનો હેતુ તેના સર્વસામાન્ય હોવાનો છે એટલે કે, "અમે તારી જ ઈબાદત કરીએ છીએ." મતલબ કે, દરેક દીની–દુનિયવી કામોમાં તથા દરેક હેતુની પૂર્તિ માટે ફક્ત અલ્લાહની જ મદદ માંગવી જોઈએ.

ઈબાદત ફક્ત નમાઝોનું નામ નથી. ઈમામ ગઝાલી (રહ.)એ પોતાની કિતાબ "અરબઈન"માં ઈબાદતના દશ પ્રકારો લખ્યા છે. (૧) નમાઝ, (૨) ઝકાત, (૩) રોઝા, (૪) હજ્જ, (૫) કુર્આનની તિલાવત (પઠન), (૬) પ્રત્યેક

પરિસ્થિતિમાં અલ્લાહનો ઝિક્ર કરવો, (૭) હલાલ રોઝી કમાવાનો પ્રયત્ન કરવો, (૮) પાડોશી અને દોસ્તોના હક્ક અદા કરવા, (૯) લોકોને નેક કામોનો હુકમ કરવો અને ખરાબ કામોથી રોકવા, (૧૦) રસૂલ ﷺ ની સુન્નતોને અનુસરવું.

ઈબાદતમાં અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ન કરવાનો અર્થ એ થયો કે, ન કોઈની મહોબ્બત અલ્લાહ સમકક્ષ કે વધારે હોય, ન કોઈનો ડર અલ્લાહ સમકક્ષ કે વધારે હોય, ન કોઈનાથી ઉમ્મીદ (આશા) એ પ્રમાણે હોય, ન જ કોઈના પર ભરોસો અલ્લાહ જેટલો હોય, ન કોઈની તાબે'દારી અને સેવા અને કોઈ કાર્યને એટલું જરૂરી સમજવામાં આવે, જેટલી અલ્લાહ તઆલાની ઈબાદતને, ન અલ્લાહની જેમ કોઈની "મન્નત" – "નજર" માનવામાં આવે, ન અલ્લાહ જેમ કોઈની સામે પોતાની સંપૂર્ણ લાચારી, આજિઝી, વિનંતિ કે યાચના કરવામાં આવે, ન જ કોઈ કાર્યને અલ્લાહ સિવાય કોઈ અન્ય માટે કરવામાં આવે કે જેમાં અત્યંત સ્વમાનભંગ થતો હોય જેમકે, અલ્લાહ સિવાય કોઈની સામે "રુકૂઅ્" કે "સિજદો" કરવામાં આવે વગેરે.

છેલ્લી ત્રણ આયતો જેમાં, માણસ દુઆ, વિનંતી અને યાચના કરે છે. એક ખાસ દુઆની તાકીદ આ પ્રમાણે છે,

اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۝ صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ ۵ط غَيْرِ الْمَغْضُوبِ عَلَيْهِمْ وَلاَ الضَّالِّيْنَ ۝

*"અમોને સીધા માર્ગ ઉપર ચલાવ. તે લોકોના માર્ગ ઉપર જેને તેં ઈનામ આપ્યું. અને તે લોકોના માર્ગથી બચાવ જેનાથી તું ક્રોધિત થયો અને જેઓ માર્ગ ભટકી ગયા."*

આ ત્રણ આયતોમાં કેટલીક બાબતો વિચાર માંગી લે છે.

**હિદાયત(સીધો–સત્ય માર્ગ)નો અર્થ અને તેના પ્રકારો :**

અહીંયાં પ્રથમ વિચાર માંગી લેતી બાબત એ છે કે, મનુષ્યજાતિને સત્ય માર્ગ પર ચલાવવા માટેની દુઆનું શિક્ષણ આ આયતમાં આપવામાં આવ્યું છે, આ આયતનું સંબોધન સમગ્ર મનુષ્યજાતિને કરવામાં આવ્યું છે, આ સંબોધન નબીઓ અને વલીઓ (અલ્લાહના દોસ્તો)ને પણ સમાન રીતે લાગુ પડે છે. નિઃશંક તેઓ સત્માર્ગીઓ હતા અને અન્યો માટે સત્ય માર્ગનો પ્રકાશ રેલાવનારા

હતા, તો પછી વારંવાર આ દુઆ માંગવાનો મતલબ શું છે ?

આ પ્રશ્નનો ઉત્તર હિદાયતની સંપૂર્ણ વાસ્તવિકતાથી વાકેફ થવા ઉપર આધાર રાખે છે. આપણે તેનો વિગતવાર ખુલાસો જોઈ લઈએ. આ ખુલાસાથી ઉપરોક્ત સવાલ સિવાય બીજી ઘણી બધી શંકા–કુશંકાઓનો જવાબ મળી જશે, જે હિદાયતનો અર્થ સમજવા બાબતે કુર્આન શરીફમાં ઘણી બધી જગ્યાએ થયેલા વર્ણનોના સમયે થવાની શક્યતા છે અને હિદાયતના વાસ્તવિક અર્થથી નાવાકિફ વ્યક્તિ કુર્આન શરીફની ઘણી બધી આયતોમાં પરસ્પર વિરોધાભાસ હોવાની લાગણી અનુભવે છે.

હિદાયત શબ્દનો ખુલાસો ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ પોતાની કિતાબ "મુફરદાતુલ કુર્આન"માં ઘણી સારી રીતે સમજાવ્યો છે, જેનો ખુલાસો એ છે કે "હિદાયત"નો મૂળ અર્થ "કોઈ વ્યક્તિને તેની ધ્યેયપ્રાપ્તિ માટે કૃપાદૃષ્ટિ સાથે માર્ગદર્શન કરવું" અને "હિદાયત"નો સાચો અર્થ એ છે કે તે ફક્ત અલ્લાહ તઆલાનું જ કાર્ય છે. હિદાયતના વિવિધ દરજ્જાઓ છે.

હિદાયતનો એક દરજ્જો સામાન્ય છે, જેમાં સૃષ્ટિ તથા તેના સમગ્ર અંશો અને મખ્લૂકના બધા જ પ્રકારો પ્રાણીજગત, વનસ્પતિજગત, સજીવ–નિર્જીવ વગેરે પણ શામિલ છે. અહીંયાં એ અનુમાન ન કરવું જોઈએ કે, નિર્જીવ અને મૃત પદાર્થોને હિદાયતનું શું કામ ?

કુર્આનના શિક્ષણથી સ્પષ્ટ થઈ ચૂકયું કે, સૃષ્ટિના બધા જ અંશો અને તેનો પ્રત્યેક અણુ પોત પોતાના સ્વરૂપમાં એક જીવન ધરાવે છે અને તેમનામાં પોતાના જીવનસ્વરૂપ પ્રમાણે બુદ્ધિ, સમજદારી તથા કાર્ય કરવાની ક્ષમતા પણ છે. અમુક પદાર્થોમાં હલન ચલન અને વૃદ્ધિની ક્ષમતા વધુ હોય છે અને અમુક પદાર્થોમાં ઘણી ઓછી હોય છે. પદાર્થોની સજીવ–નિર્જીવ વ્યાખ્યા મનુષ્યએ નક્કી કરેલ છે. અલ્લાહ તઆલાના હુકમોના આધીન સમગ્ર સૃષ્ટિનો અણુએ અણુ કાર્યરત છે. અમુક ઉપર જવાબદારીઓ વધારે પ્રમાણમાં હોય છે અને અમુક ઉપર ઓછી. (દાખલા તરીકે, મનુષ્ય ઉપર અલ્લાહના હુકમો મનુષ્યના દરજ્જા પ્રમાણે અને પ્રાણીઓ ઉપર તેમના દરજ્જા પ્રમાણે અને નિર્જીવ પદાર્થોને તેમના દરજ્જા પ્રમાણે) નિર્જીવ પદાર્થો પોતાના અસ્તિત્વને સૃષ્ટિના ભૌતિક નિયમો (Physical Law)ને બિનચૂક અનુસરે છે અને તેમને શરીઅતે ઈસ્લામના કાયદાઓ અને

હુકમો લાગુ પડતા નથી જ્યારે કે, શરીઅત ફક્ત માનવો અને જિન્નાતોને જ લાગુ પડે છે. મનુષ્ય સિવાય અન્ય પદાર્થોમાં પણ કાર્ય શક્તિ, ભાવનાઓ તથા લાગણીઓ પણ હોય છે. નીચે વર્ણવેલ આયત

وَاِنۡ مِّنۡ شَیۡءٍ اِلَّا یُسَبِّحُ بِحَمۡدِهٖ وَلٰـكِنۡ لَّا تَفۡقَهُوۡنَ تَسۡبِیۡحَهُمۡ ؕ

*"એટલે કે, કોઈ વસ્તુ એવી નથી જે વખાણની સાથે તેની પવિત્રતાનું વર્ણન ન કરતી હોય, પરંતુ તમે લોકો તેમની પવિત્રતાનું વર્ણન કરવાને (પદ્ધતિને) સમજતા નથી" (૧૭:૪૪)*

સૂરએ નૂરમાં ઈરશાદ છે,

اَلَمۡ تَرَ اَنَّ اللّٰهَ یُسَبِّحُ لَهٗ مَنۡ فِی السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَالطَّیۡرُ صٰٓفّٰتٍ ؕ كُلٌّ قَدۡ عَلِمَ صَلَاتَهٗ وَتَسۡبِیۡحَهٗ ؕ وَاللّٰهُ عَلِیۡمٌۢ بِمَا یَفۡعَلُوۡنَ ○

*"શું તને જાણ નથી થઈ કે બધા જ અલ્લાહ તઆલાની પવિત્રતાનું વર્ણન કરે છે, જે કંઈ પણ આસમાનો અને જમીનોમાં (મખ્લૂક) છે, અને (ખાસ કરીને) પક્ષીઓ જેઓ પાંખો ફેલાવીને ઉડતાં રહે છે, દરેકને પોતાની તસ્બીહ (અલ્લાહના વખાણ કરવાની પદ્ધતિ) ખબર છે અને અલ્લાહ તઆલાને તેમના બધા જ કૃત્યોનું સંપૂર્ણ જ્ઞાન છે." (૨૪:૪૧)*

અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિ તથા તેની પવિત્રતાનું વર્ણન કરવું અલ્લાહની ઓળખ ઉપર આધારિત છે. સ્વાભાવિક છે કે, અલ્લાહ તઆલાની ઓળખ સૌથી મોટું જ્ઞાન છે અને આ જ્ઞાન, બુદ્ધિ અને સમજદારી વિના પ્રાપ્ત ન થઈ શકે. માટે ઉપરોક્ત આયતોથી સાબિત થયું કે, સમગ્ર સૃષ્ટિના પ્રત્યેક કણમાં જીવન છે અને તે લાગણીઓ પણ ધરાવે છે. જો કે, બુદ્ધિ અથવા સમજદારીના દરજ્જાઓમાં ફરક હોઈ શકે છે, વિશ્વના રહસ્યો અત્યંત જટિલ છે અને દરેકે દરેક રચનાઓ સમજવી અત્યંત કપરું અને અશક્ય જેવું કામ છે. માટે સજીવ અને નિર્જીવની માનવસર્જિત વ્યાખ્યાઓ વડે વિશ્વના પ્રત્યેક દશ્ય–અદશ્ય પદાર્થોને સમજવા અશક્ય છે અને આ જ કારણે શરીઅતના કાનૂનો ફક્ત મનુષ્યો અને જિન્નાતોને જ લાગુ પડે છે. આ બે મખ્લૂક સિવાય જગતના કોઈપણ પદાર્થ માટે શરીઅત નથી. કુર્આનનો આ ફેંસલો તે વખતનો છે જ્યારે

દુનિયામાં કોઈ પ્રખ્યાત ફિલોસોફર ન હતો અને ન જ કોઈ તત્ત્વજ્ઞાનની ઔપચારિક શાખા હતી. પાછળથી પૈદા થનારા ફિલોસોફરો અને તત્ત્વજ્ઞાનીઓએ પોત–પોતાના સમકાલીન સમયમાં આ બાબતની પુષ્ટિ કરી છે તથા પ્રાચીન ફિલોસોફીઓમાં પણ અમુક તત્ત્વજ્ઞાનીઓ એવા હતા કે, જેઓ સૃષ્ટિ વિશે ઉપરોક્ત પ્રમાણેની માન્યતાઓ ધરાવતા હતા. આધુનિક ફિલસુફી અને વૈજ્ઞાનિકોએ તો સંપૂર્ણ ખુલાસા સહિત ઉપરોક્ત બાબતોને પ્રાયોગિક રીતે સાબિત કરી બતાવી છે !

જો કે, અલ્લાહની હિદાયતનો આ દરજ્જો ઉચ્ચ કક્ષાનો છે, જેમાં તમામ મખ્લૂક (સર્જન) પ્રાણીઓ, વનસ્પતિ, માનવ, જિન્નાતો વગેરે સામેલ છે. આ જ સર્વવ્યાપી "હિદાયત"નું કુર્આન શરીફમાં વર્ણન છે,

قَالَ رَبُّنَا الَّذِیٓ اَعۡطٰی کُلَّ شَیۡءٍ خَلۡقَهٗ ثُمَّ هَدٰی

*“અલ્લાહ તઆલાએ દરેક પદાર્થને તેનું સર્જન (સ્વરૂપ) અર્પણ કર્યું.” (૨૦:૫૦)*

પછી એ સર્જનના સ્વરૂપ પ્રમાણે તેને હિદાયત આપી અને આ જ વિષયને "સૂરએ અઅ્લા"માં નીચે પ્રમાણેના શબ્દોમાં વર્ણવવામાં આવ્યો છે,

سَبِّحِ اسۡمَ رَبِّکَ الۡاَعۡلَی الَّذِیۡ خَلَقَ فَسَوّٰی ۝ وَالَّذِیۡ قَدَّرَ فَهَدٰی ۝

*“તમે તમારા ઉચ્ચ મરતબાવાળા પરવરદિગારની સ્તુતિ કર્યા કરો જેણે સમગ્ર મખ્લૂક બનાવી, પછી તેને યોગ્ય સ્થળે સ્થાપિત કરી અને તેણે જ તેમના માટે માર્ગદર્શન આપવાનું ઠરાવ્યું.” (૮૭:૧–૨)*

એટલે કે, જેણે સમગ્ર વિશ્વના બધા જ પદાર્થો (મખ્લૂક)નું સર્જન કર્યું, અને દરેકના પોતાના આગવા વિશેષ ગુણધર્મો, લાક્ષણિકતાઓ, ખાસિયતો, ભૌતિક બંધારણો અને સિદ્ધાંતો અર્પણ કર્યા અને દરેકના માટે એક આગવી સેવા અને જવાબદારી નક્કી કરી અને દરેકને તે પ્રમાણેનું માર્ગદર્શન (સૂચના) આપી દીધું.

આ સર્વવ્યાપી હિદાયતના પરિણામે સમગ્ર સૃષ્ટિ અને તેના તમામ પ્રકારના સજીવો–નિર્જીવો, મૂર્ત–અમૂર્ત, દષ્ય–અદષ્ય બધા જ પદાર્થો પોત–પોતાના માટે નક્કી કરવામાં આવેલી જવાબદારીઓને અત્યંત ચીવટપૂર્વક

અને કાળજીથી બિનચૂક પૂર્ણ કરી રહ્યા છે. બલકે, માણસની બુદ્ધિ આશ્ચર્યચકિત્ થઈ જાય એવી અદ્ભૂત રીતે આ જવાબદારીઓ પૂર્ણ કરી રહ્યા છે !

મવલાના રૂમી કહે છે,

خاک وباد وآب وآتش بندہ اند

بامن وتو مردہ، باحق زندہ اند

*માટી, હવા, પાણી, આગ અલ્લાહની મખ્લૂક છે,*

*મારી અને તારી દષ્ટિએ નિર્જીવ પણ ખરેખર સજીવ છે.*

જીભથી નીકળતો અવાજ ન આંખ સાંભળી શકે છે, ન નાક. બલકે, તેને સાંભળવાનું કામ અલ્લાહે કાનને સોંપ્યું છે, એ જ જીભે કહેલી વાતો સાંભળી શકે છે.

મવલાના રૂમીએ ફરમાવ્યું છે,

مرزباں را مشتری جز گوش نیست

واقفِ این راز جز بے ہوش نیست

એ જ પ્રમાણે કાનોને ન સુંઘવાનું કામ સોંપવામાં આવ્યું ન જોવાનું, એવી જ રીતે નાકને ન જોવાનું કામ સોંપ્યું છે ન સાંભળવાનું ! "સૂરએ મરિયમ"માં આ વિષયને આ શબ્દોમાં કહેવામાં આવ્યો છે,

اِنْ کُلُّ مَنْ فِیْ السَّمٰوٰتِ وَلْاَرْضِ اِلَّآ آتِی الرَّحْمٰنِ عَبْداً،

*"કોઈ નથી આસમાન અને જમીનમાં જે મહાકૃપાળુ અલ્લાહનો બંદો (ગુલામ) બનીને ન આવ્યો હોય !" (૧૯:૯૩)*

બીજા દરજ્જાની "હિદાયત" એક વિશેષ પ્રકારની હિદાયત છે, જે સામાન્ય રીતે બુદ્ધિશાળી સજીવોને આપવામાં આવે છે. એટલે કે, માણસો અને જિન્નાતોને આ હિદાયત નબીઓ અને આસમાની કિતાબો દ્વારા મળે છે. પછી કોઈ તેને સ્વીકારીને મો'મિન અને મુસલમાન થઈ જાય છે અને કોઈ અસ્વીકાર કરી કાફિર બની જાય છે.

**"હિદાયત"નો ત્રીજો દરજ્જો સૌથી વિશેષ પ્રકારનો છે, જે ફક્ત મો'મિનો અને મુત્તકીઓ (અલ્લાહથી ડરનારાઓ) માટે ખાસ છે. આ હિદાયત પણ અલ્લાહ તરફથી માણસને સીધે–સીધી મળે છે. આ "હિદાયત"નું બીજું નામ "તૌફીક" (કોઈ કાર્ય કરવાની પ્રેરણા અને ઇચ્છા) છે. એટલે એવી પરિસ્થિતિઓ અને સબબો ઉત્પન્ન કરવા કે, કુર્આનની હિદાયતો કબૂલ કરવી અને તેનું અમલીકરણ કરવું સરળ બની જાય અને તેના વિરૂદ્ધ કામ કરવું મુશ્કેલ બની જાય. આ ત્રીજા દરજ્જાની હિદાયતની વિશાળતાનો કોઈ અંત નથી, તેની કોઈ સીમાઓ નથી. આ જ દરજ્જો માણસની પ્રગતિનું ક્ષેત્ર છે. જેમ જેમ સારા કૃત્યોનું પ્રમાણ વધતું જાય છે તેમ તેમ "હિદાયત"ના આ દરજ્જામાં વધારો અને વિકાસ થતો રહે છે. કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ તેનું વર્ણન છે.**

**وَالَّذِيْنَ اهْتَدَوْازَادَهُمْ هُدًى**

*"જેઓ સીધા માર્ગે ચાલે છે, અલ્લાહ તેમની હિદાયતને વધારે છે."(૪૭:૧૭)*

**وَّمَنْ يُّؤْمِنْ بِاللهِ يَهْدِ قَلْبَهٗ،**

*"જે વ્યક્તિ અલ્લાહ ઉપર ઈમાન લાવે તેના દિલને (અલ્લાહ) હિદાયત આપે છે." (૬૪:૧૧)*

**وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا،**

*"જે લોકો અમારા રસ્તામાં સંઘર્ષ કરે છે અમે તેને વધારે માર્ગોની હિદાયત કરી આપીએ છીએ." (૨૯:૬૯)*

**આ તે મેદાન છે જેમાં દરેક મોટા–મોટા નબીઓ, રસૂલો, અવલિયાઓ, જિંદગીના છેલ્લા પડાવ સુધી હિદાયત વધવાની તૌફીકના ઇચ્છુક જોવા મળે છે. હિદાયતના આ જ સ્વરૂપને મવલાના રૂમી કહે છે,**

اے برادر بے نہایت در گہے ست

ہر چہ بروے میرسی بروے مایست

અને સઅ્દી શીરાજી કહે છે,

نگویم کہ برآب قادر نیند

کہ بر ساحلِ نیل مستسقی اند

હિદાયતના દરજ્જાઓના ઉપરોક્ત ખુલાસાઓથી સ્પષ્ટ થઈ ગયું કે, ''હિદાયત'' એક એવી વસ્તુ છે જે બધાને પ્રાપ્ત પણ છે અને તેના ઉચ્ચ દરજ્જાઓ પ્રાપ્ત કરવાના પ્રયત્નો ન કરવાની કોઈ મોટામાં મોટા માણસને પણ છૂટ નથી. એટલા માટે ''સૂરએ ફાતિહા''ને અતિમહત્ત્વની દુઆ ઠરાવવામાં આવી છે, જે એક સામાન્ય મો'મિન માટે પણ યોગ્ય છે અને મોટા–મોટા રસૂલો અને વલીઓ માટે પણ અતિમહત્ત્વની છે. એ જ કારણે આપ ﷺને છેલ્લી ઉંમરમાં ''સૂરએ ફત્હ''માં ફત્હે મક્કા (મક્કા વિજય)ના ફાયદાઓ બતાવીને એ પણ બતાવ્યું કે, وَيَهْدِيَكُمْ صِرَاطًا مُّسْتَقِيمًا મક્કા મુકર્રમહ આપ ﷺના હાથે એટલા માટે વિજયી કરાવવામાં આવ્યું કે, ''સિરાતે મુસ્તકીમ'' (સીધા–સત્ય માર્ગ)નું માર્ગદર્શન નબીઓના સરદાર હઝરત મુહમ્મદ ﷺને આપવામાં આવે. (૪૮:૨૦) આમ, આપ ﷺ તો પ્રથમથી જ માર્ગદર્શન પામેલા હતા તથા અન્યોના માટે ''હિદાયત'' (માર્ગદર્શન)નો પ્રકાશ પાથરનારા હતા, તો પછી અહીંયાં આપ ﷺને ''હિદાયત'' આપવાનો અર્થ તે થયો કે, ફત્હે મક્કા વખતે આપ ﷺને ઉચ્ચ કક્ષાની હિદાયત અર્પણ કરવામાં આવી હતી.

''હિદાયત''ના અર્થના આ ખુલાસાથી કુર્આન શરીફ સમજવામાં ઘણો જ ફાયદો થશે.

પ્રથમ એ કે, કુર્આનમાં અમુક જગ્યાએ ''હિદાયત''ને દરેક મો'મિન, કાફિરના માટે બલકે, સમગ્ર સૃષ્ટિના પ્રત્યેક અણુ માટે સામાન્ય કરી દીધી છે અને અમુક જગ્યાએ તેને ફક્ત મુત્તકીઓ (અલ્લાહથી ડરનારા) લોકો માટે જ ખાસ નક્કી કરી છે, આ ખુલાસાથી નાવાકિફ લોકો શંકા–કુશંકામાં પડી શકે છે, પરંતુ હિદાયતના સર્વ સામાન્ય અને ખાસ વિશિષ્ટ દરજ્જાઓ જાણી લેવાથી આ શંકા આપમેળે જ નિર્મૂળ થઈ જાય છે કે, એક દરજ્જો સમગ્ર સૃષ્ટિમાં બધા માટે સર્વ સામાન્ય છે અને બીજો દરજ્જો ખાસ વિશિષ્ટ પ્રકારના લોકો માટે છે.

બીજો ફાયદો એ છે કે, કુર્આન શરીફમાં એક બાજુ વારંવાર વર્ણન થયું છે કે અલ્લાહ તઆલા અત્યાચારીઓ અને ફાસિકો (દુષ્કૃત્યો આચરનાર) લોકોની હિદાયત નથી કરતો. તેનો જવાબ પણ હિદાયતના દરજ્જાના ખુલાસામાં સ્પષ્ટ થઈ ગયો કે, સર્વ સામાન્ય હિદાયત સમગ્ર મખ્લૂક (સર્જન) માટે છે અને હિદાયતના વિશિષ્ટ ઉચ્ચ કક્ષાના દરજ્જાઓ અત્યાચારીઓ અને દુષ્કૃત્યો આચરનારા દુરાચારીઓને પ્રાપ્ત થતા નથી.

ત્રીજો ફાયદો એ છે કે, હિદાયતના ત્રણ દરજ્જામાંથી પહેલો અને ત્રીજો દરજ્જો સીધે સીધો અલ્લાહ તરફથી છે. એમાં કોઈ નબી અથવા રસૂલ (અલૈહિસ્સલામ) વચ્ચે માધ્યમ નથી. રસૂલો અને નબીઓ (અલયહિસ્સલામ)નું કાર્ય ફક્ત બીજા દરજ્જાથી સંબંધ ધરાવે છે.

કુર્આન શરીફમાં જ્યાં પણ નબીઓ (અલૈ.)ને માર્ગદર્શક તરીકે ઉલ્લેખવામાં આવ્યા છે તે આ બીજા દરજ્જાના આધારે જ છે અને જ્યાં આ પ્રમાણે ઈરશાદ છે, اِنَّكَ لَاتَهْدِىْ مَنْ اَحْبَبْتَ "આપ (ﷺ), જેને ચાહો તેને હિદાયત નથી આપી શકતા," (૨૮:૫૬) તો આ આયતમાં હિદાયતના ત્રીજા દરજ્જાનો ઉલ્લેખ થયો છે. જેનો અર્થ છે કે, "તૌફીક" (સન્માર્ગ ઉપર ચાલવાની પ્રેરણા) આપવી આપ (ﷺ)નું કામ નથી.

મતલબ કે, اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ એક સર્વગ્રાહી અને અતિમહત્ત્વની મનુષ્યને શીખવાડવામાં આવેલી દુઆ છે. માનવજાતમાંથી કોઈપણ વ્યક્તિ એવો દા'વો ન કરી શકે કે, મારે તેની આવશ્યકતા નથી. દીન અને દુનિયામાં "સિરાતે મુસ્તકીમ" (સત્ય–સીધા માર્ગ) સિવાય સફળતા અને છુટકારો નથી. દુનિયાની ઉલઝનોમાં પણ સિરાતે મુસ્તકીમની દુઆ અકસીર ફોર્મ્યુલા છે પરંતુ લોકો ધ્યાન નથી આપતા. આ આયતનો અનુવાદ એ છે કે, "અમને સીધા (સત્ય) માર્ગ ઉપર ચલાવ."

### "સિરાતે મુસ્તકીમ" (સીધો માર્ગ) કયો માર્ગ છે ?

સીધો માર્ગ તે છે, જેમાં વળાંકો ન હોય અને તેનો અર્થ તે જ છે કે, દીનના આ માર્ગમાં અતિશયોક્તિ અથવા અધૂરપનો અવકાશ ન હોય. અતિશયોક્તિનો

અર્થ છે, "સીમાઓનું ઉલ્લંઘન કરી આગળ વધી જવું" અને અધૂરપનો અર્થ છે, "જેટલું હોય તેના કરતાં ઓછું કરવું." (અર્થાત કે, દીનને જેમનો તેમ યથાવત્ રાખવો જાઈએ, તેમાં અતિશયોક્તિ કરવી અથવા અધૂરું છોડી મુકવાનો કોઈ અવકાશ નથી.) ત્યાર પછીની બે આયતોમાં "સિરાતે મુસ્તકીમ"નો અર્થ વધુ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. જ્યારે કે, ઉપરોક્ત આયતમાં દુઆની તાકીદ કરવામાં આવી છે. ફરમાવ્યું છે, صِـرَاطَ الَّـذِيْنَ أَنعَمۡتَ عَلَيۡهِمۡ "તે લોકોના માર્ગ ઉપર જેને તેં ઈનામ આપ્યું" જેમના ઉપર અલ્લાહ તઆલાનું ઈનામ થયું તે લોકો કોણ છે? તેનો ખુલાસો બીજી આયતમાં આ રીતે કરવામાં આવ્યો છે,

اَلَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَ الشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ ط

*"તે લોકો જેમના ઉપર અલ્લાહ તઆલાના ઈનામો થયા, એટલે કે નબીઓ, સિદ્દીકો (સાચા લોકો) અને શહીદો (માત્ર અલ્લાહના માટે જ પોતાનો પ્રાણ ન્યોછાવર કરનાર) તથા સાલિહીન (નીતિવાન અને નેક લોકો)." (૪:૬૯)*

અલ્લાહના દરબારમાં આ ચાર દરજ્જાઓ છે જેમાં સૌથી શ્રેષ્ઠ નબીઓ (અલૈ.) છે તથા "સિદ્દીકીન" તે લોકો છે, જેઓ નબીઓ (અલૈ.) પછી તેમની ઉમ્મતમાં સૌથી મોટો મરતબો ધરાવતા હોય છે, જેમના આંતરિક (રૂહાની) ગુણો પણ પરાકાષ્ઠાએ હોય છે. સામાન્ય બોલ–ચાલની ભાષામાં તેમને અવલિયા કહેવામાં આવે છે. શહીદ તે લોકો છે જેમણે દીનની મહોબ્બતમાં પોતાનો પ્રાણ સુદ્ધાં આપી દીધો અને સાલિહીન તે લોકો છે, જેઓ શરીઅતના સંપૂર્ણ તાબે'દાર છે, ફરજોમાં પણ અને મુસ્તહબો (જે બાબતો કરવા માટેની જવાબદારી તો નથી પરંતુ જેનું આચરણ ઉત્તમ ગણાય છે તેને મુસ્તહબ કહેવામાં આવે છે)માં પણ. જેમને સામાન્ય બોલ–ચાલની ભાષામાં નેક અને દીનદાર લોકો કહેવામાં આવે છે.

ઉપરોક્ત આયતમાં પહેલાં સમવાયી અને મધ્યમ માર્ગી પદ્ધતિ અપનાવીને "સિરાતે મુસ્તકીમ"ને નક્કી કરવામાં આવ્યો છે. આ ચાર તબક્કાઓના લોકો જે રસ્તાઓ ઉપર ચાલે તે "સિરાતે મુસતકીમ" છે. ત્યારબાદ છેવટની આયતમાં નકારવાચક શૈલીમાં વર્ણન કરી સિરાતે મુસ્તકીમથી ઊલટા અને વિરૂદ્ધ દિશાના માર્ગનું વર્ણન થયું છે.

દાખલા તરીકે વર્ણન છે,

غَيْرِ الْمَغْضُوبِ عَلَيْهِمْ وَلاَ الضَّآلِّيْنَ

*"અને તે લોકોના માર્ગથી બચાવ જેનાથી તું ક્રોધિત થયો અને જેઓ માર્ગ ભટકી ગયા."*

مَغْضُوْبِ عَلَيْهِمْ તે લોકો છે, જેઓ દીનના હુકમોનું જ્ઞાન ધરાવતા હોવા છતાં બદમાશી અથવા સ્વાર્થના કારણે તેના વિરૂદ્ધ કૃત્યો આચરે છે, અથવા બીજા શબ્દોમાં અલ્લાહના હુકમોની તાબે'દારીમાં અપૂર્ણ હોય, જેમકે મોટા ભાગે યહૂદીઓની હાલત હતી કે, તેઓ દુનિયાના તુચ્છ ફાયદાઓ માટે દીનને કુરબાન કરી દેતા હતા અને અંબિયા (અલૈ.)નું અપમાન કરતા હતા. ضَآلِّيْن તે લોકો માટે છે જેઓ અજ્ઞાનતા અને અભણતાના કારણે દીનની બાબતમાં ખોટા રસ્તે ચાલી નીકળ્યા અને દીનની નક્કી કરેલી સીમાઓથી આગળ વધી અતિશયોક્તિ કરી બેઠા. જેમકે, સામાન્ય રીતે ક્રિશ્ચિયનોએ, કે તેઓ નબીના સન્માનમાં એટલા આગળ વધી ગયા કે, તેમને ખુદાના બેટા બનાવી દીધા (નઊઝુબિલ્લાહ !). એક બાજુ એવો અત્યાચાર કે, અલ્લાહના નબીઓની વાતને પણ માનવામાં ન આવે બલકે, તેમને કતલ કરવાથી પણ ન અટકે અને બીજી બાજુ આ અતિશયોક્તિ કે, તેમને ખુદા બનાવી દેવામાં આવે.

આ આયતનું તાત્પર્ય છે કે, અમે એવો માર્ગ નથી ઈચ્છતા જે માર્ગ સ્વાર્થના તાબે'દારો, દુષ્કૃત્યો આચરનારાઓ તથા દીનની સીમાઓનું ઉલ્લંઘન કરનારાઓનો છે અને ન જ એવો માર્ગ ઈચ્છીએ છીએ જે અજ્ઞાનીઓ અને માર્ગ ભટકેલાઓ તથા દીનમાં અતિશયોક્તિ કરનારાઓનો છે. બલકે, એ બંનેથી વિપરિત દરમિયાની કક્ષાનો મધ્યમ માર્ગ ઈચ્છીએ છીએ, જેમાં ન તો અતિશયોક્તિ છે, ન જ કોઈ ખામી છે. જે મનેચ્છાઓ અને સ્વાર્થની તાબે'દારીથી અને શંકા–કુશંકાઓ તથા ખોટી માન્યતાઓ (અકાઈદ)થી પાકસાફ છે.

"સૂરએ ફાતિહા"ની સાત આયતોની તફસીર પૂર્ણ થઈ ગઈ. આ સંપૂર્ણ સૂરતનો ખુલાસો, તાત્પર્ય અને હેતુ આ દુઆનો છે કે, "હે અલ્લાહ ! અમને "સિરાતે મુસ્તકીમ"ની હિદાયત અર્પણ કર." દુનિયામાં "સિરાતે મુસ્તકીમ"ને ઓળખવું સૌથી મોટું જ્ઞાન અને સફળતા છે અને તેની ઓળખમાં ભૂલ થવાથી

દુનિયાની કૌમો–સમાજો તબાહ–બરબાદ થઈ જાય છે. એક રીતે જોવા જઈએ તો આધ્યાત્મિકતામાં તથા પૂંજા–પાઠમાં રચ્યા–પચ્યા રહેનાર કાફિરોની સંખ્યા પણ ઓછી નથી, એટલા માટે જ કુર્આન "સિરાતે મુસ્તકીમ"ના સંપૂર્ણ ખુલાસા સાથે હકારાત્મક અને નકારાત્મક બન્ને પાસાંઓનું સ્પષ્ટીકરણ કરી આપે છે.

**"સિરાતે મુસ્તકીમ"ની ચાવી :**

આગળ વધીએ તે પહેલાં એક બાબત ઉપર વિચાર કરીએ. એ બાબત જ્ઞાનના વધુ દરવાજાઓ ખોલી નાંખશે, અને તે એ કે "સિરાતે મુસ્તકીમ"ને સમજવા માટે કુર્આન તથા આપ ﷺના જીવન (સીરત)ને "સિરાતે મુસ્તકીમ" (સીધો રસ્તો) કહી દેવું પૂરતું લાગે છે. કારણ કે, વાસ્તવમાં કુર્આન શરીફ "સિરાતે મુસ્તકીમ"ની વ્યાખ્યા છે અને આપ ﷺનું સંપૂર્ણ શિક્ષણ તેનો ખુલાસો અને વિવરણ છે. પરંતુ કુર્આનની આ ટૂંકી સૂરતમાં ખૂબ જ સંક્ષિપ્ત અને સ્પષ્ટ રીતે આ પાસાને છોડીને "સિરાતે મુસ્તકીમ"ને અલ્લાહ તઆલાએ બે આગવી આયતોમાં હકારાત્મક અને નકારાત્મક રીતે વર્ણન કર્યું છે કે, જો કોઈ વ્યક્તિ સીધા રસ્તા ઉપર ચાલવા ઈચ્છે છે તો એવા લોકોનો રસ્તો અપનાવે જેના ઉપર અલ્લાહનું ઈનામ થયું અને કુર્આને તે સમયે એવું ન કહ્યું કે, કુર્આનનો રસ્તો અપનાવો. કારણ કે, ફક્ત કિતાબો માણસની તરબિયત (કેળવણી) માટે પૂરતી નથી અને ન જ એવું કહ્યું કે, રસૂલનો માર્ગ અપનાવો. કારણ કે, રસૂલુલ્લાહ ﷺ આ જગતમાં કાયમ માટે રહેવાના નથી અને આપ ﷺ પછી કોઈ બીજા રસૂલ અથવા નબી આવવાના નથી. એટલા માટે "સિરાતે મુસ્તકીમ" (સીધો–સત્ય માર્ગ) એવા લોકો દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે, જેમનામાં નબીઓ સિવાય એવા લોકો પણ શામિલ છે કે, જેઓ કયામત સુધી હરપળે મૌજૂદ રહેશે. દાખલા તરીકે સિદ્દીકો, શહીદો અને નેક લોકો.

મતલબ કે, સીધો રસ્તો જાણવા માટે અલ્લાહ તઆલાએ કેટલાક માણસોના હવાલા આપ્યા, ન કે કુર્આનનો હવાલો આપ્યો ! એક હદીષમાં છે કે, "જ્યારે રસૂલુલ્લાહ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને ખબર આપી કે, અગાઉની ઉમ્મતોની જેમ મારી ઉમ્મત પણ ૭૦ ફિરકાઓમાં વહેંચાય જશે અને તેમાં ફક્ત એક સમૂહ સચ્ચાઈ ઉપર હશે," તો સહાબએ કિરામ (રદિ.)એ

પૂછ્યું, "તે ક્યો સમૂહ હશે ?" આપ ﷺએ જે જવાબ આપ્યો, તેમાં પણ કેટલાક અલ્લાહના બંદાઓનો ઉલ્લેખ કર્યો અને કહ્યું, مَا اَنَا عَلَيْهِ وَاَصْحَابِىْ એટલે કે, "સત્ય માર્ગ ઉપર તે જ જમાઅત હશે જેઓ મારા અને મારા સહાબાઓના માર્ગ પર ચાલશે."

આ ખાસ માર્ગથી કદાચ એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, માણસનું શિક્ષણ અને તરબિયત (કેળવણી) ફક્ત કિતાબો અને રિવાયતોથી નથી થઈ શકતી બલકે, નેક લોકોના સાન્નિધ્યમાં રહી અને તેમની પાસેથી શીખીને પ્રાપ્ત થઈ શકે છે. વાસ્તવમાં માણસનો શિક્ષક અને કેળવણીકાર માણસ જ હોઈ શકે છે, માત્ર કિતાબ શિક્ષક કે કેળવણીકાર બની શકે નહીં. *કોરસ તો લફ્ઝ હી શિખાતે હૈં, આદમી આદમી બનાતે હૈં !* અને આ એક એવી વાસ્તવિકતા છે જે દુનિયાના બધા જ ક્ષેત્રોમાં પ્રાયોગિક રીતે સાબિત થયેલ છે. ફક્ત પુસ્તકિયા જ્ઞાનથી ન કોઈ કપડાં સીવતાં શીખી શકે છે અને ન જ કોઈ રાંધતાં, ન તો કોઈ ડૉક્ટરી વિદ્યાના પુસ્તકો વાંચી ડૉક્ટર બની શકે છે અને ન જ કોઈ ઍન્જિનિયરીંગ વિદ્યાના પુસ્તકોનો અભ્યાસ કરી ઍન્જિનિયર બની શકે છે. એવી જ રીતે કુર્આન અને હદીષનો ફક્ત અભ્યાસ માણસના શિક્ષણ અને તેની અખ્લાકી તરબિયત માટે કોઈ કાળે પૂરતા નથી હોઈ શકતા, જ્યાં સુધી તેણે કોઈ નિપૂણ અને નિષ્ણાત શિક્ષક પાસેથી કાયદેસર રીતે શિક્ષણ ન મેળવ્યું હોય. કુર્આન–હદીષની બાબતમાં ઘણા બધા ભણેલા–ગણેલા વ્યક્તિઓ એવો ખોટો અભિપ્રાય ધરાવે છે કે, ફક્ત તરજુમો અથવા તફસીરનો અભ્યાસ કરીને કુર્આની જ્ઞાનના નિષ્ણાત બની શકાય છે. આ બિલકુલ અસ્વાભાવિક અભિપ્રાય છે. જો ફક્ત પુસ્તક જ પૂરતું હોત તો રસૂલો મોકલવાની જરૂરત જ શું હતી ? કિતાબોની સાથે રસૂલોને શિક્ષક (મુઅલ્લિમ) બનાવીને મોકલવા તથા "સિરાતે મુસ્તકીમ"ને નક્કી કરવા માટે પોતાના બંદાઓની યાદી આપવી, એ બાબતની દલીલ છે કે ફક્ત કિતાબનો અભ્યાસ શિક્ષણ અને તરબિયત માટે પૂરતાં નથી. બલકે, કોઈ નિષ્ણાત પાસેથી શીખવું જરૂરી છે.

હવે સ્પષ્ટ થઈ ચૂક્યું કે, માણસની સફળતા અને છુટકારા માટે બે વસ્તુઓ જરૂરી છે. એક અલ્લાહની કિતાબ, જેમાં માનવ જીવનના પ્રત્યેક ક્ષેત્ર બાબતે હુકમો મૌજૂદ છે અને બીજું અલ્લાહના નેક બંદાઓ, જેમનાથી ફાયદો

મેળવવા માટે અલ્લાહની કિતાબના પ્રખ્યાત સિદ્ધાંતોના આધારે તેમને પારખવામાં આવે અને તેમનાથી અલ્લાહની કિતાબને શીખવા, સમજવા અને અમલ કરવાનું કામ લેવામાં આવે.

ફિરકાઓ બનવાનું મુખ્ય કારણ એ જ છે કે, કેટલાક લોકોએ અલ્લાહની કિતાબને સ્વીકારી પરંતુ અલ્લાહવાળાઓને નજરઅંદાજ કર્યા (ઉપેક્ષા કરી). તેમની તફસીર અને શિક્ષણને કોઈ મહત્ત્વ ન આપ્યું અને અમુક લોકોએ ફક્ત અલ્લાહના નેક બંદાઓને સચ્ચાઈનું માપદંડ સમજી લીધું અને અલ્લાહની કિતાબથી આંખો બંધ કરી દીધી. આ બંને પદ્ધતિઓનું પરિણામ માત્ર ગુમરાહી (માર્ગ ભટકવું) છે.

———————————

# સૂરએ ફાતિહા સંબંધિત હુકમો અને મસ્અલાઓ

સૂરએ ફાતિહામાં પ્રથમ અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિ છે અને પછી ફક્ત અલ્લાહની જ ઈબાદત કરવાનો ઈકરાર અને કબૂલાત છે. તેમાં, એવું જાહેર કરવામાં આવે છે કે હું અલ્લાહ સિવાય કોઈને જરૂરત પૂરી કરનાર નથી સમજતો, અને આ કરાર તથા વફાદારીની ઘોષણા કરવામાં આવે છે, ઉપરાંત તે એક મહત્ત્વની દુઆ પણ છે, જે સમગ્ર માનવનિર્મિત હેતુઓ અને આવશ્યકતાઓથી વધીને છે. તેમાં ઘણા ફાયદાઓ તથા મસ્અલાઓ પણ આવે છે. તેમાંથી કેટલાક મહત્ત્વના મસ્અલાઓનો અત્રે ઉલ્લેખ કરવામાં આવી રહ્યો છે.

## દુઆ કરવાની પદ્ધતિ :

**(૧) દુઆ કરવાની પદ્ધતિ દ્વારા મનુષ્યને શિક્ષણ આપવાનો હેતુ છે :**

આ ખાસ પ્રકારની સંબોધન કરવાની પદ્ધતિ દ્વારા મનુષ્યને શિક્ષણ આપવામાં આવ્યું છે કે, જ્યારે અલ્લાહ જલ્લ શા'નહુ પાસે કોઈ દુઆની યાચના કરવી હોય તો તેની પદ્ધતિ એ છે કે, સૌ પ્રથમ અલ્લાહના વખાણ અને તેની સ્તુતિ કરવાનો ફરજ અદા કરવામાં આવે, પછી વફાદારીના કરારનું સોગંદનામું એવી રીતે કરે કે, તેના સિવાય હું કોઈને ઈબાદતના લાયક નથી સમજતો અને ખરા અર્થમાં તેના સિવાય પોતાની મુશ્કેલી દૂર કરનાર તથા પોતાની જરૂરતોને પૂરી કરનાર અન્ય કોઈને નથી માનતો, ત્યારબાદ પોતાની ઈચ્છિત દુઆ કરવામાં આવે. આ પદ્ધતિથી જો દુઆ કરવામાં આવશે તો તે કબૂલ થવાની સંપૂર્ણ સંભાવના છે. ઈન્શાઅલ્લાહ !

*(અહકામે જસ્સાસ)*

વળી, દુઆમાં પણ એવી સર્વગ્રાહી દુઆને અપનાવવામાં આવી છે કે, જેમાં સંક્ષિપ્તમાં માનવજીવનના બધા જ હેતુઓ દાખલ થઈ ગયા. જેમકે, સિરાતે મુસ્તકીમની હિદાયત કે જેમાં દુનિયા અને દીનના પ્રત્યેક કામોમાં માણસનો રસ્તો સીધો થઈ જાય છે અને ક્યાંય ઠોકર લાગવાનો કે નુકસાન પહોંચવાનો ભય નથી રહેતો. મતલબ કે, કુર્આનમાં આ સ્થળે પોતે અલ્લાહ તઆલા તરફથી પોતાના વખાણ અને સ્તુતિ વર્ણન કરવાનો મૂળ હેતુ માણસને શિક્ષણ આપવાનો છે.

**(૨) અલ્લાહ તઆલાની સ્તુતિ અને વખાણ માણસની સ્વાભાવિક ફરજ છે :**

પહેલા વાક્યમાં અલ્લાહ તઆલાની સ્તુતિ અને વખાણ કરવાનું શિક્ષણ આપી તેની પ્રેરણા આપવામાં આવી છે, પરંતુ વખાણ કરવા માટે જરૂરી છે કે જેના વખાણ કરવામાં આવી રહ્યા છે તેનામાં કોઈ વિશેષ ગુણ, લક્ષણો અથવા તેના તરફથી મળતી નેઅ્મતોને આધાર બનાવવામાં આવે, પરંતુ અહીંયાં કોઈ નેઅમતનું વર્ણન નથી, તેમાં એ ઈશારો છે કે અલ્લાહની નેઅ્મતો (Blessing –ઈનામ–ભેટ–સોગાત–પ્રત્યેક લાભદાયક ભૌતિક–અભૌતિક પદાર્થ) અધધધ છે. તેની ગણતરી કરવી માણસની મર્યાદા બહારની વાત છે, જેમકે કુર્આન શરીફમાં ફરમાવવામાં આવ્યું છે,

وَاِنۡ تَعُدُّوۡا نِعۡمَةَ اللّٰهِ لَا تُحۡصُوۡهَا،

*"જો તમે અલ્લાહ તઆલાની નેઅ્મતોની ગણતરી કરવા ઈચ્છો તો નહીં કરી શકો." (૧૪:૩૪ અને ૧૬:૧૮)*

જો કોઈ વ્યક્તિ આખી દુનિયાને છોડીને ફક્ત પોતાના શરીરમાં, પોતાના અસ્તિત્વ ઉપર દષ્ટિપાત કરશે તો ખબર પડશે કે, તેનું અસ્તિત્વ પોતે જ એક નાની સરખી દુનિયા છે, જેમાં વિરાટ વિશ્વના બધા જ નમૂનાઓ મૌજૂદ છે. તેનું શરીર જમીનનું ઉદાહરણ છે, તેના શરીર પર ઉગનારા વાળ વનસ્પતિનો દાખલો છે, તેના હાડકાં પહાડોનો નમૂનો છે, બદનમાં આવેલી નસો જેમાં લોહી વહે છે તે જમીનમાં વહેનારા ઝરણાં તથા નદીઓ સમાન છે.

મનુષ્યમાં બે વસ્તુઓનું મિશ્રણ છે, એક છે શરીર અને બીજી છે રૂહ (આત્મા). એ પણ સ્પષ્ટ છે કે, રૂહ અસલ તત્ત્વ છે અને તે શ્રેષ્ઠ અને માનવજીવનની હયાતી માટે અગત્યની જરૂરી વસ્તુ છે. શરીર તો ફક્ત તેના તાબે' છે અને તુચ્છ દરજ્જો ધરાવે છે. મનુષ્યના આ તુચ્છ વિભાગ શરીરના સંદર્ભમાં મનુષ્યના અંગોનું સંશોધન અને રિસર્ચ કરનારા વૈજ્ઞાનિકોએ બતાવ્યું છે કે, તેમાં અલ્લાહ તઆલાએ પાંચ હઝારથી વધુ તંત્રો અને જટિલ રચનાઓ (Systems)બનાવી છે. શરીરમાં ૩૦૦થી વધુ સાંધાઓ આવેલા છે, દરેક સાંધાને અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરતથી એવા મજબૂત બનાવ્યા છે

કે, દરેક સમયે તેનો ઉપયોગ થવા છતાં ન તો તે ઘસાય છે અને ન જ તેને રિપેરીંગ કે મેન્ટેનન્સની જરૂર પડે છે. સરેરાશ મનુષ્યની ઉંમર ૬૦ કે ૭૦ વર્ષની હોય છે. આખી જિંદગી આ નાજુક અવયવો અને તેના બધા જ સાંધાઓ પ્રત્યેક પળે એવી રીતે હલન–ચલન કરતા રહે છે કે, જો હાડકાંની જગ્યાએ લોખંડ હોત તો પણ ઘસાય ગયું હોત, પરંતુ અલ્લાહ તઆલાએ ફરમાવ્યું,

نَحۡنُ خَلَقۡنٰهُمۡ وَشَدَدۡنَاۤ اَسۡرَهُمۡ،

*"અમે જ તેમને પૈદા કર્યા અને અમે જ તેમના સાંધાઓને મજબૂત કર્યા." (૭૬:૨૮)*

આ કુદરતી મજબૂતીનું પરિણામ એ છે કે, આ નાજુક અને નમણા સાંધાઓ ૭૦ કે તેથી વધુ વર્ષો સુધી સતત કામ આપતા રહે છે. માણસના અવયવોમાંથી ફક્ત એક આંખનું જ ઉદાહરણ લો, તેમાં અલ્લાહ જલ્લ શા'નહુના કુદરતના કરિશ્માનું ચમત્કારિક (રહસ્યપૂર્ણ) તંત્ર (System) મૌજૂદ છે. વ્યક્તિ પોતાની આખી જિંદગી આ તંત્રને સમજવા અથવા તેમાં સંશોધન કરવામાં વિતાવી દે, તો પણ તેના બધા રહસ્યોને પામવું અશક્ય છે.

પછી આ આંખના કાર્યનો હિસાબ લગાવીને જોઈ લો કે, એક મિનિટના આંખના કાર્ય પાછળ અલ્લાહ તઆલાની કેટલી બધી નેઅ્મતો કામ કરી રહી છે! જાણીને આશ્ચર્ય થાય છે ! આંખ ઉઠાવીને કોઈ વસ્તુને જોઈ લીધી, એમાં જેવી રીતે આંખના તંત્રએ કામ કર્યું, એવી જ રીતે કુદરતના આ આંખે જોયેલા દૃષ્યો અને સૃષ્ટિના બીજા અંશોની પણ એમાં ભાગીદારી છે. જો સૂરજનો પ્રકાશ ન હોય તો આંખનું તંત્ર કામનું નથી, એ જ પ્રમાણે સૂર્યના પ્રકાશને રેલાવા માટે પર્યાવરણનું હોવું જરૂરી છે. માણસના જોવા અને અને આંખને કાર્યરત કરવા માટે ખોરાક, પાણી, હવા વગેરેની આવશ્યકતા છે જેથી, સ્પષ્ટ થાય છે કે એક પળ માટે આંખ ઊઠે છે અને જે કંઈ દૃષ્ય નિહાળે છે તેમાં આખી સૃષ્ટિની ઘણી બધી શક્તિઓ કાર્યરત છે. આ તો ફક્ત એક પળના આંખના કાર્યનો હિસાબ છે, પછી આંખ આખા દિવસમાં કેટલા દૃષ્યો જુએ છે ? એક વર્ષમાં કેટલા ? આખી જિંદગીમાં કેટલા ? આ એવો ક્રમ છે, જેનો હિસાબ અને આંકડાઓ માંડવા માણસની શક્તિ બહારની અને કલ્પના બહારની વાત છે !

એ જ પ્રમાણે કાન, જીભ, હાથ, પગ વગેરે અવયવોના જેટલા પણ કાર્યો છે, તે બધામાં સમગ્ર વિશ્વની શક્તિઓ શામિલ થઈને તેમના કાર્યોને પૂર્ણ કરાવે છે. આ તો તે નેઅ્મતો છે જે પ્રત્યેક જીવિત મનુષ્યને પ્રાપ્ત છે. તેમાં રાજા, રંક, અમીર, ગરીબ વગેરેનો કોઈ ભેદભાવ નથી અને અલ્લાહ જલ્લ શા'નહુની મોટી–મોટી નેઅ્મતો બધાના માટે આ જ પ્રમાણે સર્વસામાન્ય અને દરેકના માટે ઉપલબ્ધ છે. મનુષ્યજાતિનો પ્રત્યેક વ્યક્તિ તેનો લાભ ઉઠાવે છે. આકાશ, પૃથ્વી, સમગ્ર સૃષ્ટિ, ચાંદ, સૂરજ, ગ્રહો, તારાઓ, હવા, પર્યાવરણ, વગેરેનો લાભ પર્યાવરણના પ્રત્યેક પદાર્થ અને પ્રત્યેક સજીવને મળી રહ્યો છે.

ત્યારબાદ અલ્લાહ જલ્લ શા'નહુની વિશેષ પ્રકારની નેઅ્મતો માનવોને તેની હિકમત અને ડહાપણ પ્રમાણે ઓછા–વધતા પ્રમાણમાં આપવામાં આવે છે. જેમકે માલ, દૌલત, ઈજ્જત, હોદ્દાઓ, રાહત, આરામ વગેરે વ્યક્તિગત પ્રકારની નેઅ્મતો છે. દેખીતી રીતે સર્વસામાન્ય નેઅ્મતો જે બધા જ મનુષ્યને સરખી રીતે મળી છે, જેમકે આકાશ, પૃથ્વી, પર્યાવરણ વગેરે તો આ નેઅ્મતો વ્યક્તિગત પ્રકારની નેઅ્મતો માલ–દૌલત વગેરેથી વધારે શ્રેષ્ઠ અને ઉત્તમ છે, પરંતુ સીધો–સાદો માણસ આ સર્વવ્યાપી મહાન નેઅ્મતો સમગ્ર મનુષ્યજાતિને સામાન્ય રીતે ઉપલબ્ધ હોવાથી તેના તરફ ધ્યાન પણ આપતો નથી. ફક્ત સામાન્ય અને મા'મૂલી ખાવા–પીવાની વસ્તુઓ અને રહેવા–સુવાની વિશેષ વસ્તુઓ અને સહૂલતો ઉપર તેની નજર અટકી જાય છે.

ઉપરોક્ત વર્ણન તો પ્રત્યેક મનુષ્યને મળેલી નેઅ્મતોના નમૂનાઓનું માત્ર ઉપરછલ્લું વિવરણ છે, અને આ નેઅ્મતોના બદલામાં જરૂરી થઈ જાય છે કે માણસ પોતાની શક્તિ અનુસાર અહેસાનો (ઉપકાર) કરનાર અને ઈનામો આપનાર અલ્લાહની સ્તુતિ અને વખાણ કરે, બલકે તેણે એના વખાણ કરતા જ રહેવું જોઈએ. આ જ સ્વાભાવિક બાબતની તાકીદ કરવા માટે કુર્આનની સૂરતનો સૌથી પહેલો શબ્દ اَلْحَمْدُ આવ્યો છે. અલ્લાહના વખાણ અને સ્તુતિને ઈબાદતમાં ઘણો મોટો દરજ્જો પ્રાપ્ત છે. રસૂલે કરીમ ﷺ એ ફરમાવ્યું, “જ્યારે અલ્લાહ તઆલા પોતાના બંદાને કોઈ નેઅ્મત અર્પણ કરે અને તે બંદો તેના બદલામાં اَلْحَمْدُ કહે, તો એવું થઈ ગયું કે જાણે તેણે જે કંઈ લીધું છે, તેનાથી ઉત્તમ વસ્તુ પાછી આપી દીધી.”

*(કુર્તુબી, અજ ઈબ્ને માજહ બ રિવાયતે હઝરત અનસ રદિ.)*

એક બીજી હદીષમાં છે કે, "જો આખી દુનિયાની નેઅ્મતો કોઈ વ્યક્તિને પ્રાપ્ત થઈ જાય અને તે તેના બદલામાં اَلْحَمْدُ કહી દે તો આ اَلْحَمْدُ દુનિયાની તમામ નેઅ્મતો કરતાં ઉત્તમ છે." કુર્તુબી (રહ.)એ અમુક ઉલમાથી નકલ કર્યુ છે જેનો અર્થ આ છે કે, اَلْحَمْدُ ઝબાનથી કહેવું પણ અલ્લાહની એક નેઅ્મત છે અને આ નેઅ્મત દુનિયાની સમગ્ર નેઅ્મતોથી શ્રેષ્ઠ છે. સહીહ હદીષમાં છે કે, اَلْحَمْدُلِلّٰه થી અમલના ત્રાજવાનું અડધું પલ્લું ભરાય જાય છે અને વખાણની વાસ્તવિકતા હઝરત શફીક બિન ઈબ્રાહીમ (રહ.)એ આ રીતે વર્ણન કરી છે કે, "જ્યારે અલ્લાહ તઆલા તમને કોઈ વસ્તુ (નેઅ્મત) અર્પણ કરે, તો પ્રથમ તે નેઅ્મત આપનારાને ઓળખો, પછી તેણે જે કંઈ આપ્યું છે તેના ઉપર રાજી થઈ જાઓ, પછી જ્યાં સુધી તમારા શરીરમાં તેની અર્પેલી તાકાત અને શક્તિ મૌજૂદ છે તેની નાફરમાની કરવાની કલ્પના પણ ન કરો."

*(કુર્તુબી)*

બીજો શબ્દ لِلّٰهِ છે, એમાં અલ્લાહ (ﷲ) શબ્દની સાથે શરૂઆતમાં لِ લગાવવામાં આવ્યો છે. જેને અરબી વ્યાકરણ પ્રમાણે "લામે ઈખ્તેસાસ" કહેવામાં આવે છે, આ "લામે ઈખ્તેસાસ" કોઈ હુકમ અથવા ગુણના વિશિષ્ટ હોવા વિશેની દલીલ કરે છે. અત્રે એનો અર્થ એ છે કે, એવું નથી કે અલ્લાહ તઆલાના વખાણ અને સ્તુતિ મનુષ્યની ફરજ છે બલકે, વાસ્તવિકતા આ છે કે સ્તુતિ અને વખાણ ફક્ત આ પાકજાત માટે જ ખાસ છે. ખરી રીતે તેના સિવાય દુનિયામાં કોઈપણ સ્તુતિને લાયક હોઈ જ નથી શકતું. જેમકે શરૂઆતમાં લખાઈ ચૂક્યું છે કે, તેણે મનુષ્યને ઈનામની સાથે સાથે સભ્યતા અને શિષ્ટાચાર શીખવવા માટે એવો હુકમ પણ આપ્યો કે, મારી નેઅ્મત અને અહેસાનો જે સ્ત્રોતો દ્વારા તમારી પાસે આવ્યા છે, તેનો પણ શુક્રિયા અદા કરો. કારણ કે, જે માણસ પોતાના પર અહેસાન કરનાર માણસનો શુક્રિયા અદા નથી કરતો તે અલ્લાહનો પણ શુક્રિયા અદા નથી કરતો.

**(૩) પોતાના વખાણ પોતાની જાતે જ કરવા માણસ માટે જાઇઝ નથીઃ**

પોતાના વખાણ આપમેળે કરવા કોઈપણ મખ્લૂક માટે જાઈઝ નથી. કુર્આન શરીફમાં છે,

فَلَا تُزَكُّوْا اَنْفُسَكُمْ هُوَ اَعْلَمُ بِمَنِ اتَّقٰى،

*"તમે તમારી પવિત્રતા અને સ્વચ્છતાનો દા'વો ન કરો, અલ્લાહને જ ખબર છે કે કોણ તકવો (પરહેઝગારી) ધરાવે છે." (૫૩:૩૨)*

મતલબ કે, માણસના વખાણ અને તા'રીફનો આધાર તકવા ઉપર છે અને તેનો હાલ અલ્લાહ તઆલા જ જાણે છે કે, કોનો તકવા ક્યા દરજ્જાનો છે ? અલ્લાહ તઆલા પોતાના વખાણ અને તા'રીફ પોતે કરે છે, તે એ કારણથી કે મનુષ્ય તો બીચારો છે, તેને તો તે પણ ભાન નથી કે અલ્લાહ રબ્બુલ ઈજ્જતની ઈજ્જત અને બુઝુર્ગી (મોટાઈ)નું વર્ણન કઈ રીતે કરવું ? અને કોઈની શું મજાલ છે કે, અલ્લાહની જેમ તા'રીફ કરી શકે. રસૂલુલ્લાહ ﷺ એ ફરમાવ્યું,

لَا اُحْصِىْ ثَنَاءً عَلَيْكَ،

*"હું તમારા વખાણ જેવા કરવા જોઈએ તે કરવા સમર્થ નથી."*

એટલા માટે અલ્લાહ તઆલાએ પોતે જ વખાણ અને સ્તુતિની પદ્ધતિનું શિક્ષણ માણસને આપી દીધું છે.

**(૪) رَبٌّ (રબ) અલ્લાહ તઆલાનું ખાસ નામ છે અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈને رَبٌّ (રબ) કહેવું જાઇઝ નથી :**

رَبٌّ (રબ) શબ્દનો ઉપયોગ કોઈ એવી હસ્તી માટે કરવામાં આવે છે, જે કોઈ વસ્તુનો માલિક હોય અને તેની તરબિયત તથા સુધારણાની યોજનાઓ પણ સંપૂર્ણ ચીવટ અને કાળજીથી કરવા માટે શક્તિમાન હોય. એ સ્પષ્ટ છે કે, સમગ્ર સૃષ્ટિ અને પ્રત્યેક સર્જનનો આવો رَبٌّ (રબ) અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ હોઈ જ નથી શકતો. એટલા માટે આ શબ્દ સંપૂર્ણ ભાષાકીય નિયમ પ્રમાણે ફક્ત અલ્લાહ માટે જ વિશેષ રીતે ઉપયોગવામાં આવે છે. સહીહ મુસ્લિમની એક હદીષમાં એ બાબતની મનાઈ કરવામાં આવી છે કે, કોઈ ગુલામ અથવા નોકર પોતાના માલિકને رَبٌّ (રબ) કહે અલબત્ત, કોઈ ખાસ વસ્તુ તરફ નિસ્બત કરીને વિશેષણ સ્વરૂપે આ શબ્દ બોલી શકાય છે. જેમકે, رَبُّ الْمَالِ (રબ્બુલ માલ – "માલનો માલિક") અથવા رَبُّ الدَّارِ (રબ્બુ દાર) વગેરે.

*(કુર્તુબી)*

**(૫) અલ્લાહથી મદદ માંગવી :**

إِيَّاكَ نَعْبُدُ وإِيَّاكَ نَسْتَعِيْنُ નો અર્થ કુર્આનના વિવરણકાર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ વર્ણન કર્યો છે કે, "અમે તારી જ ઈબાદત કરીએ છીએ, તારા સિવાય કોઈની ઈબાદત નથી કરતા અને તારાથી જ મદદ માંગીએ છીએ, તારા સિવાય અન્ય કોઈનાથી મદદ માંગતા નથી."

*(ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ)*

ઈસ્લામની શરૂઆતના અમુક ઉલમા અને વલીઓએ ફરમાવ્યું છે કે, "સૂરએ ફાતિહા" આખા કુર્આનનું રહસ્ય (ખુલાસો) છે અને આયત إِيَّاكَ نَعْبُدُ وإِيَّاكَ نَسْتَعِيْنُ આખી "સૂરએ ફાતિહા"નું રહસ્ય (ખુલાસો) છે. કારણ કે, તેના પ્રથમ ટૂકડામાં શિર્ક (અલ્લાહ સાથે અન્ય કોઈને ઈબાદતમાં ભાગીદાર ઠરાવવા)થી અલિપ્ત થઈ જવાની જાહેરાત કરવામાં આવે છે અને બીજા ટૂકડામાં પોતાની શક્તિ અને તાકાતથી અલિપ્ત થઈ જવાનો ઈકરાર કરવામાં આવે છે કે, બંદો લાચાર છે. અલ્લાહની મદદ વગર કંઈ જ નથી કરી શકતો અને પરિણામ સ્વરૂપે તે પોતાના બધા જ કાર્યો અલ્લાહને સોંપે છે, જેની હિદાયત કુર્આન શરીફમાં વારંવાર કરવામાં આવી છે.

فَاعْبُدْهُ وَتَوَكَّلْ عَلَيْهِ (هود)

*"તેની ઈબાદત કરો અને તેના ઉપર જ ભરોસો કરો." (૧૧:૧૨૩)*

قُلْ هُوَ الرَّحْمٰنُ اٰمَنَّا بِهٖ وَعَلَيْهِ تَوَكَّلْنَا (سوره ملک)

*"(હે મુહમ્મદ ﷺ) કહી આપો ! તે મહાકૃપાળુ છે, અમે તેના ઉપર ઈમાન લાવીએ છીએ અને અમે તેના ઉપર જ ભરોસો રાખીએ છીએ." (૬૭:૨૯)*

رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ لَآ اِلٰهَ اِلَّا هُوَ فَاتَّخِذْهُ وَكِيْلًا، (مزمل)

*"તે જ પૂર્વ અને પશ્ચિમનો માલિક છે; તેના સિવાય કોઈ ઈબાદતના પાત્ર નથી, બસ તમે તેને જ તમારો સંરક્ષક બનાવો." (૭૩:૯)*

આ બધી આયતોનો ખુલાસો એ છે કે, મો'મિન પોતાના પ્રત્યેક કાર્યમાં ભરોસો અને વિશ્વાસ ન તો પોતાની કુશળતા ઉપર રાખે અને ન જ કોઈ અન્યની

મદદ ઉપર રાખે ! બલકે, સંપૂર્ણ ભરોસો અને વિશ્વાસ ફક્ત અલ્લાહ તઆલા ઉપર જ હોવો જોઈએ, કારણ કે તે જ સર્વશક્તિમાન છે.

ઉપરોક્ત બાબતથી બે મસ્અલાઓ અકીદા (માન્યતા) સ્વરૂપે સાબિત થાય છે.

**અલ્લાહ સિવાય કોઈની ઇબાદત શક્ય જ નથી અને તેની ઇબાદતમાં કોઈ અન્યને ભાગીદાર કરવો હરામ અને મા'ફ ન થઈ શકે તેવો ગુનોહ છે :**

ઈબાદતનો અર્થ ઉપર સ્પષ્ટ થઈ ચૂક્યો છે કે, કોઈ હસ્તીના અમર્યાદ સન્માન અને મહોબ્બતના આધારે તેની સામે પોતાને અત્યંત લાચાર અને ખૂબ નિમ્ન કક્ષાનો હોવાનું જાહેર કરવું. એટલા માટે અલ્લાહ સિવાય કોઈ મખ્લૂક (સૃષ્ટિના કોઈપણ અંશ) સાથે આવો વર્તાવ કરવાને પણ શિર્ક જ કહેવામાં આવે છે. આ બાબતથી સ્પષ્ટ થઈ ગયું કે, શિર્ક ફક્ત તે જ નથી કે જે રીતે મૂર્તિપૂંજકોની જેમ પથ્થરોની મૂર્તિઓ વગેરેને અલ્લાહની જેવા સર્વશક્તિમાન સમજવામાં આવે. બલકે, કોઈને સન્માન અને મહોબ્બત તથા તાબે'દારીનો તે દરજ્જો આપવો કે જે માત્ર અલ્લાહ તઆલાનો જ હક્ક છે; તે પણ એક પ્રકારના શિર્ક સમાન જ છે. કુર્આન મજીદમાં યહૂદીઓ અને ક્રિશ્ચિયનોના આ પ્રકારના શિર્કનું વર્ણન આ રીતે થયું છે.

اِتَّخَذُوْٓا اَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ

*"તે લોકોએ દીની આલિમોને પોતાના رَبّ (રબ) બનાવી લીધા અલ્લાહને છોડીને." (૯:૩૧)*

હઝરત અદી બિન હાતિમ (રદિ.) જેઓ મુસલમાન થતાં પહેલાં ક્રિશ્ચિયન હતા, તેમણે આ આયત વિશે રસૂલુલ્લાહ ﷺને વિનંતી કરી કે, "અમે તો અમારા ઉલમા (ધર્મગુરૂઓ)ની ઈબાદત કરતા ન હતા, પછી કુર્આનમાં તેમને મા'બૂદ (ઈબાદત કરવાપાત્ર) બનાવવાનો આક્ષેપ અમારા પર કેવી રીતે લગાવવામાં આવ્યો ?" આપ ﷺએ ફરમાવ્યું, "શું એવું નથી કે તમારા આલિમો ઘણી એવી વસ્તુઓને હરામ (નિષિદ્ધ) ઠરાવી દે છે, જેને અલ્લાહે

હલાલ કરી છે અને તમે તમારા ઉલમાના કહેવાથી તેને હરામ જ સમજો છો અને ઘણી વસ્તુઓ એવી છે, જેને અલ્લાહ તઆલાએ હરામ કરી છે અને જો તમારા ઉલમા તેને હલાલ કરી દે છે, તો તમે પણ તેમના કહેવા પ્રમાણે તેને હલાલ કરી લો છો.'' અદી બિન હાતિમ (રદિ.)એ જવાબ આપ્યો કે, ''બેશક ! અમે આવું તો કરતા હતા.'' તેના ઉપર આપ ﷺએ કહ્યું, ''આ જ તો તેમની ઈબાદત છે.''

ઉપરોક્ત વર્ણનથી સ્પષ્ટ થઈ ગયું કે, કોઈ વસ્તુને હલાલ અથવા હરામ ઠરાવવાનો અધિકાર માત્ર અલ્લાહ તઆલાને જ છે. જે માણસ તેમાં કોઈ બીજાને ભાગીદાર ઠરાવે છે અને હરામ અથવા હલાલ વિશે અલ્લાહના હુકમો ખબર હોવા છતાં તેના વિરૂદ્ધ કોઈ અન્યના નિવેદનને અનુસરવાને જરૂરી સમજે છે, તો જાણે કે તે તેની ઈબાદત કરે છે અને શિર્ક કરી રહ્યો છે.

સામાન્ય મુસલમાનો કુર્આન અને સુન્નતને ડાયરેક્ટ સમજીને તેમાંથી શરીઅતના હુકમો કાઢવાની પાત્રતા ધરાવતા નથી હોતા, એટલા માટે તેઓ કોઈ ઈમામ, મુજતહિદ અથવા આલિમ, મુફતી વગેરેના નિવેદનો ઉપર ભરોસો કરીને અમલ કરે છે, તેમનો આ આયતથી કોઈ સંબંધ નથી કારણ કે, તેઓ વાસ્તવમાં કુર્આન અને સુન્નત ઉપર જ અમલ કરે છે. જે અલ્લાહના હુકમોનું જ અનુસરણ છે અને પોતે કુર્આન શરીફમાં પણ તેની સૂચના આપવામાં આવી છે.

فَاسْئَلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ،

*''જો તમે પોતે અલ્લાહના હુકમોને નથી જાણતા તો જ્ઞાન (ઈલ્મ) ધરાવતા લોકોને પૂછી લો.'' (૧૬:૪૩)*

જેવી રીતે હલાલ અને હરામ હુકમોમાં અલ્લાહ સિવાય અન્યને ભાગીદાર કરવું શિર્ક છે એવી જ રીતે અલ્લાહ સિવાય કોઈ અન્યના નામની "નજર" અથવા "મન્નત" માનવી પણ શિર્ક જ છે. અલ્લાહ સિવાય કોઈ અન્યને મુસીબતો દૂર કરનાર અથવા જરૂરતો પૂરી કરનાર સમજવો અને તેમનાથી દુઆ માંગવી પણ શિર્ક છે. કારણ કે, હદીષમાં દુઆને ઈબાદત કહેવામાં આવી છે.

એ જ પ્રમાણે કોઈ એવું કૃત્ય અને પ્રવૃત્તિ કરવી પણ શિર્ક જ છે જેને શિર્કની નિશાની સમજવામાં આવે છે જેમકે, હઝરત અદી બિન હાતિમ (રદિ.)એ

ફરમાવ્યું કે, (મુસલમાન થયા પછી) "હું આપ ﷺની સેવામાં હાજર થયો, મારા ગળામાં ક્રોસ લટકાવેલો હતો. આપ ﷺએ મને કહ્યું કે, આ મૂર્તિને તમારા ગળામાંથી કાઢી નાંખો."

જો કે, તે વખતે અદી બિન હાતિમ (રદિ.)ની ક્રોસ વિશે એવી માન્યતા (અકીદો) ન હતી જેવી કે ક્રિશ્ચિયનોની હોય છે, પરંતુ દેખીતી રીતે પણ શિર્કની નિશાનીઓથી બચવું જરૂરી સમજીને આવી સૂચના આપવામાં આવી. અફસોસ છે ! કે, આજે હજારો મુસલમાનો રેડ ક્રોસ (✚)ની નિશાનીઓ લગાવીને ફરે છે અને એમને કોઈ પરવા પણ નથી કે, વિના કારણે એક શિર્કના ગુનાહ તરફ વળી રહ્યા છે. એવી જ રીતે કોઈને રુકૂઅ્ – સિજદહ કરવો અથવા કા'બા સિવાય કોઈ અન્ય વસ્તુઓનો તવાફ (પ્રદક્ષિણા) કરવો વગેરે બાબતો શિર્કની નિશાનીઓ છે. તેનાથી બચવા માટે, إِيَّاكَ نَعْبُدُ ઈકરાર અને વફાદારીના સોગંદનો એક ભાગ છે. બીજો મસ્અલો એ છે કે, મદદની યાચના ફક્ત અલ્લાહ તઆલાથી જ કરવી જોઈએ, કોઈ અન્યથી આવી યાચના કરવી જાઇઝ નથી.

**મદદ માંગવાના મસ્અલાનો વિસ્તારપૂર્વક ખુલાસો :**

બીજો મસ્અલો મદદ માંગવા વિશે છે, તેની વિગતપૂર્વકની છણાવટ થઈ જવી જોઈએ. કારણ કે, ભૌતિક ચીજવસ્તુઓની મદદ પ્રત્યેક મનુષ્ય બીજા મનુષ્ય પાસેથી લે છે, તેના વિના આ જગતની વ્યવસ્થા જ ન ચાલી શકે. કારીગર પોતાની કારીગીરી વડે મખ્લૂકની સેવા કરે છે. મજૂર, કડિયો, સુથાર, લુહાર વગેરે બધા જ મખ્લૂકની સેવામાં લાગેલા છે અને પ્રત્યેક માણસ તેમની મદદ લેવા માટે મજબૂર છે. દેખીતી રીતે આવી મદદ લેવી શરીઅતમાં હરામ નથી અને જે મદદ માંગવી ફક્ત અલ્લાહ તઆલા માટે વિશિષ્ટરૂપે ખાસ છે તેમાં સામેલ થતી બાબત નથી. એવી જ રીતે અભૌતિક પદાર્થો (જેમકે કોઈ ખાસ વઝીફા વગેરે) દ્વારા કોઈ નબી અથવા વલીથી દુઆ કરાવવી અથવા તેમનો વસીલો લઈને અલ્લાહ તઆલાથી દુઆ માંગવી હદીષની રિવાયતો અને કુર્આનના ઈશારાઓમાં જાઇઝ હોવાનું સાબિત થયેલ છે, માટે જે મદદ અને યાચના ફક્ત અલ્લાહ તઆલા સાથે ખાસ હોય છે અને અલ્લાહ તઆલા સિવાય અન્ય પાસે આવી યાચના હરામ છે, તો આવા વસીલા દ્વારા અલ્લાહ પાસે દુઆ માંગવી પણ તેમાં સામેલ થતી બાબત નથી.

હવે, "ખાસ મદદ–યાચના" જે માત્ર અલ્લાહ તઆલાથી જ સંબંધ ધરાવે છે અને અલ્લાહ સિવાય અન્યો પાસે માંગવું શિર્ક છે, તેના બે પ્રકાર છે. એક તો એ કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ નબી, રસૂલ, ફરિશ્તા, કોઈ વલી અથવા કોઈ અન્ય વ્યક્તિને અલ્લાહ તઆલાની જેમ જ સર્વશક્મિાન અને સર્વાધિકારી સમજીને તેમની પાસેથી પોતાની જરૂરિયાતો માંગવી. આ તો એવું ખુલ્લું કુફ્ર છે કે, સામાન્ય મૂર્તિપૂંજકો પણ તેને કુફ્ર સમજે છે. પોતાની મૂર્તિઓ–દેવતાઓને બિલકુલ અલ્લાહ તઆલાની જેમ જ સર્વશક્તિમાન અને સર્વાધિકારી આ મુશ્રિકો પણ નથી સમજતા.

બીજો પ્રકાર એ છે જેને કાફિરો અપનાવે છે અને કુર્આન તથા ઈસ્લામ તેને બાતિલ (વ્યર્થ) અને શિર્ક ઠરાવે છે. إِيَّاكَ نَسْتَعِينُ આ જ લોકો વિશે છે કે, આવી મદદ અમે અલ્લાહ સિવાય કોઈ અન્ય પાસેથી નથી ઈચ્છતા. અલ્લાહ સિવાય કોઈ મખ્લૂક, પયગમ્બર, ફરિશ્તા, વલી અથવા કોઈ દેવતા સંબંધિત એવી માન્યતા રાખવામાં આવે કે, અલ્લાહ સર્વશક્તિમાન અને સર્વાધિકારી તો છે અને સંપૂર્ણ સત્તા પણ તેની જ છે, પરંતુ તેણે પોતાની શક્તિનો અને સત્તાનો અમુક ભાગ ફલાણા–ફલાણા માણસને સોંપી દીધો છે અને તે તેની મર્યાદામાં રહીને પોતે તેનો મુખત્યાર અને માલિક છે, આ જ તે તફાવત છે જે મો'મિન અને કાફિર વચ્ચે છે. ઈસ્લામ અને કુફ્રમાં આ જ બાબત ફરક પૈદા કરે છે. કુર્આન તેને શિર્ક અને હરામ જાહેર કરે છે. મૂર્તિપૂંજકો આવી માન્યતા ધરાવે છે અને તેના ઉપર અમલ પણ કરે છે.

આ બાબતમાં થાપ અહીંયાં જ ખાવામાં આવે છે કે, અલ્લાહે પોતાના ઘણા ફરિશ્તાઓને દુનિયવી વ્યવસ્થા જાળવવાની જવાબદારી સોંપી છે અને કોઈ વ્યક્તિ એવી ગેરસમજમાં પડી શકે છે કે, આ ફરિશ્તાઓને અલ્લાહે પોતાની સત્તા સોંપી છે..... નબીઓ (અલૈહિસ્સલામ) દ્વારા પણ એવા ઘણા કામો જાહેર થાય છે જે સામાન્ય મનુષ્યની શક્તિમાં હોતા નથી. જેમને મોઅ્જિઝાત (ભૌતિક–Physical નિયમોથી સમજાવી ન શકાય તેવા કામો) કહેવામાં આવે છે. એવી જ રીતે અલ્લાહના વલીઓ (દોસ્તો) દ્વારા પણ એવા કામો થતા હોય છે, જેને કરામાત (ભૌતિક–Physical નિયમોથી સમજાવી ન શકાય તેવા કામો) કહેવામાં આવે છે. અહીંયાં ઉપરછલ્લું જ્ઞાન ધરાવતા લોકો એવી

ગેરસમજનો શિકાર થઈ જાય છે કે, અલ્લાહ તઆલાએ જો આ કામોની શક્તિ તેમને અર્પણ ન કરી હોત તો તેમના હાથે આવી બાબતો (મોઅ્જિઝા અથવા કરામાત) કેવી રીતે જાહેર થઈ શકી હોત ? તેઓ આવી ધારણા દ્વારા નબીઓ (અલૈ.) અને વલીઓને એક દરજ્જામાં મુખત્યાર હોવાનો અકીદો (માન્યતા) ધરાવતા થઈ જાય છે. જ્યારે કે એવું નથી. બલકે, મોઅ્જિઝા અને કરામાત પણ ડાયરેક્ટ (સીધે– સીધું) અલ્લાહનું જ કૃત્ય હોય છે. પયગમ્બરો અથવા વલીઓની પ્રતિષ્ઠા સાબિત કરવા માટે તેમના હાથે માત્ર દેખાડવામાં (જાહેર કરાવવામાં) આવે છે. પયગમ્બરો અને વલીઓ પાસે મોઅજિઝા કે કરામાત અસ્તિત્વમાં લાવવા માટે કોઈ સત્તા હોતી નથી. કુર્આન મજીદની અસંખ્ય આયતો તેની સાક્ષી છે. દાખલા તરીકે,

وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى،

માં રસૂલ ﷺના તે મોઅ્જિઝાનું વર્ણન છે જેમાં આપ ﷺએ એક મુઠ્ઠી કાંકરાઓ દુશ્મનના લશ્કર તરફ ફેંક્યા અને અલ્લાહ તઆલાની કુદરતથી તે આખા લશ્કરની આંખોમાં જઈને વાગ્યા. આ ઘટના વિશે અલ્લાહે ફરમાવ્યું કે, "આપ (ﷺ)એ તે કાંકરાઓ નથી ફેંક્યા પરંતુ અલ્લાહ તઆલાએ ફેંક્યા હતા." (૮:૧૭) જેથી સ્પષ્ટ થઈ ગયું કે, નબીઓ (અલૈ.) દ્વારા જે મોઅ્જિઝા જાહેર થાય છે વાસ્તવમાં તે અલ્લાહ તઆલાનું જ કૃત્ય હોય છે.

એ જ પ્રમાણે હઝરત નૂહ (અલૈ.)ને પોતાની કૌમે કહ્યું કે, "જો તમે સાચા છો તો તમે જે અઝાબથી અમને ડરાવો છો તેને બોલાવી લો." તો હઝરત નૂહ (અલૈ.) કહ્યું કે,

اِنَّمَا يَاْتِيْكُمْ بِهِ اللّٰهُ اِنْ شَآءَ (هود)

*"(મોઅ્જિઝા તરીકે) આસમાનથી અઝાબ નાઝિલ કરવો મારી સત્તામાં નથી, જો અલ્લાહ ઈચ્છશે તો અઝાબ આવી જશે અને પછી તમે તેનાથી ભાગી (બચી) નહિ શકો." (૧૧:૩૩)*

"સૂરએ ઈબ્રાહીમ"માં નબીઓ અને રસૂલોના એક સમૂહનું નિવેદન વર્ણવવામાં આવ્યું છે કે,

مَا كَانَ لَنَا اَنْ نَّاْتِيَكُمْ بِسُلْطٰنٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ،

"કોઈ મોઅ્જિઝાનું જાહેર કરવું અમારા હાથમાં નથી. અલ્લાહ તઆલાના હુકમ અને ઈચ્છા વગર કંઈ જ થઈ શકતું નથી." (૧૪:૧૧) એ જ કારણે કોઈ પયગમ્બર (અલૈ.) અથવા કોઈ વલી જ્યારે ઈચ્છે, જે કંઈ પણ ઈચ્છે, મોઅ્જિઝા અથવા કરામતરૂપે બતાવી દે, એવું કદી તેમના સત્તાધિકારમાં હોતું નથી. રસૂલ ﷺ અને અન્ય નબીઓ પાસે અમુક ચોક્કસ મોઅ્જિઝા બતાવવાની મુશ્રિકોએ માંગણી કરી, પરંતુ અલ્લાહ તઆલાએ જેની ઈચ્છા કરી તે બતાવી દીધું અને જે ન ઈચ્છ્યું તે ન થયું. આખું કુર્આન શરીફ આવા પુરાવાઓથી ભરેલું પડ્યું છે.

અહીંયાં એક કાલ્પનિક દાખલો આપું છું. એવું સમજી લો કે તમે જે રૂમમાં બેઠા છો તેમાં વીજળીના બલ્બનો પ્રકાશ અને પંખાની હવા તમારા સુધી પહોંચી રહી છે, પરંતુ આ બલ્બ અને પંખો પોતે આ પ્રકાશ અથવા હવા પહોંચાડવાની શક્તિ ધરાવતા નથી, તે માટે તેનું કનેક્શન હરપળે વીજળીના તાર સાથે હોવું જરૂરી છે, આ વીજળી તેને પાવર હાઉસમાંથી પ્રાપ્ત થાય છે. એક સેકંડ માટે પણ જો આ કનેક્શન (જોડાણ) તૂટી જાય તો ન તો બલ્બ તમને પ્રકાશ આપી શકે છે અને ન જ પંખો હવા આપી શકે છે! કારણ કે, વાસ્તવમાં આ કાર્ય બલ્બ અને પંખાનું છે જ નહીં બલકે, વીજળીનું છે અને આ વીજળી પાવર હાઉસથી અહીંયાં બલ્બ અને પંખા સુધી પહોંચી રહી છે. નબીઓ અને વલીઓ તથા બધા ફરિશ્તાઓ પ્રત્યેક કાર્યમાં હરપળે અલ્લાહ તઆલાના જ મોહતાજ છે. તેની જ કુદરત અને ઈચ્છાથી બધા મોઅ્જિઝા અને કરામાત અસ્તિત્વમાં આવે છે, જો કે તે પંખા અને બલ્બની જેમ નબીઓ અને વલીઓ દ્વારા જાહેર થાય છે.

આ ઉદાહરણથી સ્પષ્ટ થઈ ગયું કે, મોઅ્જિઝા અથવા કરામાત જાહેર થવામાં નબીઓ અને વલીઓની કોઈ સત્તા નથી, ફક્ત તે મોઅ્જિઝા અને કરામાત તેમના દ્વારા જાહેર થાય છે, જે અલ્લાહ ઈચ્છે છે. વળી જેવી રીતે બલ્બ અને પંખા વગર તમને પ્રકાશ અને હવા નહિ મળી શકે એવી જ રીતે મોઅ્જિઝાઓ અને કરામાત પણ નબીઓ અને વલીઓ વિના જાહેર નહિ થાય. જો કે, અહીંયાં એ તફાવત પણ છે જ, કે જો બલ્બ અને પંખો નહિ હોય તો સંપૂર્ણ

લાઈટ ફિટીંગ અને વ્યવસ્થિત કનેક્શન હોવા છતાં બલ્બનો પ્રકાશ અને પંખાની હવા મળવી અશક્ય છે, પરંતુ અલ્લાહ તઆલાની કુદરતમાં આ પણ શક્ય છે કે, મોઅ્જિઝા અને કરામાતને કોઈ નબી અથવા વલી વિના પણ જાહેર કરી દે. પરંતુ સામાન્ય રીતે અલ્લાહની સુન્નત છે કે, તે કોઈ નબી અથવા વલીના માધ્યમ વિના મોઅ્જિઝા અને કરામાત જાહેર નથી કરતો કારણ કે, આવું કરવાથી કરામાત અને મોઅ્જિઝાતનો જે હેતુ છે તેની પૂર્તિ થતી નથી.

સ્પષ્ટ થઈ ગયું કે, મુસલમાનોએ અકીદો (માન્યતા) તો એવો જ રાખવાનો છે કે સર્વ કાંઈ અલ્લાહ તઆલાની કુદરત અને ઈચ્છાથી જ થઈ રહ્યું છે પરંતુ નબીઓ તથા વલીઓના સન્માન અને તેમની આવશ્યકતા સ્વીકારવી પણ જરૂરી છે. તેમના વિના અલ્લાહની ખુશી તથા અલ્લાહના હુકમોની તાબે'દારીથી વંચિત રહી જવાશે. જેમકે કોઈ માણસ બલ્બ અને પંખાનું મહત્ત્વ ન સમજે અને તેને નષ્ટ કરી નાંખે તો રોશની અને હવાથી વંચિત રહે છે.

વસીલો (સિફારસ), મદદ અને યાચનાના મસ્અલામાં ઘણા લોકોને શંકા રહે છે. આશા છે કે, ઉપરોક્ત ખુલાસાથી અસલ વાસ્તવિકતા સ્પષ્ટ થઈ જશે અને એ પણ જાહેર થઈ જશે કે, નબીઓ અને વલીઓનો વસીલો બનાવવો ન તો સદંતર જાઈઝ છે અને ન જ તો સદંતર નાજાઈઝ છે. બલકે, એમાં ઉપરોક્ત વર્ણન પ્રમાણે કોઈને સંપૂર્ણ મુખત્યાર અને સર્વાધિકારી સમજી વસીલો બનાવવામાં આવે તો તે શિર્ક અને હરામ છે અને જો ફક્ત તેમનો હવાલો આપી તેમને સિફારસનું માધ્યમ સમજવામાં આવે તો તે જાઈઝ છે. પરંતુ આ બાબતે ખાસ કરીને સામાન્ય લોકોમાં ઘણી અતિશયોક્તિ અને જહાલતનો અમલ નજરે પડે છે.

وَاللّٰهَ اَسۡأَلُ الصَّوَابَ وَالسَّدَادَ وَبِيَدِهٖ الۡمَبۡدَأُ وَالۡمَعَادُ

**(૬) સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ)ની હિદાયત દીન–દુનિયામાં સંપૂર્ણ સફળતા છે :**

મુખ્ય વિવરણમાં આ વાત સ્પષ્ટ થઈ ગઈ કે, કુર્આને કરીમે જે દુઆ દરેક માણસના પ્રત્યેક કાર્યમાં દરેક સમયે નક્કી કરી દીધી છે, તે સિરાતે મુસ્તકીમ (સીધા–સત્ય માર્ગ)ની હિદાયત માટેની દુઆ છે. જેવી રીતે આખિરતની સફળતા

આ સીધા માર્ગ ઉપર આધાર રાખે છે, જે માનવો અને જિન્નાતોને સફળતા તરફ લઈ જાય છે એ જ પ્રમાણે દુનિયામાં સારા કૃત્યો તરફ નજર નાંખી વિચાર કરો તો સફળતાનો આધાર સીધો–સત્ય માર્ગ જ છે. જે કાર્યમાં પણ સફળતાના આ સિદ્ધાંત અને માધ્યમોનો ઉપયોગ કરવામાં આવશે, તો ઈચ્છિત પરિણામો અવશ્ય મળશે તથા હેતુપૂર્તિ માટે સ્વાભાવિક રીતે આ માધ્યમોને જરૂરી સમજવામાં આવશે તો સફળતા પણ સ્વાભાવિકપણે જરૂર મળે જ છે. તેનાથી વિપરીત જે કાર્યમાં કોઈ વ્યક્તિ પોતાના હેતુઓમાં સફળ નથી થતો, ત્યારે જો તે પોતાની આ નિષ્ફળતા ઉપર વિચાર કરે તો તેને ખબર પડી જશે કે, કાર્યના કોઈ તબક્કામાં તેણે ભૂલ કરી છે. સીધો–સાચો રસ્તો છૂટી ગયો હતો અને એટલે જ તે અસફળ થયો.

ખુલાસો એ છે કે, સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ)ની હિદાયત ફક્ત આખિરત (પરલોક) અને દીનના કાર્યો માટે જ ખાસ નથી. દુનિયાના બધા કામોની સુધારણા અને સફળતા પણ તેના ઉપર જ આધાર રાખે છે અને એટલા જ માટે આ દુઆ એવી છે કે, પ્રત્યેક મો'મિને તેને હરપળે પોતાની જીભ ઉપર રાખવી જોઈએ. ન જ ફક્ત પઢવા પૂરતી, પરંતુ તેના ઉપર અમલ પણ કરવો જોઈએ અને સફળતાની એ જ ગુરૂચાવી છે.

وَاللّٰهُ الْمُوَفِّقُ وَالْمُعِيْنُ،

અલ્લાહ તઆલાના ફઝલો કરમથી "સૂરએ ફાતિહા"ની તફસીર પૂર્ણ થઈ.

وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهُ وَاٰخِرَهُ وَظَاهِرَهُ وَبَاطِنَهُ





## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ : ૨

# સૂરએ બકરહ

## નામ અને આયતોની સંખ્યા :

આ સૂરતનું નામ "સૂરએ બકરહ" છે અને આ જ નામથી હદીષ અને સહાબા (રદિ.)ની રિવાયતોમાં તેનો ઉલ્લેખ જોવા મળે છે. જે રિવાયતોમાં આ સૂરહનું નામ "સૂરએ બકરહ" કહેવાની મનાઈ કરવામાં આવી છે, તે રિવાયતો સાચી નથી.

આ સૂરતમાં ૨૮૬ આયતો ૬૨૦૧ વાક્યો અને ૨૫૫૦૦ શબ્દો છે.

*(ઈબ્ને કષીર)*

## નાઝિલ થવાનો સમય :

આ સૂરત "મદની" છે. એટલે કે, મદીના તય્યિબહની હિજરત પછી સૌ પ્રથમ તેના નાઝિલ થવાની શરૂઆત થઈ અને વિવિધ સમયકાળમાં વિવિધ આયતો નાઝિલ થતી રહી. એટલે સુધી કે, رِبَـــا (રિબા) એટલે કે વ્યાજ સંબંધિત આયતો આપ ﷺની છેલ્લી જિંદગીમાં "ફત્હે મક્કા" (મક્કા વિજય) પછી નાઝિલ થઈ અને તેની એક આયત, وَاتَّقُوْا يَوْمًا تُرْجَعُوْنَ فِيْهِ اِلَى اللهِ "તે દિવસથી ડરો જ્યારે તમે અલ્લાહ પાસે પરત ફરશો." (૨:૨૮૧) કુર્આનની બિલકુલ છેલ્લી આયત છે, જે હિજરી સન ૧૦માં જિલ્હજ્જાની ૧૦મી તારીખે જ્યારે આપ ﷺ "હજ્જતુલ વદાઅ" (આપ ﷺની છેલ્લી હજ્જ)ના ફરજો પૂરા કરવામાં વ્યસ્ત હતા ત્યારે નાઝિલ થઈ હતી અને તેના ૮૦-૯૦ દિવસ પછી આપ ﷺની વફાત થઈ અને અલ્લાહની વહીનો આ ક્રમ સદાના માટે બંધ થઈ ગયો.

*(કુર્તુબી)*

## સૂરએ બકરહની ફઝીલતો (Merits) અને વિશેષતાઓ :

કુર્આન શરીફની આ સૌથી મોટી સૂરત છે, જેમાં ઘણા બધા હુકમો

શામિલ છે. રસૂલુલ્લાહ ﷺએ કહ્યું કે, "સૂરએ બકરહને પઢયા કરો, કારણ કે તેનું પઢવું બરકત (Blessings) છે અને તેનું છોડી દેવું અફસોસ અને બદનસીબી છે અને ગુમરાહ લોકો તેના ઉપર કાબૂ નથી મેળવી શકતા."

*(કુર્તુબી)*

કુર્તુબીમાં હઝરત મુઆવિયા (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે કે, "અહીંયાં ગુમરાહ લોકોથી મતલબ "જાદૂગરો" છે." અર્થ એ થયો કે, આ સૂરહને પઢનારા ઉપર કોઈ જાદૂ નહિ કરી શકે.

*(કુર્તુબી અજ મુસ્લિમ બ રિવાયતે અબૂ ઉમામા બાહલી)*

આપ ﷺએ ફરમાવ્યું કે, "જે ઘરમાં "સૂરએ બકરહ" પઢવામાં આવે છે, શયતાન ત્યાંથી નાસી જાય છે."

*(ઈબ્ને કષીર અજ હાકિમ)*

અને રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "સૂરએ બકરહ "સનામુલ કુર્આન" અને "ઝિરવતુલ કુર્આન" છે." "સનામ" અને "ઝિરવહ" કોઈ વસ્તુના સૌથી શ્રેષ્ઠ ભાગ (Apex)ને કહેવામાં આવે છે. સૂરએ બકરહની પ્રત્યેક આયત નાઝિલ થવાના સમયે ૮૦ ફરિશ્તાઓ તેની સાથે નાઝિલ થતા હતા.

*(ઈબ્ને કષીર અજ મુસ્નદે અહમદ)*

હઝરત અબુ હુરયરહ (રદિ.)ની એક હદીષમાં છે કે, "આ સૂરતમાં એક આયત એવી છે જે કુર્આન શરીફની બધી આયતોમાં શ્રેષ્ઠ છે અને તે "આયતુલ કુરસી" છે."

*(ઈબ્ને કષીર અજ તિરમિઝી)*

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, "સૂરએ બકરહની ૧૦ આયતો એવી છે કે, જો કોઈ વ્યક્તિ તેને રાત્રિમાં પઢી લે તો તે રાત્રે જિન્નાત અને શયતાનનો ઘરમાં પ્રવેશ નહીં થાય અને તેના ઘરવાળાઓ સાથે કોઈ આફત, બીમારી, રંજ–ગમ વગેરે અણગમતી ઘટનાઓ નહીં બને અને જો આ આયતો કોઈ પાગલ વ્યક્તિ ઉપર પઢવામાં આવે તો તેને રાહત થશે. આ દશ આયતો આ પ્રમાણે છે. ૪ આયતો સૂરએ બકરહની શરૂઆતની, પછી ૩ આયતો વચ્ચેની એટલે કે, "આયતુલ કુરસી" અને તેના પછીની બે આયતો અને અંતે સૂરએ બકરહની છેલ્લી ૩ આયતો."

એક વખતે આપ ﷺ એક અમીર (સરદાર)ની નિમણૂક કરવા ઈચ્છતા હતા. આપ ﷺએ ઘણા લોકો પાસેથી કુર્આન શરીફ સાંભળ્યું, તેમાં એક નવયુવાન હાજર થયો જેને "સૂરએ બકરહ" યાદ હતી. આપ ﷺએ "સૂરએ બકરહ"ની ફઝીલતના કારણે તેને લશ્કરનું સુકાન સોંપી દીધું.

*(ઈબ્ને કષીર અઝ તિરમિઝી, નસઈ, ઈબ્ને માજહ)*

## હુકમો – કાયદાઓ (નિયમો–મસઅલાઓ–Rulings) :

વિષયો અને મસ્અલાઓના સંદર્ભે પણ "સૂરએ બકરહ"ને એક ખાસ વિશેષતા પ્રાપ્ત છે. ઈબ્ને અરબી (રહ.) કહે છે કે, "મેં પોતાના વડીલોથી સાંભળ્યું છે કે, "સૂરએ બકરહ"માં એક હજાર امـر (અમ્ર) "આજ્ઞાર્થ" અને એક હજાર نهـــى (નહી) "નકાર", એક હજાર હિકમતો (ડહાપણ) અને એક હજાર ખબરો તથા કિસ્સાઓ છે."

*(કુર્તુબી વ ઈબ્ને કષીર)*

આ જ કારણ છે કે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ જ્યારે "સૂરએ બકરહ"ને તફસીર સાથે પઢી તો તેના શિક્ષણમાં ૧૨ વર્ષો ખર્ચી નાંખ્યા અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને આ સૂરત શીખવામાં ૮ વર્ષ લાગ્યા.

*(કુર્તુબી)*

સૂરએ ફાતિહા વાસ્તવમાં આખા કુર્આન શરીફનો ખુલાસો છે, તેમાં મૂળભૂત ત્રણ વિષયો છે. એક અલ્લાહ તઆલાની "રબુબિયત" એટલે કે, અલ્લાહ તઆલા જ સમગ્ર વિશ્વનો પરવરદિગાર અને પાલનહાર માલિક છે. બીજું માત્ર અલ્લાહ તઆલા જ ઈબાદતની પાત્રતા ધરાવે છે અને તેના સિવાય કોઈ ઈબાદતના લાયક છે જ નહીં અને ત્રીજું અલ્લાહ પાસે હિદાયતની તલબ (સીધા માર્ગ ઉપર ચલાવવા માટેની યાચના) છે. સૂરએ ફાતિહાના છેલ્લા વિષયમાં "સિરાતે મુસ્તકીમ" (સીધા માર્ગ)ની યાચના કરવામાં આવી છે અને વાસ્તવમાં આખું કુર્આન તેના ઉત્તરરૂપે છે કે, જો કોઈ વ્યક્તિ "સિરાતે મુસ્તકીમ" પામવાની ઈચ્છા કરે છે, તો તે તેને કુર્આન શરીફમાં જ મળશે.

એટલા માટે "સૂરએ ફાતિહા" પછી પહેલી સૂરત "સૂરએ બકરહ" રાખવામાં આવી અને તેને ذٰلِكَ الْكِتَابُ થી શરૂ કરીને ઈશારો કરવામાં આવ્યો

કે, જે "સિરાતે મુસ્તકીમ"ને તમે શોધી રહ્યા છો, તે આ કુર્આન જ છે.

તદુપરાંત આ સૂરતમાં ઈમાનના મૂળભૂત સિદ્ધાંતો "તવહીદ" (એકેશ્વરવાદ), "રિસાલત" (અલ્લાહના સંદેશાવાહકો – નબીઓ, રસૂલો અલૈ.) અને "આખિરત" (પરલોક) વગેરેનું સામૂહિક રીતે વર્ણન થયું છે તથા સૂરતના છેલ્લા ભાગમાં ઈમાનનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે, એ જ રીતે સૂરતના મધ્ય ભાગમાં જિંદગીના પ્રત્યેક વિભાગો વિશે જેમકે ઈબાદતો, વહેવારો, સમાજ, આર્થિક બાબતો, નીતિમત્તા, વ્યક્તિના જાહેર જીવન તથા આત્માની સુધારણાના સંદર્ભમાં હિદાયત (માર્ગદર્શન)ના મૂળભૂત સિદ્ધાંતોની સાથે–સાથે ઘણી બધી માનવજીવનની મહત્ત્વપૂર્ણ બાબતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

————————————

# સૂરએ બકરહ

સૂરએ બકરહ મદની સૂરત છે, તેમાં ૨૮૬ આયતો અને ૪૦ રુકૂઅ છે.



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*અલિફ–લામ–મીમ (૧) આ કિતાબ (કુર્આન છે); તેમાં કોઈ શંકા નથી; (અલ્લાહથી) ડરનારાઓ માટે માર્ગદર્શક (હિદાયત છે). (૨) જેઓ અદશ્ય બાબતો પર ઈમાન (આસ્થા) ધરાવે છે, તથા નમાઝ કાયમ કરે છે, અને અમે તેમને જે રોઝી અર્પણ કરી છે, તેમાંથી તેઓ (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરે છે. (૩) અને જે લોકો ઈમાન (વિશ્વાસ) રાખે છે, જે નાઝિલ કરવામાં આવ્યું તમારા (આપ ﷺ) પર, અને જે નાઝિલ કરવામાં આવ્યું તમારાથી અગાઉ (અન્ય નબીઓ અલૈ.) પર અને તેઓ આખિરત ઉપર દઢ વિશ્વાસ (યકીન) રાખે છે. (૪) આ જ તે લોકો છે જેઓ પોતાના પરવરદિગાર તરફથી મળેલી હિદાયત (સન્માર્ગ–સીધા માર્ગ) ઉપર છે; અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરનારા છે. (૫)*

## તફસીર (ભાષ્ય–વિવરણ) :

આ કિતાબ (કુર્આન છે) જેમાં કોઈ શંકા નથી. (મતલબ કે, કુર્આન અલ્લાહ તરફથી હોવામાં શંકાને કોઈ જ સ્થાન નથી. જો કોઈ નાદાન એમાં શંકા રાખે તો પણ તેની શંકાથી કુર્આનની વિશ્વસનિયતામાં કોઈ ઘટાડો થવાનો નથી.) આ કુર્આન અલ્લાહથી ડરનારાઓ માટે માર્ગદર્શક છે, જે લોકો અદૃષ્ય વસ્તુઓ ઉપર આસ્થા ધરાવે છે (એટલે કે જે વસ્તુઓ તેમની બુદ્ધિ અને સમજની બહાર છે, ફક્ત અલ્લાહ અને રસૂલ ﷺના કહેવાથી સત્ય માની લે છે) અને જેઓ નમાઝને કાયમ રાખે છે. (કાયમ રાખવાનો મતલબ એ છે કે, પાબંદીની સાથે તેના નિશ્ચિત સમયે સંપૂર્ણ શરતો અને નિયમો સાથે નમાઝ પઢે છે) અને જે કંઈ પણ અમે આપ્યું છે તેમાંથી ખર્ચ કરે છે (અર્થાત, નેક કાર્યો–પુણ્યમાં ખર્ચ કરે છે.) અને આ લોકો એવા છે કે જેઓ આ કુર્આન ઉપર પણ શ્રદ્ધા ધરાવે છે અને તેના પહેલાં જે કિતાબો ઉતારવામાં આવી તેના ઉપર પણ વિશ્વાસ રાખે છે, (અર્થાત તેમની આસ્થા કુર્આન ઉપર પણ છે અને અગાઉ નાઝિલ થઈ ચૂકેલી કિતાબો ઉપર પણ છે અને આસ્થાનો અર્થ છે; શ્રદ્ધા ધરાવવી, વિશ્વાસ કરવો, જ્યારે તેના ઉપર અમલ કરવો એ અલગ બાબત છે. અગાઉની કિતાબો જે અલ્લાહ તઆલાએ નબીઓ (અલૈ.) ઉપર નાઝિલ કરી હતી, તે બધાને જ સાચી સમજવી ફરજ અને ઈમાનની શરત છે. એટલે કે, એવું સમજે કે તે બધી કિતાબો અલ્લાહે જ ઉતારી હતી, તે બિલકુલ સત્ય છે પરંતુ સ્વાર્થી લોકોએ તેમાં જે ફેરફાર અને સુધારા–વધારા કર્યા તે ખોટું છે. હવે રહી વાત અમલીકરણની, તો અમલ (આચરણ) ફક્ત કુર્આન ઉપર જ કરવામાં આવશે. કારણ કે, કુર્આન આવવાથી અગાઉની કિતાબોની માન્યતા રદ થઈ ચૂકી છે, એટલે તેના ઉપર અમલ કરવો જાઈઝ નથી.) અને તે લોકો આખિરત પર શ્રદ્ધા ધરાવે છે, બસ આ જ તે લોકો છે જે સીધા માર્ગ ઉપર છે, જે તેમને તેમના પરવરદિગાર તરફથી મળ્યો છે. અને આ જ તે લોકો છે, જેઓ સંપૂર્ણ સફળતા પામનારા છે (એટલે કે આવા લોકોને દુનિયામાં નેઅ્‌મતરૂપે સત્ય–સીધો માર્ગ મળી ગયો અને આખિરતમાં પણ દરેક પ્રકારની સફળતા તેમના માટે જ છે.)

## વ્યાકરણ :

ذٰلِکَ (ઝાલિક) કોઈ વસ્તુ તરફ ઈશારો કરવા માટે વાપરવામાં આવે છે. رَیْبٌ (રયબુન) શંકા–કુશંકા, هُدًی (હુદન) શબ્દ "હિદાયત"થી બન્યો છે અને "હિદાયત"નો અર્થ "માર્ગદર્શન" થાય છે. مُتَّقِیْنَ (મુત્તકીન) જેનામાં તકવા (અલ્લાહનો ડર અને નીતિમત્તા)નો ગુણ હોય, તકવાનો શાબ્દિક અર્થ છે "કોઈ બાબતથી બચવું" અને અહીંયાં તે અલ્લાહની નાફરમાનીથી બચવાના અર્થમાં છે. غَیْبِ (ગયબિ)નો શાબ્દિક અર્થ, તે વસ્તુ જે મનુષ્યની નજરો સમક્ષ ઉપસ્થિત ન હોય (અદષ્ય હોય) અથવા બીજાઓની બુદ્ધિ અથવા સમજથી બહાર હોય. یُقِیْمُوْنَ (યુકીમૂન) શબ્દ ઈકામતથી બન્યો છે, જેનો અર્થ છે "સીધા કરવું" અને નમાઝ સીધી કરવાનો મતલબ એ છે કે તેના નિયમો, ફરજો તથા ખુશૂ'અ (ધ્યાનમગ્ન) અને ખુઝૂ'અ (એકાગ્રતા) સાથે નમાઝ પઢે. رَزَقْنٰھُمْ (રઝક્નાહુમ) رِزْقَ શબ્દથી બન્યો છે, જેનો અર્થ છે રોઝી અને જીવન જરૂરી ચીજવસ્તુઓ આપવી. یُنْفِقُوْنَ (યુનફિકૂન) શબ્દ اِنْفَاقٌ થી બને છે, તે ખર્ચ કરવાના અર્થમાં આવે છે. اٰخِرَةُ (આખિરતુ)નો શાબ્દિક અર્થ "પાછળથી આવનાર" થાય છે. આ સ્થળે આ શબ્દ "આલોક" (દુનિયા)ના મુકાબલામાં "પરલોક" (આખિરત) માટે વાપરવામાં આવે છે. یُوْقِنُوْنَ (યૂ'કિનૂન) શબ્દ اِیْقَانٌ થી બને છે અને તે یَقِیْن થી બન્યો છે અને یقین (યકીન) તેને કહે છે, જેમાં કોઈ શંકા–કુશંકાને સ્થાન નથી હોતું (એટલે કે કોઈ બાબત પ્રત્યેનો દઢ વિશ્વાસ હોવો). مُفْلِحُوْنَ (મુફલિહૂ'ન) શબ્દ اِفْلَاح (ઈફ્લાહ)થી બન્યો છે અને તે فلاح થી બન્યો છે. فلاح (ફલાહ)નો અર્થ "સંપૂર્ણ સફળતા" થાય છે.

## મસ્અલાઓ :

**حروفِ مُقَطَّعَه (હુરૂફે મુક્તઅહ), જે ઘણી સૂરતોની શરૂઆતમાં આવે છે. તેના વિશે વિગતવાર ચર્ચા :**

الٓمّٓ – ઘણી બધી સૂરતોની શરૂઆતમાં અમુક અક્ષરોથી બનતો એક શબ્દ લાવવામાં આવ્યો છે. દાખલા તરીકે, الٓمّٓ، حٰمٓ، الٓمّٓصٓ વગેરે. તેને કુર્આનની વ્યાખ્યામાં حروفِ مُقَطَّعَه (હુરૂફે મુકત્તઅહ) કહેવામાં આવે છે. તેમાંનો દરેક અક્ષર અલગ–અલગ ખેંચીને પઢવામાં આવે છે, જેમકે الف لام، میم જે حروفِ مُقَطَّعَه

(હુરૂફે મુકત્તઅહ) કેટલીક સૂરતોની શરૂઆતમાં આવ્યા છે તેના વિશે મુફસ્સિરો (ભાષ્યકારો–વિવરણકારો)એ કહ્યું છે કે, તેઓ જે તે સૂરતોના નામો છે. અમુક લોકોએ કહ્યું છે કે, તે અલ્લાહના નામોનું પ્રતીક છે, પરંતુ મોટા ભાગના સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને ઉમ્મતના ઉલમાનો સર્વસંમત અભિપ્રાય આ છે કે, તે અલ્લાહના નામોનું પ્રતીક અથવા રહસ્ય છે, જેને અલ્લાહ સિવાય કોઈ જ જાણતું નથી અને બની શકે છે કે રસૂલે કરીમ ﷺને તેનું રહસ્ય જણાવી દેવામાં આવ્યું હોય અને ઉમ્મતમાં તેનો પ્રચાર કરવાની મનાઈ કરવામાં આવી હોય. એટલા માટે આપ ﷺ દ્વારા આ શબ્દોની તફસીર અથવા ખુલાસા સંદર્ભે કોઈ બાબતનું નિવેદન થયાનું સાબિત નથી. તફસીરના ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં આ જ વિગત વર્ણવી છે, જેનો ખુલાસો નીચે મુજબ છે.

*"આમિર શઅ્બી, સુફિયાન સૌરી (રહ.) અને હદીષવેત્તાઓના એક સમૂહે કહ્યું છે કે, દરેક આકાશી કિતાબોમાં અલ્લાહ તઆલાના અમુક ખાસ પ્રતીકો અને રહસ્યો હોય છે. એ જ રીતે આ حروفِ مُقطّعه (હુરૂફે મુકત્તઅહ) કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનું રહસ્ય છે અને આ તે બાબતો સમકક્ષ બાબત છે, જેને ફક્ત અલ્લાહ તઆલા જ જાણે છે. આપણા માટે તેની ટીકા–ટિપ્પણી કરવી જાઈઝ નથી, હા ! એ વાત ચોક્કસ છે કે આ શબ્દો આપણા માટે લાભદાયક છે. પ્રથમ તેના ઉપર ઈમાન લાવવું, પછી તેને પઢવું આપણા માટે ઘણા મોટા સવાબનું કામ છે. બીજું તેને પઢવાથી આપણને ઘણા ફાયદાઓ અને બરકતો થાય છે, જેની આપણને ખબર પણ પડતી નથી અને અદષ્ય રીતે તે ફાયદાઓ આપણને થતા રહે છે.*

*હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.), હઝરત ઉમર (રદિ.), હઝરત ઉસ્માન (રદિ.), હઝરત અલી (રદિ.), હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) વગેરે મોટા ભાગના સહાબાઓનો પણ આ શબ્દો બાબતે અકીદો (માન્યતા) હતો કે, આ શબ્દો અલ્લાહ તઆલાના રહસ્યો છે. આપણે તેના ઉપર ઈમાન લાવવું જોઈએ કે, તે અલ્લાહ તરફથી આવ્યા છે અને જેવી રીતે આવ્યા છે, તેની તિલાવત કરવી જોઈએ તેના અર્થ જાણવાની પળોજણમાં પડવું બરાબર નથી."*

ઈબ્ને કષીરે પણ કુર્તુબી વગેરેથી નકલ કરીને આ જ બાબતને અગ્રિમતા આપી છે પરંતુ અમુક વિદ્વાન ઉલમા દ્વારા આ શબ્દોના જે અર્થો થયા છે તે ફક્ત

કુર્આન પઢનારાઓને સમજાવવા તથા તાકીદ કરવા અથવા પ્રતીકાત્મક રીતે સરળતા ઉત્પન્ન કરવા માટે આવ્યા છે. જો કે, આ શબ્દો કુર્આનમાં સંગ્રહાયેલા અસંખ્ય અમર્યાદિત રહસ્યોમાંથી છે, એટલે અમુક ઉલમાએ તેનો અર્થ કર્યો છે તેનો મતલબ એ નથી કે અલ્લાહની મરજી આ શબ્દોના ખુલાસા માટે ઉલમાએ કરેલા અર્થો પ્રમાણે જ હતી, આ શબ્દોનો સાચો અર્થ માત્ર અલ્લાહને જ ખબર છે, પરંતુ ઉલમાએ અમુક સંશોધન આધારે ઉમ્મતની સરળતા માટે અર્થ કરવાની કોશિષ કરી છે. એટલા માટે ઉલમાએ કરેલ "હુરૂફે મુકત્તઅહ"ના અર્થોનો વિરોધ કરવો પણ ખોટો છે કારણ કે, તે સંશોધનકાર વિદ્વાન ઉલમાનો વિરોધ કરવા બરાબર છે. (આ બાબતે પોતાનો આગવો અભિપ્રાય બાંધવો ખોટું છે, બહેતર છે કે મૌન ધારણ કરવામાં આવે.)

ذٰلِکَ الۡکِتٰبُ لَا رَیۡبَ فِیۡہِ માં ذٰلِکَ (ઝાલિક) શબ્દ કોઈ દૂરની વસ્તુ તરફ ઈશારો કરવા માટે આવે છે અને کِتَابُ (કિતાબુ) શબ્દ અહીંયાં કુર્આન શરીફ માટે છે. رَیۡبَ (રય્ બ)નો અર્થ શંકા–કુશંકા થાય છે, જેનો મતલબ એ છે કે આ કુર્આન એવું છે, જેમાં કોઈ શંકા–કુશંકાને સ્થાન જ નથી. અહીંયાં દેખીતી રીતે ذٰلِکَ દ્વારા કોઈ દૂરની વસ્તુ તરફ ઈશારો કરવામાં આવ્યો નથી, ખરેખર કુર્આન તરફ જ ઈશારો કરવાનો હેતુ છે, જે પઢનારની આંખો સામે છે, આમ વ્યાકરણની દૃષ્ટિએ આ વાક્ય બરાબર લાગતું નથી, છતાં દૂરની વસ્તુ દર્શાવતો ઈશારો એટલા માટે વાપરવામાં આવ્યો છે કે, સૂરએ ફાતિહાની દુઆમાં "સિરાતે મુસ્તકીમ" (સીધા રસ્તા) માટેની યાચના અને માંગણી કરવામાં આવી હતી, તેના જવાબરૂપે અને સિરાતે મુસ્તકીમની ઓળખ તથા ખુલાસા માટે આ કુર્આન શરીફ ઉતારવામાં આવ્યું છે. મતલબ કે, તમારી દુઆ અમે સાંભળી લીધી અને કબૂલ કરી તેથી કુર્આન શરીફ મોકલી આપ્યું, જે હિદાયતનો પ્રકાશ છે. હવે જો માણસ હિદાયત મેળવવા ઈચ્છે તો તેને પઢે, સમજે અને તેના ઉપર અમલ કરે.

પછી એ સંદર્ભે ફરમાવવામાં આવ્યું છે કે, કુર્આન શરીફમાં કોઈ શંકાને સ્થાન જ નથી. કારણ કે, કોઈ કલામ (કિતાબો)ના પ્રમાણિકપણા વિશે શંકા ઉત્પન્ન થવાના બે કારણો હોઈ શકે છે. એક તે કે, પોતે તે કલામમાં જ કોઈ ભૂલ હોય અને તે ભૂલ તે કલામમાં શંકા ઉપસ્થિત થવાનું કારણ બની જાય છે, અથવા તો તેને સમજવામાં ભૂલ કરવામાં આવે. આ પરિસ્થિતિમાં કલામમાં તો કોઈ

શંકા હોતી નથી પરંતુ કોઈની ગેરસમજ અથવા નાદાની કોઈ શંકા ઊભી કરી દે છે, જેમકે ખુદ કુર્આનમાં અમુક આયતો પછી اِنْ كُنْتُمْ فِیْ رَیْبٍ કહેવામાં આવ્યું છે.

ખરેખર આવા નાદાનો અથવા નાસમજોના વાંધા–વચકાઓની કોઈ હૈસિયત નથી. વાસ્તવિકતા આ છે કે, કુર્આન શરીફમાં લેશમાત્ર શંકાને સ્થાન નથી.

هُـدًى لِّلْمُتَّقِيْنَ – અલ્લાહથી ડરનારાઓ માટે તેમાં હિદાયત છે, એટલે કે વિશેષ પ્રકારની હિદાયત કે જે આખિરત (પરલોક)માં છુટકારાનો સબબ (કારણ) બને. આવી હિદાયત મુત્તકીઓ (અલ્લાહથી ડરનારા અને નીતિમત્તા ધરાવનારાઓ) માટે જ છે, જો કે કુર્આનની હિદાયત ન ફક્ત માનવજાત માટે બલકે, સમગ્ર સૃષ્ટિ માટે સર્વસામાન્ય છે. સૂરએ ફાતિહાની તફસીર (વિવરણ)માં ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે, "હિદાયત"ના ત્રણ દરજ્જા છે. પ્રથમ દરજ્જો તમામ મનુષ્યો તથા પ્રાણીઓ અને સકળ વિશ્વના તમામ દૃષ્ય–અદૃષ્ય પદાર્થો માટે છે. બીજો દરજ્જો ફક્ત મો'મિનો માટે ખાસ છે અને ત્રીજો દરજ્જો અલ્લાહના ખાસ અને ચૂંટી કાઢવામાં આવેલા લોકો માટે છે, અને તેમના દરજ્જાઓની કોઈ સીમા કે મર્યાદા નથી. કુર્આન શરીફમાં વિવિધ સ્થળોએ ક્યાંક સર્વસામાન્ય હિદાયતનું વર્ણન છે તો ક્યાંક વિશેષ પ્રકારની હિદાયતનો ઉલ્લેખ છે. ઉપરોક્ત આયતમાં વિશેષ પ્રકારની હિદાયતનો ઉલ્લેખ થયો છે. એટલા માટે મુત્તકીઓને વિશેષ રીતે સંબોધવામાં આવ્યા છે અને એમાં કોઈ શંકા નથી કે હિદાયતની આવશ્યકતા તે લોકોને વધારે છે જેઓ મુત્તકી નથી. ઉપરોક્ત ખુલાસાથી સ્પષ્ટ થઈ ગયું કે, આ સ્થળે માત્ર મુત્તકીઓ માટે કુર્આનના હિદાયત હોવાનો અર્થ એ નથી કે જેઓ મુત્તકી નથી તેઓ માટે કુર્આન હિદાયત નથી. બલકે, કુર્આન સામૂહિક રીતે સમગ્ર જગત માટે હિદાયત છે પરંતુ હિદાયતના વિવિધ દરજ્જાઓ હોય છે. અહીંયાં "મુત્તકીન"નો ઉલ્લેખ તેમના દરજ્જા પ્રમાણે છે.

## મુત્તકી (અલ્લાહથી ડરનારાઓ અને નીતિમત્તા ધરાવનારાઓ)ના વિશિષ્ટ લક્ષણો :

આ આયત પછી બે આયતોમાં મુત્તકીઓના ખાસ લક્ષણો, ખાસિયતો અને નિશાનીઓનો ઉલ્લેખ કરી બતાવી દેવામાં આવ્યું છે કે, આ સમૂહ હિદાયત પ્રાપ્ત કરી ચૂક્યો અને તેમનો માર્ગ "સિરાતે મુસ્તકીમ" (સીધો માર્ગ) છે. જે પણ

સીધા માર્ગનો ઈચ્છુક હોય તેઓ આ સમૂહમાં શામિલ થઈ જાય, તેમની સાથે રહે, તેમના અકીદાઓ (માન્યતાઓ), વિચારસરણી અને સદ્દકૃત્યો તથા તેમની નીતિમત્તાને આદર્શ સમજી તેને પોતાનો જીવનધ્યેય બનાવે.

કદાચ આ જ કારણથી મુત્તકીઓના ખાસ લક્ષણો વર્ણન કર્યા પછી ઉલ્લેખ કરવામાં આવ્યો,

أُولَـٰئِكَ عَلٰى هُدًى مِّنْ رَّبِّهِمْ وَأُولَـٰئِكَ هُمُ الْمُفْلِحُونَ

*"આ જ તે લોકો છે જેઓ પોતાના પરવરદિગાર તરફથી હિદાયત (સન્માર્ગ) ઉપર છે અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરનારા છે."*

જે બે આયતોમાં મુત્તકીઓના લક્ષણો વર્ણવવામાં આવ્યા છે, તેમાં ઈમાનની સર્વમાન્ય વ્યાખ્યા અને તેના મૂળભૂત સિદ્ધાંતોનું પણ વર્ણન થઈ ગયું છે. એટલા માટે આ ખાસિયતો અને લક્ષણોની વિસ્તારપૂર્વક ચર્ચા કરી લઈએ.

اَلَّذِيْنَ يُؤْمِنُونَ بِالْغَيْبِ وَيُقِيْمُونَ الصَّلاةَ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُونَ

*"જેઓ અદૃષ્ય બાબતો ઉપર આસ્થા ધરાવે છે તથા નમાઝ કાયમ કરે છે અને અમે તેમને જે રોઝી અર્પણ કરી છે, તેમાંથી તેઓ (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરે છે."*

આ આયતમાં "મુત્તકીન"ના ત્રણ લક્ષણો વર્ણવવામાં આવ્યા છે.

(૧) અદૃષ્ય બાબતો ઉપર આસ્થા (ઈમાન) ધરાવવી, (૨) નમાઝ કાયમ કરવી અને (૩) અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવો. આ સંદર્ભે ઘણી મહત્ત્વની ચર્ચા અગાઉ થઈ ચૂકી છે પરંતુ થોડી વિસ્તારપૂર્વકની ચર્ચા કરી લઈએ.

**પહેલો મસ્અલો – "ઈમાન"ની વ્યાખ્યા :**

"ઈમાન"ની વ્યાખ્યાને કુર્આન શરીફે માત્ર બે શબ્દો يُؤْمِنُونَ بِالْغَيْبِ માં ઉલ્લેખ કરી દીધો છે. ایمان(ઈમાન) અને غيب (ગય્બ)નો અર્થ સમજી લેવામાં આવે તો ઈમાનની સંપૂર્ણ વાસ્તવિકતા અને તેની વ્યાખ્યા સમજમાં આવી જશે.

વ્યાકરણની દૃષ્ટિએ "કોઈ વાતને કોઈના ભરોસા ઉપર ચોક્કસપણે સાચી માની લેવાનું નામ ایمان (ઈમાન) છે." એટલા માટે પ્રયોગોથી સિદ્ધ થયેલ

અથવા ભૌતિક પુરાવાઓ મેળવ્યા બાદ કોઈ સિદ્ધાંત અથવા નિવેદનને સાચું માનવાને "ઈમાન" કહેવામાં નહિ આવે. કારણ કે, તેની સચ્ચાઈનું સમર્થન માત્ર ભરોસા ઉપર આધાર રાખી કરવામાં નથી આવ્યું બલકે, સંપૂર્ણ પુરાવાઓ મેળવ્યા બાદ પુરાવાઓના આધારે સચ્ચાઈનું સમર્થન કરવામાં આવ્યું છે, જ્યારે કે શરીઅતની રૂએ "રસૂલ ﷺએ આપેલી માહિતીને કોઈપણ પ્રકારના પુરાવાઓ ચકાસ્યા વિના ફક્ત રસૂલ ﷺ ઉપર ભરોસો કરી ચોક્કસપણે માની લેવાનું નામ "ઈમાન" છે." વ્યાકરણની દૃષ્ટિએ غيب(ગયૂબ) એવી બાબતને કહેવામાં આવે છે, જેના વિશે મનુષ્યને કોઈ જ્ઞાન નથી અને ન જ મનુષ્યની બુદ્ધિ તેનો તાગ મેળવી શકે છે. એટલે કે, તે અદૃષ્ય છે, કાનથી સાંભળી શકાતું નથી, નાકથી સુંઘીને, જીભથી ચાખીને અથવા હાથથી સ્પર્શ કરીને મનુષ્યને મળેલા ઈંન્દ્રિય જ્ઞાન (Senses) વડે તેને જાણી શકાતું નથી.

કુર્આનમાં غَيْب (ગયૂબ)નો શબ્દ માત્ર તે અદૃષ્ય બાબતો માટે ઉપયોગવામાં આવ્યો છે, જેની ખબર રસૂલ ﷺએ આપી છે અને તેનું જ્ઞાન માણસની બુદ્ધિ અથવા પાંચ ઈંન્દ્રિઓ દ્વારા થઈ શકતું નથી. તેમાં અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતો (ગુણો–લક્ષણો) પણ આવી જાય છે, તકદીર (નસીબ), જન્નત (સ્વર્ગ) અને દોઝખ (નર્ક)ની પરિસ્થિતિઓ, કયામત અને તેમાં ઘટનારી ઘટનાઓ, ફરિશ્તાઓ, બધી જ આસમાની કિતાબો અને સઘળા અગાઉ થઈ ગયેલા નબીઓ–રસૂલો (અલૈ.) પણ તેમાં શામિલ છે. જેનો ખુલાસો આ જ સૂરએ બકરહના પૂર્ણ થવા ઉપર اٰمَنَ الرَّسُوْلُ માં વર્ણન કરવામાં આવ્યો છે. એમ કહો કે, અહીંયાં "ઈમાને મુજમલ"નું વર્ણન થયું અને સૂરતની છેલ્લી આયતોમાં "ઈમાને મુફસ્સલ"નું વર્ણન થયું છે.

તો હવે અદૃષ્ય બાબતો ઉપર ઈમાનનો અર્થ એ થયો કે, "રસૂલ ﷺ જે હિદાયતો અને વહીનું શિક્ષણ લઈને આવ્યા છે તે બધાને ચોક્કસપણે શ્રદ્ધાપૂર્વક દિલથી માનવું જરૂરી છે અને વિશ્વાસ રાખવામાં આવે કે વહીનું આ શિક્ષણ રસૂલ ﷺ દ્વારા જ મનુષ્યને પ્રાપ્ત થયેલું છે. બધા જ ઈસ્લામના માનનારાઓ આ પ્રમાણેની "ઈમાન"ની વ્યાખ્યામાં માને છે.

*(અકાઈદે તહાવી, અકાઈદે નસફી વગેરે)*

ઉપરોક્ત વ્યાખ્યાને માનવાનું નામ "ઈમાન" છે, આ વ્યાખ્યાને ફક્ત જાણી લેવાનું નામ "ઈમાન" નથી. કારણ કે, જ્યાં સુધી ફક્ત "ઈમાન"ની

વ્યાખ્યા જાણી લેવાનો સંબંધ છે ત્યાં સુધી ઈબ્લીસ, શયતાન અને ઘણા બધા કાફિરોને પણ એ બાબતની ખબર છે. તેઓ પણ રસૂલ ﷺ સાચા હોવાનું જાણતા હતા પરંતુ તેમણે માન્યું નહિ એટલા માટે તેઓ મો'મિન નથી.

**બીજો મસ્અલો – નમાઝ કાયમ કરવી :**

"ઈકામત" (اقامة)નો અર્થ ફક્ત નમાઝ પઢી લેવાનો નથી બલકે, નમાઝને પ્રત્યેક હૈસિયતથી દરેક બાબતે દુરુસ્ત કરી લેવાનું નામ اقامة (ઈકામત) છે, જેમાં નમાઝના બધા જ ફરજો, વાજિબો, મુસ્તહબો અને તેની એકાગ્રતા, ધ્યાન, (ખુશૂઅ–ખુઝૂઅ), સમય આ બધું જ اقامةના અર્થમાં સામેલ છે અને સાચું એ છે કે, આ સ્થળે કોઈ ચોક્કસ નમાઝનો ઉલ્લેખ નથી. બલકે ફરજ, વાજિબ અને નફલ નમાઝો પણ આ શબ્દમાં શામિલ છે. ખુલાસો એ છે કે, તે લોકો નમાઝની પાબંદી શરીઅતના કાયદા કાનૂનોના આધારે કરે છે અને તેને બધા જ નિયમો સાથે અદા કરે છે.

**ત્રીજો મસ્અલો – અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવો :**

આ વિષયમાં પણ સત્ય અને સિદ્ધ થયેલી બાબત, જેને તમામ મુફસ્સિરીન (ભાષ્યકારો)એ અપનાવી છે તે એ છે કે, દરેક પ્રકારનો અલ્લાહના રસ્તામાં કરવામાં આવેલો ખર્ચ તેમાં શામિલ છે. પછી તે ફરજ ઝકાત હોય અથવા અન્ય સદકાઓ (દાન), યા તો વાજિબ અથવા નફલ સદકાઓ અથવા ખૈરાત. કારણ કે, કુર્આન શરીફમાં જ્યાં પણ اِنْفَاقٌ શબ્દ વાપરવામાં આવ્યો છે, સામાન્ય રીતે નફલ સદકાઓના અર્થમાં છે અથવા તો સામાન્ય ખૈરાતના અર્થમાં ઉપયોગ થયો છે. ફરજ ઝકાત માટે મોટે ભાગે زکوٰة શબ્દ વાપરવામાં આવ્યો છે.

આ ટૂંકા વાક્ય مِمَّا رَزَقْنٰهُمْ (મિમ્મા રઝકનાહુમ) ઉપર વિચાર કરો તો એક બાજુ આ શબ્દ અલ્લાહના રસ્તામાં ધન ખર્ચ કરવાની એક મજબૂત અને ખૂબ અસરકારક પ્રેરણા મનુષ્યના હૃદયમાં ઉત્પન્ન કરે છે કે, જે કંઈ માલ–દૌલત, ધન તમારી પાસે છે તે બધું જ અલ્લાહે અર્પણ કરેલું છે અને તેની જ અમાનત છે. જો આપણે તે સમગ્ર ધન પણ અલ્લાહના રસ્તામાં તેને રાજી કરવા ખર્ચ કરી નાંખીએ તો પણ વ્યાજબી છે. એમાં પણ આપણું અલ્લાહ ઉપર કોઈ અહેસાન નથી.

જાન દી, દી હુઈ ઉસીકી થી, હક તો યે હે કે હક અદા ન હુવા !

તેના ઉપર વધુ એક શબ્દ مِمَّا (મિમ્મા)નો ઉમેરો કરી દીધો. જેનો અર્થ એ છે કે, અમે અર્પેલો સઘળો માલ ખર્ચ કરવાનો નથી, પરંતુ તેમાંથી અમુક ભાગ ખર્ચ કરવાનો છે.

અહીંયાં મુત્તકીન (અલ્લાહથી ડરવાવાળા – નીતિમત્તા ધરવાનારા)ના લક્ષણો વર્ણવી દેવામાં આવ્યા. પ્રથમ અદૃષ્ય બાબતો ઉપર ઈમાન (આસ્થા–શ્રદ્ધા)નો ઉલ્લેખ થયો, બીજું નમાઝ કાયમ કરવાનો અને ત્રીજું અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાનો ઉલ્લેખ થયો. ઈમાનનું મહત્ત્વ તો બધાને ખબર છે કે, તે જ અસલ અને મૂળભૂત બાબત છે અને સમગ્ર સદ્‌કૃત્યોના સ્વીકાર થવાનો આધાર માત્ર ઈમાન ઉપર જ છે, પરંતુ જ્યારે ઈમાન સાથે અમલનું વર્ણન કરવામાં આવે તો તેની યાદી ખૂબ લાંબી થઈ શકે છે. કારણ કે, ફરજો અને વાજિબોની સંખ્યા ઘણી વધારે છે.

અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, અમલોમાંથી ફક્ત બે જ બાબતો, નમાઝ અને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાના વર્ણનને પૂરતું સમજી લેવાનું રહસ્ય શું છે ? તેમાં લગભગ તે બાબત તરફ ઈશારો છે કે, ઈસ્લામી આ'માલનો સંબંધ માણસના વ્યક્તિગત શરીર સાથે છે અથવા તો તેની માલિકીપણા હેઠળની વસ્તુઓ (માલ–દૌલત વગેરે) સાથે છે. શારીરિક અથવા વ્યક્તિગત ઈબાદતોમાં સૌથી મહત્ત્વની ઈબાદત નમાઝ છે, એટલે તેનો અત્રે ઉલ્લેખ કરી થોભી જવામાં આવ્યું છે અને આર્થિક બાબતોની ઈબાદતો (અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા)માં اِنْفَاق શબ્દમાં બધું જ શામિલ થઈ જાય છે. એટલા માટે વાસ્તવમાં અહીંયાં ફક્ત બે જ અમલનો ઉલ્લેખ નથી બલકે, તમામ માલી (ભૌતિક) અને બદની (શારીરિક) અમલો અને ઈબાદતો તેના સંદર્ભમાં આવી ગઈ અને આખી આયતનો અર્થ એ થઈ ગયો કે, મુત્તકી (અલ્લાહથી ડરવાવાળા – નીતિમત્તા ધરાવનારા) તે લોકો છે જેમનું ઈમાન પણ સંપૂર્ણ છે અને અમલ પણ સંપૂર્ણ છે અને ઈમાન તથા અમલના સંયુક્ત મિશ્રણનું નામ જ ઈસ્લામ છે. મતલબ કે, આ આયતમાં ઈમાનની સંપૂર્ણ વ્યાખ્યાની સાથે સાથે ઈસ્લામના અર્થ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે. એટલા માટે યોગ્ય એ છે કે, અત્રે ઈસ્લામ અને ઈમાનના તફાવત વિશે ચર્ચા કરી લેવામાં આવે.

**ઈમાન અને ઇસ્લામમાં તફાવત શું છે ?**

"ઈમાન"નો શાબ્દિક અર્થ, "કોઈ વસ્તુની દિલથી ગવાહી આપી સાચું માનવું" અને "ઈસ્લામ"નો અર્થ "અલ્લાહની ઈચ્છાને સંપૂર્ણ આધીન થઈ જવું અને તેની ફરમાંબરદારી તથા તાબે'દારી કરવી" છે. ઈમાનનું નિવાસસ્થાન દિલ છે અને ઈસ્લામનું નિવાસસ્થાન દિલ તો છે જ પણ સાથે સાથે શરીરના અવયવો પણ છે. પરંતુ શરીઅતની રૂએ "ઈમાન" વિના "ઈસ્લામ" અને "ઈસ્લામ" વિના "ઈમાન" ભરોસાપાત્ર નથી. મતલબ કે, અલ્લાહ અને તેના રસૂલ ﷺને ફક્ત દિલથી સાચા માની લેવું શરીઅતની રૂએ ત્યાં સુધી ભરોસાપાત્ર નથી જ્યાં સુધી કે, તેની સચ્ચાઈનો ઈકરાર અને તેની જાહેરાત તથા અલ્લાહની ઈચ્છાને સંપૂર્ણ તાબે' થવાનો ઈકરાર મૌખિક રીતે કરવામાં ન આવે. એવી જ રીતે મૌખિક રીતે ઈકરાર અથવા કબૂલાત ત્યાં સુધી ભરોસાપાત્ર નથી, જ્યાં સુધી દિલથી અલ્લાહ અને તેના રસૂલ ﷺની સચ્ચાઈને માનવામાં ન આવે.

ઉપરોક્ત બાબતનો ખુલાસો આ નીકળ્યો કે, શાબ્દિક રીતે ઈમાન અને ઈસ્લામ ભિન્ન ભિન્ન વ્યાખ્યા ધરાવે છે અને કુર્આન તથા હદીષમાં ઈમાન અને ઈસ્લામના શાબ્દિક અર્થોના ફેરફારના કારણે ઈમાન અને ઈસ્લામમાં તફાવતનું વર્ણન પણ છે. પરંતુ શરીઅતની રૂએ ઈમાન વિના ઈસ્લામ અને ઈસ્લામ વિના ઈમાન ભરોસાપાત્ર નથી. – – – – – – – – – – – – – – – – – – – – – –

– – – – – – – – – – – – – – – – – – – – – – – – – – – – – – – –

– – – – – – – – – – – – – – – – – – – – – – જ્યારે ઈસ્લામ એટલે કે, જાહેર રીતે ઈકરાર અને ફરમાંબરદારી હોય પરંતુ ઈમાન ન હોય તો તેને કુર્આનની વ્યાખ્યામાં نِـفَـاق (નિફાક– Hypocrisy) કહેવામાં આવે છે અને તેને ખુલ્લા કુફ્ર કરતાં વધારે સખત ગુનોહ ઠરાવવામાં આવ્યો છે. કુર્આનમાં છે,

اِنَّ الْمُنٰفِقِيْنَ فِى الدَّرْكِ الْاَسْفَلِ مِنَ النَّارِ،

*"અને મુનાફિકો જહન્નમના સૌથી નીચેના ભાગમાં રહેશે." (૪:૧૪૫)*

આવી જ રીતે ઈમાન, એટલે કે દિલથી સત્ય માનવાની સાથે જો મૌખિક ઈકરાર અને ફરમાંબરદારી ન હોય તો તેને પણ કુર્આન શરીફની نـــصـــوص (નુસૂસ–આયતો) દ્વારા ખુલ્લા શબ્દોમાં કુફ્ર જ કહેવામાં આવ્યું છે.

દાખલા તરીકે,

يَعْرِ فُوْنَهٗ كَمَا يَعْرِ فُوْنَ اَبْنَآءَ هُمْ

*"આ કાફિરો રસૂલ ﷺને અને તેમની સચ્ચાઈને એવી રીતે (ચોક્કસપણે) ઓળખે છે, જેવી રીતે તેઓ પોતાના સંતાનોને ઓળખે છે." (૨:૧૪૬)*

અને બીજી જગ્યાએ ફરમાવ્યું,

جَحَدُوْا بِهَا وَاسْتَيْقَنَتْهَآ اَنْفُسُهُمْ ظُلْمًا وَّعُلُوًّا

*"આ લોકો અમારી આયતોનો ઈન્કાર કરે છે, હાલાં કે તેમના દિલોમાં એનું સંપૂર્ણ યકીન છે અને તેમનું આ કૃત્ય ફક્ત અત્યાચાર અને ઘમંડના કારણે છે." (૨૭:૧૪)*

મારા ઉસ્તાદ મોહતરમ હઝરત અલ્લામહ સય્યદ અનવરશાહ કશ્મિરી (રહ.) આ વિષયને એવી રીતે વર્ણન કરતા હતા કે, ઈમાન અને ઈસ્લામ આધ્યાત્મિક (રૂહાની) મુસાફરીમાં એકસમાન છે. તફાવત ફક્ત શરૂઆત અને અંતનો છે, એટલે કે ઈમાન દિલથી શરૂ થાય છે અને જાહેરમાં અમલ સુધી પહોંચીને પૂર્ણ થાય છે અને ઈસ્લામ જાહેર અમલથી શરૂ થાય છે અને દિલમાં પહોંચીને પૂર્ણ થાય છે. જો દિલથી સત્ય માનવાની શ્રદ્ધા જાહેરના ઈકરાર અને ફરમાંબરદારી સુધી ન પહોંચે તો આવું ઈમાન ભરોસાપાત્ર નથી. અને એવી જ રીતે જો જાહેરનું અનુસરણ અને ફરમાંબરદારી દિલના ઈકરાર અને શ્રદ્ધા સુધી ન પહોંચે તો આવો ઈસ્લામ ભરોસાપાત્ર નથી.

ઈમામ ગઝાલી (રહ.) અને ઈમામ સુબકી سبكى (રહ.)એ પણ આવું જ સંશોધન કર્યું છે અને ઈમામ ઈબ્ને હુમામ (રહ.)એ "મુસામિરાહ"માં આ સંશોધન ઉપર બધા જ અહલે હક (સત્માર્ગીઓ) સહમત હોવાનું વર્ણન કર્યું છે.

وَالَّذِيْنَ يُؤْمِنُوْنَ بِمَا اُنْزِلَ اِلَيْكَ وَمَآ اُنْزِلَ مِنْ قَبْلِكَ وَبِالْاٰخِرَةِ هُمْ يُوْقِنُوْنَ

*"મુત્તકીઓ એવા છે કે, ઈમાન રાખે છે તે કિતાબ ઉપર પણ જે આપ (ﷺ)ના ઉપર ઉતારવામાં આવી અને તે કિતાબો ઉપર પણ જે આપ (ﷺ)થી પહેલાં ઉતારવામાં આવી ચૂકી છે, અને આખિરત ઉપર પણ તે જ યકીન (વિશ્વાસ) રાખે છે."*

આ આયતમાં મુત્તકી લોકોની બાકીની સિફતો (લક્ષણો)નું પણ વર્ણન થયું છે, જેમાં અદષ્ય બાબતો ઉપર ઈમાનનો ખુલાસો અને પરલોક (આખિરત) ઉપર ઈમાન હોવાનું વર્ણન છે. હજરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ અને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ આ આયતની તફસીરમાં કહ્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺના સમયમાં બે પ્રકારના મો'મિનો અને મુત્તકીઓ હતા. પ્રથમ જેઓ પહેલાં મુશ્રિક (મૂર્તિપૂંજકો) હતા અને ઈસ્લામ લાવ્યા તથા બીજા તેઓ જે પહેલાં અહલે કિતાબ એટલે યહૂદીઓ અને ક્રિશ્ચિયનો હતા પછી મુસલમાન થયા." આ આયત અગાઉની આયતમાં પહેલાં જૂથનું વર્ણન હતું અને આ આયતમાં બીજા જૂથનું વર્ણન છે. એટલા માટે આ આયતમાં કુર્આન ઉપર ઈમાન લાવવાની સાથે–સાથે પાછલી આકાશી કિતાબો ઉપર ઈમાન લાવવાનો પણ ખુલાસો કરવામાં આવ્યો કે, હદીષના ખુલાસા પ્રમાણે તેઓ બેવડા સવાબના હકદાર છે. એક તો આગાઉની આકાશી કિતાબો ઉપર ઈમાન લાવી અમલ કરવાનો સવાબ, બીજો કુર્આન શરીફના સમયમાં કુર્આન શરીફ ઉપર ઈમાન લાવી તેના ઉપર અમલ કરવાનો સવાબ. અગાઉની આસમાની કિતાબો (તવરાત, ઝબૂર, ઈન્જીલ વગેરે) ઉપર ઈમાન લાવવું આજે પણ દરેક મુસલમાનો માટે જરૂરી છે. તફાવત માત્ર એટલો છે કે, આજે એ કિતાબો ઉપર ઈમાન લાવવાનું સ્વરૂપ એવું હશે કે, અલ્લાહ તઆલાએ એ કિતાબોમાં જે તે સમયે જે કંઈ નાઝિલ ફરમાવ્યું હતું તે સત્ય હતું અને જે તે સમયે તેના ઉપર અમલ કરવો ફરજ હતો, પરંતુ કુર્આન શરીફ નાઝિલ થયા પછી અગાઉની કિતાબો અને શરીઅતો રદ થઈ ગઈ હોવાથી હવે અમલ ફક્ત કુર્આન શરીફ ઉપર જ કરવામાં આવશે.

**ખત્મે નુબુવ્વત (નુબુવ્વતનો ક્રમ પૂર્ણ થઈ ગયો હોવાની) એક સ્પષ્ટ દલીલ :**

આયતની આ પ્રમાણેની વર્ણન પદ્ધતિથી એક મહત્ત્વનો મૂળભૂત મસ્અલો પણ સામે આવી જાય છે કે, રસૂલુલ્લાહ ﷺ અંતિમ નબી હતા. અને તેમના ઉપર ઉતારવામાં આવેલ વહી અંતિમ વહી હતી. કારણ કે, જો કુર્આન શરીફ પછી કોઈ બીજી કિતાબ નાઝિલ થવાની હોત તો આ આયતમાં જેવી રીતે અગાઉની કિતાબો અને વહી ઉપર ઈમાન લાવવું જરૂરી ઠરાવવામાં આવ્યું છે,

એવી જ રીતે હવે પછી નાઝિલ થનારી કિતાબો અને વહી ઉપર ઈમાન લાવવાનું વર્ણન પણ ચોક્કસ થયું હોત. બલકે, આવું વર્ણન કરવું જરૂરી પણ હતું કારણ કે, તવરાત, ઈન્જીલ અને અગાઉની તમામ કિતાબો ઉપર ઈમાન લાવવું તો પ્રથમથી જ પ્રચલિત હતું અને બધાની જાણમાં હતું. પરંતુ જો આપ ﷺ પછી પણ નુબુવ્વત અને વહીનો ક્રમ ચાલુ રહેવાનો હોત, તો એ બાબતની વધુ આવશ્યકતા હતી કે, આ કિતાબ (કુર્આન)માં તે નબીનું વર્ણન વધારે કાળજીથી કરવામાં આવ્યું હોત, જેથી કોઈને લેશમાત્ર શંકા બાકી ન રહે !

કુર્આનમાં જ્યાં ઈમાનનું વર્ણન થયું છે, ત્યાં આપ ﷺ અગાઉ નાઝિલ થયેલી વહી અને અગાઉના નબીઓનો ઉલ્લેખ થયો છે પરંતુ આપ ﷺ પછી આવનારી કોઈ વહી અથવા નબીનો લેશમાત્ર ઉલ્લેખ નથી અને આ વિષયનો ઉલ્લેખ ફક્ત આ આયતમાં જ નથી બલકે, કુર્આન શરીફમાં શરૂઆતથી લઈ અંત સુધી વિવિધ સ્થળોએ ૪૦ થી ૫૦ આયતોમાં આ પ્રમાણેનું વર્ણન થયું છે અને બધી જ આયતોમાં આપ ﷺ અગાઉ થઈ ગયેલા નબીઓ, અગાઉની વહી અને અગાઉની કિતાબોનું વર્ણન છે પરંતુ કોઈ એક આયતમાં પણ એ બાબત તરફ ઈશારો સુદ્ધાં કરવામાં આવ્યો નથી કે, હવે પછી પણ ભવિષ્યમાં વહી અથવા નબી આવનાર છે જેના ઉપર દરેકે ઈમાન લાવવાનું રહેશે. દાખલા તરીકે, નીચેની કુર્આનની આયતો જુઓ,

(۱) وَمَا اَرْسَلْنَا مِنْ قَبْلِکَ (سورہ نحل) (۲) وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِکَ (سورہ مؤمن) (۳) وَلَقَدْ اَرْسَلْنَا مِنْ قَبْلِکَ رُسُلًا (سورہ روم) (۴) وَمَا اُنْزِلَ مِنْ قَبْلِکَ (سورہ نساء) (۵) وَلَقَدْ اُوْحِیَ اِلَیْکَ وَاِلَی الَّذِیْنَ مِنْ قَبْلِکَ (سورہ زمر) (۶) کَذٰلِکَ یُوْحِیْ اِلَیْکَ وَاِلَی الَّذِیْنَ مِنْ قَبْلِکَ (سورہ شوریٰ) (۷) کَمَا کُتِبَ عَلَی الَّذِیْنَ مِنْ قَبْلِکُمْ (بقرہ) (۸) سُنَّۃَ مَنْ قَدْ اَرْسَلْنَا قَبْلَکَ مِنْ رُّسُلِنَا (اسرائیل)

*(૧) "અને જે અમે મોકલ્યું તમારી પહેલાં" (૧૬:૪૩), (૨) "અને અમે ખરેખર તમારા અગાઉ પયગમ્બરો મોકલ્યા" (૪૦:૭૮), (૩) "અને*

*ખરેખર અમે તમારા અગાઉ પયગમ્બરો મોકલ્યા" (૨૦:૪૭), (૪) "અને જે તમારા પહેલાં ઉતારવામાં આવ્યું" (૪:૬૦), (૫) "અને ખરેખર તે તમારા ઉપર નાઝિલ કરવામાં આવ્યું અને તેમના ઉપર પણ જેઓ તમારા અગાઉ ગુજરી ચૂક્યા છે" (૩૯:૬૫), (૬) "જેથી તેણે નાઝિલ કર્યું તમારા ઉપર અને તેણે નાઝિલ કર્યું તેમના ઉપર જેઓ તમારાથી અગાઉ ગુજરી ચૂક્યા (૪૨:૩), (૭) "તમારા ઉપર રોઝા ફરજ કરવામાં આવ્યા જેવી રીતે તમારી અગાઉના લોકો પર કરવામાં આવ્યા હતા" (૨:૧૮૩), (૮) "આ જ અમારો માર્ગ હતો પયગમ્બરો સાથે જેઓ તમારા અગાઉ મોકલવામાં આવ્યા" (૧૭:૭૭).*

આ આયતોમાં અને તેના જેવી જ અન્ય આયતોમાં જ્યાં પણ નબી, રસૂલ, વહી અને કિતાબ મોકલવાનો ઉલ્લેખ છે, તે બધાની સાથે مِنْ قَبْل (મિન કબ્લ–આનાથી અગાઉ) અથવા તો مِنْ قَبْلِكَ (મિન કબ્લિક)નો શબ્દ મૂકવામાં આવ્યો છે. કોઈ એક સ્થળે પણ مِنْ بَعْدُ (આના પછી)ના ઉલ્લેખ કરવા બાબતનો ઈશારો સુદ્ધાં કરવામાં આવ્યો નથી. જો ખત્મે નુબુવ્વત અને વહીનો ક્રમ પૂર્ણ થઈ જવાનું બીજી આયતોમાં ખુલ્લમ–ખુલ્લું વર્ણન ન પણ થયું હોત તો પણ કુર્આન શરીફની આ વર્ણનશૈલી જ ખત્મે નુબુવ્વત વિશેના પુરાવા માટે પૂરતી હતી. ખત્મે નુબુવ્વત વિશે કુર્આનના ખુલાસાઓ, અસંખ્ય હદીષોના પુરાવાઓ તથા ઉમ્મતના ઈજ્માઅની વિગત જોવી હોય તો મારી કિતાબ "ખત્મે નુબુવ્વત" વાંચવા વિનંતી છે.

## મુત્તકી (અલ્લાહથી ડરનારા અને નીતિમત્તા ધરાવનારા) લોકોની તફસીરમાં આખિરત ઉપર ઈમાન ધરાવતા હોવાની સિફત (ગુણ):

આ આયતમાં મુત્તકી લોકોની આખિરત ઉપર ઈમાન હોવાની ખાસિયત અને સિફતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે તેઓ આખિરત (પરલોક) ઉપર ઈમાન (શ્રદ્ધા) ધરાવે છે. અત્રે આખિરતના ઉલ્લેખનો અર્થ તે આખિરત છે, જેને કુર્આનમાં "દારૂલ કરાર" અથવા "દારૂલ હયવાન" અથવા "ઉકબા" કહેવામાં આવ્યું છે અને આખા કુર્આન શરીફમાં તેની ભયંકર વાસ્તવિકતાઓનું વર્ણન ભર્યું પડ્યું છે.

**આખિરત (પરલોક) ઉપર ઈમાન લાવવું એક ક્રાંતિકારી માન્યતા (અકીદહ) છે :**

આખિરત ઉપર ઈમાન લાવવું જો કે, અદષ્ય બાબતો ઉપર ઈમાન લાવવાના શબ્દમાં આવી ચૂક્યું છે, પરંતુ ફરી એનું વિગતવાર વર્ણન કરીને ઈમાનના આ વિભાગને એટલા માટે મહત્ત્વ આપવામાં આવ્યું છે કે, આખિરત ઉપર ઈમાન લાવ્યા પછી તેના તકાદાઓને પૂર્ણ કરવાની ભાવના અદષ્ય બાબતો ઉપરના ઈમાનથી જ પૈદા થાય છે, અને ઈસ્લામી અકીદા (માન્યતા)ઓમાંની આ જ તે ક્રાંતિકારી માન્યતા છે, જેણે જગતનો નકશો બદલી નાંખ્યો, જેણે આકાશી શિક્ષણ ઉપર અમલ કરનારાઓને પ્રથમ નીતિમત્તા અને સામાજિક વહેવારોમાં પછી આખી દુનિયાના રાજકારણમાં પણ દુનિયાની બીજી કૌમો કરતાં એક આગવું સ્થાન અપાવ્યું છે. તવહીદ (એકશ્વરવાદ)ની માન્યતા તથા નબીઓ અને સંદેશાવાહકો (રિસાલત)ની માન્યતા જગતના અસ્તિત્વથી જ ચાલતી આવી છે.

દેખીતી વાત છે કે, જે લોકો પાસે ફક્ત દુનિયાની જિંદગી અને તેની રાહતો તથા અય્યાશીઓ જ અંતિમ જીવન ધ્યેય છે, તેઓ ભૌતિકતાને અતિશય ભોગવવાને જ જીવનનો ધ્યેય બનાવે છે, દુનિયાની મુશ્કેલીને જ મુશ્કેલી સમજે છે. આખિરતની જિંદગી અને દુનિયામાં કરેલા કૃત્યોના હિસાબ–કિતાબ તથા તેના ઈનામ અને સજાને માનતા નથી. જો તેઓ સત્ય–અસત્ય, હલાલ–હરામના તફાવતને પોતાની દુનિયવી જિંદગીની રાહત અને અય્યાશીઓમાં દખલગીરી સમજે છે, તો તેમને ગુનાહો (Crime)થી રોકવા માટે અન્ય કોઈ વસ્તુ બાકી બચતી નથી.. સરકારી કાયદાઓ અને બંધારણો ગુનાહોને રોકવા માટે તથા માણસના ચારિત્ર્યને બદલવા માટે પૂરતા નથી હોતા. રીઢા ગુનેગારો આવી સજાઓને ઘોળીને પી જાય છે. વળી, જો કોઈ સારો માણસ સરકારી સજાના ડરથી કોઈ ગુનોહ કરતાં અટકી જાય છે તો તે પણ એટલે સુધી જ રોકાય છે કે જ્યાં સુધી તેને પકડાઈ જવાનો ડર લાગતો હોય, એ જ રીતે તે પોતાની ઈચ્છાઓને કાનૂની પકડમાં આવી જવાની હદ સુધી જ રોકી રાખે છે. એકાંતમાં અથવા ગુપ્ત અવસ્થામાં જ્યાં તેને સરકારના કાયદા–કાનૂનો પકડી શકે એવી સ્થિતિમાં ન હોય, ત્યાં તેને ગુનોહ કરવાથી કોણ રોકી શકે છે ? અને એવા સ્થળે કોઈ પોતાની

અય્યાશીઓ અને ઈચ્છાઓ છોડીને સરકારી કાયદાની લગામ પોતાના ગળામાં શા માટે બાંધી રાખે ?

હા ! તે ફક્ત આખિરતનો અકીદો (માન્યતા) જ છે કે, જેના કારણે માત્ર અલ્લાહના ડરથી મનુષ્યની હાલત જાહેરમાં અને એકાંતમાં, ખુલ્લામાં તથા ગુપ્ત અવસ્થામાં એક સમાન થઈ જાય છે અને તે એવી શ્રદ્ધા ધરાવતો થઈ જાય છે કે, મકાનના બંધ દરવાજાઓમાં, સુરક્ષાથી ઘેરાયેલા મહેલોમાં, રાતના અંધારાઓમાં પણ મને કોઈ જોઈ રહ્યું છે, કોઈ મારા સારા–નરસા કૃત્યોને લખી રહ્યું છે.

આ જ તે અકીદો (માન્યતા) હતો જેના ઉપર અમલ કરીને ઈસ્લામના શરૂઆતના સમયમાં એક એવો સમાજ અસ્તિત્વમાં આવ્યો હતો કે, ફક્ત મુસલમાનોના ચહેરા જોઈને તથા તેમની ચાલ–ચલગત નિહાળીને લોકો દિલો–જાનથી ઈસ્લામના પ્રસંશક બની ઈસ્લામ સ્વીકારી લેતા હતા. અહીંયાં એ વાતનો ઉલ્લેખ કરવો પણ યોગ્ય છે કે, આ આયતમાં بِالْاٰخِرَةِ અને તેની સાથે يُؤْمِنُوْنَ નથી બલકે, يُوقِنُونَ નો ઉપયોગ કરવામાં આવ્યો છે. કારણ કે, اِيمان (ઈમાન–આસ્થા)નો વિરોધી تَكذِيب (જૂઠ) છે અને اِيقان નો વિરોધી شَک (શંકા) અને રદિયો છે. આ આયતમાં એવો ઈશારો કરવામાં આવ્યો છે કે, ફક્ત આખિરતની જિંદગીને સાચું માનવું હેતુપૂર્તિ માટે પૂરતું નથી. બલકે, તેનું એવું યકીન અને શ્રદ્ધા હોવી જરૂરી છે, જેવી રીતે કે કોઈ વસ્તુ નરી આંખે નિહાળી રહ્યા હોય. મુત્તકીનની આ જ ખાસિયત છે કે, આખિરતમાં અલ્લાહની સામે હાજરી, હિસાબ–કિતાબ, કર્મોનું ઈનામ અને સજાનો નકશો હરપળે તેમની આંખો સામે રહે છે.

કોઈ વ્યક્તિ જે બીજાઓનો માલ નાહક રીતે પચાવી પાડવા જૂઠા કેસો કરે, જૂઠી ગવાહીઓ આપે, અલ્લાહ તઆલાના ફરમાન વિરૂદ્ધ હરામ માલ કમાવા અને ખાવામાં લાગેલો રહે, દુનિયાના તુચ્છ હેતુઓ પ્રાપ્ત કરવા શરીઅત વિરૂદ્ધ હરામ માધ્યમોનો ઉપયોગ કરતો રહે, તે હઝાર વખતે પણ આખિરત ઉપર ઈમાન લાવવાનો ઈકરાર કરે અને જાહેરમાં શરીઅતની રૂએ તેને મો'મિન પણ કહેવામાં આવે પરંતુ કુર્આને કરીમ જે اِيقان નું વર્ણન કરે છે, તે તેને પ્રાપ્ત થતું નથી અને આ اِيقان (યકીન–મુત્તકીપણું) જ માણસની જિંદગીમાં ક્રાંતિ

લાવનારી વસ્તુ છે. તેના પરિણામ સ્વરૂપ મુત્તકીઓને તે હિદાયત અને સફળતા પ્રાપ્ત કરનારાઓનું બિરૂદ આપવામાં આવ્યું છે, જેનું વર્ણન કુર્આન શરીફની સૂરએ બકરહની આયત નં. ૫ માં થયું છે.

أُولَٰئِكَ عَلَىٰ هُدًى مِّن رَّبِّهِمْ وَأُولَٰئِكَ هُمُ الْمُفْلِحُونَ

*"આ જ તે લોકો છે જેઓ પોતાના પરવરદિગાર તરફથી સન્માર્ગ (હિદાયત) ઉપર છે અને તેઓ જ સફળતા પ્રાપ્ત કરનારા છે."*

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૬–૭)

إِنَّ الَّذِينَ كَفَرُوا سَوَاءٌ عَلَيْهِمْ أَأَنذَرْتَهُمْ أَمْ لَمْ تُنذِرْهُمْ لَا يُؤْمِنُونَ ۝٦

خَتَمَ اللَّهُ عَلَىٰ قُلُوبِهِمْ وَعَلَىٰ سَمْعِهِمْ ۖ وَعَلَىٰ أَبْصَارِهِمْ غِشَاوَةٌ ۖ وَلَهُمْ عَذَابٌ عَظِيمٌ ۝٧ ع

## તરજુમો :

*બેશક ! જે લોકો કાફિર થઈ ચૂક્યા (કુફ્ર પર અડગ છે), તેમને તું ડરાવે કે ન ડરાવે સરખું છે, તેઓ ઈમાન લાવશે જ નહીં. (૬) અલ્લાહે તેમના દિલો અને કાનો ઉપર મહોર મારી દીધી છે; અને તેમની આંખો પર પડદો પડયો છે, અને તેમના માટે ભારે અઝાબ છે. (૭)*

## તફસીર (ભાષ્ય–વિવરણ) :

બેશક ! જે લોકો કાફિર થઈ ચૂક્યા છે, તેમને તમે ડરાવો અથવા ન ડરાવો તેઓ ઈમાન લાવવાના જ નથી, (આ વાત તે કાફિરો સંદર્ભે છે જેમના વિશે અલ્લાહ તઆલાને ખબર છે કે, તેમનો અંત કુફ્ર પર જ થશે. આ આયતમાં તમામ કાફિરોને સંબોધન કરવામાં આવ્યું નથી, તેમાંથી ઘણા લોકો પાછળથી મુસલમાન થઈ ગયા હતા.) અલ્લાહ તઆલાએ તેમના દિલો અને કાનો ઉપર મહોર મારી દીધી છે અને તેમની આંખો ઉપર પડદો પડ્યો છે અને તેમના માટે ભારે અઝાબ છે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ બકરહની પહેલી પાંચ આયતોમાં કુર્આન શરીફને હિદાયતની કિતાબ તથા દરેક પ્રકારની શંકા–કુશંકાથી પાક–સાફ બતાવીને એવા ભાગ્યશાળી લોકોનું વર્ણન કર્યું હતું, જેમણે હિદાયતની કિતાબ કુર્આનથી લાભ ઉઠાવ્યો અને તેમને કુર્આનની વ્યાખ્યામાં મો'મિન અને મુત્તકીનો લકબ (ઉપનામ) આપવામાં આવ્યો છે. તે લોકોના ખાસ લક્ષણો, સિફતો અને ખાસિયતો પણ વર્ણન કરવામાં આવી, ત્યાર પછી અમુક આયતોમાં તે લોકોનું વર્ણન છે જેમણે આ હિદાયતને કબૂલ ન કરી બલકે, ઈન્કાર અને વિરોધ કર્યો.

એવા લોકોના બે સમૂહો (જૂથ) છે, એક તે જેમણે ખુલ્લમ ખુલ્લા વિરોધનો માર્ગ અપનાવ્યો જેમને કુર્આનની વ્યાખ્યામાં "કાફિર" કહેવામાં આવે છે અને બીજો સમૂહ તે કે જે પોતાના નીચ કક્ષાના ચારિત્ર્ય અને દુનિયા પ્રાપ્ત કરવાના અધમ સ્વાર્થીપણાના કારણે એવી હિંમત પણ ન કરી શક્યો કે, પોતાના દિલની વાત અને પોતાની માન્યતાને ખુલ્લમ ખુલ્લી જાહેર કરી દે. બલકે, આ દગાખોરોએ છેતરપિંડી અને દગાખોરીનો રસ્તો અપનાવ્યો. મુસલમાનોને એવું કહેતા હતા કે, અમે મુસલમાન છે, કુર્આન અને તેની હિદાયતને માનીએ છીએ, તમારી સાથે જ છીએ, જ્યારે કે તેમના દિલોમાં કુફ્ર અને ઈન્કાર હતો. કુફ્ફારની મજલિસોમાં જઈને કહેતા હતા કે, અમે તમારી માન્યતાઓ અને અકીદાઓને જ માનીએ છીએ અને તમારી સાથે જ છીએ. અમે તો મુસલમાનોને અંધારામાં રાખવા અને તેમના રહસ્યો જાણવા માટે તેમને મળીએ છીએ. આ મક્કાર જૂથને કુર્આનની વ્યાખ્યામાં "મુનાફિક" (Hypocrites) કહેવામાં આવે છે.

પંદર આયતો કુર્આનને ન માનનારાઓના સંબંધમાં નાઝિલ થઈ છે. તેમાંથી ઉપરોક્ત બે આયતોમાં ખુલ્લા કાફિરોનું વર્ણન છે અને પછીની તેર આયતોમાં મુનાફિકોનું અને તેમના લક્ષણો, ખાસિયતો અને તેમના પરિણામનું વર્ણન આવેલ છે. આ તમામ આયતોના ખુલાસાઓ ઉપર એક દષ્ટિપાત કરીએ તો ખબર પડે છે કે, કુર્આન શરીફે સૂરએ બકરહની શરૂઆતની ૨૦ આયતોમાં એક બાજુ તો હિદાયતના વહેતા ઝરણાંનું સરનામું બતાવી દીધું કે, તે "કુર્આન શરીફ" જ છે અને બીજી બાજુ આખી દુનિયાના માનવોને તેના સ્વીકાર કે

અસ્વીકાર કરવાના સંદર્ભે બે વિભાગોમાં વહેંચી દીધા. એક તો જેમને હિદાયત (સીધો માર્ગ) મળી છે તેમને "મો'મિન" (સાચો મુસ્લિમ) અને "મુત્તકી" કહેવામાં આવે છે અને બીજા જેમણે હિદાયતથી મોઢું ફેરવી લીધું અને ઈન્કાર કર્યો તેમને "કાફિર" અથવા "મુનાફિક" કહેવામાં આવે છે. પહેલા પ્રકારના જૂથે જે માર્ગ અપનાવ્યો છે, તેમના માટે صِرَاطَ الَّذِيْنَ أَنْعَمْتَ عَلَيْهِمْ કહી તેમનું અનુસરણ કરવાની હિદાયત કરવામાં આવી છે અને બીજા પ્રકારના જૂથે જે માર્ગ અપનાવ્યો, તેમને غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّآلِّيْنَ કહી તેમના માર્ગથી બચવાની વિનંતી કરવામાં આવી છે.

કુર્આને કરીમના આ શિક્ષણથી એક મૂળભૂત સિદ્ધાંત અને મસ્અલો એ પણ ઊભરી આવે છે કે, જગતની કૌમોના વિભાગો કે સમુદાયોમાં એવું વિભાજન જે મૂળભૂત સિદ્ધાંતો પર અસર પાડી શકે છે તે ફક્ત વિચારસરણી આધારિત જ હોઈ શકે છે. વંશ, પ્રદેશ, ભાષા, રંગ અને ભૌગોલિક સીમાઓ, એવી બાબતો નથી કે, જેને આધાર બનાવી માનવસમાજોનું વિભાજન કરી શકાય. કુર્આન શરીફમાં એના વિશે સ્પષ્ટ નિર્ણય વર્ણવી દેવામાં આવ્યો છે.

خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّ مِنْكُمْ مُّؤْمِنٌ،

*"અલ્લાહે તમને બધાને પૈદા કર્યા, પછી તમારામાંથી કેટલાક લોકો મો'મિન અને કેટલાક લોકો કાફિર થઈ ગયા." (૬૪:૨)*

ઉપરોક્ત બે આયતોમાં અલ્લાહ તઆલાએ એવા કાફિરોનું વર્ણન કર્યું છે કે, જેઓ ઈન્કાર અને વિરોધની હદો વટાવીને દુશ્મનીની પરાકાષ્ઠા સુધી પહોંચી ગયા છે અને એવા લોકો પોતાની જીદના કારણે ન તો કોઈ સત્ય વાત સાંભળવા કે ન જ સ્પષ્ટ દલીલને જોવા તૈયાર છે. આવા લોકો વિશે અલ્લાહની સુન્નત છે કે, તેમને એક સજા દુનિયામાં જ મળી જાય છે. તેમના દિલો પર મહોર લગાવી દેવામાં આવે છે, કાનો–આંખોની સચ્ચાઈ સ્વીકાર કરવાની શક્તિ છીનવી લેવામાં આવે છે. તેમની પરિસ્થિતિ સચ્ચાઈ વિશે એવી થઈ જાય છે, જાણે કે તેમની પાસે સમજવા માટે ન અક્કલ છે, ન તો જોવા માટે આંખો છે અને ન જ સાંભળવા માટે કાન ! છેલ્લી આયતમાં આવા લોકો માટે ભારે અઝાબ હોવાનું વર્ણન થયું છે.

**કુફ્રની વ્યાખ્યા :**

કુફ્રનો શાબ્દિક અર્થ "સંતાડવું" થાય છે. "નાશુક્રી"ને પણ કુફ્ર કહેવામાં આવે છે કારણ કે, નાશુક્રી કરનાર કોઈના ઉપકારને સંતાડી રહ્યો છે. શરીઅતની વ્યાખ્યા પ્રમાણે જે બાબતો ઉપર ઈમાન લાવવું ફરજ અને જરૂરી છે, તેમાંથી કોઈપણ બાબતનો ઈન્કાર કરવાનું નામ "કુફ્ર" છે. દાખલા તરીકે, ઈમાનનો ખુલાસો એ છે કે, રસૂલુલ્લાહ ﷺ જે કંઈ પણ અલ્લાહ તઆલા પાસેથી લાવ્યા છે, જેના પુરાવાઓ ચોક્કસ અને જગજાહેર છે, તે બધી જ બાબતોને દિલથી સાચી માનવી તથા તેની સત્યતાની ગવાહી આપવી જરૂરી છે, પરંતુ જો કોઈ વ્યક્તિ રસૂલ ﷺના શિક્ષણ કે, જેને માનવું જરૂરી અને આવશ્યક છે, તેમાંથી કોઈ એક બાબતનો પણ ઈન્કાર કરે, તેને સાચું ન સમજે અને તેની સત્યતાની ગવાહી ન આપે, તો તે "કાફિર" કહેવાય છે.

**اِنْذَارٌ (ઇન્ઝાર) નો અર્થ :**

اِنْذَارٌ શબ્દનો અર્થ "એવી ખબર આપવી કે, જેનાથી ડર ઉત્પન્ન થાય" અને એનો ભાષાકીય અર્થ "ડરાવવું" થાય છે, પરંતુ વાસ્તવમાં અહીંયાં ડરાવવાનો અર્થ "ચેતવણી આપવી" અથવા એવી "તાકીદ" કરવાનો છે કે, જેમાં મહોબ્બત અને લાગણી છુપાયેલી છે જેમકે, કોઈ વ્યક્તિ પોતાના સંતાનોને આગ, સાપ, વીંછી અથવા હિંસક પ્રાણીઓથી બિવડાવે છે. એટલા જ માટે જે રીતે કોઈ ડાકુ, ચોર કે અત્યાચારી અન્યને ધમકાવે છે તે રીતે ડરાવવાને اِنْذَار (ઈન્ઝાર) કહેવામાં આવતું નથી અને ન જ આવી રીતે ડરાવનારાઓને نَذِيْر (નઝીર) કહેવામાં આવે છે. નબીઓ (અલૈ.)નો લકબ نَذِيْر (નઝીર) હતો કારણ કે, તેઓ મનુષ્યજાતિને તેમની લાગણી અને મહોબ્બતના કારણે આવનારી મુસીબતો અને તકલીફોની ચેતવણી આપે છે અને અંબિયા (અલૈ.) માટે આ શબ્દને અપનાવવાનો મતલબ એ છે કે, તેઓ જ્યારે લોકોને દીનનો પ્રચાર કરે છે અને તેમને સંબોધે છે તો તેમની ભલાઈ, હમદર્દી અને લાગણી નજર સમક્ષ રાખી વાતચીત કરે છે, ફક્ત એક સંદેશો પહોંચાડી દેવાનો હેતુ હોતો નથી.

આ આયતમાં રસૂલે કરીમ ﷺને હૈયાધરપત માટે બતાવી દેવામાં આવ્યું છે કે, આ જીદ્દી કાફિરો સામે વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ હોવા છતાં કુફ્ર કરવા અને સચ્ચાઈનો ઈન્કાર કરવા ઉપર ડટેલા છે અથવા પોતાના ઘમંડ અને

મિથ્યાભિમાનના કારણે સાચી વાત સાંભળવા અને સ્પષ્ટ દલીલોને જોવા તૈયાર નથી. તેમની સુધારણા અને ઈમાન માટે તમે (આપ ﷺ) જે કંઈ પણ પ્રયત્ન કરશો તે અસરકારક નહિ થાય બલકે, તેમના માટે આપના પ્રયત્નો કરવા ન કરવા બંને એકસમાન છે.

એ જ કારણે ઉપરોક્ત આયતમાં એવું બતાવી આપવામાં આવ્યું કે, અલ્લાહ તઆલાએ તેમના દિલો અને કાનો ઉપર મહોર લગાવી દીધી છે તથા તેમની આંખો ઉપર પડદો પડી ચૂક્યો છે અને તેમના વિચારવા– સમજવાના બધા જ માર્ગો બંધ થઈ ગયા છે માટે તેમની સુધરવાની આશા રાખવી સાવ નકામી છે.

કોઈ વસ્તુ ઉપર મહોર એટલા માટે લગાવવામાં આવે છે કે, તેમાં બહારથી કોઈ વસ્તુ અંદર દાખલ ન થઈ શકે અને દિલો તથા કાનો ઉપર મહોર લગાવવાનો એ જ અર્થ છે કે, તેમનામાં સત્ય સ્વીકાર કરવાની કોઈ આશા સુદ્ધાં બાકી નથી રહી. તેમની આવી હાલતને દિલો અને કાનો ઉપર મહોર લગાવવા સમાન બતાવવામાં આવ્યું, પરંતુ આંખો માટે મહોરના બદલે પડદો પડયો હોવાનો ઉલ્લેખ છે. તેમાં રહસ્ય એ છે કે, દિલોમાં આવનારી વાત, કોઈપણ વિચારસરણી અથવા કલ્પના કોઈ એક દિશાએથી નથી આવતી, ગમે તે દિશાએથી આવી શકે છે. એવી જ રીતે કાનમાં પહોંચનારો અવાજ પણ દરેક દિશાએથી આવી શકે છે અને તેને બંધ ત્યારે જ કરી શકાય છે જ્યારે કે તેના ઉપર મહોર લગાવવામાં આવે. તેનાથી ઊલટું આંખો ફક્ત તેની સામે ઉપસ્થિત વસ્તુઓ જ જોઈ શકે છે અને જ્યારે આંખો ઉપર પડદો પડી જાય તો તેની જોવાની શક્તિ નષ્ટ થઈ જાય છે. એટલા માટે અહીંયાં આંખો ઉપર પડદો પડયો હોવાનું કહેવામાં આવ્યું છે.

*(મઝહરી)*

## ગુનાહો (પાપ)ની દુનિયવી સજા "તવફીક" (સારા કૃત્યો કરવા માટેની પ્રેરણા)નું નષ્ટ થઈ જવું :

આ બંને આયતોથી જાણ થઈ કે, કુફ્ર અને પ્રત્યેક ગુનાહની સજા તો આખિરત (પરલોક)માં જ મળશે પરંતુ અમુક ગુનાહોની કેટલીક સજા દુનિયામાં જ મળી જાય છે, પછી આ દુનિયાની સજા અમુક વખતે એવું સ્વરૂપ ધારણ કરે છે

કે, સુધારણા કે પરિવર્તનની શક્યતા અને સારા કૃત્યો કરવાની પ્રેરણા નષ્ટ પામે છે. માણસ આખિરતના હિસાબ–કિતાબથી નચિંત થઈ નાફરમાનીઓ અને ગુનાહોમાં આગળ વધતો જાય છે અને ગુનાહોની બુરાઈનો અહેસાસ પણ તેના દિલમાંથી ખતમ થઈ જાય છે. આવી પરિસ્થિતિ વિશે બુઝુર્ગોએ ઈરશાદ ફરમાવ્યો છે,

اِنَّ مِنْ جَزَاءِ السَّيِّئَةِ السَّيِّئَةُ بَعْدَهَا وَاِنَّ مِنْ جَزَاءِ الْحَسَنَةِ الْحَسَنَةُ بَعْدَها،

*"ગુનાહ (પાપ)ની એક સજા એ પણ હોય છે કે, એક ગુનોહ બીજા ગુનાહ તરફ લઈ જાય છે, જેવી રીતે નેકી (પૂણ્ય)નો રોકડ બદલો એ હોય છે કે, તે બીજી નેકી તરફ લઈ જાય છે."*

એક હદીષમાં છે કે, કોઈ વ્યક્તિ જ્યારે એક ગુનોહ કરે છે ત્યારે તેના દિલ ઉપર એક કાળો ડાઘ લાગી જાય છે અને જેવી રીતે સફેદ કપડાં ઉપર એક કાળો ડાઘ માણસને અણગમો ઉપજાવે છે એવી જ રીતે દિલ ઉપર ગુનાહનો પ્રથમ ડાઘ વ્યક્તિને પરેશાન કરી મૂકે છે, પરંતુ જો તે આ ગુનાહની તૌબા ન કરે અને બીજો ગુનોહ કરે તો દિલ ઉપર બીજો કાળો ડાઘ લાગી જાય છે અને આવી રીતે દરેક ગુનાહથી કાળા ડાઘા લાગતા જાય છે. અંતે તેનું આખું દિલ કાળું થઈ જાય છે અને પછી પરિસ્થિતિ એવી થઈ જાય છે કે, તેનામાં સારા–નરસાનો ભેદ પારખવાની શક્તિ નષ્ટ પામે છે. કુર્આન શરીફે આ ઘોર અંધકારનું નામ ران (રા'ન) આપ્યું છે.

كَلَّا بَلْ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَا كَانُوْا يَكْسِبُوْنَ ط

*"કદાપિ નહીં! પરંતુ તેમના ખરાબ કૃત્યોના કારણે તેમના દિલો ઉપર કાટ ચઢી ગયો છે." (૮૩:૧૪)*

*(મિશ્કાત, અઝ મુસ્નદે અહમદ વ તિરમિઝી)*

અને તિરમિઝીમાં સહીહ સનદ સાથે હઝરત અબૂ હુરયરહ (રદિ.) દ્વારા વર્ણવાયું છે કે, આપ ﷺએ ફરમાવ્યું કે, "માણસ જ્યારે કોઈ ગુનોહ કરે છે તો તેનું દિલ કાળું થઈ જાય છે અને જ્યારે તે તૌબા કરી લે છે તો તે સ્વચ્છ થઈ જાય છે." *(કુર્તુબી)*

**શિખામણ પ્રત્યેક પરિસ્થિતિમાં ફાયદાકારક હોય છે, ચાહે તેનો સ્વીકાર થાય અથવા ન થાય :**

આ આયતમાં કાયમી ધોરણે કટ્ટર રહેનારા કાફિરો માટે રસૂલ ﷺની શિખામણ અને સલાહ કરવી ન કરવી બંને સરખું ઠરાવવામાં આવ્યું છે, પરંતુ તેની સાથે عَلَيۡهِمۡ લગાવીને બતાવી દેવામાં આવ્યું છે કે, સલાહ કરવી ન કરવી કાફિરો માટે તો એકસમાન છે, પરંતુ રસૂલ ﷺ માટે નહીં બલકે, તેમણે તો તબ્લીગ, પ્રચાર અને સુધારણા કરતા જ રહેવાની છે અને તેનો સવાબ પણ તેમને જરૂર મળશે. એટલા માટે આખા કુર્આન શરીફની કોઈ એક આયતમાં પણ આવા લોકોને દીનની દા'વત (આમંત્રણ) આપવાથી રોકવામાં આવ્યા નથી, એટલા માટે સ્પષ્ટ થઈ ગયું કે જે વ્યક્તિ દીનની દા'વત અને સુધારણાનું કામ કરે છે, તે દા'વત ભલે અસરકારક હોય કે ન હોય, પરિણામ આવે કે ન આવે, તેને પોતાના અમલનો સવાબ તો ચોક્કસ મળીને જ રહેશે.

**એક શંકા અને તેનો જવાબ :**

આ આયતનો વિષય તે જ છે, જે "સૂરએ મુતફ્ફિફીન"ની આ આયતનો પણ છે.

كَلَّا بَلۡ رَانَ عَلٰى قُلُوۡبِهِمۡ مَّا كَانُوۡا يَكۡسِبُوۡنَ ؕ

*"એવું નથી, બલકે તેમના દિલો ઉપર તેમના અમલોનો કાટ ચઢી ગયો છે!" (૮૩:૧૪)*

આ આયતમાં વાસ્તવિકતાને સ્પષ્ટ કરી દેવામાં આવી છે કે, તેમના દુષ્કૃત્યો, બગાવત અને અત્યાચારના કારણે તેમના દિલો ઉપર "કાટ" ચઢી ગયો છે અને આ જ કાટને અહીંયાં "મહોર" કહેવામાં આવી છે. એટલા માટે તેના વિશે એવી શંકા કરી શકાતી નથી કે, જ્યારે અલ્લાહ તઆલાએ જ તેમના દિલો ઉપર મહોર લગાવી દીધી અને તેમની સમજને નષ્ટ કરી નાંખી છે, તો તેઓ પોતાના કુફ્ર ઉપર અશક્ત (મજબૂર) થઈ ગયા, પછી તેમને અઝાબ કેવો ? જવાબ એ છે કે, આ લોકોએ અત્યાચાર અને દુશ્મની અપનાવીને પોતે જ પોતાની સમજણને નષ્ટ કરી લીધી છે. એટલા માટે પોતાની બરબાદીના અને પોતાની સમજણ નષ્ટ થવાના જવાબદાર તેઓ પોતે જ છે. જો કે, અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓના બધા જ કૃત્યોના માલિક હોવાની હૈસિયતથી અહીંયાં મહોર મારવાનો સંબંધ પોતાની સાથે જોડીને બતાવી દીધું કે, જ્યારે આ

લોકોએ સચ્ચાઈને કબૂલ કરવાની સલાહિયત (ક્ષમતા) અને સમજણ આપમેળે જ નષ્ટ કરી લીધી તો (અલ્લાહની સુન્નત પ્રમાણે) અમે (અલ્લાહે) પણ આ લોકોના દિલો અને બુદ્ધિની સમજવાની શક્તિ નષ્ટ કરી નાંખી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮ થી ૨૦)

وَ مِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ وَ بِالْيَوْمِ الْاٰخِرِ وَ مَا هُمْ بِمُؤْمِنِيْنَ ﴿٨﴾
يُخٰدِعُوْنَ اللّٰهَ وَ الَّذِيْنَ اٰمَنُوْا ۚ وَ مَا يَخْدَعُوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَ مَا يَشْعُرُوْنَ ﴿٩﴾ ؕ
فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ ۙ فَزَادَهُمُ اللّٰهُ مَرَضًا ۚ وَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۢ بِمَا كَانُوْا يَكْذِبُوْنَ ﴿١٠﴾
وَ اِذَا قِيْلَ لَهُمْ لَا تُفْسِدُوْا فِي الْاَرْضِ ۙ قَالُوْٓا اِنَّمَا نَحْنُ مُصْلِحُوْنَ ﴿١١﴾ اَلَآ اِنَّهُمْ
هُمُ الْمُفْسِدُوْنَ وَ لٰكِنْ لَّا يَشْعُرُوْنَ ﴿١٢﴾ وَ اِذَا قِيْلَ لَهُمْ اٰمِنُوْا كَمَآ اٰمَنَ النَّاسُ قَالُوْٓا
اَنُؤْمِنُ كَمَآ اٰمَنَ السُّفَهَآءُ ؕ اَلَآ اِنَّهُمْ هُمُ السُّفَهَآءُ وَ لٰكِنْ لَّا يَعْلَمُوْنَ ﴿١٣﴾ وَ اِذَا لَقُوا
الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا ۖۚ وَ اِذَا خَلَوْا اِلٰى شَيٰطِيْنِهِمْ ۙ قَالُوْٓا اِنَّا مَعَكُمْ ۙ اِنَّمَا نَحْنُ
مُسْتَهْزِءُوْنَ ﴿١٤﴾ اَللّٰهُ يَسْتَهْزِئُ بِهِمْ وَ يَمُدُّهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿١٥﴾ اُولٰٓئِكَ
الَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ بِالْهُدٰى ۠ فَمَا رَبِحَتْ تِّجَارَتُهُمْ وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ﴿١٦﴾
مَثَلُهُمْ كَمَثَلِ الَّذِي اسْتَوْقَدَ نَارًا ۚ فَلَمَّآ اَضَآءَتْ مَا حَوْلَهٗ ذَهَبَ اللّٰهُ بِنُوْرِهِمْ
وَتَرَكَهُمْ فِيْ ظُلُمٰتٍ لَّا يُبْصِرُوْنَ ﴿١٧﴾ صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَرْجِعُوْنَ ﴿١٨﴾ ۙ اَوْ كَصَيِّبٍ مِّنَ
السَّمَآءِ فِيْهِ ظُلُمٰتٌ وَّ رَعْدٌ وَّ بَرْقٌ ۚ يَجْعَلُوْنَ اَصَابِعَهُمْ فِيْٓ اٰذَانِهِمْ مِّنَ الصَّوَاعِقِ حَذَرَ
الْمَوْتِ ؕ وَ اللّٰهُ مُحِيْطٌۢ بِالْكٰفِرِيْنَ ﴿١٩﴾ يَكَادُ الْبَرْقُ يَخْطَفُ اَبْصَارَهُمْ ؕ كُلَّمَآ اَضَآءَ لَهُمْ
مَّشَوْا فِيْهِ ۙ وَ اِذَآ اَظْلَمَ عَلَيْهِمْ قَامُوْا ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَذَهَبَ بِسَمْعِهِمْ وَ اَبْصَارِهِمْ ؕ
اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢٠﴾ ع

## તરજુમો :

*અને અમુક લોકો કહે છે (કે), અમે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યા; હાલાં કે, (વાસ્તવમાં) તેઓ મો'મિન (ઈમાનવાળા) નથી. (૮) તેઓ અલ્લાહને અને ઈમાનવાળાઓને ધોકો આપે છે (છેતરે છે; પરંતુ) વાસ્તવમાં તેઓ પોતાની જાતને જ ધોકો આપી રહ્યા છે; અને તેમને ભાન (સુદ્ધાં) નથી. (૯) તેમના દિલોમાં રોગ છે, પછી અલ્લાહે આ રોગમાં વૃદ્ધિ કરી; અને તેમના માટે પીડાદાયક સજા છે, કારણ કે તેઓ જૂઠું બોલે છે. (૧૦) અને જ્યારે તેમને કહેવામાં આવે છે, પૃથ્વી ઉપર ફસાદ (અરાજકતા) ન ફેલાવો, (ત્યારે તેઓ) કહે છે, અમે તો માત્ર સુધારકો છીએ. (૧૧) સાંભળી લો ! નિઃશંક આ જ (લોકો) ફસાદ કરનારા છે; પરંતુ તેઓને (એનું) ભાન નથી. (૧૨) અને જ્યારે તેમને કહેવામાં આવે છે; તમે ઈમાન લાવો જેવી રીતે કે લોકો (સહાબા રદિ.) ઈમાન લાવ્યા; તો (તેઓ) કહે છે, શું અમે ઈમાન લાવીએ જેવી રીતે મૂર્ખાઓ (ઈમાન) લાવ્યા ? સાંભળી લો ! તેઓ જાતે જ મૂર્ખ છે; પરંતુ (તેઓ) જાણતા નથી. (૧૩) અને જ્યારે (તે મુનાફિકો) ઈમાનવાળાઓને મળે છે, તો કહે છે, અમે (પણ) ઈમાન લાવ્યા; અને જ્યારે એકાંતમાં પોતાના શયતાનો (આગેવાન સરદારો)ની પાસે હોય છે; (તેઓ) કહે છે (કે), અમે તમારી સાથે જ છે; અમે તો ફક્ત ઠઠ્ઠો–મશ્કરી કરીએ છીએ. (૧૪) અલ્લાહ તેમની ઠેકડી ઉડાવે છે અને તેમને તેમની શરારતમાં વધારે (ઢીલ આપે) છે; (જેમાં) તેઓ આંધળા થઈ ગયા છે. (૧૫) આ તે જ (લોકો) છે જેમણે હિદાયતના બદલે ગુમરાહી ખરીદી લીધી; તો તેમના વેપારે (તેમને) કોઈ લાભ ન આપ્યો; અને તેઓ હિદાયત પ્રાપ્ત કરનારા નથી. (૧૬) તેમનું દૃષ્ટાંત તે માણસ જેવું છે જેણે (અંધારામાં) આગ સળગાવી, પછી આગે તેની આજુબાજુ (બધું) પ્રકાશિત કરી દીધું; તો (એવામાં) અલ્લાહે તેમનો (આંખોનો) પ્રકાશ છીનવી લીધો અને તેમને અંધકારમાં છોડી દીધા; (કે), તેઓ જોઈ શકતા નથી. (૧૭) (તેઓ) બહેરા, મૂંગા, આંધળા (છે); બસ, તેઓ (સીધા માર્ગે) પાછા નહિ ફરે. (૧૮) અથવા (તેમની હાલત એવી છે) જેમકે આસમાનથી મુશળધાર વરસાદ પડી રહ્યો છે, તેમાં અંધકાર અને ગર્જના અને વીજળીના*

*ચમકારાઓ હોય; વીજ–ગર્જનાના કારણે (તેઓ) મૃત્યુના ભયથી કાનોમાં આંગળીઓ નાંખી દે છે; અને અલ્લાહે કાફિરોને ઘેરી રાખ્યા છે. (૧૯) હમણાં જ જાણે વીજળી તેમની આંખો આંજી નાંખશે (દષ્ટિ ખૂંચવી લેશે); જ્યારે ચમકવા લાગી, તો તેના પ્રકાશમાં ચાલવા માંડયા અને જ્યારે અંધકાર છવાઈ ગયો, તો ઊભા થઈ ગયા; અને જો અલ્લાહે ઈચ્છયું હોત, તેમના કાન (શ્રવણશક્તિ) અને આંખો (દષ્ટિ) ખૂંચવી લીધી હોત; નિઃશંક ! અલ્લાહ પ્રત્યેક વસ્તુ ઉપર શક્તિ (કાબૂ) ધરાવે છે. (૨૦)*

## તફસીર (વિવરણ) :

"અને અમુક લોકો કહે છે અમે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યા; પરંતુ તેઓ મો'મિન નથી. – તેઓ અલ્લાહને અને ઈમાનવાળાઓને દગો આપે છે; ખરેખર (તો) તેઓ પોતાની જાતને જ દગો આપી રહ્યા છે; અને તેમને ભાન નથી." [મતલબ કે, આ મુનાફિકો ચાલબાજીઓ કરે છે અને દગાખોરી કરે છે પણ હકીકતમાં તેઓ પોતાની જાતને જ છેતરી રહ્યા છે પરંતુ તેનું ભાન સુદ્ધાં નથી.] "તેમના દિલોમાં રોગ છે, પછી અલ્લાહે આ રોગમાં વૃદ્ધિ કરી;...." [આ બીમારીમાં તેમની અંધશ્રદ્ધા અને ઈસ્લામ તથા મુસલમાનોની પ્રગતિ જોઈને ઈર્ષ્યામાં બળવું અને દરેક સમયે પોતાનું કુફ્ર જાહેર થઈ જવાનો ડર અને ચિંતા બધું જ શામિલ છે. મુસલમાનોની પ્રગતિથી તેમની ઈર્ષ્યાની બીમારી સ્વાભાવિક છે કે, વધતી જ ચાલે છે.] "અને તેમના માટે પીડાદાયક સજા છે કારણ કે, તેઓ જૂઠું બોલે છે." [એટલે કે, ઈમાનનો જૂઠો દા'વો કર્યા કરે છે.] "અને જ્યારે તેમને કહેવામાં આવે છે, પૃથ્વી ઉપર ફસાદ ન ફેલાવો, કહે છે; અમે તો માત્ર સુધારકો છીએ." [તેમની બેવડી નીતિના કારણે જ્યારે ફિત્ના અને ફસાદ ફેલાવા લાગ્યા અને કોઈ ભલું ઈચ્છતા માણસે સલાહ આપી કે, આવી મુનાફિકત જે ફિત્ના–ફસાદ ઉત્પન્ન થવાનું નિમિત્ત બને છે, તેને છોડી દેવું ઉચિત છે; તો તેના જવાબમાં પોતાને ફિત્ના–ફસાદખોર સમજવાના બદલે સુધારકો બતાવે છે. મતલબ કે, પોતાના ફિત્ના–ફસાદને જ તેઓ સુધારણા સમજે છે.] "સાંભળી લો ! નિઃશંક આ જ ફસાદ કરનારાઓ છે; પરંતુ તેમને ભાન નથી." [આ તો તેમની અજ્ઞાનતા અને

હઠધર્મીનું વર્ણન છે, તે પોતાની ઐબ (ખરાબી)ને જ પોતાની ખૂબી (વિશેષતા–કળા) સમજે છે. આગળ બીજા પ્રકારની અજ્ઞાનતાનું વર્ણન છે કે, તેઓ અન્યોની ખૂબીને એટલે કે શુદ્ધ ઈમાનને ઐબ અને તુચ્છ સમજે છે.] "અને જ્યારે તેમને કહેવામાં આવે છે; તમે ઈમાન લાવો જેવી રીતે કે લોકો ઈમાન લાવ્યા; તો કહે છે, શું અમે ઈમાન લાવીએ જેવી રીતે મૂર્ખાઓ (ઈમાન) લાવ્યા ? સાંભળી લો ! તેઓ જાતે જ મૂર્ખ છે; પરંતુ જાણતા નથી." [આ મુનાફિકો જાહેરમાં કે ગુપ્ત રીતે મુસલમાનો સામે એવી વાતો કર્યા કરતા હતા કે, જેના જાહેર થઈ જવાથી તેમને દેખીતો કોઈ ભય ન હોય નહિતર સામાન્ય રીતે તો તેઓ પોતાના કુફ્રને છૂપાવી રાખતા હતા.] "અને જ્યારે એવા લોકોથી મળે છે જેઓ ઈમાન લાવ્યા, તો કહે છે અમે ઈમાન લાવ્યા; અને જ્યારે એકાંતમાં પોતાના શયતાનોની પાસે હોય છે; કહે છે, અમે તમારી સાથે છે; અમે ફક્ત ઠઠ્ઠો મશ્કરી કરીએ છીએ." [એટલે કે, અમે મુસલમાનોની ઠેકડી ઉડાવવા માટે ઠઠ્ઠો મશ્કરી કરીએ છીએ કે, અમે ઈમાન લઈ આવ્યા પરંતુ અમે તો તમારી સાથે જ છીએ. આગળની આયતમાં તેમના ઠઠ્ઠા મશ્કરીનો જવાબ છે.] "અલ્લાહ તેમની ઠેકડી ઉડાવે છે અને તેમને તેમની શરારતમાં વધારે છે; તેઓ આંધળા થઈ રહ્યા છે." [અને અલ્લાહ દ્વારા તેમની ઠઠ્ઠા મશ્કરીનો જવાબ એ જ રીતે આપવામાં આવે છે કે, તેમને સમય મળી રહ્યો છે જ્યારે તેઓ કુફ્રમાં પાકા રંગથી રંગાઈ જશે અને તેમના ગુનાહો પરાકાષ્ઠાએ પહોંચી જશે ત્યારે અચાનક તેમને પકડી લેવામાં આવશે અને અલ્લાહનું આ કામ તેમની ઠઠ્ઠા મશ્કરીના જવાબમાં જ છે. એટલા માટે અલ્લાહના જવાબને પણ "ઠઠ્ઠા મશ્કરી" ઠેકડી ઉડાવવું કહેવામાં આવ્યું છે.] "આ તે જ (લોકો) છે જેમણે હિદાયતના બદલે ગુમરાહી ખરીદી લીધી; તો તેમના વેપારે કોઈ લાભ ન આપ્યો; અને તેઓ હિદાયત પ્રાપ્ત કરનારા નથી." [એટલે કે, તેમના વેપારની પદ્ધતિ જ એવી ખોટી છે કે તેમણે હિદાયત જેવી કિંમતી વસ્તુના બદલામાં ગુમરાહી લઈ લીધી.] "તેમનું દષ્ટાંત તે માણસ જેવું છે જેણે આગ સળગાવી પછી આગે તેની આજુબાજુ બધું પ્રકાશિત કરી દીધું; તો અલ્લાહે તેમનો પ્રકાશ છીનવી લીધો અને તેમને અંધકારમાં છોડી દીધા; તેઓ જોઈ નથી શકતા." [જેવી રીતે આવો માણસ અને તેને મદદરૂપ બનનાર પ્રકાશ છીનવાઈ ગયા પછી અંધકારમાં રહી ગયા, એવી જ રીતે મુનાફિકો પણ

સચ્ચાઈનો પ્રકાશ જાહેર થયા પછી પણ ગુમરાહીના અંધકારમાં ભટકી રહ્યા છે અને જેવી રીતે આગ સળગાવનારની આંખ, કાન, જીભ અંધકારમાં બેકાર થઈ ગયું, એવી જ રીતે ગુમરાહીના અંધકારમાં ફસાઈને તેમની હાલત એવી જ થઈ ગઈ છે કે,] જાણે તેઓ; "બહેરા, મૂંગા, આંધળા; બસ તેઓ પાછા નહિ ફરે." [કે તેમની વિચારશક્તિમાં સચ્ચાઈ જોવાની, સાંભળવાની તથા સમજવાની ક્ષમતા રહી નથી. આ દષ્ટાંત તો તે મુનાફિકો માટે હતું કે, જેઓ ખૂબ મજબૂતીથી કુફ્ર પર વળગેલા હતા, ક્યારેક ઈમાનની કલ્પના સુદ્ધાં તેમના દિલમાં આવતી નથી. આગળની આયતમાં મુનાફિકોના તે જૂથ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, જેઓ ક્યારેક ઈસ્લામની સચ્ચાઈ જોઈને તેના તરફ આકર્ષાવા લાગતા હતા પછી જ્યારે સ્વાર્થ અને મનેચ્છાઓ સવાર થઈ જતી તો તેમનું વલણ બદલાઈ જતું હતું.] "અથવા જેમકે આસમાનથી મુશળધાર વરસાદ પડી રહ્યો છે, તેમાં અંધકાર, ગર્જના અને વીજળીના ચમકારાઓ હોય; વીજ–ગર્જનાના કારણે મૃત્યુના ભયથી કાનોમાં આંગળીઓ નાંખી દે છે; અને અલ્લાહે કાફિરોને ઘેરી રાખ્યા છે. – હમણાં જાણે વીજળી તેમની આંખો આંજી નાંખે; જ્યારે ચમકવા લાગે, તો તેના પ્રકાશમાં ચાલવા માંડે અને જ્યારે અંધકાર છવાઈ ગયો, તો ઊભા થઈ ગયા; અને જો અલ્લાહે ઈચ્છ્યું હોત, (તો) તેમના કાન અને આંખો ખૂંચવી લીધી હોત; નિઃશંક અલ્લાહ પ્રત્યેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે." [જેવી રીતે લોકો તોફાન અથવા મુશળધાર વરસાદમાં ક્યારેક થોભી જાય છે, તો ક્યારેક મૌકો જોઈને ચાલવા લાગે છે. બસ, આવી જ હાલત આ મુનાફિકો અને ઈન્કારીઓની છે.]

## મસ્અલા અને બોધપાઠ :

જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે, સૂરએ બકરહની શરૂઆતમાં કુર્આન શરીફ શંકા–કુશંકાઓથી પાક અને શુદ્ધ હોવાનો ઉલ્લેખ કર્યા પછીની ૨૦ આયતોમાં તેને માનનારા અને ન માનનારા લોકોની પરિસ્થિતિનું વર્ણન થયું છે. પ્રથમ પાંચ આયતોમાં તેને માનનારાઓનું વર્ણન "મુત્તકી લોકો"ના વિષય હેઠળ થયું હતું. પછીની બે આયતોમાં તેના ન માનનારાઓ અને કુર્આનનો સરેઆમ ઈન્કાર કરનારાઓનું વર્ણન છે અને ત્યાર પછીની ૧૩ આયતોમાં એવા ઈન્કારીઓ અને કાફિરોનું વર્ણન છે કે, જેઓ જાહેરમાં પોતાને મો'મિન અને

મુસલમાન કહેતા હતા પરંતુ વાસ્તવમાં તેઓ મુસલમાન ન હતા. આવા મક્કાર લોકોનું નામ કુર્આનમાં "મુનાફિક" રાખવામાં આવ્યું છે.

ઉપરોક્ત આયતોમાંથી પહેલી બે આયતોમાં મુનાફિકોના સંદર્ભમાં કહેવાયું છે કે, લોકોમાંથી અમુક લોકો એવા પણ છે, જેઓ કહે તો છે કે અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા, જ્યારે હકીકતમાં તેઓ ઈમાનવાળા છે જ નહીં, બલકે તેઓ અલ્લાહ અને જે લોકો ઈમાન લાવ્યા છે તેમની સાથે ચાલબાજી (ષડયંત્રો) કરે છે અને હકીકતમાં તો તેઓ પોતાની જાતને જ દગો આપી રહ્યા છે, પરંતુ તેનું તેમને ભાન સુદ્ધાં નથી.

અહીંયાં "મુનાફિકો"ના ઈમાનના દા'વાને જૂટ્ઠો ઠરાવવામાં આવ્યો છે અને જાણ કરવામાં આવી છે કે, તેમનો આ દા'વો ફક્ત છેતરપિંડી છે. સ્વાભાવિક રીતે તેઓ અલ્લાહ તઆલાને છેતરી કે દગો આપી શકતા નથી અને આ બાબતનું તેમને સંપૂર્ણ જ્ઞાન છે જ કે, અમે અલ્લાહને દગો આપી શકતા નથી, પરંતુ રસૂલુલ્લાહ ﷺ અને મુસલમાનો સાથેની તેમની ચાલબાજીઓ અને ષડયંત્રોને એક પ્રકારે અલ્લાહ સાથે જ ચાલબાજી અને દગો સમજવામાં આવ્યું છે કે, આ લોકો અલ્લાહની સાથે છેતરપિંડી કરે છે.

*(કુર્તુબી)*

આ બાબતનું પરિણામ એ જ હોઈ શકે છે કે, મૂર્ખાઓ પોતાના સિવાય અન્ય કોઈની સાથે ચાલબાજીઓ કે ષડયંત્રો નથી રચી શકતા. કારણ કે, અલ્લાહ તઆલા તો દરેક પ્રકારની ધોકાબાજીને જાણે જ છે, પરંતુ રસૂલુલ્લાહ ﷺ અને મુસલમાનો પણ અલ્લાહની વહી દ્વારા તેમની દગાબાજીઓ અને ષડયંત્રોથી સુરક્ષિત રહે છે, તેથી તેમને કોઈ નુકસાન થતું નથી બલકે, મુનાફિકોની આ ધોકાબાજી અને ષડયંત્રોના દુષ્ટ પરિણામો તેમને જ દુનિયા અને આખિરતમાં ભોગવવા પડે છે.

ત્રીજી આયતમાં કહેવામાં આવ્યું, તેમના દિલોમાં મોટો રોગ છે અને આ રોગને અલ્લાહ તઆલાએ વધારી દીધો. દિલની બીમારીની હાલત એને કહેવાય છે કે માણસ પોતાની સાનુકૂળ પરિસ્થિતિથી બહાર નીકળી જાય અને તેના કૃત્યો અનિશ્ચિત થઈ જાય, જેનું અંતિમ પરિણામ બરબાદી અને મૌત હોય છે.

કુર્આન અને હદીષની વ્યાખ્યામાં તે માનસિક પરિસ્થિતિઓને પણ બીમારી કહેવામાં આવે છે કે, જે કૃત્યો માણસના આધ્યાત્મિક અને નૈતિક અધઃપતનનું કારણ બને છે અને જેના કારણે મનુષ્ય પોતાના માનવતાના ગુણથી પણ વંચિત થતો જાય છે, જેનું અંતિમ પરિણામ આધ્યાત્મિક (રૂહાની) મૃત્યુ અને નૈતિક બરબાદી હોય છે.

હઝરત જુનૈદ બગદાદી (રહ.)એ ફરમાવ્યું છે કે, ‘‘દિલોની બીમારી મનેચ્છાઓની પૈરવી કરવાથી ઉત્પન્ન થાય છે, જેમકે શારીરિક બીમારીઓ મનુષ્યની અનિયમિત શારીરિક પ્રક્રિયાઓના કારણે ઉદ્‌ભવે છે.’’ આ આયતમાં તેમના દિલોમાં ગુપ્ત રહેલા કુફ્રનો ઉલ્લેખ થયો છે, જે આધ્યાત્મિક (રૂહાની), શારીરિક તથા માનસિક બધા જ પ્રકારની એક મોટી બીમારી છે. સ્વાભાવિક રીતે આધ્યાત્મિક બીમારી એટલા માટે છે કે, તે પોતાને પૈદા કરનાર પાલનહાર અલ્લાહની નાશુક્રી કરી તેના હુકમો અને આદેશોથી બગાવત (બળવો) કરે છે. આ બાબત મનુષ્યના આત્મા (રૂહ) માટે એક મોટી આધ્યાત્મિક બીમારી છે તથા માનવતાની દષ્ટિએ પણ વ્યક્તિ માટે એક અત્યંત નીચ કૃત્ય છે. દુનિયાના તુચ્છ સ્વાર્થ સાધવા માટે દિલમાં કુફ્રને છુપાવી રાખવું અને તેને જાહેર કરવાની હિંમત પણ ન કરવી તથા મુસલમાનોને છેતરવાનો પ્રયત્ન કરવો, આપમેળે જ એક મોટી માનસિક અને આધ્યાત્મિક બીમારી છે અને આ મુનાફિકત (દોગલાપણું) એક શારીરિક બીમારી પણ છે. કારણ કે, મુનાફિકના દિલમાં હંમેશા એક છુપો ડર હોય છે કે ક્યાંક મારી અસલિયત અને વાસ્તવિકતા જાહેર ન થઈ જાય. રાત–દિવસ આ જ ચિંતામાં રહેવું એક પ્રકારની શારીરિક બીમારી પણ છે. તદુપરાંત આ બીમારીનું એક પરિણામ ઈર્ષ્યા પણ છે. મુસલમાનોની પ્રગતિ જોઈ મુનાફિકોને ઈર્ષ્યા થવી સ્વાભાવિક છે, પરંતુ તે બીચારા પોતાના દિલની આ જલન જાહેર પણ નથી કરી શકતા અને એ જ બાબત તેમની શારીરિક બીમારીનું કારણ પણ બની જાય છે.

અલ્લાહે ફરમાવ્યું છે કે, ‘‘અલ્લાહે તેમની બીમારીને વધારી દીધી.’’ એનો મતલબ એ છે કે, તેઓ ઈસ્લામ અને મુસલમાનોની પ્રગતિ જોઈને મનોમન બળે છે અને અલ્લાહ તઆલા મુસલમાનોને વધુ પ્રગતિ આપે છે. પ્રત્યેક પળે આ પ્રગતિ જોઈને તેમની ઈર્ષ્યાની બીમારી વધતી જ ચાલે છે.

ચોથી અને પાંચમી આયતમાં મુનાફિકોને ગેરસમજનું વર્ણન છે. તેઓ પોતાના ફિત્ના–ફસાદને પણ સુધારણા સમજે છે તથા પોતાની જાતને સુધારક માને છે. કુર્આન શરીફે સ્પષ્ટ કરી દીધું છે કે, ફસાદ અથવા સુધારણા ફક્ત મૌખિક દા'વાઓ ઉપર આધારિત નથી બલકે, કોઈ ચોર – ડાકુ પણ પોતાને ફિત્ના અથવા ફસાદ કરનારો માનવા તૈયાર નથી. માટે આ બાબતનો આધાર જે કામ કરવામાં આવી રહ્યું છે તેના ઉપર છે, જો તે કામ ફિત્નો અને ફસાદનું કૃત્ય છે તો આવું કૃત્ય કરનારો ફિત્નાખોર– ફસાદખોર જ કહેવામાં આવશે. ભલે તેની નિય્યત ફિત્નો કે ફસાદ ફેલાવવાની ન પણ હોય.

છટ્ઠી આયતમાં મુનાફિકોની સામે સાચા ઈમાનનું એક માપદંડ મૂકવામાં આવ્યું છે. اٰمِنُوْا كَمَآ اٰمَنَ النَّاسُ "ઈમાન લાવો જેવું બીજા લોકો ઈમાન લાવ્યા." આ આયતમાં શબ્દ نَاسُ (નાસ્) છે, અને તે બધા જ મુફસ્સિરો (વિવરણકારો)એ સર્વાનુમતે સહાબા (રદિ.) માટે વપરાયો હોવાનું માન્યું છે. કારણ કે, કુર્આન શરીફના નાઝિલ થવાના સમયે સહાબા (રદિ.) ઈમાન લાવ્યા હતા અને અલ્લાહ પાસે ફક્ત એવું જ ઈમાન ભરોસાપાત્ર હતું કે જે સહાબા (રદિ.) જેવું ઈમાન હોય. જે બાબતોમાં જેટલા પ્રમાણમાં સહાબા (રદિ.)નું ઈમાન હતું એ જ પ્રમાણે અન્ય લોકોનું પણ ઈમાન હશે, તો જ તે ઈમાન કહેવાશે, નહિતર તે ઈમાન કહેવામાં આવશે નહીં. અત્રે સ્પષ્ટ થાય છે કે, સહાબા (રદિ.)નું ઈમાન એક માપદંડ છે, આ માપદંડ વડે બાકી સમગ્ર ઉમ્મતનું ઈમાન ચકાસવામાં આવશે. જો આ માપદંડ પ્રમાણે ઈમાન નહીં હોય તો તેને શરીઅતની રૂએ ઈમાન અથવા તો આવી માન્યતા ધરાવનારને મો'મિન કહેવામાં આવશે નહીં, એનાથી વિરૂદ્ધ કોઈ અકીદો (માન્યતા) અથવા અમલ ભલે દેખાવમાં ગમે તેવો સારો લાગે, એની પાછળ ગમે તેવો સારો હેતુ હોય, પરંતુ અલ્લાહ પાસે આવી માન્યતા ભરોસાપાત્ર નથી. સહાબા (રદિ.)ને મુનાફિકોએ મૂર્ખ અને બેવકૂફ કહ્યા અને પ્રત્યેક સમયમાં માર્ગ ભટકેલાઓનો શિરસ્તો આ જ પ્રકારનો રહ્યો છે કે, તેઓ સીધો અને સત્ય માર્ગ બતાવનાર લોકોને મૂર્ખ અને અજ્ઞાની કહી તેમની હાંસી ઉડાવે છે, પરંતુ કુર્આન શરીફે કહી દીધું છે કે વાસ્તવમાં આવા માર્ગ ભટકેલા મુનાફિક લોકો જ બેવકૂફ અને મૂર્ખ છે કે, તેઓ ઈમાનની ખુલ્લી નિશાનીઓને પણ માનતા નથી.

સાતમી આયતમાં મુનાફિકોના ગુપ્ત એજન્ડા અને તેમની બેવડી નીતિ અને ડબલ સ્ટાન્ડર્ડનું વર્ણન કરવામાં આવ્યું છે કે, આ લોકો મુસલમાનોને મળે છે તો કહે છે કે અમે મો'મિન (મુસલમાન) છીએ પરંતુ જ્યારે તેમના કાફિર લોકોને મળે છે તો કહે છે કે, અમે તો તમારી સાથે જ છે, તમારી જ કૌમના વ્યક્તિ છીએ, અમે તો મુસલમાનોની સાથે માત્ર ઠટ્ટો મશ્કરી અને મજાક કરીએ છીએ અને તેમને બેવકૂફ અને મૂર્ખ બનાવીએ છીએ.

આઠમી આયતમાં તેમની આ મૂર્ખાઈભરી વાતચીતનો જવાબ આપવામાં આવ્યો છે કે, આ નાદાનો એવું સમજે છે કે અમે મુસલમાનોને મૂર્ખ બનાવીએ છીએ અને તેમની મશ્કરી કરીએ છીએ, જ્યારે કે વાસ્તવિકતા આ છે કે, તેઓ પોતે જ મૂર્ખ બની રહ્યા છે. અલ્લાહ તઆલાએ પોતાના રહમો કરમથી તેમને ઢીલ આપીને તેમની મશ્કરી કરવા માટે એક એવું વાતાવરણ ઊભું કર્યું છે કે, દેખીતી રીતે કોઈ અઝાબ (સજા) ન થવાથી તેઓ પોતાની શરારત અને મૂર્ખાઈમાં ખૂબ આગળ વધી જાય, અને જ્યારે તેઓ પોતાના ગુનાહોમાં એટલા આગળ વધી જાય કે તેની પરાકાષ્ઠાએ પહોંચી ચૂકે તો અચાનક પકડી લેવામાં આવે. અલ્લાહ તઆલા તરફથી આ કામ તેમના ઠટ્ટા મશ્કરીના જવાબમાં હતું, એટલા માટે આ કામને "ઠટ્ટો મશ્કરી" કહેવામાં આવ્યું છે.

નવમી આયતમાં મુનાફિકોની એવી પરિસ્થિતિનું વર્ણન છે કે, તેમણે ઈસ્લામને નજીકથી જોયો છે અને કુફ્રમાં તો શરૂઆતથી જ રચ્યા–પચ્યા હતા, આમ કુફ્ર અને ઈસ્લામને બંનેને નજીકથી જોઈને સમજવા છતાં તેમણે દુનિયાના તુચ્છ સ્વાર્થ ખાતર ઈસ્લામના બદલામાં કુફ્રને અગ્રિમતા આપી. તેમના આ અમલને કુર્આને કરીમમાં "વેપાર"નું નામ આપવામાં આવ્યું છે અને કહેવામાં આવ્યું છે કે, તેમને (મુનાફિકોને) વેપારની કોઈ પદ્ધતિ ન આવડી, તેમણે ઈમાન જેવી શ્રેષ્ઠ અને કિંમતી ચીજના બદલામાં પીડાદાયક વસ્તુ એટલે કે, કુફ્ર ખરીદી લીધું.

છેલ્લી ચાર આયતોમાં મુનાફિકોની પરિસ્થિતિના બે દાખલા આપીને તેઓ ધિક્કારપાત્ર હોવાનો ઉલ્લેખ કર્યો છે. બે દાખલાઓ એટલા માટે આપવામાં આવ્યા છે કે, મુનાફિકોમાં બે પ્રકારના વ્યક્તિઓ હતા. એક જેઓ પોતાના કુફ્રમાં બિલકુલ પાકા હતા અને ઈમાનનો દેખાડો ફક્ત તુચ્છ દુનિયાના

સ્વાર્થ ખાતર કરતા હતા, ઈમાન અને ઈસ્લામ સાથે તેમને કોઈ સંબંધ ન હતો. બીજા એવા લોકો હતા કે ક્યારેક ઈસ્લામની સચ્ચાઈથી પ્રભાવિત થઈ પાકા મુસલમાન બની જવાનો નિર્ણય કરતા હતા અને પછી તુચ્છ દુનિયાના સ્વાર્થો સામે આવતાં તે આ ઈરાદો પડતો મૂકી દેતા હતા. આમ, તેઓ અસમંજસ (Confusion)ની પરિસ્થિતિમાં રહેતા હતા.

આ વિષયના સંદર્ભમાં આ અત્યાચારી મુનાફિકોને એવી ચેતવણી પણ આપવામાં આવી કે, તેઓ અલ્લાહના ઘેરાની બહાર નથી. દરેક સમયે દરેક પરિસ્થિતિમાં અલ્લાહ તેમનો નાશ પણ કરી શકે છે. તેમની જોવાની અને સાંભળવાની શક્તિઓ પણ ઝૂંટવી શકે છે !

આ તેર આયતો મુનાફિકોની પરિસ્થિતિ અને દાખલાઓ ઉપર આધારિત છે. તેમાં ઘણા બધા હુકમો, સૂચનાઓ અને માર્ગદર્શન પણ છે.

## શું કુફ્ર અને મુનાફિકત (Hypocrisy)નબી ﷺના યુગમાં જ હતી કે અત્યારે પણ અસ્તિત્વ ધરાવે છે ? :

મુનાફિકતની બાબતમાં મુનાફિકોને ઓળખવા માટે અને તેમને મુનાફિક ઠરાવવા માટે બે પદ્ધતિઓ હતી. પ્રથમ એ કે, અલ્લાહ તબારક વ તઆલા વહી દ્વારા આપ ﷺને જાણ કરી દેતા હતા કે, ફલાણો માણસ દિલથી મુસલમાન નથી, મુનાફિક છે. બીજું એ કે, તેના કોઈ વક્તવ્ય અથવા કૃત્યથી ઈસ્લામ વિરૂદ્ધ કોઈ બાબત અથવા ઈસ્લામ વિરૂદ્ધ કોઈ ષડયંત્ર સાબિત થઈ જાય.

આપ ﷺની વફાત પછી વહીનો ક્રમ ખતમ થઈ જવાના કારણે પહેલી પદ્ધતિ તો અસ્તિત્વમાં નથી પરંતુ બીજી પદ્ધતિ આજે પણ અસ્તિત્વ ધરાવે છે. જો કોઈ વ્યક્તિ કોઈ નિવેદન અથવા કોઈ કૃત્ય દ્વારા ઈસ્લામના મૂળભૂત અકીદા (માન્યતા)ઓનો વિરોધ કરે છે અને ઈમાન તથા ઈસ્લામનો દાવે'દાર પણ છે, તો પણ તેને મુનાફિક સમજવામાં આવશે. આવા મુનાફિકોનું નામ કુર્આનની વ્યાખ્યામાં "મુલ્હિદ" છે.

اَلَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْٓ اٰيٰتِنَا

*"તેઓ જે અમારી આયતોનું સ્વરૂપ બદલી નાંખે છે." (૪૧:૪૦)*

અને હદીષમાં તેઓને "ઝિન્દીક" કહેવામાં આવ્યા છે પરંતુ જ્યારે તેમનું કુફ્ર દલીલ સાથે સાબિત થઈ જાય, તો તેમના ઉપર પણ બધા કાફિરો જેમ જ હુકમ લાગુ પડશે. તેમના માટે કોઈ આગવો આદેશ નથી. એટલા માટે અમુક ઉલમા કહે છે કે, આપ ﷺ પછી મુનાફિકોનું પ્રકરણ પૂરું થઈ ગયું, હવે જેઓ મો'મિન નથી તેઓ કાફિર છે.

હઝરત ઈમામ માલિક (રહ.)એ બુખારીની શરહ (છણાવટ)માં નકલ કર્યું છે કે, "નુબુવ્વતના સમયકાળ પછી નિફાકની પરિસ્થિતિ એવી છે કે, હજુપણ તેને ઓળખી શકાય છે અને તેવું કરનારને મુનાફિક કહી શકાય છે."

**ઈમાન અને કુફ્રની વાસ્તવિકતા :**

ઉપરોક્ત આયતો ઉપર ચિંતન અને મનન કરવાથી ઈસ્લામ, ઈમાન અને કુફ્રની સંપૂર્ણ વાસ્તવિકતા જાહેર થઈ જાય છે. કારણ કે, આ આયતોમાં મુનાફિકીનનો ઈમાનનો દા'વો اٰمَنَّا بِاللّٰهِ અને કુર્આનમાં આ દા'વાનો રદિયો આપવામાં આવ્યો છે. وَمَا هُمْ بِمُؤْمِنِيْنَ "અને તેઓ બિલકુલ મો'મિનોમાંથી નથી." (૨:૮)

અહીંયાં કેટલીક વાતો વિચારવા યોગ્ય છે.

પ્રથમ એ કે, જે મુનાફિકોનું વર્ણન કુર્આન શરીફમાં છે તેઓ અસલમાં યહૂદીઓ હતા અને અલ્લાહ તઆલા તથા કયામતના દિવસ ઉપર ઈમાન લાવવું યહૂદી ધર્મમાં પણ પાયાની માન્યતા છે. તેમના અકીદામાં હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની રિસાલત અને નુબુવ્વતનું માનવું શામિલ ન હતું, એટલા માટે તેઓ હંમેશા અલ્લાહ અને આખિરતના દિવસનો જ ઉલ્લેખ કર્યા કરતા હતા અને આ બાબતમાં તેમને જૂઠા કહી શકાય નહીં, તો પછી કુર્આન શરીફનું તેમને જૂઠા કહેવું અને તેમના ઈમાનથી ઈન્કાર કરવો કઈ બાબત ઉપર આધાર રાખે છે ? વાત એમ છે કે, પોતાની આગવી ઢબે અને મનમાની પદ્ધતિથી અલ્લાહ તઆલા અને આખિરતનો ઈકરાર કરી લેવો – ઈમાન નથી. આમ તો મુશ્રિકો પણ અલ્લાહ તઆલાને કોઈને કોઈ પ્રકારે માને જ છે અને અલ્લાહને સર્વશક્તિમાન પણ સમજે છે. ભારતના હિન્દુઓ મુસલમાનોથી ભિન્ન પ્રકારની આવાગમન આધારિત "પરલોક" જેવી મૃત્યુ પછીના જીવન વિશે એક માન્યતા ધરાવે છે,

પરંતુ કુર્આનના માપદંડ પ્રમાણે તેમનું ઈમાન માન્ય નથી. બલકે, ફક્ત તે જ ઈમાન માન્ય છે જે અલ્લાહની ઈમાન માટે બતાવેલી ખાસિયતો અને સિફતો સાથે હોય અને આખિરત ઉપર ઈમાન તે જ ભરોસાપાત્ર છે જેમાં રસૂલે કરીમ ﷺએ આખિરત બાબતે જે જે જાણકારી આપી છે તેને માનવામાં આવે.

દેખીતું છે કે, યહૂદીઓ અલ્લાહ અને આખિરત ઉપર જે રીતે ઈમાન લાવવું જોઈએ તે રીતે ઈમાન લાવ્યા ન હતા કારણ કે, એક બાજુ તો તેઓ હઝરત ઉઝૈર (અલૈ.)ને અલ્લાહના બેટા સમજતા હતા અને આખિરત વિશે પણ એવી માન્યતા રાખતા હતા કે, અંબિયા (અલૈ.)ના સંતાનો કંઈ પણ કરતા રહે અલ્લાહના વહાલા હોવાના કારણે આખિરતમાં તેમને કોઈ જ સજા થશે નહીં અને જો થશે તો પણ મા'મૂલી થશે. એટલા માટે કુર્આનની વ્યાખ્યામાં એવું કહેવું કે, તેઓ અલ્લાહ અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યા તે ખોટું અને જૂઠું છે.

### કુફ્ર અને ઈમાનનું માપદંડ :

કુર્આને ઈમાનની કરેલી વ્યાખ્યાનું વર્ણન અગાઉ સૂરએ બકરહની ૧૩મી આયતમાં આવી ચૂક્યું છે. وَإِذَا قِيلَ لَهُمْ آمِنُوا كَمَا آمَنَ النَّاسُ જેનાથી સ્પષ્ટ થઈ જાય છે કે, ઈમાનના દા'વાને ચકાસવાનું માપદંડ સહાબએ કિરામ (રદિ.)નું ઈમાન છે. જેનું પણ ઈમાન તેમના પ્રમાણે નથી તેવા ઈમાનને અલ્લાહ અને રસૂલ ﷺ દ્વારા માન્યતા પ્રાપ્ત નથી.

જો કોઈ વ્યક્તિ કુર્આની અકીદા(માન્યતા)ઓની વ્યાખ્યાઓ અને ખુલાસાઓ અથવા રસૂલ ﷺના ખુલાસાઓથી વિરૂદ્ધ કોઈ અકીદાને માને છે, તો આવી માન્યતા શરીઅતની રૂએ ભરોસાપાત્ર નથી. જેમકે, આજકાલ કાદિયાનીઓ કહે છે કે અમે "ખત્મે નુબુવ્વત"ના અકીદામાં તો માનીએ જ છીએ પરંતુ તેઓ આ અકીદામાં રસૂલે કરીમ ﷺના અર્થઘટન અને સહાબએ કિરામ (રદિ.)ના ઈમાન વિરૂદ્ધ, તથ્યોમાં ફેરબદલ કરે છે અને આ અકીદામાં મિરઝા ગુલામ અહમદ કાદિયાનીની નુબુવ્વત માટે જગ્યા બનાવે છે. કુર્આનની ઈમાનની વ્યાખ્યા પ્રમાણે તેઓને وَمَا هُمْ بِمُؤْمِنِينَ કહેવામાં આવશે *"અને તેઓ બિલકુલ મો'મિન નથી."*

ખુલાસો એ થયો કે, સહાબા (રદિ.)ના ઈમાન વિરૂદ્ધ કોઈ વ્યક્તિ અકીદાનું કોઈ નવું અર્થઘટન કરે અને આ નવા અર્થઘટન પ્રમાણે પોતાને મો'મિન અને મુસલમાન પણ કહે બલકે, નમાઝ–રોઝામાં પણ શામિલ થાય પરંતુ જ્યાં સુધી કુર્આન શરીફના બતાવેલા માપદંડ પ્રમાણે તે ઈમાન નહીં લાવે ત્યાં સુધી કુર્આનની વ્યાખ્યા પ્રમાણે તેને મો'મિન કહેવામાં આવશે નહીં.

**એક શંકાનું નિવારણ :**

હદીષ અને ફિક્હ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર–શરીઅત)નો એક મશ્હૂર ઉસૂલ (સિદ્ધાંત) છે, "અહલે કિબ્લાને કાફિર ન કહી શકાય." ઉપરોક્ત આયતના ખુલાસાથી એ વાત પણ સાબિત થઈ ગઈ કે, "અહલે કિબ્લા" ફક્ત એવા લોકોને જ કહેવામાં આવશે કે જેઓ દીનની મૂળભૂત માન્યતાઓ અને જરૂરિયાતે દીન(જે બાબતો ઉપર ઈમાન લાવવું જરૂરી છે અને મો'મિન હોવાની શરતમાં શામિલ છે)ના ઈન્કાર કરનારા ન હોય. મુનાફિકો પણ મુસલમાનો જેમ જ કિબ્લા તરફ મોઢું કરી નમાઝ પઢતા હતા, પરંતુ તેમનું કિબ્લા તરફ મોઢું કરી નમાઝ પઢવું તેમના ઈમાનના સંદર્ભમાં એટલા માટે પૂરતું ન હતું કે, તેમનું ઈમાન સહાબએ કિરામ (રદિ.)ની જેમ "જરૂરિયાતે દીન" પ્રમાણે ન હતું.

**"જૂઠ" એક ધિક્કારપાત્ર બાબત છે :**

અહીંયાં મુનાફિકીનનું નિવેદન اٰمَنَّا بِاللّٰهِ وَبِالْيَوْمِ الْاٰخِرِ "અમે અલ્લાહ અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવીએ છીએ"માં વિચાર કરો. આ મુનાફિકો છેલ્લા દરજ્જાના કાફિરો હોવા છતાં પોતાની બુદ્ધિ પ્રમાણે જૂઠું બોલવાથી એવી રીતે પરહેઝ કરતા હતા કે, તેમના દા'વામાં ફક્ત તૌહીદ અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવવાનો ઈકરાર કરતા હતા અને પોતાના ઈમાનમાં રસૂલ ﷺનો ઉલ્લેખ જ કરતા ન હતા જેથી, તેમનો દા'વો જૂઠો ન બને. આ બાબતથી સ્પષ્ટ થઈ ગયું કે, જૂઠું બોલવું એવી ગંદી અને ધિક્કારપાત્ર બાબત છે કે કોઈ શરીફ માણસ તો શું ? કોઈ કાફિર, ફાસિક અને મુનાફિક પણ તે વખતે જૂઠું બોલવાનું પસંદ કરતો ન હતો, એ બાબત બીજી છે કે, તેમનો અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર ઈમાન હોવાનો દા'વો કુર્આનની ઈમાનની વ્યાખ્યાની વિરૂદ્ધ હોવાના કારણે જૂઠો સાબિત થયો.

**નબીઓ (અલૈ.) અને વલીઓ (રહ.) સાથે ખરાબ વર્તાવ કરવો અલ્લાહ તઆલા સાથે ખરાબ વર્તાવ કરવા સમાન છે :**

ઉપરોક્ત આયતોમાં મુનાફિકોની એવી પરિસ્થિતિ પણ બતાવવામાં આવી છે કે, يُخَادِعُوْنَ اللّٰهَ તે લોકો અલ્લાહ સાથે ધોકો (દગો) અને ચાલબાજીઓ કરવા ઈચ્છે છે. હાલાં કે, મુનાફિકોના સમૂહમાં કોઈપણ એવો નહિ હોય જે અલ્લાહને ધોકો આપવાનો ઈરાદો રાખતો હોય અથવા એમ સમજતો હોય કે, હું અલ્લાહને ધોકો આપી શકું છું, પરંતુ હકીકત એ હતી કે આ લોકો રસૂલે કરીમ ﷺ અને મો'મિનોને ધોકો દેવાનો પાકો ઈરાદો ધરાવતા હતા. અલ્લાહ તઆલાએ ઉપરોક્ત આયત દ્વારા કહી આપ્યું કે, જે કોઈપણ વ્યક્તિ અલ્લાહના કોઈ રસૂલ અથવા વલી સાથે ખરાબ વર્તાવ કરે છે તો હકીકતમાં તે અલ્લાહ સાથે ખરાબ વર્તન કરવાના હુકમમાં છે. બીજી બાજુ નબી ﷺના ઉચ્ચ સ્થાન તરફ પણ ઈશારો કરી દેવામાં આવ્યો કે, આપ ﷺની શાનમાં ગુસ્તાખી (ગેરવર્તણૂક) કરવાનો ગુનોહ અલ્લાહ તઆલા સાથે ગુસ્તાખી કરવા સમાન છે.

**જૂઠું બોલવાની ખાના–ખરાબી :**

ઉપરોક્ત આયતોમાં મુનાફિકોને સખત સજા عَذَابٌ اَلِيْمٌ નું કારણ بِمَا كَانُوْا يَكْذِبُوْنَ જૂઠું બોલવું ઠરાવવામાં આવ્યું છે, હાલાં કે તેમનું કુફ્ર અને નિફાક (દોગલાપણું) સૌથી મોટા ગુનાહો હતા, ઉપરાંત મુસલમાનોની ઈર્ષ્યા અને તેમના વિરૂદ્ધ ષડયંત્રો પણ સખત ગુનાહો હતા, છતાં પણ સખત સજા عَذَابٌ اَلِيْمٌ નું કારણ જૂઠું બોલવાને ઠરાવવામાં આવ્યું. તેમાં એવો ઈશારો જોવા મળે છે કે, જૂઠું બોલવાની ટેવ તેમનો અસલી ગુનોહ હતો અને આ જ આદતે તેમને કુફ્ર અને નિફાક સુધી પહોંચાડી દીધા. તેમની ગુનાહની હૈસિયત જો કે કુફ્ર અને નિફાકની છે પરંતુ આ બધી ખરાબીઓ અને બુરાઈઓની જડ જૂઠું બોલવું છે. એટલા માટે કુર્આને કરીમે જૂઠું બોલવાને મૂર્તિપૂજા સાથે જોડીને આ રીતે ફરમાવ્યું,

فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ وَاجْتَنِبُوْا قَوْلَ الزُّوْرِ،

*"બચો, મૂર્તિપૂજાની નાપાકીથી અને બચો જૂઠું બોલવાથી." (૨૨:૩૦)*

## સુધારણા અને ફિત્ના–ફસાદનો પરિચય તથા સુધારકો અને ફસાદખોરોની ઓળખ :

ઉપરોક્ત આયતોમાં ઉલ્લેખ થઈ ગયો છે કે, જ્યારે આ મુનાફિકોને એવું કહેવામાં આવે છે કે તમારા "નિફાક" (ગુપ્ત પૉલિસી)ના કારણે પૃથ્વી ઉપર ફસાદ ન ફેલાવો, તો ખૂબ ભારપૂર્વક અને તાકીદપૂર્વક કહે છે કે إِنَّمَا نَحْنُ مُصْلِحُونَ અત્રે اِنَّمَا શબ્દ જે ભાર આપવા માટે વાપરવામાં આવે છે તેના કારણે તેનો અર્થ આ વાક્યમાં 'અમે તો સુધારકો જ છીએ' એટલે કે અમારા કોઈ કૃત્યને ફસાદ સાથે કોઈ સંબંધ નથી પરંતુ કુર્આન શરીફે તેના જવાબમાં કહ્યું,

أَلَآ إِنَّهُمْ هُمُ الْمُفْسِدُونَ وَلَـٰكِن لَّا يَشْعُرُونَ

*"સાંભળી લો ! નિઃશંક આ (લોકો) જ ફસાદ કરવાવાળા છે; પરંતુ (તેમને) ભાન નથી."*

એનાથી બે બાબતો સ્પષ્ટ થઈ, પ્રથમ એ કે મુનાફિકોની પ્રવૃત્તિઓ પૃથ્વી ઉપર ફિત્નો અને ફસાદ ફેલાવાનું કારણ હતી અને બીજી બાબત એ હતી કે મુનાફિકોને પોતાની પ્રવૃત્તિઓ ફસાદ ફેલાવાનું નિમિત્ત બને છે તેનું ભાન સુદ્ધાં ન હતું અને ક્યારેક તો તેમનો હેતુ સુધારણા કરવાનો હતો પણ હકીકતમાં કહેવાતી સુધારણાની પ્રવૃત્તિઓ જ ફસાદનું કારણ બનતી હતી. وَلَـٰكِن لَّا يَشْعُرُونَ થી આ બાબત સ્પષ્ટ થઈ ગઈ.

કારણ એ છે કે, પૃથ્વી ઉપર જે બાબતોથી ફિત્ના અને ફસાદ ફેલાય છે તેમાં અમુક તો એવી છે કે જે ખુલ્લમ–ખુલ્લી છે અને દરેક વ્યક્તિ તેને ફિત્નો અને ફસાદ સમજે છે. જેમકે ખૂનામરકી, ચોરી, દગાબાજી, પ્રપંચ, અપહરણ, વિષયવાસના વગેરે. દરેક સમજદાર અને શરીફ વ્યક્તિ તેને ફસાદ સમજે છે અને તેનાથી બચવાનો પ્રયત્ન કરે છે, જ્યારે અમુક બાબતો એવી છે કે તે દેખીતી રીતે ફિત્નો–ફસાદ હોવાની પ્રતીતિ થતી નથી પરંતુ તેના કારણે મનુષ્યની નૈતિકતા બરબાદ થઈ જાય છે અને માનવસમાજમાં નૈતિક અધઃપતન આવે છે, જેના કારણે ફિત્ના–ફસાદના દરવાજા ખુલી જાય છે. આ મુનાફિકોની પરિસ્થિતિ પણ એવી જ હતી કે ચોરી, લૂંટફાટ, કામવાસના વગેરેથી બચતા હતા, એટલા માટે

ખૂબ ભારપૂર્વક અને તાકીદપૂર્વક પોતે ફસાદખોર ન હોવાની તથા પોતે સુધારકો હોવાની જાહેરાત કરતા હતા.

પરંતુ નિફાક (ગુપ્ત પૉલિસીઓ) અને કીના–કપટ તથા ઈર્ષ્યાના કારણે ઈસ્લામ દુશ્મનોના ષડયંત્રો અને પ્રપંચોમાં શામિલ થવું વગેરેમાં રચ્યા–પચ્યા રહેતા હતા અને આ બાબતો મનુષ્યની નૈતિકતાને એટલી હદે બરબાદ કરી દે છે કે તે પશુઓના સ્તરથી પણ નીચે ઉતરી આવે છે અને એવા કાર્યો સુદ્ધાં કરવા તૈયાર થઈ જાય છે જેની કલ્પના કરવી પણ અશક્ય છે. જ્યારે મનુષ્ય પોતાની નૈતિકતા અને માનવતા ખોઈ બેસે છે ત્યારે માનવજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ફસાદ જ ફસાદ ફેલાઈ જાય છે અને ફસાદ પણ એટલી ભયંકર હદે કે હિંસક પ્રાણીઓ તથા ચોર–ડાકુઓથી પણ આવી આશા ન રાખી શકાય. કારણ કે, તેમના ફિત્ના–ફસાદને તો સરકારી કાયદાઓ અને શક્તિ વડે રોકી શકાય છે પરંતુ કાયદાઓ માણસો જ બનાવતા હોય છે. જો માણસ જ માણસ ન રહે તો કાયદાનો કેવો તમાશો બને છે તે આજે ખુલ્લી આંખે પ્રત્યેક કચેરી અને સરકારી સંસ્થાઓમાં જોવા મળે છે. કહેવાય છે કે, આજે દુનિયાની સંસ્કૃતિઓએ ખૂબ પ્રગતિ કરી છે. શિક્ષણ સંસ્થાઓની જાળ ગામડે–ગામડે પાથરી દેવામાં આવી છે, સભ્યતા અને કેળવણીના શબ્દો દરેક વ્યક્તિની જીભ પર રમી રહ્યા છે, કાયદા ઘડનારી સભાઓનું બજાર ગરમ છે. કાયદાઓનું અમલીકરણ કરાવનારી સંસ્થાઓ (એજન્સીઓ) અબજો રૂપિયાના ખર્ચે ઊભી કરવામાં આવી છે, વહીવટી ક્ષેત્રની કચેરીઓ ભૂલ–ભૂલૈયાની જેમ અસ્તિત્વ ધરાવે છે પરંતુ ગુનાહ (ક્રાઈમ) તથા ફિત્ના–ફસાદ રોજબરોજ વધતા જ જાય છે. તેનું કારણ ફક્ત એ જ છે કે, કોઈપણ કાયદો આપમેળે કોઈ મશીન (યંત્ર) નથી હોતો બલકે, કાયદાને વ્યક્તિઓ ચલાવે છે. જ્યારે માણસ જ પોતે પોતાની માણસાઈ ખોઈ બેઠો હોય તો પછી આ ફિત્ના–ફસાદનો ઈલાજ ન તો કાયદાઓ કરી શકે છે, ન સરકારો અને ન જ ન્યાય પાલિકાઓ, વહીવટી કચેરીઓના ચક્કર કાપવાથી તે દૂષણો દૂર થશે નહીં. એટલા માટે માનવતાના શ્રેષ્ઠ ઉપકારક નબીએ કરીમ ﷺએ પોતાની સમગ્ર જિંદગી એ તરફ કેન્દ્રિત કરી કે, જો માણસ સાચા અર્થમાં "માણસ" બની જાય તો ફસાદ અને ગુનાહ (ક્રાઈમ) આપમેળે જ નષ્ટ થઈ જાય. દુનિયાના કોઈ પણ ભાગમાં જ્યાં–જ્યાં આપ ﷺના શિક્ષણ અને માર્ગદર્શન ઉપર અમલ થતો

રહ્યો, ત્યાં–ત્યાં શાંતિ, પ્રગતિ અને એવી સ્થિરતા જોવા મળી, જેનું ઉદાહરણ જગતે તે અગાઉ ક્યારેય જોયું ન હતું, પરંતુ નબવી શિક્ષણને છોડી દીધા પછી આવી શાંતિ, પ્રગતિ અને સ્થિરતાની આશા રાખી શકાતી નથી.

નબીએ કરીમ ﷺના શિક્ષણ ઉપર ''અમલનો આત્મા (રૂહ)'' અલ્લાહનો ડર છે, કયામતના દિવસના હિસાબ–કિતાબની ચિંતા છે, એ વિના કોઈ કાયદો, કોઈ બંધારણ, કોઈ વહીવટી કચેરી, કોઈ મદ્રસો, કોઈ યુનિવર્સિટી માણસને ગુનાહો (ક્રાઈમ)થી દૂર રાખવા મજબૂર કરી શકતી નથી.

આજની દુનિયામાં જે લોકોના હાથમાં સત્તાની કમાન છે, તેઓ ક્રાઈમના ખાત્મા માટે નવા–નવા પ્રકારની પદ્ધતિઓ વિચારતા રહે છે, પરંતુ આ વ્યવસ્થાની આત્મા એટલે કે, અલ્લાહના ડર પ્રત્યે ગફલત અને બેદરકારી દાખવે છે બલકે, તેને બરબાદ કરવાના સબબો પૂરા પાડે છે, જેનું પરિણામ હંમેશા એ જ આવે છે કે ''મર્ઝ બઢતા ગયા, જૂં જૂં દવા કી'' જેમ જેમ દવા કરી તેમ તેમ બીમારી વધતી જ ચાલી.

ખુલ્લા ફસાદખોરો જેમકે, ચોર–ડાકુઓનો ઈલાજ કરવો સહેલો છે પરંતુ માનવતા ભૂલી ચૂકેલા માનવરૂપી દાનવોનો ફિત્નો ફસાદ હંમેશા સુધારાવાદીઓના સ્વરૂપમાં જ સામે આવે છે. તેઓ કોઈ મનમોહક અને આકર્ષણ પૈદા થાય એવી સુધારણાની સ્કીમો અને યોજનાઓ લઈને આવે છે અને ફક્ત પોતાના સ્વાર્થી હેતુઓને સુધારણાનું નામ આપીને إِنَّمَا نَحۡنُ مُصۡلِحُون ની ના'રાબાજી કરે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ જ્યાં ફસાદને રોક્યો છે તેની સાથે એ પણ કહ્યું છે, وَاللّٰهُ يَعۡلَمُ الۡمُفۡسِدَمِنَ الۡمُصۡلِح "અલ્લાહ જ જાણે છે કે ફસાદખોર કોણ છે અને સુધારાવાદી કોણ ?" (૨:૨૨૦) જેમાં ફરમાવ્યું કે, ફસાદ અને સુધારણાની અસલ વાસ્તવિકતા અલ્લાહ તઆલા જ જાણે છે, જે દિલોની હાલત અને માણસની નિય્યતોથી પણ વાકિફ છે અને પ્રત્યેક પ્રવૃત્તિની ખાસિયતો અને પરિણામોને પણ જાણે છે કે, તેનું પરિણામ સુધારણા છે કે ફસાદ ? એટલા માટે સુધારણા માટે ફક્ત સુધારણાની નિય્યત કરવી, સુધારણા નથી. બલકે, અમલની દિશા પણ શરીઅત પ્રમાણે સીધી હોવી જરૂરી છે. કેટલીક વખતે કોઈ અમલ સંપૂર્ણ સાચી નિય્યતથી કરવામાં આવતો હોવા છતાં શરીઅત પ્રમાણે ન હોવાના કારણે તેનું પરિણામ ફિત્નો અને ફસાદ નીકળે છે.

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૧ અને ૨૨)

يَاَيُّهَا النَّاسُ اعْبُدُوْا رَبَّكُمُ الَّذِيْ خَلَقَكُمْ وَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿٢١﴾

الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ فِرَاشًا وَّالسَّمَآءَ بِنَآءً ۖ وَّاَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَخْرَجَ بِهٖ

مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ فَلَا تَجْعَلُوْا لِلّٰهِ اَنْدَادًا وَّ اَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٢٢﴾

## તરજુમો (ભાષાંતર) :

*હે લોકો ! તમારા પાલનહારની બંદગી કરો, જેણે તમને અને જેઓ તમારાથી અગાઉ (લોકો) હતા તેમને પૈદા કર્યા; જેથી તમે પરહેઝગાર (અલ્લાહથી ડરનાર) બની જાઓ. (૨૧) જેણે પૃથ્વીને તમારા માટે પાથરણું અને આસમાનને છત બનાવ્યું અને આસમાનથી પાણી વરસાવ્યું, પછી તેના દ્વારા તમારા ખોરાક માટે ફળફળાદી ઉત્પન્ન કરી; બસ અલ્લાહના માટે કોઈને સમકક્ષ (ભાગીદાર) ન ઠરાવો અને તમે જાણો (જ) છો. (૨૨)*

## તફસીર :

“હે લોકો ! પોતાના પાલનહારની બંદગી કરો, જેણે તમને અને જેઓ તમારાથી અગાઉ હતા તેમને પૈદા કર્યા; જેથી તમો પરહેઝગાર બની જાઓ.” [અહીંયાં "જેથી" તમો પરહેઝગાર બની જાઓ. આ આયતમાં "જેથી" વાયદા સ્વરૂપે બોલવામાં આવ્યું છે.] “જેણે પૃથ્વીને તમારા માટે પાથરણું અને આસમાનને છત બનાવ્યું અને આસમાનથી પાણી વરસાવ્યું પછી તેના દ્વારા તમારા ખોરાક માટે ફળફળાદી કાઢી; બસ અલ્લાહના માટે કોઈને સમકક્ષ (મુકાબિલ) ન ઠરાવો અને તમે જાણો છો.” [એટલે કે, એવું જાણો છો કે આસમાનથી પાણી વરસાવવાથી લઈ જમીનમાંથી દરેક પ્રકારની વનસ્પતિ અને ફળફળાદી મનુષ્યો તથા પ્રાણીઓના ખોરાક માટે પૈદા કરનાર અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ જ નથી, પછી અલ્લાહ તઆલાના બદલે બીજી વસ્તુઓને તેના સમકક્ષ બતાવી ઈબાદતના લાયક ઠરાવવી કેવી રીતે યોગ્ય થઈ શકે છે ?]

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

સૂરએ બકરહની બીજી આયતમાં સૂરએ ફાતિહામાં કરવામાં આવેલી "સિરાતે મુસ્તકીમ" (સીધા અને સત્યમાર્ગ)ની દરખાસ્ત અને યાચનાનો જવાબ છે. "اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ" માં જે "સિરાતે મુસ્તકીમ"ની તમે ઈચ્છા કરતા હતા તે આ કિતાબમાં છે, કારણ કે કુર્આન શરીફ પ્રથમથી અંત સુધી "સિરાતે મુસ્તકીમ"નો જ ખુલાસો છે.

ત્યારબાદ કુર્આનની હિદાયતનો સ્વીકાર કરવા અને ન કરવાના સંદર્ભમાં મનુષ્યજાતિના ત્રણ સમુદાયોનું વર્ણન કરવામાં આવ્યું. પ્રથમ ત્રણ આયતોમાં મો'મિનો અને મુત્તકીઓનો ઉલ્લેખ થયો, જેમણે કુર્આનની હિદાયતને પોતાનો જીવનમંત્ર બનાવી લીધો. પછીની બે આયતોમાં એવા સમુદાયનું વર્ણન થયું, જેમણે ખુલ્લમ–ખુલ્લા કુર્આનની હિદાયતનો વિરોધ કર્યો. ત્યારબાદ, પછીની તેર આયતોમાં તે ખતરનાક સમુદાયની પરિસ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું કે, જેઓ વાસ્તવમાં તો કુર્આનની હિદાયતના વિરોધીઓ હતા પરંતુ તુચ્છ દુનિયાના સ્વાર્થી હેતુઓ પૂર્ણ કરવા અથવા મુસલમાનોને નુકસાન પહોંચાડવાના મકસદથી પોતાના કુફ્ર અને વિરોધને છુપાવીને મુસલમાનોમાં ભળેલા રહેતા હતા અને પોતાને મુસલમાન જાહેર કરતા હતા. આવી રીતે સૂરએ બકરહની શરૂઆતની ૨૦ આયતોમાં હિદાયતને કબૂલ કરવા અને ન કરવાના માપદંડ આધારે સમગ્ર મનુષ્ય જાતિને ત્રણ વિભાગોમાં વહેંચી દેવામાં આવી. જેમાં એ બાબત પણ સ્પષ્ટ થઈ જાય છે કે, મનુષ્યની કૌમ આધારે વહેંચણી કરવી, ખાનદાન અથવા કબીલાના આધારે વિભાગો પાડવા, એવી જ રીતે વતન, ભાષા, રંગ, જાતિ, પ્રદેશ વગેરેના આધારે મનુષ્યના વિભાગો અથવા વહેંચણી કરવી યોગ્ય નથી. બલકે, મનુષ્ય જાતિની વહેંચણી ધર્મના આધાર ઉપર થશે કે, અલ્લાહની હિદાયતને માનનારી એક કૌમ અને ન માનનારી બીજી કૌમ ગણાશે, જેને સૂરએ હશ્રમાં "હિજબુલ્લાહ" (અલ્લાહનું ગ્રૂપ) અને "હિજબુશ્શયતાન" (શયતાનનું ગ્રૂપ) નામ આપવામાં આવ્યું છે.

મતલબ કે, સૂરએ બકરહની શરૂઆતની ૨૦ આયતોમાં કુર્આનની

હિદાયતને માનવા અને ન માનવાના આધારે મનુષ્ય જાતિને ત્રણ વિભાગોમાં વહેંચવામાં આવી છે અને દરેકની હાલતનું કંઈક અંશે વર્ણન કર્યું છે.

ત્યાર પછી ઉપરોક્ત ૨૧ અને ૨૨ નંબરની આયતોમાં ત્રણે ગૃપોને સંબોધન કરીને આમંત્રણ આપ્યું છે, જેના માટે કુર્આન શરીફ નાઝિલ થયું. તેમાં "મખ્લૂક પરસ્તી" (અલ્લાહની પૈદા કરેલી વસ્તુઓની ઈબાદત) છોડીને માત્ર એક અલ્લાહની બંદગી કરવાનું આમંત્રણ એવી પદ્ધતિથી આપવામાં આવ્યું છે કે, તેમાં દા'વાની સાથે સાથે તેના સમર્થનમાં સ્પષ્ટ દલીલો પણ મૌજૂદ છે, જેમાં સામાન્ય સૂઝબૂઝ ધરાવતો વ્યક્તિ પણ જો થોડોક જ વિચાર કરે અને સમજદારીથી કામ લે તો "તવહીદ"નો ઈકરાર કરવા માટે મજબૂર થઈ શકે છે.

પહેલી આયતમાં يَـــاَيُّهَاالنَّاسُ થી સંબોધન શરૂ થયું. اَلـنَّاسُ શબ્દ અરબી ભાષામાં સંબંધિત વ્યક્તિના અર્થમાં આવે છે. એટલા માટે ઉપરોક્ત ત્રણે ગૃપો તેમાં શામિલ છે, જેમને સંબોધન કરીને કહેવામાં આવ્યું, اُعْبُـدُوْرَبَّـكُمْ ઈબાદતનો અર્થ એ છે કે, પોતાની સંપૂર્ણ શક્તિને સમગ્રતઃ ફરમાંબરદારીમાં ખર્ચ કરવી અને અલ્લાહનો ડર તથા મહાનતાને ધ્યાનમાં રાખી નાફરમાનીથી દૂર રહેવું. (રૂહુલ બયાન, સફા : ૭૪, જિલ્દ : ૧) અને શબ્દ رَبَّ નો અર્થ છે "પરવરદિગાર" (પાલનહાર) જેનો પૂરો ખુલાસો અગાઉ આવી ચૂક્યો છે, માટે અનુવાદ આ પ્રમાણે થયો કે *"ઈબાદત કરો પોતાના પાલનહારની."*

અહિંયા رَبّ શબ્દના બદલે اللّٰه અથવા અલ્લાહનું અન્ય કોઈ નામ લાવી શકાયું હોત, પરંતુ અલ્લાહના નામોમાંથી رَبّ શબ્દની પસંદગી કરવા પાછળની હિકમત એ છે કે, આ નાના વાક્યમાં દા'વાની સાથે દલીલ પણ શામિલ થઈ ગઈ. કારણ કે, ઈબાદતની હકદાર ફક્ત તે જાત જ હોઈ શકે છે કે જેના શિરે મનુષ્યના પાલન–પોષણની જવાબદારી છે, જેણે એક ટીપાંમાંથી તબક્કાવાર મનુષ્યની તરબિયત કરીને આટલો મોટો બુદ્ધિશાળી અને જોવા–સાંભળવાની શક્તિ ધરાવતો એક નિષ્ણાત માણસ બનાવી દીધો અને તેના જીવવા માટે તથા પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે તેને જરૂરી ચીજવસ્તુઓ પણ અર્પણ કરી.

અને દેખીતું છે કે, માણસ ગમે તેટલો અભણ કે અજ્ઞાની હોય, પોતાની બુદ્ધિમત્તાનું દેવાળું ફૂંકીને બેઠો હોય, તે છતાં જો થોડોક જ વિચાર કરે તો સંપૂર્ણ

વિશ્વાસપૂર્વક કહેવામાં તે જરાય ખચકાટ નહીં અનુભવે કે પાલનહાર ફક્ત અલ્લાહની જ જાત છે, તેના સિવાય કોઈ પાલનહાર હોઈ શકતો જ નથી અને મનુષ્ય પર ઈનામોની વર્ષા કોઈ પથ્થરમાંથી કંડારેલી મૂર્તિઓએ નથી કરી, ન જ તો સૃષ્ટિના અન્ય કોઈ જીવે. અને તે મૂર્તિઓ કે અન્ય પ્રાણીઓ કેવી રીતે આવું કરી શકે ? તે પોતે જ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે અલ્લાહના મોહતાજ છે. એક મોહતાજ બીજા મોહતાજની હાજત (જરૂરત) કઈ રીતે પૂરી કરી શકે ? અને જો દેખીતી રીતે કદાચ જરૂરત પૂરી કરી પણ દે તો પણ વાસ્તવમાં તે પાલનહાર રબનું જ પોષણ હશે, જેના તે બંને મોહતાજ છે. ખુલાસો એ થયો કે, આ જગ્યાએ رَبّ શબ્દ લાવી સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે "જે સર્વશ્રેષ્ઠ જાતની ઈબાદત માટે આમંત્રણ આપવામાં આવી રહ્યું છે, તેના સિવાય અન્ય કોઈ ઈબાદતના લાયક હોઈ જ નથી શકતું."

આ વાક્યમાં માનવ સમાજના ત્રણે ગૃપોને સંબોધન કરવામાં આવ્યું છે અને દરેકના માટે આ વાક્યનો અર્થ જુદો–જુદો છે. દાખલા તરીકે જ્યારે કહેવામાં આવ્યું કે, પોતાના પાલનહારની ઈબાદત કરો તો કાફિરો માટે આ સંબોધનનો અર્થ એ થયો કે મખ્લૂક (અલ્લાહની બનાવેલી ચીજવસ્તુઓ)ની ઈબાદત છોડીને એક અલ્લાહની ઈબાદત અપનાવો. મુનાફિકો માટે એનો અર્થ એ થયો કે, નિફાક (છુપું કુફ્ર) છોડીને નિખાલસતા પૈદા કરો અને અંતે ગુનેહગાર મુસલમાનોના માટે તેનો અર્થ એ થયો કે, ગુનાહોના કૃત્યો છોડી સંપૂર્ણ ફરમાંબરદાર બની જાઓ તથા મુત્તકી મુસલમાનો માટે આ વાક્યનો અર્થ એ છે કે ફરમાંબરદારી અને ઈબાદત ઉપર હંમેશા કાયમ રહો અને તેમાં પ્રગતિના પ્રયત્નો કરતા રહો.

*(રૂહુલ બયાન)*

ત્યાર પછી رَبّ (રબ)ની અમુક ખાસિયતો અને સિફતોનો ઉલ્લેખ કરીને આ વિષયને વધારે ખુલ્લી રીતે વર્ણવવામાં આવ્યો છે.

رَبَّكُمُ الَّذِىْ خَلَقَكُمْ وَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ

"તમારો પરવરદિગાર તે છે, જેણે તમને પૈદા કર્યા અને તે કૌમોને પણ પૈદા કરી જે તમારી અગાઉ ગુજરી ચૂકી છે." અહીંયાં رَبّ ની તે સિફત અને ખાસિયત

બતાવવામાં આવી છે, જે અલ્લાહ તઆલા સિવાય કોઈ મખ્લૂકમાં હોવાની કલ્પના પણ કરી ન શકાય. કારણ કે, શૂન્યમાંથી સર્જન કરવું, માતાના ઉદરના અંધકાર અને ગંદકીમાંથી આટલો ખૂબસૂરત અને સાફ–સુથરો માણસ બનાવી દેવો કે જેના પર ફરિશ્તાઓ પણ વારી જાય, આ કામ તે અલ્લાહ સિવાય કોનું હોઈ શકે છે જે કોઈનો મોહતાજ નથી બલકે, એના સિવાય બધા જ તેના મોહતાજ છે !?

આ આયતમાં خَلَقَكُمْ ની સાથે "وَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ" નો વધારો કરીને એક તો એવું બતાવી દેવામાં આવ્યું કે, તમે અને તમારા પૂર્વજો એટલે કે સમગ્ર માનવજાતને પૈદા કરનારો આ જ પાલનહાર રબ છે. બીજું ફક્ત مِنْ قَبْلِكُمْ નો ઉલ્લેખ કર્યો مِنْ بَعْدِكُمْ એટલે પાછળથી પૈદા થનારા લોકોનો ઉલ્લેખ નથી કર્યો, તેનાથી એ બાબત પણ સ્પષ્ટ થઈ ગઈ કે મુહમ્મદ ﷺની ઉમ્મત પછી બીજી કોઈ ઉમ્મત અથવા બીજી કોઈ કૌમ નહીં થાય. કારણ કે, ખાતમુન્નબિય્યીન ﷺ પછી કોઈ નબી નહીં આવે અને ન તો કોઈ નવા નબીની નવી ઉમ્મત હશે. ત્યાર પછી આ આયતનું છેલ્લું વાક્ય છે لَعَلَّكُمْ تَتَّقُوْنَ એટલે દુનિયામાં ગુમરાહી (માર્ગ ભટકવું) અથવા આખિરતના અઝાબથી છુટકારો મેળવવાની ઉમ્મીદ તમારા માટે ફક્ત તે જ હાલતમાં હોઈ શકે છે કે, "તવહીદ" (માત્ર એક અલ્લાહને જ ઈબાદતના લાયક સમજવા)ને અપનાવો અને "શિર્ક" (અલ્લાહની જાતમાં અન્યોને ભાગીદાર ઠરાવવા)થી બચો.

બીજી આયતમાં رَبّ ની અન્ય ખાસિયતો અને સિફતોનો ઉલ્લેખ આવી રીતે કર્યો છે,

اَلَّذِىْ جَعَلَ لَكُمُ الْأَرْضَ فِرَاشاً وَّالسَّمَاءَ بِنَاءً وَّأَنزَلَ مِنَ السَّمَاءِ مَاءً فَأَخْرَجَ بِهِ
مِنَ الثَّمَرَاتِ رِزْقاً لَّكُمْ

*"જેણે પૃથ્વીને તમારા માટે પાથરણું અને આસમાનને છત બનાવ્યું અને આસમાનથી પાણી વરસાવ્યું, પછી તેના દ્વારા તમારા ખોરાક માટે ફળફળાદી કાઢી."*

આ આયતથી અગાઉની આયતમાં તે ઈનામોનું વર્ણન હતું, જે મનુષ્યજાતિ સાથે સંબંધ ધરાવે છે અને આ આયતમાં તે ઈનામોનો ઉલ્લેખ છે જે મનુષ્યના આસપાસના પર્યાવરણ સાથે સંબંધ ધરાવે છે. એટલે કે પહેલી આયતમાં "વ્યક્તિગત" અને બીજી આયતમાં "પર્યાવરણીય" નેઅ્મતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આ પર્યાવરણીય નેઅ્મતોમાં પૃથ્વીનો ઉલ્લેખ છે કે, મનુષ્ય માટે તેને પાથરણું બનાવી દેવામાં આવ્યું. એટલે કે, પૃથ્વી ન તો પાણીની જેમ પ્રવાહી છે, ન તો તે અસ્થિર છે, ન તો લોઢા જેવી છે, ન તો પથ્થર જેવી સખત છે. તેનો જરૂરિયાત પ્રમાણે આસાનીથી ઉપયોગ પણ થઈ શકે છે. બલકે, થોડી નરમ અને થોડી સખત એવી મધ્યમ કક્ષાની બનાવી છે જેથી મનુષ્યજાતિને જરૂરિયાત પ્રમાણે કામ આપી શકે.

فِـــــرَاش શબ્દમાં પૃથ્વી "ગોળ" હોવાની જાહેરાત થતી નથી કારણ કે, પૃથ્વીનો આ મહાન ગ્રહ "ગોળ" હોવાની સાથે–સાથે જોનારાને તેની સમથળ સપાટી પણ દેખાય છે અને કુર્આનના વર્ણનની સામાન્ય શૈલી પણ એ જ છે કે, તે પ્રત્યેક પદાર્થના બધા જ ગુણધર્મોનો સાદગીપૂર્વક ઉલ્લેખ કરે છે, જેથી પ્રત્યેક જ્ઞાની, અભણ, શહેરમા રહેનારો, ગામડીયો દરેક પ્રકારનો માણસ સમજી શકે. અહીંયાં પાથરણાથી મતલબ પૃથ્વીનો આકાર નહીં પરંતુ પૃથ્વીની સપાટી છે.

બીજી નેઅ્મત એ છે કે, આસમાનને એક અતિવિશાળ છત બનાવી દીધું. ત્રીજી નેઅ્મત એ છે કે, આકાશથી પાણી વરસાવવા માટે વાદળોનું માધ્યમ હોવું જરૂરી છે. અહીંયાં આસમાનથી પાણી વરસાવવું રૂઢિપ્રયોગ અને ભાષાકીય કહેવતો પ્રમાણે કહેવાયું છે, કારણ કે સામાન્ય બોલચાલની ભાષામાં ઉપરથી પડનારા કોઈપણ પદાર્થને "આસમાનથી પડનારી વસ્તુ" કહેવામાં આવે છે. કુર્આન શરીફમાં ઘણે ઠેકાણે વાદળોથી પાણી વરસાવવાનો ઉલ્લેખ પણ થયો છે.

ءَ اَنْتُمْ اَنْزَلْتُمُوْهُ مِنَ الْمُزْنِ اَمْ نَحْنُ الْمُنْزِلُوْنَ ط (واقعہ)

*"શું વરસાદનું પાણી સફેદ વાદળોમાંથી તમે ઉતાર્યું છે કે, અમે તેને ઉતારનારા છે ?" (૫૬:૬૯)*

وَاَنْزَلْنَا مِنَ الْمُعْصِرٰتِ مَآءً ثَجَّاجًا، (نبا)

*“અમે ઉતાર્યું પાણી, ભરેલા વાદળોથી, ભરેલો પાણીનો રેલો.” (૭૮:૧૪)*

ચોથી નેઅ્મત પાણી દ્વારા ફળ–ફળાદિ સ્વરૂપે માણસનો ખોરાક પૈદા કરવો છે. પરવરદિગારે આલમની ઉપરોક્ત ચાર સિફતો (ગુણો–લક્ષણો–ખાસિયતો)માંથી પ્રથમ ત્રણ વાતો તો એવી છે કે, જેમાં માણસના પ્રયત્નોની વાત તો બાજુએ રહી બલકે એના અસ્તિત્વની પણ એમાં લેશમાત્ર દખલગીરી નથી. બીચારા મનુષ્યનું તો નામ–નિશાન પણ ન હતું તે પહેલાં પૃથ્વી અને આસમાન પૈદા થઈ ચૂક્યું હતું, વાદળો અને વરસાદ પોતાનું કામ કરી રહ્યા હતા અને આ બાબતે તો કોઈ જાહિલ, બેવકૂફ, મૂર્ખ વ્યક્તિ પણ શંકા નથી કરતો કે આ વસ્તુઓનું સર્જન અલ્લાહ તઆલાએ જ કરેલ છે, તેના સિવાય કોઈ માણસ, મૂર્તિ અથવા કોઈ અન્ય મખ્લૂકનું આ કામ નથી જ નથી !

હા ! કોઈ ભોળા–ભાળા માણસને એવી શંકા જરૂર થઈ શકે છે કે, ફળ–ફળાદિને માણસનો ખોરાક બનાવવું એ દેખીતી રીતે માણસના પ્રયત્નો અને તેની બુદ્ધિપૂર્વકની કોશિશોનું પરિણામ છે. દાખલા તરીકે, માણસ જમીનને ખેડે છે, પછી બીજની વાવણી કરે છે, ખાતર–પાણી કરે છે, પછી તેનું રક્ષણ કરવામાં પણ મહેનત કરે છે. પરંતુ કુર્આન શરીફે બીજી આયતમાં તે બાબતને પણ ચોખ્ખી અને સ્પષ્ટ કરી દીધી કે ઝાડો ઊગાડવામાં અને ફળ–ફળાદિ પૈદા કરવામાં માણસની કોઈ દખલગીરી નથી. બલકે, તેની મહેનતો તે ઝાડોના વિકાસમાં અવરોધોને દૂર કરવાથી વિશેષ કશું નથી. એટલે કે માણસનું કામ ફક્ત એટલું જ છે કે તે ઊગનારા ઝાડના માર્ગમાંથી અવરોધોને દૂર કરે અને બસ !!!

વિચાર કરો ! જમીન ખેડવી, હળ ચલાવવું, તેમાંથી ઝાડી–ઝાંખરાં દૂર કરવા, ખાતર–પાણી નાંખવું, જમીનને સમારીને પોચી કરવી જે ખેડૂતોનું પ્રાથમિક કામ છે, આ બધાનો હેતુ એ સિવાય શું હોઈ શકે કે, જે બિયારણ અથવા ગોટલી જમીનમાં વાવવામાં આવી છે, જ્યારે અલ્લાહની કુદરતથી તેમાંથી નાજુક કૂંપળો નીકળે ત્યારે સખત જમીનના કારણે અથવા ઝાડી–ઝાખરાંના લીધે તેના માર્ગમાં કોઈ અવરોધો ઊભા ન થાય. બિયારણમાંથી કૂંપળ કાઢવામાં પછી તેને વટવૃક્ષ બનવા સુધી પોષણ આપવામાં બીચારા ખેડૂતની મહેનતની શું દખલગીરી?

આવી જ રીતે ખેડૂતનું બીજું કામ જમીનમાં બિયારણ નાંખવું, તેની માવજત કરવી, પછી જે કૂંપળ નીકળે તેને ઠંડી–ગરમીમાં પ્રાણીઓ વગેરેથી રક્ષણ કરવાનું છે. આ બધા જ કાર્યોનો મકસદ એનાથી વિશેષ શું છે કે અલ્લાહની કુદરત દ્વારા પૈદા થનારી કૂંપળોને વ્યર્થ અને નષ્ટ થઈ જવાથી બચાવવામાં આવે. આ બધા કામોનું પરિણામ ઊગનારા ઝાડના માર્ગમાંથી અવરોધો દૂર કરવા સિવાય બીજું શું છે ? હા ! પાણી દ્વારા પૈદા થનારા બિયારણ અને તેમાંથી નીકળનારી વનસ્પતિ વડે માણસનો ખોરાક તૈયાર થાય છે અને તેને જ વનસ્પતિનું ફૂલવું–ફાલવું કહેવામાં આવે છે. પાણી ખેડૂતે પૈદા નથી કર્યું, ખેતીને પાણી સિંચવામાં ખેડૂતનું કામ ફક્ત એટલું જ છે કે, અલ્લાહે પૈદા કરેલા પાણીને ખેતી સુધી યોગ્ય સમયે અને યોગ્ય પ્રમાણમાં પહોંચાડી આપે.

તમે જાઈ લીધું કે, વનસ્પતિ પૈદા થવાથી લઈ તેના ફળવા– ફૂલવામાં પહેલેથી છેલ્લે સુધી માણસની મહેનત અને યુક્તિ–પ્રયુક્તિઓની અસર ફક્ત એટલી જ છે કે, તે જમીનમાંથી ઉત્પન્ન થનારી વનસ્પતિના માર્ગમાંથી અવરોધો દૂર કરીને તેને નષ્ટ થવાથી બચાવે. રહી વાત વનસ્પતિના ઊગવાની, તેના વિકાસની, તેના ઉપર પાંદડા, ડાળીઓ, ફૂલો અને ફળો પૈદા થવાની તો એ અલ્લાહ તઆલા સિવાય કોની શક્તિ છે ? ખરેખર ! અલ્લાહ સિવાય આ બધી બાબતોમાં અન્ય કોઈની કોઈ જ દખલગીરી નથી. આ જ વિષયનો કુર્આન શરીફે આ રીતે ઉલ્લેખ કર્યો છે,

اَفَرَ اَیۡتُمۡ مَّا تَحۡرُثُوۡنَ، ءَ اَنۡتُمۡ تَزۡرَ عُوۡنَهٗۤ اَمۡ نَحۡنُ الزّٰرِعُوۡنَ، (واقعہ)

*"બતાવો, જે કંઈ તમે વાવો છો એને તમે ઊગાડો છો ? કે અમે ઊગાડનારા છે?" (૫૬:૬૩–૬૪)*

કુર્આનના આ સવાલનો જવાબ માણસ પાસે તેના સિવાય શું હોઈ શકે છે કે તે કહે બેશક ! અલ્લાહ તઆલા જ આ બધી વનસ્પતિઓને ઊગાડનાર છે.

આ ખુલાસાથી સ્પષ્ટ થઈ ગયું કે, જેવી રીતે જમીન અને આસમાનની પૈદાઈશ અને વીજળી તથા વરસાદની વ્યવસ્થિત ક્રમબદ્ધ વ્યવસ્થામાં માણસની કોશીશો અને પ્રયત્નોની કોઈ દખલગીરી નથી. એવી જ રીતે ખેતી અને ઝાડ વગેરે વનસ્પતિ ઊગાડવામાં તેમાંથી ફળ–ફૂલ કાઢવામાં તથા તેમાંથી મનુષ્યનો

ખોરાક તૈયાર કરવામાં માણસની દખલગીરી ફક્ત ઉપરછલ્લી અને કહેવા પૂરતી છે. હકીકતમાં તો આ બધી વ્યવસ્થા ફક્ત અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને તેની શ્રેષ્ઠતમ્ હિકમતોનું પરિણામ છે.

(જંગલોમાં ઊગતી વનસ્પતિ માટે અને ફળ–ફળાદિથી પ્રચૂર ઝાડોના વિકાસ, રક્ષણ, માવજત માટે જમીનને ન તો ખેડવાની જરૂર પડે છે અને ન તો ખેડવા માટે હળની. છતાં પણ આ વનસ્પતિ અલ્લાહની કુદરતથી આપમેળે વિકાસ પામી મનુષ્યને ખોરાક પૂરો પાડે છે. –અનુવાદક)

ખુલાસો એ થયો કે, આ આયતમાં અલ્લાહ તઆલાની એવી ચાર સિફતોનું વર્ણન છે જે અલ્લાહ સિવાય અન્ય કોઈ મખ્લૂકમાં જોઈ નથી શકાતી. હવે જ્યારે આ બંને આયતોથી સપષ્ટ થઈ ગયું કે માણસને "ન હોવા"માંથી અસ્તિત્વમાં લાવવો, પછી તેના અસ્તિત્વને ટકાવી રાખવા માટે વિકાસનો સામાન, પૃથ્વી, આસમાન, વરસાદ અને ફળ–ફળાદિ દ્વારા પૂરો પાડવો, અલ્લાહ તઆલાની જાત સિવાય કોઈનું કામ નથી, તો પ્રત્યેક સૂઝ–બૂઝ ધરાવતા માણસ માટે એના ઉપર યકીન અને શ્રદ્ધા રાખવા સિવાય કોઈ છુટકો નથી કે, તાબે'દારી અને ફરમાંબરદારી તથા ઈબાદતની હકદાર માત્ર અને માત્ર અલ્લાહની જ જાત છે. એનાથી મોટો ક્યો અત્યાચાર હોઈ શકે છે કે, માણસને પૈદા કરી તેના જીવનનિર્વાહ માટેનો સઘળો સામાન તો અલ્લાહ તઆલા પૈદા કરે અને આ બેખબર અને ગાફિલ મનુષ્ય અન્યોની ચોખટ ઉપર સિજદા કરે ! અન્ય વસ્તુઓની બંદગીમાં મશગૂલ થઈ જાય !!? મવલાના રૂમી આવા ગાફિલ મનુષ્યના મુખથી ફરમાવે છે,

نعمت را خوردہ عصیاں میکنم
نعمت از تو من بغیرے می تنم

અલ્લાહ તઆલાએ મનુષ્યને પોતાના બધા જ સર્જનનો સરદાર બનાવ્યો અને સમગ્ર સૃષ્ટિને તેની સેવામાં લગાવી દીધી, જેથી મનુષ્ય ફક્ત પોતાના પાલનહારની ખિદમત અને ઈબાદતમાં પ્રવૃત્ત રહે અને કોઈ અન્ય તરફ નજર પણ ન નાંખે અને તેનો રંગ આવો થઈ જાય !

بگذرازیادگل وگلبن کہ ہیچم یادنیست

درزمین وآسماں جزذکرحق آبادنیست

પરંતુ ગાફિલ–બેખબર ઈન્સાને પોતાની મુર્ખાઈના લીધે અલ્લાહ તઆલાને ભૂલાવી દીધો અને એક અલ્લાહની ગુલામીને છોડીને સિત્તેર કરોડ દેવતાઓની ગુલામી કરવા મંડી પડ્યો !

ایک در چھوڑ کے ہم ہو گئے لاکھوں کے غلام

ہم نے آزادیِ عرفی کا نہ سوچا انجام

"અન્યો"ની ગુલામીમાંથી મનુષ્યને છોડાવવા માટે આ આયતના અંતમાં અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, فَلَا تَجْعَلُوْا لِلّٰهِ أَنْدَادًا وَأَنْتُمْ تَعْلَمُوْنَ "હવે તો અલ્લાહના સમકક્ષ (ભાગીદાર) કોઈને ન ઠરાવો, તમે તો જાણો–સમજો છો !" એટલે તમે એ જાણી જ લીધું છે કે, તમારું શૂન્યમાંથી સર્જન કરનાર, તમારું પાલન–પોષણ અને તરબિયત માટેનો બધો જ સામાન પૂરો પાડનાર, એક ટીપામાંથી સુંદર, દેખાવડો અને બુદ્ધિશાળી માણસ બનાવનાર, તમારા રહેવા–સહેવા માટે પૃથ્વી અને અને બીજી જરૂરિયાતો માટે આસમાન બનાવનાર, આસમાનથી પાણી વરસાવનાર, પાણીથી ફળ–ફળાદિ દ્વારા ખોરાક પૂરો પાડનાર, અલ્લાહ તઆલા સિવાય કોઈ જ નથી, તો પછી ઈબાદત અને બંદગીનો હકદાર અન્ય કોણ હોઈ શકે છે કે જેને અલ્લાહ સમકક્ષ અથવા તેની શક્તિઓનો ભાગીદાર ઠરાવવામાં આવે ??? જો થોડો પણ વિચાર કરવામાં આવે તો આ જગતમાં એનાથી વધીને બીજો કોઈ અત્યાચાર, મૂર્ખાઈ અને બુદ્ધિહિનતા નથી હોઈ શકતી કે અલ્લાહ તઆલાને છોડી તેના સર્જનથી દિલ લગાવવામાં આવે અને તેના પર ભરોસો કરવામાં આવે, તેને મા'બૂદ (ઈબાદતના પાત્ર) બનાવી દેવામાં આવે.

آنانکہ بجز روئے تو جائے نگرانند

کوتہ نظرانند چہ کوتہ نظرانند

ખુલાસો એ છે કે, આ બંને આયતોમાં એ બાબતનું આમંત્રણ આપવામાં આવ્યું છે, જે બધી જ આસમાની કિતાબો અને બધા જ નબીઓને મોકલવાનો મુખ્ય હેતુ છે. એટલે કે, ફક્ત "એક અલ્લાહની ઈબાદત અને બંદગી કરવી," જેનું નામ "તવહીદ" છે.

આ તે ક્રાંતિકારી વિચારધારા છે જે મનુષ્યની બધી જ પ્રવૃત્તિઓ, વ્યવસ્થાઓ, નીતિમત્તા અને સમાજ ઉપર ઊંડી અસર ધરાવે છે. કારણ કે, જો માણસ એવી શ્રદ્ધા (વિશ્વાસ–આસ્થા) ધરાવે કે સમગ્ર વિશ્વનો ખાલિક (પૈદા કરનાર) અને માલિક તથા વિશ્વની બધી જ વ્યવસ્થાઓનું સંચાલન કરનાર ફક્ત એક જ અલ્લાહની જાત છે, તેના સિવાય કોઈની તાકાત અને શક્તિ નથી કે એક તસુ માત્ર પણ આમતેમ કરી શકે, ન જ કોઈ અન્ય કોઈને ફાયદો અને નુકસાન પહોંચાડી શકે છે, તો તેનું સંપૂર્ણ ધ્યાન પ્રત્યેક મુસીબતો અને રાહતો, પ્રત્યેક આર્થિક સંકડામણો અને છૂટછાટમાં ફક્ત એક જ અલ્લાહ તરફ થઈ જશે અને આ જ તે દિવ્ય પ્રકાશ છે કે જો તે પ્રાપ્ત થઈ જાય તો તેના દ્વારા જાહેર અને દેખીતા સબબો તથા કાર્ય–કારણના માધ્યમોની વાસ્તવિકતા ઓળખી શકાય છે. કાર્ય–કારણના માધ્યમો વાસ્તવમાં એક પડદો છે, જેની પાછળ અલ્લાહની કુદરત કાર્યરત હોય છે.

વીજળી, વરાળ અને ઈલેક્ટ્રોનિક યંત્રોને પૂંજનારા યુરોપના બુદ્ધિજીવીઓ જો વાસ્તવિકતા સમજી લે તો તેમને ખબર પડશે કે, વીજળી, વરાળ અને ઈલેક્ટ્રોનિક ઉપકરણોથી આગળ પણ એક વાસ્તવિકતા છે અને સાચી શક્તિ તથા તાકાત ન તો વીજળીમાં છે અને ન જ વરાળમાં અને વીજાણું યંત્રોમાં બલકે, બધી જ શક્તિઓનો સ્ત્રોત એક માત્ર અલ્લાહ જલ્લ શા'નહુ જ છે, જેણે આ વીજળી, વરાળ અને વીજાણું ઉપકરણો પૈદા કર્યા, આ બધું સમજવા માટે દીર્ઘદષ્ટિ જોઈએ. આ વાસ્તવિકતા સમજી ન શકનાર વ્યક્તિ દુનિયાનો કેટલોય મોટો બુદ્ધિજીવી કે ફિલોસોફર કહેવાતો હોય, પરંતુ તેનું ઉદાહરણ તે મૂર્ખ અજ્ઞાની ગમાર જેવું છે, જે કોઈ રેલ્વે સ્ટેશન ઉપર ચાલ્યો જાય અને ગાર્ડના હાથમાં લાલ અને લીલી ઝંડીને જોઈને એવું સમજવા લાગે કે, લાલ ઝંડી બતાવવાથી ટ્રેન રોકાય જાય છે અને લીલી ઝંડી બતાવવાથી ટ્રેન ચાલવા લાગે છે. આવું જોઈને તે આ ઝંડીઓને જ પ્રણામ કરવા લાગી જાય અને સમજે કે, આ

ઝંડીઓમાં જ સાચી તાકાત છે કે, આટલી મોટી પહાડ જેવી ગતિશીલ ટ્રેનને તે ચલાવે છે અને રોકી પણ શકે છે. જેવી રીતે દુનિયા આ મૂર્ખ ગમાર ઉપર હસે છે કે, આ જાહિલને એટલી પણ ખબર નથી કે આ ઝંડીઓ તો એક નિશાની છે અને ગાડીને ચલાવવાનું તથા રોકવાનું કામ તો ડ્રાઈવરનું છે. બલકે, તેનું પણ નથી. આ કામ ગાડીના એન્જિન અને તેની અંદર રહેલી મશીનરીનું છે બલકે, હજુ વધારે વિચાર કરે તો દેખાશે કે ટ્રેનને ચલાવવાનું કામ ન તો ડ્રાઈવરનું છે અને ન જ ટ્રેનની મશીનરીનું, પરંતુ અસલ શક્તિ તો આ વરાળ છે, જે એન્જિનમાં ઉત્પન્ન થઈ રહી છે. તવહીદમાં માનનારો માણસ આ બધા બુદ્ધિશાળીઓ ઉપર હસે છે કે, હકીકતમાં તમને વાસ્તવિકતા ખબર નથી. ચિંતન કરો અને દીર્ઘદષ્ટિથી જુઓ તો મંઝિલ હજુ આગળ ઉપર છે, જરા નજરને વધુ તેજ કરો અને ઊંડો વિચાર કરો તો ખબર પડશે કે વરાળ, આગ અને પાણી પણ કશું નથી. તાકાત અને શક્તિ ફક્ત તે જાતની છે જેણે આગ અને પાણીને પૈદા કર્યું છે અને તેની જ ઈચ્છા અને હુકમના આધીન આ બધા જ પદાર્થો પોતાની ડ્યુટી બજાવી રહ્યા છે.

خاک و باد و آب و آتش بندہ اند

با من و تو مردہ، با حق زندہ اند

**કોઈનો અમલ તેના છુટકારા માટેનું અને જન્નત મળવાનું ચોક્કસ કારણ ન પણ હોઈ શકે :**

لَعَلَّكُمْ تَتَّقُوْنَ આ વાક્યમાં لَعَلَّ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જે رَجَاء ઉમ્મીદ–આશાના અર્થમાં વપરાય છે અને આ એવા મૌકા ઉપર બોલવામાં આવે છે જ્યાં કોઈ કાર્ય ચોક્કસપણે થશે જ એવું નક્કી નથી હોતું. ઈમાન અને તવહીદના પરિણામ સ્વરૂપે જન્નત પ્રાપ્ત થવી અલ્લાહના વાયદા પ્રમાણે યકીની અને ચોક્કસ છે, પરંતુ આ ચોક્કસ ઘટનારી બાબતને ઉમ્મીદ અને આશાના દરજ્જાના અનુસંધાનમાં ઉલ્લેખ કરવા બાબતે હિકમત એ છે કે, વ્યક્તિનો કોઈ અમલ પોતાની જાતે છુટકારો અને જન્નતની કિંમત નથી બની શકતો. બલકે, અલ્લાહ તઆલાની રહમદિલી અને તેનો કરમ અસલ કારણ છે. ઈમાન અને અમલની તવફીક થવી અલ્લાહના કરમ (કૃપા)ની જ અલામત (નિશાની) છે.

**તવહીદ (એકેશ્વરવાદ)નો અકીદો દુનિયામાં શાંતિ, સલામતી, સ્થિરતા અને સંતોષનું નિમિત્ત હોય છે :**

તવહીદનો અકીદો ઈસ્લામની પાયાની માન્યતા છે, તે ફક્ત એક વિચારધારા નથી બલકે, માણસને સાચા અર્થમાં માણસ બનાવવાનું એકમાત્ર માધ્યમ છે. જે મનુષ્યની બધી જ મુશ્કેલીઓનો હલ તથા પ્રત્યેક પરિસ્થિતિમાં તેના માટે શરણનું સ્થળ અને દરેક મુસીબત અને ચિંતાના સમયે તેને હૈયા–ધરપત આપનાર છે. કારણ કે, તવહીદનો નિચોડ એ છે કે, પ્રત્યેક પદાર્થ, ઘટતી ઘટનાઓ વગેરે તમામ પ્રકારના પરિવર્તનો ફક્ત એક અલ્લાહની ઈચ્છાના તાબે' અને તેની જ હિકમતનું પરિણામ છે.

ہر تغیّر ہے غیب کی آواز ؛ ہر تجدّد میں ہیں ہزاروں راز

અને દેખીતું છે કે, જ્યારે આ અકીદો કોઈના દિલ અને દિમાગ ઉપર છવાય જાય તો તેનો હાલ એવો થઈ જાય છે કે, આ દુનિયા જ તેના માટે જન્નત બની જાય છે. બધા જ ઝઘડા, ફિત્ના, ફસાદ અને તમામ પ્રકારની બુરાઈઓના પાયા ધ્વસ્ત થઈજાય છે. કારણ કે, તેની સામે હરપળે આ સબક (તા'લીમ–શિક્ષણ) હશે,

از خدادان خلاف دشمن و دوست

کہ دل ہر دو در تصرّفِ اوست

દોસ્ત–દુશ્મનનો વિરોધ પણ અલ્લાહ તરફથી છે,
કારણ બંનેના દિલો તેના કબજામાં છે.

આ અકીદાનો માલિક આખી દુનિયાથી બેપરવા દરેક ડર અને ભયથી અલિપ્ત જિંદગી વિતાવે છે તેની હાલત એવી હોય છે,

موحّد چہ بر پائے ریزی زرش :: چہ فولاد ہندی نہی بر سرش

امید و ہراسش نباشد ز کس :: ہمین است بنیادِ توحید و بس

કલિમએ لَا اِلٰـہَ اِلَّا اللّٰہ જેને "કલિમએ તય્યિબહ" કહે છે, તેનો અર્થ પણ એ જ છે, પરંતુ એ સ્પષ્ટ છે કે તવહીદનો ફક્ત મૌખિક ઈકરાર (સ્વીકૃતિ) પૂરતો નથી,

સાચા હૃદયનો વિશ્વાસ, શ્રદ્ધા અને આસ્થાની મનોમન સ્વીકૃતિ પણ આવશ્યક છે. કારણ કે,

توحید خدا واحد دیدن بودنہ واحد گفتن

કલિમએ لَاۤ اِلٰـــــــهَ اِلَّا اللّٰهُ પઢનારા તો આજે દુનિયામાં કરોડોની સંખ્યામાં છે અને આટલી મોટી સંખ્યા આ અગાઉ ક્યારેય ન હતી, પરંતુ મોટેભાગે આ બધા મૌખિક દા'વા જ છે. તવહીદનો રંગ ચઢ્યો નથી, નહિતર તેમની હાલત એવી હોત, જે અગાઉના બુઝુર્ગોની હતી કે, મોટામાં મોટી શક્તિઓ પણ તેમને પ્રભાવિત કરી શકતી ન હતી અને ન કોઈ કૌમની બહુમતી સંખ્યા તેમના ઉપર પ્રભાવ પાડી શકતી હતી, ન કોઈ માલ–દૌલત અથવા સલ્તનત તેમના દિલોને સચ્ચાઈ વિરૂદ્ધ વફાદારીઓ તબદીલ કરાવી શકતી હતી. એક પયગમ્બર (અલૈ.) ઊભા થઈને આખી દુનિયાને લલકારીને કહી દેતા હતા કે, તમે મારૂં કાંઈ જ બગાડી શકતા નથી, "ثُمَّ كِيْدُوْنِ فَلَا تُنْظِرُوْنَ" "પછી મને જરાપણ સમય આપ્યા વિના મારા વિરૂદ્ધ ષડયંત્રો કરો." નબી પછી સહાબા (રદિ.), તાબિઈન (રહ.) જે થોડા સમયમાં આખી દુનિયા ઉપર છવાય ગયા, તેમની તાકાત અને શક્તિનો મુખ્ય સ્ત્રોત સાચી તવહીદ હતી. અલ્લાહ તઆલા અમને બધા જ મુસલમાનોને આવી તવહીદની સાચી દૌલત અતા ફરમાવે. આમીન.

———————————

# હઝરત મુહમ્મદ ﷺની પયગમ્બરી (રિસાલત)નો કુર્આનના માધ્યમ દ્વારા આપવામાં આવેલો પુરાવો

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૩–૨૪)**

وَإِنْ كُنْتُمْ فِي رَيْبٍ مِمَّا نَزَّلْنَا عَلَىٰ عَبْدِنَا فَأْتُوا بِسُورَةٍ مِنْ مِثْلِهِ وَادْعُوا
شُهَدَاءَكُمْ مِنْ دُونِ اللَّهِ إِنْ كُنْتُمْ صَادِقِينَ ﴿٢٣﴾ فَإِنْ لَمْ تَفْعَلُوا وَلَنْ تَفْعَلُوا
فَاتَّقُوا النَّارَ الَّتِي وَقُودُهَا النَّاسُ وَالْحِجَارَةُ ۖ أُعِدَّتْ لِلْكَافِرِينَ ﴿٢٤﴾

**તરજુમો :**

*અને જો તમને અમારા બંદા ઉપર જે ઉતાર્યું તેમાં શંકા હોય તો તેના જેવી એક સૂરત લઈ આવો; અને અલ્લાહ સિવાય પોતાના મદદગારો બોલાવી લો; જો તમે સાચા છો. (૨૩) પછી જો તમે ન કરી શકો; અને કદાપિ નથી કરી શકવાના; તો ડરો તે આગ(થી) જેનું બળતણ મનુષ્ય અને પથ્થર (છે); (જે) કાફિરો માટે તૈયાર કરવામાં આવી (છે). (૨૪)*

**તફસીર :**

"અને જો તમને અમારા બંદા ઉપર જે ઉતાર્યું તેમાં શંકા હોય તો તેના જેવી એક સૂરત લઈ આવો;" [કારણ કે તમે અરબી ભાષા જાણો છો અને તેના ઉતાર–ચઢાવ (વ્યાકરણ, પ્રાસ, ગદ્ય અને પદ્ય)થી વાકેફ છો. પયગમ્બર ﷺએ તેની કોઈ પ્રેક્ટિસ નથી કરી કે કાયદેસરની તા'લીમ પણ નથી લીધી અને જ્યારે આવું હોવા છતાં તમે કુર્આનના એક ટૂકડા સમાન પણ ન બનાવી શકો તો ન્યાયની દષ્ટિએ સાબિત થઈ જશે કે, કુર્આન અલ્લાહનો જ મોઅ્જિઝો (ચમત્કાર) છે અને આપ ﷺ અલ્લાહના જ પયગમ્બર (સંદેશાવાહક) છે.] "અને અલ્લાહના સિવાય પોતાના મદદગારો બોલાવી લો; જો તમે સાચા છો. પછી જો તમે ન કરી શકો; અને કદાપિ નથી કરી શકવાના; તો ડરો તે આગ(થી) જેનું બળતણ મનુષ્ય અને પથ્થર (છે); (જે) કાફિરોના માટે તૈયાર કરવામાં આવી (છે)."

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી અને વિષય–વસ્તુનો ખુલાસો :

આ સૂરએ બકરહની ૨૩મી અને ૨૪મી આયતો છે. આ અગાઉની બે આયતો તવહીદની સાબિતી હતી, આ બંને આયતોમાં હઝરત મુહમ્મદ ﷺની પયગમ્બરીની સાબિતી છે. જે હિદાયત કુર્આન લઈને આવ્યું હતું તેના બે આધાર–સ્તંભો તવહીદ અને રિસાલત છે. પ્રથમ બે આયતોમાં અલ્લાહ તઆલાના અમુક ચોક્કસ કામોનો ઉલ્લેખ કરીને તવહીદને સાબિત કરવામાં આવી હતી અને આ બે આયતોમાં અલ્લાહ તઆલાના કલામને રજૂ કરી રસૂલુલ્લાહ ﷺની રિસાલત સાબિત કરવામાં આવી છે. બંને સાબિતીઓની પદ્ધતિ એકસમાન છે. પ્રથમ બે આયતોમાં અમુક એવા કામો પ્રસ્તુત છે, જે અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી કરી શકતું. દાખલા તરીકે પૃથ્વી અને આસમાનને પૈદા કરવું, આસમાનથી પાણી વરસાવવું, પાણીની મદદથી ફળ–ફળાદિ પૈદા કરવી વગેરે.

અને દલીલોનો ખુલાસો એ હતો કે, જ્યારે કે આ કામો અલ્લાહ તબારક વ તઆલા સિવાય કોઈ નથી કરી શકતું તો પછી ઈબાદતના લાયક પણ તેના સિવાય અન્ય કોઈ હોઈ જ નથી શકતું. અને આ બે આયતોમાં એવી રજૂઆત કરવામાં આવી છે કે, આ કલામ ફક્ત અને ફક્ત અલ્લાહ પાકનું જ છે, અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈનું હોઈ જ નથી શકતું, કોઈ વ્યક્તિ અથવા ગૃપ આ કલામનું ઉદાહરણ અથવા તેના સમકક્ષ લાવી નથી શકતા. જેવી રીતે જમીન અને આસમાનની બનાવટ, આસમાનથી પાણી વરસાવવું અને એ પાણી દ્વારા વનસ્પતિ ઊગાડી તેમાંથી ફળ–ફળાદિ કાઢવા માટે માણસની શક્તિ લાચાર હોવાનો અર્થ એ છે કે, આ કામ ફક્ત અલ્લાહ તઆલાનું જ છે. કોઈ સજીવ–નિર્જીવ, દષ્ય–અદષ્ય મખ્લૂકનું આ કામ નથી. એવી જ રીતે અલ્લાહના કલામનું ઉદાહરણ અથવા તેની સમકક્ષ રજૂ કરવાથી સમગ્ર મખ્લૂક લાચાર હોવી એ વાતની દલીલ છે કે, આ કલામ અલ્લાહ તઆલાનું જ છે, કોઈ મખ્લૂકનું નથી. આ આયતમાં કુર્આને આખી દુનિયાના મનુષ્યોને સંબોધીને ચૅલેન્જ (પડકાર) આપ્યું છે કે, જો આ કલામને તમે અલ્લાહ તઆલાનું કલામ નથી

સમજતા, કોઈ માણસનું કલામ સમજો છો તો તમે પણ માણસ છો, તમારામાં પણ આવું કલામ રજૂ કરવાની તાકાત હોવી જોઈએ. આખું કલામ તો શું ! તમે આ કલામના એક નાના ટૂકડાનું ઉદાહરણ અને સમકક્ષ લાવીને બતાવી દો અને તમને વધારાની સહૂલત આપવામાં આવે છે કે, જો તમે કોઈ એક વ્યક્તિ ન લાવી શકો તો તમને અધિકાર છે કે, આખી દુનિયાના તમારા હિમાયતી અને મદદગારોને ભેગા કરો અને એક આંતરરાષ્ટ્રીય શક્તિ ભેગી કરીને (જૂથ બનાવીને) કુર્આનની એક નાની સૂરત સમાન કલામ બનાવી લાવો.

પછી એના ઉપર બસ નથી કર્યું ! બીજી આયતમાં તેમને ગૈરત અપાવી છે કે, તમારી મજાલ નથી કે કુર્આન જેવી એક સૂરત બનાવી શકો, અને જ્યારે તમો લાચાર જ છો તો પછી અલ્લાહના અઝાબથી ડરો કે જ્યારે તમે આ કલામનું ઉદાહરણ બનાવવાથી પોતાની લાચારી મહેસૂસ કરો છો ! અને એ બાબત સ્પષ્ટ દલીલ છે કે, આ કુર્આન કોઈ માણસનું કલામ નથી બલકે, એક એવી પાક જાતનું કલામ છે જે આખી દુનિયાથી મહાન અને સર્વશક્તિમાન છે. જેની કુદરત સંપૂર્ણ રીતે તમામ સૃષ્ટિ ઉપર છવાયેલી છે, તો પછી તેના ઉપર ઈમાન ન લાવવું પોતાના હાથે પોતાનું ઠેકાણું જહન્નમ બનાવવા જેવું છે તો એનાથી બચો !

ખુલાસો એ છે કે, આ બંને આયતોમાં કુર્આને કરીમને રસૂલ ﷺનો શ્રેષ્ઠ મોઅ્જિઝો બતાવીને આપ ﷺની રિસાલત અને સચ્ચાઈની સાબિતી રજૂ કરવામાં આવી છે. રસૂલ ﷺના મોઅ્જિઝાઓ આમ તો હજારો છે અને અત્યંત વિસ્મયકારી (હેરત અંગેજ) છે, પરંતુ આ બધામાં અત્રે આપ ﷺનો જ્ઞાનપૂર્ણ મોઅ્જિઝો એટલે કે માત્ર કુર્આનનો જ ઉલ્લેખ કરીને બતાવી દેવામાં આવ્યું કે, આપ ﷺનો સૌથી મોટો મોઅ્જિઝો કુર્આન શરીફ છે. આ મોઅ્જિઝાને અન્ય અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓ ઉપર પણ એક ખાસ વિશેષતા પ્રાપ્ત છે. કારણ કે સામાન્ય રીતે નિયમ એ છે કે દરેક નબી અને રસૂલ દ્વારા અલ્લાહ તઆલા પોતાની સંપૂર્ણ કુદરત વડે અમુક મોઅ્જિઝાઓ બતાવે છે અને આ મોઅ્જિઝાઓ રસૂલોના હાથોથી જાહેર થાય છે તથા તેમની સાથે પૂરા થઈ જાય છે. પરંતુ કુર્આન શરીફ એક એવો મોઅ્જિઝો છે, જે કયામત સુધી બાકી રહેવાનો છે.

وَاِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ માં શબ્દ رَيْب નો તરજુમો ઉર્દૂમાં "શંકા" થાય છે પરંતુ

ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ ફરમાવ્યું કે, વાસ્તવમાં رَيْـــــب એવા કાલ્પનિક વહેમ–ભ્રમ અને વસવસાને કહેવામાં આવે છે કે જેનો કોઈ આધાર જ ન હોય અને જે થોડોક જ ધીરજપૂર્વક વિચાર કરવાથી દૂર થઈ જાય છે. એટલા માટે કુર્આન શરીફમાં જ્ઞાન ધરાવતા લોકો માટે رَيْـب દ્વારા નકાર કરવામાં આવ્યો છે, ભલે તે મુસલમાન ન પણ હોય. જેમકે, ઈરશાદ છે وَلَا يَــرْتَـــابَ الَّـذِيْـنَ اُوْتُـوا الْكِتٰبَ وَالْـمُـؤْمِـنُـوْنَ "બસ, અહલે કિતાબ અને મુસ્લિમોને શંકા ન હોવી જોઈએ" (૭૪:૩૧) એ જ કારણે સૂરએ બકરહની શરૂઆતમાં કુર્આન વિશે કહેવામાં આવ્યું, لَارَيْبَ فِيْهِ તેમાં કોઈ رَيْب (શંકા)ની ગુંજાઇશ અને શક્યતા નથી અને આ આયતમાં ફરમાવ્યું, وَاِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ એટલે કે, અગર તમે શંકામાં છો, જેનો અર્થ એ છે કે; જો કે કુર્આન શરીફમાં ખુલ્લા મોઅ્જિઝાઓ અને દલીલોના કારણે કોઈ શંકા અને વહેમનું સ્થાન સુદ્ધાં નથી, પરંતુ તમારી અજ્ઞાનતાના કારણે હજુ પણ તમને કોઈ શંકા કે વહેમ હોય તો સાંભળી લો ! فَـاْتُـوْا بِسُـــوْرَةٍ مِّنْ مِّثْلِـهٖ સૂરહ سـورہ શબ્દનો અર્થ વિભાગ (પ્રકરણ) છે. અને કુર્આનની સૂરતો કુર્આનના પ્રકરણોને કહેવામાં આવે છે કે, જેમને વહી દ્વારા એકબીજાથી અલગ કરવામાં આવ્યા છે.

આખા કુર્આન શરીફમાં આવી રીતે ૧૧૪ નાની–મોટી સૂરતો આવેલી છે અને દરેક જગ્યાએ سـورہ શબ્દ અલિફ–લામ વિના લાવવાથી એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, નાનામાં નાની સૂરત પણ આ હુકમમાં શામિલ છે. મતલબ કે, તમને આ કલામ અલ્લાહનું હોવામાં કોઈ વહેમ કે શંકા છે અને તમે એવું સમજો છો કે નબીએ કરીમ ﷺ અથવા અન્ય કોઈ વ્યક્તિએ આ કલામ પોતે બનાવી લીધું છે, તો તેનો ફેંસલો ઘણી જ સરળતાથી એ રીતે થઈ શકે છે કે, તમે પણ આ કુર્આનની કોઈ નાનામાં નાની સૂરતની મિસાલ (ઉદાહરણ) બનાવી લાવો અને જો તમે આ કલામ સમકક્ષ બનાવવામાં સફળ થાઓ તો બેશક ! તમને એનો પણ અધિકાર છે કે, કુર્આનને પણ કોઈ માણસનું કલામ કહો, પરંતુ જો તમે એવું કરવાથી લાચાર થઈ જાઓ તો સમજી લો કે, આ કુર્આન જેવું કલામ બનાવવું અથવા તેની સમકક્ષ કોઈ સૂરત લાવવી મનુષ્યની શક્તિ બહારની વાત છે અને તે ફક્ત અલ્લાહ જલ્લ શા'નહુનું જ કલામ છે.

અહીંયાં કોઈ એવું કહી શકે છે કે કુર્આન જેવું કલામ બનાવી શકવાથી અમારું લાચાર થઈ જવું, એ દલીલ નથી બની શકતી કે, સમગ્ર મનુષ્યજાતિ લાચાર થઈ શકે છે કે અન્ય કોઈ વ્યક્તિ અથવા ગ્રૂપ પણ આ કામ ન કરી શકે. એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, وَادۡعُوۡا شُهَدَآءَكُمۡ مِّنۡ دُوۡنِ اللّٰهِ અહીંયાં شُهَدَاءُ (શુહદાઅ્) شَاهِدُ (શાહિદ)નું બહુવચન છે, જેનો અર્થ થાય છે "હાજર હોવું." ગવાહને પણ શાહિદ કહેવામાં આવે છે કારણ કે, અદાલતમાં તેનું હાજર રહેવું જરૂરી હોય છે. અહીંયાં شُهَدَاءُનો અર્થ તમામ સામાન્ય હાજરજનો છે અથવા તો આખી દુનિયામાં આ કામ માટે જેની પણ તમે મદદ લેવા ઈચ્છો લઈ શકો છો, અથવા તો એનો અર્થ તેમની મૂર્તિઓનો છે, જેના વિશે કાફિરોની એવી માન્યતા હતી કે કયામતના દિવસે તેઓ તેમની ગવાહી આપશે.

બીજી આયતમાં તેમને ચેતવણી આપી ધમકાવવામાં આવ્યા કે, "જો તમે આ કામ ન કરી શક્યા તો પછી જહન્નમની એવી ભયંકર આગથી બચવાનો સામાન તૈયાર કરો કે, જેનું બળતણ માણસો અને પથ્થરો છે તથા તે તમારા જેવા ઈન્કાર કરનારાઓ માટે જ તૈયાર કરવામાં આવી છે." આ વાક્યમાં જે ઘટના ઘટવાની છે તેની પણ ખબર આપી દીધી, એટલે ભલે તમે ગમે તેટલા વ્યક્તિગત અથવા સામૂહિક રીતે પ્રયત્ન કરો, પરંતુ તમે આ કુર્આનનું ઉદાહરણ નહીં જ લાવી શકો.

આ બાબત ઉપર વિચાર કરવામાં આવે તો જે કૌમો ઈસ્લામ અને કુર્આનનો વિરોધ કરી રહી હતી અને તેને ખતમ કરવાની કોશીશોમાં પોતાની જાન, માલ, ઈજ્જત–આબરૂ બધું જ ખપાવવા માટે તૈયાર હતી, તેમના માટે એક સરળ મૌકો આપવામાં આવ્યો કે કુર્આનની એક નાનામાં નાની સૂરતનું ઉદાહરણ બનાવી લાવો તો તમે તમારા મકસદમાં સફળ થઈ શકો છો. આવું કહીને તેમની ગૈરતને જોશ અપાવવામાં આવે છે, તેમના સ્વમાનને લલકારવામાં આવે છે કે, તમે એ કામ હરગિઝ કરી શકવાના નથી, પરંતુ સમગ્ર કૌમમાંથી એકપણ વ્યક્તિ આગળ ન વધ્યો, તેનાથી વધીને કુર્આન અલ્લાહનું કલામ હોવાની બીજી શું કબૂલાત હોઈ શકે છે ? એનાથી સ્પષ્ટ થઈ ગયું કે, કુર્આને કરીમ નબી ﷺનો

એવો ખુલ્લો મોઅ્જિઝો (ચમત્કાર) છે, જેની સામે બધા જ શરારતખોરોએ ગરદન ઝુકાવી દીધી.

**કુર્આન એક જીવંત અને કયામત સુધી બાકી રહેનારો મોઅ્જિઝો છે :**

બધા જ અંબિયા (અલૈ.)ના મોઅ્જિઝાઓ ફક્ત તેમના જીવનકાળ દરમિયાન મોઅ્જિઝાઓ હતા પરંતુ કુર્આનનો મોઅ્જિઝો આપ ﷺની વફાત પછી પણ મોઅ્જિઝાની હેસિયતથી બાકી છે. આજે પણ એક અદના મુસલમાન આખી દુનિયાના જ્ઞાનીઓ અને અકલમંદોને પડકારીને ચૅલૅન્જ કરી શકે છે કે, કુર્આનનું ઉદાહરણ ન કોઈ પહેલાં લાવી શક્યું અને ન કોઈ આજે લાવી શકે છે અને જેની હિંમત હોય તે રજૂ કરીને બતાવી દે !

જલાલૈનના મુફસ્સિર (વિવરણકાર) શૈખ જલાલુદ્દીન સુયૂતી (રહ.)એ પોતાની કિતાબ "ખસાઈસે કુબરા"માં રસૂલે કરીમ ﷺના બે મોઅ્જિઝા વિશે હદીષોના હવાલાથી લખ્યું છે કે, આ મોઅ્જિઝાઓ કયામત સુધી બાકી રહેશે. એક કુર્આનનો મોઅ્જિઝો અને બીજો એ છે કે, રસૂલે કરીમ ﷺને હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ પૂછ્યું કે, "હે અલ્લાહના રસૂલ ﷺ ! હજ્જના દિવસોમાં ત્રણે જમરાત (શયતાનના પ્રતીકરૂપે ઊભા કરવામાં આવેલા થાંભલાઓ) ઉપર લાખો માણસો ત્રણ દિવસ સુધી સતત કાંકરીઓ ફેંકે છે, પછી આ કાંકરીઓના ઢગલાને કોઈ અહીંયાંથી ઉઠાવતું હોય એવું પણ દેખાતું નથી અને એક વખતે ફેંકેલી કાંકરીને બીજી વખતે ઉપયોગ કરવાની પણ મનાઈ છે. એટલા માટે દરેક હાજી પોતાની સાથે મુજદલિફાથી નવી કાંકરીઓ લઈને આવે છે. આવું જોતાં તો જમરાતની આજુબાજુ એક જ વર્ષમાં કાંકરીઓનો એક ટેકરો બાઝી જવો જોઈએ, જેના નીચે જમરાત દબાઈ જાય અને અમુક જ વર્ષોમાં અહીંયાં એક પહાડ બની જવો જોઈએ. આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, હા ! પરંતુ અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તાઓને નક્કી કરી રાખ્યા છે કે, જે જે વ્યક્તિની હજ્જ કબૂલ થાય તેમની કાંકરીઓ ઉઠાવી લેવામાં આવે, તો હવે એ જગ્યાએ ફક્ત તે કમનસીબ લોકોની કાંકરીઓ જ બાકી રહી જાય છે, જેમની હજ્જ કબૂલ નથી થઈ. એટલા માટે આ જગ્યાએ પડેલી કાંકરીઓ ખૂબ ઓછી દેખાય છે અને જો એવું ન હોત તો અહીંયાં પહાડ ઊભો થઈ ગયો હોત." આ રિવાયત સુનને બયહકીમાં પણ મૌજૂદ છે.

આ એક એવી હદીષ છે જેના દ્વારા રસૂલુલ્લાહ ﷺની સચ્ચાઈનું પ્રમાણ દર વર્ષે અને પ્રત્યેક ઝમાનામાં થઈ શકે છે. હકીકત છે કે હજ્જમાં દર વર્ષે લાખો માણસો ભેગા થાય છે અને દરેક વ્યક્તિ પ્રત્યેક જમરહ (શયતાનના પ્રતીકરૂપે ઊભા કરવામાં આવેલા થાંભલાઓ) ઉપર સાત–સાત કાંકરીઓ ફેંકે છે, અમુક જાહિલો મોટા–મોટા પથ્થર ફેંકે છે અને આ બાબત તો પાકી રીતે બધાને ખબર છે જ કે આ કાંકરીઓને અહીંયાંથી ઉઠાવવાની અને સાફ કરવાની સરકાર અથવા કોઈ ગૃપની વ્યવસ્થા પણ નથી હોતી અને ન તો આ કાંકરીઓને ઉઠાવવામાં આવે છે જેમકે, અગાઉના સમયથી જ આ રિવાજ ચાલ્યો આવે છે, તો જો આ રીતે આ જગ્યાએ કાંકરીઓ ઉઠાવવામાં જ નથી આવતી તો પછીના વર્ષે બે ઘણી, ત્રીજા વર્ષે ત્રણ ઘણી થઈ જવી જોઈએ ! અને અમુક જ વર્ષોમાં જમીનનો આ ભાગ જમરાત સહિત કાંકરીઓના ઢગલા નીચે દટાઈ જવો જોઈએ અને જમરાતના બદલે એક પહાડ દેખાવો જોઈએ ! પરંતુ વાસ્તવિકતા આનાથી સાવ ઊલટી છે. આ પુરાવો પ્રત્યેક યુગમાં જોવા મળે છે અને મળશે. દરેક સમયમાં આપ ﷺની સત્યતાનું આ પ્રમાણ આપ ﷺ ઉપર ઈમાન લાવવા માટે પૂરતું છે. સાંભળ્યું છે કે, હવે અહીંયાંથી કાંકરીઓ ઉઠાવવાની અમુક વ્યવસ્થા થવા લાગી છે, પરંતુ ૧૩૦૦ વર્ષનો અમલ આ બાબતની સત્યતા માટે પૂરતો છે.

આવી જ રીતે કુર્આનનો મોઅ્જિઝો પણ જીવંત અને હંમેશા બાકી રહેનારો મોઅ્જિઝો છે, જેનું ઉદાહરણ (મિસાલ) આપ ﷺના ઝમાનામાં રજૂ ન કરી શકાયું અને આજે પણ નથી કરી શકાતું.

## કુર્આન એક જીવંત મોઅ્જિઝો (ચમત્કાર) :

ઉપરોક્ત વિગતવાર ખુલાસા પછી અત્રે ચર્ચા કરીએ કે, કુર્આને કરીમને ક્યા કારણોસર આપ ﷺનો મોઅ્જિઝો કહેવામાં આવ્યો છે ? અને કુર્આનની આ પ્રતિષ્ઠાના કારણો ક્યા ક્યા છે ? અને શા માટે આખી દુનિયા તેની મિસાલ રજૂ કરવાથી લાચાર છે ? બીજું એ કે મુસલમાનોનો આ દા'વો કે ૧૪૦૦ વર્ષના સમયમાં કુર્આન શરીફના જબરદસ્ત પડકાર અને ચૅલૅન્જ હોવા છતાં કોઈ, એની એક સૂરતની મિસાલ પણ રજૂ ન કરી શક્યું. આ ઐતિહાસિક ઘટના શું મહત્ત્વ ધરાવે છે ? આ બંને બાબતો ખૂબ જ વિસ્તારપૂર્વકની ચર્ચા માંગી લે છે.

પ્રથમ બાબત આ કે કુર્આનને મોઅ્જિઝો શા માટે કહેવામાં આવ્યો? અને તે કયા કારણો છે જેના કારણે આખી દુનિયા તેની મિસાલ રજૂ કરવાથી લાચાર છે? આ બાબતે પાછલા અને હાલના ઉલમાએ કિરામે આગવી કિતાબો લખી છે અને દરેક મુફસ્સિરે પોત–પોતાની શૈલીમાં આ વિષયને વર્ણન કર્યો છે. હું ટૂંકમાં અમુક જરૂરી બાબતોની ચર્ચા કરું છું.

અહીંયાં સૌથી પહેલાં વિચાર કરીએ કે, કુર્આન જેવી આશ્ચર્યકારક, તમામ પ્રકારના જ્ઞાનની સર્વગ્રાહી કિતાબ કઈ જગ્યાએ, કેવા માહોલમાં અને કોના ઉપર નાઝિલ થઈ ? અને શું ત્યાં કોઈ એવા શિક્ષણ કે જ્ઞાનના સ્ત્રોતો અને માધ્યમો ઉપસ્થિત હતા જેના સાન્નિધ્યમાં રહીને આવી સર્વગ્રાહી અને અજોડ કિતાબ તૈયાર થઈ શકે કે, જે પ્રથમથી લઈ અંત સુધી સર્વગ્રાહીરૂપે મનુષ્યના વ્યક્તિગત અને સામૂહિક જિંદગીના પ્રત્યેક પાસા ઉપર સર્વશ્રેષ્ઠ પ્રકાશ પાડી હિદાયત (માર્ગદર્શન) રજૂ કરે ? જેમાં માણસની શારીરિક અને આધ્યાત્મિક (રૂહાની) તરબિયત (કેળવણી)ની સંપૂર્ણ વ્યવસ્થા હોય ? અને રાહ ભટકેલાઓ માટે મંઝિલ પામવાની યુક્તિઓથી લઈ દેશ–પ્રદેશના રાજકારણ સુધીની બધી જ વ્યવસ્થાનું સર્વશ્રેષ્ઠ બંધારણ હોય ?

આખા અરબ પ્રદેશમાં કોઈ મોટું શહેર પણ ન હતું, અહીંયાંની પ્રજા નાના–મોટા ગામડાઓમાં ઊંટો, બકરીઓ પાળીને પોતાનું જીવન વ્યતિત કરતી હતી. નાના ગામડાઓની તો વાત જ શું કરવી !? જે મોટા શહેરો કહેવાતા હતા ત્યાં પણ કોઈપણ પ્રકારના જ્ઞાન અને શિક્ષણનું કેન્દ્ર ન હતું, ન તો ત્યાં કોઈ સ્કૂલ કે કૉલેજ હતી, ન કોઈ યુનિવર્સિટી કે દારુલ ઉલૂમ હતો. હા ! અહીંયાંના નિવાસીઓને અલ્લાહ તઆલાએ એક વસ્તુની ભેટ આપી હતી અને તે એ હતી કે તેઓ સાહિત્ય અને કાવ્યકળામાં ખૂબ નિષ્ણાત હતા. તેઓ દુનિયાની શ્રેષ્ઠતમ્ સાહિત્યિક રચનાઓ મોઢે યાદ રાખતા હતા, વક્તૃત્વ કળા પણ ખૂબ વિકાસ પામેલી હતી. તેઓ જ્યારે સંબોધન કરતા તો વીજળીની જેમ ગર્જના કરતા. તેમની નાની–નાની કન્યાઓ પણ એવા ગહન અર્થવાળા કાવ્યો કહેતી કે દુનિયાના મોટા–મોટા સાહિત્યકારો પણ આશ્ચર્યચકિત્ થઈ જતા હતા.

પરંતુ આ બધી કળા તેમની સ્વાભાવગત કળા હતી, જે ઔપચારિક રીતે કોઈ મદ્રસા કે સ્કૂલથી પ્રાપ્ત કરી શકાતી નથી. મતલબ કે ત્યાં ન કોઈ શિક્ષણની

ઔપચારિક વ્યવસ્થા હતી અને ન જ ત્યાંના નિવાસીઓને આવી બાબતોમાં રસ અથવા દિલચસ્પી (રૂચી) હતી. આ લોકોની શહેરી જિંદગી વેપાર કરનાર વેપારીઓ ઉપર આધારિત હતી. વિવિધ પ્રકારનો માલ વેચવો અને નિકાસ કરવો તેમનો ધંધો હતો.

આ દેશના એક પ્રાચીન શહેર મક્કાના એક શરીફ ઘરમાં તે પવિત્ર હસ્તી પૈદા થઈ જેના ઉપર વહી નાઝિલ થઈ. હવે આ પવિત્ર હસ્તીની હાલત પણ જુઓ.

જન્મ પહેલાં પિતાની છત્રછાયા ઊઠી ગઈ, પૈદા થતાં પહેલાં યતીમ (અનાથ) થઈ ગયા. સાત વર્ષના પણ ન હતા અને માતા (વાલિદહ) પણ વફાત પામ્યા, માતાના ખોળાની હૂંફ પણ નસીબ ન થઈ. શરીફ માં–બાપની સખાવત અને બેમિસાલ ઉદારતાએ ઘરમાં કોઈ વારસો પણ ન છોડયો હતો જેનાથી યતીમનું પાલન–પોષણ અને ભવિષ્યની જિંદગીની વ્યવસ્થા થઈ શકે. અત્યંત સંઘર્ષપૂર્ણ જીવન, માં–બાપની છત્ર–છાયા પણ માથા ઉપર નહિ, આવી હાલતમાં આપ ﷺની પરવરિશ થઈ. ઉંમરનો શરૂઆતનો ભાગ કે જે શિક્ષણ પ્રાપ્ત કરવાનો સાચો સમય હોય છે, તે વખતે જો મક્કામાં કોઈ સ્કૂલ, દારુલ ઉલૂમ કે કૉલેજ પણ હોત તો પણ તેમાં આપ ﷺનું દાખલ થવું અશક્ય હતું, પરંતુ આપને ખબર છે કે ત્યાં આવી કોઈ શિક્ષણ સંસ્થાઓ ન હતી અને ન જ તેમાં કોઈને રસ હતો. એટલા માટે આ આખી અરબ કૌમ "અરબે ઉમ્મિય્યીન" (અક્ષરજ્ઞાન ન હોય તેવા અરબો) કહેવાતા હતા. કુર્આને કરીમે પણ તેમના વિશે આ શબ્દનો ઉપયોગ કર્યો છે. આ બધી બાબતોનું નક્કર પરિણામ એ આવ્યું કે, આપ ﷺ ઔપચારિક શિક્ષણથી બિલકુલ બેખબર હતા, ન તો ત્યાં કોઈ મોટો આલિમ (જાણકાર) હતો જેના સંસર્ગ (સહવાસ)માં રહીને જ્ઞાન પ્રાપ્ત કરી શકાય કે જે કુર્આનનો આધાર બને. કુદરતને એક ચમત્કારિક મોઅ્જિઝો બતાવવો હતો, આપ ﷺ માટે વિશેષ પ્રકારે એવી પરિસ્થિતિ ઊભી થઈ કે મા'મૂલી લખવા–વાંચવાનું જ્ઞાન જે દરેક સ્થળે મોટા ભાગના લોકો કોઈને કોઈ રીતે શીખી લે છે, તે પણ આપ ﷺને શીખવા ન મળ્યું, આપ "ઉમ્મી" હતા, પોતાનું નામ સુદ્ધાં લખી શકતા ન હતા. અરબની વિશેષ કળાવિદ્યા કાવ્યપઠન હતી, જેના માટે મોટા–મોટા મુશાયરાઓ અને મજલિસો થતી હતી, જેમાં દરેક

વ્યક્તિ ઉચ્ચતા અને ખ્યાતિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરતી. પરંતુ આપ ﷺને અલ્લાહ તઆલાએ એવો સ્વભાવ આપ્યો હતો કે, તેમને આ બધી બાબતોમાં કોઈ રસ કે દિલચસ્પી હતી, ન ક્યારેય પોતે કોઈ એવું કાવ્ય લખ્યું અને ન એવી કોઈ મહેફિલમાં ક્યારેય હાજરી આપી !

હા ! ઉમ્મી હોવાની સાથે બચપનથી જ આપ ﷺ નીતિવાન હતા. આપ ﷺમાં ઉચ્ચ અખ્લાક, વર્તણૂક તથા સમજદારીના અસામાન્ય ગુણો અને અમાનતદારી તથા દયાનતદારી (પ્રમાણિકતા અને નિષ્ઠા)ના શ્રેષ્ઠ લક્ષણો હરપળે જોઈ શકાતા હતા, જેનું પરિણામ એ આવ્યું કે અરબના મોટા–મોટા મગરૂર (અભિમાની) સરદારો પણ આપ ﷺની ઈજ્જત કરતા હતા. આખા મક્કામાં આપ ﷺને "અમીન" (અમાનતદાર– પ્રમાણિક)ના લકબથી બોલાવવામાં આવતા હતા.

આ રીતે આપ ﷺ ઉમ્મી તરીકે ૪૦ વર્ષો સુધી મક્કામાં જ પોતાના સમાજમાં કબીલાવાળાઓ સાથે રહે છે. શિક્ષણ મેળવવા માટે કોઈ બીજા દેશની મુસાફરી પણ નથી કરતા, જેથી એવું વિચારી શકાય કે ત્યાં જઈને એમણે શિક્ષણ મેળવ્યું હશે. આપે ફક્ત શામ (સિરીયા)ની મુસાફરી કરી હતી અને તે પણ વેપાર અર્થે ગણતરીના દિવસો માટે જ, કે જેમાં આવું કોઈ શિક્ષણ મેળવવાની શક્યતા હોઈ શકતી નથી.

૪૦ વર્ષો સુધી "ઉમ્મી" તરીકે મક્કામાં, પોતાના કબીલાના લોકો સામે જ જીવન પસાર કરનાર વ્યક્તિ કે, જેણે ન તો ક્યારેય કોઈ પુસ્તક કે કલમને હાથ લગાવ્યો અને ન તો કોઈ મદ્રસામાં પઢવા માટે ગયા, ન કોઈ મજલિસ કે મુશાયરામાં કોઈ કાવ્યપઠન કર્યું. ઠીક ૪૦ વર્ષો પછી તેમની જીભ મુબારક ઉપર તે કલામ આવવા લાગ્યું જેનું નામ "કુર્આન" છે, જે સાહિત્યની દષ્ટિએ અને ગૂઢાર્થોમાં અજોડ છે ! જો ફક્ત આટલું જ હોત તો પણ કોઈ ન્યાયપ્રિય વ્યક્તિને કુર્આન મોઅ્જિઝો હોવામાં શંકા ન થઈ હોત, પરંતુ એટલું જ નહીં, અહીંયાં તો કુર્આને આખી દુનિયાના સાહિત્યકારોને ચૅલૅન્જ કર્યું કે જો કોઈને પણ કુર્આન અલ્લાહનું કલામ હોવામાં શંકા છે તો તેનું ઉદાહરણ (મિસાલ) બનાવી લાવે.

હવે એક બાજુ કુર્આનનો દુનિયાના સમગ્ર લોકોને આવી રીતે પડકાર છે

તો બીજી બાજુ આખી દુનિયાના ઈસ્લામ વિરોધીઓ ઈસ્લામ અને પયગમ્બર ﷺને નાબૂદ કરવા માટે પોતાની માલ–દૌલત, ઈજ્જત–આબરૂ, ઔલાદ બધું જ ખોવા માટે તૈયાર છે, પરંતુ આ એક નાનકડું કામ કરવાની કોઈનામાં હિંમત નથી કે, કુર્આનની એક નાની સરખી સૂરતનું પણ ઉદાહરણ (મિસાલ) બનાવી લાવે ! કલ્પના કરો, કે જો આ કિતાબ અજોડ અને બેમિસાલ ન પણ હોય તો પણ એક અક્ષરજ્ઞાન ન મેળવ્યું હોય તેવા "ઉમ્મી"ની જીભ દ્વારા તેના પ્રગટ થવાની પ્રતિષ્ઠાના કારણે કુર્આનની શ્રેષ્ઠતમ્ વર્ણનશૈલી જોઈ પ્રત્યેક જાણકાર કે અભણ પણ એવું કહેવા માટે મજબૂર છે કે, કુર્આને કરીમ એક મોઅ્જિઝો (ચમત્કાર) છે.

**કુર્આનનો મોઅ્જિઝો (ચમત્કાર) હોવાનું બીજું કારણ :**

હવે કુર્આન મોઅ્જિઝો હોવાનું બીજું કારણ જુઓ. અગાઉ આપણે ચર્ચા કરી ચૂક્યા કે કુર્આન અને તેના હુકમો આખી દુનિયા માટે આવ્યા છે, પરંતુ તેનો સીધો સંબંધ અને તેના વડે સૌ પ્રથમ જેને સંબોધન કરવામાં આવ્યું તે લોકો તે આરબો હતા જેમનામાં અન્ય કોઈ શિક્ષણ કે કલા હોય કે ન હોય, પરંતુ સાહિત્યિક રચનાઓ અને ગદ્ય–પદ્યમાં સ્વાભાવિક રીતે જ જન્મજાત નિષ્ણાતો હતા ! આ કળામાં તેઓ સમગ્ર વિશ્વમાં શ્રેષ્ઠ સમજવામાં આવતા હતા. ગદ્ય–પદ્ય સાહિત્ય અને વક્તૃત્વ કળામાં દુનિયા આખીમાં શ્રેષ્ઠ અને નિપૂણ સમજવામાં આવતી કૌમને કુર્આન સંબોધન કરીને ચૅલૅન્જ કરે છે કે, જો તમને મારા અલ્લાહનું કલામ હોવામાં લેશમાત્ર શંકા છે તો તમે ફક્ત મારી એક સૂરત જેવી મિસાલ બનાવીને બતાવી આપો ! જો કુર્આને ફક્ત તેના વર્ણનની શૈલી અને તેના શબ્દોમાં છુપાયેલા ગૂઢાર્થોની મર્યાદા સુધી આરબ કૌમને તેની મિસાલ રજૂ કરવા કહ્યું હોત તો પણ યોગ્ય હતું, પરંતુ કુર્આને ફક્ત એટલું જ નહીં બલકે, તેની શાબ્દિક ગોઠવણી અને સાહિત્યિક જોડણીના અનુસંધાને પણ આખી દુનિયાને પડકાર ફેંક્યો છે અને આ પડકાર સ્વીકાર કરવા માટે આખી દુનિયાની કૌમોમાં સૌથી વધારે હકદાર અરબો જ હતા. જો વાસ્તવમાં કુર્આન શરીફ કોઈ વ્યક્તિનું કલામ હોત અને તે અલ્લાહ તઆલાનું કલામ ન હોત તો અરબના મોટા–મોટા શાયરો માટે કોઈ મુશ્કેલ કામ ન હતું કે, એક "ઉમ્મી" વ્યક્તિના કલામની મિસાલ તો શું ? તેનાથી પણ વધારે સારૂં કલામ તરત રજૂ કરી આપે. વળી,

એક–બે માણસ આ કામ ન કરી શકે તો કુર્આને એ પણ સહૂલત કરી આપી કે આખી કૌમ (સમાજ) મળીને બનાવી લાવે, પરંતુ કુર્આનના આ જાહેર અને ખુલ્લા પડકારને અને પછી વિવિધ રીતે ગૈરત અપાવવા (સ્વાભિમાનને પડકારવા) છતાં પણ અરબની ઘમંડી કૌમ સંપૂર્ણ મૌન સેવે છે, બે–ચાર લીટીઓ પણ તેના મુકાબલામાં રજૂ કરતા નથી.

અરબના સરદારોએ કુર્આન અને ઈસ્લામને નાબૂદ કરવા તથા પયગમ્બર ﷺને દબાવી દેવા માટે જે એડી–ચોટીનું બળ વાપર્યું તે કોઈપણ ભણેલા–ગણેલા વ્યક્તિથી છૂપું નથી. શરૂઆતમાં રસૂલુલ્લાહ ﷺ અને તેમના ગણ્યાં–ગાંઠયા સાથીઓને જાત–જાતની તકલીફો આપીને ચાહ્યું કે તેઓ કલિમએ તવહીદ અને ઈસ્લામને છોડી દે, પરંતુ જ્યારે જોયું કે આ કોઈ નશો નથી કે જે તરત ઊતરી જાય, તો પછી ખુશામત કરવાનું અને લોભ–લાલચ આપવાનું શરૂ કર્યું. અરબનો સરદાર ઉત્બા બિન રબીઆ અરબ કૌમનો પ્રતિનિધિ બનીને આપ ﷺ પાસે હાજર થયો અને આખા અરબની દૌલત, હુકૂમત અને અત્યંત ખૂબસૂરત છોકરીઓની ઓફર કરી (લાલચ આપી), પરંતુ તેના જવાબમાં આપ ﷺએ ફક્ત કુર્આનની બે–ચાર આયતો સંભળાવવાનું પૂરતું સમજ્યું. જ્યારે આ યુક્તિ પણ કામ ન લાગી તો યુદ્ધ માટે તૈયાર થઈને હિજરત પહેલાં અને હિજરત પછી કુરૈશે રસૂલુલ્લાહ ﷺ અને મુસલમાનોના મુકાબલામાં જીવ સટોસટની બાજી લગાવી. જાન–માલ, ઔલાદ, આબરૂ બધું જ ઈસ્લામના મુકાબલામાં ખર્ચ કરવા માટે તૈયાર થઈ ગયા. આ બધું જ કર્યું, પરંતુ કોઈથી એ ન થઈ શક્યું કે, કુર્આનના ચૅલૅન્જને કબૂલ કરીને બે–ચાર લાઈનો તેના મુકાબલામાં રજૂ કરે. શું આવી પરિસ્થિતિમાં આખી અરબ કૌમનું આ બાબતે મૌન કેળવવું કુર્આન મોઅ્જિઝો હોવાની ખુલ્લી ગવાહી નથી !? અને એ વાતનું પ્રમાણ નથી કે તે માણસનું કલામ નથી બલકે અલ્લાહ જલ્લ શા'નહુનું જ કલામ છે ?! જેના કાર્ય અને કલામની મિસાલ મનુષ્ય તો શું સમગ્ર મખ્લૂકની શક્તિ બહારની વાત છે !

ફક્ત એટલું જ નહીં કે અરબોએ કુર્આનના મુકાબલામાં મૌન ધારણ કર્યું બલકે, પોતાની ખાસ મહેફિલોમાં કુર્આન અજોડ અને બેમિસાલ હોવાની કબૂલાત પણ કરી અને તેમના કલાકાર સ્વભાવ દ્વારા તેમણે આ કબૂલાતની જાહેરાત પણ

કરી, પછી તેમાંથી કેટલાક લોકો મુસલમાન થઈ ગયા અને કેટલાક લોકો પોતાના બાપ–દાદાઓના રસ્મો–રિવાજની પાબંદી અને અબ્દે મુનાફની ઔલાદની જીદના કારણે ઈસ્લામ કબૂલ કરવાથી (કુર્આન અલ્લાહનું કલામ હોવાનો સ્વીકાર કરવા છતાં) મહેરૂમ (વંચિત) રહ્યા. કુરૈશનો ઈતિહાસ આવા પ્રસંગોનો ગવાહ છે, હું એમાંથી કેટલાક પ્રસંગો વર્ણન કરું છું જેનાથી અંદાજો આવી શકે કે સમગ્ર અરબ જગતે આ કલામ બેમિસાલ અને અજોડ હોવાનો સ્વીકાર કર્યો અને તેની મિસાલ રજૂ કરવાને પોતાની બેઈજ્જતી સમજી તથા સમાજમાં હાસ્યાસ્પદ બનવાના ડરથી આવો પ્રયત્ન કરવાનું પણ છોડી દીધું. જ્યારે રસૂલે કરીમ ﷺ અને કુર્આનની ચર્ચા મક્કા બહાર હિજાજના અન્ય સ્થળોએ થવા લાગી અને હજ્જની મોસમ આવી તો મક્કાના કુરૈશીઓ એવી ચિંતામાં લાગી ગયા કે, આજુ–બાજુથી અરબો હિજાજ આવશે અને રસૂલ ﷺનું આ કલામ સાંભળશે, તો તેના ઉપર મોહી પડશે અને ધારણા અને અનુમાન એવું છે કે, તેઓ ચોક્કસ મુસલમાન થઈ જશે. આ ખતરાને દૂર કરવાની કોશીશોના ભાગરૂપે ઈસ્લામ વિરોધી મક્કાવાસીઓએ એક મિટીંગનું આયોજન કર્યું, એ મિટીંગમાં અરબના મોટા–મોટા સરદારો મૌજૂદ હતા. તેમાં વલીદ બિન મુગયરા ઉંમરમાં સૌથી મોટા અને ખૂબ બુદ્ધિશાળી સમજવામાં આવતા હતા. બધાએ વલીદ બિન મુગયરા સામે આ પરિસ્થિતિ રજૂ કરી કે "હવે દેશના ખૂણે–ખૂણેથી લોકો આવશે અને અમને આપ ﷺ વિશે પૂછશે તો અમે શું કહીએ ? એવું ન થાય કે ખુદ અમારા કહેવામાં જ કોઈ વિરોધાભાસ ઊભો થાય !" વલીદ બિન મુગયરાએ કહ્યું, "તમે જ કહો શું કહેવું જોઈએ ?"

લોકોએ કહ્યું કે, "અમારા ખ્યાલમાં આપણે બધાએ જ એવું કહેવું જોઈએ કે, (નઊઝુબિલ્લાહ) મુહમ્મદ (ﷺ) "મજનૂન" છે, તેમનું કલામ ગાંડપણ છે." વલીદ બિન મુગયરાએ કહ્યું, "તમે બિલકુલ એવું ના કહેશો કારણ કે, જ્યારે લોકો તેમની પાસે જશે અને તેમનાથી વાતચીત અને મુલાકાત કરશે અને જ્યારે તેઓને ખબર પડશે કે, આ તો એક અત્યંત બુદ્ધિશાળી ડાહ્યો માણસ છે, તો તેમને યકીન થઈ જશે કે તમે જૂઠું બોલો છો." પછી કેટલાક લોકોએ કહ્યું કે, "સારૂં અમે એવું કહીશું કે એ તો એક મોટો શાયર છે." વલીદ બિન મુગયરાએ તેની પણ મનાઈ ફરમાવી અને કહ્યું કે, "જ્યારે લોકો તેનું કલામ સાંભળશે તો તેઓ સમજી જશે કે

આ શે'ર–શાયરી નથી કારણ કે, તેઓ પોતે નિષ્ણાત શાયરો છે અને તેમને યકીન (વિશ્વાસ) થઈ જશે કે આપ ﷺ શાયર નથી, પરિણામે તેઓ તમને જૂઠા સમજશે.'' પછી જ્યારે લોકોએ કહ્યું કે, ''અમે તેમને જ્યોતિષ કહી દઈશું, જે શયતાનો અને જિન્નાતો પાસેથી ગૈબની વાતો (અદષ્ય–ગુપ્ત વાતો) સાંભળે છે અને ખબરો આપ્યા કરે છે.'' વલીદ બિન મુગયરાએ કહ્યું, ''એ પણ ખોટું છે કારણ કે જ્યારે લોકો તેનું કલામ સાંભળશે તો તેમને યકીન થઈ જશે કે આ કલામ કોઈ જ્યોતિષનું નથી અને પછી તેઓ તમને જૂઠા સમજશે.'' ત્યાર પછી કુર્આનના વિષયમાં વલીદ બિન મુગયરાના જે પ્રતિભાવ હતા તે આ પ્રમાણે હતા.

*''ખુદાની કસમ ! તમારામાંથી કોઈ વ્યક્તિ શે'ર–શાયરી અને અરબની શે'રોથી મારા જેટલો વાકિફ નથી. ખુદાની કસમ ! આ કલામમાં એક વિશેષ પ્રકારની હલાવત (રસાસ્વાદ) છે અને એક ખાસ રૌનક છે, જે કોઈ શાયર અથવા ફસીહ–બલીગ (શ્રેષ્ઠ રચનાકાર)ના કલામમાં હોતી નથી.''*

પછી એમની કૌમે પૂછ્યું કે, ''તમે જ બતાવો શું કરીએ અને આપણે લોકોને શું કહીએ ?'' વલીદે કહ્યું કે, ''હું વિચારીને જવાબ આપીશ.'' પછી ખૂબ વિચાર્યા પછી કહ્યું કે, ''જો તમારે કહેવું જ છે તો તેમને "સાહિર" (જાદૂગર) કહો કે, તે પોતાના જાદૂથી બાપ–બેટા, ધણી–ધણીયાણીમાં જુદાઈ કરાવે છે.''

કૌમ આ વાત ઉપર સંતુષ્ટ અને સહમત થઈ ગઈ અને બધાએ એવું કહેવાનું શરૂ કરી દીધું, પરંતુ અલ્લાહના ચિરાગને શું ફૂંકોથી બૂઝાવી (ઓલવી) શકાય છે !? હિજાજની આસપાસના લોકો આવ્યા, કુર્આન સાંભળ્યું, તેમાંથી ઘણા મુસલમાન થઈ ગયા અને અરબમાં આસપાસના પ્રદેશમાં ઈસ્લામ ફેલાઈ ગયો. અલ્હમ્દુલિલ્લાહ !

*(ખસાઈસે કુબરા)*

અન્ય એક ઘટનામાં કુરૈશના એક સરદાર નઝર બિન હારિસે પોતાની કૌમને સંબોધન કરીને કહ્યું,

*''હે કુરૈશની કૌમ ! આજે તમે એક મુસીબતમાં સપડાઈ ગયા છો કે, આ પહેલાં આવી મુસીબતથી તમારો વાસ્તો પડ્યો ન હતો. મુહમ્મદ ﷺ તમારી કૌમનો એક નવયુવાન હતો અને તમે બધા તેની આદતો અને અખ્લાક ઉપર*

*ગર્વ અનુભવતા હતા અને પોતાની કૌમમાં સૌથી વધુ સાચો અને સૌથી વધુ અમાનતદાર સમજતા અને કહેતા હતા. હવે જ્યારે કે તેમના માથામાં સફેદ વાળ આવવા લાગ્યા અને તેમણે અલ્લાહના કલામ જેવું કશુંક રજૂ કર્યું તો તમે એમને જાદૂગર કહેવા લાગ્યા, ખુદાની કસમ ! તે જાદૂગર નથી, મેં જાદૂગરોને જોયા અને અનુભવ્યા છે. તેમના કલામને સાંભળ્યું છે, અને તેમની રીત–ભાતને સમજી છે, આ તેનાથી બિલકુલ અલગ છે અને ક્યારેક તમે તેમને જ્યોતિષ કહેવા લાગ્યા, ખુદાની કસમ ! તે જ્યોતિષ પણ નથી, અમે ઘણા જ્યોતિષોને જોયા અને તેમના કલામને સાંભળ્યાં છે અને આ કલામ તેની સાથે પણ બંધ બેસતું નથી. અને ક્યારેક તમે એને શાયર કહેવા લાગ્યા, ખુદાની કસમ ! તે શાયર પણ નથી અમે પોતે શાયરીની બધી જ કલાને શીખી અને સમજી છે અને મોટા–મોટા શાયરોના કલામ અમને યાદ છે. તેના કલામનો તેની સાથે પણ કોઈ મેળ નથી. પછી તમે ક્યારેક તેમને મજનૂન બતાવો છો, ખુદાની કસમ ! તે મજનૂન (અસ્થિર મગજનો) પણ નથી અમે ઘણા મજનૂનોને જોયા અને તેમની બકવાસને સાંભળી છે. તેમના મોં–માથા વગરના કલામને સાંભળ્યા છે, અહીંયાં એવું કંઈ જ નથી. હે મારી કૌમ ! તમે ન્યાયપૂર્વક આ બાબત ઉપર વિચાર કરો, આ ઉપરછલ્લી રીતે ટાળી દેવાની વસ્તુ નથી.''*

*(ખસાઈસે કુબરા, સફા : ૧૧૪, જિલ્દ : ૧)*

હઝરત અબૂઝર સહાબી (રદિ.) ફરમાવે છે કે, ''મારો ભાઈ ઉનૈસ એક વખતે મક્કા મુકર્રમહ ગયો, તેણે પાછા આવી મને બતાવ્યું કે એક માણસ પોતાને અલ્લાહનો રસૂલ કહે છે, મેં પૂછ્યું ત્યાંના લોકો એમના વિશે શું અભિપ્રાય ધરાવે છે ? મારા ભાઈએ કહ્યું કે કોઈ શાયર કહે છે, કોઈ જ્યોતિષ કહે છે તો કોઈ જાદૂગર કહે છે. મારો ભાઈ ઉનૈસ પોતે ઘણો સારો શાયર અને જ્યોતિષકળામાં નિષ્ણાત હતો. તેણે મને કહ્યું, જ્યાં સુધી મેં વિચાર કર્યો છે ત્યાં સુધી આ બધા લોકોની વાત ખોટી છે, તેમના કલામમાં ન શાયરી છે, ન તો જ્યોતિષવિદ્યા છે અને ન જ તો તે ગાંડપણનો બકવાસ છે. બલકે, મને તો આ કલામ સાચું હોય એમ લાગે છે.''

અબૂઝર (રદિ.) કહે છે કે, ''મારા ભાઈની આવી વાત સાંભળીને હું મક્કા ગયો અને મસ્જિદે હરામમાં આવીને રોકાયો, ૩૦ દિવસ એવી જ રીતે

પસાર કર્યા કે ઝમઝમના પાણી સિવાય કંઈ જ પેટમાં ન ગયું. આટલો સમય ન તો મને ભૂખની તકલીફ થઈ, ન તો શરીરમાં અશક્તિ જણાઈ.''

*(ખસાઈસ, સફા : ૧૧૬, જિલ્દ : ૧)*

તેઓ પાછા ફર્યા તો લોકોને કહ્યું કે, ''મેં રૉમ અને ફારિસના વિદ્વવાનોના ઘણા વિદ્વતાપૂર્ણ કલામો સાંભળ્યા છે અને જ્યોતિષીઓના મંત્રો તથા હાસ્યવ્યંગોની ઘણી સાહિત્યિક રચનાઓ સાંભળી છે, પરંતુ મુહમ્મદ ﷺના કલામની મિસાલ જેવું આજ સુધી કશું નથી સાંભળ્યું. તમે બધા મારી વાત માનો અને આપ ﷺની પૈરવી કરો.'' આ જ કારણે ફત્હે મક્કાના સમયે તેમની સમગ્ર કૌમ લગભગ ૧૦૦૦ માણસો મક્કા જઈને મુસલમાન થઈ ગયા.

*(ખસાઈસ, સફા : ૧૧૬, જિલ્દ : ૧)*

ઈસ્લામ અને રસૂલુલ્લાહ ﷺના સૌથી મોટા દુશ્મનો અબૂજહલ અને અખ્નસ બિન શરીક વગેરે પણ લોકોથી સંતાઈને કુર્આન સાંભળ્યા કરતા હતા અને તેના આશ્ચર્યજનક તથા અજોડ અસરકારક વર્ણનોથી પ્રભાવિત થતા હતા, પરંતુ જ્યારે કૌમના અમુક લોકોએ તેમને કહ્યું કે, ''જ્યારે તમે આ કલામને અજોડ અને બેનમૂન સમજો છો તો પછી એને કબૂલ કેમ નથી કરતા ?'' તો અબૂજહલનો જવાબ એવો હતો કે, ''તમને ખબર છે કે બની અબ્દે મુનાફ અને અમારા કબીલાઓ દરમિયાન હંમેશાથી દુશ્મની અને સામાજિક હરીફાઈ ચાલી આવી છે, તેઓ જે કામમાં પણ આગળ વધવા ઈચ્છતા હોય છે તેનો અમે જવાબ આપતા હોઈએ છીએ, હવે જ્યારે અમારા અને તેમના બંનેની બરાબરીની વાત સામે આવે તો તેઓ એવું કહેવા લાગશે કે અમારામાં એક નબી પૈદા થયો છે, જેના ઉપર આસમાનથી વહી આવે છે તો અમે એમનો કેવી રીતે મુકાબલો કરીશું? હું તો ક્યારેય તેનો સ્વીકાર નહીં કરું.''

*(ખસાઈસ)*

ખુલાસો એ છે કે કુર્આનના આ દા'વા અને ચૅલૅન્જમાં ફક્ત એવું નથી કે આખા અરબસ્તાને હાર માની લીધી અને મૌન ધારણ કર્યું. બલકે, તેના અજોડ અને બેનમૂન હોવાનો તથા તેના ચમત્કારિક હોવાનો સ્વીકાર પણ કર્યો છે. જો આ કોઈ મનુષ્યનું કલામ હોત તો કોઈ કારણ ન હતું કે આખું અરબસ્તાન બલકે, આખી દુનિયા તેની મિસાલ લાવવાથી લાચાર થઈ જાત !

કુર્આન અને પયગમ્બર ﷺના મુકાબલામાં આ કાફિરો–મુશ્રિકો જાન–માલ, ઔલાદ, ઈજ્જત–આબરૂ વગેરે બધું જ દાવ પર લગાવવા માટે તો તૈયાર થઈ ગયા, પરંતુ એ માટે કોઈ આગળ ન વધ્યું કે, કુર્આનના ચૅલૅન્જને કબૂલ કરે અને બે લીટીઓ તેના મુકાબલામાં રજૂ કરી આપે !

તેનું કારણ એ હતું કે, આ લોકો ભલે અજ્ઞાનતાપૂર્ણ અમલો કરતા હતા પરંતુ સાહિત્યિક સ્વભાવ ધરાવતા હતા, જૂઠું બોલતા ન હતા. જ્યારે તેમણે કુર્આનને સાંભળીને સમજી લીધું કે, વાસ્તવમાં આ કલામની મિસાલ અમે નહીં લાવી શકીએ તો ફક્ત ધાંધલી કરવા અને કહેવા પૂરતું આ કલામ રજૂ કરવું પોતાના માટે સ્વમાનભંગ સમજતા હતા. કારણ કે, તેઓ એ પણ જાણતા હતા કે અમે કોઈ વસ્તુ રજૂ પણ કરી દઈએ તો આખા અરબના વિદ્વાનો તેના કસોટીપૂર્ણ મુકાબલામાં અમને નિષ્ફળ જાહેર કરશે અને ફોગટમાં બેઈજ્જતી થશે, એટલા માટે આખી કૌમે (સમાજે) મૌન ધારણ કર્યું અને જે વધારે લેખક (સાહિત્યિક) સ્વભાવ ધરાવતો હતો તેણે સાફ રીતે કુર્આન અલ્લાહનું કલામ હોવાનો સ્વીકાર અને ઈકરાર પણ કર્યો, જેના કેટલાક અંશો આપણે વર્ણન કરી ચૂક્યા છે.

આ બાબતમાં એક કિસ્સો એ પણ છે કે અરબના સરદાર અસ્અદ બિન ઝરારહએ આપ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.) સામે ઈકરાર કર્યો કે,

*"અમે ફોગટમાં મુહમ્મદ ﷺનો વિરોધ કરીને અમારા સગાઈ સંબંધો તોડ્યા અને સંબંધો ખરાબ કર્યા. હું વિશ્વાસપૂર્વક કહું છું કે, બેશક ! તેઓ અલ્લાહના રસૂલ છે. હરગિઝ જૂઠા નથી અને જે કલામ તેઓ લાવ્યા છે તે કોઈ મનુષ્યનું કામ નથી હોઈ શકતું."*

*(ખસાઈસ, સફા : ૧૧૬, જિલ્દ : ૧)*

કબીલા બની સલીમનો એક માણસ મુસમ્મા કૈસ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો, તેમનાથી કુર્આન સાંભળ્યું અને અમુક સવાલો કર્યા, જેના જવાબો આપ ﷺએ આપ્યા, તો તે જ સમયે તે મુસલમાન થઈ ગયો. પછી પોતાની કૌમમાં પાછો ફર્યો અને લોકોથી કહ્યું,

*"મેં રૉમ અને ફારસના વિદ્વાનોના કલામ સાંભળ્યા છે, ઘણા જ જ્યોતિષીઓના મંત્રોનો પણ મને અનુભવ થયો છે, હું હાસ્યવ્યંગની*

*સાહિત્યિક રચનાઓ પણ સાંભળતો રહ્યો છું, પરંતુ મુહમ્મદ ﷺના કલામની મિસાલ મેં આજ સુધી ક્યાંય નથી સાંભળી. તમે બધા મારી વાત માનો અને તેમની પૈરવી (અનુસરણ) કરો.”*

એમની ચળવળ અને તાકીદના કારણે તેમની કૌમના ૧૦૦૦ માણસો ફત્હે મક્કાના મૌકા ઉપર આપ ﷺની સેવામાં હાજર થઈને મુસલમાન થઈ ગયા.

*(ખસાઈસ, પેજ નં. : ૧૧૬, જિલ્દ : ૧)*

આ સ્વીકૃતિ અને ઈકરાર ફક્ત એવા લોકોનો નથી જે આપ ﷺ વિશે તટસ્થ અને નિષ્પક્ષ હતા બલકે, તે લોકોનો પણ છે જેઓ પ્રત્યેક સમયે દરેક રીતે રસૂલુલ્લાહ ﷺના વિરોધમાં લાગેલા હતા. કુર્આન વિશે પણ તેમનો એવો જ હાલ હતો, પરંતુ પોતાની જીદ અને અદેખાઈના કારણે તેને જાહેર થવા દેતા ન હતા.

અલ્લામહ સુયૂતી (રહ.)એ ખસાઈસે કુબરામાં બયહકીના હવાલાથી વર્ણન કર્યું છે કે, એક વખતે અબૂજહલ, અબૂ સુફિયાન અને અખ્નસ બિન શરીક રાત્રે પોતાના ઘરોમાંથી એટલા માટે નીકળ્યા કે સંતાઈને આપ ﷺથી કુર્આન સાંભળે. તેઓ દરેક અલગ–અલગ રીતે નીકળ્યા, એકને બીજાની ખબર ન હતી અને જુદા–જુદા ખૂણાઓમાં સંતાઈને કુર્આન સાંભળવા લાગ્યા તો તેમાં એવા તલ્લીન થઈ ગયા કે, આખી રાત પસાર થઈ ગઈ. જ્યારે સવાર થઈ તો બધા પાછા ફર્યા. યોગાનુયોગ રસ્તામાં એકબીજાનો ભેટો થઈ ગયો, એકે બીજાનો કિસ્સો સાંભળ્યો તો એકબીજાને બુરું–ભલું કહેવા લાગ્યા કે, તમે આવી ગંદી હરકત કરી અને એમનામાંથી કોઈએ એવું પણ કહ્યું કે હવેથી આવું નહીં કરીએ. કારણ કે, જો અરબના સામાન્ય જનસમૂહમાં આ વાત ફેલાઈ ગઈ તો તેઓ બધા મુસલમાન થઈ જશે.

આવું કહી–સાંભળીને બધા પોત–પોતાના ઘરે ચાલ્યા ગયા. બીજી રાત્રે ફરીથી તે દરેકના દિલમાં કુર્આન સાંભળવાની તલબ જાગી, ફરી પાછા એવી જ રીતે સંતાઈને દરેકે કુર્આન સાંભળ્યું, અહીંયાં સુધી કે રાત પસાર થઈ ગઈ. સવાર થતાં જ આ લોકો પાછા ફર્યા તો ફરી એકવાર અંદર–અંદર એકબીજાને બુરું–ભલું કહેવા લાગ્યા અને હવેથી આવું કરવાનું છોડી દેવા માટે સહમત થયા.

પરંતુ ત્રીજી રાત આવી તો ફરી એકવાર કુર્આનના સ્વાદ અને રસપ્રદ વર્ણનોએ તેમને ફરીવાર ત્યાં પહોંચવા મજબૂર કરી દીધા, ત્રીજીવાર પહોંચ્યા અને કુર્આન સાંભળીને પાછા ફર્યા તો ફરી ભેગા થઈ ગયા. હવે બધાએ નક્કી કર્યું કે, આપણે એવો કરાર કરીએ કે હવેથી આવું કદી કરીશું નહીં. એટલા માટે તેમણે આ કરારની પાબંદી કરી અને દરેક પોત–પોતાના ઘરે ચાલ્યા ગયા. સવારમાં અખ્નસ બિન શરીકે પોતાની લાકડી ઉઠાવી અને પ્રથમ અબૂ સુફિયાન પાસે ગયા અને કહ્યું, "બોલો ! તમારો આ કલામ વિશે શું મશ્વરો છે ?" તેણે દબાતા સૂરે કુર્આનની સચ્ચાઈનું સમર્થન કર્યું, તો અખ્નસે કહ્યું કે "મારું પણ એવું જ માનવું છે." તે પછી તેઓ અબુજહલ પાસે પહોંચ્યા અને તેનાથી આ જ સવાલ કર્યો કે, "મુહમ્મદનું કલામ કેવું છે ?"

અબૂજહલે કહયું કે, "ચોખ્ખી વાત છે અમારા કુટુંબ અને બનુ અબ્દે મુનાફના કુટુંબમાં હંમેશાથી સંઘર્ષ ચાલી રહયો છે. કૌમોની શ્રેષ્ઠતા તથા તેમની આગેવાનીમાં તેઓ જે મોરચે આગળ વધવા ઈચ્છે છે અમે તેમનો મુકાબાલો કરીએ છીએ. તેમણે સખાવત અને દાન–દક્ષિણા દ્વારા પોતાનો દબદબો કાયમ કરવા ઈચ્છયું તો અમે પણ તેમનાથી વધીને આ કામ કરી બતાવ્યું, તેમણે લોકોની જવાબદારીઓ પોતાના માથે લીધી તો અમે આ મૈદાનમાં પણ એમનાથી પાછળ ન રહયા, એટલે સુધી કે, આખું અરબસ્તાન જાણે છે કે, અમારા બન્ને કુટુંબો સરખી હૈસિયત ધરાવે છે.

આ પરિસ્થિતિમાં એમના ખાનદાનમાંથી એક અવાજ ઊઠયો કે, અમારામાં એક નબી પૈદા થયા છે જેમના ઉપર આસમાનથી વહી આવે છે. હવે સ્વાભાવિક છે કે, અમે એમનો મુકાબલો કેવી રીતે કરીશું ? એટલા માટે અમે તો નકકી કરી લીધું છે કે, અમે બળ અને શકિત દ્વારા તેનો મુકાબલો કરીશું અને હરગિજ ઈમાન નહી લાવીએ."

*(ખસાઈસ સફા ૧૧૫ જિલ્દ ૧)*

આ છે કુર્આનનો ખૂલ્લો ચમત્કાર (મોઅ્જિઝો) !!! જેનો દુશ્મનોને પણ સ્વીકાર કરવો પડયો છે. આ બધા કિસ્સાઓ અલ્લામહ જલાલુદીન સુયૂતી (રહ.)એ ખસાઈસે કુબરામાં વર્ણન કર્યા છે.

**ત્રીજું કારણ :**

કુર્આનનો મોઅ્જિઝો હોવાનું ત્રીજું કારણ એ છે કે, તેમાં ગૈબની અને હવે પછી બનનારી ઘટનાઓ અને પ્રસંગોની ઘણી બધી આગાહીઓ આવી છે, અને તે ઘટનાઓ હૂબહૂ બની પણ છે. જેમકે, કુર્આનમાં આગાહી હતી કે, રૉમ અને ફારિસના મુકાબલામાં શરૂઆતમાં ફારિસ વિજેતા થશે અને રૉમ હારી જશે, પરંતુ સાથે જ એવી ખબર પણ આપી કે, દશ વર્ષ પસાર નહીં થાય કે, ફરી રૉમન સેનાઓ ફારિસ ઉપર વિજય પ્રાપ્ત કરશે. મકકાના સરદારોએ કુર્આનની આ ખબર વિશે હઝરત સિદીકે અકબર (રદી.)થી હાર–જીતની શરત લગાવી અને પછી બરાબર કુર્આનની આગાહી પ્રમાણે રૉમન વિજયી બન્યા તો બધાને પોતાની હાર માનવી પડી અને હારનારાઓએ જે માલની શરત લગાવી હતી તે માલ તેમણે આપવો પડયો. રસૂલ ﷺએ આ માલનો સ્વીકાર ન કર્યો કારણ કે, આ એક પ્રકારનો જુગાર હતો. (હઝરત અબુબક્ર સિદીક રદિ.એ જ્યારે શરત લગાવી ત્યારે ઈસ્લામના ઘણા હલાલ–હરામના હુકમો નાઝિલ થયા ન હતા) એ જ પ્રમાણે ઘણા કિસ્સાઓ અને આગાહીઓ છે જે ગૈબના અને ભવિષ્યના સંદર્ભમાં કુર્આનમાં જોવા મળે છે એ બધાની સચ્ચાઈ સૂર્યના પ્રકાશની જેમ જાહેર થઈ ગઈ અને થતી રહેશે.

**ચોથું કારણ :**

કુર્આન મોઅ્જિઝો હોવાનું ચોથું કારણ એ છે કે, તેમાં અગાઉની ઉમ્મતો અને તેમની શરીઅતો તથા ઐતિહાસિક બાબતોનું એટલું સચોટ વર્ણન છે કે, તે સમકાલીન યહૂદીઓ અને નસારાના આલિમો કે, જેઓ અગાઉની આકાશી કિતાબોના નિષ્ણાત સમજવામાં આવતા હતા તેમને પણ આટલી વિસ્તૃત ખબર ન હતી. અને રસૂલ ﷺએ તો ક્યારેય કોઈ મદ્રસામાં પગ સુદ્ધાં મૂક્યો ન હતો, ન તો કોઈ આલિમના સહવાસમાં રહ્યા હતા અને ન જ કોઈ પુસ્તકને હાથ લગાવ્યો હતો તો પછી દુનિયાની શરૂઆતથી લઈ આપ ﷺના યુગ સુધીની દુનિયાની બધી જ કૌમો અને તેમની ઐતિહાસિક પરિસ્થિતિઓનું આટલી સાચી અને સચોટ રીતે વર્ણન અને તેમના જીવન પ્રસંગો તથા તેમની શરીઅતના ખુલાસાઓનું વર્ણન વગેરે સાબિત કરે છે કે, કુર્આન અલ્લાહનું જ કલામ છે અને અલ્લાહ તઆલાએ જ આ બધી ખબરો આપી છે.

**પાંચમું કારણ :**

કુર્આન મોઅ્જિઝો હોવાનું પાંચમું કારણ એ છે કે, તેની અસંખ્ય આયતોમાં લોકોના દિલોમાં ધરબાયેલી ગુપ્ત વાતોની ખબર આપી દેવામાં આવી અને પછી તેમના ઈકરારથી આ સાબિત થઈ ગયું કે, આ વાતો સાચી અને ખરી છે. આ કામ પણ આલિમુલ ગૈબ વ શ્શહાદહ (અદષ્ય–દષ્ય બાબતો જાણનાર અલ્લાહ)ના સિવાય કોઈ કહી જ નથી શકતું. કોઈ મનુષ્ય માટે આ શક્ય જ નથી.

اِذْهَمَّتْ طَّآئِفَتٰنِ مِنْكُمْ اَنْ تَفْشَلَا،

*"જ્યારે તમારી બે જમાઅતો(ગ્રૂપો)એ દિલમાં ઈરાદો કર્યો કે, પાછા હટીએ." (૩:૧૨૨)*

અને બીજી આયતમાં,

يَقُوْلُوْنَ فِيْٓ اَنْفُسِهِمْ لَوْلَا يُعَذِّبُنَا اللّٰهُ بِمَا نَقُوْلُ،

*"તે લોકો પોતાના દિલોમાં કહે છે કે, અમારા ઈન્કારના કારણે અલ્લાહ તઆલા અમને અઝાબ કેમ નથી આપતો ?"*

આ બધી વાતો એવી છે જેને તેમણે કોઈ પણ રીતે જાહેર નથી કરી. કુર્આને કરીમે જ તેને જાહેર કરી હતી.

**છઠ્ઠું કારણ :**

કુર્આન મોઅ્જિઝો હોવાનું છઠ્ઠું કારણ એ છે કે, તે આયતો જેમાં કોઈ કૌમ અથવા વ્યકિત વિષે એવી આગાહી કરવામાં આવી કે, તેઓ ફલાણું કામ નહીં કરી શકે અને પછી તે લોકો દેખીતી રીતે તે કામ કરવા સમર્થ હોવા છતાં તેને ન કરી શક્યા જેમ કે, યહૂદીઓ વિષે કુર્આનમાં એ'લાન કરવામાં આવ્યું કે, જો તેઓ ખરેખર અલ્લાહને પોતાનો દોસ્ત અને વલી સમજે છે તો તેમને અલ્લાહ પાસે જવાની મહોબ્બત હોવી જોઈએ, તેઓ જરા મૌતની ઈચ્છા કરીને બતાવે !

وَلَنْ يَّتَمَنَّوْهُ اَبَدًا،

*"તેઓ હરગિજ (કદાપિ) મૌતની તમન્ના નહીં કરી શકે !" (૬૨:૭)*

મૌતની તમન્ના કરવી કોઈના માટે મુશ્કેલ ન હતું. ખાસ તે લોકો માટે જેઓ કુર્આનને જૂઠાડતા હતા. કુર્આનમાં ઈરશાદ થવાના કારણે તેમનામાં મૌતની તમન્ના કરવાથી કોઈ ભય અથવા ડરનું કારણ ન હોવું જોઈએ. યહૂદીઓ માટે તો આ મૌકો મુસલમાનોને હરાવવા માટેની એક સોનેરી તક હતી કે, મૌતની તમન્ના જાહેર કરતું એ'લાન દરેક મજલિસ અને મહેફિલમાં કરવામાં આવે. પરંતુ યહૂદીઓ અને મુશ્રિકો જીભથી કુર્આનને ગમે એટલું જૂઠાડતા હતા, પરંતુ દિલમાં જાણતા હતા કે, કુર્આન સાચું છે, તેની કોઈ વાત જૂઠી નથી હોઈ શકતી, જો અમે મૌતની તમન્ના કરીશું તો તરત મરી જઈશું. એટલા માટે કુર્આનનું ખૂલ્લું ચૅલૅન્જ હોવા છતાં કોઈ યહૂદી એવી હિંમત ન કરી શક્યો કે, જીભથી માત્ર એક વખતે મૌતની તમન્નાની જાહેરાત કરે.

**સાતમું કારણ :**

કુર્આન મોઅ્જિઝો હોવાનું સાતમું કારણ એ છે કે, કુર્આનમાં એક ખાસ પ્રકારનું આકર્ષણ છે. સાંભળનાર ખાસ વ્યકિત હોય કે સામાન્ય, મુસલમાન હોય કે કાફિર, તેનો એવો પ્રભાવ સાંભળનારના દિલ ઉપર પડે છે અને એવી અસર પૈદા થાય છે જેને હઝરત ઝુબૈર બિન મુતઈમ (રદી.)એ ઈસ્લામ લાવવા અગાઉ ઉલ્લેખ કર્યો છે કે, અચાનક એમણે રસૂલે કરીમ ﷺને મગરિબની નમાઝમાં સૂરએ તૂર પઢતાં સાંભળ્યા, જ્યારે આપ ﷺ છેલ્લી આયત ઉપર પહોંચ્યા તો ઝુબૈર (રદી.) કહે છે કે, "મારું દિલ જાણે કે, ઉડવા લાગ્યું અને આ સૌ પ્રથમ દિવસ હતો કે, મારા દિલમાં ઈસ્લામનો પ્રભાવ પડયો." તે આયત આ હતી,

اَمْ خُلِقُوْا مِنْ غَيْرِ شَيْءٍ اَمْ هُمُ الْخَالِقُوْنَ ○ اَمْ خَلَقُوا السَّمٰوَاتِ وَالْاَرْضَ بَلْ
لَّايُوْقِنُوْنَ ○ اَمْ عِنْدَهُمْ خَزَائِنُ رَبِّكَ اَمْ هُمُ الْمُصَيْطِرُوْنَ ○

*"શું તેઓ પોતાની જાતે જ બની ગયા (પૈદા થયા) છે ? અથવા તે જ પૈદા કરનારો છે ? અથવા એમણે જમીન અથવા આસમાન બનાવ્યા છે ? એવું નથી! પરંતુ તેઓ યકીન (વિશ્વાસ) નથી કરતા. શું તેઓની પાસે તારા રબના ખજાનાઓ છે અથવા તેઓ પહેરેદાર છે ?"*

**આઠમું કારણ :**

કુર્આન મોઅ્જિઝો હોવાનું આઠમુ કારણ એ છે કે, તેને વારંવાર પઢવાથી કે સાંભળવાથી કોઈ કંટાળી નથી જતું. બલકે, જેટલા વખતે પઢવામાં આવે છે એનો પઢવાનો શોખ વધતો જ ચાલ્યો જાય છે. દુનિયાના કોઈ શ્રેષ્ઠથી શ્રેષ્ઠ અને ઉચ્ચ સાહિત્યિક પુસ્તકનો પણ દાખલો લઈ લો, તેને બે–ચાર વખતે પઢવામાં આવશે તો માણસ કંટાળી જશે પછી તેને વાંચવાની કે સાંભળવાની ઈચ્છા ક્યારેય નહીં થાય. એ ફક્ત કુર્આન શરીફની જ ખાસિયત છે કે, એને જેટલું વધારે અને વારંવાર પઢવામાં આવે છે એટલો જ તેનો શોખ અને ઉત્સાહ વધતો જાય છે, આવું થવું કુર્આન અલ્લાહનું કલામ હોવાની અસરના કારણે છે.

**નવમું કારણ :**

કુર્આન મોઅ્જિઝો હોવાનું નવમુ કારણ એ છે કે, કુર્આન એ'લાન કરે છે કે, તેની સુરક્ષાની જવાબદારી પોતે અલ્લાહે લીધી છે. તેમાં કયામત સુધી કોઈ મા'મૂલી ફેર–બદલ પણ નહીં થઈ શકે અને તે જેમનું તેમ બાકી રહેશે. અલ્લાહ તઆલાએ પોતાના આ વાયદાને એવી રીતે પૂરો કર્યો કે કુર્આન નાઝિલ થયું તેને ૧૪૦૦ થી વધુ વર્ષો પસાર થઈ ચૂક્યા છે. પ્રત્યેક સમયમાં, પ્રત્યેક યુગમાં લાખો મનુષ્યો એવા પૈદા થયા, હાલમાં છે અને થતા રહેશે કે જેઓ પોતાના દિલોમાં આખું કુર્આન શરીફ એવી રીતે સુરક્ષિત રાખે છે કે, એક ઝબર–ઝેરની ભૂલની પણ શક્યતા નથી રહેતી. દરેક સમયમાં પુરુષો, સ્ત્રીઓ, બાળકો, ઘરડાઓ કુર્આનના હાફિજ જોવા મળે છે, મોટામાં મોટો આલિમ પણ જો ક્યાંક એક ઝબર–ઝેરની પણ ભૂલ કરે છે તો નાનકડું બાળક પણ તરત તે ભૂલને પકડી પાડે છે. દુનિયાનો કોઈ ધર્મ પોતાના ધર્મપુસ્તક વિશે આવો દાખલો તો શું એના ૧૦માં ભાગની કાળજી પણ રજૂ નથી કરી શકતો. ઘણા બધા ધર્મોના ધર્મપુસ્તકો માટે આજે એવું જાણવું પણ અત્યંત મુશ્કેલ થઈ ગયું છે કે, તે મૂળ કઈ ભાષામાં લખાયું હતું અને તેના કેટલા ભાગો હતા ?

પુસ્તક સ્વરૂપમાં પણ દરેક યુગ અને સમયમાં જેટલું પ્રકાશન કુર્આન શરીફનું થયું દુનિયાના કોઈ પુસ્તકને આ પ્રતિષ્ઠા પ્રાપ્ત નથી થઈ. ઈતિહાસ ગવાહ છે કે દરેક સમયમાં મુસલમાનોની સંખ્યા ગૈરમુસ્લિમો અને કાફિરો કરતાં

ઘણી ઓછી રહી છે અને પ્રકાશન તથા પ્રચારના પણ જેટલા માધ્યમો અને સ્ત્રોતો ગૈરમુસ્લિમોની પાસે રહ્યા, મુસલમાનો પાસે તેનો કોઈ નોંધપાત્ર ભાગ પણ ન રહ્યો. આમ છતાં કોઈ કૌમ, કોઈ ધર્મની કોઈ કિતાબ દુનિયામાં આટલી મોટી સંખ્યામાં પ્રકાશિત નથી થઈ જેટલું કે કુર્આન શરીફનું પ્રકાશન થયું છે.

કુર્આનની સુરક્ષાને અલ્લાહ તઆલાએ ફક્ત પુસ્તક અને સિપારાઓ સુધી જ સીમિત નથી રાખી કે જેના સળગી જવાથી નષ્ટ થઈ જવાની સંભાવના રહે. બલકે, પોતાના બંદાઓના દિલોમાં પણ તેને સુરક્ષિત કરી દીધું. જો આજે આખી દુનિયામાંથી કુર્આન નઊઝુબિલ્લાહ ! નામશેષ કરી દેવામાં આવે તો પણ અલ્લાહની આ કિતાબ ફરીથી એવી જ રીતે સુરક્ષિત થઈ જશે જેમકે પ્રથમ હતી, અમુક જ હાફિજો મળીને બેસી જશે તો થોડાક જ કલાકોમાં સંપૂર્ણ કુર્આન નવેસરથી લખાઈ જશે. આ અજોડ સુરક્ષા પણ એકમાત્ર કુર્આનની જ ખાસિયત છે અને તે અલ્લાહનું કલામ હોવાનો એક ખુલ્લમ ખુલ્લો–સચોટ પુરાવો છે કે, જેવી રીતે અલ્લાહની જાત હંમેશા બાકી રહેવાની છે તેના ઉપર કોઈ મખ્લૂક લેશમાત્ર કાબૂ ધરાવતી નથી, એવી જ રીતે કુર્આન શરીફ તેનું કલામ છે અને તે પણ હંમેશા બધી જ મખ્લૂકોથી ઉપરવટ રહીને તેમની પહોંચની બહાર છે અને હંમેશા–હંમેશા બાકી રહેશે. કુર્આનની આ આગાહી ૧૪૦૦ વર્ષ પહેલાં આજે પ્રત્યક્ષ સાબિતી સ્વરૂપે જોઈ શકાય છે અને કયામત સુધી ઈન્શાઅલ્લાહ ! આ ક્રમ જળવાઈ રહેશે. આ ખુલ્લા મોઅ્જિઝા પછી કુર્આન અલ્લાહનું કલામ હોવામાં શું કોઈને શંકા–કુશંકા બાકી રહી શકે ખરી ?

**દશમું કારણ :**

કુર્આન શરીફ મોઅ્જિઝો હોવાનું દશમું કારણ એ છે કે, તેમાં જ્ઞાનપૂર્ણ ગૂઢાર્થો તથા જ્ઞાનનો મર્મ છુપાયેલો છે જે કોઈ પુસ્તકમાં ન તો આજ સુધી જોવા મળ્યો છે અને ન જ ભવિષ્યમાં એની શક્યતા છે કે, નાના વાક્યોમાં અને થોડા શબ્દોમાં એટલા બધા જ્ઞાનને એક જગ્યાએ ભેગું કરી શકાય. કુર્આને કરીમે સમગ્ર સૃષ્ટિની કાયમી જરૂરિયાતને સંતોષી માનવજીવનના પ્રત્યેક ક્ષેત્રમાં દરેક પરિસ્થિતિ વિશે સંપૂર્ણ અને શ્રેષ્ઠ વ્યવસ્થા અને બંધારણ રજૂ કર્યું. વ્યક્તિના વ્યક્તિગત જીવનથી લઈ કૌટુંબિક જીવન સુધી, ગામડાના જીવનથી લઈ શહેરના

અને દેશના જીવન સુધી, આગળ સામૂહિક અને રાજકીય જીવન અને દેશોના પરસ્પરના રાજકીય સંબંધો વગેરે વિશે એક સંપૂર્ણ બંધારણ રજૂ કર્યું છે.

ફક્ત વૈચારિક અને જાણકારી માટે જ આ જીવન બંધારણને રજૂ કરવામાં ન આવ્યું બલકે, તેના ઉપર અમલ કરવા અને અન્ય બધી જ વ્યવસ્થાઓ તથા જગતમાં ચાલતી અત્યાચારી સિસ્ટમોને નાબૂદ કરીને કૌમોના–સમાજોના સ્વભાવ, અખ્લાક, નીતિ, સામાજિકતા અને સાંસ્કૃતિક વિકાસમાં પણ કુર્આને એક જબરદસ્ત ક્રાંતિ લાવી દીધી. જેનો નમૂનો ન તો ઈસ્લામના આગમન પહેલાનાં યુગમાં જોઈ શકાય છે અને ન જ પછીના યુગમાં તેનું ઉદાહરણ જોવા મળે છે. આ આશ્ચર્યજનક ક્રાંતિ શું કોઈ વ્યક્તિની શક્તિ અને યોજનાઓનું પરિણામ હોઈ શકે છે ? અને ખાસ કરીને જ્યારે કે તે વ્યક્તિ પોતે અક્ષરજ્ઞાન વિહોણી "ઉમ્મી" હતી અને તેની સમગ્ર કૌમ પણ "ઉમ્મી" હતી !

محذرات سراپردہائے قرآنی

چہ دلبرند کہ دل می برند پنہانی

આ જ તે મંત્રમુગ્ધ કરી દેનાર અને આશ્ચર્યચકિત્ કરનાર અસરો અને ખાસિયતો છે કે, જેના કારણે કુર્આનને અલ્લાહનું કલામ માનવા માટે દરેક તે માણસ મજબૂર થઈ જાય છે, જેનામાં થોડીઘણી પણ સૂઝબૂઝ બાકી રહી હોય અને પૂર્વગ્રહ તથા ઈર્ષ્યાએ તેના અંતરચક્ષુને નષ્ટ ન કરી દીધા હોય !

ભૌતિકતાની પૂંજા કરનારા અમુક ઈસાઈ લેખકો, જેમણે થોડું પણ કુર્આનનું ચિંતન અને મનન કર્યું, તેઓ માનવા મજબૂર થઈ ગયા કે આ એક બેમિસાલ અને અજોડ પુસ્તક છે.

ફ્રાન્સનો મશ્હૂર ડૉક્ટર માર્દરીશ જેની ફ્રાન્સની સરકારના સાંસ્કૃતિક મંત્રાલય તરફથી કુર્આન શરીફની ૬૨ સૂરતોનો ફ્રાન્સીસી ભાષામાં અનુવાદ કરવા માટે નિમણૂંક કરવામાં આવી હતી તેણે પોતાની કબૂલાત નીચે પ્રમાણે કરી છે.

*"નિઃશંક ! કુર્આનની વર્ણનશૈલી સમગ્ર સૃષ્ટિના સર્જનહારની જ શૈલી છે. નિઃશંક ! જે સચ્ચાઈ અને દિવ્ય પ્રકાશ આ કલામમાં ફેલાયેલા છે, તે માત્ર*

*અને માત્ર એક અલ્લાહના કલામમાં જ હોઈ શકે છે, અને વાત એમ છે કે, તેનામાં શંકા–કુશંકા કરનારાઓ પણ જ્યારે તેની જબરદસ્ત તા'સીર (અસર–પ્રભાવ) અનુભવે છે તો સ્વીકાર અને કબૂલાત કરવા મજબૂર થઈ જાય છે. કરોડો મુસલમાન જેઓ પૃથ્વીના દરેક વિભાગ ઉપર ફેલાયેલા છે તેમનામાં કુર્આનની ખાસ અસર જોઈને ઈસાઈ મિશનરીઓનું કામ કરનારા સામૂહિક રીતે કબૂલાત કરે છે કે, તેઓ એક બનાવ પણ એવો રજૂ નથી કરી શકતા કે કોઈ મુસલમાને ઈસ્લામ અને કુર્આનને સમજી લીધું હોય, તે ક્યારેય મુર્તદ બન્યો હોય અથવા કુર્આનનો ઈન્કારી બન્યો હોય."*

મુસલમાનોમાં કુર્આનની આવી જબરદસ્ત અસર હોવા બાબતનો સ્વીકાર આ ઈસાઈ લેખકે એવા સમયમાં કર્યો છે જ્યારે કે પોતે મુસલમાનો, ઈસ્લામ અને કુર્આનના સંદેશાઓ અને તેના શિક્ષણથી તથા તેની તિલાવતથી ગાફિલ અને દૂર થઈ ચૂક્યા છે. કાશ ! આ લેખકે ઈસ્લામ અને કુર્આનનો તે યુગ જોયો હોત, જેમાં મુસલમાનોની જિંદગીના પ્રત્યેક ક્ષેત્રમાં કુર્આન ઉપર અમલ કરવામાં આવતો હતો. જ્યારે તેમની જીભ ઉપર કુર્આનની આયતો હતી.

એ જ પ્રમાણે અન્ય ઈસાઈ લેખકોએ પણ જેઓ સાચો લેખક સ્વભાવ ધરાવે છે આ જ પ્રમાણેનો સ્વીકાર કર્યો છે. મિસ્ટર વિલિયમ મ્યુરે પણ પોતાના પુસ્તક "હયાતે મુહમ્મદ" (The Life of Muhammed)માં સ્પષ્ટ શબ્દોમાં આ વિશે સ્વીકાર કર્યો છે. ડૉક્ટર શિબલી સમીરે આ બાબતે લેખો લખ્યા છે.

કુર્આન અલ્લાહના કલામ અને આપ ﷺનો મોઅ્જિઝો હોવા વિશે દશ કારણો તમે વાંચી ગયા છો, છેવટે એક નજર એના ઉપર નાંખીએ કે હઝરત મુહમ્મદ ﷺનો જન્મ યતીમ તરીકે થયો, આખી જિંદગી કોઈ મદ્રસામાં કદમ નથી મૂક્યો, પેન અને પુસ્તકને હાથ નથી લગાડ્યો, પોતાનું નામ પણ પોતે લખી શકતા ન હતા. આ જ હાલતમાં યુવાન થયા અને આપ ﷺનો સ્વભાવ પણ એકાંતપ્રિય હતો, કોઈ રમત–ગમત, ખેલ–તમાશા, જલસાઓ, મજલિસો કે મેળાવડાઓમાં જવાની ટેવ ન હતી. આપ ﷺ શે'રો–શાયરી પણ કરતા ન હતા. કોઈ સામાજિક સમારંભોમાં પણ કોઈ વકતવ્ય કે ખુત્બો કે તકરીર કરી ન હતી. ૪૦ વર્ષો થયા પછી જ્યારે આધેડ ઉંમરે પહોંચી ગયા કે જે ઉંમર કોઈ નવી વસ્તુ

શીખવાની નથી હોતી અને શીખવા–શીખવવાનો સમય પૂરો થઈ ચૂક્યો હોય છે, તેવા સમયે આપ ﷺની જીભ મુબારક ઉપર આશ્ચર્યચકિત્ કરી મૂકે એવું સર્વગ્રાહી, સત્યપૂર્ણ, શ્રેષ્ઠતમ્ ચમત્કારિક કલામ આવવા લાગ્યું કે, જે કોઈ મોટામાં મોટો વિદ્વવાન, નિષ્ણાત અને ઉચ્ચ કોટિના સાહિત્કાર માટે પણ શક્ય ન હતું. તેના દ્વારા અરબના મોટા–મોટા કવિઓ, સાહિત્યકારો અને સરદારોને સંબોધન ફરમાવ્યું, તેમના જલસાઓમાં પહોંચીને ખુત્બાઓ આપ્યા અને આખી દુનિયા માટે અને ખાસ કરી અરબો માટે એવું ચૅલૅન્જ આપવું કે, અગર કોઈ તેના ઈલાહી કલામ હોવામાં શંકા કરે છે તો તેના કોઈ એક વિભાગનું ઉદાહરણ બનાવીને બતાવી આપે અને આ ચૅલૅન્જ સામે આખી દુનિયા લાચાર થઈ જાય છે.

સમગ્ર અરબ કૌમ જે આપ ﷺને શરૂઆતમાં ''અમીન'' (અમાનતદાર– પ્રમાણિક)નો લકબ આપીને બોલાવતી હતી અને ખૂબ ઈજ્જત કરતી હતી. તેઓ આપ ﷺના વિરોધીઓ બની જાય છે. આપ ﷺને ઈસ્લામની તબ્લીગ (પ્રચાર)થી દૂર રાખવા માટે દૌલત, સરદારી અને દરેક પ્રકારની મનુષ્યની ઈચ્છિત વસ્તુઓની લલચામણી ઓફરો કરે છે. આપ ﷺ તે વસ્તુઓ સ્વીકારતા નથી. આખી કૌમ આપ ﷺ અને આપ ﷺના સાથીઓને સતાવે છે, તેમના ઉપર અત્યાચાર કરે છે. આપ ﷺ આ બધું જ સહન કરે છે, પરંતુ આ કલામની તબ્લીગ (પ્રચાર) છોડતા નથી. કૌમ આપ ﷺને કતલ કરવાના ષડયંત્રો રચે છે. યુદ્ધો અને લડાઈઓ લડે છે, આપ ﷺને પોતાનું વતન છોડીને મદીના તય્યિબહ ચાલ્યા જવું પડે છે. આપ ﷺની કૌમ ત્યાં પણ તેમને ચૈન–સુકૂનથી રહેવા નથી દેતી.

સમગ્ર અરબજગત અને અહલે કિતાબ (યહૂદીઓ–ઈસાઈઓ) આપ ﷺના વિરોધ ખાતર ભેગા થઈ જાય છે. વારંવાર મદીના ઉપર હુમલાઓ થાય છે. આપ ﷺના વિરોધીઓ આ બધું જ કરે છે, પરંતુ કુર્આનનું ચૅલૅન્જ સ્વીકારી એક નાની સરખી સૂરત કુર્આનના મુકાબલામાં બનાવીને રજૂ કરતા નથી. કુર્આન તેમને ગૈરત અપાવે છે અને તે છતાં પણ તેમના સ્વાભિમાનમાં જરા સરખું હલન–ચલન નથી થતું કે તેઓ કુર્આનનું ઉદાહરણ બનાવી નથી શકતા.

ફક્ત એટલું જ નથી કે, આખું અરબજગત કુર્આનની મિસાલ બનાવવાથી લાચાર હતું બલકે, પોતે આપ ﷺ પણ કે જેમના ઉપર કુર્આન નાઝિલ થયું તેઓ પણ પોતાના તરફથી તેની મિસાલ રજૂ નથી કરી શકતા. તેમના કલામ એટલે કે "હદીષ"ની શૈલી કરતાં કુર્આનની શૈલી નિઃશંક અતિઉચ્ચ પ્રકારની છે.

وَقَالَ الَّذِيْنَ لَايَرْجُوْنَ لِقَآءَ نَاائْتِ بِقُرْاٰنٍ غَيْرِهٰذَا اَوْبَدِّلْهُ قُلْ مَا يَكُوْن لِيْ اَنْ اُبَدِّ لَهٗ مِنْ تِلْقَآءِ نَفْسِيْ،

*"જે લોકો આખિરતમાં અમારી સામે આવવાના ઈન્કારી છે તેઓ કહે છે કે, તેના જેવું જ એક બીજું કુર્આન બનાવી આપો અથવા તેને બદલી નાંખો, તો આપ (ﷺ) કહી આપો કે, મારા માટે આ શક્ય નથી કે, હું મારા તરફથી તેને બદલી નાંખું."*

એક બાજુ તો કુર્આનનો આ ખુલ્લમ ખુલ્લો મોઅ્જિઝો છે કે, જે તેના ઈલાહી કલામ હોવાની સાબિતી છે અને બીજી બાજુ તેના વિષયો, ગૂઢાર્થો અને સત્યપૂર્ણ દિવ્ય પ્રકાશ ઉપર દષ્ટિપાત કરીએ છીએ તો મંત્રમુગ્ધ થઈ આશ્ચર્યચકિત્ થઈ જવાય છે !

કુર્આન નાઝિલ થવાના શરૂઆતના સમયમાં અમુક વર્ષો તો એવી રીતે પસાર થયા કે કુર્આનનું શિક્ષણ ખુલ્લી રીતે જાહેરમાં રજૂ કરવું પણ શક્ય ન હતું. હઝરત મુહમ્મદ ﷺ ગુપ્ત રીતે લોકોને કુર્આનના સિદ્ધાંતો તરફ આમંત્રણ આપતા હતા. પછી અસંખ્ય સંઘર્ષો અને વિરોધોના ઘેરામાં રહીને કંઈક અંશે ખુલ્લમ ખુલ્લી દા'વત પણ શરૂ કરવામાં આવી, પરંતુ કુર્આને કરીમના સર્વગ્રાહી કાનૂનને લાગુ કરવાની કોઈ શક્યતા ન હતી.

મદીનાની હિજરત પછી ફક્ત દશ વર્ષ મુસલમાનોને એવા મળ્યા, જે તેમની સ્વતંત્રતાનો સમયગાળો કહી શકાય છે. જેમાં કુર્આનના બંધારણનું સંપૂર્ણ શિક્ષણ અને તેના કાનૂનને લાગુ કરવાના પ્રયત્નો તથા એ વિશે પાયાનું કામ કરી શકાયું હતું.

પરંતુ આ દશ વર્ષમાં પણ ઈસ્લામના ઈતિહાસ પર નજર નાંખશો તો જણાઈ આવશે કે શરૂઆતના છ વર્ષો દુશ્મનોના ઘેરાથી તથા મુનાફિકો અને

મદીનાના યહૂદીઓના ષડયંત્રોથી ફુરસદ જ ક્યાં હતી કે કોઈ પાયાનું કામ કરી શકાય અને એક એવી વ્યવસ્થા જે સમગ્ર દુનિયાની વ્યવસ્થાઓથી ભિન્ન પ્રકારની હોય, પ્રેક્ટિકલ (અમલી) રીતે અસ્તિત્વમાં લાવી શકાય ?! મુસલમાનો વિરૂદ્ધ મોટા–મોટા યુદ્ધો આ છ વર્ષોમાં જ થયા. બદ્રનું યુદ્ધ, ઉહદ, અહઝાબ વગેરે યુદ્ધો આ જ છ વર્ષોમાં થયા. હિજરતના છ વર્ષો પછી હુદૈબિય્યહની સંધિ દ્વારા દશ વર્ષ માટે શાંતિ કરાર લખવામાં આવ્યો, પરંતુ ફક્ત એક જ વર્ષ અરબના કુરૈશ આ સંધિ ઉપર કાયમ રહ્યા, ત્યાર પછી તેમણે આ શાંતિકરારનો ભંગ કર્યો અને ફરીવાર યુદ્ધો અને લડાઈઓનો સિલસિલો શરૂ થઈ ગયો.

ખરેખર જોવા જઈએ તો એવા ફક્ત એક–બે વર્ષો જ છે, જેમાં આપ ﷺને કુર્આનની દા'વત આમ કરવાનો સમય મળ્યો અને કુર્આનના કાનૂનને લાગુ કરવા માટે તેઓ પ્રયત્ન કરી શક્યા. આ જ સમયગાળામાં આપ ﷺએ દુનિયાના મોટા–મોટા રાજાઓને પત્રો લખ્યા અને કુર્આનની દા'વત તેમના સુધી પહોંચાડી કુર્આનના કાનૂન લાગુ કરવા અને ફેલાવવાના પ્રયત્નો કર્યા. નબીએ કરીમ ﷺને અંતિમ ઉંમર સુધી આ જ ત્રણ–ચાર વર્ષો સ્વતંત્રતાના મળ્યા, જેમાં મક્કા વિજયની લડાઈ પણ શામિલ છે અને આ જ સમયગાળામાં મક્કા ઉપર પણ વિજય પ્રાપ્ત થયો.

હવે આ ચાર વર્ષોની ટૂંકી મુદતને જુઓ અને કુર્આનના કાનૂનની અસરકારકતા ઉપર નજર નાંખો કે આપ ﷺના ઈન્તેકાલ સમયે લગભગ આખા અરબસ્તાન ઉપર કુર્આનની હુકૂમત કાયમ થઈ ચૂકી હતી. ઈસ્લામી હુકૂમતની સીમાઓ વિસ્તરીને એક બાજુ રૉમ ની સરહદો સુધી અને બીજી બાજુ ઈરાક સુધી, ત્રીજી તરફ ઍડન સુધી પહોંચી ચૂકી હતી.

જો આપ ﷺ ઉમ્મી હતા એ બાબતને પણ ધ્યાન પર લેવામાં ન આવે, ઉપરાંત એ બાબતને પણ ગણતરીમાં ન લઈએ કે, રસૂલ ﷺની કૌમ એક એવી કૌમ હતી જેણે ક્યારેય કોઈ રાજાની રાજાશાહી સ્વીકારી ન હતી, તેને પણ ભૂલી જાઓ કે આખી દુનિયા આપ ﷺની વિરોધી હતી અને અરબના મુશ્રિકો, યહૂદીઓ તથા ઈસાઈઓ બધા જ સાથે ભેગા મળી આપ ﷺ અને કુર્આનને દુનિયામાંથી ખતમ કરવા તત્પર હતા. એવું સમજી લો કે, માહૌલ અનુકૂળ હતો

તો પણ એક નવી વ્યવસ્થા, એક નવો કાનૂન, એક નવો સિદ્ધાંત, પ્રથમ તેને બનાવવો, પછી તેનું શિક્ષણ અને સમજ આપવી, પછી તેને લાગુ પાડવો અને તેના દ્વારા એક ઉચ્ચ કક્ષાના અખ્લાકી ગુણો ધરાવતો પાક, નીતિવાન સમાજ બનાવવો, તથા આખા દેશમાં તેના દ્વારા શાંતિ અને સમૃદ્ધિ લાવવી. આ બધા માટે કેટલો સમય, કેટલી મૂડી અને કેટલી માનવશક્તિની આવશ્યકતા હોય છે ? અને શું આપ ﷺ તથા આપના સહાબએ કિરામ (રદિ.)ને આ બધી દુનિયવી ભૌતિક શક્તિઓ અને સહૂલતો પ્રાપ્ત હતી ખરી ? આજની વ્યવસ્થાઓને સામે રાખીને હિસાબ લગાવો તો આંધળાની પણ આંખો ખુલી જશે કે, આ વ્યવસ્થામાં એક પ્રકારની આધ્યાત્મિક (રૂહાની) અસર અને પ્રભાવ હતો અને અલ્લાહ તઆલાની કુદરત સિવાય તેનું અસ્તિત્વમાં આવવું શક્ય જ ન હતું.

કુર્આન મોઅ્જિઝો (ચમત્કાર) હોવાના કારણો અને તેના ખુલાસાઓનું વર્ણન એક અત્યંત લાંબી ચર્ચા છે. ઉમ્મતના ઉલમાએ તેના ઉપર સેંકડો પુસ્તકો પોત–પોતાની ઢબે આ જ વિષય ઉપર લખ્યા છે. દરેક યુગમાં વિવિધ ભાષાઓમાં તેના વિશે લખાયું છે. સૌ પ્રથમ ત્રીજી સદી હિજરીમાં જાહિજે "નજમુલ કુર્આન" નામની એક આગવી કિતાબ લખી. પછી ચોથી સદી હિજરીની શરૂઆતમાં અબૂ અબ્દુલ્લાહ વાસિતીએ "એઅ્ઝાઝુલ કુર્આન" નામની એક કિતાબ લખી. એ જ સદીમાં ઈબ્ને ઈસાએ એક નાની કિતાબ "એઅ્ઝાઝુલ કુર્આન" નામની લખી. કાજી અબૂબક્ર બાકિલ્લાનીએ પાંચમી સદીની શરૂઆતમાં "એઅ્ઝાઝુલ કુર્આન" નામથી એક લાંબી અને વિસ્તારપૂર્વક કિતાબ લખી. અલ્લામહ જલાલુદ્દીન સુયૂતી (રહ.)એ "ઈત્કાન" અને "ખસાઈસે કુબરા"માં, ઈમામ રાઝી (રહ.)ની "તફસીરે કબીર"માં, કાજી અયાઝ (રહ.)એ "શિફા"માં મોટા ખુલાસાઓ અને વિવરણો દ્વારા આ વિષયને વિગતવાર લખ્યો. છેલ્લા સમયગાળામાં મુસ્તફા સાદિક રાફિઈ મર્હૂમે "એઅ્ઝાઝુલ કુર્આન" નામથી અને જનાબ સય્યદ રશીદ રઝા મિશ્રીએ "અલ વહિયુલ મુહમ્મદી"ના નામથી સર્વગ્રાહી અને વિગતવાર પુસ્તકો લખ્યા. ઉર્દૂ ભાષામાં મારા ઉસ્તાદે મુહતરમ શયખુલ ઈસ્લામ હઝરત મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)એ પણ એક કિતાબ "એઅ્ઝાઝુલ કુર્આન"ના નામથી લખી છે.

આ પણ કુર્આન શરીફની એક આગવી ખાસિયત જ છે કે, તેના એક–એક મસ્અલા ઉપર સંપૂર્ણ તફસીરો સિવાય આગવી કિતાબો અને પુસ્તિકાઓ એટલા મોટા પ્રમાણમાં લખવામાં આવી છે કે, જેનો દાખલો મળવો મુશ્કેલ છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, આ વિષયની સંપૂર્ણ વિગતો અત્રે વર્ણન કરી શકાય નહીં, પરંતુ જેટલો ઉલ્લેખ થઈ ચૂક્યો છે તે પણ એક લેખક સ્વભાવ ધરાવતા વ્યક્તિને એવું વિચારવા મજબૂર કરે છે કે, કુર્આન અલ્લાહ તઆલાનું કલામ અને રસૂલ ﷺનો સૌથી મોટો મોઅ્જિઝો છે.

**અમુક શંકાઓ અને તેનું નિવારણ :**

અમુક લોકો કહે છે કે, શક્ય છે કુર્આનના મુકાબલામાં જે કિતાબો અને લેખો લખવામાં આવ્યા હોય તે સુરક્ષિત ન રહી શક્યા હોય ! પરંતુ જો ન્યાયની દષ્ટિએ તટસ્થતાથી વિચારવામાં આવે તો એ બાબતની કોઈ શક્યતા નથી. કારણ કે, દુનિયા જાણે છે કે જ્યારથી કુર્આન શરીફ નાઝિલ થયું છે, આખી દુનિયામાં કુર્આનના માનનારા ઓછા અને વિરોધ કરનારા વધારે છે અને એ પણ ખબર છે કે, પ્રચાર–પ્રસારના માધ્યમો જેટલા કુર્આનના વિરોધીઓ પાસે છે, કોઈપણ યુગમાં તેનો નાનકડો વિભાગ પણ મુસલમાનોને પ્રાપ્ત થયો નથી. કુર્આન આટલો જાહેર અને ખુલ્લો દા'વો પોતાના વિરોધીઓ સામે કરે છે, તેમને ચૅલૅન્જ આપે છે, તેમના સ્વાભિમાનને લલકારે છે, અને જ્યારે કે યહૂદીઓ અને ઈસ્લામ વિરોધીઓ ઈસ્લામ અને તેના મુકાબલામાં જાન, માલ, ઈજ્જત–આબરૂ, ઔલાદ બધાનો ભોગ આપવા માટે હંમેશા તૈયાર રહેતા હોય છે, જો તેમણે કુર્આનના ચૅલેન્જને સ્વીકાર કરી કોઈ વસ્તુ રજૂ કરી હોત તો એ કેવી રીતે શક્ય હતું કે, તે આખી દુનિયામાં પ્રકાશિત ન થયું હોત ? અને પ્રત્યેક યુગમાં કુર્આનના વિરોધીઓએ મુસલમાનોના મુકાબલામાં તેને રજૂ ન કર્યું હોત ?

ઈસ્લામની શરૂઆતમાં ફક્ત એક કિસ્સો મુસયલમા કઝ્ઝાબ યમનીનો જોવા મળે છે કે તેણે બેશરમીથી અમુક ઊલટા–સીધા વાક્યો લખીને કહ્યું હતું કે, તે આસમાની વહી છે અને કુર્આનની મિસાલ છે, પરંતુ દુનિયા જાણે છે કે તે વાક્યોનો શું હશ્ર (અંજામ) થયો. પોતે તેની કૌમે એ વાક્યો તેના મોઢા ઉપર મારી દીધા. એ વાક્યો એટલા શરમજનક અને અભદ્ર હતા કે કોઈ સભ્ય

**સમાજમાં તેને વર્ણન પણ ન કરી શકાય. અલબત્ત તે વાક્યો જેવા પણ હતા, આજદિન સુધી પુસ્તકોમાં તેનો ઉલ્લેખ જોવા મળે છે. જો કોઈ અન્ય માણસે કોઈ સારૂં કલામ કુર્આનના મુકાબલામાં રજૂ કર્યું હોત તો કોઈ કારણ ન હતું કે, દુનિયાના ઈતિહાસે તેની નોંધ ન લીધી હોત અને કુર્આનના વિરોધીઓએ તેને કોઈપણ કિંમતે અન્યો સુધી પહોંચાડવાના પ્રયત્નો ન કર્યા હોત !**

**જેઓ કુર્આનના મુકાબલામાં દરેક વખતે છાતી કાઢીને તૈયાર રહેતા હતા, કુર્આનના આ ચૅલૅન્જના જવાબરૂપે તેમણે જાતજાતની વાતો કરી, પરંતુ એવો એક પણ કિસ્સો નોંધાયો નથી કે કુર્આનના મુકાબલામાં કોઈ મિસાલ બનાવી તે કુર્આન સમકક્ષ હોવાનો દા'વો કરવામાં આવ્યો હોય! એક રૉમન ગુલામ હતો જે મદીનામાં લુહારનું કામ કરતો હતો અને તવરાત, ઈન્જીલ પઢેલો હતો, અમુક વખતે આપ ﷺને મળતો હતો. અરબના અમુક જાહિલો અને અજ્ઞાનીઓએ પૂર્વગ્રહ અને ઈર્ષ્યાના કારણે એવી અફવા ફેલાવી દીધી કે આપ ﷺને કુર્આનના વિષયો તેણે શીખવ્યા છે. કુર્આને તેમની આ દલીલનો ઉલ્લેખ કરીને પોતે જવાબ આપ્યો કે, જે વ્યક્તિ પાસેથી આ લોકો કુર્આન શીખ્યા હોવાનું કહી રહ્યા છે તે તો પોતે "અજમી" (બિન આરબ) છે. અરબી સાહિત્યનું જ્ઞાન તેને ક્યાંથી હોય ? અને આ કુર્આન તો અરબી ભાષાની શ્રેષ્ઠતમ્ સાહિત્યિક કૃતિ પણ છે. સૂરએ નહલની ૧૦૩મી આયત જુઓ,**

وَلَقَدْ نَعْلَمُ اَنَّهُمْ يَقُوْلُوْنَ اِنَّمَا يُعَلِّمُهٗ بَشَرٌ ؕ لِسَانُ الَّذِىْ يُلْحِدُوْنَ اِلَيْهِ اَعْجَمِىٌّ وَّهٰذَا لِسَانٌ عَرَبِىٌّ مُّبِيْنٌ

*"અમે જાણીએ છીએ કે તેઓ (ઈસ્લામના આ વિરોધીઓ) કહે છે કે આ કુર્આન એક વ્યક્તિ શીખવાડે છે, હાલાં કે તેઓ જે વ્યક્તિ સાથે (તેનો) સંબંધ જોડે છે તે અજમી (બિન આરબ) છે અને કુર્આન તો એક અતિ ઉચ્ચ કક્ષાની અરબી ભાષામાં છે." (૧૬:૧૦૩)*

**અમુક લોકોએ કુર્આનના આ દા'વાના જવાબમાં કહ્યું કે,**

لَوْ نَشَآءُ لَقُلْنَا مِثْلَ هٰذَا،

*"જો અમે ઈચ્છયું હોત તો કુર્આન સમકક્ષ કલામ કહી આપત."*

પરંતુ કોઈ એમને પુછે કે, પછી તેમણે ઇચ્છયું કેમ નહીં ! કુર્આનના મુકાબલામાં એડી–ચોટીનું જોર લગાવનાર, જાન–માલ કુરબાન કરનાર, જો તમે તેના સમકક્ષ કલામ કહેવાની શક્તિ ધરાવતા હોય તો કુર્આનના આ દા'વાના જવાબમાં તેના સમકક્ષ કલામ બનાવી વિજયનો મુકુટ (Crown) તમારા માથે કેમ ન બાંધ્યો ?!

ખુલાસો એ છે કે, કુર્આનના આ દા'વા પછી વિરોધીઓ ડાહ્યા થઈ માત્ર ચૂપચાપ બેસી ન રહ્યા બલકે, જે કંઈ પણ એમના મોઢા ઉપર આવ્યું, કુર્આનના મુકાબલામાં કહેતા રહ્યા, પરંતુ આમ છતાં કોઈએ એમ ન કહ્યું કે, અમારામાંથી ફલાણા માણસે કુર્આન જેવું કલામ લખ્યું છે, તેથી કુર્આનનો આ દા'વો (નઊઝુબિલ્લાહ) ગલત છે.

અમુક ટીકાકારોએ કહ્યું કે, "આપ ﷺ નુબુવ્વત પહેલાં સિરીયા ગયા હતા અને રસ્તામાં યહૂદી આલિમ બુહયરાની મુલાકાત થઈ હતી તે તવરાતનો નિષ્ણાત હતો, તેની પાસેથી આપ ﷺએ આ જ્ઞાન મેળવ્યું." શું કોઈ તેમને પૂછશે કે, એક દિવસની એક મુલાકાતમાં આટલા બધા જ્ઞાન અને ઉચ્ચ સાહિત્યિક રચનાના ચમત્કાર, નૈતિક માર્ગદર્શન, સામાજિક જીવનનું બંધારણ, રાજકીય વ્યવસ્થા વગેરે કેવી રીતે શીખી લીધું ? આજકાલ અમુક વિરોધીઓ કહે છે કે, કોઈ કલામના સમકક્ષ ન બનાવી શકવું એ વાતની દલીલ નથી બની શકતી કે, તે અલ્લાહનું કલામ અને મોઅ્જિઝો છે. એક ઉચ્ચ કક્ષાનો નિષ્ણાત સાહિત્યકાર પણ કોઈ એવા શ્રેષ્ઠ પ્રકારની કવિતા કે સાહિત્યિક કૃતિની રચના કરે છે કે બીજો સાહિત્યકાર તેની સમકક્ષ સાહિત્ય ન પણ લાવી શકે.

શેખ સઅ્દી શિરાજીની "ગુલિસ્તાં" અને ફૈઝીની "તફસીરે બેનુકત" સામાન્ય રીતે અજોડ અને બેમિસાલ પુસ્તકો કહેવામાં આવે છે, તો શું તે મોઅ્જિઝા છે ?

ખરેખર (વાસ્તવમાં) જો વિચાર કરવામાં આવે તો ખબર પડશે કે, સઅ્દી અને ફૈઝી પાસે શિક્ષણનો સામાન અને પ્રકાશનના માધ્યમો વિસ્તૃત પ્રમાણમાં મૌજૂદ હતા. ઘણાં લાંબા સમય સુધી તેમણે ઔપચારિક શિક્ષણ પ્રાપ્ત કર્યું, વર્ષો સુધી મદ્રસાઓમાં પઢતા રહ્યા, રાત્રે જાગ્યા, મુદતો સુધી મહેનતો કરી,

મોટા–મોટા ઉલમા સામે શિક્ષણ લેવા અદબથી બેઠા અને વર્ષોના વર્ષો મહેનતો અને મગજ કસીને પરિણામે જો કોઈ ફૈઝી અથવા હરીરી અથવા કોઈ મુતનબ્બી અથવા કોઈ અન્ય અરબીભાષી લેખક અથવા ફારસી ભાષામાં સઅ્દી, અંગ્રેજી ભાષામાં મિલ્ટન, ગ્રીકમાં હૉમર, સંસ્કૃતમાં કાલીદાસ વગેરેની રચનાઓ શ્રેષ્ઠ સાહિત્યિક કૃતિઓ હોય તો કોઈ નવાઈની વાત નથી, પરંતુ તે પણ કોઈ ચમત્કાર નથી અને ન જ તેમની કૃતિઓ કોઈપણ પ્રકારે કુર્આનના તોલે આવી શકે છે.

મોઅ્જિઝા (ચમત્કાર)ની વ્યાખ્યા એ છે કે, તે કોઈપણ પ્રકારના ભૌતિક માધ્યમ અને દેખીતા સ્ત્રોત વિના અસ્તિત્વમાં આવે. શું આ લોકોએ કાયદેસર રીતે જ્ઞાન પ્રાપ્ત કરવા શિક્ષકો સાથે લાંબો સમય તેમના સાન્નિધ્યમાં પસાર નથી કર્યો ? શું લાંબાગાળાનો અભ્યાસ, વર્ષો સુધીની મહેનત અને જ્ઞાનગોષ્ઠીઓ જ્ઞાનના દેખીતા માધ્યમો નથી ? જો તેમની રચનાઓ તેમના જેવા બીજા સાહિત્યકારોની આવી રચનાઓથી શ્રેષ્ઠ છે તો તેમાં નવાઈ શું છે ? નવાઈ તો એ છે કે, જેણે કાગળ કે પેનને ક્યારેય હાથ નથી લગાવ્યો, કોઈ મદ્રસા કે સ્કૂલમાં પગ નથી મૂક્યો, તે દુનિયા સામે એવું પુસ્તક રજૂ કરે કે હજારો સઅ્દી, લાખો ફૈઝી તેના ઉપર કુરબાન થઈ જવાને ગર્વ સમજે અને તેમને જે કંઈ પણ જ્ઞાન અને હિકમત પ્રાપ્ત થાય તેને પણ આપ ﷺના શિક્ષણનો ફૈઝ અને પ્રેરણા સમજે. એ સિવાય સઅ્દી અને ફૈઝીની રચનાઓના સમકક્ષ રજૂ કરવાની કોઈને જરૂરત પણ શું છે ? શું તેમણે નુબુવ્વતનો દા'વો કર્યો છે અને પોતાની રચનાઓને બેમિસાલ અને અજોડ હોવાની તથા મોઅ્જિઝો હોવાની જાહેરાત કરી છે ? શું તેમણે દુનિયાને ચૅલૅન્જ કર્યું છે કે અમારી રચનાઓ સમકક્ષ કોઈ રજૂ નહીં કરી શકે, જેના પરિણામે લોકો તેનો મુકાબલો કરવા કે તેની સમકક્ષ રજૂ કરવા માટે મજબૂર થઈ જાય ?

પછી કુર્આન તો ફક્ત ઉચ્ચ સાહિત્યિક રચના અને શબ્દો–વાક્યો–પ્રાસની ગોઠવણીમાં જ શ્રેષ્ઠ અને બેમિસાલ નથી બલકે, લોકોના મન–મસ્તિષ્ક ઉપર તેનો એક આગવો પ્રભાવ પણ બેમિસાલ અને આશ્ચર્યજનક છે, જેના કારણે કૌમોનો સ્વભાવ બદલાઈ ગયો, મનુષ્યના જીવનમાં એક નૈતિક ક્રાંતિ આવી ગઈ. અરબના જાહિલ જાડી બુદ્ધિના અભણ લોકો ડહાપણ અને નૈતિકતા તથા જ્ઞાન અને હિકમતના પ્રશિક્ષક બની ગયા. આ આશ્ચર્યજનક ક્રાંતિકારી

ખાસિયતોનો સ્વીકાર ફક્ત મુસલમાનો જ નહીં, બલકે વર્તમાન સમયના સેંકડો ગૈરમુસ્લિમો પણ કરે છે. યુરોપના ઍશિયન બાબતોના નિષ્ણાત લેખકોના લેખો જો આ વિષય ઉપર ભેગા કરવામાં આવે તો એક આગવું પુસ્તક બની જાય. હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)એ આ વિષય ઉપર એક આગવું પુસ્તક "શહાદતુલ અકવામ અલા સિદ્કિલ ઈસ્લામ" લખ્યું છે, તેના અમુક હવાલા નકલ કરવામાં આવે છે.

ડૉક્ટર ગુસ્તાવ લી બૉને પોતાના પુસ્તક "તમદ્દુને અરબ"માં આશ્ચર્યજનક રીતે એનો સ્વીકાર કર્યો છે, તેના લખાણનો તરજુમો નીચે પ્રમાણે છે.

*"તે પયગમ્બરે ઈસ્લામ નબીએ ઉમ્મી (ﷺ)ની પણ એક આશ્ચર્યજનક કહાની છે, જેના એક અવાજે એક અબુધ પ્રજા કે જે આજદિન સુધી કોઈ પ્રદેશની હુકૂમત હેઠળ આવી ન હતી તેને કેળવણી આપી અને એવા દરજ્જાએ પહોંચાડી દીધી કે, તેણે દુનિયાની મોટી–મોટી સલ્તનતો ઊથલ–પાથલ કરી નાખી અને અત્યારે પણ તે ઉમ્મી નબી (ﷺ) પોતાની કબ્રની અંદરથી લાખો અલ્લાહના બંદાઓને ઈસ્લામના કલિમા ઉપર કાયમ રાખી રહ્યા છે."*

કુર્આનનો તરજુમો પોતાની ભાષામાં કરનાર મિસ્ટર વિડલ લખે છે કે,

*"આપણે આ પુસ્તક (કુર્આન)ને ઊલટ–પુલટ કરીને જેટલું પણ નિહાળીએ છીએ એટલા જ પ્રમાણમાં પ્રથમ અભ્યાસમાં જ તેના અવનવા પાસાંઓ પોતાનો રંગ જમાવે છે, પરંતુ તરત જ આપણને મંત્રમુગ્ધ પણ કરી દે છે અને તેની સાથે એકરસ બનાવી દે છે. અંતે આપણને તેની ઈજ્જત કરાવીને જ છોડે છે. તેના વર્ણન કરવાની શૈલીના સંદર્ભમાં તેના વિષયો, હેતુઓની સ્પષ્ટતા શ્રેષ્ઠ પ્રકારના અને ઉચ્ચ કોટિના છે તથા અનેક સ્થળોએ વિષયની ભાષા તેના અત્યંત ગહન ગૂઢાર્થ તરફ પહોંચી જાય છે. મતલબ કે, આ પુસ્તક પ્રત્યેક સમયમાં માનવજીવન પર પોતાનો ઊંડો પ્રભાવ બતાવે છે."*

*(શહાદતુલ અકવામ, પેજ નં. ૧૩)*

મિસ્રના પ્રખ્યાત લેખક અહમદ ફત્હીએ ઈ.સ. ૧૮૯૮માં મિસ્ટર

ક્વિન્ટ હૅન્રીના પુસ્તક "અલ ઈસ્લામ"નો અરબીમાં તરજુમો પ્રકાશિત કર્યો હતો. મૂળ કિતાબ ફ્રેન્ચ ભાષામાં છે, તેમાં મિસ્ટર ક્વિન્ટે કુર્આન વિશે પોતાના પ્રતિભાવ નીચે પ્રમાણે આપ્યા છે.

*"બુદ્ધિ દિગ્મૂઢ બની જાય એ પ્રકારનું કલામ એવા માણસની જીભ ઉપર કેવી રીતે આવ્યું, જે બિલકુલ ઉમ્મી હતા ? બધા જ પૂર્વીય લોકોએ સ્વીકાર કરી લીધો છે કે, મનુષ્યજાતિ શબ્દ અને અર્થના સંદર્ભમાં તેનું ઉદાહરણ રજૂ કરવાથી લાચાર છે. આ તે જ કલામ છે જેની ઊંચાઈ અને પ્રભાવે ઉમર બિન ખત્તાબને સંતોષિત કરી દીધા. તેમને અલ્લાહનો સ્વીકાર કરવો પડયો, આ તે જ કલામ છે કે જેના હઝરત યહ્યા (અલૈહિસ્સલામ)ની પૈદાઈશ સંબંધિત વાક્યો જા'ફર બિન અબૂ તાલિબે હબસા (ઈથોપિયા)ના બાદશાહના દરબારમાં પઢયા, તો તેની આંખોમાંથી ચોધાર આંસુઓ સરી પડયા અને તે બૂમ પાડી ઉઠયો કે આ કલામનો સ્ત્રોત તે જ છે જે હઝરત ઈસા (અલૈ.)નો છે!"*

*(શહાદતુલ અકવામ, પેજ નં. ૧૪)*

ઍન્સાઈક્લોપિડીયા ઓફ બ્રિટાનિકા ભાગ નં. ૧૬, પેજ નં. ૫૯૯ ઉપર છે,

*"કુર્આનના વિવિધ વિભાગોના સંદર્ભો એકબીજાથી બિલકુલ બંધબેસતા છે. ઘણી આયતો દીન અને નૈતિકતા ઉપર આધારિત છે. કુદરતના કરિશ્મા, ઈતિહાસ, નબીઓના ચમત્કારો વગેરે દ્વારા અલ્લાહની ઈજ્જત, મોટાઈ, મહેરબાની, દયા અને સત્યતાની યાદ અપાવવામાં આવી છે. ખાસ કરીને હઝરત મુહમ્મદ ﷺ દ્વારા અલ્લાહની તવહીદ અને તેના સર્વશક્તિમાન હોવાનું જાહેર કરવામાં આવ્યું છે. મૂર્તિપૂંજા અને પ્રકૃતિની પૂંજા સદંતર નાજાઈઝ (નિષિદ્ધ) ઠરાવવામાં આવી છે. કુર્આન વિશે એ કહેવું બિલકુલ યોગ્ય હશે કે, તે દુનિયાભરના ઉપલબ્ધ પુસ્તકોમાં સૌથી વધુ પઢવામાં આવતું (અભ્યાસ કરવામાં આવતું) પુસ્તક છે."*

બ્રિટનના પ્રખ્યાત ઈતિહાસકાર ડૉ. ગિબન પોતાની મશહૂર કિતાબ "રૉમ સલ્તનતની અધોગતિ અને પડતી" (Decline of Roman Empire)ના પાંચમા ભાગના પચાસમાં પ્રકરણમાં લખે છે,

*"કુર્આન વિશે એટલાન્ટિકથી લઈ ગંગા નદી સુધી માની લેવામાં આવ્યું છે કે તેના સિદ્ધાંતોનો પાર્લામેન્ટમાં ઉપયોગ થાય છે તથા તે ઈસ્લામી રાજ્યોનું બંધારણ છે. ફક્ત તે ધાર્મિક સિદ્ધાંતો માટે જ નથી બલકે, ક્રાંતિકારી આદેશો અને કાયદાઓ માટે પણ છે કે જેના ઉપર વ્યવસ્થાનો આધાર છે, જેનાથી મનુષ્યજાતિની જિંદગીનો સંબંધ છે. જેને મનુષ્યજીવનની કેળવણી અને પરિપક્વતા સાથે ઊંડો સંબંધ છે. વાસ્તવમાં હઝરત મુહમ્મદ (ﷺ)ની શરીઅત બધા ઉપર હાવી (પ્રભાવી) છે. આ શરીઅત એવા બુદ્ધિશાળી સિદ્ધાંતો અને એ પ્રકારના કાયદાઓ ઉપર ઊભી કરવામાં આવી છે કે, આખી દુનિયામાં તેની મિસાલ નહીં મળે."*

આ સ્થળે યુરોપના ઍશિયાઈ બાબતોના જાણકાર લેખકોના નિવેદનો અને કુર્આન બાબતે તેમના સ્વીકારના વર્ણનોનો અતિરેક કરવો નથી અને એની ગુંજાઈશ પણ નથી. ફક્ત નમૂના તરીકે બે–ચાર પ્રતિભાવો લખી નાંખ્યા છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે ભરોસાપાત્ર ઉચ્ચ કોટિનું સાહિત્ય, બેમિસાલ હેતુપૂર્ણ શિક્ષણ અને દિવ્યપ્રકાશ જેવી બાબતોમાં કુર્આન અજોડ અને બેમિસાલ છે, તેનો સ્વીકાર ફક્ત મુસલમાનોએ જ નહીં પરંતુ દરેક યુગના ગૈરમુસ્લિમ લેખકોએ પણ કર્યો છે.

કુર્આને આખી દુનિયાને પોતાની મિસાલ લાવવાનું ચૅલૅન્જ આપ્યું હતું અને કોઈ ન લાવી શક્યું. આજે પણ દરેક મુસલમાન દુનિયાના શિક્ષણ અને રાજકીય નિષ્ણાતોને ચૅલૅન્જ કરીને કહી શકે છે કે, આખી દુનિયાના ઈતિહાસમાં એક કિસ્સો પણ એવો નોંધાયો નથી કે મોટામાં મોટો નિષ્ણાત ફિલોસોફર ઊભો થાય છે અને આખી દુનિયાના અકીદા (માન્યતા), વિચારધારાઓ, રીત–રિવાજો વિરૂદ્ધ એક નવી વ્યવસ્થા રજૂ કરે છે અને તેની કૌમ અત્યંત જાહિલ અને અભણ હોય પછી તે આટલી થોડી મુદતમાં તેના શિક્ષણનો પ્રચાર–પ્રસાર પણ કરી દે અને તેનું અમલીકરણ પણ એટલી હદે પહોંચાડી દે કે તેનો દાખલો આજની મજબૂત અને સ્થિર વ્યવસ્થાઓમાં પણ મળવો મુશ્કેલ હોય. જગતના પ્રાચીન ઈતિહાસમાં પણ તેનો દાખલો નથી મળતો તો આજે તો ઘણી ઝાકઝમાળ, સ્વતંત્ર વિચારધારાઓ અને ગતિશીલ યુગ છે. આજે કોઈ આવું કરીને બતાવી આપે ! જો

કોઈ એક વ્યક્તિ ન કરી શકે તો પોતાની કૌમને બલકે, દુનિયાની સમગ્ર કૌમોને ભેગી કરીને તેનો દાખલો બેસાડે.

فَاِنْ لَّمْ تَفْعَلُوْا وَلَنْ تَفْعَلُوْا فَاتَّقُوا النَّارَالَّتِیْ وَقُوْدُهَاالنَّاسُ وَالْحِجَارَةُ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ○ط

*“પછી જો તમે ન કરી શકો; અને કદાપિ નથી કરી શકવાના; તો ડરો તે આગ(થી) જેનું બળતણ મનુષ્ય અને પથ્થર (છે); (જે) કાફિરોના માટે તૈયાર કરવામાં આવી (છે).”*

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫)**

| |
|---|
| وَبَشِّرِالَّذِيْنَ اٰمَنُوْاوَعَمِلُوا الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِیْ مِنْ تَحْتِهَا |
| الْاَنْهٰرُ ؕ كُلَّمَا رُزِقُوْا مِنْهَا مِنْ ثَمَرَةٍ رِّزْقًا ۙ قَالُوْا هٰذَا الَّذِیْ رُزِقْنَا مِنْ قَبْلُ ۙ |
| وَاُتُوْا بِهٖ مُتَشَابِهًا ؕ وَلَهُمْ فِيْهَاۤ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ ۙۗ وَّهُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٥﴾ |

**તરજુમો :**

*અને ખુશખબરી આપો, જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે નેક કામો કર્યા; કે, તેમના માટે બગીચાઓ (છે) તેની નીચેથી નહેરો વહે છે; જ્યારે પણ તેમાંથી કોઈ ફળ રિઝ્ક સ્વરૂપે ખાવા માટે આપવામાં આવશે, તેઓ કહેશે આ તે (છે) કે, જે અમને પહેલાં ખાવા માટે આપવામાં આવ્યું (હતું); હાલાં કે, તેમને તેનાથી મળતું આવતું આપવામાં આવ્યું; અને તેમના માટે તેમાં પવિત્ર પત્નિઓ (છે); અને તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૫)*

**તફસીર :**

“અને ખુશખબરી આપો, જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે નેક કામો કર્યા; કે, તેમના માટે બગીચાઓ (છે) તેની નીચેથી નહેરો વહે છે; જ્યારે પણ તેમાંથી કોઈ ફળ રિઝ્ક સ્વરૂપે ખાવા માટે આપવામાં આવશે, તેઓ કહેશે આ તે (છે) કે, જે અમોને પહેલાં ખાવા માટે આપવામાં આવ્યું (હતું); હાલાં કે, તેમને તેનાથી મળતું આવતું આપવામાં આવ્યું; અને તેમના માટે તેમાં પવિત્ર પત્નીઓ

(છે); અને તેઓ તેમાં હંમેશા રહેશે.'' [દરેક વખતે મળતું આવતું ફળ મળવું સ્વાદના કારણે હશે કે બંને વખતે ફળોનો દેખાવ તો એકસરખો જ હશે, જેનાથી તેઓ સમજશે કે આ તો પહેલાં આપ્યું હતું તે પ્રકારનું જ ફળ છે પરંતુ ખાવાનો સ્વાદ જુદો–જુદો હશે, જેના કારણે તે વધારે સ્વાદિષ્ટ લાગશે. (વલ્લાહુ અઅ્લમુ!)]

## આયતોની ગોઠવણી :

આ આયતની અગાઉની આયતમાં કુર્આન શરીફને ન માનનારાઓ માટે અઝાબનું વર્ણન હતું. આ આયતમાં માનનારાઓ માટે ખુશખબરી આપવામાં આવી છે, જેમાં જન્નતના અકલ્પનીય સ્વાદિષ્ટ ફળો તથા જન્નતની પવિત્ર સ્ત્રીઓનો ઉલ્લેખ છે.

## મસ્અલા અને બોધપાઠ :

જન્નતના નિવાસીઓને વિવિધ સ્વાદ ધરાવતા ફળો દેખીતી રીતે એક જ સ્વરૂપના આપવાનો હેતુ સ્વાદ અને મજાનો અનેરો આનંદ લૂંટવાનો હશે. અમુક મુફસ્સિરોએ વર્ણવ્યું છે કે, ફળોનો એકબીજાને મળતા આવતા હોવાનો મતલબ એ છે કે જન્નતના ફળો દેખાવ અને બાહ્ય સ્વરૂપમાં દુનિયાના ફળો જેવા જ હશે. જ્યારે તે જન્નતના નિવાસીઓને મળશે તો તેઓ કહેશે કે આ તો તે જ ફળો છે જે અમને દુનિયામાં મળ્યા કરતા હતા, પરંતુ સ્વાદ અને મજામાં દુનિયાના ફળોથી એને કોઈ લેવા–દેવા નહીં હોય. ફક્ત બાહ્ય દેખાવમાં નામ પૂરતી સમાનતા હશે.

જન્નતમાં તે લોકોને પાક અને પવિત્ર સ્ત્રીઓ મળશે તેનો અર્થ એ છે કે, દુનિયાની બધી જ બાહ્ય અને સ્વભાવગત અખ્લાકી ગંદકીઓથી પાક હશે. ઉપરાંત આ સ્ત્રીઓ શારીરિક..... ગંદકીઓથી (હૈજ, નિફાસ વગેરેથી) પણ પાક હશે અને પ્રત્યેક એવી વસ્તુથી પણ પાક હશે જેનાથી માણસને નફરત થાય છે. એવી જ રીતે જૂઠું બોલવું, બેવફાઈ કરવી તથા સ્ત્રીગત અન્ય ખામીઓ અને ઉણપોથી પણ પાક હશે.

છેવટે ફરમાવ્યું કે જન્નતની નેઅ્મતોને દુનિયાની નષ્ટ થનારી નેઅ્મતો જેવી ન સમજો, જેનો નાશ થવાનો ડર અને ભય પ્રત્યેક ક્ષણે રહેતો હોય છે. બલકે, જન્નતના નિવાસીઓ આ નેઅ્મતોને હંમેશા હંમેશા (ચિર્કાળ) ખુશી–ખુશી ભોગવશે.

અહીંયાં મો'મિનીનને જન્નતની ખુશખબરી આપવા માટે ઈમાન સાથે સારા કૃત્યો – નેક અમલોની પણ શરત લગાવી કે ઈમાન ન ધરાવતા વ્યક્તિના નેક કાર્યો આ ખુશખબરીના હકદાર નથી. જો કે ફક્ત ઈમાન જ જહન્નમની આગ અને તેની તકલીફોથી છુટકારાનું કારણ છે. કારણ કે, મો'મિન ગમે તેટલો ગુનેહગાર હશે, એક સમયે જહન્નમમાંથી બહાર કાઢવામાં આવશે પરંતુ જહન્નમથી સંપૂર્ણ છુટકારાનો હકદાર નેક અમલો વિના નહીં થાય.

*(રૂહુલ બયાન, કુર્તુબી)*

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૬–૨૭)

اِنَّ اللّٰهَ لَا يَسْتَحْيٖٓ اَنْ يَّضْرِبَ مَثَلًا مَّا بَعُوْضَةً فَمَا فَوْقَهَا ۭ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا

فَيَعْلَمُوْنَ اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّهِمْ ۚ وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا فَيَقُوْلُوْنَ مَاذَآ اَرَادَ اللّٰهُ

بِهٰذَا مَثَلًا ۘ يُضِلُّ بِهٖ كَثِيْرًا ۙ وَّيَهْدِيْ بِهٖ كَثِيْرًا ۭ وَمَا يُضِلُّ بِهٖٓ اِلَّا الْفٰسِقِيْنَ ۙ﴿۲۶﴾ وقف لازم

الَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ مِيْثَاقِهٖ ۠ وَيَقْطَعُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ وَ

يُفْسِدُوْنَ فِي الْاَرْضِ ۭ اُولٰۗىِٕكَ ھُمُ الْخٰسِرُوْنَ ﴿۲۷﴾

## તરજુમો :

*નિ:શંક અલ્લાહ શરમાતો નથી કે, તે કોઈ ઉદાહરણ વર્ણન કરે જેમકે મચ્છર; બલકે, એનાથી વધીને; બસ, જે લોકો ઈમાન લાવ્યા તેઓ જાણે છે કે, તે પોતાના રબ (તરફથી) સત્ય છે; અને જે લોકોએ કુફ્ર કર્યું તેઓ કહે છે, અલ્લાહે આ ઉદાહરણથી શું ઈરાદો કર્યો ? તે એનાથી ઘણા લોકો ગુમરાહ કરે છે, અને એનાથી ઘણા લોકોને હિદાયત આપે છે; અને એનાથી ગુમરાહ નથી કરતો પરંતુ નાફરમાનોને. (૨૬) જે લોકો અલ્લાહથી પાકો કરાર (કર્યા) પછી વાયદો તોડે છે અને કાપી નાંખે છે તેને કે, જેનો હુકમ અલ્લાહે જોડી રાખવા આપ્યો; અને તેઓ પૃથ્વીમાં ફસાદ કરે છે, તેઓ તે જ લોકો (છે) જેઓ નુકસાન ઉઠાવનારા (છે). (૨૭)*

## તફસીર :

[કેટલાક વિરોધીઓએ કુર્આન અલ્લાહનું કલામ હોવા વિશે વાંધો ઉઠાવ્યો હતો કે તેમાં ઘણી તુચ્છ અને નજીવી વસ્તુઓનું ઉદાહરણ આપવામાં આવ્યું છે. જેમકે મચ્છર, માંખી વગેરે. જો આ અલ્લાહનું કલામ હોત તો આવી તુચ્છ વસ્તુઓનું વર્ણન તેમાં ન થયું હોત. તેના જવાબરૂપે કહેવામાં આવ્યું કે] "નિઃશંક અલ્લાહ શરમાતો નથી કે, તે કોઈ ઉદાહરણ વર્ણન કરે જેમકે મચ્છર; બલકે, એનાથી વધીને; બસ, જે લોકો ઈમાન લાવ્યા તેઓ જાણે છે કે તે પોતાના રબ (તરફથી) સત્ય છે; અને જે લોકોએ કુફ્ર કર્યું તેઓ કહે છે, અલ્લાહે આ ઉદાહરણથી શું ઈરાદો કર્યો ? તે એનાથી ઘણા લોકો ગુમરાહ કરે છે, અને એનાથી ઘણા લોકોને હિદાયત આપે છે; અને એનાથી ગુમરાહ નથી કરતો પરંતુ નાફરમાનોને." [અલ્લાહ તઆલાએ તમામ રૂહોથી રોજે અઝલમાં જે કરાર કર્યો હતો તેને આ નાફરમાનો તોડી નાંખે છે.] "જે લોકો અલ્લાહથી પાકો કરાર (કર્યા) પછી વાયદો તોડે છે અને કાપી નાંખે છે તેને કે, જેનો હુકમ અલ્લાહે જોડી રાખવા આપ્યો;" [અત્રે બધા જ શરઈ સંબંધો શામિલ છે ભલે તે પછી બંદા અને અલ્લાહ વચ્ચેનો સંબંધ હોય, અથવા કોઈ બીજા સગાં–વહાલાં વચ્ચેનો સંબંધ હોય, અથવા તો કોઈ બે મુસલમાન ભાઈઓ વચ્ચેનો સંબંધ હોય, અથવા તો માણસ–માણસ વચ્ચેનો સંબંધ હોય.] "અને તેઓ પૃથ્વીમાં ફસાદ કરે છે," [કુફ્ર અને શિર્ક પોતે એક ફસાદ છે અને અન્યો ઉપર અત્યાચાર કરવો, ખોટી રીતે હક્ક દબાવી દેવો વગેરે પણ ફસાદ છે.] "તેઓ તે જ લોકો જેઓ નુકસાન ઉઠાવનારા છે." [આ લોકો દુનિયાની રાહત અને આખિરતની નેઅ્મત બધું જ ગુમાવી ચૂક્યા છે. કારણ કે, ઈર્ષ્યાળુઓની દુનિયાની જિંદગીમાં પણ હંમેશા કડવાશ જ રહે છે.]

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

આ આયતો અગાઉ કુર્આન શરીફમાં એ દા'વો છે કે, કુર્આન શરીફમાં કોઈ શંકા–કુશંકાની ગુંજાઈશ નથી અને જો કોઈને જરા સરખી પણ કુર્આન અલ્લાહનું કલામ હોવામાં શંકા હોય તો તે એક નાની સરખી સૂરત તેના જેવી રજૂ

કરી બતાવે. ઉપરોક્ત આયતોમાં કુર્આનના ઈન્કારીઓની એક શંકાનો જવાબ આપ્યો છે. શંકા એ હતી કે કુર્આન શરીફમાં માંખી અને મચ્છર જેવા તુચ્છ જીવ–જંતુઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે અને આ કુર્આનની ઉચ્ચતા, પ્રતિષ્ઠા અને સન્માનથી વિપરીત બાબત છે. જો તે અલ્લાહનું કલામ હોત તો તેમાં આવી તુચ્છ વસ્તુઓનું વર્ણન ન થયું હોત. કારણ કે, મોટા લોકો આવી તુચ્છ વસ્તુઓનું વર્ણન કરવામાં શરમ અને સંકોચ અનુભવે છે !

ઉપરોક્ત વાંધાઓનો જવાબ આપવામાં આવ્યો કે, કોઈ તુચ્છ અને નજીવી વસ્તુનું ઉદાહરણ આપવું હોય તો તેના જેવી જ તુચ્છ અને નજીવી વસ્તુનો દાખલો આપવો બુદ્ધિગમ્ય અને ભાષાકીય દષ્ટિએ યોગ્ય હોય છે. એટલા માટે અલ્લાહ તઆલા કોઈ એવી વસ્તુનો ઉલ્લેખ કરવાથી પણ શરમાતો નથી, અને એ પણ બતાવી દીધું કે, આવા મૂર્ખાઈભર્યા વાંધા–વચકા અને શંકાઓ ફક્ત તે લોકો જ ઊભી કરે છે જેમના મન–મસ્તિષ્કમાં ઘર કરી ચૂકેલ કુફ્રના કારણે તેમની જાણવા–સમજવાની શક્તિ નષ્ટ થઈ ગઈ છે. ઈમાનવાળાઓ ક્યારેય આવી શંકાઓ ઉપસ્થિત કરતા નથી.

ત્યાર બાદ તેની એક બીજી હિકમત પણ બતાવી દીધી કે, આવા ઉદાહરણો દ્વારા લોકોની પરીક્ષા પણ થાય છે. મનન અને ચિંતન કરનારા લોકો માટે આવા દાખલાઓ હિદાયતનો માર્ગ તૈયાર કરે છે, અને લાપરવાહ તથા અભણ લોકો માટે વધારે ગુમરાહીનું કારણ બને છે અને એ પણ બતાવી દીધું કે, કુર્આન શરીફના આ ઉદાહરણોથી ફક્ત એવા તોફાની અને નપાવટ તત્ત્વો જ ગુમરાહ થશે જેઓ અલ્લાહ સાથે કરેલા પાકા કરારનો ભંગ કરે છે, અને જે સંબંધોને અલ્લાહ તઆલા જોડવાનો હુકમ આપે છે, એ લોકો તેને તોડે છે, જેના પરિણામે પૃથ્વી ઉપર ફસાદ (અરાજકતા) ફેલાય છે.

بَعُوضَةً فَمَا فَوْقَهَا આ શબ્દનો અર્થ છે કે, “મચ્છર હોય અથવા તેનાથી પણ વધુ (નજીવું)” અહીંયાં વધારે શબ્દનો અર્થ છે "નજીવું".

*(મઝહરી)*

يُضِلُّ بِهٖ كَثِيرًا وَّيَهْدِىْ بِهٖ كَثِيْرًا કુર્આનના ઉદાહરણો દ્વારા ઘણી મખ્લૂકનું હિદાયત મેળવવું તો દેખીતું છે, પરંતુ તેના દ્વારા ઘણા લોકોને ગુમરાહ કરવાનો

મતલબ એ છે કે, જેવી રીતે આ કુર્આન તેના માનનારાઓ અને તેના પર અમલ કરનારાઓ માટે હિદાયતનું માધ્યમ છે, એવી જ રીતે તેના ઈન્કાર કરનારાઓ અને વિરોધ કરનારાઓ માટે ગુમરાહીનો સબબ પણ છે.

وَمَايُضِلُّ بِهٖٓ اِلَّا الْفَاسِقِيْنَ અહીંયાં فِسْق નો શાબ્દિક અર્થ "બહાર નીકળી જવું" થાય છે. શરીઅતની વ્યાખ્યામાં "અલ્લાહ તઆલાની તાબે'દારીમાંથી નીકળી જવાને فِسْق કહે છે." અને કુફ્ર તથા ઈન્કાર દ્વારા પણ અલ્લાહની તાબે'દારીમાંથી નીકળી જવાય છે તથા અમલ ન કરી નાફરમાની કરવાથી પણ નીકળી જવાય છે. એટલા માટે "ફાસિક" શબ્દ કાફિર માટે પણ બોલવામાં આવે છે. કુર્આન શરીફમાં મોટા ભાગે فَاسِقِيْن (ફાસિકીન) શબ્દનો કાફિરો માટે ઉપયોગ કરવામાં આવ્યો છે, તથા મો'મિન ગુનેહગારોને પણ ફાસિક કહેવામાં આવે છે. ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ (ફકીહો)ની વ્યાખ્યામાં સામાન્ય રીતે ફાસિક શબ્દનો ઉપયોગ આવા લોકો માટે કરવામાં આવે છે, અને ફાસિક (કાફિર) સિવાય તેનો અન્ય એક પ્રકાર એ પણ સમજવામાં આવે છે, જે વ્યક્તિ કોઈ કબીરા ગુનોહ (મોટો ગુનોહ) કરે અને પછી તેની તૌબા પણ ન કરે, અથવા સગીરા ગુનોહ (નાનો ગુનોહ) વારંવાર કરે અને તેની ટેવ બનાવી લે, તો ફકીહોની વ્યાખ્યામાં તે "ફાસિક" કહેવાય છે.

*(મઝ્હરી)*

અને જે માણસ આવું કામ કરે છે અથવા ખોટી હિંમત બતાવી નફ્ફટાઈથી જાહેરમાં ગુનાહ કરતો ફરે છે તેને فَاجِرٌ (ફાજિર) કહેવામાં આવે છે.

આ આયતનો અર્થ એ છે કે, કુર્આન અને તેની આયતોથી ઘણા લોકોની હિદાયત થઈ છે અને ઘણા લોકોના હિસ્સામાં ગુમરાહી આવી, પરંતુ આ ઉદાહરણોથી ગુમરાહી ફક્ત તે લોકોના હિસ્સામાં જ આવે છે જેઓ فَاسِق (ફાસિક) છે. એટલે કે અલ્લાહની ઈતાઅત (તાબે'દારી)માંથી નીકળી જનારા હોય છે, અને જે લોકોમાં અલ્લાહનો જરા સરખો ડર પણ બાકી હોય છે તેઓ હિદાયત પ્રાપ્ત કરે છે.

اَلَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَاللهِ مِنْ م بَعْدِ مِيْثَاقِهٖ અહીંયાં عَهْد (અહ્દ) તે કરાર અને સમજૂતીને કહેવામાં આવે છે, જે બે વ્યક્તિઓ વચ્ચે થઈ હોય અને مِيْثَاق

(મીશાક) એવા કરારને કહેવામાં આવે છે જે કરાર મજબૂત અને ખૂબ પાકો કરવામાં આવે.

આ આયતમાં પહેલી આયતના વિષયનો વધુ ખુલાસો છે અને કુર્આનના ઈન્કાર કરનારાઓનું ખરાબ પરિણામ આવવાનું વર્ણન છે કે, કુર્આનના આ ઉદાહરણોથી કે જેના ઉપર મુશ્રિકો વાંધા–વચકા ઊભા કરે છે, ફક્ત તે લોકો જ ગુમરાહ થશે જેઓ અલ્લાહ તઆલાની ફરમાંબરદારી કરવાથી બગાવત (બળવો) કરે છે, તેના બે દરજ્જાઓ છે.

પ્રથમ એ કે, એવું કરનારો તે અઝલી (અલ્લાહ સાથે કરેલા કાયમી) કરારનો ભંગ કરી તેને તોડી નાંખે છે, જે બધા જ મનુષ્યોએ પોતાના રબ સાથે કર્યો હતો. જ્યારે સમગ્ર મનુષ્યજાતિની રૂહોને આ વિશ્વની ઉત્પત્તિ પહેલાં અલ્લાહ તઆલાએ ભેગી કરી એક સવાલ કર્યો હતો اَلَسْتُ بِرَبِّكُمْ એટલે કે, "શું હું તમારો રબ (પરવરદિગાર) નથી ?" (૭:૧૭૨) આ સવાલ પર બધાએ જ એક સાથે હકારમાં જવાબ આપ્યો હતો, بلٰی "હા, તમે જ છો" જેમાં ઘણી જ તાકીદ સાથે ઈકરાર છે કે, અલ્લાહ જલ્લ શા'નહુ જ અમારો રબ અને પરવરદિગાર છે અને પરવરદિગારનો જરૂરી હક્ક એ જ છે કે, આપણે સૌ તેની ઈતાઅત અને તાબે'દારી કરીએ તથા તેની નક્કી કરેલી હદોને ન ઓળંગીએ. એટલા માટે આ "અઝલી કરાર" મનુષ્ય અને અલ્લાહ તઆલા વચ્ચે થઈ ચૂક્યો હતો. હવે દુનિયામાં પૈદા થઈ ગયા પછી બધા જ અંબિયા (અલયહિમુસ્સલામ) તથા આસમાની કિતાબો દ્વારા આ કરારનું દઢિકરણ કરી, યાદ અપાવી તેના ઉપર અમલ કરવાની પદ્ધતિ બતાવવામાં આવે છે. જેણે આ કરારને તોડી નાંખ્યો તેનાથી શું આશા રાખી શકાય કે તે પયગમ્બર (અલૈહિસ્સલામ) દ્વારા લાવવામાં આવેલ આસમાની કિતાબથી કોઈ ફાયદો ઉઠાવી શકે ?

બીજું કારણ એ છે કે આ લોકોએ તે બધા જ સંબંધો અને રિશ્તાઓને કાપી નાંખ્યા છે, જેને જોડી રાખવાનો અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો હતો. આ સંબંધોમાં તે સંબંધો પણ શામિલ છે જે અલ્લાહ અને બંદાઓ વચ્ચે છે, અને તે સંબંધો પણ જે માણસના પોતાના માં–બાપ અને બીજા રિશ્તેદારો વગેરે સાથે હોય છે, અને તે સંબંધો પણ કે જે એક વ્યક્તિના પોતાના પાડોશી સાથે તથા

અન્ય લોકો સાથે હોય છે, અને તે સંબંધો પણ હોય છે જે એક સામાન્ય મુસલમાનના બીજા વ્યક્તિઓ સાથે હોય છે અને આ બધા જ સંબંધોના સંપૂર્ણ હક્કો અદા કરવાનું નામ ઈસ્લામ અથવા ઈસ્લામી શરીઅત છે, અને તેમાં ઉણપ રહી જવાથી આખી પૃથ્વીમાં ફસાદ ફેલાય છે. એટલા માટે આ વાક્યમાં يُفْسِدُوْنَ فِي الْاَرْضِ "આ લોકો પૃથ્વીમાં ફસાદ ફેલાવે છે" કહેવામાં આવ્યું. છેલ્લી આયતમાં તેમના આવા ફસાદી કૃત્યોના ખરાબ પરિણામનો ઉલ્લેખ કર્યો કે, "આ લોકો મોટી ખોટમાં છે."

**દાખલો આપવા માટે ઉદાહરણ સ્વરૂપે કોઈ તુચ્છ વસ્તુનો ઉલ્લેખ કરવો ઐબ (ખામી) નથી :**

اِنَّ اللّٰهَ لَا يَسْتَحْيٖ થી સાબિત થાય છે કે, કોઈ ફાયદાકારક વિષયના ખુલાસા માટે કોઈ તુચ્છ અથવા નજીવી અથવા કહેવામાં શરમ આવે એવી વસ્તુનું વર્ણન કરવું કોઈ ઐબ કે ગુનોહ નથી અને કોઈના સ્વમાન અને દરજ્જાની વિરૂદ્ધ પણ નથી. કુર્આન અને સુન્નત તથા ઉલમા અને સલફના નિવેદનોમાં અગણિત આવા ઉદાહરણો જોવા મળે છે, જેને સામાન્ય રીતે શરમ ઉપજાવનાર સમજવામાં આવે છે, પરંતુ કુર્આન અને સુન્નતે આ કહેવાતી શરમની પરવા કર્યા વગર પોતાના મુખ્ય હેતુને ધ્યાનમાં રાખી આવા દાખલાઓ આપવાથી પરહેઝ કર્યો નથી.

يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ થી સાબિત થયું કે, કરાર અને સમજૂતીનો ભંગ કરવો ઘણો સખત ગુનોહ છે, જેનું પરિણામ બધી નેકીઓથી હાથ ધોઈ નાંખવા સ્વરૂપે આવી શકે છે.

**સંબંધો અને પરસ્પરના શરઈ હક્કો અદા કરવા વાજિબ છે, તેના વિરૂદ્ધ વર્તન કરવું મોટો ગુનોહ છે :**

وَيَقْطَعُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ થી સ્પષ્ટ થઈ ચૂક્યું કે, જે સંબંધો અને સગાઈઓ ઈસ્લામી શરીઅતે કાયમ કરવાનો હુકમ આપ્યો છે, તેને ટકાવી રાખવી જરૂરી અને ખૂબ અગત્યની બાબત છે, આ સંબંધો તોડવા હરામ છે. વિચાર કરો, જો દીન અને ધર્મ તેનું જ નામ છે કે, વ્યક્તિગત અને સામૂહિક જીવનમાં શરીઅતે નક્કી કરેલ મર્યાદાઓ અને સીમાઓ નક્કી કરવામાં આવે

અને અલ્લાહના હક્કો તથા બંદાના હક્કોને પૂરા કરવા માટે કમર કસી લેવામાં આવે તથા આ દુનિયાની સુલેહ અને ફસાદ, શાંતિ અને તોફાન વગેરે માટે તથા દરેક પ્રકારના સંબંધો ટકાવી રાખવા અથવા તોડી નાંખવા માટે જો શરીઅતના માપદંડોને જ આધાર બનાવવામાં આવે છે તો તેનું નામ જ "ઈસ્લામ" છે, આ રીતે જે સંબંધોને જોડવાનો અલ્લાહે હુકમ આપ્યો છે અને જો કોઈ આ સંબંધોને તોડી નાંખે છે તો તેને وَيُفْسِدُوْنَ فِی الْاَرْضِ ના શબ્દોમાં દુનિયામાં ફસાદ (અરાજકતા ફેલાવવાનું કારણ) બતાવવામાં આવ્યું છે.

اُولٰٓئِکَ هُمُ الْخٰسِرُوْنَ માં નુકસાન ઉઠાવનાર એવા માણસને ઠરાવવામાં આવ્યો છે કે, જે ઉપરોક્ત હુકમોનો અનાદર કરે અને તેના વિરૂદ્ધ કાર્ય કરે. તેમાં એ પણ ઈશારો છે કે અસલ નુકસાન તો આખિરતનું જ છે, દુનિયાનું નુકસાન સમયે બહું દિલગીર થવાની જરૂર નથી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૮–૨૯)

كَيْفَ تَكْفُرُوْنَ بِاللّٰهِ وَكُنْتُمْ اَمْوَاتًا فَاَحْيَاكُمْ ۚ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ثُمَّ
اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢٨﴾ هُوَ الَّذِيْ خَلَقَ لَكُمْ مَّا فِي الْاَرْضِ جَمِيْعًا ۗ ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَآءِ
فَسَوّٰىهُنَّ سَبْعَ سَمٰوٰتٍ ۭ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿٢٩﴾ ع

### તરજુમો :

*કેવી રીતે તમે અલ્લાહ સાથે કુફ્ર કરો છો ? અને તમે નિર્જીવ હતા તો તેણે તમને જીવન અર્પણ કર્યું, પછી તમને મૌત આપશે, ફરી તમને સજીવન કરશે, પછી તેના તરફ તમે લોટાવવામાં આવશો. (૨૮) તે (અલ્લાહ) જેણે તમારા માટે જમીનમાં જે કંઈ (છે) બધું પૈદા કર્યું; પછી આસમાન તરફ ઈરાદો કર્યો; તેને સાત આસમાન ઠીક બનાવી દીધા; અને તે દરેક વસ્તુ જાણનારો (છે). (૨૯)*

### તફસીર :

“કેવી રીતે તમે અલ્લાહ સાથે કુફ્ર કરો છો ?” [તેના અહેસાનોને ભૂલાવી

આપો છો અને ઉપકારનો બદલો અપકારથી આપો છો, અલ્લાહને છોડી અન્યોનો કલિમો પઢો છો. હાલાં કે, એ વાતની દલીલ સ્પષ્ટ રીતે જાહેર થઈ ગઈ છે કે, ફક્ત અલ્લાહ જ એકમાત્ર ઈબાદતના લાયક છે અને તે દલીલો દાખલા તરીકે] "અને તમે નિર્જીવ હતા" [એટલે કે માતાના ગર્ભમાં રૂહ દાખલ થતાં પહેલાં નિર્જીવ હતા.] "તો તેણે તમને જીવન અર્પણ કર્યું, પછી તમને મૌત આપશે, ફરી તમને સજીવન કરશે," [એટલે કે કયામતના દિવસે તમને સજીવન કરશે.] "પછી તેના તરફ તમે લોટાવવા (પાછા ફેરવવા)માં આવશો." [એટલે કે કયામતના મૈદાનમાં હિસાબ–કિતાબ માટે હાજર કરવામાં આવશો.] "તે જેણે તમારા માટે જમીનમાં જે કંઈ (છે) બધું પૈદા કર્યું;" [પૃથ્વી ઉપર મનુષ્ય જાતિના ફાયદા માટે ખાવા–પીવા, પહેરવા–ઓઢવા, શાદી અથવા બીજી જીવન જરૂરી ચીજવસ્તુઓ પૈદા કરી, જેનાથી સ્પષ્ટ થઈ ગયું કે, દુનિયાની કોઈ વસ્તુ એવી નથી જે મનુષ્યને લાભ ન પહોંચાડતી હોય, પરંતુ એનો અર્થ એ નથી કે પૃથ્વી પરની પ્રત્યેક વસ્તુનો ઉપયોગ હલાલ હોવો જોઈએ. જેવી રીતે હળાહળ ઝેર પણ માણસને ફાયદો પહોંચાડે છે પરંતુ તેનો ખોરાક તરીકે ઉપયોગ કરવો બૌદ્ધિક રીતે પણ અને શરીઅતની રૂએ પણ હરામ છે.] "પછી આસમાન તરફ ઈરાદો કર્યો;" [એટલે કે તેના સર્જનને સંપૂર્ણ અને ઠીક કરવા માટે ઈરાદો કર્યો.] "તેને સાત આસમાન ઠીક બનાવી દીધા; અને તે દરેક વસ્તુ જાણનારો (છે)."

## મસ્અલા અને બોધપાઠ :

અગાઉની આયતોમાં અલ્લાહનું અસ્તિત્વ, તવહીદ અને રિસાલત (પયગંબરી)ની સ્પષ્ટ દલીલો તથા વિરોધીઓ અને ઈન્કારીઓની બાતિલ (ખોટી) વિચારસરણીઓનો રદિયો આપવામાં આવ્યો હતો. ઉપરોક્ત બે આયતોમાં અલ્લાહ તઆલાના ઉપકારો અને ઈનામોનું વર્ણન કરીને આશ્ચર્ય (તા'જ્જુબ) કરવામાં આવ્યું છે કે, આટલા બધા અહેસાનો હોવા છતાં આ જાલિમો (અત્યાચારીઓ) કેવી રીતે કુફ્ર અને ઈન્કારમાં રાચે છે. જેમાં તાકીદ કરવામાં આવી કે, જો તમે આ દલીલો ઉપર વિચાર કરવાની તસ્દી નથી લેતા તો ઓછામાં ઓછું ઉપકાર કરનારના અહેસાનને માનવું અને તેની ઈજ્જત અને તાબે'દારી કરવી પ્રત્યેક શરીફ (ડાહ્યા) માણસનો સ્વભાવગત ગુણ હોય છે. એ રીતે પણ તમે અલ્લાહની ઈતાઅતમાં આવી જાઓ !

પ્રથમ આયતમાં તે ખાસ નેઅ્મતોનો ઉલ્લેખ છે જે દરેક માણસના શરીર સાથે સંબંધ ધરાવે છે કે, પ્રથમ તે નિર્જીવ હતો પછી અલ્લાહ તઆલાએ તેને પૈદા કર્યો.

બીજી આયતમાં તે સર્વસામાન્ય નેઅ્મતોનું વર્ણન છે, જેનાથી માણસ અને બધી જ મખ્લૂકો લાભ ઉઠાવે છે અને તે માણસનું જીવન અને તેના અસ્તિત્વને ટકાવી રાખવા માટે આવશ્યક છે. દાખલા તરીકે, પૃથ્વી અને તેમાંથી ઉત્પન્ન થનારી વસ્તુઓનું વર્ણન કરવામાં આવ્યું, જેનાથી વ્યક્તિને ખૂબ નજીકનો સંબંધ છે, પછી આસમાનોનું વર્ણન કર્યું કે જેના પર પૃથ્વીનું અસ્તિત્વ અવલંબિત છે.

كَيْفَ تَكْفُرُوْنَ بِاللهِ "કેવી રીતે તમે અલ્લાહ સાથે કુફ્ર કરો છો ?" તે લોકો જો કે ખુલ્લમ–ખુલ્લા અલ્લાહનો ઈન્કાર નથી કરતા, પરંતુ રસૂલ ﷺનો ઈન્કાર કરવાને અલ્લાહનો જ ઈન્કાર ઠરાવવામાં આવ્યો અને તેમને આ પ્રમાણે સંબોધન કરવામાં આવ્યું છે.

وَكُنْتُمْ اَمْوَاتًا فَاَحْيَاكُمْ શબ્દ اَمْوَاتٌ (અમ્વાત) એ مَيِّتٌ (મય્યિત)નું બહુવચન છે, તે નિર્જીવ અને મૂર્ત વસ્તુઓ માટે કહેવામાં આવે છે, તેનો અર્થ એ છે કે, જો મનુષ્ય પોતાની વાસ્તવિકતા ઉપર વિચાર કરે તો ખબર પડશે કે તેના અસ્તિત્વની શરૂઆત, તે નિર્જીવ તત્ત્વ હતું, જે અમુક પ્રવાહી સ્વરૂપે, અમુક ખોરાક સ્વરૂપે, અમુક હવા–પાણી સ્વરૂપે આખી દુનિયામાં ફેલાયેલ હતું. અલ્લાહ તઆલાએ આ બધા તત્ત્વોને ક્યાં ક્યાંથી ભેગા કર્યા પછી તેમાં જીવ નાંખ્યો અને તેને જીવતો–જાગતો મનુષ્ય બનાવી દીધો. આ મનુષ્યના અસ્તિત્વની શરૂઆતનો ઉલ્લેખ છે.

ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ એટલે જેવી રીતે પ્રથમ વખતે તમને નિર્જીવ તત્ત્વોને ભેગા કરીને અસ્તિત્વમાં લાવવામાં આવ્યા હતા. એ જ પ્રમાણે આ દુનિયવી જિંદગી પૂર્ણ થયા પછી તે તમને મૌત આપી દેશે અને પછી એક સમય પછી કયામતમાં તમારા શરીરના નિર્જીવ અને ફેલાયેલા તત્ત્વોને ભેગા કરીને તમને સજીવન કરશે. એવી રીતે એક મૌત મનુષ્યના અસ્તિત્વમાં આવતાં પહેલાં જ હતું, પછી અલ્લાહે જીવન અર્પણ કર્યું, બીજું મૌત દુનિયાની જિંદગી પૂરી થવાના સમયે આવ્યું અને બીજી જિંદગી કયામતના દિવસે હશે.

પહેલા મૌત અને જિંદગીના મધ્યમાં કોઈ અંતર ન હતું, એટલા માટે તેમાં ફ શબ્દનો ઉપયોગ થયો છે. فَاَحۡيَاكُمۡ દુનિયાના જીવન અને મૌતની વચ્ચે અને એવી જ રીતે તે મૌત અને કયામતના જીવન વચ્ચે ખાસ્સો સમય છે. એટલા માટે ત્યાં ثُمَّ શબ્દ વાપરવમાં આવ્યો છે. يُمِيۡتُكُمۡ ثُمَّ يحيِيكُمۡ કારણ કે, ثُمَّ શબ્દ એક સમય પછી આવનારી વસ્તુ માટે વાપરવામાં આવે છે.

ثُمَّ اِلَيۡهِ تُرۡجَعُوۡنَ એટલે કે, "પછી તેના તરફ તમે લોટાવવા (પાછા ફેરવવા)માં આવશો." આનો અર્થ હિસાબ–કિતાબ અને કયામતનો સમય છે.

આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના તે ઈનામો અને ઉપકારોનું વર્ણન કર્યું છે, જે દરેક મનુષ્યના પોતાના શરીર સાથે સંબંધ ધરાવે છે, અને જે બધા જ ઈનામો અને ઉપકારોનો આધાર છે, એટલે કે, "માનવજીવન" ! દુનિયા અને આખિરત તથા જમીન અને આસમાનની જેટલી નેઅ્મતો મનુષ્યને પ્રાપ્ત થઈ છે તે બધી આ માનવજીવન સાથે જ સંબંધ ધરાવે છે. જો જીવન ન હોય તો આ નેઅ્મતોથી કોઈ લાભ નથી. જિંદગીનું પોતે એક નેઅ્મત હોવું તો દેખીતું છે, પરંતુ આ આયતમાં મૌતને પણ નેઅ્મતોની લિસ્ટમાં એટલા માટે શામિલ કરવામાં આવ્યું છે કે, દુનિયામાં આવતી મૌત તે જિંદગી માટેનો એક દરવાજો છે કે, જેના પછી હંમેશા–હંમેશ રહેનારી જિંદગી છે અને ત્યાં મૌત નથી અને આ જ કારણથી મૌત પણ એક નેઅ્મત છે.

**મસ્અલો :**

ઉપરોક્ત આયતથી સાબિત થાય છે કે,

જે માણસ રસૂલે કરીમ ﷺને રસૂલ માનવાનો ઈન્કાર કરે અથવા કુર્આનને અલ્લાહનું કલામ હોવાનો ઈન્કાર કરે અને તે દેખીતી રીતે અલ્લાહના અસ્તિત્વ, તેની મોટાઈનો ઈન્કાર ન પણ કરતો હોય તો પણ અલ્લાહ તઆલા સમીપ તે અલ્લાહના ઈન્કારીની યાદીમાં જ શામિલ છે.

**બરઝખની જિંદગી (મૌતથી લઈ કયામતના દિવસ સુધીની જિંદગી) :**

આ આયતમાં દુનિયાની જિંદગી અને મૌત પછીની ફક્ત એક જ જિંદગીનું વર્ણન છે, જે કયામતના દિવસે આવવાની છે. કબ્રની જિંદગી જેના દ્વારા કબ્રના સવાલ–જવાબ અને કબ્રમાં સવાબ અને અઝાબ થવો કુર્આન શરીફની અસંખ્ય

આયતો અને અનેક હદીષોથી સાબિત થયું છે તેનું વર્ણન નથી.

કારણ એ છે કે બરઝખની જિંદગી એ પ્રમાણેનું જીવન નથી જે રીતે કે મનુષ્યને આ જગતમાં જીવન પ્રાપ્ત થયું છે અથવા આખિરતમાં થશે. બલકે, એ બંને વચ્ચેની એક સ્વપ્ન જેવી જિંદગીનું સ્વરૂપ છે. તેમાં દુનિયાની જિંદગીનો અંત અને આખિરતની જિંદગીની શરૂઆત પણ છે. એટલા માટે તે કોઈ આગવું જીવન નથી જેના કારણે તેનું અલગથી વર્ણન કરવામાં આવે.

هُوَالَّذِىْ خَلَقَ لَكُمْ مَّافِى الْاَرْضِ جَمِيْعًا *"તે જેણે તમારા માટે જમીનમાં જે કંઈ (છે) બધું પૈદા કર્યું;"* આ તે સર્વસામાન્ય નેઅ્મતોનું વર્ણન છે જેમાં મનુષ્ય અને પ્રાણીજગત વગેરે પણ શામિલ છે અને એક શબ્દમાં તે તમામ નેઅ્મતોને ભેગી કરી દીધી જે નેઅ્મતો માણસને દુનિયામાં પ્રાપ્ત થઈ છે અથવા થઈ શકે છે. કારણ કે, માણસનો ખોરાક, પહેરવેશ, મકાન, દવા અને રાહતનો બધો જ સામાન જમીનમાંથી પૈદા કરવામાં આવ્યો છે.

ثُمَّ اسْتَوٰىٓ اِلَى السَّمَآءِ فَسَوّٰهُنَّ سَبْعَ سَمٰوٰتٍ وَّهُوَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ

શબ્દ اِسْتِوَاء (ઈસ્તિવા)નો શાબ્દિક અર્થ "સીધા કરવાનો" છે. આનો અર્થ એ છે કે, પૃથ્વીની ઉત્પત્તિ પછી અલ્લાહ તઆલાએ આસમાનોના સર્જનનો ઈરાદો કર્યો જેમાં કોઈ અવરોધ કે અડચણ નથી. અહીંયાં સુધી કે સાત આસમાનોનું સર્જન પૂર્ણ કર્યું અને તે બધી જ બાબતોનો જાણવાવાળો છે, એટલા માટે સૃષ્ટિનું સર્જન કરવું તેના માટે કોઈ મુશ્કેલ કામ નથી.

**પૃથ્વીનો પ્રત્યેક પદાર્થ લાભદાયક છે, કોઈ વસ્તુ બેકાર નથી :**

આ આયતમાં વિશ્વની બધી જ વસ્તુઓને માણસ માટે પૈદા કરી હોવાનું વર્ણન છે.

**(૧) દુનિયાની દરેક વસ્તુ મનુષ્ય માટે લાભદાયક છે :**

એક વાતની જાણ થઈ કે, દુનિયાની કોઈ વસ્તુ એવી નથી જેનાથી માણસને કોઈને કોઈ સ્વરૂપે પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે લાભ ન મળતો હોય. ભલે તે લાભનો ઉપયોગ દુનિયામાં કરવાનો હોય અથવા આખિરતના માટે ઈબરત અને નસીહત (શિખામણ) પ્રાપ્ત કરવા માટે હોય. ઘણી વસ્તુઓનો લાભ

તો માણસ અનુભવે છે જેમકે, મનુષ્યનો ખોરાક અથવા દવાનો ઉપયોગ વગેરે પ્રત્યક્ષ લાભો છે, અને ઘણી વસ્તુઓ એવી છે કે જેનાથી મનુષ્યને લાભ તો મળે છે પરંતુ તેને એની ખબર નથી. એટલે સુધી કે જે વસ્તુઓ માણસ માટે નુકસાનકારક સમજવામાં આવે છે જેવી રીતે કે, ઝેરીલા પ્રાણીઓ વગેરે તો તેઓ પણ કોઈને કોઈ સ્વરૂપે માણસને લાભ પહોંચાડતા જ હોય છે. આમ, જે વસ્તુઓ મનુષ્ય માટે એક રીતે હરામ હોય છે, તે પણ બીજા સ્વરૂપે મનુષ્યને ફાયદો પહોંચાડતી જ હોય છે.

નહીં હે ચીજ નિકમ્મી કોઈ ઝમાનેમેં,
કોઈ બુરા નહીં કુદરતકે કારખાનેમેં.

આરિફબિલ્લાહ ઈબ્ને અતા'એ આ આયત માટે કહ્યું છે કે, ‘‘અલ્લાહ તઆલાએ સમગ્ર સૃષ્ટિ તમારા માટે એ કારણે પૈદા કરી છે કે, સમગ્ર સૃષ્ટિ તમારા માટે છે અને તમે અલ્લાહના માટે છો. એટલા માટે અકલમંદી અને સમજદારીનું કામ એ જ છે કે, જે વસ્તુ જેના માટે પૈદા થઈ છે તે તેને જ મળવી જોઈએ. આ ફિકર ચિંતામાં લાગીને તે જાતથી ગાફિલ થયા વિના કામે લાગી જાઓ અને જે કામ માટે પૈદા થયા છો તે કરવા માંડો.’’

*(બહરે મુહીત)*

**(૨) વિશ્વના પ્રત્યેક પદાર્થનો ઉપયોગ યા તો મુબાહ (જાઇઝ–હલાલ) છે, અથવા તો "હરામ" છે :**

આ આયતમાં અમુક ઉલમાએ એવી દલીલ કરી છે કે, દુનિયાની બધી વસ્તુઓનું મૂળ તત્ત્વ એ છે કે, તે મનુષ્ય માટે "હલાલ" અથવા "મુબાહ" છે. કારણ કે તે એટલા માટે જ પૈદા કરવામાં આવી છે અને તે વસ્તુઓ જેને શરીઅતે હરામ કહી છે તે હરામ છે, પરંતુ જ્યાં સુધી કોઈ વસ્તુનું હરામ હોવું કુર્આન અને સુન્નતથી સાબિત ન થાય તેને હલાલ સમજવી જોઈએ.

ઉપરોક્ત બાબતથી વિપરીત અમુક ઉલમા એવો મત ધરાવે છે કે મનુષ્યના ફાયદા માટે કોઈ વસ્તુ પૈદા કરવાનો અર્થ એ નથી કે તે ચોક્કસ હલાલ જ છે. એટલા માટે કે દરેક વસ્તુનું મૂળ તત્ત્વ હરામ છે, જ્યાં સુધી કે કુર્આન અને

સુન્નતથી તેના હલાલ અને જાઈઝ હોવાનું સાબિત ન થાય, ત્યાં સુધી તે હરામ સમજવામાં આવશે.

અમુક લોકોએ આ બાબતે મૌન પાળ્યું છે.

''તફસીરે બહરે મુહીત''માં ઈબ્ને હય્યાન (રહ.)એ ફરમાવ્યું છે કે, સાચું એ છે કે આ આયતમાં પ્રસ્તુત નિવેદનમાં કોઈ હુજ્જત (સ્પષ્ટ હુકમ) નથી. કારણ કે خَلَقَ لَكُمْ માં શબ્દ لام કારણ બતાવવા માટે આવ્યો છે કે, ''તમારે માટે'' આ વસ્તુઓ પૈદા કરવામાં આવી છે. એટલા માટે આ વસ્તુઓ ન તો મનુષ્યના માટે હલાલ હોવાની તેમાં કોઈ દલીલ છે અને ન જ હરામ હોવાની. બલકે, હલાલ અને હરામના હુકમો અલગથી કુર્આન અને સુન્નતમાં વર્ણન થયા છે, તેના ઉપર અમલ કરવો જરૂરી છે.

**(૩) પૃથ્વી અને આસમાનની ઉત્પત્તિ :**

૨૯મી આયતમાં પ્રથમ પૃથ્વીની ઉત્પત્તિ અને પછી આસમાનની ઉત્પત્તિ થઈ હોવા વિશે શબ્દ ثُمَّ નો ઉપયોગ કરવામાં આવ્યો છે અને આ જ સાચું છે. સૂરએ નાઝિઆતમાં જે ઈશારો છે કે وَالْأَرْضَ بَعْدَ ذٰلِكَ دَحٰهَا ‘‘પૃથ્વીને આસમાન પૈદા કર્યા પછી પાથરી.’’ (૭૯:૩૦) એનો અર્થ એવો નથી કે પૃથ્વીની ઉત્પત્તિ આસમાનો પછી થઈ છે બલકે, એનો અર્થ એ છે કે જમીનનો અંતિમ આકાર વગેરે ઠીકઠાક કરી તેમાંથી વિવિધ ઉત્પાદનો વનસ્પતિ ઉગાડવા વગેરેનું વિસ્તારપૂર્વકનું કામકાજ આસમાનોની ઉત્પત્તિ પછી થયું અને પૃથ્વીની ઉત્પત્તિ આસમાનો પહેલાં થઈ ચૂકી હતી.

*(બહરે મુહીત વગેરે)*

**(૪) આસમાનોની સંખ્યા :**

૨૯મી આયતમાં આસમાનોની સંખ્યા સાત હોવું સાબિત છે. એનો અર્થ એ થયો કે કેટલાક પ્રાચીન ગ્રીક ખગોળશાસ્ત્રીઓ નવ આસમાનો હોવાનું કહે છે તે ખોટું છે. તે ફક્ત કલ્પનાઓ પર આધારિત છે.

————————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. 30 થી 33)

وَاِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ اِنِّىْ جَاعِلٌ فِى الْاَرْضِ خَلِيْفَةً ؕ قَالُوْٓا اَتَجْعَلُ فِيْهَا مَنْ
يُّفْسِدُ فِيْهَا وَيَسْفِكُ الدِّمَآءَ ۚ وَنَحْنُ نُسَبِّحُ بِحَمْدِكَ وَنُقَدِّسُ لَكَ ؕ قَالَ اِنِّىْٓ
اَعْلَمُ مَا لَا تَعْلَمُوْنَ ﴿۳۰﴾ وَعَلَّمَ اٰدَمَ الْاَسْمَآءَ كُلَّهَا ثُمَّ عَرَضَهُمْ عَلَى الْمَلٰٓئِكَةِ ۙ فَقَالَ
اَنْۢبِـُٔوْنِىْ بِاَسْمَآءِ هٰٓؤُلَآءِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۳۱﴾ قَالُوْا سُبْحٰنَكَ لَا عِلْمَ لَنَآ
اِلَّا مَا عَلَّمْتَنَا ؕ اِنَّكَ اَنْتَ الْعَلِيْمُ الْحَكِيْمُ ﴿۳۲﴾ قَالَ يٰٓاٰدَمُ اَنْۢبِئْهُمْ بِاَسْمَآئِهِمْ ۚ
فَلَمَّآ اَنْۢبَاَهُمْ بِاَسْمَآئِهِمْ ۙ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ اِنِّىْٓ اَعْلَمُ غَيْبَ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۙ وَاَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا كُنْتُمْ تَكْتُمُوْنَ ﴿۳۳﴾

## તરજુમો :

*અને જ્યારે તારા પરવરદિગારે ફરિશ્તાઓને કહ્યું કે હું પૃથ્વીમાં એક નાયબ બનાવનાર (નક્કી કરનાર છું); તેમણે કહ્યું શું તું તેમાં (એવી મખ્લૂકને નાયબ) બનાવીશ જેઓ તેમાં ફસાદ કરશે અને લોહી વહાવશે ? અને અમે તારા વખાણ સાથે (તને) બે–એબ કહીએ છીએ (તારા ગુણગાન કરીએ છીએ) અને તારી પવિત્રતાનું વર્ણન કરીએ છીએ; તેણે કહ્યું નિઃશંક ! હું જે જાણું છું તે તમે નથી જાણતા. (૩૦) અને આદમ (અલૈ.ને) બધી વસ્તુઓ(ના) નામો શીખવ્યા; પછી તે (બધી વસ્તુઓ) ફરિશ્તાઓની સામે (ઉપસ્થિત) કરી, પછી (ફરિશ્તાઓને) કહ્યું મને તેના નામો બતાવો જો તમે સાચા છો. (૩૧) તેમણે કહ્યું તું પાક છે અમોને જ્ઞાન નથી પરંતુ જે તેં અમોને શીખવ્યું; નિઃશંક તું, જ જાણનાર મોટો હિકમતવાળો (છે). (૩૨) તેણે (અલ્લાહે) કહ્યું હે આદમ ! એમને તેમના નામો બતાવી દો; બસ જ્યારે તેણે (આદમ અલૈ.એ) તેમને તેના (ફરિશ્તાઓને બધી વસ્તુઓના) નામો બતાવ્યા, (તો) તેણે (અલ્લાહે ફરિશ્તાઓને) કહ્યું શું મેં તમને કહ્યું ન હતું કે હું આસમાનો અને જમીન(ની) છુપી (ગૈબની) વાતો જાણું છું; અને હું સારી પેઠે જાણું છું જે તમે જાહેર કરો છો અને જે તમે છુપાવો છો. (૩૩)*

## તફસીર :

"અને જ્યારે તારા રબે ફરિશ્તાઓને કહ્યું કે" [જેથી તેઓ પોતાનો અભિપ્રાય વ્યક્ત કરે જેમાં હિકમત અને મસ્લિહત હતી. સલાહ– મશ્વરાની જરૂરતથી તો અલ્લાહ તઆલા ઉપરવટ છે, તેની તેને જરૂરત નથી. મતલબ કે ફરિશ્તાઓને કહ્યું કે,] "હું પૃથ્વીમાં એક નાયબ નક્કી કરનાર (છું);" [એટલે કે પૃથ્વી પર મારો નાયબ હશે જેમને હું મારા શરઈ હુકમો પૂર્ણ કરવાની સેવા સોંપવાનો છું.] "તેમણે કહ્યું શું તું તેમાં (એવી મખ્લૂક) બનાવીશ જેઓ તેમાં ફસાદ કરશે અને લોહી વહાવશે ? અને અમે તારા વખાણની સાથે (તને) બે–ઐબ કહીએ છીએ અને તારી પવિત્રતાનું વર્ણન કરીએ છીએ;" [ફરિશ્તાઓની આ વિનંતી ન તો વાંધો ઊઠાવવાના સ્વરૂપે છે અને ન જ પોતાનો હક્ક અને અધિકાર બતાવવા સ્વરૂપે છે. બલકે, ફરિશ્તાઓને એ ખબર થઈ ગઈ હતી કે જે નવી મખ્લૂક પૃથ્વી ઉપર બનાવવામાં આવશે તેમાં સારા અને ખરાબ બંને પ્રકારના લોકો હશે. અમુક લોકો આ પૃથ્વીને ફિત્ના–ફસાદથી ખરાબ કરશે. એટલા માટે આજિઝીપૂર્વક વિનંતી કરી કે અમે બધા પ્રત્યેક સેવા માટે ઉપસ્થિત છે અને ફરિશ્તાઓના સમૂહમાં કોઈ ગુનોહ કરનાર પણ નથી. એટલા માટે કોઈ નવી પ્રજાતિ અને મખ્લૂક પૈદા કરવાની જરૂરત જ શું છે ? અને ખાસ કરીને જ્યારે કે આ નવી મખ્લૂકમાં એ સંભાવના પણ હશે કે તે તારી મરજીના વિરૂદ્ધ પણ કરશે, જેનાથી તું નાખુશ થાય છે તેવા કાર્યો પણ કરશે. અમે પ્રત્યેક સેવા માટે હાજર છે અને અમારી સેવા તારી મરજી પ્રમાણેની જ હશે. "તેણે (અલ્લાહ તઆલાએ) કહ્યું, નિઃશંક હું જે જાણું છું તે તમે નથી જાણતા." [એટલે જે વસ્તુઓ તમારી દૃષ્ટિમાં મનુષ્યજાતિના પૈદા કરવામાં અવરોધરૂપ છે કે, તેમાં અમુક લોકો ફસાદ પણ ફેલાવશે તે વસ્તુઓ વાસ્તવમાં તેમને પૈદા કરવા માટેનો મૂળ હેતુ છે. કારણ કે, જે હુકમો અને આદેશો તથા વ્યવસ્થા તેમને સોંપવામાં આવશે. તેમાં ઘણા લોકો મધ્યમ માર્ગ છોડી મર્યાદાને ઓળંગનાર હશે. આ હેતુ તમો ફરમાંબરદારોને ભેગા કરવાથી પૂરો નથી થઈ શકતો.

મર્યાદા ઓળંગનાર એક મખ્લૂક જિન્નાતો પહેલેથી જ પૃથ્વી પર મૌજૂદ છે. તેમનાથી આ કામ કેમ લેવામાં ન આવ્યું ? તેનું કારણ એ છે કે આ કામ માટે યોગ્ય મખ્લૂક તે જ છે કે જેમનામાં ફિત્ના–ફસાદના તત્ત્વો મૌજૂદ તો હોય પરંતુ

તે સંપૂર્ણપણે ગાલિબ છવાયેલા ન હોય. જિન્નાતોમાં આ તત્ત્વો ગાલિબ (છવાયેલા) હતા. એટલા માટે આદમ (અલૈ.)ની ઉત્પત્તિ હાથ ધરવામાં આવી. આગળ અલ્લાહની આ હિકમતનો વિશેષ ખુલાસો એવી રીતે કરવામાં આવ્યો કે અલ્લાહની હિકમતને પામવા એક વિશેષ પ્રકારના જ્ઞાનની પણ જરૂરત છે અને તે જ્ઞાન ફરિશ્તાઓની બુદ્ધિકક્ષાની મર્યાદાથી બહાર છે અને એટલા જ માટે અલ્લાહે ફરમાવ્યું કે,] "અને આદમ (અલૈ.ને) બધી વસ્તુઓ(ના) નામો શીખવ્યા;" [એટલે કે આદમ (અલૈ.)ને બધી વસ્તુઓ–પદાર્થોના નામો, તેના ગુણધર્મો, તેની ખાસિયતો, તેના લક્ષણો વગેરે શીખવાડી દેવામાં આવ્યું.] "પછી તે (બધી વસ્તુઓ) ફરિશ્તાઓની સામે કરી, પછી કહ્યું મને તેના નામો બતાવો જો તમે સાચા છો." [જો તમે તમારા અભિપ્રાયમાં સાચા છો તો આ બધા પદાર્થો અને વસ્તુઓના નામો, તેમના ગુણધર્મો અને લક્ષણો સહિત મને બતાવો કે જેથી પૃથ્વીની ખિલાફતનું કામ સારી રીતે પૂર્ણ કરી શકાય.] "તેમણે કહ્યું તું પાક છે," [એવું નથી કે, આદમ (અલૈ.)ને બધી વસ્તુઓ તેના ગુણધર્મો સહિત શીખવાડી દીધી અને ફરિશ્તાઓથી છુપાવી રાખી. કારણ કે કોઈપણ એવી રિવાયત કે હદીષથી સાબિત નથી કે આદમ (અલૈ.)ને બધા પદાર્થો અને તેના ગુણધર્મોનું જ્ઞાન ફરિશ્તાઓથી અલગ કરીને આપવામાં આવ્યું હતું. તેનાથી સ્પષ્ટ થાય છે કે, તેનું જ્ઞાન અને શિક્ષણ બધાને સરખી રીતે આપવામાં આવ્યું હતું પરંતુ આદમ (અલૈ.)ની પ્રકૃતિમાં આ ઈલ્મ–જ્ઞાનને પ્રાપ્ત કરી લેવાની સલાહિય્યત (ક્ષમતા) અને શક્તિ હતી અને ફરિશ્તાઓની પ્રકૃતિ તેને વેઠી શકી નહીં, તે આ ઈલ્મ–જ્ઞાન પ્રાપ્ત ન કરી શકી. મતલબ કે, ફરિશ્તાઓએ કહ્યું, હે અમારા પરવરદિગાર !] "અમોને જ્ઞાન નથી પરંતુ જે તેં અમોને શીખવ્યું; નિઃશંક ! તું જ જાણનાર હિકમતવાળો (છે)." [જેટલા પ્રમાણમાં, જેના માટે, જે મસ્લિહતથી અમોને જ્ઞાન અને સમજ અર્પણ કરી છે તેનાથી વિશેષ અમે ફરિશ્તાઓ જ્ઞાન ધરાવતા નથી અને ફરિશ્તાઓના આ ઈકરારથી સાબિત થઈ ગયું કે, તેઓ આવું જ્ઞાન ધરાવવા અને જે કામ પૃથ્વી ઉપરના નાયબને સોંપવામાં આવનાર હતું તે જવાબદારી ઉપાડવાથી લાચાર હતા. આગળ અલ્લાહ તઆલાને મંજૂર હતું કે, આદમ (અલૈ.)માં રહેલી આ ખાસ પ્રકારના જ્ઞાનની ખાસિયતને ફરિશ્તાઓ સામે જાહેર કરી દે એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે,] "તેણે કહ્યું હે

આદમ ! એમને તેમના નામો બતાવી દો;'' [જ્યારે દરેક વસ્તુઓ અને પદાર્થોના સામાન્ય ગુણધર્મો અને લક્ષણો સહિત આદમ (અલૈ.)એ ફરિશ્તાઓની રૂબરૂ બતાવી દીધું, તો ફરિશ્તાઓ એટલું સમજી ગયા કે આદમ (અલૈ.) આ જ્ઞાનના નિષ્ણાત થઈ ગયા છે.] ''બસ જ્યારે તેણે (આદમ અલૈ.એ) તેમને તેના નામો બતાવ્યા, (તો) તેણે (અલ્લાહે) કહ્યું શું મેં તમને કહ્યું ન હતું કે હું આસમાનો અને જમીન(ની) છુપી (ગૈબ) વાતો જાણું છું; અને હું જાણું છું જે તમે જાહેર કરો છો અને જે તમે છુપાવો છો.''

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

અગાઉની આયતોમાં અલ્લાહ જલ્લ શા'નહુએ વિશેષ અને સામાન્ય બંને પ્રકારની નેઅ્મતોનો ઉલ્લેખ કરીને અલ્લાહ તઆલાની નાશુક્રી અને નાફરમાનીથી બચવાની તાકીદ કરી. આ આયતોથી રુકૂઅના અંત સુધીની દશ આયતોમાં આદમ (અલૈ.)નો કિસ્સો પણ એ જ ક્રમમાં વર્ણવ્યો છે. કારણ કે નેઅ્મતો બે પ્રકારની હોય છે. એક જે ભૌતિક પ્રકારની અને અનુભવી શકાય છે, જેમકે ખાવું–પીવું, રૂપિયા–પૈસા, મકાન–જાયદાદ વગેરે અને બીજા પ્રકારની નેઅ્મતો અભૌતિક તથા વ્યક્તિના આત્મા અથવા સામાજિક દરજ્જા સાથે સંબંધ ધરાવે છે. જેમકે ઈજ્જત–આબરૂ, માન–મરતબો, ખુશી–ગમી, જ્ઞાન વગેરે. અગાઉની આયતોમાં જાહિરી અને ભૌતિક નેઅ્મતોનું વર્ણન હતું અને આ અગિયાર આયતોમાં અભૌતિક નેઅ્મતોનો ઉલ્લેખ છે જેમકે અલ્લાહ ફરમાવે છે કે, અમે તમારા પિતા આદમ (અલૈ.)ને ઈલ્મ (જ્ઞાન) આપ્યું અને મલાઈકહ (ફરિશ્તાઓ) પાસે સિજદો કરાવી તેમને ઈજ્જત બક્ષી અને તમને એમની ઔલાદ હોવાનું ગૌરવ આપ્યું.

આયતના વિષયનો ખુલાસો એ છે કે અલ્લાહ જલ્લ શા'નહુએ જ્યારે આદમ (અલૈ.)ને પૈદા કર્યા અને દુનિયામાં એમની ખિલાફત કાયમ કરવાનો ઈરાદો કર્યો તો ફરિશ્તાઓની જાહેરમાં પરીક્ષા લેવાનો ઈરાદો કર્યો, જેમાં ઈશારો એ હતો કે તેઓ આ વિશે પોતાનો અભિપ્રાય સ્પષ્ટ કરે. ફરિશ્તાઓનો અભિપ્રાય એવો આવ્યો કે મનુષ્યમાં તો એવા લોકો પણ હશે જેઓ ફસાદ ફેલાવશે અને

ખૂનરેઝી કરશે. તેમને પૃથ્વીની ખિલાફત અને વ્યવસ્થા સોંપવાનું સમજમાં નથી આવતું, આ કામ માટે તો ફરિશ્તાઓ વધારે યોગ્ય જણાય છે કે નેકી એમનો સ્વભાવ છે. બુરાઈ અને ખરાબ કૃત્યો એમના વડે થવા શક્ય જ નથી. તેઓ સંપૂર્ણ ફરમાંબરદાર છે, દુનિયાની વ્યવસ્થા પણ તેઓ સંભાળી શકે છે. અલ્લાહ તઆલાએ એમના આ અભિપ્રાયને ખોટો હોવાનું એવી હિકમત દ્વારા જાહેર કર્યું કે, પૃથ્વીની ખિલાફતની વાસ્તવિકતા અને તેની આંટીઘૂંટીઓથી તમે વાકિફ નથી, તેને માત્ર હું જ સંપૂર્ણ રીતે જાણું છું.

પછી બીજો જવાબ હિકમતભર્યા અંદાજમાં આદમ (અલૈ.)ની શ્રેષ્ઠતા પુરવાર કરીને આપ્યો કે આદમ (અલૈ.) જ્ઞાન મેળવવામાં અને તેને પચાવવામાં ફરિશ્તાઓ કરતાં વધારે શક્તિશાળી છે, એમને બતાવવામાં આવ્યું કે પૃથ્વીની ખિલાફત માટે બધી જ મખ્લૂકોના નામો અને તેમની ખાસિયતો, ગુણધર્મો અને લક્ષણો જાણવા જરૂરી છે અને આ કામ ફરિશ્તાઓની ક્ષમતામાં સમાઈ શકે તેમ નથી.

## આદમ (અલૈ.)ના સર્જન વિશે ફરિશ્તાઓ સાથેની વાતચીત કઈ મસ્લિહત ઉપર આધારિત હતી ? :

અહીંયાં એક વાત ધ્યાન આપવા યોગ્ય છે કે અલ્લાહ જલ્લ શા'નહુની ફરિશ્તાઓની મજલિસમાં આ કિસ્સાની જાહેરાત કરવાની હેસિયત શું હતી ? શું તેમનાથી મશવેરો કરવાનો હેતુ હતો ? અથવા ફક્ત તેમને જાણ કરવી હતી અથવા ફરિશ્તાઓના મુખેથી તેમનો અભિપ્રાય જાણવાનો હેતુ હતો ?

જો આ વાત છે તો સલાહ–મશવેરાની આવશ્યકતા તો ત્યાં હોય શકે છે જ્યાં કોઈ સમસ્યાના અથવા વિષયના બધા જ પાસાઓ સ્પષ્ટ ન હોય અને પોતાના જ્ઞાન તથા સૂઝબૂજ અને બુદ્ધિ ઉપર સંપૂર્ણ સંતોષ ન હોય. એટલા માટે બીજા બુદ્ધિશાળીઓ અને વિદ્વાનોથી મશવરો કરવામાં આવે છે. જેમકે દુનિયાની સામાન્ય કાઉન્સિલોમાં પણ આ પદ્ધતિ અપનાવવામાં આવે છે અને દેખીતું છે કે અહીંયાં ઉપરોક્ત બંને પ્રકારની બાબતો હોઈ શકતી નથી, કારણ કે અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર છે, વિશ્વના અણુએ અણુનું જ્ઞાન ધરાવે છે અને દશ્ય–અદશ્ય બધી વસ્તુઓ તેના જ્ઞાનમાં સમાયેલી છે. તેને શું આવશ્યકતા છે કે કોઈનાથી મશવરો કરે ?

એવી જ રીતે અહીંયાં એવું પણ નથી કે કોઈ પાર્લામેન્ટરી સરકાર છે, જેના બધા જ સભ્યોને સરખા અધિકારો છે અને બધાથી મશવરો લેવો જરૂરી હોય છે. અહીંયાં તો અલ્લાહ તઆલા સૌનો સર્જનહાર અને માલિક છે. ફરિશ્તા હોય કે જિન્નાત હોય, કે પછી માનવજાતિ હોય. બધા જ તેની મખ્લૂક અને તેનું સર્જન છે, કોઈને પણ એ અધિકાર નથી કે તેના કોઈપણ કાર્યના સંદર્ભમાં સવાલ ઉઠાવી શકે કે અલ્લાહે આવું કેમ કર્યું ? ફલાણું કેમ કર્યું ? આવું કેમ ન કર્યું ?.... વગેરે. لَا يُسْئَلُ عَمَّا يَفْعَلُ وَهُمْ يُسْئَلُوْنَ *"અલ્લાહ તઆલાથી તેના કોઈ કાર્યના સંબંધે પ્રશ્ન કરી શકાતો નથી અને બધાથી તેમના અમલોનો સવાલ કરવામાં આવશે." (૨૧:૨૩)*

વાત એમ છે કે વાસ્તવમાં અહીંયાં મશવરો લેવાનો હેતુ નથી અને ન જ તેની આવશ્યકતા છે. બલકે, સલાહ–મશવરો કરવાનું સ્વરૂપ બનાવવામાં આવ્યું, જેમાં મખ્લૂકને મશવરો કરવાની સુન્નતના શિક્ષણનો લાભ થઈ શકે છે. જેમકે રસૂલે કરીમ ﷺને સહાબએ કિરામ (રદિ.)થી સલાહ–મશવરો કરવાની હિદાયત કુર્આનમાં કરવામાં આવી. હાલાં કે આપ ﷺ સાહિબે વહી (જેમના ઉપર વહી ઊતરતી હતી) હતા. બધા જ કાર્યો અને પ્રત્યેક પાસાઓને આપ ﷺ પર વહી દ્વારા જાહેર કરી શકાતાં હતા, પરંતુ આપ ﷺને સલાહ–મશવરાની સુન્નતની તાકીદ ઉમ્મતને શીખવવા માટે કરવામાં આવી કે, સહાબા (રદિ.) સાથે સલાહ–મશવરો કરવામાં આવે.

મતલબ કે ફરિશ્તાઓની મજલિસમાં આ કિસ્સાની જાહેરાતથી એક લાભ, મશવરો કરવાના શિક્ષણના સ્વરૂપમાં પ્રાપ્ત થયો.

*(રૂહુલ બયાન)*

બીજા લાભ તરફ પોતે તેના શબ્દો દ્વારા ઈશારો થાય છે કે મનુષ્યની પૈદાઈશ (ઉત્પત્તિ) પહેલાં ફરિશ્તાઓ એવું સમજતા હતા કે અમારાથી શ્રેષ્ઠ અને જ્ઞાની કોઈ અન્ય મખ્લૂક અલ્લાહ તઆલા પૈદા નહીં કરે અને તફસીરે ઈબ્ને જરીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી એક રિવાયતમાં તેનો ખુલાસો પણ છે કે, આદમ (અલૈ.)ની પૈદાઈશ પહેલાં ફરિશ્તાઓ પરસ્પર કહેતા હતા કે, لَنْ يَّخْلُقَ اللّٰهُ خَلْقًا اَكْرَمَ عَلَيْهِ مِنَّا وَلَا اَعْلَمَ "અલ્લાહ તઆલા કોઈ મખ્લૂક

આપણાથી શ્રેષ્ઠ અને જ્ઞાની પૈદા નહીં કરે.'' અલ્લાહ તઆલા જાણતા હતા કે હું એક એવી મખ્લૂક પૈદા કરવાનો છું જે સમગ્ર મખ્લૂકોમાં સૌથી શ્રેષ્ઠ અને જ્ઞાની હશે અને જેને પોતાની ખિલાફત અને નિયાબતની ઈજ્જત આપવામાં આવશે. એટલા માટે ફરિશ્તાઓની મજલિસમાં આદમ (અલૈ.)ને પૈદા કરવાનું અને તેમને નાયબ બનાવવાનું વર્ણન કરવામાં આવ્યું કે જેથી ફરિશ્તાઓ પોતાનો અભિપ્રાય જાહેર કરે.

આ જ કારણે ફરિશ્તાઓએ પોતાની સમજ અને જ્ઞાન પ્રમાણે વિનંતી સ્વરૂપે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો કે જે મખ્લૂકને તમે પૃથ્વીના ખલીફા બનાવી રહ્યા છો તેમાં તો ફિત્ના–ફસાદનું તત્ત્વ પણ છે. તેઓ બીજાની સુધારણા અને પૃથ્વી પર શાંતિ અને સમૃદ્ધિની વ્યવસ્થા કઈ રીતે કરી શકશે? જ્યારે કે તે પોતે ખૂન વહાવતો હશે ?....... જ્યારે કે અમે ફરિશ્તાઓ ફિત્ના–ફસાદનું કોઈ તત્ત્વ ધરાવતા નથી, અમે ગુનાહોથી મા'સૂમ છે અને પ્રત્યેક પળે તારી તા'રીફ અને વખાણ તથા ઈબાદત અને ઈતાઅતમાં લાગેલા હોય છે. તો દેખીતી રીતે આ સેવા અમે સારી રીતે કરી શકીએ છીએ.

મતલબ કે તેનાથી નઊઝુબિલ્લાહ અલ્લાહના કાર્યમાં કોઈ વાંધો ઉઠાવવાનો હેતુ નથી. કારણ કે ફરિશ્તા એવા વિચાર અને કલ્પના કરવાથી પણ મા'સૂમ (નિર્દોષ) છે બલકે, હેતુ ફક્ત પૂછવાનો હતો કે એક અમારા જેવી જમાઅત મૌજૂદ છે, બીજી મા'સૂમ ન હોય એવી મખ્લૂક પૈદા કરી આ કામ તેમના હવાલે કરવામાં અને તેમને અગ્રિમતા આપવામાં શું હિકમત છે ? એટલા માટે તેના જવાબમાં પ્રથમ અલ્લાહ તઆલાએ ટૂંકમાં ફરમાવ્યું કે, اِنِّیۡ اَعۡلَمُ مَا لَا تَعۡلَمُوۡنَ તમે ખિલાફતે ઈલાહિય્યહની હકીકત અને તેના વિવિધ પાસાઓથી વાકિફ નથી. એટલા માટે તમે જે સમજી રહ્યા છો કે એક મા'સૂમ મખ્લૂક જ આ કામ કરી શકે છે તો તેની વાસ્તવિકતા માત્ર હું જ જાણનાર છું.

ત્યારબાદ ફરિશ્તાઓને તેનું વિગતવાર જ્ઞાન આપવાના હેતુથી એક ખાસ પ્રકારનો દેખાવ કરવામાં આવ્યો જેથી સાબિત થઈ જાય કે સમગ્ર સૃષ્ટિના પદાર્થોના નામો, ગુણધર્મો અને લક્ષણો તેમજ ખાસિયતોનું જ્ઞાન ધરાવવાની સલાહિય્યત (ક્ષમતા) ફક્ત આદમ (અલૈ.)ને જ પ્રાપ્ત થઈ છે. ફરિશ્તાઓનો

સ્વભાવ અને તેમની ક્ષમતા યોગ્ય આ કામ ન હતું. આદમ (અલૈ.)ને શીખવાડેલા અને બતાવેલા દુનિયાના લાભકારક અને નુકસાનકારક પદાર્થો અને વસ્તુઓના ગુણધર્મો તથા પ્રત્યેક સજીવ અને નિર્જીવ પદાર્થોના ગુણધર્મો તેમજ દરેક કૌમોના સ્વભાવ, સંસ્કૃતિ, સભ્યતા તથા તેમની નિશાનીઓ, ખાસિયતો વગેરે વગેરેનું જ્ઞાન – ફરિશ્તાઓનો સ્વભાવ આ બધી વસ્તુઓને બરદાસ્ત કરી શકે તેમ ન હતો. ફરિશ્તાઓ શું જાણે ભૂખ શું હોય છે ? તરસની તકલીફ શું હોય છે ? લાગણીઓની–ભાવનાઓનો શું અસર થાય છે ? કોઈ વસ્તુથી નશો કેવી રીતે ઉત્પન્ન થાય છે ? સાપ અને વીંછીનું ઝેર શરીરમાં શું અસર કરે છે ? વગેરે....વગેરે....

મતલબ પૃથ્વીની મખ્લૂકોના નામો તેમના ગુણધર્મો અને લક્ષણો તથા ખાસિયતોનું શિક્ષણ અને ફરિશ્તાઓની પ્રકૃતિ બંને બે ભિન્ન પ્રકારની બાબતો હતી. આ જ્ઞાન ફક્ત આદમ (અલૈ.)ને જ શીખવાડી શકાતું હતું અને કુર્આનના કોઈ ખુલાસા અને ઈશારાથી એ પણ સાબિત નથી થતું કે આદમ (અલૈ.)ને આ શિક્ષણ એકાંતમાં ફરિશ્તાઓથી અલગ રીતે આપવામાં આવ્યું હતું. એટલા માટે એવું બની શકે છે કે, સૌને સાથે રાખીને સમૂહમાં આ જ્ઞાન આપવામાં આવ્યું હોય, પરંતુ આ શિક્ષણથી લાભ ઉઠાવવો આદમ (અલૈ.)ની પ્રકૃતિમાં હતું એટલે તેમણે શીખી લીધું, ફરિશ્તાઓની પ્રકૃતિમાં તે વસ્તુ ન હતી એટલા માટે તેઓ ન શીખી શક્યા. માટે જ અહીંયાં શિક્ષણનો સંબંધ આદમ (અલૈ.) સાથે બતાવવામાં આવ્યો. જો કે આ શિક્ષણ સર્વસામાન્ય હતું, આદમ (અલૈ.) અને ફરિશ્તાઓ બધાના માટે હતું અને એવું પણ હોઈ શકે છે કે ઔપચારિક શિક્ષણની કોઈ પરિસ્થિતિ ઊભી જ ન થઈ હોય. બલકે આદમ (અલૈ.)ની પ્રકૃતિમાં આ વસ્તુઓનું જ્ઞાન શરૂઆતની ઉત્પત્તિ વખતે જ આપી દેવામાં આવ્યું હોય. જેવી રીતે કે બાળક જન્મતાની સાથે જ માંનુ દૂધ પીવાનું જાણે છે, બતકનું બચ્ચું તરવાનું જાણે છે. તેમાં કોઈ ઔપચારિક શિક્ષણની આવશ્યકતા હોતી નથી.

સવાલ એ છે કે અલ્લાહની કુદરતમાં તો બધું જ છે, તે ફરિશ્તાઓની પ્રકૃતિ અને તેમનો સ્વભાવ બદલી આ બધી વસ્તુઓ શીખવાડી શકતા હતા તો એમને કેમ શીખવાડવામાં ન આવ્યું ? પરંતુ તેનો અર્થ તો એ જ થયો કે, ફરિશ્તાને

કેમ મનુષ્ય બનાવી દેવામાં ન આવ્યા ? કારણ કે જો ફરિશ્તાઓની પ્રકૃતિ બદલી નાંખવામાં આવી હોત તો તે ફરિશ્તા ન રહ્યા હોત, તે મનુષ્ય બની ગયા હોત !

ખુલાસો એ છે કે પૃથ્વીની મખ્લૂકના નામો અને તેમના ગુણધર્મો તથા ખાસિયતોનું જ્ઞાન આદમ (અલૈ.)ને આપવામાં આવ્યું, જે ફરિશ્તાઓની ક્ષમતા બહારની બાબત હતી અને પછી તે મખ્લૂકોને ફરિશ્તાઓ સામે લાવીને સવાલ કરવામાં આવ્યો કે જો તમે તમારા અભિપ્રાયમાં સાચા છો કે અમારા કરતાં કોઈ મખ્લૂક વધારે જ્ઞાની અને શ્રેષ્ઠ પૈદા નહીં થાય અથવા પૃથ્વીની ખિલાફત અને નિયાબત માટે ફરિશ્તાઓ મનુષ્ય કરતાં વધારે યોગ્ય છે, તો તે વસ્તુઓના નામો, તેમની ખાસિયતો, ગુણધર્મો અને લક્ષણો બતાવો ? કારણ કે આ વસ્તુઓ ઉપર પૃથ્વીના ખલીફાને હુકૂમત કરવાની છે.

અત્રે એ પણ લાભ થયો કે ખલીફા માટે એ જરૂરી છે કે પોતાના હાથ નીચેની મખ્લૂક અને રય્યતનો સ્વભાવ, તેમની પ્રકૃનિ, ગુણો અને લક્ષણોથી સંપૂર્ણ વાકેફ હોય. તેના વિના તે ન્યાય અને ઈન્સાફ સાથે રાજ્ય નહીં કરી શકે. જે મખ્લૂક એવું નથી સમજી શકતી કે ભૂખથી કેવી–કેવી તકલીફો થાય છે, અગર તેની અદાલતમાં કોઈને ભૂખ્યા રાખવા બાબતે કોઈ દા'વો રજૂ કરવામાં આવશે તો તે કેવી રીતે એનો ન્યાય કરશે અને ફેંસલો આપશે ?

મતલબ, એ જ કારણે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને બતાવી દીધું કે પૃથ્વીના નાયબ બનવા લાયક યોગ્ય માપદંડ નિર્દોષ હોવું (મા'સૂમિયત) નથી બલકે, પૃથ્વી ઉપર જે પદાર્થો અને મખ્લૂક છે તેમની સંપૂર્ણ જાણકારી ધરાવવી તે એનું માપદંડ છે. તેના ઉપયોગની પદ્ધતિઓ અને તેમના વિવિધ પાસાંઓને જાણવું જરૂરી છે. જો ફરિશ્તાઓનો એ અભિપ્રાય સાચો છે કે પૃથ્વીના ખલીફા અને નાયબ બનવા માટે અમે વધારે યોગ્ય મખ્લૂક છે, તો આ બધા પદાર્થોના નામ અને લક્ષણો જણાવો !

ફરિશ્તાઓએ કોઈ વાંધો ઉઠાવવા માટે અથવા ઘમંડ કે ગર્વ અથવા પોતાનો અધિકાર જતાવવાનો કોઈ હેતુથી નહીં, બલકે ફક્ત પોતાના વિચારને અભિપ્રાય સ્વરૂપે એક સેવકની જેમ પોતાની સેવા રજૂ કરવા માટે કહ્યું હતું એટલા માટે તેઓ તરત જ બોલી ઉઠયા,

سُبۡحَانَکَ لَاعِلۡمَ لَنَاۤاِلَّامَاعَلَّمۡتَنَاۤاِنَّکَ اَنۡتَ الۡعَلِیۡمُ الۡحَکِیۡمُ ۝

*"તેમણે કહ્યું તું પાક છે, અમોને જ્ઞાન નથી, પરંતુ જે તેં અમોને શીખવ્યું; નિઃશંક ! તું જ જાણનાર હિકમતવાળો (છે)."*

જેનો મતલબ એ છે કે ફરિશ્તાઓએ પોતાના અભિપ્રાય દ્વારા એવો ઈકરાર કર્યો હતો કે, અમારાથી પણ વધુ જ્ઞાન ધરાવતી મખ્લૂક મૌજૂદ છે અને પૃથ્વીના નાયબ બનવા માટે તે જ વધુ યોગ્ય છે.

બીજો પ્રશ્ન અત્રે એ ઉપસ્થિત થાય છે કે, ફરિશ્તાઓને કેવી રીતે ખબર પડી કે મનુષ્ય પરસ્પર લોહી વહાવશે. શું તેમને ગૈબનું ઈલ્મ હતું ? અથવા ફક્ત એક કલ્પનાના આધારે એમણે આવું સમજી લીધું ?

આ પ્રશ્નનો સર્વમાન્ય જવાબ બધા જ વિદ્વાન સંશોધનકારોએ સહમતિથી એ આપ્યો છે કે, અલ્લાહ તઆલાએ જ ફરિશ્તાઓને મનુષ્યની હાલત અને તેમના દ્વારા ઘટનારી ઘટનાઓ બતાવી દીધી હતી. જેમકે અમુક ઈશારાઓ છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓ સામે આદમ (અલૈહિસ્સલામ)ને પૃથ્વીના ખલીફા બનાવવાનું વર્ણન કર્યું તો ફરિશ્તાઓએ અલ્લાહ તઆલાને જ આ ખલીફાનો હાલ પૂછ્યો અને અલ્લાહ તઆલાએ જ તેમને એમના વિશે બતાવી દીધું.

*(રૂહુલ મઆની)*

તેથી ફરિશ્તાઓને આશ્ચર્ય થયું કે જ્યારે મનુષ્યની આવી હાલત છે કે તેઓ ફસાદ અને ખૂનરેઝીઓ પણ કરશે તો તેમને પૃથ્વીના નાયબ બનાવવા પાછળ શું હિકમત છે ?

તેનો જવાબ અલ્લાહ તઆલા તરફથી આદમ (અલૈ.)ના જ્ઞાન (ઈલ્મ)ને ફરિશ્તાઓ સમક્ષ જાહેર કરીને આપી દેવામાં આવ્યો અને ફસાદ–ખૂનરેઝીઓથી જે શંકાઓ તેમના નાયબ બનવાના અધિકાર ઉપર કરવામાં આવી હતી, તેનો જવાબ اِنِّیۡۤ اَعۡلَمُ مَا لَاتَعۡلَمُوۡنَ માં સર્વગ્રાહી રીતે આપી દેવામાં આવ્યો. જેમાં ઈશારો છે કે જે વસ્તુને તમે નાયબ અને ખલીફા બનવામાં અવરોધરૂપ સમજી રહ્યા છો વાસ્તવમાં તે જ તેની વિશેષતા અને કાબેલિયતનું કારણ છે. કારણ કે

પૃથ્વી ઉપર જરૂરત ફસાદને દૂર કરનારની છે. જ્યાં ફસાદ ન હોય ત્યાં ખલીફા અને નાયબ મોકલવાની જરૂરત જ નથી. મતલબ કે અલ્લાહનો ઈરાદો એવું બતાવવાનો હતો કે જે પ્રમાણે તેણે એક એવી ઈજ્જતદાર મા'સૂમ મખ્લૂક ફરિશ્તાઓ પૈદા કર્યા, જેમનાથી ગુનાહ અને ભૂલો થવાની કલ્પના પણ કરી શકાય નહીં અને જેવી રીતે તેણે શયતાન પૈદા કર્યા કે જેમનામાં નેકી અને ભલાઈની સલાહિય્યત અને પ્રકૃતિ જ નથી, એવી જ રીતે એક મખ્લૂક એવી પૈદા કરવાનો અલ્લાહનો ઈરાદો છે જેમનામાં ભલાઈ અને બુરાઈ, નેકી અને બદી બંનેનું મિશ્રણ હશે. જેમનામાં ભલાઈ–બુરાઈ બંને પ્રકારની લાગણીઓ અને ભાવનાઓ હશે, હવે જેઓ બુરાઈની લાગણીઓ અને ભાવનાઓ ઉપર કાબૂ મેળવીને ભલાઈના કૃત્યો કરશે તે અલ્લાહ તઆલાને રાજી કરી તેના ઈનામોનો હકદાર બનશે.

હઝરત આદમ (અલૈ.)ને વસ્તુઓના નામો શીખવવાના આ કિસ્સાથી એ પણ સાબિત થઈ ગયું કે, ભાષા અને શબ્દકોષની અસલ ઉત્પત્તિ અલ્લાહ તઆલાએ જ કરી છે. પછી તેમાંથી મખ્લૂકના ઉપયોગ માટે વિવિધ સ્વરૂપો અને વિવિધ ભાષાઓ પૈદા થઈ ગઈ. ઈમામ અશ્અરી (રહ.)એ આ આયતથી દલીલ કરી છે કે, "અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા જ ભાષા અને શબ્દકોષ પૈદા કરનાર છે."

**આદમ (અલૈ.)ની શ્રેષ્ઠતા ફરિશ્તાઓ ઉપર :**

આ કિસ્સામાં કુર્આને હકીમના આ ગૂઢ શબ્દ ઉપર પણ ધ્યાન આપવા યોગ્ય છે કે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને સંબોધન કરીને કહ્યું કે, "આ વસ્તુઓના નામ બતાવો," શબ્દ "અમ્બિઊની" ઈરશાદ ફરમાવ્યો કે "મને બતાવો" અને જ્યારે આદમને એ જ વસ્તુઓનું સંબોધન કર્યું તો શબ્દ "અમ્બિઅ્હુમ્" કહ્યું એટલે કે આદમ (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો કે "ફરિશ્તાઓને તેના નામ બતાવો."

સંબોધન કરવાની પદ્ધતિનો આ તફાવત સ્પષ્ટ કરે છે કે આદમ (અલૈ.)ને મુઅલ્લિમ (શિક્ષક)નો દરજ્જો આપવામાં આવ્યો અને ફરિશ્તાઓને વિદ્યાર્થીનો. જેમાં આદમ (અલૈ.)ની ફઝીલત અને મોટાઈનું એક મહત્ત્વનું સ્વરૂપ પણ જાહેર થઈ ગયું છે.

આ કિસ્સાથી એ પણ જાહેર થઈ ગયું કે ફરિશ્તાઓના જ્ઞાનમાં પણ વધારો–ઘટાડો થઈ શકે છે કારણ કે, જે વસ્તુઓનું તેમને જ્ઞાન નથી હોતું આદમ (અલૈ.) દ્વારા તેમને પણ તે વસ્તુઓનું સર્વગ્રાહી રીતે કોઈને કોઈ દરજ્જામાં જ્ઞાન આપી દેવામાં આવ્યું.

**પૃથ્વીની ખિલાફતનો મસ્અલો :**

પૃથ્વીની વ્યવસ્થા અને તેમાં અલ્લાહના કાનૂનને લાગુ કરવા માટે તેના તરફથી કોઈ નાયબ નક્કી કરવો, જે ઉપરોક્ત આયતોથી સ્પષ્ટ થઈ ગયું છે, તેમાં રાજ્ય બંધારણનો મહત્ત્વનો વિષય પણ આવ્યો કે તમામ સૃષ્ટિનો શાસક એકમાત્ર અલ્લાહ જ છે અને સમગ્ર સૃષ્ટિ ઉપર ફક્ત અલ્લાહ તઆલાનું જ શાસન છે. જેમકે, કુર્આન શરીફની ઘણી આયતો તેની ગવાહી સ્વરૂપે "અધિકાર એકમાત્ર અલ્લાહનો જ છે" (૬:૫૭) اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ અને لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ અને اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ "ખરેખર તેનું જ છે બધું સર્જન (મખ્લૂક) અને હુકમ (અધિકાર)" (૭:૫૪) વગેરે છે. પૃથ્વીની વ્યવસ્થા માટે અલ્લાહ તઆલા તરફથી નાયબો આવે છે, જેઓ અલ્લાહના હુકમથી રાજ્ય અને હુકૂમત કરે છે અને અલ્લાહ તઆલાના બંદાઓના શિક્ષણ અને કેળવણીનું કામ કરી અલ્લાહના હુકમો લાગુ કરે છે. આ ખલીફા અને નાયબની નિયુક્તિ સીધે–સીધી અલ્લાહ તઆલા તરફથી જ થાય છે, તેમાં કોઈની કોઈ કળા કે કૃત્યની કોઈ દખલગીરી નથી. એટલા માટે સમગ્ર ઉમ્મતનો સર્વગ્રાહી અકીદો (માન્યતા) છે કે નુબુવ્વત કોઈ એવી વસ્તુ નથી કે જેને કોઈ પોતાના પ્રયત્નો અને કાર્યોથી પ્રાપ્ત કરી શકે બલકે, અલ્લાહ તઆલા પોતે જ પોતાના ઈલ્મ (જ્ઞાન) અને હિકમત દ્વારા અમુક ખાસ–ખાસ વ્યક્તિઓને આ કાર્ય માટે નિયુક્ત કરે છે. જેમને પોતાના નબી અને રસૂલ અથવા ખલીફા કે નાયબ બનાવે છે. કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ આ બાબત વર્ણવવામાં આવી છે,

اَللّٰهُ يَصْطَفِىْ مِنَ الْمَلٰٓئِكَةِ رُسُلًا وَّمِنَ النَّاسِ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ○

*"અલ્લાહ તઆલા ચૂંટી કાઢે છે ફરિશ્તાઓમાંથી પોતાના રસૂલને અને મનુષ્યોમાંથી; બેશક ! અલ્લાહ તઆલા સાંભળનાર અને જોનાર છે." (૨૨:૭૫)*

اَللّٰہُ اَعۡلَمُ حَیۡثُ یَجۡعَلُ رِسَالَتَہٗ،

*"અલ્લાહ તઆલા જ ખૂબ જાણનાર છે કે પોતાની રિસાલત (કોને) અર્પણ કરવી ?" (૬:૧૨૪)*

આ અલ્લાહના ખલીફાઓ સીધે–સીધા અલ્લાહ તઆલા તરફથી જ તેના હુકમો જાણે છે અને પછી તેને દુનિયામાં લાગુ કરે છે. ખિલાફત અને અલ્લાહના નાયબનો આ ક્રમ હઝરત આદમ (અલૈ.)થી શરૂ કરીને ખાતિમુન્નબિય્યીન ﷺ સુધી એકધારો ચાલતો રહ્યો. અહીંયાં સુધી કે ખાતિમુન્નબિય્યીન ﷺ આ પૃથ્વી ઉપર અલ્લાહના છેલ્લા ખલીફા તરીકે ઘણી બધી વિશેષતાઓ સાથે આવ્યા.

રિસાલતની એક ખાસિયત એ પણ હતી કે આપ ﷺ અગાઉ ખાસ–ખાસ દેશો અને કૌમોમાં અંબિયા (અલૈ.) આવતા હતા. તેમના રાજ્યની સીમા અને અધિકાર ફક્ત તે જ કૌમો અને દેશો સુધી મર્યાદિત રહેતો. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એક કૌમમાં, હઝરત લૂત (અલૈ.) બીજી કૌમમાં, હઝરત મૂસા (અલૈ.) અને અન્ય નબીઓ બની ઈસ્રાઈલમાં મોકલવામાં આવ્યા.

**રસૂલુલ્લાહ ﷺ પૃથ્વી પર અલ્લાહના છેલ્લા ખલીફા છે; આપ ﷺ ની વિશેષતાઓ :**

આપ ﷺને આખી દુનિયા અને તેની બંને મખ્લૂકો જિન્નાત અને ઈન્સાન તરફ મોકલવામાં આવ્યા હતા. આપ ﷺનો અધિકાર આખી દુનિયાની બંને પ્રજાતિ ઉપર છવાયેલો હતો. કુર્આન શરીફે આપ ﷺ અને આપની નુબુવ્વત દુનિયાની સમગ્ર કૌમો માટે હોવાનું એ'લાન કર્યું છે.

قُلۡ یٰۤاَیُّہَا النَّاسُ اِنِّیۡ رَسُوۡلُ اللّٰہِ اِلَیۡکُمۡ جَمِیۡعَا ۨ الَّذِیۡ لَہٗ مُلۡکُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ،

*"(આપ ﷺ) કહી આપો કે, હે લોકો ! હું અલ્લાહનો રસૂલ છું તમારા બધાના માટે; અલ્લાહ તે જાત છે જેના કબજામાં આસમાનો અને જમીનોનો અધિકાર છે." (૭:૧૫૮)*

અને સહીહ મુસ્લિમની એક હદીષમાં છે કે, આપ ﷺએ કહ્યું કે "મને બધા નબીઓ ઉપર ખાસ છ વસ્તુઓમાં ફઝીલત (શ્રેષ્ઠતા) બક્ષવામાં આવી છે."

તેમાંથી પ્રથમ એ છે કે, આપ ﷺને આખી દુનિયાના નબી અને રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા.

બીજી ખાસિયત ખાતિમુન્નબિય્યીન ﷺની એ છે કે, અગાઉના અંબિયા (અલૈ.)ની ખિલાફત અને નિયાબત જેવી રીતે ખાસ–ખાસ દેશો અને કૌમો સુધી મર્યાદિત રહેતી હતી, એવી જ રીતે એક ખાસ સમય માટે મખ્સૂસ (નક્કી) હતી. તેમના પછી બીજા રસૂલ આવી જતા તો પહેલા રસૂલની ખિલાફત અને નિયાબત પૂરી થઈ આવનારા રસૂલની ખિલાફત કાયમ થઈ જતી હતી. આપણા રસૂલ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને અલ્લાહે ખાતિમુલ અંબિયા બનાવી દીધા કે આપ ﷺની ખિલાફત અને નિયાબત કયામત સુધી કાયમ રહેશે. એમનો કોઈ ચોક્કસ સમયગાળો નક્કી કરવામાં નથી આવ્યો બલકે, જ્યાં સુધી જમીન, આસમાન અને આ પૃથ્વીનું અસ્તિત્વ છે ત્યાં સુધી આપ ﷺની રિસાલત કાયમ રહેશે.

ત્રીજી ખાસિયત એ છે કે અગાઉના અંબિયા (અલૈ.)નું શિક્ષણ અને શરીઅત અમુક સમય સુધી જ સુરક્ષિત રહેતી હતી અને ચાલતી હતી. ધીરે–ધીરે તેમાં સુધારા–વધારા થતા રહેતા અને અંતે તે નાબૂદ થઈ જતી હતી, એવા સમયે કોઈ બીજા નબી અથવા રસૂલ અને બીજી શરીઅત મોકલવામાં આવતી હતી. આપણા રસૂલ ﷺની વિશેષતા એ છે કે આપ ﷺનો દીન, આપ ﷺની શરીઅત કયામત સુધી સુરક્ષિત રહેશે. કુર્આન શરીફ જે આપ ﷺ ઉપર નાઝિલ થયું છે તેના શબ્દો અને અર્થો બધી જ વસ્તુની સુરક્ષાની જવાબદારી પોતે અલ્લાહ તઆલાએ લઈ લીધી છે અને ફરમાવ્યું છે,

اِنَّا نَحۡنُ نَزَّلۡنَا الذِّكۡرَ وَاِنَّا لَهٗ لَحٰفِظُوۡنَ

*"અમે જ કુર્આન નાઝિલ ફરમાવ્યું અને અમે જ તેને સુરક્ષિત રાખનાર છે." (૧૫:૯)*

એ જ રીતે આપ ﷺનું શિક્ષણ અને તેમના ફરમાનો જેને હદીષ કહેવામાં આવે છે, તેની સુરક્ષાની પણ અલ્લાહે એક ખાસ પ્રકારની વ્યવસ્થા કરી દીધી કે, કયામત સુધી આપ ﷺનું શિક્ષણ અને તેમના ફરમાનોને જીવથી વધુ વહાલા સમજનારી એક જમાઅત (ગૃપ) બાકી રહેશે, જે આપ ﷺના શિક્ષણ અને દિવ્ય પ્રકાશને તથા આપ ﷺના શરઈ હુકમોને સાચે–સાચા જેમના તેમ લોકો સુધી

પહોંચાડતા રહેશે. કોઈ તે જમાઅતને ખતમ નહીં કરી શકે. અલ્લાહ તઆલાની ગૈબી (અદશ્ય) મદદ હંમેશા તેમની સાથે રહેશે.

ખુલાસો એ છે કે અગાઉના અંબિયા (અલૈ.)ની કિતાબો અને સહીફાઓ બધું જ હેરફેર અને ખતમ થઈ જતું અને છેવટે દુનિયામાંથી ગુમ થઈ જતું અથવા ભેળસેળવાળું ખરું–ખોટું બાકી રહેતું, પરંતુ આપ ﷺની લાવેલી કિતાબ કુર્આન શરીફ અને તેમની બતાવેલી હિદાયત–હદીષ બધું જ પોતાના અસલ સ્વરૂપમાં કયામત સુધી મૌજૂદ અને સુરક્ષિત રહેશે. એટલા માટે આ પૃથ્વી પર આપ ﷺ પછી ન કોઈ નબી અને રસૂલની જરૂરત છે અને ન જ કોઈ અલ્લાહના ખલીફાની ગુંજાઈશ (સંભાવના–શક્યતા) છે.

આપ ﷺની ચોથી વિશેષતા એ છે કે, અગાઉના અંબિયા (અલૈ.)ની ખિલાફત અને નિયાબત એક ખાસ સમયકાળ માટે જ રહેતી હતી. પ્રત્યેક નબી અને રસૂલ પછી બીજા રસૂલ અલ્લાહ તરફથી નક્કી થતા અને નિયાબતનો કાર્યભાર સંભાળતા હતા.

### આપ ﷺ પછી ખિલાફતની શાસન વ્યવસ્થા :

ખાતિમુન્નબિય્યીન ﷺની ખિલાફત અને નિયાબતનો સમયકાળ કયામત સુધીનો છે. એટલા માટે કયામત સુધી આપ ﷺ જ આ પૃથ્વી ઉપર અલ્લાહના ખલીફા છે. આપ ﷺની વફાત પછી દુનિયાની વ્યવસ્થા માટે જે પણ નાયબ હશે તે "ખલીફતુર્રસૂલ" (રસૂલના ખલીફા) અને આપ ﷺનો નાયબ હશે. સહીહ બુખારી અને સહીહ મુસ્લિમની હદીષ છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

كَانَتْ بَنُوْاِسْرائِيْلَ تَسوسُهُمُ الاَنْبِيَاءُ كُلَّمَا هَلَكَ نَبِيٌّ خَلَفَهُ نَبِيٌّ وَّاِنَّهُ لَا نَبِيَّ بَعْدِىْ وَسَيَكُوْنُ خُلَفَاءُ فَيَكْثُرُوْنَ،

*"બની ઈસ્રાઈલની દીની રહેબરી (માર્ગદર્શન) તેમના નબીઓ કરતા હતા, એક નબી મૃત્યુ પામતા તો બીજા નબી આવી જતા હતા, અને ખબરદાર ખૂબ ધ્યાનથી સાંભળો ! કે મારા પછી કોઈ નબી નથી. હા, મારા ખલીફા હશે અને ઘણાં હશે."*

પાંચમી વિશેષતા આપ ﷺની એ છે કે આપ ﷺ પછી આપ ﷺની ઉમ્મતના સમૂહને તે સ્થાન અર્પણ કરવામાં આવ્યું જે અંબિયા (અલૈ.)નું હોય છે. એટલે કે ઉમ્મતના સમૂહને સત્માર્ગી બતાવી. અર્થાત ક્યારેય આખી ઉમ્મત સામૂહિક રીતે ગુમરાહ અને ગલતી ઉપર ભેગી નહીં થાય. આ આખી ઉમ્મત જે મસ્અલા ઉપર સહમતિ (ઈજ્માઅ) કરે તે અલ્લાહના હુકમ પ્રમાણે સમજવામાં આવશે. એટલા માટે અલ્લાહની કિતાબ અને રસૂલ ﷺની સુન્નત પછી ઈસ્લામમાં હુજ્જતનું ત્રીજું સ્વરૂપ ઈજ્માએ ઉમ્મત ઠરાવવામાં આવ્યું છે. આપ ﷺનો ઈરશાદ છે,

لَنْ تَجْتَمِعَ اُمَّتِىْ عَلَى الضَّلَا لَةِ،

*"મારી ઉમ્મત ક્યારેય ગુમરાહી ઉપર ભેગી નહીં થાય."*

હદીષના આ ખુલાસા દ્વારા એ બાબતની વધુ સ્પષ્ટતા થઈ જાય છે, જેમાં ઈશારો છે કે મારી ઉમ્મતમાં હંમેશા એક જમાઅત સચ્ચાઈ ઉપર કાયમ રહેશે. દુનિયા ગમે તેટલી બદલાય જાય, સચ્ચાઈ ગમે તેટલી ધૂંધળી લાગે, પરંતુ એક જમાઅત સચ્ચાઈની હિમાયતમાં હંમેશા ઊભી રહેશે અને છેવટે તે જ ગાલિબ (છવાયેલી) રહેશે.

આ બાબતથી સ્પષ્ટ થઈ ગયું કે આખી ઉમ્મત ક્યારેય એક બાબત ઉપર ગુમરાહીથી ભેગી નહિ થાય અને જ્યારે કે આખી ઉમ્મતનો સમૂહ સત્માર્ગી ઠરાવવામાં આવ્યો તો ખલીફએ રસૂલ ﷺને ચૂંટી કાઢવાનું કામ પણ તેમને સોંપવામાં આવ્યું.....અને ખાતિમુન્નબિય્યીન ﷺ પછી પૃથ્વીના નાયબ તથા હુકૂમતની વ્યવસ્થા અને વહીવટ માટે ખલીફા નક્કી કરવાની પદ્ધતિ અમલમાં આવી. આ ઉમ્મત જેને ખલીફા તરીકે નક્કી કરી દે તે રસૂલ ﷺના ખલીફાની હૈસિયતથી દુનિયાની વ્યવસ્થા અને વહીવટનો એકમાત્ર ઝિમ્મેદાર હશે અને આખી પૃથ્વીનો ખલીફા માત્ર એક જ હોઈ શકે છે.

ખુલફાએ રાશિદીન (રદિ.)ના છેલ્લા સમયકાળ સુધી ખિલાફતનો આ ક્રમ સાચા સિદ્ધાંતો ઉપર ચાલતો રહ્યો અને એટલા જ માટે તેમના ફેંસલા ફક્ત દીની કે કામચલાઉ ફેંસલાઓની હૈસિયત નથી ધરાવતા, બલકે એક પાકો

દસ્તાવેજ અને એક રીતે ઉમ્મત માટે હુજ્જત (દલીલ–માપદંડ) માનવામાં આવે છે. કારણ કે પોતે આપ ﷺએ તેમના વિશે ફરમાવ્યું,

عَلَيْكُمْ بِسُنَّتِي وَسُنَّةِ الْخُلَفَاءِ الرَّاشِدِينَ،

*"મારી સુન્નતને મજબૂતીથી પકડો અને ખુલફાએ રાશિદીનની સુન્નતને (પણ)."*

**ખુલફાએ રાશિદીન પછી બાદશાહત શરૂ થઈ :**

ખુલફાએ રાશિદીન પછી બાદશાહતની શરૂઆત થઈ. વિભિન્ન વિસ્તારમાં અનેક અમીર (વહીવટકર્તા) બનાવવામાં આવ્યા, તેમાં કોઈપણ ખલીફા કહેવાડવાનો હકદાર નથી. હા ! તેને કોઈ દેશ કે કૌમનો અમીર કહી શકાય છે અને જ્યારે આખી દુનિયાના મુસલમાનોનો સામૂહિક ફેંસલો કોઈ એક વ્યક્તિ વિશે બાકી ન રહ્યો અને દરેક દેશ, દરેક કૌમનો જુદો–જુદો અમીર બનાવવાનો રિવાજ ચાલુ થઈ ગયો તો અમુક મુસ્લિમ રાષ્ટ્રોના મુસલમાનોએ આ નિયુક્તિને ઈસ્લામિક દૃષ્ટિકોણ હેઠળ ચાલુ રાખી કે, દેશમાં મુસલમાનોની બહુમતી જેને ચૂંટી કાઢે તે જ દેશનો વહીવટકર્તા અને અમીર (સત્તાધીશ) બને છે.

**પશ્ચિમી લોકશાહી અને ઈસ્લામી "શૂરા" (કાર્યકારણી સભા– Executive committee)માં તફાવત :**

એસૅમ્બલીઓ (ધારાગૃહો) આ બાબતનો એક નમૂનો છે, ફરક માત્ર એટલો છે કે, મોટાભાગના લોકશાહી દેશોમાં એસૅમ્બલીઓ તેમના મેમ્બરો અને સભ્યોને બિલકુલ આઝાદ (સ્વતંત્ર) છોડી દે છે અને ફક્ત પોતાની સલાહ અને બહુમતીથી જે ચાહે તે સારો અથવા ખરાબ કાયદો બનાવી શકે છે. જ્યારે કે ઈસ્લામી એસૅમ્બલીઓ કે શૂરામાં સભ્યો અથવા ચૂંટાયેલા અમીર બધા જ અલ્લાહ તઆલા અને રસૂલ ﷺ દ્વારા મળેલ શરીઅત તથા દીની કાનૂનના પાબંદ છે. આ એસૅમ્બલી અને મજલિસે શૂરાની મૅમ્બરશીપ (સભ્યપદ) માટે પણ કેટલીક શરતો છે અને જે માણસ સભ્ય તરીકે ચૂંટાય તેના માટે પણ કેટલીક શરતો અને સીમાઓ છે. પછી તેમની કાયદા ઘડવાની પદ્ધતિ પણ કુર્આન અને સુન્નત પ્રમાણે શરઈ સિદ્ધાંતો અને ઉસૂલોના વર્તુળમાં રહીને જ હોઈ શકે છે.

તેના વિરૂદ્ધ કોઈ કાનૂન બનાવવાનો તેમને કોઈ અધિકાર નથી. આવી રીતે ચૂંટાયેલ ચુસ્ત ઈસ્લામી પદ્ધતિ ઉપર અમલ કરતી કાર્યકારણી સભાના અમીરને "ઊલૂલ અમ્ર" કહી શકાય છે.

ખુલાસો એ છે કે અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તાઓને સંબોધીને જે ફરમાવ્યું હતું કે, "હું પૃથ્વી પર મારો નાયબ બનાવનાર છું." તેમાં રાજ્ય બંધારણની અમુક કલમો ઉપર પ્રકાશ પડે છે.

**ઉપરોક્ત આયત દ્વારા રાજ્ય બંધારણની અમુક કલમોની સાબિતી :**

આસમાનો અને પૃથ્વીમાં અલ્લાહ તબારક વ તઆલાનું જ સંપૂર્ણ શાસન છે અને આ પૃથ્વી ઉપર અલ્લાહના હુકમોનું અમલીકરણ કરાવવા માટે નાયબ અને ખલીફા તેના રસૂલ હોય છે અને સાથે–સાથે એ પણ સ્પષ્ટ થઈ ગયું કે ખિલાફતે ઈલાહિય્યાનો ક્રમ આપ ﷺ પર પૂર્ણ થઈ ગયો તો હવે ખિલાફતે રસૂલ ﷺના સિલસિલાએ તેની જગ્યા લીધી છે અને આ ખલીફાની વરણી–નિયુક્તિ મિલ્લતે ઈસ્લામિય્યહ કરે છે.

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૩૪)**

وَ اِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ
اَبٰى وَ اسْتَكْبَرَ ٭ۗ وَكَانَ مِنَ الْكٰفِرِيْنَ ﴿٣٤﴾

**તરજુમો :**

*અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું (હુકમ કર્યો) તમે આદમને સિજદો કરો તો તેમણે સિજદો કર્યો સિવાય કે ઈબ્લીસ; તેણે ઈન્કાર કર્યો અને અભિમાન કર્યું અને કાફિરોમાંનો થઈ ગયો. (૩૪)*

**તફસીર :**

"અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું (હુકમ કર્યો)" [અને જિન્નાતોને પણ જેમકે અમુક રિવાયતોમાં હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.થી નકલ થયું છે, મતલબ કે તે બધાને હુકમ કરવામાં આવ્યો કે,] "તમે આદમને સિજદો કરો તો

તેમણે સિજદો કર્યો, સિવાય ઈબ્લીસ; તેણે ઈન્કાર કર્યો અને અભિમાન કર્યું અને કાફિરોમાંનો થઈ ગયો.''

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

અગાઉના કિસ્સામાં જ્યારે આદમ (અલૈ.)ની શ્રેષ્ઠતા અને ફઝીલત ફરિશ્તાઓ સામે જાહેર થઈ ચૂકી અને દલીલોથી એ વાત સાબિત થઈ ગઈ કે, ખિલાફતની સલાહિય્યત (ક્ષમતા) માટે જે જ્ઞાન હોવું જરૂરી છે તે હઝરત આદમ (અલૈ.)ને પ્રાપ્ત થયું છે જેમકે, અગાઉ સવિસ્તાર વર્ણન થઈ ચૂક્યું છે. અને તે ખાસ હૈસિયતના કારણે આદમ (અલૈ.)નું જ્ઞાન ફરિશ્તાઓ અને જિન્નાતો બંને મખ્લૂકના જ્ઞાનથી વધીને છે, જે તેમની સામે જાહેર થઈ ચૂક્યું. હવે અલ્લાહ તઆલાને મંજૂર હતું કે આ શ્રેષ્ઠતાને અમલી (પ્રેક્ટિકલ) રીતે પણ પુરવાર કરવામાં આવે અને ફરિશ્તાઓ તથા જિન્નાતો પાસે એવી કોઈ ખાસ રીતે આદમ (અલૈ.)ની ઈજ્જત કરાવવામાં આવે કે જેનાથી એ જાહેર થઈ જાય કે, આદમ (અલૈ.) આ બંને સમુદાયો કરતાં સંપૂર્ણ અને શ્રેષ્ઠ છે.

آنچہ خوباں ہمہ دارند تو تنہا داری

*તેઓ બધા મળી જેટલા ગુણો ધરાવે છે તમો એકલા તે બધાના માલિક છો.*

આદમ (અલૈ.)ના આ વિશેષ પ્રકારના જ્ઞાનમાં ફરિશ્તાઓ અને જિન્નાતો કરતાં સંપૂર્ણ, શ્રેષ્ઠ તથા બંને મખ્લૂક પાસે જે ઈલ્મ છે તેનું સંયોજન પણ છે જેમકે, ઉપર વિગતવાર વર્ણન થઈ ચૂક્યું છે. હવે અલ્લાહ તઆલાને મંજૂર થયું કે આદમ (અલૈ.) કરતાં ઓછું જ્ઞાન ધરાવનાર આ મખ્લૂક પાસે આદમ (અલૈ.)ની ઈજ્જત એવો અમલ કરાવીને થવી જોઈએ કે, તે આ બંને મખ્લૂક કરતાં સંપૂર્ણ અને સર્વગ્રાહી છે તેવું જાહેર થઈ જાય. જ્યારે કે, આ બંને મખ્લૂક તેમની ઈજ્જત કરી રહી છે અને તેને જીભથી વર્ણન કરી રહી છે કે, જે ખાસિયતો અને ગુણો અમારામાં અલગ–અલગ રીતે છે તે બંને એકી સાથે આદમ (અલૈ.)માં જોવા મળે છે. એટલા માટે અમલી રીતે આ પ્રમાણે ઈજ્જત કરાવવામાં આવી, તેમાં કિસ્સો વર્ણન થયો છે કે, ''અમે ફરિશ્તાઓને હુકમ આપ્યો કે આદમ (અલૈ.)ને

સિજદહ કરો, બધા ફરિશ્તાઓએ સિજદહ કર્યો પરંતુ ઈબ્લીસે ઘમંડ અને અભિમાનના કારણે સિજદહ કરવાથી ઈન્કાર કર્યો અને કાફિર બની ગયો.''

**શું સિજદહનો હુકમ જિન્નાતોને પણ હતો ? :**

આ આયતથી જે વાત સ્પષ્ટ થાય છે તે આ છે કે, આદમ (અલૈ.)ને સિજદહ કરવાનો હુકમ ફરિશ્તાઓને આપવામાં આવ્યો, પરંતુ આગલી આયતમાં અલગ કરીને કહેવામાં આવ્યું છે કે બધા ફરિશ્તાઓએ સિજદહ કર્યો પરંતુ ઈબ્લીસે ન કર્યો. તેનાથી સાબિત થયું કે આદમ (અલૈ.)ને સિજદહ કરવાનો હુકમ તે વખતે બધી જ બુદ્ધિ ધરાવતી મખ્લૂક માટે આમ હતો, જેમાં ફરિશ્તાઓ અને જિન્નાતો બધા જ શામિલ છે, પરંતુ હુકમમાં ફક્ત ફરિશ્તાઓનો ઉલ્લેખ એટલા માટે કર્યો છે કે, તેઓ સૌથી શ્રેષ્ઠ અને અફઝલ છે. જ્યારે આદમ (અલૈ.)ની ઈજ્જતનો હુકમ તેમને આપવામાં આવ્યો તો જિન્નાતોને પણ આવો હુકમ આપવાનું તેમાં શામિલ હોવાનું સાબિત થઈ ગયું.

**અગાઉની ઉમ્મતમાં કોઈના માન–સન્માન ખાતર સિજદહ કરવો જાઇઝ હતો પરંતુ હવે ઇસ્લામમાં તેની મનાઈ છે :**

આ આયતમાં ફરિશ્તાઓને હુકમ આપવામાં આવ્યો છે કે, હઝરત આદમ (અલૈ.)ને સિજદહ કરે અને સૂરએ યૂસુફમાં હઝરત યૂસુફ (અલૈ.)ના માતા–પિતા અને ભાઈઓનું મિસ્ર પહોંચી યૂસુફ (અલૈ.)ને સિજદહ કરવાનું વર્ણન છે. وَخَرُّوْا لَهٗ سُجَّدًا દેખીતું છે કે તે સિજદહ ઈબાદત માટે નથી હોઈ શકતો કારણ કે, અલ્લાહ સિવાય કોઈ અન્યની ઈબાદત કરવી કુફ્ર અને શિર્ક છે જેથી અત્રે ઈબાદત માટે સિજદહ હોવાની કોઈ એવી શક્યતા કે સંભાવના જ નથી. કોઈ પણ નબી (અલૈ.)ની શરીઅતમાં અલ્લાહને છોડીને કોઈ અન્યની ઈબાદત કરવી જાઈઝ નથી. હા! એવી શક્યતા હોઈ શકે છે કે પ્રાચીન અંબિયા (અલૈ.)ના યુગમાં સિજદહનું સ્વરૂપ અને હૈસિયત એવી હશે, જે આજના સમયમાં સલામ, હસ્તધૂનન (''મુસાફહો'' કરવો), ભેટવું, હાથ ચૂમવા અથવા ઈજ્જત ખાતર ઊભા થઈ જવું વગેરે સ્વરૂપે પ્રચલિત છે.

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે અગાઉના નબીઓની શરીઅતમાં મોટાઓની (વડીલોની) ઈજ્જત અને સન્માન માટે

સિજદો કરવો મુબાહ (જાઈઝ) હતો. હઝરત મુહમ્મદ ﷺની શરીઅતમાં તે રદ થઈ ગયું અને વડીલોની ઈજ્જત ખાતર ફક્ત સલામ કે હાથ મેળવવાની કે ભેટવાની પરવાનગી આપવામાં આવી. કોઈના માનમાં રુકૂઅ કરવો, સિજદહ કરવો કે નમાઝમાં જે રીતે હાથ બાંધી ઊભા થવામાં આવે છે તેમ કરવું જાઈઝ નથી.

એનો ખુલાસો એ પણ છે કે વાસ્તવમાં કુફ્ર, શિર્ક અને અલ્લાહને છોડીને અન્યની ઈબાદત કરવી ઈમાનના મૂળ સિદ્ધાંતો વિરૂદ્ધ છે. તે ક્યારેય કોઈ શરીઅતમાં જાઈઝ નથી હોઈ શકતું, પરંતુ અમુક પ્રવૃત્તિઓ અને અમલો એવા હતા કે જે પોતે કુફ્ર કે શિર્ક નથી, પરંતુ લોકોની અજ્ઞાનતા અને ગફલતના કારણે તે કૃત્યો શિર્ક અને કુફ્ર બની શકે છે. આવા કૃત્યોને અગાઉના નબીઓની શરીઅતોમાં સદંતર નિષેધ (હરામ) કરવામાં નથી આવ્યા, બલકે તેના દ્વારા શિર્ક કરવાથી રોકવામાં આવ્યું, જેમકે સજીવોના ચિત્ર દોરવા અને તેનો ઉપયોગ કરવો પોતાની જાતે કુફ્ર કે શિર્ક નથી, પરંતુ તે ચિત્રોની પૂંજા કરવી કુફ્ર અને શિર્ક છે. એટલા માટે પહેલાંની શરીઅતોમાં ચિત્ર બનાવવું જાઈઝ હતું, પરંતુ "સદ્દે જરાએઅ્" એટલે કે કુફ્ર–શિર્કના ચોર દરવાજાઓ બંધ કરવા માટે શરીઅતે મુહમ્મદી ﷺમાં સજીવોના ચિત્ર દોરવાનો નિષેધ કરવામાં આવ્યો છે. હઝરત સુલૈમાન (અલૈ.)ના કિસ્સામાં વર્ણન છે,

يَعْمَلُوْنَ لَهٗ مَايَشَآءُ مِنْ مَّحَارِيْبَ وَتَمَاثِيْلَ،

*"જિન્નાત એમના માટે મોટા મેહરાબો અને તસ્વીરો (ચિત્રો) બનાવ્યા કરતા હતા." (૩૪:૧૩)*

એવી જ રીતે પહેલાંની શરીઅતોમાં કોઈના માન–સન્માન ખાતર સિજદહ કરવો જાઈઝ હતો, પરંતુ લોકોની અજ્ઞાનતાના કારણે આ જ બાબત શિર્ક અને મૂર્તિપૂંજાનું માધ્યમ બની ગઈ અને તે અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં ફેરફારનું કારણ બની ગઈ અને પછી આ રિવાજે અન્ય અંબિયા (અલૈ.)ની શરીઅતોને નષ્ટ કરી નાંખી. હવે શરીઅતે મુહમ્મદી ﷺ કાયમી અને છેલ્લી શરીઅત છે. રસૂલ ﷺ ઉપર નુબુવ્વત અને રિસાલત પૂર્ણ થઈ ચૂકી છે. આપ ﷺની શરીઅત અંતિમ શરીઅત હોવાના કારણે તેનો નાશ થવાથી અથવા તેમાં

ફેરફાર થવાથી બચાવવા માટે પ્રત્યેક તે સંભાવનાઓ અને શક્યતાઓને રદ કરી નાંખવામાં આવી, જે માર્ગે શિર્ક અને મૂર્તિપૂજા ઈસ્લામમાં દાખલ થઈ શકે છે. આ સિલસિલામાં તે તમામ વસ્તુઓ હરામ ઠરાવવામાં આવી જે અગાઉના કોઈક સમયે શિર્ક અને મૂર્તિપૂંજાનું માધ્યમ બની હતી.

સજીવનું ચિત્ર દોરવું અને તેનો ઉપયોગ કરવો એ જ કારણથી હરામ કરવામાં આવ્યું. એ જ રીતે કોઈના માન–સન્માનમાં રૂકૂઅ્–સિજદહ કરવો પણ હરામ કરવામાં આવ્યું. બલકે, એટલે સુધી કે દિવસના તે સમયમાં નમાઝ પઢવી પણ હરામ કરવામાં આવી, જેમાં મુશ્રિકો અને કાફિરો પોતાની મૂર્તિઓ અને મા'બૂદો (આરાધ્ય દેવો)ની પૂંજા કરે છે, જેથી દેખીતી રીતે ઈબાદતના સમયની સમાનતાના કારણે તે શિર્ક અને મૂર્તિપૂંજાનું માધ્યમ ન બનવા પામે.

સહીહ મુસ્લિમમાં છે કે આપ ﷺએ માલિકોને હુકમ કર્યો કે "પોતાના ગુલામોને ''અબ્દી'' એટલે કે ''મારો બંદો'' કહીને ન બોલાવે અને ગુલામોને એ હુકમ આપ્યો કે પોતાના માલિકોને રબ્બી ''મારો રબ'' ન કહે." હાલાં કે, શાબ્દિક અર્થના સંદર્ભમાં બંદાનો અર્થ ગુલામ અને રબનો અર્થ પાલન–પોષણ કરનાર થાય છે. આવા શબ્દોના ઉપયોગની મનાઈ ફક્ત એટલા માટે કરવામાં આવી કે આ શબ્દો શિર્ક નજીક લઈ જનારા છે. કોઈપણ સમયે અજ્ઞાનતાના કારણે આવા શબ્દો માલિકોની પૂંજાનો દરવાજો ખોલી શકે છે. એટલા માટે આવા શબ્દોના ઉપયોગની મનાઈ કરવામાં આવી.

ખુલાસો એ છે કે, આદમ (અલૈ.)ને ફરિશ્તાઓનો સિજદહ અને યૂસુફ (અલૈ.)ને તેમના માતા–પિતા અને ભાઈઓના સિજદહનો કુર્આનમાં જે ઉલ્લેખ થયો છે તે ''સિજદએ તા'ઝીમી'' (માન–સન્માન ખાતર કરવામાં આવેલો સિજદહ) હતો જે તેમની શરીઅતોમાં આજની શરીઅતોની જેમ સલામ, હાથ મેળવવો, ભેટવું, હાથ ચૂમવો વગેરેનો દરજ્જો રાખતો હતો અને જાઈઝ હતો. શરીઅતે મુહમ્મદી ﷺને કુફ્ર અને શિર્કની કોઈ નાની સરખી સંભાવના અને શક્યતાથી પણ પાક રાખવામાં આવી છે. એટલા માટે અલ્લાહ તઆલાએ આ શરીઅતમાં માત્ર અલ્લાહ સિવાય અન્ય કોઈને પણ માન–સન્માન ખાતર સિજદહ કે રુકૂઅ કરવાની પરવાનગી આપી નથી.

અમુક ઉલમાએ ફરમાવ્યું છે કે, "નમાઝ જે મૂળ શારીરિક ઈબાદત છે, તેમાં ચાર પ્રમાણે શારીરિક પ્રક્રિયા કરવામાં આવે છે. ઊભા થવું, બેસવું, રુકૂઅ કરવો, સિજદહ કરવો તેમાં પહેલી બે પ્રક્રિયા ઊભા થવું અને બેસવું એવી ક્રિયાઓ છે જે વ્યક્તિ પોતાની રોજીંદી શારીરિક હલન–ચલનની આવશ્યકતાના કારણે ટેવ પ્રમાણે કરતો જ હોય છે અને તે ક્રિયા નમાઝમાં ઈબાદત સ્વરૂપે પણ કરવામાં આવે છે. પરંતુ રુકૂઅ અને સિજદહ એવી ક્રિયાઓ છે જેની વ્યક્તિને ટેવ હોતી નથી, માત્ર તે નમાઝમાં ઈબાદત સ્વરૂપે જ ખાસ રીતે કરવામાં આવે છે. એટલા માટે આ બંને ક્રિયાઓને શરીઅતે મુહમ્મદી ﷺમાં ઈબાદતના જ હુકમમાં ગણીને અલ્લાહ સિવાય કોઈ અન્યની સામે રુકૂઅ કે સિજદહ કરવાની મનાઈ કરવામાં આવી છે."

હવે અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, માન–સન્માનના સિજદહનું જાઈઝ હોવું કુર્આનની ઉપરોક્ત આયતોથી સાબિત છે. હઝરત મુહમ્મદ ﷺની શરીઅતમાં જો તે મનસૂખ (રદ) થયું હોય તો તેની દલીલ શું છે ?

તેનો જવાબ એ છે કે રસૂલ ﷺની અસંખ્ય પ્રખ્યાત હદીષોથી કોઈ મખ્લૂકના માન–સન્માનમાં સિજદહ કરવો હરામ હોવાનું સાબિત થયેલ છે. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "જો મેં અલ્લાહ સિવાય કોઈ અન્ય માટે "સિજદએ તા'ઝીમી" (માન–સન્માન ખાતર કરવામાં આવતો સિજદહ) જાઈઝ હોવાનું ઠરાવ્યું હોત, તો મેં પત્નીઓને હુકમ આપ્યો હોત કે તે પોતાના પતિઓને સિજદહ કરે !" (પરંતુ શરીઅતમાં સિજદએ તા'ઝીમી સદંતર હરામ છે, માટે કોઈએ પણ કોઈના માટે સિજદહ કરવો જાઈઝ નથી.)

આ હદીષ ૨૦ સહાબએ કિરામ (રદિ.)ની રિવાયતોથી સાબિત છે. હદીષની પ્રખ્યાત કિતાબોમાં આ હદીષ વર્ણવાઈ છે. "તદ્‌રીબુર્રાવી"માં છે કે, જે રિવાયતને ૧૦ સહાબએ કિરામ (રદિ.)એ નકલ કરી હોય તો તે હદીષ "મુતવાતિર" (ઉચ્ચ પ્રકારની હદીષ) હોવાનો દરજ્જો ધરાવે છે, તે કુર્આનની જેમ "કત્‌ઈ" (ઉચ્ચતમ્ દલીલ) છે. આ હદીષ ૨૦ સહાબએ કિરામથી નકલ થઈ છે. આ ૨૦ સહાબા (રદિ.)ની રિવાયતોને બયાનુલ કુર્આનના હાંસિયામાં હઝરત હકીમુલ ઉમ્મત મૌલાના અશરફ અલી થાનવી (રહ.)એ ભેગી કરી દીધી છે. જરૂર જણાય તો ત્યાં જોઈ શકાય છે.

**મસ્અલો :**

ઈબ્લીસનું કુફ્ર ફક્ત અમલી નાફરમાનીનું પરિણામ નથી કારણ કે, કોઈ ફરજ ઉપર અમલ કરવાનું છોડી દેવું શરીઅતના નિયમો પ્રમાણે "ફિસ્ક" અને ગુનોહ છે. કુફ્ર નથી. ઈબ્લીસના કુફ્રનું મૂળ કારણ અલ્લાહના હુકમ સામે વાંધો ઉઠાવવો અને તેનો મુકાબલો કરવો છે. ઈબ્લીસે કહ્યું કે "તેં મને જે વ્યક્તિને સિજદહ કરવાનો હુકમ આપ્યો છે તે આદમ એ કાબિલ (યોગ્ય) નથી કે હું તેને સિજદહ કરું." અલ્લાહના હુકમમાં આ વાંધો ઉઠાવવો કોઈપણ પ્રકારની શંકા વગર કુફ્ર છે.

**મસ્અલો :**

વિચારવા યોગ્ય વાત છે કે, ઈબ્લીસ જ્ઞાન અને બુદ્ધિમાં તે દરજ્જો ધરાવતો હતો કે તેને "તાઊસુલ મલાઈકહ" કહેવામાં આવતો હતો. પછી તેના દ્વારા આવી નિમ્ન કક્ષાની હરકત કઈ રીતે થઈ ? અમુક ઉલમા કહે છે કે, "તેના તકબ્બુર અને અભિમાનના કારણે અલ્લાહ તઆલાએ તેને આપેલા જ્ઞાન, બુદ્ધિ અને સમજદારીની દૌલત તેની પાસેથી છીનવી લીધી હતી, એટલા માટે તે આવી અજ્ઞાનતાનું કામ કરી બેઠો." અને અમુક ઉલમાએ કહ્યું છે કે "ઊંચા હોદ્દાની લાલચ અને આત્મશ્લાઘા (ખુદપસંદી)એ વાસ્તવિકતાનો જાણકાર હોવા છતાં તેને આ મુસીબતમાં મુકી દીધો." તફસીર રૂહુલ મઆનીમાં આ જગ્યાએ એક શે'ર નકલ કરવામાં આવ્યો છે, જેનો ખુલાસો એ છે કે કેટલાક સમયે કોઈ ગુનાહની વબાલના કારણે કોઈ સાચા અને નેક માણસથી પણ અલ્લાહનું સમર્થન હટી જાય છે, તો તેની પ્રત્યેક કોશીશ અને અમલ તેને ગુમરાહી તરફ ધકેલી દે છે.

રૂહુલ મઆનીમાં તેનાથી એ પણ સાબિત કરવામાં આવ્યું છે કે માણસનું ઈમાન એ જ ભરોસાપાત્ર ગણવામાં આવશે જે ઉંમરની છેલ્લી ઘડી અને આખિરતની પહેલી મંઝિલ મૌત સુધી સાથે રહે. હાલનું ઈમાન અને અમલ તથા જ્ઞાન અને મઅ્રિફત ઉપર માણસને ગર્વ ન હોવો જોઈએ.

*(રૂહુલ મઆની)*

---------------

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૩૫–૩૬)

وَقُلْنَا يٰٓاٰدَمُ اسْكُنْ اَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ وَكُلَا مِنْهَا رَغَدًا حَيْثُ شِئْتُمَا ۠
وَلَا تَقْرَبَا هٰذِهِ الشَّجَرَةَ فَتَكُوْنَا مِنَ الظّٰلِمِيْنَ ۝ فَاَزَلَّهُمَا الشَّيْطٰنُ
عَنْهَا فَاَخْرَجَهُمَا مِمَّا كَانَا فِيْهِ ۠ وَقُلْنَا اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَلَكُمْ فِي الْاَرْضِ
مُسْتَقَرٌّ وَّمَتَاعٌ اِلٰى حِيْنٍ ۝

## તરજુમો :

*અને અમે કહ્યું, હે આદમ ! તમે અને તમારી પત્ની જન્નત(માં) રહ્યા કરો; અને જ્યાંથી તમે ઈચ્છા કરો તેમાંથી તમે બંને સંતોષથી ખાઓ; અને આ ઝાડ પાસે ના જશો, નહિતર તમે જાલિમોમાંથી થઈ જશો. (૩૫) પછી તે બંનેને શયતાને તેનાથી ફોસલાવ્યા, પછી તેમને તેમાંથી (જન્નતમાંથી) કઢાવ્યા જેમાં તેઓ હતા; અને અમે કહ્યું તમે (પૃથ્વી ઉપર) ઉતરી જાઓ; (જ્યાં) તમે અમુક અમુકના (પરસ્પર) દુશ્મન (હશો); અને તમારા માટે પૃથ્વી (રહેવાનું) ઠેકાણું અને (એક નક્કી) સમય સુધી સામાન (છે). (૩૬)*

## તફસીર :

"અને અમે કહ્યું, હે આદમ ! તમે અને તમારી પત્ની" [જેને અલ્લાહ તઆલાએ પોતાની કુદરત વડે આદમ (અલૈ.)ની પાંસળીમાંથી કોઈ તત્ત્વ લઈને પૈદા કર્યા હતા.] "જન્નત(માં) રહ્યા કરો; અને જ્યાંથી તમે ઈચ્છા કરો તેમાંથી તમે બંને સંતોષથી ખાઓ; અને તે ઝાડ પાસે ના જશો, નહિતર તમે જાલિમો (પોતાનું નુકસાન કરનારાઓ)માંથી થઈ જશો." [અને અલ્લાહ જ જાણે છે કે, તે કયું ઝાડ હતું ? પરંતુ તેના ખાવાની મનાઈ ફરમાવવામાં આવી હતી અને માલિકને અધિકાર છે કે, પોતાના ઘરની વસ્તુઓમાંથી ગુલામને અમુક વસ્તુઓ વાપરવાની છૂટ આપે અને અમુક વસ્તુ વાપરવાની મનાઈ કરી દે.] "પછી તે બંનેને શયતાને તેનાથી ફોસલાવ્યા, પછી તેમને તેમાંથી કઢાવ્યા જેમાં તેઓ હતા; અને અમે કહ્યું તમે ઊતરી જાઓ; (જ્યાં) તમે અમુક અમુકથી (પરસ્પર) દુશ્મન (હશો); અને તમારા માટે પૃથ્વી ઠેકાણું અને (એક) સમય સુધી સામાન (છે)"

[એટલે કે પૃથ્વી ઉપર તમારે કાયમી ધોરણે રહેવાનું નથી. અમુક નક્કી સમય પછી આ પૃથ્વી પણ છોડવી પડશે.]

## મસ્અલા અને બોધપાઠ :

આદમ (અલૈ.)નો કિસ્સો અહીંયાં પૂર્ણ થાય છે, જેનું વર્ણન કરવામાં આવ્યું છે.......કે જ્યારે આદમ (અલૈ.)ની ફઝીલત અને પૃથ્વીની ખિલાફત માટેની સલાહિય્યત અને ક્ષમતા ફરિશ્તાઓ પર જાહેર થઈ ગઈ, તો તેમણે સ્વીકારી લીધું, પરંતુ ઈબ્લીસ પોતાના અભિમાન અને અલ્લાહના હુકમમાં વાંધો ઉઠાવવાના કારણે કાફિર થઈ ગયો અને તેને પણ ત્યાંથી કાઢી મૂકવામાં આવ્યો. અલ્લાહે આદમ (અલૈ.) અને તેમની પત્ની હવ્વાને એ હુકમ આપ્યો કે, તમે બંને જન્નતમાં રહો અને જન્નતની નેઅ્મતોથી લાભ ઉઠાવો, પરંતુ એક ખાસ ઝાડ માટે એવી ચેતવણી આપવામાં આવી કે તેની પાસે ન જશો. એટલે કે તેના ખાવાથી સંપૂર્ણ પરહેઝ કરજો. શયતાન જે આદમ (અલૈ.)ના કારણે મરદૂદ (ધિક્કાર પાત્ર) બની ગયો તે ઈર્ષ્યાથી બળી રહી રહ્યો હતો. તેણે કોઈ રીતે મૌકો મેળવીને અને મસ્લિહતો બતાવીને તે બંનેને તે ઝાડ(નું ફળ) ખાવા માટે તૈયાર કરી દીધા અને તેમની આ ચૂકના કારણે તેમને (આદમ અને બીબી હવ્વા અલૈ.ને) પણ હુકમ મળ્યો કે, હવે તમે પૃથ્વી પર જઈને રહો અને એ પણ બતાવી દેવામાં આવ્યું કે પૃથ્વી ઉપર તમારે જન્નતની જેમ આરામ અને રાહત નહીં હોય બલકે, ત્યાં પરસ્પર વિરોધ અને દુશ્મનીઓ હશે અને પરસ્પર વેરઝેર પણ થશે. જેથી જીવવાનો આનંદ ક્યારેય સંપૂર્ણ મળી શકશે નહીં.

### ઉપરોક્ત આયત સંબંધે મસ્અલાઓ અને શરીઅતના હુકમો :

اُسْكُنْ اَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ માં હઝરત આદમ અને હવ્વા (અલૈહિમુસ્સલામ) બંનેના માટે જન્નતમાં "મસ્કન" (વિસામાનું સ્થળ) બનાવવામાં આવ્યું હતું, અહીંયાં ટૂંકા શબ્દોમાં એવું પણ કહી શકાતું હતું, કે اُسْكُنَا الْجَنَّةَ તમે બંને જન્નતમાં રહો. જેમકે તેના પછી શબ્દ كُلَا અને لَاتَقْرَبَا માં આ બંનેને એક જ સૈગા (સ્વરૂપ–સંજ્ઞા)માં ભેગા કરવામાં આવ્યા છે પરંતુ અહીંયાં તેનાથી ઊલટું اَنْتَ وَزَوْجُكَ ના શબ્દના ઉપયોગમાં સંબોધન ફક્ત હઝરત આદમ (અલૈ.)ને કરવામાં આવ્યું અને એના દ્વારા એ પણ ફરમાવ્યું કે

આપની પત્ની પણ જન્નતમાં રહે. અત્રે બે મસ્અલાઓ ઉપસ્થિત થાય છે.

**મસ્અલો :**

પત્ની માટે રહેઠાણની વ્યવસ્થા કરવી પતિની જવાબદારી હોય છે. અને નિવાસસ્થાનની પસંદગી બાબતે પત્ની પતિના તાબે' છે. જે મકાનમાં પતિ રહેતો હોય તે જ મકાનમાં પત્નીએ પણ રહેવું પડશે.

**મસ્અલો :**

શબ્દ اُسۡکُنۡ માં એ તરફ પણ ઈશારો છે કે તે વખતે તે બંને વ્યક્તિઓ માટે જન્નતનું રહેઠાણ ફક્ત એક કામચલાઉ નિવાસ હતો. કાયમી રહેઠાણ જે માલિકી ધોરણે હોય છે તે પ્રમાણે ન હતો કારણ કે, શબ્દ اُسۡکُنۡ નો અર્થ એ છે કે, "આ મકાનમાં રહ્યા કરો." એવું નથી કહેવામાં આવ્યું કે "આ મકાન તમને આપી દેવામાં આવ્યું છે અને આ મકાન તમારૂં જ છે." કારણ એ છે કે, અલ્લાહ તઆલાના જ્ઞાનમાં એ હતું કે આગળ ઉપર એવી પરિસ્થિતિ આવવાની છે કે, આદમ અને હવ્વા (અલૈ.)ને જન્નતનું મકાન છોડવું પડશે. વળી, જન્નતનો માલિકી અધિકાર ઈમાન અને નેક કાર્યોના બદલામાં પ્રાપ્ત થાય છે, જે કયામત પછી થશે. એ આધારે ફકીહો (ઈસ્લામી કાયદાશાસ્ત્રીઓ)એ આ મસ્અલો બતાવ્યો છે કે, જો કોઈ વ્યક્તિ કોઈને કહે કે મારા ઘરમાં રહ્યા કરો અથવા મારા ઘરમાં નિવાસ કરો, તેનાથી તે મકાનની માલિકીનો કાયમી અધિકાર તે વ્યક્તિનો નથી થઈ જતો.

*(કુર્તુબી)*

**ખોરાક અને ખાન–પાનમાં પત્ની પતિના તાબે' નથી :**

وَ كُلَا مِنۡهَا رَغَدًا એટલે "તમે બંને જન્નતમાં સંતોષથી ખાઓ." તેમાં પ્રસ્તુત વર્ણન પદ્ધતિથી સંબોધન ફક્ત આદમ (અલૈ.)ને કરવામાં આવ્યું નથી બલકે, બંનેને એક જ શબ્દમાં ભેગા કરીને كُلَا مِنۡهَا કહેવામાં આવ્યું છે. આ ઈશારો તે તરફ હોઈ શકે છે કે ખોરાક (ખાન–પાન)માં પત્ની પતિના તાબે' નથી. તે પોતાની આવશ્યકતા અનુસાર પોતાની ઈચ્છા પ્રમાણે ગમે તે સમયે પોતાની મરજી પ્રમાણે ખોરાકનો ઉપયોગ કરી શકે છે.

**દરેક જગ્યાએ હરવા–ફરવાનો વ્યક્તિનો નૈસર્ગિક અધિકાર છે :**

હઝરત આદમ અને હઝરત હવ્વા (અલૈહિમુસ્સલામ) જન્નતની જે વસ્તુઓ ઈચ્છે, એક ઝાડ સિવાય બધું જ ખાઈ શકે છે. કોઈ વસ્તુમાં કોઈ રૂકાવટ કે અવરોધ નથી અને શબ્દ رَغَدًا حَيْثُ شِئْتُمَا સ્થળનો વિસ્તાર સમજાવવા માટે વર્ણન થયો છે કે, આખી જન્નતમાં જ્યાં પણ ઈચ્છે જેવી રીતે ઈચ્છે ખાઈ શકે છે. કોઈપણ ખૂણો પ્રતિબંધિત નથી. આ બાબતમાં એવો ઈશારો છે કે ચાલવા–ફરવા અને વિવિધ સ્થળોએ પોતાની આવશ્યકતાઓ પૂર્ણ કરવા માટે જવું માણસનો સંપૂર્ણ પ્રાકૃતિક–નૈસર્ગિક સ્વતંત્રતાનો અધિકાર છે. એક મર્યાદિત અને નક્કી કરેલ સ્થળ અથવા મકાનમાં જો કોઈ જરૂરત અથવા ઈચ્છાપૂર્તિ માટે બધી જ વસ્તુઓ પૂરી પાડવામાં આવે, પરંતુ ત્યાંથી બહાર જવાની મનાઈ હોય, તો તે પણ એક પ્રકારની કૈદ છે. એટલા માટે હઝરત આદમ (અલૈ.)ને ખાવા–પીવાની બધી જ વસ્તુઓ ખૂબ મોટા પ્રમાણમાં અને સહૂલતથી અર્પણ કરીને બસ નથી કરવામાં આવ્યું. બલકે, حَيْثُ شِئْتُمَا કહીને તેમને હરવા–ફરવાની અને કોઈપણ સ્થળે જવાની સ્વતંત્રતા પણ આપવામાં આવી.

**મસ્અલો :**

وَلَا تَقْرَبَا هٰذِهِ الشَّجَرَةَ એટલે "આ ઝાડની પાસે પણ ન જાઓ." દેખીતું છે કે મૂળ હેતુ એ હતો કે આ ઝાડ અને તેના ફળને ન ખાઓ, પરંતુ તકેદારીનો હુકમ એ આપ્યો હતો કે તેની પાસે પણ ન જશો. તેનાથી ફિક્હ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર)ના નિયમ પ્રમાણે "સદ્દે ઝરાએઅ્"નો મસ્અલો સાબિત થાય છે. એટલે કે અમુક બાબતો પોતાની જાતે પોતે નાજાઈઝ અથવા પ્રતિબંધિત નથી હોતી, પરંતુ જ્યારે એવો ભય હોય કે આ પ્રમાણે વર્તવાથી કોઈ હરામ અથવા નાજાઈઝ કાર્યમાં સપડાઈ જવાની સંભાવના છે, તો જાઈઝ હોવા છતાં એવી બાબતોથી રોકવામાં આવે છે. જેમકે, ઝાડની પાસે જવું પ્રતિબંધિત વસ્તુના ઉપયોગનું માધ્યમ બની શકતું હતું. તેનું ફળ–ફૂલ ખાવાનો ઝરિયો થઈ શકતું હતું તો તે ઝરિયા (માધ્યમ)ની પણ મનાઈ કરવામાં આવી. તેનું નામ ફિક્હના નિયમોની વ્યાખ્યામાં "સદ્દે ઝરાએઅ્" છે.

**મસ્અલો :**

આ કિસ્સાથી સ્પષ્ટ થઈ ગયું કે, હઝરત આદમ (અલૈ.)ને કોઈ ખાસ ઝાડ ખાવાની મનાઈ કરવામાં આવી હતી અને તાકીદ પણ કરવામાં આવી હતી કે શયતાન તમારો દુશ્મન છે, એવું ન થાય કે તે તમને ગુનાહમાં સપડાવી દે. આમ છતાં આદમ (અલૈ.)એ તે ઝાડ ખાઈ લીધું જે દેખીતો ગુનોહ છે. હાલાં કે અંબિયા (અલૈ.) ગુનાહોથી મા'સૂમ (દોષમુક્ત) હોય છે. હકીકત એ છે કે અંબિયા (અલૈ.)ની બધા જ ગુનાહોથી ઈસ્મત (પાકીઝગી–પવિત્રતા) બૌદ્ધિક રીતે અને હદીષની રૂએ સાબિત છે. ચારે ઈમામો અને ઉમ્મતનો ઈજ્માઅ છે કે અંબિયા (અલૈ.) તમામ નાના–મોટા ગુનાહોથી મા'સૂમ અને સુરક્ષિત હોય છે, અને જે અમુક લોકો કહે છે કે, નાના ગુનાહ (સગીરા ગુનાહ) તેમનાથી પણ થઈ શકે છે, તેને સમગ્ર ઉમ્મત સાચું માનતી નથી.

*(કુર્તુબી)*

કારણ એ છે અંબિયા (અલૈ.)ને લોકો માટે આદર્શ નમૂના સ્વરૂપે અલ્લાહના ખલીફા તરીકે મોકલવામાં આવતા હતા, અને જો તેમનાથી પણ કોઈ કામ અલ્લાહની મરજી વિરૂદ્ધ ગુનાહે કબીરા અથવા સગીરા સ્વરૂપે થઈ શકતું હોય તો નબીઓના નિવેદનો અને તેમના કર્મો પરથી લોકોનો ભરોસો અને વિશ્વાસ ખતમ થઈ જશે અને તેમના આદર્શ જીવનને નૂમનો બનાવવું શક્ય નહીં બની શકે અને આવી પરિસ્થિતિમાં જો નબીઓ ઉપર જ ભરોસો અને સંતોષ નહિ રહે તો દીનનું શું ઠેકાણું અને હૈસિયત બાકી રહેશે ?

જો કે કુર્આનમાં ઘણી બધી આયતોમાં અનેક નબીઓના અનેક કિસ્સાઓ મૌજૂદ છે, જેનાથી ખબર પડે છે કે તેમનાથી લગઝીશ (ઈજતેહાદી–ભૂલ) થઈ અને અલ્લાહ તઆલા તેમનાથી ક્ષણિક નારાજ પણ થયા. હઝરત આદમ (અલૈ.)નો આ કિસ્સો પણ તેમાં શામિલ છે.

આવા કિસ્સાઓ બાબતે ઉમ્મત સર્વસંમત છે કે, કોઈ ગલતફહમી (ગેરસમજ), અથવા શરતચૂકના કારણે તેમનાથી કોઈ ભૂલચૂક થઈ જાય છે, કોઈ પયગંબર જાણીબૂજીને અલ્લાહ તઆલાના હુકમ વિરૂદ્ધ કામ નથી કરતા. ભૂલચૂક, ઈજતેહાદ (અર્થઘટન)માં હોય છે તથા આવી ભૂલ મા'ફી પાત્ર હોય છે,

જે શરીઅતની વ્યાખ્યામાં "ગુનોહ કહી શકાય નહીં" અને આ ભૂલચૂક અથવા ગલતી તેમનાથી એવા કામોમાં નથી થઈ શકતી જેનો સંબંધ ઈસ્લામની તબ્લીગ, શિક્ષણ અને અલ્લાહના અહકામો સાથે હોય. બલકે, પોતાના વ્યક્તિગત જીવનને લગતા કાર્યોમાં આવી ભૂલચૂક થઈ શકે છે.

*(તફસીરે બહરુલ મુહીત)*

પરંતુ આવી બાબતોને પણ ભૂલ સ્વરૂપે રજૂ કરવાનું કારણ આ છે કે, અલ્લાહ તઆલા પાસે અંબિયા (અલૈ.)નો દરજ્જો ઉચ્ચ કક્ષાનો છે અને જો મોટાઓથી નાની અમથી ભૂલ પણ થઈ જાય તો તેને ઘણી મોટી ભૂલ સમજવામાં આવે છે. એટલા માટે કુર્આન શરીફમાં એવા કિસ્સાઓને ગુનાહ અથવા "મઅ્સિયત"ની વ્યાખ્યા આપવામાં આવી છે અને તેના ઉપર નારાજગી પણ વ્યક્ત કરવામાં આવી છે. જ્યારે વાસ્તવમાં તે ગુનોહ છે જ નહીં.

હઝરત આદમ (અલૈ.)ના આ કિસ્સા સંદર્ભે તફસીરના ઉલમાએ ઘણા ખુલાસાઓ લખ્યા છે, જેમાંથી અમુક આ પ્રમાણે છે.

પ્રથમ એ કે, જે વખતે હઝરત આદમ (અલૈ.)ને મનાઈ કરવામાં આવી હતી કે, તમે એક ખાસ ઝાડ તરફ ન જશો, તેનો હેતુ એ જ હતો કે ખાસ ઝાડ એટલે કે એકમાત્ર તે ઝાડ નહીં, પરંતુ તે પ્રકારના બધા જ ઝાડોની પ્રજાતિ પાસે ન જશો. જેવી રીતે હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ એક વખતે રેશમી કપડું અને હાથમાં સોનાનો એક ટુકડો લઈને ફરમાવ્યું કે “મારી ઉમ્મતના પુરુષો માટે આ બંને વસ્તુઓ હરામ છે.” સ્વાભાવિક છે કે હરામ ફક્ત તે કપડું અને તે સોનું ન હતું, જે આપ ﷺના હાથમાં હતું, પરંતુ બધા જ રેશમી કપડાંઓ અને બધા જ સોનાનો આ જ હુકમ છે. અહીંયાં એવી શંકા પણ ઉપજી શકે છે કે મનાઈ ફક્ત તે કપડાંની અને તે સોનાની સાથે ખાસ હતી, જે તે વખતે આપ ﷺના હાથમાં હતું. એવી જ રીતે હઝરત આદમ (અલૈ.)ને એ વિચાર આવ્યો હશે કે, જે ઝાડ તરફ ઈશારો કરીને મનાઈ કરવામાં આવી હતી, મનાઈ ફક્ત તે એક ઝાડ માટે ખાસ છે. શયતાને આ જ વસવસો તેમના દિલમાં મજબૂત કરી દીધો હશે અને કસમો ખાઈને ભોળવી નાંખ્યા હશે કે, હું તમારો શુભચિંતક છું. તમને કોઈ ખોટી બાબતનો મશવરો (સલાહ) નથી આપી રહ્યો કે, જે તમારા માટે

નુકસાનકારક અને પ્રતિબંધિત હોય. જે ઝાડની મનાઈ કરવામાં આવી છે તે બીજું છે, આ ઝાડની મનાઈ કરવામાં આવી નથી.

અને એ પણ શક્ય છે કે, શયતાને આદમ (અલયહિસ્સલામ)ને વસવસામાં નાંખી દીધા હોય કે તે ઝાડની મનાઈ ફક્ત તમારી પૈદાઈશ વખતે ખાસ હતી, જેમકે નાના બાળકને શરૂઆતની ઉંમરમાં સખત અને ભારે ખોરાક ખાવાથી રોકવામાં આવે છે અને હલકો પ્રવાહી ખોરાક આપવામાં આવે છે અને શક્તિ પૈદા થઈ ગયા પછી દરેક પ્રકારના ખોરાકની પરવાનગી આપવામાં આવે છે. તો હવે તમે શક્તિશાળી બની ગયા છો એટલા માટે હવે તેની મનાઈ રહી નથી.

અને એવું પણ શક્ય છે કે, હઝરત આદમ (અલૈ.)ને જે વખતે શયતાને તે ઝાડ ખાવાના ફાયદાઓ બતાવ્યા કે, તે ખાવાથી હંમેશા–હંમેશાના માટે જન્નતની નેઅ્મતોમાં રહેવાનો સંતોષ અને શાંતિ થઈ જશે. તે વખતે તેમને તે ઝાડ ખાવા માટેનો મનાઈ હુકમ યાદ ન રહ્યો હોય જે શરૂઆતમાં આ ઝાડ વિશે આપવામાં આવ્યો હતો. કુર્આન મજીદની આયત فَنَسِيَ وَلَمْ نَجِدْ لَهُ عَزْمًا "આદમ (અલૈ.) ભૂલી ગયા અને અમે તેમનામાં પરિપક્વતા(પાકા–મજબૂત ઈરાદાવાળા) ન જોઈ." (૨૦:૧૧૫) આ બાબત તે જ સંભાવનાને ટેકો આપે છે.

અલબત્ત આવી જ અસંખ્ય શક્યતાઓ અને સંભાવનાઓ હોય શકે છે, તે બધાનો ખુલાસો એ છે કે, જાણીબૂજીને હઝરત આદમ (અલૈ.)એ નાફરમાની ન કરી હતી. ભૂલ થઈ ગઈ અથવા ઈજતેહાદી શરતચૂક થઈ, જે વાસ્તવમાં કોઈ ગુનોહ નથી, પરંતુ આદમ (અલૈ.)ની નુબુવ્વતની શાન અને અલ્લાહની નિકટતાના શ્રેષ્ઠ મરતાબાના સંદર્ભમાં આ ભૂલ પણ ઘણી મોટી સમજવામાં આવી અને કુર્આનમાં તેને "મઅ્સિયત"ના શબ્દ વડે ઓળખાવી અને આદમ (અલૈ.)ને તૌબા તથા પસ્તાવા પછી તેને મા'ફ કરી દેવાનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો.

અત્રે આ ચર્ચા ફુઝૂલ (અર્થ વગરની) છે કે, જ્યારે શયતાનને જન્નતમાંથી મરદૂદ કહીને હાંકી કાઢવામાં આવ્યો તો પછી તે જન્નતમાં હઝરત આદમ (અલૈ.)ને બહેકાવવા અને ફોસલાવવા માટે કઈ રીતે પહોંચ્યો ? કારણ કે

શયતાનના બહેકાવવા અને વસવસા નાંખવા માટે એ જરૂરી નથી કે જન્નતમાં પ્રવેશ કરીને જ વસવસો નાંખે. જિન્નાત અને શયતાનોને અલ્લાહ તઆલાએ એવી શક્તિ આપી છે કે, તેઓ દૂરથી પણ દિલમાં વસવસા નાંખી શકે છે અને જો જન્નતમાં પ્રવેશ કરી રૂબરૂ વાતચીત કરવાનું માની પણ લેવામાં આવે તો પણ તેની વિવિધ શક્યતાઓ અને સંભાવનાઓ હોઈ શકે છે, જેના સંશોધનમાં પડવામાં કોઈ લાભ નથી અને તે બેકારની ચર્ચા અને ફોગટની બહસ છે.

એ જ પ્રમાણે આ સવાલ કે આદમ અને હવ્વા (અલૈ.)ને અલ્લાહ તઆલાએ પહેલેથી જ તાકીદ કરી દીધી હતી કે اِنَّ الشَّيْطٰنَ لَكُمَا عَدُوٌّ કે "શયતાન તમારા બંનેનો દુશ્મન છે," એવું ન બને કે તે કોઈ એવું કાર્ય કરાવે જેના કારણે તમારે જન્નતમાંથી નીકળવું પડે. પછી હઝરત આદમ (અલૈ.) તેના ધોકામાં કેવી રીતે આવી ગયા ? તેનો જવાબ પણ એ જ છે કે અલ્લાહ તઆલાએ જિન્નાતો અને શયતાનોને વિવિધ સ્વરૂપે પ્રગટ થવાની શક્તિ અર્પણ કરેલ છે. શક્ય છે કે, કોઈ એવા સ્વરૂપમાં સામે આવ્યો હોય જેના કારણે આદમ (અલૈ.) તેને ઓળખી ન શક્યા હોય કે તે શયતાન છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૩૭–૩૮–૩૯)

| |
|---|
| فَتَلَقّٰۤى اٰدَمُ مِنْ رَّبِّهٖ كَلِمٰتٍ فَتَابَ عَلَيْهِ ؕ اِنَّهٗ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ۝٣٧ قُلْنَا اهْبِطُوْا مِنْهَا |
| جَمِيْعًا ۚ فَاِمَّا يَاْتِيَنَّكُمْ مِّنِّىْ هُدًى فَمَنْ تَبِعَ هُدَاىَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۝٣٨ |
| وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَاۤ اُولٰۤئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝٣٩ ع |

## તરજુમો :

*પછી (હઝરત) આદમ (અલૈ.) (એ) પોતાના રબથી અમુક (તવબહના) શબ્દો પ્રાપ્ત કરી લીધા; પછી તેણે (અલ્લાહે) તેની તૌબા કબૂલ કરી; નિઃશંક! તે તૌબા કબૂલ કરનાર, રહમ કરનાર (છે). (૩૭) અમે હુકમ કર્યો તમે બધા અહીંયાંથી ઊતરી જાઓ; બસ જ્યારે તમને મારા તરફથી કોઈ હિદાયત પહોંચે, તો જે કોઈ મારી હિદાયત ઉપર ચાલ્યો, તો તેના ઉપર ન કોઈ ભય હશે અને ન તેઓ ગમગીન (દિલગીર) થશે. (૩૮) અને જે*

*લોકોએ કુફ્ર કર્યું અને અમારી આયતો જૂઠાડી તેઓ જ દોઝખવાળા (છે); તેઓ તેમાં કાયમ રહેશે. (૩૯)*

## તફસીર :

"પછી (હઝરત) આદમ (અલૈ.) (એ) પોતાના રબથી અમુક શબ્દો પ્રાપ્ત કરી લીધા;" [એટલે કે મા'ફી અને તૌબાના વાક્યો અલ્લાહ તઆલા તરફથી જ પ્રાપ્ત થયા હતા. હઝરત આદમ (અલૈ.)ના પસ્તાવા ઉપર અલ્લાહ તઆલાની રહમત કેન્દ્રિત થઈ અને તેણે પોતે જ તૌબા અને મા'ફીના શબ્દોની તલ્કીન કરી દીધી.] "પછી તેણે તેની તૌબા કબૂલ કરી;" [એટલે કે અલ્લાહે તેમની તૌબા કબૂલ કરી લીધી.] "નિઃશંક ! તે તૌબા કબૂલ કરનાર, રહમ કરનાર (છે)." [અને હઝરત હવ્વા (અલૈ.)ની તૌબાનું બયાન સૂરએ અઅ્રાફમાં છે, قَالَا رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا (૭:૨૩) જેનાથી સ્પષ્ટ થયું કે તેઓ પણ તૌબા અને તૌબાના સ્વીકારમાં હઝરત આદમ (અલૈ.)ની સાથે ભેગા જ હતા, પરંતુ મા'ફ કર્યા પછી પણ પૃથ્વી ઉપર રહેવાનો હુકમ રદ કરવામાં ન આવ્યો કારણ કે, તેમાં હજારો હિકમતો અને મસ્લિહતો શામિલ હતી. જો કે હવે શૈલી બદલી નાંખવામાં આવી કે, પ્રથમ પૃથ્વી ઉપર ઊતરવાનો હુકમ હાકિમ તરફથી સજા સ્વરૂપે આપવામાં આવ્યો હતો અને હવે આ હુકમ હિકમતપૂર્ણ અંદાજથી એ રીતે આપવામાં આવ્યો કે,] "અમે હુકમ કર્યો તમે બધા અહીંયાંથી ઊતરી જાઓ; બસ જ્યારે તમને મારા તરફથી કોઈ હિદાયત પહોંચે, તો જે કોઈ મારી હિદાયત ઉપર ચાલ્યો, તો ન કોઈ તેના ઉપર ભય હશે અને ન તેઓ ગમગીન થશે." [અહીંયાં હિદાયત એટલે શરીઅતના હુકમો જે વહી દ્વારા પ્રાપ્ત થાય છે તે. અને આવી હિદાયત ઉપર અમલ કરનાર લોકોને કોઈ ડર કે ભય હશે નહીં અને કયામતના ભયંકર માહોલમાં તેઓનું ભય પામવું અહીંયાં શામિલ નથી. જેમકે ઘણી સહીહ હદીષોમાં આવ્યું છે કે કયામતના દિવસે ભય અને ડર બધા જ મનુષ્યો અનુભવશે. حُزْن (હુઝ્ન) એવી પરિસ્થિતિને કહેવામાં આવે છે જે કોઈ મુસીબત પૈદા થયા પછી હૃદયમાં ઉત્પન્ન થાય, અને خَوْف (ભય) એવી પરિસ્થિતિને કહેવામાં આવે છે જે કોઈ ઘટના બનતા પહેલાં પણ ઉપસ્થિત થઈ શકે છે. અહીંયાં અલ્લાહ તઆલાએ حُزْن અને خَوْف બંનેને દૂર કરવાનો ઉલ્લેખ કર્યો છે કારણ કે, તેમના ઉપર કોઈ આફત કે મુસીબત આવશે નહીં કે, જેથી તેઓ કોઈ

حُـزْنَ અથવા خَـوْفَ માં સપડાઈ જાય. આગળ તે લોકોની હાલતનું વર્ણન કરીને કહેવામાં આવ્યું છે કે, જેઓ હિદાયતની પૈરવી નહિ કરે] "અને જે લોકોએ કુફ્ર કર્યું અને અમારી આયતો જૂઠાડી તેઓ જ દોઝખવાળા (છે); તેઓ તેમાં કાયમ રહેશે."

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

અગાઉની આયતોમાં શયતાનના વસવસાઓ અને હઝરત આદમ (અલૈ.)ની ભૂલો તથા તેના પરિણામે જન્નતમાંથી કાઢવાનો અને પૃથ્વી પર ઉતારવાનો હુકમ આવેલ હતો. હઝરત આદમ (અલયહિસ્સલામ) પોતાની ભૂલ પર પસ્તાવો ન કરે અને પથ્થરદિલ બની જાય એવા સ્વભાવના ન હતા. તેઓ બેચૈન થઈ ગયા અને અલ્લાહ પાસે તરત જ મા'ફીની વિનંતી કરવા લાગ્યા, પરંતુ પયગંબરની મઅ્રિફત અને અલ્લાહના અત્યંત ડરના કારણે કોઈ વાત મુખેથી નીકળતી ન હતી કે મા'ફીની વિનંતી પણ કદાચ અલ્લાહની શા'નના ખિલાફ હોઈ શકે છે, એવું સમજીને કે ક્યાંક આવી યાચના પણ વધારે ક્રોધનું કારણ ન બની જાય; જીભ મૌન હતી ! અલ્લાહ રબ્બુલ ઈજ્જત દિલોની વાતોથી વાકેફ છે અને રહીમ તથા કરીમ છે. આદમ (અલૈ.)ની આવી હાલત જોઈને અલ્લાહે જ અમુક વાક્યો મા'ફી માટે શીખવાડી દીધા. તેનું વર્ણન આ આયતમાં છે કે, "પછી (હઝરત) આદમ (અલૈ.એ) પોતાના રબથી અમુક શબ્દો શીખી લીધા; પછી તેણે તેની તૌબા કબૂલ કરી; નિઃશંક ! તે તૌબા કબૂલ કરનાર, રહમ કરનાર (છે)." પરંતુ પૃથ્વીની સપાટી ઉપર આવવામાં બીજી હજારો હિકમતો અને મસ્લિહતો હતી. દાખલા તરીકે, તેમની નસ્લોથી ફરિશ્તાઓ અને જિન્નાતોથી ભિન્ન પ્રકારની એક મખ્લૂક મનુષ્યજાતિનું અસ્તિત્વમાં આવવું, અને તેમને શરીઅતના હુકમો અને અધિકારો આપીને તેના જવાબદાર બનાવવા, પછી તેમનામાં ખિલાફતે ઈલાહિય્યહ કાયમ કરવી. શરીઅતના હુકમોનું અમલીકરણ કરાવવું, જેથી અમુક મખ્લૂક પ્રગતિ કરે અને તે સ્થિતિએ પહોંચી શકે જે સ્થાન ઘણા ફરિશ્તાઓને પણ પ્રાપ્ત નથી. આ હેતુનું વર્ણન આદમ (અલૈ.)ની પૈદાઈશ પહેલાં જ કરી દેવામાં આવ્યું હતું.

اِنِّیْ جَاعِلٌ فِی الْاَرْضِ خَلِیْفَةً

*"હું પૃથ્વી પર એક નાયબ બનાવનાર છું." (૨:૩૦)*

એટલા માટે આદમ (અલૈ.)ને મા'ફ કર્યા પછી પૃથ્વી ઉપર ઉતારવાનો હુકમ રદ કરવામાં ન આવ્યો જો કે, તેની રીત બદલી નાંખવામાં આવી કે પ્રથમ હાકિમ તરફથી પૃથ્વી ઉપર ઉતારવાનો હુકમ સજા સ્વરૂપે હતો. હવે આ જ હુકમ પૃથ્વી ઉપર ખિલાફતે ઈલાહી અને સન્માન સાથે મળ્યો. ત્યારબાદની આયતોમાં તે હોદ્દાકીય ફરજોનું વર્ણન છે, જે અલ્લાહના ખલીફા હોવાના સ્વરૂપે તેમના ઉપર નાંખવામાં આવી હતી. એટલે કે પૃથ્વી પર ઉતારવાના હુકમનું ચોક્કસપણે વર્ણન કરી કહ્યું કે, "અમે હુકમ કર્યો તમે બધા અહીંયાંથી ઉતરી જાઓ; બસ જ્યારે તમને મારા તરફથી કોઈ હિદાયત પહોંચે, તો જે કોઈ મારી હિદાયત ઉપર ચાલ્યો, તો ન કોઈ તેના ઉપર ભય હશે અને ન તેઓ ગમગીન થશે." મતલબ કે જે વ્યક્તિ અલ્લાહની પૈરવી કરશે, તેની હિદાયત ઉપર અમલ કરશે, તો તેને ન તો કોઈ ભૂતકાળનો ભય કે ગમ રહેશે, ન હવે પછી ભવિષ્યમાં કોઈ તકલીફ કે ભય હશે.

تَلَقّٰی નો અર્થ શોખ અને ખુશીથી કોઈને આવકારવું થાય છે અને તેને સ્વીકાર કરવું પણ થાય છે. (રૂહૂલ કશ્શાફ) મતલબ કે અલ્લાહ તરફથી જ્યારે તેમને તૌબાના વાક્યોની તલકીન (પ્રેરણા) આપવામાં આવી તો હઝરત આદમ (અલૈ.)એ તેને ખૂબ કાળજી સાથે યાદ કરી લીધી.

کَلِمَاتٍ તૌબા માટે શીખવાડવામાં આવેલા વાક્યો હતા, તેના વિશે વિવરણકાર સહાબા (રદિ.) દ્વારા અનેક રિવાયતો નકલ થઈ છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો પ્રખ્યાત કૌલ છે કે, આ તે જ વાક્યો છે જે કુર્આન શરીફમાં અન્ય સ્થળે વર્ણન થયા છે. એટલે કે,

رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا وَاِنْ لَّمْ تَغْفِرْلَنَاوَتَرْحَمْنَالَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ

***"હે અમારા પરવરદિગાર ! બેશક ! અમે અમારી જાત પર અત્યાચાર કર્યો છે, જો તું અમને મા'ફ નહીં કરે અને અમારા ઉપર રહમ નહીં કરે તો અમે નુકસાન ઉઠાવનારાઓમાંથી હોઈશું." (૭:૨૩)***

તૌબાનો અસલ અર્થ પાછા ફરવું, રુજૂઅ્ કરવો (શરણે થવું) થાય છે અને જ્યારે તૌબાનો સંબંધ વ્યક્તિ તરફ કરવામાં આવે છે તો ત્રણ વસ્તુઓનું સંયુક્ત મિશ્રણ હોય છે. એક પોતાના કરેલા ગુનાહોને ગુનાહ સમજવા અને તેના ઉપર શર્મિન્દા થઈ પસ્તાવો થવો, બીજું તે ગુનાહોને બિલકુલ છોડી દેવા અને ત્રીજું હવે પછી આવનારા સમયમાં આવા ગુનોહો ન કરવાનો પાકો અને મજબૂત ઈરાદો કરવો. આ ત્રણ બાબતોમાંથી એકની પણ કમી હશે તો તે તૌબા નથી. એનાથી સ્પષ્ટ થયું કે, ફક્ત જીભથી "તૌબા અલ્લાહ – તૌબા અલ્લાહ" કરવાથી છુટકારો થવાનો નથી, જ્યાં સુધી કે આ ત્રણે બાબતો ભેગી કરવામાં ન આવે. એટલે કે થઈ ગયેલા ગુનાહોની નદામત (અફસોસ) અને પસ્તાવો તથા વર્તમાનમાં તેને છોડી દેવા અને ભવિષ્યમાં તેને ક્યારેય ન કરવાનો પાકો ઈરાદો કરવો. અહીંયાં તૌબાનો સંબંધ અલ્લાહ તઆલા સાથે છે, એનો અર્થ છે તૌબા કબૂલ કરવી. અમુક સલફથી પૂછવામાં આવ્યું કે, "કોઈ વ્યક્તિથી કોઈ ગુનોહ થઈ જાય તો તે શું કરે ?" તો કહ્યું કે, "તે જ કામ કરે જે તેમના અગાઉ તેમના બાપ આદમ (અલૈ.) અને માં હવ્વાએ કર્યું કે, પોતાની જાત ઉપર નદામત, શર્મિન્દગી અને પસ્તાવો કરે તથા આવનાર સમયમાં એવા પાકા ઈરાદા સાથે અલ્લાહથી મા'ફીની વિનંતી કરે رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا એટલે કે, "હે અમારા પરવરદિગાર ! અમે અમારી જાત ઉપર ઝુલ્મ (અત્યાચાર) કર્યો છે, જો તું અમારા ઉપર રહમ નહિ કરે અને મા'ફ નહિ કરે તો અમે મોટા નુકસાન ઉઠાવનારા બની જઈશું !" (૭:૨૩) એવી જ રીતે હઝરત મૂસા (અલૈ.)એ વિનંતી કરી رَبِّ اِنِّیْ ظَلَمْتُ نَفْسِیْ فَاغْفِرْلِیْ એટલે કે, "હે મારા પાલનહાર રબ ! મેં મારી જાત ઉપર અત્યાચાર કર્યો છે, તો હવે તમે જ મારી મગફિરત ફરમાવો" (૨૮:૧૬) અને હઝરત યૂનુસ (અલૈ.)એ જ્યારે ભૂલચૂક કરી તો વિનંતી કરી لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ اِنِّیْ كُنْتُ مِنَ الظّٰلِمِیْنَ એટલે કે, "અલ્લાહ સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તું દરેક બુરાઈઓથી પાક છે, હું અત્યાચારી બની ગયો છું (મારા ઉપર રહમ ફરમાવ)." (૨૧:૮૭)

*(કુર્તુબી)*

**ખુલાસો :**

હઝરત આદમ (અલૈ.) અને હઝરત હવ્વાએ જે ઈજતિહાદી ભૂલ કરી

**હતી, પ્રથમ તો કુર્આનમાં બંનેનો સંબંધ તે તરફ સ્થાપિત કરવામાં આવ્યો છે. فَاَزَلَّهُمَا الشَّيْطٰنُ عَنْهَا فَاَخْرَجَهُمَا مِمَّا كَانَا فِيْهِ અને જમીન ઉપર ઊતરવાના હુકમમાં પણ હઝરત હવ્વાને શામિલ કરી શબ્દ اِهْبِطُوْا કહ્યો છે. પછી પાછળથી તવબહ અને તવબહના સ્વીકાર કરવામાં આ શબ્દ ફક્ત આદમ (અલૈ.) માટે વર્ણન થયો છે. આ સ્થળ સિવાય પણ આ ભૂલને ફક્ત આદમ (અલૈ.) તરફ સંબંધિત કરીને કહેવામાં આવ્યું છે. عَصٰى اٰدَمُ (૨૦:૧૨૧) વગેરે....**

**બની શકે છે કે, તેનું કારણ આ હોય કે સ્ત્રીઓને અલ્લાહ તઆલાએ પડદામાં રાખી છે. એટલા માટે ગુનાહ અને ક્રોધના વર્ણનમાં તેમનો ઉલ્લેખ ખુલ્લમ–ખુલ્લો પડદાપોશીના (છુપાવવાના) કારણે કરવામાં નથી આવ્યો. અને એક જગ્યાએ رَبَّنَا ظَلَمْنَا اَنْفُسَنَا માં બંનેની તવબહનો ઉલ્લેખ પણ કરી દીધો, જેથી કોઈને એ શંકા ન રહે કે હઝરત હવ્વાની ભૂલ મા'ફ નથી થઈ. ઉપરાંત તેઓ સ્ત્રી હતા અને ઘણી બાબતોમાં સ્ત્રી પુરુષોના તાબે' હોય છે. એટલા માટે તેમના વર્ણનની અત્રે આવશ્યકતા સમજવામાં ન આવી હોય.**

*(કુર્તુબી)*

### تَوَّاب (તવ્વાબ) અને تَائِب (તાઇબ) માં તફાવત :

**ઈમામ કુર્તુબી રહ.એ ફરમાવ્યું છે કે تَوَّاب બંદા માટે પણ બોલવામાં આવે છે. જેમકે, اِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيْنَ અને અલ્લાહ તઆલાના માટે પણ બોલાય છે, જેમકે, આ આયતમાં هُوَالتَّوَّابُ الرَّحِيْمُ જ્યારે તેનો બંદા માટે ઉપયોગ થાય છે ત્યારે અર્થ થાય છે "ગુનાહોથી તાબે'દારી તરફ વળી જવું" અને જ્યારે અલ્લાહ માટે ઉપયોગ થાય છે ત્યારે તેનો અર્થ છે, "તવબહ કબૂલ કરવાવાળો અથવા પ્રાયશ્ચિતનો સ્વીકાર કરનાર." આ ફક્ત تَوَّاب શબ્દનો હુકમ છે. આ જ અર્થ ધરાવતો બીજો શબ્દ تَائِب છે. તેનો ઉપયોગ કરવો અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા માટે જાઈઝ નથી. જો કે શાબ્દિક અર્થના આધારે એ પણ ખોટું નથી, અત્રે એક બીજી અગત્યની બાબત એ છે કે, અલ્લાહ તઆલાની શા'નમાં ફક્ત તે જ સિફત અને ખાસિયત કે ઈલ્કાબનો ઉપયોગ કરવો જોઈએ, જેનો ઉલ્લેખ કુર્આન અને સુન્નતમાં થયો છે. બાકી બીજા શબ્દોમાં જો કે અર્થના સંદર્ભમાં સાચા હોય તો પણ એવા શબ્દો કે સિફતોનો અલ્લાહ માટે ઉપયોગ**

કરવો ન જોઈએ. કારણ કે, અલ્લાહ તઆલા માટે આવા શબ્દોનો ઉપયોગ બરાબર નથી (જેમકે ભગવાન, ઈશ્વર વગેરે).

**ગુનાહોની તવબહ કબૂલ કરવાનો અધિકાર અલ્લાહ તઆલા સિવાય કોઈને પણ નથી :**

આ આયતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, તવબહ કબૂલ કરવાનો અને ગુનાહને મા'ફ કરવાનો અધિકાર અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી. યહૂદીઓ અને ઈસાઈઓ આ કાયદા વિશે અજ્ઞાનતમાં પડી મોટા ફિત્નામાં સપડાઈ ગયા, તેઓ પાદરીઓ તથા પીરો પાસે જતા અને તેમને અમુક ભેટ–સોગાતો આપીને પોતાના ગુનાહો મા'ફ કરાવી લેતા અને સમજતા હતા કે, તેમણે મા'ફ કરી દીધું તો અલ્લાહે પણ મા'ફ કરી દીધું. આજે પણ ઘણા અજ્ઞાની મુસલમાનો આવી જાતના ખોટા અને ગુમરાહીભર્યા અકીદા (માન્યતા)ઓ રાખે છે, જે સદંતર ગલત છે. કોઈ આલિમ અથવા પીર–મુરશિદને ગુનાહો મા'ફ કરવાનો અધિકાર નથી. વધારેમાં વધારે તે દુઆ કરી શકે છે.

**આદમ (અલૈ.)નું પૃથ્વી ઉપર ઊતરવું સજા સ્વરૂપે ન હતું બલકે એક હેતુ પૂર્ણ કરવા માટે હતું :**

قُلْنَا اهْبِطُوْا مِنْهَا جَمِيْعًا ۚ જન્નતમાંથી જમીન પર ઊતરવાનો હુકમ આ અગાઉની આયતમાં આવી ચૂક્યો છે. આ સ્થળે તેનું પુનરાવર્તન કરવામાં લગભગ એ હિકમત છે કે પહેલી આયતમાં જમીન પર ઉતારવાનું વર્ણન ક્રોધ અને સજા સ્વરૂપે આવ્યું હતું, એટલા માટે તેની સાથે મનુષ્યની પરસ્પરની અદાવત અને દુશ્મનીનો પણ ઉલ્લેખ કરવામાં આવ્યો અને અહીંયાં પૃથ્વી પર ઉતારવાનો હુકમ એક ખાસ હેતુ એટલે કે, ખિલાફતે ઈલાહિય્યહને પૂર્ણ કરવા માટે માનપૂર્વક આપવામાં આવ્યો, અને એટલા જ માટે આદમ (અલૈ.)ને હિદાયત સાથે મોકલવાનું વર્ણન છે, જે ખિલાફતે ઈલાહિય્યહના હોદ્દાની રૂએ જરૂરી છે. આ બાબતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, પૃથ્વી ઉપર ઊતરવાનો શરૂઆતનો હુકમ નારાજગી અને સજા સ્વરૂપે હતો, પરંતુ પછીથી જ્યારે ભૂલ મા'ફ કરવામાં આવી તો અન્ય હિકમતો અને હેતુઓને ધ્યાનમાં રાખી પૃથ્વી પર ઊતરવાના હુકમનું સ્વરૂપ બદલી નાંખવામાં આવ્યું. અને હવે પૃથ્વી પર આદમ

(અલૈ.)ને ખલીફા સ્વરૂપે ઉતારવામાં આવી રહ્યા હતા અને આ જ તે હિકમત છે કે, જેનો ઉલ્લેખ આદમ (અલૈ.)ના સર્જન સમયે ફરિશ્તાઓને કરવામાં આવ્યો હતો કે, પૃથ્વી ઉપર એમને ખલીફા બનાવવાના છે.

## પીડા અને દુઃખથી છુટકારો ફક્ત અલ્લાહ તઆલાના ફરમાંબરદાર લોકોને જ પ્રાપ્ત થાય છે :

فَمَنْ تَبِعَ هُدَایَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ط આ આયતમાં આસમાની હિદાયતની પૈરવી કરનારાઓ માટે બે ઈનામો પ્રસ્તુત છે. એક એ કે, તેમને ન તો કોઈ ભય હશે, અને બીજું એ કે, ન તો તેઓ ગમગીન–દિલગીર થશે.

ખૌફ (ડર) કોઈ આવનારી તકલીફ અને મુસીબતની શંકાનું નામ છે અને حُزْنَ (હુઝ્ન) કોઈ મકસદ પ્રાપ્ત ન થવાથી ઉપસ્થિત થનાર ગમને કહેવામાં આવે છે. વિચાર કરવામાં આવે તો શાંતિ અને સમૃદ્ધિના તમામ પ્રકારોને આ બે શબ્દોમાં એવી રીતે ભેગા કરવામાં આવ્યા છે કે, રાહત અને સહૂલતનો કોઈપણ પ્રકાર તેનાથી બાકાત નથી. પછી આ બંને શબ્દોની વ્યાખ્યામાં એક ખાસ તફાવત એ કરવામાં આવ્યો કે ખૌફનો નકાર તો સામાન્ય રીતે પ્રચલિત પદ્ધતિથી કરવામાં આવ્યો પરંતુ حُزْنَના સંદર્ભમાં એ ન કહ્યું કે, لَا حُزْنَ عَلَيْهِمْ બલકે ક્રિયાપદ તરીકે લાવીને તેને કર્તા સ્વરૂપે અગ્રિમતા આપી وَلَا هُمْ يَحْزَنُوْنَ કહેવામાં આવ્યું. તેમાં ઈશારો એ તરફ છે કે, કોઈ બાબત અથવા વસ્તુ નષ્ટ થવાના ગમથી આઝાદ થવું ફક્ત અલ્લાહના તે જ વલીઓનો દરજ્જો છે, જે અલ્લાહ તઆલાએ અર્પણ કરેલ હિદાયતની સંપૂર્ણ પૈરવી કરનારા છે. તેમના સિવાય કોઈ વ્યક્તિ વસ્તુ ગુમ થઈ જવાના ગમથી બચી શકતો નથી. ભલે પછી તે સાત ખંડોનો રાજા હોય કે, દુનિયાનો મોટામાં મોટો માલદાર હોય કે અન્ય કોઈ! કારણ કે તેમનામાં કોઈપણ એવું નથી હોતું જેને પોતાના સ્વભાવ અને ઈચ્છા વિરૂદ્ધ કોઈ ઘટના ઘટે અને ગમ–દુઃખ ન થાય. જેમકે કહેવામાં આવ્યું છે,

دریں دنیا کسے بے غم نباشد وگر باشد بنی آدم نباشد

અવલિયા અલ્લાહ પોતાની મરજીને અલ્લાહ તઆલાની મરજી અને ઈચ્છાઓ માટે ફના કરી દે છે, ખાસ જન્નતના નિવાસીઓની એ હાલત હશે કે તેઓ જન્નતમાં પહોંચીને અલ્લાહ તઆલાનો આભાર માનશે કે તેમનો ગમ દૂર કરી દેવામાં આવ્યો. اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْٓ اَذْهَبَ عَنَّاالْحَزَنَ، "સઘળા વખાણ અલ્લાહ માટે જ છે જેણે બધા જ ગામોને અમારાથી દૂર કર્યા." (૩૫:૩૪) તેનાથી સ્પષ્ટ થયું કે આ દુનિયામાં કોઈને કોઈ ગમ અને દુઃખ થવું વ્યક્તિ માટે ટાળી ન શકાય એવી બાબત છે. ફક્ત તે વ્યક્તિ કે જેનો સંબંધ અલ્લાહ તઆલા સાથે સારો અને મજબૂત હોય. ખ્વાજા અઝીઝુલ હસન મઝજૂબ (રહ.)એ સાચું કહ્યું છે, "જો બચના હો ગમોં સે; આપકા દીવાના હો જાએં."

આ આયતમાં અલ્લાહવાળાઓના ખૌફ અને ગમના નકારનો અર્થ એ છે કે, દુનિયાની કોઈ તકલીફ, કોઈ ઈચ્છા, કોઈ તમન્નાથી ન તેમને ભય હશે, ન ગમ હશે અને ન ખૌફ હશે ! હા ! હશે તો ફક્ત આખિરતની ફિકર, ગમ તથા અલ્લાહ જલ્લ શા'નહુનો પ્રભાવ અને તેનો જલાલ તેમના ઉપર સૌથી વધુ હશે ! એટલા માટે રસૂલે કરીમ ﷺની શા'નમાં આવ્યું છે કે, આપ ﷺ મોટેભાગે ગમગીન અને ચિંતામાં રહેતા હતા. કારણ એ હતું કે આપ ﷺની આ ફિકર અને ચિંતા કોઈ દુનિયાની નેઅ્મત ખોવાઈ જવાના અથવા કોઈ આવનારી મુસીબતના ભયના કારણે ન હતી. બલકે, અલ્લાહ જલ્લ શા'નહુના પ્રભાવ અને જલાલ તથા ઉમ્મતની હાલતના કારણે હતી.

વળી, એનાથી એ પણ જરૂરી નથી કે, દુનિયામાં જે વસ્તુ ભયાનક અને ખૌફનાક સમજવામાં આવે છે તેનાથી અંબિયા (અલૈ.) અને અવલિયાને માનવ સ્વભાવગત ભય અને ડર ન લાગે. કારણ કે હઝરત મૂસા (અલૈ.) સામે જ્યારે લાકડીનો સાપ બની ગયો તો તેમના ડરનું વર્ણન કુર્આનમાં મૌજૂદ છે. اَوْجَسَ فِیْ نَفْسِهٖ خِیْفَةًمُّوْسٰی "મૂસા (અલૈ.)ને ભયની અનુભૂતિ થઈ" (૨૦:૬૭) આ માનવ સ્વભાવગત ભય હઝરત મૂસા (અલૈ.)ને શરૂઆતમાં થયો હતો, પરંતુ જ્યારે અલ્લાહે કહ્યું لَا تَخَفْ તો તે ભય બિલકુલ દૂર થઈ ગયો.

અને એવું પણ કહી શકાય છે કે હઝરત મૂસા (અલૈ.)નો આ ડર સામાન્ય મનુષ્યો જેવો ન હતો કે સાપ તેમને કોઈ તકલીફ પહોંચાડશે. બલકે એવો ડર પણ

હોઈ શકે છે કે, બની ઈસ્રાઈલ ક્યાંક આ મોઅજિઝાથી ગુમરાહીમાં ન સપડાય જાય. તો આમ આ ડર એક પ્રકારનો આખિરતનો ડર પણ ગણી શકાય છે.

છેલ્લી આયત وَالَّذِيْنَ كَفَرُوْا થી એ બતાવવામાં આવ્યું છે કે, જે લોકો અલ્લાહ તઆલાની મોકલેલ હિદાયતની પૈરવી નથી કરતા તેમનું ઠેકાણું હંમેશા માટે જહન્નમ હશે. આ તે લોકો છે જેઓ આ હિદાયતને હિદાયત સમજવાનો તથા તેની પૈરવી કરવાનો ઈન્કાર કરે છે. (એટલે કે કાફિરો અને મુશ્રિકો.) મો'મિનીનમાંથી જે લોકો તેને હિદાયત માનવાનો ઈકરાર કરે છે, ભલે અમલમાં ગમે તેટલો મોટો ગુનેહગાર હોય પોતાના ગુનાહોની સજા ભોગવી છેવટે જહન્નમમાંથી બહાર કાઢવામાં આવશે. (વલ્લાહુ અઅ્લમુ.)

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૪૦–૪૧–૪૨)

| |
|---|
| يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اذْكُرُوْا نِعْمَتِيَ الَّتِيْٓ اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَوْفُوْا بِعَهْدِيْٓ اُوْفِ |
| بِعَهْدِكُمْ ۚ وَاِيَّايَ فَارْهَبُوْنِ۝۴۰ وَاٰمِنُوْا بِمَآ اَنْزَلْتُ مُصَدِّقًا لِّمَا مَعَكُمْ |
| وَلَا تَكُوْنُوْٓا اَوَّلَ كَافِرٍۢ بِهٖ ۖ وَلَا تَشْتَرُوْا بِاٰيٰتِيْ ثَمَنًا قَلِيْلًا ۡ وَّ اِيَّايَ |
| فَاتَّقُوْنِ۝۴۱ وَلَا تَلْبِسُوا الْحَقَّ بِالْبَاطِلِ وَتَكْتُمُوا الْحَقَّ وَاَنْتُمْ تَعْلَمُوْنَ۝۴۲ |

### તરજુમો :

*હે બની ઈસ્રાઈલ (યાકૂબ અલૈ.ની ઔલાદ) ! તમે મારી નેઅ્મત યાદ કરો જે મેં (તમને) બક્ષી; અને મારો વાયદો પૂરો કરો, હું તમારો વાયદો પૂરો કરી આપીશ; અને મારાથી જ ડરો. (૪૦) અને તમે ઈમાન લાવો તેના ઉપર જે (કુર્આન) મેં નાઝિલ કર્યું, તેની ખરાઈ (સમર્થન) કરનારું છે જે તમારી પાસે (તવરાત છે); અને (સૌથી) પહેલાં ઈન્કારી ન થઈ જાઓ; અને મારી આયતોના બદલામાં થોડી કિંમત ન લો; અને મારાથી જ ડરો. (૪૧) અને સચ્ચાઈને જૂઠ સાથે ન ભેળવો; અને સચ્ચાઈને ન છુપાવો, જ્યારે કે તમે જાણો છો ! (૪૨)*

## તફસીર :

"હે બની ઈસ્રાઈલ (યાકૂબ અલૈ.ની ઔલાદ) ! તમે મારી નેઅ્મત યાદ કરો જે મેં (તમને) બક્ષી;" [જેથી નેઅ્મતનો હક્ક અદા કરવામાં તમારા માટે ઈમાન લાવવું સરળ થઈ જાય. યાદ કરવાનો હેતુ વર્ણવવામાં આવ્યો છે] "અને મારો વાયદો પૂરો કરો," [એટલે કે તમે જે તવરાતમાં મારાથી કરાર કર્યો હતો જેનું વર્ણન કુર્આનની આ આયતમાં છે, وَلَقَدْاَخَذَ اللّٰهُ مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآئِيْلَ، وَبَعَثْنَا مِنْهُمُ اثْنَیْ عَشَرَنَقِیْبًا....] "હું તમારો વાયદો પૂરો કરી આપીશ;" [એટલે કે મેં તમારાથી ઈમાન લાવવા પર જે વાયદો કર્યો હતો, જેમકે આ આયતમાં પ્રસ્તુત છે. لَاُكَفِّرَنَّ عَنْكُمْ سَيِّاٰتِكُمْ] "અને મારાથી જ ડરો." [એટલે કે તમારા લોકોથી, સમાજથી કે તમારી ઉપર ભરોસો રાખનારાઓથી ન ડરો કે તેમનો ભરોસો તૂટી જશે અને તેમની આવક બંધ થઈ જશે. ફક્ત અને ફક્ત એક માત્ર અલ્લાહથી જ ડરો.] "અને તમે ઈમાન લાવો તેના ઉપર જે (કુર્આન) મેં નાઝિલ કર્યું," [એટલે કુર્આન ઉપર ઈમાન લાવો.] "જે તેની ખરાઈ (સમર્થન) કરનારું જે તમારી પાસે (તવરાત છે);" [એટલે કે કુર્આન શરીફ તવરાતની ખરાઈ કરે છે અને સાચું હોવાની ગવાહી આપે છે, પરંતુ એમાં જે સુધારા–વધારા કરવામાં આવ્યા છે એટલો ભાગ અલ્લાહનું કલામ ન હોવાના કારણે અને તવરાત કે ઈન્જીલના મૂળ શબ્દો ન હોવાના કારણે આ ગવાહીમાં એ શામિલ નથી.] "અને (સૌથી) પહેલાં ઈન્કારી ન થઈ જાઓ;" [એટલે કે તમને જોઈને બીજા લોકો પણ ઈન્કાર કરશે તો એ બધા લોકોના ઈન્કાર કરવાના આગેવાન તમે બનશો. એટલા માટે કયામત સુધી ઈન્કાર કરનારા લોકોના કુફ્રની વબાલ તમારા નામ એ આ'માલમાં લખવામાં આવશે.] "અને મારી આયતોના બદલે થોડી કિંમત ન લો; અને મારાથી જ ડરો." [એટલે કે મારા હુકમોને છોડીને, તેમાં સુધારા–વધારા કરીને અથવા તેને છુપાવીને લોકો પાસેથી દુનિયાની ઝલીલ અને નજીવી કિંમત લઈ વેચી ન મારો. આવું કરવું તેમની આદત હતી, જેનો ખુલાસો આગળ ઉપર આવે છે. وَلَاتَلْبِسُواالْحَقَّ بِالْبَاطِلِ] "અને સચ્ચાઈ સાથે જૂઠ ન ભેળવો; અને સચ્ચાઈને ન સંતાડો; જ્યારે કે તમે જાણો છો !" [સચ્ચાઈને છુપાવવું ઘણું ખરાબ કૃત્ય છે.]

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

સૂરએ બકરહ કુર્આનના ઉલ્લેખથી શરૂ થઈ અને એ બતાવવામાં આવ્યું કે કુર્આનની હિદાયત આમ તો સમગ્ર મખ્લૂક માટે સર્વસામાન્ય છે પરંતુ તેનો લાભ ફક્ત મો'મિનો જ ઉઠાવશે. ત્યારબાદ તે લોકો માટે સખત અઝાબનો ઉલ્લેખ કરવામાં આવ્યો જેઓ તેના ઉપર ઈમાન નહિ લાવે. તેમાં એક સમૂહ એવા કાફિરોનો છે, જે ખુલ્લમ–ખુલ્લા કાફિર અને ઈન્કાર કરનારા હતા. બીજો સમૂહ મુનાફિકોનો હતો. બંને ગૃપોની પરિસ્થિતિનું વર્ણન તેમની ખોટી પ્રવૃત્તિઓ સહિત કરવામાં આવ્યું. ત્યારબાદ મો'મિનો, મુશ્રિકો અને મુનાફિકો ત્રણે ગૃપોને સંબોધન કરી બધાને અલ્લાહની ઈબાદતની તાકીદ કરવામાં આવી તથા કુર્આન શરીફની પ્રતિષ્ઠાનો ઉલ્લેખ કરી બધાને ઈમાનની દા'વત આપવામાં આવી. ત્યારબાદ આદમ (અલૈ.)ની પૈદાઈશનું વર્ણન કરવામાં આવ્યું તથા તેમની વાસ્તવિકતા અને તેમના અસ્તિત્વના હેતુને અલ્લાહની સંપૂર્ણ કુદરત દ્વારા સાફ અને સ્પષ્ટ રીતે જાહેર કરી દેવામાં આવ્યો. જેથી અલ્લાહ તઆલાની ઈબાદતની પ્રેરણા મળે તથા નાફરમાનીથી બચવાની ફિકર–ચિંતા પૈદા થાય.

પછી કાફિરોના બે ગૃપોનું વર્ણન ઉપર પ્રમાણે આવ્યું છે, ખુલ્લા કાફિર અને મુનાફિક. આ બંનેમાં બે પ્રકારના લોકો છે. એક તો મૂર્તિપૂજક મુશ્રિકો કે જેઓ ફક્ત પોતાના બાપ–દાદાના રિવાજોનું અનુસરણ કરતા હતા. તેમની પાસે ન તો કોઈ પ્રાચીન જ્ઞાન હતું, ન જ કોઈ નવું ઈલ્મ હતું. સામાન્ય રીતે તેઓ અભણ અને અજ્ઞાની હતા, જેમકે મક્કાના નિવાસીઓ ! એટલા માટે કુર્આનમાં આ લોકોને "ઉમ્મી" કહેવામાં આવ્યા છે.

અને બીજા તે લોકો હતા જેઓ અગાઉના અંબિયા (અલૈ.) ઉપર ઈમાન લાવ્યા અને અગાઉની આસમાની કિતાબો તવરાત અને ઈન્જીલ વગેરેનું જ્ઞાન તેમની પાસે હતું. તેઓ ભણેલા–ગણેલા લોકો કહેવાતા હતા. તેમાં અમુક હઝરત ઈસા (અલૈ.) ઉપર ઈમાન ધરાવતા હતા અને કેટલાક ઈસા (અલૈ.)ને ન માનતા હતા તેઓ યહૂદી કહેવાયા અને અમુક ઈસા (અલૈ.) ઉપર ઈમાન ધરાવતા હતા અને મૂસા અલૈ.ને નબી સ્વરૂપે ગુનાહોથી પાક અને મા'સૂમ ન સમજતા હતા,

તેઓ નસારા કહેવાતા હતા. આ બંનેને કુર્આનમાં એટલા માટે અહલે કિતાબ કહેવામાં આવ્યા છે કે આ બંને ગૃપો અલ્લાહ તઆલાની આસમાની કિતાબો તવરાત અથવા ઈન્જીલ પર ઈમાન રાખતા હતા. આ લોકો ભણેલા–ગણેલા અને જ્ઞાન ધરાવતા હોવાના કારણે લોકોની નજરમાં ઈજ્જતદાર અને ભરોસાપાત્ર સમજવામાં આવતા હતા. તેમની વાત લોકો ઉપર પ્રભાવ પાડતી હતી. તેઓ જો સીધા માર્ગે આવી જાય તો અન્ય લોકોના મુસલમાન બનવાની સંભાવના વધી જાય એમ હતું. મદીના શરીફ તથા તેની આસપાસના વિસ્તારોમાં આ લોકો મોટી સંખ્યામાં હતા.

સૂરએ બકરહ મદની સૂરત છે એટલા માટે તેમાં મુશ્રિકો અને મુનાફિકોના વર્ણન બાદ અહલે કિતાબ (કિતાબવાળા)ની ખાસિયતોને ભારપૂર્વક વર્ણવવામાં આવી છે. સૂરએ બકરહની ચાલીસમી આયતથી શરૂ થઈ એકસો ત્રીસ આયતો સુધી الـــم સિપારાના અંત સુધી આ જ લોકોને સંબોધન છે. જેમાં તેમને ઈમાન સ્વીકારવા માટે પ્રોત્સાહન સ્વરૂપે પ્રથમ તેમની ખાનદાની શરાફત અને તેનાથી દુનિયામાં પ્રાપ્ત થનારી પ્રતિષ્ઠા અને ઈજ્જતનું તથા અલ્લાહ તઆલા તરફથી તેમને સતત આપવામાં આવેલી નેઅમતોનું વર્ણન કરવામાં આવ્યું છે. પછી તેમની ખોટી પ્રવૃત્તિઓ તથા માર્ગ ભટકવા વિશે તાકીદપૂર્વક ચેતવણી આપવામાં આવી છે અને સાચા માર્ગ તરફ આવવાની દાવત આપી સદ્‌કૃત્યો અને નેક અમલોની તાકીદ કરવામાં આવી છે. ત્યારબાદ સવિસ્તાર સંબોધન કરી શરૂઆતમાં અને અંતે يٰــبَنِىٓ اِسۡرَآءِيۡلَ (યા બની ઈસ્રાઈલ) "હે બની ઈસ્રાઈલ" (હે યાકૂબ અલૈ.ની ઔલાદ) શબ્દ કહેવામાં આવ્યો હતો જેનાથી વાત વધારે અસરકારક અને પ્રભાવશાળી થઈ ગઈ.

يٰــبَنِىٓ اِسۡرَآءِيۡلَ ઈસ્રાઈલ ઈબ્રાની (હિબ્રુ) ભાષાનો શબ્દ છે. તેનો અર્થ અબ્દુલ્લાહ છે, જે હઝરત યાકૂબ (અલૈ.)નું બીજું નામ પણ છે. અમુક ઉલમાએ કહ્યું છે કે, રસૂલે કરીમ ﷺ સિવાય કોઈ અન્ય નબીના અનેક નામો ન હતા. ફક્ત હઝરત યાકૂબ (અલૈ.)ના બે નામો છે. એક યાકૂબ અને બીજું ઈસ્રાઈલ. કુર્આનમાં આ સ્થળે તેમને યાકૂબની ઔલાદ (યા બની યાકૂબ) કહીને સંબોધન નથી કર્યું, બલકે બીજું નામ ઈસ્રાઈલનો ઉપયોગ કર્યો છે. તેમાં હિકમત એ છે કે તેમને પોતાના લકબ અને નામથી જ એ બાબતનો અહેસાસ થઈ જાય કે અમે

અબ્દુલ્લાહ એટલે કે અલ્લાહના ઈબાદતગુજાર બંદાની ઔલાદ છે. અને અમારે પણ તેમના પગલે ચાલવું જોઈએ. આ આયતમાં બની ઈસ્રાઈલનું સંબોધન કરીને ફરમાવ્યું કે, "અને પૂરો કરો મારો વાયદો" એટલે કે તમે તવરાત દ્વારા જે વાયદો (કરાર) કર્યો હતો તે પૂરો કરો, તેનું વર્ણન હઝરત કતાદહ (રદિ.) અને હઝરત મુજાહિદ (રહ.)ના મતે આ પ્રમાણે છે.

وَلَقَدْ اَخَذَاللّٰهُ مِيْثَاقَ بَنِىْٓ اِسْرَآئِيْلَ وَبَعَثْنَا مِنْهُمُ اثْنَىْ عَشَرَ نَقِيْبًا(الٰى) قَرْضًا حَسَنَا

(۵:۱۲)

તેમાં સૌથી મહત્ત્વનો કરાર બધા રસૂલો પર ઈમાન લાવવું શામિલ છે, જેમાં આપણા નબી ﷺ ખાસ શામિલ છે. વળી નમાઝ, ઝકાત અને સદકહ પણ આ કરારમાં શામિલ છે. જેનો ખુલાસો રસૂલે કરીમ ﷺ પર ઈમાન અને આપ ﷺનું સંપૂર્ણ અનુસરણ છે. એટલા માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે "આ કરારનો અર્થ મુહમ્મદ ﷺનું અનુસરણ છે."

*(ઈબ્ને જરીર બ સનદે સહીહ)*

"હું તમારા કરારને પૂરો કરીશ" એટલે કે પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલાએ એવો વાયદો કર્યો છે કે, જે લોકો તેના વાયદાને પૂરો કરશે અલ્લાહ તઆલા તેના ગુનાહો મા'ફ કરી દેશે અને જન્નતમાં દાખલ કરી દેશે અને વાયદા પ્રમાણે તે લોકોને જન્નતની નેઅ્મતો અર્પણ કરવામાં આવશે.

ખુલાસો એ છે કે, "હે બની ઈસ્રાઈલ ! તમે મારો મુહમ્મદ ﷺની તાબે'દારીનો કરાર પૂરો કરો તો હું તમને મા'ફ કરી, જન્નત અર્પણ કરી મારો વાયદો પૂરો કરી આપીશ. અને ફક્ત મારાથી જ ડરો તથા સામાન્ય વ્યક્તિઓથી કે, તમારા સમાજથી, અથવા તો તમારા શિષ્યોથી ન ડરો કે તેમની ઈચ્છા વિરૂદ્ધ સત્ય કલિમો કહીશું તો તેઓ શિષ્ય તરીકે બાકી ન રહેશે અને આવક બંધ થઈ જશે."

## મુહમ્મદ ﷺની ઉમ્મતની એક ખાસ ફઝીલત (વિશેષતા) :

તફસીરે કુર્તુબીમાં છે કે, અલ્લાહ જલ્લ શા'નહુએ બની ઈસ્રાઈલને પોતાની નેઅ્મતો અને અહેસાનો યાદ અપાવીને પોતાની યાદ અને

ફરમાંબરદારીનું આમંત્રણ આપ્યું છે અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને જ્યારે આ કામ માટે આમંત્રણ આપ્યું તો અહેસાનો અને ઈનામોનું વર્ણન કર્યા વગર ફરમાવ્યું, فَاذْكُرُوْنِىْٓ اَذْكُرْكُمْ એટલે "તમે મને યાદ કરો, હું તમને યાદ રાખીશ." (૨:૧૫૨) આ આયતમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની ખાસ વિશેષતા તરફ ઈશારો છે કે, તેમનો સંબંધ અહેસાન કરનાર ઉપકારક અને ઈનામ આપનાર અલ્લાહ જલ્લ શા'નહુ સાથે સીધે–સીધો છે. આ ઉમ્મત ઉપકારકને ઓળખીને તેના ઉપકારોને ઓળખે છે. જ્યારે કે બીજી ઉમ્મતો ઉપકારોના માધ્યમ દ્વારા ઉપકારકને ઓળખે છે.

**કરાર પૂરો કરવો ફરજ છે અને કરારભંગ કરવો હરામ છે :**

આ આયતથી સ્પષ્ટ થઈ ગયું કે કરાર કે વાયદો પૂરો કરવો જરૂરી છે અને કરારભંગ કરવો હરામ છે. સૂરએ માઈદહની આયતમાં આ બાબતે વિગતવાર વર્ણન થયું છે. اَوْفُوْا بِالْعُقُوْدِ "તમારો કરાર પૂરો કરો." (૫:૧)

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે કરારભંગ કરનારાઓને જે સજા આખિરતમાં મળશે તે પહેલાં એક સજા એ આપવામાં આવશે કે મહશરના મૈદાનમાં જ્યાં બધા જ આગળ પાછળના લોકોનો સમૂહ ભેગો થયો હશે, કરારભંગ કરનારાઓ ઉપર એક ઝંડો નિશાની સ્વરૂપે લગાવી દેવામાં આવશે અને જેટલા પ્રમાણમાં કરારભંગ કર્યો હશે, એટલો એ ઝંડો ઊંચો હશે. એ રીતે તેમને હશરના મૈદાનમાં ઝલીલ (અપમાનિત) અને શરમિંદા કરવામાં આવશે.

*(સહીહ મુસ્લિમ અન સઈદ)*

**જે માણસ કોઈ ગુનાહ અથવા સવાબનું કારણ બને છે તેના નામ એ આ'માલમાં પણ તે ગુનાહ અને સવાબ કરનારાઓના ગુનાહ અથવા સવાબ લખવામાં આવે છે :**

اَوَّلَ كَافِرٍ بِهٖ કાફિર થવું ભલે સૌથી પહેલાં હોય અથવા પાછળથી દરેક પરિસ્થિતિમાં અત્યંત જુલમી કૃત્ય અને મહાન ગુનોહ છે. પરંતુ આ આયતમાં એવું ફરમાવવામાં આવ્યું છે કે, પ્રથમ કાફિર ન બનો. તેનાથી એ તરફ ઈશારો છે કે, જે માણસ પ્રથમ કુફ્ર અપનાવશે તો પાછળથી તેને જોઈને જે કોઈ પણ કુફ્રમાં સપડાશે તેનો વબાલ તે માણસ ઉપર તો પડશે જ, પરંતુ તે પ્રથમ વ્યક્તિ ઉપર

પણ વબાલ પડશે. એવી જ રીતે આ પ્રથમ કાફિર પોતાના કુફ્ર સિવાય પાછળથી આવનારા લોકોના કુફ્રનું કારણ બન્યો હોવાથી તે બધાના કુફ્રના વબાલનો પણ તેને જવાબદાર ઠરાવવામાં આવશે અને તેનો અઝાબ (સજા) તેને પ્રત્યેક ક્ષણે થતો રહેશે.

**ખુલાસો :**

આ બાબતથી સ્પષ્ટ થયું કે જે વ્યક્તિ દુનિયામાં કોઈના માટે કોઈ ગુનાહનું (નિમિત્ત) કારણ બને છે, તો જેટલા માણસો તે કારણથી ગુનાહોમાં સપડાશે તો તે ગુનોહ તે લોકોને પણ થશે અને સાથે સાથે તે માણસને પણ તે સૌ લોકોનો ગુનોહ થશે. એવી જ રીતે જે વ્યક્તિ અન્યો માટે કોઈ નેકીનું કારણ બનશે તો જેટલા લોકો આ કારણથી નેક અમલ કરશે, તો તેનો સવાબ જેવો તે લોકોને મળશે તેવો જ સવાબ તે વ્યક્તિના નામએ આ'માલમાં લખવામાં આવશે. કુર્આન મજીદની અસંખ્ય આયતો અને રસૂલે કરીમ ﷺની અનેક હદીષોમાં આ વિષય વારંવાર આવ્યો છે.

لَا تَشْتَرُوْا بِاٰيٰتِىْ ثَمَنًا قَلِيْلًا આ આયતમાં અલ્લાહ તઆલાની આયતના બદલામાં કિંમત લેવાની મનાઈનો મતલબ એ જ છે, જે તે આયતોના અર્થ અને તેના વિષય અનુસંધાને છે કે લોકોની મરજી પ્રમાણે તેમના સ્વાર્થ અને હિતોની રક્ષા કરવા માટે અલ્લાહ તઆલાની આયતોનો અર્થ જૂઠો બતાવીને, છુપાવીને લોકોથી પૈસા લેવામાં ન આવે. આ કૃત્ય સમગ્ર ઉમ્મતની સહમતિથી (ઈજ્માઅ્ દ્વારા) હરામ છે.

**કુર્આનનું શિક્ષણ આપવા માટે મહેનતાણું લેવું જાઇઝ છે :**

રહ્યો તે મા'મલો કે, કોઈને અલ્લાહ તઆલાની આયતો સાચી–સાચી બતાવીને અથવા પઢાવીને મહેનતાણું લેવું કેવું છે ? ઉપરોક્ત આયત તે સંદર્ભમાં નથી. આ એક ખૂબ જ ગહન અને વિસ્તૃત ચર્ચા માંગી લેતો વિષય છે કે, કુર્આનના શિક્ષણ માટે મહેનતાણું અથવા ઉજરત (પગાર) લેવો જાઈઝ છે કે નહિ? ઉમ્મતના ફકીહો (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)નો આ બાબતે મતભેદ છે. ઈમામ માલિક, શાફિઈ, અહમદ બિન હન્બલ (રહ.) તેને જાઈઝ ઠેરવે છે, જ્યારે કે ઈમામ અબૂ હનીફા (રહ.) અને અમુક બીજા ઈમામો મનાઈ ફરમાવે છે.

પરંતુ પાછળથી આવનાર હનફી મસ્લકના લોકોએ પણ જ્યારે એવી પરિસ્થિતિ અનુભવી કે કુર્આન શરીફના શિક્ષકોને ઈસ્લામી બયતુલ માલ (ઈસ્લામી હુકૂમતના નાણા વિભાગ) તરફથી વઝીફો (પગાર) મળ્યા કરતો હતો. હવે, દરેક જગ્યાએ ઈસ્લામી શાસન વ્યવસ્થામાં ફિત્નાઓના કારણે આ શિક્ષકોને મોટાભાગે કશું નથી મળતું. જો તેઓ પોતાની રોઝી–રોટી માટે કોઈ મહેનત–મજૂરી અથવા વેપાર વગેરેમાં લાગી જાય તો બાળકોને કુર્આનનું શિક્ષણ આપવાનો સિલસિલો જ બંધ થઈ શકે છે. કારણ કે આ શિક્ષણ આખા દિવસનું કાર્ય (ફુલ ટાઈમ જોબ) છે. એટલા માટે કુર્આનના શિક્ષણ માટે જરૂરત પ્રમાણે પગાર લેવો જાઈઝ ઠરાવવામાં આવ્યું છે. જેમકે, હિદાયાના કર્તાએ કહ્યું છે કે, "આજકાલ એવો ફત્વો આપવો જોઈએ કે, કુર્આનના શિક્ષણના બદલામાં પગાર અથવા મહેનતાણું લેવું જાઈઝ છે." હિદાયાના કર્તા પછી આવનારા બીજા ફકીહોએ અમુક એવા જ બીજા વઝીફાઓ લેવાની છૂટછાટ કહી છે જે કુર્આનના શિક્ષણની જેમ દીનને જીવંત રાખવા માટે જરૂરી છે, જેમકે ઈમામત, અઝાન, હદીષનું શિક્ષણ, ફિક્હ વગેરે તો તેને કુર્આનના શિક્ષણની જેવું જ ગણીને તેના માટે પણ મહેનતાણાની છૂટ આપી છે.

*(દૂર્રે મુખ્તાર, શામી)*

**કોઈને સવાબ પહોંચાડવાની નિય્યતથી કુર્આન શરીફના ખત્મ પઢાવવાનું મહેનતાણું લેવું જાઇઝ ન હોવા બાબતે બધા જ સહમત (ઇજ્માઅ્) છે :**

અલ્લામહ શામી (રહ.)એ દૂર્રે મુખ્તારની શરહ (વિવરણ)માં અને પોતાના રિસાલા "શિફાઉલ અલીલ"માં ખૂબ વિસ્તારપૂર્વક અને મજબૂત દલીલો સાથે એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે, કુર્આનના શિક્ષણ વગેરે માટે જે પાછળથી આવનાર ફકીહોએ મહેનતાણાને જાઈઝ ઠરાવ્યું છે તે એક એવી જરૂરી બીનાના કારણે છે કે, જો તેમાં થોડી પણ ભૂલચૂક થાય તો દીનનું સંપૂર્ણ માળખું પ્રભાવિત થઈ શકે છે. એટલા માટે તેને એવી અગત્યની જરૂરતના સમય માટે જ મર્યાદિત રાખવું જરૂરી છે. મૃત્યુ પામી ચૂકેલાના ઈસાલે સવાબ માટે મહેનતાણું આપીને કુર્આન શરીફનું ખત્મ પઢાવવું અથવા કોઈ વઝીફો પઢાવવો હરામ છે. કારણ કે આ બાબતે કોઈ એવી દીની જરૂરત સામે નથી, અને મહેનતાણું લઈને પઢવું

હરામ છે તો દેખીતું છે કે, પઢનાર પણ ગુનેહગાર છે અને પઢાવવાવાળો પણ ગુનેહગાર છે. હવે જ્યારે પઢનારાને જ સવાબ ન મળ્યો તો મય્યતને શું સવાબ પહોંચશે ? અલ્લામહ શામી (રહ.)એ આ વાત ઉપર ફુક્હાના ઘણા ખુલાસાઓ નકલ કર્યા છે. જેમકે "તાજુશ્શરીઅહ" – "અય્‌ની શરહે હિદાયા" – "હાસિયા ખયરૂદ્દીન બર બહરૂર્રાઈક" વગેરે અને ખયરૂદ્દીન રમલીનો કૌલ પણ નકલ કર્યો છે કે, ઈસાલે સવાબ માટે કબર પર કુર્આન પઢાવવું અથવા મહેનતાણું આપીને કુર્આન ખત્મ કરાવવું સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા ઉમ્મતના નેક લોકો દ્વારા થયું હોય એવું ક્યાંય પણ સાબિત નથી. એટલા માટે તે બિદ્‌અત છે.

*(શામી, પેજ : ૪૭, ભાગ : ૧)*

## સાચી વાતને છુપાવવી અને તેમાં ભેળસેળ કરવી હરામ છે :

આયત (الخ) وَلَا تَلْبِسُوا الْحَقَّ بِالْبَاطِلِ થી સાબિત થયું કે અલ્લાહ તઆલાની વાતને ગલત વાતોની સાથે ભેળસેળ કરીને એવી રીતે રજૂ કરવી કે જેનાથી સામેવાળો વ્યક્તિ થાપ ખાઈ જાય, જાઈઝ નથી. એવી જ રીતે કોઈ ડર અથવા લાલચના કારણે અલ્લાહની વાતને છુપાવવી પણ હરામ છે. મસ્અલો સ્પષ્ટ છે, તેમાં કોઈ ખુલાસાની જરૂર નથી. ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં સચ્ચાઈને છુપાવવાથી પરહેઝ કરવાનો એક કિસ્સો અને વિગતવાર ચર્ચા હઝરત અબૂ હાઝિમ તાબિઈ (રહ.) અને ખલીફા સુલૈમાન બિન અબ્દુલ મલિકનો રજૂ કર્યો છે. જે ઘણો જ લાભકારી હોવાથી વર્ણનપાત્ર છે.

## હઝરત અબૂ હાઝિમ તાબિઈ (રહ.) સુલૈમાન ઇબ્ને અબ્દુલમલિકના દરબારમાં :

મુસ્નદે દારમીમાં સનદ સાથે વર્ણન થયું છે કે, એક વખતે સુલૈમાન બિન અબ્દુલ મલિક મદીના તય્યિબહ પહોંચ્યા અને અમુક દિવસ રોકાયા. લોકોને પૂછ્યું કે "મદીના તય્યિબહમાં હવે કોઈ એવી વ્યક્તિ મૌજૂદ છે જેણે સહાબી (રદિ.)નો સંગાથ મેળવ્યો હોય ? અથવા જેને સહાબી (રદિ.)નો સહવાસ મળ્યો હોય ?" લોકોએ બતાવ્યું, "હા ! અબૂ હાઝિમ એવો માણસ છે." સુલૈમાને પોતાના માણસને મોકલીને તેમને બોલાવી મંગાવ્યા. જ્યારે તેઓ હાજર થયા તો સુલૈમાને કહ્યું, "હે અબૂ હાઝિમ ! આ કેવી બેમુરુવ્વતી અને બેવફાઈ છે ?" અબૂ

હાઝિમે કહ્યું, "તમે મારી કઈ બેમુરુવ્વતી અને બેવફાઈ જોઈ છે ?" સુલૈમાને કહ્યું કે, "મદીનાના બધા પ્રખ્યાત લોકો મને મળવા આવે છે અને તમે ન આવ્યા !" અબૂ હાઝિમે કહ્યું કે, "અમીરુલ મુઅમિનીન ! તમે કોઈ એવી વાત ન કહો કે, જે વાસ્તવિકતાથી જુદી હોય, અને તે માટે હું આપને અલ્લાહના રક્ષણમાં સોંપુ છું. આજથી પહેલાં ન તમે મારાથી વાકેફ હતા અને ન મેં ક્યારેય તમને જોયા હતા. આવી પરિસ્થિતિમાં પોતે મુલાકાત માટે આવવાનો સવાલ જ ક્યાં પૈદા થાય છે ? પછી બેવફાઈ કેવી ?" સુલૈમાને જવાબ સાંભળીને ઈબ્ને શિહાબ ઝુહરી અને હાજરજનો તરફ ધ્યાન આપ્યું, તો ઈમામ ઝુહરી (રહ.)એ કહ્યું કે, "અબૂ હાઝિમે સાચું કહ્યું, તમે ભૂલ કરી !"

ત્યારબાદ સુલૈમાને વાતનો વિષય બદલીને અમુક સવાલો શરૂ કર્યા અને કહ્યું, "હે અબૂ હાઝિમ ! આવું કેમ બને છે કે, અમે મૌતથી ડરીએ છીએ?" તેમણે કહ્યું, "કારણ એ છે કે તમે તમારી આખિરતને વેરાન અને દુનિયાને આબાદ કરી છે. એટલા માટે આબાદ જગ્યાએથી વેરાન જગ્યા તરફ જવાનું તમને પસંદ નથી."

સુલૈમાને કબૂલ કર્યું અને પૂછ્યું કે, "કાલે અલ્લાહ તઆલાની સામે કેવી રીતે હાજરી થશે ?" ફરમાવ્યું કે, "નેક અમલ કરનારા તો અલ્લાહની સામે એવી રીતે જશે જેમકે કોઈ મુસાફર મુસાફરીથી પાછો પોતાના ઘરવાળાઓ પાસે જાય છે અને ખરાબ અમલ કરનારો એવી રીતે રજૂ થશે જેમકે, કોઈ ભાગી છૂટેલા ગુલામને પકડી તેના માલિક સામે હાજર કરવામાં આવે છે."

સુલૈમાન આ સાંભળીને રડી પડ્યો અને કહેવા લાગ્યો, "કાશ ! અમને ખબર હોત કે અલ્લાહ તઆલાએ અમારા માટે શું નક્કી કરી રાખ્યું છે ?" અબૂ હાઝિમે ફરમાવ્યું કે, "તમારા આ'માલને અલ્લાહની કિતાબ સાથે તોલી જુઓ તો ખબર પડી જશે."

સુલૈમાને પૂછ્યું કે, "કુર્આનની કઈ આયતથી ખબર પડશે ?" કહ્યું કે, "તે આયત છે إِنَّ الْأَبْرَارَ لَفِي نَعِيمٍ وَإِنَّ الْفُجَّارَ لَفِي جَحِيمٍ "નિઃશંક નેક અમલ કરનારા જન્નતની નેઅમતોમાં છે અને નાફરમાન ગુનાહ કરનારા દોઝખમાં." (૮૨:૧૩–૧૪)

સુલૈમાને કહ્યું કે, "અલ્લાહની રહમત તો મોટી છે. તે ખરાબ કૃત્યો આચરનારાઓ ઉપર પણ મહેરબાન છે." ફરમાવ્યું, اِنَّ رَحْمَةَ اللّٰهِ قَرِيْبٌ مِّنَ الْمُحْسِنِيْنَ "અલ્લાહ તઆલાની રહમત નેક અમલ કરનારાઓની સાથે છે." (૭:૫૬)

સુલૈમાને પૂછ્યું, "હે અબૂ હાઝિમ ! અલ્લાહના બંદાઓમાં સૌથી વધુ કોણ ઈજ્જતવાળો છે ?" ફરમાવ્યું, "તે લોકો જે મુરુવ્વત (ડહાપણ) અને અકલે સલીમ ધરાવે છે."

પછી પૂછ્યું, "કયો અમલ શ્રેષ્ઠ છે ?" તો ફરમાવ્યું કે, "હરામ વસ્તુઓથી બચવું અને ફરજો તથા વાજિબોને અદા કરવા."

પછી પૂછ્યું કે, "કઈ દુઆ સૌથી વધુ કબૂલ થાય છે ?" તો કહ્યું કે, "જે માણસ ઉપર અહેસાન કરવામાં આવ્યું હોય તો તેની દુઆ પોતાના ઉપર ઉપકાર કરનાર માટે સૌથી વધુ કબૂલ થનારી છે."

પછી પૂછ્યું કે, "સદકો (દાન) કયો શ્રેષ્ઠ છે ?" ફરમાવ્યું કે, "મુસીબતમાં ફસાયેલા સવાલ કરનારા માટે, પોતાની ગરીબી હોવા છતાં, જે કંઈ પણ થઈ શકે એવી રીતે ખર્ચ કરે કે, ન તેનું અહેસાન જતાવે અને ન જ ઉપેક્ષિત કરી તેને તકલીફ પહોંચાડે."

પછી પૂછ્યું કે, "કયું કલામ સૌથી શ્રેષ્ઠ છે ?" કહ્યું કે, "જે વ્યક્તિથી તમોને ડર અથવા ભય હોય અથવા તો જેનાથી તમારી જરૂરત પૂરી થતી હોય અથવા તો તેનાથી કોઈ આશા–અપેક્ષા હોય તેની સામે કોઈપણ પ્રકારની રિઆયત (શેહ–શરમ) રાખ્યા વગર સાચી વાત કહી દેવી."

પછી પૂછ્યું કે, "મુસલમાનોમાં કયો વ્યક્તિ મૂર્ખ છે ?" કહ્યું કે, "જે વ્યક્તિ પોતાના ભાઈ ઉપર અત્યાચાર (જુલમ)માં કોઈની મદદ કરે, જેનો ખુલાસો એ છે કે તેણે બીજાની દુનિયા બનાવવા ખાતર પોતાનો દીન વેચી નાંખ્યો." સુલૈમાને કહ્યું, "સાચું કહ્યું."

ત્યારબાદ સુલૈમાને સ્પષ્ટ શબ્દોમાં પૂછ્યું કે, "મારા માટે તમારો શું અભિપ્રાય છે !" હઝરત અબૂ હાઝિમ (રહ.)એ ફરમાવ્યું કે, "મને આ સવાલ મા'ફ કરો તો સારૂં છે." તો સુલૈમાને કહ્યું, "નહિ ! તમે જરૂર કોઈ શિખામણની વાત કહો."

અબૂ હાઝિમ (રહ.)એ ફરમાવ્યું કે, “હે અમીરૂલ મુઅમિનીન ! તમારા બાપ–દાદાએ લોકો પર તલવાર દ્વારા પોતાની સત્તા કાયમ કરી અને બળજબરીથી એમની મરજી વિરૂદ્ધ તેમના ઉપર હુકૂમત (સરકાર) સ્થાપી અને ઘણા લોકોને મૌતને ઘાટ ઉતાર્યા અને આ બધું કરવા પછી પણ તે આ દુનિયાથી વિદાય થઈ ગયા. કાશ ! તમને ખબર હોત કે હવે તેઓ મૃત્યુ પછી શું કહે છે ? અને તેમને શું કહેવામાં આવી રહ્યું છે ?”

ખાદિમોમાંથી એક વ્યક્તિએ બાદશાહના સ્વભાવ વિરૂદ્ધ અબૂ હાઝિમ (રહ.)ની આ ચોખ્ખી અને સ્પષ્ટ વાતો સાંભળીને કહ્યું કે, “અબૂ હાઝિમ તમે આ ઘણી ખરાબ વાત કરી છે.” અબૂ હાઝિમ (રહ.)એ ફરમાવ્યું કે, “તમે ખોટું કહો છો. મેં બુરી વાત નથી કહી બલકે, તે વાત કહી છે જેનો અમને હુકમ છે. કારણ કે અલ્લાહ તઆલાએ ઉલમાથી આ વાતનો કરાર કર્યો છે કે "સાચી વાત લોકોને બતાવો અને કંઈ જ ન છુપાવો."” لَتُبَيِّنُنَّهٗ لِلنَّاسِ وَلَا يَكْتُمُوْنَهٗ (૩:૧૮૭)

આ જ તે વાત છે જેના માટે ઈમામ કુર્તુબીએ આ લાંબી હિકાયત પ્રસ્તુત આયતની તફસીરમાં લખી છે.

સુલૈમાને ફરી સવાલ કર્યો કે, “સારૂં ! હવે અમારા સુધારનો માર્ગ શું છે?” ફરમાવ્યું કે, “તકબ્બુર (અભિમાન) છોડી દો, મુરુવ્વત અપનાવો અને હક્કવાળાઓ સાથે ન્યાયથી વહેંચણી કરો.”

સુલૈમાને કહ્યું કે, “અબૂ હાઝિમ ! શું એવું થઈ શકે છે કે તમે અમારી સાથે રહો ?” ફરમાવ્યું, “અલ્લાહની પનાહ !” સુલૈમાને પૂછ્યું, “કેમ ?” કહ્યું કે, “તેનાથી મને ભય એ લાગે છે કે તમારા માલ, દૌલત તથા ઈજ્જત અને હોદ્દા તરફ લાગી જાઉં, જેના પરિણામે મારે અઝાબ ભોગવવો પડે.”

પછી સુલૈમાને કહ્યું, “સારૂં ! કોઈ જરૂરત હોય તો બતાવો કે અમે તેને પૂરી કરી આપીએ.” ફરમાવ્યું, “હા ! એક જરૂરત છે. જહન્નમથી છુટકારો અપાવી દો ! અને જન્નતમાં દાખલ કરી આપો.” સુલૈમાને કહ્યું કે, “તે મારા અધિકારમાં નથી.” કહ્યું કે, “તો પછી મને આપનાથી કોઈ જરૂરત નથી.”

છેલ્લે સુલૈમાને કહ્યું કે, “સારૂં ! મારા માટે દુઆ કરજો.” તો અબૂ હાઝિમ (રહ.)એ આ દુઆ કરી, “યા અલ્લાહ ! જો સુલૈમાન આપને પસંદ છે તો એના

માટે દુનિયા અને આખિરતની ભલાઈનો સામાન બનાવી દે અને જો તે આપનો દુશ્મન છે તો તેના બાલ પકડીને તેને તારી મરજી અને પ્રિય કામો તરફ વાળી દે!''

સુલૈમાને કહ્યું કે, ''મને કંઈક વસિયત કરો !'' ફરમાવ્યું કે, ''પોતાના રબની બુઝુર્ગી (મોટાઈ) અને જલાલ એટલા દરજ્જાનો દિલમાં રાખો કે તે તમને એવા સ્થાન ઉપર ન જુએ જેનાથી મનાઈ કરવામાં આવી છે અને એવા સ્થળે ગૈરહાજર ન રાખે જ્યાં જવા માટેનો હુકમ કર્યો છે.''

સુલૈમાને આ મજલિસથી પરવારીને સો ગિન્નીઓ (સોનાના સિક્કા) હદિયા તરીકે અબૂ હાઝિમ (રહ.) પાસે મોકલી. અબૂ હાઝિમ (રહ.)એ એક પત્ર સાથે આ ગિન્નીઓ પાછી મોકલી આપી. અને પત્રમાં લખ્યું હતું કે, ''જો આ સો દીનાર મારા શબ્દોનું મહેનતાણું છે તો મારા માટે સુવ્વરનું લોહી અને ગોસ્ત એનાથી સારો છે અને જો એટલા માટે આ મોકલવામાં આવ્યું છે કે, બયતુલ માલ (સરકારી તિજોરી)માં મારો હક્ક છે તો મારા જેવા હજારો ઉલમા અને દીનની સેવા કરનારા છે. જો તમે બધાને આટલું જ આપ્યું છે તો હું પણ લઈ શકું છું, નહિતર મને તેની જરૂરત નથી.''

અબૂ હાઝિમ (રહ.)ના આ ઈરશાદમાં કે, ''શિખામણના શબ્દોનું મહેનતાણું લેવું સુવ્વરના લોહી જેવું છે.'' આ શબ્દોથી તે મસ્અલા ઉપર પ્રકાશ પડે છે કે ઈબાદતનું મહેનતાણું લેવું તેમના નજદીક જાઈઝ નથી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૪૩ થી ૪૬)

وَ اَقِيْمُوا الصَّلٰوةَ وَ اٰتُوا الزَّكٰوةَ وَارْكَعُوْا مَعَ الرّٰكِعِيْنَ ﴿٤٣﴾ اَتَاْمُرُوْنَ
النَّاسَ بِالْبِرِّ وَ تَنْسَوْنَ اَنْفُسَكُمْ وَاَنْتُمْ تَتْلُوْنَ الْكِتٰبَ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٤٤﴾
وَاسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَالصَّلٰوةِ ۭ وَاِنَّهَا لَكَبِيْرَةٌ اِلَّا عَلَى الْخٰشِعِيْنَ ﴿٤٥﴾ الَّذِيْنَ يَظُنُّوْنَ
اَنَّهُمْ مُّلٰقُوْا رَبِّهِمْ وَاَنَّهُمْ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿٤٦﴾ ع

**તરજુમો :**

*અને નમાઝ કાયમ કરો તથા ઝકાત અદા કરો અને રુકૂઅ્ કરનારાઓ સાથે રુકૂઅ્ કરો. (૪૩) શું તમે લોકો(ને) ભલાઈનો હુકમ કરો છો અને તમે પોતાની જાતને ભૂલી જાઓ છો ? હાલાં કે તમે કિતાબ પઢો છો; શું તે પછી પણ તમે નથી સમજતા ? (૪૪) તમે સબ્ર (ધીરજ) અને નમાઝથી મદદ પ્રાપ્ત કરો અને તે ઘણી કઠિન (છે); પરંતુ વિનવણી કરનારાઓ પર (નથી). (૪૫) તે જેઓ શ્રદ્ધા (યકીન) રાખે છે કે, તેઓ પોતાના રબ રૂબરૂ થવાના (છે); અને એ કે તેઓ તેની તરફ પાછા વળવાના (છે). (૪૬)*

**તફસીર :**

"અને નમાઝ કાયમ કરો" [એટલે કે મુસલમાન બનીને] "તથા ઝકાત અદા કરો અને રુકૂઅ કરનારાઓ સાથે રુકૂઅ કરો." [બની ઈસ્રાઈલના આલિમોમાંથી અમુક મુસલમાન થઈ ગયા હતા જ્યારે એમની આપસમાં ચર્ચા થતી તો ગુપ્ત રીતે આ ઉલમા કહેતા હતા કે, બેશક ! મુહમ્મદ ﷺ સાચા રસૂલ છે. અમે લોકો કોઈ મસ્લિહતના કારણે મુસલમાન નથી થયા, પરંતુ તમે ઈસ્લામ ધર્મને છોડશો નહિ. એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું,] "શું તમે લોકો(ને) ભલાઈનો હુકમ કરો છો" [એટલે કે લોકોને રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન લાવવાનું અને આપ ﷺની ઈતાઅત કરવાનું કહો છો.] "અને તમે પોતાની જાતને ભૂલી જાઓ છો ? હાલાં કે તમે કિતાબ પઢો છો;" [એટલે કે તવરાતને પઢતા રહો છો કે જેમાં અમલ ન કરનાર આલિમની ટીકા વારંવાર કરવામાં આવી છે.] "શું તે પછી પણ તમે નથી સમજતા ?" [એટલે કે જો તમે માલ–દૌલત અને હોદ્દાની મહોબ્બતના કારણે ઈમાન લાવવાનું કઠિન સમજતા હોય તો] "તમે સબ્ર (ધીરજ) અને નમાઝથી મદદ પ્રાપ્ત કરો" [એટલે કે ઈમાન લાવીને સબ્ર અને નમાઝથી અલ્લાહની મદદ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરશો તો દિલમાંથી માલ–દૌલત અને હોદ્દાની મહોબ્બત નીકળી જશે અને જો કોઈ કહે કે નમાઝ અને સબ્ર પોતે જ અતિકઠિન વસ્તુ છે, તો સાંભળી લો કે] "અને તે ઘણી કઠિન (છે);" [એટલે કે નમાઝ કઠિન જરૂર છે પરંતુ જે લોકોના દિલોમાં ખુશૂઅ હશે તેમના માટે કંઈજ મુશ્કેલ નથી.] "પરંતુ વિનવણી કરવાવાળાઓ ઉપર

(નથી). તે જેઓ શ્રદ્ધા (યકીન) રાખે છે કે, તેઓ પોતાના રબ રૂબરૂ થવાના (છે); અને એ કે તેઓ તેના તરફ પાછા વળવાના (છે).” [તો એવા સમયે તેમને હિસાબ–કિતાબ પણ આપવાનો હશે અને તેમને બંને બાબતોમાં આનંદ પણ મળશે અને ભય પણ લાગશે અને આ જ બાબત દરેક અમલની રૂહ (આત્મા) છે.]

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોની ગોઠવણી :

બની ઈસ્રાઈલને અલ્લાહ તઆલાએ પોતાની નેઅ્મતો અને અહેસાનો યાદ અપાવીને ઈમાન અને નેક કાર્યો તરફ આમંત્રણ આપ્યું છે. અગાઉની ત્રણ આયતોમાં ઈમાન અને અકીદાઓ વિશે હિદાયત હતી અને આ ચાર આયતોમાં નેક અમલની તાકીદ કરવામાં આવી છે અને તેમાં જે અમલ સૌથી વધુ મહત્ત્વનો છે, તેનો ઉલ્લેખ કર્યો છે. આ આયતોનો ખુલાસો એ છે કે જો તમે માલ–દૌલતથી અંજાઈને ઈમાન લાવવાનું કઠિન સમજો છો, તો એનો ઈલાજ એ છે કે સબ્ર અને નમાઝ દ્વારા મદદ પ્રાપ્ત કરો. સબ્રથી માલની લાલચ અને મહોબ્બત ઘટી જાય છે કારણ કે, માલ એટલા માટે જ પ્રિય હોય છે કે તે આનંદપ્રમોદની પૂર્તિ માટે તથા ઈચ્છાઓને પૂર્ણ કરવા માટે જરૂરી સમજવામાં આવે છે. પરંતુ જ્યારે આ આનંદપ્રમોદ અને ઈચ્છાઓને છોડવાનો સંપૂર્ણ નિર્ણય કરી લેશો તો પછી માલ ભેગો કરવાની ન તો આવશ્યકતા રહેશે અને ન જ તેનાથી મહોબ્બત રહેશે. અને તે જ લાભ કે નુકસાન પહોંચાડનાર વસ્તુ છે તેવી અંધશ્રદ્ધા મગજમાંથી નીકળી જશે અને નમાઝથી હોદ્દાની મહોબ્બત ઓછી થઈ જશે. કારણ કે, નમાઝમાં બાહ્ય સ્વરૂપે અને આંતરિક રીતે વિનવણી અને આજિઝી જ હોય છે. જ્યારે નમાઝને સાચી રીતે અદા કરવાની આદત પડી જશે તો હોદ્દાની મહોબ્બત તથા લાલચ અને અભિમાન વગેરે પણ ઓછું થઈ જશે. વાસ્તવમાં ફસાદનું મૂળ કારણ કે જે ઈમાન લાવવા માટે અવરોધક છે, તે માલ અને હોદ્દાની મહોબ્બત જ છે. જો ફસાદની જડ જ નહિ રહે તો ઈમાન લાવવું સરળ બની જશે.

હવે, સમજી લો કે સબ્રમાં તો ફક્ત બિનજરૂરી ઈચ્છાઓ અને ખ્વાહિશોને છોડવાની વાત છે અને નમાઝમાં ઘણી પ્રવૃત્તિઓ કરવાની છે અને ઘણી જાઈઝ

ઈચ્છાઓને પણ કામચલાઉ ધોરણે છોડવાની છે. દા.ત. નમાઝમાં ખાવું–પીવું, વાતચીત કરવી, હરવું–ફરવું અને માણસની અન્ય જરૂરિયાતો જે શરીઅતની રૂએ જાઈઝ અને મુબાહ છે, તેને પણ નમાઝમાં છોડવી પડે છે, તે પણ સમયની મર્યાદા સાથે દિવસ–રાતમાં પાંચ વખતે ફરજ છે. એટલા માટે નમાઝ પઢવાના અમલ દ્વારા અમુક ચોક્કસ સમય સુધી બધા જ જાઈઝ–નાજાઈઝ કાર્યોથી સબ્ર કરવી પડે છે.

બિનજરૂરી ઈચ્છાઓને છોડવાની જો વ્યક્તિ હિંમત કરી લે તો અમુક જ દિવસ પછી સ્વભાવ અને ટેવ બદલાઈ જાય છે અને કોઈ કઠણાઈ બાકી રહેતી નથી, પરંતુ નમાઝના સમયની પાબંદી, તેની તમામ શરતોની પાબંદી અને જરૂરી ઈચ્છાઓથી પણ તે સમયમાં પરહેઝ કરવી, આ બધું માણસના સ્વભાવ માટે ઘણું કઠિન કામ છે. એટલા માટે અહીંયાં શંકા થઈ શકે છે કે, ઈમાનને સરળ બનાવવાનો જે નુસખો બતાવવામાં આવ્યો છે કે, ''સબ્ર અને નમાઝથી કામ લેવામાં આવે.'' આ નુસખાનો ઉપયોગ પોતે પણ એક કઠિન વસ્તુ છે, અને ખાસ તો નમાઝની પાબંદી. તો પછી આ કઠણાઈનો શું ઈલાજ હશે ? તો એના માટે ઈરશાદ ફરમાવ્યો કે, ''બેશક ! નમાઝ કઠિન જરૂર છે પરંતુ જે લોકોના દિલોમાં ખુશૂઅ છે તેમના માટે કોઈ કઠિન નથી.'' તેમાં નમાઝને સરળ કરવાની પદ્ધતિ પણ બતાવી દીધી.

ખુલાસો એ છે કે નમાઝમાં કઠણાઈના કારણો અને તેના સબબો ઉપર વિચાર કરશો તો ખબર પડશે કે, માણસનું દિલ સ્વતંત્ર અને વૈચારિક આઝાદી ભોગવવા હંમેશા તત્પર રહેતું હોય છે અને શરીરના બધા જ અવયવો માણસના દિલની ઈચ્છાઓના તાબે છે. એટલા માટે દિલનો તકાદો એ જ હોય છે કે, તેના બધા અવયવો પણ સ્વતંત્ર રહે, જ્યારે કે, નમાઝ આ સ્વતંત્રતાના વિરૂદ્ધ છે એટલે કે નમાઝના સમયે ન હસો, ન બોલો, ન ખાઓ, ન પીઓ, ન ચાલો, ન હરો–ફરો વગેરે વગેરે... એટલા માટે દિલ આ તકાદાઓના લીધે તંગ આવી જાય છે અને તેના તાબે'દાર મનુષ્યના અવયવો પણ આ તકલીફ અનુભવે છે.

ખુલાસો એ કે નમાઝ કઠણ લાગવાનું કારણ દિલનો સ્વભાવ (માનવ સ્વભાવની કમજોરી) અને માણસની ચિંતા છે, તો એનો ઈલાજ શાંતિથી થવો જોઈએ. એટલા માટે ખુશૂઅ (ધ્યાનમગ્ન થવું) નમાઝને સરળ કરવાનું માધ્યમ

બતાવાવમાં આવ્યું. કારણ કે, ખુશૂઅ દિલની શાંતિને કહેવામાં આવે છે. હવે સવાલ એ પૈદા થાય છે કે મનની શાંતિ એટલે કે ખુશૂઅ કેવી રીતે પ્રાપ્ત કરી શકાય ? તો આ બાબત અનુભવથી જ સિદ્ધ થઈ શકે. જો કોઈ વ્યક્તિ પોતાના મનના વિવિધ વિચારો અને કલ્પનાઓને સીધે–સીધી દૂર કરવા ઇચ્છે તો તેમાં તે ક્યારેય સફળ નહિ થાય. બલકે, તેની યુક્તિ એ છે કે માણસનું ધ્યાન કોઈ એક સમયે બે બાબતો તરફ સતત કેન્દ્રિત નથી રહી શકતું. એટલા માટે જો કોઈ એક વિચાર તરફ ધ્યાન વધુ કેન્દ્રિત કરવામાં આવે તો બીજો વિચાર આપોઆપ ધીરે–ધીરે નીકળી જશે. એટલા માટે ખુશૂઅ તેને પણ કહેવામાં આવે છે કે કોઈ એક વિચારમાં એકચિત્ત અને ધ્યાનમગ્ન થઈ જવાથી બીજા વિચારો અને કલ્પનાઓ નીકળી જાય છે અને તેના દૂર થવાથી દિલની જે કૈફિયત અને મનોસ્થિતિનું નિર્માણ થાય છે, તેનાથી અલ્લાહ સિવાયના પ્રત્યેક વિચારો મનમાંથી નીકળી જાય છે અને મનની શાંતિ દ્વારા નમાઝ સરળ બની જાય છે તથા આ અમલમાં આનંદ આવવા લાગે છે, જેનાથી નમાઝની પાબંદી પણ પ્રાપ્ત થાય છે અને આ પાબંદીમાં મોટાઈ દેખાડો કે હોદ્દાની તમન્ના ન હોવી જોઈએ. જેથી ઈમાનના માર્ગમાં જે અવરોધો છે તે દૂર થઈ જાય અને ઈમાન સંપૂર્ણ બની જાય. સુબ્હાનલ્લાહ ! મનની શાંતિનો કેટલો સરસ ઈલાજ છે ! અને મનની આ શાંતિને પ્રાપ્ત કરવા માટે અલ્લાહે ઉપરોક્ત આયતમાં કેટલી સરસ તાકીદ કરી દીધી. ત્યારબાદ ફરમાવ્યું, ‘‘અને આ કે તેઓ તેની તરફ પાછા વળવાના (છે).’’ તો આવા સમયે આ સેવાનું મોટું ઈનામ મળશે. નમાઝી એ વાતનું ધ્યાન રાખે છે કે તેઓ પોતાના માલિક તરફ પાછા વળવાના છે, તો એવા સમયે તેમને હિસાબ–કિતાબ પણ આપવાનો છે, આ બંને વિચારો તરફ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. ઈનામની આશા અને હિસાબનો ભય બંને બાબતો પૈદા થવાથી દિલ આ નેક વિચારો ઉપર કેન્દ્રિત થઈ તેમાં ડૂબી જશે. ઇનામની ઉમ્મીદ વ્યકિતને ભલાઈના કામો કરવા માટે વધારે મજબૂત બનાવે છે.

أَقِيْمُوا الصَّلٰوةَ અહીંયાં صَلٰوة નો શાબ્દિક અર્થ દુઆ છે. શરીઅતની વ્યાખ્યામાં તે ખાસ ઈબાદત છે, જેને નમાઝ કહેવામાં આવે છે. કુર્આને કરીમમાં નમાઝની જેટલા સ્થળોએ તાકીદ કરવામાં આવી છે ત્યાં શબ્દ اِقَامَة સાથે આવ્યો છે. ફક્ત એક–બે જગ્યાએ જ માત્ર નમાઝ પઢવાનો હુકમ આ શબ્દ વિના આવ્યો

છે. એટલા માટે اِقَامَةِ صَلٰوة ની વાસ્તવિકતાને સમજવી પડશે. اِقَامَة નો શાબ્દિક અર્થ "સીધા કરવું" અને "સ્થિર રાખવું" થાય છે અને સ્વભાવિક રીતે જે ભીંત અથવા ઝાડ વગેરે સીધા ઊભા હોય તો તે જ કાયમ રહેતા હોય છે. પડી જવાનો ભય ઓછો હોય છે. એટલા માટે اِقَامَة નો અર્થ "કાયમ કરવું" પણ થાય છે.

કુર્આન અને સુન્નતની વ્યાખ્યામાં اِقَامَةِ صَلٰوة નો અર્થ "નમાઝને તેના સમયમાં પાબંદીની સાથે સંપૂર્ણ નિયમો અને શરતો સાથે અદા કરવી" થાય છે અને માત્ર નમાઝ પઢી લેવાનું નામ اِقَامَةِ صَلٰوة નથી. નમાઝની જેટલી પણ ફઝીલતો અને બરકતો કુર્આન અને હદીષમાં આવી છે, તે બધું اِقَامَةِ صَلٰوة ની શરત સાથે આવ્યું છે.

દાખલા તરીકે કુર્આન શરીફમાં છે,

اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ،

*"નમાઝ મનુષ્યને દરેક બેહયાઈ અને ખરાબ કૃત્યોથી રોકી લે છે."(૨૯:૪૫)*

નમાઝની આ અસરકારકતા એ સમયે જ પ્રગટ થાય છે, જ્યારે કે નમાઝની ઈકામત તે પ્રમાણે કરે જેમકે, ઈકામતનો અર્થ ઉપર વર્ણવવામાં આવ્યો છે. એટલા માટે ઘણા નમાઝીઓને બુરાઈઓ અને બેહયાઈઓમાં સપડાયેલા જોઈને આ આયત ઉપર કોઈ શંકા ન કરવી જોઈએ. કારણ કે, આ લોકોએ નમાઝ તો પઢી, પરંતુ તેની ઈકામત ન કરી.

اٰتُوا الزَّكٰوةَ માં શબ્દ زكٰوة ના બે શાબ્દિક અર્થો થાય છે. એક "પાક (પવિત્ર) કરવુ" અને બીજો અર્થ "વધવું" થાય છે. શરીઅતની વ્યાખ્યામાં ઝકાત માલના તે ભાગને કહેવામાં આવે છે જે શરીઅતના હુકમ પ્રમાણે કોઈ માલમાંથી કાઢવામાં આવે છે અને એક ચોક્કસ પ્રમાણમાં તેને ખર્ચ કરવામાં આવે છે.

જો કે અહીંયાં સંબોધન તે સમયના બની ઈસ્રાઈલને છે, તેનાથી સાબિત નથી થતું કે નમાઝ અને ઝકાત ઈસ્લામ પહેલાં બની ઈસ્રાઈલ ઉપર ફરજ હતા. પરંતુ સૂરએ માઈદહમાં وَلَقَدْ اَخَذَاللّٰهُ مِيْثَاقَ بَنِىٓ اِسْرَآئِيْلَ وَبَعَثْنَا مِنْهُمُ اثْنَىْ عَشَرَ نَقِيْبًا ؕ وَقَالَ اللّٰهُ اِنِّىْ مَعَكُمْ لَئِنْ اَقَمْتُمُ الصَّلٰوةَ وَاٰتَيْتُمُ الزَّكٰوةَ "અને અલબત્ત અલ્લાહે બની ઈસ્રાઈલથી કરાર લીધો, અને અમે તેમના બાર સરદારો નક્કી

કર્યા, અને અલ્લાહે કહ્યું, હું તમારી સાથે છું જો તમે નમાઝ કયામ રાખશો અને ઝકાત આપતા રહેશો.'' (૫:૧૨)થી સાબિત થાય છે કે, નમાઝ અને ઝકાત બની ઈસ્રાઈલ ઉપર ફરજ હતી. જો કે તેનું સ્વરૂપ અને સ્થિતિ વગેરેમાં તફાવત હતો.

وَارْكَعُوْا مَعَ الرَّاكِعِيْنَ રુકૂઅનો શાબ્દિક અર્થ ''ઝૂકવું'' થાય છે અને અર્થના આધારે આ શબ્દ સિજદહ માટે પણ બોલી શકાય છે, પરંતુ તે ઝૂકવાનું અંતિમ સ્વરૂપ છે. શરીઅતની વ્યાખ્યામાં એક ખાસ પ્રકારના ઝૂકવાને રુકૂઅ કહેવામાં આવે છે, જે પ્રખ્યાત સ્થિતિ નમાઝના રુકૂઅમાં હોવાનું આપણે જાણીએ છીએ.

આયતનો અર્થ એ છે કે, ''રુકૂઅ કરો રુકૂઅ કરનારાઓ સાથે.'' અત્રે એક વાત ધ્યાન આપવા યોગ્ય છે કે, નમાઝના બધા અરકાનોમાંથી અહીંયાં માત્ર રુકૂઅનો જ કેમ ખાસ ઉલ્લેખ કરવામાં આવ્યો ? તેનો જવાબ એ છે કે, અહીંયાં નમાઝના એક હિસ્સાનો ઉલ્લેખ કરી સંપૂર્ણ નમાઝ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, જેમકે કુર્આન શરીફમાં એક જગ્યાએ قُرْاٰنَ الْفَجْرِ (૧૭:૭૮) ફરમાવીને આખી ફજરની નમાઝનો અર્થ લેવામાં આવ્યો અને અમુક હદીષની રિવાયતોમાં (સિજદાનો શબ્દ ઉચ્ચારીને પૂરી રકા'ત ઉપર નમાઝનો અર્થ લેવામાં આવ્યો છે.) એટલા માટે આ આયતનો અર્થ એ જ થયો કે, ''નમાઝ પઢો, નમાઝ પઢનારાઓની સાથે'' પરંતુ તેમ છતાં આ સવાલ બાકી રહે છે કે, નમાઝના ઘણા બધા અરકાનોમાંથી એકમાત્ર રુકૂઅનો જ કેમ વિશેષ રીતે ઉલ્લેખ કરવામાં આવ્યો ? અને તેમાં શું હિકમત છે ?

જવાબ એ છે કે, યહૂદીઓની નમાઝમાં સિજદહ વગેરે તો આવતા હતા, પરંતુ રુકૂઅ ન હતો. રુકૂઅ મુસલમાનોની નમાઝની વિશેષતા છે. એટલા માટે رَاكِعِيْنَ ના શબ્દ વડે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની નમાઝ તરફ ઈશારો કરવામાં આવ્યો. કારણ કે, તેમની નમાઝમાં રૂકૂઅ પણ છે, એટલે આ આયતનો અર્થ છે કે ''તમે પણ ઉમ્મતે મુહમ્મદીયહ ﷺના નમાઝીઓ સાથે નમાઝ અદા કરો.'' એટલે પ્રથમ ઈમાન કબૂલ કરો અને પછી જમાઅતની સાથે નમાઝ અદા કરો.

**જમાઅતની નમાઝનો હુકમ :**

નમાઝનો હુકમ અને તેનું ફરજ હોવું શબ્દ اَقِيْمُوا الصَّلٰوةَ વડે સ્પષ્ટ થઈ

ચૂક્યું હતું આ જગ્યાએ પણ مَعَ الرَّاكِعِيْنَ ના શબ્દથી નમાઝને જમાઅત સાથે અદા કરવાનો હુકમ આપવામાં આવ્યો છે.

આ હુકમનો શું દરજ્જો છે ? તેમાં ઉલમા અને ફુકૂહાના મતભેદો છે. સહાબા (રદિ.)ની એક જમાઅત અને તાબિઈન (રહ.) તથા ઉમ્મતના ફુકૂહા (રહ.)નો એક સમૂહ જમાઅતની નમાઝ વાજિબ કહે છે અને તેને છોડવાથી સખત ગુનોહ થાય છે અને અમુક સહાબા (રદિ.) તે નમાઝને નમાઝ જ નથી માનતા જે કોઈ પણ પ્રકારના શરઈ ઉઝર (શરીઅતે બીમારી વગેરે જેવી અમુક ખાસ પ્રકારની પરિસ્થિતિઓમાં આપેલી છૂટછાટ) વિના જમાઅત વગર પઢવામાં આવે છે. આ આયતના બાહ્ય શબ્દો જમાઅતને વાજિબ હોવાનો મત ધરાવનાર લોકો માટે આધાર અને હુજ્જત (દલીલ) છે.

આ સિવાય અમુક હદીષની રિવાયતોથી પણ જમાઅતનું વાજિબ હોવું સમજી શકાય છે. એક હદીષમાં છે કે,

لَا صَلٰوةَ لِجَارِ الْمَسْجِدِ اِلَّا فِى الْمَسْجِدِ (رواه ابوداوٗد)

*"મસ્જિદની પાસે રહેનારની નમાઝ માત્ર મસ્જિદમાં જ જાઈઝ છે."*

અને અત્રે મસ્જિદની નમાઝનો અર્થ જમાઅતની નમાઝ છે. તો હદીષના શબ્દોથી આ અર્થ નીકળ્યો કે, મસ્જિદની પાસે રહેનારની નમાઝ જમાઅત વિના જાઈઝ નથી.

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયું છે કે, "એક નાબીના (આંધળા) સહાબીએ આપ ﷺની સેવામાં હાજર થઈને વિનંતી કરી કે, 'મારી પાસે એવો કોઈ વ્યક્તિ નથી, જે મને મસ્જિદ સુધી પહોંચાડી આપે અને મને મસ્જિદ સુધી લાવે-લઈ જાય. એટલા માટે જો આપ ﷺ પરવાનગી આપો તો હું નમાઝ ઘરમાં પઢ્યા કરું.' આપ ﷺએ પ્રથમ તો તેમને પરવાનગી આપી દીધી, પરંતુ જ્યારે તેઓ જવા લાગ્યા તો સવાલ કર્યો કે, 'શું અઝાનનો અવાજ તમારા ઘર સુધી આવે છે ?' તેમણે કહ્યું કે, 'અઝાનનો અવાજ તો હું સાંભળું છું.' તો આપ ﷺએ ફરમાવ્યું કે, 'તો પછી તમારે મસ્જિદમાં આવવું જોઈએ' અને અમુક રિવાયતોમાં આપ ﷺએ કહ્યું કે, 'પછી હું તમારા માટે કોઈ ગુંજાઈશ (સંભાવના) અને છૂટ્ટી નથી જોતો."

*(અબૂ દાવૂદ)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ કહ્યું કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

مَنْ سَمِعَ النِّدَ اءَ فَلَم يُجِبْ فَلَا صَلٰوةَ لَهٗ اِلَّا مِنْ عُذْرٍ (صَحَّحَهُ القُرْطُبِى)

*"જે વ્યક્તિ અઝાનનો અવાજ સાંભળે છે અને મસ્જિદની જમાઅતમાં નથી આવતો તો એની નમાઝ નથી થતી પરંતુ જો કોઈ શરઈ ઉઝર હોય."*

આ હદીષોના આધારે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.) અને અબૂ મૂસા અશ્અરી (રદિ.) વગેરે સહાબા (રદિ.)એ ફત્વો આપ્યો હતો કે, "જે માણસ મસ્જિદની એટલો નજીક રહેતો હોય કે, ત્યાં અઝાનનો અવાજ પહોંચતો હોય છતાં તે કોઈ કારણ વિના જમાઅતમાં હાજર ન થાય તો એની નમાઝ થતી નથી." (અવાજ સાંભળવાનો અર્થ એ છે કે સામાન્ય અવાજવાળા વ્યક્તિનો અવાજ ત્યાં સુધી પહોંચી શકે. ખૂબ મોટો અવાજ અથવા લાઉડ સ્પીકર વગેરેનો અવાજ આમાંથી બાકાત છે.)

આ બધી રિવાયતો તે લોકોની દલીલો છે જેઓ જમાઅતને વાજિબ ઠરાવે છે, પરંતુ જમહૂર ઉલમાએ ઉમ્મત, ફુકૂહા, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના મતે જમાઅત સાથે નમાઝ પઢવી સુન્નતે મુઅક્કદહ છે, પરંતુ મુઅક્કદહમાં પણ ફજરની સુન્નતોની જેમ વાજિબોથી બિલકુલ નજીકના દરજ્જાની મુઅક્કદહ છે. આ બધા લોકોએ કુર્આને કરીમની આયત وَارْكَعُوْا مَعَ الرّٰكِعِيْنَ ને બીજી આયતો અને રિવાયતોના આધારે તાકીદ માટે ફરમાવ્યું હોવાનું ઠરાવ્યું છે.

અને જે હદીષોમાં જાહેર અને સ્પષ્ટ વર્ણન હોય કે મસ્જિદની નજીક રહેનારાઓની જમાઅત વગરની નમાઝ થતી જ નથી. એનો મતલબ એ થયો કે આ નમાઝ સંપૂર્ણ અને કબૂલ થતી નથી. આ બાબતમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ રદિ.નું બયાન ખૂબ જ ચોખ્ખું અને પૂરતું છે, જેને ઈમામ મુસ્લિમ (રહ.)એ વર્ણન કર્યું છે. જેનો તરજુમો આ પ્રમાણે છે.

ફકીહુલ ઉમ્મત હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, "જે માણસ એવું ઈચ્છતો હોય કે કાલે (મહશરમાં) અલ્લાહ તઆલાને

મુસલમાન હોવાની હાલતમાં મળે તો તેણે (પાંચ) નમાઝો અદા કરવાની પાબંદી એવી જગ્યાએ કરવી જોઈએ, જ્યાં અઝાન આપવામાં આવતી હોય (એટલે કે મસ્જિદ). કારણ કે, અલ્લાહ તઆલાએ તમારા નબી ﷺના માટે અમુક હિદાયતના તરીકાઓ બતાવ્યા છે અને આ પાંચ નમાઝોને જમાઅત સાથે અદા કરવી તે જ "સનનેહુદા"માંથી છે, અને જો તમે આ નમાઝ પોતાના ઘરમાં પઢી લો, જેવી રીતે કે આ જમાઅતથી અલગ રહેનારા પોતાના ઘરમાં પઢી લે છે (કોઈ ખાસ વ્યક્તિ તરફ ઈશારો કરીને ફરમાવ્યું) તો તમે પોતાના નબી ﷺની સુન્નતને છોડી બેસશો અને જો તમે પોતાના નબી ﷺની સુન્નતને છોડી દીધી તો ગુમરાહ થઈ જશો. જે માણસ વુઝૂ કરે, તથા સારી રીતે પાક–સાફ રહે, પછી કોઈ મસ્જિદ તરફ આગળ વધે, તો અલ્લાહ તઆલા તેના નામએ આ'માલમાં પ્રત્યેક કદમ ઉપર નેકી લખી દે છે, અને તેનો એક દરજ્જો વધારી આપે છે અને એક ગુનોહ મા'ફ કરી દે છે. અમે અમારા સમૂહ (સહાબા રદિ.)ને એવો જોયો છે કે, મુનાફિકો સિવાય કોઈ વ્યક્તિ જમાઅતથી અલગ થઈને નમાઝ પઢતો ન હતો. એટલે સુધી કે અમુક લોકોને ઉઝ્ર અને બીમારીમાં પણ બે વ્યક્તિઓના ખભા પર હાથ રાખીને મસ્જિદમાં લાવવામાં આવતા અને ઊભા કરી દેવામાં આવતા.''

આ વર્ણનમાં જે રીતે જમાઅતની નમાઝની તાકીદ, મહત્ત્વ અને આવશ્યકતાનો ઉલ્લેખ છે, તે રીતે તેનો એક દરજ્જો પણ વર્ણન કરી દેવામાં આવ્યો છે કે, તે "સુનને હુદા" પણ છે. તેના કારણે ફુકહા જમાઅતની નમાઝને સુન્નતે મુઅક્કદહ કહે છે. એટલા માટે જો કોઈ વ્યક્તિ શરઈ ઉઝ્ર દાખલા તરીકે, બીમારી વગેરે વિના એકલો નમાઝ પઢશે અને જમાઅતમાં હાજર નહીં થાય તો તેની નમાઝ તો થઈ જશે, પરંતુ સુન્નતે મુઅક્કદહ છોડવાને કારણે અલ્લાહના ગુસ્સાનો ભોગ બનશે અને જો જમાઅતને છોડી દેવાની ટેવ બનાવી લે તો તે સખત ગુનેહગાર થશે. ખાસ કરીને જ્યારે એવી હાલત થઈ જાય કે મસ્જિદ વેરાન રહે અને લોકો ઘરોમાં નમાઝ પઢે તો આ બધા જ લોકો શરઈ રીતે સજાના હકદાર છે. કાજી અયાઝ (રહ.)એ ફરમાવ્યું, ''જો આવા લોકોને સમજાવવાથી પણ ન સમજે તો (ઈસ્લામી હુકૂમત) તેમને કતલ કરી નાંખે.''

*(કુર્તુબી, પેજ : ૧૯૮, ભાગ : ૧)*

**બેઅમલ વઅ્ઝ (નસીહત) કરનારની ટીકા :**

اَتَأْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ اَنْفُسَكُمْ આ આયતમાં આમ તો યહૂદી ઉલમાને સંબોધન કરવામાં આવ્યું છે. તેમને વખોડવામાં આવી રહ્યા છે કે, તેઓ પોતાના દોસ્તો અને સગાં–વહાલાંઓને તાકીદ કરે છે કે, "તમે મુહમ્મદ ﷺની પૈરવી કરતા રહો અને દીને ઈસ્લામ ઉપર કાયમ રહો." (આ તે બાબતનો પુરાવો છે કે યહૂદી ઉલમા પણ દીને ઈસ્લામને યકીની રીતે સાચો સમજતા હતા.) પરંતુ પોતે પોતાની મનેચ્છાઓ સ્વાર્થ તથા સ્થાપિત હિતોના કારણે ઈસ્લામને કબૂલ કરવા માટે તૈયાર ન હતા, પરંતુ અર્થના સંદર્ભમાં આ દરેક તે વ્યક્તિની ટીકા છે જેઓ બીજાઓને તો ભલાઈ અને નેકીની તાકીદ કરે છે પરંતુ પોતે અમલ નથી કરતા. બીજાઓને તો અલ્લાહથી ડરાવે છે, પરંતુ પોતે નથી ડરતા. આવા વ્યક્તિ વિશે હદીષોમાં ઘણી ભયાનક ચેતવણીઓ આવી છે. હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "શબે મેઅરાજમાં હું અમુક લોકો પાસેથી પસાર થયો જેમના હોઠ અને જીભ આગની કાતરોથી કાપવામાં આવી રહ્યા હતા. મેં હઝરત જિબ્રઈલ અલૈ.થી પૂછ્યું કે, આ કોણ લોકો છે ?! તો જિબ્રઈલ અલૈ.એ બતાવ્યું કે, આ તમારી ઉમ્મતના દુનિયાદાર વઅ્ઝ કરનારાઓ છે, જે લોકોને તો નેકીનો હુકમ કરતા હતા, પરંતુ પોતાની ખબર રાખતા ન હતા."

*(ઈબ્ને કષીર)*

ઈબ્ને અસાકીરે વર્ણન કર્યું છે કે નબી ﷺએ ફરમાવ્યું કે, "અમુક જન્નતીઓ અમુક દોઝખીઓને આગમાં જોઈને પૂછશે કે તમે આગમાં કેવી રીતે પહોંચી ગયા ?! હાલાં કે અમે તો તે જ નેક અમલોના કારણે જન્નતમાં પ્રવેશ પામી ગયા જે અમોને તમોએ શીખવ્યા હતા. દોઝખવાળા કહેશે, અમે જીભથી જરૂર કહેતા હતા પરંતુ અમલ કરતા ન હતા !"

*(ઈબ્ને કષીર)*

**શું ફાસિક (મોટો ગુનેહગાર) વઅ્ઝ (ભાષણ) કરનારો શિખામણ નથી આપી શકતો ?**

પરંતુ ઉપરોક્ત ઉલ્લેખથી એવું ન સમજી લેવામાં આવે કે અમલ ન કરનાર અથવા ફાસિકના માટે બીજાઓને વઅ્ઝ કરવી કે શિખામણ આપવી

જાઈઝ નથી. અને જે વ્યક્તિ કોઈ ગુનાહમાં સપડાયો હોય તે બીજાઓને તે ગુનાહથી બચવાની તાકીદ ન કરી શકે. કારણ કે, કોઈ સારો અમલ કરવો એક પ્રકારની આગવી નેકી છે અને એ સારા અમલની તબ્લીગ અને પ્રચાર બીજા પ્રકારની આગવી નેકી છે, તો દેખીતું છે કે એક નેકી છોડવાના કારણે એ જરૂરી નથી હોતું કે બીજી નેકી પણ છોડી દેવામાં આવે ! જેમકે, એક વ્યક્તિ નમાઝ નથી પઢતો તો એ જરૂરી નથી કે તે બીજાને નમાઝ પઢવાનું પણ ન કહી શકે. એવી જ રીતે કોઈ નાજાઈઝ કૃત્ય કરવું આગવો ગુનોહ છે અને પોતાના હાથ નીચેના લોકોને આ ગુનાહિત કૃત્યથી ન રોકવું એક બીજો ગુનોહ છે. તો એક ગુનોહ કરી લેવાથી એ જરૂરી નથી કે બીજો ગુનોહ પણ ચોક્કસ કરવામાં આવે !

*(રૂહુલ મઆની)*

ઈમામ માલિક (રહ.)એ હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)નું આ નિવેદન વર્ણવ્યું છે કે, "જો દરેક વ્યક્તિ એવું વિચારે કે તે અમ્ર બિલ મઅરૂફ અને નહિ અનિલ મુન્કર (ભલાઈઓનો હુકમ કરવો અને બુરાઈઓથી રોકવું)ને છોડવાનું એવું કારણ બતાવે કે, હું તો ગુનેહગાર છું, જ્યારે ગુનાહોથી પોતે પાક થઈ જઈશ તો લોકોને તબ્લીગ કરીશ. પરિણામ એ નીકળશે કે કોઈ એક પણ વ્યક્તિ તબ્લીગ કરનારો બાકી નહિ બચે. કારણ કે એવો કોણ છે જે ગુનાહોથી બિલકુલ પાક છે ?!" હઝરત હસન રદિ.નો ઈરશાદ છે કે, "શયતાન તો એવું ઈચ્છે છે કે લોકો આવી ગેરસમજમાં પડીને તબ્લીગનો ફરજ છોડી બેસે." (કુર્તુબી) બલકે, હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.) તો ફરમાવ્યા કરતા હતા કે, "જ્યારે મને મારી કોઈ બુરી ટેવનું ભાન થાય છે તો હું એ ટેવની ટીકા અને બુરાઈ મારા ભાષણો (બયાનો)માં અવશ્ય વર્ણન કરું છું, જેથી ભાષણની બરકતથી એ બુરી આદત જતી રહે."

ખુલાસો એ છે કે, اَتَاْ مُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ اَنْفُسَكُمْ નો મતલબ એ નથી કે અમલ ન કરતો હોય એવા વ્યક્તિ માટે વઅ્ઝ (ભાષણ) કરવી જાઈઝ નથી. બલકે, અર્થ એ છે કે વઅ્ઝ કરનાર બેઅમલ ન હોવો જોઈએ આ બંનેમાં તફાવત સ્પષ્ટ છે. પરંતુ અહીંયાં સવાલ પૈદા થાય છે કે બેઅમલ હોવું ન તો વઅ્ઝ કરનાર માટે જાઈઝ છે અને ન જ વઅ્ઝ ન કરનાર માટે, તો પછી અહીંયાં વઅ્ઝ કરનારનો જ વિશેષરૂપે કેમ ઉલ્લેખ કર્યો ? જવાબ એ છે કે નાજાઈઝ તો

બંને માટે છે, પરંતુ વઅ્ઝ કરનારનો ગુનોહ વઅ્ઝ ન કરનારના ગુનાહના મુકાબલામાં વધારે સખત અને વધારે વખોડવા લાયક છે. કારણ કે, વઅ્ઝ કરનાર ગુનાહને ગુનોહ સમજે છે, તે છતાં તે ગુનોહ જાણીબૂજીને કરે છે. એટલા માટે તેની પાસે બહાનું નથી હોતું કે મને આ બાબત ગુનોહ હોવાની ખબર ન હતી. બલકે, એથી વિરૂદ્ધ અજ્ઞાન જાહિલ વ્યક્તિ તે ભલે ઈલ્મ પ્રાપ્ત ન કરવાનો એક અલગથી ગુનોહ કરે છે, પરંતુ ગુનોહ થઈ જવાનું તેની પાસે એક બહાનું છે કે, મને આ કૃત્ય ગુનોહ છે એવી ખબર ન હતી. આ સિવાય પણ એક બાબત એ છે કે, તે આલિમ અને વઅ્ઝ કરનાર જો કોઈ ગુનોહ કરે છે તો તે દીનની સાથે એક પ્રકારની મજાક છે. એટલા માટે હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ઈરશાદ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા કયામતના દિવસે જેટલા અભણ લોકોને મા'ફ કરશે એટલા આલિમોને મા'ફ નહિ કરે."

**બે પ્રકારની માનસિક બીમારીઓ અને તેનો ઇલાજ :**

માલ–દૌલતની મહોબ્બત અને હોદ્દાની મહોબ્બત, દિલની આ બે એવી બીમારીઓ છે જેના કારણે વ્યક્તિની દુનિયવી અને આખિરતની જિંદગી બરબાદ થઈ જાય છે અને વિચાર કરવામાં આવે તો ખબર પડશે કે માનવ ઈતિહાસમાં અત્યાર સુધી જેટલી પણ ભયંકર લડાઈઓ અને ફસાદ થયા છે તેમાં મોટા ભાગની લડાઈઓ આ બે બીમારીઓના કારણે જ થઈ છે.

<u>માલની મહોબ્બતનું પરિણામ આ પ્રમાણે હોય છે.</u>

(૧) કંજૂસી અને બખીલી પૈદા થાય છે. જેનું એક સામાજિક નુકસાન એ હોય છે કે તેની દૌલતથી સમાજને કોઈ લાભ પહોંચતો નથી. અને બીજું નુકસાન તેની પોતાની ઓળખ (છાપ) છે કે સમાજની કોઈપણ વ્યક્તિ તેને સારી નજરથી નથી જોતી.

(૨) સ્વાર્થ (ખુદગર્જી) પૈદા થાય છે, તે માલની હવસ પૂરી કરવા માટે વસ્તુઓમાં ભેળસેળ, તોલ–માપમાં કમી, લાંચ–રિશ્વત, ધોખાબાઝી અને દગાખોરી તથા ભ્રષ્ટાચારના નવા–નવા દાવ–પેચ લડાવે છે. તે પોતાની તિજોરી વધુને વધુ ભરવા માટે બીજાઓનું લોહી ચૂંસી લે છે અને છેવટે મૂડીવાદ અને મજૂરવાદનો ઝઘડો પૈદા થાય છે.

(૩) એવા વ્યક્તિને ગમે એટલી દૌલત મળી જાય, તેમના ઉપર વધુને વધુ કમાવાની ધૂન એવી રીતે સવાર હોય છે કે હરવા–ફરવાના કે આરામના સમયે પણ તેને એ જ બેચેની રહેતી હોય છે કે, કેવી રીતે પોતાની મૂડીને વધારેથી વધારે ભેગી કરે ? અને છેવટે જે માલ અને દૌલત તેના માટે રાહત અને આરામનું માધ્યમ હતું તેના માટે વબાલ અને મુસીબત બની જાય છે.

(૪) સાચી વાત ભલે ગમે તેટલી દીવા જેવી સ્પષ્ટ થઈને સામે આવી જાય, પરંતુ તે એવી કોઈ વાત માનવાની હિંમત નથી કરી શકતો, જે તેના માલની હવસમાં અવરોધરૂપ હોય. આ બધી બાબતો છેવટે આખા સમાજની શાંતિ અને સલામતીને બરબાદ કરી નાંખે છે.

વિચાર કરવામાં આવે તો લગભગ આ જ પરિસ્થિતિ હોદ્દાની મહોબ્બત માટે દેખાશે કે, તેના પરિણામે પણ અભિમાન, સ્વાર્થ, અધિકારોની બરબાદી, સત્તાની લાલચ અને તેના માટે રક્તરંજિત લડાઈઓ અને એવી રીતે અસંખ્ય અમાનવીય બુરાઈઓ જન્મ લે છે, જે છેવટે દુનિયાને દોઝખ બનાવી દે છે. આ બંને બીમારીઓનો ઈલાજ કુર્આન શરીફમાં આ છે, وَاسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَالصَّلٰوةِ એટલે કે, ''સબ્ર (ધીરજ–ધૈર્ય) અપનાવો તથા પોતાની ખ્વાહિશો, તમન્નાઓ અને અય્યાશીઓ ઉપર નમાઝ દ્વારા કાબૂ મેળવો.'' તેનાથી માલની મહોબ્બત ઘટી જશે કારણ કે, માલની મહોબ્બત એટલા જ માટે પૈદા થાય છે કે, માલ–દૌલત ઈચ્છાઓ, તમન્નાઓ અને અય્યાશીઓ પૂરી કરવાનું માધ્યમ છે. જે વ્યક્તિ આ અય્યાશીઓ અને ખ્વાહિશોની અંધાધૂંધ પૈરવી છોડવાની હિંમત કરી લેશે તો શરૂઆતમાં તો ખૂબ જ અઘરું લાગશે, પરંતુ ધીરે–ધીરે આવી ઈચ્છાઓ અને તમન્નાઓ ઘટવા લાગશે, અને મર્યાદા ટેવ બની જશે. તેને પછી અમર્યાદ માલ–દૌલતની જરૂરત નહિ રહે અને ન જ તેના માટે દિલમાં એવી મહોબ્બત છવાયેલી રહેશે કે તે મહોબ્બત માણસને પોતાના નફા–નુકસાનથી પણ આંધળો બનાવી દે !

નમાઝથી હોદ્દાની લાલચ ઓછી થઈ જાય છે કારણ કે, નમાઝમાં બાહ્ય અને આંતરિક બંને રીતે અલ્લાહ સમક્ષ વ્યક્તિની લાચારી અને આજિઝીની જાહેરાત છે. જ્યારે નમાઝને સીધે–સીધી સાચી રીતે અદા કરવાની આદત બની

જશે તો દરેક વખતે અલ્લાહ સામે પોતાની લાચારી અને આજિઝીની કલ્પના દિલમાં રહ્યા કરશે, જેનાથી અભિમાન, તકબ્બુર તથા હોદા અને સત્તાની લાલચ અને મહોબ્બત દિલમાંથી ઓછી થઈ જશે.

## ખુશૂઅ (એકચિત્તે વિનમ્રતાથી ફક્ત અલ્લાહ તરફ ધ્યાનમગ્ન થઈ એકાગ્ર થવા)ની વાસ્તવિકતા :

اِلَّا عَلَى الْخٰشِعِيْنَ કુર્આન અને સુન્નતમાં જ્યાં ખુશૂઅ માટે પ્રોત્સાહિત કરવામાં આવ્યા છે તેનો અર્થ મનની શાંતિ અને વિનમ્રતા છે, જે અલ્લાહની મોટાઈ અને તેની સામે પોતે તુચ્છ હોવાના જ્ઞાનથી પેદા થાય છે. પરિણામે બંદા માટે અલ્લાહની તાબે'દારી સરળ બની જાય છે. ક્યારેક તેના ચિહ્નો વ્યક્તિના વાણી અને વર્તનમાં પણ ઉપસવા લાગે છે કે તે દેખાવમાં વિનમ્ર, શાંત અને સારા દિલનો માણસ લાગે છે અને દિલમાં અલ્લાહનો ડર તથા વિનમ્રતા ન હોય તો ભલે પછી તે જાહેરમાં કેટલોય સભ્યતાવાળો લાગે, ખુશૂઅ પ્રાપ્ત થતું નથી.

બલકે, ખુશૂઅના ચિહ્નોનો ઈરાદો કરીને દેખાવ કરવાને પણ પસંદ કરવામાં નથી આવ્યું. હઝરત ઉમર (રદિ.)એ એક નવયુવાનને જોયો કે તે માથું નમાવીને બેઠો હતો, તો કહ્યું ''માથું ઊંચું કરો ! ખુશૂઅ દિલમાં હોય છે.''

હઝરત ઈબ્રાહીમ નખ્ઈ (રહ.)નો ઈરશાદ છે કે, ''જાડું પહેરવું, જાડું ખાવું અને માથું ઝુકાવવાનું નામ ખુશૂઅ નથી. ખુશૂઅ તો એ છે કે તમે સચ્ચાઈના મા'મલામાં ભાગીદાર બનો અને દરેકની સાથે સરખો વર્તાવ કરો અને અલ્લાહે જે કંઈ પણ તમારા ઉપર ફરજ કર્યું છે, તેને ફક્ત અલ્લાહના માટે દિલ ખોલીને અદા કરો.''

હઝરત હસન (રહ.)નો ઈરશાદ છે કે, ''હઝરત ઉમર (રદિ.) જ્યારે વાત કરતા તો સંભળાવીને કરતા હતા, જ્યારે ચાલતા તો ઝડપથી ચાલતા હતા અને જ્યારે કોઈને મારતા તો જોરથી મારતા હતા. હાલાં કે તેઓ ખુશૂઅ રાખનારા હતા.''

ખુલાસો એ કે પોતાના ઈરાદા (પ્રયત્ન) અને નિર્ણયથી ઉપરછલ્લી રીતે દેખાડા માટે વિનમ્ર અને દયામણી શકલો–સૂરત બનાવવી શયતાન અને નફ્સનો

ધોકો છે અને નર્યો દેખાડો છે. હા ! જો કોઈપણ પ્રકારના પ્રયત્ન વગર આવી હાલત જાહેર થઈ જાય તો કોઈ વાંધો નથી.

**ખુલાસો :**

ખુશૂઅની સાથે એક બીજો શબ્દ ખુઝૂઅ પણ વાપરવામાં આવે છે. કુર્આન શરીફમાં પણ તેનું વર્ણન છે. આ બંને શબ્દો લગભગ સમાનાર્થી છે, પરંતુ ખુશૂઅના શબ્દનો મૂળ અર્થ અવાજ તથા આંખોથી વિનમ્રતા અને લાચારી માટે બોલવામાં આવે છે, જ્યારે કે, આ વિનમ્રતા અને લાચારી કૃત્રિમ ન હોય બલકે, દિલનો ભય અને વિનમ્રતાનું પરિણામ હોય. કુર્આન શરીફમાં છે કે, وَخَشَعَتِ الْاَصْوَاتُ "અને અવાજમાં ધીમા થઈ ગયા" (૨૦:૧૦૮) અને ખુઝૂઅનો શબ્દ શરીરની વિનમ્રતા અને લાચારી માટે વાપરવામાં આવે છે. કુર્આન શરીફમાં છે,

فَظَلَّتْ اَعْنَاقُهُمْ لَهَا خٰضِعِيْنَ،

*"બસ, તેમની ગરદનો તેની સામે ઝૂકી ગઈ." (૨૬:૪)*

**નમાઝમાં ખુશૂઅની ફિક્હી હૈસિયત (સ્વરૂપ) :**

નમાઝમાં ખુશૂઅની તાકીદ કુર્આન અને સુન્નતમાં વારંવાર આવી છે. કુર્આન શરીફમાં ઈરશાદ છે, وَاَقِمِ الصَّلٰوةَ لِذِكْرِىْ "અને મને યાદ કરવા માટે નમાઝ કાયમ કરો." (૨૦:૧૪) દેખીતું છે કે, ગફલત યાદનો વિરૂદ્ધાર્થી શબ્દ છે, જે વ્યક્તિ નમાઝમાં અલ્લાહ જલ્લ શા'નહુથી ગાફિલ રહે છે તે અલ્લાહને યાદ કરવાનો ફરજ અદા કરી રહ્યો નથી.

એક બીજી આયતમાં ઈરશાદ છે, وَلَاتَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ "અને તું ગાફિલોમાંથી ન થઈ જા." (૭:૨૦૫)

રસૂલ ﷺનો ઈરશાદ છે, "નમાઝ તો ફક્ત શાંતિ અને વિનમ્રતાની જ છે," જેનો જાહેરી મતલબ એ છે કે જ્યારે શાંતિ અને વિનમ્રતા દિલમાં ન હોય તો તે નમાઝ નથી.

એક બીજી હદીષમાં છે કે, "જેની નમાઝ તેને બેહયાઈ અને બુરાઈઓથી ન રોકી શકે તે અલ્લાહ તઆલાથી દૂર થતો જાય છે" ગાફિલની નમાઝ બેહયાઈથી અને બુરાઈઓથી તેને રોકતી નથી, તો ખબર પડી કે ગફલત સાથે

નમાઝ પઢનારો અલ્લાહથી દૂર થતો જાય છે. (આ બધી હદીષો ઈમામ ગઝાલી (રહ.)ની "ઈહ્યાઉલ ઉલૂમ"માં જોઈ શકાય છે.)

ઈમામ ગઝાલી (રહ.)એ ઉપરોક્ત આયત અને રિવાયતો તથા બીજી દલીલો રજૂ કરીને ફરમાવ્યું કે, "નમાઝનો તકાદો એ છે કે, ખુશૂઅ સાથે પઢવામાં આવે તે નમાઝ સાચી હોવાનું માપદંડ છે." પછી ફરમાવ્યું કે, "સુફિયાન સૌરી (રહ.), હસન બસરી (રહ.), મઆઝ બિન જબલ (રહ.),ની માન્યતા પણ એ હતી કે ખુશૂઅ વગર નમાઝ અદા થતી નથી બલકે, ફાસિદ (તૂટી) થઈ જાય છે." પરંતુ ચારે ઈમામો અને જમહૂર ઉમ્મતે ખુશૂઅને નમાઝની શરત ઠરાવ્યું નથી બલકે, તેને નમાઝની આત્મા ઠરાવીને ફક્ત એટલી શરત કરી છે કે તકબીરે તહેરીમાના સમયે દિલને હાજર રાખી અલ્લાહ માટે નમાઝ પઢવાની નિય્યત કરે. બાકીની નમાઝમાં જો ખુશૂઅ પ્રાપ્ત ન થાય તો જો કે તેને નમાઝનો જેટલો સવાબ મળવો જોઈતો હતો, તેની નમાઝના જેટલા ભાગમાં ખુશૂઅ નથી રહ્યો એટલા ભાગનો સવાબ નહિ મળે, પરંતુ ફિક્હની રૂએ તે નમાઝ છોડનારો નહિ કહેવાય અને તેના ઉપર નમાઝ છોડવાના તે બધા હુકમો લાગુ નહિ પડે, જે ખરેખર નમાઝ છોડનાર ઉપર લાગુ પડે છે.

ઈમામ ગઝાલી (રહ.)એ તેનું કારણ વર્ણન કર્યું છે કે, "ફુક્હા વ્યક્તિના દિલની પરિસ્થિતિ અને આંતરિક મનોસ્થિતિ ઉપર હુકમ નથી લગાવી શકતા બલકે, તે તો ફક્ત શરીરના અવયવોના બાહ્ય અમલો ઉપર જાહેર હુકમો વર્ણવે છે અને આ બાબત કે, ફલાણા અમલનો સવાબ આખિરતમાં મળશે કે કેમ ? તો એ બાબત ફિક્હની હદ (સીમા મર્યાદા) બહારની બાબત છે." કારણ કે, આંતરિક મનોસ્થિતિ ઉપર હુકમ લગાવવો ફકીહોની ચર્ચા બહારની વાત છે અને ખુશૂઅ એક દિલની આંતરિક મનોસ્થિતિ છે. એટલા માટે તેમણે ખુશૂઅને આખી નમાઝમાં શરત નથી બતાવી બલકે, ખુશૂઅના નજીવા મરતબાને શરત કહ્યું અને તે એ કે, કમ અજ કમ (ઓછામાં ઓછું) તકબીરે તહરીમાના સમયે અલ્લાહની ઈબાદત અને તેની મોટાઈની નિય્યત કરી લે.

ખુશૂઅને આખી નમાઝમાં શરત ન બનાવવાનું બીજું કારણ એ છે કે, કુર્આને હકીમની બીજી આયતોમાં તેના હુકમો તથા નિયમો અને સિદ્ધાંતો વર્ણવી

દેવામાં આવ્યા છે કે, મનુષ્ય ઉપર કોઈ એવી વસ્તુ ફરજ નથી કરવામાં આવતી કે જે તેની શક્તિ બહારની હોય; વળી આખી નમાઝમાં ખુશૂઅનું જાળવી રાખવું અમુક ખાસ લોકો સિવાય મોટા ભાગના લોકો માટે શક્ય નથી. માનવ સ્વભાવની આ ખામીના કારણે આખી નમાઝના બદલે ફક્ત શરૂઆતમાં એટલે કે, તકબીરે તહરીમા વખતે ખુશૂઅને શરત ઠરાવી દીધું.

**નમાઝ ખુશૂઅ વગર પણ લાભરહિત્ નથી :**

ઈમામ ગઝાલી (રહ.)એ છેવટમાં ઈરશાદ ફરમાવ્યો કે, "ખુશૂઅનું આ અસામાન્ય મહત્ત્વ હોવા છતાં આપણે અલ્લાહથી એ આશા રાખીએ છીએ કે, ગફલત સાથે નમાઝ પઢનારો સદંતર નમાઝ છોડવાના દરજ્જામાં નહિ આવે. કારણ કે, તેણે ફરજ અદા કરવાની ક્રિયા તો કરી જ છે અને થોડી ક્ષણો માટે પણ તેનું દિલ અલ્લાહ માટે ફારિગ પણ થયું છે કે, ઓછામાં ઓછું નિય્યતના સમયે તો ધ્યાન ફક્ત અલ્લાહ તરફ જ હતું, એવી નમાઝનો ઓછામાં ઓછો ફાયદો એ ચોક્કસ છે કે, તેનું નામ બેનમાઝીઓ અને નાફરમાનોની લીસ્ટમાંથી નીકળી જશે."

પરંતુ એક ડર આ પણ છે કે, ક્યાંક ગફલતની હાલત નમાઝ છોડનારાની હાલત કરતાં વધારે ખરાબ ન થઈ જાય. કારણ કે, જે ગુલામ માલિકની સેવામાં હાજર થઈને માલિક સાથે બેધ્યાનપણે વર્તે છે અને અપમાનજનક શૈલીમાં વાતચીત કરે છે, તેની હાલત તે ગુલામથી વધારે ખરાબ અને સખત છે જે માલિકની સેવામાં હાજર જ નથી થતો !

આ બધી ચર્ચાનો ખુલાસો એ છે કે, આ મા'મલો અતિઅગત્યનો છે, અઝાબ અને ખૌફનો પણ છે; અને બખ્શીશ તથા આશાનો પણ છે. એટલા માટે ગફલત અને સુસ્તીને છોડવા બનતા પ્રયત્નો કરતા રહેવું જાઈએ. وَمَاتَوْفِيْقُنَآاِلَّابِاللّٰهِ،

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૪૭–૪૮)

يٰبَنِيْٓ اِسْرَاۗءِيْلَ اذْكُرُوْا نِعْمَتِيَ الَّتِيْٓ اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَنِّىْ فَضَّلْتُكُمْ عَلَي الْعٰلَمِيْنَ ﴿٤٧﴾

وَاتَّقُوْا يَوْمًا لَّا تَجْزِىْ نَفْسٌ عَنْ نَّفْسٍ شَـيْـــًٔـا وَّلَا يُقْبَلُ مِنْهَا شَفَاعَةٌ وَّلَا يُؤْخَذُ مِنْهَا عَدْلٌ وَّلَا ھُمْ يُنْصَرُوْنَ ﴿٤٨﴾

## તરજુમો :

*હે બની ઈસ્રાઈલ (યાકૂબ અલૈ.ની ઔલાદ) ! તમે મારી નેઅ્મત યાદ કરો, જે મેં તમને બખ્શી; અને એ કે મેં તમને દુનિયાવાળાઓ ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) અર્પી. (૪૭) અને તે દિવસ(થી) ડરો; (જ્યારે) કોઈ વ્યક્તિ કોઈનો કંઈ જ બદલો ન બનશે; અને તેમનાથી કોઈ સિફારસ કબૂલ કરવામાં નહિ આવે; અને ન તેમનાથી કોઈ વળતર લેવામાં આવશે; અને ન (જ) તેમની મદદ કરવામાં આવશે. (૪૮)*

## તફસીર :

"હે બની ઈસ્રાઈલ (યાકૂબ અલૈ.ની ઔલાદ) ! તમે મારી નેઅ્મત યાદ કરો," [જેથી શુક્રિયા અને ઈતાઅત (ફરમાંબરદારી)ની ભાવના પૈદા થાય.] "જે મેં તમારા ઉપર કરી;" [અને તે વાતને પણ યાદ કરો] "અને એ કે મેં તમને દુનિયાવાળાઓ ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) અર્પી." [દુનિયાવાળાઓ ઉપર શ્રેષ્ઠતાનો ખાસ વર્તાવ ઈનામ સ્વરૂપે કરવામાં આવ્યો હતો. એનો બીજો અર્થ એ પણ થઈ શકે છે કે, મેં તમને મખ્લૂકના એક મોટા ભાગ ઉપર શ્રેષ્ઠતા અર્પી હતી. દાખલા તરીકે, તે સમયના લોકો ઉપર સત્તા અર્પણ કરી હતી વગેરે.

### ખુલાસો :

આ આયતમાં સંબોધન આપ (ﷺ)ના સમયના યહૂદીઓને કરવામાં આવ્યું હતું. કારણ એ છે કે, વધુ પડતા કિસ્સાઓમાં એવું બનતું હોય છે કે, બાપ–દાદા ઉપર જે અહેસાનો કરવામાં આવ્યા હોય છે, તે અહેસાનોનો તેની અવલાદને પણ લાભ થતો હોય છે. સામાન્ય રીતે આવું બનતું જ હોય છે તેથી

આ આયતમાં આ યહૂદીઓને સંબોધન કરવામાં આવ્યું છે.] "અને તે દિવસ(થી) ડરો; (જ્યારે) કોઈ વ્યક્તિ કોઈનો કંઈ જ બદલો ન બનશે; અને તેમનાથી કોઈ સિફારસ કબૂલ કરવામાં નહિ આવે;" [જ્યારે કે પોતે તે વ્યક્તિમાં ઈમાન નથી જેની સિફારસ કરે છે] "અને ન તેમનાથી (છુટકારા માટે) કોઈ વળતર લેવામાં આવશે; અને ન (જ) તેમની મદદ કરવામાં આવશે."

**ખુલાસો :**

આ આયતમાં જે દિવસનું વર્ણન છે તે કયામતનો દિવસ હોવાનું જણાય છે. માંગણી પૂરી કરવાનો મતલબ એ છે કે દા.ત. કોઈ વ્યક્તિના માથે નમાઝ અને રોઝા બાકી હોય અને બીજો કહે કે મારી નમાઝો અને રોઝા લઈને એનો હિસાબ ચોખ્ખો કરી આપવામાં આવે, અને બદલો એ છે કે કોઈ માલ વગેરે આપીને તેને બચાવી લેવામાં આવે. પરંતુ આ બંને વાતો તે દિવસે શક્ય નહિ બને અને ઈમાન વિશેની કોઈપણ પ્રકારની સિફારસ કબૂલ નહિ થાય. આ આયતોથી સ્પષ્ટ થયું કે, પરિસ્થિતિ એ હશે કે આવા લોકો માટે કોઈ એવી સિફારસ નહિ થઈ શકે જે કબૂલ થવાની સંભાવના હોય, અને કોઈ જબરદસ્ત હિમાયત કરનાર પણ તેમને તે દિવસે મુસીબતથી બચાવી નહિ શકે !

મતલબ એ કે દુનિયામાં કોઈની મદદ કરવાના જેટલા પણ તરીકાઓ (પદ્ધતિઓ) છે, જો વ્યક્તિમાં ઈમાન નહિ હોય તો તેમાંનો કોઈપણ તરીકો કામ નહિ લાગે.

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૪૯)**

وَاِذْ نَجَّيْنٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ يُذَبِّحُوْنَ اَبْنَآءَكُمْ
وَيَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ ۭ وَفِيْ ذٰلِكُمْ بَلَاۗءٌ مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ۝٤٩

**તરજુમો :**

*અને જ્યારે અમે તમને ફિરઔનની ઔલાદથી છુટકારો અપાવ્યો; જે તમને (ક્રૂરતાપૂર્વક) દુ:ખ આપતા હતા, બુરો અઝાબ (અતિ નિર્દયી અને ઘાતકી*

*રીતે) તેઓ તમારા પુત્રોને કાપી નાંખતા હતા અને તમારી સ્ત્રીઓને જીવતી છોડી દેતા હતા; અને તેમાં તમારા રબ (તરફ)થી મોટી કસોટી હતી. (૪૯)*

## તફસીર :

ઉપરોક્ત જે ખાસ વર્તાવનો હવાલો આપવામાં આવ્યો છે. હવે, અહીંયાંથી તેના ખુલાસાનું વર્ણન શરૂ થાય છે. પહેલી બાબત તો એ છે કે "તે સમયને યાદ કરો જ્યારે અમે તમને [તમારા બાપ–દાદાઓને] ફિરઔનની ઔલાદથી છુટકારો અપાવ્યો; જે તમને (અત્યંત ક્રૂરતાપૂર્વક) દુઃખ આપતા હતા, બુરો અઝાબ ! તેઓ તમારા પુત્રોને કાપી નાંખતા હતા અને તમારી સ્ત્રીઓને જીવતી છોડી દેતા હતા;" [ઘાતકી અને ક્રૂર સજાઓ આપતા હતા કે તમારી ઔલાદમાંથી પૂત્રોને કાપી નાંખતા હતા અને સ્ત્રીઓ (પૂત્રીઓ)ને જીવતી રાખતા હતા કે પૂત્રીઓ મોટી થઈને દાસીઓ બની જાય.] "અને તેમાં તમારા રબ (તરફ)થી મોટી કસોટી હતી."

### ખુલાસો :

ફિરઔનને કોઈ જ્યોતિષીએ એવી ભવિષ્યવાણી કહી હતી કે, બની ઈસ્રાઈલમાં એક છોકરો એવો જન્મશે જેના હાથે તારી સલ્તનત જતી રહેશે. એટલા માટે તેણે તાજા જન્મેલા છોકરાઓને (નવજાત શિશુઓને) કતલ કરવાનું શરૂ કરી દીધું. ભવિષ્યવાણી પ્રમાણે તેને છોકરીઓથી કોઈ ભય ન હતો એટલા માટે તેમને જીવતી રહેવા દીધી. છોકરીઓને જીવતી છોડી દેવામાં તેનો એક સ્વાર્થ એ પણ હતો કે તે ઔરતો દાસીગીરી અને સેવા–ચાકરીના કામ લાગતી હતી, એટલે આ મહેરબાનીનું કારણ તેનો પોતાનો સ્વાર્થ પણ હતો.

અને આ ક્રૂર તથા ઘાતકી અત્યાચારની મુસીબતમાં સબ્ર (ધીરજ)ની કસોટી પણ હતી અથવા તો છુટકારાની એક નેઅ્મત આપવાનો હેતુ રહ્યો છે અને છુટકારાની નેઅ્મતમાં પણ શુક્રિયા (ઉપકાર)ની કસોટી હોય છે. ફિરઔનથી છુટકારો અપાવવાનો વિગતવાર ખુલાસો આગળ ઉપર આવ્યો છે.

——————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૫૦–૫૧)

| |
|---|
| وَاِذْ فَرَقْنَا بِكُمُ الْبَحْرَ فَاَنْجَيْنٰكُمْ وَاَغْرَقْنَآ اٰلَ فِرْعَوْنَ وَاَنْتُمْ تَنْظُرُوْنَ ۝٥٠ |
| وَاِذْ وٰعَدْنَا مُوْسٰٓى اَرْبَعِيْنَ لَيْلَةً ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِنْۢ بَعْدِهٖ وَاَنْتُمْ ظٰلِمُوْنَ ۝٥١ |

## તરજુમો :

*અને જ્યારે તમારા માટે અમે સમુદ્ર ફાડી નાંખ્યો, પછી તમને બચાવી લીધા; અને અમે ફિરઔનની ઔલાદને ડૂબાડી દીધી; અને તમે જોઈ રહ્યા હતા. (૫૦) અને અમે જ્યારે મૂસા(ને) ચાલીસ રાતનો વાયદો કર્યો; પછી તમે તેમના (તૂર પર્વત ઉપર ગયા) પછી વાછરડો (મઅબૂદ) બનાવી લીધો; અને તમે અત્યાચારીઓ (હતા). (૫૧)*

## તફસીર :

[તે સમયને યાદ કરો] "અને જ્યારે તમારા માટે અમે સમુદ્ર ફાડી નાંખ્યો," [તમને રસ્તો આપવા માટે] "પછી તમને બચાવી લીધા;" [ડૂબવાથી બચાવી લીધા.] "અને અમે ફિરઔનની ઔલાદને ડૂબાડી દીધી;" [ફિરઔનની ઔલાદને ફિરઔન સહિત ડૂબાડી દીધી.] "અને તમે જોઈ રહ્યા હતા."

### ખુલાસો :

આ ઘટના તે વખતે બની છે કે, જ્યારે હઝરત મૂસા (અલૈ.) પૈદા થઈ ચૂક્યા હતા પયગમ્બર પણ બની ગયા હતા અને તેઓ એક મુદ્દત સુધી ફિરઔનને સમજાવતા રહ્યા હતા. જ્યારે તે કોઈ રીતે ન માન્યો અને તેના અત્યાચારો વધવા લાગ્યા તો બની ઈસ્રાઈલે ગુપ્ત રીતે ત્યાંથી પલાયન કરવાનું વિચાર્યું. રસ્તામાં દરિયો આવતો હતો, પલાયન કરતી વખતે પાછળથી ફિરઔન લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો. અલ્લાહ જલ્લ શા'નહુના હુકમથી દરિયો વિભાજિત થઈ ગયો અને બની ઈસ્રાઈલને તેમાંથી સામે કિનારે પહોંચવાનો માર્ગ મળી ગયો. જ્યારે તેઓ પસાર થઈ ચૂક્યા ત્યારબાદ ફિરઔન ત્યાં પહોંચ્યો તો દરિયો એ જ પ્રમાણે વિભાજિત હતો, જ્યારે તે પણ પીછો કરવાના ઈરાદે દરિયાના તે માર્ગ ઉપર લશ્કર સહિત ઊતરી પડ્યો, તે સમયે દરિયાનું પાણી ચારે

બાજુથી આવીને તે માર્ગ ઉપર ફેલાઈ ગયું અને દરિયો જે પ્રમાણે માર્ગ બનતા પહેલાં હતો તે પ્રમાણે વહેતો થઈ ગયો. જેના કારણે ફિરઔન અને તેનું લશ્કર બધા જ તેમાં ડૂબીને નાશ પામ્યા.

[અને તે સમયને યાદ કરો] ‘‘અને અમે જ્યારે મૂસા(ને) ચાલીસ રાતનો વાયદો કર્યો;’’ [તવરાત આપવાનો] ‘‘પછી તમે તેમના પછી વાછરડો (મઅબૂદ) બનાવી લીધો;’’ [વાછરડો બનાવીને તેને પોતાનો મઅબૂદ બનાવ્યો અને તે પણ મૂસા અલૈ.ના ગયા પછી.] ‘‘અને તમે અત્યાચારીઓ (હતા).’’ [કે આવી બેહૂદી માન્યતામાં શ્રદ્ધા ધરાવતા થઈ ગયા.]

**ખુલાસો :**

આ ઘટના તે વખતે ઘટી જ્યારે ફિરઔનના ડૂબી ગયા પછી બની ઈસ્રાઈલ (અમુક લોકોના કહેવા પ્રમાણે) મીસ્ર (ઈજિપ્ત)માં પાછા આવીને રહેવા લાગ્યા અથવા (અમુક લોકોના કહેવા પ્રમાણે) કોઈ એક સ્થળે રોકાઈ ગયા તો મૂસા (અલૈ.)થી બની ઈસ્રાઈલે વિનંતી કરી કે, ‘‘હવે અમને સંપૂર્ણ સંતોષ થઈ ગયો છે. જો કોઈ શરીઅત અમારા માટે નક્કી કરી આપો તો તેને પોતાનું જીવન બંધારણ બનાવીએ.’’ મૂસા (અલૈ.)ની વિનંતીથી અલ્લાહ તઆલાએ વાયદો કર્યો કે તમે તૂર પર્વત ઉપર આવીને એક મહિનો મારી ઈબાદતમાં મશગૂલ રહો, એક કિતાબ તમને આપવામાં આવશે. હઝરત મૂસા અલૈ.એ એવું જ કર્યું અને તવરાત તેમને મળી ગઈ, પરંતુ દશ દિવસ વધુ ઈબાદતમાં પરોવાયેલા રહેવાનો હુકમ એટલા માટે આપવામાં આવ્યો કે મૂસા (અલૈ.)એ એક મહિનાના રોઝા રાખ્યા પછી ઈફતાર કરી લીધો હતો. અલ્લાહ તઆલાને રોઝો રાખનારના મોઢાની વાસ ખૂબ પસંદ છે, જે વાસ ખાલી પેટ હોવાના કારણે પૈદા થાય છે. એટલા માટે મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે દશ રોઝા હજુ વધારે રાખો જેથી તે વાસ ફરી પૈદા થઈ જાય. આવી રીતે આ ચાલીસ દિવસ પૂરા થઈ ગયા. મૂસા (અલૈ.) તો અહીંયાં (તૂર પર્વત ઉપર) રહ્યા અને ત્યાં બની ઈસ્રાઈલના સમૂહ પાસે એક વ્યક્તિ સામરી નામનો હતો. તેણે ચાંદી અથવા સોનાની એક વાછરડાની મૂર્તિ બનાવી તેની અંદર તે માટી નાંખી દીધી, જે તેણે જિબ્રઈલ (અલૈ.)ના ઘોડાના પગ નીચેથી ઉઠાવીને પોતાની પાસે સુરક્ષિત

રાખી હતી. આ વાછરડામાં અમુક અંશે જીવ પડી ગયો અને જાહિલ અજ્ઞાની બની ઈસ્રાઈલીઓએ તેની પૂંજા શરૂ કરી દીધી.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૨)

ثُمَّ عَفَوْنَا عَنْكُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۵۲﴾

## તરજુમો :

*પછી અમે ત્યારબાદ તે તમને મા'ફ કરી દીધું, જેથી તમે અહેસાન માનો. (૫૨)*

## તફસીર :

"પછી અમે" [તમારી તૌબા કરવાના કારણે] "ત્યારબાદ તે (ગુનોહ) તમને મા'ફ કરી દીધો," [આટલી ભયંકર ભૂલ કરી હોવા છતાં તે ઉમ્મીદથી કે તમે અહેસાન માનશો.]

### ખુલાસો :

આ તૌબાનું વર્ણન અગાઉ ઉપર ત્રીજી આયતમાં આવેલ છે. અલ્લાહ તઆલાની તે ઉમ્મીદ રાખવાનો મતલબ નઊઝુબિલ્લાહ એ નથી કે, અલ્લાહ તઆલાને શક હતો બલકે, મતલબ એ છે કે આ મા'ફ કરવાનું કારણ એ હતું કે તેમની શુક્રગુઝારી અને ઉપકાર માનવાની વૃત્તિનું ઈમ્તિહાન (કસોટી) થઈ જાય.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૩)

وَاِذْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَالْفُرْقَانَ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿۵۳﴾

## તરજુમો :

*અને જ્યારે અમે મૂસાને કિતાબ આપી, અને (હલાલ–હરામ હક્ક અને બાતિલ) જુદા–જુદા કરનારા હુકમો આપ્યા; જેથી તમે હિદાયત પ્રાપ્ત કરો. (૫૩)*

## તફસીર :

[અને તે સમયને યાદ કરો] "અને જ્યારે અમે મૂસા (અલૈ.)ને કિતાબ (તવરાત) આપી, અને (હલાલ–હરામ) જુદા–જુદા કરનારા હુકમો આપ્યા;" [હક્ક અને નાહક્કનો ફૈસલો કરનારા, બંને જુદા પાડનારા હુકમો આપ્યા.] "જેથી તમે હિદાયત પ્રાપ્ત કરો."

## ખુલાસો :

"ફૈસલાની વસ્તુ" અથવા તો શરીઅત તે હુકમોને કહેવામાં આવે છે, જે તવરાતમાં લખવામાં આવ્યા છે. કારણ કે, શરીઅતથી માન્યતાઓ તથા વિરોધાભાસો, સાચ અને જૂઠનો ફૈસલો થઈ જાય છે અથવા તો તે મોઅ્જિઝાઓને કહેવામાં આવે છે કે જેનાથી સાચા અને જૂઠા દા'વાનો ફૈસલો થાય છે અથવા તો તે પોતે તવરાતને જ કહેવામાં આવે છે કે તેમાં કિતાબ હોવાની ખાસિયત પણ છે અને ફૈસલો કરવાની વિશેષતા પણ છે.

―――――――――――

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૪)

وَ اِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ اِنَّكُمْ ظَلَمْتُمْ اَنْفُسَكُمْ بِاتِّخَاذِكُمُ الْعِجْلَ
فَتُوْبُوْٓا اِلٰى بَارِىِٕكُمْ فَاقْتُلُوْٓا اَنْفُسَكُمْ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ عِنْدَ بَارِىِٕكُمْ ؕ فَتَابَ
عَلَيْكُمْ ؕ اِنَّهٗ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿٥٤﴾

## તરજુમો :

*અને જ્યારે મૂસા(અલૈ.એ) પોતાની કૌમને કહ્યું; હે કૌમ ! નિઃશંક તમે પોતાની જાત ઉપર અત્યાચાર કર્યો; તમે વાછરડો (મઅબૂદ) બનાવી લીધો; બસ પોતાના પૈદા કરનાર સામે તૌબા કરો; બસ તમે પોતાના જીવોને હલાક કરો (મારી નાંખો); આ તમારા માટે તમારા પૈદા કરનારા નજીક બહેતર (છે); તેણે તમારી તૌબા કબૂલ કરી; નિઃશંક ! તે તૌબા કબૂલ કરનારો અને રહમ કરનારો (છે). (૫૪)*

**તફસીર :**

અને (તે સમય યાદ કરો) જ્યારે મૂસા(અલૈ.)એ પોતાની કૌમને કહ્યું; હે કૌમ ! નિઃશંક તમે વાછરડાની પૂંજા કરીને તમારું નુકસાન કર્યું, હવે તમે તમારા પાલનહાર તરફ ધ્યાનમગ્ન થઈ જાઓ પછી અમુક લોકો (જેમણે વાછરડાની પૂંજા નથી કરી) તેઓ અમુક માણસોને (જેમણે વાછરડાની પૂંજા કરી છે) કતલ કરે. આ તમારા માટે તમારા રબની પાસે ઘણું સારું છે. પછી (આ હુકમનું અમલીકરણ કરવાથી) અલ્લાહ તઆલાએ તમારી હાલત ઉપર (પોતાની મહેરબાનીથી) ધ્યાન આપ્યું, બેશક ! તે એવો જ છે કે તે તૌબા કબૂલ કરી લે છે અને મહેરબાની કરે છે.

**ખુલાસો :**

આ એવા પ્રકારનું વર્ણન છે, જે બની ઈસ્રાઈલની તૌબા માટે જરૂરી ઠરાવવામાં આવ્યું. એટલે કે ગુનેહગાર લોકોને કતલ કરવામાં આવે, જેમકે આપણી શરીઅતમાં પણ અમુક ગુનાહોની સજા તૌબા કરી હોવા છતાં કતલ કરવું અને જીવ આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. દા.ત. જાણીબૂજી નાહક કતલ કરનારને કતલ કરવો. એવી જ રીતે વ્યભિચાર શરઈ રીતે સાબિત થઈ જવાથી રજ્મ (વ્યભિચાર માટે શરીઅતે નક્કી કરેલી મારી નાંખવાની પદ્ધતિ) કરવું વગેરે, તૌબા કરવાથી આ ગુનાહોની નક્કી કરેલી દુનિયવી સજાઓ મા'ફ થતી નથી. (બલકે, આ ગુનાહોની અસલી તૌબા જ એક રીતે આ હુકમોનું અમલીકરણ છે) એટલા માટે આ લોકોએ તેના ઉપર અમલ કર્યો, જેના કારણે આખિરતમાં રહમત અને મહેરબાની થઈ ગઈ.

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૫)**

| |
|---|
| وَاِذْ قُلْتُمْ يٰمُوْسٰى لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى نَرَى اللّٰهَ |
| جَهْرَةً فَاَخَذَتْكُمُ الصّٰعِقَةُ وَاَنْتُمْ تَنْظُرُوْنَ ﴿٥٥﴾ |

**તરજુમો :**

*અને જ્યારે તમે કહ્યું; હે મૂસા ! અમે તને કદી નહિ માનીએ જ્યાં સુધી અમે અલ્લાહને ખુલ્લમ–ખુલ્લો જોઈ નહિ લઈએ; પછી તમને વીજળીના ચમકારા (વીજ–ગર્જના)એ પકડી લીધા અને તમે તે જોઈ રહ્યા હતા. (૫૫)*

**તફસીર :**

અને (તે સમયને યાદ કરો) જ્યારે તમે લોકોએ (એવું) કહ્યું કે, હે મૂસા ! (અલૈ.) અમે તમારા કહેવાથી કદી નહિ માનીએ (કે આ તવરાત અલ્લાહનું કલામ છે), ત્યાં સુધી કે (અમે) અલ્લાહને ખુલ્લમ–ખુલ્લો (અમારી આંખોથી) જોઈ ન લઈએ. બસ પછી (તેમની આ ગુસ્તાખીના કારણે) તેમના ઉપર વીજળી પડી અને તમે વીજળીનું આવવું આંખોથી જોઈ રહ્યા હતા.

**ખુલાસો :**

આ ઘટના એવી રીતે બની હતી કે, જ્યારે મૂસા (અલૈ.)એ તૂર પર્વત ઉપર જઈ અલ્લાહ પાસેથી તવરાત લાવીને બની ઈસ્રાઈલને આપી કે, ''આ અલ્લાહ તઆલાની કિતાબ છે.'' તો અમુક ગુસ્તાખ લોકોએ કહ્યું કે, ''જો અલ્લાહ પોતે કહી આપે કે, આ મારી કિતાબ છે તો નિઃશંક અમને યકીન થઈ જશે.'' મૂસા (અલૈ.)એ અલ્લાહના હુકમથી કહ્યું કે, ''તૂર પર્વત ઉપર ચાલો જેથી આ બાબત પણ જાહેર થઈ જાય.'' બની ઈસ્રાઈલે આ કામ માટે સિત્તેર માણસો નક્કી કરી મૂસા (અલૈ.) સાથે તૂર પર્વત ઉપર રવાના કર્યા. ત્યાં પહોંચીને આ લોકોએ અલ્લાહ તઆલાનું કલામ પોતે સાંભળ્યું, તો હવે તેઓ વધારે આગળ વધ્યા કે, ''અમે તો કલામ સાંભળવાને પૂરતું નથી માનતા, શું ખબર કોણ બોલી રહ્યું છે ?! જો અમે અલ્લાહને જોઈ લઈએ તો બેશક અમે માની લઈશું.'' દુનિયામાં અલ્લાહને જોવાની કોઈ વ્યક્તિ શક્તિ ધરાવતો નથી એટલા માટે તેમની આ ગુસ્તાખીના કારણે તેમના ઉપર વીજળી પડી અને તેઓ બધા જ હલાક થઈ ગયા. આ હલાકત વિશે આગળની આયતમાં ઉલ્લેખ છે.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૬)

ثُمَّ بَعَثۡنٰكُمۡ مِّنۡۢ بَعۡدِ مَوۡتِكُمۡ لَعَلَّكُمۡ تَشۡكُرُوۡنَ۝۵۶

## તરજુમો :

*પછી અમે તમને તમારી મૌત આવ્યા પછી સજીવન કર્યા; જેથી તમે અહેસાન માનો. (૫૬)*

## તફસીર :

પછી અમે તમને (મૂસા અલૈ.ની દુઆથી) તમારા મૃત્યુ બાદ સજીવન કરીને ઉઠાડ્યા જેથી (ઉમ્મીદ તો એ જ હતી કે) તમે અહેસાન માનશો.

### ખુલાસો :

મૌતના શબ્દથી જાહેરમાં એવું લાગે છે કે આ લોકો આ વીજળી પડવાથી મરી ગયા હતા. તેમને ફરીવાર સજીવન કરવાનો કિસ્સો એ છે કે, મૂસા (અલૈ.)એ અલ્લાહ તઆલાને વિનંતી કરી કે "બની ઈસ્રાઈલ આમ તો હંમેશા બદગુમાન રહે છે. હવે, તે એવું સમજશે કે મેં તેમને ક્યાંક લઈ જઈને કોઈ યુક્તિ કરી બધાને પતાવી દીધા. યા અલ્લાહ ! મને આ તહોમત અને આક્ષેપથી સુરક્ષિત રાખો." અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તેમને ફરી સજીવન કરી દીધા.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૭)

وَ ظَلَّلۡنَا عَلَيۡكُمُ الۡغَمَامَ وَاَنۡزَلۡنَا عَلَيۡكُمُ الۡمَنَّ وَالسَّلۡوٰى ؕ كُلُوۡا مِنۡ
طَيِّبٰتِ مَا رَزَقۡنٰكُمۡ ؕ وَ مَا ظَلَمُوۡنَا وَلٰكِنۡ كَانُوۡۤا اَنۡفُسَهُمۡ يَظۡلِمُوۡنَ۝۵۷

## તરજુમો :

*અને અમે તમારા ઉપર વાદળ(નો) છાંયડો કર્યો; અને અમે તમારા ઉપર **મન્ન અને સલવા** ઉતાર્યું; (જેથી) તમે તે પવિત્ર વસ્તુઓ ખાઓ, જે અમે તમને આપી; અને (તમે અમારું કંઈ) નુકસાન કર્યું નથી; પરંતુ તેઓ પોતાની જાત (ઉપર જ) અત્યાચાર (નુકસાન) કરતા હતા. (૫૭)*

## તફસીર :

અને અમે તમારા ઉપર વાદળોનો છાંયડો કર્યો (તીહના મૈદાનમાં) અને ગૈબના ખજાનામાંથી અમે તમારી પાસે "મન્ન" (ખાવાની એક મીઠી વસ્તુ) તથા "સલવા" (તેતરો જેવા પક્ષી) પહોંચાડી દીધા (અને તમને પરવાનગી આપી કે), આ પવિત્ર વસ્તુઓ જે અમે તમને આપી છે તેમાંથી ખાઓ. (પરંતુ તે લોકો તેમાં પણ વિરોધ કરી બેઠા) અને (તેનાથી) તેમણે અમારું કંઈ જ નુકસાન કર્યું નથી અને (તેઓ) પોતાનું જ નુકસાન કરે છે.

## ખુલાસો :

બંને ઘટનાઓ તીહની ખીણમાં બની હતી. તીહની ખીણ વાસ્તવમાં બની ઈસ્રાઈલના મૂળ વતન સીરિયા (શામ)માં છે. હઝરત યૂસુફ (અલૈ.)ના સમયમાં તેઓ મિસ્ર (ઈજિપ્ત) આવ્યા હતા અને અહીંયાં તેઓ રહી પડ્યા, ત્યારબાદ સીરિયામાં અમાલિકા નામની કૌમનો કબજો થઈ ગયો. ફિરઔન જ્યારે હલાક થઈ ગયો અને આ લોકોને સંતોષ થઈ ગયો તો અલ્લાહ તઆલાનો હુકમ થયો કે, અમાલિકાથી જિહાદ કરો અને પોતાના અસલી વતનને તેમના કબજામાંથી છોડાવો. બની ઈસ્રાઈલ તે ઈરાદે ઈજિપ્ત (મિસ્ર)થી નીકળ્યા અને સીરિયાની સીમાઓમાં પહોંચીને જ્યારે અમાલિકા કૌમની શક્તિ અને તાકાતનો અંદાઝો કર્યો તો હિંમત હારી ગયા અને જિહાદ કરવાથી ઈન્કાર કરી દીધો. અલ્લાહ તઆલાએ તેમના ઈન્કાર કરવાની એ સજા આપી કે ચાલીસ વર્ષો સુધી એક મૈદાનમાં મુસીબતો અને તકલીફોમાં ફરતા રહ્યા અને ઘેર પહોંચવાનું નસીબ ન થયું.

આ મૈદાન કંઈ બહુ મોટું ન હતું બલકે, મિસ્ર અને શામની વચ્ચે પાંચ–છ કોસ એટલે લગભગ ૧૦ ચોરસ માઈલનું હતું. રિવાયત છે કે, આ લોકો પોતાના વતન મિસ્ર જવા માટે આખો દિવસ મુસાફરી કરતા અને રાત્રે કોઈ પડાવ ઉપર ઊતરીને સવારમાં જોતા તો જ્યાંથી નીકળ્યા હતા ત્યાંજ પાછા આવી જતા. આવી જ રીતે ચાલીસ વર્ષો તકલીફો અને મુસીબતોના આ મૈદાનમાં પસાર થયા. એટલા માટે આ મૈદાનને "વાદીએ તીહ" કહેવામાં આવે છે. તીહનો અર્થ "પરેશાની અને માર્યા–માર્યા ફરવાનો" થાય છે.

આ તીહની ખીણમાં એક ખુલ્લું મૈદાન હતું. ન તેમાં કોઈ ઈમારત હતી, ન મોટા પ્રમાણમાં ઝાડો કે, જેનાથી તડકા અને ઠંડી–ગરમીથી રક્ષણ મળી શકે, અને ન અહીંયાં કોઈ ખાવા–પીવાની વસ્તુ હતી અને ન પહેરવા માટે કપડાં. પરંતુ અલ્લાહ તઆલાએ મોઅ્જિઝા (ચમત્કાર) તરીકે હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી આ મૈદાનમાં તેમની તમામ જરૂરતોની વ્યવસ્થા કરી. બની ઈસ્રાઈલે તડકાની ફરિયાદ કરી તો અલ્લાહ તઆલાએ એક સફેદ વાદળનો છાંયડો કરી દીધો. તેમને ભૂખનો તકાદો થયો તો અલ્લાહ તઆલાએ "મન્ન" અને "સલવા" ઉતાર્યું. ઝાડો ઉપર એક મીઠી વસ્તુ જેવું હોય છે તેવું ખૂબ મોટા પ્રમાણમાં પૈદા કરી દીધું, જે તે લોકો ભેગું કરી લેતા તેને "મન્ન" કહેવામાં આવે છે. તેતરો જેવા પક્ષીઓ તેમની પાસે ભેગા થઈ જતા જેઓ તેમનાથી ડરીને ઉડી જતા ન હતા, તેઓ તેને પકડી લેતા અને હલાલ કરી ખાઈ લેતા, તેને "સલવા" કહેવામાં આવે છે. આ લોકો બંને સ્વાદિષ્ટ વસ્તુઓથી પેટ ભરી લેતા. મીઠી વસ્તુ મન્ન તેમની જરૂરત કરતાં વધારે હતી અને સલવા પક્ષીઓ પણ તેમનાથી ડરીને ભાગતા ન હતા. એટલા માટે આ બંને વસ્તુઓને ગૈબનો ખજાનો કહેવામાં આવ્યો છે. તેમને પાણીની જરૂરત ઊભી થઈ તો મૂસા (અલૈ.)ને એક પથ્થર ઉપર લાકડી મારવાનો હુકમ આપવામાં આવ્યો. આ પથ્થરમાંથી ઝરણું વહેવા લાગ્યું, જેમકે આગળની આયતમાં તેનું વર્ણન આવે છે. તે લોકોએ રાતના અંધારાની ફરિયાદ કરી, તો અલ્લાહ તઆલાએ ગૈબથી એક પ્રકાશ તેમના મહોલ્લાઓ દરમિયાન રેલાવી દીધો. કપડાં મેલાં થયા અને ફાટવા લાગ્યાં અને કપડાંની જરૂરત ઊભી થઈ તો અલ્લાહ તઆલાએ તેમને એવી વ્યવસ્થા કરી આપી કે ન કપડાં મેલા થાય અને ન ફાટે અને બાળકોના શરીર ઉપર જે કપડાં હતા તો તેમના શરીરના વધવાની સાથે સાથે કપડાં પણ વધતા હતા.

*(તફસીરે કુર્તુબી)*

આ લોકોને એનો પણ હુકમ થયો કે, દરેક વસ્તુ જરૂરત મુજબ જ વાપરે અને ભવિષ્ય માટે ભેગું ન કરે, પરંતુ આ લોકો લાલચના માર્યા તેનો પણ વિરોધ કરવા લાગ્યા, તો થયું એમ કે ભેગો કરેલો ગોસ્ત (માંસ) સડવા લાગ્યો. તેને જ આયતમાં કહેવામાં આવ્યું છે કે "પોતાનું નુકસાન કરતા હતા."

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૮)

| |
|---|
| وَ اِذۡ قُلۡنَا ادۡخُلُوۡا هٰذِهِ الۡقَرۡيَةَ فَكُلُوۡا مِنۡهَا حَيۡثُ شِئۡتُمۡ رَغَدًا وَّادۡخُلُوا |
| الۡبَابَ سُجَّدًا وَّ قُوۡلُوۡا حِطَّةٌ نَّغۡفِرۡ لَكُمۡ خَطٰيٰكُمۡ ؕ وَسَنَزِيۡدُ الۡمُحۡسِنِيۡنَ ﴿۵۸﴾ |

## તરજુમો :

*અને જ્યારે અમે કહ્યું, તમે આ વસ્તીમાં દાખલ થાઓ; પછી તેમાંથી તમે જ્યાં ઈચ્છો ધરાઈને ખાઓ; અને દરવાજેથી તમે સિજદહ કરતા–કરતા દાખલ થજો; અને કહો, (યા અલ્લાહ !) "મા'ફ કરી દે" (હિત્તતુન); અમે તમને તમારી ભૂલો મા'ફ કરી દઈશું; અને ઘણું જ જલ્દી નેકી (ભલાઈ) કરનારાઓને વધારે આપીશું. (૫૮)*

## તફસીર :

અને (તે સમય યાદ કરો) જ્યારે અમે હુકમ કર્યો કે તમે આ વસ્તીમાં પ્રવેશો પછી (તેની વસ્તુઓ) ખાઓ. જે જગ્યાએથી તમારું દિલ ચાહે બેતકલ્લુફીથી (ખચકાટ વિના) ખાઓ (અને આ પણ હુકમ આપ્યો કે જ્યારે અંદર જવા લાગો તો) દરવાજામાં દાખલ થાઓ (આજિઝી અને વિનમ્રતાથી) ઝૂકી–ઝૂકીને (અને જીભથી) કહો કે તૌબા છે (તૌબા છે) ! તો અમે મા'ફ કરી દઈશું તમારી (આગલી) ભૂલોને અને તમને (દિલથી નેક કામ કરવાવાળાઓને) વધારે આપીશું !

### ખુલાસો :

શાહ અબ્દુલ કાદિરના કહેવા પ્રમાણે આ ઘટના પણ વાદીએ તીહના સમયની જ છે કે, જ્યારે તેઓ મન્ન અને સલવા ખાતાં–ખાતાં આંચી (ધરાય) ગયા અને તેમણે સામાન્ય કક્ષાનો ખોરાક ખાવાની દરખાસ્ત કરી, જેમકે આગળ ચોથી આયતમાં આવી રહ્યું છે તો તેમને એક શહેરમાં જવાનો હુકમ આપવામાં આવ્યો હતો કે, ત્યાં ખાવા–પીવાની તે સામાન્ય ચીજ–વસ્તુઓ મળશે, જેથી આ હુકમ તે શહેરમાં જવાના સંદર્ભમાં છે. તેમાં શારીરિક અને માનસિક રીતે અદબ, સભ્યતા તથા વિનમ્રતાથી દાખલ થવાનો હુકમ કરવામાં આવ્યો છે અને અંદર જઈને પોતાની મનગમતી ચીજ–વસ્તુઓ ધરાઈને ખાવા–પીવાનું કહેવામાં આવ્યું !

આ નિવેદન ઉપર વધુમાં વધુ એવું કહી શકાય છે કે, ઘટનાઓનું વર્ણન આગળ–પાછળ થઈ ગયું છે કે, અગાઉની ઘટનાનો ઉલ્લેખ પાછળથી થયો છે અને પાછળની ઘટનાનો પ્રથમ ઉલ્લેખ થયો છે. તો આ શંકા પણ ત્યારે જ ઊભી થઈ શકે, જ્યારે એવું સમજવામાં આવે કે કુર્આન શરીફનો વાસ્તવિક હેતુ માત્ર કિસ્સા–કહાણીઓનો ઉલ્લેખ કરવો છે. અને જ્યારે આવા ઉલ્લેખનો હેતુ ઘટનાના પરિણામ માટે કરવામાં આવતો હોય છે ત્યારે એક ઘટનાથી અન્ય કોઈ ઘટનાનું કોઈક પાસું જુદું હોય છે અને આ પરિણામોના આધારે કોઈ ઘટનાના પાછળના કોઈ એક ભાગનો પહેલાં ઉલ્લેખ થાય અને આગળના કોઈ એક ભાગનો પાછળથી ઉલ્લેખ થાય તો તેમાં કોઈ વાંધો કે શંકા–કુશંકાની વાત નથી.

અન્ય મુફસ્સિરોએ આ હુકમને તે શહેરના સંદર્ભમાં સમજ્યો છે જેની સાથે જિહાદ કરવાનો હુકમ થયો હતો અને તીહના સમય પછી ફરી તેમની સાથે જિહાદ થયો અને તેમને વિજય પ્રાપ્ત થયો. તે સમયે યૂશઅ્ (અલૈ.) નબી હતા અને અલ્લાહ તરફથી આ હુકમ તેમના થકી આ શહેરના સંદર્ભમાં થયો હતો.

પ્રથમ નિવેદનની બિના પર પાછલા ગુનાહોમાં તે દરખાસ્તને પણ દાખલ કરી લેવી યોગ્ય છે કે, જે મન્ન અને સલવાને છોડીને સામાન્ય ખાણી–પીણીની વસ્તુઓના સંદર્ભમાં કરવામાં આવી હતી. મતલબ એ થયો કે આ દરખાસ્ત ગુસ્તાખી તો હતી જ, પરંતુ ખૈર ! હવે જો તેઓ સભ્યતા અને અદબથી આ હુકમનો અમલ કરે તો તેમને મા'ફ કરી દેવામાં આવશે અને દરેક નિવેદન ઉપર આ મા'ફી બધા જ હુકમ પર અમલ કરનારાઓ માટે સર્વસામાન્ય હશે. અને જેઓ નિખાલસતાથી સારા કૃત્યો કરશે તેમને વધારે ઈનામ આપવામાં આવશે.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૫૯)

فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا قَوْلًا غَيْرَ الَّذِىْ قِيْلَ لَهُمْ فَاَنْزَلْنَا عَلَى
الَّذِيْنَ ظَلَمُوْا رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ۝٥٩ ع

## તરજુમો :

*પછી જે લોકોએ જુલમ કર્યો, તેમણે જે વાત કહેવામાં આવી હતી (તેને)*

*અન્ય વાતથી બદલી નાંખી; પછી અમે જુલમ કરનારાઓ ઉપર આસમાનથી અઝાબ ઉતાર્યો; કારણ કે તેઓ નાફરમાની કરતા હતા. (૫૯)*

## તફસીર :

બસ પછી જે વાત એમને કહેવામાં આવી હતી તે જાલિમોએ તે વાતને જે એમને કહેવામાં આવી હતી, તેના વિરૂદ્ધ બીજી વાતથી બદલી નાંખી. (આ જાલિમો ઉપર તેના કારણે) આસમાની આફત ઉતારવામાં આવી કારણ કે, તેઓ (અલ્લાહના) હુકમોની અવજ્ઞા (અનાદર) કરતા હતા.

## ખુલાસો :

આ આયત આગળની આયતોનો ખુલાસો છે. તે શબ્દો જેમણે બદલી નાંખ્યા હતા حِطَّةٌ (હિત્તતુન) એટલે કે તૌબા–તૌબાની જગ્યાએ મશ્કરીમાં حَبَّةٌ فِي سَعِيْرَةٍ (હબ્બતુન ફી શઈરતિન) એટલે કે “જવની વચ્ચેનો દાણો” કહેવાનું શરૂ કરી દીધું. જેના કારણે તેમના ઉપર આસમાની આફત પ્લેગ સ્વરૂપે આવી હતી, જે હદીષની રૂએ હુકમોનો અનાદર કરનારાઓ માટે અઝાબ અને ફરમાંબરદારો માટે રહમત છે. આ શરારતની તેમને એ સજા મળી કે, તેમનામાં પ્લેગ ફેલાઈ ગયો અને ઘણા લોકો નાશ પામ્યા. અમુક લોકોએ આ પ્લેગમાં નાશ પામેલા લોકોની સંખ્યા સિત્તેર હજાર સુધીની બતાવી છે.

*(કુર્તુબી)*

## મસ્અલા અને બોધપાઠ :

### શબ્દોમાં ફેરફાર કરવાનો શરઈ મસ્અલો :

આ આયતથી સ્પષ્ટ થયું કે બની ઈસ્રાઈલ (યહૂદીઓ)ને હુકમ આપવામાં આવ્યો હતો કે આ શહેરમાં حِطَّةٌ (હિત્તતુન) એટલે કે "તૌબા–તૌબા" કહેતાં કહેતાં પ્રવેશ કરો. તેમણે શરારતથી આ શબ્દોને બદલીને حِنْطَةٌ (હિન્તતુન) કહેવાનું શરૂ કર્યું. તે કારણથી તેમના ઉપર આસમાનથી અઝાબ ઊતર્યો. આ શબ્દોનો ફેરફાર એવો હતો કે તેમાં ફક્ત શબ્દો જ ન બદલાતા હતા બલકે, અર્થ પણ બિલકુલ ઊલટો થઈ જતો હતો. حِطَّةٌ નો અર્થ "તૌબા અને ગુનાહોને દરગુજર કરવું" થાય છે અને حِنْطَةٌનો અર્થ "ઘઉં"નો થાય છે, જેને ઉપરોક્ત શબ્દો સાથે કોઈ લેવા–દેવા નથી. શબ્દોની આવી ફેરબદલી ભલે કુર્આનમાં હોય

**અથવા હદીષમાં અથવા અલ્લાહની બીજી કોઈ આજ્ઞા કે આદેશમાં, નિઃશંક તે સર્વસહમતિથી હરામ છે. કારણ કે, તે એક પ્રકારની મજાક અને તહરીફ (બદલી નાંખવું) છે. આવી ગુસ્તાખીના કારણે યહૂદીઓ ઉપર પ્લેગનો અઝાબ ઊતર્યો હતો.**

**હવે, રહ્યો એ મસ્અલો કે, અર્થ અને હેતુને સાચવી રાખીને માત્ર શબ્દોનો ફેરફાર કરવાનો શું હુકમ છે ? ઈમામ કુર્તુબી (રહ.)એ આ સંદર્ભે પોતાની તફસીરમાં એ બાબતનો ઉલ્લેખ કર્યો છે કે, "અમુક શબ્દો અને નિવદનોમાં અર્થની જેમ શબ્દો પણ હેતુ અને વાક્યની ગોઠવણી માટે જરૂરી હોય છે. એવા નિવેદનોમાં શાબ્દિક ફેરફાર પણ જાઈઝ નથી જેમકે, અઝાનના શબ્દો જે નક્કી કરવામાં આવ્યા છે તેના બદલે તેના અર્થ અને હેતુને સાચવી રાખી બીજા શબ્દો પઢવા જાઈઝ નથી. એવી જ રીતે નમાઝમાં જે દુઆઓ દા.ત. સુબ્હાનકલ્લાહુમ્મ, અત્તહિય્યાત, દુઆએ કુનૂત અથવા રુકૂઅ અને સિજદાની તસ્બીહો વગેરે જે શબ્દોથી પઢવાનું સાબિત છે તે જ શબ્દોમાં અદા કરવું જરૂરી છે. બીજા શબ્દોમાં ભલે અર્થ તે જ પ્રમાણે સુરક્ષિત પણ રહે તેમ છતાં ફેરફાર જાઈઝ નથી. એવી જ રીતે આખા કુર્આન શરીફના શબ્દોનો આ જ હુકમ છે કે, કુર્આનની તિલાવતના જે હુકમો નક્કી છે તે ફક્ત તે જ શબ્દો સાથે ખાસ છે જે કુર્આન શરીફમાં ઊતર્યા છે. જો કોઈ આ શબ્દોનો તરજુમો બીજી ભાષાના શબ્દોમાં કરીને પઢે જેનાથી અર્થ બિલકુલ સુરક્ષિત રહે તો પણ તેને કુર્આનની તિલાવત કહેવામાં નહિ આવે અને ન જ તેના ઉપર કુર્આનની તિલાવતનો તે સવાબ પ્રાપ્ત થશે, જે કુર્આનને પઢવા માટે નક્કી કરવામાં આવ્યો છે. કુર્આનની તિલાવતમાં એક શબ્દ ઉપર દશ નેકીઓ લખવામાં આવે છે. કુર્આન ફક્ત તરજુમાનું નામ નથી બલકે વહી દ્વારા ઊતરેલા શબ્દો અને તેના નક્કી કરેલા સંપૂર્ણ અર્થો સહિતને કુર્આન કહેવામાં આવે છે."**

**ઉપરોક્ત આયતમાં فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا قَوْلًا غَيْرَ الَّذِىْ قِيْلَ لَهُمْના શબ્દોમાં દેખીતી રીતે તે જ ખબર પડે છે કે, તેમને તૌબા માટેનો જે શબ્દ حِطَّةٌ (હિત્તતુન) બતાવવામાં આવ્યો હતો તે શબ્દ ઉપર તેમણે વળગી રહેવાનું હતું. તેને બદલી નાંખવું આપમેળે એક ગુનોહ હતો અને વળી તે ઉપરાંત તેમાં તેઓએ ફેરફાર પણ એવો કર્યો કે, તેનો સંપૂર્ણ અર્થ જ બદલાય ગયો. એટલા માટે તેઓ આસમાની અઝાબના હકદાર બની ગયા.**

નબવી નિવેદનો (હદીષો) અને તેના શબ્દોમાં મૂળ હેતુ અર્થ જ હોય છે, શબ્દો ગમે તે હોય તેનો વાંધો નથી. એમાં જો શાબ્દિક ફેરફાર એવી રીતે કરવામાં આવે કે, તેના અર્થ અને હેતુ ઉપર કોઈ જાતની અસર ન પડે અને સંપૂર્ણ રીતે સુરક્ષિત રહે તો જમહૂર મુહદ્દિસો (લગભગ બધા જ હદીષવેત્તાઓ) અને ફુક્હા (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)ના મતે આવો ફેરફાર જાઈઝ છે, પરંતુ શરત એ છે કે, રિવાયત કરવાવાળો અરબી ભાષાનો નિષ્ણાત હોય અને સંબોધન કરવાની પરિસ્થિતિ તથા જે વાતાવરણમાં રિવાયત કહેવામાં આવી હોય તેનાથી સંપૂર્ણ રીતે વાકેફ હોય. જેથી તેની ભૂલ થવાની પરિસ્થિતિમાં પણ અર્થમાં કોઈ ફરક ન પડી જાય.

પરંતુ હદીષના ઈમામોની એક જમાઅત (ગૃપ) જે પ્રમાણે હદીષના શબ્દોને સાંભળ્યા હોય, એવી જ રીતે નકલ કરવાને જરૂરી સમજે છે. તેમના મતે કોઈપણ પ્રકારનો શાબ્દિક ફેરફાર કે નાનો સરખો તફાવત પણ જાઈઝ નથી. મુહમ્મદ બિન સીરીન (રહ.), કાસિમ બિન મુહમ્મદ (રહ.), વગેરે લોકોનો પણ આ જ મત છે. બલકે, તેમાંથી કેટલાક લોકોનો અમલ (મત) એ છે કે, જો કોઈ રિવાયતના રાવીએ કોઈ શબ્દ વર્ણન કરતી વખતે કોઈ શાબ્દિક ભૂલ પણ કરી હોય તો સાંભળનારે તે રિવાયતને તે ભૂલની સાથે જ રિવાયત કરવી જોઈએ અને પોતાના તરફથી કોઈ ફેરફાર કરવો ન જોઈએ. તેની સાથે એ પણ જાહેર કરી દેવું કે મારા માનવા મુજબ સાચો શબ્દ આવો હોઈ શકે છે, પરંતુ મને રિવાયત આ પ્રકારની મળી છે. આ લોકોની દલીલ આ હદીષ છે કે જેમાં આપ ﷺએ એક માણસને એ તાકીદ કરી કે "જ્યારે સુવાના બિસ્તરા ઉપર જાઓ તો આ દુઆ પઢો, "اٰمَنْتُ بِكِتَابِكَ الَّذِىْ اَنْزَلْتَ وَ نَبِيِّكَ الَّذِىْ اَرْسَلْتَ" આ માણસે نَبِيِّكَ ની જગ્યાએ رَسُوْلِكَ પઢી દીધું તો આપ ﷺએ ફરી તે જ હિદાયત ફરમાવી કે, نَبِيِّكَ શબ્દ પઢયા કરો. તેનાથી ખબર પડી કે શાબ્દિક ફેરફાર પણ જાઈઝ નથી. એવી જ રીતે એક હદીષમાં આપ ﷺનો ઈરશાદ છે,

نَضَّرَ اللّٰهُ امْرَاً سَمِعَ مَقَالَتِىْ فَبَلَّغَهَا كَمَا سَمِعَهَا،

*"અલ્લાહ તઆલા તે માણસને હર્યો–ભર્યો રાખે જેણે મારું કોઈ કલામ સાંભળ્યું અને પછી ઉમ્મતને એવી જ રીતે પહોંચાડી દીધું જેવી રીતે (તેને) સાંભળ્યું હતું."*

આ હદીષથી પણ જાહેર થાય છે કે, જે શબ્દો જેવા સાંભળ્યા હતા એ જ શબ્દો અક્ષરસઃ પહોંચાડવાની અત્રે વાત છે.

જમહૂર હદીષવેત્તાઓ અને ફુક્હાઓ નજીક જો કે શ્રેષ્ઠ અને ઉત્તમ તો તે જ છે કે, જ્યાં સુધી થઈ શકે હદીષની રિવાયતમાં ઠીક તે જ શબ્દોનો ઉલ્લેખ કરે કે જે સાંભળ્યા હતા. પોતાના ઈરાદાથી તેમાં ફેરફાર ન કરે, પરંતુ જો તે શબ્દો બરાબર યાદ ન રહે તો તેનો હેતુ અને અર્થ પોતાના શબ્દોમાં વર્ણવી દેવો પણ જાઈઝ છે અને હદીષ بَلَّغَهَا كَمَا سَمِعَهَا નો અર્થ એ જ હોય શકે છે કે, જે વિષય સાંભળ્યો છે તેને તેવો જ ઉલ્લેખ કરે અને તેના અર્થ કે હેતુમાં કોઈ ફરક ન પડવા દે. શબ્દોના ફેરફાર અર્થ અને હેતુ વિરૂદ્ધનો ન હોવો જોઈએ. ઈમામ કુર્તુબી (રહ.)એ તેના ટેકામાં ફરમાવ્યું છે કે, ''ખુદ આ જ હદીષ એ બાબતની દલીલ છે કે શબ્દોમાં ફેરફાર જરૂરત પ્રમાણે જાઈઝ છે કારણ કે, ખુદ આ હદીષની રિવાયત જ આપણા સુધી જુદા–જુદા શબ્દોમાં પહોંચી છે.''

અને પહેલી હદીષમાં જે શબ્દ رَسُوْلِكَ ના બદલે نَبِيِّكَ થી પઢવાનો આદેશ આપ્યો, તેનું એક કારણ એ પણ હોઈ શકે છે કે નબી શબ્દમાં વખાણની ખાસિયત રસૂલ શબ્દ કરતા વધારે છે. કારણ કે, રસૂલ શબ્દનો અર્થ તો સંદેશાવાહક છે અને સંદેશાવાહક બીજાના માટે પણ બોલી શકાય છે. જ્યારે કે નબી શબ્દ તે ખાસ હોદ્દા માટે ઉપયોગ થાય છે જે અલ્લાહ તઆલા તરફથી પોતાના ખાસ બંદાઓને વહી દ્વારા સંબોધન કરીને અર્પણ કરવામાં આવે છે.

અને બીજું કારણ એ હોઈ શકે છે કે દુઆઓમાં નક્કી કરેલા શબ્દો જે રિવાયત થયા હોય છે તે ખાસિયતો અને લક્ષણોની બાબતે એક વિશેષ મહત્ત્વ ધરાવે છે. બીજા શબ્દોમાં તે લક્ષણો અને ખાસિયતો બાકી રહી શકતી નથી. (કુર્તુબી) એટલા માટે જ આમિલ લોકો જે તાવીજો વગેરે કરે છે તેઓ તેની ઘણી કાળજી લે છે અને જે શબ્દો નકલ થયા છે તેમાં ફેરફાર કે તબદીલી ન થઈ જાય તેનું ખાસ ધ્યાન રાખે છે. એટલા માટે એવું કહી શકાય છે કે દુઆઓના શબ્દો પણ આ પ્રથમ શ્રેણીમાં જ દાખલ છે કે, જેમાં શબ્દોની સાથે સાથે તેના મૂળ અર્થો અને હેતુ પણ સુરક્ષિત છે.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૬૦)

وَاِذِ اسۡتَسۡقٰى مُوۡسٰى لِقَوۡمِهٖ فَقُلۡنَا اضۡرِبْ بِّعَصَاكَ الۡحَجَرَ ؕ فَانۡفَجَرَتۡ مِنۡهُ اثۡنَتَا عَشۡرَةَ عَيۡنًا ؕ قَدۡ عَلِمَ كُلُّ اُنَاسٍ مَّشۡرَبَهُمۡ ؕ كُلُوۡا وَاشۡرَبُوۡا مِنۡ رِّزۡقِ اللّٰهِ وَلَا تَعۡثَوۡا فِى الۡاَرۡضِ مُفۡسِدِيۡنَ ۝۶۰

### તરજુમો :

*અને જ્યારે મૂસા(અલૈ.એ) પોતાની કૌમ માટે પાણી માંગ્યું; પછી અમે કહ્યું, પોતાની લાકડી પથ્થર (ઉપર) મારો; તો તેમાંથી બાર ઝરણાં ફૂટી પડયા; દરેક કૌમે (કબીલાએ) પોતાનો ઘાટ જાણી લીધો; (બસ) તમે અલ્લાહની રોજીમાંથી ખાઓ અને પીઓ; અને પૃથ્વીમાં ફસાદ ન મચાવતા ફરો. (૬૦)*

### તફસીર :

અને (તે સમય યાદ કરો) જ્યારે હઝરત મૂસા (અલૈ.)એ પોતાની કૌમ માટે પાણીની દુઆ માંગી અને અમે મૂસા (અલૈ.)ને હુકમ આપ્યો કે તે પોતાની લાકડીને (ફલાણા) પથ્થર ઉપર મારે (તેમાંથી પાણી નીકળવા લાગશે બસ ફક્ત લાકડી મારવાની જ વાર હતી કે) તેમાંથી તરત જ બાર (૧૨) ઝરણાં ફૂટી નીકળ્યા. (અને બની ઈસ્રાઈલના પણ બાર કુટુંબો હતા એટલા માટે) દરેક વ્યક્તિએ પોતાના પાણી પીવાનું સ્થળ જાણી લીધું. (અને અમે ખાવા માટે શિખામણ આપી કે) ખાઓ અને પીઓ અલ્લાહની રોજીમાંથી (અને સીમા તથા મર્યાદાનું ઉલ્લંઘન ન કરો) તથા પૃથ્વી ઉપર ફિત્ના–ફસાદ ન મચાવતા ફરો.

### ખુલાસો :

આ ઘટના પણ તીહની ખીણમાં બની હતી. બની ઈસ્રાઈલને ત્યાં તરસ લાગી તો પાણી માંગ્યું, મૂસા (અલૈ.)એ અલ્લાહ પાસે દુઆ કરી તો એક ખાસ પથ્થરને ફક્ત લાકડી મારવાથી અલ્લાહની કુદરતથી બાર ઝરણાં ફૂટી નીકળ્યા. યહૂદીઓના બાર કુટુંબો એ રીતે હતા કે, હઝરત યાકૂબ અલૈ.ના ૧૨ પુત્રો હતા. દરેકની ઔલાદનું એક–એક કુટુંબ હતું. તેમને વહીવટી બાબતોમાં અલગ–અલગ જ રાખવામાં આવતા હતા. દરેકના અમીર (સરદાર) પણ જુદા–જુદા હતા અને તેમના માટે ઝરણાં પણ બાર જ નીકળ્યા.

<u>ખાવાનો</u> મતલબ મન્ન અને સલવા અને <u>પીવાનો</u> મતલબ આ જ ઝરણાનું પાણી હતું અને નાફરમાનીને તથા હુકમોના અનાદરને ફિત્ના અને ફસાદ કહેવામાં આવ્યું. કાઝી બયઝાવી (રહ.) ફરમાવે છે કે ''પોતાને મળેલા ચમત્કારિક ખોરાકની નાશુક્રી કરવી તેમની ઘણી જ મોટી ભૂલ હતી.''

અમુક પથ્થરોમાં અલ્લાહ તઆલાએ કલ્પના બહાર અને બુદ્ધિમાં સમાઈ ન શકે એવી ખાસિયતો રાખી છે કે તેમાં લોખંડનું તત્ત્વ પણ મિશ્રિત હોય છે અને શક્ય છે કે આ પથ્થરોમાં એવી ખાસિયત પૈદા કરવામાં આવી હોય કે, જમીન અથવા પહાડ સંગ્રહિત પાણીને એ પથ્થર દ્વારા બહાર કાઢવામાં આવ્યું હોય તો એ કોઈ નવાઈની વાત નથી.

વર્તમાન સમયમાં બુદ્ધિશાળીઓ આ ઉલ્લેખથી શિખામણ પ્રાપ્ત કરે અને ફાયદો ઉઠાવે અને પછી આ ઉદાહરણ પણ ફક્ત સમજાવવા માટે છે, અને જો તે પથ્થરના અણુઓમાંથી પાણી પૈદા થઈ ગયું હોય તો પણ કોઈ આશ્ચર્યજનક ઘટના નથી, જે લોકો આવી ઘટનાઓને અશક્ય માને છે તેઓ શક્ય–અશક્યની વાસ્તવિકતાને મૂળેથી સમજતા જ નથી.

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત આયતમાં હઝરત મૂસા (અલૈ.)એ પોતાની કૌમ માટે પાણીની દુઆ ફરમાવી અલ્લાહ તઆલાએ પાણીનો બંદોબસ્ત કરી દીધો અને પથ્થર ઉપર લાકડી મારતા જ ૧૨ ઝરણાં ફૂટી નીકળ્યા. તેનાથી સ્પષ્ટ થયું કે પાણી પ્રાપ્ત કરવાનું અસલ માધ્યમ દુઆ જ છે. મૂસા (અલૈ.)ની શરીઅતમાં પણ પાણી મેળવવા ફક્ત દુઆને પૂરતું સમજવામાં આવ્યું. જેમકે ઈમામે આ'ઝમ હઝરત અબૂ હનીફા (રહ.)નો ઈરશાદ છે કે ''પાણી (વરસાદ) માંગવા માટે અસલ દુઆ જ આધાર છે.'' આ દુઆ ચોક્કસ પરિસ્થિતિમાં પાણીની સમસ્યા ટાળવા ખાસ નમાઝે ઈસ્તિસ્કા (દુકાળ વગેરે જેવી પરિસ્થિતિમાં વરસાદ માંગવા માટેની દુઆ)ના સ્વરૂપે કરવામાં આવે છે. જેમકે, સહીહ હદીષોમાં રસૂલુલ્લાહ ﷺ ઈસ્તિસ્કાની નમાઝ માટે ઈદગાહના મૈદાનમાં તશરીફ લઈ જતા હતા અને નમાઝ તથા ખુત્બો અને દુઆ કરવાનો પણ ઉલ્લેખ થયો છે. ક્યારેક એવું પણ થયું છે કે કોઈપણ પ્રકારની ખાસ નમાઝ વગર ફક્ત દુઆ માંગવામાં આવી છે.

જેમકે, સહીહૈનમાં હઝરત અનસ (રદિ.)થી નકલ થયું છે કે, “જુમ્આના ખુત્બામાં આપ ﷺએ દુઆ કરી અને અલ્લાહ તઆલાએ વરસાદ વરસાવ્યો.”

આ વાત બધા જ સારી રીતે જાણે છે કે ઈસ્તિસ્કા (વરસાદ માટેની નમાઝ અથવા દુઆ) ભલે નમાઝના સ્વરૂપે કરવામાં આવે અથવા ફક્ત દુઆના સ્વરૂપમાં, તેના અસરકારક હોવાનો આધાર ગુનાહોથી તૌબા અને પોતાની લાચારી–મજબૂરી તથા અલ્લાહ સામે આજિઝી જાહેર કરવા ઉપર છે. ગુનાહો કર્યા કરવા, અલ્લાહ તઆલાની નાફરમાની ઉપર કાયમ રહેવું અને પછી દુઆઓની અસર માટે રાહ જોવાનો અધિકાર કોઈને નથી. અલ્લાહ તઆલા પોતાના કરમથી જો એવા લોકોની દુઆ પણ કબૂલ ફરમાવી લે તો તે શક્ય છે કારણ કે, અંતે તેના જ કબજામાં સર્વ કંઈ છે.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૬૧)

وَ اِذْ قُلْتُمْ يٰمُوْسٰى لَنْ نَّصْبِرَ عَلٰى طَعَامٍ وَّاحِدٍ فَادْعُ لَنَا رَبَّكَ يُخْرِجْ لَنَا
مِمَّا تُنْۢبِتُ الْاَرْضُ مِنْۢ بَقْلِهَا وَقِثَّآئِهَا وَفُوْمِهَا وَعَدَسِهَا وَبَصَلِهَا ؕ قَالَ اَتَسْتَبْدِ
لُوْنَ الَّذِىْ هُوَ اَدْنٰى بِالَّذِىْ هُوَ خَيْرٌ ؕ اِهْبِطُوْا مِصْرًا فَاِنَّ لَكُمْ مَّا سَاَلْتُمْ ؕ
وَضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ وَالْمَسْكَنَةُ ۗ وَبَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ كَانُوْا يَكْفُرُوْنَ
بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ الْحَقِّ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿٦١﴾ ع

## તરજુમો :

*અને જ્યારે તમે (બની ઈસ્રાઈલે) કહ્યું; હે મૂસા ! અમે ક્યારેય એક (પ્રકારના) ખાવા ઉપર ધીરજ નહિ ધરીએ ! અમારા માટે દુઆ કરો, પોતાનો રબ અમારા માટે જમીનથી કાઢે જે એમાં ઊગે છે; (જેમકે) લીલોતરી અને કાકડી અને ઘઉં અને મસૂર અને પ્યાજ; તેણે કહ્યું, શું તમે જે તેનાથી સારું છે (મન્ન અને સલવા) તેને ઉતરતી કક્ષાના (ખોરાક)થી બદલવા ઈચ્છો છો ? તમે શહેર(માં) ઊતરો; બસ (ત્યાં) નિઃશંક તમારા*

*માટે (બધું જ છે) જે તમે માંગો છો; અને તેમના ઉપર ઝિલ્લત અને મોહતાજી નાંખી દેવામાં આવી; અને તેઓ અલ્લાહના ગુસ્સાની સાથે પાછા ફર્યા; આ એટલા માટે થયું કે તેઓ અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા હતા અને નબીઓને નાહક કતલ કરતા હતા; આ એટલા માટે (થયું) કે તેમણે નાફરમાની કરી અને હદથી (આગળ) વધતા હતા. (૬૧)*

## તફસીર :

અને (તે સમયને યાદ કરો) તમે લોકોએ (એવું) કહ્યું કે, હે મૂસા ! અમે (દરરોજ) એક જ પ્રકારના ખાવા ઉપર ધૈર્ય નહીં દાખવીએ (એટલે મન્ન–સલવા ઉપર નિર્ભર ન રહીશું) તમે અમારા માટે દુઆ કરો કે, અલ્લાહ અમારા માટે એવી વસ્તુ પૈદા કરે જે જમીનમાં ઊગે છે (જેમકે) શાકભાજી, કાકડી, ઘઉં, મસૂર (વગેરે) આપે ફરમાવ્યું શું તમે શ્રેષ્ઠ વસ્તુઓને ઉતરતી કક્ષાની વસ્તુઓથી બદલવા ઈચ્છો છો ? (સારું ! જો નથી જ માનતા તો) કોઈ શહેરમાં ઊતરો (ત્યાં) તમને તમારી માંગી વસ્તુઓ મળશે અને (તેઓ એવી એવી ગુસ્તાખીઓ અને નાફરમાનીઓ લાંબા સમય સુધી કરવા લાગ્યા, જેથી) તેમના ઉપર ઝિલ્લત (બીજાઓની નજરમાં તેમનો કોઈ માન–મરતબો ન રહ્યો) અને મોહતાજી નાંખી દેવામાં (કે તેમના સ્વભાવમાં કોઈ પણ પ્રકારની મહત્ત્વકાંક્ષા ન રહી) અને અલ્લાહના ક્રોધના હકદાર થઈ ગયા. (અને આ અપમાન તથા ક્રોધના હકદાર) એટલા માટે થયા કે તે લોકો અલ્લાહના હુકમોનો ઈન્કાર કરતા હતા અને પયગંબરોને નાહક કતલ કરી નાંખતા હતા (કે તેઓ પણ જાણતા હતા કે અમે આ નાહક ખોટી રીતે કતલ કરી રહ્યા છીએ) અને (આ ઝિલ્લત અને અલ્લાહનો ક્રોધ) એટલા માટે થયો કે તે લોકોમાં ફરમાંબરદારી ન રહી અને (તેઓ ફરમાંબરદારીની) મર્યાદાઓનું ઉલ્લંઘન કરવા લાગ્યા.

## ખુલાસો :

આ ઘટના પણ તીહ ખીણમાં બની છે. મન્ન અને સલવાથી આંચી (ધરાઈ) જવાના કારણે તેઓ શાકભાજી અને અનાજની માંગણી કરવા લાગ્યા. આ મૈદાનની સીમાઓમાં કોઈ શહેર આવતું હતું, ત્યાં જઈને તેમને રહેવાનો હુકમ કરવામાં આવ્યો કે ત્યાં જાઓ, કમાઓ અને ખાઓ.

અને ઉપરોક્ત અપમાન તથા ગરીબીનું કારણ એ પણ હતું કે યહૂદીઓ પાસે હુકૂમત લગભગ કયામત સુધી છીનવી લેવામાં આવી. જો કે કયામત નજીક ફક્ત લૂંટારાઓની જેમ થોડોક શોર–બકોર દજ્જાલ અને યહૂદીઓનો કુલ ચાલીસ દિવસ માટે થઈ જશે અને તેને કોઈ ટકાઉ, વ્યવસ્થિત હુકૂમત ન કહી શકાય. તેમને આ વાત મૂસા (અલૈ.) મા'રફતે જણાવી પણ દેવામાં આવી હતી કે, જો તેઓ નાફરમાની કરતા રહેશે તો હંમેશા અન્ય કૌમોના તાબે થઈ જશે. જેમકે, સૂરએ અઅ્રાફની આયત وَاِذْتَاَذَّنَ رَبُّكَ لَيَبْعَثَنَّ عَلَيْهِمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ يَّسُوْمُهُمْ سُوْٓءَ الْعَذَابِ "અને જ્યારે તમારા પરવરદિગારે ખબર આપી કે અલબત્ત તે જરૂર આ (યહૂદીઓ) ઉપર કયામત સુધી (એવા લોકો) મોકલતો રહેશે જે તેમને અપમાનજનક અઝાબ (સજા)થી તકલીફ આપતો રહે." (૭:૧૬૭)માં પ્રસ્તુત છે. અત્યારની ઈઝરાઈલની યહૂદીની હુકૂમતનું સ્વરૂપ પણ અમેરિકા અને બ્રિટનની ગુલામીથી વધીને કંઈ નથી.

અને ઘણા પયગંબરોને જુદા–જુદા સમયે યહૂદીઓએ કતલ કર્યા, જેને તે લોકો પણ દિલથી સમજતા હતા કે અમારું આ કૃત્ય નાહકનું છે પરંતુ દુશ્મનાવટ અને જીદના કારણે તેઓ આંધળા થઈ ગયા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

### યહૂદીઓ ઉપર કાયમી અપમાન અને હાલની ઇઝરાઈલની સરકાર વિશે શંકા અને તેનો જવાબ :

ઉપરોક્ત આયતોમાં યહૂદીઓની સજા દુનિયામાં કાયમી અપમાન અને મોહતાજી તથા દુનિયા અને આખિરતમાં અલ્લાહના ક્રોધના હકદાર હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમના કાયમી અપમાન અને મોહતાજીનો અર્થ જે તફસીરકાર ઈમામોએ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ) અને તાબિઈન (રહમતુલ્લાહ અલયહિમ)થી નકલ કર્યો છે તેનો ખુલાસો ઈબ્ને કષીરમાં આ પ્રમાણે છે. لَايَزَالُوْنَ مُسْتَذَلِّيْنَ مَنْ وَّجَدَهُمْ اِسْتَذَلَّهُمْ وَضَرَبَ عَلَيْهِمُ الصِّغَارَ، એટલે કે "જો તેઓ માલદાર થઈ જાય તો પણ બધી જ કૌમોમાં તેઓ ઝલીલ અને તુચ્છ સમજવામાં આવશે. તેઓ જેમની પણ શરણમાં જશે તેઓ તેમને ઝલીલ જ કરશે અને તેમના ઉપર ગુલામીની નિશાનીઓ છોડશે."

ઈમામ ઝહ્હાક બિન મુઝાહિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ અપમાન અને મોહતાજીનો મફહૂમ નકલ કર્યો છે કે, هُـــمْ اَهْـــلُ الْـقُبَـالَاتِ يَـعْنِى الْجِزْيَةَ، મતલબ એ કે "યહૂદીઓ હંમેશા અન્યોની ગુલામીમાં જ રહેશે, તેમને ટેક્ષ વગેરે અદા કરતા રહેશે અને તેમને કોઈ તાકાત અથવા સત્તા પ્રાપ્ત નહિ થાય."

આ વિશેની એક આયત સૂરએ આલે ઈમ્રાનમાં એક વધારા સાથે આ પ્રમાણે આવી છે.

ضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ اَيْنَمَا ثُقِفُوْٓا اِلَّابِحَبْلٍ مِّنَ اللّٰهِ وَحَبْلٍ مِّنَ النَّاسِ،

*"તેમના ઉપર અપમાન થોપી દેવામાં આવ્યું, (તેઓ) જ્યાં પણ જશે; પરંતુ હા! એક તો એવા માધ્યમથી (અપમાનિત થવાથી) બચશે કે જે અલ્લાહ તરફથી હોય અને એક એવા માધ્યમથી જે માણસો તરફથી હોય." (૩:૧૧૨)*

અલ્લાહ તઆલાના માધ્યમનો અર્થ તો એ છે કે, જે લોકોને અલ્લાહ તઆલાએ જ પોતાના કાનૂનમાં સલામતી આપી દીધી હોય જેમકે, નાબાલિગ બાળકો, સ્ત્રીઓ તથા એવા ધાર્મિક વૃત્તિના યહૂદીઓ કે જેઓ મુસલમાનો સાથે લડતા–ઝઘડતા નથી. તેઓ સુરક્ષિત અને સલામત રહેશે અને માણસોના માધ્યમનો અર્થ "શાંતિકરાર" છે. જેનું એક સ્વરૂપ એ છે કે, મુસલમાનો સાથે સુલેહનો કરાર અથવા જિઝિયો (ઈસ્લામિક દેશમાં રહેવા માટે બિન મુસ્લિમોએ આપવો પડતો ટેક્ષ) વગેરે આપીને તેમના દેશમાં રહેતા થઈ જાય, પરંતુ કુર્આનના શબ્દોમાં مِنَ النَّاسِ કહેવામાં આવ્યું છે مِنَ الْمُسْلِمِيْنَ નથી. એટલે આ સ્વરૂપ પણ એ જ પ્રકારનું હશે કે અન્ય ગૈરમુસ્લિમ દેશોમાં પણ શાંતિ અને સુલેહનો કરાર કરીને જો યહૂદીઓ તેમની છત્રછાયામાં આવી જશે, તો સલામત રહી શકશે અને પછી આ حَبْـلٍ مِـنَ الـلّٰـهِ અને حَبْـلٍ مِـنَ الـنَّـاسِ નો કશ્શાફ પ્રમાણે ઈસ્તિષ્નાએ મુત્તસિલ હોય તો અર્થ આ છે કે, "યહૂદીઓ હંમેશા દરેક જગ્યાએ અપમાનિત અને ઝલીલ જ રહેશે માત્ર ઉપરોક્ત બે સ્વરૂપમાં જ તેઓને સલામતી મળશે, યા તો અલ્લાહના કાનૂન પ્રમાણે તેમના બાળકો, સ્ત્રીઓ વગેરે આ અપમાન અને ઝિલ્લતથી નીકળી જાય અથવા કોઈ કૌમ કે મુસલમાનો સાથે સુલેહના કરાર દ્વારા પોતાને અપમાન અને ઝિલ્લતથી તેઓ બચાવી લે" અને જેમકે ઉપર

લખવામાં આવ્યું છે, સુલેહ દ્વારા અપમાન અને ઝિલ્લતથી બચવાનું સ્વરૂપ મુસલમાનો સાથે "શાંતિકરાર" કરીને પણ થઈ શકે છે અને એવું પણ શક્ય છે કે બીજી કૌમો સાથે શાંતિકરાર કરીને તેમના સહારે અપમાન અને ઝિલ્લતથી સુરક્ષિત રહે !

આ બધી ચર્ચા "ઈસ્તિષ્નાએ મુત્તસિલ"ની તકદીર ઉપર છે અને ઘણા મુફસ્સિરોએ તેને "ઈસ્તિષ્નાએ મુન્‌કતિઅ્" ઠરાવ્યું છે, તો અર્થ એ થયો કે "આ લોકો કૌમ તરીકે સામાજિક રીતે તો અપમાનિત અને ઝલીલ જ રહેશે હા ! અલ્લાહના કાનૂનની વિશાળતામાં આવીને તેમના અમુક લોકો તેનાથી સુરક્ષિત થઈ જશે અથવા અન્ય લોકોનો આશરો લઈને પણ અપમાન અને ઝિલ્લત ઉપર પરદો નાંખી શકશે !"

આ રીતે સૂરએ બકરહની આયતનો ખુલાસો સૂરએ આલે ઈમ્રાનની આયતથી પૂરો થઈ ગયો અને તેનાથી તે તમામ શંકાઓ પણ દૂર થઈ ગઈ જે વર્તમાન સમયમાં પેલેસ્ટાઈનમાં યહૂદીઓની સરકાર સ્થાપાવાથી ઘણા મુસલમાનોમાં ઊભી થઈ છે કે, કુર્આનના ખુલ્લા વર્ણનોથી તો એવું સમજવામાં આવે છે કે, યહૂદીઓની સત્તા ક્યારેય કાયમ નહિ થાય અને આપણે જોઈએ છીએ કે પેલેસ્ટાઈનમાં તેમની સત્તા કાયમ થઈ ગઈ, તો હવે દેખીતું છે કે પેલેસ્ટાઈનમાં યહૂદીઓની અત્યારની સરકારની વાસ્તવિકતાથી જે લોકો માહિતગાર છે તેઓ સારી રીતે જાણે છે કે આ સરકાર વાસ્તવમાં ઈઝરાઈલની નથી બલકે, અમેરિકા અને બ્રિટનની એક લશ્કરી છાવણીથી વિશેષ તેનું સ્વરૂપ કંઈ જ નથી. આ ઈઝરાઈલનું અસ્તિત્વ પોતાની આગવી શક્તિથી એક મહિનો પણ જીવંત રહી શકે એમ નથી. યુરોપીય શક્તિઓએ ઈસ્લામિક બ્લોકને કમજોર બનાવવા માટે તેમની વચ્ચે ઈઝરાઈલનું નામ આપીને પોતાની એક લશ્કરી છાવણી બનાવી લીધી છે. ઈઝરાઈલ તેમની નજરમાં તેમના ફરમાંબરદાર ગુલામોથી વધારે કોઈ હૈસિયત ધરાવતું નથી. ફક્ત કુર્આન શરીફના ઈરશાદ بِحَبۡلٍ مِّنَ النَّاسِ ના સહારે તેમનું પોતાનું અસ્તિત્વ કાયમ છે અને તે પણ અપમાન અને ઝિલ્લતની સાથે. એટલા માટે ઈઝરાઈલની વર્તમાન સરકારના કારણે કુર્આન કરીમના કોઈ ફરમાન ઉપર લેશમાત્ર શંકા થઈ શકતી નથી.

આ ઉપરાંત અત્રે એ વાત પણ ધ્યાન આપવા યોગ્ય છે કે જગતમાં યહૂદીઓ, ઈસાઈઓ તથા મુસલમાનોમાં સૌ પ્રથમ યહૂદીઓ, તેમની શરીઅત, તેમની સભ્યતા અને સંસ્કૃતિનું અસ્તિત્વ હતું આવી પ્રાચીન સંસ્કૃતિ ધરાવનાર બધા જ યહૂદીઓ પેલેસ્ટાઈનના એક નાના સરખા ભાગ ઉપર કબજો કરી યેનકેન પ્રકારે સત્તા કાયમ કરી લે તો પણ આખી દુનિયાના નકશામાં આ ભાગ એક ટકાથી વધારે નથી. તેના મુકાબલામાં ઈસાઈઓની સરકારો, મુસલમાનોની પડતી હોવા છતાં તેમની સરકારો, મૂર્તિપૂંજકોની સરકારો અને નાસ્તિકોની સરકારો જે પૂર્વથી લઈ પશ્ચિમ સુધી ફેલાયેલી છે, તેના મુકાબલામાં પેલેસ્ટાઈન અને તે પણ નાનો સરખો જમીનનો ટૂકડો (કે જેની પોતાની કોઈ આંતરરાષ્ટ્રીય સીમાઓ પણ નથી) ઉપરાંત તેના ઉપર અમેરિકા અને બ્રિટનની છત્રછાયા ! જો આવો પરોપજીવી કબજો યહૂદીઓનો થઈ પણ ગયો, તો શું તે અલ્લાહ તઆલાએ આખી યહૂદી કૌમ ઉપર લગાવેલી કાયમી ઝિલ્લત અને અપમાનનો જવાબ બની શકે છે ?!

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૬૨)

إِنَّ الَّذِينَ آمَنُوا وَالَّذِينَ هَادُوا وَالنَّصَارَىٰ وَالصَّابِئِينَ مَنْ آمَنَ بِاللَّهِ وَالْيَوْمِ
الْآخِرِ وَعَمِلَ صَالِحًا فَلَهُمْ أَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُونَ ۝٦٢

## તરજુમો :

*નિઃશંક જે લોકો ઈમાન લાવ્યા અને જે લોકો યહૂદી થયા અને નસારા અને સાબી (થયા); જેઓ ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર અને સારા કામો કર્યા તો એમના માટે તેનો બદલો તેમના રબ પાસે (છે); અને એમના ઉપર ન કોઈ ડર (હશે) અને ન તેઓ ગમગીન થશે. (૬૨)*

## તફસીર :

આ સ્થળે યહૂદીઓની શરારતોની સ્થિતિ જાણીને સાંભળનારાઓને તથા પોતે યહૂદીઓને આ વિચાર આવી શકે છે કે, તેઓ આ પરિસ્થિતિ પ્રમાણે જો

કોઈ ઉઝ્ર બતાવીને ઈમાન લાવવા પણ ચાહે તો અલ્લાહના નજીક તે કદાચ સ્વીકાર્ય નહિ હોય અને આ જ ખોટા વિચારને દૂર કરવા માટે આ આયતમાં એક નિયમ અને સિદ્ધાંતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, મુસલમાન, યહૂદીઓ અને નસારા તથા સાબિઈન આ બધામાં જે લોકો અલ્લાહ તઆલાની જાત ઉપર શ્રદ્ધા રાખે છે, અલ્લાહની સિફતો ઉપર તથા કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે અને જો તેઓ સારા કાર્યો પણ કરે છે એટલે કે, શરીઅતના કાનૂન અનુસાર જ તેમના કૃત્યો છે તો પરવરદિગારની પાસે પહોંચી તેમને કોઈપણ પ્રકારની આશંકા, ડર કે ગમ નહિ હોય.

**ખુલાસો :**

અલ્લાહનો કાનૂન છે કે તેના દરબારમાં કોઈ વ્યક્તિને કોઈ અન્ય વ્યક્તિ ઉપર વિશેષતા પ્રાપ્ત નથી, જે વ્યક્તિ સંપૂર્ણ ઈતાઅત, ફરમાંબરદારી, પાકું ઈમાન અને સારા અમલો અપનાવે છે, ઈમાન લાવતા પહેલાં ભલે તે કોઈપણ ધર્મ અપનાવતો હોય ! નસારા, યહૂદી કે સાબીઈન હોય અલ્લાહને ત્યાં તે સ્વીકાર્ય છે અને તેની સેવાને આવકારવામાં આવશે. દેખીતું છે કે, કુર્આનના નાઝિલ થયા પછી મુહમ્મદ ﷺની સંપૂર્ણ તાબે'દારી એટલે કે શરીઅતે મુહમ્મદી ﷺ અને મુસલમાન હોવાની શરત જ મુખ્ય આધાર છે. મતલબ એ થયો કે, જે મુસલમાન થઈ જાય ભલે તે મુસલમાન થતા પહેલાં યહૂદી હોય, નસરાની હોય, સાબી હોય કે અન્ય કોઈ ધર્મનો હોય; આખિરતમાં છુટકારાનો હકદાર બનશે. આ વર્ણનમાં તેનો જવાબ પણ થઈ ગયો એટલે કે તેમની શરારતો પછી પણ જો તેઓ મુસલમાન થઈ જાય તો તેમને મા'ફ કરી દેવામાં આવશે.

સાબીઈન એક ફિરકો હતો. તેમના અકીદાઓ અને માન્યતાઓ વિશે બહું જાણકારી નથી. એટલા માટે તેમના વિશે જુદા–જુદા ઉલ્લેખો જોવા મળે છે. ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

આ સિદ્ધાંત આધારે અહીંયાં મુસલમાનોનું આગવું વર્ણન કરવાની જરૂરત નથી કારણ કે, તેઓ તો મુસલમાન છે જ પરંતુ તેનાથી કુર્આન શરીફની એક ખાસ સાહિત્યિક શ્રેષ્ઠતા અને વિષયવસ્તુ પરત્વે એક ખાસ પ્રકારનું સન્માન પૈદા થાય છે. આનું ઉદાહરણ એવું થઈ ગયું કે કોઈ સત્તાધીશ અથવા બાદશાહ કોઈ

પ્રસંગે એવું કહે કે મારો કાનૂન બધા માટે સરખો છે. કોઈ મારો વફાદાર હોય કે વિરોધી જે વ્યક્તિ પણ મારી ઈતાઅત કરશે તેના ઉપર મારી કૃપાદષ્ટિ થશે. હવે દેખીતું છે કે, વફાદારો તો તાબે'દારી કરી જ રહ્યા છે, બાદશાહનું કહ્યું માને જ છે, તો આવું કહેવાનો આશય વિરોધીઓને સંભળાવાનો હોય છે; પરંતુ તેમાં મુદ્દો એ હોય છે કે, અમારી કૃપાદષ્ટિ જે અમારા વફાદારો ઉપર છે તે તેમની પોતાની કોઈ ખાસ વિશેષતાના કારણે નથી. બલકે, તેમની વફાદારીની ખાસિયત ઉપર અવલંબિત છે. જો કોઈ અમારો વિરોધી પણ આ ખાસિયત અપનાવશે તો તે પણ અમારો વફાદાર ગણાશે અને એટલા માટે વિરોધીઓની સાથે વફાદારોનો ઉલ્લેખ પણ કરવામાં આવ્યો.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૬૩)

| |
|---|
| وَإِذْ أَخَذْنَا مِيثَاقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ الطُّورَ ۖ خُذُوا |
| مَا آتَيْنَاكُمْ بِقُوَّةٍ وَاذْكُرُوا مَا فِيهِ لَعَلَّكُمْ تَتَّقُونَ ﴿٦٣﴾ |

## તરજુમો :

*અને અમે જ્યારે તમારાથી કરાર લીધો; અને અમે તમારા ઉપર તૂર પર્વતને ઉઠાવ્યો કે મજબૂતીથી પકડો અમે જે કિતાબ તમને આપી, અને યાદ રાખો જે એમાં (છે); જેથી તમે પરહેઝગાર થઈ જાઓ. (૬૩)*

## તફસીર :

અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારાથી કૌલ–કરાર લીધા (કે સીધા રસ્તા ઉપર અમલ કરીશું) અને (આ કૌલ–કરાર લેવા માટે) અમે તૂર પર્વતને ઉઠાવીને તમારા ઉપર અધ્ધર કરી દીધો (અને તે વખતે અમે કહ્યું) કે (જલદી) કબૂલ કરો જે કિતાબ (તવરાત) અમે તમને આપી છે. મજબૂતીથી તેના હુકમોને પકડી રાખો જે આ (કિતાબ)માં છે. અને તેથી ઉમ્મીદ છે કે તમો પરહેઝગાર બની જાઓ.

**ખુલાસો :**

જ્યારે મૂસા (અલૈ.)ને તૂર પર્વત ઉપર તવરાત અર્પણ કરવામાં આવી અને તેમણે પાછા આવીને પોતાની કૌમને તવરાત સંભળાવી; તો તેમાં હુકમો થોડા સખત હતા, પરંતુ આ લોકોની પરિસ્થિતિ પ્રમાણે એવા જ હુકમો યોગ્ય હતા. પ્રથમ તો તેમણે એવું કહ્યું કે, ‘‘જ્યારે અલ્લાહ તઆલા અમને પોતે કહી આપશે કે આ મારી કિતાબ છે ત્યારે જ અમે માનીશું,’’ જે ઘટનાનો ઉપર ઉલ્લેખ થઈ ચૂક્યો છે. મતલબ કે તે સિત્તેર માણસો મૂસા (અલૈ.) સાથે તૂર પર્વત ઉપર ગયા હતા. પાછા આવીને તેમણે ગવાહી આપી, પરંતુ પોતાની ગવાહીમાં પોતાના તરફથી તેમણે એવી વાત પણ ઉમેરી દીધી કે, અલ્લાહ તઆલાએ છેવટે એવું કહ્યું હતું કે તમારાથી જેટલા પ્રમાણમાં અમલ થઈ શકે કરજો, જે ન થઈ શકે તે મા'ફ છે. આમ કહેવાથી કેટલાક તોફાની અને શરારતખોર તત્ત્વોને અમુક સખત હુકમો વિશે બહાનું મળી ગયું. મતલબ કે એવું સાફ–સાફ કહી દીધું કે અમે તો આ કિતાબ ઉપર અમલ નહિ કરી શકીએ, તો અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને હુકમ આપ્યો કે, તૂર પર્વતનો એક મોટો ટૂકડો ઉઠાવીને તેમના માથાઓ ઉપર અધ્ધર કરી દો કે તેઓ માને, નહિતર આ પર્વતનો ટૂકડો હમણાં તેમના ઉપર પડશે. છેવટે મને–ક–મને તેમને માનવું પડ્યું.

**એક શંકાનું નિવારણ :**

અહીંયાં એવી શંકા થઈ શકે છે કે, દીનમાં તો જબરદસ્તી નથી, તો આવું કેમ કરવામાં આવ્યું ? જવાબ એ છે કે, જબરદસ્તી ઈમાન લાવવા માટે નથી, બલકે પ્રથમ પોતાની મરજી અને ખુશીથી ઈમાન અને ઈસ્લામ સ્વીકારી લીધા પછી તેના વિરુદ્ધ બળવો કરવાના કારણે છે. બળવાખોરોની સજા બધી જ હુકૂમતોમાં પણ સામાન્ય વિરોધીઓ અને દુશ્મન કૌમો કરતાં અલગ હોય છે. તેમના માટે દરેક હુકૂમતોમાં બે જ પ્રસ્તાવ હોય છે. યા તો તાબે'દારી સ્વીકારે અથવા તો કતલ કરવામાં આવે. એટલા માટે ઈસ્લામમાં પણ મુર્તદ (ઈસ્લામ અને ઈમાન લાવ્યા પછી ફરી જનાર)ની સજા પણ મૌત છે, કુફ્રની સજા મૌત નથી.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૬૪)

ثُمَّ تَوَلَّيْتُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ۚ فَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ لَكُنْتُمْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٦٤﴾

## તરજુમો :

*પછી તમે ત્યારબાદ ફરી ગયા, બસ જો તમારા ઉપર અલ્લાહનો ફઝ્લ અને રહમત ન હોત તો તમે નુકસાન ઉઠાવનારા હતા. (૬૪)*

## તફસીર :

પછી તમે આ કૌલ–કરાર કર્યા બાદ (તેનાથી) ફરી ગયા બસ જો તમારા લોકો ઉપર અલ્લાહની મહેરબાની અને દયા ન હોત (તો આ કૌલ કરાર ભંગ કરવાનો તકાદો એ હતો કે) જરૂર તમે (તરત જ) તબાહ (અને હલાક) થઈ જાઓ ! (પરંતુ અમારી કૃપાદષ્ટિ અને સર્વત્ર છવાયેલી રહમતે તમને જિંદગીના એક સમય સુધીની મોહલત (સમય) આપી દીધી. પરંતુ ક્યાં સુધી ? છેવટે મૃત્યુ પછી તમે તમારા કર્મોનું ફળ ભોગવવાના જ છે).

### ખુલાસો :

અલ્લાહ તઆલાની રહમત કાફિર, મો'મિન બધા ઉપર સર્વત્ર છવાયેલી છે, જેની એક અસર દુનિયાની રાહત છે. અલ્લાહની ખાસ પ્રકારની રહમત આખિરતમાં જોવા મળશે અને ત્યાં તેની અસર છુટકારો અને અલ્લાહ તઆલાની નજદીકી (કુરબત) સ્વરૂપે જોવા મળશે.

જાહેરમાં આ આયત અને તેના છેલ્લા ભાગ દ્વારા તે યહૂદીઓને સંબોધન કરવામાં આવ્યું છે, જેઓ આપ ﷺના સમકાલીન હતા. કારણ કે આપ ﷺ ઉપર ઈમાન ન લાવવું પણ કરારભંગમાં સામેલ છે. એટલા માટે તેમને પણ કરારભંગમાં સામેલ કરી ઉદાહરણ સ્વરૂપે ફરમાવ્યું કે, આ બધું હોવા છતાં પણ અમે દુનિયામાં કોઈ અઝાબ એવો નાઝિલ નથી કર્યો જેવો અગાઉના બેઈમાનો અને કરારભંગ કરનારાઓ ઉપર થતો રહ્યો છે. આ ફક્ત અલ્લાહની રહમત જ છે.

અને હદીષોની રૂએ આવા અઝાબોનું ન આવવું આપ ﷺની બરકત છે.

એટલા માટે અમુક મુફસ્સિરોએ અલ્લાહના આ ફઝ્લ અને રહમતની તફસીર આપ ﷺના પૈદા થવાને બતાવ્યું છે. આ વિષયના સમર્થન માટે અગાઉના બેઈમાનોનો એક કિસ્સો આગળની આયતમાં આવી રહ્યો છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૬૫–૬૬)

| |
|---|
| وَلَقَدْ عَلِمْتُمُ الَّذِيْنَ اعْتَدَوْا مِنْكُمْ فِي السَّبْتِ فَقُلْنَا لَهُمْ كُوْنُوْا قِرَدَةً خٰسِئِيْنَ ﴿٦٥﴾ |
| فَجَعَلْنٰهَا نَكَالًا لِّمَا بَيْنَ يَدَيْهَا وَمَا خَلْفَهَا وَ مَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ﴿٦٦﴾ |

## તરજુમો :

*અને અલબત્ત તમે જાણી લીધું જેમણે તમારામાંથી શનિવારના દિવસ બાબતે અતિરેક કર્યો ત્યારે અમે તેમનાથી કહ્યું, તમે ઝલીલ વાંદરા થઈ જાઓ ! (૬૫) પછી અમે તે (ઘટનાને) સામેવાળાઓ (હાજરજનો) માટે ઈબ્રત (બોધ) બનાવી અને જે પાછળથી આવનારાઓ (હતા તેમના માટે પણ !); અને શિખામણ (બનાવી) પરહેઝગારો માટે. (૬૬)*

## તફસીર :

અને તમે જાણો છો (તે લોકોની હાલત) જેઓ તમારામાંથી (શરીઅતની હદોને) ઓળંગી ગયા હતા શનિવારના દિવસના હુકમ બાબતે, (જે હુકમ આ હતો કે આ દિવસે માછલીનો શિકાર ન કરશો) પછી અમે એમને (પોતાનો હુકમ ગુસ્સા સહિત કરી દીધો કે) તમે તુચ્છ વાંદરાઓ બની જાઓ (જેથી તેઓ વાંદરાઓ બની ગયા) પછી અમે તેમની આ (ઘટના) ઈબ્રત (બોધરૂપ) બનાવી દીધી (તે) લોકો માટે પણ જે આ કૌમની સામે (હાજર) હતા અને તે લોકો માટે પણ જેઓ તેમના પછીના સમયમાં આવતા રહ્યા અને (આ ઘટનાને) નસીહત (બનાવી, અલ્લાહથી) ડરનારાઓ માટે !

### ખુલાસો :

આ ઘટના પણ બની ઈસ્રાઈલના નબી હઝરત દાવુદ (અલૈ.)ના સમયમાં બની હતી. બની ઈસ્રાઈલ માટે શનિવારનો દિવસ ખૂબ સન્માનનીય અને

ઈબાદત માટે ખાસ નક્કી કરેલો દિવસ હતો અને માછલીઓના શિકારની પણ આ દિવસે મનાઈ કરવામાં આવી હતી. આ લોકો સમંદરના કિનારે વસેલા હતા અને માછલીઓના શોખીન હતા. તેમણે અલ્લાહના આ હુકમને ન માન્યો અને માછલીઓનો શિકાર કર્યો, જેથી તેમના ઉપર અલ્લાહ તઆલા તરફથી તેમના ચહેરાઓ બદલાઈ જવાનો અઝાબ નાઝિલ થયો અને આ ઘટનાના ત્રણ દિવસ પછી તે લોકો મૃત્યુ પામ્યા.

આ ઘટનાને જોનારા અને સાંભળનારા બે પ્રકારના લોકો હતા, ફરમાંબરદાર અને નાફરમાન. નાફરમાનો માટે તો આ ઘટના તૌબા કરાવનારી હતી. એટલા માટે તેમને نَكَالً કહ્યું અને ફરમાંબરદારો માટે આ ઘટના ફરમાંબરદારી ઉપર કાયમ રાખનારી હતી. એટલા માટે તેમને مَوْعِظَةٌ કહેવામાં આવ્યું.

## મસ્અલા અને બોધપાઠ :

### દીની બાબતોમાં કોઈ એવો હિલો કરવો (હરામને હલાલ કરવાની યુક્તિ કરવી) જેમાં શરીઅતનો હુકમ બાતિલ (નષ્ટ) થઈ જાય તો તે હરામ છે :

આ આયતમાં યહૂદીઓ દ્વારા સીમાનું ઉલ્લંઘન અને મર્યાદા વટાવી જવાનું વર્ણન કરીને તેના કારણે અઝાબ થયો હોવાનું બતાવવામાં આવ્યું છે. રિવાયતથી સાબિત છે કે, તેઓ ખુલ્લી રીતે શરીઅતના હુકમોનો વિરોધ કરતા ન હતા બલકે, એવા હિલા કરતા હતા કે જેનાથી શરીઅતના હુકમની નાફરમાની થતી હતી. દાખલા તરીકે શનિવારના દિવસે માછલીઓની પૂંછડી ઉપર દોરીનું એક ગાળિયું લગાવીને દરિયામાં છોડી દેતા હતા અને આ દોરી જમીન ઉપર કોઈ વસ્તુથી બાંધી દેતા હતા પછી રવિવારના દિવસે તેને પકડીને ખાઈ લેતા હતા. તો આ એક હિલો હતો જેમાં શરીઅતનો હુકમ રદ થઈ જતો હતો બલકે, શરીઅતના હુકમની એક રીતે મશ્કરી હતી. એટલા માટે આવા હિલા કરનારાઓને ફિત્નાખોર અને નાફરમાન ઠરાવવામાં આવ્યા અને તેમના ઉપર અઝાબ આવ્યો. પરંતુ તેનાથી તે ફિક્હી (ઈસ્લામિક કાયદાઓ અનુસાર) હિલાઓ હરામ સાબિત નથી થતા, જેને પોતે રસૂલ ﷺએ બતાવ્યા છે. દાખલા તરીકે એક શેર (અડધો

કિલો) સારી અને ઊંચી કક્ષાની ખજૂરોના બદલામાં બે શેર (એક કિલો) ખરાબ ખજૂરો લેવી–આપવી વ્યાજ ગણાય છે, પરંતુ તેનાથી બચવા માટે એક હિલો ખુદ રસૂલ ﷺએ આ બતાવ્યો કે ''વસ્તુની અદલા–બદલી એક જ પ્રકારની વસ્તુથી ન કરો. કિંમત દ્વારા ખરીદ–વેચાણ કરી લો. દાખલા તરીકે, બે શેર ખરાબ ખજૂરોને બે દિરહમમાં વેચી દો, પછી એ બે દિરહમોથી એક શેર સારી ખજૂરો ખરીદી લો,'' તો અહીંયાં શરીઅતના હુકમને પૂરા કરવાનો હેતુ છે, તેને રદ કરવાનો હેતુ નથી અને ન જ આવું કરવાથી શરીઅતનો હુકમ રદ થાય છે. એવી જ રીતે બીજા મસ્અલાઓમાં પણ ફુક્હાએ હરામથી બચવા અમુક આવી જ તરકીબો બતાવી છે તેને યહૂદીઓના હિલાઓની જેમ કહેવું અને સમજવું ખોટું છે.

**યહૂદીઓના ચહેરા બદલાઈ જવાની ઘટના :**

તફસીરે કુર્તુબીમાં છે કે યહૂદીઓએ પહેલાં–પહેલાં તો આવી રીતે હિલા કરીને માછલીઓ પકડી, પછી ધીરે–ધીરે ખુલ્લમ–ખુલ્લો શિકાર કરવા લાગ્યા, તો એમાં બે ગૃપો બની ગયા. એક ગૃપ ઉલમા અને નેક લોકોનું હતું, જેમણે તેમને એવું કરવાથી રોક્યા, પરંતુ તેઓ ન રોકાયા. તો તેઓ તેમનાથી સામાજિક સંબંધ કાપીને બિલકુલ અલગ થઈ ગયા અને વસ્તીના બે ભાગ પાડી દીધા. એકમાં આ નાફરમાન લોકો રહી ગયા અને બીજામાં આલિમો અને નેક લોકો રહી ગયા. એક દિવસે આ નેક લોકોને એવું મહેસૂસ થવા લાગ્યું કે જે વિભાગમાં આ નાફરમાન લોકો રહેતા હતા ત્યાં બિલકુલ સન્નાટો છવાઈ ગયો છે, ત્યાં જઈને જોયું તો બધાના જ ચહેરા વાંદરાઓ જેવા થઈ ગયા હતા અને હઝરત કતાદહ (રહ.) ફરમાવે છે કે, ''યુવાનોના ચહેરા વાંદરાઓ જેવા હતા અને ઘરડાઓના ચહેરા સુવ્વર જેવા થઈ ગયા હતા. આ ચહેરા બદલાયેલા વાંદરા પોતાના સગા અને સંબંધીઓને ઓળખતા હતા અને તેમની પાસે આવીને રડતા હતા.''

**ચહેરા બદલાયેલ લોકોની પેઢીઓ (વંશ–વેલો) આગળ નથી વધતી :**

આ મા'મલામાં સાચી વાત એ છે કે, પોતે રસૂલ ﷺની અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી બયાન થયેલ સહીહ રિવાયતમાં નકલ થયું છે કે, ''અમુક લોકોએ આપ ﷺના સમયમાં મૌજૂદ વાંદરાઓ અને સુવ્વરો વિશે આપ ﷺને

પૂછ્યું કે, "શું આ તેઓ ચહેરા બદલાયેલા યહૂદીઓ જ છે ?" આપ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા જ્યારે કોઈ કૌમનો ચહેરો બદલી નાખવાનો અઝાબ નાઝિલ કરે છે તો તેમની નસલો અને પેઢીઓ આગળ નથી વધતી." (બલકે, અમુક દિવસોમાં હલાક થઈને નાશ પામે છે.) અને પછી ફરમાવ્યું કે, "વાંદરાઓ અને સુવ્વરો દુનિયામાં પ્રથમથી જ મૌજૂદ છે" (અને આજે પણ છે, પરંતુ ચહેરા બદલાયેલા વાંદરાઓ અને સુવ્વરો સાથે તેમને કોઈ લેવા–દેવા નથી).

આ પ્રસંગ પર અમુક મુફસ્સિરોએ સહીહ બુખારીના હવાલાથી વાંદરાઓમાં વ્યભિચારની સજા સ્વરૂપે સંગસાર કરવાની એક ઘટનાનું વર્ણન કર્યું છે પરંતુ આ ઘટના બુખારીના સહીહ નુસ્ખાઓ (પ્રતો)માં મૌજૂદ નથી અને ન જ તેની રિવાયત સહીહ છે. કુર્તુબી (રહ.)એ તે જગ્યાએ પોતાનો ખુલાસો વર્ણન કર્યો છે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૬૭)

| |
|---|
| وَ اِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖٓ اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تَذْبَحُوْا بَقَرَةً ؕ |
| قَالُوْٓا اَتَتَّخِذُنَا هُزُوًا ؕ قَالَ اَعُوْذُ بِاللّٰهِ اَنْ اَكُوْنَ مِنَ الْجٰهِلِيْنَ ﴿۶۷﴾ |

## તરજુમો :

*અને જ્યારે મૂસા (અલૈ.)એ પોતાની કૌમથી કહ્યું; નિઃશંક ! અલ્લાહ તમને હુકમ આપે છે કે તમે એક ગાય ઝબહ કરો; તેઓ કહેવા લાગ્યા; શું તમે અમારાથી મજાક કરો છો ? તેણે કહ્યું; હું અલ્લાહનું શરણ (પનાહ) લઉં છું કે હું અજ્ઞાનીઓમાંથી થઈ જાઉં. (૬૭)*

## તફસીર :

અને (તે સમયને યાદ કરો) જ્યારે (હઝરત) મૂસા (અલૈ.)એ પોતાની કૌમને કહ્યું કે, અલ્લાહ તઆલા તમને હુકમ આપે છે (કે જો લાશના ખૂનીની જાણકારી મેળવવી હોય) તો તમે એક વાછરડું ઝબહ કરો, તેઓ કહેવા લાગ્યા કે

શું તમે અમારી મશ્કરી કરો છો ? (ક્યાં ખૂનીની તહકીક અને ક્યાં જાનવરને ઝબહ કરવું ? બંનેમાં શું મેળ ?) મૂસા (અલૈ.)એ ફરમાવ્યું, નઊઝુબિલ્લાહ ! જો હું આવું અજ્ઞાનતાનું કામ કરું (કે અલ્લાહના હુકમની મશ્કરી કરવા લાગું) !

**ખુલાસો :**

આ ઘટના એવી રીતે બની કે, બની ઈસ્રાઈલમાં એક વ્યક્તિનું ખૂન થઈ ગયું હતું, મિશ્કાત શરીફની શરહ, મિરકાતમાં લખ્યું છે કે, "બની ઈસ્રાઈલમાં એક ખૂન થઈ ગયું હતું. કોઈ વ્યક્તિએ માર્યા ગયેલા માણસની પુત્રી માટે શાદીની દરખાસ્ત કરી હતી પરંતુ તેણે ઈન્કાર કરી દીધો અને પેલા માણસે તેનું ખૂન કરી નાંખ્યું. ખૂની લાપતા હતો, ખૂની કોણ છે તેની ભાળ મળતી ન હતી."

મઆલિમમાં કલબી (રહ.)નું આ નિવેદન આવેલ છે કે, "તે સમય સુધી તવરાતમાં તે વિશે શરીઅતનો કોઈ હુકમ પણ નાઝિલ થયો ન હતો. જેનાથી ખબર પડે છે કે, આ ઘટના તવરાત ઊતરવા પહેલાંની હતી."

મતલબ કે બની ઈસ્રાઈલે મૂસા (અલૈહિસ્સલામ)ને વિનંતી કરી કે અમે ઈચ્છીએ છીએ કે ખૂનીનો પત્તો લાગે. હઝરત મૂસા (અલૈ.)એ અલ્લાહના હુકમથી એક વાછરડો ઝબહ કરવાનો હુકમ કર્યો. યહૂદીઓએ પોતાની ટેવ મુજબ અને પોતાની શરારત પ્રમાણે તેમાં વાંધા-વચકા કરવાનું શરૂ કરી દીધું. આગળની આયતોમાં તેનો ખુલાસો છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૬૮ થી ૭૧)

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا هِيَ ۭ قَالَ اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ لَّا فَارِضٌ وَّلَا بِكْرٌ ۭ
عَوَانٌۢ بَيْنَ ذٰلِكَ ۭ فَافْعَلُوْا مَا تُؤْمَرُوْنَ ﴿٦٨﴾ قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا لَوْنُهَا ۭ
قَالَ اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ صَفْرَاۗءُ ۙ فَاقِعٌ لَّوْنُهَا تَسُرُّ النّٰظِرِيْنَ ﴿٦٩﴾ قَالُوا ادْعُ
لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا هِيَ ۙ اِنَّ الْبَقَرَ تَشٰبَهَ عَلَيْنَا ۭ وَاِنَّآ اِنْ شَاۗءَ اللّٰهُ لَمُهْتَدُوْنَ ﴿٧٠﴾
قَالَ اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ لَّا ذَلُوْلٌ تُثِيْرُ الْاَرْضَ وَلَا تَسْقِى الْحَرْثَ ۚ
مُسَلَّمَةٌ لَّا شِيَةَ فِيْهَا ۭ قَالُوا الْـٰٔنَ جِئْتَ بِالْحَقِّ ۭ فَذَبَحُوْهَا وَمَا كَادُوْا يَفْعَلُوْنَ ﴿٧١﴾ ع

## તરજુમો :

*તેમણે કહ્યું, પોતાના રબ(થી) દુઆ કરો, અમને બતાવે તે (ગાય) કેવી હોય? તેણે કહ્યું, નિઃશંક તે ફરમાવે છે કે તે ગાય ન ઘરડી અને ન નાની ઉંમર(ની); આ બંને વચ્ચેની જુવાન; બસ તમને જે હુકમ આપવામાં આવે છે, કરો ! (૬૮) તેમણે કહ્યું, અમારા માટે પોતાના રબથી દુઆ કરો, તે અમને બતાવે, તેનો રંગ કેવો (હોય) ? તેણે કહ્યું, નિઃશંક તે ફરમાવે છે કે તે ગાય, ઘેરા પીળા રંગ(ની) હોય; તેનો રંગ જોનારને સારો લાગે. (૬૯) તેમણે કહ્યું, અમારા માટે પોતાના રબથી દુઆ કરો, તે અમને બતાવે તે કેવી હોય? કારણ કે ગાય (વિશે) અમને શંકા થઈ ગઈ; અને નિઃશંક જો અલ્લાહ ચાહે તો અમે જરૂર હિદાયત મેળવી લઈશું. (૭૦) તેણે કહ્યું, નિઃશંક તે ફરમાવે છે કે તે એક ગાય ન પલોટાયેલી, જમીન ખેડવામાં અને ન ખેતી(ને) પાણી આપવામાં; ખોડ–ખાંપણરહિત હોય, તેમાં કોઈ ડાઘ ન હોય; તેઓ (બની ઈસ્રાઈલ) બોલ્યા, હવે તમે ઠીક વાત બોલ્યા; પછી તેમણે તેને ઝબહ કરી, અને તેઓ એવા લાગતા ન હતા (કે) તેઓ (ગાય ઝબહ) કરશે! (૭૧)*

## તફસીર :

તે લોકો કહેવા લાગ્યા કે તમે અમારા માટે પોતાના પરવરદિગારથી દરખાસ્ત કરો (કે જેથી તે) અમને વર્ણન કરી આપે કે (તે વાછરડીના) લક્ષણો કેવા હોય ? આપે ફરમાવ્યું કે તે (મારી દરખાસ્તના જવાબમાં) ફરમાવે છે કે તે એવી વાછરડી હોય કે ન ઘરડી હોય, ન નાનું બચ્ચું (બલકે) યુવાન હોય, ઘરડા (પશુ) અને બચ્ચા (બન્નેની) વચ્ચેનું; બસ (વધારે દલીલબાજી ન કરો બલકે) કરો જે તમને કરવાનો હુકમ મળ્યો છે. કહેવા લાગ્યા કે (સારૂં પણ) અમારા માટે પોતાના પરવરદિગારથી આ દરખાસ્ત કરી આપો કે અમને તે (પણ) બતાવી દે કે તેનો રંગ કેવો હોય ? આપે ફરમાવ્યું, (તેના વિશે) અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે એક ઘેરા પીળા રંગની વાછરડી હોય કે જોનારાઓને સુંદર લાગે, કહેવા લાગ્યા કે (હવે એક વખતે) અમારા માટે પોતાના રબથી પૂછી લો કે, (પ્રથમ સવાલનો જવાબ જરા ખુલાસાવાર) અમને વર્ણન કરે કે તેની ખાસિયતો શું શું હોય ? કારણ કે અમને આ વાછરડી વિશે (અમુક) શંકાઓ (બાકી) છે (કે તે

મા'મૂલી વાછરડી હોય અથવા કોઈ એવી અજીબો ગરીબ કે ખૂનીની તહકીક માટે આગવો પ્રભાવ ધરાવતી હોય) અને અમે જરૂર ઈન્શાઅલ્લાહ (હવે) બરાબર સમજી જઈશું. મૂસા (અલૈ.)એ જવાબ આપ્યો કે અલ્લાહ તઆલા ફરમાવે છે (કે તે કોઈ અજીબો ગરીબ વિચિત્ર પ્રાણી નથી, તે જ સામાન્ય વાછરડી છે અલબત્ત ઉમદા કુળની હોવી જોઈએ અને ઉપરોક્ત પ્રમાણેની ખાસિયતો હોવી જોઈએ) ન તો હળમાં જોતરવામાં આવેલ હોય, જેનાથી જમીન ખેડવામાં આવે છે અને ન (કુવાના કોસમાં જોડવામાં આવેલ હોય કે) તેણે ખેતીને પાણી પાધું હોય (મતલબ કે દરેક પ્રકારની ખોડ–ખાંપણથી મુક્ત હોય) તંદુરસ્ત હોય અને તેમાં (કોઈ પ્રકારનો) ડાઘ ન હોય. (આ સાંભળીને બની ઈસ્રાઈલ) કહેવા લાગ્યા (હા) તમે હવે સંપૂર્ણ (સ્પષ્ટ) વાત સંભળાવી (પછી એવું જાનવર શોધીને ખરીદ્યું) પછી તેને ઝબહ કરી દીધું. અલબત્ત તેઓ દેખીતી રીતે આવું કરે એવા લાગતા ન હતા !

**ખુલાસો :**

હદીષ શરીફમાં છે કે, જો તેઓએ આવી દલીલબાજીઓ ન કરી હોત તો આટલી બધી શરતો તેમના માથે ન આવી હોત, જે પણ ગાય ઝબહ કરી આપી હોત તે સ્વીકારી લેવામાં આવી હોત.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૭૨–૭૩)

| |
|---|
| وَاِذْ قَتَلْتُمْ نَفْسًا فَادّٰرَءْتُمْ فِيْهَا ؕ وَ اللّٰهُ مُخْرِجٌ مَّا كُنْتُمْ تَكْتُمُوْنَ ۚ﴿۷۲﴾ فَقُلْنَا |
| اضْرِبُوْهُ بِبَعْضِهَا ؕ كَذٰلِكَ يُحْيِ اللّٰهُ الْمَوْتٰى ۙ وَيُرِيْكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿۷۳﴾ |

**તરજુમો :**

*અને જ્યારે તમે એક વ્યક્તિ મારી નાંખ્યો, પછી તમે એમાં પરસ્પર આરોપ મૂકવા લાગ્યા; અને અલ્લાહ જાહેર કરનારો (હતો) જે તમે છુપાવતા હતા. (૭૨) પછી અમે કહ્યું, તમે તેને (લાશને) એનો (ગાયના ગોસ્તનો) ટૂકડો મારો; અલ્લાહ આવી રીતે લાશને સજીવન કરશે અને (અલ્લાહ) તમને પોતાની નિશાનીઓ બતાવે છે, જેથી તમો ચિંતન કરો. (૭૩)*

## તફસીર :

અને (તે સમયને યાદ કરો) જ્યારે તમે લોકો(માંથી કોઈ)એ એક માણસનું ખૂન કરી નાંખ્યું પછી (પોતાને નિર્દોષ પુરવાર કરવા માટે) એકબીજા ઉપર આરોપ મૂકવા લાગ્યા; અને અલ્લાહ તઆલાને આ વાત જાહેર કરવી મંજૂર હતી જેને તમે (ગુનેહગાર અને શકમંદ લોકોને) છુપાવવા ચાહતા હતા. એટલા માટે (ગાય ઝબહ કર્યા પછી) અમે હુકમ આપ્યો કે આ (મૃત્યુ પામેલ વ્યક્તિની લાશ ઉપર) તેનો (ગાયના ગોસ્તનો) કોઈ ટૂકડો મૂકી દો (એટલે ટૂકડો અડકવાથી તે સજીવન થઈ ગયો, અલ્લાહ તઆલા કયામતના ઈન્કારીઓને આ ઘટના દલીલ સ્વરૂપે ફરમાવે છે કે) આવી રીતે અલ્લાહ તઆલા (કયામતમાં) મુરદાઓને સજીવન કરશે અને અલ્લાહ તઆલા પોતાની નિશાનીઓ તમને બતાવે છે એ ઉમ્મીદથી કે તમે બુદ્ધિથી કામ લો. (અને આ ઉદાહરણ દ્વારા શિખામણ પ્રાપ્ત કરો તથા અલ્લાહના હુકમોનો ઈન્કાર કરવાથી દૂર રહો.)

## ખુલાસો :

જ્યારે આ લાશ સાથે ઉપર બતાવ્યા પ્રમાણે કરવામાં આવ્યું તો તે મૃત વ્યક્તિ જીવતો થઈ ગયો અને તેણે પોતાના ખૂનીનું નામ બતાવી દીધું અને પાછો તરત જ મૃત્યુ પામ્યો.

અહીંયાં ફક્ત મૃત્યુ પામેલ વ્યક્તિનું વર્ણન એટલા માટે પૂરતું સમજવામાં આવ્યું છે કે, હઝરત મૂસા (અલૈ.)ને વહી દ્વારા ખબર થઈ ગઈ હતી કે, આ મૃત્યુ પામેલ વ્યક્તિ સાચું બોલશે. ફક્ત મરણ જનાર વ્યક્તિના વર્ણનથી શરીઅતની ગવાહી વગર કોઈના ઉપર કતલને સાબિત કરવું પૂરતું નથી હોતું.

અહીંયાં એવી શંકા કરવી પણ બરાબર નથી કે અલ્લાહ તઆલાને તો મડદું જીવતું કરવાની એમ જ તાકાત હતી અથવા તો મૃત્યુ પામેલ વ્યક્તિને જીવંત કર્યા વગર પણ કાતિલનું નામ બતાવી શકાતું હતું, તો પછી આ બધા સામાનની શું જરૂર હતી ? તો વાત એમ છે કે અલ્લાહ તઆલાનું કોઈ કામ જરૂરત અને મજબૂરીના કારણે નથી હોતું બલકે, મસ્લિહત અને હિકમત માટે હોય છે. અને આ ઘટનાથી અલ્લાહની હિકમત શું હતી તે માત્ર અલ્લાહ જ બહેતર જાણે છે આપણા માટે તે જાણવું જરૂરી નથી કે આ કિસ્સાની મસ્લિહત શું

હશે ? અને ન જ એ પણ જરૂરી છે કે દરેક ઘટનાની હિકમત આપણી સમજમાં આવી જ જાય. એટલા માટે એની પાછળ પડી પોતાની કિંમતી જિંદગીના સમયને વેડફી ન નાંખવો જોઈએ. બલકે, સાચી રીત એ છે કે આવી બાબતોમાં મૌન ધારણ કરવામાં આવે.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૭૪)

| |
|---|
| ثُمَّ قَسَتْ قُلُوْبُكُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ فَهِيَ كَالْحِجَارَةِ اَوْ اَشَدُّ قَسْوَةً ؕ وَاِنَّ مِنَ |
| الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ الْاَنْهٰرُ ؕ وَاِنَّ مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ الْمَآءُ ؕ |
| وَاِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۷۴﴾ |

## તરજુમો :

*પછી ત્યારબાદ તમારા દિલો સખત થઈ ગયા; બસ તે પથ્થર જેવા; અથવા એથી વધુ સખત; અને નિઃશંક, અલબત્ત અમુક પથ્થરો (એવા છે) જેમાંથી ઝરણાં ફૂટી નીકળે છે; અને નિઃશંક એમાં અમુક એવા ("પથ્થરો") છે જે ફાટે છે પછી તેમાંથી પાણી નીકળે છે; અને નિઃશંક અમુક (પથ્થરો) એમાંથી અલ્લાહથી ડરી ગબડી જાય છે અને જે તમે કરો છો તેનાથી અલ્લાહ અજાણ નથી. (૭૪)*

## તફસીર :

(પાછળ વર્ણન થઈ ચૂકેલી ઘટનાઓ ઉપર ધ્યાન ન આપવાના કારણે ફરિયાદ સ્વરૂપે આ ઉલ્લેખ થયો છે.) આવી આવી ઘટનાઓ પછી (તેમનું દિલ બિલકુલ નરમ અને અલ્લાહ તઆલાની મોટાઈથી ભરાઈ જવું જોઈતું હતું પરંતુ) તેમના દિલો તો સખત જ રહ્યા. તેમનું ઉદાહરણ પથ્થર જેવું છે (બલકે, એવું કહેવું જોઈએ કે) તેઓ સખ્તીમાં તેમનાથી (પણ વધારે રહ્યા અને પથ્થરથી વધારે સખત એટલા માટે કહેવામાં આવે છે કે) અમુક પથ્થરો તો એવા છે જેમાંથી (મોટા મોટા) ઝરણાં ફૂટી નીકળે છે અને અમુક પથ્થરો એવા છે જે ફાટી જાય છે અને પછી તેમાંથી પાણી નીકળે છે. અને એ જ પથ્થરોમાં અમુક પથ્થરો એવા છે

(જે) અલ્લાહના ડરથી ગબડી પડે છે (પરંતુ તમારા દિલોમાં કોઈ પ્રકારની અસર જ નથી થતી !) અને (આ દિલની સખ્તી જે ખરાબ કૃત્યોથી ઉત્પન્ન થાય છે) અલ્લાહ તઆલા તમારા (તે) અમલોથી બેખબર નથી ! (ઘણી જ જલદી તેની સજા તમને મળશે.)

**ખુલાસો :**

આ સ્થળે પથ્થરની ત્રણ ખાસિયતો વર્ણન કરવામાં આવી છે. પ્રથમ એ કે વધારે પાણી નીકળે છે, બીજું પાણી નીકળે છે. આ બે બાબતોમાં તો કોઈને કોઈ પ્રકારની શંકા નથી. ત્રીજું સ્વરૂપ એટલે કે અલ્લાહના ડરથી પથ્થરો ગબડી પડે છે (ભૂસ્ખલન થાય છે), તેમાં શક્ય છે કે કોઈને શંકા હોય. કારણ કે પથ્થરમાં કોઈ બુદ્ધિ નથી હોતી અને તે સજીવ પણ નથી. અત્રે એટલું સમજી લેવું જોઈએ કે ડરવા માટે બુદ્ધિની જરૂર નથી કારણ કે, પ્રાણીઓમાં પણ બુદ્ધિનું પ્રમાણ મનુષ્ય જેટલું નથી તો પણ તેઓ ડરે છે. એવી જ રીતે નિર્જીવ પદાર્થોમાં પણ બુદ્ધિનું પ્રમાણ હોવું ન હોવું એ કોઈ દલીલ નથી. કારણ કે બુદ્ધિ જીવન ઉપર અવલંબિત છે અને શક્ય છે કે નિર્જીવ પદાર્થોમાં કોઈ એવા પ્રકારની જીવરચના હોય કે જેને મનુષ્યની બુદ્ધિ સમજી શકતી ન હોય. મતલબ કે બુદ્ધિ હોવું, ન હોવું અક્કલની દલીલોના માપદંડ વડે મૂલવી ન શકાય ! પ્રત્યેક પદાર્થના જીવનના પ્રકારોને શક્ય છે કે મનુષ્ય ન પણ સમજી શકે ! અને ફક્ત બુદ્ધિની દલીલોથી આ બાબતો સમજવી મુશ્કેલ છે. એટલા માટે કુર્આનની ખુલ્લી દલીલો અને વર્ણનોથી તેને સમજવી જોઈએ.

પછી આપણો દા'વો એવો પણ નથી કે, પથ્થરો હંમેશા ડરથી જ ગબડે છે. કારણ કે અલ્લાહ તઆલાએ એવું ફરમાવ્યું છે કે અમુક પથ્થર ડરના કારણે ગબડી પડે છે. બસ, શક્ય છે કે ગબડવાના કારણો ભિન્ન–ભિન્ન હોઈ શકે છે અને એમાંથી અમુક સામાન્ય ભૌગોલિક ઘટના સ્વરૂપે હોય અને અમુક પથ્થરો ગબડવાનું (ભૂસ્ખલન થવાનું) એક કારણ અલ્લાહનો ડર પણ હોઈ શકે છે !

આ સ્થળે ત્રણ પ્રકારના પથ્થરોના ઉલ્લેખનો ક્રમ ઘણો સુંદર છે અને તેનું વર્ણન ખૂબ જ આકર્ષક સ્વરૂપે રજૂ કરવામાં આવ્યું છે. એટલે કે અમુક પથ્થરોમાં એટલી મજબૂત તાસીર (ખાસિયત) હોય છે કે જેમાંથી ઝરણાંઓ ફૂટી નીકળે છે,

જેનાથી અલ્લાહની મખ્લૂક ફાયદો પણ ઉઠાવે છે, પરંતુ આ યહૂદીઓના દિલો તો પથ્થરો જેવા પણ નથી કે અલ્લાહની મખ્લૂકની મુસીબત અને તકલીફ જોઈને પીગળી જાય. અમુક પથ્થરોમાં તેનાથી ઓછી તાસીર હોય છે, જેનાથી ઓછો લાભ પહોંચે છે. આ પ્રકારના પથ્થરોમાંથી ઝરણાં ફૂટનારા પથ્થરો કરતાં ઓછું પાણી નીકળે છે પરંતુ તેમના દિલો આ બન્ને પ્રકારના પથ્થરોથી પણ વધારે સખત છે.

અને અમુક પથ્થરોમાં ઉપરોક્ત પ્રમાણેની બન્ને પ્રકારની ખાસિયતો નથી હોતી, પરંતુ તો પણ એક અસર તો છે જ કે, તે અલ્લાહના ડરથી ગબડી પડે છે. ભલે તે ઉપરોક્ત પથ્થરોથી હલકી કક્ષાના ગુણ–લક્ષણ ધરાવતા હોય પરંતુ આ યહૂદીઓના દિલોમાં તો ડરની ભાવના પણ નથી દેખાતી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૭૫)

| |
|---|
| اَفَتَطْمَعُوْنَ اَنْ يُّؤْمِنُوْا لَكُمْ وَقَدْ كَانَ فَرِيْقٌ مِّنْهُمْ يَسْمَعُوْنَ |
| كَلٰمَ اللّٰهِ ثُمَّ يُحَرِّفُوْنَهٗ مِنْۢ بَعْدِ مَا عَقَلُوْهُ وَهُمْ يَعْلَمُوْنَ ﴿٧٥﴾ |

## તરજુમો :

*(હે મુસલમાનો !) પછી શું તમે આશા રાખો છો કે તમારા કહેવાથી તેઓ ઈમાન લાવશે ? અને તેમનામાંથી એક સમૂહ (એવો) હતો (કે) તેઓ અલ્લાહનું કલામ સાંભળે છે; પછી તેને બદલી નાંખે છે (તેમાં ફેરફાર કરે છે) તેને સમજી લીધા બાદ; અને તેઓ (આ ફેરફાર કરી રહ્યા છે એવું સારી રીતે) જાણે છે. (૭૫)*

## તફસીર :

મુસલમાનો યહૂદીઓને મો'મિન બનાવવાની કોશિશ કરી રહ્યા હતા અને તેમાં તકલીફ ઉઠાવી રહ્યા હતા, તો યહૂદીઓના દિલોમાં પરિસ્થિતિઓ અને અગાઉ અલ્લાહની કિતાબોમાં તેમણે કરેલ ફેરફારની ઘટનાઓ સંભળાવીને મુસલમાનોને ખોટી ઉમ્મીદ ન રાખવા અને ખોટી તકલીફ ન ઉઠાવવાનો બોધ આ આયત દ્વારા આપવામાં આવ્યો છે.

(હે મુસલમાનો !) શું (આ સંપૂર્ણ ઘટના સાંભળીને) હજુપણ તમે આશા રાખો છો કે આ (યહૂદીઓ) તમારા કહેવાથી ઈમાન લઈ આવશે ?! હાલાં કે (ઉપરોક્ત કિસ્સાઓથી વધીને એક વાત એમનાથી એવી પણ થઈ ચૂકી છે કે) એમાં અમુક લોકો એવા થયા છે કે અલ્લાહનું કલામ સાંભળતા હતા અને પછી તેને કંઈનું કંઈ (ફેરફાર) કરી નાંખતા હતા (અને) તેને સમજી લીધા પછી (એવું કરતા હતા). અને (એમાં સાચી વાત તો એ હતી કે આવું તેઓ પોતે પણ) જાણતા હતા (કે અમે અલ્લાહના કલામમાં ફેરફાર કરવાનું ખરાબ કૃત્ય કરી રહ્યા છે પરંતુ ફક્ત પોતાનો સ્વાર્થ સાધવા અને મનેચ્છાઓને સંતોષવા આવું કરતા હતા).

**ખુલાસો :**

મતલબ એ છે કે આ લોકો એવા બેબાક અને સ્વાર્થવૃત્તિના ગુલામ બની ગયા હતા કે તેઓ કોઈના કહેવા–સાંભળવાથી ક્યારેય પાછા વળવાના ન હતા અથવા કોઈની પણ વાત માનનારા ન હતા.

અલ્લાહના કલામનો અર્થ અત્રે "તવરાત" છે અને સાંભળવાનો અર્થ અંબિયા (અલૈ.)ની વાતો સાંભળવી છે અને તહરીફનો અર્થ છે કે તવરાતમાં અમુક શબ્દો અથવા તફસીરો અથવા બંને બદલી નાંખતા હતા. અથવા "કલામ"નો અર્થ તે કલામ છે જે સિત્તેર માણસોએ મૂસા (અલૈ.) સાથે ગવાહીરૂપે તૂર પર્વત ઉપર સાંભળ્યું હતું અને "સિમાઅ્"નો અર્થ છે "સીધે–સીધું સાંભળવું" અને તહરીફનો અર્થ કૌમને આ રીતે જૂઠું કહી દેવું કે, છેલ્લે અલ્લાહ તઆલાએ આ પણ ફરમાવ્યું હતું કે "જે હુકમ તમારાથી અદા ન થઈ શકે તે મા'ફ છે."

ઉપરોક્ત હુકમોમાંથી કોઈ એક હુકમનો પણ અનાદર ભલે રસૂલે કરીમ ﷺના સમકાલીન યહૂદીઓથી ન થયો હોય પરંતુ તે લોકો પણ પોતાના વડવાઓના તે કૃત્યોથી સૂગ અને નફરત કરતા ન હતા. એટલા માટે સ્વાભાવિક છે કે આ હુકમમાં તેઓ પણ તેમના વડવાઓ જેવા જ સમાન રીતે જવાબદાર ગણાય.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૭૬)

| |
|---|
| وَاِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا ۚ وَاِذَا خَلَا بَعْضُهُمْ اِلٰى بَعْضٍ قَالُوْٓا اَتُحَدِّ |
| ثُوْنَهُمْ بِمَا فَتَحَ اللّٰهُ عَلَيْكُمْ لِيُحَآجُّوْكُمْ بِهٖ عِنْدَ رَبِّكُمْ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ۝76 |

## તરજુમો :

*અને જ્યારે (તેઓ) જે લોકો ઈમાન લાવ્યા તેમને મળે છે, તો તેઓ કહે છે; અમે ઈમાન લાવ્યા; અને જ્યારે એમના અમુક (યહૂદી મિત્રો) પાસે એકલા હોય છે ત્યારે કહે છે; શા માટે તમે તેમને (મુસલમાનોને) બતાવો છો, જે અલ્લાહે તમારા ઉપર (તવરાતમાં) જાહેર કર્યું ? જેથી તેઓ તેને તમારા રબ સામે તમારા વિરૂદ્ધ દલીલ બનાવે; શું તમે (આટલું પણ) સમજતા નથી ? (૭૬)*

## તફસીર :

અને જ્યારે મુસલમાનોથી (યહૂદી મુનાફિકો) મળે છે તો (તેમને તો) કહે છે કે અમે (પણ) ઈમાન લઈ આવ્યા છે અને જ્યારે (આપસમાં) એકાંતમાં હોય છે, એટલે કે અમુક (યહૂદી મુનાફિકો) બીજા અમુક (ખુલ્લા યહૂદીઓ)ની પાસે (હોય છે તો તેમની સામે પોતાની વફાદારી જાહેર કરે છે ત્યારે) તેઓ (ખુલ્લા યહૂદીઓ) તેમને કહે છે કે તમે (આ) શું (કરી રહ્યા છો કે) મુસલમાનોને (ખુશામત માટે) તે વાતો બતાવી આપો છો જે અલ્લાહ તઆલાએ (તવરાતમાં) તમારા ઉપર જાહેર કરી દીધી છે, (જ્યારે કે અમે તે વાતો મસ્લિહત ખાતર ગુપ્ત રાખીએ છીએ) પરિણામ એ આવશે કે તે લોકો તમને દલીલોમાં હરાવી દેશે કે (જુઓ) આ વિષય અલ્લાહ તરફથી (તમારી કિતાબમાં આવ્યો) છે. શું તમે (આટલી સ્પષ્ટ વાત પણ) સમજતા નથી ?

## ખુલાસો :

મુનાફિકો ક્યારેક કોઈ એકાદ વખતે ખુશામતમાં પોતાના ઈમાનની સચ્ચાઈને જાહેર કરવાનો દંભ કરવા માટે મુસલમાનોને કહી દેતા હતા કે, તવરાતમાં રસૂલુલ્લાહ ﷺ વિશે આગાહી આવી છે, અથવા કુર્આન શરીફ વિશે

ખબર આવી છે વગેરે વગેરે. તેના ઉપર તેમની કૌમના અમુક લોકો તેમને બુરું–ભલું કહેતા હતા.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૭૭–૭૮–૭૯)

أَوَلَا يَعْلَمُونَ أَنَّ اللّٰهَ يَعْلَمُ مَا يُسِرُّونَ وَمَا يُعْلِنُونَ ﴿٧٧﴾ وَمِنْهُمْ أُمِّيُّونَ لَا
يَعْلَمُونَ الْكِتٰبَ إِلَّا أَمَانِيَّ وَإِنْ هُمْ إِلَّا يَظُنُّونَ ﴿٧٨﴾ فَوَيْلٌ لِّلَّذِينَ يَكْتُبُونَ الْكِتٰبَ النصف
بِأَيْدِيهِمْ ثُمَّ يَقُولُونَ هٰذَا مِنْ عِنْدِ اللّٰهِ لِيَشْتَرُوا بِهٖ ثَمَنًا قَلِيلًا ۖ فَوَيْلٌ لَّهُمْ
مِّمَّا كَتَبَتْ أَيْدِيهِمْ وَوَيْلٌ لَّهُمْ مِّمَّا يَكْسِبُونَ ﴿٧٩﴾

## તરજુમો :

*શું તેઓ નથી જાણતા !? કે અલ્લાહ (સઘળું) જાણે છે, જે તેઓ છુપાવે છે અને જે તેઓ જાહેર કરે છે ? (૭૭) અને તેમનામાં (કેટલાક) એવા છે જેઓ અજ્ઞાનીઓ છે કિતાબ (તવરાત) નથી જાણતા; સિવાય (પાયાવિહોણી) તમન્નાઓ ! અને તેઓ (કશું જ) નથી (જાણતા) ફક્ત અટકળો (અનુમાનો)થી કામ લે છે. (૭૮) બસ તેમના માટે ખરાબી (છે) જેઓ પોતાના હાથોથી કિતાબ લખે છે; પછી તેઓ કહે છે, આ અલ્લાહ તરફથી (છે); જેથી તેઓ તેના વડે થોડી કિંમત પ્રાપ્ત કરે; બસ (તેઓ) તેમના માટે ખરાબી (વિનાશ નોંતરે છે), તે (બાબત)થી જે તેમણે તેમના હાથે લખ્યું (છે); અને ખરાબી તેમના માટે તે કમાણીથી છે જે તેઓ તેનાથી કરે છે. (૭૯)*

## તફસીર :

શું તેમને એનું જ્ઞાન નથી કે અલ્લાહ તઆલાને બધી જ ખબર છે, તે વસ્તુઓની પણ જેને તેઓ છુપાવી રાખે છે અને તે વસ્તુઓની પણ જેને તેઓ જાહેર કરે છે ? (તો જો મુનાફિકોએ મો'મિનોથી પોતાનું કુફ્ર છુપાવ્યું તો પણ શું ? અને તે બુરું–ભલું કહેનારાઓએ આપ ﷺના આગમનની ખુશખબરી વગેરે

વિશે છુપાવ્યું તો પણ શું ? અલ્લાહને બધી જ ખબર છે. અલ્લાહ તઆલાએ આ બાબતે મુસલમાનોને ઘણે ઠેકાણે ખબર આપી જ દીધી છે.)

આ આયતમાં યહૂદીઓના ભણેલા–ગણેલા લોકોનું વર્ણન હતું, આગળ તેમના અભણ લોકોનો ઉલ્લેખ આ પ્રમાણે થયો છે.

અને તેમના (યહૂદીઓ)માં ઘણા એવા અભણ (પણ) છે જેઓ કિતાબ (તવરાત)નું જ્ઞાન નથી ધરાવતા પરંતુ (પાયાવિહોણી) દિલ ખુશ થઈ જાય તેવી વાતો (ઘણી યાદ છે) અને તે લોકો કંઈ બીજું નહિ (આવી જ ઢંગધડા વગરની વાતોની) કલ્પનાઓ કરી લે છે (અને આમ બનવું એક તો એમના આલિમોના અધૂરા શિક્ષણના કારણે હોય છે અને વધારામાં તેમની સમજશક્તિ પણ ઓછી છે. આવી પરિસ્થિતિમાં પાયાવિહોણી કલ્પનાઓના કારણે ઘટનાઓની વાસ્તવિક પરિસ્થિતિઓ વિશે તેમને જ્ઞાન હોઈ શકતું નથી. કહેવત પ્રમાણે “એક તો કડવું કારેલું ઉપરથી લીમડા ઉપર ચઢ્યું,” જેવા તેમના હાલ હતા).

તેમની અંધશ્રદ્ધામાં તેમના ઉલમાની ખયાનત (અપ્રમાણિકતા) મોટું કારણ હતું. એટલા માટે ગુનાહમાં પણ તેઓ સામાન્ય વ્યક્તિઓ કરતાં વધારે ગણાય. તેનું જ વર્ણન અહીંયાં થયું છે.

(જ્યારે ઉપરોક્ત સામાન્ય માણસોની આવી હાસ્યાસ્પદ વાતો માટે અને આવી અજ્ઞાનતા માટે તેમના ઉલમા જ જવાબદાર છે.) તો મોટી ખરાબી તેમને થશે જેઓ લખે છે (હેર–ફેર કરી) કિતાબ (તવરાત)ને પોતાના હાથોથી ! (અને) પછી (સામાન્ય લોકોને) કહે છે કે આ (હુકમ) અલ્લાહના તરફથી (આવો જ આવ્યો) છે. જેથી તેના દ્વારા તેઓ થોડી કિંમત પ્રાપ્ત કરી લે તો મોટી ખરાબી (વિનાશ) આવશે. તેમના (તવરાતમાં ફેર–બદલ કરવાના કારણે અને મોટી ખરાબી થશે, તેમના એ કૃત્યના કારણે જેનાથી તેઓ કિંમત પ્રાપ્ત કર્યા કરતા હતા!

**ખુલાસો :**

યહૂદી આલિમો સામાન્ય માણસોને રાજી રાખવા ખરી–ખોટી વાતો બતાવતા હતા, જેથી તેમને અમુક રોકડ રકમ મળી જતી હતી અને તે થકી સામાન્ય માણસોની નજરમાં ઈજ્જત અને સન્માન પણ મેળવતા હતા. આ

કારણથી તવરાતમાં શાબ્દિક અને અર્થની દષ્ટિએ ફેરફાર પણ કર્યા કરતા હતા. આ આયતોમાં તે બાબતે ચેતવણી આપવામાં આવી છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૦)

| |
|---|
| وَقَالُوْا لَنْ تَمَسَّنَا النَّارُ اِلَّآ اَيَّامًا مَّعْدُوْدَةً ؕ قُلْ اَتَّخَذْتُمْ عِنْدَ اللّٰهِ |
| عَهْدًا فَلَنْ يُّخْلِفَ اللّٰهُ عَهْدَهٗٓ اَمْ تَقُوْلُوْنَ عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۝٨٠ |

## તરજુમો :

*અને તેમણે કહ્યું, કદી નહીં સ્પર્શ કરે આગ અમને, સિવાય (કે) થોડા દિવસો! કહી દો ! શું તમે અલ્લાહ પાસેથી કોઈ વાયદો (કરાર) લીધો કે ક્યારેય અલ્લાહ પોતાના વાયદા વિરૂદ્ધ નહીં કરે ? શું તમે અલ્લાહ માટે (તે) કહો છો જે તમે નથી જાણતા ? (૮૦)*

## તફસીર :

અને યહૂદીઓએ (એ પણ) કહ્યું કે, (જહન્નમની) આગ અમને કદી સ્પર્શ (પણ) નહીં કરે (હા !) પરંતુ થોડા દિવસો (જે આંગણીઓના વેઢે ગણી શકાય એમ છે. હે મુહમ્મદ ﷺ !) તમે (એમને એવું પૂછો કે તમે લોકોએ અલ્લાહ તઆલાથી (આ વિશે) કોઈ કરાર કર્યો છે જેમાં અલ્લાહ તઆલા પોતાના કરારનો ભંગ નહીં કરે ? (અથવા કરાર નથી કર્યો ફક્ત એમ જ) અલ્લાહ તઆલા વિશે એવી વાત કહી (બકી) રહ્યા છો, જેનું તમને લેશમાત્ર પણ જ્ઞાન નથી ?

### ખુલાસો :

યહૂદીઓના આ નિવેદન વિશે મુફસ્સિરોએ વિવિધ ખુલાસાઓ કર્યા છે, જેનો નિચોડ એ છે કે આ બાબત સ્પષ્ટ છે કે મો'મિન જો ગુનેહગાર હોય તો પોતાના ગુનાહોના પ્રમાણમાં જહન્નમમાં દાખલ થશે પરંતુ ઈમાનના કારણે તેમને હંમેશા–હંમેશ જહન્નમમાં અઝાબ નહીં થાય. અમુક દિવસો પછી છુટકારો મળી જશે.

બસ યહૂદીઓને એવો ભ્રમ થઈ ગયો હતો કે, મૂસા (અલૈ.)નો દીન રદબાતલ નથી થયો એટલે હજુપણ અમે મો'મિન છે. અને હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વતનો ઈન્કાર કરવાથી કે હઝરત મુહમ્મદ ﷺને પયગંબર માનવાથી ઈન્કાર કરવાના કારણે અમે યહૂદીઓ કાફિર નથી થયા. બસ જો કોઈ ગુનાહના કારણે દોઝખમાં ચાલ્યા પણ જઈશું, તો ફરી અમને તેમાંથી કાઢી લેવામાં આવશે. આ ભ્રમ અને અંધશ્રદ્ધાના કારણે તેઓ ખોટી આશાઓ અને દીવા સ્વપ્નમાં રાચતા હતા, પરંતુ હઝરત મૂસા (અલૈ.)ના દીનને હંમેશા હંમેશ માટે માનવાનો દા'વો કરવો પોતે જ એક ખોટી વાત છે, બલકે, હઝરત ઈસા (અલૈહિસ્સલામ) અને હઝરત મુહમ્મદ ﷺની નુબુવ્વતના ઈન્કારના કારણે તેઓ કાફિર ગણાશે અને કાફિરો માટે દોઝખમાંથી અમુક સમય પછી છુટકારો મળી જવાનો ઉલ્લેખ કોઈપણ આકાશી પુસ્તકમાં નથી. જેને અલ્લાહ તઆલાએ કરાર કહીને અત્રે ફરમાવ્યું છે. બસ સાબિત થયું કે દલીલ વગરનો દા'વો કરવો પોતે જ દલીલ વિરૂદ્ધ વાત છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૧-૮૨)

| |
|---|
| بَلٰى مَنْ كَسَبَ سَيِّئَةً وَّ اَحَاطَتْ بِهٖ خَطِيْٓـَٔتُهٗ فَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٨١﴾ |
| وَ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٨٢﴾ ع |

### તરજુમો :

*કેમ નહીં ?! જેણે કોઈ બુરાઈની કમાણી કરી અને તેને તેની ભૂલોએ ઘેરી લીધો; બસ આ જ લોકો આગવાળા (દોઝખી છે); તેઓ તેમાં હંમેશા રહેશે. (૮૧) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા અમલ કર્યા; આ જ લોકો જન્નતવાળા (છે) તેઓ તેમાં હંમેશા રહેશે. (૮૨)*

### તફસીર :

(તમને દોઝખની આગ અમુક દિવસો સિવાય) કેમ નહીં (લાગે બલકે, તમે કાયમ માટે એમાં જરૂરથી રહેશો. કારણ કે અમારો નિયમ એ છે કે) જે

માણસ જાણીબૂજીને ખરાબ કૃત્યો કરતો રહે અને તેને તેની ભૂલો (કુફ્ર–શિર્ક એવી રીતે) ઘેરી લે (કે ભલાઈ ક્યાંય ન દેખાય); તો એવા લોકો દોઝખીઓ હોય છે (અને) તેઓ તેમાં હંમેશા (હંમેશા) રહેશે અને જે લોકો (અલ્લાહ અને રસૂલ ﷺ ઉપર) ઈમાન લાવ્યા અને સારા નેક કામો કર્યા, એવા લોકો જન્નતમાં હશે (અને) તેઓ તેમાં હંમેશા (હંમેશા) રહેશે.

**ખુલાસો :**

"ભૂલોએ ઘેરી લીધા"નો અર્થ ઉપર આવી ચૂક્યો છે. અહીંયાં "ઘેરી લેવાનો" જે પ્રકાર વર્ણવાયો છે તે કાફિરો માટે ખાસ વાપરવામાં આવ્યો છે. કારણ કે કુફ્રના કારણે કોઈપણ સારું કામ સ્વીકાર્ય નથી હોતું બલકે, કુફ્રની હાલતમાં કોઈ નેક કામો કર્યા હોય તો તે પણ આખિરતની દષ્ટિએ વ્યર્થ અને બેકાર છે. એટલા માટે કે, કાફિરોમાં પગથી માથા સુધી ખરાબી જ ખરાબી હતી, જેની સજા જહન્નમ હશે. જ્યારે કે ઈમાનવાળાઓનું પોતે પોતાનું ઈમાન જ એક ઘણો મોટો નેક અમલ છે. બીજા અમલો પણ તેમના નામએ આ'માલમાં નોંધાતા રહે છે. એટલા માટે તેઓ નેકીની અસરથી ખાલી નથી. બસ, ઉપરોક્ત ઘેરી લેવાનું વર્ણન ઈમાનવાળાઓને લાગુ પડતું નથી.

ખુલાસો એ થયો કે આ નિયમના આધારે કાફિરો માટે હંમેશા હંમેશની જહન્નમ હોવાનું સાબિત થઈ ચૂક્યું. હઝરત મૂસા (અલૈ.) અંતિમ નબી ન હતા, તેમના પછી હઝરત ઈસા (અલૈ.) અને હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺ પણ નબી છે તો યહૂદીઓ આ બંને નબીઓનો ઈન્કાર કરવાના કારણે કાફિરોમાં સામેલ છે. એટલા માટે આ નિયમના આધારે તેઓ પણ હંમેશા હંમેશની જહન્નમમાં જવાના હકદાર બની ગયા, તો તેમનો ઉપરોક્ત જહન્નમની આગ થોડા જ દિવસો લાગશેનો દા'વો રદબાતલ ઠર્યો.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૩)

وَاِذۡ اَخَذۡنَا مِيۡثَاقَ بَنِىۡٓ اِسۡرَآءِيۡلَ لَا تَعۡبُدُوۡنَ اِلَّا اللّٰهَ وَبِالۡوَالِدَيۡنِ اِحۡسَانًا وَّذِى الۡقُرۡبٰى وَالۡيَتٰمٰى وَالۡمَسٰكِيۡنِ وَقُوۡلُوۡا لِلنَّاسِ حُسۡنًا وَّاَقِيۡمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّکٰوةَ ؕ ثُمَّ تَوَلَّيۡتُمۡ اِلَّا قَلِيۡلًا مِّنۡكُمۡ وَاَنۡتُمۡ مُّعۡرِضُوۡنَ ﴿۸۳﴾

### તરજુમો :

*અને જ્યારે અમે બની ઈસ્રાઈલ (યહૂદીઓ)થી પાકો કરાર લીધો; તમે અલ્લાહ સિવાય કોઈની ઈબાદત નહીં કરો અને માં–બાપ સાથે સારો વર્તાવ (કરશો), અને સગા–વહાલાઓ અને યતીમો અને નાદારો (સાથે પણ !); અને તમે લોકોને સારી વાતો કહેશો અને તમે નમાઝ કાયમ કરશો અને ઝકાત આપશો; ત્યારબાદ તમારામાંના થોડાક લોકો સિવાય; તમે (તે કરારથી) ફરી ગયા, અને તમે ફરી જનારા (જ છો). (૮૩)*

### તફસીર :

અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે (તવરાતમાં) બની ઈસ્રાઈલથી કરાર લીધો કે અલ્લાહ સિવાય (કોઈની) ઈબાદત ન કરજો અને માં–બાપની સારી રીતે સેવા–ચાકરી કરજો તથા સગા–વહાલાઓની પણ અને યતીમ બાળકોની પણ તથા ગરીબ અને લાચારોની પણ અને સામાન્ય લોકો સાથે (જ્યારે કોઈ) વાત (કહો ત્યારે) સારી રીતે (વિનમ્રતાથી) વાત કહેજો અને નમાઝની પાબંદી કરજો અને ઝકાત અદા કરતા રહેજો. પછી તમે માત્ર અમુક લોકો સિવાય (કોલ કરાર કરીને) તેનાથી ફરી ગયા (અને કરારભંગ કર્યો), અને તમારી તો આદત જ છે કે કરાર કરીને તોડી નાંખવો !

### ખુલાસો :

આ ગણતરીના અમુક લોકો તે છે જે તવરાતના સંપૂર્ણ રીતે પાબંદ રહ્યા, તવરાત (મન્સૂખ) રદ થતાં પહેલાં હઝરત મૂસા (અલૈહિસ્સલામ)ની શરીઅતના પાબંદ રહ્યા. જ્યારે તવરાત રદ થઈ ગઈ તો હઝરત મુહમ્મદ ﷺની શરીઅતના તાબે થઈ ગયા.

**મસ્અલો :**

આ આયતથી સ્પષ્ટ થયું કે ઈસ્લામના ઘણા હુકમો અગાઉની શરીઅતોમાં પણ શરીઅતે મુહમ્મદી ﷺની જેમ જ હતા જેમકે, તવહીદ (એકેશ્વરવાદ), માં–બાપ અને સગાં–વહાલાઓ તથા યતીમો અને ગરીબ લોકોની સેવા–ચાકરી કરવી અને બધા જ મનુષ્યો સાથે વિનમ્રતાથી વર્તવું તથા અન્યો વિશે સારો અભિપ્રાય ધરાવવો, નમાઝ તથા ઝકાત અદા કરવી વગેરે બધું જ સામેલ છે.

**શિક્ષણ અને ઈસ્લામના પ્રચારમાં કાફિરો સાથે પણ કડક ભાષામાં વાત કરવી યોગ્ય નથી :**

قُوْلُوْا لِلنَّاسِ حُسْنًا નો અર્થ قَوْلًا ذَا حُسْنٍ છે. તેનો હેતુ એ થયો કે જો તમે લોકોને સંબોધન કરો છો તો વિનમ્રતાથી અને હસતા મુખે, ખુલ્લા દિલે વાત કરો. ભલે પછી જેને સંબોધન કરવામાં આવે છે તે ગમે તે હોય. બિદ્અતી હોય, સુન્ની હોય કે કાફિર હોય. દીનના મા'મલામાં કોઈપણ પ્રકારના સત્યને છુપાવો નહીં કારણ કે, અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.)ને ફિરઔન પાસે મોકલ્યા તો હિદાયત કરી કે, قُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا આજે જે વાત કરવાના તેનાથી ઉત્તમ અન્ય કોઈ જ નથી અને જે ફિરઔનને સંબોધન કરવાનું છે તેના કરતાં વધારે કોઈ નાપાક વ્યક્તિ જગતમાં હોઈ નથી શકતો.

તલહા ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, મેં તફસીર અને હદીષના ઈમામ અતા (રદિ.)ને કહ્યું કે "બાતિલ અકીદા રાખવાવાળા લોકો પણ આપણી ભેગા રહે છે અને મારો સ્વભાવ કડક છે. મારી પાસે એવા લોકો આવે છે તો હું તેમને કડક વાતો કહી દઉં છું." હઝરત અતા (રદિ.)એ કહ્યું કે, "એવું ન કર્યા કરો કારણ કે, અલ્લાહ તઆલાનો હુકમ છે કે قُوْلُوْا لِلنَّاسِ حُسْنًا તેમાં તો યહૂદીઓ અને ઈસાઈઓ પણ સામેલ છે. મુસલમાન ગમે તેટલો (ગુનેહગાર) હોય તે કેમ આ બાબતમાં સામેલ ન થઈ શકે ?"

*(કુર્તુબી)*

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૪)

| |
|---|
| وَ اِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ لَا تَسْفِكُوْنَ دِمَآءَكُمْ وَ لَا تُخْرِجُوْنَ |
| اَنْفُسَكُمْ مِّنْ دِيَارِكُمْ ثُمَّ اَقْرَرْتُمْ وَاَنْتُمْ تَشْهَدُوْنَ﴿۸۴﴾ |

## તરજુમો :

*અને જ્યારે અમે તમારાથી પાકું વચન લીધું કે, તમે પોતાનાઓનું (અંદરો–અંદર) લોહી નહીં વહાવો; અને પોતાનાઓને પોતાની વસ્તીઓમાંથી નહીં તગેડો; પછી તમે ઈકરાર કર્યો; અને તમે સાક્ષી છો. (૮૪)*

## તફસીર :

(ઉપર જે કરાર કરવામાં આવ્યો હતો આ આયતમાં તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.)

અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારાથી આ વચન (પણ) લીધું કે, (ગૃહયુદ્ધ કરીને) એકબીજાનું અંદર–અંદર લોહી વહાવશો નહીં, એકબીજાને દેશનિકાલો આપો નહીં પછી (અમારા આ વચન લેવા ઉપર) તમે ઈકરાર (પણ) કરી લીધો અને ઈકરારના તમે સાક્ષી (પણ) છો.

### ખુલાસો :

અમુક સમયે એવું થાય છે કે કોઈના વક્તવ્યથી કોઈ સ્વીકાર જાહેર થાય છે. જો કે, તે સાફ સ્વીકાર નથી હોતો પરંતુ તાર્કિક રીતે અને બૌદ્ધિક રીતે તેને સ્વીકાર જ સમજવામાં આવે છે પરંતુ અહીંયાં તો ثُمَّ اَقْرَرْتُمْ તેની શંકા પણ દૂર કરી દેવામાં આવી અને બતાવી દેવામાં આવ્યું કે ઈકરાર એટલો ખુલ્લો અને સાફ હતો કે જેવી રીતે ગવાહી ખુલ્લી અને સાફ (સ્પષ્ટ) હોય છે.

દેશનિકાલ કરવાની મનાઈનો અર્થ એ છે કે, કોઈને એટલી હદે તકલીફ પહોંચાડીને એવો તંગ કરવામાં ન આવે કે બીચારો વતન છોડવા ઉપર મજબૂર થઈ જાય.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૫)

| |
|---|
| ثُمَّ اَنْتُمْ هٰٓؤُلَآءِ تَقْتُلُوْنَ اَنْفُسَكُمْ وَتُخْرِجُوْنَ فَرِيْقًا مِّنْكُمْ مِّنْ دِيَارِهِمْ |
| تَظٰهَرُوْنَ عَلَيْهِمْ بِالْاِثْمِ وَالْعُدْوَانِ ؕ وَاِنْ يَّاْتُوْكُمْ اُسٰرٰى تُفٰدُوْهُمْ وَهُوَ مُحَرَّمٌ |
| عَلَيْكُمْ اِخْرَاجُهُمْ ؕ اَفَتُؤْمِنُوْنَ بِبَعْضِ الْكِتٰبِ وَتَكْفُرُوْنَ بِبَعْضٍ ۚ فَمَا جَزَآءُ |
| مَنْ يَّفْعَلُ ذٰلِكَ مِنْكُمْ اِلَّا خِزْىٌ فِى الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَ يَوْمَ الْقِيٰمَةِ |
| يُرَدُّوْنَ اِلٰٓى اَشَدِّ الْعَذَابِ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿٨٥﴾ |

### તરજુમો :

*પછી તમે તે લોકો (છો); પોતાનાઓને (અંદરો–અંદર) કતલ કરો છો, અને તમે તમારામાંના એક જૂથને તેમના વતનમાંથી તગેડો છો; તમે તેમના ઉપર ગુનાહ અને બદમાશી(સરકશી)થી હુમલો કરો છો; અને જો તેઓ તમારી પાસે કૈદી (બનીને) આવે તો ફિદયો આપીને છોડાવો છો; હાલાં કે તેમને તગેડવું જ તમારા ઉપર હરામ કરવામાં આવ્યું હતું; તો શું તમે કિતાબના અમુક ભાગ ઉપર ઈમાન લાવો છો અને અમુક ભાગનો ઈન્કાર કરો છો ? તો જે તમારામાંથી આવું કરે છે (તેની) સજા દુનિયવી જિંદગીમાં બેઈજ્જતી (અપમાન છે); અને કયામતના દિવસે તેઓ સખત અઝાબ તરફ લોટાવવામાં આવશે; અને તમે જે કરી રહ્યા છો અલ્લાહ તેનાથી બેખબર નથી ! (૮૫)*

### તફસીર :

આ હુકમમાં તેમના કરારભંગનું વર્ણન કરવામાં આવ્યું છે.

પછી (જ્યારે ખુલ્લું વચન આપ્યા પછી) તમે (કેવા છો) તે (આંખોની સામે) મવજૂદ છે કે, પરસ્પર ખૂનામરકી પણ કરો છો અને એકબીજાને દેશનિકાલો પણ આપો છો (આ જ રીતે) તમે પોતાનાઓના મુકાબલામાં (તેમની વિરોધી કૌમોની) મદદ ગુનાહ અને અત્યાચાર સાથે કરો છો. (આ બંને હુકમોને તો બરબાદ કરી નાંખ્યા) અને (એક ત્રીજો હુકમ જે સહેલો હતો, તેના ઉપર

અમલ કરવા માટે તૈયાર રહેતા હતા કે) તે લોકોમાંથી કોઈ કૈદી બનીને તમારા સુધી આવે છે તો તેમને અમુક રકમ ખર્ચીને છોડાવી લો છો. હાલાં કે આ વાતની (પણ તમને ખબર છે કે) તમારૂં તે લોકોને દેશનિકાલ કરવું (તથા કતલ કરવું) હરામ હતું.

## મસ્અલા અને બોધપાઠ :

### ખુલાસો :

યહૂદીઓ ઉપર ત્રણ હુકમો જરૂરી હતા. પ્રથમ ખૂન ન કરવું, બીજું કોઈને દેશનિકાલ ન કરવો અને ત્રીજું પોતાની કૌમમાંથી કોઈ દુશ્મનનો કૈદી અથવા બંદી બની જાય તો રકમ ખર્ચીને પણ તેને છોડાવી લેવો. તો આ લોકો પ્રથમ બે હુકમો છોડીને ત્રીજા હુકમ ઉપર અમલ કરવા લાગ્યા. આ પરિસ્થિતિ એવી હતી કે મદીનાવાસીઓમાં બે કબીલાઓ હતા. એક "ઔસ" અને બીજો "ખઝરજ." તેમના દરમિયાન પરસ્પર દુશ્મનાવટ રહેતી હતી અને ક્યારેક ક્યારેક તો લડાઈ–ઝઘડા અને ખૂનામરકીની નૌબત પણ આવી જતી હતી. મદીનાની આસપાસના વિસ્તારમાં યહૂદીઓના બે કબીલાઓ "બની કુરયઝા" અને "બની નજીર" વસતા હતા. ઔસ અને બની કુરયઝાની આપસમાં દોસ્તી હતી અને ખઝરજ અને બની નજીરમાં પરસ્પર મિત્રતા હતી. જ્યારે ઔસ અને ખઝરજમાં પરસ્પર લડાઈ થતી તો મિત્રતાની રૂએ બની કુરયઝા ઔસની મદદે ધાતા અને બની નજીર ખઝરજની તરફદારી કરતા. તો જ્યાં ઔસ અને ખઝરજ માર્યા જતા અને કુટુંબો વેર–વિખેર થઈ જતાં એવામાં તેમના મિત્રોને પણ આવી મુસીબતનો સામનો કરવો પડતો અને દેખીતું છે કે બની કુરયઝાના ખૂન અને દેશનિકાલમાં બની નજીરનો પણ હાથ રહેતો હતો. એનાથી ઊલટું યહૂદીઓના બંને ગ્રૂપોમાંથી જો કોઈ યુદ્ધ કૈદી બની જતું તો દરેક ગ્રૂપ પોતાના દોસ્તોને રકમ આપી રાજી કરીને તે કૈદીને છોડાવી લેતા હતા અને કોઈ પૂછે કે આવું કેમ કરો છો ? તો જવાબ આપતા કે કૈદી છોડાવવો અમારા ઉપર વાજિબ છે અને જો કોઈ ખૂનામરકીના મદદગાર બનવા ઉપર વાંધો ઉઠાવતું તો કહેતા કે શું કરીએ ? દોસ્તોનો સાથ ન આપીએ તો અમને દોસ્તી ન નિભાવવાનું લાંછન લાગશે.

આ આયતમાં અલ્લાહ તઆલાએ જે વિરોધી કૌમોની મદદ કરવાનો

ઉલ્લેખ કર્યો છે તેમાં ઔસ અને ખઝરજને સંબોધન હોવાનું માલૂમ પડે છે કે, ઔસ બની કુરયઝાની તરફદારીમાં બની નજીરનો વિરોધ કરતા હતા અને ખઝરજ બની નજીરની હિમાયત (સમર્થન)માં બની કુરયઝાનો વિરોધ કરતા હતા.

بِالْإِثْمِ وَالْعُدْوَانِ અત્યાચાર અને ગુનાહના બે શબ્દ લાવવાથી તે બાબત તરફ ઈશારો હોઈ શકે છે કે, તેમાં બે અધિકારો બરબાદ થાય છે. અલ્લાહના હુકમને પૂરો ન કરીને અલ્લાહનો અધિકાર બરબાદ કર્યો અને બંદાઓને તકલીફ પહોંચાડીને બંદાના હકને પણ બરબાદ કર્યો.

આગળ ઉપર આ વચનભંગ ઉપર ફરિયાદ અને ધિક્કારની સાથે સાથે સજાનું પણ વિગતવાર વર્ણન કર્યું છે. ઈરશાદ છે કે,

શું તમે (બસ તમે એમ જ કહો કે) કિતાબ (તવરાત)ના અમુક (હુકમો) ઉપર તમે ઈમાન રાખો છો અને અમુક (હુકમો) ઉપર ઈમાન નથી રાખતા; તો આવા માણસની બીજી શું સજા (હોવી જોઈએ) ? જે તમારા લોકોમાંથી આવી પ્રવૃત્તિ કરે તેની દુનિયાની જિંદગીમાં બેઈજ્જતી (થશે) અને કયામતના દિવસે સખત અઝાબમાં નાંખી દેવામાં આવશે અને અલ્લાહ તઆલા (કંઈ) તમારી પ્રવૃત્તિઓથી બેખબર નથી.

**ખુલાસો :**

તે યહૂદીઓ કે જેની ઘટનાનો ઉલ્લેખ થયો છે, નબીએ કરીમ ﷺની નુબુવ્વતના ઈન્કાર કરવાના કારણે કાફિર જ છે, પરંતુ અત્રે તેમના કુફ્રનો ઉલ્લેખ નથી. બલકે, અમુક હુકમો ઉપર અમલ ન કરવાને કુફ્રની વ્યાખ્યા આપવામાં આવી છે. હાલાં કે, જ્યાં સુધી વ્યક્તિ હરામને હરામ સમજે, કાફિર નથી થતો. બસ ! આ શંકાનો જવાબ આ છે કે જે ગુનોહ ઘણો સખત હોય છે તેને શરીઅતની બોલચાલમાં એની સખ્તીના કારણે કુફ્ર બતાવવામાં આવે છે. આપણે આપણી બોલચાલની ભાષામાં આ બાબતના ઉદાહરણો રાત–દિવસ જોતા જ હોઈએ છીએ. જ્યારે કોઈ નીચ પ્રવૃત્તિ કરનારને કહી દેવામાં આવે છે કે, તું બિલકુલ ગધેડો છે. હાલાં કે જેને સંબોધન કરવામાં આવ્યું છે તે ગધેડો નથી બલકે માણસ છે. ફક્ત તેના નીચ કૃત્યની અધમતાને બતાવવા તેના પ્રત્યે ધિક્કાર અને ધૃણા

જાહેર કરવા આવું કહેવામાં આવે છે અને હદીષનો અર્થ પણ આ જ છે. مَنْ تَرَكَ الصَّلٰوةَ مُتَعَمِّدًا فَقَدْ كَفَرَ "જેણે જાણી જોઈને નમાઝ છોડી દીધી તેણે કુફ્ર કર્યું." વગેરે.

આ જગ્યાએ જે બીજી સજાઓનો ઉલ્લેખ છે તેમાં પ્રથમ સજા દુનિયાની બેઈજ્જતી અને રૂશ્વાઈ એવી રીતે થઈ કે રસૂલુલ્લાહ ﷺના ઝમાનામાં જ મુસલમાનો સાથે કરારભંગ કરવાના કારણે બની કુરયઝાને કૈદ અને કતલ કરવામાં આવ્યા અને બની નજીરને શામ (સીરિયા) બાજુ ઝલીલ અને બેઈજ્જત કરીને તગેડી મૂકવામાં આવ્યા.

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૬)**

أُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الْحَيٰوةَ الدُّنْيَا بِالْاٰخِرَةِ ز
فَلَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٨٦﴾ ع

**તરજુમો :**

*આ જ તે લોકો (છે) જેમણે દુનિયા(ની) જિંદગી આખિરતના બદલે ખરીદી લીધી; બસ ! તેમને અઝાબ હળવો કરવામાં નહીં આવે અને ન (જ) તેઓ(ને કોઈ) મદદ પહોંચશે. (૮૬)*

**તફસીર :**

અને (આ સજા એમના માટે છે કે) આ તે લોકો છે કે જેમણે (હુકમોનો વિરોધ કરીને) દુનિયવી જિંદગી(ના આનંદ)ને (ખરીદી) લઈ લીધો આખિરતના (છુટકારાના) બદલે (જેનો આધાર અલ્લાહની તાબે'દારી) છે બસ ન તો (સજા દેનારા તરફથી) તેમની સજામાં (કોઈ) હળવાશ કરવામાં આવશે અને ન કોઈ (વકીલ અથવા લવાદ અથવા મિત્ર કે રિશ્તેદાર) તેમની તરફદારી કરી શકશે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૮૭)

| |
|---|
| وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَقَفَّيْنَا مِنْۢ بَعْدِهٖ بِالرُّسُلِ ۫ وَاٰتَيْنَا عِيْسَى ابْنَ |
| مَرْيَمَ الْبَيِّنٰتِ وَاَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ اَفَكُلَّمَا جَآءَكُمْ رَسُوْلٌۢ بِمَا |
| لَا تَهْوٰٓى اَنْفُسُكُمُ اسْتَكْبَرْتُمْ ۚ فَفَرِيْقًا كَذَّبْتُمْ ۫ وَفَرِيْقًا تَقْتُلُوْنَ ﴿۸۷﴾ |

## તરજુમો :

*અને અલબત્ત અમે મૂસા (અલૈ.)ને કિતાબ (તવરાત) આપી; અને અમે તેના પછી ક્રમવાર રસૂલો મોકલ્યા; અને અમે મરિયમના પુત્ર ઈસા (અલૈ.)ને ખુલ્લી નિશાનીઓ આપી અને તેની રૂહુલ કુદુસ (જિબ્રઈલ અલૈ.) દ્વારા મદદ કરી; શું પછી જ્યારે તમારી પાસે કોઈ રસૂલ તેના (અલ્લાહના કોઈ એવા) હુકમ સાથે આવ્યો જે તમારો નફસ ઈચ્છતો ન હતો, (તો) તમે અભિમાન કર્યું; બસ એક સમૂહને તમે જૂઠાડ્યો અને એક સમૂહને તમે કતલ કરી નાંખ્યો. (૮૭)*

## તફસીર :

અને અમે (હે બની ઈસ્રાઈલ ! તમારી હિદાયત માટે હંમેશા સાનૂકુળ પરિસ્થિતિઓ ઉત્પન્ન કરતા રહ્યા; સૌ પ્રથમ) મૂસા (અલૈ.)ને કિતાબ (તવરાત) આપી અને (પછી) એમના પછી (દરમિયાનમાં) એક પછી એક (વિવિધ) પયગંબરોને મોકલતા રહ્યા અને (પછી યહૂદી કૌમના રસૂલોના ક્રમમાં છેવટે) અમે (હઝરત) ઈસા ઈબ્ને મરિયમ (અલૈ.)ને (નુબુવ્વતની) ખુલ્લી દલીલો (ઈન્જીલ અને મોઅ્જિઝાઓ) અર્પણ કરી અને અમે રૂહુલ કુદૂસ (હઝરત જિબ્રઈલ અલૈ.) દ્વારા મદદ કરી. (બસ, શું આશ્ચર્યની વાત નથી કે તેઓ આમ છતાં તેના ઉપર સરકશી કરતા રહ્યા અને) જ્યારે પણ (કોઈ) પયગંબર તમારી પાસે એવા હુકમો લાવ્યા જે તમને પસંદ ન હતા (ત્યારે તો) તમે (તે પયગંબરોની તાબે'દારી કરવાથી) અભિમાન કરવાનું શરૂ કરી દીધું. બસ ! (તે પયગંબરોમાંથી) અમુકને તો (નઊઝુબિલ્લાહ) તમે જૂઠાડવા લાગ્યા અને અમુકને (બેધડક) કતલ કરતા હતા.

**ખુલાસો :**

કુર્આન–હદીષમાં વારંવાર હઝરત જિબ્રઈલ (અલૈ.)ને રૂહુલ કુદુસ કહેવામાં આવ્યા છે. જેમકે કુર્આનની આ આયતમાં قُلْ نَزَّلَهُ رُوْحُ الْقُدُسِ "કહી આપો ! રૂહુલ કુદુસ દ્વારા તેને (કુર્આને કરીમ) નાઝિલ કરવામાં આવ્યું છે." (૧૬:૧૦૨) અને હઝરત હસ્સાન બિન સાબિત (રદિ.)નો આ શે'ર છે,

وَجِبْرِيْلُ رَسُوْلُ اللّٰهِ فِيْنَا ؛ وَرُوْحُ الْقُدُسِ لَيْسَ لَهُ كِفَاءٌ

*"હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહના સંદેશાવાહક અમારી પાસે આવ્યા, તેઓ "રૂહુલ કુદુસ" છે જેની કોઈ સરખામણી થઈ શકે એમ નથી."*

જિબ્રઈલ અલૈ. દ્વારા હઝરત ઈસા (અલૈ.)ની અનેક પ્રકારે મદદ કરવામાં આવી. પ્રથમ તો તેમના જન્મ સમયે શયતાનથી તેમનું રક્ષણ કરવામાં આવ્યું, પછી તેમના ફૂંક મારવાથી હઝરત ઈસા (અલૈ.)નો (હઝરત મરિયમ સ.અ.ના પેટમાં) ગર્ભ સ્થાપિત થયો. પછી યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.)નો વિરોધ મોટા પ્રમાણમાં સખત રીતે કરતા હતા એટલા માટે હઝરત ઈસા (અલૈ.)ના રક્ષણ કાજે હઝરત જિબ્રઈલ (અલૈ.) તેમની સાથે રહેતા હતા. એટલે સુધી કે છેવટે તેમના દ્વારા જ આકાશમાં ઉઠાવી લેવામાં આવ્યા.

યહૂદીઓમાં ઘણા લોકો પયગંબરોને જૂઠાડતા હતા. અહીંયાં સુધી કે હઝરત ઈસા (અલૈ.)ને પણ જૂઠાડવા લાગ્યા અને હઝરત ઝકરિય્યહ (અલૈ.) અને હઝરત યહ્યા (અલૈ.)ને કતલ પણ કરી નાંખ્યા.

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૮૮)**

وَقَالُوْا قُلُوْبُنَا غُلْفٌ ؕ بَلْ لَّعَنَهُمُ اللّٰهُ بِكُفْرِهِمْ فَقَلِيْلًا مَّا يُؤْمِنُوْنَ ﴿٨٨﴾

**તરજુમો :**

*અને તેમણે કહ્યું અમારા દિલો પરદામાં (છે) બલકે તેમના કુફ્રના કારણે તેના ઉપર અલ્લાહની લા'નત (ધિક્કાર) છે; બસ તેઓ ઘણું થોડું ઈમાન લાવે છે. (૮૮)*

## તફસીર :

અને તેઓ (યહૂદીઓની પ્રણાલિકા પ્રમાણે) કહે છે કે, અમારા દિલો (એવા) સુરક્ષિત છે (કે તેના ઉપર ધર્મ વિરોધી ઈસ્લામનો કોઈ પ્રભાવ જ નથી પડતો; અમારો યહૂદી ધર્મ ખૂબ મજબૂત છે. અલ્લાહ તઆલા ફરમાવે છે કે આ સુરક્ષા અને મજબૂતી નથી) બલકે, તેમના કુફ્રના કારણે તેના ઉપર અલ્લાહની માર છે (કે ઈસ્લામ જે સાચો ધર્મ છે તેના બદલે રદ થઈ ગયેલા ધર્મને વળગી રહ્યા છે). બસ, તેઓ થોડું ઘણું ઈમાન લાવે છે (અને કુફ્ર–શિર્ક મિશ્રિત થોડું ઈમાન અલ્લાહ નજીક સ્વીકાર્ય નથી. બસ તેઓ કાફિર જ ઠરે છે).

### ખુલાસો :

આ થોડું ઈમાન તે હુકમો બાબતે છે જે તેમના અને ઈસ્લામમાં સરખા છે. દાખલા તરીકે, અલ્લાહના અસ્તિત્વને માનવું, કયામતના દિવસ ઉપર ઈમાન લાવવું, આવા હુકમોને તેઓ પણ માનતા હતા પરંતુ પોતે હઝરત મુહમ્મદ ﷺની નુબુવ્વતના અને કુર્આન અલ્લાહનું કલામ હોવાના ઈન્કારી હતા. એટલા માટે તેઓ સંપૂર્ણ ઈમાન લાવ્યા ન હતા.

અને આ થોડું ઈમાન શાબ્દિક અર્થ પ્રમાણે ઈમાન કહ્યું, જેનો અર્થ અમુક બાબતો પ્રત્યે શ્રદ્ધા થાય છે. આવી શ્રદ્ધા કુફ્ર–શિર્ક મિશ્રિત આસ્તિકો રાખે છે તેવી શ્રદ્ધા પણ હોઈ શકે છે, પરંતુ શરીઅત તેને ઈમાન નથી કહેતું, શરીઅતમાં તે જ ઈમાન ભરોસાપાત્ર છે જે સંપૂર્ણ ઈસ્લામ અને શરીઅત ઉપર શ્રદ્ધા સાથે રાખવામાં આવે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૮૯)

وَلَمَّا جَآءَهُمْ كِتٰبٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ ۙ وَكَانُوْا مِنْ قَبْلُ يَسْتَفْتِحُوْنَ
عَلَى الَّذِيْنَ كَفَرُوْا ۚ فَلَمَّا جَآءَهُمْ مَّا عَرَفُوْا كَفَرُوْا بِهٖ ۟ فَلَعْنَةُ اللّٰهِ عَلَى الْكٰفِرِيْنَ ﴿٨٩﴾

## તરજુમો :

*અને જ્યારે તેમની પાસે અલ્લાહ પાસેથી કિતાબ આવી; જે તેની (કિતાબની) ખરાઈ (સમર્થન) કરનારી જે તેમની પાસે (છે); અને તેઓ તે*

*અગાઉ કુફ્ર કરનાર લોકો ઉપર (કુર્આન વડે) વિજયી થવા ઈચ્છતા (હતા); બસ જ્યારે તેમની પાસે (કુર્આન) આવ્યું જેને તેઓ ઓળખતા હતા, (તો) તેના ઈન્કારી થઈ ગયા; બસ કાફિરો ઉપર અલ્લાહની લા'નત (છે). (૮૯)*

## તફસીર :

અને જ્યારે તેમને (એક) એવી કિતાબ મળી (એટલે કુર્આન શરીફ) જે અલ્લાહ તરફથી છે (અને) તે (કિતાબ)ની (પણ) ખરાઈ (સમર્થન) કરનારી છે જે (પહેલેથી) તેમની પાસે છે (એટલે કે તવરાત), હાલાં કે તેના પહેલાં (પોતે) કાફિરોથી (વિજય પ્રાપ્ત કરવાની ઈચ્છાથી) કહેતા હતા કે (અરબસ્તાનમાં એક નબી આવનાર છે અને તેઓ કિતાબ પણ લાવશે પરંતુ) પછી જ્યારે તે વસ્તુ (કુર્આન) આવી ગયું જેને તેઓ (ખૂબ સારી રીતે) ઓળખતા હતા છે તો તેનો (ખુલ્લો) ઈન્કાર કરવા લાગ્યા, તો (બસ) અલ્લાહની માર આવા ઈન્કારીઓ ઉપર છે (કે જાણીબુજીને ફક્ત પૂર્વગ્રહના કારણે ઈન્કાર કરે છે).

### ખુલાસો :

કુર્આન જેની સત્યતા તવરાત પણ પુરવાર કરે છે તેનું કારણ એ છે કે તવરાતમાં હઝરત મુહમ્મદ ﷺ આવવાની તથા કુર્આન શરીફ નાઝિલ થવાની આગાહી આપવામાં આવી હતી. તેનાથી તેમની સચ્ચાઈ જાહેર થઈ ગઈ. બસ ! જ્યારે તવરાતને માનનારા કુર્આન અને કુર્આન લાવનાર હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને જૂઠાડી રહ્યા હતા તો એક રીતે તેઓ પોતાની કિતાબ તવરાતને પણ જૂઠાડી રહ્યા હતા.

### એક શંકા અને તેનો જવાબ :

જો કોઈ એવી શંકા કરે કે, જ્યારે તેઓ સત્યને સત્ય જાણતા હતા તો પછી તેમને મો'મિન કહેવા જોઈએ તેઓ કાફિર કઈ રીતે થઈ ગયા ?

તેનો જવાબ એ છે કે ઈમાન ફક્ત જાણવાનું નામ નથી બલકે, માનવાનું નામ છે. નહિતર શયતાન સૌથી વધારે સત્યને સત્ય જાણે છે પરંતુ જાણવા છતાં ઈન્કાર કરવાના કારણે તેનું કુફ્ર વધારે મજબૂત થઈ ગયું. એટલા માટે તેમના કુફ્રનું કારણ તેમની દુશ્મનાવટ બતાવવામાં આવી છે. જેમકે ઈરશાદ છે કે,

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૯૦)

| |
|---|
| بِئْسَمَا اشْتَرَوْا بِهٖٓ اَنْفُسَهُمْ اَنْ يَّكْفُرُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ بَغْيًا اَنْ يُّنَزِّلَ اللّٰهُ مِنْ فَضْلِهٖ |
| عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ۚ فَبَآءُوْ بِغَضَبٍ عَلٰى غَضَبٍ ۭ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ مُّهِيْنٌ ﴿٩٠﴾ |

### તરજુમો :

*(ઘણી) ખરાબ (વાત) છે તે જેના બદલામાં તેમણે પોતાની જાતને વેચી નાંખી કે જે અલ્લાહે નાઝિલ કર્યું; તેના તેઓ ઈન્કારી થઈ ગયા; એવી હઠધર્મી (જીદ)ના કારણે કે અલ્લાહ પોતાની કૃપાથી પોતાના બંદાઓમાંથી જેના ઉપર ચાહે છે (પોતાની કિતાબ) નાઝિલ કરે છે; બસ તેઓ ક્રોધ પર ક્રોધ કમાઈ લાવ્યા; અને કાફિરોના માટે રૂશ્વા (અપમાનિત) કરનાર અઝાબ છે. (૯૦)*

### તફસીર :

તે હાલત (ઘણી જ) ખરાબ છે જેને અપનાવીને (તેઓ આપમેળે) પોતાની જાતને (આખિરતની સખ્તીથી) છોડાવવા ઈચ્છે છે (અને તે હાલત) આ (છે) કે કુફ્ર (ઈન્કાર) કરે છે એવી વસ્તુઓનો જે અલ્લાહ તઆલાએ (એક સાચા પયગંબર ઉપર) નાઝિલ કર્યું (એટલે કે કુર્આન અને તે ઈન્કાર પણ) ફક્ત (તે) જીદ પર કે અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી જે બંદો તેને મંજૂર હોય છે (એટલે મુહમ્મદ ﷺ ઉપર કેમ) નાઝિલ કર્યું. બસ, (ઈર્ષ્યાના કારણે) તે લોકો (અલ્લાહના) ગુસ્સા ઉપર ગુસ્સાના હકદાર બની ગયા (અને આખિરતમાં) તે કુફ્ર કરનારાઓને એવી સજા થશે, જેમાં (તકલીફ સિવાય) બેઈજ્જતી (પણ) છે.

### ખુલાસો :

એક ગુસ્સો કુફ્ર ઉપર, બીજો ગુસ્સો અદેખાઈ ઉપર. આમ, ગુસ્સા ઉપર ગુસ્સો કહેવામાં આવ્યું. અઝાબની સાથે "મુહીન" (ઝિલ્લત– અપમાન અને બેઈજ્જતી) શબ્દ લગાવીને એ બતાવવાનો હેતુ છે કે, આવું અપમાન ફક્ત કાફિરો માટે ખાસ છે. કારણ કે, ગુનેહગાર મો'મિનોને અઝાબ તેમને પાક કરવા માટે થશે, ઝિલ્લત અને રુશ્વાઈ માટે નહીં હોય.

આગળની આયતમાં તેમનું જે નિવેદન વર્ણવવામાં આવ્યું છે તેનાથી તેમનું કુફ્ર સાબિત થાય છે અને ઈર્ષ્યા પણ છતી થાય છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૯૧)

وَ إِذَا قِيْلَ لَهُمْ اٰمِنُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا نُؤْمِنُ بِمَآ اُنْزِلَ عَلَيْنَا وَيَكْفُرُوْنَ بِمَا وَرَآءَهٗ وَهُوَ الْحَقُّ مُصَدِّقًا لِّمَا مَعَهُمْ قُلْ فَلِمَ تَقْتُلُوْنَ اَنْۢبِيَآءَ اللّٰهِ مِنْ قَبْلُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٩١﴾

## તરજુમો :

*અને જ્યારે તેમને કહેવામાં આવે છે, તમે ઈમાન લાવો તેના ઉપર જે (કુર્આન) અલ્લાહે નાઝિલ કર્યું; તેઓ કહે છે; અમે ઈમાન લાવીએ છીએ જે (તવરાત) અમારા ઉપર નાઝિલ કરવામાં આવ્યું અને ઈન્કાર કરે છે તેના સિવાય જે (કિતાબો છે); હાલાં કે તે (કુર્આન) સત્ય (છે અને); જે તેમની પાસે (તવરાત) છે તેની ખરાઈ કરનારું (છે); (હે નબી ﷺ !) કહી દો ! બસ કેમ આ અગાઉ અલ્લાહના નબીઓને કતલ કરતા હતા ? જ્યારે કે તમો મો'મિન (હોવાનો દા'વો કરો) છો ? (૯૧)*

## તફસીર :

અને જ્યારે તેમને (યહૂદીઓથી) કહેવામાં આવે છે કે તમે ઈમાન લાવો તે બધી કિતાબો ઉપર જે અલ્લાહ તઆલાએ (વિવિધ પયગંબરો ઉપર) નાઝિલ ફરમાવી છે (અને તે તમામ કિતાબોમાં કુર્આન પણ છે) તો (જવાબમાં) કહે છે કે અમે (ફક્ત) તે (જ) કિતાબ ઉપર ઈમાન લાવીએ છીએ જે અમો (લોકો) ઉપર (હઝરત મૂસા અલૈ. દ્વારા) નાઝિલ કરવામાં આવી છે (એટલે કે તવરાત) અને (બાકીની) જેટલી (કિતાબો) તે સિવાયની છે (જેમકે ઈન્જીલ અને કુર્આન), તે (બધી કિતાબો)નો ઈન્કાર કરીએ છીએ. હાલાં કે તે (તવરાત સિવાયની કિતાબો) પણ (બિલકુલ) સત્ય (અને વાસ્તવિક) છે અને (પોતે સત્ય હોવાની સાથે સાથે) તે (કિતાબની) ખરાઈ (સમર્થન) કરનારી પણ છે, જે તેમની પાસે છે (એટલે કે

તવરાતની). આપ ﷺ (આ પણ) કહી દો કે (સારૂં તો) પછી કેમ તમો આ અગાઉ અલ્લાહના પયગંબરોને કતલ કરતા હતા, જો તમે (તવરાત ઉપર) ઈમાન રાખનારા હતા ?

**ખુલાસો :**

યહૂદીઓએ જે એમ કહ્યું કે, ‘‘ફક્ત તવરાત ઉપર ઈમાન લાવીશું, બીજી કિતાબો ઉપર ઈમાન નહિ લાવીએ’’ તો એમનું આ નિવેદન ખુલ્લું કુફ્ર છે અને તેની સાથે જે એમ કહ્યું કે, ‘‘તવરાત જે અમારા ઉપર નાઝિલ કરવામાં આવી છે ફક્ત તેના ઉપર જ ઈમાન લાવીશું,’’ આ ખુલ્લું ઈર્ષ્યાયુક્ત નિવેદન છે. તેનો અર્થ સાફ છે કે આ તવરાત સિવાયની બીજી કિતાબો અમારા ઉપર નાઝિલ ન કરવામાં આવી હોવાના કારણે અમે તેના ઉપર ઈમાન નહીં લાવીએ. અલ્લાહ તઆલાએ તેમના આ નિવેદનને ત્રણ રીતે રદ કર્યું છે.

પ્રથમ એ કે જ્યારે આ કિતાબોની વાસ્તવિકતા અને હકીકત ખુલ્લી દલીલોથી સાબિત છે તો પછી તેનો ઈન્કાર કરવાનું શું કારણ છે ? હા ! જો આ દલીલોમાં કોઈ વાંધાજનક વાત હતી તો તે વાંધો રજૂ કરી તે અંગે સંતોષ પ્રાપ્ત કરી લેવો જોઈએ. ફક્ત ઈન્કાર કરવાનું શું કારણ ?

બીજું, આ કિતાબો દા.ત. કુર્આન મજીદ, જેને તવરાત પણ સત્ય ઠરાવે છે તો તેનો ઈન્કાર તો ખુદ તવરાતનો ઈન્કાર કહેવામાં આવશે !

ત્રીજું, અંબિયા (અલૈ.)ને કતલ કરવા બધી આસમાની કિતાબોની રૂએ કુફ્ર છે. પછી તમારા સમૂહના લોકોએ જેમણે નબીને કતલ કર્યા જેમનું શિક્ષણ પણ તવરાતના હુકમોની સાથે ખાસ હતું અને તમે નબીઓના ખૂનીઓને પોતાના આગેવાન અને પેશ્વા સમજતા રહ્યા તો આ પણ સીધે–સીધું તવરાત સાથે કુફ્ર છે, તેનાથી તો તમારો તવરાત ઉપર ઈમાનનો દા'વો ખોટો ઠરે છે ? મતલબ કોઈપણ પાસાથી જોવામાં આવે તો તમારી કથની અને કરનીમાં કોઈ મેળ નથી.

આગળ અમુક કારણો અને દલીલોથી યહૂદીઓની ખોટી માન્યતાઓનો રદિયો આપવામાં આવ્યો છે.

––––––––––––––––

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૯૨)

وَلَقَدْ جَآءَكُم مُّوسَىٰ بِالْبَيِّنَاتِ ثُمَّ اتَّخَذْتُمُ الْعِجْلَ مِن بَعْدِهِ وَأَنتُمْ ظَالِمُونَ ﴿٩٢﴾

## તરજુમો :

*અને અલબત્ત તમારી પાસે મૂસા (અલૈ.) ખુલ્લી નિશાનીઓ સાથે આવ્યા; પછી ત્યારબાદ તમે વાછરડો બનાવી લીધો અને તમે જાલિમો (છો). (૯૨)*

## તફસીર :

અને (હઝરત) મૂસા (અલૈ.) તમારા લોકો પાસે ખુલ્લી ખુલ્લી (તવહીદ અને રિસાલતની) દલીલો લઈને આવ્યા (પરંતુ) તેના પર તમે લોકોએ મૂસા (અલૈ.)ના (તૂર પર્વત ઉપર ગયા) પછી વાછરડાને (મા'બૂદ) બનાવી લીધો અને તમે (આ કૃત્ય કરવામાં) જુલમ (અત્યાચાર) કરી રહ્યા હતા.

### ખુલાસો :

''બય્યિનાત''થી આ દલીલો (નિશાનીઓ)નું હોવું સાબિત છે કે, જ્યારે કે હજુ તવરાત ન મળી હતી ત્યારે પણ હઝરત મૂસા અલૈ. અલ્લાહના નબી હોવાની સત્યતા સાબિત થઈ ચૂકી હતી. દા.ત. મૂસા (અલૈ.)નો અશો (લાકડી), ચમકતો હાથ, સમંદરનું ફાટી જવું વગેરે.

રદિયો આપવાનું દેખીતું કારણ તેમનો ઈમાનનો દાવો હતો. હાલાં કે તેઓ ખુલ્લા શિર્કમાં પડી ગયા હતા, જેનાથી હઝરત મૂસા (અલૈ.) બલકે ખુદ અલ્લાહ તઆલાનો ઈન્કાર કરી બેઠા હતા. વાછરડાને મા'બૂદ બનાવવાની ઘટના જો કે તે યહૂદીઓ સાથે નથી બની જે રસૂલુલ્લાહ ﷺના સમકાલીન હતા પરંતુ તે લોકો પોતાના બાપ–દાદાઓના ટેકેદાર અને તરફદાર રહેતા હતા. એટલે દેખીતી રીતે તેઓ પણ (ઈમાનના) આ રદિયામાં સામેલ છે.

અને એનાથી જ આ વાત પણ સાબિત થાય છે કે જેવી રીતે તમારા આગળના લોકોએ મૂસા (અલૈ.)ને જૂઠાડી તેમનો ઈન્કાર કરી કુફ્ર કર્યું, તેઓ મુહમ્મદ ﷺનો ઈન્કાર કરીને તેમને જૂઠાડે તો કોઈ આશ્ચર્યની વાત નથી.

————————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૯૩)

وَاِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ الطُّوْرَ ؕ خُذُوْا مَآ اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّاسْمَعُوْا ؕ
قَالُوْا سَمِعْنَا وَعَصَيْنَا ۗ وَاُشْرِبُوْا فِىْ قُلُوْبِهِمُ الْعِجْلَ بِكُفْرِهِمْ ؕ قُلْ بِئْسَمَا يَاْمُرُكُمْ بِهٖٓ
اِيْمَانُكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٩٣﴾

## તરજુમો :

*અને જ્યારે અમે તમારાથી પાકો કરાર લીધો અને અમે તમારા ઉપર તૂર પર્વતને ઊંચો કર્યો; મજબૂતીથી પકડો જે અમે તમને આપ્યું અને સાંભળો; તેઓ બોલ્યા, અમે સાંભળ્યું અને નાફરમાની કરી અને તેમના દિલોમાં તેમના કુફ્રના કારણે વાછરડું ઘર કરી ગયું; કહી દો ! ઘણી ખરાબ વાતો છે તે જેનો હુકમ તમને તમારું ઈમાન (ખરેખર તમારું કુફ્ર) તમને આપે છે, જો તમે ઈમાનના દા'વેદાર છો. (૯૩)*

## તફસીર :

અને (તે સમયને યાદ કરો) જ્યારે અમે તમારાથી વચન (કરાર) લીધું હતું અને (આ વચનના સમયે હુકમ આપ્યો હતો કે) જે કંઈ (હુકમો) અમે તમને આપીએ છીએ હિંમત (અને મજબૂતી) સાથે પકડી લો અને (તે હુકમોને દિલથી) સાંભળો; (તે સમયે ડરના માર્યા જીભથી) કહેવા લાગ્યા કે અમે (કબૂલ કરી લીધું અને) સાંભળી લીધું અને (કારણ કે વાસ્તવમાં આ ઈકરાર દિલથી ન હતો. એટલા માટે ફક્ત મૌખિક રીતે જ તેનો સ્વીકાર કરી રહ્યા હતા કે) અમારાથી તેનો અમલ ન થશે અને (તેમની બદ્દિલીનું કારણ એ હતું કે) તેમના દિલોના (અણુએ અણુમાં) તે જ વાછરડું તેમના કુફ્રના કારણે છવાઈ ગયું હતું. (જ્યારે દરિયામાં ઉતરીને તેમણે એક મૂર્તિપૂંજક કૌમને જોઈને દરખાસ્ત કરી હતી કે અમારા માટે પણ આવી કોઈ મૂર્તિ ઈબાદતના માટે બનાવી દેવામાં આવે) આપ કહી દો કે, (તમારા ઈમાનની હાલતને અમે જોઈ લીધી છે બસ,) આ કૃત્ય તો ઘણું જ ખરાબ છે જેનું શિક્ષણ તમારૂં ઈમાન તમને આપે છે, જો તમે (હજુ પણ) ઈમાનવાળા છો (હકીકતમાં આ ઈમાન નથી).

**ખુલાસો :**

આ આયતમાં જે કારણો અને બાબતો પ્રસ્તુત છે તેના ક્રમનો ખુલાસો એ છે કે નદી પાર કરીને તેમણે એક કુફ્ર કર્યું અને તે સમયે હઝરત મૂસા (અલૈ.)ની ધાક–ધમકીથી તૌબા કરી લીધી, પરંતુ તૌબાનો અર્થ અને હેતુ પણ જુદો–જુદો હોય છે. ઉચ્ચ કક્ષાની દિલથી કરેલી સાચી તૌબા ન હોવાના કારણે તેની નકારાત્મક અસર હૃદયમાં બાકી રહી જાય છે અને તે ધીમે–ધીમે વિકાસ પામે છે અને અંતે તેમને ગાયની પૂંજાના પૂંજારી બનાવી દે છે. પછી તેમની તૌબામાં અમુકને કતલ થવું પડે છે અને અમુકને કતલ થયા વગર મા'ફી મળી જાય છે. જેમકે, અમુક મુફસ્સિરોએ વર્ણન કર્યું છે કે, તેમની તૌબામાં કોઈ ઉણપ બાકી રહી ગઈ હતી અને વાછરડાની પૂંજા દિલમાં ઘર કરી ગઈ હતી અને વાછરડાની પૂંજા કરનાર લોકોની નફરત જે રીતે દિલમાં થવી જોઈએ તેમાં કોઈ કમજોરી બાકી રહી ગઈ હશે, તો આ ગુનાહની અસર દિલમાં બાકી રહી ગઈ હતી. અલબત્ત તૌબાની કમજોરી અને કુફ્રની નફરત ન હોવાની અસર બાકી રહેવાના કારણે દિલોમાં દીન બાબતે સુસ્તી અને આળસ આવી ગઈ, જેના કારણે તેમના ઉપર તૂર પર્વતને ઉઠાવવાની ઘટના બની.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૯૪–૯૫)

| |
|---|
| قُلْ إِنْ كَانَتْ لَكُمُ الدَّارُ الْآخِرَةُ عِنْدَ اللَّهِ خَالِصَةً مِنْ دُونِ النَّاسِ فَتَمَنَّوُا الْمَوْتَ |
| إِنْ كُنْتُمْ صَادِقِينَ ﴿٩٤﴾ وَلَنْ يَتَمَنَّوْهُ أَبَدًا بِمَا قَدَّمَتْ أَيْدِيهِمْ ۗ وَاللَّهُ عَلِيمٌ بِالظَّالِمِينَ ﴿٩٥﴾ |

**તરજુમો :**

*કહી દો ! તમારા માટે અલ્લાહ પાસે આખિરતનું ઘર (અન્ય) લોકો સિવાય જો વિશેષરૂપે છે; તો તમે મૌતની તમન્ના કરો; જો તમે સાચા છો. (૯૪) અને તેઓ પોતાના હાથે જે આગળ મોકલ્યું (તે) કારણે કદાપિ મૌતની તમન્ના નહીં કરે; અને અલ્લાહ જાલિમોને જાણનારો છે. (૯૫)*

## તફસીર :

અમુક યહૂદીઓ એવો દા'વો કરતા હતા કે, આખિરતની નેઅ્મતો ઉપર ફક્ત તેમનો જ અધિકાર છે. અલ્લાહ તઆલાએ આ દા'વાને ખોટો ઠરાવીને ફરમાવ્યું કે, હે મુહમ્મદ ﷺ ! આપ (તે લોકોને) કહી આપો કે જો (તેમના કહેવા પ્રમાણે) આખિરતની જિંદગી ફક્ત તેમના માટે (જ) કોઈ અન્યની ભાગીદારી સિવાય નફાકારક છે, તો તમે (તેના સમર્થન માટે જરા) મૌતની તમન્ના કરીને બતાવો જો તમે (આ દા'વામાં) સાચા છો અને (અમે સાથે-સાથે એ પણ કહી આપીએ છીએ કે) આ લોકો કદાપિ (મૌત)ની તમન્ના નહીં કરે. તેમના આ'માલ (કુફ્ર)ના કારણે (સજાની બીકથી કે,) જે તેમણે પોતાના હાથોએ આગળ મોકલ્યા છે ! અને અલ્લાહ તઆલા જાલિમોને સારી પેઠે જાણે છે. (જ્યારે ન્યાયનો દિવસ આવશે ત્યારે વારા-ફરતી દરેક જાલિમને સજાનો હુકમ આપી દેવામાં આવશે.)

## ખુલાસો :

કુર્આનની અન્ય આયતોમાં તેમના આ દા'વાનો ખુલાસો નીકળે છે જેમકે,

(١) قَالُوْ الَنْ تَمَسَّنَا النَّارُ اِلَّا اَيَّامًا مَّعْدُوْدَةً ط ؛(٢) وَقَالُوْ لَنْ يَّدْ خُلَ الْجَنَّةَ اِلَّامَنْ كَانَ هُوْدًااَوْنَصٰرٰى؛ (٣) وَقَالَتِ الْيَهُوْدُ وَ النّصٰرٰى نَحْنُ اَبْنٰٓءُ اللّٰهِ وَاَحِبَّآءُ هٗ؛

*(૧) "તેઓ કહે છે કે આગ અમને અડકશે (પણ) નહીં પરંતુ થોડા દિવસો"' (૨:૮૦), (૨) "અને તેઓ કહે છે, જન્નતમાં યહૂદી અને નસારા સિવાય કોઈ પ્રવેશ નહીં પામે." (૨:૧૧૧), (૩) "અને યહૂદી અને નસારા કહે છે, અમે અલ્લાહના સંતાનો છીએ અને તેના ગાઢ મિત્ર છીએ." (૫:૧૮)*

આ બધા દા'વાનો હેતુ સ્પષ્ટ છે કે તેમના કહેવા પ્રમાણે તેઓ સત્ય ધર્મ ઉપર છે. એટલા માટે આખિરતમાં અમને તો ચોક્કસ છુટકારો મળશે. અમારામાંથી જે નેક લોકો ગુજરી ચૂક્યા છે તેમને તો સૌ પ્રથમ જન્નતમાં પ્રવેશ મળી જશે અને જે ગુનેહગારો છે, તેઓ અમુક દિવસ અઝાબ ભોગવીને છુટકારો મેળવી લેશે અને જેઓ તાબે'દાર છે તેઓ તો પુત્ર અને રિશ્તેદારોની જેમ અલ્લાહના મહબૂબ અને વહાલા છે.

અમુક વિષયો અનુસંધાને તેમનો સત્ય ધર્મ ઉપર કાયમ હોવાનો દા'વો તેમનો દીન રદ (મન્સૂખ) થતાં પહેલાંનો સાચો છે, પરંતુ તેમનો દીન હઝરત મુહમ્મદ ﷺના આવવાથી મન્સૂખ (રદ) થઈ જવાથી અને તેમના હઝરત મુહમ્મદ ﷺના દીનનો સતત ઈન્કાર કરવાથી તેઓ સત્ય માર્ગ ઉપર રહ્યા ન હતા. એટલા માટે કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ વારંવાર વિવિધ વિષયો અને પદ્ધતિઓથી તેમને જૂઠા ઠરાવ્યા. અત્રે એક ખાસ પદ્ધતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, સ્વાભાવિક રીતે દલીલોથી કે માનવસ્વભાવ મુજબ ચર્ચા અને બહસ કરીને સચ્ચાઈનો ફેંસલો નથી થતો તો આવો, માનવ પ્રકૃતિ વિરૂદ્ધ ચમત્કારિક તરીકાથી તેનો ફેંસલો કરીએ અને તેમાં બહું બુદ્ધિ કે જ્ઞાનની જરૂર પણ નથી હોતી અને બહું ઊંડી દષ્ટિની આવશ્યકતા પણ નથી હોતી. ફક્ત જીભ હલાવવાની જરૂર છે. પરંતુ અમે આગાહી કરીએ છીએ કે તમે જીભથી પણ એવું ક્યારેય નહીં કહી શકો કે, “અમે મૌતની તમન્ના કરીએ છીએ.”

આ આગાહી પછી અમે કહીએ છીએ કે જો તમે તમારા દા'વામાં સાચા છો તો આ વાક્ય મોઢાથી કહી દો, પરંતુ જો ન કહ્યું તો તમે જૂઠા સાબિત થઈ જશો.

કારણ કે તેઓનું બાતિલ અને કુફ્ર ઉપર હોવું અને રસૂલુલ્લાહ ﷺનું સત્ય ઉપર હોવું તેમના ઉપર ખુલ્લી રીતે જાહેર થઈ ગયું હતું. એટલે ક્યાં તો તેમના ઉપર એક પ્રકારનો ભય છવાય ગયો હતો કે એવું કહેવા માટે જીભ ન ઉઠાવી શક્યા અથવા તો તેઓ ડરી ગયા કે તેમનાથી એક વાક્ય પણ મોઢામાંથી ન કાઢી શકાયું અને મૌતનો ભય એવો છવાય ગયો કે, જો આ વાક્ય મોઢાથી કહી દીધું તો સીધા મૃત્યુ પામીશું અને સીધા જહન્નમમાં પહોંચી જઈશું, નહિતર તેમને રસૂલુલ્લાહ ﷺ સાથે જે વેર અને દુશ્મની હતી તેના પ્રમાણમાં આવું સાંભળીને તેમનામાં જુસ્સો આવી જવો જોઈતો હતો અને જુસ્સામાં આ વાક્ય તેમણે ચોક્કસ કહેવું જોઈતું હતું.

વાસ્તવમાં ઈસ્લામની સચ્ચાઈની સાબિતી માટે આ ઘટના પૂરતી છે. અત્રે બે વાતો ધ્યાન આપવા યોગ્ય છે. પ્રથમ તો એવી દલીલ કે આ તે યહૂદીઓ સાથે ખાસ ઘટેલી ઘટના હતી, જેઓ રસૂલુલ્લાહ ﷺના જમાનામાં મૌજૂદ હતા અને

જેમણે આપ ﷺને નબી તરીકે ઓળખી લીધા પછી પણ પૂર્વગ્રહ અને દુશ્મનીના કારણે આપ ﷺનો ઈન્કાર કર્યો. એટલા માટે આ સંબોધન દરેક ઝમાનાના યહૂદીઓ માટે નથી.

બીજી એ શંકા પણ ન હોવી જોઈએ કે, તમન્ના કરવી જીભ અને દિલ બન્નેથી હોય છે, શક્ય છે તેમણે દિલથી તમન્ના કરી હોય. પ્રથમ તો એ ખરૂં નથી કે, અલ્લાહ તઆલાનું ફરમાન وَلَنْ يَتَمَنَّوْهُ એનો સાફ રદિયો આપી રહ્યું છે. બીજું તેમણે જો દિલથી તમન્ના કરી હોત તો જીભથી જરૂર તેની જાહેરાત કરી હોત. કારણ કે, તેમાં તો તેમનો વિજય હતો અને તેમને નબી ﷺને જૂઠાડવાનો સારો મોકો મળ્યો હોત ?

અને આ શંકા પણ ન કરવી જોઈએ કે, તેમણે તમન્ના કરી હશે, પરંતુ શક્ય છે કે તેનો પ્રચાર ન થયો હોય અને તે એટલા માટે ખરૂં નથી કે ઈસ્લામની હમદર્દી અને દોસ્તી રાખનારાઓની સંખ્યા કરતાં ઈસ્લામના દુશ્મનો અને વિરોધીઓની સંખ્યા હંમેશા વધારે જ રહી છે અને જો એવી જ વાત થઈ હોત તો તેઓએ પોતે તેનો ખૂબ પ્રચાર કર્યો હોત કે જુઓ તેમનું સચ્ચાઈનું માપદંડ શું હતું? જુઓ, તેના ઉપર પણ અમે સાચા સાબિત થયા છે !

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૯૬)

| |
|---|
| وَلَتَجِدَنَّهُمْ اَحْرَصَ النَّاسِ عَلٰى حَيٰوةٍ ۚۛ وَمِنَ الَّذِيْنَ اَشْرَكُوْا ۚۛ يَوَدُّ اَحَدُهُمْ لَوْ يُعَمَّرُ |
| اَلْفَ سَنَةٍ ۚ وَمَا هُوَ بِمُزَحْزِحِهٖ مِنَ الْعَذَابِ اَنْ يُّعَمَّرَ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا يَعْمَلُوْنَ ﴿٩٦﴾ |

### તરજુમો :

*અને અલબત્ત તમે તેમને જિંદગીના વધારે લાલચુ જોશો; અને મુશ્રિકો કરતા (પણ વધુ); તેમાંનો દરેક ઈચ્છે છે, કાશ ! તેને હજાર વર્ષની ઉંમર મળે; અને તેઓને આટલી ઉંમર આપવાથી (પણ) અઝાબ દૂર થનાર નથી; અને અલ્લાહ જોનારો છે, તેઓ જે કંઈ કરે છે. (૯૬)*

**તફસીર :**

અને (તે લોકો મોતની તમન્ના શું કરવાના હતા ?) તમે (તો) તેમને (દુનિયવી) જિંદગીના સૌથી વધુ લોભી જોશો અને (બીજાઓનો તો શું ઉલ્લેખ કરવો ! આશ્ચર્ય તો તે છે કે અમુક) મુશ્રિકોથી પણ (વધીને જિંદગીની હવસ અને લાલસા તેમનામાં વધુ જોવા મળશે) તેઓ તો ઈચ્છે છે કે તેમની ઉંમર હજાર વર્ષની થઈ જાય અને (માની લો કે આટલી લાંબી ઉંમર મળી પણ જાય, તોય શું?) આટલી (લાંબી) ઉંમર પણ તેમને અઝાબથી બચાવી શકશે નહીં અને અલ્લાહ તઆલા દરેક વસ્તુનો જાણકાર છે, તેઓ જે કંઈ અમલો (ખરાબ કૃત્યો કે જેના ઉપર તેમને સજા થવાની છે) કરી રહ્યા છે.

**ખુલાસો :**

આમાં આશ્ચર્ય અને નવાઈની વાત એ છે કે, અરબના મુશ્રિકો તો આખિરતના ઈન્કારી હતા. તેમનો આનંદ-પ્રમોદ અને જે કંઈ પણ હતું તે દુનિયાની ભૌતિક જિંદગી હતી. એટલા માટે જો તેઓ લાંબી જિંદગીની તમન્ના કરે તો કોઈ આશ્ચર્યની વાત નથી પરંતુ યહૂદીઓ તો આખિરતને માનતા હતા અને આખિરતની નેઅ્મતોના પોતાને હકદાર સમજતા હતા, તો પણ તેઓ દુનિયામાં રહેવાની તમન્ના કરે તે આશ્ચર્ય અને તાજ્જુબની વાત છે.

બસ ! આખિરતનો અકીદો ધરાવતા હોવા છતાં લાંબી ઉંમરની ઈચ્છા કરવી એ વાતની દલીલ છે કે, આખિરતની નેઅ્મતોના પોતાને હકદાર સમજવાનો દા'વો ફક્ત એક દંભી દા'વો છે. અને વાસ્તવમાં તેઓ પણ ખૂબ સારી રીતે જાણે છે કે ત્યાં પહોંચીને જહન્નમ જ ઠેકાણું બનવાનું છે. એટલા માટે જ્યાં સુધી બચીને રહી શકાય એટલું સારું !

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૯૭-૯૮)**

قُلْ مَنْ كَانَ عَدُوًّا لِّجِبْرِيْلَ فَاِنَّهٗ نَزَّلَهٗ عَلٰى قَلْبِكَ بِاِذْنِ اللّٰهِ مُصَدِّقًا لِّمَا
بَيْنَ يَدَيْهِ وَ هُدًى وَّ بُشْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿٩٧﴾ مَنْ كَانَ عَدُوًّا لِّلّٰهِ وَمَلٰٓئِكَتِهٖ
وَ رُسُلِهٖ وَ جِبْرِيْلَ وَ مِيْكٰىلَ فَاِنَّ اللّٰهَ عَدُوٌّ لِّلْكٰفِرِيْنَ ﴿٩٨﴾

## તરજુમો :

*કહી દો ! જેઓ જિબ્રઈલ (અલૈ.)ના દુશ્મન છે, તો નિઃશંક તેમણે તમારા દિલ ઉપર અલ્લાહના હુકમથી આ નાઝિલ કર્યું; ખરાઈ (સમર્થન) કરનારું છે (તેનું) જે એનાથી પહેલાં (છે) અને હિદાયત (માર્ગદર્શન) તથા ખુશ–ખબરી ઈમાન લાવનારાઓ માટે. (૯૭) જેઓ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના રસૂલ અને જિબ્રઈલ અને મીકાઈલના દુશ્મન હોય તો નિઃશંક અલ્લાહ (એવા) કાફિરોનો દુશ્મન છે. (૯૮)*

## તફસીર :

(રસૂલુલ્લાહ ﷺથી આ સાંભળીને કે જિબ્રઈલ (અલૈ.) વહી લાવે છે, અમુક યહૂદીઓએ કહ્યું કે "તેમનાથી અમારી દુશ્મની છે. અમારી કૌમ ઉપર હાઈલની ઘટનાઓ અને અઘરા હુકમો તેમના દ્વારા જ આવતા હતા, મીકાઈલ (અલૈ.) સારા છે કે વરસાદ અને રહમત સંબંધિત હુકમોની બજવણી કરે છે. જો તેઓ વહી લાવ્યા હોત તો અમે માની લીધું હોત !" તેમના આવું કહેવા પર અલ્લાહ તઆલાએ ફરમાવ્યું છે કે, હે મુહમ્મદ ﷺ ! આપ (તેમને) કહી દો ! કે) જે વ્યક્તિએ જિબ્રઈલ (અલૈ.)થી અદાવત રાખી (તો તે જાણે ! પરંતુ કુર્આનને ન માનવામાં તેમને શું લેવા–દેવા ? કારણ કે તેઓ તો માત્ર એક સંદેશો પહોંચાડવાનું માધ્યમ છે.) બસ, તેમણે આ કુર્આને પાક તમારા દિલ સુધી અલ્લાહના હુકમથી પહોંચાડ્યું છે (તો લાવનાર માધ્યમની ખાસિયતોને શા માટે જુઓ છો ? અલબત્ત કુર્આન શરીફને જુઓ કે તે કેવું છે) તે અગાઉની કિતાબોનું સમર્થન કરે છે અને માર્ગદર્શન આપે છે, ઈમાનવાળાઓને ખુશ–ખબરી આપે છે (અને આકાશી પુસ્તકની એ જ શા'ન હોય છે, બસ કુર્આન દરેક પ્રકારે આકાશી પુસ્તક છે અને તાબે'દારી કરવા પાત્ર છે. પછી જિબ્રઈલ અલૈ. સાથેની દુશ્મનીથી તેને ન માનવું નરી મૂર્ખામી છે. હવે રહી વાત જિબ્રઈલ અલૈ. સાથે દુશ્મનીની, તો આ ફેંસલો ખુદ અલ્લાહ તઆલાનો છે, તો જિબ્રઈલ (અલૈ.) સાથે અદાવત રાખવાનો અર્થ એવો થયો કે તેઓ અલ્લાહ સાથે દુશ્મની રાખે છે અથવા તેના બીજા ફરિશ્તાઓ અથવા તેના રસૂલો સાથે અથવા ખુદ મીકાઈલ (અલૈ.) સાથે દુશ્મની રાખે છે કે જેમની દોસ્તીની તેઓ બડાશ હાંકે છે. તે બધા સાથે દુશ્મની રાખવી અને હઝરત જિબ્રઈલ (અલૈ.) સાથે દુશ્મની રાખવી બધું

એક સમાન જ છે અને આ બધી દુશ્મનીઓનો સમાન કાનૂન એ છે કે,) જો (કોઈ) વ્યક્તિ અલ્લાહ તઆલાનો દુશ્મન છે અને ફરિશ્તાઓનો અને જિબ્રઈલનો અને મીકાઈલનો (તો એ બધાનો વબાલ એ છે કે) અલ્લાહ તઆલા એવા કાફિરોનો દુશ્મન છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૯૯)

وَلَقَدْ أَنْزَلْنَآ إِلَيْكَ اٰيٰتٍۢ بَيِّنٰتٍ ۚ وَمَا يَكْفُرُ بِهَآ إِلَّا الْفٰسِقُوْنَ ﴿٩٩﴾

**તરજુમો :**

*અને અલબત્ત અમે આપના તરફ ખુલ્લી નિશાનીઓ ઉતારી; અને તેનો ઈન્કાર નથી કરતા, પરંતુ નાફરમાનો ! (૯૯)*

**તફસીર :**

અને (અમુક યહુદીઓ આપ ﷺને એવું કહેતા હતા કે તમારા ઉપર કોઈ એવી ખુલ્લી દલીલ નાઝિલ નથી થઈ, જેને અમે જાણતા અને ઓળખતા હોય. તેના જવાબમાં કહેવામાં આવે છે કે, તેઓ એક ખુલ્લી દલીલ લઈને ફરી રહ્યા છે) અમે આપના ઉપર ખુલ્લી દલીલો નાઝિલ કરી છે (જેને તેઓ પણ સારી રીતે ઓળખે છે બસ ! તેમનો ઈન્કાર ન જાણવાના કારણે નથી બલકે, તેમનો ઈન્કાર હુકમની નાફરમાની કરવાની તેમની ટેવના કારણે છે.) અને (નિયમ એ છે કે) કોઈ (આવી ખુલ્લી દલીલોનો) ઈન્કાર નથી કરતું પરંતુ ફક્ત તે જ લોકો જેઓ નાફરમાનો છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૦)

أَوَكُلَّمَا عٰهَدُوْا عَهْدًا نَّبَذَهٗ فَرِيْقٌ مِّنْهُمْ ۚ بَلْ أَكْثَرُهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿١٠٠﴾

**તરજુમો :**

*કહો ! જ્યારે પણ તેમણે કરાર કર્યો; તેમનામાંથી એક સમૂહે તે કરાર તોડી નાંખ્યો; બલકે મોટા ભાગના (લોકો તેમાં) વિશ્વાસ (ઈમાન) ધરાવતા નથી. (૧૦૦)*

## તફસીર :

અમુક યહૂદીઓને જ્યારે તે રસૂલ ﷺ ઉપર ઈમાન લાવવાનો કરાર યાદ અપાવવામાં આવ્યો, જે કરાર તેમનાથી તવરાતમાં લેવામાં આવ્યો હતો તો તેમણે પોતે કરાર લેવાથી સાફ ઈન્કાર કરી દીધો. તે વિશે ઈરશાદ થાય છે કે,

(શું આ કરાર લઈને તેમણે ઈન્કાર કર્યો ? અને તેમની હાલત એવી છે કે તેમણે પોતાના પાકા કરારોને પણ પૂરા નથી કર્યા બલકે,) જ્યારે પણ આ લોકોએ (દીન વિશે) કોઈ કરાર કર્યો હશે (જરૂર) તેને એમનામાંના કોઈને કોઈ સમૂહે તોડી નાંખ્યો હશે. બલકે, તે (કરારનો અમલ ન કરનારાઓમાં) વધારે તો એવા નીકળશે જે (મૂળેથી જ કરાર ઉપર) વિશ્વાસ ધરાવતા નથી (તો તેના ઉપર અમલ કરવાની બાબત કરતાં આ કરાર ઉપર વિશ્વાસ ન રાખવો એ તેનાથી મોટું કુફ્ર છે).

## ખુલાસો :

માત્ર એક ગૃપનો વિશેષરૂપે એટલા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો કે, અમુક તેમાંથી આ કરારને પૂરો પણ કરતા હતા. બલકે, તેમાંથી કેટલાક તો રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન પણ લઈ આવ્યા.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૧)

| |
|---|
| وَلَمَّا جَآءَهُمْ رَسُوْلٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ نَبَذَ فَرِيْقٌ مِّنَ |
| الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ ۙ كِتٰبَ اللّٰهِ وَرَآءَ ظُهُوْرِهِمْ كَاَنَّهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٠١﴾ |

## તરજુમો :

*અને જ્યારે અલ્લાહ તરફથી એક રસૂલ તેમની (પાસે) આવ્યો; જે એમની પાસે (તવરાત છે) તેની ખરાઈ (સમર્થન) કરનાર હતો; (તો) એક સમૂહે (અહલે કિતાબે) જેમને કિતાબ આપવામાં આવી, અલ્લાહની કિતાબને પોતાની પીઠ પાછળ ફેંકી દીધી જાણે કે તેઓ જાણતા (જ) નથી. (૧૦૧)*

## તફસીર :

આ આયતમાં એક ખાસ કરારભંગનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. જેમાં રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન ન લાવવાનું વર્ણન છે જેમકે,

અને જયારે તેમની પાસે અલ્લાહ તરફથી એક (મહાન) પયગંબર આવ્યા, જે (રસૂલ હોવાની સાથે–સાથે) તે કિતાબ (તવરાત)ની પણ ખરાઈ (સમર્થન) કરી રહ્યા છે, જે તેમની પાસે છે (એટલે કે તવરાતની, કારણ કે તેમાં આપ ﷺની નુબુવ્વતની ખબર છે, તો એવી હાલતમાં આપ ﷺ ઉપર ઈમાન લાવવું તવરાત ઉપર ઈમાન લાવવા બરાબર હતું કે, તેઓ પણ અલ્લાહની કિતાબને જાણે છે પરંતુ તે છતાં પણ) તે અહલે કિતાબમાં એક સમૂહે પોતે અલ્લાહની તે કિતાબને એવી રીતે પીઠ પાછળ નાંખી દીધી જાણે કે તેને (અલ્લાહની કિતાબ હોવાનું) જાણતા જ નથી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૨–૧૦૩)

وَاتَّبَعُوْا مَا تَتْلُوا الشَّيٰطِيْنُ عَلٰى مُلْكِ سُلَيْمٰنَ ۚ وَمَا كَفَرَ سُلَيْمٰنُ وَلٰكِنَّ
الشَّيٰطِيْنَ كَفَرُوْا يُعَلِّمُوْنَ النَّاسَ السِّحْرَ ۗ وَمَآ اُنْزِلَ عَلَى الْمَلَكَيْنِ بِبَابِلَ
هَارُوْتَ وَمَارُوْتَ ۭ وَمَا يُعَلِّمٰنِ مِنْ اَحَدٍ حَتّٰى يَقُوْلَآ اِنَّمَا نَحْنُ فِتْنَةٌ
فَلَا تَكْفُرْ ۭ فَيَتَعَلَّمُوْنَ مِنْهُمَا مَا يُفَرِّقُوْنَ بِهٖ بَيْنَ الْمَرْءِ وَزَوْجِهٖ ۭ وَمَا
هُمْ بِضَاۗرِّيْنَ بِهٖ مِنْ اَحَدٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ۭ وَيَتَعَلَّمُوْنَ مَا يَضُرُّهُمْ وَلَا
يَنْفَعُهُمْ ۭ وَلَقَدْ عَلِمُوْا لَمَنِ اشْتَرٰىهُ مَا لَهٗ فِي الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ڜ وَلَبِئْسَ مَا
شَرَوْا بِهٖٓ اَنْفُسَهُمْ ۭ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ۝١٠٢ وَلَوْ اَنَّهُمْ اٰمَنُوْا وَاتَّقَوْا لَمَثُوْبَةٌ
مِّنْ عِنْدِ اللّٰهِ خَيْرٌ ۭ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ۝١٠٣ ع

ع ١٢ ١٢

## તરજુમો :

*અને તેઓ જે સુલૈમાન (અલૈ.)ના શાસનકાળમાં (બાદશાહતમાં) શયતાનો પઢતા હતા (તેની) પાછળ પડ્યા; અને સુલૈમાન (અલૈ.)એ કુફ્ર નથી કર્યું, પરંતુ શયતાનોએ કુફ્ર કર્યું (કે) તેઓ લોકોને જાદૂ શીખવાડતા; અને બેબિલોનમાં બે ફરિશ્તાઓ હારૂત અને મારૂત ઉપર જે નાઝિલ કરવામાં આવ્યું અને તેઓ કોઈને શીખવાડતા નહોતા ત્યાં સુધી કે તેઓ કહી દેતા કે, અમે ફક્ત કસોટી (માટે છે), બસ તો (તમે) કુફ્ર ન કરો; તો તેઓ તે બંનેથી શીખતા તેવી વાતો જેનાથી પતિ અને તેની પત્ની વચ્ચે જુદાઈ કરાવતા; અને તેઓ તેનાથી કોઈને નુકસાન પહોંચાડી શકતા નથી, પરંતુ અલ્લાહના હુકમથી; અને તેઓ શીખે છે જે એમને નુકસાન પહોંચાડે (છે) અને તેમને લાભકારી નથી; અને તેઓ જાણી ચૂક્યા (કે) જેણે આ (જાદુ) ખરીદ્યું તેમના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી; અને અલબત્ત (આ ઘણું) ખરાબ (છે) જેનાથી તેમણે પોતાની જાતને વેચી દીધી; કાશ ! તેઓ જાણતા હોત ! (૧૦૨) અને જો તેઓ ઈમાન લઈ આવ્યા હોત, અને પરહેઝગાર (અલ્લાહથી ડરનારા) બની ગયા હોત, તો અલ્લાહ પાસેથી સારું ઠેકાણું મેળવ્યું હોત; કાશ ! તેઓ જાણતા હોત ! (૧૦૩)*

## તફસીર :

અને (યહૂદીઓ એવા બુદ્ધિહીન લોકો છે કે) તેમણે (અલ્લાહની કિતાબની તાબે'દારી ન કરી અને) એવી વસ્તુની (જાદૂ અને સિહ્ર)ની પાછળ પડ્યા કે, જેની શયતાન (જિન્નાતો) હઝરત સુલૈમાન (અલૈ.)ના શાસનકાળમાં (બાદશાહતમાં) ચર્ચા કર્યા કરતા હતા અને (અમુક બેવકૂફો જે હઝરત સુલૈમાન (અલૈ.) ઉપર જાદૂનો આક્ષેપ મૂકે છે તે તદ્દન વાહિયાત વાત છે કારણ કે, જાદૂ તો અકીદાની દૃષ્ટિએ કુફ્ર છે અને) હઝરત સુલૈમાન (અલૈ.)એ (નઊઝુબિલ્લાહ) કુફ્ર નથી કર્યું પરંતુ શયતાનો (નાપાક જિન્નાતો)એ કુફ્ર કર્યું અને (તેઓ) લોકોને જાદૂની વાતો શીખવાડતા હતા (અત્યારે આ જ જાદૂનો વારસો ચાલ્યો આવે છે જે યહૂદીઓ કરી રહ્યા છે) અને (એવી જ રીતે) આ (જાદૂ)ની પણ (આ લોકો પૈરવી કરી રહ્યા છે) જે તે બંને ફરિશ્તાઓ ઉપર (એક ખાસ હિકમત માટે) નાઝિલ

કરવામાં આવ્યું હતું (જેઓ) બેબિલોન (શહેર)માં (રહેતા હતા) જેમનું નામ હારૂત અને મારૂત હતું અને આ બંને (તે જાદૂ) કોઈને ત્યાં સુધી શીખવાડતા ન હતા (જ્યાં સુધી કે પ્રથમ) તે ન કહી દે કે અમારું અસ્તિત્વ પણ (લોકોના માટે અલ્લાહની) એક પરીક્ષા છે (કે અમારી પાસેથી જાદૂ જાણીને કોણ બચી જાય છે અને કોણ ફસાય જાય છે) બસ, તો કુફ્ર ન કરો (કે જાદૂમાં ફસાય જાઓ) બસ, (અમુક) લોકો આ બંને (ફરિશ્તાઓ) પાસેથી આ પ્રકારનું જાદૂ શીખી લેતા હતા, જેના દ્વારા (અમલ કરીને) કોઈ પતિ અને તેની પત્ની દરમિયાન જુદાઈ પૈદા કરી દેતા હતા (અને આ બાબતથી કોઈ ડર અથવા ભયમાં ન પડી જાય કે જાદૂગર જે ચાહે તે કરી શકે છે કારણ કે, આ યકીની વાત છે કે) આ (જાદૂગર) લોકો આ (જાદૂ)થી કોઈને (લેશમાત્ર) પણ નુકસાન નથી પહોંચાડી શકતા પરંતુ અલ્લાહ તઆલાના (તકદીરી) હુકમથી, અને (આ લોકો આવું જાદૂ પ્રાપ્ત કરીને) એવી વસ્તુઓ શીખી લે છે જે (પોતે) તેમને (ગુનાહ અને) નુકસાન પહોંચાડે છે તથા તેમને કંઈ જ લાભકારી નથી (તો યહૂદીઓ પણ જાદૂમાં પડીને પોતાનું નુકસાન જ કરી રહ્યા છે) અને (આ વાત કંઈ અમારા કહેવાથી નથી બલકે,) જરૂર આ (યહૂદીઓ) પણ એટલું તો સારી રીતે જ જાણે છે કે જે વ્યક્તિ આ (જાદૂ)ને (અલ્લાહની કિતાબના બદલે) અપનાવે એવા માણસનો આખિરતમાં કોઈ હિસ્સો (બાકી) નથી અને બેશક, તે વસ્તુ ઘણી ખરાબ (એટલે જાદૂ અને કુફ્ર) છે જેનાથી તે લોકો પોતાની જાત વેચી રહ્યા છે, કાશ ! તેમનામાં અક્કલ હોત ! અને આ લોકોએ (કુફ્ર અને ખરાબ કૃત્યોના બદલે) ઈમાન અને પરહેઝગારી (અલ્લાહનો ડર) અપનાવ્યા હોત તો અલ્લાહ તઆલાના ત્યાં સારો બદલો મેળવ્યો હોત, કાશ ! તેમનામાં અક્કલ હોત !!!

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત આયતોની તફસીર અને તેના શા'ને નુઝૂલ (ઊતરવાની પૂર્વભૂમિકા)માં ઉલ્લેખ કરવામાં આવેલી ઈસ્રાઈલી રિવાયતોથી ઘણા લોકોને વિવિધ પ્રકારની શંકાઓ પૈદા થાય છે અને આ શંકાઓનો હલ હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)એ ઘણી જ ખુલ્લી અને સરળ પદ્ધતિથી કર્યો છે. આ જગ્યાએ તેને અક્ષરસઃ નકલ કરી દેવું પૂરતું છે અને તે આ છે.

(૧) આ મૂર્ખ લોકો હઝરત સુલૈમાન (અલૈ.) સાથે જાદૂનો સંબંધ જોડતા હતા. તેઓ યહૂદીઓ હતા. એટલા માટે અલ્લાહ તઆલાએ આયતની વચ્ચે હઝરત સુલૈમાન (અલૈ.) નિર્દોષ હોવાની પણ જાહેરાત કરી દીધી.

(૨) આ આયતોનો હેતુ યહૂદીઓની ખોટી વાતોનો ઉલ્લેખ કરવાનો છે. કારણ કે, તેમનામાં જાદૂની ચર્ચા થતી હતી. આ આયતોના સંદર્ભમાં ઝહરાની એક લાંબી વાર્તા પણ મશ્હૂર છે, જે કોઈ આધારભૂત રિવાયતથી સાબિત નથી. જેથી આલિમોએ આ કિસ્સાને શરીઅતના કાનૂનો વિરુદ્ધ સમજ્યો છે અને રદ કરી દીધો છે અને જે લોકોએ તેની તાવીલ કરવાને શરીઅતના વિરૂદ્ધ નથી ગણ્યું તેમણે તે કિસ્સાને રદ નથી કર્યો. અમે અત્રે અહીંયાં તેના સત્ય અથવા અસત્ય હોવાની ચર્ચામાં નથી પડતા. અલબત્ત એટલું જરૂર કહીએ છીએ કે આ આયતની તફસીર આવા કિસ્સાઓ ઉપર અવલંબિત નથી. જેમકે વાંચકોને નીચેનો વિષય વાંચવાથી અંદાજો આવી જશે.

(૩) યહૂદીઓ બધી વાતોને જાણતા હોવા છતાં, તેઓ તેમના જ્ઞાન વિરૂદ્ધ અમલ કરતા હતા અને બુદ્ધિથી કામ લેતા ન હતા, એટલા માટે પ્રથમ તો તેમને તેઓ આ બાબત જાણતા હોવાની ખબર આપી અને છેવટમાં એવું કહીને તેનો રદિયો પણ આપ્યો કે કાશ ! તેમનામાં જ્ઞાન અને બુદ્ધિ હોત ! કારણ કે જે જ્ઞાન ઉપર અમલ અને ચિંતન ન હોય તે જ્ઞાન પણ અજ્ઞાનતા અને જહાલત સમાન જ છે.

(૪) એક સમયમાં જેની પૂરી દુનિયામાં ખૂબ ચર્ચા હતી અને ખાસ કરીને બૅબિલોન (શહેર)માં જાદૂની ઠેર–ઠેર ચર્ચા થતી હતી. તેની આશ્ચર્યજનક અસરોને જોઈને જાહિલો નબીઓના મોઅ્જિઝાઓની વાસ્તવિકતામાં શંકા તથા વિરોધ કરવા મંડી પડ્યા હતા. અમુક લોકો જાદૂગરોને પવિત્ર અને અનુસરણ કરવાપાત્ર સમજવા લાગ્યા અને અમુક લોકો જાદૂને નેક કામ સમજી તેને શીખવા તથા તેના ઉપર અમલ કરવા લાગ્યા. જેમકે, અત્યારના સમયમાં "મેસ્મેરિઝમ" અને "હિપ્નોટિઝમ" વિશે લોકો આવો અભિપ્રાય ધરાવે છે. અલ્લાહ તઆલાએ આ શંકા અને ભૂલને દૂર કરવા માટે બૅબિલોનમાં હારૂત મારૂત નામના બે ફરિશ્તાઓ આ કામ માટે મોકલ્યા કે તેઓ લોકોને જાદૂની વાસ્તવિકતા અને તેના પ્રકારોથી માહિતગાર કરે. જેથી

તેમની શંકા દૂર થાય અને જાદૂ ઉપર અમલ કરવાથી તેમજ જાદૂગરોની તાબે'દારી કરવાથી બચી શકે અને જે રીતે નબીઓ (અલૈ.)ની નુબુવ્વતને મોઅ્જિઝાઓ અને દલીલોથી સાબિત કરવામાં આવે છે, એવી રીતે હારૂત અને મારૂત "ફરિશ્તા" હોવાની દલીલ કાયમ થઈ જાય. જેથી તેમના હુકમો અને ફરમાનોની તાબે'દારી અને ઈતાઅત શક્ય બને.

અને આ કામ અંબિયા (અલૈ.)થી એટલા માટે ન લેવામાં આવ્યું કે પ્રથમ તો નબીઓ અને જાદૂગરોમાં તફાવત હોવાનું જાહેર કરવાનો હેતુ હતો.

બીજું આ કામની પૂર્ણતા અને જાદૂ જાહેર થવાની ઘટના જાદૂના શબ્દોની (મંત્રોની) નકલ અને તેના વર્ણન વિના સ્વાભાવિક રીતે થઈ શકતી ન હતી. જો કે કોઈના બોલેલા કુફ્રિયા શબ્દોની નકલ એટલા માટે કરવી કે, તે શું બોલ્યો હતો તે સામાવાળાને જણાવવું છે તો તે કુફ્ર નથી. (નકલે કુફ્ર, કુફ્ર ન બાશદ) બૌદ્ધિક અને તાર્કિક સિદ્ધાંતો પ્રમાણે પણ આવું સમજી શકાય છે, પરંતુ નબી (અલૈ.) હિદાયતના સ્ત્રોત હોવાને કારણે તેમના દ્વારા જાદૂની લા'નત સમજાવવાનું કામ લેવું યોગ્ય સમજવામાં ન આવ્યું. એટલા માટે આ કામ ફરિશ્તાઓને સોંપવામાં આવ્યું. અલ્લાહના કારખાનામાં બુદ્ધિ અને તર્ક ઉપર આધારિત એવા–એવા હિકમતસભર કાર્યો ફરિશ્તાઓ દ્વારા લેવામાં આવે છે, જે સામૂહિક રીતે મનુષ્યની ભલાઈ માટે હોય છે, પરંતુ અમુક બાબતો જે પોતે તેની ખાસિયતોના કારણે ખરાબ હોય છે જેમકે કોઈ ઝેરી જાનવર વગેરે કે, આમ તો તેનું અસ્તિત્વ મનુષ્યની ભલાઈ માટે જ છે, પરંતુ તે સ્વાભાવગત માણસ માટે હાનિકારક છે. અંબિયા (અલૈહિમુસ્સલામ)થી માત્ર ભલાઈના કામો જ લેવામાં આવે છે જે સમગ્ર સૃષ્ટિ માટે લાભદાયી જ હોય છે અને ઉપરોક્ત કિસ્સા–કહાનીઓનો ઉલ્લેખ એક હેતુપૂર્તિ માટે છે, પરંતુ આ હેતુપૂર્તિ માટે ફરિશ્તાઓથી એટલા માટે કામ લેવામાં આવ્યું કે, આ શબ્દો અને મંત્રોની નકલ કરવાના કારણે અંબિયા (અલૈહિમુસ્સલામ)એ પણ ક્યાંક જાદૂનો અમલ કર્યો હોવાની શંકા ન ઊભી થઈ જાય. આ જ કારણે આવી શંકાથી બચાવવા માટેના શુભ આશયથી અંબિયા (અલૈહિમુસ્સલામ)ને જાદૂની લા'નત સમજાવવાનું માધ્યમ બનાવવાને પણ અલ્લાહ દ્વારા પસંદ કરવામાં ન આવ્યું.

જો કે શરીઅતની પૂર્ણતા માટે અંબિયા (અલૈહિમુસ્સલામ) દ્વારા પણ આ હેતુની પૂર્તતા મૌખિક હિદાયતો દ્વારા કરવામાં આવી, પરંતુ પ્રત્યક્ષ રીતે આ જાદૂની લા'નતનો ખુલાસો ફિત્નો થવાના કારણે અંબિયા (અલૈહિમુસ્સલામ) દ્વારા કરાવવામાં ન આવ્યો. તેનું ઉદાહરણ એવું છે કે નબી (અલૈહિસ્સલામ)એ કહ્યું કે લાંચ લેવી હરામ છે અને તેની વાસ્તવિકતા પણ બતાવી દીધી પરંતુ તેની પદ્ધતિ અને પ્રકારના ખુલાસાઓ કરવામાં નથી આવ્યા. દાખલા તરીકે, લાંચનો એક પ્રકાર એ પણ છે કે જેને લાંચ આપવાની છે તેની પાસે જઈને ફલાણી–ફલાણી વાત કહેવી વગેરે વગેરે. કારણ કે આવા ખુલાસાઓનો ઉલ્લેખ કરવાથી લોકો જાત–જાતની યુક્તિઓ શીખી શકે છે. દાખલા તરીકે, જાદૂના પ્રકારોમાં જ કલ્પના કરો કે એક મુખ્ય નિયમ બતાવી દેવામાં આવ્યો કે ગૈબી હાથ વડે તમારા તકિયા નીચે અથવા તમારા ખિસ્સામાં રૂપિયા આવી જાય તો તે નાજાઈઝ છે. હવે, એવું બતાવવામાં નથી આવ્યું કે ફલાણો અમલ કરવાથી તકિયા નીચે અથવા ખિસ્સામાં ગૈબથી રૂપિયા આવી જાય છે.

કહેવાનો હેતુ એટલો જ છે કે, ફરિશ્તાઓએ બૅબિલોન શહેરમાં આવીને પોતાનું કામ શરૂ કરી દીધું કે, જાદૂના સિદ્ધાંતો અને તેનાથી બચવાના ઉપાયો શીખવવા તથા લોકોને આ ખરાબ કૃત્યોથી બચવાની તાકીદ કરવી તથા જાદૂથી નફરત કરવાની શીખ આપવી અને તેનાથી દૂર રહેવાની ચેતવણી આપવી વગેરે કામ શરૂ કર્યું. જેમ કોઈ આલિમને જોઈને અભણ લોકો તેમની અઝમતમાં કુફિયા વાતો પણ કહેવા લાગી જાય છે. એટલા માટે તે મૌખિક અથવા લેખિત આ શબ્દોને જાહેર કરીને લોકોને ખબરદાર કરી દે છે કે, જુઓ આવું ન કહેવું જોઈએ, આવું કહેવાથી બચવું જોઈએ. વગેરે.

જ્યારે ફરિશ્તાઓએ કામ શરૂ કર્યું તો ધીરે–ધીરે અમુક લોકોની તેમની પાસે આવન–જાવન વધી ગઈ અને તેઓ દરખાસ્ત કરવા લાગ્યા કે અમને પણ આ જાદૂના સિદ્ધાંતો, જાદુનો તોડ અને તેનાથી બચવાના ઉપાયો શીખવાડો. જેથી અમે અજાણતામાં કોઈ ફસાદમાં ફસાઈ ન જઈએ. તે વખતે ફરિશ્તાઓએ સુધારણા અને લોકોને બચાવવાના હેતુથી તેનો પ્રચાર કરવાનું શરૂ કર્યું અને જાદૂના અમલના તોડ માટે તોડ બતાવતા પહેલાં લોકોને એવું કહી દેતા હતા કે, ‘‘જુઓ અમારું આ બતાવવાનું કારણ અલ્લાહ તઆલા તરફથી પોતાના બંદાઓની કસોટી છે. જુઓ આ વસ્તુ શીખીને અમુક વ્યક્તિ પોતાના દીનની

હિફાઝત અને સુધારણા કરે છે, જેથી જાદૂથી ખબરદાર થઈ તેનાથી બચે છે જ્યારે કે, અમુક વ્યક્તિ તેનાથી પોતાનો દીન ખરાબ કરે છે કે, આ જાદૂની બુરાઈનો તોડ શીખીને પોતે જ જાદૂની લાલચમાં પડીને તેને અપનાવી લે છે જેનું પરિણામ કુફ્ર છે, ભલે આવું કુફ્ર જાદૂ ઉપર અમલ કરીને કરતા હોય કે તેના ઉપર શ્રદ્ધા અને ભરોસો રાખીને કરતા હોય. જુઓ અમે તો તમને શિખામણ આપીએ છીએ કે સારી નિય્યતથી આ જાદૂના તોડને શીખો અને પછી આ નિય્યત પર મજબૂતીથી કાયમ રહો. એવું ન થાય કે અમને તો એવું કહીને શીખી લો કે અમે લોકો જાદૂથી બચવા આ શીખી રહ્યા છે અને પછી પોતે જ તેની બુરાઈમાં લાગી જાઓ અને પોતાનું ઈમાન બરબાદ કરી નાંખો.''

સ્પષ્ટ છે કે, તે ફરિશ્તાઓ આનાથી વધારે શું ભલાઈની વાત કરી શકવાના હતા ? મતલબ કે જો કોઈ તેમનાથી કરાર અને વાયદો કરી લેતા તો ફરિશ્તાઓ તેમને જાદૂના તોડ અને તેના સિદ્ધાંતો શીખવાડતા. કારણ કે તેમનું કામ જ આ હતું. હવે જો કોઈ વ્યક્તિ પોતાના કરાર ઉપર કાયમ ન રહે અને કરારભંગ કરી પોતાની મરજીથી કાફિર અને દુષ્ટ બને તો તે જાણે, તેનું કામ જાણે! એટલા માટે અમુક લોકો આ કરાર ઉપર કાયમ ન રહ્યા અને તેઓ જાદૂને મખ્લૂકને તકલીફ પહોંચાડવાનું માધ્યમ બનાવવા લાગ્યા, જે પોતે એક પ્રકારનું દુષ્કૃત્ય તો છે જ અને તેની અમુક પદ્ધતિઓનો ઉપયોગ કરવો કુફ્ર પણ છે અને એવી જ રીતે આ દુષ્ટ લોકો કાફિર બની ગયા.

ફરિશ્તાઓની આવી શિખામણ આપવા છતાં તેનાથી વિરૂદ્ધ કાર્ય કરવાનું ઉદાહરણ એવી રીતે લઈ શકાય કે, કોઈ વ્યક્તિ કોઈ સર્વગ્રાહી અને સર્વમાન્ય આલિમ પાસે જાય અને દરખાસ્ત કરે કે, મને પ્રાચીન અથવા આધૂનિક ફિલોસોફી પઢાવી આપો. જેથી હું પોતે શંકા–કુશંકાઓથી સુરક્ષિત રહું, જે ફિલોસોફીઓ ઈસ્લામ વિરૂદ્ધ વાત કરે છે તેનાથી બચું, અને વિરોધીઓનો જવાબ પણ આપી શકું. હવે તે આલિમને એવી શંકા થાય છે કે, ક્યાંક આ વ્યક્તિ મને ધોકો આપીને ફિલોસોફી શીખવા માંગે છે અને પછી કદાચ એવું પણ થઈ શકે કે આ જ્ઞાન વડે એ વ્યક્તિ ઈસ્લામ વિરૂદ્ધ ફિલોસોફીઓને અને માન્યતાઓને ફેલાવવાનું માધ્યમ પણ બની જાય. આ ભયના કારણે તે આલિમ તેને શિખામણ આપે કે આવું કરીશ નહીં અને તેનાથી આ પ્રમાણેનો કરાર કર્યા પછી તેને

ફિલોસોફી શીખવાડી આપે. પરંતુ તે વ્યક્તિ શીખી લીધા પછી આ ફિલોસોફીને ઈસ્લામની માન્યતાઓ અને અકીદાઓને સાચું સમજી લીધા છતાં ઈસ્લામ વિરૂદ્ધ વાપરે અને એવી હરકતો કરે જેનાથી ઈસ્લામ વિરોધીઓને બળ મળે તો આ વ્યક્તિના દુષ્ટ કર્મોનો વબાલ પેલા આલિમ ઉપર નથી અને ન જ તે આલિમ ધિક્કાર અને નફરતપાત્ર થઈ શકે છે. એ જ પ્રમાણે જાદૂ વિશે આ ફરિશ્તાઓ ઉપર કોઈ શંકા કરી શકાય એમ નથી.

અલ્લાહના હુકમોની ફરજ પૂરો કર્યા પછી લગભગ તે ફરિશ્તાઓ આસમાન ઉપર ચાલ્યા ગયા. વલ્લાહુ અઅલમુ (ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે).

*(બયાનુલ કુર્આન)*

**જાદૂની વાસ્તવિકતા :**

જાદૂની વ્યાખ્યા શબ્દકોષ પ્રમાણે એ છે કે, કોઈ કાર્યનું કારણ સ્પષ્ટ રીતે જાહેર ન થાય. (કામૂસ) ભલે તે કારણ ભૌતિક હોય અથવા આધ્યાત્મિક. જેમકે અમુક મંત્રોની અસર અથવા અમુક મહેસૂસ (અનુભવી) ન કરી શકાય એવી વસ્તુઓની અસર જેમકે, જિન્નાત અને શયતાનની અસર, અથવા મેસ્મેરિઝમમાં વિચારોની અસર, અથવા અમુક એવી અસરો કે જે ગુપ્ત હોય છે, જેવી રીતે કે લોહચુંબકમાં એવી શક્તિ હોય છે કે તે લોખંડને પોતાના તરફ આકર્ષે છે. જ્યારે કે ચુંબકની આ શક્તિ જાહેરમાં દેખાતી નથી પરંતુ તેની અસર ચોક્કસ હોય છે, જે ગુપ્ત હોય છે. એવી જ રીતે દવાઓની અસર કે જે તે દવાઓમાં જોઈ શકાતી નથી અથવા અમુક વાયુ પદાર્થો ઓકિસજન, કાર્બન મોનોક્સાઈડ અને અનેક પ્રકારના ગૅસો (વાયુ પદાર્થો) વગેરે અથવા ગ્રહોની અસર (જે રીતે દરિયામાં આવી અસરના કારણે ભરતી–ઓટ થાય છે, એવી જ કોઈ અન્ય ચૂંબકીય અસર) વગેરે વગેરે.

એટલા માટે જાદૂના ઘણા જ પ્રકારો છે પરંતુ સામાન્ય બોલચાલની ભાષામાં જાદૂ એવી વસ્તુને કહેવામાં આવે છે જેમાં જિન્નાતો અને શયતાનોની દખલગીરી હોય, અથવા વિચારોની શક્તિ કે મેસ્મેરિઝમ અથવા કોઈ મંત્રોનો અસર હોય. કારણ કે, આ વાતો બૌદ્ધિક રીતે પણ સાબિત થઈ ચૂકી છે અને

અનુભવ તથા પ્રયોગોથી પણ સિદ્ધ થઈ ગયું છે અને પ્રાચીન તથા આધુનિક ફિલોસોફીઓએ પણ તેને સ્વીકાર્યું છે કે અમુક શબ્દોમાં અને મંત્રોમાં પણ એવી ખાસ અસરો હોય છે કે, કોઈ ખાસ શબ્દ અથવા મંત્રને અમુક ચોક્કસ સંખ્યામાં પઢવા અથવા લખવા વગેરેથી ખાસ પ્રકારની અસરોનો અનુભવ થાય છે, અથવા એવી અસરો જે કોઈ વ્યક્તિના બાલ અથવા નખ અથવા શરીરના કોઈ બીજા અવયવો અથવા તો તેણે પહેરેલા કપડાંનો ઉપયોગ કરીને અથવા તેની સાથે અમુક વસ્તુઓ સામેલ કરીને પૈદા કરવામાં આવે છે, જેને સામાન્ય બોલ–ચાલની ભાષામાં જાદૂ–ટોના અથવા ટોટકા કહેવામાં આવે છે. આ બધું જાદૂના પ્રકારોમાં સામેલ સમજવામાં આવે છે.

કુર્આન અને સુન્નતની વ્યાખ્યામાં દરેક તે આશ્ચર્યજનક "મેટાફિઝીકલ" (Mata Physical)વસ્તુઓને જાદૂ કહેવામાં આવે છે, જેમાં શયતાનને ખુશ કરીને તેનાથી મદદ પ્રાપ્ત કરવામાં આવે છે. પછી શયતાનોને ખુશ કરવાની વિવિધ પદ્ધતિઓ હોય છે. દા.ત. કોઈ એવો મંત્ર અપનાવવામાં આવે છે કે, જેમાં કુફ્ર અને શિર્કના મંત્રો પણ હોય, અને શયતાનની તા'રીફ પણ કરવામાં આવે, અથવા તો ગ્રહો અને તારાઓની પૂંજા કરવામાં આવે છે, જેનાથી શયતાન ખુશ થાય છે.

ક્યારેક એવા અમલો અપનાવવામાં આવે છે, જે શયતાનને પસંદ હોય છે. દાખલા તરીકે કોઈને નાહક કતલ કરીને તેના લોહીનો ઉપયોગ કરવો અથવા જનાબત (ગુસલ ફરજ હોય એવી પરિસ્થિતિ) અને નાપાકીની હાલતમાં રહેવું. પાકીથી દૂર રહેવું વગેરે.

જેવી રીતે અલ્લાહ તઆલાના પાક ફરિશ્તાઓની મદદ નેક અને સારા કાર્યો અને અમલો દ્વારા પ્રાપ્ત થાય છે. આવા અમલો ફરિશ્તાઓ પણ પસંદ કરે છે. દાખલા તરીકે તકવા (અલ્લાહથી ડરવું), પાકીઝગી, પવિત્રતા, ગંદકી–ગંધ અને નાપાકીથી દૂર રહેવું, અલ્લાહનો ઝિક્ર કરવો, સારા કામો કરવા વગેરે. એવી જ રીતે શયતાનોની મદદ શયતાની અને નાપાક કૃત્યો કરીને પ્રાપ્ત થાય છે, આવા કાર્યો શયતાનને પસંદ છે. એટલા માટે જાદૂની કળા પ્રાપ્ત કરવામાં એવા લોકો જ સફળ થાય છે, જેઓ ગંદા અને નાપાક રહેતા હોય. પાકીઝગી અને

અલ્લાહના નામથી દૂર રહેતા હોય, ગંદા કૃત્યોની ટેવ ધરાવતા હોય. કેટલીક સ્ત્રીઓ પણ માસિકધર્મ વખતે આવા જાદૂના કામ કરે છે તો તેની પણ અસર હોય છે. ક્યારેક સામાન્ય બોલચાલમાં ટોના–ટોટકા અથવા હાથ–ચાલાકીના કામ અથવા મેસ્મેરિઝમ વગેરેને પણ સિહ્ર અથવા જાદૂ કહી દેવામાં આવે છે.

*(રૂહુલ મઆની)*

**જાદૂના પ્રકારો :**

ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.) "મુફરદાતુલ કુર્આન"માં લખે છે કે, સિહ્ર–જાદૂના વિવિધ પ્રકારો છે. એક પ્રકાર તો ફક્ત નજરબંદી અથવા વિચારોની શક્તિ હોય છે, જેમાં વાસ્તવિક રીતે કોઈ વસ્તુ બનતી નથી હોતી. જેવી રીતે કે અમુક લોકો પોતાની હાથ–ચાલાકીથી આવા કામ કરી લેતા હોય છે કે સામાન્ય લોકોની નજર તેમની હાથ–ચાલાકી જોઈ શકતી નથી અથવા તો વિચારોની શક્તિ અથવા મેસ્મેરિઝમ દ્વારા કોઈના દિમાગ ઉપર એવો અસર કરવામાં આવે છે કે તે કોઈ વસ્તુ ઉપસ્થિત ન હોવા છતાં તેને પોતાની સામે આંખોથી જુએ અને તેને મહસૂસ કરવા માંડે છે, પરંતુ વાસ્તવમાં તે કોઈ ઘટના બનતી નથી હોતી. ક્યારેક આવા કામો શયતાનની મદદથી પણ કરી શકાય છે કે, સામેવાળાની આંખો અને દિમાગ ઉપર એવી અસર કરવામાં આવે છે કે જેનાથી તે અપ્રાકૃતિક વસ્તુને પણ વાસ્તવિક સમજવા લાગે છે. કુર્આન મજીદમાં ફિરઔનના જાદૂગરોના જાદૂનો જે ઉલ્લેખ છે તે આવા જ પ્રકારનો જાદૂ હતો, જેમકે ઈરશાદ છે,

سَحَرُوْٓا اَعْيُنَ النَّاسِ

*"તેમણે લોકોની આંખો ઉપર જાદૂ કરી દીધો." (૭:૧૧૬)*

يُخَيَّلُ اِلَيْهِ مِنْ سِحْرِ هِمْ اَنَّهَا تَسْعٰى

*"તેમના જાદૂથી મૂસા (અલૈહિસ્સલામ)ના વિચારોમાં એવું આવવા લાગ્યું કે, આ (દોરડાઓ સાપ બનીને) દોડી રહ્યા છે." (૨૦:૬૬)*

અહીંયાં يُخَيَّلُ ના શબ્દથી એવું બતાવવામાં આવ્યું છે કે, આ દોરડાઓ

અને લાકડીઓ જે જાદૂગરોએ નાંખી હતી, વાસ્તવમાં તે સાપ બની ન હતી અને તે દોરડીઓ કે લાકડીઓએ કોઈ હલન–ચલન પણ ન કર્યું હતું, પરંતુ હઝરત મૂસા (અલૈ.)ની વિચારવાની શક્તિ ઉપર અસર થઈ હતી, જેથી દોરડાઓને તેઓ દોડતા સાપ સમજવા લાગ્યા.

બીજો પ્રકાર વિચારોને પ્રભાવિત કરવા અથવા નજરબંદી પણ છે, જે અમુક સમયે શયતાનની અસરથી પણ થાય છે, જેને કુર્આન શરીફમાં આ રીતે ઈરશાદ ફરમાવવમાં આવ્યો છે.

هَلْ اُنَبِّئُكُمْ عَلٰى مَنْ تَنَزَّلُ الشَّيٰطِيْنُ، تَـنَزَّلُ عَلٰى كُلِّ اَفَّاكٍ اَثِيْمٍ،

*"હું તમને બતાવું કે કેવા લોકો ઉપર શયતાન ઊતરે છે ? દરેક બોહતાન લગાવનાર ગુનેહગારો ઉપર ઊતરે છે." (૨૬:૨૨૧–૨૨૨)*

وَلٰـكِنَّ الشَّيٰطِيْنَ كَفَرُوْا يُعَلِّمُوْنَ النَّاسَ السِّحْرَ،

*"શયતાનોએ કુફ્ર અપનાવ્યું; લોકોને જાદૂ શીખવાડવા લાગ્યા."*

ત્રીજો પ્રકાર એ છે કે જાદૂ દ્વારા કોઈ વસ્તુનું અસ્તિત્વ અને ભૌતિક બંધારણ પણ બદલી નાંખવું, જેમકે કોઈ વ્યક્તિ અથવા સજીવને કોઈ પથ્થર અથવા જાનવર બનાવી દેવું. ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.), અબૂ બક્ર જસ્સાસ (રહ.) વગેરે બુઝુર્ગોએ તેનો ઈન્કાર કર્યો છે તેઓ કહે છે કે, જાદૂ દ્વારા કોઈ વસ્તુનું ભૌતિક સ્વરૂપ બદલી શકાતું નથી. બલકે, જાદૂની અસર માત્ર વિચારો અને નજરબંદી સુધી જ સીમિત હોઈ શકે છે. મોઅતઝિલાનું પણ આવું જ નિવેદન છે, પરંતુ અમુક ઉલમાનું માનવું છે કે, ભૌતિક પદાર્થોના બંધારણ બદલાય જવામાં કોઈ બૌદ્ધિક બાધ નથી. દાખલા તરીકે, કોઈ શરીર પથ્થર બની જાય અથવા એક પ્રકારથી બીજા પ્રકારમાં બદલાય જાય વગેરે.

આ ઉલમાના મતે ફિલોસોફરોનું જે પ્રખ્યાત નિવેદન છે કે, "ભૌતિક પદાર્થોનું બંધારણ અથવા તેના અસ્તિત્વને બદલવું શક્ય નથી," તેનો અર્થ એ છે કે, વાસ્તવમાં પદાર્થનું ભૌતિક સ્વરૂપ બદલાય જવું બૌદ્ધિક (કે વૈજ્ઞાનિક) રીતે શક્ય નથી. પદાર્થના ભૌતિક બંધારણ વિશે એવું શક્ય નથી કે કોઈ અશક્ય વસ્તુ

શક્ય બની જાય અથવા કોઈ શક્ય વસ્તુ અશક્ય બની જાય.

એક મત અનુસાર કુર્આન શરીફમાં ફિરઔનના જાદૂગરોના જાદૂને નજરબંદી ઠરાવવામાં આવી છે પરંતુ તેનાથી એ સાબિત નથી થતું કે દરેક જાદૂ નજરબંદી જ હોય, તેનાથી વધુ અથવા ઓછું કંઈ જ ન હોય અને અમુક લોકોએ જાદૂ દ્વારા વસ્તુના અસ્તિત્વને અથવા તેના સ્વરૂપને બદલી નાંખવાના જાઈઝ અને નાજાઈઝ હોવા ઉપર હઝરત કઅ્બ બિન અહબાર (રદિ.)ની આ હદીષથી પણ દલીલ કરી છે, જે મુઅત્તા ઈમામ માલિક (રહ.)માં કઅ્કાઅ્ બિન હકીમથી રિવાયત થયેલ છે.

لَوْلَا كَلِمَاتٌ اَقُولُهُنَّ لَجَعَلَتْنِى الْيَهُودُ حِمَارًا،

*"જો આ અમુક વાક્યો ન હોત, જેને હું પાબંદીથી પઢું છું, તો યહૂદી મને ગધેડો બનાવી આપત !"*

ગધેડો બનાવવાનો શબ્દ રૂઢિપ્રયોગ તરીકે બેવકૂફ બનાવવાના અર્થમાં પણ હોઈ શકે છે, પરંતુ આ શબ્દ "ગધેડો" જરૂરત વિના વાસ્તવિક હકીકત છોડીને રૂઢિપ્રયોગના અર્થમાં જ છે એવું સમજવું પણ બરાબર નથી. એટલા માટે તેનો એક અર્થ એ પણ હોઈ શકે છે કે "જો હું આ વાક્યો દરરોજ પાબંદીથી ન પઢું તો યહૂદી મને જાદૂથી ગધેડો બનાવી આપત."

અહીંયાં બે વાતો સાબિત થઈ. પ્રથમ એ કે જાદૂ દ્વારા મનુષ્યને ગધેડો બનાવી દેવું શક્ય છે, (જો કે આ બાબતે ઘણા–બધા વિરોધાભાસી મતો પ્રવર્તે છે.) બીજું એ કે જે વાક્યો તેઓ પઢ્યા કરતા હતા તેની અસર એ છે કે તેની બરકતથી કોઈ જાદૂ તેમના ઉપર અસર નથી કરતું. હઝરત કઅ્બ બિન અહબાર (રદિ.)ને જ્યારે લોકોએ પૂછ્યું કે, તે વાક્યો શું છે ? તો તેમણે આ વાક્યો બતાવ્યા.

اَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ الَّذِىْ لَيْسَ شَيْءٌ اَعْظَمَ مِنْهُ وَ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ الَّتِىْ لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَّلَا فَاجِرٌ وَّبِأَسْمَاءِ اللّٰهِ الْحُسْنٰى كُلِّهَا مَا عَلِمْتُ مِنْهَا وَمَالَمْ اَعْلَمْ مِنْ شَرِّ مَا خَلَقَ وَبَرَءَ وَذَرَءَ (اخرجه فى المؤطا باب التّعوذ عند النّوم)

*"હું મહાન અલ્લાહની શરણમાં આવું છું, જેનાથી મોટો કોઈ જ નથી, અને અલ્લાહના શબ્દોની શરણમાં આવું છું કે જેની આગળ કોઈ ભલો અથવા બુરો માણસ નથી નીકળી શકતો, અને શરણમાં આવું છું અલ્લાહના તમામ એવા પવિત્ર પાક નામોની, જેને હું જાણું છું અને જેને હું નથી જાણતો (અને શરણમાં આવું છું અલ્લાહની) દરેક તે વસ્તુના નુકસાનથી જેને અલ્લાહ તઆલાએ પૈદા કરી અને જેને અસ્તિત્વમાં લાવી ફેલાવી છે."*

**જાદૂ અને મોઅ્જિઝામાં તફાવત :**

જેવી રીતે નબીઓ (અલૈ.)ના મોઅ્ઝિજાઓ અને વલીઓની કરામતો દ્વારા એવા કાર્યો અસ્તિત્વમાં આવે છે, જે સ્વાભાવિક રીતે અન્ય કોઈથી થઈ નથી શકતા અને એટલા માટે તે ભૌતિક નિયમોના અને સિદ્ધાંતોના વિરૂદ્ધ પણ હોઈ શકે છે. દેખીતી રીતે જાદૂમાં પણ લગભગ તેને મળતી આવતી અસરો હોવાના કારણે અમુક જાહિલો તે બંનેમાં તફાવત કરી શકતા નથી, એ કારણે તેઓ જાદૂગરોની ઈજ્જત અને સન્માન કરવા લાગે છે. એટલા માટે અત્રે બંનેનો તફાવત વર્ણન કરવો જરૂરી છે.

બસ આ તફાવત એક તો મૂળ વાસ્તવિકતાના આધારે હોય છે અને એક દેખીતા કારણોના સંદર્ભમાં હોય છે. વાસ્તવિકતાનો તફાવત તો એ હોય છે કે, જાદૂ દ્વારા જે વસ્તુઓ અસ્તિત્વમાં આવે છે તે ભૌતિક અને ફિઝીકલ સિદ્ધાંતો વિરૂદ્ધ કોઈ વસ્તુ હોતી નથી. ફરક ફક્ત તેમના કાર્યો જાહેર થવાની પદ્ધતિનો છે. જ્યાં કાર્ય માટેના કારણો જાહેર થાય છે ત્યાં તે અસરોને તે કારણો દ્વારા ઓળખવામાં આવે છે અને તેને કોઈ આશ્ચર્યની વસ્તુ સમજવામાં આવતી નથી. પરંતુ જ્યાં કાર્ય માટેના કારણો જાહેર ન થતા હોય તો તે આશ્ચર્યની ઘટના સમજવામાં આવે છે અને સામાન્ય જનસમૂહ તે કાર્ય માટેના કારણને જાણતા ન હોવાના કારણે તેને "સુપર નેચરલ" કે "પ્રકૃતિ વિરૂદ્ધનું કાર્ય" સમજે છે, હાલાં કે તે વાસ્તવમાં ભૌતિક નિયમોના આધારે જ કોઈ જિન્નાત અથવા શયતાનની મદદ વડે કરાવવામાં આવતું હોય છે.

દાખલા તરીકે એક દૂર પૂર્વના દેશમાં લખેલો પત્ર આજે જ અચાનક સામે આવીને પડી જાય છે, તો જોનારને તે કાર્યનું કારણ જાણતો ન હોવાના કારણે

અપ્રાકૃતિક અને સુપર નેચરલ લાગે છે. જ્યારે કે જિન્નાતો અને શયતાનો આવા કાર્યો કરવા માટે સક્ષમ છે. હવે જો આ પત્ર આ રીતે તે જ દિવસે કોઈ દૂરના દેશમાંથી સામે આવીને પડે છે તો તેના કારણો ન જાણવાના કારણે અને આ પત્ર લાવનાર સ્ત્રોત ગુપ્ત હોવાના કારણે તે સુપર નેચરલ (અસ્વાભાવિક) બાબત સમજવામાં આવે છે, પરંતુ આ સ્ત્રોત જો લોકોની આંખો સામે હોય તો તેમને તેની કોઈ નવાઈ ન રહે.

જ્યારે કે મોઅ્જિઝાઓ તે કાર્યો છે જે સીધે–સીધા અલ્લાહ તઆલા તરફથી હોય, જેમાં ભૌતિક અને કાર્ય–કારણના સંબંધને કોઈ લેવા–દેવા હોતી નથી. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે નમરૂદની આગને અલ્લાહ તઆલાએ ફરમાવી દીધું કે "ઈબ્રાહીમ (અલૈ.) માટે ઠંડી થઈ જા," પરંતુ ઠંડક એટલી ન હોય કે જેનાથી તકલીફ પહોંચે બલકે, ઠંડક સલામતી અને રક્ષણવાળી હોય, અને અલ્લાહના હુકમથી આગ ઠંડી થઈ ગઈ.

આજે પણ અમુક લોકો શરીર ઉપર અમુક દવાઓ લગાવીને આગમાં કૂદી પડે છે, આ મો'અ્જિઝો નથી બલકે આ તેણે શરીર પર લગાવેલ દવાઓની અસર છે. દવાઓ નજરથી ઓઝલ હોવાના કારણે લોકોને ધોકો થઈ જાય છે કે, આ અપ્રાકૃતિક ઘટના છે.

મોઅ્જિઝો અલ્લાહ તઆલા તરફથી ડાયરેક્ટ ઘટતી ઘટના હોય છે, જેને ખુદ કુર્આન શરીફે ખુલાસાવાર સાબિત કર્યું છે.

وَمَارَمَيْتَ اِذْرَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى،

*"કાંકરીઓની મુટ્ઠી જે તમે ફેંકી, વાસ્તવમાં તમે નથી ફેંકી, પરંતુ અલ્લાહે ફેંકી છે." (૮:૧૭)*

એનો અર્થ એ છે કે, એક મુટ્ઠી માટી અને કાંકરીઓનું આખા ટોળાની આંખો સુધી પહોંચી જવું તેમાં તમારા કૃત્યને કોઈ લેવા–દેવા નથી. આ ખાસ અલ્લાહ તઆલાનું કામ છે. આ મોઅ્જિઝો ગઝ્વએ બદ્રમાં જાહેર થયો હતો કે આપ ﷺએ માટી અને કાંકરીઓની એક મુટ્ઠી કાફિરોના લશ્કર ઉપર ફેંકી, જે બધાની આંખોમાં જઈને પડી.

મોઅ્જિઝા અને જાદૂની વાસ્તવિકતાનો આ તફાવત કે મોઅ્જિઝો સીધે–સીધો કોઈપણ જાતના ફિઝીકલ (ભૌતિક) સિદ્ધાંતો કે નિયમો વિના અલ્લાહ તઆલા તરફથી થતી ઘટના હોય છે અને જાદૂ પ્રાકૃતિક તેમજ ભૌતિક સિદ્ધાંતોના આધારે જ અસ્તિત્વમાં આવતી ઘટના હોય છે, પરંતુ ક્યારેક આવી ઘટનાઓનો સ્ત્રોત લોકોની આંખોથી ગુપ્ત હોય છે. પરંતુ અત્રે એક સવાલ એ રહી જાય છે કે, લોકો આ તફાવતને કઈ રીતે ઓળખે? કારણ કે દેખીતી રીતે બંને ઘટનાઓ એકસમાન લાગે છે. તેનો જવાબ એ છે કે લોકોને આ તફાવત ઓળખાવવા માટે અલ્લાહે કેટલાય સ્પષ્ટ ફરક જાહેર કરી દીધા છે.

પ્રથમ એ કે મોઅ્જિઝાઓ અથવા કરામાત એવા લોકોથી જ જાહેર થાય છે જેમનો તકવો, પાકીઝગી, પવિત્રતા, અખ્લાક, નૈતિકતા અને અમલો બધું જ શરીઅત પ્રમાણે હોય છે. આનાથી ઊલટું જાદૂની અસર ફક્ત એવા લોકો દ્વારા જ જાહેર થાય છે, જેઓ ગંદા, નાપાક, અલ્લાહના નામથી અને તેની ઈબાદતથી દૂર રહે છે. આ બાબત દરેક મનુષ્ય પોતાની આંખોથી જોઈ શકે છે અને જાદૂ તથા મોઅ્જિઝા–કરામાતના તફાવતને આ ફરક થકી ઓળખી શકાય છે.

## શું અંબિયા (અલૈ.) ઉપર પણ જાદૂની અસર થઈ શકે છે ?

જવાબ "હા" હોય શકે છે કે, કારણ તે જ છે જે ઉપર બતાવવામાં આવ્યું છે. જાદૂ વાસ્તવમાં ભૌતિક કારણના સંબંધ વગર શક્ય નથી અને અંબિયા (અલૈ.) કાર્ય–કારણ અને ભૌતિક નિયમોના આધીન હોય છે. એટલા માટે આ જાદૂની અસરો થવી નુબુવ્વતની શા'નના ખિલાફ નથી. જેવી રીતે તેઓને ભૂખ અને તરસની અસર હોય છે, બીમારી પણ થઈ શકે છે અને બીમારીમાંથી સારા થવા માટે દવાનો ઉપયોગ કરવો પડે છે. એવી જ રીતે જાદૂના ગુપ્ત સ્ત્રોતો અને કારણોની અસરો અંબિયા (અલૈ.) ઉપર થઈ શકે છે અને જાદૂની આવી અસરો થવી નુબુવ્વતની શા'નના વિરૂદ્ધ નથી.

રસૂલ ﷺ ઉપર યહૂદીઓનું જાદૂ કરવું અને તેના કારણે આપ ﷺ ઉપર અમુક અસરોનું જાહેર થવું અને વહી દ્વારા જાદૂના અસરની જાણ થવી અને તેને નાબૂદ કરવી સહીહ હદીષોની રૂએ સાબિત થયું છે અને હઝરત મૂસા (અલૈ.)નું જાદૂથી પ્રભાવિત થવું કુર્આન શરીફમાં વર્ણવાયેલું છે. يُخَيَّلُ اِلَيْهِ مِنْ سِحْرِهِمْ اَنَّهَا تَسْعٰى ،

فَاَوۡجَسَ فِیۡ نَفۡسِہٖ خِیۡفَۃً مُّوۡسٰی، મૂસા (અલૈ.) ઉપર ભય છવાઈ જવો તે જાદૂની જ અસર હતી. (૨૦:૬૬–૬૭)

**જાદૂના શરઈ હુકમો :**

જેમકે ઉપર ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે, કુર્આન–હદીષની વ્યાખ્યામાં જાદૂ ફક્ત એવા જ કૃત્યોને કહેવામાં આવે છે જેમાં કુફ્ર, શિર્ક અને ગુનાહિત બાબતો અપનાવી જિન્નાત અને શયતાનોને રાજી કરીને તેમનાથી મદદ લેવામાં આવી હોય. તેમની મદદથી અમુક આશ્ચર્યકારક ઘટનાઓ જાહેર થઈ હોય. બૅબિલોન શહેરના જાદૂનો ઉલ્લેખ કુર્આનમાં થયો છે તે આ જ પ્રકારનો જાદૂ છે. (જસ્સાસ) અને તે જાદૂને કુર્આનમાં કુફ્ર કહેવામાં આવ્યું છે. અબૂ મન્સૂર (રહ.)એ ફરમાવ્યું કે સાચું એ જ છે કે જાદૂના બધા જ પ્રકારો કુફ્ર નથી બલકે, ફક્ત તે જ જાદૂ કુફ્ર છે જેમાં ઈમાન અને શરીઅત વિરૂદ્ધ અમલો અપનાવવામાં આવે.

*(રૂહુલ મઆની)*

દેખીતું છે કે શયતાનો ઉપર લા'નત કરીને તેમની સાથે દુશ્મની અને વેર–ઝેર રાખવાના તથા તેમનો વિરોધ કરવાના હુકમો કુર્આન અને હદીષમાં વારંવાર આવ્યા છે. તેના વિરૂદ્ધ તેનાથી દોસ્તી કરવાની અને તેમને રાજી કરવાની ફિકર–ચિંતા પોતે જ એક મોટો ગુનોહ છે. પછી તે રાજી ત્યારે જ થાય છે જ્યારે વ્યક્તિ કુફ્ર અને શિર્કમાં પડી જાય, જેનાથી ઈમાન નષ્ટ થઈ જાય અથવા ઓછામાં ઓછું ગુનાહિત કૃત્યો કરવા માટે અને અલ્લાહ તઆલા તથા ફરિશ્તાઓની મરજી વિરૂદ્ધ નાપાક અને ગંદા રહે, આ મોટો ગુનોહ છે અને જો જાદૂ દ્વારા કોઈને નાહક નુકસાન પહોંચાડ્યું તો તે બીજો મોટો ગુનોહ છે.

મતલબ કે કુર્આન અને સુન્નતની વ્યાખ્યામાં જેને જાદૂ કહેવામાં આવ્યું છે તે અકીદાની રૂએ કુફ્ર અને શિર્ક અપનાવવાના કારણે વાસ્તવિક રીતે પણ કુફ્ર અને શિર્ક છે. અને જો કુફ્ર અને શિર્કના કૃત્યોથી બચી પણ જાય, પરંતુ બીજા ગુનાહિત કૃત્યો અપનાવે તો પણ કુફ્રિયા કામો કર્યા કહેવાશે. ઉપરોક્ત આયતમાં જાદૂને કુફ્ર કહેવામાં આવ્યું છે તે આ જ કારણથી છે કે આ જાદૂ વાસ્તવિક અકીદાની રૂએ અથવા અમલની રૂએ કુફ્રથી ખાલી નથી.

ખુલાસો એ છે કે, જાદૂમાં કોઈ કુફ્રનો અમલ અપનાવવામાં આવ્યો હોય,

જેમકે શયતાનથી મદદ મેળવવી, ગ્રહો અને નક્ષત્રોની અસરને યકીની રીતે સાચી માનવી તથા જાદૂને મોઅ્જિઝો સમજવો અને જાદૂના ચમત્કાર દ્વારા પોતે નુબુવ્વતનો દા'વો કરવો વગેરે સર્વસહમતિથી જાદૂ જ ગણાશે અને જેમાં કુફ્રિયા કૃત્યો ન હોય, પરંતુ ગુનાહિત પ્રવૃત્તિઓ અપનાવવામાં આવે તો તે ગુનાહે કબીરા (જઘન્ય અપરાધ) છે.

**મસ્અલો :**

જ્યારે જાણ થઈ ગઈ કે જાદૂ અકીદાની રૂએ અથવા અમલની રૂએ કુફ્ર છે તો તેને શીખવું અને શીખવાડવું બંને હરામ છે, તેના ઉપર અમલ કરવો પણ હરામ છે, પરંતુ જો તે મુસલમાનોને નુકસાનથી બચાવવા માટે જરૂર પૂરતું શીખવામાં આવે અને તેમાં કોઈ કુફ્રિયા–શિર્કિયા અથવા શરીઅત વિરૂદ્ધ અમલ ન હોય તો અમુક ફુકૂહા (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)એ જાઈઝ કહ્યું છે.

*(શામી, આલમગીરી)*

**મસ્અલો :**

આમિલો તા'વીજ, દોરા–ધાગા વગેરે કરે છે તેમાં જો જિન્નાત અને શયતાનોની મદદ લેવામાં આવી હોય તો તે જાદૂના હુકમમાં છે અને હરામ છે. અને જો અમુક શબ્દો શંકાસ્પદ હોય જેનો અર્થ ખબર ન હોય તેથી એમાં શયતાન અને મૂર્તિઓની મદદ લેવાની શંકા ઊભી થાય તો તે પણ હરામ છે.

**મસ્અલો :**

કુર્આન અને સુન્નતની વ્યાખ્યામાં બૅબિલોનના જાદૂ સિવાય બીજા અન્ય પ્રકારના જાદૂ જેમાં જો કુફ્ર અને શિર્ક તથા શરીઅત વિરૂદ્ધ કોઈ અમલ લાવવામાં આવે તો તે પણ હરામ છે.

**મસ્અલો :**

જો ફક્ત હલાલ અને મબાહ અમલોથી કામ લેવામાં આવે તો એવી શરતો સાથે જાઈઝ છે કે, તેનો કોઈ નાજાઈઝ હેતુ અને મકસદ પૂરો કરવા માટે ઉપયોગ કરવામાં નહીં આવે.

**મસ્અલો :**

કુર્આન અને હદીષના વાક્યોથી કામ લેવામાં આવે પરંતુ નાજાઈઝ અને

હરામ મકસદ માટે ઉપયોગ કરવામાં આવે તો તે પણ જાઇઝ નથી. દાખલા તરીકે કોઈને નાહક નુકસાન પહોંચાડવા માટે કોઈ તા'વીજ કરવામાં આવે અથવા કોઈ વઝીફો પઢવામાં આવે, ભલે વઝીફો કુર્આનની આયતોનો હોય તો પણ હરામ છે.

*(ફતાવા કાઝીખાન અને શામી)*

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૪)

| |
|---|
| يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقُوْلُوْا رَاعِنَا وَقُوْلُوا |
| انْظُرْنَا وَاسْمَعُوْا ۭ وَلِلْكٰفِرِيْنَ عَذَابٌ اَلِيْمٌ ۝١٠٤ |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! ''રાઈના'' ન કહો, અને ''ઉન્ઝુરના'' કહો અને (ધ્યાનથી) સાંભળો; અને કાફિરો માટે દર્દનાક અઝાબ (છે). (૧૦૪)*

## તફસીર :

અમુક યહૂદીઓએ એક શરારત શરૂ કરી હતી કે રસૂલુલ્લાહ ﷺ પાસે આવીને ''રાઈના'' رَاعِنَا શબ્દથી સંબોધતા હતા, જેનો અર્થ તેમની હિબ્રુ ભાષામાં એક બદ્દુઆનો હતો અને તેઓ એવી બદ્દુઆની નિય્યતથી જ આવું કહેતા હતા. પરંતુ અરબી ભાષામાં તેનો અર્થ ''તેઓ અમારી મસ્લિહતની રિઆયત કરે'' થાય છે. એટલા માટે અરબી જાણનાર આ શરારતને સમજી શકતા ન હતા અને તેનો સારો અર્થ થતો હોવાનું સમજીને કેટલાક મુસલમાનો પણ રસૂલુલ્લાહ ﷺની સેવામાં આ શબ્દનો ઉપયોગ કરવા લાગ્યા. તેનાથી આ શરારતખોરોને ખૂબ મજા પડી અને તેઓ પરસ્પર હસતા હતા કે, અત્યાર સુધી તો આપણે તેમને ગુપ્ત રીતે જ ગાળો આપતા હતા પણ હવે તો જાહેરમાં ગાળો આપવાની યુક્તિ મળી ગઈ કે, મુસલમાનો પણ તેમાં સામેલ થઈ ગયા. અલ્લાહ તઆલાએ આ જ શરારતની સંભાવનાને ખતમ કરવા મુસલમાનોને હુકમ આપ્યો કે,

હે ઈમાનવાળાઓ ! તમે ''રાઈના'' (શબ્દ) ન કહ્યા કરો અને તેના બદલે ''ઉન્ઝુરના'' (શબ્દ) કહ્યા કરો (કારણ કે આ શબ્દનો અર્થ અને ''રાઈના''નો અર્થ

અરબી ભાષામાં (સમાનાર્થી) એક જ છે. "રાઈના" કહેવામાં યહૂદીઓની શરારત છે. એટલા માટે તેને છોડીને બીજા શબ્દનો ઉપયોગ કરો) અને (આ શબ્દના હુકમને સારી રીતે) સાંભળી લેજો અને (યાદ રાખો) કાફિરોને (તો) દર્દનાક સજા થશે (જ જેઓ પયગંબર ﷺની શા'નમાં ચાલાકીથી આવી ગુસ્તાખી કરી રહ્યા છે).

**મસ્અલો :**

આ આયતથી તે બાબત ખબર પડી કે, જો પોતાના કોઈ જાઈઝ અમલથી અન્યોના નાજાઈઝ કૃત્યો કરવાની સંભાવના વધી જતી હોય તો આ જાઈઝ કામ પણ તે કારણસર જાઈઝ નથી રહેતું. જેવી રીતે કોઈ આલિમના જાઈઝ કામથી જાહિલો ગલતફહમીમાં પડી નાજાઈઝ કૃત્યોમાં સપડાઈ જવાનો ભય હોય તો આ આલિમ માટે આ જાઈઝ કામની પણ મનાઈ થઈ જશે. શરત એટલી જ છે કે, જો શરઈ દૃષ્ટિએ આ કામ જરૂરી અને શરીઅતના મકસદ અને હેતુપૂર્તિ માટેનું હોય તો મનાઈ નથી. આ બાબતના અનેક દાખલાઓ કુર્આન અને સુન્નતમાં આવેલા છે, તેની એક દલીલ તે હદીષ છે જેમાં ઉલ્લેખ થયો છે કે આપ ﷺએ ફરમાવ્યું કે, ‘‘બયતુલ્લાહનું બાંધકામ કુરૈશે જાહિલિયતના સમયમાં કર્યું હતું. તેમાં અમુક વસ્તુઓ ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણી વિરૂદ્ધની કરી છે. મારૂં દિલ એ ઈચ્છે છે કે તેને જમીનદોસ્ત કરીને નવેસરથી ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણી પ્રમાણે બનાવી આપું, પરંતુ તેનાથી અજ્ઞાન અવામ (સામાન્ય જનસમૂહ) ફિત્નામાં પડી જવાનો ભય છે. એટલા માટે હું એવું કામ નથી કરતો.’’ આવા હુકમોને ફિક્હની વ્યાખ્યામાં "સદ્દે જરાયેઅ્" (માધ્યમનો તોડ) કહેવામાં આવે છે, જેને બધા જ ફુક્હા ભરોસાપાત્ર ગણે છે. ખાસ કરીતે હનફી લોકો તેની વધારે પાબંદી કરે છે.

*(કુર્તુબી)*

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૫)

مَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ وَ لَا الْمُشْرِكِيْنَ اَنْ يُّنَزَّلَ عَلَيْكُمْ مِّنْ

خَيْرٍ مِّنْ رَّبِّكُمْ ؕ وَاللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ﴿۱۰۵﴾

## તરજુમો :

*જે લોકોએ અહલે કિતાબમાંથી કુફ્ર કર્યું (તેઓ) નથી ઈચ્છતા અને ન (જ) મુશ્રિકો કે, તમારા ઉપર તમારા રબ પાસેથી ભલાઈ નાઝિલ થાય; અને અલ્લાહ પોતાની રહમતથી જેને ઈચ્છે છે "ખાસ" કરી લે છે; અને અલ્લાહ મોટો ઉપકાર કરનારો (છે). (૧૦૫)*

## તફસીર :

રસૂલ ﷺ સાથે યહૂદીઓનો જે પ્રમાણેનો વર્તાવ હતો તે ઉપરની આયતમાં વર્ણન કરવામાં આવ્યો હતો. હવે, આ આયતમાં યહૂદીઓના મુસલમાનો સાથેના વર્તાવનું વર્ણન કરવામાં આવી રહ્યું છે. (અમુક યહૂદીઓ અમુક મુસલમાનોને કહેવા લાગ્યા કે "સાચે જ અમે દિલથી તમારું ભલું ઈચ્છનારા છે અને દિલોજાનથી એવું ઈચ્છીએ છીએ કે તમને દીની હુકમો અમારા દીની હુકમો કરતા વધુ સારા પ્રાપ્ત થાય તો અમે પણ તેને કબૂલ કરી લઈએ, પરંતુ શું કરીએ ? કારણ કે તમારો દીન અમારા દીન કરતાં હજુ સુધી સારો સાબિત નથી થયો." અલ્લાહ તઆલાએ તેમના મુસલમાનોના હમદર્દ હોવાના આ દા'વાને જૂઠો કહીને ફરમાવ્યું કે) તે અહલે કિતાબમાંથી કાફિર લોકો બિલકુલ તે વસ્તુને પસંદ નથી કરતા અને મુશ્રિકોમાંથી (પણ) કે તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે કોઈ સારી વસ્તુ આવે (પરંતુ તેમની ઈર્ષ્યાથી કંઈ જ વળવાનું નથી) કારણ કે અલ્લાહ તઆલા પોતાની રહમતથી જેને મંજૂર હોય છે; ખાસ બનાવી લે છે, અને અલ્લાહ તઆલા મોટો ઉપકાર કરનારો છે.

### ખુલાસો :

આ યહૂદીઓના બે પ્રકારના દા'વા હતા. પ્રથમ યહૂદિયત ઈસ્લામ કરતાં સારો હોવાનો દા'વો અને બીજો મુસલમાનોના હિતેચ્છુ હોવાનો દા'વો. પ્રથમ દા'વો તો યહૂદીઓ સાબિત ન કરી શક્યા. ફક્ત દા'વો કરવાથી શું થાય છે ? કારણ કે આવો દા'વો કરવો આપમેળે જ તદ્દન વાહિયાત વાત છે, જ્યારે કોઈ રદ કરનાર વસ્તુ આવે છે તો રદ થયેલી વસ્તુને છોડી દેવામાં આવે છે. શ્રેષ્ઠ વસ્તુના આવવાથી ઉતરતી કક્ષાની વસ્તુની કિંમત ગૌણ બની જાય છે. એટલા માટે ખુલ્લી અને સ્પષ્ટ વાત (ઈસ્લામ) આવી ચૂક્યા પછી આવા દા'વા કરવા સદંતર ખોટું

છે. બીજો દા'વો મુસલમાનોના હિતેચ્છુ હોવાનો હતો તેના ઉપર પણ સ્પષ્ટ વાત કરવામાં આવી છે અને અહલે કિતાબ સાથે મુશ્રિકોનો ઉલ્લેખ પણ વિષયને વધુ પ્રભાવકારક બનાવવા માટે કરવામાં આવ્યો છે કે જેવી રીતે મુશ્રિકો ખરેખર તમારા હિતેચ્છુ નથી એવી જ રીતે અહલે કિતાબ પણ તમારા હિતેચ્છુ નથી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૬–૧૦૭)

مَا نَنْسَخْ مِنْ اٰيَةٍ اَوْ نُنْسِهَا نَاْتِ بِخَيْرٍ مِّنْهَآ اَوْ مِثْلِهَا ؕ اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ
عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿١٠٦﴾ اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَمَا لَكُمْ
مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِىٍّ وَّلَا نَصِيْرٍ ﴿١٠٧﴾

## તરજુમો :

*અને અમે કોઈ આયત રદ કરીએ છીએ અથવા જેને ભૂલાવી દઈએ છીએ; ત્યારે તેનાથી સારી અથવા તેના જેવી લઈ આવીએ છીએ; શું તું નથી જાણતો કે અલ્લાહ દરેક વસ્તુ ઉપર શક્તિમાન છે (કાબૂ ધરાવે છે) ? (૧૦૬) શું તું નથી જાણતો ? કે અલ્લાહના માટે આસમાનો અને જમીનની બાદશાહત (છે); અને નથી તમારા માટે અલ્લાહના સિવાય કોઈ હિમાયતી અને મદદગાર ! (૧૦૭)*

## તફસીર :

(જ્યારે કિબ્લો બદલવાની ઘટના બની ત્યારે યહૂદીઓ તે બાબતે કટાક્ષ કરતા હતા અને મુશ્રિકો પણ અમુક હુકમો મન્સૂખ (રદ) થવા વિશે જાત–જાતના મહેણાં–ટોણાં મારતા હતા. અલ્લાહ તઆલાએ તેમના કટાક્ષયુક્ત મહેણાંનો અને તેમના વાંધા–વચકાનો જવાબ આપ્યો છે કે) અમે કોઈ આયતનો જે હુકમ મુલતવી કરીએ છીએ (ભલે તે કુર્આનમાં અથવા દિમાગમાં બાકી રહે) અથવા તે આયતને (દિમાગમાંથી જ) ભૂલાવી દઈએ છીએ (તો આ કોઈ વાંધા–વચકાવાળી વાત નથી કારણ કે તેમાં પણ અલ્લાહની હિકમત અને મસ્લિહત હોય છે. એટલા માટે) કે તેનાથી સારી આયત અથવા તે આયતના

બદલે (બીજી આયત) લઈ આવીએ છીએ. (હે વાંધા કાઢનારાઓ !) શું તમને એ ખબર નથી કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે (બસ એવા શક્તિશાળી માટે આ બાબત શું અઘરી છે ? અને) શું તમે નથી જાણતા કે અલ્લાહ તઆલા એવો છે કે આસમાનો અને જમીન ઉપર તેનું જ રાજ્ય છે. (જ્યારે સમગ્ર સૃષ્ટિ ઉપર તેનું જ રાજ્ય છે અને તેની કુદરતમાં કોઈ ભાગીદાર નથી અથવા તેના સમકક્ષ નથી તો પછી તેની મસ્લિહતોની રિઆયત કરીને બીજો હુકમ આપવાનો કોણ વિરોધ કરી શકે એમ છે ? મતલબ કે તેના હુકમનો વિરોધ કરવા કોઈ શક્તિમાન નથી અને એ પણ સમજી લો કે) અલ્લાહ તઆલા સિવાય તમારો કોઈ હિમાયતી અને મદદગાર નથી. (બસ જ્યારે તે દોસ્ત અને હિમાયતી છે તો હુકમોમાં જરૂર સહેલાઈ કરશે અને જ્યારે તે જ મદદગાર છે તો તે તમને આ હુકમ ઉપર અમલ કરવાના સમયે દુશ્મનોના વિરોધ–વંટોળથી પણ તમારું રક્ષણ કરશે. જો કે આ વિરોધ–વંટોળ અથવા નુકસાનથી કોઈ આખિરતનો સારો બદલો મળવાનો હોય અને તેમનો વિરોધ છવાઈ જાય (ગાલિબ આવે) તો તે પણ આખિરતમાં તમારા માટે સારૂં છે.)

## મસ્અલા અને બોધપાઠ :

مَانَنۡسَخۡ مِنۡ اٰيَةٍ اَوۡنُنۡسِهَا، આ આયતમાં કુર્આન શરીફની કોઈ આયત મન્સૂખ (રદ) થવાના જેટલા પ્રકારો હોઈ શકે છે તે બધાને ભેગા કરવામાં આવ્યા છે. نسخ નો શાબ્દિક અર્થ "રદ કરવું" થાય છે. આ બાબતે બધા જ મુફસ્સિર (વિવરણકારો)નો અભિપ્રાય છે કે આ આયતમાં نسخ નો અર્થ "કોઈ હુકમને રદ કરવો" થાય છે અને એટલા માટે કુર્આન અને સુન્નતની વ્યાખ્યામાં "નસ્ખ" (રદ–Abrogation) نسخ એક હુકમના બદલે બીજો કોઈ હુકમ કે ફરમાન સંભળાવવાનું નામ છે. ભલે અગાઉનો હુકમ તે નવા હુકમ દ્વારા બિલકુલ રદ કરી દેવામાં આવે અથવા તેની જગ્યાએ બીજો અમલ કરવાનું કહેવામાં આવે છે.

## અલ્લાહના હુકમોના نسخ (નસ્ખ–Abrogation)ની વાસ્તવિકતા :

દુનિયાની સરકારો અને સંસ્થાઓમાં કોઈ એક હુકમને રદ કરી તેના બદલે બીજો હુકમ જાહેર કરવાની પ્રથા પ્રખ્યાત છે, પરંતુ માનવસર્જિત વ્યવસ્થાઓના હુકમોમાં આ પ્રકારના રદબાતલ અથવા ફેરફાર એટલા માટે

કરવામાં આવે છે કે પ્રથમ કોઈ ગેરસમજથી એક હુકમ કે ફરમાન જાહેર કરી દીધું, પાછળથી વાસ્તવિકતાની જાણ થતાં તે હુકમ બદલી નાંખવામાં આવ્યો. ક્યારેક એટલા માટે એવું થતું હોય છે કે જે સમયે આ હુકમ જાહેર કરવામાં આવ્યો હતો તે વખતે પરિસ્થિતિ અનુકૂળ હતી અને આગળ ઉપર ઘટનાર ઘટનાઓનો અને પરિસ્થિતિઓનો અંદાજો ન હતો, જ્યારે પરિસ્થિતિઓ બદલાઈ ગઈ તો હુકમો પણ બદલવા પડ્યા. આ બંને પરિસ્થિતિઓ અલ્લાહના હુકમોમાં ઉદ્ભવી નથી શકતી.

એક ત્રીજો પ્રકાર એ પણ હોય છે કે, હુકમ દેનારો પ્રથમ તો એવું જાણતો હતો કે પરિસ્થિતિઓ બદલાશે અને તે સમયે આ ફરમાન યોગ્ય નહીં હોય, બીજું ફરમાન આપવું પડશે. આવું સમજીને આજે એક હુકમ આપી દીધો અને જ્યારે પોતાની જાણ પ્રમાણે પરિસ્થિતિઓ બદલાઈ ગઈ તો પોતાના પાછલા ફરમાનો જેને બદલવાના જ હતા, અને ફરમાન આપનાર જાણતો જ હતો, તેણે તેને બદલી નાંખ્યા. તેનું ઉદાહરણ એ પ્રમાણે છે કે, બીમારની અત્યારની પરિસ્થિતિ જોઈને ડૉક્ટર અથવા હકીમ કોઈ એક દવા લખી આપે અને તે જાણે છે કે બે–ચાર દિવસ પછી આ દવાના ઉપયોગને કારણે બીમાર સારો થતો જશે તે વખતે મારે આ દવાના બદલે બીજી દવા લખી આપવી પડશે. આવું જાણતા હોવાના કારણે પ્રથમ દિવસે જે દવા લખી આપે છે તે પરિસ્થિતિ અનુસાર યોગ્ય હોય છે અને બે દિવસ પછી તબિયતનો સુધારો થાય છે ત્યારે બીજી દવા લખી આપે છે.

નિષ્ણાત હકીમ અથવા ડૉક્ટર એવું પણ કરી શકે છે કે, પ્રથમ દિવસે જ દવાનું પ્રિસ્ક્રિપ્શન લખી આપે જેમાં પહેલેથી છેલ્લે સુધી કઈ રીતે દવાઓ લેવી તે વિગત લખી આપે છે. બે દિવસ સુધી કઈ દવાઓ વાપરવી, બે દિવસ પછી કઈ દવાઓ વાપરવી, અઠવાડિયા પછી કઈ દવાઓ વાપરવી વગેરે તે પ્રથમથી જ લખી આપે છે, પરંતુ આ બાબત બીમારને ખૂબ અઘરી લાગે છે. તેમાં ગેરસમજ થવાની શક્યતા પણ રહેલી છે, દવાનો ક્રમ ઊલટ–સુલટ થવાની પણ શક્યતા રહેલી છે. એટલા માટે નિષ્ણાત ડૉક્ટર દવાનો સંપૂર્ણ કોર્ષ એક સાથે નથી બતાવતા.

અલ્લાહ તઆલાના હુકમોમાં અને તેની નાઝિલ કરેલી કિતાબોમાં ફક્ત આ જ છેલ્લું સ્વરૂપ રદિયા માટેનું હોઈ શકે છે. દરેક આવનારી નુબુવ્વત અને

દરેક નાઝિલ થનારી કિતાબે તેના અગાઉ આવી ચૂકેલી નુબુવ્વત અને કિતાબના ઘણા હુકમો રદ કરીને નવા હુકમો આપ્યા અને એવી જ રીતે એક જ નુબુવ્વત અને શરીઅતમાં પણ આવું થતું રહ્યું કે, અમુક મુદત સુધી એક હુકમ ફરમાવવામાં આવ્યો અને જ્યારે અલ્લાહની હિકમતનો તકાદો થયો તો તે હુકમને બદલીને બીજો હુકમ ફરમાવવામાં આવ્યો. સહીહ મુસ્લિમની હદીષમાં છે કે,

لَمْ تَكُنْ نُبُوَّةٌ قَطُّ اِلَّاتَنَاسَخَتْ، (مسلم)

*"ક્યારેય કોઈ નુબુવ્વત નથી આવી, જેણે હુકમોમાં ફેરફાર અને રદબાતલ ન કર્યા હોય." (કુર્તુબી)*

**અજ્ઞાનતાપૂર્ણ શંકા–કુશંકાઓ :**

જો કે અમુક જાહિલ અને અજ્ઞાની યહૂદીઓ પોતાની અજ્ઞાનતાના કારણે અલ્લાહના હુકમોના રદિયા (નસ્ખ–Abrogation)ને ઉપર વર્ણવેલ પ્રથમ બે સ્વરૂપ પ્રમાણે દુનિયવી હુકમના રદિયા જેવું ધારી લઈને રસૂલુલ્લાહ ﷺ ઉપર મૌખિક મહેણાં–ટોણા મારવા લાગ્યા. તેના જવાબમાં આ આયત નાઝિલ થઈ.

*(ઈબ્ને જરીર, ઈબ્ને કષીર વગેરે)*

મુસલમાનોમાંથી મો'અતઝિલા ફિરકામાંથી અમુક લોકોએ કદાચ આ વિરોધીઓના મહેણાં–ટોણાથી બચવા માટે એવો ખોટો માર્ગ અપનાવ્યો કે "અલ્લાહના હુકમો ખુદ કુર્આન અને હદીષ દ્વારા રદ થવાની સંભાવના તો છે જ. કોઈ બાબત આ સંભાવના માટે અવરોધરૂપ નથી, પરંતુ આખા કુર્આનમાં કોઈપણ જગ્યાએ અગાઉનો હુકમ રદ થયો નથી અને ન જ કોઈ આયત મન્સૂખ (રદ–Abrogation) થઈ છે." આ નિવેદનનો સંબંધ અબુ મુસ્લિમ અસ્ફહાની સાથે જોડવામાં આવે છે, જેનો ઉલમાએ હંમેશા ઈન્કાર કરી તેનો રદિયો આપ્યો છે. તફસીરે રૂહુલ મઆનીમાં છે,

وَاتَّفَقَتْ اَهْلُ الشَّرَائِعِ عَلٰى جَوَازِالنَّسْخِ وَوُقُوْعِهٖ وَخَالَفَتِ الْيَهُوْدُ غَيْرُالْعِيْسَوِيَّةِ فِىْ جَوَازِهٖ وَقَالُوْا يَمْتَنِعُ عَقْلًا وَاَبُوْ مُسْلِمِ الْاَ صْفَهَانِىُّ فِىْ وُقُوْ عِهٖ فَقَالَ اِنَّهٗ وَ اِنْ جَازَ عَقْلاً لٰكِنَّهٗ لَمْ يَقَعْ،

*"શરીઅતના બધા જ લોકોની સર્વાનુમતે નસ્ખ (રદ–Abrogation)ની ખરાઈ બાબતે સહમતિ (ઈજ્માઅ્) છે. ફક્ત યહૂદીઓના અમુક ઈસ્વિયા ફિરકામાં લોકોએ રદનો ઈન્કાર કર્યો છે અને અબૂ મુસ્લિમ અસ્ફહાનીએ (કુર્આનમાં) આવી ઘટનાનો ઈન્કાર કર્યો છે. તે કહે છે કે આવું બનવું શક્ય છે પરંતુ વાસ્તવમાં કુર્આનમાં આવું બન્યું નથી."*

*(રૂહ, પેજ : ૩૫૨, ભાગ : ૧)*

અને ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં કહ્યું છે કે,

مَعْرِ فَةُ هٰذَاالْبَابِ أَكِيْدَةٌ وَ فَائِدَتُهٗ عَظِيْمَةٌ لَاتَسْتَغْنِيْ عَنْ مَّعَرِفَتِهِ الْعُلَمَاءُ وَلَا يُنْكِرُهٗ
اِلَّا الْجَهَلَةَ الْاَ غْبِيَاءُ،

*"નસ્ખ (રદ–Abrogation)ના પ્રશ્નને સમજવો અત્યંત જરૂરી છે, તેને સમજવાના ઘણા ફાયદાઓ છે, જેનો દરેક આલિમ લાભ ઉઠાવી શકે છે. કોઈપણ વ્યક્તિ નસ્ખ (રદ–Abrogation)નો નકાર કરી શકતો નથી. ફક્ત અજ્ઞાનીઓ અને મૂર્ખ લોકો જ તેનો ઈન્કાર કરી શકે છે."*

*(કુર્તુબી, પેજ : ૫૫, ભાગ : ૧)*

કુર્તુબીએ આ સ્થળે હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂનો એક કિસ્સો પણ વર્ણવ્યો છે કે, એક વખતે તેઓ મસ્જિદમાં આવ્યા તો કોઈ વ્યક્તિ તકરીર કહી રહ્યો હતો. તેમણે લોકોને પૂછ્યું કે, "આ શું કરી રહ્યો છે ?" લોકોએ કહ્યું કે, "વાઅ્ઝ અને શિખામણ આપી રહ્યો છે." હઝરત અલીએ ફરમાવ્યું, "ના ! તે કોઈ વાઅ્ઝ કે શિખામણ નથી આપતો, પરંતુ તે કહેવા માંગે છે કે હું ફલાણા–ફલાણાનો પુત્ર ફલાણો છું, મને ઓળખો !" પછી એ વ્યક્તિને બોલાવીને પૂછ્યું કે, "શું તમે કુર્આનમાં નાસિખ (રદ–Abrogation) મન્સૂખ હુકમોથી વાકેફ છો ?" તેણે કહ્યું, "ના ! હું નથી જાણતો." હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂએ કહ્યું કે, "અમારી મસ્જિદમાંથી નીકળી જાઓ અને અહીંયાં હવે પછી વાઅ્ઝ ન કરશો."

કુર્આન અને સુન્નતમાં નસ્ખ (રદ–Abrogation)ના સંદર્ભમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના નિવેદનો અને હવાલાઓને અત્રે એકસામટા

વર્ણન કરવા શક્ય નથી. તફસીર ઈબ્ને જરીર, તફસીર ઈબ્ને કષીર, દૂર્રે મન્ષૂર વગેરેમાં મજબૂત સનદો સાથે ઘણી રિવાયતો આવેલી છે અને અસંખ્ય કમજોર રિવાયતો પણ આવેલી છે.

એટલા માટે ઉમ્મતમાં આ મસ્અલો હંમેશા સર્વસંમતિ ધરાવે છે. ફક્ત અબૂ મુસ્લિમ અસ્ફહાની અને અમુક મોઅતઝિલાએ નસ્ખ (૨દ–Abrogation)નો ઈન્કાર કર્યો છે, જેનો ઈમામ રાઝીએ તફસીરે કબીરમાં ખુલાસાવાર ઉલ્લેખ કર્યો છે.

**નસ્ખ (૨દ–Abrogation)ના અર્થ બાબતે અગાઉની અને પાછળથી થયેલી વ્યાખ્યાઓનો તફાવત :**

નસ્ખ (૨દ–Abrogation)નો અર્થ વ્યાખ્યાની રૂએ "હુકમને બદલી નાંખવો" છે અને આ બદલી નાંખવું જેવી રીતે એક હુકમને સંપૂર્ણ ૨દ કરવો અને તેની જગ્યાએ બીજો હુકમ લાવવો પણ છે. દા.ત. બયતુલ મુકદ્દસની જગ્યાએ બયતુલ્લાહને કિબ્લો બનાવી દેવો. એવી જ રીતે કોઈ સામાન્ય હુકમમાં કોઈ શરત અને કલમ વધારી દેવી પણ એક પ્રકારનો ફેરફાર જ છે. ઉમ્મતના અસ્લાફે (અગાઉના ઉલમાએ હક અને વિદ્વાન લોકોએ) નસ્ખ (૨દ– Abrogation)ના આવા સામાન્ય અર્થનો ઉપયોગ કર્યો છે, જેમાં કોઈ હુકમનો સંપૂર્ણ ફેરફાર પણ સામેલ છે અને હુકમના અમુક વિભાગમાં ફેરફાર અથવા શરતો અને કલમોનો વધારો–ઘટાડો વગેરે પણ સામેલ છે. એટલા માટે અગાઉના લોકો નજીક કુર્આન શરીફની મન્સૂખ આયતોનો આંકડો ૫૦૦ સુધી પહોંચે છે.

પાછળથી આવનાર લોકોએ ફક્ત તે ફેરફારને નસ્ખ (૨દ–Abrogation) કહ્યું છે, જેનાથી પ્રથમ હુકમની સાથે કોઈ પ્રકારની સુસંગતતા ન હોય. દેખીતું છે કે આ વ્યાખ્યા પ્રમાણે મન્સૂખ (૨દ–Abrogation) આયતોની સંખ્યા ઘણી ઘટી જશે, જેનું સ્પષ્ટ પરિણામ એ હતું કે અગાઉના લોકોએ લગભગ ૫૦૦ આયતો મન્સૂખ (૨દ–Abrogation) સાબિત કરી હતી, જેમાં મા'મૂલી ફેરફાર અથવા શરત કે કલમનો વધારો–ઘટાડો પણ સામેલ હતો અને પાછળથી આવનાર લોકોમાં અલ્લામહ સુયૂતી (૨હ.)એ ફક્ત ૨૧ જેટલી આયતો મન્સૂખ (૨દ–Abrogation) ઠરાવી છે. ત્યાર પછી હઝરત શાહ વલિયુલ્લાહ દહેલ્વી

(રહ.)એ તેમાં સુસંગતતાનો મુદ્દો ઉપસ્થિત કરી ફક્ત પાંચ આયતો જ મન્સૂખ ઠરાવી છે કે, જેમાં તા'વીલની કોઈ શક્યતા નથી. આ કાર્ય એ કારણે અતિમહત્ત્વનું છે કે તેની પાછળ હુકમનું કાયમીપણું રહેલું છે. જ્યારે કે નસ્ખ (રદ–Abrogation) મૂળ હુકમના વિરૂદ્ધ છે. એટલા માટે જ્યાં આયતમાં મા'મૂલી કોઈ તા'વીલ થઈ શકતી હોય તેને નસ્ખ (રદ–Abrogation) માનવું બરાબર નથી.

પરંતુ આ ટૂંકા ખુલાસાનો હેતુ એ બિલકુલ નથી કે નસ્ખ (રદ–Abrogation)નો મસ્અલો ઈસ્લામ અથવા કુર્આનમાં કોઈ ઐબ (ઉણપ) હતો, જેને દૂર કરવાની કોશીશ ૧૪૦૦ વર્ષ સુધી ચાલતી રહી. છેવટમાં હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)ના સંશોધનોથી નસ્ખ (રદ–Abrogation)ની સંખ્યા ઘટીને પાંચ રહી ગઈ અને હવે તેની રાહ જોવાઈ રહી છે કે કોઈ નવો સંશોધનકાર આ સંખ્યામાં પણ ઘટાડો કરી ટોટલ નસ્ખ (રદ–Abrogation) શૂન્ય સુધી લાવી દે. આવું માનવું કે વિચારવું તદ્દન વાહિયાત માન્યતા છે.

**મસ્અલો :**

નસ્ખ (રદ–Abrogation)ના સંશોધન માટે ઉપરોક્ત પ્રમાણે (મોઅતઝિલા જેવું) વલણ અપનાવવું એ કુર્આન અને ઈસ્લામની કોઈ સાચી સેવા નથી અને આવું કરવાથી ન જ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) અને પછી ૧૪૦૦ વર્ષ સુધીના આગળ–પાછળના ઉલમાના સંશોધન લેખોને ધોઈ શકાય છે, અને ન જ વિરોધીઓના મહેણાં–ટોણાઓને અને ઈસ્લામ વિરૂદ્ધ ચાલતી તેમની જીભ બંધ કરી શકાય છે. બલકે, આધુનિક સમયમાં મુલ્હિદો અને નાસ્તિકોના હાથમાં આ એક હથિયાર દેવા જેવું છે કે, તેઓ હવે એવું મહેણું મારી શકે છે કે ૧૪૦૦ વર્ષ સુધી બધા જ ઉમ્મતના ઉલમા કુર્આનની આયતોમાં કંઈક કહેતા રહ્યા હતા અને છેવટમાં તે ખોટું હોવાનું સાબિત થઈ ગયું. મઆઝલ્લાહ. જો આવો ગલત શિરસ્તો અપનાવી આ ખોટો દરવાજો ખોલીશું તો કુર્આન અને સુન્નત ઉપરનો ભરોસો ખતમ થઈ જશે, અને એની શું ગેરંટી છે કે આજે આ બાબતે જે કોઈપણ સંશોધન થાય તે આવતીકાલે ખોટું સાબિત કરનાર પાછો પૈદા ન થઈ શકે ?

આધુનિક યુગમાં અમુક ઉલમાના એવા લખાણો નજર સામેથી ગુજર્યા છે જેમણે ઉપરોક્ત આયત مَـــانَـنسَــخْ ના સંદર્ભમાં અર્થ શરત ઉપર અવલંબિત હોવાના કારણે "જો અને તો" لَوْكَانَ فِيْهِمَا اٰلِهَةٌ અને اِنْ كَانَ لِلرَّحْمٰنِ ઠરાવીને ફક્ત નસ્ખ (રદ–Abrogation)ની સંભાવના હોવાની દલીલ બનાવી છે (૨૧:૨૨ અને ૪૩:૮૧) અને વાસ્તવમાં કુર્આનમાં આવું થયું હોવાનો ઈન્કાર કર્યો છે. જ્યારે કે આ તેના જેવી જ દલીલો છે જે અબૂ મુસ્લિમ અસ્ફહાની અને મોઅતઝિલા રજૂ કરતા હતા, માટે આ શિરસ્તો અપનાવવો તદ્દન ગલત છે.

સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની તફસીરો અને આખી ઉમ્મતના તરજુમા જોયા પછી આવા અભિપ્રાય કે માન્યતાને કુર્આની દલીલો કહેવી કોઈ રીતે યોગ્ય નથી. સહાબએ કિરામ (રદિ.)એ આ આયતથી જ નસ્ખ (રદ–Abrogation)ની દલીલો કાયમ કરી છે અને અસંખ્ય કિસ્સાઓ વર્ણન કર્યા છે.

*(ઈબ્ને કષીર, ઈબ્ને જરીર વગેરે)*

આ જ કારણથી ઉમ્મતના આગલા અને પાછલા લોકોમાંથી કોઈએ પણ નસ્ખ (રદ–Abrogation)નો સંપૂર્ણ ઈન્કાર કર્યો નથી. પોતે શાહ વલિયુલ્લાહ દહેલ્વીએ તા'વીલો કરીને નસ્ખની સંખ્યા ઓછી બતાવી, પરંતુ સંપૂર્ણ રીતે નસ્ખ (રદ–Abrogation)નો ઈન્કાર કર્યો નથી. ત્યાર બાદ પણ ઉલમાએ દેવબંદના અકાબિર પણ કોઈપણ જાતની બાંધછોડ વગર નસ્ખ (રદ–Abrogation)ની માન્યતા ધરાવે છે, જેમાંથી ઘણા લોકોની સંપૂર્ણ તફસીરો અથવા અમુક ભાગની તફસીરો મૌજૂદ છે, જેમાં કોઈએ પણ નસ્ખનો સંપૂર્ણ ઈન્કાર કર્યો નથી. વલ્લાહુ અઅ્લમ.

اَوْنُـنسِهَا، પ્રખ્યાત કિરાઅત પ્રમાણે نِسْيَان ના અર્થમાં છે. અર્થ એ છે કે ક્યારેક નસ્ખ (રદ–Abrogation) આયતનું એવું સ્વરૂપ હોય છે કે, તે આયત રસૂલુલ્લાહ ﷺ અને તમામ સહાબાઓના દિમાગોમાંથી ભૂલાવી દેવામાં આવે છે. જેમકે, તેમની તફસીરમાં કેટલાય કિસ્સાઓ આવી રીતે મુફસ્સિરોએ વર્ણન કર્યા છે અને ભૂલાવી દેવાનો હેતુ એ જ હોય છે કે હવે પછી તેના ઉપર અમલ કરાવવાનો હોતો નથી.

નસ્ખ (રદ–Abrogation) વિશે વધુ હુકમો વિગતવાર વર્ણવવાની અત્રે ગુંજાઈશ નથી, તેનો ખુલાસાવાર અભ્યાસ ફિક્હની કિતાબોમાં કરી શકાય છે.

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૮)

| |
|---|
| اَمْ تُرِيْدُوْنَ اَنْ تَسْـَٔلُوْا رَسُوْلَكُمْ كَمَا سُئِلَ مُوْسٰى مِنْ قَبْلُ ؕ |
| وَمَنْ يَّتَبَدَّلِ الْكُفْرَ بِالْاِيْمَانِ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ۝١٠٨ |

### તરજુમો :

*શું તમે ઈચ્છો છો કે પોતાના રસૂલથી એવા સવાલ કરો, જેવા સવાલ એનાથી પહેલાં મૂસા (અલૈ.)ને કરવામાં આવ્યા ? અને જેઓ ઈમાનના બદલે કુફ્ર અપનાવી લે, બસ તેઓ સીધો રસ્તો ભટકી ગયા. (૧૦૮)*

### તફસીર :

(અમુક યહૂદીઓએ રસૂલુલ્લાહ ﷺની સેવામાં જાણી–બૂજીને એવી રીતે સવાલ કર્યો કે મૂસા (અલૈ.) ઉપર તો એક જ સમયમાં આખી તવરાત નાઝિલ થઈ હતી તો એ જ પ્રમાણે આપ ﷺ આખું કુર્આન એકસામટું લઈ આવો. તે બાબતે ઈરશાદ થાય છે કે,) હા ! શું તમે એવું ઈચ્છો છો કે પોતાના રસૂલથી એવા (નકામા) સવાલો કરો જે એનાથી પહેલાં (તમારા વડવાઓ તરફથી) મૂસા (અલૈ.)ને પણ કરવામાં આવી ચૂક્યા છે (દાખલા તરીકે, તેમણે અલ્લાહને જોવાની દરખાસ્ત કરી હતી અને આવી દરખાસ્તો કરીને ફક્ત રસૂલ ﷺ ઉપર વાંધા ઊભા કરવા અને અલ્લાહની હિકમતનો વિરોધ કરવાનો જ હેતુ હોય અને ઈમાન લાવવાનો ઈરાદો ન હોય તો તે નરી કુફ્રની વાતો છે અને) જે વ્યક્તિ ઈમાન લાવવાના બદલે કુફ્ર(ની વાતો) કરે, નિઃશંક ! તે વ્યક્તિ સીધા રસ્તાથી ભટકી ગયો.

### ખુલાસો :

આ દરખાસ્તો અને સવાલો નકામા એટલા માટે કહેવામાં આવ્યા છે કે, દરેક કૃત્યમાં અલ્લાહની હિકમતો અને મસ્લિહતો જુદી–જુદી હોય છે. બંદાઓને તેની પદ્ધતિ નક્કી કરવાનો અધિકાર નથી કે તેઓ એવું કહે કે આ બાબત આવી હોવી જોઈએ, આ હુકમ આવો હોવો જાઈએ, આ કામ તો બસ આવું જ હોવું જોઈએ વગેરે વગેરે.

زباں تازہ کردن باقرارِتو　　نینگیختن علّت از کارِتو

શયખુલ હિન્દ (રહ.)ના તરજુમામાં આ સંબોધન મુસલમાનોને કરવામાં આવ્યું છે, જેનો હેતુ મુસલમાનોને ચેતવણી આપવાનો છે કે, રસૂલ ﷺથી વાહિયાત સવાલો ન કર્યા કરો.

―――――――――――――

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૦૯–૧૧૦)

وَدَّ كَثِيرٌ مِّنْ أَهْلِ الْكِتَابِ لَوْ يَرُدُّونَكُم مِّن بَعْدِ إِيمَانِكُمْ كُفَّارًا حَسَدًا مِّنْ عِندِ
أَنفُسِهِم مِّن بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ الْحَقُّ ۖ فَاعْفُوا وَاصْفَحُوا حَتَّىٰ يَأْتِيَ اللَّهُ بِأَمْرِهِ ۗ
إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿١٠٩﴾ وَأَقِيمُوا الصَّلَاةَ وَآتُوا الزَّكَاةَ ۚ وَمَا تُقَدِّمُوا لِأَنفُسِكُم
مِّنْ خَيْرٍ تَجِدُوهُ عِندَ اللَّهِ ۗ إِنَّ اللَّهَ بِمَا تَعْمَلُونَ بَصِيرٌ ﴿١١٠﴾

### તરજુમો :

*ઘણા અહલે કિતાબે ઈચ્છયું, કાશ ! તમને તમારા ઈમાન પછી કુફ્રમાં ફેરવી દે; પોતાના દિલ(ની) ઈર્ષ્યા(ના) કારણે, (તે) પછી જ્યારે કે તેમના ઉપર સચ્ચાઈ જાહેર થઈ ગઈ; બસ તમે મા'ફ કરી દો અને દરગુજર કરો ત્યાં સુધી (કે) અલ્લાહ પોતાનો હુકમ લાવે; બેશક ! અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે (છે). (૧૦૯) અને તમે નમાઝ કાયમ કરો અને ઝકાત આપતા રહો અને પોતાના માટે જે ભલાઈ આગળ મોકલશો, તમે તેને અલ્લાહ પાસેથી મેળવી લેશો; બેશક ! તમે જે કંઈ કરો છો અલ્લાહ જોનારો છે. (૧૧૦)*

### તફસીર :

(અમુક યહૂદીઓ રાત–દિવસ જુદી–જુદી યુક્તિઓ અને ચાલબાજીઓ કરી દોસ્ત અને હિતેચ્છુ હોવાનો ઢોંગ કરી મુસલમાનોને ઈસ્લામથી ફેરવવાની કોશિશો કરતા હતા અને વારંવાર આ પ્રયત્નોમાં અસફળ થવા છતાં આવું કરવાથી રોકાતા ન હતા. અલ્લાહ તઆલાએ મુસલમાનોને તે બાબતે ચેતવ્યા કે)

આ અહલે કિતાબ (યહૂદીઓ)માંથી ઘણા દિલથી એવું ઈચ્છે છે કે, તમને તમારા ઈમાન લાવ્યા પછી ફરી કાફિર બનાવી દે (અને તેઓનું આવું ઈચ્છવું કોઈ તમારા પ્રત્યે લાગણીના કારણે નથી, જેમકે તેઓ બતાવી રહ્યા છે બલકે) અદેખાઈના કારણે જે (તમારા તરફથી કોઈ કૃત્ય બદલ પૈદા નથી થઈ બલકે) તેમના પોતાના દિલોમાંથી જ છે (અને એવું પણ નથી કે તેમના ઉપર સચ્ચાઈ જાહેર નથી થઈ, બલકે) સચ્ચાઈ જાહેર થયા પછી (આ હાલત છે તો હવે એ વિશે મુસલમાનોનું તેમના ઉપર ગુસ્સે થવું સ્વાભાવિક છે, તેના ઉપર ઈરશાદ થાય છે કે) ખૈર, (હવે તો) મા'ફ કરી દો અને દરગુજર કરો, જ્યાં સુધી અલ્લાહ તઆલા (આ મા'મલા સંબંધિત) પોતાનો હુકમ મોકલે (ઈશારાથી બતાવવામાં આવ્યું કે તેમની શરારતોનો ઈલાજ અમે શાંતિ અને સલામતીના હકમાં એક કાનૂન તરીકે કિતાલ–જિહાદ અથવા જિઝિયા સ્વરૂપે જલ્દી જ કરવાના છે. અત્યારે મુસલમાનો પોતાની કમજોરી અને તેમની તાકાત જોઈને આશ્ચર્યમાં પડી શકતા હતા. એટલા માટે ઈરશાદ થાય છે કે તમે તાજ્જુબ શા માટે કરો છો?) અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે અને (તમે ફક્ત) નમાઝો પાબંદીથી પઢો (જેના ઉપર ઝકાત ફરજ છે) ઝકાત આપતા જાઓ (અને જ્યારે આ કાનૂન આવી જાય તો આ નેક અમલોમાં વધારો કરી લેજો) અને (એવું ન સમજી લો કે જ્યાં સુધી જિહાદનો હુકમ ન આવે ત્યાં સુધી નમાઝ–રોઝાથી સવાબમાં કમી રહેશે. નહીં ! બલકે) જે નેક કામ પણ પોતાની ભલાઈના માટે જમા કરી રહ્યા છો, અલ્લાહ તઆલા પાસે પહોંચીને તેનો (સારો) બદલો મેળવશો. કારણ કે અલ્લાહ તઆલા તમારા બધા કામોને જોઈ રહ્યો છે (તમારા નેક કામોમાંથી એક રજકણ બરાબર પણ વ્યર્થ નહીં જાય).

**ખુલાસો :**

તે વખતની હાલતનો આ પણ તકાદો હતો અને પછી અલ્લાહ તઆલાએ આ વાયદાને પૂરો કર્યો અને જિહાદની આયત નાઝિલ થઈ. ત્યાર પછી યહૂદીઓ સાથે તે કાનૂન પ્રમાણે વર્તવામાં આવ્યું. શરારતી, નાપાક લોકોને તેમની શરારત અને ફસાદના કારણે કતલ કરવામાં આવ્યા અથવા દેશનિકાલ કર્યા અથવા જિઝિયાના કાયદા ઉપર અમલ કરવામાં આવ્યો.

—————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૧૧–૧૧૨–૧૧૩)

وَقَالُوْا لَنْ يَّدْخُلَ الْجَنَّةَ اِلَّا مَنْ كَانَ هُوْدًا اَوْ نَصٰرٰى ؕ تِلْكَ اَمَانِيُّهُمْ ؕ قُلْ هَاتُوْا
بُرْهَانَكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝١١١ بَلٰى ۚ مَنْ اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ فَلَهٗۤ اَجْرُهٗ
عِنْدَ رَبِّهٖ ۖ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۝١١٢ وَقَالَتِ الْيَهُوْدُ لَيْسَتِ النَّصٰرٰى
عَلٰى شَيْءٍ ۖ وَّقَالَتِ النَّصٰرٰى لَيْسَتِ الْيَهُوْدُ عَلٰى شَيْءٍ ۙ وَّهُمْ يَتْلُوْنَ الْكِتٰبَ ؕ كَذٰلِكَ
قَالَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ مِثْلَ قَوْلِهِمْ ۚ فَاللّٰهُ يَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا
كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ۝١١٣

### તરજુમો :

*અને તેમણે કહ્યું, કદાપિ જન્નતમાં પ્રવેશ નહિ કરે સિવાય (કે) જે યહૂદી હોય અથવા નસરાની (ઈસાઈ); આ એમની જૂઠી તમન્નાઓ (છે); કહી દો! તમે પોતાની દલીલ લાવો, જો તમે સાચા છો. (૧૧૧) કેમ નહિ ! જેણે અલ્લાહની સામે પોતાનો ચહેરો ઝૂકાવી દીધો અને તે ભલાઈ કરનાર (હોય), તો એના માટે તેનો બદલો તેના રબની પાસે (છે); અને તેમના ઉપર ન કોઈ ભય (હશે) અને ન તેઓ ગમગીન થશે. (૧૧૨) અને યહૂદીઓએ કહ્યું, નસારા કોઈ (હક) વસ્તુ ઉપર નથી; અને નસારાએ કહ્યું, યહૂદીઓ કોઈ (હક) વસ્તુ ઉપર નથી; હાલાં કે તેઓ કિતાબ પઢે છે; એવી જ રીતે જે લોકો જ્ઞાન ધરાવતા નથી (તેમણે પણ) એમના જેવી (જ) વાત કહી; બસ અલ્લાહ કયામતના દિવસે તેમની વચ્ચે ફેંસલો કરશે, જે બાબતમાં તેઓ વિવાદ કરતા હતા. (૧૧૩)*

### તફસીર :

અને યહૂદ–નસારા (એવું) કહે છે કે જન્નતમાં કદાપિ કોઈ દાખલ નહિ થઈ શકે, સિવાય તે લોકોના કે જેઓ યહૂદી હોય. (આ તો યહૂદીઓનો કૌલ–માન્યતા છે) અથવા તે લોકો જ જે નસરાની (ઈસાઈ) છે (આ નસારાનો કૌલ છે અલ્લાહ તઆલા તેનો રદિયો આપે છે અને ફરમાવે છે કે) આ (ફક્ત)

દિલ બહેલાવવાની વાતો છે (અને તેની હકીકત કંઈ જ નથી) આપ ﷺ (તેમને) કહી આપો કે (સારું) પોતાની દલીલ લઈ આવો જો તમે (તમારા દા'વામાં) સાચા છો. (બસ, તો તેઓ શું દલીલ લાવશે કારણ કે, કોઈ દલીલ છે જ નહીં, હવે અમે એમના વિરૂદ્ધ પ્રથમ તો આ દા'વો કરીએ છીએ કે) જરૂર બીજા લોકો (પણ જન્નતમાં) જશે (પછી તેના ઉપર દલીલ લાવે છે કે, અમારો નિયમ જે સર્વસહમતિથી સત્ય સાબિત થઈ ચૂક્યો છે તે એ છે કે) જે કોઈ વ્યક્તિ પણ પોતાનો ચહેરો અલ્લાહ તઆલા સામે નમાવી દેશે (એટલે કે અમલો અને અકીદાઓ તથા ફરમાંબરદારી અપનાવશે) અને (સાથે સાથે) તે નિખાલસ પણ હશે (કે ફરમાંબરદારી દિલથી અપનાવતો હશે ફક્ત કોઈ મસ્લિહતથી દેખાડો નહીં કરતો હોય) તો એવી વ્યક્તિને તેની (ફરમાંબરદારી)નો બદલો અલ્લાહ પાસે પહોંચીને મળે છે; અને એવા લોકો ઉપર (કયામતમાં) ન કોઈ ભય (હશે) અને ન જ કોઈ ગમગીની હશે (કારણ કે ફરિશ્તાઓ તેમને ખુશખબરી સંભળાવીને નચિંત કરી દેશે). દલીલ લાવવાનો ખુલાસો એ છે કે, જ્યારે એક નિયમ સંપૂર્ણ થઈ ચૂક્યો તો હવે ફક્ત એ જોઈ લો કે આ વાતમાં કોણ સાચું છે. બસ, દેખીતું છે કે કોઈ અગાઉનો હુકમ મન્સૂખ (રદ) થઈ ગયા પછી તેના ઉપર અમલ કરનારો કોઈ રીતે ફરમાંબરદાર નથી કહી શકાતો. એટલા માટે યહૂદીઓ અને નસારા ફરમાંબરદાર ગણાશે નહીં બલકે, નવા આવનાર હુકમ ઉપર અમલ કરનાર ફરમાંબરદાર કહેવાશે અને આ મુસલમાનોની શા'ન છે કે, તેમણે નુબુવ્વત અને શરીઅતે મુહમ્મદિય્યહ ﷺને કબૂલ કરી લીધી. એટલા માટે તેઓ જન્નતમાં દાખલ થનારા લોકોમાં સામેલ છે.

નિખાલસતા (ઈખ્લાસ) અને નેક કાર્યો કરવાની શરત એટલા માટે લગાવવામાં આવી કે, તેના કારણે લિસ્ટમાંથી મુનાફિકો નીકળી જાય. કારણ કે તેઓ શરીઅતની રૂએ કાફિરોમાં જ સામેલ છે અને જહન્નમના હકદાર છે. એક વખતે યહૂદીઓ અને અમુક ઈસાઈઓ એક જગ્યાએ બેસીને ધાર્મિક બહસ કરી રહ્યા હતા તો યહૂદીઓ પોતાના અકીદા પ્રમાણે ઈસાઈઓ બાતિલ અને ખોટા માર્ગ ઉપર હોવાનું કહેવા લાગ્યા અને હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વત તથા ઈન્જીલ (બાઈબલ)ને અલ્લાહની કિતાબ માનવાથી ઈન્કાર કરવા લાગ્યા અને નસારા પણ જીદ અને પૂર્વગ્રથી પ્રેરાઈને યહૂદીઓના ધર્મને ખોટો અને બાતિલ

કહેવા લાગ્યા અને હઝરત મૂસા (અલૈ.)ની રિસાલતનો તથા તવરાત અલ્લાહની કિતાબ હોવાનો ઈન્કાર કરવા લાગ્યા. અલ્લાહ તઆલાએ આ કિસ્સાનો અત્રે ઉલ્લેખ કર્યો છે.

યહૂદીઓ કહેવા લાગ્યા કે નસારા(નો ધર્મ) કોઈ આધાર ઉપર (કાયમ) નથી (મૂળેથી જ જૂઠો છે). હાલાં કે આ બધા (ધર્મના લોકો આસમાની) કિતાબો (પણ) પઢે છે. (એટલે યહૂદીઓ તવરાત અને ઈસાઈઓ ઈન્જીલ પઢે છે. આ બંને કિતાબોમાં બંને રસૂલો અને બંને કિતાબો સત્ય હોવાનો ઉલ્લેખ થયેલો છે, જે બંને ધર્મોનો અસલ પાયો છે. જો કે મન્સૂખ (રદ) થઈ જવાના કારણે હવે તેના ઉપર અમલ કરવો માન્ય નથી એ બીજી વાત છે, અને અહલે કિતાબના આવા દા'વાઓના દેખાદેખી મુશ્રિકો પણ જોશમાં આવી ગયા.) એવી જ રીતે તે લોકો (પણ) જેઓ (ફક્ત) અજ્ઞાન છે (તેઓ) તે (અહલે કિતાબના લોકો જેવી) વાતો કરવા લાગ્યા (કે આ યહૂદીઓ અને નસારા બધાના ધર્મનો કોઈ આધાર નથી. સચ્ચાઈ ઉપર તો ફક્ત અમે જ લોકો છે.) બસ, (અહીંયાં બધા પોત–પોતાની હાંકી રહ્યા છે) અલ્લાહ તઆલા બધા (પક્ષો) વચ્ચે કયામતના દિવસે ફેંસલો કરી દેશે કે, જેના ઉપર તેઓ પરસ્પર વાદ–વિવાદ કરતા હતા. (અને તે અમલી–પ્રેક્ટિકલ ફેંસલો હશે કે સચ્ચાઈવાળા લોકો જન્નતમાં અને બાતિલ અને જૂઠા લોકો જહન્નમમાં ફેંકી દેવામાં આવશે. આ અમલી ફેંસલાની શરત એટલા માટે લગાવી કે ફક્ત મૌખિક ફેંસલો તો બૌદ્ધિક અને તાર્કિક દલીલો દ્વારા દુનિયામાં પણ થઈ શકે છે.)

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં અલ્લાહ તઆલાએ યહૂદી અને ઈસાઈઓના પરસ્પર મતભેદો, વિવાદો અને એકબીજા ઉપર આક્ષેપબાજીઓનો ઉલ્લેખ કરીને તેમની મૂર્ખાઈ અને બેવકૂફીને તથા આ મતભેદોના નુકસાનકારક પ્રભાવનું વર્ણન કરીને વાસ્તવિકતા સ્પષ્ટ કરતા ફરમાવ્યું છે કે, આ બધી જ ઘટનાઓમાં મુસલમાનો માટે ઘણી મહત્ત્વપૂર્ણ હિદાયતો (માર્ગદર્શન) છે, જેનું વર્ણન આગળ આવે છે. યહૂદીઓ અને નસારાઓ બંનેએ દીનની વાસ્તવિક હકીકતને ભૂલીને ધર્મના નામ ઉપર એક કૌમ બનાવી લીધી છે અને તેમનામાં દરેક પોતાની કૌમને જન્નતી અને

સ્વીકૃતિપ્રાપ્ત હોવાનું સમજે છે અને તેમના સિવાય દુનિયાની બીજી કૌમોને ગુમરાહ અને માર્ગ ભટકેલી સમજી તેમને દોઝખી માને છે.

આ બુદ્ધિનું દેવાળુ ફૂંકીને બેઠેલી કૌમોના વિવાદનું પરિણામ એ આવ્યું કે, મુશ્રિકો અને મૂર્તિપૂંજકો એવું કહેવા લાગ્યા કે "ઈસાઈયત પણ બેબુનિયાદ છે અને યહૂદીય્યત પણ પાયા વગરનો ધર્મ છે. હકીકતમાં તો અમે જ સાચા છે અને અમારી મૂર્તિપૂંજા જ સાચી છે."

અલ્લાહ તઆલાએ આ બંને કૌમોની જહાલત અને ગુમરાહીના સંદર્ભમાં ફરમાવ્યું કે, આ બંને કૌમો જન્નતમાં જવાના અસલ કારણોથી અજ્ઞાન છે. ફક્ત ધર્મના કે કૌમના નામની પાછળ પડેલા છે. વાસ્તવમાં યહૂદીઓ અને નસારા અથવા ઈસ્લામ આ બધાની રૂહ મુખ્ય બે વસ્તુ છે.

એક એ કે વ્યક્તિ દિલોજાનથી પોતાનું સર્વસ્વ અલ્લાહને સોંપી દે, તેની ઈતાઅત અને ફરમાંબરદારીને પોતાનો અકીદો અને ધર્મ સમજે. દીન અને મઝહબની હકીકતને ભૂલીને કે તેને પીઠ પાછળ નાંખીને યહૂદીઓનું અને ઈસાઈઓનું કૌમ પરસ્તીને પોતાનો મકસદ બનાવી લેવું દીન અને ધર્મથી અજ્ઞાનતા તથા ગુમરાહી છે.

બીજી વાત એ છે કે જન્નતમાં જવા માટે ફક્ત એ પૂરતું નથી કે, કોઈ વ્યક્તિ પોતાના દિલથી અલ્લાહની ફરમાંબરદારીનો ઈરાદો તો બરાબર કરે, પરંતુ ઈતાઅત, ફરમાંબરદારી અને ઈબાદતની પદ્ધતિ પોતાની ઈચ્છા પ્રમાણે આપમેળે ઘડી લે, હાલાં કે આ જરૂરી છે કે, ઈબાદત અને ઈતાઅત તથા ફરમાંબરદારીની પદ્ધતિ પણ તે જ અપનાવે, જે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ દ્વારા નક્કી કરી છે અને બતાવી છે.

પ્રથમ વાત ....بَلٰى مَنْ اَسْلَمَ દ્વારા અને બીજી ....وَهُوَ مُحْسِنٌ દ્વારા સ્પષ્ટ કરવામાં આવી છે, જેનાથી ખબર પડે છે કે, આખિરતના છુટકારા માટે અને જન્નતમાં પ્રવેશ મેળવવા માટે ફક્ત અલ્લાહની ઈતાઅત અને ફરમાંબરદારી કરવાનો ઈરાદો કરવો પૂરતો નથી બલકે, નેક અમલો કરવા પણ જરૂરી છે અને નેક અમલોનો આધાર તે જ શિક્ષણ અને પદ્ધતિ ઉપર અવલંબિત છે, જે કુર્આન અને રસૂલ ﷺની સુન્નત પ્રમાણે હશે.

**વારસાગત મુસલમાન અથવા યહૂદી કે ઈસાઈ હોવું અલ્લાહના ત્યાં છુટકારાનું માધ્યમ નથી, અસલ વસ્તુ ઈમાન અને નેક અમલો છેઃ**

જે વ્યક્તિ ઈમાનના પાયાના સિદ્ધાંતોમાંથી કોઈપણ સિદ્ધાંતને છોડી દે, ભલે તે કોઈપણ સમયની શરીઅતનો માનનાર વ્યક્તિ હોય, યહૂદી હોય કે ઈસાઈ, કે મુસલમાન હોય, અને પછી ફક્ત નામનો જ કૌમની ધારામાં સામેલ હોવાના કારણે પોતાને જન્નતનો ઠેકેદાર સમજવા લાગે તો તે ફક્ત તેનું સ્વાર્થીપણું છે, જેને વાસ્તવિકતા સાથે દૂરનો પણ સંબંધ નથી. અલ્લાહ તઆલાના ત્યાં કોઈપણ વ્યક્તિ ફક્ત કૌમના નામનો સહારો લઈને છુટકારો નથી મેળવી શકતો, ન જ અલ્લાહનો મહેબૂબ બંદો બની શકે છે. જ્યાં સુધી કે તેનામાં ઈમાન અને નેક અમલોનું ભંડોળ મૌજૂદ ન હોય.

પછી ઈમાનના સિદ્ધાંતો તો પ્રત્યેક રસૂલ અને શરીઅતના સમયમાં સરખા અને એક જેવા જ રહ્યા છે. જો કે નેક અમલો અને તેના સ્વીકાર્ય થવાના સ્વરૂપો જુદા–જુદા હોય છે. તવરાતના સમયમાં નેક અમલ તેને સમજવામાં આવ્યો કે, જે હઝરત મૂસા (અલૈ.)ના શિક્ષણ પ્રમાણે હતો. ઈન્જીલ (બાઈબલ)ના દૌરમાં નેક અમલ ચોક્કસ તે અમલ હતો કે, જે હઝરત ઈસા (અલૈ.) અને ઈન્જીલના શિક્ષણ પ્રમાણે હતો, અને હવે કુર્આનના સમયમાં પણ તે જ અમલ, અમલે સાલેહ (નેક અમલ) કહેવામાં આવશે જે આખરી નબી હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના ફરમાન પ્રમાણે અને તેમના ઉપર નાઝિલ થયેલ અલ્લાહની કિતાબ કુર્આન મજીદની હિદાયત પ્રમાણે હશે.

કહેવાનો હેતુ એ છે કે, યહૂદીઓ અને નસારાના આ મતભેદ બાબતે અલ્લાહ તઆલાએ ફેંસલો કર્યો કે, આ બંને કૌમો અજ્ઞાનતા અને જહાલતની વાતો કરી રહ્યા છે. બંનેમાંથી કોઈપણ જન્નતના ઠેકેદાર નથી અને ન જ તે બંનેના ધર્મો પાયા વગરના અથવા બેબુનિયાદ છે. બલકે, બંને ધર્મો ખરા સત્યના પાયા ઉપર રચાયેલા હતા. હિતસાધક તત્ત્વોએ ફેલાવેલી ગેરસમજના કારણે આ બંને ધર્મો અને તેમના અનુયાયીઓની રૂહ અને તેમના અકીદાઓ તથા તેમના અમલો અને વિચારસરણીઓ બદલાઈ ગઈ અને તેઓ જાતિવાદ અને રાષ્ટ્રવાદના પાયા ઉપર કોઈને યહૂદી કહે છે, તો કોઈને ઈસાઈ સમજી લે છે. જો યહૂદીઓની જાતિમાં હોય તો યહૂદીઓના શહેરમાં વસે છે, અને પોતાની ગણતરી યહૂદીમાં

બતાવે છે, અને તેને યહૂદી સમજવામાં આવે છે. એવી જ રીતે ઈસાઈઓની ઓળખ પણ આ જ રીતે નક્કી કરવામાં આવી છે. હાલાં કે ઈમાનનો અસલી સિદ્ધાંત આવી બાબતો ઉપર અવલંબિત નથી. સદ્કાર્યોને છોડીને ન કોઈ યહૂદી – યહૂદી તરીકે બાકી રહે છે અને ન જ ઈસાઈ – ઈસાઈ તરીકે.

કુર્આને કરીમમાં આ મતભેદ અને તેના ફેંસલાનું વર્ણન મુસલમાનોને સંભળાવીને તેમને આવી બાબતથી સજાગ રહેવા માટે કહેવામાં આવ્યું છે કે, તેઓ પણ આ પ્રકારની ગેરસમજમાં ન પડી જાય કે, અમે તો વારસાગત મુસ્લિમ છીએ. દરેક ઓફિસ અને રજિસ્ટરમાં અમારું નામ મુસલમાનોના ખાનામાં લખવામાં આવે છે અને અમે અમારી જાતને મુસલમાન પણ કહીએ છીએ. એટલા માટે જન્નત અને તે તમામ ઈનામો અને વાયદાઓ જે મો'મિનો માટે અલ્લાહે તેના રસૂલ ﷺ મારફતે કર્યા છે, તેના અધિકારી માત્ર અમે જ છે.

ઉપરોક્ત વર્ણવેલ અલ્લાહના ફેંસલાથી તેમના માટે સ્પષ્ટ થઈ જવું જોઈએ કે, કોઈ વ્યક્તિ ફક્ત દા'વો કરીને સાચો મુસલમાન નથી બની શકતો. મુસલમાનના ખાનામાં નામ લખાવી દેવાથી અથવા મુસલમાન જેવો હુલિયો (વેશભૂષા) બનાવવાથી અથવા મુસલમાનના ઘરમાં પૈદા થવાથી કોઈ મુસલમાન નથી બની જતું. બલકે, મુસલમાન બનવા માટે ઈસ્લામ અને ઈમાનનું હોવું જરૂરી છે, અને ઈસ્લામનો અર્થ છે પોતાને અલ્લાહની મરજીના સંપૂર્ણ આધીન કરી દેવો, નેક કાર્યો કરવા તથા કુર્આન અને સુન્નત પ્રમાણે અમલ કરવાનું નામ ઈસ્લામ છે.

પરંતુ કુર્આને કરીમની આ તાકીદ છતાં ઘણા મુસલમાનો આ યહૂદીઓ અને નસરાનીઓએ કરેલી ભૂલનું પુનરાવર્તન કરી રહ્યા છે. અલ્લાહ, રસૂલ ﷺ, આખિરત અને કયામતથી બિલકુલ ગાફિલ (બેદરકાર) રહીને પોતે વારસાગત મુસલમાન હોવાને પૂરતું સમજી રહ્યા છે. કુર્આન તથા હદીષમાં જે વાયદાઓ દુનિયા અને આખિરતમાં મુસલમાનો અને મો'મિનો માટે કરવામાં આવ્યા છે, પોતાને તેના અધિકારી સમજીને તેના પૂરા થવાની રાહ જોઈ રહ્યા છે અને જ્યારે તે પૂરા થતા હોય એવું નથી લાગતું તો કુર્આન અને હદીષના વાયદાઓમાં શંકા કરવા લાગે છે, પરંતુ એવું નથી જોતા કે કુર્આને ફક્ત વારસાગત મુસલમાનો

માટે કોઈ વાયદો નથી કર્યો. જ્યાં સુધી કે, તે પોતાની સંપૂર્ણ ઈચ્છાઓ અને પોતાના સર્વસ્વને અલ્લાહ અને તેના રસૂલ ﷺના તાબે' ન કરી દે અને તેમની બતાવેલી પદ્ધતિઓ ઉપર નેક કાર્યોના પાબંદ ન બને. આ જ ખુલાસો પ્રસ્તુત આયતમાં આવ્યો છે.

بَلٰى مَنْ اَسلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ فَلَهٗ اَجْرُهٗ عِنْدَ رَبِّهٖ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ،

આજકાલ આખી દુનિયામાં મુસલમાનો જાત–જાતની તકલીફો અને પરેશાનીઓના શિકાર બન્યા છે. તેમને જોઈને ઘણા અજ્ઞાન લોકો એવું વિચારવા લાગે છે કે, કદાચ આ તમામ આફતો અને મુસીબતોનું કારણ અમારો ઈસ્લામ જ છે, નઊઝુબિલ્લાહ ! પરંતુ પ્રસ્તુત લખાણથી સાબિત થઈ ગયું કે તેનું અસલી કારણ આપણો ઈસ્લામ નથી બલકે, ઈસ્લામને છોડી દેવો તે અસલી કારણ છે કે, આપણે ઈસ્લામને ફક્ત નામનો બાકી રાખ્યો છે અને તેના અકીદાઓ ન તો આપણી અંદર છે અને ન જ તો આપણામાં ઈસ્લામ પ્રમાણે અખ્લાક છે અને ન જ અમલો છે બલકે, આપણા અમલો યહૂદીઓ અને ઈસાઈઓની સંસ્કૃતિ પ્રમાણે બની ગયા છે.

وضع میں ہم ہیں نصاریٰ تو تمدّن میں ہنود

પછી આપણને શું અધિકાર છે કે, ઈસ્લામ અને મુસલમાનો માટે થયેલા વાયદાઓ અને ઈનામોની રાહ જોઈએ ?!

જો કે અહીંયાં સવાલ એ ઉપસ્થિત થઈ શકે છે કે અમે થોડું ઘણું તો ઈસ્લામનું સાચું નામ લઈએ છીએ ! અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺના નામ લેનારા તો છે ! અને જે કાફિરો અલ્લાહ અને રસૂલ ﷺનો ખુલ્લમ–ખુલ્લો વિરોધ કરે છે, જેઓ ઈસ્લામનું નામ લેવાનું પણ પસંદ કરતા નથી, તેઓ આજે દુનિયામાં દરેક ક્ષેત્રે ખૂબ પ્રગતિ કરી રહ્યા છે. જો આપણા દુષ્કૃત્યોની શિક્ષા દુનિયામાં જ મળી રહી છે કે, આપણે દરેક જગ્યાએ બરબાદ અને પરેશાન છીએ તો કાફિરો અને ફાસિકોને તો તેનાથી વધારે સજા મળવી જોઈએ, પરંતુ જરા વિચાર કરો ! આ શંકા આપમેળે જ દૂર થઈ જશે.

પ્રથમ તો એટલા માટે કે દોસ્ત અને દુશ્મનની સાથે સરખો વહેવાર

કરવામાં આવતો નથી. દોસ્તને વાત–વાત ઉપર ડગલેને પગલે ટોકવામાં આવે છે. ઔલાદ અને વિદ્યાર્થીઓને નાની–નાની વાત ઉપર શિક્ષા આપવામાં આવે છે, પરંતુ દુશ્મન સાથે આવો વર્તાવ કરવામાં આવતો નથી, તેને ઢીલ આપવામાં આવે છે અને સમય આવ્યે એકદમ પકડમાં લેવામાં આવે છે.

મુસલમાન જ્યાં સુધી ઈસ્લામ અને ઈમાનનું નામ લે છે, અલ્લાહની મહોબ્બત અને તેની મહાનતાનો દમ ભરે છે, તેઓનું નામ મિત્રોની લિસ્ટમાં રહે છે, તેના ખરાબ કૃત્યોની શિક્ષા મોટે ભાગે દુનિયામાં જ આપી દેવામાં આવે છે, જેથી આખિરતનો ભાર હલકો થઈ જાય. જ્યારે કે કાફિરો ઉપર બળવાખોર અને દુશ્મનોનો નિયમ લાગુ પડે છે. દુનિયામાં હલકી હલકી શિક્ષા આખિરતની ભયંકર સજાથી છુટકારો નહીં અપાવી શકે. તેમને એકદમ અતિભયંકર, કષ્ટદાયક, પીડાયુક્ત સજામાં નાંખી દેવામાં આવશે. રસૂલ ﷺના આ ઈરશાદનો તે જ મતલબ છે કે, “દુનિયા મો'મિનો માટે કૈદખાનું અને કાફિરો માટે જન્નત છે.”

બીજી ખાસ વાત “મુસલમાનોની અધોગતિ અને પરેશાનીઓ તથા કાફિરોની પ્રગતિ અને આરામ બાબતે” એ છે કે, અલ્લાહ તઆલાએ દરેક અમલની જુદી–જુદી કક્ષા, ખાસિયત તથા લક્ષણો રાખ્યા છે, જેમકે એક અમલ કરવાથી બીજા અમલનું લક્ષણ કે ગુણ બદલાઈ નથી શકતો. દાખલા તરીકે વેપારની ખાસિયત એ છે કે ધનમાં વધારો થાય છે. દવાની ખાસિયત છે કે તે શરીર તંદુરસ્ત બનાવે છે. હવે કોઈ માણસ વેપારમાં દિવસ–રાત લાગેલો રહે, બીમારી અને તેના ઈલાજ તરફ ધ્યાન ન આપે તો વેપારની પ્રગતિના કારણે તેની બીમારી સારી નહીં થઈ શકે. દવા–દારૂનો ઉપયોગ કરીને વેપારમાં પ્રગતિ પ્રાપ્ત નથી કરી શકાતી. કાફિરોની દુનિયામાં પ્રગતિ અને માલ–દૌલતની છૂટછાટ તેમના કુફ્રનું પરિણામ નથી, જેમકે મુસલમાનોની ગરીબી અને પરેશાનીઓનું કારણ ઈસ્લામ નથી બલકે, કાફિરોએ જ્યારે ઈસ્લામની ચિંતા છોડી દીધી અને સંપૂર્ણ રીતે દુનિયાની માલ–દૌલત અને અય્યાશીઓની ફિકરમાં લાગી ગયા, વેપાર, ઉદ્યોગ, ખેતીવાડી અને સરકારો તથા રાજકરણમાં દુનિયાના લાભકારી માર્ગો અપનાવવા લાગ્યા, દુનિયાની લોભ–લાલચના કારણે કેટલાક લોકો

ભ્રષ્ટાચાર પણ આચરવા લાગ્યા, આમ તેમણે દુનિયામાં પ્રગતિ કરી લીધી. જો તેઓ પણ આપણી જેમ ફક્ત પોતાના ધર્મનું નામ લઈને બેસી જાય અને દુનિયાની પ્રગતિ માટે તેઓ પ્રગતિના કાયદા–કાનૂન પ્રમાણે પ્રયત્નો ન કરે, તો એમના કુફ્રએ તેમને માલ–દૌલત અથવા જાગીરદારી કે સરકારના માલિક ન બનાવ્યા હોત. પછી આપણે એ કેવી રીતે સમજી લઈએ કે, આપણો ઈસ્લામ અને તે પણ ફક્ત નામનો, આપણા માટે વિજયના બધા માર્ગો ખુલ્લા કરી દેશે !? ઈસ્લામ અને ઈમાન જો બિલકુલ સાચા સિદ્ધાંતો ઉપર હોય તો તેની અસલી ખાસિયત અને પરિણામ આખિરતનો છુટકારો અને જન્નતની કાયમી રાહત છે. દુનિયામાં માલ અને દૌલતની છૂટછાટ અથવા ઐશો–આરામની જાહોજલાલી ઈસ્લામના પરિણામે પ્રાપ્ત થાય જ, એવું જરૂરી નથી, જ્યાં સુધી કે તેના માટે યોગ્ય દિશામાં સંઘર્ષ કરવામાં ન આવે.

અને આ વાત અનુભવથી સિદ્ધ થયેલ છે કે, જ્યાં સુધી અને જ્યારે પણ કોઈ મુસલમાન વેપાર, ઉદ્યોગ, સરકાર અથવા રાજકારણના મૂળભૂત સિદ્ધાંતો શીખી લઈ તેના ઉપર અમલ કરે છે, તો તે પણ દુનિયાના આ ક્ષેત્રમાં સારા પરિણામોથી વંચિત નથી રહેતો અને તે પણ કાફિરો જેટલી જ પ્રગતિ કરી શકે છે.

તેનાથી સ્પષ્ટ થઈ ગયું કે દુનિયામાં આપણી ગરીબી અથવા પરેશાની, તકલીફો તથા આફતોનું કારણ આપણો ઈસ્લામ નથી બલકે, એક બાજુ ઈસ્લામી અખ્લાક તથા અમલો છોડવા અને બીજી તરફ તે બધા કાર્યોથી મોઢું ફેરવવાના કારણે છે કે, જેના પર અમલ કરવાથી માલ–દૌલતમાં પ્રગતિ અને વિકાસ થાય છે.

અફસોસ છે કે, આપણો જ્યારે યુરોપવાળાઓ સાથે સંબંધ વિકસ્યો તો ફક્ત આપણે તેમની પાસેથી તેમનું કુફ્ર, આખિરતથી ગફલત તથા બેહયાઈ અને બેશરમી તો શીખી લીધી, પરંતુ તેમના તે સારા ગુણો ન શીખ્યા, જેના કારણે તેઓ દુનિયામાં સફળતા પ્રાપ્ત કરી રહ્યા છે. તેઓ જે મકસદ માટે ઊભા થાય છે તેની પાછળ અથાક પ્રયત્નો કરે છે. વૈજ્ઞાનિક સંશોધનોની સાથે–સાથે દુનિયા ઉપર પોતાના પ્રભાવનો વિસ્તાર કરવા માટે નવી–નવી પદ્ધતિઓ અપનાવે છે, જે

વાસ્તવમાં ઈસ્લામનું મૂળભૂત શિક્ષણ હતું. આપણે તેમને જોઈને પણ તેમની નકલ કરવાની કોશીશ ન કરી તો શું આ વાંક આપણા ઈસ્લામનો છે કે આપણો ? તે આપણી સામે સૂર્યપ્રકાશની જેમ સ્પષ્ટ છે.

મતલબ કે કુર્આનની આયતોએ સ્પષ્ટ કરી દીધું કે, ફક્ત જાતિવાદ કે રાષ્ટ્રવાદના આધારે ઈસ્લામનું નામ લઈ લેવું કોઈ પરિણામ સુધી નહીં લઈ જઈ શકે. જ્યાં સુધી ઈમાન અને નેક કાર્યો જીવનમાં સંપૂર્ણ રીતે અપનાવવામાં ન આવે.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૧૪–૧૧૫)

وَ مَنْ اَظْلَمُ مِمَّنْ مَّنَعَ مَسٰجِدَ اللّٰهِ اَنْ يُّذْكَرَ فِيْهَا اسْمُهٗ وَسَعٰى فِىْ خَرَابِهَا ؕ
اُولٰٓئِكَ مَا كَانَ لَهُمْ اَنْ يَّدْخُلُوْهَآ اِلَّا خَآئِفِيْنَ ؕ لَهُمْ فِى الدُّنْيَا خِزْىٌ
وَّلَهُمْ فِى الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ﴿۱۱۴﴾ وَلِلّٰهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ ۚ فَاَيْنَمَا تُوَلُّوْا فَثَمَّ
وَجْهُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ وَاسِعٌ عَلِيْمٌ ﴿۱۱۵﴾

## તરજુમો :

*અને તેનાથી મોટો જાલિમ (અત્યાચારી) કોણ ? જેણે અલ્લાહની મસ્જિદોમાં (જવાથી) રોક્યા કે, તેમાં તેનું નામ લેવામાં આવે; અને તે (મસ્જિદો)ને વેરાન કરવાનો પ્રયત્ન કર્યો; આ લોકોનો અધિકાર નથી કે ત્યાં પ્રવેશ કરે પરંતુ ડરતાં (ડરતાં); તેમના માટે દુનિયામાં બેઈજ્જતી (છે); અને તેમના માટે આખિરતમાં મોટો અઝાબ (છે). (૧૧૪) અને પૂર્વ તથા પશ્ચિમ અલ્લાહના માટે જ છે; બસ ! જે દિશાએ તમે મોઢું કરો તો તે તરફ અલ્લાહનો સામનો (છે); બેશક ! અલ્લાહ સર્વવ્યાપી, સર્વજ્ઞ (છે). (૧૧૫)*

## તફસીર :

(યહૂદીઓ તો કિબ્લો બદલવાના હુકમ સમયે જાત–જાતના વાંધા કાઢી કમસમજ લોકોના દિલોમાં શંકા–કુશંકાઓ પૈદા કરતા હતા. જો આ શંકાઓ

સામાન્ય રીતે દિલો ઉપર પ્રભાવિત થઈ હોત તો તેનું પરિણામ એ આવ્યું હોત કે રિસાલતનો ઈન્કાર તથા નમાઝોને છોડી દેવાથી મસ્જિદો વેરાન થવી સ્વાભાવિક હતું, તો એક રીતે યહૂદીઓ આ રીતે નમાઝ છોડાવીને મસ્જિદોને વેરાન કરાવવા, ખાસ કરીને મસ્જિદે નબવીને વેરાન કરાવવા ઈચ્છતા હતા જેમકે રૉમ (ઈટાલી)ના અમુક રાજાઓએ પણ આવું જ કર્યું હતું કે જેઓ ઈસાઈઓના પેશ્વાઓ હતા અને ઈસાઈઓ તેમના કૃત્યનો ઈન્કાર પણ કરતા ન હતા, તેમણે કોઈ સમયે યહૂદીઓના કબજા હેઠળના સીરિયા (શામ) ઉપર હુમલો કર્યો હતો અને મારા–મારી, કાપા–કાપી પણ થઈ હતી. તે સમયે અમુક જાહિલોના હાથે બયતુલ મુકદ્દસની બેહુરમતી થઈ હતી અને તે અપવિત્ર પણ થયું હતું, અશાંતિને કારણે તેમાં નમાઝ વગેરે પઢવાનું બંધ થયું હતું. આ રીતે ઈસાઈઓના પેશ્વાઓ નમાઝ છોડાવીને મસ્જિદોને વેરાન કરનારાઓના આગેવાન થયા અને ઈસાઈઓ પણ તેનો ઈન્કાર ન કરવાના કારણે આ પાપના ભાગીદાર હતા. તે રાજાનું નામ ટેથૂસ હતું. ઈસાઈઓને આ કિસ્સો એટલા માટે પસંદ હતો કે તેમાં યહૂદીઓની બેઈજ્જતી થઈ હતી. યહૂદીઓ તે કારણે તેમનાથી દુશ્મનાવટ પણ રાખતા હતા.

રસૂલુલ્લાહ ﷺના મક્કા વિજય પહેલાં જ્યારે મક્કા મુઅઝ્ઝમહમાં પ્રવેશ કરીને આપ ﷺએ મસ્જિદે હરામનો તવાફ અને નમાઝ અદા કરવા ઈચ્છ્યું તો મક્કાના મુશ્રિકોએ આપ ﷺને ન જવા દીધા. અહીંયાં સુધી કે આપ ﷺ તે વર્ષે મદીના પાછા જતા રહ્યા. આમ, એક રીતે મુશ્રિકો પણ મસ્જિદે હરામને વેરાન કરનારાઓમાં સામેલ થઈ ગયા. એટલા માટે અલ્લાહ તઆલાએ મસ્જિદ વેરાન કરનારાઓ માટે ફરમાવ્યું કે,)

અને તે વ્યક્તિથી વધારે કોણ જાલિમ (અત્યાચારી) હશે, જે અલ્લાહ તઆલાની મસ્જિદો (જેમાં મક્કાની મસ્જિદે હરામ, મદીનાની મસ્જિદે નબવી (ﷺ), બયતુલ મુકદ્દસ અને જગતની તમામ મસ્જિદો આવી ગઈ) તેમાં ઝિક્ર (અને ઈબાદત) કરવાની પાબંદી કરે અને આ (મસ્જિદો)ને વેરાન કરવાનો પ્રયત્ન કરે ? આ લોકોએ ક્યારેય નિડર થઈને આ (મસ્જિદો)માં પગ ન મૂકવો જોઈતો હતો (બલકે, જ્યારે જાય તો ખૂબ જ અદબ અને સભ્યતાથી જવું જોઈતું હતું. તેમને નિડર થઈ અંદર જવાનો કોઈ અધિકાર નથી, તો પછી તેમને મસ્જિદની પવિત્રતાનો ભંગ કરવાનો અધિકાર કેવી રીતે હોય ? અને તેને જ

અત્યાચાર કહેવામાં આવ્યો છે.) અને આ લોકોને દુનિયામાં પણ બેઈજ્જતી (નસીબ) થશે અને આખિરતમાં પણ ભયંકર સજા થશે.

(યહૂદીઓએ કિબ્લાને બદલવાના હુકમ ઉપર વાંધો ઉઠાવ્યો હતો કે, મુસલમાનો એક દિશાએથી બીજી દિશાએ કેમ ફરી ગયા ? તેનો જવાબ અલ્લાહ તઆલાએ આપ્યો છે કે,) અને અલ્લાહની જ (બધી જ દિશાઓ) પૂર્વ અને પશ્ચિમ પણ છે (અને તે તેનું રહેઠાણ કે મકાન નથી). (બસ, તે જ્યારે માલિક છે જે દિશાને ચાહે કિબ્લો નક્કી કરી દે. કારણ કે કિબ્લો નક્કી કરવાની હિકમત અલ્લાહની જ છે અને તે વિશે બધા જ ઈબાદતગુજારો સહમત છે કે, જે દિશાએ પણ ઈબાદત કરીશું અલ્લાહ દરેક જગ્યાએ સામે જ છે. જો કે નમાઝ માટે ખાસ કિબ્લો બયતુલ્લાહને બનાવવાની હિકમત ફક્ત તે જ જાણે છે. જો વાત આમ જ છે તો) તમે લોકો જે તરફ પણ મોઢું કરો તે તરફ અલ્લાહ તઆલા મૌજૂદ છે. કારણ કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કુદરત ધરાવે છે. (આમ છતાં નમાઝ માટે કિબ્લાની દિશા એટલા માટે નક્કી કરી કે) તે સર્વજ્ઞાની છે. (તે દરેક પદાર્થ અને દરેક બાબત પાછળ રહેલી હિકમતને ખૂબ સારી રીતે જાણે છે અને કિબ્લા માટે દિશા નક્કી કરવાની મસ્લિહત અલ્લાહના ઈલ્મમાં છે.)

**ખુલાસો (બયાનુલ કુર્આનમાંથી) :**

મસ્જિદોને વેરાન કરવાની ઈચ્છા ધરાવનાર લોકોની દુનિયામાં એ રીતે આબરૂ ગઈ અને ઝલીલ થયા કે તે બધી જ કૌમો ઈસ્લામી હુકૂમત હેઠળ આવી ગઈ અને આખિરતનો અઝાબ કાફિર હોવાના કારણે થવાનો જ છે. મસ્જિદોને વેરાન કરવાના પ્રયત્નોને કારણે આ અઝાબ ઘણો જ સખત અને ભયંકર હશે. ઉપરની આયતમાં જે આ ત્રણ સ્વરૂપો પોતે સત્ય માર્ગ ઉપર હોવાના દા'વાઓ અનુસંધાને હતા તેનો રદિયો પણ થઈ ગયો કે આવા – આવા કૃત્યો કરીને સચ્ચાઈ ઉપર હોવાના દા'વા કરવા બેશરમી અને બેહયાઈની વાત છે.

કિબ્લો નક્કી કરવામાં અલ્લાહની હિકમત હતી, જેનાથી અમુક ઈસ્લામ વિરોધીઓ વાંધાઓ કાઢીને કહેવા લાગ્યા હતા કે મુસલમાનો કા'બતુલ્લાહની પૂંજા કરે છે; આ આયત દ્વારા તેનો પણ છેદ ઉડી ગયો. ખુલાસો એ છે કે, ઈબાદત અને બંદગી તો ફક્ત અલ્લાહ તઆલા માટે જ છે, પરંતુ ઈબાદતના સમયે મનની

શાંતિ જરૂરી છે. વળી, ઈબાદત કરનાર લોકો એકત્ર થાય અને તેમનામાં એકતા સ્થાપિત થાય એ પણ જરૂરી છે. એટલા માટે આ બંને વાતો અનુભવથી સિદ્ધ થયેલ છે કે, એકાગ્રતા દ્વારા સામૂહિક ઈબાદતની અસલી રૂહ પ્રાપ્ત કરવા માટે નમાઝ માટે કોઈ ચોક્કસ દિશા નક્કી કરવી જરૂરી હતી, માટે અહીંયાં કા'બા તરફ મોઢું કરવાના વાંધા–વચકા કરવા બિલકુલ બિનપાયાદાર અને વાહિયાત વાત છે.

અને જો કોઈ પોતાના છુટકારા માટે એવો દા'વો કરે કે અમે મૂર્તિઓ સામે એવા જ ઈરાદાથી ઊભા રહીએ છીએ, તો તેમના છુટકારાના આ દા'વાથી મુસલમાનો ઉપર કોઈ ફરક નહીં પડે. મુસલમાનો તો પોતાના મૂળભૂત સિદ્ધાંતોને અને અકીદાઓને વળગી જ રહેવાના છે.

બીજું, મુસલમાનો અને કાફિરોની સામાન્ય હાલતનું સંશોધન કરતાં ખબર પડશે કે, ઈબાદતની સાચી પદ્ધતિ મુસલમાનો અપનાવે છે અને મુસલમાનોની જેમ જ પોતે પણ ઈબાદત કરતા હોવાનો કાફિરોનો દા'વો સદંતર જૂઠો છે, જે દરેક વ્યક્તિ પોતે અનુભવી શકે છે.

ત્રીજું, જો તેમના આ દા'વાને સાચો માની લઈએ તો પણ રદ થયેલ શરીઅતોના હુકમોની કોઈ વૅલ્યુ અથવા કિંમત નથી. ઈસ્લામ એ તો અંતિમ ખુદાઈ કાનૂન છે અને એનો જ કાનૂન કયામત સુધી બાકી રહેશે. અલ્લાહની હિકમતો તથા તેની મસ્લિહતોનો સંપૂર્ણ ભેદ પામવો મનુષ્યની શક્તિ બહારની વાત છે. માટે કિબ્લો બદલવાના આ હુકમ પાછળ અલ્લાહની હજારો હિકમત છુપાયેલી છે. એકાદ–બે લોકોના વિરોધથી અલ્લાહનો હુકમ બદલી નથી શકાતો.

જેમકે ફરમાવ્યું છે કે, દરેક દિશાએ અલ્લાહનો સામનો છે અને એવી રીતે એ પણ ફરમાવ્યું કે તે સર્વવ્યાપી અને સર્વજ્ઞાની છે અને આવા જ બીજા વિષયો એવા છે એમાં વધારે ખણખોદ કરવી મનુષ્યની અક્કલની મર્યાદામાં સમાઈ ન શકે એવી બાબતો છે. જેવી રીતે કે અલ્લાહ તઆલા કોઈ મનુષ્ય સ્વરૂપે અવતાર ધારણ નહીં કરે, એવી જ રીતે તેની સિફતો, ખાસિયતો, લક્ષણોની વાસ્તવિકતા પામવા માટે મનુષ્યની અક્કલ અને બુદ્ધિ બહું સીમિત છે. મનુષ્યનું કામ

અલ્લાહની સિફતો ઉપર ઈમાન લાવવું છે, બાકી અલ્લાહની સિફતોનો ભેદ પામવો જ જોઈએ તે જરૂરી નથી હોતું.

عنقا شکار کس نشود دام باز چیں

کہ اینجا ہمیشہ باد بدست است دام را

## મસ્અલા અને બોધપાઠ :

આ બે આયતોમાં બે મહત્ત્વના મસ્અલાઓનો ઉલ્લેખ છે. પહેલી આયત એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થયેલી છે.

વાત એમ છે કે, જ્યારે યહૂદીઓએ હઝરત યહ્યા (અલૈ.)ની હત્યા કરી નાંખી તો રૉમના ઈસાઈઓએ તેમનો બદલો લેવા માટે ઈરાકના એક અગ્નિપૂંજક રાજાની સાથે મળીને પોતાના રાજા ટેટ્સની આગેવાનીમાં સીરિયા (શામ)ના યહૂદીઓ ઉપર હુમલો કરી તેમનો સત્યાનાશ કરી નાંખ્યો, તવરાતની પ્રતોને સળગાવી દીધી, બયતુલ મુકદસમાં ગંદકી અને નાપાકી તથા સુવ્વરો નાંખી દીધા, તેમની ઈમારતોને તોડી – ફોડીને બરબાદ કરી દીધી, યહૂદીઓની શક્તિ અને સન્માનને બિલકુલ પાયમાલ અને નષ્ટ કરી દીધા, આપ ﷺના સમયકાળ સુધી બયતુલ મુકદસ એવી જ વેરાન અને તૂટેલ–ફૂટેલ હાલતમાં રહ્યું. (અમુક મુફસ્સિરો–વિવરણકારોએ આ અગ્નિપૂંજક રાજાનું નામ બુખ્તે નશર બતાવ્યું છે, પરંતુ જે રાજા બુખ્તે નશરથી પ્રખ્યાત છે તે રાજા અહીંયાં નથી હોઈ શકતો કારણ કે, તેનો સમયકાળ હઝરત યહ્યા (અલૈ.) પહેલાંનો છે. એવું શક્ય છે કે, પાછળથી કોઈ બીજા રાજાનું નામ "બુખ્તે નશર બીજા" તરીકે પ્રખ્યાત થયું હોય.)

હઝરત ઉમર ફારૂક (રદિ.)ના શાસનકાળમાં જ્યારે સીરિયા (શામ) અને ઈરાક ઉપર વિજય પ્રાપ્ત થયો તો હઝરત ઉમર (રદિ.)ના હુકમથી બયતુલ મુકદસને ફરીવાર બાંધવામાં આવ્યું અને એક લાંબા સમય સુધી સંપૂર્ણ સીરિયા અને બયતુલ મુકદસ મુસલમાનોના કબજામાં રહ્યું, પછી અમુક સમય પછી બયતુલ મુકદસ મુસલમાનોના કબજામાંથી નીકળી ગયું અને લગભગ સો વર્ષો સુધી યુરોપના ઈસાઈઓનો તેના ઉપર કબજો રહ્યો. ત્યારબાદ છઠ્ઠી સદી હિજરીમાં સુલ્તાન સલાહુદ્દીન અય્યૂબી (રહ.)એ તેના ઉપર વિજય પ્રાપ્ત કર્યો.

રૉમના ઈસાઈઓની તવરાતને સળગાવી દેવાની નાપાક હરકતોને અને બયતુલ મુકદસને અપવિત્ર, વેરાન અને તેને બરબાદ કરવા બાબતે આ આયત ઊતરી છે.

આવો અભિપ્રાય કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નો છે અને હઝરત ઈબ્ને ઝૈદ (રદિ.) વગેરે બીજા મુફસ્સિરોએ આ આયત નાઝિલ થવાનું કારણ આ બતાવ્યું છે કે, જ્યારે મક્કાના મુશ્રિકોએ રસૂલ ﷺને હુદૈબિય્યહની ઘટના સમયે મસ્જિદે હરામમાં પ્રવેશ કરવાથી અને તવાફ કરવાથી રોક્યા તો આ આયત નાઝિલ થઈ.

હઝરત ઈબ્ને જરીર (રહ.) અને હજરત ઈબ્ને કષીર (રહ.) બીજી રિવાયતને પ્રાધાન્ય આપે છે.

અલબત્ત આયતનો શા'ને નુઝૂલ મુફસ્સિરો નજીક આ બંને ઘટનાઓમાંથી કોઈ એક ખાસ ઘટના છે, પરંતુ તેનું વર્ણન સામાન્ય શબ્દોમાં કહીએ તો એક આગવો નિયમ છે. જેથી આ હુકમ ઈસાઈ અથવા મુશ્રિકો વગેરે માટે ખાસ સમજવામાં ન આવે બલકે, દુનિયાની તમામ કૌમોને આ હુકમ સમાનપણે લાગુ પડે છે. આ જ કારણ છે કે, આ આયતમાં ખાસ બયતુલ મુકદસનું નામ લેવાના બદલે "મસાજિદલ્લાહ" (مساجدالله) કહીને પૃથ્વી ઉપરની બધી જ મસ્જિદો માટે આ હુકમ સામાન્ય બનાવી દીધો. આ આયતનો વિષય એ થઈ ગયો કે, "જે કોઈ પણ વ્યક્તિ અલ્લાહની મસ્જિદમાં લોકોને અલ્લાહનો ઝિક્ર કરવાથી રોકે અથવા કોઈ એવું કામ કરે જેનાથી મસ્જિદ વેરાન થઈ જાય તો તે ઘણો મોટો જાલિમ (અત્યાચારી) છે."

અલ્લાહની મસ્જિદોની ઈજ્જત અને તેનું સન્માન એ જ છે કે, તેમાં જે કોઈ પણ વ્યક્તિ પ્રવેશ કરે તે મસ્જિદની આમાન્યા, અદબ તથા સન્માન જાળવે. જેવી રીતે કે કોઈ શાહી દરબારમાં પ્રવેશ કરે છે.

આ આયતથી જે અમુક જરૂરી હુકમો નીકળે છે તેનો ખુલાસો આ છે.

(૧) પ્રથમ આ કે દુનિયાની બધી જ મસ્જિદો અદબની રૂએ એક સમાન છે. જેવી રીતે કે બયતુલ મુકદ્દસ, મસ્જિદે હરામ અથવા મસ્જિદે નબવીની બેહુરમતી અને તેને અપવિત્ર કરવું મહાભયંકર અપરાધ છે, એવી જ રીતે

દુનિયાની બધી જ મસ્જિદો વિશે આ જ હુકમ લાગુ પડે છે. જો કે આ ત્રણ મસ્જિદોની આમાન્યા અને મહત્ત્વ ઘણું બધું છે એ એક અલગ બાબત છે, જેમકે મસ્જિદે હરામમાં એક નમાઝનો સવાબ એક લાખ નમાઝો બરાબર અને મસ્જિદે નબવી ﷺમાં અને બયતુલ મુકદસમાં એક નમાઝનો સવાબ પચાસ હજાર નમાઝો બરાબર મળે છે. આ ત્રણે મસ્જિદોમાં નમાઝ પઢવા માટે દૂર–સુદૂરના દેશોએથી મુસાફરી કરીને પહોંચવાના કારણે તેનો સવાબ અને બરકતો ઘણી મોટી છે. આ ત્રણ મસ્જિદો સિવાય અન્ય કોઈ મસ્જિદમાં નમાઝ પઢવાનું શ્રેષ્ઠ જાણીને ફક્ત સવાબ મેળવવા માટેના એકમાત્ર હેતુથી આ ત્રણ સિવાયની અન્ય મસ્જિદોમાં નમાઝ પઢવા માટે સફર કરી ત્યાં પહોંચવાની રસૂલુલ્લાહ ﷺએ મનાઈ ફરમાવી છે.

(૨) બીજું એ કે મસ્જિદમાં ઝિક્ર અને નમાઝથી રોકવાના જેટલા કારણો અને સ્વરૂપો છે, તે બધા જ નાજાઈઝ અને હરામ છે. તેમાં એક સ્વરૂપ તો એ છે કે, મસ્જિદમાં નમાઝીઓને જવાથી અથવા ત્યાં નમાઝ અને તિલાવત વગેરે ઈબાદત કરવાથી ખુલ્લમ–ખુલ્લી રીતે રોકવામાં આવે. બીજું સ્વરૂપ એ છે કે, મસ્જિદમાં શોર–બકોર અને બુમ–બરાડા પાડીને અથવા તેની આજુબાજુ વાજાં (મ્યુઝિક) વગાડી નમાઝ અને ઝિક્રમાં ખલેલ પહોંચાડે. આ પણ અલ્લાહના ઝિક્રને રોકવામાં સામેલ છે.

એવી જ રીતે નમાઝના સમયે જ્યારે લોકો પોતાની નફલો અને તસ્બીહ તથા તિલાવત વગેરેમાં મશગૂલ હોય, ત્યારે મસ્જિદમાં કોઈ મોટા અવાજે તિલાવત અથવા ઝિક્ર કરવા લાગે તો આ પણ નમાઝીઓને નમાઝ અને તસ્બીહ વગેરેમાં ખલેલ પહોંચાડે છે અને એક રીતે આ કૃત્ય પણ લોકોને અલ્લાહના ઝિક્રથી રોકનારું જ છે. એટલા માટે કેટલાક મુફતીઓએ તેને પણ નાજાઈઝ કહ્યું છે. હા ! જ્યારે મસ્જિદમાં કોઈ નમાઝી ન હોય એવા સમયે મોટા અવાજે ઝિક્ર અથવા તિલાવત કરવામાં કોઈ વાંધો નથી.

ઉપરોક્ત ખુલાસાથી સ્પષ્ટ થઈ ગયું કે, જે વખતે લોકો નમાઝ અને તસ્બીહ વગેરેમાં મશગૂલ હોય તે સમયે પોતાની કોઈ જરૂરત માટે સવાલ કરવાની અથવા દીની કામ માટે ચંદો વગેરે કરવાની પણ મનાઈ છે.

(૩) ત્રીજું એ કે મસ્જિદને વેરાન કરવાના જેટલા પણ સ્વરૂપો છે, બધા જ હરામ છે. તેમાં જેવી રીતે ખુલ્લી રીતે મસ્જિદને તોડી નાંખવી અને વેરાન કરવી શામિલ છે એવી જ રીતે એવા કારણો અને પરિસ્થિતિઓ ઊભી કરવી કે જેનાથી મસ્જિદમાં અલ્લાહની ઈબાદતથી લોકો રોકાય તો તે પણ તેમાં જ શામિલ છે કે, તેના આવા કૃત્યના કારણે મસ્જિદ વેરાન થઈ ગઈ. મસ્જિદની વેરાની એ છે કે, ત્યાં નમાઝ માટે લોકો ન આવે અથવા ઓછા થઈ જાય, કારણ કે, મસ્જિદનું બાંધકામ અને આબાદી હકીકતમાં ચાર દિવાલો અને તેના ઉપર કોતરેલા ફૂલો કે વેલ–પાદડાં નથી બલકે, મસ્જિદની આબાદી અલ્લાહના ઝિક્ર (ઈબાદત) કરનારાઓ વડે જ થાય છે. એટલા માટે કુર્આન શરીફમાં એક જગ્યાએ ઈરશાદ છે,

اِنَّمَا يَعْمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنْ اٰمَنَ بَاللّٰهِ وَالْيَوْمِ الْاٰ خِرِ وَ اَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ وَلَمْ يَخْشَ اِلَّااللّٰهَ

*"વાસ્તવમાં મસ્જિદની આબાદી તે લોકોથી છે, જેઓ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવ્યા તથા નમાઝ કાયમ કરી, ઝકાત અદા કરી અને અલ્લાહ સિવાય કોઈનાથી ન ડર્યા." (૯:૧૮)*

એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે કે, "કયામત નજીક મુસલમાનોની મસ્જિદો દેખાવમાં તો આલીશાન હશે પરંતુ વાસ્તવમાં તે વેરાન હશે, તેમાં જનારા નમાઝીઓ ઓછા થઈ જશે."

હઝરત અલી મુરતુઝા (રદિ.)નો ઈરશાદ છે કે, "માનવતા અને ડહાપણના છ કામો છે. ત્રણ સ્થાનિક કક્ષાએ કરવાના કામો છે અને ત્રણ મુસાફરીના સમયે કરવાના છે. સ્થાનિક કક્ષાના ત્રણ કાર્યો આ છે. કુર્આનની તિલાવત કરવી, મસ્જિદો આબાદ કરવી અને એવા મિત્રો બનાવવા જે અલ્લાહ તઆલાના અને દીનના કામોમાં મદદ કરે. મુસાફરીના ત્રણ કામો આ છે. પોતાનું ભાથું ગરીબ સાથીઓ માટે ખર્ચ કરે, સારી રીતે વર્તે અને મુસાફરીના મિત્રો સાથે પ્રસન્ન થાય અને ખૂશીનો માહૌલ પૈદા થાય એવું વાતાવરણ પૈદા કરે. માત્ર શરત એટલી કે આ આનંદમાં કોઈ ગુનાહનું કામ સામેલ ન હોય."

હઝરત અલી (રદિ.)ના આ ઈરશાદમાં મસ્જિદોને આબાદ કરવાનો અર્થ એ જ છે કે, ત્યાં અદબ અને સભ્યતા સાથે પ્રવેશ કરે અને મસ્જિદમાં પ્રવેશ કર્યા પછી ત્યાં ઝિક્ર અને તિલાવતમાં મશગૂલ થઈ જાય. હવે એના મુકાબલામાં મસ્જિદોની વેરાની એ થઈ કે, ત્યાં નમાઝી ન રહે અથવા ઓછા થઈ જાય અથવા એવા કારણો ઉપસ્થિત કરવામાં આવે કે મસ્જિદની અદબ અને સભ્યતામાં ખલલ પૈદા થાય.

અને જો આ આયતના શા'ને નુઝૂલની ઘટના સુલહે હુદૈબિય્યહ અને મક્કાના મુશ્રિકોનું મુસલમાનોને મસ્જિદે હરામમાં જવાથી રોકવા બાબતની છે, તો આ આયતથી તે પણ સ્પષ્ટ થઈ ગયું કે, મસ્જિદોની વેરાની ફક્ત તે નથી કે મસ્જિદોને જમીનદોસ્ત કરવામાં આવે બલકે, મસ્જિદોનો જે અસલી મકસદ છે એટલે કે નમાઝ અને અલ્લાહનો ઝિક્ર, જ્યારે તે જ ન રહે અથવા ઓછો થઈ જાય તો મસ્જિદો વેરાન જ થઈ કહેવાશે !

બીજી આયતમાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ને સાંત્વના આપવામાં આવી છે કે, મક્કાના મુશ્રિકો આપને અલ્લાહના ઘરથી હિજરત કરવા ઉપર મજબૂર કરી દે છે, અને મદીના પહોંચીને શરૂઆતના સમયમાં ૧૬–૧૭ મહિનાઓ સુધી આપ ﷺને બયતુલ મુકદ્દસ તરફ મોઢું કરીને નમાઝ પઢવાનો હુકમ આપવામાં આવ્યો છે, પરંતુ તેમાં તમારૂં કોઈ નુકસાન નથી. ન જ તેમાં આપ ﷺ માટે ગમગીન થવાનું કારણ છે કારણ કે, અલ્લાહ તઆલાની પાક ઝાત તે ખાસ દિશાએ નથી, બલકે સર્વવ્યાપી છે. એટલા માટે પશ્ચિમ કે પૂર્વ બધું જ સરખું છે. કા'બાને નમાઝનો કિબ્લો બનાવવામાં આવે કે બયતુલ મુકદ્દસને; તે બંનેની પોતાની કોઈ આગવી વિશેષતા નથી બલકે, અસલ બાબત અલ્લાહનો હુકમ છે અને અલ્લાહના હુકમો પૂરા કરવામાં જ ફઝીલત અને શ્રેષ્ઠતા સમાયેલી છે.

دادِ حق را قابلیّت شرط نیست    بلکہ شرطِ قابلیّت دادِ ہست

એટલા માટે જ્યારે કા'બા તરફ મોઢું કરવાનો હુકમ થયો હતો ત્યારે તેમાં ફઝીલત હતી અને જ્યારે બયતુલ મુકદ્દસના તરફ મોઢું કરવાનો હુકમ હતો તો તેમાં પણ ફઝીલત હતી. આપ ﷺ દિલગીર ન થશો, અલ્લાહ તઆલાનું ધ્યાન

બંને પરિસ્થિતિઓમાં સરખું જ હોય છે જ્યારે કે બંદો તેના હુકમનું પાલન કરી રહ્યો હોય.

અમુક મહિનાઓ માટે બયતુલ મુકદ્દસને કિબ્લો બનાવવાનો હુકમ આપીને પ્રેક્ટીકલ (અમલી) રીતે એ બાબત સ્પષ્ટ કરવામાં આવી કે, કોઈ ખાસ મકાન અથવા દિશાને કિબ્લો બનાવવો તે કારણે નથી કે મઆઝલ્લાહ અલ્લાહ તઆલા તે ખાસ મકાન અથવા તે દિશાએ જ છે, બીજી જગ્યાએ નથી. બલકે, અલ્લાહ તઆલા તો દરેક જગ્યાએ સમાન રીતે સંપૂર્ણ સર્વવ્યાપીપણા સાથે મૌજૂદ છે. કોઈ ખાસ દિશાને દુનિયામાં કિબ્લો બનાવવો બીજી હિકમતો અને મસ્લિહતો ઉપર આધારિત છે. કારણ કે, જ્યારે અલ્લાહ તઆલાનું ધ્યાન કોઈ ખાસ દિશા અથવા સ્થળ સાથે બંધાયેલું નથી તો આ કાર્યના બે સ્વરૂપો હોય શકે છે. એક એ કે દરેક વ્યક્તિને અધિકાર આપી દેવામાં આવે કે, તે જે તરફ ઈચ્છે મોઢું કરી નમાઝ પઢે, બીજું એ કે બધાના માટે કોઈ એક ખાસ દિશા નક્કી કરવામાં આવે. સ્પષ્ટ છે કે પ્રથમ સ્વરૂપમાં એક પ્રકારનું સામ્યપણું અને યુનિફોર્માલિટી (સમાનતા) જોવા મળે છે. જેમકે દશ વ્યક્તિઓ નમાઝ પઢી રહી હોય અને દરેકની દિશા જુદી–જુદી હોય તો તે અજૂગતું લાગશે અને તેમાં સમાનતા અને શિસ્તનો અભાવ દેખાશે, જ્યારે કે બીજી પરિસ્થિતિમાં એકતા અને સમાનતા જોવા મળે છે. આ હિકમતોના કારણે દુનિયામાં એક જ કિબ્લો એક જ વસ્તુનો આધાર બનાવી નક્કી કરવો વધારે યોગ્ય છે. હવે તે બયતુલ મુકદ્દસ હોય કે બયતુલ્લાહ, કા'બા શરીફ ! બંને પવિત્ર અને બરકતવાળા સ્થળો છે. દરેક કૌમ માટે દરેક યુગમાં અલ્લાહ તઆલા તરફથી ખાસ હુકમો આવે છે. એક સમયમાં બયતુલ મુકદ્દસને કિબ્લો બનાવવામાં આવ્યો પછી રસૂલુલ્લાહ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની દિલી ઈચ્છા પ્રમાણે આ હુકમને રદ કરી કા'બાને દુનિયાના મુસલમાનોનો કિબ્લો બનાવી દેવામાં આવ્યો.

ઈરશાદ છે,

قَدْ نَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِي السَّمَآءِ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰهَا، فَوَلِّ وَجْهَكَ
شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ط وَحَيْثُ مَا كُنْتُمْ فَوَلُّوْا وُجُوْهَكُمْ شَطْرَهٗ ؕ

*“કા'બાને કિબ્લો બનાવી દેવાની દિલી તમન્નાના કારણે આપ (ﷺ) વારંવાર આસમાન તરફ મોઢું ઉઠાવીને જુએ છે કે, કદાચ ફરિશ્તો હુકમ લઈ આવે, અમે આ બધું જોઈ રહ્યા છીએ; એટલા માટે અમે આપ (ﷺ)ને તે જ કિબ્લા તરફ ફેરવી આપીશું, જેને આપ (ﷺ) ઈચ્છો છો; એટલા માટે હવેથી આપ (ﷺ) પોતાનો ચહેરો નમાઝમાં મસ્જિદે હરામ તરફ કર્યા કરો અને આ હુકમ કંઈ આપ (ﷺ)ના માટે ખાસ નથી; બલકે સમગ્ર ઉમ્મત માટે આ જ આદેશ આપી દેવામાં આવ્યો કે, તમો જ્યાં કંઈ પણ મૌજૂદ હોય અહીંયાં સુધી કે ખુદ બયતુલ મુકદસની અંદર પણ હોય તો નમાઝમાં પોતાનું મોઢું મસ્જિદે હરામ તરફ કર્યા કરો.” (૨:૧૪૪)*

આ આયતના પ્રસ્તુત وَلِلّٰهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ શબ્દોમાં કા'બાને કિબ્લો બનાવવાની સંપૂર્ણ વાસ્તવિકતાને સ્પષ્ટ કરી દેવામાં આવી કે, તેનો હેતુ નઊઝુબિલ્લાહ મસ્જિદે હરામ કે બયતુલ મુકદસની પૂંજા કરવાનો નથી અને ન જ તે બંને મકાનો સાથે અલ્લાહની પવિત્ર ઝાત ખાસ છે. બલકે તેની પાક ઝાત સમગ્ર વિશ્વ ઉપર છવાયેલી છે. દરેક દિશાએ સર્વવ્યાપી અને દરેક સ્થળે સમાન રીતે મૌજૂદ છે. પછી જો કિબ્લા તરીકે કોઈ ખાસ મકાન અથવા દિશાને નક્કી કરવામાં આવે છે તો તેમાં બીજી ઘણી હિકમતો સમાયેલી છે.

ઉપરોક્ત આયતમાં આ વિષયને સ્પષ્ટપણે ખૂબ રસપ્રદ રીતે રજૂ કરવા માટે કદાચ આપ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ને હિજરતના શરૂઆતના ૧૬–૧૭ મહિનાઓ સુધી બયતુલ મુકદસ તરફ મોઢું કરીને નમાઝ અદા કરવાનો હુકમ આપીને પ્રેક્ટીકલ રીતે એવું બતાવી દેવામાં આવ્યું કે, અમારૂં ધ્યાન દરેક દિશાએ સરખું છે અને નફલ વગેરે નમાઝોમાં એનો હુકમ હંમેશા માટે આપી દેવામાં આવ્યો કે, મુસાફરીમાં કોઈ વ્યક્તિ કોઈ સવારી વગેરે ઉપર સવાર છે. દાખલા તરીકે ઊંટ, ઘોડા વગેરે તો તેને પરવાનગી છે કે સવારી ઉપર બેઠાં–બેઠાં નફલ નમાઝ જે તરફ પણ મોઢું કરી પઢશે તો નમાઝ અદા થઈ જશે. (કારણ કે ક્યારેક મુસાફરીમાં સવારી એક દિશાએ એક સરખી રીતે સીધી ચાલતી નથી હોતી, માટે જો કિબ્લા તરફ મોઢું કરી નમાઝ પઢી રહ્યો હશે તો પણ; સવારી દિશા બદલતાની સાથે જ નમાઝીનું મોઢું પણ ચાલું નમાઝમાં આપોઆપ

કિબ્લાની દિશાએથી બીજી દિશાએ ફરી જશે. એટલા માટે નફલ નમાઝોમાં આ હુકમ આપવામાં આવ્યો છે.)

અમુક મુફસ્સિરોએ فَاَيْنَمَا تُوَلُّوْا فَثَمَّ وَجْهُ اللّٰهِ એ આ ફક્ત નફલ નમાઝોનો હુકમ ઠરાવ્યો છે પરંતુ યાદ રાખો કે, આ હુકમ ફક્ત તે જ સવારીઓનો છે જેના ઉપર સવારી કરતી વખતે કિબ્લા તરફ મોઢું કરવું અત્યંત મુશ્કેલ હોય અને જે સવારીઓમાં કિબ્લા તરફ મોઢું કરવું મુશ્કેલ નથી, જેમકે ટ્રેન, પાણીનું જહાજ, વિમાન વગેરે તો તેનો એ જ હુકમ છે જે અત્યારે કિબ્લા તરફ મોઢું કરી નમાઝ પઢવાનો હુકમ છે. જો નફલ નમાઝ પણ આ સવારીઓમાં પઢવામાં આવે તો પણ કિબ્લા તરફ મોઢું કરીને જ પઢવામાં આવે. હા ! જો નમાઝની હાલતમાં ટ્રેન અથવા વિમાનની દિશા ફરી જાય અને નમાઝીને મોઢું ફેરવવાની કોઈ શક્યતા બાકી ન હોય કે, તે કિબ્લા તરફ ચાલું નમાઝે ફરી જઈ શકે તો એવી હાલતમાં તે નમાઝ પૂરી કરી લે.

એવી જ રીતે જ્યાં નમાઝીને કા'બાની દિશા જ ખબર ન હોય અથવા રાતના અંધકાર વગેરેના કારણે દિશા નક્કી થઈ શકે એમ ન હોય અને કોઈ બતાવનાર પણ ન હોય તો ત્યાં પણ એ જ હુકમ છે કે, તે પોતાના અંદાજા અને કલ્પનાથી સાચી દિશા નક્કી કરી લે અને તે જ દિશાને કિબ્લો બનાવી લે. નમાઝ અદા કર્યા પછી જો એવું સાબિત પણ થઈ જાય કે તેણે નમાઝ ગલત દિશામાં અદા કરી હતી તો પણ નમાઝ થઈ જશે. ફરી પઢવાની જરૂર નથી.

આયતના આ ઉલ્લેખ દ્વારા રસૂલુલ્લાહ ﷺની દિલી ખ્વાહિશ પ્રમાણે કા'બતુલ્લાહને કિબ્લો બનાવવાના શરઈ હુકમની વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ.

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૧૬–૧૧૭)**

| |
|---|
| وَقَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ۙ سُبْحٰنَهٗ ؕ بَلْ لَّهٗ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ قٰنِتُوْنَ ﴿١١٦﴾ |
| بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاِذَا قَضٰٓى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿١١٧﴾ |

## તરજુમો :

*અને તેમણે કહ્યું, અલ્લાહે બેટો બનાવી લીધો ! તે પવિત્ર છે, બલકે તેનું જ છે જે આસમાનો અને જમીનમાં (છે); બધું જ તેના હુકમ હેઠળ (છે). (૧૧૬) (તે) જ આસમાનો અને જમીન પૈદા કરનાર (છે); અને જ્યારે તે કોઈ કામ(નો) નિર્ણય કરે છે તો તેને એવું કહે છે "થઈ જા !" તો તે થઈ જાય છે. (૧૧૭)*

## તફસીર :

(અમુક યહૂદીઓ હઝરત ઉઝૈર (અલૈ.)ને અલ્લાહનો પુત્ર કહેતા હતા અને ઈસાઈઓ હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહનો બેટો માનતા હતા, તથા અરબના મુશ્રિકો ફરિશ્તાઓને અલ્લાહની પુત્રીઓ કહેતા હતા. જેમકે વિવિધ આયતોમાં આ બાબતની ખબર આપવામાં આવી છે. અલ્લાહ તઆલા આ તદ્દન વાહિયાત અને બેબુનિયાદ અકીદાઓનો રદિયો આપી કહે છે કે,) અને આ લોકો (જુદી–જુદી રીતે) કહે છે કે, અલ્લાહ તઆલાને ઔલાદ છે (કેટલી હાસ્યાસ્પદ વાત છે ! અલ્લાહને ઔલાદ હોવી તાર્કિક રીતે પણ શક્ય નથી કારણ કે, એક તો ઔલાદ સમાન જાતિની હોય છે અથવા તો જાતિ વિરૂદ્ધ હોય છે. જો ઔલાદ કોઈ જાતિ વિહોણી હોય એટલે કે નર અથવા નારી જાતિની ન હોય તો એવી ઔલાદ હોવી એક ઐબ સમજવામાં આવે છે અને અલ્લાહ તઆલા બધી જ ઐબો અને ખામીઓથી પાક છે. તાર્કિક રીતે પણ અને કુર્આન અને હદીષની રૂએ પણ અલ્લાહને ઔલાદ હોવાની વાત તદ્દન બેબુનિયાદ અને વાહિયાત છે અને અલ્લાહને સંતાન હોવાનો અકીદો (માન્યતા) સાવ હાસ્યાસ્પદ છે કારણ કે, અલ્લાહ સમકક્ષ અન્ય કોઈ જ નથી, જે ખાસિયતો અને સિફતો અલ્લાહ તઆલા માટે ખાસ છે તે માત્ર અલ્લાહની ઝાત માટે જ ખાસ છે અને અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ આ પ્રકારની કે તેની સમકક્ષ શક્તિઓ કે સિફતો ધરાવી શકતો જ નથી. એટલા માટે કે અલ્લાહની ઝાત તમામ પ્રકારના ગુણો અને સિફતો સાથે એકમાત્ર છે અને તેની સિફતો કે શક્તિઓનો કોઈ જ ભાગીદાર નથી.) બલકે તેનું જ છે જે કંઈ આસમાનો અને જમીનમાં છે અને તે બધા જ અલ્લાહના હુકમ હેઠળ છે (જેમકે મૃત્યુ આપવાની અને જીવન આપવાની વગેરે દરેક પ્રકારની

શક્તિઓ એક માત્ર અલ્લાહ જ ધરાવે છે. આ શક્તિઓ અન્ય કોઈ પ્રાપ્ત નથી કરી શકતું. બીજું એ કે અલ્લાહ તઆલા) આસમાનો અને જમીન પૈદા કરનાર છે; અને જયારે તે કોઈ કામ(નો) નિર્ણય કરે છે તો તેને એવું કહે છે "થઈ જા !" તો તે થઈ જાય છે. (અલ્લાહને કોઈ પણ પદાર્થ પૈદા કરવા માટે ન તો કોઈ કારણો અને સાધનોની જરૂર છે અને ન જ કોઈ ભૌતિક પદાર્થોની આવશ્યકતા છે. આ બધા જ કાર્યો અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ કરી પણ નથી શકતું. હવે જે લોકો અલ્લાહને ઔલાદ હોવાનો દા'વો કરે છે તો ઉપરોક્ત દલીલોથી તેમનો દા'વો તદ્દન રદ બાતલ થાય છે અને આ આયત દ્વારા તેનો રદિયો આપી અલ્લાહ આવા લોકો માટે હુજ્જત પૂરી કરે છે.)

**ખુલાસો :**

અલ્લાહ તઆલાએ અમુક ખાસ–ખાસ કામો ઉપર અમુક ખાસ–ખાસ ફરિશ્તાઓને નક્કી કરી રાખ્યા છે. જેમકે વરસાદ, રોઝી વગેરે. કારણો અને ભૌતિક પદાર્થોથી કામ લેવું આ બધું અલ્લાહ તઆલાની હિકમત ઉપર આધારિત છે. એટલા માટે ભૌતિક તાકાતો અને શક્તિઓનો અલ્લાહ મોહતાજ નથી. બલકે, અલ્લાહ તઆલાએ આ શક્તિઓને મનુષ્યના ફાયદા માટે પૈદા કરી છે.

બૈઝાવી (રહ.) કહે છે કે, "અગાઉની શરીઅતોમાં અલ્લાહ તઆલાને કાર્ય–કારણના સંબંધના કારણે રૂઢિપ્રયોગ તરીકે બોલચાલની ભાષામાં "બાપ" કહેવામાં આવતા હતા, પરંતુ તેના કારણે અલ્લાહને ઔલાદ હોવાનો ફિત્નો શરૂ થયો તો આવું કહેવાને કુફ્ર કહેવામાં આવ્યું. હવે, અલ્લાહ માટે "બાપ" શબ્દનો ઉપયોગ કરવો તદ્દન હરામ છે."

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૧૮)**

وَقَالَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ لَوْلَا يُكَلِّمُنَا اللّٰهُ اَوْ تَاْتِيْنَآ اٰيَةٌ ؕ كَذٰلِكَ قَالَ الَّذِيْنَ
مِنْ قَبْلِهِمْ مِّثْلَ قَوْلِهِمْ ؕ تَشَابَهَتْ قُلُوْبُهُمْ ؕ قَدْ بَيَّنَّا الْاٰيٰتِ لِقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿۱۱۸﴾

**તરજુમો :**

*અને જે લોકો જ્ઞાન નથી ધરાવતા (તેમણે) કહ્યું, અલ્લાહ અમારાથી વાતચીત કેમ નથી કરતો ? અથવા અમારી પાસે કોઈ નિશાની કેમ નથી આવતી ? એ જ પ્રમાણે તેમનાથી પહેલાંના લોકો(એ) તેમના જેવી વાત કહી, તેમના દિલો એક જેવા (સમાન) થઈ ગયા; નિઃશંક અમે શ્રદ્ધા (ઈમાન) ધરાવનાર લોકો માટે નિશાનીઓ સ્પષ્ટ કરી દીધી. (૧૧૮)*

**તફસીર :**

અને (અમુક) જાહિલ (યહૂદીઓ, ઈસાઈઓ અને મુશ્રિકો રસૂલુલ્લાહ ﷺના મુકાબલામાં) એવું કહે છે કે (પોતે) અલ્લાહ તઆલા અમારાથી વાતચીત કેમ નથી કરતો ? (ફરિશ્તાઓની જેમ ! જેમકે, ફરિશ્તાઓ સાથે અલ્લાહ વાતચીત કરે છે અથવા ફરિશ્તાઓ દ્વારા નબીઓ સાથે જેવી રીતે વહી સ્વરૂપે વાત કરે છે એ જ પ્રમાણે અલ્લાહ પોતે વાતચીત કરી અમને હુકમો બતાવી આપે જેથી રસૂલની અમને જરૂરત જ ન રહે અથવા ઓછામાં ઓછું એટલું જ કહી આપે કે મુહમ્મદ ﷺ અમારો રસૂલ છે, તો અમે તેમની રિસાલતને માનીને તેમની ફરમાંબરદારી કરવા લાગીએ.) અથવા (વાતચીત ન કરે તો) અમારી પાસે કોઈ બીજી દલીલ (રિસાલતની સાબિતી સ્વરૂપે) આવી જાય. (અલ્લાહ તઆલા પ્રથમ તો આ વાતને તદ્દન અજ્ઞાનતા ભરેલી વાહિયાત વાત ગણાવે છે કે) એવી રીતે તે (જાહિલ) લોકો પણ કહેતા ચાલ્યા આવ્યા છે, જે તેમનાથી પહેલાં ગુજરી ચૂક્યા છે, (આ) તેમના જ જેવી (જહાલત અને અજ્ઞાનતાની) વાત છે (બસ સ્પષ્ટ થઈ ગયું કે આ વાત કોઈ પ્રતિષ્ઠિત વ્યક્તિઓ દ્વારા કરવામાં આવેલી અને દિર્ઘદષ્ટિ આધારિત વાત નથી. બસ, ફક્ત હાંકવા માટે જ કહે છે, પછી આ નિવેદન પાછળ તેમની દિલી ઈચ્છા અને કારણ વર્ણન કર્યું છે કે) આ બધા (આગલા–પાછલા જાહિલો)ના દિલો (ગેરસમજમાં) પરસ્પર એકબીજાના સમકક્ષ છે. (એટલા માટે બધાની વાતો એકસમાન જ હોય છે, પછી આ નિવેદનનો જવાબ આપવામાં આવે છે. આ નિવેદનનો પ્રથમ ભાગ ફક્ત મૂર્ખાઈ અને નાદાની જ છે. તેઓ પોતાને તે સન્માન અને પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવાના કાબિલ સમજે છે કે જે ફરિશ્તાઓ અને નબીઓને મળવી જોઈતી હતી, આવી નિપૂણતા

આ જાહિલો માટે તદ્દન અસંભવ અને અશક્ય હતી, એટલા માટે તેમની મૂર્ખામીભરી વાત ઉપર ધ્યાન આપ્યા સિવાય ફક્ત તેમના નિવેદનના બીજા ભાગનો જવાબ આપવામાં આવ્યો છે કે, તમે લોકો એક દલીલ અને નિશાની જાહેર થવાની મૂર્ખતાપૂર્ણ વાત કરો છો, જ્યારે કે) અમે તો ઘણી દલીલો (હઝરત મુહમ્મદ ﷺના રસૂલ હોવાની સાબિતી સ્વરૂપે) સ્પષ્ટ વર્ણવી દીધી છે (પરંતુ આ નિશાનીઓ) તે લોકો માટે (જ લાભદાયક અને પૂરતી હોઈ શકે છે) જેઓ યકીન (અને સંતોષ પ્રાપ્ત કરવા) ઈચ્છે છે (અને વાંધા કરનાર લોકો માત્ર જીદ અને હઠધર્મીના કારણે આવી વાતો કરે છે, તેઓ ગંભીરતાથી સચ્ચાઈ પ્રાપ્ત કરવા માટેના પ્રયત્નો સ્વરૂપે આવું કહેતા નથી, પછી તેમને સંતોષ થવાની જવાબદારી કોણ લઈ શકે છે ?)

**ખુલાસો :**

યહૂદીઓ અને ઈસાઈઓ તો અહલે કિતાબ હતા, તે છતાં તેમને અલ્લાહ તઆલા જાહિલ એટલા માટે કહે છે કે, ખુલ્લી અને સ્પષ્ટ અસંખ્ય નિશાનીઓ જાહેર થઈ ચૂક્યા પછી પણ તેઓ ઈન્કાર કરી રહ્યા હતા, તો આ બાબત જહાલત અને અજ્ઞાનતા નથી તો બીજું શું હતું ? અને આ બધી જાહિલો જેવી જ વાતો કહેવાશે. એટલા માટે અલ્લાહ તઆલાએ તેમને પણ જાહિલ અને અજ્ઞાની કહ્યા છે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૧૯)

إِنَّآ أَرْسَلْنَٰكَ بِٱلْحَقِّ بَشِيرًا وَنَذِيرًا ۖ وَلَا تُسْـَٔلُ عَنْ أَصْحَٰبِ ٱلْجَحِيمِ ﴿١١٩﴾

## તરજુમો :

*નિ:શંક અમે તમને સચ્ચાઈ સાથે મોકલ્યા, ખુશખબરી આપનારા અને ડરાવનારા; અને તમને દોઝખવાળાઓ બાબત પૂછવામાં આવશે નહીં! (૧૧૯)*

## તફસીર :

(કારણ કે રસૂલ ﷺની પ્રતિષ્ઠા રહમતુલ્લિલઆલમીન "બધા વિશ્વો

માટે દયા અને કૃપા'' હતી તો તેની અપેક્ષા એ જ હતી કે, આપ ﷺ આ જાહિલ અને અજ્ઞાનીઓની દુશ્મનાવટ ભરી વાતોના કારણે દુઃખી અને પરેશાન થઈ શકતા હતા અને તેમના ઈમાન લઈ આવવાની કોઈ શક્યતા ન જોવાના કારણે આપ ﷺ ગમગીન અને દિલગીર થઈ જતા. એટલા માટે અલ્લાહ તઆલાએ આપ ﷺને હૈયાધરપત અને સાંત્વના આપવા માટે ફરમાવ્યું કે, હે રસૂલ ﷺ!) અમે આપને એક સાચો દીન આપીને (મખ્લૂક તરફ) મોકલ્યા છે કે, (માનનારાઓને) ખુશખબરી સંભળાવતા રહો અને (ન માનનારાઓને સજાથી) ડરાવતા રહો અને આપ ﷺને દોઝખમાં જનારાઓ વિશે કોઈ પૂછતાછ થશે નહીં (કે આ લોકોએ સત્ય કેમ કબૂલ ન કર્યું અને કેમ દોઝખમાં ગયા ? આપ ﷺ પોતાનું કામ કરતા રહો. આપ ﷺએ કોઈના માનવા ન માનવાની ફિકર ચિંતા કરવી જોઈએ નહીં).

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૦)

وَلَنْ تَرْضٰى عَنْكَ الْيَهُوْدُ وَلَا النَّصٰرٰى حَتّٰى تَتَّبِعَ مِلَّتَهُمْ ؕ قُلْ اِنَّ هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ؕ وَلَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ بَعْدَ الَّذِیْ جَآءَكَ مِنَ الْعِلْمِ ۙ مَا لَكَ مِنَ اللّٰهِ مِنْ وَّلِیٍّ وَّلَا نَصِیْرٍ ﴿۱۲۰﴾

### તરજુમો :

*અને આપનાથી યહૂદીઓ કદાપિ રાજી નહિ થાય અને ન (જ) ઈસાઈઓ, જ્યાં સુધી (કે) તમે તેમના ધર્મ(ને) ન અનુસરો; કહી આપો ! નિઃશંક અલ્લાહનું માર્ગદર્શન સીધો માર્ગ (છે); અને જો તમે તેમની ઈચ્છાઓનું અનુસરણ કર્યું; તે પછી કે આપની પાસે જ્ઞાન આવી ગયું, (તો) આપના માટે અલ્લાહથી (બચાવનાર) કોઈ હિમાયતી નથી અને ન (જ) કોઈ મદદગાર. (૧૨૦)*

### તફસીર :

અને ક્યારેય યહૂદીઓ આપનાથી ખુશ થશે નહીં અને ન જ ઈસાઈઓ,

જ્યાં સુધી કે આપ ﷺ (અલ્લાહ ન ચાહે) તેમના ધર્મની (સંપૂર્ણ) તાબે'દારી ન કરો (અને તે અશક્ય છે, તો બસ તેમનું રાજી થવું પણ અશક્ય છે અને જો ક્યારેક આ પ્રકારની વાત તેમની જીભ અથવા કાર્યોથી જાહેર થાય તો) તમે (સ્પષ્ટ શબ્દોમાં) કહી આપો કે વાસ્તવમાં હિદાયત તો તે જ રસ્તો છે જે અલ્લાહે બતાવ્યો છે (અને દલીલો દ્વારા એવો રસ્તો ફક્ત ઈસ્લામ જ હોવાનું સાબિત થઈ ચૂક્યું છે. બસ ! હિદાયતનો સત્ય માર્ગ તે જ છે અને આ બાબત કે નઊઝુબિલ્લાહ આપ ﷺ તેમના ધર્મના અનુયાયી બની જાઓ એ અશક્ય છે) જો તમે તેમની જૂઠી ઈચ્છાઓની તાબે'દારી કરવા લાગો (જેઓ પોતાનો ધર્મ સાચો સમજે છે, પરંતુ કેટલીક ફેરબદલથી અને અમુક રદ થઈ જવાના કારણે હવે તે ફક્ત અમુક ખોટી વિચારસરણી તરીકે બાકી રહી ગયું છે અને આવી પૈરવી પણ એવી હાલતમાં કે આપની પાસે પરમ સત્ય સ્વરૂપે) જ્ઞાન આવી ચૂક્યું તે પછી (આવી પરિસ્થિતિમાં) આપ ﷺને અલ્લાહથી બચાવનાર કોઈ હિમાયતી અને મદદગાર નહીં હોય. (બલકે અલ્લાહના સખત ગુસ્સાનો ભોગ બનશો અને આવું થવું અશક્ય બાબત છે કારણ કે, સ્પષ્ટ દલીલો દ્વારા અલ્લાહની ખુશનૂદી આપ ﷺ માટે સાબિત થઈ ચૂકી છે. બસ, અલ્લાહનું આપ ﷺ ઉપર ગુસ્સે થવું અશક્ય છે અને ઉપરોક્ત વર્ણન પ્રમાણે આપ ﷺનું યહૂદી–નસારાના ધર્મને અનુસરવું પણ તદન અશક્ય બાબત છે અને તેમની ધર્મની પૈરવી કર્યા સિવાય તમે તેમને ખુશ કરો તે પણ અશક્ય છે એટલે તમારે તેમના રાજી થવાની અથવા ખુશ થવાની ઉમ્મીદ કરવી ન જોઈએ. બલકે, આવી તમન્નાથી દિલને ખાલી કરી દેવું જોઈએ.)

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૧)

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَتْلُوْنَهٗ حَقَّ تِلَاوَتِهٖ ؕ اُولٰٓئِكَ يُؤْمِنُوْنَ بِهٖ ؕ

وَمَنْ يَّكْفُرْ بِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿١٢١﴾ ع ١٤

**તરજુમો :**

*અમે જેમને કિતાબ આપી, એના તિલાવતના હક્ક (પ્રમાણે) તેની તિલાવત*

*કરે છે; તે જ લોકો તેના ઉપર ઈમાન રાખનારા (છે); અને જેઓ તેનો ઈન્કાર કરે છે તેઓ જ નુકસાન ઉઠાવનાર (છે). (૧૨૧)*

**તફસીર :**

(આ આયતથી અગાઉની આયતમાં અહલે કિતાબની મૂર્ખતાપૂર્ણ વાતો અને તેમના ઈમાન અને ઈસ્લામના વિરોધ કરવા વિશે અફસોસ વ્યક્ત કરવામાં આવ્યો હતો, ત્યારબાદ કુર્આન શરીફ ફરી પોતાની વર્ણનશૈલી પ્રમાણે ન્યાયપ્રિય અહલે કિતાબનું વર્ણન કરે છે કે, જેમણે સચ્ચાઈ સ્પષ્ટ થઈ ગયા પછી રસૂલે મકબૂલ ﷺની સત્યતાને સ્વીકારી અને આપ ﷺની ફરમાંબરદારીને અપનાવી તેમના માટે ફરમાવવામાં આવ્યું કે,) જે લોકોને અમે કિતાબ (તવરાત અને ઈન્જીલ) આપી તેઓ (એવી રીતે) તેની તિલાવત કરે છે જે રીતે તેની તિલાવત કરવાનો હક્ક છે, આવા લોકો (આપ ﷺના) તે (દીને હક્ક અને વહી ઉપર) ઈમાન લઈ આવે છે અને જે વ્યક્તિ નથી માનતો (તે કોઈનું નુકસાન નથી કરતો પરંતુ) પોતે જ આવા લોકો નુકસાન ઉઠાવનાર રહેશે (કે ઈમાનના લાભોથી હંમેશા વંચિત રહેશે.)

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૨–૧૨૩)**

يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اذْكُرُوْا نِعْمَتِيَ الَّتِيْٓ اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَنِّيْ فَضَّلْتُكُمْ عَلَى الْعٰلَمِيْنَ ﴿١٢٢﴾ وَاتَّقُوْا يَوْمًا لَّا تَجْزِيْ نَفْسٌ عَنْ نَّفْسٍ شَيْـًٔا وَّلَا يُقْبَلُ مِنْهَا عَدْلٌ وَّلَا تَنْفَعُهَا شَفَاعَةٌ وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿١٢٣﴾

**તરજુમો :**

*હે બની ઈસ્રાઈલ (યહૂદીઓ) ! તમે મારી નેઅ્મતો યાદ કરો, જેને મેં તમારા ઉપર ઈનામ કરી અને એ કે મેં તમને દુનિયાવાળાઓ ઉપર શ્રેષ્ઠતા અર્પી. (૧૨૨) અને તે દિવસ(થી) ડરો; (જ્યારે) કોઈ વ્યક્તિ (અન્ય) કોઈ વ્યક્તિનો કંઈ જ બદલો ન થઈ શકશે અને તેનાથી કોઈ વળતર સ્વીકારવામાં ન આવશે; અને ન તેને કોઈ(ની) સિફારસ લાભ આપશે; અને ન (જ) તેમની મદદ કરવામાં આવશે. (૧૨૩)*

## તફસીર :

[ઉપરની આયત સુધી બની ઈસ્રાઈલ (યહૂદીઓ) વિશે ખાસ વિષયનું વર્ણન કરવાનો હેતુ હતો, તે પૂરો થયો. હવે, આ વિષયની શરૂઆતની પ્રસ્તાવના કે જેના કારણે આ વિષય એક ખુલાસા સ્વરૂપે હતો તેને ફરી વર્ણન કરવામાં આવે છે, જેનો હેતુ એ છે કે, પ્રસ્તાવનાના વિષય પ્રમાણે વિશેષ સ્વરૂપે તા'કીદ માટે ઈનામોને યાદ અપાવવામાં આવે અને ક્રમ અનુસાર કયામતના દિવસને નજર સમક્ષ રાખવામાં આવે જેથી આ બાબતનું પુનરાવર્તન સારી રીતે દઢ થઈ જાય. કારણ કે, અલ્લાહ પોતે જ આ વર્ણન દ્વારા તેમના માટે સમજવાની સરળતા કરી આપે છે અને યહૂદીઓ માટે કરવામાં આવેલા ઉલ્લેખના સર્વગ્રાહીપણા દ્વારા તેમને સારી રીતે, સ્પષ્ટ સ્વરૂપે, ભાષાના રૂઢિપ્રયોગો સહિત મૌલિકશૈલી અપનાવી સમજાવવામાં આવે છે, જેમકે એક લાંબી ચર્ચા કરતાં પહેલાં તે ચર્ચાની પ્રસ્તાવના અને તે પ્રકરણનો વિષય રજૂ કરી દેવામાં આવે છે, જેથી પાછળથી આવનારી બધી વાતો અને ખુલાસાઓ સમજવામાં આ પ્રસ્તાવના મદદરૂપ થાય અને છેવટે ઉપસંહાર સ્વરૂપે ફરી એકવાર પ્રસ્તાવનામાંથી અમુક મુદ્દાઓનું પુનરાવર્તન કરી ઉલ્લેખ કરવામાં આવે છે. દાખલા તરીકે એવું કહેવામાં આવે કે, અભિમાન ઘણી નુકસાનકારક ટેવ છે. તેમાં એક નુકસાન આ છે, બીજું નુકસાન આ છે, ત્રીજું નુકસાન આ છે. આમ, દશ–વીસ નુકસાનો ગણાવીને છેવટે કહી આપવામાં આવે કે, મતલબ આ થયો કે અભિમાન ઘણી જ ખરાબ ટેવ છે. એવી જ રીતે આ આયતમાં બની ઈસ્રાઈલ –યહૂદીઓને સમજાવવામાં આવ્યા છે.]

હે યાકૂબ (અલૈ.)ની ઔલાદ ! મારી તે નેઅ્મતોને યાદ કરો, જેને મેં તમને (સમયે–સમયે) ઈનામ સ્વરૂપે આપી અને તેને (પણ યાદ કરો) કે મેં તમને ઘણા લોકો ઉપર (ઘણી બાબતોમાં) શ્રેષ્ઠતા આપી અને તમે તે દિવસથી ડરો (કયામતના દિવસથી) જેમાં કોઈ વ્યક્તિ અન્ય કોઈ વ્યક્તિની માંગણી પૂરી નહિ કરી શકે અને ન કોઈના તરફથી કોઈ વળતર સ્વીકારવામાં આવશે અને ન જ કોઈની સિફારશ લાભદાયક નિવડશે. (જો તે ઈમાન નહિ લાવ્યો હોય) અને ન જ એવા લોકોને બચાવી શકશે.

———————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૪)

| |
|---|
| وَ اِذِ ابْتَلٰٓى اِبْرٰهٖمَ رَبُّهٗ بِكَلِمٰتٍ فَاَتَمَّهُنَّ ؕ قَالَ اِنِّىْ جَاعِلُكَ لِلنَّاسِ |
| اِمَامًا ؕ قَالَ وَ مِنْ ذُرِّيَّتِىْ ؕ قَالَ لَا يَنَالُ عَهْدِى الظّٰلِمِيْنَ ﴿۱۲۴﴾ |

## તરજુમો :

*અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમના પરવરદિગારે અમુક વાતોથી અજમાવ્યા; એમણે તે પૂરી કરી; તેણે (અલ્લાહે) ફરમાવ્યું, નિઃશંક ! હું તમને લોકોનો ઈમામ બનાવવાનો છું; તેણે (ઈબ્રાહીમ અલૈ.એ) કહ્યું, અને મારી ઔલાદને (પણ) ? તેણે (અલ્લાહ તઆલાએ) ફરમાવ્યું, મારો વાયદો જાલિમોને નથી પહોંચતો. (૧૨૪)*

## તફસીર :

અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ની તેમના પરવરદિગારે અમુક વાતોથી કસોટી કરી અને તેમણે તે કસોટી સંપૂર્ણ રીતે પૂરી કરી. (તે સમયે) અલ્લાહ તઆલાએ (તેમને) ફરમાવ્યું કે, હું તમને (તેના બદલામાં નુબુવ્વત આપીને તમારી ઉમ્મતમાં વધારો કરી તે) લોકોનો આગેવાન બનાવીશ; તેમણે વિનંતી કરી અને મારા સંતાનોમાંથી પણ કોને કોને (નુબુવ્વત મળશે?) ઈરશાદ થયો કે, (તમારી વિનંતીને મંજૂર કરવામાં આવે છે, પરંતુ એક શરત સાંભળી લો કે) મારો (આ) વાયદો (નુબુવ્વતનો) અત્યાચારીઓ (અને અલ્લાહની મરજી વિરૂદ્ધ કર્મો કરનારને) મળશે નહીં. (બસ, એવા લોકો માટે સ્પષ્ટ જવાબ "ના" છે. હા ! આપના સંતાનોમાંથી નેક કાર્યો કરનારાઓને નુબુવ્વત ચોક્કસ મળશે.)

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં અલ્લાહ તઆલાએ પોતાના પયગંબર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની વિવિધ પરીક્ષાઓનો અને તેમાં તેમની સફળતા ઉપર ઈનામો અને બદલો આપવાનો ઉલ્લેખ કર્યો છે. અને પછી જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ મહોબ્બતમાં પોતાની ઔલાદ માટે પણ આવા ઈનામોની વિનંતી કરી, તો ઈનામ મેળવવા માટેની શરત બયાન કરવામાં આવી, જેમાં હઝરત ખલીલુલ્લાહ

(અલૈ.)ની વિનંતીને શરત સાથે મંજૂર કરવામાં આવી કે, આ ઈનામ તમારા સંતાનોને પણ મળશે પરંતુ જે લોકો તમારી નસ્લમાં નાફરમાન અને જાલિમ હશે તેઓ આ ઈનામ મેળવી શકશે નહીં.

**હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની મહાન કસોટી અને કસોટીનો વિષય :**

અત્રે અમુક બાબતો ધ્યાન ખેંચે છે.

– પ્રથમ એ કે કસોટી કોઈ વ્યક્તિની નિપૂણતા અને ક્ષમતા જાણવા માટે લેવામાં આવે છે અને અલ્લાહ તઆલા સર્વજ્ઞ છે, બધું જ જાણે છે. કોઈ પણ વ્યક્તિની હાલત અને તેના ગુણ–દોષોથી વાકેફ છે. પછી આવી કસોટીનો શું અર્થ હતો ?

– બીજું આ પરીક્ષા કઈ–કઈ બાબતે લેવામાં આવી ?

– ત્રીજું સફળતા કયા સ્વરૂપે અને કેવા પ્રકારની હતી ?

– ચોથું, આ ઈનામો શું હતા અને તેની ખાસિયત શું હતી ?

– પાંચમું, આ ઈનામો માટે શરતો નક્કી કરવામાં આવી છે તેનો વિસ્તારપૂર્વકનો ખુલાસો શું છે ?

આ પાંચે સવાલોના જવાબો અને તેનો ખુલાસો અત્રે પ્રસ્તુત છે.

પહેલી વાત એ કે પરીક્ષાનો મકસદ શું હતો ? કુર્આનના એક શબ્દ "રબ્બુહુ" رَبُّـــهٗ એ આ બાબત હલ કરી દીધી છે, જેમાં બતાવવામાં આવ્યું છે કે, આ પરીક્ષાનો પરીક્ષક અલ્લાહ જલ્લ શા'નહુ છે અને તેના પવિત્ર નામોમાંથી આ સ્થળે "રબ" رَبَّ લાવીને તેના માલિકીપણા તરફ ઈશારો કરવામાં આવ્યો છે, જેનો અર્થ છે "કોઈ વસ્તુને ધીરે–ધીરે (ક્રમે–ક્રમે) શ્રેષ્ઠતાની કક્ષા સુધી પહોંચાડી દેવું."

અર્થ એ થયો કે ઈબ્રાહીમ (અલૈ.)ની આ કસોટી અને પરીક્ષા કોઈ ગુનાહના કારણે અથવા તેમની ક્ષમતા અને કુશળતા જાણવા માટે ન હતી બલકે, અલ્લાહ જલ્લ શા'નહુનો તેમાં કેળવણી અને તરબિયતનો ઈરાદો હતો. પરીક્ષાઓ દ્વારા પોતાના ખલીલ (વહાલા)ને કેળવણી આપી તેમના દરજ્જાઓને શ્રેષ્ઠતાની ઉચ્ચતમ્ હદ સુધી પહોંચાડવાનો હેતુ હતો. પછી આ વાક્યમાં "મફઊલ"ને આગળ રાખીને તથા "ફાઈલ" (કર્તા)ને પાછળ રાખીને ઈરશાદ

કર્યો, وَاِذِابۡتَـلٰٓى اِبۡرٰهٖمَ رَبُّهٗ તેમાં ઈબ્રાહીમ (અલૈ.)ની શા'ન અને મરતબાને સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવ્યો.

બીજો પ્રશ્ન એ છે કે, કસોટી કયા વિષય અંતર્ગત લેવામાં આવી ? આ સંદર્ભમાં કુર્આન શરીફમાં તો ફક્ત "કલિમાત" كـلـمـات નો શબ્દ આવ્યો છે અને આ શબ્દની તફસીર તથા ખુલાસામાં સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ના વિવિધ નિવેદનો પ્રમાણે કોઈએ ઈબ્રાહીમ (અલૈ.)ની કસોટી સ્વરૂપે ઈલાહી અહકામમાં દશ બાબતો ગણાવી છે, કોઈએ ત્રીસ બતાવી છે અને કોઈએ કંઈક ઓછી–વધતી કહી છે, પરંતુ વાસ્તવિકતા એ છે કે, તેમાં કોઈ વાદ–વિવાદ નથી. એ બધી જ બાબતો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની કસોટીઓ હતી. તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.) અને ઈબ્ને કષીર (રહ.)નો પણ આ જ અભિપ્રાય છે.

**અલ્લાહ તઆલા નજીક જ્ઞાનપૂર્ણ દલીલો કરતાં વધારે ઉત્તમ બાબત ઉચ્ચ અખ્લાક અને નેક કાર્યોને મજબૂતીથી વળગી રહેવું છે :**

આ જ કસોટીના ખુલાસાઓ આગળ ઉપર વર્ણન થશે. મદ્રસાઓની પરીક્ષા જેમ કોઈ વિષયના અનુસંધાને મસ્અલાઓ અને તેના સંશોધનની કસોટી નહીં, પરંતુ અખ્લાક (વર્તણૂક)ના આદર્શો અને ભલાઈના કાર્યોમાં મજબૂતીથી વળગી રહેવાની પરીક્ષા છે. તેનાથી ખબર પડી કે અલ્લાહના દરબારમાં જે વસ્તુની કિંમત છે, તે ઈલ્મી (જ્ઞાનપૂર્ણ) ચર્ચાઓ કે દલીલબાજીઓ નથી બલકે, ઈલ્મની સાથે અખ્લાકને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.

હવે, આ કસોટીમાં અમુક મહત્ત્વના વિષયો વિશે ચર્ચા કરી લઈએ.

અલ્લાહ તઆલાને મંજૂર હતું કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાના ખાસ વહાલા બનાવવામાં આવે. એટલે તેમને સખત કસોટીઓમાં પસાર કર્યા. આખે–આખી કૌમ બલકે, પોતાના કુટુંબ વગેરે બધા જ મૂર્તિપૂંજામાં સપડાયેલા હતા, બધાના અકીદા (માન્યતા)ઓ અને રિવાજો વિવિધ પ્રકારના હતા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આવી પરિસ્થિતિમાં એક પવિત્ર ધર્મ આપવામાં આવ્યો અને તેનો પ્રચાર કરવાનો તથા આ ધર્મ તરફ લોકોને આમંત્રણ આપવાનો મોટો ભાર તેમના ઉપર નાંખવામાં આવ્યો. તેમણે પયગંબરીની હિંમત અને તાકાત બતાવીને નિડર થઈને, ખતરાઓ અને ભય સ્થાનોથી ડર્યા સિવાય અલ્લાહ તઆલાની

તવહીદ તરફ લોકોને આમંત્રણ આપ્યું તથા મૂર્તિપૂંજાની શર્મનાક ખરાબીઓ અને તેના વિવિધ નુકસાનો વર્ણવ્યા. પ્રેક્ટિકલી મૂર્તિઓ વિરૂદ્ધ જિહાદ કર્યો, આખી કૌમ લડાઈ માટે તૈયાર થઈ ગઈ. સમકાલીન રાજા નમરૂદ અને તેની કૌમે ઈબ્રાહીમ (અલૈ.)ને આગમાં નાંખી જીવતા સળગાવવાનો ફેંસલો કરી લીધો. અલ્લાહ તઆલાના વહાલા ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની જાતને અલ્લાહની ખુશનૂદી અને રજામંદી પ્રાપ્ત કરવા આગમાં નાંખી દેવા માટે રજૂ કરી દીધી. જ્યારે અલ્લાહે પોતાના ખલીલ (અલૈ.)ને આ કસોટીમાં ખરા સાબિત થતા જોયા તો આગને હુકમ આપ્યો,

قُلْنَا يٰنَارُ كُوْنِىْ بَرْدًاوَّسَلٰمًاعَلٰٓى اِبْرٰهِيْمَ،

*"અમે હુકમ આપી દીધો કે, હે આગ ! તું ઈબ્રાહીમ (અલૈ.) ઉપર ઠંડી અને સલામતીવાળી બની જા." (૨૧:૬૯)*

જે સમયે નમરૂદની આગ વિશે અલ્લાહનો હુકમ આવ્યો તો હુકમના શબ્દો સામાન્ય હતા, કોઈ ખાસ આગને નક્કી કરી હુકમ આપવામાં આવ્યો ન હતો. એટલા માટે આખી દુનિયામાં જે કોઈપણ જગ્યાએ આગ મૌજૂદ હતી તે અલ્લાહના હુકમ આવતાંની સાથે જ પોત–પોતાની જગ્યાએ ઠંડી થઈ ગઈ અને નમરૂદની આગ પણ આ હુકમના કારણે ઠંડી પડી ગઈ.

કુર્આનમાં "બરદંવ" بَــــــرْدًا શબ્દની સાથે "સલામા" سَلٰمًــــــــا (સલામતીવાળી)નો વધારો કરવામાં આવ્યો કે, કોઈ વસ્તુની ઠંડક મર્યાદાથી વધી જાય તો તે બરફની જેમ તકલીફવાળી અને નુકસાનકારક બની જાય છે. જો "સલામા" શબ્દ ન આવ્યો હોત તો શકય હતું કે, આગ બરફની જેમ એવી ઠંડી થઈ ગઈ હોત કે, પોતે જ એક અઝાબ બની ગઈ હોત. જેમકે જહન્નમમાં એક અઝાબ "ઝમહરીર"નો પણ છે !

આ પરીક્ષા પછી બીજી કસોટી એ લેવામાં આવી કે, પોતાના અસલી વતનને છોડીને શામ (સીરિયા) તરફ હિજરત કરવામાં આવે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એ અલ્લાહની ખુશનૂદીની ચાહતમાં પોતાની કૌમ અને વતનને પણ અલ્લાહ હાફિઝ કહી દીધું અને પોતાના બાળ–બચ્ચાંઓ સહિત હિજરત કરી શામ (સીરિયા) ચાલ્યા આવ્યા.

آنکس کہ ترا شناخت جاں راچہ کند ؛ فرزند وعیال وخانماں راچہ کند

હવે જ્યારે પોતાની કૌમ અને વતનને છોડીને શામ પ્રદેશમાં નિવાસ કર્યો જ હતો કે વળી પાછો હુકમ મળ્યો કે બીબી હાજરા (સ.અ.) અને તેમના દૂધ પીતા બાળક હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને સાથે લઈને અહીંયાંથી પણ કૂચ કરો. *(ઈબ્ને કસીર)*

જિબ્રઈલ અમીન (અલૈ.) આવ્યા અને બંનેને સાથે લઈને ચાલ્યા. રસ્તામાં જે કોઈ જગ્યાએ પણ હરિયાળું સ્થળ આવતું હતું હઝરત ખલીલ (અલૈ.) ફરમાવતા હતા કે તેમને અહીંયાં થોભાવી દેવામાં આવે. જિબ્રઈલ (અલૈ.) કહેતા કે, અહીંયાંનો હુકમ નથી, મંઝિલ આગળ છે. જ્યારે તેઓ ચટિયલ મૈદાન એવા ગરમ ગરમ રણમાં આવી ગયા, જ્યાં આગળ જતાં કોઈ સમયે બયતુલ્લાહનું બાંધકામ અને મક્કા શહેર વસાવવાનો હેતુ હતો, આ રણમાં આપને ઉતારી દેવામાં આવ્યા. અલ્લાહ તઆલાના વહાલા ખલીલ (અલૈ.) પરવરદિગારની મહોબ્બતના કારણે અત્યંત ખુશી–ખુશી આ ચટિયલ મૈદાન અને પાણી તથા હરિયાળી વિનાના રણમાં બીબી હાજરા (અલૈ.)ને લઈને થોભી ગયા, પરંતુ આ કસોટી એટલેથી પૂરી ન થઈ. બલકે, હવે ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ મળે છે કે, પત્ની અને બાળકને અહીંયાં છોડી દો અને પોતે શામ દેશ પાછા જાઓ. અલ્લાહના ખલીલ (અલૈ.) હુકમ મળતાની સાથે જ તેને પૂરો કરવા ઊભા થઈ જાય છે અને શામ તરફ રવાના થઈ જાય છે. હુકમને પૂરો કરવામાં એટલો સમય પણ પસાર નથી કરતા કે પોતાની પત્નીને અલ્લાહના આ હુકમની જાણ કરી આપે કે મને અલ્લાહે આવો હુકમ આપ્યો છે, જેથી હું જઈ રહ્યો છું. હઝરત હાજરા (અલૈ.) જ્યારે તેમને જતા જુએ છે તો તેમને બુમો પાડે છે પરંતુ તેઓ જવાબ આપતા નથી. તેઓ ફરી બુમ પાડે છે અને કહે છે કે, ‘‘આ ચટિયલ વેરાન મૈદાનમાં અમને છોડીને ક્યાં જઈ રહ્યા છો !’’ તેનો પણ જવાબ નથી આપતા, પરંતુ તે પણ ખલીલુલ્લાહ (અલૈ.)ના પત્ની હતા. સમજી ગયા કે વાત શું છે અને કહેવા લાગ્યા કે, ‘‘શું તમને અલ્લાહ તઆલાનો હુકમ મળ્યો છે ?’’ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, ‘‘હા !’’ હાજરા (અલૈ.)ને જ્યારે અલ્લાહના આ હુકમની જાણ થઈ તો તેમણે ખૂબ જ સંતોષ સાથે કહ્યું કે, ‘‘જાઓ ! માલિકે આપને ચાલ્યા જવાનો હુકમ આપ્યો છે, તે અમને પણ બરબાદ નહીં કરે.’’

હવે, હઝરત હાજરા (અલૈ.) પોતાના દૂધપીતા બાળકને સાથે લઈને આ વેરાન રણમાં સમય પસાર કરવા લાગે છે. તરસની શિદ્દત પાણી શોધવા મજબૂર કરી દે છે. નાના બાળકને ખુલ્લા મૈદાનમાં છોડીને સફા–મરવહની પહાડીઓ ઉપર વારંવાર ચઢે છે, ઊતરે છે કે, ક્યાંક પાણીના ચિહ્નો નજરે પડે અથવા કોઈ માણસ નજરે પડે, જેનાથી કોઈ જાણકારી પ્રાપ્ત કરી શકાય. સાત વખતે આવા ચક્કર કાપીને આખરે થાકી–હારીને બાળક પાસે આવીને બેસી જાય છે. સફા–મરવહ વચ્ચે સાત વખત દોડવાની યાદગીરી સ્વરૂપે કયામત સુધી આવનારી નસ્લો માટે હજ્જના હુકમમાં સફા–મરવહની **"સઈ"** (દોડવું)ને ફરજ કરી દેવામાં આવ્યું. હઝરત હાજરા (અલૈ.) પોતાની દોડધૂપ પૂરી કરીને નિરાશ થયા પછી જ્યારે બાળક પાસે આવે છે તો અલ્લાહની રહમત જોશમાં આવે છે, જિબ્રઈલ અમીન (અલૈ.) આવે છે અને આ સૂકા રણમાં જમીનમાંથી પાણીનું એક ઝરણું કાઢી આપે છે, જેનું નામ આજે **"ઝમઝમ"** છે. પાણીને જોઈને ધીરે–ધીરે પ્રથમ પ્રાણીઓ આ વિસ્તારમાં આવવા લાગે છે, પછી પ્રાણીઓને જોઈને મનુષ્યો અહીંયાં વસવાટ કરવા લાગે છે અને મક્કા શહેરનો પાયો નંખાવાની શરૂઆત થઈ જાય છે.

તે નાનું બાળક આજે હઝરત ઈસ્માઈલ (અલૈ.) તરીકે દુનિયા ઓળખે છે. જ્યારે તેઓ મોટા થઈ જાય છે, કામ કરી શકે એવા થઈ જાય છે ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અલ્લાહ તઆલાના હુકમથી ત્યાં પાછા તશરીફ લાવે છે અને બાળક તથા પત્નીની ખબર–અંતર પૂછી જાય છે. આ સમયે ફરી અલ્લાહ તઆલા પોતાના ખલીલની ત્રીજી પરીક્ષા લે છે. આ બાળક એક વંચિતતાની દશામાં બાપના આધાર વગર મોટું થયું અને દેખીતા કોઈપણ પ્રકારના જીવન જરૂરી સામાન સિવાય મોટું થયું. હવે, આ બાળકના પિતા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અલ્લાહનો હુકમ મળે છે કે, આ બાળકને પોતાના હાથે ઝબહ (હલાલ) કરી દો. કુર્આનમાં ઈરશાદ છે,

فَلَمَّا بَلَغَ مَعَهُ السَّعْيَ قَالَ يٰبُنَيَّ اِنِّيْٓ اَرٰى فِي الْمَنَامِ اَنِّيْٓ اَذْبَحُكَ فَانْظُرْ مَاذَا
تَرٰى، قَالَ يٰٓاَبَتِ افْعَلْ مَا تُؤْمَرُ سَتَجِدُنِيْٓ اِنْ شَآءَ اللّٰهُ مِنَ الصّٰبِرِيْنَ ۝

*“જ્યારે બાળક તે કાબિલ (યોગ્ય) થઈ ગયું કે બાપની સાથે કામકાજમાં કંઈ મદદ કરી શકે, ઈબ્રાહીમ (અલૈ.)એ તેને કહ્યું કે, હે બેટા ! મેં સ્વપ્નમાં જોયું છે કે તને ઝબહ (હલાલ) કરી રહ્યો છું, તું બતાવ તારો શું વિચાર છે ? નેક સંતાને કહ્યું કે, અબ્બા હુઝૂર ! આપને જે હુકમ મળ્યો છે તેને પૂરો કરો; તમે મને પણ તે પૂરો કરવામાં મજબૂત ઈરાદાવાળો પામશો.” (૩૭:૧૦૨)*

ત્યારબાદ આ ઘટના દરેક મુસલમાન જાણે છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાના ફરજંદને ઝબહ કરવા માટે મિનાના જંગલમાં લઈ ગયા અને પોતાના તરફથી અલ્લાહનો હુકમ પૂરો કરવા લાગ્યા, પરંતુ અહીંયાં હેતુ બાળકને ઝબહ કરવાનો ન હતો, પરંતુ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની કસોટી કરવાનો હતો. સ્વપ્નના શબ્દોમાં વિચાર કરવામાં આવે તો એમાં એવું નથી જોયું કે, હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને ઝબહ કરી દીધા બલકે, ઝબહ કરવાનો અમલ કરતા જોયા. જે ઈબ્રાહીમ (અલૈ.)એ કરી બતાવ્યો અને તે અમલ દ્વારા **"વહીએ મનામ"** બતાવવાની પણ કદાચ આ જ મસ્લિહત હોય કે સીધે–સીધા શબ્દો દ્વારા ઝબહ કરવું મંજૂર ન હતું. તે કારણે ઈરશાદ થયો છે કે, قَدْصَدَّقْتَ الرُّؤْيَا કે સ્વપ્નમાં જે કંઈ જોયું હતું તેમણે પૂરું કરી દીધું. જ્યારે તેમાં પૂરા ઊતર્યા તો અલ્લાહ તઆલાએ જન્નતમાંથી તેનો ફિદિયહ નાઝિલ ફરમાવ્યો અને તેની કુરબાનીનો હુકમ આપી દીધો. અને ઈબ્રાહીમ (અલૈ.)ની આ સુન્નત કાયમી ધોરણે કયામત સુધીની સુન્નત બની ગઈ.

આ સખત અને કષ્ટદાયક પરીક્ષાઓ હતી, જેમાંથી હઝરત ખલીલ (અલૈ.)ને પસાર થવું પડ્યું. આ ઉપરાંત આપના ઉપર બીજા ઘણા બધા હુકમો અને અમલોની પાબંદી ફરજ કરવામાં આવી, જેમાં તે નૈસર્ગિક ટેવો પણ શામિલ છે. જે શરીરની સફાઈ અને બદનની પાકી સાથે સંબંધ ધરાવે છે અને આ ટેવો આવનારી બધી જ ઉમ્મતો માટે એક આગવો હુકમ બની ગઈ. ખાતમુન્નબિય્યીન હઝરત મુહમ્મદ ﷺએ પોતાની ઉમ્મતને આ બધા જ કામો માટે તાકીદનો હુકમ ફરમાવ્યો છે.

ઈબ્ને કષીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) એક રિવાયતમાં આ પણ નકલ કરે છે કે, “સંપૂર્ણ ઈસ્લામ ત્રીસ વિભાગોના વર્તુળોમાં

છે, જેમાંથી દશ સૂરએ બરાઅતમાં પ્રસ્તુત છે અને દશ સૂરએ અહઝાબમાં અને દશ સૂરએ મો'મિનૂનમાં.'' હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ બધી વસ્તુઓનો સંપૂર્ણ હક્ક અદા કર્યો અને તે બધી પરીક્ષાઓમાં ખરા ઊતર્યા અને સફળ રહ્યા.

સૂરએ બરાઅતમાં મો'મિનોની સિફતો વર્ણવીને મુસલમાનોની મુખ્ય નિશાનીઓ આ રીતે વર્ણવી છે.

التَّآئِبُوْنَ الْعٰبِدُوْنَ الْحٰمِدُوْنَ السَّآئِحُوْنَ الرّٰكِعُوْنَ السّٰجِدُوْنَ الْاٰ مِرُوْنَ
بِالْمَعْرُوْفِ وَالنَّاهُوْنَ عَنِ الْمُنْكَرِ وَالْحٰفِظُوْنَ لِحُدُوْدِاللّٰهِ، وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ○

*''તેઓ (મો'મિનો) એવા છે, જે તોબા કરનારા, ઈબાદત કરનારા, (અલ્લાહની) તા'રીફ (વખાણ) કરનારા, રોઝા રાખનારા, રુકૂઅ અને સિજદહ કરનારા, નેક વાતોનું શિક્ષણ આપનારા અને બુરી વાતોથી રોકનારા અને અલ્લાહની હદોનું ધ્યાન રાખનારા છે અને એવા મો'મિનોને તમે ખુશખબરી સંભળાવી દો.'' (૯:૧૧૨)*

સૂરએ મો'મિનૂનમાં ઉલ્લેખ થયેલી મો'મિનની મુખ્ય ખાસિયતો આ પ્રમાણે છે.

قَدْ اَفْلَحَ الْمُؤْ مِنُوْنَ ○ الَّذِيْنَ هُمْ فِيْ صَلٰوتِهِمْ خَاشِعُوْنَ ○ وَالَّذِيْنَ هُمْ عَنِ اللَّغْوِ
مُعْرِضُوْنَ ○ وَالَّذِيْنَ هُمْ لِلزَّكٰوةِ فٰعِلُوْنَ○ وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حٰفِظُوْنَ ○ اِلَّا
عَلٰىٓ اَزْوَاجِهِمْ اَوْمَا مَلَكَتْ اَيْمَا نُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ○ فَمَنِ ابْتَغٰى وَرَآءَ
ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعَادُوْنَ ○ وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِ هِمْ رٰعُوْنَ ○ وَالَّذِيْنَ
هُمْ عَلٰى صَلَوٰتِهِمْ يُحَافِظُوْنَ ○ اُولٰٓئِكَ هُمُ الْوٰرِثُوْنَ ○ اَلَّذِيْنَ يَرِثُوْنَ الْفِرْ دَوْسَ ط
هُمْ فِيْهَا خَالِدُوْنَ ○

*''ચોક્કસ તે મુસલમાનોએ સફળતા પ્રાપ્ત કરી, જે પોતાની નમાઝમાં ખુશૂઅ અને ખુઝૂઅ (એકાગ્ર ચિત્તે અલ્લાહ પ્રતિ ધ્યાનમગ્ન થવું) કરનારા છે, અને જે નકામી વ્યર્થ વાતોથી દૂર રહેનારા છે, અને જે પોતાને પાક કરનારા છે અને જે*

*પોતાની શર્મગાહો (ગુપ્તાંગો)ની હિફાઝત કરનારા છે, પરંતુ પોતાની ઔરતો અથવા પોતાની દાસીઓ (ગુલામડીઓ) માટે તેમના ઉપર કોઈ આક્ષેપ નથી; હા ! જો તેના સિવાય તેઓ ઈચ્છે તો આવા લોકો મર્યાદાનું ઉલ્લંઘન કરનારા છે અને જે પોતાની અમાનતો અને પોતાના કરારનો ખ્યાલ રાખનારા છે અને જે પોતાની નમાઝોની પાબંદી કરે છે, એવા જ લોકો વારસદાર થનારા છે, જેઓ જન્નતના વારસદાર થશે અને તેમાં હંમેશા રહેશે." (૨૩:૧થી૧૧)*

**અને સૂરએ અહઝાબમાં મો'મિનોની ખાસિયત આ પ્રમાણે છે.**

اِنَّ الْمُسْلِمِيْنَ وَالْمُسْلِمٰتِ وَ الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ وَ الْقَانِتِيْنَ وَالْقٰنِتٰتِ وَ
الصَّادِقِيْنَ وَالصّٰدِقٰتِ وَ الصّٰبِرِيْنَ وَ الصّٰبِرٰتِ وَ الْخَاشِعِيْنَ وَالْخٰشِعٰتِ وَ
الْمُتَصَدِّقِيْنَ وَالْمُتَصَدِّقٰتِ وَ الصَّآئِمِيْنَ وَ الصّٰٓئِمٰتِ وَ الْحٰفِظِيْنَ فُرُوْجَهُمْ وَ
الْحٰفِظٰتِ وَالذّٰكِرِيْنَ اللّٰهَ كَثِيْرًاوَّالذَاكِرَاتِ،اَعَدَّاللّٰهُ لَهُمْ مَّغْفِرَةً وَّاَجْرًاعَظِيْمًا ٥

*"બેશક ! ઈસ્લામના કામ કરનારા પુરુષો અને ઈસ્લામનું કામ કરનારી સ્ત્રીઓ અને ઈમાન લાવનારા પુરુષો અને ઈમાન લાવનારી સ્ત્રીઓ અને ફરમાંબરદારી કરનારા પુરુષો અને ફરમાંબરદારી કરનારી સ્ત્રીઓ અને સાચા પુરુષો અને સાચી ઔરતો અને સબ્ર કરનારા (સહનશીલ) પુરુષો અને સબ્ર કરનારી ઔરતો અને ખુશૂઅ્ કરનારા પુરુષો અને ખુશૂઅ્ કરનારી ઔરતો અને ખૈરાત (દાન) કરનારા પુરુષો અને ખૈરાત કરનારી ઔરતો અને રોઝા રાખનારા પુરુષો અને રોઝા રાખનારી ઔરતો અને પોતાની શર્મગાહોની હિફાઝત કરનારા પુરુષો અને પોતાની શર્મગાહોની હિફાઝત કરનારી ઔરતો અને અલ્લાહને ખૂબ યાદ કરનાર પુરુષો અને અલ્લાહને ખૂબ યાદ કરનાર ઔરતો અને આ બધાના માટે અલ્લાહ તઆલાએ મગફિરત (મા'ફી) અને ઘણો સારો બદલો તૈયાર રાખ્યો છે." (૩૩:૩૫)*

કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ના આ ઈરશાદથી જાણ થઈ કે મુસલમાનો માટે જેટલી ઈલ્મી અને પ્રેક્ટિકલ ખાસિયતો ઈચ્છિત છે તેને આ ત્રણે સૂરતોની અમુક આયતોમાં ભેગી કરી દેવામાં આવી છે

અને આ જ સિફતો તે વાક્યો છે, જેમાં હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની પરીક્ષા લેવામાં આવી અને આયત وَاِذِ ابْتَلٰى اِبْرٰاهِيْمَ رَبُّهٗ بِكَلِمَاتٍ માં આ જ સિફતો તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

ત્રીજો સવાલ એ હતો કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સફળતાનો દરજ્જો શું હતો ? તો પોતે કુર્આન શરીફે પોતાની ખાસ શૈલી વડે કામિયાબીનું સર્ટિફિકેટ આ શબ્દોમાં આપ્યું છે. ઈરશાદ થયો وَاِبْرَاهِيْمَ الَّذِىْ وَفّٰى "તે ઈબ્રાહીમ (અલૈ.) જેણે પૂરું કરી દેખાડ્યું." (૫૩:૩૭)

એનો અર્થ એ થયો કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દરેક કસોટીનું અલ્લાહ દ્વારા સંપૂર્ણ ૧૦૦% સફળતાનું એ'લાન કરી દેવામાં આવ્યું.

ચોથો સવાલ એ છે કે કસોટી ઉપર ઈનામ શું મળ્યું ? તેનું વર્ણન ખુદ આ આયતમાં આવી ચૂક્યું છે.

قَالَ اِنِّىْ جَاعِلُكَ لِلنَّاسِ اِمَامًا ط

*"અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, હું તમને લોકોના ઈમામ (પેશ્વા) બનાવનાર છું."*

તેનાથી એક બાજુ તો આ જાણ થઈ કે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ને આ સફળતાના બદલામાં મખ્લૂકની ઈમામત અને સરદારીનું ઈનામ આપવામાં આવ્યું અને બીજી બાજુ એ પણ જાણ થઈ કે, અલ્લાહની મખ્લૂકના ઈમામ અને શાસક તથા પેશ્વા બનવા માટે જે કસોટી જરૂરી છે તે દુનિયાના મદ્રસાઓ અને યુનિવર્સિટીઓ જેવી કસોટી નથી, જેમાં અમુક સવાલો, મસ્અલાઓ, સંશોધનો અને જ્ઞાનપૂર્ણ ચર્ચાઓને સફળતાનું શ્રેષ્ઠ માપદંડ સમજવામાં આવે છે. બલકે, આ હોદ્દાને પ્રાપ્ત કરવા માટે ઉપરોક્ત આયતોમાં વર્ણવવામાં આવેલ ત્રીસ જેટલી અખ્લાકી–અમલી સિફતો, ગુણ–લક્ષણો તથા ખાસિયતોમાં પૂર્ણ હોવાની શરત મૂકવામાં આવેલ છે, જેનું વર્ણન ઉપર એક આયતના હવાલાથી આવી ચૂક્યું છે. કુર્આન શરીફમાં એક બીજી જગ્યાએ પણ આ વિષય આવી રીતે વર્ણન થયો છે.

وَجَعَلْنَا مِنْهُمْ اَئِمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا لَمَّا صَبَرُوْا وَكَانُوْا بِاٰيٰتِنَا يُوْقِنُوْنَ ○

*"અમે તેમને ઈમામ અને પેશ્વા બનાવી દીધા કે તે અમારા હુકમથી લોકોને હિદાયત કરે, જ્યારે તેમણે પોતાના નફ્સને શરીઅતના વિરોધથી રોક્યો અને અમારી આ આયતો ઉપર યકીન કરતા હતા." (૩૨:૨૪)*

ઉપરોક્ત આયત દ્વારા ઈમામત અને આગેવાની માટે આ ત્રીસ સિફતોનો ખુલાસો બે શબ્દોમાં કરી દેવામાં આવ્યો છે. એટલે કે સબ્ર અને યકીન (સહનશીલતા અને વિશ્વાસ–શ્રદ્ધા). યકીનમાં અલ્લાહ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા અને સબ્રમાં પોતાની વર્તણૂકમાં સહનશીલતા અને ધીરજની પૂર્ણતા હોવી જોઈએ અને આ ત્રીસ જેટલી ખાસિયતો, જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું તે બધી જ ખાસિયતોનો સમાવેશ આ મુખ્ય બે પ્રકારની સિફતોમાં થઈ જાય છે.

પાંચમો સવાલ એ હતો કે આવનારી નસ્લો (પેઢીઓ)ને ઈમામત અને સરદારી દેવા માટે જે માપદંડ રજૂ થયું છે તેમાં ફાસિક (દુરાચારી) અને અત્યાચારી લોકોને આ હોદ્દો નહીં મળે તેનો શું મતલબ છે ?

તેનો ખુલાસો એ છે કે ઈમામત અને સરદારી એક સ્વરૂપમાં અલ્લાહ જલ્લ શા'નહુની ખિલાફત અને નાયબગીરી છે. તે કોઈ એવા વ્યક્તિને નથી આપી શકાતી જે અલ્લાહનો બાગી અને નાફરમાન હોય. એટલા માટે મુસલમાનો ઉપર જરૂરી છે કે, તે પોતાના અધિકારથી કોઈ એવા પ્રતિનિધીને અમીર (સરદાર) ન બનાવે જે અલ્લાહ તઆલાનો નાફરમાન અને બાગી હોય.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૫)

وَ اِذْ جَعَلْنَا الْبَيْتَ مَثَابَةً لِّلنَّاسِ وَاَمْنًا ؕ وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهٖمَ مُصَلًّى ؕ
وَعَهِدْنَآ اِلٰٓى اِبْرٰهٖمَ وَ اِسْمٰعِيْلَ اَنْ طَهِّرَا بَيْتِىَ لِلطَّآئِفِيْنَ وَ الْعٰكِفِيْنَ
وَالرُّكَّعِ السُّجُوْدِ ﴿١٢٥﴾

## તરજુમો :

*અને જ્યારે અમે ખાન–એ–કા'બા લોકો માટે ભેગા થવાનું સ્થળ અને*

*શાંતિનું સ્થળ બનાવ્યું; અને (હવે) તમે ''મકામે ઈબ્રાહીમ''ને નમાઝની જગ્યા બનાવો; અને અમે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ (અલૈ.)થી કરાર લીધો કે, તેઓ તવાફ કરનારા અને એઅતેકાફ કરનારા અને રુકૂઅ કરનારા, સિજદહ કરનારાઓ માટે મારું ઘર પાક રાખે. (૧૨૫)*

## શબ્દકોષ પ્રમાણે અરબી શબ્દનો અર્થ :

مَثَابَةً આ શબ્દ ثَـابَ يَثُـوْبُ ثَـوْبًـاومَثَـابًـا થી ઉત્પન્ન થયો છે, જેનો અર્થ ''લોટવાનો'', ''પરત આવવાનો'' અથવા ''પાછા ફરવાનો'' છે. જેનો અર્થ એવો થયો કે, વ્યક્તિ વારંવાર ત્યાં જાય.

## તફસીર :

(અને તે વખતને યાદ કરો કે) જે સમયે અમે ખાન–એ–કા'બાને લોકો માટે ભેગા થવાનું અને શાંતિનું સ્થળ નક્કી કર્યું અને (છેવટે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને હુકમ આપ્યો કે બરકત પ્રાપ્ત કરવા માટે) ''મકામે ઈબ્રાહીમ''ને (કોઈ–કોઈ વખતે) નમાઝ પઢવાની જગ્યા બનાવી લો અને અમે હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને હુકમ આપ્યો કે તવાફ કરનારા અને એઅતેકાફ કરનારા તથા સિજદહ અને રુકૂઅ કરનારા લોકો માટે મારા ઘરને ખૂબ પવિત્ર રાખ્યા કરો.

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની મક્કાની હિજરત અને બયતુલ્લાહના બાંધકામનો ખુલાસાવાર કિસ્સો :

આ આયતમાં બયતુલ્લાહ (ખાન–એ–કા'બા)ના ઈતિહાસ તરફ ઈશારો છે અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના હાથોથી તેનું બાંધકામ અને બયતુલ્લાહ તથા મક્કએ મુકર્રમહની ખાસ ફઝીલતોનું વર્ણન તથા બયતુલ્લાહના એહતેરામ (માન–મર્યાદા) સંબંધિત હુકમો પ્રસ્તુત છે. આ વિષય કુર્આનની ઘણી આયતોમાં વિવિધ સૂરતોમાં ફેલાયેલો છે. અત્રે ટૂંકમાં તેનો ઉલ્લેખ કરવામાં આવે છે, જેનાથી તે આયતોનો પૂરો વિષય સ્પષ્ટ થઈ જાય. આ વિષય સૂરએ હજ્જની આયત નં. ૨૬માં આ રીતે આવ્યો છે.

وَاِذْبَوَّأْنَا لِاِبْرَاهِيْمَ مَكَانَ الْبَيْتِ اَنْ لَّا تُشْرِكْ بِيْ شَيْئًا وَّطَهِّرْ بَيْتِيَ لِلطَّآئِفِيْنَ وَ الْقَآئِمِيْنَ وَالرُّكَّعِ السُّجُوْدِ وَاَذِّنْ فِي النَّاسِ بِالْحَجِّ يَأْتُوْكَ رِجَالًا وَّعَلٰى كُلِّ ضَامِرٍ يَّأْتِيْنَ مِنْ كُلِّ فَجٍّ عَمِيْقٍ ۝٢٧

*"તે સમય યાદ કરવા યોગ્ય છે જ્યારે કે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને ખાન–એ–કા'બાનું સ્થળ બતાવ્યું કે મારી સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન કરો અને મારા ઘરને તવાફ કરનારાઓ અને કયામ તથા રુકૂઅ અને સિજદહ કરનારાઓ માટે પાક રાખો અને લોકોમાં હજ્જનું એ'લાન કરી દો, લોકો તમારી પાસે ચાલ્યા આવશે; પગે ચાલીને પણ, દૂબળી (અશક્ત) ઊંટણીઓ ઉપર પણ, કે જે દૂર–સુદૂરના માર્ગોએથી આવી હશે." (૨૨:૨૬–૨૭)*

તફસીરે ઈબ્ને કષીરમાં તફસીરના ઈમામ હઝરત મુજાહિદ વગેરેએ ઉલ્લેખ કર્યો છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) શામ (સીરિયા) દેશમાં સ્થાયી થયા અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) દૂધ પીતા બાળક હતા તે સમયે અલ્લાહ તઆલાનો આ હુકમ તેમને મળ્યો કે અમે ખાન–એ–કા'બાની જગ્યા તમને બતાવીએ છીએ, તમે તેને પાક–સાફ કરીને તવાફ અને નમાઝથી આબાદ રાખો. આ હુકમ પૂરો કરવા માટે જિબ્રઈલ અમીન (અલૈ.) બુરાક લઈને હાજર થયા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તથા હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને તેમની વાલિદહ હઝરત હાજરા (અલૈ.) સાથે સફર કર્યો. રસ્તામાં જ્યારે કોઈ વસ્તી નજરે પડતી તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.) જિબ્રઈલને પૂછતા કે, "શું અમને અહીંયાં ઊતરવાનો હુકમ મળ્યો છે ?" તો હઝરત જિબ્રઈલ (અલૈ.) કહેતા કે, "ના! આપની મંઝિલ આગળ છે." અહીંયાં સુધી કે મક્કા મુકર્રમહની જગ્યા આવી, જેમાં કાંટાળી ઝાડીઓ અને બાવળના ઝાડો સિવાય કંઈ જ ન હતું. જમીનના આ વિસ્તારની આસપાસ અમુક લોકો વસતા હતા, જેમને "અમાલીન" કહેવામાં આવતા હતા. બયતુલ્લાહ તે સમયે એક ટેકરી સ્વરૂપે હતું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ સ્થળે પહોંચીને હઝરત જિબ્રઈલ અમીનને પૂછ્યું કે, "શું અમારી મંઝિલ આ છે ?" તેમણે કહ્યું, "હા !"

હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાના સાહબજાદા (પૂત્ર) અને હઝરત

હાજરા (અલૈ.) સહિત અહીંયાં ઊતરી ગયા અને બયતુલ્લાહની પાસે એક મા'મૂલી ઝૂંપડી બાંધીને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હાજરા (અલૈ.)ને અહીંયાં થોભાવ્યા. તેમની પાસે એક ભાથું હતું, જેમાં થોડી ખજૂરો અને એક પાણીનો મશ્કીઝહ (પાણી ભરેલી ચામડાની થેલી) હતી. ઈબ્રાહીમ (અલૈ.)ને આ સમયે અહીંયાં થોભવાનો હુકમ ન હતો. તેઓ આ દૂધ પીતા બાળક અને તેમની વાલિદહને અલ્લાહના હવાલે કરીને પાછા ફરવા લાગ્યા. તેમની જવાની તૈયારી જોઈને હઝરત હાજરા (અલૈ.)એ વિનંતી કરી કે, ‘‘અમને આ વેરાન ચટિયલ મૈદાનમાં છોડીને તમે ક્યાં જાઓ છો? જ્યાં ન તો કોઈ મદદગાર છે ન જ કોઈ જિંદગીની જરૂરતો પૂરી થઈ શકે તેવો સામાન !’’

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કોઈ જવાબ ન આપ્યો અને ચાલવા લાગ્યા. હઝરત હાજરા (અલૈ.) સાથે ઉઠયા અને તેમને વારંવાર આ જ સવાલ કરતા રહ્યા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના તરફથી કોઈ જવાબ ન મળ્યો. અહીંયાં સુધી કે પોતે હઝરત હાજરા (અલૈ.)ના દિલમાં આ વાત આવી અને કહ્યું કે, ‘‘શું અલ્લાહ તઆલાએ તમને અહીંયાં અમને છોડીને ચાલ્યા જવાનો હુકમ આપ્યો છે ?’’ ત્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, ‘‘મને અલ્લાહ તઆલા તરફથી આ હુકમ મળ્યો છે.’’ આ સાંભળીને હઝરત હાજરા (અલૈ.)એ ફરમાવ્યું, ‘‘ત્યારે તો તમે ખુશીથી જાઓ ! જેણે તમને આ હુકમ આપ્યો છે તે અમને પણ બરબાદ નહીં કરે.’’ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અલ્લાહના હુકમને પૂરો કરવા ત્યાંથી ચાલી નીકળ્યા પરંતુ ધાવણા બાળક અને તેમની વાલિદહનો વિચાર દિલમાં રહેતો હતો. જ્યારે રસ્તાના વળાંક ઉપર પહોંચ્યા, જ્યાંથી હઝરત હાજરા (અલૈ.) દેખાતા ન હતા તો થોભી ગયા. અને અલ્લાહ તઆલાથી આ દુઆ કરી, જે સૂરએ ઈબ્રાહીમની આયત નં. ૩૬ અને ૩૭માં આ પ્રમાણે આવેલી છે.

رَبِّ اجْعَلْ هٰذَاالْبَلَدَاٰ مِنًا وَّاجْنُبْنِىْ وَبَنِىَّ اَنْ نَّعْبُدَ الْاَصْنَامَ ○

(سورہ ابراهيم)

*‘‘હે મારા પરવરદિગાર ! આ શહેરને શાંતિવાળું બનાવી આપ અને મને તથા મારા ફરજંદને મૂર્તિઓની ઈબાદત કરવાથી બચાવી રાખજે.’’ (૧૪:૩૫)*

અને પછી દુઆમાં વિનંતી કરી,

رَبَّنَآ اِنِّیٓ اَسۡکَنۡتُ مِنۡ ذُرِّیَّتِیۡ بِوَادٍ غَیۡرِ ذِیۡ زَرۡعٍ عِنۡدَ بَیۡتِکَ الۡمُحَرَّمِ رَبَّنَا لِیُقِیۡمُوا الصَّلٰوۃَ فَاجۡعَلۡ اَفۡئِدَۃً مِّنَ النَّاسِ تَھۡوِیۡۤ اِلَیۡھِمۡ وَارۡزُقۡھُمۡ مِّنَ الثَّمَرَاتِ لَعَلَّھُمۡ یَشۡکُرُوۡنَ ○

*"હે અમારા રબ ! હું પોતાની અવલાદને આપના મુહતરમ ઘરની પાસે એક મૈદાનમાં જે ખેતીના લાયક નથી, આબાદ કરું છું, હે અમારા રબ ! જેથી તેઓ નમાઝનો એહતિમામ (કાળજી) રાખે તો તમે અમુક લોકોના દિલો તેમના તરફ ફેરવી આપો અને તેમને ખાવા માટે ફળો આપો, જેથી તે લોકો શુક્ર કરે (આભાર માને)." (૧૪:૩૭)*

અગાઉના હુકમો કે જેના કારણે શામથી હિજરત કરાવીને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને તેમની વાલિદહને અહીંયાં લાવવામાં આવ્યા હતા. તેમાં એ ઈરશાદ થયો હતો કે, "મારા ઘરને પાક રાખો." હઝરત ઈબ્રાહીમ (અલૈ.) જાણતા હતા કે પાક રાખવાનો અર્થ તેને બહારની નાપાકી અને ગંદકીથી પણ પાક રાખવાનો અને અંદરની (રૂહની) ગંદકી જેવી રીતે કે, કુફ્ર અને શિર્કથી પણ પાક રાખવાનો છે. એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અહીંયાં થોભીને જે દુઆઓ કરી તેમાં પ્રથમ તો આ વસ્તીને સુરક્ષિત અને શાંતિથી રહેવા લાયક બનાવવાની દુઆ કરી. પછી એ દુઆ પણ કરી કે, "મને અને મારી ઔલાદને શિર્ક અને મૂર્તિપૂજાથી બચાવજો." કારણ કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અલ્લાહની "મઅ્રિફત" (ઓળખ)નો તે દરજ્જો પ્રાપ્ત હતો જેમાં વ્યક્તિ પોતાના અસ્તિત્વને જ ભૂલી જાય છે, પોતાના તમામ કાર્યો અને અમલો તથા ઈરાદાઓમાં એવું મહેસૂસ કરવા લાગે છે જાણે કે બધું જ અલ્લાહ તઆલા અને તેની કુદરતના કબજામાં છે અને તેની ઈચ્છા પ્રમાણે જ પ્રત્યેક કામો થાય છે. એટલા માટે જ કુફ્ર અને શિર્કથી બયતુલ્લાહને પવિત્ર રાખવાનો જે હુકમ મળ્યો હતો તેમાં અલ્લાહ તઆલાથી જ મદદ પ્રાપ્ત કરી. આ દુઆમાં કુફ્ર અને શિર્કથી સુરક્ષિત રહેવાની વિનંતીમાં એક ખાસ રહસ્ય પણ હોઈ શકે છે. જ્યારે બયતુલ્લાહની ઈજ્જત અને સન્માનનો હુકમ થયો તો આ સંભાવના પણ હતી કે,

આગળ ઉપર કોઈ જાલિમ લોકો આ બયતુલ્લાહની જ ઈબાદત ન કરવા લાગે અને તેને જ મઅબૂદ ન બનાવી દે અને એવી રીતે શિર્કમાં સપડાઈ જાય. એટલા માટે એવી દુઆ કરી કે, ‘‘મને અને મારી ઔલાદને શિર્કથી સુરક્ષિત રાખવામાં આવે.’’

ત્યારબાદ દૂધ પીતા ધાવણા બાળક અને તેમની વાલિદહની મહોબ્બતમાં આ દુઆ કરી કે, ‘‘હે અલ્લાહ ! મેં તારા હુકમ પ્રમાણે તેમને તારા ઘરની પાસે થોભાવી તો દીધા છે, પરંતુ આ જગ્યા ઉજ્જડ છે, જ્યાં કોઈ પોતાની મહેનતથી પણ જિંદગીની જરૂરતો પૂરી શકે એમ નથી. એટલા માટે તમે જ તેમને ફળોની રોઝી અર્પણ કરજો.’’

આ દુઆ કરીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તો પોતાના વતન શામ તરફ રવાના થઈ ગયા. આ બાજુ હઝરત હાજરા (અલૈ.)નો થોડો સમય પોતાની પાસેના ભાથા અને ખજૂરો તથા પાણીથી વીત્યો, જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તેમની પાસે છોડી આવ્યા હતા. જ્યારે પાણી પૂરું થઈ ગયું તો બીબી હાજરા (અલૈ.) પોતે પણ તરસથી બેચેન થઈ ગયા અને તેમનું નાનું બાળક પણ ! આ સમયે પાણીની શોધમાં તેમનું નીકળવું અને કદી "સફા" પર્વત ઉપર તો ક્યારેક "મરવહ" નામના પર્વત ઉપર ચઢવું અને એ બંને ટેકરીઓ વચ્ચે દોડી–દોડીને હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની સામે આવી જવું વગેરે બાબત સામાન્ય મુસલમાનોમાં પણ મશ્હૂર કિસ્સો છે અને હજ્જના સમયે સફા અને મરવહ પર્વત વચ્ચેની "સઈ" કરવી આજે પણ તેની જ યાદગાર સ્વરૂપે કાયમ છે.

આ કિસ્સાના છેવટે હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહના હુકમથી ત્યાં પહોંચ્યા અને "ઝમઝમ"નું ઝરણું કાઢી આપ્યું, પછી જુરહુમ કબીલાના કેટલાક લોકો ત્યાં આવીને સ્થાયી થઈ ગયા. હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના યુવાન થયા પછી જુરહુમ કબીલાની એક ઔરત સાથે તેમની શાદી થઈ ગઈ. આ બાબત સહીહ બુખારીની રિવાયતમાં ખુલાસાવાર વર્ણન થયેલ છે. હદીષની રિવાયતના સાર દ્વારા સ્પષ્ટ થાય છે કે, સૂરએ હજ્જની શરૂઆતની આયતમાં બયતુલ્લાહને પાક–સાફ રાખવાનો જે હુકમ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને મળ્યો હતો, તે સમયે એટલો જ અમલ કરવાનો હેતુ હતો કે તે જગ્યાને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને

હાજરા (અલૈ.) દ્વારા આબાદ કરી દેવામાં આવે. આ સંબોધન ફક્ત હઝરત ઈબ્રાહીમ (અલૈ.) માટે હતું કારણ કે, તે સમયે હઝરત ઈસ્માઈલ (અલૈ.) નાના ધાવણા બાળક હતા. એટલા માટે બયતુલ્લાહના બાંધકામ માટે કોઈ હુકમ મળ્યો ન હતો. સૂરએ બકરહની આયત وَعَهِدْنَا إِلَىٰ إِبْرَاهِيمَ وَإِسْمَاعِيلَ أَنْ طَهِّرَا بَيْتِيَ જેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની સાથે હઝરત ઈસ્માઈલ (અલૈ.)ને પણ સંબોધન કરવામાં આવ્યું છે. આ હુકમ તે સમયનો છે જ્યારે હઝરત ઈસ્માઈલ (અલૈ.) જુવાન અને પરિપક્વ થઈ ગયા હતા. તે સમયે બંનેને બયતુલ્લાહને આબાદ કરવાનો હુકમ આપવામાં આવ્યો.

સહીહ બુખારીની રિવાયતમાં છે કે, એક દિવસે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાની ટેવ મુજબ હઝરત ઈસ્માઈલ (અલૈ.)ની મુલાકાત માટે મક્કા મુકર્રમહ પહોંચ્યા તો જોયું કે હઝરત ઈસ્માઈલ (અલૈ.) એક ઝાડ નીચે બેઠા–બેઠા એક તીર બનાવી રહ્યા છે. વાલિદને જોઈને ઊભા થઈ ગયા, મુલાકાત પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું કે, “મને અલ્લાહ તઆલાએ એક હુકમ આપ્યો છે, શું તમે તેમાં મને મદદ કરશો ?” નેક ફરઝંદે વિનંતી કરી, “દરેક હુકમ સર આંખો ઉપર, ઈન્શાઅલ્લાહ હું ચોક્કસ તેને પૂરો કરીશ.” ત્યાર પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તેમને તે ટેકરી તરફ ઈશારો કર્યો, જ્યાં બયતુલ્લાહ હતું કે ત્યાં મને બાંધકામનો હુકમ થયો છે. અલ્લાહ તઆલાએ બયતુલ્લાહની બાંધકામની હદ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બતાવી દીધી હતી. બંને બુઝુર્ગો આ કામમાં લાગી ગયા તો ત્યાં બયતુલ્લાહનો પ્રાચીન સમયનો પાયો નીકળી આવ્યો. તે પાયા ઉપર જ બંનેએ બાંધકામ શરૂ કર્યું. આગલી આયતમાં તેનું જ વર્ણન છે. وَإِذْ يَرْفَعُ إِبْرَاهِيمُ الْقَوَاعِدَ مِنَ الْبَيْتِ وَإِسْمَاعِيلُ ط તેમાં તે તરફ ઈશારો છે કે, બયતુલ્લાહના બાંધકામમાં મુખ્ય હઝરત ઈબ્રાહીમ (અલૈ.) છે અને હજરત ઈસ્માઈલ (અલૈ.) તેમના સહાયક સ્વરૂપે તેમાં શામિલ છે.

આ બધી આયતો ઉપર વિચાર કરવાથી વાસ્તવિકતા સ્પષ્ટ થઈ જાય છે, જે અમુક હદીષની રિવાયતોમાં અને પ્રાચીન ઈસ્લામી ઈતિહાસમાં પણ આવેલ છે કે બયતુલ્લાહ પહેલેથી જ દુનિયામાં મૌજૂદ હતું. કારણ કે, બધી જ આયતોમાં ક્યાંક બયતુલ્લાહની જગ્યા બતાવવાનું વર્ણન છે તો ક્યાંક તે જગ્યાને પાક–સાફ

રાખવાનો ઉલ્લેખ છે. ક્યાંય એવું નથી કહેવામાં આવ્યું કે, આજે નવા બયતુલ્લાહનું બાંધકામ કરવાનું છે. તેનાથી સ્પષ્ટ થાય છે કે, બયતુલ્લાહનું અસ્તિત્વ આ ઘટના પહેલાં જ મૌજૂદ હતું, નૂહ (અલૈ.)ના જળપ્રલય સમયે તે જમીનદોસ્ત થઈ ગયું અથવા ઉઠાવી લેવામાં આવ્યું હતું. ફક્ત તેના પાયાઓ મૌજૂદ હતા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને ઈસ્માઈલ (અલૈ.) કા'બાના પ્રથમ બાંધકામ કરનાર નથી. બલકે, અગાઉના બાંધકામની ઉપર તેમણે કા'બતુલ્લાહનું બાંધકામ કર્યું છે.

હવે, સવાલ એ છે કે, કા'બતુલ્લાહનું પ્રથમ બાંધકામ કોણે અને કયા સમયે કર્યું ? તેની કોઈ સાચી અને મજબૂત હદીષ મળતી નથી. માત્ર અહલે કિતાબની રિવાયતો છે, જેનાથી ખબર પડે છે કે, કા'બતુલ્લાહનું બાંધકામ હઝરત આદમ (અલૈ.)ના આ દુનિયામાં આવતા પહેલાં ફરિશ્તાઓએ કર્યું હતું. પછી આદમ (અલૈ.)એ તેનું સમારકામ કરી નવેસરથી બાંધ્યું. આ બાંધકામ નૂહ (અલૈ.)ના તોફાન સમયે જમીનદોસ્ત થઈ ગયું અને ત્યાર પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સમયકાળ સુધી તે એક ટેકરી સ્વરૂપે બાકી રહ્યું. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ તેનું નવેસરથી બાંધકામ કર્યું. ત્યારબાદ આ બાંધકામમાં હંમેશા સુધારા–વધારા થતા રહ્યા પરંતુ સમૂળગું જમીનદોસ્ત ન થયું. પછી આપ ﷺની બઅષત પછી મક્કાના કુરૈશે તેને જમીનદોસ્ત કરી તેનું નવેસરથી બાંધકામ કર્યું, જેમાં આપ ﷺએ પણ ખાસ ભાગ લીધો હતો.

## મસ્અલા અને હરમ શરીફ સંબંધિત હુકમો :

(૧) "મષાબહ" مَثَابَہ શબ્દથી સ્પષ્ટ થયું કે, અલ્લાહ તઆલાએ બયતુલ્લાહને એક ખાસ ફઝીલત અર્પણ કરી હતી કે, તે હંમેશા પૃથ્વીનું કેન્દ્ર બની રહે અને લોકો વારંવાર ત્યાં જવાની અને મુલાકાતની તમન્ના કર્યા કરે. તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું કે, لَايَقْضِىْ اَحَدٌمِّنْهَا وَطَرًا (કુર્તુબી) એટલે "કોઈ વ્યક્તિ તેની ઝિયારતથી ક્યારેય ધરાશે નહીં બલકે, દરેક વખતે પહેલાંથી વધારે ઝિયારત અને તવાફના શોખ સાથે હાજર થતો રહેશે." અમુક ઉલમાએ ફરમાવ્યું છે કે, "હજ્જ કબૂલ થવાની નિશાનીઓમાંથી એક તે પણ છે કે ત્યાં વારંવાર

જવાનો શોખ દિલમાં પૈદા થતો રહે. એટલા માટે સામાન્ય રીતે તેનો અનુભવ થતો રહે છે કે, પહેલી વખતે જેટલા શોખથી બયતુલ્લાહની ઝિયારત થાય છે બીજી વખતે તે શોખમાં વધારો જ થતો રહે છે અને જેમ-જેમ વારંવાર ઝિયારત કરતો રહે છે આ શોખ વધતો જ રહે છે.''

આ મોઅ્‌ઝિજો બયતુલ્લાહની જ વિશિષ્ટતા હોઈ શકે છે, નહિતર દુનિયાના શ્રેષ્ઠથી શ્રેષ્ઠ મન-મોહક દશ્યો વ્યક્તિ એક-બે વખતે જોઈ લે તો તેનાથી મન ધરાઈ જાય છે અને પાંચ-સાત વખતે જોયા પછી તો જોવાનું ધ્યાન પણ રહેતું નથી. અને અહીંયાં તો કોઈ એવું કુદરતી સૌંદર્ય, ઝાડો કે નદીઓ, હરિયાળી કશું જ નથી. ત્યાં પહોંચવું પણ બહું સરળ નથી અને ન જ ત્યાં દુનિયાના કોઈ વેપાર-ધંધાનું મહત્ત્વ છે. આમ છતાં પણ લોકોના દિલોમાં એવી તડપ હંમેશા રહે છે કે તેઓ હજારો રૂપિયા ખર્ચીને, સેંકડો મુસીબતો ઉઠાવીને ત્યાં પહોંચવા માટે તત્પર રહેતા હોય છે.

**(૨)** શબ્દ اَمۡنًا "અમ્ના" આ જગ્યાએ مَامَن એટલે "શાંતિની જગ્યા"નો અર્થ થાય છે અને بَيۡت "બયત" શબ્દ બયતુલ્લાહ એટલે કે ખાન-એ-કા'બા નહીં, પરંતુ આખા હરમ શરીફના અર્થમાં છે. કુર્આનમાં બયતુલ્લાહ અને કા'બાના શબ્દને આખા હરમના અર્થમાં લેવાની ઘણી સાબિતીઓ મૌજૂદ છે. જેમકે ઈરશાદ છે, هَدۡيًۢا بٰلِغَ الۡكَعۡبَةِ (૫:૯૫) તેમાં શબ્દ કા'બા كعبه વડે આખું હરમ અર્થમાં લીધું છે. કારણ કે, તેમાં કુર્બાનીનો ઉલ્લેખ છે. બયતે કા'બામાં કુર્બાની નથી થઈ અને ન ત્યાં કુર્બાની કરવી જાઈઝ છે. એટલા માટે આયતનો અર્થ એ છે કે અમે હરમે મક્કાને શાંતિનું સ્થળ બનાવી દીધું છે અને શાંતિના સ્થળનો અર્થ એ છે કે, લોકોને એવો હુકમ આપવામાં આવ્યો છે કે હરમના સન્માનમાં ત્યાં ખૂનામરકી અને બદલો લેવો વગેરેથી દૂર રહેવું.

*(ઈબ્ને અરબી)*

અજ્ઞાનતાના સમયમાં પણ અરબોના હાથમાં ઈબ્રાહીમી મિલ્લતની જે કંઈ પણ નિશાનીઓ બાકી રહી ગઈ હતી તેમાં એક એ પણ હતું કે, જો હરમમાં કોઈને પોતાના બાપ અથવા ભાઈનો હત્યારો મળી જાય તો પણ બદલો લેતા ન હતા અને સામાન્ય લડાઈ અથવા ખૂનામરકી પણ હરમમાં હરામ સમજતા હતા. ઈસ્લામી શરીઅતમાં પણ આ હુકમ એવી જ રીતે બાકી રાખવામાં આવ્યો. મક્કા

વિજય (ફત્હે મક્કા) સમયે ફક્ત અમુક કલાકો માટે અલ્લાહના હુકમથી રસૂલુલ્લાહ ﷺ દ્વારા હરમમાં કિતાલ જાઈઝ કરવામાં આવ્યો હતો, પરંતુ તે સમયે પણ ફરીથી હંમેશાના માટે હરામ કરવામાં આવ્યો અને રસૂલુલ્લાહ ﷺએ ફત્હે મક્કાના ખુત્બામાં તેનું એ'લાન પણ કરી દીધું.

*(સહીહ બુખારી)*

હવે, મસ્અલો એ છે કે કોઈ માણસ હરમમાં કોઈ એવો ગુનોહ કરે, જેના ઉપર "હદ" અને કિસાસ (બદલો) ઈસ્લામી શરીઅત પ્રમાણે વાજિબ થતો હોય તો હરમ તેને સલામતી અને રક્ષણ નહીં આપે બલકે, તેના ઉપર સમગ્ર ઉમ્મતની સહમતિથી નક્કી થયેલ છે કે, હદ અને કિસાસ લાગુ કરવામાં આવશે. (અહકામે કુર્આન–જસ્સાસ વ કુર્તુબી) કારણ કે કુર્આન શરીફમાં ઈરશાદ છે, فَاِنْ قٰتَلُوْكُمْ فَاقْتُلُوْهُمْ "જો તમારાથી તે લોકો હરમમાં કિતાલ (ખૂન) કરવા લાગે તો તમે પણ તેમને ત્યાં કત્લ કરી દો." (૨:૧૯૧)

અલબત્ત અહીંયાં એક મસ્અલા બાબતે મુજતહિદ ઈમામો વિવિધ પ્રકારનો મત ધરાવે છે અને તે એ કે કોઈ વ્યક્તિ બહારથી ગુનોહ કરીને હરમમાં શરણ લઈ લે તો તેની સાથે શું વર્તાવ કરવામાં આવે ? તેમાં ઘણા ઈમામો તેના ઉપર પણ હરમની હદોમાં કિસાસની સજાનો અમલ કરવાનો હુકમ આપે છે અને ઈમામે આઝમ અબૂ હનીફા (રહ.)નો મત તેને સજાથી છોડવાનો તો નથી બલકે, (જો એવું કરવામાં આવશે તો ગુનાહોની સજાથી બચવાનો રસ્તો ખુલી જશે અને દુનિયામાં ફસાદ ફેલાઈ જશે તથા હરમ અપરાધીઓનો અડ્ડો બની જશે, પરંતુ હરમના એહતિરામ અને સન્માનના કારણે હરમની અંદર સજા આપવામાં ન આવે) તે અપરાધીને મજબૂર કરવામાં આવે કે તે હરમથી બહાર નીકળે અને ત્યાંથી નીકળ્યા પછી સજા ઉપર અમલ કરવામાં આવે.

(૩) وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهِيْمَ مُصَلًّى આ શબ્દમાં મકામે ઈબ્રાહીમનો અર્થ તે પથ્થર છે જેના ઉપર હઝરત ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.)ના મુબારક પગલાંના નિશાન મોઅ્જિઝા સ્વરૂપે પડી ગયા હતા અને આ પથ્થરનો બયતુલ્લાહના બાંધકામ સમયે તેમણે ઉપયોગ કર્યો હતો.

*(સહીહ બુખારી)*

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે "મેં આ પથ્થરમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના પગલાંના નિશાન જોયા છે, પરંતુ લોકોના મોટા પ્રમાણમાં તેને હાથ લગાવવાથી અને અડકવાથી હવે તે નિશાનો ઝાંખા થઈ ગયા છે." (કુર્તુબી) અને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ મકામે ઈબ્રાહીમની તફસીરમાં એ પણ નકલ કર્યું છે કે આખું હરમ મકામે ઈબ્રાહીમ છે. શક્ય છે કે તેનો અર્થ એ છે કે, તવાફ પછી આ આયતમાં બે રકા'ત મકામે ઈબ્રાહીમના સ્થળે પઢવાનો હુકમ છે તો આખા હરમમાં કોઈપણ જગ્યાએ પઢીને આ હુકમને પૂરો કરી શકાય છે આવું કરવાથી આ બે રકા'તો અદા થઈ જશે. આ બાબતે ઉમ્મતના મોટા ભાગના ફુક્હા સહમત છે.

(૪) ઉપરોક્ત આયતમાં મકામે ઈબ્રાહીમને "મુસલ્લા" مُصَلًّى બનાવવાનો હુકમ છે. એનો ખુલાસો પોતે રસૂલ ﷺએ હજ્જતુલ વિદાઅ્ સમયે પોતાના અમલ અને મૌખિક નિવેદન દ્વારા એવી રીતે કરી દીધો કે આપ ﷺએ તવાફ પછી મકામે ઈબ્રાહીમ પાસે પહોંચીને જે બયતુલ્લાહની સામે થોડાક અંતરે છે, આ આયત પઢી, وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهٖمَ مُصَلًّى અને પછી મકામે ઈબ્રાહીમની પાછળ એવી રીતે બે રકા'ત નમાઝ પઢી કે મકામે ઈબ્રાહીમને વચ્ચે રાખીને બયતુલ્લાહનો ઈસ્તિકબાલ (સામે) થઈ જાય. (સહીહ મુસ્લિમ) એટલા માટે ઉમ્મતના ફુક્હા ફરમાવે છે કે, જે વ્યક્તિને મકામે ઈબ્રાહીમની પાછળ જગ્યા ન મળે તો તે ગમે એટલા અંતરે એવી રીતે ઊભો થઈને કે, મકામે ઈબ્રાહીમને પણ તેની સામે રાખે અને બયતુલ્લાહને પણ સામે રાખે અને નમાઝ પઢે તો તેનો હુકમ પૂરો થઈ જશે.

(૫) આ આયતથી સાબિત થયું કે, તવાફ પછી બે રકા'તો વાજિબ છે. (જસ્સાસ અને મનાસિક, મુલ્લા અલી કારી રહ.) જો કે આ બે રકા'તોને ખાસ મકામે ઈબ્રાહીમની પાછળ અદા કરવી સુન્નત છે. હરમમાં બીજી કોઈ જગ્યાએ અદા કરશે તો પણ થઈ જશે. કારણ કે, રસૂલ ﷺ દ્વારા આ રકા'તોને બયતુલ્લાહના દરવાજાની સામે પઢવાનું પણ સાબિત છે અને હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી પણ આ જગ્યાએ નમાઝ પઢવાનું સાબિત છે. મુલ્લા અલી કારી (રહ.)ની કિતાબ મનાસિકમાં તેઓ ફરમાવે છે કે, બે રકા'ત તવાફ તો વાજિબ છે અને સુન્નત એ છે કે મકામે ઈબ્રાહીમની પાછળ અદા કરવામાં આવે, પરંતુ જો

કોઈ કારણથી ત્યાં અદા ન કરી શકે તો પછી હરમમાં અથવા હરમની બહાર જ્યાં પણ શક્ય હોય અદા કરવાથી વાજિબ અદા થઈ જશે. રસૂલે કરીમ ﷺની સાથે હજ્જતુલ વિદાઅ્માં હઝરત ઉમ્મે સલમા (રદિ.)ને આવું જ બન્યું હતું, તેમને વાજિબ નમાઝ પઢવાનો ત્યાં મૌકો ન મળ્યો તો મસ્જિદે હરામ બલકે મક્કા મુકર્રમહથી બહાર નીકળીને નમાઝ અદા કરી અને જરૂરત પ્રમાણે બહાર બે રકા'ત નમાઝ અદા કરવા ઉપર ઉલમાના સર્વાનુમતે કોઈ દમ (કુર્બાની આપવી) પણ વાજિબ નથી. ફક્ત ઈમામ માલિક (રહ.)ના મતે દમ આપવો પડશે. (મનાસિક, મુલ્લાં અલી કારી રહ.)

(૬) طَهِّرَا بَيْتِىَ અત્રે બયતુલ્લાહને પવિત્ર કરવાનો હુકમ છે, જેમાં જાહેરી નાપાકી અને ગંદકીથી પાક રાખવાનો હુકમ પણ શામિલ છે અને આંતરિક નાપાકી કુફ્ર, શિર્ક અને દુષ્કૃત્યો, વેર–ઝેર, હસદ (ઈર્ષ્યા), કીના–કપટ, તકબ્બુર–અભિમાન, દેખાડો, ખોટી શોહરત વગેરેથી પાક રાખવું પણ શામિલ છે અને પાકી (પવિત્રતા)ના આ હુકમ માટેનો શબ્દ ''બયતીય'' بَيْتِىَ માં એવી રીતે પણ ઈશારો છે કે આ હુકમ બધી મસ્જિદો માટે સર્વસામાન્ય છે. કારણ કે, બધી મસ્જિદો ''બુયૂતુલ્લાહ'' بیوت الله છે. જેમકે ઈરશાદ છે. فِىْ بُيُوْتٍ اَذِنَ اللّٰهُ اَنْ تُرْفَعَ "મકાનોમાંથી જેને અલ્લાહે ઉઠાવવાનો હુકમ આપ્યો છે." (૨૪:૩૬)

હઝરત ફારૂકે આઝમ (રદિ.)એ સિજદહમાં એક માણસનો અવાજ સાંભળ્યો તો કહેવા લાગ્યા કે, "શું તમને ખબર નથી તમે ક્યાં ઊભા છો ?" (કુર્તુબી) એટલે કે મસ્જિદનો અદબ, અહેતિરામ અને સન્માન જાળવવું જોઈએ. તેમાં બૂમ–બરાડા પાડીને બોલવું કે, મોટા અવાજે વાતો ન કરવી જોઈએ. આ આયતમાં એવો નિર્દેશ આપવામાં આવ્યો છે કે, બયતુલ્લાહને બધી જ જાહિરી અને આંતરિક નાપાકીઓથી પાક રાખવું જરૂરી છે. એવી જ રીતે બધી જ મસ્જિદોને પાક રાખવું વાજિબ છે. મસ્જિદમાં પ્રવેશનારા લોકો માટે જરૂરી છે કે તેઓ પોતાના કપડાંઓ અને શરીર ઉપરથી પણ બધા જ પ્રકારની નાપાકી અને દુર્ગંધવાળી વસ્તુઓને દૂર કરે અને પોતાના દિલોને પણ શિર્ક, નિફાક તથા બધા જ પ્રકારના બુરા અખ્લાકો જેમકે અભિમાન, હસદ, લોભ, લાલચ, રિયા (દેખાડો), વેર–ઝેર વગેરે નાપાકીઓથી પાક થઈને મસ્જિદમાં પ્રવેશ કરે અને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે, "કોઈ વ્યક્તિ પ્યાજ, લસણ વગેરે દુર્ગંધવાળી

વસ્તુઓ ખાઈને મસ્જિદમાં ન જાય" તથા આપ ﷺએ નાના બાળકો અને ગાંડાઓને મસ્જિદમાં દાખલ થવાથી મનાઈ ફરમાવી છે કારણ કે તેમનાથી ગંદકી અને નાપાકીનો ભય રહેલો છે.

(૭) لِلطَّـائِفِيۡـنَ وَالۡعٰكِـفِيۡـنَ وَالـرُّكَّعِ السُّجُودِ આ શબ્દોમાં અમુક હુકમો અને ફાયદાઓ પ્રાપ્ત થયા છે. પ્રથમ એ કે બયતુલ્લાહના બાંધકામનો મકસદ તવાફ, એઅતેકાફ અને નમાઝ છે. બીજું એ કે તવાફનું નમાઝથી આગળ વર્ણન થયું છે. ત્રીજું એ કે આખી દુનિયાના દરેક ખૂણેથી આવનારા હાજીઓ માટે તવાફ નમાઝથી અફઝલ છે. ચોથું એ કે બયતુલ્લાહની અંદર નમાઝ જાઈઝ છે, ફરજ હોય અથવા નફલ.

*(જસ્સાસ)*

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૬–૧૨૭–૧૨૮)

وَاِذۡ قَالَ اِبۡرٰهٖمُ رَبِّ اجۡعَلۡ هٰذَا بَلَدًا اٰمِنًا وَّ ارۡزُقۡ اَهۡلَهٗ مِنَ الثَّمَرٰتِ
مَنۡ اٰمَنَ مِنۡهُمۡ بِاللّٰهِ وَالۡيَوۡمِ الۡاٰخِرِ ؕ قَالَ وَمَنۡ كَفَرَ فَاُمَتِّعُهٗ قَلِيۡلًا ثُمَّ اَضۡطَرُّهٗۤ
اِلٰى عَذَابِ النَّارِ ؕ وَبِئۡسَ الۡمَصِيۡرُ ﴿۱۲۶﴾ وَاِذۡ يَرۡفَعُ اِبۡرٰهٖمُ الۡقَوَاعِدَ مِنَ الۡبَيۡتِ
وَ اِسۡمٰعِيۡلُ ؕ رَبَّنَا تَقَبَّلۡ مِنَّا ؕ اِنَّكَ اَنۡتَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۱۲۷﴾ رَبَّنَا وَاجۡعَلۡنَا
مُسۡلِمَيۡنِ لَكَ وَمِنۡ ذُرِّيَّتِنَآ اُمَّةً مُّسۡلِمَةً لَّكَ وَاَرِنَا مَنَاسِكَنَا وَتُبۡ عَلَيۡنَا ۚ
اِنَّكَ اَنۡتَ التَّوَّابُ الرَّحِيۡمُ ﴿۱۲۸﴾

## તરજુમો :

*અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, હે મારા રબ ! આ શહેર શાંતિવાળું બનાવ અને તેમાં રહેનારાઓને ફળ–ફળાદિની રોજી આપ, જે તેમનામાંથી ઈમાન લાવ્યા, અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર; તેણે (અલ્લાહે) કહ્યું, અને જેણે કુફ્ર કર્યું તેને થોડો નફો આપીશ, પછી તેને મજબૂર કરી દઈશ*

*દોઝખના અઝાબ તરફ અને (તે) ઘણું ખરાબ રહેઠાણ (છે). (૧૨૬) અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.) અને ઈસ્માઈલ (અલૈ.) ખાન–એ–કા'બાની બુનિયાદો ઉઠાવતા હતા; (ત્યારે દુઆ કરતા હતા) હે અમારા પરવરદિગાર! અમારાથી (આ) કબૂલ ફરમાવી લે; બેશક ! તું જ સાંભળનાર, જાણનાર (છે). (૧૨૭) હે અમારા પરવરદિગાર ! અને અમને પોતાના ફરમાંબરદાર બનાવી દે અને અમારી અવલાદમાંથી પોતાની ફરમાંબરદાર ઉમ્મત (બનાવ); અને અમને હજ્જનો તરીકો બતાવ, અને અમારી તૌબા કબૂલ ફરમાવ; બેશક ! તું જ તૌબા કબૂલ કરનારો, રહમ કરનારો છે. (૧૨૮)*

**તફસીર :**

અને (તે વખત પણ યાદ કરવા પાત્ર છે) જે સમયે ઈબ્રાહીમ (અલૈ.)એ (દુઆમાં અલ્લાહને) વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! આ (જગ્યા)ને એક (આબાદ) શહેર બનાવી દે. (શહેર પણ કેવું ?) શાંતિ (અને સલામતી)વાળું અને તેમાં વસનારાઓને ફળ–ફળાદિની રોજી અર્પણ કર (અને હું બધા નિવાસીઓ માટે નથી કહેતો પરંતુ ખાસ) તેમના માટે (કહું છું) જે તેમાંના અલ્લાહ તઆલા ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન રાખતા હોય (બાકીનાઓ માટે તમે જાણો) અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો (કે, કારણ કે રોજી તમારા માટે ખાસ નથી એટલે રોજી બંનેને મળશે, મો'મિનો અને કાફિરોને પણ પરંતુ) એવા માણસને પણ જે કાફિર છે (પરંતુ આખિરતનો છુટકારો ફક્ત ઈમાનવાળાઓ માટે ખાસ છે) તો (તેના માટે) એવા માણસને (જે કાફિર છે) થોડા દિવસ (એટલે કે દુનિયામાં) તો ખૂબ આરામ આપીશ (પરંતુ) પછી (મૌત પછી) તેને દોઝખના અઝાબમાં પહોંચાડી આપીશ અને તે ઘણું જ ખરાબ રહેઠાણ છે. (આપણને અલ્લાહ બચાવે અને તે સમયને પણ યાદ કરવા પાત્ર છે) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.) કા'બાની દિવાલો ઉઠાવી રહ્યા હતા અને સાથે ઈસ્માઈલ (અલૈ.) પણ (અને સાથે–સાથે આ દુઆ કરતા જતા હતા કે) હે અમારા પરવરદિગાર ! અમારી આ (સેવા)ને કબૂલ ફરમાવ. બેશક ! તું ખૂબ સાંભળનાર અને જાણનાર છે. (અમારી દુઆને સાંભળે છે અને અમારી નિય્યતોને પણ જાણે છે) હે અમારા પરવરદિગાર ! (અમે બંને આ પણ દુઆ કરીએ છીએ કે) અમને

પોતાના તાબે'દાર બનાવી દે અને અમારી અવલાદમાંથી પણ એક વર્ગ એવો પૈદા કર જે તારો તાબે'દાર હોય અને અમને હજ્જના હુકમો બતાવી દે અને અમારા ઉપર ધ્યાન રાખ અને સાચે જ તું ધ્યાન રાખનાર અને મહેરબાની કરનાર છે.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ અલ્લાહના રસ્તામાં કુર્બાનીઓ આપી. માલ–દૌલત, બૈરી–છોકરાં અને પોતાની જાતની, પોતાની ઈચ્છાઓની બધાની જ અલ્લાહના હુકમ ખાતર અને તેની ખુશી ખાતર જે કુર્બાનીઓ આપી તે આશ્ચર્યજનક અને હૈરત (અચરજ) પમાડે એવી છે.

પત્ની અને ઔલાદની મહોબ્બત એક સ્વાભાવગત પ્રાકૃતિક બાબત છે અને અલ્લાહનો હુકમ પણ તેમની સાથે સદ્‌વર્તાવનો છે. ઉપરોક્ત આયતના પ્રકાશમાં આપણે જાણી શકીએ છીએ કે, તેમણે પોતાની પત્ની અને ઔલાદ માટે દીન અને દુનિયાની રાહતો તથા ભલાઈઓ માટે અલ્લાહ પાસે દુઆઓ માંગી છે.

### હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની દુઆઓ :

દુઆની શરૂઆત "રબ" رب શબ્દથી થઈ છે. જેનો અર્થ છે, "હે મારા પાલનહાર" આ શબ્દમાં અલ્લાહે આપણને દુઆ માંગવાનો સલીકો (પદ્ધતિ) શીખવાડ્યો છે. કારણ કે, આ શબ્દ અલ્લાહ તઆલાની રહમત અને તેની દયા (કૃપા)ને પોતાના તરફ કેન્દ્રિત કરવા માટે ઘણો અસરકારક છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સૌ પ્રથમ એવી દુઆ કરી કે, આ ચટીયલ (ઉજ્જડ) મૈદાનમાં જેમાં અલ્લાહના હુકમ પ્રમાણે પોતાની પત્ની અને ઔલાદને લાવી દીધા છે, "યા અલ્લાહ ! તુ અહીંયાં એક શહેર બનાવી દે. જેથી અહીંયાં શાંતિ સ્થાપિત થાય અને તેમને કોઈ એકાંત કે ડર ન લાગે અને જિંદગીની જરૂરિયાતો સરળતાથી પ્રાપ્ત થાય." આ જ દુઆ સૂરએ ઈબ્રાહીમમાં هٰذَاالْبَلَدَ اٰمِنًا ના શબ્દથી આવી છે, જેમાં البلد ને الف لام સાથે વર્ણન કર્યો છે. જે અરબી ભાષાની વ્યાખ્યામાં معرفه "મઅ્રૂફા" કહેવાય છે. આ ફરકનું કારણ લગભગ એ છે કે પહેલી દુઆની જે આયત સૂરએ બકરહમાં بَلَدًا ના શબ્દથી આવી છે, તે એ વખતે કરવામાં આવી છે જ્યારે આ સ્થળ જંગલ હતું, શહેર બન્યું ન હતું. તે સમયે بلد નો الف لام

સિવાય ઉપયોગ કર્યો અને બીજી દુઆ દેખીતી રીતે તે સમયે કરી છે જ્યારે મક્કા વસી ગયું અને તે શહેર પ્રખ્યાત થઈ ગયું. તેની ઘટના એવી છે જેનું સૂરએ ઈબ્રાહીમની છેલ્લી આયતમાં વર્ણન છે اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ وَهَبَ لِىْ عَلَى الْكِبَرِ اِسْمٰعِيْلَ وَاِسْحٰقَ ط "સઘળા વખાણ અલ્લાહના માટે છે જેણે મને મારી વૃદ્ધાવસ્થામાં ઈસ્માઈલ (અલૈ.) અને ઈસ્હાક (અલૈ.) આપ્યા." (૧૪:૩૯) જેનાથી અંદાજો થાય છે કે આ દુઆ હઝરત ઈસ્હાક (અલૈ.)ની પૈદાઈશ પછી કરી છે અને હઝરત ઈસ્હાક (અલૈ.) હઝરત ઈસ્માઈલ (અલૈ.)ના ૧૩ વર્ષ પછી પૈદા થયા હતા.

*(ઈબ્ને કષીર)*

બીજી દુઆ જેમાં છે કે, "આ શહેરને શાંતિવાળું શહેર બનાવી આપ" એટલે ખૂનામરકીથી અને કાફિરોના કબજાથી તથા દરેક પ્રકારની આફતોથી સુરક્ષિત અને સલામત રાખ.

હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની આ દુઆ કબૂલ થઈ અને મક્કા મુકર્રમહ એવું આબાદ શહેર બની ગયું કે તેમાં પોતાની વસ્તીની સાથે–સાથે આખી દુનિયાના લોકોની મુલાકાતનું કેન્દ્ર બની ગયું. આખી દુનિયામાંથી મુસલમાનો ત્યાં પહોંચવાને પોતાની સૌથી મોટી ખુશકિસ્મતી સમજે છે અને આ શહેર સલામતી અને સુરક્ષાવાળું પણ થઈ ગયું કે બયતુલ્લાહની વિરોધી કોઈ કૌમ અથવા કોઈ બાદશાહની સત્તા મક્કા ઉપર કાયમ ન થઈ શકી. "અસ્હાબે ફીલ" (હાથીવાળા અબ્રહા બાદશાહ)નો કિસ્સો કુર્આન શરીફમાં પ્રસ્તુત છે કે તેણે બયતુલ્લાહ ઉપર હુમલાનો ઈરાદો કર્યો તો આખું લશ્કર નાનકડા પક્ષીઓ વડે તબાહ – બરબાદ કરી નાંખવામાં આવ્યું.

આ શહેર ખૂનામરકીથી પણ સુરક્ષિત રહ્યું છે. ઈસ્લામથી પહેલાં અજ્ઞાનતાના યુગમાં ઘણી બધી બુરાઈઓ અને કુફ્ર શિર્કના રિવાજોમાં લોકો સપડાયેલા હોવા છતાં બયતુલ્લાહ અને તેના માહૌલને તથા હરમના સન્માન અને ઈજ્જતને લોકો એવી ધાર્મિક ફરજ સમજતા હતા કે ગમે તેવો દુશ્મન તેમને ત્યાં મળી જાય તો પણ હરમમાં તેનાથી બદલો અથવા કિસાસ લેવામાં આવતો ન હતો. બલકે, હરમની ઈજ્જત અને સન્માન આખા અરબસ્તાનમાં પ્રચલિત હતી.

એટલા માટે મક્કાના લોકો શામ (સીરિયા) અને યમનથી વેપારનો વહેવાર રાખતા હતા અને કોઈ તેમને રસ્તામાં હેરાન કરતા ન હતા.

હરમની હદોમાં જેમકે અલ્લાહ તઆલાએ જાનવરોને પણ સલામતી આપી છે, ત્યાં શિકાર જાઈઝ નથી અને એ જ પ્રમાણે જાનવરોમાં પણ એવો કુદરતી અહેસાસ (અનુભૂતિ) પૈદા કરવામાં આવ્યો છે કે, હરમની હદોમાં આવીને જાનવર પોતાને સુરક્ષિત સમજે છે, તે કોઈપણ શિકારી જાનવર કે માણસથી ગભરાતું નથી, આ અનુભવસિદ્ધ બાબત છે.

હરમના સલામત અને સુરક્ષિત હોવાનો આ હુકમ જે ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆનું પરિણામ છે, અજ્ઞાનતાના યુગથી ચાલ્યો આવે છે. ઈસ્લામે અને કુર્આને તેને વધારે મજબૂતી પ્રદાન કરી. હજ્જાજ બિન યૂસુફ તથા કર્રામતાના અત્યાચાર અને દુષ્કૃત્યો દ્વારા જે ખૂનામરકી હરમમાં થઈ તેના વિશે એવું કહી શકાય કે, પ્રથમ તો તે ઈસ્લામનું નામ લેનારાઓના હાથે થઈ. કોઈ કાફિર કૌમે આક્રમણ કર્યું ન હતું. આ કિસ્સો એક અપવાદરૂપ છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)થી લઈને આજદિન સુધી હજારો વર્ષોના ઈતિહાસમાં અમુક ગણ્યા ગાંઠ્યા લોકોનું ખૂન થયું, પરંતુ એવું કરનારનો ઈબ્રતનાક અંજામ અને પરિણામ આખી દુનિયાએ જોઈ લીધો છે.

ખુલાસો એ છે કે, ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ પ્રમાણે અલ્લાહ તઆલાએ આ શહેરને એક સલામતીવાળું શહેર અને આખી દુનિયા માટે કુદરતી રીતે શાંતિનું સ્થળ બનાવી દીધું છે, અહીંયાં સુધી કે દજ્જાલને પણ હરમમાં દાખલ થવાની શક્તિ પ્રાપ્ત નહીં થાય. શરીઅતની રૂએ પણ આ હુકમ ફરમાવવામાં આવ્યો છે કે, હરમમાં ખૂન વહાવવાની વાત તો બાજુએ રહી જાનવરોનો શિકાર પણ હરામ છે.

ત્રીજી દુઆ એ ફરમાવી કે, ''આ શહેરના લોકોને ફળ–ફળાદિની રોઝી અતા' ફરમાવ.'' મક્કા મુકર્રમહ અને તેની આસપાસની જમીન ન કોઈ બાગાયાતી જમીન છે અને ન જ ત્યાં દૂર દૂર સુધી ખેતીલાયક પાણીનું નામો–નિશાન છે પરંતુ અલ્લાહ તઆલાએ ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ કબૂલ ફરમાવી અને મક્કા પાસે તાઈફ નામનું એક નાનું શહેર વસાવી દીધું, જેમાં દરેક

પ્રકારના ઉત્તમ ફળો મોટા પ્રમાણમાં પૈદા થવા લાગ્યા અને મક્કા મુકર્રમહથી લોકો આવીને તેને ખરીદવા લાગ્યા. અમુક ઈસ્રાઈલી રિવાયતોમાં છે કે, તાઈફ અસલમાં શામનો પ્રદેશ હતો, જેને હઝરત જિબ્રઈલ (અલૈ.)એ અલ્લાહના હુકમથી અહીંયાં લાવી દીધો.

**ઇબ્રાહીમ (અલૈ.)ની હુકૂમત :**

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની દુઆમાં એ ન કહ્યું કે, મક્કા અને તેની આસપાસના પર્યાવરણને હરિયાળું અને ખેતીલાયક ફૂલો અને ફળોથી ભરપૂર બનાવી દે. બલકે, એવી દુઆ કરી કે આ વસ્તુઓ કોઈ બીજી જગ્યાએ પૈદા થાય અને મક્કા મુકર્રમહમાં લોકો પાસે તે પહોંચ્યા કરે, તેમાં કદાચ એ રહસ્ય હોય કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) એવું ઈચ્છતા ન હતા કે, તેમની ઔલાદ ખેતી અને બાગાયાતી કામોમાં મશ્ગૂલ થઈ જાય. કારણ કે, તેમને આ જગ્યાએ વસાવવાનો હેતુ તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતે ફરમાવ્યો, رَبَّنَا لِيُقِيْمُوا الصَّلٰوةَ જેમાં દેખીતું છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પોતાની ઔલાદનું મુખ્ય કામ બયતુલ્લાહની સુરક્ષા અને નમાઝ વગેરેનું રાખવા ઈચ્છતા હતા. નહિતર અલ્લાહ પાસે દુઆ માંગીને તે શું મુશ્કેલ હતું કે, પોતે મક્કા મુકર્રમહને એવું ગુલેગુલઝાર બનાવી આપવામાં આવ્યું હોત કે, દમાસ્કસ અને બૈરૂતને પણ તેના ઉપર ગર્વ હોત!

**ફળ–ફળાદિની રોજી જિંદગીની જરૂરિયાતોમાં શામિલ છે :**

શબ્દ ثَمَرَاتٌ જે ثَمَرَةٌ નું બહુવચન છે, તેનો અર્થ ''ફળ'' થાય છે અને દેખીતું છે કે તેનો અર્થ ''ઝાડ ઉપર લાગતા ફળો'' છે. પરંતુ સૂરએ કસસની આયત નં. ૫૭માં આ દુઆની કબૂલિયતની જાહેરાત આ શબ્દોમાં يُجْبٰى اِلَيْهِ ثَمَرَاتُ كُلِّ شَئٍى "દરેક પ્રકારની ફળ–ફળાદિ, દરેક વસ્તુ તે (શહેર) તરફ લવાય છે." (૨૮:૫૭) કરવામાં આવી છે. આ શબ્દોમાં એક તો તેનો ખુલાસો છે કે પોતે મક્કા મુકર્રમહમાં આ ફળો પૈદા કરવાનો વાયદો નથી. બલકે, બીજી જગ્યાએથી અહીંયાં લાવવામાં આવશે. કારણ કે, શબ્દ يُجْبٰى નો આ જ અર્થ છે. બીજી ثَمَرَاتُ كُلِّ شَجَرٍ નથી કહ્યું. બલકે, ثَمَرَاتُ كُلِّ شَئٍ કહ્યું. આ શબ્દોની અદલા–બદલી દિમાગને તે તરફ લઈ જાય છે કે જ્યાં ફળ–ફળાદિને આમ

કરવાનો હેતુ છે. કારણ કે, ثَمَرَةٌ સામાન્ય બોલચાલની ભાષામાં જમીનથી ઉત્પન્ન થતા દરેક પ્રકારના પદાર્થને કહેવામાં આવે છે. ઝાડો ઉપર ઉત્પન્ન થનારા ફળો જેવી રીતે એમાં શામિલ છે, એ જ પ્રમાણે મશીનોથી પ્રાપ્ત થનારો બધો સામાન મશીનોનો ثمرات (ષમરાત) છે. એવી જ રીતે વિવિધ હાથ ઉદ્યોગોથી મળનારા સામાનો આ હાથ ઉદ્યોગોનો ثمرات છે. એવી જ રીતે ثَمَرَاتُ كُلِّ شَيْءٍ માં જિંદગીની બધી જ જરૂરિયાતો શામિલ થઈ જાય છે અને પરિસ્થિતિઓ અને ઘટનાઓની સાક્ષીઓ એવું સાબિત કરે છે કે, અલ્લાહ તઆલાએ જો કે હરમની જમીનને ખેતી લાયક નથી બનાવી અને ન તો ઉદ્યોગ માટે ત્યાં કોઈ સહૂલત છે પરંતુ આખી દુનિયામાં પૈદા થનારી અને બનનારી વસ્તુઓ અને ઉત્પાદનો અહીંયાં ખુલ્લે આમ પુષ્કળ પ્રમાણમાં મળે છે અને આ સહૂલત અને વિશેષતા દુનિયાના કોઈ મોટામાં મોટા ઔદ્યોગિક શહેરને પણ પ્રાપ્ત નથી કે આખી દુનિયાના ઉત્પાદનો ત્યાં મળી આવે.

### હઝરત ઇબ્રાહીમ (અલૈ.)નો એહતિયાત (કાળજી) :

આ આયતમાં જ્યારે મક્કાના નિવાસીઓ માટે શાંતિ અને સહૂલત તથા જિંદગીની જરૂરિયાતની વસ્તુઓ માટે દુઆ માંગવામાં આવી તેમાં મો'મિન અને કાફિર બધા શામિલ હતા અને તે પહેલાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જ્યારે એક દુઆમાં પોતાની સંપૂર્ણ નસ્લને, મો'મિન અને કાફિરના તફાવત વગર ભેગી કરી હતી તો અલ્લાહ તઆલા તરફથી જવાબરૂપે આ ઈરશાદ આવ્યો હતો કે, મો'મિનો માટે આ દુઆ કબૂલ છે. જાલિમ મુશ્રિકોના હકમાં કબૂલ કરવાપાત્ર નથી અને તે દુઆ હતી "ઈમામત" અથવા "સત્તા–શાસન"ની. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) જે અલ્લાહના વહાલા હોવાના દરજ્જા ઉપર બિરાજમાન હતા તેમને જ્યારે એ વાત યાદ આવી જે પ્રથમ દુઆ વખતે અલ્લાહ તરફથી જવાબરૂપે દર્શાવવામાં આવી તો પોતાની દુઆમાં આ શરત લગાવી દીધી કે, આ ભૌતિક ખુશહાલી અને શાંતિ તથા સલામતીની દુઆ ફક્ત મો'મિનોના માટે કરું છું. અલ્લાહ તઆલા તરફથી આ એહતિયાતની કદર કરવામાં આવી અને ફરમાવ્યું, وَمَنْ ظَلَمَ એટલે કે દુનિયાની ખુશહાલી અને ભૌતિક વસ્તુઓની છૂટછાટ અમે મક્કાના નિવાસીઓને અર્પણ કરીશું. ભલે તે જાલિમ મુશ્રિકો કે કાફિરો કેમ ન હોય ! પરંતુ મો'મિનોને જે રીતે દુનિયામાં ભૌતિક ખુશહાલી

આપવામાં આવશે એવી જ રીતે આખિરતમાં પણ અર્પણ થશે પરંતુ કાફિરો માટે આખિરતમાં અઝાબ સિવાય કંઈ જ નહીં હોય.

**પોતાના નેક અમલ ઉપર ભરોસો કરવાનું અને નેક અમલોમાં કંજૂસી ન કરવાનું શિક્ષણ :**

رَبَّنَا تَقَبَّلْ مِنَّا હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહના હુકમને પૂર્ણ કરવા સીરિયાના હર્યા–ભર્યા રમણીય દશ્યોથી ભરપૂર વતનને છોડીને મક્કા મુર્રમહના ઉજ્જડ પહાડો અને સૂકા રણોની વચ્ચે પોતાની પત્ની અને ઔલાદને છોડી દીધા અને બયતુલ્લાહના બાંધકામમાં પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચી. આ મૌકો એવો હતો કે આવા સંઘર્ષો કરનારના દિલમાં જો થોડીક પણ મોટાઈ પૈદા થાય તો તે પોતાના અમલોને ઘણા મોટા અને કદર કરવાપાત્ર સમજવા લાગે છે, પરંતુ અહીંયાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહમાં આજિઝી સાથે વિનમ્રતાથી દુઆ કરે છે. કારણ કે, તેઓ અલ્લાહ રબ્બુલ ઈજ્જતના મરતબા અને જલાલથી વાકિફ છે. કોઈ પણ મનુષ્ય માટે અલ્લાહના મરતબા પ્રમાણે તેની બંદગીનો હક અદા કરવો અશક્ય છે. દરેક વ્યક્તિ પોતાની શક્તિ અને હિંમતના પ્રમાણમાં કામ કરે છે. એટલા માટે કોઈ મોટાથી મોટા અમલ ઉપર પણ નાઝ કરવાની અને તેના ઉપર ગર્વ કરવાની કોઈ જરૂર નથી. બલકે, ખૂબ આજિઝી અને વિનમ્રતાની સાથે દુઆ કરે કે મારો આ અમલ કબૂલ થઈ જાય. જેમકે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ બયતુલ્લાહના બાંધકામ વિશે આ દુઆ કરી કે, "હે મારા પરવરદિગાર ! તું અમારા આ અમલને કબૂલ ફરમાવી લે, કારણ કે, તું સાંભળનાર અને જાણનાર છે અને અમારી દુઆને સાંભળે છે અને અમારી નિય્યતોને (પણ) જાણે છે."

رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ આ દુઆ પણ આ જ ખાસ ગુણ અને લક્ષણનું પરિણામ છે, જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પ્રાપ્ત થયું હતું કે તાબે'દારી અને ફરમાંબરદારીના બેનમૂન કારનામાઓ અંજામ આપીને તેઓ આવી દુઆ કરે છે કે "અમને બંનેને તારા ફરમાંબરદાર બનાવી દે." કારણ એ છે કે, જેટલા પ્રમાણમાં અલ્લાહ તઆલાની મઅ્‌રિફત પ્રાપ્ત થાય છે, મહેનત કરવાથી તે પ્રમાણમાં વધતી જ ચાલે છે અને એટલો જ તેનો અહેસાસ પણ વધતો જાય છે કે, અમે વફાદારીનો હક અને ફરમાંબરદારીનો હક અદા નથી કરી રહ્યા.

وَمِنۡ ذُرِّيَّتِنَا આ દુઆમાં પણ પોતાની અવલાદને શામિલ કરી ફરમાવ્યું છે. તેનાથી સ્પષ્ટ થાય છે કે, અલ્લાહવાળાઓ કે જેઓ અલ્લાહના માર્ગમાં પોતાની જાન અને ઔલાદની કુર્બાની રજૂ કરવાથી પણ ખચકાતા નથી, તેઓ પોતાની ઔલાદને પણ ખૂબ મહોબ્બત કરતા હોય છે, પરંતુ તેઓ આ મહોબ્બતના સાચા તકાદાને પૂરો કરે છે. આ ઉચ્ચ મરતબા સુધી સામાન્ય માણસો કદી પહોંચી શકતા નથી. સામાન્ય માણસો તો ઔલાદની ફક્ત શારીરિક તંદુરસ્તી અને રાહતને જ જાણે છે અને તેમની સંપૂર્ણ મહોબ્બત આ રાહતની આસપાસ જ કેન્દ્રિત હોય છે, પરંતુ અલ્લાહના સ્વીકૃતિપ્રાપ્ત મકબૂલ બંદાઓ આખિરતની રાહતની ચિંતાઓ કરે છે, એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ દુઆ કરી કે, "મારી ઔલાદમાંથી એક સમૂહને સંપૂર્ણ ફરમાંબરદાર બનાવી આપ." પોતાની નસ્લ માટે દુઆ કરવામાં એક હિકમત પણ છે, અનુભવ સાક્ષી છે કે જે લોકો કૌમના આગેવાન માનવામાં આવે છે જો તેમની ઔલાદ તેમના વડીલોના રસ્તા ઉપર કાયમ રહે તો સામાન્ય જનસમૂહમાં પણ તેમને સ્વાભાવિક રીતે સ્વીકારવામાં આવે છે અને તેમની સલાહિયતો અને આવડતો સામાન્ય લોકો માટે લાભ પહોંચવાનું માધ્યમ બને છે.

*(બહરે મુહીત)*

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની તે દુઆ પણ કબૂલ થઈ કે, આપની નસ્લમાં હંમેશા એવા લોકો મૌજૂદ રહ્યા છે જેઓ અલ્લાહના સાચા દીન ઉપર કાયમ રહી અલ્લાહના ફરમાંબરદાર બંદા બનીને રહ્યા હતા. અરબસ્તાનના અજ્ઞાનતાના યુગમાં પણ જ્યારે આખી દુનિયાને ખાસ કરીને અરબને શિર્ક અને મૂર્તિપૂંજાએ ઘેરી લીધું હતું એવા સમયે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઔલાદમાં હંમેશા અમુક લોકો આખિરતના અકીદાના પાકા માનનારા હતા અને તા'બેદારી તથા ફરમાંબરદારી તેમનામાં વ્યાપેલી હતી. જેમકે, અજ્ઞાનતાના દૌરમાં ઝૈદ બિન અમ્ર બિન નુફૈલ અને કુસ્સ બિન સાઈદહ હતા. રસૂલ ﷺના દાદા અબ્દુલ મુત્તલિબ ઈબ્ને હાશિમ વિશે પણ આવી જ રિવાયત છે કે તેઓ શિર્ક અને મૂર્તિપૂંજાથી પરહેઝ કરતા હતા.

*(બહરે મુહીત)*

اَرِنَا مَنَاسِكَنَا "મનાસિક" مَنَاسِكَ "મન્સિક" مَنۡسَكَનું બહુવચન છે.

હજ્જના અમલોને મનાસિક પણ કહેવામાં આવે છે અને હજ્જના સ્થળો જેમકે અરફાત, મિના, મુજદલિફાને પણ મનાસિક કહેવામાં આવે છે. અહીંયાં બંનેનો ઉલ્લેખ થયો હોઈ શકે છે અને દુઆનો હેતુ એ છે કે "અમને હજ્જના અમલો અને હજ્જના સ્થળોને સારી રીતે સમજાવવમાં આવે." એટલા માટે اَرِنَـا શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો. જેનો અર્થ થાય છે "અમને બતાવી દે." આ જોવું આંખોથી પણ હોઈ શકે છે અને દિલથી પણ. કારણ કે, હજ્જના સ્થળોને હઝરત જિબ્રઈલ અલૈ. દ્વારા બતાવીને નક્કી કરવામાં આવ્યા હતા અને હજ્જના હુકમોની ખુલ્લી તાકીદ અને તેનું શિક્ષણ પણ આપી દેવામાં આવ્યું હતું.

---

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૨૯)**

| |
|---|
| رَبَّنَا وَابْعَثْ فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِكَ وَ يُعَلِّمُهُمُ |
| الْكِتٰبَ وَالْحِكْمَةَ وَ يُزَكِّيْهِمْ ۭ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٢٩﴾ |

ع ۱۵ ۸ ۱۵

**તરજુમો :**

*હે અમારા પરવરદિગાર ! અને તેમનામાં તેમનામાંથી (જ) એક રસૂલ મોકલ; તે તેમના ઉપર તારી આયતો પઢે અને તેમને "કિતાબ" અને "હિકમત" (ડહાપણ)નું શિક્ષણ આપે અને તેમને પાક કરે; બેશક ! તું ગાલિબ (છવાયેલો) હિકમતવાળો છે. (૧૨૯)*

**તફસીર :**

હે અમારા પરવરદિગાર ! અને (આ દુઆ પણ કરીએ છીએ કે,) આ વર્ગમાં તેમનામાંનો જ એક પયગમ્બર પણ નક્કી કરી દો કે તે લોકોને તારી આયતો પઢીને સંભળાવ્યા કરે અને તેમને (આસમાની) કિતાબ(ના વિષયો)નું અને ડહાપણનું શિક્ષણ આપે અને તેમને (આ શિક્ષણ અને તિલાવત દ્વારા) પવિત્ર કરે; નિઃશંક ! તું જ ગાલિબ (છવાયેલો) સંપૂર્ણ કુદરતવાળો છે.

**શબ્દાર્થ :**

يَتْـلُـوْا عَلَيْهِـمْ اٰيٰـتِكَ , "મસદર" તિલાવતના અર્થમાં છે. તિલાવતનો

અસલ અર્થ તાબે'દારી અને પૈરવી કરવાનો છે. કુર્આન અને હદીષની વ્યાખ્યામાં આ શબ્દ કુર્આન શરીફ અને બીજી આસમાની કિતાબો તથા અલ્લાહના કલામને પઢવા માટે ઉપયોગ કરવામાં આવે છે. કારણ કે, આ કલામને પઢનારાએ તેની સંપૂર્ણ તાબે'દારી કરવી જરૂરી છે. જે પ્રમાણે કુર્આન અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયું, ઠીક એ જ પ્રમાણે તેને પઢવું જરૂરી છે. પોતાના તરફથી કોઈ શબ્દ અથવા તેની શૈલી વગેરેમાં સુધારો–વધારો અથવા ફેર–બદલ કરવાની પરવાનગી નથી. ઈમામ રાગિબ અસ્ફહાનીએ "મુફરદાત"માં ફરમાવ્યું છે કે, અલ્લાહના કલામ સિવાય કોઈ બીજી કિતાબ પઢવાને સામાન્ય બોલચાલની ભાષામાં "તિલાવત" કહેવામાં આવશે નહીં.

وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ અત્રે કિતાબનો અર્થ અલ્લાહની કિતાબ છે અને અલ્‌હિકમહ્‌ الحكمه નો શબ્દ અરબી શબ્દકોષ પ્રમાણે કેટલાય અર્થો ધરાવે છે. "સાચી વાતને જાણી લેવી," "ન્યાય અને ઈન્સાફ," "જ્ઞાન અને કોઠાસૂઝ," "ડહાપણ" વગેરે. ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.) લખે છે કે, આ શબ્દ જ્યારે અલ્લાહ તઆલા માટે બોલવામાં આવે છે ત્યારે તેનો અર્થ અલ્લાહની સંપૂર્ણ મઅ્‌રિફત (પરિચય) અને તેના અસ્તિત્વના સંપૂર્ણ હેતુને પામી લેવાનો થાય છે અને જ્યારે આ શબ્દ અલ્લાહ સિવાય કોઈ અન્ય માટે બોલવામાં આવે તો તેને પ્રસ્તુત વસ્તુની મઅ્‌રિફત અને નેક અમલો કહેવામાં આવે છે. શયખુલ હિન્દના તરજુમામાં તેને "તેહ કી બાતેં" (તળિયાની વાતો–અંદરની વાતો) દ્વારા રજૂ કરવામાં આવ્યું છે. હિકમત શબ્દ અરબી ભાષામાં અનેક અર્થો માટે બોલવામાં આવે છે. જેમકે "સાચું ઈલ્મ," "નેક અમલ," "ન્યાય અને ઈન્સાફ," "સાચું નિવેદન" વગેરે.

*(કામૂસ અને રાગિબ)*

આ આયતમાં શબ્દ હિકમતથી શું મુરાદ છે? મુફસ્સિર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) જેઓ કુર્આનના અર્થો અને તેનો ખુલાસો આપ ﷺ પાસેથી શીખ્યા હતા તેમના આ સ્થળે "હિકમત"નો અર્થ કરવાના શબ્દો જો કે અલગ – અલગ છે પરંતુ દરેકનો ખુલાસો એક જ છે. એટલે કે "રસૂલુલ્લાહ ﷺની સુન્નત." ઈમામ ઈબ્ને કષીર અને ઈબ્ને જરીર (રહ.)એ હઝરત કતાદાહ (રદિ.)થી આ જ તફસીર નકલ કરી છે. કોઈએ હિકમતને કુર્આનની તફસીર કહી

છે તો કોઈએ દીનનો ભાવાર્થ કહ્યો છે, કોઈએ ઈલ્મ તો કોઈએ શરીઅતના હુકમો કહ્યા છે, કોઈએ અલ્લાહના એવા હુકમો કહ્યા છે જેનું જ્ઞાન રસૂલ ﷺ દ્વારા જ થઈ શકે છે. દેખીતું છે કે આ બધાનો હેતુ એક જ છે અને તે છે, "હદીષ અને રસૂલે કરીમ ﷺની સુન્નત."

શબ્દ وَيُـــزَكِّيهِـــمْ પાકીઝગીના અર્થમાં છે, જેનો અર્થ છે "પવિત્રતા અને સ્વચ્છતા." આ શબ્દ બાહ્ય તથા આંતરિક બધી જ સ્વચ્છતા અને પવિત્રતા માટે બોલવામાં આવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત ખુલાસાથી આયતનો અર્થ સ્પષ્ટ થઈ ગયો. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની આવનારી પેઢીઓ માટે દુનિયા અને આખિરતની સફળતા માટે અલ્લાહ તઆલાથી એવી દુઆ કરી કે, "મારી ઔલાદમાંથી એક રસૂલ મોકલી આપ, જે તેમને તારી આયતો તિલાવત કરીને સંભળાવે અને કુર્આન તથા સુન્નતનું શિક્ષણ આપે અને તેમને જાહેર તથા આંતરિક ગંદકીથી પાક (પવિત્ર) કરે." તેમાં હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ તે રસૂલ પોતાની ઔલાદમાંથી હોવાની દુઆ કરી. પ્રથમ તો તે પોતાની ઔલાદ માટે ઘણી ખુશકિસ્મતી અને પ્રતિષ્ઠાની વાત છે, બીજો એક ફાયદો તે લોકોના માટે એ પણ છે કે, રસૂલ જ્યારે તેમની કૌમ અને તેમની જાતિમાંથી જ હશે તો લોકો તેમની ચાલ–ચલગત, ચારિત્ર્ય તથા અખ્લાકથી ખૂબ જ વાકિફ હશે, પરિણામે લોકો કોઈ ધોકાબાજી કે દગાબાજીમાં સપડાશે નહીં. હદીષમાં છે કે, "હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ દુઆનો જવાબ અલ્લાહ તઆલા તરફથી એવો મળ્યો કે, તેમની દુઆ કબૂલ કરવામાં આવી અને તે રસૂલ મુહમ્મદ મુસ્તફા ﷺ છેલ્લા યુગમાં (નબી બનાવીને) મોકલવામાં આવ્યા."

*(ઈબ્ને જરીર અને ઈબ્ને કષીર)*

## આપ ﷺની પ્રતિષ્ઠા અને વિશેષતા :

મુસ્નદે અહમદની એક હદીષમાં છે, આપ ﷺએ ફરમાવ્યું કે, "હું અલ્લાહ સમક્ષ ખાતમુન્નબિય્યિન (નબીઓના સિલસિલાને ખતમ કરનાર છેલ્લી કડી) ત્યારે પણ હતો, જ્યારે કે હજુ હઝરત આદમ (અલૈ.) પૈદા પણ થયા ન

હતા બલકે, તેમનું ખમીર (માટીનો ગાળો) તૈયાર થઈ રહ્યું હતું. હે લોકો ! હું તમને મારી શરૂઆત વિશે બતાવું છું કે, હું આપણા બાપ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ અને હઝરત ઈસા (અલૈ.)ની ખુશખબરી અને મારા વાલિદહ–માજિદહ (માતા)ના સ્વપ્નની નિશાની છું.'' ઈસા (અલૈ.)ની ખૂશખબરીનો અર્થ તેમનો આ કૌલ છે مُبَشِّرًا بِرَسُوْلٍ يَّاْتِيْ مِنْ بَعْدِى اسْمُهٗ اَحْمَدُ ''હું ખુશખબરી આપવા આવ્યો છું તે પયગમ્બર (ﷺ)ની જે મારા પછી આવવાના છે, જેમનું નામ અહમદ હશે.'' (૬૧:૬) અને આપ ﷺના વાલિદાએ આપ ﷺના ગર્ભની હાલતમાં એવું સ્વપ્ન જોયું હતું કે, મારા પેટમાંથી એક નૂર (પ્રકાશ) નીકળ્યું અને તેનાથી શામ (સીરિયા)ના મહોલ્લાઓ ઝગમગી ઊઠયા, પછી કુર્આનમાં આપ ﷺની બઅષતના વર્ણન દ્વારા બે જગ્યાએ સૂરએ આલે ઈમ્રાન આયત નં. ૧૬૪ અને સૂરએ જુમ્અહ દ્વારા તેમના જ શબ્દોને સમર્થન આપવામાં આવ્યું છે, જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆમાં અત્રે પ્રસ્તુત છે. જેમાં તે વાત તરફ ઈશારો છે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જે રસૂલને મોકલવાની દુઆ કરી હતી તે આપ ﷺ જ છે. આયતના શબ્દોના ખુલાસા અને તેના અર્થ સ્પષ્ટ થઈ ગયા પછી તેના ઉપર ચિંતન કરો તો હકીકત છતી થઈ જશે.

## આપ ﷺ ની બઅષતના ત્રણ હેતુઓ :

સૂરએ બકરહની આ આયતમાં અને સૂરએ આલે ઈમ્રાન તથા સૂરએ જુમ્અહની આયતમાં આપ ﷺનું વર્ણન એક જ વિષયે, એક જ સ્વરૂપે અને એક જ પ્રકારના શબ્દોમાં આવ્યું છે, જેમાં આપ ﷺનો આ દુનિયામાં આવવાનો હેતુ, આપ ﷺની નુબુવ્વતનો ઉલ્લેખ અને રિસાલતની ત્રણ ફરજોનું વર્ણન કરવામાં આવ્યું છે. જે ત્રણ ફરજો આ પ્રમાણે છે. પહેલો ફરજ આયતોની તિલાવત, બીજો ફરજ કિતાબ અને હિકમતનું શિક્ષણ અને ત્રીજો ફરજ લોકોના અખ્લાકની સુધારણા.

## પ્રથમ હેતુ આયતોની તિલાવતઃ

અહીંયાં પ્રથમ બાબત ધ્યાન આપવા યોગ્ય છે કે, તિલાવતનો સંબંધ શબ્દોથી છે અને શિક્ષણનો સંબંધ શબ્દોના અર્થો સાથે છે. અહીંયાં તિલાવત અને શિક્ષણને અલગ અલગ વર્ણન કરવાથી એ સ્પષ્ટ થયું કે, જે રીતે કુર્આન શરીફનો

એક હેતુ તેની તિલાવત કરવાનો છે, તે જ રીતે કુર્આન શરીફનો એક હેતુ તેના શબ્દોના અર્થો ગ્રહણ કરવાનો છે, આમ કુર્આનના શબ્દો પણ એક આગવી બાબત છે. તેની તિલાવત કરવી અને તેનું રક્ષણ કરવું પણ ફરજ અને એક મહત્ત્વની ઈબાદત છે. અહીંયાં એ બાબત પણ ધ્યાન આપવા યોગ્ય છે કે, આપ ﷺના શાગિર્દો સીધે–સીધા અલ્લાહના રસૂલ ﷺ દ્વારા સંબોધિત થનારા તે ખાસ લોકો હતા જેઓ અરબી ભાષા ખૂબ સારી રીતે જાણતા હતા બલકે, તેની મૌલિકતા અને સાહિત્યિક ઉતાર–ચઢાવથી પણ વાકિફ હતા. અરબી ભાષાના ગદ્ય, પદ્ય તથા વ્યાકરણના નિષ્ણાત હતા, ઉપરાંત તેઓ કવિઓ પણ હતા. તેમની સામે સ્વાભાવિકપણે ફક્ત અરબીમાં કુર્આન પઢી જવું જ પૂરતું હતું. તેમને અલગથી તરજુમો અને તફસીરની જરૂરત ન હતી, તે છતાં આયતોની તિલાવત એક અલગ સ્વરૂપે અને તેના અર્થોનું શિક્ષણ એક અલગ સ્વરૂપે આ પ્રમાણે રિસાલતના બે ભિન્ન–ભિન્ન હેતુઓ નક્કી કરવાની શું જરૂર હતી ? જ્યારે કે અમલ માટે આ બંને હેતુઓ એક જ થઈ જાય છે ! જો તેમાં વિચાર કરવામાં આવે તો બે મહત્ત્વના પરિણામો આપની સમક્ષ આવશે. પ્રથમ એ કે કુર્આન શરીફ બીજી કિતાબો અને પુસ્તકોની જેમ એક કિતાબ કે પુસ્તક માત્ર નથી, દુનિયવી પુસ્તકોમાં ફક્ત અર્થ સમજાવવાનો હેતુ હોય છે અને શબ્દો એક અલગ હેસિયત ધરાવતા હોવા છતાં તેમાં જો થોડી ઘણી મા'મૂલી પણ ફેરબદલ થઈ જાય તો કોઈ વાંધો સમજવામાં આવતો નથી. એ જ પ્રમાણે દુનિયવી પુસ્તકોના શબ્દોના અર્થ સમજ્યા વિના પઢતા રહેવું બિલકુલ વ્યર્થ અને ફુઝૂલ ગણાય છે. તેનાથી વિપરીત કુર્આન શરીફમાં જે રીતે અર્થો હેતુપૂર્ણ છે, એ જ પ્રમાણે શબ્દો પણ હેતુપૂર્ણ છે અને કુર્આનના શબ્દો સાથે શરીઅતના ખાસ–ખાસ હુકમો પણ સંબંધ ધરાવે છે. એ જ કારણથી ફિક્હના કાયદાઓમાં કુર્આનની આ વ્યાખ્યા કરવામાં આવી છે કે, هُوَالنَّظْمُ وَالمَعْنٰى جَمِيعًا અર્થાત્ "કુર્આન નામ છે, શબ્દો અને અર્થો બંનેનું." આ બાબતથી સ્પષ્ટ થઈ ગયું કે જો કુર્આનના અર્થોને કુર્આનના શબ્દો સિવાય અન્ય શબ્દોમાં અથવા બીજી ભાષામાં લખવામાં આવે તો તે કુર્આન કહેવાને પાત્ર નથી. દાખલા તરીકે, જો વિષય બિલકુલ સાચો અને બરાબર હોય તથા કુર્આનના આ જ વિષયને કોઈ વ્યક્તિ કુર્આનના મૂળ અરબી શબ્દોના બદલે નમાઝમાં સમાન અર્થવાળા શબ્દો પઢી લે તો નમાઝ અદા નહીં થાય. એ જ પ્રમાણે આ

સમાનાર્થી શબ્દોને તે તમામ હુકમો જે કુર્આનના મૂળ અરબી મતન (શબ્દો–લિપી)ના છે તે લાગુ નહીં પડે. કુર્આન શરીફની તિલવાતનો જે સવાબ સહીહ હદીષોમાં નકલ કરવામાં આવ્યો છે, તે અન્ય ભાષાઓના તરજુમા અને શબ્દો ઉપર લાગુ નહીં પડે અને ઉમ્મતના ફકીહોએ કુર્આન શરીફના ફક્ત તરજુમાને કુર્આન શરીફની મૂળ અરબી લિપી સિવાય લખવા અને છાપવાની પણ મનાઈ કરી છે. જેને સામાન્ય બોલચાલની ભાષામાં ઉર્દૂનું કુર્આન શરીફ, અંગ્રેજીનું કુર્આન શરીફ કહેવામાં આવે છે પરંતુ વાસ્તવમાં જે કુર્આન ઉર્દૂ અથવા અંગ્રેજીમાં માત્ર તરજુમો લખાયો હોય તે કુર્આન કહેડાવવાને પાત્ર નથી.

ખુલાસો એ થયો કે આ આયતમાં રસૂલ ﷺના હોદાની ફરજોમાં કિતાબનું શિક્ષણ અને આયતોની તિલાવત બંને અલગ–અલગ રીતે ફરજ કરવામાં આવ્યું અને તેનાથી તે બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો કે, કુર્આન શરીફમાં જેવી રીતે તેના અર્થો અને તરજુમો હેતુપૂર્ણ છે, એવી જ રીતે તેના શબ્દો પણ આગવું સ્થાન ધરાવે છે. કારણ કે, તિલાવત શબ્દોની થાય છે અર્થો કે તરજુમાની નહીં. એટલા માટે જે પ્રમાણે રસૂલ ﷺના નુબુવ્વતના હોદાની ફરજોમાં કુર્આનના અર્થોનું શિક્ષણ સામેલ છે એવી જ રીતે શબ્દોની તિલાવત અને તેનું રક્ષણ પણ એક આગવી ફરજ છે. તેમાં કોઈ શંકા નથી કે કુર્આન શરીફ નાઝિલ થવાનો અસલી હેતુ તેના બતાવ્યા પ્રમાણેના જીવન બંધારણ ઉપર અમલ કરવો અને તેના શિક્ષણને સમજવું તથા સમજાવવું છે. ફક્ત તેના શબ્દો રટી લેવાને પૂરતું સમજી લેવું અને તેને યાદ કરીને બેસી જવું ખરા અર્થમાં કુર્આન શરીફથી નાવાકિફિય્યત (અજ્ઞાનતા) અને તેની નાકદરી છે.

**કુર્આન શરીફના શબ્દો જો સમજ્યા વગર પઢવામાં આવે તો પણ મોટો સવાબ મળે છે :**

કુર્આનની તિલાવત બાબતે આમ કહેવું પણ કોઈ રીતે યોગ્ય નથી કે, જ્યાં સુધી કુર્આન શરીફના શબ્દોના અર્થ સમજવામાં ન આવે અને ફક્ત તેના શબ્દોને પોપટની જેમ રટવામાં આવે તો તે વ્યર્થ છે. આ બાબત હું એટલા માટે સ્પષ્ટ કરી રહ્યો છું કે, વર્તમાન સમયમાં કેટલાય લોકો કુર્આન શરીફને બીજા પુસ્તકો જેવું ગણીને એવું સમજવા લાગ્યા છે કે, જ્યાં સુધી કિતાબનો અર્થ સમજવામાં ન આવે તેના શબ્દોને પઢવું સમય બરબાદ કરવા બરાબર છે. કુર્આન શરીફ બાબતે

તેમનો આ અભિપ્રાય ખરો નથી, કારણ કે, કુર્આન શરીફ શબ્દો અને અર્થો બંનેનું નામ છે. જેવી રીતે તેના અર્થોને સમજવા અને તેના આપેલા હુકમો ઉપર અમલ કરવો ફરજ અને મોટી ઈબાદત છે, એ જ પ્રમાણે તેના શબ્દોની તિલાવત પણ એક આગવી ઈબાદત અને મોટો સવાબ છે.

**બીજો મકસદ (હેતુ) કિતાબ (કુર્આન)નું શિક્ષણ :**

રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) જેઓ કુર્આનના અર્થોને સૌથી વધુ જાણનારા અને સમજનારા હતા, તેમણે ફક્ત અર્થ સમજી લેવાને અને અમલ કરી લેવાને પૂરતું ન સમજ્યું. સમજવા અને અમલ કરવા માટે તો એક વખતે પઢી લેવું પણ બસ હતું, પરંતુ તેમણે આખી જિંદગી કુર્આન શરીફની તિલાવતને પોતાના જીવનનો એક અંશ અને ભાગ બનાવી લીધો. બલકે, સહાબએ કિરામ (રદિ.) દરરોજ એક કુર્આન શરીફ ખતમ કરતા હતા, અમુક બે દિવસમાં અને અમુક લોકો ત્રણ દિવસમાં કુર્આન શરીફ પૂરું કરવાની ટેવ ધરાવતા હતા અને અઠવાડિયામાં એકવાર કુર્આન શરીફ ખતમ કરવાનો રિવાજ તો આખી ઉમ્મતમાં હતો. કુર્આને કરીમની સાત મંઝિલો આ રિવાજની નિશાની છે. રસૂલ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)નો આ અમલ સાબિત કરે છે કે, જેવી રીતે કુર્આન શરીફના અર્થોને સમજવા અને તેના ઉપર અમલ કરવો અસલી ઈબાદત છે, એવી જ રીતે તેના શબ્દોની તિલાવત કરવી પણ આપમેળે એક આગવી ઈબાદત છે. તે નૂર (પ્રકાશ), બરકતો, ખૂશનસીબી અને છુટકારાનું માધ્યમ પણ છે. રસૂલે કરીમ ﷺના હોદાની ફરજોમાં આયતોની તિલાવત એક આગવા સ્વરૂપની ફરજ હતી. મકસદ (હેતુ) એ હતો કે જે મુસલમાનો અત્યારે કુર્આનના અર્થો સમજતા નથી તેઓ એવી બદનસીબીમાં ન ફસાઈ જાય કે, શબ્દોને વ્યર્થ સમજીને તેનાથી પણ મહરૂમ (વંચિત) થઈ જાય. જો કે, કોશિષ કરતા રહેવું જરૂરી છે કે, તેઓ કુર્આનના અર્થોને સમજે, જેથી કુર્આન શરીફની વાસ્તવિક બરકતો અને નૂરને પામી શકે તથા કુર્આન નાઝિલ થવાનો અસલી હેતુ પૂર્ણ થાય અને કુર્આનને નઊઝુબિલ્લાહ જંતર–મંતરની જેમ ફક્ત ઝાડ–ફૂંકમાં ઉપયોગ કરવાની વસ્તુ બનાવવામાં ન આવે ! અલ્લામહ ઈકબાલના શબ્દોમાં કહીએ તો સૂરએ યાસીનને ફક્ત એ કામ માટે જ ન સમજવામાં આવે કે, તેનાથી મરનારનો જીવ નીકળવામાં સહેલાઈ થાય છે !

ખુલાસો એ છે કે, આ આયતમાં રસૂલે કરીમ ﷺના મનસબે નુબુવ્વતની (નબીના હોદ્દાની રૂએ) ફરજો બયાન કરીને આયતોની તિલાવતને એક આગવી ફરજનું સ્વરૂપ આપ્યું અને તાકીદ કરવામાં આવી કે, કુર્આન શરીફના શબ્દોની તિલાવત કરવી, તેનું રક્ષણ કરવું, તેને તે જ શૈલી અને પદ્ધતિથી પઢવું જેના ઉપર તે નાઝિલ થયું છે, એક મુસ્તકિલ (આગવી) ફરજ છે. આયતોની તિલાવત કરવાની ફરજ સાથે સાથે કિતાબની તા'લીમને પણ એક આગવી ફરજ ઠરાવવામાં આવી છે. હવે, આ બાબતનો ખુલાસો એ થયો કે, માત્ર અરબી ભાષા જાણી લેવાથી કુર્આન સમજમાં આવી જવું જોઈએ એ જરૂરી નથી. બલકે, તેના માટે રસૂલે કરીમ ﷺની તા'લીમ જરૂરી છે. જેવી રીતે કે બધા જ પ્રકારના જ્ઞાન અને કળાની બાબતમાં સાબિત થયેલ છે કે, કોઈ પણ કળાને કે જ્ઞાનને તે કળા કે જ્ઞાનનું પુસ્તક વાંચી લેવાથી અથવા તો પોતે જાણતા હોય એવી ભાષાના અર્થો જાણી લેવાથી તે કળા કે શિક્ષણ આવડી જતું નથી. જ્યાં સુધી કે, કોઈ વ્યક્તિ દ્વારા તે કળા કે જ્ઞાનના નિષ્ણાત શિક્ષક પાસેથી તેને ઔપચારિક રીતે શીખવવામાં ન આવે. દાખલા તરીકે, આધુનિક યુગમાં ડૉક્ટરીમાં હૉમિયોપેથિક, ઍલોપેથિક વગેરે અભ્યાસક્રમના પુસ્તકો અંગ્રેજી ભાષામાં મળે છે. હવે, ફક્ત અંગ્રેજી ભાષા શીખીને કોઈ ડૉક્ટરીના આ પુસ્તકો વાંચી લે, તો તે ડૉક્ટર નહીં બની શકે. ઍન્જિનિયરીંગના પુસ્તકો વાંચી લેવાથી કોઈ ઍન્જિનિયર નથી બની શકતું. મોટી મોટી વિદ્યાશાખાઓની વાત તો બાજુએ રહી. રાત–દિવસના મા'મૂલી કામો પણ કોઈના શીખવ્યા વગર નથી આવડી શકતા. આજે તો દરેક ઉદ્યોગ અને કળાના સેંકડો પુસ્તકો લખવામાં આવે છે, ફોટા દ્વારા માર્ગદર્શન આપીને શીખવવામાં આવે છે, તેની પદ્ધતિ શીખવવામાં આવે છે, પરંતુ આ પુસ્તકો વાંચીને ન તો કોઈ દરજી બની શકે છે, ન જ કડિયો, બબરચી કે લુહાર ! મતલબ કે ફક્ત ભાષા જાણી લેવાથી અને તેના પુસ્તકો વાંચી લેવાથી કોઈ કળા કે જ્ઞાનના નિષ્ણાત નથી બની શકાતું. જો ફક્ત ભાષા કે પુસ્તકો જાણી લેવું પૂરતું હોત તો દરેક વ્યક્તિને તે બધી જ કળાઓ આવડી ગઈ હોત જે કળા વિશે લખાયેલા પુસ્તકોની ભાષા જાણીને તે પુસ્તકો વાંચે છે. હવે, દરેક વ્યક્તિ વિચાર કરી શકે છે કે, મા'મૂલી કળા શીખવા માટે પણ અને તેને સમજવા માટે પણ ફક્ત ભાષાથી કામ ચાલી શકતું નથી. બલકે, કાયદેસરનું ઔપચારિક શિક્ષણ તે કળાના નિષ્ણાત શિક્ષક

પાસેથી લેવું જરૂરી હોય છે, તો પછી કુર્આનના વિષયો કે જે અલ્લાહનું જ્ઞાન છે, જેમાં સૃષ્ટિની રચનાથી લઈ ફિલોસોફીના તે બધા જ ઊંડાણપૂર્વકના જ્ઞાન અને ઈલ્મ સમાયેલા છે, જે માનવ જીવનના બંધારણથી લઈ તેના જીવનના અસ્તિત્વના અર્થ સાથે સંબંધ ધરાવે છે, તે માત્ર અરબી ભાષા જાણી લેવાથી કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે ! અને જો એવું જ હોય કે, જે વ્યક્તિ માત્ર અરબી ભાષા શીખી લે તેને કુર્આનના રહસ્યો, ગૂઢાર્થો અને તેની મઅ્રિફતનો નિષ્ણાત સમજી લેવામાં આવે તો આજે હજારો યહૂદીઓ અને નસ્રાની લોકો અરબ દેશોમાં અરબી ભાષાના નિષ્ણાત અને સાહિત્યકારો છે, તે બધાને કુર્આનના મુફસ્સિર માની લેવામાં આવ્યા હોત ! અને આપ ﷺના સમયકાળમાં અબૂજહલ અને અબૂલહબને પણ કુર્આનના નિષ્ણાત માની લેવામાં આવ્યા હોત ! કારણ કે, તેઓ પણ અરબી ભાષા જાણતા હતા. (અસ્તગફિરૂલ્લાહ!)

મતલબ કે કુર્આન શરીફે એક બાજુ તો રસૂલુલ્લાહ ﷺની ફરજોમાં આયતોની તિલાવતને એક આગવો ફરજ બતાવ્યો અને બીજી બાજુ તેની તા'લીમ આપવાને એક બીજો આગવો ફરજ ઠરાવ્યો. એનો અર્થ એ થયો કે ફક્ત શબ્દોની તિલાવત કરીને અથવા સાંભળી લઈને અરબી જાણનારા લોકો પણ રસૂલુલ્લાહ ﷺની તા'લીમ વિના કુર્આનને સમજી શકતા નથી. તેનો સાચો અર્થ અને તા'લીમ તો રસૂલ ﷺના શિક્ષણ દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. રસૂલુલ્લાહ ﷺની તા'લીમથી અળગા રહી આપમેળે કુર્આન શરીફને માત્ર અરબી ભાષાના જ્ઞાન દ્વારા કે ફક્ત તરજુમો જ વાંચીને સમજી લેવાની કલ્પનામાં રાચવું નર્યું ગાંડપણ છે. જો કુર્આનના વિષયોને શીખવવાની જરૂરત જ ન હોત તો રસૂલો મોકલવાની શું જરૂરત હતી ?! અલ્લાહની કિતાબ કોઈ બીજી રીતે પણ મનુષ્યો સુધી મોકલી દેવામાં આવી હોત ! પરંતુ અલ્લાહ તઆલા "અલીમ" (સર્વજ્ઞ) અને "હલીમ" છે. તે જાણે છે કે, કુર્આનના વિષયોના શિક્ષણ અને તેની સમજણ માટે દુનિયાની બીજી કળાઓ અને જ્ઞાનથી વધારે શિક્ષણ આપનાર શિક્ષકની જરૂર છે અને અહીંયાં કોઈ સામાન્ય ઉસ્તાદથી કામ ચાલે એમ નથી, બલકે, આ વિષયોનો ઉસ્તાદ ફક્ત તે જ માણસ હોઈ શકે છે, જેને અલ્લાહ તઆલા તરફથી વહીના માધ્યમ દ્વારા અલ્લાહ સાથે સીધો સંપર્ક હોવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત હોય, જેને ઈસ્લામની વ્યાખ્યામાં નબી અને રસૂલ કહેવામાં આવે છે ! એટલા માટે કુર્આન

શરીફમાં અર્થો અને હુકમોની વ્યાખ્યા કરીને વર્ણન થયું. ઈરશાદ છે, لِتُبَيِّنَ لِلنَّاسِ مَا نُزِّلَ اِلَيْهِمْ "અમે તમને એટલા માટે મોકલ્યા છે કે, તમે લોકો સામે અલ્લાહની નાઝિલ કરેલી આયતોનો અર્થ વર્ણન કરો." (૧૬:૪૪)

કિતાબના શિક્ષણની સાથે સાથે આપ ﷺના ફરજોમાં બીજી વસ્તુ હિકમત (ડહાપણ) પણ મૂકવામાં આવી છે અને જેમકે ઉપર વર્ણન થઈ ચૂક્યું કે "હિકમત"ના અરબી ભાષામાં અનેક અર્થો થઈ શકે છે. પરંતુ આ આયતમાં અને તેની સમાનાર્થી બીજી આયતમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ હિકમતની તફસીર "રસૂલ ﷺની સુન્નત" કરી છે. તેનાથી સ્પષ્ટ થાય છે કે, રસૂલ ﷺની જવાબદારી જે રીતે કુર્આનના અર્થો સમજાવવાની અને બતાવવાની છે તે જ પ્રમાણે પયગમ્બરોનું જીવનચરિત્ર પણ એક પ્રકારનું પ્રક્ટિકલ શિક્ષણ છે, તેને સુન્નત કહેવામાં આવે છે અને આ જીવનનો નમૂનો પેશ કરવો પણ આપ ﷺના હોદ્દાની ફરજોમાં શામિલ છે. આપ ﷺએ ફરમાવ્યું કે, اِنَّمَا بُعِثْتُ مُعَلِّمًا "મને મુઅલ્લિમ (શિક્ષક) બનાવીને મોકલવામાં આવ્યો છે." દેખીતું છે કે, જ્યારે આપ ﷺના અસ્તિત્વનો હેતુ જ સમગ્ર ઉમ્મતના શિક્ષક તરીકેનો હોય તો આપની ઉમ્મતના અસ્તિત્વનો હેતુ વિદ્યાર્થી અને શીખનારનો હોવો જોઈએ. જેને આપ ﷺના શિક્ષણની લગની લાગી હોય તે આ ક્ષેત્રમાં નિપૂણ બની શકે છે. જો કુર્આન અને સુન્નતના ઈલ્મને સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરવાની અને તેમાં નિષ્ણાત થવાની હિંમત અને ફુરસદ ન હોય તો કમ અજ કમ જરૂરી ઈલ્મ હાસિલ કરવાની ફિકર જરૂર કરવી જોઈએ.

### ત્રીજો ફરજ હેતુ : સુધારણા :

આપ ﷺની હોદ્દાની ફરજોમાની એક "તઝકીયા" (પવિત્ર કરવું) પણ છે, જેનો અર્થ છે "બાહ્ય અને આંતરિક નાપાકીઓ અને ગંદકીઓથી મનુષ્યને પાક કરવો." જાહેર નાપાકીઓથી તો મુસલમાનો સારી પેઠે વાકિફ છે. કુફ્ર, શિર્ક, અલ્લાહ સિવાય અન્યો પર સંપૂર્ણ શ્રદ્ધા અને આસ્થા, ગલત અકીદાઓ, તકબ્બુર, મિથ્યાભિમાન, અદેખાઈ, કીનો, કપટ, દુનિયાની મહોબ્બત વગેરે વગેરે બાતિની (આંતરિક) નાપાકીઓ છે. જો કે શૈક્ષણિક રીતે કુર્આન અને સુન્નતના શિક્ષણમાં આ બધી વાતોનું વર્ણન આવી ચૂક્યું છે, પરંતુ તઝકીયાને

આપ ﷺનો એક આગવો ફરજ નક્કી કરવામાં આવ્યો છે અને એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે, જે પ્રમાણે કોઈ કલાના ફક્ત શબ્દો સમજવાથી તે કલા પ્રાપ્ત નથી થતી, એ જ પ્રમાણે માત્ર વૈચારિક રીતે પણ કોઈ કલા પ્રાપ્ત થઈ જવાથી તેનો ઉપયોગ અને તેનો લાભ પ્રાપ્ત નથી થતો, જ્યાં સુધી કે કોઈ અનુભવી અને નિષ્ણાત વ્યક્તિની દેખરેખ હેઠળ આ કલાની પ્રેક્ટિસ કરી લેવામાં ન આવે. જેવી રીતે સુલૂક અને તસવ્વુફમાં શૈખે કામિલની ફરજ છે કે પોતાના મુરીદને કુર્આન અને સુન્નતના હુકમો ઈલ્મી રીતે બતાવે પછી તે હુકમો અમલી રીતે પૂરા કરવાની આદત પાડવામાં આવે.

## હિદાયત અને અખ્લાક સુધારણાના બે સિલસિલાઓ (સ્ત્રોતો) એક "કિતાબુલ્લાહ" અને બીજો "રિજાલુલ્લાહ" :

હવે, આ સિલસિલા (સ્ત્રોતો)ની બે વાતો વિચારવા યોગ્ય છે. પ્રથમ એ કે અલ્લાહ જલ્લ શા'નહુએ શરૂઆતથી મનુષ્યની હિદાયત (માર્ગદર્શન) અને સુધારણા માટે હંમેશા દરેક યુગમાં પ્રથમ નબીથી અંતિમ નબી આપ ﷺ સુધી બે સિલસિલા (ક્રમ) ચાલુ રાખ્યા છે, એક આસમાની કિતાબનો અને બીજો તેનું શિક્ષણ આપનારા રસૂલોનો. જેવી રીતે ફક્ત કિતાબ નાઝિલ કરી દેવાને પૂરતું સમજવામાં આવ્યું નથી, એવી જ રીતે ફક્ત રસૂલોને મોકલી દેવાને પણ પૂરતું ગણ્યું નથી. બલકે, અલ્લાહે બંને સિલસિલા બરાબર ચાલુ રાખ્યા. અલ્લાહ જલ્લ શા'નહુની આદત (સુન્નતુલ્લાહ) મુજબ અને કુર્આન શરીફની સાક્ષીથી સાબિત થયા પ્રમાણે પ્રત્યેક યુગમાં કૌમોની સુધારણા અને છુટકારા માટે અલ્લાહે આ બંને સિલસિલાઓને સમાન રીતે ચાલુ રાખીને એક મોટા જ્ઞાનનો દરવાજો ખોલી આપ્યો કે, મનુષ્યના સાચા શિક્ષણ અને કેળવણી માટે ન ફક્ત કિતાબ પૂરતી છે અને ન જ કોઈ કેળવણીકાર વ્યક્તિ ! બલકે, એક બાજુ આસમાની હિદાયત અને ઈલાહી કાનૂનની જરૂર છે, જેનું નામ કિતાબ અથવા કુર્આન છે અને બીજી બાજુ એક શિક્ષક અને કેળવણીકાર વ્યક્તિની પણ જરૂર છે, જે પોતાના શિક્ષણ અને કેળવણી દ્વારા સામાન્ય માણસોને આસમાની હિદાયતથી લાભાન્વિત કરી તેમને તેના તાબે'દાર બનાવે. કારણ કે, વહીના જ્ઞાનની શિક્ષણ પ્રક્રિયામાં મનુષ્યનો અસલી શિક્ષક અલ્લાહ દ્વારા નિમવામાં આવેલ ખાસ વ્યક્તિ જ બની શકે છે.

કોઈ કિતાબ કેળવણીકાર શિક્ષક ન બની શકે. હા ! તા'લીમ અને કેળવણીમાં તે મદદરૂપ જરૂર થઈ શકે છે.

આ જ કારણ છે કે જે પ્રમાણે ઈસ્લામની શરૂઆત એક કિતાબ અને રસૂલથી થઈ અને એ બંનેના મિશ્રણથી એક સત્ય અને શ્રેષ્ઠ ઉચ્ચ કક્ષાનો સમાજ દુનિયામાં અસ્તિત્વમાં આવ્યો, એવી જ રીતે આગળ આવનારી નસ્લો માટે પણ એક બાજુ પવિત્ર શરીઅત અને બીજી બાજુ રિજાલુલ્લાહ (અલ્લાહવાળાઓ)નો ક્રમ ચાલુ રહ્યો. કુર્આન શરીફમાં અનેક ઠેકાણે તેની હિદાયતો આપવામાં આવી છે. એક જગ્યાએ ઈરશાદ છે,

يَـٰٓاَيُّهَاالَّذِيۡنَ اٰمَنُوااتَّقُوااللّٰهَ وَكُوۡنُوۡامَعَ الصّٰدِقِيۡنَ ط

*"હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને સાચાઓની સાથે રહો." (૯:૧૧૯)*

બીજી જગ્યાએ સાચાઓના વખાણ અને તેમના લક્ષણો વર્ણન કરીને ફરમાવ્યું,

اُولٰٓئِکَ الَّذِيۡنَ صَدَقُوۡاوَ اُولٰٓئِکَ هُمُ الۡمُتَّقُوۡنَ ط

*"અને આ જ તે લોકો છે જેઓ સાચા છે અને તેઓ જ પરહેઝગાર છે." (૨:૧૭૭)*

આખા કુર્આન શરીફનો ખુલાસો સૂરએ ફાતિહા છે અને સૂરએ ફાતિહાનો ખુલાસો "સિરાતે મુસ્તકીમ"ની હિદાયત છે. અલ્લાહ તઆલાએ અમુક અલ્લાહવાળા લોકોની ઓળખ તેમની ખાસિયતો અને લક્ષણો દ્વારા આપી દીધી છે, જેના દ્વારા "સિરાતે મુસ્તકીમ" પ્રાપ્ત કરવામાં આવે છે.

صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ عَلَيۡهِمۡ غَيۡرِالۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ لَا الضَّآلِّيۡنَ ۝

*"સિરાતે મુસ્તકીમ (સીધો માર્ગ) તે લોકોનો માર્ગ છે જેના ઉપર અલ્લાહ તઆલાનું ઈનામ થયું છે, ન કે તે લોકોનો જેઓ માર્ગ ભટકી ગયા છે." (૧:૭)*

બીજી જગ્યાએ તેઓની વધારે ચોક્કસ નિશાની આપી કુર્આનમાં વર્ણન કરવામાં આવ્યું કે,

فَاُولٰٓئِکَ مَعَ الَّذِیْنَ اَنْعَمَ اللّٰهُ عَلَیْهِمْ مِنَ النَّبِیّٖنَ وَالصِّدِّیْقِیْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِیْنَ،

*“જે લોકો ઉપર અલ્લાહનું ઈના'મ થયું, અંબિયા (અલૈ.), અને સાચાઓ, અને શહીદો અને નેક લોકો (નીતિવાનો).” (૪:૬૯)*

એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺએ પોતાની હયાતી પછી અમુક ખાસ લોકોના નામો નક્કી કરી દીની બાબતોમાં તેમની તાબે'દારી કરવાની હિદાયત ફરમાવી. તિરમિઝીની શરીફની સહીહ હદીષ છે,

یَااَیُّهَاالنَّاسُ اِنِّیْ تَرَکْتُ فِیْکُمْ مَااِنْ اَخَذْتُمْ بِهٖ لَنْ تَضِلُّوْا کِتَابَ اللّٰهِ وَعِتْرَتِیْ اَهْلَ بَیْتِیْ، (ترمذی)

*“હે લોકો ! હું તમારા માટે મારી (હયાતી) પછી બે વસ્તુ છોડી જાઉં છું અને બંનેને મજબૂતીથી પકડી રાખજો તો તમે ગુમરાહ નહીં થાઓ. એક અલ્લાહની કિતાબ, બીજી મારી ઔલાદ ''અહલે બયત''اھلِ بیت”*

*(તિરમિઝી)*

અને સહીહ બુખારીની હદીષમાં છે,

اِقْتَدُوْابِالَّذِیْنِ مِنْ بَعْدِیْ اَبِیْ بَکْرٍوَّعُمَرَ

*“મારા પછી અબૂબક્ર અને ઉમર (રદિ.)ની તાબે'દારી કરજો.”*

અને એક હદીષમાં ફરમાવ્યું છે,

عَلَیْکُمْ بِسُنَّتِیْ وَسُنَّةِ الْخُلَفَاءِ الرَّاشِدِیْنَ،

*“મારા તરીકા (પદ્ધતિ)ને મજબૂતીથી પકડો અને ખુલફાએ રાશીદીનના તરીકાને પણ.”*

ખુલાસો એ થયો કે, કુર્આન શરીફની આ પ્રમાણેની હિદાયત અને રસૂલે કરીમ ﷺના શિક્ષણથી એ વાત મધ્યાહ્નના સૂરજની જેમ સ્પષ્ટ થઈ ગઈ કે,

કૌમોની સુધારણા અને કેળવણી માટે દરેક યુગ અને સમયમાં બે વસ્તુઓ હરપળે હાજર હોય છે. એક કુર્આનની હિદાયત અને બીજી વસ્તુ તેને સમજનારા અને તેના ઉપર અમલ કરનારા શરીઅતના જાણકાર અલ્લાહવાળાઓનું શિક્ષણ અને કેળવણી. જો વિવિધ જ્ઞાન, કળા તથા તેના શીખવા–શીખવવાની પદ્ધતિઓનું વિહંગાવલોકન કરવામાં આવે તો જણાઈ આવશે કે, તા'લીમ અને કેળવણીના સિદ્ધાંતો ફક્ત દીન અને દીનિયાત માટે જ નથી, બલકે બધા જ પ્રકારના જ્ઞાન અને કલાને સાચી રીતે પ્રાપ્ત કરવું આ જ બાબત ઉપર આધારિત છે. એક બાજુ દરેક પ્રકારના જ્ઞાન અને કલાના શ્રેષ્ઠ પુસ્તકો ઉપસ્થિત છે અને બીજી બાજુ નિષ્ણાત લોકોની તા'લીમ અને કેળવણી. દરેક કલા તથા જ્ઞાનની પ્રગતિ અને તેની પૂર્ણતા આ બે જ બાબતો ઉપર આધાર રાખે છે, પરંતુ દીન અને દીનિયાત, બંને પાસાઓથી ફાયદો ઉઠાવવામાં ઘણા લોકો ઘણી બધી છૂટછાટ લેવાનો ખોટો રિવાજ અપનાવે છે, જેનું પરિણામ ફાયદાના બદલે નુકસાન અને સુધારણાના બદલે ફસાદ થાય છે.

અમુક લોકો અલ્લાહની કિતાબની ઉપેક્ષા કરીને ફક્ત ઉલમા અને મશાઈખને જ પોતાનો જીવન ધ્યેય બનાવી લે છે અને તેઓ શરીઅતના તાબે'દાર છે કે નહીં તેની તહકીક પણ નથી કરતા. આ બીમારી અસલમાં યહૂદીઓ અને નસારાની છે કે, اِتَّخَذُوْٓا اَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ اَرْبَابًامِّنْ دُوْنِ اللّٰهِ ‘‘આ લોકોએ અલ્લાહને છોડીને પોતાના આલિમો અને મશાઈખને પોતાના મઅબૂદ અને જીવન ધ્યેય બનાવી લીધા.’’ (૯:૩૧) દેખીતું છે કે આ માર્ગ શિર્ક અને કુફ્રનો છે અને લાખો માણસો આ રસ્તા ઉપર ચાલીને બરબાદ થઈ ગયા અને થઈ રહ્યા છે. તેનાથી વિપરીત અમુક લોકો જેઓ કુર્આન અને હદીષના ઈલ્મને હાસિલ કરવા માટે કોઈ મુઅલ્લિમ અથવા શિક્ષકની આવશ્યકતા હોવાને જરૂરી જ નથી સમજતા તેઓ કહે છે કે, ‘‘અમારા માટે તો ફક્ત અલ્લાહની કિતાબ પૂરતી છે. અમને ન નિષ્ણાત આલિમોની જરૂરત છે, ન કેળવણી પામેલ મશાઈખની આવશ્યકતા છે !’’ આવી વિચારસરણી બીજા પ્રકારની ગુમરાહી છે, જેનું પરિણામ દીન અને મિલ્લતથી નીકળીને પોતાના સ્વાર્થી હેતુઓનો શિકાર બની જવાના સ્વરૂપે સામે આવે છે. કારણ કે, નિષ્ણાતોની મદદ અને દોરવણી વગર

કોઈ કળા અથવા શિક્ષણ સાચી રીતે પ્રાપ્ત થવું માનવસ્વભાવથી વિપરીત છે. એવું કરનારા ચોક્કસ ગલતફહમી (ગેરસમજ)ના શિકાર થયા છે અને આ ગલતફહમી અમુક સમયે તેમને દીન અને મિલ્લતથી બિલકુલ બહાર કાઢી નાંખે છે.

એટલા માટે જરૂરી છે કે, આ બાબતોને પોત–પોતાના સ્થળે અને તે દરેકને પોતાની સીમાઓમાં રાખી તેનાથી લાભ ઉઠાવવામાં આવે. એવું સમજવામાં આવે કે હુકમ વાસ્તવમાં ફક્ત એક "વહદહુ લા શરીક લહુ"નો છે અને તાબે'દારી અસલમાં તેની જ છે. રસૂલ ﷺ પણ વાસ્તવમાં માત્ર એક અમલ કરવાનું અને કરાવવાનું માધ્યમ જ છે. રસૂલ ﷺની ઈતાઅત પણ ફક્ત એ જ હેતુથી કરવામાં આવે છે કે, તે હૂબહૂ અલ્લાહની ઈતાઅત છે. હા ! તેની સાથે સાથે કુર્આન અને હદીષને સમજવામાં અને તેના હુકમો ઉપર અમલ કરવામાં જે ઈલ્મી અને અમલી મુશ્કેલીઓ સામે આવે છે તેમાં દીની નિષ્ણાતોના નિવેદનો અને અમલોથી મદદ લેવાને આખિરતનો છુટકારો અને ખુશનસીબી સમજવી જોઈએ. ઉપરોક્ત આયતમાં રસૂલ ﷺના હોદ્દાની ફરજોમાં કિતાબનું શિક્ષણ શામિલ કરવાથી એક બીજો ફાયદો એ પણ પ્રાપ્ત થાય છે કે, જ્યારે કુર્આન સમજવા માટે રસૂલ ﷺના શિક્ષણની જરૂરત છે, તેના વિના કુર્આન ઉપર સાચી રીતે અમલ કરવો અશક્ય છે, તો જેવી રીતે કુર્આન શરીફ કયામત સુધી એક એક શબ્દ ઝેર, ઝબર સહિત સુરક્ષિત છે, એ જ પ્રમાણે એ પણ જરૂરી છે કે આપ ﷺની તા'લીમાત (શિક્ષણ) પણ સામૂહિક સ્વરૂપે કયામત સુધી અસલી સ્વરૂપમાં બાકી અને સુરક્ષિત રહે. નહિતર ફક્ત કુર્આનના શબ્દો સુરક્ષિત રાખવાથી કુર્આન નાઝિલ થવાનો અસલી મકસદ પૂરો નહિ થાય. એ પણ દેખીતું જ છે કે રસૂલે કરીમ ﷺની તા'લીમાત તે જ છે, જેને "સુન્નત" અથવા "હદીષ" કહેવામાં આવે છે, પરંતુ તેને સુરક્ષિત રાખવાનો વાયદો અલ્લાહ જલ્લ શા'નહુ તરફથી તે દરજ્જામાં નથી જે દરજ્જામાં કુર્આનની હિફાઝતનો વાયદો અલ્લાહ તરફથી કરવામાં આવ્યો.

إِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَإِنَّا لَهُ لَحٰفِظُونَ ○

*"અમે કુર્આનને નાઝિલ કર્યું છે, અને અમે જ તેની હિફાઝત કરનારા છે." (૧૫:૯)*

જેનું પરિણામ એ છે કે, કુર્આનના શબ્દો ઝેર, ઝબર સહિત બિલકુલ સુરક્ષિત છે અને કયામત સુધી આવી જ રીતે સુરક્ષિત રહેશે. રસૂલે કરીમ ﷺની સુન્નતના શબ્દો જો કે, એવી રીતે સુરક્ષિત નથી, પરંતુ સામૂહિક સ્વરૂપે આપ ﷺની તા'લીમ મહફૂઝ રહેવી ઉપરોક્ત આયતની રૂએ જરૂરી છે અને અલ્હમ્દુલિલ્લાહ ! આજ દિન સુધી તે સુરક્ષિત રહી છે. જ્યારે–જ્યારે કોઈ બાજુથી તેમાં ફિત્નો–ફસાદ કરવાની અથવા ગલત રિવાયતો ઘડવાની સાજિશો થઈ ત્યારે–ત્યારે સુન્નતના નિષ્ણાત લોકોએ દૂધનું દૂધ અને પાણીનું પાણી અલગ કરી બતાવ્યું છે અને આ સિલસિલો (ક્રમ) કયામત સુધી આવી જ રીતે ચાલુ રહેશે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''મારી ઉમ્મતમાં કયામત સુધી સત્યમાર્ગીઓ (અહલે હક્ક) અને શિક્ષિત (અહલે ઈલ્મ) લોકોની એક એવી જમાઅત કાયમ રહેશે, જે કુર્આન અને હદીષને સાચી રીતે સુરક્ષિત રાખશે. અને તેમાં ઊભા કરવામાં આવતા દરેક ફિત્ના–ફસાદની સુધારણા કરતા રહેશે.''

ખુલાસો એ છે કે, જ્યારે કુર્આન ઉપર અમલ કરવા માટે રસૂલ ﷺની તા'લીમ જરૂરી છે અને એ પણ દેખીતું છે કે, કુર્આન ઉપર અમલ કયામત સુધી ફરજ છે, તો જરૂરી છે કે કયામત સુધી રસૂલે કરીમ ﷺની તા'લીમ પણ બાકી અને સુરક્ષિત રહેશે. એટલા માટે આયતમાં રસૂલે કરીમ ﷺની તા'લીમ બાકી અને સુરક્ષિત રહેવાની આગાહી કરવામાં આવી છે. આપ ﷺની તા'લીમ અલ્લાહ તઆલાએ સહાબએ કિરામ (રદિ.)થી લઈ આજ દિન સુધી હદીષના નિષ્ણાત વિદ્વાનો અને પ્રમાણિત પુસ્તકો દ્વારા સુરક્ષિત રાખી છે. તેનાથી ષડયંત્રકારીઓની સાજિશો છતી થઈ જાય છે, આજકાલ અમુક લોકો ઈસ્લામી શરીઅતના હુકમોથી જાન બચાવવા એવા બહાના કાઢતા ફરે છે કે, હદીષનો વર્તમાન સમયમાં ઉપસ્થિત સંગ્રહ સંતોષકારક નથી, તેઓએ જાણી લેવું જોઈએ કે, જો હદીષના સંગ્રહ ઉપરથી ભરોસો ઊઠી જાય તો કુર્આન ઉપર પણ ભરોસો રાખવાનો કોઈ આધાર નથી રહેતો.

ઉપરોક્ત આયતમાં રસૂલે કરીમ ﷺના હોદ્દાની ત્રીજી ફરજ તઝકિયહ (પવિત્ર કરવું) ઠરાવવામાં આવ્યું છે. તઝકિયહનો અર્થ આંતરિક નજાસત અને નાપાકીથી પાક કરવું છે, જેનો સંબંધ વ્યક્તિની રૂહ સાથે છે. એટલે કે શિર્ક, કુફ્ર તથા ગલત માન્યતાઓ અને બુરા અખ્લાક જેમકે અભિમાન, લોભ, લાલચ,

કીના–કપટ, ઈર્ષ્યા, માલની મહોબ્બત, હોદ્દાની લાલચ વગેરેથી વ્યક્તિને પાક કરવો.

## માણસની સુધારણા માટે ફક્ત સાચું શિક્ષણ પૂરતું નથી તેની વર્તણૂક અને અખ્લાકની કેળવણી પણ જરૂરી છે :

તઝકિયહને શિક્ષણથી અલગ કરીને રિસાલતનો મકસદ સ્થાપિત કરવા અને રસૂલુલ્લાહ ﷺના હોદ્દાની ફરજ ઠરાવવામાં તે તરફ ઈશારો છે કે, શિક્ષણ ગમે તેટલું સાચું હોય ફક્ત શિક્ષણ પ્રાપ્ત કરી લેવાથી અખ્લાકની સુધારણા નથી થતી, જ્યાં સુધી કે કોઈ કેળવણીકાર વડીલની દેખરેખ હેઠળ અમલોની કેળવણી પ્રાપ્ત કરવામાં ન આવે. કારણ કે, શિક્ષણનું કામ વાસ્તવમાં સીધો અને સાચો માર્ગ બતાવવો છે, પરંતુ સ્વાભાવિક છે કે ઈચ્છિત મંઝિલ સુધી પહોંચવા માટે ફક્ત રસ્તો જાણી લેવો પૂરતું નથી. જ્યાં સુધી હિંમત કરી કદમ ઉઠાવવામાં ન આવે, તે રસ્તા ઉપર ચાલવામાં ન આવે, ઈચ્છિત મંઝિલ પ્રાપ્ત થતી નથી. હિંમતનો નુસ્ખો હિંમતવાળાઓની સુહબતમાં (સાન્નિધ્યમાં) અને તેમની તાબે'દારી કરવાથી જ પ્રાપ્ત થાય છે. નહિતર બધું જાણવા અને સમજવા છતાં હાલત એવી હોય છે,

જાનતા હું સવાબે તા'અતો ઝુહ્દ,
પર તબીઅત ઉધર નહીં આતી !

અમલની હિંમત અને તૌફીક કોઈ કિતાબ પઢી લેવાથી અથવા સમજી લેવાથી પૈદા નથી થતી. એ તો ફક્ત એક માધ્યમ છે. અલ્લાહવાળાઓની મિત્રતા અને તેમની પાસેથી કેળવણી પ્રાપ્ત કરવાનું નામ તઝકિય્યહ છે. કુર્આને કરીમમાં તઝકિયહને રિસાલતનો એક આગવો હેતુ ઠરાવવામાં આવ્યો છે અને તેને ઈસ્લામની તા'લીમનું એક વિશેષ પાસું બતાવવામાં આવ્યું છે. કારણ કે ફક્ત તા'લીમ અને જાહેરી સભ્યતા તો દરેક કૌમ અને દરેક મિલ્લતમાં કોઈને કોઈ પ્રકારે સંપૂર્ણ રીતે અથવા અપૂર્ણ રીતે જરૂરી સમજવામાં આવે છે. દરેક ધર્મ, કૌમ તથા દરેક સમાજમાં તેને મનુષ્યની જરૂરતમાં શામિલ સમજવામાં આવે છે, પરંતુ ઈસ્લામની એક આગવી વિશેષતા એ છે કે તેણે સાચી અને સંપૂર્ણ તા'લીમ રજૂ કરી, જે વ્યક્તિગત જિંદગીથી લઈને કુટુંબ અને પ્રદેશ બલકે સમગ્ર દુનિયાની

સામૂહિક જિંદગીના પ્રત્યેક પાસાંઓ જેમકે શાસન વ્યવસ્થા, અર્થ વ્યવસ્થા, વેપાર વાણિજ્ય વગેરે માટે એક સંપૂર્ણ વ્યવસ્થા સાથે ઉપસ્થિત છે. જેનો નમૂનો બીજી કૌમ અથવા બીજા ધર્મોમાં જોવા નથી મળતો. આ ઉપરાંત મનુષ્યની વર્તણૂક, તેના અખ્લાક તથા તેના અંતરને વિશુદ્ધ કરવું એક એવું કામ છે જેને સામાન્ય કૌમો અને સમાજોએ મૂળેથી જ ઉપેક્ષિત કરી રાખ્યું છે. આ કૌમોમાં વ્યક્તિની સમજદારી, કોઠાસૂઝ તથા તેની ક્ષમતાનું પ્રમાણ તેની શૈક્ષણિક ડીગ્રીઓ સમજવામાં આવે છે, એ જ ડીગ્રીઓના વજનની સાથે માણસનું વજન વધે અથવા ઘટે છે. પરંતુ ઈસ્લામે શિક્ષણની સાથે સાથે તઝકિયહ (નૈતિક મૂલ્યો જેવા કે અખ્લાક, વર્તણૂક નીતિમત્તા, ચારિત્ર્ય તથા સભ્યતા)ની શરત લગાવીને મૂલ્યલક્ષી શિક્ષણનો હેતુ પૂરો કરી દીધો છે.

જે ખુશનસીબ લોકો આપ ﷺ પાસેથી તા'લીમ લઈ રહ્યા હતા. તેઓ તા'લીમ અને શિક્ષણની સાથે સાથે પોતાના અંતરની પવિત્રતા પણ કરતા ગયા અને એવા સહાબા (રદિ.)નો સમૂહ આપ ﷺની દેખરેખ હેઠળ તૈયાર થયો કે, એક બાજુ તો તેમની બુદ્ધિ, સમજદારી, જ્ઞાન અને હિકમતની ઊંડાઈનું તે સ્વરૂપ હતું કે આખી દુનિયાની ફિલોસોફીઓએ તેમની સામે ઢીંચણ ટેકવી દીધા (ઘૂંટણિયે પડી ગઈ) અને બીજી બાજુ પોતે તેમના પોતાના અંતર એટલા પવિત્ર હતા અને અલ્લાહ ઉપર ભરોસો એ કક્ષાનો હતો કે, પોતે અલ્લાહ તઆલા તેને આ શબ્દોમાં વર્ણન કરે છે,

وَالَّذِيْنَ مَعَهٗٓ اَشِدَّآءُ عَلَى الْكُفَّارِ رُحَمَآءُ بَيْنَهُمْ تَرٰىهُمْ رُكَّعًا سُجَّدًا يَّبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا ز

*“અને જે લોકો આપની સાથે છે તે કાફિરો ઉપર સખત અને પરસ્પર રહમદીલ (દયાળુ) છે, તમે તેમને રુકૂ'અ અને સિજદહ કરતા નિહાળશો; તેઓ અલ્લાહના ફઝ્લ (કૃપા) અને તેની રજામંદી (રાજીપો) તલાશ કરે છે.” (૪૮:૨૯)*

આ જ તે કારણ હતું કે, તેઓ જે દિશાએ ચાલતા હતા વિજય અને અલ્લાહની મદદ તેમના કદમો ચૂમતી હતી. અલ્લાહની મદદ તેમની સાથે રહેતી

હતી, તેમના આશ્ચર્ય પમાડે તેવા કારનામાઓ આજે પણ દરેક કૌમ અને મિલ્લતની વિચારસરણીને પ્રભાવિત કરે છે. આ સફળતા તેમના નબવી શિક્ષણ અને પવિત્રતાના શ્રેષ્ઠ પરિણામો સ્વરૂપે જ હતી. આજે દુનિયામાં શિક્ષણને શ્રેષ્ઠ બનાવવા અભ્યાસક્રમોમાં જાત–જાતના સુધારા–વધારાઓ કરવા માટે તો બધા લોકો વિચાર કરે છે, પરંતુ શિક્ષણનો આત્મા અને તેની રૂહ સુધારવા માટે કોઈ ધ્યાન આપતું નથી કે, મુદર્રિસ (શિક્ષક) અને વિદ્યાર્થીઓના અખ્લાક, તેમની કેળવણી, તેમની વર્તણૂક અને તેમની માનસિકતા જોવામાં આવે તથા મૂલ્યલક્ષી શિક્ષણ ઉપર ભાર આપવામાં આવે. આવું ન થવાનું પરિણામ એ છે કે, હજાર પ્રયત્નો પછી પણ એવો સંપૂર્ણ વ્યક્તિ પૈદા નથી થતો, જે શ્રેષ્ઠ વર્તણૂક દ્વારા કોઈને પ્રભાવિત કરી શકે અને બીજાઓની કેળવણી કરી શકે.

આ એક નક્કર વાસ્તવિકતા છે કે, શિક્ષકો જે પ્રમાણે અખ્લાક અને કિરદાર (ઉચ્ચ આદર્શો)ના માલિક હશે તેમની પાસે શિક્ષણ પ્રાપ્ત કરનાર વિદ્યાર્થીઓ પણ મોટી સંખ્યામાં તેમના જેવા જ શ્રેષ્ઠ વ્યક્તિઓ બનશે. એટલા માટે શિક્ષણનો ફાયદો અને તેના લાભને સર્વવ્યાપી બનાવવા માટે અભ્યાસક્રમોને બદલવા અને તેમાં સુધારા–વધારા કરવા ઉપર ભાર આપવા કરતાં તે અભ્યાસક્રમ પઢાવનાર શિક્ષકોના જ્ઞાન અને તેમના ચારિત્ર્યને નજર સમક્ષ રાખવું જરૂરી છે.

અહીંયાં સુધી રિસાલત અને નુબુવ્વતના ત્રણ હેતુઓનું વર્ણન હતું. અંતે ટૂંકમાં આ પણ સાંભળી લો કે, સરદારે દો આલમ ﷺને જે ત્રણ ફરજો પોતાના નુબુવ્વતના હોદ્દાની રૂએ સોંપવામાં આવી હતી તેને તેમણે કેટલી હદે પૂરી ફરમાવી અને આપ ﷺએ તેને પૂર્ણ કરવામાં ક્યાં સુધી સફળતા મેળવી ? આ બાબત જાણવા માટે એટલું જાણી લેવું પૂરતું છે કે, રસૂલુલ્લાહ ﷺના આ દુનિયામાંથી રૂખ્સત થતા પહેલાં કુર્આનની તિલાવતની એ હાલત થઈ ગઈ હતી કે લગભગ આખા અરબ ટાપુ ઉપર કુર્આન પઢવામાં આવી રહ્યું હતું. હજારો તેના હાફિઝો હતા, સેંકડો એવા લોકો હતા જેઓ દરરોજ અથવા ત્રણ દિવસમાં કુર્આન શરીફને પૂરું કરી લેતા હતા, કિતાબ અને હિકમતના શિક્ષણનો આવો શ્રેષ્ઠ ઉત્તમ કક્ષાનો દરજ્જો હતો,

یتیمے کہ نا کردہ قرآں درست کتب خانۂ چند ملت بشست

યતીમે કે ના કરદહ કુરઆં દુરુસ્ત, કુતુબખાનએ ચંદ મિલ્લત બ શુસ્ત.
"તે યતીમે જે સારી પેઠે લખવા પઢવાનું પણ જાણતા ન હતા
કેટલાયે ધર્મોના પુસ્તકાલયોને ધોઈ નાંખ્યા."

દુનિયાના બધા જ ફિલોસોફરો કુર્આન સામે ફિક્કા પડી ચૂક્યા છે. આજે દુનિયામાં દરેક ઠેકાણે કુર્આનના સિદ્ધાંતોને સન્માન અને પ્રતિષ્ઠાનું માપદંડ માનવામાં આવે છે. કુર્આનની પવિત્રતાની એ પરિસ્થિતિ છે કે, બધી જ ગૈરવર્તણૂકો અને બુરાઈઓથી ભરેલી આરબ કૌમ સભ્યતા અને સંસ્કૃતિના શિક્ષક બની ગઈ, બુરાઈઓના બીમારો ન ફક્ત સાજા થઈ ગયા બલકે, સફળ હકીમ બની ગયા. જેઓ લૂટારાઓ હતા તેઓ માર્ગદર્શક બની ગયા. મતલબ કે મૂર્તિપૂંજક લોકો ભલાઈ, હમદર્દી તથા કુરબાનીના સજીવન પૂતળા બની ગયા. સ્વાર્થીપણા અને લડાયક સ્વભાવની જગ્યાએ વિનમ્રતા અને સુલેહ–સંપ નજરે પડવા લાગ્યો, ચોર અને ડાકુઓ લોકોના માલના રક્ષક બની ગયા.

મતલબ કે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ જે હેતુ માટે દુઆ કરી હતી, રસૂલે કરીમ ﷺને તે પૂર્ણ કરવા માટે મોકલવામાં આવ્યા હતા. આ ત્રણે હેતુઓ આપ ﷺના સમયકાળમાં જ સ્પષ્ટ રીતે સફળતાપૂર્વક પૂરા થઈ ગયા. આપ ﷺ પછી સહાબએ કિરામ (રદિ.)એ તો પૂર્વથી લઈ પશ્ચિમ સુધી અને ઉત્તરથી લઈ દક્ષિણ સુધી આખી દુનિયામાં આ સિદ્ધાંતોને ફેલાવી દીધા. અલ્હમ્દુલિલ્લાહ!

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૩૦–૧૩૧–૧૩૨)

وَمَنْ يَّرْغَبُ عَنْ مِّلَّةِ اِبْرٰهٖمَ اِلَّا مَنْ سَفِهَ نَفْسَهٗ ؕ وَلَقَدِ اصْطَفَيْنٰهُ فِي الدُّنْيَا ۚ
وَاِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿۱۳۰﴾ اِذْ قَالَ لَهٗ رَبُّهٗٓ اَسْلِمْ ۙ قَالَ اَسْلَمْتُ لِرَبِّ
الْعٰلَمِيْنَ ﴿۱۳۱﴾ وَوَصّٰى بِهَآ اِبْرٰهٖمُ بَنِيْهِ وَيَعْقُوْبُ ؕ يٰبَنِيَّ اِنَّ اللّٰهَ اصْطَفٰى لَكُمُ الدِّيْنَ فَلَا
تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿۱۳۲﴾ؕ

## તરજુમો :

*અને કોણ મોઢું ફેરવે (છે) ઈબ્રાહીમ (અલૈ.)ના દીનથી ? સિવાય કે જેણે પોતાની જાતને બેવકૂફ બનાવી ! અને બેશક ! અમે તેને દુનિયામાં ચૂંટી લીધો અને બેશક ! તે આખિરતમાં ભલાઈ કરનારાઓમાંથી (છે); (૧૩૦) જ્યારે તેને તેના પરવરદિગારે કહ્યું, માથું ઝૂકાવી દે ! તેણે કહ્યું, મેં સમગ્ર દુનિયાઓના રબના માટે માથું ઝૂકાવી દીધું; (૧૩૧) અને ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બેટાઓને અને યાકૂબે (અલૈ.) પણ તેની જ વસિય્યત કરી; હે મારા દિકરાઓ! બેશક, અલ્લાહે તમારા માટે દીન ચૂંટી લીધો (છે); બસ તમે કદાપિ ન મરશો પરંતુ મુસલમાન. (હોવાની હાલતમાં) (૧૩૨)*

## શબ્દાર્થ :

سَفِهَ نَفْسَهٗ ـ سَفِہَ بمعنی جَہِلَ، وَانْتِصَابُ نَفْسِهٖ عَلٰى اَنَّهٗ تَمْيِيْزٌ عَلٰى قَوْلِ الْفَرَّاءِ اَوْشِبْهٌ بِـا لْـمَـفْـعُوْلِ عَلٰى قَوْلِ بَعْضِ الْكُوْفِيِّيْنَ اَوْمُفْعُوْلٌ بِهٖ اِمَّا لِكَوْنِ سَفِهَ مُتَعَدِّيًا بِّنَفْسِهٖ كَسَفَّهَ الْمُضَعَفَ اَوْلِكَوْنِهٖ ضِمْنَ مَعْنٰى مَا يَتَعَدّٰى اَىْ جَهَّلَ وَهُوَ قَوْلُ الزُّجَاجِ،

શયખુલ હિન્દ (રહ.)નો તરજુમો તેના ઉપર આધારિત છે. એટલા માટે سَفِہَ نَفْسَہٗ નો અર્થ તફસીરના ખુલાસામાં અપનાવવામાં આવ્યો છે અને તે એ છે કે, "પોતાની જાતે મૂર્ખ હોવું" અને તૌહીદના ઈન્કારનો અર્થ એ થયો કે "મિલ્લતે ઈબ્રાહીમ (અલૈ.)થી મોઢું ફેરવનાર પોતાની જાતે જ મૂર્ખ અને અજ્ઞાની હશે. તે એવો મૂર્ખ હશે કે, તેને પોતાની જાતનું પણ ભાન નહીં હોય કે, હું કોણ છું ?"

## તફસીર :

અને ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતથી તો તે જ લોકો મોઢું ફેરવી લેશે જે પોતાની જાતે જ મૂર્ખ છે અને (આવી મિલ્લતને છોડનાર શા માટે મૂર્ખ કહેવામાં ન આવે ? જેનો એ મરતબો હોય કે જેના પ્રતાપે) અમે તેને (ઈબ્રાહીમ અલૈ.ને રિસાલતના હોદ્દા માટે) દુનિયામાં ચૂંટી લીધો અને તે આખિરતમાં ઘણા લાયક લોકોમાં ગણવામાં આવે છે. (જેના માટે બધું જ છે અને રિસાલતના હોદ્દા માટે તે વખતે ચૂંટી લેવામાં આવ્યા હતા) જ્યારે કે તેમને તેમના પરવરદિગારે (ઈલ્હામ

દ્વારા) ફરમાવ્યું કે, (અલ્લાહ તઆલાની) ઈતાઅત અપનાવો. તેમણે વિનંતી કરી કે મેં ઈતાઅત અપનાવી રબ્બુલ આલમીનની (બસ, એવી ઈતાઅત અપનાવવા ઉપર અમે તેને નુબુવ્વતની પ્રતિષ્ઠા આપી દીધી) અને તેનો (મિલ્લતને તેના ઉપર કાયમ રહેવાનો) હુકમ ઈબ્રાહીમ (અલૈ.) પોતાના બેટાઓને આપી ગયા છે. (એવી જ રીતે) યાકૂબ (અલૈ.)એ પણ (પોતાના બેટાઓને શિખામણ આપી કે) હે મારા બેટાઓ ! અલ્લાહ તઆલાએ આ દીન (સચ્ચાઈની ઈતાઅત, દીને ઈસ્લામ)ને તમારા માટે ચૂંટી લીધો છે. બસ તમે (મૃત્યુ સુધી તેને ન છોડશો) ઈસ્લામ સિવાય અન્ય કોઈ હાલત ઉપર જીવ ન આપશો.

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત આયતમાં ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતના પાયાના સિદ્ધાંતો અને તેમને તાબે'દારીની તાકીદ અને તેનાથી મોઢું ફેરવવાના નુકસાનોનું વર્ણન કરવામાં આવ્યું છે, જેમાં યહૂદીઓ અને નસારાનો ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતની તાબે'દારી વિશેના દા'વાઓનો રદિયો આપવામાં આવ્યો અને ફક્ત ઈસ્લામી મિલ્લતને ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત હોવાનું અને દીને ઈસ્લામની હકીકત શું છે તે જાહેર કરવાનું અને તેને બધા જ નબીઓનો એકસરખો દીન હોવાનું વર્ણન થયું છે.

ઉપરોક્ત આયતમાં અંબિયા (અલૈ.)નો પોતાની ઔલાદની દીની તથા રૂહાની (આધ્યાત્મિક) કેળવણી તરફ ખાસ ધ્યાન આપવાનો અને તાકીદ કરવાનો ઉલ્લેખ થયો છે. પ્રથમ આયતમાં ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતની ફઝીલત અને તેના કારણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને દુનિયા અને આખિરતમાં પ્રતિષ્ઠા તથા માન–સન્માનપાત્ર બતાવીને તેમની મિલ્લતથી મોઢું ફેરવવાને મૂર્ખાઈનું કાર્ય બતાવવામાં આવ્યું છે. ફરમાવવામાં આવ્યું કે, وَمَنْ يَّرْغَبُ عَنْ مِّلَّةِ اِبْرٰهِمَ اِلَّا مَنْ سَفِهَ نَفْسَهٗ "ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતથી મોઢું ફક્ત તે લોકો જ ફેરવી શકે છે, જેમનામાં અક્કલનો છાંટો પણ ના હોય." કારણ કે, આ મિલ્લત સ્વાભાવિક હક્ક (સનાતન સત્ય) છે. કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ તેનો ઈન્કાર નથી કરી શકતો. આગળ તેનું કારણ બતાવ્યું કે આ મિલ્લતની પ્રતિષ્ઠા અને માન–મરતબો તેનાથી જાહેર થાય છે કે, અલ્લાહ તઆલાએ આ મિલ્લતના કારણે હઝરત ઈબ્રાહીમ

(અલૈ.)ને દુનિયામાં ઈજ્જત અને સન્માન અર્પણ કર્યું અને આખિરતમાં પણ આદરપાત્ર બનાવ્યા. દુનિયાની ઈજ્જત અને સન્માનની ગવાહી તો આખી દુનિયા આપે છે કે, નમરૂદ જેવો સત્તાધીશ અને તેની કૌમ એક વ્યક્તિ વિરૂદ્ધ ઊભી થઈ ગઈ, તેણે પોતાની તથા સત્તાની બધી જ શક્તિઓનો તેમના વિરૂદ્ધ ઉપયોગ કર્યો, છેવટે આગના એક મોટા ભડકામાં તેમને નાંખી દેવામાં આવ્યા, પરંતુ દુનિયાના બધા જ તત્ત્વો અને પદાર્થોની શક્તિઓ જે કુદરતવાળાના હુકમ હેઠળ છે, તેણે નમરૂદના બધા જ ઈરાદાઓને માટીમાં મેળવી દીધા. પોતાના ખલીલ (અલૈ.) માટે આગને બાગ બનાવી દીધો અને દુનિયાની બધી જ કૌમો તેમની શક્તિઓને માનવા મજબૂર થઈ ગઈ. દુનિયાના બધા જ લોકો મો'મિનો, કાફિરો અને મૂર્તિપૂંજકો પણ આ મૂર્તિઓ તોડી નાંખનાર (બુતશિકન)ની ઈજ્જત કરી રહ્યા છે. અરબના મુશ્રિકો તો ઈબ્રાહીમ (અલૈ.)ની ઔલાદ હતા, મૂર્તિપૂંજકો હોવા છતાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઈજ્જત અને સન્માન માટે જીવ આપી દેતા હતા અને તેમની મિલ્લતની તાબે'દારીનો દા'વો કરતા હતા અને મિલ્લતે ઈબ્રાહીમની અમુક જીર્ણ–ક્ષિર્ણ બચી ગયેલી નિશાનીઓ અને રિવાજો ઉપર અમલ પણ કરતા હતા. જેમકે હજ્જ, ઉમરાહ, કુર્બાની, મહેમાનનવાઝી વગેરે, આ બધા રિવાજો મિલ્લતે ઈબ્રાહીમની નિશાનીઓ હતી. જો કે, તેમની જહાલતે તેનું અસલી સ્વરૂપ પણ બદલી નાખ્યું હતું. આ અલ્લાહ તઆલાના તે ઈનામોનું પરિણામ છે, જેની રૂએ ઈબ્રાહીમ (અલૈ.)ને "ઈમામુન્નાસ" (લોકોના સરદાર)નો લકબ આપવામાં આવ્યો હતો ! اِنِّیۡ جَاعِلُکَ لِلنَّاسِ اِمَامًا ؕ

ઈબ્રાહીમ (અલૈ.) અને મિલ્લતે ઈબ્રાહીમ (અલૈ.)નો આ પ્રભાવ અને પ્રતિભા તથા તેમની સ્વીકૃતિ અને તેમના દીનનું માનવસ્વભાવ અનુકૂળ હોવું દુનિયા સમક્ષ આવી ચૂક્યું હતું, જેના કારણે થોડી ઘણી પણ બુદ્ધિ અને સમજ ધરાવનાર માણસ આ મિલ્લતનું અનુસરણ કરતો હતો.

આ તો ઈબ્રાહીમ (અલૈ.)ની દુનિયવી પ્રતિષ્ઠા અને માન–મરતબાનું વર્ણન હતું. આખિરતનો મા'મલો જે હજુ સામે નથી આવ્યો, તેમાં પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો દરજ્જો કુર્આન શરીફની આ આયતે સ્પષ્ટ કરી દીધો કે, ‘‘જેવી રીતે અલ્લાહ તઆલાએ તેમને દુનિયામાં ઈજ્જત અને પ્રતિષ્ઠા અર્પણ કરી છે, એવી જ રીતે આખિરતમાં પણ તેમના ઉચ્ચ દરજ્જાઓ નક્કી જ છે.’’

**હઝરત ઇબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતના પાયાના સિદ્ધાંતો, ઇસ્લામ અને સચ્ચાઈની ઇતાઅત :**

ત્યારબાદ બીજી આયતમાં ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતના પાયાના સિદ્ધાંતો બતાવાવમાં આવ્યા. ઈરશાદ થયો, اِذْقَالَ لَهٗ رَبُّهٗ اَسْلِمْ قَالَ اَسْلَمْتُ لِرَبِّ الْعٰلَمِيْنَ એટલે કે, "જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમના પરવરદિગારે ફરમાવ્યું, તાબે'દારી અપનાવો, તેમણે અરજ કરી કે મેં તાબે'દારી અપનાવી દુનિયાઓના રબની." વર્ણન કરવાની પદ્ધતિમાં આ બાબત ધ્યાન ખેંચે છે કે, અલ્લાહ જલ્લ શા'નહુના સંબોધન اَسْلِمْ નો જવાબ દેખીતી રીતે જ એ હોવો જોઈએ કે اَسْلَمْتُ لَكَ એટલે "મેં તમારી ઈતાઅત અપનાવી લીધી," પરંતુ હઝરત ખલીલ (અલૈ.)એ એવી રીતે સંબોધન કરવાને બદલે અરજ કરી કે اَسْلَمْتُ لِرَبِّ الْعٰلَمِيْنَ، એટલે કે "મેં દુનિયાઓના પરવરદિગારની ઈતાઅત અપનાવી." એક તો તેમાં અદબ અને સભ્યતા છે, સાથે–સાથે અલ્લાહ તઆલાની તા'રીફ અને તેની હમ્દો–સના (વખાણ–સ્તુતી) પણ શામિલ થઈ ગઈ, જે માત્ર અલ્લાહ માટે જ યોગ્ય છે. બીજી એ પણ જાહેરાત થઈ ગઈ કે, "મેં જે ફરમાંબરદારી અપનાવી છે, તે કોઈના ઉપર અહેસાન કે ઉપકાર નથી. બલકે, મારા માટે આવું કરવું અનિવાર્ય છે કારણ કે, રબ્બુલ આલમીન તમામ દુનિયાઓના માલિકની તાબે'દારી સિવાય કોઈ છૂટકો જ નથી, જેની તાબે'દારી કરી મેં પોતાનો ફરજ પૂરો કર્યો છે અને લાભ ઉઠાવ્યો છે. આ બાબતથી જાણ થઈ ગઈ કે ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતનો પાયાનો સિદ્ધાંત અને સંપૂર્ણ વાસ્તવિકતા માત્ર એક શબ્દ **"ઈસ્લામ"** ઉપર આધારિત છે. જેનો અર્થ સચ્ચાઈની તાબે'દારી પણ થાય છે અને ઈબ્રાહીમ (અલૈ.)ના ધર્મનો આ જ ખુલાસો છે, આ જ અંતિમ ધ્યેય છે ઈબ્રાહીમ (અલૈ.)ની કસોટીઓનો ! જેમાંથી પસાર થઈ તેઓ અલ્લાહ તઆલાના ખલીલ (દોસ્ત)ના ઉચ્ચ દરજ્જાએ પહોંચ્યા છે. ઈસ્લામ અને હકની તાબે'દારી એવી બાબતો છે જેના માટે આ સમગ્ર દુનિયા બનાવવામાં આવી છે અને જેના માટે અંબિયા (અલૈ.)ને મોકલવામાં આવ્યા છે અને તેમના દ્વારા આસમાની કિતાબો નાઝિલ કરવામાં આવી.

હવે સ્પષ્ટ થઈ ગયું કે ઈસ્લામ જ બધા અંબિયા (અલૈ.)ના એક સમાન દીન અને તોહીદની દા'વત છે. હઝરત આદમ (અલૈ.)થી લઈને

ખાતમુન્નબિય્યીન (અંતિમ નબી) હઝરત મુહમ્મદ ﷺ સુધી પ્રત્યેક આવનારા રસૂલ અને નબીએ એ જ બાબતની દા'વત આપી અને એ જ મુખ્ય સિદ્ધાંત ઉપર પોતાની ઉમ્મતને ચાલવાનો હુકમ કર્યો. કુર્આને કરીમ સ્પષ્ટ શબ્દોમાં ફરમાવે છે,

اِنَّ الدِّیْنَ عِنْدَاللّٰهِ الْاِسْلَامُ،

*"દીન તો અલ્લાહ સમક્ષ ઈસ્લામ જ છે." (૩:૧૯)*

وَمَنْ یَّبْتَغِ غَیْرَ الْاِسْلَامِ دِیْنًا فَلَنْ یُّقْبَلَ مِنْهُ،

*"અને જે કોઈ વ્યક્તિ ઈસ્લામ સિવાય કોઈ બીજો ધર્મ અથવા મઝહબ અપનાવશે તો તે સ્વીકાર્ય નથી." (૩:૮૫)*

અને દેખીતું છે કે જેટલા દીન અને ધર્મ અંબિયા (અલૈ.) લાવ્યા છે તે બધા જ પોત–પોતાના સમયકાળમાં અલ્લાહને સ્વીકાર્ય હતા. એટલા માટે ચોક્કસ તે બધા દીન દીને ઈસ્લામ જ છે. ભલે, નામ તેનું કોઈ પણ રાખી દેવામાં આવે, ''દીને મૂસા'' કે ''દીને ઈસા'' કહેવામાં આવે અથવા તો યહૂદિય્યત, નસરાનિય્યત વગેરે, પરંતુ વાસ્તવમાં તે બધા જ ઈસ્લામ છે, જેનો અંતિમ ધ્યેય હક (સચ્ચાઈ)ની ઈતાઅત છે. જો કે તેમાં એક વિશેષતા ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતને પ્રાપ્ત થઈ છે કે, ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની મિલ્લતનું નામ પણ ''ઈસ્લામ'' નક્કી કર્યું અને પોતાની ઉમ્મતને પણ ''ઉમ્મતે મુસ્લિમહ'' નામ આપ્યું. ઈબ્રાહીમ (અલૈ.)એ દુઆમાં અરજ કરી કે,

ربَّـنَا وَاجْعَلْنَا مُسْلِمَیْنِ لَکَ وَمِنْ ذُرِّیَّتِنَا اُمَّةً مُّسْلِمَةً لَّکَ،

*"હે અમારા પરવરદિગાર ! અમને બંને (ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અલૈ.)ને મુસ્લિમ (પોતાના ફરમાંબરદાર) બનાવો અને અમારી ઔલાદમાંથી પણ એક સમૂહને પોતાનો ફરમાંબરદાર બનાવો"*

ઔલાદને વસિય્યત કરીને ફરમાવે છે,

فَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُسْلِمُوْنَ،

*"તમો મુસ્લિમ (ફરમાંબરદારી) સિવાય અન્ય કોઈ હાલતમાં જીવ ન આપશો."*

ઈબ્રાહીમ (અલૈ.) પછી આ વિશેષ પ્રતિષ્ઠા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની તજવીજ પ્રમાણે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને પ્રાપ્ત થઈ અને તેનું નામ પણ ઉમ્મતે મુસ્લિમહ રાખવામાં આવ્યું તથા તેમની મિલ્લત પણ મિલ્લતે ઈસ્લામિય્યહના નામથી પ્રખ્યાત થઈ. કુર્આન શરીફમાં ઈરશાદ છે,

مِلَّةَ اَبِيْكُمْ اِبْرٰهِيْمَ ؕ هُوَسَمّٰىكُمُ الْمُسْلِمِيْنَ ۙ۵ مِنْ قَبْلُ وَفِىْ هٰذَا،

*"તમે પોતાના બાપ ઈબ્રાહીમ (અલૈ.)ના દીન ઉપર કાયમ રહો, એમણે તમારો લકબ મુસલમાન રાખ્યો છે, પહેલાં પણ અને આ (કુર્આન)માં પણ." (૨૨:૭૮)*

કહેવા ખાતર તો યહૂદીઓ પણ કહેતા હતા કે, અમે મિલ્લતે ઈબ્રાહીમ (અલૈ.) ઉપર છે અને નસારા તથા અરબના મુશ્રિકો પણ આવું કહેતા હતા, પરંતુ આ બધા જૂઠા દા'વાઓ અને ગલતફહમીઓ હતી. વાસ્તવમાં મિલ્લતે મુહમ્મદિય્યહ ﷺ જ છેલ્લા દૌરમાં મિલ્લતે ઈબ્રાહીમી અને દીને ફિતરત (માનવસ્વભાવ અનુરૂપ ધર્મ) પ્રમાણે હતી અને છે.

કહેવાનો અર્થ એ છે કે અલ્લાહ જલ્લ શા'નહુ તરફથી જેટલા અંબિયા (અલૈ.) તશરીફ લાવ્યા અને જેટલી કિતાબો અને શરીઅતો આવી તે બધાની રૂહ (આત્મા–ખુલાસો–હાર્દ) ઈસ્લામ એટલે કે સચ્ચાઈની ઈતાઅત જ છે. જેનો અંતિમ ધ્યેય એ છે કે, "પોતાની મનેચ્છાઓનો ત્યાગ કરી અલ્લાહના હુકમોની ઈતાઅત અને તાબે'દારી કરવામાં આવે તથા મનઘડત સિદ્ધાંતો છોડીને અલ્લાહે ઘડેલા સિદ્ધાંતોની પાબંદી કરવામાં આવે."

અફસોસ ! આજે ઈસ્લામનું નામ લેનારા લાખો મુસલમાનો પણ આ વાસ્તવિકતાથી અજ્ઞાન છે. તેઓ દીન તથા ધર્મના નામ ઉપર પણ પોતાની મનેચ્છાઓની ગુલામી કરવાનું જ ઈચ્છે છે. તેમને કુર્આન, હદીષની ફક્ત તે જ તફસીરો અને ખુલાસાઓ સારા લાગે છે, જે તેમની મરજી મુજબની હોય, નહિતર એવા પ્રયત્નો કરવામાં આવે છે કે શરીઅતના કપડાંને ખેંચી તેને ફાડી નાંખી પોતાના સ્વાર્થ અને મનેચ્છાઓની મૂર્તિઓનો લિબાસ બનાવી આપે કે, જાહેરમાં તો દીન અને ધર્મની તાબે'દારી દેખાય અને હકીકતમાં તે પોતાની મનેચ્છાઓની પૈરવી અને ગુલામી હોય.

سودہ شد از سجدۂ راہِ بُتاں پیشانیم ؛ چند بر خود تہمتِ دینِ مسلمانی نہم

ગાફિલ મનુષ્ય એ નથી જાણતો કે હિલા એન તા'વીલો (યુક્તિ– પ્રયુક્તિ અને શબ્દોની રમત દ્વારા મૂળ તત્ત્વના સ્વરૂપમાં ફેરફાર કરવો) વગેરે છેતરપિંડી મખ્લૂકની સાથે તો ચાલી શકે છે, પરંતુ ખાલિક કે જેના જ્ઞાનમાં અણુએ અણુ સમાયેલો છે. જે દિલોના છુપા ભેદ અને ઈરાદાઓને પણ જુએ અને જાણે છે. તેની સામે નિખાલસ અને શુદ્ધ ઈતાઅત સિવાય કોઈ વસ્તુ સ્વીકાર્ય નથી.

کار ہا با خلق آری جملہ راست ؛ با خدا تزویر و حیلہ کے رواست

વાસ્તવિક ઈસ્લામ એ છે કે, પોતાના સ્વાર્થ અને ઈચ્છાઓથી દિમાગને બિલકુલ સ્વચ્છ કરીને શોધખોળ કરે કે અલ્લાહ જલ્લ શા'નહુની રજામંદી કયા કાર્યમાં છે અને તેનું મારા માટે શું ફરમાન છે ? અને એક ફરમાંબરદાર સેવકની જેમ હંમેશા આજ્ઞાપાલક બની રહે કે કઈ તરફ જવાનું છે અને શું કામનો હુકમ થયો છે ? અને કયા કાર્યને કયા પ્રકારે કરવામાં આવે તો તે સ્વીકાર્ય બનશે અને મારો માલિક રાજી થશે ? આનું નામ જ ઈબાદત અને બંદગી છે.

در راہِ عشق وسوسۂ اھرمن بسے ست ؛ ہشدار و گوش را بہ پیام سروش دار

તાબે'દારીની આ જ ભાવના અને મહોબ્બત મનુષ્યની પ્રગતિનો શ્રેષ્ઠ દરજ્જો છે, જેને "મકામે અબ્દિય્યત" કહેવામાં આવે છે. આ તે દરજ્જો છે જ્યાં પહોંચીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને "ખલીલુલ્લાહ"નો લકબ મળે છે અને સય્યિદુર્રુસુલ અંતિમ નબી હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને "અબ્દના" عَبْدَنَا નો લકબ મળે છે. આ જ અબ્દિય્યત અને ઈતાઅતના દરજ્જાઓ ઉપર ઉમ્મતના વલીઓ, કુતૂબો, અબ્દાલોના દરજ્જાઓ નક્કી થાય છે અને આ જ વાસ્તવિક તૌહીદ છે, જેના પ્રાપ્ત થવાથી વ્યક્તિનો ડર અને આશા ફક્ત એકમાત્ર અલ્લાહ જલ્લ શા'નહુ સાથે જોડાઈ જાય છે.

امید و ہراسش نباشد ز کس ؛ ہمین ست بنیادِ توحید و بس

મતલબ કે ઈસ્લામનો અર્થ હકીકતમાં સચ્ચાઈની ઈતાઅત છે અને તેનો માર્ગ ફક્ત સુન્નતે રસૂલ ﷺની પૈરવી કરવા ઉપર અવલંબિત છે, જેને કુર્આન શરીફે સ્પષ્ટ શબ્દોમાં આ રીતે વર્ણવ્યું છે.

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتّٰى يُحَكِّمُوكَ فِيمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوا فِيٓ اَنْفُسِهِمْ حَرَجًا مِّمَّا قَضَيْتَ وَيُسَلِّمُوا تَسْلِيمًا ط

*"તારા પરવરદિગારની કસમ ! તેઓ ક્યારેય મો'મિન થશે નહીં જ્યાં સુધી કે તેઓ પોતાની બધી જ વિવાદી બાબતોમાં તમારો હુકમ ન અપનાવી લે અને પછી તમારા ફેંસલાથી કોઈ મન–દુઃખ ન અનુભવે અને ફેંસલાને સંતોષપૂર્વક કબૂલ કરી લે." (૪:૬૫)*

**મસ્અલો :**

ઉપરોક્ત આયતોમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની ઔલાદને વસિય્યત કરી અને તેમનાથી કરાર લીધો હતો કે, "ઈસ્લામ સિવાય અન્ય કોઈ હાલત ઉપર અથવા બીજી કોઈ મિલ્લત ઉપર મૃત્યુ પામશો નહીં." તેનો અર્થ એ છે કે, પોતાની જિંદગીમાં ઈસ્લામ અને ઈસ્લામી શિક્ષણ ઉપર મજબૂતીથી અમલ કરતા રહો, જેથી અલ્લાહ તઆલા તમારો અંત પણ ઈસ્લામ ઉપર જ કરે. જેમકે, અમુક રિવાયતોમાં છે કે તમે પોતાની જિંદગીમાં જે હાલતના પાબંદ રહેશો તે જ હાલત ઉપર તમારું મૌત પણ થશે અને એ જ હાલતમાં મહશરમાં ઊભા થશો. અલ્લાહ તઆલાની સુન્નત (આદત) એ જ છે કે જે બંદો નેકીનો ઈરાદો કરે છે અને પોતાના હેતુ પૂર્ણ કરવા પોતાની શક્તિ મુજબ પ્રયત્ન કરતો રહે છે, તો અલ્લાહ તઆલા તેને નેકીની તૌફીક આપી દે છે અને નેકીના કામ તેમના માટે સરળ બનાવી દે છે.

આ હદીષથી અલ્લાહના તે ઈરશાદ ઉપર શંકા કરવામાં ન આવે કે, અમુક વ્યક્તિ જન્નતના કામો અને જન્નતના અમલ હંમેશા કરતો રહે છે અને અહીંયાં સુધી કરે છે કે તે વ્યક્તિ અને જન્નત વચ્ચે માત્ર એક હાથનું અંતર બાકી રહી જાય છે, પરંતુ પછી તેની તકદીર ગાલિબ આવી જાય છે અને એવી જ રીતે અમુક લોકો દોઝખના કામમાં મશગૂલ રહે છે અહીંયાં સુધી કે તેમના અને દોઝખ વચ્ચે ફક્ત એક હાથનું અંતર બાકી રહી જાય છે અને પછી તકદીર ગાલિબ આવી જાય છે અને છેલ્લી ઉંમરમાં જન્નતવાળાઓના કામો કરવા લાગી જાય છે અને જન્નતમાં દાખલ થઈ જાય છે.

કારણ એ છે કે, આ હદીષના જ અમુક શબ્દોમાં આ શરત પણ લગાવવામાં આવી છે કે, فِيمَا يَبْدُو لِلنَّاسِ એટલે જેણે સમગ્ર જીવન જન્નતના કામો કર્યા અને છેવટમાં દોઝખના કામોમાં લાગી ગયો, વાસ્તવમાં તેના પહેલાંના કામો પણ દોઝખના જ અમલો હતા પરંતુ લોકોને જાહેરમાં અને જોવામાં તે જન્નતના કામો દેખાતા હતા. એવી જ રીતે જે દોઝખના અમલોમાં મશગૂલ રહ્યો અને છેવટે જન્નતના કામો કરવા લાગ્યો. હકીકતમાં તે પ્રથમથી જ જન્નતના કામો કરતો આવ્યો છે, પરંતુ લોકો જાહેરમાં તેને ગુનેહગાર સમજતા રહ્યા.

*(ઈબ્ને કષીર)*

ખુલાસો એ છે કે જે વ્યક્તિ નેક કામમાં મશગૂલ રહે તેને અલ્લાહ તઆલાનો વાયદો અને આદતના કારણે એ જ આશા રાખવી જોઈએ કે તેનો અંત પણ નેકી ઉપર જ થશે. ઈન્શાઅલ્લાહ.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૩૩–૧૩૪)

أَمْ كُنتُمْ شُهَدَاءَ إِذْ حَضَرَ يَعْقُوبَ الْمَوْتُ إِذْ قَالَ لِبَنِيهِ مَا تَعْبُدُونَ مِن بَعْدِي ۖ
قَالُوا نَعْبُدُ إِلَٰهَكَ وَإِلَٰهَ آبَائِكَ إِبْرَاهِيمَ وَإِسْمَاعِيلَ وَإِسْحَاقَ إِلَٰهًا وَاحِدًا وَنَحْنُ لَهُ
مُسْلِمُونَ ﴿١٣٣﴾ تِلْكَ أُمَّةٌ قَدْ خَلَتْ ۖ لَهَا مَا كَسَبَتْ وَلَكُم مَّا كَسَبْتُمْ ۖ وَلَا تُسْأَلُونَ
عَمَّا كَانُوا يَعْمَلُونَ ﴿١٣٤﴾

## તરજુમો :

*શું તમે હાજર હતા જ્યારે યાકૂબ (અલૈ.)ને મૌત (નજીક) આવ્યું ? જ્યારે તેમણે પોતાના બેટાઓને કહ્યું, કોની ઈબાદત કરશો મારા પછી ? એમણે કહ્યું, અમે ઈબાદત કરીશું તમારા મઅબૂદ(ની); અને તમારા બાપ–દાદા ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક (અલૈ.)ના મઅબૂદની (એટલે કે) એકમાત્ર મઅબૂદ(ની); અને અમે તેના જ ફરમાંબરદાર (છે). (૧૩૩) આ એક ઉમ્મત ગુજરી ગઈ; તેમના માટે તે છે જે તેઓ કમાયા અને તમારા માટે તે છે જે તમે કમાયા; અને તમને પૂછવામાં નહીં આવે તે કામો વિશે, જે તેઓ કરતા હતા. (૧૩૪)*

## તફસીર :

શું (તમે લોકો કોઈ ભરોસાપાત્ર સાચી દલીલથી ઉપરોક્ત દા'વો કરો છો અથવા) તમે પોતે તે સમયે હાજર હતા જ્યારે યાકૂબ (અલૈ.)નો અંતિમ સમય નજીક આવ્યો ? જે સમયે તેમણે પોતાના દિકરાઓને પૂછ્યું કે તમે લોકો (મારા મરણ પછી) કઈ વસ્તુની ઈબાદત કરશો ? તેમણે જવાબ આપ્યો કે અમે તે (પવિત્ર જાત)ની ઈબાદત કરીશું જેની તમે અને તમારા વડીલો ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક (અલૈ.) ઈબાદત કરતા આવ્યા છે (એટલે તે મઅબૂદ જે વહદહુ લા શરીક લહૂ અને એકમાત્ર છે) અને અમે તેની ઈતાઅત કરીશું અને (આ બુઝુર્ગોની) એક જમાઅત હતી જે (પોતાના સમયમાં) ગુજરી ચૂકી અને એમને એમનું કરેલું કામ આવશે અને તમને તમારું (કરેલું) કામ આવશે અને તમારાથી એમના વિશે કંઈ પૂછવામાં નહીં આવે.

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત અને ઈસ્લામની વાસ્તવિકતાનો ઉલ્લેખ હતો. હવે, આ આયત વધુ ધ્યાન આપવા યોગ્ય છે કે, ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત કહો અથવા ઈસ્લામ, એ આ સમગ્ર કૌમ બલકે સમગ્ર માનવ જગત માટે હિદાયત અને માર્ગદર્શનનો મુદ્રાલેખ છે. પછી તેમાં ઈબ્રાહીમ (અલૈ.) અને યાકૂબ (અલૈ.)ની ઔલાદને તે વિશેષતા પ્રાપ્ત છે કે, તેમને પ્રસ્તુત આયતમાં ખાસ સંબોધન કરવામાં આવ્યું અને અલ્લાહ તઆલાએ આ બંને વડીલો અને મહાન પયગમ્બરોને પોતાની ઔલાદને વસિય્યત સ્વરૂપે આપેલા વિશેષ માર્ગદર્શનનો દુઆના શબ્દો દ્વારા ઉલ્લેખ કર્યો.

તેમાં એક વાત સ્પષ્ટ થાય છે કે, પુત્ર પ્રેમ અને તેમની ભલાઈની ફિકર–ચિંતા રિસાલત અને નુબુવ્વતના હોદ્દાથી બલકે, અલ્લાહના દોસ્ત હોવાના દરજ્જાના વિરૂદ્ધ નથી. અલ્લાહ તઆલાના તે દોસ્ત જે એક સમયે પોતાના પરવરદિગારનો ઈશારો પામીને પોતાના અતિપ્રિય દિકરાને કુર્બાન કરવા કમર કસી લેતા નજરે પડે છે, એ જ દોસ્ત બીજા સમયે પોતાની ઔલાદ માટે દીની, દુનિયવી રાહતો અને ભલાઈઓ માટે અલ્લાહ રબ્બુલ ઈજ્જત પાસે દુઆઓ પણ કરે છે. દુનિયાને અલવિદા કરવાના સમયે પોતાની ઔલાદને તે બે વસ્તુઓ

આપીને વિદાય લે છે, જે તેમની નજરમાં સૌથી મોટી નેઅ્મત અને ઈનામ છે અને તે છે "ઈસ્લામ !"

ઉપરોક્ત આયતમાં وَوَصّٰى بِهَا اِبْرٰهِيْمُ بَنِيْهِ وَيَعْقُوْبُ (૨:૧૩૨)નો એ જ અર્થ છે અને આયત اِذْحَضَرَ يَعْقُوْبَ الْمَوْتُ اِذْقَالَ لِبَنِيْهِ مَاتَعْبُدُوْنَ مِنْ بَعْدِىْ (૨:૧૩૩)નો એ જ હેતુ છે. તફાવત ફક્ત એટલો છે કે સામાન્ય માણસોથી વિપરીત અલ્લાહવાળાઓની નજરમાં દુનિયાની નેઅ્મતો એ દુનિયાની નાશ થનારી દૌલત અને દુનિયાની નિમ્ન કક્ષાની ભૌતિક વસ્તુઓ માત્ર છે. મતલબ કે અલ્લાહવાળાઓની ઈચ્છાશક્તિ મજબૂત છે, તેઓની વાસ્તવિક દૌલત ઈમાન, નેક કાર્યો અને ઈસ્લામ છે.

જેવી રીતે સામાન્ય વ્યક્તિ પોતાની અંતિમ ઘડીએ એવું ઈચ્છતો હોય છે કે, જે મોટામાં મોટી દૌલત તેની પાસે હોય તે પોતાની ઔલાદને આપતો જાય. એક મૂડીવાદી વેપારીની તે ઈચ્છા હોય છે કે, મારી ઔલાદ મીલો અને ફેક્ટરીઓની માલિક બની જાય, તેમને ઈમ્પોર્ટ–એક્સપોર્ટના મોટા–મોટા લાઈસન્સ મળી જાય, લાખો અને કરોડોનું બેન્ક બૅલેન્સ હોય, અથવા નોકરી કરતો વ્યક્તિ ઈચ્છે છે કે, મારી ઔલાદને ઊંચા હોદ્દાઓ ઉપર સારા પગારની નોકરી મળે, અથવા એક ઉદ્યોગપતિ એવી ઈચ્છા ધરાવે છે કે, તેની ઔલાદ તેના ઉદ્યોગ–ધંધામાં પ્રવીણ બને, તેમને તેઓ પોતાની આખી જિંદગીમાં પોતે શીખેલા ગુણો અને કલાઓ શીખવાડે છે.

એવી જ રીતે અંબિયા (અલૈ.) અને તેમના અનુયાયી અલ્લાહના વલીઓની સૌથી મોટી તમન્ના એ હોય છે કે, જે કાયમી અને હંમેશા રહેનારી દૌલત છે તે પોતાની ઔલાદને સંપૂર્ણ રીતે મળી જાય. તેઓ તેના માટે દુઆઓ પણ કરે છે અને પ્રયત્નો પણ કરે છે. બલકે, અંતિમ ઘડીએ તેની વસિય્યત પણ કરે છે. જેમકે, ઉપરોક્ત આયતથી આ બાબત સ્પષ્ટ થઈ ગઈ.

**ઔલાદ માટે દીન અને સદ્વર્તન શીખવાડવાથી વધી ઉત્તમ કશું નથી :**

અંબિયા (અલૈ.)ની આ કાર્યપ્રણાલી સામાન્ય માણસોના માર્ગદર્શન માટે છે કે, જેવી રીતે ઔલાદ માટે દુનિયવી પાલન–પોષણ અને કેળવણી તથા

દુનિયવી જિંદગીની રાહત અને આરામની વ્યવસ્થા કરવામાં આવે છે. એવી જ રીતે બલકે, તેનાથી વધુ સારી રીતે તેમના માટે એ જરૂરી છે કે, ઔલાદની વિચારસરણી, તેમના અમલો તથા અકીદાઓની દુરુસ્તી અને સદ્વર્તનની કેળવણી આપવામાં આવે. બુરાઈના માર્ગો અને બુરાઈના કર્મોથી તથા દુર્ગુણોથી તેમને બચાવવાનો ભરપૂર પ્રયત્ન કરવામાં આવે. ઔલાદની સાચી મહોબ્બત અને અસલી ભલાઈ આ જ છે. એ કોઈ બુદ્ધિગમ્ય બાબત નથી કે એક વ્યક્તિ પોતાના બાળકને શરદી અને ગરમીથી બચાવવા માટે તો પોતાની સંપૂર્ણ શક્તિ ખર્ચી નાંખે અને કાયમી આગ તથા અઝાબથી બચાવવા તરફ કોઈ ધ્યાન ન આપે! તેના બદનમાંથી કાંટો કાઢવા તો પોતાના બધા જ પ્રયત્નો કરી છૂટે પોતાની પાસે ઉપ્લબ્ધ બધું જ ખર્ચી નાંખે, પરંતુ તેને બંદૂકની ગોળીથી બચાવવા કોઈ જ પ્રયત્ન ન કરે, એ નરી મૂર્ખામી છે !

અંબિયા (અલૈ.)ની આ કાર્ય પદ્ધતિ એક સૈદ્ધાંતિક બાબત પણ છે, કારણ કે, માતા–પિતાની ફરજ અને ઔલાદનો અધિકાર છે કે, સૌ પ્રથમ તેમની સુધારણા અને સફળતાની ચિંતા કરવામાં આવે, ત્યાર બાદ અન્ય વસ્તુ તરફ ધ્યાન આપવામાં આવે. આ બાબતમાં બે હિકમતો છુપાયેલી છે.

પ્રથમ એ કે, ઔલાદનો માતા–પિતા સાથે શારીરિક અને માનસિક સંબંધ હોવાના કારણે તેમની શિખામણની અસર ઔલાદ પર વધારે જલદી અને સરળતાથી થાય છે અને તેને તેઓ સ્વીકારી લે છે પછી તે તેમની સુધારણાની ચળવળના પ્રયત્નો વધુ તેજ કરી ઈસ્લામ અને સચ્ચાઈના પ્રસાર–પ્રચાર માટે તેમને તૈયાર કરે છે.

બીજું એ કે, સચ્ચાઈના પ્રચાર અને પ્રસારનો હક અદા કરવાનો આનાથી વધુ સરળ અને ફાયદાકારક માર્ગ બીજો કોઈ નથી કે, દરેક ઘરનો જવાબદાર વ્યક્તિ પોતાના ઘરવાળાઓ અને બાલ–બચ્ચાંને સચ્ચાઈની વાતો શીખવે અને તેના ઉપર અમલ કરાવવાનો પ્રયત્ન દિલોજાનથી આદરે. આવી રીતે ઈસ્લામની તબ્લીગ અને શિક્ષણ તથા સુધારણા અને કેળવણીનું વર્તુળ પ્રેક્ટીકલ રીતે ફક્ત ઘરોની જવાબદારી સુધી આવી જાય તો પણ સમગ્ર કૌમને આ તબ્લીગ અને તા'લીમ પ્રાપ્ત થશે. કુર્આન શરીફે આ જ બાબતની તાકીદ આ જ સિદ્ધાંત આધારે કરી છે.

يَآ اَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا قُوْٓا اَنْفُسَكُمْ وَاَهْلِيْكُمْ نَارًا ط

*"હે ઈમાનવાળાઓ ! બચાવો પોતાની જાતને અને પોતાના અહલો અયાલ (ઘરવાળાઓ)ને મોટી આગથી !" (૬૬:૬)*

**અને રસૂલુલ્લાહ ﷺ જેઓ આખી દુનિયા માટે રસૂલ છે અને જેમની હિદાયત અને માર્ગદર્શન કયામત સુધી આવનારા જનરેશન (પેઢીઓ) માટે સર્વસામાન્ય છે. આપ ﷺને પણ સૌ પ્રથમ આ હુકમ આપવામાં આવ્યો,**

وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ،

*"આપના નજીકના સગાઓને અલ્લાહના અઝાબથી ડરાવો." (૨૬:૨૧૪)*

**ફરી ઈરશાદ ફરમાવ્યો,**

وَاْمُرْ اَهْلَكَ بِالصَّلٰوةِ وَ اصْطَبِرْ عَلَيْهَا،

*"પોતાના અહલો અયાલ (ઘરવાળાઓ)ને નમાઝનો હુકમ કરો અને પોતે પણ તેના પાબંદ રહો." (૨૦:૧૩૨)*

**રસૂલુલ્લાહ ﷺએ હંમેશા આ હુકમનો અમલ કર્યો. એક બીજી હિકમત એ પણ છે કે, કોઈ વ્યક્તિના ઘરવાળાઓ અને નજીકના કુટુંબીજનો તેમની વિચારસરણી અને તેમની કાર્યપદ્ધતિમાં તેમના સાથી અને તેમના રંગે રંગાયેલા ન હોય તો તેમના શિક્ષણ અને પ્રચારનો અન્યો ઉપર એટલો પ્રભાવ પડતો નથી. એ જ કારણ છે કે આપ ﷺની તબ્લીગના જવાબમાં ઈસ્લામની શરૂઆતના સમયમાં સામાન્ય લોકોનો એ જવાબ હતો કે, "પહેલાં પોતાના કુટુંબ કુરૈશને તો તમે તમારા હમખ્યાલ બનાવી લો પછી અમારી ખબર લો !" અને જ્યારે કુરૈશમાં ઈસ્લામ ફેલાય ગયો અને મક્કા વિજય સમયે તે કામ પૂર્ણ થયું, તો તેનું પરિણામ કુર્આનના શબ્દોમાં આ રીતે જાહેર થયું.**

يَدْخُلُوْنَ فِىْ دِيْنِ اللّٰهِ اَفْوَاجًا ط

*"લોકો અલ્લાહના દીનમાં સમૂહોના સમૂહો (ટોળે–ટોળાં) થઈને પ્રવેશ પામશે." (૧૧૦:૨)*

વર્તમાન સમયમાં મુસલમાનોમાં અજ્ઞાનતા અને તેમની બેદીનીનું સૌથી મોટું કારણ એ છે કે, માતા–પિતા જો દીનથી વાકેફ હોય અને દીનદાર પણ હોય, તે છતાં એની ફિકર નથી કરતા કે, અમારી ઔલાદ પણ દીનદાર થઈને કાયમી રાહતના હકદાર બને. સામાન્ય રીતે આપણી નજર ફક્ત ઔલાદની દુનિયાની અમુક દિવસની રાહત ઉપર રહે છે. એટલા માટે એની વ્યવસ્થા કરતા રહીએ છીએ અને કદી ન પૂર્ણ થનાર દૌલત તરફ એટલે કે આખિરત તરફ ધ્યાન આપતા નથી. અલ્લાહ તઆલા આપણ સૌને અમલ કરવાની તૌફીક અતા ફરમાવે કે આખિરતની ફિકર–ચિંતામાં લાગી જઈએ. પોતાના માટે તથા પોતાની ઔલાદના માટે સૌથી મોટી મૂડી ઈમાન અને અમલે સાલેહને સમજીને તે બાબતે અલ્લાહના હુકમો પૂર્ણ કરવાના પ્રયત્નો કરીએ.

**વાલિદૈન (માતા–પિતા)ના વારસા સંબંધિત અમુક મસ્અલા :**

આ આયતમાં હઝરત યાકૂબ (અલૈ.)ની ઔલાદ તરફથી જે જવાબ આપવામાં આવ્યો છે, તેમાં اِلٰـهَ اٰبَآءِ كَ اِبْرٰهِيْمَ وَاِسْمٰعِيْلَ وَ اِسْحٰقَ કહીને તે તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, "દાદા પણ બાપ જ કહેવાય છે અને બાપના જ હુકમમાં છે." એટલા માટે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ આ આયતથી દલીલ કરીને ફરમાવ્યું કે, "વારસામાં દાદાનો પણ તે જ હુકમ છે જે બાપનો છે."

**બાપ–દાદાના અમલોની સજા અથવા ઇનામ ઔલાદને નહીં થાયઃ**

لَهَـــا مَـــا كَسَبَــتْ આ આયતથી સ્પષ્ટ થયું કે બાપ–દાદાના નેક અમલો ઔલાદ માટે પૂરતા નથી હોતા, જ્યાં સુધી કે, તે પોતે પોતાના અમલોને ઠીકઠાક ન કરે. એવી જ રીતે બાપ અને દાદાના ખરાબ અમલો અને દુષ્કૃત્યોનો અઝાબ ઔલાદને નહીં થાય, જ્યારે કે તે પોતે નેક અમલો અને સદ્કાર્યો કરતો હોય. એનાથી તે પણ સાબિત થયું કે મુશ્રિકોની ઔલાદ જે બાલિગ થતા પહેલાં મરી જાય છે, તેમને પોતાના માં–બાપના કુફ્ર અને શિર્કના કારણે અઝાબ નહીં થાય અને તેનાથી યહૂદીઓના તે અકીદાનો પણ રદિયો થાય છે, જેમાં તેઓના કહેવા પ્રમાણે અમે જે ચાહીએ તે અમલ કરતા રહીએ પરંતુ અમારી મગફિરત તો અમારા બાપ–દાદાઓના અમલના કારણે થઈ જશે. એવી રીતે આજકાલ અમુક

સૈયદ કુટુંબો એવા જૂઠા સપનામાં રાચે છે કે અમે રસૂલુલ્લાહ ﷺની ઔલાદ છે, અમે જે કંઈ પણ ગુનાહ કરતા રહીએ છીએ અમારી મગફિરત થઈ જશે.

કુર્આન શરીફમાં આ વિષયનો વારંવાર જુદા-જુદા મથાળા હેઠળ ઉલ્લેખ થયો છે. وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ اِلَّا عَلَيْهَا وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى "દરેક માણસ પોતાના કર્મોનું ફળ મેળવશે અને કોઈ અન્ય વ્યક્તિ કોઈનો ભાર નહીં વેંઢારે." (૬:૧૬૪) વગેરે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "હે બની હાશિમ (હાશિમની ઔલાદ) ! એવું ન થાય કે કયામતના દિવસે અન્ય લોકો તો પોત-પોતાના નેક અમલો લઈને આવે અને તમે નેક અમલોથી ગફલતમાં રહો. ફક્ત મારા નસબ (લોહીનો સંબંધ)નો ભરોસો લઈને આવો અને હું તે દિવસે તમને એ કહું કે, હું તમને અલ્લાહના અઝાબથી બચાવી નથી શકતો."

અને બીજી હદીષમાં ફરમાવ્યું,

مَن بَطَّأَ بِهٖ عَمَلُهٗ لَمْ يُسْرِعْ بِهٖ نَسَبُهٗ

*"જે વ્યક્તિને તેના અમલે પાછળ નાંખ્યો તેને તેનો વંશ (લોહીના સગાઓ) આગળ વધારી નથી શકતો."*

દરેક વ્યક્તિએ પોતાનો હિસાબ પોતે આપવાનો છે, દરેક વ્યક્તિ પોતાના કર્મોનો પોતે જવાબદાર છે. આખિરતમાં કોઈ બીજાનો ભાર અન્ય કોઈ વ્યક્તિ ઉઠાવી નહીં શકે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૩૫-૧૩૬)

وَقَالُوْا كُوْنُوْا هُوْدًا اَوْ نَصٰرٰى تَهْتَدُوْا ؕ قُلْ بَلْ مِلَّةَ اِبْرٰهٖمَ حَنِيْفًا ؕ وَمَا كَانَ مِنَ
الْمُشْرِكِيْنَ ﴿۱۳۵﴾ قُوْلُوْٓا اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْنَا وَمَآ اُنْزِلَ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ
وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِيَ مُوْسٰى وَعِيْسٰى وَمَآ اُوْتِيَ النَّبِيُّوْنَ مِنْ
رَّبِّهِمْ ۚ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْهُمْ ۖ وَنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿۱۳۶﴾

## તરજુમો :

*અને તેઓ કહે છે, થઈ જાઓ યહૂદી અથવા ખ્રિસ્તી ! તમે હિદાયત મેળવી લેશો ! કહી આપો; બલકે (અમે પૈરવી કરીએ છીએ) એક અલ્લાહના બની જનારા ઈબ્રાહીમના દીનની; અને તેઓ મુશ્રિકોમાંથી ન હતા. (૧૩૫) કહી આપો ! અમે ઈમાન લાવ્યા, અલ્લાહ ઉપર; અને જે નાઝિલ કરવામાં આવ્યું અમારા તરફ; અને જે નાઝિલ કરવામાં આવ્યું ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક અને યાકૂબ (અલૈ.) અને યાકૂબના વંશજો ઉપર; અને જે આપવામાં આવ્યું મૂસા અને ઈસા(અલૈ.)ને; અને જે આપવામાં આવ્યું નબીઓને તેમના પરવરદિગાર તરફથી; અમે તેમનામાંથી કોઈ એક દરમિયાન (પણ) મતભેદ નથી કરતા; અને અમે તેમના જ ફરમાંબરદાર છીએ. (૧૩૬)*

## તફસીર :

અને આ (યહૂદીઓ અને ખ્રિસ્તી) લોકો (મુસલમાનોથી) કહે છે કે તમે લોકો યહૂદી થઈ જાઓ (આવું તો યહૂદીઓ કહે છે) અથવા ખ્રિસ્તી બની જાઓ (અને આવું ખ્રિસ્તીઓ કહેતા હતા). તમે પણ (સત્ય) માર્ગ ઉપર આવી જશો (હે મુહમ્મદ ﷺ !) તમે (જવાબમાં) કહી આપો કે અમે તો (યહૂદી અથવા ખ્રિસ્તી કદી ન થઈશું બલકે) ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત (એટલે કે ઈસ્લામ) ઉપર રહીશું, જેમાં અસત્યનું નામ (સુદ્ધાં) નથી. (જયારે કે યહૂદિયત અને નસ્રાનિયતમાં ફેરફાર અને તેના રદ થઈ જવાના કારણે તેમાં નર્યું જૂઠાણું ઘૂસી ગયું છે) અને ઈબ્રાહીમ (અલૈ.) મુશ્રિક પણ ન હતા. (મુસલમાનો ! યહૂદી અને ખ્રિસ્તીના જવાબમાં જે તમે સામૂહિક રીતે કહ્યું છે કે, અમે ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત ઉપર રહીશું, આ મિલ્લતના ખુલાસાનો ઉલ્લેખ કરવા માટે) કહી આપો કે, (આ મિલ્લત ઉપર રહેવાનો હેતુ એ છે કે) ઈમાન રાખીએ છીએ અલ્લાહ ઉપર અને તેના (તે હુકમ) ઉપર પણ જે (હુકમ) અમારી પાસે (રસૂલ ﷺના માધ્યમથી) મોકલવામાં આવ્યો અને તે (હુકમ) ઉપર પણ જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હઝરત ઈસ્હાક (અલૈ.) અને હઝરત યાકૂબ (અલૈ.) અને યાકૂબ (અલૈ.)ના વંશજો(માં જે નબીઓ થઈ ગયા

તેમના) ઉપર (વહીના માધ્યમથી જે હુકમ મોકલવામાં આવ્યો) અને તે (હુકમ અને મોઅ્જિઝા) ઉપર પણ જે હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈસા અલૈ.ને આપવામાં આવ્યા અને તેના ઉપર પણ, જે કોઈ અન્ય નબીઓ (અલૈ.)ને આપવામાં આવ્યું તેમના પરવરદિગાર તરફથી. (બસ, અમે એ બધા ઉપર ઈમાન રાખીએ છીએ અને ઈમાન પણ) એવા સ્વરૂપે કે અમે તે (વડીલો)માંથી કોઈ એકમાં પણ (બીજાથી ઈમાન લાવવામાં) ભેદભાવ નથી કરતા (કે અમુક ઉપર ઈમાન લાવીએ અને અમુક ઉપર ન લાવીએ) અને અમે તો અલ્લાહ તઆલાના ફરમાંબરદાર છે (એમણે જ અમને આ દીન બતાવ્યો) જે અમે અપનાવી લીધો. (બસ, ખુલાસો એ છે કે આ મિલ્લત કે જેના ઉપર અમે કાયમ છે તેનો કોઈના દ્વારા સૈદ્ધાંતિક રીતે ઈન્કાર કરવાની સંભાવના પણ નથી.)

## મસ્અલા અને બોધપાઠ :

યાકૂબ (અલૈ.)ના વંશજોને કુર્આન શરીફે "અસ્બાત" اَسۡبَاط નો શબ્દ વાપરી ઉલ્લેખ કર્યો છે. આ "સિબ્ત" سبط નું બહુવચન છે, જેનો અર્થ "કુટુંબ" અથવા "સમૂહ"નો થાય છે. તેમને સબ્ત કહેવાનું કારણ બતાવવામાં આવ્યું છે કે, યાકૂબ (અલૈ.)ના બાર પુત્રો હતા. પછી દરેક પુત્રની ઔલાદ એક આગવું કુટુંબ (કબીલો) બની ગયું, પછી અલ્લાહ તઆલાએ તેમના વંશમાં એવી બરકત આપી કે જ્યારે હઝરત યૂસુફ (અલૈ.) પાસે તેઓ મિસ્ર ગયા તો બાર ભાઈઓ હતા અને જ્યારે ફિરઔનના મુકાબલા પછી હઝરત મૂસા (અલૈ.) સાથે બની ઈસ્રાઈલ (યાકૂબ અલૈ.ની ઔલાદ) નીકળી તો દરેક ભાઈની ઔલાદ હજારો વ્યક્તિઓ ઉપર આધારિત કુટુંબો હતા અને હઝરત યાકૂબ (અલૈ.)ની ઔલાદને અલ્લાહ તઆલાએ બીજી બરકત એ અતા' ફરમાવી કે દશ નબીઓ સિવાય બાકી બધા જ નબીઓ અને રસૂલો તેમની ઔલાદમાં પૈદા થયા. બની ઈસ્રાઈલના સિવાય બાકી નબીઓ હઝરત આદમ (અલૈ.) પછી હઝરત નૂહ, હઝરત શુઐબ, હઝરત હૂદ, હઝરત સાલેહ, હઝરત લૂત, હઝરત ઈબ્રાહીમ, હઝરત ઈસ્હાક, હઝરત યાકૂબ, હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ છે.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૩૭–૧૩૮)

فَاِنْ اٰمَنُوْا بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا هُمْ فِيْ شِقَاقٍ ۚ
فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿١٣٧﴾ صِبْغَةَ اللّٰهِ ۚ وَمَنْ اَحْسَنُ مِنَ اللّٰهِ
صِبْغَةً ۫ وَّنَحْنُ لَهٗ عٰبِدُوْنَ ﴿١٣٨﴾

## તરજુમો :

*બસ, જો તેઓ ઈમાન લાવે જેવી રીતે તમે ઈમાન લાવ્યા તેના ઉપર, તો ચોક્કસ તેઓ હિદાયત પામી ગયા; અને જો તેમણે મોઢું ફેરવ્યું, તો બેશક ! તેઓ હઠધર્મીમાં (છે); બસ, ઘણો જ જલદી તેમના મુકાબલામાં અલ્લાહ પૂરતો હશે; અને તે સાંભળનારો, જાણનારો (છે). (૧૩૭) (ચઢાવી લીધો અમે) અલ્લાહનો રંગ ! અને કોનો સારો (રંગ) છે અલ્લાહના રંગથી ! અને અમે તેની જ ઈબાદત કરનારા (છે). (૧૩૮)*

## તફસીર :

(એટલે જ્યારે ઉપર પ્રમાણે ઈસ્લામ સાચો દીન હોવાનું સાબિત થઈ ચૂક્યું.) બસ, જો તેઓ (યહૂદીઓ અને નસારા) પણ આ જ પ્રમાણે ઈમાન લઈ આવે જે પ્રમાણે તમે ઈમાન લઈ આવ્યા તો તેઓ પણ (સત્ય) માર્ગ ઉપર આવી જશે અને જો તેઓ (તેનાથી) મોઢું ફેરવશે તો (તમે તેમના મોઢું ફેરવવાથી આશ્ચર્ય ન કરો કારણ કે,) તે લોકો તો (હંમેશ) વિરોધ કરતા જ રહ્યા છે (અને જો તેમના વિરોધથી કંઈ સંદેહ હોય) તો (સમજી લો કે) આપના વતી ખૂબ જ જલદી તેમનાથી અલ્લાહ તઆલા નિમટી લેશે. અને અલ્લાહ તઆલા (તમારી અને તેમની વાતો) સાંભળે છે (અને તમારો અને તેમનો વર્તાવ) જાણે છે, (તમારે ફિકર–ચિંતા કરવાની કોઈ જરૂર નથી).

(હે મુસલમાનો ! કહી આપો કે અમે ઉપર મુજબ જે કંઈ તમારા જવાબમાં કહ્યું છે કે અમે ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લત ઉપર રહીશું, તેની વાસ્તવિકતા એ છે કે,) અમે (દીનની) તે હાલત ઉપર રહીશું, જેમાં (અમે) અલ્લાહ તઆલાના રંગમાં રંગાઈ ગયા છે (અને કોઈ પદાર્થ પરના રંગની જેમ

અમારું સમગ્ર અસ્તિત્વ અલ્લાહના રંગે રંગાઈ ગયું છે) અને (બીજું) કોણ છે જેનો રંગ અલ્લાહ તઆલાના રંગથી શ્રેષ્ઠ હોય ? (જ્યારે કોઈ અન્ય એવો નથી તો અમે કોઈ બીજા દીનને કેવી રીતે અપનાવી શકીએ છીએ ?) અને (એટલા માટે) અમે તેમની ગુલામી અપનાવી લીધી છે.

## મસ્અલા અને બોધપાઠ :

### ઈમાનની સંક્ષિપ્ત અને સર્વગ્રાહી તફસીર :

فَاِنْ اٰمَنُوْا بِمِثْلِ مَاۤ اٰمَنْتُمْ بِهٖ સૂરએ બકરહની શરૂઆતથી અહીંયાં સુધીની હકીકત ક્યાંક ટૂંકમાં તો ક્યાંક ખુલાસાવાર વર્ણન કરવામાં આવી છે. આ એક એવું મિશ્રણ છે, જે બધા જ ખુલાસાઓ અને વિવરણો ઉપર પ્રભાવી છે. કારણ કે, اٰمَنْتُمْ થી સંબોધન રસૂલુલ્લાહ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) છે. આ આયતમાં તેમના ઈમાનને એક આદર્શ નમૂનો ઠરાવીને હુકમ આપવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલા નજીક સ્વીકાર્ય અને ભરોસાપાત્ર ફક્ત તે જ ઈમાન છે જે રસૂલે કરીમ ﷺ અને સહાબા (રદિ.)એ અપનાવ્યું, જે માન્યતા અને આસ્થા તેમના વિરૂદ્ધની હોય અલ્લાહ પાસે તે સ્વીકાર્ય નથી.

તેનો ખુલાસો એ છે કે, જેટલી વસ્તુઓ ઉપર આ લોકો ઈમાન લાવ્યા તેમાં કોઈ વધારો–ઘટાડો ન થવો જોઈએ અને જેવી રીતે નિખાલસતા (ઈખ્લાસ) સાથે તેઓ ઈમાન લાવ્યા તેમાં કોઈ ફરક ન પડવો જોઈએ, કારણ કે આવું કરવું નિફાક (Hypocricy)માં શામિલ છે અને અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતો, ફરિશ્તાઓ, નબીઓ, રસૂલો, આસમાની કિતાબો અને તેના શિક્ષણના સંદર્ભમાં જે ઈમાન અને આસ્થા રસૂલ ﷺએ અપનાવી તે જ અલ્લાહ નજીક સ્વીકાર્ય છે અને તેનાથી વિરૂદ્ધ તેમાં કોઈ તા'વીલ (યુક્તિપૂર્વક બાંધછોડ) કરવી અથવા કોઈ બીજો અર્થ અપનાવવો અલ્લાહ પાસે મરદૂદ (અસ્વીકાર્ય) અને લા'નતી છે. ફરિશ્તાઓ અને નબીઓ–રસૂલોનું જે સ્થાન આપ ﷺના નિવેદનો અને અમલથી જાહેર છે, તેને વધારવું અથવા ઘટાડવું ઈમાન વિરૂદ્ધ બાબત છે.

આ ખુલાસાથી તે તમામ બાતિલ અને જૂઠા ફિરકાઓના ઈમાનમાં ક્ષતિ અને ઉણપ હોવું સ્પષ્ટ થઈ ગયું, જેઓ ઈમાનના દા'વેદારો છે પરંતુ વાસ્તવમાં ઈમાનથી મહરૂમ છે. કારણ કે, ઈમાનનો દા'વો તો મૂર્તિપૂંજકો અને મુશ્રિકો પણ

કરે છે તથા યહૂદીઓ અને ખ્રિસ્તીઓ પણ, અને દરેક યુગમાં ઝિન્દીકો અને મુલ્હિદો પણ, પરંતુ તેમનું ઈમાન અલ્લાહ અને રસૂલ ﷺ ઉપર તથા ફરિશ્તાઓ અને કયામતા દિવસ વગેરે ઉપર એવું નથી હોતું જેવી રીતે કે રસૂલુલ્લાહ ﷺનું છે. એટલા માટે અલ્લાહ પાસે તેઓ મરદૂદ છે અને તેમનું ઈમાન અસ્વીકાર્ય છે.

**ફરિશ્તાઓ અને રસૂલોના સન્માન તથા મહોબ્બતમાં મધ્યમ માર્ગ જરૂરી છે, અતિશયોક્તિ કરવી એ માર્ગ ભટકી જવા સમાન છે :**

મુશ્રિકોમાં અમુકે તો ફરિશ્તાઓના અસ્તિત્વનો જ ઈન્કાર કર્યો છે, અમુકે તેમને અલ્લાહની પુત્રીઓ બનાવી લીધા છે. બંનેનો રદિયો بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ થી થઈ ગયો. યહૂદીઓ અને ખ્રિસ્તીઓના અમુક જૂથોએ પોતાના નબીઓનો વિરોધ અને નાફરમાની કરી. અહીંયાં સુધી કે અમુકની તો હત્યા કરી શહીદ કરી નાંખ્યા અને અમુક જૂથોએ તેમને માન–સન્માનમાં એટલા વધારી દીધા કે તેમને અલ્લાહ કે, કથિત રીતે અલ્લાહના બેટા બનાવી દીધા. આ બંને પ્રકારો ઈફરાત અને તફરીત (અતિશયોક્તિ અને ઉણપ) છે તથા ગુમરાહી અને સત્ય માર્ગથી વિમુખ થવા સમાન છે.

ઈસ્લામી શરીઅતમાં રસૂલે કરીમ ﷺનું સન્માન કરવું અને તેમનાથી મહોબ્બત કરવી ફરજ છે. તેના વિના ઈમાન પૂર્ણ જ નથી થઈ શકતું, પરંતુ રસૂલે કરીમ ﷺને કોઈ સિફતમાં, કેળવણી અથવા શક્તિ વગેરેમાં અલ્લાહની બરાબર કરી દેવા ગુમરાહી અને શિર્ક છે. કુર્આન શરીફે શિર્કની વાસ્તવિકતા તેને જ ઉલ્લેખી છે કે, અલ્લાહ સિવાય અન્યને અલ્લાહની કોઈ સિફતમાં અલ્લાહ બરાબર સમજવો اِذْ نُسَوِّيْكُمْ بِرَبِّ الْعٰلَمِيْنَ (૨૬:૯૮)નો આ જ અર્થ છે. આજે પણ જે લોકો રસૂલે કરીમ ﷺને આલિમુલ ગયબ (ગયબ જાણનાર) અને અલ્લાહની જેમ દરેક જગ્યાએ હાજર–નાજર અને સર્વવ્યાપી હોવાની માન્યતા ધરાવે છે અને સમજે છે કે તેઓ આપ ﷺના સન્માન અને મહોબ્બતના હકને અદા કરી રહ્યા છે, ખરેખર તો તેઓ આવી માન્યતા (અકીદો) રાખીને આપ ﷺના હુકમ અને આખી જિંદગીના પ્રયત્નોનો ખુલ્લમ ખુલ્લો વિરોધ કરી રહ્યા છે. આ આયતમાં તેમના માટે પણ શિખામણ છે કે, રસૂલ ﷺનું સન્માન અને

મહોબ્બત અલ્લાહના નજીક તેવું જ માન્ય અને સ્વીકાર્ય છે, જેવું સહાબા (રદિ.)ના દિલોમાં તેમનું સન્માન હતું. એટલા માટે તેનાથી ઓછી મહોબ્બત રાખવી પણ ગુનોહ છે અને તેમાં અતિશયોક્તિ કરવી, એ પણ મર્યાદાઓને ઓળંગી જવું અને માર્ગ ભટકી જવું છે.

**નબી–રસૂલની ''ઝિલ્લી'' અને ''બુરૂઝી'' વ્યાખ્યાઓ અમાન્ય અને ગુમરાહી છે :**

એવી જ રીતે જે ફિરકાઓએ રસૂલ ﷺ ઉપર નુબુવ્વત પૂર્ણ થઈ જવાનો ઈન્કાર કરી નવા જૂઠા નબીઓ માટે દરવાજા ખોલવાની નીચ પ્રકારની ચેષ્ટા કરી અને કુર્આન શરીફના ખુલ્લા ખુલાસા ''ખાતમુન્નબિય્યીન'' خَاتِمُ النَّبِيِّنَ (નબીઓનો સિલસિલો ખતમ કરનાર અંતિમ નબી)ને પોતાના મકસદ અને હેતુમાં આડખીલીરૂપ જોયું, તો તેમણે રસૂલ અને નબીના ઘણા પ્રકારો પોતાના તરફથી બનાવી લીધા. જેનું નામ ઝિલ્લી નબી, બુરૂઝી નબી વગેરે રાખી લીધું અને તેમના માટે નુબુવ્વતની શક્યતા ઊભી કરવાના પયત્નો કરવા લાગ્યા. ઉપરોક્ત આયતથી આવા અકીદાઓ દજ્જાલી કૃત્ય અને ગુમરાહી હોવાનું સાબિત થઈ ગયું. કારણ કે, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના રસૂલુલ્લાહ ﷺ ઉપરના ઈમાનમાં કોઈ ઝિલ્લી અથવા બુરૂઝીનું ક્યાંય નામો–નિશાન નથી. આ ખુલ્લું ઝિન્દીકપણું અને ઈલ્હાદ છે.

**આખિરત ઉપરના ઈમાનમાં તા'વીલો (શાબ્દિક યુક્તિ–પ્રયુક્તિઓ દ્વારા વાતને ટ્વિસ્ટ કરવી –તોડવી મરોડવી) બાતિલ અને મરદૂદ છે :**

એવી જ રીતે જે લોકોના દિલો–દિમાગ ઉપર ભૌતિકતા અને ભૌતિકતાનો નશો છવાયેલો છે, આલમે ગયબ (અદૃશ્ય જગત) અને આખિરત વિશે જ્યારે કોઈ વસ્તુ તેમના તર્કમાં સમાતી નથી તો જાતજાતની તા'વીલો કરવામાં લાગી જાય છે અને પોતે તેને દીનની સેવા સમજે છે કે, અમે અત્યંત બુદ્ધિશાળી અને તર્કશાસ્ત્રી છે, પરંતુ આ તા'વીલો بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ ના વિરૂદ્ધ છે. એટલા માટે તે બધું જ મરદૂદ અને બાતિલ છે. આખિરતમાં ઘટનાર તમામ પરિસ્થિતિઓ અને ઘટનાઓ જેવી રીતે કુર્આન અને સુન્નતમાં વર્ણવવામાં આવી છે તેમાં કોઈપણ પ્રકારના ખચકાટ વિના અને કોઈપણ પ્રકારની તા'વીલ વિના

ઈમાન લાવવું જ વાસ્તવિક ઈમાન છે. હશ્રમાં શારીરિક હાજરીના બદલે ફક્ત રૂહોની હાજરી અને રૂહોના અઝાબ અને સવાબ, એવી જ રીતે અમલોના વજનમાં તા'વીલો કરવી વગેરે બધું જ અલ્લાહના નજીક મરદૂદ, બાતિલ અને ગુમરાહી છે.

**રસૂલે કરીમ ﷺની સુરક્ષાની જવાબદારી અલ્લાહ તઆલાએ લીધી છે:**

فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ માં સ્પષ્ટ રીતે ફરમાવ્યું છે કે, તમે તમારા વિરોધીઓની વધારે ફિકર–ચિંતા ન કરો, અમે તેમનાથી નિપટી લઈશું. અને આ એવું જ છે જેમકે બીજી એક આયત وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ "અને અલ્લાહ આપને તે લોકો સામે રક્ષણ આપશે." (૫:૬૭)માં તેનાથી વધુ સ્પષ્ટ રીતે ફરમાવ્યું કે, આપ ﷺ વિરોધીઓની ફિકર–ચિંતા ન કરો, ખુદ અલ્લાહ તમારી હિફાઝત (રક્ષણ) કરશે.

**દીન–ઈમાન એક ખૂબ ઘેરો રંગ છે જે વ્યક્તિના ચહેરા ઉપર જોઈ શકાય છે :**

صِبْغَةَاللّٰهِ પ્રથમ આયતમાં દીને ઈસ્લામને હઝરત ઈબ્રાહીમ (અલૈ.) સાથે જોડવામાં આવ્યો હતો. مِلَّتَ اِبْرَاهِيْمَ حَنِيْفًا આ સ્થળે તેને સીધે–સીધો અલ્લાહ સાથે જોડીને બતાવ્યું કે દીન વાસ્તવમાં અલ્લાહ તઆલાનો છે. કોઈ પયગમ્બર તરફ તેનો સંબંધ પ્રતીક સ્વરૂપે કરવામાં આવે છે અને આ જગ્યાએ મિલ્લત مِلَّتْ ને શિબ્ગત صِبْغَتْ ના શબ્દથી ઓળખાવીને બે વાતો તરફ ઈશારો કર્યો છે. પ્રથમ તો ખ્રિસ્તીઓના એક રિવાજનો રદિયો થઈ ગયો. તેમનો રિવાજ એ હતો કે બાળકને પૈદા થયાના સાતમાં દિવસે પીળા રંગના પાણીમાં સ્નાન કરાવતા હતા અને ખત્ના કરવાને નહીં, પરંતુ આ સ્નાન કરાવવાને બાળકની પાકી અને પવિત્રતા માનતા હતા અને આ રંગને ખ્રિસ્તી ધર્મનો પાકો રંગ સમજતા હતા. આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, પાણીનો રંગ ધોવાઈને ઉતરી ગયા પછી તેની કોઈ અસર કે પ્રભાવ બાકી નથી રહેતો. વળી, ખત્ના ન કરવાના કારણે જે ગંદકી અને નાપાકી શરીરમાં રહે છે તેનાથી પણ આ રંગ છુટકારો નથી આપતો. અસલ રંગ દીન અને ઈમાનનો રંગ છે, જે જાહેર અને અંતર (આત્મા–રૂહ)ને પવિત્ર કરવાની જામીનગીરી આપે છે અને કાયમી ધોરણે બાકી રહેનાર પણ છે.

બીજું દીન અને ઈમાનને રંગ કહીને તે તરફ ઈશારો થઈ ગયો કે, જેવી રીતે રંગ આંખોથી અનુભવાય છે એ પ્રમાણે મો'મિનના ઈમાનની નિશાની તેનો ચહેરો છે અને તેની તમામ પ્રવૃત્તિઓ, તેના વહેવારો તથા તેની ટેવોમાં તેનું ઈમાન જાહેર થાય છે. ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૩૯-૧૪૦-૧૪૧)

| |
|---|
| قُلْ اَتُحَآجُّوْنَنَا فِي اللّٰهِ وَهُوَ رَبُّنَا وَ رَبُّكُمْ ۚ وَلَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ۚ |
| وَنَحْنُ لَهٗ مُخْلِصُوْنَ ﴿۱۳۹﴾ اَمْ تَقُوْلُوْنَ اِنَّ اِبْرٰهٖمَ وَ اِسْمٰعِيْلَ وَ اِسْحٰقَ وَ يَعْقُوْبَ |
| وَالْاَسْبَاطَ كَانُوْا هُوْدًا اَوْ نَصٰرٰى ؕ قُلْ ءَاَنْتُمْ اَعْلَمُ اَمِ اللّٰهُ ؕ وَ مَنْ اَظْلَمُ مِمَّنْ |
| كَتَمَ شَهَادَةً عِنْدَهٗ مِنَ اللّٰهِ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۱۴۰﴾ تِلْكَ اُمَّةٌ قَدْ |
| خَلَتْ ۚ لَهَا مَا كَسَبَتْ وَلَكُمْ مَّا كَسَبْتُمْ ۚ وَ لَا تُسْـَٔلُوْنَ عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۱۴۱﴾ ع ۱۲ ۱۶ ۱۲ |

### તરજુમો :

*કહી આપો ! શું તમે અમારાથી ઝઘડો છો અલ્લાહ વિશે ? હાલાં કે તે જ અમારો પરવરદિગાર અને તમારો પરવરદિગાર છે; અને અમારા માટે અમારા કર્મો અને તમારા માટે તમારા કર્મો છે; અને અમે ખાલિસ (માત્ર અને માત્ર) તેના જ છે. (૧૩૯) શું તમે કહો છો કે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક અને યાકૂબ (અલૈ.) અને યાકૂબના વંશજો યહૂદી હતા અથવા નસરાની? કહી આપો! શું તમે વધારે જાણનારા છો કે અલ્લાહ? અને કોણ (છે) મોટો અત્યાચારી તેનાથી, જેણે તેની પાસે અલ્લાહ તરફથી (આવેલ) ગવાહી છુપાવી ? અને નથી અલ્લાહ બેખબર તેનાથી, જે તમે કરો છો. (૧૪૦) આ એક ઉમ્મત હતી જે ગુજરી ચૂકી; તેમના માટે તે છે જે તેઓ કમાયા, અને તમારા માટે તે છે જે તમે કમાયા, અને તમારાથી ન પૂછવામાં આવશે તેના વિશે, જે તેઓ કરતા હતા. (૧૪૧)*

## તફસીર :

આપ ﷺ (તે યહૂદીઓ અને ખ્રિસ્તીઓથી) કહી આપો કે, શું તમે લોકો (હજુ પણ) અમારાથી ઝઘડો છો અલ્લાહ તઆલા વિશે (કે તેઓ અમને કયામતમાં બક્ષશે નહીં) હાલાં કે, તે અમારો અને તમારો (સૌનો) પરવરદિગાર (અને માલિક) છે. (બસ, અલ્લાહના માલિકીપણા વિશે તો તમારી પાસે કોઈ વિશેષતા નથી જેમકે, તમારા અમુક જૂઠા દા'વાઓ છે કે અમે અલ્લાહની ઔલાદ છે) અને અમને અમારા કરેલા કર્મો મળશે અને તમને તમારા કર્મો મળશે અને અમે ખાલિસ અલ્લાહ તઆલા માટે જ છે. (તમારી વર્તમાન પદ્ધતિઓ રદ થઈ ગઈ હોવા છતાં તમે પોતે શિર્કમાં રચ્યા–પચ્યા છો. જેવી રીતે કે તમે હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહના બેટા બનાવી લીધા. અને અમે તો એકમાત્ર અલ્લાહને "વહદહુ લા શરીક લહૂ" માનવાને પ્રાધાન્ય આપ્યું, પછી તમારા કહેવા મુજબ અમને છુટકારો નહીં મળે તેનો શું મતલબ ?) અથવા (હજુ પણ પોતે હક પર હોવાનું સાબિત કરવા માટે એવું) કહેતા ફરો છો કે ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને ઈસ્હાક અને યાકૂબ (અલૈ.) અને યાકૂબ (અલૈ.)ના વંશજો(માં જે નબીઓ થઈ ચૂક્યા તે બધા લોકો) યહૂદી અથવા નસારા હતા અને (તેમની સાથે પોતાનો સંબંધ જોડી પોતે હક હોવાનું સાબિત કરો છો ? બસ, તેના જવાબમાં) હે મુહમ્મદ ﷺ ! (એક નાની વાત) કહી આપો કે (સારૂં આ બતાવો કે) તમે વધારે વાકિફ છો કે અલ્લાહ તઆલા ? (અને દેખીતું છે કે અલ્લાહ જ વધારે વાકિફ છે અને તે બધા જ નબીઓ "મિલ્લતે ઈસ્લામ" ઉપર હોવાને સાબિત કરી ચૂક્યો છે. જેમકે હમણા ઉપર વર્ણન થઈ ચૂક્યું) અને (આ કાફિરો પણ તેને બરાબર જાણે છે, પરંતુ છુપાવે છે બસ,) આવા વ્યક્તિથી (વધુ) જાલિમ કોણ હશે ? (જે) આવા પુરાવાને જે તેની પાસે અલ્લાહ તરફથી પહોંચ્યો છે છુપાવે ? અને (હે અહલે કિતાબ !) અલ્લાહ તઆલા તમારા કાર્યોથી બેખબર નથી (બસ, જ્યારે આ લોકો યહૂદી અને નસારા ન હતા તો તમે તેમના દીન સાથે સંબંધ કઈ રીતે જોડો છો ? આ તો તમારૂં દીન ઉપર હોવું સાબિત ન થયું.) આ (તે બુઝુર્ગોની) એક જમાઅત હતી જે (પોતાના સમયમાં) ગુજરી ચૂકી. તેમના કામ તેમણે કરેલું આવશે અને તમારા કામ તમે કરેલું આવશે અને તમને તેમના કાર્યો વિશે પૂછવામાં નહીં આવે. (અને જ્યારે પૂછવામાં પણ નહીં આવે તો તેનાથી તમને ફાયદો પહોંચવાનો સવાલ જ પૈદા નથી થતો.)

## મસ્અલા અને બોધપાઠ :

### ઇખ્લાસ (નિખાલસતા)ની હકીકત :

وَنَحْنُ لَهٗ مُخْلِصُوْنَ આમાં ઉમ્મતે મુસ્લિમહની એક ખાસિયત એ બતાવી છે કે તેઓ અલ્લાહ માટે નિખાલસ છે. ઈખ્લાસનો અર્થ સઈદ બિન ઝુબૈર (રદિ.)એ બતાવ્યો છે કે, "જે માણસ પોતાના દીનમાં મુખ્લિસ હોય તે કોઈને અલ્લાહનો ભાગીદાર ન ઠરાવે અને પોતાના અમલોને ફક્ત અલ્લાહ માટે કરે. લોકોને બતાવવા માટે અથવા પોતાના વખાણનો હેતુ ન હોય." અમુક બુઝુર્ગોએ ફરમાવ્યું છે કે "ઈખ્લાસ એક એવો અમલ છે, જેને ન ફરિશ્તાઓ ઓળખી શકે છે અને ન શયતાન, તે ફક્ત અલ્લાહ તઆલા અને બંદાઓ વચ્ચે એક રાઝ (રહસ્ય) હોય છે."

——————————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૪૨)

બીજો પારો

سَيَقُوْلُ السُّفَهَآءُ مِنَ النَّاسِ مَا وَلّٰىهُمْ عَنْ قِبْلَتِهِمُ الَّتِىْ كَانُوْا عَلَيْهَا ؕ قُلْ لِّلّٰهِ الْجزء ٢
الْمَشْرِقُ وَ الْمَغْرِبُ ؕ يَهْدِىْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۱۴۲﴾

### તરજુમો :

*હવે કહેશે બેવકૂફ લોકો કે કઈ વસ્તુએ તેમને (મુસલમાનોને) ફેરવી દીધા તેમના કિબ્લાથી ? જેના ઉપર તેઓ હતા; આપ કહી આપો ! અલ્લાહનું જ છે પૂર્વ અને પશ્ચિમ, તે હિદાયત આપે છે જેને ઈચ્છે છે, સીધા માર્ગ તરફ. (૧૪૨)*

### તફસીર :

(જયારે નમાઝના કિબ્લા માટે કા'બાને નક્કી કરવામાં આવ્યું અને યહૂદીઓનો કિબ્લો બયતુલ મુકદસ રદ થઈ ગયો તો તેમને આ નાપસંદ પડ્યું, જેથી) હવે કહેશે બેવકૂફ લોકો કે કઈ વસ્તુએ તેમને (મુસલમાનોને) ફેરવી દીધા

કિબ્લાથી (જે બયતુલ મુકદસ હતું) જે બાજું પહેલાં મોઢું કરતા હતા (કઈ વાતે બીજી દિશા તરફ ફેરવી દીધા જવાબમાં) તમે કહી આપો કે, બધી જ (દિશાઓ) પૂર્વ અને પશ્ચિમ અલ્લાહનો જ પ્રદેશ છે. (અલ્લાહ તઆલાનો માલિકી હક છે, જે દિશાએ ઈચ્છે નક્કી કરી આપે; કોઈને તેના અધિકાર વિશે પૂછવાનો હક નથી અને સીધો રસ્તો શરીઅતના હુકમોની બાબતમાં એ જ છે કે, તેના હુકમોનો આદર કરી તેના ઉપર ભરોસો કરવામાં આવે. પરંતુ અમુક લોકોને તેના ઉપર અમલ કરવાની તૌફીક નથી થતી. જાણીબુઝીને તેમાં બહાનાબાજી કર્યા કરે છે. જો કે,) જેને અલ્લાહ ચાહે છે તેને સીધો રસ્તો બતાવી આપે છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં વિરોધીઓના કિબ્લાની દિશાના અનુસંધાને વાંધા–વચકાનો જવાબ આપવામાં આવ્યો છે. આ વાંધાઓ અને તેના જવાબથી પહેલાં કિબ્લાની હકીકત અને તેનો ટૂંક ઈતિહાસ જાણી લઈએ, જેથી સવાલ અને જવાબને સમજવું સરળ થઈ શકે.

કિબ્લાનો શાબ્દિક અર્થ "ધ્યાન આપવાની દિશા" થાય છે. એટલે "જે દિશા તરફ ચહેરો કરવામાં આવે તે." દેખીતું છે કે મો'મિનનો ચહેરો દરેક ઈબાદત સમયે ફક્ત એકમાત્ર અલ્લાહ વહદહુ લા શરીક લહૂ તરફ જ હોય છે અને તેની પવિત્ર જાત પૂર્વ, પશ્ચિમ, ઉત્તર, દક્ષિણ વગેરે દિશાઓની મર્યાદાઓથી ઉપરવટ છે. તે કોઈ ચોક્કસ દિશામાં નથી, તેનો પ્રભાવ સ્વાભાવિક રીતે એવો હોવો જોઈએ કે કોઈ ઈબાદત કરનારો કોઈ એક ખાસ દિશાએ મોઢું કરવાનો પાબંદ ન હોય, જેનું જે તરફ મોઢું કરવાનું મન ચાહે તે તરફ કરે. એક જ વ્યક્તિ જુદા–જુદા સમયે જુદી–જુદી દિશાએ મોઢું કરે તો તે પણ ખોટું ન હોવું જોઈએ.

પરંતુ એક બીજી અલ્લાહની હિકમત તેનાથી જાહેર થઈ કે, બધા જ ઈબાદત કરનારાઓનો ચહેરો એક જ દિશાએ એકસમાન રીતે હોવો જોઈએ અને તેમાં એક હિકમત છે, ઈબાદતના જુદા–જુદા પ્રકારો છે અમુક વ્યક્તિગત ઈબાદતો છે અને અમુક સામૂહિક ઈબાદતો, જેમકે અલ્લાહનો ઝિક્ર, રોઝા વગેરે વ્યક્તિગત ઈબાદતો છે, જેને એકાંતમાં અને ગુપ્ત રીતે પણ અદા કરી શકાય છે અને નમાઝ તથા હજ્જ સામૂહિક ઈબાદતો છે, જેને જમાઅત અને ભેગા થઈને

એ'લાન કરીને (જાહેરમાં) અદા કરવામાં આવે છે, તેમાં ઈબાદતની સાથે મુસલમાનોની સામૂહિક જિંદગીના અદબો બતાવવા અને શીખવાડવાનો હેતુ પણ નજર સમક્ષ હોય છે અને આ પણ બિલકુલ દેખીતું છે કે, સામૂહિક વ્યવસ્થાનો સૌથી મોટો પાયાનો સિદ્ધાંત એ છે કે, ભેગા થયેલા સમૂહની ઐક્યતા અને તેમનામાં સમાનતાની ભાવના હોવી જરૂરી છે અને આ એકતા જેટલી મજબૂત હશે તેટલી જ સામૂહિક વ્યવસ્થા મજબૂત અને ટકાઉ હશે. વ્યક્તિગત અને સામૂહિક વ્યવસ્થા માટે એકતા જરૂરી છે. "તૂંડે–તૂંડે મતિ ભિન્ન" એ સામૂહિક જીવન વ્યવસ્થાનો સૌથી મોટો શત્રુ છે. એટલા માટે એકતા સ્થાપિત કરવા દરેક સમયે અને દરેક યુગમાં લોકોએ વિવિધ પદ્ધતિઓ અપનાવી છે. કોઈ કૌમે જાતિ અને વંશને એકતાનો આધાર બનાવ્યો, તો કોઈએ પ્રદેશ અને ભૌગોલિક સીમાઓની ખાસિયતોને, કોઈએ શરીરના રંગને, તો વળી કોઈએ ભાષાને આવી એકતા માટે આધાર બનાવ્યો.

પરંતુ અલ્લાહના દીન અને નબી ﷺની શરીઅતે આ અસ્વાભાવિક વસ્તુઓને એકતાનો આધાર બનાવવાપાત્ર ન સમજ્યું અને વાસ્તવમાં આવી વસ્તુઓ ન તો એવી છે, જે સમગ્ર માનવજાતને કોઈ એક કેન્દ્ર ઉપર એકત્રિત કરી શકે બલકે, જેટલો વિચાર કરવામાં આવશે તેટલી સ્પષ્ટતાથી એક વાત જણાઈ આવશે કે આવી એકતાઓ વાસ્તવમાં માનવજાતના વિવિધ સમૂહોને અલગ–અલગ ચોકઠાંઓમાં વહેંચી નાંખે છે અને પરસ્પર તેમના ટકરાવ તથા વિરોધના કારણો પૂરા પાડે છે.

દીને ઈસ્લામમાં જે હકીકતમાં બધા જ નબીઓ (અલૈ.)નો દીન છે. એકતાનો મુખ્ય આધાર ઈસ્લામની મૂળભૂત સંકલ્પનાને તથા માન્યતા અને અકીદાને ઠરાવવામાં આવ્યો છે અને કરોડો મા'બૂદોની પૂંજા કરનારા લોકોમાં વહેંચાયેલી દુનિયાને અલ્લાહની એક જાત વહદહુ લા શરીક લહુ નું આમંત્રણ આપવામાં આવ્યું છે. જેમાં પૂર્વ અને પશ્ચિમ, ભૂત અને ભવિષ્યના બધા જ મનુષ્યો ભેગા થઈ શકે છે. પછી આ વાસ્તવિક વિચારસરણી અને એકતાની સંકલ્પનાને વાસ્તવિક સ્વરૂપ આપી તેને શક્તિશાળી બનાવવા માટે અમુક જાહેર એકતાના કાર્યો પણ બતાવી દીધા, પરંતુ આ જાહેર એકતાના કાર્યોમાં પણ સિદ્ધાંત એ જ રાખવામાં આવ્યો કે, તે અમલ (પ્રેક્ટીકલ) સ્વરૂપે હોવું જોઈએ,

જેથી વિશ્વની દરેક જાતિઓ તેમના અધિકારનો ઉપયોગ કરીને ભાઈચારાના બંધનમાં બંધાઈ શકે. વંશ, વતન, ભાષા, રંગ, જાતિ વગેરે જેવી બાબતો આવી વ્યાપક એકતા સ્થાપિત કરી શકે નહિ, આ એકતા સ્થાપિત કરી શકે એવી બાબતો નથી, જેમકે વ્યક્તિ કોઈ એક કુટુંબમાં કે જાતિમાં પૈદા થયો છે, તે કોઈપણ રીતે અન્ય જાતિ કે કુટુંબમાં પૈદા થઈ શકતો નથી. એવી જ રીતે જે એક દેશમાં પૈદા થઈ ચૂક્યો છે તે અન્ય દેશમાં પૈદા થઈ શકવાનો નથી. જે કાળો છે તે પોતાના અધિકારથી ગોરો અને જે ગોરો છે તે પોતાના અધિકારથી કાળો થઈ શકતો નથી. માટે તાર્કિક રીતે પણ આવી અસાધારણ બાબતો એકતાના આધાર તરીકે ક્યારેય સ્થાપિત કરી શકાય નહીં.

હવે જો આ બાબતોને એકતાનું કેન્દ્ર બનાવવામાં આવે તો માનવતા સેંકડો નહીં હજારો ટૂકડા અને જૂથોમાં વહેંચાઈ જવાની સંભાવના છે, એટલા માટે દીને ઈસ્લામે આ વસ્તુઓનું કે, જે સંસ્કૃતિ અને સભ્યતાથી સંબંધ ધરાવે છે તેનું સંપૂર્ણ સન્માન તો કર્યું, પરંતુ તેને મનુષ્યની એકતાનું કેન્દ્ર ન બનવા દીધું. કારણ કે આવી એકતાઓ માનવસમૂહોને વિવિધ જૂથોમાં વહેંચી દે છે. હા ! જે બાબતો પોતાના અધિકારમાં છે તેની સંપૂર્ણ રિઆયત રાખી જેમ કે, વૈચારિક એકતાની સાથે તેને વાસ્તવિક અમલી (પ્રેક્ટીકલ) સ્વરૂપ આપવું, પરંતુ તેમાં પણ એ બાબતનું ધ્યાન રાખવામાં આવ્યું કે, એકતાનું કેન્દ્ર એવી વસ્તુને બનાવવામાં આવે, જેને અપનાવવું દરેક સ્ત્રી, પુરુષ, ભણેલા, અભણ, શહેરી, ગામડીયો, અમીર, ગરીબ બધા માટે સમાનપણે સરળ હોય. આ જ કારણ છે કે ઈસ્લામી શરીઅતે દુનિયાના બધા જ લોકોને પહેરવેશ અને તેમના ખાવા–પીવાની કોઈ એક પદ્ધતિ ઉપર રહેવાના પાબંદ નથી બનાવ્યા. વિવિધ સ્થળોએ, વિવિધ ઋતુઓ પ્રમાણે, વિવિધ માનવ સ્વભાવ પ્રમાણે લોકોની જરૂરિયાતો જુદી–જુદી હોય છે. બધાને એક જ પ્રકારનો પહેરવેશ અથવા યુનિફોર્મના પાબંદ બનાવવામાં આવે તો ઘણી મુશ્કેલીઓ આવી શકે છે. પછી જો આ યુનિફોર્મ ઓછામાં ઓછા કપડાંનો નક્કી કરવામાં આવે તો આ બાબત માનવ સમાજ ઉપર અત્યાચાર હશે અને અલ્લાહ તઆલાના આપેલા શ્રેષ્ઠ પહેરવેશ અને કિંમતી કાપડની બેહુરમતી અને અપમાન હશે અને જો વધુ કપડાં પહેરવાનો પાબંદ કરવામાં આવે તો ગરીબ અને નાદાર લોકોને મુશ્કેલીઓ પડી શકે છે. એ જ રીતે વિવિધ ઋતુઓમાં અને

વિવિધ પ્રદેશોમાં એક જ પ્રકારનો પહેરવેશ મુશ્કેલી પેદા કરી શકે છે. ઠંડી–ગરમી અને વરસાદના કારણે મુશ્કેલીઓ ઊભી થઈ શકે છે. એટલા માટે ઈસ્લામી શરીઅતે મુસલમાનોને કોઈ એક ચોક્કસ યુનિફોર્મ પહેરવાની ફરજ નથી પાડી. બલકે, વિવિધ કૌમોમાં જે પદ્ધતિઓ અને રિવાજ પ્રમાણેનો પહેરવેશ પહેલેથી પ્રચલિત હતો, એ બધા ઉપર દષ્ટિપાત કરીને એમાંથી જે સ્વરૂપો ફુઝૂલખર્ચી અને બિનજરૂરી મિથ્યાભિમાન અને ગર્વ વગેરેના પહેરવેશ અથવા ગૈરમુસ્લિમ કોમની નકલ ઉપર આધારિત પહેરવેશ હતો તો તેની મનાઈ ફરમાવી અને બાકી જાઈઝ બાબતોમાં દરેક વ્યક્તિ અને દરેક કૌમને સ્વતંત્ર રાખી તેમના અધિકાર પ્રમાણે પહેરવેશની છૂટ આપી. ઈસ્લામમાં એકતાનું કેન્દ્ર એવી બાબતને બનાવવામાં આવ્યું, જે વ્યક્તિના અધિકારમાં પણ હોય અને સરળ તથા સસ્તું પણ હોય. આવી બાબતોમાં એકતા સ્થાપવાનો હુકમ કર્યો જેમકે, જમાઅતની નમાઝની સફો, એક ઈમામના હુકમોની સંપૂર્ણ પાબંદી, હજ્જમાં એક સરખો અહેરામ અને એક સરખા અમલો વગેરે વગેરે.

એવી જ રીતે એક મહત્ત્વની બાબત કિબ્લાની દિશા વિશેની "એકતા" પણ છે, અલ્લાહ જલ્લ શાનહુની પવિત્ર જાત દરેક જગ્યાએ અને દરેક દિશાએ, દિશાઓમાં સીમિત થયા વગર મૌજૂદ છે. અલ્લાહના માટે બધી જ દિશાઓ સરખી છે, પરંતુ નમાઝના સામૂહિક સ્વરૂપમાં એકતા પેદા કરવા માટે સમગ્ર દુનિયાના માનવોના ચહેરાને નમાઝ જેવી મહત્ત્વની ઈબાદતોમાં કોઈ એક જ દિશા તરફ હોવું એક અત્યંત સરળ અને શ્રેષ્ઠ તથા કોઈપણ પ્રકારની કિંમત અદા કર્યા વિનાની એકતાનું માધ્યમ છે. જેના ઉપર પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણમાં રહેનારા બધા જ લોકો સરળતાથી સહમતી સાધી શકે છે. હવે, આ એક દિશા કઈ હોવી જોઈએ, જેના તરફ સમગ્ર દુનિયાનો ચહેરો ફેરવવામાં આવે. તેનો ફેંસલો જો માનવજાતિ ઉપર છોડવામાં આવ્યો હોત તો આ જ બાબત એક ઘણા મોટા વિરોધ–વંટોળ તથા વાદ–વિવાદની વાત બની ગઈ હોત, એટલા માટે જરૂરી હતું કે તેને ખુદ અલ્લાહ જલ્લ શા'નહુ નક્કી કરે. હઝરત આદમ (અલૈ.)ને દુનિયામાં ઉતારવામાં આવ્યા તો ફરિશ્તાઓ દ્વારા બયતુલ્લાહ (કા'બા)નો પાયો પહેલાં જ નાંખી દેવામાં આવ્યો હતો. હઝરત આદમ (અલૈ.) અને આદમ

અલૈ.ની ઔલાદનો સૌથી પહેલો કિબ્લો આ જ બયતુલ્લાહ (ખાનાએ કા'બા) બની ગયો હતો.

اِنَّ اَوَّلَ بَيۡتٍ وُّضِعَ لِلنَّاسِ لَلَّذِىۡ بِبَكَّةَ مُبٰرَكًا وَّهُدًى لِّلۡعٰلَمِيۡنَ ۝

*“સૌથી પ્રથમ મકાન જે લોકોના માટે બનાવવામાં આવ્યું તે મકાન છે જે તે મક્કામાં છે, જે બરકતવાળું અને દુનિયાના નિવાસીઓ માટે હિદાયતવાળું છે.” (૩:૯૬)*

નૂહ (અલૈ.) સુધી સૌનો કિબ્લો આ જ બયતુલ્લાહ હતો, નૂહ (અલૈ.)ના જળપ્રલય સમયે આખી દુનિયા ડૂબીને તબાહ–બરબાદ થઈ ગઈ. તે સમયે બયતુલ્લાહની ઈમારત પણ જમીનદોસ્ત થઈ ગઈ અને ત્યાર બાદ હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ ફરીવાર અલ્લાહ તઆલાના હુકમથી બયતુલ્લાહને બાંધ્યું અને આ જ તેમનો અને તેમની ઉમ્મતનો કિબ્લો રહ્યો. ત્યાર પછી બની ઈસ્રાઈલના નબીઓ માટે બયતુલ મુકદ્દસને કિબ્લો ઠરાવવામાં આવ્યો અને અબૂલ આલિયાના નિવેદન પ્રમાણે “પાછલા નબીઓ જેઓ બયતુલ મુકદ્દસમાં નમાઝ પઢતા હતા તેઓ એવો અમલ કરતા હતા કે તેમનો ચહેરો બયતુલ્લાહ સામે પણ રહે અને બયતુલ મુકદ્દસ સામે પણ રહે.”

*(કુર્તુબી)*

હઝરત ખાતિમુલ અંબિયા ﷺ ઉપર જ્યારે નમાઝ ફરજ કરવામાં આવી તો ઈબ્ને અબ્બાસ (રદિ.)ના કૌલ પ્રમાણે શરૂઆતમાં આપ ﷺનો કિબ્લો પણ આપ ﷺના દાદા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો કિબ્લો એટલે કે ખાન–એ–કા'બા જ હતો. મક્કા મુકર્રમહથી હિજરત કરી તેઓ મદીના મુનવ્વરહમાં સ્થાયી થયા પછી અને અમુક રિવાયતો પ્રમાણે મદીનાની હિજરતથી અમુક સમય પહેલાં આપ ﷺને અલ્લાહ તઆલા તરફથી આ હુકમ આપવામાં આવ્યો કે, આપ ﷺ બયતુલ મુકદ્દસને પોતાનો કિબ્લો બનાવે. સહીહ બુખારીની રિવાયત પ્રમાણે આપ ﷺએ ૧૬–૧૭ મહિના બયતુલ મુકદ્દસ તરફ ચહેરો કરી નમાઝ અદા કરી. મસ્જિદે નબવી ﷺમાં આજદિન સુધી તેની નિશાનીઓ મૌજૂદ છે, જ્યાં ઊભા રહીને આપ ﷺએ નમાઝ અદા કરી હતી.

*(કુર્તુબી)*

અલ્લાહ તઆલાના હુકમને પૂર્ણ કરવા માટે આપ ﷺ નખશિખ ઈતાઅતનો નમૂનો હતા અને અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે પોતાની નમાઝો બયતુલ મુકદ્દસ તરફ પોતાનું મોઢું કરી અદા કરી રહ્યા હતા, પરંતુ આપ ﷺની દિલી તમન્ના આપના કુદરતી સ્વભાવ પ્રમાણે એ જ હતી કે, આપ ﷺનો કિબ્લો ફરીવાર હઝરત આદમ અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના કિબ્લાને નક્કી કરવામાં આવે અને અલ્લાહ તઆલાની આ સુન્નત છે કે તે પોતાના મકબૂલ બંદાઓની દિલી ખ્વાહિશો અને તમન્નાઓને પૂરી કરે છે.

*تو چناں خواہی خدا خواہد چنیں      می دہد یزداں مرادِ متقیں*

તુ જેમ ચાહે છે અલ્લાહ તઆલા પણ તેમ જ ચાહે છે,

અલ્લાહ તઆલા પરહેઝગારોની મુરાદો પૂરી કરી દે છે.

રસૂલુલ્લાહ ﷺને પણ એવી ઉમ્મીદ હતી કે આપ ﷺની ઈચ્છા પૂરી કરવામાં આવશે અને એટલા માટે વહીના ઈન્તેજારમાં આપ ﷺ વારંવાર આસમાન તરફ નજરો ઉઠાવીને જોયા કરતા હતા. તેનું વર્ણન કુર્આન શરીફની આ આયતમાં છે.

قَدْ نَرٰى تَقَلُّبَ وَجْهِكَ فِى السَّمَآءِ فَلَنُوَلِّيَنَّكَ قِبْلَةً تَرْضٰهَا فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ،

*"અમે જોઈ રહ્યા છે આપ (ﷺ)ને વારંવાર આસમાનની તરફ નજર ઉઠાવતા; બસ, અમે તમને કિબ્લો તે જ બદલી આપીશું, જે આપ (ﷺ)ને પસંદ છે; એટલા માટે આપ (ﷺ) હવેથી નમાઝમાં પોતાનો ચહેરો મસ્જિદે હરામ તરફ કર્યા કરો." (૨:૧૪૪)*

આ આયતમાં રસૂલે કરીમ ﷺની ઈચ્છાને પ્રદર્શિત કરી ફરમાવવામાં આવ્યું કે, આપ ﷺની ઈચ્છાને પૂરી કરવાનો હુકમ આપી દેવામાં આવ્યો છે કે હવેથી આપ ﷺ નમાઝમાં મસ્જિદે હરામ તરફ મોઢું કર્યા કરો.

**નમાઝમાં ખાસ બયતુલ્લાહ (ખાન-એ-કા'બા) તરફ જ મોઢું કરવું જરૂરી નથી બલકે, બયતુલ્લાહની દિશા તરફ મોઢું કરવું પૂરતું છે.**

અહીંયાં ફિક્હી (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર) નિયમ પ્રમાણે એક બાબત

ધ્યાન આપવા યોગ્ય છે કે, આ આયતમાં કા'બા અથવા બયતુલ્લાહની જગ્યાએ "મસ્જિદે હરામ" શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. જેમાં ઈરશાદ છે કે, દૂર–સુદૂરના પ્રદેશોમાં રહેનારા લોકો માટે ખાસ બયતુલ્લાહ તરફ જ મોઢું કરવું જરૂરી છે બલકે, બયતુલ્લાહની દિશા તરફ મોઢું કરી લેવું પૂરતું છે. હા ! જે વ્યક્તિ મસ્જિદે હરામમાં મૌજૂદ હોય અથવા નજીકના કોઈ પહાડ ઉપરથી બયતુલ્લાહને જોઈ રહ્યો હોય તો તેના માટે ખાસ બયતુલ્લાહ તરફ જ મોઢું કરવું જરૂરી છે. જો બયતુલ્લાહની કોઈ વસ્તુ પણ તેની સામે ન આવતી હોય તો તેની નમાઝ નહીં થાય. તેનાથી ઊલટું જે લોકો બયતુલ્લાહની સામે નથી તેમના માટે બયતુલ્લાહની દિશા અથવા મસ્જિદે હરામ તરફ મોઢું કરી લેવું પૂરતું છે.

અલબત્ત, મદીનાની હિજરતના ૧૬–૧૭ મહિના પછી ફરી આપ ﷺ અને મુસલમાનો માટે બયતુલ્લાહને કિબ્લો બનાવવામાં આવ્યો. તે બાબતે યહૂદીઓ, મુશ્રિકો અને મુનાફિકો રસૂલુલ્લાહ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) ઉપર વાંધા–વચકા કરવા લાગ્યા કે, એમના દીનનું તો કોઈ ઠેકાણું જ નથી, રોજ–રોજ તેમનો કિબ્લો બદલાય છે.

કુર્આને કરીમમાં તેમના આ વાંધાને પ્રથમ પ્રસ્તુત આયતમાં નકલ ફરમાવ્યો પછી સાથે જ એ ઉલ્લેખ પણ કર્યો કે, બેવકૂફ લોકો જ વાંધા ઊભા કરે છે અને તેમની બેવકૂફીને પણ જવાબથી સ્પષ્ટ કરવામાં આવી, જેમકે ત્યાર પછી વર્ણવવામાં આવ્યું. ઈરશાદ છે, قُلْ لِلّٰهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ يَهْدِىْ مَنْ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ "તમે કહી આપો કે અલ્લાહના જ છે પૂર્વ અને પશ્ચિમ; તે જેને ઈચ્છે છે સીધા માર્ગ ઉપર ચલાવે છે."

તેનાથી કિબ્લા તરફ મોઢું કરવાની વાસ્તવિકતા સ્પષ્ટ થઈ ગઈ કે, કા'બા અને બયતુલ મુકદસની એનાથી વિશેષ કોઈ ખાસિયત નથી કે અલ્લાહ તઆલાએ પોતાના હુકમથી તેમને કિબ્લા બનાવ્યા. તે જો ઈચ્છે તો તે બંને સિવાય કોઈ ત્રીજી અથવા ચોથી વસ્તુને પણ કિબ્લો બનાવવાનો હુકમ આપે, પછી જેને કિબ્લો બનાવવામાં આવ્યો તેના તરફ મોઢું કરવામાં જે કંઈ ફઝીલત અને સવાબ છે તેની રૂહ અને આત્મા અલ્લાહ જલ્લ શા'નહુની ફરમાંબરદારી સિવાય કંઈ જ નથી. જે કા'બાના બાંધનાર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતનો પાયાનો સિદ્ધાંત છે. એટલા માટે બીજી આયતમાં વધુ ખુલાસાવાર ફરમાવ્યું,

لَيۡسَ الۡبِرَّ اَنۡ تُوَلُّوا وُجُوۡهَكُمۡ قِبَلَ الۡمَشۡرِقِ وَالۡمَغۡرِبِ وَ لٰـكِنَّ الۡبِرَّ مَنۡ اٰمَنَ بِاللّٰهِ،

*"તેમાં વ્યક્તિગત કોઈ નેકી (ભલાઈ) અને સવાબ નથી કે તમે પૂર્વ તરફ મોઢું કરો અથવા પશ્ચિમ તરફ; પરંતુ નેકી અલ્લાહ ઉપર ઈમાન લાવવામાં અને તેની તાબે'દારી કરવામાં છે." (૨:૧૭૭)*

**અને બીજી એક આયતમાં ફરમાવ્યું,**

اَيۡنَمَا تُوَلُّوۡا فَثَمَّ وَجۡهُ اللّٰهِ،

*"તમે અલ્લાહના આદેશ પ્રમાણે જે તરફ પણ મોઢું કરો અલ્લાહ તઆલાને તે જ તરફ પામશો." (૨:૧૧૫)*

**આ આયતોમાં કિબ્લા અને કિબ્લા તરફ મોઢું કરવાની વાસ્તવિકતા પણ સ્પષ્ટ થઈ ગઈ કે, તેમાં આ સ્થળોની પોતાની કોઈ વ્યક્તિગત આગવી વિશેષતા નથી બલકે, તેમાં ફઝીલત અને શ્રેષ્ઠતા પૈદા થવાનું કારણ એ જ છે કે અલ્લાહ તઆલાએ તેમને કિબ્લો બનાવવા માટે નક્કી કર્યા અને તેના તરફ મોઢું કરવામાં સવાબનું કારણ ફક્ત એ જ છે કે, તેમાં અલ્લાહના હુકમની તાબે'દારી છે અને કદાચ આપ ﷺ માટે કિબ્લામાં ફેરબદલ કરવાની હિકમત એ પણ હોઈ શકે છે કે પ્રેક્ટિકલી લોકો સ્પષ્ટ રીતે જાણી લે કે, કિબ્લો કોઈ મૂર્તિ નથી કે, જેની પૂંજા કરવામાં આવે ! બલકે મૂળ બાબત અલ્લાહનો હુકમ છે કે, બયતુલ મુકદસ તરફ મોઢું કરવાનો હુકમ આવી ગયો તો તે હુકમ ઉપર અમલ કર્યો. પછી જ્યારે કા'બા તરફ મોઢું કરવાનો હુકમ મળ્યો તો તે તરફ મોઢું કરવું ઈબાદત બની ગયું. ત્યાર પછીની આયતમાં ખુદ કુર્આન શરીફે પણ આ બાબત તરફ ઈશારો કર્યો છે. જેમાં ફરમાવ્યું છે,**

وَمَا جَعَلۡنَا الۡقِبۡلَةَ الَّتِىۡ كُنۡتَ عَلَيۡهَا اِلَّا لِنَعۡلَمَ مَنۡ يَّتَّبِعُ الرَّسُوۡلَ مِمَّنۡ يَّنۡقَلِبُ عَلٰى عَقِبَيۡهِ ،

*"જે કિબ્લા ઉપર તમે પહેલાં રહી ચૂક્યા છો તેને કિબ્લો બનાવવો તો ફક્ત એ વાતને જાહેર કરવા માટે હતું કે, કોણ રસૂલ (ﷺ)ની તાબે'દારી કરે છે અને કોણ પાછળ ફરી જાય છે." (૨:૧૪૩)*

**કિબ્લાની આ હકીકતના વર્ણનમાં વિરોધ કરનાર મૂર્ખાઓ અને બેવકૂફો**

માટે સ્પષ્ટ જવાબ છે કે, જો તેઓ કિબ્લા વિશે પરિવર્તન અને નવીનીકરણને ઈસ્લામના સિદ્ધાંત વિરૂદ્ધ સમજે છે અને મુસલમાનોને મહેણા–ટોણા મારે છે, તો તેના જવાબ સ્વરૂપે છેવટમાં ઈરશાદ થયો, يَهۡدِىۡ مَنۡ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ ﴿۱۴۲﴾ તેમાં બતાવવામાં આવ્યું કે, સીધા માર્ગ ઉપર તે જ લોકો છે જે લોકો અલ્લાહના હુકમ અને તેના આદેશને પૂર્ણ કરવા માટે કમર કસી લે છે અને તેના આદેશની રાહ જુએ છે અને જે કંઈ પણ હુકમ મળે છે તેના ઉપર કોઈપણ પ્રકારની ટીકા–ટિપ્પણી કે વાંધા–વચકા કાઢ્યા વગર અમલ કરવા માંડે છે અને આ જ સીધો રસ્તો અલ્લાહના ફઝ્લથી મુસલમાનોને પ્રાપ્ત થયો છે.

મુસ્નદે અહમદની એક હદીષમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અહલે કિતાબને મુસલમાનો સાથે સૌથી વધારે ઈર્ષ્યા (અદેખાઈ) ત્રણ બાબતો માટે છે. એક એ કે, અઠવાડિયામાં એક દિવસ ઈબાદતના માટે ખાસ નક્કી કરવાનો હુકમ બધી ઉમ્મતોને મળ્યો હતો. યહૂદીઓએ શનિવારનો દિવસ નક્કી કર્યો, અને ખ્રિસ્તીઓએ રવિવારનો અને હકીકતમાં અલ્લાહ પાસે મુસલમાનો માટે તે ખાસ જુમ્અહનો દિવસ હતો જે મુસલમાનો માટે નક્કી થયો. બીજું એ કે જે કિબ્લો પરિવર્તન પછી મુસલમાનો માટે નક્કી કરવામાં આવ્યો અન્ય કોઈ ઉમ્મતને તેની તૌફીક ન થઈ. ત્રીજું ઈમામની પાછળ "આમીન" કહેવું. આ ત્રણે વિશેષતાઓ ફક્ત મુસલમાનોને પ્રાપ્ત થઈ. અહલે કિતાબ તેનાથી મહરૂમ (વંચિત) છે."

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૪૩.....)

| |
|---|
| وَكَذٰلِكَ جَعَلۡنٰكُمۡ اُمَّةً وَّسَطًا لِّتَكُوۡنُوۡا شُهَدَآءَ |
| عَلَى النَّاسِ وَيَكُوۡنَ الرَّسُوۡلُ عَلَيۡكُمۡ شَهِيۡدًا ؕ |

## તરજુમો :

*અને એવી જ રીતે અમે તમને મધ્યમમાર્ગી (ન્યાયપ્રિય) ઉમ્મત બનાવી જેથી તમે લોકો ઉપર ગવાહ થાઓ, અને રસૂલ તમારા ઉપર ગવાહ થાય.....*

## તફસીર :

અને (હે રસૂલ ﷺના અનુયાયીઓ !) આવી જ રીતે અમે તમને આવી જ એક જમાઅત (સમૂહ) બનાવી દીધી (જેઓ દરેક રીતે) સર્વોત્તમ (ન્યાયપ્રિય) છે, જેથી (દુનિયામાં શ્રેષ્ઠતા તથા વિશેષતા પ્રાપ્ત કર્યા પછી આખિરતમાં પણ તમારી વિશેષતા પૂરવાર થઈ જાય કે) તમે (એક મોટા મુકદ્દમામાં જેમાં એક સમૂહ અંબિયા (અલૈ.)નો હશે અને બીજો વિરોધી કૌમોનો હશે. આ વિરોધી) લોકોના મુકાબલામાં ગવાહ થાઓ અને (શ્રેષ્ઠ અને વિશેષ દરજ્જો એ પ્રાપ્ત થયો કે,) તમારા (ગવાહીને પાત્ર અને ભરોસાપાત્ર હોવા માટે) રસૂલ ﷺ ગવાહ હશે (અને તેમની ગવાહીથી તમારી ગવાહી આધારભૂત અને ભરોસાપાત્ર હોવાની ખાતરી થશે. પછી તમારી ગવાહીથી આ મુકદ્દમાનો અંબિયા (અલૈ.)ના હકમાં ફેંસલો થશે અને વિરોધીઓ ગુનેહગાર સાબિત થઈને સજા પામશે અને આ જ બાબત શ્રેષ્ઠ કક્ષાના સન્માન અને ઈજ્જતવાળી હોવાનું દેખીતું છે.)

## મસ્અલા અને બોધપાઠ :

**હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મત મધ્યમમાર્ગી (ન્યાયપ્રિય) ઉમ્મત છે :**

શબ્દ وَسَطٌ بِفَتْحِ السِيْنِ بِمَعْنٰى اَوْسَطُ છે અને શ્રેષ્ઠ વસ્તુ અને ઉત્તમ બાબતને "વસત" (وَسَـــــط) કહેવામાં આવે છે. તિરમિઝીની રિવાયતમાં અબૂ સઈદ ખુદરી (રદિ.)એ આપ ﷺથી આ શબ્દ "વસત"ની તફસીર "ન્યાય" કરી છે, જે શ્રેષ્ઠ હોવાના અર્થમાં આવે છે.

*(કુર્તુબી)*

આ આયતમાં રસૂલે કરીમ ﷺની ઉમ્મતની એક વિશેષ ફઝીલત અને ખાસિયતનું વર્ણન છે કે, તે એક ઉત્તમ ઉમ્મત બનાવવામાં આવી. તેમાં એવું બતાવવામાં આવ્યું કે, જેવી રીતે અમે મુસલમાનોને તે કિબ્લો અતા (અર્પણ) કર્યો જે સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ છે. એવી જ રીતે અમે ઉમ્મતે ઈસ્લામિય્યહને એક શ્રેષ્ઠતા એ પણ અર્પણ કરી કે, તેને એક સર્વોત્તમ અને ન્યાયપ્રિય ઉમ્મત બનાવી જેના પરિણામે તેમને હશ્રના મેદાનમાં એ વિશેષતા પ્રાપ્ત થશે કે તમામ નબીઓની ઉમ્મતો જ્યારે પોતાના નબીઓની હિદાયત અને તબ્લીગથી ફરી જશે અને તેમને જૂઠાડીને એવું કહેશે કે ન તો અમારી પાસે કોઈ કિતાબ આવી અને ન

જ કોઈ નબીએ અમારી રહેબરી (માર્ગદર્શન) કરી. તે સમયે હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મત તેમના તરફથી ગવાહ તરીકે રજૂ કરવામાં આવશે અને તેઓ ગવાહી આપશે કે અંબિયા (અલૈ.)એ દરેક સમયમાં દરેક યુગમાં અલ્લાહ તઆલા તરફથી લાવેલી હિદાયત તેમને પહોંચાડી અને તેમને સીધા માર્ગ ઉપર લાવવાની બધી જ કોશીષો કરી. આવો જૂઠો દા'વો કરનાર ઉમ્મતો રસૂલુલ્લાહ ﷺની ઉમ્મતની ગવાહી ઉપર વાંધો ઉઠાવશે કે "તેમને અમારા બાબત શું ખબર? તેમની ગવાહી અમારા માટે કઈ રીતે કબૂલ કરી શકાય ? તેઓ તો અમારા પછી દુનિયામાં આવ્યા હતા !"

હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મત આ વાંધાનો જવાબ આપશે કે, "બેશક ! અમે તે સમયે હાજર ન હતા પરંતુ તેમની હાલત અને ઘટનાઓની ખબર અમને એક સાચા રસૂલ ﷺ અને અલ્લાહની કિતાબે આપી છે, જેના ઉપર અમે ઈમાન લાવ્યા અને અમે તેમની ખબરને પોતાના મૂલ્યાંકનથી અને અપેક્ષાથી વધુ ચોક્કસ અને સાચી માનીએ છીએ. એટલે અમે પોતાની ગવાહીમાં સચ્ચાઈ ઉપર છીએ." તે સમયે રસૂલે કરીમ ﷺ હાજર થશે અને તે ગવાહોને ટેકો આપશે કે "બેશક ! તેમણે જે કહ્યું તે સાચું છે. અલ્લાહ તઆલાની કિતાબ (કુર્આન) અને મારા શિક્ષણ દ્વારા તેમને આ બાબતની ખબર થઈ હતી."

મહશરની આ ઘટનાનો ખુલાસો સહીહ બુખારી, તિરમિઝી, નસઈ અને મુસ્નદે અહમદની ઘણી હદીષોમાં ટૂંકમાં અને લંબાણપૂર્વક આવેલ છે.

મતલબ કે, ઉપરોક્ત આયતમાં હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મત સર્વોત્તમ અને શ્રેષ્ઠ ઉમ્મત હોવાનું રહસ્યોદ્ઘાટન કરવામાં આવ્યું છે કે, આ ઉમ્મત શ્રેષ્ઠ અને ન્યાયપ્રિય, ઉત્તમ ઉમ્મત બનાવવામાં આવી છે. એટલા માટે અત્રે અમુક વાતો વિચારવા યોગ્ય છે.

**'એઅ્તિદાલે ઉમ્મત' اعتدالِ امّت ની હકીકત, તેનું મહત્ત્વ અને તેના અમુક ખુલાસાઓ :**

*(એઅ્તિદાલનો ગુજરાતી શબ્દકોષ પ્રમાણે અર્થ સંતુલન, બરાબર હોવું, શ્રેષ્ઠ, ઉત્તમ, મધ્યમમાર્ગી, ન્યાયપ્રિય, વચ્ચેનું, ન્યાયપૂર્ણ તટસ્થતા વગેરે થાય છે.)*

(૧) વાસ્તવમાં "એઅતિદાલે ઉમ્મત" اعتدالِ امّت હોવાનો અર્થ શું છે ?

(૨) એઅતિદાલે ઉમ્મત હોવાની ખાસિયત શું છે અને તેનું મહત્ત્વ શું છે ? શા માટે એઅતિદાલે ઉમ્મત હોવાના આધારે જ ફઝીલત (શ્રેષ્ઠતા–ઉચ્ચતા) પ્રાપ્ત થાય છે ?

(૩) હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મતના મોઅતદિલ معتدل હોવા અંગે અને તે વિશેની ઘટનાઓના સંદર્ભમાં શું પૂરાવાઓ છે ?

ક્રમાનુસાર ત્રણે સવાલોના જવાબો આ પ્રમાણે છે.

(૧) એઅતિદાલે ઉમ્મતનો શાબ્દિક અર્થ "સુવ્યવસ્થિત અને સુઘડ" હોવું છે. આ શબ્દ "અદલ" عدل ઉપરથી લેવામાં આવ્યો છે. તેનો અર્થ "ન્યાય" તથા "બરાબર અને વ્યવસ્થિત કામ કરવાનો" પણ થાય છે.

(૨) એઅતિદાલનું મહત્ત્વ એ છે કે, તેને મનુષ્યની શ્રેષ્ઠતા અને ફઝીલતનું માપદંડ બનાવવામાં આવ્યું. આ મુદો થોડો ખુલાસો માંગી લે છે. સૌ પ્રથમ એક ઉદાહરણ સમજીએ. દુનિયામાં જેટલી નવી–જૂની પદ્ધતિ શરીરની તંદુરસ્તી અને ઈલાજ માટે પ્રચલિત છે. જેમકે યુનાની, વૈદિક, ઍલોપેથિક, હૉમયોપેથિક વગેરે વગેરે. બધી જ એક બાબત ઉપર સહમત છે કે, મનુષ્યના શરીરની તંદુરસ્તી "એઅતિદાલે મિઝાજ" مزاج (માનવશરીર બંધારણના મુખ્ય રસાયણોના સંતુલન) ઉપર છે. અને જ્યાં આ એઅતિદાલ (સંતુલન)માં ખામી ઉત્પન્ન થાય છે તો વ્યક્તિનું શરીર બીમારીમાં સપડાય છે. ખાસ કરીને યુનાની પદ્ધતિમાં પાયાનો સિદ્ધાંત વ્યક્તિના શરીર બંધારણમાં તત્ત્વો અને રસાયણોની સ્થિતિ ઉપર આધારિત છે. વ્યક્તિું શરીર ચાર મુખ્ય તત્ત્વો Blood (લોહી), Phlegm (બલગમ), Yellow Bile અને Black Bile છે અને આ ચારે તત્ત્વો અને રસાયણોથી શરીરમાં ચાર પરિસ્થિતિઓ પૈદા થાય છે. ગરમી, ઠંડી, ભીનાસ અને સૂકાપણું. જે સમય સુધી આ ચારે પરિસ્થિતિઓ એક મર્યાદિત અને યોગ્ય સીમા સુધી બરાબર રહે છે વ્યક્તિનું શરીર તંદુરસ્ત કહેવામાં આવે છે અને જ્યાં તેમાં કોઈ પરિસ્થિતિ મર્યાદાથી વધી જાય અથવા ઘટી જાય તો વ્યક્તિનું શરીર બીમાર કહેવાય છે અને જો તેનો ઈલાજ ન કરવામાં આવે તો એક હદ સુધી પહોંચીને વ્યક્તિનું મૃત્યુ પણ નિપજી શકે છે.

આ ઉદાહરણ પછી આધ્યાત્મિકતા અને વર્તનશાસ્ત્ર તરફ આવીએ, તો

જણાઈ આવશે કે, તેમાં પણ એઅતિદાલ અને બેએઅતિદાલી (અસમતુલા)ની આ જ પદ્ધતિઓ મૌજૂદ છે. તેના એઅતિદાલનું નામ અંતરની શુદ્ધિ અને બેએઅતિદાલીનું નામ આધ્યાત્મિકતા અને વર્તન તથા અખ્લાકની બીમારી છે. અને જો આ બીમારીનો ઈલાજ કરીને તેને એઅતિદાલ ઉપર લાવવામાં ન આવે તો તેનું પરિણામ રૂહાની મૌત છે. અને આ પણ કોઈ પહોંચેલા વ્યક્તિ સુધી સીમિત રહસ્ય નથી કે, મનુષ્યને સમગ્ર સૃષ્ટિથી શ્રેષ્ઠ સર્જન તથા તેમનો હાકિમ અને અલ્લાહનો ખલીફા ઠરાવવામાં આવ્યો છે, તે માણસની શારીરિક રચના, તેના હાથ–પગ, તેના શરીરમાં દોડતા લોહી કે શરીરની ઠંડી–ગરમીના કારણે નથી. કારણ કે, આ અવયવો અને શારીરિક શક્તિ તો દુનિયામાં બધા જ પ્રાણીઓને પ્રાપ્ત છે. બલકે, અમુક પ્રાણીઓ માણસથી પણ વધુ શક્તિશાળી અને મજબૂત શારીરિક બંધારણ ધરાવે છે.

તો જે કારણથી મનુષ્યને અશરફુલ મખ્લૂકાત (સમગ્ર સૃષ્ટિથી શ્રેષ્ઠ) અને સૃષ્ટિનો સરદાર માનવામાં આવ્યો છે તે તેના શરીરના માંસ, લોહી, ઠંડી–ગરમી વગેરે કરતા કોઈ અન્ય શ્રેષ્ઠ વસ્તુ છે, જે મનુષ્યમાં સંપૂર્ણ અને વિશેષ સ્વરૂપે મૌજૂદ છે અને બીજી મખ્લૂકોને આ બાબત કે દરજ્જો પ્રાપ્ત નથી. આ બાબત શું છે તે જાણી લેવું પણ કોઈ બારીક કે નાજુક કામ નથી. આ બાબત મનુષ્યની "રૂહાની અને અખ્લાકી શ્રેષ્ઠતા" છે. એના લીધે જ મનુષ્ય સમગ્ર સૃષ્ટિ ઉપર આધિપત્ય ભોગવે છે.

મવલાના રૂમી તેને આ શબ્દોમાં વર્ણવે છે.

آدمیّت لحم و شحم و پوست نیست ؛ آدمیّت جز رضائے دوست نیست

માણસ "માણસપણું" માંસ, ચરબી અને ચામડીનું નામ નથી,
માણસપણું દોસ્ત "મહબૂબ"ની ખુશી સિવાય કાંઈ નથી.

અને એ જ કારણે જે વ્યક્તિ ઉત્તમ અખ્લાક અને શ્રેષ્ઠ ગુણોની નાકદરી કરીને તેને બરબાદ કરે છે. તેના વિશે મવલાના રૂમી ફરમાવે છે.

اینکہ می بینی خلافِ آدم اند ؛ نیستند آدم غلافِ آدم اند

જ્યારે એ જાણ થઈ ગઈ કે, મનુષ્યની શ્રેષ્ઠતાનો આધાર અને તેના ઉત્તમ

હોવાનું માપદંડ તેની આધ્યાત્મિકતા અને અખ્લાકની શ્રેષ્ઠતા છે અને એ જાણી ચૂક્યા છે કે, મનુષ્યના શરીરની જેમ મનુષ્યની આત્મા અને રૂહ પણ એઅતિદાલી અને બેએઅતિદાલીનો (સંતુલન અને અસંતુલનનો) શિકાર બને છે. જેવી રીતે મનુષ્યના શરીરની તંદુરસ્તી તેના શરીરના રાસાયણિક તત્ત્વોની એઅતિદાલી ઉપર આધારિત છે. એવી જ રીતે આત્મા અને રૂહની તંદુરસ્તી અખ્લાકના એઅતિદાલ ઉપર અવલંબિત છે. તેણે વ્યક્તિને સંપૂર્ણ કહેવાનો અધિકાર ફક્ત એવા જ વ્યક્તિને આપ્યો છે, જે શારીરિક રીતે તંદુરસ્ત હોવાની સાથે–સાથે અખ્લાકનો પણ એઅતિદાલ રાખતો હોય. આ ગુણ બધા જ અંબિયા (અલૈ.)ને વિશેષ સ્વરૂપે અર્પણ થયો હતો અને આપણા રસૂલે કરીમ ﷺને પણ સૌથી વધારે આ ગુણ પ્રાપ્ત થયો હતો. એટલા માટે સંપૂર્ણ વ્યક્તિનો આદર્શ નમૂનો આપ ﷺ જ છે અને જેવી રીતે શારીરિક ઈલાજ અને સારવાર માટે દરેક યુગમાં, દરેક સ્થળે, દરેક વસ્તીમાં હકીમો, ડૉક્ટરો, દવાઓ અને ડૉક્ટરી સર–સામાન તથા દવાખાનાનું એક સુગ્રથિત તંત્ર હોય છે, એવી જ રીતે આધ્યાત્મિક અને રૂહાની ઈલાજો અને સારવાર તથા કૌમોના અખ્લાકમાં એઅ્તિદાલ પેદા કરવા માટે અંબિયા (અલૈ.)ને મોકલવામાં આવ્યા. તેમની સાથે આસમાની હિદાયતો પણ મોકલવામાં આવી અને આવશ્યકતા અનુસાર ભૌતિક શક્તિઓ પણ અતા કરવામાં આવી, જેના દ્વારા તેઓ એઅ્તિદાલના આ કાયદાને દુનિયામાં સ્થાપી શક્યા. આ વિષયનું કુર્આન શરીફે સૂરએ હદીદમાં આ રીતે વર્ણન કર્યું છે.

لَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَاَنْزَلْنَا مَعَهُمُ الْكِتٰبَ وَالْمِيْزَانَ لِيَقُوْمَ النَّاسُ بِالْقِسْطِ ج
وَاَنْزَلْنَا الْحَدِيْدَ فِيْهِ بَاْسٌ شَدِيْدٌ وَّ مَنَافِعُ لِلنَّاسِ،

*"અમે મોકલ્યા છે પોતાના રસૂલો નિશાનીઓ આપીને અને ઉતારી તેમની સાથે કિતાબ અને (ઈન્સાફનું) "ત્રાજવું" જેથી લોકો ન્યાય અને ઈન્સાફ ઉપર કાયમ થઈ જાય; અને અમે ઉતાર્યું લોખંડ જેમાં ઘણી તાકત છે, અને લોકો માટે લાભો છે." (૫૭:૨૫)*

અત્રે અંબિયા (અલૈ.)ને મોકલવાની અને તેમના ઉપર કિતાબો નાઝિલ

કરવાની હિકમત એ જ બતાવવામાં આવી છે કે, તેના દ્વારા લોકોમાં અખ્લાકી અને અમલી એઅ્‌તિદાલ પૈદા કરવામાં આવે. કિતાબ અખ્લાક અને અધ્યાત્મિક સંતુલન પૈદા કરવા માટે નાઝિલ કરવામાં આવી છે. મતલબ એ છે કે વ્યવહારમાં અમલી એઅ્‌તિદાલ પૈદા કરવા માટે ઈન્સાફથી વર્તવામાં આવે અને એ પણ અર્થ થઈ શકે છે કે, દરેક પયગંબરની શરીઅતો હોય છે, જેના દ્વારા વાસ્તવિક એઅ્‌તિદાલની જાણ દરેકને થઈ જાય છે અને લોકોમાં ન્યાય અને ઈન્સાફ કાયમ થઈ જાય છે.

આ ખુલાસાથી તમે સમજી લીધું હશે કે, અંબિયા (અલૈ.)ને મોકલવા અને તેમના ઉપર કિતાબો નાઝિલ કરવાનો મુખ્ય હેતુ અને હિકમત એ જ છે કે કૌમોને અખ્લાકી અને અમલી એઅ્‌તિદાલ ઉપર કાયમ કરવામાં આવે અને આ જ ઈલાજ કૌમોની તંદુરસ્તી આધ્યાત્મિક સારવાર છે.

**ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનો દરેક પ્રકારનો એઅ્‌તિદાલ :**

આ વર્ણનથી આપને જાણ થઈ ગઈ કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અને તેમના સહાબા (રદિ.)ની ફઝીલત અને શ્રેષ્ઠતા પ્રસ્તુત આયતમાં વર્ણવામાં આવી છે وَكَذٰلِكَ جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا એટલે કે "અમે તમને એક મોઅ્‌તદિલ (સર્વોત્તમ, શ્રેષ્ઠ, ન્યાયપ્રિય, મધ્યમમાર્ગી) ઉમ્મત બનાવી છે." આ બોલવામાં અને લખવામાં તો માત્ર એક શબ્દ છે પરંતુ વાસ્તવમાં કોઈ કૌમ અથવા વ્યક્તિમાં જેટલા પણ ગુણો અને વિશેષતાઓ આ જગતમાં હોઈ શકે છે તે બધા ઉપર આ શબ્દ છવાયેલો અને સર્વગ્રાહી છે.

તેમાં ઉમ્મતે મુહમ્મદિય્યહને "ઉમ્મતે વસત" અથવા "મોઅ્‌તદિલ (સંતુલિત) ઉમ્મત" કહીને તે બતાવવામાં આવ્યું છે કે, વ્યક્તિની નિપૂણતા, શ્રેષ્ઠતા અને ફઝીલત તેમાં સર્વોત્તમ અને પરાકાષ્ઠાની હદ સુધી મૌજૂદ છે અને જે હેતુ માટે આસમાન અને પૃથ્વી તથા સમગ્ર વિશ્વની વ્યવસ્થાનું અસ્તિત્વ છે અને જેના માટે અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો મોકલવામાં આવી છે, તે બધામાં આ ઉમ્મત બધી ઉમ્મતોમાં સૌથી શ્રેષ્ઠ અને વિશેષ મરતબો ધરાવે છે.

કુર્આન શરીફમાં આ ઉમ્મતના સંદર્ભમાં આ ફઝીલતનું લક્ષણ વિવિધ આયતોમાં વિવિધ વિષયો હેઠળ ઉલ્લેખવામાં આવ્યું છે. સૂરએ અઅ્‌રાફના

**અંતમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે ઈરશાદ છે.**

**وَمِمَّنْ خَلَقْنَآ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ يَعْدِلُوْنَ ○**

*"તે લોકોમાં જેમને અમે પૈદા કર્યા છે એક એવી ઉમ્મત છે, જે સત્ય માર્ગ બતાવે છે અને તેના પ્રમાણે ન્યાય કરે છે." (૭:૧૮૧)*

**તેમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના એઅ્તિદાલ અને આધ્યાત્મિકતા તથા અખ્લાકને સ્પષ્ટ કરવામાં આવ્યા છે. તેઓ પોતાના વ્યક્તિગત લાભ અને ઈચ્છાઓને છોડીને આસમાની હિદાયત પ્રમાણે પોતાને ચલાવે છે અને બીજાઓને પણ ચલાવવાનો પ્રયત્ન કરે છે અને કોઈ બાબતમાં વાદ–વિવાદ થઈ જાય તો તેનો ફેંસલો પણ આસમાની કાનૂન પ્રમાણે જ કરે છે. જેમાં કોઈ વ્યક્તિ અથવા કૌમના હિતને કોઈ ભય હોતો નથી.**

**અને સૂરએ આલે ઈમ્રાનમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના આધ્યાત્મિક એઅ્તિદાલની નિશાનીઓ આ શબ્દોમાં ઉલ્લેખવામાં આવી છે.**

**كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَتَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ بِاللّٰهِ ؕ**

*"તમે તે શ્રેષ્ઠ ઉમ્મત છો, જે લોકો(ના ફાયદા) માટે મોકલવામાં આવી છે; હુકમ કરો છો સારા કામોનો; અને રોકો છો ખરાબ કામોથી; અને અલ્લાહ ઉપર ઈમાન લાવો છો." (૩:૧૧૦)*

**એટલે જેવી રીતે તેના રસૂલે કરીમ ﷺ બધા રસૂલોમાં શ્રેષ્ઠ અને અફઝલ રસૂલ છે અને કુર્આન બધી આસમાની કિતાબોમાં સર્વગ્રાહી અને સંપૂર્ણ છે. એવી જ રીતે રસૂલુલ્લાહ ﷺની ઉમ્મતને તંદુરસ્ત શરીરની સાથે–સાથે આધ્યાત્મિક એઅતિદાલ પણ શ્રેષ્ઠ અને ઉત્તમ પ્રકારનો અર્પણ કરવામાં આવ્યો છે અને એટલા માટે તે બધી ઉમ્મતોમાં શ્રેષ્ઠ ઉમ્મત ઠરાવવામાં આવી છે. તેમના ઉપર જ્ઞાન અને કુદરતી રહસ્યોના દરવાજાઓ ખોલી નાંખવામાં આવ્યા છે. ઈમાન અને આ'માલ તથા તકવાની બધી જ પ્રણાલિકાઓ તેમની કુરબાનીઓથી હરી–ભરી રહે છે. તે કોઈ ખાસ દેશ અથવા કૌમની સીમાઓમાં કૈદ નથી બલકે, આ ઉમ્મતનું વર્તુળ સમગ્ર જગત ઉપર અને સમગ્ર માનવજાતની જિંદગીના પ્રત્યેક ક્ષેત્રો ઉપર પ્રભાવિત છે. મતલબ કે, તેનું અસ્તિત્વ જ એવું છે કે,**

બીજાઓની ભલાઈ કરે છે અને જે પણ રીતે શક્ય હોય, તેમને જન્નતના દરવાઝા ઉપર લાવીને ઊભા કરી દે છે. اُخْـرِجَـتْ لِلنَّـاسِ માં તે તરફ ઈશારો છે કે, આ ઉમ્મત બીજાઓની ભલાઈ અને હિતની રક્ષા માટે જ બનાવવામાં આવી છે. તેના હોદ્દાની રૂએ તેની કૌમી નિશાની જ એ છે કે, લોકોને નેકી અને ભલાઈના કામોનો હુકમ કરે છે અને બુરા કામોથી રોકે છે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે اَلـدِّيْـنُ الـنَّـصِيْـحَةُ તેનો મતલબ આ છે કે, "ભલાઈ અને ખૈરખ્વાહીનું જ નામ દીન છે." એક દીનદાર માટે આવશ્યક છે કે તે ભલાઈનો હુકમ કરતો રહે અને બુરાઈથી રોકે, પછી બુરા કામોમાં કુફ્ર, શિર્ક, બિદ્અતો, કુરિવાજો અને ફિસ્ક (દુષ્કૃત્યો) તથા દરેક પ્રકારનું ખરાબ વર્તન અને અયોગ્ય વાતો શામિલ છે. તેને રોકવાના પણ કેટલાય પ્રકારો છે. ક્યારેક જીભથી, ક્યારેક હાથથી, ક્યારેક કલમથી તો ક્યારેક તલવારથી. મતલબ કે, દરેક પ્રકારનો જિહાદ (સંઘર્ષ) તેમાં શામિલ થઈ ગયો. આ ગુણ અને લક્ષણ જેટલો સર્વસામાન્ય અને કાયદેસર રીતે ઉમ્મતે મુહમ્મદિય્યહમાં જોવા મળે છે એટલો આગલી ઉમ્મતોમાં જોવા મળતો નથી.

(૩) હવે ત્રીજી વાત ધ્યાન આપવા યોગ્ય રહી ગઈ કે, આ ઉમ્મત મધ્યમ માર્ગે અને એઅ્તિદાલ ઉપર હોવાની સાબિતી શું છે ? તેનો ખુલાસો લંબાણપૂર્વક અને બધી ઉમ્મતોની માન્યતાઓ, અમલો, અખ્લાક અને તેમના કારનામાઓ સાથે સરખામણી કરવા ઉપર અવલંબિત છે. તેમાંથી અમુક બાબતોનો ઉદાહરણ સ્વરૂપે અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

**માન્યતા (અકાઈદી) એઅ્તિદાલ :**

સૌ પ્રથમ અકાઇદી અને વિચારસરણીના એઅ્તિદાલને જ લઈ લો, તો અગાઉ થઈ ગયેલી ઉમ્મતોમાં એક તરફ દેખાઈ આવશે કે તેમાંથી ઘણા લોકોએ અલ્લાહના રસૂલોને તેના બેટા બનાવી લીધા અને તેમની ઈબાદત અને પૂંજા પણ કરવા લાગ્યા. قَـالَـتِ الْيَهُـوْدُ عُزَيْرُ ِن ابْـنُ الـلّٰـهِ وَقَـالَـتِ الـنَّـصَـارٰى الْمَسِيْحُ ابْنُ اللّٰهِ "યહૂદીઓ કહે છે કે, ઉઝૈર (અલૈ.) અલ્લાહના બેટા છે અને નસારા કહે છે કે ઈસા (અલૈ.) અલ્લાહના બેટા છે." (૯:૩૦) અને બીજી બાજુ તે કૌમોમાં બીજા લોકોની એ પરિસ્થિતિ હતી કે, રસૂલો (અલૈ.)ના સતત મોઅ્જિઝાઓ અને

ચમત્કારો નજરે નિહાળી લીધા હોવા છતાં પણ, જ્યારે તેમને રસૂલ (અલૈ.) કોઈ લડાઈ અથવા યુદ્ધ (જિહાદ) માટે આમંત્રિત કરતા તો કહી દેતા فَـا ذْهَـبْ اَنْـتَ وَرَبُّـكَ فَـقَـاتِلَآ اِنَّـا هٰهُـنَـا قٰعِدُوْنَ "તમે અને તમારો પરવરદિગાર બંને જાઓ, અને વિરોધીઓ સાથે યુદ્ધ કરી લો; અમે તો અહીંયાં જ બેઠા રહીશું." (૫:૨૪) ક્યાંક એવું પણ જોવામાં આવશે કે, અંબિયા (અલૈ.)ને તેમના માનનારાઓએ જાત–જાતની તકલીફો અને મુસીબતો પહોંચાડી.

એનાથી વિપરીત ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ દરેક યુગ અને દરેક સમયમાં પોતાના રસૂલ ﷺ સાથે મહોબ્બત અને ઈશ્ક રાખે છે અને તેમના માટે પોતાની જાન, માલ, ઔલાદ, ઈજ્જત–આબરૂ કુરબાન કરી દે છે.

સલામ ઉસ (ﷺ) પર કે જિસ કે નામ લેવા હર ઝમાનેમેં,
બળ્હા દેતેં હે ટુકડા સરફરોશી કે ફસાનેમેં.

અને બીજી બાજુ એવો એઅ્તિદાલ કે રસૂલ ﷺને રસૂલ અને અલ્લાહને અલ્લાહ સમજે છે. રસૂલ ﷺને પોતાની સંપૂર્ણ શ્રેષ્ઠતા, નિપૂણતા અને ફઝીલત સાથે અબ્દુલ્લાહી વ રસૂલુહૂ (અલ્લાહના બંદા અને તેના રસૂલ) માને છે અને આપ ﷺની તા'રીફ અને વખાણનું તે માપદંડ સામે રાખે છે જેને કસીદ–એ–બુરદહમાં ફરમાવ્યું છે.

دَعْ مَاادَّعَتْهُ النَّصَارٰى فِىْ نَبِيِّهِمْ وَاَحْكُمْ بِمَا شِئْتَ مَدْحًافِيْهِ وَاحْتَكِمْ

*"તે કુફ્રના કલમાને છોડી આપો જે ખ્રિસ્તીઓએ પોતાના નબીના વિષયમાં કહ્યો કે, તેઓ અલ્લાહની પનાહ પોતે ખુદા અથવા ખુદાના બેટા છે, તેના સિવાય આપ ﷺની તા'રીફ અને મહોબ્બતમાં જે કંઈ (જાઈઝ વાતો) કહો તે બધું સાચું અને સહીહ છે."*

بعد از خدا بزرگ توئی قصہ مختصر

*બઅ્દ જ ખુદા બુઝુર્ગ તૂ ઈ કિસ્સા મુખ્તસર !*

*ટૂંકમાં અલ્લાહ પછી તમે જ (હઝરત મુહમ્મદ ﷺ) શ્રેષ્ઠ છો !*

**અમલ (કર્મો) અને ઇબાદતમાં એઅ્તિદાલ :**

અકીદાઓ અને માન્યતાઓ પછી કર્મો (અમલ) અને ઈબાદતનો નંબર

આવે છે. તેમાં જુઓ તો અગાઉની ઉમ્મતોમાં એક બાજુ તો એવું જોવા મળશે કે, પોતાની શરીઅતના હુકમોને નજીવી કિંમતમાં વેચી દે છે. લાંચ લઈને આસમાની કિતાબોમાં સુધારા–વધારા કરે છે અથવા ગલત ફતવા આપે છે અને જાત–જાતના હિલા (યુક્તિઓ) બહાનાઓ કાઢીને શરીઅતના હુકમોને બદલી નાંખે છે. ઈબાદતથી પીછો છોડાવવામાં આવે છે અને બીજી બાજુ ઈબાદતખાનાઓમાં એવા–એવા લોકો પણ મળશે જેઓ દુનિયા છોડીને સન્યાસીપણું અપનાવીને બેઠા છે. તેઓ અલ્લાહની આપેલી હલાલ નેઅ્મતોથી પણ પોતાને વંચિત (મહરૂમ) રાખે છે અને જાણીબુઝીને પોતાની જાત ઉપર જુલમ કરવાને ઈબાદત સમજે છે.

ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺએ તેનાથી વિપરીત એક બાજુ સન્યાસીપણાને માનવતા ઉપર અત્યાચાર ઠરાવ્યો છે, તો બીજી બાજુ અલ્લાહ અને તેના રસૂલ ﷺના હુકમો ઉપર ફના થઈ જવાની ભાવના પૈદા કરી છે, કયષર (પ્રાચીન રૉમન સામ્રાજ્ય) અને કિસ્રા (પ્રાચીન ઈરાની સામ્રાજ્ય)ની સત્તાઓનો ખાતમો કરી તેમના રાજમુગટના માલિક બનીને દુનિયાને એ બતાવી દીધું છે કે, ડહાપણ અને રાજકારણમાં અથવા દીન અને દુનિયામાં વેર નથી. દીન ફક્ત મસ્જિદો અથવા ખાનકાહોના ખૂણાઓમાં બેસવા માટે નથી આવ્યો બલકે, તેની સત્તા અને અધિકાર બજારો અને ઑફિસોમાં પણ છે તથા મંત્રીઓના કાર્યાલયો ઉપર પણ, તેણે બાદશાહીમાં ફકીરી અને ફકીરીમાં બાદશાહી શીખવાડી છે.

چو فقر اندر لباسِ شاہی آمد

زتدبیرِ عبید اللّٰہی آمد

## સામાજિક અને સાંસ્કૃતિક (સભ્યતા) એઅ્તિદાલ :

ત્યાર બાદ સમાજ અને સંસ્કૃતિને જુઓ, તો અગાઉની ઉમ્મતોમાં તમે એક બાજુ એવી બેએઅ્તિદાલી જોશો કે, માણસના હકો (માનવાધિકારો)ની કોઈ પરવા નથી, હક–નાહકની કોઈ ચર્ચા નથી. પોતાના સ્વાર્થ વિરૂદ્ધ જે કંઈ પણ હોય તેને કચડી નાંખવું, હત્યા કરી નાંખવી, લૂંટી લેવું સૌથી મોટો ગુણ કહેવાતો હતો. એક માલદારના ગૌચરમાં કોઈ અન્યનું ઊંટ ઘુસી જાય અને થોડું નુકસાન

કરી નાંખે તો અરબની એક પ્રખ્યાત લડાઈની જેમ હરબે બસૂસ (حـرب بسوس) કે જે ૧૦૦ વર્ષ સુધી સતત ચાલી હતી, હજારો માણસોનું ખૂન થયું. આવી નજીવી બાબતોમાં ખૂનરેઝ લડાઈઓ થતી. ઔરતોના હકો આપવાની વાત તો બાજુએ રહી, તેને જીવતી રહેવાનો પણ અધિકાર આપવામાં આવતો ન હતો. ક્યાંક તો તેને બાળપણમાં જીવતી દફન કરી દેવાનો રિવાજ હતો તો ક્યાંક મૃત પતિની સાથે ચિતા ઉપર જીવતી સળગાવી દઈ સતી બનાવી દેવાનો રિવાજ હતો. તેનાથી વિપરીત એવી માન્યતા પણ હતી કે, કીડી–મકોડી કે જીવજંતુની હત્યાને પણ વર્જિત (હરામ) સમજવામાં આવતી. પ્રાણીઓને ઝબહ કરવાને પણ હરામ ઠરાવવામાં આવતું. અલ્લાહના હલાલ કરેલા જાનવરોના માંસને ખાવો અને તેનાથી ફાયદો ઉઠાવવાને અત્યાચાર સમજવામાં આવતો, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અને તેમની શરીઅતે આ બધી બેએઅ્તિદાલીઓનો નાશ કર્યો. એક બાજુ માણસને માણસના અધિકારો આપ્યા અને ન ફક્ત સુલેહ કે મિત્રતાના સમયે બલકે, યુદ્ધના મૈદાનની વચ્ચે પણ વિરોધીઓના હકોનું રક્ષણ કરતા શીખવ્યું. સ્ત્રીઓને પુરૂષોની જેમ અધિકારો અર્પણ કર્યા અને બીજી બાજુ દરેક બાબતની એક સીમા અને મર્યાદા નક્કી કરી જેમાં આગળ વધી જવાને અથવા તેનાથી પાછા હટવાને ગુનોહ ઠરાવ્યો અને પોતાના અધિકારોની બાબતમાં ક્ષમા કરી, કે આંખ આડા કાન કરી કંઈક જતું કરવાનું પણ શીખવ્યું. જ્યારે બીજાઓના અધિકારોને સંપૂર્ણ કાળજીપૂર્વક અદા કરવાની સભ્યતા પણ શીખવી.

**આર્થિક અને વ્યાપારિક એઅ્તિદાલ :**

ત્યાર પછી દુનિયાની દરેક કૌમ અને મિલ્લતમાં સૌથી મહત્ત્વની બાબત અર્થકારણ અને વ્યાપાર છે. તેમાં પણ બીજી કૌમો અને ઉમ્મતોમાં જાત–જાતની બેએઅ્તેદાલીઓ જોવા મળશે. એક બાજુ મૂડીવાદ છે, જેમાં હલાલ–હરામની સીમાઓ અને મર્યાદાઓ તથા બીજા લોકોની આર્થિક પરિસ્થિતિ અથવા તેમની કરુણ ગરીબીથી આંખો બંધ કરીને વધુથી વધુ માલ–દૌલત ભેગી કરી લેવાને માણસની અક્કલ, ડહાપણ અને સફળતાનું માપદંડ સમજવામાં આવે છે, તો બીજી બાજુ વ્યક્તિગત મિલ્કતોના માલિકીપણાનો મૂળેથી છેદ ઉડાવી દઈ માણસના અંગત જીવનને ખતમ કરી નાંખવામાં આવે છે અને આ સમાજવાદ અથવા કોમ્યુનિઝમના ભોરિંગે માણસની અંગત મિલ્કતોને સરકારી મિલ્કતો

ગણી તેને ગળી જવાની નીતિ અપનાવી છે. વિચાર કરીશું તો આ બંને આર્થિક વ્યવસ્થાઓના પરિણામે માલ–દૌલત અને ભૌતિકતાની પૂંજા તથા તેને જ જિંદગીનો મકસદ અને હેતુ સમજવાની વિચારસરણી ઊભી થઈ છે અને સમગ્ર જીવન દરમિયાન તેના માટે જ ભાગદોડ કરવામાં આવે છે.

ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અને તેમની શરીઅતે તેમાં પણ એઅ્તિદાલનું આશ્ચર્યચકિત્ કરી મૂકે એવું સ્વરૂપ અર્પણ કર્યું છે. એક બાજુ તો માલ દૌલતને જીવનનો હેતુ બનાવવાની મનાઈ ફરમાવી તથા મનુષ્યની ઈજ્જત તથા તેની શ્રેષ્ઠતા અથવા કોઈ હોદ્દા કે સત્તાના અધિકારનો આધાર તેના ઉપર અવલંબિત રાખવામાં ન આવ્યો અને બીજી બાજુ માલ–દૌલત અને ભૌતિક સ્ત્રોતોની વહેંચણી એવા પવિત્ર સિદ્ધાંતો અને નિયમોના આધારે કરવામાં આવી કે, જેના દ્વારા વ્યક્તિના જીવનની બધી જ આવશ્યકતાઓ પૂર્ણ થઈ જાય અને જીવનની મૂળભૂત જરૂરતોથી કોઈપણ વંચિત ન રહે તેની ખાસ કાળજી લેવામાં આવી. કોઈ એક વ્યક્તિ અથવા કોઈ એક ગૃપ બધા જ ભૌતિક સ્ત્રોતો અને માલ–દૌલત ઉપર કબજો ન જમાવી દે, સાથે સાથે જે ભૌતિક સ્ત્રોતો દરેક વ્યક્તિ માટે સર્વસામાન્ય અને સહજ જરૂરતની વસ્તુઓ છે, તેને બધા લોકો માટે ખુલ્લા રાખવામાં આવ્યા. અમુક ખાસ વસ્તુઓમાં વ્યક્તિગત માલિકીપણાનો સ્વીકાર કરવામાં આવ્યો. હલાલ માલની ફઝીલત અને તેને પ્રાપ્ત કરવાના તથા ઉપયોગ કરવાના સાચા માર્ગો અને પદ્ધતિઓ બતાવી. તેના ખુલાસાઓ એટલા લંબાણપૂર્વક છે કે, એક આગવી કિતાબ લખવી પડે. અત્રે ફક્ત અમુક ઉદાહરણો અને અમુક નમૂનાઓ એઅ્તિદાલ અને બેએઅ્તિદાલીના રજૂ કરવામાં આવ્યા. જેનાથી પ્રસ્તુત આયતનો વિષય સ્પષ્ટ થઈ ગયો કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને એક મોઅ્તદિલ (સંતુલિત, સર્વોત્તમ, મધ્યમમાર્ગી, ન્યાયપ્રિય) ઉમ્મત અને શ્રેષ્ઠ ઉમ્મત બનાવવામાં આવી છે.

### સાક્ષી આપવા માટે ન્યાયી અને સાચા હોવું શરત છે :

لِتَكُونُوا شُهَدَاءَ عَلَى النَّاسِ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને મધ્યમમાર્ગી અને ન્યાયપ્રિય તથા સત્યપ્રિય સર્વોત્તમ ઉમ્મત એટલા માટે બનાવવામાં આવી જેથી તેઓ સાક્ષી આપવાના લાયક બની જાય. તેનાથી જાણવા મળ્યું કે, જે વ્યક્તિ

ન્યાયપ્રિય નથી તે ગવાહીના લાયક નથી. "અદ્લ"નો અનુવાદ "ષિકહ" એટલે કે, "ભરોસાપાત્ર" પણ કરવામાં આવે છે. તેની સંપૂર્ણ શરતો ફિક્હ (ઈસ્લામિક કાયદાશાસ્ત્ર)ની કિતાબોમાં જોવા મળે છે.

**"ઈજમાઅ્" (સમગ્ર ઉમ્મતનું કોઈ બાબત ઉપર સહમત હોવું) હુજ્જત (દીનમાં કાયદેસરતા પ્રાપ્ત બાબત) છે :**

કુર્તુબીએ કહ્યું છે કે "આ આયત ઈજમા–એ–ઉમ્મત પણ એક હુજ્જત હોવા માટેની દલીલ છે. કારણ કે, જ્યારે આ ઉમ્મતને અલ્લાહ તઆલા "શુહદાઅ્" (ગવાહો) ઠરાવીને બીજી ઉમ્મતોના મુકાબલામાં તેમની વાતને હુજ્જત બનાવી દેશે (કાયદેસરતા પ્રદાન કરી દેશે), તો સાબિત થયું કે, આ ઉમ્મતનો ઈજ્માઅ્ હુજ્જત છે અને તેના ઉપર અમલ કરવો વાજિબ છે. એવી જ રીતે સહાબા (રદિ.)નો ઈજ્માઅ્ તાબિઈન (રહ.) ઉપર અને તાબિઈન (રહ.)નો ઈજ્માઅ્ તબે'તાબિઈન (રહ.) ઉપર હુજ્જત છે."

અને તફસીરે મઝહરીમાં છે કે "આ આયતથી સાબિત થાય છે કે, આ ઉમ્મતના જે કર્મો અને અમલો સામૂહિક સહમતિથી કરવામાં આવે છે તે બધા જ સ્વીકાર્ય અને કાયદેસર છે. કારણ કે, જો આખી ઉમ્મત કોઈ એક ભૂલને સ્વીકારી તેના ઉપર અમલ કરવા માંડે તો એવું કહેવાનો કોઈ અર્થ બાકી નથી રહેતો કે આ ઉમ્મત મોઅ્તદિલ ઉમ્મત છે. મતલબ કે, સમગ્ર ઉમ્મત કોઈ એક ભૂલ ઉપર સહમત થઈ જ નથી શકતી."

અને ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે, "આ આયતમાં એવી દલીલ છે કે, દરેક યુગમાં મુસલમાનોનો ઈજ્માઅ્ ભરોસાપાત્ર છે. ઈજ્માઅ્નું હુજ્જત હોવું ફક્ત "કુરુને અવ્વલ" (શરૂઆતના ઝમાનાના મુસલમાનો) અથવા કોઈ ચોક્કસ સમયગાળા માટે ખાસ નથી. કારણ કે, આ આયતમાં આખી ઉમ્મતને સંબોધન કરવામાં આવ્યું છે અને રસૂલે કરીમ ﷺની ઉમ્મત ફક્ત તે નથી જે તેમના સમયમાં મૌજૂદ હતી. બલકે, કયામત સુધી આવનારી નસ્લો (પેઢીઓ) જેઓ મુસલમાન છે તે બધા આપ ﷺની ઉમ્મત છે, તો દરેક યુગના મુસલમાનો અલ્લાહના શાહિદો (ગવાહો) છે. તેમનો કૌલ (નિવેદન) હુજ્જત છે અને ક્યારેય સમગ્ર ઉમ્મત કોઈ ગુનાહની બાબત ઉપર એકસામટી ભેગી નહીં થઈ શકે."

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ....૧૪૩)

وَمَا جَعَلْنَا الْقِبْلَةَ الَّتِيْ كُنْتَ عَلَيْهَآ اِلَّا لِنَعْلَمَ مَنْ يَّتَّبِعُ الرَّسُوْلَ مِمَّنْ
يَّنْقَلِبُ عَلٰى عَقِبَيْهِ ۭ وَاِنْ كَانَتْ لَكَبِيْرَةً اِلَّا عَلَى الَّذِيْنَ هَدَى اللّٰهُ ۭ وَمَا كَانَ
اللّٰهُ لِيُضِيْعَ اِيْمَانَكُمْ ۭ اِنَّ اللّٰهَ بِالنَّاسِ لَرَءُوْفٌ رَّحِيْمٌ ﴿١٤٣﴾

## તરજુમો :

*........અને નથી નક્કી કર્યો અમે તે કિબ્લો જેના ઉપર તમે હતા, પરંતુ (એટલા માટે) જેથી અમે જાણી લઈએ કોણ પૈરવી કરે છે રસૂલની, (અને કોણ છે) તેનાથી જે ફેરવી દે છે પોતાની એડીઓ; અને બેશક ! આ હતી વજનદાર બાબત પરંતુ તે લોકો માટે (નથી) જેમને હિદાયત આપી અલ્લાહે; અને નથી અલ્લાહ ચાહતો કે તે તમારૂં ઈમાન બરબાદ કરે; બેશક! અલ્લાહ લોકો સાથે ઘણો માયાળુ રહમ કરનારો (છે). (૧૪૩)*

## તફસીર :

(અને વાસ્તવમાં શરીઅતે મુહમ્મદી ﷺ માટે અમે કા'બાને જ કિબ્લો નક્કી કરી રાખ્યો હતો) અને જે કિબ્લાની દિશાએ તમો (અમુક દિવસ) રહી ચૂક્યા છો (એટલે કે બયતુલ મુકદસ) તે તો ફક્ત એ (મસ્લિહતના) કારણે હતું કે, અમોને (જાહેર રીતે પણ) જાણ થઈ જાય કે (તેના નક્કી થવા અથવા બદલવાથી યહૂદીઓ અને બિનયહૂદીઓમાંથી) કોણ રસૂલ ﷺની પૈરવી કરે છે અને કોણ પાછળ હટી જાય છે ? (અને નફરત તથા વિરોધ કરે છે. આ પરીક્ષાના કારણે કામચલાઉ ધોરણે બયતુલ મુકદસને કિબ્લો નક્કી કર્યો હતો. પછી અસલી કિબ્લાનો હુકમ આપીને તેને રદ કરી દીધો.) અને આ કિબ્લાને બદલવું (ફરી ગયેલા લોકો માટે) ઘણું ભારે થયું. (હા !) પરંતુ જે લોકોને અલ્લાહ તઆલાએ (સીધા માર્ગની) હિદાયત ફરમાવી છે (જેનું વર્ણન અગાઉ આવી ચૂક્યું છે કે, અલ્લાહના હુકમોને કોઈપણ જાતના વાંધા કાઢયા વિના, કોઈપણ જાતના ભાર વિના જેવી રીતે પહેલાં તેને અલ્લાહનો હુકમ સમજતા હતા હવે પણ અલ્લાહનો હુકમ સમજવા લાગે.) અને (અમે જે કહ્યું છે કે બયતુલ મુકદ્દસ અસલી કિબ્લો ન

હતો, જેથી કોઈ વ્યક્તિ આ વસવસો, શંકા–કુશંકા ન લાવે કે જેટલી નમાઝો તે બાજુ મોઢું કરી પઢી તેનો સવાબ ઓછો મળ્યો હશે અને આ શંકાને દિલમાંથી કાઢી નાંખે. કારણ કે,) અલ્લાહ તઆલા એવો નથી કે તમારા ઈમાન (સંબંધિત અમલો દાખલા તરીકે, નમાઝનો સવાબ)ને બરબાદ (અને ક્ષતિયુક્ત) કરી દે. (અને) હકીકતમાં અલ્લાહ તો (એવા) લોકો ઉપર ઘણો જ માયાળુ (અને) રહમ કરનારો છે. [તો આવા માયાળુ અને રહમ કરનાર અલ્લાહ માટે એવું ગુમાન (પૂર્વગ્રહ) રાખવું કે તે અમલોને બરબાદ કરશે, ખોટું છે. કારણ કે કોઈ કિબ્લાનું અસલી અથવા ગૌણ હોવું તો અમે જ સારી રીતે જાણીએ છીએ. તમે (માત્ર) અમારા બંને હુકમોને સમજીને કબૂલ કરો. તમારો સવાબ ઓછો થશે નહીં.]

## મસ્અલા અને બોધપાઠ :

### કા'બા નમાઝનો કિબ્લો હોવાની શરૂઆત ક્યારે થઈ ?

હિજરત પહેલાં મક્કા મુકર્રમહમાં જ્યારે નમાઝ ફરજ થઈ તે સમયે કિબ્લો બયતુલ્લાહ હતો અથવા બયતુલ મુકદસ, તેમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો મતભેદ છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)નો કૌલ છે કે, "પ્રથમથી જ કિબ્લો બતયુલ મુકદસ હતો, જે હિજરત પછી પણ ૧૬–૧૭ મહિના બાકી રહ્યો. ત્યાર બાદ બયતુલ્લાહ (કા'બા શરીફ)ને કિબ્લો બનાવવાનો હુકમ નાઝિલ થઈ ગયો. જો કે આપ ﷺનો અમલ મક્કા મુકર્રમહમાં એ રહ્યો કે, આપ ﷺ હજ્રે અસ્વદ અને રૂક્ને યમાનીની વચ્ચે નમાઝ પઢતા હતા, જેથી બયતુલ્લાહ પણ સામે રહે અને બયતુલ મુકદ્દસ પણ સામે આવી જાય. મદીના પહોંચ્યા પછી આ શક્ય ન રહ્યું. એટલા માટે કેટલાક લોકોને કિબ્લો બદલાયો હોવાની શંકા પૈદા થઈ."

*(ઈબ્ને કષીર)*

અને બીજા અન્ય લોકોએ ફરમાવ્યું છે કે, "જ્યારે નમાઝ ફરજ થઈ, તો મક્કા મુકર્રમહમાં તો શરૂઆતમાં કિબ્લો બયતુલ્લાહ જ હતો. કારણ કે હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)નો કિબ્લો બયતુલ્લાહ જ રહ્યો હતો અને આપ ﷺ જ્યાં સુધી મક્કામાં સ્થાયી રહ્યા, બયતુલ્લાહ તરફ જ નમાઝ

પઢતા રહ્યા. પછી હિજરત પછી આપ ﷺનો કિબ્લો બયતુલ મુકદસ નક્કી કરવામાં આવ્યો અને મદીનામાં ૧૬–૧૭ મહિના આપ ﷺએ બયતુલ મુકદસ તરફ નમાઝ પઢી. ત્યાર બાદ ફરી આપ ﷺનો જે પહેલો કિબ્લો હતો એટલે કે બયતુલ્લાહ, તે તરફ નમાઝમાં મોઢું કરવાનો હુકમ આવી ગયો.'' તફસીરે કુર્તુબીમાં અબૂ અમ્રના હવાલાથી બીજા નંબરના કૌલને અગ્રિમતા આપવામાં આવે છે અને તેની હિકમત તે વર્ણવવામાં આવે છે કે મદીના મુનવ્વરહમાં આવ્યા બાદ, આપ ﷺને યહૂદીઓ સાથે વાસ્તો પડ્યો હતો, તો આપ ﷺએ તેમને પોતાના તરફ આકર્ષવા માટે અલ્લાહ તઆલાના હુકમથી તેમનો જ કિબ્લો અપનાવી લીધો, પરંતુ જ્યારે તેમની હઠધર્મીએ એવું સાબિત કરી દીધું કે, તેઓ પોતાની હઠથી પાછા હટનાર નથી, તો પછી આપ ﷺને અલ્લાહ તરફથી બયતુલ્લાહ તરફ મોઢું કરવાનો હુકમ મળી ગયો, જે આપ ﷺને પોતાના બાપ–દાદા હઝરત ઈબ્રાહીમ અને ઈસ્માઈલ (અલૈ.)નો કિબ્લો હોવાના કારણે ખૂબ વહાલો અને પસંદ હતો.

અને કુર્તુબીમાં અબુલ આલિયા રિયાહીથી નકલ થયું છે કે, ''હઝરત સાલેહ (અલૈ.)ની મસ્જિદનો કિબ્લો પણ બયતુલ્લાહ તરફ હતો'' અને પછી અબુલ આલિયાથી એ પણ નકલ કરવામાં આવ્યું છે કે, તેમનો એક યહૂદી સાથે મુનાજરો થયો. યહૂદીએ કહ્યું કે, ''મૂસા (અલૈ.)નો કિબ્લો સખ્રએ બયતુલ મુકદસ હતો.'' અબુલ આલિયાએ કહ્યું કે, ''નહીં ! મૂસા (અલૈ.) સખ્રએ બયતુલ મુકદસ પાસે નમાઝ પઢતા હતા પરંતુ તેમનો ચહેરો બયતુલ્લાહ તરફ રહેતો હતો.'' યહૂદીએ ઈન્કાર કર્યો, તો અબૂલ આલિયાએ કહ્યું, ''સારું ! આપણા વાદ–વિવાદનો ફેંસલો હઝરત સાલેહ (અલૈ.)ની મસ્જિદ કરી આપશે, જે બયતુલ મુકદસની નીચે એક પહાડ ઉપર છે.'' જોવામાં આવ્યું તો તેનો કિબ્લો બયતુલ્લાહ તરફ હતો.

અને જે લોકોએ પહેલા કૌલને અપનાવ્યો છે, તેમના મતે હિકમત એ હતી કે મક્કા મુકર્રમહમાં તો મુશ્રિકોથી અલગ થવા અને તેમનો જાહેર વિરોધ કરવાની નીતિ અપનાવવામાં આવી. એટલા માટે તેમનો કિબ્લો છોડીને બયતુલ મુકદસને કિબ્લો બનાવી દેવામાં આવ્યો. ત્યાર બાદ હિજરત પછી મદીનામાં યહૂદીઓ અને ખ્રિસ્તીઓથી અલગ થવા અને તેમના વિરોધના હેતુ કાજે તેમનો

કિબ્લો બદલીને બયતુલ્લાહને કિબ્લો બનાવી દીધો. આ વિરોધાભાસી નિવેદનોના કારણે પ્રસ્તુત આયતની તફસીરમાં પણ મતભેદ થઈ ગયા કે, اَلْقِبْلَةَ الَّتِیْ كُنْتَ عَلَيْهَا નો શું અર્થ છે ? પ્રથમ કૌલની રૂએ તેનો અર્થ બયતુલ મુકદ્દસ છે, જે આપ ﷺનો પ્રથમ કિબ્લો હતો અને બીજા કૌલ અનુસાર તેનો અર્થ ખાના–એ–કા'બા પણ હોઈ શકે છે. કારણ કે, તે જ આપ ﷺનો પહેલો કિબ્લો હતો.

અને આયતનું સ્પષ્ટીકરણ બંને સ્વરૂપોમાં એ છે કે, ''અમે કા'બાને કિબ્લા તરીકે સ્થાપિત કરવામાં આપ ﷺની પૈરવી કરનારા મુસલમાનો માટે એક કસોટી બનાવી છે, જેથી જાહેર રીતે પણ જાણ થઈ જાય કે કોણ આપ ﷺની પૈરવી કરે છે અને કોણ પોતાના અભિપ્રાય ઉપર અમલ કરે છે ? જેથી કા'બાને કિબ્લા તરીકે સ્થાપિત કરવાનો હુકમ નાઝિલ થયા પછી અમુક નબળું ઈમાન ધરાવનારા અથવા તે જેઓના દિલોમાં મુનાફિકત હતી, ઈસ્લામથી ફરી ગયા અને રસૂલુલ્લાહ ﷺ ઉપર આક્ષેપો કરવા લાગ્યા કે તેઓ પોતાની કૌમના દીનથી ફરી ગયા.''

## અમુક સંબંધિત હુકમો :

### ક્યારેક સુન્નતને કુર્આન દ્વારા રદ (મન્સૂખ) કરવામાં આવે છે :

જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, ''કુર્આને કરીમમાં ક્યાંય તેનો ખુલાસો નથી કે રસૂલુલ્લાહ ﷺને હિજરત પહેલાં અથવા હિજરત પછી બયતુલ મુકદ્દસ તરફ (નમાઝમાં) મોઢું કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. બલકે, તેની સાબિતી હદીષો અને સુન્નતે નબવી ﷺ દ્વારા જ મળે છે, તો જે વસ્તુઓ સુન્નત દ્વારા સાબિત થઈ હતી તેને કુર્આનની આયતે રદ (મન્સૂખ) કરીને આપ ﷺનો કિબ્લો બયતુલ્લાહ બનાવી દીધો.''

તેનાથી એ પણ સાબિત થઈ ગયું કે, રસૂલે કરીમ ﷺની હદીષો પણ એક સ્વરૂપે કુર્આન જેવા જ ઠોસ હુકમો છે કારણ કે અમુક હુકમો એવા પણ છે જે કુર્આનમાં ઉપસ્થિત નથી, ફક્ત હદીષથી સાબિત થયા છે અને કુર્આન તેના શરઈ સ્વરૂપનો સ્વીકાર કરે છે. જેમકે આ જ આયતના અંતે એવો પણ ઉલ્લેખ છે કે, જે નમાઝો રસૂલે કરીમ ﷺએ બયતુલ મુકદ્દસ તરફ મોઢું કરી પઢી તે પણ સ્વીકાર્ય અને અલ્લાહના નજીક ભરોસાપાત્ર છે.

**"ખબરે વાહિદ" (એવી હદીષ કે જે એક અથવા બે વ્યક્તિઓ દ્વારા જ નકલ થઈ હોય) જો કોઈ મજબૂત રાવીના આધારે હોય તો ભરોસાપાત્ર છે :**

બુખારી, મુસ્લિમ અને બીજી બધી જ ભરોસાપાત્ર હદીષની કિતાબોમાં અમુક સહાબએ કિરામ (રદિ.)ની રિવાયતોથી નકલ થયું છે કે, જ્યારે રસૂલુલ્લાહ ﷺ ઉપર કા'બાની ફેરબદલીનો હુકમ નાઝિલ થયો તો આપ ﷺએ અસરની નમાઝ બયતુલ્લાહ તરફ મોઢું કરી પઢી અને અમુક રિવાયતોમાં આ નમાઝ અસરના બદલે ઝુહ્ર હોવાનો ઉલ્લેખ થયો છે. (ઈબ્ને કષીર) અમુક સહાબએ કિરામ (રદિ.) અહીંયાંથી નમાઝ પઢીને બહાર નીકળ્યા અને જોયું કે, બની સલમા કબીલાના લોકો પોતાની મસ્જિદમાં જુના રિવાજ પ્રમાણે બયતુલ મુકદ્દસ તરફ નમાઝ પઢી રહ્યા છે, તો તેમણે અવાજ આપીને કહ્યું કે "હવે કિબ્લો બયતુલ્લાહ તરફ થઈ ગયો છે, અમે રસૂલુલ્લાહ ﷺની સાથે બયતુલ્લાહ તરફ નમાઝ પઢીને આવ્યા છે." આવું સાંભળીને આ લોકોએ નમાઝની હાલતમાં જ પોતાનો ચહેરો બયતુલ મુકદ્દસ તરફથી બયતુલ્લાહ તરફ ફેરવી દીધો. નવયલા બિન્તે મુસ્લિમની રિવાયતમાં છે કે, "તે વખતે સ્ત્રીઓ જે પાછળની સફોમાં હતી તે આગળ આવી ગઈ અને જે પુરુષો આગલી સફોમાં હતો તે પાછળ થઈ ગયા અને જ્યારે બયતુલ્લાહ તરફ દિશા બદલવામાં આવી તો પુરુષોની સફો આગળ અને ઔરતોની સફો પાછળ થઈ ગઈ."

*(ઈબ્ને કષીર)*

બનૂ સલમાના લોકોએ તો ઝુહ્ર અથવા અસ્રથી જ કિબ્લાની દિશા બદલાવાના હુકમ ઉપર અમલ કરી લીધો પરંતુ કુબામાં આ ખબર બીજા દિવસે સવારની નમાઝમાં પહોંચી. જેમકે, બુખારી અને મુસ્લિમમાં ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત આવેલ છે. કુબાના નિવાસીઓએ પણ નમાઝમાં જ પોતાનો ચહેરો બયતુલ મુકદ્દસ તરફથી બયતુલ્લાહ તરફ ફેરવી દીધો.

*(ઈબ્ને કષીર અને જસ્સાસ)*

ઈમામ જસ્સાસ (રહ.)એ આ રિવાયત નકલ કરીને ફરમાવ્યું,

هٰذَا خَبَرٌ صَحِيْحٌ مُسْتَفِيْضٌ فِىْ اَيْدِىْ اَهْلِ الْعِلْمِ قَدْتَلَقَّوْهُ بِالْقَبُوْلِ فَصَارَفِىْ حَيِّزِ التَّوَاتُرِ الْمُوْجِبِ لِلْعِلْمِ،

*“આ હદીષ જો કે, અસલમાં "ખબરે વાહિદ" (એવી હદીષ જે એક અથવા બે વ્યક્તિઓ દ્વારા જ નકલ થઈ હોય) છે, પરંતુ મજબૂત રાવીઓના કારણે તેણે તવાતુર (અસંખ્ય ભરોસાપાત્ર રાવીઓ દ્વારા નકલ થયેલી ઉચ્ચ કક્ષાની હદીષ)નો દરજ્જો પ્રાપ્ત કરી લીધો છે, જે જ્ઞાન અને વિશ્વાસનો આધાર હોય છે.”*

પરંતુ હનફી મસ્લક અને તેમનાથી સહમત ફુકહાઓની આ માન્યતા છે કે, "ખબરે વાહિદ"થી કોઈ "કતઈ હુકમ" (કુર્આનમાં સ્પષ્ટ રીતે આપવામાં આવેલ હુકમ) રદ નથી થઈ શકતો. તેના ઉપર આ પ્રશ્ન હજી પણ બાકી રહે છે કે આ હદીષ પ્રખ્યાત અને સ્વીકૃતિપ્રાપ્ત તો પાછળથી થઈ, બનૂ સલમા અને કુબાના નિવાસીઓને તો અચાનક એક જ વ્યક્તિએ ખબર આપી હતી. તે સમયે આ હદીષને "તવાતુર"નો દરજ્જો પ્રાપ્ત ન હતો, તેમણે કેવી રીતે તેના ઉપર અમલ કરી લીધો ? જસ્સાસ (રહ.) ફરમાવે છે કે, “અસલ વાત એ છે કે આ લોકો અને બધા જ સહાબા (રદિ.)ને પ્રથમથી જ ખબર હતી કે, રસૂલે કરીમ ﷺની દિલી તમન્ના એ છે કે આપ ﷺનો કિબ્લો બયતુલ્લાહ કરી આપવામાં આવે અને આપ ﷺ તેના માટે દુઆ પણ કરતા રહે છે. આપ ﷺની આ દુઆ અને તમન્નાના કારણે એ લોકોની નજરમાં બયતુલ મુકદસ કિબ્લા તરીકે હવેથી બાકી રહેવાનો નથી એવી ભાવના જરૂર પૈદા થઈ ગઈ હતી અને આ સંભાવનાના કારણે બયતુલ મુકદસ કિબ્લા તરીકે ગમે તે સમયે રદ થશે એવો મત બંધાઈ ગયો હતો, તો આ કિબ્લો રદ થવા માટે માત્ર "ખબરે વાહિદ" (એકની ખબર) પૂરતી થઈ ગઈ. નહિતર ફક્ત "ખબરે વાહિદ"થી કુર્આનનો "કતઈ ફેંસલો" રદ થવા યોગ્ય નથી.”

**મોટા અવાજે કોઈની સૂચનાના આધારે નમાઝમાં હલન–ચલન કરવાથી નમાઝ ન તૂટવા ઉપર દલીલ :**

સહીહ બુખારી "બાબુ મા જાઅ ફિલ કિબ્લા"માં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની હદીષ જે કુબામાં કિબ્લાના હુકમની ફેરબદલી સંદર્ભે હતી તેના પહોંચવા ઉપર અને તે લોકોના નમાઝની હાલતમાં બયતુલ્લાહ તરફ ફરી જવાના કિસ્સા ઉપર આધારિત છે. તેના ઉપર અલ્લામહ અયની હનફી (રહ.)એ લખ્યું છે કે,

فِيۡهِ جَوَازُ تَعۡلِيۡمِ مَن لَّيۡسَ فِى الصَّلٰوةِ مَنۡ هُوَفِيۡهَا،

(عمدة القارى، ص ۱۴۸ ج ۴)

*"આ હદીષથી સાબિત થયું કે જે વ્યક્તિ નમાઝમાં શામિલ નથી તે કોઈ નમાઝ પઢનારાને સૂચના અને તાકીદ કરી શકે છે."*

વળી, અલ્લામહ અયની (રહ.)એ આ હદીષની નીચે આ શબ્દો લખ્યા છે,

وَفِيۡهِ اِسۡتِمَاعُ الۡمُصَلِّىۡ لِكَلَامِ مَن لَّيۡسَ فِى الصَّلٰوةِ فَلَا يَضُرُّصَلٰوتَهٗ (الى)
هٰكَذَااِسۡتَنۡبَطَهُ الطَّحَاوِىُّ

(عمدة القارى، ص ۲۴۲ ج ۱)

અને હનફી મસ્લકના ફુક્હાઓ; જે વ્યક્તિ નમાઝમાં શામિલ ન હોય એવા વ્યક્તિની સૂચના અને હુકમ ઉપર અમલ કરવાથી નમાઝ તૂટી જશે, એવો મત ધરાવે છે. હનફી મસ્લકમાં આ બાબતની આધારભૂત કિતાબોમાં તથા ખુલાસાઓમાં વર્ણન થયું છે તેનો હેતુ એ છે કે, નમાઝમાં અલ્લાહ સિવાય અન્ય કોઈના હુકમની પૈરવી કરવી નમાઝ તૂટી જવાનું કારણ છે, પરંતુ જો કોઈ વ્યક્તિ અલ્લાહના હુકમની તાબે'દારી કરે, પરંતુ આ તાબે'દારીમાં કોઈ બીજો વ્યક્તિ માધ્યમ બની જાય તો નમાઝ તૂટવાનું કારણ નહીં બને.

ફુક્હા (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)એ જ્યાં આ મસ્અલો લખ્યો છે કે, કોઈ વ્યક્તિ જમાઅતમાં શામિલ થવા માટે એવા સમયે પહોંચે કે આગલી સફ પૂરી થઈ ચૂકી હોય હવે પાછલી સફમાં એકલો રહી ગયો છે, તો તે આગલી સફમાંથી કોઈ વ્યક્તિને પાછળ ખેંચીને પોતાની સાથે ઊભો કરી દે, તેમાં પણ આ જ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, તેના કહેવાથી જે પાછળ આવી જશે તે નમાઝમાં અલ્લાહ સિવાય અન્યના હુકમની તાબે'દારી કરશે, એટલા માટે તેની નમાઝ તૂટી જવી જોઈએ પરંતુ દૂર્રે મુખ્તારના "બાબુલ ઈમામહ" પ્રકરણમાં આ મસ્અલાના સંબંધમાં લખવામાં આવ્યું છે કે, ثُمَّ نَقَلَ تَصۡحِيۡحَ عَدَمِ الۡفَسَادِفِى مَسۡئَلَةِ مَنۡ جَذَبَ مِنَ الصَّفِّ فَتَاَخَّرَفَهَلۡ ثَمَّ فَرۡقٌ فَلۡيُحَرِّرۡ તેના ઉપર અલ્લામહ તહાવી (રહ.)એ

લખ્યું છે, لِاَنَّهٗ اِمْتَثَلَ اَمْرَ اللّٰهِ આ સ્વરૂપમાં નમાઝ તૂટવાનું કારણ એ છે કે, હકીકતમાં આ વ્યક્તિએ આવનારા વ્યક્તિના હુકમની તાબે'દારી નથી કરી પરંતુ અલ્લાહના હુકમની તાબે'દારી કરી છે. જે રસૂલુલ્લાહ ﷺ દ્વારા તેને પ્રાપ્ત થયો છે કે, જ્યારે આવી પરિસ્થિતિ ઊભી થાય તો આગલી સફવાળા વ્યક્તિએ પાછળ આવી જવું જોઈએ.

એવી જ રીતે شَرنبلالی ની શરહ વહ્‌બાનિયહ (وَہْبَانِیَہ)માં આ મસ્અલાનો ઉલ્લેખ કરી નમાઝ તૂટી જવાના કૌલને નકલ કર્યો, પછી તેનો રદિયો આ શબ્દોમાં આપ્યો. اِذَاقِيْلَ لِمُصَلٍّ تَقَدَّمْ فَتَقَدَّمَ (الٰی) فَسَدَتْ صَلٰوتُهٗ لِاَنَّهٗ اِمْتَثَلَ اَمْرَ غَيْرِ اللّٰهِ فِی الصَّلٰوةِ لِاَنَّ اِمْتِثَالَهٗ اِنَّمَاهُوَ لِاَمْرِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَلَا يَضُرُّ ـ اهـ

આ બધી રિવાયતોથી સાબિત થઈ ગયું કે, જો કોઈ નમાઝી એવા વ્યક્તિની મૌખિક સૂચના ઉપર અમલ કરે જે તેની સાથે નમાઝમાં શામિલ નથી તો તેના બે સ્વરૂપો છે, એક તો એ કે પોતે આ વ્યક્તિની રવાદારી અને તાબે'દારીનો હેતુ હોય તો નમાઝ તૂટી જાય છે અને જો તેનો કોઈ દીની હુકમ સૂચના સ્વરૂપે હોય અને તેની તાબે'દારી નમાઝીએ કરી લીધી તો તે હકીકતમાં અલ્લાહના હુકમની તાબે'દારી છે, એટલા માટે નમાઝ તૂટશે નહીં. એટલા માટે તહાવી (રહ.)એ ફેંસલો કર્યો છે કે,

اَقُوْلُ لَوْقِيْلَ بِالتَّفْصِيْلِ بَيْنَ كَوْنِهٖ اِمْتَثَلَ اَمْرَ الشَّارِعِ فَلَا تَفْسُدُ وَبَيْنَ كَوْنِهٖ اِمْتَثَلَ اَمْرَالدَّاخِلِ مُرَاعَاةً لِّخَاطِرِهٖ مِنْ غَيْرِ نَظْرٍ اِلٰى اَمْرِالشَّارِعِ فَتَفْسُدَ لَكَانَ حَسَنًا

(طحاوی علی الدُر، ص۲۴۷ ج ۲)

હવે, આ મસ્અલા ઉપર ચર્ચા દ્વારા મોટા અવાજે સૂચના આપનાર મુકબ્બિર [અમુક મોટા સમૂહમાં જ્યાં ઘણા બધા લોકો એકસાથે નમાઝ પઢતા હોય એવા સમયે ઈમામનો અવાજ પાછળની સફો સુધી પહોંચી શકતો નથી ત્યારે મોટા અવાજે ઈમામની તકબીર પછી કોઈ વ્યક્તિ કે જે પોતે પણ નમાઝમાં શામિલ છે તે મોટા અવાજે તકબીર કહે છે, જેથી પાછળની સફોમાં ઉભેલા લોકોને ઈમામની રુકૂઅ્ કે સિજદહની પરિસ્થિતિનો ખ્યાલ આવે છે અને તે પ્રમાણે અમલ કરે છે. આવી તકબીર કહેનારને મુકબ્બિર કહે છે.]ની બાબતમાં ફેંસલો કરવો સરળ થઈ ગયું. કારણ કે, ત્યાં કોઈ વ્યક્તિની તાબે'દારીની કોઈ સંભાવના જ નથી. દેખીતું છે કે, મુકબ્બિરનો અવાજ એ ઈમામના હુકમની

તાબે'દારી કરવાના જ હુકમમાં છે કે, જ્યારે ઈમામ રુકૂઅ્માં જાય તો મુક્તદી રુકૂઅ્ કરે, જ્યારે ઈમામ સિજદહમાં જાય તો તે પણ સિજદહ કરે. આ બાબતથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે જ્યારે મુક્તદી (ઈમામ પાછળ જમાઅતથી નમાઝ પઢનાર) રુકૂઅ્ અને સિજદહ કરે છે ત્યારે જાહેરી સ્વરૂપે તો તે મુકબ્બિરની તાબે'દારી કરતો હોય છે. પરંતુ હકીકતમાં તે ઈમામના હુકમની તાબે'દારી છે. કોઈ વ્યક્તિની તાબે'દારી નથી. આ પ્રમાણે જે વ્યક્તિ નમાઝમાં શામિલ હોય અને મુકબ્બિર હોય તો તેની સૂચનાને ઈમામનો હુકમ માનવામાં ન આવે પરંતુ તેને નફલ સમજવામાં આવે. કેટલાક લોકો મુકબ્બિરની સૂચનાના અવાજને ઈમામની સૂચના પ્રમાણે કહે છે પરંતુ આ સૂચના ઈમામની સૂચનાના દરજ્જામાં નથી. આ મસ્અલાની તહકીક વિશે નાચીઝે એક આગવી ખુલાસાવાર કિતાબ પણ પ્રકાશિત કરી છે, તેને જોઈ લેવામાં આવે. ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

مَـا كَـانَ اللّٰـهُ لِيُضِيۡعَ اِيۡمَـانَكُمۡ અત્રે જો ઈમાનનો અર્થ તેની મઅ્રિફતનો લેવામાં આવે તો આયતનો અર્થ એ થયો કે કિબ્લાની ફેરબદલી ઉપર જે અમુક મૂર્ખ લોકો એવું વિચારતા હતા કે, આ બાબત દીનથી ફરી જવા બરાબર છે અને તેમનું ઈમાન બરબાદ થઈ ગયું તેનો જવાબ આપવામાં આવ્યો કે, અલ્લાહ તઆલા તમારું ઈમાન બરબાદ કરનારો નથી. મૂર્ખ લોકોના કહેવા ઉપર ધ્યાન આપવામાં ન આવે.

અને અમુક રિવાયતોમાં હદીષ અને સલફ (અગાઉ થઈ ગયેલા મુજતહીદો અને ઈમામો)એ આ જગ્યાએ ઈમાનની તફસીર નમાઝથી હોવાની કરી છે. તેનો અર્થ એ છે કે જે નમાઝો અગાઉના કિબ્લા બયતુલ મુકદસ તરફ પઢવામાં આવી છે અલ્લાહ તઆલા તેને વ્યર્થ જવા દેશે નહીં, તે નમાઝો તો સહીહ અને મકબૂલ થઈ ચૂકી. કિબ્લાની ફેરબદલીના હુકમ અગાઉ પઢવામાં આવેલી નમાઝો ઉપર તેની કોઈ અસર નહીં થાય.

સહીહ બુખારીમાં બરાઅ્ ઈબ્ને આઝિબ (રદિ.)ની અને તિરમિઝીમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે, જ્યારે રસૂલુલ્લાહ ﷺનો કિબ્લો બયતુલ્લાહ બનાવી દેવામાં આવ્યો તો લોકોએ સવાલ કર્યો કે, “જે મુસલમાનો આ સમય દરમિયાન મૃત્યુ પામી ચૂક્યા કે જેઓએ તે સમયે બયતુલ મુકદસ તરફ

નમાઝો પઢી હતી અને બયતુલ્લાહ તરફ નમાઝ પઢવું તેમને નસીબ ન થયું હતું, તેમનો શું હાલ થશે ?" તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં નમાઝને ઈમાનના શબ્દથી ઓળખાવીને સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, તેમની બધી જ નમાઝો સહીહ અને સ્વીકૃત થઈ ચૂકી છે. તેમના માટે કિબ્લાની ફેરબદલીનો કોઈ અસર નહીં પડે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૪૪)

قَدۡ نَرٰی تَقَلُّبَ وَجۡهِكَ فِی السَّمَآءِۚ فَلَنُوَلِّیَنَّكَ قِبۡلَةً تَرۡضٰىهَا ۪ فَوَلِّ وَجۡهَكَ
شَطۡرَ الۡمَسۡجِدِ الۡحَرَامِ ؕ وَحَیۡثُ مَا كُنۡتُمۡ فَوَلُّوۡا وُجُوۡهَكُمۡ شَطۡرَهٗ ؕ وَاِنَّ الَّذِیۡنَ
اُوۡتُوا الۡكِتٰبَ لَیَعۡلَمُوۡنَ اَنَّهُ الۡحَقُّ مِنۡ رَّبِّهِمۡ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا یَعۡمَلُوۡنَ ﴿۱۴۴﴾

## તરજુમો :

*અમે નિહાળીએ છીએ વારંવાર આપનું મોઢું ફેરવવું આસમાન તરફ; તો જરૂર અમે ફેરવી આપીશું આપને કિબ્લો, તે જેને તમે પસંદ કરો છો; બસ, તમે ફેરવી દો પોતાનું મોઢું મસ્જિદે હરામ (ખાન–એ–કા'બા) તરફ અને જ્યાં કંઈ તમે હોય, બસ ફેરવી લો પોતાનું મોઢું તેના તરફ; અને બેશક ! જેને આપવામાં આવી કિતાબ તેઓ જરૂર જાણે છે કે, આ સાચું છે તેમના પરવરદિગાર તરફથી; અને નથી અલ્લાહ બેખબર તેનાથી જે તેઓ કરે છે. (૧૪૪)*

## તફસીર :

(આપ ﷺ ખાન–એ–કા'બા કિબ્લો હોવાની દિલી તમન્ના રાખતા હતા અને વહીની ઉમ્મીદમાં વારંવાર આસમાન તરફ નજર ઉઠાવીને પણ જોતા હતા કે, કદાચ ફરિશ્તો હુકમ લઈને આવી જાય ! તો બસ,) આપ (ﷺ)નું આસમાન તરફ વારંવાર મોઢું ઉઠાવવું અમે જોઈ રહ્યા છે. (અને અમારો આપ ﷺની ખુશી પૂરી કરવાનો મકસદ છે.) એટલા માટે (અમે વાયદો કરીએ છીએ કે) આપને તે

જ કિબ્લા તરફ ફેરવી આપીશું, જે આપ (ﷺ)ને પસંદ છે. (અને હવે અમે હુકમ આપીએ છીએ કે) હવેથી પોતાનો ચહેરો નમાઝમાં મસ્જિદે હરામ તરફ કર્યા કરો (અને આ હુકમ ફક્ત આપ ﷺ માટે ખાસ નથી બલકે, બધા જ લોકો માટે એટલે કે પયગમ્બર અને ઉમ્મતી બધા જ) પોતાના ચહેરાને તે જ (મસ્જિદે હરામ) તરફ કર્યા કરો (અને આ કિબ્લાને નક્કી કરવાના સંબંધમાં) આ અહલે કિતાબ પણ (ખાસ કરીને પોતાની કિતાબોની આગાહીઓના કારણે અંતિમ નબીના કિબ્લાને) ખાતરીપૂર્વક જાણે છે કે, આ હુકમ બિલકુલ બરાબર છે (અને) તેમના પરવરદિગાર તરફથી જ છે (પરંતુ દુશ્મનાવટના કારણે માનતા નથી) અને અલ્લાહ તઆલા તેમના કર્મોથી બેખબર નથી.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતના પ્રથમ વાક્યમાં રસૂલ ﷺની કા'બા પ્રત્યેની મહોબ્બત અને લગાવને ઉલ્લેખવામાં આવ્યો છે. આ લગાવના વિવિધ કારણો વર્ણન થઈ ચૂક્યા છે આ બધા કારણોમાં કોઈ શંકા નથી. તે બધા જ કારણો સાચા છે. દાખલા તરીકે આપ ﷺ વહી નાઝિલ થતાં પહેલાં એટલે કે, નુબુવ્વત પહેલાં પોતાના સ્વભાવ અને ફિતરત પ્રમાણે મિલ્લતે ઈબ્રાહીમ (અલૈ.)ની તાબે'દારી કરતા હતા અને વહી નાઝિલ થયા પછી કુર્આને પણ આપ ﷺની શરીઅતને મિલ્લતે ઈબ્રાહીમી (અલૈ.) પ્રમાણે ઓળખાવી છે હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)નો કિબ્લો બયતુલ્લાહ હતો. એટલા માટે આપ ﷺની દિલી તમન્ના એ જ હતી કે, આપ ﷺનો અને મુસલમાનોનો કિબ્લો પણ તે જ ખાન–એ–કા'બા (બયતુલ્લાહ) નક્કી કરવામાં આવે.

કારણ એ પણ હતું કે, અરબના કબીલાઓ ઓછામાં ઓછું મૌખિક રીતે પોતાને મિલ્લતે ઈબ્રાહીમી ઉપર માનતા હતા અને તેની પૈરવીના (અનુયાયી હોવાના) પણ દા'વેદાર હતા. કા'બા મુસલમાનોનો કિબ્લો થઈ જવાથી તેમનું ઈસ્લામ તરફ આકર્ષણ વધવાની શક્યતા હતી અને અગાઉના કિબ્લા બયતુલ મુકદસ હોવાના કારણે અહલે કિતાબ (યહૂદીઓ, ખ્રિસ્તીઓ) સાથે સામ્યતાની સંભાવના થઈ શકતી હતી, તે ૧૬–૧૭ મહિનાના અમલ પછી ખતમ થઈ ચૂકી હતી. કારણ કે, મદીનાના યહૂદીઓના દિલોમાં આ સમયગાળામાં ઈસ્લામ સાથે આકર્ષણ વધવાને બદલે તેમના દિલોમાં કીનો, કપટ તથા ઈર્ષ્યા જ વધી હતી.

અલબત્ત ! રસૂલે કરીમ ﷺની દિલી તમન્ના એ હતી કે, મુસલમાનોનો કિબ્લો બયતુલ્લાહ એટલે કે ખાન–એ–કા'બા નક્કી કરવામાં આવે; અલ્લાહના મહબૂબ અંબિયા (અલૈ.) પોતાની કોઈ તમન્ના અને કોઈ દરખાસ્ત અલ્લાહ તઆલાની બારગાહમાં ત્યાં સુધી રજૂ નથી કરતા જ્યાં સુધી તેમને આ દરખાસ્ત રજૂ કરવાની પરવાનગી ન મળી જાય. એટલે સમજી શકાય છે કે, આપ ﷺને આ દુઆ કરવાની પરવાનગી પહેલાં મળી ચૂકી હતી અને આપ ﷺ તેના માટે દુઆ કરતા રહેતા હતા અને આ દુઆ કબૂલ થવાની ઉમ્મીદ પણ કરતા રહેતા હતા. એટલા માટે વારંવાર આસમાન તરફ નજર ઉઠાવતા હતા કે, કદાચ કોઈ ફરિશ્તો હુકમ લઈને આવી જાય ! પ્રસ્તુત આયતમાં આ પરિસ્થિતિઓનો ઉલ્લેખ કરીને પ્રથમ તો દુઆની સ્વીકૃતિનો વાયદો કર્યો. فَلَنُوَلِّيَنَّكَ એટલે કે, અમે આપનો ચહેરો તે તરફ ફેરવી દઈશું જે તરફ આપ ﷺને પસંદ છે. ત્યાર બાદ તરત જ મુખ ફેરવી દેવાનો હુકમ પણ નાઝિલ ફરમાવી દીધો. فَوَلِّ وَجْهَكَ આ પદ્ધતિમાં એક ખાસ પ્રકારની મીઠાશ રહેલી છે કે, પ્રથમ વાયદો થવાથી ખુશી પ્રાપ્ત થઈ અને પછી વાયદો પૂર્ણ થવાના સ્વરૂપમાં તેના વિશેનો હુકમ થવાથી ખુશી બેવડાઈ ગઈ. (આ સમગ્ર વિષય કુર્તુબી, જસ્સાસ અને મઝહરીમાંથી લેવામાં આવ્યો છે.)

### કિબ્લા તરફ મુખ કરવાનો મસ્અલો :

આ તહકીક (સંશોધન) અગાઉ આવી ચૂકી છે કે, અલ્લાહ તઆલા માટે તો બધી જ દિશાઓ અને સમગ્ર સૃષ્ટિ એકસમાન છે. قُلْ لِلّٰهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ "કહી આપો ! પૂર્વ અને પશ્ચિમ અલ્લાહનું જ છે." (૨:૧૧૫) પરંતુ ઉમ્મતની એકતાની મસ્લિહતના માટે હિકમતના તકાદા સ્વરૂપે કોઈ એક દિશાને આખી દુનિયામાં ફેલાયેલા બધા જ મુસલમાનો માટે એક સર્વસામાન્ય કિબ્લો બનાવી એક પ્રકારની દીની એકતા અને સમાનતાનું પ્રદર્શન કરવાનો હેતુ હતો. આ દિશા બયતુલ મુકદસ પણ હોઈ શકતી હતી, પરંતુ રસૂલે કરીમ ﷺની દિલી તમન્ના પ્રમાણે કા'બાને કિબ્લો બનાવવાની તજવીઝ કરી લેવામાં આવી અને તેનો હુકમ આ આયતમાં આવ્યો. તેનો તકાદો એ હતો કે, આ સ્થળે فَوَلِّ وَجْهَكَ اِلَى الْكَعْبَةِ اَوْ اِلٰى بَيْتِ اللّٰهِ કહેવામાં આવ્યું હોત ! પરંતુ કુર્આન શરીફમાં આ વિષય બદલીને

شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ શબ્દોમાં વર્ણન થયું. જેનાથી કા'બા શરીફ તરફ નમાઝમાં મુખ કરવાના ઘણા બધા અગત્યના મસ્અલાઓ સ્પષ્ટ થઈ ગયા.

પ્રથમ એ કે, અસલ કિબ્લો બયતુલ્લાહ છે, જેને ખાન–એ–કા'બા કહેવામાં આવે છે પરંતુ દેખીતું છે કે, અસલ બયતુલ્લાહ તરફ રૂખ તે સ્થળ સુધી જ સીમિત હોઈ શકે છે, જ્યાં સુધી બયતુલ્લાહ નજરે પડે છે. જે લોકો ત્યાંથી દૂર છે અને બયતુલ્લાહ તેમની આંખોથી ઓઝલ છે જો તેમના ઉપર આ પાબંદી લગાવવામાં આવે કે, ખાસ બયતુલ્લાહ તરફ જ મુખ કરો તો આ હુકમ ઉપર અમલ કરવો ઘણું જ મુશ્કેલ કાર્ય હોત. ખાસ પ્રકારના દિશાસૂચક યંત્રો અને અક્ષાંશ–રેખાંશની ગણત્રીઓ દ્વારા પણ સાચી દિશા શોધવી મક્કાથી દૂરના શહેરોમાં વસતા લોકો માટે મુશ્કેલ અને શંકાસ્પદ બની ગયું હોત, જ્યારે કે શરીઅતે મુહમ્મદિય્યહ ﷺનો આધાર સહૂલત અને સરળતા ઉપર મૂકવામાં આવ્યો છે. એટલા માટે બયતુલ્લાહ અથવા કા'બાના બદલે મસ્જિદે હરામનો શબ્દ મૂકી દેવામાં આવ્યો, જે બયતુલ્લાહ કરતાં વધારે વિસ્તૃત અને મોટી જગ્યા ઉપર આધારિત છે, જેથી નમાઝમાં તેના તરફ મુખ કરવું દૂર સુદૂરના લોકો માટે સરળ થઈ ગયું છે.

પછી એક બીજી સરળતા શબ્દ شطر અપનાવીને કરવામાં આવી. હાલાં કે, તેનાથી ખૂબ સીમિત અર્થવાળો શબ્દ اِلَى الْمَسْجِدِ الْحَرَامِ હતો. તેને છોડીને شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ફરમાવવામાં આવ્યું. شطر ના બે અર્થો થાય છે. એક "અધુરી વસ્તુ" અને બીજું "તે દિશાની વસ્તુ." મુફસ્સિરોએ સર્વસહમતિથી આ સ્થળે شطرનો અર્થ "દિશા" કર્યો છે. તો આ શબ્દથી સ્પષ્ટ થઈ ગયું કે, દૂર–સુદૂરના પ્રદેશોમાં રહેતા લોકો માટે એ આવશ્યક નથી કે, ખાસ મસ્જિદે હરામ તરફ જ દરેકનો ચહેરો હોવો જોઈએ. બલકે, જો તેમના મુખની દિશા પણ નમાઝમાં મસ્જિદે હરામની દિશા તરફ થઈ જાય તો નમાઝ થઈ જશે.

*(બહરે મુહીત)*

દાખલા તરીકે, પૂર્વના દેશો ભારત, પાકિસ્તાન વગેરે માટે પશ્ચિમ દિશા મસ્જિદે હરામની દિશા છે, તો પશ્ચિમ તરફ મુખ કરી લેવાથી કા'બા તરફ મોઢું કરવાની ફરજ અદા થઈ જશે અને વળી ગરમી, ઠંડીની ઋતુઓમાં સૂર્યની

બદલાતી ગતિના કારણે પશ્ચિમ દિશા બાબતે વિવાદ થતા રહે છે એટલા માટે ફુક્હાએ તે દિશાને પશ્ચિમ દિશા નક્કી કરી દીધી છે જે ઠંડી અને ગરમીની ઋતુઓ વચ્ચેની દિશા છે અને ભૌગોલિક ગણતરીઓના હિસાબે પણ એવી પરિસ્થિતિ થશે કે, ઉત્તર–પશ્ચિમ અને દક્ષિણ–પશ્ચિમની વચ્ચે ૪૮° ડીગ્રી સુધી કિબ્લાની દિશા નક્કી કરવામાં આવશે. એટલે નમાઝમાં જો ૨૪° ડીગ્રી સુધી ડાબી અથવા જમણી બાજુ થઈ જવાય તો પણ કા'બાની દિશા છૂટી ગયેલી ગણાશે નહીં બલકે, નમાઝ થઈ જશે. ભૌગોલિક ગણતરીઓના પ્રાચીન અને પ્રખ્યાત પુસ્તક "શરહે ચીગમીની" (شرح چغمینی)ના ચોથા પ્રકરણના પેજ ૬૬ ઉપર બંને પશ્ચિમનું અંતર આ જ ૪૮° ડીગ્રી બતાવવામાં આવ્યું છે.

**કા'બાની દિશા નક્કી કરવા માટે શરઈ રૂએ ભૌગોલિક દિશાઓ જાણવા માટેના યંત્રો કે અક્ષાંશ–રેખાંશના હિસાબો ઉપર આધાર રાખવામાં નથી આવતો :**

આ બાબતથી તે લોકોની અજ્ઞાનતા પણ સાબિત થાય છે કે, જેઓએ હિન્દુસ્તાન અને પાકિસ્તાનની ઘણી મસ્જિદોની દિશા કા'બા તરફના મા'મૂલી ફેરફાર અને ફરક જોઈને અથવા બે–ચાર ડીગ્રીનો તફાવત જોઈને એવો ફેંસલો કર્યો કે, તેમાં નમાઝ થતી નથી. આ બાબત ખુલ્લમ–ખુલ્લી અજ્ઞાનતા છે અને વિના કારણે મુસલમાનોમાં વિખવાદ અને બેચૈની ફેલાવતું કૃત્ય છે.

ઈસ્લામી શરીઅત કયામત સુધી આવનારી નસ્લો (પેઢીઓ) માટે અને સમગ્ર દુનિયા માટે છે. એટલા જ માટે શરીઅતના હુકમોનું વર્તુળ એટલું સરળ રાખવામાં આવ્યું છે કે, દરેક ગામ, જંગલ, પહાડ, ટાપુ, વગેરે સ્થળોએ વસનારા દરેક મુસલમાનો શરીઅતના હુકમો ઉપર સરળતાથી અમલ કરી શકે છે. કિબ્લાના સંદર્ભમાં કોઈપણ પરિસ્થિતિમાં ભૌગોલિક સાધનો, યંત્રો કે અક્ષાંશ–રેખાંશની ગણતરીઓની જરૂર નથી પડતી. ૪૮° ડીગ્રી સુધીનો પશ્ચિમ દિશાનો વિસ્તૃત વિસ્તાર પૂર્વમાં રહેનારા લોકો માટેનો કિબ્લો છે. તેનાથી ૫°–૧૦° ડીગ્રીનો તફાવત પણ થઈ જાય તો તેનાથી નમાઝમાં કોઈ ફરક નથી પડતો. રસૂલે કરીમ ﷺની એક હદીષ આ બાબતની સ્પષ્ટતા કરે છે કે, જેના શબ્દો છે مَا بَيْنَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ قِبْلَةٌ (رواه الترمذی عن ابی هريرةؓ) એટલે કે પૂર્વ અને

પશ્ચિમની મધ્યમાં કિબ્લો છે. આપ ﷺનો આ ઈરશાદ મદીના તય્યિબહના નિવાસીઓ માટે હતો. કારણ કે તેમનો કિબ્લો પૂર્વ અને પશ્ચિમની દિશા મધ્યે દક્ષિણ તરફ આવતો હતો. આ હદીષમાં જાણે કે, شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ના શબ્દનો ખુલાસો થઈ ગયો કે મસ્જિદે હરામની દિશા તરફ મુખ હોવું પૂરતું છે. જો કે, એ બાબતની ખાસ કાળજી રાખવામાં આવે અને પ્રયત્ન કરવામાં આવે કે બની શકે તેટલું પોતાનું મુખ બયતુલ્લાહની ચોક્કસ દિશાએ થઈ જાય. સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને સલફે સાલિહીન (રહ.)નો ક્રમ કિબ્લાની દિશા સંદર્ભે સીધો–સાદો હતો કે, જે જગ્યાએ સહાબા (રદિ.)ની બનાવેલી કોઈ મસ્જિદ હોય તેની કિબ્લાની દિશા દ્વારા તેના આસપાસના વિસ્તારોની મસ્જિદોની દિશા સીધી કરી લેતા. પછી તેની આસપાસના વિસ્તારોમાં વસનારા લોકો તે મસ્જિદ જોઈને પોતાની દિશા તે તરફ કરી દેતા. એ જ પ્રમાણે આખી દુનિયાની મસ્જિદો માટે કિબ્લા તરફની દિશા તજવીઝ થઈ, એટલા માટે દૂર–સુદૂરના પ્રદેશોમાં કિબ્લો જાણવાની સાચી રીત જે સલફે સાલિહીન અને અગાઉના લોકોની પદ્ધતિ પ્રમાણે ચાલી આવે છે, તે આ છે કે જો તે વિસ્તારમાં કોઈ પ્રાચીન મસ્જિદ મૌજૂદ હોય તો કિબ્લો તે પ્રમાણે કરી લેવામાં આવે. કારણ કે, મોટા ભાગના વિસ્તારોમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ મસ્જિદોની બુનિયાદો નાંખીને કા'બાની દિશા નક્કી કરી જ દીધી છે. પછી તે મસ્જિદોના આધારે જ આસપાસના વિસ્તારોના મુસલમાનોએ પોતાની મસ્જિદો બનાવી છે.

એટલા માટે આ પદ્ધતિ બધી જ મસ્જિદોની કિબ્લાની દિશા નક્કી કરવા માટે પૂરતી અને ભરોસાપાત્ર છે. તેમાં વિના કારણે શંકા કરવી અને બિનજરૂરી ફિલસુફીઓ ડહોળવી શરીઅતની રૂએ વ્યાજબી નથી. બલકે, આવી બિનજરૂરી બાબતો વાદ–વિવાદને જન્મ આપનારી અને બેચૈનીનું કારણ પુરું પાડનારી છે. બલકે ઘણા સમયે તો આવી શંકા–કુશંકાઓમાં પડવાનું પરિણામ એ આવે છે કે, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા સમગ્ર ઉમ્મત ઉપર બદગુમાની (પૂર્વગ્રહ) થઈ જાય છે કે, તેમની નમાઝો કિબ્લા તરફ બરાબર થઈ નથી. હાલાં કે, આ તદન ખોટો અભિપ્રાય અને ઘણી જ ભયંકર ભૂલ તથા ખોટું દુ:સાહસ છે. આઠમી સદી હિજરીના મશહૂર અને પ્રખ્યાત આલિમ ઈબ્ને રજબ હમ્બલી રહ.એ આ કારણે જ કા'બાની દિશાને શોધવા માટે માત્ર યંત્રો અને ભૌગોલિક

ગણતરીઓ ઉપર આધાર રાખવાની મનાઈ ફરમાવી હતી. જેમકે,

وَاَمَّا عِلْمُ التَّسْيِيْرِ فَاِذَاتَعَلَّمَ مِنْهُ مَا يَحْتَاجُ اِلَيْهِ لِلْاِ سْتِهِدَاءِ وَمَعْرِفَةِ الْقِبْلَةِ وَالطُّرُقِ كَانَ جَائِزًا عِنْدَ الْجُمْهُوْرِ وَمَا زَادَعَلَيْهِ فَلَاحَاجَةَ اِلَيْهِ وَهُوَيُشْغِلُ عَمَّاهُوَاَهَمُّ مِنْهُ وَرُبَمَا اَدَّىٰ فِيْهِ التَدْقِيْقَ اِلٰى اِسَائَةِ الظَّنِّ بِمَحَارِبِ الْمُسْلِمِيْنَ فِيْ اَمْصَارِهِمْ كَمَا وَقَعَ فِي ذٰلِکَ كَثِيْرٌ مِنْ اَهْلِ هٰذَاالْعِلْمِ قَدِيْمًا وَّحَدِيْثًا وَّذٰلِکَ يُفْضِيْ اِلٰى اِعْتِقَادِ خَطَاءِ الصَّحَا بَةِ وَالتَّابِعِيْنَ فِيْ صَلٰوَاتِهِمْ فِيْ كَثِيْرٍ مِّنَ الْاَ مْصَارِ وَهُوَ بَاطِلٌ وَقَدْ اَنْكَرَالْاِمَامُ اَحْمَدُالْاِسْتِدَلَالَ بِالْجَدِیْ وَقَالَ اِنَّمَاوَرَدَمَابَيْنَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ قِبْلَةٌ

*“પરંતુ ભૌગોલિક જ્ઞાન એટલા પ્રમાણમાં પ્રાપ્ત કરવું જમહૂર (ઉમ્મતના બધા જ ઈમામો, ફકીહો અને સમગ્ર ઉમ્મત)ના મતે જાઈઝ છે, જેનાથી માર્ગો તથા કિબ્લા અને રસ્તાઓની ઓળખ થઈ શકે. તેનાથી વધુની આવશ્યકતા નથી કારણ કે, (બિનજરૂરી જ્ઞાન શીખવું) આવશ્યક બાબતોથી ગાફિલ (બેદરકાર) બનાવી દેશે અને અમુક સમયે તો (કેટલાક લોકો) ખગોળશાસ્ત્રમાં પડીને સમગ્ર ઈસ્લામિક પ્રદેશોમાં મુસલમાનોની મસ્જિદો સંબંધિત બદગુમાની (પૂર્વગ્રહ–ખોટો અભિપ્રાય) પૈદા કરી દે છે. આ કળામાં ઓત–પ્રોત રહેનારાઓને હંમેશા આ પ્રકારની શંકા–કુશંકાઓ રહ્યા કરે છે. તેનાથી તે પણ માન્યતા જન્મ લેશે કે ઘણા શહેરોમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની નમાઝો ગલત દિશાએ હતી બલકે આવી માન્યતા બિલકુલ વાહિયાત અને ખોટી બાબત છે. ઈમામ અહમદ (રહ.)એ "જૂદી" તારાની ગણતરીઓને કિબ્લો નક્કી કરવા માટે આધાર અને દલીલ બનાવવાની મનાઈ કરી છે અને ફરમાવ્યું છે કે, હદીષ શરીફમાં (મદીનાના નિવાસીઓ માટે) ફક્ત પૂર્વ અને પશ્ચિમની મધ્યે કિબ્લાનો ઉલ્લેખ આવેલો છે. એટલે કે પૂર્વ અને પશ્ચિમ દરમિયાન આવતો સમગ્ર વિસ્તાર કિબ્લો છે.”*

જે જંગલો અથવા નવી વસાહતો વગેરેમાં જૂની મસ્જિદો મૌજૂદ ન હોય ત્યાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની સુન્નતથી સાબિત થયેલ શરઈ

પદ્ધતિથી સૂર્ય અને ચંદ્ર વગેરેની, ઋતુ પ્રમાણેના પ્રખ્યાત અને મશહૂર માધ્યમ દ્વારા, અંદાજો લગાવી કિબ્લાની દિશા નક્કી કરી લેવામાં આવે અને જો તેમાં નજીવો ફેરફાર અથવા તફાવત રહી જાય તો તેને નજર અંદાજ (ઉપેક્ષિત) કરવામાં આવે. કારણ કે, દૂર–સુદૂરના પ્રદેશોમાં રહેતા લોકો માટે આ રીતે અંદાજો લગાવીને જ કા'બાની દિશા નક્કી કરવામાં આવે છે અને તે પણ હુકમની અદાયગીના વર્તુળમાં જ છે. જેવી રીતે શરીઅતમાં ઊંઘવાને "ખુરૂઝે રીહ" (વા' સરવા)ની જગ્યાએ જ ગણવામાં આવે છે અને તેને વુઝૂ તૂટી જવાના હુકમમાં ગણ્યું છે અથવા મુસાફરીને મુશ્કેલી અને મુસીબત ગણી છે અને પ્રત્યેક સફરમાં મુસાફરીના હુકમો લાગુ પડે છે. ભલે પછી તે મુસાફરીમાં તકલીફ હોય કે ન હોય. તેવી જ રીતે દૂર–સુદૂરના પ્રદેશોમાં રહેતા લોકો માટે પ્રખ્યાત નિશાનીઓ અને અલામતો દ્વારા કિબ્લાની દિશા, અંદાજો લગાવી જે પણ કાયમ થઈ જાય તે જ શરઈ રૂએ કા'બાની દિશા થઈ જશે. અલ્લામહ બહરૂલ ઉલૂમે રસાઈલુલ અરકાનમાં આ વિષય આ શબ્દોમાં વર્ણવ્યો છે.

وَالشَّرْطُ وُقُوْعُ الْمُسَامَتَةِ عَلٰى حَسْبِ مَايَرَى الْمُصَلِّىْ وَنَحْنُ غَيْرُ مَأْمُوْرِيْنَ بِالْمَسَامَتَةِ عَلٰى مَا يَحْكُمُ بِهِ الْاٰلَاتُ الرَّصْدِيَّةُ وَلِهٰذَا اَفْتُوْا اَنَّ الْاِنْحِرَافَ الْمُفْسِدَ اَنْ يَّتَجَاوَزَ الْمَشَارِقَ وَ الْمَغَارِبَ،

(رسائل الارکان، ص ۵۳)

*"અને કિબ્લાની દિશામાં જરૂરી શરત ફક્ત એ છે કે નમાઝીના અભિપ્રાય અને અંદાજા પ્રમાણે કિબ્લા સાથે દિશા બંધ બેસતી થઈ જાય અને અમે તેના મુકલ્લફ (જવાબદાર) નથી કે આ દિશા નક્કી થવામાં દિશાશોધક યંત્રોથી નક્કી થતી ચોક્કસ દિશા જ હોવી જોઈએ. એટલા માટે આ બાબતે આલિમોનો સામાન્ય ફત્વો આ છે કે, નમાઝ ત્યારે જ તૂટશે જ્યારે કે પૂર્વ અને પશ્ચિમનો તફાવત થઈ જાય."*

આ મસ્અલાનો સંપૂર્ણ ખુલાસો અને હિસાબ દ્વારા કિબ્લાની દિશા નક્કી કરવાની વિવિધ પદ્ધતિઓ અને તેના શરઈ સ્વરૂપો ઉપર વિગતવાર વર્ણન મારી કિતાબ "સમ્તે કિબ્લા"માં જોઈ શકાય છે.

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૪૫)

وَلَئِنْ اَتَيْتَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ بِكُلِّ اٰيَةٍ مَّا تَبِعُوْا قِبْلَتَكَ ۚ وَمَآ اَنْتَ بِتَابِعٍ قِبْلَتَهُمْ ۚ
وَمَا بَعْضُهُمْ بِتَابِعٍ قِبْلَةَ بَعْضٍ ۭ وَلَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَكَ مِنَ
الْعِلْمِ ۙ اِنَّكَ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ١٤٥ وقف لازم

### તરજુમો :

*અને જો આપ (ﷺ) લાવો સમગ્ર નિશાનીઓ અહલે કિતાબ (પાસે તો પણ), તેઓ પૈરવી કરશે નહિ આપ (ﷺ)ના કિબ્લાની; અને ન આપ (ﷺ) પૈરવી કરનારા છો તેમના કિબ્લાની; અને તેમનામાંથી કોઈ (પક્ષ એકબીજાના) કિબ્લાની પૈરવી કરનારા નથી; અને જો આપ (ﷺ) પૈરવી કરી તેમની ઈચ્છાઓની ત્યારબાદ કે આવી ચૂક્યું આપ (ﷺ)ની પાસે જ્ઞાન; બેશક, આપ (ﷺ) અન્યાય કરનારાઓ પૈકીના (હશો). (૧૪૫)*

### તફસીર :

અને (બધી જ બાબત સમજવા છતાં તેમની હઠધર્મીની એ પરિસ્થિતિ હતી કે) જો આપ ﷺ (તે) અહલે કિતાબ પાસે સઘળી (દુનિયાભરની) દલીલો (ભેગી કરીને) રજૂ કરી આપો તો પણ તેઓ (ક્યારેય) આપ ﷺના કિબ્લાને કબૂલ કરશે નહીં અને (તેમની ઉમ્મીદ એટલા માટે પણ ન રાખવી જોઈએ કે, આપ ﷺનો કિબ્લો રદ થનારો નથી, માટે) આપ ﷺ પણ તેમના કિબ્લાને કબૂલ કરી શકવાના નથી. (બસ, કોઈ સ્વરૂપ તેમની સાથે આ બાબતે સામ્યતાનું બાકી રહેવાનું નથી) અને (જેમકે, આ અહલે કિતાબ જે આપ ﷺ સાથે હઠધર્મી કરે છે તેઓ પરસ્પર પણ આ બાબતે એકમત નથી. કારણ કે, તેમનો એક વર્ગ બીજા પક્ષના કિબ્લાને માનતો નથી.) તેમનો કોઈ (પક્ષ) પણ બીજા (પક્ષ)ના કિબ્લાનો સ્વીકાર કરતા નથી. (દાખલા તરીકે યહૂદીઓએ બયતુલ મુકદ્દસને કિબ્લો બનાવ્યો હતો અને ખ્રિસ્તીઓએ પૂર્વ દિશાને કિબ્લો બનાવી રાખ્યો હતો.) અને (આપ ﷺ તો કોઈ પણ રીતે તેમના રદ થયેલા કિબ્લાની પૈરવી કરી શકવાના જ નથી કારણ કે,) જો આપ તેમની મનેચ્છાઓની (ભલે તે ખરેખર

ભૂતકાળનો આસમાની હુકમ પણ કેમ ન હોય ! પરંતુ હવે તે રદ થઈ ગયા પછી તેના ઉપર અમલ કરવો એ ફક્ત મનેચ્છાઓની પૈરવી છે, તો બસ જો આપ ﷺ તેમની મનેચ્છાઓ) અપનાવી લો (અને તે પણ) આપ ﷺની પાસે ઈલ્મ (વહી) આવી ગયા પછી તો ખરેખર આપ ﷺ (નઊઝુબિલ્લાહ !) જાલિમો (જેઓ અલ્લાહના હુકમને છોડનાર છે)માં ગણાવા લાગશો. [અને આપ ﷺ માસૂમ (ગુનાહોથી પાક) હોવાના કારણે જાલિમ હોવું શક્ય જ નથી. એટલા માટે તે બાબત અસંભવિત છે કે આપ ﷺ તેમની મનેચ્છાઓની પૈરવી કરી તેમના કિબ્લાને સ્વીકારી લો.]

## મસ્અલા અને બોધપાઠ :

وَمَا اَنْتَ بِتَابِعٍ قِبْلَتَهُمْ માં જાહેરાત કરવામાં આવી છે કે હવે કયામત સુધી આપ ﷺનો કિબ્લો બયતુલ્લાહ જ રહેશે. તેનાથી યહૂદીઓ અને નસારાના આ વિચારને રદ કરવાનો હેતુ હતો કે મુસલમાનોના કિબ્લાનું તો કોઈ ઠેકાણું જ નથી. પહેલાં બયતુલ્લાહ હતો પછી બયતુલ મુકદ્દસ થઈ ગયો, ફરી પાછો બયતુલ્લાહ થઈ ગયો. બની શકે છે કે ફરી પાછો તેઓ બયતુલ મુકદ્દસ કિબ્લો બનાવી લે.

*(બહરે મુહીત)*

وَلَئِنِ اتَّبَعْتَ اَهْوَآءَهُمْ આ સંબોધન રસૂલે કરીમ ﷺને એક કલ્પના સ્વરૂપે કરવામાં આવ્યું છે કે, જેની કોઈ શક્યતા કે સંભાવના જ નથી અને વાસ્તવમાં તો આ સંબોધન ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે છે કે, આ હુકમનો વિરોધ કરવો એવી બાબત છે કે પોતે રસૂલુલ્લાહ ﷺ પણ જો કલ્પના કરી લો કે આવું કરે તો (નઊઝુબિલ્લાહ) તેઓ પણ જાલિમ ઠરશે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૪૬–૧૪૭)

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ ؕ وَاِنَّ فَرِيْقًا مِّنْهُمْ
لَيَكْتُمُوْنَ الْحَقَّ وَهُمْ يَعْلَمُوْنَ ﴿۱۴۶﴾ اَلْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿۱۴۷﴾ وقف منزل ع ۱۷

## તરજુમો :

*અને જેમને અમે કિતાબ આપી તેઓ તેને (રસૂલને) ઓળખે છે જેવી રીતે કે*

*તેઓ પોતાના સંતાનોને ઓળખે છે; અને બેશક ! એક જૂથ તેઓમાંથી સચ્ચાઈ છુપાવે છે; હાલાં કે તેઓ તેને જાણે છે. (૧૪૬) (આ) સત્ય છે આપના પરવરદિગાર તરફથી ! બસ, તમે ન થઈ જાઓ શંકા કરનારાઓ પૈકીના. (૧૪૭)*

## તફસીર :

આ અગાઉની આયતમાં અહલે કિતાબ મુસલમાનોના કિબ્લાને દિલથી સાચો માનતા હતા પરંતુ મૌખિક રીતે તેનો અસ્વીકાર કરવાનું અને આ આયતમાં તે જ અહલે કિતાબ (યહૂદીઓ, ખ્રિસ્તીઓ)ના સાહિબે કિબ્લા એટલે કે રસૂલે કરીમ ﷺના દિલથી સાચા માનવાનું અને મૌખિક રીતે ઈન્કાર કરવાનું વર્ણન છે.

જે લોકોને અમે કિતાબ (તવરાત–ઈન્જીલ) આપી છે તે લોકો રસૂલે કરીમ ﷺને (તવરાત અને ઈન્જીલમાં આવેલી આગાહીઓ અને ખુશખબરીઓની બિના પર) એવી રીતે (કોઈપણ પ્રકારની શંકા વિના) ઓળખે છે જેવી રીતે કે તેઓ પોતાના સંતાનોને ઓળખે છે. (જેમકે, પોતાના સંતાનનો ચહેરો જોઈને એવી શંકા થતી જ નથી કે આ કોઈ અજનબી છે પરંતુ ઓળખી લીધા પછી પણ બધા મુસલમાન ન થયા, અમુક જ લોકો ઈમાન લાવ્યા) અને અમુક લોકો તેમાંથી (એવા છે કે જેઓ) આ સચ્ચાઈને સારી રીતે જાણી લીધી છે, પરંતુ તેને છુપાવે છે. હાલાં કે, આ સચ્ચાઈ અલ્લાહ તરફથી (સાબિત થઈ ચૂકી) છે. બસ, તમે લોકો શંકા–કુશંકા કરનારાઓ પૈકીના ન થશો.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં રસૂલે કરીમ ﷺને રસૂલ તરીકે ઓળખવાની સરખામણી પોતાના સંતાનોને ઓળખવા સાથે કરવામાં આવી છે કે, આ લોકો જેવી રીતે પોતાના સંતાનોને સારી રીતે ઓળખે છે, તેમાં તેમને કોઈપણ પ્રકારની શંકા–કુશંકા નથી થતી એવી જ રીતે તવરાત અને ઈન્જીલમાં રસૂલ ﷺની જે આગાહીઓ અને ખુશખબરીઓ આવી છે તથા આપ ﷺના રસૂલ હોવાની જે ખુલ્લી નિશાનીઓ વર્ણન કરવામાં આવી છે તેના દ્વારા આ લોકો રસૂલ ﷺને પણ ખાતરીપૂર્વક જાણે છે અને ઓળખે છે. તેમનો ઈન્કાર ફક્ત ઈર્ષ્યા અને હઠધર્મીના કારણે જ છે.

અહીંયાં એ બાબત ધ્યાન આપવા યોગ્ય છે કે, સંપૂર્ણ રીતે ઓળખવા માટે પોતાના સંતાનોનો દાખલો આપવામાં આવ્યો છે. માં–બાપનો દાખલો આપવામાં આવ્યો નથી. હાલાં કે, વ્યક્તિ પોતાના માં–બાપને પણ સ્વાભાવિક રીતે ખૂબ સારી રીતે ઓળખે છે. કારણ એ છે કે, સંતાનોની ઓળખાણ માં–બાપની ઓળખ કરતાં ઘણી વધારે હોય છે. કારણ કે, સંતાનોને માં–બાપ તેમના જન્મ સમયથી જ પોતાના હાથોમાં પાળે–પોષે છે, તેમના શરીરનો કોઈ ભાગ એવો નહિ હોય જે માં–બાપની નજરથી છુપો રહ્યો હોય. તેનાથી વિપરીત માં–બાપને જન્મ પછીના ઘણા સમય સુધી બાળક ઓળખતું હોતું નથી.

આ વર્ણનથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે અહીંયાં સંતાનોને સંતાન સ્વરૂપે ઓળખવાના અર્થમાં નથી. કારણ કે, તેમાં એવી શંકા થઈ શકે છે કે પત્નીએ કોઈ ખયાનત કરી હોય અને આ સંતાન તેનું ન પણ હોય, પરંતુ અહીંયાં સંતાનોના ચહેરા, મહોરા અને તેમની શકલો–સૂરતની ઓળખ છે. ભલે તે તેનું વાસ્તવિક સંતાન હોય કે ન હોય, પરંતુ વ્યક્તિ તેને પોતાના જ સંતાન તરીકે પાળે–પોષે છે અને તેના ચહેરાને ખૂબ સારી રીતે ઓળખે છે અને તેમાં ક્યારેય શંકા કરતો નથી.

—————————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૪૮–૧૪૯–૧૫૦)

وَ لِكُلٍّ وِّجْهَةٌ هُوَ مُوَلِّيْهَا فَاسْتَبِقُوا الْخَيْرٰتِ ؕ اَيْنَ مَا تَكُوْنُوْا يَاْتِ بِكُمُ
اللّٰهُ جَمِيْعًا ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۱۴۸﴾ وَ مِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ
وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَ اِنَّهٗ لَلْحَقُّ مِنْ رَّبِّكَ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا
تَعْمَلُوْنَ ﴿۱۴۹﴾ وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَحَيْثُ
مَا كُنْتُمْ فَوَلُّوْا وُجُوْهَكُمْ شَطْرَهٗ ۙ لِئَلَّا يَكُوْنَ لِلنَّاسِ عَلَيْكُمْ حُجَّةٌ ۗ اِلَّا
الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ ۗ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِىْ ۗ وَلِاُتِمَّ نِعْمَتِىْ عَلَيْكُمْ وَلَعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿۱۵۰﴾

## તરજુમો :

*અને દરેકના માટે એક દિશા (છે), તેઓ તેના તરફ મુખ કરે છે; બસ, તમે*

*આગળ વધી જાઓ નેકીઓમાં; જ્યાં કંઈ પણ તમે હશો અલ્લાહ તમને ભેગા કરી આપશે; બેશક ! અલ્લાહ દરેક વસ્તુ ઉપર (કાબૂ) શક્તિ ધરાવે છે. (૧૪૮) અને જ્યાંથી આપ (ﷺ) નીકળો; બસ, કરી લો પોતાનું મુખ મસ્જિદે હરામ તરફ; અને બેશક ! આ જ સત્ય (છે) આપના પરવરદિગાર તરફથી; અને નથી અલ્લાહ બેખબર તેનાથી જે તમે કરો છો. (૧૪૯) અને જ્યાંથી પણ આપ (ﷺ) નીકળો; બસ, કરી લો પોતાનું મુખ મસ્જિદે હરામ તરફ; અને જ્યાં કંઈ પણ તમે હોય બસ, કરી લો પોતાનું મુખ તેના તરફ; જેથી ન રહે લોકો માટે તમારા ઉપર કોઈ દલીલ તેઓના સિવાય કે જેઓ તેમનામાંથી જાલિમ (અન્યાયી) છે; બસ, તમે તેમનાથી ન ડરો અને મારાથી ડરો, જેથી હું પૂરી કરી આપું મારી નેઅ્મત તમારા ઉપર; અને જેથી તમે હિદાયત પ્રાપ્ત કરો. (૧૫૦)*

## તફસીર :

અને (કિબ્લા તરફ મુખ કરવાની બીજી હિકમત એ છે કે) દરેક (ધર્મવાળાઓ) માટે એક કિબ્લો રહ્યો છે, જેના તરફ તેઓ (ઈબાદતમાં) મુખ કરે છે. (જેથી હઝરત મુહમ્મદ ﷺની શરીઅત પણ એક દીન છે અને તેમનો કિબ્લો પણ ખાસ થઈ ગયો. જ્યારે આ હિકમત બધા ઉપર જાહેર થઈ ચૂકી) બસ, (હે મુસલમાનો !) તમે (હવે આ વાદ–વિવાદ છોડીને પોતાના દીનના) ભલાઈના કામોમાં આગળ ધપવાની કોશીષ કરો. (કારણ કે, એક દિવસે પોતાના પરવરદિગાર પાસે જરૂર જવાનું છે જેથી) તમે ગમે તે સ્થળે હશો (પરંતુ) અલ્લાહ તઆલા તમને બધાને હાજર કરી દેશે (તે સમયે નેકીઓ ઉપર ઈનામ અને ખરાબ કૃત્યો ઉપર સજા થશે અને) ચોક્કસ અલ્લાહ તઆલા દરેક બાબત ઉપર શક્તિ (કાબૂ) ધરાવે છે અને (આ હિકમતનો તકાદો એ પણ છે કે જેવી રીતે કા'બા સામે ત્યાં હાજર રહીને તેના તરફ મુખ કરવામાં આવે છે એવી જ રીતે મદીનામાંથી અથવા દુનિયાના ગમે તે સ્થળેથી) તમે જ્યાં કંઈ પણ હોય (સફરમાં) બહાર નીકળો તો (પણ) પોતાનું મુખ (નમાઝમાં) મસ્જિદે હરામ તરફ રાખ્યા કરો. (મતલબ કે, સફરમાં અથવા સ્થાયી હોવાની હાલતમાં આ જ કિબ્લો છે) અને આ (કિબ્લાનો હુકમ) બિલકુલ સત્ય છે (અને) અલ્લાહ તરફથી (છે) અને અલ્લાહ તઆલા તમારા કરેલા કર્મોથી જરા પણ બેખબર નથી.

અને (ફરીવાર કહેવામાં આવે છે કે) તમે જે સ્થળેથી પણ (મુસાફરીમાં) બહાર જાઓ (અને સ્થાયી હોય તો પણ) પોતાનું મુખ (નમાઝમાં) મસ્જિદે હરામ તરફ રાખો અને (એવી જ રીતે બધા જ મુસલમાનો પણ સાંભળી લે કે) તમે લોકો જ્યાં કંઈ પણ (ઉપસ્થિત) હોય પોતાનું મુખ (નમાઝમાં) તે (મસ્જિદે હરામ)ની જ તરફ રાખ્યા કરો. (અને આ હુકમનું એટલા માટે પુનરાવર્તન કરવામાં આવે છે કે) જેથી (તે વિરોધી) લોકોને તમારા વિરૂદ્ધ (એવી) ચર્ચા (કરવાની હિંમત) ન રહે (કે જો મુહમ્મદ ﷺ આખરી નબી હોત તો તેમની નિશાનીઓમાં તો એ પણ છે કે તેમનો અસલી કિબ્લો કા'બા હશે અને તેઓ તો બયતુલ મુકદસ તરફ નમાઝ પઢે છે. કા'બા તરફ મુખ કરવાની આ ત્રીજી હિકમત છે. હા !) પરંતુ તેમનામાં જેઓ (બિલકુલ જ) બેઈન્સાફ છે (તેઓ હજી પણ વાંધા કાઢશે કે આ કેવા નબી છે કે જેઓ આટલા બધા નબીઓના વિરૂદ્ધ જઈને કા'બા તરફ નમાઝ પઢે છે, અને આવા નજીવા વાંધાઓથી અલ્લાહના દીનને કોઈ નુકસાન નથી પહોંચી શકતું.) તો તેવા લોકોથી (જરા પણ) ડરો નહીં (અને તેમના વાંધાઓના જવાબની ચિંતા ન કર્યા કરો) અને મારાથી ડરતા રહો (કે મારા હુકમોનો વિરોધ ન થવા પામે કારણ કે, મારા હુકમનો અનાદર જ નુકસાનકર્તા છે, વિરોધીઓના વાંધાઓ નહીં.) અને (અમે આ બધા હુકમો ઉપર અમલ કરવાની તૌફીક પણ આપીએ છીએ) જેથી, તમારા ઉપર મારું ઈનામ પૂર્ણ થઈ જાય અને જેથી તમો સત્ય માર્ગ ઉપર રહો (એટલે કે દુનિયામાં ઈસ્લામ ઉપર કાયમ રહો અને મારી નેઅ્મત પૂર્ણ થવાનું નિમિત્ત બને.)

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતમાં કા'બા તરફ મુખ કરવાના શબ્દો فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ ત્રણ વખતે આવ્યા છે અને حَيْثُمَا كُنْتُمْ فَوَلُّوا وُجُوهَكُمْ شَطْرَهُ બે વખતે આવ્યા છે. આ પુનરાવર્તનનું એક સામાન્ય કારણ તો એ છે કે કા'બા તરફ મુખ કરવાનો હુકમ વિરોધીઓ માટે એક તમાચા સમાન હતો અને ખુદ મુસલમાનોમાં પણ ઈબાદતની એક મહાન ક્રાંતિ હતી. જો આ હુકમ તાકીદ સાથે પુનરાવર્તન સહિત આપવામાં ન આવ્યો હોત તો દિલોને સંતોષ અને શાંતિ ન થઈ હોત. એટલા માટે આ હુકમને વારંવાર પુનરાવર્તિત કરવામાં આવ્યો કે

કા'બા તરફ મુખ કરવાનો હુકમ છેલ્લો અને અંતિમ હુકમ છે. હવે, તેના બદલાવાની કોઈ જ શક્યતા નથી.

બયાનુલ કુર્આનમાં આ વર્ણન થયું છે, કુર્તુબીએ પણ તેની એક તકરીર નકલ કરી છે કે, આ આયતનો હેતુ માત્ર પુનરાવર્તનનો નથી. દાખલા તરીકે ફરમાવ્યું કે, જ્યારે પહેલીવાર હુકમ આવ્યો તો فَوَلِّ وَجْهَكَ شَطْرَ الْمَسْجِدِ الْحَرَامِ وَحَيْثُ مَا كُنْتُمْ فَوَلُّوا وُجُوهَكُمْ شَطْرَهُ આ હુકમ સ્થાનિક કક્ષાએ સ્થાયી હોય એવી પરિસ્થિતિ માટે આવ્યો હતો જેમાં કહેવામાં આવ્યું કે આપ ﷺ પોતાની જગ્યાએ સ્થાયી હો તો આપ ﷺ મસ્જિદે હરામ તરફ મુખ કર્યા કરો અને પછી સમગ્ર ઉમ્મતને આ હુકમ આપવામાં આવ્યો અને حَيْثُ مَا كُنْتُمْનો અર્થ આ પુનરાવર્તનના કારણે એ થયો કે તમો પોતાના વતન અને શહેરમાં જે જગ્યાએ પણ હોય કા'બા તરફ મોઢું કરવાનું છે. આ હુકમ ફક્ત મસ્જિદે નબવી સાથે ખાસ નથી.

પછી બીજી વખતે જ્યારે આ જ શબ્દો સાથે તે હુકમ ફરીવાર આવ્યો તો તેથી પહેલાં مِنْ حَيْثُ خَرَجْتَ ના શબ્દોએ સ્પષ્ટ કરી દીધું કે આ હુકમ વતનથી નીકળતી વેળાનો અને મુસાફરીની પરિસ્થિતિનો છે. કારણ કે, મુસાફરીની પરિસ્થિતિઓ પણ વિવિધ પ્રકારની હોય છે ક્યારેક અમુક દિવસ માટે કોઈ વસ્તીમાં થોભવામાં આવે છે, ક્યારેક મુસાફરી ટૂંકાવી દેવાની પણ પરિસ્થિતિ ઊભી થાય છે. આ બંને પરિસ્થિતિઓને શામિલ કરવા ત્રીજી વખતે આ શબ્દોની સાથે وَحَيْثُ مَا كُنْتُمْ શબ્દોનો વધારો કરીને બતાવી દીધું કે, મુસાફરીની કોઈપણ પરિસ્થિતિ હોય દરેક સ્વરૂપમાં મસ્જિદે હરામ તરફ મુખ કરવાનું છે અને ત્રીજી વખતે આ હુકમની સાથે એક હિકમતસભર બાબત પણ ભેગી કરી દેવામાં આવી જેથી વિરોધીઓને એવું કહેવાનો મોકો ન મળે કે અંતિમ નબી ﷺનો કિબ્લો તો તવરાત અને ઈન્જીલના વર્ણન પ્રમાણે કા'બા હોવો જોઈએ અને આ રસૂલ કા'બાના બદલે બયતુલ મુકદ્દસ તરફ મોઢું કરે છે.

وَلِكُلٍّ وِّجْهَةٌ هُوَ مُوَلِّيهَا,માં "وِجْهَةٌ" નો શાબ્દિક અર્થ "જે વસ્તુ તરફ મુખ કરવામાં આવે." હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, તેનો અર્થ કિબ્લો છે અને હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)ની કિરાઅતમાં આ સ્થળે وِجْهَةٌ ના બદલે قِبْلَةٌ પણ નકલ થયેલ છે. આ આયતનો મતલબ જમહૂર મુફસ્સિરોના મતે

એ છે કે, દરેક કૌમનો કિબ્લો, જે દિશા તરફ તેઓ ઈબાદતના સમયે મુખ કરે છે તે જુદો–જુદો હોય છે. ભલે, અલ્લાહ તરફથી એવું કરવાનો તેમને હુકમ મળ્યો હોય અથવા એમણે પોતે કોઈ દિશા નક્કી કરી લીધી હોય. અલબત્ત, હકીકત એમ છે કે વિવિધ કૌમોનો કિબ્લો વિવિધ પ્રકારનો ચાલ્યો આવે છે તો એવી પરિસ્થિતિમાં જો આ નબી ﷺ માટે કોઈ ખાસ કિબ્લો નક્કી કરવામાં આવે તો તે કોઈ આશ્ચર્યની વાત નથી.

**ધાર્મિક મસ્અલાઓમાં નિરર્થક ચર્ચાઓથી બચવાની સૂચના :**

فَاسْتَبِقُوا الْخَيْرَاتِ તેમાં પ્રથમ વાક્યમાં એ ફરમાવવામાં આવ્યું છે કે વિવિધ ધાર્મિક સમુદાયોમાં વિવિધ કિબ્લાઓ હોય છે અને કોઈ એક–બીજાના કિબ્લાનો સ્વીકાર કરતા નથી. માટે તેની ચર્ચા કર્યા કરવી નિરર્થક છે. આ આયતનો નિચોડ એ છે કે, જ્યારે એ સ્પષ્ટ થઈ ગયું કે આ ચર્ચાથી તે લોકોને કોઈ ફાયદો નથી પહોંચવાનો તો પછી આવી નિરર્થક ચર્ચા છોડીને તમારે પોતાના અસલી કામોમાં લાગી જવું જોઈએ. નેક કામો માટે દોડધૂપ કરવા તેમજ નેક કામોમાં આગળ વધવાનો પ્રયત્ન કરવો જાઈએ. કારણ કે, ફુઝૂલ અને નિરર્થક ચર્ચાઓમાં સમય બરબાદ કરવાથી અને ભલાઈના કામોમાં આગળ વધવામાં સુસ્તી કરવાથી મોટે ભાગે આખિરતની ગફલત (બેદરકારી) પૈદા થાય છે. જેથી દરેકે પોતાની આખિરત અને પોતાના અંજામ (પરિણામ)ની ફિકર–ચિંતા રાખવી જોઈએ અને ક્યારેય નિરર્થક ચર્ચાઓમાં ઉલઝવું ન જોઈએ. પોતાની મંઝિલ અને ધ્યેય નક્કી કરીને તેની ફિકરમાં રહેવું જોઈએ. એટલા માટે આયતના પ્રથમ વાક્યમાં આખિરતની યાદ અપાવવા માટે ઈરશાદ ફરમાવ્યો, اَيْنَمَا تَكُوْنُوْا يَاْتِ بِكُمُ اللّٰهُ جَمِيْعًا જેનો અર્થ છે કે, ચર્ચાઓમાં હાર–જીત અને લોકોના વાંધા–વચકાઓથી બચવાની ફિકર થોડા દિવસની દુનિયા માટે પૂરતી છે અને ઘણો જલદી તે દિવસ આવવાનો છે. જેમાં અલ્લાહ તઆલા દુનિયાની બધી કૌમોને, બધા લોકોને એક જગ્યાએ ભેગા કરીને હિસાબ લેશે. બુદ્ધિનું કામ એ જ છે કે, પોતાના સમયને તે હિસાબની ફિકર–ચિંતામાં લગાવી દે.

**ઈબાદત અને નેક અમલોમાં વિના કારણે મોડું કરવું યોગ્ય નથી, ઉતાવળ કરવી જોઈએ :**

શબ્દ فَاسْتَبِقُوْا થી તે પણ સ્પષ્ટ થઈ ગયું કે, દરેક વ્યક્તિએ જ્યારે પણ

કોઈ નેક કામનો મૌકો મળી જાય તો તેને કરવામાં મોડું ન કરવું જોઈએ. કારણ કે, અમુક સમયે તેને ટાળવાથી અને મોડું કરવાથી તે કામ કરવાની તૌફીક ખતમ થઈ જાય છે. પછી તે વ્યક્તિ તે કામ કરી જ નથી શકતો. ભલે તે નમાઝ હોય, રોઝા હોય, હજ્જ હોય, સદકહ હોય કે અન્ય કોઈ ઈબાદત. કુર્આન શરીફે આ વિષયને સૂરએ અન્ફાલની આ આયતમાં વધારે સ્પષ્ટ રીતે વર્ણન કર્યો છે.

يَآيُّهَاالَّذِيْنَ اٰمَنُوااسْتَجِيْبُوالِلّٰهِ وَلِلرَّسُوْلِ اِذَادَعَاكُمْ لِمَا يُحْيِيْكُمْ وَاعْلَمُوْآ اَنَّ اللّٰهَ يَحُوْلُ بَيْنَ الْمَرْءِ وَقَلْبِهٖ،

*"હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને રસૂલ ﷺના ફરમાનને પૂરું કર્યા કરો, જ્યારે કે રસૂલ ﷺ તમને તમારી જીવન રક્ષક બાબત તરફ બોલાવે, અને જાણી લો ! અલ્લાહ તઆલા વ્યક્તિ અને તેના દિલ વચ્ચે આડ બની જાય છે." (૮:૨૪)*

**શું દરેક નમાઝને પ્રથમ (અવ્વલ) વખતમાં જ પઢી લેવી ઉત્તમ છે ?**

આ مَسَابَقْتُ فِى الْخَيْرَاتَ થી અમુક ફકીહોએ આ દલીલ કરી છે કે, દરેક નમાઝને પ્રથમ વખતમાં જ પઢી લેવી ઉત્તમ છે અને તે રિવાયતો તેના ટેકામાં રજૂ કરે છે, જેમાં પ્રથમ વખતમાં નમાઝ પઢી લેવાની ફઝીલત આવી છે. ઈમામ શાફઈ (રહ.)નો પણ આ જ મત છે પરંતુ ઈમામ અબૂ હનીફા (રહ.) અને ઈમામ માલિક (રહ.)એ બીજી રિવાયતોના આધારે એ બાબતની સ્પષ્ટતા કરી છે કે, જે નમાઝોની રસૂલે કરીમ ﷺએ મોડું કરીને પઢવાની તા'લીમ પોતાના કૌલ અને અમલથી આપી છે. તેનો ઉત્તમ સમય તે જ છે જે હદીષોમાં વર્ણન થયો છે. બાકી નમાઝો પોતાની જગ્યાએ પ્રથમ (અવ્વલ) વખતે પઢવામાં આવે. દાખલા તરીકે સહીહ બુખારીમાં હઝરત અનસ (રદિ.)ની રિવાયત છે કે, "ઈશાની નમાઝ થોડું મોડું કરીને પઢવાની ફઝીલત આવેલ છે" અને હઝરત અબૂ હુરૈરહ (રદિ.)એ ફરમાવ્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺને ઈશામાં મોડું કરવું પસંદ હતું." *(કુર્તુબી)*

આવી જ રીતે સહીહ બુખારી અને તિરમિઝીમાં હઝરત અબૂ ઝર (રદિ.)ની રિવાયત છે કે, એક મુસાફરીમાં હઝરત બિલાલે ઝુહ્રની અઝાન

અવ્વલ વખતમાં આપવાની ઈચ્છા દર્શાવી તો રસૂલુલ્લાહ ﷺએ તેમને રોક્યા અને ફરમાવ્યું કે, "સમય થોડો ઠંડો થઈ જાય (બપોર ઢળી જાય) ત્યારે અઝાન આપવામાં આવે. કારણ કે, સખત ગરમીનો અસર જહન્નમની આગથી છે." મતલબ એ છે કે, આપ ﷺએ ગરમીના સમયમાં ઝુહ્રની નમાઝ થોડી મોડી પઢવાનું પસંદ ફરમાવ્યું.

આ રિવાયતોની રૂએ ઈમામ અબૂ હનીફા અને ઈમામ માલિક (રહ.)એ ફરમાવ્યું કે, "નમાઝોમાં અવ્વલ સમય ઉપર અમલ કરવાનું સ્વરૂપ એ જ છે કે, મુસ્તહબ સમય થઈ જાય પછી મોડું ન કરે અને જ્યાં મોડું કરવાનો હુકમ નથી આવ્યો ત્યાં બિલકુલ શરૂઆતના સમયમાં જ નમાઝ પઢવી ઉત્તમ છે. જેમકે, મગરિબની નમાઝ."

અલબત્ત, ઉપરોક્ત આયતથી આ બાબત સર્વસહમતિથી સાબિત થઈ ગઈ કે જ્યારે નમાઝનો સમય થઈ જાય તો કોઈપણ પ્રકારના શરઈ ઉઝર અથવા અન્ય કોઈ જરૂરત વિના મોડું કરવું સારૂં નથી. શરઈ જરૂરત તો એ જ છે જે ઉપર લખવામાં આવી કે, અમુક નમાઝનું મોડું કરવાનો આપ ﷺએ હુકમ આપ્યો હતો અને અન્ય પ્રકારની જરૂરત દાખલા તરીકે કોઈ વ્યક્તિગત બીમારી અથવા શારીરિક મોહતાજી વગેરે છે. ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૫૧–૧૫૨)

كَمَآ أَرْسَلْنَا فِيكُمْ رَسُولًا مِّنكُمْ يَتْلُوا عَلَيْكُمْ ءَايَـٰتِنَا وَيُزَكِّيكُمْ وَيُعَلِّمُكُمُ

معانقة ٣ الْكِتَـٰبَ وَالْحِكْمَةَ وَيُعَلِّمُكُم مَّا لَمْ تَكُونُوا تَعْلَمُونَ ﴿١٥١﴾ فَاذْكُرُونِىٓ أَذْكُرْكُمْ

ع ١٨ ٥ ٢ وَاشْكُرُوا لِى وَلَا تَكْفُرُونِ ﴿١٥٢﴾

### તરજુમો :

*જેમકે અમે તમારામાંથી એક રસૂલ મોકલ્યા; જે તમારી સામે અમારો હુકમ પઢે છે અને તમને પવિત્ર કરે છે અને તમને કિતાબ (કુર્આન) અને હિકમત શિખવાડે છે અને તમે જે નથી જાણતા તે (પણ) તમને શિખવાડે છે. (૧૫૧)*

*બસ, મને યાદ કરો હું તમને યાદ રાખીશ અને તમે મારો ઉપકાર માનો અને મારી નાશુક્રી ન કરો (નગુણા ન બનો). (૧૫૨)*

## તફસીર :

(અમે કા'બાને કિબ્લો નક્કી કરીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની એક દુઆ જે કા'બાની મકબૂલિયતની બિના પર હતી, તેને કબૂલ કરી અને બીજી દુઆ) જેવી રીતે (તેમની આપ ﷺ વિશેની દુઆ પણ કબૂલ કરી કે, તમારા લોકો વચ્ચેથી જ એક (મહાન) રસૂલ મોકલ્યા (તે) અમારી આયતો (અને હુકમો) પઢી–પઢીને તમને સંભળાવે છે અને (અજ્ઞાનતાના રિવાજો અને જહાલતથી) તમને પવિત્ર કરે છે અને તમને (અલ્લાહની) કિતાબ (કુર્આન) અને બુદ્ધિની વાતો બતાવતા રહે છે અને તમને એવી (ફાયદાકારક) વાતોનું શિક્ષણ આપે છે, જેની તમને ખબર ન હતી. (આપ ﷺનું રસૂલ તરીકે આવવું હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆની મકબૂલિયત હતી. બસ, તે કબૂલિયત જાહેર થઈ ગઈ.) અને (ઉપરોક્ત નેઅ્મતોના કારણે) મને યાદ રાખો, હું તમને યાદ રાખીશ અને મારૂં અહેસાન માનો અને મારી નાશુક્રી ન કરો (મારી નેઅ્મતો અને ઈનામોનો ઈન્કાર કરી નગુણા ન બનો).

## મસ્અલા અને બોધપાઠ :

અહીંયાં સુધી કિબ્લાની ચર્ચા ચાલી રહી હતી. હવે, આ ચર્ચાને એવા વિષય ઉપર પૂર્ણ કરી રહ્યા છે જે આ ચર્ચાની પ્રસ્તાવનામાં હઝરત ઈબ્રાહીમ (અલૈ. કા'બાના સ્થાપક)ની દુઆમાં આવી હતી. એટલે કે રસૂલુલ્લાહ ﷺનું ઈબ્રાહીમ (અલૈ.)ની ઔલાદમાં એક ખાસ સન્માન સાથે મબ્ઊષ થવું (નબી તરીકે આવવું) છે. તેમાં એક બાજુ તો એવો ઈશારો થઈ ગયો કે રસૂલ ﷺની બઅષત (રસૂલ તરીકે આવવા)માં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆ કબૂલ થવું પણ છે અને એટલા માટે જો તેમનો કિબ્લો કા'બા બનાવવામાં આવ્યો તો કોઈ નવાઈની વાત નથી અને ઈન્કાર કરવા યોગ્ય નથી.

كَمَا اَرْسَلْنَا માં શબ્દ كاف માં જ تشبيه આવે છે તેનો એક ખુલાસો તે છે, જે તફસીરમાં આવી ચૂક્યો છે. બીજી બાજુ એક ખુલાસો એ પણ હોઈ શકે છે કે, જેને કુર્તુબીએ અપનાવ્યો છે કે, આ શબ્દ كافનો સંબંધ પછીની આયત فَاذْكُرُوْنِىْ

થી છે. જેનો અર્થ એ છે કે, જેવી રીતે અમે તમારા ઉપર એક નેઅ્મત કિબ્લાની પછી બીજી નેઅ્મત રસૂલુલ્લાહ ﷺની બઅષતની નાઝિલ ફરમાવી એવી જ રીતે એક નેઅ્મત અલ્લાહને યાદ કરવાની અને તેના ઝિક્રની પણ છે. આ બધી નેઅ્મતોનો શુક્ર અદા કરો અને ઉપકાર માનો, જેથી આ નેઅ્મતોને વધારી આપવામાં આવે. કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, كَمَا اَرْسَلْنَا નો ک કાફ અહીંયાં એવો છે જેમકે, સૂરએ અન્ફાલમાં كَمَا اَخرَجَکَ અને સૂરએ હિજ્રના છેવટમાં كَمَا اَنْزَلْنَا عَلَى الْمُقْتَسِمِيْنَમાં આવ્યો છે.

فَاذْكُرُوْنِىٓ اَذْكُرْكُمْ વર્ણનનો અસલી અર્થ યાદ કરવાનો છે. જેનો સંબંધ દિલથી છે. જીભથી ઝિક્ર કરવાને એટલા માટે ઝિક્ર કહેવામાં આવે છે કે, જીભ દિલનું પ્રતિનિધિત્વ કરે છે. સ્પષ્ટ થયું કે, મૌખિક ઝિક્ર તે જ આધારભૂત અને ભરોસાપાત્ર છે, જેની સાથે દિલમાં અલ્લાહની યાદ હોય. મૌલાના રૂમી (રહ.)એ તેના અનુસંધાનમાં ફરમાવ્યું છે કે,

بر زباں تسبیح و در دل گاؤ خر

ایں چنیں تسبیح کے دارد اثر

જીભ ઉપર તસ્બીહ અને દિલમાં અન્ય વસ્તુઓ,
આવી તસ્બીહનો શું અસર થાય !

પરંતુ તેની સાથે–સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે, જો કોઈ વ્યક્તિ જીભથી ઝિક્ર અને તસ્બીહમાં મશગૂલ રહે અને તેનું દિલ હાજર ન હોય અને દિલ ઝિક્રમાં લાગેલું ન હોય તો પણ તે ફાયદાથી ખાલી નથી. હઝરત અબૂ ઉસ્માન (રદિ.)ને કોઈએ આવી જ હાલતની શિકાયત કરી કે, "અમે જીભથી ઝિક્ર કરીએ છીએ પરંતુ દિલમાં તેની કોઈ અસર મહેસૂસ નથી થતી." તેમણે ફરમાવ્યું કે, "તો પણ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો કે તેણે તમારા એક અવયવ એટલે કે જીભને પોતાની તાબે'દારીમાં લગાવી દીધી."

*(કુર્તુબી)*

**અલ્લાહના ઝિક્ર (સ્તુતી)ના ફાયદા :**

અલ્લાહના ઝિક્રના અનેક ફાયદાઓ છે. આ એક ફઝીલત પણ કંઈ

ઓછી નથી કે જે બંદો અલ્લાહને યાદ કરે છે અલ્લાહ તઆલા પણ તેને યાદ કરે છે. અબૂ ઉસ્માન મહેંદી (રહ.)એ કહ્યું કે, "હું તે સમયને જાણું છું જે સમયે અલ્લાહ તઆલા અમને યાદ કરે છે." લોકોએ કહ્યું, "આપને તેની ખબર કઈ રીતે થઈ શકે છે ?" તેમણે કહ્યું, "એટલા માટે કે કુર્આને કરીમના વાયદા પ્રમાણે જ્યારે કોઈ મો'મિન બંદો અલ્લાહને યાદ કરે છે તો અલ્લાહ તઆલા પણ તેને યાદ કરે છે. એટલા માટે સૌએ એ સમજી લેવું સરળ છે કે, જ્યારે આપણે અલ્લાહની યાદમાં મશગૂલ હોઈએ છીએ ત્યારે અલ્લાહ પણ આપણને યાદ કરે છે."

આ આયતનો અર્થ એ છે કે, તમે મારા હુકમોની ઈતાઅત કરી મને યાદ કરો, તો હું તમને સવાબ અને મગફિરત (બક્ષિસ) સાથે યાદ કરીશ. હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.)એ અલ્લાહના ઝિક્રની તફસીર ઈતાઅત અને ફરમાંબરદારીથી કરી છે. તેઓ કહે છે,

فَمَن لَّمْ يُطِعْهُ لَمْ يَذْكُرْهُ وَاِنْ كَثُرَ صَلٰوتُهُ وَتَسْبِيْحُهُ،

*"જેણે અલ્લાહ તઆલાના હુકમોની પૈરવી ન કરી તેણે અલ્લાહ તઆલાને યાદ ન કર્યો. ભલે, જાહેરમાં તેની નમાઝો અને તસ્બીહ ગમે એટલી હોય."*

**અલ્લાહના ઝિક્રની વાસ્તવિકતા :**

કુર્તુબીએ અહકામુલ કુર્આનના હવાલાથી ઈબ્ને ખુવૈઝ મનઝાજની એક હદીષ પણ આ વિષય ઉપર નકલ કરી છે. જેનો તરજુમો આ છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે "જેણે અલ્લાહ તઆલાની ઈતાઅત કરી, એટલે કે તેના હલાલ અને હરામના હુકમોનું પાલન કર્યું. ભલે, તેની નફલ નમાઝ–રોઝા વગેરે ઓછા હોય ! તેણે અલ્લાહને યાદ કર્યો અને જેણે અલ્લાહના હુકમોનું ઉલ્લંઘન કર્યું, તેણે અલ્લાહને ભૂલાવી દીધો. ભલે, જાહેરમાં તેની નમાઝો, રોઝા, મુસ્તહબ વગેરે અમલો વધારે હોય !"

હઝરત ઝુન્નૂન મિસરી (રહ.)એ ફરમાવ્યું કે, "જે માણસ સાચી રીતે અલ્લાહને યાદ કરે છે અને તેના મુકાબલામાં કોઈ સારી વસ્તુ ભૂલી જાય છે તો તેના બદલામાં અલ્લાહ તઆલા ખૂદ તેના માટે સારી વસ્તુની હિફાજત (સુરક્ષા) કરે છે અને બધી વસ્તુઓનો બદલો તેને અર્પણ કરે છે."

અને હઝરત મઆઝ (રદિ.)એ ફરમાવ્યું કે, "વ્યક્તિનો કોઈપણ અમલ તેને અલ્લાહ તઆલાના અઝાબથી છુટકારો અપાવવામાં ઝિકુલ્લાહની બરોબરી નથી કરી શકતો." એક હદીષે કુદ્સીમાં છે જેને અબૂ હુરૈરહ (રદિ.)એ નકલ કરી છે કે, "અલ્લાહ તઆલા ફરમાવે છે, હું મારા બંદાઓની સાથે હોઉ છું જ્યાં સુધી તે મને યાદ કરે છે અને મારા ઝિક્રમાં તેના હોઠ હલે છે." ઝિકુલ્લાહની ફઝીલતો અસંખ્ય અને અગણિત છે તેનો ટૂંકો ખુલાસો મેં મારી કિતાબ "ઝિકુલ્લાહ"માં ભેગો કરી દીધો છે, વાંચવા વિનંતી.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૫૩)

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَ الصَّلٰوةِ ۭ اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ ﴿١٥٣﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમે ધીરજ (સબ્ર) અને નમાઝ દ્વારા મદદ માંગો; બેશક અલ્લાહ સબ્ર કરનારાઓની સાથે છે. (૧૫૩)*

## તફસીર :

(કા'બા કિબ્લો નક્કી થયા બાદ વિરોધીઓ તરફથી જે વાંધાઓ ઉઠાવવામાં આવ્યા હતા તેની બે પ્રકારની અસરો હતી. એક તો ઈસ્લામ ધર્મ ઉપર વાંધો ઉઠાવવામાં આવ્યો હતો કે જેથી ઈસ્લામની સચ્ચાઈ ઉપર શંકા પૈદા કરવામાં આવે. ઉપરોક્ત આયતો દ્વારા આવા વાંધાઓનો જવાબ આપીને તેની નકારાત્મક પ્રભાવને દૂર કરવાનો હેતુ હતો. બીજું એ કે, મુસલમાનોના દિલો–દિમાગ ઉપર આ વાંધાનો જવાબ આપ્યા પછી ખાસ એ પ્રકારનો પ્રભાવ હતો જેવો કોઈ બાબતમાં ભારપૂર્વક જવાબ આપ્યા પછી દિલમાં રંજ અને ગમ સ્વરૂપે પૈદા થાય છે, તે રંજ–ગમના પ્રભાવને દૂર કરવા માટે આ આયતમાં નમાઝ અને ધીરજ–સબ્રથી કામ લેવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.)

હે ઈમાનવાળાઓ ! (દિલોમાં રંજ અને ગમને હલકો કરવા માટે) સબ્ર અને નમાઝ દ્વારા (અલ્લાહની) મદદ પ્રાપ્ત કરો. નિઃશંક ! અલ્લાહ તઆલા (દરેક રીતે) સબ્ર કરનારાઓની સાથે જ રહે છે. (અને નમાઝ પઢનારાઓની

સાથે રહેવાને અલ્લાહ તઆલા પ્રાથમિકતા આપે છે. કારણ કે, નમાઝ સૌથી મોટી ઈબાદત છે અને સબ્રમાં અલ્લાહનો જે સાથે રહેવાનો વાયદો છે એનાથી વધુ નમાઝમાં આવી ખુશખબરી છે. કારણ કે, નમાઝ એક મહત્ત્વની ઈબાદત છે.)

## મસ્અલા અને બોધપાઠ :

**સબ્ર અને નમાઝ મુશ્કેલીઓનો હલ અને દરેક તકલીફનો ઇલાજ છે :**

اِسۡتَعِيۡنُوۡ بِالصَّبۡرِ وَالصَّلٰوةِ આ આયતમાં માર્ગદર્શન છે કે, વ્યક્તિએ તમામ પ્રકારની જરૂરિયાતના સમયે તથા દરેક પ્રકારની મુસીબત, આફતો અને તકલીફોના સમયે તેને દૂર કરવા માટે સબ્ર અને નમાઝના પ્રભાવકારક નુસ્ખાનો ઈલાજ સ્વરૂપે ઉપયોગ કરવો જોઈએ. આ નુસ્ખો દરેક પ્રકારની તકલીફ અને મુસીબત તથા રંજો–ગમને દૂર કરે છે અને કુર્આન શરીફે એ તરફ ઈશારો કરી આપ્યો છે કે, اِسۡتَعِيۡنُوۡ અને તેના દ્વારા કોઈ ખાસ બાબતનું અહીંયાં વર્ણન નથી કર્યું કે ફલાણા કામમાં જ નમાઝ અને સબ્રથી મદદ મેળવો, ખરેખર દરેક બાબત માટે નમાઝ અને સબ્રથી અલ્લાહની મદદ મેળવવાની સૂચના આપવામાં આવી છે.

આ હુકમથી સ્પષ્ટ થઈ ગયું કે, આ બંને વસ્તુઓ એવી છે જેનાથી મનુષ્યની દરેક જરૂરતમાં મદદ પ્રાપ્ત થાય છે. તફસીરે મઝહરીમાં તેના સર્વસામાન્ય હોવાનો ખુલાસો કરવામાં આવ્યો છે. આ અક્સીર નુસ્ખામાં શામિલ બંને ભાગો એટલે કે નમાઝ અને સબ્ર શું છે ? તે જાણી લઈએ.

**સબ્ર (ધીરજ–ધૈર્ય)ની વાસ્તવિકતા :**

સબ્રનો અસલી અર્થ "પોતાના નફસ (ઇચ્છાઓ)ને રોકવો અને તેના ઉપર સંપૂર્ણ કાબૂ પ્રાપ્ત કરવો !" કુર્આન અને સુન્નતની વ્યાખ્યામાં સબ્રના ત્રણ વિભાગો છે. (૧) પોતાના નફસને હરામ અને નાજાઈઝ બાબતોથી રોકવો, (૨) નફસને ઈતાઅત અને ઈબાદતની પાબંદી ઉપર મજબૂર કરવો (૩) મુસીબતો અને આફતો ઉપર સબ્ર (ધીરજ) કરવી એટલે કે, જે કોઈપણ આફત આવી જાય તેને અલ્લાહ તરફથી સમજીને તેના ઉપર સવાબની ઉમ્મીદ રાખવી. જો તે તકલીફ અથવા પરેશાનીના કારણે મોઢાથી કંઈ પણ અણગમતા શબ્દો નીકળી ગયા તો તે સબ્રનો વિરોધી અમલ છે.

*(ઈબ્ને કષીર, સઈદ બિન ઝુબૈર રદિ. દ્વારા)*

આ ત્રણ બાબતો સબ્રના ફરજોમાં શામિલ છે. દરેક મુસલમાન ઉપર પાબંદી લગાવવામાં આવે છે કે, ત્રણે પ્રકારની સબ્રના પાબંદ રહે. સામાન્ય માણસો માટે ફક્ત આ ત્રીજા વિભાગ ઉપર અમલ કરવો સબ્ર કહેવામાં આવે છે. પહેલો અને બીજો વિભાગ જે સામાન્ય રીતે સબ્રનો મૂળ પાયો છે, તે સબ્રમાં શામિલ સમજવામાં આવતો નથી.

કુર્આન અને હદીષની વ્યાખ્યામાં સાબિર (સબ્ર કરનારો) એવા લોકોનો લકબ (ઉપનામ) છે, જે ત્રણે રીતે સબ્રમાં મજબૂત રીતે કાયમ રહે. અમુક રિવાયતોમાં છે કે, મહશરમાં અવાજ આપવામાં આવશે કે “સાબિરીન ક્યાં છે?” તો તે લોકો જેઓ ત્રણે પ્રકારની સબ્ર ઉપર કાયમ રહીને જિંદગી ગુજારતા હતા તેઓ ઊભા થઈ જશે અને તેમને વિના હિસાબ–કિતાબ જન્નતમાં પ્રવેશની પરવાનગી આપવામાં આવશે. ઈબ્ને કષીરે આ રિવાયત વર્ણન કરી ફરમાવ્યું કે, કુર્આનની આયત اِنَّمَا يُوَفَّى الصّٰبِرُوْنَ اَجْرَهُمْ بِغَيْرِ حِسَابٍ આ બાબત તરફ ઈશારો કરે છે.

નમાઝ બીજો વિભાગ છે જે વ્યક્તિની જરૂરિયાતો પૂરી કરવા માટે અને બધી પરેશાનીઓ તથા આફતોના સમયે છુટકારો અપાવવા માટેનો અક્સીર ઈલાજ છે. સબ્રની જે તફસીર ઉપર લખવામાં આવી છે, તેનાથી સ્પષ્ટ થઈ ગયું કે વાસ્તવમાં નમાઝ અને બધી જ ઈબાદતો સબ્રના જ વિભાગો છે પરંતુ નમાઝનો ઉલ્લેખ અલગથી એટલા માટે કરવામાં આવ્યો કે, નમાઝ એક એવી ઈબાદત છે જે સબ્રનો સંપૂર્ણ નમૂનો છે. કારણ કે, નમાઝની હાલતમાં નફસને ઈબાદત અને ઈતાઅત માટે મજબૂર કરવામાં આવે છે તથા દરેક પ્રકારના ગુનાહ અને અણગમતી વાતો બલકે, ઘણી બધી મુબાહ (જેના કરવાથી સવાબ મળતો નથી અને ન કરવાથી ગુનોહ થતો નથી) બાબતોથી નફસને નમાઝની હાલતમાં રોકવામાં આવે છે. એવી જ રીતે સબ્ર કે જેનો અર્થ "નફસને પોતાના કાબૂમાં રાખી તેને તમામ ઈતાઅતનો પાબંદ કરવો તથા દરેક પ્રકારના ગુનાહથી બચવું અને દૂર રહેવું છે." નમાઝ આ પ્રકારની સબ્રનું એક ઉત્તમ ઉદાહરણ છે.

તદુપરાંત નમાઝનો વ્યક્તિની તમામ પ્રકારની જરૂરતો પૂરી કરવા અને બધી જ આફતો અને મુસીબતોથી છુટકારો અપાવવામાં એક ખાસ પ્રકારનો

પ્રભાવ અને અસર રહ્યો છે. ભલે તેના કારણ કે સંબંધની જાણ ન થાય, જેમકે દવાઓમાં ઘણી બધી દવાઓની અસરને ખાસ સ્વરૂપે સ્વીકારવામાં આવે છે, એટલે કે, દવાની અસરકારકતાનો હિસાબ લગાવીને કોઈ ખાસ બીમારીને દૂર કરવા માટે તેનું પ્રમાણ નક્કી કરવામાં આવે છે. જેમકે, નાકના દર્દમાં અમુક પ્રકારના દાણા(ફિરંગી દાણા)ઓને મોઢામાં અથવા હાથમાં રાખવામાં આવે છે. એવી જ રીતે ઘણી બીમારીઓમાં ઊદના લાકડાને ગળામાં લટકાવવામાં આવે છે. તેની અસર અને બીમારી સાથે તેના સંબંધની જાણ થતી નથી, પરંતુ તેની બીમારી દૂર કરવાની ક્ષમતા બધાને ખબર છે. જેવી રીતે લોહચુંબકમાં લોઢાને આકર્ષવાની શક્તિ રહેલી છે પરંતુ તેનું કારણ કોઈને ખબર નથી કે આવું કેમ થાય છે. એવી જ રીતે નમાઝ વ્યક્તિની બધી જ જરૂરતો પૂરી થવાનું તથા તમામ ગુનાહોથી છુટકારો અપાવવાનું અસરકારક તથા પ્રભાવશાળી માધ્યમ છે. જો કે, શરત એ છે કે નમાઝ દરેક પ્રકારની ફરજો અદા કરી ખુશૂઅ–ખુઝૂઅ સાથે પઢવામાં આવે. જો ખુશૂઅ–ખુઝૂઅ (ધ્યાન અને એકાગ્રતા)માં કોઈ ખામી હશે તો આવી નમાઝની અસર બહું દેખાતી નથી. નમાઝની અસર ન થવાનું કારણ આપણી ખામી છે, નહિ કે નમાઝની. જે નમાઝમાં ક્ષતિ અને ઉણપ રહે છે, જેમાં ખુશૂઅ–ખુઝૂઅ રહેતું નથી તેની અસર પણ દેખાતી નથી. રસૂલુલ્લાહ ﷺની ટેવ હતી કે, જ્યારે પણ કોઈ સમસ્યા સામે આવતી તો તરત જ નમાઝમાં લાગી જતા અને નમાઝની બરકતથી અલ્લાહ તઆલા આ સમસ્યાનો હલ કાઢી દેતા હતા. હદીષમાં છે કે,

اِذَاحَزَبَهُ اَمْرٌ فَزَعَ اِلَى الصَّلٰوةِ

*"રસૂલુલ્લાહ ﷺને જ્યારે કોઈ જરૂરત ઉપસ્થિત થતી તો નમાઝના શરણમાં પહોંચી જતા હતા."*

**સબ્ર અને નમાઝ બધી જ મુશ્કેલીઓ અને મુસીબતોથી છુટકારાનું કારણ એટલા માટે છે કે, સબ્રથી અલ્લાહ તઆલાની સમીપતા (નજદીકી) પ્રાપ્ત થાય છે.**

اِنَّ اللّٰهَ مَعَ الصَّابِرِيْنَ આ વાક્યમાં એ રહસ્ય બતાવવામાં આવ્યું છે કે, સબ્ર શા માટે તમામ પ્રકારની મુશ્કેલી અને સમસ્યાઓને દૂર કરવાનું કારણ છે ? આ

ઈરશાદનો અર્થ એ છે કે, સબ્રના પરિણામે વ્યક્તિને અલ્લાહ તઆલાની નજદીકી પ્રાપ્ત થાય છે અને દેખીતું છે કે જે વ્યક્તિ સાથે અલ્લાહ રબ્બુલ ઈજ્જત હોય તેને કોઈ બાબત રોકી નથી શકતી અને કોઈ મુસીબત લાચાર નથી કરી શકતી.

—————————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૫૪ થી ૧૫૭)

| |
|---|
| وَلَا تَقُوْلُوْا لِمَنْ يُّقْتَلُ فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتٌ ؕ بَلْ اَحْيَآءٌ وَّلٰكِنْ لَّا تَشْعُرُوْنَ ﴿۱۵۴﴾ |
| وَلَنَبْلُوَنَّكُمْ بِشَیْءٍ مِّنَ الْخَوْفِ وَالْجُوْعِ وَنَقْصٍ مِّنَ الْاَمْوَالِ وَالْاَنْفُسِ وَالثَّمَرٰتِ ؕ |
| وَبَشِّرِ الصّٰبِرِيْنَ ﴿۱۵۵﴾ الَّذِيْنَ اِذَآ اَصَابَتْهُمْ مُّصِيْبَةٌ ۙ قَالُوْٓا اِنَّا لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ |
| رٰجِعُوْنَ ﴿۱۵۶﴾ ؕ اُولٰٓئِكَ عَلَيْهِمْ صَلَوٰتٌ مِّنْ رَّبِّهِمْ وَرَحْمَةٌ ۫ وَاُولٰٓئِكَ هُمُ الْمُهْتَدُوْنَ ﴿۱۵۷﴾ |

## તરજુમો :

*અને જેઓ અલ્લાહના રસ્તામાં માર્યા જાય તેમને મૃત (મૃત્યુ પામેલા) ન કહો; બલકે, (તેઓ) જીવંત છે, અને પરંતુ તમને (તેની) સમજ નથી. (૧૫૪) અને અમે તમને જરૂર અજમાવીશું ડરથી અને ભૂખથી અને માલ તથા જાન અને ફળોના નુકસાનથી; અને ખુશખબરી આપો સબ્ર (ધીરજ) કરનારાઓને. (૧૫૫) તે જેઓ જ્યારે તેમને કોઈ તકલીફ પહોંચે, તેઓ કહે (છે) અમે અલ્લાહના માટે છે અને અમે તેના જ તરફ પાછા ફરનાર છીએ. (૧૫૬) આ જ તે લોકો છે જેમના ઉપર તેમના પરવરદિગાર તરફથી ઈનાયતો (કૃપાદષ્ટિ) છે અને આ જ તે લોકો છે જેઓ સીધા માર્ગ ઉપર છે. (૧૫૭)*

## તફસીર :

(ઉપર એક ખાસ અણગમતી ઘટનામાં સબ્રનું શિક્ષણ આપીને સબ્ર કરનારાઓની ફઝીલત વર્ણન કરવામાં આવી હતી. ત્યાર પછીની આયતમાં વધારે મોટી ઘટનાઓ જે માનવસ્વભાવથી વિપરીત હોઈ શકે છે, તેનો ખુલાસો રજૂ કરી સબ્ર કરવાની પ્રેરણા આપીને તેની ફઝીલતનો ઉલ્લેખ કરવામાં આવ્યો

છે. જેમકે, કાફિરો સાથેના યુદ્ધમાં મરવા–મારવાના વિષયને અગ્રિમતા આપવામાં આવી છે. બે કારણોથી અત્રે આ બાબતનું વર્ણન થયું છે. એક તો એ કે અલ્લાહના રસ્તામાં પ્રાણ ન્યોછાવર કરવા એ ઘણી મોટી ઘટના છે અને આ મોટી ઘટના ઉપર સબ્ર કરનાર નાની ઘટનાઓ ઉપર સબ્ર કરવાનો જ છે. બીજું ખાસ કારણ એ છે કે, આવી ઘટનાઓ મુસલમાનો સાથે બનતી રહેતી હતી.)

અને જે લોકો અલ્લાહના રસ્તામાં (દીન ખાતર) મારી નાંખવામાં આવ્યા (શહીદ થઈ ગયા છે) તેમને (અન્ય મૃત વ્યક્તિઓની જેમ) મૃત્યુ પામેલા ન સમજો બલકે તે લોકો (એક વિશેષ પ્રકારની જિંદગી સાથે) સજીવન છે, પરંતુ તમે (તમારી મર્યાદિત) બુદ્ધિ વડે (તેમના જીવનને) સમજી નહિ શકો અને (જુઓ) અમે (અમારી ખુશ્નૂદી અને રજામંદીની સ્વીકૃતિ બાબતે જે ઈમાનનો તકાદો છે) તમારી પરીક્ષા કરીશું. અમુક રીતે ડરથી (જેમકે વિરોધીઓના ટોળાઓ અથવા ઘટનાઓ અને મુસીબતો દ્વારા) અને (અમુક રીતે) ભૂખમરાથી અને (અમુક રીતે) માલ અને જાન તથા ફળોના ઓછા ઉત્પાદનથી (દાખલા તરીકે ઢોરોનું મરી જવું, કોઈ વ્યક્તિનું મરી જવું અથવા બીમાર થઈ જવું અથવા ફળો અને ખેતીનું ઉત્પાદન ઘટી જવું. બસ, તમે સબ્ર કરજો) અને (જે લોકો આ પરીક્ષાઓમાં પાસ થયા અને ખરા ઊતર્યા છે તો) આપ ﷺ આવા સબ્ર કરનારાઓને ખુશખબરી સંભળાવી દો (જેમની એવી ટેવ હતી) કે તેમના ઉપર જ્યારે કોઈ મુસીબત આવે છે તો તેઓ (દિલથી સાચું સમજીને એવું) કહે છે કે, અમે (માલ અને ઔલાદ સહિત વાસ્તવમાં) અલ્લાહ તઆલા માટે જ છે. (અને અસલી માલિકને પોતાની માલિકીની વસ્તુમાં દરેક પ્રકારનો ખર્ચ કરવાનો અધિકાર પ્રાપ્ત છે. તો આ બાબતે અધિકાર હેઠળના લોકોને દુઃખી થવાની શી જરૂર?) અને અમે બધા (દુનિયામાંથી) અલ્લાહ તઆલા પાસે જ જવાના છે. (બસ, આ દુનિયાના નુકસાનોનો બદલો ત્યાં જઈને મળશે અને અગાઉ જે ખુશખબરી સંભળાવવામાં આવી હતી તે એ છે કે,) આ લોકો ઉપર (અલગ–અલગ) ખાસ–ખાસ નેઅ્મતો પણ તેમના પરવરદિગાર તરફથી (નાઝિલ) થશે અને (બધા ઉપર સર્વસામાન્ય રીતે) આમ રહમતો પણ નાઝિલ થશે અને આજ તે લોકો છે જેઓ (વાસ્તવિક સચ્ચાઈ સુધી) પહોંચશે (કે અલ્લાહ તઆલાનો દરેક બાબત ઉપર અધિકાર છે, ચાહે તો ફાયદો પહોંચાડે

અને ચાહે તો નુકસાન પહોંચાડે! આ લોકો આવું સમજે છે.)

## મસ્અલા અને બોધપાઠ :

### શહીદો અને નબીઓ (અલૈ.)ના બરઝખ (મૌત પછીથી લઈ હશ્રના મૈદાન સુધી)ની જિંદગીના દરજ્જાઓ અને તેનું વિસ્તારપૂર્વક વર્ણન :

એ બાબત તો દરેકને ખબર છે કે, ઈસ્લામી રિવાયતોની રૂએ પ્રત્યેક મૃત્યુ પામનાર વ્યક્તિને બરઝખમાં એક ખાસ પ્રકારની જિંદગી મળે છે. જેનાથી તે કબરનો અઝાબ અથવા સવાબ મહસૂસ (અનુભવ) કરે છે. તેમાં મો'મિનો, કાફિરો અથવા નેક કે બુરા વ્યક્તિમાં કોઈ ફરક નથી, પરંતુ બરઝખની જિંદગીના વિવિધ તબક્કાઓ (દરજ્જાઓ) છે. એક દરજ્જો તો બધાના માટે સર્વસામાન્ય છે. અમુક ખાસ દરજ્જાઓ અંબિયા (અલૈ.) અને સાલિહીન (નેક) લોકો માટે વિશેષ સ્વરૂપે હોય છે અને તેમાં પણ પરસ્પર શ્રેષ્ઠતા અને ફઝીલત છે. આ મસ્અલાના સંશોધન ઉપર ઉલમા (ઈસ્લામિક વિદ્વાનો)ના અસંખ્ય લેખો અને સંશોધનો મૌજૂદ છે પરંતુ તેમાં જે બાબતો કુર્આન અને સુન્નતની બિલકુલ નજીક છે અને શંકા–કુશંકાઓથી પાક છે તેને આ સદીના મહાન આલિમે દીન હઝરત મૌલાના હકીમુલ ઉમ્મત અશરફ અલી થાનવી (રહ.)એ બયાનુલ કુર્આનમાં ખુલાસાવાર સ્પષ્ટ રીતે વર્ણન કરી છે. અત્રે તેમાંથી ઉલ્લેખ કરવો પૂરતું છે.

એવા માર્યા ગયેલાઓ કે જે અલ્લાહના રસ્તામાં મૃત્યુ પામ્યા હોય તેઓ શહીદ કહેવાય છે અને તેમના વિશે એવું કહેવું કે, તેઓ મરી ગયા! તે સાચું નથી. તેમની મૌતને અન્ય સામાન્ય મૌતે મરનાર મુરદાઓ જેવું મૌત સમજી લેવાની મનાઈ છે. તેનું કારણ એ છે કે, મૃત્યુ પછી દરેક વ્યક્તિની રૂહને બરઝખની જિંદગી પ્રાપ્ત થાય છે અને તેને અમુક અંશે સજા અથવા ઈનામ પણ મળે છે, પરંતુ શહીદને આ બરઝખની જિંદગીમાં અન્ય મુરદાઓ કરતાં એક પ્રકારની વિશેષતા પ્રાપ્ત થાય છે અને તે વિશેષતા એ છે કે, તેમની આ જિંદગી અન્ય મુરદાઓ કરતાં વધારે મજબૂત હોય છે. જેમકે, જીવિત્ વ્યક્તિના આંગળીઓના આગળના ટેરવાં અને એડી, આ બંનેમાં જીવ તો છે અને બંનેમાં જીવનની નિશાનીઓ પણ છે, પરંતુ આંગળીઓના ટેરવાંમાં જિંદગીની નિશાનીનો અહેસાસ અન્ય અંગો કરતા વધારે હોય છે. એવી જ રીતે શહીદોમાં જીવનની

નિશાનીઓ અન્ય સામાન્ય મુરદાઓ કરતાં ઘણી વધારે હોય છે. અહીંયાં સુધી કે શહીદની આ જિંદગીની શક્તિનો એક પ્રભાવ સામાન્ય મુરદાઓ કરતાં એ પણ હોય છે કે તેમનું શરીર માંસ તથા હાડકાંનું હોવા છતાં માટીમાં સડી–ગળી જતું નથી, અને ક્યારેક એવું પણ જોવા મળે છે કે, શહીદોનું શરીર સજીવન વ્યક્તિની જેમ બિલકુલ તાજું રહે છે. જેમકે, હદીષોથી આ બાબત સાબિત થઈ ચૂકી છે. બસ આ વિશેષતાના કારણે શહીદોને જીવંત કહેવામાં આવ્યા છે અને તેમના મૌતને અન્ય મુરદાઓના મૌતની જેમ કહેવાની કે સમજવાની મનાઈ કરવામાં આવી છે. જો કે જાહેર હુકમોમાં તેઓ આમ (સામાન્ય) મુરદાઓની જેમ જ છે. જેમકે, તેમના વારસાની વહેંચણી થાય છે, તેમની પત્નીઓ તેમના મૌત પછી અન્ય પુરૂષો સાથે નિકાહ કરી શકે છે. આ જ પ્રમાણેની બરઝખની જિંદગીમાં અંબિયા અલૈ. શહીદોથી વધારે વિશેષતા અને શક્તિ ધરાવે છે. એટલે સુધી કે, તેમના શરીર સુરક્ષિત રહેવાની સાથે–સાથે તેમની બરઝખની જિંદગીની અમુક અસરો દુનિયવી અહકામ ઉપર પણ પડે છે. જેમકે, તેમના વારસાની વહેંચણી કરવામાં આવતી નથી. તેમની ઔરતો સાથે કોઈ વ્યક્તિ નિકાહ કરી શકતી નથી.

બસ, આ પ્રકારની જિંદગીમાં સૌથી વધુ મજબૂત અંબિયા (અલૈ.) છે. ત્યાર બાદ શહીદો અને તે પછી સામાન્ય મુરદાઓ છે. અલબત્ત અમુક હદીષોથી સ્પષ્ટ થાય છે કે, અમુક વલીઓ અને સાલિહીન (નેક) લોકો પણ આ ફઝીલતમાં શહીદો સાથે શામિલ છે. બસ, નફસના મુજાહદા (અલ્લાહના રસ્તામાં કરવામાં આવતો સંઘર્ષ)માં મૃત્યુ પામનારાઓ પણ શહીદોમાં શામિલ સમજવામાં આવે છે. આ રીતે તે પણ એક પ્રકારે શહીદ ગણાય છે અથવા એવું કહેવામાં આવે કે, આ આયતમાં શહીદોનું સંબોધન અને પરિચય સામાન્ય વ્યાખ્યા આધારે થયો છે; નહિ કે તેઓની સમકક્ષ દરજ્જો ધરાવતા લોકો, દાખલા તરીકે સાલિહીન (નેક) અને સિદ્દીકીન (સત્ય માર્ગીઓ)ના આધારે.

અને જો કોઈ વ્યક્તિએ કોઈ શહીદની લાશને માટીમાં સડી–ગળી ગયેલ જોઈ તો એવું સમજી શકાય છે કે, તેની નિય્યત સાફ અને નિખાલસ ન પણ હોય, એટલે કે તેની નિય્યત એ પ્રમાણે કદાચ ન પણ હોય કે જે કારણોના આધારે માર્યા ગયેલાઓને શહીદ કહેવામાં આવે છે. કારણ કે, દરેક માર્યા ગયેલાઓને શહીદ કહેવામાં આવતા નથી, અને જો એવી કલ્પના કરી પણ લઈએ કે, કોઈ શહીદની

લાશ માટીમાં સડી–ગળી જાય કે જેની હત્યા અલ્લાહના રસ્તામાં જ થઈ હોય અને તેની હત્યાની બધી જ સાબિતીઓ જાહેરી અને કતઈ (નક્કર) રીતે અલ્લાહના રસ્તામાં હોવાની હોય, (જેમકે રૂહુલ મઆનીમાં વર્ણન થયું છે) તો પણ કહેવામાં અને સમજવામાં તો એવું જ આવશે કે હદીષમાં જે વસ્તુનો ખુલાસો છે, તે એ છે કે અંબિયા (અલૈ.) અને શહીદોના શરીરને માટી ખાઈ નથી શકતી. એટલે કે, માટી એમના મૃત શરીરને ખરાબ કરી શકતી નથી. પરંતુ કદાચ શરીરના અમુક અવયવો માટી સિવાય અન્ય કુદરતી પદાર્થો જેમકે, હવા, પાણી વગેરેથી સડીને પ્રભાવિત થઈ નષ્ટ થઈ શકે છે. કારણ કે, જમીનમાં બીજા અનેક તત્ત્વો હોય છે જેમકે, ધાતુઓના કણો, જીવાણુંઓ વગેરે. જો આ બધાના કારણે કોઈ શહીદનું શરીર પ્રભાવિત થઈ જાય તો તે બાબતને આ આયત વિરૂદ્ધ સમજવામાં નહીં આવે.

એ જ રીતે અંબિયા (અલૈ.)ના બરઝખના જીવનની અન્ય મુરદાઓ કરતાં વિશેષ સ્વરૂપે જીવન ધરાવતા હોવાની કેટલીક સાબિતીઓ પણ હોય છે. એ જ પ્રમાણે શહીદોની મૌત પછીની જિંદગી પણ અન્ય મુરદાઓ કરતાં ભિન્ન હોય છે પરંતુ બંનેના દરજ્જાઓમાં ઘણો મોટો તફાવત છે. રહી વાત શરીરના માટીમાં ભળી ગયા પછી ખતમ થઈ જવાની ! તો માટીમાં ક્યારેક કેટલાક બાહ્ય તત્ત્વોનું પણ મિશ્રણ થયેલ હોય છે. બસ, જો આ બાહ્ય તત્ત્વોના કારણે તેમના મૃત શરીરને કોઈ નુકસાન પહોંચે તો તેના લીધે હદીષ ઉપર કોઈ શંકા કરવાની જરૂર નથી કે, તેમનું શરીર માટીમાં સડી–ગળી જઈ શકે નહીં તો પછી કેમ આમ થયું ? હદીષ એની જગ્યાએ સત્ય અને શંકારહિત છે.

અને તેનો એક જવાબ એ પણ છે કે, શહીદોના મૌત પછીના જીવનના ચિહ્નો એ રીતે પણ સાબિત થઈ ચૂક્યા છે કે, શહીદોના મૃત શરીરો અન્ય મુરદાઓના શરીરો કરતાં લાંબા સમય સુધી સચવાયેલા રહે છે અને માટીથી પ્રભાવિત થતા નથી. જો કોઈક વખતે આવું ન પણ થાય તો તે માટીમાં ચોક્કસ માટી સિવાય અન્ય તત્ત્વોની માત્રા વધારે હશે. આ બધા ખુલાસા હોવા છતાં બરઝખનું જીવન આ બધી બાબતો ઉપર આધાર રાખતું નથી. એટલા જ માટે તો તે માણસની બુદ્ધિ અને તર્ક બહારની વસ્તુ છે. અલ્લાહે પોતે ફરમાવ્યું છે, لَاتَشْعُرُوْنَ (તમે સમજી શકતા નથી.)

**દુ:ખ અને તકલીફના સમયે સબ્ર અને ધીરજના બળ વડે તેને સરળ બનાવવાનો ખાસ ઉપાય :**

અલ્લાહ તઆલા તરફથી બંદાઓની જે કંઈ પણ કસોટીઓ થાય છે તેની વાસ્તવિકતા وَاِذِ ابْتَلٰٓى اِبْرٰهٖمَ رَبُّهٗ આયતની તફસીરમાં આવી ચૂકી છે અને અમુક ઘટનાઓની ખબર શરૂઆતમાં થઈ જતી હોય છે, જેને કારણે સબ્ર કરવાનું સરળ બની જાય છે. નહિતર અચાનક કોઈ દુર્ઘટના બનતા તેની પીડા વધુ કષ્ટદાયક હોય છે. આ સંબોધન સમગ્ર ઉમ્મત માટે છે કે, બધાએ સમજી લેવું જોઈએ કે પોતે જે દુનિયામાં રહે છે તે દુનિયામાં તકલીફો અને પરેશાનીઓનો હંમેશા ભય રહે છે. એટલા માટે અહીંયાં બનતી અણગમતી ઘટનાઓ માટે બહુ દુ:ખી થઈને બેસબ્રી (અધીરાઈ) પ્રગટ ન કરે. જે લોકો નફસ (મનેચ્છાઓ) ઉપર કાબૂ ધરાવે છે અને ધીરજ ધરે છે તે અલ્લાહની રહમત પ્રાપ્ત કરે છે અને જે લોકો સબ્રના દરજ્જામાં ખૂબ આગળ વધેલા છે તેની પોતાની એક આગવી શા'ન છે અને તે અલ્લાહના ખાસ ઈનામોના હકદાર છે. દરેક સબ્ર કરનારને તેના સબ્ર પ્રમાણે અલ્લાહ તરફથી ઈનામ આપવામાં આવે છે.

**મુસીબતના સમયે "ઈન્નાલિલ્લાહ..." પઢવું મનની શાંતિ (સબ્ર) માટેનો શ્રેષ્ઠ ઉપચાર છે :**

સાબિરીન (સબ્ર કરનારા–ધૈર્યવાન લોકો) સાથે સંબંધ જોડીને ફરમાવવામાં આવ્યું કે, તેઓ મુસીબતના સમયે "ઈન્નાલિલ્લાહિ વ ઈન્નાઈલયહિ રાજીઊન" اِنَّا لِلّٰهِ وَ اِنَّاۤ اِلَيْهِ رٰجِعُوْنَ કહ્યા કરે છે. વાસ્તવમાં તેના શિક્ષણનો અર્થ એ જ છે કે, મુસીબતના સમયે એવું કહેવું જાઈએ. કારણ કે, તેનો ઘણો મોટો સવાબ છે. દિલમાં આ દુઆ સમજીને પઢવામાં આવે તો દિલને શાંતિ પ્રાપ્ત થાય છે, આ દુઆ રંજ અને ગમ દૂર થવાનો અક્સીર ઈલાજ છે.

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૫૮)**

اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآىِٕرِ اللّٰهِ ۚ فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِ اعْتَمَرَ فَلَا
جُنَاحَ عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا ۭ وَمَنْ تَطَوَّعَ خَيْرًا ۙ فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ ﴿١٥٨﴾

## તરજુમો :

*બેશક ! સફા અને મરવહ' (પહાડો) અલ્લાહની નિશાનીઓમાંથી છે; બસ, જે કોઈ ખાન–એ–કા'બાની હજ્જ કરે, અથવા ઉમરહ કરે તો તેમાં કોઈ વાંધો નથી કે તે, તે બંનેનો તવાફ કરે (સઈ કરે); અને જેઓ ખુશીથી કોઈ નેકી કરે તો બેશક !અલ્લાહ કદર કરનાર (અને) બહું જાણનાર છે. (૧૫૮)*

## તફસીર :

આગળની આયતમાં وَاِذِابۡتَـلٰٓی اِبۡرٰهٖمَ થી લંબાણપૂર્વક ખાન–એ–કા'બાનું વિગતવાર વર્ણન થયું, જેની શરૂઆતમાં ખાન–એ–કા'બા ઈબાદતનું સ્થળ હોવાનો ઉલ્લેખ હતો અને તેના અગાઉ ઈબ્રાહીમ (અલૈ.)ની દુઆઓની હિકાયતો પણ હતી કે તેમણે એવી દરખાસ્ત કરી હતી કે, અમને "મનાસિક"ના હુકમો શીખવાડ ! અને "મનાસિક"માં હજ્જ તથા ઉમરહ શામિલ છે. બસ, બયતુલ્લાહ નમાઝનો કિબ્લો હોવું સ્પષ્ટ થઈ ગયું એ જ પ્રમાણે બયતુલ્લાહને હજ્જ અને ઉમરહ માટેનું સ્થળ બનાવી તેનું મહત્ત્વ પણ સ્પષ્ટ કરવામાં આવ્યું.

હવે, આવનારી આયત બયતુલ્લાહને હજ્જનું સ્થળ વગેરે બનાવવાના સંદર્ભમાં એક અન્ય વિષયનું વર્ણન કરે છે. તે એ કે, સફા અને મરવહ મક્કામાં બે પહાડો છે. હજ્જ અને ઉમરહમાં કા'બાનો તવાફ કરીને તેની વચ્ચે દોડવાનું હોય છે, જેને "સઈ" કહેવામાં આવે છે. અજ્ઞાનતાના યુગમાં પણ આ "સઈ" થતી હતી અને તે સમયે મુશ્રિકોએ સફા અને મરવહ ઉપર અમુક મૂર્તિઓ મૂકી હતી. તેનાથી અમુક મુસલમાનોને શંકા ગઈ કે, કદાચ આ દોડવું (સઈ કરવું) જહાલતના રિવાજોમાંથી છે અને ગુનાહનું કારણ છે, જેમકે ઘણા લોકો જહાલતના યુગમાં પણ તેને ગુનોહ સમજતા હતા. તેમને એવી શંકા થઈ કે, કદાચ ઈસ્લામમમાં પણ તે ગુનોહ હશે ! અલ્લાહ તઆલા આ શંકાને દૂર કરવા એ બાબતનો સ્પષ્ટ રીતે ઉલ્લેખ કરે છે માટે હવે, અગાઉ વર્ણન થઈ ચૂકેલા વિષયમાં કા'બાને નમાઝનો કિબ્લો હોવા સંદર્ભે કાફિરોના વાંધાને દૂર કરવાનો હેતુ પણ પૂર્ણ થઈ ગયો અને ત્યાર પછીના વિષયમાં કા'બા હજ્જ અને ઉમરહનું એક સ્થળ હોવા વિશે તથા સફા અને મરવહની "સઈ"ની બાબતમાં મુસલમાનોના દિલોની શંકા દૂર કરવાનો હેતુ પણ પૂર્ણ થઈ ગયો. આ બંને બાબતો પરસ્પર

એકબીજા સાથે સંકળાયેલ છે.

(સફા-મરવહની સઈમાં કોઈ શંકા ન કરો. કારણ કે,) હકીકતમાં સફા અને મરવહ (વચ્ચે સઈ કરવું) અલ્લાહની નિશાનીઓમાંથી છે, જે વ્યક્તિ બયતુલ્લાહની હજ્જ કરે અથવા તેનો ઉમરહ કરે તેના ઉપર જરા પણ ગુનોહ નથી. (જેમકે તમને શંકા થઈ ગઈ છે.) એ બંને વચ્ચે (સઈની પ્રખ્યાત પદ્ધતિ પ્રમાણે) દોડવામાં (કે જેનું નામ સઈ છે તેમાં ગુનોહ નહિ, પરંતુ સવાબ થાય છે. કારણ કે, આ સઈ કરવી અલ્લાહના હુકમોમાંથી છે.) અને (અમારા ત્યાં એ નિયમ છે કે,) જે વ્યક્તિ ખુશીથી કોઈ નેક કામ કરે તો અલ્લાહ તઆલા (તેની ખૂબ જ) કદર કરે છે. (અને અલ્લાહ તે ભલાઈ કરનાર વ્યક્તિની નિય્યત અને ઈખ્લાસને) ખૂબ જાણે છે (તો સમજી લો કે આ નિયમ પ્રમાણે સઈ કરનારને તેની નિખાલસતાના પ્રમાણમાં ઈનામ મળશે.)

## મસ્અલા અને બોધપાઠ :

### અમુક શબ્દોનું શબ્દકોષ પ્રમાણે સંશોધન :

شَعَائِرِاللّٰهِ માં شعائر એ شيعره નું બહુવચન છે તેનો અર્થ "નિશાની" થાય છે, અહીંયાં شعائر اللّٰه નો અર્થ તે અમલો (કાર્યો) છે, જેને અલ્લાહ તઆલાએ દીનની નિશાનીઓ કહી છે. હજ્જનો શાબ્દિક અર્થ "નિય્યત" અથવા "ઈરાદો" કરવાનો અને સુન્નતની વ્યાખ્યામાં ખાસ ખાન-એ-કા'બાનો ઈરાદો કરવો અને ત્યાં અમુક ખાસ અમલો કરવાનું નામ હજ્જ છે. ઉમરહનો શાબ્દિક અર્થ "કોઈ સ્થળે પહોંચીને તે વસ્તુને આંખોથી હૂબહૂ પ્રત્યક્ષ જોવાનો" થાય છે અને શરીઅતની વ્યાખ્યામાં મસ્જિદે હરામમાં હાજર થઈ ત્યાં તવાફ અને સઈ કરવાને ઉમરહ કહેવામાં આવે છે.

### સફા અને મરવહ વચ્ચે "સઈ" કરવી વાજિબ છે :

હજ્જ અને ઉમરહ તથા સઈ કરવાની પદ્ધતિ વિશે ફિક્હની કિતાબોમાં વિગતવાર વર્ણવવામાં આવ્યું છે અને સઈ, ઈમામ અહમદ (રહ.)ના મતે સુન્નતે મુસ્તહબ્બહ છે અને ઈમામ માલિક તથા શાફઈ (રહ.)ના મતે ફરજ છે અને ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે વાજિબ છે. એટલે કે, તેને છોડી દેવાથી એક

બકરું કુર્બાન કરવું પડે છે. આ આયતમાં તો સફા અને મરવહની સઈના સંદર્ભમાં ફક્ત એટલું જ કહેવામાં આવ્યું છે કે, તે ગુનોહ નથી. તેનાથી વધારેમાં વધારે આટલું સાબિત થાય છે કે, સઈ મુબાહ અમલોમાંનો એક અમલ છે. કારણ એ છે કે, આ સ્થળે لَاجُنَاحَ નો શબ્દ તેમના સવાલના અનુસંધાને મૂકવામાં આવ્યો છે. સવાલ આ હતો કે, સફા અને મરવહ ઉપર મુશ્રિકો દ્વારા મૂર્તિઓ મૂકવામાં આવી હતી અને જાહિલ (અભણ) લોકો તે મૂર્તિઓનો પૂંજાપાઠ કરવા સફા અને મરવહ દરમિયાન સઈ કરતા હતા, એટલા માટે આ અમલ તો હરામ હોવો જોઈએ. તેના જવાબમાં ફરમાવ્યું કે, તેમાં કોઈ ગુનોહ નથી. કારણ કે, આ દરઅસલ હઝરત હાજરા તથા ઈબ્રાહીમ (અલૈ.)ની સુન્નત છે. ત્યાં કોઈના કરેલા ગુનાહના અમલથી તે ગુનોહ નથી થઈ જતો અને તેના કારણે આ અમલને વાજિબ જાહેર કરવામાં કંઈ વાંધો નથી.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૫૯ થી ૧૬૨)

إِنَّ الَّذِينَ يَكْتُمُونَ مَآ أَنْزَلْنَا مِنَ الْبَيِّنٰتِ وَالْهُدٰى مِنْۢ بَعْدِ مَا بَيَّنّٰهُ لِلنَّاسِ
فِى الْكِتٰبِ ۙ أُولٰٓئِكَ يَلْعَنُهُمُ اللّٰهُ وَيَلْعَنُهُمُ اللّٰعِنُونَ ﴿١٥٩﴾ إِلَّا الَّذِينَ تَابُوا وَأَصْلَحُوا وَ
بَيَّنُوا فَأُولٰٓئِكَ أَتُوبُ عَلَيْهِمْ ۚ وَأَنَا التَّوَّابُ الرَّحِيمُ ﴿١٦٠﴾ إِنَّ الَّذِينَ كَفَرُوا
وَمَاتُوا وَهُمْ كُفَّارٌ أُولٰٓئِكَ عَلَيْهِمْ لَعْنَةُ اللّٰهِ وَالْمَلٰٓئِكَةِ وَالنَّاسِ أَجْمَعِينَ ﴿١٦١﴾
خٰلِدِينَ فِيهَا ۚ لَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْظَرُونَ ﴿١٦٢﴾

## તરજુમો :

*બેશક ! જે લોકો છુપાવે છે, તે ખુલ્લી નિશાનીઓ અને હિદાયતને જે અમે નાઝિલ કરી છે, ત્યાર પછી કે અમે લોકો માટે કિતાબમાં સ્પષ્ટ કરી દીધું; આ જ તે લોકો (છે) જેમના ઉપર અલ્લાહ લા'નત (ફિટકાર) કરે છે અને લા'નત કરનારાઓ (પણ) તેમના ઉપર લા'નત કરે છે. (૧૫૯) સિવાય કે તે લોકો જેમણે તૌબા કરી અને સુધરી ગયા અને સ્પષ્ટ કરી દીધું; બસ આ*

*જ તે લોકો છે જેમને હું મા'ફ કરું છું; અને હું મા'ફ કરનારો-દયા કરનારો છું. (૧૬૦) બેશક ! જે લોકો કાફિર થયા અને તેઓ કાફિર (હોવાની હાલતમાં જ) મરણ પામ્યા; આ જ તે લોકો (છે), જેના ઉપર અલ્લાહ અને ફરિશ્તાઓ તથા તમામ લોકોની લા'નત છે. (૧૬૧) તેમનો અઝાબ હલકો નહીં કરવામાં આવે અને તેમને મોહલત પણ આપવામાં નહીં આવે. (૧૬૨)*

## તફસીર :

અગાઉ કિબ્લા અને સાહિબે કિબ્લા હઝરત મુહમ્મદ ﷺના સંદર્ભમાં અહલે કિતાબ (યહૂદીઓ અને ખ્રિસ્તીઓ)નો સચ્ચાઈને છુપાવવાનો વિષય પ્રસ્તુત હતો. આ આયતમાં اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ (الٰى قوله) لَيَكْتُمُوْنَ الْحَقَّ આગળ જતાં આ વિષય સંપૂર્ણ કરવા માટે સચ્ચાઈને છુપાવનારાઓ અને સચ્ચાઈનો ઈન્કાર કરી હઠધર્મી કરનારાઓ માટે ચેતવણીઓ અને તૌબા કરનારાઓને મા'ફીનો વાયદો કરવાનું વર્ણન કરવામાં આવ્યું.

જે લોકો તે બાબતોને છુપાવે છે, જેને અમે નાઝિલ કરી છે (જે વસ્તુઓ આપમેળે જ) સ્પષ્ટ છે (અને અન્યો માટે) ભારે છે (અને છુપાવે છે) એવી (પરિસ્થિતિમાં) કે અમે આ (બાબતોને) કિતાબ (તવરાત અને ઈન્જીલ)માં (નાઝિલ કરીને) સામાન્ય લોકો ઉપર જાહેર કરી દીધું છે, એવા લોકો ઉપર અલ્લાહ તઆલા પણ લા'નત કરે છે (કે પોતાની ખાસ રહમતથી આવા લોકોને દૂર કરી દે છે) અને (બીજા સારા લોકો) લા'નત કરવાવાળા પણ (જેમને તેમના આ કૃત્યથી નફરત છે) તેમના ઉપર લા'નત મોકલે છે (તેમના માટે બદ્દુઆ કરે છે) પરંતુ જે લોકો (આ સત્ય છુપાવનારાઓ આ હરકતથી) તૌબા કરી લે. (એટલે કે, અલ્લાહ તઆલાના દરબારમાં પોતાના પાછલા કૃત્યોની મા'ફી માંગે) અને (તેમણે જે કંઈ પણ ભૂલો કરી અને તેમનામાં જે કંઈ પણ બુરાઈઓ પૈદા થઈ ગઈ હોય) તેની સુધારણા કરી લે. (અને સુધારણાની પદ્ધતિ એ છે કે, તેમણે છુપાવેલા વિષયોને સામાન્ય રીતે) જાહેર કરી દે. (જેથી બધા લોકોને જાણ થઈ જાય અને તેમના ઉપર લોકોને ગુમરાહ કરવાનો આક્ષેપ બાકી ન રહે અને શરીઅતમાં સત્ય જાહેર કરવાની ભરોસાપાત્ર પદ્ધતિ એ છે કે, ઈસ્લામ કબૂલ

કરી લે. કારણ કે, ઈસ્લામ ન લાવવાના કારણે હઝરત મુહમ્મદ ﷺની નુબુવ્વત વિશે સચ્ચાઈ છુપાવવાનો આક્ષેપ બાકી રહેશે અને લોકો એમ જ સમજશે કે જો નુબુવ્વત સાચી હતી તો આ કિતાબ જાણનારા લોકો કેમ ઈમાન ન લાવ્યા ? ખુલાસો એ છે કે, તેઓ મુસલમાન થઈ જાય.) તો આવા લોકો(ની હાલત) ઉપર હું (કૃપાદષ્ટિથી) ધ્યાન આપું છું (અને તેમની ભૂલોને મા'ફ કરી આપું છું.) અને મારી તો તૌબા કબૂલ કરી લેવાની અને દયા કરવાની ટેવ છે. જો કે, જે લોકો (તેમાંથી) ઈસ્લામ ન લાવ્યા અને કાફિર હોવાની હાલતમાં જ મૃત્યુ પામ્યા, એવા લોકો ઉપર અલ્લાહ અને ફરિશ્તાઓ તથા સમગ્ર માનવજાતની લા'નત છે. તેઓ હંમેશા હંમેશા (લા'નતમાં) રહેશે. (ખુલાસો એ કે તેઓ જહન્નમમાં કાયમી ધોરણે પ્રવેશ પામશે અને હંમેશા જહન્નમમાં રહેશે તથા ચિરૂકાળ અલ્લાહની રહમતથી દૂર રહેશે અને સદાના માટે લા'નતને પાત્ર રહેશે અને લા'નત સાથે જ જહન્નમમાં પ્રવેશ પામ્યા પછી પણ) તેમના ઉપર (જહન્નમનો) અઝાબ હલકો (પણ) નહિ થાય અને ન જ તેમને મોહલત આપવામાં આવશે.

## મસ્અલા અને બોધપાઠ :

**દીનના ઈલ્મ (શિક્ષણ)નો પ્રચાર–પ્રસાર કરવો વાજિબ છે અને તેને છુપાવવું સખત ગુનોહ અને હરામ છે.**

ઉપરોક્ત આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલા તરફથી જે હિદાયતો નાઝિલ કરવમાં આવી છે તેને લોકોથી છુપાવવું એટલો મોટો ગુનોહ છે કે, તેના ઉપર અલ્લાહ પણ લા'નત કરે છે અને સમગ્ર મખ્લૂક લા'નત મોકલે છે. તેનાથી નીચે પ્રમાણે હુકમો સાબિત થયા.

પ્રથમ એ કે ઈલ્મને જાહેર કરવું અને તેનો પ્રચાર–પ્રસાર કરવો જરૂરી છે, જ્ઞાન છુપાવવું હરામ છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَنْ سُئِلَ عنْ عِلْمٍ يَعْلَمُهُ فَكَتَمَهُ اَلْجَمَهُ اللّٰهُ يَوْمَ الْقِيَامَةِ بِلِجَامٍ مِّنَ النَّارِ،

(رواه ابو هريرةؓ وعمروبن العاصؓ اخرجه ابن ماجة ازقرطبى)

*"જે વ્યક્તિ દીનના કોઈ હુકમનું ઈલ્મ ધરાવતો હોય અને તેનાથી તે હુકમ*

*પૂછવામાં આવે અને તે તેને છુપાવે તો કયામતના દિવસે તેના મોઢામાં આગની લગામ નાંખવામાં આવશે.''*

ફકીહો (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)એ ફરમાવ્યું છે કે, ''આ વઈદ (ચેતવણી) એવા સ્વરૂપમાં છે જ્યારે કે તેના સિવાય કોઈ અન્ય વ્યક્તિ વર્ણન કરનાર ત્યાં હાજર ન હોય અને કોઈ બીજા ઉલમા ત્યાં હાજર હોય તો એ શક્યતા બાકી રહે છે કે, બીજા ઉલમાઓથી પૂછી લેવામાં આવે.''

*(કુર્તુબી, જસ્સાસ)*

બીજી બાબત એ સ્પષ્ટ થઈ કે, જેણે પોતે સાચું ઈલ્મ પ્રાપ્ત નથી કર્યું તેણે મસ્અલા અને અલ્લાહના હુકમો બતાવવાની હિંમત ન કરવી જોઈએ.

ત્રીજો મસ્અલો એ સ્પષ્ટ થયો કે, ઈલ્મ છુપાવવાની આ સખત ચેતવણી તે જ ઈલ્મ અને મસ્અલાઓના સંદર્ભમાં છે, જે કુર્આન અને સુન્નતમાં સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યા છે અને જેને જાહેર કરવા અને જેનો પ્રસાર–પ્રચાર કરવો જરૂરી છે. કોઈ અત્યંત બારીક અને નાજુક મસ્અલો હોય, જે સામાન્ય લોકો કદાચ ન સમજી શકે. બલકે, એવો ભય હોય કે તેઓ કોઈ ગેરસમજમાં ફસાઈ જશે તો એવા મસ્અલા અને હુકમો સામાન્ય લોકો સામે વર્ણન ન કરવા જ બહેતર છે અને આ બાબત ઈલ્મ છુપાવવાના હુકમમાં આવશે નહીં. પ્રસ્તુત આયતનો શબ્દ مِنَ الْبَيِّنَاتِ وَالْهُدٰى વડે તેના તરફ ઈશારો કરવામાં આવ્યો છે. આવા જ મસ્અલા વિશે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે, ''જો તમે સામાન્ય જનસમૂહને એવી હદીષો સંભળાવો કે તે એને પૂરી રીતે સમજી ન શકે, તો તમે તેમને ફિત્નામાં સપડાવી દેશો.''

*(કુર્તુબી)*

એ જ પ્રમાણે સહીહ બુખારીમાં હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુથી નકલ થયું છે કે, તેમણે ફરમાવ્યું કે ''સામાન્ય લોકોની સામે ફક્ત એટલા જ ઈલ્મને જાહેર કરો જેટલું તેમની અક્કલ અને સમજ બરદાસ્ત (વેઠી) કરી શકે. શું તમે એવું ઈચ્છો છો કે, લોકો અલ્લાહ અને તેના રસૂલ ﷺને જૂઠાડે ? કારણ કે જે વાતો તેમની સમજ બહારની હશે તેમાં તેઓ શંકા–કુશંકાઓમાં પડી જશે અને શક્ય છે કે, તેનો ઈન્કાર કરી બેસે !''

સ્પષ્ટ થયું કે, આલિમની જવાબદારી એ પણ છે કે તે જેને સંબોધન કરી રહ્યો છે તેની માનસિક ક્ષમતા અને સમજદારીનો અંદાજો લગાવીને વાતચીત કરે. જે વ્યક્તિ બાબતે એવો ભય હોય કે તે ગેરસમજમાં સપડાય શકે છે તો તેની સામે એવા મસ્અલાઓ વર્ણન ન કરે. એટલા માટે ફકીહો ઘણા મસ્અલાઓ વર્ણન કરીને લખી આપે છે هٰذَا مِمَّا يُعْرَفُ وَلَا يُعَرَّفُ એટલે કે આ એવો મસ્અલો છે જેને ઈલ્મવાળા (જ્ઞાની–વિદ્વાન) લોકોએ જાતે સમજી લેવો જોઈએ અને સામાન્ય જનસમૂહમાં તેનો પ્રચાર ન કરવો જોઈએ.

એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

لَا تَمْنَعُوا الْحِكْمَةَ اَهْلَهَا فَتَظْلِمُوْهُمْ وَلَا تَضَعُوْهَا فِيْ غَيْرِ اَهْلِهَا فَتَظْلِمُوْهَا،

*“હિકમત (ડહાપણ)ની વાતોને એવા લોકોથી ન રોકો જે તેની પાત્રતા ધરાવે છે, જો તમે એવું કર્યું તો તમે એ લોકો ઉપર અત્યાચાર કર્યો અને જેઓ પાત્રતા ધરાવતા નથી તેમની સામે હિકમતની વાતો ન કરો. કારણ કે, આવી પરિસ્થિતિમાં તે હિકમત ઉપર અત્યાચાર હશે !”*

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, “આ ખુલાસાથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે કોઈ કાફિરને જે મુસલમાનના મુકાબલામાં મુનાજરો કરે છે અથવા કોઈ પરધર્મી જે પોતાના ગુમરાહ અકીદાઓ અને વિચારસરણીનો લોકોમાં પ્રચાર–પ્રસાર કરી તેને અપનાવવાનું આમંત્રણ આપે છે, તેને દીનનું ઈલ્મ શીખવવું ત્યાં સુધી જાઈઝ નથી જ્યાં સુધી એવું યકીન ન થઈ જાય કે ઈલ્મ શીખવવાથી તેની વિચારસરણી દુરુસ્ત થઈ જશે.”

એવી જ રીતે કોઈ બાદશાહ અથવા સત્તાધીશને એવો મસ્અલો બતાવવો જેના દ્વારા તે ખોટું અર્થઘટન કરી રય્યત ઉપર જુલમ કરવાનો રસ્તો ખોલી નાંખે, જાઈઝ નથી. એવી જ રીતે સામાન્ય જનસમૂહ સાથે દીનના હુકમોમાં હિલા–હવાલાઓના સ્વરૂપો વિના જરૂરતે વર્ણન ન કરવા જોઈએ, જેના કારણે તે દીનના હુકમો ઉપર અમલ ન કરવા માટે હિલા શોધતો ફરે અને તેની ટેવ બનાવી લે.

*(કુર્તુબી)*

## રસૂલુલ્લાહ ﷺની સહીહ હદીષ પણ કુર્આન જેવો જ હુકમ ધરાવે છે

સહીહ બુખારીમાં હઝરત અબૂ હુરૈરહ (રદિ.) દ્વારા નકલ થયું છે, તેમણે ફરમાવ્યું કે "જો કુર્આનની આ આયત (સૂરએ બકરહ આયત નં. ૧૫૯) ન હોત તો હું તમારી સામે કોઈ હદીષ વર્ણન ન કરત." અહીંયાં આ આયતનો અર્થ એ છે કે, ઈલ્મને છુપાવવાની લા'નત અને ચેતવણી સખત રીતે વર્ણવવામાં આવી છે. એ જ પ્રમાણે અમુક સહાબા (રદિ.)એ પણ અમુક હદીષો વર્ણવ્યા પછી આ જ પ્રમાણે શબ્દો કહ્યા છે કે "જો કુર્આન શરીફમાં ઈલ્મને સંતાડવાની સખત ચેતવણી આપતી આ આયત (સૂરએ બકરહ આયત નં. ૧૫૯) ન આવી હોત તો મેં આ હદીષ વર્ણન ન કરી હોત !"

ઉપરોક્ત રિવાયતોથી સ્પષ્ટ થયું કે, સહાબએ કિરામ (રદિ.)ના મતે રસૂલુલ્લાહ ﷺની હદીષો કુર્આનના જ હુકમમાં છે. કારણ કે, આ આયતમાં તો ઈલ્મ છુપાવવાની ચેતવણી એવા લોકો માટે આવી છે જેઓ કુર્આનમાં નાઝિલ થયેલ હિદાયતો અને ઈલ્મને છુપાવે છે. તેમાં હદીષનો શીરેથી ઉલ્લેખ જ નથી, છતાં સહાબએ કિરામ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺની હદીષને પણ કુર્આનના જ હુકમમાં સમજી તેને છુપાવવાને આ ચેતવણીનો ભોગ બની શકવાનું કારણ સમજ્યું છે.

## અમુક ગુનાહોની નહૂસત એવી હોય છે કે સમગ્ર મખ્લૂક તેના ઉપર લા'નત (ધિક્કાર) કરે છે :

وَيَلْعَنُهُمُ اللّٰعِنُوْنَ માં કુર્આને કરીમે લા'નત કરનારાઓને નક્કી નથી કર્યા કે કોણ લોકો લા'નત (ધિક્કાર–ફિટકાર) કરે છે. તફસીરના ઈમામો મુજાહિદ (રહ.) અને ઈકરમા (રહ.)એ ફરમાવ્યું કે, આ લા'નત કરનારાઓને નક્કી ન કરવા, તે તરફ ઈશારો કરે છે કે વિશ્વની બધી જ મખ્લૂક તેમના ઉપર લા'નત કરે છે. એટલે સુધી કે, બધા જાનવરો અને સૃષ્ટિમાં ઉપસ્થિત બધા જ તત્ત્વો પણ તેમના ઉપર લા'નત કરે છે. કારણ કે, તેમના દુષ્કૃત્યોના કારણે આ બધી મખ્લૂકને પણ નુકસાન પહોંચે છે. હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની હદીષથી આ બાબતને સમર્થન મળે છે, જેમાં રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે કે "اللّٰعِنُوْنَ નો અર્થ જમીન ઉપર ચાલનારા બધા જ પ્રાણીઓ છે."

*(કુર્તુબી, ઈબ્ને માજહના હવાલાથી)*

**કોઈ ચોક્કસ વ્યક્તિ ઉપર લા'નત (ધિક્કાર) કરવી જાઇઝ નથી ત્યાં સુધી કે એવું ખાતરીપૂર્વક જાણી લેવામાં ન આવે કે તેનું મૃત્યુ કુફ્રની હાલતમાં જ થયું છે :**

وَمَاتُوْاوَهُمْ كُفَّارٌ ના શબ્દથી જસ્સાસ અને કુર્તુબી વગેરેએ એવો અર્થ લીધો છે કે જે કાફિરનું કુફ્રની હાલતમાં મરવાનું યકીન (વિશ્વાસપૂર્વક જાણ) ન હોય ત્યાં સુધી તેના ઉપર લા'નત કરવી જાઈઝ નથી અને કોઈ વ્યક્તિના અંતનું વિશ્વાસપૂર્વકનું જ્ઞાન મેળવવાનું કોઈ માધ્યમ ઉપસ્થિત નથી, એટલા માટે કોઈ કાફિરનું નામ લઈને તેના ઉપર લા'નત કરવી જાઈઝ નથી અને રસૂલુલ્લાહ ﷺએ જે કાફિરોનું નામ લઈને લા'નત કરી છે, તેમાં આપ ﷺને તેમનું મૌત સ્પષ્ટપણે કુફ્રની હાલતમાં થયું હોવાની અલ્લાહ તરફથી જાણ કરી આપવામાં આવી હતી. જો કે, સામાન્ય કાફિરો અથવા જાલિમો વગેરે ઉપર નામ લીધા વિના લા'નત કરવી બરાબર છે.

આ બાબતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, જ્યારે લા'નતની બાબત આટલી સખત છે કે કોઈ કાફિર ઉપર પણ ત્યાં સુધી લા'નત કરવી જાઈઝ નથી, જ્યાં સુધી એવો વિશ્વાસ દૃઢ ન થઈ જાય કે તેનું મૌત કુફ્રની હાલતમાં જ થયું છે, તો કોઈ મુસલમાન ઉપર કે કોઈ પ્રાણી કે કોઈ અન્ય વસ્તુ ઉપર લા'નત કરવી કઈ રીતે જાઈઝ હોઈ શકે છે ? આજે સામાન્ય જનસમૂહ આ બાબતમાં બિલકુલ ગફલત (અજ્ઞાનતા)માં છે. ખાસ કરીને અમુક સ્ત્રીઓ કે તેણીઓ તો વાત–વાતમાં લા'નતના શબ્દો પોતાના સંબંધીઓ અને પોતાના સગા–વહાલાઓ માટે પણ કહેતી ફરે છે અને લા'નત ફક્ત "લા'નત" શબ્દ કહેવાથી જ નથી થતી બલકે, તેના સમાનાર્થી જેટલા પણ શબ્દો છે તે બધા જ લા'નતના હુકમમાં છે. લા'નતનો અસલી અર્થ "અલ્લાહ તઆલાની રહમતથી દૂર કરવું" થાય છે. એટલા માટે કોઈને મરદૂદ, શયતાન વગેરે જેવા શબ્દો કહેવા પણ લા'નતના જ હુકમમાં છે.

---------------

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૬૩–૧૬૪)

وَ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿١٦٣﴾ اِنَّ فِيْ خَلْقِ
السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَ النَّهَارِ وَالْفُلْكِ الَّتِيْ تَجْرِيْ فِي الْبَحْرِ
بِمَا يَنْفَعُ النَّاسَ وَ مَآ اَنْزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنْ مَّآءٍ فَاَحْيَا بِهِ الْاَرْضَ بَعْدَ
مَوْتِهَا وَ بَثَّ فِيْهَا مِنْ كُلِّ دَآبَّةٍ ۪ وَّ تَصْرِيْفِ الرِّيٰحِ وَالسَّحَابِ الْمُسَخَّرِ بَيْنَ
السَّمَآءِ وَالْاَرْضِ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿١٦٤﴾

## તરજુમો :

*અને તમારો મઅબૂદ (બંદગીને પાત્ર) એક જ (અલ્લાહ) છે; તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી; અત્યંત કૃપાળુ–દયાળુ છે. (૧૬૩) બેશક ! આસમાનો અને જમીનની ઉત્પત્તિમાં અને રાત તથા દિવસના પરિવર્તનમાં અને તે જહાજોમાં જે મહાસાગરોમાં લોકોને લાભ પહોંચાડે તેવી વસ્તુઓ લઈને વહેતા (ચાલતા) રહે છે અને તે પાણીમાં જે અલ્લાહે આસમાનોમાંથી ઉતાર્યું, પછી તેનાથી જમીનને તેના મૃત્યુ (સુકાઈ ગયા) પછી સજીવન (હરિયાળી) કરી, અને તેમાં દરેક પ્રકારના પ્રાણીઓ ફેલાવ્યા અને હવાઓના (દિશા અને ગતિ) પરિવર્તનોમાં અને પૃથ્વી તથા આકાશની વચ્ચે (અલ્લાહના હુકમોને) આધીન વાદળોમાં બુદ્ધિશાળી લોકો માટે નિશાનીઓ છે. (૧૬૪)*

## તફસીર :

અરબના મુશ્રિકોએ આ આયત وَاِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ પોતાની માન્યતા વિરૂદ્ધ સાંભળી તો આશ્ચર્યથી કહેવા લાગ્યા કે, શું સમગ્ર વિશ્વનો માત્ર એક જ મઅબૂદ હોઈ શકે છે ? અને જો આ દા'વો સાચો છે તો તેના સમર્થનમાં કોઈ દલીલ રજૂ કરવી જોઈએ ! અલ્લાહ તઆલા આગળ ઉપર દલીલ વર્ણન કરે છે.

અને (એવો મઅબૂદ) જે તમારા બધાનો મઅબૂદ બનવાને પાત્ર છે, તે એક જ (સાચો) મઅબૂદ છે. તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી. દયાળુ

છે, કૃપાળુ છે (અને કોઈપણ તેના સિવાય આ ખાસિયતોમાં સંપૂર્ણ નથી હોઈ શકતો. તે એક માત્ર જ ઈબાદતને પાત્ર છે.) નિઃશંક ! આસમાનો અને જમીનો બનાવવામાં અને રાત અને દિવસના વારાફરતી આવવામાં અને જહાજો (ચાલવા)માં કે, જે માણસોના લાભની વસ્તુઓ લઈને સમંદરોમાં ચાલે છે અને (વરસાદના) પાણીમાં જેને અલ્લાહે આસમાનથી વરસાવ્યું પછી તેનાથી જમીનને તેના સુકાઈ ગયા પછી હરિયાળી કરી. (એટલે કે તેમાં વનસ્પતિ પૈદા કરી) અને (વનસ્પતિથી) દરેક પ્રકારના પ્રાણીઓ આ (પૃથ્વી) ઉપર ફેલાવી દીધા (કારણ કે, પ્રાણીઓનું જીવન અને તેમનો વંશ–વેલો આ વનસ્પતિના ખોરાક ઉપર જ અવલંબિત છે.) અને હવાઓના (દિશાઓ અને ગતિ) બદલવામાં (કે ક્યારેક હવા ગરમ છે, તો ક્યારેક ઠંડી, તો ક્યારેક ભેજવાળી, તો ક્યારેક તેજ રફતાર તોફાની પવનો, તો ક્યારેક મંદ–મંદ) અને વાદળો(ના અસ્તિત્વ)માં કે પૃથ્વી અને આકાશ વચ્ચે અલ્લાહના હુકમને આધીન (અધ્ધર) રહે છે. (આ બધી વસ્તુઓમાં તૌહીદની) દલીલો (મૌજૂદ) છે. તે લોકોના માટે (કે) જેઓ (સદ્)બુદ્ધિ ધરાવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### તૌહીદનો વિસ્તૃત અર્થ :

وَاِلٰهُكُمْ اِلٰـهٌ وَّاحِدٌ અલ્લાહની તૌહીદના વિવિધ પ્રકારો અને અનેક સ્વરૂપો છે. દાખલા તરીકે અલ્લાહ એકમાત્ર જ છે. એટલે કે, સમગ્ર બ્રહ્માંડમાં તેનો સમકક્ષ કે તેના સમોવડીયો કોઈ જ નથી અને ન જ કોઈ તેની સરખામણીમાં છે. એટલા માટે "વાહિદ" કહેડાવવાનો અધિકાર એકમાત્ર તેને જ છે.

બીજું એ કે, ઈબાદતના લાયક તેના સિવાય કોઈ જ નથી. ઈબાદતની પાત્રતા અને અધિકાર એકમાત્ર તેનો જ છે.

ત્રીજું એ કે, તે એક જ છે. એટલે કે તેના છૂટા–છવાયા વિભાગો નથી અને તે માનવો કે પ્રાણીઓ જેમ અવયવો ધરાવતો નથી અને ન જ તો તેને વિવિધ વિભાગો અને શક્તિઓમાં વહેંચી શકાય છે.

ચોથું એ કે, તે એક જ છે. એટલે કે, આદિથી અનાદિ સુધી તે એકમાત્ર છે. તેની કોઈ શરૂઆત કે અંત નથી. તે ત્યારે પણ મૌજૂદ હતો જ્યારે તેની

બનાવેલી કોઈ વસ્તુ ન હતી અને ત્યારે પણ મૌજૂદ હશે કે જ્યારે કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતી નહીં હોય. એટલા માટે "વાહિદ" કહેડાવવાનો અધિકાર ફક્ત તેનો જ છે. આમ, તૌહીદ એટલે કે વાહિદ હોવાની બધી જ ખાસિયતો એકમાત્ર અલ્લાહમાં જ સમાવિષ્ટ છે.

*(જસ્સાસ)*

ત્યાર પછી અલ્લાહ તઆલાના "વાહિદે હકીકી" હોવાની કેટલીક દલીલો સૃષ્ટિમાંથી બતાવવામાં આવી છે. જેને દરેક વિદ્વાન અને અભણ પણ સમજી શકે છે કે, આસમાન અને જમીનની ઉત્પત્તિ તથા રાત અને દિવસના કાયમી અને વ્યવસ્થિત ફેરફારો તેની સંપૂર્ણ કુદરત અને તૌહીદની સ્પષ્ટ દલીલ છે કે આ વસ્તુઓના સર્જન અને તેના અસ્તિત્વમાં કોઈ અન્ય શક્તિની કોઈ દખલગીરી નથી.

એ જ પ્રમાણે પાણી ઉપર જહાજોનું ચાલવું તે કુદરતની ઘણી મોટી નિશાની છે કે પાણીને અલ્લાહ તઆલાએ એક એવું પ્રવાહી બનાવ્યું કે તેમાં કોઈપણ ભારે વસ્તુ ડૂબી જાય છે, પરંતુ લાખો ટન માલ લઈને મોટા–મોટા વજનદાર જહાજો પૂર્વથી પશ્ચિમ સુધી માલની હેરાફેરી કરે છે અને તેને ચલાવવા માટે હવાઓનું ચાલવું પછી તેની હિકમત પ્રમાણે તેની દિશા અને ગતિનું બદલાતું રહેવું, એ બાબતની નિશાની છે કે આ બધી વસ્તુઓને પૈદા કરનાર અને ચલાવનાર કોઈ અત્યંત જાણકાર અને હિકમતવાળો છે. જો પાણીમાં તારક શક્તિ ન હોય તો જહાજો દ્વારા ટ્રાન્સપોર્ટેશનનું આ કામ શક્ય ન બન્યું હોત. આ તારક શક્તિને પણ હવાઓ દ્વારા વેગ આપવામાં આવે છે ! આમ, જહાજો લાંબા–લાંબા અંતરો કાપે છે. કુર્આન શરીફે આ વિષયને આ રીતે વર્ણવ્યો છે.

اِنْ يَّشَاْ يُسْكِنِ الرِّيْحَ فَيَظْلَلْنَ رَوَاكِدَ عَلٰى ظَهْرِهٖ،

*"જો અલ્લાહ તઆલા ઈચ્છે તો હવાઓને શાંત કરી દે અને આ જહાજો સમંદરોની સપાટી ઉપર ઊભા જ રહી જાય." (૪૨:૩૩)*

بِمَا يَنْفَعُ النَّاسَ ના શબ્દથી ઈશારો કરવામાં આવ્યો કે, દરિયાઈ જહાજોમાં એક દેશનો સામાન બીજા દેશમાં લાવવા–લઈ જવામાં સામાન્ય માણસોને ઘણો

જ લાભ મળે છે કે જેનું વર્ણન કરવું મુશ્કેલ છે. આ લાભ દરેક યુગમાં દરેક સમયે દરેક દેશમાં નવી નવી ક્રાંતિઓ સર્જે છે.

એ જ પ્રમાણે આસમાનોથી પાણી ટીપું ટીપું કરીને એવી રીતે વરસાવવામાં આવે છે જેનાથી નુકસાન નથી પહોંચતું. જો તે રેલા સ્વરૂપે આવતું હોત તો માણસો અને પ્રાણીઓ તથા સર–સામાન બધું પાણીમાં વહી જાત ! પરંતુ એવું નથી થતું બલકે, પાણી જમીન ઉપર વરસ્યા પછી જમીન ઉપર તેને સુરક્ષિત રાખવું મનુષ્યની ક્ષમતા બહારની વાત છે. જો કહી દેવામાં આવે કે દરેક વ્યક્તિ પોત–પોતાનો છ–છ મહિનાનો પાણીનો કોટો લઈને સંગ્રહી લે, તો વિચારો ! તે કઈ રીતે શક્ય બને ? અને જો કદાચ સંગ્રહી લે તો આ પાણીને ગંદું થવાથી કે બગડવાથી કઈ રીતે બચાવી શકાશે? માટે કુદરતે આ વ્યવસ્થા પોતે કરી આપી. ઈરશાદ છે,

فَاَسْكَنّٰهُ فِى الْاَرْضِ وَاِنَّا عَلٰى ذَهَابٍ بِهٖ لَقٰدِرُوْنَ ۟ۚ

*"અમે જ પાણીને જમીનમાં થોભાવ્યું, જો કે અમે તેને ખતમ કરી નાંખવા ઉપર પણ શક્તિમાન હતા." (૨૩:૧૮)*

પરંતુ કુદરતે પાણીને પૃથ્વી ઉપર વસવાટ કરતા વ્યક્તિઓ અને પ્રાણીઓ માટે ખુલ્લા તળાવો અને સરોવરોમાં ભેગું કરી દીધું અને ક્યાંક પહાડો ઉપરથી વહેતા ઝરણાં અને નદીઓ દ્વારા તો ક્યાંક જમીનના અંદરના પોલાણોમાં ઉતારી દીધું. પછી એક એવી કુદરતી પાઈપલાઈન પૃથ્વીના પેટાળમાં ફેલાવી દીધી કે, જ્યાં પણ, જે વ્યક્તિ પણ, ચાહે જમીનમાં કુવો ખોદી પાણી કાઢી લે છે, તદુપરાંત આ જ પાણીની એક ઘણી મોટી માત્રાને બરફ બનાવી ઊંચા ઊંચા પહાડોની ટોચે થોભાવી દીધી, જ્યાં તે સડવાથી કે ખરાબ થવાથી સુરક્ષિત રહે છે અને ધીમે ધીમે પીગળીને જમીનની ભીતર કુદરતી પાઈપ લાઈન દ્વારા સમગ્ર પૃથ્વીના પેટાળમાં વહેતું રહે છે. મતલબ કે, ઉપરોક્ત આયતમાં કુદરતની સંપૂર્ણતાના અમુક નમૂનાઓ વર્ણન કરી તૌહીદને સાબિત કરવામાં આવી છે. મુફસ્સિર ઉલમાએ આ બધી બાબતો ઉપર વિસ્તૃત છણાવટ કરી છે. કુર્તુબી અને જસ્સાસમાં વધુ વાંચવા વિનંતી.

———————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૬૫)

وَمِنَ النَّاسِ مَنْ يَّتَّخِذُ مِنْ دُوْنِ اللّٰهِ اَنْدَادًا يُّحِبُّوْنَهُمْ كَحُبِّ اللّٰهِ ؕ وَالَّذِيْنَ
اٰمَنُوْٓا اَشَدُّ حُبًّا لِّلّٰهِ ؕ وَلَوْ يَرَى الَّذِيْنَ ظَلَمُوْٓا اِذْ يَرَوْنَ الْعَذَابَ ۙ اَنَّ الْقُوَّةَ لِلّٰهِ
جَمِيْعًا ۙ وَّاَنَّ اللّٰهَ شَدِيْدُ الْعَذَابِ ﴿١٦٥﴾

## તરજુમો :

*અને કેટલાક લોકો અલ્લાહ સિવાય કોઈ અન્યને ભાગીદાર બનાવી તેમનાથી (એટલી) મહોબ્બત કરે છે જેવી રીતે કે અલ્લાહથી મહોબ્બત (કરવી જોઈએ); અને જે લોકો ઈમાન લાવ્યા, (તેમને) અલ્લાહની મહોબ્બત સૌથી વધુ છે; અને જો તે જાલિમો જોઈ લે (તે સમયને); જ્યારે અઝાબ જોઈ લેશે, કે તમામ શક્તિઓ માત્ર અલ્લાહની જ છે અને બેશક ! અલ્લાહનો અઝાબ ઘણો સખત છે. (૧૬૫)*

## તફસીર :

આયત નં. ૧૬૪માં તૌહીદની સ્પષ્ટતા હતી. હવે, આ આયતમાં મુશ્રિકોની ભૂલો અને તેના ઉપર ચેતવણીઓનું વર્ણન કરવામાં આવે છે.

અને એક માણસ તે (પણ) છે જે અલ્લાહ તઆલા સિવાય બીજાઓને (ખુદાઈમાં) ભાગીદાર ઠરાવે છે (અને તેમને પોતાના મઅબૂદ માને છે.) એમનાથી એવી મહોબ્બત રાખે છે જેવી કે, અલ્લાહથી (મહોબ્બત રાખવી) જરૂરી છે. (આ હાલત તો મુશ્રિકોની છે) અને જેઓ મો'મિન છે તેમને (ફક્ત) અલ્લાહ તઆલા સાથે ગાઢ મહોબ્બત છે. (કારણ કે, કોઈ મુશ્રિકને એવી જાણ થઈ જાય કે, મારો મઅબૂદ મને કંઈક નુકસાન પહોંચાડશે, તો તરત જ તેનો પ્રેમનો સંબંધ તૂટી જાય છે અને તેનાથી વિપરીત મો'મિન અલ્લાહ તઆલાને જ નફો અને નુકસાન પહોંચાડનાર હોવાનું ઈમાન ધરાવે છે. એટલે નુકસાન પહોંચવાની પરિસ્થિતિમાં પણ તે અલ્લાહની મરજીથી રાજી રહે છે અને તેમની મહોબ્બત કાયમ રહે છે. વળી, મુશ્રિકો સખત તકલીફોના સમયે પોતાના

મઅબૂદોને છોડી દે છે, જ્યારે મો'મિનો ઈમાનના કારણે સખત તકલીફોના સમયે અને વિપરીત પરિસ્થિતિઓમાં પણ અલ્લાહ ઉપર ભરોસો રાખી સાબિત કદમ –મજબૂત રીતે વળગી– રહે છે.) અને કેટલું સારૂં થાત જો આ જાલિમો (મુશ્રિકો) જ્યારે (દુનિયામાં) કોઈ મુસીબતને જુએ તો (તે મુસીબતના કારણો ઉપર વિચાર કરીને) એવું સમજી લે કે બધી જ શક્તિ ફક્ત અલ્લાહ માટે જ છે (અને અન્ય સૌ અલ્લાહ તઆલાની સામે લાચાર છે. એટલા માટે આ મુસીબતને ન તો કોઈ રોકી શકે છે, ન જ કોઈ ટાળી શકે છે અને ન જ એવા સમયે કોઈ અન્ય મદદકર્તા બની શકે છે.) અને (આ સખત મુસીબત ઉપર વિચાર કરીને) એ (સમજી લે) કે, અલ્લાહ તઆલાનો અઝાબ (આખિરતમાં કે જે બદલો મેળવવાનું સ્થળ છે) સખત હશે, (તો આમ વિચાર કરવાથી ઘડી કાઢવામાં આવેલા મઅબૂદોના ઈન્કાર કરી અલ્લાહની કુદરત અને અજમતને સ્વીકારી તૌહીદ અને ઈમાન અપનાવી લે).

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૬૬–૧૬૭)

| |
|---|
| اِذْ تَبَرَّاَ الَّذِيْنَ اتُّبِعُوْا مِنَ الَّذِيْنَ اتَّبَعُوْا وَرَاَوُا الْعَذَابَ وَ تَقَطَّعَتْ بِهِمُ |
| الْاَسْبَابُ ﴿١٦٦﴾ وَقَالَ الَّذِيْنَ اتَّبَعُوْا لَوْ اَنَّ لَنَا كَرَّةً فَنَتَبَرَّاَ مِنْهُمْ كَمَا تَبَرَّءُوْا مِنَّا |
| كَذٰلِكَ يُرِيْهِمُ اللّٰهُ اَعْمَالَهُمْ حَسَرٰتٍ عَلَيْهِمْ ۚ وَمَا هُمْ بِخٰرِجِيْنَ مِنَ النَّارِ ﴿١٦٧﴾ ع |

### તરજુમો :

*જ્યારે તે લોકો જેમની તાબે'દારી કરવામાં આવી હતી તે (આગેવાનો), અનુયાયીઓ (તાબે'દારી કરનાર લોકો)થી બેઝાર (અળગા) થઈ જશે, અને તેઓ અઝાબને જોઈ લેશે, અને તેમના બધા જ સંબંધો (માધ્યમો) કપાઈ જશે. (૧૬૬) અને તે અનુયાયીઓ કહેશે, કાશ ! અમને બીજીવાર (દુનિયામાં પાછા ફરવાની તક મળે) તો અમે તેમનાથી (એવી જ રીતે) બેઝારી (અલગાવ) જાહેર કરીએ, જેવી રીતે તેમણે અમારાથી બેઝારી જાહેર કરી; એવી જ રીતે અલ્લાહ તઆલા તેમના કૃત્યો તેમને હસરત*

*(અફસોસ–પસ્તાવો) બનાવીને બતાવશે; અને તેઓ આગમાંથી નીકળી શકવાના નથી. (૧૬૭)*

## તફસીર :

આ આયતમાં અઝાબ અને આખિરતની કઠોર પરિસ્થિતિનો ઉલ્લેખ કરીને ફરમાવ્યું છે.

(અને અઝાબની કડકાઈ તે વખતે ખબર પડશે) જ્યારે કે (આ મુશ્રિકોમાંથી) તેઓ (આગેવાનો) અળગા થઈ જશે તેમનાથી, જેઓ તેમના કહેવા પ્રમાણે ચાલતા હતા અને તેઓ બધા (સામાન્ય લોકો તથા ખાસ લોકો) અઝાબને પ્રત્યક્ષ નિહાળી લેશે અને પરસ્પર એમનામાં જે સંબંધો હતા (એટલે કે, આગેવાનોની આગેવાની અને અનુયાયીઓની તાબે'દારી) તે સમયે બધા જ (સંબંધો) કપાઈ જશે (જેવી રીતે દુનિયામાં પણ જોવામાં આવે છે કે, કોઈ ગુનાહમાં ઘણા બધા ગુનેગારો શામિલ અને સહમત હોય છે પરંતુ જ્યારે મુકદ્દમો ચાલે છે ત્યારે બધા જ પોત પોતાની રીતે પોતાનો બચાવ શોધે છે. ત્યાં સુધી કે, અમુક સમયે તો એકબીજાને ઓળખવાથી પણ ઈન્કાર કરી દે છે.) અને (જેઓ) અનુયાયીઓ (આ પ્રમાણે પોતાના આગેવાનોની મક્કારી અને ગદ્દારી જોશે તો ચીડાઈને) એવું કહેવા લાગશે, કેવી રીતે અમને બધાને (દુનિયામાં) બસ એક વખત જવાની તક મળે ? જેથી અમે પણ તેમનાથી (એટલો બદલો લઈ લઈએ કે જો તેઓ અમને તેમના અનુયાયી બનાવવાની કોશીષ કરે તો તેમનાથી) એવા જ સ્પષ્ટ (સાફ શબ્દોમાં જવાબ આપીને) અળગા થઈ જઈએ. જેવી રીતે કે (આજે) તેઓ અમારાથી સ્પષ્ટ રીતે અલગ થઈ ગયા (અને કહી આપીએ કે તમે તે જ લોકો છો જે ખરા સમયે મોઢું ફેરવી લો છો ! હવે અમારો તમારી સાથે કોઈ સંબંધ નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તેમની યોજનાઓથી અને તેમના વિચારવાથી કંઈ જ થવાનું નથી.) અલ્લાહ તઆલા આવી જ રીતે તેમના દુષ્કૃત્યોને ફક્ત પસ્તાવો (અને અફસોસ) બનાવીને તેમને બતાવશે અને તેઓ (આગેવાનો અને અનુયાયીઓ બધા) દોઝખથી નીકળવા નહિ પામે. (કારણ કે, શિર્કની સજા કાયમી ધોરણે જહન્નમની આગ છે.)

————————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૬૮–૧૬૯)

يَاَيُّهَا النَّاسُ كُلُوْا مِمَّا فِي الْاَرْضِ حَلٰلًا طَيِّبًا ۖ وَّلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ۚ اِنَّهٗ لَكُمْ
عَدُوٌّ مُّبِيْنٌ ﴿١٦٨﴾ اِنَّمَا يَاْمُرُكُمْ بِالسُّوْٓءِ وَالْفَحْشَآءِ وَاَنْ تَقُوْلُوْا عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿١٦٩﴾

## તરજુમો :

*હે લોકો ! પૃથ્વીમાં જે હલાલ અને પાક (પવિત્ર વસ્તુઓ) છે, તમે ખાઓ ! અને શયતાનની પૈરવી કરી (તેના) પગલે ન ચાલો; બેશક ! તે તમારો ખુલ્લો દુશ્મન છે. (૧૬૮) તે તમને ફક્ત બુરાઈ અને બેહયાઈ (નિર્લજ્જતા)નો હુકમ આપે છે અને (શયતાન) એ (હુકમ પણ આપે છે) કે તમે અલ્લાહ વિશે (એલફેલ) કહો જે તમે નથી જાણતા. (૧૬૯)*

## તફસીર :

(અમુક મુશ્રિકો મૂર્તિઓના નામે જાનવરો છૂટા મૂકતા હતા અને તે પ્રાણીઓથી લાભ ઉઠાવવાને તે જાનવરોના માન–મર્યાદા વિરૂદ્ધ સમજતા હતા અને પોતાના આ કૃત્યને તેમના જૂઠા મઅબૂદોનો હુકમ સમજતા હતા અને આ જાનવરોને મૂર્તિઓની નજદીકી (નિકટતા) પ્રાપ્ત કરવા માટેનો વસીલો (માધ્યમ) સમજતા હતા. અલ્લાહ તઆલા તેમના આ ખોટા કૃત્યના અનુસંધાનમાં હુકમ ફરમાવે છે.)

હે લોકો ! જે વસ્તુઓ જમીનમાં ઉપલબ્ધ છે તેમાંથી (શરીઅતની રૂએ) હલાલ અને પવિત્ર વસ્તુઓ (બાબત પરવાનગી આપવામાં આવે છે કે તેને) ખાઓ ! અને (તેમાંથી કોઈ હલાલ વસ્તુને એવું સમજીને ખાવાનું ન છોડી આપો કે તેનાથી અલ્લાહ રાજી થશે. આ બધી શયતાની માન્યતાઓ છે. તમે) શયતાનના પગલે ન ચાલો, શયતાન તો તમારો ખુલ્લો દુશ્મન છે (કે આવા–આવા વિચારો અને માન્યતાઓથી તમને નુકસાન અને બુરાઈઓમાં રચ્યા–પચ્યા રાખશે અને દુશ્મન હોવાના કારણે) તે તમને એ જ વાતોનું શિક્ષણ આપશે જે (શરીઅતની રૂએ) ગંદી અને બેશરમીની છે અને એ (પણ શિક્ષણ આપશે) કે અલ્લાહ તઆલા વિશે (તમે) એવી વાતો કરો કે જેનું તમને જ્ઞાન

નથી. (દાખલા તરીકે અમને અલ્લાહ તઆલાએ જ આવું કરવાનો હુકમ આપ્યો છે વગેરે.)

## મસ્અલા અને બોધપાઠ :

حَلاًلاًطَيِّبًا શબ્દ حَلَّ નો મૂળ અર્થ "ગાંઠ ખોલવા"નો થાય છે. "દરેક વ્યક્તિ માટે હલાલ કરવામાં આવી" એટલે એક ગાંઠ ખોલવામાં આવી અને તેના ઉપરનો પ્રતિબંધ હટાવી દેવામાં આવ્યો. હઝરત સહલ બિન અબ્દુલ્લાહ (રદિ.) ફરમાવે છે કે, "છુટકારો ત્રણ બાબતો ઉપર અવલંબિત છે. એક હલાલ ખોરાક ખાવો, બીજું ફરજો અદા કરવી અને ત્રીજું રસૂલુલ્લાહ ﷺની સુન્નતોની તાબે'દારી કરવી" અને શબ્દ طَيِّبُ નો અર્થ પવિત્ર (પાકીઝા) હોવાનો થાય છે. જેમાં શરીઅતની રૂએ હલાલ હોવું પણ શામિલ છે અને તે ખોરાક સ્વાભાવિક અને પાકૃતિક રીતે પણ આકર્ષક હોય છે.

خُطُوَاتِ તે خَطْوَةٌ નું બહુવચન છે. આટલા અંતરને خَطْوَةٌ કહેવામાં આવે છે જે બંને પગો વચ્ચેનું અંતર છે, خُطُوَاتٌનો અર્થ શયતાની કૃત્યો અને તેનું આચરણ છે.

اَلسُّوْءِ وَالْفَحْشَاءُ માં سُوْء તે બાબત છે જેને જોઈને બુદ્ધિશાળી અને સમજદાર માણસને દુઃખ થાય. فَحْشَاءُ એટલે બેહયાઈ અને બેશરમીનું કામ, અમુક લોકોએ કહ્યું છે કે, આ સ્થળે سُوْء નો અર્થ ચિરૂકાળ ગુનાહ અને فحشاء નો અર્થ મહાપાપ (ગુનાહે કબીરા) છે. اِنَّمَا يَاْمُرُكُمْ માં શયતાનનો હુકમ કરવાનો અર્થ દિલમાં વસવસો નાંખવો છે, જેમકે હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ની હદીષમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "આદમ (અલૈ.)ની ઔલાદના દિલમાં એક શયતાની ઈલ્હામ અને અસર હોય છે અને ફરિશ્તાઓ તરફથી પણ આવા જ ઈલ્હામ હોય છે. શયતાનના વસવસા (ભ્રમ)નો દુષ્પ્રભાવ એવો પડે છે કે, ખરાબ કામો કરવાના ફાયદાઓ અને લાભો નજરે પડે છે અને સચ્ચાઈને જૂઠાડવાના રસ્તાઓ ખુલી જાય છે, જ્યારે ફરિશ્તાઓના ઈલ્હામનો સારો પ્રભાવ એ હોય છે કે ભલાઈ અને નેકી ઉપર ઈનામ અને સફળતાનો વાયદો તથા સચ્ચાઈના સમર્થનથી દિલમાં સંતોષ અને શાંતિ પૈદા થાય છે."

**મસ્અલો :**

સાંઢ (ગાય) વગેરે જે મૂર્તિઓના નામ ઉપર છૂટા મૂકવામાં આવે છે. એવી જ રીતે કોઈ જાનવર જેમકે મરઘી, બકરો વગેરે કોઈ વડીલ અથવા અલ્લાહ સિવાય કોઈ (ગયરૂલ્લાહ)ના નામ ઉપર છોડવામાં આવે છે. તેના હરામ હોવાનો હુકમ હવે પછીની ચાર આયતો પછી આવનાર وَمَآ اُهِلَّ لِغَيْرِ اللّٰهِમાં છે. આ આયત يٰٓاَيُّهَاالنَّاسُમાં એવા જાનવરો હરામ હોવાનો નકાર કરવાનું મંજૂર નથી, જેમકે અમુક લોકોને શંકા થઈ ગઈ છે બલકે, તેનો હેતુ આવા કૃત્યને હરામ જાહેર કરવાનો અને તેની મનાઈ કરવાનો છે. ગયરૂલ્લાહની નિકટતા અને અમીદષ્ટિ પ્રાપ્ત કરવા તેમના નામ ઉપર જાનવરો છોડવા અને એ કૃત્યને ગયરૂલ્લાહની બરકત અને નજદીકી પ્રાપ્ત કરવાનું કૃત્ય સમજવું અને તેવા જાનવરોને ખાવા અને તેનાથી લાભ ઉઠાવવાને પોતાના માટે હરામ કરી લેવું અને આવી બાબતને કાયમી હરામ સમજવું વગેરે નાજાઈઝ છે અને આવા કૃત્યો કરવા ગુનોહ છે.

આ આયતનો હેતુ એ છે કે જે જાનવરો અલ્લાહ તઆલાએ હલાલ બનાવ્યા છે તેને મૂર્તિઓ અથવા ગયરૂલ્લાહના નામ ઉપર છોડીને હરામ બનાવવામાં ન આવે બલકે, તેમને પોતાની નૈસર્ગિક પરિસ્થિતિ ઉપર રાખી ખાવા–પીવામાં આવે. જો અજ્ઞાનતાના કારણે આવી કોઈ હરકત થઈ ગઈ હોય તો તેની સુધારણાની નિય્યત સાથે ઈમાનની તજદીદ (નવીનીકરણ) કરે અને તૌબા કરી આવા જાનવરોને પોતાના માટે હરામ કરવાનું છોડી આપવામાં આવે. આવી જ રીતે તે જાનવરોના સન્માન ખાતર તેને પોતાના માટે હરામ કરવા પણ ગુનોહ છે, હા ! ગયરૂલ્લાહના નામ ઉપર આવા જાનવરો છોડી દેવાથી તે મુરદાર અને નાપાક હોવાના હુકમમાં આવી જશે અને નાપાકીના કારણે તેનું હરામ હોવું સાબિત થઈ ચૂક્યું છે.

**મસ્અલો :**

એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, જો કોઈ વ્યક્તિએ અજ્ઞાનતા અને ગફલતના કારણે કોઈ જાનવરને ગયરૂલ્લાહના નામ ઉપર છોડી દીધું, તો તેની તૌબા એ જ છે કે તે પોતાના માટે આ જાનવર હરામ હોવાની માન્યતા દિલમાંથી કાઢી નાંખે

અને આ કૃત્યથી તૌબા કરે, તો તેનો માંસ વગેરે હલાલ થઈ જશે. વલ્લાહુ અઅલુમ, ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૭૦–૧૭૧)

| |
|---|
| وَ اِذَا قِيۡلَ لَهُمُ اتَّبِعُوۡا مَاۤ اَنۡزَلَ اللّٰهُ قَالُوۡا بَلۡ نَتَّبِعُ مَاۤ اَلۡفَيۡنَا عَلَيۡهِ اٰبَآءَنَا ؕ |
| اَوَلَوۡ كَانَ اٰبَآؤُهُمۡ لَا يَعۡقِلُوۡنَ شَيۡـئًا وَّلَا يَهۡتَدُوۡنَ ﴿۱۷۰﴾ وَمَثَلُ الَّذِيۡنَ كَفَرُوۡا كَمَثَلِ |
| الَّذِىۡ يَنۡعِقُ بِمَا لَا يَسۡمَعُ اِلَّا دُعَآءً وَّنِدَآءً ؕ صُمٌّۢ بُكۡمٌ عُمۡىٌ فَهُمۡ لَا يَعۡقِلُوۡنَ ﴿۱۷۱﴾ |

### તરજુમો :

*અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે, જે અલ્લાહે ઉતાર્યું તેની પૈરવી (અનુસરણ) કરો; તેઓ કહે છે ! બલકે, અમે તો અમારા બાપ–દાદાને જેના ઉપર જોયા તેની પૈરવી કરીશું, ભલેને પછી તેમના બાપ–દાદા (પૂર્વજો) કંઈજ સમજતા ન હોય! અને હિદાયત (સીધા માર્ગ) ઉપર પણ ન હોય ! (૧૭૦) અને જે લોકોએ કુફ્ર કર્યું તેમનું ઉદાહરણ એ લોકોની હાલત જેવું છે કે જેઓ એવા પ્રાણીઓને પોકારે છે, જેઓ પોકારવાના અને બૂમ–બરાડાના અવાજ સિવાય કંઈ જ નથી સાંભળતા; તેઓ બહેરા, મૂંગા, (અને) આંધળા છે, બસ તેઓ કંઈજ સમજતા નથી. (૧૭૧)*

### તફસીર :

અને જ્યારે તે (મુશ્રિક) લોકોને કહેવામાં આવે છે કે, અલ્લાહ તઆલાએ જે હુકમ (પોતાના પયગમ્બર પાસે) મોકલ્યો છે, તેના ઉપર ચાલો તો (જવાબમાં) કહે છે (કે નહીં) બલકે, અમે તો તે (પદ્ધતિ) ઉપર ચાલીશું, જેના ઉપર અમે પોતાના પૂર્વજોને જોયા છે. (કારણ કે, આ લોકોએ તે જ પદ્ધતિ અપનાવી હતી જે તેમને અલ્લાહ તરફથી મળી હતી. અલ્લાહ તઆલા તેને રદ કરીને ફરમાવે છે) શું (દરેક પરિસ્થિતિમાં આ લોકો પોતાના પૂર્વજોની પદ્ધતિ ઉપર જ ચાલશે ?) ભલે તેમના બાપ–દાદા (દીનની) કંઈજ સમજ ન ધરાવતા

હોય અને ન જ (કોઈ આસમાની કિતાબની) હિદાયત રાખતા હોય. وَمَثَلُ الَّذِيْنَ كَفَرُوْا كَمَثَلِ الَّذِى (الى قوله) فَهُمْ لَا يَعْقِلُوْنَ અને આ કાફિરોની (બુદ્ધિહીનતાની) પરિસ્થિતિ એવી છે (કે) તેઓ (તે જાનવર) જેવા છે (જેનું વર્ણન ઉપરના ઉદાહરણમાં કરવામાં આવ્યું છે) કે, એક વ્યક્તિ છે તે એવા (પ્રાણી)ની પાછળ બૂમ–બરાડા પાડી રહ્યો છે, જે ફક્ત બૂમ–બરાડા અને ચિચિયારીઓ સિવાય કંઈજ સાંભળતું નથી. (એવી જ રીતે) આ કાફિરો (પણ જાહેરી વાતચીત તો સાંભળે છે પરંતુ કામની વાતથી બિલકુલ) બહેરા છે (જાણે કે સાંભળતા જ નથી), મૂંગા છે (ક્યારેય ઈમાનની સત્ય વાત તેમની જીભ ઉપર આવતી જ નથી), આંધળા છે (કારણ કે, નફો–નુકસાન નજરે ચડતું જ નથી) બસ, (જ્યારે બધી જ ઈન્દ્રિયો નકામી થઈ ચૂકી છે, તો) સમજવા (સમજાવવાથી) કંઈજ પ્રાપ્ત નહીં થાય.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં જેવી રીતે બાપ–દાદાઓ (પૂર્વજો)નું આંધળું અનુસરણ કરવાની ટીકા કરવામાં આવી છે, એવી જ રીતે જાઈઝ તકલીદ (અનુસરણ) અને તાબે'દારીની શરતો સહિત તેનું વ્યવસ્થિત માળખું પણ રજૂ કરવામાં આવ્યું છે, જે તરફ બે શબ્દોમાં ઈશારો કરવામાં આવ્યો છે لَا يَعْقِلُوْنَ અને لَا يَهْتَدُوْنَ કારણ કે, આ બાબતથી સ્પષ્ટ થયું કે ઈસ્લામ અને ઈમાન વિરૂદ્ધ વિચારસરણી ધરાવનાર બાપ–દાદઓનું અનુસરણ અને તાબે'દારી કરવાની મનાઈ કરવામાં આવી છે કારણ કે, તેઓમાં ન તો અક્કલ હતી અને ન જ હિદાયત ! હિદાયતનો અર્થ તે હુકમો છે, જે અલ્લાહ તઆલા તરફથી સ્પષ્ટ અને ખુલ્લમ–ખુલ્લી રીતે નાઝિલ કરવામાં આવ્યા અને અક્કલનો અર્થ છે તે માધ્યમો જે ઈજતેહાદ (કુર્આન–હદીષનું સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી મસ્અલાઓ અને ઈસ્લામિક શરીઅતના કાયદા–કાનૂન બનાવવા), સહીહ હદીષો વગેરે દ્વારા પ્રાપ્ત થાય છે.

ગુમરાહ પૂર્વજોની પૈરવી અને અનુસરણ યોગ્ય ન હોવાનું કારણ એ છે કે, ન તો તેમની પાસે અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયેલા કોઈ હુકમો છે અને ન જ એવી કોઈ ક્ષમતા છે કે, અલ્લાહ તઆલાના હુકમો અને ફરમાનોથી કોઈ શરીઅત બનાવી શકે. આ બાબતમાં ઈશારો આપવામાં આવ્યો છે કે, જે વિદ્વાન

(આલિમ) વિશે વ્યક્તિ પોતે સંતુષ્ટ થઈ જાય કે તેની પાસે કુર્આન અને સુન્નતનું જ્ઞાન છે અને તેને ઈજતેહાદનો દરજ્જો પણ પ્રાપ્ત થયો છે એટલે કે, જે બાબત વિશે કુર્આન અને સુન્નતમાં ખુલ્લા હુકમો ન હોય તે હુકમોને કુર્આન અને સુન્નતના માપદંડ વડે કયાસ (અનુમાન) દ્વારા બતાવી શકે છે, તો એવા આલિમ અને મુજતહિદની તકલીદ (તાબે'દારી–અનુસરણ) કરવી જાઈઝ છે. આવું અનુસરણ કરવાનો હેતુ તે આલિમની તાબે'દારી કે તકલીદ કરવા માટે નથી, પરંતુ એટલા માટે તેમનું અનુસરણ કરવાનું છે કે, તે અલ્લાહના હુકમોની તાબે'દારી કરે અને કરાવે છે. ક્યારેક આપણે સીધે–સીધા અલ્લાહના હુકમથી વાકેફ નથી થઈ શકતા, તેવા સમયે કોઈ આલિમનું અનુસરણ કરવું જરૂરી હોય છે, જેથી અલ્લાહ તઆલાના હુકમ ઉપર અમલ થઈ શકે.

**અજ્ઞાનતાપૂર્ણ (જહાલત) તકલીદ (અનુસરણ) અને વિદ્વાન (આલિમ) મુજતહિદની તકલીદમાં તફાવત :**

ઉપરોક્ત બાબતથી આ સ્પષ્ટ થયું કે, જે લોકો ઈમામો અને મુજતહિદોની તકલીદ (અનુસરણ)નો વિરોધ કરે છે તેઓ પોતાની દલીલમાં આ આયત રજૂ કરે છે હાલાં કે પોતે તેના અર્થ અને હેતુથી વાકેફ પણ હોતા નથી.

ઈમામ કુર્તુબી (રહ.)એ આ આયતની તફસીરમાં લખ્યું છે કે, ''આ આયતમાં બાપ–દાદાની તકલીદ (અનુસરણ) કરવાની મનાઈનું જે વર્ણન છે તેનો અર્થ બાતિલ અકીદાઓ (ખોટી માન્યતાઓ) અને ખોટા કૃત્યો કે, જેમાં બાપ–દાદા (પૂર્વજો)ની તકલીદ કરવામાં આવતી હોય તેની મનાઈ છે. સાચી માન્યતાઓ અને સહીહ અકીદાઓ તથા નેક કાર્યોની તકલીદ આ આયતમાં શામિલ નથી.'' જેમકે, હઝરત યૂસુફ અલૈ.ના કલામ (વાર્તાલાપ)માં બંને બાબતોનો ખુલાસો સૂરએ યૂસુફમાં આ રીતે આવ્યો છે,

اِنِّیۡ تَرَکۡتُ مِلَّةَ قَوۡمٍ لَّا یُؤۡمِنُوۡنَ بِاللّٰهِ وَهُمۡ بِالۡاٰخِرَةِ هُمۡ كَافِرُوۡنَ وَاتَّبَعۡتُ مِلَّةَ اٰبَآئِیۡ اِبۡرَاهِیۡمَ وَ اِسۡحٰقَ وَیَعۡقُوۡبَ،

*''મેં તે લોકોની મિલ્લત (ધર્મ) છોડી દીધી, જે અલ્લાહ ઉપર ઈમાન નથી રાખતા અને જેઓ આખિરતના ઈન્કારી છે અને મેં તાબે'દારી કરી પોતાના*

*બાપદાદા ઈબ્રાહીમ, ઈસ્હાક અને યાકૂબ (અલૈ.)ની." (૧૨:૩૭–૩૮)*

આ આયતથી સંપૂર્ણપણે સાબિત થઈ ગયું કે, બાપ–દાદાઓ (પૂર્વજો)ની તકલીદ અને તાબે'દારી બાતિલ અને હરામ કામોમાં કરવાની મનાઈ કરવામાં આવી છે, સારા અને નેક કામોમાં તો પૂર્વજોની તકલીદ કરવી જ જોઈએ બલકે, તે જરૂરી છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ આ આયત નીચે મુજતહિદ ઈમામોની તકલીદ સંબંધિત અમુક મસ્અલાઓ અને હુકમોનો ઉલ્લેખ કર્યો છે. તેઓ ફરમાવે છે,

تَعَلَّقَ قَوْمٌ بِهٰذِهِ الْاٰيَةِ فِیْ ذَمِّ التَّقْلِيْدِ (اِلٰی) وَهٰذَا فِی الْبَاطِلِ صَحِيْحٌ اَمَّا التَّقْلِيْدُ فِی الْحَقِّ فَأَصْلٌ مِّنْ اُصُوْلِ الدِّيْنِ وَعِصْمَةٌ مِّنْ عِصَمِ الْمُسْلِمِيْنَ يَلْجَأُ اِلَيْهَا الْجَاهِلُ الْمُقَصِّرُ عَنْ دَرْكِ النَّظْرِ،

(قرطبی، ص ۱۹۴ ج ۲)

*"અમુક લોકોએ આ આયતને તકલીદની ટીકા સ્વરૂપે રજૂ કરી છે, તે બાતિલની બાબતોમાં તો સાચી છે, પરંતુ સચ્ચાઈની બાબતમાં તકલીદ સાથે તેને કોઈ સંબંધ નથી. સચ્ચાઈમાં તકલીદ કરવી તો દીનનો સિદ્ધાંત (નિયમ) છે જે (દીનનો) કાયદેસરનો પાયો છે તથા મુસલમાનો માટે દીનના રક્ષણનું ઘણું જ મોટું માધ્યમ છે. જે વ્યક્તિ ઈજતેહાદની ક્ષમતા ધરાવતો નથી તે દીન વિશે તકલીદ ઉપર જ ભરોસો રાખે છે."*

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૭૨–૧૭૩)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ وَ اشْكُرُوْا لِلّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ |
| تَعْبُدُوْنَ ﴿۱۷۲﴾ اِنَّمَا حَرَّمَ عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَاۤ اُهِلَّ بِهٖ لِغَيْرِ |
| اللّٰهِ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّ لَا عَادٍ فَلَاۤ اِثْمَ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۷۳﴾ |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જે અમે તમને પવિત્ર વસ્તુઓ આપી છે તેમાંથી તમે ખાઓ, અને અલ્લાહનો આભાર (શુક્ર) માનો, જો ફક્ત તમે તે (અલ્લાહ)ની જ ઈબાદત કરતા હો ! (૧૭૨) વાસ્તવમાં તમારા માટે હરામ કર્યું છે મૃત (પ્રાણીઓ), અને (વહેતું) લોહી, અને ડુક્કર (ભૂંડ–સુવ્વર)નું માંસ, અને જે (જાનવર) ઉપર અલ્લાહ સિવાય અન્ય કોઈનું નામ લેવામાં આવ્યું હોય; હા, જે લાચાર (મજબૂર) થઈ જાય પરંતુ સરકશી (અતિરેક) કરનારો ન હોય અને મર્યાદા ઓળંગનારો ન હોય તો તેને કોઈ ગુનોહ નથી; બેશક ! અલ્લાહ બક્ષનાર (ક્ષમા કરનાર) દયાળુ છે. (૧૭૩)*

## તફસીર :

ઉપર પવિત્ર ખોરાક વિશે મુશ્રિકોની ભૂલ બતાવવામાં તેમની સુધારણાનો હેતુ હતો. આગળ ઈમાનવાળાઓને આ વાતથી જ્ઞાત કરવામાં આવ્યા છે કે, તેઓ આવી ભૂલ કરીને મુશ્રિકો જેવું કામ કરવા ન લાગે. આ અનુસંધાને ઈમાનવાળાઓને પોતાના ઈનામોનું વર્ણન કરીને તે ઈનામોના બદલામાં અલ્લાહનો આભાર અને શુક્રિયા માનવાની તા'લીમ આપવામાં આવી છે.

હે ઈમાનવાળાઓ ! (અમારા તરફથી તમને પરવાનગી છે કે,) જે (શરીઅતની રૂએ) પવિત્ર વસ્તુઓ અમે તમને અર્પણ કરી છે તેમાંથી (જે ઈચ્છો તે) ખાઓ ! (પીઓ) અને (તે પરવાનગીની સાથે આ હુકમ છે કે,) અલ્લાહ તઆલાની શુક્રગુજારી કરો. (મૌખિક રીતે પણ અને શારીરિક રીતે તેના હુકમો ઉપર અમલ કરીને પણ અને દિલથી આ નેઅ્મતો અલ્લાહ તરફથી જ છે એવું સમજીને પણ) જો તમે તેમની સાથે ગુલામીનો સંબંધ રાખતા હોય (અને સંબંધ હોવો જાહેર અને સ્પષ્ટ બાબત છે બસ, તો તેનો શુક્રિયા અદા કરો).

ઉપર એ બાબતનું વર્ણન હતું કે, હલાલને હરામ ન કરો. આગળ એવી સૂચના પ્રસ્તુત છે કે હરામને હલાલ ન સમજો. જેમકે, મુશ્રિકો એવી બાબતમાં સપડાયેલા હતા. દાખલા તરીકે, મૃત પ્રાણીઓ અને એવા જાનવરો કે જે અલ્લાહ સિવાય અન્યના નામ લઈને ઝબહ કરવામાં આવ્યા હોય મુશ્રિકો તેને આરોગતા

હતા. એટલા માટે આવું કરવાની મનાઈ કરવામાં આવી. અને તે જ સંદર્ભમાં એવું પણ બતાવી દેવામાં આવ્યું કે, અલ્લાહ તઆલા નજીક ફલાણા–ફલાણા જાનવરો હરામ છે અને તેના સિવાય અન્ય જાનવરોને પોતાની રીતે હરામ ઠરાવી લેવું ભૂલ છે અને આ બાબતથી પાછળ વર્ણન થઈ ચૂકેલા વિષયનું સમર્થન પણ થઈ ગયું.

અલ્લાહ તઆલાએ તમારા ઉપર ફક્ત (તે વસ્તુઓને) હરામ કરી છે (અને એ વસ્તુઓને હરામ નથી કરી જેને તમે પોતાની જાતે હરામ કરી લીધી છે. જેમકે, અગાઉ વર્ણન થઈ ચૂક્યું. અલ્લાહે હરામ કરેલા પ્રાણીઓ આ પ્રમાણે છે.) મૃત (પ્રાણીઓ)ને (જે પ્રાણી કુદરતી રીતે મરી ગયું હોય અને જે પ્રાણી ભલે ઝબહ કરવામાં આવ્યું હોય પરંતુ શરઈ પદ્ધતિ પ્રમાણે ઝબહ ન થયું હોય તો તે પણ મૃત પ્રાણી છે.) અને લોહીને (જે વહે છે) અને સુવ્વરના માંસને, (એવી જ રીતે તેના શરીરના બધા જ અવયવો અને વસ્તુઓને) અને એવા જાનવરોને જે અલ્લાહ સિવાય અન્યના નામ ઉપર છોડવામાં આવ્યા હોય. (આ બધા નિઃશંક હરામ કરવામાં આવ્યા છે.) પછી પણ (તેમાં એટલી સરળતા કરવામાં આવી છે કે,) જે વ્યક્તિ (ભૂખથી ઘણો જ) લાચાર થઈ જાય શરત એ છે કે, ન તો (ખાવામાં) રસ હોય અને ન જ (ખાવામાં અતિરેક કરી) મર્યાદા ઓળંગે તો (આવી પરિસ્થિતિમાં તે વસ્તુઓને ખાવામાં પણ) આ વ્યક્તિ ઉપર કોઈ ગુનોહ નહિ થાય. બેશક, અલ્લાહ તઆલા ઘણો જ મા'ફ કરનારો અને દયાળુ છે. (કે આવા કપરા સમયે એવી રહમત ફરમાવી છે કે, ગુનાહની વસ્તુઓમાંથી પણ ગુનોહ ઉઠાવી લીધો.)

## મસ્અલા અને બોધપાઠ :

### હલાલ ખાવાની બરકતો અને હરામ ખાવાની નહૂસત (દુષ્પ્રભાવ):

ઉપરોક્ત આયતમાં જેવી રીતે હરામ ખાવાની મનાઈ કરવામાં આવી છે, એવી જ રીતે હલાલ પવિત્ર વસ્તુઓ ખાવાની અને તેના બદલામાં અલ્લાહનો શુક્ર અદા કરવાની પ્રેરણા આપવામાં આવી છે. કારણ કે, જેવી રીતે હરામ ખાવાથી દુષ્કૃત્યો કરવાની ઈચ્છા પેદા થાય છે અને ઈબાદતનો રસ તથા તેનો શોખ મરી પરવારે છે, દુઆઓ કબૂલ થતી નથી, એવી જ રીતે હલાલ ખાવાથી દિલમાં એક

પ્રકારનું નૂર પેદા થાય છે, દુષ્કૃત્યોથી ધૃણા અને નફરત પૈદા થાય છે, સદ્‌કાર્યો કરવાની ઉત્કંઠા જાગે છે, ઈબાદતમાં દિલ લાગે છે, ગુનાહથી દિલ ગભ્મરાય છે, દુઆ કબૂલ થાય છે. એટલા માટે અલ્લાહ તઆલાએ પોતાના બધા રસૂલોને એવી હિદાયત કરી કે,

يٰۤاَيُّهَاالرُّسُلُ كُلُوْامِنَ الطَّيِّبَاتِ وَاعْمَلُوْاصَالِحًا ط

*"હે રસૂલો (અ.સ.) ! તમે પવિત્ર વસ્તુઓ ખાઓ અને નેક અમલો કરો." (૨૩:૫૧)*

તેમાં ઈશારો છે કે, નેક અમલો કરવામાં હલાલ રોઝીનો હાથ રહેલો છે, એવી જ રીતે દુઆ કબૂલ થવામાં હલાલ ખોરાક મદદરૂપ થાય છે, જ્યારે હરામ ખોરાક દુઆ કબૂલ થવામાં અવરોધરૂપ છે. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "ઘણા લોકો લાંબી મુસાફરીમાં, મુસીબતોમાં સપડાયેલા હોવાના કારણે અલ્લાહ સામે દુઆ માટે હાથ ફેલાવે છે અને યા રબ ! યા રબ ! પુકારે છે, પરંતુ તેમનું ખાવું હરામ ! તેમનું પીવું હરામ ! તેમના કપડાં હરામ ! તેમનો ખોરાક હરામ ! આવી પરિસ્થિતિમાં તેમની દુઆ ક્યાંથી કબૂલ થઈ શકે છે ?!"

*(સહીહ મુસ્લિમ, તિરમિઝી, અજ ઈબ્ને કષીર)*

اِنَّمَا حَرَّمَ માં اِنَّمَا "ફક્ત"ના અર્થમાં આવે છે. એટલા માટે આયતનો અર્થ એ થયો કે, અલ્લાહ તઆલાએ ફક્ત તે ચીજો જ હરામ કરી છે, જેનું આગળ ઉપર વર્ણન કરવામાં આવ્યું છે. તેના સિવાય કશું હરામ નથી. આ આયતમાં તો શબ્દ اِنَّمَا થી તે તરફ ઈશારો થયો અને બીજી આયતમાં તેનાથી વધારે સ્પષ્ટ રીતે એ પણ આવ્યું છે કે, قُلْ لَّآ اَجِدُفِيْمَا اُوْحِىَ اِلَىَّ مُحَرَّمًاعَلٰى طَاعِمٍ (الآية) (૬:૧૪૫) તેમાં રસૂલુલ્લાહ ﷺને સંબોધન કરીને આ હુકમ આપવામાં આવ્યો છે કે, આપ ﷺ એ'લાન કરી આપો કે મારી વહીમાં ફક્ત અમુક બાબતો સિવાય કે જેનું વર્ણન ઉપર આવી ગયું છે તેના સિવાય કોઈ વસ્તુ હરામ નથી.

પરંતુ અહીંયાં એક શંકા ઉપસ્થિત થઈ શકે છે કે કુર્આનની અન્ય આયતો અને નબી ﷺની હદીષોમાં અત્રે ઉલ્લેખવામાં આવેલી વસ્તુઓ સિવાય અન્ય ઘણી બધી વસ્તુઓને હરામ સાબિત કરવામાં આવી છે તો અહીંયાં ફક્ત આટલી જ વસ્તુઓને હરામ કરવાનો શું અર્થ છે ?

તેનો જવાબ એ છે કે, અહીંયાં કોઈ બધા હરામ અને બધા હલાલનું વર્ણન નથી. બલકે, અમુક વિશેષ પ્રાણીઓ અને વસ્તુઓ હરામ હોવાનું વર્ણન છે, જેના વિશે મક્કાના મુશ્રિકો પોતાની મુશ્રિકાના (અલ્લાહની ઝાત અને સિફાતમાં ભાગીદાર ઠરાવતી વિચારસરણી) માન્યતાઓ અને અકીદાઓ દ્વારા ભૂલો કર્યા કરતા હતા. અગાઉની આયતમાં તેની સ્પષ્ટતા આવી ચૂકી છે કે, ઘણા હલાલ પ્રાણીઓને મુશ્રિકો હરામ સમજતા હતા અને પોતાના માટે હરામ ઠરાવી લેતા હતા અને તે બાબતનો વિરોધ કરવામાં આવ્યો હતો, તેના બદલે અહીંયાં એવું બતાવવામાં આવ્યું છે કે, અલ્લાહ નજીક ફલાણા–ફલાણા પ્રાણીઓ હરામ છે જેનાથી તમે પરહેઝ નથી કરતા અને જે અલ્લાહ તઆલા નજીક હલાલ છે તેનાથી પરહેઝ કરો છો. અહીંયાં "ફક્ત"નો ઉપયોગ કરવામાં આવ્યો નથી બલકે, વિશેષ સ્વરૂપે મુશ્રિકોની માન્યતાઓના અનુસંધાનમાં આવું દર્શાવવામાં આવ્યું છે.

આગળ આ આયતમાં જે વસ્તુઓને હરામ ઠરાવવામાં આવી છે તે ચાર વસ્તુઓ છે. એક મૃત પ્રાણી (મુરદાર), બીજું વહેતું લોહી, ત્રીજું સુવ્વરનું માંસ અને ચોથું તે જાનવર જેના ઉપર ગયરૂલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય. પછી ચારે વસ્તુઓનો વિશેષ ખુલાસો કુર્આન મજીદે બીજી આયતો અને સહીહ હદીષો દ્વારા કર્યો છે, જેને મેળવીને આ ચારે વસ્તુઓ માટેના હુકમો નીચે પ્રમાણે છે. આ વિષયને અમુક અંશે વિગતવાર દર્શાવીએ છીએ.

**મૃત પ્રાણી (મુરદાર) :**

જેને ગુજરાતીમાં "મૃત" કહેવામાં આવે છે, આ મુરદાર તે જાનવર છે જેના હલાલ હોવા માટે શરીઅતની રૂએ તેને શરઈ પદ્ધતિથી હલાલ (ઝબહ) કરવું જરૂરી હોય છે પરંતુ જો કોઈ હલાલ પ્રાણી આપોઆપ મરી જાય અથવા ગળું દબાવીને મારી નાંખવામાં આવે અથવા કોઈ પ્રકારની ગૈરશરઈ પદ્ધતિથી ઝખ્મી કરીને મારી નાંખવામાં આવે, તો તે મુરદાર અને હરામ છે.

કુર્આન શરીફે બીજી આયત أُحِلَّ لَكُمْ صَيْدُ الْبَحْرِ "તમારા માટે દરિયાના પાણીનો શિકાર અને તેનું ખાવું હલાલ છે" થી દરિયાઈ જાનવરો માટે ઝબહ કરવાની શરત લગાવી નથી. તેઓ ઝબહ કર્યા વિના પણ જાઈઝ છે. આ જ કારણે

સહીહ હદીષોમાં માછલી, તીડ (Locust) વગેરે મુરદાર પ્રાણીઓની વ્યાખ્યામાં આવતા નથી અને તે હલાલ ઠરાવવામાં આવ્યા છે. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "અમારા માટે બે મુરદાર હલાલ કરવામાં આવ્યા છે. એક માછલી અને બીજું તીડ અને બે પ્રકારનું લોહી હલાલ કરવામાં આવ્યું છે. એક કલેજું (યકૃત) અને (બીજું) તિહાલ (બરોળ–Spleen)."

*(ઈબ્ને કષીર, અહમદ, ઈબ્ને માજહ, દારે કુતની)*

સ્પષ્ટ થયું કે, પ્રાણીઓમાંથી માછલી અને તીડ ઝબહ કર્યા વિના હલાલ છે. ભલે, તે પોતે મરી જાય અથવા કોઈના મારવાથી મરી જાય ! અલબત્ત જે માછલી સડી જવાના કારણે આપોઆપ પાણીની સપાટી ઉપર આવી જાય છે તો તે હરામ છે.

*(જસ્સાસ)*

એ જ પ્રમાણે તે જાનવરો જે સરળતાથી કાબૂમાં આવી શકતા નથી અને તેમને સરળતાથી ઝબહ કરી શકવામાં તકલીફ પડે છે, જો તેમને "બિસ્મિલ્લાહ" પઢીને તીર અથવા ધારદાર હથિયાર વડે ઝખ્મી કરવામાં આવે તો તે ઝબહ કર્યા વિના હલાલ છે, પરંતુ ફક્ત ઝખ્મી કરવું પૂરતું નથી. બલકે, કોઈ ખૂબ જ તેજ ધારદાર હથિયારથી ઝખ્મી કરવાની શરત છે.

**મસ્અલો :**

બંદૂકની ગોળીથી કોઈ જાનવર ઝબહ કરતા પહેલાં મૃત્યુ પામે તો તે એવું જ છે જેમકે કોઈ જાનવર લાકડી અથવા પથ્થર મારવાથી મરી જાય, જેને કુર્આન શરીફની બીજી આયતમાં مَوْقُوْذَةٌ કહેવામાં આવ્યું છે અને હરામ ઠરાવવામાં આવ્યું છે. હા ! જો તેને મરી જતાં પહેલાં ઝબહ કરી લેવામાં આવે તો તે હલાલ થઈ જશે.

**મસ્અલો :**

આજકાલ બંદૂકની ગોળી અણીદાર પણ બનાવવામાં આવે છે, તેના વિશે અમુક ઉલમાનો અભિપ્રાય છે કે તે તીરના હુકમમાં આવે છે પરંતુ જમહૂર (લગભગ બધા જ) ઉલમાનો મત છે કે, બંદૂકની ગોળી તીર જેવું અણીદાર હથિયાર નથી. બલકે, ગંધક અને બારૂદના મિશ્રણની શક્તિથી આગળ વધતો

ધાતુનો ટૂકડો છે, જેનાથી શિકારનો માંસ ફાટી જાય છે. જો બારૂદ ન હોય તો આ ધાતુના ટૂકડાની એવી ધાર નથી હોતી કે જેના પ્રહારથી જાનવર ઝખ્મી થઈ જાય. એટલા માટે આવા જાનવરનો શિકાર પણ ઝબહ કર્યા વિના હલાલ નથી.

**મસ્અલો :**

ઉપરોક્ત આયતમાં બધી જ મૃત વસ્તુઓને હરામ ઠરાવવામાં આવી છે. એટલા માટે જેવી રીતે તેનું માંસ ખાવો હરામ છે એવી જ રીતે તેને વેચવો અને, ખરીદવો પણ હરામ છે. તેનાથી લાભ ઉઠાવવો પણ હરામ છે. અહીંયાં સુધી કે મુરદાર જાનવરો અથવા કોઈ નાપાક વસ્તુ પોતાના જાનવરોને ઈરાદાપૂર્વક ખવડાવવું પણ જાઈઝ નથી. હા ! આવી વસ્તુઓ જો એવી જગ્યાએ મૂકી દેવામાં આવે કે, જ્યાંથી કૂતરો–બિલાડી પોતે ખાઈ લે તો તે જાઈઝ છે, પરંતુ પોતાની જાતે તેને ઉઠાવીને ખવડાવવું જાઈઝ નથી.

*(જસ્સાસ, કુર્તુબી વગેરે)*

**મસ્અલો :**

આ આયતમાં મુરદારના હરામ હોવાના સર્વમાન્ય હુકમો સ્પષ્ટ થાય છે જેમાં મૃત પ્રાણીના શરીરના બધા જ ભાગો અને અવયવો શામિલ છે પરંતુ બીજી આયતમાં તેનો ખુલાસો عَلٰى طَاعِمٍ يَطْعَمُهٗ ના શબ્દોથી કરવામાં આવ્યો છે. જેનાથી સ્પષ્ટ થાય છે કે, મૃત પ્રાણીના તે અવયવો અને ભાગો હરામ છે જે ખોરાક તરીકે ઉપયોગ કરવાપાત્ર હોય છે. એટલા માટે મૃત પ્રાણીના હાડકાં અને બાલ કે જે ખોરાક તરીકે ઉપયોગવામાં આવતા નથી, તે પાક છે અને તેનો ઉપયોગ જાઈઝ છે. કુર્આન શરીફની આયત وَمِنْ اَصْوَافِهَا وَاَوْبَارِهَا وَاَشْعَارِهَآ اَثَاثًا وَّ مَتَاعًا اِلٰى حِيْنٍ (૧૬:૮૦)માં આવા જાનવરોના બાલને જાઈઝ અને લાભ ઉઠાવવાપાત્ર બતાવ્યા છે અને તેમાં ઝબહ કરવાની શરત લગાવી નથી.

*(જસ્સાસ)*

મૃત (મુરદાર) જાનવરના ચામડાં ઉપર લોહી અને અન્ય નાપાકી લાગેલી હોય છે એટલે તે પકવતા પહેલાં હરામ છે. હા ! જો ચામડાંને પકવવામાં આવે તો હલાલ અને જાઈઝ છે અને સહીહ હદીષમાં તેનો વધારે ખુલાસો પ્રસ્તુત છે.

*(જસ્સાસ)*

**મસ્અલો :**

મૃત (મુરદાર) પ્રાણીની ચરબી અને કોઈપણ વસ્તુની બનાવટમાં તેનો વપરાશ કરવો અથવા એવી વસ્તુ વાપરવી પણ હરામ છે. તેનો ઉપયોગ કોઈપણ રીતે જાઈઝ નથી અને તેને ખરીદવું–વેચવું પણ જાઈઝ નથી.

**મસ્અલો :**

યુરોપ વગેરેથી આવેલી વસ્તુઓ જેમકે, સાબુ વગેરે જેમાં મૃત પ્રાણીની ચરબીનો વપરાશ હોય છે તેનાથી બચવું જરૂરી છે, પરંતુ જો કોઈ વસ્તુની બનાવટમાં મૃત પ્રાણીની ચરબીનો ઉપયોગ થયો હોવાનું ચોક્કસ રીતે ખબર ન હોય તો આવી પરિસ્થિતિમાં થોડીક ગુંજાઈશ છે. વળી, એ કારણથી પણ કે અમુક સહાબએ કિરામ (રદિ.) જેમકે ઈબ્ને ઉમર, અબૂ સઈદ ખુદરી, અબુ મૂસા અશઅરી (રદિ.)એ મૃત જાનવરની ચરબીને ફક્ત ખાવા માટે ઉપયોગમાં લેવાને હરામ સમજ્યું છે. તે સિવાય અન્ય ઉપયોગમાં લેવું જાઈઝ કહ્યું છે. એટલા માટે તેમણે તેના ખરીદવા–વેચવાને પણ જાઈઝ ઠરાવ્યું છે.

*(જસ્સાસ)*

**મસ્અલો :**

દૂધનું પનીર બનાવવામાં એક વસ્તુનો ઉપયોગ થાય છે, જેને અરબી ભાષામાં اِنْفَحَةٌ (Rennet)કહેવામાં આવે છે. આ વસ્તુ જાનવરના પેટમાંથી કાઢવામાં આવે છે અને તેને દૂધમાં ભેળવવાથી દૂધ બાઝી જાય છે. હવે, જો આ જાનવર અલ્લાહના નામથી ઝબહ કરવામાં આવ્યું હોય તો તેના ઉપયોગમાં કોઈ વાંધો નથી. ઝબહ થયેલા જાનવરના માંસ, ચરબી અને અન્ય તમામ ભાગો હલાલ છે પરંતુ જે જાનવરને શરીઅતની રૂએ ઝબહ કરવામાં નથી આવ્યું અને આ પદાર્થ જાનવરના પેટમાંથી લેવામાં આવે તો એમાં ફકીહોનો મતભેદ છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને ઈમામ માલિક (રહ.) તેને પાક અને હલાલ ઠરાવે છે પરંતુ ઈમામ અબૂ યૂસુફ અને ઈમામ મુહમ્મદ તથા ઈમામ થૌરી (રહ.) વગેરે તેને નાપાક કહે છે.

*(જસ્સાસ, કુર્તુબી)*

યુરોપ અને અન્ય ગૈરઈસ્લામી દેશોમાં જે પનીર બનાવવામાં આવે છે તેમાં ઈસ્લામી પદ્ધતિથી જાનવરને ઝબહ કરવાની શક્યતા ઘણી ઓછી રહેલી છે. એટલા માટે જમહૂર ફુક્હાના અભિપ્રાય પ્રમાણે તેનાથી બચવું જરૂરી છે. ઈમામે આ'ઝમ (રહ.) અને ઈમામ માલિક (રહ.)ના મત પ્રમાણે તેમાં ગુંજાઈશ છે. હા! યુરોપથી આવનાર અમુક પનીર એવું પણ હોય છે જેમાં સુવ્વરની ચરબીનો ઉપયોગ થાય છે અને તેની ફોર્મ્યુલા પૅકીંગના ડબ્બા ઉપર લખેલી હોય છે, તો તે સદંતર હરામ છે.

**લોહી :**

બીજી વસ્તુ જે આ આયતમાં હરામ કરવામાં આવી છે તે "લોહી" છે. શબ્દ دَمٌ નો અર્થ "લોહી" થાય છે. જેનો આ આયતમાં "મુતલક લોહી" માટે ઉપયોગ થયો છે પરંતુ સુરએ અન્આમની આયત (૬:૧૪૫)માં તેની સાથે مَسۡفُوۡحٌ શબ્દ પણ છે એટલે કે "વહેતું લોહી" હોવાની શરત કરવામાં આવી છે. اَوۡدَمًامَسۡفُوۡحًا એટલા માટે ફુક્હાઓએ સર્વાનુમતે જે લોહી ગઠ્ઠા સ્વરૂપે હોય છે જેમકે "તલી" વગેરે, તો તેને હલાલ અને પાક ઠરાવ્યું છે.

**મસ્અલો :**

જ્યારે કે હરામ ફક્ત વહેનારું લોહી છે, તો જે લોહી જાનવરને ઝબહ કર્યા પછી માંસમાં ચોંટેલું રહી જાય છે, તે પાક છે. ફુક્હા, સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને ઉમ્મતના બધા ઈમામો આ વિશે એકમતે છે. એવી જ રીતે મચ્છર, માંખી, માંકડ વગેરેનું લોહી પણ નાપાક નથી, પરંતુ જો તેની માત્રા વધી જાય તો ધોઈ લેવું જરૂરી છે.

**મસ્અલો :**

જેવી રીતે લોહીનું ખાવું–પીવું હરામ છે એવી જ રીતે તેનો તે સિવાય અન્ય કામ માટે ઉપયોગ કરવો પણ હરામ છે અને જેવી રીતે બધી જ નાપાકીનું વેચવું, ખરીદવું અને તેનાથી નફો ઉઠાવવો હરામ છે એવી જ રીતે લોહીનું ખરીદવું–વેચવું પણ હરામ છે અને તેના દ્વારા થયેલી આવક પણ હરામ છે. કારણ કે, કુર્આનના શબ્દોમાં મુતલક دَمٌ ને હરામ ઠરાવવામાં આવ્યું છે. જેમાં તેના ઉપયોગના બધા જ પ્રકારો શામિલ છે.

**બીમારને બીજાનું લોહી આપવાનો મસ્અલો :**

આ મસ્અલાની તહકીક એ છે કે, માણસનું લોહી માણસના શરીરનો એક ભાગ છે અને જ્યારે તે બદનમાંથી કાઢી લેવામાં આવે તો તે નાપાક પણ છે. તેનો તકાદો તો એ જ હોવો જોઈએ કે, એક માણસનું લોહી બીજા વ્યક્તિના શરીરમાં ચઢાવવું બે કારણથી હરામ થાય. એક તો એટલા માટે કે, માણસના શરીરના દરેક ભાગોનું સન્માન કરવું જરૂરી છે અને આ રીતે એક વ્યક્તિનું લોહી બીજા વ્યક્તિના શરીરમાં ચઢાવવું માનવઅંગોના સન્માન વિરૂદ્ધ બાબત છે. બીજું એટલા માટે કે, લોહી નાપાક છે અને નાપાક વસ્તુઓનો ઉપયોગ નાજાઈઝ છે.

પરંતુ અમુક અનિવાર્ય પરિસ્થિતિ અને મજબૂરીની હાલતમાં શરીઅતે (ઈસ્લામે) આપેલી સહૂલતો અને છૂટછાટ ઉપર વિચાર કરીએ તો નીચે પ્રમાણે કેટલાક હુકમો સાબિત થશે.

પ્રથમ; લોહી જો કે, માણસના શરીરનું અંગ છે પરંતુ તેને અન્ય વ્યક્તિના શરીરમાં ચઢાવવા માટે જો માણસના શરીરના અવયવોને કાપકૂપ કે ઑપરેશન વગેરેની જરૂર ન પડે. ઈન્જૅક્શન દ્વારા માણસના શરીરમાંથી લોહી કાઢી બીજાના શરીરમાં ચઢાવવામાં આવે તો તેનું ઉદાહરણ દૂધ જેવું થઈ ગયું, જેમકે દૂધ માતાના શરીરમાંથી કોઈ કાપકૂપ કે ઑપરેશન વિના નીકળી બાળકના શરીરમાં પ્રવેશે છે અને બાળકના શરીરનો ભાગ બને છે. શરીઅતે (ઈસ્લામે) બાળકની આવશ્યકતાના કારણે માતાના દૂધને બાળકનો ખોરાક ઠરાવ્યો છે અને માતા ઉપર બાળકને દૂધ પીવડાવવું વાજિબ ઠરાવ્યું છે. જ્યાં સુધી તે બાળકના પિતાના નિકાહમાં રહે તેને દૂધ પીવડાવવું પડશે. હા ! જો તેના તલાક થઈ જાય તો તેને દૂધ પીવડાવવા માટે મજબૂર કરી શકાય નહીં. બાળકોને ખોરાક પૂરો પાડવો પિતાની જવાબદારી છે. ભલે તે કોઈ અન્ય સ્ત્રી પાસે દૂધ પીવડાવે અથવા તેની માતા સ્વેચ્છાએ જ દૂધ પીવડાવે, વળી તેણી તેનું કંઈ વળતર પણ લઈ શકે છે. કુર્આન શરીફમાં આ બાબતનો ખુલાસો મૌજૂદ છે.

فَاِنْ اَرْضَعْنَ لَكُمْ فَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ

*"જો તમારી તલાક પામેલી સ્ત્રીઓ તમારા બાળકને દૂધ પીવડાવે તો તેને વળતર અને બદલો આપી દો." (૬૫:૬)*

ખુલાસો એ છે કે, દૂધ માણસના શરીરનો ભાગ હોવા છતાં આવશ્યકતા પ્રમાણે બાળકો માટે ઉપયોગ કરવાની છૂટ છે અને ઈલાજ માટે મોટાંઓ માટે પણ ઉપયોગ કરી શકાય છે. જેમકે, આલમગીરીમાં છે,

وَلَابَأْسَ بِأَن يَّسْعَطَ الرَّجُلُ بِلَبَنِ الْمَرْأَةِ وَيَشْرَبَهُ لِلدَّوَاءِ

(عالمگیری، ص ۴)

*"તેમાં કોઈ વાંધો નથી કે, દવા તરીકે કોઈ વ્યક્તિના નાકમાં સ્ત્રીનું દૂધ નાંખવામાં આવે અથવા તેને પીવાના ઉપયોગમાં લેવામાં આવે."*

*(આલમગીરી, પેજ : ૪)*

અને મુગની ઈબ્ને કદામામાં આ મસ્અલાની વિસ્તૃત છણાવટ પ્રસ્તુત છે. જુઓ, (مُغْنِى كِتَابُ الصَّيد જિલ્દ : ૮, પેજ : ૬૦૨)

જો લોહીને દૂધ પ્રમાણે માની લેવામાં આવે તો તેમાં કશું ખોટું દેખાતું નથી. કારણ કે, લોહી પણ દૂધનું બદલાયેલું સ્વરૂપ જ છે અને માણસના શરીરનો એક ભાગ જ છે. તફાવત ફક્ત એ છે કે, દૂધ પાક છે અને લોહી નાપાક છે, તો લોહી હરામ હોવાનું પ્રથમ કારણ એટલે કે લોહીનું માણસના શરીરનું અવયવ હોવું –આ કારણ અત્રે રદ થાય છે. ફક્ત નાપાકીનો પ્રશ્ન રહી જાય છે તો ઈલાજ અને દવાની બાબતમાં અમુક ફુકહાએ લોહીના ઉપયોગની પણ છૂટ આપી છે.

એટલા માટે એક વ્યક્તિનું લોહી બીજા વ્યક્તિના શરીરમાં ચઢાવવાનો શરઈ હુકમ એ જણાય છે કે, સામાન્ય પરિસ્થિતિમાં તે જાઈઝ નથી, પરંતુ ઈલાજ અને દવા તરીકે તેનો મજબૂરી અને લાચારીની પરિસ્થિતિમાં ઉપયોગ કરવો કોઈપણ જાતની શંકા વગર જાઈઝ છે. મજબૂરીની હાલતનો અર્થ એ છે કે, બીમારનો જીવ ભયમાં હોય અને બીજી કોઈ દવાથી તેનો જીવ બચવાની કોઈ આશા ન હોય તથા લોહી આપવાથી તેનો જીવ બચી શકે એમ હોય તો આવી પરિસ્થિતિમાં અમુક શરતો સાથે લોહી આપવું કુર્આનની "નસ" (સ્પષ્ટ હુકમ પ્રણાલી) આધારે જાઈઝ છે. જેમકે લાચારીની હાલતમાં જીવ બચાવવા માટે મૃત પ્રાણી ખાવાની પરવાનગી ખુલ્લમ–ખુલ્લી રીતે આપવામાં આવી છે અને જો આવી લાચારીની હાલત ન હોય. બલકે, બીજી દવાઓથી કામ ચાલી શકે એમ

હોય તો એવી પરિસ્થિતિમાં આ મસ્અલો બદલાય જશે. જેમકે, અમુક ફુક્હા એવો મત ધરાવે છે, અને અમુક નાજાઈઝ કહે છે. જેની વિસ્તૃત છણાવટ ફિક્હની કિતાબોમાં મૌજૂદ છે. (વલ્લાહુ અઅલમુ, ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.)

**સુવ્વર (ડુક્કર) સદંતર હરામ છે :**

ત્રીજી વસ્તુ જે આ આયતમાં હરામ કરવામાં આવી છે, તે સુવ્વર (ડુક્કર)નું માંસ છે. આ આયતમાં સુવ્વરના હરામ હોવાની સાથે–સાથે તેનું માંસ હરામ હોવાની શરતનો ઉલ્લેખ થયો છે. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, તેનો હેતુ માત્ર માંસને હરામ બતાવવાનો નથી. બલકે, આ આયત દ્વારા સુવ્વરના શરીરના બધા જ અવયવો જેમકે હાડકાં, ચામડું, બાલ વગેરે બધું જ સામૂહિક રીતે તમામ ઉમ્મતની સહમતી (ઈજ્માઅ)થી હરામ છે પરંતુ શબ્દ માંસ વધારીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, ડુક્કર બીજા હરામ જાનવરો જેવું, એટલે કે જે જાનવરો ઝબહ કરવાથી પાક થઈ શકે છે તેવું નથી બલકે, સુવ્વરનો માંસ ઝબહ કરવાથી પણ પાક થશે નહીં. તે "નજસુલ ઐન" (કાયમી ધોરણે દરેક પરિસ્થિતિમાં નાપાક) છે. હા ! ફક્ત ચામડું સીવવા માટે તેના બાલનો ઉપયોગ કરવો હદીષમાં જાઈઝ ઠરાવવામાં આવ્યો છે અને ઉમ્મતના ફુક્હા પણ આ બાબતે સહમત છે.

*(જસ્સાસ, કુર્તુબી)*

**અલ્લાહ સિવાય અન્યના નામ (ગયરૂલ્લાહ) ઉપર છોડવામાં આવેલ જાનવરનો હુકમ :**

ચોથી વસ્તુ આ આયતમાં જે હરામ ઠરાવવામાં આવી છે તે એ જાનવર છે, જે અલ્લાહના નામ સિવાય અન્યના નામ ઉપર છોડવામાં આવેલ હોય. જેના મુખ્ય ત્રણ સ્વરૂપો છે. પ્રથમ એ કે, કોઈ જાનવરને અલ્લાહના નામ સિવાય અન્યનું નામ લઈ ઝબહ કરવામાં આવે અને ઝબહ કરતી વખતે અલ્લાહ સિવાય જેના નામ ઉપર જાનવર કર્યું હોય તેનું નામ લઈ ઝબહ કરે. આવી પરિસ્થિતિમાં સર્વાનુમતે સમગ્ર ઉમ્મતના ઈજ્માઅથી આ જાનવર હરામ છે અને આ જાનવર મૃત પ્રાણી એટલે કે મુરદારના હુકમમાં આવે છે. એટલા માટે તેના શરીરના કોઈપણ ભાગથી ફાયદો ઉઠાવવો જાઈઝ નથી. કારણ કે, આવી પરિસ્થિતિમાં

આયત مَااُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰه ની ખુલ્લી દલીલ આવેલ છે, જેમાં કોઈ મતભેદ નથી.

બીજો પ્રકાર એવો છે કે કોઈ જાનવરને અલ્લાહ સિવાય કોઈ અન્યની નજદીકી (નિકટતા) પ્રાપ્ત કરવા માટે ઝબહ કરવામાં આવે, એટલે કે તેનું લોહી વહાવવાનો હેતુ અલ્લાહ સિવાય જેનું નામ લેવામાં આવ્યું છે તેની નજદીકી પ્રાપ્ત કરવાનો હોય. પરંતુ ઝબહ કરવાના સમયે અલ્લાહના નામથી તેને ઝબહ કરવામાં આવે, જેમકે ઘણા અભણ મુસલમાનો બુઝુર્ગો અને પીરોના નામ ઉપર તેમની ખુશી પ્રાપ્ત કરવા માટે બકરાં, મરઘાં વગેરે ઝબહ કરે છે, પરંતુ ઝબહ કરતી વખતે તેના પર અલ્લાહનું જ નામ લે છે. આવી પરિસ્થિતિમાં પણ બધા જ ફુકહાએ સર્વ સહમતિથી તેને હરામ ઠરાવ્યું છે અને મૃત (મુરદાર) પ્રાણીના હુકમમાં જ કહ્યું છે.

પરંતુ હરામ હોવાની દલીલ માટે અમુક ફુકહાએ કારણો જુદા–જુદા આપ્યા છે. અમુક મુફસ્સિર ફુકહાએ તેને પણ مَـااُهِـلَّ بِهٖ لِغَيْرِ الـلّٰهِ ની દલીલ હેઠળ હરામ ઠરાવ્યું છે, જેમકે હવાશી અને બયઝાવીમાં છે.

فَكُلُّ مَانُوْدِىَ عَلَيْهِ بِغَيْرِ اسْمِ اللّٰهِ فَهُوَ حَرَامٌ وَاِنْ ذُبِحَ بِاِسْمِ اللّٰهِ تَعَالٰى حَيْثُ اَجْمَعَ الْعُلَمَاءُ لَوْاَنَّ مُسْلِمًا ذَبَحَ ذَبِيْحَةً وَقَصَدَ بِذِبْحِهِ التَّقَرُّبَ اِلٰى غَيْرِاللّٰهِ صَارَ مُرْتَدًّاوَذَبِيْحَتُهٗ ذَبِيْحَةُ مُرْتَدٍّ،

*“દરેક તે જાનવર જેને અલ્લાહ તઆલાના નામ સિવાય અન્યના નામ ઉપર કરી દેવામાં આવે તે હરામ છે; ભલે, ઝબહ કરતી વખતે અલ્લાહનું જ નામ લીધું હોય. એટલા માટે ફકીહ ઉલમાએ સર્વ સહમતિથી માન્યું છે કે કોઈપણ જાનવરને જે અલ્લાહ સિવાય અન્યની નજદીકી પ્રાપ્ત કરવા માટે જો કોઈ મુસલમાન ઝબહ કરે તો તે મુર્તદ થઈ જશે અને તેનું ઝબહ કરેલું, મુર્તદનું ઝબહ કરેલું કહેવાશે.”*

વળી, દુર્રે મુખ્તાર કિતાબુઝ્ઝબાએહમાં લખ્યું છે,

ذُبِحَ لِقُدُوْمِ الْاَمِيْرِوَنَحْوِهٖ كَوَاحِدٍ مِّنَ الْعُظَمَاءِ يَحْرُمُ لِاَنَّهٗ اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِ وَلَوْ ذُكِرَاِسْمُ اللّٰهِ (وَاَقَرَّهُ الشَّامِى ص ٢١٤ ج ٥)

*"કોઈ માલદાર અથવા મોટા વ્યક્તિના સ્વાગત માટે (જાનવર) ઝબહ કરે તો તે હરામ થશે. કારણ કે, તે مَا اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰه માં જ શામિલ છે. ભલે, ઝબહ કરતી વખતે અલ્લાહનું જ નામ લેવામાં આવ્યું હોય અને શામીએ તેનું સમર્થન કર્યું છે."*

અમુક લોકોએ જો કે, આ પરિસ્થિતિમાં مَا اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰه ને ખુલ્લી દલીલ સમજી નથી. પરંતુ ભલે તે ઝબહ તો અલ્લાહના નામ પર જ કરવામાં આવે છે પણ તેમાં સુગ આવશે જ, કારણ કે તે અલ્લાહ સિવાય અન્યની નજદીકી મેળવવા માટે ગયરૂલ્લાહના નામ ઉપર અને તેને ખુશ કરવાની નિય્યતે છોડવામાં આવેલું જાનવર છે એટલે તે પણ مَا اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰه ના હુકમમાં શામિલ કરીને હરામ ઠરાવવામાં આવ્યું છે. મુજ નાચીઝનું પણ આ જ અભિપ્રાયને સમર્થન છે અને આ જ મતને હું પણ સાચો સમજું છું.

વળી, આવી પરિસ્થિતિમાં હરામ હોવા માટે એક આગવી આયત પણ દલીલ સ્વરૂપે મૌજૂદ છે એટલે કે وَمَا ذُبِحَ عَلَى النُّصُبِ અહીંયાં نُصُبُ તે બધી જ વસ્તુઓને કહેવામાં આવે છે જેની ખોટી અને બાતિલ પદ્ધતિ પ્રમાણે પૂંજા કરવામાં આવે છે. એનો અર્થ એ છે કે જે જાનવર બાતિલ મઅબૂદો જેમકે નિર્જીવ મૂર્તિઓ અને સજીવ સાધુ–સંતો કે અન્યોના નામ ઉપર ઝબહ કરવામાં આવે છે તે બધા જ مَا اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِ ના ઉલ્લેખમાં શામિલ છે. તેનાથી સ્પષ્ટ થઈ જાય છે કે, مَا اُهِلَّ ખુલ્લમ–ખુલ્લી અને સ્પષ્ટ દલીલ છે કે, આ જ તે જાનવરો છે જે અલ્લાહના નામ સિવાય અન્યનું નામ લઈને ઝબહ કરવામાં આવ્યા હોય ! ذُبِحَ عَلَى النُّصُبِ તેના મુકાબલામાં આવ્યું છે જેમાં અલ્લાહ સિવાય અન્યનું નામ ઝબહ કરતી વખતે લેવાતું તો નથી પરંતુ મૂર્તિઓ વગેરેને રાજી કરવાની નિય્યતથી જે જાનવરોને ઝબહ કરવામાં આવે છે તે પણ મુરદાર અને મૃત પ્રાણીઓના હુકમમાં જ છે. મતલબ કે જે જાનવર ઝબહ તો અલ્લાહના નામ ઉપર કરવામાં આવ્યું છે પરંતુ અલ્લાહ સિવાય અન્યની ખુશી અને અમીદષ્ટિ પ્રાપ્ત કરવા તેના નામ ઉપર છોડીને ઝબહ કરવામાં આવ્યું છે તો તે પણ મુરદાર છે.

*(ઈફાદાતે શૈખ હકીમુલ ઉમ્મત)*

ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં આ જ બાબતને અપનાવી છે. તેમણે લખ્યું છે,

وَجَرَتْ عَادَةُ الْعَرَب بِالصِّيَاحِ بِاِسْمِ الْمَقْصُوْدِ بِالذَّبِيْحَةِ وَغَلَبَ ذٰلِکَ فِيْ اِسْتِعْمَالِهِمْ حَتّٰى عَبَّرَ بِهٖ عَنِ النِّيَةِ اللَّتِيْ هِيَ عِلَّةُ التَّحْرِيْمِ

(تفسیر قرطبی ص۲۰۷ ج ۲)

*"અરબ લોકોની આદત હતી કે, જેના માટે (જાનવર) ઝબહ કરવાનો હેતુ હોય ઝબહ કરવાના સમયે તેનું નામ મોટા અવાજે પોકારતા હતા અને તેમનામાં આ રિવાજ સામાન્ય હતો. અહીંયાં સુધી કે આ આયતમાં ગયરૂલ્લાહની નજદીકી પ્રાપ્ત કરવા માટે કે હરામ હોવાનું જે મૂળ કારણ છે તેમણે તેને હલાલ ગણી લીધું હતું."*

ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની આ તહકીકનો આધાર સહાબએ કિરામ (રદિ.)માંથી બે વ્યક્તિઓ હઝરત અલી મુર્તુજા (રદિ.) અને હઝરત આયશા (રદિ.)ના ફતાવા ઉપર રાખ્યો છે.

હઝરત અલી (રદિ.)ના સમયમાં ફરઝદક નામના શાઈરના પિતા ગાલિબે એક ઊંટ ઝબહ કર્યું હતું, જેના ઉપર "ગયરૂલ્લાહ" (અલ્લાહ સિવાય અન્ય)નું નામ લેવાનો કોઈ ઉલ્લેખ ન હતો પરંતુ હઝરત અલી (રદિ.)એ તેને પણ مَآ اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِમાં શામિલ કરીને હરામ ઠરાવ્યું અને બધા જ સહાબા (રદિ.)એ આ નિર્ણયનો સ્વીકાર કર્યો. એવી જ રીતે ઈમામ મુસ્લિમે (રહ.) શૈખ યહ્યા બિન યહ્યાની સનદથી હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની એક લાંબી હદીષ નકલ કરી છે, જેમાં અંતે એક સ્ત્રીએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી સવાલ કર્યો કે, "હે ઉમ્મુલ મુઅમિનીન (મો'મિનોની માતા) ! અમારા અમુક દૂધભાઈ સગાઓ બિનઆરબ (અજમી) લોકોમાંથી છે અને તેમના ત્યાં તો દરરોજ કોઈને કોઈ તહેવાર હોય છે અને તેઓ પોતાના ઉત્સવોના દિવસે કંઈને કંઈ હદિયો અને તોહફો અમારી પાસે મોકલી આપે છે. અમે તેને ખાવાના ઉપયોગમાં લઈએ અથવા નહીં ?" હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું,

اَمَّامَا ذُبِحَ لِذٰلِکَ الۡیَوۡمِ فَلا تاكلُوۡا وَلٰـكِنۡ كُلُوۡا مِنۡ اَشۡجَارِهِمۡ،

(تفسیر قرطبی ص ۲۰۷ ج ۲)

*"જે જાનવર તે ઈદ (ઉત્સવ)ના દિવસ માટે ઝબહ કરવામાં આવ્યું હોય તેને ન ખાઓ પરંતુ તેમના ઝાડોના ફળ વગેરે ખાઈ શકો છો."*

મતલબ કે, આ બીજા પ્રકારમાં જેમાં નિય્યત તો ગયરૂલ્લાહની નજદીકી અને ખુશી પ્રાપ્ત કરવાની હોય પરંતુ ઝબહ કરવાના સમયે અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તો પ્રથમ તો ગયરૂલ્લાહની નજદીકી પ્રાપ્ત કરવાના કારણે مَـاۤاُهِلَّ بِهٖ لِغَيۡرِ اللّٰهِ ના હુકમમાં છે અને બીજી આયત وَمَـا ذُبِحَ عَلَى النُّصُبِ થી પણ દલીલ બને છે એટલા માટે હરામ છે.

ત્રીજું સ્વરૂપ એ છે કે કોઈ જાનવરના કાન કાપીને અથવા બીજી કોઈ નિશાની લગાવી ગયરૂલ્લાહના નામ ઉપર તેમની ઈજ્જત અથવા સન્માન માટે છોડી દેવામાં આવે અને ન તો તેનાથી કોઈ કામ લેવામાં આવે અને ન જ તેને ઝબહ કરવાનો ઈરાદો રાખે ! બલકે, તેના ઝબહ કરવાને હરામ સમજે, તો આ જાનવર مَـاۤاُهِـلَّ بِهٖ لِغَيۡرِ اللّٰهِ અને مَـا ذُبِحَ عَلَى النُّصُبِ બંનેમાં શામિલ નથી. બલકે, આ પ્રકારના જાનવરો "બહીરહ" અથવા "સાઈબહ" કહેવામાં આવે છે. તેનો હુકમ એ છે કે, આ કૃત્ય કુર્આનની રૂએ સદંતર હરામ છે, જેમકે આયત مَـاجَعَـلَ اللّٰهُ مِنۡۢ بَحِيۡرَةٍ وَّلَا سَآئِبَةٍ માં ઈન્શાઅલ્લાહ વિગતવાર આવશે.

પરંતુ તેના આ હરામ અમલમાં જાનવરને હરામ સમજવાની માન્યતાથી આ જાનવર હરામ નથી થઈ જતું. બલકે, તે વ્યક્તિના હરામ સમજવાથી તેની ખોટી માન્યતા અને ખોટા અકીદાઓનું સમર્થન કરવાની અને તેને મજબૂત કરવાની નીતિ સ્પષ્ટ થાય છે એટલા માટે આવું જાનવર સામાન્ય જાનવરોની જેમ જ હલાલ છે.

પરંતુ શરીઅતના સિદ્ધાંત પ્રમાણે આ જાનવર પોતાના માલિકની મિલકત છે, પરંતુ તે ગલત અકીદાથી એવું સમજે છે કે, હવે આ જાનવર મારી મિલકતમાંથી નીકળીને જે ગયરૂલ્લાહના નામ ઉપર છોડીને વકફ કર્યું છે તેની મિલકતમાં ચાલ્યું ગયું છે, પરંતુ શરીઅતની રૂએ આ અકીદો બાતિલ છે. આ જાનવર કાયદેસર તેની જ મિલકત છે.

હવે, જો કોઈ વ્યક્તિ આવું જાનવર કોઈને વેચી દે અથવા હદિયો કરે તો તેના માટે આવું જાનવર હલાલ છે, જેમકે ઘણા હિન્દુઓ પોતાના દેવતાઓના નામ ઉપર ગાય, બકરી, મરઘાં વગેરેને પોતાની રીતે વકફ કરીને છૂટા મૂકી દે છે અને હિન્દુઓના પૂંજારીઓને તેનો અધિકાર આપી દે છે કે, તે પૂંજારીઓ આ જાનવરોનું જે ઇચ્છે તે કરે, ક્યારેક આ પૂંજારીઓ આવા જાનવરો મુસલમાનોને વેચી દે છે.

અથવા અમુક જાહિલ મુસલમાનો પણ અમુક મઝારો પર આવો જ અમલ કરે છે અને બકરા અથવા મરઘાં પીર–બાપુના નામ પર છોડી દે છે. તેઓ આ મઝારોના મુજાવરોને આ જાનવરોનો અધિકાર આપી દે છે, તે મુજાવરો આવા જાનવરોને વેચી દે છે, તો જે લોકો આ જાનવરો, જાનવરના માલિક તરફથી જેમને અધિકાર આપવામાં આવ્યો છે તે મુજાવરો પાસેથી ખરીદે છે, તો આવા જાનવરોનું ખરીદવું અને તેને ઝબહ કરીને ખાવું અથવા તેને વેચવું બધું જ હલાલ છે.

**અલ્લાહ સિવાય અન્ય (ગયરૂલ્લાહ)ના નામ ઉપર મન્નત માનવીઃ**

અહીંયાં એક ચોથો પ્રકાર પણ છે, જેનો સંબંધ જાનવરો સિવાય અન્ય બીજી વસ્તુઓ સાથે પણ છે. દાખલા તરીકે મીઠાઈ ખાવી વગેરે, જેને ગયરૂલ્લાહના નામ ઉપર મન્નત અથવા નજર સ્વરૂપે હિન્દુ લોકો મૂર્તિઓ પર પ્રસાદ સ્વરૂપે અને જાહિલ મુસલમાનો પીરો–વલીઓના નામ ઉપર મઝારો (કબરો) પર ચઢાવે છે. ફુક્હાએ તેને પણ ગયરૂલ્લાહની નજદીકી અને ખુશી પ્રાપ્ત કરવાની નિય્યત હોવાના કારણે مَآ اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِ ના હુકમમાં શામિલ કરીને હરામ કર્યું છે, તેને ખાવું, પીવું, બીજાઓને ખવડાવવું અને વેચવું, ખરીદવું બધું જ હરામ કર્યું છે. ફિક્હની કિતાબ "બહરૂર્રાઈક" વગેરેમાં તેની વિસ્તૃત છણાવટ મૌજૂદ છે. આ મસ્અલો "કયાસ" આધારિત છે જેને જાનવરો સંબંધિત કુર્આનની "નસ" ઉપર કયાસ કરવામાં આવ્યો છે. (વલ્લાહુ અઅ્લમુ – ફક્ત અલ્લાહ તઆલા વધુ જાણનાર છે.)

**અંતિમ કક્ષાની લાચારી (ઇજતેરાર) અને મજબૂરીની હાલતના હુકમો :**

ઉપરોક્ત આયતમાં ચાર વસ્તુઓને હરામ કર્યા પછી એક અપવાદરૂપ

હુકમ મૌજૂદ છે. فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَلَآ اِثْمَ عَلَيْهِ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ આ હુકમમાં એટલી સરળતા કરવામાં આવી કે, જે વ્યક્તિ ભૂખથી લાચાર થઈ જાય, શરત એટલી જ કે ખાવામાં કોઈ લિજ્જત અને સ્વાદનો ઈચ્છુક ન હોય અને આવશ્યકતાથી અતિરેક ન કરે તો એવી હાલતમાં હરામ ચીઝો ખાઈ લેવાથી પણ આવા માણસને ગુનોહ નથી થતો. બેશક ! અલ્લાહ તઆલા મોટો બક્ષનાર અને દયાળુ છે.

અહીંયાં લાચારી અને મજબૂરીની હાલતમાં જીવ બચાવવા ખાતર બે શરતો સાથે હરામ વસ્તુઓ ખાઈ લેવાથી ગુનોહ થતો નથી તેનું વર્ણન છે.

શરીઅતની વ્યાખ્યામાં "મુજતર" એવી વ્યક્તિને કહેવામાં આવે છે કે જેની જિંદગી ભૂખના કારણે ભયમાં છે. મા'મૂલી ભૂખ કે તકલીફના કારણે કોઈ વ્યક્તિ ઈજતેરારના હુકમમાં આવતો નથી, તો જે વ્યક્તિ ભૂખના કારણે એવી હાલતમાં પહોંચી જાય કે, જો તે ખોરાક નહિ લે તો તેનો જીવ જતો રહેશે અને તે મરી જશે, તો એવી પરિસ્થિતિમાં બે શરતોને આધીન, જ્યારે અન્ય કોઈ ખાવાની હલાલ ચીજ–વસ્તુ ઉપલબ્ધ ન હોય ત્યારે આ હરામ વસ્તુઓ ખાવાની છૂટછાટ આપવામાં આવી છે. પ્રથમ એ કે, તેનો હેતુ જીવ બચાવવાનો હોય અને તે વ્યક્તિ આ હરામ ખોરાક દ્વારા સ્વાદનો કે લિજ્જતનો ઈચ્છુક ન હોય અને બીજી શરત એ છે કે ફક્ત એટલા જ પ્રમાણમાં ખાય જે જીવ બચાવવા માટે પૂરતું હોય, પેટ ભરીને ન ખાય. પેટ ભરીને ખાવું અથવા જરૂરતથી વધારે ખાવું આવા સમયે પણ હરામ છે.

## એક મહત્ત્વની બાબત :

અહીંયાં કુર્આન શરીફે "ઈજતેરાર"ની હાલતમાં પણ હરામ વસ્તુઓને ખાવી હલાલ નથી કરી બલકે, لَآ اِثْمَ عَلَيْهِ કહ્યું, જેનો અર્થ એ છે કે આ વસ્તુઓ તો તેની જગ્યાએ આવા સમયે પણ હરામ છે પરંતુ તેને ખાનારો ઈજતેરાર અને મજબૂરીના કારણે જીવ બચાવવા ખાતર તેનો ઉપયોગ કરી રહ્યો છે, તો તેના માટે હરામનો ગુનોહ મા'ફ કરી દેવામાં આવ્યો. વસ્તુ હલાલ થઈ જવી અને ગુનોહ મા'ફ થઈ જવો બંનેમાં ઘણો તફાવત છે. જો ઈજતેરારની હાલતમાં આ વસ્તુઓ હલાલ કરી દેવાનો હુકમ હોત તો તેને હરામમાંથી કાઢી હલાલ બતાવવું પૂરતું

હોત, પરંતુ અહીંયાં ચોખ્ખા શબ્દોમાં કહેવામાં આવ્યું لَآ اِثۡمَ عَلَيۡهِ અને એ વડે ઈશારો કરવામાં આવ્યો કે હરામ તો પોતાની જગ્યાએ હરામ જ છે, તેનો ઉપયોગ કરવો ગુનોહ જ છે પરંતુ મુજતર (લાચાર) વ્યક્તિ માટે આ ગુનોહ મા'ફ કરી દેવામાં આવ્યો.

**ઇજતેરાર (લાચારી)ની હાલતમાં દવા સ્વરૂપે હરામ વસ્તુઓનો ઉપયોગઃ**

પ્રસ્તુત આયતથી એ પણ સાબિત થઈ ગયું કે, જે વ્યક્તિને જિંદગીનો ખતરો હોય તે જીવ બચાવવા માટે દવા સ્વરૂપે હરામ વસ્તુનો ઉપયોગ કરી શકે છે, પરંતુ ઉપરોક્ત આયત પ્રમાણે તેમાં અમુક શરતો જાહેર થાય છે.

પ્રથમ એ કે, ઈજતેરારની હાલત હોય, જીવ જવાનો ભય હોય તો જ આવી હરામ વસ્તુઓનો ઉપયોગ જાઈઝ છે, મા'મૂલી તકલીફ અથવા બીમારીમાં આ હુકમ નથી. બીજું એ કે હરામ વસ્તુ સિવાય અન્ય કોઈ વસ્તુ દવા સ્વરૂપે અસરકારક ન હોય અથવા તો મૌજૂદ ન હોય, જેવી રીતે કે સખત ભૂખની પરિસ્થિતિમાં, તે જ સમયે હરામ વસ્તુ ખાવાની છૂટછાટ આપવામાં આવી છે જ્યારે કે કોઈ અન્ય હલાલ વસ્તુ ખાવા માટે ઉપસ્થિત ન હોય ! ત્રીજું એ કે આ હરામનો ઉપયોગ કરવાથી જીવ બચી જવાનું ચોક્કસ યકીન અને વિશ્વાસ હોય, જેમકે ભૂખથી લાચાર થયેલી વ્યક્તિ એક–બે કોળિયા હરામ માંસ અથવા અન્ય વસ્તુના ખાઈ લે તો માનવ શરીરની પ્રકૃતિ પ્રમાણે તેનો જીવ બચવો શક્ય છે એવું વિશ્વાસપૂર્વક કહી શકાય (જો કે જિંદગી અને મૌત અલ્લાહના હાથમાં છે, અહીંયાં ફક્ત માનવ શરીરના સ્વભાવ અને નેચરના સ્વભાવ પ્રમાણે અનુમાન લગાવવાની વાત છે, જેમકે કાળા ડિબાંગ વાદળો જોઈને કોઈ વરસાદની આગાહી કરે છે. ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.) એવી પરિસ્થિતિમાં જો કોઈ આવી દવાનો ઉપયોગ કરે અને તેનો લાભ જણાય તો આવી દવાનો ઉપયોગ ઉપરોક્ત આયતની રૂએ હરામમાંથી નીકળીને હલાલ તો નથી જઈ જતો, પરંતુ આવી દવાના ઉપયોગથી તેને કોઈ ગુનોહ નહિ થાય. સાથે–સાથે આ પરિસ્થિતિમાં પણ બે શરતો કુર્આનની આયતથી સાબિત છે કે, તેના ઉપયોગથી કોઈ સ્વાદ અને લિજ્જત માણવાનો ઈચ્છુક ન હોય અને તેનો આવશ્યકતાથી વધુ ઉપયોગ કરવામાં ન આવે.

પ્રસ્તુત આયતના ખુલાસા અને ઈશારાથી જે શરતોની જાણ થઈ છે તે શરતો સાથે પ્રત્યેક નાપાક અને હરામ દવાનો ઉપયોગ ભલે તે પીવા માટે હોય, લગાવવા માટે હોય કે અન્ય કોઈ ઉપયોગ માટે એ જાઈઝ છે. આ શરતોનો ખુલાસો પાંચ પ્રકારે છે.

(૧) ઈજતેરારની હાલત : એટલે કે જીવ જવાનો ભય હોય.

(૨) અન્ય કોઈ હલાલ દવા આ બીમારી માટે ઉપલબ્ધ ન હોય.

(૩) આ દવાથી બીમારનો જીવ બચી જવાનું અનુમાન દઢ હોય.

(૪) આ દવાના ઉપયોગથી સ્વાદ અથવા લિજ્જત પ્રાપ્ત કરવાનો હેતુ ન હોય.

(૫) જરૂરતથી વધુ ઉપયોગ કરવામાં ન આવે.

**ગૈરઇજતેરારી હાલત (બીમારી અથવા ભૂખની પરિસ્થિતિમાં જીવ જવાનો ભય ન હોય)માં ઇલાજ માટે દવા તરીકે હરામ વસ્તુઓનો ઉપયોગ :**

ઈજતેરારની પરિસ્થિતિનો મસ્અલો તો ઉપરોક્ત શરતો સાથે કુર્આનની "નસ" વડે સાબિત થયો છે અને તેમાં સર્વગ્રાહી હુકમો છે, પરંતુ સામાન્ય બીમારીમાં પણ ક્યારેક નાપાક અથવા હરામ દવાઓનો ઉપયોગ જાઈઝ છે કે કેમ ? આ મસ્અલામાં ફુક્હાનો ઈખ્તેલાફ છે, ઘણા ફુક્હા ફરમાવે છે કે, ઈજતેરારની હાલત વિના અને તે બધી શરતો કે જે ઉપર પ્રમાણે વર્ણવવામાં આવી તે ન હોય તો હરામ દવાનો ઉપયોગ જાઈઝ નથી. કારણ કે, હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે કે,

*"અલ્લાહ તઆલાએ હરામમાં ઈમાનવાળાઓ માટે તંદુરસ્તી નથી રાખી."*

*(બુખારી શરીફ)*

અમુક અન્ય ફુક્હાએ એક ખાસ ઘટના હદીષમાંથી દલીલરૂપે રજૂ કરી તેને જાઈઝ ઠરાવી દીધું. આ ઘટના "ઉરનિય્યીન"ની છે. જે બધી જ હદીષની કિતાબોમાં મૌજૂદ છે કે, "અમુક ગામડાના લોકો આપ ﷺની સેવામાં ઉપસ્થિત થયા જેઓ વિવિધ પ્રકારની બીમારીઓમાં સપડાયેલા હતા. આપ ﷺએ તેમને ઊંટનું દૂધ અને ઊંટનો પેશાબ (દવા તરીકે) ઉપયોગ કરવાની પરવાનગી આપી, જેનાથી તેમને સારૂં થઈ ગયું."

પરંતુ આ ઘટનામાં અનેક પ્રકારની સંભાવનાઓ રહેલી છે, જેનાથી હરામ વસ્તુનો ઉપયોગ શંકાસ્પદ બની જાય છે. એટલા માટે અસલ હુકમ તો એ જ છે કે, સામાન્ય બીમારીઓમાં જ્યાં સુધી ઈજતેરારની ઉપર દર્શાવ્યા મુજબની શરતો પૂરી ન થતી હોય હરામ દવાઓનો ઉપયોગ જાઈઝ નથી.

પરંતુ અમુક પાછલા સમયના ફુકૂહાએ આધુનિક યુગમાં હરામ અને નાપાક દવાઓ ખૂબ મોટા પ્રમાણમાં હોવાના કારણે સામાન્ય જનસમૂહની અશક્તિને ધ્યાને રાખીને એ શરત સાથે તેને વાપરવાની છૂટ આપી છે કે, જ્યાં સુધી કોઈ બીજી હલાલ અને પાક દવા આ બીમારી માટેની ઉપલબ્ધ હોય અને અસરકારક હોય ત્યાં સુધી આવી નાપાક દવા વાપરવી જોઈએ નહીં.

كَمَافِى الدُّرِّالْمُخْتَارِ قُبَيْلَ فَصْلِ الْبِيْرِ اِخْتَلَفَ فِى التَّدَاوِىْ بِالْمُحَرَّمِ وَظَاهِرُ الْمَذْهَبِ الْمَنْعُ كَمَافِىْ رِضَاعِ الْبَحْرِ وَ لٰكِنْ نَقَلَ الْمُصَنِّفُ ثَمَّ وَ هٰهُنَا عَنِ الْحَاوِىْ قِيْلَ يُرَخَّصُ اِذَاعُلِمَ فِيْهِ الشِّفَاءُ وَلَمْ يُعْلَمْ دَوَاءٌ اٰخَرُ كَمَا رُخِّصَ فِى الْخَمْرِ لِلْعَطْشَانِ (وَعَلَيْهِ الْفَتْوٰى، وَمِثْلُهُ فِى الْعَالَمْكِيْرِيَّةِ ص ٣٥٥ ج ٥)

*"દૂર્રે મુખ્તારમાં "બીર"ના પ્રકરણ પહેલાં ઉલ્લેખ છે કે, હરામ વસ્તુઓને દવા તરીકે ઉપયોગ કરવામાં મતભેદ છે અને જાહેર ધર્મમાં તેની મનાઈ કરવામાં આવી છે. જેમકે, "બહરૂર્રાઈક–કિતાબુર્રિદાઅ્"માં ઉલ્લેખ છે પરંતુ લેખકે આ સ્થળે રજાઅ્માં પણ અને અહીંયાં પણ અલ હાવી અલ કુદસીથી નકલ કર્યું છે કે, અમુક ઉલમાએ ફરમાવ્યું, દવા તરીકે ઈલાજ માટે હરામ વસ્તુઓનો ઉપયોગ એ શરત સાથે જાઈઝ છે કે આ દવાના ઉપયોગથી તંદુરસ્તી મળી જવી (સાજા થઈ જવું) સ્વાભાવિક રીતે યકીની (વિશ્વાસપાત્ર) હોય અને કોઈ હલાલ દવા તેના બદલામાં મળી ન શકે, જેમકે તરસ્યા માટે શરાબ (દારૂ)નો ઘૂંટડો (ઈજતેરારની હાલતમાં) પીવાની પરવાનગી આપવામાં આવી છે."*

**મસ્અલો :**

ઉપરોક્ત ખુલાસાથી તે બધી જ ઍલોપેથિક દવાઓનો હુકમ સ્પષ્ટ થઈ ગયો, જે યુરોપ વગેરેથી આવે છે (અથવા દેશી કંપનીઓમાં બને છે) જેમાં દારૂ

(આલ્કૉહોલ) વગેરે નાપાક વસ્તુઓ ચોક્કસપણે હોય છે અને જે દવાઓમાં હરામ અથવા નાપાક વસ્તુઓ હોવાની શંકા છે, તેના ઉપયોગમાં વધારે છૂટછાટ છે પરંતુ એહતિયાત (કાળજી રાખવી) એ ઉત્તમ બાબત છે. ખાસ કરીને જ્યારે કોઈ સખત જરૂરત પણ ન હોય. વલ્લાહુ અઅલમુ.

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૭૪–૧૭૫–૧૭૬)**

| |
|---|
| اِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ مَآ اَنْزَلَ اللّٰهُ مِنَ الْكِتٰبِ وَيَشْتَرُوْنَ بِهٖ ثَمَنًا قَلِيْلًا ۙ |
| اُولٰٓئِكَ مَا يَاْكُلُوْنَ فِيْ بُطُوْنِهِمْ اِلَّا النَّارَ وَلَا يُكَلِّمُهُمُ اللّٰهُ يَوْمَ الْقِيٰمَةِ |
| وَلَا يُزَكِّيْهِمْ ۖۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٧٤﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ |
| بِالْهُدٰى وَالْعَذَابَ بِالْمَغْفِرَةِ ۚ فَمَآ اَصْبَرَهُمْ عَلَى النَّارِ ﴿١٧٥﴾ ذٰلِكَ بِاَنَّ اللّٰهَ |
| نَزَّلَ الْكِتٰبَ بِالْحَقِّ ۗ وَاِنَّ الَّذِيْنَ اخْتَلَفُوْا فِي الْكِتٰبِ لَفِيْ شِقَاقٍۢ بَعِيْدٍ ﴿١٧٦﴾ ع ٢١/٥ |

**તરજુમો :**

*બેશક ! જે લોકો જે કંઈ અલ્લાહે નાઝિલ કર્યું છે કિતાબ (સ્વરૂપે), તેને છુપાવે છે અને તેનાથી થોડી કિંમત વસૂલ કરે છે; આ જ તે લોકો છે જેઓ પોતાના પેટમાં આગના અંગારા ભરી રહ્યા છે અને અલ્લાહ તઆલા કયામતના દિવસે તેમનાથી વાતચીત નહીં કરે અને ન જ તેમને પાક (પવિત્ર) કરશે; અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૧૭૪) આ જ તે લોકો છે જેમણે હિદાયતના બદલે ગુમરાહી ખરીદી લીધી અને મગફિરતના બદલે અઝાબ; બસ, કેવી રીતે તેઓ આગ ઉપર સબ્ર કરનારા છે ? (૧૭૫) આ એટલા માટે કે અલ્લાહે સત્ય સાથે કિતાબ (કુર્આન) નાઝિલ કરી; અને બેશક જે લોકોએ કિતાબ અંગે વિરોધ કર્યો તેઓ (ફાટફૂટમાં) હઠધર્મીમાં દૂર (સુધી) પહોંચી ગયા છે. (૧૭૬)*

**તફસીર :**

અગાઉની આયતમાં તે હરામ વસ્તુઓનું વર્ણન હતું, જેનો ઉપયોગ

કરવામાં આવે છે. આગલી આયતમાં એવા હરામ કામોનું વર્ણન હતું, જે મહેસૂસ નથી કરી શકાતા પરંતુ તે આંતરિક અને જાહેર રીતે ખરાબ અમલો હતા. દાખલા તરીકે યહૂદી આલિમોમાં એવી બીમારી હતી કે, સામાન્ય લોકો પાસેથી લાંચ લઈને તેમના મતલબ અને સ્વાર્થ પ્રમાણે ખોટા ફતવાઓ આપી દેતા હતા. તેમાં હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મતના ઉલમાને પણ ચેતવણી આપવામાં આવી છે કે તેઓ આવા કૃત્યોથી બચેલા રહે, કોઈ વ્યક્તિગત સ્વાર્થપૂર્તિ માટે અલ્લાહના હુકમોને જાહેર કરવામાં ખોટી રીતે ભૂલો ન કરે.

**દીનને વેચવાની સજા :**

તેમાં કોઈ શંકા નથી કે જે લોકો અલ્લાહ તઆલાની મોકલેલી કિતાબ(ના વિષયો)ને સંતાડે છે અને તેમાં (ખયાનત કરી) બદલામાં (દુનિયાનો) થોડો માલ વસૂલ કરે છે એવા લોકો પોતાના પેટમાં આગ(ના અંગારા) ભરી રહ્યા છે અને અલ્લાહ તઆલા તેમનાથી ન તો કયામતમાં વાતચીત કરશે અને ન જ (ગુનાહ મા'ફ કરી) તેમને પવિત્ર કરશે. તેમની સજા દર્દનાક હશે, આ તે લોકો છે જેઓએ (દુનિયામાં તો) હિદાયત છોડીને ગુમરાહી અપનાવી લીધી અને (આખિરતમાં) મગફિરત છોડીને અઝાબ માથે લઈ લીધો. બસ, (શાબાશ છે તે લોકોની હિંમતને!) તેઓ દોઝખ(માં જવા) માટે કેટલા ધીરજ ધરનારા છે !!! (અને) આ (ઉપરોક્ત બધી) સજાઓ (તેમને) એ કારણથી છે કે અલ્લાહ તઆલાએ (તે) કિતાબને બરાબર મોકલી હતી અને જે લોકો (આવી બરાબર મોકલેલી) કિતાબમાં ખોટો માર્ગ (અપનાવે) ધારણ કરે તો દેખીતું છે કે, તેઓ (હુકમોનું ઉલ્લંઘન કરવામાં) ઘણે દૂર સુધી પહોંચી ગયા છે. (અને આ ઉલ્લંઘન કરવાના કારણે તેઓ આવી સખત સજાના હકદાર બની ગયા છે.)

## મસ્અલા અને બોધપાઠ :

**મસ્અલો :**

ઉપરોક્ત આયતથી સ્પષ્ટ થયું કે, જે વ્યક્તિ માલ–દૌલતની લાલચથી શરીઅતના હુકમોને બદલી નાંખે અને જે વ્યક્તિ આવો હરામ માલ ખાય છે તે જાણે કે પોતાના પેટમાં જહન્નમના અંગારા ભરી રહ્યો છે. કારણ કે, તેના આ દુષ્કૃત્યનું પરિણામ આવું જ હોવું જોઈએ. અમુક સંશોધનકાર આલિમોએ

ફરમાવ્યું છે, હરામનો માલ વાસ્તવમાં જહન્નમની આગ જ છે ભલે, તે આગ દુનિયામાં મહેસૂસ ન થઈ શકે પરંતુ મૃત્યુ પછી તેનો આ અમલ આગ સ્વરૂપે સામે આવી જશે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૭૭)

| |
|---|
| لَيْسَ الْبِرَّ اَنْ تُوَلُّوْا وُجُوْهَكُمْ قِبَلَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَلٰكِنَّ الْبِرَّ مَنْ اٰمَنَ بِاللّٰهِ |
| وَالْيَوْمِ الْاٰخِرِ وَالْمَلٰٓئِكَةِ وَالْكِتٰبِ وَالنَّبِيّٖنَ ۚ وَاٰتَى الْمَالَ عَلٰى حُبِّهٖ ذَوِى |
| الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنَ وَابْنَ السَّبِيْلِ ۙ وَالسَّآئِلِيْنَ وَفِى الرِّقَابِ ۚ وَاَقَامَ |
| الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ ۚ وَالْمُوْفُوْنَ بِعَهْدِهِمْ اِذَا عٰهَدُوْا ۚ وَالصّٰبِرِيْنَ فِى الْبَاْسَآءِ |
| وَالضَّرَّآءِ وَحِيْنَ الْبَاْسِ ؕ اُولٰٓئِكَ الَّذِيْنَ صَدَقُوْا ؕ وَاُولٰٓئِكَ هُمُ الْمُتَّقُوْنَ ﴿۱۷۷﴾ |

## તરજુમો :

*નેકી (ભલાઈ) એ નથી કે તમે પોતાનું મોઢું પૂર્વ અથવા પશ્ચિમ તરફ કરી લો ! પરંતુ નેકી એ છે જેઓ અલ્લાહ, અને આખિતના દિવસ, અને ફરિશ્તા, અને કિતાબ, અને નબીઓ ઉપર ઈમાન લાવે; અને તે (અલ્લાહ)ની મહોબ્બતમાં સગા–વહાલાંઓને અને યતીમો (અનાથો), અને મિસ્કીનો (ગરીબો), અને મુસાફરો, અને સવાલ કરનારાઓ, અને ગરદનોમાં (કેદીઓ અને ગુલામો છોડાવવામાં) માલ આપે; અને નમાઝ કાયમ કરે, અને ઝકાત અદા કરે, અને જ્યારે વચન આપે તો વચન પૂરૂં કરે, અને કઠિન પરિસ્થિતિઓ, અને મુસીબતમાં, અને યુદ્ધ સમયે સબ્ર કરે; આ જ લોકો સાચા છે; અને આ જ લોકો પરહેઝગાર છે. (૧૭૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરતની શરૂઆતથી અહીંયાં સુધી લગભગ અડધી સૂરએ બકરહ છે અને અહીંયાં સુધીનું સંબોધન મોટેભાગે ઈન્કારીઓ માટે હતું. સૌથી પહેલાં કુર્આનની સચ્ચાઈને સાબિત કરવામાં આવી અને તેના અનુસંધાનમાં તેના માનનારાઓ

અને ન માનનારા જૂથોનું વર્ણન કર્યું, પછી તૌહીદ (એકેશ્વરવાદ) અને રિસાલતને સાબિત કરી પછી ઈબ્રાહીમ (અલૈ.)ની ઔલાદ ઉપર કરવામાં આવેલા ઈનામો અને અહેસાનોનું وَاِذِابۡتَلٰىٓ اِبۡرٰهٖمَ (૨:૧૨૪) સુધી વર્ણન કર્યું, ત્યાંથી કિબ્લાની ચર્ચા ચાલી અંતે તેનું વર્ણન કરી સફા–મરવહ ઉપર ચર્ચા પૂર્ણ કરી.

પછી તૌહીદની છણાવટ પછી શિર્ક (અલ્લાહની જાતમાં ભાગીદાર ઠરાવવા)નો રદિયો આપ્યો અને અહીંયાં સુધી તે જ વર્ણન થયું. તે બધા જ વિષયોમાં દેખીતું છે કે, ઈન્કારીઓને વધારે ચેતવણી છે અને વચ્ચે વચ્ચે કોઈ સંબોધન મુસલમાનોને પણ કરવામાં આવ્યું છે.

હવે પછીની આયતોમાં બાકીની લગભગ અડધી સૂરએ બકરહમાં વધારે પડતું મુસલમાનોને સંબોધન થયું છે તથા અમુક નિયમો અને સિદ્ધાંતોનું શિક્ષણ આપવામાં આવ્યું છે. જો કે, ક્યારેક કોઈ સંબોધન ગૈરમુસ્લિમોને પણ થયું છે. આ વિષય સૂરત પૂર્ણ થવા સુધી ચાલે છે, જેની શરૂઆત એક મુખ્ય વિષય بِرّ થી કરવામાં આવી છે. અહીંયાં શબ્દ بِرّ નો البـــاء અરબી ભાષામાં "ભલાઈ"ના અર્થમાં છે, જે બધી જ જાહિરી (બાહ્ય) અને બાતિની (આંતરિક) ફરમાંબરદારી અને ભલાઈઓ ઉપર આધારિત છે અને પ્રથમ આયતમાં સર્વગ્રાહી શબ્દો દ્વારા સંપૂર્ણ અને કાયદેસરનું શિક્ષણ આપવામાં આવ્યું છે. દાખલા તરીકે કિતાબ ઉપર ઈમાન લાવવું, અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવો, વાયદા–વચન અને કરારને પૂરા કરવા, મુસીબતો અને તકલીફોમાં ધીરજ ધરવી, યુદ્ધની પરિસ્થિતિના સમયે સબ્રનો દામન થામવો વગેરે કુર્આનના લગભગ મોટાભાગના બધા જ પાયાના સિદ્ધાંતો આવી ગયા. કારણ કે, શરીઅતના લગભગ સમગ્ર હુકમોનો ખુલાસો આ ત્રણ વસ્તુઓ છે, (૧) અકીદાઓ (માન્યતાઓ) (૨) અમલો (અલ્લાહના હુકમો ઉપર અમલીકરણ) અને (૩) અખ્લાક (વર્તણૂક). આ ત્રણ મુખ્ય બાબતો સિવાય બાકીની બધી બાબતો લગભગ તેના પેટાવિભાગો છે અને આ આયતમાં આ ત્રણે મુખ્ય વિભાગો આવી ગયા.

આગળ આ بِـــــــــرّ ના ખુલાસો ચાલશે, જેમાં ઘણા હુકમો સમય અને પરિસ્થિતિ અનુસાર કિસાસ (બદલો), વસિય્યત, રોઝા, ઝકાત, જિહાદ, હજ્જ,

નિફાસ, માસિકધર્મ (હૈઝ), ઈલા, તલાક, નિકાહ, ઈદત, મહેર, ઝિક્ર, જિહાદનું વર્ણન, અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવો, વેપાર, સાક્ષી આપવી, વ્યાજ વગેરે બાબતો આવશ્યકતા અનુસાર વર્ણવવામાં આવી છે અને તેના વર્ણનમાં ખુશખબરીઓ અને રહમત તથા મગફિરતના વાયદાઓ કરીને સૂરત પૂર્ણ કરવામાં આવી છે. સુબ્હાનલ્લાહ ! કેટલો વ્યવસ્થિત અને ઉચ્ચ કક્ષાનો ક્રમ કુર્આનના વિષયોમાં જાળવવામાં આવ્યો છે, તેમાં આ બધા વિષયોનું વર્ણન સામૂહિક રીતે ખુલાસાવાર થયું છે. اِجْــمَـــالًا وَ تَــفْــصِيْلاً એટલા માટે અત્રે આ વિષયોને "અબવાબુલ બિર્ર" اَبْـــوَابُ الْبِـــرِّ કહેવામાં આવે છે, વિષયોના ક્રમના કારણે એવું કહેવું યોગ્ય છે. (વલ્લાહુ અઅલમુ.)

## તફસીર :

શ્રેષ્ઠતા (ભલાઈ) એમાં નથી (આવી ગઈ) કે તમે પોતાનું મોઢું પૂર્વ અથવા પશ્ચિમ તરફ કરો ! પરંતુ (વાસ્તવિક) શ્રેષ્ઠતા (નેકી) તો એ છે કે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલા(ની જાત અને સિફતો) પર યકીન રાખે અને (એવી જ રીતે) કયામતનો દિવસ (આવવા) પર (પણ) અને ફરિશ્તાઓ પર (પણ કે તેઓ અલ્લાહની ફરમાંબરદાર મખ્લૂક છે અને નૂરથી બનાવવામાં આવી છે, ગુનાહોથી માસૂમ છે, ખાવા–પીવા અને માનવીય ઈચ્છાઓથી પવિત્ર છે) અને (બધી જ આસમાની) કિતાબો ઉપર (પણ) અને (બધા જ) પયગમ્બરો ઉપર (પણ) અને (તે વ્યક્તિ) અલ્લાહની મહોબ્બતમાં માલ આપતો હોય (પોતાના જરૂરતમંદ) સગા–વહાલાંઓને અને (નાદાર) યતીમોને (એટલે કે જેમના બાળપણમાં જ માં–બાપ ગુજરી ગયા અને તેઓ યુવાન થતા પહેલાં જ અનાથ થઈ ગયા.) અને (અન્ય ગરીબો) મોહતાજોને (પણ) અને (જેમની પાસે મુસાફરીનો ખર્ચ ખૂંટી પડ્યો છે તેવા) મુસાફરોને અને (લાચાર–મજબૂર) સવાલ કરનારાઓને અને (કૈદીઓ તથા ગુલામોની) ગરદન છોડાવવામાં (પણ માલ ખર્ચ કરતો હોય) અને (તે વ્યક્તિ) નમાઝની પાબંદી (પણ) રાખતો હોય અને (નિશ્ચિત પ્રમાણમાં) ઝકાત અદા કરતો હોય અને જે લોકો (આવા અકીદાઓ અને માન્યતા સાથે એવી નિષ્ઠા પણ ધરાવતા હોય કે,) પોતાના આપેલા (જાઈઝ) વચનોને પૂરા કરતો હોય અને (આ વિશેષ ખાસિયતોની સાથે) આ લોકો (એવી પરિસ્થિતિમાં)

ધીરજ ધરનારા હોય (જેમકે) તંગીની હાલતમાં (આર્થિક સંકડામણના સમયે), બીમારીમાં, યુદ્ધ સમયે (એટલે કે કઠણ પરિસ્થિતિઓમાં અને મુસીબતોના સમયે અલ્લાહ ઉપર ભરોસો રાખી સબ્ર કરનારાઓ હોય અને હિંમત હારનારા ન હોય) આ જ તે લોકો છે (જેઓ સાચા) મુત્તકી કહી શકાય છે. (મતલબ કે, પોતાના મૂળ હેતુ એટલે કે દીનના મહત્ત્વના પાસાંઓને મહત્ત્વ આપતા હોય અને માત્ર કિબ્લા તરફ મોઢું કરી લેવાને જ સમગ્ર દીન ન સમજી લેતા હોય બલકે, દીનની અન્ય જરૂરી મહત્ત્વની બાબતોને સમાન રીતે મહત્ત્વ આપી તેના ઉપર અમલ કરતા હોય.)

## મસ્અલા અને બોધપાઠ :

જ્યારે મુસલમાનોનો કિબ્લો બયતુલ મુકદસના બદલે બયતુલ્લાહ કરી દેવામાં આવ્યો તો યહૂદીઓ, નસારા અને મુશ્રિકો જેઓ ઈસ્લામ અને મુસલમાનોમાં ભૂલો અને ઉણપો શોધવાની ચિંતામાં લાગેલા રહેતા હતા. તેમણે ઘણો શોરબકોર અને કોલાહલ કરી મૂક્યો અને જુદી જુદી રીતે રસૂલુલ્લાહ ﷺ અને ઈસ્લામ ઉપર વાંધા–વચકાઓનો ક્રમ શરૂ કરી દીધો. જેના જવાબરૂપે અગાઉની આયતોમાં ખૂબ વિસ્તારપૂર્વક ચર્ચા કરવામાં આવી છે.

આ આયતોમાં એક વિશેષ શૈલીથી આ ચર્ચાને પૂરી કરી દીધી છે, જેનો હેતુ એ છે કે તમે આખો દિવસ ફક્ત તે બાબતની ચર્ચા માટે ફાળવી દીધો છે કે નમાઝમાં માણસનું મોઢું પશ્ચિમ તરફ કે પૂર્વ તરફ હોવું જોઈએ. એટલે કે, ફક્ત દિશાઓ વિશે ચર્ચા કર્યા કરો છે. એટલે કે તમે ફક્ત દિશાઓને દીનનો હેતુ અને મકસદ બનાવી લીધો છે અને તેને સમગ્ર ચર્ચાનું કેન્દ્ર બનાવીને ત્યાં જ અટકી પડ્યા જાણે કે શરીઅતનો તેના સિવાય અન્ય કોઈ હુકમ છે જ નહીં !

અને એવું પણ થઈ શકે છે કે આ આયતનું સંબોધન યહૂદીઓ, નસારા અને મુસલમાનો બધા માટે હોય અને તેનો હેતુ એ હોય કે, અસલ بِرّ અને સવાબ અલ્લાહની ઈતાઅતમાં છે તે જેવી રીતે જે દિશામાં મોઢું કરવાનો હુકમ આપે તે તેની મરજી છે, જ્યાં સુધી બયતુલ મુકદસ તરફ મોઢું કરવાનો હુકમ હતો તો તે સવાબનું કામ હતું અને જ્યારે બયતુલ્લાહ તરફ મોઢું કરવાનો હુકમ થયો તો સવાબ તે તરફ મોઢું કરવાથી મળશે.

જેમકે, આયતોના ક્રમ અને ગોઠવણી બાબતે ઉલ્લેખ થઈ ચૂક્યો છે કે, ઉપરોક્ત આયતો દ્વારા સૂરએ બકરહનો એક નવો વિષય શરૂ થઈ રહ્યો છે, જેમાં મુસલમાનો માટે શિક્ષણ અને હિદાયતનો મૂળ હેતુ છે. વિરોધીઓના જવાબો આપવાની સાથે સાથે આ આયતમાં ઈસ્લામના હુકમો સંપૂર્ણ સર્વગ્રાહી હોવાથી આ આયતને અતિમહત્ત્વપૂર્ણ અને સર્વગ્રાહી આયત કહેવામાં આવી છે. અહીંયાંથી લગભગ સૂરએ બકરહ પૂરી થતાં સુધી આ આયતનો જ ખુલાસો છે, એમ કહી શકાય ! આ આયતમાં સૈદ્ધાંતિક સ્વરૂપે શરીઅતના બધા જ હુકમો, માન્યતાઓ, ઈબાદતો, આર્થિક–સામાજિક વહેવારો, વર્તણૂક વગેરેનો ઉલ્લેખ થઈ ગયો.

પ્રથમ બાબત અકીદા (માન્યતા)ઓ છે, તેનો ઉલ્લેખ مَنْ اٰمَنَ بِاللّٰهِ માં ખુલાસાવાર થઈ ગયો. બીજી બાબત ઈબાદત અને આર્થિક–સામાજિક વહેવારો છે. તેમાં ઈબાદતનો ઉલ્લેખ وَاٰتَى الزَّكٰوةَ સુધી કરવામાં આવ્યો પછી આર્થિક–સામાજિક વહેવારોનું વર્ણન وَالْمُوْفُوْنَ بِعَهْدِهِمْ સુધી કરવામાં આવ્યું ત્યાર બાદ અખ્લાક (વર્તણૂક)નો ઉલ્લેખ وَالصّٰبِرِيْنَ થી કરવામાં આવ્યો અને છેવટે બતાવી દીધું કે સાચા મો'મિન આ જ લોકો છે જે આ બધા હુકમોને સંપૂર્ણ રીતે અનુસરે છે અને આ જ બાબતો તકવો અને પરહેઝગારીની નિશાનીઓ કહી શકાય છે.

આ હુકમોના ઉલ્લેખ દ્વારા ઘણી બધી બાબતો તરફ અંગૂલી નિર્દેશ (ઈશારા) થયો છે. દાખલા તરીકે માલ ખર્ચ કરવામાં عَلٰى حُبِّهٖ ની શરત લગાવી દીધી જેમાં ત્રણ સંભાવનાઓ છે. એક એ કે, حُبِّهٖ નો સંબંધ અલ્લાહ તઆલા સાથે હોય, અને ત્યારે અર્થ એ થાય છે કે, માલ ખર્ચ કરવામાં કોઈ સ્વાર્થ કે અન્ય હેતુ કે નામના (પ્રતિષ્ઠા) અને શોહરતની ઈચ્છા શામિલ ન હોય. બલકે, સંપૂર્ણ નિખાલસતા સાથે ફક્ત અલ્લાહ જલ્લ શાનહુની મહોબ્બતમાં માલ ખર્ચ કરવાનો ઈરાદો કરે.

બીજી સંભાવના એ છે કે જો તેનો સંબંધ માલ સાથે હોય અને ત્યારે અર્થ એ થશે કે માલની મહોબ્બત હોવા છતાં અલ્લાહ તઆલાએ બતાવેલ માર્ગે ખર્ચ કરે છે અને અલ્લાહના હુકમની મહોબ્બતને માલની મહોબ્બત ઉપર તરજીહ (અગ્રિમતા) આપે છે. બેકાર વસ્તુઓ કે નકામી વસ્તુઓ જેને ફેંકવાની જ હતી

તેને સદકા વગેરેનું રૂપાળું નામ આપી દેખાડો કરવા આપવાના બદલે ઉત્તમ માલ આપવાનું પસંદ કરે છે. જો કે બેકાર ચીજ–વસ્તુઓ જો કોઈના ઉપયોગમાં આવતી હોય તો તેને ફેંકવા કરતા કોઈને આપી દેવું જ યોગ્ય ગણાશે.

ત્રીજી સંભાવના એ છે કે શબ્દ اٰتَـى માં જે તેના ક્રિયાપદ اِیْتَـاءِ નો અર્થ સમજાય છે, તે તરફ સંબંધ હોય તો અર્થ એ છે કે તે માલ ખર્ચ કરવામાં પોતાના દિલથી રાજી હોય. એવું ન થાય કે ખર્ચ તો કરી રહ્યો છે પરંતુ મનોમન તેનું દુઃખ અને રંજ છે.

ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે, ‘‘ત્રણે બાબતો અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવામાં શામિલ છે’’ અને આ સ્થળે માલ ખર્ચ કરવાના જે બે સ્વરૂપોને અગ્રિમતા આપવામાં આવી છે તે ઝકાત સિવાયના સ્વરૂપો છે. ઝકાતનો ઉલ્લેખ ત્યાર બાદ કરવામાં આવ્યો છે. ઝકાતનો ઉલ્લેખ પાછળથી કરવાનું કારણ એ છે કે આયતમાં બતાવવામાં આવેલ લોકો ઉપર માલ ખર્ચ કરવામાં લોકો ઢીલ વર્તે છે અને ફક્ત ઝકાત અદા કરી દેવાને પૂરતું સમજી લેવામાં આવે છે. આમ, તે તરફ વિશેષ ધ્યાન અપાવવા ઝકાતથી પહેલાં આ લોકોનું વર્ણન કરવામાં આવ્યું છે.

**મસ્અલો :**

અત્રે એ પણ સાબિત થઈ ગયું કે, આર્થિક ફરજ ફક્ત ઝકાત આપવાથી જ પૂરી થતી નથી. બલકે, ઝકાત સિવાય પણ ઘણી બધી જગ્યાએ માલ ખર્ચ કરવો ફરજ અને વાજિબ હોય છે. જેમકે, સગા–વહાલાઓ ઉપર એવી પરિસ્થિતિમાં ખર્ચ કરવો કે તેઓ કમાવા માટે અશક્ત હોય તો તેમને "નફકો" (વજીફો–અમુક ચોક્કસ ઘર ખર્ચની રકમ) અદા કરવું વાજિબ હોય છે. કોઈ મિસ્કીન ગરીબ મરી રહ્યો છે અને તમે તમારી ઝકાત અદા કરી દીધી છે પરંતુ તો પણ આવા સમયે માલ ખર્ચ કરીને તેનો જીવ બચાવવો ફરજ છે.

*(જસ્સાસ, કુર્તુબી)*

એવી જ રીતે જરૂરતના સમયે મસ્જિદો બનાવવી તથા દીની તા'લીમની વ્યવસ્થા માટે મદ્રસા અને મક્તબો બનાવવા, આ બધું માલની ફરજોમાં શામિલ છે. તફાવત એટલો જ છે કે ઝકાત એક ખાસ નિશ્ચિત પ્રમાણમાં આપવી જરૂરી

હોય છે અને તે એક આગવો કાનૂન છે અને આ કાનૂન હેઠળ પ્રત્યેક પરિસ્થિતિમાં ઝકાત અદા કરવી જરૂરી હોય છે જ્યારે અન્ય જરૂરતો અને હાજતોની પરિસ્થિતિઓ એવી છે, જ્યાં આવશ્યકતા અનુસાર માલ ખર્ચ કરવો ફરજ થઈ જાય છે અને જો આવી નાજુક પરિસ્થિતિઓ ઊભી ન થાય તો માલ ખર્ચ કરવો ફરજ નથી થતો.

**ખુલાસો :**

જે લોકો ઉપર માલ ખર્ચ કરવાનો છે દા.ત. સગા–વહાલાંઓ, મિસ્કીનો (ગરીબો), મુસાફરો, સવાલ કરનારા ફકીરો, આ બધાનો તો એક વિશેષ શૈલીમાં ઉલ્લેખ થયો પછી وَفِی الرِّقَابِ માં શબ્દ فِی વધારીને ઈશારો કર્યો કે, ગુલામોને માલના માલિક બનાવવાનો અત્રે હેતુ નથી. બલકે, તેમને તેમના માલિકો પાસેથી ખરીદવામાં અને તેમને આઝાદ અને સ્વતંત્ર કરવામાં માલ ખર્ચ કરવામાં આવે. એ જ પ્રમાણે اَقَامَ الصَّلٰوةَ وَاٰتَی الزَّكٰوةَ નું વર્ણન પણ આ જ પદ્ધતિ ઉપર થયું, જેવી રીતે અન્ય બાબતોનું વર્ણન થયું છે. આગળ સામાજિક વહેવારોના વિષયમાં ઉલ્લેખ થયો કે وَالْمُوْفُوْنَ તેમાં ઈશારો કરવામાં આવ્યો કે વચનબદ્ધતા અને કરાર પૂરો કરવાની ટેવ કાયમી હોવી જોઈએ. સામાન્ય પરિસ્થિતિઓમાં ક્યારેક ક્યારેક કામચલાઉ ધોરણે તો કાફિરો અને ફાજિરો (દુષ્ટ લોકો) પણ વચનપાલન કરતા હોય છે. એટલે ફક્ત કામચલાઉ ધોરણે એકાદ પ્રસંગે વચન પૂરું કરવાની ટેવ ભરોસાપાત્ર નથી. કારણ કે, જો સામાજિક વહેવારોમાં વિચાર કરવામાં આવે તો બધા જ સામાજિક અને આર્થિક વહેવારો જેમકે, ખરીદ–વેચાણ, કોન્ટ્રાક્ટ, ભાગીદારી બધું જ એક પ્રકારનો કરાર છે.

એવી જ રીતે આગળ ઉપર અખ્લાક (વર્તણૂક) એટલે કે આંતરિક અમલોનું વર્ણન કરવામાં આવ્યું, તેમાં ફક્ત સબ્ર–ધીરજનું વર્ણન થયું. કારણ કે, સબ્રનો અર્થ નફસ (મનેચ્છાઓ) ઉપર કાબૂ મેળવવો અને બુરાઈઓથી બચવું થાય છે. જો વિચાર કરવામાં આવે તો આંતરિક બધા જ અમલોની આત્મા સબ્ર જ છે, તેના દ્વારા ઉચ્ચ અખ્લાકો પ્રાપ્ત કરી શકાય છે અને તેના દ્વારા જ દુષ્કૃત્યો અને તેના દુષ્પ્રભાવોથી મુક્તિ મેળવી શકાય છે.

એક બીજું પરિવર્તન અત્રે કરવામાં આવ્યું છે કે, પહેલાં وَالْمُوْفُوْنَ નો

ઉલ્લેખ થયો. અહીંયાં وَالصَّابِرُوْنَ નથી બલકે, وَالصَّابِرِيْنَ કહ્યું. મુફસ્સિરોએ લખ્યું છે કે, આ શબ્દનું મૂળ વખાણ કરવા માટે છે, જેનો અર્થ એ છે કે આ સ્થળે શબ્દ مدح નું મૂળ છે અને صابرين તેનું કર્મ છે એટલો તેનો અર્થ એ થયો કે, બધા નેક લોકોમાં વિશેષ સ્વરૂપે વખાણને પાત્ર, (نُصِبَ عَلَى الْمَدْحِ) સબ્ર કરનારાઓ છે. કારણ કે સબ્ર જ એક એવો ગુણ અને શક્તિ છે જેનાથી ઉપરોક્ત પ્રમાણેના દરેક પ્રકારના અમલો સરળતાથી કરી શકાય છે. એ જ પ્રમાણે પ્રસ્તુત આયતમાં દીનના બધા જ વિભાગોના મહત્ત્વના સિદ્ધાંતો પણ આવી ગયા છે અને તેની અગત્યતા પણ અત્રે સ્થાપિત થઈ ગઈ છે.



અલ્હમ્દુલિલ્લાહ !

પ્રથમ જિલ્દ (ભાગ–૧)

સમાપ્ત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ؕ

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૭૮-૧૭૯)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا كُتِبَ عَلَيۡکُمُ الۡقِصَاصُ فِى الۡقَتۡلٰى ؕ اَلۡحُرُّ بِالۡحُـرِّ وَالۡعَبۡدُ |
| بِالۡعَبۡدِ وَالۡاُنۡثٰى بِالۡاُنۡثٰى ؕ فَمَنۡ عُفِىَ لَهٗ مِنۡ اَخِيۡهِ شَىۡءٌ فَاتِّبَاعٌ ۢ بِالۡمَعۡرُوۡفِ |
| وَاَدَآءٌ اِلَيۡهِ بِاِحۡسَانٍ ؕ ذٰلِكَ تَخۡفِيۡفٌ مِّنۡ رَّبِّکُمۡ وَرَحۡمَةٌ ؕ فَمَنِ اعۡتَدٰى بَعۡدَ ذٰلِكَ |
| فَلَهٗ عَذَابٌ اَلِيۡمٌ ﴿۱۷۸﴾ وَلَـكُمۡ فِى الۡقِصَاصِ حَيٰوةٌ يّٰۤاُولِى الۡاَلۡبَابِ لَعَلَّکُمۡ تَتَّقُوۡنَ ﴿۱۷۹﴾ |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર હત્યાના ભોગ બનેલાઓ વિશે "કિસાસ" (બદલો લેવો) ફરજ કરવામાં આવ્યો છે; સ્વતંત્ર (વ્યક્તિ)ના બદલામાં સ્વતંત્ર વ્યક્તિ, અને ગુલામના બદલામાં ગુલામ, અને સ્ત્રીના બદલામાં સ્ત્રી, પછી જેને પોતાના ભાઈ તરફથી કંઈપણ ક્ષમા આપવામાં આવે તો (તેણે) બંધારણ પ્રમાણે (ભલાઈનું) અનુસરણ કરવું અને તેને સારું વળતર (દિય્યત) ચૂકવવું (જોઈએ); આ (બાબત) તમારા પરવરદિગાર તરફથી સરળતા અને રહમત છે; બસ ! (આ ફેંસલા) પછી જેણે અતિરેક કર્યો (અત્યાચારી બન્યો), તો તેના માટે દર્દનાક અઝાબ છે. (૧૭૮) અને તમારા માટે "કિસાસ"માં (મોટું) જીવન છે; હે બુદ્ધિશાળીઓ ! જેથી તમે બચેલા (સુરક્ષિત) રહો. (૧૭૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતની તફસીરમાં આપને જાણ થઈ ચૂકી છે કે, આ આયતમાં સામૂહિક રીતે નેકી અને ભલાઈના સિદ્ધાંતો બતાવવામાં આવ્યા છે. આગળ તેના વિભાગોના ખુલાસા છે, જેને "અબવાબુલ બિર્ર" (બિર્રના પ્રકરણો) કહી શકાય છે. આગળ આ જ પ્રકરણોમાં અમુક હુકમોનો ઉલ્લેખ થયો છે, જે પરિસ્થિતિ અને આવશ્યકતા અનુસાર વર્ણવવામાં આવ્યા છે.

## તફસીર :

**"કિસાસ" (નાહક માર્યા ગયેલાના બદલા)નો હુકમ :**

હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર "કિસાસ"(નો કાયદો) ફરજ કરવામાં આવે છે, (નાહક) ખૂન થયેલા વિશે (એટલે કે દરેક) આઝાદ વ્યક્તિ (કતલ કરવામાં આવે દરેક) આઝાદ વ્યક્તિના બદલામાં અને (એવી જ રીતે) ગુલામ (દરેક) ગુલામના બદલામાં અને (દરેક) સ્ત્રી (અન્ય દરેક) સ્ત્રીના બદલામાં. (મતલબ કે, હત્યારાઓ ઊંચા હોદ્દાઓ અથવા મરતબો ધરાવતા હોય અને જેમની હત્યા થઈ છે, તે નાનો દરજ્જો ધરાવતા હોય, તેમ છતાં પણ દરેક પાસેથી સરખો બદલો લેવામાં આવશે. એટલે કે, હત્યારાને સજા સ્વરૂપે ઈસ્લામી હુકૂમતના માધ્યમથી કતલ કરવાની સજા આપવામાં આવશે.) હા ! જે (હત્યારા)ને તે (મરનાર)ના સગાઓ તરફથી (મુકદ્દમો પાછો ખેંચી લેવામાં આવે અને) મા'ફ કરવામાં આવે (પરંતુ સંપૂર્ણ રીતે દોષમુક્ત જાહેર ન થાય) તો (હત્યારાને મૌતની સજાથી છુટકારો તો મળશે, પરંતુ દિય્યત એટલે કે, લોહી વહાવવાના વળતર સ્વરૂપે એક ચોક્કસ પ્રમાણમાં માલ તેના માથે વાજિબ થઈ જશે, તો એવા સમયે બન્ને પક્ષોની જવાબદારી એ છે કે, પરસ્પર એકબીજાની રિઆયત (બાંધછોડ) કરે અને માર્યા ગયેલાના પક્ષવાળાના માથે જવાબદારી છે કે,) યોગ્ય રીતે (આ દિય્યતના માલની) માંગણી કરે (કે ખોટી રીતે માંગણીઓ રજૂ કરવામાં અતિરેક ન કરે) અને (હત્યારાના માથે જવાબદારી છે કે,) ભલાઈથી (આ દિય્યતના માલને) તે (દા'વેદારો)ની પાસે પહોંચાડી દે (કે માલના પ્રમાણમાં જાણીબૂઝીને કમી ન કરે અને માલ આપવામાં આનાકાની ન કરે) આ (દિય્યત અને મા'ફીનો કાયદો) તમારા પરવરદિગાર તરફથી (સજામાં) રાહત અને કૃપા છે (નહિતર ખૂનના ગુનાહમાં મૌતની સજા સિવાય અન્ય કોઈ વિકલ્પ બાકી ન હતો) પછી જે વ્યક્તિ આ (કાયદા)ને (નક્કી થયા) પછી તોડી નાંખે (દા.ત. કોઈને દિય્યતનો જૂઠો વાયદો કરી મા'ફી મેળવી ફરી પાછી હત્યા કરવાની યોજના બનાવે) તો આવા વ્યક્તિને (આખિરતમાં) ઘણો દર્દનાક અઝાબ થશે અને સમજદાર લોકો માટે (આ) "કિસાસ"(ના કાયદા)માં તમારા જીવન(ની સુરક્ષા) માટે મોટો બચાવ છે. (કારણ કે આ કાયદાથી મૌતની સજાના ભયે કોઈની નાહક હત્યા કરવાથી લોકો અટકી જશે તો એના દ્વારા અસંખ્ય

જિંદગીઓ હલાક થવાથી અને તેનાથી ઊભા થતા ફિત્ના–ફસાદથી બચી જવાશે.) અમે આશા રાખીએ છીએ કે તમે લોકો (આવા શાંતિના કાયદાનું ઉલ્લંઘન કરવાથી) પરહેઝ કરશો (બચતા રહેશો).

## મસ્અલા અને બોધપાઠ :

"કિસાસ"નો શાબ્દિક અર્થ "બરાબરી" થાય છે, જેનો અર્થ સામાન્ય બોલચાલની ભાષામાં "બદલો લેવો" પણ થાય છે. જેનો ભાવાર્થ એ છે કે, જેના ઉપર અત્યાચાર કરવામાં આવ્યો છે અને જેટલા પ્રમાણમાં કરવામાં આવ્યો છે, એટલા જ પ્રમાણમાં જાલિમ પાસેથી બદલો લેવો જાઈઝ છે. તેમાં અતિરેક કરવો જાઈઝ નથી. કુર્આન શરીફની આયતમાં હવે પછી આ પરિસ્થિતિનો વધારે ખુલાસો આવી રીતે આવશે. فَاعْتَدُوْا عَلَيْهِ بِمِثْلِ مَا اعْتَدٰى عَلَيْكُمْ (સૂરહ : ૨, આયત : ૧૯૪) અને સૂરએ નહલ્‌ની છેલ્લી આયતમાં وَاِنْ عَاقَبْتُمْ فَعَاقِبُوْا بِمِثْلِ مَا عُوْقِبْتُمْ بِهٖ (સૂરહ : ૧૬, આયત : ૧૨૬) આ વિષયનો ખુલાસો આવ્યો છે.

શરીઅતની વ્યાખ્યામાં "કિસાસ" એને કહેવામાં આવે છે કે, “જો કોઈની હત્યા કરવામાં આવે અથવા કોઈને ઘાયલ કરવામાં આવે, તો એમાં હત્યાનો બદલો કતલ તરીકે અને ઘાયલનો બદલો એ સમાન ઘાયલ કરીને ઈસ્લામી હુકૂમતના માધ્યમથી સજા કરવામાં આવે.”

**મસ્અલો :**

જાણીબુઝીને હત્યા કરવાના ઈરાદે ધાતુના હથિયારથી અથવા એવા પદાર્થથી કે જેમાં માંસ કપાઈને લોહી વહી શકે છે, જો કોઈની નાહક હત્યા કરવામાં આવે, તો "કિસાસ" એટલે કે ઈસ્લામી હુકૂમતના માધ્યમથી જીવના બદલે જીવ લેવો આવી જ હત્યાના ગુનાહ સાથે ખાસ જોડાયેલ છે.

**મસ્અલો :**

એવી હત્યા જેમાં જેવી રીતે ઈસ્લામી હુકૂમતના માધ્યમથી આઝાદ (સ્વતંત્ર) વ્યક્તિ, આઝાદ વ્યક્તિના બદલામાં કતલ કરવામાં આવે છે. એવી જ રીતે ગુલામના બદલામાં ગુલામ અને એ જ પ્રમાણે સ્ત્રીના બદલામાં સ્ત્રી પણ કતલ કરવામાં આવે છે. એવી જ રીતે પુરૂષ પણ સ્ત્રીની હત્યાના બદલામાં કતલ કરવામાં આવે છે.

આ આયતમાં આઝાદના બદલામાં આઝાદ અને સ્ત્રીના બદલામાં સ્ત્રીનો જે ઉલ્લેખ થયો છે, તે આયત એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે.

ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને અબી હાતિમ (રહ.)ની સનદથી નકલ કર્યું છે કે, ઈસ્લામ આવવાના અમુક સમય પહેલાં બે અરબ કબીલાઓમાં યુદ્ધ થઈ ગયું. બંને પક્ષે ઘણા સ્વતંત્ર વ્યક્તિઓ, ગુલામો, પુરૂષો અને સ્ત્રીઓ માર્યા ગયા. હજુ આ ઘટનાની સુલેહ–સફાઈ થઈ ન હતી અને ઈસ્લામનો યુગ શરૂ થઈ ગયો. આ બંને કબીલાઓ પણ ઈસ્લામમાં દાખલ થઈ ગયા. ઈસ્લામ લાવ્યા પછી બંને કબીલાવાળાઓ પોતપોતાના માર્યા ગયેલાઓ માટે "કિસાસ"ની વાટાઘાટો કરવા લાગ્યા. એક કબીલો જે વધારે શક્તિશાળી અને ઈજ્જતદાર હતો તેમણે કહ્યું કે, અમે ત્યાં સુધી રાજી નહીં થઈએ, જ્યાં સુધી કે અમારા એક ગુલામના બદલામાં તમારો એક સ્વતંત્ર વ્યક્તિ અને અમારી એક સ્ત્રીના બદલામાં તમારો એક પુરૂષ કતલ કરવામાં ન આવે !

તેમની અજ્ઞાનતાપૂર્ણ અને અત્યાચારી માંગણીના રદિયામાં આ આયત નાઝિલ થઈ, اَلْحُرُّ بِالْحُرِّ وَالْعَبْدُ بِالْعَبْدِ وَالْاُنْثٰى بِالْاُنْثٰى જેનો હેતુ એ હતો કે, એવી માંગણી કરવી કે, ગુલામના બદલામાં આઝાદ વ્યક્તિ અને સ્ત્રીના બદલામાં પુરૂષને કતલ કરવામાં આવે; રદ કરવામાં આવે છે, જ્યારે કે તેમણે નાહક હત્યા પણ નથી કરી ! આ રીતે ઈસ્લામે પોતાના ન્યાયપૂર્ણ કાયદાને લાગુ કર્યો કે, જેણે નાહક હત્યા કરી છે તે જ વ્યક્તિને સજા સ્વરૂપે મૌતની સજા ફરમાવવામાં આવશે. જો કોઈ સ્ત્રીએ હત્યા કરી હોય તો તેના બદલામાં કોઈ નિર્દોષ પુરૂષને મૌતની સજા ફરમાવવામાં નહિ આવે ! એવી જ રીતે જો કોઈ ગુલામ હત્યારો છે, તો તેના બદલામાં કોઈ નિર્દોષ સ્વતંત્ર વ્યક્તિને કતલ કરવો ઉઘાડો અત્યાચાર છે, જેને ઈસ્લામ કદાપિ માન્ય ન રાખી શકે.

સ્પષ્ટ રીતે આયતનો હેતુ એવો છે કે, જેણે નાહક હત્યા કરી છે, તે જ કિસાસમાં (ઈસ્લામી હુકૂમતના માધ્યમથી) મૌતની સજા પામશે અને તેને જ કતલ કરવામાં આવશે. નાહક હત્યા કરનાર સ્ત્રી હોય કે ગુલામ ! મતલબ કે, હત્યા કરનાર સ્ત્રી અથવા ગુલામના બદલે નિર્દોષ પુરૂષ અને સ્વતંત્ર વ્યક્તિને કતલ કરવો જાઈઝ નથી.

આયતનો મતલબ એ નથી કે, જો કોઈ સ્ત્રીને કોઈ પુરૂષ નાહક કતલ કરી નાંખે અથવા ગુલામને કોઈ સ્વતંત્ર વ્યક્તિ નાહક કતલ કરી નાંખે તો તેમનાથી

''કિસાસ'' લેવામાં નહિ આવે ! બલકે, કુર્આનની આ જ આયતમાં શરૂઆતમાં اَلْقِصَاصُ فِى الْقَتْلٰى એ બાબતની સ્પષ્ટ દલીલ છે અને બીજી આયતમાં પણ તેનો વધારે ખુલાસો આવ્યો છે. દા.ત. اَلنَّفْسُ بِا لنَّفْسِ વગેરે.

**મસ્અલો :**

જો કોઈની જાણીબુઝીને નાહક હત્યા કરનાર હત્યારાને સંપૂર્ણ ક્ષમા અને મા'ફી આપવામાં આવે, દાખલા તરીકે માર્યા ગયેલાના વારસદારોમાં ફક્ત બે જ પુત્રો હતા અને તે બંને પોતાનો હક મા'ફ કરી દે, તો હત્યારાને કોઈ સજા નહિ થાય અને જો પૂરી મા'ફી ન મળે, દા.ત. ઉપરોક્ત પરિસ્થિતિમાં બંને પુત્રોમાંથી એક પુત્રએ તો મા'ફ કરી દીધું પણ બીજાએ મા'ફ ન કર્યું, તો મૌતની સજાથી તો કાતિલ (હત્યારો) છૂટી ગયો, પરંતુ મા'ફ ન કરનાર પુત્રને અડધી દિય્યત (વળતર) ઈસ્લામી હુકૂમતના માધ્યમથી આપવામાં આવશે અને દિય્યત એટલે કે લોહી વહાવવાનું વળતર શરીઅતમાં સો ઊંટ, અથવા એક હજાર દીનાર, અથવા દશ હજાર દિરહમ છે અને એક દિરહમ લગભગ સાડા ત્રણ માશા (લગભગ સાડા ચાર ગ્રામ) ચાંદી જેટલું વજન થાય છે, આ પ્રમાણે એક આખી દિય્યત બે હજાર નવ સો તોલા આઠ માશા ચાંદી થઈ. એટલે કે ૩૬ શેર, ૩૬ તોલા અને આઠ માશા (આ જૂનું માપ છે, નવી દશાંશ પદ્ધતિ આધારે આ માપ કોઈ નિષ્ણાત આલિમને પૂછી લેવા વિનંતી છે. -અનુવાદક).

**મસ્અલો :**

જેવી રીતે અધૂરી મા'ફીથી દિય્યતનો માલ વાજિબ થઈ જાય છે, એ જ પ્રમાણે જો પરસ્પર કોઈ એક ચોક્કસ માલના પ્રમાણ ઉપર સમજૂતી થઈ જાય તો પણ ''કિસાસ'' અર્થાત્ મૌતની સજાથી છુટકારો મળી જશે અને માલ આપવો વાજિબ થઈ જશે, પરંતુ એમાં ઘણી બધી શરતો છે, જે ફિક્હની કિતાબોમાં જોઈ શકાય છે.

**મસ્અલો :**

નાહક માર્યા ગયેલા વ્યક્તિના જેટલા પણ શરઈ વારસદારો છે તે જ કિસાસ અને દિય્યતના માલિક અને પોતાના શરઈ ધારાધોરણ મુજબના ભાગના વારસાના હકદાર છે. જો દિય્યત એટલે કે વળતર લેવામાં આવ્યું હોય તો આ વારસદારોમાં આ માલ વારસા વહેંચણીના હિસાબ પ્રમાણે જ વહેંચવામાં આવશે

અને જો ઈસ્લામી હુકૂમતના માધ્યમથી ''કિસાસ''નો ફેંસલો થયો, તો ''કિસાસ''નો અધિકાર પણ સંયુક્ત અને સામૂહિક જ હશે. પરંતુ હત્યાના બદલે મૌતની સજાનો ''કિસાસ'' વહેંચી શકાય એવી વસ્તુ નથી, એટલા માટે જો કોઈ નાનો હિસ્સો ધરાવનાર વારસદાર પણ પોતાનો સજાનો ''કિસાસ'' મા'ફ કરી દેશે તો આપોઆપ બીજા વારસદારોનો મૌતની સજાનો ''કિસાસ''નો હક પણ મા'ફ થઈ જશે અને તેમને દિય્યતની રકમમાંથી પોતાના વારસા પ્રમાણે હિસ્સો મળશે.

**મસ્અલો :**

''કિસાસ'' લેવાનો અધિકાર જો કે માર્યા ગયેલા વ્યક્તિના વારસદારોને છે, પરંતુ ઉમ્મતના ઈજ્માઅ્ દ્વારા એ બાબત સિદ્ધ થઈ છે કે, તેઓ પોતાનો હક પોતાની જાતે વસૂલ કરી શકતા નથી. કિસાસ લેવાનો અધિકાર નાહક માર્યા ગયેલ વ્યક્તિના વારસદારોને પોતે નથી કે, તેઓ પોતે જ હત્યારાને મારી નાંખે. બલકે, આ હુકમની બજવણી અને અમલ ઈસ્લામિક હુકૂમત અથવા તેના માન્ય સૂબેદાર વગેરે કરશે. કારણ કે, ''કિસાસ'' કયા સ્વરૂપે વાજિબ થાય છે અને કયા સ્વરૂપમાં નથી થતો, તેના અસંખ્ય મસ્અલાઓ છે, દરેક સામાન્ય વ્યક્તિને તેની જાણ હોતી નથી અને એ પણ શક્ય છે કે, માર્યા ગયેલ વ્યક્તિના વારસદારો પોતાના ગુસ્સાથી પ્રભાવિત થઈ કોઈ અતિરેક પણ કરી બેસે, એટલા માટે ઉમ્મતના ઉલમાએ સંપૂર્ણ સહમતિ દ્વારા ''કિસાસ''નો હક મેળવવા માટે ઈસ્લામી હુકૂમતની અદાલતમાં પોતાના મુકદ્દમાને રજૂ કરવો જરૂરી સમજ્યું છે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૦–૧૮૧–૧૮ર)

| |
|---|
| كُتِبَ عَلَيْكُمْ إِذَا حَضَرَ أَحَدَكُمُ الْمَوْتُ إِنْ تَرَكَ خَيْرًا ۖ الْوَصِيَّةُ لِلْوَالِدَيْنِ وَ |
| الْأَقْرَبِينَ بِالْمَعْرُوفِ ۖ حَقًّا عَلَى الْمُتَّقِينَ ﴿١٨٠﴾ فَمَنْ بَدَّلَهُ بَعْدَمَا سَمِعَهُ فَإِنَّمَا إِثْمُهُ عَلَى |
| الَّذِينَ يُبَدِّلُونَهُ ۚ إِنَّ اللَّهَ سَمِيعٌ عَلِيمٌ ﴿١٨١﴾ فَمَنْ خَافَ مِنْ مُوصٍ جَنَفًا أَوْ إِثْمًا |
| فَأَصْلَحَ بَيْنَهُمْ فَلَا إِثْمَ عَلَيْهِ ۚ إِنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ﴿١٨٢﴾ ع ٢٢ ٦ |

## તરજુમો :

*તમારા ઉપર (એવું) ફરજ કરવામાં આવે છે કે, જ્યારે તમારામાંથી કોઈને મૌત(ની ઘડી નજીક) આવવા લાગે (અને) જો તે માલ છોડી જતો હોય; તો માં–બાપ અને સગાં–વહાલાઓ માટે ન્યાયી રીતે વસિય્યત કરે; પરહેઝગારો માટે આ (બાબત) જરૂરી છે. (૧૮૦) પછી જો કોઈ તે (વસિય્યત)ને સાંભળ્યા પછી બદલી નાંખે, તો તેનો ગુનોહ ફક્ત તે લોકોને જ થશે જેમણે તેને બદલી નાંખી; બેશક ! અલ્લાહ સઘળું સાંભળનાર (અને) સર્વજ્ઞ (સઘળું જાણનાર) છે. (૧૮૧) બસ, પછી કોઈ વસિય્યત કરનાર તરફથી પક્ષપાત કરવાથી અથવા ગુનાહથી ડરે, પછી તે બંને વચ્ચે સુલેહ કરાવી દે, તો એમાં કોઈ ગુનોહ નથી; બેશક ! અલ્લાહ મહાન મા'ફ કરનાર, ખૂબ રહમ કરનાર છે. (૧૮૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

વસિય્યત દરેક તે વસ્તુને કહેવામાં આવે છે, જેને જે તે વ્યક્તિ દ્વારા પૂરી કરવાનો હુકમ કરવામાં આવે છે. ભલે તે કામ તે વસિય્યત કરનારની જિંદગીમાં કરવાનું કામ હોય અથવા તો વસિય્યત કરનારના મૌત પછી તે કામ કરવાનું હોય, પરંતુ સામાન્ય બોલચાલની ભાષામાં વસિય્યત એને જ કહેવામાં આવે છે કે, જે કામ વસિય્યત કરનારના મૌત પછી પૂર્ણ કરવાનો હુકમ આપવામાં આવ્યો હોય.

خیـر "ખયર" શબ્દના ઘણા બધા અર્થોમાંથી એક અર્થ "માલ" પણ થાય છે. જેમકે કુર્આનમાં છે, وَاِنَّــهٗ لِـحُـبِّ الْخَيْرِ لَشَـدِيْدٌ "બેશક ! તે ખયર (માલ)ની મહોબ્બતમાં અત્યંત મજબૂત છે." આ સ્થળે બધા જ મુફસ્સિરોએ સહમતિથી خیر "ખયર"નો અર્થ "માલ" કર્યો છે.

શરૂ–શરૂમાં ઈસ્લામમાં જ્યાં સુધી વારસા વહેંચણીના શરીઅત પ્રમાણે ભાગો નક્કી કરવામાં આવ્યા ન હતા, એવો હુકમ હતો કે, છોડેલા માલના ૧/૩ (એક તૃત્યાંશ) ભાગમાં મરનારો પોતાના માતા–પિતા અને બીજા સગાં–વહાલાંઓ માટે જેટલું–જેટલું યોગ્ય સમજે વસિય્યત કરી આપે, એટલો તો તે વસિય્યત પ્રમાણે લાભ મેળવનાર લોકોનો હક હતો, બાકી જે કંઈ પણ રહેતું, તે ઔલાદનો હક રહેતો હતો. પ્રસ્તુત આયતમાં આ જ હુકમ વર્ણવવામાં

આવ્યો છે. પાછળથી વારસા–વહેંચણીના સંપૂર્ણ હુકમો નાઝિલ થયા અને દરેક વારસદારનો હિસ્સો પણ અલ્લાહ તરફથી નક્કી કરવામાં આવ્યો.

## તફસીર :

તમારા ઉપર ફરજ કરવામાં આવે છે કે, જ્યારે પણ કોઈનું મૃત્યુ નજીક આવવા લાગે અને કંઈ માલ પણ વારસામાં છોડી જતો હોય તો (પોતાના) માતા–પિતા અને (અન્ય) સગાં–વહાલાંઓ માટે યોગ્ય રીતે (કે ૧/૩ છોડેલા માલ કરતાં વધી ન જાય એ રીતે) અમુક બતાવી જાય (તેનું નામ વસિય્યત છે.) જેમને અલ્લાહનો ડર છે, તેમના માથે આ જવાબદારી જરૂરી છે, પછી (જે લોકોએ આ વસિય્યતને સાંભળી છે તેમનામાંથી) જે વ્યક્તિ (પણ) સાંભળી લીધા પછી આ (વસિય્યતને) બદલી નાંખે (અને પરસ્પર વહેંચણીના સમયે ખોટી વાતની રજૂઆત કરે કે, આવી રીતે વહેંચણી થવાથી કોઈનો હક માર્યો જતો હોય) તો તે (હક દબાવવાનો) ગુનોહ તે જ લોકોને થશે, જેઓ આ (વસિય્યતના વિષયને) બદલી નાંખશે (અને અદાલતના મુન્સફને અથવા પંચોને કે મરનારને તેનો કોઈ ગુનોહ નહિ થાય કારણ કે,) અલ્લાહ તઆલા તો ચોક્કસ સાંભળનારો–સર્વજ્ઞ (સઘળું જાણનારો) છે (તો ફેરબદલ કરનાર જે જાહેર કરે છે, તેને પણ સાંભળે છે અને ન્યાયાધીશ કે પંચો આ બાબતથી અજાણ છે, તે પણ જાણે છે.) હા ! (એક રીતે અમુક પ્રકારની ફેરબદલી કરવાની પરવાનગી પણ છે અને તે જ્યારે કે) જે વ્યક્તિને વસિય્યત કરનાર તરફથી (વસિય્યતના વિષયમાં) કોઈ ભૂલ અથવા (જાણીબુઝી વસિય્યત કરનારે વસિય્યતના શરઈ કાનૂનનું ઉલ્લંઘન કર્યુ હોય) કોઈ ગુનાહ કરવાની સાબિતી થઈ ચૂકી હોય (અને ગેરકાયદેસર વસિય્યતના કારણે વસિયત કરનાર મય્યતના માલમાં વારસદારોમાં પરસ્પર ફિત્નો થવાનો ભય અથવા ફિત્નો થઈ ગયો હોય તો) પછી આ વ્યક્તિ તેમાં પરસ્પર સુલેહ–સફાઈ કરાવી દે. (જો કે, આ સુલેહ–સફાઈ આ મરનારની વસિય્યત પ્રમાણે ન હોય અને દેખીતું એ મૂળ વસિય્યતથી વિપરીત લાગે તો પણ) એવા વ્યક્તિ ઉપર કોઈ ગુનોહ નથી (અને) વાસ્તવમાં અલ્લાહ તઆલા તો મા'ફ કરનારો છે (અને) રહમ કરનારો છે. (અને એ વ્યક્તિએ તો કોઈ ગુનોહ પણ નથી કર્યો બલકે, ખોટી વસિય્યતને સુલેહ–સફાઈ કરાવી કાયદેસરની અને શરીઅત અનુસાર બનાવી છે, તો તે અલ્લાહની રહમતનો હકદાર બને છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં મરનાર જે થોડોઘણો માલ છોડીને મરી રહ્યો છે, તેના વિશે મરનાર ઉપર વસિય્યત ફરજ કરવામાં આવે છે. આ હુકમના ત્રણ વિભાગો છે. એક એ કે, મરનારના છોડેલા માલમાં ઔલાદ સિવાય કોઈ અન્ય વારસદારોનો હિસ્સો નક્કી નથી. તેમના હિસ્સાને મરનારની વસિય્યત વડે નક્કી કરવામાં આવશે.

બીજું એ કે આવા સગાં–વહાલાંઓ માટે વસિય્યત કરવી મરનાર ઉપર ફરજ છે અને ત્રીજું એ કે ૧/૩ (એક તૃત્યાંશ) માલથી વધારે માલની વસિય્યત કરવી જાઈઝ નથી.

આ ત્રણે હુકમોમાં પ્રથમ હુકમ બાબતે તો મોટા ભાગના સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) નજીક વારસા વહેંચણીની આયત નાઝિલ થયા પછી ઉપરોક્ત આયતનો હુકમ મન્સૂખ (રદ) છે. ઈબ્ને કષીર (રહ.)એ "તફ્સીરે હાકિમ" વગેરેથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)નું નિવેદન નોંધ્યું છે કે, ‘‘આ હુકમને મીરાષ (વારસા–વહેંચણી)ની આયતે મન્સૂખ કરી દીધો છે, એટલે કે આ આયત لِلرِّجَالِ نَصِيْبٌ مِّمَّاتَرَكَ الْوَالِدَانِ وَالْاَقْرَبُوْنَ وَلِلنِّسَآءِ نَصِيْبٌ مِّمَّاتَرَكَ الْوَالِدَانِ وَالْاَقْرَبُوْنَ مِمَّاقَلَّ مِنْهُ اَوْكَثُرَ ؕ نَصِيْبًا مَّفْرُوْضًا۔ ‘પુરૂષો માટે એમાં હિસ્સો છે જે માં–બાપે અને નજીકના સગાંઓએ છોડ્યું છે અને સ્ત્રીઓ માટે એમાં હિસ્સો છે જે માં–બાપે અને નજીકના સગાંઓએ છોડ્યું છે; ભલે થોડું હોય અથવા વધારે ! તે હિસ્સો નક્કી કરેલો છે.’ –સૂરહઃ૪, આયતઃ૭) મન્સૂખ છે.’’

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની બીજી રિવાયતમાં એનો ખુલાસો થયો છે કે, ‘‘મીરાષની આયતે તે લોકોની મીરાષને મન્સૂખ કરી દીધી, જેમના વારસા–વહેંચણીના હિસ્સાનું પ્રમાણ નક્કી છે. અન્ય સગાં–વહાલાંઓ કે, જેમનો મરનારના વારસામાં કોઈ હક નથી તેમના માટે વસિય્યત કરવાનો હુકમ હજુ પણ બાકી છે.’’ *(જસ્સાસ, કુર્તુબી)*

પરંતુ ઈજમા–એ–ઉમ્મતથી જાહેર છે કે, જે સગાંઓનો કોઈ ભાગ નક્કી નથી, તેમના માટે મરનાર ઉપર વસિય્યત કરવી ફરજ અથવા જરૂરી નથી. એટલા માટે વસિય્યત કરવી ફરજ હોવાનો હુકમ તેમના વિશે પણ મન્સૂખ થઈ ગયો. *(જસ્સાસ, કુર્તુબી)*

**બીજો હુકમ; વસિય્યત ફરજ હોવાનો હુકમ રદ થવા વિશે :**

આ હુકમ પણ ઉમ્મતના ઈજ્માઅ્થી તે મુતવાતિર હદીષના કારણે મન્સૂખ (રદબાતલ) છે કે જેનું એ'લાન રસૂલે કરીમ ﷺએ હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં સહાબા (રદિ.) સામે કર્યું હતું.

اِنَّ اللّٰهَ اَعْطٰى لِكُلِّ ذِى حَقٍّ حَقَّهٗ فَلَاوَصِيَّةَ لِوَارِثٍ،

(اَخْرَجَهُ التِّرْمِذِىُ وَقَالَ هٰذَاحَدِيْثٌ حَسَنٌ صَحِيْحٌ)

*"અલ્લાહ તઆલાએ દરેક હકદારને તેનો હક પોતે (જ) આપી દીધો છે, એટલા માટે હવે કોઈ વારસદાર માટે વસિય્યત કરવી જાઈઝ નથી."*

આ હદીષમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના આ શબ્દો પણ નકલ કરવામાં આવ્યા છે. (جَصَّاص) لَاوَصِيَّةَ لِوَارِثٍ اِلَّااَنْ تُجِيْزَهُ الْوَرَثَةُ، "કોઈ વારસદાર માટે વસિય્યત કરવી ત્યાં સુધી જાઈઝ નથી, જ્યાં સુધી બાકીના બધા (બાલિગ) વારસદારો પરવાનગી ન આપે." *(જસ્સાસ)*

ઉપરોક્ત હદીષનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાએ વારસદારોના હિસ્સાઓ પોતે નક્કી કરી દીધા છે. એટલા માટે મરનારે તેમના માટે વસિય્યત કરવાની જરૂર રહેતી નથી બલકે, વારસદારના હકમાં વસિય્યત કરવાની પરવાનગી પણ નથી. હા ! જો અન્ય વારસદારો વસિય્યતની પરવાનગી આપે તો જાઈઝ છે.

ઈમામ જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે, "આ હદીષ સહાબા (રદિ.)ની એક આખી જમાઅત દ્વારા નકલ કરવામાં આવી છે અને ઉમ્મતના ફુક્હાએ તેને સર્વાનુમતે સ્વીકારી છે. એટલા માટે તેનો હુકમ મુતવાતિર હદીષનો દરજ્જો ધરાવે છે. જેનાથી કુર્આનની આયતનો "નસ્ખ" (રદિયો) જાઈઝ છે."

ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, "ઉલમાએ ઉમ્મતમાં આ બાબત સર્વાનુમતે સ્વીકાર્ય છે કે, જ્યારે કોઈ હુકમ રસૂલે કરીમ ﷺની જીભ મુબારકથી ચોક્કસપણે વિશ્વાસપૂર્વક કહેવાયું હોવાની જાણ થઈ જાય, જેના માટે "હદીષે મુતવાતિર" અથવા "મશ્હૂર" વગેરે વ્યાખ્યાઓ નક્કી થઈ છે, તો તે પણ બિલકુલ કુર્આનના હુકમની જેમ જ છે, અને તે વાસ્તવમાં અલ્લાહ તઆલાનું જ ફરમાન છે. એટલા માટે આવી કોઈ હદીષથી કુર્આનની કોઈ આયત મન્સૂખ થઈ

જાય, તો તેમાં કોઈ શંકાને સ્થાન નથી.'' પછી ફરમાવ્યું કે, ''આ હદીષ અમારા સુધી "ખબરે વાહિદ" સ્વરૂપે જ પહોંચી છે, પરંતુ સાથે–સાથે તેના ઉપર સહાબા રદિ.નો ઈજ્માઅ્ તથા ઉમ્મતનો ઈજ્માઅ્ હોવો એ સાબિત કરે છે કે, આ હદીષ તે લોકો નજીક "કતઈયુસ્સુબૂત" સાબિતી છે, નહિતર જો શંકાની સંભાવના હોત તો આ હદીષના કારણે કુર્આનની આયત મન્સૂખ સમજી તેના ઉપર ઈજ્માઅ્ ન થયો હોત.

**ત્રીજો હુકમ; ૧/૩ (એક તૃત્યાંશ) માલની વસિય્યતથી વધારે માલની વસિય્યત કરવી જાઇઝ નથી :**

૧/૩ (એક તૃત્યાંશ) માલની વસિય્યત કરવી ઉમ્મતમાં સર્વાનુમતે હજુપણ જાઈઝ હોવું બાકી છે. હા ! બાલિગ વારસદારોની પરવાનગી હોય તો ૧/૩ (એક તૃત્યાંશ)થી વધારે બલકે સંપૂર્ણ માલની વસિય્યત કરવી પણ જાઈઝ છે.

**મસ્અલો :**

ઉપરોક્ત ખુલાસાથી એ બાબત સ્પષ્ટ થઈ ચૂકી કે, જે વારસદારોના હિસ્સા માટે કુર્આન શરીફે પોતે ભાગ નક્કી કરી દીધો છે, તેમના માટે વસિય્યત કરવી વાજિબ નથી. બલકે, વારસદારોની પરવાનગી સિવાય અન્ય કોઈ વારસદાર માટે વસિય્યત કરવી જાઈઝ પણ નથી. અલબત્ત કોઈ રિશ્તેદાર અથવા અન્ય કોઈ વ્યક્તિ જો શરઈ વારિષ ન હોય તો તેમના માટે ૧/૩ (એક તૃત્યાંશ) માલ સુધી વસિય્યત કરવી જાઈઝ છે.

**મસ્અલો :**

આ આયતમાં એક ખાસ વસિય્યતનો ઉલ્લેખ હતો, એમાં મરનાર પોતાનો જે માલ છોડી જાય છે તે વિશે વસિય્યત કરતો હતો, તે હવે મન્સૂખ થઈ ગયો; પરંતુ જે વ્યક્તિના માથે બીજા લોકોના હકો બાકી છે અથવા તેની પાસે કોઈની અમાનત વગેરે રાખેલી હોય, તો તે બધી વસ્તુઓ અદા કરવા માટે વસિય્યત કરવી વાજિબ છે. રસૂલે કરીમ ﷺએ એક હદીષમાં ફરમાવ્યું કે, ''જે વ્યક્તિના માથે અમુક લોકોના હકો બાકી હોય તેના ઉપર ત્રણ રાતો એવી પસાર ન થવી જોઈએ કે તેની પાસે તેના વિશેની લખેલી વસિય્યત મૌજૂદ ન હોય.''

**મસ્અલો :**

વ્યક્તિને જે ૧/૩ (એક તૃત્યાંશ) માલની વસિય્યત કરવાનો અધિકાર

આપવામાં આવ્યો છે, તેમાં તેને પોતાની જિંદગીમાં એ અધિકાર પણ રહે છે કે, તે આ વસિય્યતમાં ફેરફાર કરે અથવા તો તેને બિલકુલ રદ કરી નાંખે. *(જસ્સાસ)*

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૩-૧૮૪)

| |
|---|
| يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ كَمَا كُتِبَ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ |
| لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿١٨٣﴾ اَيَّامًا مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ |
| فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ ؕ وَعَلَى الَّذِيْنَ يُطِيْقُوْنَهٗ فِدْيَةٌ طَعَامُ مِسْكِيْنٍ ؕ |
| فَمَنْ تَطَوَّعَ خَيْرًا فَهُوَ خَيْرٌ لَّهٗ ؕ وَاَنْ تَصُوْمُوْا خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿١٨٤﴾ |

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝા (સિયામ) ફરજ કરવામાં આવ્યા, જેવી રીતે કે આગલી ઉમ્મતો ઉપર ફરજ કરવામાં આવ્યા હતા; જેથી તમે પરહેઝગાર (અલ્લાહથી ડરનારા) બની જાઓ. (૧૮૩) ગણતરીના અમુક દિવસો છે ! પછી તમારામાંથી જે કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તો તેમના ઉપર તેની ગણતરી અન્ય દિવસોમાં (પૂરી કરવી જરૂરી) છે, અને જે લોકો (રોઝાની) શક્તિ ધરાવે છે બદલામાં તેના માથે એક નાદાર (મોહતાજ) વ્યક્તિને ખવાડવાનું છે; પછી જેઓ ખુશીથી કોઈ નેકી કરે તો તે તેના માટે ઉત્તમ છે, અને જો તમે રોઝા રાખો તો તે તમારા માટે ઉત્તમ છે, જો તમે સમજતા હોય ! (૧૮૪)*

### તફસીર (રોઝા ફરજ થવાનો હુકમ) :

હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર રોઝા ફરજ કરવામાં આવ્યા, જેવી રીતે તમારાથી અગાઉના (ઉમ્મતના) લોકો ઉપર ફરજ કરવામાં આવ્યા હતા. આશા છે કે તમે (રોઝાના કારણે ધીરે-ધીરે) મુત્તકી બની જાઓ (કારણ કે રોઝા રાખવાની ટેવ પડી જવાથી નફ્સની મનેચ્છાઓને તેના અસંખ્ય તકાદાઓથી રોકવાની ટેવ પાકી થઈ જશે અને તેના દ્વારા તકવા પૈદા થશે. કારણ કે, તકવાનો

પાયો ભૂખ, તરસ, સબ્ર તથા મનેચ્છાઓને રોકવા ઉપર જ છે.) થોડાક ગણતરીના દિવસો રોઝા રાખ્યા કરો (અહીંયાં થોડા ગણતરીના દિવસોનો અર્થ રમઝાનનો મહિનો છે જેમકે, આના પછીની આયતમાં એનો ઉલ્લેખ થયો છે.) પછી (તેમાં ઘણી સરળતા છે કે) જે વ્યક્તિ તમારામાં (એવો) બીમાર હોય (જેના માટે રોઝા રાખવા મુશ્કેલ અથવા નુકસાનકર્તા હોય) અથવા (શરઈ) મુસાફરીમાં હોય તો (તેને રમઝાનમાં રોઝા ન રાખવાની છૂટ છે અને રમઝાન સિવાય) બીજા દિવસોમાં (એટલા જ) ગણતરી પૂરી કરે (એટલે કે તે ગણતરી પ્રમાણે રોઝાઓ રાખવા તેના ઉપર વાજિબ છે) અને (બીજી સહૂલત જે પાછળથી મન્સૂખ થઈ ગઈ તે એ છે કે) જે લોકો રોઝાની શક્તિ ધરાવતા હોય (અને તો પણ રોઝા રાખવાનું દિલ ન ચાહે તો) તેમના માથે (ફક્ત રોઝાનો) ફિદિયો (એટલે કે બદલો) એ છે કે, તે એક ગરીબને ખાવું ખવડાવે અથવા ખાવું આપી દે અને જે વ્યક્તિ ખુશીથી (વધારે) ખૈરાત કરે (અને વધારે ફિદિયો આપે) તો એ બાબત તે વ્યક્તિ માટે ઘણી સારી છે અને (જો કે અમે સહૂલત ખાતર અનિવાર્ય પરિસ્થિતિઓમાં રોઝા ન રાખવાની છુટછાટ આપી છે પરંતુ) તમારા માટે રોઝો રાખવો (આવી હાલતમાં પણ) વધારે સારું છે. જો તમને (રોઝાની ફઝીલતની) ખબર હોય.

## મસ્અલા અને બોધપાઠ :

صَوْمٌ "સૌમ"નો શાબ્દિક અર્થ اِمْسَاکٌ "રોકાવું" અથવા "બચવું" થાય છે અને શરીઅતની વ્યાખ્યામાં ખાવું–પીવું તથા સ્ત્રી (પત્ની)નો ઉપભોગ કરવાથી રોકાવું અને બચેલા રહેવાનું નામ صَوْمٌ સૌમ છે. શરત એટલી જ છે કે, સુબ્હે સાદિકથી લઈ સૂર્યના આથમવા સુધી સતત રોકાયેલો રહે અને નિય્યત પણ રોઝાની કરે, એટલા માટે જો સૂર્ય આથમવાથી એક મિનિટ પહેલાં પણ કશું ખાઈ–પી લેશે તો રોઝો નહિ થાય, એવી જ રીતે જો બધી વસ્તુઓથી આખો દિવસ તો બચેલો અને રોકાયેલો રહ્યો પરંતુ નિય્યત રોઝાની ન હતી, તો પણ રોઝો નહિ થાય.

"સૌમ" صَوْمٌ એટલે કે રોઝો તે ઈબાદતોમાંથી છે, જેને ઈસ્લામનો પાયો અને નિશાની ઠરાવવામાં આવ્યો છે. તેની ફઝીલતો અને બરકતો બેશુમાર છે, જેનું વિગતવાર વર્ણન કરવાનો અત્રે મોકો નથી.

**અગાઉની ઉમ્મતો માટે રોઝાનો હુકમ :**

રોઝા ફરજ થવાના હુકમમાં મુસલમાનોને એક ખાસ દાખલો આપવામાં આવ્યો છે. હુકમની સાથે સાથે એનો પણ ઉલ્લેખ કર્યો કે, રોઝા ફક્ત તમારા ઉપર વિશેષ સ્વરૂપે ફરજ કરવામાં નથી આવ્યા બલકે, તમારાથી અગાઉની ઉમ્મતો ઉપર પણ રોઝા ફરજ કરવામાં આવ્યા હતા. એનાથી રોઝાનું ખાસ મહત્ત્વ પણ સ્પષ્ટ થઈ ગયું. રોઝો તકલીફ અને કઠણાઈની બાબત છે. માટે મુસલમાનોને દિલ ઉપર ભાર ન પડે એટલા માટે એવું કહેવામાં આવ્યું કે, તમારાથી અગાઉની ઉમ્મતો પણ રોઝાની તકલીફ ઉઠાવતી હતી અને સ્વાભાવિક છે કે, જ્યારે ઘણા બધા લોકો એકસરખી તકલીફ ઉઠાવતા હોય, તો તે તકલીફ હલકી લાગવા માંડે છે. *(રૂહુલ મઆની)*

કુર્આન શરીફના શબ્દો اَلَّـذِيْـنَ مِـنْ قَبْـلِـكُـمْ (જેઓ તમારા અગાઉ હતા) સર્વસામાન્ય છે. હઝરત આદમ (અલૈ.)થી લઈ ખાતમુન્નબિય્યિન ﷺ સુધી બધી જ શરીઅતો અને ઉમ્મતો રોઝા ફરજ હોવામાં શામિલ છે. સ્પષ્ટ થઈ ગયું કે, જેવી રીતે નમાઝની ઈબાદતથી કોઈ શરીઅત અને કોઈ ઉમ્મત બાકી ન હતી, એવી જ રીતે રોઝા પણ બધી જ શરીઅતોમાં ફરજ રહ્યા છે.

જે ઉલમાએ કિરામ ફરમાવે છે કે, مِـنْ قَبْـلِـكُـمْ (તમારા અગાઉ) એનાથી અહીંયાં ખ્રિસ્તીઓ હોવાનું સમજાય છે. તેઓનો અત્રે એક દાખલા સ્વરૂપે ઉલ્લેખ થયો છે અને એનાથી અન્ય ઉમ્મતોનો નકાર થતો નથી. *(રૂહુલ મઆની)*

આયતમાં ફક્ત એટલું જ બતાવવામાં આવ્યું છે કે, જેવી રીતે રોઝા મુસલમાનો ઉપર ફરજ કરવામાં આવ્યા છે, એવી જ રીતે આગલી ઉમ્મતો ઉપર પણ ફરજ કરવામાં આવ્યા હતા, જેનાથી એ જરૂરી નથી કે, આગલી ઉમ્મતોના રોઝાનું સ્વરૂપ અને તેના લક્ષણો મુસલમાનોના રોઝા જેવા જ હોવા જોઈએ. દાખલા તરીકે રોઝાઓની સંખ્યા, રોઝાના સમયની મર્યાદાઓ અને તે કયા કયા દિવસોમાં રાખવામાં આવે ? વગેરેમાં વિરોધાભાસ હોઈ શકે છે. એટલા માટે થયું પણ એમ જ કે, રોઝાની સંખ્યા પણ ઓછી–વત્તી થતી રહી છે અને રોઝાના સમયમાં પણ દરેક શરીઅતોમાં તફાવત થતો રહ્યો છે. *(રૂહુલ મઆની)*

لَـعَـلَّـكُـمْ تَتَّـقُـوْنَ (જેથી તમે અલ્લાહથી ડરો)માં ઈશારો છે કે, તકવાની શક્તિ પ્રાપ્ત કરવામાં રોઝાનો મોટો ફાળો છે. કારણ કે, રોઝા દ્વારા પોતાની

ઈચ્છાઓ કાબૂમાં રાખવા માટેનું મજબૂત મનોબળ પૈદા થાય છે અને તે જ મનોબળ તકવા (નીતિમત્તા અને અલ્લાહના ડર)નો પાયો છે.

**બીમારનો રોઝો :**

فَمَنْ كَانَ مِنْكُمْ مَرِيضًا (બસ, તમારામાંથી જે કોઈ બીમાર હોય) બીમારનો અર્થ એ છે કે, જો કોઈ વ્યક્તિ રોઝો રાખવા માટે અશક્ત હોય અથવા તો તેને રોઝો રાખવાથી અસહ્ય તકલીફ પહોંચે અથવા તો બીમારી વધી જવાનો ચોક્કસ ભય હોય ! તો આગળની આયતમાં وَلَا يُرِيدُ بِكُمُ الْعُسْرَ (અને કઠણાઈ નથી ઈચ્છતો) *(સૂરહ : ૨, આયત : ૧૮૫)* તે તરફ ઈશારો મૌજૂદ છે. જમહૂર ઉમ્મતના ફુક્હાનો આ જ અભિપ્રાય છે.

**મુસાફિર (પ્રવાસી)નો રોઝો :**

اَوْعَلٰى سَفَرٍ (અને મુસાફરીમાં) અહીંયાં શબ્દ મુસાફિરના બદલે عَلٰى سَفَرٍ (મુસાફરીમાં)નો શબ્દ અપનાવીને કેટલાય મહત્ત્વના મસ્અલાઓ તરફ ઈશારો કરવામાં આવ્યો.

પ્રથમ એ કે, સફર એટલે શાબ્દિક પરિભાષામાં એવી મુસાફરી કે, "જે પોતાના ઘર અને વતનથી બહાર નીકળી જવાનું નામ છે," પરંતુ માત્ર એવી મુસાફરી કે જેમાં ઘર અને વતનથી બહાર નીકળી જવામાં આવે તેવી પરિસ્થિતિ રોઝામાં શરઈ છુટછાટ માટેનું પૂરતું કારણ નથી. બલકે, મુસાફરી લાંબી હોવી જોઈએ, કારણ કે, અહીંયાં શબ્દ عَلٰى سَفَرٍ નો અર્થ એ જ છે કે, તે મુસાફરીમાં (વાહન કે પ્રાણી ઉપર) સવાર હોય, જેનાથી એવું સમજવામાં આવે છે કે, ઘરેથી દશ–પાંચ માઈલ દૂર ચાલ્યા જવું મુસાફરી નથી કહેવાતી, પરંતુ કુર્આનના આ શબ્દમાં મુસાફરી કેટલી લાંબી હોવી જોઈએ તે મર્યાદાનો કોઈ ઉલ્લેખ નથી, તેથી રસૂલુલ્લાહ ﷺની હદીષો અને સહાબા (રદિ.)ના અમલો દ્વાર ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ અને ઘણા ફુક્હાએ એનું પ્રમાણ (અંતર) ત્રણ મંઝિલો બતાવ્યું છે, એટલે કે મુસાફરીનું એટલું અંતર કે, જે પગે ચાલીને સફર કરનારો સરળતાથી ત્રણ દિવસમાં કાપી શકે. આ માપને શરઈ રૂએ મુસાફરી ગણવામાં આવે છે અને પાછળથી આવનાર ફુક્હાએ તેને માઈલના પ્રમાણમાં ૪૮ માઈલનું અંતર બતાવ્યું છે, જે કિલો મીટરના હિસાબે ૭૭ કિ.મી. થાય છે.

બીજો મસ્અલો આ શબ્દ عَلٰى سَفَرٍ થી એ નીકળે છે કે, વતનથી નીકળી

જનારો પ્રવાસી ત્યાં સુધી મુસાફિર કહેવડાવવાનો હકદાર છે, જ્યાં સુધી કે તે મુસાફરી ચાલુ હોય અને તે દેખીતું છે કે, કોઈ જગ્યાએ થોડા દિવસ થોભી જવાથી અથવા તો થોડો આરામ કરી લેવાથી મુસાફરી ખતમ થઈ ગઈ એમ નહિ કહેવાય, જ્યાં સુધી કે કોઈ લંબાણપૂર્વકનું રોકાણ કોઈ એક સ્થળે કરવામાં ન આવે અને આ મર્યાદાભર્યાં રોકાણ (થોભવા)નો સમય નબીએ કરીમ ﷺના નિવેદનોથી પંદર દિવસ હોવાનું સાબિત થયું છે. સફર દરમિયાન આ મુદત એટલે કે પંદર દિવસ કોઈ સ્થળે થોભવાની જો કોઈ વ્યક્તિ નિય્યત અને ઈરાદો કરી લે તો તે عَلٰى سَفَرٍ નહિ કહેવાય. એટલા માટે તે શરઈ અમલોની અદાયગીમાં શરઈ મુસાફરને મળતી છૂટછાટોનો હકદાર ઠરશે નહિ.

**મસ્અલો :**

અહીંયાં એ પણ મસ્અલો નીકળે છે કે, જે વ્યક્તિ કોઈ એક જ જગ્યાએ પંદર દિવસ થોભવાની નિય્યત નથી કરતો બલકે, જુદા–જુદા શહેરો અને વસ્તીઓમાં થોભવાની નિય્યત કરે છે, તો તે કાયદેસરના શરઈ મુસાફરના હુકમમાં આવે છે અને તે શરઈ મુસાફરને શરઈ અમલોની અદાયગીમાં મળતી મુસાફરની છૂટછાટોનો હકદાર ઠરશે. કારણ કે, તે عَلٰى سَفَرٍ (અલા સફરિન)ની હાલતમાં છે.

**રોઝાની કઝા :**

فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ (ગણતરી અન્ય દિવસોમાં પૂરી કરે) એટલે કે બીમાર અથવા મુસાફરને પોતાના છૂટી ગયેલા રોઝાઓની ગણતરીના પ્રમાણમાં રમઝાન સિવાય અન્ય દિવસોએ રોઝા રાખી લેવા વાજિબ છે. તેમાં એ બતાવવાનો હેતુ છે કે, બીમારી અથવા સફરની મજબૂરીથી જે રોઝાઓ છૂટી ગયા છે તેની કઝા કરવી આ લોકો ઉપર વાજિબ છે. જેના માટે فَعَلَيْهِ الْقَضَاءُનું ટૂંકુ વાક્ય પૂરતું હતું, તે છતાં فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ નો ઉલ્લેખ કરી ઈશારો કરી આપ્યો કે, બીમાર તેમજ મુસાફર ઉપર છૂટી ગયેલા રોઝાઓની કઝા ફક્ત એવી પરિસ્થિતિમાં વાજિબ થશે કે, જ્યારે બીમાર તંદુરસ્ત થયા પછી અને મુસાફર પ્રવાસી ન રહીને સ્થાયી થયા પછી એટલો સમય મેળવે જેટલા કે તેના રોઝા છૂટી ગયા હતા, જેથી તે તેની કઝા કરી શકે, અને જો કોઈ વ્યક્તિ એટલા દિવસો પહેલાં જ મૃત્યુ પામ્યો તો

તેના ઉપર તે છૂટી ગયેલા રોઝાઓની કઝા અથવા ફિદિયાની વસિય્યત કરવી જરૂરી નથી.

**મસ્અલો :**

عِــدَّــةٌ مِّـنۡ اَيَّــامٍ اُخَـرَ માં કોઈ શરત લગાવવામાં આવી નથી કે, રોઝાઓ ક્રમાનુસાર રાખવામાં આવે અથવા તો સતત રાખવામાં આવે અથવા જ્યારે મૌકો મળે ત્યારે રાખવામાં આવે. બલકે, સર્વસામાન્ય અધિકાર આપવામાં આવ્યો છે કે, જો કોઈ વ્યક્તિના રમઝાનના શરૂઆતના દશ રોઝા કઝા થઈ ગયા હોય તો જો તે પ્રથમ દશમાં ક્રમના રોઝાની કઝા કરે અને શરૂઆતના રોઝાની કઝા પાછળથી કરે, તો એમાં કંઈ વાંધો નથી. એવી જ રીતે છૂટા છૂટા કરીને રોઝા રાખે, તો તે પણ જાઈઝ છે, કારણ કે, عِدَّةٌ مِّنۡ اَيَّامٍ اُخَرَ માં એની શક્યતા રહેલી છે.

**રોઝાનો ફિદિયો :**

وَعَـلَـى الَّـذِيۡـنَ يُطِيۡقُوۡنَهٗ (અને જે લોકો રોઝા રાખવા માટે શક્તિશાળી છે) આ આયતનો એ જ અર્થ છે જેનો ખુલાસો તફસીરમાં બતાવવામાં આવ્યો છે કે, જે લોકો બીમાર અથવા મુસાફરની જેમ રોઝો રાખવાથી મજબૂર નથી બલકે, રોઝો રાખવાની શક્તિ ધરાવે છે, પરંતુ કોઈ કારણસર તેમનું દિલ નથી ઈચ્છતું કે, તેઓ રોઝા રાખે, તો તેમના માટે પણ એ શક્યતા રહેલી છે કે, તેઓ રોઝાના બદલે રોઝાનો ફિદિયો સદકહ સ્વરૂપે અદા કરે, પરંતુ તેની સાથે સાથે આવું કહીને وَاَنۡ تَـصُـوۡمُـوۡاخَيۡرٌ لَّكُمۡ (તમારા રોઝા રાખવા તમારા માટે ઉત્તમ છે) જાણ કરવામાં આવી કે, યોગ્ય અને ઉત્તમ તો એ જ છે કે, તમે રોઝા રાખો (આ હુકમ પાછળથી મનસૂખ થઈ ગયો પરંતુ અમુક ચોક્કસ પરિસ્થિતિઓમાં અને ચોક્કસ પ્રકારના શરઈ ઉઝરના સમયે હજુપણ માન્ય છે, જેની વિગત નીચે પ્રમાણે છે).

આ હુકમ ઈસ્લામની શરૂઆતનો હતો, તે સમયે આ હુકમનો હેતુ લોકોને રોઝા રાખવાની ટેવ પાડવાનો હતો. ત્યાર પછી આવનારી આયતમાં فَـمَـنۡ شَهِـدَ مِـنۡـكُمُ الشَّهۡرَ فَلۡيَصُمۡهُ (જેઓ તમારામાંથી મહિનો પામે તે એમાં રોઝા રાખે) આ હુકમને સામાન્ય લોકો માટે મનસૂખ (રદ) કરી દેવામાં આવ્યો. ફક્ત એવા લોકો માટે આ હુકમ હજુપણ સમગ્ર ઉમ્મતના ઈજ્માઅ્થી બાકી રહી ગયો છે કે, જેઓ ઘણા ઘરડા અને અશક્ત હોય કે જેઓ શારીરિક રીતે રોઝો રાખવા માટે

સક્ષમ નથી, (જસ્સાસ) અથવા એવા બીમાર હોય કે, હવે તેમને તંદુરસ્તીની આશા રહી ન હોય, તો જમહૂર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો મત આ આયત પ્રમાણે અમલ કરવાનો જ છે. *(જસ્સાસ–મઝહરી)*

સહીહ બુખારી, મુસ્લિમ, અબૂ દાવુદ, નસાઈ, તિરમિઝી, તબરાની વિગેરે તમામ હદીષના ઈમામોએ હઝરત સલમા બિન અક્વઅ્ (રદિ.)થી નકલ કર્યું છે કે, જ્યારે આ આયત وَعَلَى الَّذِيْنَ يُطِيْقُوْنَهٗ (અને જે લોકો શક્તિશાળી છે) નાઝિલ થઈ તો આપણને અધિકાર આપવામાં આવ્યો હતો કે, જેનું દિલ ઈચ્છે તેઓ રોઝા રાખે અને જેનું દિલ ન ઈચ્છે તે રોઝાના બદલામાં ફિદિયો આપ્યા કરે. પછી જ્યારે બીજી આયત فَمَنْ شَهِدَ مِنْكُمُ الشَّهْرَ فَلْيَصُمْهُ (જેઓ તમારામાંથી મહિનો પામે તે તેમાં રોઝા રાખે) નાઝિલ થઈ ત્યારે આ અધિકાર નષ્ટ કરવામાં આવ્યો અને શારીરિક શક્તિ ધરાવતા દરેક આકિલ–બાલિગ (પુખ્ત વયના સૂઝબૂઝ ધરાવનાર) પુરુષ–સ્ત્રી દરેક ઉપર રોઝા રાખવા જ ફરજ કરવામાં આવ્યા.

મુસ્નદે અહમદમાં હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત થયેલ એક લાંબી હદીષમાં છે કે, નમાઝના હુકમના સંદર્ભમાં પણ ઈસ્લામમાં શરૂઆતમાં ત્રણ ફેરફાર થયા અને રોઝાના હુકમ સંદર્ભે પણ ત્રણ ફેરફાર થયા.

**રોઝાના હુકમ સંદર્ભે ત્રણ ફેરફારો નીચે મુજબ છે :**

(૧) રસૂલુલ્લાહ ﷺ જ્યારે મદીના તશરીફ લાવ્યા તો દરેક મહિનાના ત્રણ રોઝા અને એક રોઝો આશૂરહ (૧૦મી મુહર્રમ)નો રાખતા હતા.

(ર) રમઝાનના રોઝા ફરજ થવાનો હુકમ નાઝિલ થયો فَمَنْ شَهِدَ مِنْكُمُ الشَّهْرَ તો હુકમ એ હતો કે, દરેક વ્યક્તિને અધિકાર છે કે, તે રોઝા રાખે અથવા તો તે રોઝા રાખવા અસમર્થ હોય તો ફિદિયો આપી દે, પરંતુ આ હુકમમાં પણ તેના માટે રોઝો રાખવો જ શ્રેષ્ઠ અને ઉત્તમ બાબત છે, એવું જાહેર કરવામાં આવ્યું. જ્યારે આયત كُتِبَ عَلَيْكُمُ الصِّيَامُ (તમારા ઉપર રોઝા ફરજ કરવામાં આવ્યા) નાઝિલ થઈ તો આ આયતમાં તંદુરસ્ત અને શક્તિશાળી લોકો માટે ફિદિયાનો અધિકાર રદ કરવામાં આવ્યો અને તેમના ઉપર રોઝો રાખવો જરૂરી ઠરાવવામાં આવ્યું, પરંતુ ઘણા જ ઘરડા અશક્ત વૃદ્ધો માટે આ હુકમ બાકી રાખવામાં આવ્યો કે, તેઓ ઈચ્છે તો ફિદિયો આપી દે.

(૩) આ બે ફેરફારો પછી ત્રીજો ફેરફાર એ થયો કે, શરૂમાં ઈફતાર પછી ખાવા–પીવા અને પોતાની ઈચ્છાઓ (પોતાની પત્નીથી સંભોગ કરવું) પૂર્ણ કરવાની રજા ફક્ત એવા સમય સુધી હતી, જ્યાં સુધી વ્યક્તિ સૂઈ ન જાય ! જ્યારે તે સૂઈ જાય તો તેનો રોઝો શરૂ થઈ ગયો, ખાવા–પીવા વગેરેની મનાઈ થઈ ગઈ, પછી અલ્લાહ તઆલાએ આયત أُحِلَّ لَكُمْ لَيْلَةَ الصِّيَامِ الرَّفَثُ إِلَىٰ نِسَاءِكُمْ (રોઝાની રાત્રે તમારા માટે તમારી સ્ત્રીઓ–પત્નીઓ સાથે સહવાસ હલાલ કરવામાં આવ્યો છે) ઉતારીને સહૂલત કરી કે, સુબ્હે સાદિક સુધી ખાવું–પીવું બધું જ જાઈઝ છે બલકે, સૂઈને ઊઠીને સહેરી ખાવી સુન્નત ઠરાવવામાં આવી. સહીહ બુખારી, મુસ્લિમ, અબૂ દાવુદમાં પણ આ વિષયની હદીષોનો ઉલ્લેખ થયો છે. *(ઈબ્ને કષીર)*

**ફિદિયાનું પ્રમાણ અને સંબંધિત મસ્અલાઓ :**

એક રોઝાનો ફિદિયો "એક સા'અ" ઘઉં અથવા એ ઘઉં જેટલી કિંમત છે. સા'અ આજની દશાંશ પદ્ધતિ પ્રમાણે એક કિલો છસો બાર ગ્રામ (૧ કિ. ૬૧૨ ગ્રામ) જેટલું વજન થાય છે, માટે જે તે સમયે બજાર કિંમત પ્રમાણે ભાવ જાણી લઈને કોઈ ગરીબ મોહતાજને તેનો માલિક બનાવી દેવો એક રોઝાનો ફિદિયો છે. શરત એટલી જ છે કે કોઈ પણ સેવા કરનારની સેવાના વળતર સ્વરૂપે (પગારપેટે) આ ફિદિયો આપવામાં ન આવે.

**મસ્અલો :**

એક રોઝાનો ફિદિયો બે વ્યક્તિઓમાં વહેંચવો અથવા અમુક રોઝાઓનો ફિદિયો કોઈ એક વ્યક્તિને એક જ તારીખમાં એક જ દિવસે આપી દેવો બરાબર નથી. જેમકે, શામીએ બહેરાજ કિનિયાથી નકલ કર્યું છે અને બયાનુલ કુર્આનમાં પણ એ જ નકલ કરવામાં આવ્યું છે, પરંતુ હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)એ "ઈમ્દાદુલ ફતાવા"માં એ વિશે નકલ કર્યું છે કે, "આ બંને પદ્ધતિઓ જાઈઝ છે." શામીએ પણ એ વિશે ફતવો નકલ કર્યો છે. અલબત્ત ઈમ્દાદુલ ફતાવામાં છે કે, "કાળજી સ્વરૂપે ઘણા બધા રોઝાનો ફિદિયો એક જ દિવસે કોઈ એક વ્યક્તિને ન આપે, પરંતુ આ રીતે આપી દેવામાં પણ (જાઈઝ હોવાની) સંભાવના (ગુંજાઈશ) રહેલી છે." આ ફતવો હિજરી સન ૧૩૫૩ ઈમ્દાદુલ ફતાવા, જિલ્દ : ૨, પેજ : ૧૩૪ ઉપર વર્ણન થયેલ છે.

**મસ્અલો :**

જો કોઈ વ્યક્તિ ફિદિયો આપવાની શક્તિ ન ધરાવતો હોય તો તે ફક્ત ઈસ્તિગફાર (ક્ષમા–યાચના) કરે અને દિલમાં નિય્યત રાખે કે, જ્યારે પણ થઈ શકશે હું ફિદિયો આપી દઈશ. *(બયાનુલ કુર્આન)*

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૫)

شَهْرُ رَمَضَانَ الَّذِيٓ أُنْزِلَ فِيْهِ الْقُرْاٰنُ هُدًى لِّلنَّاسِ وَبَيِّنٰتٍ مِّنَ الْهُدٰى
وَالْفُرْقَانِ ۚ فَمَنْ شَهِدَ مِنْكُمُ الشَّهْرَ فَلْيَصُمْهُ ۖ وَمَنْ كَانَ مَرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ
فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ ۗ يُرِيْدُ اللّٰهُ بِكُمُ الْيُسْرَ وَلَا يُرِيْدُ بِكُمُ الْعُسْرَ ۫ وَلِتُكْمِلُوا
الْعِدَّةَ وَلِتُكَبِّرُوا اللّٰهَ عَلٰى مَا هَدٰىكُمْ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٨٥﴾

**તરજુમો :**

*રમઝાન તે મહિનો છે, જેમાં કુર્આન નાઝિલ કરવામાં આવ્યું, (આ) કુર્આન લોકો માટે હિદાયત છે, અને હિદાયત (માર્ગદર્શન)ની રોશન દલીલો છે, અને ફુરકાન (સત્યને અસત્યથી અલગ કરનાર) છે; બસ, તમારામાંથી જે કોઈ આ મહિનો પામે તે જરૂર રોઝા રાખે, અને જો કોઈ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તેઓ પછીના દિવસોમાં ગણતરી પૂરી કરે; અલ્લાહ તઆલા તમારા માટે સહૂલત ઈચ્છે છે, અને કઠણાઈ નથી ઈચ્છતો; અને એ કારણે કે તમે ગણતરી પૂરી કરો, અને જેથી તમો અલ્લાહની બડાઈ (શ્રેષ્ઠતા–મહાનતા)નું વર્ણન કરો કે તેણે તમને હિદાયત આપી, અને જેથી તમે શુક્ર અદા કરો (ઉપકાર માનો). (૧૮૫)*

## તફસીરનો ખુલાસો અને આયતોની ગોઠવણી :

**રોઝાના દિવસોની પસંદગી (નક્કી કરવું) :**

ઉપર વર્ણન થયું હતું કે, થોડા દિવસો રોઝા રાખ્યા કરો અને આગળ ઉપર આ થોડા દિવસો કયા છે તેનું વર્ણન છે.

(જે થોડા દિવસોમાં રોઝા રાખવાનો હુકમ થયો છે તે) રમઝાન માસ છે, જેમાં (એવી બરકત છે કે, તેના એક ખાસ ભાગમાં શબે કદ્ર પણ આવે છે) કુર્આન મજીદ (શબેકદ્રમાં લવહે મહફૂઝથી દુનિયાના આસમાન ઉપર) ઉતારવામાં આવ્યું છે, (જેની એક ખાસિયત એ છે કે તે) લોકો માટે હિદાયત(નું માધ્યમ) છે અને (બીજી ખાસિયત એ છે કે હિદાયતની પદ્ધતિઓ અને તરીકાઓ બતાવવામાં તેના બધા વિભાગો) ખુલ્લી દલીલો છે (અને એ બંને ખાસિયતોમાં) આ (આસમાની) કિતાબ (જે બંને ખાસિયતો છે તેના દ્વારા) હિદાયત (પણ) છે અને (ખુલ્લી દલીલોના કારણે સત્ય અને અસત્ય વચ્ચે ભેદ કરીને) ફેંસલો કરનાર (પણ) છે. બસ, જે વ્યક્તિ આ મહિનામાં હયાત હોય તેના માટે તેમાં રોઝા રાખવા જરૂરી છે (અને જે ફિદિયાની પરવાનગી ઉપરોક્ત આયતના હુકમ પ્રમાણે આપવામાં આવી હતી તે મનસૂખ અને મુલતવી કરવામાં આવે છે) અને (બીમાર તથા મુસાફરી માટેના જે નિયમો હતા તેમાં છૂટછાટ હજુ પણ બાકી છે કે,) જે વ્યક્તિ (એવો) બીમાર હોય (જેમાં રોઝા રાખવા મુશ્કેલ અથવા નુકસાનકર્તા હોય) અથવા (શરઈ) સફરમાં હોય તો (તેને રમઝાનમાં રોઝા ન રાખવાની પરવાનગી છે, પરંતુ રમઝાનના દિવસો સિવાય) બીજા દિવસોમાં (એટલા જ) ગણતરીના (રોઝા) રાખવા (તેના ઉપર વાજિબ છે); અલ્લાહ તઆલા તમારી સાથે (હુકમમાં) સહૂલત કરવા ઈચ્છે છે (જેથી આ નક્કી થયેલા હુકમોને તમે સરળતાથી અદા કરી શકો અને તેથી જ મુસાફરી અને બીમારીમાં સરળ નિયમો નક્કી કરી દીધા છે.) અને તમારી સાથે (હુકમો અને કાયદાઓ નક્કી કરવામાં અલ્લાહ) મુશ્કેલી ઈચ્છતો નથી (કે તમારા માટે સખત હુકમો નક્કી કરી આપે) અને (આ ઉપરોક્ત હુકમો એક ખાસ મસ્લિહતોથી નક્કી કરેલ છે, જેમકે રમઝાનના દિવસોમાં રોઝા રાખવામાં જો કોઈ શરઈ ઉઝર હોય તો અન્ય દિવસોમાં કઝા કરવાનો હુકમ એટલા માટે કર્યો કે) જેથી તમે લોકો (અદા તેમજ કઝા થયેલા રોઝાના દિવસોની) ગણતરી પૂરી કરી લો (જેથી સવાબમાં કોઈ ઉણપ ન રહે) અને (તેણે કઝા રોઝા રાખવાનો આદેશ એટલા માટે આપ્યો) જેથી તમે લોકો અલ્લાહ તઆલાની બડાઈ (અને વખાણ) વર્ણન કર્યા કરો એટલા માટે કે (તમને એક એવી) રીત બતાવી (જેમાં રોઝાની બરકતો અને ફઝીલતોથી તમે વંચિત ન રહો, કારણ કે, જો રોઝાની કઝા વાજિબ ન હોત તો કોણ એટલા

છુટેલા રોઝા રાખીને–કઝા કરીને રોઝાના સવાબ પ્રાપ્ત કરી શકત ?) અને (ખાસ ઉઝરનું શરઈ કારણ હોય ત્યારે રમઝાનના રોઝા ન રાખવાની છૂટછાટ એટલા માટે આપવામાં આવી છે) જેથી તમે લોકો (અલ્લાહે સહૂલતપૂર્વક આપેલી આ નેઅ્મતનો) શુક્ર અદા કર્યા કરો. (નહિતર જો આવી છૂટછાટ ન હોત તો ઘણી તકલીફ અને કઠણાઈ થઈ હોત.)

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં પાછળની મોઘમ સ્વરૂપની આયતની છણાવટ–ખુલાસો છે અને રમઝાનની ઉચ્ચ ફઝીલતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. પાછળની આયતમાં اَيَّامًا مَّعْدُوْدَاتٍ (ગણતરીના અમુક દિવસો)નો મોઘમ શબ્દ આવ્યો છે, જેનો ખુલાસો એ આયત દ્વારા કરવામાં આવ્યો કે, આખા રમઝાન માસના દિવસો (રોઝા રાખવાના) છે અને ફઝીલત એ વર્ણન કરવામાં આવી કે, અલ્લાહ તઆલાએ આ મહિનાને પોતાની વહી અને આસમાની કિતાબો નાઝિલ કરવા માટે પસંદ કરી રાખ્યો છે. એટલા માટે કુર્આન શરીફ પણ આ જ મહિનામાં નાઝિલ થયું છે. મુસ્નદે અહમદમાં હઝરત વાસિલા બિન અસ્કઅ્ (રદિ.)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, “હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સહીફાઓ રમઝાનની પહેલી તારીખે નાઝિલ થયા હતા અને તવરાત છટ્ઠી રમઝાનમાં, તે જ રીતે ઈન્જીલ ૧૩ મી રમઝાનમાં અને કુર્આન શરીફ ૨૪ મી રમઝાનમાં નાઝિલ થયું” અને હઝરત જાબિર (રદિ.)ની રિવાયત પણ એ છે કે, “ઝબૂર ૧૨ મી રમઝાનમાં અને ઈન્જીલ ૧૮ મી રમઝાનમાં નાઝિલ થઈ.”

*(ઈબ્ને કષીર)*

ઉપરોક્ત હદીષમાં અગાઉની કિતાબો નાઝિલ થવાની જે તારીખોનો ઉલ્લેખ થયો છે તે તારીખોમાં તે કિતાબો નબીઓ ઉપર પૂરે–પૂરી નાઝિલ કરવામાં આવી. કુર્આન શરીફની વિશેષતા એ છે કે, તે રમઝાનની એક રાતમાં પૂરેપૂરું લવહે મહેફૂઝથી દુનિયાના આસમાન ઉપર નાઝિલ કરવામાં આવ્યું, પરંતુ નબીએ કરીમ ﷺ ઉપર ત્યાર પછી ધીરે ધીરે ૨૩ વર્ષોમાં ઉતારવામાં આવ્યું.

રમઝાનની તે રાત જેમાં કુર્આન શરીફ નાઝિલ થયું, કુર્આન શરીફના જ ખુલાસા પ્રમાણે તે "શબે કદ્ર" હતી. اِنَّا اَنْزَلْنَاهُ فِىْ لَيْلَةِ الْقَدْرِ (બેશક ! અમે તેને

લયતુલ કદ્રની રાત્રે ઉતાર્યું) પ્રસ્તુત હદીષમાં ૨૪મી રમઝાનની રાત બતાવવામાં આવી છે અને હઝરત હસન (રહ.)ના મતે રમઝાનની ૨૪મી રાત કદ્રની રાત હોય છે. આમ, આ હદીષ કુર્આનની આયત પ્રમાણે બંધ બેસતી થઈ જાય છે અને જો આ બાબતને સ્વીકારવામાં ન પણ આવે, તો પણ કુર્આન શરીફનો ખુલાસો બધા અભિપ્રાયો કરતાં ઉપરવટ છે. એટલે કે જે રાત કદ્રની હતી, રમઝાનની તે જ રાતે કુર્આન લવહે મહફૂઝથી દુનિયાના આસમાન ઉપર નાઝિલ થયું.

مَنْ شَهِدَ مِنْكُمُ الشَّهْرَ فَلْيَصُمْهُ આ એક વાક્યમાં રોઝા સંબંધિત ઘણા બધા હુકમો અને મસ્અલાઓ તરફ ઈશારા કરવામાં આવ્યા છે. શબ્દ شَهِدَ (શહિદ) એ شُهُوْدٌ (શુહૂદ)થી બન્યો છે, જેનો અર્થ "હાજર થવું" અથવા "મૌજૂદ" હોવાનો થાય છે અને اَلشَّهْرُ (અશ્શહ્રુ) અરબી શબ્દકોષમાં મહિનાના અર્થમાં આવે છે. તેનો ભાવાર્થ છે, "રમઝાનનો મહિનો" જેનો ઉલ્લેખ ઉપર આવી ચૂક્યો છે, એટલા માટે આ વાક્યનો અર્થ એ થયો કે, "તમારામાંથી જે કોઈપણ વ્યક્તિ રમઝાન મહિનામાં હાજર કે મૌજૂદ (હયાત) હોય તેના માટે જરૂરી છે કે, સમગ્ર રમઝાન મહિનાના રોઝા રાખે. રોઝાના બદલામાં ફિદિયો આપવાનો જે અધિકાર આ અગાઉની આયતમાં આપવામાં આવ્યો હતો, તે આ આયતના આ વાક્યથી રદ કરવામાં આવ્યો અને શક્તિશાળી આકિલ–બાલિગ (પુખ્ત વયના સૂઝબૂઝ ધરાવનાર) પુરુષ–સ્ત્રી માટે રોઝો રાખવો ફરજ કરવામાં આવ્યો."

રમઝાન મહિનામાં હાજર અથવા મૌજૂદ હોવાનો અર્થ એ જ છે કે, રમઝાન મહિનાને એવી હાલતમાં પામે કે, તે વ્યક્તિમાં રોઝા રાખવાની શક્તિ અને સલાહિયત (ક્ષમતા) મૌજૂદ હોય એટલે કે મુસલમાન, આકિલ–બાલિગ, મુકીમ (સ્થાયી) હોય તથા સ્ત્રી હૈઝ (માસિકધર્મ) અથવા નિફાસ (બાળકના જન્મ થયા પછીની નાપાકી)થી પાક હોય તો તેમણે રોઝો રાખવો જરૂરી છે.

જે વ્યક્તિ આખી રમઝાન એવી હાલતમાં પસાર કરે કે તેમાં રોઝો રાખવાની બિલકુલ જ શક્તિ અને રોઝો ફરજ થવાની લાયકાત મૌજૂદ ન હતી, જેમકે કાફિર, નાબાલિગ, મજનૂ (ગાંડો) તો આવા લોકોને આ હુકમ લાગુ પડતો નથી. કારણ કે, તેમના ઉપર તે પસાર થઈ ચૂકેલ રમઝાનના રોઝા ફરજ થયા જ નથી, પરંતુ જે લોકોમાં શક્તિ અને શારીરિક સામર્થ્ય મૌજૂદ હોય, પરંતુ કોઈ વખતે શરઈ ઉઝર (કારણ)ના કારણે મજબૂર થઈ જાય, જેમકે બીમાર હોય,

મુસાફરીમાં હોય વિગેરે વિગેરે, તો તેમણે પણ એક પ્રકારે રમઝાન મહિનાને શક્તિ અને શારીરિક સામર્થ્યની હાલતમાં જ પામેલી ગણાશે એટલા માટે આ આયતનો હુકમ તેઓ બાબત સાબિત થયો કે, કામચલાઉ શરઈ ઉઝરના લીધે ભલે રમઝાન માસમાં રોઝા ન રાખી શકે તો વાંધો નથી, અલબત્ત પાછળથી તેની કઝા કરવી જરૂરી છે. જેમકે હવે પછી ખુલાસાવાર તેની ચર્ચા થશે.

**મસ્અલો :**

આ આયતથી સ્પષ્ટ થયું કે, રમઝાનના રોઝા ફરજ થવા માટે રમઝાનને શારીરિક શક્તિ અને સલાહિયત (ક્ષમતા)ની હાલતમાં પામવી શરત છે. એટલા માટે જેણે આખી રમઝાન આ પ્રમાણેની સ્થિતિમાં મેળવી, તો તેના ઉપર આખી રમઝાનના રોઝા ફરજ થઈ ગયા. જેણે ઓછા દિવસો મેળવ્યા, તેના ઉપર એટલા દિવસના રોઝા ફરજ થયા. એવી જ રીતે કોઈ અડધી રમઝાન સુધી કાફિર હતો પછી મુસલમાન થયો અથવા નાબાલિગ બાલિગ થયો, તો તેના ઉપર ફક્ત ત્યાર પછીના આવનાર રોઝાઓ ફરજ થશે અને જે રોઝાઓ કુફ્રની હાલતમાં અથવા નાબાલિગ હોવાની હાલતમાં હતા તે ફરજ નથી થયા જેથી તેમના ઉપર રમઝાનના તે રોઝાઓની કઝા જરૂરી નથી, પરંતુ જો કોઈ મજનૂ (અસ્થિર મગજનો) વ્યક્તિ મુસલમાન અને બાલિગ હોવાના કારણે રોઝો રાખવાની શારીરિક શક્તિ અને ક્ષમતા ધરાવે છે અને તે રમઝાનના કોઈ દિવસે હોશમાં આવી જાય, તો તેના ઉપર રમઝાનના છૂટી ગયેલા રોઝાની કઝા પણ જરૂરી છે. એ જ પ્રમાણે હૈઝ અને નિફાસવાળી ઔરત રમઝાન દરમિયાન પાક થઈ જાય અથવા બીમાર તંદુરસ્ત થઈ જાય અથવા મુસાફર મુકીમ (સ્થાયી) થઈ જાય તો પાછલા દિવસોની કઝા કરવી જરૂરી રહેશે.

**મસ્અલો :**

રમઝાનને મેળવવી (પામવી) શરીઅતની દષ્ટિએ ત્રણ પદ્ધતિઓથી સાબિત થાય છે, એક એ કે, પોતે રમઝાનનો ચાંદ જોઈ લે, બીજું એ કે, કોઈ ભરોસાપાત્ર ગવાહીથી રમઝાનનો ચાંદ જોયાનું સાબિત થઈ જાય અને જ્યારે આ બંને પ્રકારે રમઝાન શરૂ ન થાય, તો શા'બાનના ત્રીસ દિવસ પૂરા કરી રમઝાન શરૂ થશે.

**મસ્અલો :**

શા'બાનની ૨૯મી તારીખે સાંજે જો કોઈ વાદળ વગેરેના કારણે ચાંદ ન જોઈ શકાય અને ચાંદ જોવાની કોઈ શરઈ ગવાહી પણ ન હોય, તો આગલો દિવસ يَوْمُ الشَّكِّ (શંકાનો દિવસ) કહેવાય છે. કારણ કે, તેમાં એ પણ સંભાવના હોય શકે છે કે, ખરેખર ચાંદ થઈ ગયો હોય પરંતુ ક્ષિતિજ (આકાશ) ચોખ્ખી ન હોવાના કારણે તે ન જોઈ શકાયો હોય અને તે દિવસે એ પણ સંભાવના છે કે, રમઝાનનો ચાંદ થયો જ ન હોય અને રમઝાનનો મહિનો શરૂ જ ન થયો હોય, તે દિવસ ત્રીસમી શાબાન હોય. એટલા માટે તે દિવસનો રોઝો રાખવો વાજિબ નથી બલકે, મકરૂહ છે. હદીષમાં તેની મનાઈ આવી છે, જેથી ફરજ અને નફલમાં તફાવત અને ભેદ સ્પષ્ટ થઈ જાય. *(જસ્સાસ)*

مَنْ كَانَ مِنْكُمْ مَرِيْضًا اَوْعَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ (જેઓ બીમાર હોય અથવા મુસાફરીમાં હોય તેઓ પછીના દિવસોમાં ગણતરી પૂરી કરી લે) તેમાં બીમાર અને મુસાફરને છૂટછાટ આપવામાં આવી છે કે, તેઓ બીમારીના કે મુસાફરીના સમયે રોઝા ન રાખે, બલકે તંદુરસ્ત થયા પછી, સફર પૂર્ણ થયા પછી એટલા દિવસોની કઝા પૂરી કરી લે. આ હુકમ જો કે પાછળની આયતમાં પણ આવી ચૂક્યો હતો, પરંતુ આ આયતમાં જ્યારે રોઝાના બદલે ફિદિયો આપવાનો અધિકાર મન્સૂખ (રદ) કરવામાં આવ્યો છે, તો એવી શંકા થઈ શકતી હતી કે, કદાચ બીમાર અથવા મુસાફરની છૂટછાટ પણ મન્સૂખ (રદ) થઈ ગઈ. એટલા માટે અત્રે તેનું પુનરાવર્તન કરવામાં આવ્યું.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૬)

وَ اِذَا سَاَلَكَ عِبَادِىْ عَنِّىْ فَاِنِّىْ قَرِيْبٌ ؕ اُجِيْبُ دَعْوَةَ الدَّاعِ
اِذَا دَعَانِ ۙ فَلْيَسْتَجِيْبُوْا لِىْ وَلْيُؤْمِنُوْا بِىْ لَعَلَّهُمْ يَرْشُدُوْنَ ﴿۱۸۶﴾

**તરજુમો :**

*(હે રસૂલ ﷺ !) અને જ્યારે મારા બંદા તમને મારા વિશે પૂછે તો (કહી આપો !) હું (ઘણો) નજીક છું, જ્યારે (કોઈ) મારાથી દુઆ માંગે છે (તો હું) માંગનારની દુઆ કબૂલ કરું છું; બસ, તેઓએ મારો હુકમ માનવો જોઈએ,*

*અને મારા ઉપર ઈમાન લાવે, જેથી તેઓ ભલાઈનો (સીધો–હિદાયતનો) માર્ગ પામે. (૧૮૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની ત્રણ આયતોમાં રોઝા, રમઝાનના હુકમો અને તેની ફઝીલતો તથા બરકતોનું વર્ણન હતું અને ત્યારબાદ એક લાંબી આયતમાં રોઝા અને એઅ્તિકાફના હુકમોનો ખુલાસો છે. વચ્ચેની આ નાની આયતમાં બંદાઓની પરિસ્થિતિ ઉપર અલ્લાહ તઆલાએ ખાસ કૃપા કરી તેમની દુઆઓ સાંભળવાનો અને સ્વીકાર કરવાનો ઉલ્લેખ કર્યો છે અને તેના દ્વારા ભલાઈના આદેશો મુજબ કામો કરવાની પ્રેરણા આપી છે. કારણ કે, રોઝાની ઈબાદતમાં છૂટછાટ અને સહૂલતો હોવા છતાં અમુક હદ સુધી થોડીક તકલીફો પણ છે, તેને સરળ કરવા માટે પોતાની ખાસ કૃપા કરવાનો ઉલ્લેખ કર્યો કે, હું મારા બંદાઓની ઘણો જ નજીક છું, અને જ્યારે કોઈ મારી પાસે દુઆ માંગે છે તો હું તેની દુઆ કબૂલ કરું છું અને તેમની જરૂરિયાતોને પૂરી કરી આપું છું.

આવી પરિસ્થિતિમાં બંદાઓ માટે પણ જરૂરી છે કે, તેઓ મારા હુકમોને પૂર્ણ કરે, ભલે તેમાં થોડી મુશ્કેલી હોય તો તેને સહન કરી લે. ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ વચ્ચે આવેલી આ નાની આયતને દુઆની તાકીદ અને પ્રેરણા પૂરી પાડનાર બતાવીને કહ્યું છે કે, "આ આયતમાં એવો ઈશારો કરવામાં આવ્યો છે કે, રોઝો રાખ્યા પછી દુઆ કબૂલ થાય છે, એટલા માટે દુઆની ખાસ પાબંદીથી ટેવ પાડવામાં આવે." રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

لِلصَّائِمِ عِنْدَ فِطْرِهٖ دَعْوَةٌ مُسْتَجَابَةٌ، (اَبُوْدَاؤُدَ وَطَيَالِسِىُّ بِرِوَايَةِ عَبْدِاللّٰهِ بْنِ عُمَرَ)

*"રોઝા ઈફતાર (ખોલવાના સમયે) કરવાના સમયે રોઝેદારની દુઆ કબૂલ થાય છે."*

એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) ઈફતાર વખતે ઘરના બધા સભ્યોને ભેગા કરીને દુઆ કર્યા કરતા હતા.

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ !) જ્યારે તમને કોઈ મારો બંદો મારા વિશે પુછે (કે હું તેની નજીક છું કે દૂર ?) તો (મારા તરફથી તેને ફરમાવી આપો કે,) હું

નજીક જ છું (અને કોઈ અયોગ્ય કે નાજાઈઝ માંગણી સિવાય) દુઆ માંગનારની દુઆ કબૂલ કરી લઉં છું, જ્યારે કે તે મારી સામે દુઆ કરે. બસ, (જેવી રીતે હું દુઆ અને દરખાસ્તને મંજૂર કરી લઉં છું) તેમણે પણ મારા હુકમોનો સ્વીકાર કરવો જોઈએ અને (તેઓ) મારા ઉપર ઈમાન રાખે (એટલે કે, મારી જાત ઉપર, મારા સર્વશક્તિમાન હોવા ઉપર, મારી કૃપાદષ્ટિ ઉપર, મારા હુકમો અને હિકમતો ઉપર પણ વિશ્વાસ રાખે) આશા છે કે, (આ રીતે) આ લોકો સીધો (ભલાઈનો નેક) માર્ગ (અને સફળતા) પ્રાપ્ત કરી શકશે.

**મસ્અલો :**

આ આયતમાં اِنِّیۡ قَرِیۡبٌ (હું નજીક છું) કહીને એ તરફ ઈશારો કર્યો છે કે, દુઆ ધીમેથી અને મનમાં કરવી જોઈએ. દુઆમાં મોટેથી અવાજ કરવો પસંદ કરવામાં નથી આવ્યો. ઈબ્ને કષીર (રહ.)એ આ આયતનો "શા'ને નુઝૂલ" (ઊતરવાની પૃષ્ઠભૂમિ અને પૂર્વભૂમિકા) વર્ણન કરી છે કે, કોઈ ગામના એક નિવાસીએ રસૂલુલ્લાહ ﷺને સવાલ કર્યો કે, "અમારો પરવરદિગાર જો અમારાથી નજીક છે તો અમે દુઆ ધીમેથી માંગીએ ! અને જો દૂર હોય તો મોટા અવાજે તેને પોકારીએ !" આ ઘટના સંદર્ભે આ આયત નાઝિલ થઈ હતી,

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૭)

اُحِلَّ لَكُمۡ لَيۡلَةَ الصِّيَامِ الرَّفَثُ اِلٰى نِسَآٮِٕكُمۡ‌ؕ هُنَّ لِبَاسٌ لَّـكُمۡ وَاَنۡتُمۡ لِبَاسٌ
لَّهُنَّ‌ؕ عَلِمَ اللّٰهُ اَنَّکُمۡ كُنۡتُمۡ تَخۡتَانُوۡنَ اَنۡفُسَكُمۡ فَتَابَ عَلَيۡكُمۡ وَعَفَا عَنۡكُمۡ‌ۚ فَالۡـٰٔنَ
بَاشِرُوۡهُنَّ وَابۡتَغُوۡا مَا كَتَبَ اللّٰهُ لَـكُمۡ‌ وَكُلُوۡا وَاشۡرَبُوۡا حَتّٰى يَتَبَيَّنَ لَـكُمُ الۡخَـيۡطُ
الۡاَبۡيَضُ مِنَ الۡخَـيۡطِ الۡاَسۡوَدِ مِنَ الۡفَجۡرِ‌ ثُمَّ اَتِمُّوا الصِّيَامَ اِلَى الَّيۡلِ‌ۚ وَلَا
تُبَاشِرُوۡهُنَّ وَاَنۡتُمۡ عٰكِفُوۡنَ فِى الۡمَسٰجِدِ‌ؕ تِلۡكَ حُدُوۡدُ اللّٰهِ فَلَا تَقۡرَبُوۡهَا‌ؕ
كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمۡ يَتَّقُوۡنَ‏ ﴿۱۸۷﴾

## તરજુમો :

*તમારા માટે રોઝાની રાત્રે સ્ત્રીઓથી બેપરદા થવું (સહશયન કરવું) જાઈઝ કરવામાં આવ્યું છે, તે તમારો પોષાક છે અને તમે તેમનો પોષાક છો, અલ્લાહે જાણી લીધું કે, તમે તમારા તરફથી (આ બાબતે) ખયાનત (અપ્રામાણિકતા) આચરતા હતા; બસ, તેણે (અલ્લાહે) તમને મા'ફ કર્યા અને તમારાથી દરગુજર (ક્ષમા) કરી, બસ હવે પોતાની સ્ત્રીઓથી સમાગમ કરો ! અને જે અલ્લાહે તમારા માટે (નશીબમાં) લખી આપ્યું છે (સંતાનો વગેરે) તે તલબ (માંગણી) કરો અને ખાઓ, અને પીઓ; ત્યાં સુધી કે તમારા માટે સવારની સફેદ ધારી (સુબ્હે સાદિક) કાળી ધારીમાંથી (રાતમાંથી) ખુલ્લી થઈ જાય; પછી તમે રાત (સૂર્યાસ્ત) સુધી રોઝો પૂરો કરો અને જ્યારે તમે મસ્જિદોમાં એઅ્તિકાફમાં હોય; તેમના (સ્ત્રીઓ)થી જાતીય ઈચ્છા પૂરી ન કરો, (આ) અલ્લાહની બાંધેલી હદો (મર્યાદાઓ) છે; બસ, તે (હદો)ની પાસે ન જાઓ; આ જ રીતે અલ્લાહ પોતાના હુકમોને લોકો માટે સ્પષ્ટ કરી આપે છે જેથી તેઓ બચતા રહે. (૧૮૭)*

## તફસીર :

આ આયતમાં રોઝાના બાકીના હુકમોના ખુલાસાની તફસીર વર્ણવવામાં આવી છે.

તમારા માટે રોઝાની રાતમાં તમારી ઔરતો (પત્નીઓ) હલાલ કરવામાં આવી છે (અને પહેલાં જે તેની મનાઈ હતી તે હવે રદ કરવામાં આવે છે) કારણ કે, (તમારી ખૂબ પાસે હોવાના કારણે) તેઓ (તમારી ઔરતો) તમારો પોષાક છે અને તમે તેમનો પોષાક છો. અલ્લાહ તઆલાને એની ખબર હતી કે, તમે ખયાનતના ગુનાહમાં પોતાને સંડોવી દીધા હતા (પરંતુ) ખૈર, (જ્યારે તમે ક્ષમા–યાચના કરી તો) અલ્લાહ તઆલાએ તમારા ઉપર કૃપા (મહેરબાની) કરી અને તમને ગુનાહોથી પાક કરી દીધા. બસ, (જ્યારે પરવાનગી મળી ગઈ તો) હવે તેમને પરસ્પર મળો અને જે (પરવાનગીનો નિયમ) તમારા માટે નક્કી કરવામાં આવ્યું છે (રોકટોક વિના) તેનો લાભ ઉઠાવો અને (એની પણ પરવાનગી આપવામાં આવે છે તમે રોઝાની રાતમાં જ્યારે ઈચ્છો) ખાઓ અને

પીઓ ત્યાં સુધી કે સવારની સફેદ ધારી (સુબ્હે સાદિકનો પ્રકાશ) કાળી ધારીમાંથી (રાતમાંથી) નીકળી આવે તો પછી (સુબ્હે સાદિકથી) રાત (સૂર્યાસ્ત) સુધીનો રોઝો પૂરો કરો. (સવારની સફેદ ધારી રાતની કાળી ધારીથી અલગ થઈ જવાનો અર્થ એ છે કે, સુબ્હે સાદિક થઈ જવાનો પાકો વિશ્વાસ થઈ જાય).

### એઅ્તિકાફનો હુકમ :

અને જ્યારે તમે લોકો મસ્જિદોમાં એઅ્તિકાફની હાલતમાં હોય ત્યારે તમારી સ્ત્રીઓ પાસે ન જાઓ, આ (બધા ઉપરોક્ત હુકમો) અલ્લાહની હદો (મર્યાદાઓ) છે. બસ, તમે તે (હદો)ને ઓળંગવાની નજીક પણ ન જાઓ. (અને અલ્લાહે જેવી રીતે આ હુકમોને વર્ણન કર્યા છે) એ જ પ્રમાણે અલ્લાહ તઆલા પોતાના (અન્ય) હુકમો (પણ) લોકો(ની સુધારણા) માટે વર્ણન કરે છે અને ઉમ્મીદ છે કે, તમે લોકો (આ હુકમોથી વાકેફ થઈ તેનું ઉલ્લંઘન કરવાથી) પરહેઝ કરશો.

### મસ્અલા અને બોધપાઠ :

اُحِلَّ لَكُمْ (તમારા માટે હલાલ કરવામાં આવ્યું) શબ્દનો અર્થ એ થાય છે કે, જે વસ્તુ આ આયત દ્વારા હલાલ કરવામાં આવી છે, તે આ આયત નાઝિલ થતા પહેલાં હરામ હતી. સહીહ બુખારી વગેરેમાં બરાઅ્ બિન આઝિબ (રદિ.)થી રિવાયત છે કે, શરૂઆતમાં જ્યારે રમઝાનના રોઝા ફરજ કરવામાં આવ્યા, તો ઈફતાર પછી ખાવા–પીવા અને સ્ત્રીઓ પાસે જવાની ત્યાં સુધી જ પરવાનગી હતી જ્યાં સુધી કે વ્યક્તિ સૂઈ ન જાય. સૂઈ ગયા પછી આ બધી વસ્તુઓ હરામ થઈ જતી હતી. અમુક સહાબએ કિરામ (રદિ.) માટે તેમાં સમસ્યાઓ ઊભી થતી હતી. કૈસ બિન સુરમા અન્સારી (રદિ.) આખો દિવસ મજૂરી કરીને ઈફતારના સમયે ઘેર પહોંચ્યા, તો ઘરમાં ખાવા–પીવા માટે કંઈ ન હતું. પત્નીએ કહ્યું કે, ક્યાંકથી વ્યવસ્થા કરીને લાવું છું. જ્યારે તે પરત આવી તો આખા દિવસના કામના થાકના કારણે હઝરત કૈસ (રદિ.)ની આંખ લાગી ગઈ અને તેઓ સૂઈ ગયા. હવે, જાગ્યા તો ખાવું હરામ થઈ ચૂક્યું હતું. બીજા દિવસે એવી જ હાલતમાં રોઝો રાખ્યો, તો બપોરના સમયે અશક્તિના કારણે બેહોશ થઈ ગયા. *(ઈબ્ને કષીર)*

એ જ પ્રમાણે અમુક સહાબા (રદિ.) સૂઈ ગયા પછી રાતમાં આંખ ખૂલી તો પોતાની સ્ત્રીઓ પાસે જઈને (સમાગમ કરીને) પરેશાન થયા. આ ઘટનાઓ પછી આ આયત નાઝિલ થઈ, જેમાં અગાઉનો હુકમ મનસૂખ (રદ) કરીને સૂર્ય આથમી ગયાથી લઈ સુબ્હે સાદિક સુધી આખી રાતમાં ખાવા–પીવા અને સ્ત્રીઓ પાસે જવાની પરવાનગી આપવામાં આવી. ભલે, પછી તે સૂઈને ઉઠયા પછી પણ કેમ ન હોય ? બલકે, સૂઈને ઉઠયા પછી રાતના છેલ્લા ભાગમાં સહેરી (સુહૂર) ખાવી સુન્નત ઠરાવવામાં આવી, જેનું વર્ણન હદીષની રિવાયતોમાં સ્પષ્ટ રીતે આવ્યું છે. આ આયતમાં તે હુકમનો ઉલ્લેખ થયો છે.

رَفَـــــثُ (રફષુ)નો શાબ્દિક અર્થ જો કે સામાન્ય રીતે એ છે કે કોઈ એક પુરૂષ પોતાની સ્ત્રી પાસે પોતાની જાતીય ઈચ્છાપૂર્તિ માટે જે કંઈ કરે છે અથવા તે બાબત કહે છે તેને કહેવામાં આવે છે, પરંતુ ઉમ્મતના ઈજ્માઅ્થી અત્રે એનો અર્થ "સમાગમ" (સંભોગ) છે.

## શરીઅતના હુકમોની સાબિતી માટે રસૂલે કરીમ ﷺનો કૌલ (નિવેદન) પણ કુર્આનની હૈસિયત (સ્વરૂપ) ધરાવે છે :

આ આયતે જે હુકમો મનસૂખ કર્યા છે એટલે કે, સૂઈ ગયા પછી ખાવું–પીવું વગેરેનું હરામ હોવું. આ હુકમ કુર્આન શરીફમાં ક્યાંય ઉલ્લેખાયો નથી. રસૂલુલ્લાહ ﷺની તા'લીમ દ્વારા સહાબા (રદિ.) તેના ઉપર અમલ કરતા હતા. *(મુસ્નદે અહમદ)*

આ આયતમાં અગાઉના હુકમને અલ્લાહનો હુકમ ઠરાવવામાં આવ્યો અને પછી તેને સહૂલત ખાતર મનસૂખ (રદ) કરવામાં આવ્યો. એટલા માટે એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, હદીષ દ્વારા સાબિત થયેલા અમુક હુકમો કુર્આન શરીફ દ્વારા પણ મનસૂખ થઈ શકે છે. *(જસ્સાસ વગેરે)*

## સહેરી ખાવાનો અંતિમ સમય :

حَتّٰـــى يَتَبَيَّـنَ لَـكُـمُ الْـخَيْـطُ الْاَبْيَضُ "એટલે સુધી કે, તમારા માટે ફજરની સફેદ ધારી (સુબ્હે સાદિક) કાળી ધારીમાંથી ખુલ્લી થઈ જાય." આ આયતમાં રાતના અંધારાની કાળી ધારી તથા સવારના સફેદ પ્રકાશની ધારીનું ઉદાહરણ બતાવી રોઝો શરૂ થવા અને ખાવા–પીવાનું હરામ થવા માટે સવાર (સુબ્હે સાદિક)ના સમયને નક્કી કરવામાં આવ્યો છે અને તેમાં ઓછું–વત્તું કરવાની

સંભાવનાને રદ કરવા માટે حَتّٰى يَتَبَيَّنَ (અલગ થઈ જાય)નો શબ્દ વધારી દીધો, જેથી એ બતાવવામાં આવ્યું કે, વહેમી સ્વભાવના લોકોની જેમ સુબ્હે સાદિકથી અમુક સમય પહેલાં સુધી જ ખાવું–પીવું હરામ ન સમજી લેવામાં આવે અને નચિંત થઈ સહેરી કરે બલકે, સવારનું અજવાળું નિશ્ચિત રીતે થઈ જાય ત્યાં સુધી ખાતા–પીતા રહે. ખાવા–પીવા અને રોઝા દરમિયાન સુબ્હે સાદિકની હદ નક્કી કરવામાં આવી છે. સુબ્હે સાદિકની હદ અને મર્યાદાથી પહેલાં ખાવું–પીવું હરામ સમજી લેવું યોગ્ય બાબત નથી અને એ જ રીતે સુબ્હે સાદિક પછી પણ ખાવા–પીવામાં મશગૂલ રહેવું હરામ છે, તેનાથી રોઝો તૂટી જશે, ભલે પછી તે એક મિનિટ માટે જ પણ કેમ ન હોય ! સહેરી ખાવામાં છૂટછાટની ગુંજાઈશ ફક્ત ત્યાં સુધી જ છે કે, જ્યાં સુધી સુબ્હે સાદિક થઈ જવાનું સંપૂર્ણ યકીન ન થઈ જાય. અમુક સહાબા (રદિ.)થી એવી ઘટનાઓ પણ અમુક વર્ણન કરનારાઓએ વર્ણવી છે કે સુબ્હે સાદિક થઈ ગઈ છતાં તે સહેરી ખાતા રહ્યા. એટલા માટે કે, તેમને પોતાને સુબ્હે સાદિક થઈ છે તેનું યકીન થયું ન હતું, તેથી જ તેઓ કહેનારાઓની ઉતાવળથી પ્રભાવિત થયા વિના સહેરીમાં મશગૂલ રહ્યા.

એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, “હઝરત બિલાલ (રદિ.)ની અઝાન તમને સહેરી ખાવાથી રૂકાવટ ન થવી જોઈએ. કારણ કે, તેઓ રાતમાં જ અઝાન આપી દે છે. એટલા માટે તમે બિલાલ (રદિ.)ની અઝાન સાંભળીને પણ એ સમય સુધી ખાતા–પીતા રહો જ્યાં સુધી ઈબ્ને ઉમ્મે મક્તુમ (રદિ.)ની અઝાન ન સાંભળો. કારણ કે, તેઓ ઠીક સુબ્હે સાદિકના સમયે જ અઝાન આપે છે.” *(બુખારી અને મુસ્લિમ)*

આ હદીષને અધૂરી અને આગળ–પાછળના સંદર્ભ વિના વર્ણન કરવાથી અમુક લોકોને તે ગૈરસમજ પેદા થઈ શકે છે કે, ફજરની અઝાન પછી પણ મોડે સુધી ખાવા–પીવામાં આવે તો વાંધો નથી અને જે વ્યક્તિની આંખ મોડેથી ખૂલે કે સવારની અઝાન પણ થઈ રહી હોય, તેમના માટે પણ જલદી–જલદી ખાઈ–પી લેવું જાઇઝ કરવામાં આવ્યું છે, એવું સમજી લેવું બરાબર નથી, કારણ કે, આ હદીષમાં સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું છે કે, “હઝરત ઈબ્ને ઉમ્મે મક્તુમ (રદિ.)ની અઝાન બરાબર ફજરના સમયે જ આપવામાં આવતી હતી અને તે સમયે ખાવા–પીવાથી રોકાઈ જવું જરૂરી હતું.” આ ઉપરાંત કુર્આન શરીફે પણ રોઝો બંધ કરવા માટે જે સમયની મર્યાદા નક્કી કરી છે, તે સવાર (સુબ્હે

સાદિક)ની સફેદ ધારી બતાવી છે. સુબ્હે સાદિક થઈ ગયા પછી ખાવા-પીવાની પરવાનગી આપવી કુર્આનની "નસ" (સ્પષ્ટ અને ખુલ્લી દલીલ)ના વિરૂદ્ધ છે. સહાબએ કિરામ (રદિ.) અને ઉમ્મતના અસ્લાફ કે જેઓની ઈફતાર અને શહેરીમાં જે "મસાહલત" (આસાની કરવા)ની રિવાયત નકલ થઈ છે તે બધામાં કુર્આનની "નસ" પ્રમાણે સંભાવના એ જ હોય શકે છે કે, સુબ્હે સાદિકની સફેદ ધારી અને પ્રકાશ નીકળતા પહેલાં કાળજી દાખવવા માટે ખૂબ ચુસ્ત ન બનવામાં આવે અને તંગી પૈદા કરવામાં ન આવે. ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ પણ આ રિવાયતો એના જ ઉપર આધારિત હોવાનું બતાવ્યું છે. નહિતર કુર્આનની "નસ"નો ખુલ્લો વિરોધ કોણ મુસલમાન બરદાસ્ત (સહન) કરી શકે છે ? અને સહાબએ કિરામ (રદિ.)થી આવા વિરોધની કલ્પના કરવી પણ અશક્ય છે અને ખાસ કરીને જ્યારે કે, કુર્આન શરીફે આ આયતના છેવટે تِلْكَ حُدُوْدُاللّٰهِ (આ અલ્લાહે નક્કી કરેલી મર્યાદાઓ-હદો છે)ની સાથે فَلَا تَقْرَبُوْهَا (તેની નજીક પણ ન ફરકો) ફરમાવીને ખાસ કાળજી રાખવાની તાકીદ કરી દીધી છે.

**મસ્અલો :**

આ બધી બાબતો તે લોકો માટે છે, જેઓ એવા સ્થળોએ રહે છે, જ્યાંથી સુબ્હે સાદિકને પોતે નરી આંખે જોઈને વિશ્વાસ કરી શકે છે અને ક્ષિતિજ પણ સાફ અને ખુલ્લી હોય છે તથા તેઓ સુબ્હે સાદિકના શરૂઆતના પ્રકાશને ઓળખવાની ક્ષમતા (શક્તિ) ધરાવે છે, તો એમના માટે જરૂરી છે કે, તેઓ પોતાની મેળે જ ક્ષિતિજ જોઈને, સુબ્હે સાદિક અનુભવીને એ પ્રમાણે સહેરીના સમયનો અમલ કરે અને જ્યાં આવું સ્વરૂપ ન હોય દાખલા તરીકે ક્ષિતિજ ખુલ્લી ન હોય, વાદળછાયું વાતાવરણ હોય અથવા તો તેમનામાં સુબ્હે સાદિકના પ્રકાશને ઓળખવાની ક્ષમતા ન હોય, તો તેઓ બીજી નિશાનીઓ દ્વારા હિસાબ લગાવીને સુબ્હે સાદિકના સમયને નક્કી કરે છે. દેખીતું છે કે, કોઈ સમય એવો પણ આવશે કે, સુબ્હે સાદિક થઈ છે કે કેમ ? એવી શંકા થઈ જાય, એટલા માટે એવા લોકોએ શંકા ઉપસ્થિત થવાની પરિસ્થિતિમાં શું કરવું જોઈએ ? તે વિશે ઈમામ જસ્સાસ (રહ.)એ "અહકામુલ કુર્આન"માં ફરમાવ્યું છે કે, "આવી પરિસ્થિતિમાં સારી વાત તો એ જ છે કે ખાવા-પીવાનું ચાલુ ન રાખે, પરંતુ જો આવી શંકાસ્પદ

પરિસ્થિતિ ઉપસ્થિત થાય કે સુબ્હે સાદિક થઈ છે કે કેમ ? તો તેનાથી પહેલાં પહેલાં કંઈ ખાઈ–પી લીધું તો તે ગુનેહગાર નહિ થાય. પરંતુ જો પાછળથી તહકીક કરતાં એવું સાબિત થઈ જાય કે, તે સમયે સુબ્હે સાદિક થઈ ચૂકી હતી, તો તેના માથે તેની કઝા વાજિબ છે. જેવી રીતે કે, રમઝાનનો શરૂઆતનો ચાંદ ન દેખાવાથી લોકોએ રોઝો ન રાખ્યો હોય, પરંતુ પાછળથી એવી શરઈ ગવાહી મળી કે, ૨૯મી શા'બાને રમઝાનનો ચાંદ સાબિત થઈ ગયો છે, તો જે લોકોએ તે દિવસે શા'બાનની ૩૦ તારીખ સમજીને રોઝો ન રાખ્યો હતો, તેઓ ગુનેહગાર તો નહિ થાય, પરંતુ તે રોઝાની કઝા સર્વાનુમતે તેમના ઉપર વાજિબ છે. એ જ પ્રમાણે વાદળછાયા દિવસે સૂર્ય આથમવાનું અનુમાન કરીને રોઝો ઈફતાર કરી લીધો અને પાછળથી સૂર્ય નીકળી આવ્યો તો આવો વ્યક્તિ ગુનેહગાર તો નહિ થાય, પરંતુ તેના ઉપર રોઝાની કઝા વાજિબ છે.”

ઈમામ જસ્સાસ (રહ.)એ આ ઉલ્લેખથી એ બાબત સ્પષ્ટ કરી છે કે, જે વ્યક્તિની ઊંઘમાંથી આંખો ખુલી અને સામાન્ય રીતે ફજરની અઝાન થઈ રહી હતી, જેનાથી સુબ્હે સાદિક થઈ જવાનું યકીન થવું સ્વાભાવિક વાત છે અને તે છતાં તે જાણીબુઝીને તે સમયે કંઈ ખાઈ લેશે તો તે ગુનેહગાર પણ થશે અને તેના ઉપર કઝા કરવી પણ વાજિબ થશે અને સુબ્હે સાદિક વિશે શંકાસ્પદ પરિસ્થિતિ હોય તો ખાવાનો ગુનોહ તો નહિ થાય, પરંતુ રોઝાની કઝા રાખવી પડશે અને કોઈને કોઈ દરજ્જામાં આ બાબત નાપસંદ (કરાહત) સમજવામાં આવશે.

**એઅ્તિકાફ :**

એઅ્તિકાફનો શાબ્દિક અર્થ "કોઈ જગ્યાએ થોભવું" થાય છે અને કુર્આન–સુન્નતની વ્યાખ્યામાં અમુક શરતો સાથે મસ્જિદમાં રોકાવું અને ત્યાં રહેવાનું નામ એઅ્તિકાફ છે. فِی الْمَسَاجِدِ (મસ્જિદોમાં) શબ્દથી ખાસ એ સાબિત થાય છે કે, એઅ્તિકાફ દરેક મસ્જિદમાં થઈ શકે છે. ફુકૂહાએ શરત વર્ણન કરી છે કે, એઅ્તિકાફ ફક્ત એ મસ્જિદમાં જ થઈ શકે છે કે, જ્યાં જમાઅત સાથે નમાઝ થતી હોય અને વેરાન મસ્જિદમાં જ્યાં જમાઅત સાથે નમાઝ નથી થતી, તેવી મસ્જિદમાં એઅ્તિકાફ સહીહ થતો નથી. વેરાન મસ્જિદ અથવા એવી મસ્જિદ જ્યાં જમાઅતથી નમાઝ થતી નથી, તે વાસ્તવમાં મસ્જિદના અર્થથી જ ભિન્ન છે. કારણ કે મસ્જિદો બનાવવાનો મૂળ હેતુ જ

જમાઅતથી નમાઝ પઢવાનો છે, નહિતર વિના જમાઅતે એકલા નમાઝ તો દરેક જગ્યાએ દુકાન, મકાન વગેરેમાં પઢી શકાય છે.

**મસ્અલો :**

રોઝાની રાત્રે ખાવું–પીવું, સ્ત્રીઓ પાસે જવું હલાલ હોવાનો જે ઉપર ઉલ્લેખ થયું છે, તેમાં એઅ્તિકાફની હાલતમાં ખાવા–પીવાનો તો તે જ હુકમ છે, જે બધાના માટે છે, પરંતુ સ્ત્રીઓ પાસે (સંભોગ માટે) જવાનો હુકમ એઅ્તિકાફના સંદર્ભમાં જુદો છે કે, રાત્રે પણ તે જાઈઝ નથી. એટલા માટે આ આયતમાં તેનો હુકમ બતાવવામાં આવ્યો છે.

**મસ્અલો :**

એઅ્તિકાફના બીજા મસ્અલાઓ કે તેની સાથે રોઝો શરત છે અને એ કે, એઅ્તિકાફની હાલતમાં મસ્જિદમાંથી નીકળવું કોઈ શારીરિક અથવા શરઈ જરૂરિયાત વગર જાઈઝ નથી. એઅ્તિકાફની અમુક બાબતો કુર્આને વર્ણવેલ "એઅ્તિકાફ"ના ઉલ્લેખથી સમજી શકાય છે અને અમુક રસૂલે કરીમ ﷺના કૌલ (હદીષો) અને અમલથી સાબિત થયેલ છે.

**રોઝા વિશે કાળજી રાખવાનો હુકમ :**

છેલ્લી આયતમાં تِلْكَ حُدُوْدُاللّٰهِ فَلَا تَقْرَبُوْهَا (આ અલ્લાહે નક્કી કરેલ હદ–મર્યાદાઓ છે, તેની નજીક પણ ન ફરકો) કહીને ઈશારો કરવામાં આવ્યો કે, રોઝામાં ખાવા–પીવાની અને સ્ત્રીઓ પાસે જવાની જે મનાઈ છે, તે અલ્લાહની હદો (મર્યાદાઓ) છે. તેની પાસે પણ ન જાઓ કારણ કે, તેની પાસે જવામાં અલ્લાહની મર્યાદાઓ તૂટવાની સંભાવના રહેલી છે. એટલા માટે રોઝાની હાલતમાં ગળગળા કરવા મકરૂહ છે કે, આવું કરવાથી ગળામાં પાણી ઊતરી જવાનો ભય રહે છે, મોઢામાં કોઈ દવા લગાવવી મકરૂહ છે. પોતાની પત્નીને રોઝાની હાલતમાં ચુંબન કરવું મકરૂહ છે. એવી જ રીતે સહેરી ખાવામાં કાળજી રાખી સમય પૂરો થવાના બે–ચાર મિનિટ પહેલાં સહેરી ખતમ કરવી અને એ જ રીતે ઈફતારમાં બે–ત્રણ મિનિટ વિલંબ કરવો વધારે સારૂં છે. તેમાં લાપરવાહી કરવી અથવા સહૂલત શોધવી અલ્લાહના હુકમ વિરૂદ્ધ છે.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૮)

وَلَا تَأْكُلُوْٓا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ وَتُدْلُوْا بِهَآ اِلَى الْحُكَّامِ لِتَاْكُلُوْا فَرِيْقًا مِّنْ
اَمْوَالِ النَّاسِ بِالْاِثْمِ وَاَنْتُمْ تَعْلَمُوْنَ ﴿١٨٨﴾ ع

## તરજુમો :

*અને પરસ્પર એકબીજાનો માલ ખોટી રીતે ન ખાઓ, અને ન જ તેને સત્તાધીશો સુધી (લાંચ સ્વરૂપે) પહોંચાડો, જેથી (તેના દ્વારા) તમે લોકોના માલ(–મિલકત)નો કોઈ ભાગ જુલ્મથી ખાઈ જાઓ (નાહક પચાવી પાડો); અને (જ્યારે કે) તમે જાણો છો. (૧૮૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની આયતમાં રોઝાના હુકમોનો ઉલ્લેખ હતો, જેમાં હલાલ વસ્તુઓના ઉપયોગની એક નિશ્ચિત સમયસીમા નક્કી કરવામાં આવી અને અમુક ચોક્કસ દિવસો સુધી રોઝા રાખવાનો હુકમ થયો, ત્યાર પછી હરામ માલ પ્રાપ્ત કરવાની અને તેનો ઉપયોગ કરવાની મનાઈ તેના અનુસંધાને જ વર્ણન કરવામાં આવી કે, રોઝાની ઈબાદતનો વાસ્તવિક હેતુ એ છે કે, વ્યક્તિ અમુક ચોક્કસ હલાલ બાબતોથી રોકાવામાં સબ્ર કરે અને તેનો ઉપયોગ કરવાથી બચે, તો પછી હરામ વસ્તુઓથી બચવું ખૂબ આસાન અને સરળ બની જશે. વળી, આ અનુસંધાને એ બાબત પણ સ્પષ્ટ થઈ કે, જ્યારે પણ રોઝો પૂરો થાય, ઈફતાર માટે હલાલ માલથી ઈફતારની વ્યવસ્થા કરવી જોઈએ. જેણે આખા દિવસનો રોઝો કર્યો અને ઈફતાર હરામ માલથી કરી તો તેનો રોઝો અલ્લાહ નજીક સ્વીકાર્ય નથી.

## તફસીર :

અને પરસ્પર એકબીજાનો માલ ખોટી રીતે ન ખાઓ અને તેને (ખોટા મુકદમાઓમાં) અધિકારીઓ (શાસકો) સુધી એ હેતુથી (લાંચ સ્વરૂપે) ન પહોંચાડો કે (તેના દ્વારા) લોકોની માલ–મિલકતનો અમુક ભાગ (ગુનાહિત અને ખોટી રીતે) અત્યાચાર આચરી પચાવી પાડો અને તમે (જ્યારે કે તમારી જૂઠી

વાત અને અત્યાચારને) જાણો પણ છો.

**મસ્અલા અને બોધપાઠ :**

આ આયતમાં હરામ પદ્ધતિથી માલ પ્રાપ્ત કરવાની અને તેના ઉપયોગની મનાઈ કરવામાં આવી છે. જેવી રીતે અગાઉ આ જ સૂરએ બકરહની આયત નંબર ૧૬૮માં હલાલ પદ્ધતિથી માલ પ્રાપ્ત કરી તેનો ઉપયોગ કરવાની પરવાનગીનું વર્ણન થઈ ચૂક્યું છે, જેમાં ઈરશાદ હતો,

يَآيُّهَاالنَّاسُ كُلُوْامِمَّافِى الْاَرْضِ حَلٰلًاطَيِّبًاوَّلَا تَتَّبِعُوْاخُطُوٰتِ الشَّيْطٰنِ، اِنَّهٗ لَكُمْ عَدُوٌّمُّبِيْنٌ ٥

*"હે લોકો ! પૃથ્વીમાં જે હલાલ અને પાક (પવિત્ર વસ્તુઓ) છે, તમે ખાઓ! અને શયતાનની પૈરવી (અનુસરણ) કરી (તેના) પગલે ન ચાલો; બેશક ! તે તમારો ખુલ્લો દુશ્મન છે."*

અને સૂરએ નહ્‌લમાં ઈરશાદ છે,

فَكُلُوْامِمَّارَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًاوَّاشْكُرُوْا نِعْمَةَ اللّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ ٥

*"તમને અલ્લાહે જે હલાલ અને પાક રોજી આપી છે, તે ખાઓ, અને જો તમો તેની ઈબાદત કરતા હો તો અલ્લાહના અહેસાન (ઉપકાર)નો શુક્ર અદા કરો."*

*(સૂરહ : ૧૬, આયત : ૧૧૪)*

**માલ પ્રાપ્ત કરવા (કમાણી)ના સારા અને ખરાબ માધ્યમો તથા ભલાઈ અને બુરાઈનું માપદંડ :**

જે પ્રમાણે માલની આવશ્યકતા અને તે જીવન વ્યતિત કરવાનો આધાર હોવા વિશે આખી દુનિયા અને તેની દરેક કૌમો તથા સમાજો સંપૂર્ણ રીતે સહમત છે, એ જ પ્રમાણે એ બાબતે પણ સહમત છે કે, તેને પ્રાપ્ત કરવાના અમુક માધ્યમો યથાયોગ્ય, સારા, જાઈઝ અને આવકાર્ય છે, જ્યારે અમુક માધ્યમો ધિક્કારપાત્ર અને અસ્વીકાર્ય છે, જેની મનાઈ છે. જેમકે ચોરી, ધાડ, લૂંટફાટ, દગાબાજી, ધોકાબાજી વગેરે; જેને આખી દુનિયા ખરાબ સમજે છે, પરંતુ તેના જાઈઝ અથવા નાજાઈઝ હોવાનું કોઈ ચોક્કસ માપદંડ કે પ્રમાણ સામાન્ય રીતે

લોકોના હાથમાં નથી હોતું અને હોઈ પણ નથી શકતું. કારણ કે, તેનો સંબંધ આખી દુનિયાના સમગ્ર મનુષ્યોની ભલાઈ અને સફળતા સાથે જોડાયેલ છે અને સમગ્ર માનવજાત તેનાથી પ્રભાવિત થઈ શકે છે. તેનું સાચું અને યોગ્ય પ્રમાણ અને માપદંડ માત્ર એ જ હોઈ શકે છે, જે રબ્બુલ આલમીન પરવરદિગાર તરફથી વહી દ્વારા મોકલવામાં આવ્યું હોય. નહિતર જો મનુષ્ય પોતે તેનું પ્રમાણ અને માપદંડ બનાવવાનો અધિકારી થઈ જાય, તો જે લોકો તેના કાયદા–કાનૂન બનાવશે તેઓ પોતાની કૌમ, પોતાના દેશ અને પોતાના ધર્મ વિશે જે કંઈ પણ વિચારશે તે માનવ–સ્વભાવ પ્રમાણે અન્ય કૌમો, અન્ય સમાજો તથા અન્ય દેશો માટે પક્ષપાતી અને અલગ હશે. આંતરરાષ્ટ્રીય કોન્ફરન્સોના સ્વરૂપમાં સમગ્ર દુનિયાના પ્રતિનિધિઓ જ્યારે આર્થિક બાબતોની ચર્ચા અને સમસ્યાના ઉકેલ માટે ભેગા મળે છે, ત્યારે આ બાબતની ખાતરી કરી શકાય છે. એ અનુભવસિદ્ધ બાબત છે કે, પ્રત્યેક વ્યક્તિ પોતાના, પોતાના સમાજના અને પોતાના દેશના હિતનો પ્રથમ વિચાર કરે છે અને તેના માપદંડો અન્ય કૌમો કરતાં અલગ બનાવે છે. અનુભવથી સાબિત થયેલ બાબત છે કે, કોઈ એક દેશ કે સમાજે બનાવેલ આર્થિક ઉપાર્જન (કમાણી)ની પદ્ધતિના માપદંડથી સમગ્ર માનવજાત સંતોષ નથી પામી શકતી, જેના પરિણામે તે કાયદેસરનો અન્યાય સાબિત થાય છે અને આ અન્યાય અને અસંતોષ યુદ્ધો, ખૂનામરકી, ફિત્ના–ફસાદ, અરાજકતા, માનવ હત્યાકાંડો વગેરે સ્વરૂપમાં સામે આવે છે.

**ઇસ્લામિક આર્થિક વ્યવસ્થા દુનિયામાં શાંતિ અને સલામતી સ્થાપી શકે છેઃ**

ઈસ્લામી શરીઅતે હલાલ અને હરામ, જાઈઝ અને નાજાઈઝના જે કાયદાઓ બતાવ્યા છે, તે ખુલ્લમ–ખુલ્લા અલ્લાહની વહી દ્વારા ઉપાર્જિત કરેલ છે અથવા તો કુર્આન અને સુન્નતની નુસૂસ તથા ઈજ્માઅ્ દ્વારા અનુમાનિત કરી બનાવવામાં આવ્યા છે. ઈસ્લામિક અર્થવ્યવસ્થા જ એક એવી યોગ્ય અને માનવસ્વભાવને અનુરૂપ સર્વગ્રાહી આર્થિક પદ્ધતિ છે, જે દરેક કૌમ, સમાજ, દેશ અને પ્રદેશમાં સરખી રીતે લાગુ પાડી શકાય છે. એકમાત્ર ઈસ્લામિક આર્થિક પદ્ધતિ જ વિશ્વશાંતિની જામિનગીરી લઈ શકે છે. કારણ કે, અલ્લાહે બનાવેલ આર્થિક પદ્ધતિમાં ઉપલબ્ધ દરેક કુદરતી સ્ત્રોતોને સામાન્ય રીતે બધા જ

વ્યક્તિઓને સરખી રીતે ઉપયોગ કરવાનો અધિકાર આપવામાં આવ્યો છે, જેનો ઉપયોગ કરવાનો બધા જ વ્યક્તિ સરખો અધિકાર ધરાવે છે. જેમકે હવા, પાણી, આપમેળે ઊગી નીકળેલું ઘાસ, આગ, કોઈના કબજામાં માલિકીમાં નથી એવા જંગલો–પહાડો ઉપરના વૃક્ષોના ફળો વગેરે, તેમાં બધા જ વ્યક્તિઓનો સરખો અધિકાર છે. તેના આપમેળે માલિક બની જઈ ગેરકાયદેસર કબજો કરવો જાઈઝ નથી અને જે કુદરતી સ્ત્રોતો (કુદરતી સાધનો) સરખી રીતે વાપરવાના અધિકારનો ઉપયોગ કરવાથી સમાજમાં આર્થિક અસમાનતા પૈદા થવાનો ભય હોય અથવા તો પરસ્પર ફિત્ના–ફસાદ અને ઝઘડાનું સ્વરૂપ ધારણ થતું હોય, તો એવા સમયે આ કુદરતી સ્ત્રોતોની વહેંચણી માટે ઈસ્લામી શરીઅત અનુસાર માલિકી હકના કાયદાઓ પણ બનાવવામાં આવ્યા છે. આ કાનૂનની દરેક કલમોમાં ઘણી કાળજી રાખવામાં આવી છે તેમજ માલિકીના ફેરફારના હકની પણ કાળજી રાખવામાં આવી છે કે, કોઈપણ વ્યક્તિ જિંદગીની જરૂરિયાતથી વંચિત ન રહી જાય. શરત એટલી જ રાખવામાં આવી છે કે તે આ સ્ત્રોતોને પ્રાપ્ત કરવા માટે મહેનત કરે અને કોઈ અન્ય વ્યક્તિના હક અને અધિકારને ખોટી રીતે પચાવી ન પાડે અથવા બીજાઓને નુકસાન પહોંચાડીને સાર્વજનિક મૂડીને એક ખાસ જૂથ કે ગૃપ સુધી સીમિત ન કરી દે.

માલ–મિલકતની વહેંચણી તેમજ ફેરફાર; ભલે તે કોઈ વ્યક્તિના મૃત્યુ પછી તેના વારસદારો વચ્ચે થતી હોય કે, વેપાર–ઉદ્યોગ દ્વારા પરસ્પર રાજી–ખુશીથી થતી હોય, મજૂરી હોય કે, કોઈનું વળતર હોય ! આ બધી બાબતોમાં એ વસ્તુને (રાજીખૂશીને) જરૂરી સમજવામાં આવે છે કે, આવી બાબતોમાં દગાબાજી, ધોકાબાજી કે શરઈ મર્યાદાઓનું ઉલ્લંઘન કરી અતિરેક કરવામાં ન આવે અને કોઈ મિલાવટ–છુપી રીતે ખુલાસા વિના મા'મલો કરવો કે, જેના કારણે પરસ્પર મનદુઃખ ઊભું થવાની કે ઝઘડા થવાની નોબત આવે.

વળી, એ બાબતની કાળજી પણ રાખવામાં આવી છે કે, બધા જ પક્ષો રાજી–ખુશીથી કોઈ પણ જાતના દાબ–દબાણ વિના લેવડ–દેવડ કરે અને આ ખુશી અને રાજીપો વાસ્તવિક હોય, કોઈની શેહ–શરમ, દાબ–દબાણ કે ધાક–ધમકીની લેશમાત્ર પણ સંભાવના ન હોય. કારણ કે, ઈસ્લામી શરીઅતમાં જેટલી પણ લેવડ–દેવડ કે કરારો અમાન્ય અને ગુનાહ ગણવામાં આવે છે, તે

બધાનું કારણ એ જ હોય છે કે, તેમાં કોઈ કારણથી, અન્યના દાબ–દબાણ, શેહ–શરમ કે ધાક–ધમકી શામિલ હોય છે, વળી કોઈ જગ્યાએ કોઈ બાબતે દગાબાજી કે ધોકાબાજી પણ હોય છે, ક્યારેક અચોક્કસ વળતરની ચૂકવણી હોય છે, તો ક્યારેક કોઈનો માલ હડપ કરવાની નીતિરીતી હોય છે. અમુક સમયે કોઈને નુકસાન પહોંચાડીને પોતાનો નફો કરવામાં આવે છે અને ક્યારેક સામાન્ય અધિકારોનો નાજાઈઝ અને અન્યાયી ઉપયોગ કરવામાં આવે છે. વ્યાજ, જુગાર વગેરેને હરામ કરવાનું મહત્ત્વનું કારણ એ છે કે, તે વ્યક્તિના સામાન્ય અધિકારો માટે નુકસાનકર્તા છે અને સમાજના સાર્વજનિક હિતને પણ નુકસાનકર્તા છે. વ્યાજના કારણે અમુક વ્યક્તિઓ આર્થિક ઉપાર્જનમાં તગડા થતા જાય છે અને મોટા ભાગનો સમાજ ગરીબીમાં સબડતો રહે છે. આવી આર્થિક ઉપાર્જનની પદ્ધતિઓ બંને પક્ષે રાજી–ખુશીથી હોય તો પણ ઈસ્લામી શરીઅતમાં જાઈઝ નથી. કારણ કે, તે આખા સમાજ વિરૂદ્ધ એક જઘન્ય (નફરતપાત્ર) અપરાધ છે.

ઉપરોક્ત આયતમાં આ બધા જ નાજાઈઝ સ્વરૂપો સમાવેશ કરતો આદેશ વર્ણન કરવામાં આવ્યો છે, وَلَا تَأْكُلُوْا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ એટલે કે, “એકબીજાનો માલ નાજાઈઝ પદ્ધતિથી ન ખાઓ !”

તેમાં એક વાત વિચારવા લાયક છે કે, કુર્આન શરીફમાં શબ્દ اَمْوَالُكُمْ (અમવાલુકુમ) આવ્યો છે, જેનો વાસ્તવિક અર્થ "પોતાનો માલ" થાય છે, જેનો અર્થ એ છે કે, તમે કોઈ અન્યની માલ–મિલકતનો નાજાઈઝ ઉપયોગ કરતા હોય તો એ વિચાર કરો કે, બીજા વ્યક્તિને પોતાના માલથી એવી જ મહોબ્બત અને લગાવ હોય છે, જેવો કે તમને તમારા માલથી હોય છે. જો તેઓ તમારા માલનો આવો નાજાઈઝ ઉપયોગ કરતા થઈ જાય, તો જે દુઃખ તમને પહોંચશે અને તમે જે દુઃખની અનુભૂતિ કરશો; શું જ્યારે તમે અન્યનો માલ ગેરકાયદેસર પચાવી પાડો છો ત્યારે તેને આવું દુઃખ નહિ પહોંચતું હોય ? માટે હવે અન્યનો માલ ખાઈ જતા પહેલાં તેનો એવો જ અહેસાસ કરો જેમકે, તે તમારો જ માલ છે અને અન્ય કોઈ તેને ગેરકાયદેસર ખાઈ રહ્યું છે.

આ સિવાય ઈશારો એ તરફ પણ હોઈ શકે છે કે, જ્યારે એક વ્યક્તિ અન્યના માલ–મિલકતનો ગેરકાયદેસર ઉપયોગ કરે છે, તો તેનું પ્રાકૃતિક અને સ્વાભાવિક પરિણામ એ હોય છે કે, જો આવો રિવાજ ચાલુ થઈ જાય, તો

બીજાઓ પણ દેખા–દેખી આવો નાજાઈઝ ઉપયોગ કરનારની માલ–મિલકતનો આવો જ નાજાઈઝ ઉપયોગ કરતા થઈ જશે. એટલા માટે કોઈ અન્ય વ્યક્તિની માલ–મિલકતનો નાજાઈઝ અને ગેરકાયદેસર ઉપયોગ વાસ્તવમાં પોતાની માલ–મિલકતમાં ગેરકાયદેસર ઉપયોગ કરાવવા માટેનો માર્ગ મોકળો કરે છે. વિચાર કરો ! દા.ત. ખાવા–પીવાની વસ્તુઓમાં જો ભેળ–સેળનો રિવાજ પડી જાય જેમકે, કોઈ ઘીમાં તેલ અથવા ચરબી મેળવીને વધારે નફો પ્રાપ્ત કરે, તો જ્યારે તેને દૂધ ખરીદવાની જરૂરત પડશે તો દૂધવાળો તેને પાણી મેળવીને આપશે. મસાલાની જરૂર પડશે તો તેમાં પણ ભેળસેળ થશે, દવાની જરૂરત હશે તો તેમાં પણ નકલી દવાઓ અને નકલી પદાર્થો સામે આવશે. તો જેટલા પૈસા એક વ્યક્તિએ મિલાવટ અને ભેળસેળ કરીને વધારે મેળવ્યા, બીજો વ્યક્તિ તેના ખિસ્સામાંથી તે પૈસા એ જ પ્રમાણે કાઢી લે છે. એ જ પ્રમાણે બીજા વ્યક્તિના પૈસા ત્રીજો કાઢી લે છે અને માલના વધારે પૈસા આવે છે, એવું સમજીને મૂર્ખ વ્યક્તિ ખૂશ–ખુશાલ થઈ જાય છે, પરંતુ આ વિષચક્રનું પરિણામ જોતો નથી કે, તેની પાસે આવા ભેળસેળ કરી વધારે મેળવેલા માલમાંથી કેટલું બાકી રહ્યું છે ! જો કોઈ વ્યક્તિ અન્યના માલને નાજાઈઝ અને ખોટા માર્ગે મેળવશે, તો વાસ્તવમાં તે પોતાના જ માલનો નાજાઈઝ રીતે અન્યના ઉપયોગ માટે દરવાજો ખોલી રહ્યો છે.

બીજી ધ્યાન આપવા યોગ્ય બાબત એ છે કે, અલ્લાહના ઈરશાદના શબ્દો આમ (જાહેર) છે કે, "ખોટા માર્ગે અને નાજાઈઝ પદ્ધતિથી કોઈનો માલ ન ખાઓ." તેમાં કોઈનો માલ હડપ કરી લેવો પણ શામિલ છે. ચોરી, લૂંટફાટ પણ એમાં જ આવે છે જેમકે, કોઈના ઉપર જુલમ, જબરદસ્તી કરીને માલ ઝૂંટવી લેવામાં આવે છે, એવી જ રીતે વ્યાજ, લાંચ, રુશ્વત, જુગાર વગેરે, તદુપરાંત તમામ પ્રકારની નાજાઈઝ લેવડ–દેવડ, વેપાર વગેરે જેને શરીઅતે જાઈઝ નથી ઠરાવ્યું, ભલે પછી બંને પક્ષો આ પ્રકારની લેવડ–દેવડ માટે પરસ્પર રાજી થઈ પણ જાય. એ જ પ્રમાણે જૂઠું બોલીને અથવા જૂઠી કસમો ખાઈને કોઈનો માલ પ્રાપ્ત કરી લેવો તે એવી કમાઈ છે, જેની ઈસ્લામી શરીઅતે મનાઈ કરી છે. ભલે પછી તે માલ–દૌલત પોતાની જાત–મહેનતથી પ્રાપ્ત કરવામાં આવી હોય કે, અન્ય કોઈ રીતે ! બધું જ હરામ અને બાતિલ છે. કુર્આનના શબ્દોમાં જો કે સાફ–સાફ રીતે આવો માલ ખાવાની મનાઈ કરવામાં આવી છે પરંતુ આ સ્થળે

ખાવાનો મતલબ ફક્ત મોઢામાં કોળિયો મૂકી ખાવાનો નથી બલકે, આવા માલનો ઉપયોગ કરવો અને તે માલ પોતાના લાભ માટે વાપરવો, ભલે પછી તે ખાઈ–પીને હોય, પહેરી–ઓઢીને હોય કે અન્ય કોઈ પદ્ધતિથી ! બધું જ હરામ છે. રૂઢિપ્રયોગ અને ભાષાશૈલીમાં આવા ઉપયોગને "માલ ખાઈ જવો" કહેવામાં આવે છે કે, ફલાણો વ્યક્તિ ફલાણાનો માલ ખાઈ ગયો. ભલે, પછી તે માલ ખાવા–પીવાની વસ્તુ ન પણ હોય ! એટલા માટે કુર્આનમાં "માલ ખાઈ ન જાઓ" શબ્દ(ના રૂઢિપ્રયોગ)નો ઉપયોગ થયો છે.

**શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા સ્વરૂપે ઘટેલી ઘટના) :**

આ આયત એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે. ઘટના એમ છે કે, સહાબએ કિરામ (રદિ.)માંથી બે સહાબા (રદિ.)ને પરસ્પર એક જમીન બાબતે ઝઘડો થયો. મુકદ્દમો રસૂલે કરીમ ﷺની અદાલતમાં રજૂ થયો, દા'વેદાર પાસે ગવાહ ન હતો. રસૂલુલ્લાહ ﷺએ શરીઅતના કાયદા અનુસાર જેમના ઉપર દા'વો કરવામાં આવ્યો હતો તેમને સોગંદ (કસમ) ખાવાનો હુકમ આપ્યો, તો તે સોગંદ ખાવા તૈયાર થઈ ગયા. તે સમયે રસૂલુલ્લાહ ﷺએ શિખામણ સ્વરૂપે તેમને આયત સંભળાવી,

اِنَّ الَّذِيْنَ يَشْتَرُوْنَ بِعَهْدِاللّٰهِ وَاَيْمَانِهِمْ ثَمَنًا قَلِيْلًا ؕ

*"બેશક ! જે લોકો અલ્લાહને આપેલા વચન અને પોતાની કસમો ઉપર થોડી કિંમત વસૂલી લે છે."* *(સૂરહ : ૩, આયત : ૭૭)*

જેમાં કસમ ખાઈને કોઈનો માલ હડપ કરી લેવા માટે સખત વઈદ (ચેતવણી) છે. તે સહાબી (રદિ.)એ જ્યારે આ આયત સાંભળી તો કસમ ખાવાની વાત છોડી દીધી અને જમીન દા'વેદારના હવાલે કરી દીધી. *(રૂહુલ મઆની)*

આ ઘટના બાદ આ આયત નાઝિલ થઈ, જેમાં નાજાઈઝ પદ્ધતિથી કોઈનો માલ ખાઈ જવો અથવા પ્રાપ્ત કરી લેવો હરામ ઠરાવવામાં આવ્યું અને એ જ આયતના છેવટના ભાગમાં જૂઠા મુકદ્દમા બનાવવાની, જૂઠી કસમો ખાવાની, જૂઠી ગવાહીઓ આપવાની–અપાવવાની પણ સખત મનાઈ કરવામાં આવી અને તે બાબતે ચેતવણી પણ આપવામાં આવી. એટલા માટે ઈરશાદ છે કે, وَتُدْلُوْابِهَا اِلَى الْحُكَّامِ لِتَأْكُلُوْافَرِيْقًا مِّنْ اَمْوَالِ النَّاسِ بِالْاِثْمِ وَاَنْتُمْ تَعْلَمُوْنَ એટલે કે,

"માલને સત્તાધીશો પાસે જૂઠા મુકદમાઓ માટે ન લઈ જાઓ, જેના દ્વારા તમે લોકોના માલનો અમુક હિસ્સો ગુનાહિત રીતે ખાઈ જાઓ. જ્યારે કે તમે જાણો છો" કે, તેમાં તમારો કોઈ અધિકાર નથી, બલકે તમે જૂઠો મુકદમો બનાવી રહ્યા છો. وَاَنۡتُمۡ تَعۡلَمُوۡنَ (અને જ્યારે કે તમે જાણો છો)થી સ્પષ્ટ થયું કે, જો કોઈ વ્યક્તિ કોઈ ભૂલથી કોઈ વસ્તુ ઉપર પોતાનો હક સમજી બેસે અને જો તે આવી હાલતમાં કોર્ટમાં દા'વો કરી તેને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરે, તો તે આ વઈદ (ચેતવણી)માં સામેલ નથી. આવી જ એક ઘટનામાં રસૂલ ﷺએ ફરમાવ્યું છે.

اِنَّمَا اَنَا بَشَرٌ وَّاَنْتُمْ تَخْتَصِمُوْنَ اِلَيَّ وَلَعَلَّ بَعْضَكُمْ اَنْ يَّكُوْنَ اَلْحَنَ بِحُجَّتِهٖ مِنْ بَعْضٍ فَاَقْضِيْ لَهٗ عَلٰى نَحْوِ مَا اَسْمَعُ مِنْهُ فَمَنْ قَضَيْتُ لَهٗ بِشَيْءٍ مِنْ حَقِّ اَخِيْهِ فَلَا يَاْخُذَنَّهٗ فَاِنَّمَا اَقْطَعُ لَهٗ قِطْعَةً مِّنَ النَّارِ (رَوَاهُ الْبُخَارِيُّ وَ مُسْلِمٌ عَنْ اُمِّ سَلْمَةَ ؓ)

*"(દા.ત.) હું એક વ્યક્તિ છું અને તમે મારી પાસે પોતાનો મુકદમો (કેસ) લાવો છો, જેમાં એવું થઈ શકે છે કે, કોઈ વ્યક્તિ પોતાની બાબતને (દા'વાને) વધારે રંગીન કરી (મરચું–મીઠું ભભરાવી) રજૂ કરે અને હું તેનાથી સંતોષ પામી તેની તરફેણમાં ફેંસલો કરી આપું, તો (યાદ રાખો કે, ઘટનાની જાણકારી તો મુકદમાના બંને પક્ષોને સારી રીતે હોય છે) જો વાસ્તવમાં તેનો અધિકાર ન હતો, તો તેણે લેવું ન જોઈએ. કારણ કે, આવી પરિસ્થિતિમાં જે કંઈ પણ હું તેને આપીશ, તે જહન્નમની આગનો એક ટૂકડો હશે."*

રસૂલુલ્લાહ ﷺના આ ફરમાનમાં સ્પષ્ટ હુકમ છે કે, જો કોઈ ઈમામ અથવા ન્યાયાધીશ અથવા મુસલમાનોની પંચ કોઈ ભૂલના કારણે કોઈ ફેંસલો કરે, જેમાં કોઈ એક વ્યક્તિનો હક બીજાને નાજાઈઝ અને ખોટી રીતે મળી રહ્યો છે, તો આ અદાલત કે પંચના ફેંસલાના કારણે આ માલ તેના માટે હલાલ નથી થઈ જતો અને જેના માટે હલાલ છે, તેના માટે હરામ નથી થઈ જતો. મતલબ કે, અદાલત કે પંચનો ફેંસલો કોઈ હલાલને, હરામ અને હરામને, હલાલ નથી બનાવતો. જો કોઈ વ્યક્તિ દગાબાજીથી અથવા ખોટી ગવાહીથી અથવા જૂઠી કસમો ખાઈને કોઈનો માલ અદાલતના માધ્યમથી હડપ કરી લે, તો તેનો વબાલ તેની ગરદન ઉપર બાકી રહેશે. તેને જોઈએ કે, તેણે આખિરતના હિસાબ–કિતાબ અને સર્વજ્ઞ–સર્વવ્યાપી અલ્લાહની અદાલતમાં રજૂ થવાનો વિચાર કરી તે

માલ–મિલકત છોડી દેવી જોઈએ.

ઈમામ અબૂ હનીફા (રહ.) નજીક જે બાબતોમાં કાઝી (ઈસ્લામી શરીઅતની કોર્ટના ન્યાયાધીશ)ને જે બાબતોમાં શરઈ રીતે અધિકાર પ્રાપ્ત છે, તેવી બાબતોમાં જો તેઓ કોઈ જૂઠી કસમો અથવા જૂઠી ગવાહીઓના આધારે કોઈ ફૈંસલો સંભળાવે છે, તો શરઈ રીતે આ ફૈંસલો સહીહ થઈ જશે. તથા હરામ–હલાલના હુકમો તેના ઉપર તે ફૈંસલા પ્રમાણે લાગુ પડશે. જો કે જૂઠું બોલવાનો અને જૂઠી ગવાહીઓનો વબાલ એવું કરનારના માથે બાકી રહેશે.

**હલાલ માલની બરકતો અને હરામ માલની નહૂસત (સૂગ) :**

હરામથી બચવા અને હલાલને મેળવવા કુર્આન શરીફમાં વિવિધ જગ્યાઓએ વિવિધ વિષયો હેઠળ તાકીદ થઈ છે, એક આયતમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે, વ્યક્તિના અમલો અને અખ્લાકમાં હલાલ માલ ખાવાનો ઘણો મોટો હાથ રહેલો છે. જો કોઈના ખાવા–પીવામાં હલાલ માલ ન હોય, તો તેનાથી સારી વર્તણૂક અને નેક કામોની આશા રાખવી ઘણી જ મુશ્કેલ છે.

يَـٰٓاَيُّهَاالرُّسُلُ كُلُوْامِنَ الطَّيِّبٰتِ وَاعْمَلُوْاصَالِحًا ۭ اِنِّىْ بِمَاتَعْمَلُوْنَ بَصِيْرٌ ۝

*"હે નબીઓના સમૂહ ! હલાલ અને પાક વસ્તુઓ ખાઓ, અને નેક અમલો કરો, હું તમારા કર્મો (અમલો)ની વાસ્તવિકતાથી વાકેફ છું."*

*(સૂરહ : ર૩, આયત : ૫૧)*

આ આયતમાં હલાલ ખાવા સાથે નેક અમલોનો હુકમ ફરમાવી કહેવામાં આવ્યું છે કે, નેક અમલોની ઈચ્છા ત્યારે જ થઈ શકે છે, જ્યારે કે, વ્યક્તિનું ખાવું–પીવું હલાલ હોય અને રસૂલુલ્લાહ ﷺએ એક હદીષમાં સ્પષ્ટ રીતે ફરમાવી દીધું છે કે, "આ આયતમાં જો કે સંબોધન અંબિયા (અલૈ.)ને છે પરંતુ આ હુકમ ફક્ત એમના માટે જ ખાસ નથી બલકે, બધા મુસલમાનો આ હુકમ હેઠળ આવી જાય છે." આ હદીષના અંતે આપ ﷺએ એવું પણ ફરમાવ્યું કે, "હરામ માલ ખાનારની દુઆ કબૂલ નથી થતી. ઘણા વ્યક્તિઓ ઈબાદત વગેરેમાં તકલીફ વગેરે ઉઠાવે છે, અલ્લાહ સામે દુઆ માટે હાથ ફેલાવે છે, યા રબ ! યા રબ ! પોકારે છે, પરંતુ તેમનું ખાવું હરામ ! તેમનું પીવું હરામ ! તેમનો લિબાસ હરામ છે ! તો તેમની દુઆ ક્યાંથી કબૂલ થઈ શકે છે ?!"

રસૂલુલ્લાહ ﷺના શિક્ષણનો એક મોટો ભાગ આ કાર્ય માટે જ વક્ફ રહ્યો છે કે, ઉમ્મતને હરામથી બચાવે અને હલાલનો ઉપયોગ કરવાનું માર્ગદર્શન, પ્રેરણા તથા પ્રોત્સાહન આપે.

એક હદીષમાં કહેવામાં આવ્યું છે કે, ''જે વ્યક્તિએ હલાલ ખાધું અને સુન્નત પ્રમાણે અમલ કર્યો અને લોકો તેના ત્રાસથી સુરક્ષિત રહ્યા, તો તે જન્નતમાં જશે.'' સહાબએ કિરામ (રદિ.)એ અરજ કરી કે, ''યા રસૂલુલ્લાહ ﷺ ! આજકાલ તો આવી પરિસ્થિતિ આપ ﷺની ઉમ્મતમાં સામાન્ય છે. મોટા ભાગના મુસલમાનો આ બાબતોના પાબંદ છે.'' આપ ﷺએ ફરમાવ્યું કે, ''હા! ભવિષ્યમાં પણ પ્રત્યેક યુગમાં આવા લોકો થતા રહેશે, જે આ હુકમોના પાબંદ હશે.'' (આ હદીષ તિરમીઝીની રિવાયતમાં છે અને તેને સહીહ કહી છે.)

એક બીજી હદીષમાં છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)ને ફરમાવ્યું કે, ચાર આદતો એવી છે, જ્યારે તે તમારામાં મૌજૂદ હોય, તો પછી દુનિયામાં કંઈ પણ મળ્યું ન હોય તે છતાં આ ચાર આદતો તમારા માટે પૂરતી છે. તે ચાર ટેવો આ છે. (૧) અમાનતની હિફાઝત, (૨) સાચું બોલવું, (૩) સારી વર્તણૂક (સારા અખ્લાક) અને (૪) હલાલ ખાવાની કાળજી રાખવી.''

હઝરત સઅ્દ બિન અબી વક્કાસ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺને દરખાસ્ત કરી કે, ''મારા માટે એવી દુઆ કરો કે, હું "મકબૂલુદુઆ" (જેની દુઆ કબૂલ થાય તેવો વ્યક્તિ) બની જાઉં, જે પણ દુઆ કરૂં તે કબૂલ થયા કરે.'' આપ ﷺએ ફરમાવ્યું, ''હે સઅ્દ ! પોતાનું ખાવું હલાલ અને પાક બનાવી લો ! "મુસ્તજાબુદઅ્વાત" (જેની દરેક દુઆ કબૂલ થાય છે તેવા વ્યક્તિ) બની જશો અને કસમ છે તે પાક જાતની ! જેના કબજામાં મુહમ્મદ (ﷺ)નો જીવ છે. જ્યારે બંદો પોતાના પેટમાં હરામનો લુકમો નાંખે છે, તો ૪૦ દિવસ સુધી તેના કોઈ અમલ કબૂલ નથી થતા અને જે વ્યક્તિના શરીરનો માંસ હરામ માલથી બન્યો છે, તો તેના માટે જહન્નમની આગ જ યોગ્ય છે.''

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, કસમ છે તે પાક જાતની, જેના કબજામાં મારો જીવ છે ! કે કોઈ બંદો ત્યાં સુધી મુસલમાન નથી થતો, જ્યાં સુધી કે તેનું દિલ અને જીભ

મુસલમાન ન થઈ જાય અને જ્યાં સુધી તેનો પાડોશી તેના ત્રાસથી સુરક્ષિત ન થઈ જાય, અને જ્યારે કોઈ બંદો હરામનો માલ ખાય છે, પછી તેનો સદકહ કરે છે, તો તેનો સ્વીકાર થતો નથી અને જો તે તેમાંથી ખર્ચ કરે છે, તો તેમાં બરકત થતી નથી અને જો તે એવો માલ તેના વારસદારો માટે છોડી જાય છે, તો જહન્નમ તરફ જવા માટે તેમનું ભાથું બને છે. બેશક ! અલ્લાહ તઆલા ખરાબ વસ્તુઓથી ખરાબ કર્મોને નથી ધોતો. હા ! સારા કૃત્યોથી દુષ્કૃત્યોને ધોઈ નાંખે છે.''

**મહશરમાં દરેક વ્યક્તિને પાંચ અગત્યના પ્રશ્નો થશે :**

હઝરત મઆઝ બિન જબલ (રદિ.)એ ફરમાવ્યું છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

مَـاتَزَالُ قَدَمَاعَبْدٍ يَوْمَ الْقِيَامَةِ حَتّٰى يُسْأَلَ عَنْ اَرْبَعٍ عَنْ عُمْرِهٖ فِيْمَا اَفْنَاهُ وَعَنْ شَبَابِهٖ فِيْمَا اَبْلَاهُ وَعَنْ مَّالِهٖ مِنْ اَيْنَ اكْتَسَبَهٗ وَفِيْمَا اَنْفَقَهٗ وَعَنْ عِلْمِهٖ مَاذَا عَمِلَ فِيْهِ

(اَلْبَيْهَقِيٌّ، تَرْغِيْبٌ)

*''કયામતના દિવસે મહશરના મૈદાનમાં કોઈ બંદો પોતાની જગ્યાએથી હલી (પણ) નહિ શકે, જ્યાં સુધી કે તેની પાસેથી ચાર પ્રશ્નોનો ઉત્તર પ્રાપ્ત ન કરવામાં આવે ! એક એ કે, તેણે પોતાની જિંદગી કયા કાર્યમાં ખર્ચ કરી ? બીજું એ કે, પોતાની યુવાની કઈ વ્યસ્તતામાં બરબાદ કરી ? ત્રીજું એ કે, પોતાનો માલ ક્યાંથી કમાયો (અને) ક્યાં ખર્ચ કર્યો ? અને ચોથું એ કે, પોતાના જ્ઞાન (ઇલ્મ) ઉપર ક્યાં સુધી અમલ કર્યો ?''*

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, રસૂલે કરીમ ﷺએ એક વખતે ખુત્બો (ભાષણ) આપ્યો, તેમાં ફરમાવ્યું કે, ''હે મુહાજિરોના સમૂહ! પાંચ આદતો એવી છે જે તમારી અંદર પૈદા થવાથી હું અલ્લાહ તઆલાની પનાહ (શરણ) માંગું છું. એક એ છે કે, જ્યારે કોઈ કૌમમાં બેહયાઈ (લંપટતા–બેશરમી) ફેલાય જાય છે, તો તેમના ઉપર પ્લૅગની વબા અને એવી નવી–નવી બીમારીઓ ફેલાય છે કે, જે તેમના બાપદાદાઓએ સાંભળી પણ ન હતી. બીજું એ કે, જ્યારે કોઈ કૌમમાં તોલ–માપમાં કમી કરવાની બીમારી ફેલાય છે તો તેમના ઉપર દુષ્કાળ મોંઘવારી, તંગી, તકલીફો, મહેનત અને શાસન તરફથી અત્યાચાર થોપી દેવામાં આવે છે અને ત્રીજું એ છે કે, જ્યારે કોઈ કૌમ ઝકાત અદા ન કરે, તો વરસાદ બંધ કરી દેવામાં આવે છે અને ચોથું એ કે, જ્યારે

કોઈ કૌમ અલ્લાહ તઆલા અને તેના રસૂલના વાયદાને તોડી નાંખે છે, તો અલ્લાહ તઆલા તેમના ઉપર કોઈ અજાણ્યા દુશ્મનને થોપી દે છે અને તે તેમની માલ–મિલકત કોઈપણ પ્રકારના અધિકાર વિના ઝૂંટવી લે છે અને પાંચમું એ કે, જ્યારે કોઈ કૌમના શાસકો અલ્લાહની કિતાબના કાયદા પ્રમાણે ફેંસલો ન કરે અને અલ્લાહ તઆલાએ નાઝિલ કરેલા હુકમો તેમના દિલો પર અસર ન કરે, તો અલ્લાહ તઆલા પરસ્પર તેમનામાં નફરત અને લડાઈ–ઝઘડા નાંખી દે છે.” (આ રિવાયત ઈબ્ને માજહ અને બયહકી વગેરેએ નકલ કરી છે તથા હાકિમે તેને મુસ્લિમની શરત પ્રમાણે સહીહ કહી છે. અમુક રિવાયતોમાં પાંચ વસ્તુઓ છે પરંતુ તેમાં માલ–મિલકતને બે અલગ–અલગ બાબતો ગણવામાં આવી છે.)

અલ્લાહ તઆલા આપણને અને બધા મુસલમાનોને આ આફતોથી સુરક્ષિત રહેવાની સંપૂર્ણ તૌફીક અતા ફરમાવે. આમીન.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૮૯–૧૯૦–૧૯૧)

يَسْـَٔلُوْنَكَ عَنِ الْاَهِلَّةِ ؕ قُلْ هِىَ مَوَاقِيْتُ لِلنَّاسِ وَالْحَجِّ ؕ وَلَيْسَ الْبِرُّ بِاَنْ
تَاْتُوا الْبُيُوْتَ مِنْ ظُهُوْرِهَا وَلٰكِنَّ الْبِرَّ مَنِ اتَّقٰى ۚ وَاْتُوا الْبُيُوْتَ مِنْ اَبْوَابِهَا ۖ
وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿۱۸۹﴾ وَقَاتِلُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ الَّذِيْنَ يُقَاتِلُوْنَكُمْ وَلَا
تَعْتَدُوْا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿۱۹۰﴾ وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ
وَاَخْرِجُوْهُمْ مِّنْ حَيْثُ اَخْرَجُوْكُمْ وَالْفِتْنَةُ اَشَدُّ مِنَ الْقَتْلِ ۚ وَلَا تُقٰتِلُوْهُمْ
عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ حَتّٰى يُقٰتِلُوْكُمْ فِيْهِ ۚ فَاِنْ قٰتَلُوْكُمْ فَاقْتُلُوْهُمْ ؕ كَذٰلِكَ
جَزَآءُ الْكٰفِرِيْنَ ﴿۱۹۱﴾

## તરજુમો :

*તેઓ તમને (આપ ﷺને) નવા (માસના) ચાંદ વિશે પૂછે છે, તમે કહી આપો ! તે (ચાંદ) લોકો માટે સમય નક્કી કરવાનું તથા હજ્જ (જેવી*

*ઈબાદતો) માટે છે, અને નેકી એ નથી કે તમે ઘરોમાં પાછળના ભાગેથી દાખલ થાઓ, અને પરંતુ નેકી એ છે કે, જો કોઈ અલ્લાહથી ડરે; અને તમે ઘરોમાં તેના (મુખ્ય) દરવાજેથી જ દાખલ થાઓ; અને અલ્લાહથી ડરો, જેથી તમે સફળતા પ્રાપ્ત કરો. (૧૮૯) અને તમે અલ્લાહના રસ્તામાં તે લોકો સાથે યુદ્ધ કરો જે તમારી સાથે યુદ્ધ કરે છે, અને (કોઈના ઉપર) અતિરેક (મર્યાદાઓનું ઉલ્લંઘન) ન કરો; બેશક ! અલ્લાહ અતિરેક કરનારને પસંદ નથી કરતો. (૧૯૦) અને તેમને જ્યાં જુઓ ત્યાં કતલ કરી નાંખો, અને તેમને કાઢી મૂકો (દેશ નિકાલ કરો); જ્યાંથી એમણે તમને કાઢી મૂક્યા હતા; અને ફિત્નો એ હત્યા કરવાથી વધારે સંગીન (સખત બાબત) છે; અને તેમની સાથે મસ્જિદે હરામ પાસે ન લડો, જ્યાં સુધી કે તેઓ તમારી સાથે તે સ્થળે ન લડે; પછી જો તેઓ તમારી સાથે (તે સ્થળે પોતે જ) લડે, તો (તમે પણ) તેમને મારો; આ જ કાફિરોનો બદલો (સજા) છે. (૧૯૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આયત لَيْسَ الْبِرُّ ના અનુસંધાને વર્ણન થઈ ચૂક્યું છે કે, ત્યાર પછી સૂરએ બકરહની છેવટ સુધી اَبْـــوَابُ الْبِــــرِّ (બિર્રના પ્રકરણો)નો ઉલ્લેખ થશે, જે શરીઅતના અગત્યના હુકમો ઉપર આધારિત છે. તેમાં પહેલો હુકમ "કિસાસ" (હત્યાના બદલા) વિશેનો, બીજો હુકમ વસિય્યતનો, ત્રીજો અને ચોથો હુકમ સંબંધિત મસ્અલાઓ વિશે, પાંચમો હુકમ એઅ્તિકાફનો અને છટ્ઠો હુકમ હરામ માલથી બચવાનો હતો. પ્રસ્તુત બે આયતોમાં હજ્જ અને જિહાદના હુકમો અને તેના મસ્અલાઓનો ઉલ્લેખ છે. હજ્જના હુકમ પહેલાં એ બતાવવામાં આવ્યું કે, રોઝા અને હજ્જ વગેરે માટે ચાંદ આધારિત મહિનાઓ અને દિવસોને ગણતરીમાં લેવામાં આવશે.

## શબ્દાર્થ :

اَهِـــلَّــــــةُ (અહિલ્લહ)એ "હિલાલ"નું બહુવચન છે. ચંદ્ર આધારિત મહિનાઓની શરૂઆતની અમુક રાતોના ચાંદને "હિલાલ" કહેવામાં આવે છે. مَــوَاقِيْــتُ (મવાકીતુ) એ مِيْــقَــاتٌ (મીકાત)નું બહુવચન છે, તેનો અર્થ "સમય" અથવા "મહિનાઓનો સમય" થાય છે. *(કુર્તુબી)*

## તફસીર :

### સાતમો હુકમ હજ્જ વગેરે ઇબાદતોની ચંદ્ર આધારિત મહિનાઓની ગણતરી :

(અમુક લોકો) આપ (ﷺ)થી (તે) ચંદ્રની (જે પ્રત્યેક મહિનામાં વધતો–ઘટતો રહેવાની) પરિસ્થિતિ (અને તેનાથી જે ફાયદાઓ છે તે ફાયદાઓ)ની તહકીક કરે છે. તમે ફરમાવી આપો કે, (તેનો લાભ એ છે કે,) તે ચંદ્ર (પોતાના ઘટવા અને વધવાના આધારે એક સહૂલત પ્રદાન કરે છે કે,) લોકો માટે સમયની ગણતરી (મહિનાઓ અને દિવસો નક્કી કરવાના ઉપયોગ માટે તથા મરજીયાત કામો જેમકે, ઈદ્દતની ગણતરી તેમજ હકોની અદાયગીની મુદ્દતની ગણતરી માટે) અને (અમુક ગૈરઈખ્તિયારી ઈબાદતો માટે જેમકે) હજ્જ (ઝકાત, રોઝા વગેરે) માટે (ઉપયોગી) છે.

### આઠમો હુકમ; જાહિલિયત (અજ્ઞાનતા)ના રિવાજોની સુધારણા બાબત :

(અમુક લોકો ઈસ્લામ લાવતા પહેલાં એવું કરતા હતા કે, જો હજ્જનો અહેરામ બાંધ્યા પછી કોઈ જરૂરતના કારણે ઘેર જવા ઈચ્છતા, તો ઘરના મુખ્ય, આગળના દરવાજેથી પ્રવેશ કરવાની મનાઈ સમજતા હતા અને મુખ્ય દરવાજેથી ઘરમાં પ્રવેશ કરવાના બદલે પાછળની દિવાલમાં કાણું–બખોલું પાડીને ઘરોમાં દાખલ થતા હતા અને આ અમલને ફઝીલત સમજતા હતા. અલ્લાહ તઆલાએ તે સંદર્ભે ફરમાવ્યું,) અને તેમાં કોઈ નેકી નથી કે, ઘરોમાં તેના પાછળના ભાગેથી પ્રવેશ કરો, હા ! નેકી એ છે કે, કોઈ વ્યક્તિ હરામ (વસ્તુઓ)થી બચે અને (કારણ કે ઘરોમાં મુખ્ય દરવાજેથી દાખલ થવું હરામ નથી એટલા માટે ત્યાંથી દાખલ થવામાં કોઈ વાંધો નથી) ઘરોમાં દાખલ થવા ચાહો તો તેના (મુખ્ય) દરવાજેથી જ પ્રવેશ કરો અને (વાસ્તવિક મુખ્ય નિયમ તો એ છે કે,) અલ્લાહ તઆલાથી ડરતા રહો. આશા છે કે તમે (બંને જહાનમાં) સફળતા પ્રાપ્ત કરો.

### નવમો હુકમ; કાફિરો સાથે યુદ્ધ કરવું :

(જિલ્કદ ૬ હિજરીમાં રસૂલે કરીમ ﷺ ઉમરહ કરવાના ઈરાદે મક્કા મુઅઝ્ઝમહમાં તશરીફ લઈ ગયા તે સમય સુધી મક્કા શહેર મુશ્રિકોના કબજા અને શાસન હેઠળ હતું. તે લોકોએ રસૂલે કરીમ ﷺ અને તેમના સાથીઓને

મક્કામાં પ્રવેશવા ન દીધા અને રસૂલે કરીમ ﷺ ઉમરહ ન કરી શક્યા. છેવટે ઘણી વાટાઘાટોના અંતે એવો કરાર થયો કે, આવતા વર્ષે રસૂલુલ્લાહ ﷺ આવીને ઉમરહ કરી શકે છે. જેથી, જિલ્કદ સન હિજરી ૭માં ફરીવાર રસૂલે કરીમ ﷺ તે ઈરાદેથી મક્કા તશરીફ લઈ ગયા, પરંતુ તેમના સાથી મુસલમાનોને એ ભય થયો–લાગ્યો કે, કદાચ મુશ્રિકો કરાર પ્રમાણે અમલ નહિ કરે અને શક્ય છે કે, યુદ્ધ કરવા તૈયાર થઈ જાય, તો આવી પરિસ્થિતિમાં ચૂપચાપ બેસી રહેવું યોગ્ય નથી અને જો તેમનો મુકાબલો કરવો પડે તો જિલ્કદમાં યુદ્ધ થશે, જે તે ચાર મહિનાઓમાંથી એક છે, જેને "અશ્હુરે હરમ" કહેવામાં આવે છે. આ ચાર મહિનાઓમાં તે સમય –સન હિજરી ૭– સુધી યુદ્ધ હરામ અને પ્રતિબંધિત હતું. આ ચાર મહિનાઓ જિલ્કદ, જિલ્હજ્જ, મુહર્રમ અને રજ્જબ હતા. મતલબ કે મુસલમાનો આ અવઢવની પરિસ્થિતિથી પરેશાન થઈ ગયા, તો અલ્લાહ તઆલાએ આ આયતો નાઝિલ ફરમાવી કે, તે ખાસ કરાર કરનારાઓ સાથે પરસ્પરના કરારના કારણે તમારા તરફથી યુદ્ધની શરૂઆત કરવાની પરવાનગી નથી, પરંતુ જો તે લોકો કરારભંગ કરે અને તમારી સાથે યુદ્ધ કરવા તૈયાર થઈ જાય, તો તે વખતે તેમની સાથે યુદ્ધ કરવામાં કોઈ પ્રકારનો ભય–ખતરો વ્યક્ત ન કરો અને તેમની સાથે લડો.)

અને (ખચકાટ વિના) તમે (પણ) અલ્લાહના રસ્તામાં લડો (એટલે કે એ નિય્યતથી કે તે લોકો અલ્લાહના દીનનો વિરોધ કરી મુસલમાનોની ઈબાદતમાં અવરોધ અને આડખીલી બને છે.) જો તે લોકો (કરારભંગ કરી) તમારી સાથે લડવા લાગે અને (તમે પોતે) મર્યાદાનું ઉલ્લંઘન ન કરો (કે જાતે કરારભંગ કરી લડવા લાગો). ખરેખર, અલ્લાહ તઆલા મર્યાદાઓ (શરીઅતના હલાલ–હરામના હુકમો)નું ઉલ્લંઘન કરનારને પસંદ નથી કરતો અને (જો તેઓ પોતે કરારભંગ કરે તો તે વખતે દિલ ખોલીને) તેઓ જે કોઈ પણ સ્થળે હોય, તેમને કતલ કરો અને (ભલે) તેમને (મક્કાથી) દેશનિકાલો આપો જ્યાંથી તેમણે તમને (ત્રાસ આપી અને તંગ કરી હિજરત કરવા માટે મજબૂર કરી) કાઢ્યા હતા અને (તમારા ઉપર તેમને કતલ કરવાનો કે દેશ નિકાલો કરવાનો કોઈ આક્ષેપ નહિ રહે કારણ કે, તેઓ પોતે જ કારારભંગ કરી તમારી સાથે યુદ્ધ કરી રહ્યા છે અને આ એક પ્રકારની મોટી શરારત અને દગાબાજી છે.) શરારત (નુકસાન

પહોંચાડવામાં) કતલ કરવાથી (અને દેશ નિકાલો આપવાથી) વધારે સંગીન છે. (કારણ કે, કતલ કરવાની અને દેશ નિકાલ કરવાની પરિસ્થિતિ આવી શરારત (ફિત્ના)ના કારણે જ ઊભી થાય છે) અને (આ કરારના બાધ સિવાય તેમની સાથે યુદ્ધ કરવાથી તમને એક બીજું કારણ પણ રોકે છે અને તે એ છે કે, હરમ શરીફ એટલે કે, મક્કા અને તેની આજુબાજુનો વિસ્તાર એક પવિત્ર માનપાત્ર ભૂમિ છે અને ત્યાં યુદ્ધ કરવું તેની પવિત્રતા અને માન–મર્યાદાને ભ્રષ્ટ કરવા સમાન છે. એટલા માટે આ હુકમ આપવામાં આવે છે કે,) તેમની સાથે મસ્જિદે હરામની પાસે (અથવા આજુબાજુનો વિસ્તાર કે જે હરમ કહેવાય છે ત્યાં) યુદ્ધ ન કરો, જ્યાં સુધી કે તેઓ તે સ્થળે તમારી સાથે પોતે યુદ્ધ શરૂ ન કરે. હા ! જો તેઓ (કાફિરો) તે સ્થળે પોતે જ (તમારી સાથે) લડવા લાગે તો (તે સમયે તમને પણ પરવાનગી આપવામાં આવે છે કે,) તમે (પણ) તેમને મારો ! આવા કાફિરોની (જેઓ હરમમાં પણ લડવા તૈયાર છે.) આ જ સજા છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં સહાબા (રદિ.)નો એક પ્રશ્ન અને અલ્લાહ તઆલા તરફથી તેનો એક ઉત્તર વર્ણવવામાં આવ્યો છે. મુફસ્સીર ઈમામ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, “રસૂલુલ્લાહ ﷺના સહાબા (રદિ.)ની એક ખાસ શા'ન છે કે તેમણે આપ ﷺની પ્રતિષ્ઠા અને માન–મરતબો જાળવવા માટે ઘણા ઓછા પ્રશ્નો કર્યા છે. તેનાથી વિપરીત આગલી ઉમ્મતોએ જેમણે ખૂબ સવાલો કર્યા, તેમણે અંબિયા (અલૈ.)ના દરજ્જાને અને માન–મરતબાને જાળવ્યો નહિ.” હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, “સહાબએ કિરામ (રદિ.)ના પ્રશ્નો જેનો ઉલ્લેખ કુર્આન શરીફમાં થયો છે તે કુલ ૧૪ છે, જેમાં એક પ્રશ્ન ઉપરોક્ત પ્રમાણે છે. اِذَا سَـــأَلَکَ عِبَـــادِیْ (અને જ્યારે મારો બંદો આપ ﷺને મારા વિશે પૂછે છે) બીજો પ્રશ્ન આ (ચાંદ વિશે) છે અને ત્યાર બાદ સૂરએ બકરહમાં જ ૬ (છ) પ્રશ્નો આવેલ છે અને બાકીના છ પ્રશ્નો વિવિધ સૂરતોમાં આવ્યા છે.”

ઉપરોક્ત આયતમાં ઉલ્લેખ છે કે, સહાબએ કિરામ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺને اَھِــــــلَّةٌ મહિનાના શરૂઆતના ચાંદ વિશે પ્રશ્ન કર્યો કે, તેનું

સ્વરૂપ સૂર્ય કરતાં જુદું છે કે, તે ક્યારેક બારિક અને પાતળો હોય છે અને ધીમે ધીમે વધે છે, પછી સંપૂર્ણ ગોળ થઈ જાય છે, પછી તે ધીરે ધીરે ઘટતો જાય છે. તેની વાસ્તવિકતા જાણવા માટે અથવા તેની હિકમત અથવા મસ્લિહત વિશે પ્રશ્ન કર્યો, બંને પ્રકારની સંભાવનાઓ હતી. પરંતુ જે જવાબ આપવામાં આવ્યો, તેમાં હિકમત અને મસ્લિહતનું વર્ણન છે. જો સહાબા (રદિ.)નો સવાલ જ એવો હતો કે, ચાંદ વધવા–ઘટવાની હિકમતની મસ્લિહત શું છે ? તો જવાબ તેમના સવાલ પ્રમાણે બિલકુલ સચોટ છે અને જો સવાલ એ પ્રમાણે હતો કે, તેના વધવા–ઘટવાનું કારણ શું છે ? તો તે સહાબા (રદિ.)ની શા'ન પ્રમાણે નથી, તો પછી જવાબ ચંદ્રના વધવા–ઘટવાના ખગોળીય કારણોના બદલે તેની મસ્લિહત અને હિકમત વર્ણન કરવાથી એ બાબત તરફ ઈશારો છે કે, ખગોળીય વિદ્યાઓની મૂળ વાસ્તવિકતાઓ સુધી પહોંચવું મનુષ્યની ક્ષમતા બહારની વાત છે. *(ભલે, વ્યક્તિ ચંદ્ર કે મંગળ ઉપર પહોંચી જાય પરંતુ પ્રત્યેક ખગોળીય ઘટનાઓ અને ખગોળીય પદાર્થોના અસલી બંધારણો અને તત્ત્વો તથા ગતિઓની વિવિધતાને જાણવા માટે હજુ મનુષ્યને કરોડો નહિ બલકે, અબજો વર્ષો પણ ઓછા પડે અને તો પણ સંપૂર્ણ ખગોળીય ઘટનાઓનો તાગ મેળવવો મનુષ્યની ક્ષમતા બહારની વાત છે. –અનુવાદક)* તદુપરાંત કોઈ દીની અથવા દુનિયવી કાર્યનો આધાર ખગોળીય ઘટનાઓના સંપૂર્ણ જ્ઞાન ઉપર અવલંબિત નથી. એટલા માટે ખગોળીય ઘટનાઓના કારણોમાં પડવું અને પૂછવું કે ચાંદ કેવી રીતે વધે છે કે, કેવી રીતે ઘટે છે ?! અથવા તો તેના ઉપર અમારા કયા કાર્યો અવલંબિત છે ? તેના બદલે તેનો સીધોસટ જવાબ રસૂલુલ્લાહ ﷺને આપવામાં આવ્યો કે, તમે એમને કહી આપો કે, ચંદ્ર સાથે તમારું જે કાર્ય જોડાયેલું છે, તે ફક્ત એટલું જ છે કે, તેના દ્વારા તમે દિવસો અને મહિનાઓની ગણતરી કરી શકો અને તમારા વાયદાઓ અને સમય સીમાઓ તથા હજ્જ વગેરે જેવી ઈબાદતના સમય નક્કી કરવામાં સહૂલત મેળવી શકો.

**ચંદ્ર અને સૂર્યના પંચાગ (કેલૅન્ડર)ની શરઈ હૈસિયત (સ્વરૂપ) :**

આ આયતથી એટલું તો સ્પષ્ટ થઈ ગયું કે ચંદ્રના માધ્યમ દ્વારા તારીખો, મહિનાઓ અને વર્ષોના હિસાબનું કેલૅન્ડર બનાવી શકાય છે, જેના આધારે વાયદા આધારિત લેવડ–દેવડ, હજ્જ, રોઝા વગેરે જેવી ઈબાદતો કરી શકાય

છે. આ વિષયને સૂરએ યુનૂસની આયતમાં આ જ અનુસંધાને ઉલ્લેખ થયો છે. وَقَدَّرَهٗ مَنَازِلَ لِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ وَالْحِسَابَ(يُوْنُس) (અને તેની કક્ષાઓ નક્કી કરી દીધી, જેથી તમે વર્ષોની ગણતરી અને હિસાબ જાણી શકો. –સૂરહ:૧૦, આયત:૫) જેમાં ખબર પડી કે, ચંદ્રની વિવિધ કક્ષાઓ, ગતિઓ અને વિવિધ પરિસ્થિતિઓના પસાર થવામાં લાભ એ છે કે, તેના દ્વારા વર્ષો, મહિનાઓ તથા તારીખોનો હિસાબ જાણી શકાય છે. પરંતુ સૂરએ બની ઈસ્રાઈલની આયતમાં સૂર્યનો પણ આ જ પ્રમાણે તારીખો, મહિનાઓ અને વર્ષોનું કેલૅન્ડર બનાવવા માટે ઉલ્લેખ થયો છે.

فَمَحَوْنَآ اٰيَةَ الَّيْلِ وَجَعَلْنَآ اٰيَةَ النَّهَارِ مُبْصِرَةً لِّتَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ وَلِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ وَالْحِسَابَ ؕ (سُوْرَةُ بَنِىْ اِسْرَائِيْلَ، رُكُوْع ۴)

*"પછી રાતનો નમૂનો મિટાવીને દિવસનો નમૂનો જોવા માટે બનાવ્યો, જેથી પોતાના પરવરદિગારના ફઝ્લને તલાશ કરો અને જેથી વર્ષોની ગણતરી અને હિસાબ જાણી લો."* *(સૂરએ બની ઈસ્રાઈલ, આયત : ૧૨)*

આ ત્રીજી આયતથી ભલે એ સાબિત થાય છે કે, મહિનાઓ વગેરેનો હિસાબ સૂર્યના આધારે પણ લગાવી શકાય છે. *(રૂહુલ મઆની)*

પરંતુ ચંદ્રની બાબતમાં જે શબ્દોનો કુર્આન શરીફમાં ઉપયોગ કરવામાં આવ્યો છે તેમાં સ્પષ્ટ ઈશારો થયો છે કે, ઈસ્લામી શરીઅતમાં ચાંદના હિસાબ આધારે જ દિવસો, મહિનાઓ અને વર્ષોની ગણતરીનું કેલૅન્ડર બનાવવામાં આવશે અને ખાસ કરીને તે ઈબાદતો માટે જેનો સંબંધ કોઈ ખાસ મહિનાઓ અથવા તારીખો સાથે છે. જેમકે રમઝાનના રોઝા, હજ્જનો મહિનો, હજ્જના દિવસો, આશૂરહ, શબે બરાઅત વગેરે વિશે જે હુકમો છે, તે બધા જ "રૂયતે હિલાલ" (ચાંદ નિહાળવા) ઉપર આધાર રાખે છે. કારણ કે, આ આયતમાં هِیَ مَوَاقِيْتُ لِلنَّاسِ وَالْحَجِّ (તે [ચાંદ] લોકો માટે હજ્જ [જેવી ઈબાદતો] તથા સમય નક્કી કરવાનું માધ્યમ છે.) સ્પષ્ટ રીતે ફરમાવી દીધું કે, અલ્લાહ તઆલા નજીક ચાંદનો હિસાબ જ આધાર છે. ચાંદ આધારિત વર્ષોની ગણતરી માટેનું કેલૅન્ડર જ માન્ય છે, ભલે આ હિસાબ અને પંચાંગ (કેલૅન્ડર) સૂર્યની ગતિના આધારે પણ જાણી શકાતું હોય.

ઈસ્લામી શરીઅતમાં ચંદ્રના કેલૅન્ડરને એટલા માટે અપનાવવામાં આવ્યું છે કે, ચંદ્રને દરેક વ્યક્તિ નરી આંખે ક્ષિતિજ ઉપર જોઈને જાણી શકે છે. આલિમ, જાહિલ, ગામડીયા, ટાપુઓ ઉપર રહેનારા, પહાડો ઉપર વસનારા, જંગલના નિવાસીઓ બધાના જ માટે ચંદ્ર આધારિત મહિનાઓની ગણતરી કરવી સરળ છે. તેનાથી વિપરિત સૂર્યના મહિનાઓની ગણતરી અક્ષાંશ–રેખાંશ તથા પૃથ્વીની પ્રદક્ષિણા અને યંત્રો પર આધારિત છે, જેને દરેક વ્યક્તિ સરળતાથી જાણી નથી શકતો. [દા.ત. સૂર્ય આધારિત કેલૅન્ડરોમાં સેકંડના સોમાં ભાગની પણ ગણતરી કરવામાં આવે છે અને આવી ગણતરીઓ સામાન્ય માણસો માટે જાણવી આજના આધુનિક યુગમાં પણ મુશ્કેલ છે અને આ ચોક્કસ ગણતરીઓના લીધે દર ચાર વર્ષે ફેબ્રુઆરીના ૨૯ દિવસો કરવા પડે છે, જેને લિપ ઈયર કહેવામાં આવે છે. આમ છતાં સૂર્ય આધારિત કેલૅન્ડર પણ ૧૦૦ % ચોક્કસ નથી. કારણ કે, ધ્રુવ પ્રદેશોમાં છ માસ રાત્રિ – છ માસ દિવસ હોય છે અને વિષુવૃત્તિય પ્રદેશોમાં આનાથી ઊલટી પરિસ્થિતિ છે તથા સમયરેખા (૧૮૦° રેખાંશ)ની આ પાર કે પેલે પાર જવાથી ફક્ત પાંચ–દશ મીટરનું અંતર કાપવાથી ૨૪ કલાકનો ફરક પડી જતો હોય છે. આમ, આ સૂર્ય આધારિત કેલૅન્ડર પણ સર્વાંગ સંપૂર્ણ નથી. –અનુવાદક] પછી ઈબાદતના સંદર્ભમાં તો ચંદ્રના કેલૅન્ડરને ફરજ કરવામાં આવ્યું છે અને સામાન્ય લેવડ–દેવડ વેપાર વગેરેમાં પણ આ જ કેલૅન્ડરને પસંદ કરવામાં આવ્યું છે. જે ઈબાદતો ઈસ્લામમાં એક "શિઆર" (પ્રતીક) માધ્યમ છે તે ઈબાદતો ચંદ્રના કેલૅન્ડર પ્રમાણે જ માન્ય ગણાશે.

ભલે, સૂર્યના કેલૅન્ડરને નાજાઈઝ નથી કરવામાં આવ્યું, પરંતુ શરત એ છે કે, તેનો રિવાજ એટલો આમ ન કરવામાં આવે કે, લોકો ચંદ્રના કેલૅન્ડર અને તેના મહિનાઓ, દિવસોની ગણતરીઓને સદંતર ભૂલી જાય ! કારણ કે, આવું કરવાથી રોઝા, હજ્જ વગેરે જેવી ઈબાદતોમાં ખલેલ પહોંચી શકે છે. જેમકે, આધુનિક યુગમાં સામાન્ય રીતે ઑફિસો, વેપાર અને લેવડ–દેવડમાં તથા ઉદ્યોગોમાં બલકે, વ્યક્તિગત હિસાબના લખાણોમાં પણ કેટલેક ઠેકાણે સૂર્યના કેલૅન્ડરના હિસાબનો એવો રિવાજ થઈ ગયો છે કે, ઘણા લોકોને ઈસ્લામી મહિનાઓના પૂરા નામ પણ યાદ રહ્યા નથી અને આ બાબત શરઈ હૈસિયતથી જ નહિ, પરંતુ આવા રિવાજ કૌમી ગૈરત અને ઈસ્લામિક સંસ્કૃતિના ગૌરવનું પણ દેવાળું ફૂંકવા જેવું છે. વહી

ખાતાઓ, હિસાબ કિતાબ, રોજ–બરોજની જરૂરિયાતોમાં ઈસ્લામિક ચાંદની તારીખોનો ઉપયોગ કરવામાં આવે, તો તેમાં ફરજે કિફાયા તો અદા થશે જ, પરંતુ સવાબ પણ મળશે અને તે ઈસ્લામિક સંસ્કૃતિને સુરક્ષિત તથા જીવંત રાખવાનું નિમિત્ત પણ બનશે. ઈન્શાઅલ્લાહ !

**મસ્અલો :**

لَيْسَ الْبِرُّ بِاَنْ تَاْتُوا الْبُيُوْتَ مِنْ ظُهُوْرِهَا (અને નેકી એ નથી કે તમે તમારા મકાનના પાછલા ભાગેથી પ્રવેશ કરો) આ આયતથી એક મસ્અલો એ પણ નીકળે છે કે, જે બાબતને શરીઅતે ઈસ્લામમાં જરૂરી અથવા ઈબાદત સમજવામાં ન આવતી હોય, તેને પોતાના તરફથી જરૂરી અને આવશ્યક ઈબાદત સમજી લેવી જરૂરી નથી. એ જ પ્રમાણે જે વસ્તુ શરીઅતની રૂએ જાઈઝ છે, તેને ગુનોહ સમજવું પણ ગુનોહ છે. તે લોકોએ એવો જ રિવાજ અપનાવ્યો હતો કે, હજ્જ દરમિયાન જો કોઈને ઘરે જવાની જરૂરત ઊભી થાય, તો મુખ્ય દરવાજેથી ઘરમાં દાખલ થવું શરીઅતની રૂએ જાઈઝ હોવા છતાં તેઓ એને ગુનોહ સમજતા હતા અને ઘરમાં પાછળના દરવાજેથી અથવા તો દિવાલમાં બાકોરું પાડીને આવતા હતા. શરીઅતની રૂએ આવું કરવું જરૂરી ન હતું, પરંતુ તેમણે એને જરૂરી સમજ્યું. તે બાબતે આ લોકોને તાકીદ કરવામાં આવી. બિદ્અતો નાજાઈઝ હોવાનું મોટું કારણ એ જ છે કે, જે બાબતો અનાવશ્યક અને બિનજરૂરી છે તેને જરૂરી અને ફરજ તથા વાજિબની જેમ સમજી લેવામાં આવે છે અથવા તો અમુક જાઈઝ બાબતોને હરામ ઠરાવવામાં આવે છે. આ આયત દ્વારા એવું કરવાની મનાઈ સ્પષ્ટ રીતે સાબિત થઈ ગઈ, જેનાથી હજારો અમલોનો હુકમ જાહેર થઈ ગયો.

**નવમો હુકમ; જિહાદ (પવિત્ર યુદ્ધ) :**

આ બાબત ઉપર સમગ્ર ઉમ્મતની સહમતિ છે કે, મદીનાની હિજરત પહેલાં કાફિરો સાથે જિહાદ (પવિત્ર યુદ્ધ) કરવાની મનાઈ હતી. તે વખતે કુર્આન શરીફની આયતો મુસલમાનોને કાફિરોના ત્રાસ અને કનડગટ ઉપર સબ્ર, ધીરજ, ક્ષમા તથા દરગુજરથી કામ લેવાની પ્રેરણા અને સૂચના આપતી હતી. મદીનાની હિજરત પછી સૌ પ્રથમ આ આયતમાં કાફિરો સાથે પવિત્ર યુદ્ધ કરવાનો હુકમ થયો. (રબીઅ્ બિન અનસ વગેરેની રિવાયત આધારે) અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ની એક રિવાયત એ પણ છે કે, કાફિરો સાથે પવિત્ર યુદ્ધના

સંબંધમાં પ્રથમ આયત આ اُذِنَ لِلَّذِيْنَ يُقَاتَلُوْنَ بِاَنَّهُمْ ظُلِمُوْا (સૂ.: રર, આ.: ૩૯) છે, પરંતુ મોટા ભાગના સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન (રહ.) નજીક પ્રથમ આયત સૂરએ બકરહની ઉપરોક્ત આયત છે અને સિદ્દીકે અકબર (રદિ.) જેને પ્રથમ આયત કહે છે, તે પણ પવિત્ર યુદ્ધ સંબંધિત શરૂઆતની આયતો હોવાના કારણે તે સંદર્ભની પ્રથમ આયત કહી શકાય છે.

આ આયતમાં એ હુકમ છે કે, મુસલમાનો ફક્ત તે કાફિરો સાથે જ લડે કે, જેઓ તેમના મુકાબલામાં લડવા માટે આવે. એનો અર્થ એવો છે કે, સ્ત્રીઓ, બાળકો, અશક્ત વૃદ્ધો અને પોતાની ધાર્મિક પરંપરામાં દુનિયા છોડીને સન્યાસી બની ગયેલા રાહિબો, પાદરીઓ, સંતો વગેરે અને એ જ પ્રમાણે અપંગ, અશક્ત અને લાચાર લોકો અથવા તે લોકો જેઓ કાફિરોના ત્યાં મહેનત–મજૂરીનું કામ કરે છે અને તેઓ કાફિરો સાથે રહી મુસલમાનો સામે લડાઈમાં શામિલ નથી થતા, આવા લોકોને જિહાદ (પવિત્ર યુદ્ધ)માં કતલ કરવા જાઈઝ નથી. કારણ કે, આ આયતનો હુકમ ફક્ત તે લોકો સાથે લડવાનો છે, જેઓ મુસલમાનોના મુકાબલામાં યુદ્ધ કરે છે અને પ્રસ્તુત પ્રકારના બધા જ લોકો લડવા માટે મુકાબલામાં આવેલા લોકો નથી, એટલા માટે ફુકૂહા (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)એ એવું પણ ફરમાવ્યું છે કે, જો કોઈ સ્ત્રી અથવા વૃદ્ધ અથવા ધાર્મિક સંત વગેરે કાફિરો સાથે રહી મુસલમાનો સામે યુદ્ધમાં શામિલ થાય અથવા મુસલમાનો સામેના યુદ્ધમાં કાફિરોની કોઈ પ્રકારે મદદ કરે છે, તો તેમને કતલ કરવા જાઈઝ છે. કારણ કે, તેઓ اَلَّذِيْنَ يُقَاتِلُوْنَكُمْ (જેઓ તમારાથી લડે છે)માં શામિલ થઈ જશે. *(મઝહરી, કુર્તુબી, જસ્સાસ)*

રસૂલે કરીમ ﷺનું ઈસ્લામના મુજાહિદો (પવિત્ર સૈનિકો)ને જિહાદ વેળાનું માર્ગદર્શન, આ હુકમ દ્વારા વધુ સ્પષ્ટ કરે છે. અત્રે તેનો ખુલાસો રજૂ કરવામાં આવે છે, જેમકે સહીહ બુખારી અને મુસ્લિમની રિવાયતમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની રિવાયત છે કે,

نَهٰى رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ عَنْ قَتْلِ النِّسَآءِ وَالصِّبْيَانِ

*"રસૂલુલ્લાહ ﷺએ સ્ત્રીઓ અને બાળકોને કતલ કરવાની મનાઈ ફરમાવી છે."*

અને અબૂ દાવુદમાં અનસ (રદિ.)ની રિવાયતમાં જિહાદમાં જનારા સહાબા (રદિ.)ને આપવામાં આવેલ રસૂલે કરીમ ﷺની હિદાયત નકલ કરી છે

કે, "તમે અલ્લાહના નામ ઉપર રસૂલુલ્લાહ ﷺની મિલ્લત માટે જિહાદમાં જાઓ, પરંતુ કોઈ વૃદ્ધ, અશક્ત અને નાના બાળકને કે સ્ત્રીઓને કતલ ન કરો."
*(મઝહરી)*

હઝરત સિદ્દીક (રદિ.)એ જ્યારે યઝીદ બિન અબૂ સુફિયાનને સીરિયાના પ્રદેશમાં મોકલ્યા, તો તેમને પણ આ જ સૂચના આપી, તેમાં એ પણ પ્રસ્તુત છે કે, "ઈબાદતગુજાર (ભક્તિ કરનાર) રાહિબો તથા કાફિરોની મજૂરી કરનારા સેવક લોકોને કતલ ન કરજો. જો તેઓ યુદ્ધમાં શામિલ ન હોય." *(કુર્તુબી)*

આયતની છેવટમાં وَلَا تَعْتَدُوْا (અને હદ–મર્યાદાથી ન વધો)નો પણ મુફસ્સિરોએ સર્વગ્રાહી રીતે સર્વસહમતિથી આ જ અર્થ કર્યો છે કે, જિહાદમાં ઈસ્લામી શરીઅતની મર્યાદાઓનું ઉલ્લંઘન કરી અતિરેક ન કરો તથા સ્ત્રીઓ, બાળકો વગેરેને કતલ ન કરો.

وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ وَاَخْرِجُوْهُمْ مِنْ حَيْثُ اَخْرَجُوْكُمْ (અને તેમને કતલ કરો જ્યાં કંઈ પણ જૂઓ, અને તેમને તગેડી મૂકો જેવી રીતે તેમણે તમને કાઢયા હતા) તફસીરના ખુલાસામાં વર્ણન થઈ ચૂક્યું છે કે, આ આયત હુદૈબિય્યહની શાંતિ–મંત્રણાની ઘટના પછી તે સમયે નાઝિલ થઈ હતી જ્યારે હુદૈબિય્યહના કરારની એક શરત પ્રમાણે રસૂલે કરીમ ﷺએ સહાબા (રદિ.) સાથે તે ઉમરહની કઝાનો સફર શરૂ કરવાની ઈચ્છા દર્શાવી, જે ઉમરહ કરવાથી આપ ﷺને તેના આગલા વર્ષે મક્કાના કાફિરોએ રોકી લીધા હતા. સહાબએ કિરામ (રદિ.)ને તે મુસાફરી સમયે એવી આશંકા રહેતી હતી કે, કાફિરો સાથે સુલેહ અને કરાર તો થયો છે, પરંતુ તેમનો શું ભરોસો ? જો તે લોકો આ વર્ષે પણ લડાઈ માટે તૈયાર થઈ ગયા, તો આપણે શું કરવું જોઈએ ? આવી પરિસ્થિતિમાં માર્ગદર્શન સ્વરૂપે પ્રસ્તુત આયતના શબ્દોમાં જિહાદની પરવાનગી આપવામાં આવી કે, જો તેઓ તમારી સાથે યુદ્ધ કરવા લાગે તો તમને પણ પરવાનગી છે કે, જ્યાં પણ તેમને જુઓ કતલ કરો અને જો તેઓ તમારા કબજામાં આવી જાય, તો જેવી રીતે તેમણે મુસલમાનોને મક્કામાંથી દેશનિકાલો આપ્યો હતો, તમે પણ તેમને મક્કા મુકર્રમહમાંથી કાઢી મૂકો.

મક્કાની જિંદગીમાં મુસલમાનોને કાફિરો સાથે યુદ્ધ કરવાથી રોકવામાં આવ્યા હતા તથા ક્ષમા, દરગુજર અને ધીરજથી કામ લેવાની સૂચના અને પ્રેરણા

આપવામાં આવી હતી. એટલા માટે સહાબએ કિરામ (રદિ.)ને આયત ઊતરવાથી એ જ ખ્યાલ હતો કે, કોઈ કાફિરને કતલ કરવો ખરાબ કૃત્ય છે અને તેની મનાઈ છે. આ વિચારને રદ કરવા માટે ફરમાવવામાં આવ્યું. وَالْفِتْنَةُ اَشَدُّ مِنَ الْقَتْلِ (અને ફિત્નો હત્યા કરવા કરતાં વધારે કઠોર છે) એટલે કે, એ વાત પોતાની જગ્યાએ બરાબર અને યોગ્ય જ છે કે, કોઈને કતલ કરવું ઘણું જ ખરાબ કામ છે, પરંતુ મક્કાના કાફિરોએ કુફ્ર અને શિર્ક ઉપર અડગ રહી મુસલમાનોને અત્યંત ત્રાસ આપી તેમને હજ્જ અને ઉમરહ જેવી ઈબાદતથી પણ રોક્યા, તો તેનાથી વધારે સખત અને સંગીન ફિત્નો બીજો શું હોઈ શકે છે ?! આ ફિત્નાથી બચવા માટે તેમને કતલ કરવાની છૂટ આપી દેવામાં આવી. આયતમાં فِتْنَةٌ (ફિત્નહ) શબ્દથી કુફ્ર કરવું–શિર્ક કરવું તેમજ કાફિરો અને મુશ્રિકો દ્વારા મુસલમાનોને ઈબાદતથી રોકવાનો જ અર્થ સમજાય છે. *(જસ્સાસ, કુર્તુબી વગેરે)*

જો કે, આ આયતમાં સામાન્ય રીતે એવું સમજી શકાતું હતું કે, કાફિરો જ્યાં પણ હોય તેમને કતલ કરવા જાઈઝ છે (પરંતુ) આ સામાન્ય હુકમને આગળની આયતના શબ્દોમાં આ રીતે ચોક્કસ સ્થળ સુધી સીમિત કરવામાં આવ્યો, જેમકે وَلَا تُقٰتِلُوْهُمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ حَتّٰى يُقٰتِلُوْكُمْ فِيْهِ એટલે કે, "મસ્જિદે હરામની આસપાસ અથવા આખા મક્કા શહેરમાં" કારણ કે, આ શબ્દથી હરમે મક્કા પણ અર્થ તરીકે સમજી શકાય છે. મતલબ કે, તમે તે લોકો સાથે ત્યાં સુધી ન લડો, જ્યાં સુધી તે તમારી સાથે લડાઈની શરૂઆત ન કરે અને જો તેઓ તમારી સાથે હરમની હદોમાં પણ લડે, તો તમે તેમની સાથે લડો, ભલે તે હરમની હદોમાં હોય, તો પણ લડો. "તમે તેમને જ્યાં જુઓ ત્યાં કતલ કરો" તે આ ખુલાસાના સંદર્ભમાં સમજવામાં આવે છે.

**મસ્અલો :**

હરમ શરીફની હદોમાં મનુષ્ય તો શું, કોઈ શિકારી જાનવરને પણ કતલ કરવું જાઈઝ નથી, પરંતુ આ આયતથી સ્પષ્ટ થયું કે, જો હરમનો અહેતિરામ (સન્માન) ન કરીને કોઈ વ્યક્તિ અન્ય વ્યક્તિને કતલ કરવાના ઈરાદે તેની સાથે લડે અને જવાબમાં તે વ્યક્તિ પણ પોતાના સ્વરક્ષણ કાજે લડે, તો તે જાઈઝ છે અને આ બાબત ઉપર બધા જ ફુક્હા સહમત છે.

**મસ્અલો :**

આ આયતથી એ પણ સ્પષ્ટ થયું કે, જિહાદની શરૂઆત અથવા લડાઈની મનાઈ ફક્ત મસ્જિદે હરામની આસપાસ અને હરમે મક્કાની સાથે જ ખાસ છે. તે સિવાય જેમ અન્ય સ્થળોએ આત્મરક્ષણમાં જ્યાં જિહાદ કરવો જરૂરી હોય, તેવી જ રીતે જિહાદ અને યુદ્ધની શરૂઆત કરવી પણ જાઈઝ છે.

––––––––––––––––

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૯૨ થી ૧૯૫)

| |
|---|
| فَإِنِ انْتَهَوْا فَإِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۹۲﴾ وَقٰتِلُوْهُمْ حَتّٰى لَا تَكُوْنَ فِتْنَةٌ وَّيَكُوْنَ |
| الدِّيْنُ لِلّٰهِ ؕ فَإِنِ انْتَهَوْا فَلَا عُدْوَانَ إِلَّا عَلَى الظّٰلِمِيْنَ ﴿۱۹۳﴾ اَلشَّهْرُ الْحَرَامُ بِالشَّهْرِ |
| الْحَرَامِ وَالْحُرُمٰتُ قِصَاصٌ ؕ فَمَنِ اعْتَدٰى عَلَيْكُمْ فَاعْتَدُوْا عَلَيْهِ بِمِثْلِ مَا اعْتَدٰى |
| عَلَيْكُمْ ۪ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْا أَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿۱۹۴﴾ وَأَنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ |
| وَلَا تُلْقُوْا بِأَيْدِيْكُمْ إِلَى التَّهْلُكَةِ ۛ وَأَحْسِنُوْا ۛ إِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿۱۹۵﴾ |

معانقة عند المتقدمين

## તરજુમો :

*પછી જો તેઓ અટકી જાય, તો બેશક ! અલ્લાહ તઆલા ક્ષમા કરનાર, ઘણો રહમ (દયા) કરનારો છે. (૧૯૨) અને તમે તેમની સાથે ત્યાં સુધી લડો, જ્યાં સુધી કે આ ફિત્નો (મૂળેથી) બાકી ન રહે, અને અલ્લાહનો દીન છવાઈ જાય; પછી જો તેઓ અટકી જાય તો જાલિમો (અત્યાચારીઓ) સિવાય કોઈના ઉપર સખતી કરવામાં નહીં આવે. (૧૯૩) આદરપાત્ર મહિનાનો બદલો આદરપાત્ર મહિનો છે, અને સન્માન (અદબ) કરવામાં બદલા સ્વરૂપ છે; પછી જેણે તમારી સાથે સખતી કરી, તો તેમના ઉપર એટલી જ સખતી કરો, જેટલી સખતી તેમણે તમારા ઉપર કરી છે, અને અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે, બેશક ! અલ્લાહ ડરનારાઓ (પરહેઝગારો) સાથે જ છે. (૧૯૪) અને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરો, અને પોતાની જાતને પોતાના હાથે હલાકત (વિનાશ)માં ન નાંખો, અને નેકી કરો, બેશક ! અલ્લાહ નેકી કરનારાઓથી મહોબ્બત કરે છે. (૧૯૫)*

## તફસીર :

પછી જો (લડાઈ શરૂ કર્યા પછી પણ) તે લોકો (એટલે કે મક્કાના મુશ્રિકો અને કાફિરો લડાઈ કરવાથી) અટકી જાય (અને ઈસ્લામ કબૂલ કરી લે) તો (તેમના ઈસ્લામની કદર કરવામાં આવશે બલકે,) અલ્લાહ તઆલા (તેમના અત્યાર સુધીના કુફ્રને) મા'ફ કરી દેશે અને (તેમને ક્ષમા આપી અગણ્ય નેઅ્મતો આપવાની) મહેરબાની (પણ) કરશે અને (જો તે લોકો ઈસ્લામ ન લાવે તો અન્ય કાફિરો માટે ઈસ્લામી કાયદો એ છે કે, તેઓ પોતાના ધર્મો ઉપર રહીને પણ જો ઈસ્લામી સરકારને જિઝિયા–ટેક્ષ આપી ઈસ્લામી સરકારની ફરમાંબરદારી કરવાનો ઈકરાર કરી લે તો તેમને કતલ કરવા જાઈઝ નથી. બલકે, તેમના અધિકારોનું રક્ષણ કરવું ઈસ્લામી સરકારની ફરજ બની જાય છે, પરંતુ આ અમુક ચોક્કસ પ્રકારના કાફિરો કે, જેઓ આરબો હતા તેમના માટે જિઝિયાનો કાયદો નથી. બલકે, તેમના માટે ફક્ત બે જ સ્વરૂપો હતા, યા તો ઈસ્લામ કબૂલ કરો અથવા તો કતલ) તેમની સાથે એક સીમા સુધી લડો કે (તેમનામાં) ફસાદ (શિર્ક) ન રહે અને (તેમનો) દીન (ફક્ત) અલ્લાહના જ માટે થઈ જાય (અને કોઈ દીન અથવા ધર્મ ફક્ત અલ્લાહના માટે થઈ જવો એટલે ઈસ્લામ સ્વીકારી લેવો, તો અર્થ એ થયો કે તેઓ શિર્ક છોડીને ઈસ્લામને અપનાવી લે.) અને જો તે લોકો (કુફ્રથી) અટકે (જેનું વર્ણન હમણાં પણ થયું છે) તો (આખિરતમાં ક્ષમા મેળવવાની સાથે–સાથે રહમત અને અલ્લાહની કૃપાના હકદાર બની જશે, સાથે જ દુનિયામાં પણ તેમને એ કાયદો બતાવવામાં આવ્યો કે, સજાની) સખતી (કઠોરતા) કોઈની સાથે નહિ કરવામાં આવે. ફક્ત અન્યાય (અને અત્યાચાર) કરનાર લોકો સિવાય (કે જેઓ અલ્લાહના અહેસાનો–ઉપકારોને ભૂલી કુફ્ર અને શિર્ક કરવા લાગ્યા હતા અને જયારે તેમણે કુફ્ર અને શિર્કને છોડી ઈસ્લામ અપનાવી લીધો તો તેમણે આ પ્રકારના અન્યાયને છોડી દીધો કહેવાશે. એટલા માટે તેમના ઉપર કતલ કરવાની સજા બાકી નથી રહી અને હે મુસલમાનો ! તમને જે આશંકા છે કે મક્કાના કાફિરો પોતાના કરાર ઉપર કાયમ નહિ રહે તો જિલ્કદના સન્માનનીય આદરપાત્ર મહિનામાં પણ તેમની સાથે લડવાની છૂટ છે, તો બસ નચિંત થઈ જાઓ. કારણ કે,) આદરપાત્ર મહિના (જે તમને કાફિરો સાથે લડવાથી રોકી શકે છે)ના બદલામાં આદરપાત્ર મહિનો છે (એ કારણે તમે લડાઈ

ન કરો) અને (કારણ એ છે કે આ મહિનાઓનો આદર અને સન્માન કરવો એક પ્રકારે વળતર સ્વરૂપ છે, જે લોકો તમારી સાથે આ આદરપાત્ર મહિનાનું સન્માન કરે, તો તમે પણ તે મહિનાનું માન રાખો અને તેમની સાથે ન લડો) પરંતુ (જે લોકો) તમારી સાથે (આવા આદરપાત્ર મહિનાઓનું માન ન રાખીને) અતિરેક (સખતી) કરે તો તમે પણ તેમના ઉપર સખતી કરો, જેવી કે તેમણે તમારા ઉપર સખતી કરી છે. અને (આ બધા હુકમોના અમલીકરણમાં) અલ્લાહ તઆલાથી ડરતા રહો (કે કોઈ મર્યાદાનું ઉલ્લંઘન ન થઈ જાય અને અતિરેક ન કરી બેસો) અને યકીન રાખો કે અલ્લાહ તઆલા (પોતાની દયા અને કૃપા દ્વારા) ડરનારાઓની સાથે જ હોય છે.

**દશમો હુકમ; જિહાદ (પવિત્ર યુદ્ધ) માટે ખર્ચ કરવાના વિષયમાં :**

અને તમે લોકો (જીવની સાથે–સાથે તમારો માલ પણ) અલ્લાહના રસ્તા (જિહાદ)માં ખર્ચ કર્યા કરો અને પોતાના હાથે પોતાની જાતને બરબાદી (વિનાશ)માં ન નાંખો (કે આવા મૌકાઓ ઉપર જીવ આપવાથી અથવા માલ ખર્ચ કરવાથી બુઝદિલી અને બખીલાઈ કરવા માંડો, જેના પરિણામે તમારી અશક્તિ અને કમજોરીના કારણે તમારા વિરોધીઓ મજબૂત થઈ જાય, જે બરબાદીનું સાચું કારણ બને છે.) અને (જે પણ) કામ (કરો) સારી રીતે કર્યા કરો (દાખલા તરીકે, માલ ખર્ચ કરવો છે તો દિલ ખોલીને પાક નિય્યત સાથે નિખાલસતાથી ખર્ચ કરો) નિઃશંક ! અલ્લાહ તઆલા સારા કૃત્યો (ભલાઈ) કરનારને પસંદ કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

સન હિજરી ૭માં જયારે રસૂલે કરીમ ﷺ સુલહે હુદૈબિય્યહની (હુદૈબિય્યહના શાંતિ કરાર)ની શરતો પ્રમાણે પોતાનો છૂટી ગયેલો ઉમરહ અદા કરવા સહાબાઓ સહિત સફરના ઈરાદાથી નીકળ્યા, સહાબા (રદિ.) જાણતા હતા કે, શક્ય છે કે આ કાફિરો કરારની શરતોનું ઉલ્લંઘન કરશે અને તેમનો કોઈ વિશ્વાસ કે ભરોસો કરી શકાય એમ નથી તથા એવું પણ બની શકે છે કે, તેઓ યુદ્ધ માટે તૈયાર થઈ જાય. આવા યુદ્ધમાં સહાબા (રદિ.)ને એક આશંકા તો એ હતી કે, મક્કાના હરમમાં લડાઈની નોબત આવશે, જે ઈસ્લામમાં નાજાઈઝ છે, જેનો જવાબ પાછળની આયતમાં આપી દેવામાં આવ્યો કે, મક્કાના હરમનો આદર મુસલમાનો માટે ચોક્કસ જરૂરી બાબત છે. પરંતુ જો કાફિરો હરમની

હદોમાં જ મુસલમાનો સાથે લડવા લાગે, તો તેમના માટે પણ આત્મરક્ષા માટે કાફિરો સામે યુદ્ધ કરવું જાઈઝ છે.

સહાબા (રદિ.)ને બીજી આશંકા એ હતી કે, આ મહિનો જિલ્કદનો છે, જે તે ચાર મહિનામાંનો એક મહિનો છે, જે અત્યંત સન્માનનીય અને આદરપાત્ર ગણવામાં આવે છે અને તેમાં કોઈની સાથે કોઈ પણ પ્રકારનું યુદ્ધ કરી શકાય નહિ, તો જો મક્કાના કાફિરો આ મહિનામાં અમારી સાથે યુદ્ધ શરૂ કરી દે તો અમે તેમની સામે સ્વબચાવમાં પણ કેવી રીતે યુદ્ધ કરી શકીએ છીએ ? તેના જવાબમાં આ આયત નાઝિલ થઈ કે, જેવી રીતે મક્કાના હરમનો આદર કરવાની હાલતમાં પણ આત્મરક્ષામા લડવું જાઈઝ છે, એવી જ રીતે આદરપાત્ર મહિનાઓમાં જો કાફિરો તમારી સાથે લડવા લાગે, તો તમે પણ તેમની સામે સ્વબચાવમાં આ મહિનામાં લડી શકો છો.

**મસ્અલો :**

ચાર મહિનાઓ સન્માનનીય ગણવામાં આવે છે. જિલ્કદ, જિલ્હજ્જ અને મુહર્રમ આ ત્રણ તો સળંગ મહિનાઓ છે અને ચોથો મહિનો રજ્જબનો છે. ઈસ્લામ આવતા પહેલાં પણ આ ચાર મહિનાઓમાં યુદ્ધ હરામ સમજવામાં આવતું હતું. મક્કાના મુશ્રિકો પણ તેની તકેદારી રાખતા હતા. ઈસ્લામની શરૂઆતમાં પણ સન હિજરી ૭ સુધી આ જ કાયદો અમલમાં હતો. એટલા માટે સહાબએ કિરામ (રદિ.)ને આશંકા થઈ હતી કે, આ મહિનામાં સ્વબચાવમાં પણ કઈ રીતે યુદ્ધ કરી શકાય ? ત્યાર પછી આ મહિનામાં યુદ્ધ હરામ હોવાનો હુકમ મનસૂખ (રદ) કરીને લડાઈની પરવાનગી છે અને આ બાબતે ઉમ્મતનો ઈજ્માઅ્ અને સર્વસહમતિ છે. જો કે, ઉત્તમ હજુ પણ એવું જ ગણવામાં આવે છે કે, આ ચાર મહિનાઓમાં મુસલમાનો તરફથી યુદ્ધની શરૂઆત કરવામાં ન આવે બલકે, આવશ્યકતા ઊભી થાય તો જો આત્મરક્ષામાં જ યુદ્ધ કરવામાં આવે, તો તે શ્રેષ્ઠ છે અને આવું એટલા માટે કે, આ મહિનાઓમાં યુદ્ધ કરવાની પરવાનગી તો છે, પરંતુ આ મહિનાઓનો આદર અને સન્માન હજુ પણ બાકી છે, રદ નથી થયું. મક્કાના હરમમાં લડાઈની છૂટ ફક્ત આત્મરક્ષા માટે જ આપવામાં આવી છે અને મક્કાના હરમનો આદર–સત્કાર અને તેનું સન્માન રદ કે મનસૂખ નથી થયું. બલકે, ફક્ત એક અપવાદની પરિસ્થિતિમાં યુદ્ધ જાઈઝ કરવામાં આવ્યું હતું.

**દશમો હુકમ; જિહાદ માટે માલ ખર્ચ કરવો :**

وَاَنۡفِقُوۡافِیۡ سَبِیۡلِ اللّٰہِ આ આયતમાં મુસલમાનો માટે જરૂરી કરવામાં આવ્યું છે કે, જિહાદ માટે આવશ્યકતા અનુસાર પોતાનો માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે. આ આયતથી ફુક્હાએ એ મસ્અલો પણ સાબિત કર્યો છે કે, મુસલમાનો ઉપર ઝકાત તો ફરજ છે જ પરંતુ તે સિવાય બીજી પણ કેટલીક આર્થિક ફરજો છે અને આ ફરજોમાં જિહાદના સમયે માલ ખર્ચ કરવો પણ શામિલ છે, પરંતુ ઝકાતની જેમ ન તો તેનું કોઈ પ્રમાણ અથવા નિસાબ નક્કી છે અને ન જ તે કાયમી ધોરણે ફરજ છે. બલકે, જ્યારે જ્યારે જરૂરત ઊભી થાય, ત્યારે ત્યારે આવશ્યકતા અનુસાર તે આર્થિક ફરજ બધા મુસલમાનો ઉપર ફરજ થાય છે અને જરૂરત ન ઊભી થાય તો કોઈના ઉપર પણ ફરજ નથી. જિહાદનો ખર્ચ આ પ્રકારની આર્થિક ફરજોમાં આવે છે.

وَلَا تُلۡقُوۡا بِاَیۡدِیۡکُمۡ اِلَی التَّھۡلُکَۃِ નો શાબ્દિક અર્થ સ્પષ્ટ છે કે, "પોતાના જ અધિકારથી આપમેળે પોતાની જાતને હલાકત (વિનાશ)માં નાંખવાની મનાઈ કરવામાં આવી છે." હવે, વાત એમ છે કે, પોતાની જાતને હલાકતમાં નાંખવાનો શું અર્થ છે ? આ બાબતે મુફસ્સિરીન લોકોના વિવિધ નિવેદનો આવ્યા છે. ઈમામ જસ્સાસ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે, "આ બધા નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી તે બધા જ અર્થો અહીંયાં સાચા હોઈ શકે છે." હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)એ ફરમાવ્યું કે, "આ આયત અમારા વિશે નાઝિલ થઈ છે, અમે એની તફસીર ઘણી જ સારી રીતે જાણીએ છીએ. વાત એમ છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ ઈસ્લામને શક્તિશાળી બનાવ્યો અને જ્યારે તે અન્યો ધર્મો ઉપર છવાઈ ગયો, તો અમારામાં એવી ચર્ચા ચાલી કે, હવે જિહાદની શું જરૂર છે ? આપણે પોતાના વતનમાં રહીને પોતાની માલ–મિલકતની ચિંતામાં લાગી જઈએ. આ માન્યતાના રદિયા સ્વરૂપે આ આયત નાઝિલ થઈ છે, જેમાં બતાવવામાં આવ્યું કે, પોતાની જાતને હલાકતમાં નાંખવાનો અર્થ "જિહાદને છોડી દેવાનો છે" અને એનાથી સાબિત થયું કે, જિહાદનો અમલ છોડી દેવો મુસલમાનો માટે હલાકત અને બરબાદીનું કારણ બને છે." આજ કારણે હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદિ.)એ પોતાની આખી જિંદગી જિહાદમાં ખર્ચી નાંખી. એટલે સુધી કે, કોન્સ્ટન્ટીનોપલ (કુસ્તુન્તીયા –આજનું ઈસ્તંબુલ)માં શહીદ થઈ ગયા અને ત્યાં જ દફન થયા.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હઝરત હુઝૈફા (રદિ.), હઝરત કતાદહ (રદિ.), હઝરત મુજાહિદ (રહ.), હઝરત ઝહ્હાક (રહ.) વગેરે તફસીરના ઈમામોએ પણ આ જ વિષયને નકલ કર્યો છે.

હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે કે, "ગુનાહોના કારણે અલ્લાહ તઆલાની રહમત અને મગફિરત (ક્ષમા)થી માયૂસ (નિરાશ અને હતાશ) થઈ જવું, પોતાની જાતને હલાકતમાં નાંખવું ગણાશે, એટલા માટે અલ્લાહની મગફિરતથી હતાશ થઈ જવું હરામ છે."

અમુક ઈમામોએ ફરમાવ્યું છે કે, "અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાની મર્યાદાઓ ઓળંગવી જેથી પત્ની અને બાળકોના હકો બરબાદ થઈ જાય, તે પણ પોતાની જાતને હલાકતમાં નાંખી ગણાશે. આવો અસહ્ય ફુઝૂલ ખર્ચ જાઈઝ નથી."

અમુક વિદ્વાનોએ કહ્યું છે કે, "એવી પરિસ્થિતિમાં લડાઈ માટે તૈયારી કરવી પણ પોતાની જાતને હલાકતમાં નાંખવા બરાબર છે, જ્યારે કે દેખીતી રીતે અંદાજો છે કે, તમે દુશ્મનનું કંઈ જ બગાડી શકવાના નથી અને પોતાની જાત હલાક જ થવાની હોય, એવી પરિસ્થિતિમાં યુદ્ધ કરવું આ આયતના હવાલાથી નાજાઈઝ છે."

અને જસ્સાસ (રહ.)એ ફરમાવ્યું કે, "આ આયતથી જે કંઈ પણ હુકમો નીકળે છે وَاَحۡسِنُوۡا اِنَّ اللّٰهَ يُحِبُّ الۡمُحۡسِنِيۡنَ તે આ વાક્યમાં દરેક કાર્યને સારી રીતે કરવાની તાકીદ કરે છે અને કામને સારી રીતે કરવું જેનો કુર્આનમાં "અહેસાન" શબ્દથી ઉલ્લેખ કરાયો છે, તે બે પ્રકારના છે. એક ઈબાદતમાં અહેસાન અને બીજું વ્યવહાર તથા સામાજિક લેવડ–દેવડમાં અહેસાન. ઈબાદતમાં અહેસાનની તફસીર "હદીષે જિબ્રઈલ (અલૈ.)"માં પોતે રસૂલે કરીમ ﷺએ એ ફરમાવી છે કે, "એવી રીતે ઈબાદત કરો, જેમકે તમે અલ્લાહને જોઈ રહ્યા છો અને જો આ દરજ્જો પ્રાપ્ત ન થઈ શકે, તો એટલો વિશ્વાસ રાખવો તો જરૂરી જ છે કે, અલ્લાહ તમને જોઈ રહ્યો છે."

વ્યવહાર અને સામાજિક લેવડ–દેવડમાં અહેસાનની તફસીર મુસ્નદે અહમદમાં હઝરત મઆઝ (રદિ.)ની રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અન્ય લોકો માટે એ જ વસ્તુ પસંદ કરો, જે તમે તમારા માટે પસંદ કરો છો અને જે વસ્તુને તમે ખરાબ સમજો છો, તે વસ્તુ બીજાઓના માટે પણ ખરાબ સમજો." *(મઝહરી)*

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૧૯૬ થી ૨૦૩)

وَاَتِمُّوا الْحَجَّ وَ الْعُمْرَةَ لِلّٰهِ ؕ فَاِنْ اُحْصِرْتُمْ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْيِ ۚ وَلَا
تَحْلِقُوْا رُءُوْسَكُمْ حَتّٰى يَبْلُغَ الْهَدْيُ مَحِلَّهٗ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ بِهٖۤ
اَذًى مِّنْ رَّاْسِهٖ فَفِدْيَةٌ مِّنْ صِيَامٍ اَوْ صَدَقَةٍ اَوْ نُسُكٍ ۚ فَاِذَاۤ اَمِنْتُمْ ٚ فَمَنْ
تَمَتَّعَ بِالْعُمْرَةِ اِلَى الْحَجِّ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْيِ ۚ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ
ثَلٰثَةِ اَيَّامٍ فِي الْحَجِّ وَ سَبْعَةٍ اِذَا رَجَعْتُمْ ؕ تِلْكَ عَشَرَةٌ كَامِلَةٌ ؕ ذٰلِكَ
لِمَنْ لَّمْ يَكُنْ اَهْلُهٗ حَاضِرِي الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ
ع ٢٤ / ٨ شَدِيْدُ الْعِقَابِ ﴿١٩٦﴾ ع اَلْحَجُّ اَشْهُرٌ مَّعْلُوْمٰتٌ ۚ فَمَنْ فَرَضَ فِيْهِنَّ الْحَجَّ فَلَا رَفَثَ وَلَا
وقف النبي صلى الله عليه وسلم فُسُوْقَ ۙ وَلَا جِدَالَ فِي الْحَجِّ ؕ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ يَّعْلَمْهُ اللّٰهُ ؕ وَتَزَوَّدُوْا فَاِنَّ خَيْرَ
الزَّادِ التَّقْوٰى ۫ وَاتَّقُوْنِ يٰۤاُولِي الْاَلْبَابِ ﴿١٩٧﴾ لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا
مِّنْ رَّبِّكُمْ ؕ فَاِذَاۤ اَفَضْتُمْ مِّنْ عَرَفٰتٍ فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ ۠
وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ ۚ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ لَمِنَ الضَّآلِّيْنَ ﴿١٩٨﴾ ثُمَّ اَفِيْضُوْا مِنْ حَيْثُ
اَفَاضَ النَّاسُ وَاسْتَغْفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٩٩﴾ فَاِذَا قَضَيْتُمْ مَّنَاسِكَكُمْ
فَاذْكُرُوا اللّٰهَ كَذِكْرِكُمْ اٰبَآءَكُمْ اَوْ اَشَدَّ ذِكْرًا ؕ فَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ رَبَّنَاۤ اٰتِنَا فِي الدُّنْيَا
وَمَا لَهٗ فِي الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ﴿٢٠٠﴾ وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ رَبَّنَاۤ اٰتِنَا فِي الدُّنْيَا حَسَنَةً
النصف وَّفِي الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ﴿٢٠١﴾ اُولٰٓئِكَ لَهُمْ نَصِيْبٌ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ
سَرِيْعُ الْحِسَابِ ﴿٢٠٢﴾ وَاذْكُرُوا اللّٰهَ فِيْۤ اَيَّامٍ مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ تَعَجَّلَ فِيْ يَوْمَيْنِ فَلَاۤ
اِثْمَ عَلَيْهِ ۚ وَمَنْ تَاَخَّرَ فَلَاۤ اِثْمَ عَلَيْهِ ۙ لِمَنِ اتَّقٰى ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْۤا اَنَّكُمْ
اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٠٣﴾

## તરજુમો :

*અને હજ્જ તથા ઉમરહ અલ્લાહ માટે પૂરા કરો, અને પછી જો તમને (દુશ્મન તરફથી અથવા અન્ય કારણસર હરમની હદમાં જવાથી) અટકાવવામાં આવે, તો જે પણ કુર્બાની(નું જાનવર સરળતાથી) મળે (પ્રાપ્ત કરો); અને પોતાના માથાનું મુંડન ન કરો ત્યાં સુધી કે, કુર્બાની(નું જાનવર) તેની જગ્યાએ (હરમની હદમાં) પહોંચી જાય, પછી જો તમારામાંથી કોઈ બીમાર હોય અથવા તેને માથામાં કોઈ તકલીફ હોય, તો (તેનો) બદલો રોઝા અથવા સદકહ અથવા કુર્બાની આપે; પછી જ્યારે શાંતિ થઈ જાય, તો જેઓ હજ્જ સાથે (એક જ સફરમાં) ઉમરહને ભેગા કરવાનો લાભ ઉઠાવે, તો તેને જે પણ કુર્બાની પ્રાપ્ત થાય, કરે; પછી જો (કુર્બાનીનું જાનવર આર્થિક તંગીના કારણે) ન મળે, તો તે હજ્જના દિવસોમાં ત્રણ રોઝા રાખે અને (બીજા) સાત રોઝા (રાખે) જ્યારે પાછો ફરે ત્યારે; આ દશ રોઝા પૂરા થયા, આ (હુકમ) તેના માટે છે, જેના ઘરના લોકો (કુટુંબીજનો) મસ્જિદે હરામની પાસે રહેતા ન હોય; અને તમે અલ્લાહથી ડરો, અને જાણી લો કે, નિઃશંક ! અલ્લાહનો અઝાબ ઘણો કઠોર છે. (૧૯૬) હજ્જના (અમુક) મહિના નક્કી છે, પછી જેણે તેમાં (પોતાના માટે) હજ્જ જરૂરી કરી લીધી, તો તે સ્ત્રી (પત્ની)થી બેપરદા ન થાય (Intercourse-હમબિસ્તરી ન કરે) અને ન ગુનોહ કરે (ગાળો ન ભાંડે), અને ન હજ્જ(ના દિવસો)માં ઝઘડો કરે, અને જે કંઈ તમે નેકી કરશો અલ્લાહ તેને જાણે છે; અને મુસાફરીનું ભાથું (પ્રવાસ ખર્ચ) સાથે લઈને ચાલો, બેશક! સારું ભાથું (ભીખ માંગવાથી) બચવું છે, અને હે બુદ્ધિશાળીઓ !!! મારાથી ડરો. (૧૯૭) તમારા ઉપર કોઈ ગુનોહ નથી, જો તમે પરવરદિગારના ફઝ્લ (રોજી)ની શોધખોળ (વેપાર) કરો, પછી જ્યારે અરફાતથી તવાફ કરવા માટે પાછા ફરો, તો અલ્લાહને "મશઅરિલ હરામ" નજીક (મુજદલિફામાં) યાદ કરો, અને તેને (એ જ પ્રમાણે) યાદ કરો જેવું એણે તમને માર્ગદર્શન આપ્યું, અને બેશક ! તમે આનાથી અગાઉ (આ બાબતથી) અજાણ હતા. (૧૯૮) પછી તમે પાછા ફરો (તવાફના માટે) જ્યાંથી બધા લોકો પાછા ફરે છે; અને અલ્લાહથી મગફિરત (મા'ફી) માંગો, બેશક ! અલ્લાહ બખ્શનાર, ઘણો જ દયા કરનાર*

*છે. (૧૯૯) પછી જ્યારે તમે હજ્જના અરકાનો (ક્રિયાઓ) અદા કરી ચૂકો, તો અલ્લાહને યાદ કરો જેવી રીતે કે તમે પોતાના બાપ–દાદાઓ (પૂર્વજો)ને યાદ કરતા હતા, બલકે, તેનાથી પણ વધારે (યાદ કરો), પછી તેમનામાંથી કોઈ (બદનસીબ) વ્યક્તિ કહે છે, હે અમારા પરવરદિગાર ! અમને (જે કંઈ આપવું હોય તે) દુનિયામાં આપ; (બસ) તેના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી. (૨૦૦) અને તેમનામાંથી કોઈ (ખુશનસીબ) એવું કહે છે, હે અમારા પરવરદિગાર! અમને દુનિયામાં ભલાઈ આપ, અને આખિરતમાં (પણ) ભલાઈ આપ, અને અમને દોઝખના અઝાબથી બચાવ. (૨૦૧) એવા જ લોકો માટે પોતાની કમાઈનો હિસ્સો છે, અને અલ્લાહ ઘણો જ જલદી હિસાબ લેનારો છે. (૨૦૨) અને તમે (મિનામાં) ગણતરીના અમુક (ચોક્કસ) દિવસોમાં અલ્લાહને યાદ કરો; જે કોઈ બે જ દિવસમાં ઉતાવળ કરી (મિનાથી મક્કા) ચાલ્યો ગયો તો તેમાં કોઈ ગુનોહ નથી, અને જો કોઈ રહી ગયો તો તેના ઉપર પણ કોઈ ગુનોહ નથી; આ તેના માટે છે, જે અલ્લાહથી ડરે છે; અને અલ્લાહથી ડરતા રહો અને જાણી લો, બેશક ! તમે બધા જ અલ્લાહ પાસે ભેગા થશો. (૨૦૩)*

## તફસીર :

### અગિયારમો હુકમ; હજ્જ અને ઉમરહ વિશે :

અને (જ્યારે હજ્જ અથવા ઉમરહ કરવાના હોય તો તે) હજ્જ અને ઉમરહ અલ્લાહ તઆલાને (રાજી કરવા) માટે સંપૂર્ણ રીતે અદા કરો (કે અમલો અને અરકાનો પણ બધા પૂરા કરો અને નિય્યત પણ નિખાલસ ફક્ત સવાબની જ હોય), પછી જો (કોઈ દુશ્મન તરફથી અથવા કોઈ બીમારીના કારણે હજ્જ અથવા ઉમરહ પૂરા કરવાથી તમને) રોકી લેવામાં આવે તો (આવી પરિસ્થિતિમાં એ હુકમ છે કે,) કુર્બાનીનું જાનવર જે કંઈ પણ (સરળતાથી) પ્રાપ્ત થાય (ઝબહ કરો અને હજ્જ તથા ઉમરહની હાલત અપનાવી રાખી હતી, તેને મૌકૂફ કરો એને પોતાનો અહેરામ ખોલવું કહે છે અને જે પદ્ધતિથી શરીઅતમાં માથાના બાલનું મુંડન કરવાનું હોય છે, તેમાં પોતાના બાલ મુંડાવવાની પણ આ જ અસર છે) અને (એવું નથી કે, તરત જ સામાન્ય રોકટોકથી જ અહેરામ ખોલવાનું દુરૂસ્ત સમજો બલકે,) પોતાનું માથું (અહેરામ ખોલવાની નિય્યતથી) તે સમય સુધી ન

મુંડાવો જ્યાં સુધી કે (તે) કુર્બાની(નું જાનવર જેને આવી હાલતમાં ઝબહ કરવાનો હુકમ હતો) પોતાના સ્થળ ઉપર ન પહોંચી જાય (અને તે સ્થળ હરમ છે કે આ કુર્બાનીનું જાનવર ફક્ત હરમની હદોમાં જ કુર્બાન કરી શકાય છે. ત્યાં જો પોતે ન જઈ શકે તો કોઈની સાથે ત્યાં પહોંચાડીને ઝબહ કરાવવામાં આવે, જ્યારે જાનવર ઝબહ થઈ જાય તો તે સમયે અહેરામ ખોલવો જાઈઝ થઈ જશે.) અલબત્ત, કોઈ તમારામાંથી બીમાર હોય અથવા તેના માથામાં (કોઈ ઘા વગેરે અથવા) બીમારી હોય (અને તે બીમારીની તકલીફના કારણે તેને પ્રથમથી જ માથું મુંડાવી નાંખવાની જરૂરત ઊભી થાય) તો (તેને માથું મુંડાવવાની પરવાનગી છે પરંતુ) ફિદિયો (એટલે કે શરઈ બદલો) આપી દે (એટલે કે ત્રણ) રોઝા રાખે અથવા (છ ફકીરોને દરેકને એક સદકએ ફિત્રના માપ પ્રમાણે) સદકહ આપે અથવા (એક બકરો) ઝબહ કરી દે, પછી તમે જ્યારે શાંતિની પરિસ્થિતિમાં હોય (ભલે પ્રથમથી જ કોઈ ડર અથવા સંઘર્ષની પરિસ્થિતિ ઉપસ્થિત નથી થઈ અથવા એવી પરિસ્થિતિ આવીને ચાલી ગઈ) તો (આવી પરિસ્થિતિમાં હજ્જ અને ઉમરહ બાબતે કુર્બાની કરવી દરેકની જવાબદારી નથી બલકે, ખાસ) જે વ્યક્તિ ઉમરહની સાથે આ હજ્જને ભેગા કરીને લાભવંત થયો હોય (એટલે કે હજ્જના દિવસોમાં ઉમરહ પણ કર્યા હોય) તો (ફક્ત તેના ઉપર વાજિબ છે) જે કંઈ કુર્બાની(નું જાનવર) પ્રાપ્ત થાય (ઝબહ કરે; અને જેણે ફક્ત ઉમરહ કર્યા હોય અથવા ફક્ત હજ્જ કરી હોય તેના ઉપર હજ્જ અને ઉમરહ બાબતે કોઈ કુર્બાની જરૂરી નથી,) પછી (હજ્જના દિવસોમાં હજ્જ અને ઉમરહને એક જ સફરમાં અદા કરનારાઓમાંથી) જે વ્યક્તિને કુર્બાનીનું જાનવર પ્રાપ્ત ન થાય (દા.ત. ગરીબ છે) તો (તેના માથે કુર્બાનીના બદલે) ત્રણ દિવસના હજ્જના (દિવસોના) રોઝા છે (કે આ દિવસોની અંતિમ તારીખ ૯ ઝિલ્હજ્જ છે) અને સાત (દિવસના રોઝા રાખવાના) છે જ્યારે કે હજ્જથી તમે પાછા ફરવાના સમયે આવી જાઓ (એટલે કે હજ્જ કરી ચૂકો ભલે, પાછા ફરવાના હોય અથવા ત્યાં જ રહેવાના હોય) આ પૂરા દશ (દિવસના રોઝા) થયા (અને એ પણ યાદ રાખો કે, જે હજ્જ અને ઉમરહને ભેગા કરવાનો હુકમ થયો છે) આ (ભેગા કરવું દરેકના માટે બરાબર નથી બલકે, ખાસ) તે વ્યક્તિના માટે (બરાબર) છે જેના કુટુંબીજનો (બાળ–બચ્ચાં) મસ્જિદે હરામ (કા'બા)ની પાડોશમાં ન રહેતા હોય (એટલે કે

હરમે મક્કાની હદો તેનું વતન ન હોય) અને (આ બધા હુકમોને અદા કરવામાં) અલ્લાહ તઆલાથી ડરતા રહો (કે કોઈ હુકમનો અનાદર ન થઈ જાય) અને (સારી રીતે) જાણી લો કે, નિઃશંક અલ્લાહ તઆલા (બેબાક–નિડર થઈ વિરોધ કરનારાઓને) સખત સજા આપે છે.

હજ્જના અમુક મહિનાઓ છે જે (પ્રખ્યાત અને) જાણીતા છે (એક શવ્વાલ, બીજો જિલ્કદ અને ત્રીજો ઝિલ્હજ્જની દશ તારીખો છે) બસ, જે વ્યક્તિ આ (દિવસો)માં (પોતાના માથે) હજ્જ નક્કી કરી લે (એટલે કે હજ્જનો અહેરામ બાંધી લે) તો પછી (તે વ્યક્તિએ) કોઈ ગંદી વાતો ન કરવી જોઈએ અને અલ્લાહના હુકમ વિરૂદ્ધ ન કરવું જોઈએ અથવા કોઈનાથી ઝઘડો કરવો ન જોઈએ (બલકે, દરેક સમયે તેણે ભલાઈના કામોમાં લાગેલા રહેવું જોઈએ) અને (તમે) જે નેક કામો કરશો અલ્લાહને તેની જાણ થાય છે (તો તમને નેકીના કાર્યોનું ઈના'મ જરૂર મળશે) અને (જ્યારે હજ્જ માટે જવા લાગો તો) પ્રવાસ ખર્ચ જરૂર સાથે લઈ લો, સૌથી મોટી વાત (અને ખૂબી) પ્રવાસ ખર્ચમાં (કોઈ વ્યક્તિથી સવાલ કરવાથી) બચેલા રહેવું છે અને હે બુદ્ધિશાળી લોકો ! (આ હુકમને પૂર્ણ કરવામાં) મારાથી ડરતા રહો (અને કોઈ હુકમ વિરૂદ્ધ કૃત્ય ન કરો).

(અને જો હજ્જમાં પોતાનો કોઈ વેપારનો માલ સાથે લઈ જવામાં મસ્લિહત સમજો તો) તમને એમાં જરા પણ ગુનોહ નથી કે (હજ્જમાં) રોઝી–રોટી તલાશ કરો જે (તમારી કિસ્મતમાં) તમારા પરવરદિગાર તરફથી (લખી આપવામાં આવ્યું) છે, પછી જ્યારે તમે લોકો અરફાત(માં થોભીને ત્યાં)થી પાછા ફરવા લાગો તો મશઅરિલ હરામની પાસે (એટલે કે મુજદલિફામાં આવીને રાત્રી રોકાણ કરી) અલ્લાહ તઆલાને યાદ કરો અને (યાદ કરવાની પદ્ધતિમાં પોતાની ઈચ્છાથી કોઈ વસ્તુ શામિલ ન કરો બલકે,) એવી રીતે યાદ કરો જેવી રીતે કે તમને (અલ્લાહ તઆલાએ) બતાવી રાખ્યું છે અને વાસ્તવમાં આ (બતાવવા)થી પહેલાં તમે નાવાકેફ હતા પછી (તેમાં હજુ એ બાબત યાદ રાખો કે, જેવી રીતે કુરૈશના લોકોએ નિયમ બનાવી રાખ્યો હતો કે બધા હાજીઓ તો અરફાતમાં થઈને પછી ત્યાંથી મુજદલિફામાં આવતા હતા પરંતુ તેઓ મુજદલિફામાં જ રહી જતા હતા, અરફાતમાં જતા ન હતા, તે જાઈઝ નથી. બલકે,) તમારા બધા માટે (ભલે કુરૈશ હોય અથવા ગૈરકુરૈશ) જરૂરી એ છે કે, તે

જગ્યાએ જઈને જ પાછા આવો જ્યાં બીજા લોકો જઈને ત્યાંથી પાછા આવે છે અને (હજ્જના હુકમોમાં જૂના રિવાજો ઉપર અમલ કરવાથી) અલ્લાહ તઆલા સામે તવબહ કરો, બેશક ! અલ્લાહ તઆલા મા'ફ કરશે અને મહેરબાની કરશે.

(અજ્ઞાનતાના સમયમાં અમુક લોકોની એ આદત હતી કે, હજ્જથી ફારિગ થઈ મિનામાં ભેગા થઈને પોતાના બાપ–દાદાઓની ગૌરવગાથાઓ વર્ણન કર્યા કરતા હતા. અલ્લાહ તઆલાએ આ વાહિયાત રિવાજના બદલે પોતાની પવિત્રતા વર્ણન કરવાની તાકીદ કરીને ફરમાવ્યું છે કે,) પછી જ્યારે તમે પોતાના હજ્જના અમલો પૂરા કરી ચૂકો તો અલ્લાહ તઆલાનો (શુક્ર અને સન્માનની સાથે) ઝિક્ર કર્યા કરો, જેવી રીતે કે તમે પોતાના બાપ–દાદાઓ (પૂર્વજો)નું વર્ણન કર્યા કરો છો. બલકે, આ વર્ણન તેનાથી વધારે કરવું જોઈએ. (અમુક લોકોની આદત હતી કે હજ્જમાં ઝિક્ર તો અલ્લાહ તઆલાનો જ કર્યા કરતા હતા પરંતુ તેઓ આખિરતની માન્યતા ધરાવતા ન હતા. એટલા માટે તેમની બધી જ દુઆઓ ફક્ત દુનિયા માટેની જ હતી. એટલા માટે અલ્લાહ તઆલાએ માત્ર દુનિયા માંગવાની ટીકા કરીને દુનિયા અને આખિરત બંને જહાનની દુઆ કરવાની તાકીદ કરી છે.) બસ, અમુક લોકો (જેઓ કાફિરો છે) એવા છે જે (દુઆમાં એવું) કહે છે કે હે અમારા પરવરદિગાર ! અમને (જે કંઈ આપવું હોય તે) દુનિયામાં જ આપી દે (બસ તેમના આ સવાલ ઉપર જે કંઈ તેમને મળવાનું હશે તે દુનિયામાં જ મળી જશે) અને એવા વ્યક્તિને આખિરતમાં (આખિરતનો ઈન્કાર કરવાના કારણે) કોઈ હિસ્સો મળશે નહિ અને અમુક લોકો (જેઓ મો'મિન છે) એવા છે જેઓ (દુઆમાં એવું) કહે છે કે, હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં ભલાઈ અર્પણ કર અને આખિરતમાં પણ ભલાઈ આપ અને અમને દોઝખના અઝાબથી બચાવ. (બસ, તે લોકો ઉપર વર્ણન કરેલ લોકો જેમ ખોટા માર્ગે નથી બલકે,) આવા લોકોને (બંને દુનિયામાં) મોટો હિસ્સો પોતાના અમલ (બંને દુનિયામાં ભલાઈ માંગવા)ના કારણે મળશે. અને અલ્લાહ તઆલા જલદી (જ) હિસાબ લેનારો છે (કારણ કે, કયામતમાં હિસાબ થશે અને કયામત નજીક આવતી જાય છે અને જ્યારે હિસાબ જલદી થવાનો છે તો ભલાઈને કદી ન ભૂલો) અને (મિનામાં ખાસ પદ્ધતિથી) અલ્લાહ તઆલાનો ઝિક્ર કરો, અમુક ખાસ દિવસો સુધી (તે ખાસ પદ્ધતિથી કાંકરીઓને ખાસ પથ્થરો ઉપર મારવાની

છે અને તે ખાસ દિવસો દશમી, અગિયારમી અને બારમી ઝિલ્હજ્જ છે અને ૧૩મી ઝિલ્હજ્જ પણ છે જેમાં કાંકરીઓ મારવામાં આવે છે.) પછી જે વ્યક્તિ (કાંકરીઓ મારી દશમી તારીખ પછી) બે દિવસોમાં (મક્કા પાછો આવવામાં) જલદી કરે તો તેના ઉપર કોઈ ગુનોહ નથી અને જે વ્યક્તિ (આ) દિવસોમાં (મક્કા પાછો આવવામાં) મોડું કરે (એટલે કે ૧૨મીએ ન આવે અને ૧૩મીએ આવે) તેના ઉપર પણ કોઈ ગુનોહ નથી. (અને આ બધી વાતો) તે વ્યક્તિ માટે (છે) જે (અલ્લાહથી) ડરે (અને અલ્લાહથી ન ડરનારાઓને સવાબ અને ગુનાહ સાથે કોઈ લેવા–દેવા હોતી નથી). અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને ખૂબ વિશ્વાસ રાખો કે તમે બધા અલ્લાહ પાસે જ ભેગા થવાના છો.

## મસ્અલા અને બોધપાઠ :

### હજ્જ અને ઉમરહના હુકમો :

અબવાબુલ બિર્રથી હુકમોનો ક્રમ જે અડધી સૂરએ બકરહથી ચાલી રહ્યો છે, તેમાં અગિયારમો હુકમ હજ્જનો છે. હજ્જનો સંબંધ મક્કા મુકર્રમહ અને કા'બા શરીફથી છે, એટલા માટે તે વિશેના અમુક મસ્અલાઓ તો કિબ્લાના વર્ણન સમયે ગૌણ સ્વરૂપે સૂરએ બકરહની ૧૨૫મી આયતથી લઈ ૧૨૮મી આયત સુધી એટલે કે وَاِذْ جَعَلْنَاالْبَيْتَ مَثَابَةً થી શરૂ થઈને وَاَرِنَا مَنَاسِكَنَا સુધી ઉલ્લેખ થઈ ચૂક્યા છે, પછી કિબ્લાની ચર્ચાને પૂર્ણ કરી એક આયત ૧૫૮માં اِنَّ الصَّفَاوَالْمَرْوَةَ સફા અને મરવહ વચ્ચે સઈ કરવાનો હુકમ પણ ગૌણ સ્વરૂપે વર્ણન થઈ ચૂક્યો છે. હવે, આયત નં. ૧૯૬થી આયત નં. ૨૦૩ સુધી એટલે કે وَاَتِمُّواالْحَجَّ وَالْعُمْرَةَ થી فَمَنْ تَعَجَّلَ فِىْ يَوْمَيْنِ સુધી સતત આઠ આયતોમાં હજ્જ અને ઉમરહના હુકમો તથા મસ્અલાઓ વર્ણન થયા છે.

હજ્જ ઉમ્મતના ઈજ્માઅ્ પ્રમાણે ઈસ્લામની પાયાની માન્યતાઓમાંથી અને મહત્ત્વના ફરજોમાંથી એક છે, જેની તાકીદ અને અગત્યતા કુર્આન શરીફની ઘણી બધી આયતો અને અસંખ્ય સહીહ હદીષોમાં વર્ણન થઈ છે.

જમહૂર (સર્વસહમત) નિવેદન પ્રમાણે હજ્જ હિજરતના ત્રીજા વર્ષમાં અને ગઝ્વએ ઉહદના એક વર્ષમાં સૂરએ આલે ઈમ્રાનની આ આયતથી ફરજ થઈ હતી. وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ الْبَيْتِ *(ઈબ્ને કષીર)*

આ જ આયતમાં હજ્જના ફરજ થવાની શરતોનું વર્ણન અને શક્તિશાળી હોવા છતાં હજ્જ ન કરવા બાબતે સખત ધમકીઓ અને ચેતવણીઓ આવી છે.

ઉપરોક્ત આઠ આયતોમાંથી પહેલી આયત وَاَتِمُّوا الْحَجَّ وَالْعُمْرَةَ لِلّٰهِ મુફસ્સિરોની સંપૂર્ણ સહમતિ પ્રમાણે સુલહે હુદૈબિય્યહ વખતે નાઝિલ થઈ. હુદૈબિય્યહની શાંતિ મંત્રણા સન હિજરી ૬માં થઈ હતી, એનાથી એ સ્પષ્ટ થઈ ગયું કે, આ આયતનો હેતુ હજ્જ ફરજ થઈ છે તે બતાવવાનો નથી, (બલકે એ તો પ્રથમથી જ જાણ કરી દેવામાં આવી છે,) બલકે અહીંયાં આ સ્થળે હજ્જ અને ઉમરહના ખાસ હુકમો બતાવવાનો હેતુ છે.

**ઉમરહનો હુકમ :**

સૂરએ આલે ઈમ્રાન કે જેમાં હજ્જ ફરજ થઈ હોવાનું બતાવવામાં આવ્યું છે, તેમાં ફક્ત હજ્જનું જ વર્ણન છે, ઉમરહનો ઉલ્લેખ નથી અને આ આયત જેમાં ઉમરહનું વર્ણન છે, તેનું અસલ કારણ તે ફરજ છે એવું બતાવવાનો નથી બલકે, એનો ઉલ્લેખ માત્ર એટલા માટે જ છે કે જ્યારે કોઈ વ્યક્તિ હજ્જ અથવા ઉમરહનો અહેરામ બાંધી લે, તો તે પૂરું કરવું વાજિબ થઈ જાય છે. જેમકે, સામાન્ય રીતે નફલ નમાઝ અને નફલ રોઝાનો પણ આ જ હુકમ છે કે, એક વખતે નફલ નમાઝ કે નફલ રોઝો શરૂ કર્યો, તો તેને પૂરું કરવું વાજિબ થઈ જાય છે. એટલા માટે આ આયતથી એ સ્પષ્ટ નથી થતું કે, ઉમરહ કરવો વાજિબ છે કે, નહિ ? માત્ર એટલી જ જાણ થાય છે કે, જો કોઈ ઉમરહ શરૂ કરે, તો તેને પૂરો કરવો વાજિબ થઈ જાય છે.

ઈબ્ને કષીરે તિરમિઝી, અહમદ અને બયહકીના હવાલાથી હઝરત જાબિર (રદિ.)નું નિવેદન નકલ કર્યું છે કે, તેમણે રસૂલુલ્લાહ ﷺને સવાલ કર્યો કે, "ઉમરહ વાજિબ છે ?" આપ ﷺએ ફરમાવ્યું, "વાજિબ તો નથી, પરંતુ કરી લો તો સારું અને ઉત્તમ છે." (તિરમિઝી ફરમાવે છે આ હદીષ હસન અને સહીહ છે) આ કારણે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને ઈમામ માલિક (રહ.) વિગેરે નજીક ઉમરહ વાજિબ નથી, સુન્નત છે. પ્રસ્તુત આયતમાં જ્યારે એવો ઉલ્લેખ છે કે, હજ્જ અથવા ઉમરહનો અહેરામ બાંધી લો, તો તેને પૂરું કરવું વાજિબ થઈ જાય છે, તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, જો અહેરામ બાંધ્યા પછી કોઈ મજબૂરી આવી જાય અને હજ્જ કે ઉમરહ અદા ન થઈ શકે તો શું કરવામાં

આવે ? એનું વર્ણન એ પછીના વાક્યમાં فَإِنْ اُحْصِرْتُمْ કરવામાં આવ્યું.

**અહેરામ બાંધ્યા પછી કોઈ મજબૂરી આવી જાય અને હજ્જ કે ઉમરહ પૂરો ન કરી શકાય, તો શું કરવાનો હુકમ છે ?**

આ આયત હુદૈબિય્યહની શાંતિ–મંત્રણાના સમયે નાઝિલ થઈ હતી, તે સમયે આપ ﷺ અને સહાબા (રદિ.)એ અહેરામ બાંધ્યો હતો. મક્કાના કાફિરોએ તેમને મક્કામાં પ્રવેશ કરવાથી અને ઉમરહ કરવાથી અટકાવી દીધા ત્યારે આ હુકમ નાઝિલ થયો કે, અહેરામનો ફિદિયો (શરઈ બદલો) એક જાનવરની કુર્બાની છે. બકરી, ગાય, ઊંટ વગેરે જે સરળતાથી મળી શકે, કુર્બાની આપીને અહેરામ ખોલી નાંખે, પરંતુ સાથે જ આગળના વાક્ય وَلَاتَحْلِقُوْارُءُوْسَكُمْ માં એ પણ બતાવવામાં આવ્યું કે, અહેરામ ખોલવામાં શરઈ સ્વરૂપ એ છે કે, માથાના વાળ મુંડાવવા અથવા કપાવવા ત્યાં સુધી જાઈઝ નથી જ્યાં સુધી "મુહરિમ" (અહેરામ બાંધ્યો છે તે વ્યક્તિ)ની કુર્બાની પોતાના સ્થળે પહોંચીને ઝબહ ન થઈ જાય.

કુર્બાનીનું જાનવર સ્થળ ઉપર પહોંચવાનો અર્થ ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) નજીક એ છે કે, હરમની હદોમાં પહોંચીને ઝબહ કરવામાં આવે. જો પોતે ન કરી શકે તો કોઈ બીજા પાસે ઝબહ કરાવે. આ સ્વરૂપમાં કોઈ દુશ્મન અવરોધરૂપ બની જાય તો ખુલાસો પ્રસ્તુત છે, ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને બીજા ઈમામોએ બીમારી વગેરે મજબૂરીને કારણે એ છૂટછાટમાં શામિલ હોવાનું ઠરાવ્યું છે અને આપ ﷺના અમલ પ્રમાણે આ કાર્ય પણ સાબિત થયું છે કે, મજબૂરીની પરિસ્થિતિમાં કુર્બાની કરીને અહેરામ ખોલી નાંખવો જાઈઝ છે, પરંતુ પાછળથી કઝા કરવી વાજિબ છે જેમકે, આપ ﷺ અને સહાબા (રદિ.)એ ત્યાર પછીના વર્ષે ઉમરહની કઝા કરી હતી.

આ આયતમાં માથું મુંડાવવાને અહેરામ ખોલવાની નિશાની બતાવવામાં આવી છે, એનાથી સાબિત થયું કે અહેરામની હાલતમાં માથું મુંડાવવાની અથવા વાળ કપાવવાની મનાઈ છે. એ સંદર્ભમાં અગાઉનો હુકમ એ બતાવ્યો કે, જે વ્યક્તિ હજ્જ અને ઉમરહનો અમલ અદા કરવાથી મજબૂર નથી, પરંતુ અહેરામની હાલતમાં કોઈ મજબૂરી અથવા બીમારીના કારણે માથાના વાળ મુંડાવવા અથવા કપાવવા પડે તો તે શું કરે ?

**અહેરામની હાલતમાં માથાના વાળ મુંડાવવાની મજબૂરી થઈ પડે તો શું કરવામાં આવે ? :**

فَمَنۡ كَانَ مِنۡكُمۡ مَّرِيۡضًا اَوۡبِهٖۤ اَذًى مِّنۡ رَّاۡسِهٖ માં ફરમાવ્યું છે કે, જો કોઈને બીમારીના કારણે માથું અથવા શરીરના કોઈ અન્ય ભાગમાં વાળ મુંડાવવાની મજબૂરી ઊભી થાય અથવા માથામાં એટલી જૂ પડી ગઈ છે કે, તે તકલીફ આપી રહી છે તો એવી પરિસ્થિતિમાં આવશ્યકતા અનુસાર બાલ મુંડાવવા જાઈઝ છે, પરંતુ તેનો ફિદિયો અને બદલો એ છે કે, રોઝા રાખે અથવા સદકહ આપે અથવા કુર્બાની કરે. કુર્બાની માટે તો હરમની હદો નક્કી છે અને રોઝા તથા સદકહ માટે કોઈ જગ્યા નક્કી નથી, તે દરેક જગ્યાએ અદા કરી શકાય છે. કુર્આનના શબ્દોમાં "સિયામ" صِيَـــامٍ ની કોઈ ગણતરી અને સદકહનું કોઈ ચોક્કસ પ્રમાણ કે માપ આપવામાં નથી આવ્યું પરંતુ રસૂલે કરીમ ﷺની હદીષમાં હઝરત કઅ્બ બિન અજરા (રદિ.) સહાબીથી આવી પરિસ્થિતિ વિશે એવું ફરમાવવામાં આવ્યું કે, "ત્રણ રોઝા રાખો અથવા છ ફકીરોને અડધો "સાઅ્" ઘઉં સદકહ સ્વરૂપે આપી દો." (સહીહ બુખારી) અડધો "સાઅ્" ૮૦ તોલાના એક શેરના હિસાબે "પોણા બે શેર (પોણા બે કિલો હાલના હિસાબે) ઘઉં" અથવા તો તેની કિંમતનો સદકો આપી દેવો પૂરતું છે.

**હજ્જના મહિનાઓમાં હજ્જ અને ઉમરહ ભેગા કરવાનો હુકમ :**

ઈસ્લામ આવ્યા અગાઉ અજ્ઞાન આરબોની માન્યતા હતી કે, જ્યારે હજ્જના મહિનાઓ એટલે કે સવ્વાલનો મહિનો શરૂ થઈ જાય તો તે દિવસોમાં હજ્જ અને ઉમરહને ભેગા કરવા સખત ગુનોહ છે. આ આયતના અંતિમ ભાગમાં એ માન્યતાને પણ આ રીતે સુધારી આપવામાં આવી કે, મીકાતની હદોમાં રહેનારા (નિવાસી)ઓ માટે હજ્જ અને ઉમરહ બંનેને હજ્જના મહિનાઓમાં ભેગા કરવાની મનાઈ કરવામાં આવી છે. કારણ કે, તેમના માટે હજ્જના મહિનાઓ પછી ઉમરહ કરવા માટે મુસાફરી કરવી કોઈ મુશ્કેલ કામ નથી, પરંતુ મીકાતની હદોથી બહાર રહેનારા નિવાસીઓ માટે હજ્જ અને ઉમરહ ભેગા કરવા જાઈઝ ઠરાવવામાં આવેલ છે. કારણ કે, દૂર–સુદૂરના પ્રદેશોમાંથી ફક્ત ઉમરહ માટે મુસાફરી કરવી સહેલી નથી. મીકાત એ ચોક્કસ નક્કી કરેલા સ્થળો છે કે, આખી દુનિયાની ચારે દિશાએથી મક્કામાં આવનારા

લોકોના પ્રત્યેક રસ્તા અલ્લાહ તઆલા તરફથી નક્કી છે કે, જ્યારે કોઈ મક્કા આવવાનો ઈરાદો કરનાર પ્રવાસી અહીંયાં પહોંચે તો અહીંયાંથી હજ્જ અથવા ઉમરહની નિય્યતથી તેના માટે અહેરામ બાંધવો જરૂરી છે. અહેરામ બાંધ્યા વિના અહીંયાંથી આગળ વધવું ગુનોહ છે. لِمَنۡ لَّمۡ يَكُنۡ اَهۡلُهٗ حَاضِرِى الۡمَسۡجِدِالۡحَرَامِ નો પણ એ જ અર્થ છે કે, જે વ્યક્તિના બાળ–બચ્ચાં મસ્જિદે હરામની આજુબાજુ એટલે કે મીકાતની હદોમાં નથી રહેતા, એનો મતલબ એ જ છે કે, જેમનું વતન મીકાતની સીમાઓમાં નથી, તેમના માટે હજ્જ અને ઉમરહ હજ્જના મહિનાઓમાં ભેગા કરવા જાઈઝ છે.

અલબત્ત જે લોકો હજ્જ અને ઉમરહને હજ્જના મહિનામાં ભેગો કરે, તો તેમના ઉપર વાજિબ છે કે બંને ઈબાદતોને ભેગા કરવાનો શુક્રિયા અદા કરે અને જો શક્તિ હોય તો કુર્બાની આપીને અલ્લાહનો શુક્રિયા અદા કરે અને તે વ્યક્તિ માટે એક કુર્બાની બકરી, ગાય, ઊંટ જે કંઈ પણ સરળ હોય આપી દે. પરંતુ જે વ્યક્તિની આર્થિક પરિસ્થિતિ કુર્બાની આપવા યોગ્ય નથી, તેમના ઉપર દશ રોઝા એવી રીતે વાજિબ છે કે, ત્રણ રોઝા તો હજ્જના દિવસોમાં જ રાખે, એટલે કે નવ જિલ્હજ્જ સુધી પૂરા કરી લે, બાકી સાત રોઝા હજ્જથી પરવારીને જ્યારે ઈચ્છે ત્યારે અને જ્યાં ઈચ્છે ત્યાં રાખે. ચાહે તો મક્કા મુકર્રમહમાં રહીને રાખે અથવા તો ઘેર પરત આવીને પૂરા કરવાની પરવાનગી છે. જો કોઈ વ્યક્તિ હજ્જના દિવસોના ત્રણ રોઝા ન રાખી શક્યો, તો પછી ઈમામ અબૂ હનીફા અને ગણ્ય–માન્ય સહાબા (રદિ.)ના મત પ્રમાણે તેના માટે કુર્બાની કરવી જ નક્કી થયેલ છે. જ્યારે શક્તિ હોય ત્યારે હરમમાં કોઈના દ્વારા પણ કુર્બાની કરાવી આપે. *(જસ્સાસ)*

## "તમત્તુઅ" تَمَتُّعٌ અને "કિરાન" قِرَانٌ :

હજ્જના મહિનાઓમાં હજ્જ સાથે ઉમરહ ભેગા કરવાના બે સ્વરૂપો છે. એક એ કે મીકાતથી હજ્જ અને ઉમરહ બંનેનો અહેરામ એકસાથે બાંધી લે, તેને હદીષની વ્યાખ્યામાં "કિરાન" કહેવામાં આવે છે. આ અહેરામ હજ્જના અહેરામ સાથે ખોલવામાં આવે છે. છેલ્લા દિવસોમાં હજ્જ સુધી તેને અહેરામની હાલતમાં જ રહેવું પડે છે, બીજું એ કે મીકાતથી ફક્ત ઉમરહનો અહેરામ બાંધે અને મક્કા મુકર્રમહ પહોંચીને ઉમરહ કરી અહેરામ ખોલી નાંખે, પછી જિલ્હજ્જની આઠમી

તારીખે મિના જવાના સમયે હજ્જનો અહેરામ હરમ શરીફમાં જ બાંધી લે, તેને હદીષની પરિભાષામાં "તમત્તુઅ" કહેવામાં આવે છે. તેના શાબ્દિક અર્થનો શબ્દના અર્થ આધારે બંને સ્વરૂપો ઉપર પ્રભાવ છે. કારણ કે, તેનો અર્થ છે કે "હજ્જ અને ઉમરહને ભેગા કરીને લાભ ઉઠાવવો" અને આ બંને સ્વરૂપોમાં તે બરાબર છે. કુર્આનની પ્રસ્તુત આયતમાં فَمَنْ تَمَتَّعَ નો આ જ સામાન્ય અર્થ છે.

**હજ્જ અને ઉમરહમાં અલ્લાહના હુકમોનું ઉલ્લંઘન કરવું અઝાબનું કારણ બને છે :**

અંતિમ આયતમાં પ્રથમ તો તકવા (અલ્લાહનો ડર) અપનાવવાનો હુકમ આપવામાં આવ્યો જેનો અર્થ છે, અલ્લાહ તઆલાના હુકમોનો અનાદર કરવાથી બચતા અને ડરતા રહો અને ત્યાર બાદ ફરમાવ્યું وَاعْلَمُوْا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ એટલે, “જે વ્યક્તિ જાણીબૂઝીને અલ્લાહના હુકમોનો અનાદર કરે છે, તેના માટે અલ્લાહનો સખત અઝાબ છે.” વર્તમાન સમયમાં હજ્જ અને ઉમરહમાં જનારા મોટા ભાગના લોકો આ બાબતથી ગાફેલ છે. પ્રથમ તો હજ્જ અને ઉમરહના હુકમો સંપૂર્ણ રીતે જાણવાનો જ પ્રયત્ન નથી કરતા અને કદાચ જાણતા હોય તો પણ મોટા ભાગના લોકો એ પ્રમાણે અમલ નથી કરતા. ખોટું કરનારા મુઅલ્લિમો અને સાથીઓની લાપરવાહીના કારણે ઘણા વાજિબો પણ છૂટી જાય છે તો પછી અદબો અને સુન્નતોની તો વાત જ ક્યાં કરવી ! અલ્લાહ દરેકને અમલ સુધારવાની તૌફીક નસીબ ફરમાવે. આમીન.

**હજ્જના હુકમોની આઠ આયતોમાંથી બીજી આયત અને તેના મસ્અલાઃ**

اَلْحَجُّ اَشْهُرٌ مَّعْلُوْمَاتٌ શબ્દ اَشْهُرٌ (અશ્હુર) તે شَهْرٌ (શહ્‌રુન)નું બહુવચન છે, જેનો અર્થ "મહિનાઓ" થાય છે. પાછલી આયતમાં બતાવવામાં આવ્યું હતું કે, જે કોઈ વ્યક્તિ હજ્જ અથવા ઉમરહનો અહેરામ બાંધી લે, તો તેના માટે જરૂરી થઈ જાય છે કે, તે તેના હુકમોને સંપૂર્ણ રીતે પૂરા કરે. આ હજ્જ અને ઉમરહ બંનેમાંથી ઉમરહ માટે તો કોઈ તારીખ અથવા મહિનો નક્કી નથી. આખા વર્ષ દરમિયાન જ્યારે પણ ઈચ્છે કરી શકે છે, પરંતુ હજ્જ માટે મહિના અને ચોક્કસ દિવસો તથા તેના ચોક્કસ અમલો અને અમલોનો ખાસ સમય નક્કી કરવામાં આવ્યો છે. એટલા માટે આ આયતની શરૂઆતમાં એ બતાવવામાં આવ્યું કે, હજ્જનો અમલ ઉમરહના અમલ પ્રમાણે નથી. તેના માટે અમુક મહિનાઓ

નક્કી છે, જે ઘણા પ્રખ્યાત છે અને બધાને જ ખબર છે. અરબોની અજ્ઞાનતાના યુગથી ઈસ્લામના યુગ સુધી હજ્જના મહિનાઓ આ જ પ્રમાણે નક્કી થયેલા છે અને તે મહિનાઓ શવ્વાલ, જિલ્કદ અને જિલ્હજ્જના દશ દિવસો છે. જેમકે હદીષોમાં હઝરત અબૂ અમામા (રદિ.) અને હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ થયું છે. (મઝહરી) શવ્વાલથી હજ્જનો મહિનો શરૂ થવાનો મતલબ એ છે કે, તે પહેલાં હજ્જનો અહેરામ બાંધવો જાઈઝ નથી. અમુક ઈમામો નજીક શવ્વાલ પહેલાં બાંધેલા અહેરામથી હજ્જ અદા થશે નહિ, પરંતુ ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) નજીક આ અહેરામથી હજ્જ તો અદા થઈ જશે પરંતુ મકરૂહ થશે. *(મઝહરી)*

فَمَنْ فَرَضَ فِيهِنَّ الْحَجَّ فَلَارَ فَثَ وَلَا فُسُوقَ وَلَا جِدَالَ فِى الْحَجِّ આ આયતમાં હજ્જનો અહેરામ બાંધનાર માટે અમુક બાબતો અને હુકમોનું વર્ણન છે. જેનાથી અહેરામ બાંધેલી હાલતમાં બચવું જરૂરી અને વાજિબ છે, તે ત્રણ વસ્તુઓ છે. "રફસ" رَفَثَ, "ફુસૂક" فُسُوقَ અને "જિદાલ" جِدَالَ

"રફસ" رَفَثَ ઘણા અર્થવાળો શબ્દ છે, જેમાં સ્ત્રી સાથે સહવાસ (સંભોગ), અહીંયાં સુધી કે જીભથી સ્ત્રી સાથે ખુલ્લી જાતીય વાસનાથી વાતચીત પણ શામિલ છે. અહેરામ બાંધેલી હાલતમાં સ્ત્રી સાથે આ બધું હરામ છે.

"ફુસૂક" فُسُوقَ નો શાબ્દિક અર્થ "બહાર નીકળી જવું" છે. કુર્આનની પરિભાષામાં અલ્લાહના હુકમથી બહાર નીકળી જઈ નાફરમાની કરવાને "ફુસૂક" કહેવામાં આવે છે, જે પોતાના સામાન્ય અર્થના આધારે બધા જ પ્રકારના ગુનાહોને કહેવામાં આવે છે, પરંતુ અમુક લોકોએ આ સ્થળે પ્રચલિત અર્થ ગણ્યો છે અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) તફસીર કરે છે કે ફક્ત "તે કામ, જે અહેરામની હાલતમાં પ્રતિબંધિત અને નાજાઈઝ છે." અને દેખીતું છે કે, આ જગ્યાએ આ જ તફસીર કરવી યોગ્ય છે. કારણ કે, દરેક પ્રકારના ગુનાહોનો પ્રતિબંધ અહેરામ સાથે ખાસ નથી, બલકે તે દરેક સમયે હરામ છે.

એવી બાબતો જે વાસ્તવમાં ગુનોહ નથી પરંતુ અહેરામના કારણે નાજાઈઝ થઈ જાય છે તે છ વસ્તુઓ છે. પ્રથમ مُبَاشَرَتْ (સ્ત્રી સાથે સમાગમ) અને જાતીય આવેગો ઉત્પન્ન કરે એવી વાતચીત એટલે સુધી કે એ વિશેની ખુલ્લી ચર્ચા પણ, બીજું, જંગલી જાનવરનો શિકાર પોતે કરવો અથવા શિકારીને

બતાવવો, ત્રીજું, વાળ અથવા નખ કપાવવા, ચોથું, સુગંધનો ઉપયોગ કરવો. આ ચાર બાબતો તો પુરૂષ અને સ્ત્રી બંને માટે અહેરામની હાલતમાં સમાન રીતે નાજાઈઝ છે. બાકીની બે બાબતો માત્ર પુરૂષોને લાગુ પડે છે. એટલે કે, પાંચમું, સિવેલા કપડાં પહેરવા અને છઠ્ઠું, માથા અને ચહેરાને ઢાંકવા. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને ઈમામ માલિક (રહ.)ના મતે અહેરામની હાલતમાં ચહેરો ઢાંકવો સ્ત્રી માટે પણ નાજાઈઝ છે. એટલા માટે તેને પણ સ્ત્રી-પુરૂષનો અહેરામની હાલતનો સમાન હુકમ સમજવામાં આવે છે.

આ છ બાબતોમાં પ્રથમ مُبَاشَرَت (સ્ત્રી સાથે સમાગમ) વગેરે જો કે, ફુસૂકમાં શામિલ છે, પરંતુ તેને ફુસૂકથી પહેલાં શબ્દ "રફસ" વાપરીને બતાવવામાં આવ્યું કે, અહેરામમાં તેનાથી બચવું સૌથી વધુ જરૂરી છે. કારણ કે, અહેરામની હાલતની અન્ય ભૂલોનો બદલો અને કફ્ફારો હોય છે, પરંતુ સ્ત્રી સાથે રતીક્રિડાના અમુક સ્વરૂપો અને અમુક પ્રકારો એવા પણ હોય છે કે, જો તેમાં કોઈ સપડાઈ જશે, તો સંપૂર્ણ હજ્જ જ ફાસિદ (તૂટી) થઈ જશે અને તેનો કોઈ કફ્ફારો પણ નથી હોઈ શકતો. દા.ત. અરફાતમાં રોકાતા પહેલાં પત્ની સાથે સંભોગ કર્યો, તો હજ્જ ફાસિદ થઈ ગઈ અને તેનો જુર્માનો (કફ્ફારો) પણ ગાય અથવા ઊંટની કુર્બાની આપવી પડશે અને આવતા વર્ષે ફરી હજ્જ કરવી પડશે. આ વિશેષ અગત્યતાના કારણે તેને فَلَارَفَثَ નો શબ્દ વાપરી આગવી રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

"જિદાલ" جِدَال નો અર્થ "એકબીજાને પછાડવા"નો થાય છે અને તે ભારે લડાઈ-ઝઘડાને કહેવામાં આવે છે. આ શબ્દ પણ ઘણો પ્રચલિત છે અને અમુક મુફસ્સિર લોકોએ તેના આ પ્રચલિત અર્થને જ અત્રે સમજ્યો છે અને અમુક લોકોએ હજ્જ તથા અહેરામના સ્થળના સંદર્ભે આ સ્થળે "જિદાલ"નો અર્થ એવો પણ સમજ્યો છે કે, જાહિલ અરબ લોકો થોભવાના (રોકવાના) સ્થળ વિશે મતભેદ ધરાવતા હતા. અમુક લોકો અરફાતમાં રોકાવાનું જરૂરી સમજતા હતા, જેમકે એ જ સાચું છે, પરંતુ અમુક લોકો મુજદલિફામાં થોભવું જરૂરી કહેતા હતા, અરફાતમાં જવાને જરૂરી સમજતા ન હતા અને આ થોભવાને ઈબ્રાહીમ (અલૈ.)ની થોભવાની સુન્નત ઠરાવતા હતા. એ જ પ્રમાણે હજ્જના સમય બાબતે પણ તેમનામાં મતભેદ હતો. અમુક લોકો જિલ્હજ્જમાં હજ્જ કરતા હતા અને

અમુક લોકો જિલ્કદમાં જ હજ્જ કરી લેતા હતા અને પછી આ બાબતે પરસ્પર લડાઈ–ઝઘડો પણ થતો હતો. તેઓ એકબીજાને ગુમરાહ કહેતા હતા. કુર્આન શરીફે لَاجِدَالَ કહીને આ લડાઈ–ઝઘડા ઉપર પૂર્ણવિરામ મૂકી દીધું અને જે વાત સત્ય હતી તેનું એ'લાન કર્યું કે, અરફાતમાં થોભવું ફરજ છે અને પછી મુજદલિફામાં થોભવું વાજિબ કરવામાં આવ્યું છે અને હજ્જ ફક્ત જિલ્હજ્જના દિવસોમાં જ કરવામાં આવે. આ બાબતનું એ'લાન કરી તેના વિશે મતભેદ અથવા ઝઘડો કરવા પર પ્રતિબંધ લાદી દીધો.

لَارَفَثَની તફસીર આ આયત અનુસંધાને ફક્ત અહેરામની હાલતમાં પ્રતિબંધિત બાબતોના ઉલ્લેખ વિશે થઈ. જો કે, આ બાબતો અહેરામ સિવાયની હાલતમાં જાઈઝ છે, પરંતુ અહેરામના કારણે પ્રતિબંધિત થઈ ગઈ છે. જેમકે, નમાઝ–રોઝાની હાલતમાં ખાવું–પીવું વાતચીત કરવી વગેરે જાઈઝ બાબતો પ્રતિબંધિત કરવામાં આવી છે.

અને અમુક લોકોએ આ જગ્યાએ ફુસૂક فُسُوْقَ અને જિદાલ جِدَالَનો પ્રચલિત અર્થ લઈ હેતુ એ બતાવ્યો કે, જો કે, ફિસ્ક અને ગુનાહ તથા ખોટી વાત ઉપર પરસ્પર લડાઈ અને મતભેદ દરેક પરિસ્થિતિમાં ધિક્કારપાત્ર અને ગુનાહનું કામ છે, પરંતુ અહેરામની પરિસ્થિતિમાં આ ગુનોહ વધારે સખત થઈ જાય છે. મુબારક દિવસોમાં પવિત્ર ભૂમિ ઉપર તેઓ ફક્ત અલ્લાહની ઈબાદત માટે જ અહીંયાં આવ્યા છે અને લબ્બૈક લબ્બૈક પોકારી રહ્યા છે. અહેરામનો લિબાસ દરેક સમયે તેને યાદ અપાવી રહ્યો છે કે, તમો ઈબાદતની હાલતમાં છો. આવી પરિસ્થિતિમાં અહીંયાં ગુનાહ, મતભેદો તથા ઝઘડા કરવા અત્યંત બેબાકી લાપરવાહી અને અતિભયંકર અપરાધ બની જાય છે.

આ પ્રચલિત અર્થની જગ્યાએ રફસ, ફુસૂક, જિદાલથી રોકાઈ જવાનો અને તેના પ્રતિબંધિત હોવાનો ઉલ્લેખ કરવામાં એક વિશેષ હિકમત એ પણ હોઈ શકે છે કે, હજ્જના સ્થળે અને હજ્જના પવિત્ર દિવસોની પરિસ્થિતિ એવી હોય છે કે, તેમાં વ્યક્તિને આ ત્રણ ઘટનાઓ સાથે રૂબરૂ થવાની ઘણી બધી સંભાવનાઓ રહેલી છે. અહેરામની હાલતમાં મોટે ભાગે પોતાના બાલ–બચ્ચાંઓથી એક લાંબા સમય સુધી દૂર રહેવું પડે છે. તવાફ તથા સઈમાં, અરફાત અને મુજદલિફામાં તથા મિનામાં અસંખ્ય લોકો ભેગા થયા હોય છે અને

તેમાં દરેકે ઘણી કાળજી રાખવી પડતી હોય છે, સ્ત્રી–પુરૂષો ભેગા હોય છે. એવા સમયે માણસની ઈચ્છાઓ ઉપર કાબૂ મેળવવો સરળ નથી હોતો. એટલા માટે સૌ પ્રથમ "રફસ" પ્રતિબંધિત હોવાનું વર્ણન કરવામાં આવ્યું. એ જ પ્રમાણે આ અતિઉચ્ચ હેતુથી ભેગા થયેલા સમૂહમાં બીજા ગુનાહો થઈ જવાની સંભાવનાઓ પણ હોય છે. એટલા માટે "લા ફુસુક" لَا فُسُــوْقَ નું માર્ગદર્શન આપવામાં આવ્યું. એ જ પ્રમાણે હજ્જના પ્રવાસમાં પ્રથમથી અંત સુધી અસંખ્ય એવી પરિસ્થિઓનું નિર્માણ થાય છે, જેમાં સફરના સાથીઓ અથવા તો અન્ય લોકો સાથે જગ્યાના અભાવ અથવા તો બીજા કારણોસર ઝઘડો થઈ જવાની શક્યતા રહેલી છે. એટલા માટે "લા જિદાલ" لَاجِدَالَ નો હુકમ કરવામાં આવ્યો.

**કુર્આનની ઉચ્ચ કક્ષાની સાહિત્યિક શૈલી :**

આ આયત وَلَارَ فــثَ وَلَا فُسُــوْقَ وَلَا جِدَالَ ના શબ્દો નકારવાચક શૈલીથી કહેવાયેલા શબ્દો છે, આ બધી બાબતો હજ્જમાં જાઈઝ નથી. અત્રે આ બાબતોનો નકાર કરવાનો અને તેને પ્રતિબંધિત જાહેર કરવાનો હેતુ છે. આ બધી બાબતોનો તકાદો એ હતો કે لَا تَرْفُثُوْاوَلَا تَفْسُقُوْاوَلَا تُجَادِلُوْا આવું કહેવાવું જોઈતું હતું, પરંતુ અહીંયાં ફક્ત નકાર જ નહિ, પણ પ્રતિબંધિત હોવાના શબ્દો મૂકી એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો કે, આ કૃત્યોની હજ્જમાં કોઈ ગુંજાઈશ કે શક્યતા જ નથી.

وَمَـا تَـفْـعَـلُوْامِنْ خَيْرٍيَّعْلَمْهُ اللّٰهُ અહેરામ બાંધ્યા પછી પાળવાના કાયદાઓ તથા પ્રતિબંધિત વસ્તુઓથી બચવાનું વર્ણન કરી છેવટે આ વાક્યમાં એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, એટલું જ નહિ કે, હજ્જના મુબારક દિવસોમાં પવિત્ર સ્થળોએ જ માત્ર પ્રતિબંધિત બાબતો અને ગુનાહોથી બચો, બલકે, આ તકને ગનીમત સમજી ઈબાદત અને અલ્લાહના ઝિક્ર તથા નેક કામોમાં લાગેલા રહો. તમે જે કંઈ પણ નેક કામો કરશો, તે અલ્લાહના ઈલ્મમાં છે અને તમને તે બદલ ઘણું મોટું ઈનામ મળશે.

وَتَــزَوَّدُوْافَــاِنَّ خَيْــرَالـزَّادِالتَّـقْـوٰى આ આયતમાં આ શબ્દોમાં તે લોકોને સંબોધન છે, જેઓ હજ્જ અને ઉમરહ માટે સફરમાં પૂરતો ખર્ચ (ભાથું) લીધા વિના નીકળી પડે છે અને એવો દા'વો કરે છે કે, અમે તો અલ્લાહના ભરોસે નીકળ્યા છે, પછી રસ્તામાં ભીખ માંગતા ફરે છે. પોતે પણ તકલીફ ઉઠાવે છે અને

બીજાઓને પણ પરેશાન કરતા રહે છે. તેમના માર્ગદર્શન માટે હુકમ કરવામાં આવ્યો કે, હજ્જના પ્રવાસ માટે આવશ્યક પ્રવાસ ખર્ચ અને સર સામાન સાથે લેવો, તે જ અલ્લાહ ઉપર તવક્કુલ (ભરોસો) કહેવાય છે, તે તવક્કુલ વિરુદ્ધ નથી. બલકે, તવક્કુલની હકીકત જ એ છે કે, અલ્લાહ તઆલાએ આપેલા સ્ત્રોતો અને ભૌતિક વસ્તુઓ પોતાની શક્તિ પ્રમાણે પ્રાપ્ત કરે અને જરૂરત માટે ભેગી કરે, ત્યાર પછી અલ્લાહ ઉપર તવક્કુલ (ભરોસો) કરે. રસૂલુલ્લાહ ﷺ દ્વારા તવક્કુલની આવી જ વ્યાખ્યા અને તફસીર નકલ થઈ છે. ભૌતિક જીવન જરૂરિયાતના (માધ્યમોરૂપી) સામાનને બિલકુલ ત્યજી દેવાનું નામ તવક્કુલ કહેવું નરી મૂર્ખામી અને જહાલત છે.

## હજ્જની મુસાફરીમાં વેપાર અથવા મજૂરી કરવાનો શું હુકમ છે ? :

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ "તમારા ઉપર કોઈ ગુનોહ નથી કે, તમે વેપાર અથવા મજૂરી દ્વારા થોડી રોઝી કમાઈ લો અને અલ્લાહ તઆલાની આપેલી રોજી (કૃપા) પ્રાપ્ત કરો." આ આયત ઊતરવાની પૂર્વભૂમિકા એવી છે કે, અજ્ઞાનતાના યુગમાં અરબોએ જે પ્રમાણે બધી જ ઈબાદતો અને આર્થિક વ્યવહારોમાં પોતાની રીતે અનેક પ્રકારના બેહુદા અને વાહિયાત રિવાજો શામિલ કર્યા હતા અને ઈબાદતને પણ ખેલ–તમાશો બનાવી દીધો હતો. એ જ પ્રમાણે હજ્જના અમલોમાં પણ જાત–જાતની બેહુદગીઓ અને વ્યર્થ રિવાજોનું અનુસરણ કરતા હતા. મિનાના મોટા ઈજતેમામાં તેઓ અનેક પ્રકારના બજારો (દુકાનો) લગાવતા હતા, પ્રદર્શનો થતા હતા, વેપાર–ધંધાને ઉત્તેજન આપવા માટેના કાર્યક્રમો યોજાતા હતા. જ્યારે ઈસ્લામ આવ્યો અને મુસલમાનો ઉપર હજ્જ ફરજ કરવામાં આવી તો આ બધા બેહુદા રસમો–રિવાજ ખતમ કરી દેવામાં આવ્યા. સહાબએ કિરામ (રદિ.) કે, જેઓ ફક્ત અલ્લાહને રાજી રાખનારા અને રસૂલુલ્લાહ ﷺના શિક્ષણ ઉપર સર્વસ્વ કુર્બાન કરવા હરપળે ઉત્સુક રહેનારા હતા, હવે તેમને એવો વિચાર આવ્યો કે, હજ્જના દિવસોમાં વેપાર કરવો અથવા મજૂરી કરી કંઈક કમાઈ લેવું પણ અજ્ઞાનતાના યુગની ઉપજ છે. કદાચ બની શકે છે કે, ઈસ્લામમાં તેની સંપૂર્ણ મનાઈ અને પ્રતિબંધ લાદી દેવામાં આવે. એટલે સુધી કે, એક વ્યક્તિ હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) પાસે આવ્યા અને પ્રશ્ન કર્યો કે, "અમારો ધંધો પહેલેથી એ છે કે, અમે ઊંટોને

ભાડેથી ફેરવીએ છીએ. અમુક લોકો અમારા ઊંટો હજ્જ માટે ભાડે લઈ જાય છે, અમે તેમની સાથે જઈએ છીએ અને હજ્જ કરીએ છીએ. શું અમારી હજ્જ નહિ થાય ?'' હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, ''એક વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા હતા અને રસૂલે કરીમ ﷺથી આ જ પ્રમાણે સવાલ કર્યો હતો, જે તમે મને કરી રહ્યા છો. આપ ﷺએ તેને તે સમયે કોઈ જવાબ ન આપ્યો જ્યાં સુધી કે, આ આયત નાઝિલ થઈ. لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِنْ رَّبِّكُمْ તે સમયે આપ ﷺએ તે વ્યક્તિને બોલાવીને કહ્યું, હા ! તમારી હજ્જ સહીહ છે.''

મતલબ કે, આ આયતમાં સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, જો કોઈ વ્યક્તિ હજ્જ દરમિયાન કોઈ ખરીદ–વેચાણ કે મજૂરી કરે, જેનાથી તેને થોડો ઘણો નફો મળી જાય તો એમાં કોઈ ગુનોહ નથી. હા ! અરબના કફિરો કે, જેઓ હજ્જને વેપારનું માર્કેટ અને પ્રદર્શન યોજવાનું સ્થળ બનાવી દેતા હતા, તેનો સુધારો કુર્આને બે શબ્દોમાં કરી આપ્યો. એક તો એ કે, જે કંઈ કમાઓ તેને અલ્લાહનો ફઝ્લ (કૃપા) અને બક્ષીશ સમજીને પ્રાપ્ત કરો અને શુક્ર (આભાર) માનો. ફક્ત મૂડી એકઠી કરવાનો હેતુ ન હોવો જોઈએ. فَضْلًا مِّنْ رَّبِّكُمْ માં એના તરફ જ ઈશારો કરવામાં આવ્યો છે, બીજું لَا جُنَاحَ عَلَيْكُمْ ના શબ્દો દ્વારા સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, તે કમાઈમાં તમારા ઉપર કોઈ ગુનોહ નથી, જેમાં એક ઈશારો એ તરફ છે કે, જો તેનાથી (વેપાર–ધંધાથી) બચવામાં આવે તો તે ઉત્તમ બાબત છે. કારણ કે, હજ્જમાં વેપાર–ધંધાથી સંપૂર્ણ ઈખ્લાસમાં ફરક પડી જાય છે અને વાસ્તવિકતા એ છે કે, કોઈ પણ કાર્યનો આધાર નિય્યત ઉપર છે. જો કોઈ વ્યક્તિની નિય્યત વાસ્તવમાં દુનિયાનો નફો, વેપાર અથવા મજૂરી છે અને હજ્જને ગૌણ સ્વરૂપે બીજા નંબરે સમજે છે અથવા વેપારથી લાભ ઉઠાવવાનો ઈરાદો છે અને હજ્જનો પણ ઈરાદો છે અને બંને સરખી રીતે કરવાની નિય્યત છે. આવી પરિસ્થિતિમાં આ નિય્યત ઈખ્લાસની વિરૂદ્ધ છે, તેનાથી હજ્જનો સવાબ ઓછો થઈ જશે અને હજ્જની બરકતો જે પ્રાપ્ત થવી જોઈએ, તે મળશે નહિ અને જો વાસ્તવિક નિય્યત માત્ર અને માત્ર હજ્જ કરવાની જ છે. હજ્જના શોખથી જ ઘરેથી પ્રવાસે નીકળ્યો છે, પરંતુ હજ્જના ખર્ચ માટે અથવા ઘરખર્ચની જરૂરતોમાં તંગી છે, તેને પૂરી કરવા માટે કોઈ સામાન્ય વેપાર કે મજૂરી કરી લીધી,

તો આવું કરવું ઈખ્લાસની બિલકુલ વિરૂદ્ધ નથી, પરંતુ ઉત્તમ તો એ જ છે કે, ખાસ એમાં પણ હજ્જના પાંચ દિવસોમાં કે જેમાં હજ્જના અમલો પૂરા કરવામાં આવે છે, તેમાં વેપાર અથવા મજૂરીનું કોઈ કાર્ય ન કરે. બલકે, તે દિવસોને માત્ર અને માત્ર ઈબાદત અને અલ્લાહના ઝિક્રમાં પસાર કરે. આ કારણથી અમુક ઉલમાએ ખાસ આ દિવસોમાં વેપાર અને મજૂરીની મનાઈ ફરમાવી છે.

**અરફાતમાં થોભવું અને ત્યારબાદ મુજદલિફામાં થોભવું :**

ત્યાર પછી આ આયતમાં ઈરશાદ છે فَاِذَاۤاَفَضْتُمْ مِّنْ عَرَفَاتٍ فَاذْكُرُوااللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ وَاذْكُرُوْهُ كَما هَدٰكُمْ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ لَمِنَ الضَّآلِّيْنَ "પછી જ્યારે તમે અરફાતથી પાછા આવવા લાગો, તો મશ્અરે હરામની પાસે અલ્લાહ તઆલાને યાદ કરો અને એ જ પ્રમાણે યાદ કરો, જે પ્રમાણે તમને બતાવી દેવામાં આવ્યું છે. હકીકતમાં અલ્લાહ તઆલાએ બતાવ્યા પહેલાં તમે માત્ર નાવાકેફ જ હતા." અત્રે બતાવવામાં આવ્યું છે કે, અરફાતથી પાછા ફરતી વખતે મુજદલિફામાં થોભવું અને અલ્લાહનો ખાસ ઝિક્ર કરવો વાજિબ છે.

"અરફાત" عَـرَفَـاتٌ શબ્દ બહુવચન છે અને તે એક ખાસ મેદાનનું નામ છે, જેની ચારેય હદો મશહૂર અને જાણીતી છે. આ મેદાન હરમની હદોથી દૂર સ્થિત છે. હાજીઓનું ત્યાં પહોંચવું અને મધ્યાહ્ન (બપોર)થી લઈ સાંજ સુધી ત્યાં થોભવું હજ્જનો એક અગત્યનો ફરજ છે. જેના છૂટી જવાનો કોઈ કફ્ફારો નથી અને તેનો કોઈ ફિદિયો પણ નથી થઈ શકતો.

અરફાત કહેવાના ઘણા બધા કારણો બતાવવામાં આવે છે, તે બધામાં મુખ્ય કારણ એ છે કે, આ મેદાનમાં મનુષ્ય પોતાના પરવરદિગારની મઅરિફત, ઈબાદત અને ઝિક્રુલ્લાહ દ્વારા પ્રાપ્ત કરે છે અને અલ્લાહની નિકટ પહોંચે છે. તદુપરાંત પૂર્વ અને પશ્ચિમના મુસલમાનોને પરસ્પર એકબીજાનો પરિચય મેળવવાનો અવસર પ્રાપ્ત થાય છે. કુર્આનના ફરમાનમાં એવી તાકીદ કરવામાં આવી છે કે, અરફાના દિવસે મગરિબ પછી અરફાતથી પાછા આવતી વખતે મશ્અરે હરામ પાસે થોભવું જોઈએ. મશ્અરે હરામ એક પહાડનું નામ છે, જે મુજદલિફામાં આવ્યો છે. "મશ્અર"નો અર્થ "નિશાની–અલામત"નો થાય છે અને "હરામ"નો અર્થ "મહોતરમ–પવિત્ર" થાય છે. એનો અર્થ એ થયો કે, આ

પહાડ ઈસ્લામની નિશાનીઓ જાહેર કરવા માટે એક પવિત્ર સ્થળ છે, તેની આજુબાજુના મેદાનને મુજદલિફા કહેવામાં આવે છે. આ મેદાનમાં રાત પસાર કરવી અને મગરિબ તથા ઈશા બંને નમાઝોને એક સાથે મુજદલિફામાં પઢવી વાજિબ છે. મશ્અરે હરામ પાસે અલ્લાહ તઆલાને યાદ કરવામાં આવે છે, જો કે, દરેક પ્રકારનો અલ્લાહનો ઝિક્ર તેમાં શામિલ છે પરંતુ આ જગ્યાએ એક ખાસ પ્રકારે ઝિક્ર કરવો ઈબાદત છે. આયતના શબ્દો وَاذْكُرُوْهُ كَمَاهَدٰ كُمْ માં કદાચ એ બાબત તરફ જ ઈશારો છે કે, અલ્લાહ તઆલાએ પોતાની યાદ અને ઝિક્ર માટેની જે પદ્ધતિ બતાવી છે, તે જ પ્રમાણે અલ્લાહને યાદ કરવા જોઈએ, પોતાનો અભિપ્રાય અથવા અનુમાન તેમાં શામિલ ન કરો. કારણ કે, અભિપ્રાય અને અનુમાનનો તકાદો એ હતો કે, મગરિબની નમાઝ મગરિબના સમયે પઢવામાં આવે અને ઈશાની નમાઝ ઈશાના સમયે. પરંતુ આ દિવસે આ સ્થળે અલ્લાહ તઆલાને એવું જ પસંદ છે કે, મગરિબની નમાઝનું મોડું કરી મગરિબ અને ઈશા બંને નમાઝો સાથે પઢવામાં આવે. કુર્આનની આયત وَاذْكُرُوْهُ كَمَا هَدٰ كُمْ દ્વારા આ એક સૈદ્ધાંતિક મસ્અલાની જાણ થાય છે કે, અલ્લાહના ઝિક્ર અને ઈબાદતમાં વ્યક્તિ સ્વતંત્ર નથી કે, અલ્લાહને જેવી રીતે ચાહે યાદ કરે અને જેવી રીતે ઇચ્છે ઈબાદત કરે, પરંતુ અલ્લાહના ઝિક્ર અને દરેક પ્રકારની ઈબાદતની એક ખાસ પદ્ધતિ અને તેના નિયમો–અદબો છે અને એ પ્રમાણે અમલ કરવાનું નામ જ ઈબાદત છે, એના વિરૂદ્ધ અમલ કરવો જાઈઝ નથી. એમાં વધારો–ઘટાડો કરવો અથવા આગળ–પાછળ કરવું, ભલે તેમાં અલ્લાહનો ઝિક્ર થોડો વધારે પણ થઈ જાય, તો પણ તે અલ્લાહને પસંદ નથી. જેમકે, નફલી ઈબાદતો અને સદકા–ખૈરાત વગેરેમાં જે લોકો શરઈ દલીલ વિના પોતાના તરફથી અમુક ખાસ વધારો કરી લે છે અને તેની પાબંદીને જરૂરી સમજી લે છે. હાલાં કે અલ્લાહ અને તેના રસૂલ ﷺએ તેને જરૂરી ઠરાવ્યું નથી અને આવા લોકો એ પ્રમાણે અમલ ન કરનારને ગુનેહગાર સમજે છે. આ આયતમાં આવા લોકોની ભૂલને સ્પષ્ટ કરવામાં આવી છે. આવી ઈબાદત અજ્ઞાનતાના યુગની ઈબાદત છે કે, તેઓ ઈબાદતમાં પોતાનો અભિપ્રાય અને અનુમાનને સામેલ કરે છે અને આપમેળે ઈબાદતનું સ્વરૂપ નક્કી કરે છે અને તેઓ અમુક રિવાજોને ઈબાદતનું નામ આપી દે છે.

ત્યારબાદ ત્રીજી આયતમાં ઈરશાદ છે ثُمَّ اَفِيۡضُوۡا مِنۡ حَيۡثُ اَفَاضَ النَّاسُ وَاسۡتَغۡفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ "પછી તમારા બધા માટે જરૂરી છે કે, તે સ્થળે થઈને પાછા આવો, જ્યાં અન્ય લોકો જઈને પાછા આવે છે અને અલ્લાહ તઆલા પાસે તૌબા કરો, બેશક ! અલ્લાહ તઆલા મા'ફ કરી દેશે અને મહેરબાની ફરમાવી દેશે."

આયતનું આ વાક્ય નાઝિલ થવાની પૂર્વભૂમિકા એવી છે કે, અરબના કુરૈશ જેઓ બયતુલ્લાહના રક્ષક અને મુજાવર હતા. તેમનો સમગ્ર અરબસ્તાનમાં પ્રભાવ હતો, તેમની એક ખાસ ઈજ્જત અને હૈસિયત હતી. અજ્ઞાનતાના યુગમાં તેઓ પોતાની વિશેષ શા'નો–શૌકત (માન–મર્યાદા) બનાવી રાખવા એવી હરકતો કરતા હતા કે, બધા લોકો તો અરફાતમાં જતા અને ત્યાં થોભીને પાછા આવતા હતા, પરંતુ આ લોકો રસ્તામાં મુજદલિફામાં જ થોભી જતા હતા અને કહેતા હતા કે, અમે બયતુલ્લાહના ચોકીદાર અને મુજાવર છે. એટલા માટે હરમની હદો બહાર જવું અમારા માટે યોગ્ય નથી. મુજદલિફા હરમની સીમામાં છે અને અરફાત હરમની હદોની (સીમા) બહાર છે. આવું બહાનું કાઢીને તેઓ મુજદલિફામાં જ થોભી જતા અને ત્યાંથી જ પાછા આવી જતા હતા. વાસ્તવમાં આ પ્રકારના હિલા અને બહાનાઓનું કારણ એ હતું કે, તેઓ પોતાની શ્રેષ્ઠતા અને મિથ્યાભિમાનને સામાન્ય લોકો ઉપર પુરવાર કરવા માટે અને પોતાની વિશેષતા જાહેર કરવા માટે આવું કરતા હતા. અલ્લાહ તઆલાએ આ ફરમાન દ્વારા તેમની આ ખોટી ચાલ–ચલગત અને ગલત પદ્ધતિને સ્પષ્ટ રીતે જાહેર કરી હુકમ આપ્યો કે, તમે પણ ત્યાં જાઓ જ્યાં બધા લોકો જાય છે, એટલે કે અરફાતમાં જાઓ અને ત્યાંથી બધા લોકો સાથે જ પાછા આવો !

પ્રથમ તો સામાન્ય માણસો કરતાં પોતાને શ્રેષ્ઠ પુરવાર કરવા માટેની હરકત એક પ્રકારનો ઘમંડ અને તકબ્બુર (મિથ્યાભિમાન) જાહેર કરવાનું કૃત્ય છે. તેનાથી હંમેશા બચવું જરૂરી છે, ખાસ કરીને હજ્જના દિવસોમાં કે, જ્યાં દરેક વ્યક્તિએ અહેરામ બાંધેલો હોય છે અને પછી થોભવા અને પવિત્ર સ્થળોમાં સામ્યતા દ્વારા એ બતાવવાનો હેતુ હોય છે કે, બધા જ મનુષ્યો એકસમાન છે. માલદાર, ગરીબ, વિદ્વાન, અજ્ઞાની, મોટો, નાનો અહીંયાં બધા જ સરખા છે. કોઈને કોઈના ઉપર કોઈ શ્રેષ્ઠતા પ્રાપ્ત નથી. અહેરામની હાલતમાં આ વિશેષતા

ખતમ કરી દેવામાં આવી છે, ત્યારે આવી વિશેષતા બતાવી પોતાની શ્રેષ્ઠતા પુરવાર કરવી મોટો ગુનોહ અને ધૃણાસ્પદ બાબત છે.

**માનવ સમાનતાનો સોનેરી પાઠ અને તેનો ઉત્તમ અમલી (પ્રેક્ટીકલ) આદર્શ નમૂનો :**

કુર્આનના આ ઈરશાદ વડે સામાજિક વ્યવસ્થાનો એક મહત્ત્વનો સિદ્ધાંત સાબિત થાય છે કે, પોતાની રીતભાત અને વ્યવહારમાં મોટાઓ (વડીલો–સમાજના મોભીઓ) માટે જરૂરી છે કે, તેઓ નાનાઓ કરતાં અલગ અને વિશેષ સ્વરૂપની આગવી પદ્ધતિ ન અપનાવે બલકે, હળીમળીને રહે. આવું કરવાથી પરસ્પર ભાઈચારો, હમદર્દી અને મહોબ્બત તથા સંબંધ પેદા થાય છે. અમીર, ગરીબની ભેદ રેખા ખતમ થઈ જાય છે. મજૂર અથવા પૂંજીપતિનો લડાઈ–ઝઘડો નથી રહેતો. રસૂલુલ્લાહ ﷺએ પોતાની છેલ્લી હજ્જના ખુત્બામાં આ બાબત ખૂબ સ્પષ્ટ રીતે રજૂ કરી હતી કે, કોઈ અરબને, બિનઆરબ (અજમી) ઉપર, ગોરાને, કાળા ઉપર કોઈ શ્રેષ્ઠતા નથી. શ્રેષ્ઠતાનો આધાર તકવા અને અલ્લાહનું આજ્ઞાપાલન છે. એટલા માટે જે લોકો આ નબવી ફરમાનો વિરૂદ્ધ અમલ કરી મુજદલિફામાં રોકાઈને પોતાની વિશેષ હૈસિયત બતાવવાની ઈચ્છા રાખે છે. તેમના આ કૃત્યને ગુનોહ ઠરાવીને તેમના માટે એ જરૂરી ઠરાવવામાં આવ્યું કે, તેઓ પોતાના ગુનાહથી તૌબા અને ઈસ્તિગફાર (ક્ષમા–યાચના) કરે કે અલ્લાહ તઆલા તેમની ભૂલો મા'ફ કરે અને તેમના ઉપર રહમ ફરમાવે.

## અજ્ઞાનતાના રિવાજોની સુધારણા :

**– મિનામાં વ્યર્થ મેળાવડાઓનો પ્રતિબંધ :**

ચોથી, પાંચમી અને છઠ્ઠી આયતમાં અજ્ઞાનતાના યુગના અમુક રિવાજોની સુધારણા કરવામાં આવી છે. પ્રથમ એ કે, અજ્ઞાનતાના યુગમાં અરબો અરફાત, મુજદલિફા, તવાફ અને કુર્બાનીથી પરવારીને જ્યારે મિનામાં થોભતા હતા, તો તેમના મેળાવડાઓ ફક્ત એટલા માટે જ હતા કે, ત્યાં મુશાયરાઓનું આયોજન થતું હતું અને તેમાં પોતાના પૂર્વજોના કિસ્સા–કહાનીઓ અને ગૌરવગાથાઓ અભિમાન સાથે વર્ણન કરતા હતા. તેઓની મજલિસો અલ્લાહના ઝિક્રથી બિલકુલ ખાલી રહેતી, આ મુબારક દિવસો આવી જ વાહિયાત–વ્યર્થ વાતોમાં

ગુમાવી દેતા હતા. એટલા માટે ઈરશાદ થયો કે, “જ્યારે તમે હજ્જના અરકાનો પૂરા કરી લો અને મિનામાં થોભો, તો ત્યાં રહીને અલ્લાહને એવી રીતે યાદ કરો, જેવી રીતે તેણે તમને યાદ કરવાનો હુકમ આપ્યો છે અને પોતાના પૂર્વજોના સાચા–જૂઠા કિસ્સાઓને ગર્વ અને મિથ્યાભિમાન સાથે વર્ણન ન કરો. જેટલા તમે તમારા પૂર્વજોના કિસ્સાઓ યાદ કરો છો એ જ પ્રમાણે બલકે, એનાથી વધીને અલ્લાહને યાદ કરો અને અલ્લાહના ઝિક્રમાં મશગૂલ રહો.” કુર્આનની આ આયતે અરબોના એક અજ્ઞાનતાપૂર્ણ રિવાજને દૂર કરી મુસલમાનોને એવું માર્ગદર્શન આપ્યું કે, આ દિવસો અને આ સ્થળ માત્ર ઈબાદત અને અલ્લાહના ઝિક્ર માટે જ ખાસ છે. તેમાં અલ્લાહનો ઝિક્ર અને ઈબાદતની જે ફઝીલતો અને બરકતો છે, તે ફરીવાર હાથ આવે ન આવે, આ તકને ગનીમત સમજી તેનાથી લાભ ઉઠાવો.

તદુપરાંત હજ્જ એવી ઈબાદત છે, જે એક લાંબા પ્રવાસને અંતે અત્યંત મુશ્કેલીઓનો સામનો કરી પોતાના બાળબચ્ચાંઓને, વેપાર–ધંધાને છોડીને હજારો રૂપિયા તથા કિંમતી સમય ખર્ચીને કરવામાં આવે છે, આ પ્રવાસમાં દુર્ઘટનાઓ પણ બની શકે છે અથવા એવું પણ બની શકે છે કે, વ્યક્તિ પોતાની સંપૂર્ણ કોશીશો હોવા છતાં હજ્જ કરવામાં સફળ ન થઈ શકે અને જ્યારે અલ્લાહે તમને પોતાના ફઝ્લથી આ બધી જ અડચણોથી મુક્ત કરી તમારા હેતુમાં સફળ કર્યા અને હજ્જના ફરજો પૂરા થઈ ગયા તો આ સ્થળે તેનો શુક્ર અદા કરવો જોઈએ અને શુક્રિયાનો તકાદો એ છે કે, આ સ્થળે અલ્લાહનો ઝિક્ર ખૂબ કરવામાં આવે અને હળપળે ઝિક્રમાં મશગૂલ રહે. આવા સમયે આવા પવિત્ર સ્થળે ફુઝૂલ અને વ્યર્થ વાતો અને કામોમાં પોતાનો અમૂલ્ય કિંમતી સમય બરબાદ ન કરવો જોઈએ. અજ્ઞાનતાના યુગમાં આ સ્થળે આવા સમયે પોતાના બાપ–દાદાઓ અથવા પૂર્વજોનો ઉલ્લેખ કરવામાં આવતો જેમાં, ન તો કોઈ દુનિયાનો નફો હતો અને ન જ કોઈ આખિરતનો લાભ ! તમે આ સ્થળે અલ્લાહનો ઝિક્ર કરો, જે આખિરત અને દુનિયાના લાભમાં છે. પ્રવર્તમાન પરિસ્થિતિમાં મુસલમાનોમાં આ અજ્ઞાનતાના યુગ જેવા રિવાજો તો નથી રહ્યા, મુશાયરાઓ વગેરેનું આયોજન નથી થતું અને ન જ પૂર્વજોના કિસ્સા–કહાનીઓનો ઉલ્લેખ થાય છે, પરંતુ આજે પણ હજારો મુસલમાનો એવા છે, જે આ દિવસોમાં ફુઝૂલ અને વ્યર્થ દા'વતો, હરવા–ફરવા અને બીજી અન્ય પ્રવૃત્તિઓમાં સમય બરબાદ કરે છે. આ આયત તેમને ચેતવણી આપવા માટે પૂરતી છે.

અમુક મુફસ્સિરોએ આ આયતની તફસીરમાં કહ્યું છે કે, તમે અલ્લાહ તઆલાને એવી રીતે યાદ કરો જેમકે બાળપણમાં પોતાના માં–બાપને યાદ કરો છો કે, નાના બાળકનું સૌથી પ્રથમ અને સૌથી વધારે રટણ અબ્બા–અબ્બા હોય છે. હવે, હે બુદ્ધિશાળી યુવાનો ! અબ્બા–અબ્બાના يَاَبُ يَاَبُ બદલે يَارَبُ يَارَبُ યા રબ ! યા રબ! નું રટણ કરો અને વિચાર કરો કે, બાળક પોતાના માતા–પિતાને એ પ્રમાણે પોકારે છે કે, તે પોતાના બધા જ કામોમાં પોતાને પોતાના માં–બાપનો મોહતાજ સમજે છે. મનુષ્ય જો થોડોક જ વિચાર કરે તો દરેક સમયે દરેક પરિસ્થિતમાં તે પોતાને અલ્લાહ તઆલાનો સૌથી વધુ મોહતાજ નિહાળશે. વળી, અમુક સમયે અમુક લોકો પોતાના પૂર્વજોનો ગર્વ સાથે ઉલ્લેખ કરે છે, જેમકે જહાલતના યુગમાં લોકો આવું કરતા હતા, તો આ આયતથી એ માર્ગદર્શન પણ આપવામાં આવ્યું કે, ગર્વ અને ઈજ્જત માટે પણ અલ્લાહના ઝિક્રથી વધીને કોઈ બાબત પ્રભાવશાળી નથી. *(રૂહુલ બયાન)*

**– અજ્ઞાનતાના યુગના રિવાજનો સુધારો દીન અને દુનિયાની તલબ (ઇચ્છા)માં સમતોલન રાખવું :**

અજ્ઞાનતાના યુગમાં એવો બેહૂદા રિવાજ હતો કે, આ પવિત્ર દિવસો પોતાના પૂર્વજોનો ઉલ્લેખ કરવામાં તથા મુશાયરાઓ વગેરેમાં પસાર કરતા હતા. એ જ પ્રમાણે અમુક લોકોની હાલત એવી હતી કે, તેઓ આ દિવસોમાં આમ તો અલ્લાહનો ઝિક્ર અને દુઆઓ કરતા હતા, પરંતુ તેમની બધી જ દુઆઓ ફક્ત દુનિયાની જરૂરિયાતો અને દુનિયાની સહૂલતો, ઈજ્જત, દૌલત વગેરે માટે હતી. આખિરત તરફ તેમનું કોઈ ધ્યાન ન હતું, આ બાબતની સુધારણા માટે આ આયતના અંતે ફરમાવવામાં આવ્યું કે, અમુક લોકો એવા છે, જેઓ હજ્જમાં દુઆ પણ માંગે છે તો ફક્ત દુનિયાની ભલાઈ માંગે છે, આખિરતની ફિકર–ચિંતા નથી કરતા. આવા લોકોનો આખિરતમાં કોઈ હિસ્સો નથી કારણ કે, તેમની કાર્યપદ્ધતિ અને તેમના વલણથી સ્પષ્ટ થઈ ગયું કે, હજ્જનો ફરજ પણ તેમણે ફક્ત રિવાજ પૂરતો અદા કર્યો છે અથવા દુનિયામાં ફખ્ર (ગૌરવ) અને ઈજ્જત–આબરૂ પ્રાપ્ત કરવા માટે હજ્જ કરી છે. અલ્લાહને રાજી રાખવા અને આખિરતમાં છૂટકારો મેળવવાનો હેતુ નજર સમક્ષ ન હતો.

આ સ્થળે એ બાબત પણ ધ્યાન આપવા યોગ્ય છે કે, ફક્ત દુનિયાની

દુઆઓ માંગનારાઓનું વર્ણન આ આયતમાં એવી રીતે કરવામાં આવ્યું છે કે, તેઓ કહે છે رَبَّنَـا اٰتِـنَـا فِـى الدُّنْيَـا તેની સાથે حَسَنَةٌ નો શબ્દ આવતો નથી. તેથી ઈશારો એ તરફ છે કે, તેઓ આખિરત માટે حَسَـــــنَةٌ (ભલાઈ)ના ઈચ્છુક નથી બલકે, દુનિયાના સ્વાર્થમાં એવા રચ્યા–પચ્યા રહે છે કે, તેમની ઈચ્છા માત્ર દુનિયા અને દુનિયા જ છે કે, કોઈપણ પ્રકારે પોતાની મનેચ્છાઓને પૂરી કરવામાં આવે. ભલે તે સારી હોય કે ખરાબ અને ભલે તે સારા માધ્યમથી પ્રાપ્ત થઈ હોય અથવા ખરાબ રસ્તે, ભલે લોકો તેને સારું કહે અથવા ખરાબ !

આ આયતમાં એવા મુસલમાનો માટે પણ ભારે ચેતવણી છે, જેઓ હજ્જની પવિત્ર મોસમમાં અને પવિત્ર સ્થળોએ પણ પોતાની દુઆઓમાં ફક્ત દુનિયાના સ્વાર્થો અને જરૂરિયાતોને અગ્રિમતા આપે છે અને મોટા ભાગનો સમય આવી દુઆઓમાં જ પસાર કરે છે. જો આપણી પરિસ્થિતિની સમીક્ષા કરવામાં આવે તો સાબિત થશે કે, ઘણા બધા માલદાર લોકો આ સ્થળે પણ વઝીફાઓ અને દુઆઓ કરે છે અથવા બુઝુર્ગો પાસે કરાવે છે, જેમાં મોટા ભાગના લોકો એવા હોય છે, જે ફક્ત દુનિયાના હેતુઓ અને ઈચ્છાઓ પૂરી કરવા માટેની, ફક્ત દૌલત એકઠી કરવા માટેની, વેપારની પ્રગતિની વગેરે દુનિયવી સફળતાની દુઆઓ કરતા રહે છે અને ઘણા બધા વઝીફાઓ તથા નફલો પઢીને એવું સમજવા લાગે છે કે, અમે બહું મોટા ઈબાદતગુઝાર છે, પરંતુ વાસ્તવમાં આ એક પ્રકારની દુનિયા પરસ્તી છે. ઘણા બધા લોકો જીવિત બુઝુર્ગો અને મૃત્યુ પામેલ અલ્લાહના વલીઓથી ઘણો સંબંધ રાખતા હોય છે, પરંતુ આ સંબંધનો મકસદ માત્ર એવો હોય છે કે, તેમની દુઆ અથવા તાવીઝથી અમારું કામ બની જશે, દુનિયાની આફતો દૂર થઈ જશે, અમારા માલ–દૌલતમાં પ્રગતિ થશે. આવા લોકો માટે આ આયતમાં એક વિશેષ માર્ગદર્શન છે કે, અલ્લાહ તઆલા "અલીમ" અને "ખબીર" છે, સર્વજ્ઞ (સઘળુ જાણનાર) અને સઘળી ખબર રાખનાર છે, તે બંદાની નિય્યતોથી અને તેની વાસ્તવિકતાથી સારી પેઠે વાકેફ છે, એટલા માટે દરેક વ્યક્તિએ પોતાના અમલોની સમીક્ષા કરવી જોઈએ. વઝીફાઓ, નફલો, દુરૂદ, હજ્જ અને ઝિયારત કરવાની નિય્યત શું છે, (તે નક્કી કરી લેવું જોઈએ.) આ આયતના અંતિમ ભાગમાં કમનસીબ ફૂટેલી કિસ્મતના લોકોનું વર્ણન કરીને અલ્લાહ તઆલાએ નેક તથા મકબૂલ (સ્વીકૃત) બંદાઓનો

ઉલ્લેખ આ રીતે કર્યો છે.

وَمِنْهُمْ مَنْ يَّقُوْلُ رَبَّنَا اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ

*"તેમાં અમુક લોકો એવા પણ છે, જે પોતાની દુઆઓમાં અલ્લાહ તઆલા પાસે દુનિયાની ભલાઈ અને સફળતા માંગે છે અને આખિરતની ભલાઈ પણ; તથા જહન્નમથી પનાહ (રક્ષણ) પણ માંગે છે."*

અત્રે શબ્દ حَسَنَةٌ માં સમગ્ર જાહેર અને આંતરિક ખૂબીઓ તથા ભલાઈઓ શામિલ છે. દાખલા તરીકે, દુનિયાની حَسَنَةٌ માં શરીરની તંદુરસ્તી, બાળ–બચ્ચાંઓની તંદુરસ્તી, હલાલ રોજીમાં છૂટછાટ અને બરકત, દુનિયાની બધી જરૂરિયાતોનું પૂરું થવું, સારા અમલો, નેક કાર્યો, અખ્લાક, ફાયદાકારક જ્ઞાન, ઈજ્જત, નામના, સાચા અકીદાઓ ઉપર કાયમ રહેવું, સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ) ઉપર કાયમ રહેવું, ઈબાદતોમાં સંપૂર્ણ નિખાલસતા (ઈખ્લાસ) વગેરે બધું જ શામિલ છે અને આખિરતના حَسَنَةٌ માં જન્નત અને તેની અસંખ્ય હંમેશા બાકી રહેનારી નેઅ્મતો (ઈનામો), અલ્લાહ તઆલાની ખુશ્નુદી અને તેનો દીદાર વગેરે બાબતો શામિલ છે.

મતલબ કે, આ દુઆ એક એવી સર્વગ્રાહી દુઆ છે કે, જેમાં વ્યક્તિના સમગ્ર દીની અને દુનિયવી હેતુઓ અને ઈચ્છાઓ શામિલ છે, જેનાથી દુનિયા અને આખિરત બંને જહાનની રાહત, શાંતિ અને સલામતી પ્રાપ્ત થાય છે. છેવટે ખાસ પદ્ધતિથી જહન્નમની આગથી પનાહ (રક્ષણ)નો પણ ઉલ્લેખ છે. એ જ કારણ છે કે, રસૂલુલ્લાહ ﷺ પણ મોટા ભાગે આ જ દુઆ માંગ્યા કરતા હતા. رَبَّنَا اٰتِنَا فِى الدُّنْيَا حَسَنَةً وَّفِى الْاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ અને તવાફની હાલતમાં તો ખાસ કરીને આ દુઆ માંગવી સુન્નત છે. આ આયતમાં તે જાહિલ દુરવેશોની પણ સુધારણા કરવામાં આવી છે, જેઓ ફક્ત આખિરતની દુઆ માંગવાને ઈબાદત સમજે છે અને કહે છે કે, અમને દુનિયાની કોઈ પરવા નથી. વાસ્તવમાં આ તેમનો જૂઠો દા'વો અને દીવા–સ્વપ્ન છે. વ્યક્તિ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા તથા ઈબાદત અને અલ્લાહની ઈતાઅત કરવામાં પણ દુનિયાની જરૂરિયાતોનો મોહતાજ હોય છે. જો દુનિયા જ ન હોય તો દીનનું કામ કરવું પણ મુશ્કેલ બની જાય છે, એટલા માટે અંબિયા (અલૈ.)ની સુન્નત એ છે કે,

જેવી રીતે આખિરતની ભલાઈ અને સફળતા માટે તેઓ અલ્લાહ તઆલા પાસે દુઆ માંગે છે એવી જ રીતે દુનિયાની ભલાઈ, રાહતો અને સહૂલતો પણ માંગે છે. જે વ્યક્તિ દુનિયાની આવશ્યકતાઓ અને જરૂરિયાતો વિશે દુઆ માંગવાને "જુહ્દ" زُهْد (અલ્લાહના રસ્તામાં ઉઠાવવામાં આવતી તકલીફો) વિરૂદ્ધ સમજે છે, તેઓ અંબિયા (અલૈ.)ના દરજ્જાઓથી બેખબર અને જાહિલ છે. જો કે, દરેક વ્યક્તિ ફક્ત દુનિયાની જરૂરિયાતોને જ જિંદગીનો હેતુ ન બનાવે અને દુનિયાથી વધુ આખિરતની ફિકર–ચિંતા કરે અને તેના માટે દુઆ માંગે એ જરૂરી છે.

આ આયતના છેવટમાં આ બીજા પ્રકારના લોકો કે, જેઓ પોતાની દુઆઓમાં દુનિયા અને આખિરત બંનેની ભલાઈ માંગે છે, તેમની દુઆના પરિણામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, તેઓના સાચા અને નેક અમલના કારણે તથા પોતાની સાચી દુઆઓના પરિણામે તેમને દુનિયા અને આખિરત બંનેની સફળતા મળશે. ત્યાર બાદ ઈરશાદ છે وَاللّٰهُ سَرِيْعُ الْحِسَابِ એટલે કે "અલ્લાહ જલ્લ શા'નુહુ જલદી જ હિસાબ લેનારો છે" કારણ કે, અલ્લાહના ઈલ્મે મુહીત (સંપૂર્ણ માહિતગાર)ને (مُحِيْط) સમગ્ર મખ્લૂકની એક એક વ્યક્તિની આખી જિંદગીનો હિસાબ કરવા માટે કોઈ ચીજ વસ્તુઓ કે માધ્યમોની જરૂર નથી. મનુષ્ય આ બધી જરૂરિયાતોનો અને માધ્યમોનો મોહતાજ હોય છે, એટલા માટે તે અલ્લાહ ઘણો જ જલદી નજીકના ભવિષ્યમાં જ સમગ્ર સૃષ્ટિની બધી જ મખ્લૂકનો હિસાબ લઈ લેશે અને તે હિસાબના આધારે ઈનામ અથવા સજાનું એ'લાન કરશે.

## મિનામાં બે અથવા ત્રણ દિવસ થોભવાની અને અલ્લાહનો ઝિક્ર કરવાની તાકીદ :

આઠમી આયત જે આ સ્થળે હજ્જના હુકમોની અંતિમ આયત છે, તેમાં હાજીઓને અલ્લાહના ઝિક્ર તરફ ધ્યાન કેન્દ્રિત કરાવવાના હેતુથી, હજ્જની પૂર્ણતા અને બાકીની જિંદગી ઠીક કરવાનું માર્ગદર્શન આ રીતે કરવામાં આવ્યું. وَاذْكُرُوا اللّٰهَ فِيْٓ اَيَّامٍ مَّعْدُوْدَاتٍ એટલે કે, અલ્લાહને યાદ કરો, ગણતરીના આ અમુક દિવસોનો અર્થ "અય્યામે તશરીક" છે, જેમાં દરેક નમાઝ પછી "તકબીર" કહેવી વાજિબ છે.

આગળ એક મસ્અલાનો ખુલાસો કરવામાં આવ્યો છે કે, મિનામાં થોભવું

અને જમરાત ઉપર કાંકરીઓ મારવી ક્યાં સુધી જરૂરી છે ? તેમાં જાહિલ અને અજ્ઞાન લોકોનો મતભેદ રહ્યા કરતો હતો. અમુક લોકો જિલ્હજ્જની ૧૩મી તારીખ સુધી મિનામાં થોભતા અને જમરાત ઉપર "રમી" કરવી જરૂરી સમજતા હતા અને તે પહેલાં ૧૨મીએ પાછા આવી જવાને નાજાઇઝ સમજતા હતા અને આવું કરનાર લોકોને ગુનેહગાર કહ્યા કરતા હતા. એવી જ રીતે અન્ય લોકો ૧૨મી તારીખે ચાલ્યા જવાને જરૂરી સમજતા હતા અને તેરમી સુધી થોભવાને ગુનોહ માનતા હતા. આ આયતમાં બંને પ્રકારના લોકોની સુધારણા આ રીતે કરવામાં આવી. فَمَنْ تَعَجَّلَ فِيْ يَوْمَيْنِ فَلَا اِثْمَ عَلَيْهِ وَمَنْ تَأَخَّرَ فَلَا اِثْمَ عَلَيْهِ એટલે જે લોકો ઈદ પછી ફક્ત બે દિવસ મિનામાં થોભીને પાછા આવી જાય, તેમના ઉપર કોઈ ગુનોહ નથી અને જે ત્રીજા દિવસ સુધી મોડું કરે, તેમના ઉપર પણ કોઈ ગુનોહ નથી. આ બંને સમૂહો જેઓ એકબીજાને ગુનેહગાર કહે છે, તેઓ અતિશયોક્તિ કરે છે અને ભૂલમાં સપડાયેલા છે.

ખરું એ છે કે, હાજીને બંને પ્રકારના સ્વરૂપોમાં અધિકાર આપવામાં આવ્યો છે કે, તે જેના ઉપર પણ અમલ કરવા ચાહે કરી શકે છે, પરંતુ ઉત્તમ એ જ વસ્તુ છે કે, ત્રીજા દિવસ સુધી થોભે. ફુકહાએ ફરમાવ્યું છે કે, જે વ્યક્તિ બીજા દિવસે સૂર્ય આથમ્યા પહેલાં મિનામાં ચાલ્યો આવે તેના ઉપર ત્રીજા દિવસની રમી વાજિબ નથી. પરંતુ જો સૂર્ય મિનામાં અસ્ત થઈ ગયો હોય અને જો તે ત્રીજા દિવસની રમી કર્યા પહેલાં ત્યાંથી પાછો આવી જાય તો તે જાઇઝ નથી. જો કે, ત્રીજા દિવસની રમીમાં એ સહૂલત કરવામાં આવી છે કે, તે ઝવાલ (બપોર) પહેલાં સવારના સમયે પણ કરી શકાય છે. મિનાથી પાછા ફરવામાં હાજીને અધિકાર આપવાનો ઉલ્લેખ કર્યા પછી જે કંઈ પણ કહેવામાં આવ્યું છે કે, "બીજા દિવસે પાછા આવી જાય તો કંઈ ગુનોહ નથી અને ત્રીજા દિવસે પાછા આવી જાય તો પણ કંઈ ગુનોહ નથી." આ બધું તે વ્યક્તિ માટે છે, જે અલ્લાહથી ડરનારો અને તેના હુકમોની પાબંદી કરનારો હોય કારણ કે, વાસ્તવમાં હજ્જ એવા લોકો માટે જ છે, જેમકે કુર્આનમાં બીજી જગ્યાએ ઇરશાદ છે اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ એટલે કે, "અલ્લાહ તઆલા એવા લોકોની જ ઇબાદત કબૂલ કરે છે, જે અલ્લાહ તઆલાથી ડરનારા અને તેની ફરમાંબરદારી કરનારા હોય" અને જે વ્યક્તિ હજ્જ પહેલાં પણ ગુનાહમાં રચ્યો–પચ્યો રહેતો હતો અને હજ્જમાં પણ

નિષ્કાળજી રાખી બેદરકાર રહેતો હતો અને હજ્જ પછી પણ ગુનાહોથી ન બચ્યો, તો તેની હજ્જ કોઈ લાભ નહિ આપે. જો કે, આ હજ્જથી ફરજ અદા થઈ જશે અને હજ્જ છોડવાનો ગુનેહગાર નહિ થાય.

અંતે ફરમાવવામાં આવ્યું اِتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ اِلَيْهِ تُحْشَرُوْنَ એટલે કે, "અલ્લાહથી ડરતા રહો અને વિશ્વાસ રાખો કે, તમે બધા અલ્લાહ પાસે ભેગા થવાના છો. તે તમારા ખુલ્લા અને ગુપ્ત અમલોનો હિસાબ લેશે અને તેના ઉપર સજા અને ઈનામ નક્કી કરશે." હજ્જના હુકમો જે ઉપરોક્ત આયતમાં વર્ણન કરવામાં આવ્યા છે એ વાક્ય (અલ્લાહ પાસે ભેગા થવાના છો તે તમારા ખુલ્લા અને ગુપ્ત અમલોનો હિસાબ લેશે અને સજા અથવા ઈનામ આપશે) છે, તે આયતનો ટૂકડો બધા હુકમોની રૂહ સ્વરૂપે છે. તેનો અર્થ એ છે કે, ખાસ હજ્જના દિવસોમાં, જ્યારે કે, વ્યક્તિ હજ્જના અમલોમાં મશગૂલ હોય છે, તે સમયે પણ અલ્લાહથી ડરતો રહે અને ગુનાહોથી બચતો રહે, કારણ કે અમલોના વજન કરવાના સમયે વ્યક્તિના ગુનાહ તેના નેક અમલોને ખાઈ જશે અને નેક અમલોનો અસર તથા વજન જાહેર નહિ થવા દે. હજ્જની ઈબાદત સંદર્ભે હદીષમાં છે કે, "જ્યારે વ્યક્તિ હજ્જથી ફારેગ થઈને આવે છે, તો તે પોતાના પાછલા ગુનાહોથી એવો પાક–સાફ થઈને પવિત્ર બની જાય છે, જેવી રીતે કે માતાના પેટમાંથી આજે જ પૈદા થયો હોય !" અહીં ખાસ પદ્ધતિથી હજ્જ દ્વારા હવે પછીના આવનારા જીવન માટે તકવા અને પરહેઝગારીનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. જેમકે, વ્યક્તિ પાછલા જીવનના ગુનાહોથી પવિત્ર થઈ ચૂક્યો, હવે આવનારા જીવનમાં કાળજી રાખે તો દુનિયા અને આખિરતની ભલાઈ તમારા માટે છે. નહિતર જે વ્યક્તિ હજ્જ પછી પણ ગુનાહોમાં રચ્યો–પચ્યો રહે છે, તો પાછલા ગુનાહોનું મા'ફ થવું કંઈ ખાસ કામ નહિ આવે. બલકે, ઉલમાએ ફરમાવ્યું છે કે, હજ્જ સ્વીકાર થવાની નિશાની એ છે કે, પોતાની હજ્જથી એવી રીતે પાછો આવે કે, તેનું દિલ દુનિયાની મહોબ્બતથી ફારેગ થઈ આખિરત તરફ કેન્દ્રિત થઈ જાય. આવા વ્યક્તિની હજ્જ સ્વીકાર્ય છે અને તેના ગુનાહો મા'ફ થાય છે અને હજ્જ દરમિયાન અનેક ઠેકાણે વ્યક્તિ પોતાના પરવરદિગારની ઈતાઅત અને ફરમાંબરદારીનો કરાર તેના ઘર સામે કરે છે. જો હજ્જ કરનાર વ્યક્તિ આ કરાર અને વાયદાને યાદ રાખે, તો આવનારા જીવનમાં

તે કરાર પર અમલ કરવો સરળ બની શકે છે.

એક બુઝુર્ગ (વડીલ) ફરમાવે છે કે, "હું હજ્જથી ફારેગ થઈ પરત આવ્યો તો અચાનક મારા દિલમાં એક ગુનાહનો વસવસો પેદા થઈ ગયો, મને એક અદષ્ય અવાજ સંભળાયો કે, શું તમે હજ્જ નથી કરી ? શું તમે હજ્જ નથી કરી ? આ અવાજ તે ગુનાહ અને મારા વચ્ચે એક દિવાલ બની ગયો અને અલ્લાહ તઆલાએ મને ગુનાહથી સુરક્ષિત રાખ્યો."

એક તૂર્કી બુઝુર્ગ જેઓ મવલાના જામી (રહ.)ના મુરીદ હતા. તેમની હાલત એવી હતી કે, તેઓ તેમના માથા ઉપર હંમેશા એક વિશેષ પ્રકારનું નૂર (પ્રકાશ) અનુભવતા હતા, તેઓ હજ્જમાં ગયા. જ્યારે ફારેગ થઈ પાછા આવ્યા તો આ પરિસ્થિતિ વધવાના બદલે બિલકુલ ખતમ થઈ ગઈ. તેઓએ પોતાના મુરશદ (આધ્યાત્મિક ગુરૂ) મવલાના જામી (રહ.) સામે એનું વર્ણન કર્યું, તો એમણે ફરમાવ્યું કે, "હજ્જ પહેલાં તમારામાં વિનમ્રતા અને આજિઝી હતી અને પોતાને ગુનેહગાર સમજીને અલ્લાહ સામે રડતા–કરગરતા હતા. હજ્જ પછી તમે પોતાને નેક અને બુઝુર્ગ સમજવા લાગ્યા, એટલા માટે આ હજ્જનો અમલ જ તમારા માટે ઘમંડનું કારણ બની ગયો અને એ જ કારણે આ નૂરની પરિસ્થિતિ ખતમ થઈ ગઈ."

હજ્જના હુકમો પૂર્ણ કર્યા પછી તકવાની તાકીદમાં એક રહસ્ય એ પણ છે કે, હજ્જ એક મોટી ઈબાદત છે, તેને અદા કર્યા પછી શયતાન મોટે ભાગે મનુષ્યના દિલમાં પોતાની મોટાઈ અને બુઝુર્ગીનો વિચાર નાંખી દે છે, જે તેના બધા જ અમલોને બેકાર કરી નાંખે છે. એટલા માટે હજ્જના હુકમો બતાવીને અંતમાં ફરમાવ્યું કે, જેવી રીતે હજ્જ પહેલાં અને હજ્જ દરમિયાન અલ્લાહ તઆલાથી ડરવું અને તેની ઈતાઅત કરવી જરૂરી છે, એવી જ રીતે હજ્જ કર્યા પછી તેનાથી વધારે અલ્લાહ તઆલાથી ડરો અને ગુનાહોથી બચવાનો પ્રયત્ન કરતા રહો કે, આ કર્યું કારવ્યું બરબાદ ન થઈ જાય !

اَللّٰهُمَّ وَفِّقْنَا لِمَاتُحِبُّ وَتَرْضٰى مِنَ الْقَوْلِ وَالْفِعْلِ وَالنِّيَّةِ

——————————————

——————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૦૪ થી ૨૦૭)

وَ مِنَ النَّاسِ مَنْ يُّعْجِبُكَ قَوْلُهٗ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَ يُشْهِدُ اللّٰهَ عَلٰى مَا فِيْ قَلْبِهٖ ۙ
وَهُوَ اَلَدُّ الْخِصَامِ ﴿٢٠٤﴾ وَ اِذَا تَوَلّٰى سَعٰى فِي الْاَرْضِ لِيُفْسِدَ فِيْهَا وَيُهْلِكَ الْحَرْثَ
وَالنَّسْلَ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْفَسَادَ ﴿٢٠٥﴾ وَ اِذَا قِيْلَ لَهُ اتَّقِ اللّٰهَ اَخَذَتْهُ الْعِزَّةُ
بِالْاِثْمِ فَحَسْبُهٗ جَهَنَّمُ ؕ وَلَبِئْسَ الْمِهَادُ ﴿٢٠٦﴾ وَمِنَ النَّاسِ مَنْ يَّشْرِيْ نَفْسَهُ ابْتِغَآءَ
مَرْضَاتِ اللّٰهِ ؕ وَاللّٰهُ رَءُوْفٌۢ بِالْعِبَادِ ﴿٢٠٧﴾

## તરજુમો :

*અને (હે નબી ﷺ !) લોકોમાંથી અમુક (એવા પણ છે); જેની વાત દુનિયવી જિંદગી(ના કામો)માં તમને રસપ્રદ લાગે છે; અને તે પોતાના દિલની (મનની) વાત ઉપર અલ્લાહને સાક્ષી બનાવે છે; અને જ્યારે કે, (વાસ્તવમાં) તે ભારે ઝઘડાખોર છે. (૨૦૪) અને જ્યારે તમારી પાસેથી પાછો ફરે છે, તો પૃથ્વી ઉપર દોડધામ કરી મૂકે છે, જેથી તેમાં ફસાદ (અરાજકતા) ફેલાવે અને ખેતીઓ તથા નસ્લો (વંશ)ને તબાહ (બરબાદ) કરે; અને અલ્લાહ ફસાદને પસંદ કરતો નથી. (૨૦૫) અને જ્યારે તેને કહેવામાં આવે છે (કે), અલ્લાહથી ડર, તો તેને તેનું મિથ્યાભિમાન (ખોટી આબરૂનો ઘમંડ) ગુનાહ કરવા માટે પ્રોત્સાહિત કરે છે, બસ તેના માટે જહન્નમ પૂરતી છે, અને ખરેખર તે ઘણું જ ખરાબ ઠેકાણું છે. (૨૦૬) અને લોકોમાંથી એક વ્યક્તિ એવો પણ છે જે પોતાના જીવને અલ્લાહને રાજી રાખવા (અલ્લાહના રસ્તામાં તેની ખુશનૂદી પ્રાપ્ત કરવા) ન્યોછાવર કરી દે છે, અને અલ્લાહ પોતાના બંદાઓ ઉપર ઘણો જ મહેરબાન છે. (૨૦૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરની આયતોમાં દુઆ માંગનારા માણસોના બે પ્રકાર બતાવવામાં આવ્યા. એક કાફિર અને આખિરતનો ઈનકાર કરનાર, જેઓ ફક્ત દુનિયા માંગતા હતા અને બીજા આખિરત ઉપર ભરોસો રાખનાર મો'મિનો કે, જેઓ

દુનિયાની ભલાઈ સાથે સાથે આખિરતની ભલાઈ પણ માંગે છે. હવે, આ આયતોમાં બંને જૂથોમાંથી એકના મુનાફિકપણા અને બીજાના ઈખ્લાસ આધારે બે જૂથો બતાવી તફાવત સ્પષ્ટ કરવામાં આવ્યો કે, અમુક લોકો મુનાફિક હોય છે અને અમુક લોકો નિખાલસ હોય છે.

## તફસીર :

(એક વ્યક્તિ હતો, અખ્નસ બિન શુરૈક. ઘણો મોટો સાહિત્યકાર હતો, રસૂલુલ્લાહ ﷺની સેવામાં આવીને કસમો ખાઇ–ખાઇને ઈસ્લામ લાવવાનો દા'વો કર્યા કરતો હતો અને જ્યારે મજલિસમાંથી ઊઠીને જતો હતો, તો ફસાદ, શરારત તથા તકલીફો પહોંચાડવાની પડપીડન વૃત્તિમાં લાગી જતો. અત્રે આ મુનાફિક વિશે ફરમાવવામાં આવ્યું છે) અને વ્યક્તિઓમાંથી એક એવો પણ છે કે, તમારી સાથે તેનો વાર્તાલાપ ફક્ત દુનિયાના સ્વાર્થ માટે હોય છે (કે તે ઈચ્છે છે કે, ઈસ્લામ જાહેર કરીને મુસલમાનોની જેમ વિશેષ અધિકારો ભોગવતો રહે અને તેની સાહિત્યિક આવડતના કારણે તેની વાતો) આપને રસપ્રદ લાગે છે અને તે (પોતાનો ભરોસો વધારવા માટે) પોતાની દિલની વાતો ઉપર અલ્લાહને ગવાહ બનાવે છે. જ્યારે કે, (તે બિલકુલ જૂઠો છે કારણ કે, વાસ્તવમાં) તે (આપ ﷺનો) વિરોધ કરવામાં (ખૂબ જ) સખત છે અને (જેવી રીતે આપ ﷺનો વિરોધી છે એ જ પ્રમાણે મુસલમાનોને તકલીફ પહોંચાડે છે. કારણ કે,) જ્યારે (રસૂલે કરીમ ﷺ મજલિસમાં) બેસીને પાછો ફરે છે તો તે દોડધામ કરતો રહે છે કે શહેરમાં (કોઈ) ફસાદ કરે અને (કોઈની) ખેતી અને નસ્લોને બરબાદ કરે (જેમકે એક મુસલમાનનું એવી રીતે નુકસાન કર્યું) અને અલ્લાહ તઆલા ફસાદ(ની વાતો)ને પસંદ નથી કરતો અને (આ વિરોધ અને પરપીડન વૃત્તિ સાથે તેઓ ઘમંડી પણ એટલા જ છે કે,) જ્યારે તેને કોઈ કહે છે કે અલ્લાહથી ડર, તો તેનો ઘમંડ તેને (વધારે) ગુનાહ કરવા માટે પ્રોત્સાહિત કરે છે. બસ, આવા વ્યક્તિ માટે જહન્નમની સજા પૂરતી છે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે. અમુક લોકો એવા પણ છે કે, અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના બદલામાં પોતાના પ્રાણ સુદ્ધાં (તેના રસ્તામાં) ન્યોછાવર કરી નાંખે છે અને અલ્લાહ તઆલા આવા બંદાઓ ઉપર અત્યંત મહેરબાન છે.

## મસ્અલા અને બોધપાઠ :

આયતના અંતિમ ભાગમાં જેમાં મો'મિનો અને નિખાલસ (ઈખ્લાસ ધરાવતા નિષ્ઠાવાન) લોકોની પરિસ્થિતિનો ઉલ્લેખ કર્યો છે કે, તેઓ અલ્લાહ તઆલાની રજામંદી અને ખુશનૂદી પ્રાપ્ત કરવા માટે પોતાના પ્રાણ સુદ્ધાં ન્યોછાવર કરી દે છે અને આ આયત તે નિખાલસ (નિષ્ઠાવાન) સહાબએ કિરામ (રદિ.)ની શા'નમાં નાઝિલ કરવામાં આવી હતી. જેમણે અજોડ અને અનન્ય કુર્બાનીઓ અલ્લાહના રસ્તામાં આપી. મુસ્તદરક, હાકિમ, ઈબ્ને જરીર, મુસ્નદ અબી હાતિમ વગેરેમાં સહીહ સનદ સાથે નકલ થયું છે કે, આ આયત હઝરત સુહૈબ રૂમી (રદિ.) (તેઓ ઈટાલિયન મૂળના યુરોપીયન સહાબી હતા)ની તે ઘટના સંદર્ભે નાઝિલ થઈ છે કે, જ્યારે તેઓ મક્કાથી હિજરત કરીને મદીના રવાના થતા હતા ત્યારે માર્ગમાં કાફિરોના એક ટોળાએ તેમનો રસ્તો રોકી લીધો. આ જોઈને હઝરત સુહૈબ રૂમી (રદિ.) પોતાની સવારી ઉપરથી ઊતરીને એક બાજુ ઊભા થઈ ગયા અને તેમના ભાથામાં જેટલા તીરો હતા, બધા કાઢી કુરૈશના તે ટોળાને સંબોધીને કહ્યું, "હે કુરૈશ કબીલાના લોકો ! તમે બધા જાણો છો કે, તિરંદાજીમાં હું તમારા કરતાં વધારે નિષ્ણાત છું, મારા તીરનું નિશાન ક્યારેય ખાલી નથી જતું અને હવે હું અલ્લાહની કસમ ખાઈને કહું છું કે, તમે મારી નિકટ ત્યાં સુધી નહિ પહોંચી શકો, જ્યાં સુધી મારા ભાથામાં એક પણ તીર બાકી છે અને તીરો પૂરા થઈ ગયા પછી મારી પાસે તલવાર પણ છે, મારા શરીરમાં જ્યાં સુધી શ્વાસ બાકી છે, ત્યાં સુધી તમારી સાથે લડીશ, પછી તમે જે ચાહો તે કરજો ! જો તમે લાભનો સોદો ઈચ્છતા હોય તો હું તમને મારા માલનું ઠેકાણું બતાવી દઉં છું, જે મેં મક્કા મુકર્રમહમાં છુપાવી રાખ્યો છે, તમે તે માલ લઈ લો અને મારા માર્ગમાંથી હટી જાઓ !" આ માલ વિશે કુરૈશના લોકો રાજી થઈ ગયા. જ્યારે હઝરત સુહૈબ રૂમી (રદિ.)એ મદીના પહોંચીને રસૂલુલ્લાહ ﷺની સેવામાં આ ઘટનાનો ઉલ્લેખ કર્યો તો આપ ﷺએ બે વખતે ફરમાવ્યું,

رَبِحَ الْبَیْعُ اَبَایَحْیٰی رَبِحَ الْبَیْعُ اَبَایَحْیٰی،

*"તમારો વેપાર ફાયદાકારક રહ્યો, તમારો વેપાર ફાયદાકારક રહ્યો."*

આ ઘટના સંદર્ભે પ્રસ્તુત આયત નાઝિલ થઈ અને રસૂલુલ્લાહ ﷺના

ઉદ્ગારોનું આ આયતે સમર્થન કરી દીધું કે, જે ઉદ્ગારો રસૂલુલ્લાહ ﷺના મુબારક મુખથી નીકળ્યા હતા.

અમુક તફસીરકારોએ અમુક બીજા સહાબએ કિરામ (રદિ.)ની આવી જ ઘટનાઓ આ આયતના શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) સ્વરૂપે વર્ણન કરી છે.

*(મઝહરી)*

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૦૮–૨૦૯–૨૧૦)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ادْخُلُوْا فِى السِّلْمِ كَآفَّةً ۠ وَلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ |
| اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ﴿۲۰۸﴾ فَاِنْ زَلَلْتُمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَتْكُمُ الْبَيِّنٰتُ فَاعْلَمُوْۤا |
| اَنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۲۰۹﴾ هَلْ يَنْظُرُوْنَ اِلَّاۤ اَنْ يَّاْتِيَهُمُ اللّٰهُ فِىْ ظُلَلٍ مِّنَ الْغَمَامِ |
| وَالْمَلٰٓئِكَةُ وَقُضِىَ الْاَمْرُ ؕ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿۲۱۰﴾ ع ۲۵ ۱۴ ۹ |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! ઈસ્લામમાં પૂરેપૂરા પ્રવેશ પામી જાઓ, અને શયતાનના પગલે ન ચાલો, બેશક ! તે તમારો ખુલ્લો દુશ્મન છે. (૨૦૮) પછી જો તમે તમારી પાસે ખુલ્લા હુકમો આવ્યા બાદ ડગમગી જશો, તો જાણી લો કે અલ્લાહ તઆલા પ્રચંડ શક્તિશાળી (અને) બહુ હિકમતવાળો છે. (૨૦૯) શું તેઓ રાહ જોઈ રહ્યા છે કે, અલ્લાહ અને ફરિશ્તાઓ તેમની પાસે વાદળોના છાયડાંમાં આવે અને વાર્તા પૂરી થઈ જાય !? અને (અંતે) બધા કામ અલ્લાહની પાસે જ રજૂ થવાના છે. (૨૧૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં મુખ્લિસ (નિખાલસ–નિષ્ઠાવાન) લોકોના વખાણ કરવામાં આવ્યા હતા. અમુક સમયે એવું બનતું હોય છે કે, આવા ઈખ્લાસમાં ભૂલથી અતિશયોક્તિ અને મર્યાદાનું ઉલ્લંઘન થઈ જાય છે. એટલે કે ઈરાદો તો એવો હોય છે કે, વધારે આજ્ઞાપાલન કરું પરંતુ તે આજ્ઞાપાલન

શરીઅતની હદોથી વધી જવાના કારણે અલ્લાહના હુકમો અને સુન્નત વિરૂદ્ધ અમલ બની જાય છે અને તેને જ બિદ્અત કહેવામાં આવે છે. એટલા માટે હઝરત અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.) વગેરે જેઓ શરૂઆતમાં યહૂદીઓના મોટા આલિમ હતા, તેમની એક ઘટના અત્રે પ્રસ્તુત છે. યહૂદી ધર્મમાં શનિવારનો દિવસ ખૂબ મુબારક સમજવામાં આવતો હતો અને ઊંટનો માંસ ખાવો હરામ હતો. આ યહૂદી લોકોને ઈસ્લામ સ્વીકાર્યા પછી એવો વિચાર આવ્યો કે, હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતમાં શનિવારની ઈજ્જત કરવી વાજિબ હતી અને હઝરત મુહમ્મદ ﷺની શરીઅતમાં તેની ઈજ્જત કરવી વાજિબ નથી. એ પ્રમાણે હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતમાં ઊંટનો માંસ ખાવો હરામ હતો અને હઝરત મુહમ્મદ ﷺની શરીઅતમાં ઊંટનો માંસ ખાવો ફરજ નથી. બસ, જો અમે શનિવારના દિવસની ઈજ્જત કરીએ અને ઊંટનો માંસ હલાલ હોવા છતાં ન ખાઈએ અને તેને છોડી દઈએ તો હઝરત મૂસા (અલૈ.)ની શરીઅતની પણ રિઆયત થઈ જશે અને હઝરત મુહમ્મદ ﷺની શરીઅત વિરૂદ્ધનો અમલ પણ નહિ ગણાય. અલબત્ત, આ બાબતમાં અલ્લાહ તઆલાની તાબે'દારી વધારે કરતા હોય એવી પ્રતિતી થાય છે, પરંતુ અલ્લાહ તઆલાએ આ બાબતની સુધારણા માટે હવે પછીની આવનારી આયતમાં ખૂબ તાકીદપૂર્વક સૂચના આપી છે, જેનો હેતુ એ છે કે, ઈસ્લામ એક સંપૂર્ણ જીવન બંધારણ અને જીવન વ્યવસ્થા છે અને એ સ્વરૂપે જ તેની સંપૂર્ણપણે તાબે'દારી કરવી પડશે અને ઉપરોક્ત પ્રમાણેના કોઈપણ કાર્યને દીન સમજવું શયતાની ધોકો છે અને ખુલ્લી નાફરમાનીઓ કરતાં આવા ગુનાહનો અઝાબ વધારે સખત હોવાનો ભય છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! ઈસ્લામમાં સંપૂર્ણપણે (પૂરેપૂરા) દાખલ થઈ જાઓ (અને એ પ્રમાણે નહિ કે, યહૂદીયતના રિવાજો અપનાવો) અને (એવા ખોટા વિચારોમાં રાચીને) શયતાનના પગલે ન ચાલો, ખરેખર તે તમારો ખુલ્લો દુશ્મન છે (કે એવી પટ્ટી પઢાવે છે કે, જાહેરમાં તો તે તમને દીન લાગે છે પણ વાસ્તવમાં તે બિલકુલ દીનના ખિલાફ હોય છે) પછી જો તમે (ઈસ્લામી શરીઅતના) સ્પષ્ટ હુકમો પહોંચી ચૂક્યા છે છતાં (તે સત્ય માર્ગથી) ડગમગવા લાગો તો વિશ્વાસ રાખો કે અલ્લાહ તઆલા (પ્રચંડ) શક્તિશાળી છે (સખત સજા આપશે અને

અમુક દિવસો સુધી સજા ન મળે તો ધોકામાં ન રહેશો. કારણ કે, તે) હિકમતવાળો (પણ) છે (કોઈ હિત અને હિકમતના કારણે ક્યારેક સજામાં મોડું કરતો હોય એવું લાગે છે કે,) આ લોકો (જેઓ ખુલ્લી દલીલો અને સત્ય માર્ગથી અલગ પ્રકારનો રસ્તો અપનાવે છે) ફક્ત એ બાબતનો ઈન્તેજાર કરી રહ્યા છે કે, અલ્લાહ તઆલા અને ફરિશ્તાઓ તેમની પાસે વાદળોની છાયામાંથી (સજા આપવા માટે) આવે અને વાર્તા પૂરી થઈ જાય ! (એટલે શું તેઓ તે સમયે સચ્ચાઈને કબૂલ કરશે જે સમયે તેનો સ્વીકાર કરવામાં નહીં આવે ?) અને આ બધા (સજા અથવા ઈનામના) મુકદ્દમાઓ અલ્લાહ તરફ જ રજૂ થવાના છે. (કયામતમાં કોઈ બીજો શાસક ન હશે. બસ, આવા જબરદસ્ત પ્રચંડ શક્તિશાળી અલ્લાહનો વિરોધ કરવાનું પરિણામ ખરાબી–બરબાદી સિવાય બીજું શું હોઈ શકે છે !?).

## મસ્અલા અને બોધપાઠ :

اُدْخُلُوْا فِى السِّلْمِ كَآفَّةً માં سِلْمُ (સિલ્મ)ના બે અર્થ થાય છે. એક "સુલહ" صُلْحُ બીજું "ઈસ્લામ" اِسْلَامُ આ સ્થળે બધા જ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના મતે "ઈસ્લામ" અર્થ લેવામાં આવ્યો છે. (ઈબ્ને કષીર). શબ્દ كَآفَّةً એ جَمِيْعًا અને عَامَّةًના અર્થમાં આવે છે આ શબ્દ આ જગ્યાએ વ્યાકરણની દૃષ્ટિએ વર્તમાનકાળ સૂચવે છે, જેમાં બે સંભાવનાઓ છે. એક એ કે, ક્રિયાપદ اُدْخُلُوْا ને વર્તમાનકાળનું સ્વરૂપ ઠરાવવામાં આવે. બીજું એ કે, "સિલ્મ" سِلْمُ નો અર્થ "ઈસ્લામ" اِسْلَامُ એ વર્તમાન સ્વરૂપ છે. પહેલા સ્વરૂપ પ્રમાણે તરજુમો આ પ્રમાણે છે કે, "તમે પૂરે–પૂરા ઈસ્લામમાં દાખલ થઈ જાઓ" એટલે કે, તમારા હાથ, પગ, આંખો, કાન, દિલ, દિમાગ બધું જ ઈસ્લામના વર્તુળમાં અલ્લાહના આજ્ઞાપાલનમાં પ્રવેશ પામી જવું જોઈએ. એવું ન થાય કે, હાથ–પગ ઈસ્લામના હુકમોને પૂર્ણ કરે, પરંતુ દિલ અને દિમાગ તેનાથી સંતોષિત ન હોય અથવા દિલ – દિમાગ તો ઈસ્લામથી સંપૂર્ણપણે સંતોષ અનુભવે, પરંતુ હાથ–પગ અને શરીરના અવયવો ઈસ્લામ ઉપર અમલ ન કરે !

આ બીજી પરિસ્થિતિમાં તરજુમો એવો થશે કે, "તમે દાખલ થઈ જાઓ સંપૂર્ણ અને પૂરા ઈસ્લામમાં" એટલે કે એવું ન થાય કે, ઈસ્લામના અમુક હુકમો ઉપર તો અમલ કરો, પરંતુ અમુક હુકમોની ઉપેક્ષા કરો અને કારણ કે, ઈસ્લામ એક સંપૂર્ણ જીવન વ્યવસ્થાનું નામ છે, જે કુર્આન અને સુન્નતમાં વર્ણન થયું છે.

ભલે તેનો સંબંધ અકીદાઓ (માન્યતા) અથવા ઈબાદતોથી હોય અથવા વહેવાર અને સામાજિકતાથી હોય કે, પછી શાસન વ્યવસ્થા, રાજકારણ કે વેપાર–ઉદ્યોગ ધંધાથી હોય. ઈસ્લામ પોતે એક સંપૂર્ણ જીવન બંધારણ છે અને આ બધું તે "પૂર્ણ વ્યવસ્થા"માં શામિલ છે અને તમે તેમાં જ દાખલ થઈ જાઓ.

બંને સ્વરૂપોનો ખુલાસો લગભગ એ જ છે કે, ઈસ્લામ ભલે તે જીવનના કોઈ એક ખાસ વિભાગથી સંબંધિત હોય અથવા તો શારીરિક અવયવો સંબંધિત હોય અથવા દિલ અને માનસિકતા સાથે સંબંધ ધરાવતો હોય, જ્યાં સુધી તે બધા જ હુકમોનો સાચા દિલથી સ્વીકાર કરવામાં નહીં આવે કોઈ વ્યક્તિને પોતાને મુસલમાન કહેડાવવાનો અધિકાર નથી.

આ આયતનો શા'ને નુઝૂલ જે ઉપર પ્રમાણે વર્ણન થયો છે, તેનો પણ સાર એ જ છે કે, ફક્ત ઈસ્લામનું જ શિક્ષણ તમારી આંખો સામે હોવું જોઈએ, તેને સંપૂર્ણપણે અપનાવી લો અને તે બધા જ ધર્મોથી અલગ થઈ જાઓ અને છોડી દો, જે ઈસ્લામથી અલગ પ્રકારના હોય.

**ચેતવણી :**

આ બાબતમાં એ લોકો માટે ઘણી સખત ચેતવણી છે, જે લોકો ઈસ્લામને ફક્ત મસ્જિદ અને ઈબાદતો સુધી મર્યાદિત કરી રાખે છે. આર્થિક અને સામાજિક વહેવારોના હુકમો જાણે કે, દીનનો કોઈ ભાગ જ ન હોય એમ સમજે છે. દીનદારીની વ્યાખ્યા કરવામાં ઘણા લોકોમાં આ પ્રમાણેની ગલતફહમી છે. અન્યોના હકો, વહેવારો, લેવડ–દેવડ અને ખાસ કરીને સામાજિક વહેવારોમાં ઈસ્લામી પદ્ધતિનો બિલકુલ ખ્યાલ રાખતા નથી. જાણે કે આ હુકમોને તો ઈસ્લામના હુકમો હોવાનું માનતા કે ગણકારતા જ નથી, ન જ એ હુકમો જાણવાની, એની કાળજી રાખવાની, શીખવાની કે તેના ઉપર અમલ કરવાની તસ્દી લે છે. નઊઝુબિલ્લાહ ! ઓછામાં ઓછું ફક્ત વર્તન અને વાણીમાં એની ઝલક પણ જોવા મળતી નથી. આ સંદર્ભે હું હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)ની કિતાબ "આદાબે મુઆશરત"નો અભ્યાસ કરવાની દરેક મુસલમાન સ્ત્રી–પુરુષને ભલામણ કરૂં છું.

અને એ બાબત કે, અલ્લાહ તઆલા અને ફરિશ્તાઓ વાદળોના છાયામાં તેમની પાસે આવી જાય તો એવું કયામતમાં થશે. અલ્લાહ તઆલાના આવી રીતે

આવવા બાબત (મુતશાબિહાતમાંથી છે : અલ્લાહને જ ખબર છે તેનું શું સ્વરૂપ હશે !) સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને અસ્લાફે ઉમ્મતની માન્યતા છે કે, આ બાબત સત્ય અને સાચી હોવાનું યકીન અને શ્રદ્ધા રાખવામાં આવે અને અલ્લાહ તઆલાનું વાદળોની છાયામાં આવવું કેવું હશે ? કોઈ તેની ફિકર–ચિંતામાં ન પડે. જેવી રીતે અલ્લાહ તઆલાની જાત અને તેની બધી જ સિફતોની વાસ્તવિકતા અને તેના સ્વરૂપને જાણવું મનુષ્યની બુદ્ધિથી ઉપરવટ છે. એ જ પ્રમાણે આ ઘટના પણ મનુષ્યની મર્યાદિત બુદ્ધિથી સમજી શકાય નહિ.

—————————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૧૧–૨૧૨)

سَلْ بَنِيٓ اِسْرَآءِيْلَ كَمْ اٰتَيْنٰهُمْ مِّنْ اٰيَةٍۢ بَيِّنَةٍ ۭ وَمَنْ يُّبَدِّلْ نِعْمَةَ اللّٰهِ مِنْۢ بَعْدِ
مَا جَآءَتْهُ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿٢١١﴾ زُيِّنَ لِلَّذِيْنَ كَفَرُوا الْحَيٰوةُ الدُّنْيَا وَ
يَسْخَرُوْنَ مِنَ الَّذِيْنَ اٰمَنُوْا ۘ وَالَّذِيْنَ اتَّقَوْا فَوْقَهُمْ يَوْمَ الْقِيٰمَةِ ۭ وَاللّٰهُ يَرْزُقُ
مَنْ يَّشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿٢١٢﴾

## તરજુમો :

*બની ઈસ્રાઈલને પૂછો !? અમે તેમને કેટલી સ્પષ્ટ (ખુલ્લી) નિશાનીઓ આપી અને જે કોઈ અલ્લાહની નેઅ્મતને બદલી નાંખે એ પછી કે તે નેઅ્મત તેની પાસે પહોંચી ચૂકી છે તો બેશક ! અલ્લાહ સખત સજા આપનાર છે. (૨૧૧) દુનિયાનું જીવન કાફિરો માટે શણગારવામાં આવ્યું; અને તેઓ ઈમાન લાવનારાઓ ઉપર હસે છે, (પરંતુ) અને જે લોકો પરહેઝગાર (અલ્લાહથી ડરનાર) છે (તેઓ) કયામતના દિવસે તેમનાથી શ્રેષ્ઠ હશે, અને અલ્લાહ જેને ઈચ્છે છે તેને બેશુમાર રોજી આપે છે. (૨૧૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર ફરમાવ્યું છે કે, અમુક સ્પષ્ટ દલીલો આવી ગયા પછી સચ્ચાઈનો વિરોધ કરવો, સજા આપવાનું કારણ બને છે. પ્રથમ આયતમાં એની દલીલ કરી

છે કે, જે રીતે અમુક બની ઈસ્રાઈલના લોકોએ વિરોધ કર્યો હતો એ કારણે તેમને સજા આપવામાં આવી હતી.

## તફસીર :

આપ (ﷺ) બની ઈસ્રાઈલ(ના ઉલમા)ને પૂછો તો ખરા !? અમે એમને (એટલે કે એમના પૂર્વજોને) કેટલી ખુલ્લી (અને સ્પષ્ટ) દલીલો આપી હતી (પરંતુ તે લોકોએ આ સ્પષ્ટ દલીલો પ્રાપ્ત કરી હોવા છતાં હિદાયતના બદલે ગુમરાહી પર કમર કસી લીધી, પછી જુઓ તેમણે સજાઓ પણ ભોગવી, દા.ત. તવરાત મળી તો તેમણે તવરાતનો સ્વીકાર કરવો જોઈતો હતો, પરંતુ તેમણે તેનો ઈન્કાર કર્યો, છેવટે તૂર પર્વત તેમના ઉપર ફેંકવાની ધમકી આપવામાં આવી અને જ્યારે તેમણે અલ્લાહનું કલામ સાંભળ્યું તો તેમણે તેનો દિલોજાનથી સ્વીકાર કરી લેવો જોઈતો હતો, પરંતુ તેઓ એમાં શંકા–કુશંકાઓ કરવા લાગ્યા. છેવટે વીજળીના અઝાબથી હલાક થઈ ગયા અને જ્યારે દરિયામાં રસ્તા બનાવી ફિરઔનથી છુટકારો અપાવવામાં આવ્યો, તો તેમણે અલ્લાહ તઆલાનું અહેસાન માની તેની ફરમાંબરદારી કરવી જોઈતી હતી, પરંતુ તેમણે ગાયનું પૂતળું બનાવી તેની પૂજા શરૂ કરી દીધી. આ ગુના સબબ તેમને કતલ કરવાની સજા મળી અને દાખલા તરીકે, મન્ન અને સલવા અલ્લાહ તરફથી રોજી ઉતારવામાં આવી, તો એમણે તેનો શુક્ર અદા કરવો જોઈતો હતો, પરંતુ તેમણે નાફરમાની કરી તેનો સંગ્રહ કરવા લાગ્યા, જેથી તે બધું સડવા લાગ્યું અને જ્યારે તેમણે તેનાથી સૂગ કરવા માંડી તો તે નેઅ્મત બંધ થઈ ગઈ અને ખેતી કરવાની મુસીબત માથે પડી, અને જ્યારે બની ઈસ્રાઈલમાં અંબિયા અલૈ.નો આવવાનો ક્રમ સતત ચાલું રહ્યો તો તેમણે, તેને અલ્લાહની નેઅ્મત સમજી તેમના હુકમની તા'બેદારી કરવી જોઈતી હતી, તેના બદલે તેમની હત્યાઓ કરવાનું શરૂ કરી દીધું, જેના કારણે એવી સજાઓ આપવામાં આવી કે, તેમની પાસેથી શાસન વ્યવસ્થા અને બાદશાહત છીનવી લેવામાં આવી. આ ઉપરાંત ઘણી એવી બધી ઘટનાઓ અને કિસ્સાઓ છે, જે સૂરએ બકરહની શરૂઆતની આયતોમાં આવી ચૂક્યા છે.) અને (અમારો કાનૂન છે કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલાની (આવી મોટી) નેઅ્મતો (અને ખુલ્લી સ્પષ્ટ દલીલો)ને બદલી નાંખે છે ત્યાર પછી કે, તેની પાસે પહોંચી જાય (એટલે કે, તેનાથી માર્ગદર્શન પ્રાપ્ત કરવાને બદલે ઊલટાનું તેને ગુમરાહીનો

માર્ગ બનાવી લે) તો ચોક્કસ અલ્લાહ તઆલા (આવી વ્યક્તિને) સખત સજા આપે છે.

(બીજી આયતમાં સચ્ચાઈનો વિરોધ કરનાર લોકોનું અસલી કારણ એવું વર્ણન કર્યું છે કે, તેઓ દુનિયાની મહોબ્બતમાં રાચેલા છે અને દુનિયા તેમની પાસે વધુ પ્રમાણમાં હોવાથી તેઓ દીનદાર ઈમાનવાળાઓની ઠેકડી ઉડાવે છે અને તેમને તુચ્છ સમજે છે. કારણ કે, જ્યારે દુનિયા માનસપટ પર છવાય જાય છે તો દીનની તલબ રહેતી નથી. બલકે, દીનને પોતાના દુનિયાના સ્વાર્થ આડે રૂકાવટ સમજે છે અને તેને છેવટે છોડી બેસે છે તથા તેઓ અન્ય સાચા અને દીનના ઈચ્છુક લોકો ઉપર હસે છે. એટલા માટે અમુક બની ઈસ્રાઈલના માલદારો અને જાહિલ મુશ્રિકો ગરીબ મુસલમાનોની ઠેકડી ઉડાવતા ફરે છે, એવા લોકો માટે અલ્લાહ તઆલાએ વર્ણન કર્યું છે કે,) દુનિયાની જિંદગી કાફિરોને શણગારાયેલી લાગે છે અને (એ કારણે) તેઓ મુસલમાનોની ઠેકડી ઉડાવે છે. જ્યારે કે, આ (મુસલમાનો) જેઓ કુફ્ર–શિર્કથી બચે છે, તેઓ કયામતના દિવસે તે કાફિરો કરતાં શ્રેષ્ઠ હશે (કારણ કે, કાફિરો જહન્નમમાં હશે અને મુસલમાનો જન્નતમાં) અને (કોઈપણ વ્યક્તિએ ફક્ત વધુ સારી આર્થિક સ્થિતિ ઉપર ઘમંડ ન કરવો જોઈએ. કારણ કે,) રોજી તો અલ્લાહ તઆલા જેને ચાહે છે તેને બેહિસાબ આપી દે છે. (બસ, રોજીનો આધાર કિસ્મત ઉપર છે, ન કે કોઈ વિશેષ ખાસિયત કે અમલોની સ્વીકૃતિ ઉપર ! બસ, એવું જરૂરી નથી કે, જેને વધુ રોજી મળી હોય તે અલ્લાહ પાસે ખૂબ સ્વીકાર્ય, વહાલો તથા ભરોસાપાત્ર હોય છે ! ફક્ત આર્થિક બાબતોથી કોઈને અલ્લાહનો વહાલો અથવા દવલો સમજવો બેવકૂફી છે.)

## મસ્અલા અને બોધપાઠ :

દુનિયાની માલ–દૌલત અને ઈજ્જત–આબરૂ ઉપર મગરૂર બની ગરીબ લોકોની ઠેકડી ઉડાવવાની વાસ્તવિકતા કયામતના દિવસે આંખો સામે આવી જશે. હઝરત અલી મુર્તુઝા (રદિ.)ની રિવાયત છે કે, જે વ્યક્તિ કોઈ મો'મિન પુરુષ અથવા સ્ત્રીને ગરીબી અને ભૂખમરાને કારણે ઝલીલ અને તુચ્છ સમજે છે, તો અલ્લાહ તઆલા કયામતના દિવસે તેને આગલા અને પાછલા લોકોના સમુદાયોમાં ઝલીલ અને બેઆબરૂ કરશે અને જે લોકો કોઈ મુસલમાન સ્ત્રી અથવા પુરુષ ઉપર બોહતાન (ખોટો આક્ષેપ) લગાવે છે અને કોઈ એવી ઐબ

(ખામી)નો તેની સાથે સંબંધ જોડે છે, જે તેનામાં નથી, તો અલ્લાહ તઆલા કયામતના દિવસે તેને આગના એક ઊંચા પહાડ ઉપર ઊભો કરશે ત્યાં સુધી કે, તે પોતે જૂઠો હોવાની જાહેરાત ન કરે ! *(કુર્તુબી)*

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૧૩)

| |
|---|
| كَانَ النَّاسُ أُمَّةً وَّاحِدَةً فَبَعَثَ اللّٰهُ النَّبِيّٖنَ مُبَشِّرِيْنَ وَ مُنْذِرِيْنَ |
| وَأَنْزَلَ مَعَهُمُ الْكِتٰبَ بِالْحَقِّ لِيَحْكُمَ بَيْنَ النَّاسِ فِيْمَا اخْتَلَفُوْا فِيْهِ وَمَا اخْتَلَفَ |
| فِيْهِ إِلَّا الَّذِيْنَ أُوْتُوْهُ مِنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ بَغْيًاۢ بَيْنَهُمْ فَهَدَى اللّٰهُ |
| الَّذِيْنَ اٰمَنُوْا لِمَا اخْتَلَفُوْا فِيْهِ مِنَ الْحَقِّ بِإِذْنِهٖ وَ اللّٰهُ يَهْدِيْ مَنْ يَّشَآءُ إِلٰى |
| صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢١٣﴾ |

## તરજુમો :

*લોકો એક (જ) ઉમ્મત હતા, પછી અલ્લાહે ખુશખબરી આપનારા અને ડરાવનારા નબીઓ મોકલ્યા; અને તેમની સાથે સાચી કિતાબ ઉતારી, જેથી લોકો દરમિયાન ફેંસલો કરે જેમાં તેઓ મતભેદ કરે; અને જેમને (કિતાબ) આપવામાં આવી હતી તેમણે ખુલ્લા અને સ્પષ્ટ હુકમો આવી ગયા પછી પરસ્પર હઠધર્મીના કારણે તેમાં વિવાદ કર્યો; પછી અલ્લાહે પોતાના હુકમથી ઈમાનવાળાઓને સત્ય માર્ગ બતાવ્યો, જેમાં તેઓએ મતભેદ કર્યો હતો; અને અલ્લાહ જેને ઈચ્છે છે તેને સીધો માર્ગ બતાવે છે. (૨૧૩)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં સત્ય દીનનો વિરોધ કરનાર લોકોની દુનિયાની મહોબ્બતને જાહેર કરવામાં આવી હતી. હવે, આગળ આ વિષયના સમર્થનમાં કહેવામાં આવ્યું છે કે, આવું તો પ્રાચીનકાળથી ચાલ્યું આવે છે કે, અમે સત્ય ધર્મ ઉપર સ્પષ્ટ દલીલો કાયમ કરીએ છીએ અને જેઓ દુનિયાના અને દુનિયાના સ્વાર્થોના ઈચ્છુક હોય છે, તેઓ હંમેશા સ્વાર્થના કારણે સત્ય ધર્મનો વિરોધ કરી

ઝઘડા અને મતભેદ ઊભો કરે છે.

## તફસીર :

(પ્રથમ યુગમાં) સઘળા મનુષ્યો એક જ ઉમ્મત (એક જ ધર્મ) ઉપર હતા (કારણ કે, દુનિયામાં પ્રથમ હઝરત આદમ અલૈ. પોતાની પત્ની હઝરત હવ્વા અલૈ. સાથે તશરીફ લાવ્યા અને જે કંઈ તેમની ઔલાદ થતી ગઈ, હઝરત આદમ અલૈ. તેમને સત્ય દીનનું શિક્ષણ આપતા ગયા અને તેઓ તે શિક્ષણ ઉપર અમલ કરતા રહ્યા. એક લાંબા સમયકાળ સુધી આ પરિસ્થિતિ બાકી રહી, પરંતુ પછી એમાં સ્વભાવોમાં વિવિધતા અને સ્વાર્થવૃત્તિના કારણે પરસ્પર વિરોધ શરૂ થયો. એટલે સુધી કે, અમુક સમય પછી માન્યતાઓ અને અકીદાઓમાં પણ પરસ્પર મતભેદ થવાની નોબત આવી ગઈ.) પછી (આ મતભેદને દૂર કરવા માટે) અલ્લાહ તઆલાએ (ઘણા) પયગમ્બરોને મોકલ્યા, જેઓ (સચ્ચાઈ અપનાવનાર લોકોને) ખુશી(ના વાયદા) સંભળાવતા હતા. અને (ન માનનાર લોકોને અઝાબથી) ડરાવતા હતા. અને તેઓ (પયગમ્બરો)ની સાથે (આસમાની) કિતાબો પણ (બરાબર રીતે) નાઝિલ ફરમાવી (અને આ પયગમ્બરોને મોકલવાનો તથા કિતાબો નાઝિલ કરવાનો) હેતુ એ હતો કે અલ્લાહ તઆલા (આ રસૂલો અને કિતાબો દ્વારા પરસ્પર મતભેદ કરનાર) લોકોમાં તેમના મતભેદો વિશે ફેંસલો કરી આપે. (કારણ કે, રસૂલો અને કિતાબો સત્ય વાતને સ્પષ્ટ કરી આપે છે અને ખોટી વાતને ખોટી જાહેર કરી આપે છે, જેનાથી સત્ય–અસત્ય વચ્ચેનો ભેદ સ્પષ્ટ થઈ જાય છે. આ પયગમ્બરો સાથે અલ્લાહની કિતાબો આવવાથી આ લોકોએ અલ્લાહની કિતાબોનો સ્વીકાર કરી લેવો જોઈતો હતો કે, તેને આધાર બનાવી પરસ્પરના મતભેદો દૂર કરી લીધા હોત, પરંતુ અમુક લોકોએ મૂળેથી આ કિતાબને જ ન માની અને તે કિતાબોનો જ વિરોધ કરવાનું શરૂ કરી દીધું.) અને આ કિતાબનો વિરોધ કોઈએ ન કર્યો, પરંતુ ફક્ત તે લોકોએ જ કે જેમને (પ્રથમ) તે કિતાબ મળી હતી (એટલે કે ઈલ્મવાળા અને સમજવાળા લોકોને પ્રથમ સંબોધન કરવામાં આવ્યું છે અને બીજા સામાન્ય લોકો પણ તેમની સાથે મળી ગયા અને તેમણે આ મતભેદ પણ એવા સમયે કર્યો) જ્યારે કે, તેમની પાસે સ્પષ્ટ (અને ખુલ્લી) દલીલો આવી ચૂકી હતી (એટલે કે તેમને હક અને બાતિલ ખુલ્લી રીતે જાહેર કરી દેવામાં આવ્યું હતું, એટલે કે તે દલીલો તેમના

દિમાગોમાં ઉતરી ગઈ હતી અને સમજમાં આવી ગઈ હતી પરંતુ આ વિરોધ) પરસ્પરની જીદ અને હઠધર્મીના કારણે; (અને તેનું વાસ્તવિક કારણ દુનિયાની મહોબ્બત હોય છે, માલની મહોબ્બત, હોદ્દાની લાલચ વગેરે આ વિરોધ અને મતભેદનો આધાર રહ્યો છે અને આવું સદીઓથી બનતું ચાલ્યું આવ્યું છે) પછી (આ મતભેદથી મુસલમાનોને ક્યારેય કોઈ નુકસાન નથી થયું બલકે,) અલ્લાહ તઆલાએ (હંમેશા) ઈમાનવાળાઓના સત્યના સમર્થનમાં જેમાં તેઓ (વિરોધીઓ) મતભેદ કર્યા કરતા હતા પોતાની કૃપાથી (રસૂલો અને કિતાબો ઉપર ઈમાન લાવવાના કારણે) સત્ય બતાવી દીધું (અને) અલ્લાહ તઆલા જેને ઈચ્છે છે તેને સીધો રસ્તો બતાવી આપે છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, શરૂઆતના પ્રાચીન યુગમાં (મનુષ્યની ઉત્પત્તિ પછી અમુક સમયકાળ સુધી) બધા જ મનુષ્યો એક જ ધર્મ, મિલ્લત, માન્યતાઓ અને અકીદાઓ ઉપર હતા, જે ધર્મ "મિલ્લતે હક" અને "દીને ફિતરત" (મનુષ્યનો જન્મજાત મૂળ દીન એટલે કે ઈસ્લામ) હતો પછી તેમાં વ્યક્તિના સ્વભાવ, વિવિધ પ્રકારના દષ્ટિકોણો અને ખાસ તો મનુષ્યની મનેચ્છાઓ શામિલ થવાથી અનેક પ્રકારની માન્યતાઓ અને અકીદાઓએ જન્મ લીધો, જેમાં એ શોધી કાઢવું મુશ્કેલ હતું કે, કયો ધર્મ દીને હક છે અને કયો ધર્મ બાતિલ અને માનવસર્જિત છે ! આવી પરિસ્થિતિમાં સચ્ચાઈને સ્પષ્ટ કરવા અને સત્ય (સીધો) માર્ગ બતાવવા માટે અલ્લાહ તઆલાએ મનુષ્યોમાંથી જ ચૂંટી કાઢીને અંબિયા (અલૈ.)ને મોકલ્યા, પછી તેમના ઉપર કિતાબો અને વહી નાઝિલ ફરમાવી. અંબિયા (અલૈ.)ની મહેનતો અને સંઘર્ષો તથા તેમના પ્રચાર–પ્રસાર અને સુધારણાના કાર્યોના પ્રતાપે મનુષ્ય જાતિ બે સમૂહોમાં વિભાજિત થઈ ગઈ. એક તે સમૂહ, જેણે અલ્લાહ તઆલાના મોકલેલા માર્ગ (હિદાયત)ને કબૂલ કર્યો અને અંબિયા (અલૈ.)ના અનુયાયી બની ગયા, જેમને મો'મિન કહેવામાં આવે છે અને બીજા તે લોકો, જેમણે અલ્લાહના માર્ગદર્શન (હિદાયત)નો અસ્વીકાર કર્યો અને અંબિયા (અલૈ.)ને જૂઠાડ્યા તથા તેમની વાત ન માની. આવા લોકો કાફિર કહેવાય છે. આ આયતના પ્રથમ ટૂકડામાં ઉલ્લેખ છે, كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً

ઈમામ રાગિબ અસ્ફહાનીએ મુફરદાતુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, શબ્દ أُمَّةً (ઉમ્મતુન) અરબી શબ્દકોષના આધારે દરેક તે સમુદાયને કહેવામાં આવે છે, જેમનામાં કોઈ કારણથી પરસ્પર સંપર્ક અથવા એકતા સ્થાપાયેલ હોય, ભલે તે એકતા માન્યતાઓ બાબતે હોય, અથવા કોઈ યુગમાં એક પ્રદેશ કે પૃથ્વીના કોઈ એક ભાગ ઉપર રહેવાના કારણે હોય, કોઈ વંશ કે કબીલાના કારણે હોય, અથવા કોઈ ભાષા, રંગ કે જ્ઞાતિના કારણે હોય. મતલબ કે, આ આયતના ટૂકડાનો અર્થ એ છે કે, કોઈ એક યુગમાં સમગ્ર માનવજાતિ એક જ ગૃપ અને એક જ સમુદાય હતો, આ વિધાનમાં બે બાબતો વિચારવા યોગ્ય છે.

પ્રથમ એ કે, આ સ્થળે "એકતા" શબ્દ કયા પ્રકારની એકતાના અર્થમાં લેવામાં આવ્યો છે ? બીજું એ કે, કોઈ એક યુગમાં સંપૂર્ણ એકતા સ્થાપાયેલ હતી. પ્રથમ બાબતનો ફેંસલો તો આ આયતના ટૂકડાએ પોતે જ કરી દીધો, જેમાં આવી એકતા પછી પરસ્પર મતભેદો થવાનો અને વિવિધ માર્ગે સત્યને સ્પષ્ટ કરવા માટે અંબિયા (અલૈ.)ને મોકલવાનો ઉલ્લેખ છે. કારણ કે, આ મતભેદોનો ફેંસલો કરવા માટે અંબિયા (અલૈ.)ને મોકલી આસમાની કિતાબો પણ તેમના દ્વારા મોકલવામાં આવી છે. દેખીતું છે કે, આ મતભેદ કોઈ રંગ, વંશ, ભાષા કે પ્રદેશનો અથવા તો કોઈ એક યુગ પૂરતો મતભેદ ન હતો. બલકે, વિચારસરણી, માન્યતાઓ અને અકીદાઓનો મતભેદ તથા વિરોધાભાસ હતો. એટલા માટે સાબિત થાય છે કે, આ આયતમાં એકતાથી "વિચારસરણીની એકતા", "માન્યતાની એકતા" તથા "મસ્લકની એકતા"નો અર્થ પુરવાર થાય છે. તો હવે આ આયતનો અર્થ એ થયો કે, કોઈ એક યુગ એવો પણ હતો જ્યારે સમગ્ર માનવજાતિમાં ધર્મ બાબતે કોઈ મતભેદ ન હતો. બલકે બધા જ મનુષ્યો એક વિચારસરણી, એક જ અકીદહ, એક જ માન્યતા, એક જ ધર્મ, એક જ મસ્લક ધરાવતા હતા. તે અકીદો અને મસ્લક શું હતો ? તેમાં બે સંભાવનાઓ છે, એક એ છે કે, બધા જ તૌહીદ અને ઈમાનના અકીદહ ઉપર એકમત હતા, બીજું એ કે, બધા જ કાફિરો હતા અને ગુમરાહી ઉપર એકમત હતા..... પરંતુ જમહૂર (સર્વાનુમતે) મુફસ્સિરો આ આયતનો અર્થ એ જ કરે છે કે, તૌહીદ અને ઈમાન તથા સહીહ અકીદહ ઉપર સમગ્ર માનવજાતિ એકમતે હતી. સૂરએ યૂનુસમાં પણ આ વિષય સંદર્ભે એક આયત આવી છે.

وَمَا كَانَ النَّاسُ اِلَّآ اُمَّةً وَّاحِدَةً فَاخْتَلَفُوْا وَلَوْ لَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِيَ بَيْنَهُمْ فِيْمَا فِيْهِ يَخْتَلِفُوْنَ ○

*"સમગ્ર મનુષ્યજાતિ એક જ ઉમ્મત હતી, પછી પરસ્પર મતભેદો થઈ ગયા અને જો અલ્લાહ તઆલાનો એ કાયમી ફેંસલો ન હોત (કે દુનિયામાં સચ્ચાઈ અને બાતિલ, ખરું અને ખોટું, હક અને નાહક સાથે સાથે ચાલશે) તો અલ્લાહની કુદરતે આ બધા ઝઘડાઓનો એવો ફેંસલો કરી આપ્યો હોત કે, સચ્ચાઈનો વિરોધ કરનાર લોકોનું પૃથ્વીના પટ ઉપર નામો-નિશાન બાકી રહ્યું ન હોત !" (સુરહ : ૧૦, આયત : ૧૯)*

અને સૂરએ અંબિયામાં ફરમાવ્યું છે,

اِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً ۫ وَّاَنَا رَبُّكُمْ فَاعْبُدُوْنِ ○

*"આ તમારી જમાઅત (સમૂહ) એક જ જમાઅત છે, અને હું તમારો પરવરદિગાર છું, એટલા માટે મારી જ ઈબાદત કરતા રહો." (સૂ.૨૧ :આ. ૯૨)*

اِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً وَّاَنَا رَبُّكُمْ فَاتَّقُوْنِ ○

*"આ તમારી જમાઅત (સમૂહ) એક જ જમાઅત છે, અને હું તમારો પરવરદિગાર છું, એટલા માટે મારાથી જ ડરતા રહો." (સૂ.: ૨૩, આ.: ૫૨)*

આ બધી આયતોથી સ્પષ્ટ થઈ જાય છે કે, આ સ્થળે એકતાનો અર્થ અકીદહ, માન્યતા તથા મસ્લકની એકતા છે અને દીને હક, તૌહીદ તથા ઈમાનમાં બધા એક હોવાનો અર્થ સમાયેલો છે.

હવે, જોવાનું એ છે કે, દીને હક ઈસ્લામ અને ઈમાન ઉપર સહમતિ અને એકતા કયા યુગમાં અસ્તિત્વ ધરાવતી હતી ? અને આવી એકતા કેટલો સમય કાયમ રહી? મુફસ્સિરીન સહાબા (રદિ.)માંથી હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.) અને ઈબ્ને ઝૈદ (રદિ.)એ ફરમાવ્યું છે કે, "આ ઘટના 'આલમે અજલ'ની છે. જ્યારે અલ્લાહે પૃથ્વી ઉપર જન્મ લેનારા બધા જ મનુષ્યોની રૂહોને સવાલ કર્યો, اَلَسْتُ بِرَبِّكُمْ 'શું હું તમારો રબ નથી ?' તે સમયે કોઈપણ પ્રકારના અપવાદ વિના બધી જ રૂહોએ જવાબ આપ્યો હતો કે, 'બેશક ! તમે જ અમારા રબ અને

પરવરદિગાર છો.' તે સમયે સમગ્ર મનુષ્યજાતિ એક જ માન્યતા અને સચ્ચાઈ ઉપર કાયમ હતી, જેનું નામ ઈમાન અને ઈસ્લામ છે.'' *(કુર્તુબી)*

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, ''અકીદહની એકતા બાબતની આ ઘટના તે સમયની છે જ્યારે કે, હઝરત આદમ (અલૈ.) પોતાની પત્ની સાથે દુનિયામાં તશરીફ લાવ્યા અને તેમની ઔલાદ થઈ અને પૃથ્વી પર ફેલાતી ગઈ, તે સમયે બધા જ આદમ (અલૈ.) અને તેમના શિક્ષણ તથા તાકીદના તાબે'દાર તથા તૌહીદના અકીદાની માન્યતા ધરાવતા હતા અને તે બધા જ "કાબિલ"ના અપવાદ સિવાય શરીઅતના તાબે'દાર અને ફરમાંબરદાર હતા.''

મુસ્નદે બઝ્ઝાર مُسْنَدِبَزَّارْ માં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના આ નિવેદનની સાથે સાથે એ પણ ઉલ્લેખ છે કે, ''અકીદહની આવી એકતા હઝરત આદમ (અલૈ.)થી લઈ હઝરત ઈદ્રીસ (અલૈ.) સુધી બાકી રહી. તે સમય સુધી બધી જ મનુષ્યજાતિ તૌહીદ અને ઈસ્લામના અકીદહ પર સર્વાનુમતે કાયમ હતી. હઝરત આદમ (અલૈ.) અને હઝરત ઈદ્રીસ (અલૈ.) વચ્ચેનો યુગ દશ "કર્ન"નો છે અને દશ "કર્ન" બરાબર "દશ સદી" જેટલો સમય ગણવામાં આવે છે, તો એનો મતલબ એ થયો કે આવી એકતા એક હજાર વર્ષો સુધી રહી હતી.''

અમુક લોકોએ એવું પણ કહ્યું છે કે, ''આ એકતાનો યુગ તે સમય છે જ્યારે કે નૂહ (અલૈ.)ના સમયમાં દુનિયામાં જળપ્રલય થયો અને જે લોકો હઝરત નૂહ (અલૈ.)ના જહાઝ ઉપર સવાર હતા તે સિવાયની સમગ્ર દુનિયા ડૂબી ગઈ હતી. તોફાન પૂરું થયા પછી જેટલા પણ મનુષ્યો આ દુનિયામાં બાકી રહ્યા હતા, તે બધા જ મુસલમાન, તૌહીદ અને દીને હક ઉપર એકમતે કાયમ હતા.''

અને વાસ્તવમાં આ ત્રણે નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી. આ ત્રણે યુગ એવા હતા, જેમાં સમગ્ર મુસલમાન "મિલ્લતે વાહીદા" એટલે કે, એક જ મિલ્લત હતી અને દીને હક ઉપર કાયમ હતી.

આયતના બીજા ટૂકડામાં ઈરશાદ છે કે, فَبَعَثَ اللّٰهُ النَّبِيّٖنَ مُبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ وَاَنْزَلَ مَعَهُمُ الْكِتٰبَ بِالْحَقِّ لِيَحْكُمَ بَيْنَ النَّاسِ فِيْمَا اخْتَلَفُوْا فِيْهِ ط ''પછી અલ્લાહ તઆલાએ પયગમ્બરોને મોકલ્યા, જેઓ ખુશખબરી સંભળાવતા હતા અને (જહન્નમથી) ડરાવતા હતા અને તેમની સાથે કિતાબો પણ બરાબર

નાઝિલ કરવામાં આવી. એ હેતુથી કે અલ્લાહ તઆલા લોકોમાં એ બાબતે ફેંસલો કરી આપે, જે બાબતોમાં તેઓ મતભેદ (વાદ–વિવાદ) કરતા હતા.

અત્રે એક વાત વિચારવા યોગ્ય છે કે, ઉપરના વાક્યમાં બધી જ માનવજાત ઉમ્મતે વાહીદા અથવા મિલ્લતે વાહીદા હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો અને આ વાક્યમાં એનાથી વિપરિત એવું ફરમાવવામાં આવ્યું છે કે, અમે અંબિયા (અલૈ.)ને કિતાબો આપીને મોકલ્યા, જેથી તેઓ વાદ–વિવાદ અને મતભેદનો ફેંસલો કરી આપે. આ બંને વાક્યોમાં દેખીતી રીતે કોઈ સુસંગતતા જણાતી નથી. કારણ કે, અંબિયા (અલૈ.) અને કિતાબો મોકલવાનો હેતુ લોકો વચ્ચે ઊભા થયેલા મતભેદો અને વાદ–વિવાદ વચ્ચે ફેંસલો કરવાનો હતો, અને આ મતભેદ તે સમયે તો હતો નહિ, પરંતુ આ બાબતનો જવાબ બિલકુલ સ્પષ્ટ છે કે, પ્રસ્તુત આયતનો હેતુ એ છે કે, જગતની શરૂઆતમાં બધા જ વ્યક્તિઓ એક જ અકીદહ અને દીને હક ઉપર કાયમ અને પાબંદ હતા. પછી ધીરે–ધીરે મતભેદો ઊભા થતા ગયા, વાદ–વિવાદોએ જન્મ લીધો અને તે વાદ–વિવાદો તથા મતભેદોને દૂર કરવા માટે અંબિયા (અલૈ.) તથા કિતાબો નાઝિલ કરવાની આવશ્યકતા ઊભી થઈ.

હવે એક વાત રહી જાય છે કે, ઉપરોક્ત વિગત પ્રમાણે ફક્ત ઉમ્મતે વાહીદા હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો અને મતભેદો ઊભા થવાનો ઉલ્લેખ કેમ કરવામાં ન આવ્યો ? જે લોકો કુર્આન શરીફની વર્ણનશૈલી વિજ્ઞાનના નિષ્ણાત છે, તેમના માટે તેનો જવાબ બિલકુલ મુશ્કેલ નથી. કારણ કે, કુર્આન શરીફમાં ભૂતકાળની ઘટનાઓના ઉલ્લેખમાં કિસ્સા–કહાણીઓ અથવા ઘટનાઓને ઈતિહાસના પુસ્તકો પ્રમાણે આખે–આખા કોઈપણ જગ્યાએ વર્ણન કરવામાં નથી આવતા. બલકે, વચ્ચે–વચ્ચે ઘટનાનો અમુક ભાગ છોડી દેવામાં આવે છે, જે વર્ણનના થોડાક આગળ–પાછળના શબ્દો દ્વારા પણ સમજી શકાય છે. જેમકે, હઝરત યૂસુફ (અલૈ.)ના કિસ્સામાં જે કૈદી છૂટીને આવ્યો અને સ્વપ્નની તા'બીર પ્રાપ્ત કરવા તેણે બાદશાહને કહ્યું કે, મને યૂસુફ (અલૈ.) પાસે મોકલી આપો, તો કુર્આનમાં આ કૈદીની સૂચનાનો ઉલ્લેખ કર્યા પછી વાત અહીંયાંથી શરૂ થાય છે. يُوسُفُ اَيُّهَاالصِّدِّيْقُ એનો ઉલ્લેખ નથી કે, બાદશાહે તેની સલાહને પસંદ કરી અને તેને જેલખાનામાં હઝરત યૂસુફ (અલૈ.) પાસે મોકલ્યો અને ત્યાં પહોંચીને તે

એમનાથી સંબોધિત થયો. કારણ કે, પાછલા અને આગલા વાક્યના ટૂકડાઓને મેળવવાથી આ બાબતો આપમેળે સમજાઈ જાય છે. (આ રીતે કુર્આનમાં જો સમગ્ર ઘટનાક્રમ એક વાક્યમાં સમજી જવાતો હોય ત્યાં લાંબુ લૅક્ચર આપવામાં આવતું નથી.)

એવી જ રીતે ઉપરોક્ત આયતમાં વહદતે મિલ્લત (મિલ્લી એકતા) પછી મતભેદો ઉપસ્થિત થવાનું વર્ણન એટલા માટે કુર્આનની શૈલી પ્રમાણે જરૂરી સમજવામાં નથી આવ્યું કે, મતભેદો ઊભા થવાનું કારણ તો આખી દુનિયા જાણે છે અને દરેક સમયે દરેક યુગમાં લોકો એને અનુભવે છે. આવશ્યકતા તે બાબતને જાહેર કરવાની હતી કે, આ વધુ ઈખ્તેલાફ (વિરોધાભાસ) અને મતભેદો ઉપસ્થિત થતા પહેલાં એક યુગ એવો પણ પસાર થઈ ચૂક્યો છે, જેમાં સમગ્ર માનવજાતિ એક જ ધર્મ અને મિલ્લત તથા એક જ દીને હકની અનુયાયી હતી. અત્રે એને જ વર્ણન ફરમાવ્યું છે. ત્યારબાદ જે વિરોધાભાસો અને મતભેદો દુનિયામાં પ્રસરી ચૂક્યા, એ બધી અનુભવસિદ્ધ બાબત છે, એટલા માટે તેનો ઉલ્લેખ કરવાની કોઈ આવશ્યકતા ન હતી. હા ! એવું બતાવવામાં આવ્યું છે કે, આ મતભેદોમાં સચ્ચાઈના માર્ગનું માર્ગદર્શન અને હિદાયતનો સામાન અલ્લાહ તબારક વ તઆલા તરફથી શું ફરમાવવામાં આવ્યો ? ઈરશાદ છે, فَبَعَثَ اللّٰهُ النَّبِيّٖنَ એટલે કે, અલ્લાહ તઆલાએ અંબિયા (અલૈ.) અને કિતાબો નાઝિલ કરી દીને હકનું અનુસરણ કરનારાઓને કાયમી રાહતની ખુશખબરી અને તેનો વિરોધ કરનારા લોકોને જહન્નમના અઝાબની ચેતવણીઓ અને ધમકીઓ સંભળાવી અને તેની સાથે–સાથે પોતાની વહી અને કિતાબો મોકલી, જેમાં વિવિધ માન્યતાઓ અને અકીદાઓમાંથી સાચો અને સહીહ અકીદહ સ્પષ્ટ કરીને બતાવી દીધો, ત્યાર પછી એ ઈરશાદ ફરમાવ્યો કે, અંબિયા અને રસૂલો (અલૈ.) તથા આસમાની કિતાબોના ખુલ્લા અને સ્પષ્ટ ફેંસલાઓ પછી પણ આ દુનિયા બે સમુદાયોમાં વિભાજિત થઈ ગઈ. અમુક લોકોએ અંબિયા (અલૈ.)ના માર્ગદર્શન અને અલ્લાહની હિદાયતનો સ્વીકાર ન કર્યો અને આશ્ચર્યની વાત એ પણ છે કે, આ હિદાયતોનો અસ્વીકાર કરનારા સૌથી પહેલાં તે જ લોકો છે, જેમની પાસે અંબિયા (અલૈ.) દ્વારા અલ્લાહની સ્પષ્ટ દલીલો મોકલવામાં આવી હતી. એટલે કે અહલે કિતાબ, યહૂદી અને નસારા. અને તેનાથી વધીને આશ્ચર્યની વાત તો એ

છે કે, આકાશી કિતાબોમાં કોઈ શંકા–કુશંકાની સંભાવના કે શક્યતા ન હતી કે, તે તેમની સમજમાં ન આવે અથવા કોઈ ગેરસમજનો શિકાર બની જાય. બલકે, હકીકત એ હતી કે, તેઓએ જાણીબૂજી વાકેફ હોવા છતાં, ફક્ત હઠધર્મી અને દુનિયવી સ્વાર્થ ખાતર તેનો ઈન્કાર કર્યો.

અને બીજો સમુદાય એવો છે, જેને અલ્લાહ તઆલાએ હિદાયતના માર્ગે લગાવી દીધો તેમણે અંબિયા (અલૈ.) અને રસૂલ ﷺ તથા આસમાની કિતાબોના ફેંસલાનો સંતોષપૂર્વક દિલથી સ્વીકાર કરી લીધો. તે બંને જૂથોનો ઉલ્લેખ કુર્આન શરીફમાં "સૂરએ તગાબુન"માં આ પ્રમાણે છે.

خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّ مِنْكُمْ مُّؤْمِنٌ،

*"અલ્લાહ તઆલાએ તમને પૈદા કર્યા પછી તમારામાંથી અમુક કાફિર (ઈન્કારી) થઈ ગયા અને અમુક મો'મિન (મુસલમાન)!"* *(સૂ.:૬૪, આ.: ૨)*

આ આયતનો ખુલાસો كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً એ છે કે, દુનિયામાં પ્રથમ બધા જ મનુષ્યો દીને હક (સત્ય ધર્મ ઈસ્લામ) ઉપર કાયમ હતા, પછી મતભેદો અને વ્યક્તિગત સ્વાર્થના કારણે વાદ–વિવાદ ઉપસ્થિત થવાની શરૂઆત થઈ. એક લાંબા સમય પછી અમલો અને માન્યતાઓમાં પણ મતભેદો ઊભા થઈ ગયા. એટલે સુધી કે સત્ય અને અસત્યમાં શંકા થવા લાગી તો અલ્લાહ તઆલાએ અંબિયા (અલૈ.) અને પોતાની કિતાબોને સત્ય માર્ગના માર્ગદર્શન માટે અને દીને હક ઉપર સમગ્ર માનવજાતિને પ્રસ્થાપિત કરવા માટે મોકલી, જેના પર બધા જ મનુષ્ય પ્રસ્થાપિત હતા, પરંતુ આ બધા સ્પષ્ટ અને જાહેર માર્ગદર્શન તથા ખુલ્લી નિશાનીઓ હોવા છતાં અમુક લોકોએ હઠધર્મી અને જીદના કારણે ઈન્કાર અને અસ્વીકાર કર્યો તથા ખોટો માર્ગ અપનાવ્યો, જ્યારે અમુક લોકોએ તેને સાચું માની અપનાવી લીધું.

**મસ્અલાઓ :**

આ આયતથી અમુક બાબતોની જાણ થઈ, પ્રથમ એ કે અલ્લાહ તઆલાએ ઘણા બધા નબીઓ (અલૈ.) અને કિતાબો દુનિયામાં એટલા માટે મોકલી કે, નબીઓ (અલૈ.) અલ્લાહની કિતાબો દ્વારા સમગ્ર મનુષ્યજાતિનું માર્ગદર્શન કરે અને જે લોકો "મિલ્લતે વાહીદા" (એક કૌમ)ને છોડીને વિવિધ

ફિરકાઓ સંપ્રદાયોમાં વહેંચાઈ ગઈ છે, ફરીવાર તેઓને "મિલ્લતે વાહીદા" ઉપર કાયમ કરી આપે. અંબિયા (અલૈ.)નો આ ક્રમ આ જ રીતે ચાલતો રહ્યો કે, જ્યારે લોકો સત્ય માર્ગથી ભટકી જતા, તો અલ્લાહ તઆલા તેમની હિદાયત માટે કોઈ નબીને મોકલી આપતા અને તેમના ઉપર કિતાબ નાઝિલ કરવામાં આવતી હતી, જેથી ભટકી ગયેલા લોકો સત્ય માર્ગ પર આવી જાય. ફરી વળી, જો તેઓ સત્ય માર્ગથી ભટકી જતા, તો બીજા નબી અને કિતાબ સત્ય માર્ગ ઉપર લાવવા અલ્લાહ તઆલા તરફથી આવી જતી. આ બાબતનું ઉદાહરણ એ રીતે આપી શકાય, જેમકે તંદુરસ્તી એક જ વસ્તુ છે અને બીમારીઓ હજાર છે. જ્યારે એક બીમારી પેદા થઈ ગઈ, તો તેના માટે એક–બે ઈલાજો કરવામાં આવ્યા, તે બીમારી સારી થઈ ગઈ. બીજી બીમારી થઈ ગઈ, તો બીજી દવા આપવામાં આવી અને અંતે એક એવો સર્વગ્રાહી દવાનો નુસખો તૈયાર કરવામાં આવ્યો કે, જે બધા જ પ્રકારની બીમારીઓનો ઈલાજ હતો અને તેની અસર કયામત સુધી સફળતાપૂર્વક કાયમ રાખવાનું આયોજન કરવામાં આવ્યું. આ સંપૂર્ણ ઈલાજના સર્વગ્રાહી નુસખાએ અગાઉના બધા જ નુસખાઓની જગ્યા લઈ લીધી અને હવે પછી આવનારી સમગ્ર માનવજાતને કોઈપણ બીમારીના ઈલાજ માટે આ જ નુસખાનો ઉપયોગ કરવાનું નક્કી ઠરાવવામાં આવ્યું. આ સર્વગ્રાહી ઈલાજનો નુસખો તે "ઈસ્લામ" છે, જેના માટે અંતિમ નબી ﷺ અને કુર્આન નાઝિલ કરવામાં આવ્યું. અગાઉની આસમાની કિતાબોમાં લોકો દ્વારા ફેરફાર કરી નાંખવામાં આવ્યો અને જે પ્રમાણે અગાઉના અંબિયા (અલૈ.)ના શિક્ષણ અને તેમના માર્ગદર્શનને બદલી નાંખવાનો અથવા ગુમ થઈ જવાનો ક્રમ ઉપરથી ચાલ્યો આવતો હતો, જેના કારણે નબીઓની અને નવી કિતાબોની આવશ્યકતા ઉપસ્થિત થતી હતી, તે વિશે એવી વ્યવસ્થા કરવામાં આવી કે, કુર્આન શરીફને સુધારા–વધારાની શક્યતાથી સુરક્ષિત કરવાની જવાબદારી પોતે અલ્લાહ તઆલાએ લઈ લીધી અને કુર્આન શરીફના શિક્ષણને કયામત સુધી તેના વાસ્તવિક સ્વરૂપમાં કાયમ અને બાકી રાખવા માટે અલ્લાહ જલ્લ શા'નુહુએ ઉમ્મતે મુહમ્મદીય્યહ ﷺમાં કયામત સુધી એક એવો સમૂહ (જમાઅત) કાયમ અને બાકી રાખવાનો વાયદો કર્યો કે, તેઓ હંમેશા દીને હક્ક (સત્ય ધર્મ) ઉપર કાયમ રહીને અલ્લાહની કિતાબ કુર્આન તથા સુન્નત (હદીષ શરીફ)નું સાચું

શિક્ષણકાર્ય કરતા રહેશે. કોઈનો વિરોધ કે દુશ્મની તેમના ઉપર કોઈ પ્રભાવ નહિ પાડી શકે. એટલા માટે આ સર્વગ્રાહી માર્ગદર્શન અને હિદાયત પછી નુબુવ્વત તથા વહીનો દરવાજો બંધ થઈ જવો એક જરૂરી બાબત હતી અને છેવટે નુબુવ્વત રસૂલુલ્લાહ ﷺ ઉપર પૂરી થઈ જવાનું એ'લાન અલ્લાહ તઆલા તરફથી કરવામાં આવ્યું.

ખુલાસો એ છે કે, વિવિધ યુગમાં અનેક અંબિયા (અલૈ.) અને અનેક કિતાબો આવવાથી કોઈ એવા ધોકા (વહેમ–શંકા)માં ન પડી જાય કે, અંબિયા (અલૈ.) અને કિતાબો માનવજાતિને વિવિધ સંપ્રદાયો અને ગૃપોમાં વિભાજિત કરવા માટે તથા તેમની એકતાને તોડવા માટે મોકલવામાં આવી હતી. બલકે, અંબિયા (અલૈ.) અને કિતાબો નાઝિલ કરવાનો એકમાત્ર હેતુ એ હતો કે, જે રીતે એક સમયે સમગ્ર માનવજાતિ એક જ દીને હક ઉપર કાયમ રહીને મિલ્લતે વાહીદા હતી. એ જ પ્રમાણે આ અંબિયા (અલૈ.) અને કિતાબોના માર્ગદર્શન દ્વારા તેઓ ફરીવાર આવી એકતા સ્થાપિત કરીને દીને હક ઉપર કાયમ થઈ જાય.

**મસ્અલો :**

બીજી બાબત એ સ્પષ્ટ થાય છે કે, ધર્મોના આધારે કૌમોનું વિભાજન મુસ્લિમ અને ગૈરમુસ્લિમ, બસ ફક્ત બે જ સમુદાય સમજવામાં આવશે, જેને કુર્આનની આયતમાં فَمِنْكُمْ كَافِرٌ وَّمِنْكُمْ مُّؤْمِنٌ કહીને દલીલરૂપે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એની સાથે સાથે એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, ઈસ્લામમાં આ બે પ્રકારની કૌમોના અસ્તિત્વના વિચારસરણી આધારિત વિભાજનનો મૂળભૂત સિદ્ધાંત વાસ્તવમાં સત્ય માર્ગ ઉપર અલ્લાહના માર્ગદર્શન પ્રમાણે ચાલનારી એક જ કૌમ મિલ્લતે વાહીદા બનાવવાનો રહ્યો છે. (આવી એકતાનો આધાર પ્રદેશ, ભાષા, રંગ, વંશ બની શકતો નથી.) બલકે અકીદાઓ (માન્યતાઓ) અને દીને હકના અનુસરણને જ આવી એકતાનો આધાર બનાવી શકાય છે. કુર્આનનું ફરમાન છે كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً અત્રે બતાવવામાં આવ્યું છે, જગતની શરૂઆતથી જ સહીહ અને સત્ય માન્યતાઓ અને દીને હકની પૈરવીના આધારે એક સાચી અને વાસ્તવિક કૌમી એકતા કાયમ હતી. પાછળથી લોકોમાં મતભેદો ઊભા થવાથી અંબિયા (અલૈ.)એ લોકોને વાસ્તવિક એકતા તરફ આવવાનું આમંત્રણ આપ્યું, જેમણે તેમના આમંત્રણનો સ્વીકાર ન કર્યો તેઓ મિલ્લતે વાહિદાથી

કપાઈ ગયા, તેમને એક અલગ કૌમ ઠરાવવામાં આવી.

**મસ્અલો :**

આ આયતથી ત્રીજી બાબત એ સ્પષ્ટ થાય છે કે, આદિકાળથી અલ્લાહની સુન્નત (ટેવ) એ જ રહી છે કે, દુષ્ટ પાપી લોકો અલ્લાહના દરેક અંબિયા (અલૈ.) વિરૂદ્ધ અને અલ્લાહની દરેક કિતાબો વિરૂદ્ધ ઊભા થતા રહ્યા અને તેમના મુકાબલા માટે પોતાની બધી શક્તિઓ અજમાવતા રહ્યા છે માટે હવે ઈમાનવાળા લોકોએ તેમના દુષ્ટ કર્મો અને ફસાદથી દિલગીર ન થવું જોઈએ. જે પ્રમાણે કાફિરોએ પોતાના વડીલોની માન્યતા પ્રમાણે કુફ્ર અને (દુશ્મનીને) અપનાવી અંબિયા (અલૈ.)નો વિરોધ કર્યો, એ પ્રમાણે નેક મો'મિનો પણ પોતાના બુઝુર્ગો અને વડીલો એટલે કે અંબિયા (અલૈ.)ની માન્યતા અપનાવી આ લોકોની પરપીડન વૃત્તિ ઉપર અને તેમના વિરોધ ઉપર ધીરજ અને સબ્ર કરે તથા હિકમત અને શિખામણ દ્વારા વિનમ્રતાપૂર્વક તેમને દીને હકનું આમંત્રણ આપતા રહે અને કદાચ આ જ સંદર્ભમાં આગલી આયતમાં મુસલમાનોને મુસીબતો અને તકલીફો ઉપર સબ્ર અને ધીરજની તાકીદ કરવામાં આવી છે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૧૪)

أَمْ حَسِبْتُمْ أَنْ تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا يَأْتِكُمْ مَّثَلُ الَّذِينَ خَلَوْا مِنْ قَبْلِكُمْ ۖ
مَسَّتْهُمُ الْبَأْسَاءُ وَالضَّرَّاءُ وَزُلْزِلُوا حَتَّىٰ يَقُولَ الرَّسُولُ وَالَّذِينَ آمَنُوا مَعَهُ
مَتَىٰ نَصْرُ اللَّهِ ۗ أَلَا إِنَّ نَصْرَ اللَّهِ قَرِيبٌ ﴿٢١٤﴾

## તરજુમો :

*શું તમે એમ વિચારી લીધું કે, જન્નતમાં (એમ જ સરળતાથી) ચાલ્યા જશો!? અને જ્યારે કે તમારા ઉપર હજું એવી હાલત નથી આવી કે જે પ્રમાણે તમારાથી અગાઉના લોકો ઉપર આવી હતી; તેમના ઉપર કઠોર પરિસ્થિતિઓ અને તકલીફો આવી હતી, અને તેઓને હચમચાવી નાંખવામાં આવ્યા હતા, એટલે સુધી કે રસૂલ અને જે લોકો તેમની સાથે ઈમાન લાવ્યા*

*હતા, કહેવા લાગ્યા ! અલ્લાહની મદદ ક્યારે આવશે ?! યાદ રાખો ! બેશક અલ્લાહની મદદ (બહુ) નજીક છે. (૨૧૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરોક્ત આયતોમાં કાફિરોનો હંમેશા અંબિયા (અલૈ.) અને મો'મિનોનો વિરોધ કરવાનો અને તેમની સાથે મતભેદ ઊભા કરતા રહેવાનો ઉલ્લેખ હતો, જેમાં એક પ્રકારે મુસલમાનોને એ બાબત ઉપર આશ્વાસન આપવાનો હેતુ હતો કે, કાફિરો જે આપની મઝાક–મશ્કરી અને ઠેકડી ઉડાવી રહ્યા છે, તેનાથી આપને ખૂબ તકલીફ થતી હશે, પરંતુ આ બાબત કોઈ નવી નથી. આવું તો હંમેશાંથી બનતું આવ્યું છે, અગાઉ પણ આ કાફિર વિરોધીઓએ અંબિયા (અલૈ.) અને મો'મિનોને અનેક પ્રકારની તકલીફો અને ઈજાઓ પહોંચાડી જ છે. આ વર્ણનમાં મુસલમાનોને આશ્વાસન આપવામાં આવે છે કે, તમને પણ કાફિરો દ્વારા તકલીફો પહોંચાડવામાં આવે છે તેના ઉપર સબ્ર અને ધીરજ ધરો, કારણ કે સંપૂર્ણ રાહત તો આખિરતની મહેનત કરતા રહેવામાં જ છે.

## તફસીર :

(અને બીજી એક વાત સાંભળો !) શું તમે એવું ધારી લીધું છે કે (કોઈ તકલીફ વિના એમ જ સરળતાથી) જન્નતમાં દાખલ થઈ જશો ? જ્યારે કે (હજુ તો તમે કોઈ તકલીફ ઉઠાવી જ નથી કારણ કે,) તમારા ઉપર તમારાથી અગાઉના (મુસલમાન) લોકો જેવી પરિસ્થિતિઓ (હાલત) આવી જ નથી ! તેમને (વિરોધીઓ તરફથી) એવી એવી મુસીબતો અને તકલીફો પહોંચાડવામાં આવતી હતી અને (આ અત્યાચારના કારણે) તેમને એટલી હદે હચમચાવી મૂકવામાં આવ્યા હતા કે, (તે સમયે) પયગમ્બર સુદ્ધાં અને જેઓ તેમની સાથે ઈમાન લાવ્યા હતા (બેચેન થઈને) બોલી ઉઠયા, કે અલ્લાહ તઆલાની મદદ ક્યારે આવશે ?! (તેમના સવાલનો જવાબ આપીને આશ્વાસન આપવામાં આવ્યું કે,) યાદ રાખો ! બેશક ! અલ્લાહ તઆલાની મદદ (ઘણી જ) નજીક છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં અમુક બાબતો ધ્યાન આપવા યોગ્ય છે. પ્રથમ એ કે, આ આયતથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે, તકલીફો અને મહેનતો વેઠયા સિવાય તથા

મુસીબતો અને આફતોનો સામનો કર્યા વિના કોઈ વ્યક્તિ જન્નતમાં જશે નહિ. જયારે કે, કુર્આન શરીફના ઈરશાદ અને નબીએ કરીમ ﷺના ફરમાનોથી સાબિત થયું છે કે, ઘણા બધા ગુનેહગારો ફક્ત અલ્લાહ તઆલાની કૃપાદષ્ટિ અને બક્ષિશથી જન્નતમાં પ્રવેશ પામશે. તેમને કોઈ તકલીફ પણ નહિ ઉઠાવવી પડે, કારણ કે, તકલીફો અને મુસીબતો ઉઠાવવાના દરજ્જાઓ ભિન્ન ભિન્ન પ્રકારે છે. પ્રથમ દરજ્જો નફસ અને શયતાન સાથે સંઘર્ષ કરી અથવા દીને હકના વિરોધીઓ સાથે બાથ ભીડીને પોતાની માન્યતાઓને વળગી રહી, પોતાના ઈમાનની સુરક્ષા કરવાનો છે. હવે આગળ ઉપર મધ્યમ અને ઉત્તમ કક્ષાના દરજ્જાઓ છે, જે કક્ષાની મહેનત અને તકલીફ હશે તે જ કક્ષા પ્રમાણે જન્નતમાં પ્રવેશ મળશે. એટલા માટે એક રીતે જોવા જઈએ તો મહેનત અને મુસીબતથી કોઈને પણ છૂટકારો નથી. એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَشَدُّ النَّاسِ بَلاءً اَلْاَنْبِيَآءُ ثُمَّ الاَمْثَلُ فَالاَمْثَلُ،

*"સૌથી વધુ સખત બલાઓ (કસોટીઓ) અને મુસીબતો અંબિયા (અલૈ.)ને પહોંચી છે, ત્યારબાદ જે એમની સૌથી વધુ નજીક હોય (તેમને)."*

બીજી વાત અત્રે ધ્યાન ખેંચે છે કે, અંબિયા (અલૈ.) અને તેમના સાથીઓએ એવી વિનંતી કરી કે, અલ્લાહ તઆલાની મદદ ક્યારે આવશે ?! આ ઉદ્‌ગારો કોઈ શંકાના કારણે ન હતા. કારણ કે અલ્લાહની કુદરતમાં શંકા કરવી અલ્લાહવાળાઓના સન્માન, પ્રતિષ્ઠા અને તેમના મરતબા વિરૂદ્ધ બાબત છે. બલકે, આ સવાલનો હેતુ ફક્ત એટલો જ હતો કે, અલ્લાહ તઆલાએ મદદનો વાયદો કર્યો છે, પરંતુ તેનો સમય અને સ્થળ નક્કી નથી કર્યું, એટલા માટે મુસીબતની હાલતમાં બેચેનીના કારણે આવા શબ્દો દ્વારા વિનંતી કરવાનો હેતુ એ હતો કે, તે મદદ જલદી મોકલવામાં આવે અને એવી દુઆ કરવી તવક્કુલ (અલ્લાહ ઉપર સંપૂર્ણ વિશ્વાસ) અને નુબુવ્વતના મરતબા વિરૂદ્ધ વાત નથી બલકે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓની વિનવણીને પસંદ કરે છે, એ કારણે અંબિયા (અલૈ.) અને નેક લોકો તેની ખુશ્નુદીના સૌથી વધુ હકદાર છે.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૧૫)

يَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ۗ قُلْ مَآ اَنْفَقْتُمْ مِّنْ خَيْرٍ فَلِلْوَالِدَيْنِ وَالْاَقْرَبِيْنَ

وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۭ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿٢١٥﴾

## તરજુમો :

*તેઓ તમને પૂછે છે, શું ખર્ચ કરીએ ? (આપ ﷺ) કહી આપો, તમે જે કંઈ માલ ખર્ચ કરો, માં–બાપ માટે, અને સગાં–વહાલાં, અને યતીમો (અનાથો), અને મિસ્કિનો (લાચારો), અને મુસાફરો (માટે); અને તમે જે કંઈ ભલાઈ કરો છો તો બેશક ! અલ્લાહ તેને સારી પેઠે જાણે છે. (૨૧૫)*

## તફસીર :

લોકો તમને પૂછે છે કે, (સવાબ માટે) શું વસ્તુ ખર્ચ કરીએ ? (અને કયા સંજોગોમાં ?) આપ (ﷺ) કહી આપો જે માલ તમે ખર્ચ કરવાના હોય (તેનું પ્રમાણ તમારી હિંમત મુજબ છે, પરંતુ અમુક સંજોગો અને પરિસ્થિતિઓ જેને અમે બતાવીએ છીએ કે એ માલમાં) માં–બાપનો હક છે અને સગાં–વહાલાંઓનો તથા અનાથ (યતીમ) બાળકોનો અને મોહતાજોનો તથા મુસાફરોનો (પણ હક છે) અને તમે જે કંઈ પણ નેક કામ કરો છો બેશક ! અલ્લાહ તઆલા તેનાથી સારી પેઠે વાકેફ છે (ભલે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરતા હોય અથવા બીજે કંઈક કે તમે જે કંઈ પણ ખર્ચ કરી રહ્યા છો તેને સારી પેઠે જાણે છે અને તેનો સવાબ પણ આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતની આગલી આયતમાં સામૂહિક સ્વરૂપે એ વિષયનો ઘણી તાકીદથી ઉલ્લેખ થયો છે કે, ‘કુફ્ર અને નિફાકને છોડીને સંપૂર્ણ ઈસ્લામમાં પ્રવેશ પામી જાઓ. અલ્લાહના હુકમના મુકાબલામાં કોઈની વાત ન સાંભળો, અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે જાન અને માલ ખર્ચ કરો અને દરેક પ્રકારની મુશ્કેલ પરિસ્થિતિઓ તથા મુસીબતના સમયે ધૈર્ય દાખવો,’ અહીંયાંથી હવે ઈમાન અને અલ્લાહની ફરમાંબરદારી તથા અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાના વિષયને વધારે

ખુલાસાવાર વર્ણન કરવામાં આવ્યો છે. જાન, માલ તથા બીજા વહેવારો દાખલા તરીકે નિકાહ, તલાક વગેરે સંબંધિત હુકમોનો ક્રમ "અબ્વાબુલ બિર્ર"થી સતત ચાલુ છે, આ વિષય પણ તેમાં શામિલ છે.

આ વિષયની એક આગવી વિશેષતા એ છે કે, મોટા ભાગે તેમાં એવી બાબતોનો ઉલ્લેખ છે કે, જેના સંદર્ભમાં સહાબએ કિરામ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺને સવાલ કર્યો હતો, તેમની જિજ્ઞાસાને સંતોષવા આ સવાલોના જવાબો સીધેસીધા અલ્લાહ તબારક વ તઆલાએ રસૂલુલ્લાહ ﷺ દ્વારા આપી દીધા. તેને જો એવું સમજવામાં આવે કે અલ્લાહ તઆલાએ પોતે ફતવો આપી દીધો છે તો એવું સમજવું પણ યોગ્ય છે અને કુર્આને કરીમની આયત قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِيْهِنَّ (અલ્લાહ તઆલા તેમના વિશે તમને જણાવે છે) (સૂરહ : ૪, આયત : ૧૨૭)માં અલ્લાહ તઆલાએ ફતવો આપવાનો સંબંધ પોતાની સાથે જોડીને ફરમાવ્યું છે, એટલા માટે આ વિષયમાં કોઈ શંકાને સ્થાન નથી કે સમજથી દૂર નથી.

અને એવું પણ કહી શકાય છે કે, આ ફતવાઓ રસૂલે કરીમ ﷺના છે અને આ સવાલના જવાબને વહી દ્વારા સૂચિત કરવામાં આવ્યા છે. આ રુકૂઅ્માં શરીઅતના હુકમો સહાબા (રદિ.)ના અમુક સવાલોના જવાબના સંદર્ભમાં વર્ણન થયા છે. આ બાબત પણ એક ખાસ અગત્યતા ધરાવે છે. સમગ્ર કુર્આનમાં આવી રીતે સવાલ અને જવાબ સ્વરૂપે અમુક ખાસ હુકમો લગભગ ૧૭ સ્થળોએ ઉલ્લેખાયા છે, જેમાંથી સાત હુકમો તો આ સ્થળે સૂરએ બકરહમાં, એક સૂરએ માઈદહમાં, એક સૂરએ અન્ફાલમાં આમ આ નવ સવાલો સહાબએ કિરામ (રદિ.) તરફથી થયા હતા. સૂરએ અઅ્રાફમાં બે અને સૂરએ બની ઈસ્રાઈલ, સૂરએ કહફ, સૂરએ તા'હા અને સૂરએ નાઝિઆતમાં એક એક. આ કુલ છ સવાલો કાફિરો તરફથી કરવામાં આવ્યા હતા, જેનો જવાબ કુર્આનમાં જે તે વિષયના સંદર્ભમાં આપવામાં આવ્યો છે.

કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "મેં કોઈ જમાઅત હઝરત મુહમ્મદ ﷺના સહાબાઓ કરતાં ઉત્તમ જોઈ નથી. તેઓ દીનના મા'મલામાં અત્યંત વિવેકપૂર્ણ હતા તથા હઝરત મુહમ્મદ ﷺ સાથે અસાધારણ મહોબ્બત અને સંબંધ ધરાવતા હોવા છતાં તેમણે ખૂબ જ ઓછા પ્રશ્નો કર્યા છે. ફક્ત ૧૩ બાબતો વિશે પ્રશ્નો પૂછ્યા છે, જેનો કુર્આન

શરીફમાં જવાબ આપવામાં આવ્યો છે કારણ કે, આ લોકો બિનજરૂરી પ્રશ્નો કરતા ન હતા.''

ઉપરોક્ત આયતની આગલી આયતમાં સહાબએ કિરામ (રદિ.)ને સંતોષ ખાતર તેમના સવાલનો જવાબ આ રીતે આ શબ્દો વાપરી આપવામાં આવ્યો છે. يَسْـئَـلُوْنَكَ مَـاذَاايُنْـفِقُوْنَ એટલે કે, ''લોકો આપ ﷺને પૂછે છે કે, શું ખર્ચ કરીએ?'' અને આ જ સવાલનું આ રુકૂઅ્માં બે આયતો પછી એ જ શબ્દો દ્વારા પુનરાવર્તન કરવામાં આવ્યું છે وَيَسْئَلُوْنَكَ مَاذَايُنْفِقُوْنَ પરંતુ આ એક જ પ્રશ્નનો ઉત્તર વર્ણન કરાયેલી આયતમાં થોડો અલગ રીતે આપવામાં આવ્યો છે અને બે આયતો પછી આવનાર સવાલનો જવાબ કંઈક અલગ સ્વરૂપે છે.

એટલા માટે પહેલાં એ સમજી લેવું જરૂરી છે કે, એક જ સવાલના બે પ્રકારના જવાબો શું હિકમત ઉપર આધારિત છે ? આ હિકમત તે સંજોગો અને ઘટનાઓ ઉપર વિચાર કરવાથી સ્પષ્ટ થઈ જાય છે, જેની પૂર્વભૂમિકા સ્વરૂપે આ આયત ઊતરી હતી. દા.ત. આ આયતનો શા'ને નુઝૂલ એ છે કે, ઉમર બિન જમૂહે રસૂલે કરીમ ﷺને એ પ્રશ્ન કર્યો હતો કે, مَـانُـنْفِقُ مِن اَمْوَالِنَاوَاَيْنَ نَضَعُهَا (ઈબ્નુલ મુન્ઝિર અને મઝહરી) ''અમે પોતાના માલમાંથી શું ખર્ચ કરીએ અને ક્યાં ખર્ચ કરીએ ?'' અને ઈબ્ને જરીર (રહ.)ની રિવાયત પ્રમાણે આ પ્રશ્ન ફક્ત ઈબ્ને જમૂહનો ન હતો બલકે, દરેક મુસલમાનોનો સવાલ હતો. આ પ્રશ્નના બે વિભાગો છે, પ્રથમ એ કે, માલમાંથી શું અને કેટલું ખર્ચ કરીએ ? અને બીજું એ કે, આ માલ કેવા લોકો ઉપર ખર્ચ કરીએ અને તેને કોણ વાપરશે ?

બીજી આયત જે બે આયતો પછી આ જ પ્રશ્ન ઉપર આધારિત છે, તેનો શા'ને નુઝૂલ ઈબ્ને અબી હાતિમની રિવાયત પ્રમાણે એ છે કે, જ્યારે કુર્આનમાં મુસલમાનોને એ હુકમ આપવામાં આવ્યો કે, પોતાના માલને અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરો, તો અમુક સહાબા (રદિ.) રસૂલુલ્લાહ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને વિનંતી કરી કે, અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાનો જે હુકમ અમને મળ્યો છે તેના વિશે અમે કંઈ ખુલાસો મેળવવા માંગીએ છીએ કે, શું માલ અને કઈ વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે ? આ પ્રશ્નનો ફક્ત એક જ ભાગ છે કે, "શું ખર્ચ કરીએ ?" આમ, બંને પ્રશ્નોના સ્વરૂપો ભિન્ન પ્રકારના થઈ ગયા, પ્રથમ પ્રશ્નમાં "શું ખર્ચ કરીએ ?" અને "ક્યાં ખર્ચ

કરીએ?"નો સવાલ હતો અને બીજામાં માત્ર "શું ખર્ચ કરીએ ?"નો સવાલ છે અને પ્રથમ પ્રશ્નના જવાબમાં કુર્આન શરીફમાં જે કંઈ પણ ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનાથી સ્પષ્ટ થાય છે કે, પ્રશ્નનો બીજો વિભાગ એટલે કે "ક્યાં ખર્ચ કરીએ ?" તેને વધારે મહત્ત્વ આપીને જવાબને ખુલાસા સ્વરૂપે સ્પષ્ટ રીતે રજૂ કરવામાં આવ્યો છે અને પ્રથમ વિભાગ એટલે કે "શું ખર્ચ કરીએ ?"ના ઉત્તરને ગૌણ સ્વરૂપે આપી દેવાના પૂરતું સમજ્યું છે. હવે, કુર્આનના શબ્દોમાં બંને વિભાગ ઉપર દૃષ્ટિપાત કરો. પહેલો વિભાગ એટલે "ક્યાં ખર્ચ કરીએ ?"ના સંદર્ભમાં ઈરશાદ થયો مَا اَنْفَقْتُمْ مِّنْ خَيْرٍ فَلِلْوَالِدَيْنِ وَالْاَقْرَبِيْنَ وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ એટલે કે, “જે કંઈ પણ તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો છો, તે માલમાં માં–બાપ, સગાં–વહાલાં, અનાથ અને મોહતાજ ફકીરો તથા જરૂરિયાતમંદ મુસાફરોનો અધિકાર (હક) છે.”

અને બીજો વિભાગ એટલે કે "શું ખર્ચ કરીએ ?"ના જવાબને ગૌણ બનાવી આ શબ્દોમાં જવાબ આપી દેવામાં આવ્યો કે, وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ એટલે “તમે જે કંઈ પણ ભલાઈ કરશો બેશક ! અલ્લાહ તઆલા તેને ઘણી જ સારી રીતે જાણે છે” અને ઈશારો એ બાબત તરફ પણ છે કે, અલ્લાહ તઆલા તરફથી તમારા ઉપર કોઈ મર્યાદા કે પાબંદી લગાવવામાં નથી આવી કે, આ અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાની મર્યાદા કે પ્રમાણ કેટલું હોવું જોઈએ? બલકે, જે કંઈ પણ તમારી શક્તિ અને હિંમત હોય, તે પ્રમાણે ખર્ચ કરશો તો અલ્લાહ તઆલા તરફથી તેનો સવાબ તમને અવશ્ય મળશે.

મતલબ કે, પ્રથમ આયતમાં કદાચ પ્રશ્ન કરનારને નજર સમક્ષ રાખી વધારે મહત્ત્વ એ પ્રશ્નને આપવામાં આવ્યું છે કે, અમે જે માલ ખર્ચ કરીએ તે કોના ઉપર ખર્ચ કરીએ ? એટલા માટે તે માલ કોના ઉપર અને ક્યાં ખર્ચ કરવો તેનો વિગતવાર અગત્યતાપૂર્વક ખુલાસો કરવામાં આવ્યો અને પ્રથમ પ્રશ્ન કે "શું ખર્ચ કરીએ ?" તેને ગૌણ બનાવી ઉપરોક્ત શબ્દો વડે સમજાવી દેવામાં આવ્યું કે, તમારી શક્તિ મુજબ જેટલું બની શકે ખર્ચ કરો અને પાછળની આયતમાં સવાલ ફક્ત એટલો જ હતો કે, અમે શું અને કઈ વસ્તુ ખર્ચ કરીએ ? તેના ઈરશાદ قُلِ الْعَفْوَ માં “આપ (ﷺ) ફરમાવી આપો કે, જે કંઈ પણ પોતાની જરૂરિયાત પૂરી કર્યા પછી બચે, તેમાંથી શક્ય એટલું ખર્ચ કરો.” આ બંને આયતોથી

અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરવા વિશે કેટલાક માર્ગદર્શનો અને મસ્અલાઓ સ્પષ્ટ થાય છે.

**મસ્અલો :**

પ્રથમ એ કે, બંને આયતો ફરજ ઝકાત વિશે નથી. કારણ કે, ફરજ ઝકાત માટે તો ચોક્કસ પ્રમાણ અને હિસાબ નક્કી કરવામાં આવ્યો છે અને તે સંદર્ભે જેટલા પ્રમાણમાં ખર્ચ કરવો ફરજ છે, તે પણ રસૂલુલ્લાહ ﷺ દ્વારા સંપૂર્ણ રીતે નક્કી કરવામાં આવ્યું છે. જ્યારે કે, આ આયતમાં ન તો કોઈ ખર્ચ કરવાની મર્યાદા અને માલનું પ્રમાણ નક્કી કરવામાં આવ્યું છે અને ન જ કોઈ શરત લગાવવામાં આવી છે. આ રીતે આ બંને આયત નફલ સદકાઓ વિશે છે. એટલા માટે એ શંકા પણ દૂર થઈ ગઈ કે, પ્રથમ આયતમાં કોના ઉપર ખર્ચ કરવો ? તે સંદર્ભે જેના ઉપર માલ ખર્ચ કરવાનો છે તેમાં માતા–પિતા, અનાથો વગેરે બતાવી દેવામાં આવ્યું છે. હાલાં કે, માં–બાપને ઝકાત આપવી રસૂલે કરીમ ﷺના શિક્ષણ પ્રમાણે જાઈઝ નથી, પરંતુ આ આયતનો સંબંધ ફરજ ઝકાત સાથે છે જ નહિ.

**મસ્અલો :**

બીજું માર્ગદર્શન આ આયતથી એ પ્રાપ્ત થયું કે, માં–બાપ અને બીજા સગાં–સંબંધીઓને જો કોઈ વસ્તુ હદિયા (ભેટ–સોગાત) સ્વરૂપે આપવામાં આવે અથવા ખવડાવવામાં આવે અને જો અલ્લાહ તઆલાનો હુકમ પૂરો કરવાની નિય્યત હશે તો તે પણ સવાબનો સબબ બનશે અને આવો ખર્ચ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાના હુકમમાં શામિલ થઈ જશે.

**મસ્અલો :**

ત્રીજું માર્ગદર્શન એ પ્રાપ્ત થાય છે કે, નફલ સદકાઓમાં એ બાબતની તકેદારી રાખવી જરૂરી છે કે, પોતાની જરૂરિયાતથી વધારે હોય તે જ માલ ખર્ચ કરવામાં આવે. પોતાની પત્ની અને બાળકોને તંગીમાં નાંખીને, તેમના અધિકારો ઉપર તરાપ મારીને, આ પ્રકારનો ખર્ચ કરવામાં કોઈ સવાબ નથી. એ જ પ્રમાણે જેના માથે કોઈ કર્ઝ છે તો નફલ સદકહ અથવા ખૈરાતમાં પૈસા ન ઉડાવે બલકે, પોતાના કરજખ્વાહને આપીને પોતાનું કરજ પૂર્ણ કરે અને અલ્લાહને આ જ બાબત વધારે પસંદ છે. હઝરત અબૂઝર ગિફારી (રદિ.) અને અમુક બીજા

સહાબીઓએ જરૂરતથી વધારે માલને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની આયતનું એ રીતે અર્થઘટન કર્યું છે કે, “પોતાની જરૂરતથી વધારે માલ ઝકાત અને બધા જ હકોને પૂર્ણ કર્યા પછી પોતાની મિલકતમાં રાખવો જાઈઝ નથી. જરૂરતથી વધારે જે કંઈ પણ છે બધું જ સદકહ કરી દેવું જોઈએ,” પરંતુ જમહૂર સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને દીનના ઈમામોના મતે કુર્આનના આ ફરમાનનો એ જ હુકમ છે કે, જે કંઈ પણ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાનો હોય તે તમારી જરૂરિયાત કરતાં વધારાનું હોવું જોઈએ. એનો મતલબ એવો નથી કે, જેટલું પણ જરૂરિયાતથી વધારે હોય તે બધું જ અલ્લાહના રસ્તામાં ખર્ચી નાંખવું જરૂરી છે. સહાબએ કિરામ (રદિ.)ના અમલોથી એ પણ સાબિત થઈ ચૂક્યું છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૧૬–૨૧૭–૨૧૮)

كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ وَهُوَ كُرْهٌ لَّكُمْ ۚ وَعَسٰٓى اَنْ تَكْرَهُوْا شَيْـًٔا وَّهُوَ خَيْرٌ لَّكُمْ ۚ

٢٦ ع ١٠ وَعَسٰٓى اَنْ تُحِبُّوْا شَيْـًٔا وَّهُوَ شَرٌّ لَّكُمْ ۗ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٢١٦﴾

يَسْـَٔلُوْنَكَ عَنِ الشَّهْرِ الْحَرَامِ قِتَالٍ فِيْهِ ۗ قُلْ قِتَالٌ فِيْهِ كَبِيْرٌ ۗ وَصَدٌّ عَنْ سَبِيْلِ

اللّٰهِ وَكُفْرٌۢ بِهٖ وَالْمَسْجِدِ الْحَرَامِ ۖ وَاِخْرَاجُ اَهْلِهٖ مِنْهُ اَكْبَرُ عِنْدَ اللّٰهِ ۚ وَ

الْفِتْنَةُ اَكْبَرُ مِنَ الْقَتْلِ ۗ وَلَا يَزَالُوْنَ يُقَاتِلُوْنَكُمْ حَتّٰى يَرُدُّوْكُمْ عَنْ دِيْنِكُمْ

اِنِ اسْتَطَاعُوْا ۗ وَمَنْ يَّرْتَدِدْ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَيَمُتْ وَهُوَ كَافِرٌ فَاُولٰٓئِكَ

حَبِطَتْ اَعْمَالُهُمْ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢١٧﴾

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَاجَرُوْا وَجٰهَدُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ ۙ اُولٰٓئِكَ يَرْجُوْنَ

رَحْمَتَ اللّٰهِ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢١٨﴾

## તરજુમો :

*(હે મુસલમાનો !) તમારા ઉપર જિહાદ ફરજ કરવામાં આવી છે, અને તે*

*તમને નાપસંદ છે, અને કદાચ તમને એક બાબત નાપંસદ પડે અને તે તમારા માટે ઉત્તમ હોય, અને શક્ય છે કે, તમે કોઈ બાબત પસંદ કરો તે તમારા માટે ખરાબ હોય, અને અલ્લાહ જાણે છે, અને તમે નથી જાણતા. (૨૧૬) તેઓ તમને હુરમતવાળા મહિનામાં (જે મહિનામાં લડાઈ કરવી હરામ છે) યુદ્ધ કરવા વિશે પૂછે છે; તમે કહી આપો ! તેમાં યુદ્ધ કરવું ઘણો જ મોટો ગુનોહ છે, અને અલ્લાહના રસ્તાથી (દીનથી) રોકવું, અને તે (અલ્લાહ)ને ન માનવું, અને મસ્જિદે હરામ(થી રોકવું), અને ત્યાંના લોકોને ત્યાંથી કાઢી મૂકવા, અલ્લાહ નજીક (એના કરતાં) મોટો ગુનોહ છે; અને ફિત્નો (દીનથી લોકોને ભરમાવવું) હત્યા કરવા કરતાં અધિકતર છે; અને તેઓ (કાફિરો) હંમેશા તમારાથી લડતા (જ) રહેશે, અહીંયાં સુધી કે, તેઓ જો કાબૂ ધરાવે તો તમને તમારા દીનથી ફેરવી નાંખે; અને તમારામાંથી જે કોઈ પોતાના દીનથી ફરી જાય, અને કુફ્રની (કાફિર હોવાની) હાલતમાં જ મૃત્યુ પામે; તો આ તે જ લોકો છે, જેમના અમલો દુનિયા અને આખિરતમાં બરબાદ થઈ ગયા, અને આ જ તે દોઝખવાળા લોકો છે, તેઓ તેમાં હંમેશાં રહેશે. (૨૧૭) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા, અને જેમણે હિજરત કરી, અને અલ્લાહના રસ્તામાં જિહાદ કર્યો, આ જ લોકો છે જેઓ અલ્લાહની રહમતની આશા રાખે છે, અને અલ્લાહ મહાન બખ્શનાર ઘણો રહમ કરનારો છે. (૨૧૮)*

## તફસીર :

### ૧૩મો હુકમ; જિહાદ ફરજ થવા વિશે :

જિહાદ કરવો તમારા ઉપર ફરજ કરવામાં આવ્યો છે અને તમને (સ્વાભાવિક રીતે) તે નાપસંદ (લાગે) છે અને એ બાબત શક્ય છે કે, તમે કોઈ બાબતને નાપસંદ સમજો અને (વાસ્તવમાં) તે તમારા માટે ભલાઈ (અને હિત) હોય અને એ (પણ) શક્ય છે કે, તમે કોઈ બાબતને ઉત્તમ સમજો અને (વાસ્તવમાં) તે તમારા માટે ખરાબી(નું કારણ) હોય અને (દરેક વસ્તુની વાસ્તવિક પરિસ્થિતિ) અલ્લાહ તઆલા જ જાણે છે અને તમે (પૂરેપૂરું) જાણતા નથી (સારા–નરસાનો ફેંસલો પોતાની મનેચ્છાઓના આધારે ન કરો, જે કંઈ

અલ્લાહ તઆલાનો હુકમ થઈ જાય, તેને અલ્લાહની મસ્લિહત સમજી તેના ઉપર અમલ કરો).

**૧૪મો હુકમ : જિહાદની તહકીક હુરમતવાળા મહિનામાં :**

રસૂલુલ્લાહ ﷺના અમુક સહાબા (રદિ.)નો એક મુસાફરી દરમિયાન અચાનક કાફિરો સાથે મુકાબલો થઈ ગયો. એક કાફિર તેમના હાથે માર્યો ગયો અને જે દિવસે આ ઘટના ઘટી તે રજ્જબ મહિનાની પહેલી તારીખ હતી, પરંતુ સહાબા (રદિ.) તેને જમાદિઉલ આખરની ૩૦મી તારીખ સમજતા હતા, રજ્જબ મહિનો હુરમતવાળા મહિનામાંથી હતો, એટલે કાફિરોએ આ ઘટના વિશે મહેણા માર્યા કે, મુસલમાનોએ હુરમતવાળા મહિનાનું સન્માન પણ જાળવ્યું નહિ. મુસલમાનોને આ બાબતની ચિંતા થવા લાગી, જેથી રસૂલુલ્લાહ ﷺને એ બાબતે પૂછ્યું અને અમુક રિવાયતોમાં છે કે, અમુક કુરૈશના કાફિરોએ પણ આપ ﷺ પાસે હાજર થઈ વાંધો ઉઠાવી સવાલ કર્યો, તેના જવાબમાં આ ઈરશાદ થયો.

લોકો આપ (ﷺ)ને હરામ મહિનામાં જિહાદ કરવા વિશે પ્રશ્ન કરે છે, તમે કહી આપો કે એમાં ખાસ રીતે (એટલે કે જાણીબૂજી હરામ મહિનામાં) યુદ્ધ કરવું ઘણો મોટો ગુનોહ છે. (પરંતુ મુસલમાનોનું આ કૃત્ય જાણીબૂજીને નથી થયું બલકે, તારીખની ચોક્કસ જાણ ન હોવાના કારણે ભૂલથી આવું થઈ ગયું છે, આ તો તેમના પ્રશ્નનો ખરેખર–સાચો જવાબ છે) અને (આ આક્ષેપનો જવાબ એ છે કે, કાફિરો અને મુશ્રિકોને તો કોઈપણ રીતે મુસલમાનો સામે વાંધો ઉઠાવવાનો અધિકાર જ નથી. કારણ કે; જો કે, હુરમતવાળા–યુદ્ધ પ્રતિબંધિત મહિનામાં યુદ્ધ કરવું મોટો ગુનોહ છે, પરંતુ આ કાફિરો જે હરકતો કરી રહ્યા છે એટલે કે,) અલ્લાહ તઆલાના રસ્તા (દીન)થી (લોકોને) રોકટોક કરવી (અને મુસલમાનોને ઈસ્લામ સ્વીકારવાના કારણે તકલીફો પહોંચાડવી કે જેથી લોકો બીકના માર્યા ઈસ્લામનો સ્વીકાર ન કરે) અને અલ્લાહ તઆલા સાથે કુફ્ર કરવું તથા મસ્જિદે હરામ સાથે કુફ્ર કરવું (અને તેમાં ઘણી બધી મૂર્તિઓ મૂકવી અને અલ્લાહની બંદગીના બદલે આ મૂર્તિઓની પૂજા કરવી, તેનો તવાફ–પરિક્રમા કરવી) અને જે લોકો મસ્જિદે હરામના નિવાસીઓ હતા (એટલે કે, રસૂલુલ્લાહ ﷺ અને બીજા મો'મિનો) તેમને (તંગ અને પરેશાન કરીને) તે (મસ્જિદે હરામ)માંથી કાઢી મૂકવા (એટલે કે એટલા મજબૂર કરી દેવા કે જેની નોબત હિજરત અને વતનને

છોડી દેવા સુધી પહોંચી ગઈ, તો આવી હરકતો પ્રતિબંધિત મહિનામાં યુદ્ધ કરવા કરતાં પણ વધારે) અલ્લાહ તઆલા નજીક મોટો ગુનોહ છે. (કારણ કે, આવી હરકતો દીને હકમાં ફિત્નો ઊભો કરવા સમાન છે) અને ફિત્ના ઊભા કરવા એ કોઈની હત્યા કરવા કરતાં અધિકતર (ખરાબ) બાબત છે. (કારણ કે, કોઈની હત્યા કરવાથી દીને હકમાં કોઈ ક્ષતિ થતી નથી. વધુથી વધુ જો કોઈ જાણીબૂજીને આવું કરે, તો તે વ્યક્તિગત રીતે પોતે ગુનેહગાર થશે અને આવા કૃત્યોથી દીને હકને કોઈ નુકસાન નહિ પહોંચે અને ન જ તેની પ્રગતિમાં કોઈ અવરોધ ઊભો થશે.) અને આ કાફિરો તમારી સાથે યુદ્ધ(નો ક્રમ) ચાલુ જ રાખશે એ હેતુથી કે જો (અલ્લાહ ન ચાહે) તમારા ઉપર અધિકાર પ્રાપ્ત કરી લે તો તમને તમારા ધર્મ (ઈસ્લામ)થી ફેરવી આપે. (માટે તેમના આવા કૃત્યો સામે દીન માટે સંઘર્ષ કરવો સ્વાભાવિક બાબત છે.)

**મુર્તદ (ઇસ્લામ છોડી કાફિર–મુશ્રિક) થવાનો અંજામ :**

અને જે વ્યક્તિ તમારામાંથી પોતાના દીન (ઈસ્લામ)થી ફરી જાય, પછી કાફિર હોવાની હાલતમાં જ મરી જાય, તો એવા લોકોના (નેક) અમલો દુનિયા અને આખિરતમાં બધા બરબાદ થઈ જાય છે, (અને) એવા લોકો દોઝખમાં હંમેશા–હંમેશા રહેશે.

પ્રતિબંધિત (યુદ્ધ હરામ હોય તે) મહિનામાં યુદ્ધ કરવા વિશે મુસલમાનોને ઉપરોક્ત પ્રમાણે આપેલો જવાબ સાંભળીને ગુનોહ ન થવાનો સંતોષ તો થઈ જ ગયો હતો, પરંતુ એવા વિચારથી દિલમાં દુઃખ રહ્યું હતું કે, સવાબ તો મળ્યો જ નહિ હોય. આગળ ઉપર એ બાબતે પણ આશ્વાસન આપવામાં આવ્યું.

**સવાબનો વાયદો નિય્યતના ઇખ્લાસ (નિખાલસતા અને નિષ્ઠા) ઉપર અવલંબિત છેઃ**

વાસ્તવમાં જે લોકો ઈમાન લાવ્યા હોય અને અલ્લાહના રસ્તામાં પોતાના વતનને છોડી દીધું હોય, એવા લોકો તો અલ્લાહની રહમતના આશાવાદી હોય જ છે (અને તમો લોકોમાં આ વિશેષતા સ્પષ્ટ રીતે મૌજૂદ છે કારણ કે, સહાબા રદિ. ઈમાન લાવ્યા અને હિજરત કરી, એ બાબત જગજાહેર છે. હવે, વાત જિહાદની રહી, તો તેમાં કંઈ શંકા હોય તો વિચારો કે, શું તમારી નિય્યત ફક્ત અને ફક્ત અલ્લાહના માર્ગમાં જ યુદ્ધ–જિહાદ કરવાની હતી ? જો જવાબ "હા"માં છે, તો

અમારા નજીક તે પણ જિહાદમાં શામિલ છે, પછી આ બધી વિશેષતાઓ હોવા છતાં તમે શા માટે નિરાશ થાઓ છો ? અને અલ્લાહ તઆલા (તે ભૂલને પણ) મા'ફ કરી આપશે અને (ઈમાન, જિહાદ તથા હિજરતના કારણે તમારા ઉપર) રહમ કરશે.

## મસ્અલા અને બોધપાઠ :

### જિહાદના અમુક હુકમો :

**મસ્અલો :**

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં જિહાદને ફરજ કરવાનો હુકમ આ પ્રમાણેના શબ્દો સાથે આવ્યો છે كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ એટલે કે, "તમારા ઉપર જિહાદ ફરજ કરવામાં આવ્યો." આ શબ્દોથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે, જિહાદ મુસલમાનો ઉપર દરેક હાલતમાં ફરજ છે અને રસૂલે કરીમ ﷺના ફરમાનોથી સાબિત થાય છે કે, આ ફરજ "ફરજે ઐન" (જે ફરજ તમામ મુસલમાન ઉપર ફરજ હોય તેને ફરજે ઐન કહેવામાં આવે છે) તરીકે બધા જ મુસલમાનો ઉપર થોપવામાં આવેલ નથી. બલકે, "ફરજે કિફાયા" (જે ફરજ મુસલમાનોમાંથી અમુક વ્યક્તિઓ દ્વારા અદા કરી લેવાથી સમગ્ર મુસલમાન કૌમ તે ફરજથી મુક્ત થશે, પરંતુ જો સમગ્ર મુસલમાન કૌમમાંથી કોઈ પણ આ ફરજ કોઈ સમયમાં અદા નહિ કરે, તો સમગ્ર મુસ્લિમ કૌમ તેના માટે જવાબદાર ઠરશે અને ફરજ છોડવાના ગુનેહગાર થશે.) તરીકે મુસલમાનોના એક સમૂહ દ્વારા કરવાથી પણ બાકીના મુસલમાનો આ ફરજથી મુક્ત થઈ જશે, પરંતુ જો કોઈ સમયમાં, કોઈ પ્રદેશમાં, કોઈ એક સમૂહ પણ આ જિહાદનો ફરજ અદા કરનાર નહિ રહે તો સમગ્ર મુસ્લિમ કૌમ ફરજ છોડવાના ગુનાહમાં શામિલ થઈ જશે. હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે اَلْجِهَادُ مَاضٍ اِلٰى يَوْمِ الْقِيَامَةِ જેનો અર્થ એ છે કે, કયામત સુધી એવી જમાઅતનું અસ્તિત્વમાં હોવું જરૂરી છે, જે જિહાદનો ફરજ અદા કરતી રહે. કુર્આન શરીફની બીજી આયતમાં ઉલ્લેખ છે,

فَضَّلَ اللّٰهُ الْمُجَاهِدِيْنَ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ عَلَى الْقَاعِدِيْنَ دَرَجَةً وَّكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى

*"અલ્લાહ તઆલાએ મુજાહિદો (અલ્લાહના માર્ગમાં માત્ર અલ્લાહ ખાતર પવિત્ર યુદ્ધ-જિહાદ કરનાર)ને (શરઈ કારણસર) જિહાદ છોડનારાઓ ઉપર*

*શ્રેષ્ઠતા અર્પી છે, અને અલ્લાહ તઆલાએ બંનેથી ભલાઈનો વાયદો કર્યો છે.”*
*(સૂરહ : ૪, આયત : ૯૫)*

અત્રે આ આયતમાં એવા લોકો માટે કે, જેઓ કોઈ કારણવશ અથવા કોઈ દીનની અન્ય સેવાઓમાં પ્રવૃત્ત હોવાના કારણે જિહાદમાં શામિલ ન થઈ શક્યા હોય, તેમને પણ ભલાઈનો વાયદો કરવામાં આવ્યો છે. દેખીતું છે કે, જો જિહાદ દરેક મુસ્લિમ વ્યક્તિ ઉપર "ફરજે ઐન" હોત તો તેને છોડનારાઓ સાથે ભલાઈનો વાયદો કરવામાં આવ્યો ન હોત. એવી જ રીતે બીજી આયતમાં,

فَلَوْ لَانَفَرَ مِنْ كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَآئِفَةٌ لِّيَتَفَقَّهُوْا فِى الدِّيْنِ،

*“અને કેમ ન નીકળે, તમારા દરેક મોટા સમૂહમાંથી નાનો સમૂહ, એ કામના માટે કે, દીનની સમજ–બુઝ પ્રાપ્ત કરે ?!”* *(સૂરહ : ૯, આયત : ૧૨૨)*

અહીંયાં પોતે કુર્આન શરીફે અમલોની વહેંચણી કરી છે કે, અમુક મુસલમાન જિહાદનું કામ કરે અને અમુક દીની શિક્ષણ તથા દીનના અન્ય કાર્યમાં પ્રવૃત્ત રહે અને એવું ત્યારે જ શક્ય બની શકે છે જ્યારે કે, જિહાદ "ફરજે ઐન" ન હોય બલકે, "ફરજે કિફાયા" હોય.

વળી, સહીહ બુખારી અને મુસ્લિમની હદીષમાં છે કે, એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺ પાસે જિહાદમાં શામિલ થવાની પરવાનગી માંગી, તો આપ ﷺએ તેને પૂછ્યું કે, “શું તમારા માં–બાપ હયાત છે ?” તેમણે જવાબ આપ્યો કે, “હા ! હયાત છે.” આપ ﷺએ ફરમાવ્યું, “બસ, ત્યારે જાઓ માં–બાપની સેવા કરીને જિહાદનો સવાબ પ્રાપ્ત કરો !” તેનાથી એ પણ સાબિત થયું કે, જિહાદનો ફરજ "ફરજે કિફાયા" છે. જ્યારે મુસલમાનોનો એક સમૂહ જિહાદના ફરજ ઉપર અમલ કરી રહ્યો હોય તો મુસલમાનોના અન્ય સમૂહોએ દીનની બીજી સેવાઓ અને કામોમાં લાગી જવું જોઈએ. પરંતુ હા ! જો કોઈ એવી પરિસ્થિતિનું નિર્માણ થાય કે, મુસલમાનોના ઈમામ (અમીર) આવશ્યક સમજીને બધા જ મુસલમાનોને જિહાદમાં શામિલ થવાની હાકલ કરી ફરમાન બહાર પાડે, તો પછી સમગ્ર મુસ્લિમ કૌમ ઉપર જિહાદ "ફરજે ઐન" થઈ જાય છે. કુર્આન શરીફની સૂરએ તવબહમાં ઈરશાદ છે,

يٰـاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا مَا لَكُمۡ اِذَاقِيۡلَ لَكُمُ انۡفِرُوۡا فِىۡ سَبِيۡلِ اللّٰهِ اثَّاقَلۡتُمۡ،

*"હે મુસલમાનો ! તમને શું થઈ ગયું કે, જ્યારે તમને કહેવામાં આવે છે કે, અલ્લાહના રસ્તામાં નીકળો, તો તમને ભાર પડે છે ?" (સૂરહઃ૯, આયતઃ૩૮)*

આ આયતમાં જિહાદનો હુકમ બધા જ વ્યક્તિઓ માટે "ફરજ" હોવાનું સ્પષ્ટ જણાય છે. એવી જ રીતે જો અલ્લાહ ન ચાહે જ્યારે કોઈ કાફિર કૌમ કોઈ ઈસ્લામી પ્રદેશ ઉપર આક્રમણ કરે અને સ્વબચાવ કરી આક્રમણકારીઓને ખદેડી મૂકવા માટે મુસલમાનોનું લશ્કર સંપૂર્ણ રીતે અસમર્થ હોય, તો તેવા સમયે પણ તે જમાઅતના સમર્થન માટે આજુબાજુના પ્રદેશોમાં રહેતા બધા જ મુસલમાનો ઉપર જિહાદનો ફરજ લાગુ પડે છે અને જો તેઓ પણ દુશ્મનનો મુકાબલો કરવા અસમર્થ હોય, તો તેમની આજુબાજુના મુસલમાનો ઉપર તે દુશ્મનોના મુકાબલામાં જિહાદ કરવો ફરજ થઈ જાય છે અને આ જ રીતે આખી દુનિયામાં રહેતા પ્રત્યેક મુસ્લિમ વ્યક્તિ ઉપર આવા સમયે જિહાદ ફરજે ઐન થઈ જાય છે. કુર્આન શરીફની ઉપરોક્ત બધી જ આયતોના અભ્યાસના પ્રકાશમાં જમહૂર ફુક્હા અને હદીષવેત્તાઓએ એ હુકમ સાબિત કર્યો છે કે, 'સામાન્ય પરિસ્થિતિઓમાં જિહાદ ફરજે કિફાયા છે.'

**મસ્અલો :**

જ્યાં સુધી જિહાદ ફરજે કિફાયા હોય, સંતાનોએ પોતાના માતા–પિતાની પરવાનગી વિના જિહાદમાં જવું જાઈઝ નથી.

**મસ્અલો :**

જો કોઈ વ્યક્તિના માથે કરજ હોય તો એના માટે જ્યાં સુધી કરજ અદા ન થાય જિહાદના ફરજે કિફાયામાં ભાગ લેવો બરાબર નથી. હા ! જો કોઈ સમયે પરિસ્થિતિઓ અનુસાર આવશ્યક સમયે અથવા કાફિરોના ઘેરાના કારણે જિહાદ દરેક વ્યક્તિ ઉપર ફરજે ઐન થઈ જાય ત્યારે તેવા સમયે ન તો માતા–પિતાની પરવાનગીની શરત છે, ન ધણીની અને ન જ લેણદારની. આ આયતના અંતમાં જિહાદ માટે પ્રોત્સાહન આપવા ઈરશાદ થયો કે, જિહાદ જો કે, તમને ભારે લાગે છે, પરંતુ ખૂબ યાદ રાખો કે મનુષ્યની વિવેકબુદ્ધિ, તર્ક તથા યુક્તિપૂર્વકની મહેનતો અને પરિણામો મોટેભાગે નિષ્ફળ થતા હોય છે. કોઈ મોટામાં મોટો

બુદ્ધિશાળી ક્યારેક નુકસાનકારક બાબતને લાભકારક અને કોઈ લાભકારક બાબતને નુકસાનકારક બાબત સમજી બેસે છે. પ્રત્યેક મનુષ્ય જો પોતાની જિંદગીમાં ઘટેલી ઘટનાઓ ઉપર દષ્ટિપાત કરે તો પોતાના જીવનમાં જ તેને ઘણા એવા પ્રસંગો નજરે પડશે કે, તે કોઈ વસ્તુને અત્યંત લાભકારક સમજી તેને પ્રાપ્ત કરી રહ્યો હતો અને છેવટે એવી જાણ થઈ કે, આ વસ્તુ તો એના માટે અત્યંત ખતરનાક અને નુકસાનકારક છે. એ જ રીતે તે કોઈ બાબતને ખૂબ જ નુકસાનકર્તા સમજીને તેનાથી બચી રહ્યો હતો અને અંતે એવી જાણ થઈ કે, એ તેના માટે ખૂબ જ લાભકારક હતી. માણસની બુદ્ધિ અને તેની યુક્તિની બેઈજ્જતી તથા આવી નિષ્ફળ યુક્તિઓ હાંસીપાત્ર થવાની ઘટનાઓ અસંખ્યવાર આપણે નજરે જોઈને એની સાબિતી મેળવીએ છીએ.

خویش را دیدم و رسوائی خویش

"પોતાને અને પોતાની બેઈજ્જતીને પણ જોઈ ચૂક્યો છું."

ફરમાવવામાં આવ્યું કે, જિહાદ (પવિત્ર યુદ્ધ)માં જો દેખીતી રીતે જોવા જઈએ તો તેમાં જાન અને માલનું નુકસાન દેખાય છે, પરંતુ જયારે વાસ્તવિકતાઓનો સામનો થશે તો પરિસ્થિતિ સ્પષ્ટ થઈ જશે કે, તે ક્યારેય નુકસાન ન હતું બલકે, તેમાં અત્યંત લાભ અને કાયમી રાહતનો સામાન હતો.

## પ્રતિબંધિત (જે મહિનાઓમાં જિહાદ કરવો હરામ છે તે) મહિનાઓમાં જિહાદનો હુકમ :

ઉપરોક્ત આયતોમાંથી બીજી આયત એ બાબતની સાક્ષી છે કે, ચાર મહિનાઓ યુદ્ધ માટે પ્રતિબંધિત મહિનાઓ છે. જેમકે રજ્જબ, જિલ્કદ, જિલ્હજ્જ અને મુહર્રમ. આ પ્રમાણે કુર્આન શરીફમાં અસંખ્ય આયતોમાં સંપૂર્ણ ખુલાસા સાથે પ્રતિબંધિત મહિનાઓમાં યુદ્ધની મનાઈ ફરમાવવામાં આવી છે. દા.ત. مِنْهَا اَرْبَعَةٌ حُرُمٌ ذٰلِكَ الدِّيْنُ الْقَيِّمُ (તેમાંથી ચાર મહિના અદબના છે, આ જ સીધો સત્ય દીન છે.) (સૂ.:૯, આ.:૩૬)અને હજ્જતુલ વદાઅ્ના પ્રખ્યાત ખુત્બામાં રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું مِنْهَا اَرْبَعَةٌ حُرُمٌ ثَلَاثٌ مُتَوَالِيَاتٌ وَرَجَبُ مُضَرَ

[તેમાંથી ચાર મહિનાઓ અદબના પવિત્ર મહિનાઓ છે, ત્રણ લગાતાર છે અને (ચોથો) રજબ અલગ છે.] કુર્આનની આયતો અને રિવાયતોથી સાબિત

થાય છે કે, પ્રસ્તુત ચાર મહિનાઓમાં યુદ્ધ હરામ છે અને આ હરામ હોવાનો હુકમ કાયમી છે.

તફસીરના ઈમામ અતાઅ્ બિન અબી રબાહ (રહ.) કસમ ખાઈને ફરમાવતા હતા કે, “આ હુકમ હંમેશાના માટે કાયમી કરવામાં આવ્યો છે અને તેમના સિવાય બીજા અસંખ્ય તાબિઈન (રહ.) આ હુકમને કાયમી અને મન્સૂખ (રદ) ન થયો હોય તેવો ઠરાવે છે, પરંતુ જમહૂર ફુક્હાના મતે અને જસ્સાસના કૌલ પ્રમાણે બધા જ ફુક્હાના મસ્લક પ્રમાણે આ હુકમ મન્સૂખ (રદ) થયેલ છે. હવે, કોઈપણ મહિનામાં જિહાદની મનાઇ નથી.

હવે રહ્યો એ સવાલ કે, આ મન્સૂખ (રદ) થનાર હુકમની નાસિખ (કુર્આનના અગાઉના હુકમને રદ કરનાર) આયત કઈ છે ? આ બાબતે ફુક્હાના વિવિધ અભિપ્રાય છે. અમુકે ફરમાવ્યું કે, આ આયત એટલે કે, قَاتِلُوا الْمُشْرِكِيْنَ كَافَّةً (અને તમે સર્વે મુશ્રિકો સાથે લડો. – સૂરહ : ૯, આયત : ૩૬) આ હુકમની નાસિખ આયત છે. અને મોટા ભાગના બુઝુર્ગોએ فَاقْتُلُوا الْمُشْرِكِيْنَ حَيْثُ وَجَدْتُّمُوْهُمْ (મુશ્રિકોને જ્યાં જુઓ ત્યાં કતલ કરો. –સૂરહ : ૯, આયત : ૫)ને આ હુકમની નાસિખ ઠરાવી છે અને શબ્દ حَيْثُ ને આ જગ્યાએ "ઝમાના" (સમય–યુગ–પરિસ્થિતિ)ના અર્થમાં લીધો છે. “મુશ્રિકોને જે મહિના અને જે પરિસ્થિતિમાં પણ જુઓ, કતલ કરી દો” અને અમુક લોકોએ ફરમાવ્યું કે આ હુકમનો નાસિખ (રદ કરનાર) અમલ ખુદ રસૂલુલ્લાહ ﷺનો પોતાનો અમલ છે કે, પોતે આપ ﷺએ પ્રતિબંધિત મહિનામાં તાઇફને ઘેરો ઘાલ્યો અને હઝરત આમિર અશ્અરી (રદિ.)ને પ્રતિબંધિત મહિનામાં જ "અવતાસ"ના જિહાદ માટે રવાના કર્યા. એટલા માટે જમહૂર ફુક્હા આ હુકમને મન્સૂખ (રદ) ઠરાવે છે. જસ્સાસે ફરમાવ્યું, وَهُوَ قَوْلُ فُقَهَآءِ الْاَمْصَارِ (આ જ બાબત મોટા ભાગના ફુક્હાએ કહી છે).

રૂહુલ મઆનીએ આ આયત હેઠળ અને બયઝાવીએ સૂરએ બરાઅતના આગળના રુકૂઅ્ની તફસીરમાં પ્રતિબંધિત મહિનાઓમાં જિહાદ હરામ હોવાનો હુકમ મન્સૂખ હોવા વિશે સમગ્ર ઉમ્મતના ઈજ્માઅ્નો ઉલ્લેખ કર્યો છે. (બયાનુલ કુર્આન) પરંતુ તફસીરે મઝહરીમાં પ્રસ્તુત બધી જ દલીલોનો જવાબ એ આપવામાં આવ્યો છે કે, પ્રતિબંધિત મહિનાઓમાં મનાઈનો ખુલાસો પોતે આ

આયતમાં મૌજૂદ છે, જેને "આયતુસ્સયફ" કહેવામાં આવે છે.

اِنَّ عِدَّةَ الشُّهُوۡرِ عِنۡدَاللّٰهِ اثۡنَا عَشَرَ شَهۡرًا فِىۡ كِتَابِ اللّٰهِ يَوۡمَ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ مِنۡهَاۤ اَرۡبَعَةٌ حُرُمٌ

*"જે દિવસથી આકાશો અને ધરતીની રચના કરી (તે દિવસથી) અલ્લાહ તઆલાના હુકમ અનુસાર અલ્લાહ નજીક મહિનાઓની ગણતરી બેશક બાર મહિના છે, જેમાં ચાર મહિના અદબના છે." (સૂરહ : ૯, આયત : ૩૬)*

અને આ આયત યુદ્ધના હુકમ સંદર્ભે સૌથી છેલ્લે નાઝિલ થઈ છે. હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં નબી ﷺની વફાતના ફક્ત ૮૦ દિવસ પહેલાં આ આયત નાઝિલ થઈ. આ આયતમાં પણ પ્રતિબંધિત મહિનાઓમાં યુદ્ધની મનાઈનો ખુલાસો મૌજૂદ છે. એટલા માટે ઉલ્લેખ કરવામાં આવેલી આયતને આ હુકમની નાસિખ ન કહી શકાય અને રસૂલે કરીમ ﷺએ તાઈફનો ઘેરો જિલ્કદમાં નહિ બલકે, શવ્વાલમાં નાંખ્યો હતો એટલા માટે તેને પણ નાસિખ કહી શકાય નહીં. અલબત્ત, એવું કહી શકાય છે કે, પ્રતિબંધિત મહિનામાં યુદ્ધની મનાઈ વિશે જે ઉપરોક્ત આયતથી જાણ થાય છે, તેમાં એ બાબતને અલગ કરી દેવામાં આવી કે, જો કાફિરો આ મહિનાઓમાં મુસલમાનો સાથે યુદ્ધ કરવા લાગે તો જવાબી હુમલો અને સ્વબચાવ મુસલમાનો માટે પણ જાઈઝ છે આટલા ભાગને મન્સૂખ કહી શકાય છે, જેનો ખુલાસો આ આયતમાં છે ....اَلشَّهۡرُ الۡحَرَامُ بِالشَّهۡرِ الۡحَرَامِ (પવિત્ર મહિનો, પવિત્ર મહિનાના બદલામાં.... *–સૂરહ : ૨, આયત : ૧૯૪*)

તો ખુલાસો એ થયો કે, યુદ્ધની શરૂઆત કરવી આ મહિનાઓમાં હંમેશાના માટે હરામ છે, પરંતુ જ્યારે કાફિરો આ મહિનાઓમાં આક્રમણ કરે, તો સ્વબચાવમાં યુદ્ધ કરવાની મુસલમાનોને પણ પરવાનગી આપવામાં આવી છે. જેમકે ઈમામ જસ્સાસ (રહ.)એ હઝરત જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺ કોઈ પ્રતિબંધિત મહિનામાં ત્યાં સુધી યુદ્ધ ન કરતા હતા, જ્યાં સુધી યુદ્ધની શરૂઆત કાફિરો તરફથી ન થઈ હોય."

**મુર્તદ (ઇસ્લામ ધર્મથી ફરી જવા)નું પરિણામ :**

પ્રસ્તુત આયતમાં يَسۡـَٔلُوۡنَكَ عَنِ الشَّهۡرِ الۡحَرَامِ છેવટમાં મુસલમાન બન્યા પછી કાફિર અને મુર્તદ થઈ જનારા બદનસીબ લોકો વિશે હુકમ ફરમાવ્યો છે કે,

حَبِطَتْ اَعْمَا لُهُمْ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ એટલે કે, “આ લોકોના અમલો દુનિયા અને આખિરતમાં બધા બરબાદ થઈ જશે.”

**મસ્અલો :**

દુનિયામાં મુર્તદના અમલો એ રીતે બરબાદ થશે કે, તેની પત્ની તેના નિકાહમાંથી નીકળી જશે, તેનો કોઈ વડીલ અથવા લોહીનો સંબંધ ધરાવનાર મુસલમાન સગો મૃત્યુ પામશે તો તેના વારસામાં તેને હક નહિ લાગે. ઈસ્લામની હાલતમાં તેણે જે નમાઝ, રોઝા અથવા બીજી જે કંઈ પણ ઈબાદતો કરી હતી, બધી જ રદ સમજવામાં આવશે અને તેના મૃત્યુ પછી તેની જનાઝાની નમાઝ પઢવામાં નહિ આવે, તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં પણ નહિ આવે વિગેરે.

અને આખિરત બરબાદ થઈ જવાનો અર્થ એ છે કે, તેને ઈબાદતોનો સવાબ નહિ મળે અને તેને હંમેશા હંમેશની દોઝખમાં ફેંકી દેવામાં આવશે.

**મસ્અલો :**

જો આ વ્યક્તિ ફરી પાછો મુસલમાન થઈ જાય તો આખિરતમાં દોઝખથી બચવું અને દુનિયામાં હવે પછીના જીવનમાં ઈસ્લામી હુકમો તેના ઉપર લાગુ થવા તો ચોક્કસ બાબત છે, પરંતુ દુનિયામાં જો તે હજ્જ કરી ચૂક્યો હતો તો પોતાની શક્તિ પ્રમાણે ફરીવાર તે વ્યક્તિ પર હજ્જ ફરજ થવી ન થવી અને આખિરતમાં પાછલી નમાઝોના સવાબનો હકદાર બનવું ન બનવું વગેરે બાબતોમાં મતભેદો છે. ઈમામ અબૂ હનીફા (રહ.) ફરીવાર તેના ઉપર હજ્જ ફરજ થવાનું કહે છે અને પાછલી નમાઝો તથા રોઝા વગેરેના સવાબનો હકદાર રહેશે નહિ એવો અભિપ્રાય ધરાવે છે, જ્યારે ઈમામ શાફઈ (રહ.) બંને બાબતોમાં એમનાથી વિરૂદ્ધ મત ધરાવે છે.

**મસ્અલો :**

પરંતુ જે કાફિર અસલી કાફિર છે અને એવી હાલતમાં કોઈ નેક કામ કરી લે, તો તેનો સવાબ મુલતવી (મુઅલ્લક) રહે છે. જો આવો કાફિર વ્યક્તિ કોઈ સમયે ઈસ્લામ કબૂલ કરી લે, તો પછી તેને આ નેક કાર્યનો સવાબ પણ મળે છે અને જો કોઈ કાફિર કુફ્રની હાલતમાં જ મરી જાય, તો બધું જ બેકાર થઈ જાય છે.

હદીષમાં اَسۡلَمۡتُ عَلٰی مَااَسۡلَفۡتُ مِنۡ خَیۡرٍ નો અર્થ એ જ છે.

**મસ્અલો :**

મુર્તદ થવું અસલી કાફિર કરતાં વધારે બદ્તર અને ખરાબ કૃત્ય છે. એટલા માટે અસલી કાફિર પાસેથી જિઝયો (ટેક્સ) સ્વીકાર કરવામાં આવે છે, પરંતુ જો મુર્તદ ઈસ્લામ ઉપર પાછો ન ફરે અને પુરુષ હોય, તો તેને કતલ કરવામાં આવશે અને જો સ્ત્રી હોય, તો આજીવન કારાવાસની સજા આપવામાં આવશે કારણ કે, મુર્તદ થવાના ગુનાહને ઈસ્લામદ્રોહ સમજવામાં આવે છે જેમકે, આજે પણ દુનિયામાં દરેક ઠેકાણે દેશદ્રોહની સજા મૃત્યુદંડ જેવી અથવા તો આજીવન કારાવાસ જેવી કઠોર હોય છે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૧૯....)

یَسۡـَٔلُوۡنَكَ عَنِ الۡخَمۡرِ وَالۡمَیۡسِرِ ؕ قُلۡ فِیۡهِمَاۤ اِثۡمٌ كَبِیۡرٌ وَّ مَنَافِعُ لِلنَّاسِ ۫

وَ اِثۡمُهُمَاۤ اَكۡبَرُ مِنۡ نَّفۡعِهِمَا ؕ .....

## તરજુમો :

*અને તેઓ આપ (ﷺ)ને શરાબ (દારૂ) અને જુગાર બાબતે (હુકમ) પૂછે છે, તમે કહી આપો ! આ બંનેમાં મોટો ગુનોહ છે અને લોકો માટે ફાયદો પણ છે અને (પરંતુ) તે બંનેનો ગુનાહ તે બંનેના ફાયદા કરતાં ઘણો મોટો છે....*

## તફસીર :

**પંદરમો હુકમ; શરાબ (દારૂ) અને જુગાર વિશે :**

આપ (ﷺ)ને લોકો શરાબ અને જુગાર વિશે (હુકમ) પૂછે છે, તમે કહી આપો કે તે બંને (વસ્તુઓના ઉપયોગ)માં ગુનાહની મોટી (મોટી) વાતો પણ (પૈદા થઈ જાય) છે અને લોકોને (અમુક) ફાયદા પણ છે અને (તે) ગુનાહની વાતો તે ફાયદાઓ કરતાં અધિકતર છે. (એટલા માટે આ બંને આદતો છોડવાપાત્ર છે).

## મસ્અલા અને બોધપાઠ :

સહાબએ કિરામ (રદિ.)ના પ્રશ્ન અને તેના જવાબનો જે ક્રમ આ સૂરતમાં વર્ણન થઈ રહ્યો છે, તેમાંથી એક આ આયત પણ છે, તેમાં શરાબ અને જુગાર વિશે સહાબા (રદિ.)ના સવાલનો અલ્લાહ તઆલા તરફથી જવાબ આપવામાં આવ્યો છે. આ બંને બાબતો અત્યંત મહત્ત્વની છે, એટલા માટે તેના સવિસ્તાર વર્ણન દ્વારા આ હુકમની અસલી વાસ્તવિકતા આપ (વાચકો) સમક્ષ પ્રસ્તુત છે.

### શરાબ (દારૂ) હરામ હોવા વિશેના હુકમો :

ઈસ્લામની શરૂઆતમાં જહાલતકાળના અજ્ઞાની યુગની જેમ દારૂ પીવાની લત સામાન્ય રીતે પ્રચલિત હતી. જ્યારે રસૂલુલ્લાહ ﷺ હિજરત કરી મદીના આવ્યા તો મદીનામાં પણ લોકોમાં દારૂ પીવાની અને જુગાર રમવાની આદત સામાન્ય હતી. સામાન્ય જનસમૂહ તો ફક્ત તેનો દેખીતો ફાયદો અને લાભ જોઈને ખુશ હતા અને દારૂ–જુગારમાં જે ઘણી બધી ફસાદો અને ખરાબીઓ છે તે તરફ તેઓ ક્યારેય લક્ષ આપતા ન હતા, પરંતુ અલ્લાહની આદત એ પણ છે કે, દરેક કૌમ અને દરેક પ્રદેશમાં અમુક બુદ્ધિશાળી લોકો એવા પણ પૈદા કરે છે, જે પોતાના લાલચી સ્વભાવ ઉપર પોતાની બુદ્ધિને પ્રાધાન્ય આપે છે. કોઈ દિલી તમન્ના અને લાલચ જો બુદ્ધિથી વિપરીત હોય, તો તેઓ આવા લોભ કે લાલચમાં પડતા નથી ! આ બાબતમાં નબીએ કરીમ ﷺનો દરજ્જો સર્વોત્તમ અને અત્યંત ઉચ્ચ કક્ષાનો હતો કે, જે કોઈપણ બાબત ભવિષ્યમાં હરામ થનારી હતી આપ ﷺનો સ્વભાવ તે બાબતને પ્રથમથી જ નફરત કરવાનો અને ધિક્કારવાનો રહ્યો હતો. સહાબા (રદિ.)માં પણ ઘણા લોકોએ કુફ્રની હાલતમાં પણ ક્યારેય શરાબને હાથ સુદ્ધાં લગાવ્યો ન હતો. તેમનામાંથી અમુક લોકોને મદીના પહોંચ્યા પછી દારૂ પીવાની ટેવની ઘણી બધી બુરાઈઓ અને ફસાદોનો અનુભવ થયો. હઝરત ફારૂકે આ'ઝમ અને મઆઝ બિન જબલ (રદિ.) તથા અમુક અન્સારી સહાબા (રદિ.) આવા જ અભિપ્રાયના કારણે આપ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને વિનંતી કરી કે, દારૂ અને જુગાર મનુષ્યની બુદ્ધિને ખરાબ કરે છે તથા તેની માલ–મિલકત બરબાદ કરી નાંખે છે, તેના વિશે આપ ﷺનો શું હુકમ છે ? આ સવાલના જવાબરૂપે પ્રસ્તુત આયત નાઝિલ થઈ હતી. આ તે પ્રથમ આયત છે,

જેમાં શરાબ અને જુગારથી મુસલમાનોને રોકવા માટે શરૂઆતના પગલાં લેવામાં આવ્યા.

આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, દારૂ અને જુગારમાં જો કે, અમુક લોકો માટે દેખીતી રીતે લાભ અને ફાયદો જરૂર હોય છે, પરંતુ તે બંનેથી ગુનાહની મોટી મોટી ઘટનાઓ જન્મ લે છે, જે તેના લાભો અને ફાયદાઓ કરતાં વધારે ખતરનાક હોય છે. આ ગુનાહની વાતોથી બે બાબતો સમજમાં આવે છે, જે આ ગુનાહના કારણે અસ્તિત્વમાં આવી શકે છે દા.ત. દારૂમાં સૌથી મોટી બુરાઈ એ છે કે, માણસની બુદ્ધિ અને સમજદારી ઉપર તેની સીધી અસર થાય છે, દારૂડિયો નશાની હાલતમાં ભાન ભૂલી જાય છે, જેના કારણે વ્યક્તિ પોતાની પ્રતિષ્ઠા, પોતાની બધા જ પ્રકારની ખાસિયતો, પોતાના ગુણો અને ખૂબીઓ ગુમાવી દે છે. કારણ કે, બુદ્ધિ એક એવી બાબત છે, જે વ્યક્તિને ખરાબ કામોથી રોકે છે, પરંતુ જ્યારે દારૂના નશામાં દારૂડિયો બુદ્ધિ અને શાન–ભાન ગુમાવી બેસે છે ત્યારે તેનાથી દરેક પ્રકારના બુરાઈના કામો થવાની શક્યતા અને સંભાવના વધી જાય છે.

પ્રસ્તુત આયતમાં સ્પષ્ટ શબ્દોમાં તો દારૂને હરામ કરવામાં નથી આવ્યું, પરંતુ તેની ખરાબીઓ અને તેનાથી ઉપસ્થિત થનાર ફસાદ વગેરેનો ઉલ્લેખ કર્યો છે કે, દારૂના કારણે મનુષ્ય ઘણા બધા ગુનાહો અને બુરાઈઓમાં સપડાઈ શકે છે. એક રીતે જાણે કે, દારૂને છોડવા માટે એક સલાહ–મશ્વરો પ્રસ્તુત આયતમાં આપવામાં આવ્યો છે. એ જ કારણ હતું કે, આ આયત નાઝિલ થયા પછી અમુક સહાબએ કિરામ (રદિ.)એ આ મશ્વરો સ્વીકારી તે જ સમયે દારૂ છોડી દીધું અને અમુકે એવો વિચાર કર્યો કે, આ આયત દ્વારા દારૂ હરામ થયું નથી, બલકે દારૂનું સેવન કેટલાક દુષ્કૃત્યો જન્મ લેવાનું કારણ બની શકે છે એટલા માટે તેને ગુનોહ બનવાનું કારણ ઠરાવવામાં આવ્યું છે. અમે હવેથી કાળજી રાખીશું કે, આવો કોઈ ગુનોહ ન થાય તો પછી દારૂ પીવામાં કોઈ વાંધો નથી, એટલા માટે તેઓ દારૂ પીતા જ રહ્યા, એટલે સુધી કે એક દિવસે એવી ઘટના બની કે હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)એ સહાબએ કિરામ (રદિ.)માંથી પોતાના અમુક દોસ્તોની ખાવાની દા'વત કરી, જમી લીધા પછી રિવાજ પ્રમાણે દારૂ પીવામાં આવ્યો, એવી જ હાલતમાં મગરિબની નમાઝનો સમય આવી ગયો, બધા નમાઝ

માટે ઊભા થઈ ગયા, તો એક વ્યક્તિને ઈમામત માટે આગળ કરવામાં આવ્યા, તેમણે નશાની હાલતમાં કુર્આનની આયત પઢવાનું શરૂ કર્યું તો સૂરત قُلْ يَا اَيُّهَاالْكٰفِرُوْنَ ને ખોટું પઢ્યું, આ ઘટનાના કારણે દારૂથી રોકવા માટે બીજું પગલું ભરવામાં આવ્યું અને આ આયત નાઝિલ થઈ,

يٰاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْ الَاتَقْرَبُو الصَّلٰوةَ وَاَنْتُمْ سُكٰرٰى،

*"હે ઈમાનવાળાઓ તમે નશાની હાલતમાં નમાઝની પાસે ન જાઓ." (૪:૪૩)*

તેમાં ખાસ નમાઝના સમયમાં દારૂને સ્પષ્ટ રીતે (કતઈ) હરામ ઠરાવવામાં આવ્યું, બાકીના સમયોમાં પરવાનગી ચાલુ રહી. અમુક સહાબા (રદિ.)એ પ્રથમ આયત નાઝિલ થઈ તે સમયથી જ દારૂને સંપૂર્ણ રીતે છોડી દીધો હતો, એ કારણે કે, જે વસ્તુ માણસને નમાઝથી રોકી રાખે તેમાં કોઈ ભલાઈ હોઈ નથી શકતી, હવે જ્યારે કે, નશાની હાલતમાં નમાઝ પઢવું પ્રતિબંધિત કરવામાં આવ્યું, તો દરેક વ્યક્તિએ વિચાર્યું કે, ખરેખર આવી દારૂ જેવી બાબતની પાસે પણ ન જવું જોઈએ કે જે વ્યક્તિને નમાઝથી વંચિત કરી દે. જો કે, નમાઝના સમય સિવાય અન્ય સમયે દારૂ સદંતર હરામ હોવાનો હજુ પણ હુકમ થયો ન હતો, એટલા માટે હજુ પણ કેટલાક લોકોએ નમાઝ સિવાયના અન્ય સમયમાં દારૂ પીવાનું ચાલુ રાખ્યું, એટલે સુધી કે એક બીજી ઘટના બની. ઉત્બાન બિન માલિક (રદિ.)એ અમુક સહાબએ કિરામ (રદિ.)ની દા'વત કરી, જેમાં સઅદ બિન અબી વક્કાસ (રદિ.) પણ હતા, જમી લીધા પછી રિવાજ પ્રમાણે દારૂનો દૌર ચાલ્યો. નશાની હાલતમાં અરબની સામાન્ય આદત પ્રમાણે શે'રો શાયરી અને પોત–પોતાના ગર્વિષ્ઠ વખાણોનું વર્ણન કરવાનું શરૂ થયું. સઅદ બિન અબી વક્કાસ (રદિ.)એ એક કસીદો (સ્તુતિ કાવ્ય) કહ્યો, જેમાં મદીનાના અન્સાર (રદિ.)ને નીચા બતાવવામાં આવ્યા હતા અને પોતાની કૌમને ઊંચી બતાવી તેના વખાણ કરવામાં આવ્યા હતા. આ બાબત પર એક અન્સાર નવયુવાન (રદિ.)ને ગુસ્સો આવી ગયો અને તેમણે ઊંટના જડબાનું હાડકું હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)ના માથા પર મારી દીધું, જેના કારણે હઝરત સઅદને ઊંડો ઘા પડી ગયો. હઝરત સઅદ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થઈને તે અન્સારી નવયુવાનની ફરિયાદ કરી, તે સમયે રસૂલુલ્લાહ ﷺએ દુઆ ફરમાવી

اَللّٰهُمَّ بَيِّن لَّنَافِى الْخَمْرِ بَيَا نًاشَافِيًا "હે અલ્લાહ ! દારૂના વિષયમાં અમને કોઈ સ્પષ્ટ કાનૂન અર્પણ કર." એ દુઆના કારણે દારૂ વિશેની ત્રીજી આયત સૂરએ માઈદહમાં ખુલાસાવાર નાઝિલ થઈ, જેમાં દારૂને સદંતર હરામ ઠરાવવામાં આવ્યું અને તે આયત આ પ્રમાણે છે.

يَآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّمَا الْخَمْرُ وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ وَالْاَزْلَامُ رِجْسٌ مِّنْ عَمِلِ الشَّيْطٰنِ فَاجْتَنِبُوْهُ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ○ اِنَّمَا يُرِيْدُ الشَّيْطٰنُ اَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَ الْبَغْضَآءَ فِى الْخَمْرِ وَالْمَيْسِرِ وَيَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ فَهَلْ اَنْتُمْ مُّنْتَهُوْنَ

*"હે ઈમાનવાળાઓ ! વાત એ જ છે કે, દારૂ અને જુગાર તથા મૂર્તિઓ અને જુગારના તીર, આ બધું ગંદી બાબતો, (અને) શયતાનનું કામ છે બસ, એનાથી બિલકુલ અળગા રહો, જેથી તમે સફળ થાઓ; શયતાન તો એવું ઈચ્છે છે કે, દારૂ અને જુગાર દ્વારા તમારી વચ્ચે (પરસ્પર) વેર અને અદાવત પૈદા કરી દે અને અલ્લાહ તઆલાની યાદથી (તથા) નમાઝથી તમને દૂર રાખે; શું હજુપણ તમે (આવા કામોથી) નહિ બચો ?!"* *(સૂરહ : ૫, આયત : ૯૦–૯૧)*

**દારૂ હરામ થવાના તબક્કાવાર થયેલા હુકમો :**

અલ્લાહના હુકમોની વાસ્તવિક અને અસલી હિકમતો તો માત્ર તે અહકમુલ હાકિમીન જ જાણે છે પરંતુ શરીઅતના હુકમોમાં વિચાર કરવાથી જાણ થાય છે કે, શરીઅતે ઈસ્લામના હુકમોમાં માનવીની સ્વાભાવગત લાગણીઓની ઘણી રિઆયત (કાળજી) રાખવામાં આવી છે, જેથી મનુષ્યને તેના ઉપર અમલ કરવામાં વધારે તકલીફ ન થાય. ખુદ કુર્આન શરીફે આ સંદર્ભે ફરમાવ્યું છે, لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا એટલે કે, "અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને એવો હુકમ નથી આપતો જે તેની સહનશક્તિની મર્યાદા બહાર હોય." *(સૂરહ : ૨, આયત : ૨૮૬)* આ રહમત અને હિકમતનો તકાદો એ જ હતો કે, ઈસ્લામમાં દારૂને હરામ કરવામાં તબક્કાવાર કામ લેવામાં આવે.

દારૂને તબક્કાવાર પ્રતિબંધિત અને હરામ જાહેર કરવામાં કુર્આનના ઈતિહાસનો ખુલાસો એ છે કે, કુર્આન શરીફમાં દારૂ સંદર્ભે ચાર આયતો નાઝિલ

થઈ છે, જેનો ઉલ્લેખ ઉપર આવી ચૂક્યો છે, તેમાંથી એક આયત સૂરએ બકરહની છે, જેની તફસીર અત્રે આ સ્થળે તમે વાંચી રહ્યા છો, તેમાં ફક્ત દારૂના દુષણથી જન્મ લેનારા ગુનાહો તથા દુષ્કૃત્યોનો ઉલ્લેખ કરી વાતને છોડી દેવામાં આવી છે, પરંતુ દારૂને સંપૂર્ણ હરામ કરવાનો હુકમ નથી આપવામાં આવ્યો. મતલબ કે, એક મશ્વરો અને સલાહ આપીને તે ખરાબ વસ્તુથી દૂર રહેવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

બીજી આયત સૂરએ નિસાઅ્માં لَا تَقْرَبُوا الصَّلٰوةَ وَاَنْتُمْ سُكَارٰى (નમાઝની પાસે પણ ન જાઓ, જ્યારે કે તમે નશામાં હોવ. – *સૂ.:૪, આ.:૪૩*) છે અને તેમાં ખાસ નમાઝના સમયે દારૂને હરામ કરવામાં આવ્યું છે અને બાકી સમયે છૂટછાટ ચાલુ રહી.

ત્રીજી અને ચોથી આયતો સૂરએ માઈદહની છે, જેનો ઉલ્લેખ ઉપર આવી ચૂક્યો છે, તેમાં સ્પષ્ટ અને કતઈ રીતે દારૂને હરામ ઠરાવવામાં આવ્યું. શરીઅતે ઈસ્લામે દારૂને હરામ કરવામાં તબક્કાવાર કામ એટલા માટે લીધું કે, સમગ્ર જીવન પર્યન્ત જે આદત પડી હોય છે અને ખાસ કરીને નશાની આદતને છોડી દેવી માણસના સ્વભાવ પ્રમાણે અત્યંત ભારે અને બોજારૂપ બાબત હોય છે. ઉલમાએ ફરમાવ્યું, فِطَامُ الْعَادَةِ اَشَدُّ مِنْ فِطَا مِ الرَّضَاعَةِ એટલે જેવી રીતે કે માં માટે બાળકની દૂધ પીવડાવવાની આદત છોડાવવી ખૂબ અઘરું અને ભારે હોય છે. બસ, એવી જ રીતે કોઈ વ્યક્તિને પોતાના સ્વભાવમાં વણાઈ ગયેલી આદત છોડાવવી અત્યંત ભારે અને અઘરી બાબત છે. એટલા માટે ઈસ્લામે ખૂબ જ હિકમતભર્યા અંદાજથી પ્રથમ દારૂ અને જુગારની બુરાઈથી લોકોને ચેતવ્યા અને તે તરફ ધ્યાન દોર્યું, તેમને માનસિક રીતે તૈયાર કરવામાં આવ્યા. ત્યાર પછી નમાઝોના સમયે તેને પ્રતિબંધિત જાહેર કરી આ દારૂ વિરોધી માનસિકતા વધારે મજબૂત કરવામાં આવી અને એક ખાસ સમયે તેને સ્પષ્ટ રીતે સંપૂર્ણ હરામ જાહેર કર્યું.

હા ! જેવી રીતે શરૂઆતમાં દારૂ હરામ હોવાનો હુકમ આપવામાં ધીરે–ધીરે તબક્કાવાર કામ લેવામાં હિકમતનો તકાદો હતો, એ જ પ્રમાણે તેને હરામ કર્યા પછી આ હુકમની પાબંદીનું સંપૂર્ણ સખ્તીથી અમલીકરણ કરાવવાની હિકમતનો પણ એવો જ તકાદો હતો. એટલા માટે રસૂલે કરીમ ﷺએ દારૂ વિશે

પ્રથમ અઝાબની સખત ચેતવણીઓ આપી ઈરશાદ ફરમાવ્યું કે, ‘‘દારૂ તમામ બુરાઈઓની જડ અને દરેક નિર્લજ્જતાની જનેતા છે, દારૂ પીને વ્યક્તિ અધમ કૃત્યો આચરી શકે છે.’’

એક હદીષમાં ઈરશાદ છે કે, ‘‘દારૂ અને ઈમાન ભેગું નથી રહી શકતું.’’ આ રિવાયતો નસાઈમાં છે અને જામેઅ્ તિરમિઝીમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ દારૂ સાથે સંકળાયેલ દશ વ્યક્તિઓ ઉપર લા'નત (ધિક્કાર) કરી છે. (૧) દારૂ નિચોવનારો, (ર) બનાવનારો, (૩) પીનારો, (૪) પીવાડનારો, (પ) તેને લાવીને આપનારો, (૬) જેના માટે દારૂ લાવવામાં આવ્યું છે તે, (૭) દારૂ વેચનારો, (૮) દારૂ ખરીદનારો, (૯) દારૂ ભેટ આપનારો અને (૧૦) દારૂની કમાણી ખાનારો. અને પછી ફક્ત મૌખિક શિક્ષણ કે પ્રચારથી કામ ન લીધું બલકે, દારૂબંધીનું અમલીકરણ કરાવવા માટે કાયદેસર રીતે એ'લાન કર્યું કે, જેની પાસે કોઈપણ પ્રકારનું દારૂ મૌજૂદ હોય, તે ફલાણી જગ્યાએ ભેગું કરી દે.

**સહાબએ કિરામ (રદિ.)માં અલ્લાહ અને રસૂલ ﷺના હુકમના અમલીકરણ માટેની બેનમૂન ભાવના :**

આજ્ઞાપાલક સહાબા (રદિ.)એ પ્રથમ હુકમ મળતાં જ પોત–પોતાના ઘરોમાં જે દારૂ ઉપયોગ માટે રાખ્યું હતું, તેને તે જ સમયે ઢોળી દીધું. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)નું વર્ણન છે કે, જયારે રસૂલે કરીમ ﷺએ મદીનાની ગલીઓમાં એ'લાન કરાવ્યું કે, દારૂ હરામ કરવામાં આવ્યું છે, તો જેના હાથમાં જે દારૂનું વાસણ હતું તેને ત્યાંજ ફેંકી દીધું, જેની પાસે કોઈ માટીના વાસણમાં દારૂ ભરેલું હતું, તો તેને ઘરની બહાર લાવીને તોડી નાંખ્યું. હઝરત અનસ (રદિ.) તે સમયે એક મજલિસમાં દારૂના જામ હાથમાં લઈ સાકી (દારૂ પીરસનાર) બન્યા હતા. અબૂ તલ્હા, અબૂ ઉબયદહ બિન ઝર્રાહ, ઉબય બિન કઅ્બ, સુહૈલ (રદિ.) જેવા મોટા–મોટા સહાબાઓ મૌજૂદ હતા. એ'લાન કરનારનો અવાજ સાંભળીને બધાએ કહ્યું કે, ‘‘હવે આપણે બધા જ દારૂ ઢોળી દો, તેના વાસણોને તોડી નાંખો.’’ અમુક રિવાયતોમાં છે કે, ‘‘દારૂ હરામ થવાનું એ'લાન થતાંની સાથે જ જેના હાથમાં દારૂના જામ હોઠો સુધી પહોંચ્યા હતા તેમણે ત્યાંજ ફેંકી દીધા. મદીના શરીફમાં તે દિવસે દારૂ એ રીતે વહી રહ્યું હતું,

જેવી રીતે કે વરસાદનું પાણી વહે છે અને મદીનાની ગલીઓમાં લાંબા સમય સુધી એવી પરિસ્થિતિ રહી કે, જ્યારે વરસાદ પડતો, તો લાંબા સમય સુધી દારૂની ગંધ અને માટીમાં તેનો રંગ ચોખ્ખો નજરે પડતો હતો !''

જે સમયે તેમને આ હુકમ મળ્યો કે, જેની પાસે કોઈપણ પ્રકારનો દારૂ હોય તે ફલાણી જગ્યાએ ભેગો કરે, તે સમયે થોડો દારૂનો સંગ્રહ કરેલ જથ્થો રહી ગયો હતો, જે વેપારના માલ તરીકે બજારમાં હતો, તેને પણ ફરમાંબરદાર સહાબા (રદિ.)એ કોઈપણ જાતના ખચકાટ વિના નક્કી કરેલ જગ્યાએ ભેગો કરી દીધો. રસૂલુલ્લાહ ﷺ પોતે ત્યાં તશરીફ લઈ ગયા અને પોતાના હાથોથી દારૂના ઘણા મસ્કીઝહ (દારૂ ભરવાનું થેલા જેવું વાસણ) કાપી નાંખ્યા અને બાકી અન્ય સહાબા (રદિ.)ના હવાલે કરી તેનો નાશ કરવામાં આવ્યો. એક સહાબી (રદિ.) જેઓ દારૂનો વેપાર કરતા હતા અને સિરીયાથી દારૂની આયાત કર્યા કરતા હતા. સંજોગવસાત્ તે સમયે પોતાની બધી મૂડી ભેગી કરી સિરીયા દારૂ લેવા ગયા હતા અને જ્યારે તેઓ વેપારના માલની ખેપ લઈ પાછા આવ્યા, તો મદીનામાં પ્રવેશ થતાં પહેલાં જ દારૂ હરામ થયું હોવાના એ'લાનની ખબર પડી ગઈ. આ જાંનિશાર સહાબી (રદિ.)એ પોતાની સમગ્ર મૂડી અને મહેનતથી પ્રાપ્ત કરેલી પૂંજી અને તે વેપારનો માલ કે, જેમાં ઘણો બધો નફો થવાની આશા લઈને આવી રહ્યા હતા, દારૂ હરામ થયાનું એ'લાન સાંભળીને તે જ જગ્યાએ એક પહાડ ઉપર તેને છોડી દીધું અને પોતે રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને પ્રશ્ન કર્યો કે, હવે મારા માલ વિશે શું હુકમ છે અને મારે શું કરવું જોઈએ ? રસૂલે કરીમ ﷺએ અલ્લાહના ફરમાન પ્રમાણે તે બધા જ મસ્કીઝહને કાપી નાંખી દારૂ વહાવી દેવાનો હુકમ આપ્યો, ફરમાંબરદાર અને અલ્લાહ તથા રસૂલે કરીમ ﷺ સાથે મહોબ્બત રાખનાર સહાબી (રદિ.)એ કોઈપણ પ્રકારના ખચકાટ વિના પોતાના હાથોથી પોતાની સમગ્ર મૂડીને જમીન પર વહાવી દીધી. આ પણ ઈસ્લામનો એક મોઅ્જિઝો અને સહાબએ કિરામ (રદિ.)ની બેનમૂન ફરમાંબરદારીનું ઉદાહરણ હતું, જે આ ઘટનાથી જાહેર થાય છે કે, જ્યારે કોઈ વસ્તુની લત લાગી જાય છે તો બધા જ જાણે છે કે, તેને છોડવું અત્યંત કઠિન હોય છે અને આ લોકો પણ દારૂ પીવાના આદી હતા અને થોડીવાર પણ દારૂ વિના ધીરજ ધરવી તેમના માટે મુશ્કેલ હતી, પરંતુ અલ્લાહના હુકમ અને રસૂલે કરીમ

ﷺના શિક્ષણે તેમની આદતોમાં એવી ક્રાંતિ સર્જી દીધી હતી કે, તેઓ દારૂ અને જુગારથી એવી રીતે અળગા થઈ ગયા જાણે કે, તેમને તેની આદત ક્યારેય હતી જ નહિ.

## ઇસ્લામી શાસનવ્યવસ્થા અને વહીવટી પદ્ધતિ તથા અન્ય માનવસર્જિત શાસન પદ્ધતિઓનો તફાવત :

પ્રસ્તુત આયત પછી દારૂ હરામ થવાનો હુકમ અને તેના ઉપર મુસલમાનોના અમલ કરવાની પદ્ધતિથી જગત સામે એક નમૂનો રજૂ થઈ ગયો છે, જેને ઈસ્લામનો ચમત્કાર કહો કે, પછી પયગમ્બર ﷺની કેળવણી કહો, આ અજોડ કેળવણીનો પ્રભાવ અથવા ઈસ્લામી રાજકીય પદ્ધતિનું સ્પષ્ટ પરિણામ જ હતું કે, નશાની લતવાળા લોકોએ એ લતને છોડી દીધી, બધા જ જાણે છે કે, એ લતને છોડવી અત્યંત મુશ્કેલ હોય છે અને નશાની લત છોડવી કેટલી અઘરી બાબત છે, વળી અરબસ્તાનમાં તો દારૂનો રિવાજ એટલી હદે પહોંચી ગયો હતો કે, કેટલાક લોકો અમુક કલાકો પણ તેના સિવાય રહી શકતા ન હતા, તો પછી એ કઈ બાબત હતી, જેણે માત્ર એક એ'લાનનો અવાજ કાનમાં પડતાંની સાથે જ તેમના આવા સ્વભાવને સાવ બદલી નાંખ્યો ?! તેમની આદતોમાં એવી ક્રાંતિ સર્જી દીધી કે, અમુક મિનિટો પહેલાં જે વસ્તુ તેમને અતિપ્રિય હતી, બલકે, જિંદગીની એક મહામૂલી મૂડી હતી અને અમુક મિનિટો પછી માત્ર એક એ'લાન સાંભળીને તે વસ્તુ તેમના માટે અત્યંત ધૃણાસ્પદ અને ધિક્કારપાત્ર નાપાક વસ્તુ બની ગઈ?!

તે સમાજના મુકાબલામાં આજની પ્રગતિ સંપન્ન રાજકીય પદ્ધતિનું એક ઉદાહરણ સામે રાખો અને વિચારો કે, અમુક વર્ષો પહેલાં અમેરિકાના સ્વાસ્થ્ય સંબંધિત નિષ્ણાતો અને સામાજિક સુધારકોએ દારૂ પીવાના અસંખ્ય ખતરનાક પરિણામો રજૂ કરી દેશમાં દારૂ પીવા ઉપર કાયદેસરનો પ્રતિબંધ લાદવાની ઈચ્છા જાહેર કરી અને તેઓએ પોતાના અભિપ્રાયના ટેકા માટે પ્રચાર–પ્રસારના પ્રત્યેક માધ્યમોનો ઉપયોગ કર્યો, આ મિડીયા કે, જેને પ્રગતિ અને વિકાસનું એક સબળ માધ્યમ સમજવામાં આવે છે, તે પણ તેમના ટેકામાં દારૂની ટેવ વિરૂદ્ધ લોકોના જનમત અને અભિપ્રાયને કેળવવાની અનથક કોશીશો કરવા લાગ્યા, સેંકડો સમાચારપત્રો અને ચોપાનીયાઓમાં તેની જાહેર ખબરો લાખોની સંખ્યામાં આખા દેશમાં પ્રકાશિત કરવામાં આવી અને ત્યારબાદ અમેરિકાના રાજ્યબંધારણમાં

સુધારો કરીને કાનૂની રીતે દારૂને પ્રતિબંધિત ઘોષિત કરવામાં આવ્યું, પરંતુ આ બધાની અસર જે કંઈ પણ અમેરિકાએ પોતાની આંખોથી જોઈ છે અને સર્વેક્ષણના જે આંકડાઓ દુનિયા સામે આવ્યા હતા કે, આ પ્રગતિ પ્રાપ્ત વિકસિત તથા શિક્ષિત સમાજે કાયદાકીય રીતે દારૂ ઉપર પ્રતિબંધ હોવા છતાં, એ જ પ્રમાણે દારૂનો ઉપયોગ કર્યો કે, જે રીતે પ્રતિબંધ પહેલાં તેના સેવનનો રિવાજ પ્રચલિત હતો. અંતે લાચારવશ અમેરિકાની સરકારે દારૂ પરના પ્રતિબંધનો કાયદો રદ કરવો પડ્યો.

તે સમયના અરબ મુસલમાનો અને આજના પ્રગતિશીલ, વિકાસશીલ અમેરિકનોની પરિસ્થિતિ અને પ્રસ્તુત ઉદાહરણ દ્વારા તેમની માનસિકતાનો આ મોટો તફાવત એક નગ્ન વાસ્તવિકતા અને ઈન્કાર ન થઈ શકે તેવું સત્ય છે, જેને ન માનવાની નાની સરખી સંભાવના પણ કોઈની પાસે નથી, અત્રે ઊંડો વિચાર માંગી લેતી બાબત એ છે કે, આ અત્યંત ક્રાંતિકારી અને વ્યક્તિની માનસિકતાને બદલી નાંખનારી વિચારધારાનો મુખ્ય સ્ત્રોત શું છે ? અને તેની પાછળનું રહસ્ય શું છે ?

થોડોક જ વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ થઈ જશે કે, શરીઅતે ઈસ્લામે ફક્ત કાયદા બનાવી કૌમોની સુધારણા કરવાને ક્યારેય પૂરતું નથી સમજ્યું, પરંતુ કાયદો બનાવતા પહેલાં લોકોની માનસિક કેળવણી, તેમની આધ્યાત્મિકતા, તેમની વિચારસરણી તથા આખિરત પ્રત્યેની ચિંતાના કીંમતી નુસખા દ્વારા તેમના વિચારોમાં એક મોટું પરિવર્તન લાવીને એવો સમાજ પૈદા કર્યો, જે રસૂલે કરીમ ﷺનો એક અવાજ પડતાની સાથે જ પોતાના જાન, માલ, ઈજ્જત, આબરૂ બલકે પોતાનું સર્વસ્વ કુર્બાન કરવા માટે તૈયાર થઈ જતા હતા. મક્કાની જિંદગીમાં આવી માનસિકતા તૈયાર કરવાનું કામ ઈબાદતો અને આધ્યાત્મિકતા (રૂહાનિયત) દ્વારા થતું રહ્યું, જ્યારે એક સંપૂર્ણ કેળવણીપ્રાપ્ત સમૂહ તૈયાર થઈ ગયો, ત્યારબાદ જ અલ્લાહ તરફથી કાયદો બનાવવામાં આવ્યો. તેનાથી વિપરિત અમેરિકાએ પોતાના સમગ્ર પ્રચાર–પ્રસારના માધ્યમો દ્વારા દારૂના નુકસાનોનો ઉલ્લેખ કરી લોકોની માનસિકતા બદલવાની કોશીશ કરવામાં કોઈ પાછી–પાની ન કરી, તેમની પાસે લોકમત કેળવવા માટે બધા જ પ્રકારના સ્ત્રોતો ઉપલબ્ધ હતા, પરંતુ આખિરતની ચિંતા ન હતી, જ્યારે કે, મુસલમાનોના અસ્તિત્વના

અણુએ અણુમાં આખિરતની ફિકર-ચિંતા સમાયેલી હતી અને પરિણામે આ ઉઘાડો તફાવત દર્શાવતા બે ઉદાહરણો દુનિયા સામે મૌજૂદ છે.

કાશ ! આજે પણ આપણા કહેવાતા બુદ્ધિશાળીઓ આ જ અણમોલ નુસખાને અજમાવીને જોઈ લે, તો આ દુનિયામાં સર્વત્ર શાંતિ અને સલામતી સ્થાપિત થઈ જાય.

**દારૂ (અને અન્ય તમામ પ્રકારના નશાકારક દ્રવ્યો હેરોઈન, ગાંજો, ચરસ, મેન્ડ્રેક્સ વગેરે વગેરે)ના નુકસાનો અને ફાયદાઓની સરખામણીઃ**

આ આયતમાં દારૂ અને જુગાર બંનેના સંદર્ભમાં કુર્આન શરીફે એ બતાવ્યું છે કે, આ બંનેમાં અમુક નુકસાનો પણ છે અને અમુક ફાયદાઓ પણ છે ! પરંતુ તેના નુકસાનો ફાયદાઓ કરતાં વધારે છે, એટલા માટે આવશ્યક છે કે, આ બાબત ઉપર વિસ્તૃત ચર્ચા કરવામાં આવે. દારૂના ફાયદાઓ શું છે અને તેના નુકસાનો શું છે ? દારૂના ફાયદાઓથી વધારે તેના નુકસાનો હોવાના શું કારણો છે? અંતમાં અમુક ફિક્હી મસ્અલાઓ પણ વર્ણન કરવામાં આવશે, જે આ આયતથી સાબિત થાય છે.

પ્રથમ દારૂને લઈએ, તેનો ફાયદો સામાન્ય લોકોમાં મશ્હૂર એ છે કે, તેનાથી લિજ્જત-મજા અને તાજગી પ્રાપ્ત થાય છે, થોડા સમય માટે શારીરિક શક્તિમાં વધારો થઈ જાય છે અને વ્યક્તિનો ચહેરો ખીલી ઊઠે છે, પરંતુ આ તુચ્છ થોડા સમયના ફાયદાઓના મુકાબલામાં તેના નુકસાનો અત્યંત ઘાતક અને ખૂબ ખતરનાક છે કે, ભાગ્યે જ બીજી કોઈ વસ્તુમાં આટલા નુકસાનો અને બુરાઈઓ હોઈ શકે છે. મનુષ્યના શરીર પર દારૂનો દુષ્પ્રભાવ એ થાય છે કે, તે ધીરે-ધીરે માણસની પાચનશક્તિને ખતમ કરી નાંખે છે, ખાવા-પીવાની ઈચ્છા ઓછી થઈ જાય છે, ચહેરાની તાજગી નાશ પામે છે, પેટ મોટું થઈ જાય છે, સમગ્રતઃ તમામ અવયવો પર એ અસર થાય છે જેમકે, એક જર્મન ડૉક્ટર તેનો ઉલ્લેખ કરે છે કે, "જે વ્યક્તિને દારૂની લત હોય તેનું શરીર ૪૦ વર્ષની ઉંમરમાં એવું થઈ જાય છે, જેમકે ૬૦ વર્ષનો ડોસો હોય," દારૂડિયો શારીરિક શક્તિ પ્રમાણે ૬૦ વર્ષ પસાર કરી ગયેલા વૃદ્ધો જેવો થઈ જાય છે. આ ઉપરાંત દારૂ લિવર (યકૃત) અને કિડની ખરાબ કરી નાંખે છે. યુરોપના મોટા ભાગના

શહેરોમાં દારૂના કારણે આ બધી બીમારીઓ સામાન્ય છે. અહીંયાંના ઘણા ડૉક્ટરોનું મંતવ્ય છે કે, યુરોપમાં અડધી મૌતો દારૂના કારણે થાય છે અને અડધી અન્ય બીમારીઓના કારણે થાય છે અને આ દારૂના કારણે થતી બીમારીઓ ત્યારથી જ શરૂ થઈ છે, જ્યારથી ત્યાં દારૂનું સેવન કરવાની પ્રથા પ્રચલિત બની છે.

આ તો દારૂના શારીરિક અને સ્વાસ્થ્યને લગતા નુકસાનો હતા. હવે, બુદ્ધિ ઉપર તેની કેટલી ઘાતક અસર થાય છે, તે વિશે દરેક વ્યક્તિ ફક્ત એટલું જ જાણે છે કે, દારૂના સેવનથી જ્યાં સુધી નશો રહે છે, ત્યાં સુધી તેની બુદ્ધિ કામ કરતી નથી, પરંતુ અનુભવોથી સિદ્ધ થયું છે અને સંશોધનકારોનો પણ એ અભિપ્રાય છે કે, દારૂની લત બુદ્ધિશક્તિને પણ અત્યંત અશક્ત બનાવી દે છે, જેનો પ્રભાવ વ્યક્તિના હોશમાં આવ્યા પછી પણ રહે છે. અમુક સમયે આ બુદ્ધિની કમજોરી દારૂની લતવાળા વ્યક્તિને ગાંડપણ સુધી પહોંચાડી દે છે. એ બાબતે સંશોધનકારો અને ડૉક્ટરો સહમત છે કે, દારૂ ન તો શરીરનો કોઈ ભાગ બને છે અને ન જ તેનાથી લોહી બને છે કે, જેના કારણે શરીરમાં શક્તિ આવે બલકે, તેનું કાર્ય ફક્ત એટલું જ હોય છે કે, તે વ્યક્તિના જ્ઞાનતંતુઓને ઉત્તેજિત કરે છે, જેના કારણે શરીરમાં કામચલાઉ ધોરણે શક્તિ અને સ્ફૂર્તિ પેદા થઈ હોવાનો અહેસાસ થાય છે અને ક્યારેક અતિશય ઉત્તેજિત જ્ઞાનતંતુઓના કારણે વ્યક્તિનું અચાનક મૃત્યું પણ નિપજી શકે છે, ક્યારેક હૃદય રોગનો હુમલો તથા બ્લડ પ્રેશર વગેરે પણ થઈ શકે છે.

દારુડિયાના શરીરની નસોની દિવાલો સખત થઈ જાય છે, જેના કારણે તે જલદી વૃદ્ધ બની જાય છે. દારૂના પ્રભાવથી વ્યક્તિની પાચન શક્તિ મંદ પડી જાય છે અને તેનું ગળું પણ ખરાબ થવાથી તેનો અવાજ ભારે થઈ જાય છે, તે કાયમી ખાંસીનો દર્દી બની જાય છે, જે છેવટે તેના ફેફસાંને ખલાસ કરી નાંખે છે, દારૂનો પ્રભાવ પ્રજનનતંત્ર ઉપર પણ પડે છે અને તેના કારણે દારુડિયાની ઔલાદ અશક્ત અને નબળી રહે છે. કેટલાક વખતે તો દારુડિયાની પ્રજનનશક્તિ નાશ પામે છે અને વાંઝિયાપણું પણ આવે છે.

એ વાત યાદ રાખવા યોગ્ય છે કે, દારૂની લત પડ્યા પછી શરૂઆતની પરિસ્થિતિમાં દેખીતી રીતે વ્યક્તિને પોતાના શરીરમાં સ્ફૂર્તિ, તાજગી અને

શક્તિનો અનુભવ થતો હોય છે. એટલા માટે જે લોકો દારૂ પીવાની ટેવના શિકાર બન્યા હોય છે, તેઓ ડૉક્ટરી સંશોધનો આધારિત શરીર પરની તેની ઘાતક અસરોનો ઈન્કાર કરે છે. તેમને ખબર હોવી જોઈએ કે, દારૂ એક એવું ઝેર છે, જેની અસર શરીર ઉપર ધીરે ધીરે શરૂ થાય છે અને અમુક સમય પછી તેના નુકસાનોનો ઘાતક પ્રભાવ શરીર ઉપર દેખાવા લાગે છે, જેમકે ઉપર પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

દારૂની એક મોટી ખરાબી એ પણ છે કે, તે એક સામાજિક દૂષણ પણ છે, તેના કારણે મોટાભાગે લડાઈ–ઝઘડાઓ થતા હોય છે અને અમુક સમયે તો દારૂના નશાની હાલતમાં કરેલો બકવાસ લડાઈ–ઝઘડાઓ, વેર–ઝેર અને દુશ્મનીનું મોટું સ્વરૂપ ધારણ કરી લે છે, જે લાંબા સમય સુધી વ્યક્તિને ખૂબ નુકસાન પહોંચાડે છે. એટલા માટે કુર્આન શરીફમાં સૂરએ માઈદહમાં ખૂબ ભાર આપીને આ પ્રકારના નુકસાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. اِنَّمَا يُرِيْدُالشَّيْطٰنُ اَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ فِى الْخَمْرِ وَالْمَيْسِرِ એટલે કે "શયતાન તો ઈચ્છે છે કે, દારૂ અને જુગાર દ્વારા તમારામાં પરસ્પર વેર–ઝેર અને દુશ્મની પૈદા કરે."

*(સૂરહ : ૫, આયત : ૯૧)*

દારૂનું એક નુકસાન એ પણ છે કે, નશાની હાલતમાં ક્યારેક વ્યક્તિ પોતાના ગુપ્ત રહસ્યો પણ બકી નાંખે છે, જે અત્યંત નુકસાનકારક છે તથા દારૂડીયાને અને તેના સંલગ્ન કુટુંબને તબાહ–બરબાદ કરવાનું કારણ પણ બની જાય છે અને જો વળી, તે કોઈ સરકારનો જવાબદાર અધિકારી હોય અને કોઈ સરકારી ગુપ્ત વાત જાહેર કરી દે, તો તેના કારણે આખા દેશને પણ નુકસાન થવાની ભિતી રહેલી છે, ક્યારેક આવા રહસ્યો છતા થઈ જવાના કારણે જે તે દેશના લશ્કરી હિતો અને રાજનિતિક સંબંધો પણ બરબાદ થઈ શકે છે. દુશ્મન દેશના હોશિયાર જાસૂસો આવા અધિકારીઓના દારૂના નશામાં કરેલી બકવાસની હંમેશા તાકમાં રહેતા હોય છે.

દારૂનું એક નુકસાન એ પણ છે કે, તે વ્યક્તિને એક રમકડું બનાવી દે છે જેને જોઈને બાળકો પણ હસે છે. કારણ કે, દારુડિયાની બકવાસ અને તેની હરકતો બધું જ અસ્થિર થઈ જાય છે. દારૂનું એક મોટું નુકસાન એ છે કે, તે સમગ્ર બુરાઈઓની જડ છે. વ્યક્તિને બધા જ નીચ અને અધમ કક્ષાના ગુનાહો કરવાની

પ્રેરણા પૂરી પાડે છે. વ્યભિચાર, હત્યા, જુગાર, લડાઈ–ઝઘડા વગેરે દારૂની ટેવના પરિણામ છે અને એ જ કારણે દારૂના અડ્ડાઓ, વ્યભિચાર અને હત્યાના અડ્ડાઓ બની જાય છે. આ તો થયા દારૂના શારીરિક નુકશાનો અને તેના રૂહાની (આધ્યાત્મિક) નુકસાનો તો સ્પષ્ટ છે કે, નશાની હાલતમાં ન તો નમાઝ થઈ શકે છે, ન અલ્લાહનો ઝિક્ર અને ન જ કોઈ ઈબાદત વગેરે, એટલા માટે કુર્આનમાં દારૂના નુકસાનનું વર્ણન કરવામાં આવ્યું છે. وَيَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ "દારૂ તમને અલ્લાહના ઝિક્ર અને નમાઝથી રોકે છે."

હવે, દારૂના આર્થિક નુકસાનો તથા સામાજિક દુષણોની ચર્ચા કરીએ, જેનાથી દરેક વ્યક્તિ માહિતગાર છે. કોઈ વસ્તીમાં જો એક દારૂનું પીઠું ખુલી જાય તો તે આખી વસ્તીની દૌલત સમેટી લે છે. દારૂ (નશાકારક દ્રવ્યો)ના અસંખ્ય પ્રકારો છે અને અમુક પ્રકારો તો અત્યંત ખતરનાક છે અને વ્યક્તિને તેના બંધાણી બનાવી દે છે, જે વ્યક્તિને આર્થિક રીતે પાયમાલ કરી દે છે. અમુક આંકડાશાસ્ત્રીઓએ ફક્ત એક (Magha city) શહેરમાં દારૂ ઉપર ખર્ચવામાં આવતી રકમનું સર્વેક્ષણ કર્યું તો, દારૂ પાછળ ખર્ચવામાં આવતી કુલ રકમ આખા ફ્રાન્સના કુલ વાર્ષિક બજેટ જેટલી હતી.

ઉપરોક્ત ઉલ્લેખમાં માત્ર દારૂના સામાજિક, શારીરિક અને આધ્યાત્મિક નુકસાનોની ટૂંકી લિસ્ટ તૈયાર કરી છે, જેને રસૂલે કરીમ ﷺએ માત્ર એક શબ્દમાં કહી આપ્યું છે કે, "તે "ઉમ્મુલ ખબાઈશ" (તમામ બુરાઈઓની જનેતા) છે." જર્મનીના એક ડૉક્ટરનું આ વિધાન પ્રખ્યાત છે, તેણે કહ્યું છે કે "અડધા દારૂના પીઠાંઓ બંધ કરી દેવામાં આવે તો હું એ વાતની જામીનગીરી લઉં છું કે, અડધા દવાખાનાઓ, અડધા જેલખાનાઓની આવશ્યકતા નહિ રહે અને તેને બંધ કરવા પડશે." *(તફસીરુલ મન્નાર –અલ મુફતી અબ્દહ, પેજ : ૨૨૬, ભાગ : ૨)*

અલ્લામહ તનતાનવી (રહ.)એ પોતાની કિતાબ "અલઝવાહિર"માં આ સંદર્ભે અમુક અગત્યના સંશોધનો વિશે લખ્યું છે, તેમાંથી અમુક અત્રે પ્રસ્તુત છે.

એક ફ્રાન્સીસી સંશોધનકાર હૅનરી પોતાના પુસ્તક "ખવાતિર વ સવાનેહ ફિલ ઈસ્લામ"માં લખે છે, (અત્રે પુસ્તકનું અરબીમાં તરજુમો થયેલ નામ લખ્યું છે).

*"એક અત્યંત ખતરનાક હથિયાર ! જેના દ્વારા પૂર્વના લોકોની કમર તોડી*

*નાંખવામાં આવી અને તે બે ધારી તલવાર દ્વારા મુસલમાનોની હત્યા કરવામાં આવી.... તે દારૂ હતું....! અમે અલજિરિયાના લોકો વિરૂદ્ધ આ હથિયારને અપનાવ્યું, પરંતુ તેમની ઈસ્લામી શરીઅત અમારા માર્ગમાં અવરોધ બનીને ઊભી થઈ ગઈ અને તેઓ અમારા આ હથિયારથી પ્રભાવિત ન થયા. પરિણામ એ આવ્યું કે, તેમની પેઢીઓ વધતી ચાલી, આ લોકોએ જો અમારી ભેટનો સ્વીકાર કરી લીધો હોત, તો જેવી રીતે તેમનામાંથી એક મુનાફિક કબીલાએ તેનો સ્વીકાર કરી લીધો છે. એ રીતે તેઓ પણ અમારી સામે ઝલીલ અને રૂશ્વા (અપમાનિત) થઈ ગયા હોત. આજે જે લોકોના ઘરોમાં દારૂનો દૌર ચાલી રહ્યો છે, તેઓ અમારી સામે એવા તુચ્છ અને ઝલીલ થઈ ગયા છે કે, અમારી સામે માથું ઉંચકી શકતા નથી.''*

એક અંગ્રેજ કાયદાશાસ્ત્રી બિન્તામ લખે છે,

*''ઈસ્લામની બેશુમાર ખૂબીઓમાંથી એક ખૂબી (વિશિષ્ટતા)એ પણ છે કે, તેમાં દારૂ નિષિદ્ધ (હરામ) છે. અમે જોયું કે, જ્યારે આફ્રિકાના લોકોએ તેનો ઉપયોગ કરવાનું શરૂ કરી દીધું તો તેમની પેઢીઓમાં ગાંડપણ છવાઈ જવા લાગ્યું અને યુરોપના જે લોકોને તેનો ચસ્કો લાગી ગયો, તેમની બૌદ્ધિક શક્તિમાં પણ પરિવર્તન આવવા લાગ્યું. એટલા માટે આફ્રિકાના લોકો માટે પણ તેનો પ્રતિબંધ હોવો જોઈએ અને યુરોપીયન લોકો માટે પણ દારૂના સેવન ઉપર સખત સજાઓ હોવી જોઈએ.''*

મતલબ કે, જે પણ ભલા માણસોએ ઠંડા દિલથી વિચાર કર્યો, તેઓ એકી અવાજે બોલી ઉઠયા કે, દારૂ નુકસાનકારક વસ્તુ છે, દારૂનું સેવન કરવું શયતાનનું કૃત્ય છે, તે ઝેર છે, બરબાદી અને તબાહીનું માધ્યમ છે. બસ, આ તમામ બુરાઈઓની જનેતાથી બચી જાઓ فَهَلْ اَنْتُمْ مُّنْتَهُوْنَ

દારૂના હરામ અને પ્રતિબંધિત હોવાના સંદર્ભમાં કુર્આન શરીફની ચાર આયતોનો ઉલ્લેખ ઉપર આવી ચૂક્યો છે. સૂરએ નહલમાં એક સ્થળે દારૂ સિવાય અન્ય નશાકારક વસ્તુઓનું વર્ણન અલગ અંદાજથી કરવામાં આવ્યું છે, તો એનાથી સ્પષ્ટ થયું કે, પ્રત્યેક નશાકારક પદાર્થોનું વર્ણન અત્રે કરવામાં આવે. જેથી, દારૂ અને નશા સંબંધિત બધા જ કુર્આની હુકમો વાંચકો સમક્ષ આવી જાય.

وَمِنْ ثَمَرٰتِ النَّخِيْلِ وَ الْاَعْنَابِ تَتَّخِذُوْنَ مِنْهُ سَكَرًاوَّرِزْ قًا حَسَنًا، اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ٥

*"ખજૂર અને દ્રાક્ષના ફળોથી તમે લોકો નશાકારક પદાર્થો અને ખાવાની ઉત્તમ વસ્તુઓ બનાવો છો; બેશક ! તેમાં તે લોકો માટે મોટી દલીલ છે જેઓ બુદ્ધિશાળી છે."* *(સૂરહ : ૧૬, આયત : ૬૭)*

**ખુલાસો :**

પાછળની આયતોમાં અલ્લાહ તઆલાએ તે નેઅ્મતોનું વર્ણન કર્યું હતું, જેમાં મનુષ્યનો ખોરાક પૈદા કરવામાં આશ્ચર્યજનક કુદરતી કાયા કલાપ અને જૈવિક સિસ્ટમોનું ચક્ર કાર્યરત છે, તેમાં પ્રથમ દૂધનું વર્ણન થયું, જેને અલ્લાહે જાનવરોના શરીરમાં લોહી અને અન્ય રસાયણોના મિશ્રણથી અલગ કરીને એક ચોખ્ખો અને ગુણકારી ખોરાક મનુષ્યો માટે પૈદા કર્યો. જેમાં મનુષ્યને કોઈ બહુ મોટો ઉદ્યોગ કે કારખાનું લગાવવાની જરૂરત રહેતી નથી. એટલા માટે અહીંયાં શબ્દ نُسْقِيْكُمْ નો ઉપયોગ કર્યો કે "અમે દૂધ તમને પીવડાવતા રહીશું," ત્યાર બાદ ફરમાવ્યું કે, "ખજૂર અને દ્રાક્ષના અમુક ફળોમાંથી પણ મનુષ્ય પોતાનો ખોરાક અને લાભકારી વસ્તુઓ બનાવે છે," તેમાં ઈશારો એ તરફ છે કે, ખજૂર અને દ્રાક્ષના ફળોથી પોતાનો ખોરાક અને લાભકારી વસ્તુઓ બનાવવામાં ચોક્કસ કળા કારીગીરી કામ લાગે છે અને આ આવડતના પરિણામે બે પ્રકારની વસ્તુઓ બનાવવામાં આવે છે. (૧) નશાકારક પદાર્થો જેને "ખમ્ર" અથવા "દારૂ" કહેવામાં આવે છે અને (૨) હલાલ, પાક અને ઉમદા વસ્તુઓ જે ખોરાક તરીકે ઉપયોગ કરવામાં આવે છે, જેમકે દ્રાક્ષને તાજી-તાજી ખાવામાં ઉપયોગ કરવામાં આવે અથવા તો તેને સુકવીને તેનો સંગ્રહ કરીને તેને વિવિધ વાનગીઓમાં ઉમેરીને તેના દ્વારા વિવિધ પ્રકારની સ્વાદિષ્ટ વાનગીઓ બનાવવામાં આવે છે. હેતુ એ છે કે, અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ કુદરત વડે ખજૂર અને દ્રાક્ષના ફળો મનુષ્યને અર્પણ કર્યા અને તેનાથી પોતાનો ખોરાક વગેરે બનાવવાનો અધિકાર અને આવડત પણ આપી. હવે, તે મનુષ્યના અધિકારમાં છે કે, એનાથી તે શું બનાવે ? નશાકારક અને નુકસાનકર્તા, દારૂ બનાવે કે, જેના દ્વારા મનુષ્ય શારીરિક, આર્થિક, સામાજિક, બૌદ્ધિક અધઃપતનની ખાઈમાં ગરકાવ થઈ જાય

છે કે, પછી તેના દ્વારા સ્વાદિષ્ટ ભોજન અને વાનગીઓ તૈયાર કરીને શરીરમાં તાકાત અને શક્તિ પૈદા કરે અને લાભ ઉઠાવે !

આ ઉલ્લેખ પ્રમાણે આ આયતથી નશાકારક દારૂના હલાલ હોવાની કોઈ દલીલ નથી બની શકતી. કારણ કે, અહીંયાં આ આયતનો હેતુ અલ્લાહે ભેટ ધરેલા ફળો અને તેના ઉપયોગના વિવિધ પ્રકારોનો ઉલ્લેખ છે, જે દરેક પરિસ્થિતિમાં અલ્લાહની નેઅ્મત છે. જેમકે, અન્ય ઘણા પ્રકારના ખોરાકમાં ઉપયોગ થતા પદાર્થો દ્વારા મનુષ્યની લાભકારક વસ્તુઓનો દુરુપયોગ કરી, તેનો નાજાઈઝ પદ્ધતિથી ઉપયોગ કરવામાં આવે છે, પરંતુ કોઈના દુરુપયોગ કરવાથી અલ્લાહે આપેલી ભેટ તરીકે તે વસ્તુ નાશ પામતી નથી. એટલા માટે એ ખુલાસો કરવો જરૂરી નથી કે, તેમાં કયો ઉપયોગ હલાલ છે અને કયો હરામ છે બલકે, ઉપરોક્ત આયતમાં એક રસપ્રદ ઈશારો એ છે કે, سُكَرً ના મુકાબલામાં رِزْقِ حَسَنً કહ્યું, જેનાથી સ્પષ્ટ થઈ જાય કે નશાકારક પદાર્થો સારી રોજી નથી. અત્રે سُكَرً(સુક્ર) શબ્દને કેટલાક મુફસ્સિરોએ "નશા વિનાના બીજ" વગેરે પદાર્થોના અર્થમાં લીધો છે પરંતુ જમહૂર ઉલમાના મતે આ આયતમાં "સકર"નો અર્થ "નશાકારક" પદાર્થ તરીકે જ થયો છે. *(રૂહુલ મઆની, કુર્તુબી, જસ્સાસ)*

આ આયત સમગ્ર ઉમ્મતની સહમતિ (ઈજ્માઅ્) પ્રમાણે મક્કી આયત છે અને દારૂનો પ્રતિબંધ અને તેને હરામ કરવાની આયત મદીના મુનવ્વરહમાં નાઝિલ થઈ હતી, એટલે આ આયત નાઝિલ થઈ ત્યારે દારૂ હરામ થયું ન હતું અને મુસલમાનો પણ તેનો ઉપયોગ કરતા હતા, પરંતુ તે સમયે પણ એવો ઈશારો કરવામાં આવ્યો હતો કે, કોઈપણ પ્રકારના નશાકારક પદાર્થોનું સેવન સારું નથી. પાછળથી સ્પષ્ટ અને ખુલ્લમ ખુલ્લી રીતે દારૂ અને દરેક પ્રકારના નશાકારક દ્રવ્યો સખ્તીથી હરામ હોવા વિશે કુર્આનની આયત નાઝિલ થઈ અને તેના હરામ હોવાના હુકમનું એ'લાન કરવામાં આવ્યું. *(જસ્સાસ, કુર્તુબી)*

**કિમાર (જુગારના દરેક પ્રકાર) હરામ હોવાનો હુકમ :**

મયસિરનો શબ્દકોષ પ્રમાણે અર્થ "વહેંચણી કરી લેવી" થાય છે. અજ્ઞાનતાના યુગમાં અરબોમાં વિવિધ પ્રકારનો જુગાર પ્રચલિત હતો, જેમાંથી એક પ્રકાર એ પણ હતો કે, ઊંટને ઝબહ કરીને તેના શરીરના ભાગો વહેંચી જુગાર રમવામાં આવતો હતો. અમુકને વધારે ભાગ મળતો અને અમુક તેનાથી

વંચિત રહી જતા હતા અને વંચિત રહી જનારે ઊંટની પૂરી કિંમત ચૂકવવી પડતી. માંસ ફકીરોમાં વહેંચી દેવામાં આવતો અને તેઓ પોતે તેનો ઉપયોગ કરતા ન હતા.

આ ખાસ પ્રકારના જુગારમાં જો કે, ફકીરોને ફાયદો થતો હતો અને જુગાર રમનારાઓની સખાવત તથા ઉદારતા જાહેર થતી હતી, એટલા માટે આ રમત રમવાને તેઓ ગર્વ સમજતા હતા, જે તેમાં ભાગ ન લેતો તેને કંજૂસ–મખ્ખીચૂસ કહેવામાં આવતો.

વહેંચણીના આધારે કિમાર (જુગાર)ને "મયસિર" કહેવામાં આવે છે. બધા જ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) એ બાબત ઉપર સહમત છે કે, મયસિરમાં કિમાર એટલે કે જુગારના બધા જ પ્રકારો શામિલ છે અને તે બધા જ પ્રકારો હરામ છે. ઈબ્ને કષીર (રહ.)એ પોતાની તફસીરમાં અને જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં વર્ણન કર્યું છે કે, તફસીરના ઈમામ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈબ્ને ઉમર (રદિ.), કતાદહ (રદિ.), મુઆવિયા બિન સાલેહ (રદિ.), અતાઅ્ (રહ.) અને તાઊસ (રહ.)એ ફરમાવ્યું છે કે,

اَلْمَيْسِرُ الْقِمَارُ حَتّٰى لَعِبُ الصِّبْيَانِ بِالْكَعَابِ وَالْجَوْزِ એટલે કે, "દરેક પ્રકારનો કિમાર–મયસિર (જુગાર) હરામ છે, એટલે સુધી કે બાળકોની રમતો, જેમકે લાકડાના ગુટકા તથા અખરોટ (લખોટીઓ) વગેરેથી રમવું પણ હરામ છે."

ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું, اَلْمُخَاطَرَةُ مِنَ الْقِمَارِ એટલે કે, "મુખાતરહ" (જુગારનો એક પ્રકાર) એ કિમાર (જુગાર)માં શામિલ છે. *(જસ્સાસ)*

ઈબ્ને સીરીન (રહ.)એ ફરમાવ્યું, "જે કામમાં મુખાતરહ હોય તે મયસિરમાં શામિલ છે." *(રૂહુલ બયાન)*

મુખાતરહનો અર્થ એ છે કે, એક એવી લેવડ–દેવડ કરવામાં આવે જેમાં નફો અને નુકસાન બંને શામિલ છે. એટલે કે એ પણ સંભાવના રહેલી છે કે, ઘણું બધું મળી જાય અને એ પણ શક્યતા છે કે, કશું ન મળે અને બધું જ ગુમાવવામાં આવે. જેમકે આજે લૉટરીની વિવિધ પદ્ધતિઓ પ્રચલિત છે, આ બધા પ્રકારો કિમાર અને મયસિરમાં શામિલ છે અને હરામ છે. એટલા માટે મયસિર અથવા કિમારની વ્યાખ્યા એ છે કે, "જે લેવડ–દેવડમાં કોઈને માલનો માલિક બનાવવા

માટે એવી શરત હોય કે જેમાં બંને તરફે સંપૂર્ણ નફો અથવા સંપૂર્ણ નુકસાન થવાની શક્યતા હોય.'' (શામી, પેજ : ૫૫, ભાગ : ૫ – કિતાબુલ હઝરે વ ઈબાહિતે) દા.ત. એવી શક્યતા પણ છે કે, એક વ્યક્તિને નુકસાન ઉઠાવવું પડે તેનાથી જ બીજી વ્યક્તિને લાભ પહોંચે અને બીજાનું નુકસાન એ પ્રથમ વ્યક્તિનો લાભ બને અને જુગારની આ પદ્ધતિના જેટલા પણ પ્રકારો પ્રાચીન યુગથી પ્રચલિત હતા અને આજે પણ છે અને ભવિષ્યમાં પણ નવા–નવા પ્રકારો પૈદા થતા રહેશે, તે બધા જ મયસિર અને કિમાર–જુગાર કહેવામાં આવશે. કોઈ સમસ્યા (Puzzle) હલ કરવા માટેની ફી ભરી તેમાં ભાગ લેવો (જેમકે આજે વિવિધ ટી.વી. ચેનલો દ્વારા ક્વીઝ કોમ્પીટીશનમાં ભાગ લેવા માટે એસ.એમ.એસ. કરી પૈસા ગુમાવવામાં આવે છે અને એ પણ નક્કી નથી હોતું કે, પૈસા ગુમાવ્યા પછી તેમાં નંબર લાગશે કે કેમ ? અને જો નંબર લાગે પણ છે, તો તેમાં પ્રશ્નોના ઉત્તર આપવાની શરત રાખી ઈનામની રકમ નક્કી કરવામાં આવે છે. –અનુવાદક) અને આ પ્રકારનો દરેક ધંધો એ જ પ્રમાણે ધંધાદારી લૉટરીના બધા જ પ્રકારો તેમાં શામિલ છે. હા ! જો ફક્ત એક તરફી રીતે ઈનામ નક્કી કરવામાં આવે કે, જો ફલાણો વ્યક્તિ ફલાણું કામ કરશે, તેને આ ઈનામ મળશે તો તેમાં કોઈ વાંધો નથી અને તેમાં શરત એ છે કે, તે વ્યક્તિને તે કામ કરવા માટે કોઈ ફી વગેરે રકમ ભરવાની ન હોય. કારણ કે, તેમાં જો એક તરફી ઈનામ જાહેર થયું હશે તો તે કોઈ એકનું નુકસાન એ બીજાનો લાભ તથા લેવડ–દેવડ, યા તો નક્કી નફો યા તો નક્કી નુકસાન ઉપર આધારિત નથી. બલકે, એક તરફી શરતમાં "નફો" અથવા "નહિ નફો" વચ્ચે વ્યક્તિએ પોતે પસંદગી કરવાની હોય છે. તેમાં શરત પૂરી ન કરનાર વ્યક્તિએ આર્થિક રીતે કશું ગુમાવવાનું હોતું નથી અથવા તો કોઈ ફી ભરવાની હોતી નથી, કારણ કે નુકસાનનો સવાલ રહેતો જ નથી.

સહીહ હદીષમાં શતરંજ અને સોગઠાબાજી વગેરેને હરામ કરવામાં આવ્યું છે, જેમાં હાર–જીત અને યુદ્ધની નકલ કરવામાં આવે છે. તાસ (જુગાર રમવાના પત્તા–પાના) ઉપર રૂપિયાની હાર–જીત થાય છે, તે પણ મયસિરમાં શામિલ છે અને હરામ છે.

સહીહ મુસ્લિમમાં બુરૈદહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ

ફરમાવ્યું કે, "જે વ્યક્તિ સોગઠાબાજી રમતો હોય, તે જાણે કે સુવ્વરના માંસ અને લોહીમાં પોતાના હાથ રંગી રહ્યો છે" અને હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુએ ફરમાવ્યું છે કે, "શતરંજ (ચેસ) મયસિરમાં શામિલ છે" અને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ ફરમાવ્યું, "શતરંજ તો સોગઠાબાજીથી પણ વધારે ખરાબ રમત છે." *(તફસીર ઈબ્ને કષીર)*

શરૂઆતમાં ઈસ્લામમાં દારૂની જેમ કિમાર (જુગાર) પણ હરામ થયો ન હતો. મક્કામાં જ્યારે સૂરએ રૂમની غُلِبَتِ الرُّومُ આયત નાઝિલ થઈ અને કુર્આને ખબર આપી કે, અત્યારે રૉમનો જો કે તેમના હરીફ કિસરા (ઈરાનીઓ) સામે હારી ગયા છે, પરંતુ અમુક વર્ષો પછી રૉમનો જીતી જશે. મક્કાના મુશ્રિકોએ તેનો ઈન્કાર કર્યો, હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ કાફિરો સાથે આ જ પ્રમાણે કિમારની શરત લગાવી કે, જો આટલા વર્ષોમાં રૉમનો ગાલિબ આવે (જીતે), તો આટલો માલ તમારે મને આપવો પડશે. કાફિરોએ એ શરત માની લીધી. કુર્આને આપેલી ખબર પ્રમાણે અમુક વર્ષો પછી તે ઘટના બની તો હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ કાફિરો પાસેથી તે શરત મુજબનો માલ પ્રાપ્ત કર્યો. રસૂલે કરીમ ﷺ પાસે તે માલ લાવવામાં આવ્યો, પરંતુ આપ ﷺએ તે માલ ગરીબોમાં વહેંચી દેવાનો હુકમ કરી દીધો.

કારણ કે, જે વસ્તુ ભવિષ્યમાં હરામ થનારી હતી, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺને તે હરામ ન હોવાની પરિસ્થિતિમાં પણ તેનાથી સુરક્ષિત રાખ્યા હતા. એટલા માટે દારૂ અને જુગાર વગેરેથી આપ ﷺ હંમેશા બચતા હતા અને ખાસ ખાસ સહાબા (રદિ.) પણ આવી વસ્તુઓથી હંમેશા સુરક્ષિત રહ્યા હતા.

એક રિવાયતમાં છે કે, જિબ્રઈલ અમીન (અલૈ.)એ રસૂલે કરીમ ﷺને ખબર આપી કે અલ્લાહ તઆલાને જા'ફર તૈયાર (રદિ.)ની ચાર આદતો ખૂબ પસંદ છે. જ્યારે રસૂલે કરીમ ﷺએ જા'ફર (રદિ.)ને પૂછ્યું કે, તમારામાં એ ચાર ટેવો કઈ કઈ છે ? તો હઝરત જા'ફર (રદિ.)એ વિનંતી કરી કે મેં તેનો હજૂ સુધી કોઈની સામે ઉલ્લેખ કર્યો નથી, પરંતુ જ્યારે આપ ﷺને અલ્લાહ તઆલાએ ખબર આપી દીધી તો આ ચાર આદતો આપને જાણ કરૂં છું, જે આ પ્રમાણે છે, (૧) મેં જોયું કે, દારૂ બુદ્ધિને ભ્રષ્ટ કરે છે, એટલા માટે હું ક્યારેય તેની

પાસે પણ નથી ગયો, (૨) મેં જોયું કે, મૂર્તિ ન તો કોઈને લાભ પહોંચાડી શકે છે, ન જ નુકસાન; એટલા માટે ઈસ્લામ પહેલાં પણ મેં ક્યારેય મૂર્તિપૂજા કરી નથી, (૩) હું મારી પુત્રીઓ અને પત્ની બાબતે ખૂબ જ સ્વમાની અને ગયરતમંદ છું, એટલા માટે મેં ક્યારેય જીવનમાં વ્યભિચાર કર્યો નથી અને (૪) મેં જોયું કે, જૂઠું બોલવું ઝિલ્લત અને નીચ કક્ષાની વાત છે, એટલા માટે હું ઈસ્લામ પહેલાંની અજ્ઞાનતમાં પણ ક્યારેય જૂઠું બોલ્યો નથી. *(રૂહુલ બયાન)*

**કિમાર (જુગાર)ના સામાજિક અને સામૂહિક નુકસાનો :**

કિમાર એટલે કે જુગાર વિશે કુર્આન શરીફમાં જે રીતે દારૂના નુકસાનો સંદર્ભે જે ઉલ્લેખ થયો છે, એ જ પ્રમાણે જુગાર માટે પણ કહેવામાં આવ્યું છે કે, જો તેમાં થોડો નફો હોય તો પણ તેના નુકસાનો તેના લાભ કરતાં અનેક ઘણા વધારે છે. તેના નફા અને લાભને તો દરેક જાણે છે કે, જો જીતી જાય તો બેઠાં-બેઠાં એક ફકીર અને ગરીબ વ્યક્તિ માલદાર અને મૂડીપતિ બની શકે છે, પરંતુ તેની સામાજિક, સામૂહિક, આધ્યાત્મિક તથા આર્થિક બુરાઈઓ અને દૂષણો ઘણા ઓછા લોકો જાણે છે. તેનો ખુલાસો એ છે કે, જુગારની રમતનો સમગ્ર આધાર એક વ્યક્તિનો નફો બીજાના નુકસાન ઉપર હોય છે. જીતનારને નફો જ નફો અને હારનારને નુકસાન જ નુકસાન થાય છે કારણ કે, આ કારોબારમાં કોઈ દૌલત વધતી નથી અને એ યથાસ્થિતિમાં જ રહે છે. ફક્ત આ રમત દ્વારા આ દૌલત એક જગ્યાએથી બીજી જગ્યાએ સ્થળાંતર કરે છે. હારનાર પાસેથી જીતનાર પાસે પહોંચી જાય છે. એટલા માટે જુગાર સંપૂર્ણપણે કૌમની તબાહી અને વ્યક્તિની વર્તણૂક માટે મૃત્યુ સમાન છે કે, જે માનવજાતે માનવીય લાગણીઓથી ભરપૂર અન્યોના દુ:ખે દુ:ખી થનાર હમદર્દીનો નમૂનો બનવું જોઈએ, તે એક ખૂંખાર દરીન્દા અને જંગલી પશુ જેવી ખાસિયત અપનાવી લે છે કે, પોતાના ભાઈની મૌતમાં પોતાની જિંદગી, તેની મુસીબતમાં પોતાની રાહત, તેના નુકસાનમાં પોતાનો નફો સમજવા લાગે છે અને પોતાની સુસ્તી તથા આળસને સ્વાર્થીપણામાં ખર્ચ કરે છે. જુગારના બદલે વેપારમાં ખરીદ-વેચાણના જાઈઝ સ્વરૂપો દ્વારા બંને પક્ષે ફાયદો થાય છે. વેપાર દ્વારા માલની લેવડ-દેવડથી દૌલત વધે છે અને ખરીદનાર તથા વેચનાર બંનેને તેનો ફાયદો પહોંચે છે. વેપારીને માલના બદલામાં રકમ મળે છે અને ગ્રાહકને રકમના બદલામાં માલ

મળે છે, જ્યારે કે જુગારમાં કોઈ એક પક્ષને નુકસાન થાય છે અને બીજા પક્ષને પ્રથમ વ્યક્તિનું નુકસાન એ નફા સ્વરૂપે મળે છે.

જુગારનું એક મોટું નુકસાન એ પણ છે કે, જુગારની લત ધરાવનાર વ્યક્તિ પોતાની વાસ્તવિક રીતે કમાઈ કરવાના માધ્યમો અને તેને મેળવવાના હુન્નરોથી વંચિત થઈ જાય છે. કારણ કે, હંમેશા તેઓ બેઠાં બેઠાં શરત લગાવી અન્યોનો માલ હડપ કરવાની તાકમાં રહેતા હોય છે, જેમાં ન તો કોઈ મહેનત છે અને ન જ તકલીફ. અમુક લોકોએ જુગારનું નામ "મયસિર" રાખવાનું વર્ણન એ કર્યું છે કે, તેના દ્વારા બીજાનો માલ સરળતાથી પોતાનો બની જાય છે. જુગારની લેવડ–દેવડ જો બે–ચાર વ્યક્તિઓના વર્તુળ દરમિયાન થાય તો એમાં પણ ઉપરોક્ત વર્ણવ્યા પ્રમાણે નુકસાનો ચોખ્ખા નજરે પડે છે, પરંતુ વર્તમાન સમયમાં અમુક ઉપરછલ્લી નજરથી જોનાર આધુનિકતાવાદી માણસ વર્તમાન યુગને મોર્ડન યુગ કહે છે, તેમાં દારૂના નવા–નવા પ્રકારો અને નવા–નવા નામ રાખવામાં આવ્યા છે, વ્યાજના નવા–નવા પ્રકારો અને નવી–નવી સામૂહિક પદ્ધતિઓ બેન્કિંગના નામે અસ્તિત્વમાં આવી છે. એવી જ રીતે દારૂ અને જુગારના પણ હજારો પ્રકારો ચાલી પડ્યા છે. અમુક પ્રકારો તો એવા છે, જેમાં સામૂહિક રીતે કૌમના થોડા–થોડા પૈસા જમા થાય છે, પરંતુ જે નુકસાનો થાય છે તે બધાની ઉપર જાહેર કરવામાં આવતા નથી અને જેને તે રકમ મળે છે, તેને તેનો લાભ બતાવવામાં આવે છે. એટલા માટે ઘણા લોકો તેના વ્યક્તિગત નફાને જુએ છે, પરંતુ સમગ્ર કૌમના સામૂહિક નુકસાન ઉપર ધ્યાન આપતા નથી. એટલા માટે તેઓ આ પદ્ધતિ જાઈઝ હોવાનું વિચારે છે, હાલાં કે તેમાં તે બધા જ નુકસાનો મૌજૂદ છે, જેમકે બે–ચાર વ્યક્તિઓ ભેગા મળી જુગાર રમે છે ત્યારે એક સ્વરૂપે તેનું નુકસાન તે જુગારના પ્રાચીન સ્વરૂપ એટલે કે કિમાર કરતાં પણ વધારે ખરાબ છે, જેનો પ્રભાવ સમગ્ર સમાજ ઉપર પડે છે અને કૌમની બરબાદીનો સામાન બને છે. કારણ કે તેનો વાસ્તવિક પ્રભાવ એ હશે કે મિલ્લતની સામૂહિક દૌલત ઘટી જશે અને અમુક મૂડીપતિઓની મૂડીઓમાં વધારે ઈજાફો થતો રહેશે, તેનું પરિણામ ચોક્કસ એ આવશે કે, સમગ્ર પ્રજાની દૌલત એક સીમિત વર્તુળ સુધી સમેટાય જશે અને અમુક ચોક્કસ કુટુંબો સુધી પહોંચી જશે, જેની સાબિતી સટ્ટાબજાર તથા કિમારબાજીના બીજા પ્રકારો સ્વરૂપે રોજબરોજ જોવા મળે છે.

ઈસ્લામી વેપાર–વાણિજ્યનો મહત્ત્વનો સિદ્ધાંત એ છે કે, દરેક લેવડ–દેવડમાં હરામ–હલાલનો ખ્યાલ રાખવામાં આવે. ઈસ્લામ દરેક એવી લેવડ–દેવડને હરામ ઠરાવે છે, જેના દ્વારા સમગ્ર પ્રજાની દૌલત સમેટાયને અમુક મૂડીપતિઓના કબજામાં ચાલી જાય. કુર્આન શરીફમાં દૌલતની વહેંચણીના સિદ્ધાંત સંદર્ભે તેની જાહેરાત આ રીતે કરવામાં આવી છે. كَيْلَا يَكُوْنَ دُوْلَةً بَيْنَ الْاَغْنِيَاءِ مِنْكُمْ માલ–દૌલતની વહેંચણી વિવિધ વર્ગોમાં કરવાનો જે સિદ્ધાંત કુર્આને નક્કી કર્યો છે તેનો હેતુ એ છે કે, સમગ્ર દૌલત સમેટાયને માત્ર અમુક મૂડીપતિઓ પાસે જમા ન થઈ જાય.

કિમાર એટલે કે જુગારની બુરાઈ એ પણ છે કે, દારૂની જેમ કિમાર પણ પરસ્પર લડાઈ–ઝઘડા અને ફિત્ના–ફસાદનું કારણ બને છે. હારનારને સ્વાભાવિક રીતે જીતનારથી નફરત, ધૃણા તથા દુશ્મની પૈદા થાય છે અને આ બાબત પ્રગતિ, વિકાસ તેમજ સામાજિક સૌહાર્દ માટે ખૂબ જ નુકસાનકારક છે. એટલા માટે કુર્આન શરીફે ખાસ રીતે તેના દુષ્પ્રભાવોને વર્ણન કર્યા.

اِنَّمَا يُرِيْدُ الشَّيْطَانُ اَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ فِى الْخَمْرِ وَالْمَيْسِرِ
وَيَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ،

*“શયતાન તો એવું જ ઈચ્છે છે કે, દારૂ અને જુગાર દ્વારા તમારામાં પરસ્પર દુશ્મની, કીનો અને નફરત પૈદા કરી આપે અને તમને અલ્લાહનો ઝિક્ર અને નમાઝથી રોકી લે.”* *(સૂરહ : ૫, આયત : ૯૧)*

એવી જ રીતે કિમાર (જુગાર)નો એક દુષ્પ્રભાવ એ પણ છે કે, દારૂની જેમ વ્યક્તિ તેમાં રચ્યો–પચ્યો રહીને અલ્લાહના ઝિક્ર અને નમાઝથી ગાફેલ થઈ જાય છે અને કદાચ આ જ કારણ છે કે, કુર્આન શરીફે દારૂ અને જુગારને એક જ શ્રેણીમાં રાખી એક જ અંદાજથી વર્ણન ફરમાવ્યું છે કે, અર્થની દષ્ટિએ જુગાર પણ એક નશો જ છે, જે વ્યક્તિને તેના ભલા–બુરાની ચિંતાથી ગાફેલ બનાવી દે છે. પ્રસ્તુત આયતમાં પણ એ બંને વસ્તુઓને ભેગી કરીને બંનેના સરખા દૂષણો વર્ણન ફરમાવ્યા છે કે, તે પરસ્પર વેર–ઝેર અને દુશ્મનાવટનું કારણ બને છે અને અલ્લાહના ઝિક્ર તથા નમાઝથી રોકવાનો સબબ બને છે.

દારૂની એક પાયાની ખરાબી એ પણ છે કે, તે ખોટી પદ્ધતિથી અન્ય

લોકોનો માલ હજમ કરવાની રીત છે. તેમાં કોઈ પણ પ્રકારના વળતર વિના અન્યોના માલને પોતાનો બનાવી લેવામાં આવે છે. કુર્આન શરીફે તેને આ પ્રમાણે વર્ણન કર્યું છે.

وَلَا تَاكُلُوۡۤا اَمۡوَالَكُمۡ بَيۡنَكُمۡ بِالۡبَاطِلِ،

*"પરસ્પર (એકબીજાનો) માલ ખોટી રીતે ન ખાઈ જાઓ." (સૂ:૨,આ:૧૮૮)*

જુગારની એક મોટી ખરાબી એ છે કે, તેનાથી ઘણા બધા ઘરો, કુટુંબો બરબાદ થઈ જાય છે, લખપતિ વ્યક્તિ ગરીબ બની જાય છે, તેનાથી ફક્ત જુગાર રમનાર વ્યક્તિ જ પ્રભાવિત નથી થતો, બલકે જુગારનો ગુનોહ આચરનારનું પુરૂં ઘર અને કુટુંબ મુસીબતમાં સપડાય જાય છે અને જો વિચાર કરવામાં આવે તો તેનાથી સમગ્ર સમાજ પ્રભાવિત થાય છે. કારણ કે જે લોકોએ તેની આર્થિક હાલત જોઈને તેની સાથે ઉછી-પાછીના અને ઉધારના કરારો કર્યા હશે, તેઓ બધા દેવાળિયા થઈ જશે, તો એ બધા લોકો ઉપર પણ જુગાર રમનારની બરબાદીનો અસર પડશે.

જુગારમાં એક દૂષણ એ પણ છે કે, જુગારી વ્યક્તિની કામ કરવાની ઈચ્છાશક્તિ મંદ પડી જાય છે અને તે જીતવાના દીવા સ્વપ્નાઓ જુએ છે, રાતો-રાત માલદાર થવાના મનસૂબાઓ સેવે છે અને પોતાના આપબળે અથવા બુદ્ધિની મહેનતથી કોઈ દૌલત વધારવાનો પ્રયત્ન કરતો નથી. તેના રાત-દિવસના વિચારો એટલે સુધી સીમિત થઈ જાય છે કે, કેવી રીતે અન્યોની કમાઈ ઉપર પોતાનો કબજો થઈ જાય ?!

આ ટૂંકી લિસ્ટ છે, જુગારના દુષણોની ! જેનાથી ન જ ફક્ત આ ગુનોહ આચરનાર વ્યક્તિ પ્રભાવિત થાય છે, બલકે, તેનો દુષ્પ્રભાવ તેના બાળ-બચ્ચાં, કુટુંબ-કબીલો, લેણદારો અને સમગ્ર સમાજ ઉપર પડે છે. એટલા માટે કુર્આન શરીફે ફરમાવ્યું, وَاِثۡمُهُمَاۤ اَكۡبَرُ مِنۡ نَّفۡعِهِمَا "દારૂ અને જુગારના દૂષણો તેનો નફા કરતાં વધારે છે."

**જુગાર સંદર્ભે ફિક્હના અમુક સિદ્ધાંતો અને તેના લાભા-લાભ :**

આ આયતમાં દારૂ અને જુગારના અમુક ફાયદાઓનો સ્વીકાર કરવામાં આવ્યો છે, પરંતુ તેના નુકસાનો વધુ હોવાના કારણે તેનાથી રોકાઈ જવાને

હિદાયત ગણવામાં આવી છે, જેનું એક મહત્ત્વનું પરિણામ એ આવે છે કે, કોઈ વસ્તુ અથવા કોઈ કામમાં દુનિયવી ફાયદો હોય તો તે એ બાબતની દલીલ નથી હોતી કે, તે શરીઅતની રૂએ હરામ ન હોવું જોઈએ. કારણ કે, જેવી રીતે અમુક પ્રકારના ખોરાક અને દવાઓને નુકસાનકારક ગણવામાં આવે છે, જેના નુકસાનો તેના ફાયદાઓ કરતાં વધારે સખત હોય છે. દુનિયાની ખરાબમાંની ખરાબ વસ્તુ પણ આમ તો ફાયદાથી ખાલી નથી. ભલે તે સાપ હોય કે વીંછી હોય, જંગલી જાનવરો હોય કે અન્ય કોઈ પ્રાણી; લાભથી ખાલી નથી ! પરંતુ સમગ્ર પરિસ્થિતિ ઉપર દૃષ્ટિપાત કરીએ તો તેમને અંતે નુકસાનકારક કહેવામાં આવશે અને તેમની પાસે જવાથી પણ બચવાનું માર્ગદર્શન આપવામાં આવશે. એવી જ રીતે અર્થના સંદર્ભમાં જે કાર્યોના નુકસાનો તેના ફાયદાઓ કરતાં વધારે હોય, શરીઅતની રૂએ તેને હરામ કરવામાં આવે છે. ચોરી, લૂંટફાટ, વ્યભિચાર, અપહરણ, ધોકો, છેતરપિંડી વગેરે તમામ ગુનાહોમાં કયો ગુનોહ એવો નથી કે, જેમાં કોઈ ફાયદો ન હોય !? કારણ કે જો તે લાભ વિનાની બાબત હોત, તો કોણ એવો બુદ્ધિશાળી હશે કે જે તેની પાસે જાય !? અલબત્ત આ બધા ગુનાહોમાં તે જ લોકો પ્રવીણ હોય છે, જેમને બુદ્ધિશાળી અને ચતુર સમજવામાં આવે છે !? સ્પષ્ટ થયું કે, લાભ અને ફાયદાઓ તો બધા જ ગુનાહોમાં કોઈને કોઈ પ્રકારે રહેલા જ છે, પરંતુ જુગારના નુકસાનો તેના ફાયદાઓ કરતાં વધારે છે. એટલા માટે કોઈ સાચો વ્યક્તિ તેના ફાયદાઓને જાઈઝ નહિ કહે. શરીઅતે ઈસ્લામે દારૂ અને જુગારને આ જ સિદ્ધાંતો હેઠળ હરામ ઠરવ્યા છે કે, દીન અને દુનિયામાં તેના ફાયદાઓ કરતાં નુકસાનો વધુ છે.

**ફિક્હનો એક અન્ય સિદ્ધાંત :**

આ આયતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, જે બાબતમાં ફાયદા કરતાં નુકસાન વધારે હોય એટલે કે, એક કામ દ્વારા થોડો ફાયદો થાય, પરંતુ તેના નુકસાનો તેના ફાયદા કરતાં અનેકગણા વધારે હોય, તો નુકસાનોથી બચવા માટે તેના લાભને છોડી દેવા જરૂરી થઈ જાય છે અને આવા લાભો છોડી દેવાથી તેમાં રહેલા ફાયદા કરતાં વધારે નુકસાનોથી પણ બચી શકાય છે.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ...૨૧૯ થી ૨૨૧)

......وَيَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ۬ؕ قُلِ الْعَفْوَ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ
لَعَلَّكُمْ تَتَفَكَّرُوْنَ ﴿۲۱۹﴾ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ؕ وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْيَتٰمٰى ؕ قُلْ اِصْلَاحٌ لَّهُمْ
خَيْرٌ ؕ وَاِنْ تُخَالِطُوْهُمْ فَاِخْوَانُكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ الْمُفْسِدَ مِنَ الْمُصْلِحِ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ
لَاَعْنَتَكُمْ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۲۲۰﴾ وَلَا تَنْكِحُوا الْمُشْرِكٰتِ حَتّٰى يُؤْمِنَّ ؕ وَلَاَمَةٌ
مُّؤْمِنَةٌ خَيْرٌ مِّنْ مُّشْرِكَةٍ وَّلَوْ اَعْجَبَتْكُمْ ۚ وَلَا تُنْكِحُوا الْمُشْرِكِيْنَ حَتّٰى يُؤْمِنُوْا ؕ وَ
لَعَبْدٌ مُّؤْمِنٌ خَيْرٌ مِّنْ مُّشْرِكٍ وَّلَوْ اَعْجَبَكُمْ ؕ اُولٰٓئِكَ يَدْعُوْنَ اِلَى النَّارِ ۖۚ وَاللّٰهُ يَدْعُوْٓا
اِلَى الْجَنَّةِ وَالْمَغْفِرَةِ بِاِذْنِهٖ ۚ وَيُبَيِّنُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿۲۲۱﴾ ع

## તરજુમો :

*........અને આપ (ﷺ)ને પૂછે છે કે શું ખર્ચ કરે ? કહી આપો ! જે બચે પોતાના ખર્ચ કરતાં (The Surplus); એ જ પ્રમાણે અલ્લાહ તમારા માટે હુકમો સ્પષ્ટ વર્ણન કરે છે, જેથી તમે ચિંતન-મનન કરો. (૨૧૯) દુનિયા અને આખિરતની બાબતોમાં; અને તેઓ તમને યતીમો વિશે (હુકમ) પૂછે છે, કહી આપો ! તેમની ભલાઈ (કરવી) ઉત્તમ (બાબત) છે; અને જો તેમનો ખર્ચ (તમારા માલમાં) ભેળવો તો તે તમારા ભાઈ છે અને અલ્લાહ બગાડ કરનાર અને સુધારણા કરનારને સારી પેઠે જાણે છે; અને જો અલ્લાહે ઈચ્છયું હોત, તો તમારા ઉપર મુશ્કેલી નાંખી હોત; બેશક ! અલ્લાહ પ્રચંડ શક્તિશાળી (અને) હિકમતવાળો છે. (૨૨૦) અને મુશ્રિક સ્ત્રીઓ જ્યાં સુધી ઈમાન ન લાવે તેમની સાથે નિકાહ ન કરો; અને અલબત્ત મુસલમાન લોંડી મુશ્રિક સ્ત્રી કરતાં ઉત્તમ છે, ભલે તે (મુશ્રિક સ્ત્રી) તમને મનમોહક લાગે; અને મુશ્રિકો સાથે જ્યાં સુધી તે ઈમાન ન લાવે નિકાહ ન કરો; અને અલબત્ત મુસલમાન ગુલામ મુશ્રિક કરતાં ઉત્તમ છે, ભલે તે (મુશ્રિક પુરૂષ) તમને મનમોહક લાગે; તેઓ દોઝખ તરફ બોલાવે છે અને અલ્લાહ પોતાના*

*હુકમથી જન્નત તરફ અને બખ્શિશ તરફ બોલાવે છે અને લોકો માટે પોતાના હુકમો (સ્પષ્ટ રીતે) બતાવે છે, જેથી તેઓ બોધપાઠ ગ્રહણ કરે. (૨૨૧)*

## તફસીર :

### ૧૬મો હુકમ; અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાનું પ્રમાણ :

અને લોકો આપ (ﷺ)ને પૂછે છે કે, (ખૈર–ખૈરાતમાં) કેટલું ખર્ચ કર્યા કરીએ ? તમે કહી આપો કે, જેટલું સરળ હોય (એટલે કે પોતે પણ મુસીબતમાં ન મૂકાય અને દુનિયવી તકલીફમાં ન પડે અથવા કોઈનો હક બરબાદ કરીને આખિરતની મુશ્કેલીમાં પણ ન મૂકાય). અલ્લાહ તઆલા આ પ્રમાણે હુકમોને સ્પષ્ટ રીતે વર્ણન કરે છે, જેથી તમે (તેનું જ્ઞાન મેળવી તેના ઉપર અમલ કરતા પહેલાં) દુનિયા અને આખિરતના મા'મલામાં (તેના હુકમો) વિચારી લો (અને ચિંતન કરીને દરેક બાબતમાં તેના હુકમો પ્રમાણે અમલ કર્યા કરો).

### ૧૭મો હુકમ; યતીમ (અનાથ)ની કેળવણી :

(કારણ કે હિન્દુસ્તાનના રિવાજ પ્રમાણે અરબોમાં પણ યતીમોનો હક આપવાની તકેદારી રાખવામાં આવતી ન હતી. એટલા માટે એવી ચેતવણી સંભળાવવામાં આવી છે કે, યતીમોનો માલ ખાઈ જવો એવું છે, જેમકે દોઝખના અંગારા પેટમાં ભરવા, આ ચેતવણીથી સાંભળનારા બીકના કારણે એટલી કાળજી રાખવા લાગ્યા કે, તેમનું જમવાનું પણ અલગ પકાવતા અને તેને અલગથી રાખતા અને જો સંજોગોવસાત્ યતીમ બાળક ઓછું ખાતું અને ખાવાનું બચી જતું તો તે સડવા લાગતું હતું. કારણ કે, તેનો ઉપયોગ ન તો તે લોકો માટે જાઈઝ હતો અને ન જ યતીમોના માલને સદકહ કરવાનો અધિકાર હતો. એવી રીતે તકલીફ પણ થતી અને યતીમનું નુકસાન પણ. એટલા માટે રસૂલુલ્લાહ ﷺને કોઈ યોગ્ય ફરમાન માટે વિનંતી કરવામાં આવી, તે સંદર્ભમાં આ આયત ઊતરી.) અને લોકો તમને યતીમ બાળકો(ના ખર્ચને ભેગો કરવા અથવા અલગ રાખવા) વિશે હુકમ પૂછે છે, તમે કહી આપો કે (વાસ્તવમાં અમારો હેતુ તેમના માલ ખાવાના પ્રતિબંધથી એ છે કે, તેમનો હક બરબાદ ન થઈ જાય અને જ્યારે ખર્ચ ભેગો રાખવામાં તેમની ભલાઈ છે, તો) તેમની ભલાઈની કાળજી રાખવી વધારે ઉત્તમ છે અને તમે એમના માલને તમારા ખર્ચ સાથે શામિલ કરો તો (તેમાં

કોઈ ભયની બાબત નથી. (કારણ કે) તે (બાળકો) તમારા (દીની) ભાઈઓ છે (અને ભાઈ–ભાઈ ભેગા જ રહેતા હોય છે) અને અલ્લાહ તઆલા (માલ) બગાડનાર અને સુધારનારને સારી પેઠે જાણે છે. (એટલા માટે ખાવા–પીવામાં એટલું બધું અલગ–અલગ ન થઈ જવું જોઈએ કે, જેમાં યતીમનો માલ બરબાદ થઈ જાય અને જાણ બહાર નિય્યત ન હોવા છતાં માલમાં વધારો–ઘટાડો થઈ જાય તો અલ્લાહ તેમની સારી નિય્યતને જાણે છે. એટલા માટે તેમને એના વિશે કોઈ હિસાબ નહિ આપવો પડે) અને અલ્લાહ તઆલાએ ઈચ્છયું હોત તો (આ બાબતમાં કઠોર કાયદો નક્કી કરીને) તમને મુસીબતમાં નાંખી દીધા હોત. (કારણ કે) અલ્લાહ પ્રચંડ શક્તિવાળો (છે પરંતુ કાયદા એટલા માટે સરળ બનાવ્યા કે, તે) હિકમતવાળો (પણ) છે, (એવો હુકમ નથી આપતો કે જેના ઉપર અમલ કરવા માટે મનુષ્ય અશક્ત હોય).

**૧૮મો હુકમ; કાફિરો સાથે લગ્ન (શાદી) કરવાના સંદર્ભમાં :**

અને કાફિર ઔરતો સાથે જ્યાં સુધી તે મુસલમાન ન થઈ જાય નિકાહ ન કરો અને મુસલમાન લોંડી (ભલે કનીઝ પણ કેમ ન હોય !) કાફિર સ્ત્રીઓ કરતાં (અનેકઘણી) ઉત્તમ છે. (ભલે તે કાફિર સ્ત્રી સ્વતંત્ર હોય !) ભલે તે (કાફિર સ્ત્રીઓ સ્વરૂપવાન અને માલદાર હોવાના કારણે) તમને પસંદ હોય (પરંતુ તો પણ વાસ્તવમાં મુસલમાન સ્ત્રીઓ જ ઉત્તમ છે) અને (એ જ પ્રમાણે તમારા અધિકાર હેઠળની) સ્ત્રીઓને કાફિર પુરૂષોના નિકાહમાં ન આપો, જ્યાં સુધી કે તે (કાફિર પુરુષો) મુસલમાન ન થઈ જાય, અને મુસલમાન પુરુષ (ભલે) ગુલામ (જ કેમ ન હોય તે અનેકઘણા) ઉત્તમ છે કાફિર પુરુષ કરતાં (ભલે તે આઝાદ પણ કેમ ન હોય) ભલે તે (કાફિર પુરૂષ માલદાર અથવા હોદ્દાવાળો સ્વરૂપવાન હોવાના કારણે) તમને પસંદ હોય ! (પરંતુ તો પણ મુસલમાન પુરૂષ જ સારો છે અને તે કાફિરો ખરાબ હોવાનું અને તેમનાથી નિકાહ પ્રતિબંધિત હોવાનું અસલી કારણ એ છે કે,) આ (કાફિર) લોકો દોઝખ(માં જવા)ની ચળવળ ચલાવે છે. (કારણ કે તેઓ ખરેખર, કુફ્રની ચળવળ ચલાવે છે અને તેનું પરિણામ જહન્નમ છે) અને અલ્લાહ તઆલા જન્નત અને મગફિરત(ને પ્રાપ્ત કરવા)ની ચળવળ પોતાના હુકમથી ચલાવે છે (અને આ હુકમને જાહેર એવી રીતે કરે છે કે, કાફિરો વિશે એ હુકમ કરવામાં આવ્યો કે, તેમનાથી નિકાહ ન કરવામાં આવે, જેથી

તેમની ચળવળના પ્રભાવથી સંપૂર્ણ રીતે સુરક્ષિત રહી શકાય અને તેનાથી સુરક્ષિત રહીને જન્નત અને મગફિરત પ્રાપ્ત કરી શકાય) અને અલ્લાહ તઆલા એ કારણે પોતાના હુકમો બતાવી આપે છે, જેથી તે લોકો બોધપાઠ ઉપર અમલ કરે (અને અમલ કરી જન્નત અને મગફિરતના હકદાર બની જાય).

## ખુલાસો (બયાનુલ કુર્આનમાંથી) :

**મસ્અલો :**

જે કૌમોને પોતાની રહેણી-કહેણી અને રીત-રિવાજોના કારણે અહલે કિતાબ સમજવામાં આવે છે, પરંતુ માન્યતાઓની તહકીક કરવાથી તેઓ અહલે કિતાબ સાબિત ન થાય, એવી કૌમની ઔરતો સાથે નિકાહ કરવા બરાબર નથી. જેમકે આજકાલ મોટેભાગે અંગ્રેજોને સામાન્ય લોકો અહલે કિતાબ સમજે છે. બલકે, સંશોધન કરવાથી તેમની અમુક માન્યતાઓ અને અકીદાઓ મુલ્હિદ પ્રકારના હોવાનું સાબિત થયું છે કે, તેઓ ન તો અલ્લાહને માને છે અને ન જ હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વતને સ્વીકારે છે અને ન જ તેઓ ઇન્જીલ આસમાની કિતાબ હોવાની શ્રદ્ધા ધરાવે છે. બસ, આવા લોકો ઈસાઈ નથી. આવી કૌમોમાં જે સ્ત્રી હોય તેનાથી નિકાહ જાઇઝ નથી, અમુક લોકો ઘણી મોટી ભૂલ કરે છે અને યુરોપની (ક્રિશ્ચિયન) સ્ત્રીઓ સાથે નિકાહ કરી લાવે છે.

**મસ્અલો :**

એવી જ રીતે જે પુરૂષ દેખીતી રીતે મુસલમાન સમજવામાં આવે છે, પરંતુ તેના અકીદાઓ કુફ્ર સુધી પહોંચ્યા હોય, તેનાથી મુસ્લિમ ઔરતોનો નિકાહ જાઇઝ નથી અને જો નિકાહ થઈ ગયા પછી તેના અકીદાઓ ખરાબ થઈ જાય તો નિકાહ તૂટી જાય છે. જેમકે આજકાલ ઘણા લોકો ઈસ્લામથી અજ્ઞાન હોવાના કારણે વિજ્ઞાનના પ્રભાવ હેઠળ પોતાની માન્યતાઓ અને અકીદાઓને બરબાદ કરી રહ્યા છે. છોકરીવાળાઓ માટે વાજિબ છે કે, માંગુ આવે તે સમયે પ્રથમ સામા પક્ષના અકીદાઓની તહકીક કર્યા પછી જ નિકાહ નક્કી કરે.

## મસ્અલા અને બોધપાઠ :

**ઇસ્લામમાં મુસ્લિમ અને કાફિરોનો પરસ્પર લગ્નસંબંધ પ્રતિબંધિત છે :**

ઉપરોક્ત આયતમાં એક અગત્યનો મસ્અલો એ વર્ણન કરવામાં આવ્યો

છે કે, મુસલમાન પુરૂષોનો નિકાહ કાફિર ઔરતો સાથે અને કાફિર ઔરતોનો નિકાહ મુસલમાન પુરૂષો સાથે જાઈઝ નથી. એ જ પ્રમાણે મુસલમાન સ્ત્રીઓનો નિકાહ કાફિર પુરૂષો સાથે તથા કાફિર પુરૂષોનો નિકાહ મુસલમાન સ્ત્રી સાથે જાઈઝ નથી. કારણ એ છે કે, કાફિર પુરૂષો અને કાફિર સ્ત્રીઓ વ્યક્તિને જહન્નમ તરફ લઈ જવાનું કારણ બને છે. લગ્નસંબંધો પરસ્પર મહોબ્બત, લાગણી અને એકતા સ્થાપે છે, એના સિવાય આ સંબંધોનો અસલી હેતુ પૂર્ણ થતો નથી. મુશ્રિકો સાથે આ પ્રકારના નજીકના સંબંધો, મહોબ્બત અને એકતા રાખવાનું દેખીતું પરિણામ અને પ્રભાવ મુસલમાનના દિલ ઉપર એ થશે કે, કુફ્ર અને શિર્ક સાથે ઘરોબો કેળવાશે અથવા ઓછામાં ઓછું એટલું તો થશે જ કે, કુફ્ર અને શિર્કની નફરત તેના દિલમાંથી નીકળી જશે અને તેનું પરિણામ એ છે કે, તે પણ કુફ્ર અને શિર્કમાં સપડાઈ જવાની સંભાવના રહે છે અને તેનું અંતિમ પરિણામ જહન્નમ છે. એટલા માટે ફરમાવવામાં આવ્યું કે તે લોકો જહન્નમ તરફ આમંત્રણ આપી રહ્યા છે, જ્યારે કે અલ્લાહ તઆલા પોતે પોતાના બંદાઓને જન્નત તથા બખ્શિસ તરફ આમંત્રણ આપે છે તથા પોતાના સ્પષ્ટ હુકમોનું વર્ણન કરે છે જેથી લોકો બોધપાઠ ગ્રહણ કરી તેના ઉપર અમલ કરે. અત્રે અમુક બાબતો વિચારવા યોગ્ય છે.

પ્રથમ એ કે, આ આયતમાં શબ્દ "મુશ્રિક"થી જો મુતલક (સદંતર) ગૈરમુસ્લિમ સમજવામાં આવે તો કુર્આન શરીફની એક બીજી આયતની બીના પર અહલે કિતાબની ગૈરમુસ્લિમ ઔરતો આ હુકમમાં શામિલ નથી. وَالْمُحْصَنٰتُ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ [અને અહલે કિતાબની પાક દામન સ્ત્રીઓ (નિકાહ માટે) હલાલ છે. – સૂરહ : ૫, આયત : ૫] જેમાં આ ઈરશાદ થયો છે. જો મુશ્રિકથી ખાસ તે ગૈરમુસ્લિમ સમજવામાં આવે જે અહલે કિતાબ નથી, તો આ આયત પોતાની જગ્યાએ તે ગૈરમુસ્લિમો અને મુશ્રિકોને લાગુ પડે છે, જે કોઈપણ પયગંબર અને આસમાની કિતાબો પર ઈમાન ધરાવતા નથી.

બીજી વાત વિચારવા યોગ્ય છે કે, મુસ્લિમો અને કાફિરો વચ્ચે લગ્નસંબંધો હરામ ઠરાવવાનું જે કારણ કુર્આન શરીફમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, તેમની સાથે એવા સંબંધો કુફ્ર અને શિર્કની નજદીકીમાં (નિકટતામાં) સપડાઈ જવાનું કારણ બને છે, તો એ વાત તો જાહેર છે કે, તમામ ગૈરમુસ્લિમ સંપ્રદાયો

માટે આ હુકમ એકસમાન છે પછી અહલે કિતાબની સ્ત્રીઓ માટે અલગ હુકમ હોવાનું શું કારણ છે ?

જવાબ દેખીતો છે કે, અહલે કિતાબનો મતભેદ ઈસ્લામ સાથે બીજા ગૈરમુસ્લિમો કરતાં ઓછો અને હલકો છે, કારણ કે, ઈસ્લામના અકીદાઓના મુખ્ય ત્રણ સ્તંભો છે. એક તૌહીદ, બીજું આખિરત અને ત્રીજું રસૂલે કરીમ ﷺની રિસાલત. તેમાં તૌહીદ અને આખિરતના અકીદામાં તો સાચા અહલે કિતાબ યહૂદીઓ અને નસારા પણ પોતાના મૂળ ધર્મના આધારે મુસલમાનો સાથે સહમત છે. એટલા માટે અલ્લાહ સાથે કોઈને ભાગીદાર ઠરાવવું પોતે તે અહલે કિતાબ ધર્મમાં પણ કુફ્ર છે, એ અલગ બાબત છે કે, તેઓ હઝરત ઈસા (અલૈ.)ના સન્માન અને મહોબ્બતમાં એટલા આગળ વધી ગયા કે, શિર્ક સુધી પહોંચી ગયા !

હવે, પાયાનો વિરોધ ફક્ત એ રહી જાય છે કે, અહલે કિતાબ રસૂલે કરીમ ﷺને રસૂલ નથી માનતા અને ઈસ્લામમાં આ અકીદહ (માન્યતા) પણ પાયાનો અકીદહ છે, તેના વિના કોઈ વ્યક્તિ મો'મિન નથી થઈ શકતો. મતલબ કે, ગૈરમુસ્લિમ સંપ્રદાયો કરતાં અહલે કિતાબનો વિરોધ અને મતભેદ માત્ર રિસાલતનો છે. એટલા માટે તેમનાથી ફસાદ ફેલાવાનો અન્ય ધર્મો જેવો મોટો ભય નથી.

ત્રીજી બાબત ધ્યાન આપવા જેવી છે કે, જ્યારે અહલે કિતાબનો મતભેદ હલકો ઠરાવીને તેમની સ્ત્રીઓ સાથે મુસલમાનોના નિકાહ જાઈઝ થયા તો એનાથી વિપરીત મુસલમાન ઔરતોના નિકાહ પણ ગૈરમુસ્લિમ અહલે કિતાબ સાથે જાઈઝ હોવા જોઈએ. પરંતુ જરા વિચાર કરો તો તફાવત સ્પષ્ટ થઈ જાય છે કે, સ્ત્રી વાસ્તવમાં પુરૂષ કરતાં અમુક અંશે કમજોર છે અને પતિ તેના ઉપર આધિપત્ય ભોગવે છે તથા પુરૂષને સ્ત્રીનો રક્ષક બનાવવામાં આવ્યો છે. પુરુષના અકીદહ (માન્યતા)ઓ અને વિચારસરણીથી સ્ત્રીનું પ્રભાવિત થઈ જવું કોઈ મોટી વાત નથી. એટલા માટે જો મુસલમાન સ્ત્રી ગૈરમુસ્લિમ અહલે કિતાબના નિકાહમાં રહેશે તો તેના પતિના વિચારોનો પ્રભાવ પત્ની ઉપર સૈદ્ધાંતિક રીતે પડશે જ; આ કોઈ અતિશયોક્તિની બાબત નથી. તેના પતિના કારણે તેનું ઈમાન ખરાબ થવાની સંભાવના છે.

ચોથી બાબત ધ્યાન આપવા યોગ્ય એ છે કે, કહેવાય છે કે, લગ્નસંબંધોમાં

જે કોઈ પ્રભાવ હોય છે તે પતિ–પત્નીમાં પરસ્પર સરખો હોય છે. એટલા માટે જેવી રીતે એવી શંકા છે કે, મુસલમાનોના અકીદાઓ ગૈરમુસ્લિમોથી પ્રભાવિત થઈ જાય, એવી રીતે એ પણ સંભવ છે કે, ઘટના બિલકુલ ઊલટી થઈ જાય કે, ગૈરમુસ્લિમોના અકીદાઓ મુસલમાનોથી પ્રભાવિત થઈ જાય અને તેઓ ઈસ્લામ સ્વીકાર કરે, માટે હોવું તો એવું જોઈએ કે ગૈરમુસ્લિમો સાથે લગ્નસંબંધો પ્રતિબંધિત ન કરવામાં આવે. પરંતુ અત્રે હિકમતની વાત એ છે કે, જ્યારે કોઈ બાબતમાં લાભની આશા પણ હોય અને કોઈ નુકસાનનો ભય પણ હોય, તો બુદ્ધિનો તકાદો એ છે કે, નુકસાનથી બચવાની કાળજી અને તકેદારી લાભની ચિંતા કરતાં કરવી વધારે જરૂરી છે. ફારસીની એક મશ્હૂર કહેવત છે કે, عقلمند تریاق بیقین وزہر بگماں نخورد એટલા માટે તે લાભની આશાને ઉપેક્ષિત કરવામાં આવે, કારણ કે, કદાચ તે ગૈરમુસ્લિમ પ્રભાવિત થઈને ઈસ્લામ સ્વીકાર કરે, પરંતુ એના કરતાં કાળજી એ બાબતની રાખવામાં આવી છે કે, મુસલમાન પ્રભાવિત થઈને કુફ્રમાં ન સપડાઈ જાય.

પાંચમી બાબત ધ્યાન આપવા યોગ્ય એ છે કે, અહલે કિતાબ યહૂદી અને નસારાની સ્ત્રીઓથી મુસલમાન પુરૂષોના નિકાહની પરવાનગીનો અર્થ એ છે કે, જો નિકાહ કરવામાં આવે તો નિકાહ તો થઈ જશે, ઔલાદ હરામની નહિ ગણાય, પરંતુ હદીષની રિવાયતો એ બાબતની ગવાહ છે કે, આ નિકાહને પણ પસંદ કરવામાં નથી આવ્યા. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, મુસલમાનોએ પોતાના નિકાહ માટે દીનદાર અને નેક સ્ત્રીઓ શોધવી જોઈએ, જેથી પોતે પણ તેમના માટે દીનમાં મજબૂતી પૈદા કરે અને પોતાની ઔલાદને પણ દીનદાર બનાવવાની તક પ્રાપ્ત થાય, જ્યારે અહલે કિતાબ સ્ત્રીઓ સાથે નિકાહ કરવાને પસંદ કરવામાં નથી આવ્યું, તો પછી કોઈ ગૈરમુસ્લિમ સાથે કેવી રીતે પસંદ કરવામાં આવે ? એ જ કારણ છે કે, હઝરત ફારૂકે આઝમ (રદિ.)ને જ્યારે જાણ થઈ કે, ઈરાક અને સીરિયાના મુસલમાનોમાં અમુક આ પ્રકારના લગ્નો વધવા લાગ્યા છે, તો તેમણે હુકમ આપીને તેના ઉપર રોક લગાવી દીધી અને એ બાબત તરફ ધ્યાન અપાવ્યું કે, આવા લગ્નસંબંધો સૈદ્ધાંતિક રીતે મુસ્લિમ કુટુંબો માટે બુરાઈનું અને નુકસાનનું કારણ બની શકે છે અને રાજકીય રીતે પણ તેમાં નુકસાન છે.

*(કિતાબુલ આ'સાર, ઈમામ મુહંમદ રહ.)*

આજે ગૈરમુસ્લિમ અહલે કિતાબ યહૂદી, નસારાઓ રાજકીય ષડયંત્રો અને ધોકાબાજીઓના પ્લાન હેઠળ આવા રાજકીય લગ્નસંબંધો દ્વારા મુસ્લિમ રાજદ્વારીઓના ઘરોમાં પ્રવેશ પામે છે, તેમને પોતાના તરફ આકર્ષિત કરે છે અને તેમની જાસૂસી કરી રહસ્યની ગુપ્ત વાતો જાણે છે. આ બાબતનો ઈકરાર પોતે ઈસાઈ લેખકો પોતાના પુસ્તકોમાં કરે છે, જેના અમુક અવતરણો મેજર જનરલ અકબરની કિતાબ 'હદીષે દિફાઅ્'માં ખુલાસાઓ અને હવાલાઓ સાથે આવેલ છે.

એવું લાગે છે કે, ફારૂકે આ'ઝમ (રદિ.)ની દીર્ઘદષ્ટિ આ ઘટનાઓ જોઈ રહી હતી. ખાસ કરીને પ્રવર્તમાન યુગમાં યુરોપના મોટા ભાગના તે લોકો જેઓ યહૂદીઓ અને ખ્રિસ્તીઓ કહેવાય છે અને વસ્તી ગણતરીના રજીસ્ટરોમાં તેમની કૌમ ખ્રિસ્તી અથવા યહૂદી લખવામાં આવે છે. જો સંશોધન કરવામાં આવે તો તેમાંથી મોટા ભાગના એવા લોકો મળશે જેમને ઈસાઈયત અથવા યહૂદીયત સાથે કોઈ સંબંધ નથી, તેઓ બિલકુલ મુલ્હિદ અને બેદીન લોકો છે. ન તો ઈસા (અલૈ.)ને માને છે, ન જ બાઈબલને, ન તો મૂસા (અલૈ.) ઉપર ઈમાન રાખે છે, ન તવરાત ઉપર, ન તો અલ્લાહને માને છે, ન જ આખિરત ઉપર આસ્થા ધરાવે છે, તો દેખીતું છે કે અહલે કિતાબની ઔરતો સાથે નિકાહના છૂટછાટના હુકમમાં આજના ઈસાઈઓ કે યહૂદીઓ શામિલ નથી. તેમની સ્ત્રીઓ સાથે નિકાહ કરવા સ્પષ્ટ હરામ છે. આવા લોકો દેખીતું છે કે, કુર્આને કરીમની આયત وَالْمُحْصَنٰتُ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ [અહલે કિતાબની પાક દામન સ્ત્રીઓ (નિકાહ માટે) હલાલ છે. – *સૂરહ:૫, આયત:૫*]માં સામેલ નથી. ગૈરમુસ્લિમોની જેમ તેમની ઔરતો સાથે પણ નિકાહ કરવા કતઈ (સદંતર) હરામ છે.

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૨૨-૨૨૩)

| |
|---|
| وَ يَسْــَٔلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ؕ قُلْ هُوَ اَذًى ۙ فَاعْتَزِلُوا النِّسَآءَ فِى الْمَحِيْضِ ۙ وَلَا |
| تَقْرَبُوْهُنَّ حَتّٰى يَطْهُرْنَ ۚ فَاِذَا تَطَهَّرْنَ فَاْتُوْهُنَّ مِنْ حَيْثُ اَمَرَكُمُ اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ |
| يُحِبُّ التَّوَّابِيْنَ وَيُحِبُّ الْمُتَطَهِّرِيْنَ ﴿۲۲۲﴾ نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ ۠ فَاْتُوْا حَرْثَكُمْ اَنّٰى |
| شِئْتُمْ ۡ وَقَدِّمُوْا لِاَنْفُسِكُمْ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ مُّلٰقُوْهُ ؕ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿۲۲۳﴾ |

## તરજુમો :

*અને આપ (ﷺ)ને હૈઝ (પત્નીના માસિકધર્મ) વિશે હુકમ પૂછે છે; કહી આપો કે તે ગંદકી છે, બસ તમે ઔરતોથી હૈઝની હાલતમાં વેગળા રહો અને તેમની પાસે ન જાઓ (સંભોગ ન કરો) ત્યાં સુધી કે તેઓ પાક ન થઈ જાય; બસ જ્યારે તેઓ પાક થઈ જાય તો તેમની પાસે જાઓ, જ્યાંથી (જવાનો) તમને અલ્લાહે હુકમ આપ્યો છે; બેશક ! અલ્લાહ તવબહ કરનારાઓને પસંદ કરે છે; અને પસંદ કરે છે ગંદકીથી બચનારાઓને (સ્વચ્છ રહેનારાઓને). (૨૨૨) તમારી સ્ત્રીઓ (પત્નીઓ) તમારી ખેતી છે, બસ તમારી ખેતીમાં જ્યાંથી ઈચ્છો જાઓ, અને પોતાના માટે આગળનો બંદોબસ્ત કરો, અને અલ્લાહથી ડરતા રહો, અને જાણી લો કે તમારે અલ્લાહને (રૂબરૂ) મળવાનું છે; અને (હે રસૂલ ﷺ !) ઈમાનવાળાઓને ખુશખબરી સંભળાવી દો. (૨૨૩)*

## તફસીર :

### હૈઝ (સ્ત્રીના માસિકધર્મ) સમયે સ્ત્રી સાથે સહશયન કરવું હરામ છે તથા પાકીની શરતો :

(وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ؕ (الٰی قوله) وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ) અને લોકો આપ (ﷺ)ને હૈઝ(ની પરિસ્થિતિમાં સ્ત્રી સહવાસ વગેરે વિશે)નો હુકમ પૂછે છે; કહી આપો કે તે (હૈઝ) ગંદકી છે, તો હૈઝની હાલતમાં સ્ત્રીઓ (સાથે સંભોગ)થી દૂર રહ્યા કરો અને (આવી પરિસ્થિતિમાં) તેમનાથી સમાગમ ન કરો, જ્યાં સુધી તે (હૈઝથી) પાક ન થઈ જાય; પછી જ્યારે તે (ઔરતો) સારી રીતે પાક થઈ જાય (કે, નાપાકીની શંકા બાકી ન રહે) તો તેમની પાસે આવો–જાઓ; (એટલે કે તેમની સાથે સહવાસ કરો) જે જગ્યાએથી અલ્લાહ તઆલાએ તમને પરવાનગી આપી છે (એટલે આગળથી) ચોક્કસ અલ્લાહ તઆલા તવબહ કરનારાઓને પ્રિય રાખે છે; (એટલે કે જો અચાનક નિષ્કાળજી દાખવી હૈઝની હાલતમાં સંભોગ કરી બેસો તો તરત જ તેની તૌબા કરી લો) અને (અલ્લાહ) મહોબ્બત કરે છે પાક (પવિત્ર) સાફ રહેનારાઓથી (કે જેઓ હૈઝની હાલતમાં સોહબત કરવાથી અને સંભોગના અન્ય પ્રતિબંધિત આસનોથી બચે છે તથા પાકીની હાલતમાં આગળના ભાગેથી પરવાનગી એટલા માટે છે કે) તમારી બીવીઓ તમારા માટે (એક

પ્રકારની) ખેતી છે; જ્યાંથી ઇચ્છો આવો, (જેમાં બીજ નુત્ફો છે અને બાળક તેની ઉપજ છે. એ જ પ્રમાણે પાકીની હાલતમાં સ્ત્રીઓ પાસે દરેક રીતે સહવાસની પરવાનગી છે, ભલે પાસું ફેરવીને હોય, સામેથી, બેસીને વગેરે. પરંતુ પોતાની ખેતીમાં દરેક પરિસ્થિતિમાં આગળના ભાગેથી જ જવાનું છે. કારણ કે, ગુદા–પાછળનો ભાગ ખેતી સમકક્ષ નથી એટલા માટે તે માર્ગે સોહબત કરવી જાઇઝ નથી અને આનંદમાં–લિઝ્ઝતોમાં એટલા તલ્લીન ન થઈ જાઓ કે આખિરતને જ ભૂલી જાઓ, બલકે) આવનારા સમય (આખિરત) માટે પોતાના માટે કંઈક (સારા કૃત્યો) કરતા રહો; અને અલ્લાહ તઆલાથી (પ્રત્યેક પરિસ્થિતિમાં) ડરતા રહો; અને વિશ્વાસ રાખો કે, બેશક ! તમે અલ્લાહ તઆલા સમક્ષ રજૂ થવાના છો; અને (હે મુહમ્મદ ﷺ !) આવા ઈમાનદારોને (કે જેઓ નેક કામ કરે, અલ્લાહથી ડરે, અલ્લાહ તઆલા સમક્ષ રજૂ થવાનું યકીન રાખે) ખુશખબરી સંભળાવી દો (કે તેમને આખિરતમાં દરેક પ્રકારની નેઅ્મતો આપવામાં આવશે).

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૨૪)

| |
|---|
| وَلَا تَجْعَلُوا اللّٰهَ عُرْضَةً لِّاَيْمَانِكُمْ اَنْ تَبَرُّوْا |
| وَتَتَّقُوْا وَتُصْلِحُوْا بَيْنَ النَّاسِ ۗ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢٤﴾ |

## તરજુમો :

*અને અલ્લાહના નામને પોતાની કસમ ખાવા માટે નિશાન (આડ) ન બનાવો કે તમે (એવું કરીને) સદ્વર્તન (ભલાઈ) તથા પરહેઝગારી અને લોકો વચ્ચે સુલેહ કરાવવાથી અળગા રહો (બચી જાઓ); અને અલ્લાહ સઘળું સાંભળનારો (અને) જાણનારો છે. (૨૨૪)*

## તફસીર :

અને અલ્લાહના નામને પોતાની કસમો દ્વારા (તેના હુકમોથી) છૂટકારો મેળવવાની આડ ન બનાવો કે, તમે નેકી અને તકવા તથા મખ્લૂકમાં સુલેહ–સંપ કરાવવાના કાર્યો ન કરો, (એટલે કે અલ્લાહના નામની એવી કસમ ન ખાઓ કે

તેની આડમાં નેક કામથી છૂટકારો મેળવી લો) અને અલ્લાહ તઆલા બધું જ સાંભળનારો (અને) જાણનારો છે, (તો જીભ સંભાળીને વાત કરો અને દિલમાં ખરાબ વિચારો ન લાવો).

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૨૫)

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا كَسَبَتْ قُلُوْبُكُمْ ؕ
وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿٢٢٥﴾

## તરજુમો :

*અલ્લાહ તમારી ફુઝૂલ (વ્યર્થ બિન ઈરાદે ખાધેલી) કસમો ઉપર પકડ કરતો નથી, પરંતુ તમને પકડે છે તે કસમો ઉપર જેનો તમારા દિલોએ ઈરાદો કર્યો; અને અલ્લાહ ઘણો બખ્શનારો (અને) સહનશીલ છે. (૨૨૫)*

## તફસીર :

### જૂઠી કસમો ખાવાનો હુકમ :

અલ્લાહ તઆલા તમારા ઉપર આખિરતમાં તમારી કસમોમાંથી એવી વાહિયાત કસમો ઉપર કે, જેમાં વિના ઈરાદે જૂઠું બોલાય ગયું હતું પકડ નહિ કરે, પરંતુ તે જૂઠી કસમો ઉપર પકડ કરશે, જેમાં તમારા દિલોએ જૂઠું બોલવાનો ઈરાદો કર્યો હોય અને અલ્લાહ તઆલા મોટો મા'ફ કરનાર (છે કે, આવી બેહૂદા કસમો ઉપર પકડ નહિ ફરમાવે અને) સહનશીલ છે (કે જૂઠી કસમો ખાવાની સજા આખિરત સુધી મુલતવી રાખી છે).

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૨૬–૨૨૭)

لِلَّذِيْنَ يُؤْلُوْنَ مِنْ نِّسَآئِهِمْ تَرَبُّصُ اَرْبَعَةِ اَشْهُرٍ ۚ فَاِنْ فَآءُوْ
فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٢٦﴾ وَاِنْ عَزَمُوا الطَّلَاقَ فَاِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢٧﴾

## તરજુમો :

*તે લોકોના માટે (કે) જેઓ પોતાની સ્ત્રીઓ વિશે (પાસે ન જવાની) કસમ ખાય છે, (તેમના માટે) ચાર મહિનાની મોહલત (સમય મર્યાદા) છે, પછી જો (આ મુદ્દત દરમિયાન) પરસ્પર ભેગા થઈ ગયા (પુનઃ સંબંધો યથાવત્ કરી લીધા) તો બેશક ! અલ્લાહ ઘણો બખ્શનારો (અને) ખૂબ રહમ કરનારો છે. (૨૨૬) અને જો છોડી જ દેવાનો ઈરાદો (પાકો નિર્ધાર) કરી લીધો તો બેશક ! અલ્લાહ બધું સાંભળનારો (અને) બધું જ જાણનારો છે. (૨૨૭)*

## તફસીર :

**ઈલાઅ્નો હુકમ :** જે લોકો (કોઈ મુદત નક્કી કર્યા વિના અથવા ચાર મહિના માટે અથવા તેથી વધુ સમય માટે) કસમ ખાઈ લેશે કે, (તેઓ) પોતાની સ્ત્રીઓ પાસે નહિ જાય, તેમના માટે ચાર મહિના સુધીની મોહલત (સમય મર્યાદા) છે. બસ, જો (આ ચાર મહિનાની અંદર) આ લોકો (પોતાની કસમો તોડીને સ્ત્રીઓ સાથે) સંબંધો યથાવત્ કરી લે તો (તો નિકાહ બાકી રહેશે અને) અલ્લાહ તઆલા (આવી કસમો તોડવાનો ગુનોહ કફ્ફારાથી) મા'ફ કરી આપશે (અને હવે પત્નીના અધિકારો પૂરા કરવા લાગ્યો છે, એટલા માટે તેના ઉપર) રહમ ફરમાવશે અને જો (પત્નીને) બિલકુલ છોડી દેવાનો પાકો નિર્ધાર કર્યો હોય (અને આ ચાર મહિનાની અંદર કસમ તોડીને સંબંધો યથાવત્ ન કર્યા) તો (આ ચાર મહિનાની મોહલત પૂરી થતાં જ પત્નિને તલાક પડી જશે અને) અલ્લાહ તઆલા (આ કસમોને પણ) સાંભળનાર છે (અને તેના પાકા ઈરાદાને પણ) જાણે છે, (એટલા માટે તેના વિશે યોગ્ય હુકમો આપ્યા છે).

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૨૮)

وَالْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ ثَلٰثَةَ قُرُوْٓءٍ ؕ وَلَا يَحِلُّ لَهُنَّ اَنْ يَّكْتُمْنَ مَا
خَلَقَ اللّٰهُ فِيْٓ اَرْحَامِهِنَّ اِنْ كُنَّ يُؤْمِنَّ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ وَبُعُوْلَتُهُنَّ
اَحَقُّ بِرَدِّهِنَّ فِيْ ذٰلِكَ اِنْ اَرَادُوْٓا اِصْلَاحًا ؕ وَلَهُنَّ مِثْلُ الَّذِيْ عَلَيْهِنَّ
بِالْمَعْرُوْفِ ۪ وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٢٨﴾ ع

## તરજુમો :

*અને ત્યકતા (જેને તલાક આપવામાં આવી છે તે) સ્ત્રીઓ પોતાને ત્રણ હૈઝ(ના સમય) સુધી રોકી રાખે; અને તેમના માટે જાઈઝ નથી કે, જે તેમના ગર્ભમાં અલ્લાહે પૈદા કર્યું તેને છુપાવી રાખે, જો તે અલ્લાહ પર અને આખિરતના દિવસ ઉપર ઈમાન રાખે છે; અને જો તેમના પતિ આ મુદ્દતમાં (તેમની સાથે) સુલેહ–સંપથી રહેવા સંબંધ યથાવત્ કરે તો તે એ (બાબત)ના વધારે હકદાર છે, અને સ્ત્રીઓનો પણ અધિકાર છે જેમકે પુરૂષોનો (શરીઅતના) નિયમ પ્રમાણે તેમના ઉપર (અધિકાર) છે; અને પુરૂષોને સ્ત્રીઓ ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) છે, અને અલ્લાહ મહાબળવાન (અને) હિકમતવાળો છે. (૨૨૮)*

## તફસીર :

**"ત્યકતા" (તલાકશુદા) સ્ત્રી અને "રજઅત્" (લગ્ન સંબંધો યથાવત્ રાખવા)ની સમયમર્યાદાનું વર્ણન :**

અને તલાક પામેલી સ્ત્રીઓ (જેમાં એટલી શરત પૂર્ણ થઈ હોય કે પતિએ તેની સાથે એકાંત માણ્યું હોય, સહશયન થયું હોય, સ્વતંત્ર હોય અથવા શરઈ નિયમ પ્રમાણે લોંડી ન હોય તો તે) પોતાને (નિકાહથી) ત્રણ માસિકધર્મ (પૂરા થવા) સુધી રોકી રાખે (અને તેને ઈદ્દત કહે છે) અને તે સ્ત્રીઓ માટે એ બાબત હલાલ નથી કે અલ્લાહ તઆલાએ જે કંઈ તેમના ગર્ભાશયમાં પૈદા કર્યું હોય તેને છુપાવી રાખે. (કારણ કે તેને છુપાવી રાખવાથી ઈદ્દતનો હિસાબ ખોટો પડશે.) જો તે સ્ત્રીઓ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર યકીન રાખતી હોય (તો આ યકીનનો તકાદો એ છે કે તેઓ અલ્લાહ તઆલાથી ડરે કે ક્યાંક કયામતમાં નાફરમાનીની સજા ન થઈ જાય !) અને આ ઔરતોના ધણી(એ જ્યારે તેમને તલાકે રજઈ આપી હોય, જેનું આગળ વર્ણન આવશે) તેમને (ફરી નિકાહ કર્યા વિના) ફરી તે ઈદ્દતની સમય મર્યાદામાં પાછા મેળવવાનો અધિકાર ધરાવે છે (અને આ પાછા બોલાવી લગ્નસંબંધો યથાવત્ કરવાનું નામ "રજઅત્" કહેવાય છે.) એ શરતે કે ("રજઅત્" કરનારે) સુલેહનો (પાકો) નિર્ધાર કર્યો હોય. (નહિતર દુઃખ દેવાના ઈરાદે "રજઅત્" કરવાનો કોઈ અર્થ નથી. જો કે નિયમ

પ્રમાણે આવી પરિસ્થિતિમાં પણ "રજઅત્" થઈ જશે) અને (આ સુલેહનો હુકમ એટલા માટે આપવામાં આવ્યો કે) સ્ત્રીઓના પણ અધિકારો (પુરૂષો ઉપર) છે, જેમકે પુરૂષોના (શરઈ) નિયમ પ્રમાણેના અધિકારો તે સ્ત્રીઓ ઉપર છે અને (એટલી વાત જરૂર છે કે) પુરૂષોના તેમના કરતાં અમુક દરજ્જા વધારે (અધિકાર) હોય છે. (એટલા માટે તેમના અધિકારોનું સ્વરૂપ સ્ત્રીઓના અધિકારો કરતાં અમુક હદે વધારે હોય છે.) અને અલ્લાહ તઆલા જબરદસ્ત (બળવાન અને) હિકમતવાળો છે.

**ઉપરોક્ત આયતો સંબંધિત મસ્અલાઓ (બયાનુલ કુર્આનમાંથી) :**

(૧) જો પતિથી સ્ત્રીના હૈઝ (માસિકધર્મ) સમયે પ્રબળ ઈચ્છા ન રોકી શકવાના કારણે સહશયન (સંભોગ) થઈ જાય તો ખૂબ તૌબા કરવી વાજિબ છે અને કંઈ દાન–ખૈરાત કરી દે તો વધારે સારું છે.

(૨) ગુદા (પાછળના ભાગે એટલે કે, મળદ્વાર)ના માર્ગે પત્ની સાથે સોહબત કરવી સદંતર હરામ છે.

(૩) વ્યર્થ અને ફુઝૂલ પ્રકારની કસમના બે સ્વરૂપો. એક તો એ કે, કોઈ થઈ ચૂકેલી વાત ઉપર વિના ઈરાદે કસમ ખાઈ નાખે અથવા વાત તો ઈરાદાપૂર્વક કરી, પરંતુ એ વાતને તે પોતાના અભિપ્રાય પ્રમાણે સત્ય સમજતો હતો. જેમકે ઝૈદ પોતાના જ્ઞાન અને અનુમાન પ્રમાણે કસમ ખાઈ બેઠો કે, ફલાણો આવી ગયો છે, જ્યારે વાસ્તવમાં તે આવ્યો ન હતો. અથવા તો બીજું સ્વરૂપ એ છે કે, કોઈ ભવિષ્યની વાત ઉપર કસમ ખાઈ બેઠો, એ કહેવા તો કંઈક બીજું ઈચ્છતો હતો, પરંતુ મોઢાથી વિના ઈરાદે નીકળી ગયું કંઈક બીજું ! અને કસમ ખાઈ બેઠો, તેમાં ગુનોહ નથી થતો અને એટલા માટે જ તેને ફુઝૂલ–વ્યર્થ વાત કહેવામાં આવે છે. આખિરતમાં તેના ઉપર પકડ નહિ થાય, પરંતુ એનાથી ઊલટું એવી કસમ ઉપર પકડ થશે કે, જે જાણીબૂજીને ઈરાદાપૂર્વક જૂઠી સમજીને ખાધી હતી, તેને 'ગમૂસ' કહે છે તેમાં ગુનોહ થશે. પરંતુ ઈમામ અબૂ હનીફા (રહ.) નજીક તેનો કફ્ફારો નથી અને ફુઝૂલ–વ્યર્થ કસમ કે, જે ઉપર વર્ણન થઈ તેમાં પણ કફ્ફારો નથી. આમ, આ આયતમાં તે બંને પ્રકારની કસમોનું વર્ણન છે, જેમાં કફ્ફારો નથી.

વ્યર્થ અને ફુઝૂલનો બીજો અર્થ એ છે કે, જેના ઉપર કફ્ફારો ન હોય અને તેને "લગ્વ"–વ્યર્થ એટલા માટે કહેવામાં આવે છે કે, દુનિયામાં પણ તેના ઉપર

પકડ નથી થતી કે, કફ્ફારો નથી આવતો. એ અર્થના આધારે શબ્દ "લગ્વ ગમૂસ" لَغُوْ غَمُوْس ને પણ શામિલ કરે છે કે, તેમાં જો કે ગુનોહ તો થાય છે, પરંતુ કફ્ફારો નથી. એનાથી વિપરીત તે કસમ જેના ઉપર કફ્ફારો વાજિબ થાય છે તે "મુનઅકિદહ" مُنْعَقِدَة કહેવાય છે. તેની હકીકત એ છે કે, દાખલા તરીકે કોઈ ઈરાદાપૂર્વક એવી કસમ ખાય કે, "હું ફલાણું કામ કરીશ અથવા ફલાણું કામ નહિ કરું." હવે આ કસમ વિરૂદ્ધ કૃત્ય કરવાથી કફ્ફારો વાજિબ થાય છે.

(૪) જો કોઈ કસમ ખાઈ લે કે, પોતાની પત્ની પાસે નહિ જાય તો તેના ચાર સ્વરૂપો છે. ૧. તે કોઈ સમયમર્યાદા નક્કી ન કરે, ર. ચાર મહિનાની મુદત મર્યાદા બાંધે, ૩. ચાર મહિનાથી વધારે સમયમર્યાદા નક્કી કરે અને ૪. ચાર મહિનાથી ઓછા સમયની મર્યાદા નક્કી કરે, આ ચાર સ્વરૂપોમાંથી પ્રથમ બીજા અને ત્રીજા સ્વરૂપને શરીઅતમાં "ઈલાઅ્" કહે છે અને તેનો હુકમ એ છે કે, જો ચાર મહિનાની અંદર અંદર પોતાની કસમ તોડી નાંખે અને સ્ત્રી પાસે જાય તો કસમનો કફ્ફારો આપે અને નિકાહ બહાલ થઈ જશે પરંતુ જો ચાર મહિના પસાર થઈ જાય પણ કસમ ન તોડે, તો આ સ્ત્રીને કતઈ તલાક પડી જશે. એટલે પુનઃનિકાહ પઢ્યા વિના લગ્નજીવન બહાલ કરવું જાઈઝ નથી. અલબત્ત, જો બંને રાજીખુશીથી ફરી નિકાહ કરી લે તો બરાબર છે, અન્ય કશાની જરૂરત નથી અને ચોથા સ્વરૂપમાં હુકમ એ છે કે, જો કસમ તોડી તો કફ્ફારો વાજિબ થશે અને જો કસમ પૂરી કરી લીધી તો પણ નિકાહ બાકી રહેશે. *(બયાનુલ કુર્આન)*

## મસ્અલા અને બોધપાઠ :

### પુરૂષ અને સ્ત્રી વચ્ચે તફાવત અને પતિ–પત્નીના પરસ્પર અધિકારો તથા તેના દરજ્જાઓ ઉપર પ્રકાશ પાડતી એક સચોટ આયત :

وَلَهُنَّ مِثْلُ الَّذِىْ عَلَيْهِنَّ بِالْمَعْرُوْفِ આ આયત પતિ–પત્નીના પરસ્પર અધિકારો, ફરજો અને તેમના દરજ્જાઓના વર્ણનમાં એક શરઈ મર્યાદાની હૈસિયત ધરાવે છે. આ આયત પહેલાં અને ત્યારબાદ કેટલાય રૂકૂઅ્ સુધી આ વિષય અનુસંધાને મહત્ત્વની બાબતોનું વર્ણન કરવામાં આવ્યું છે.

### ઇસ્લામમાં સ્ત્રીનો દરજ્જો (સ્થાન) :

આ સ્થળે યોગ્ય જણાય છે કે, પ્રથમ સ્ત્રી અને સ્ત્રી વિશે ઈસ્લામના અભિપ્રાયનો અમુક ખુલાસો કરવામાં આવે, જેને સમજી લીધા પછી ચોક્કસ એ

બાબતનો સ્વીકાર કરવો પડશે કે ઈસ્લામ એક ન્યાયપૂર્ણ અને મધ્યમમાર્ગી જીવન વ્યવસ્થા છે, જેમાં સ્ત્રીના સ્ત્રી તરીકેના બધા જ તકાદાઓ પૂર્ણ કરવામાં આવ્યા છે. આ એ જ વિચારસરણી છે, જેના મુકાબલામાં ઊંચ–નીચના ભેદભાવની માન્યતા ધરાવતા માનવસર્જિત ધર્મ કે, દુનિયાની અન્ય વ્યવસ્થાઓના સ્ત્રી વિશેના અધિકારો સંબંધી કાયદાઓ તોલે આવી શકતા નથી.

વિચાર કરવામાં આવે, તો દુનિયામાં બે વસ્તુઓ એવી હોય છે, જે આ દુનિયામાં અસ્તિત્વ ટકાવી રાખવા માટેનું અને પ્રગતિ તથા વિકાસનું માધ્યમ હોય છે. તે એ છે એક સ્ત્રી અને બીજી માલ–દૌલત. પરંતુ સિક્કાની બીજી બાજુ જોવામાં આવે તો આ જ બંને વસ્તુઓ દુનિયામાં ફસાદ, ખૂનામરકી તથા અનેક પ્રકારના ફિત્નાઓનું કારણ પણ બને છે અને વિચાર કરવાથી એ પરિણામ ઉપર પહોંચવું મુશ્કેલ નથી કે, આ બંને વસ્તુઓ વાસ્તવમાં દુનિયાની પ્રગતિ અને વિકાસનું માધ્યમ પણ છે, પરંતુ જ્યારે પણ તે પોતાના અસલી સ્વરૂપ અને પોતાના અસ્તિત્વના હેતુને બદલી નાંખે છે, ત્યારે આ જ પ્રગતિ અને વિકાસની વસ્તુઓ જગતમાં મોટા–મોટા સામાજિક ધરતીકંપ સર્જે છે.

કુર્આને માનવ સમાજને એક જીવન બંધારણ અને ઈલાહી વ્યવસ્થાની ભેટ ધરી છે અને આ બંધારણે આ બંને વસ્તુઓને પોતાના સ્થાન ઉપર એવી રીતે મૂકી છે કે, તેના ફાયદાઓ અને લાભો વધારેમાં વધારે પ્રાપ્ત કરી શકાય તથા તે ફિત્ના અને ફસાદની કોઈ જડ ન બને. માલ–દૌલતનું યોગ્ય સ્થાન, તેને પ્રાપ્ત કરવાના યોગ્ય માર્ગો, તેને ખર્ચ કરવાની યોગ્ય પદ્ધતિઓ તથા માલ–દૌલતની વહેંચણીની ન્યાયપૂર્ણ વ્યવસ્થા એક આગવી જ્ઞાનની શાખા છે, જેના વિશે ઈસ્લામે આર્થિક બાબતોની વ્યવસ્થા સ્વરૂપે ઈસ્લામી અર્થકારણની ભેટ ધરી છે. તેનું વર્ણન ઈન્શાઅલ્લાહ આગળ કોઈ યોગ્ય સ્થળે ચોક્કસ આવશે. મુજ નાચીઝની સંપાદિત કરેલી કિતાબ "તક્સીમે દૌલત" પણ આપ જોઈ શકો છો.

અત્યારે "સ્ત્રી અને તેના અધિકારો તથા તેની ફરજો"નું વર્ણન થઈ રહ્યું છે, તે વિશે ઉપરોક્ત આયતમાં એ વર્ણન કરવામાં આવ્યું છે કે, જે પ્રમાણે સ્ત્રીઓ ઉપર પુરૂષોના અધિકારો છે, જેને પૂરા કરવા જરૂરી છે, એવી જ રીતે પુરૂષો ઉપર પણ સ્ત્રીઓના અધિકારો છે, તેને પૂરા કરવા પુરૂષો માટે જરૂરી છે. હા ! એટલો ફરક જરૂર છે કે, પુરૂષોના દરજ્જાઓ સ્ત્રીઓ કરતાં કંઈક અંશે

વધારે છે અને લગભગ આ જ વિષય સૂરએ નિસાઅ્ની પ્રસ્તુત આયતમાં આ પ્રમાણે આવ્યો છે.

اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَآءِ بِمَا فَضَّلَ اللّٰهُ بَعْضَهُمْ عَلٰى بَعْضٍ وَّ بِمَآ اَنْفَقُوْا مِنْ اَمْوَالِهِمْ،

*"પુરૂષ સ્ત્રીઓ ઉપર અધિકાર (સરદારી) ધરાવે છે, એટલા માટે કે અલ્લાહે એકને એક(બીજા) ઉપર મોટાઈ આપી; એટલા માટે કે તેમણે પોતાનો માલ ખર્ચ કર્યો."* *(સૂરહ : ૪, આયત : ૩૪)*

**ઇસ્લામ અગાઉ સ્ત્રીનો સામાજિક દરજ્જો :**

ઈસ્લામ પહેલાં અજ્ઞાનતાના યુગમાં દુનિયાની બધી જ કૌમોમાં એવો રિવાજ હતો કે સ્ત્રીઓનું સ્વરૂપ ઘરવપરાશની ચીજવસ્તુથી વધારે ન હતું. જાનવરોની જેમ તેની લે–વેચ થતી હતી, તેને પોતાના લગ્ન– છૂટાછેડામાં કોઈપણ પ્રકારનો અધિકાર ન હતો, તેના વાલીઓ દ્વારા જેના હવાલે કરી દેવામાં આવતી સ્ત્રીને તેના ત્યાં જવું પડતું હતું. સ્ત્રીઓને પોતાના સગાં–વહાલાંઓના વારસામાં કોઈ હક ન હતો, બલકે સ્ત્રીની જાતને ઘરવપરાશની અને વારસાની વસ્તુ સમજવામાં આવતી હતી. સ્ત્રીઓ પુરૂષોની મિલકત સમજવામાં આવતી હતી, સ્ત્રીઓને માલ–દૌલત રાખવાનો અધિકાર ન હતો અને જે વસ્તુઓ સ્ત્રીઓની માલિકીની કહેવાતી હતી, તેમાંથી તે પોતે પુરૂષોની પરવાનગી વિના કંઈ પણ ખર્ચ કરી શકતી ન હતી. બલકે, તેના ધણીને સંપૂર્ણ અધિકાર રહેતો કે, સ્ત્રીના માલને જ્યાં ઈચ્છે, જેવી રીતે ઈચ્છે ખર્ચ કરી નાંખે, સ્ત્રીને પૂછવાનો પણ અધિકાર ન હતો. એટલે સુધી કે, યુરોપના તે દેશો જે આજના આધુનિક યુગમાં વિકસિત દેશો સમજવામાં આવે છે, તેમાં પણ અમુક લોકો એટલી નીચી કક્ષાએ પહોંચ્યા હતા કે, સ્ત્રીને મનુષ્ય સમજવા માટે પણ તૈયાર ન હતા.

સ્ત્રી માટે દીન ધર્મમાં પણ કોઈ ભાગીદારી ન હતી. તેને ન તો પૂંજાપાઠ કરવા દેવા લાયક સમજવામાં આવતી અને ન જ જન્નતમાં પ્રવેશપાત્ર ગણાતી. રૉમનોની અમુક મજલિસોમાં પરસ્પર સલાહ–મશ્વરાથી એવું નક્કી કરવામાં આવ્યું હતું કે, સ્ત્રી એક નાપાક જાનવર છે, જેમાં રૂહ (આત્મા) નથી. સામાન્ય રીતે પિતા માટે પોતાની પુત્રીની હત્યા કરવી અથવા તો તેને જીવતી જમીનમાં દાટી દેવી જાઈઝ સમજવામાં આવતી હતી. બલકે, આવું કૃત્ય પિતા માટે

ઈજ્જતની નિશાની તથા આબરૂનું માપદંડ સમજવામાં આવતું હતું. અમુક લોકોની એવી વિચારસરણી હતી કે, જો સ્ત્રીની કોઈ હત્યા કરી નાંખે, તો તેના ઉપર કિસાસ (બદલો–વળતર વગેરે) વાજિબ નથી, ન જ તેને કોઈ વળતર મળતું. જો પતિ મૃત્યુ પામે તો સ્ત્રીને પણ તેની લાશ સાથે જીવતી સળગાવી દેવામાં આવતી (સતી બનાવી દેવાતી). રસૂલે કરીમ ﷺના જન્મ પછી અને આપ ﷺની નુબુવ્વત પહેલાં ઈ.સ. ૫૮૬માં ફ્રાંસે સ્ત્રીઓ ઉપર એક ઉપકાર કર્યો કે, ઘણા બધા વિરોધ–વંટોળ પછી એક ઠરાવ પસાર કર્યો કે, સ્ત્રી છે તો માનવજાતિ જ, પરંતુ તે ફક્ત પુરૂષોની સેવા માટે જ પૈદા કરવામાં આવી છે ! મતલબ કે, સમગ્ર જગતમાં વસતી બધી જ કૌમો અને ધર્મોમાં સ્ત્રી સાથે એવો અત્યાચારી વર્તાવ કરવામાં આવતો હતો કે, જેને સાંભળીને શરીરના રૂંવાડા ઊભા થઈ જાય. "બિચારી" મખ્લૂક એવી સ્ત્રી સાથે ન તો કોઈ માનવતાના ધોરણે સમજદારીથી કામ લેવામાં આવતું હતું અને ન જ તેમની સાથે ન્યાયપૂર્ણ વર્તાવ કરવામાં આવતો.

રહમતુલ્લિલ આલમીન ﷺ અને આપ ﷺના લાવેલા દીને હકનું ભલું થજો કે, તેણે દુનિયાની આંખો ખોલી નાંખી ! માનવને માનવની કદર કરતાં શીખવ્યું, ન્યાયના કાયદાઓ પ્રચલિત કર્યા. સ્ત્રીઓના અધિકારો પુરૂષો ઉપર એવી રીતે જરૂરી ઠરાવવામાં આવ્યા, જેમકે પુરૂષ ભલે સ્ત્રીનો બાપ–દાદા કેમ ન હોય, તે પુખ્ત વયની સ્ત્રીને કોઈ પુરૂષ સાથે નિકાહ કરવા મજબૂર નથી કરી શકતો અને જો તેની પરવાનગી વિના તેના નિકાહ કરી દેવામાં આવે, તો આવું લગ્ન સ્ત્રીની પરવાનગી ઉપર અવલંબિત રહે છે, જો તે સ્ત્રી નામંજૂર કરે તો આવું લગ્ન ફોક થઈ જાય છે. તેની માલ–મિલકતમાંથી કોઈ પુરૂષને તેની પરવાનગી અને ખુશી વિના કોઈપણ પ્રકારનો ખર્ચ કરવાની છૂટ કે અધિકાર નથી. પતિના મૃત્યુ પછી અથવા તલાક આપ્યા પછી તે પોતે સ્વતંત્ર છે, તેના ઉપર કોઈ જબરદસ્તી કરી શકતું નથી. પોતાના સગાં–વહાલાંઓના વારસામાં તેને પણ એવો જ કાયદેસરનો ભાગ મળે છે, જેવી રીતે કે પુત્રોને મળે છે. સ્ત્રી ઉપર માલ ખર્ચ કરવો અને તેને રાજી રાખવું શરીઅતે મુહમ્મદી ﷺમાં ઈબાદતનો દરજ્જો ધરાવે છે. પતિ સ્ત્રીના વાજિબ અધિકારો અદા ન કરે, તો તે ઈસ્લામિક કોર્ટ દ્વારા તે પોતાના અધિકારો મેળવી શકે છે, એટલે સુધી કે, તે

આવા હક અદા ન કરનાર પતિને ઈસ્લામિક કોર્ટના માધ્યમથી તલાક આપવા (ખુલાઅ્ કરવા માટે) મજબૂર પણ કરી શકે છે.

**સ્ત્રીઓને પુરૂષોની દેખરેખ હેઠળથી સંપૂર્ણ સ્વતંત્ર કરી દેવી પણ દુનિયામાં ઘણા મોટા ફિત્ના અને ફસાદનું કારણ બની શકે છે :**

જે પ્રમાણે સ્ત્રીને તેના યોગ્ય અને નક્કી કરેલા અધિકારો ન આપવા અત્યાચાર અને ફસાદ તથા નીચ કૃત્ય હતું, જે દૂષણો ઈસ્લામે ખતમ કરી દીધા, એ જ પ્રમાણે સ્ત્રીને તદન સ્વતંત્ર છોડી દઈ અને પુરૂષોની દેખરેખ તથા તેના ભરણ–પોષણમાંથી સંપૂર્ણ મુક્ત કરી દઈ, તેને પોતાના ભરણ–પોષણ અને રોજી–રોજગારના ખર્ચ માટે પોતે જ જવાબદાર બનાવવી પણ સ્ત્રીના અધિકારો ઉપર એક પ્રકારની તરાપ અને બરબાદીનું નિમિત્ત છે. એ બાબત સ્ત્રી માટે ગૌરવની નથી કે, પુરૂષ પોતે સ્ત્રીના ભરણ–પોષણની જવાબદારીથી સંપૂર્ણ મુક્ત થઈ જાય અને સ્ત્રીની પોતાની આજિવિકાની સંપૂર્ણ જવાબદારી સ્ત્રીના જ માથે થોપી દેવામાં આવે. કારણ કે, સ્ત્રી માટે ગૌરવની વાત એ છે કે, તેને ઘરના કામકાજની જવાબદારીઓ ઉપરાંત સંતાનોની કેળવણીનું અત્યંત જવાબદારીવાળું કામ કે, જે માનવપ્રકૃતિના નિયમ પ્રમાણે પણ યોગ્ય છે, સોંપવામાં આવ્યું છે.

જો આવું ન હોય તો પુરૂષોની દેખરેખ અને તેની આર્થિક જવાબદારીઓથી મુક્ત થઈને સ્ત્રી સમગ્ર માનવસમાજ માટે એક ભયંકર ખતરો બની જાય છે, જેનાથી દુનિયામાં અરાજકતા અને ખૂનામરકી ફેલાઈ જાય છે. આજે જાત–જાતના અને ભાત–ભાતના ફિત્નાઓ પૈદા થવા દરરોજ આપણે આપણી આંખો સમક્ષ જોઈ શકીએ છીએ. એટલા માટે કુર્આને કરીમે સ્ત્રીઓના જરૂરી અધિકારોના વર્ણન કરવાની સાથે સાથે એ પણ ઈરશાદ ફરમાવ્યું કે, وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ "પુરૂષોનો દરજ્જો સ્ત્રીઓથી અમુક હદે વધીને છે" અને બીજા શબ્દોમાં કહીએ તો સ્ત્રીઓ પુરૂષોની જવાબદારી અને તેમની દેખરેખ હેઠળ છે."

પરંતુ જેવી રીતે ઈસ્લામથી અગાઉ અજ્ઞાનતાના યુગમાં જગતની સમગ્ર કૌમો એ ભૂલનો શિકાર હતી કે, તેઓ સમજતા હતા કે, સ્ત્રીઓ માત્ર એક ઘરવપરાશનો સામાન છે, તેની હૈસિયત જાનવરોથી વધીને નથી. પરંતુ ઈસ્લામની શરૂઆતનો યુગ પ્રાચીન અજ્ઞાનતાનો મૃત્યુઘંટ ગણાય છે, ઈસ્લામી

વ્યવસ્થામાં અગાઉની કૌમોએ સ્ત્રીઓના અધિકારો વિશે કરેલી ભૂલોને રદ કરી તેના અધિકારો અપાવવાના તથા તેને ગુલામીમાંથી છૂટકારો અપાવવાના પ્રયત્નો કરવામાં આવ્યા, પરંતુ વર્તમાન યુગમાં સ્ત્રી ઉપર પુરૂષોની દેખરેખ અને જવાબદારીના થોડા ઘણા અધિકારોને પણ સમાપ્ત કરવાના આંદોલનો પુરજોશમાં ચાલી રહ્યા છે, જેના પરિણામે નિર્લજ્જતા અને વ્યભિચાર સર્વસામાન્ય થઈ ગયો છે. જગત ઝઘડા–ફસાદનું ઘર બની ગયું છે, હત્યાઓ અને ખૂનામરકી એટલી વધી ગઈ છે કે, પ્રાચીન સમયના અજ્ઞાન લોકોની પણ આજના આધુનિક કહેવાતા માનવ સામે કોઈ વિસાત નથી. અરબીની મશહૂર કહેવત اَلْجَاهِلُ اِمَّا مُفْرِطٌ اَوْمُفَرِّطٌ એટલે કે "અજ્ઞાનતા ક્યારેય મધ્યમમાર્ગી નથી હોઈ શકતી. જો મર્યાદા ઓળંગી અતિશયોક્તિ નહિ કરે તો ઉણપો અને ક્ષતિઓ કરવા મંડી પડશે !" જેવી સ્થિતિ સર્જાઈ છે.

પ્રવર્તમાન સમયના આધુનિકતાવાદીઓની પરિસ્થિતિ એવી છે કે, જે રીતે પ્રાચીન યુગનો માનવી સ્ત્રીને મનુષ્ય કહેવા અને સમજવા માટે પણ તૈયાર ન હતો, એ જ પ્રમાણે જ્યારે આજનો માનવી આગળ વધ્યો તો એટલે સુધી પહોંચ્યો કે, આજકાલ સ્ત્રીને પુરૂષોની જવાબદારી અને દેખરેખ હેઠળથી મુક્ત કરી, સ્ત્રીની જવાબદારીની ધુંસણી ગળેથી ઉતારીને ફેંકવામાં આવી રહી છે, જેના દુષ્ટ પરિણામો આંખોની સામે છે અને તેનું સૌથી ક્રૂર અને તદન નીચ કક્ષાનું સ્વરૂપ રેડ લાઈટ એરિયાઓ (વૈશ્યાગૃહો) છે. યકીન કરો, જ્યાં સુધી માનવજાતિ કુર્આનના સ્ત્રીઓ સંબંધિત હુકમો સામે ઝુકશે નહીં આવા ફિત્નાઓ રોજ–બરોજ વધતા જ જશે.

આજની સરકારો દુનિયામાં શાંતિ અને સલામતિ વ્યવસ્થા જાળવવા માટે રોજ–રોજ નવા–નવા કાયદાઓ બનાવે છે. તે માટે નવી–નવી સંસ્થાઓ બનાવે છે, કરોડો રૂપિયાઓ તેના ઉપર ખર્ચ થાય છે, પરંતુ ફિત્નાઓના જે ઝરણાઓ વહી રહ્યા છે, તેના તરફ ધ્યાન આપવામાં આવતું નથી. જો આજે કોઈ કમીશન આ ફિત્નાઓના સંશોધન માટે બેસાડવામાં આવે તો ફસાદ, ખૂનામરકી તથા પરસ્પર યુદ્ધ અને ખેંચતાણ જેવા ૫૦%થી વધારે ક્રાઈમનું કારણ સ્ત્રીની આ કહેવાતી સ્વતંત્રતા નજરે પડશે, પરંતુ આજની દુનિયામાં મનેચ્છાઓની પૂજાના ચલણે મોટા–મોટા ફિલોસોફરોની આંખો પર પડદા નાંખ્યા છે. પોતાની

મનેચ્છાઓ વિરૂદ્ધનું કોઈપણ સુધારાવાદી પગલું તેમને પસંદ નથી.

અલ્લાહ તઆલા આપણા દિલોને ઈમાનના નૂરથી પ્રકાશિત કરે અને પોતાની કિતાબ કુર્આન અને પોતાના રસૂલ ﷺના માર્ગદર્શન પર અમલ કરવાની સંપૂર્ણ તવફીક અતા ફરમાવે કે, તે જ દુનિયા અને આખિરતની સફળતાનું ભાથું છે. આમીન.

**મસ્અલો :**

આ આયત દ્વારા સ્પષ્ટ થઈ ગયું કે, કુર્આન હકીમે પતિ–પત્નીને તેમના માથે મૂકવામાં આવેલી ફરજો અને જવાબદારીઓ બતાવી છે કે, પુરૂષોના માથે સ્ત્રીઓના અધિકારો અદા કરવા એવી જ રીતે ફરજ છે, જેવી રીતે કે સ્ત્રીઓ ઉપર પુરૂષોના અધિકારો અદા કરવા ફરજ છે. એમાં ઈશારો છે કે, દરેક પક્ષને પોતાના અધિકારોની માંગણી કરવા કરતાં પોતાના ફરજો ઉપર નજર રાખવી જોઈએ અને જો તે એવું કરી લે, તો અધિકારોની માંગણીનો કજિયો સમાપ્ત થઈ જાય. કારણ કે, પુરૂષોના ફરજો જ સ્ત્રીઓના અધિકારો છે અને સ્ત્રીઓની ફરજો પુરૂષોના અધિકારો છે. જ્યારે ફરજો અદા થઈ જશે, તો આપમેળે અધિકારો પણ અદા થઈ જશે. દુનિયાના મોટા ભાગના ઝઘડાઓ ત્યાંથી જ શરૂ થાય છે કે, દરેક વ્યક્તિ પોતાના અધિકારોની માંગણી સામે મૂકે છે અને પોતાની ફરજોથી ગાફેલ રહે છે, પરિણામે અધિકારોની માંગણીની લડાઈ શરૂ થાય છે, જેમકે આધુનિક યુગમાં સરકારો અને સામાન્ય જનસમૂહમાં, પતિ–પત્નીમાં અને અન્ય બાબતોમાં આ પ્રકારના ઝઘડાઓ ચાલ્યા કરે છે. કુર્આન શરીફે આવી વિકટ પરિસ્થિતિનું રૂખ એવી રીતે બદલ્યું છે કે, દરેક વ્યક્તિ પોતાના ફરજોની કાળજી રાખે અને પોતાના અધિકારો બાબતે ક્ષમા અને દરગુજરથી કામ લે. જો કુર્આનના આ શિક્ષણ ઉપર દુનિયામાં અમલ થવા લાગે તો ઘરો અને કુટુંબોમાં, બલકે દેશો અને સરકારોમાં મોટા ભાગના સંઘર્ષો આપોઆપ સમાપ્ત થઈ જાય.

**પુરૂષો અને સ્ત્રીઓના દરજ્જામાં તફાવત દુનિયાના વ્યવહારોના સંદર્ભમાં છે, આખિરતમાં તેની કોઈ અસર નથી :**

દુનિયાની વ્યવસ્થાઓમાં અને મનુષ્યના સ્વભાવમાં તથા પોતે નારીજાતિના લાભનો તકાદો એ હતો કે, પુરૂષોને સ્ત્રીઓ ઉપર એક પ્રકારનું આધિપત્ય આપી તેમની દેખરેખની જવાબદારી સોંપવામાં આવે, બલકે, પુરૂષો

ઉપર આ જવાબદારી જરૂરી કરવામાં આવે. એનો જ ઉલ્લેખ આ આયત اَلرِّجَالُ قَوّٰامُوْنَ عَلَى النِّسَآءِ (પુરુષો સ્ત્રીઓના સરદાર છે. –સૂરહ : ૪, આયત : ૩૪)માં થયો છે, પરંતુ તેનો અર્થ એ નથી કે, બધા પુરૂષોએ બધી સ્ત્રીઓ કરતાં શ્રેષ્ઠ હોવું જરૂરી છે. કારણ કે, શ્રેષ્ઠતાનો બધો જ આધાર ઈમાન અને સદ્કાર્યો ઉપર આધારિત છે. શ્રેષ્ઠતાના દરજ્જાઓની પ્રગતિ કે અધોગતિ ઈમાનના દરજ્જાઓ પર અવલંબિત હોય છે. એટલા માટે આખિરતના સંદર્ભમાં એ જરૂરી નથી કે, પુરૂષોનો જ મરતબો સ્ત્રીઓ કરતા ઊંચો રહે. આ આયતના ખુલાસા પ્રમાણે તથા રિવાયતોથી જાણ થાય છે કે, અમુક સ્ત્રીઓ અલ્લાહની ઈબાદત અને ફરમાંબરદારીમાં ઘણા પુરૂષો કરતાં આગળ વધી જશે અને તેમના દરજ્જાઓ પુરૂષો કરતાં પણ વધી જશે.

કુર્આન શરીફમાં શરીઅતના હુકમો અને અમલોનો સારો બદલો, શિક્ષા, સવાબ અને અઝાબના વર્ણનમાં જો કે, કુર્આનના ખુલાસા પ્રમાણે સ્ત્રીઓ અને પુરૂષો બિલકુલ બરાબર છે અને જે હુકમોમાં અમુક તફાવત છે તેની આગવી છણાવટ કરી સ્પષ્ટ હુકમ સાથે વર્ણન કરવામાં આવ્યું છે. પરંતુ મોટે ભાગે સંબોધન પુરૂષોને કરવામાં આવે છે અને પુરૂષવાચક સર્વનામનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આ બાબત કુર્આન શરીફ સાથે ખાસ નથી. સામાન્ય રીતે સરકારોના કાયદાઓ લખતી વખતે પણ પુરૂષવાચક સર્વનામનો જ ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે કે કાયદો પુરૂષ અને સ્ત્રી બંનેને સમાન રીતે લાગુ પડતો હોય છે, તેનું એક કારણ એ છે કે, કુર્આને ઉપરોક્ત આયતમાં એવો તફાવત વર્ણવ્યો છે કે, પુરૂષોને સ્ત્રીઓ ઉપર એક હૈસિયતથી વધુ અધિકારો આપવામાં આવ્યા છે.

બીજી વાત કદાચ એ પણ હોય કે, સ્ત્રીઓનો ઉલ્લેખ કરવા માટે તેમને સંબોધન ન કરવું વધારે યોગ્ય છે. એક ઘટના એમ પણ બની છે કે, કુર્આન શરીફમાં અનેક જગ્યાએ પુરૂષોની જેમ સ્ત્રીઓનું વર્ણન કરવામાં આવ્યું ન હોવાથી ઉમ્મુલ મુઅમિનીન હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ રસૂલે કરીમ ﷺ સામે આ બાબત દર્શાવી, તો સૂરએ અહઝાબની આ આયત નાઝિલ થઈ اِنَّ الْمُسْلِمِيْنَ وَالْمُسْلِمٰتِ وَالْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ وَالْقٰنِتِيْنَ وَالْقٰنِتٰتِ.... (બેશક ! મુસ્લિમ પુરુષો અને મુસ્લિમ સ્ત્રીઓ, મો'મિન પુરુષો અને મો'મિન સ્ત્રીઓ,

આજ્ઞાપાલક પુરુષો અને આજ્ઞાપાલક સ્ત્રીઓ...) જેમાં પુરૂષોની સાથે સાથે સ્ત્રીઓનું આગવું વર્ણન સ્પષ્ટ રીતે કરવામાં આવ્યું કે, ઈબાદત અને આજ્ઞાપાલનમાં નિપૂણતાના કારણે અલ્લાહ તઆલાની નિકટતામાં, રાજીપામાં અને જન્નતમાં ઔરતોના દરજ્જાઓ પુરૂષો કરતાં ઓછા નથી. (આ રિવાયત નસાઈ, મુસ્નદે અહમદ અને તફસીરે ઈબ્ને જરીરમાં ખુલાસાવાર વર્ણન થઈ છે.)

તફસીરે ઈબ્ને કષીરની એક રિવાયતમાં છે કે, અમુક મુસલમાન સ્ત્રીઓએ રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ પાસે આવીને કહ્યું કે, "કુર્આને કરીમમાં અનેક ઠેકાણે પુરૂષોનું વર્ણન છે, સ્ત્રીઓમાં પણ પવિત્ર પત્નીઓનું આગવું વર્ણન છે, પરંતુ સામાન્ય મુસલમાન સ્ત્રીઓનો ઉલ્લેખ નથી થયો," આ સંદર્ભમાં ઉપરોક્ત આયત નાઝિલ થઈ.

**ખુલાસો :**

વાત એમ છે કે દુનિયવી વ્યવસ્થામાં સ્ત્રીઓ ઉપર પુરૂષોનો અધિકાર અને આધિપત્ય સ્ત્રીઓના જ લાભમાં છે અને તેમની સુરક્ષા માટે જરૂરી છે. સારા–નરસા, ભલા તથા બુરા કૃત્યોની શિક્ષા અને સવાબના સંદર્ભમાં તથા આખિરતની રૂએ સ્ત્રી–પુરુષમાં કોઈ તફાવત નથી.

કુર્આન શરીફમાં એક બીજી જગ્યાએ આ જ વિષયનો ખુલાસો કરી વધુ પ્રકાશ પાડવામાં આવ્યો છે.

مَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً،

*"જે પુરુષ–સ્ત્રીઓ સદ્‌કાર્યો કરે અને તેઓ મો'મિન પણ હોય, તો અમે તેમને પવિત્ર જિંદગી અર્પણ કરીએ છીએ." (સૂરહ : ૧૬, આયત : ૯૭)*

આ ખુલાસા પછી આયતના શબ્દો પર વિચાર કરો وَلَهُنَّ مِثْلُ الَّذِىْ عَلَيْهِنَّ، "તેમના અધિકારો પુરુષોના માથે છે, જે રીતે કે પુરૂષોના અધિકારો તેમના માથે છે." તેમાં સ્ત્રીઓના હકોનું વર્ણન પુરૂષોના હકોના વર્ણન કરતાં પહેલાં કરવામાં આવ્યું, જેનું એક કારણ તો એ છે કે, પુરૂષ તો પોતાની શક્તિ અને અલ્લાહે આપેલ હિંમત દ્વારા સ્ત્રી પાસેથી પોતાના અધિકારો મેળવી જ લે છે, પરંતુ ચિંતા સ્ત્રીઓના અધિકારોની કરવી જોઈએ કે, તેઓ સ્વાભાવિક રીતે પોતાના અધિકારો બળજબરીથી પ્રાપ્ત નથી કરી શકતી.

બીજો ઈશારો એમાં એ પણ છે કે, પુરુષોએ સ્ત્રીઓના હકો અદા કરવામાં

પહેલ કરવી જોઈએ અને અહીંયાં જે શબ્દ مِثْـلُ (એના જેવું) બંનેના અધિકારોની સમાનતાનો ઉલ્લેખ કરે છે, તેનો અર્થ એ નથી હોઈ શકતો કે, જે પ્રમાણેનું કામ પુરુષો કરે, સ્ત્રીઓ પણ તે જ પ્રમાણે કામ કરે અથવા તેનાથી વિપરીત; કારણ કે, પુરુષ અને સ્ત્રીઓમાં કામની અને જવાબદારીની વહેંચણી કુદરતી, પ્રાકૃતિક અને સ્વાભાવિક રીતે અલગ–અલગ છે. બલકે, કહેવાનો અર્થ એ છે કે, બંને માટે પરસ્પર એકબીજા પ્રત્યેની ફરજો પૂરી કરવી વાજિબ છે અને તેમાં સુસ્તી, આળસ કે જાણીબૂજીને હકો પર તરાપ મારવાની સજા પણ બંનેને સરખી રીતે થશે.

અત્રે એક વાત ઉપર ધ્યાન આપવું યોગ્ય છે કે, કુર્આન શરીફના એક ટૂંકા વાક્યમાં અધિકારો વિશેના એક મહાન વિષયને કેટલી સુંદર રીતે આવરી લેવામાં આવ્યો છે ! *(બહરે મુહીત)*

આ વાક્યના અંતમાં એક શબ્દ بِـــالْـمَـعْـرُوْفِ (ન્યાયપૂર્ણ, કાયદેસરનું વ્યવહારૂં) વધારીને પરસ્પર ઊભા થનારા ઝઘડાઓ અને વાદ–વિવાદો ઉપર પૂર્ણવિરામ મૂકી દેવામાં આવ્યું કે, હકોને ન્યાયપૂર્ણ અને નિયમ અનુસાર વ્યવહારૂ રીતે પૂર્ણ કરવા પડશે. કારણ કે, કાયદેસર રીતે હકો અદા કરવામાં કોઈ બાબત શરઈ રીતે પણ હરામ કે પ્રતિબંધિત ન હોય અને સામાન્ય માનવસ્વભાવની રૂએ પણ અનિચ્છનીય ન હોય, તેમાં કોઈ બળજબરી કે અત્યાચાર પણ ન હોય તે જરૂરી છે. પતિ–પત્નીના પરસ્પર એકબીજાના હકોનો અર્થ એકબીજાને તકલીફથી બચાવવા માટે ફક્ત ઉપરછલ્લો દેખાવ કરવા પૂરતો નથી. બલકે, સામાન્ય રીતે આ બાબતમાં એવું જોવામાં આવશે કે તેઓ પરસ્પર એકબીજાને તકલીફ અથવા નુકસાન પહોંચાડવાની વૃત્તિથી બિલકુલ દૂર રહે અને નાજાઈઝ તથા અન્ય પ્રતિબંધિત સ્વરૂપોનો ઉપયોગ ન કરે કે, જેનાથી પરસ્પર એકબીજાને નુકસાન થાય અથવા દિલને ઠેસ પહોંચે. દા.ત. એકબીજા પ્રત્યે બિલકુલ "બેરૂખી" અપનાવવી, એટલે કે હકો તો અદા કરે છે, પરંતુ દિલમાં એ ભાવના અને ઉમળકો નથી, જે પતિ–પત્નીના સંબંધમાં હોવો જોઈએ અથવા તો તેના કૃત્યો અને વ્યવહારથી એવું લાગે કે, જાણે પરસ્પર કોઈ સંબંધ જ નથી. આ બધી બાબતો કાયદાના વર્તુળમાં તો નથી આવી શકતી, પરંતુ અલ્લાહે بِالْمَعْرُوْفِ (બિલ્મઅ્રૂફ)ના શબ્દનો ઉપયોગ કરીને આ બાબતોને પણ સ્ત્રી–પુરુષના પરસ્પરના સંબંધોના વર્તુળમાં સમાવી લીધી, ત્યાર પછી ફરમાવ્યું وَلِـــلـرِّجَـــالِ

عَلَيْهِنَّ دَرَجَةٌ જેનો પ્રખ્યાત અર્થ અને મફહૂમ (સામાન્ય રીતે સમજવામાં આવતો અર્થ) એ છે કે, પરસ્પર બંનેના અધિકારો સરખા હોવા છતાં અલ્લાહ તઆલાએ પુરુષોને સ્ત્રીઓ ઉપર એક દરજ્જો વધારે અધિકાર અને આધિપત્ય અર્પણ કર્યું છે અને એમાં અલ્લાહની ઘણી મોટી હિકમત રહેલી છે. આ આયતના છેલ્લા શબ્દો وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ (અલ્લાહ પ્રચંડ શક્તિશાળી અને હિકમતવાળો છે) દ્વારા એ હિકમત વર્ણન કરવામાં આવી છે. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) આ વાક્યનો અર્થ એ પણ વર્ણવે છે કે, "અલ્લાહ તઆલાએ સ્ત્રીઓ કરતાં પુરુષોને વધારે દરજ્જો આપ્યો છે એટલા માટે પુરુષોએ વધારે ધીરજથી કામ લેવું જોઈએ અને જો સ્ત્રી તરફે હકોની અદાયગીમાં કોઈ ઊણપ રહી જાય તો પણ પુરુષોના દરજ્જાની રૂએ તેમની ફરજ એ છે કે, તે તેને સહન કરે, ધીરજથી કામ લે અને સ્ત્રીઓ પ્રત્યેની ફરજો પૂર્ણ કરવામાં આળસ કે ઊણપ ન રાખે."

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૨૯-૨૩૦)

اَلطَّلَاقُ مَرَّتٰنِ ۪ فَاِمْسَاكٌۢ بِمَعْرُوْفٍ اَوْ تَسْرِيْحٌۢ بِاِحْسَانٍ ؕ وَلَا يَحِلُّ
لَكُمْ اَنْ تَاْخُذُوْا مِمَّاۤ اٰتَيْتُمُوْهُنَّ شَيْـًٔا اِلَّاۤ اَنْ يَّخَافَاۤ اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ فَاِنْ خِفْتُمْ
اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ۙ فَلَا جُنَاحَ عَلَيْهِمَا فِيْمَا افْتَدَتْ بِهٖ ؕ تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا
تَعْتَدُوْهَا ۚ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿۲۲۹﴾ فَاِنْ طَلَّقَهَا فَلَا
تَحِلُّ لَهٗ مِنْۢ بَعْدُ حَتّٰى تَنْكِحَ زَوْجًا غَيْرَهٗ ؕ فَاِنْ طَلَّقَهَا فَلَا جُنَاحَ عَلَيْهِمَاۤ اَنْ يَّتَرَاجَعَاۤ
اِنْ ظَنَّاۤ اَنْ يُّقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ يُبَيِّنُهَا لِقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿۲۳۰﴾

## તરજુમો :

*તલાક (રજઈ) બે વખતે છે પછી નિયમ પ્રમાણે (પત્નીને) રોકી લેવી અથવા તો ભલાઈપૂર્વક છોડી દેવી (જોઈએ); અને તમારા માટે એ હલાલ નથી કે તમે જે કંઈ એમને આપ્યું હોય તે પાછું લઈ લો; પરંતુ તે બંનેને એવો*

*ભય હોય કે અલ્લાહની મર્યાદાઓ (હુકમો)નું પાલન નહિ કરી શકીએ, પછી જો તેમને ભય હોય કે અલ્લાહની મર્યાદામાં નહિ રહી શકે, તો એમાં પત્ની બદલો (ફિદીયો) આપીને પોતાની જાતને છોડાવી લે તો બંને ઉપર કોઈ ગુનોહ નથી; આ અલ્લાહની (નક્કી કરેલી) હદો છે; બસ, તેની આગળ ન વધો અને જે કોઈ અલ્લાહની હદોથી આગળ વધશે (ઉલ્લંઘન કરશે) તો તેઓ જ અત્યાચારી છે. (૨૨૯) પછી જો તેને (ત્રીજીવાર) તલાક આપી દીધી ત્યારબાદ તેના માટે (તે સ્ત્રી) હલાલ નથી જ્યાં સુધી કે તેના સિવાય કોઈ (બીજા) પતિ સાથે નિકાહ ન કરી લે, પછી જો તે (બીજો પતિ પણ) તેને તલાક આપી દે તો (પરસ્પર પ્રથમ પતિ-પત્નીને એકબીજા સાથે) મેળાપ (કરી પુનઃલગ્ન) કરવામાં બંને ઉપર કોઈ ગુનોહ નથી જો તેમને એમ લાગતું હોય કે તેઓ અલ્લાહની હદોનું પાલન કરી શકશે, અને આ અલ્લાહની હદોમાંથી છે, જેને તે જાણનારાઓ માટે વર્ણન કરે છે. (૨૩૦)*

## તફસીર :

તલાક બે વખતે છે ત્યારબાદ (બે વખતે તલાક આપ્યા પછી બે અધિકારો બાકી રહે છે) ઈચ્છે તો સંબંધો પુનઃ સ્થાપિત કરી પત્નીને કાયદેસર રીતે રાખી લે (અને) ઈચ્છે તો (સંબંધો યથાવત્ ન કરીને ઈદ્દત પૂરી થવા દે અને એ જ પ્રમાણે) ભલાઈપૂર્વક તેમને છોડી દે અને તમારા માટે એ હલાલ નથી કે તમે જે કંઈ એમને આપ્યું હોય તે પાછું લઈ લો; પરંતુ તે બંનેને એવો ભય હોય કે અલ્લાહની મર્યાદાઓનું પાલન નહિ કરી શકીએ, પછી જો તેમને ભય હોય કે અલ્લાહની મર્યાદામાં નહિ રહી શકે, તો પત્નિ તેનો બદલો (ફિદીયો) આપીને પોતાની જાતને છોડાવી લે તો બંને પર કોઈ ગુનોહ નથી; આ અલ્લાહની (નક્કી કરેલી) હદો (મર્યાદાઓ) છે; બસ, તેની આગળ ન વધો અને જે અલ્લાહની હદોથી આગળ વધશે (ઉલ્લંઘન કરશે) તો તેઓ જ અત્યાચારી છે. બસ, જો તેને (ત્રીજીવાર) તલાક આપી દીધી ત્યારબાદ તેના માટે (તે સ્ત્રી) હલાલ નથી જ્યાં સુધી કે તેના સિવાય કોઈ (અન્ય) પતિ સાથે (ઈદ્દત પૂરી કર્યા પછી) નિકાહ કરી લે (અને પતિ-પત્ની વચ્ચેના હોવા જોઈતા બધા જ સંબંધો સંભોગ સહિત સ્થાપિત કરી લે), પછી જો તે તેને તલાક આપી દે તો (પ્રથમ પતિ) તેનાથી સંબંધો યથાવત્ કરી લે (ઈદ્દત પૂરી કર્યા પછી નિકાહ કરી લે) એવી શરતે કે તેમને એમ લાગતું

હોય કે તેઓ અલ્લાહની હદોનું પાલન કરી શકશે, તો (પુનઃલગ્ન કરવામાં) બંને ઉપર કોઈ ગુનોહ નથી અને આ અલ્લાહની હદો (મર્યાદાઓ)માંથી છે, જેને તે જાણનારાઓ માટે સ્પષ્ટ કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

તલાક અને નિકાહના હુકમો આખા કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ આવ્યા છે, પરંતુ આ અમુક આયતો જે અત્રે ઉપસ્થિત છે તલાકના વિષયમાં અગત્યના હુકમો અને નિયમોની હૈસિયત ધરાવે છે. તેને સમજવા માટે પ્રથમ નિકાહના શરઈ સ્વરૂપને જાણવું જરૂરી છે.

## નિકાહ અને તલાકનું શરઈ સ્વરૂપ અને વિવેકપૂર્ણ સમજદારીપૂર્વકની કૌટુંબિક વ્યવસ્થા :

નિકાહનું એક સ્વરૂપ તો પરસ્પરના સંબંધ વિશે એક કરાર જેવું છે, જેવી રીતે કે કોઈ મહત્ત્વની લેવડ–દેવડમાં થાય છે અને બીજું એક સ્વરૂપ સુન્નત અને ઈબાદતનું છે, આ સ્વરૂપ ઉપર સમગ્ર ઉમ્મતની સહમતિ છે કે, નિકાહ સામાન્ય લેવડ–દેવડના કરાર કરતાં શ્રેષ્ઠ અને ઉપરવટ આગવું અને શરઈ રૂએ ઈબાદત અને સુન્નતનું સ્વરૂપ ધરાવે છે, એટલા માટે નિકાહ વિશે અમુક એવી શરતો જરૂરી છે જે સામાન્ય લેવડ–દેવડની બાબતમાં હોતી નથી અને એ શરતો બાબતે સમગ્ર ઉમ્મત સહમત છે. પ્રથમ એ કે, દરેક સ્ત્રી અને દરેક પુરુષની નિકાહ શરઈ શરતો પૂરી કર્યા વિના નથી થઈ શકતી. બીજું, દુનિયાના બધા જ વ્યવહારો અને કરારો નક્કી કરવા અને સંપૂર્ણ થવા માટે કોઈ ગવાહી અથવા સાક્ષીની ત્યારે જ જરૂર પડે છે, જ્યારે બંને પક્ષે કોઈ વિવાદ ઉભો થાય, પરંતુ નિકાહ એવી બાબત નથી. નિકાહ પૂર્ણ થવા માટે ગવાહો અને સાક્ષીઓ સામે હોવા જરૂરી શરત છે, જો પુરુષ અને સ્ત્રી પરસ્પર કોઈ ગવાહોની હાજરી વિના નિકાહ કરી લે અને આખા જીવન દરમિયાન તેમના વચ્ચે ક્યારેય કોઈ વિવાદ કે વિરોધ પણ ઉપસ્થિત ન થાય, તો પણ ગવાહો સામે ન હોવાના કારણે તેમની અનુપસ્થિતિમાં કરેલા નિકાહ શરઈ રૂએ બાતિલ અને અમાન્ય છે. સુન્નત તરીકો એ છે કે, નિકાહની જાહેરાત કરવામાં આવે, એવી જ રીતે બીજી ઘણી બધી શરતો અને અદબો છે, જે નિકાહના અનુસંધાને જરૂરી અથવા સુન્નત છે.

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને ઘણા બીજા ઈમામોના મતે તો

નિકાહ કરાર અને પરસ્પરના સંબંધથી વધુ ઈબાદત અને સુન્નત છે, કુર્આન તથા સુન્નત પણ એ બાબતની ગવાહી આપે છે. નિકાહની વાસ્તવિકતા જાણ્યા પછી તલાકને સમજવી, તલાકનો હેતુ, નિકાહના સંબંધો, લેવડ–દેવડ અને નિકાહના કરારને ખતમ કરવો વગેરે માટે શરીઅતે ઈસ્લામે તેને અન્ય લેવડ–દેવડ અને કરારો સમાપ્ત કરવાના સ્વરૂપો કરતાં એક આગવું સ્વરૂપ આપ્યું છે તથા તેના આગવા કાયદાઓ અને શરતો નક્કી કરી છે. કારણ કે નિકાહ એ અન્ય લેવડ–દેવડ અને કરારો કરતાં અતિમહત્ત્વનો પવિત્ર સંબંધ છે જેને ઈબાદત સમજવામાં આવે છે. એટલે તેને અન્ય લેવડ–દેવડ જેમ સ્વતંત્ર નથી રાખ્યું કે, જ્યારે ચાહે અને જેનાથી ચાહે લેવડ–દેવડ કરી શકે અથવા લેવડ–દેવડ ફોક કરી શકે. એકની સાથે લેવડ–દેવડ ફોક કરી બીજા સાથે કરે, પરંતુ નિકાહ માટે એક વિશિષ્ટ, વિવેકપૂર્ણ અને સમજદારીપૂર્વકનો નિયમ બનાવવામાં આવ્યો છે, જેનું વર્ણન પ્રસ્તુત આયતમાં કરવામાં આવ્યું છે.

ઈસ્લામના શિક્ષણનું અસલી પાસું એ છે કે, નિકાહનો સંબંધ અને કરાર સંપૂર્ણ જીવન માટે હોય છે, આ કરારને ખતમ કરવાની ક્યારેય નોબત જ ન આવવી જોઈએ. કારણ કે આ સંબંધના અંત લાવવાનો પ્રભાવ ફક્ત બંને પક્ષો ઉપર જ નથી પડતો, પરંતુ ઔલાદ અને આવનારી પેઢીઓની તબાહી–બરબાદી સુધી વાત પહોંચે છે અને અમુક સમયે તો કુટુંબોમાં લડાઈ–ઝઘડા સુધીની નોબત આવી જાય છે, મતલબ કે, સમગ્ર સમાજ ખૂબ જ ખરાબ રીતે તેના દુષ્પ્રભાવોથી પ્રભાવિત થાય છે. એટલા માટે જે કારણો અને સબબો આ સંબંધને તોડવા માટેના હોઈ શકે છે, કુર્આન અને સુન્નતના શિક્ષણમાં તે બધા જ કારણોને માર્ગમાંથી હટાવવાની સંપૂર્ણ વ્યવસ્થા કરવામાં આવી છે. પતિ–પત્નીના પ્રત્યેક વ્યવહારોમાં દરેક પરિસ્થિતિમાં જે માર્ગદર્શન કુર્આન અને સુન્નતમાં ઉપસ્થિત છે, તેનો હેતુ એ જ છે કે, આ સંબંધ કાયમી ધોરણે વધુથી વધુ મજબૂત થતો ચાલ્યો જાય અને ક્યારેય તૂટવા ન પામે. પતિ–પત્ની વચ્ચે સંબંધોમાં કડવાશના સમયે પ્રથમ પરસ્પર સમજણથી કામ લેવામાં આવે, પછી તાકીદ અને ચેતવણીઓ આપવામાં આવે અને તે છતાં જો વાત વધતી ચાલે અને વણસતી જાય તો બંને કુટુંબોના અમુક સક્ષમ અને નેક નિય્યત લોકોને લવાદ તેમજ હકમ (ફૈસલ) બનાવી સંબંધો યથાવત્ કરવાના પ્રયત્નો કરવામાં આવે. આ આયતમાં

એ જ શિક્ષણ આપવામાં આવ્યું છે. حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا માં કુટુંબના જ માણસોને લવાદ બનાવવાનો હિકમતભર્યો હુકમ આપવામાં આવ્યો છે કે, જો કુટુંબનો મા'મલો કુટુંબમાં જ રહે તો વધુ સારૂં છે અને જો કુટુંબની બહાર આ વાત ચાલી જશે, તો દિલોમાં વધારે અદાવત અને વેર પૈદા થવાનો ભય રહેલો છે.

પરંતુ અમુક સમયે એવી પરિસ્થિતિ પણ સામે આવે છે કે, સુલેહ-સંપના બધા જ પ્રયત્નો નિષ્ફળ થઈ જાય છે અને નિકાહના ઈચ્છિત બધા જ સારા પરિણામો પ્રાપ્ત કરવાના બદલે બંને પક્ષોનું સાથે રહેવું એક અઝાબ બની જાય છે, એવી પરિસ્થિતિમાં બંને પક્ષે આ નિકાહના સંબંધનો અંત લાવવો જ પરસ્પર બંને માટે શાંતિ અને સલામતીનો અંતિમ માર્ગ બાકી રહે છે. માટે એવા સમયે ઈસ્લામની શરીઅતે અમુક બીજા ધર્મોની જેમ એવું નથી કર્યું કે, લગ્ન સંબંધ તો અતૂટ જ રહેવો જોઈએ, બલકે ઈસ્લામી શરીઅતે તલાક દ્વારા નિકાહ ફોક કરવાનો અને પતિ-પત્નીના લગ્નજીવનનો અંત લાવવાનો કાયદો બનાવ્યો છે. તલાકનો અધિકાર ફક્ત પુરૂષોને આપવામાં આવ્યો છે, કારણ કે, પુરુષોમાં સ્વાભાવગત સહનશીલતા, વિવેકબુદ્ધિ તથા સમજદારી વધારે હોય છે અને ભાવનાઓમાં વહી જઈ જેમ-તેમ ખોટો નિર્ણય લેતા નથી. સ્ત્રીઓના હાથમાં આ અધિકાર એટલા માટે આપવામાં આવ્યો નથી કે, કોઈ પ્રસંગે લાગણીશીલતા સ્ત્રીઓના અસ્તિત્વ ઉપર છવાય જાય છે અને લાગણીના પ્રવાહમાં વહી જઈ સ્ત્રી ખોટો નિર્ણય લઈ લે, તો તે લગ્નવિચ્છેદનું કારણ બની શકે છે, કારણ કે, સ્ત્રી જન્મજાત સ્વભાવે પુરૂષો કરતાં વધારે લાગણીશીલ અને ભાવુક હોય છે.

પરંતુ ઈસ્લામમાં ઔરતને પણ લગ્નવિચ્છેદના અધિકારથી બિલકુલ વંચિત કરવામાં આવી નથી. પતિના અત્યાચાર અને જુલમોને સહન કરવા માટે તેને આ હકથી વંચિત કરીને મજબૂર કરવામાં આવી નથી. બલકે, ઈસ્લામિક શાસન વ્યવસ્થાની શરઈ કોર્ટમાં પોતાનો મા'મલો રજૂ કરી પોતાની શિકાયતના પુરાવા આપે તો સ્ત્રી પણ લગ્નવિચ્છેદ કરાવી શકે છે અને તલાક મેળવી શકે છે. પતિને તલાક આપવાનો સ્વતંત્ર અધિકાર તો આપી દીધો છે, પરંતુ એવું કહેવામાં આવ્યું છે કે, આ અધિકારનો ઉપયોગ કરવો અલ્લાહ નજીક સૌથી વધુ અપ્રિય બાબત છે અને ફક્ત મજબૂરીની હાલતમાં એક અંતિમ ઉપાય તરીકે જ તલાક આપવી જોઈએ. હદીષ શરીફમાં આવ્યું છે કે,

اَبْغَضُ الْحَلَالِ اِلَى اللّٰهِ الطَّلَاقُ،

*"હલાલ વસ્તુઓમાં સૌથી વધુ અપ્રિય અને નાપસંદ વસ્તુ અલ્લાહ નજીક તલાક છે."*

બીજી મર્યાદા એ બાંધવામાં આવી કે, ગુસ્સાની હાલતમાં અથવા કોઈ સમયે કોઈ અપ્રિય ઘટના અથવા લડાઈ–ઝઘડા સમયે અચાનક આ અધિકારનો ઉપયોગ બિલકુલ કરવામાં ન આવે અને આ જ હિકમત અનુસંધાને માસિકધર્મ સમયે તલાક આપવાની મનાઈ ફરમાવવામાં આવી છે. અને પાકીની હાલતમાં પણ જે પાકીમાં સંભોગ થઈ ચૂક્યો હોય તેમાં પણ એ કારણે તલાક આપવાની મનાઈ ફરમાવવામાં આવી કે, શક્ય છે, એ સહશયનના થકી ગર્ભાધાનના કારણે સ્ત્રીની ઈદ્દત લંબાઈ જાય, જેનાથી તેને તકલીફ થઈ શકે છે. એટલા માટે આવી બાબતો માટે કુર્આન શરીફમાં ઈરશાદ છે, وَطَلِّقُوْهُنَّ لِعِدَّتِهِنَّ તલાક આપવી હોય તો એવા સમયે આપો, જેમાં સ્ત્રીની ઈદ્દત બિનજરૂરી લંબાઈ ન જાય. હૈઝ (માસિક ધર્મ)ની હાલતમાં તલાક આપી તો તે હૈઝ ઈદ્દતમાં સામેલ નહિ થાય. ત્યારબાદ પાકીની હાલત અને તે પાકી પછીનું હૈઝ ઈદ્દતમાં સામેલ થશે અને જે પાકીની હાલતમાં સ્ત્રીસંગ થઈ ચૂક્યો હોય તો એમાં સંભવ છે કે, ગર્ભ રહી ગયો હોય તો ઈદ્દત બાળકના જન્મ સુધી લંબાઈ શકે છે. તલાક આપવામાં હૈઝ પછી તરતની પાકી અને સ્ત્રી સહવાસ પહેલાંનો સમય રાખવાની હિકમત એ છે કે, આ રાહ જોવાના સમયમાં શક્ય છે કે, પતિનો ગુસ્સો ઠંડો પડી જાય અને મા'ફી–સાફી થઈ જાય અને તલાકનો ઈરાદો જ ખતમ થઈ જાય !

ત્રીજી પાબંદી એ લગાવવામાં આવી કે, લગ્નવિચ્છેદ કરવા પતિ–પત્નીના લગ્નસંબંધોનો અંત લાવવાનું સ્વરૂપ એવું રાખવામાં આવ્યું નથી કે, જે રીતે સામાન્ય ખરીદ–વેચાણના મા'મલામાં અથવા કરારોમાં રાખવામાં આવે છે કે, એક વખતે કરાર રદ કરી દીધો તો તે જ સમયે તે જ મિનિટે બંને પક્ષો સ્વતંત્ર થઈ ગયા અને મા'મલો બિલકુલ સમાપ્ત થઈ ગયો અને દરેકને અધિકાર મળી ગયો કે અન્યો સાથે કરાર કરી શકે છે, પરંતુ નિકાહ અનુસંધાને લગ્નવિચ્છેદ કરવા માટે ત્રણ દરજ્જાઓ અને તબક્કાઓ ત્રણ તલાકોના સ્વરૂપમાં રાખવામાં આવ્યા છે. પછી તેના ઉપર ઈદ્દતની પાબંદી લગાવી કે,

ઈદ્દત પૂરી થવા સુધી નિકાહના મા'મલાની ઘણી અસરો બાકી રહેશે. ઔરત બીજા નિકાહ માટે તાત્કાલિક હલાલ નહિ થાય અને પુરૂષ ઉપર પણ અમુક પ્રકારની પાબંદીઓ (જવાબદારીઓ) અને શરતો બાકી રહે છે.

ચોથી શરત એ લગાવવામાં આવી કે, જો ચોખ્ખા અને સ્પષ્ટ શબ્દોમાં એક અથવા બે વખતે તલાક આપવામાં આવી છે, તો નિકાહ તાત્કાલિક અસરથી નહિ તૂટે, બલકે પતિ-પત્નીનો આ સંબંધ ઈદ્દત પૂરી થતાં સુધી કાયમ રહેશે અને ઈદ્દત દરમિયાન જો પતિ પોતાની તલાકથી "રુજૂઅ્" (પતિ પોતાની પત્નીને કહે, હું તારાથી રુજૂઅ્ કરું છું) કરી લગ્નસંબંધ યથાવત કરવા ઈચ્છે તો તેમ કરી શકે છે.

પરંતુ આ "રુજૂઅ્" કરવાનો અધિકાર ફક્ત એક અથવા બે તલાક (ઈદ્દત) સુધી જ મર્યાદિત રાખવામાં આવ્યો છે, જેથી કોઈ જાલિમ પતિ એવું ન કરી શકે કે, હંમેશા તલાક આપતો રહે પછી "રુજૂઅ્" કરીને પત્નીને પોતાની કેદમાં રાખે. એટલા માટે એવો હુકમ આપવામાં આવ્યો કે, જો કોઈએ ત્રીજી તલાક પણ આપી દીધી તો હવે તેને "રુજૂઅ્" કરવાનો પણ અધિકાર નથી. બલકે, જો બંને રાજી થઈને પરસ્પર બીજા વખતે નિકાહ કરવા ઈચ્છે તો માત્ર એક જ પરિસ્થિતિ અને સ્વરૂપ બાકી રહે છે કે, જેનું વર્ણન હવે પછી આગળ આવશે તેમાં જ તે શક્ય બની શકે છે. નહિતર આ પરિસ્થિતિ સિવાય ફરી નિકાહ કરવા પણ હલાલ નથી.

પ્રસ્તુત આયતોમાં તલાકની વ્યવસ્થાના અગત્યના હુકમોનું વર્ણન છે, હવે તે આયતોના શબ્દો ઉપર વિવરણ કરીએ. પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اَلطَّلَاقُ مَرَّتَانِ "તલાક બે જ વખતે છે" પછી તે બંને સમયની તલાકોમાં એટલી છૂટછાટ રાખવામાં આવી કે, તેનાથી નિકાહ સંબંધોનો બિલકુલ અંત આવી જતો નથી. બલકે, ઈદ્દત પૂરી થતાં સુધી પુરુષને પોતાની પત્ની સાથે સંબંધો યથાવત્ (રુજૂઅ્) કરવાનો અધિકાર રહે છે અને તે પત્નીને પોતાના નિકાહમાં રાખી શકે છે. પછી જો તે "રુજૂઅ્" ન કરે અને ઈદ્દત પૂરી થવા દે, તો ઈદ્દત પૂરી થઈ જવાથી લગ્નસંબંધનો અંત આવી જશે. આ વિષયને આ શબ્દોમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો, "અથવા તો શરીઅતના કાયદા પ્રમાણે "રુજૂઅ્" કરી પત્નીને પોતાના નિકાહમાં યથાવત્ રાખે અથવા તો સારો વર્તાવ કરી તેની સાથે

ભલાઈ કરી ઈદ્દત પૂરી કરી તેને સ્વતંત્ર (આઝાદ) કરી દે (નિકાહના બંધનમાંથી મુક્ત કરી દે.)''

હજુ ત્રીજી તલાકનું વર્ણન થયું નથી. વચ્ચે બીજા એક મસ્અલાનું વર્ણન કર્યું કે, જે આવી પરિસ્થિતિમાં મોટે ભાગે ચર્ચામાં આવે છે અને તે એ છે કે, અમુક જાલિમ પતિ પોતાની પત્નીને રાખવા નથી ચાહતો અને ન જ તેના હકો પૂરા કરવાની ફિકર કરે છે અને ન તો તેને તલાક આપે છે. પત્ની તંગ આવી જાય છે. આવા સમયે પત્નીની મજબૂરીનો લાભ ઉઠાવીને તલાક આપવા માટે તેનો પતિ અમુક રૂપિયા-પૈસા અથવા તો મહરની મા'ફી વગેરેની માંગણી કરે છે. કુર્આન શરીફે આ બાબતને હરામ કરી છે. ઈરશાદ ફરમાવ્યું, وَلَا يَحِلُّ لَكُمْ اَنْ تَأْخُذُوْا مِمَّا اٰتَيْتُمُوْهُنَّ شَيْئًا એટલે કે ''તમારા માટે હલાલ નથી કે, તલાકના બદલામાં તેમને આપેલો માલ મહર વગેરે પરત લઈ લો.''

અલબત્ત એક સ્વરૂપ એનાથી અલગ પ્રકારનું રજૂ કર્યું કે, આવી પરિસ્થિતિમાં મહર મા'ફ કરવી જાઈઝ કરવામાં આવી છે અને તે સ્ત્રીનો અધિકાર છે કે, જો તે એવું ઈચ્છે કે મારાથી પતિના હકો અદા નહિ થઈ શકે અને હું તેની નિકાહમાં રહી શકું એમ નથી, તો આવી પરિસ્થિતિમાં મહર વગેરેની રકમ પાછી આપીને અથવા મા'ફ કરાવીને તેના બદલામાં તલાક લઈ લે તો તે જાઈઝ છે.

આ મસ્અલો વર્ણન કર્યા પછી ત્રીજી તલાકનું વર્ણન કર્યું અને ફરમાવ્યું, فَاِنْ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهٗ مِنْۢ بَعْدُ حَتّٰى تَنْكِحَ زَوْجًا غَيْرَهٗ જો કોઈ વ્યક્તિએ ત્રીજી તલાક પણ આપી દીધી, જે શરીઅતની રૂએ બિલકુલ અપ્રિય છે, તો હવે લગ્નસંબંધ (નિકાહ)નો બિલકુલ અંત આવી ગયો. હવે, તેમાં "રુજૂઅ્" કરવાનો કે લગ્નસંબંધ યથાવત્ કરવાનો કોઈ અધિકાર બાકી રહ્યો નથી અને પતિએ શરીઅતની મર્યાદાઓ વટાવી વિના કારણે ત્રીજી તલાક આપી દીધી તો હવે તેની સજા એ છે કે, હવે બંને રાજી હોય અને પરસ્પર નિકાહ કરવા ચાહે, તો પણ તેઓ નિકાહ નહિ કરી શકે. પરસ્પર ફરીવાર નિકાહ કરવાનું એકમાત્ર સ્વરૂપ એ હશે કે, આ સ્ત્રી તલાકની ઈદ્દત પૂરી કરી કોઈ અન્ય પુરૂષ સાથે નિકાહ કરે અને તેના નિકાહમાં રહી પત્ની તરીકેની બધી જ ફરજો અદા કરે અને તેની સાથે પત્ની તરીકે રહે અને જો યોગાનુયોગ અચાનક કોઈ કારણસર તે બીજા પતિએ પણ તેને

તલાક આપી દીધી અથવા મૃત્યુ પામ્યો, તો આવી પરિસ્થિતિમાં ઈદ્દત પૂરી કર્યા પછી પ્રથમ પતિ સાથે નિકાહ થઈ શકે છે અને આયતના છેલ્લા વાક્ય فَاِنْ طَلَّقَهَا فَلَا جُنَاحَ عَلَيْهِمَا اَنْ يَّتَرَاجَعَا નો અર્થ આ જ છે.

## ત્રણ તલાક અને તેના હુકમોની વિગત :

અહીંયાં કુર્આન શરીફની વર્ણનશૈલી ઉપર વિચાર કરવાથી એ વાત સ્પષ્ટ રીતે સામે આવી જાય છે કે, તલાક આપવાની વાસ્તવિક શરઈ રીત એ છે કે, વધુથી વધુ બે તલાકો સુધી પહોંચવામાં આવે, ત્રીજી તલાકની નોબત આવવા દેવી બરાબર નથી. આયતના શબ્દો اَلطَّلَاقُ مَرَّتَانِ પછી ત્રીજી તલાકનો શબ્દ اِنْ (ઈન) સાથે فَاِنْ طَلَّقَهَا ફરમાવ્યું છે, એ તરફ ઈશારો મૌજૂદ છે. નહિતર સીધી વ્યાખ્યા એ હતી કે اَلطَّلَاقُ ثَلٰثٌ કહેવામાં આવ્યું હોત, તેના બદલે વર્ણનશૈલી એવી અપનાવવામાં આવી, જેમાં સ્પષ્ટ રીતે ઈશારો એ છે કે, ત્રીજી તલાકના અવસર સુધી પહોંચવામાં ન આવે. એ જ કારણ છે કે, ઈમામ માલિક (રહ.) અને ઘણા ફુક્હાએ ત્રીજી તલાકની પરવાનગી જ નથી આપી અને તેને "તલાકે બિદ્અત" કહી છે અને અમુક ફુક્હાએ ત્રણ તલાકને ફક્ત એ શરત સાથે જાઈઝ ઠરાવી છે કે, અલગ–અલગ ત્રણ માસિકધર્મની પાકી (તહારત) પછી ત્રણ તલાકો આપવામાં આવે, તેને ફિક્હની વ્યાખ્યામાં "તલાકે સુન્નત"ના શબ્દથી ઓળખવામાં આવી છે, પરંતુ તેનો અર્થ એ નથી કે, આવી રીતે ત્રણ તલાકો આપવી સુન્નત અને પ્રિય બાબત છે. બલકે, "તલાકે બિદ્અત"ના મુકાબલામાં તેને "તલાકે સુન્નત" એ અર્થમાં કહેવામાં આવ્યું છે કે, આ સ્વરૂપ બિદ્અતમાં સામેલ નથી.

કુર્આન અને સુન્નતના ફરમાનો અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ના અમલોમાં તલાક વિશે અસંખ્ય ઘટનાઓની જે કંઈ પણ સાબિતી મળે છે, તેનો ખુલાસો એ છે કે, જ્યારે તલાક આપવા સિવાય કોઈ ઉપાય બાકી જ ન રહે તો તલાકની ઉત્તમ પદ્ધતિ એ છે કે, ફક્ત એક તલાક એક પાકી (એક તહારત લગભગ ચાલીસ દિવસ)માં આપે. હવે, આ એક તલાક આપીને છોડી દે. તલાકની ઈદ્દત પૂરી થતાં નિકાહનો સંબંધ આપોઆપ તૂટી જશે, તેને ફુક્હાએ "તલાકે અહસન" કહી છે અને સહાબા (રદિ.)એ આ જ તલાકને "તલાકની ઉત્તમ રીત" ગણાવી છે.

ઈબ્ને અબી શયબહ (રહ.)એ પોતાના મુસનફમાં હઝરત ઈબ્રાહીમ નખઈ (રહ.)થી નકલ કર્યું છે કે, "સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ) તલાક આપવામાં એ બાબત પસંદ કરતા હતા કે, ફક્ત એક તલાક આપીને છોડી દેવામાં આવતી અને તલાકની ઈદ્દત ત્રણ હેઝ (માસિક ધર્મ) પૂરા થઈ જવા દેતા, જેથી સ્ત્રી આઝાદ (લગ્નવિચ્છેદ થવાથી નિકાહના બંધનથી મુક્ત) થઈ જાય."

કુર્આન શરીફના ઉપરોક્ત શબ્દોથી એ બાબતની પરવાનગી મળે છે કે, બે તલાક સુધી આપવામાં આવે, પરંતુ مَرَّتَانِ (બે વખતે)ના શબ્દનો એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, બે તલાક, બે શબ્દો સાથે એકી સમયે આપવામાં ન આવે. બલકે, બે પાકી (તહારત) અલગ-અલગ હોય اَلطَّلَاقُ طَلَاقَانِ (બે તલાકોની છૂટ છે)થી પણ બે તલાકની પરવાનગી સાબિત થઈ શકતી નથી, પરંતુ مَرَّتَانِ એક ક્રમ અને પદ્ધતિ તરફ ઈશારો કરે છે, જેમાં લાભ એ થાય છે કે, બે તલાકો હોય તો અલગ-અલગ હોય. દા.ત. એવું સમજી લો કે, કોઈ વ્યક્તિ કોઈને બે રૂપિયા એક સાથે આપી દે, તેને બે વખતે અલગ-અલગ રૂપિયા આપવાનું નહિ કહેવાય. કુર્આનના શબ્દોમાં બે વખતે આપવાનો હેતુ એ છે કે, બે વખતે અલગ-અલગ પાકીમાં બે તલાકો આપવામાં આવે. *(રૂહુલ મઆની)*

અલબત્ત, બે તલાકો સુધી કુર્આન હકીમના શબ્દોથી સાબિત છે. એટલા માટે ઈમામો અને ફકીહોએ આ તલાકને તલાકે સુન્નતમાં દાખલ કરી છે અને તલાકની આવી પદ્ધતિ બિદ્અત નથી. ત્રીજી તલાક એ અત્યંત અપ્રિય હોવા વિશે ખુદ કુર્આનની શૈલીમાં સ્પષ્ટ ઈશારો જોવામાં આવે છે અને તે અપ્રિય હોવામાં કોઈનો પણ મતભેદ નથી.

આ હદીષમાં રસૂલે કરીમ ﷺનો એક ઈરશાદ ત્રીજી તલાકને મકરૂહ અને અપ્રિય હોવાનો ઈશારો કરે છે. ઈમામ નસાઈએ મહમૂદ બિન લબીદથી રિવાયત નકલ કરી છે.

**اُخْبِرَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمُ عَنْ رَجُلٍ طَلَّقَ اِمْرَاَتَهٗ ثَلَاثَ تَطْلِيْقَاتٍ جَمِيْعًا فَقَامَ غَضِبًا ثُمَّ قَالَ اَيُلْعَبُ بِكِتَابِ اللّٰهِ وَاَنَابَيْنَ اَظْهُرِكُمْ حَتّٰى قَامَ رَجُلٌ وَقَالَ يَارَسُوْلَ اللّٰهِ اَلَا اَقْتُلُهٗ** (نسائی کتاب الطلاق، ص ۹۸، ج ۲)

*"રસૂલે કરીમ ﷺને એક વ્યક્તિ વિશે ખબર આપવામાં આવી, જેણે પોતાની*

*પત્નીને એકસાથે ત્રણ તલાકો આપી હતી. આપ ﷺ ગુસ્સે થઈ ઊભા થઈ ગયા અને કહ્યું, શું અલ્લાહની કિતાબ સાથે રમત રમવામાં આવે છે ? હાલાં કે હું તમારી વચ્ચે મૌજૂદ છું. એટલામાં એક વ્યક્તિ ઊભો થઈ ગયો અને કહેવા લાગ્યો, હે અલ્લાહના રસૂલ ﷺ શું હું તેને કતલ કરી નાંખું ?"*

આ હદીષની સનદને હાફિઝ ઈબ્ને કય્યિમે મુસ્લિમની શરત પર સહીહ ઠરાવી છે. (ઝાદુલ મઆદ) અને "ઝોહરે નકી"માં અલ્લામા માવરડીએ આ હદીષની સનદને સહીહ કહી છે અને ઈબ્ને કષીરની સનદ "જય્યિદ ઈબ્ને હજર"થી મજબૂત રિવાયત નકલ થઈ છે.

આ જ કારણે ઈમામ માલિક (રહ.) અને બીજા અન્ય ફકીહ ઈમામોએ ત્રીજી તલાકને સદંતર નાજાઈઝ અને "તલાકે બિદ્અત" ઠરાવી છે. અન્ય ઈમામોએ ત્રણ પાકીની મુદતમાં ત્રણ તલાકો જો કે, "તલાકે સુન્નત"માં સામેલ કરીને ત્રીજી તલાકને "તલાકે બિદ્અત"માંથી બાકાત કરી છે, પરંતુ તે અપ્રિય અને નાપસંદ હોવા માટે તેમનો કોઈ મતભેદ નથી.

**ખુલાસો :**

આ છે શરીઅતે ઈસ્લામ ! જેણે તલાકના ત્રણ દરજ્જાઓ (તબક્કાઓ) ત્રણ તલાકોના સ્વરૂપમાં રાખ્યા છે, તેનો અર્થ કદાપિ એ નથી કે, આ ત્રણ દરજ્જાઓને વટાવવા આવશ્યક અને ઉત્તમ છે. બલકે, શરીઅતનો ઈરાદો એ છે કે, પ્રથમ તો તલાક પોતે એક અપ્રિય અને પસંદ ન કરવામાં આવેલ કૃત્ય છે. જો મજબૂરી અને લાચારીથી આ કદમ ઉઠાવવાની નોબત આવી જાય તો ઓછામાં ઓછો દરજ્જો એ છે કે, એક તલાકને પૂરતી ગણવામાં આવે. ઈદ્દત પસાર કર્યા પછી આ એક તલાક દ્વારા જ નિકાહ અને પતિ–પત્નીના લગ્નસંબંધોનો અંત આવી શકે છે અને તે પૂરતું છે. સ્ત્રી સ્વતંત્ર થઈ બીજા વ્યક્તિ સાથે તલાકની ઈદ્દત પૂરી કરી નિકાહ કરી શકે છે. તલાક આપવાની આ જ પદ્ધતિ સૌથી ઉત્તમ અને સારી છે. આ તરીકામાં હિકમત અને ફાયદો એ છે કે, સ્પષ્ટ શબ્દ "તલાક" કહીને એક તલાક આપવાના સ્વરૂપમાં બંને પક્ષે હજુપણ સુલેહ–સંપનો માર્ગ ખુલ્લો રહે છે અને ઈદ્દત પૂરી થતાં પહેલાં પહેલાં આ તલાકથી "રુજૂઅ્" કરી લગ્નસંબંધો વિના નિકાહે યથાવત્ કરી લઈ શકાય છે અને ઈદ્દત પૂરી થયા પછી પણ ભલે નિકાહ તૂટી ચૂકી હોય અને સ્ત્રી આઝાદ થઈ ગઈ હોય, પરંતુ હજુ પણ

એ સંભાવના બાકી રહે છે કે, જો બંનેમાં સુલેહ થઈ જાય અને પરસ્પર નિકાહ કરવા ઇચ્છે તો નિકાહ એ સ્થિતિમાં પણ થઈ શકે છે.

પરંતુ જો કોઈ વ્યક્તિ "તલાકે અહસન"ના તરીકા ઉપર અમલ ન કરે અને ઈદ્દત દરમિયાન વધુ એક તલાક સ્પષ્ટ અને ખુલ્લા શબ્દોમાં આપી દે તો તેણે નિકાહ વિચ્છેદ થવાના બે દરજ્જાઓ (તબક્કાઓ) પસાર કરી દીધા, જેની આવશ્યકતા ન હતી અને આવું કરવું શરીઅતમાં પસંદ કરવામાં આવ્યું નથી. પરંતુ અલબત્ત બે દરજ્જા પસાર થઈ જશે, જો કે, આ બે દરજ્જાઓ પૂર્ણ થયા સુધી વાત તો ત્યાંની ત્યાં જ રહેશે કે, ઈદ્દત દરમિયાન તેને સંબંધો યથાવત્ (રજૂઅત) કરવાનો અધિકાર બાકી રહે છે અને ઈદ્દત પૂરી થઈ ગયા પછી બંને પક્ષોની રાજીખુશીથી નિકાહ ફરીવાર કરી શકાય છે. તફાવત ફક્ત એટલો જ છે કે, બે તલાક સુધી પહોંચવામાં પતિએ પોતાના અધિકારની એક કડી વધારે તોડી નાંખી અને એવી સરહદમાં પહોંચી ગયો કે, જો હવે વધુ એક તલાક આપી દેશે તો મા'મલો કાયમ માટે સમાપ્ત થઈ જશે.

જે વ્યક્તિએ તલાકના બે દરજ્જાઓ પસાર કરી દીધા તેને આગળ ઉપર માર્ગદર્શન આપવામાં આવે છે فَإِمۡسَاكٌۢ بِمَعۡرُوفٍ اَوۡتَسۡرِيۡحٌۢ بِإِحۡسَانٍ، અને તેમાં فَإِمۡسَاكٌۢ بِمَعۡرُوفٍ ના શબ્દોમાં આ હુકમ બતાવવામાં આવ્યો. પ્રથમ એ કે, ઈદ્દત દરમિયાન "રજૂઅત" કરી લેવાથી પુનઃલગ્ન કરવાની (ફરીવાર નિકાહ પઢવાની) જરૂર રહેતી નથી. બલકે, ફક્ત "રજૂઅત" કરીને સંબંધો યથાવત્ કરી લેવા પૂરતા થઈ જશે. જો એવું કરી લીધું તો અગાઉ કરેલા નિકાહના આધારે પતિ-પત્નીના નિકાહ સંબંધો અગાઉની જેમ જ પૂર્વવત્ થઈ જશે અને લગ્નસંબંધ યથાવત્ રહેશે.

બીજું એ કે પતિને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જો તેનો ઇરાદો સુલેહ કરવાનો અને હવે પછી શાંતિપૂર્ણ રીતે સાથે રહી જિંદગી ગુજારવાનો હોય તો જ રજૂઅત કરે, નહિતર છોડી આપે જેથી ઈદ્દત પૂરી થવાથી નિકાહ સમાપ્ત થઈ જશે. એવું ન થાય કે સુલેહ-સંપ કરવાના બદલે ઔરતને હેરાન કરવાના ઇરાદે રજૂઅત કરી લગ્નસંબંધો યથાવત્ કરે.

એનાથી વિપરિત اَوۡتَسۡرِيۡحٌۢ بِإِحۡسَانٍ માં ફરમાવ્યું, "તસ્રીહ"નો અર્થ આઝાદ કરી દેવું અથવા છોડી દેવું થાય છે, એનાથી એવો ઇશારો મળે છે કે,

સંબંધો વિચ્છેદ કરવા માટે કોઈ વધુ તલાક આપવાની અથવા બીજી કોઈ પ્રવૃત્તિ કરવાની જરૂર રહેતી નથી. વિના રજૂઅત કર્યે ઈદ્દત પૂરી થવાથી લગ્નસંબંધો આપોઆપ તૂટી જશે.

હદીષના ઈમામ અબૂ દાવૂદે અબૂ રજીન અશઅદીની રિવાયત નકલ કરી છે, "આ આયતના નાઝિલ થવા વિશે એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે, અલ્લાહ તઆલાએ الطَّلَاقُ مَرَّتَان ફરમાવ્યું, ત્રીજી તલાકનો અત્રે ઉલ્લેખ કેમ નથી કર્યો ? આપ ﷺએ ફરમાવ્યું, تَسْرِيْحٌ بِاِحْسَان જે પાછળથી આવે છે, તે જ ત્રીજી તલાક છે." (રૂહુલ મઆની) એનો અર્થ જમહૂર ઉલમા નજીક એ છે કે, જે કાર્ય નિકાહ સંબંધોના સંપૂર્ણ અંત માટે હોય છે, તે ત્રીજી તલાક છે અને નિકાહના સંબંધોનો ત્રીજી તલાકની આવશ્યકતા વિના પણ રજૂઅત ન કરવાથી અને ઈદ્દતની અંદર અંદર સંબંધો યથાવત્ ન કરવાથી, આપોઆપ અંત આવી જાય છે. જે પ્રમાણે اِمْسَاكٌની સાથે بِمَعْرُوْفٍ ની શરત લગાવી એ માર્ગદર્શન આપવામાં આવ્યું કે, રજૂઅત કરીને પત્નીને રોકી લેવામાં આવે તો ભલાઈ કરવાના ઈરાદે અને હવે પછી સંબંધો પૂર્વવત્ કરવાના ઈરાદે કરવામાં આવે, ફક્ત પત્નીને હેરાન કરવાના ઈરાદે નિકાહમાં રોકી લેવામાં ન આવે. એ જ પ્રમાણે تَسْرِيْحٌ ની સાથે ...بِاِحْسَان ની શરત લગાવીને એવી સૂચના આપવામાં આવી કે તલાક એક સંબંધનો અંત લાવવાનું નામ છે અને સાલસ, સરળ અને નેક સ્વભાવના વ્યક્તિનું કામ એ છે કે, જે પ્રમાણે આવો સારો માણસ કોઈ અન્ય લેવડ–દેવડ કે કરાર વગેરે સુલેહ–શાંતિથી, રાજી–ખુશીથી કરે છે બલકે, પોતાનો કરારનો અંત લાવવાની જરૂર પડે અથવા લેવડ–દેવડ ફોક કરવાની જરૂર પડે તો પણ આવો વ્યક્તિ ગુસ્સો કરી અને લડાઈ–ઝઘડો કરી છૂટો પડતો નથી. બલકે, એકબીજા સાથે ભલાઈનો વર્તાવ કરીને છૂટો પડે છે. એ જ પ્રમાણે તલાક આપ્યા પછી પત્નીને અમુક ભેટ–સોગાત પૈસા–કપડાં વગેરે આપીને રવાના કરે, જેનું વર્ણન કુર્આન શરીફની બીજી આયતમાં આ પ્રમાણે છે.

وَمَتِّعُوْهُنَّ عَلَى الْمُوْسِعِ قَدَرُهٗ وَعَلَى الْمُقْتِرِ قَدَرُهٗ،

*"તલાક આપેલી સ્ત્રીને તમારી આર્થિક સ્થિતિ પ્રમાણે અમુક જોડ કપડાં આપીને રવાના કરો !"* *(સૂરહ : ૨, આયત : ૨૩૬)*

અને જો એમાં પણ એવું ન કર્યું બલકે, ત્રીજી તલાક પણ આપી દીધી, તો હવે તેણે પોતાના બધા જ અધિકારો, જે તેને શરીઅતે તલાક વિશે આપ્યા હતા અને એમાં તેને જે સરળતા પ્રાપ્ત હતી, વિના કારણે, વિના જરૂરતે તેણે તેનો અંત લાવી દીધો, તો હવે તેની સજા એ છે કે, ન તો તે રજૂઅત કરી શકે છે, એટલે કે ન તો લગ્નસંબંધો યથાવત્ કરી શકે છે અને ન જ બંને પક્ષો રાજીખુશી હોવા છતાં ફરીવાર લગ્નસંબંધોથી જોડાઈ શકે છે. હવે આ મા'મલો કાયમ માટે ખતમ થઈ ગયો.

**જો કોઈએ "ગૈરમુસ્તહ્સન" (અણછાજતી–અપ્રિય) અને કુર્આનની બતાવેલી પદ્ધતિથી વિરુદ્ધ ત્રણ તલાક આપી દીધી તો તેની અસર શું હશે ? :**

તેનો જવાબ તાર્કિક અને પ્રચલિત પદ્ધતિ પ્રમાણે એ જ છે કે, કોઈ કૃત્યનું ગુનોહ અથવા અપ્રિય હોવું તેની અસરકારકતા માટે ક્યારેય રુકાવટ બની શકતું નથી. દા.ત. કોઈની નાહક હત્યા કરવી મોટો ગુનોહ અને ધૃણાસ્પદ કાર્ય છે, પરંતુ જેને ગોળી અથવા તલવારથી મારી નાંખવામાં આવ્યો છે, તો તેનું મૃત્યુ તો થશે જ, મૌત તેનો ઈન્તેજાર નહિ કરે કે, આ ગોળી જાઈઝ પદ્ધતિથી મારવામાં આવી હતી કે નાજાઈઝ પદ્ધતિથી. એજ પ્રમાણે ચોરી કરવી દુનિયાના બધા જ ધર્મોમાં એક મોટું પાપ ગણાય છે, પરંતુ જે માલ ચોરી કરીને લૂંટી લેવામાં આવ્યો તે માલ તો હાથથી નીકળી જ જશે ! એ જ પ્રમાણે બધા જ આર્થિક, સામાજિક ગુનાહોની આવી જ પરિસ્થિતિ છે કે, કોઈપણ કાર્યના પરિણામ ઉપરની અસરકારકતા ક્યારેય તે ગુનાહિત હોવા ન હોવાના કારણે પ્રભાવિત થતી નથી.

આ સિદ્ધાંતનો તકાદો એ જ છે કે, શરીઅતે આપેલી સરળતાઓને ઉપેક્ષિત કરી, વિના કારણે પોતાના તલાકના બધા જ અધિકારોનો ઉપયોગ કરી ત્રણ તલાક સુધી પહોંચી જવું ભલે, રસૂલે કરીમ ﷺની નારાજગીનું કારણ હોય! જેમકે અગાઉની રિવાયતોમાં આવી ચૂક્યું છે, ભલે જમહૂર ઉલમા તેને અપ્રિય ગણે છે, ભલે અમુકના નજીક તો તે નાજાઈઝ છે, પરંતુ આ બધી બાબતો હોવા છતાં જ્યારે કોઈ વ્યક્તિએ આવું પગલું ભરી જ લીધું, તો એની અસર તો એ જ થશે કે, જે રીતે જાઈઝ તલાકની અસર થાય છે. એટલે કે ત્રણ તલાકો પડી જશે અને રજૂઅતનો પણ અધિકાર નહિ રહે ! પુનઃલગ્ન કરવાનો અધિકાર પણ બાકી

નહિ રહે ! તલાક વિશેના બધા જ અધિકારો ખતમ થઈ જશે.

રસૂલે કરીમ ﷺનો આ નિર્ણય, એ બાબતની સાક્ષી છે કે, આપ ﷺ ગુસ્સે થયા હોવા છતાં આપ ﷺએ ત્રણે તલાકો પડી ગઈ હોવાનો ફેંસલો આપ્યો, જેનો ઉલ્લેખ હદીષની ઘણી બધી કિતાબોમાં મૌજૂદ છે. જે વિદ્વાનોએ આ વિષય ઉપર આગવા અનેક પુસ્તકો લખેલ છે, તેમાં આવા ઘણા બધા કિસ્સાઓ ભેગા કરી દીધા છે. હાલમાં જ મવલાના અબુજ્જાહિદ મુહમ્મદ સરફરાજ સાહેબની કિતાબ "ઉમ્દતુલ અસાસ"માં પણ આ વિષય ઉપર સારી એવી ચર્ચા કરવામાં આવી છે, જે આ બાબત સમજવા માટે પૂરતી છે. અત્રે ફક્ત ત્રણ હદીષોનો ઉલ્લેખ કરવામાં આવે છે.

મહમૂદ બિન લબીદની રિવાયત નસાઈના હવાલાથી લખવામાં આવી છે, તેમાં ત્રણ તલાકો એકીસાથે આપી દેવા ઉપર અત્યંત નારાજગી દર્શાવવાનો ઉલ્લેખ થયો છે, એટલે સુધી કે અમુક સહાબાએ તે વ્યક્તિને કતલ કરવા લાયક સમજ્યો, પરંતુ એ રિવાયત કોઈપણ જગ્યાએ મળતી નથી કે, તેની એકસાથે આપેલી ત્રણ તલાકોને રસૂલે કરીમ ﷺએ "તલાકે રજ્ઈ" ઠરાવીને પત્નીને તેના હવાલે કરી દીધી હોય. બલકે, બીજી રિવાયત જે આગળ આવે છે, તેમાં આ પ્રમાણે સ્પષ્ટતા આવી છે કે, રસૂલે કરીમ ﷺએ હઝરત ઉવૈમિરની એકસાથે આપેલી ત્રણ તલાકોને નારાજગી દર્શાવવા છતાં તે લાગુ પડી ગયેલી ઠરાવી. એ જ પ્રમાણે પ્રસ્તુત હદીષમાં મહમૂદ બિન લબીદ વિશે કાજી અબૂબક્ર બિન અરબીએ આ શબ્દો પણ નકલ કર્યા છે કે 'રસૂલુલ્લાહ ﷺએ હઝરત ઉવૈમિરની ત્રણ તલાકોની જેમ તેની ત્રણ તલાકો લાગુ પડેલી ઠરાવી હતી.' તેના શબ્દો આ છે.

فَلَمْ يَرُدَّهُ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بَلْ اَمْضَاهُ كَمَافِى حَدِيْثِ عُوَيْمَرَ الْعَجْلَانِيِّ فِى اللِّعَانِ حَيْثُ اَمْضٰى طَلَاقَهُ الثَّلَاثَ وَلَمْ يَرُدَّهُ،

(تَهْذِيْبُ سُنَنِ اَبِى دَاوُدَ طُبِعَ مِصْرَ، ج ٣، ص ١٢٩، اَزْ عُمْدَةُ الْاَثَاثُ)

*"તો રસૂલે કરીમ ﷺએ તેને રદ ન કર્યું બલકે, તેને લાગુ પડેલ દર્શાવ્યું, જેમકે ઉવૈમિર અજલામીની લિઆનવાળી હદીષમાં છે કે, આપ ﷺએ તે ત્રણ તલાકોને લાગુ પડેલી ફરમાવી દીધી હતી અને તેને રદ કરી ન હતી."*

બીજી હદીષ હઝરત આયશા સિદીકા (રદિ.)ની નીચે પ્રમાણેના શબ્દોમાં

વર્ણન થયેલી છે.

اِنَّ رَجُلًا طَلَّقَ اِمْرَأَتَهُ ثَلَاثًا فَتَزَوَّجَتْ فَطَلَّقَ فَسُئِلَ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَتَحِلُّ لِلْاَوَّلِ قَالَ لَا حَتّٰى يَذُوْقَ عُسَيْلَتَهَا كَمَا ذَاقَهَا الْاَوَّلُ،

(صَحِيْحُ بُخَارِىْ، ص ۷۹۱، ج ۲، صَحِيْحٌ مُسْلِمٌ، ص ۴۶۳)

*"એક વ્યક્તિએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી, તે સ્ત્રીએ બીજી જગ્યાએ નિકાહ કર્યા, તો તે બીજા પતિએ પણ તેને તલાક આપી દીધી. નબીએ કરીમ ﷺને પૂછવામાં આવ્યું, શું આ સ્ત્રી પ્રથમ પતિ માટે હલાલ છે ? આપ ﷺએ ફરમાવ્યું, નહિ ! જ્યાં સુધી કે બીજો પતિ તેની સાથે સમાગમ કરી આનંદ ન માણે. જે રીતે કે પ્રથમ પતિએ (આનંદ) માણ્યો હતો; ત્યાં સુધી તે તલાક આપવાથી પ્રથમ પતિ માટે હલાલ નહિ થાય."*

રિવાયતના શબ્દોથી સ્પષ્ટ છે કે આ ત્રણે તલાક એકીસાથે આપવામાં આવી હતી. હદીષની શરાહ ફત્હુલ બારી અને "ઉમ્દતુલ કારી કસ્તલાની" વગેરેમાં રિવાયતનો અર્થ આ જ ઠરાવવામાં આવ્યો છે કે, એકસાથે ત્રણ તલાક આપી હતી અને હદીષમાં એ ફેંસલો પ્રસ્તુત છે કે રસૂલે કરીમ ﷺએ આ ત્રણ તલાકોને લાગુ પડેલી ઠરાવી હુકમ આપ્યો કે, જ્યાં સુધી બીજા પતિ સાથે સમાગમ ન થઈ જાય, તલાક આપવાથી તે સ્ત્રી પ્રથમ પતિ માટે હલાલ નહિ થાય.

ત્રીજી રિવાયત હઝરત ઉવૈમિર અજલાની (રદિ.)ની છે કે, એમણે રસૂલુલ્લાહ ﷺ સામે પોતાની પત્નીને "લિઆન" કર્યું અને ત્યાર પછી વિનંતી કરી,

فَلَمَّا فَرَغَاقَالَ عُوَيْمَرُ كَذَبْتُ عَلَيْهَا يَارَسُوْلَ اللّٰهِ اِنْ اَمْسَكْتُهَا فَطَلَّقَهَا ثَلَاثًا قَبْلَ اَنْ يَّاْمُرَهُ النَّبِيُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ،

(صَحِيْحُ بُخَارِىْ مَعَ فَتْحِ الْبَارِىْ، ص ۳۰۱، ج ۹، صَحِيْحُ مُسْلِمٌ، ص ۴۸۹، ج ۱)

*"બસ જ્યારે તે બંને લિઆનથી ફારિગ થઈ ગયા તો ઉવૈમિર (રદિ.)એ કહ્યું, હે અલ્લાહના રસૂલ ﷺ હું તેના માટે જૂઠું બોલનારો ગણાઉં, જો હું તેને મારી પાસે રાખી લઉં, તો ઉવૈમિર (રદિ.)એ તેને ત્રણ તલાકો આપી દીધી, એ પહેલાં કે (આ વિશે) રસૂલે કરીમ ﷺ તેમને કોઈ હુકમ આપે !"*

અને અબૂઝર (રદિ.)એ આ ઘટનાને હઝરત સહલ બિન સઅદ (રદિ.)થી આવા શબ્દોમાં નકલ કરી છે,

فَـاَنۡفَذَهُ رَسُوۡلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ وَكَانَ مَاصُنِعَ عِنۡدَ رَسُوۡلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَـلَيۡـهِ وَ سَـلَّـمَ سُنَّةً قَالَ سَعۡدٌ حَضَرۡتُ هٰذَا عِنۡدَ رَسُوۡلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ فَمَضَتِ السُّنَّةُ بَعۡدُ فِي الۡمُتَلَا عِنَيۡنِ اَن يُّفَرَّقَ بَيۡنَهُمَا ثُمَّ لَا يَجۡتَمِعَانِ اَبَدًا،

(اَبُوۡ دَاوُدَ ص ٣٠٦، طُبِعَ اَصَحَّ الۡمَطَابِعِ)

*"તો રસૂલે કરીમ ﷺએ તેને લાગુ પડેલી ઠરાવી દીધી અને રસૂલે કરીમ ﷺ સામે જે કંઈ રજૂ થયું તે સુન્નત ગણાય છે. સઅદ ફરમાવે છે, આ પ્રસંગે રસૂલે કરીમ ﷺ પાસે હું હાજર હતો. બસ ત્યાર પછી "લિઆન" કરનારા વિશે એ તરીકો પ્રચલિત થઈ ગયો કે, તેમની વચ્ચે જુદાઈ કરાવી આપવામાં આવે કે જેથી તેઓ ક્યારેય ભેગા ન થાય."*

આ હદીષમાં સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે, રસૂલે કરીમ ﷺએ હઝરત ઉવૈમિર (રદિ.)ની ત્રણ વખતે એકી સાથે આપેલી તલાકને ત્રણ તલાક આપેલી જ ઠરાવી છે.

મહમૂદ બિન લબીદની આગળ આવી ચૂકેલી રિવાયતમાં પણ અબૂબક્ર બિન અરબીની રિવાયત પ્રમાણે ત્રણ તલાકો લાગુ કરવાનો ઉલ્લેખ મૌજૂદ છે અને ધારી લો કે એવું ન પણ હોત તો પણ એવું ક્યાંય પણ વર્ણન થયું નથી કે રસૂલે કરીમ ﷺએ આ તલાકોને એક "રજૂઈ તલાક" ગણીને પત્નીને પતિના હવાલે કરી હોય.

ઉપરોક્ત ત્રણ હદીષોથી સાબિત થઈ ગયું કે જો કે, ત્રણ તલાકો રસૂલે કરીમ ﷺની સખત નારાજગીનું કારણ હતી, પરંતુ તેની અસર એ જ છે કે, ત્રણે તલાકો પડી ગયેલી ઠરાવવામાં આવી છે.

## હઝરત ફારૂકે આઝમ (રદિ.)નો બનાવ અને તેના વિશે શંકાનું નિવારણ :

ઉપરોક્ત લખાણોથી એ સાબિત થઈ ગયું કે, એકી સાથે ત્રણ તલાક પડી ચૂકી છે, એવું ઠરાવવું પોતે રસૂલે કરીમ ﷺનો નિર્ણય હતો, પરંતુ અત્રે એક

શંકા હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના એક બનાવ વિશે ઉપસ્થિત થઈ શકે છે, જે સહીહ મુસ્લિમ અને હદીષની મોટા ભાગની કિતાબોમાં નકલ થયેલ છે. તેના શબ્દો આ પ્રમાણે છે,

عَنْ اِبْنِ عَبَّاسٍؓ قَالَ كَانَ الطَّلَاقُ عَلٰى عَهْدِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَاَبِىْ بَكْرٍ وَسَنَتَيْنِ مِنْ خِلَافَةِ عُمَرَ طَلَاقُ الثَّلَاثِ وَاحِدَةً فَقَالَ عُمَرُ بْنُ الْخَطَّابِ اَنَّ النَّاسَ قَدِاسْتَعْجَلُوْا فِى اَمْرٍ كَانَتْ لَهُمْ فِيْهِ اِنَاةٌ فَلَوْ اَمْضَيْنَا عَلَيْهِمْ فَاَمْضَاهُ عَلَيْهِمْ،

(صَحِيْحُ مُسْلِمْ ص ۴۷۷ ج ۱)

*"હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અને હઝરત અબૂબક્ર (રદિ.)ના ખિલાફતકાળમાં તથા ઉમર (રદિ.)ના ખિલાફતકાળના શરૂઆતના બે વર્ષોમાં તલાક આપવાની રીત એ હતી કે, ત્રણ તલાકોને એક ઠરાવવામાં આવતી હતી, આથી હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું, લોકો એક એવા મા'મલામાં જલદી કરવા લાગ્યા છે કે, જેમાં તેમને મોહલત આપવામાં આવી હતી, માટે યોગ્ય એ હશે કે, અમે તેને તેમના ઉપર લાગુ કરી દઈએ, આથી તેમણે તેને લાગુ કરી દીધું."*

ફારૂકે આ'ઝમ (રદિ.)નું આ એ'લાન ફકીહ સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)ના મશ્વરાથી સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ની જાહેર મજલિસમાં થયું અને કોઈએ પણ એ બાબતનો ઈન્કાર અથવા રદિયો આપ્યો હોય એવું નકલ થયેલ નથી. એટલા માટે હદીષોના હાફિઝ ઈમામ ઈબ્ને અબ્દુલ બર્ર માલિકીએ એના ઉપર ઈજ્માઅ્ હોવાનું નકલ કર્યું છે. "ઝરકાની શરહે મુઅત્તા"માં આ પ્રમાણે શબ્દો વર્ણન થયેલ છે.

وَالْجُمْهُوْرُ عَلٰى وَقُوْعِ الثَّلَاثِ بَلْ حَكٰى ابْنُ عَبْدِ الْبَرِّ الْاِجْمَاعَ قَائِلًا اِنَّ خِلَافَهٗ لَا يُلْتَفَتُ اِلَيْهِ (زُرْقَانِىْ شَرْحِ مُؤَطَّاءْ ص ۱٦۷ ج ۳)

*"અને જમહૂર ઉમ્મત ત્રણ તલાકો લાગુ પડવા ઉપર સહમત છે. બલકે, ઈબ્ને અબ્દુલ બર્રે એના ઉપર ઈજ્માઅ્ નકલ કરીને ફરમાવ્યું છે કે, એનો વિરોધ ભાગ્યે જ કરી શકાય છે, તેના (વિરોધ) તરફ ધ્યાન આપવામાં આવશે નહિ."*

અને શૈખુલ ઈસ્લામ નવવી (રહ.)એ શરહે મુસ્લિમમાં ફરમાવ્યું,

قَالَ الشَّافِعِيُّ وَمَالِكٌ وَاَبُوْ حَنِيْفَةَ وَاَحْمَدُ وَجَمَاهِيْرُ الْعُلَمَاءِ مِنَ السَّلَفِ وَالْخَلَفِ يَقَعُ الثَّلَاثُ ـ وَقَالَ طَاؤُسُ وَبَعْضُ اَهْلِ الظَّاهِرِ لَا يَقَعُ بِذٰلِكَ اِلَّا وَحَدَهٗ

(شَرْحِ مُسْلِمْ، ص ۴۷۸، ج ۱)

*"ઈમામ શાફઈ (રહ.), ઈમામ માલિક (રહ.), ઈમામ અબૂ હનીફા (રહ.), ઈમામ અહમદ (રહ.) તથા પુરોગામી અને અત્યારના બધા જ વિદ્વાન ઉલમાએ ફરમાવ્યું છે કે, ત્રણ તલાકો પડી જાય છે અને તાઊસ તથા અન્ય અહલે જાહિરી (જાહેરને વળગી રહેનારાઓ)એ કહ્યું કે, આમાં એક જ તલાક પડે છે."*

ઈમામ તહાવી (રહ.)એ "સરહે મઆનીયુલ આ'સાર"માં ફરમાવ્યું,

فَخَاطَبَ عُمَرُؓ بِذٰلِكَ النَّاسَ جَمِيْعًا وَفِيْهِمْ اَصْحَابُ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ رَضِيَ اللّٰهُ عَنْهُمْ اَلَّذِيْنَ قَدْ عَلِمُوْا مَا تَقَدَّمَ مِنْ ذٰلِكَ فِيْ زَمَنِ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فَلَمْ يُنْكِرَ عَلَيْهِ مِنْهُمْ مُنْكِرٌ وَلَمْ يَدْ فَعَهُ دَافِعٌ

(شَرْحُ مَعَانِي الْآثَارِ، ص ۲۹، ج ۲)

*"બસ હઝરત ઉમર (રદિ.)એ સાથે–સાથે તે લોકોને સંબોધન કર્યું અને તે લોકોમાં રસૂલે કરીમ ﷺના તે સહાબાઓ પણ હતા જેમને રસૂલ ﷺના સમયકાળના તરીકાનું જ્ઞાન હતું, આથી તેમનામાંથી કોઈ ઈન્કાર કરનારાએ ઈન્કાર ન કર્યો અને કોઈ રદ કરનારાએ તેને રદ ન કર્યું."*

ઉપરોક્ત ઘટનામાં જો કે ઉમ્મત માટે એ બાબત ઉપર અમલીકરણનો માર્ગ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના ઈજ્માઅ્ દ્વારા નક્કી કર્યા મુજબનો છે કે, ત્રણ તલાકો એકસાથે આપવી ભલે અપ્રિય અને રસૂલે કરીમ ﷺની નારાજગીનું કારણ છે, પરંતુ તે છતાં જેણે આ ભૂલ કરી તેની પત્ની તેના માટે હરામ થઈ જશે અને અન્ય વ્યક્તિના નિકાહ અને તલાક આપ્યા સિવાય ક્યારેય હલાલ નહિ થાય.

પરંતુ ઈલ્મી અને તાર્કિક રીતે અત્રે બે પ્રશ્નો ઉપસ્થિત થાય છે. પ્રથમ તો

એ કે, ઉપરોક્ત વર્ણન કર્યા પ્રમાણે અસંખ્ય હદીષોના હવાલાથી એ વાત સાબિત થઈ ચૂકી છે કે, ત્રણ તલાકો એકીસાથે આપવાથી ખુદ રસૂલે કરીમ ﷺએ ત્રણ તલાક લાગુ પડી ગઈ હોવાનું ફરમાવ્યું, તેને રજૂઅત (ઈદ્દત પહેલાં લગ્નસંબંધો યથાવત્ કરવા)ની કે, પછી પુનઃલગ્ન કરવાની પરવાનગી નથી આપી. પછી આ બનાવમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ના એ વિધાનનો શું મતલબ થશે કે, ''રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના સમયકાળમાં અને ઉમર ફારૂક (રદિ.)ના સમયકાળના પ્રથમ બે વર્ષ સુધી ત્રણ તલાકને એક જ માનવામાં આવતી હતી. ફારૂકે આ'ઝમ (રદિ.)એ ત્રણ તલાકનો ફેંસલો ફરમાવ્યો.''

બીજો પ્રશ્ન એ છે કે, જો આ બાબતને એ પ્રમાણે સ્વીકારી લેવામાં આવે કે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ના ખિલાફતકાળમાં ત્રણ તલાકને એક જ માનવામાં આવતી હતી, તો ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ ફેંસલાને કેવી રીતે બદલી નાંખ્યો ? અને માની લો કે તેમનાથી કોઈ ભૂલ પણ થઈ ગઈ હોય, તો બધા સહાબએ કિરામ (રદિ.)એ તેને કેવી રીતે સ્વીકારી લીધું ?

આ બંને સવાલોના ફુકૂહા અને મુહદ્દીસીન (હદીષવેત્તાઓ)એ વિવિધ જવાબો આપ્યા છે, તેમાં સ્પષ્ટ અને ખુલ્લા શબ્દોમાં જવાબ એ છે જેને ઈમામ નવવી (રહ.)એ "શરહે મુસ્લિમ"માં નકલ કર્યો છે કે, ફારૂકે આ'ઝમ (રદિ.)નું આ ફરમાન અને તેના ઉપર સહાબએ કિરામ (રદિ.)નો ત્રણ તલાકનો ઈજ્માઅ્ એક ખાસ સ્વરૂપ માટે ઠરાવવામાં આવ્યો અને તે એ કે કોઈ વ્યક્તિ ત્રણ વખતે "તને તલાક ! તને તલાક ! તને તલાક !" કહે અથવા એવું કહે "મેં તલાક આપી ! મેં તલાક આપી ! મેં તલાક આપી !" આ સ્વરૂપમાં એવું છે કે, તેના અર્થમાં બે શક્યતાઓ હોઈ શકે છે. એક એ કે કહેનારાએ ત્રણ તલાક આપવાના ઈરાદે આ શબ્દો કહ્યા હોય, બીજું એ કે, ત્રણ વખતે ફક્ત તાકીદ માટે શબ્દોનું પુનરાવર્તન કર્યું હોય, ત્રણ તલાકનો ઈરાદો ન હોય અને એ દેખીતું છે કે, ત્રણ તલાકનો ઈરાદો છે કે કેમ, તેનું જ્ઞાન ફક્ત કહેનારને જ ખબર છે અને તે તેના ઈકરારથી જ સાબિત થઈ શકે છે, તેના ઈરાદાની તેના સિવાય અન્ય કોઈ વ્યક્તિને ખબર નથી હોતી. રસૂલે કરીમ ﷺના સમયકાળમાં સચ્ચાઈ અને ઈમાનદારી સર્વવ્યાપી

અને છવાયેલી હતી. જો આવા શબ્દો કહ્યા પછી કોઈએ એવું નિવેદન કર્યું કે, મારો ઈરાદો ત્રણ તલાકનો હતો જ નહિ, બલકે ફક્ત તાકીદ માટે આ શબ્દોનું પુનરાવર્તન કર્યું હતું, તો આપ ﷺ તે વ્યક્તિના સોગંદ (કસમ) ખાવાથી તેની વાતની સચ્ચાઈનો સ્વીકાર કરી લેતા હતા અને તેણે એક જ તલાક આપી હોવાનું ઠરાવતા હતા.

આ બાબતનું સમર્થન હઝરત રુકાના (રદિ.)ની આ હદીષથી થાય છે, જેમાં પ્રસ્તુત છે કે તેમણે પોતાની પત્નીને શબ્દ اَلْبَتَّةُ "અલબત્તતહ" સાથે તલાક આપી દીધી હતી. આ શબ્દ અરબમાં ત્રણ તલાક આપવા માટે કહેવામાં આવતો હતો, પરંતુ તેનો સામાન્ય અર્થ ત્રણનો થતો ન હતો અને હઝરત રુકાના (રદિ.)એ કહ્યું કે, મારી નિય્યત તો આ શબ્દથી ત્રણ તલાક આપવાની ન હતી, બલકે મેં એક તલાક આપવાનો ઈરાદો કર્યો હતો. આપ ﷺએ તેમને કસમ ખવડાવી, તેમણે કસમ ખાઈ લીધી, તો આપ ﷺએ તેને એક જ તલાક ઠરાવી.

આ હદીષ તિરમિઝી, અબૂ દાવૂદ, ઈબ્ને માજહ, દારમી વગેરેમાં વિવિધ સનદો અને સંદર્ભોથી વિવિધ શબ્દોમાં નકલ થયેલ છે. અમુક શબ્દોમાં એવું પણ છે કે, હઝરત રુકાનાએ પોતાની પત્નીને ત્રણ તલાક આપી દીધી હતી, પરંતુ અબૂ દાવૂદે એ બાબતને અગ્રિમતા આપી છે કે, વાસ્તવમાં રુકાના (રદિ.)એ શબ્દ اَلْبَتَّـــةُ થી તલાક આપી હતી. આ શબ્દ કારણ કે, સામાન્ય રીતે ત્રણ તલાક માટે બોલવામાં આવતો હતો. એટલા માટે કોઈ રિવાયત કરનારે તેને "ત્રણ તલાક આપી દીધી હતી" એવા અર્થમાં લીધું છે.

અલબત્ત, આ હદીષથી એ વાત સર્વાનુમતે સાબિત થાય છે કે, હઝરત રુકાનાની તલાકને રસૂલે કરીમ ﷺએ એક હોવાનું એવા સમયે ઠરાવ્યું જ્યારે કે, તેમણે કસમ સાથે નિવેદન આપ્યું કે, મારી નિય્યત ત્રણ તલાકની ન હતી. તેનાથી પણ એ સાબિત થાય છે કે, તેમણે ત્રણ તલાકના શબ્દો સ્પષ્ટ અને ખુલ્લી રીતે કહ્યા ન હતા, નહિ તો ત્રણની નિય્યત ન કરવાની કોઈ સંભાવના જ રહેતી ન હતી, ન જ એમને ત્રણ તલાક કે, એક તલાક વિશે સવાલ કરવાની કોઈ આવશ્યકતા હતી.

આ ઘટના એ બાબત સ્પષ્ટ કરી આપે છે કે, જે શબ્દોમાં એવી સંભાવના હોય કે, ત્રણની નિય્યત હતી કે એકની તે સંદિગ્ધ અને અસ્પષ્ટ હોય એમાં આપ

ﷺએ કસમ ખવડાવીને સોગંદનામા આધારિત નિવેદન ઉપર આવી તલાકને એક તલાક હોવાનું ઠરાવ્યું છે. કારણ કે, તે યુગ સચ્ચાઈનો અને ઈમાનદારીનો હતો અને એવી શક્યતા બહું ઓછી હતી કે, કોઈ વ્યક્તિ જૂઠી કસમ ખાઈ લે અથવા જૂઠું સોગંદનામું કરી લે !

સિદીકે અકબર (રદિ.)ના ખિલાફતકાળમાં અને ફારૂકે આ'ઝમના ખિલાફતકાળના શરૂઆતના બે વર્ષો સુધી આ પદ્ધતિ ચાલુ રહી, પછી હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ પોતાના ખિલાફતકાળમાં એ બાબતનો અનુભવ કર્યો કે, હવે સચ્ચાઈ અને ઈમાનદારીનો વ્યાપ ઘટી રહ્યો છે અને ભવિષ્યમાં પણ હદીષોની ભવિષ્યવાણીઓ પ્રમાણે ઈમાનદારી અને સચ્ચાઈનું પ્રમાણ વધારે ઓછું થતું જશે. બીજી બાજુ એવી ઘટનાઓનું પ્રમાણ વધવા લાગ્યું છે કે, ત્રણ વખતે તલાક શબ્દનો ઉપયોગ કરનાર પોતાની નિય્યતને ફક્ત એક જ તલાકમાં ખપાવવાની કોશીશ કરવા લાગ્યો છે, માટે એવું લાગે છે કે, જો ભવિષ્યમાં પણ આ જ પ્રમાણે તલાક આપનારાની પોતાની નિય્યતની સોગંદપૂર્વકની સાક્ષી ઉપર તેને એક જ તલાક ઠરાવવામાં આવશે, તો તે દિવસો દૂર નથી, જ્યારે શરીઅતે આપેલી આ સહૂલતનો દુરૂપયોગ વધવા લાગે અને પત્નીને પાછી મેળવવા માટે જૂઠી કસમનો સહારો લેવામાં આવે અને તે એવું કહે કે, "મારી નિય્યત એક જ તલાકની હતી" અને તલાક આપનારો એ બાબત સાબિત કરવા કોશીશ કરે. એટલા માટે ફારૂકે આ'ઝમ (રદિ.)ની સમજદારી અને દીનની વ્યવસ્થાની દિર્ઘદષ્ટિને બધા જ સહાબએ કિરામ (રદિ.)એ યોગ્ય સમજી પોતાની સહમતિ દર્શાવી. આ લોકો રસૂલુલ્લાહ ﷺના સ્વભાવથી વાકેફ હતા, તેમણે સમજ્યું કે, જો અમારા આ યુગમાં રસૂલે કરીમ ﷺ મૌજૂદ હોત તો ચોક્કસ તેમણે પણ દિલોના ગુપ્ત ઈરાદાઓ અને નિય્યતોને આ રીતે તલાક આપનાર વ્યક્તિના ઈકરાર કે ઈન્કાર પર આધાર રાખીને ફેંસલો ન આપ્યો હોત ! એટલા માટે કાયદો એવો બનાવવામાં આવ્યો કે, હવે પછી જે વ્યક્તિ તલાક શબ્દનો ત્રણ વખતે ઉપયોગ કરશે તેની ત્રણ તલાકો પડી ગયેલી જ ઠરાવવામાં આવશે. તેની એ વાત સાંભળવામાં નહિ આવે કે, તેની નિય્યત તો ફક્ત એક જ તલાક આપવાની હતી !

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની ઉપરોક્ત ઘટનામાં જે શબ્દોનો ઉલ્લેખ થયો છે તે પણ આ વિષયની સાક્ષી આપે છે, તેમણે ફરમાવ્યું,

اِنَّ النَّاسَ قَدِ اسْتَعْجَلُوْا فِیْ اَمْرٍ كَانَتْ لَهُمْ فِيْهِ اَنَاةٌ فَلَوْ اَمْضَيْنَا عَلَيْهِمْ،

*"લોકો એક એવા મા'મલામાં ઉતાવળ કરવા લાગ્યા છે, જેમાં તેમને મોહલત આપવામાં આવી હતી, માટે યોગ્ય એ રહેશે કે, અમે (તેને) તેમના ઉપર લાગુ કરી દઈએ."*

**હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના આ ફરમાન અને સહાબએ કિરામ (રદિ.)ના ઈજ્માઅની અત્રે આ વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે, તેનું સમર્થન હદીષની કિતાબોથી પણ થયું છે અને તેનાથી એ પ્રશ્નોના ઉત્તર પણ આપમેળે મળી જાય છે કે જો હદીષની રિવાયતોથી રસૂલે કરીમ ﷺ દ્વારા પોતે ત્રણ તલાકને ત્રણ ઠરાવવાના અનેક કિસ્સાઓ સાબિત થયેલ છે તો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું ઉપરોક્ત પ્રમાણેનું નિવેદન કઈ રીતે સત્ય સાબિત થઈ શકે છે કે, રસૂલુલ્લાહ ﷺના સમયકાળમાં "ત્રણ તલાકને એક જ તલાક માનવામાં આવતી હતી ?" તેનો જવાબ અને ખુલાસો એ છે કે, આવી તલાક જે "ત્રણ"ના શબ્દથી આપવામાં આવી અથવા તલાકના શબ્દને ત્રણ વખતે ઉચ્ચારીને ત્રણ તલાક આપવાના ઈરાદે આપવામાં આવી, તેને રસૂલે કરીમ ﷺના સમયકાળમાં પણ "ત્રણ તલાક જ" ઠરાવવામાં આવતી હતી. એક તલાક ઠરાવવાનો સંબંધ એવી તલાક સાથે છે જેમાં "ષલાષ" ثَلَاثٌ (ત્રણ) સ્પષ્ટપણે ત્રણ વખતે તલાક આપ્યાની સ્પષ્ટતા ન થતી હોય અથવા ત્રણ તલાક આપવાનો ઈકરાર ન હોય બલકે, ત્રણ વખતે પુનરાવર્તન માત્ર તાકીદ કરવા માટે કહ્યાનો તલાક આપનાર સોગંદપૂર્વક દા'વો કરતો હોય.**

**અત્રે એ સવાલ પણ પૂરો થઈ જાય છે કે, જ્યારે રસૂલે કરીમ ﷺએ ત્રણને એક જ તલાક ઠરાવી હતી તો ફારૂકે આ'ઝમ (રદિ.)એ તેનો વિરોધ કેમ કર્યો અને સહાબાએ કિરામ (રદિ.)એ તેના વિશે પોતાની સહમતિ કેમ દર્શાવી ? તેનો જવાબ એ છે કે, આ સ્વરૂપમાં ફારૂકે આ'ઝમ (રદિ.)એ મુસલમાનોને રસૂલુલ્લાહ ﷺની આપેલી સહૂલતનો દુરૂપયોગ કરવાથી રોક્યા છે. ફારૂકે આ'ઝમ (રદિ.)નો આપ ﷺના ફૈસલાનો વિરોધ કરવાનો લેશમાત્ર પણ ઈરાદો ન હતો. (નઊઝુબિલ્લાહ !)**

**આ પ્રમાણે બધા જ પ્રકારની શંકાઓ દૂર થઈ ગઈ. અલ્હમ્દુલિલ્લાહ !**

આ સ્થળે તલાકના મસ્અલાની ચર્ચા સંપૂર્ણ થઈ અને એનું સ્પષ્ટીકરણ પણ થઈ ગયું. હજી વધુ વિસ્તૃત જાણકારી માટે હદીષની શરાહ (ખુલાસા)માં આ બાબત ખૂબ વિગતવાર વર્ણન થયેલ છે અને ઘણા વિદ્વાન ઉલમાએ તેના માટે વિસ્તારપૂર્વકની કિતાબો લખીને આ મસ્અલાને સ્પષ્ટ કર્યો છે, તેનો અભ્યાસ કરવો જોઈએ. માત્ર સમજવા માટે આટલી ચર્ચા અત્રે પૂરતી છે. વલ્લાહુ અઅ્લમુ.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૩૧-૨૩૨)

وَاِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ سَرِّحُوْهُنَّ
بِمَعْرُوْفٍ ۪ وَلَا تُمْسِكُوْهُنَّ ضِرَارًا لِّتَعْتَدُوْا ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَقَدْ ظَلَمَ
نَفْسَهٗ ؕ وَلَا تَتَّخِذُوْٓا اٰيٰتِ اللّٰهِ هُزُوًا ۫ وَّاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ وَمَآ اَنْزَلَ
عَلَيْكُمْ مِّنَ الْكِتٰبِ وَالْحِكْمَةِ يَعِظُكُمْ بِهٖ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ
عَلِيْمٌ ﴿۲۳۱﴾ وَاِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ فَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ
اَزْوَاجَهُنَّ اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ ؕ ذٰلِكَ يُوْعَظُ بِهٖ مَنْ كَانَ مِنْكُمْ يُؤْمِنُ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ ؕ ذٰلِكُمْ اَزْكٰى لَكُمْ وَاَطْهَرُ ؕ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿۲۳۲﴾

## તરજુમો :

*અને જ્યારે તમે સ્ત્રીઓને (રજઈ) તલાક આપી દીધી ત્યારબાદ તે પોતાની ઈદ્દત પૂરી થવાની નજીક પહોંચે તો તેમને નિયમ પ્રમાણે રોકી લો અથવા નિયમ પ્રમાણે (સારી રીતે) છોડી દો, અને તેમને નુકસાન પહોંચાડવા (સતાવવા) માટે ન રોકી રાખો (કે), જેથી તમો અત્યાચાર કરો, અને જે એવું કરશે, અવશ્ય તે પોતાનું જ નુકસાન કરશે, અને અલ્લાહના હુકમોને મજાક ન ઠરાવો, અને યાદ કરો તમારા ઉપરની અલ્લાહની રહમતોને અને (યાદ કરો) તેને જે કિતાબ અને હિકમત (વિવેકપૂર્ણ વાતો) તમારા ઉપર*

*ઉતારી છે, તે તેનાથી તમને નસીહત કરે છે; અને અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે, અલ્લાહ પ્રત્યેક વસ્તુ જાણનારો (સર્વજ્ઞ) છે. (૨૩૧) અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દો, પછી તેઓ પોતાની ઈદ્દત પૂરી કરી લે, તો તેમને પોતાના પતિ સાથે નિકાહ (પુનઃલગ્ન) કરવાથી ન રોકો, જ્યારે કે તેઓ પરસ્પર નિયમ પ્રમાણે રાજી–ખુશી હોય; આ નસીહત તેમને કરવામાં આવે છે કે જેઓ તમારામાંથી અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે; આ જ (બાબત) તમારા માટે સૌથી નિર્મળ અને વધારે પવિત્ર છે; અને અલ્લાહ જાણે છે અને તમે નથી જાણતા. (૨૩૨)*

## તફસીર :

અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દો ત્યારબાદ તેઓ પોતાની ઈદ્દત પૂરી કરવાની નજીક પહોંચે તો તેમને નિયમ પ્રમાણે રોકી લો (રજૂઅત કરીને લગ્નસંબંધો યથાવત્ કરી લો) અથવા નિયમ પ્રમાણે (સારી રીતે) છોડી દો, તેમને નુકસાન પહોંચાડવા માટે ન રોકી રાખો (કે), જેથી તમો અત્યાચાર કરો, અને જેઓ એવું કરશે, બેશક ! તેણે પોતાની જાત ઉપર જુલમ કર્યો, અને અલ્લાહના હુકમોને મજાક ન ઠરાવો, અને તમારા ઉપર જે અલ્લાહની રહમતો (અને અહેસાન છે), અને અલ્લાહે જે કિતાબ અને હિકમત (સમજદારીની વાતો) તમારા ઉપર ઉતારી છે તેને યાદ કરો; તે તેનાથી તમને નસીહત કરે છે; અને તમે અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ પ્રત્યેક વસ્તુ જાણનારો (સર્વજ્ઞ) છે. અને જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપી દો, પછી તે પોતાની ઈદ્દત પૂરી કરી લે, તો તેમને પોતાના પતિ સાથે નિકાહ (પુનઃલગ્ન) કરવાથી ન રોકો, જ્યારે કે, તેઓ પરસ્પર નિયમ પ્રમાણે રાજી–ખુશી હોય; આ નસીહત તેમને કરવામાં આવે છે, જેઓ તમારામાંથી અલ્લાહ ઉપર અને આખિરત ઉપર ઈમાન ધરાવે છે; આ જ તમારા માટે સૌથી નિર્મળ અને વધારે પવિત્ર છે; અને અલ્લાહ તઆલા જાણે છે અને તમે નથી જાણતા.

## મસ્અલા અને બોધપાઠ :

આ અગાઉ પણ બે આયતોમાં તલાકના નિયમોની મહત્ત્વની કલમોનો તથા ઈસ્લામમાં તલાકની ન્યાયપૂર્ણ અને મધ્યમમાર્ગી વ્યવસ્થાનો કુર્આન શરીફે

પોતાની હિકમતયુક્ત શૈલીમાં ઉલ્લેખ કર્યો છે. હવે, ઉપરોક્ત બે આયતોમાં હુકમો અને અમુક મસ્અલાઓ નીચે પ્રમાણે છે.

**તલાકના હુકમો પછી રજ્અત અથવા નિકાહના સંબંધોનો અંત એટલે કે નિકાહ તૂટી જવા સુધીના અમુક ખાસ સૂચનો :**

પ્રથમ આયતમાં પહેલા મસ્અલા વિશે એ ઈરશાદ થયો છે કે, જ્યારે રજ્ઈ તલાક પામી ચૂકેલી સ્ત્રીઓની ઈદ્દત પૂરી થવાની નજીક પહોંચે, તો પતિને બે પ્રકારના અધિકારો પ્રાપ્ત છે. પ્રથમ એ કે રજ્અત કરીને તેને પોતાના નિકાહમાં યથાવત્ રહેવા દે અને બીજું એ કે, રજ્અત (પુનઃ લગ્નસંબંધ સ્થાપિત) ન કરે બલકે, પત્ની સાથે નિકાહના સંબંધોનો અંત લાવીને તેને બિલકુલ સ્વતંત્ર કરી આપે.

પરંતુ બંને અધિકારો સાથે સાથે કુર્આન શરીફે એ શરત લગાવી છે કે, જો પત્નીને નિકાહમાં યથાવત્ રાખવી હોય તો નિયમ પ્રમાણે સારી રીતે રાખવામાં આવે અને જો છોડી દેવા ઈચ્છતો હોય, તો પણ શરીઅતના નિયમ પ્રમાણે સારી રીતે વિદાય કરે, તેમાં بِالْمَعْرُوْفِ નો શબ્દ બંને જગ્યાએ અલગ અલગ રીતે વાપરવામાં આવ્યો છે અને તે એ બાબત તરફ ઈશારો કરે છે કે, રજ્અત માટે પણ અમુક શરતો અને કાયદાઓ છે, એ જ રીતે નિકાહ સંબંધોનો અંત લાવી સ્ત્રીને સ્વતંત્ર કરી દેવા માટે પણ કેટલીક શરતોનું પાલન કરવું પડશે. બંને પરિસ્થિતિઓમાંથી જેને પણ અપનાવે શરીઅતના કાયદાઓ પ્રમાણે અપનાવે. ફક્ત ક્ષણિક ઉશ્કેરાટમાં આવીને અથવા લાગણીઓના પ્રવાહમાં વહી જઈ કોઈ નિર્ણય ન કરે. બંને પરિસ્થિતિઓમાં શરીઅતના કાયદાઓનો ઉલ્લેખ કુર્આને મોટે ભાગે કરી જ દીધો છે અને વધુ સ્પષ્ટતા તથા ખુલાસો રસૂલે કરીમ ﷺએ વર્ણન કર્યો છે.

દાખલા તરીકે, જો તલાકના બનાવ પછી અયોગ્ય પરિણામોનો વિચાર કરી અભિપ્રાય એવો બાંધી લે કે રજ્અત કરી નિકાહ યથાવત્ રાખવા છે, તો એના માટે શરીઅતનો કાયદો એ છે કે, અગાઉના ગુસ્સા અને નારાજગીને દિલમાંથી કાઢીને સારી વર્તણૂક સાથે સારી રીતે જીવન પસાર કરવાનો અને પરસ્પર એકબીજાના હકોને પૂરા કરવાનો પાકો ઈરાદો કરે. માત્ર સ્ત્રીને પોતાની કેદમાં રાખી તેને સતાવવાનો કે, તકલીફ પહોંચાડવાનો હેતુ ન હોય. એટલા માટે

પ્રસ્તુત આયતમાં આ શબ્દો ઈરશાદ થયા છે. وَلَا تُمْسِكُوْهُنَّ ضِرَارًا لِّتَعْتَدُوْا એટલે કે "ઔરતોને પોતાના નિકાહમાં એટલા માટે ન રોકી રાખો કે, તેમના ઉપર અત્યાચાર કરો."

રજ્અતનો બીજો કાયદો એ છે, જે પ્રમાણે સૂરએ તલાકમાં વર્ણન કરવામાં આવ્યું છે وَاَشْهِدُوْا ذَوَىْ عَدْلٍ مِّنْكُمْ وَاَقِيْمُوا الشَّهَادَةَ لِلّٰهِ ط "અને બંને પક્ષોમાંથી બે ભરોસાપાત્ર વ્યક્તિઓને સાક્ષી કરી લો, પછી જો સાક્ષીની જરૂરત પડે તો અલ્લાહના વાસ્તે સાચી સાચી ગવાહી કોઈની શેહ–શરમ રાખ્યા વગર આપો."

*(સૂરહ : ૬૫, આયત : ૨)*

મતલબ એ છે કે, જયારે રજ્અતનો ઈરાદો કરો તો તેના માટે બે ભરોસાપાત્ર મુસલમાનોને ગવાહ બનાવી લો, તેમાં ઘણા ફાયદાઓ છે. એક તો એ કે, જો સ્ત્રી તરફથી રજ્અત વિરૂદ્ધ કોઈ દા'વો હોય તો આ ગવાહી કામ આવી શકે છે.

બીજો ફાયદો એ છે કે, પોતે વ્યક્તિએ પોતાની જાત ઉપર પણ આવી બાબતમાં ભરોસો ન કરવો જોઈએ. જો રજ્અત માટે ગવાહોનો કાયદો લાગુ પાડવામાં ન આવે તો શક્ય છે કે, કોઈ વ્યક્તિ ઈદ્દત પૂરી થઈ ગયા પછી પણ પોતાના સ્વાર્થ અથવા શયતાનના વસવસાઓથી એવો દા'વો કરી બેસે કે, મેં ઈદ્દત પૂરી થતાં પહેલાં રજ્અત કરી હતી. આ ભયસ્થાનો અને ચોર–દરવાજાઓને ખતમ કરવા માટે કુર્આને એ કાયદો નક્કી કર્યો કે, રજ્અત કરો તો તેના માટે બે ભરોસાપાત્ર ગવાહ બનાવી લો.

ઘટનાનું બીજું પાસું એ છે કે, ઈદ્દતની મોહલત અને વિચાર કરવાનો સમય મળ્યો હોવા છતાં દિલોની કડવાશ અને નારાજગી સમાપ્ત ન થઈ અને હવે આ સંબંધોનો અંત જ લાવવો છે, તો એવી સ્થિતિમાં ઘણી સમસ્યાઓ ઊભી થાય છે, દુશ્મની પણ થઈ શકે છે અને બદલો લેવાની ભાવના પણ ભડકી શકે છે. જેનો પ્રભાવ બે વ્યક્તિઓથી આગળ વધી બે કુટુંબો સુધી પહોંચી શકે છે તથા બંને પક્ષે દુનિયા અને આખિરત માટે ભય ઊભો થઈ શકે છે. આવા ભયસ્થાનોને દૂર કરવા માટે ટૂંકમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો, اَوْسَرِّحُوْهُنَّ بِمَعْرُوْفٍ કે, "જો છોડી દેવા અથવા સંબંધોનો અંત લાવવા જ ઈચ્છે તો (એવું) પણ કાયદા પ્રમાણે કરે," એનો કાયદો વિસ્તારપૂર્વક ખુદ કુર્આન મજીદમાં મૌજૂદ છે.

વધારાની સ્પષ્ટતા રસૂલે કરીમ ﷺના નિવેદનો અને કાર્યો દ્વારા સાબિત થાય છે.

દાખલા તરીકે, આનાથી અગાઉની આયતમાં ઈરશાદ થયો છે, وَلَا يَحِلُّ لَكُمْ اَنْ تَاْخُذُوْا مِمَّا اٰتَيْتُمُوْهُنَّ شَيْئًا، એટલે કે, "કોઈ શરઈ કારણ વિના એવું ન કરો કે, પત્નીને તલાકના વળતરમાં પોતાનો આપેલો સામાન અથવા મહર (ભેટ વગેરે) પાછી લઈ લો અથવા તો તેની પાસે કોઈ અન્ય વસ્તુની માંગણી કરો."

અને ત્યારબાદ આ આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે وَلِلْمُطَلَّقٰتِ مَتَاعٌ بِالْمَعْرُوْفِ حَقًّا عَلَى الْمُتَّقِيْنَ، "બધી તલાક પામી ચૂકેલી સ્ત્રીઓને અમુક કાયદા પ્રમાણે લાભ પહોંચાડવાનું નક્કી કરવામાં આવ્યું છે, તેમના માટે જેઓ અલ્લાહથી ડરે છે." લાભ પહોંચાડવાની વિગત એમ છે કે, તલાક આપેલી સ્ત્રીને વિદાય કરતી વખતે એક જોડ કપડાં આપવા તથા તલાક આપનાર પતિ ઉપર તલાક પામી ચૂકેલ સ્ત્રીના અમુક હકો વાજિબ અને જરૂરી કરી અમુક હુકમો અહેસાન અને સદ્‌વ્યવહાર કરવાના પણ આપવામાં આવ્યા છે. આ ઉચ્ચ કક્ષાનું નૈતિક તથા સામાજિક પવિત્ર કુર્આની શિક્ષણ છે, જેમાં એ બાબતનું માર્ગદર્શન મળે છે કે, જે પ્રમાણે નિકાહ પરસ્પર એક કરાર અને સામાજિક સંબંધ હતો, એ જ પ્રમાણે જ્યારે આ કરારનો અંત કરવાનો છે, તો તેનો અંત લાવતી વેળા પણ આ નિકાહ વિચ્છેદ દુશ્મની કે લડાઈ–ઝઘડાનું કારણ ન બનવું જોઈએ. બલકે, આ સંબંધોનો અંત પણ ખૂબ શાંતિથી એકબીજા સાથે સદ્‌વ્યવહાર કરી તલાક આપેલી સ્ત્રીને આર્થિક લાભ પહોંચાડી કરવામાં આવે.

આ લાભની વિગત એવી છે કે, ઈદ્દતના દિવસોમાં તેને પોતાના ઘરમાં રહેવા દે, તેનો બધો ખર્ચ ઉઠાવી લે. જો મહર હજુ સુધી નથી આપી અને એકાંત (સહશયન) થઈ ચૂક્યું છે તો પૂરી મહર અદા કરે અને જો એકાંતથી પહેલાં તલાકની ઘટના બની ચૂકી છે તો અડધી મહર ખુશી–ખુશી આપી દે. આ બધા અધિકારો તો વાજિબ અધિકારો છે, જે તલાક આપનાર પતિ માટે પૂરા કરવા જરૂરી છે, પરંતુ મુસ્તહબ અને ઉત્તમ રીત એ છે કે, તલાક આપેલી સ્ત્રીને વિદાય કરતી વેળા અમુક રોકડ રકમ, કપડાં લત્તા વગેરે સામાન આપીને વિદાય કરે. સુબ્હાનલ્લાહ ! ઈસ્લામનું કેટલું પવિત્ર શિક્ષણ છે કે, જે બાબત મોટેભાગે લડાઈ–ઝઘડા અને દુશ્મનાવટનું કારણ બને છે અથવા જેના દ્વારા કુટુંબોના કુટુંબો બરબાદ થઈ જાય છે, તેમાં પણ કાયમી મહોબ્બત અને એકબીજા પ્રત્યે હમદર્દીની ભાવના પૈદા થાય છે.

આ બધા હુકમો પછી ઈરશાદ ફરમાવ્યો, وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ એટલે કે, "જે વ્યક્તિ અલ્લાહની આ હદોનું ઉલ્લંઘન કરશે તે પોતાનું જ નુકસાન કરશે." આખિરતમાં તો દેખીતું છે કે, ત્યાં બધા જ અત્યાચાર અને જોર–જબરદસ્તીનો બદલો અલ્લાહ તઆલાના દરબારમાં લેવામાં આવશે અને જ્યાં સુધી મઝલૂમનો બદલો જાલિમ પાસેથી લેવામાં નહિ આવે, વાત આગળ વધશે નહીં.

અને દુનિયામાં પણ જો દીર્ઘદષ્ટિ તથા અનુભવ આધારે વિચાર કરવામાં આવે તો કોઈ જાલિમ દેખાવમાં મઝલૂમ ઉપર ગમે એટલો જુલમ કરી પોતાનું દિલ ઠંડુ રાખવાનો ઈરાદો કરે, પરંતુ તેના પરિણામ મોટેભાગે દુનિયામાં પણ તેમને બેઆબરૂ અને બેઈજ્જત કરે છે. તેઓ સમજે કે ન સમજે, ઘણીવાર તેઓ અનેક એવી મુસીબતોમાં સપડાય છે, જે તેમના જુલમોનું પરિણામ હોય છે, આ રીતે જાલિમોને દુનિયામાં પણ થોડું ઘણું ભોગવવું પડતું હોય છે. તેને જ શૈખ સઅ્દીએ આ શબ્દોમાં વર્ણન કર્યું છે.

پنداشت ستمگر کہ جفا بر ما کرد    برگردنِ وے بماند و بر ما بگزشت

કુર્આન શરીફની વર્ણનશૈલી, ખાસ કરીને તેની સંબોધનશૈલી એવી છે કે, તે દુનિયાના બંધારણોની જેમ કાયદાઓ કે નિયમ સ્વરૂપે માત્ર વર્ણન નથી હોતું, દા.ત. દુનિયાના કાયદાઓમાં ફક્ત કાયદાઓનો ઉલ્લેખ કરવામાં આવે છે અને તેના ફાયદાઓ કે નુકસાનોની કોઈ ચર્ચા કરવામાં નથી આવતી, પરંતુ કુર્આન શરીફની હિકમત, મસ્લિહત તથા કાયદાઓ વિરૂદ્ધ આચરણ કરવાના પરિણામોની સ્પષ્ટતા એવી રીતે કરવામાં આવે છે, જેમાં વ્યક્તિને થતા નુકસાનો અને ગેરલાભોનું સવિસ્તર વર્ણન હોય છે. તેને જોઈને પ્રત્યેક નૈતિકતા ધરાવનાર નીતિવાન વ્યક્તિ માનવતાની મર્યાદાઓનું ક્યારેય ઉલ્લંઘન કરતો નથી અને કાયદાઓ વિરૂદ્ધ આચરણ કરી પાપલીલા આચરી શકતો નથી. કારણ કે કુર્આનના પ્રત્યેક કાનૂનમાં અલ્લાહનો ડર અને આખિરતના હિસાબની યાદ અપાવવામાં આવે છે.

**નિકાહ અને તલાકને કોઈ રમત (ખેલ–તમાશો) ન બનાવો :**

બીજો મસ્અલો આ આયતમાં એ ઈરશાદ કરવામાં આવ્યો છે કે,

"અલ્લાહની આયતોને ખેલ–તમાશો ન બનાવો." وَلَا تَتَّخِذُوْا اٰيٰتِ اللّٰهِ هُزُوًا રમત બનાવવાની એક તફસીર તો એ છે કે, નિકાહ અને તલાક માટે અલ્લાહ તઆલાએ જે મર્યાદાઓ અને શરતો નક્કી કરી છે, તેના વિરૂદ્ધ કોઈ કાર્ય ન કરો અને બીજી તફસીર હઝરત અબૂ દરદાઅ્ (રદિ.)થી રિવાયત થઈ છે કે, "અજ્ઞાનતાના યુગમાં અમુક લોકો તલાક આપીને અથવા તો ગુલામને આઝાદ કરીને ફરી જતા હતા અને કહેતા હતા કે, મેં તો હસી–મજાકમાં આવું કહી દીધું હતું. મારી તલાક આપવાની કે ગુલામને આઝાદ કરવાની કોઈ નિય્યત ન હતી, તે બાબતે આ આયત નાઝિલ થઈ જેમાં એ ફેંસલો કરવામાં આવ્યો કે, તલાક અને નિકાહ કોઈ ખેલ–તમાશાની બાબત નથી. જો કોઈ તેને ખેલ–તમાશો સમજીને મજાક–મજાકમાં પણ આવું કરશે તો તે લાગુ પડી જશે. નિય્યત ન હોવાનું બહાનું માન્ય રાખવામાં નહિ આવે."

રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો છે કે, ત્રણ વસ્તુઓ એવી છે કે, જેમાં મજાક કરવાને પણ સાચે જ કર્યું હોય તેવો હુકમ લાગુ પડે છે. એક "તલાક", બીજી "ઈતાક" અને ત્રીજું "નિકાહ."

(اَخْرَجَهُ ابْنُ مَرْدَوِيَّهُ عَنْ اِبْنِ عَبَّاسٍؓ وَابْنُ الْمُنْزِرِعَن عُبَادَةَبْنِ ا لصَّامِتِؓ)

અને હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી આ હદીષ નીચે પ્રમાણેના શબ્દોમાં વર્ણન થઈ છે,

ثَلَاثٌ جِدُّهُنَّ جِدٌّ وَهَزْ لُهُنَّ جِدٌّ اَلنِّكَاحُ وَالطَّلَاقُ وَالرَّجْعَةُ،

*"ત્રણ બાબતો એવી છે જેને હસી–મજાકમાં કહેવી અથવા ઈરાદો અને નિય્યત કરીને કહેવી સરખું છે. એક નિકાહ, બીજી તલાક અને ત્રીજી રજૂઅત."*

*(મઝહરી)*

આ ત્રણે બાબતોમાં શરીઅતનો હુકમ એ છે કે, જો પુરૂષ અને સ્ત્રીએ કોઈપણ પ્રકારની નિય્યત કે ઈરાદા વિના હસી–મજાકમાં ગવાહો સામે નિકાહ માટે જરૂરી "ઈજાબ અને કબૂલ" કરી લીધું તો પણ નિકાહ થઈ જાય છે. એવી જ રીતે જો ઈરાદા વિના હસી–મજાકમાં ખુલ્લા શબ્દોમાં તલાક આપી દીધી તો પણ તલાક થઈ જાય છે અથવા રજૂઅત કરે તો રજૂઅત થઈ જાય છે. એ જ પ્રમાણે કોઈ ગુલામને હસી–મજાકમાં આઝાદ કરવાનું કહી દે, તો ગુલામ અથવા બાંદી

આઝાદ થઈ જાય છે. હસી–મજાકનું કોઈ બહાનું માન્ય રાખવામાં નહિ આવે.

આ હુકમના ઉલ્લેખ પછી કુર્આન શરીફે પોતાની ખાસ શૈલીમાં મનુષ્યને અલ્લાહની તાબે'દારી અને આખિરતનો ડર રાખવાનો સબક આપ્યો અને ઈરશાદ ફરમાવ્યું, وَاذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ وَمَا اَنْزَلَ عَلَيْكُمْ مِّنَ الْكِتٰبِ وَالْحِكْمَةِ يَعِظُكُمْ بِهٖ ؕ وَاتَّقُوااللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۵ "યાદ કરો અલ્લાહ તઆલાની નેઅ્મતોને, જે તમારા ઉપર નાઝિલ ફરમાવવામાં આવી, યાદ કરો તે ખાસ નેઅ્મતોને જે કિતાબ અને હિકમતના સ્વરૂપમાં તમને આપવામાં આવી અને એ સમજી લો કે, અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખૂબ સારી પેઠે જાણે છે," તમારી નિય્યતો, ઈરાદાઓ અને દિલોના ગુપ્ત ભેદો (રહસ્યો)ની ખબર રાખે છે. એટલા માટે જો પત્નીને તલાક આપીને સ્વતંત્ર કરવી હોય તો પરસ્પર સંઘર્ષ, લડાઈ–ઝઘડો તથા એકબીજાના હકોને મારીને નહીં બલકે, જુલમથી બચવાની નિય્યત કરો, ગુસ્સાના કારણે બદલો લેવા માટેની અથવા પત્નીને અપમાનિત કરવાની કે તકલીફ પહોંચાડવાની નિય્યત કરવામાં ન આવે.

**તલાકની વાસ્તવિક અને સાચી રીત એ છે કે, સ્પષ્ટ શબ્દોમાં "રજ્ઈ તલાક" આપવામાં આવે :**

ત્રીજો મસ્અલો જેના તરફ આ આયતમાં ઈશારો કરવામાં આવ્યો છે તે એ છે કે, શરીઅત અને સુન્નતની નજરમાં સાચી બાબત એ જ છે કે, જો કોઈ વ્યક્તિ તલાક આપવા મજબૂર થઈ જ જાય તો સ્પષ્ટ અને ખુલ્લા શબ્દોમાં એક "તલાકે રજ્ઈ" આપી દે, જેથી ઈદ્દત સુધી રજૂઅતનો અધિકાર રહે. એવા શબ્દો ન બોલે જેના દ્વારા લગ્નસંબંધોનો અચાનક અંત આવી જાય, જેને "તલાકે બાઈન" કહે છે અને ન જ ત્રણ તલાકો આપે કે, ત્યાર પછી પુનઃલગ્ન કરવા પણ હરામ થઈ જાય છે. આ ઈશારો طَلَّقْتُمُ النِّسَآءَ (જ્યારે તમે પત્નીને તલાક આપો)ને વિના શરતે વર્ણન કરવાથી મળે છે. કારણ કે જે હુકમ આ આયતમાં બતાવવામાં આવ્યો છે, જો કે, તે ફક્ત "તલાકે રજ્ઈ" એક અથવા બે માટે છે. "તલાકે બાઈન" અથવા "ત્રણ તલાક" માટે નથી. પરંતુ કુર્આન શરીફે કોઈ શર્ત વર્ણન ન ફરમાવીને તે તરફ ઈશારો કરી આપ્યો છે કે, તલાક આપવાની સાચી પદ્ધતિ "તલાકે રજ્ઈ" છે. આ સિવાયના અન્ય સ્વરૂપો અપ્રિય છે અને તે સાચી રીત નથી.

**તલાક આપવામાં આવેલ સ્ત્રીઓને (ત્યકતાને) પોતાની મરજીથી શાદી કરવા માટે શરઈ કારણ વિના રોકવી હરામ છે :**

બીજી આયતમાં તે અત્યાચારી વર્તણૂકનો રદિયો આપવામાં આવ્યો છે કે, જે મોટે ભાગે તલાક પામેલ (ત્યકતા) સ્ત્રીઓ સાથે કરવામાં આવે છે કે, તેમને બીજી શાદી કરવાથી રોકવામાં આવે છે. પ્રથમ પતિ પણ મોટે ભાગે તલાક આપેલી સ્ત્રીને અન્ય પુરૂષના નિકાહમાં જવાથી રોકવા ઈચ્છે છે અને તેને પોતાની ઈજ્જત અને સન્માન વિરૂદ્ધ સમજે છે. અમુક કુટુંબોમાં સ્ત્રીઓના વાલીઓ પણ તેને બીજી શાદી કરવાથી રોકે છે. અમુક લોકો આવું લાલચના કારણે પણ કરતા હોય છે કે, જેથી તેની શાદી માટે કોઈ રકમ પ્રાપ્ત કરી શકે. અમુક સમયે તલાક પામેલી (રજૂઈ તલાક દ્વારા નિકાહમાંથી નીકળી ચૂકેલી અથવા બીજા પતિએ પણ તલાક આપ્યા પછી સ્વતંત્ર થયેલ) સ્ત્રી ફરી પોતાના પ્રથમ પતિ સાથે નિકાહ માટે તૈયાર થઈ જાય છે, પરંતુ સ્ત્રીના વાલીઓ અને સગાં-વહાલાં એક પ્રકારની અદાવત રાખીને બંને રાજી-ખુશી હોવા છતાં તેમને નિકાહ કરવાથી રોકી રાખે છે, પરંતુ સ્વતંત્ર સ્ત્રીને શરઈ કારણ વિના રોકી રાખવી, ભલે તે પ્રથમ પતિ તરફથી હોય અથવા સ્ત્રીના પોતાના વાલીઓ તથા સગાં-વહાલાં તરફથી હોય, ઘણો મોટો જુલમ છે. આ અત્યાચારને ખતમ કરવા આ આયત નાઝિલ ફરમાવવામાં આવી.

આ આયતનો શા'ને નુઝૂલ પણ કંઈક આવી જ ઘટના છે. સહીહ બુખારીમાં છે કે, હઝરત મઅ્કલ બિન યસાર (રદિ.)એ પોતાની બહેનની શાદી એક વ્યક્તિ સાથે કરાવી હતી. તેણે તેમની બહેનને તલાક આપી દીધી અને ઈદ્દત પણ પસાર થઈ ગઈ, ત્યાર પછી તે વ્યક્તિને પોતાના કૃત્ય ઉપર અફસોસ અને પસ્તાવો થયો અને તેણે એવું ઈચ્છયું કે, ફરીવાર તે સ્ત્રી સાથે જ નિકાહ કરી લે. મઅ્કલ બિન યસારની બહેન પણ આ શાદી માટે તૈયાર થઈ ગઈ, પરંતુ જ્યારે તે વ્યક્તિએ મઅ્કલ બિન યસાર (રદિ.)ને આ બાબતની જાણ કરી, તો તેઓ તલાક આપવા સબબ ગુસ્સામાં હતા. તેમણે કહ્યું, “મેં તમારું માન રાખ્યું, મારી બહેનને તમારા નિકાહમાં આપી, પરંતુ તમે તેની એ કદર કરી કે, તમે તેને તલાક આપી દીધી. હવે તમે એટલા માટે મારી પાસે આવ્યા છો કે, ફરીવાર તેની સાથે નિકાહ કરો. ખુદાની કસમ ! હવે તે તમારા નિકાહમાં ક્યારેય નહિ આવે.”

એ જ પ્રમાણે એક ઘટના જાબિર બિન અબ્દુલ્લાહની પિતરાઈ બહેનની બની છે. આ કિસ્સા વિશે પ્રસ્તુત આયત નાઝિલ થઈ, જેમાં મઅ્કલ અને જાબિર (રદિ.)ની આ પ્રમાણેની વર્તણૂકને અપ્રિય અને નાજાઈઝ ઠરાવવામાં આવી છે.

સહાબએ કિરામ (રદિ.) આપ ﷺના સાચા આશિકો હતા. આ આયત સાંભળતા જ મઅ્કલ બિન યસારનો પોતાનો બધો જ ગુસ્સો ઠંડો પડી ગયો અને પોતે જઈને પોતાની બહેનના ફરીવાર તેના પતિ સાથે નિકાહ કરાવી દીધા અને કસમનો કફ્ફારો પણ આપી દીધો. એ જ પ્રમાણે જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)એ પણ કર્યું.

આ આયતના સંબોધનમાં તે પતિઓ પણ સામેલ છે, જેમણે તલાક આપી દીધી છે અને સ્ત્રીઓના વાલીઓ પણ સામેલ છે. બંનેને હુકમ આપવામાં આવ્યો છે કે, فَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ તલાક પામી ચૂકેલ સ્ત્રીઓને એ બાબતથી ન રોકો કે, તેઓ પોતે નક્કી કરેલ પુરૂષો સાથે નિકાહ કરે. ભલે પછી તે તલાક આપી દેનાર પતિ સાથે પુનઃલગ્ન પણ કેમ ન હોય કે, જેણે તેને તલાક આપી હતી અથવા અન્ય કોઈ હોય, પરંતુ એ સાથે જ એ શરત લગાવી કે اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ એટલે કે, જ્યારે બંને પુરૂષ અને સ્ત્રી શરીઅતના કાયદા મુજબ રાજી થઈ જાય, તો તેમને નિકાહથી ન રોકો, તેમાં ઈશારો કરવામાં આવ્યો કે, જો આ બંને રાજી–ખુશી ન હોય, કોઈ એકબીજા ઉપર બળજબરી કરે, તો તમને રોકવાનો અધિકાર છે અને જો રાજી–ખુશી પણ હોય, પરંતુ શરીઅતના કાયદા પ્રમાણે ન હોય. દા.ત. નિકાહ કર્યા વિના પરસ્પર પતિ–પત્નીની જેમ ભેગા રહેવા ઈચ્છતા હોય, અથવા ત્રણ તલાકો પછી નાજાઈઝ રીતે પરસ્પર નિકાહ કરી લે, અથવા ઈદ્દતના દિવસોમાં બીજા પુરૂષ સાથે નિકાહ કરવાનો ઈરાદો હોય, તો દરેક મુસલમાન બલકે, ખાસ કરીને તે લોકો કે, જેઓ આ પુરુષ–સ્ત્રીના સગાં–વહાલાં અને સંબંધીઓ છે, તેઓને તે સ્ત્રી–પુરુષને આવું કરવાથી રોકવાનો અધિકાર છે બલકે, પોતાની શક્તિ અનુસાર રોકવું વાજિબ છે.

આ જ રીતે કોઈ સ્ત્રી પરવાનગી વિના પોતાના વાલીઓની મરજી વિરૂદ્ધ તેમણે નક્કી કરેલ "કુફ્રુ" (શરીઅતના માપદંડોના આધારે પોતાની સમકક્ષ ગણાતા) પુરુષ સાથે નિકાહ કરવા ઈચ્છે અથવા તો ખૂબ ઓછી મહર (પ્રચલિત

રિવાજ પ્રમાણે ન હોય એવી)ની રકમ લઈને નિકાહ કરવા ચાહે અથવા આવી બાબતોના સ્ત્રીના કુટુંબવાળાઓ ઉપર ખૂબ ઊંડા પ્રત્યાઘાતો પડતા હોય, તો આવી બાબતોમાં સ્ત્રીને અધિકાર નથી અને આ રીતે રાજી–ખુશી થઈ જવું શરીઅત પ્રમાણે ગણવામાં નહિ આવે, એટલા માટે સ્ત્રીના વાલીઓને કે સંબંધીઓને આવા નિકાહ કરવાથી સ્ત્રીને રોકવાનો અધિકાર છે. اِذَا تَـرَاضَوُا ના શબ્દોથી એ તરફ પણ ઈશારો થઈ ગયો કે, પુખ્ત વયની સમજદાર છોકરીના નિકાહ તેની પરવાનગી અને રાજી–ખુશી વિના નથી થઈ શકતા. આયતના છેલ્લા ત્રણ વાક્યોમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, ذٰلِكَ يُوْعَـظُ بِـهٖ مَنْ كَانَ مِـنْـكُـمْ يُـؤْمِـنُ بِـاللّٰـهِ وَالْيَوْمِ الْاٰخِرِ એટલે કે, "આ હુકમો તે લોકો માટે છે જેઓ અલ્લાહ અને કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવે છે," એમાં ઈશારો કરવામાં આવ્યો કે, અલ્લાહ અને કયામતના દિવસ ઉપર ઈમાન રાખવાનું પરિણામ એ છે કે, વ્યક્તિ અલ્લાહના આ હુકમોનો સંપૂર્ણ પાલનકર્તા બની જાય અને જે લોકો આ હુકમોના પાલનમાં આળસ કરે છે અથવા ઉણપ રાખે છે તેઓ સમજી લે કે, તેમના ઈમાનમાં ક્ષતિ અને ઉણપ છે.

બીજા વાકયમાં ઈરશાદ ફરમાવ્યો ذٰلِـكُـمْ اَزْكٰـى لَـكُمْ وَاَ طْهَـرُ એટલે કે, "આ હુકમોનું પાલન કરવું તમારા માટે પવિત્રતા અને સ્વચ્છતાનું માધ્યમ છે." એમાં ઈશારો કરવામાં આવ્યો કે, આ ફરમાન વિરૂદ્ધ કૃત્ય કરવાનું પરિણામ ગુનાહોની નાપાકી તથા ફિત્નો–ફસાદ છે. કારણ કે, બુદ્ધિ ધરાવનાર પુખ્ત વયની યુવાન છોકરીઓને જો શાદી કરવાથી રોકવામાં આવશે, તો એક બાજુએ તેમના ઉપર અત્યાચાર અને તેમના અધિકારો ઉપર તરાપ મારેલી ગણાશે અને બીજી બાજુ તેમની ઈજ્જત અને પાકદામનીને ભયમાં નાંખવા બરાબર કૃત્ય લેખાશે અને ત્રીજું એ કે, ખુદાનાખ્વાસ્તા જો આવી સ્ત્રી કોઈ ગુનાહમાં સપડાઈ ગઈ તો તેનો વબાલ તે લોકો ઉપર પણ આવશે, જેમણે તેને નિકાહ કરવાથી રોકી હતી અને આખિરતના વબાલથી પહેલાં શક્ય છે કે, આવી મજબૂર સ્ત્રીઓના કારણે પોતે પરસ્પર પુરુષોમાં લડાઈ–ઝઘડા અને ખૂનામરકીની નોબત આવી જાય. જેમકે આપણે આવી ઘણી બધી ઘટનાઓ આજકાલ નજરે નિહાળી રહ્યા છે. જો સ્ત્રીને નિકાહથી રોકવામાં ન આવે, પરંતુ તેની પસંદગી વિરૂદ્ધ અન્ય પુરુષો સાથે નિકાહ કરવા મજબૂર કરવામાં આવશે તો પણ તેનું પરિણામ કાયમી અદાવત,

ફિત્ના–ફસાદ, તલાક કે વાદ–વિવાદ સ્વરૂપે સામે આવશે, જેનો ખરાબ પ્રભાવ દેખીતું છે કે, બંને કુટુંબો ઉપર પડશે. એટલા માટે કહેવામાં આવ્યું છે કે, સ્ત્રીઓને તેમણે પસંદ કરેલ પતિઓ સાથે જો શરીઅતના માપદંડો અનુસાર અને "કુફુ" પ્રમાણે હોય તો નિકાહ કરવાથી ન રોકવી જ તમારા માટે નૈતિક પવિત્રતા અને સ્વચ્છતાની બાબત છે.

ત્રીજા વાક્યમાં ઈરશાદ છે કે, وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَاتَعْلَمُوْنَ "તમારી મસ્લિહતો (હિતો)ને અલ્લાહ તઆલા જ જાણે છે અને તમે નથી જાણતા." આવું ફરમાવવાનો હેતુ એ છે કે, જે લોકો તલાક આપેલી સ્ત્રીઓને નિકાહથી રોકે છે, તેઓ પોતાના માટે તેના અમુક ફાયદાઓ અને હિતો વિશે વિચારે છે. દાખલા તરીકે, પોતાની ઈજ્જત અને સ્વમાનનો વિચાર કરે છે, અથવા શાદીના બદલામાં અમુક આર્થિક લાભ મેળવવાનું વિચારે છે. આ બધા શયતાની વિચારો અને વ્યર્થ યુક્તિઓને રદ કરવા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, તમારા હિતો અને ફાયદાઓથી હું સારી પેઠે વાકેફ છું અને તેને ધ્યાનમાં રાખીને હુકમ આપું છું. તમે ઘટનાની સચ્ચાઈ તથા તેના પરિણામોથી બેખબર છો, એટલા માટે પોતાની અધૂરી સમજ અને અધૂરી બુદ્ધિ વડે અમુક સમયે એવી બાબતોને પોતાના માટે લાભકારક સમજી બેસો છો, જેમાં તમારો વિનાશ અને બરબાદી છે. તમે જે ઈજ્જત–આબરૂ અને સન્માનનું પોટલું બાંધી ફર્યા કરો છો, જો તલાક પામેલી સ્ત્રીને ગૈરશરઈ રીતે નિકાહ કરવાથી રોકવામાં આવી અને તે બેકાબૂ થઈ ગઈ તો બધી ઈજ્જત માટીમાં ભળી જશે. નાજાઈઝ પદ્ધતિથી તમારા આર્થિક લાભો મેળવવાના ઈરાદાઓ શક્ય છે કે, તમને એવા ફિત્ના–ફસાદ અને ઝઘડાઓમાં ફસાવી દે કે, જેમાં આર્થિક નુકસાનની સાથે સાથે પ્રાણ ખોવાનો પણ વારો આવે !

## કાયદાઓ અને તેના અમલીકરણ માટે પ્રેરણા પૂરી પાડવાનો કુર્આનનો બેનમૂન હિકમતસભર વર્ણનશૈલી :

કુર્આન શરીફે આ સ્થળે એક કાયદો રજૂ કર્યો કે, તલાક પામેલી સ્ત્રીને પોતાની મરજી પ્રમાણે શરઈ માપદંડો આધારે શરતો પૂર્ણ થતી હોવા છતાં નિકાહ કરવાથી રોકવી ગુનોહ છે. આ કાનૂનનો ઉલ્લેખ કરી તેના પર અમલ કરવાની સરળતા માટે તથા લોકોને આ બાબતે માનસિક રીતે તૈયાર કરવા માટે જે ઈરશાદ ફરમાવ્યો, તેમાં પ્રથમ વાક્યમાં કયામતના દિવસનો હિસાબ અને

ગુનાહોની શિક્ષાનો ભય બતાવી મનુષ્યને આ કાયદા ઉપર અમલ કરવા માટે તૈયાર કરવામાં આવ્યા અને બીજા વાક્યમાં આ કાયદાનો વિરોધ કરવામાં જે નુકસાનો અને મનુષ્ય માટે ગેરલાભો છે, તેને બતાવી કાનૂનના અમલીકરણ માટે તૈયાર કરવામાં આવ્યા. ત્રીજા વાક્યમાં કહેવામાં આવ્યું કે, તમારું પોતાનું હિત પણ એમાં જ છે કે, તમે અલ્લાહ તઆલાના બતાવેલા કાનૂનની પાબંદી કરો અને તેના વિરૂદ્ધ કરવામાં જો કોઈ તમારો અંગત લાભ અને હિત વિચારતા હોય તો તે તમારી અધૂરી સમજનું પરિણામ છે, તમે તેના ખતરનાક પરિણામોથી વાકેફ નથી!

કુર્આન શરીફની આ શૈલી અને વર્ણન કરવાની પદ્ધતિ બધા જ હુકમો વિશે એકસમાન છે. પ્રથમ કાયદો બતાવવામાં આવે છે, પછી તેની સાથે જ અલ્લાહ તઆલા ઉપર ઈમાન, આખિરતનો હિસાબ અને અઝાબનો ભય વગેરે પ્રત્યેક કાયદાની આગળ–પાછળ બતાવવામાં આવે છે. જેમકે اِتَّقُوا اللّٰهَ અથવા اِنَّ اللّٰهَ خَبِيْرٌ بِمَا تَعْمَلُوْنَ () اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ વગેરે વાક્યો દ્વારા કુર્આને કરીમ આખી દુનિયાના માનવો તથા કયામત સુધી આવનારી પેઢીઓ માટે એક સંપૂર્ણ જીવન વ્યવસ્થા તથા જીવનના પ્રત્યેક ક્ષેત્ર માટેના જરૂરી કાયદાઓ બતાવે છે અને તેમાં મર્યાદાઓ અને સીમાઓ પણ બતાવે છે. જગતના અન્ય કાયદાઓના પુસ્તકોમાં પણ કાયદાઓનું વર્ણન થાય છે, પરંતુ કુર્આનની કાયદાઓ વર્ણન કરવાની શૈલી તદ્દન નિરાળી અને અનોખી છે, તેની વર્ણન શૈલી હુકમની ભાષા કરતા પ્રેરણા આપવાની વધારે છે. તેમાં પ્રત્યેક કાયદાના વર્ણનની સાથે સાથે એવો પ્રયત્ન કરવામાં આવ્યો છે કે, કોઈ મનુષ્ય આ કાયદાઓનું ઉલ્લંઘન કરી સજાપાત્ર ન બની જાય. દુનિયાની સરકારો જેમ માત્ર એવું નથી કે, એક કાયદો બનાવ્યો, તેની જાહેરાત કરી, હવે જે કોઈપણ આ કાયદો તોડે તે સજા ભોગવશે.

જ્યારે કે, કુર્આન શરીફની વર્ણન શૈલી એક અનોખા અંદાજથી થયેલ છે. જેનો એક મોટો ફાયદો એ છે કે, તેને જોયા અથવા સાંભળ્યા પછી વ્યક્તિ આ કાયદાઓ ઉપર અમલ માત્ર એટલા માટે નથી કરતો કે, જો કોઈ કાયદાનું ઉલ્લંઘન કરીશું તો દુનિયામાં એની કોઈ સજા મળી જશે બલકે, દુનિયાની સજાથી વધારે અલ્લાહની નારાજગી અને આખિરતની શિક્ષાની ફિકર હોય છે અને આ જ

ફિકર–ચિંતાની બીનાએ તેના બાહ્ય અને આંતરિક જીવનમાં તથા તેના સુષુપ્ત મનમાં ધરબાયેલી મહત્ત્વાકાંક્ષાઓ અને તેના બાહ્ય જીવનના કર્મો બધું એકસમાન થઈ જાય છે. તે કોઈ એવા સ્થળે પણ આ કાયદાનો ભંગ નથી કરતો જ્યાં કોઈ જાહેર અથવા ગુપ્ત પોલીસ પહોંચી પણ ન શકે. કારણ કે આ વ્યક્તિનો અકીદો (માન્યતા) છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુ દરેક સ્થળે હાજર–નાજર છે અને સૃષ્ટિના અણુએ અણુની ખબર રાખે છે. આ જ કારણ છે કે, કુર્આનના શિક્ષણે જે સામાજિક નિયમો તૈયાર કર્યા છે, પ્રત્યેક મુસલમાન આ કાયદાઓની પાબંદી કરવાને પોતાના જીવનનો હેતુ સમજે છે.

કુર્આનની શાસન વ્યવસ્થામાં એ જ વિશેષતા છે કે, તેમાં એક બાજુ કાયદાઓની મર્યાદાઓ અને હદોનું વર્ણન છે, તો બીજી બાજુ આ કાયદાઓ ઉપર અમલીકરણની પ્રેરણા દ્વારા મનુષ્યને નૈતિક અને સત્યનિષ્ઠ બનાવી માનવીય મૂલ્યોને એટલા ઉચ્ચ કક્ષાના બનાવવામાં આવ્યા છે કે, આ શરઈ કાયદાઓ મનુષ્ય માટે એક સ્વાભાવગત અને તેની પ્રકૃતિમાં વણાયેલી વસ્તુ જેવું અભિન્ન અંગ બની જાય છે. આ કાયદાઓ સામે તે પોતાની બધી જ લાગણીઓ, મનેચ્છાઓ અને મહાત્ત્વાકાંક્ષાઓને પીઠ પાછળ નાંખી દે છે. દુનિયાની સરકારોમાં તથા કૌમોના ઈતિહાસમાં જો ગુનાહો અને તેની ઘટનાઓ ઉપર ઊંડાણપૂર્વક અભ્યાસ કરવામાં આવશે તો ખબર પડશે કે, નર્યા કાયદાઓ બનાવવાથી ક્યારેય કોઈ વ્યક્તિ કે સમાજની સુધારણા નથી થતી. ફક્ત પોલીસ અને લશ્કરથી ક્યારેય કોઈ ગુનાહોને નેસ્ત નાબૂદ કરી શકાતા નથી. જ્યાં સુધી કે, કાયદાઓ સાથે સાથે અલ્લાહનો ડર, તેની મોટાઈ તથા તેના રાજી અથવા નારાજ હોવાની ધારણા અને માન્યતા હરપળે વ્યક્તિના દિલમાં છવાયેલી ન હોય. ગુનાહોથી રોકનારી બાબતો વાસ્તવમાં અલ્લાહનો ડર, આખિરતના હિસાબનો ભય અને અલ્લાહને રાજી રાખવાની માન્યતા છે. જો આ ત્રણ બાબતો ન હોય તો કોઈપણ માનવસર્જિત કાયદો મનુષ્યને ગુનાહો કે ક્રાઈમથી છૂટકારો અપાવી નથી શકતો.

―――――――――――――――

―――――――――

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૩૩)

وَالْوَالِدٰتُ يُرْضِعْنَ اَوْلَادَهُنَّ حَوْلَيْنِ كَامِلَيْنِ لِمَنْ اَرَادَ اَنْ يُّتِمَّ الرَّضَاعَةَ ؕ وَعَلَى الْمَوْلُوْدِ لَهٗ رِزْقُهُنَّ وَكِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ ؕ لَا تُكَلَّفُ نَفْسٌ اِلَّا وُسْعَهَا ۚ لَا تُضَآرَّ وَالِدَةٌۢ بِوَلَدِهَا وَلَا مَوْلُوْدٌ لَّهٗ بِوَلَدِهٖ ۗ وَعَلَى الْوَارِثِ مِثْلُ ذٰلِكَ ۚ فَاِنْ اَرَادَا فِصَالًا عَنْ تَرَاضٍ مِّنْهُمَا وَتَشَاوُرٍ فَلَا جُنَاحَ عَلَيْهِمَا ؕ وَاِنْ اَرَدْتُّمْ اَنْ تَسْتَرْضِعُوْٓا اَوْلَادَكُمْ فَلَا جُنَاحَ عَلَيْكُمْ اِذَا سَلَّمْتُمْ مَّآ اٰتَيْتُمْ بِالْمَعْرُوْفِ ؕ وَ اتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۲۳۳﴾

## તરજુમો :

*અને માતાઓ પોતાની ઔલાદને પૂરા બે વર્ષ દૂધ પીવડાવે (ધવડાવે) જો કોઈ દૂધ પીવડાવવાની મુદત (ધાવણ)ને પૂરી કરવા ઈચ્છે; અને તે (માતા)ઓનો ખાધા–ખોરાકી અને તેમના કપડાં–લત્તાં પિતાના માથે નિયમ પ્રમાણે (વાજિબ) છે, કોઈ વ્યક્તિને તકલીફ આપવામાં નહિ આવે પરંતુ તેની શક્તિ (હેસિયત) પ્રમાણે; માતાને તેના બાળકના કારણે નુકસાન પહોંચાડવામાં ન આવે અને બાપને (પણ) તેના બાળકના કારણે (નુકસાન પહોંચાડવામાં ન આવે); અને વારસદારો ઉપર પણ આવું જ (વાજિબ) છે, અને જો તેઓ બંને પરસ્પર રાજી–ખુશીથી અને મશ્વરાથી (બે વર્ષ પહેલાં જ) દૂધ (ધાવણ) છોડાવવા ઈચ્છે તો બંને પર કોઈ ગુનોહ નથી, અને જો તમે ઈચ્છો કે પોતાની ઔલાદને (કોઈ ધવડાવનારી આયા પાસે) દૂધ પીવડાવો (ધવડાવો) તો (પણ) તમારા ઉપર કોઈ ગુનોહ નથી જ્યારે કે તમે નિયમ પ્રમાણે (દૂધ પીવડાવવાના બદલામાં મહેનતાણું) આપવાનું નક્કી કર્યું હતું તે તેમના હવાલે કરી દો; અને અલ્લાહથી ડરો, અને જાણી લો કે તમે જે કંઈ કરો છો અલ્લાહ તેને સારી પેઠે જોનારો છે. (૨૩૩)*

## તફસીર :

અને માતાઓ પોતાની ઔલાદને પૂરા બે વર્ષ દૂધ પીવડાવે (ધવડાવે), જો કોઈ દૂધ પીવડાવવાની મુદ્દત (ધાવણ)ને પૂરી કરવા ઈચ્છે, અને તે (માતા)ઓનો ખાધા–ખોરાકી (ખર્ચ) અને તેમના કપડાં–લત્તા પિતાના માથે નિયમ પ્રમાણે (વાજિબ) છે અને કોઈને તકલીફ આપવામાં નહિ આવે પરંતુ તેની શક્તિ (હૈસિયત) પ્રમાણે; માતાને તેના બાળકના કારણે નુકસાન પહોંચાડવામાં નહિ આવે અને બાપને (પણ) તેના બાળકના કારણે (નુકસાન પહોંચાડવામાં નહિ આવે) અને (બાળકનો પિતા હયાત ન હોય એવી પરિસ્થિતિમાં) વારસદારો (જે શરઈ રૂએ વારસદાર હોવાનો હક ધરાવતો હોય) ઉપર પણ આવું જ (વાજિબ) છે, પછી જો તેઓ બંને (માતા–પિતા) પરસ્પર રાજી–ખુશીથી અને મશ્વરાથી દૂધ (ધાવણ) છોડાવવા ઈચ્છે, તો બંને પર કોઈ ગુનોહ નથી અને જો તમે ઈચ્છો કે પોતાની ઔલાદને (કોઈ દૂધ પીવડાવનારી આયા પાસે) દૂધ પીવડાવો (ધવડાવો) તો તમારા ઉપર કોઈ ગુનોહ નથી; જો તમે નિયમ પ્રમાણે (દૂધ પીવડાવવાના બદલામાં મહેનતાણું) આપવાનું નક્કી કર્યું હતું તો (તેમના) હવાલે કરી દો અને અલ્લાહથી ડરો અને જાણી લો કે તમે જે કંઈ કરો છો અલ્લાહ તેને સારી પેઠે જોનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં બાળકોને ધવડાવવા સંબંધિત હુકમો આવેલ છે. આનાથી અગાઉ અને ત્યાર પછીની આયતોમાં તલાકના હુકમો પ્રસ્તુત છે, વચ્ચે દૂધ પીવડાવવાના હુકમો તેના વિષય–વસ્તુ અનુસંધાને આવેલ છે, મોટે ભાગે તલાક પછી બાળકોના ભરણ–પોષણ અને ધવડાવવાની બાબત ઉપર વાદ–વિવાદ થઈ જાય છે અને તેમાં ઝઘડા–ફસાદ ઊભા થાય છે. એટલા માટે આ આયતમાં એવા મધ્યમ માર્ગી હુકમનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, જે સ્ત્રી–પુરુષ બંનેના માટે સહેલો અને યોગ્ય છે. ધાવણ છોડાવવાની સમસ્યા જે રીતે નિકાહની પરિસ્થિતિમાં સામે આવે છે અથવા તો તલાક પછી અલગ થવા વિગેરેની દરેક પરિસ્થિતિમાં, ઈસ્લામે એક એવી વ્યવસ્થા આપી છે કે, જેનાથી ફિત્ના–ફસાદ ઊભા થતા નથી અને પરસ્પર બંને પક્ષો માટે કોઈને પણ એકબીજાના હકો ઉપર તરાપ મારવાનો મૌકો પણ મળતો નથી.

દાખલા તરીકે, આયતના પહેલા વાક્યમાં ઈરશાદ ફરમાવ્યું, وَالْـوَالِـدٰتُ يُـرْضِـعْـنَ اَوْلَادَهُـنَّ حَـوْلَيْـنِ كَـامِلَيْنِ لِمَنْ اَرَادَ اَنْ يُّتِمَّ الرَّضَاعَةَ એટલે કે માતાઓ પોતાના બાળકોને પૂરા બે વર્ષો સુધી દૂધ પીવડાવ્યા કરે (ધવડાવે), જ્યારે કે, કોઈ મજબૂત કારણ ઉપસ્થિત ન થાય તેનાથી પહેલાં તેને ધાવણ છોડાવવા મજબૂર ન કરવામાં આવે.

આ આયત દ્વારા દૂધ પીવડાવવા (ધવાડવા) વિશેના અમુક મસ્અલાઓ સ્પષ્ટ થયા.

**દૂધ પીવડાવવું (ધવડાવવું) માતાની જવાબદારી છે અને વાજિબ છે :**

પ્રથમ એ કે, દૂધ પીવડાવવું માતાની જવાબદારી છે અને તેના માથે ફરજ છે. જો કોઈ મજબૂત કારણ વિના કોઈ જીદના કારણે બાળકને નહિ ધવડાવે તો તે ગુનેહગાર થશે. જો એ સ્ત્રી તે પુરુષના એટલે કે બાળકના પિતાના નિકાહમાં હોય, તો બાળકને ધવડાવવા માટે તે પતિ પાસેથી કોઈ મહેનતાણું અથવા વળતર નહિ લઈ શકે. કારણ કે તે તેની પોતાની ફરજ છે.

**શરઈ રૂએ નવજાત શીશુને ધાવણ ધવડાવવાનો સંપૂર્ણ સમયગાળો :**

બીજો મસ્અલો એ જાણ થાય છે કે, શરઈ રૂએ નવજાત શીશુને ધાવણ ધવડાવવાનો સંપૂર્ણ સમયગાળો બે વર્ષ છે. જ્યાં સુધી કોઈ ખાસ મજબૂત કારણ ન હોય, આ મુદ્દત પૂરી કરવી જોઈએ.

તેનાથી એ પણ જાણ થઈ કે, બાળકને દૂધ પીવડાવવાની (ધવડાવવાની) મુદ્દત "સંપૂર્ણ બે વર્ષ" આપવામાં આવી છે. ત્યાર પછી ધવડાવવામાં નહિ આવે. અલબત્ત, અમુક કુર્આનની આયતો અને હદીષોની રૂએ ઈમામે આ'ઝમ, અબૂ હનીફા (રહ.)ના મતે જો ત્રીસ મહિના એટલે કે "અઢી વર્ષ"ના સમયગાળા સુધી ધવડાવવામાં આવ્યું તો "રજાઅત" (ઈસ્લામમાં દૂધ ધવડાવનારી માતાને પણ લોહીના સંબંધોની જેમ અમુક હદે માતા–પુત્ર જેવા સંબંધો ગણીને અમુક હુકમો સગા ભાઈ–બહેન જેવા પણ લાગુ પડે છે. જેમકે દૂધ ભાઈ પોતાની દૂધ બહેન સાથે નિકાહ કરી શકતો નથી વગેરે, તેને રજાઅત કહે છે.)નો હુકમો સાબિત થઈ જશે અને જો બાળકની અશક્તિ વગેરેના કારણે આવું કર્યું છે, તો એનો કોઈ ગુનોહ પણ નહિ થાય. અઢી વર્ષથી વધુ બાળકને ધવડાવવું સર્વાનુમતે હરામ છે.

આ આયતના બીજા વાક્યમાં ઈરશાદ છે, وَعَـلَـى الْـمَـوْلُـوْدِلَـهٗ رِزْقُهُـنَّ

وَكِسْوَتُهُنَّ بِالْمَعْرُوْفِ لَاتُكَلَّفُ نَفْسٌ اِلَّا وُسْعَهَا એટલે કે માતાની ખાધા–ખોરાકી અને કપડાં–લત્તા કાયદા પ્રમાણે બાપની જવાબદારી છે અને કોઈ વ્યક્તિને એવો હુકમ આપવામાં નથી આવ્યો, જે તેની સહનશક્તિની મર્યાદાથી વધુ હોય.

આ આયતમાં એક બાબત વિચાર કરવા યોગ્ય બાબત એ છે કે, માતાઓ માટે તો કુર્આને શબ્દ "વાલિદાતુ" وَالِــــدَاتُ નો ઉપયોગ કર્યો, પરંતુ બાપ માટે ટૂંકો શબ્દ "વાલિદ" وَالِدُ છોડીને اَلْـمَـوْلُـوْدِلَـــهٗ અપનાવ્યો, હાલાં કે કુર્આનમાં બીજી જગ્યાએ "વાલિદ" શબ્દ આવેલો છે. જેમકે لَايَـجْــزِىْ وَالِـدٌ عَـنْ وَّلَدِهٖ (તે દિવસથી ડરો) જ્યારે કોઈ પિતા પોતાના પૂત્રનો મદદગાર નહીં હોય. *(સૂ. ૩૧ : આ. ૩૩)* પરંતુ અત્રે "વાલિદ"ના બદલે مَوْلُوْدِلَهٗ અપનાવવાનું એક ખાસ રહસ્ય એ છે કે, સંપૂર્ણ કુર્આન શરીફની એક વિશેષ પ્રકારની વર્ણન શૈલી છે કે, તે કોઈપણ કાયદાને દુનિયાની સરકારોના કાયદા પ્રમાણે ઉલ્લેખ નથી કરતું બલકે, ખૂબ જ ભાવનાત્મક વર્ણનશૈલી દ્વારા પ્રેરિત કરવાની પદ્ધતિ અપનાવવામાં આવે છે. વર્ણનની શૈલી એવી અપનાવવામાં આવે છે કે, જેનો સ્વીકાર કરવો તથા તેના ઉપર અમલ કરવો માનવી માટે સરળ બની જાય છે.

અત્રે પણ બાળકનું ભરણ–પોષણ પિતાની જવાબદારી ઠરાવવામાં આવી છે, જ્યારે કે તે બાળક માતા અને પિતા બંનેની સંયુક્ત ઔલાદ છે માટે એ શક્યતા હતી કે, પિતાને આ હુકમ ભારે લાગ્યો હોત, એટલા માટે "વાલિદ"ના બદલે مَـوْلُـوْدِلَـهٗ નો શબ્દ અપનાવ્યો, જેનો અર્થ છે "તે વ્યક્તિ કે જેનું બાળક છે." આવું કહીને એવો ઈશારો કર્યો કે, જો કે, બાળકના જન્મ માટે માતા અને પિતા બંને ભાગીદાર છે. પરંતુ બાળક બાપનું જ કહેવાશે, પેઢીનામું બાપના નામથી જ ચાલશે અને જ્યારે બાળક બાપનું થયું તો તેના ખર્ચની જવાબદારી પણ તેને જ ઉઠાવવી પડશે અને તેણે તેને ભાર ન સમજવો જોઈએ.

## બાળકને ધવડાવવું માતાની જવાબદારી છે અને માતાનું ભરણ–પોષણ તથા જરૂરતો પૂરી કરવી પિતાની જવાબદારી છે :

ત્રીજો મસ્અલો આ આયતથી એ સ્પષ્ટ થાય છે કે, જો કે, બાળકને ધવડાવવું માતાની જવાબદારી છે, પરંતુ માતાના ખાધા–ખોરાકી તથા જીવન જરૂરિયાતના ખર્ચની જવાબદારી પિતાની છે અને આ જવાબદારી જેટલા સમય સુધી બાળકની માતા તેના નિકાહમાં અથવા ઈદ્દતમાં છે ત્યાં સુધી રહેશે અને

તલાક તથા ઈદ્દત પૂરી થયા પછી પત્નીની ભરણ–પોષણની જવાબદારી તો પૂરી થઈ જશે, પરંતુ બાળકને ધવડાવવાનું મહેનતાણું પિતાએ આપવું પડશે અને તે તેના માથે ફરજ છે. *(મઝહરી)*

**પત્નીનું ભરણ–પોષણ પતિની હૈસિયત (સ્થિતિ) પ્રમાણે હોવું યોગ્ય છે અથવા તો પત્નીની હૈસિયત પ્રમાણે હોવું જોઈએ :**

એ બાબત ઉપર તો સહમતિ છે કે પતિ–પત્ની બંને માલદાર હોય તો ભરણ–પોષણ માલદારોને છાજે તેવું વાજિબ થશે અને જો બંને ગરીબ છે તો ભરણ–પોષણ પણ તે પ્રમાણે વાજિબ થશે. અલબત્ત, જ્યારે બંનેની આર્થિક પરિસ્થિતિ અલગ–અલગ હોય તો એવી પરિસ્થિતિમાં ફુક્હાનો મતભેદ છે. હિદાયાના લેખકે ખસ્સાફથી આ નિવેદન ઉપર ફત્વો આપ્યો છે કે, જો સ્ત્રી ગરીબ હોય અને પુરૂષ માલદાર હોય, તો તેનું ભરણ–પોષણ મધ્યમ કક્ષાનું આપવું જોઈએ. એટલે કે, ગરીબોથી વધુ અને માલદારોથી ઓછું, અને કરખી (રહ.)ના મતે પતિની આર્થિક પરિસ્થિતિ પ્રમાણે ભરણ–પોષણ આપવું પડશે. ફત્હુલ કદીરમાં ઘણા બધા ફુક્હાના ફત્વાઓ આ વિષય ઉપર વર્ણન થયા છે. માત્ર અલ્લાહ વધુ બહેતર જાણનાર છે. *(ફત્હુલ કદીર, ભાગ : ૩, પેજ : ૪૨૩)*

પ્રસ્તુત આયતમાં આ હુકમ પછી ઈરશાદ ફરમાવવામાં આવ્યો, لَا تُضَآرَّ وَالِدَةٌۢ بِوَلَدِهَا وَلَا مَوْلُوْدٌ لَّهٗ بِوَلَدِهٖ "ન તો માંને તેના બાળકના કારણે તકલીફ આપવી જાઈઝ છે અને ન જ તેના બાપને તેના બાળકના કારણે !" મતલબ એ છે કે, બાળકના માતા–પિતા પરસ્પર પોતાની જીદના કારણે એકબીજાને તકલીફમાં ન નાંખે. દાખલા તરીકે, માતા ધવડાવવાથી લાચાર હોય અને પિતા તેના ઉપર એવું સમજીને બળજબરી કરે કે, આ બાળક તેનું પણ છે, તેની પણ ફરજ છે અને માતા મજબૂર થઈને બાળકને ધવડાવે. એ જ પ્રમાણે પિતા ગરીબ છે અને માતાને કોઈ લાચારી કે મજબૂરી પણ નથી, પછી ધવડાવવાથી એટલા માટે ઈન્કાર કરે કે, આ તેનું (પિતાનું) પણ બાળક છે, જખ મારીને કોઈની પાસે મહેનતાણું આપીને ધવડાવશે. આ રીતે આવી જીદના કારણે પરસ્પર એકબીજાને તકલીફમાં ન નાંખે.

**માંને ધવડાવવા માટે મજબૂર કરવા ન કરવાની સ્પષ્ટતા :**

لَا تُضَآرَّ وَالِدَةٌۢ بِوَلَدِهَا "માતાને તેના બાળકના કારણે નુકસાન

પહોંચાડવામાં નહિ આવે.'' તે પાંચમો મસ્અલો સ્પષ્ટ થાય છે કે, માં પોતે જ બાળકને ધવડાવવાથી કોઈ જરૂરી બાબતના કારણે ઈન્કાર કરે તો બાપે તેને મજબૂર કરવી જાઈઝ નથી અને બાળક જો કોઈ અન્ય સ્ત્રીનું તથા કોઈ જાનવરનું દૂધ નથી પીતું તો માતાને મજબૂર કરવામાં આવશે. આ મસ્અલો وَلَا مَوْلُوْدٌ لَّهٗ بِوَلَدِهٖ ''ન જ પુરુષોને કે જેના દ્વારા બાળકનો જન્મ થયો છે તેને બાળકના કારણે (કોઈ નુકસાન પહોંચાડવામાં આવે)''થી સ્પષ્ટ થાય છે.

**સ્ત્રી જ્યાં સુધી નિકાહમાં છે, તે પોતાના બાળકને દૂધ પીવડાવવાના મહેનતાણાની માંગણી નથી કરી શકતી, તલાક અને ઇદ્દત પછી કરી શકે છે :**

છઠ્ઠો મસ્અલો એ સ્પષ્ટ થયો કે, જો બાળકની માં દૂધ પીવડાવવાનું મહેનતાણું માંગે છે તો જ્યાં સુધી તેની ખાધા–ખોરાકી કે, જે તે બાળકના પિતાની જવાબદારી છે, તે જ પૂરતી છે. વધારાના મહેનતાણાની માંગણી કરવી પિતાને નુકસાન પહોંચાડશે અને જો તલાકની ઈદ્દત અને ખાધા–ખોરાકીની ઈદ્દત પૂરી થઈ ચૂકી હોય અને પછી તે ત્યકતા સ્ત્રી પોતાના બાળકને ધવડાવવાનું મહેનતાણું બાળકના પિતા પાસે માંગે છે તો તે તેણે આપવું પડશે. કારણ કે આવા મહેનતાણાથી વંચિત કરવામાં માંને નુકસાન છે. શરત એટલી જ છે કે મહેનતાણું એટલું જ માંગે જેટલું કે, અન્ય કોઈ સ્ત્રી મહેનતાણું માંગી શકે છે. જો બાળકની સગી માતા વધારે મહેનતાણાની માંગણી કરે તો પિતાને અધિકાર છે કે, તે કોઈ અન્ય સ્ત્રી દ્વારા બાળકને દૂધ પીવડાવે (ધવડાવે).

**યતીમ બાળક ધવડાવવાની જવાબદારી કોના ઉપર છે ? :**

ઉપરોક્ત આયતમાં ત્યાર પછી ફરમાવવામાં આવ્યું وَعَلَى الْوَارِثِ مِثْلُ ذٰلِكَ એટલે કે, જો પિતા હયાત ન હોય તો બાળકને ધવડાવવાની અથવા ધવાડવાની વ્યવસ્થા તે વ્યક્તિએ કરવાની છે, જે બાળકનો શરઈ વારિસ અને મહરમ છે. એટલે કે, જો બાળક મૃત્યુ પામે અને જે વ્યક્તિને તેની વારસાઈ મળે છે, તે જ વ્યક્તિ પિતા હયાત ન હોવાની પરિસ્થિતિમાં તેની ખાધા–ખોરાકી માટે જવાબદાર છે. જો આવા વારસદારો એક કરતાં વધુ હોય તો તે દરેક પર તેમના વારસાના પ્રમાણમાં આ જવાબદારી આવશે. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ ફરમાવ્યું કે, યતીમ બાળકને ધવડાવવાની જવાબદારી વારસદારો ઉપર

રાખવાથી એ સ્પષ્ટ થાય છે કે, નાબાલિગ બાળકનો દૂધ પીવડાવવાની મુદત પછીનો ખર્ચ આ જ વારસદારોના માથે છે. કારણ કે ધવડાવવું એ કોઈ ખાસ બાબત નથી. હેતુ બાળકના જીવન નિર્વાહનો છે. દા.ત. જો યતીમ બાળકની માં અથવા દાદા હયાત છે તો આ બંને તે બાળકના મહરમ પણ છે અને વારસદારો પણ. એટલા માટે તેની ખાધા–ખોરાકીનો ખર્ચ આ બંને પર તેમના વારસાના હિસ્સા પ્રમાણે નક્કી થશે, એટલે કે ૧/૩ (એક તૃત્યાંશ) ખર્ચની જવાબદારી માતાની છે અને ૨/૩ (બે તૃત્યાંશ) ખર્ચની જવાબદારી દાદાની છે. આ બાબતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, યતીમ પૌત્રાઓનો હક દાદા ઉપર બાલિગ પુત્રોથી પણ વધારે છે. કારણ કે બાલિગ ઔલાદનો ખાધા–ખોરાકી ખર્ચ તેની જવાબદારી નથી, જ્યારે કે યતીમ પૌત્રાઓનો ખાધા–ખોરાકી ખર્ચ દાદા ઉપર વાજિબ છે. હા ! વારસામાં પુત્રોની હયાતી હોય તો પૌત્રાઓને હકદાર બનાવવું વારસાના સિદ્ધાંતો અને ન્યાયથી વિપરીત બાબત છે કે, પોતાની નજીકની ઔલાદ હોવા છતાં દૂરની ઔલાદને આપવું યોગ્ય નથી અને આ બાબત સહીહ બુખારીની હદીષ لِاَوْلٰى رَجُلٍ ذَكَرٍ (સૌથી નજીકનો પુરુષ)ના વિરૂદ્ધ પણ છે. અલબત્ત દાદાને એ અધિકાર છે કે, જો જરૂરત સમજે તો યતીમ પૌત્રાઓ માટે કંઈક વસિય્યત કરી જાય અને આ વસિય્યત પુત્રોના હિસ્સા કરતાં વધારે પણ હોય શકે છે. એવી જ રીતે યતીમ પૌત્રાની જરૂરતને પણ પૂરી કરવામાં આવી અને વારસાઈના સિદ્ધાંતોને પણ ન્યાય આપવામાં આવ્યો, જેથી નજીકના સગાં હયાત હોવા છતાં દૂરનાને આપવાથી પણ બચી શકાય છે.

**ધાવણ છોડાવવાના હુકમો :**

ત્યાર બાદ આયતમાં ઈરશાદ થાય છે فَاِنْ اَرَادَا فِصَالًا عَنْ تَرَاضٍ مِّنْهُمَا وَتَشَاوُرٍ فَلَا جُنَاحَ عَلَيْهِمَا એટલે કે, “જો બાળકના માં–બાપ બંને પરસ્પર રાજી–ખુશીથી અને મશ્વરાથી એવો ઈરાદો કરે કે ધવડાવવાનો સમયગાળો એટલે કે ઓછામાં ઓછા બે વર્ષથી ઓછા સમયમાં જ ધાવણ છોડાવી દેવામાં આવે, ભલે માતાની કોઈ મજબૂરીના કારણે અથવા બાળકની બીમારીના કારણે હોય તો તેમાં કોઈ ગુનોહ નથી.” પરસ્પર મશ્વરા અને રાજી–ખુશીની શરત એટલા માટે લગાવવામાં આવી કે, ધાવણ છોડાવવામાં બાળકનું હિત નજર સમક્ષ હોવું જોઈએ. પરસ્પરના લડાઈ–ઝઘડાનું માઠું પરિણામ બાળકને ભોગવવું ન પડે તેની ખાસ તકેદારી રાખવી જોઈએ.

**માં સિવાય અન્ય સ્ત્રી દ્વારા બાળકને ધવડાવવાનો હુકમ :**

છેવટે ઈરશાદ થયો, وَاِنۡ اَرَدۡتُّمۡ اَنۡ تَسۡتَرۡضِعُوۡۤا اَوۡلَادَكُمۡ فَلَا جُنَاحَ عَلَيۡكُمۡ اِذَا سَلَّمۡتُمۡ مَّآ اٰتَيۡتُمۡ بِالۡمَعۡرُوۡفِ ؕ એટલે કે, જો તમે એવું ઈચ્છો કે, પોતાના બાળકને કોઈ મસ્લિહતના કારણે માતા સિવાય કોઈ અન્ય સ્ત્રી પાસે ધવડાવવું છે, તો એમાં કોઈ ગુનોહ નથી. શરત માત્ર એટલી જ છે કે, ધવડાવનાર સ્ત્રીનું જે મહેનતાણું નક્કી કરવામાં આવ્યું હોય, તે પૂરેપૂરું આપવું પડશે અને જો તે નક્કી કરેલ મહેનતાણું આપવામાં ન આવ્યું તો તેનો ગુનોહ તેમના માથે રહેશે.

આ બાબતથી સ્પષ્ટ થયું કે, જો માં ધવડાવવા માટે રાજી છે, પરંતુ બાપને એવું લાગે છે કે (બીમારી વગેરેના કારણે) સગી માંનું દૂધ બાળક માટે નુકસાનકર્તા છે તો એવી પરિસ્થિતિમાં તેને અધિકાર છે કે, માંને દૂધ પીવડાવવાથી અટકાવે અને કોઈ અન્ય સ્ત્રી પાસે બાળકને ધવડાવે.

આ બાબતથી એની પણ જાણ થઈ ચૂકી કે, જે સ્ત્રીને દૂધ પીવડાવવા માટે નક્કી કરવામાં આવે, તેની સાથે બાળકને ધવડાવવાના મહેનતાણાની અથવા પગારની સ્પષ્ટતા પહેલેથી સારી રીતે કરી લેવામાં આવે, જેથી પાછળથી કોઈ વાદ–વિવાદ ન થાય અને નક્કી કરેલ સમય પર આ નક્કી કરવામાં આવેલ મહેનતાણું તે સ્ત્રીના હવાલે કરી દેવામાં આવે, તેમાં આજકાલના વાયદા વગેરે કરવામાં ન આવે.

આ બધા "રજાઅત" (દૂધ પીવડાવવા વિશેના)ના હુકમો વર્ણન કર્યા પછી કુર્આન શરીફે પોતાની ખાસ શૈલીમાં આ હુકમો ઉપર અમલ કરવાની સરળતા ખાતર તથા જાહેરમાં અને ગુપ્ત રીતે આ હુકમોની પાબંદી માટે અલ્લાહનો ડર અને તેના સર્વગ્રાહી જ્ઞાનની સંકલ્પના સામે કરી દીધી. ઈરશાદ થયો, وَاتَّقُوا اللّٰهَ وَاعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرٌ એટલે કે, "અલ્લાહ તઆલાથી ડરતા રહો અને એવું સમજી લો કે, અલ્લાહ તઆલા તમારી જાહેર અને ગુપ્ત હાલતોને સારી રીતે જોઈ રહ્યો છે" અને તે તમારા દિલોના ગુપ્ત ઈરાદાઓને પણ અને તમારી નિય્યતોને પણ જાણે છે. કોઈ પક્ષ બાળકને ધવડાવવાના તથા ધાવણ છોડાવવાના ઉપરોક્ત હુકમોનો વિરોધ કરશે અથવા બાળકના હિતની ઉપેક્ષા કરશે અને બાળકનું અહિત થાય તેવો કોઈ નિર્ણય કરશે, તો તેને શિક્ષા ભોગવવી પડશે.

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૩૪-૨૩૫)

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ اَزْوَاجًا يَّتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ
اَرْبَعَةَ اَشْهُرٍ وَّعَشْرًا ۚ فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ فَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا فَعَلْنَ فِيْٓ
اَنْفُسِهِنَّ بِالْمَعْرُوْفِ ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿٢٣٤﴾ وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا
عَرَّضْتُمْ بِهٖ مِنْ خِطْبَةِ النِّسَآءِ اَوْ اَكْنَنْتُمْ فِيْٓ اَنْفُسِكُمْ ۗ عَلِمَ اللّٰهُ اَنَّكُمْ
سَتَذْكُرُوْنَهُنَّ وَلٰكِنْ لَّا تُوَاعِدُوْهُنَّ سِرًّا اِلَّآ اَنْ تَقُوْلُوْا قَوْلًا مَّعْرُوْفًا ۬ۗ وَلَا
تَعْزِمُوْا عُقْدَةَ النِّكَاحِ حَتّٰى يَبْلُغَ الْكِتٰبُ اَجَلَهٗ ۗ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِيْٓ
ع اَنْفُسِكُمْ فَاحْذَرُوْهُ ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ غَفُوْرٌ حَلِيْمٌ ﴿٢٣٥﴾

## તરજુમો :

*અને તમારામાંથી જે લોકો મૃત્યુ પામે અને પત્નીઓ છોડી જાય તો (વિધવાઓ) ચાર મહિના અને દશ દિવસ પોતાને થોભાવી રાખે, પછી જ્યારે તેઓ આ મુદ્દત (ઈદ્દત) પૂરી કરી લે તો તમારા ઉપર કોઈ ગુનોહ નથી; તે જે ઈચ્છે પોતાના હકમાં નિયમ પ્રમાણે (નિર્ણય) કરે, અને અલ્લાહને તમારા સૌ કામોની ખબર છે. (૨૩૪) અને તમારા ઉપર તેનો કોઈ ગુનોહ નથી કે તમે સ્ત્રીઓને નિકાહની માંગણીનો સંદેશ (ગર્ભિત) ઈશારાથી આપો અથવા તો તેને દિલમાં છુપાવી લો; અલ્લાહ જાણે છે કે અલબત્ત તમે (જરૂર) તેનું વર્ણન કરી આપશો, પરંતુ તેમની સાથે ગુપ્ત રીતે (નિકાહનો) વાયદો ન કરી રાખો, પરંતુ એ કે તમે નિયમ પ્રમાણે (શરીઅત પ્રમાણે) વાત ચલાવો અને નિકાહના બંધનમાં ત્યાં સુધી બંધાવાનો ઈરાદો ન કરો (જ્યાં સુધી) કે તે પોતાની ઈદ્દતના સમયગાળાને પૂરો ન કરી લે; અને જાણી લો કે જે કંઈ પણ તમારા દિલોમાં છે અલ્લાહ જાણે છે, બસ ! તેનાથી ડરતા રહો અને જાણી રાખો કે અલ્લાહ મોટો બખ્શનારો (મા'ફ કરનારો અને) ઘણો જ સહનશીલ છે. (૨૩૫)*

## તફસીર :

### પતિના મૃત્યુ થવાની પરિસ્થિતિમાં ઇદ્દતનું વર્ણન :

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ (الى قوله) واللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ○

અને જે લોકો તમારામાંથી મૃત્યુ પામે છે અને પત્નીઓ છોડી જાય છે તો પત્નીઓ પોતાને (નિકાહ વગેરેથી) ચાર મહિના ૧૦ દિવસ રોકી રાખે અને (ઈદ્દતની) મુદ્દત પૂરી કરી લે તો તેમને કોઈ ગુનોહ ન થશે એવી બાબત(ને જાઈઝ રાખવા)માં કે તે સ્ત્રી પોતાની જાત માટે (નિકાહની) કાર્યવાહી કાયદા પ્રમાણે કરે. (અલબત્ત જો કોઈ બાબત શરીઅતના કાયદાથી વિરૂદ્ધ થઈ તો તેમાં જો તમે રોકાઈ શકતા હોવા છતાં પણ ન રોકાયા તો તમે ગુનેહગાર થશો.) અને અલ્લાહ તઆલા તમારા બધા જ કાર્યોની ખબર રાખે છે અને તમારા ઉપર કોઈ ગુનોહ નહિ થાય જો તે સ્ત્રીઓને (કે જેની ઈદ્દત હજુ ચાલુ છે.) ઈશારાથી (નિકાહનો) પયગામ પહોંચાડો (દાખલા તરીકે, એવું કહે કે મારે એક નેક સ્ત્રીની જરૂરત છે જેને હું પત્ની બનાવી શકું વગેરે) અથવા એ બાબત પોતાના દિલમાં ગુપ્ત રાખો (કે આ ઈદ્દત પૂરી થયા પછી મારો તેની સાથે નિકાહ કરવાનો ઈરાદો છે, તો આ બાબતે પણ ગુનોહ નહિ થાય અને તેની પરવાનગી એ પ્રમાણે છે કે,) અલ્લાહ તઆલાને એ બાબતની ખબર છે કે, તમે આ બાબતની જાણ (અવશ્ય) તે સ્ત્રીને કરશો, (તો બસ તે સ્ત્રીઓને જાણ કરો) પરંતુ એમને (સાફ અને ખુલ્લા શબ્દોમાં) નિકાહનો ગુપ્ત વાયદો (અને વાતચીત) ન કરો, પરંતુ એ કે કોઈ વાત (શરીઅતના) કાયદા પ્રમાણે કહો (તો કોઈ વાંધો નથી અને કાયદા પ્રમાણે તમે નિકાહનો પયગામ ઈશારાથી પહોંચાડી શકો છો) અને તમે નિકાહનો ઈરાદો (અત્યારે) ન કરો, જ્યાં સુધી કે તેની નક્કી કરેલી ઈદ્દત પૂરી ન થઈ જાય અને એનો વિશ્વાસ રાખો કે અલ્લાહને તમારા દિલોની વાત સારી રીતે ખબર છે, તો બસ અલ્લાહથી ડરતા રહો (અને નાજાઈઝ કામ કરવાનો દિલમાં ઈરાદો પણ ન કરો) અને વિશ્વાસ રાખો કે અલ્લાહ મોટો મા'ફ કરનારો અને ઘણો સહનશીલ છે.

## મસ્અલા અને બોધપાઠ :

**ઇદ્દતના અમુક હુકમો :**

જેનો ધણી મૃત્યુ પામે તેની ઈદ્દતના સમયગાળામાં સુગંધીત પદાર્થો અત્તર વગેરે લગાવવું, પોતાની જાતને શણગારવું, સુરમો અને તેલ વગેરે વિના જરૂરતે લગાવવું, મહેંદી લગાવવી, રંગીન કપડાં પહેરવા વગેરે બરાબર નથી. ઉપરાંત ખુલ્લા શબ્દોમાં બીજા નિકાહ માટે વાતચીત કરવી પણ બરાબર નથી, જેમકે હવે પછીની આયતમાં આવે છે અને રાત્રે અન્ય ઘરમાં રહેવા જવું પણ બરાબર નથી. તરજુમામાં "નિકાહ"ની સાથે જે "વગેરે" કહેવામાં આવ્યું છે, તેનાથી એ બાબત સ્પષ્ટ થાય છે અને એ જ હુકમ મળે છે. તે સ્ત્રીએ કે જેના ઉપર તલાકે બાઈન પડી છે, એટલે કે, તેની સાથે રજૂઅત કરવાનો સમય પસાર થઈ ગયો છે, તેણે પોતાના ઘરેથી દિવસે પણ ખૂબ જ સખત જરૂરત અને મજબૂરી વિના ઘરની બહાર નીકળવું યોગ્ય નથી.

જો રાત્રે પતિનું મૃત્યુ થયું હોય અને જો તે મહિનો ભલે ૩૦ દિવસનો હોય કે, ૨૯ દિવસનો હોય, ચંદ્રના હિસાબે દિવસોની ગણતરી કરવામાં આવશે અને જો પતિનું મૃત્યુ દિવસે થયું હોય તો આ બધા મહિનાઓ ૩૦–૩૦ દિવસના હિસાબથી પૂરા કરવામાં આવશે. બસ, કુલ ૧૩૦ દિવસ પૂરા કરવામાં આવશે. આ મસ્અલાથી ઘણા લોકો ગફલતમાં છે. દિવસ–રાતના જે સમયે પતિનું મૃત્યુ થાય છે, જ્યારે ઈદ્દતનો સમય પસાર થઈને તે જ સમય આવશે તો ઈદ્દત ખતમ થઈ જશે. શરીઅતના કાયદા પ્રમાણે ઈદ્દત પૂરી થવાનો જે ઉલ્લેખ થયો છે "એવું કરવાથી એમાં તમને ગુનોહ નથી" એનો અર્થ એ છે કે, જો કોઈ વ્યક્તિ કોઈ શરીઅત વિરૂદ્ધ કાર્ય કરે તો અન્ય વ્યક્તિઓ ઉપર જરૂરી છે કે, પોતાની શક્તિ પ્રમાણે રોકે, નહિ તો ગુનેહગાર થાય છે અને "કાયદા પ્રમાણે" શબ્દનો અર્થ એ છે કે, જો નિકાહ નક્કી કરવામાં આવે છે તે શરીઅતની રૂએ સહીહ અને જાઈઝ હોવા જોઈએ અને શરીઅતના બધા જ કાયદા અને નિયમોનું પાલન થયું હોવું જોઈએ.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૩૬–૨૩૭)

لَا جُنَاحَ عَلَيۡكُمۡ اِنۡ طَلَّقۡتُمُ النِّسَآءَ مَا لَمۡ تَمَسُّوۡهُنَّ اَوۡ تَفۡرِضُوۡا لَهُنَّ فَرِيۡضَةً ۖۚ
وَّمَتِّعُوۡهُنَّ ۚ عَلَى الۡمُوۡسِعِ قَدَرُهٗ وَعَلَى الۡمُقۡتِرِ قَدَرُهٗ ۚ مَتَاعًا ۢ بِالۡمَعۡرُوۡفِ ۚ حَقًّا
عَلَى الۡمُحۡسِنِيۡنَ ﴿۲۳۶﴾ وَاِنۡ طَلَّقۡتُمُوۡهُنَّ مِنۡ قَبۡلِ اَنۡ تَمَسُّوۡهُنَّ وَقَدۡ فَرَضۡتُمۡ لَهُنَّ فَرِيۡضَةً
فَنِصۡفُ مَا فَرَضۡتُمۡ اِلَّآ اَنۡ يَّعۡفُوۡنَ اَوۡ يَعۡفُوَا الَّذِىۡ بِيَدِهٖ عُقۡدَةُ النِّكَاحِ ؕ وَاَنۡ
تَعۡفُوۡٓا اَقۡرَبُ لِلتَّقۡوٰى ؕ وَلَا تَنۡسَوُا الۡفَضۡلَ بَيۡنَكُمۡ ؕ اِنَّ اللّٰهَ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرٌ ﴿۲۳۷﴾

## તરજુમો :

*તમારા ઉપર કોઈ ગુનોહ નથી જો તમે સ્ત્રીઓને એવા સમયે તલાક આપો કે તમે એમને હાથ પણ ન લગાવ્યો હોય (સ્પર્શ પણ ન કર્યો હોય), અને તેમના માટે કંઈ મહર નક્કી ન કરી હોય, અને એમને કંઈક ખર્ચ આપો; હેસિયતવાળાઓ (આર્થિક રીતે સદ્ધર લોકો)એ પોતાની શક્તિ અનુસાર અને તંગી ભોગવનારે તેની (શક્તિ) મુજબ, જે ખર્ચ નિયમ પ્રમાણે નક્કી હોય આપવું નેકી કરનારાઓ માટે જરૂરી છે. (૨૩૬) અને જો તમે તેમને એ પહેલાં તલાક આપો કે તમે એમને હાથ (પણ) ન લગાવ્યો હોય (સ્પર્શ પણ ન કર્યો હોય) અને તેમના માટે મહર નક્કી કરી ચૂક્યા હોય તો જે તમે નક્કી કર્યું હતું તેની અડધી (મહર આપવી જરૂરી) છે; અલબત્ત, જો તેઓ (પત્નીઓ) મા'ફ કરી દે અથવા તે (પુરુષ) મા'ફ કરી દે જેના હાથમાં નિકાહની ગાંઠ છે (એટલે કે પતિ) અને જો તમે મા'ફ કરી આપો, તો તે પરહેઝગારીની ઘણું નિકટ છે, અને પરસ્પર અહેસાન કરવાનું ન ભૂલો; બેશક ! તમે જે કંઈ કરો છો અલ્લાહ તેને (સારી પેઠે) જુએ છે. (૨૩૭)*

## તફસીર :

**તલાક قَبۡلَ الدُّخُوۡلِ (સંભોગ પહેલાં–Before penetration)ના સ્વરૂપમાં મહર વાજિબ થવા અથવા વાજિબ ન થવાનું વર્ણન :**

તલાક قَبۡلَ الدُّخُوۡلِ નો અર્થ એ છે કે, પતિ–પત્નિમાં પરસ્પર એકાંત

પહેલાં જ તલાકની નોબત આવી જાય, તેના બે સ્વરૂપ છે. એક તો નિકાહ સમયે મહરની રકમ અથવા પ્રમાણ નક્કી કરવામાં નથી આવ્યું અથવા તો મહર નક્કી કરવામાં આવી ચૂકી હોય. હવે, પ્રથમ સ્વરૂપમાં નીચે પ્રમાણે હુકમ છે.

لَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ طَلَّقْتُمُ النِّسَآءَ مَا لَمْ تَمَسُّوْهُنَّ (الى قوله) حقًّا عَلَى الْمُحْسِنِيْنَ ○

(એટલે) તમને (મહરની) કોઈ પૂછતાછ નહિ થાય જો પત્નીઓને એવા સમયે તલાક આપી દીધી કે, ન તો તમે તેને સ્પર્શ કર્યો છે અને ન જ તમે તેમના માટે કોઈ મહર નક્કી કરી છે. (બસ, આવા સ્વરૂપમાં મહરને તમારા માટે જવાબદારી ન સમજો) અને (ફક્ત) તેમને (કંઈ) લાભ પહોંચાડો, હેસિયતવાળા (આર્થિક રીતે સદ્ધર) માણસની જવાબદારી તેની હસ્તી પ્રમાણે છે અને આર્થિક સંકડામણ અનુભવતા માણસની જવાબદારી તેની હેસિયત પ્રમાણે છે. એક ખાસ પ્રકારનો લાભ પહોંચાડવો જે કાયદા પ્રમાણે હોય, ભલાઈ કરનાર સજ્જનો ઉપર વાજિબ છે, (એટલે કે બધા જ મુસલમાનો પર વાજિબ છે કારણ કે, દરેક મુસલમાનને ભલાઈ કરવાનો હુકમ પણ આપવામાં આવ્યો છે, દરેકે એક જોડ કપડાં આપવા જોઈએ).

અને બીજું સ્વરૂપ એ છે કે,

وَاِنْ طَلَّقْتُمُوْهُنَّ (الى قوله) اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ○

જો તમે (પોતાની) પત્નીઓને તલાક તેમને સ્પર્શ કરતા પહેલાં આપી દો અને તેમની સાથે કંઈ મહર નક્કી કરી ચૂક્યા હતા તો (આવા સ્વરૂપમાં) જેટલી મહર તમે નક્કી કરી છે તેની અડધી (મહર આપવી વાજિબ) છે (અને અડધી મા'ફ છે), પરંતુ (બંને સ્વરૂપોમાં સમાન હુકમ એ છે કે) તે સ્ત્રીઓ (પોતાની અડધી મહર પણ) મા'ફ કરી દે (તો આ સ્વરૂપમાં અડધી મહર પણ વાજિબ નહિ રહે) અથવા બીજું (સ્વરૂપ) એ છે કે, તે વ્યક્તિ મા'ફ કરી દે, જેના હાથમાં નિકાહનો અધિકાર (રાખવો અથવા તોડવો) છે. (એટલે કે પતિ પૂરી મહર જ તેને આપી દે તો આવા સ્વરૂપમાં પતિની મરજીથી પૂરી મહર અદા કરવી જોઈએ.) અને (હે સચ્ચાઈના સમર્થકો !) તમારું (પોતાના હકો) મા'ફ કરી દેવું (તેને વસૂલ કરવા કરતાં) તકવાની વધુ નજીક છે. (કારણ કે મા'ફ કરનારાને સવાબ મળે છે અને સવાબનું કામ દેખીતું છે કે તકવો જ છે) અને પરસ્પર

અહેસાન (અને દરગુજર) કરવામાં ગફલત ન કરો (બલકે દરેક વ્યક્તિ બીજાની સાથે દરગુજર કરે અને ભલાઈ કરે) નિઃશંક ! અલ્લાહ તઆલા તમારા બધા જ કાર્યોને ખૂબ સારી પેઠે જાણે છે. (માટે જો તમે કોઈની સાથે રિઆયત અને અહેસાન કરશો તો અલ્લાહ તઆલા તેનો સારો બદલો તમને જરૂર આપશે).

*(બયાનુલ કુર્આન)*

## મસ્અલા અને બોધપાઠ :

لَا جُنَاحَ عَلَيْكُمْ (الى قوله) اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ મહર અને એકાંત (પતિ–પત્ની વચ્ચેનું ખાસ એકાંત) અનુસંધાને તલાકના ચાર સ્વરૂપો હોઈ શકે છે, તેમાંથી બે ના હુકમો ઉપરોક્ત આયતોમાં ઉલ્લેખવામાં આવ્યા છે. એક એ કે, ન તો મહર નક્કી કરી છે અને ન જ એકાંત થયું છે, બીજું એ કે, મહર તો નક્કી થઈ છે, પરંતુ એકાંત નથી થયું, ત્રીજું સ્વરૂપ એ છે કે, મહર પણ નક્કી થઈ છે અને એકાંત પણ થયું છે, તેમાં જે મહર નક્કી થઈ છે, તે પૂરે–પૂરી આપવી પડશે. આ હુકમ કુર્આન શરીફમાં અન્ય સ્થળોએ વર્ણન કરવામાં આવ્યો છે. ચોથું સ્વરૂપ એ છે કે, મહર નક્કી નથી કરી અને એકાંત પછી તલાક આપી દીધી, તેમાં પણ "મહરે મિષ્લ" પૂરી આપવી પડશે. એટલે કે, જે તે સ્ત્રીની કૌમમાં (સમાજ–જ્ઞાતિમાં) રિવાજ છે તે આપવી પડશે, તેનું વર્ણન પણ એક બીજી આયતમાં આવ્યું છે.

પ્રસ્તુત આયતમાં પ્રથમ બે પ્રકારોનો હુકમ વર્ણન થયો છે, તેમાંથી પ્રથમ સ્વરૂપનો હુકમ એ છે કે, મહર કંઈ પણ બાકી નથી, પરંતુ પતિ ઉપર વાજિબ છે કે, પોતાની પાસેથી થોડું કંઈ પણ આપી દે, ઓછામાં ઓછું એક જોડ કપડાં આપી દે અને વાસ્તવમાં કુર્આન શરીફમાં "અતિય્યહ" (રાજી–ખુશીથી કંઈ આપવું)નું કોઈ પ્રમાણ નક્કી કરવામાં આવ્યું નથી. અલબત્ત, એ બતાવી દીધું છે કે, માલદારે પોતાની હૈસિયત પ્રમાણે આપવું જોઈએ, જેમાં એ તાકીદ છે કે, જેમની આર્થિક પરિસ્થિતિ મજબૂત છે, તેઓ કંજૂસાઈ ન કરે. હઝરત હસન (રદિ.)એ આવી જ એક ઘટનામાં ત્યકતા સ્ત્રીને ૨૦,૦૦૦ આપ્યા હતા અને કાજી શરીહે ૫૦૦ દિરહમ આપ્યા હતા અને હઝરત ઈબ્ને અબ્બાસ રદિ.એ ફરમાવ્યું કે, “ઓછામાં ઓછું એક જોડ કપડાં તો આપવા જ જોઈએ.” *(કુર્તુબી)*

અને બીજા સ્વરૂપનો હુકમ એ છે કે, જે સ્ત્રીની મહર નિકાહ સમયે નક્કી થઈ છે અને તેણે તેને એકાંત (સહવાસ) પહેલાં જ તલાક આપી દીધી હોય, તો જે મહર નક્કી કરવામાં આવી છે, તેની અડધી મહર પતિએ આપવી વાજિબ થશે. અલબત્ત, જો સ્ત્રી મા'ફ કરી દે અથવા પતિ પૂરેપૂરી આપી દે, તો તે તેમના અધિકારની બાબત છે, જેમકે આયત اِلَّا اَنۡ يَّعۡفُوۡنَ اَوۡيَعۡفُوَ الَّذِىۡ بِيَدِهٖ عُقۡدَةُ النِّكَاحِ "જ્યાં સુધી કે તેઓ (સ્ત્રી) મા'ફ ન કરે અથવા તે કે જેના હાથમાં નિકાહની ગાંઠ (અધિકાર) છે." *(સૂ. ૨ : આ. ૨૩૭)*થી સ્પષ્ટ થાય છે કે, "પુરૂષે પૂરેપૂરી મહર મા'ફ કરી દેવા"ના વાક્યનો કદાચ એ જ અર્થ સમજવામાં આવે છે, સામાન્ય રીતે રિવાજ એવો છે કે, મહરની રકમ શાદી (નિકાહ) વખતે જ આપી દેવામાં આવે છે. જો હવે તલાક એકાંત પહેલાં થઈ જાય તો પતિને અડધી મહર પાછી લેવાનો અધિકાર છે. હવે, જો તે દરગુજર કરી પોતાની અડધી મહર પાછી ન લે અને તે પણ મા'ફ કરી દે તો તે ઉત્તમ અને તકવાની ઘણી નજીકની બાબત ઠરાવવામાં આવી છે. કારણ કે, આ રીતે મા'ફ કરવું એ બાબતની નિશાની છે કે, તલાક ભલે થઈ, પરંતુ પતિ સારી રીતે સારો વહેવાર કરી નિકાહના સંબંધોનો અંત લાવવા માંગે છે અને સદ્વ્યવહારનો સવાબ અલ્લાહના ત્યાં જરૂર મળશે. ભલે, પોતાનો હક પુરુષ મા'ફ કરે કે પછી સ્ત્રી મા'ફ કરે, બંને મહાન સવાબના હકદાર છે.

اَلَّذِىۡ بِيَدِهٖ عُقۡدَةُ النِّكَاحِ ની તફસીર પોતે રસૂલે કરીમ ﷺએ કરી છે કે, وَلِىُّ عُقۡدَةِ النِّكَاحِ الزَّوۡجُ "નિકાહના અધિકારનો માલિક પતિ છે." આ હદીષ દાર કતનીમાં અમ્ર બિન સુઐબ (રદિ.)એ તેમના પિતાથી અને તેમણે તેમના દાદાથી નકલ કરી છે અને હઝરત અલી અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી પણ નકલ થઈ છે. *(કુર્તુબી)*

એ સાબિત થઈ ગયું કે, નિકાહ સંપૂર્ણ થઈ ગયા પછી નિકાહને કાયમ રાખવી અથવા તેનો અંત લાવવો પતિના અધિકારક્ષેત્રમાં છે, તલાક આપવાનો અધિકાર પતિને છે, સ્ત્રીને નથી. અમુક ચોક્કસ સંજોગોમાં પત્નીને ઈસ્લામી કોર્ટના માધ્યમ દ્વારા"ખુલાઅ્"નો અધિકાર છે.

————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૩૮-૨૩૯)

حٰفِظُوْا عَلَى الصَّلَوٰتِ وَالصَّلٰوةِ الْوُسْطٰى ۚ وَقُوْمُوْا لِلّٰهِ قٰنِتِيْنَ ﴿٢٣٨﴾ فَاِنْ خِفْتُمْ فَرِجَالًا اَوْ رُكْبَانًا ۚ فَاِذَآ اَمِنْتُمْ فَاذْكُرُوا اللّٰهَ كَمَا عَلَّمَكُمْ مَّا لَمْ تَكُوْنُوْا تَعْلَمُوْنَ ﴿٢٣٩﴾

## તરજુમો :

*અને તમે નમાઝોની હિફાઝત કરો (ખાસ કરી) વચ્ચેની નમાઝની અને અલ્લાહ સામે (ફરમાંબરદાર બનીને) અદબથી ઊભા રહો. (૨૩૮) પછી જો તમને કોઈ (દુશ્મન વગેરેનો) ભય હોય તો પગપાળા અથવા સવારી ઉપર પઢી લો; પછી જ્યારે તમે શાંતિ (સલામતી) પ્રાપ્ત કરો તો અલ્લાહને યાદ કરો જે રીતે કે તમને શીખવ્યું છે, જેને તમે જાણતા ન હતા. (૨૩૯)*

## તફસીર :

### નમાઝોની હિફાઝત (પાબંદી કરવા)નું વર્ણન :

આ આયતની આગળ-પાછળ તલાકના હુકમો વર્ણન થયા છે અને વચ્ચે નમાઝના હુકમનો ઉલ્લેખ કરવાથી એ બાબત તરફ ઈશારો થાય છે કે, માણસના અસ્તિત્વનો ધ્યેય વાસ્તવમાં અલ્લાહ તરફ ધ્યાન કેન્દ્રિત કરવાનો છે અને સામાજિક વહેવારોના હુકમો, તથા જીવન વ્યતિત કરવાની અન્ય પ્રવૃત્તિઓ વગેરે દ્વારા વાસ્તવમાં અલ્લાહ તરફ ધ્યાન કેન્દ્રિત કરવાનો મૂળભૂત હેતુ છે બલકે, પ્રગતિ તથા વિકાસનો મૂળ અર્થ પણ એ જ છે. નમાઝને પણ અલ્લાહનો હુકમ સમજીને અમલ કરવામાં આવશે તો ચોક્કસ અલ્લાહ તરફ ધ્યાન કેન્દ્રિત થશે જ. અત્રે અલ્લાહના હુકમોમાં બંદાના હકો અદા કરવાની પણ તાકીદ છે તથા અલ્લાહના હકો અદા કરવાના પણ હુકમો છે. બંદાના હકો ઉપર તરાપ મારવાથી અલ્લાહના દરબારમાં હડધૂત થવાય છે અને પરિણામે વ્યક્તિ અલ્લાહ તથા બંદાઓ બંનેથી બેપરવા બની ગફલત વર્તવા લાગે છે. પરંતુ નમાઝ આ ગફલતને દૂર કરનારો અને અલ્લાહ તરફ ધ્યાન કેન્દ્રિત કરાવનારો અમલ છે. એટલા માટે આ આયતને સામાજિક હુકમોની વચ્ચે લાવવાથી એ બાબત તરફ ધ્યાન અપાવવાનો હેતુ છે કે, મનુષ્ય પોતાના અસલી જીવનધ્યેયને નજર સમક્ષ રાખી સામાજિક વહેવારોમાં બંદાઓના હકો પણ અદા કરે.

حَافِظُوْا عَلَى الصَّلَوَاتِ وَالصَّلٰوةِ الْوُسْطٰى બધી નમાઝોની હિફાઝત કરો (ખાસ કરી) વચ્ચેની નમાઝ (એટલે કે અસ્ર)ની અને (નમાઝમાં) અલ્લાહ સામે આજિઝી સાથે (વિનમ્રતાથી) ઊભા રહો. પછી જો તમને (નમાઝ પઢવામાં કોઈ દુશ્મન વગેરેનો) ભય હોય તો ઊભા-ઊભા અથવા સવારી ઉપર બેઠાં-બેઠાં (જેવી રીતે બની શકે એવી રીતે ભલે કિબ્લા તરફ મોઢું હોય કે ન હોય અને રુકૂઅ્-સિજદહને ચાહે તો ઈશારાથી અદા કરવા પડે) નમાઝ પઢી લો. (આવી હાલતમાં પણ નમાઝની હિફાઝત કરો અને તેને છોડો નહિ) પછી જ્યારે તમને (બિલકુલ) સંતોષ થઈ જાય (અને ભય દૂર થઈ જાય) તો તમે અલ્લાહની યાદ (નમાઝ અદા કરી) એવી રીતે કરો કે જે રીતે તમને (શાંતિની પરિસ્થિતિમાં કરવાનું) શીખવાડ્યું છે, જેને તમે (પ્રથમથી) ન જાણતા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

મોટા ભાગના ઉલમાનો અમુક હદીષોની દલીલથી એ કૌલ (અભિપ્રાય) છે કે વચ્ચેની નમાઝનો અર્થ આ આયતમાં "અસ્ર"ની નમાઝ છે. કારણ કે, તેની એક તરફ દિવસની બે નમાઝો ફજ્ર અને ઝુહ્ર છે, તો બીજી બાજુ રાતની મગરિબ અને ઈશા. તેની તાકીદ ખાસ એટલા માટે કરવામાં આવી છે કે મોટા ભાગના લોકો આ સમય દરમિયાન કામમાં પ્રવૃત્ત હોય છે અને "આજિઝી"ની તફસીર હદીષમાં "સુકુત" (સંતોષ અને વિનમ્રતા)નો થયો છે.

આ આયતથી નમાઝમાં વાતો કરવાની મનાઈ થાય છે, આ નમાઝ ઊભા ઊભા ઈશારાથી ત્યારે જ સહીહ થશે જ્યારે કોઈ એક જગ્યાએ કોઈ વ્યક્તિ ઊભો થઈ શકતો હોય, તેમાં સિજદહનો ઈશારો થોડી વધારે કમર ઝૂકાવી કરે. આવી ભયની પરિસ્થિતિમાં ચાલતાં-ચાલતાં નમાઝ પઢવાથી નમાઝ નહિ થાય. હા ! જો ઊભા રહેવું બિલકુલ શક્ય ન હોય, જેમકે યુદ્ધના મેદાનમાં ચાલુ લડાઈનો સમય છે, તો નમાઝને કઝા થઈ જવા દેવામાં આવે, બીજા વખતે પઢી લે, ચાલતાં-ચાલતાં નમાઝ ન પઢે, નહિતર નમાઝ નહીં થાય.

*(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૪૦-૨૪૧-૨૪૨)

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ اَزْوَاجًا ۖۚ وَّصِيَّةً لِّاَزْوَاجِهِمْ مَّتَاعًا

اِلَى الْحَوْلِ غَيْرَ اِخْرَاجٍ ۚ فَاِنْ خَرَجْنَ فَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْ مَا فَعَلْنَ فِيْٓ اَنْفُسِهِنَّ

مِنْ مَّعْرُوْفٍ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٤٠﴾ وَلِلْمُطَلَّقٰتِ مَتَاعٌ ۢ بِالْمَعْرُوْفِ ؕ حَقًّا

عَلَى الْمُتَّقِيْنَ ﴿٢٤١﴾ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿٢٤٢﴾ ع

### તરજુમો :

*અને જે લોકો તમારામાંથી મૃત્યુ પામે અને પત્નીઓ છોડી જાય તો પોતાની પત્નીઓ માટે ઘરમાંથી કાઢી મૂકયા વિના એક વર્ષ સુધીની ખાધા-ખોરાકીની વસિય્યત કરે; પછી જો તેણીઓ પોતાના માટે કોઈ સારૂં કામ કરવા પોતે ઘર છોડી દે, તો તમારા ઉપર કોઈ ગુનોહ નથી અને અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે. (૨૪૦) અને ત્યકતા (તલાક પામેલી) સ્ત્રીઓ માટે નિયમ મુજબ ખાધા-ખોરાકી (ભરણ-પોષણ) પરહેઝગારો (અલ્લાહથી ડરનારાઓ) ઉપર જરૂરી છે. (૨૪૧) આ જ પ્રમાણે અલ્લાહ તઆલા પોતાના હુકમો તમારા માટે વર્ણન કરે છે, જેથી તમે સમજી લો. (૨૪૨)*

### તફસીર :

**વિધવા અને ત્યકતા (તલાક પામેલી) સ્ત્રીઓના રહેઠાણ અને ભરણ-પોષણના અમુક પ્રકારોનું વર્ણનઃ**

અને જે લોકો તમારામાંથી મરણ પામે છે અને પત્નીઓને પાછળ છોડી જાય છે (તેમના માથે જવાબદારી છે કે) તેઓ પોતાની પત્નીઓ માટે એક વર્ષ સુધીના (ભરણ-પોષણ)ની વસિય્યત કરતા જાય. વિધવાઓને (તેમના પતિના) ઘરમાંથી કાઢી મૂકવામાં ન આવે. હા ! જો (ચાર મહિના દશ દિવસની ઈદ્દત પૂરી કર્યા પછી અથવા જો ગર્ભવતી હોય તો બાળકના જન્મની ઈદ્દત પૂરી થયા પછી) પોતે પોતાની (શરઈ) કાયદા અનુસારની ભલાઈ (જેમકે નિકાહ વગેરે) માટે નીકળી જાય તો તમારા ઉપર કોઈ ગુનોહ નથી અને અલ્લાહ તઆલા

મહાશક્તિશાળી (છે માટે તેના હુકમ વિરુદ્ધ કૃત્ય ન કરો અને) હિકમતવાળો છે (કે તેણે તમને આપેલા બધા જ હુકમોમાં તમારું હિત સાચવ્યું છે, ભલે એ તમને સમજમાં આવે કે ન આવે).

અને બધી ત્યકતા સ્ત્રીઓ માટે થોડો ઘણો લાભ પહોંચાડવો (કે જે અમુક રીતે નક્કી કરવામાં આવ્યું છે તે) કાયદા અનુસાર પરહેઝગાર લોકો (એટલે કે મુસલમાનો) ઉપર નક્કી છે, એ જ રીતે અલ્લાહ તબારક વ તઆલા (અમલ કરવા) તમારા માટે પોતાના હુકમો વર્ણન કરે છે કે જેથી તમો તેને સમજી લો (અને અમલ કરો).

## મસ્અલા અને બોધપાઠ :

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ થી અજ્ઞાનતાના યુગમાં વિધવાની ઈદ્દત એક વર્ષ હતી અને ઈસ્લામમાં એક વર્ષના બદલે ચાર મહિના દશ દિવસ નક્કી કરવામાં આવ્યા, જેમકે અગાઉની આયત يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ اَرْبَعَةَ اَشْهُرٍ وَّعَشْرًا "તેણીઓ પોતાને ચાર માસ દશ દિવસ સુધી રોકી રાખશે"થી સ્પષ્ટ થઈ ચૂક્યું છે, પરંતુ તેમાં સ્ત્રીને ઉપર મુજબ છૂટછાટ આપવામાં આવી હતી. કારણ કે, તે સમય સુધી વારસા–વહેંચણીનો હુકમ નાઝિલ ન થયો હતો અને પત્નીનો કોઈ વારસો પતિની મિલકતમાં નક્કી કરવામાં આવ્યો ન હતો. બલકે, અન્ય વારસદારોનો વારસો પણ ફક્ત મય્યતની વસિય્યત ઉપર જ આધારિત હતો. જેમકે આયત كُتِبَ عَلَيْكُمْ اِذَا حَضَرَ (૨ : ૧૮૦)ની તફસીરમાં સ્પષ્ટ થઈ ચૂક્યું છે. એટલા માટે ઉપર મુજબ હુકમ થયો હતો કે, જો વિધવા સ્ત્રી પોતાના પતિના મકાનમાં રહેવા ઈચ્છે તો એક વર્ષ સુધી તેને રહેવાનો અધિકાર પ્રાપ્ત છે અને તેના મરણ પામેલા પતિએ છોડેલી મિલકતમાંથી જ તેનું ભરણ–પોષણ અને ખાધા–ખોરાકી ખર્ચ આપવામાં આવશે, આ આયતમાં એનું વર્ણન છે. પતિઓને હુકમ આપવામાં આવ્યો હતો કે, આ પ્રમાણે વસિય્યત કરતા જાય અને કારણ કે, તે ઔરતનો અધિકાર હતો કે તે વસિય્યત પ્રમાણે પતિના છોડેલા માલમાંથી લેવું અથવા ન લેવું. એટલા માટે વારસદારો માટે તે વધવાને મરનાર પતિના ઘરમાંથી કાઢવી જાઈઝ ન હતી, પરંતુ તે વિધવાના પોતાના માટે એ જાઈઝ હતું કે, તે મરનાર પતિના ઘરમાં ન રહે અને પોતાની વારસાઈનો હક છોડી દે, શર્ત એટલી જ છે કે, ઈદ્દત પૂરી થઈ જાય અને નિકાહ વગેરે બધું

શરીઅત પ્રમાણે બરાબર હોય. "બંધારણ અને કાયદા અનુસાર"ના શબ્દથી આ જ વાતનો અર્થ નીકળે છે (અલબત્ત, ઈદ્દતના સમયગાળામાં વિધવાએ ઘરની બહાર નીકળવું અને નિકાહ કરવી વગેરે ગુનોહ છે, અને જે કોઈ તેને આવું કરતાં અટકાવી શકે તેવા હોવા છતાં આવું કરતાં ન અટકાવે તો તેમના ઉપર પણ ગુનોહ છે.) જ્યારે "વારસા"ની આયત નાઝિલ થઈ અને ઘર, રૂપિયા–પૈસા, મિલકત વગેરે બધામાં વિધવા સ્ત્રીને પતિના છોડેલા માલમાં હક મળી ગયો, તો હવે વિધવા સ્ત્રીએ પોતાને મળેલા હિસ્સામાં જ નિવાસ કરવાનો છે અને પોતાને મળેલા હિસ્સામાંથી ખર્ચ કરવાનો છે. આ ઉપરોક્ત આયત મન્સૂખ (રદ) થઈ ગઈ છે.

وَلِلْمُطَلَّقٰتِ مَتَاعٌ ۢبِالْمَعْرُوْفِ ત્યકતા (તલાક પામી ચૂકેલી) સ્ત્રીને ફાયદો કરી આપવાની બાબત આ અગાઉની આયતમાં પણ આવી ચૂકી છે, પરંતુ તે ફક્ત બે પ્રકારની ત્યકતા સ્ત્રીઓ માટે હતી, જેમને એકાંત (સહવાસ) પહેલાં તલાક થઈ ગઈ હોય તો તેમને એક જોડ કપડાં આપીને લાભ પહોંચાડવામાં આવે. બીજો લાભ એવી રીતે પહોંચાડે કે, અડધી મહર આપવામાં આવે. હવે, એવી ત્યકતા સ્ત્રીઓ કે જેમની સાથે એકાંત થઈ ચૂક્યું છે, પછી તલાક આપવામાં આવે તો તેમાં જેમની મહર નક્કી કરવામાં આવી હતી તેમને પૂરે–પૂરી મહર આપી લાભ પહોંચાડવામાં આવશે અને જેમની મહર નક્કી ન થઈ હતી તેમને એકાંત પછી "મહરે મિષ્લ" (વહેવારું રીતે જે તે સમાજના રિવાજ અનુસાર) આપવી વાજિબ છે અને જો "મતાઅ્"નો અર્થ ખાસ લાભ અથવા ભેટ–સોગાત અથવા એકાદ જોડ કપડાં વગેરેનો કરવામાં આવે તો તે એક પ્રકારે ત્યકતાઓને આપવું વાજિબ છે, જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે અને બીજા અન્ય પ્રકારની ત્યકતાઓને આપવું મુસ્તહબ છે અને જો "મતાઅ્"નો અર્થ ખાધા–ખોરાકી (ભરણ–પોષણ) લેવામાં આવે તો જે તલાકમાં ઈદ્દત છે, તેમાં ઈદ્દત પસાર કરવા સુધી વાજિબ છે. ભલે, તલાકે રજ્ઈ હોય અથવા બાઈન. મતલબ કે, અત્રે આયતમાં ઠોસ શબ્દોનો ઉપયોગ કરી તલાકના બધા જ સ્વરૂપોને સામેલ કરી લેવામાં આવ્યા છે.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૪૩-૨૪૪)

| |
|---|
| اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ خَرَجُوْا مِنْ دِيَارِهِمْ وَ هُمْ اُلُوْفٌ حَذَرَ الْمَوْتِ |
| فَقَالَ لَهُمُ اللّٰهُ مُوْتُوْا ثُمَّ اَحْيَاهُمْ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ |
| النَّاسِ لَا يَشْكُرُوْنَ ۝٢٤٣ وَقَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ۝٢٤٤ |

## તરજુમો :

*(હે નબી ﷺ !) શું તમે તે લોકો નથી જોયા ? જેઓ મૌતના ભયથી પોતાના ઘરોમાંથી નીકળ્યા અને તેઓ હજારો(ની સંખ્યામાં) હતા; પછી અલ્લાહે તેમને કહ્યું, તમે મરી જાઓ; પછી તેમને સજીવન કર્યા, બેશક ! અલ્લાહ લોકો ઉપર મહેરબાન (કૃપા કરનાર) છે, પરંતુ ઘણા લોકો શુક્ર અદા કરતા નથી. (૨૪૩) અને તમે અલ્લાહના રસ્તામાં લડો, અને જાણી લો કે, અલ્લાહ સઘળું સાંભળનાર, જાણનાર છે. (૨૪૪)*

## તફસીર :

(હે સાંભળનાર !) શું તમે તે લોકોના કિસ્સાની તહકીક નથી કરી, જેઓ પોતાના ઘરેથી મૌતથી બચવા માટે નીકળી ગયા અને તે લોકો હજારો(ની સંખ્યામાં) હતા; બસ, અલ્લાહે તેમના માટે કહ્યું (હુકમ ફરમાવ્યો) કે "મરી જાઓ !" (તો બધા મૃત્યુ પામ્યા) પછી (અલ્લાહ તઆલાએ) તેમને સજીવન કર્યા, નિઃશંક ! અલ્લાહ તઆલા લોકો(ની હાલત) ઉપર ઘણો મહેરબાન છે, પરંતુ મોટા ભાગના લોકો શુક્ર અદા કરતા નથી (અને આ કિસ્સાઓ ઉપર વિચાર કરીને) અલ્લાહના રસ્તામાં લડો અને એ બાબતનો વિશ્વાસ રાખો કે, અલ્લાહ તઆલા સઘળું સાંભળનારો (અને બધું જ) જાણનારો છે (જિહાદ કરનારા અને ન કરનારાઓની વાતો સાંભળે છે અને તે પ્રમાણે દરેકની નિય્યતને પણ જાણે છે અને દરેકને યોગ્ય બદલો આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ ત્રણ આયતો જે ઉપર પ્રસ્તુત છે, તેમાં એક ખૂબ જ રસપ્રદ ઉચ્ચ કક્ષાની વર્ણનશૈલીમાં અલ્લાહ તઆલાના માર્ગમાં જાન-માલની કુર્બાની

આપવાની સૂચના આપવામાં આવી છે. આ હુકમોનો ઉલ્લેખ કરતાં પહેલાં ઈતિહાસની એક મહત્ત્વપૂર્ણ ઘટનાનું વર્ણન કરવામાં આવ્યું છે, જેનાથી સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, મૌત અને જિંદગી અલ્લાહની મરજીના તાબે છે. લડાઈ અને જિહાદમાં ભાગ લેવો મૃત્યુનું કારણ નથી અને ડરપોકપણાના લીધે કે કાયરતાના કારણે જીવ બચાવવા જિહાદથી બચવું મૌતથી બચવાનો માર્ગ નથી. તફસીરે ઈબ્ને કષીરમાં પુરોગામી સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના સંદર્ભમાં આ ઘટનાનો ખુલાસો એવો વર્ણન કરવામાં આવ્યો છે કે, બની ઈસ્રાઈલમાંથી કોઈ કૌમની એક વસ્તી હતી અને ત્યાં કોઈ સખત મહામારી (ચેપી રોગ) પ્લેગ વગેરે ફેલાય ગયો. આ લોકો જેઓ લગભગ ૧૦ હજારની સંખ્યામાં હતા; ગભરાય ગયા અને મૌતના ભયથી શહેર છોડીને બધા બે પહાડો વચ્ચેના એક વિશાળ મેદાનમાં જઈને સ્થાયી થઈ ગયા. અલ્લાહ તઆલાએ તેમના ઉપર અને દુનિયાની અન્ય કૌમો ઉપર એ બાબત સ્પષ્ટ (જાહેર) કરવા માટે કે, મૌતથી કોઈપણ વ્યક્તિ પલાયન કરીને બચી નથી શકતો, ત્યાં બે ફરિશ્તાઓને મોકલ્યા, તેઓ મૈદાનના બંને છેડાઓ પર આવીને ઊભા થઈ ગયા અને કોઈ એવો અવાજ કર્યો, જેનાથી બધા જ વ્યક્તિઓ એકી સાથે મૃત્યુ પામ્યા, એક પણ જીવીત ન બચ્યો. આજુબાજુના લોકોને જ્યારે આ ઘટનાની જાણ થઈ તો તેઓ આ જગ્યાએ પહોંચ્યા. દશ હજાર વ્યક્તિઓના કફન-દફનની વ્યવસ્થા કોઈ સરળ વાત ન હતી. એટલા માટે આ લોકોએ તેમની ચારે બાજુ એક ગોળાકાર વાડ બનાવી દીધી, તેમની લાશો ફીઝીકલ વિજ્ઞાનના ભૌતિક નિયમો પ્રમાણે સડી ગઈ. માત્ર હાડકાંઓ બાકી રહ્યા, એક લાંબા સમય પછી બની ઈસ્રાઈલના એક પયગમ્બર જેમનું નામ "હિઝકીલ (અલૈ.)" કહેવામાં આવે છે, આ સ્થળેથી પસાર થયા. તેમણે આ વાડામાં અનેક સ્થળે માનવ કંકાલો વિખરાયેલા જોયાં અને આશ્ચર્યમાં પડી ગયા, તેમને વહી દ્વારા આ લોકોના સંપૂર્ણ કિસ્સાની જાણ કરવામાં આવી. હઝરત હિઝકીલ (અલૈ.)એ દુઆ કરી કે, "હે અલ્લાહ ! આ લોકોને સજીવન કરી આપ." અલ્લાહ તઆલાએ તેમની દુઆ કબૂલ ફરમાવી અને તેમને હુકમ આપ્યો કે, તમે આ તૂટેલા-વિખરાયેલાં હાડકાંઓને આ પ્રમાણે સંબોધન કરો.

اَيَّتُهَا الْعِظَامُ الْبَالِيَةُ اِنَّ اللّٰهَ يَأْمُرُكِ اَنْ تَجْتَمِعِىْ،

*"હે જૂના (જર્જરિત) હાડકાંઓ, અલ્લાહ તમને હુકમ આપે છે કે, પ્રત્યેક સાંધાનું હાડકું પોતાના સ્થળે સ્થાપિત થઈ જાય."*

પયગમ્બર (અલૈ.)ની દુઆ મુબારકથી અલ્લાહ તઆલાનો હુકમ આ હાડકાંઓએ સાંભળ્યો અને હુકમનો અમલ કર્યો, જેને દુનિયા અતાર્કિક અને ભૌતિક નિયમો વિરૂદ્ધ સમજે છે, પરંતુ જગતનો પ્રત્યેક અણુએ અણુ અલ્લાહના હુકમની તા'બેદારી કરે છે અને પોતાના અસ્તિત્વ માટે અલ્લાહ રબ્બુલ ઈજ્જત ઉપર આધાર રાખે છે તથા પોતાના ભૌતિક બંધારણ અનુસાર અલ્લાહના હુકમને સમજવાની અને તેના ઉપર અમલ કરવાની બુદ્ધિ ધરાવે છે. કુર્આન શરીફે اَعْطٰى كُلَّ شَىْءٍ خَلْقَهٗ ثُمَّ هُدٰى (૨૦ : ૫૦)માં આ જ બાબત તરફ ઈશારો કર્યો છે. અલ્લાહ તઆલાએ દરેક પદાર્થને પૈદા કરી, પછી એને તેના યોગ્ય સમજ અને હુકમો આપ્યા. મૌલાના રૂમી આ સંબંધે મજાનો શે'ર રજૂ કરે છે.

خاک و باد و آب و آتش بندہ اند          با من و تو مردہ با حق زندہ اند

"માટી, હવા, પાણી અને આગનું મિશ્રણ કરવામાં આવ્યું;
મારા અને તારા માટે તે મૃત છે, પરંતુ અલ્લાહ માટે તે સજીવન છે !"

અલબત્ત, એક અવાજ દ્વારા દરેક મનુષ્યના હાડકાં પોત–પોતાના સ્થળે ગોઠવાય ગયા, પછી હુકમ થયો કે, હવે તેમને આવો પોકાર કરો,

اَيَّتُهَا الْعِظَامُ اِنَّ اللّٰهَ يَأْمُرُكِ اَنْ تَكْتَسِىْ لَحْمًا وَّعَصَبًا وَّجِلْدًا،

*"હે હાડકાંઓ ! અલ્લાહ તઆલા તમને હુકમ આપે છે કે, પોત–પોતાનો માંસ પહેરી લો અને તમારા સ્નાયુઓ તથા ચામડીને સરખી કરી લો."*

આવું કહેવાની સાથે જ હાડકાંઓ ઉપર ઢાંચા બની ગયા અને જોત–જોતામાં એક સંપૂર્ણ લાશ બની ગઈ, પછી હુકમ થયો કે, "હવે રૂહો (આત્મા)ને સંબોધન કરો,"

اَيَّتُهَا الْاَرْوَاحُ اِنَّ اللّٰهَ يَأْمُرُكِ اَنْ تَرْجِعَ كُلُّ رُوْحٍ اِلَى الْجَسَدِ الَّذِىْ كَانَتْ تَعْمُرُهٗ،

*"હે રૂહો ! તમને અલ્લાહ તઆલા હુકમ આપે છે કે, પોત–પોતાના શરીરોમાં પાછી આવી જાઓ, તેમની જિંદગીનું અસ્તિત્વ જેના પર આધારિત છે."*

આ અવાજ આપતાંની સાથે જ તેમની નજર સમક્ષ બધી જ લાશો જીવંત થઈ ઊભી થઈ ગઈ અને આશ્ચર્યથી ચારે તરફ જોવા લાગી, બધાની જીભ ઉપર એક કલિમો હતો, سُبْحَانَكَ لَآاِلٰهَ اِلَّآ اَنْتَ "હે અલ્લાહ ! તું પવિત્ર છે, તારા સિવાય કોઈ મઅ્બૂદ નથી."

આ ઘટના દુનિયાના ફિલોસોફરો અને બુદ્ધિશાળીઓ માટે ચિંતન કરવાનું આમંત્રણ અને કયામતના ઈન્કાર કરનારાઓ માટે એક મજબૂત દલીલ હોવાની સાથે સાથે આ બાબત એ સૂચના ઉપર પણ આધારિત છે કે, મૌતના ડરથી ભાગવું અથવા જિહાદમાં મૌતના ડરથી ભાગ ન લેવો કે, કોઈ અન્ય બીમારી કે પ્લેગ વગેરેમાં મૌતના ડરથી ભાગવું અલ્લાહ તઆલા અને તેની તકદીર ઉપર ઈમાન રાખનારાઓ માટે શક્ય જ નથી કે, તેઓ મૌતથી ભાગે, કારણ કે, તેમનું ઈમાન છે કે, મૌતનો એક સમય નિશ્ચિત છે અને ત્યારે તે ચોક્કસ આવશે જ, તેનાથી એક સેકંડ પણ આગળ–પાછળ થઈ શકવાનું નથી. એટલા માટે મૌતથી ભાગવું વ્યર્થ વાત છે અને અલ્લાહ તઆલાની નારાજગીનું કારણ પણ બને છે.

હવે આ ઘટના કુર્આનના શબ્દોમાં જોઈએ,

ઘટનાના વર્ણન માટે કુર્આન શરીફે ફરમાવ્યું, اَلَمْ تَرَاِلَى الَّذِيْنَ خَرَجُوْامِنْ دِيَارِهِمْ "શું તમે તે લોકોની ઘટના નથી જોઈ, જે પોતાના ઘરોમાંથી મૃત્યુના ભયથી નીકળીને નાઠા હતા !?"

અત્રે એક વાત વિચારવા યોગ્ય છે કે, આ ઘટના રસૂલુલ્લાહ ﷺના સમયકાળથી હજારો વર્ષ પહેલાંની છે, તેને રસૂલે કરીમ ﷺ દ્વારા નજરે જોવાનો સવાલ જ પૈદા નથી થતો, માટે અત્રે اَلَمْ تَرَ કહીને કહેવાનો શું અર્થ છે ? મુફસ્સિરીન (વિવરણકારો) ઉલમાએ ફરમાવ્યું છે કે, "આવી તમામ ઘટનાઓમાં જ્યાં આપ ﷺને શબ્દ اَلَمْ تَرَ વડે સંબંધોન કરવામાં આવ્યું છે. જ્યારે કે, ઘટના આપ ﷺના સમયકાળ પહેલાંની હોય છે જેથી આપ ﷺએ તેને નજરે નિહાળવાની કોઈ કલ્પના પણ નથી થઈ શકતી, પરંતુ આ બધી ઘટનાઓનો નજરે નિહાળવાનો અર્થ હૃદયના ચક્ષુ (આંખ)થી નિહાળવું સમજવામાં આવે છે, જેનો અર્થ એ છે કે જ્ઞાન અને ઘટનાને સમજવામાં اَلَمْ تَرَ દ્વારા એવા પ્રસંગોમાં اَلَمْ تَعْلَمْનો અર્થ હોય છે. પરંતુ આ શબ્દ اَلَمْ تَرَનું અર્થઘટન કરવામાં હિકમત અને ઘટનાના ખૂબ મશહૂર હોવા તરફ પણ ઈશારો થાય છે કે, આ ઘટના ખૂબ જ

ચોક્કસ અને નિશ્ચિત સ્વરૂપે બનેલ છે, જેમકે તેઓ તેને આજે જોઈ રહ્યા છે. اَلَمْ تَرَ પછી શબ્દ اِلٰی વધારવાથી મૌખિક રીતે એ તરફ પણ ઈશારો થાય છે.''

ત્યાર પછી કુર્આનમાં તેઓ મોટી સંખ્યામાં હતા એવું વર્ણન કરવામાં આવ્યું છે, وَهُمْ اُلُوْفٌ એટલે કે, ''તે લોકો હજારોની સંખ્યામાં હતા.'' આ લોકોની સંખ્યા વિશે વિવિધ પ્રકારની રિવાયતો આવેલ છે, પરંતુ અરબી ભાષાના નિયમ પ્રમાણે આ શબ્દ મોટી સંખ્યાના બહુવચન માટે વપરાય છે, જેનો અર્થ "દશ હજારથી ઓછા નહિ" એવું સમજવામાં આવે છે. એટલા માટે સ્પષ્ટ થયું કે, તેમની સંખ્યા દશ હજાર કરતા તો ઓછી ન જ હતી.

ત્યાર પછી ઈશારો છે, فَقَالَ لَهُمُ اللّٰه مُوْتُوْا અલ્લાહે તેમને કહી દીધું કે, "મરી જાઓ !" અલ્લાહનો આ હુકમ સીધે–સીધો પણ હોઈ શકે છે અને કોઈ ફરિશ્તાના માધ્યમથી પણ હોઈ શકે છે. જેમકે બીજી આયતમાં ઈરશાદ છે, اِذَآاَرَادَاللّٰهُ شَيْئًا اَنْ يَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ، ''જ્યારે તે કોઈ વસ્તુનો ઈરાદો કરે છે તો કહે છે, 'થઈ જા' અને તે થઈ જાય છે.''

ત્યાર પછી ફરમાવ્યું, اِنَّ اللّٰهَ لَذُوْفَضْلٍ عَلَى النَّاسِ એટલે કે, ''અલ્લાહ તઆલા મોટો મહેરબાન અને દયાળુ છે, લોકો ઉપર કૃપા કરે છે,'' તેની કૃપામાં એ પણ સામેલ છે કે, બની ઈસ્રાઈલની કૌમને પનર્જિવીત કરી અને આ ઘટનાની આપ ﷺની ઉમ્મતને જાણ કરી તેમના માટે એક ઈબ્રત (બોધપાઠ) લેવાનું અને પ્રેરણા આપવાનું કારણ બનાવ્યું.

છેવટે ગફલતમાં પડેલા મનુષ્યને જાગૃત કરવા માટે કહ્યું, وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَايَشْكُرُوْنَ ''પરંતુ લોકોમાંથી ઘણા આભાર માનતા નથી.'' અલ્લાહ તઆલાના ફઝ્લ અને તેની રહમતના હજારો પ્રસંગો મનુષ્ય સામે ઉપસ્થિત થતા રહે છે, પરંતુ તે છતાં મોટા ભાગના લોકો અલ્લાહનો શુક્ર અદા કરતા નથી.

## સંબંધિત મસ્અલા :

આ આયતથી અમુક મસ્અલાઓ અને અમુક હુકમો નીકળે છે.

## તદ્‌બીર (આવડત પ્રમાણે કાર્ય પૂર્ણ કરવાની યોજના) ઉપર તકદીર (નસીબ) છવાયેલું છે :

પ્રથમ એ કે તકદીર ઉપર અલ્લાહના મુકાબલામાં કોઈ તદ્‌બીર કે યુક્તિ ચાલી શકશે નહિ અને જિહાદથી અથવા પ્લેગ વગેરેથી નાસવું જીવ બચાવવાનું

કારણ નથી બની શકતું અને એ જ પ્રમાણે જિહાદમાં જવાથી અથવા પ્લેગ વગેરે બીમારીના સ્થળે સ્થાયી રહેવાથી મૌત આવે જ આવે, એ જરૂરી પણ નથી ! બલકે, મોતનો એક નિશ્ચિત સમય છે અને તે સમયમાં લેશમાત્ર વધારો–ઘટાડો થઈ શકવાનો નથી.

**જે વસ્તીઓમાં પ્લેગ વગેરે જેવી કોઈ બીમારી ફેલાઈ હોય, ત્યાં જવું અથવા ત્યાંથી અન્ય સ્થળે નાસવું, બંને નાજાઇઝ છે :**

બીજો મસ્અલો એ છે કે, જે શહેરોમાં કોઈ મહામારી (ચેપી રોગ) ફેલાયો હોય, જેમકે પ્લેગ વગેરે ફેલાય જાય તો ત્યાંથી નાસીને અન્ય સ્થળે જવું જાઈઝ નથી. રસૂલે કરીમ ﷺના ઈરશાદમાં એટલો વિશેષ વધારો છે કે, "અન્ય લોકોનું જ્યાં બીમારી ફેલાઈ હોય ત્યાં જવું પણ યોગ્ય નથી." રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે,

اِنَّ هٰذَا لَسُقْمٌ عُذِّبَ بِهِ الْاُمَمُ قَبْلَكُمْ فَاِذَاسَمِعْتُمْ بِهٖ فِى الْاَرْضِ فَلَا تَدْخُلُوْهَا

وَاِذَاوَقَعَ بِاَرْضٍ وَاَنْتُمْ بِهَا فَلَا تَخْرُجُوْا فِرَارًا، (بُخَارِیْ وَ مُسْلِمْ وَ ابْنُ كَثِيْرٍ)

*"આ બીમારી (પ્લેગ) દ્વારા અલ્લાહ તઆલાએ તમારાથી અગાઉની કૌમો ઉપર અઝાબ નાઝિલ ફરમાવ્યો, બસ જ્યારે તમે એવું સાંભળો કે, કોઈ શહેરમાં પ્લેગ વગેરે વબા (ચેપી રોગ) મહામારી ફેલાઈ રહી છે, તો ત્યાં ન જાઓ અને જો કોઈ વસ્તીમાં આ બીમારી ફેલાઈ જાય અને તમે ત્યાં હાજર હોય તો ત્યાંથી ન નાસો (અન્ય સ્થળે ન ચાલ્યા જાઓ)."*

તફસીરે કુર્તુબીમાં છે કે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એક વખતે સિરીયા જવાના ઈરાદે મુસાફરી કરી. સિરીયાની સરહદ પર તબૂક પાસે એક સ્થળ "સરગ" નામનું છે, ત્યાં પહોંચીને જાણ થઈ કે સિરિયામાં ખૂબ સખત પ્લેગ ફેલાયો છે. આ પ્લેગ સિરીયા દેશના ઈતિહાસમાં એક ગંભીર મહામારી હતી. આ પ્લેગ "અમવાસ"ના નામથી પ્રખ્યાત છે. કારણ કે આ પ્લેગ પ્રથમ અમવાસ નામના શહેરથી શરૂ થયો હતો, જે બયતુલ મુકદ્દસ પાસે આવેલ છે, પછી આખા દેશમાં ફેલાઈ ગયો. હજારો મનુષ્યો જેમાં ઘણા બધા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) પણ હતા, શહીદ થઈ ગયા.

ફારૂકે આ'ઝમ (રદિ.)એ પ્લેગની ખતરનાક પરિસ્થિતિની ખબર સાંભળી

તો તે જ સ્થળે રોકાઈને સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ-મશ્વરો કર્યો કે, આપણે સિરીયામાં આવા સમયે જવું જોઈએ કે, પાછા ચાલ્યા જવું યોગ્ય છે? તે સમયે જેટલા પણ લોકો મશ્વરામાં સામેલ હતા તે બધામાંથી કોઈ એવો ન હતો કે, જેણે રસૂલે કરીમ ﷺ પાસેથી એના વિશે કોઈ હુકમ સાંભળ્યો હોય ! પાછળથી હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)એ ખબર આપી કે, રસૂલે કરીમ ﷺનો હુકમ આ વિષયમાં આ પ્રમાણે છે.

اِنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ ذَكَرَ الْوَجْعَ فَقَالَ رِجْزٌ وَّعَذَابٌ عُذِّبَ بِهٖ الْاُمَمُ ثُمَّ بَقِيَ مِنْهُ بَقِيَةٌ فَيَذْهَبُ الْمَرَّةَ وَيَاْتِي الْاُخْرٰى فَمَنْ سَمِعَ بِهٖ بِاَرْضٍ فَلَا يَقْدِمَنَّ عَلَيْهِ وَمَنْ كَانَ بِاَرْضٍ وَقَعَ بِهَا فَلَا يَخْرُجُ فِرَارًا مِنْهَا،

(رَوَاهُ الْبُخَارِيُّ عَنْ اُسَامَةَ بْنِ زَيْدٍ وَاَخْرَجَهُ الْاَئِمَّةُ بِمِثْلِهٖ)

*"રસૂલે કરીમ ﷺએ (પ્લેગની ગાંઠની) પીડાનો ઉલ્લેખ કરીને ફરમાવ્યું કે, આ એક અઝાબ છે, જેનાથી અમુક ઉમ્મતોને અઝાબ આપવામાં આવ્યો હતો, પછી તેનો અમુક ભાગ બાકી રહી ગયો, હવે એની એ પરિસ્થિતિ છે કે, ક્યારેક ચાલ્યો જાય છે તો ક્યારેક પાછો આવે છે, તો જે વ્યક્તિ એવું સાંભળે કે ફલાણા દેશમાં આ અઝાબ આવ્યો છે, તો તેણે તે પ્રદેશમાં ન જવું જોઈએ અને જે વ્યક્તિ તે વિસ્તારમાં પહેલેથી જ મૌજૂદ હોય તો પ્લેગથી નાસવા (બચવા) માટે ત્યાંથી (બહાર) ન નીકળે."* *(બુખારી)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ હદીષ સાંભળી તો સાથીઓને પાછા ફરવાનો હુકમ આપ્યો. હઝરત અબૂ ઉબયદહ (રદિ.) સિરીયાના ગવર્નર પણ આ મજલિસમાં મૌજૂદ હતા. ફારૂકે આ'ઝમ (રદિ.)નો હુકમ સાંભળીને કહેવા લાગ્યા, اَفِرَارًا مِنْ قَدْرِ اللّٰهِ "શું તમે અલ્લાહ તઆલાની તકદીરથી ભાગી રહ્યા છો?" ફારૂકે આ'ઝમ (રદિ.)એ જવાબમાં ફરમાવ્યું, "અબૂ ઉબયદહ! કાશ, આ વાત કોઈ અન્યએ કહી હોત !" એટલે કે તમારી જીભથી આવી વાત સાંભળવી આશ્ચર્યજનક છે.

نَعَمْ نَفِرُّ مِنْ قَدْرِ اللّٰهِ اِلٰى قَدْرِ اللّٰهِ،

*બેશક! અમે અલ્લાહની તકદીરથી અલ્લાહની જ તકદીર તરફ ભાગીએ છીએ.*

મતલબ એ હતો કે અમે જે કંઈ કરી રહ્યા છે તે અલ્લાહના હુકમ પ્રમાણે જ કરી રહ્યા છે, જેને રસૂલે કરીમ ﷺએ વર્ણન કર્યો છે.

**તાઊન (પ્લેગ) વિશે રસૂલુલ્લાહ ﷺના ફરમાનોની હિકમતો :**

રસૂલે કરીમ ﷺના ઉપરોક્ત ઈરશાદથી સ્પષ્ટ થાય છે કે, જે શહેરો અથવા વસ્તીઓમાં પ્લેગ વગેરે જેવી ચેપી બીમારીઓ ફેલાયેલી હોય ત્યાં બહારના લોકો માટે પ્રવેશ પ્રતિબંધિત છે અને ત્યાં રહેનારાઓને ત્યાંથી મૌતના ભયે ભાગવાની પણ મનાઈ છે.

ઈસ્લામનો પાયાનો અકીદહ એ છે કે, ન તો કોઈ સ્થળે જવું મૌતનું કારણ બને છે અને ન જ કોઈ જગ્યાએથી ભાગવું મૌતથી બચવાનું કારણ બની શકે છે. આ અગત્યનો અકીદહ (માન્યતા) હોવા છતાં ઉપરોક્ત હુકમ ઘણી બધી દિર્ઘદષ્ટિયુક્ત હિકમતો ઉપર આધારિત છે. બહારવાળાઓને ત્યાં જવાથી રોકવાની એક હિકમત તો એ છે કે, શક્ય છે કે, ત્યાં પહોંચીને કોઈની ઉંમર પૂરી થઈ જવાથી પ્લેગની બીમારીમાં સપડાય જાય અને મૃત્યુ પામે, તો મરનારો મરતી વખતે એવું વિચારી શકે છે કે, જો હું અહીંયાં ન આવ્યો હોત તો મને આ બીમારી લાગુ ન પડી હોત, અને હું બચી ગયો હોત ! અને અન્ય લોકો પણ એવું વિચારી શકે છે કે, જો તે ત્યાં ન ગયો હોત, તો તેને મૌત ન આવ્યું હોત ! જ્યારે કે જે કંઈ થયું છે તે પહેલેથી જ નક્કી હતું, તેની ઉંમર એટલી જ હતી, જ્યાં પણ રહ્યો હોત, તે વખતે તેનું મૌત આવવું નક્કી હતું. આ હુકમ મુસલમાનોને તકદીરના અકીદહની ગૈરસમજ થવાથી બચાવવા માટે આપવામાં આવ્યો છે. જેથી તે ખોટી ભ્રમણા (વસવસા)નો શિકાર ન બને.

બીજી હિકમત એ છે કે, અલ્લાહ તઆલાએ મનુષ્યને એવી હિદાયત આપી છે કે, જે જગ્યાએ તકલીફ પહોંચવાનો ભય હોય, જ્યાં મૌતનો ખતરો હોય ત્યાં ન જાય. બલકે, એવી બાબતોથી બચવાનો પ્રયત્ન કરે, જે તેના માટે નુકસાનકર્તા અથવા વિનાશનું કારણ બની શકે છે. પોતાના જીવનું રક્ષણ કરવું દરેક વ્યક્તિની જવાબદારી છે તથા તેને વાજિબ ઠરાવવામાં આવ્યું છે. આ કાયદાનો તકાદો એ છે કે, અલ્લાહની તકદીર ઉપર સંપૂર્ણ ઈમાન રાખીને કાળજીપૂર્વક પોતાના તકેદારીના પગલાંમાં કોઈ કમી ન કરે અને એક તદ્‌બીર એ પણ છે કે, એવા સ્થળોએ ન જાય જ્યાં જીવ જવાનો ભય હોય.

આ જ પ્રમાણે તે રોગગ્રસ્ત વસ્તીમાં રહેનારા લોકો માટે મૌતના ભયથી ત્યાંથી ભાગવાની મનાઈમાં પણ ઘણી બધી હિકમતો રહેલી છે.

એક હિકમત તો સામૂહિક અને સર્વજન હિતાર્થે એ છે કે, જો આ ભાગવાનો ક્રમ ચાલી પડે તો માલદાર તથા શક્તિશાળી લોકો તો ત્યાંથી નાસી છૂટશે, પરંતુ વસ્તીમાં એવા ગરીબ, કમજોર, વૃદ્ધો, સ્ત્રીઓ, બાળકો પણ હશે જેઓ વસ્તી છોડવાની શક્તિ ધરાવતા નથી, તેમની શું હાલત થશે ? તેઓ એકલા રહી જશે અને ભયના ઓથારમાં જ મરી જશે, પછી જેઓ આ વસ્તીમાં બીમાર છે, તેમની ખૈર–ખબર કોણ રાખશે ? મૃત્યુ પામશે તો કફન–દફનની વ્યવસ્થા કોણ કરશે ?

બીજી હિકમત એ છે કે, જે લોકો આ સ્થળે મૌજૂદ છે તો શક્ય છે કે, તેમને આ બીમારીના જંતુઓ અસર કરી ચૂક્યા હોય, આવી હાલતમાં તેઓ મુસાફરી કરશે તો વધારે મુસીબતો અને તકલીફોનો શિકાર થવાની શક્યતા છે. મુસાફરીની હાલતમાં જો તેઓ બીમાર થયા તો તેમની હાલત શું થશે ?

ઈબ્નુલ મદીનીએ ઉલમાનું આ નિવેદન વર્ણન કર્યું છે,

مَا فَرَّاَحَدٌمِّنَ الْوَبَاءِ فَسَلِمَ، (قُرْطَبِیْ)

*"જે વ્યક્તિ મહામારી (ચેપી રોગ)થી ભાગે છે તે ક્યાંય સહી–સલામત નથી રહેતો."* *(કુર્તુબી)*

ત્રીજી હિકમત એ છે કે, જો તેમનામાં બીમારીના જંતુ અસર કરી ચૂક્યા છે અને તે વિવિધ વસ્તીઓમાં પહોંચશે, તો ત્યાં બીમારીના જંતુઓ ફેલાવાનો ભય છે અને જો પોતાની જગ્યાએ જ સબ્ર કરી, અલ્લાહ ઉપર ભરોસો રાખી થોભી જાય તો શક્ય છે કે, બીમારીથી છૂટકારો પ્રાપ્ત થઈ જાય અને કલ્પના કરો કે, જો આ બીમારીથી મૌત પણ નસીબમાં હતી તો તેને પોતાના સબ્ર અને અલ્લાહ ઉપરના ભરોસાના કારણે શહાદતનો દરજ્જો મળશે. જેમકે હદીષ શરીફમાં ઈરશાદ છે,

رَوٰی الْبُخَارِیُّ عَنْ یَحْیٰ بْنِ یَعْمَرَ عَنْ عَائِشَةَؓ اَنَّهَا اَخْبَرَتْهُ اَنَّهَا سَأَلَتْ رَسُوْلَ اللّٰهِ صَلَّی اللّٰهِ عَلَیْهِ وَسَلَّمَ عَنِ الطَّاعُوْنِ فَاَخْبَرَهَا النَّبِیُّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ اَنَّهٗ کَانَ

عَـذَابًـا يَبْـعَثُـهُ اللّٰهُ عَلٰى مَن يَّشَاءُ فَجَعَلَهُ اللّٰهُ رَحْمَةً لِّلْمُؤْمِنِيْنَ فَلَيْسَ مِنْ عَبْدٍ يَّقَعُ الـطَّـاعُوْنُ فَيَمْكُثُ فِيْ بَلَدِهٖ صَابِرًا يَّعْلَمُ اَنَّهٗ لَن يُّصِيْبَهُ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَهٗ اِلَّا كَانَ لَهٗ مِثْـلُ اَجْـرِ شَهِيْـدٍ وَهٰـذَا تَـفْسِيْـرٌ لِّـقَـوْ لِـهٖ صَـلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ الطَّاعُوْنُ شَهَادَةٌ وَالْمَطْعُوْنَ شَهِيْدٌ، (قُرْطَبِىْ ص ۲۳۵، ج۳)

*"ઈમામ બુખારી (રહ.)એ યહ્યા બિન યઅ્‌મરથી રિવાયત નકલ કરી છે કે, હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ તેમને ખબર આપી કે, તેમણે રસૂલુલ્લાહ ﷺને પ્લેગ વિશે પ્રશ્ન કર્યો હતો, તો આપ ﷺએ બતાવ્યું કે, આ બીમારી વાસ્તવમાં અઝાબ સ્વરૂપે નાઝિલ થઈ હતી અને જે કૌમને અઝાબ આપવાનું મંજૂર હતું તેમના ઉપર તે મોકલી દેવામાં આવતી હતી. પછી અલ્લાહ તઆલાએ તેને મો'મિનો માટે રહમત બનાવી દીધી તો જે અલ્લાહનો બંદો પ્લેગ ફેલાયા પછી પોતાની વસ્તીમાં સબ્ર અને શાંતિથી થોભેલો રહે અને એવો ભરોસો રાખે કે, તેને ફક્ત તે જ મુસીબત પહોંચી શકે છે, જે અલ્લાહ તઆલાએ તેના માટે લખી દીધી છે, તો એવા વ્યક્તિને શહીદ સમાન સવાબ મળશે."*

અને આ હદીષની એ જ સ્પષ્ટતા છે, જેમાં ઈરશાદ છે કે, પ્લેગ શહાદત છે અને પ્લેગથી મૃત્યુ પામનાર વ્યક્તિ શહીદ છે.

**અમુક ખાસ પરિસ્થિતિઓના અપવાદો :**

હદીષના શબ્દોમાં فَلَا تَـخْـرُجُـوْا فِـرَارًا مِّـنْـهُ (તમારે તેનાથી ભાગવું ન જોઈએ) આવ્યું છે, એનાથી સ્પષ્ટ થાય છે કે, જો કોઈ વ્યક્તિ મૌતના ભયે ફરાર થવા માટે નહિ બલકે, પોતાની કોઈ અન્ય જરૂરિયાતના કારણે બીજા સ્થળે ચાલ્યો જાય તો તે આ પ્રતિબંધમાં સામેલ નથી. એ જ પ્રમાણે જો કોઈ વ્યક્તિની માન્યતા પોતાના સ્થળે પાકી છે કે, અહીંયાંથી બીજા સ્થળે ચાલ્યા જવાથી મને મૌતથી છુટકારો નહિ મળી શકે. જો મારો સમય આવી ગયો છે તો મારું મૌત નક્કી જ છે અને જો સમય નથી આવ્યો તો અહીંયાં રહેવાથી પણ મૌત આવવાનું નથી. આ પાકો અકીદહ (માન્યતા) રાખીને ફક્ત આબોહવાના પરિવર્તન માટે આ સ્થળેથી ચાલ્યો જાય, તો તે પણ આ પ્રતિબંધમાં સામેલ નથી.

એ જ પ્રમાણે જો કોઈ વ્યક્તિ પોતાની કોઈ જરૂરિયાતથી આવા સ્થળે પ્રવેશ કરે કે, જે વસ્તીમાં બીમારી ફેલાયેલી છે અને તેનો અકીદહ પાકો હોય કે, અહીંયાં અલ્લાહની મરજી સિવાય મૌત આવવાનું નથી તો આવી પરિસ્થિતિમાં તેના માટે ત્યાં જવું જાઈઝ છે.

ત્રીજો મસ્અલો આ આયતથી એ સ્પષ્ટ થાય છે કે, મૌતના ભયથી જિહાદથી ભાગવું પણ હરામ છે. કુર્આન શરીફમાં આ મસ્અલો અન્ય સ્થળે વધારે ખુલાસાવાર સ્પષ્ટતાથી આવ્યો છે, જેમાં અમુક ખાસ પરિસ્થિતિઓને અપવાદ સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે.

આ આયતનો જે વિષય છે, લગભગ એવા જ વિષયની બીજી આયત જિહાદથી નાસનારાઓ અથવા તેમાં સામેલ ન થનારાઓના સંદર્ભમાં આવી છે. ઈરશાદ છે,

اَلَّذِيْنَ قَالُوْ الِاِخْوَانِهِمْ وَ قَعَدُوْالَوْ اَطَاعُوْنَا مَا قُتِلُوْا قُلْ فَادْرَءُوْاعَنْ اَنْفُسِكُمُ الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ٥

*"અમુક લોકોએ પોતે પણ જિહાદમાં ભાગ ન લીધો અને જિહાદમાં ભાગ લઈ શહીદ થઈ જનારા વિશે લોકોને કહે છે કે, તે લોકોએ અમારી વાત ન સાંભળી એટલા માટે માર્યા ગયા. જો તેઓએ અમારી વાત માની હોત તો માર્યા ન ગયા હોત; (આપ ﷺને હુકમ થયો કે) આપ તેમને કહી આપો કે, જો મૌતથી બચવું તમારા અધિકારમાં છે તો બીજાઓની ચિંતા શું કામ કરો છો ? તમે તમારી ચિંતા કરો અને પોતાની જાતને મૌતથી બચાવી લો. (એટલે કે મૃત્યુ જિહાદમાં જવા-ન જવા ઉપર અવલંબિત નથી, તમને ઘેર બેઠાં-બેઠાં પણ મૌત આવશે.)"*

કુદરતના આશ્ચર્યોમાંથી એ પણ છે કે, સહાબએ કિરામ (રદિ.)માંથી મહાન યોદ્ધા અને સેનાપતિ "સયફુલ્લાહ" (અલ્લાહની તલવાર) હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.) જેમની ઈસ્લામ સ્વીકાર પછીની આખી જિંદગી જિહાદમાં પસાર થઈ છે, તેઓ કોઈ જિહાદમાં શહીદ ન થયા, બીમાર થઈને તેમનું મૃત્યુ ઘરમાં થયું. મૃત્યુ સમયે પોતાની પથારી ઉપર પોતાના મૌતનો અફસોસ કરતા હતા અને ઘરવાળાઓને સંબોધીને કહેતા હતા કે, "હું ફલાણી-ફલાણી

મોટી-મોટી લડાઈઓમાં સામેલ થયો અને મારા શરીરનું કોઈ અવયવ એવું બાકી નથી કે જ્યાં મને તીર અથવા ભાલાના ઘા વાગવાથી હું ઘાયલ ન થયો હોય અને મારા શરીર ઉપર તેના નિશાન ન હોય ! પરંતુ અફસોસ છે કે, હું હવે ગધેડાની જેમ પથારી ઉપર મરી રહ્યો છું. અલ્લાહ તઆલા બુઝદીલો (કાયરો)ને આરામ ન આપે, એમને મારી શિખામણ પહોંચાડી દો !"

આ આયતમાં બની ઈસ્રાઈલની એક ઘટનાને પ્રસ્તાવના સ્વરૂપે લખવામાં આવી હતી. આગલી આયતમાં જિહાદ અને યુદ્ધનો હુકમ આપવામાં આવ્યો હતો, આ ઘટનાના વર્ણન કરવાનો અસલ મકસદ એ જ હતો કે, જિહાદમાં જવાથી કે મૃત્યુથી ભાગવાથી છૂટકારો મળી ગયો એમ ન સમજો, બલકે અલ્લાહ તઆલાના હુકમોને પૂરા કરીને બંને દુનિયાની સફળતા પ્રાપ્ત કરો. અલ્લાહ તઆલા તમારી બધી વાતો સાંભળનારો અને જાણનારો છે.

ત્રીજી આયતમાં અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાની ફઝીલતનું વર્ણન છે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. : ૨૪૫)

مَنْ ذَا الَّذِىْ يُقْرِضُ اللّٰهَ قَرْضًا حَسَنًا فَيُضٰعِفَهٗ لَهٗٓ اَضْعَافًا كَثِيْرَةً ؕ
وَاللّٰهُ يَقْبِضُ وَيَبْصُۜطُ ۠ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۲۴۵﴾

## તરજુમો :

*કોણ છે (એવો) જે અલ્લાહને કરજ આપે ?! સારૂં કરજ; પછી તે તેના માટે કેટલાય ઘણું વધારી દે, અલ્લાહ તંગી (પણ) આપે છે અને (આર્થિક) છૂટછાટ પણ આપે છે અને તેના તરફ જ તમને પાછા વાળવામાં આવશે. (૨૪૫)*

## તફસીર :

**જિહાદ વગેરે સારા કામોમાં ખર્ચ કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન :**

કોણ (એવો) વ્યક્તિ છે જે અલ્લાહને સારી રીતે કરજ આપે ?! (એટલે કે નિખાલસ રીતે) પછી અલ્લાહ તઆલા આ (કરજના સવાબ)ને તેના માટે

અનેકઘણું વધારી દે. (એવી શંકા ન કરો કે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાથી માલ ઓછો થઈ જશે. કારણ કે એ તો) અલ્લાહ(ના જ કબજામાં છે અને તે જ) કમી કરે છે અને (તે જ) છૂટછાટ આપે છે. (માલ ખર્ચ કરવા ન કરવા ઉપર તેનો કોઈ આધાર નથી) અને તમે તેના જ તરફ (મૃત્યુ પછી) લઈ જવામાં આવશો. (બસ તે સમયે નેક કાર્યોમાં ખર્ચ કરનારાઓને સારો બદલો અને જરૂરતના સમયે ખર્ચ ન કરનારાઓને સજા અવશ્ય મળશે.)

## મસ્અલા અને બોધપાઠ :

يُقْرِضُ اللّٰهَ قَرْضًا حَسَنًا (કોણ છે જે અલ્લાહને સારું કરજ આપે ?)નો ભાવાર્થ નેક અમલ કરવા અને અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવો થાય છે, તેમાં "કરજ" શબ્દનો રૂઢિપ્રયોગ તરીકે ઉલ્લેખ થયો છે. નહિતર બધી અલ્લાહ તઆલાની જ મિલકત છે. મતલબ એ છે કે, જેવી રીતે કરજનો બદલો આપવામાં આવે છે એવી જ રીતે તમારા સારા કૃત્યોનો બદલો ચોક્કસ મળશે અને તેને વધારવાનો અર્થ એક હદીષમાં એવો આવ્યો છે કે, એક "ખુરમા" (ખારેક) અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે તો અલ્લાહ તઆલા તેને ઉહદ પહાડ જેટલું વધારી આપે છે.

અલ્લાહ તઆલાને કરજ દેવાનો એ પણ ભાવાર્થ થાય છે કે, તેના બંદાઓને કરજ આપવામાં આવે અને તેમની જરૂરિયાતોને પૂરી કરવામાં આવે. કારણ કે, હદીષ શરીફમાં કરજ આપવાની ઘણી ફઝીલતો આવેલી છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَا مِن مُّسْلِمٍ يُقْرِضُ مُسْلِمًا قَرْضًا مَرَّةً اِلَّا كَانَ كَصَدْ قَتِهٖ مَرَّتَيْنِ،

(مَظْهَرِىْ بِحَوَالَهٗ ابْنِ مَاجَهْ)

*"જે મુસલમાન બીજા મુસલમાનને કરજ આપે છે તે કરજ આપવું અલ્લાહના રસ્તામાં તે માલ બે વખતે સદકહ કરવા સમાન છે."*

ઈબ્ને અરબી (રહ.) ફરમાવે છે કે, આ આયત સાંભળીને લોકોના ત્રણ સમૂહો પડી ગયા. પ્રથમ સમૂહ તે બદનસીબ લોકોનો છે જેમણે આ આયતને સાંભળીને કહ્યું કે, (નઊઝુબિલ્લાહ) "મુહમ્મદ (ﷺ)નો અલ્લાહ અમારી જેમ મોહતાઝ છે અને અમે માલદાર છે." તેનો જવાબ કુર્આન શરીફે એક અન્ય આયત لَقَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ فَقِيْرٌ وَّ نَحْنُ اَغْنِيَآءُ "ખરેખર અલ્લાહે

સાંભળી લીધું જેમણે કહ્યું કે, અલ્લાહ ગરીબ છે અને અમે માલદાર.'' (સૂ. ૩ : આ. ૨૮૧)થી આપ્યો. બીજો સમૂહ તે લોકોનો છે જેમણે આ આયત સાંભળીને તેનાથી ઊલટું કર્યું અને કંજૂસી અપનાવી. માલ સાથે વધારે મહોબ્બત અને તેની લાલચે તેમને એવી રીતે બાંધી દીધા કે, તેમને અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવાની તૌફીક જ ન થઈ અને ત્રીજો સમૂહ એવા નિખાલસ મુસલમાનોનો હતો જેમણે તરત જ આ આયત ઉપર અમલ કર્યો અને પોતાના પ્રિય માલને અલ્લાહના રસ્તામાં આપી દીધો. જેમકે, અબૂદહદાહ (રદિ.) વગેરે. જ્યારે આ આયત નાઝિલ થઈ તો હઝરત અબૂદહદાહ (રદિ.) નબીએ કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને આપ ﷺને પૂછ્યું, હે અલ્લાહના રસૂલ ﷺ ! ''મારા માતા–પિતા આપ ﷺ ઉપર કુરબાન થાય, શું અલ્લાહ તઆલા અમારી પાસેથી કરજ માંગે છે ?'' જ્યારે કે તે(ને) કરજ(ની શું જરૂર ? તે તો તેના)થી બેનિયાઝ છે. આપ ﷺએ ફરમાવ્યું, ''હા ! અલ્લાહ તઆલા એવું ઈચ્છે છે કે, તેના દ્વારા તમે જન્નતમાં પ્રવેશ પામો.'' અબૂદહદાહ (રદિ.)એ આવું સાંભળીને કહ્યું, ''હે અલ્લાહના રસૂલ (ﷺ) ! હાથ લાંબો કરો,'' આપ ﷺએ પોતાનો હાથ લાંબો કર્યો. અબૂદહદાહ રદિ.એ કહેવાનું શરૂ કર્યું.

''હું ખજૂરોના બે બગીચાઓનો માલિક છું, તેના સિવાય મારી પાસે કોઈ મિલકત નથી. હું પોતાના બંને બગીચાઓ અલ્લાહને કરજ આપું છું.''

આપ ﷺ તેમને ફરમાવ્યું, ''એક અલ્લાહના રસ્તામાં વકફ કરી આપો અને બીજો પોતાના બાળ–બચ્ચાંઓની આર્થિક જરૂરિયાતો માટે બાકી રાખો.'' અબૂદહદાહ (રદિ.)એ કહ્યું, ''તમે સાક્ષી રહો, આ બંનેમાંથી મારો ઉત્તમ બગીચો જેમાં ખજૂરોના છસો ઝાડ છે તેને હું અલ્લાહના રસ્તામાં ખર્ચ કરું છું.'' આપ ﷺએ ફરમાવ્યું, ''અલ્લાહ તમને તેના બદલામાં જન્નત આપશે.''

અબૂદહદાહ (રદિ.) પોતાના ઘેર આવ્યા અને પોતાની પત્નીને આ બાબતની જાણ કરી તો તેઓ પણ અબૂદહદાહના આ ઉત્તમ સોદાથી ઘણા ખુશ થયા. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

كَمْ مِّنْ عِذْقٍ رَدَاحٍ وَدَارٍ فَيَاحٍ لِأَبِى الدَّحْدَاحِ، (قُرْطَبِى)

*''ખજૂરોથી લદાયેલા અસંખ્ય ઝાડો અને પહોળા મહોલ્લાઓ કેટલા મોટા પ્રમાણમાં હઝરત અબૂદહદાહ માટે (જન્નતમાં) તૈયાર છે !''*

કરજને પાછું લેવાના સમયે જો કરજ કરતા કંઈક વધારે લેવાની શરત ન લગાવવામાં આવી હોય અને પોતાના તરફથી ખુશીથી કરજથી કંઈક વધારે અદા કરી દીધું, તો તે ઘણી પ્રિય બાબત છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِنَّ خِيَارَكُمْ اَحْسَنُكُمْ قَضَاءً،

*"તમારામાં શ્રેષ્ઠ વ્યક્તિ તે છે, જે પોતાના હક (કરજ)ને સારી પદ્ધતિથી અદા કરે."*

પરંતુ જો વધારે લેવાની શરત લગાવવામાં આવે તો તે હરામ છે, બલકે વ્યાજ છે.

---

**આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૪૬ થી ૨૫૧)**

اَلَمْ تَرَ اِلَى الْمَلَاِ مِنْۢ بَنِيْٓ اِسْرَآءِيْلَ مِنْۢ بَعْدِ مُوْسٰى ۘ اِذْ قَالُوْا لِنَبِيٍّ لَّهُمُ ابْعَثْ
لَنَا مَلِكًا نُّقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ قَالَ هَلْ عَسَيْتُمْ اِنْ كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ اَلَّا
تُقَاتِلُوْا ؕ قَالُوْا وَمَا لَنَآ اَلَّا نُقَاتِلَ فِيْ سَبِيْلِ اللّٰهِ وَقَدْ اُخْرِجْنَا مِنْ دِيَارِنَا وَ
اَبْنَآئِنَا ؕ فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ تَوَلَّوْا اِلَّا قَلِيْلًا مِّنْهُمْ ؕ وَ اللّٰهُ عَلِيْمٌۢ
بِالظّٰلِمِيْنَ ﴿۲۴۶﴾ وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اللّٰهَ قَدْ بَعَثَ لَكُمْ طَالُوْتَ مَلِكًا ؕ قَالُوْٓا اَنّٰى
يَكُوْنُ لَهُ الْمُلْكُ عَلَيْنَا وَنَحْنُ اَحَقُّ بِالْمُلْكِ مِنْهُ وَلَمْ يُؤْتَ سَعَةً مِّنَ الْمَالِ ؕ
قَالَ اِنَّ اللّٰهَ اصْطَفٰىهُ عَلَيْكُمْ وَزَادَهٗ بَسْطَةً فِي الْعِلْمِ وَالْجِسْمِ ؕ وَاللّٰهُ يُؤْتِيْ
مُلْكَهٗ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿۲۴۷﴾ وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اٰيَةَ مُلْكِهٖٓ اَنْ يَّاْتِيَكُمُ
التَّابُوْتُ فِيْهِ سَكِيْنَةٌ مِّنْ رَّبِّكُمْ وَ بَقِيَّةٌ مِّمَّا تَرَكَ اٰلُ مُوْسٰى وَاٰلُ هٰرُوْنَ تَحْمِلُهُ
الْمَلٰٓئِكَةُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۲۴۸﴾ فَلَمَّا فَصَلَ طَالُوْتُ بِالْجُنُوْدِ ۙ
قَالَ اِنَّ اللّٰهَ مُبْتَلِيْكُمْ بِنَهَرٍ ۚ فَمَنْ شَرِبَ مِنْهُ فَلَيْسَ مِنِّيْ ۚ وَمَنْ لَّمْ يَطْعَمْهُ فَاِنَّهٗ

مِنِّيٓ إِلَّا مَنِ اغْتَرَفَ غُرْفَةًۢ بِيَدِهِۦ ۚ فَشَرِبُوا مِنْهُ إِلَّا قَلِيلًا مِّنْهُمْ ۚ فَلَمَّا جَاوَزَهُۥ هُوَ وَ
الَّذِينَ ءَامَنُوا مَعَهُۥ قَالُوا لَا طَاقَةَ لَنَا الْيَوْمَ بِجَالُوتَ وَجُنُودِهِۦ ۚ قَالَ الَّذِينَ
يَظُنُّونَ أَنَّهُم مُّلَٰقُوا اللَّهِ كَم مِّن فِئَةٍ قَلِيلَةٍ غَلَبَتْ فِئَةً كَثِيرَةًۢ بِإِذْنِ اللَّهِ ۗ وَ
اللَّهُ مَعَ الصَّٰبِرِينَ ﴿٢٤٩﴾ وَلَمَّا بَرَزُوا لِجَالُوتَ وَجُنُودِهِۦ قَالُوا رَبَّنَآ أَفْرِغْ عَلَيْنَا صَبْرًا
وَثَبِّتْ أَقْدَامَنَا وَانصُرْنَا عَلَى الْقَوْمِ الْكَٰفِرِينَ ﴿٢٥٠﴾ فَهَزَمُوهُم بِإِذْنِ اللَّهِ
وَقَتَلَ دَاوُۥدُ جَالُوتَ وَءَاتَىٰهُ اللَّهُ الْمُلْكَ وَالْحِكْمَةَ وَعَلَّمَهُۥ مِمَّا يَشَآءُ ۗ وَلَوْلَا دَفْعُ
اللَّهِ النَّاسَ بَعْضَهُم بِبَعْضٍ لَّفَسَدَتِ الْأَرْضُ وَلَٰكِنَّ اللَّهَ ذُو فَضْلٍ عَلَى
الْعَٰلَمِينَ ﴿٢٥١﴾

## તરજુમો :

*શું તમે બની ઈસ્રાઈલના એક ટોળાને નથી જોયું ? મૂસા (અલૈ.) પછી જ્યારે તેમણે પોતાના નબીને કહ્યું, અમારા માટે એક બાદશાહ નક્કી કરી આપો, જેથી અમે અલ્લાહના રસ્તામાં લડીએ; તેણે કહ્યું, એ શક્ય છે કે જો તમને લડાઈનો હુકમ થઈ જાય તે સમયે તમે ન લડો; તેઓ કહેવા લાગ્યા, અમને શું થયું છે કે અમે અલ્લાહના રસ્તામાં ન લડીએ !? અને (જ્યારે કે) અમને અમારા ઘરોમાંથી અને પોતાના બાલ–બચ્ચાંઓથી કાઢી મૂકવામાં આવ્યા છે, પછી જ્યારે તેમને લડાઈનો હુકમ થયો તો એમનામાંથી અમુકના સિવાય બધા ફરી ગયા; અને અલ્લાહ પાપી (અત્યાચારી)ઓને સારી પેઠે જાણે છે. (૨૪૬) અને તેમને તેમના નબીએ કહ્યું, બેશક ! અલ્લાહે તમારા માટે તાલૂતને બાદશાહ નક્કી કરી દીધો છે; તેઓ કહેવા લાગ્યા, તે અમારી ઉપર કઈ રીતે બાદશાહત ભોગવી શકે છે ? અને અમે તેનાથી વધારે બાદશાહતના હકદાર છે અને તેને આર્થિક સદ્ધરતા પણ નથી મળી; તેણે (નબીએ) કહ્યું, બેશક ! અલ્લાહે તેને તમારા ઉપર નક્કી કરી દીધો છે અને તેને જ્ઞાન અને શરીર સૌષ્ઠવમાં તમારા ઉપર સરસાઈ આપી છે; અને*

*અલ્લાહ જેને ઈચ્છે છે પોતાનો પ્રદેશ આપે છે, અને અલ્લાહ ઘણો ઉદાર, સઘળું જાણનાર છે. (૨૪૭) અને તેમને તેમના નબીએ કહ્યું, બેશક ! તેના શાસનની નિશાની એ હશે કે તમારી પાસે એક પેટી આવશે તેમાં તમારા પરવરદિગાર તરફથી તમને સંતોષ થાય તેવો સામાન હશે, અને તેમાં મૂસા અને હારૂનના વંશજો જે (વસ્તુઓ) વારસામાં છોડી ગયા હતા તેને ફરિશ્તાઓ ઉપાડી લાવશે; બેશક ! તેમાં તમારા માટે (પૂરતી) નિશાની છે, જો તમે વિશ્વાસ ધરાવતા હોય. (૨૪૮) પછી જ્યારે તાલૂત લશ્કર સાથે બહાર નીકળ્યો, તેણે કહ્યું, બેશક ! અલ્લાહ તમારી એક નહેર વડે કસોટી કરનારો છે, બસ જેણે તેનું (પાણી) પી લીધું તે અમારામાંથી નથી અને જેણે તેને ન ચાખ્યું બેશક ! તે અમારામાંથી છે; હા ! અલબત્ત, જો કોઈ પોતાના હાથથી એક ખોબો ભરે તો વાંધો નથી; પછી તેમનામાંથી અમુક સિવાય બધાએ પાણી પી લીધું; પછી જ્યારે તેણે (તાલૂતે) અને જે એની સાથે ઈમાન લાવ્યા હતા તેમણે (નહેર) પાર કરી; તો કહેવા લાગ્યા, આજે અમારામાં જાલૂત અને તેના લશ્કરો સામે (ઓછી સંખ્યાના કારણે મુકાબલો કરવાની) શક્તિ નથી; જે લોકો એવો વિશ્વાસ રાખતા હતા કે તેઓ અલ્લાહથી મળવાના છે તેમણે કહ્યું, ઘણીવાર થોડા લોકો અલ્લાહના હુકમથી મોટા(–મોટા) લશ્કરો ઉપર વિજય પ્રાપ્ત કર્યો છે, અને અલ્લાહ સબ્ર (ધીરજ) કરનારાઓની સાથે છે. (૨૪૯) અને જ્યારે તેઓ જાલૂત અને તેના લશ્કરની સામે થયા (યુદ્ધમાં ઊતર્યા) તો બોલ્યા, હે અમારા પરવરદિગાર ! અમારા (દિલો)માં સબ્ર આપ અને અમારા કદમ જમાવી દે અને કાફિર કૌમ ઉપર અમારી મદદ કર. (૨૫૦) પછી જ્યારે તેમણે અલ્લાહના હુકમથી (જાલૂતના લશ્કરને) હરાવ્યું અને દાવુદે જાલૂતને કતલ કર્યો અને અલ્લાહે તેમને (દાવુદ અલૈ.ને) રાજ્ય અને હિકમત અર્પણ કરી અને જે ઈચ્છયું તેમને શીખવ્યું, અને જો અલ્લાહ તઆલા અમુક (સારા) લોકો દ્વારા અમુક (ખરાબ) લોકોને ન હટાવે તો પૃથ્વી (દેશ) ઉપર ચોક્કસ અરાજકતા ફેલાઈ જાય, અને પરંતુ અલ્લાહ તઆલા સમગ્ર દુનિયાઓ (વિશ્વ) ઉપર ઘણો મહેરબાન છે. (૨૫૧)*

## તફસીર :

### આયતોની ગોઠવણી :

આ સ્થળે લડાઈની તાકીદનો હેતુ તેની પ્રેરણા અને પ્રોત્સાહન આપવાનો છે, ઉપરોક્ત કિસ્સા અગાઉ એની પ્રસ્તાવના આવી ચૂકી છે. અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાનો વિષય અને તાકીદ પણ આવી ચૂકી છે. આગળ હવે તાલૂત અને જાલૂતના કિસ્સાને એ જ અનુસંધાને વર્ણન કરેલ છે. વળી, અલ્લાહ તઆલાએ આ કિસ્સામાં કોઈપણ વ્યક્તિને રાજા અને રંક બનાવવો તેની જ કુદરતમાં છે; તેનો દાખલો આપ્યો છે, જેનું વર્ણન ઉપરની وَاللّٰـهُ يَقْبِضُ وَيَبْصُطُ આયતમાં આવ્યું છે. ફકીરને બાદશાહ બનાવવો અને કોઈની પાસેથી બાદશાહત છીનવી લેવી બધું જ તેના અધિકારમાં છે.

### તાલૂત અને જાલૂતનો કિસ્સો :

(હે શ્રોતાગણ !) શું તમને બની ઈસ્રાઈલના તે સમૂહનો કિસ્સો જે મૂસા (અલૈ.) પછી થયો છે, યાદ નથી ? (જેમના પર પ્રથમ કાફિર જાલૂતે કબજો કરી તેમના કેટલાય પ્રદેશો પર શાસન સ્થાપ્યું હતું.) જ્યારે તેમણે પોતાના એક પયગમ્બરને કહ્યું કે, અમારા માટે એક બાદશાહ નક્કી કરો કે અમે તેમની સાથે થઈ અલ્લાહના રસ્તામાં (જાલૂતથી) યુદ્ધ કરીએ. આ પયગમ્બરે ફરમાવ્યું કે, શક્ય છે, કદાચ તમને જિહાદનો હુકમ આપવામાં આવે અને તમે (તે સમયે) જિહાદ ન કરો ? તે લોકો કહેવા લાગ્યા કે, અમારા માટે એવું શું કારણ હશે કે અમે અલ્લાહના રસ્તામાં જિહાદ ન કરીએ ? જ્યારે કે, (જિહાદ માટે એક સબળ કારણ પણ છે અને તે એ કે) અમારે (તે કાફિરોના હાથે) પોતાની વસ્તીઓ અને પોતાના સંતાનોથી પણ જુદા થઈ જવું પડ્યું છે. (કારણ કે તેમની અમુક વસ્તીઓ ઉપર પણ કાફિરોએ કબજો કરી લીધો હતો અને તેમના સંતાનોને પણ કેદ કરી લીધા હતા.) પછી જ્યારે આ લોકોને જિહાદનો હુકમ થયો તો અમુક થોડા લોકો સિવાય (બાકીના) બધા ફરી ગયા (જેમકે આગળ જિહાદના હેતુસર બાદશાહ નક્કી કરવાનું અને લોકોના ફરી જવાનું ખુલાસાવાર વર્ણન આવેલ છે.) અને અલ્લાહ તઆલા જાલિમોને (એટલે કે અલ્લાહના હુકમ વિરૂદ્ધ કામ કરનારાઓને) સારી રીતે જાણે છે. (બધાને યોગ્ય સજા આપવામાં આવશે) અને

આ લોકોને તેમના પયગમ્બરે ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ તમારા ઉપર તાલૂતને બાદશાહ નક્કી કર્યો છે, તો કહેવા લાગ્યા તેને અમારી ઉપર સત્તા કરવાનો અધિકાર કેવી રીતે પ્રાપ્ત થઈ શકે છે ? જ્યારે કે, અમે સત્તા મેળવવાના વધારે હકદાર છે, તેની આર્થિક પરિસ્થિતિ પણ સારી નથી (કારણ કે, તાલૂત ગરીબ માણસ હતા) તે પયગમ્બરે (જવાબમાં) ફરમાવ્યું કે, (પ્રથમ તો) અલ્લાહ તઆલાએ તમારા મુકાબલામાં તેમને ચૂંટી કાઢ્યા છે (અને ચૂંટી કાઢવાના હિતોને અલ્લાહ સારી પેઠે જાણે છે) અને (બીજું) જ્ઞાન (રાજકરણ અને શાસનકળામાં પ્રવીણ છે) અને શરીર સૌષ્ઠવનો (પણ) તે ધની છે (અને બાદશાહત માટે જ્ઞાનની વધારે આવશ્યકતા છે જેથી રાજ્યના વહીવટ ઉપર કાબૂ મેળવી શકાય તથા શરીર સૌષ્ઠવ એટલા માટે જરૂરી છે કે લોકો અને વિરોધીઓ ઉપર તેનો રુઆબ છવાય જાય) અને (ત્રીજું) અલ્લાહ તઆલા (બાદશાહોનો બાદશાહ છે) પોતાનું રાજ્ય જેને ઇચ્છે અર્પણ કરે છે (તેનાથી કોઈને પ્રશ્ન પૂછવાનો અધિકાર નથી) અને (ચોથું) અલ્લાહ તઆલા (આર્થિક) છૂટછાટ આપનારો છે (અલ્લાહ માટે કોઈને માલ આપી દેવો કોઈ મુશ્કેલ કાર્ય નથી. આ બાબતે તમે શંકા ન કરો અને અલ્લાહ સઘળું) જાણનારો છે (કે કોણ બાદશાહત માટે લાયક છે) અને (જ્યારે તે લોકોએ પયગમ્બરને એવી દરખાસ્ત કરી કે જો તેમના બાદશાહ નક્કી થવાની કોઈ જાહેર દલીલ પણ અલ્લાહ તરફથી અમને મળી જાય તો અમને સંતોષ થઈ જાય. તે સમયે) તેમને તેમના પયગમ્બરે ફરમાવ્યું કે તેમના (અલ્લાહના તરફથી) બાદશાહ હોવાની નિશાની એ છે કે તમારી પાસે તે પેટી (તમારા લાવ્યા વિના) આવી જશે, જેમાં તમારા પવરદિગાર તરફથી સંતોષ (અને બરકત)ની વસ્તુઓ છે (એટલે કે તવરાતનું અલ્લાહ તરફથી હોવું જાહેર છે) અને અમુક બચેલી ચીજવસ્તુઓ છે, જેને (હઝરત) મૂસા અને (હઝરત) હારૂન (અલૈ.) છોડી ગયા છે. (એટલે કે આ બંને નબીઓની અમુક વારસાગત વસ્તુઓ વગેરે. મતલબ કે,) આ પેટીને ફરિશ્તાઓ લઈ આવશે, તે (પેટી આવી જવા)માં તમારા લોકો માટે સંપૂર્ણ નિશાની છે, જો તમે વિશ્વાસ ધરાવતા હોય ! પછી જ્યારે (બની ઈસ્રાઈલે તાલૂતને બાદશાહ માની લીધો અને જાલૂતના મુકાબલા માટે લોકો ભેગા થયા અને) તાલૂતે લશ્કર લઈને (પોતાના સ્થળ એટલે કે બયતુલ મુકદસથી અમાલકા તરફ) કૂચ કરી તો તેમણે (પોતાના સાથી

પયગમ્બર પાસેથી વહી દ્વારા જાણી લઈને સાથીઓને) કહ્યું કે, હવે અલ્લાહ તઆલા તમારી એક નહેર દ્વારા કસોટી કરશે. (જે રસ્તામાં આવશે અને તે સમયે તમને ખૂબ તરસ લાગી હશે અને ત્યાંથી તમે પસાર થશો.) બસ, જે વ્યક્તિ તેમાંથી (ધરાઈને) પાણી પીશે તો તે મારા સાથીઓમાંથી નથી અને જે તેને પોતાના મોઢામાં પણ ન રાખે તે મારા સાથીઓમાંથી છે. પરંતુ જે વ્યક્તિ પોતાના હાથથી એક ખોબા જેટલું પાણી ભરી લે, (તો એની છૂટ છે મતલબ કે તે નહેર રસ્તામાં આવી અને લશ્કર તરસ્યું હતું) બસ બધાએ તેમાંથી (ધરાઈને પાણી) પીવાનું શરૂ કર્યું, પરંતુ તેમનામાંથી અમુક વ્યક્તિઓએ (કાળજી લીધી કે કોઈએ બિલકુલ પાણી ન પીધું અને કોઈએ ખોબા જેટલું પાણી પીધું); બસ, જ્યારે તાલૂત અને જે ઈમાનવાળાઓ તેમની સાથે હતા નહેરની સામે પાર ઊતરી ગયા (અને તેમણે પોતાના લશ્કરને જોયું કે, થોડાક જ સાથીઓ રહી ગયા છે તે સમયે અમુક લોકો અંદર–અંદર) કહેવા લાગ્યા કે આજે તો (આપણી સંખ્યા આટલી ઓછી છે, આવી પરિસ્થિતિમાં) આપણે જાલૂત અને તેના લશ્કરનો મુકાબલો કરવાની શક્તિ ધરાવતા હોય એવું નથી લાગતું (આ સાંભળીને) એવા લોકો જેમનો વિચાર હતો કે તેઓ અલ્લાહ તઆલાની રૂબરૂ હાજર થવાના છે, કહેવા લાગ્યા કે, અનેકવાર (એવી ઘટનાઓ બની ચૂકી છે કે) ઘણા ઓછી સંખ્યાવાળા લોકો મોટી સંખ્યા ધરાવતા લોકો ઉપર અલ્લાહના હુકમથી વિજયી થયા છે. (મૂળ વસ્તુ મક્કમ ઈરાદો છે) અને અલ્લાહ તઆલા સબ્ર કરનારાઓની સાથે છે અને જ્યારે (અમાલિકાના પ્રદેશમાં પહોંચ્યા) જાલૂત અને તેમના લશ્કરો સામે મેદાનમાં આવી ગયા તો (દુઆમાં અલ્લાહ તઆલાથી) કહેવા લાગ્યા કે, હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર (એટલે કે અમારા દિલોમાં) સબ્ર નાઝિલ ફરમાવ અને (મુકાબલાના સમયે) અમારા કદમ જમાવી દે અને અમને કાફિર કૌમો ઉપર વિજયી બનાવ. પછી તાલૂતના લશ્કરે જાલૂતના લશ્કરને અલ્લાહના હુકમથી હરાવી દીધું અને દાવુદ (અલૈ.)એ (તે વખતે તેઓ તાલૂતના લશ્કરમાં હતા અને તે વખતે હજુ તેમને નુબુવ્વત મળી ન હતી) જાલૂતને કતલ કરી નાંખ્યો (અને સહીસલામત પાછા આવ્યા) અને (ત્યારબાદ) તેમને (એટલે કે દાવુદ અલૈ.ને) બાદશાહત અને હિકમત (અહીંયાં હિકમતનો મતલબ નુબુવ્વત છે) અર્પણ કરી અને જે કંઈ પણ મંજૂર હતું તેનું શિક્ષણ આપ્યું (જેમકે બખ્તર

બનાવવું, પ્રાણીઓની ભાષા સમજવી વગેરે. આગળ આ બાબતની સામાન્ય જનહિતાર્થે મસ્લિહત વર્ણન કરે છે.) અને જો એવું ન થતું હોત કે અલ્લાહ તઆલા અમુક વ્યક્તિઓને (કે જેઓ ફસાદખોર છે) અમુક લોકો દ્વારા (કે જેઓ ભલા માણસો છે ક્યારેક) હટાવ્યા ન કરે તો પૃથ્વી ઉપર ફસાદ ફેલાઈ જાય (અને પૃથ્વી બરબાદ થઈ જાય) પરંતુ અલ્લાહ તઆલા દુનિયાવાળાઓ ઉપર મહેરબાન છે (અને સમયે–સમયે તેમની સુધારણા કર્યા કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

اِذْ قَالُوْا لِنَبِيٍّ لَّهُمُ ابْعَثْ لَنَا مَلِكًا نُّقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ ("જ્યારે તેમણે તેમના પયગમ્બરને કહ્યું, અમારા માટે એક બાદશાહ નક્કી કરી આપો, જેથી અમે અલ્લાહના માર્ગમાં લડીએ")બની ઈસ્રાઈલે અલ્લાહ તઆલાનો હુકમ છોડી દીધો હતો. જ્યારે અમાલિકાના કાફિરો તેમના ઉપર સત્તાધીશ હતા તે સમયે આ લોકોને પોતાની પરિસ્થિતિ સુધારવાની ચિંતા થઈ અને જે નબીનું અહીંયાં વર્ણન છે તેમનું નામ "શમુઈલ" (સેમ્યુઅલ)થી મશહૂર છે.

اَنْ يَّاْتِيَكُمُ التَّابُوْتُ બની ઈસ્રાઈલમાં એક પેટી (Arc of covenant) વંશ દર વંશ ચાલી આવતી હતી, તેમાં હઝરત મૂસા (અલૈ.) વગેરે નબીઓની છોડેલી ચીજ–વસ્તુઓ હતી. બની ઈસ્રાઈલ યુદ્ધ સમયે આ પેટીને આગળ રાખતા હતા અને અલ્લાહ તઆલા તેની બરકતથી તેમને વિજય આપતા હતા. જ્યારે જાલૂતે બની ઈસ્રાઈલ ઉપર કબજો કર્યો તો આ પેટી પણ તે સાથે લઈ ગયો હતો. જ્યારે અલ્લાહ તઆલાને આ પેટી પાછી પહોંચાડવું મંજૂર થયું તો એવું કર્યું કે, તે કાફિરો જ્યાં પણ પેટીને મૂકતા હતા ત્યાં બીમારી અને વબા ફેલાઈ જતી. આ રીતે તેમના પાંચ શહેરો ઉજ્જડ અને બરબાદ થઈ ગયા. લાચાર થઈને બે બળદોના ગાડામાં પેટી મૂકી બળદો હાંકી મૂક્યા. ફરિશ્તાઓએ બળદોને હાંકીને તાલૂતના દરવાજાએ પહોંચાડી દીધા. બની ઈસ્રાઈલે આ નિશાની જોઈને તાલૂતને બાદશાહ નક્કી કરવા માટે વિશ્વાસ કરી લીધો અને તાલૂતે જાલૂત ઉપર લશ્કર લઈ ચઢાઈ કરી, તે ઋતુ સખત ગરમીની હતી.

قَالَ اِنَّ اللّٰهَ مُبْتَلِيْكُمْ بِنَهَرٍ ("તેણે કહ્યું, અલ્લાહ એક નદી દ્વારા તમારી પરીક્ષા કરનાર છે.") આ પરીક્ષાની હિકમત વિશે એવું લાગે છે કે, ઘણા સમયે જોશમાં આવી મોટી ભીડ એકઠી થઈ જાય છે, પરંતુ જ્યારે ખરેખર મુકાબલાનો

સમય આવે છે, ત્યારે આવી ભીડમાં જોશમાં આવી સામેલ થયેલ લોકો હિંમત હારી જાય છે અને ભાગવા લાગે છે, જેના કારણે તેઓ અન્યોની પણ હિંમત તોડી નાંખે છે. અલ્લાહ તઆલાએ એવા લોકોને અલગ કરવા માટે આ એક કસોટી નક્કી કરી, જે ખૂબ જ યોગ્ય છે. કારણ કે, યુદ્ધમાં ધીરજ અને મુશ્કેલીઓનો સામનો કરવાનો હોય છે. બસ, સખત તરસ લાગી હોય એ સમયે પાણી મળવા છતાં જે સબ્ર કરી જાણે, તે સબ્ર અને ધીરજની દલીલ છે અને આંધળા ઉતાવળિયાની જેમ પાણી જોઈને દોડી જવું અને ધરાઈને પીવા માંડવું સબ્ર–ધીરજ ન હોવાની દલીલ છે. આગળ ઉપર સ્વભાવ પ્રમાણે વધારે પાણી પીનારા ગૈબી રીતે બેકાર થઈને લશ્કરથી અલગ થઈ ગયા, જેમકે રૂહુલ મઆનીમાં ઈબ્ને અબી હાતિમ અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની સનદથી રિવાયત થઈ છે અને આ કિસ્સામાં જે અહેવાલ અને નિવદનો પ્રસ્તુત છે, તેનાથી જાણ થાય છે કે તેમાં ત્રણ પ્રકારના લોકો હતા. એક કાચા ઈમાનવાળા, જેઓ કસોટીમાં પૂરા ન ઊતર્યા, બીજા પાકા ઈમાનવાળા, જેઓ કસોટીમાં પાસ થયા પરંતુ પોતાની ઓછી સંખ્યાની ચિંતામાં હતા અને ત્રીજા સંપૂર્ણ ઈમાનવાળા, જેમને ઓછી સંખ્યાની પણ ચિંતા ન હતી.

———————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૨)

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ؕ وَاِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿۲۵۲﴾

## તરજુમો :

*આ અલ્લાહની આયતો છે અમે તે તમને યોગ્ય (અને) બરાબર રીતે સંભળાવીએ છીએ અને બેશક ! તમે (ચોક્કસ) અમારા રસૂલોમાંથી જ છો. (૨૫૨)*

## તફસીર :

કુર્આન શરીફનો એક મોટો હેતુ નબીએ કરીમ ﷺની નુબુવ્વતની સાબિતી આપવી પણ છે. એટલા માટે જે સ્થળે વિષયના સંદર્ભમાં યોગ્ય હોય છે ત્યાં આવી સાબિતીઓનો ઉલ્લેખ કરવામાં આવે છે. આ સ્થળે આ કિસ્સાની

સાચી–સાચી ખબર આપવી, જ્યારે કે આપ ﷺએ ન તો આ કિસ્સો કોઈનાથી પઢ્યા હતા, ન સાંભળ્યો હતો કે, ન જ જોયો હતો, તે છતાં આ ઘટનાની આખી વિગત કુર્આન દ્વારા બતાવવી એક મો'અજિઝો છે, જે આપ ﷺની નુબુવ્વતની સાચી દલીલ છે. એટલા માટે આ આયત આપ ﷺની નુબુવ્વતની દલીલ છે.

આ (આયતો જેમાં કિસ્સો વર્ણવવામાં આવ્યો) અલ્લાહ તઆલાની નિશાનીઓ છે, જે સાચી સાચી રીતે અમે તમને પઢી–પઢીને સંભળાવીએ છીએ અને (એનાથી સાબિત થાય છે કે,) તમે નિઃશંક ! પયગમ્બરોમાંથી છો.

—————————————

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૩)

પારહ (૩)

تِلْكَ الرُّسُلُ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ۘ مِنْهُمْ مَّنْ كَلَّمَ اللّٰهُ وَرَفَعَ بَعْضَهُمْ
دَرَجٰتٍ ؕ وَاٰتَيْنَا عِيْسَى ابْنَ مَرْيَمَ الْبَيِّنٰتِ وَاَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ وَلَوْ شَآءَ
اللّٰهُ مَا اقْتَتَلَ الَّذِيْنَ مِنْۢ بَعْدِهِمْ مِّنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ وَلٰكِنِ اخْتَلَفُوْا
فَمِنْهُمْ مَّنْ اٰمَنَ وَمِنْهُمْ مَّنْ كَفَرَ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ مَا اقْتَتَلُوْا ۟ وَلٰكِنَّ اللّٰهَ يَفْعَلُ مَا يُرِيْدُ ﴿۲۵۳﴾

## તરજુમો :

*આ રસૂલો (છે), અમે તેમનામાંથી અમુકને અમુક ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) આપી, તેમાં અમુકથી અલ્લાહે વાત કરી અને તેમનામાંથી અમુકના દરજ્જાઓ ઊંચા કર્યા, અને અમે મરયમના બેટા ઈસાને સ્પષ્ટ (મોઅ્જિઝા સ્વરૂપે) નિશાનીઓ આપી અને અમે રૂહુલ કુદૂસ (જિબ્રઈલ અલૈ.) દ્વારા તેમને સહાયતા (મદદ–શક્તિ) આપી; અને જો અલ્લાહે ઈચ્છયું હોત તો તે પયગમ્બરો પછી થનાર લોકો પરસ્પર ન લડયા હોત; એ પછી કે જ્યારે તેમની પાસે ખુલ્લી નિશાનીઓ પહોંચી ચૂકી, અને પરંતુ તેમણે વિરોધ કર્યો, પછી તેમનામાંથી અમુક ઈમાન લાવ્યા, અને તેમનામાંથી કેટલાકે કુફ્ર કર્યું; અને જો અલ્લાહે ચાહ્યું હોત તો તેઓ પરસ્પર ન લડયા હોત, પરંતુ અલ્લાહ જે ઈચ્છે છે તે કરે છે. (૨૫૩)*

## તફસીર :

### અમુક અંબિયા (અલૈહિમુસ્સલામ) અને ઉમ્મતોના અમુક અહેવાલઃ

આ રસૂલો (જેમનું વર્ણન હમણાં اِنَّکَ لَمِنَ الْمُرْسَلِيْنَ "બેશક ! તમે રસૂલોમાંથી જ છો"માં આવ્યું છે) એવા છે કે અમે તેમનામાંથી અમુકને અમુક ઉપર શ્રેષ્ઠતા અર્પી છે (જેમકે) તેમનામાંથી અમુક એવા છે જેમની સાથે અલ્લાહ તઆલાએ (ફરિશ્તાઓના માધ્યમ વિના સીધે–સીધી) વાતચીત કરી છે (જેમકે મૂસા અલૈ.) અને તેમાંથી અમુકને ઘણા ઊંચા દરજ્જાઓથી નવાજ્યા અને અમે (હઝરત) ઈસા ઈબ્ને મરયમને સ્પષ્ટ (મો'જિઝાઓ સ્વરૂપે) નિશાનીઓ અર્પણ કરી અને અમે તેમનું સમર્થન રૂહૂલ કુદૂસ (હઝરત જિબ્રઈલ અલૈહિસ્સલામ) દ્વારા કર્યું. (દરેક સમયે યહૂદીઓથી તેમનું રક્ષણ કરવા માટે હઝરત જિબ્રઈલ અલૈ. તેમની સાથે રહેતા હતા) અને જો અલ્લાહ તઆલાને મંજૂર હોત તો (ઉમ્મતના) જે લોકો તેમના (પયગમ્બરો) પછી થયા છે તેમણે (ક્યારેય પણ દીનમાં મતભેદ કરીને) પરસ્પર ખૂનામરકી ન કરી હોત. એ પછી કે અમુક પાસે (હકની) દલીલો (પયગમ્બરો મારફતે) પહોંચી ચૂકી, (જેનો તકાદો એ હતો કે દીને હકને કબૂલ કરીને તેમણે તેના ઉપર સહમતિ સાધી લેવી જોઈએ.) પરંતુ (કારણ કે અલ્લાહ તઆલાને અમુક હિકમતો મંજૂર હતી. એટલા માટે તેઓ સહમતિ ન સાધી શક્યા) તે લોકો પરસ્પર (દીન વિશે માંહોમાહે) વિરોધ કરવા લાગ્યા. બસ, તેમનામાંથી કોઈ ઈમાન લાવ્યું અને કોઈ કાફિર રહી ગયા. (પછી તેમના મતભેદોનું પરિણામ લડાઈ–ઝઘડા સુધી પણ પહોંચ્યું) અને જો અલ્લાહ તઆલાને મંજૂર હોત તો તે લોકોએ પરસ્પર ખૂનામરકી ન કરી હોત ! પરંતુ અલ્લાહ તઆલા (પોતાની હિકમતથી) જે ઇચ્છે છે (પોતાની કુદરતથી) તે જ કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

تِلْکَ الرُّسُلُ..... "આ રસૂલો છે...." આ વિષયમાં નબીએ કરીમ ﷺને એક પ્રકારે આશ્વાસન આપવામાં આવે છે, કારણ કે અત્રે આપ ﷺના રસૂલ હોવાની દલીલ આપી એ સાબિત કરવામાં આવ્યું હતું, જેનો اِنَّکَ لَمِنَ الْمُرْسَلِيْنَ "બેશક ! તમે રસૂલોમાંથી જ છો"માં ઉલ્લેખ કર્યો છે, તો પણ ઈન્કારીઓ માનતા ન હતા. આ બાબતે આપ ﷺને અફસોસ અને ગમ થવાની

સંભાવના હતી. એટલા માટે અલ્લાહ તઆલાએ આવી વાત સંભળાવી કે, અન્ય પયગમ્બરો (અલૈહિસ્સલામ) વિવિધ દરજ્જાઓના ગુજરી ચૂક્યા છે, પરંતુ કોઈની પણ ઉમ્મતમાં ઈમાન બાબતે સર્વસહમતિ ક્યારેય થઈ નથી. કોઈએ સમર્થન કર્યું, તો કોઈએ વિરોધ કર્યો અને તેમાં પણ અલ્લાહ તઆલાની હિકમત હોય છે, દરેક વ્યક્તિ ઉપર આ હિકમતો જાહેર નથી થતી, પરંતુ સામાન્ય રીતે એવો અકીદહ રાખવો જરૂરી છે કે, આ બાબતમાં અલ્લાહની કોઈ હિકમત જરૂર છુપાયેલી છે.

تِلْكَ الرُّسُلُ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ "આ રસૂલો છે, અમે તેમનામાંથી અમુકને અમુક ઉપર ફઝીલત (શ્રેષ્ઠતા) આપી." અત્રે એવી શંકા પૈદા થઈ શકે છે કે, આ આયત ખુલ્લમ–ખુલ્લી એ બાબતની દલીલ કરી રહી છે કે, અમુક નબીઓને અમુક કરતાં શ્રેષ્ઠ દરજ્જાઓ અર્પણ કરવામાં આવ્યા છે. જ્યારે કે હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَا تُفَضِّلُوْا بَيْنَ اَنْبِيَاءِ اللّٰهِ،

*"અંબિયા (અલૈહિમુસ્સલામ) વચ્ચે "તફઝીલ" (નાના–મોટા દરજ્જાઓની સરખામણી) ન કર્યા કરો."*

لَا تُخَيِّرُوْنِىْ عَلٰى مُوْسٰى،

*"મને મૂસા (અલૈ.) ઉપર શ્રેષ્ઠતા ન આપો."*

અને ફરમાવ્યું,

لَا اَقُوْلُ اِنَّ اَحَدًا اَفْضَلُ مِنْ يُّوْنَسَ بْنِ مَتّٰى،

*"હું નથી કહી શકતો કે કોઈ યૂનુસ બિન મતાથી અફઝલ (શ્રેષ્ઠ) છે."*

આ હદીષોમાં અમુક અંબિયા (અલૈહિમુસ્સલામ) ઉપર અમુકને શ્રેષ્ઠતા (સરસાઈ) આપવાની મનાઈ કરવામાં આવી છે. ખુલાસો એ છે કે, હદીષનો અર્થ એવો છે કે, દલીલ વિના પોતાના અનુમાનથી અમુકને અમુક ઉપર શ્રેષ્ઠતા ન આપી દો અને એટલા માટે કે કોઈ નબી અન્ય નબી (અલૈહિસ્સલામ) કરતાં શ્રેષ્ઠ હોવાનો અર્થ એ છે કે, અલ્લાહના ત્યાં તેમનો મરતબો ઘણો ઊંચો છે અને દેખીતું છે કે, અમુક નબીઓની અમુક નબીઓ ઉપર શ્રેષ્ઠતાની જાણ થઈ જાય તો એ પ્રમાણે અકીદો રાખવામાં આવશે.

રહી આ ઈરશાદ لَا اَقُوْلُ اِنَّ اَحَدًا اَفْضَلُ مِن يُّوْنُسَ بْنِ مَتّٰى અને لَا تُخَيِّرُوْنِى عَلٰى مُوْسٰى ની વાત, તો આવું તે સમયકાળના સંદર્ભમાં કહેવામાં આવ્યું છે. જ્યારે કે આપ ﷺને એ જ્ઞાન આપવામાં આવ્યું ન હતું કે, આપ ﷺ અન્ય બધા જ નબીઓથી શ્રેષ્ઠ છે. પાછળથી વહી દ્વારા આપ ﷺને આ વાત બતાવી દેવામાં આવી અને સહાબએ કિરામ (રદિ.) સમક્ષ આપ ﷺએ તેને જાહેર પણ કરી દીધું. *(મઝહરી)*

مِنْهُمْ مَنْ كَلَّمَ اللّٰهُ "તેમનાથી કેટલાક તે છે જેમની સાથે અલ્લાહે વાતચીત કરી." હઝરત મૂસા (અલૈહિસ્સલામ) સાથે અલ્લાહની વાતચીત ફરિશ્તાના માધ્યમ સિવાય પણ થઈ છે, પરંતુ તે પણ એક પરદાની આડમાં થઈ છે. સૂરએ શૂરાની આયત ....مَا كَانَ لِبَشَرٍ اَنْ يُّكَلِّمَهُ اللّٰهُ "કોઈ મનુષ્ય માટે એ તક નથી કે અલ્લાહ તેનાથી વાતચીત કરે." (સૂ. ૪૨ : આ. ૫૧) જેમાં પરદા વિના વાત થઈ હોવાનો રદિયો આપવામાં આવ્યો છે. એટલે આ બાબતે કોઈ શંકા બાકી રહેતી નથી અને મૃત્યુ પછી વિના પરદે વાતચીત થવી શરઈ રીતે શક્ય છે. એટલા માટે સૂરએ શૂરાની આ આયત દુનિયામાં વાતચીત કરવાના અનુસંધાનમાં આવી છે.

—————————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૪)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْفِقُوْا مِمَّا رَزَقْنٰكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ يَوْمٌ لَّا بَيْعٌ فِيْهِ وَلَا خُلَّةٌ وَّلَا شَفَاعَةٌ ۭ وَالْكٰفِرُوْنَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٢٥٤﴾

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અમે જે કંઈ તમને રોજી આપી છે તેમાંથી (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરો, તે દિવસ આવતાં પહેલાં કે જેમાં ન ખરીદ–વેચાણ થશે અને ન જ મિત્રતા કે ભલામણ ! (કામ લાગશે) અને જે કાફિરો છે તે જ જાલિમો છે. (૨૫૪)*

## તફસીર :

### અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવામાં ઉતાવળ કરવી :

હે ઈમાનવાળાઓ ! તે વસ્તુઓમાંથી (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરો જે અમે તમને આપી છે, એ પહેલાં કે તે દિવસ આવી જાય (એટલે કે કયામતનો દિવસ) જેમાં (કોઈ વસ્તુ કામ નહિ લાગે. કારણ કે તેમાં) ન તો ખરીદ–વેચાણ થશે (કે કોઈ વસ્તુ આપીને સારો અમલ ખરીદી શકો) અને ન જ (એવી) દોસ્તી થશે (કે જેને તમે પોતાના અમલોથી ખરીદી શકો) અને ન જ (અલ્લાહના હુકમ સિવાય) કોઈની કોઈ સિફારસ થશે (જેનાથી તમને નેક અમલોની જરૂરત જ ન રહે) અને કાફિર લોકો જ જુલમ કરે છે (કે કર્મો અને માલ–દૌલતનો અસ્થાને ઉપયોગ કરે છે, તેઓ અલ્લાહના હુકમોને છોડીને ગુનાહો અને શયતાનના રસ્તાને અપનાવે છે. તમે તો એવા ન બનો !)

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતમાં ઈબાદતોના અને વ્યવહારુ સંબંધોના મોટા ભાગના હુકમો વર્ણન કરવામાં આવ્યા છે, જેના ઉપર અમલ કરવો માનવ સ્વભાવ માટે અઘરું અને વજન પડે એવી બાબત છે અને બધા અમલોમાં સૌથી વધારે અઘરો અમલ મનુષ્ય માટે જીવ અને માલ–દૌલત ખર્ચ કરવાનો છે. અલ્લાહના હુકમો જે મોટે ભાગે જોવામાં આવે છે, તે યા તો જીવ આપવા સંબંધિત છે અથવા તો માલ બાબતે છે અને બંદાને જાન અને માલની મહોબ્બત અને તેનાથી લગાવ જ મોટે ભાગે ગુનાહમાં સપડાવે છે. મતલબ કે, આ બંનેની મહોબ્બત ગુનાહોની જડ છે અને તેનાથી છૂટકારો મેળવીને અલ્લાહના હુકમોની ફરમાંબરદારી અને ઈતાઅતની અપેક્ષા રાખવામાં આવે છે. એટલા માટે આ હુકમો વર્ણન કરીને અલ્લાહના રસ્તામાં યુદ્ધ કરવાનો અને માલ ખર્ચ કરવાનો ઉલ્લેખ કરવો યોગ્ય જણાય છે. ...وَقَاتِلُوْافِىْ سَبِيْلِ اللّٰهِ "અને અલ્લાહના માર્ગમાં લડો..." પ્રથમ બાબત (એટલે જીવન ખર્ચ કરવા બાબતનું) વર્ણન છે અને مَنْ ذَاالَّذِىْ يُقْرِضُ اللّٰهَ "કોણ છે જે અલ્લાહને સારું કરજ આપે ?" બીજું (માલ ખર્ચ કરવા બાબતનું) વર્ણન છે, ત્યાર પછી તાલૂતના કિસ્સા દ્વારા પ્રથમ બાબતની તાકીદ થઈ તો હવે ....اَنْفِقُوْا مِمَّا رَزَقْنٰكُمْ "ખર્ચ કરો તેમાંથી જે અમે તમને અર્પણ કર્યું" દ્વારા

બીજી બાબતની તાકીદ કરવા ઈચ્છે છે. માલ ખર્ચ કરવા ઉપર ઘણી બધી ઈબાદતો અને વ્યવહારો અવલંબિત છે, તો તેનું વર્ણન વધારે ખુલાસાવાર અને તાકીદથી કરવામાં આવ્યું છે. એટલા માટે હવે જે રુકૂઅ્ આવે છે તેમાં ઘણે ખરે અંશે બીજી બાબત એટલે કે, અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવા વિશેનું વર્ણન છે. ખુલાસો એ થયો કે દુનિયાનું જીવન અમલનો સમય છે, આખિરતમાં ન તો અમલ કરવાનો સમય મળશે, ન કોઈની દોસ્તી કામ લાગશે, ન જ કોઈની સિફારસ છોડાવી શકશે. જ્યાં સુધી કે પકડ કરનાર અલ્લાહ પોતે જ બખ્શીશ નહિ કરે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૫)

**[આયતુલ કુરસી]**

| |
|---|
| اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّ لَا نَوْمٌ ؕ لَهٗ مَا |
| فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ یَعْلَمُ |
| مَا بَیْنَ اَیْدِیْهِمْ وَمَا خَلْفَهُمْ ۚ وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ عِلْمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ |
| وَسِعَ كُرْسِیُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا یَئُوْدُهٗ حِفْظُهُمَا ۚ وَهُوَ الْعَلِیُّ الْعَظِیْمُ ﴿۲۵۵﴾ |

### તરજુમો :

*અલ્લાહના સિવાય કોઈ મઅબૂદ (ઈબાદતપાત્ર) નથી, જીવંત (છે), સૌની હિફાઝત (સુરક્ષા) કરનાર, ન તેને ઊંઘ(નું ઝોકું) આવે છે, ન જ તે સૂઈ જાય છે, આસમાનો અને જમીનમાં જે કંઈ છે સઘળું તેનું જ છે, કોણ છે જે તેની પાસે તેની રજા સિવાય સિફારસ કરે ? તે જાણે છે જે કંઈ તેમની (લોકો) સમક્ષ (હાજર) છે, અને જે કંઈ તેમની સામે નથી, અને તેઓ તેના જ્ઞાનમાંથી કોઈ બાબત આંબી શકતા નથી પરંતુ જેટલું તે (અલ્લાહ) ઈચ્છે (એટલું જાણી શકે છે); તેની ખુરશી આસમાનો અને જમીનની ગુંજાઈશ ધરાવે છે, અને આ બંનેનું રક્ષણ કરવાથી તે થાકતો નથી, અને તે જ સર્વોચ્ચ (અને) સૌથી મહાન છે. (૨૫૫)*

## તફસીર :

અલ્લાહ તઆલા (એવો છે); તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, જીવંત છે (તેને ક્યારેય મૌત નહિ આવે. સમગ્ર વિશ્વને) સંભાળનાર છે, ન તેને ઊંઘ(નું ઝોકું) આવે છે, ન તે સૂઈ જાય છે, જે કંઈ પણ આસમાનો અને જમીનમાં છે તે બધું તેનું જ છે. એવો કોણ વ્યક્તિ છે જે તેની પાસે તેની પરવાનગી વિના (કોઈની) સિફારસ કરી શકે. દરેક ઉપસ્થિત વસ્તુઓની આગળ–પાછળની પરિસ્થિતિઓથી ખૂબ વાકેફ છે અને કોઈપણ તેના ઈલ્મના આંબી શકવા માટે સમર્થ નથી. હા ! તે (અલ્લાહ) જેટલું ઈચ્છે (એટલું કોઈ જાણી શકે છે); તેની ખુરશીએ (એટલી વિશાળ છે કે તેણે) બધા જ આકાશો અને પૃથ્વીને પોતાનામાં સમાવી રાખ્યા છે અને અલ્લાહ તઆલા માટે આ બંનેનું રક્ષણ કરવું કોઈ મુશ્કેલ કાર્ય નથી, તે સર્વોચ્ચ અને મહાન છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આયતુલ કુરસીની ખાસ ફઝીલતો (બરકતો) :

આ આયત કુર્આન શરીફની મહાનતમ્ આયતોમાંથી છે, હદીષોમાં એની ઘણી ફઝીલતો અને બરકતો વર્ણવવામાં આવી છે. મુસ્નદે અહમદની રિવાયતમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ઉબય બિન કા'બ (રદિ.)ને પૂછ્યું કે, કુર્આન શરીફમાં કઈ આયત સર્વોત્તમ છે ? ઉબય બિન કા'બ (રદિ.)એ કહ્યું, "આયતુલ કુરશી" ! રસૂલુલ્લાહ ﷺએ એનું સમર્થન કરીને કહ્યું, “હે અબૂલ મુંજિર તમને જ્ઞાન (ઈલ્મ) મુબારક થાય !”

હઝરત અબૂઝર (રદિ.)એ રસૂલે કરીમ ﷺને પૂછ્યું, “યા રસૂલુલ્લાહ (ﷺ) ! કુર્આનમાં મહાનતમ્ આયત કઈ છે ? ફરમાવ્યું, "આયતુલ કુરશી" !”

*(ઈબ્ને કષીર)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, “સૂરએ બકરહમાં એક આયત છે જે કુર્આનની બધી આયતોની સરદાર છે, તે આયત જે ઘરમાં પણ પઢવામાં આવશે, શયતાન ત્યાંથી નીકળી (નાસી) જાય છે.”

નસાઈની એક રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, “જે વ્યક્તિ દરેક ફરજ નમાઝ પછી "આયતુલ કુરશી" પઢ્યા કરશે તો તેને જન્નત પ્રવેશ

માટે મૌત સિવાય કોઈ રુકાવટ (બાધ) નથી.'' એટલે કે મૌત પછી તરત જ જન્નતની નિશાની સ્વરૂપે રાહત તથા આરામ મળવાનું શરૂ થઈ જશે.

આ આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહુની વહદાનિયત (એકમાત્ર હોવું), તેની પાક જાત અને તેની સિફતો (ખાસિયતો–ગુણ–લક્ષણો)નું વર્ણન અત્યંત રસપ્રદ શૈલીમાં કરવામાં આવ્યું છે, જેમાં અલ્લાહ જલ્લ શા'નુહુનું જીવંત હોવું, તેનું સર્વ વસ્તુઓ ઉપર છવાયેલું હોવું, તે સર્વોચ્ચ જ્ઞાની અને સાંભળનાર હોવું, તેનું સંબોધન કરનાર હોવું, તેનું હરપળે દરેક સ્થળે દરેક પરિસ્થિતિમાં હાજર હોવું, તેનું આદિકાળથી અનંતકાળ સુધી બાકી રહેવું (તે એવી શક્તિ છે જેની કોઈ શરૂઆત પણ નથી અને કોઈ અંત પણ નથી), બ્રહ્માંડના પ્રત્યેક કણનો સર્જક અને પાલનહાર હોવું, બદલાતી પરિસ્થિતિઓના કોઈપણ પ્રભાવથી અલિપ્ત હોવું, સમગ્ર સૃષ્ટિના માલિક હોવું, સર્વોચ્ચ અને મહાન હોવું અને તેની સામે તેની પરવાનગી વિના કોઈનું બોલી ન શકવું, એવી સંપૂર્ણ શક્તિનો માલિક હોવું કે, સમગ્ર વિશ્વ અને તેના પ્રત્યેક અંશને પૈદા કરી તેને ટકાવી રાખવું અને તેના માટેની એક સુગ્રથિત વ્યવસ્થા ઊભી કરવી અને આ બધું કરવામાં તેને કોઈ થાક ન લાગવો, એવો મહાન અને સર્વોચ્ચ ઈલ્મવાળો (સર્વજ્ઞ) કે, સૃષ્ટિના કણે–કણની આગળની–પાછળની, જાહેર–ગુપ્ત બાબતોથી જ્ઞાત હોવું, અલ્લાહની આ સિફતો અને ખાસિયતોનો આ આયતમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. હવે, થોડી સ્પષ્ટતા સાથે આ આયતના શબ્દોનો અર્થ સમજીએ.

આ આયતમાં દશ વાક્યો છે. اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ''અલ્લાહ, નથી કોઈ ઈબાદતના પાત્ર પરંતુ તે'' આ શબ્દમાં "અલ્લાહ" اللہ નામ છે, જેનો અર્થ છે ''તે જાત ઠોસ સ્વરૂપે બધી જ ખૂબીઓની માલિક છે અને બધી જ ખામીઓ અને ઊણપોથી પવિત્ર છે.'' لَا اِلٰهَ اِلَّا هُوَ માં તે જ જાતનો ઉલ્લેખ છે કે, ઈબાદત કરવાપાત્ર માત્ર આ જ જાત છે, તેના સિવાય કોઈ વસ્તુ ઈબાદતના લાયક નથી. આ આયતના ત્રીજા વાક્ય اَلْحَیُّ الْقَیُّوْمُ ''સજીવન, સૌનો રક્ષક''માં શબ્દ حَیٌّનો અર્થ અરબી ભાષામાં "જીવંત" (અસ્માએ ઈલાહીય્યહ) છે. આ શબ્દ લાવીને એવું બતાવવામાં આવ્યું છે કે, તે હંમેશાથી જ જીવંત છે, જેનો કોઈ પ્રારંભ કે શરૂઆત નથી અને હંમેશા બાકી રહેશે, તેનો કોઈ અંત નથી; મૃત્યુ વગેરે જેવી બાબતોથી તેની જાત પવિત્ર છે. શબ્દ قَیُّوْمُ "કય્યૂમ" એ "કિયામ"قِیَامٌ થી

નીકળ્યો છે. "કયામ"નો અર્થ થાય છે ઊભા થવું. "કાઈમ" قَائِمُ ઊભા થનારને કહેવામાં આવે છે. કય્યૂમ قَيُّوْمُ અને કય્યામ قَيَّامُ અતિશયોક્તિ અલંકાર છે, તેનો અર્થ છે, પોતે કાઈમ રહીને બીજાઓને કાઈમ રાખે છે (ટકાવી રાખે છે) અને સંભાળી રાખે છે. કય્યૂમ قَيُّوْمُ અલ્લાહ તઆલાની એક ખાસ સિફત છે, જેમાં કોઈ મખ્લૂક સામેલ નથી થઈ શકતી. કારણ કે જે વસ્તુઓ પોતે પોતાના અસ્તિત્વ માટે અને તેને ટકાવી રાખવા માટે કોઈ અન્યની મોહતાઝ હોય, તે કેવી રીતે બીજી વસ્તુઓને સંભાળી શકે છે. એટલા માટે કોઈપણ વ્યક્તિને કય્યૂમ قَيُّوْمُ કહેવું જાઈઝ નથી. અબ્દુલ કય્યૂમ નામ બગાડીને ફક્ત "કય્યૂમ" બોલવાથી ગુનોહ થાય છે.

અલ્લાહ જલ્લ શા'નુહુના નામો અને સિફતોમાં "હય્યુ" અને "કય્યૂમ" حَيٌّ و قَيُّوْمُ નું સંયુક્ત મિશ્રણ ઘણા લોકો નજીક "ઈસ્મે આ'ઝમ" છે. હઝરત અલી મુર્તુઝા (રદિ.) ફરમાવે છે કે ગઝ્વએ બદ્રમાં મેં એક સમયે એવું ઈચ્છ્યું કે, રસૂલુલ્લાહ ﷺને જોઈ લઉં કે તેઓ શું કરી રહ્યા છે ? પહોંચીને જોયું, તો આપ ﷺ સિજદહમાં હતા અને વારંવાર "યા હય્યુ યા કય્યૂમ, યા હય્યુ યા કય્યામ" يَاحَيُّ يَا قَيُّوْمُ يَا حَيُّ يَا قَيَّامُ કહી રહ્યા છે.

ત્રીજું વાક્ય لَا تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ "ન તેને (ઊંઘનું) ઝોકું આવે છે, ન જ તે સૂઈ જાય છે." તેમાં શબ્દ سِنَةٌ, س એ زیر ઝૅર સાથે "ઊંઘ"ને કહે છે, જે ઊંઘની શરૂઆતમાં તંદ્રાવસ્થાને હોય છે (જેમાં ઝોકા આવે છે અને જેને આપણે ઊંઘ–જાગની પરિસ્થિતિ કહીએ છીએ) نَوْمٌ સંપૂર્ણ ઊંઘને કહીએ છીએ. આ વાક્યનો અર્થ એ છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુ ઊંઘ આવવાથી (તંદ્રાવસ્થાથી કે ઝોકું ખાવાથી) અથવા સૂઈ જવાથી પાક છે. પાછળના વાક્યમાં શબ્દ قَيُّوْمُ (કય્યૂમ)એ જ્યારે મનુષ્યને એ બતાવ્યું કે, અલ્લાહ જલ્લ શા'નુહુ સમગ્ર આસમાનો, જમીનો અને તેમાં સમાવિષ્ટ બધી જ સૃષ્ટિને થામી રાખનાર અને સંભાળનાર છે અને આ સમગ્ર સૃષ્ટિ તેના આધારથી જ કાયમ છે અને ટકી રહી છે. એક મનુષ્યને પોતાની માનવસ્વભાવગત્ પ્રકૃતિ અનુસાર એવો વિચાર આવવો શક્ય છે કે, આટલી મોટી હસ્તી કે, જે આવા અકલ્પનીય કામ કરી રહી છે, તેને કોઈ વખતે થાક પણ લાગતો હોવો જોઈએ. કોઈ સમય આરામ અને ઊંઘનો પણ હોવો જોઈએ, પરંતુ બીજા વાક્યમાં મર્યાદિત ઈલ્મ અને મર્યાદિત

શક્તિ ધરાવનાર મનુષ્યને આ બાબતે ચેતવણી આપવામાં આવી છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુને પોતાના ઉપર અથવા સૃષ્ટિના અન્ય તત્ત્વો કે મખ્લૂક ઉપર અનુમાનિત ન કરો, અલ્લાહને પોતાના જેવો ન સમજો, તે દાખલા અને ઉદાહરણો જેવી બાબતોથી ઉપરવટ છે, તેની સંપૂર્ણ કુદરત સામે આ બધા કાર્યો કોઈ મુશ્કેલ નથી, ન જ આ બાબતો તેના માટે થાકનું કારણ બની શકે છે, તેની પાક જાત તમામ પ્રભાવો અને થાક વગેરે ઊણપો તથા ક્ષતિઓથી પાક છે, ન તેને ઊંઘ આવે છે અને ન જ તે સૂઈ જાય છે !

ચોથું વાક્ય છે કે لَهٗ مَافِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ "સઘળું તેનું જ છે, જે કંઈ આસમાનોમાં, (અને) જે કંઈ જમીનમાં છે." તેમાં શરૂઆતમાં શબ્દ "લહુ" لَهٗ આવ્યો છે, જેનો ل (લામ) મિલકત અથવા તો માલિકી બતાવવા માટે આવ્યો છે, જેનો અર્થ થાય છે, પૃથ્વી અને આકાશોમાં જે કંઈ પણ છે તે બધું જ અલ્લાહ તઆલાની મિલકત છે, તે તેનો એકમાત્ર માલિક અને મુખત્યાર છે. જેવી રીતે ઈચ્છે તે તેને ખર્ચ કરી શકે છે.

પાંચમું વાક્ય છે, مَنْ ذَاالَّذِىْ يَشْفَعُ عِنْدَهٗٓ اِلَّا بِاِذْنِهٖ એટલે કે "એવો કોણ હોઈ શકે છે, જે તેની પરવાનગી વિના તેની પાસે કોઈની સિફારસ કરી શકે ?!" તેમાં અમુક મસ્અલા વર્ણન કરવામાં આવ્યા છે.

પ્રથમ એ કે, જ્યારે અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિનો માલિક છે, કોઈ તેનાથી મોટો અથવા તેના ઉપર હુકમ ચલાવનાર નથી, કોઈને તેના કોઈ કાર્ય ઉપર પ્રશ્ન કરવાનો કોઈ અધિકાર નથી. તે જે પણ હુકમ કરે છે તેમાં કોઈને "જો......તો....કેમ ?–શું ?..." કરવાની કોઈ મજાલ નથી. હા ! એવું થઈ શકે છે કે, કોઈ વ્યક્તિ કોઈની સિફારસ અથવા ભલામણ કરે ! બસ, એ માટે પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહ અને તેના જલાલ સામે કોઈની મજાલ કે તાકાત નથી કે, તે અન્ય કોઈની સિફારસ કે ભલામણ કરે. હા ! તે મકબૂલ બંદાઓ કે, જેમને અલ્લાહ તઆલા ખાસ વિશેષ સ્વરૂપે સિફારસ કરવાની પરવાનગી આપશે, તો તેઓ અન્યો માટે સિફારસ કે ભલામણ કરી શકે છે, પરંતુ પરવાનગી વિના કોઈ પણ વ્યક્તિ અન્ય માટે સિફારસ કે ભલામણ નહિ કરી શકે. હદીષમાં છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "મહશરમાં સૌથી પહેલાં હું બધી ઉમ્મતોની સિફારસ કરીશ" અને તેનું જ નામ "મકામે મહમૂદ"

છે, જે રસૂલે કરીમ ﷺની આગવી વિશેષતા છે.

છઠ્ઠું વાક્ય છે, يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ જેનો અર્થ છે કે, અલ્લાહ તઆલા તે લોકોની આગલી–પાછલી બધી જ વિગતો અને પરિસ્થિતિઓથી વાકેફ અને જ્ઞાત છે. આગલા અને પાછલાનો અર્થ એ પણ હોઈ શકે છે કે, તેમના પૈદા થતા પહેલાં અને પૈદા થયા પછીની બધી જ પરિસ્થિતિઓ અને ઘટનાઓ અલ્લાહ તઆલાની જાણમાં છે. અને એ પણ અર્થ હોઈ શકે છે કે, તેમની ગુપ્ત બાબતો અને હાલતોથી પણ વાકેફ છે, માટે અર્થ એ થશે કે, મનુષ્યનું જ્ઞાન તો અધૂરું છે, તે ઘણી બાબતો જાણે છે અને ઘણી બાબતો નથી જાણતો. અમુક બાબતો તેની નજર સમક્ષ સ્પષ્ટ અને ખુલ્લી થઈ ગઈ છે અને અમુક વસ્તુઓ ગુપ્ત છે, પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહુ માટે આ બધી વસ્તુઓ એકસમાન છે, તેના જ્ઞાનમાં આ બધી જ વસ્તુઓ સરખી રીતે સમાયેલી છે અને તે બંને અર્થોમાં કોઈ વિરોધાભાસ નથી. આયતની વિશાળતામાં આ બધી જ વસ્તુઓ સામેલ છે.

સાતમું વાક્ય وَلَا يُحِيْطُوْنَ بِشَىْءٍ مِّنْ عِلْمِهٖٓ اِلَّا بِمَا شَآءَ છે, એટલે કે મનુષ્યો અને બધી જ મખ્લૂકો અલ્લાહના જ્ઞાનના કોઈ એક ભાગને પણ પામી નથી શકતા. હા ! અલ્લાહ તઆલા જ પોતે જેને જેટલા ભાગનું ઈલ્મ (જ્ઞાન) અર્પણ કરવા ઈચ્છે તે એટલું જ ઈલ્મ જાણી શકે છે, તેમાં બતાવવામાં આવ્યું કે, સમગ્ર સૃષ્ટિના અણુએ અણુનું જ્ઞાન ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહુની જ ખાસ સિફત છે. મનુષ્ય અથવા કોઈપણ મખ્લૂક તેમાં ભાગીદાર થઈ નથી શકતી.

આઠમું વાક્ય وَسِعَ كُرْسِيُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ છે, એટલે કે તેની ખુરશી જેની વિશાળતામાં સાત આસમાનો અને જમીનો સમાયેલા છે. અલ્લાહ જલ્લ શા'નુહુની બેઠક કોઈ મકાન અથવા કોઈ મર્યાદિત સ્થળ સુધી સીમિત હોવાની કલ્પના કરવી અશક્ય છે. મનુષ્ય માટે આ બાબત સમજવી અશક્ય છે. એટલા માટે આ પ્રકારની આયતોને પોતાની માનવીય મર્યાદાઓમાં સીમિત બુદ્ધિ વડે અનુમાનિત કરવામાં ન આવે, તેની સાચી પરિસ્થિતિ અને વાસ્તવિકતા મનુષ્યની બુદ્ધિ બહારની બાબત છે. અલબત્ત ! અમુક પ્રમાણભૂત હદીષની રિવાયતોથી એટલી જાણ થાય છે કે "અર્શ" અને "ખુરશી" એક વિશાળ વસ્તુ છે, જે બધા જ આસમાનો અને જમીનો કરતાં કોઈ અલગ પ્રકારનો શ્રેષ્ઠતમ્ પદાર્થ છે.

ઈબ્ને કષીર (રહ.)એ હઝરત અબૂઝર ગિફારી (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, તેમણે રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે, "ખુરશી શું છે અને કેવી છે ?" આપ ﷺએ ફરમાવ્યું, "કસમ છે તે પાક જાતની કે, જેના કબજામાં મારો જીવ છે ! કે સાતે આસમાનો અને જમીનોનું ઉદાહરણ ખુરશીના મુકાબલામાં એવું છે, જાણે કોઈ એક મોટા વિશાળ મેદાનમાં કોઈ ગોળ વીંટી નાંખી દેવામાં આવે."

અને અમુક બીજી રિવાયતોમાં છે કે, "અર્શ સામે ખુરશીનો દાખલો પણ એવો જ છે, જેમકે એક મોટા મેદાનમાં ગોળ વીંટીનું વર્તુળ !"

નવમું વાક્ય وَلَا يَـئُوْدُهٗ حِفْظُهُمَا છે, જેનો અર્થ છે, અલ્લાહ તઆલા માટે આ આકાશો અને પૃથ્વીની મખ્લૂકોનું રક્ષણ કરવું કોઈ મુશ્કેલ કાર્ય નથી. કારણ કે, તે સર્વશક્તિમાન છે, તેની સંપૂર્ણ કુદરત સામે આ બધી વસ્તુઓ તેના માટે ઘણી જ સરળ અને સહેલી છે.

છેલ્લું અને અંતિમ વાક્ય وَهُـوَ الْـعَـلِـىُّ الْعَظِيْـمُ છે. એટલે કે તે મહાન મરતબાવાળો અતિઉચ્ચ (અઝીમુશ્શાન) છે. પાછળના નવ વાક્યોમાં અલ્લાહ તઆલાની પવિત્ર ઝાત અને તેની સિફતો તથા ખાસિયતોનું વર્ણન થયું, પ્રત્યેક બુદ્ધિશાળી તથા જાણનાર અને સમજનાર વ્યક્તિ એવું કહેવા મજબૂર થશે કે, દરેક પ્રકારની ઈજ્જત, શ્રેષ્ઠતા, ઉચ્ચતા અને મહાનતાની માલિક અને તેના યોગ્ય તે જ પવિત્ર ઝાત છે. આ દશ વાક્યોમાં અલ્લાહ જલ્લ શા'નુહુની સંપૂર્ણ સિફતો (લક્ષણો) અને તેની ''તૌહીદ''નો વિષય પૂરી સ્પષ્ટતા સાથે અને વિગતવાર સામે આવી ગયો.

―――――――――――――――――

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૬)

لَآ اِكْرَاهَ فِي الدِّيْنِ ۟ۙ قَدْ تَّبَيَّنَ الرُّشْدُ مِنَ الْغَيِّ ۚ فَمَنْ يَّكْفُرْ بِالطَّاغُوْتِ وَيُؤْمِنْۢ بِاللّٰهِ
فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقٰى ۚ لَا انْفِصَامَ لَهَا ۭ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٥٦﴾

## તરજુમો :

*દીનમાં બળજબરી નથી; બેશક ! હિદાયતથી ગુમરાહી અલગ થઈ ચૂકી છે; બસ, (હવે) જે કોઈ ગુમરાહ કરનારને ન માને અને અલ્લાહ ઉપર ઈમાન*

*લાવે તો તેણે મજબૂત (સાંકળના) કડાંને પકડી લીધું છે, જે તૂટવાનું નથી અને અલ્લાહ સઘળું સાંભળે–જાણે છે. (૨૫૬)*

## તફસીર :

દીન (ઈસ્લામ સ્વીકાર કરવા)માં બળજબરી (કરવાની કોઈ સંભાવના) નથી, (કારણ કે) હિદાયત ચોક્કસ ગુમરાહીથી અલગ થઈ ચૂકી છે. (એટલે કે ઈસ્લામના સત્ય હોવાની દલીલો સ્પષ્ટ થઈ ચૂકી છે, તો એમાં બળજબરી કરવાની વાત જ ક્યાં છે ? જબરદસ્તી તો કોઈ અપ્રિય બાબતનો સ્વીકાર કરાવવા માટે કરાતી હોય છે અને જ્યારે ઈસ્લામની સચ્ચાઈ તો ખરેખર સાબિત થઈ ચૂકી છે) તો જે વ્યક્તિ શયતાન ઉપર વિશ્વાસ ન કરે અને અલ્લાહ ઉપર ઈમાન લાવે (એટલે કે ઈસ્લામ સ્વીકાર કરે) તો તેણે મજબૂત કડું પકડી લીધું, જે કદી પણ તૂટી શકવાનું નથી અને અલ્લાહ તઆલા સઘળું સાંભળનારો (અને જાહેર તથા) ગુપ્ત વાતોને સારી પેઠે) જાણનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

ઈસ્લામને મજબૂતીથી પકડનારા વિનાશ અને વંચિતતાની દશાથી સુરક્ષિત રહે છે, એટલા માટે તેને ઉદાહરણ આપી સમજાવવામાં આવ્યું છે, જેમકે કોઈ વ્યક્તિ કોઈ કડાંને હાથમાં મજબૂતીથી પકડી રાખે અને પડવાથી બચી જાય, આ મજબૂત કડાંને તૂટવાનો કોઈ ભય હોતો નથી. હા ! કોઈ જાણીબૂઝીને પોતાના હાથમાંથી કડું છોડી દે, તો તે બીજી વાત છે. એ જ પ્રમાણે ઈસ્લામમાં કોઈપણ પ્રકારની હલાકત અથવા નુકસાન નથી, પરંતુ જો કોઈ પોતે જ ઈસ્લામને છોડી દે તો તે અલગ બાબત છે. *(બયાનુલ કુર્આન)*

આ આયતનો હવાલો આપી અમુક લોકો વાંધો ઉઠાવે છે કે, "આ આયતથી જાણ થાય છે કે, દીનમાં જબરદસ્તી નથી, જ્યારે કે ઈસ્લામમાં જિહાદ અને યુદ્ધની તા'લીમ તેનાથી વિપરીત માન્યતા છે."

જો થોડોક જ વિચાર કરવામાં આવે તો સ્પષ્ટ થઈ જાય છે કે, આ વાંધો ઉઠાવવો સાચું નથી. એટલા માટે કે ઈસ્લામમાં જિહાદ અને યુદ્ધની તા'લીમ લોકોને ઈમાન સ્વીકાર કરવા મજબૂર કરવા માટે નથી, નહિતર જિઝિયાવેરો લઈને કાફિરોની જવાબદારી લેવાના તથા તેમના જાન–માલ અને ઈજ્જત–આબરૂની સુરક્ષા કરવાના હુકમો ઈસ્લામમાં કઈ રીતે હોત ? બલકે, ફિત્ના–

ફસાદને દૂર કરવા માટે આ હુકમો છે. કારણ કે અલ્લાહ તઆલા ફસાદને નાપસંદ કરે છે. અલ્લાહ તઆલા ફરમાવે છે,

وَيَسْعَوْنَ فِى الْاَرْضِ فَسَادًاوَّاللّٰهُ لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ،

*"આ લોકો પૃથ્વી ઉપર ફસાદ કરતા ફરે છે અને અલ્લાહ તઆલા ફસાદ કરનારાઓને પસંદ કરતો નથી."*

એટલા માટે અલ્લાહ તઆલાએ જિહાદ અને યુદ્ધ દ્વારા જે કાફિરો ફસાદ અને ફિત્નો ફેલાવતા હોય છે, તેને દૂર કરવાનો હુકમ આપ્યો છે. આથી આવા ફસાદખોર અત્યાચારી લોકોને કતલ કરવા એવી બાબત છે, જેમકે સાપ, વીંછી અને અન્ય ઝેરી જાનવરોને મારવા !

ઈસ્લામમાં સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, અપંગો વગેરે ઉપર યુદ્ધના મેદાનમાં જિહાદના સમયે પણ કડકાઈ કરવાની મનાઈ છે. કારણ કે, તે લોકો ફસાદ કરવા શક્તિમાન નથી હોતા. એ જ પ્રમાણે એ લોકોને પણ કતલ કરવાની મનાઈ કરી છે, જે લોકો જિઝિયાવેરો આપવાનો વાયદો કરીને કાયદાના પાબંદ થઈ ગયા હોય.

ઈસ્લામની આ કાર્યપ્રણાલીથી સ્પષ્ટ થઈ જાય છે કે, ઈસ્લામ જિહાદ અને યુદ્ધ દ્વારા લોકોને ઈમાન સ્વીકાર કરવા માટે મજબૂર નથી કરતો બલકે, તેનાથી તે દુનિયામાં જુલમ અને અત્યાચારને ખતમ કરીને ન્યાય, શાંતિ અને સલામતી કાયમ કરવા ઈચ્છે છે. ઉમર (રદિ.)એ એક ઈસાઈ વૃદ્ધાને ઈસ્લામનું આમંત્રણ આપ્યું તો તેણે જવાબમાં કહ્યું, اَنَا عَجُوْزٌ كَبِيْرَةٌ وَالْمَوْتُ اِلَىَّ قَرِيْبٌ એટલે કે, "હું એક મૃત્યુના આરે ઊભેલી ઘરડી સ્ત્રી છું, અંતિમ સમયમાં હું મારો ધર્મ શા માટે છોડું ?" હઝરત ઉમર (રદિ.) આ સાંભળી તે વૃદ્ધાને ઈમાન માટે મજબૂર નથી કર્યા, બલકે આ જ આયત તિલાવત કરી, لَا اِكْرَاهَ فِى الدِّيْنِ એટલે કે, "ધર્મ (ઈમાન)માં જબરદસ્તી નથી."

વાસ્તવમાં ઈમાનનો સ્વીકાર કરવા માટે બળજબરી કરવી શક્ય પણ નથી. એટલા માટે કે ઈમાનનો સંબંધ બાહ્ય અવયવોથી નથી બલકે, દિલ સાથે છે અને બળજબરીનો સંબંધ ફક્ત માનવીના બાહ્ય અવયવો સાથે હોય છે. જિહાદ

અને યુદ્ધમાં ફક્ત બાહ્ય અવયવો જ પ્રભાવિત થઈ શકે છે. એટલા માટે જોર જુલમ કરી ઈમાન સ્વીકાર કરાવવા જબરદસ્તી કરવી શક્ય જ નથી, તેનાથી સાબિત થયું કે જિહાદની આયતો અને પવિત્ર યુદ્ધ સંબંધિત આયતોથી لَاۤ اِكْرَاهَ فِى الدِّيْنِ વિરોધાભાસી આયત નથી. *(મઝહરી અને કુર્તુબી)*

―――――――――――――

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૭)

اَللّٰهُ وَلِيُّ الَّذِيْنَ اٰمَنُوْا ۙ يُخْرِجُهُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ؕ وَالَّذِيْنَ كَفَرُوْۤا اَوْلِيٰٓـئُهُمُ الطَّاغُوْتُ ۙ
يُخْرِجُوْنَهُمْ مِّنَ النُّوْرِ اِلَى الظُّلُمٰتِ ؕ اُولٰٓـئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۵۷﴾

## તરજુમો :

*જે ઈમાનવાળા છે અલ્લાહ તેમનો મદદગાર છે, તે તેમને અંધારાઓમાંથી કાઢી પ્રકાશ તરફ લઈ જાય છે, અને જે લોકો કાફિર થયા શયતાન તેમનો મિત્ર છે; તે તેમને પ્રકાશમાંથી અંધારાઓ તરફ લઈ જાય છે, આ જ લોકો જહન્નમી છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૫૭)*

## તફસીર :

અલ્લાહ તઆલા એવા લોકોનો મિત્ર છે જેઓ ઈમાન લાવ્યા; એમને (કુફ્રના) અંધકારોમાંથી કાઢીને (બચાવીને ઈસ્લામના) પ્રકાશ તરફ લાવે છે અને જે લોકો કાફિર છે તેમના મિત્ર શયતાનો છે (માણસોમાંથી અથવા જિન્નાતોમાંથી) તે તેમને (ઈસ્લામના) પ્રકાશમાંથી કાઢીને (કુફ્રના) અંધકારો તરફ લઈ જાય છે, આવા લોકો જ (જેઓ ઈસ્લામને છોડીને કુફ્ર અપનાવે છે તેઓ) દોઝખના નિવાસીઓ છે (અને) આ લોકો તેમાં હંમેશા–હંમેશા રહેશે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતથી ઈમાન સૌથી મોટી નેઅ્મત અને કુફ્ર સૌથી મોટી મુસીબત હોવાની સ્પષ્ટતા થઈ ગઈ અને એ પણ જાણ થઈ ગઈ કે, કાફિરોની દોસ્તી પણ અંધકારનો માર્ગ છે.

**આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૮)**

اَلَمْ تَرَ اِلَى الَّذِىْ حَآجَّ اِبْرٰهٖمَ فِىْ رَبِّهٖٓ اَنْ اٰتٰىهُ اللّٰهُ الْمُلْكَ ۘ اِذْ قَالَ
اِبْرٰهٖمُ رَبِّىَ الَّذِىْ يُحْىٖ وَيُمِيْتُ ۙ قَالَ اَنَا اُحْىٖ وَاُمِيْتُ ؕ قَالَ اِبْرٰهٖمُ
فَاِنَّ اللّٰهَ يَاْتِىْ بِالشَّمْسِ مِنَ الْمَشْرِقِ فَاْتِ بِهَا مِنَ الْمَغْرِبِ فَبُهِتَ الَّذِىْ كَفَرَ ؕ
وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۲۵۸﴾

**તરજુમો :**

*શું તમે તે વ્યક્તિને નથી જોયો જેણે ઈબ્રાહીમ (અલૈ.) સાથે તેના પરવરદિગાર વિશે વાદ–વિવાદ કર્યો એ કારણે કે અલ્લાહે તેને બાદશાહત આપી હતી ? જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, મારો પરવરદિગાર તે છે જે જીવન આપે છે અને મૌત આપે છે; તેણે કહ્યું, હું (પણ) જીવિત કરૂં છું અને મૌત આપું છું; ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, બેશક ! અલ્લાહ સૂર્યને પૂર્વમાંથી કાઢે છે, બસ, હવે તું એને (સૂર્યને) પશ્ચિમમાંથી લઈ આવ ! તો તે કાફિર અવાચક્ બની ગયો (આશ્ચર્યમાં પડી ગયો), અને અલ્લાહ અન્યાયી લોકોને (સીધા માર્ગની) હિદાયત નથી આપતો. (૨૫૮)*

**તફસીર :**

(હે સાંભળનાર !) શું તને એ ઘટનાની જાણ નથી થઈ ? (એટલે કે નમરૂદની) જેણે ઈબ્રાહીમ (અલૈ.) સાથે પોતાના પરવરદિગાર વિશે વાદ–વિવાદ કર્યો હતો (એટલે કે તે અલ્લાહના અસ્તિત્વનો જ ઈન્કારી હતો) એ કારણથી કે અલ્લાહ તઆલાએ તેને બાદશાહત આપી હતી (એટલે કે તેણે બાદશાહતની નેઅ્મતનો શુક્રિયહ અદા કરી ઈમાન લઈ આવવું જોઈતું હતું, પરંતુ તેનાથી વિપરીત તેણે ઈન્કાર કરી કુફ્ર કરવાનું શરૂ કરી દીધું અને આ વાદ–વિવાદ એ સમયે શરૂ થયો હતો) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ (તેના પૂછવાથી કે અલ્લાહ કેવો છે ? જવાબમાં) ફરમાવ્યું કે, મારો પરવરદિગાર એવો છે કે જે જીવાડે છે અને મારે છે (એટલે કે જીવિત કરવું અને મૃત્યુ આપવું તેની કુદરતમાં છે, તે મગરૂર–અભિમાની વ્યક્તિ જીવિત કરવાનો કે મૃત્યુ આપવાની

વાતનો કોઈ અર્થ સમજી ન શક્યો) કહેવા લાગ્યો કે, (આ કામ તો હું પણ કરી શકું છું) હું પણ જીવાડું અને મારું છું. (એટલા માટે જો હું કોઈને કતલ કરું તો તેને મેં મારી નાંખ્યો અને જેને કતલ કરવાથી મા'ફ કરું તેને મેં જીવાડ્યો.) ઈબ્રાહીમ (અલૈ.)એ (જ્યારે જોયું કે આ તો જાડી બુદ્ધિનો માણસ છે, જીવાડવા–મારવાનો અર્થ પણ સમજતો નથી કે, જીવન આપવાનો અર્થ એ છે કે, કોઈ નિર્જીવ વસ્તુમાં રૂહ નાંખવી પરંતુ આ વ્યક્તિ જીવાડવા તથા મૃત્યુ આપવાની હકીકત સમજશે નહિ. એટલા માટે તેને બીજા સવાલ તરફ કેન્દ્રિત કર્યો અને) ફરમાવ્યું કે, (સારું) અલ્લાહ તઆલા સૂર્યને (દરરોજ) પૂર્વ (દિશાએ)થી ઉગાડે છે, તું (માત્ર એક દિવસ માટે) તેને પશ્ચિમ (દિશાએ)થી કાઢ (અને બતાવ) ! આથી (તે સવાલથી) તે કાફિર આશ્ચર્યથી અવાચક્ બની ગયો, (અને જ્યારે તેનાથી કોઈ જવાબ ન બની શક્યો તો બુદ્ધિનો તકાદો એવો હોવો જોઈતો હતો કે તે હિદાયતને સ્વીકારી લે, પરંતુ તે પોતાની ગુમરાહી ઉપર કાયમ રહ્યો. એટલા માટે તેને હિદાયત ન મળી.) અને અલ્લાહ તઆલા(ની આદત છે કે) આવા પથભ્રષ્ટ (ગુમરાહ) લોકોની હિદાયત નથી કરતો.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતથી સ્પષ્ટ થયું કે, જ્યારે અલ્લાહ તઆલા કોઈ કાફિરને દુનિયાની ઈજ્જત, પ્રતિષ્ઠા, પ્રદેશ અને બાદશાહત અર્પણ કરે છે, તો તેને તે નામથી ઓળખવો જાઈઝ છે. વળી, તેનાથી એ પણ સ્પષ્ટ થયું કે, આવશ્યકતા અનુસાર મુનાઝરો (સામ–સામે દલીલો કરી સત્ય સમજાવવું) અને દલીલો દ્વારા વાત સમજાવવી પણ જાઈઝ છે, જેથી સત્ય અને અસત્ય, હક અને બાતિલમાં તફાવત સ્પષ્ટ થઈ જાય. *(કુર્તુબી)*

અમુક લોકોને એવી શંકા છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના કિસ્સામાં નમરૂદ માટે એવું કહેવાની ગુંજાઈશ હતી કે, જો અલ્લાહ મૌજૂદ છે, તો તે જ સૂર્યને પશ્ચિમમાંથી કાઢે ! આ શંકાનું નિવારણ એ છે કે, તેના દિલમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની દલીલથી એ બાબત જાહેર થઈ ગઈ હતી કે, ચોક્કસ અલ્લાહનું અસ્તિત્વ છે જ અને સૂર્યને પૂર્વ તરફથી કાઢવો તેનું જ કાર્ય છે, તે સૂર્ય પશ્ચિમમાંથી પણ કાઢી શકે છે અને આ વ્યક્તિ પયગમ્બર છે, તેના કહેવાથી જરૂર આવું થશે. પછી આવું થવાથી વિશ્વમાં ઘણી મોટી ક્રાંતિ આવી જશે. ક્યાંક

એવું ન થાય કે, ભોંય ભારે પડી જાય. દાખલા તરીકે, લોકો આ મોઅ્જિઝાને જોઈને મારાથી અળગા થઈ તેના રસ્તા ઉપર ચાલી નીકળે, અને રખે સામાન્ય દલીલબાજીથી આખી બાદશાહત જતી રહે. એટલા માટે તેણે એવો જવાબ ન આપ્યો અને તેની પાસે બીજો કોઈ જવાબ હતો જ નહિ, અંતે તે દંગ થઈ અવાચક્ બની ગયો. *(બયાનુલ કુર્આન)*

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૫૯)

اَوْ كَالَّذِىْ مَرَّ عَلٰى قَرْيَةٍ وَّهِىَ خَاوِيَةٌ عَلٰى عُرُوْشِهَا ۚ قَالَ اَنّٰى يُحْىٖ هٰذِهِ اللّٰهُ بَعْدَ مَوْتِهَا ۚ فَاَمَاتَهُ اللّٰهُ مِائَةَ عَامٍ ثُمَّ بَعَثَهٗ ؕ قَالَ كَمْ لَبِثْتَ ؕ قَالَ لَبِثْتُ يَوْمًا اَوْ بَعْضَ يَوْمٍ ؕ قَالَ بَلْ لَّبِثْتَ مِائَةَ عَامٍ فَانْظُرْ اِلٰى طَعَامِكَ وَشَرَابِكَ لَمْ يَتَسَنَّهْ ۚ وَانْظُرْ اِلٰى حِمَارِكَ وَلِنَجْعَلَكَ اٰيَةً لِّلنَّاسِ وَانْظُرْ اِلَى الْعِظَامِ كَيْفَ نُنْشِزُهَا ثُمَّ نَكْسُوْهَا لَحْمًا ؕ فَلَمَّا تَبَيَّنَ لَهٗ ۙ قَالَ اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۲۵۹﴾

## તરજુમો :

*શું તેં તે વ્યક્તિની હાલત નથી જોઈ ? જે એક વસ્તી પાસેથી પસાર થયો અને તે (વસ્તીના ઘરો) પોતાના છાપરાંઓ ઉપર પડી ગયા હતા; તે બોલ્યો, અલ્લાહ તેને તેમના (આ વસ્તીના લોકોને) મૃત્યુ પછી કેવી રીતે સજીવન કરશે ? તો અલ્લાહે તેને એક સો વર્ષ મૃત રાખ્યો (મૃત્યુ પામેલી હાલતમાં રાખ્યો) પછી તેને ઉઠાડયો (સજીવન કર્યો); તને પૂછ્યું, તું કેટલા સમય સુધી (આવી હાલતમાં) રહ્યો ? તેણે કહ્યું, હું એક દિવસ અથવા એક દિવસથી થોડા ઓછા સમય માટે (આવી હાલતમાં) રહ્યો (હોઈશ) ! તેણે (અલ્લાહે) કહ્યું, (નહીં) બલકે, તું સો વર્ષ સુધી (આવી હાલતમાં) રહ્યો ! બસ, (હવે) તું તારા ખાવા-પીવાની વસ્તુઓ તરફ જો, તે સડી નથી ગઈ ! અને પોતાના ગધેડા તરફ જો, અને અમે તને લોકો માટે એક નિશાની*

*બનાવીશું, અને (ગધેડાના) હાડકાં તરફ જો અમે તેને કેવી રીતે (સાજા–સમા કરી) જોડીએ છીએ ? પછી તેના ઉપર માંસ ચઢાવીએ છીએ ! પછી જ્યારે તેના ઉપર જાહેર થઈ ગયું તો બોલી ઉઠયો, હું જાણું છું કે અલ્લાહ દરેક વસ્તુ ઉપર કુદરત (શક્તિ) ધરાવનાર છે. (૨૫૯)*

## તફસીર :

શું તમે તે ઘટના જાણી નથી ? એક વ્યક્તિ હતો, તે (ચાલતાં ચાલતાં) એક વસ્તી પાસેથી એવી હાલતમાં પસાર થયો કે તેના મકાન પોતાના છાપરાંઓ ઉપર પડી ગયા હતા (એટલે કે પ્રથમ છાપરાં પડી ગયા પછી તેના ઉપર દિવાલો પડી ગઈ, તેનો અર્થ એ છે કે આ વસ્તી કોઈ દુર્ઘટનાના કારણે વેરાન થઈ ગઈ હતી અને બધા નિવાસીઓ મૃત્યુ પામ્યા હતા. આ વ્યક્તિ આવી પરિસ્થિતિ જોઈને આશ્ચર્યથી) કહેવા લાગ્યો કે, (ખબર નહિ) અલ્લાહ તઆલા આ વસ્તી (એટલે કે તેના મૃત્યુ પામેલા લોકોને) તેમના મર્યા પછી કેવી હાલતમાં (કયામતમાં) સજીવન કરશે ? (એ તો વિશ્વાસ હતો કે અલ્લાહ તઆલા કયામતમાં મુરદાઓને સજીવન કરશે પરંતુ તે સમયે જીવાડવાનો જે વિચાર મનમાં આવ્યો તો એનાથી વિસ્મયકારી હોવાની એક કૈફિયત દિલ ઉપર છવાઈ ગઈ અને કારણ કે અલ્લાહ તઆલા એક કામને અનેક પ્રકારે કરી શકે છે. એટલા માટે તેમને એવો વિચાર આવ્યો કે, અલ્લાહ તઆલા આ સજીવન કરવાનું કાર્ય કયા સ્વરૂપે કરશે ? અલ્લાહ તઆલાને મંજૂર હતું કે, આ ઘટના દુનિયામાં જ બતાવી દેવામાં આવે, જેથી એક દાખલો પણ થઈ જાય અને લોકો તેના દ્વારા વધુ હિદાયત પ્રાપ્ત કરે) બસ, (એટલા માટે) અલ્લાહ તઆલાએ તે વ્યક્તિ(નો જીવ કબજે કરી તેને) સો વર્ષ સુધી મરેલી હાલતમાં રાખ્યો, પછી (સો વર્ષ પછી) તેને સજીવન કર્યો ! (અને ત્યારબાદ તેને) પૂછ્યું, તું કેટલી મુદ્દત આવી હાલતમાં રહ્યો? તે વ્યક્તિએ જવાબ આપ્યો, એક દિવસ રહ્યો હોઈશ અથવા એક દિવસથી પણ ઓછું ! (કહેવાનો અર્થ હતો કે ખૂબ ઓછા સમય માટે આવી હાલતમાં રહ્યો હોઈશ.) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, નહીં ! બલકે તું (આવી હાલતમાં) સો વર્ષ સુધી રહ્યો (અને જો પોતાના શરીરમાં કોઈ ફેરફાર ન થવાથી કોઈ આશ્ચર્ય થતું હોય તો) તું પોતાના ખાવા–પીવાની ચીજ–વસ્તુઓ તરફ જોઈ લે કે (લેશમાત્ર) સડી નથી (એક કુદરત તો અમારી આ પ્રકારની છે) અને (બીજી

કુદરત જોવા માટે) પોતાના (સવારીના) ગધેડા તરફ નજર કર (કે સડી–ગળીને કેવી હાલત થઈ ગઈ છે ! અમે ઘણાં જ જલદી તેને તારી સામે સજીવન કરી આપીએ છીએ) અને (અમે તને એટલા માટે મારીને જીવતો કર્યો છે) જેથી અમે તને લોકો માટે (પોતાની કુદરતની) એક નિશાની બનાવી આપીએ (કે આ દાખલાથી પણ કયામતના દિવસે જીવંત થવાની દલીલ કરી શકાય) અને (હવે આ ગધેડાના) હાડકાંઓ તરફ નજર કર કે અમે તેને કેવી રીતે જોડીએ છીએ, પછી તેના ઉપર માંસ ચઢાવીએ છીએ ? (પછી અમે તેમાં જીવ નાંખીએ છીએ, મતલબ કે આ બધા કાર્યો એ જ પ્રમાણે કરવામાં આવ્યા) પછી જ્યારે આ બધી ઘટના આ વ્યક્તિ ઉપર જાહેર થઈ ગઈ તો (ઉત્સાહમાં આવી) કહેવા લાગ્યો કે હું (દિલથી) યકીન રાખું છું કે, નિઃશંક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર શક્તિ ધરાવે છે.

————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૬૦)

| |
|---|
| وَاِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّ اَرِنِيْ كَيْفَ تُحْيِ الْمَوْتٰى ؕ قَالَ اَوَلَمْ تُؤْمِنْ ؕ قَالَ بَلٰى |
| وَلٰكِنْ لِّيَطْمَئِنَّ قَلْبِيْ ؕ قَالَ فَخُذْ اَرْبَعَةً مِّنَ الطَّيْرِ فَصُرْهُنَّ اِلَيْكَ ثُمَّ اجْعَلْ |
| عَلٰى كُلِّ جَبَلٍ مِّنْهُنَّ جُزْءًا ثُمَّ ادْعُهُنَّ يَاْتِيْنَكَ سَعْيًا ؕ وَاعْلَمْ اَنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٦٠﴾ ع |

## તરજુમો :

*અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ કહ્યું, હે મારા પરવરદિગાર ! મને બતાવ, તું મૃત્યું પામેલાને કઈ રીતે સજીવન કરે છે ? (અલ્લાહે) કહ્યું, શું તને વિશ્વાસ નથી ? તેણે કહ્યું, કેમ નહીં ! અને પરંતુ હું ઈચ્છું છું કે જેથી મારા દિલને સંતોષ થઈ જાય ! અલ્લાહે કહ્યું, બસ તું ચાર પક્ષીઓ પકડી લે, પછી તેમને પોતાના (હળીમળી જાય એવા) પરિચિત બનાવી લે, પછી (ઝબહ કરીને) દરેક પર્વત ઉપર તેમનો (એક–)એક ટૂકડો મૂકી દે, પછી તેમને બોલાવ! તે તારા તરફ દોડતાં આવશે, અને જાણી લે કે બેશક ! અલ્લાહ મહાશક્તિશાળી (અને) મહાન હિકમતવાળો છે. (૨૬૦)*

## તફસીર :

અને તે સમય(ની ઘટનાને) યાદ કરો ! જ્યારે કે ઈબ્રાહીમ (અલૈ.)એ (અલ્લાહ તઆલાને) વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! મને બતાવી આપો કે, તમે મરેલાને કેવી રીતે (કયામતમાં) સજીવન કરશો ? (એટલે કે સજીવન કરવાનું યકીન તો છે, પરંતુ સજીવન કરવાના વિવિધ સ્વરૂપો અને પ્રકારો હોઈ શકે છે, તેની ખબર નથી. એટલા માટે તે જાણવા માટે દિલ ઈચ્છા કરે છે. આ સવાલથી કોઈ નાસમજ વ્યક્તિ એવી શંકા કરી શકે છે કે, નઊઝુબિલ્લાહ ! ઈબ્રાહીમ અલૈ.ને મૃત્યુ પછી સજીવન થવા ઉપર ઈમાન નથી. પરંતુ અલ્લાહ તઆલાએ સામેથી આ પ્રશ્ન કરીને વાતને સ્પષ્ટ કરી દીધી અને ઈબ્રાહીમ અલૈ.ને આ સવાલના જવાબમાં) ઈરશાદ ફરમાવ્યો, શું તમને (તેના ઉપર) યકીન નથી ? (જવાબમાં ઈબ્રાહીમ અલૈ.એ) વિનંતી કરી, યકીન કેમ ન કરું ?! પરંતુ એ કારણથી આવી દરખાસ્ત કરું છું, જેથી મારા દિલને સંતોષ થઈ જાય (દિમાગ વિચારો અને અન્ય ખોટી ભ્રમણાઓમાં ન પડે) ઈરશાદ થયો કે, સારું તમે ચાર પક્ષીઓ લઈ લો પછી તેમની સાથે (પાળીને) ઘરોબો કેળવી લો (જેથી તેમની ઓળખ પ્રસ્થાપિત થઈ જાય અને તમારા બોલાવવાથી તમારી પાસે આવી જાય) પછી (બધાને ઝબહ કરીને તેના હાડકાંઓ અને પાંખો સહિત તેના ટૂકડા કરી પોતાની મરજીથી કોઈ પહાડો નક્કી કરી) દરેક પહાડ ઉપર તેમાંથી એક-એક ટૂકડો મૂકી દો (અને) પછી તે સૌને બોલાવો, (જુઓ) તમારી પાસે (જીવતા થઈને) દોડતાં ચાલ્યા આવશે અને એ બાબતનો ખૂબ વિશ્વાસ રાખો કે અલ્લાહ તઆલા જબરદસ્ત શક્તિવાળો છે (બધું જ કરી શકે છે તો પણ અમુક બાબતો નથી કરતો, કારણ કે તે) હિકમતવાળો (પણ) છે. (દરેક કાર્ય હિકમત પ્રમાણે કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ની દરખાસ્ત મુજબ તેમણે કરેલું મૃત્યુ પછી સજીવન થવાની ઘટનાનું અવલોકન અને તેના વિશે ઉપસ્થિત થતી કેટલીક શંકાઓનું નિવારણ :

આ ત્રીજી ઘટના છે, જે પ્રસ્તુત આયતોમાં વર્ણન કરવામાં આવી છે, જેનો

ખુલાસો એ છે કે ખલીલુલ્લાહ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહ તઆલાને એવી દરખાસ્ત કરી કે, મને એ બાબતનું અવલોકન કરાવો કે તમે મૃત શરીરને કેવી રીતે સજીવન કરો છો ? અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે, આ દરખાસ્ત કરવાનું શું કારણ છે ? શું તમને મારી સંપૂર્ણ શક્તિ ઉપર વિશ્વાસ નથી કે, હું તે દરેક વસ્તુઓ ઉપર આધિપત્ય ભોગવું છું ? ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના દિલની અસલી પરિસ્થિતિ બતાવીને વર્ણન કર્યું, યકીન કઈ રીતે ન કરું ! કારણ કે, તમારી સંપૂર્ણ શક્તિનો સૃષ્ટિના પ્રત્યેક અણુ ઉપર વારે–ઘડીએ સાક્ષાત્કાર થતો રહે છે, પરંતુ માનવ પ્રકૃતિ છે કે, જે બાબતને નજરે જોઈને અવલોકન ન કરે, ભલે તે ગમે એટલું ચોક્કસ કાર્ય હોય તેને સંતોષ થતો નથી. એટલા માટે આ બાબત નજરે જોવાની દરખાસ્ત કરી છે કે, મૃત્યુ પછી સજીવન કરવાના વિવિધ સ્વરૂપો અને પરિસ્થિતિઓમાં દિમાગ અટવાઈ ન જાય અને મારા મનને શાંતિ તથા સંતોષ પ્રાપ્ત થઈ જાય.

અલ્લાહ તઆલાએ તેમની દરખાસ્ત કબૂલ કરીને તેમને મૃત શરીર સજીવન થવાનો સાક્ષાત્કાર કરવાનું એક હેરતઅંગેજ સ્વરૂપ બતાવ્યું, જેમાં ઈન્કાર કરનારાઓની તમામ શંકાઓ અને વાંધાઓનો રદિયો પણ થઈ ગયો. તે સ્વરૂપ એવું હતું કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને હુકમ આપવામાં આવ્યો, ચાર પક્ષીઓને પોતાની પાસે ભેગા કરો, પછી તેમને પોતાની પાસે રાખીને પોતાના પાલતું બનાવી લેવામાં આવે અને તેમને એવા પાલતું બનાવવામાં આવે કે તમારા બોલાવવાથી તરત જ આવી જાય અને તેમની સંપૂર્ણ રીતે ઓળખ પ્રસ્થાપિત થઈ જાય અને શંકા ન રહે કે, કદાચ કોઈ અન્ય પક્ષી આવી ગયું હશે. ત્યારબાદ તે ચારે પક્ષીઓને ઝબહ કરીને તેમના હાડકાંઓ અને પાંખોનો ખીમો બનાવી ઘણા બધા ભાગ કરી નાંખો અને પોતાની રીતે અલગ–અલગ પહાડો ઉપર આ ખીમાના એક–એક ભાગને મૂકી દો, પછી તેમને બોલાવો તો તે અલ્લાહની સંપૂર્ણ કુદરત વડે સજીવન થઈને દોડતાં–દોડતાં તમારી પાસે આવી જશે.

તફસીરે રુહૂલ મઆનીમાં આ ઘટના ઈબ્નુલ મુંજિર હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ એવું જ કર્યું પછી તે પક્ષીઓને બોલાવ્યા તો તરત હાડકાં સાથે હાડકાં, પાંખો સાથે પાંખો, લોહીથી લોહી અને માંસથી માંસ ભેગા થઈને બધા પોત–પોતાના અસલી સ્વરૂપમાં

સજીવન થઈને દોડતાં–દોડતાં ઈબ્રાહીમ (અલૈ.) પાસે આવી ગયા. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, "હે ઈબ્રાહીમ ! કયામતના દિવસે આવી જ રીતે બધા અવયવોને અને શરીરના અંશોને ભેગા કરીને તેમાં જીવ નાંખીશ."

કુર્આનમાં يَاْتِيْنَكَ سَعْيًا શબ્દો આવ્યા છે કે, આ પક્ષીઓ દોડતાં–દોડતાં આવશે, એનાથી જાણી શકાય છે કે, તે ઉડીને નહિ આવે. કારણ કે, આસમાનમાં ઉડીને આવવાથી નજરોથી ઓજલ થવાની અને પક્ષીઓ બદલાય જવાની શંકા થઈ શકે છે. જમીન ઉપર ચાલીને આવવામાં તે બિલકુલ સામે રહેશે. આ ઘટનામાં અલ્લાહ તઆલાએ કયામતમાં મૃત્યુ પછી સજીવન થવાના આવા નમૂનાનો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને અવલોકન કરાવ્યું, જેમાં મુશ્રિકો અને ઈન્કારીઓની બધી શંકાઓનો રદિયો થઈ ગયો.

મૃત્યુ પછી સજીવન થવા વિશે અને આખિરતના જીવન ઉપર સૌથી મોટી શંકા ઈન્કારીઓને એવી હોય છે કે, મૃત્યુ પછી માણસ માટી બની જાય છે. પછી આ માટી ક્યાં તો હવા સાથે ઉડી જાય છે, ક્યાં તો પાણી સાથે વહી જાય છે અને ક્યાંક ઝાડો અને ખેતીઓના સ્વરૂપમાં બદલાય જાય છે. પછી તેના અણુએ અણુ સમગ્ર દુનિયામાં દૂર–સુદૂર ફેલાય જાય છે, તો આવી રીતે ક્ષત–વિક્ષત થયેલા અને વિખરાયેલા માનવઅંશોને ભેગા કરી તેમાં રૂહ (જીવ) નાંખવી ઉપરછલ્લી નજરે જોનાર વ્યક્તિની સમજમાં નથી આવી શકતું, કારણ કે, તે આ પરિસ્થિતિમાં ઘટનાની મૂલવણી કરવા પોતાની બુદ્ધિમર્યાદા પ્રમાણે અનુમાન લગાવે છે. પરંતુ તે વ્યક્તિ પોતાની સમજશક્તિથી વિશાળ અને કલ્પનામાં ન સમાઈ શકે એવી શક્તિના અસ્તિત્વમાં વિચાર કરતો નથી !

અલબત્ત, જો તે જરા સરખું પોતાના અસ્તિત્વમાં ચિંતન કરે, તો તેને દેખાશે કે, આજે પણ તેનું અસ્તિત્વ સમગ્ર દુનિયામાં વિખરાયેલા અંશો અને અણુઓનો જ એક સમૂહ છે. મનુષ્યનો જન્મ જે માં–બાપના માધ્યમ વડે થાય છે, જે ખોરાક વડે તેનું લોહી અને શરીર બને છે, તે પોતે દુનિયાના વિવિધ ક્ષેત્રોમાં વિખરાયેલા અણુઓ જ છે. જન્મ પછી મનુષ્ય જે ખોરાક દ્વારા ભરણ–પોષણ પામે છે, જેનાથી તેનું લોહી અને માંસ બને છે, તેમાં વિચાર કરે તો આ ખોરાકમાં એક–એક વસ્તુ એવી છે, જે સમગ્ર દુનિયામાં વિખરાયેલા અણુ–પરમાણુની બનેલી છે. મનુષ્ય જે દૂધ પીએ છે, તે કોઈ ગાય, બકરી,

ભેંસના શરીરનો કોઈ ભાગ છે અને આ પ્રાણીઓમાં દૂધના અંશો ઘાસ ખાવાથી ઉત્પન્ન થાય છે, આ ઘાસ અથવા દાણા ખબર નહીં કે, દુનિયાના અને જમીનના કયા કયા ખૂણામાંથી આવે છે ? અને સમગ્ર પૃથ્વી ઉપર ફૂંકાતી હવાઓએ ક્યાં ક્યાંથી ધૂળના રજકણો અને વાદળ–વરસાદ લાવી આ ઘાસને ઉછેર્યું છે ? એ જ પ્રમાણે જગતનો દાણે–દાણો, ફળો, લીલોતરી, બલકે મનુષ્યનો બધો જ ખોરાક તથા દવાઓ વગેરે જે તેના શરીરનો એક ભાગ બને છે, તે બધું દુનિયાના કયા કયા ખૂણામાંથી, કેવી કેવી રીતે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત અને તેના અકલ્પનીય સુગ્રથિત વ્યવસ્થા તંત્રએ એક મનુષ્યના શરીરમાં ભેગું કરી દીધું છે?! જો બેદરકાર અને વાંકદેખા કમજોર મનુષ્યની આંખો દુનિયાને છોડીને પોતાના જ શરીરમાં સંશોધન કરવા બેસી જાય તો તેને નજરે પડશે કે, તેનું પોતાનું અસ્તિત્વ પોતે જ અસંખ્ય વિભાગોનું અને તત્ત્વોનું સંયોજન છે, એક કોઈ પૂર્વનો અંશ છે, તો કોઈ પશ્ચિમનો, કોઈ અંશ ઉત્તરનો છે તો કોઈ દક્ષિણનો ! આજે પણ સમગ્ર વિશ્વમાં વિખરાયેલા અંશોને કુદરતના મજબૂત વ્યવસ્થાતંત્રએ તેના શરીરમાં ભેગા કરી દીધા છે અને મૃત્યુ પછી આ અંશો અને તત્ત્વો ફરી એ જ પ્રમાણે વિખરાય જશે, માટે હવે બીજી વખતે આ અંશોને ભેગા કરવા અલ્લાહની સંપૂર્ણ કુદરત માટે કશું મુશ્કેલ નથી, જેણે પ્રથમ વખતે મનુષ્યના અસ્તિત્વ માટે આ વિખરાયેલા અંશોને ભેગા કર્યા હતા, તે ફરીવાર પણ કરી શકે છે.

**પ્રસ્તુત ઘટના સંદર્ભે અમુક પ્રશ્નો અને તેના ઉત્તરો :**

પ્રસ્તુત આયતના વિષયમાં અમુક પ્રશ્નો ઉપસ્થિત થાય છે.

પ્રથમ એ કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને આ પ્રશ્ન જ કેમ ઉપસ્થિત થયો, જ્યારે કે તેઓ અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતમાં તે સમયે દુનિયામાં વસતા બધા જ મનુષ્યો કરતાં સૌથી વધુ ઈમાન ધરાવનાર અને વિશ્વાસ કરનારા હતા ?

તેનો જવાબ આ ચર્ચામાં આવી ચૂક્યો છે. વાસ્તવમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો પ્રશ્ન કોઈ શંકાના કારણે ન હતો બલકે, સવાલનો હેતુ ફક્ત એ હતો કે, અલ્લાહ તઆલા કયામતમાં મુરદાઓને સજીવન કરશે તે અલ્લાહની સંપૂર્ણ કુદરત માટે કોઈ આશ્ચર્યની વાત નથી. બલકે, ચોક્કસ અલ્લાહ તઆલા તે મૃત્યુ પામેલાને સજીવન કરશે, પરંતુ મૃત શરીરને જીવંત કરવાનું કામ મનુષ્યની શક્તિ

બહારની વાત છે, એટલા માટે માણસે ક્યારેય કોઈ મૃત શરીરને સજીવન થતું જોયું નથી. ઉપરાંત મૃત શરીર સજીવન થવાના સ્વરૂપો અને પદ્ધતિઓ જુદી–જુદી હોય શકે છે અને મનુષ્યનો સ્વભાવ છે કે, જ્યાં સુધી તે કોઈ વસ્તુને નજરે ન જુએ, તે તેની વિવિધ પરિસ્થિતિઓ અને સ્વરૂપોનું સંશોધન કરતો રહે છે. તેમાં તેના વિચારો અનેક રસ્તે ચાલ્યા જાય છે, જેમાં વ્યક્તિ માનસિક બેચેનીનો પણ અનુભવ કરતો રહે છે. એટલા માટે આ માનસિક બેચેનીને દૂર કરવા અને મનની શાંતિ અને સંતોષ માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આવી દરખાસ્ત અલ્લાહના દરબારમાં રજૂ કરી હતી.

તેનાથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, ઈમાન અને સંતોષમાં શું તફાવત છે ? ઈમાન એ સ્વૈચ્છિક આસ્થા, યકીન અને શ્રદ્ધાનું નામ છે, જે મનુષ્યએ રસૂલો ઉપર ભરોસો રાખી તેમના દ્વારા જ્ઞાત થયેલ અદશ્ય બાબતો ઉપર રાખ્યું હોય છે અને સંતોષ તથા શાંતિ દિલ સાથે સંબંધ રાખે છે. અમુક સમયે નજરોથી અદશ્ય કોઈ બાબત ઉપર સંપૂર્ણ વિશ્વાસ તો હોય છે, પરંતુ મનને સંતોષ થવામાં કચવાટ રહે છે અથવા તેના સ્વરૂપોનું જ્ઞાન હોતું નથી. આવી પરમ શાંતિ ફક્ત તે અદશ્ય બાબતનો સાક્ષાત્કાર કરવાથી જ પ્રાપ્ત થઈ શકે છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પણ મૃત્યુ પછી સજીવન થવાનું સંપૂર્ણ ઈમાન અને વિશ્વાસ તો હતો જ, પરંતુ તેમનો પ્રશ્ન આ રીતે મૃત શરીર સજીવન થવાની પરિસ્થિતિઓ અને તેના વિવિધ સ્વરૂપો વિશે જાણવાનો હતો.

બીજો સવાલ એ છે કે, જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો સવાલ મૃત શરીર સજીવન કરવાના સ્વરૂપ વિશે હતો અને વાસ્તવમાં મૌત પછી સજીવન થવામાં કોઈ શંકા–કુશંકા ન હતી, તો પછી અલ્લાહ તઆલાનો ઈરશાદ اَوَلَمۡ تُؤۡمِنۡ એટલે "શું તમને વિશ્વાસ નથી ?" કહેવાનું કોઈ કારણ જણાતું નથી. તેનો જવાબ એ છે કે, જે સવાલ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ રજૂ કર્યો કે, વાસ્તવિક ઘટનામાં કોઈ શંકા નથી, પરંતુ આ પ્રશ્નનો એક અર્થ એ જ છે કે, તેમને મૃત શરીરના સજીવન થવાના વિવિધ સ્વરૂપો વિશે જાણવું હતું.

આ જ સવાલના શબ્દોમાં એક બીજો અર્થ એ પણ હોઈ શકે છે કે, જે પ્રશ્ન કુદરતમાં શંકા અથવા ઈન્કારના કારણે પૈદા થતો હોય છે, જેમકે તમે કોઈ વજન વિશે એ વિશ્વાસ રાખો કે ફલાણો વ્યક્તિ તે નહિ ઉઠાવી શકે અને તમે તેને તે વજન ઉઠાવવાથી લાચાર થતો જોવા માટે કહો કે, વારૂં જોઊં તો, કઈ રીતે તે

આ વજન ઉઠાવે છે !? એ જ પ્રમાણે ઈબ્રાહીમ (અલૈ.)ના પ્રશ્નનો કોઈ આવી રીતે ખોટો અર્થ પણ લઈ શકે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ ઈબ્રાહીમ (અલૈ.) આ ખોટી વાતથી મુક્ત હોવાનું સાબિત કરવા માટે ઈરશાદ ફરમાવ્યો, اَوَلَمۡ تُؤۡمِنۡ જેથી ઈબ્રાહીમ (અલૈ.) તેના જવાબમાં بَلٰی ફરમાવીને ખોટું અર્થઘટન કરી અતિશયોક્તિ કરનારાઓની ટીકા-ટિપ્પણીથી બચી ગયા.

ત્રીજો પ્રશ્ન અને શંકા એ ઉપસ્થિત થઈ શકે છે કે, ઈબ્રાહીમ (અલૈ.)ના આ પ્રશ્નથી ઓછામાં ઓછી એટલી તો જાણ થઈ કે તેમને મૌત પછીના જીવન ઉપર સંતોષ ન હતો ! જ્યારે કે, હઝરત અલી (રદિ.)ની રિવાયત છે કે, તેમણે ફરમાવ્યું કે, "જો "આલમે ગયબ" (અદશ્ય દુનિયા) ઉપરથી પરદો ઉઠાવી દેવામાં આવે તો મારા યકીન અને સંતોષમાં કોઈ વધારો નહિ થાય. કારણ કે, મને "ઈમાન બિલ ગયબ" (અદશ્ય બાબતો ઉપર આસ્થા) સંપૂર્ણ રીતે પ્રાપ્ત થયેલ છે," તો જ્યારે અમુક ઉમ્મતીઓના સંતોષનો દરજ્જો આટલો ઊંચો છે, તો એવું કઈ રીતે બની શકે છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને એ પ્રમાણે સંતોષનો દરજ્જો પ્રાપ્ત ન થાય ?

આ વિશે એટલું જાણી લેવું જોઈએ કે સંતોષ અને મનની શાંતિના ઘણા બધા દરજ્જાઓ છે. એક તે સંતોષ છે કે, જે અલ્લાહના વલીઓ અને સિદ્દીકોને પ્રાપ્ત થાય છે અને એક તે દરજ્જો છે જે અંબિયા (અલૈ.)ને પ્રાપ્ત થાય છે અને તેનાથી વિશેષ સંતોષ અને મનની શાંતિનો તે શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાનો દરજ્જો છે, જે અદશ્ય બાબતના સાક્ષાત્કાર થવાથી પ્રાપ્ત થાય છે.

હઝરત અલી (રદિ.)ને શાંતિ અને મનના સંતોષનો જે દરજ્જો પ્રાપ્ત થયો હતો તે નિઃશંક ! હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પણ પ્રાપ્ત થયો હતો બલકે, તેનાથી ઉચ્ચ કક્ષાનો દરજ્જો નુબુવ્વતના ખાસ હોદ્દા સાથે પ્રાપ્ત થયો હતો. આ સંતોષના દરજ્જામાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.) બધા ઉમ્મતીઓ કરતા શ્રેષ્ઠ, ઉત્તમ અને ચઢિયાતા હતા, પરંતુ જે સંતોષના દરજ્જાને તેઓ પ્રાપ્ત કરવાની તમન્ના રાખતા હતા તે માત્ર અમુક ખાસ-ખાસ નબીઓને અર્પણ કરવામાં આવે છે. જેમકે, સરવરે કાઈનાત સય્યિદુલ અંબિયા ﷺને જન્નત અને દોઝખનો અવલોકન કરાવીને એક ખાસ પ્રકારની મનની શાંતિ અને સંતોષ અર્પણ કરવામાં આવ્યો હતો.

મતલબ કે, આ પ્રશ્નના કારણે એવું કહેવું પણ યોગ્ય નથી કે, હઝરત

ઈબ્રાહીમ (અલૈ.)ને સંતોષ ન હતો. અત્રે એવું કહી શકાય છે કે, તેમને સંપૂર્ણ સંતોષ કે જે કોઈ અદશ્ય બાબતને નજરે જોવાથી પ્રાપ્ત થાય છે, તે મેળવવો હતો. એટલા માટે તેમણે આ દરખાસ્ત કરી.

આયતના અંતમાં ફરમાવ્યું, اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ એટલે કે, "અલ્લાહ તઆલા મહાબળવાન છે અને હિકમતવાળો છે." મહાબળવાન અને પોતે જોરાવર હોવાનું વર્ણન કરી અલ્લાહે પોતાની સંપૂર્ણ કુદરતનો ઉલ્લેખ કર્યો અને હિકમતવાળો કહીને એ બાબત તરફ ઈશારો કર્યો કે, હિકમતના તકાદાના કારણે મૃત્યુ પછી સજીવન થવાનું અવલોકન દરેકને કરાવવામાં નથી આવતું. નહિતર અલ્લાહ તઆલા માટે એ કોઈ મુશ્કેલ કામ નથી કે, દરેક મનુષ્યને તેનો સાક્ષાત્કાર કરાવે, પરંતુ આવું કરાવવાથી અદશ્ય બાબતો ઉપર ઈમાનની જે શ્રેષ્ઠતા છે તે બાકી નહીં રહે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૬૧ થી ૨૬૬)

| |
|---|
| مَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ كَمَثَلِ حَبَّةٍ اَنْۢبَتَتْ سَبْعَ |
| سَنَابِلَ فِيْ كُلِّ سُنْۢبُلَةٍ مِّائَةُ حَبَّةٍ ؕ وَاللّٰهُ يُضٰعِفُ لِمَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ |
| عَلِيْمٌ ﴿٢٦١﴾ اَلَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ ثُمَّ لَا يُتْبِعُوْنَ مَآ اَنْفَقُوْا |
| مَنًّا وَّلَآ اَذًى ۙ لَّهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٢٦٢﴾ |
| قَوْلٌ مَّعْرُوْفٌ وَّمَغْفِرَةٌ خَيْرٌ مِّنْ صَدَقَةٍ يَّتْبَعُهَآ اَذًى ؕ وَاللّٰهُ غَنِيٌّ حَلِيْمٌ ﴿٢٦٣﴾ |
| يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُبْطِلُوْا صَدَقٰتِكُمْ بِالْمَنِّ وَالْاَذٰى ۙ كَالَّذِيْ يُنْفِقُ مَالَهٗ |
| رِئَآءَ النَّاسِ وَلَا يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ فَمَثَلُهٗ كَمَثَلِ صَفْوَانٍ عَلَيْهِ تُرَابٌ |
| فَاَصَابَهٗ وَابِلٌ فَتَرَكَهٗ صَلْدًا ؕ لَا يَقْدِرُوْنَ عَلٰى شَيْءٍ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ لَا |
| يَهْدِي الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿٢٦٤﴾ وَمَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمُ ابْتِغَآءَ |

| |
|---|
| مَرْضَاتِ اللّٰهِ وَتَثْبِيْتًا مِّنْ اَنْفُسِهِمْ كَمَثَلِ جَنَّةٍۭ بِرَبْوَةٍ اَصَابَهَا وَابِلٌ فَاٰتَتْ |
| اُكُلَهَا ضِعْفَيْنِ ۚ فَاِنْ لَّمْ يُصِبْهَا وَابِلٌ فَطَلٌّ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۲۶۵﴾ اَيَوَدُّ |
| اَحَدُكُمْ اَنْ تَكُوْنَ لَهٗ جَنَّةٌ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ لَهٗ |
| فِيْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ ۙ وَاَصَابَهُ الْكِبَرُ وَلَهٗ ذُرِّيَّةٌ ضُعَفَآءُ ۖۚ فَاَصَابَهَآ اِعْصَارٌ فِيْهِ |
| نَارٌ فَاحْتَرَقَتْ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ تَتَفَكَّرُوْنَ ﴿۲۶۶﴾ ع |

## તરજુમો :

*જે લોકો અલ્લાહના રસ્તામાં પોતાનો માલ ખર્ચ કરે છે, તેમનું ઉદાહરણ એક દાણા જેવું છે જેમાંથી સાત ડૂંડીઓ ઊગે, અને દરેક ડૂંડીમાં સો(-સો) દાણા હોય ! અને અલ્લાહ જેમના માટે ઈચ્છે છે (તેનાથી પણ) વધારી આપે છે; અને અલ્લાહ તઆલા ઘણો વિસ્તારનાર (અને) સઘળું જાણનાર છે. (૨૬૧) જે લોકો પોતાના માલને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે, પછી ખર્ચ કરીને કોઈ અહેસાન જતાવતા નથી (અને જેને માલ આપ્યો છે તેને) કોઈ તકલીફ આપતા નથી તેમના જ માટે તેમના પરવરદિગાર પાસે (સારો) બદલો છે, તેમને ન કોઈ ભય હશે અને ન તેઓ ગમગીન થશે. (૨૬૨) વિનમ્રતાથી વાત કરવી (સારો વર્તાવ કરવો) અને દરગુજર (જતું) કરવું એવી ખયરાતથી ઉત્તમ છે કે, જેને આપ્યા પછી તકલીફ આપવામાં આવે; અને અલ્લાહ બેનિયાઝ (બેપરવા અને) ઘણો સહનશીલ છે. (૨૬૩) હે ઈમાનવાળાઓ ! તમારી ખયરાત અહેસાન જતાવીને તથા (જેને ખયરાત આપી છે તેને) ત્રાસ આપીને બરબાદ ન કરો; તે વ્યક્તિની જેમ, જે પોતાનો માલ (લોકોને) બતાવવા માટે ખર્ચ કરે છે, અને અલ્લાહ ઉપર તથા આખિરતના દિવસ ઉપર ઈમાન નથી રાખતો, બસ ! તેનું ઉદાહરણ એવા ચોખ્ખા (લીસા) પથ્થર જેવું છે જેના ઉપર માટી બાઝી હોય, પછી તેના ઉપર મુશળધાર વરસાદ પડે, તો તે માટી ધોવાઈને (તે પથ્થર) બિલકુલ ચોખ્ખો થઈ જાય, એવા લોકો પોતાની કમાણી ઉપર કોઈ લાભ મેળવવાના*

*નથી; અને અલ્લાહ કાફિરોને સીધો માર્ગ બતાવતો નથી. (૨૬૪) અને જે લોકો પોતાનો માલ અલ્લાહની ખુશી પ્રાપ્ત કરવા અને પોતાના મનને (ઈમાન ઉપર) મક્કમ રાખવા ખર્ચ કરે છે, તેમનું ઉદાહરણ એવું છે જેમકે ઊંચાઈ પર એક બાગ હોય, તેના ઉપર મુશળધાર વરસાદ પડયો તો તેણે (તે બાગે) બમણા ફળો આપ્યા; પછી જો મુશળધાર વરસાદ ન પડયો તો (ફક્ત) ઝરમર–ઝરમર વરસાદ (પણ) પૂરતો છે; અને તમે જે કંઈ કરો છો અલ્લાહ બહું સારી રીતે જુએ છે. (૨૬૫) શું તમારામાંથી કોઈ પસંદ કરે છે કે, તેનો એક ખજૂર અને દ્રાક્ષનો બગીચો હોય ? તેની નીચે નહેરો વહેતી હોય ! તેમાં તેના માટે દરેક પ્રકારના ફળો હોય ! અને તેના ઉપર ઘડપણ આવી જાય, અને તેના બાળકો અશક્ત હોય, એવા સમયે તે (બગીચા) ઉપર એક ચક્વાત (ગરમ લૂ નો વંટોળિયો) આવી ગયો, જેમાં એક આગ હતી તો તે (બગીચો) સળગી ગયો ! એ જ પ્રમાણે અલ્લાહ તમારા માટે નિશાનીઓ (સ્પષ્ટ) વર્ણન કરે છે જેથી તમે ચિંતન (અને મનન) કરો. (૨૬૬)*

## તફસીર :

જે લોકો અલ્લાહના રસ્તામાં (એટલે કે સારા કાર્યોમાં) પોતાનો માલ ખર્ચ કરે છે, તેમના ખર્ચ કરેલ માલની પરિસ્થિતિ (અલ્લાહ નજીક) એવી છે જેમકે એક દાણો, (કલ્પના કરો !) તેમાંથી સાત ડૂંડીઓ (તે દાણામાંથી) નીકળે, (અને) દરેક ડૂંડીમાં સો દાણા હોય (એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તેનો સવાબ સાતસો ઘણો વધારી દે છે) અને આ વધારો અલ્લાહ જેના માટે ચાહે છે (તેના ઈખ્લાસ અને તેની નિય્યત પ્રમાણે) કરે છે અને અલ્લાહ તઆલા ઘણો વિસ્તારનારો (ઉદાર) છે, (અલ્લાહ પાસે કોઈ વસ્તુની કમી નથી; તે સૌના માટે વધારો કરી શકે છે પરંતુ સાથે જ) જાણનારો (પણ) છે. (એટલા માટે નિય્યત અને ઈખ્લાસ વગેરે જોઈને અર્પણ કરે છે) જે લોકો પોતાનો માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે પછી ખર્ચ કર્યા બાદ ન તો (જેને આપ્યું છે તેને મૌખિક રીતે) અહેસાન જતાવે અને ન જ (પોતાની વર્તણૂક દ્વારા) તેને કોઈ તકલીફ પહોંચાડે એવા લોકોને તેમના (અમલનો) પરવરદિગાર તરફથી તેનો સવાબ મળશે અને (કયામતના દિવસે) તેમને ન કોઈ ભય હશે અને ન તેઓ ગમગીન થશે (તંગીના સમયે સવાલ કરનારને જવાબમાં યોગ્ય રીતે) નરમીથી વાત કરી દેવી અને (જો

માંગનાર બદ્તમીઝી કરે અથવા ગુસ્સો અપાવે અથવા જીદ કરીને તંગ કરે તો તેને) દરગુઝર કરવું (અનેક ઘણું) ઉત્તમ છે એવી ખૈરાતથી કે, જેને આપ્યા પછી તકલીફ પહોંચાડવામાં આવે અને અલ્લાહ તઆલા (પોતે) ગની છે (તેને કોઈના માલની કોઈ જરૂર નથી જે કંઈ ખર્ચ કરો છો, તે પોતાના માટે ખર્ચ કરો છો અને કોઈને તકલીફ પહોંચાડવા સબબ અલ્લાહ તરત જ સજા નથી આપતો, તેનું કારણ એ છે કે તે) ઉદાર છે; હે ઈમાનવાળાઓ ! તમે અહેસાન જતાવીને અથવા તકલીફ પહોંચાડીને પોતાની ખૈરાત(ના સવાબને) બરબાદ ન કરો, જે પ્રમાણે તે વ્યક્તિ પોતે (દાનનો મૂળ સવાબ જ બરબાદ કરી દે છે) જે પોતાનો માલ ખર્ચ કરે છે (ફક્ત) લોકોને બતાવવા માટે; અને અલ્લાહ તથા આખિરતના દિવસ ઉપર ઈમાન નથી રાખતો (મતલબ એ છે કે, તે ઈમાનનો મુન્કિર અને મુનાફિક છે) બસ, આવા વ્યક્તિની પરિસ્થિતિ એવી છે, જેમકે એક ચીકણો પથ્થર હોય, જેના ઉપર થોડી માટી લાગી હોય (અને માટી ઉપર થોડું ઘાસ ઊગી નીકળ્યું હોય) પછી તેના ઉપર મુશળધાર વરસાદ પડી જાય, બસ ! તે (પથ્થર વરસાદ પડવાથી) બિલકુલ ચોખ્ખો થઈ જાય (એ જ પ્રમાણે મુનાફિકોના હાથે અલ્લાહના રસ્તામાં કંઈ ખર્ચ પણ થઈ જાય તો તે જાહેરમાં સારો અમલ છે, જેમાં સવાબની આશા રાખવામાં આવતી હોય છે, પરંતુ તેમના નિફાક–દોગલાપણાના કારણે તે વ્યક્તિ સવાબથી કોરો રહી જાય છે. એટલા માટે કયામતમાં) આવા લોકોને પોતાની કમાણીનો જરાપણ લાભ નહિ મળે. (કારણ કે, કમાણી નેક અમલ છે અને આ દાન તો માત્ર દેખાડા માટે હતું, કારણ કે તે રિયાકાર પણ છે અને કાફિર પણ છે) અને અલ્લાહ તઆલા કાફિર લોકોને (કયામતના દિવસે સવાબનો એટલે કે જન્નતનો) સીધો માર્ગ નહિ બતાવે (કારણ કે કુફ્રના કારણે તેમનો કોઈ અમલ કબૂલ નથી થતો કે, જેનો સવાબ આખિરતમાં સંગ્રહિત થાય અને ત્યાં હાજર થઈ તેના બદલામાં જન્નતમાં પહોંચી જાય) અને તે લોકો કે જેઓ પોતાનો માલ અલ્લાહને રાજી રાખવા માટે તથા પોતાના યકીન (અને ઈમાન)ને મક્કમ બનાવવાના હેતુથી અલ્લાહના માર્ગમાં ખર્ચ કરે છે, તેમનું ઉદાહરણ એવું છે જાણે કે એક બાગ હોય, તે કોઈ ટેકરી ઉપર છે (એવી ખુશનૂમા જગ્યાએ છે કે જ્યાં બગીચાઓ માટે અનુકૂળ આબોહવા હોય છે અને) ત્યાં મૂશળધાર વરસાદ પડે, પછી તે (બગીચાની હરિયાળી અને ઉત્પાદનમાં તે વરસાદના કારણે વધારો થાય

અને) બમણા ફળો લાવે અને જો એવો મુશળધાર વરસાદ ન પણ પડે તો ઝરમર–ઝરમર (એટલે કે હળવો વરસાદ) પણ પૂરતો છે. (કારણ કે જમીન ફળદ્રુપ છે અને આબોહવા અનુકૂળ છે) અને અલ્લાહ તઆલા તમારા કાર્યોને ઘણી સારી રીતે જુએ છે (એટલા માટે જ્યારે તે બંદાની નિખાલસતાને જુએ છે ત્યારે તે તેનો સવાબ વધારી દે છે.) ભલા ! તમારામાંથી શું કોઈ એ બાબતને પસંદ કરશે કે તેનો ખજૂરો અને દ્રાક્ષનો બગીચો હોય (એટલે કે વધારે ઝાડો ખજૂરો અને દ્રાક્ષના હોય અને) તે (બાગ)ના (ઝાડો) નીચે નહેરો વહેતી હોય (જેનાથી તે બગીચો ખૂબ હરિયાળો અને ખુશનૂમા હોય) એ વ્યક્તિના તે બાગમાં (ખજૂરો અને દ્રાક્ષ સિવાય) અન્ય પણ દરેક પ્રકારના (કિંમતી) મેવાઓ હોય અને તે વ્યક્તિ ઉપર ઘડપણ આવી જાય (કારણ કે તે માનવ જીવનનો કુદરતી ક્રમ છે) અને તેના બાળ–બચ્ચાં પણ હોય, જેમનામાં (કમાવાની) શક્તિ નથી. (આવી પરિસ્થિતિમાં તેને બાળકોના ભરણ–પોષણની કોઈ અન્ય આશા પણ નથી, તેની આર્થિક જરૂરિયાતો માટે ફક્ત બગીચો જ છે.) પછી (આવી પરિસ્થિતિમાં એવી ઘટના બને કે) આ બાગ ઉપર એક ચક્રવાત આવી પડે, જેમાં આગ હોય પછી (તેનાથી) તે બગીચો સળગી જાય (તો દેખીતું છે કે કોઈપણ વ્યક્તિને આવી પરિસ્થિતિ પસંદ નહિ આવે ! પછી તેની સરખામણી એવી કરી શકાય છે કે, જાણે પ્રથમ સદકહ–ખૈરાત અથવા કોઈ નેક કામ કર્યું જે કયામતમાં કામ લાગવાની આશા હોય કે જ્યારે આવા નેક કાર્યોની સખત જરૂર પડવાની છે, એવા સમયે ખબર પડશે કે તમારા અહેસાન જતાવવાના કારણે અથવા ગરીબને તકલીફ પહોંચાડવાના કારણે તમારૂં સદકહ–ખૈરાત–દાન બધું વ્યર્થ અને બેબરકત થઈ ગયું, તે સમયે સખત પસ્તાવો થશે કે કેવી–કેવી તમન્નાઓ અને આશાઓ ઠગારી નિવડી. બસ, તમે આ ઉદાહરણથી આ ઘટનાને સમજી લો કે તમે આવી બાબત પસંદ નથી કરતા.) અલ્લાહ તઆલા આ જ પ્રમાણે દાખલાઓ તમારા માટે (તમને સમજાવવા) વર્ણન કરે છે. જેથી તમે ચિંતન–મનન કરો (અને ચિંતન–મનન કરી તેના પર અલ્લાહના હુકમ અનુસાર અમલ કરો).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ બકરહનો ૩૬મો રુકૂઅ્ છે, જે ૨૬૨ નંબરની આયતથી શરૂ

થાય છે. હવે, સૂરએ બકરહના પાંચ રૂકૂઅ્ બાકી રહે છે, જેમાં છેલ્લા રુકૂઅ્માં મહત્ત્વના હુકમો અને નિયમોનું વર્ણન છે. એનાથી પહેલાં ચાર રુકૂઅ્માં આયત નંબર ૨૬૨થી ૨૮૩ સુધી કુલ ૨૧ આયતો છે, જેમાં આર્થિક બાબતો સંબંધિત ખાસ સૂચનાઓ તથા હુકમો છે. આ હુકમો ઉપર જો દુનિયા આજે પણ સંપૂર્ણ રીતે અમલ કરે તો આર્થિક વ્યવસ્થાની બધા જ પ્રકારની સમસ્યાઓ આપો–આપ દૂર થઈ જાય, જેમાં આજે દુનિયા ચારેબાજુ દિશાવિહીન્ ભટકી રહી છે. ક્યાંક મૂડીવાદી અર્થવ્યવસ્થા છે તો કોઈ સ્થળે તેનાથી બિલકુલ વિપરિત સમાજવાદ અને સામ્યવાદી વ્યવસ્થા અસ્તિત્વ ધરાવે છે અને આ વ્યવસ્થાઓના પરસ્પર ટકરાવથી થતી ખૂનામરકી અને યુદ્ધોએ દુનિયાને જહન્નમ બનાવી દીધી છે. આ આયતથી ઈસ્લામની આર્થિક વ્યવસ્થાનું એક અગત્યનું પાસુ વર્ણન કરવામાં આવ્યું છે. જેમકે,

(૧) પોતાની જરૂરિયાતથી વધારે માલને અલ્લાહને રાજી રાખવા માટે જરૂરતમંદ લોકો ઉપર ખર્ચ કરવાનું શિક્ષણ આપવામાં આવ્યું, જેને સદકહ, ખૈરાત (દાન) કહેવામાં આવે છે.

(૨) વ્યાજુ લેવડ–દેવડને હરામ ઠરાવવામાં આવી, તેનાથી બચવાની સૂચના આપવામાં આવી છે.

તેમાંથી પ્રથમ બે રૂકૂઅ્માં સદકહ અને ખૈરાતની ફઝીલતો અને તેના લાભોનો ઉલ્લેખ કરી તેના ઉપર અમલ કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન આપવામાં આવ્યું છે અને તે સંદર્ભે હુકમો તથા સૂચનાઓનો ઉલ્લેખ થયો છે અને છેલ્લા બે રુકૂઅ્માં વ્યાજુ લેવડ–દેવડ તથા વ્યાજ આધારિત વેપાર–વાણિજ્યનો પ્રતિબંધ અને તેની મનાઈ કરવામાં આવી છે તથા કરજ તથા ઉધારની જાઈઝ પદ્ધતિનો ઉલ્લેખ થયો છે.

જે આયતો ઉપર લખાઈ ચૂકી છે તેમાં પ્રથમ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની ફઝીલતોનું વર્ણન કરવામાં આવ્યું છે અને ત્યારબાદ તેની એ શરતોનો પણ ઉલ્લેખ થયો છે કે, જેના દ્વારા સદકહ અને ખૈરાત (દાન) અલ્લાહ નજીક સ્વીકૃત અને સવાબનું કારણ બની જાય છે. પછી એવી બાબતોનો ઉલ્લેખ થયો છે જે મનુષ્યના સદકહ અને ખૈરાતની નેકીને બરબાદ કરી તેને ગુનાહોનો હકદાર બનાવે છે.

ત્યારબાદ બે ઉદાહરણો વર્ણન કરવામાં આવ્યા છે. એક એવા સદકહ અને ખૈરાતનું વર્ણન થયું કે, જે અલ્લાહ નજીક સ્વીકૃતિપ્રાપ્ત છે અને બીજા એવા સદકહ–ખૈરાતનું વર્ણન છે કે જે અલ્લાહ નજીક વ્યર્થ અને અસ્વીકૃત છે.

આ કુલ પાંચ વિષયો છે, જેનો આ રુકૂઅ્માં ઉલ્લેખ થયો.

અત્રે આ વિષયો પહેલાં એ જાણી લેવું જરૂરી છે કે, કુર્આને કરીમે અલ્લાહના માર્ગમાં માલ ખર્ચ કરવા માટે ક્યાંક આ શબ્દ اِنْفَاقْ (ખર્ચ કરવો) વર્ણન કર્યો છે, તો ક્યાંક શબ્દ اِطْعَامْ (ખવડાવવું) કહ્યો છે, તો કોઈ સ્થળે આ શબ્દ صَدَقَةْ (દાન) અને ક્યાંક اِيْتَاءُ الزَّكٰوةِ (ઝકાત આપવી) છે. કુર્આનના આ શબ્દો અને તેના વિવિધ સ્થળે થયેલા ઉપયોગ ઉપર નજર કરીશું તો જાણ થશે કે શબ્દ اِنْفَاقْ، اِطْعَامْ، صَدَقَةْ સામાન્ય છે, જે દરેક પ્રકારના સદકહ અને ખૈરાત તથા અલ્લાહની ખુશનૂદી પ્રાપ્ત કરવા માટે દરેક પ્રકારના ખર્ચના અર્થમાં છે. ભલે તે ફરજ હોય કે વાજિબ હોય ! નફલ હોય કે મુસ્તહબ ! અને એક ફરજ ખર્ચ એટલે કે, "ઝકાત" માટે કુર્આન શરીફમાં એક ઉત્તમ શબ્દ اِيْتَاءُ الزَّكٰوةِનો ઉપયોગ કરવામાં આવ્યો છે, જેમાં એ બાબત તરફ ઈશારો છે કે, આ ખાસ પ્રકારનો સદકહ મેળવવા અને ખર્ચ કરવામાં વિશિષ્ટ પ્રકારનો સામાજિક અને આર્થિક સિદ્ધાંત છુપાયેલો છે અને તેના માટે આગવી શરતો પણ છે.

આ રુકૂઅ્માં મોટા ભાગના શબ્દો اِنْفَاقْ થી આવ્યા છે અને અમુક ઠેકાણે તેને શબ્દ صَدَقَةْ વડે દર્શાવવામાં આવ્યો છે, જેનો અર્થ એ છે કે, અત્રે સામાન્ય સદકાઓ અને દાનનું વર્ણન છે અને જે હુકમો અહીંયાં વર્ણન કરવામાં આવ્યા, તે દરેક પ્રકારના સદકહ અને અલ્લાહ તઆલા માટે ખર્ચ કરવાના બધા જ સ્વરૂપો માટે છે.

## અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાનું એક ઉદાહરણ :

પ્રથમ આયતમાં કહેવામાં આવ્યું છે કે, જે લોકો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે એટલે કે હજ્જમાં, જિહાદમાં, ફકીરો અને મિસ્કીનો ઉપર તથા વિધવાઓ અથવા યતીમો ઉપર પોતાનો માલ ખર્ચ કરે અથવા પોતાના સગાં–વહાલાં અને દોસ્તો વગેરે ઉપર તેમની મદદ કરવાની નિય્યતથી ખર્ચ કરે, તેમનું ઉદાહરણ એવું છે કે, જેમકે કોઈ વ્યક્તિ ઘઉંનો એક દાણો ફળદ્રુપ જમીનમાં વાવે અને આ ઘઉંના દાણામાંથી એક છોડ નીકળે, આ છોડમાંથી ઘઉંની સાત ડૂંડીઓ નીકળે

અને દરેક ડૂંડીમાં ૧૦૦–૧૦૦ દાણા હોય, જેનું પરિણામ એ હશે કે, એક દાણાથી સાતસો દાણા પ્રાપ્ત થશે.

મતલબ એ થયો કે, અલ્લાહના રસ્તામાં ખર્ચ કરનારનો સારો બદલો અને સવાબ એકથી લઈને સાતસો સુધી પહોંચે છે. એક પૈસો ખર્ચ કરે તો સાતસો પૈસાનો સવાબ પ્રાપ્ત થઈ શકે છે.

સહીહ અને ભરોસાપાત્ર હદીષોમાં છે કે, એક નેકીનો સવાબ દશ ઘણો મળે છે અને સાતસો ઘણા સુધી પહોંચી શકે છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે, "જિહાદ અને હજ્જમાં ૧ દિરહમ ખર્ચ કરવાનો સવાબ સાતસો દિરહમ બરાબર છે." આ રિવાયત ઈબ્ને કષીરે મુસ્નદે અહમદના હવાલાથી વર્ણન કરી છે.

મતલબ આ આયતમાં જાણ કરવામાં આવી છે કે, એક રૂપિયો ખર્ચ કરવાનો સવાબ સાતસો રૂપિયા ખર્ચ કરવા બરાબર મળે છે.

**સદકહ કબૂલ થવાની યોગ્ય શરતો :**

પરંતુ કુર્આને કરીમે આ વિષયને ટૂંકમાં અને સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કરવા માટે ઘઉંના દાણાના દાખલા સ્વરૂપે ઉલ્લેખ કર્યો, જેનાથી એ બાબત તરફ ઈશારો છે કે, જે પ્રમાણે ખેડૂત એક ઘઉંના દાણામાંથી સાતસો દાણા એવા સમયે જ પ્રાપ્ત કરી શકે છે જ્યારે કે તે દાણો ઉત્તમ કક્ષાનો હોય, ખરાબ ન હોય અને દાણા વાવનાર ખેડૂત પણ ખેતી કરવાનો નિષ્ણાત હોય અને જે જમીનમાં દાણો નાંખવામાં આવે છે તે પણ ઉત્તમ અને ફળદ્રુપ જમીન હોય. કારણ કે આ બધી બાબતોમાંથી જો કોઈ એકમાં પણ ઊણપ રહી જશે તો આ દાણો બેકાર જશે. એક પણ દાણો નહિ મળે અને એક દાણાના બદલામાં સાતસો દાણા નહિ મળી શકે.

એ જ પ્રમાણે સામાન્ય નેક અમલો અને ખાસ કરીને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની સ્વીકૃતિ માટે તથા તેનો વધારે સવાબ મેળવવા માટે પણ આ ત્રણ શરતો છે કે, જે માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે તે પાક અને હલાલ હોય. કારણ કે, હદીષમાં છે કે, અલ્લાહ તઆલા પાક અને હલાલ માલ સિવાય કોઈ વસ્તુ સ્વીકારતો નથી.

બીજું એ કે, ખર્ચ કરનાર પણ નેક નિય્યત અને સજ્જન હોય. ખોટા ઈરાદે અથવા નામના કે પ્રતિષ્ઠા મેળવવા માટે ખર્ચ કરનાર વ્યક્તિ તે અજ્ઞાની

ખેડૂત જેવો છે, જે દાણો કોઈ એવી જગ્યાએ વાવી દે કે, બધા જ દાણા બેકાર અને વ્યર્થ થઈ જાય.

ત્રીજું એ કે, જેના ઉપર ખર્ચ કરે તે પણ સદકાનો હકદાર હોવો જોઈએ. કોઈ અયોગ્ય વ્યક્તિ ઉપર ખર્ચ કરી માલ બરબાદ ન કરે. આ ઉદાહરણથી અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની ઘણી બધી ફઝીલતોની જાણ થઈ ચૂકી અને સાથે–સાથે આ ત્રણ શરતો પણ સ્પષ્ટ થઈ ગઈ કે, અલ્લાહના રસ્તામાં હલાલ માલ ખર્ચ કરે, ખર્ચ કરવાની પદ્ધતિ પણ સુન્નત પ્રમાણે હોય અને હકદારોને શોધીને તેમના ઉપર ખર્ચ કરવામાં આવે, ફક્ત ખિસ્સામાંથી કાઢી ખર્ચ કરવાથી આ ફઝીલત પ્રાપ્ત થતી નથી.

બીજી આયતમાં સદકહ કરવાના સાચા સુન્નત તરીકાનો ઉલ્લેખ થયો છે. કહેવામાં આવ્યું છે કે, જે લોકો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે અને ખર્ચ કર્યા પછી અહેસાન નથી જતાવતા તથા જેમના ઉપર ખર્ચ કરે છે, તેમને કોઈ તકલીફ પહોંચાડતા નથી, તેમનો સવાબ તેમના પરવરદિગાર પાસે સુરક્ષિત છે, તેઓ કોઈ આવનાર ખતરામાં સપડાશે નહીં અને તેમને ભૂતકાળનો કોઈ રંજ–ગમ પણ નહીં રહે.

**સદકહની કબૂલિયત (સ્વીકૃતિ)ની મહત્ત્વની શરતો :**

આ આયતમાં સદકહ કબૂલ થવાની બે મહત્ત્વની શરતોનો ઉલ્લેખ થયો છે. એક સદકહ આપીને અહેસાન ન જતાવે અને બીજું જેને આપે તેમને તુચ્છ અને નીચા ન સમજે અને કોઈ એવો વર્તાવ ન કરે જેનાથી તેઓને પોતે તુચ્છ અને ઝલીલ હોવાનો અહેસાસ થાય, અથવા જેનાથી તેમને કોઈ તકલીફ પહોંચે.

ત્રીજી આયત قَوْلٌ مَّعْرُوْفٌ (યોગ્ય જવાબ આપવો)માં પણ સદકહ અને ખૈરાત અલ્લાહ નજીક સ્વીકાર્ય થવાની બે શરતોની વધારે સ્પષ્ટતા કરવામાં આવી છે, જેનું વર્ણન અગાઉની આયતમાં આવી ચૂક્યું છે. એક અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કર્યા પછી કોઈના પર અહેસાન ન જતાવે અને બીજું જેને આપ્યું છે તેની સાથે એવો વર્તાવ ન કરે કે, જેનાથી તે પોતે તુચ્છ હોવાનો અહેસાસ કરે અથવા જેનાથી તેને કોઈ તકલીફ પહોંચે.

સ્પષ્ટતા એ રીતે થઈ ગઈ કે, તંગી, આર્થિક ભીંસ અથવા લાચારીની પરિસ્થિતિમાં સવાલ કરનારના જવાબમાં વિનમ્રતાથી યોગ્ય ઉઝર (કારણ) રજૂ

કરે અને જો સવાલ કરનાર બદતમીઝ (અસભ્ય) હોય અને તમને ગુસ્સો અપાવે તો દરગુજર કરવું એવી ખૈરાત (દાન) આપવા કરતાં અનેક ઘણું બહેતર છે કે, તે દાન આપ્યા પછી જેને આપ્યું છે, તેને કોઈ તકલીફ પહોંચાડવામાં આવે અને અલ્લાહ તઆલા પોતે ગની (બેનિયાઝ–બેપરવા) અને અત્યંત સહનશીલ છે. તેને માલ–દૌલતની કોઈ જરૂરત નથી, જે કોઈપણ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે, તે પોતાના લાભ માટે કરે છે. એક બુદ્ધિશાળી વ્યક્તિએ ખર્ચ કરતી વખતે એટલો ખ્યાલ રાખવો જોઈએ કે હું કોઈના ઉપર અહેસાન કરતો નથી બલકે, હું પોતાના લાભ માટે જ ખર્ચ કરી રહ્યો છું, અગર જેના ઉપર ખર્ચ કરવામાં આવ્યો છે તેના તરફથી કોઈ નાશુક્રી થતી અનુભવે, તો પણ અલ્લાહ ખાતર ક્ષમા અને દરગુજરથી કામ લે.

ચોથી આયતમાં આ વિષયને બીજા વિષયો કરતાં વધારે તાકીદ સાથે એ રીતે વર્ણન કર્યો કે, પોતાના સદકાઓને જીભથી અહેસાન જતાવીને અથવા તકલીફ વગેરે પહોંચાડીને અથવા ખરાબ વર્તાવ દ્વારા બરબાદ ન કરો.

સ્પષ્ટ થઈ ગયું કે, જે સદકહ અને ખૈરાત કર્યા પછી અહેસાન જતાવવામાં આવે અથવા તો હકદારોને તકલીફ પહોંચાડવામાં આવે, તો તે સદકહ બેકાર અને અસ્વીકાર્ય છે. આવા સદકહનો કોઈ સવાબ નહિ મળે. આ આયતમાં સદકહ કબૂલ થવાની એક શરત એવી રીતે વર્ણન કરવામાં આવી છે કે, જે વ્યક્તિ દેખાડા માટે તથા નામના અને પ્રતિષ્ઠા મેળવવા માટે ખર્ચ કરે છે અને જો તે અલ્લાહ અને કયામત ઉપર ઈમાન નથી ધરાવતો, તો તેનું ઉદાહરણ એવું છે, જેમકે કોઈ ચોખ્ખા પથ્થર ઉપર થોડી માટી બાઝી જાય અને તેમાં કોઈ દાણો વાવે, પછી તેના ઉપર મૂશળધાર વરસાદ પડે અને તેનાથી તે પથ્થર બિલકુલ ચોખ્ખો થઈ જાય. આવા લોકોને પોતાની કમાણીમાંથી કંઈપણ લાભ નહિ થાય અને અલ્લાહ તઆલા કાફિર લોકોને સીધો રસ્તો નહિ બતાવે, આ ઉલ્લેખથી સદકહ અને ખૈરાતની સ્વીકૃતિ માટે એવી શરત છે કે, સદકહ–ખૈરાત માત્ર અલ્લાહને રાજી રાખવા માટે અને આખિરતમાં સવાબ મેળવવાની નિય્યતથી ખર્ચ કરવામાં આવે, તેમાં કોઈ નામના, પ્રતિષ્ઠા અથવા દેખાડાની નિય્યત ન હોય. નામના અને પ્રતિષ્ઠાની નિય્યતથી માલ ખર્ચ કરવો પોતાના માલને બરબાદ કરવા બરાબર છે અને આખિરત ઉપર ઈમાન રાખનારા મો'મિનો પણ

ફક્ત નામના અને પ્રતિષ્ઠા માટે કોઈ ખૈરાત કરે તો તેનો પણ એ જ હાલ છે, તેને તે ખૈરાતનો કોઈ સવાબ નહિ મળે. પછી આ સ્થળે لَا يُؤْمِنُ بِاللّٰهِ (અલ્લાહમાં ઈમાન ધરાવતા નથી)ના વધારાથી કદાચ એ તરફ ઈશારો થયો છે કે, "રિયાકારી", નામના અને પ્રતિષ્ઠા માટે કોઈ કાર્ય કરવાની મો'મિનો માટે કલ્પના પણ ન કરી શકાય. કારણ કે તેઓ અલ્લાહ અને આખિરત ઉપર ઈમાન રાખે છે અને રિયાકારી ઈમાનમાં ઊણપ (ખામી) હોવાની નિશાની છે.

આ આયતના અંતે કહેવામાં આવ્યું છે કે, "અલ્લાહ તઆલા કાફિર લોકોને રસ્તો નહિ બતાવે," એનો મતલબ એ છે કે, અલ્લાહ તઆલાની મોકલેલી હિદાયતો અને આયતો જે બધા વ્યક્તિઓ માટે સર્વસામાન્ય છે. અને કાફિરો આ માર્ગદર્શન તરફ દષ્ટિપાત પણ કરતા નથી બલ્કે, મજાક અને ઠઠ્ઠો–મશ્કરી કરે છે, પરિણામે અલ્લાહ તઆલા તેમને તૌફીકથી (સદ્કૃત્યો કરવાની પ્રેરણાથી) મહરૂમ (વંચિત) કરી દે છે, જેની અસર એવી હોય છે કે, તેઓ કોઈપણ પ્રકારના સીધા માર્ગના માર્ગદર્શનનો સ્વીકાર કરતા નથી.

પાંચમી આયતમાં સદકહ કબૂલ થવાના અને અલ્લાહના માર્ગમાં સ્વીકૃતિ પામેલ માલના એક ઉદાહરણનો ઉલ્લેખ થયો છે કે, જે લોકો પોતાનો માલ ફક્ત અને ફક્ત અલ્લાહને રાજી રાખવાની નિય્યતથી ખર્ચ કરે છે કે, જેથી પોતાની ઈચ્છાઓ અને ઈરાદાઓ પરિપક્વ અને મજબૂત બને, તેમનું ઉદાહરણ એવું છે જેમકે, કોઈ ઊંચી ટેકરી ઉપર કોઈ બાગ હોય અને તેના ઉપર મૂશળધાર વરસાદ પડે, પછી તે બગીચો બમણા ફળોનું ઉત્પાદન આપે. જો આવો મૂશળધાર વરસાદ ન પણ પડે, તો ભલે ઝરમર–ઝરમર હળવો વરસાદ પડે, તો તે પણ આ બગીચા માટે પૂરતો છે અને અલ્લાહ તઆલા તમારા કાર્યોને સારી પેઠે જુએ છે.

આ વર્ણનમાં ઈખ્લાસ પ્રસ્તુત શરતો સાથે અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાની ઘણી ફઝીલતો પ્રસ્તુત ઉદાહરણ દ્વારા સ્પષ્ટ કરવામાં આવી કે, નેક ઈરાદે ઈખ્લાસથી થોડો પણ માલ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે તો તે પૂરતો છે અને આખિરતમાં મોટા સવાબનું કારણ છે.

છઠ્ઠી આયતમાં સદકહ અને ખૈરાતની પ્રસ્તુત શરતોથી વિપરીત અને ઊલટો અમલ કરવાથી સદકહ બાતિલ અને વ્યર્થ થઈ જવાનું વર્ણન પણ એક ઉદાહરણ દ્વારા આ રીતે સ્પષ્ટ કરવામાં આવ્યું કે, "શું તમારામાંથી કોઈ એ

વાતને પસંદ કરે છે કે, એક ખજૂરો અને દ્રાક્ષનો બગીચો હોય અને તેની નીચેથી નહેરો વહેતી હોય અને તે વ્યક્તિના બગીચામાં દરેક પ્રકારની ફળફળાદિ હોય અને તે વ્યક્તિ ઉપર ઘડપણ છવાય જાય, તેના બાળ–બચ્ચાં પણ હોય, જેઓ કમજોર છે. આવી પરિસ્થિતિમાં આ બગીચા ઉપર એક વાવાઝોડું આવે, જેમાં આગ હોય, તેનાથી આ બાગ સળગી જાય. અલ્લાહ તઆલા આ જ પ્રમાણે તમારા માટે તથ્યોને સ્પષ્ટ કરે છે, જેથી તમે ચિંતન–મનન કરો.''

મતલબ એ છે કે, શરતો વિરૂદ્ધ સદકહ કરવાનું ઉદાહરણ એવું છે કે બાહ્ય દેખાવથી તો તે સદકહ કરીને આખિરત માટે ઘણો મોટો સવાબ કમાઈ રહ્યો છે, પરંતુ અલ્લાહ પાસે આ સદકહ (દાન) કંઈપણ કામ લાગશે નહિ.

અને આ ઉદાહરણમાં જે અમુક બાબતો વધારવામાં આવી છે, જેમકે તેના ઉપર ઘડપણ આવી જાય, તેને ઔલાદ પણ હોય, જેઓ નાના બાળકો છે અને કમજોર હોય. આ બાબતોનો મકસદ એ છે કે, યુવાનીની હાલતમાં કોઈનો બાગ અથવા ખેતી સળગી જાય તો આશા રાખી શકાય છે કે, તે આ બગીચો ફરી લગાવી શકશે અને જે વ્યક્તિને ઔલાદ ન હોય અને તેને ફરીવાર બાગ લગાવવાની આશા પણ ન હોય તો તેને પણ બાગ સળગી ગયા પછી રોઝી–રોટીની કોઈ ચિંતા નહિ રહે. એકલો માણસ ગમે તે રીતે તંગી બરદાસ્ત કરીને ગુજારો કરી શકે છે અને જો ઔલાદ પણ હોય, પરંતુ તે યુવાન, સશક્ત તથા નેક હોય તો આશા છે કે, તેઓ પિતાને મદદ કરશે અને તેના કામમાં સહકાર આપશે. આવી પરિસ્થિતિમાં પણ વ્યક્તિને બાગ સળગી જવા અથવા લૂંટાઈ જવાનો કોઈ ભારે આઘાત નહિ લાગે. કારણ કે, તેને ઔલાદની કોઈ ફિકર–ચિંતા હોતી નથી. બલકે, ઔલાદ પોતે તે વ્યક્તિનો ભાર ઉઠાવી શકે છે. મતલબ કે આ ત્રણે બાબતો વસ્તુ–સ્થિતિની ગંભીરતા વર્ણન કરવા માટે લાવવામાં આવી છે કે, એવો વ્યક્તિ જે પોતાનો માલ અને મહેનત ખર્ચ કરીને એક બગીચો લગાવે અને તે બાગ તૈયાર થઈને ફળો પણ આપવા લાગે અને એવી હાલતમાં તે ઘરડો અને અશક્ત થઈ જાય અને આ વ્યક્તિ બાળ–બચ્ચાંવાળો પણ હોય, બાળ–બચ્ચાં નાના–નાના અને અશક્ત હોય, જો આવી પરિસ્થિતિમાં તે બાગ સળગી જાય તો તેનો આઘાત અને રંજ–ગમ ખૂબ વધારે હશે અને તેનાથી એને બેહદ તકલીફ થશે.

એ જ પ્રમાણે જે વ્યક્તિએ રિયાકારીથી સદકહ અને ખૈરાત કરી તેણે જાણે તે બગીચો લગાવ્યો, ત્યારબાદ મૃત્યુ પછી તે વ્યક્તિની હાલત તે વૃદ્ધ જેથી થઈ ગઈ જેનામાં કમાવાની અથવા તે બગીચો ફરી લગાવવાની શક્તિ નથી. કારણ કે મૃત્યુ પછી વ્યક્તિ કોઈ અમલ જ નહિ કરી શકે, જેવી રીતે બાળ–બચ્ચાંવાળો ઘરડો માણસ આવકનો ખૂબ મોહતાઝ હોય છે અને વિચારે છે કે, જો પાછળની કમાણી સુરક્ષિત રાખી હોત તો ચોક્કસ વૃદ્ધાવસ્થામાં તે કમાણી કામ લાગી શકી હોત ! અને હવે જ્યારે પરિસ્થિતિ એવી થઈ ગઈ છે કે, આ બાગ સળગી ગયો, બધી મૂડી ખતમ થઈ ગઈ તો તેના દુઃખ–દર્દનો કોઈ પાર નથી. બસ, એ જ પ્રમાણે જે સદકહ અને ખૈરાત ફક્ત રિયાકારી, નામના અને શોહરત માટે કરવામાં આવ્યો છે તે આ જ પ્રમાણે તેના હાથમાંથી એવા સમયે જતો રહેશે જ્યારે તે તેના સવાબનો ખૂબ મોહતાઝ હશે, (કયામતના દિવસે તે તેને કંઈ જ કામ નહિ લાગે).

આ આખી આયતનો ખુલાસો એ થયો કે, સદકહ અને ખૈરાત અલ્લાહ નજીક સ્વીકાર્ય થવાની એક મોટી શરત ઈખ્લાસ છે. ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે ખર્ચ કરવામાં આવે. કોઈ નામના અને પ્રતિષ્ઠાની તેમાં કોઈ દખલગીરી ન હોય.

હવે, આ રુકૂઅ્‌ની બધી આયતો પર નજર નાંખીએ તો એમાં અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવતા સદકહ અને ખૈરાત કબૂલ થવાની છ શરતોની જાણ થાય છે.

(૧) અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવતો માલ હલાલ કમાણીથી આવેલો હોવો જોઈએ.

(૨) અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવતો માલ સુન્નત પ્રમાણે ખર્ચ થવો જોઈએ.

(૩) સાચા માર્ગે ખર્ચ થવો જોઈએ.

(૪) ખૈરાત આપનારે અહેસાન ન જતાવવું જોઈએ.

(૫) ખૈરાત આપનારે કોઈ એવો વર્તાવ ન કરવો જોઈએ, જેનાથી ખૈરાત લેનાર વ્યક્તિ પોતાને તુચ્છ અને ઝલીલ સમજવા લાગે.

(૬) જે કંઈપણ ખર્ચ કરવામાં આવે ઈખ્લાસની નિય્યત સાથે ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે ખર્ચ કરવામાં આવે. તેમાં નામના, શોહરત કે પ્રતિષ્ઠાની નિય્યત ન હોય.

બીજી શરત એટલે કે અલ્લાહના રસ્તામાં સુન્નત પ્રમાણે માલ ખર્ચ કરવામાં આવે તેનો અર્થ એ છે કે, અલ્લાહના રસ્તામાં ખર્ચ કરતી વખતે એ બાબતનું ધ્યાન રાખવામાં આવે કે કોઈ હકદારનો હક ન માર્યો જાય, પોતાના બાળ-બચ્ચાં માટે જરૂરી ખર્ચ તેમની પરવાનગી વિના કાપકૂપ કરીને કે, આવો ખર્ચ સદંતર બંધ કરીને ખૈરાત આપવી કોઈ સવાબનું કામ નથી. જરૂરતમંદ વારસદારોને વંચિત કરીને બધો જ માલ સદકહ-ખૈરાત અથવા વક્ફ કરી દેવો સુન્નત વિરૂદ્ધ છે. પછી અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાના હજારો સ્વરૂપ છે.

સુન્નત તરીકો એ છે કે, જેને માલ આપવાનો ઈરાદો કરે તેની જરૂરિયાત અને તેની આર્થિક પરિસ્થિતિને ધ્યાનમાં રાખીને માલ આપવામાં આવે. મોટે ભાગે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરનાર આ બાબતનું ધ્યાન રાખતા નથી.

ત્રીજી શરતનો હેતુ એ છે કે, સવાબ મળવા માટે ફક્ત એટલી વાત પૂરતી નથી કે, પોતાની બુદ્ધિ પ્રમાણે ગમે તેને આપવાને નેક કામ સમજે. ભલે, આવો માલ ખર્ચ કરવામાં નેક નિય્યત કેમ ન હોય ! બલકે એ પણ જરૂરી છે શરીઅત પ્રમાણે માલ ખર્ચ કરવો જોઈએ. કોઈ વ્યક્તિ નાજાઈઝ ખેલ-તમાશા માટે અથવા અન્ય નાજાઈઝ કાર્યો માટે પોતાનો માલ વક્ફ કરે છે તો તે સવાબના બદલે અઝાબનો હકદાર થશે અને આ હુકમ શરીઅતના તે બધા જ કામો માટે લાગુ પડે છે, જે શરીઅત પ્રમાણે જાઈઝ નથી. (એટલા માટે અલ્લાહના રસ્તામાં પોતાનો માલ ખર્ચ કરતી વખતે પોતાનો માલ ક્યાં ખર્ચ થઈ રહ્યો છે તેનું ખાસ ધ્યાન રાખવામાં આવે.)

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૬૭ થી ૨૭૪)

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْفِقُوْا مِنْ طَيِّبٰتِ مَا كَسَبْتُمْ وَمِمَّآ اَخْرَجْنَا لَكُمْ مِّنَ
الْاَرْضِ ۠ وَلَا تَيَمَّمُوا الْخَبِيْثَ مِنْهُ تُنْفِقُوْنَ وَلَسْتُمْ بِاٰخِذِيْهِ اِلَّآ اَنْ تُغْمِضُوْا
فِيْهِ ۭ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ غَنِىٌّ حَمِيْدٌ ﴿٢٦٧﴾ اَلشَّيْطٰنُ يَعِدُكُمُ الْفَقْرَ وَيَاْمُرُكُمْ

بِالْفَحْشَآءِ ۚ وَاللّٰهُ يَعِدُكُمْ مَّغْفِرَةً مِّنْهُ وَفَضْلًا ۗ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿٢٦٨﴾ يُّؤْتِي
الْحِكْمَةَ مَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّؤْتَ الْحِكْمَةَ فَقَدْ اُوْتِيَ خَيْرًا كَثِيْرًا ۗ وَمَا يَذَّكَّرُ اِلَّآ
اُولُوا الْاَلْبَابِ ﴿٢٦٩﴾ وَمَآ اَنْفَقْتُمْ مِّنْ نَّفَقَةٍ اَوْ نَذَرْتُمْ مِّنْ نَّذْرٍ فَاِنَّ اللّٰهَ
يَعْلَمُهٗ ۗ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿٢٧٠﴾ اِنْ تُبْدُوا الصَّدَقٰتِ فَنِعِمَّا هِيَ ۚ وَاِنْ
تُخْفُوْهَا وَتُؤْتُوْهَا الْفُقَرَآءَ فَهُوَ خَيْرٌ لَّكُمْ ۗ وَيُكَفِّرُ عَنْكُمْ مِّنْ سَيِّاٰتِكُمْ ۗ وَاللّٰهُ بِمَا
تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿٢٧١﴾ لَيْسَ عَلَيْكَ هُدٰىهُمْ وَلٰكِنَّ اللّٰهَ يَهْدِيْ مَنْ يَّشَآءُ ۗ وَمَا تُنْفِقُوْا
مِنْ خَيْرٍ فَلِاَنْفُسِكُمْ ۗ وَمَا تُنْفِقُوْنَ اِلَّا ابْتِغَآءَ وَجْهِ اللّٰهِ ۗ وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ
يُّوَفَّ اِلَيْكُمْ وَاَنْتُمْ لَا تُظْلَمُوْنَ ﴿٢٧٢﴾ لِلْفُقَرَآءِ الَّذِيْنَ اُحْصِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ لَا
يَسْتَطِيْعُوْنَ ضَرْبًا فِي الْاَرْضِ ۫ يَحْسَبُهُمُ الْجَاهِلُ اَغْنِيَآءَ مِنَ التَّعَفُّفِ ۚ تَعْرِفُهُمْ
بِسِيْمٰهُمْ ۚ لَا يَسْـَٔلُوْنَ النَّاسَ اِلْحَافًا ۗ وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿٢٧٣﴾
اَلَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ بِالَّيْلِ وَالنَّهَارِ سِرًّا وَّعَلَانِيَةً فَلَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا
خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٢٧٤﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમારી કમાણીમાંથી અને તમારા માટે જમીનમાંથી જે કંઈ અમે કાઢયું છે (તેમાંથી) અલ્લાહના રસ્તામાં પવિત્ર (સ્વચ્છ) વસ્તુઓ ખર્ચ કરો; અને તેમાંથી ખરાબ વસ્તુઓ ખર્ચ કરવાનો ઈરાદો (પણ) ન કરો; જ્યારે કે તમે પોતે પણ તેનો સ્વીકાર નહિ કરો, પરંતુ એ કે તમે જતું (આંખ આડા કાન) કરી લો; અને જાણી લો કે અલ્લાહ બેનિયાઝ (ગની અને) ખૂબ ખૂબીઓ ધરાવનાર છે. (૨૬૭) શયતાન તમને તંગીથી બિવડાવે (વાયદો*

*કરે) છે અને તમને બેહયાઈનો હુકમ આપે છે; અને અલ્લાહ તમને પોતાની બખ્શીશનો તથા ફઝ્લ (વધારે આપવા)નો વાયદો કરે છે અને અલ્લાહ બહું ઉદાર (અને) સઘળું જાણનાર છે. (૨૬૮) તે (અલ્લાહ) જેને ઈચ્છે છે તેને હિકમત (સમજદારી–સદ્‌બુદ્ધિ) અર્પણ કરે છે અને જેને હિકમત મળી (જાણી લો કે) તેને ઘણી ખૂબીઓ મળી, અને બુદ્ધિશાળીઓ સિવાય કોઈ બોધ (શિખામણ) સ્વીકારતા નથી. (૨૬૯) અને જે કંઈ તમે ખર્ચ કરશો કોઈ ખયરાત અથવા કોઈ નઝર (મન્નત) માનશો તો બેશક ! અલ્લાહ તે સઘળું જાણે છે; અને જાલિમોનો કોઈ મદદગાર નથી. (૨૭૦) જો તમે ખયરાત (દાન) જાહેર કરીને આપો તો તે સારી વાત છે અને જો તેને ગુપ્ત રાખો અને ગરીબો (તંગદસ્તો)ને પહોંચાડો તો તે તમારા માટે (વધારે) ઉત્તમ છે; અને તે (અલ્લાહ) તમારા અમુક ગુનાહ દૂર કરશે અને તમે જે કંઈ પણ કરો છો તે બધાની અલ્લાહને સારી પેઠે ખબર છે. (૨૭૧) (હે રસૂલ ﷺ !) તેમની હિદાયત તમારી જવાબદારી નથી, અને પરંતુ અલ્લાહ જેને ઈચ્છે હિદાયત આપે છે; અને તમે જે કંઈ માલ ખર્ચ કરશો તે પોતાના જ માટે છે; અને ખર્ચ ન કરો પરંતુ માત્ર અલ્લાહને રાજી રાખવા માટે જ (ખર્ચ કરો); અને તમે જે માલ ખર્ચ કરશો તમને પૂરેપૂરો મળશે અને તમારા ઉપર અતિરેક (જુલમ) કરવામાં નહિ આવે (તમારો હક દબાવવામાં નહિ આવે). (૨૭૨) ખયરાત (દાન) એવા તંગદસ્તો માટે છે જેઓ અલ્લાહના રસ્તામાં રોકાયેલા છે (અને) પ્રદેશમાં ચાલવા–ફરવાની (પણ) શક્તિ નથી ધરાવતા, નાવાકેફ લોકો તેમની સવાલ ન કરવાની વૃત્તિના કારણે (તેમને) માલદાર સમજી બેસે છે, તમે તેમને તેમના ચહેરાથી ઓળખી શકો છો, તેઓ લોકોને વીંટળાઈને (ભિખારીઓ જેમ વળગીને) માંગતા નથી, અને તમે જે પણ સારો માલ ખર્ચ કરશો તો બેશક ! અલ્લાહ તેને સારી પેઠે જાણે છે. (૨૭૩) જે લોકો પોતાનો માલ (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરે છે દિવસે અને રાત્રે, ગુપ્ત રીતે અને જાહેરમાં; બસ, તેમના માટે તેમનો બદલો (સવાબ) તેમના પરવરદિગાર પાસે છે; અને ન તેમને કોઈ ભય હશે અને ન જ તેઓ ગમગીન (દિલગીર) થશે. (૨૭૪)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (નેક કામમાં) તમારી કમાણીમાંથી અને તેમાંથી પણ જે તમારા (જરૂરિયાત પૂરી કરવા) માટે અલ્લાહે જમીનમાંથી પૈદા કરી છે તેમાંથી સારી વસ્તુઓ ખર્ચ કરો અને રદ્દી (ખરાબ) વસ્તુઓની નિય્યત ન કરો કે તેમાંથી કંઈક ખર્ચ કરો. જ્યારે કે, (આવી જ વસ્તુ જો કોઈ તમને તમારો વાજિબ હક પૂરો કરવા આપે તો) તમે પોતે પણ તેને ક્યારેય સ્વીકારવાના નથી હા ! પરંતુ એ કે આંખ આડા કાન કરી લો (તો બીજી વાત છે) અને એ વિશ્વાસ રાખો કે, અલ્લાહ તઆલા કોઈનો મોહતાજ નથી (કે આવી ચીજવસ્તુઓથી ખુશ થઈ જાય.) તે સઘળા વખાણને પાત્ર છે (એટલે કે તે પોતાની ઝાત અને સિફતોમાં સંપૂર્ણ છે તો પછી તેના દરબારમાં શ્રેષ્ઠ અને ઉત્તમ વસ્તુઓ તથા વખાણવા લાયક વસ્તુઓ જ રજૂ કરવી જોઈએ.) શયતાન તમને તંગદસ્તી (ગરીબી)થી ડરાવે છે (કે જો સારો માલ ખર્ચ કરશો તો પરવશ થઈ જશો) અને તમને બેશરમીની વાતો (એટલે કે બખીલાઈ કંજૂસાઈ વગેરે)નો સલાહ–મશ્વરો આપે છે અને અલ્લાહ તઆલા તમને વાયદો કરે છે (કે સારી વસ્તુઓ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો તો હું) પોતાના તરફથી ગુનાહો મા'ફ કરી આપીશ અને વધારે આપીશ, (એટલે કે નેક અને સારી જગ્યાએ ખર્ચ કરવું આજ્ઞાપાલન છે અને આજ્ઞાપાલનથી ગુનાહોનો કફ્ફારો થઈ જાય છે, એટલા માટે ગુનાહો મા'ફ થઈ જાય છે અને અલ્લાહ તઆલા પોતે દરેકને દુનિયામાં પણ અને આખિરતમાં પણ અલ્લાહના માર્ગમાં ખર્ચના બદલે વધારે અર્પણ કરે છે.) અને અલ્લાહ તઆલા ઉદાર છે (તે સઘળું જુએ છે અને), ખૂબ જાણનાર છે (નિય્યતો પ્રમાણે બદલો આપે છે અને આ બધા વિષયો ખૂબ જ સ્પષ્ટ છે, પરંતુ એને એ જ સમજી શકે છે, જેનામાં દીનની સમજ છે અને અલ્લાહ તઆલા) દીનની સમજ જેને ઇચ્છે છે તેને અર્પણ કરે છે અને (સચ્ચાઈ તો એ છે કે) જેને દીનની સમજ મળી જાય તેને ભલાઈની ઘણી મોટી વસ્તુ મળી ગઈ. (કારણ કે દુનિયાની કોઈ નેઅ્મત તેની સમકક્ષ નફાકારક નથી.) અને શિખામણ તે જ લોકો સ્વીકારે છે જેઓ બુદ્ધિશાળી છે (એટલે કે સાચી બુદ્ધિ ધરાવે છે) અને તમે લોકો જે પણ ખર્ચ કરો છો અથવા કોઈ પ્રકારની મન્નત માનો છો, બસ અલ્લાહ તઆલાને સૌની ચોક્કસ ખબર છે અને (વ્યર્થ કામ કરનારા) જાલિમોનો (કયામતના દિવસે) કોઈ

સાથી (અને મદદગાર) નહિ હોય. જો તમે સદકહ જાહેર રીતે આપો તો પણ સારી બાબત છે અને જો તેને ગુપ્ત રીતે (છુપાવીને) ગરીબો (નાદારો)ને આપો તો તે તમારા માટે વધારે બહેતર છે અને અલ્લાહ તઆલા (આ બરકત વડે) તમારા અમુક ગુનાહો પણ દૂર કરશે અને અલ્લાહ તઆલા તમારા કરેલા કાર્યોની ઘણી સારી રીતે ખબર રાખે છે. (એટલા માટે ઘણા સહાબા રદિ. કાફિરોને મસ્લિહતના કારણે ખૈરાત ન આપતા હતા કે કદાચ આ જ યુક્તિ વડે તે લોકો મુસલમાન થઈ જાય અને રસૂલ ﷺએ પણ એવું જ કરવાની સલાહ આપી હતી. એટલા માટે આ આયતમાં બંને પ્રકારનું સંબોધન કરી ફરમાવ્યું છે કે, હે મુહમ્મદ ﷺ !) તેઓને (કાફિરોને) હિદાયત ઉપર લઈ આવવું તમારી જવાબદારી (ફરજ અથવા વાજિબ) નથી (કે જેથી તમે આટલી બધી ચિંતા કરો છો) અને પરંતુ (એ તો) અલ્લાહ તઆલા(નું જ કામ છે,) જેને ચાહે છે હિદાયત પર લઈ આવે છે (તમારું કામ તો ફક્ત હિદાયતનું આમંત્રણ પહોંચાડી આપવાનું છે, ભલે કોઈ હિદાયત ઉપર આવે અથવા ન આવે! અને હિદાયત પહોંચાડી દેવી આ પ્રતિબંધ ઉપર અવલંબિત નથી) અને (હે મુસલમાનો !) જે કંઈ તમે ખર્ચ કરો છો, પોતાના ફાયદા માટે કરો છો અને (આ ફાયદાનું વર્ણન એ છે કે) તમે અન્ય કોઈ હેતુથી ખર્ચ નથી કરતા, ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે (સવાબ મેળવવા માટે અને મોહતાજોની જરૂરત પૂરી કરવાથી પ્રાપ્ત થતી રહેમતો માટે ખર્ચ કરો છો તો પછી કાફિર અને મુસલમાન ફકીરોમાં તફાવત કેમ કરો છો ?) અને (વળી) જે કંઈ માલ ખર્ચ કરી રહ્યા છો તે બધાનો બદલો (અને સવાબ) પૂરેપૂરો તમને (આખિરતમાં) મળી જશે અને તમારા માટે તેમાં જરા પણ ઓછું કરવામાં નહિ આવે. (બસ, તમે પોતાના વળતરથી મતલબ રાખો અને પોતાના અલ્લાહના રસ્તામાં ખર્ચ કરેલ માલનું વળતર પૂરેપૂરું મળવાનું છે તો પછી તમે એવી બહસમાં શા માટે પડો છો કે અમારો સદકહ ફક્ત મુસલમાનને જ મળવો જોઈએ, કાફિરને ન મળવો જોઈએ? અને સદકહ તો) વાસ્તવમાં તે જરૂરિયાતમંદોનો હક છે જેઓ અલ્લાહના રસ્તામાં (એટલે કે દીની સેવાઓમાં લાગેલા છે અને આ સેવાઓમાં મશગૂલ રહેવાના કારણે રોજી–રોટી મેળવવા માટે) આ લોકો ક્યાંય પ્રદેશમાં ચાલી–ફરી શકતા નથી (અને) નાવાકેફ લોકો તેમને પોતાની સવાલ ન કરવા(ની આદત)ના કારણે માલદાર સમજે છે

(અલબત્ત,) તમે તે લોકોને તેમની રહેણી–કહેણીથી ઓળખી શકો છો (કારણ કે ભૂખ અને ગરીબીના કારણે તેમના ચહેરાઓ ઉપર તેની અસર ચોક્કસ આવી જાય છે) અને તેઓ લોકો પાસે (ભિખારીઓની જેમ) વળગી–વળગીને માંગતા નથી (જેથી તેમને કોઈ જરૂરિયાતમંદ પણ નથી સમજતું, એટલે કે તેઓ માંગતા જ નથી કારણ કે જેઓ ભિખારીઓ છે તેઓ જ વીંટળાઈ–વીંટળાઈને માંગે છે) અને (તે લોકોની સેવા કરવામાં) જે માલ ખર્ચ કરશો બેશક અલ્લાહ તઆલાને તેની ખૂબ જાણ છે (અને લોકો ઉપર માલ ખર્ચ કરવાની તેમની સેવાનો મોટો લાભ અને સવાબ તેમને આપવામાં આવશે.) જે લોકો પોતાનો માલ રાત્રે અને દિવસે (કોઈ સમય નક્કી કર્યા વિના) ગુપ્ત રીતે અને જાહેરમાં (એટલે કે સ્થળની પસંદગી કર્યા વિના) ખર્ચ કરે છે તો તે લોકોને તેમનો સવાબ (કયામતના દિવસે) તેમના પરવરદિગાર પાસે (જઈને) મળશે અને ન તો (તે દિવસે) તેમના ઉપર કોઈ ભય હશે અને ન જ તેઓ દિલગીર થશે.

## મસ્અલા અને બોધપાઠ :

આ અગાઉના રુકૂઅ્માં અલ્લાહના રસ્તામાં માલ ખર્ચ કરવાનું વર્ણન હતું. હવે, એ સંદર્ભે અમુક હુકમો વધુ સ્પષ્ટતતાથી વર્ણન કરવામાં આવ્યા છે. આ રુકુઅ્માં સાત આયતો છે, જેની વિગત નીચે પ્રમાણે છે.

يَـٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَنْفِقُوْا (الٰی قوله)، غَنِیٌّ حَمِيْدٌ , "હે ઈમાનવાળાઓ ! ખર્ચ કરો...." શા'ને નુઝૂલથી "તય્યિબ" طَيِّــبٌ અને ઉત્તમ માલની વ્યાખ્યા કરવામાં આવી છે. કારણ કે, અમુક લોકો ખરાબ ચીજ–વસ્તુઓ લઈ આવતા હતા, એટલા માટે આ આયત નાઝિલ થઈ હતી અને અમુકે "તય્યિબ" طَيِّــبٌ શબ્દની તફસીર હલાલ માલથી કરી છે. કારણ કે, સંપૂર્ણ ઉત્તમ વસ્તુ ત્યારે જ કહેવાય છે જ્યારે કે તે હલાલ પણ હોય. બસ, આ બીના પર આયતમાં તેની પણ તાકીદ કરવામાં આવી. ઉપરોક્ત પ્રમાણેની તફસીરમાં પ્રથમ પ્રકારની દલીલો કરવામાં આવી છે અને બીજા પ્રકારની દલીલો હલાલની તાકીદને સાબિત કરે છે અને યાદ રાખો કે, જે વ્યક્તિ પાસે શ્રેષ્ઠ વસ્તુ ઉપલબ્ધ હોય અને છતાં તે ખરાબ અને બેકાર વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે, જેમકે શબ્દ مَـــا كَسَبْتُــمْ "જે તમે કમાયા" અને اَخْرَجْنَا "જે અમે કાઢયું" દ્વારા અને لَاتَيَـمَّمُوا الْخَبِيْثَ مِنْهُ تُنْفِقُوْنَ ખરાબ અને ક્ષતિગ્રસ્ત વસ્તુ ખર્ચ ન કરવાની દલીલ થઈ રહી છે, હા ! જેની પાસે

સારી વસ્તુઓ ઉપલબ્ધ જ ન હોય તો તે આ પ્રતિબંધમાં શામિલ નથી. તેની ખરાબ વસ્તુ પણ સ્વીકાર્ય છે.

શબ્દ مَا كَسَبْتُمْ "જે તમે કમાયા"થી અમુક ઉલમાએ મસ્અલો વર્ણન કર્યો છે કે, પિતા માટે પોતાના પુત્રની કમાણીમાંથી ખાવું જાઈઝ છે.

اَوْ لَادُكُمْ مِنْ طَيِّبِ اَكْسَابِكُمْ فَكُلُوْا مِنْ اَمْوَالِ اَوْلَادِ كُمْ هَنِيْئًا، (قُرْطَبِىْ)

*"તમારી ઔલાદ તમારી કમાઈનો એક પવિત્ર ભાગ છે, બસ તમે પોતાની ઔલાદની કમાઈમાંથી મજેથી ખાઓ." (કુર્તુબી)*

**"ઉશ્ર" અને "આરાઝી"ના હુકમો :**

مِمَّا اَخْرَجْنَا لَكُمْ مِنَ الْاَرْضِ "જે અમે જમીનમાંથી તમારા માટે કાઢયું"માં શબ્દ اَخْرَجْنَا (અખ્રજના) "જે અમે કાઢયું"થી એ બાબત તરફ ઈશારો છે કે "ઉશ્રી" જમીનમાં "ઉશ્ર" વાજિબ છે. આ આયત વડે ઈમામ અબૂ હનીફા (રહ.)એ દલીલ કરી છે કે, "ઉશ્રી" જમીનની પ્રત્યેક ઓછી અથવા વધતી ઉપજ પર "ઉશ્ર" વાજિબ છે. સૂરએ અન્આમની આયત وَاٰتُوْا حَقَّهٗ يَوْمَ حَصَادِهٖ "અને તેથી પાક લણતી સમયે તેનો હક આપો." (સૂ. ૬ : આ. ૧૪૧) "ઉશ્ર" વાજિબ હોવાની સ્પષ્ટ અને ખુલ્લી દલીલ છે. "ઉશ્ર" અને "ખિરાજ" ઈસ્લામી શરીઅતમાં બે પારિભાષિક શબ્દો છે. આ બંનેમાં એક બાબત સમાન છે કે, ઈસ્લામી રાજ્યસત્તા તરફથી જમીનો ઉપર લગાવવામાં આવતા ટેક્ષનું સ્વરૂપ આ બંનેમાં છે. ફરક ફક્ત એટલો છે કે "ઉશ્ર" ફક્ત ટેક્ષ નથી બલકે તેમાં ટેક્ષ કરતાં ઝકાત જેવું આર્થિક ઈબાદતનું પાસું સમાયેલું છે. એટલા માટે તેને જમીનની ઝકાત પણ કહેવામાં આવે છે અને ખિરાજ ફક્ત ટેક્ષ છે, જેમાં ઈબાદતનું કોઈ સ્વરૂપ નથી. જે મુસલમાનોને "ઉશ્ર"ની ઈબાદતની પાબંદી કરવાની હોય છે તેમની પાસેથી જે જમીનની ઉપજનો નક્કી ભાગ લેવાનો હોય છે, તેને "ઉશ્ર" કહેવામાં આવે છે. ગૈરમુસ્લિમો માટે ઈબાદતનો કોઈ અર્થ નથી, માટે તેમની જમીનો ઉપર જે કંઈપણ ટેક્ષ લગાવવામાં આવે તેને ટેક્ષ કહેવામાં આવે છે અને તેનું નામ "ખિરાજ" છે. ઝકાત અને "ઉશ્ર"માં એક ફરક એ પણ છે કે, સોના–ચાંદી અને માલની ઝકાત એક વર્ષ પૂરું થયા પછી ફરજ થાય છે અને "ઉશ્ર" જમીનમાંથી ઉત્પાદન લેતાંની સાથે જ વાજિબ થઈ જાય છે.

બીજો તફાવત એ પણ છે કે, જો જમીનમાંથી કોઈ ઉપજ ન થાય તો "ઉશ્ર" મુલતવી થઈ જાય છે, પરંતુ વેપારના માલ અને સોના–ચાંદી ઉપર જો કોઈ નફો ન થયો હોય તે છતાં એક વર્ષ પૂરું થવાથી તેના ઉપર ઝકાત ફરજ થઈ જશે. "ઉશ્ર" અને "ખિરાજ"ના મસ્અલાની વિગતોમાં અત્રે જવાનો મૌકો નથી. ફિક્હની કિતાબોમાં વિસ્તારપૂર્વક આ મસ્અલાઓનું વર્ણન થયેલ છે અને મુજ નાચીઝે મારી કિતાબ "નિઝામુલ આરાઝી"માં વિગતપૂર્વક બધા મસ્અલાઓ લખી દીધા છે, તેમાં પાકિસ્તાન અને હિન્દુસ્તાનની જમીનો વિશે ખાસ હુકમો પણ લખવામાં આવ્યા છે.

اَلشَّيۡطٰنُ يَعِدُكُمُ الۡفَقۡرَ "શયતાન તમને તંગીથી બિવડાવે છે" અને وَمَا يَذَّكَّرُ اِلَّآ اُولُوا الۡاَلۡبَابِ "અને બુદ્ધિશાળીઓ સિવાય કોઈ બોધ ગ્રહણ કરતા નથી." જ્યારે કોઈના દિલમાં એવો વિચાર આવે કે, જો ખૈરાત કરીશ તો ગરીબ બની જઈશ અને અલ્લાહ તઆલાની તાકીદ સાંભળીને પણ તેની હિંમત ન થાય અને તેનું દિલ એવું ઈચ્છે કે, પોતાનો માલ ખર્ચ ન કરે અને અલ્લાહ તઆલાના વાયદાથી મોઢું ફેરવી શયતાનના વાયદાઓ તરફ વલણ અપનાવે અને તેને એ બાબત ઉપર પાકો ભરોસો હોય તો વિશ્વાસ રાખો કે, આ બાબત સંપૂર્ણપણે શયતાન તરફથી છે. એવું ન કહે કે, શયતાનની તો અમે ક્યારેય શકલ પણ જોઈ નથી, તે અમને શું હુકમ કરવાનો હતો ? અને જો એવો વિચાર આવે કે, સદકહ અને ખૈરાતથી ગુનાહોની બક્ષિશ થઈ જશે અને માલની પ્રગતિ અને બરકત પણ થશે તો જાણી લો કે, આ વિચાર અલ્લાહ તરફથી આવ્યો છે અને તે વ્યક્તિ અલ્લાહનો શુક્ર અદા કરે. અલ્લાહના ખજાનામાં કોઈ કમી નથી, તે દરેકની જાહેર અને ગુપ્ત નિય્યતો અને કર્મોને ખૂબ સારી રીતે જાણે છે.

## "હિકમત"નો અર્થ અને તેની તફસીર :

يُؤۡتِى الۡحِكۡمَةَ مَنۡ يَّشَآءُ "તે હિકમત (વિવેકબુદ્ધિ) અર્પણ કરે છે." "હિકમત" શબ્દ કુર્આન શરીફમાં વારંવાર આવે છે અને દરેક સ્થળે તેની તફસીરમાં વિવિધ અર્થો વર્ણવવામાં આવ્યા છે. તફસીરે બહરે મુહીતમાં આ સ્થળે બધા જ મુફસ્સિરોના અભિપ્રાયોને એકત્ર કરવામાં આવ્યા છે, તે લગભગ ૩૦ જેટલા છે, પરંતુ છેવટે કહેવામાં આવ્યું કે, વાસ્તવમાં આ બધા જ અભિપ્રાયો યોગ્ય અને સાચા છે, તેમાં પરસ્પર કોઈ વિરોધાભાસ નથી. ફક્ત અર્થનો તફાવત

હોય શકે છે, કારણ કે, "હિકમત" શબ્દ اِحْـــكَـــامُ "ઈહકામ" (પ્રથમ અક્ષર "હમઝહ" એ "કસરહ" સાથે) છે, જેનો અર્થ છે કોઈ અમલ અથવા આચરણને તેની સંપૂર્ણ સિફતો (ગુણ–લક્ષણો–ખાસિયતો) સહિત પૂર્ણ કરવું.

એ જ પ્રમાણે બહરે મુહીતમાં આયત وَاٰتٰــهُ اللّٰهُ الْمُلْكَ وَالْحِكْمَةَ "અને અલ્લાહે તેમને રાજ્ય અને હિકમત આપી" જે હઝરત દાવૂદ (અલૈ.) વિશે છે, તેની તફસીરમાં ફરમાવ્યું,

والْحِكْمَةُ وَضْعُ الْاُمُوْرِ فِىْ مَحَلِّهَا عَلَى الصَّوَابِ وَكَمَالُ ذٰلِكَ اِنَّمَا يَحْصُلُ بِالنُّبُوَّةِ،

*"<u>હિકમત</u>નો અસલી અર્થ દરેક વસ્તુને તેની યોગ્ય મર્યાદામાં રાખવી; અને તેના ગુણો ફક્ત નુબુવ્વતથી પૂર્ણ થઈ શકે છે. એટલા માટે અહીંયાં હિકમતની તફસીર નુબુવ્વત કરવામાં આવી છે."*

ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ "મુફરદાતુલ કુર્આન"માં ફરમાવ્યું છે કે, હિકમત શબ્દ જ્યારે અલ્લાહ તઆલા માટે ઉપયોગ કરવામાં આવે, તો તેનો અર્થ પ્રત્યેક પદાર્થના સંપૂર્ણ રહસ્યો અને તેના અસ્તિત્વના પ્રત્યેક સ્વરૂપો હોય છે અને જ્યારે અલ્લાહ સિવાય અન્ય તરફ તેનો સંબંધ જોડવામાં આવે, તો ઉપસ્થિત વસ્તુની સાચી હકીકત જાણી તે પ્રમાણે અમલ કરવાના અર્થમાં હોય છે.

ઉપરોક્ત પ્રમાણે હિકમતના અર્થના ખુલાસાઓ એકસમાન જ છે, ફક્ત શબ્દોનો ફેરફાર છે. કોઈ સ્થળે તેનો અર્થ કુર્આન છે, તો કોઈ સ્થળે હદીષ, કોઈ જગ્યાએ સાચું જ્ઞાન, તો કોઈ જગ્યાએ નેક કાર્ય, ક્યારેક સાચા નિવેદનો, ક્યારેક અકલે સલીમ (કોઠાસૂઝ–વિવેકબુદ્ધિ), ક્યારેક દીનના કાયદા કાનૂન, ક્યારેક સાચો અભિપ્રાય, તો ક્યારેક અલ્લાહનો ડર અને સમજશક્તિ અને એક છેલ્લો અર્થ એ છે કે જેનો હદીષમાં પણ ઉલ્લેખ થયો છે. رَأْسُ الْــحِــكْـمَةِ خَشْيَةُ الـلّٰــهِ "અસલ હિકમત અલ્લાહ તઆલાથી ડરવું છે." આ આયત يُــعَلِّــمُهُــمُ الْكِتٰبَ وَالْــحِــكْمَةَ "તેમને કિતાબ (કુર્આન) અને હિકમત શિખવાડે છે." (સૂ.: ૩, આ.: ૧૬૪)માં હિકમતની તફસીર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી "હદીષ અને સુન્નત" હોવાનું નકલ થયું છે અને અમુક લોકોએ એવું કહ્યું છે કે, يُـــــــؤْتَ الْحِكْمَةَ આયતમાં આ બધી જ બાબતો તરફ ઈશારો છે.

*(બહરે મુહીત, પેજ : ૩૨૦, જિલ્દ : ૨)*

દેખીતું છે કે, આ જ સાચું નિવેદન છે તથા કુર્આન શરીફના ફરમાન

وَمَـنۡ یُّؤۡتَ الۡحِکۡمَةَ فَقَدۡ اُوۡتِیَ خَیۡرًا کَثِیۡرًاથી પણ તે તરફ જ ઈશારો થાય છે, તેનો ભાવાર્થ એ છે કે, જે વ્યક્તિને હિકમત આપવામાં આવી, તેને ઘણી બધી ભલાઈઓ આપવામાં આવી. (ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.)

وَمَا اَنۡفَقۡتُمۡ مِنۡ نَفَقَةٍ (الٰی قوله)، وَمَـا لِلظّٰلِمِیۡنَ مِنۡ اَنۡصَارٍ "અને તમે જે કંઈ ખર્ચ કરો છો.... , (થી)......અને જાલિમોનો કોઈ સહાયક નથી." માં કોઈપણ પ્રકારના ખર્ચ કરવામાં બધા જ ખર્ચ આવી ગયા, જેમાં ઉપરોક્ત પ્રમાણેની બધી જ શરતો પાળવામાં આવી હોય અને તે ખર્ચાઓ પણ જેમાં શરતો પૂર્ણ ન પણ થતી હોય, જેમકે ખર્ચેલો માલ અલ્લાહના રસ્તામાં ન હોય, બલકે, વેપાર–ધંધા માટે હોય, અથવા અલ્લાહના માર્ગમાં ફક્ત રિયાકારી (દેખાવ) માટે આપ્યો હોય, અથવા તો સદકહ–ખૈરાત કરીને અહેસાન જતાવવામાં આવ્યું હોય, અથવા માલ હલાલ અને સારો ન હોય. તે જ પ્રમાણે મન્નતના વિષયમાં બધા જ પ્રકારની મન્નતો આવી ગઈ. દાખલા તરીકે, અલ્લાહની ઈબાદત કરવાની મન્નત માને, અહીંયાં એ જ આધારે સદકહ–ખૈરાત સાથે મન્નતને લાવવામાં આવી છે, અથવા તો શારીરિક ઈબાદતોની મન્નત હોય અને તે કોઈ શરત ઉપર અવલંબિત ન હોય, પછી એ કે, મન્નત પૂરી કરવામાં આવી હોય કે, ન આવી હોય. કહેવાનો મતલબ એ છે કે, "અલ્લાહ તઆલાને આ બધી જ બાબતોનું જ્ઞાન છે," તે તેનો બદલો આપશે. આ એટલા માટે સંભળાવ્યું કે, જેથી શરતો અને મર્યાદાઓનું પાલન કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન તથા પાલન ન કરવા સબબ ચેતવણીઓ આપવામાં આવે, અત્રે "વ્યર્થ (નકામા) કામ કરનારાઓ"થી તે લોકોનો ઉલ્લેખ છે કે જેઓ જરૂરી શરતો પાળતા નથી, તેમને ખુલ્લમ–ખુલ્લી વઈદો (ચેતવણીઓ–ધમકીઓ) સંભાળાવવામાં આવી.

اِنۡ تُبۡـدُوا الصَّدَقٰتِ فَنِعِمَّا هِیَ (الٰی قوله) وَالـلّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ بَصِیۡرٌ "જો તમે સદકહ જાહેરમાં આપો તો સારું છે..... , (થી).....અને જે કંઈ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ સારી પેઠે જાણનારો છે." દેખીતી રીતે આ આયતમાં ફરજ અને નફલ બધા જ પ્રકારના સદકાઓ શામિલ છે અને આ બધામાં ગુપ્ત રીતે સદકહ આપવો ઉત્તમ છે, તેમાં દીની મસ્લિહતો પણ છે કે, રિયાકારી (ખોટા દેખાડા)થી બચી જવાય છે અને લેનાર પણ શરમાતો નથી તથા દુનિયવી મસ્લિહત પણ છે કે, પોતાના માલનું પ્રમાણ લોકો પર જાહેર નહિ થાય, આમ ગુપ્ત રીતે સદકહ

આપવો ઉત્તમ હોવાની ફઝીલત આ આયતમાં વર્ણવવામાં આવી છે. બસ, જો કોઈ સ્થળે કોઈ દલીલ કરનાર દા.ત. કોઈ આક્ષેપના રદિયા માટે અથવા તો અન્યોને પ્રેરણા આપવા માટે દાન–ખૈરાત જાહેર કરવામાં આવે તો તેનાથી ફઝીલતમાં કમી નહિ રહે. يُكَفِّرُ عَنكُم مِن سَيِّاٰتِكُمْ "તે તમારા ગુનાહોને દૂર કરશે." કફ્ફારાને ગુપ્ત રીતે જ કરવામાં આવે એવું જરૂરી નથી. ફક્ત એ વાતની તાકીદ કરવા માટે કે, ગુપ્ત રાખવાથી જો તેને કોઈ દેખીતો લાભ ન દેખાતો હોય તો તેણે દુઃખી થવાની જરૂર નથી. એટલા માટે કે તમારા ગુનાહ અલ્લાહ તઆલા મા'ફ કરે છે અને તમારા માટે એ જ સૌથી મોટો લાભ છે.

لَيۡسَ عَلَيۡكَ هُدٰهُمۡ (الیٰ قوله)، وَاَنۡتُمۡ لَا تُظۡلَمُوۡنَ "તેમની હિદાયત તમારી જવાબદારી નથી...., (થી).....અને તમારા ઉપર કોઈ જુલમ કરવામાં નહીં આવે." આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, વાસ્તવમાં તમારી નિય્યત પણ પોતાનો લાભ પ્રાપ્ત કરવાની હોય અને હકીકતમાં પણ તમને જ વધારે લાભ થવાનો હોય તો પછી શા માટે તે ચોક્કસ પદ્ધતિ ઉપર વધારે ભાર મૂકવામાં આવે કે, આ લાભ ફક્ત એ જ પદ્ધતિથી થવો જોઈએ કે હું દાન ફક્ત મુસલમાનોને જ આપીશ અને ગરીબ, લાચાર, મોહતાઝ, દુઃખી ગૈરમુસ્લિમોને નહિ આપું ?

અત્રે એ બાબત પણ સમજી લઈએ કે આ ખૈરાત–સદકહનો અર્થ અત્રે ફક્ત નફલ સદકહ (દાન) છે, જેને ગૈરમુસ્લિમ "ઝિમ્મી"ને પણ આપવો જાઈઝ છે. અત્રે વાજિબ સદકહ વિશે કહેવામાં નથી આવ્યું, કારણ કે વાજિબ સદકહ ફક્ત મુસલમાનને જ આપવામાં આવશે અને મુસલમાન સિવાય અન્યને આપવો જાઈઝ નથી. *(મઝહરી)*

**મસ્અલો :**

"હરબી કાફિર" (મુસલમાનો સાથે યુદ્ધમાં પ્રવૃત્ત)ને કોઈપણ પ્રકારનો સદકહ આપવો જાઈઝ નથી.

**મસ્અલો :**

ઝિમ્મી કાફિર (મુસ્લિમ રાજ્યસત્તાના રક્ષણ હેઠળ ટેક્ષ અદા કરી રહેતા કાફિર) એટલે કે "ગૈરહરબી કાફિર"ને ફક્ત ઝકાત અને ઉશ્ર આપવું જાઈઝ નથી અને બીજા વાજિબ સદકાઓ તથા નફલ સદકહ (દાન) જાઈઝ છે. આ આયતમાં ઝકાત શામિલ નથી.

لِلۡفُقَرَآءِ الَّذِيۡنَ اُحۡصِرُوۡا فِیۡ سَبِيۡلِ اللّٰهِ (الٰی قولہ) فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيۡمٌ "ખૈરાત એવા તંગદસ્તો માટે છે જેઓ અલ્લાહના રસ્તામાં રોકાયેલા છે..... (થી) .....અલ્લાહ તઆલા તેને સારી પેઠે જાણે છે." અત્રે "ફુકરા"નો અર્થ તે તમામ લોકો છે, જેઓ દીનના કાર્યમાં રચ્યા–પચ્યા રહેવાના કારણે બીજા કોઈ કામ કરી શકતા નથી.

يَحۡسَبُهُمُ الۡجَاهِلُ اَغۡنِيَاءَ مِنَ التَّعَفُّفِ "નાવાકેફ લોકો તેમને તેમની સવાલ ન કરવાની વૃત્તિના કારણે માલદાર સમજી બેસે છે." આ આયતથી જાણ થઈ કે, જો કોઈ ફકીરે કિંમતી કપડાં પહેર્યાં હોય તો એ કારણે તેને માલદાર સમજી લેવો જોઈએ નહિ, બલકે, તેને ફકીર જ કહેવામાં આવશે અને એવા વ્યક્તિને ઝકાત આપવી જાઈઝ છે. *(કુર્તુબી)*

تَعۡرِفُهُمۡ بِسِيۡمَاهُمۡ "તમે તેમના દેખાવથી ઓળખી શકો છો"થી જાણ થઈ કે નિશાનીઓ કે અનુમાન લગાવીને હુકમ લગાવવો બરાબર છે. એટલા માટે જો કોઈ અજાણી બિનવારસી લાશ એ પ્રકારની મળે કે, તેના શરીર ઉપર જનોઈ બાંધેલી હોય અને તેની ખત્ના પણ ન થઈ હોય તો તેને મુસલમાનોના કબ્રસ્તાનમાં દફન કરવામાં નહિ આવે.

لَا يَسۡـَٔلُوۡنَ النَّاسَ اِلۡحَافًا "તેઓ લોકો પાસે વીંટળાઈ(–વીંટળાઈ)ને નથી માંગતા." આ આયતનો દેખીતો ભાવાર્થ એ છે કે, તેઓ વીંટળાઈ–વીંટળાઈને નથી માંગતા, પરંતુ તેમાં વીંટળાયા વિના માંગવાનો નકાર કરવામાં આવ્યો નથી. એટલા માટે અમુક લોકોનો અભિપ્રાય એવો જ છે, પરંતુ જમહૂર નજીક તેનો ભાવાર્થ એ છે કે, "તે બિલકુલ જ સવાલ નથી કરતો." لِاَنَّهُمۡ مُتَعَفِّفُوۡنَ عَنِ الۡمَسۡاَ لَةِ عِفَّةً تَامَّةً (قُرۡطَبِیۡ) *(કુર્તુબી)*

સાતમી આયત اَلَّـذِيۡنَ يُنۡفِقُوۡنَ اَمۡوَالَهُمۡ بِالَّيۡلِ وَالنَّهَارِ "જેઓ પોતાનો માલ રાત્રે અને દિવસે ખર્ચ કરે છે."માં આ લોકો માટે મોટો સવાબ અને ફઝીલતનું વર્ણન થયું છે, જે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની ટેવ ધરાવે છે. બધી જ પરિસ્થિતિઓ અને મૌકાઓમાં, રાતમાં, દિવસમાં, ગુપ્ત રીતે, જાહેર રીતે દરેક રીતે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરતા રહે છે, તેમના સંદર્ભમાં એ પણ બતાવવામાં આવ્યું કે, સદકહ અને ખૈરાત માટે કોઈ સમય નક્કી નથી. ન રાત, ન દિવસ, કોઈ વખત નક્કી નથી. એ જ પ્રમાણે જાહેરમાં અથવા ગુપ્ત બંને રીતે અલ્લાહના

રસ્તામાં ખર્ચ કરવો સવાબ છે. શરત એટલી છે કે, ઈખ્લાસ સાથે ખર્ચ કરવામાં આવે, કોઈ નામના અને દેખાડો કરવાનો હેતુ ન હોય. ગુપ્ત રીતે ખર્ચ કરવાની ફઝીલત પણ એટલે સુધી છે કે, ખર્ચ જાહેર કરવા માટે કોઈ આવશ્યકતા ન જણાતી હોય, પરંતુ જ્યાં ખર્ચ જાહેર કરવાની જરૂરત જણાય ત્યાં અલ્લાહના રસ્તામાં જાહેરમાં ખર્ચ કરવો ઉત્તમ છે.

રૂહુલ મઆનીમાં ઈબ્ને અસાકિરના હવાલાથી નકલ થયું છે કે, હઝરત સિદીકે અકબર (રદિ.)એ ૪૦ હજાર દીનાર અલ્લાહના રસ્તામાં એવી રીતે ખર્ચ કર્યા કે, ૧૦ હજાર દિવસે, ૧૦ હજાર રાત્રે, ૧૦ હજાર ગુપ્ત રીતે અને ૧૦ હજાર જાહેરમાં. અમુક મુફસ્સિરોએ આ આયતનો શા'ને નુઝૂલ હઝરત અબૂબક્ર સિદીક (રદિ.)ની આ ઘટના હોવાનું લખ્યું છે. આ આયતના શા'ને નુઝૂલ વિશે બીજી પણ વિવિધ રિવાયતો આવેલ છે.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૭૫ થી ૨૮૧)

| |
|---|
| اَلَّذِيْنَ يَاْكُلُوْنَ الرِّبٰوا لَا يَقُوْمُوْنَ اِلَّا كَمَا يَقُوْمُ الَّذِيْ يَتَخَبَّطُهُ الشَّيْطٰنُ مِنَ الْمَسِّ ؕ |
| ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْۤا اِنَّمَا الْبَيْعُ مِثْلُ الرِّبٰوا ۘ وَاَحَلَّ اللّٰهُ الْبَيْعَ وَحَرَّمَ الرِّبٰوا ؕ (وقف لازم) |
| فَمَنْ جَآءَهٗ مَوْعِظَةٌ مِّنْ رَّبِّهٖ فَانْتَهٰى فَلَهٗ مَا سَلَفَ ؕ وَاَمْرُهٗۤ اِلَى اللّٰهِ ؕ |
| وَمَنْ عَادَ فَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۷۵﴾ يَمْحَقُ اللّٰهُ الرِّبٰوا |
| وَيُرْبِي الصَّدَقٰتِ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ كَفَّارٍ اَثِيْمٍ ﴿۲۷۶﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا |
| وَعَمِلُوا الصّٰلِحٰتِ وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ لَهُمْ اَجْرُهُمْ عِنْدَ |
| رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿۲۷۷﴾ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ |
| وَذَرُوْا مَا بَقِيَ مِنَ الرِّبٰۤوا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۲۷۸﴾ فَاِنْ لَّمْ تَفْعَلُوْا فَاْذَنُوْا بِحَرْبٍ |

مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖ ۚ وَاِنْ تُبْتُمْ فَلَكُمْ رُءُوْسُ اَمْوَالِكُمْ ۚ لَا تَظْلِمُوْنَ وَلَا
تُظْلَمُوْنَ ﴿۲۷۹﴾ وَاِنْ كَانَ ذُوْ عُسْرَةٍ فَنَظِرَةٌ اِلٰى مَيْسَرَةٍ ؕ وَاَنْ تَصَدَّقُوْا
خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۲۸۰﴾ وَاتَّقُوْا يَوْمًا تُرْجَعُوْنَ فِيْهِ اِلَى اللّٰهِ ۗ ثُمَّ تُوَفّٰى كُلُّ
نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿۲۸۱﴾ ع

## તરજુમો :

*જે લોકો વ્યાજ ખાય છે તેઓ (કયામતના દિવસે) ઊભા નહીં થાય, પરંતુ એવી રીતે જેમકે તે વ્યક્તિ ઊભો થાય છે કે શયતાને (જિન્નાતે) વળગીને જેનો હોશ ઉડાવી (ચિત્તભ્રમ કરી) દીધો હોય ! એવું એટલા માટે કે તેઓ કહેતા હતા કે વેપાર પણ વ્યાજ જેવો જ છે; જ્યારે કે, અલ્લાહે વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે; પછી જેને પણ તેના પરવરદિગારનો આ ઉપદેશ પ્રાપ્ત થાય તો તે (વ્યાજુ લેવડ–દેવડ કરવાથી) અટકી જાય, તો જે કંઈ (આ હુકમ આવતાં પહેલાં લેવડ–દેવડ) થઈ ચૂક્યું તો તે તેનું છે; અને તેનો મા'મલો અલ્લાહના હવાલે છે, અને જે કોઈ (આ હુકમ મળી ગયા છતાં) ફરી આવું (વ્યાજુ લેન–દેન) કરે તો તેઓ જ જહન્નમીઓ છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૨૭૫) અલ્લાહ વ્યાજને નાબૂદ કરે છે અને ખયરાત (દાન)ને વધારે છે અને અલ્લાહ દરેક ગુનેહગાર, નાશુક્રી કરનાર (નગુણા)ને પસંદ કરતો નથી. (૨૭૬) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે સારા કૃત્યો કર્યા અને નમાઝ કાયમ કરી અને ઝકાત આપી, એમના માટે તેમના પરવરદિગાર પાસે તેનો સારો બદલો છે, અને ન તેમને કોઈ ભય હશે અને ન જ તેઓ દિલગીર થશે. (૨૭૭) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહથી ડરો અને જે વ્યાજ બાકી રહ્યું છે તેને છોડી દો, જો તમે ઈમાનવાળા છો. (૨૭૮) પછી જો તમે (વ્યાજ) છોડશો નહીં તો અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) સામે યુદ્ધનું એ'લાન સાંભળી લો ! અને જો તમે તવબહ કરી લીધી તો એ મૂળ (મુદ્દલ) મૂડી તમારી છે, તમે (કોઈના ઉપર) જુલમ ન કરો અને તમારા ઉપર જુલમ કરવામાં નહિ આવે. (૨૭૯)*

*અને જો (દેણદાર) તંગદસ્ત હોય તો છૂટછાટ થતાં સુધી મોહલત આપવામાં આવે, અને જો (કરજ) મા'ફ કરી દો તો તમારા માટે એ વધારે સારૂં છે; જો તમને ખબર હોય ! (૨૮૦) અને તે દિવસથી ડરતા રહો (જે દિવસે) તમે અલ્લાહ તરફ પાછા વાળવામાં આવશો, પછી દરેક વ્યક્તિને જે તેણે કમાણી કરી (તેનું) પૂરેપૂરું વળતર આપવામાં આવશે અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૨૮૧)*

## તફસીર :

જે લોકો વ્યાજ ખાય છે (એટલે કે વ્યાજ લે છે) તે (કયામતના દિવસે પોતાની કબરોમાંથી) ઊભા નહિ થાય, પરંતુ એવી રીતે કે જેવી રીતે શયતાન (જિન્નાત) કોઈને વળગી તેને ગાંડો બનાવી દે. આ સજા એટલા માટે થશે કે તે (વ્યાજખોર) લોકો (વ્યાજ હલાલ હોવાની દલીલો કરવા માટે) કહેતા હતા કે વેપાર પણ વ્યાજ જેવો જ છે. (કારણ કે તેમાં પણ ઈચ્છિત નફો પ્રાપ્ત કરવામાં આવે છે અને જે રીતે ખરીદ–વેચાણ જાઈઝ છે એ રીતે વ્યાજ પણ જાઈઝ હોવું જોઈએ.) જ્યારે કે, (એ બંને વચ્ચે ઉઘાડો તફાવત છે) અલ્લાહ તઆલાએ વેપારને હલાલ કર્યો છે અને વ્યાજને હરામ કર્યું છે (એનાથી મોટો બીજો શું તફાવત હોઈ શકે છે ?) પછી જે વ્યક્તિને તેના પરવરદિગાર તરફથી આ નસીહત મળે તો તે (આ વ્યાજના કૃત્યથી અને કુક્રિયા નિવેદનોથી એટલે કે વ્યાજને હલાલ કહેવાથી) અટકી જાય (એટલે કે વ્યાજને હરામ સમજવા માંડે, અને વ્યાજ લેવાનું છોડી દે) તો જે કંઈ (આ હુકમ આવતાં પહેલાં તેણે વ્યાજ) લીધું હોય તો તે તેનું થયું, તેનો મા'મલો અલ્લાહના હવાલે છે અને જે વ્યક્તિ (ઉપરોક્ત નસીહત સાંભળ્યા પછી પણ આ પ્રમાણે વ્યાજ લેતો રહ્યો અને પોતાના અભિપ્રાય ઉપર) કાયમ રહ્યો તો (વ્યાજ લેવાના કૃત્ય બદલ તે ગુનાહે કબીરામાં સપડાય ગયો અને) આ લોકો જહન્નમમાં જશે (અને પોતાના વ્યાજને વેપારની જેમ હલાલ કહેવાના કુફ્રના કારણે) તે (જહન્નમ)માં હંમેશા રહેશે. (અને વ્યાજ લેવું જાહેરમાં તો માલ વધવાનું કારણ નજરે પડે છે પરંતુ અંતે) અલ્લાહ તઆલા વ્યાજને નાબૂદ કરે છે (ક્યારેક તો દુનિયામાં જ બધું બરબાદ થઈ જાય છે અને આખિરતમાં તો બરબાદ થવું નક્કી જ છે. કારણ કે ત્યાં વ્યાજના કારણે અઝાબ થવાનો છે) અને (તેનાથી વિપરીત સદકહ આપવામાં

માલ ઓછો લાગે છે, પરંતુ અલ્લાહના રસ્તામાં આપેલા માલને એટલે કે, અલ્લાહ તઆલા) સદકહને વધારી આપે છે (ક્યારેક તો દુનિયામાં જ, નહિતર આખિરતમાં તો ચોક્કસ વધવાનો જ છે. કારણ કે ત્યાં સદકહ પર ઘણો મોટો સવાબ મળવાનો છે જેમકે, ઉપરની આયતોમાં આવી ચૂક્યું છે.) અને અલ્લાહ તઆલા કુફ્ર કરનારને પસંદ નથી કરતો (અને) કોઈ ગુનાહના કામ કરનારને (એટલે કે ઉપરોક્ત પ્રમાણે કુફ્રિયા નિવેદનો મોઢેથી બકવાને પસંદ નથી કરતો કે વ્યાજ તો વેપાર જેવું છે) બેશક ! જે લોકો ઈમાન લાવ્યા અને જેણે સારા કામો કર્યા અને નમાઝ કાયમ કરી તથા ઝકાત આપી તેમના માટે તેનું વળતર તેમના પરવરદિગાર પાસે છે અને (આખિરતમાં) તેમના ઉપર કોઈ ભય નહિ હોય અને ન જ તેઓ દિલગીર થશે.

હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને જે કંઈ વ્યાજ બાકી રહ્યું છે તેને છોડી દો, જો તમે ઈમાનવાળા છો. (કારણ કે, ઈમાનનો તકાદો એ જ છે કે અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કરવામાં આવે) પછી જો તમે (તેના ઉપર અમલ) નહિ કરો તો અલ્લાહ અને તેના રસૂલ (ﷺ) સાથે યુદ્ધનું એ'લાન સાંભળી લો ! (એટલે કે તમારા વિરૂદ્ધ જિહાદ કરવામાં આવશે) અને જો તમે તવબહ કરી લેશો તો તમારી મૂળ મૂડી મળી જશે (અને આ કાયદા પછી) ન તો તમે કોઈની ઉપર જુલમ કરી શકશો (કે મૂળ મૂડી કરતાં વધારે લેવા માંડો) અને ન જ તમારા ઉપર કોઈ જુલમ કરવામાં આવશે (કે તમને મૂળ મૂડી પણ પાછી આપવામાં ન આવે) અને જો (કરજદાર) તંગદસ્ત (ગરીબ વ્યક્તિ મુદત પૂરી થયે રકમ પાછી ન આપી શકે) છે તો તેને (આર્થિક નાણાભીડમાં) છૂટછાટ થતાં સુધીની મોહલત આપવાનો હુકમ છે (એટલે કે જ્યાં સુધી તેની પાસે કરજ અદા કરવાની મૂડી આવી ન જાય ત્યાં સુધી મોહલત આપો) અને જો બિલકુલ (જ) મા'ફ કરી આપો તો તે તમારા માટે વધુ સારું છે જો તમને (તેના સવાબની) ખબર હોય !

અને (હે મુસલમાનો !) તે દિવસથી ડરો જેમાં તમે (બધા) અલ્લાહ તઆલા સમક્ષ રજૂ કરવામાં આવશો, પછી દરેક વ્યક્તિને તેની કમાણી પૂરેપૂરી મળશે (પૂરેપૂરું વળતર મળશે) અને કોઈના ઉપર કોઈપણ પ્રકારનો અત્યાચાર કરવામાં નહિ આવે (તો તમે અલ્લહ સમક્ષ હાજર થવા માટે પોતાના અમલોની

દુરુસ્તી કરી લો અને અલ્લાહના હુકમો વિરૂદ્ધ કર્મો ન કરો).

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત આયતોમાં "રિબા" એટલે કે વ્યાજ હરામ હોવાનો અને તેના હુકમોનો ઉલ્લેખ શરૂ થયો છે. આ મસ્અલાના ઘણા બધા અગત્યના પાસાંઓ છે, એક બાજુ વ્યાજ–રિબા વિશે કુર્આન અને સુન્નતમાં સખત ચેતવણીઓ (વઈદો) આપવામાં આવી છે, તો બીજી બાજુ જે રીતે દુનિયાની આર્થિક પદ્ધતિઓ (ઈકોનોમી)માં વ્યાજ એક અભિન્ન અંગ બની ગયું છે અને તેનાથી છૂટકારો મેળવવાની મુશ્કેલીઓ અને સમસ્યાઓની બહું લાંબી દલીલો–પ્રતિદલીલોયુક્ત ચર્ચા છે. અહીંયાં તેના દરેક સ્વરૂપો ઉપર વિચાર કરવો જોઈએ.

પ્રથમ આ બાબત વિશે કુર્આન શરીફની એ આયતોની સહીહ તફસીર અને સહીહ હદીષોના હુકમો અને ફરમાનો ઉપર વિચાર કરીને નક્કી કરવું જોઈએ કે, કુર્આન અને સુન્નતની પરિભાષામાં "રિબા" શું વસ્તુ છે અને કયા કયા આર્થિક વહેવારો રિબામાં શામિલ છે ? અને તેના હરામ હોવા પાછળ શું હિકમત અને મસ્લિહત રહેલી છે ? તેમાં કયા કયા નુકસાન છે ? વગેરે..

બીજું સ્વરૂપ તેનું તાર્કિક સ્વરૂપ છે જે અર્થવ્યવસ્થાને લગતી બાબત છે કે, શું વાસ્તવમાં વ્યાજ (રિબા) એવી વસ્તુ છે જે દુનિયાની આર્થિક પ્રગતિની જામીનગીરી લઈ શકે છે ? અને જેને ઉપેક્ષિત કરવાનું પરિણામ એવું ચોક્કસ આવી શકે છે કે, વેપાર અને સામાન્ય આર્થિક વહેવારો તબાહ–બરબાદ થઈ જાય ? બલકે, આ બધા જ વિષચક્રો અંતે તો અલ્લાહ અને આખિરતથી ગાફિલ દિમાગોની ઊપજ છે, નહિતર તેના વિના પણ જગતની પ્રત્યેક આર્થિક સમસ્યાઓ દૂર થઈ શકે છે અને ન જ ફક્ત મુશ્કેલીઓનો હલ, બલકે, દુનિયામાં આર્થિક બાબતોનો ન્યાય, ઈન્સાફ, શાંતિ બધું જ વ્યાજયુક્ત અર્થવ્યવસ્થા છોડી દેવા ઉપર અવલંબિત છે. આજે દુનિયાની આર્થિક ગુનાખોરીનું સૌથી મોટું કારણ વ્યાજ–રિબા છે.

આ ચર્ચા આર્થિક અને સામાજિક સમસ્યા વિશે છે, જેના આધારે ઘણી બધી સૈદ્ધાંતિક બાબતો ઉપર ખૂબ લાંબી ચર્ચાઓ થઈ શકે છે, જેનો સંબંધ કુર્આનની તફસીર સાથે નથી. એટલા માટે અત્રે થોડી ઉપરછલ્લી ચર્ચાને પૂરતી સમજવામાં આવે છે અને તે પણ ખૂબ વિસ્તારપૂર્વકની ચર્ચા છે.

ઉપરોક્ત છ આયતો જેમાં વ્યાજ હરામ હોવાના હુકમો વર્ણવવામાં આવ્યા છે, તેમાં પ્રથમ આયતના પ્રથમ વાક્યમાં વ્યાજખોરોનું ખરાબ પરિણામ, તથા મહશરમાં તેમના અપમાનિત થવાનો અને તેમની ગુમરાહીનો ઉલ્લેખ છે. વર્ણન થયું છે કે, "જે લોકો વ્યાજ ખાય છે તેઓ ઊભા નથી થયા, પરંતુ જેવી રીતે કે તે માણસ ઊભો થાય છે જેને કોઈ શયતાને વળગીને ગાંડો બનાવી દીધો હોય." હદીષમાં ઊભા થવાનો અર્થ મહશરમાં કબ્રથી ઊભા થવાનો છે, એટલે કે વ્યાજખોરો જ્યારે કબરમાંથી ઊભા થશે ત્યારે તેઓ ગાંડા અને પાગલ લોકોની જેમ ઊભા થશે. જેમકે કોઈ શયતાન જિન્નાતે વળગીને તેમને પાગલ બનાવી દીધા હોય !

આ વાક્યમાં એક વાત તો એ સાબિત થાય છે કે, જિન્નાત અને શયતાનના પ્રભાવથી મનુષ્ય બેહોશ અને ગાંડો થઈ શકે છે. અનુભવી લોકોના અસંખ્ય જાત–અનુભવો આ બાબતે સાક્ષી છે. હાફિઝ ઈબ્ને કય્યિમે જવઝિયા (રહ.)થી વર્ણન કર્યું છે કે, ડૉક્ટરી વિદ્યા અને ફિલોસોફરોએ પણ એનો સ્વીકાર કર્યો છે કે ગાંડપણ, બેહોશી અથવા પાગલપણાના વિવિધ કારણો હોઈ શકે છે. એમાંથી અમુક કિસ્સાઓમાં શયતાન અથવા જિન્નાતોનો પ્રભાવ પણ એનું કારણ હોય છે. જે લોકોએ એનો ઈન્કાર કર્યો છે તેમની પાસે દેખીતા ભૌતિક (Physical Science)કારણો સિવાય અન્ય કોઈ દલીલો નથી.

બીજી વાત વિચારવા યોગ્ય એ છે કે, કુર્આને એમ નથી ફરમાવ્યું કે, વ્યાજખોર મહશરમાં પાગલ અથવા મજનૂન બનીને ઊભો થશે. બલકે, પાગલપણા અથવા બેહોશીના એક ખાસ સ્વરૂપનો ઉલ્લેખ કર્યો છે કે, જેવી રીતે કોઈ શયતાન વળગીને ઈન્સાનને બદ્હવાસ (ચિત્તભ્રમ) બનાવી દે છે, એનાથી કદાચ એ ઈશારો છે કે, બેહોશ અથવા પાગલ તો અમુક સમયે ચૂપચાપ પડ્યો પણ રહે છે, પરંતુ તેમની એવી હાલત નહિ થાય. બલકે, એવી હાલત હશે કે શયતાન વળગીને જે રીતે વ્યક્તિને "ખુબ્તી" બનાવે છે અને જે પ્રમાણે બકવાસ અને લવારો કરનાર પાગલોને અન્ય ગાંડાઓ કરતાં અલગ તારવીને પણ ઓળખી શકાય છે. આ વ્યક્તિ એવો હશે.

અને કદાચ એ તરફ પણ ઈશારો છે કે, બીમારીથી બેહોશ અથવા પાગલ થઈ ગયા પછી બુદ્ધિ અને સમજ જતી રહેવાના કારણે, તેને તકલીફ અને

અઝાબનો પણ અહેસાસ નથી રહેતો, માટે અત્રે આ આયતથી તેમની હાલત આવી થવાનો ભાવાર્થ નથી. બલકે, જે રીતે કોઈને વળગણ થવાથી તે જેવી તકલીફ અનુભવે છે, તે પ્રમાણે તે વ્યાજખોર વ્યક્તિ પણ અઝાબને સંપૂર્ણપણે અનુભવશે.

અત્રે એ જોવાનું છે કે, ગુનાહ અને સજામાં કોઈ બંધ બેસતું જોડાણ હોવું જોઈએ. અલ્લાહ તઆલા તરફથી જે સજા કોઈ વ્યક્તિ અથવા સમૂદાયને કોઈ ગુનાહના બદલામાં આપવામાં આવે છે, તે ચોક્કસ તે ગુનાહના પ્રમાણમાં યોગ્ય જ હોય છે. એટલા માટે વ્યાજખોરોને ખુબ્તી (લવારો કરનાર પાગલ) બનાવીને મહશરમાં ઉઠાડવાથી કદાચ એ બાબત જાહેર કરવાનો હેતુ છે કે, વ્યાજખોર રૂપિયા અને પૈસાની લાલચમાં એટલો બધો મદ્હોશ અને રચ્યો–પચ્યો બની જાય છે કે, તેને કોઈ ગરીબ ઉપર રહમ પણ આવતી નથી અને કોઈની બે આંખોની શરમ પણ નડતી નથી, તે પોતાની જિંદગી એક રીતે વાસ્તવિક રૂહાની બેહોશીમાં જ પસાર કરી રહ્યો હતો, એટલા માટે મહશરમાં પણ તેને એવી જ હાલતમાં ઉઠાવવામાં આવ્યો, અથવા આ સજા એટલા માટે આપવામાં આવી કે, દુનિયામાં તેણે બુદ્ધિનું દેવાળું ફૂંકી પોતાની મૂર્ખામી જાહેર કરી કે, વેપારને પણ વ્યાજની જેમ જ ઠરાવ્યું. એટલા માટે તેને બુદ્ધિહીન બનાવીને ઉઠાડવામાં આવ્યો.

અત્રે એ બાબત પણ વર્ણન કરવા યોગ્ય છે કે, આયતમાં વ્યાજ ખાવાનું વર્ણન છે, તેનો ભાવાર્થ વ્યાજ લેવું અને તેનો ઉપયોગ કરવો થાય છે. ભલે, તે વ્યાજનો ઉપયોગ ખાવા માટે કરે અથવા કપડાં–લત્તા, મકાત, ફર્નિચર વગેરેમાં કરે. પરંતુ તેને "ખાવા"ના શબ્દથી એટલા માટે ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, જે વસ્તુ ખાવામાં આવે છે, તેને પાછું મેળવવાની કોઈ શક્યતા રહેતી નથી. તેનાથી વિપરીત બીજી જરૂરિયાતોમાં ઉપયોગ કરવામાં આવેલી વસ્તુઓ પાછી મેળવી શકાય છે. એટલા માટે સંપૂર્ણ કબજા અને ઉપયોગ કરવાને "ખાઈ જવા"ના શબ્દ વડે અત્રે દર્શાવવામાં આવ્યો છે અને આવા કિસ્સામાં ન જ ફક્ત અરબી ભાષામાં બલકે ઊર્દૂ, ફારસી વગેરે મોટા ભાગની ભાષાઓમાં "ખાઈ જવું" રૂઢિપ્રયોગનો જ ઉપયોગ થાય છે.

ત્યારબાદ બીજા વાક્યમાં વ્યાજખોરોની એવી સજા વર્ણન કરી કે, તે લોકોએ બે ગુનાહો કર્યા, એક તો વ્યાજ દ્વારા હરામ માલ ખાઈ ગયા અને બીજું

તેને હલાલ સમજ્યું. અને વ્યાજ હરામ કહેનારાઓના જવાબમાં કહ્યું કે, "વ્યાજ પણ વેપારની જેમ જ છે. જે પ્રમાણે રિબા–વ્યાજ દ્વારા નફો મેળવવામાં આવે છે તે જ પ્રમાણે વેપારમાં પણ નફો મેળવવામાં આવે છે. જો વ્યાજ હરામ હોય તો વેપાર પણ હરામ હોવો જોઈએ." હાલાં કે, વેપાર હરામ હોવાની માન્યતા કોઈ જ ધરાવતું નથી.

આ સ્થળે દેખીતી રીતે તકાદો એ હતો કે, લોકોએ એવું કહ્યું હોત કે, "રિબા પણ વેપાર જેવું જ છે. જો વેપાર હલાલ છે તો રિબા પણ હલાલ હોવું જોઈએ" પરંતુ તેમણે પોતાની કહેવાની પદ્ધતિ બદલીને એક પ્રકારે હરામ કહેનારાઓની હાંસી ઉડાવવા માટે કહ્યું કે, "જો તમે રિબાને હરામ કહો છો તો વેપારને પણ હરામ કહો!"

ત્રીજા વાક્યમાં આ લોકોના એવા નિવેદનોનો જવાબ અલ્લાહ તઆલાએ એવો આપ્યો કે, આ લોકો વેપારને રિબાની જેવું જ કહે છે. જ્યારે કે, અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે આ બંનેમાં જમીન–આસમાનનો ફરક છે કે, અલ્લાહ તઆલાએ એકને હલાલ ઠરાવ્યું છે અને બીજાને હરામ ! તો પછી બંને બરાબર કઈ રીતે થઈ શકે છે ?

એના જવાબમાં એ બાબત વિચાર કરવા યોગ્ય છે કે, આ લોકોના વાંધાઓ બૌદ્ધિક રીતે તર્ક આધારિત હતા. તેમના મતે જો બંને બાબતો એટલે કે વ્યાજ અને વેપાર બંનેનો હેતુ નફો કમાવવાનો છે, તો બંનેનો હુકમ પણ એકસમાન હોવો જોઈએ. અલ્લાહ તબારક વ તઆલાએ તેમની બૌદ્ધિક અને તાર્કિક દલીલનો જવાબ તાર્કિક રીતે તફાવત વર્ણન કરીને નથી આપ્યો, બલકે, હિકમતસભર શૈલીમાં એ જવાબ આપ્યો કે, "માલિકુલ મુલ્ક વલ મલકૂત" (સમગ્ર વિશ્વનો માલિક અને પૈદા કરનાર) માત્ર અલ્લાહ જલ્લ શા'નુહુ છે, તે જ દરેક વસ્તુમાં નફો અથવા નુકસાન તથા દરેક વસ્તુની ભલાઈ અને બુરાઈને સારી પેઠે જાણે છે. જ્યારે તેણે એકને હલાલ અને બીજાને હરામ ઠરાવ્યું, તો સમજી લો કે, જે બાબતને હરામ કહી છે તેમાં ચોક્કસ કોઈ નુકસાન, ગેરલાભ તથા નાપાકી હશે. ભલે સામાન્ય લોકો તેનો અનુભવ કરે અથવા ન કરે. કારણ કે, સમગ્ર દુનિયાની સામૂહિક વ્યવસ્થાઓની સંપૂર્ણ હકીકત અને તેના નફા–નુકસાનને જાણનારો ફક્ત તે જ સર્વજ્ઞ અને સર્વશક્તિમાન અલ્લાહ છે. એક રજકણ પણ

તેના જ્ઞાન બહાર નથી. દુનિયામાં વસતા મનુષ્યો અથવા સમુદાયો પોત–પોતાના વ્યક્તિગત લાભો અને ગેરલાભોને ઓળખી શકે છે, પરંતુ સમગ્ર વિશ્વના લાભ અને ગેરલાભ, નફા અને નુકસાનને જાણી નથી શકતા. અમુક બાબતો એવી હોય છે કે, તે કોઈ એક વ્યક્તિ અથવા સમુદાય માટે દેખીતી રીતે ફાયદાકારક લાગતી હોય, પરંતુ સમગ્ર માનવજાત અથવા તો જે–તે દેશ માટે નુકસાનકારક હોઈ શકે છે.

ત્યારબાદ ત્રણ વાક્યોમાં એ હુકમ કર્યો છે કે, વ્યાજ હરામ થવાના હુકમ પહેલાં જે વ્યક્તિએ કોઈ રકમ ભેગી કરી લીધી હતી, પરંતુ હવે જ્યારે વ્યાજને હરામ કરવામાં આવ્યું, તો હવે આગળ ઉપર તેને ન લેવામાં આવે અને તેની તવબહ કરી લે અને વ્યાજ લેવાથી અટકી જાય, અને જે અત્યાર સુધી વ્યાજ લીધું છે તો તે રકમ તેની થઈ ગઈ, પરંતુ તે આ કૃત્યથી દિલથી તવબહ કરીને અટકી જાય અને ઉપરછલ્લી મુનાફિકો જેવી તવબહ ન કરે, તો હવે પછી તેનો મા'મલો અલ્લાહના હવાલે છે.

જો દિલથી તવબહ કરી છે તો અલ્લાહ નજીક માન્ય અને તેના માટે લાભકારક હશે, નહિતર તે અમાન્ય છે. સામાન્ય લોકોને બદ્‌ગુમાની કરવાનો અધિકાર નથી અને જે વ્યક્તિ નસીહત સાંભળીને પણ પોતાના ખોટા કૃત્યો અને અભિપ્રાયો પર વળગી રહે છે અને વ્યાજના ગુનાહમાં સપડાયેલો રહે છે તો એવા લોકો જહન્નમમાં જશે અને તેઓની એવી માન્યતા હોવાના કારણે કે, “વ્યાજ પણ એક પ્રકારનો વેપાર જ છે,” તેઓ કુફ્ર કરી રહ્યા છે અને કુફ્રના આ ગુનાહ સબબ તેઓ જહન્નમમાં હંમેશા રહેશે.

બીજી આયતમાં જે ઈરશાદ થયો છે કે, અલ્લાહ તઆલા વ્યાજને નાબૂદ કરે છે અને સદકહ (દાન)ને વધારે છે. અત્રે સદકહનું વર્ણન એક ખાસ જોડાણ સાથે લાવવામાં આવ્યું છે કે, વ્યાજ અને સદકહ બંને વાસ્તવમાં પણ એકબીજાના વિરોધી છે અને તેના પરિણામો પણ એકબીજાથી વિપરીત છે અને સામાન્ય રીતે તે બંને કાર્યો કરનારની નિય્યત અને હેતુ પણ ભિન્ન–ભિન્ન હોય છે.

હકીકતમાં આ વિરોધાભાસ એ છે કે, સદકહમાં તો કોઈપણ પ્રકારનું વળતર મેળવ્યા વિના પોતાનો માલ બીજાને આપી દેવામાં આવે છે અને વ્યાજમાં કોઈપણ પ્રકારનું વળતર આપ્યા વિના બીજાનો માલ લઈ લેવામાં આવે છે. બંને

કામો કરનારની નિય્યત અને ગરજ એટલા માટે એકબીજાથી વિપરીત છે કે, સદકહ કરનાર ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે અને આખિરતના સવાબ માટે પોતાના માલને ઓછો અથવા તો સંપૂર્ણ રીતે ખતમ કરવાનો ફેંસલો કરે છે અને વ્યાજ લેનારો પોતાની પાસે ઉપલબ્ધ માલને નાજાઈઝ રીતે વધારવાનો ઈચ્છુક હોય છે. આ બંનેના પરિણામ એકબીજાના વિપરીત હોવાનું વર્ણન કુર્આન શરીફની આ આયતથી સ્પષ્ટ થઈ ગયું કે, અલ્લાહ તઆલા વ્યાજ દ્વારા પ્રાપ્ત કરેલ માલમાંથી બરકત ઉઠાવી લે છે અને સદકહનો માલ અથવા તેની બરકતને વધારી દે છે, જેનો ખુલાસો એ થયો કે, માલની હવસ–લાલસા ધરાવનારનો હેતુ પૂર્ણ થતો નથી અને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરનાર જે પોતાનો માલ ઓછો થઈ જવા છતાં રાજી રહ્યો હતો, તેના માલમાં બરકત થવાના કારણે તેનો માલ અથવા તેના ફાયદાઓ વધી જાય છે.

અત્રે એ બાબત વિચારવા યોગ્ય છે કે, આયતમાં વ્યાજને નાબૂદ કરવાથી અને સદકાને વધારવાથી શું મતલબ છે ? કુર્આનના અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, અહીંયાં વ્યાજને નાબૂદ કરવાનો અને સદકહને વધારવાનો અર્થ આખિરતના સંદર્ભમાં છે કે, વ્યાજખોરને તેનો માલ આખિરતમાં કંઈ જ કામ નહિ લાગે. બલકે, તે તેના માટે વબાલ બની જશે અને સદકહ–ખૈરાત કરનારાનો માલ આખિરતમાં તેના માટે હંમેશા–હંમેશની નેઅ્મતો અને રાહતનું માધ્યમ બનશે અને એ બિલકુલ સત્ય છે, એમાં શંકાને કોઈ સ્થાન જ નથી. બધા જ મુફસ્સિરોએ કહ્યું છે કે, વ્યાજનું નાબૂદ થવું અને સદકહનું વધવું આખિરત માટે તો છે જ, પરંતુ તેના અમુક ચિહ્નોનો દુનિયામાં પણ સાક્ષાત્કાર કરી શકાય છે.

વ્યાજ જે માલમાં શામિલ થઈ જાય છે, અમુક સમયે તે માલ પોતે નેસ્ત–નાબૂદ થઈ જાય છે અને મૂડીને પણ સાથે લઈ જાય છે. જેમકે, વ્યાજયુક્ત આર્થિક વ્યવહારો અને સટ્ટા બજારોમાં આ બાબતે જાત અનુભવ કરી ચૂકેલા અસંખ્ય લોકોના દાખલાઓ જોવા મળશે. સટ્ટા માર્કેટમાં મોટા–મોટા કરોડપતિઓ અને મૂડી ધરાવતા લોકો જોત–જોતામાં દેવાળિયા અને ફકીર બની જાય છે. જો કે, બિનવ્યાજુ વેપારોમાં પણ નફો અને નુકસાનની ભિતી તો રહે જ છે અને ઘણા વેપારીઓને કોઈ વેપારમાં નુકસાન પણ થઈ જાય છે, પરંતુ આવા નુકસાનોમાં જે કાલે કરોડપતિ હતો તે આજે અચાનક એક રાતમાં એક–એક

પૈસાનો મોહતાજ અને ભિખારી નથી બની જતો. આવું થવું ફક્ત વ્યાજ અને સટ્ટા બજારોમાં જ શક્ય બને છે. જ્યારે કે વેપારીઓના અસંખ્ય નિવેદનો એ વિશે પ્રખ્યાત છે કે, વ્યાજનો માલ તાત્કાલિક ગમે તેટલો વધી જાય, પરંતુ તે કાયમી અને મજબૂત પાયા પર બાકી નથી રહેતો કે, જેથી તેનો ફાયદો ઔલાદ અને આવનારી પેઢીઓ સુધી ચાલતો રહે. મોટે ભાગે કોઈને કોઈ આફત આવીને માલને બરબાદ કરી નાંખે છે. હઝરત મુઅમ્મર (રહ.)એ ફરમાવ્યું કે, ‘‘અમે બુઝુર્ગો પાસેથી સાંભળ્યું છે કે વ્યાજખોર ઉપર ચાલીસ વર્ષો વીતવા નથી પામતા કે, તેના પર નુકસાન આવી જાય છે.’’

અને જો જાહેરમાં માલ બરબાદ થતો ન પણ દેખાતો હોય, પરંતુ તેના ફાયદાઓ અને બરકતોથી વંચિત રહેવું તો ચોક્કસ વિશ્વાસપૂર્વક સાબિત થયેલ બાબત છે. કારણ કે, એ બાબત કોઈનાથી છુપી નથી કે સોનું–ચાંદી પોતે એક ધાતુના ટૂકડા સિવાય કંઈ જ નથી, તેને ખાઈ પણ શકાતું નથી અને ન જ સોના–ચાંદીથી તરસ છીપાવી શકાય છે, અને ન તો ઠંડી–ગરમીથી બચવા માટે તેને ઓઢી કે પાથરી શકાય છે, ન જ તે કપડાં અને વાસણોનું કામ આપી શકે છે ! પછી તેને પ્રાપ્ત કરી તેને સુરક્ષિત રાખવા માટે હજારો પ્રકારની તકલીફો ઉઠાવવાનું કારણ એક બુદ્ધિશાળી વ્યક્તિ પાસે તેનાથી વિશેષ બીજું કંઈ જ હોઈ શકતું નથી કે, સોના–ચાંદી દ્વારા તે આ બધી વસ્તુઓ પ્રાપ્ત કરી પોતાની જિંદગી આનંદમય બનાવી શકે છે અને બધા જ પ્રકારની ભૌતિક રાહતો અને સહૂલતો મેળવી ઈજ્જતથી જિંદગી ગુજારી શકે છે. માણસની સ્વાભાવગત ઈચ્છા હોય છે કે, રાહત અને ઈજ્જત જે પણ પ્રકારે પ્રાપ્ત થઈ હોય, તે પોતાની ઔલાદ અને સગાં–સંબંધીઓને પણ પ્રાપ્ત થાય.

આ જ તે બાબતો છે કે, જેને માલ–દૌલતના ફાયદાઓ અને તેના લાભો કહી શકાય છે. આ પરિણામો આધારે એવું કહેવું બિલકુલ વ્યાજબી નથી કે, જે વ્યક્તિને આવા લાભો અને ફાયદાઓ પ્રાપ્ત થયા હોય તેનો માલ એક પ્રકારે વધી ગયેલો ગણાય. બલકે, જોવામાં તે ભલે માલ વધારે લાગે પરંતુ જેને આ લાભો અને આ સહૂલતો વધારે પ્રાપ્ત થઈ છે, તેનો માલ એક પ્રકારે ઘટી ગયો છે. ભલે, જાહેરમાં તે વધારે લાગતો હોય.

આ બાબતને સમજવા માટે વ્યાજયુક્ત લેવડ–દેવડ તથા સદકહ અને

ખૈરાતના અમલોની સમીક્ષા કરીએ, તો એ વાતનો અનુભવ થશે કે, વ્યાજખોરનો માલ ભલે વધતો લાગે છે પરંતુ તેનું વધવું એવું છે કે, જાણે કોઈ વ્યક્તિનું શરીર સોજા ચઢવાથી ફૂલી જાય. આમ, સોજા ચઢવા એક પ્રકારે માણસના શરીરને વધારે છે, પરંતુ કોઈ સમજદાર વ્યક્તિ આવા વધારાને પસંદ નથી કરતો કારણ કે, તે જાણે છે કે, શરીરનો આ ફૂલાવો મૌતનો સંદેશ છે. એ જ પ્રમાણે વ્યાજખોરનો માલ ગમે એટલો વધી જાય પરંતુ માલના ફાયદાઓ, તેની સહૂલતો અને તેની ઈજ્જતથી તે હંમેશા વંચિત થઈ જાય છે.

અત્રે કદાચ કોઈને એવી શંકા થઈ શકે છે કે, આજે તો વ્યાજખોરોને ઘણી મોટી–મોટી સહૂલતો પ્રાપ્ત છે, તેઓ ગાડીઓ, બંગલાઓના માલિક છે, અય્યાશીઓ અને આરામના બધા જ પ્રકારના સામાન ધરાવે છે. ખાવા–પીવા, રહેવા–સહેવાની બધા જ પ્રકારની જરૂરિયાતો ઉપલબ્ધ છે બલકે, તેઓ ફુઝૂલ ખર્ચાઓ પણ મોટા પ્રમાણમાં કરે છે, તેમની પાસે નોકર–ચાકર અને શા'ન–શૌકતના સામાન મૌજૂદ છે. પરંતુ વિચાર કરવામાં આવે તો દરેક વ્યક્તિ સમજી જશે કે, રાહતનો સામાન અને વાસ્તવિક રાહત બંનેમાં ઘણો મોટો તફાવત છે. રાહતનો સામાન તો ફેક્ટરીઓ અને કારખાનાઓમાં તૈયાર થાય છે અને માર્કેટોમાં વેચાય છે, તે સોના–ચાંદીના બદલામાં પ્રાપ્ત થઈ શકે છે, પરંતુ જેનું નામ "રાહત" (સંતોષ) છે, તે ન તો કોઈ ફેક્ટરીમાં બને છે, ન જ કોઈ બજારમાં વેચાય છે, તે અલ્લાહની એક એવી રહમત છે જે સીધે–સીધી અલ્લાહ તઆલા તરફથી બંદાને આપવામાં આવે છે, તે અમુક સમયે હજારો પ્રકારના સામાન હોવા છતાં કોઈને પ્રાપ્ત થઈ શકતી નથી. દા.ત. એક ઊંઘની રાહતનો જ દાખલો લઈ લો કે, તેને પ્રાપ્ત કરવા માટે એવું તો કરી શકાય છે કે, સૂવા માટે ઉત્તમ મકાન બનાવવામાં આવે, તેમાં પ્રકાશની સારી વ્યવસ્થા હોય, મકાનનું ફર્નિચર તથા તેની ઝૈબો–ઝિનત (એટલે કે તેનું રાચરચીલું ડૅકોરેશન) દિલને ખુશ કરી મૂકે એવું હોય, પલંગના ગાદલાઓ અને તકિયા ઈચ્છા અનુસારના હોય, પરંતુ શું આ સામાન વસાવી લેવાથી ઊંઘ આવી જવી જરૂરી છે ? જો આપ આ બાબતે સર્વે કરો તો હજારો વ્યક્તિનો જવાબ નકારમાં હશે ! હવે, અમેરિકા જેવા માલદાર અને વિકસિત દેશો વિશે અમુક રિપોર્ટોથી જાણ થાય છે કે ત્યાં મોટા પ્રમાણમાં લોકો ઊંઘની ગોળીઓ ખાધા વિના સૂઈ શકતા નથી અને અમુક સમયે ઘેનની

ગોળીઓ પણ અસર કરતી નથી. ઊંઘનો સામાન તો તમે બજારમાંથી ખરીદી લાવ્યા, પરંતુ ઊંઘને શું કોઈ બજારમાંથી કિંમત આપીને ખરીદી શકાય છે ? એ જ પ્રમાણે બીજી રાહતો અને સંતોષ પણ રૂપિયા–પૈસા ખર્ચીને બજારમાંથી મળી નથી શકતી.

આ વાત સમજી લીધા પછી વ્યાજખોરોની પરિસ્થિતિની સમીક્ષા કરો તો તેમની પાસે તમને બધું જ મળશે, પરંતુ સંતોષ નામની કોઈ ચીઝ તેમની પાસે નહિ હોય, તે પોતાના કરોડને દોઢ કરોડ, દોઢ કરોડને બે કરોડ અને બે કરોડને ચાર કરોડ બનાવવાની ફિરાકમાં જ રાચેલા હોય છે અને હંમેશા એની જ ચિંતામાં લાગેલા રહે છે, આ ચિંતામાં તેઓ એટલા મસ્ત બની જાય છે કે, ન તેમને ખાવાનું ભાન રહે છે, ન પીવાનું, ન પોતાની પત્નીનું, ન બાળકોનું, ન તો તેમને પોતાના કુટુંબીજનોની કોઈ ફિકર હોય છે, બસ ! ફિકર છે તો ફલાણું જહાઝ ફલાણી જગ્યાએ સાંજ સુધીમાં આવી જવું જોઈએ અને સવાર સુધીમાં ફલાણી જગ્યાએ રવાના થઈ જવું જોઈએ. અફસોસ છે કે, આ દીવાનાઓએ રાહતના સામાનનું નામ જ સંતોષ સમજી લીધું છે, જ્યારે કે હકીકતમાં સંતોષ તેમનાથી હજારો માઈલ દૂર છે. આ પરિસ્થિતિ તો તે રાહત અને સંતોષની છે જે પૈસા ખર્ચીને પણ મેળવી શકાતી નથી. હવે, ઈજ્જત પણ જોઈ લો ! આ લોકો ઘણા સખત દિલના અને નિર્દયી હોય છે, તેમનો ધંધો જ એ છે કે, ગરીબોનું લોહી ચૂંસીને પોતાની મૂડી વધારવી અને તેમના લોહીથી પોતાના બદનની પૉલીસ કરવી, એટલા માટે શક્ય જ નથી કે, તેમના દિલમાં ગરીબોની કોઈ ઈજ્જત અથવા માન હોય. આપણા દેશના ઘણા શાહૂકાર વ્યાજખોરો અને સીરિયાના વ્યાજખોર યહૂદીઓનો ઈતિહાસ વાંચશો તો આ બાબતનો જાતઅનુભવ કરી લેશો. તેમની પરિસ્થિતિ જોશો તો ખ્યાલ આવશે કે, તેમની તિજોરીઓ વિવિધ પ્રકારના સોના–ચાંદી અને ઝવેરાતોથી ભરેલી છે, પરંતુ દુનિયાના કોઈપણ ખૂણામાં, કોઈપણ વર્ગમાં તેમની કોઈ ઈજ્જત નથી. બલકે, તેમના આવા નિર્દયી વ્યાજખોર આચરણના કારણે તેઓ પ્રત્યે ગરીબ અને નાદાર લોકોના દિલોમાં એક પ્રકારની નફરત અને સૂગ હોય છે. આજકાલ દુનિયામાં મોટાભાગના યુદ્ધોનું આજ સૂગ એક મોટું કારણ છે, આજે મૂડીવાદ અને સામ્યવાદના ઝઘડાઓનું મોટું કારણ આ જ આર્થિક અસમાનતાઓ અને તેના કારણે ઊભી થતી નફરત અને સૂગની દિવાલો છે, જેણે

સમસ્ત દુનિયાને યુદ્ધ અને ખૂનામરકીનું નર્કાગાર બનાવી દીધું છે. આ હાલત તો કહેવાતી રાહત અને ઈજ્જતની છે ! અનુભવો સાક્ષી છે કે, વ્યાજનો માલ વ્યાજખોરની આવનારી પેઢીઓને પણ તબાહ–બરબાદ કરી નાંખે છે અથવા તો તેઓ તેની નહૂસતથી માલ–દૌલતનો સારો લાભ ઉઠાવી શકતા નથી તથા અપમાનિત થાય છે. સામાન્ય લોકો યુરોપના વ્યાજખોરોના દાખલાથી કદાચ ધોકામાં આવી જાય છે કે, તે લોકો તો બધા જ સારૂં જીવન જીવે છે, તેમની નસ્લો (જનરેશન) પણ પ્રગતિ અને વિકાસ કરી રહી છે, પરંતુ તેમની પ્રગતિ અને વિકાસ આપણે ઉપર જોઈ ગયા તે પ્રમાણે ફક્ત "ડુંગરા દૂરથી રળિયામણા" લાગે તે પ્રમાણે છે !

બીજો દાખલો એવો છે કે, જેમકે કોઈ માણસખાઉં વ્યક્તિ બીજા માણસનું લોહી ચૂસીને પોતાનું શરીર પાળે–પોષે છે, કલ્પના કરો, એવા જ અમુક માણસોનો સમૂહ જો કોઈ એક મહોલ્લામાં વસી જાય તો તમે કોઈને તે મહોલ્લામાં લઈ જઈને અનુભવ કરાવી શકો છો કે, આ બધા ઘણા તંદુરસ્ત અને હટ્ટા–કટ્ટા છે, પરંતુ કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ અને માનવતાની પ્રગતિનો ઈચ્છુક વ્યક્તિ ફક્ત આ મહોલ્લાને નહિ જુએ, બલકે તે વસ્તીઓને પણ જોશે, જે બિચારા લોકોનું લોહી ચૂસીને આ નરાધમો હટ્ટા–કટ્ટા બન્યા છે. હવે, આ માણસખાઉં નરરાક્ષસોના મહોલ્લાઓ અને જેમનું લોહી ચૂસવામાં આવ્યું છે તે અધમૂઆ થયેલા લોકો ઉપર સામૂહિક દષ્ટિપાત કરવામાં આવે તો કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ તેમની ખુશહાલી જોઈને ખુશ નથી થઈ શકતો અને સામૂહિક રીતે માણસખાઉં વ્યક્તિઓના લોહી ચૂસવાની આદતને પ્રગતિનું માપદંડ નથી માની શકતો બલકે, તેને માનવતાનો વિનાશ અને બરબાદી કહેવા માટે મજબૂર થઈ જશે.

આથી ઊલટું સદકહ અને ખૈરાત કરનારા લોકોને જુઓ કે, તેઓ માલ–દૌલત પાછળ ક્યારેય ગાંડાતૂર થઈને દોડશે નહીં, ભલે તેમની પાસે રાહતનો સરસામાન થોડો ઓછો હોય પરંતુ તેમને ઉપરોક્ત પ્રમાણેના દુનિયાપરસ્ત રઈશો (માલેતુજારો) કરતાં વધારે સંતોષ અને દિલની શાંતિ હશે અને તે જ રાહતનું અસલી સ્વરૂપ છે, જે તેમને પ્રાપ્ત થયું છે, તથા દુનિયાનો પ્રત્યેક વ્યક્તિ તેમને ઈજ્જતની નજરથી જુએ છે.

يَمۡحَقُ اللّٰهُ الرِّبٰو وَيُرۡبِى الصَّدَقَاتِ

આ આયતમાં ઈરશાદ છે કે, "અલ્લાહ તઆલા વ્યાજને નાબૂદ કરે છે અને સદકહને વધારે છે." આ વિષય આખિરતના અનુસંધાને તો બિલકુલ સ્પષ્ટ છે જ, પરંતુ દુનિયાના સંદર્ભમાં પણ જો થોડીક વાસ્તવિકતા સમજવાની કોશીશ કરવામાં આવે તો બિલકુલ ચોખ્ખી રીતે આ બાબત દેખાશે, આ જ રસૂલે કરીમ ﷺ હદીષનો પણ અર્થ છે જેમાં આપ ﷺએ ફરમાવ્યું,

اِنَّ الرِّبٰو وَاِنۡ كَثُرَ فَاِنَّ عَاقِبَتَهٗ تَصِيۡرُ اِلٰى قُلٍّ،

*"વ્યાજ ગમે તેટલું વધારે થઈ જાય, પરંતુ અંતે તેનું પરિણામ ઘટાડો જ છે."*

*(મુસ્નદે અહમદ અને ઈબ્ને માજહ)*

આ રિવાયત મુસ્નદે અહમદમાં આવેલી છે.

આયતના છેવટે ઈરશાદ છે وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ كَفَّارٍ اَثِيۡمٍ એટલે કે "અલ્લાહ તઆલા કોઈ કુફ્ર કરનારને અને કોઈ ગુનાહનું કામ કરનારને પસંદ નથી કરતો." તેમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે કે, જે લોકો વ્યાજને હરામ નથી સમજતા તેઓ કુફ્ર કરી રહ્યા છે અને જેઓ હરામ સમજવા છતાં તે અમલ કરી રહ્યા છે, તો તેઓ ગુનેહગાર અને ફાસિક છે.

ત્રીજી આયતમાં મો'મિનો અને નેક લોકો કે જેઓ નમાઝ અને ઝકાતના પાબંદ છે તેમના માટે સારો બદલો તથા આખિરતની રાહતનું વર્ણન છે. જેમકે, આ અગાઉની પહેલી આયતમાં વ્યાજખોરો માટે જહન્નમનો અઝાબ અને બેઈજ્જતી તથા રૂશ્વાઈનું વર્ણન હતું. કુર્આને કરીમની સામાન્ય શૈલી પ્રમાણે ઈમાન અને નેક કાર્યોની પાબંદી તથા નમાઝ અને ઝકાત અદા કરનારાઓ માટે સવાબ અને તેમના આખિરતના દરજ્જાઓને પણ વર્ણન કરવામાં આવ્યા છે.

ચોથી આયત يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَذَرُوۡا مَا بَقِىَ مِنَ الرِّبٰوٓا اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ "હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને જે વ્યાજ બાકી રહ્યું છે તેને છોડી દો, જો તમે ઈમાનવાળા છો."માં ખુલાસો છે કે, વ્યાજ હરામ થયા પછી જે વ્યાજની બાકી રકમ હતી, તેનું લેવું–દેવું પણ હરામ કરવામાં આવ્યું છે.

**સ્પષ્ટતા (ખુલાસો) :**

વ્યાજને હરામ કરવાનો હુકમ નાઝિલ થતાં પહેલાં અરબમાં વ્યાજનો રિવાજ ખૂબ પ્રચલિત હતો. આ આયતની શરૂઆતની આયતોમાં એની મનાઈ કરવામાં આવી તો નિયમ પ્રમાણે બધા જ મુસલમાનોએ વ્યાજુ લેવડ–દેવડ છોડી દીધી, પરંતુ અમુક લોકોની વ્યાજની રકમ ઘણા લોકો પાસે લેવાની બાકી નીકળતી હતી. તેમાં એક ઘટના એવી બની કે, બની ષકીફ અને બની મખઝૂમ કબીલાઓ પરસ્પર વ્યાજુ લેવડ–દેવડ કરતા હતા અને બનુ ષકીફના અમુક લોકોની વ્યાજની રકમ લેણી નીકળતી હતી. બની મખઝૂમ મુસલમાન બની ગયા અને ઈસ્લામ લાવ્યા પછી તેમણે વ્યાજની રકમ આપવી જાઈઝ ન સમજ્યું, આ બાજુ બની ષકીફના લોકોએ માંગણી શરૂ કરી કારણ કે તે લોકો મુસલમાન ન થયા હતા, પરંતુ મુસલમાનોએ મશ્વરો કરી લીધો હતો, તેમણે બની મખઝૂમના લોકોને કહ્યું કે, ઈસ્લામમાં દાખલ થયા પછી અમે ઈસ્લામી કમાઈને વ્યાજનું કરજ ભરપાઈ કરવા માટે અદા નહિ કરીએ.

આ ઝઘડો મક્કા મુકર્રમહમાં સામે આવ્યો. તે વખતે મક્કા જીતી લેવાયું હતું. રસૂલ ﷺ તરફથી મક્કાના અમીર (ગવર્નર) હઝરત મઆઝ (રદિ.) અને બીજી રિવાયત પ્રમાણે હઝરત ઈતાબ બિન ઉસૈદ (રદિ.) હતા, તેમણે આ ઝઘડાનો કિસ્સો રસૂલે કરીમ ﷺની સેવામાં તેમનો શું હુકમ છે તે જાણવા લખી મોકલ્યો. તેના વિશે કુર્આનની આ આયત નાઝિલ થઈ, જેમાં ખુલાસો એ છે કે, ઈસ્લામમાં પ્રવેશ પામ્યા પછી વ્યાજની પાછલી બધી જ લેવડ–દેવડ ખતમ કરી દેવામાં આવે, પાછલું વ્યાજ પણ લેવામાં ન આવે, ફક્ત તમારું મૂળ મુદલ કરજદાર પાસેથી પાછું લઈ શકો છો.

આ ઈસ્લામી કાયદો અમલમાં આવ્યો તો મુસલમાનો તો તેના પાબંદ હતા, જે ગૈરમુસ્લિમ કબીલાઓ સુલેહ અને કરાર કરીને ઈસ્લામી કાયદાઓ કબૂલ કરી ચૂક્યા હતા તેઓ પણ આ હુકમના પાબંદ થઈ ચૂક્યા હતા, પરંતુ તે છતાં જ્યારે હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં રસૂલે કરીમ ﷺએ આ કાનૂનનું એ'લાન કર્યું તો એવી જાહેરાત કરી કે, આ કાયદો કોઈ ખાસ વ્યક્તિ અથવા કોઈ કૌમના વ્યક્તિગત ફાયદા માટે નથી, બલકે સમસ્ત માનવજાતની પ્રગતિ અને વિકાસ માટે લાગુ પાડવામાં આવે છે. એટલા માટે અમે સૌ પ્રથમ જે

મુસલમાનોની મોટી–મોટી રકમો વ્યાજ સ્વરૂપે ગૈરમુસ્લિમ કરજદારો પાસેથી લેણા સ્વરૂપે લેવાની બાકી હતી તેને છોડી દઈએ છીએ, તો હવે તેમણે પણ પોતાની બાકી નીકળતી રકમો જે વ્યાજ સ્વરૂપે છે, તેને છોડી દેવામાં કોઈ વાંધો ન હોવો જોઈએ. એટલા માટે આ ખુત્બામાં ઈરશાદ ફરમાવ્યું,

اَلااِنَّ كُلَّ رِبَاكَانَ فِى الْجَاهِلِيَّةِ مَوْضُوْعٌ عَنْكُمْ كُلُّهُ ۖ لَكُمْ رُؤُسُ اَمْوَالِكُمْ ۖ لَا تَظْلِمُوْنَ وَلَا تُظْلَمُوْنَ ۖ وَاَوَّلُ رِبَامَوْضُوْعٌ رِبَاالْعَبَّاسِ ابْنِ عَبْدُا لْمُطَّلِبِ كُلُّهُ ○

(اِبْنِ كَثِيْرٍ بِحَوَالَةِ اِبْنِ اَبِىْ حَاتِمْ)

*"અજ્ઞાનતાના સમયમાં જે વ્યાજુ લેવડ–દેવડ કરવામાં આવી તે બધાનું વ્યાજ છોડી દેવામાં આવ્યું, હવે દરેક લેણદારને મૂળ મુદ્દલ રકમ જ મળશે. વ્યાજની વધારાની રકમ તેને નહિ મળે, અને ન જ તે જબરદસ્તી કરી કોઈના ઉપર જુલમ કરી શકશે, અને ન જ કોઈ મૂળ મુદ્દલમાં કમી કરીને તમારા ઉપર જુલમ કરી શકશે, અને સૌ પ્રથમ જે વ્યાજ છોડવામાં આવ્યું, તે અબ્બાસ બિન અબ્દુલ મુત્તલીબનું વ્યાજ છે."*

હઝરત અબ્બાસ (રદિ.)ની ઘણી મોટી વ્યાજની રકમો ગેરમુસ્લિમો પાસેથી લેવાની બાકી નીકળતી હતી. કુર્આન મજીદની પ્રસ્તુત આયતમાં આ ઘટના તરફ ઈશારો કરીને બાકીનું વ્યાજ છોડી દેવાનો હુકમ કરવામાં આવ્યો.

પ્રસ્તુત આયતની શરૂઆત જ એવી રીતે કરવામાં આવી છે કે, મુસલમાનોને પ્રથમ સંબોધન કરી, اِتَّقُوا اللّٰهَ "અલ્લાહના ડર"નો હુકમ આપવામાં આવ્યો કે, અલ્લાહ તઆલાથી ડરો, ત્યાર પછી અસલ હુકમ વર્ણન કરવામાં આવ્યો. આ કુર્આન શરીફની તે ખાસ વર્ણનશૈલી છે, જેમાં તે સમગ્ર દુનિયાના કાનૂનના પુસ્તકો કરતાં એક આગવી હેસિયત ધરાવે છે કે, જ્યારે કોઈ એવો કાયદો બનાવવામાં આવે કે જેના ઉપર લોકોને અમલ કરવો થોડો મુશ્કેલ હોય તો તેની આગળ–પાછળ અલ્લાહ તઆલા સામે હાજર થવાની, તથા અમલોના હિસાબ–કિતાબ થવાની, તથા આખિરતમાં અઝાબ અને સવાબ થવાની બાબતોનું વર્ણન કરીને મુસલમાનોના દિલ અને દિમાગને તે અમલ કરવા માટે માનસિક રીતે તૈયાર કરવામાં આવે છે, ત્યાર પછી હુકમ સંભળાવવામાં આવે છે. અહીંયાં પણ પાછલા વ્યાજની રકમ છોડી દેવાના હુકમ ઉપર અમલ કરવાથી

માનવસ્વભાવ પ્રમાણે થોડું અઘરું લાગી શકે છે. એટલા માટે પ્રથમ اِتَّقُوا اللّٰهَ "અલ્લાહનો ડર" ફરમાવ્યું, ત્યાર પછી હુકમ આપ્યો ذَرُوْا مَا بَقِيَ مِنَ الرِّبٰو "તમારા બાકી નીકળતા વ્યાજના લેણાને છોડી દો," અંતમાં اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ કહીને યાદ અપાવ્યું કે, જો તમે ઈમાનવાળા છો. એમાં ઈશારો કર્યો કે, ઈમાનનો તકાદો એ છે કે, અલ્લાહના હુકમની ઈતાઅત કરવામાં આવે, અલ્લાહના હુકમ વિરૂદ્ધ અમલ કરવો ઈમાનના તકાદાથી વિપરીત બાબત છે અને આ હુકમ કારણ કે, તબિયત પર ભારે લાગે છે. એટલા માટે હુકમ પહેલાં اِتَّقُوا اللّٰهَ "અલ્લાહના ડર" કહીને પછી اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ "જો તમે મો'મિન છો"નો ઈરશાદ પણ કરવામાં આવ્યો, ત્યારબાદ પાંચમી આયતમાં આ હુકમનો વિરોધ કરનારને સખત ચેતવણી સંભળાવવામાં આવી, જેનો વિષય એ છે કે, જો તમે વ્યાજને ન છોડ્યું તો અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺ તરફથી યુદ્ધનું એ'લાન સાંભળી લો. આ ચેતવણી એટલી સખત અને કઠોર છે કે, કુફ્ર સિવાય અન્ય કોઈ મોટામાં મોટા ગુનાહ વિશે કુર્આન શરીફમાં આવી ચેતવણી અને ધમકી આવી નથી અને આ આયતની છેવટમાં ફરમાવવામાં આવ્યું કે, وَاِنْ تُبْتُمْ فَلَكُمْ رُؤُسُ اَمْوَالِكُمْ لَا تَظْلِمُوْنَ وَلَا تُظْلَمُوْنَ "જો તમે તૌબહ કરી લો અને હવેથી વ્યાજની બાકી નીકળતી રકમને છોડવાનો ઈરાદો કરી લો તો તમને તમારૂં અસલ મુદલ મળી જશે, ન તો તમે અસલ મુદલથી વધારે પ્રાપ્ત કરવા જુલમ કરવા પામશો અને ન જ કોઈ અસલ મુદલમાં ઓછું અથવા મોડું કરી તમારા ઉપર જુલમ કરી શકશે!" તેમાં અસલ મુદલ આપવાની શરત એ કરવામાં આવી કે, તમે તૌબહ કરી લો અને હવે પછી વ્યાજુ લેવડ–દેવડ કરવાનો ઈરાદો છોડી દો તો જ અસલ મુદલ મળશે.

તેનાથી ખુલ્લો ઈશારો એ છે કે, જો વ્યાજ છોડવાનો ઈરાદો કરીને તૌબહ ન કરી તો અસલ મુદલ પણ નહીં મળે. તેની સ્પષ્ટતા એ છે કે, જો મુસલમાન બની જવા છતાં વ્યાજને મૂળેથી હરામ જ નથી સમજતો અને વ્યાજ છોડવા માટે તૌબહ જ નથી કરતો તો આવો શખ્શ (વ્યક્તિ) ઈસ્લામથી ખારિજ અને મુર્તદ (ઈસ્લામ લાવ્યા પછી ફરી જનાર) ગણાશે, જેનો હુકમ એ છે કે, મુર્તદનો માલ તેની મિલકતમાંથી નીકળી જાય છે, પછી તેણે જે ઈસ્લામ ઉપર હોવાની હાલતમાં કમાણી કરી હતી તે બધી તેના મુસલમાન વારસોને મળી જશે અને પછી જે કુફ્ર

પછીની કમાણી હતી તેને બયતુલ માલ (ઈસ્લામિક રાજ્યની સરકારી તિજોરી)માં જમા કરાવવામાં આવશે. એટલા માટે વ્યાજથી તૌબહ ન કરવી જો તેના હલાલ સમજવાના કારણે હોય તો તેને અસલ મુદ્દલ પણ મળશે નહીં.

અને જો વ્યાજને હલાલ તો નથી સમજતો, પરંતુ વ્યાજ ખાવાની આદત છોડતો પણ નથી તો તે ઈસ્લામી હુકૂમત વિરૂદ્ધ બગાવત કરે છે, અને તેની સાથે ઈસ્લામી હુકૂમતે યુદ્ધ કરવું જરૂરી છે. તેનો બધો જ માલ જપ્ત કરીને બયતુલ માલમાં અમાનત રાખવામાં આવશે ત્યાં સુધી કે, જ્યારે તે તૌબહ કરી લે તો તેનો માલ પાછો આપવામાં આવશે. કદાચ આ બાબત તરફ જ ઈશારો કરવા માટે શરત સ્વરૂપે ફરમાવવામાં આવ્યું فَاِنْ تُبْتُمْ فَلَكُمْ رُؤُسُ اَمْوَالِكُمْ એટલે કે, ‘‘જો તમે તૌબહ નહીં કરો તો તમારું મુદ્દલ પણ જપ્ત થઈ જશે.’’

ત્યાર પછી છટ્ઠી આયતમાં વ્યાજખોરીની માનવતા વિરોધી અત્યંત ઘાતક પ્રવૃત્તિના મુકાબલામાં પવિત્ર અને ઉચ્ચ અખ્લાક તથા ગરીબો અને નાદારો સાથે પ્રેમ–મહોબ્બત અને હમદર્દીની વર્તણૂક કરવાનું શિક્ષણ આપવામાં આવ્યું. ફરમાવવામાં આવ્યું, وَاِنْ كَانَ ذُوْعُسْرَةٍ فَنَظِرَةٌ اِلٰى مَيْسَرَةٍ وَاَنْ تَصَدَّقُوْا خَيْرٌ لَّكُمْ જો તમારા કરજદારો ગરીબ અને મોહતાજ છે, તમારું કરજ અદા કરવાની શક્તિ ધરાવતા નથી તો શરીઅતનો હુકમ છે કે, તેની આર્થિક પરિસ્થિતિમાં સુધારો થાય ત્યાં સુધી તેને મોહલત આપવામાં આવે અને જો તમે પોતાનું કરજ મા'ફ કરી આપો તો તે તમારા માટે વધારે સારું છે.

વ્યાજખોરોની આદત તો એવી હોય છે કે, જો કોઈ કરજદારે જે મુદત નક્કી કરી હોય છે અને તે મુદત ઉપર કરજદાર કરજ અદા ન કરી શકે તો વ્યાજની રકમને પણ મુદ્દલમાં ઉમેરી આપે છે અને આ રીતે ચક્રવૃદ્ધિ વ્યાજનો ક્રમ ચલાવે છે, એ જ પ્રમાણે વ્યાજની ટકાવારી પણ વધારી દે છે.

અહીંયાં અહકમુલ હાકિમીન અલ્લાહ રબ્બુલ ઈજ્જતે પોતે એ કાયદો બનાવી દીધો છે કે, જો કોઈ કરજદાર કરજ અદા કરવા માટે શક્તિ નથી ધરાવતો તો તેને ત્રાસ આપવો જાઈઝ નથી, બલકે તેને તે સમય સુધી મોહલત આપવી જોઈએ કે, જ્યાં સુધી તે કરજ આપવા માટેની આર્થિક સદ્ધરતા અને છૂટછાટ પ્રાપ્ત કરી લે. સાથે સાથે એ પણ સૂચના આપવામાં આવી કે, જો તમે આ ગરીબને તમારું કરજ મા'ફ કરી આપો તો તે તમારા માટે ઘણું સારું છે.

અહીંયાં મા'ફ કરવાને કુર્આન શરીફે "સદકહ"ના શબ્દથી દર્શાવ્યું છે, જેમાં ઈરશાદ છે કે આ મા'ફી તમારા માટે સદકહના હુકમમાં શામિલ થઈને તમારા માટે મોટા સવાબનું કારણ બનશે. વળી, એ પણ ફરમાવ્યું કે મા'ફ કરી દેવું તમારા માટે વધારે સારું છે. જો કે, દેખીતી રીતે મા'ફ કરી દેવાથી જાહેરમાં તો નુકસાન થતું નજરે પડે છે કે, વ્યાજ તો છોડી દીધું હતું અને હવે તો મુદલ પણ છોડવાની વાત છે ! પરંતુ કુર્આન શરીફે તેને સારો અમલ ગણાવ્યો છે. તેના બે કારણો છે, પ્રથમ એ કે, આ અમલની ભલાઈ દુનિયાની થોડા દિવસની જિંદગી પછી આખિરતમાં સામે આવી જશે, જ્યારે આ તુચ્છ માલના બદલામાં જન્નતની હંમેશા–હંમેશની નેઅ્મતો મળશે.

બીજું કદાચ એમાં એ તરફ પણ ઈશારો છે કે, દુનિયામાં પણ તમને આ ભલાઈના સારા બદલાનો જાતઅનુભવ થઈ શકે છે કે, તમારા માલમાં બરકત થશે અને બરકતની હકીકત તો એ છે કે, થોડા માલથી પણ ઘણા બધા કામો નીકળી શકે છે. એવું જરૂરી નથી કે માલનું પ્રમાણ અથવા તેની સંખ્યા વધી જશે. બસ, એ અનુભવથી સિદ્ધ થયેલ બાબત છે કે, સદકહ–ખૈરાત કરનારના માલમાં અનેક ઘણી બરકતો જોવા મળે છે કે, થોડા માલમાં એવા–એવા કામો નીકળી જાય છે કે, જે હરામ માલ કમાનારની મોટી–મોટી રકમોથી પણ થતા નથી.

જે માલમાં બેબરકતી હોય છે તેની હાલત એવી હોય છે કે, જે મકસદથી ખર્ચ કરવામાં આવે છે, તે મકસદ પ્રાપ્ત નથી થતો અથવા તો વગર મકસદની વસ્તુઓમાં દાખલા તરીકે– દવા, ઈલાજ, ડૉક્ટર, વકીલ, સાચા–જૂઠા કેસો વગેરેમાં આવા માલદારોની મોટી–મોટી રકમો ખર્ચાઈ જાય છે અને જે ગરીબો ઉપર અલ્લાહ મહેરબાન હોય તેવા ગરીબોને ક્યારેય આવો અનુભવ નથી થતો. પ્રથમ તો અલ્લાહ તઆલાએ તેમને એવી તંદુરસ્તીની નેઅ્મત અદા કરે છે કે તેમને ઈલાજ કરવાના ખર્ચની જરૂર જ નથી પડતી અને જો કોઈ નાની–મોટી બીમારી આવી જાય છે તો નાના ખર્ચામાં થોડી–ઘણી દવાથી સારું થઈ જાય છે. કોઈ ગરીબ–લાચારને તેનું કરજ મા'ફ કરી દેવું જાહેરમાં તો પોતાનું આર્થિક નુકસાન થતું નજરે પડે છે, પરંતુ કુર્આનના શિક્ષણ પ્રમાણે તે એક ઘણી જ લાભદાયક બાબત છે કે તેના કારણે માલમાં બરકત પૈદા થશે.

કરજદાર ગરીબની સાથે વિનમ્રતા અને સારા અખ્લાકથી વર્તણૂક કરવાની

શિખામણ આપવા માટે સહીહ હદીષોમાં જે હુકમો થયા છે તેમાંથી અમુક વાક્યો સાંભળો. તબરાનીની એક હદીષમાં છે કે, "જે વ્યક્તિ એવું ઈચ્છતો હોય કે, તેના માથા પર તે દિવસે અલ્લાહની રહમતનો છાંયડો હોય કે, જે દિવસે અલ્લાહની રહમતના છાંયડા સિવાય કોઈ છાંયડો ઉપલબ્ધ નહિ હોય, તો તેણે ગરીબ અને કરજદાર તથા આર્થિક રીતે બેહાલ થયેલા લોકો સાથે વિનમ્રતાનું અને કરજ મા'ફ કરવાનું વલણ અપનાવવું જોઈએ."

આ વિષયની સહીહ હદીષ સહીહ મુસ્લિમમાં પણ છે અને મુસ્નદે અહમદની એક હદીષમાં છે કે, "જે વ્યક્તિ કોઈ મુફલિસ, લાચાર કરજદારને મોહલત આપે છે તો તેને દરરોજ એટલી જ રકમ "સદકહ"નો સવાબ મળે છે." એટલે કે તે કરજદારના માથે જેટલી રકમ આપવાની બાકી હોય એટલી રકમ દરરોજ સદકહ કરવાનો સવાબ મળશે અને આ હિસાબ તો કરજદારને કરજ પરત કરવાની મોહલત આપવા અનુસંધાને છે અને જ્યારે કરજદારને આપેલી મોહલત પૂરી થઈ જાય અને હજુપણ તે કરજદાર કરજ અદા કરવા માટે શક્તિ ન ધરાવતો હોય, એવા સમયે જો મોહલત આપશે તો તેને બેઘણી મોહલત આપવાના સદકહનો સવાબ મળે છે. ત્યારબાદ છેલ્લી આયતમાં કયામતના દિવસનો ભય અને મહશરના હિસાબ-કિતાબ અને સવાબ-અઝાબના વર્ણન ઉપર વ્યાજના હુકમની આયત પૂર્ણ કરી ફરમાવવામાં આવ્યું, وَاتَّقُوْا يَوْمًا تُرْجَعُوْنَ فِيْهِ اِلَى اللّٰهِ ثُمَّ تُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ એટલે કે, "ડરો તે દિવસથી જેમાં તમને બધાને અલ્લાહ તઆલા સામે હાજર કરવામાં આવશે, પછી દરેક વ્યક્તિને પોત-પોતાના અમલનો પૂરે-પૂરો બદલો મળશે."

હઝરત બ્દુલ્લાહ બિન અબ્બાસ રદિ. ફરમાવે છે કે, "આ આયત, વહી નાઝિલ થવાના ક્રમમાં સૌથી છેલ્લી આયત છે. ત્યાર પછી કોઈ આયત નાઝિલ થઈ નથી, તેના ૩૧ દિવસ પછી રસૂલે કરીમ ﷺની વફાત થઈ ગઈ." અને અમુક રિવાયતોમાં ફક્ત ૯ દિવસ બાદ વફાત થયાનો ઉલ્લેખ છે.

અહીંયાં સુધી રિબા (વ્યાજ)ના હુકમો વિશે સૂરએ બકરહની અયતોની તફસીર આવી છે. રિબાના હરામ અને પ્રતિબંધિત હોવા વિશે કુર્આને કરીમમાં સૂરએ બકરહની પ્રસ્તુત ૭ આયત, સૂરએ આલિ-ઈમ્રાનમાં એક આયત, તથા સૂરએ નિસાઅ્માં બે આયતો આવી છે. ઉપરાંત એક આયત સૂરએ રૂમમાં પણ

છે, જેની તફસીરમાં વિવિધ મતભેદો છે. અમુક લોકોએ તેને પણ વ્યાજનો અર્થ સમજ્યું છે, અમુક લોકોએ તેની બીજા પ્રકારની તફસીર વર્ણન કરી છે. એ રીતે કુર્આન શરીફમાં કુલ ૧૦ આયતો છે, જેમાં વ્યાજ (રિબા)ના હુકમો વર્ણવવામાં આવ્યા છે.

વ્યાજની સંપૂર્ણ હકીકત બતાવતાં પહેલાં એવું યોગ્ય લાગે છે કે, તે બાકી આયતોનો તરજુમો અને તફસીર પણ અત્રે લખવામાં આવે, જે સૂરએ આલિ–ઈમ્રાન, સૂરએ નિસાઅ્ અને સૂરએ રૂમમાં આવેલી છે. જેથી બધી જ આયતો અત્રે એક જગ્યાએ એકત્રિત થવાથી રિબાની હકીકત સમજવામાં સરળતા થાય.

સૂરએ આલિ–ઈમ્રાનની ૧૩માં રુકૂઅ્ની ૧૩૦મી આયતમાં છે,

يَـٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَاتَاْكُلُوا الرِّبٰوٓا اَضْعَافًا مُّضٰعَفَةً وَّ اتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ٥

*"હે ઈમાનવાળાઓ વ્યાજ ન ખાઓ; મુદ્દલથી વધારે (ન લો) ! અને અલ્લાહ તઆલાથી ડરો, આશા છે કે તમે સફળ થાઓ."*

આ આયત નાઝિલ થવાની એક ખાસ ઘટના છે કે, અજ્ઞાનતાના યુગમાં અરબોની વ્યાજખોરીની એક પદ્ધતિ એ હતી કે, એક ખાસ નક્કી કરેલ મુદત સુધી ઉધાર નાણા કે વસ્તુઓ વ્યાજ પર આપવામાં આવતી હતી અને જ્યારે તે ચોક્કસ સમય આવી જાય અને કરજદાર વ્યાજ અદા કરવા માટે શક્તિ ન ધરાવતો હોય તો તેને વધારાની મુદત એવી શરતે આપવામાં આવતી હતી કે, લેણદાર કરજદાર ઉપર વ્યાજની ટકાવારીનું પ્રમાણ વધારી આપતો હતો. એ રીતે બીજી મુદત ઉપર પણ જો કરજ અદા ન કરી શકે તો વ્યાજની ટકાવારી હજુપણ વધારી દેતા હતા. આ પ્રસંગો તફસીરની ઘણી કિતાબોમાં આવેલ છે, ખાસ કરીને "લુબાબુન્નુકૂલ"માં મુજાહિદની રિવાયત આવેલ છે.

અજ્ઞાનતાના યુગમાં અરબોનો આ અતિક્રૂર અને ઘાતકી વ્યાજખોરીનો રિવાજ નાબૂદ કરવા માટે આ આયત નાઝિલ થઈ. એટલા માટે આયતમાં اَضْعَافًا مُّضٰعَفَةً (એટલે કે મુદ્દલથી વધારે) ફરમાવીને તે ક્રૂર વ્યાજખોરીની પ્રથાની ટીકા કરવામાં આવી અને આ ભયાનક સામાજિક બુરાઈ અને સ્વાર્થી આર્થિક પદ્ધતિ ઉપર ચેતવણી આપીને તેને હરામ ઠરાવ્યું, એટલે કે મુદ્દલથી વધારે

કંઈપણ દેવું ચોખ્ખું હરામ છે. કારણ કે સૂરએ બકરહ અને સૂરએ નિસાઅ્માં વ્યાજ સ્પષ્ટ રીતે હરામ હોવાનો ઉલ્લેખ થઈ ચૂકયો છે. વ્યાજની રકમ અનેકઘણી હોય કે ન હોય, નજીવી રકમ હોય કે મોટી રકમ, વ્યાજ સદંતર હરામ છે. તેનો દાખલો એવો છે કે, જેમકે કુર્આન શરીફમાં અનેક ઠેકાણે ફરમાવવામાં આવ્યું છે, لَا تَشْتَرُوْا بِاٰيٰتِىْ ثَمَنًا قَلِيْلًا ط એટલે કે "મારી આયતોના બદલામાં 'નજીવી કિંમત' ન લો," તેમાં "નજીવી કિંમત" એટલા માટે કહ્યું કે, અલ્લાહની આયતોના બદલામાં જો સાત ખંડોની સલ્તનતો પણ મળી જાય તો પણ તે નજીવી કિંમત જ કહેવાશે. એનો અર્થ એવો પણ નથી કે, કુર્આન શરીફની આયતોના બદલામાં માત્ર નજીવી રકમ લેવી જ હરામ છે, નહિતર વધારે કિંમત લેવી જાઈઝ છે. એટલા માટે આ આયતમાં اَضْعَافًا مُّضٰعَفَةً નો શબ્દ આ શરમજનક પદ્ધતિ માટે ચિંતન કરવા માટે લાવવામાં આવ્યો છે, એમાં હરામની શરત શામિલ છે.

અને જો વ્યાજની પ્રચલિત પદ્ધતિઓ ઉપર વિચાર કરવામાં આવે તો એવું પણ કહેવામાં આવે છે કે, જો વ્યાજ ખાવાની આદત પડી જાય છે તો વ્યાજ ફક્ત વ્યાજ જ નથી રહેતું બલકે, તે વ્યાજ મુદ્દલ બની અનેકઘણું વધતું ચાલે છે. કારણ કે, જે રકમ વ્યાજથી પ્રાપ્ત કરી છે તે વ્યાજખોરના માલમાં શામિલ થઈ ગઈ, તો હવે તે વ્યાજની વધારાની રકમનો પણ મુદ્દલ તરીકે ઉપયોગ કરશે. આ રીતે વ્યાજનું વિષચક્ર આ રીતે વધતું ચાલે છે અને આગળ આ સિલસિલો اَضْعَافًا مُّضٰعَفَةً ચાલ્યા કરે છે અને એવી રીતે દરેક વ્યાજ ચક્રવૃદ્ધિ બની જાય છે.

સૂરએ નિસાઅ્માં વ્યાજ અનુસંધાને બે આયતો આ પ્રમાણે છે.

فَبِظُلْمٍ مِّنَ الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا عَلَيْهِمْ طَيِّبٰتٍ اُحِلَّتْ لَهُمْ وَبِصَدِّهِمْ عَنْ سَبِيْلِ اللّٰهِ كَثِيْرًا وَّاَخْذِهِمُ الرِّبٰوا وَقَدْ نُهُوْا عَنْهُ وَاَكْلِهِمْ اَمْوَالَ النَّاسِ بِالْبَاطِلِ وَ اَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ مِنْهُمْ عَذَابًا اَلِيْمًا ○

*"યહૂદીઓને પોતાના મોટા-મોટા ગુનાહોના કારણે ઘણી બધી પવિત્ર વસ્તુઓ જે તેમના માટે હલાલ હતી, અમે તેમના ઉપર હરામ કરી દીધી; અને એટલા માટે કે તેઓ ઘણા લોકોના (જીવન જરૂરિયાતની વસ્તુઓના) પૂરવઠાના માર્ગમાં અવરોધ બની જતા હતા; અને એટલા માટે કે, તેઓ વ્યાજ લેતા હતા; જો કે, તેમને તેની મનાઈ કરવામાં આવી હતી; અને એટલા માટે કે, તેઓ*

*લોકોનો માલ અન્યાયી રીતે ખાઈ જતા હતા; અને તેમનામાં જે લોકો કાફિર છે, અમે તેમના માટે દર્દનાક સજાનો સામાન નક્કી કરી રાખ્યો છે.”*

આ બંને આયતોથી ખબર પડી કે મૂસા (અલૈ.)ની શરીઅતમાં પણ વ્યાજ હરામ હતું અને યહૂદીઓએ જ્યારે તેનો વિરોધ કર્યો તો દુનિયામાં પણ તેમને યોગ્ય સજા કરવામાં આવી. કારણ કે, તેમણે દુનિયાની લાલચમાં હરામ વસ્તુ ખાવાની શરૂઆત કરી દીધી તો અલ્લાહ તઆલાએ તેમના માટે અમુક હલાલ વસ્તુઓ પણ હરામ ઠરાવી દીધી.

અને સૂરએ રૂમના ચોથા રુકૂઅ્‌ની ૩૯મી આયતમાં છે,

وَمَا اٰتَيۡتُمۡ مِّنۡ رِّبًالِّيَرۡبُوَا فِيۡٓ اَمۡوَالِ النَّاسِ فَلَا يَرۡبُوۡ عِنۡدَ اللّٰهِ وَمَا اٰتَيۡتُمۡ مِّنۡ زَكٰوةٍ
تُرِيۡدُوۡنَ وَجۡهَ اللّٰهِ فَاُولٰٓئِکَ هُمُ الۡمُضۡعِفُوۡنَ ○

*“જે વસ્તુ તમે એટલા માટે આપો છો કે, તે લોકોના માલમાં ભળી જઈને તે વધારે થઈ જાય, તે અલ્લાહ તઆલા નજીક નથી વધતું; અને જો ઝકાત આપશો જેનાથી અલ્લાહ તઆલાને રાજી રાખવાનો હેતુ હોય, (તો) એવા લોકો અલ્લાહ પાસે (પોતાનો માલ) વધારતા રહે છે.” (સૂ. ૩૦ : આ. ૩૯)*

અમુક મુફસ્સિરોએ "રિબા" અને "વધારો" થવાના શબ્દના કારણે આ આયતને પણ વ્યાજના સંદર્ભમાં જ નાઝિલ થઈ હોવાનું સમજ્યું છે અને એવી તફસીર કરી છે કે, વ્યાજ લેવામાં જો કે દેખીતી રીતે માલ વધતો હોય એવું નજરે પડે છે, પરંતુ તે વાસ્તવમાં વધતો નથી, જેવી રીતે કોઈ વ્યક્તિના શરીર ઉપર સોજા ચઢી જાય તો દેખાવમાં તો તેનું શરીર વધતું હોય એવું લાગે છે, પરંતુ કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ શરીરના આ ફૂલાવાના કારણે શરીર વધેલું જોઈને ખુશ નહીં થાય, પરંતુ તેને મૌતનો પૈગામ સમજશે. તેનાથી વિપરીત ઝકાત અને સદકહ આપનારો જો કે, દેખીતી રીતે પોતાના માલમાં ઘટાડો કરી રહ્યો છે, પરંતુ વાસ્તવમાં તે ઘટાડો નથી, બલકે હજારો પ્રકારના વધારાનું કારણ બને છે. જેવી રીતે કે કોઈ વ્યક્તિ પેટ સાફ કરવા માટે જુલાબ લે છે, અથવા તો ગંદુ લોહી શરીરમાંથી બહાર કઢાવે છે, તો દેખીતી રીતે તો તે અશક્ત થતો લાગે છે અને તેના શરીરમાંથી એટલું લોહી ઓછું થતું લાગે છે, પરંતુ જાણકારોને ખબર છે કે, આ ઘટાડો એ હકીકતમાં તેની શક્તિ અને તંદુરસ્તીને વધારવાનું કારણ બનશે.

અમુક તફસીર કરનાર ઉલમાએ આ આયતને વ્યાજના સંદર્ભમાં હોવાનું

નથી માન્યું, તેઓ કહે છે કે, આ આયત જે વ્યક્તિ કોઈને પોતાનો માલ ઈખ્લાસ અને સારી નિય્યતથી નહીં પરંતુ એવી નિય્યતથી આપે છે કે, તેને આ વસ્તુ આપીશ તો એ મને તેના બદલામાં એનાથી વધારે આપશે. જેમકે, ઘણા કુટુંબોમાં અને કૌમોમાં એવો રિવાજ છે કે, તેઓ ભેટ સ્વરૂપે કોઈ વસ્તુ આપે છે, પરંતુ તેનો વધારે બદલો મેળવવાની નિય્યત હોય છે, તો આવી ભેટ–સોગાત આપવી અલ્લાહને રાજી કરવા માટે ન હોવાથી અને પોતાના સ્વાર્થ માટે હોવાથી આ આયતમાં ફરમાવવામાં આવ્યું કે, એવી રીતે જો કે દેખીતી રીતે માલ વધી જાય છે, પરંતુ તે અલ્લાહ પાસે નથી વધતો, હા ! જેઓ ઝકાત અને સદકહ ફક્ત અલ્લાહને રાજી રાખવા માટે આપે છે તેમના માલમાં દેખીતી રીતે તો ઘટાડો થતો લાગે છે, પરંતુ અલ્લાહ પાસે તે અનેકઘણો થઈ જાય છે.

આ તફસીર ઉપર પ્રસ્તુત આયતનો તે વિષય પૂર્ણ થશે જે બીજી એક આયતમાં રસૂલુલ્લાહ ﷺએ સંબોધન કરીને ફરમાવ્યું, وَلَا تَمۡنُنۡ تَسۡتَكۡثِرُ એટલે કે આપ ﷺ કોઈના ઉપર અહેસાન એ નિય્યતથી ન કરો કે બદલામાં કંઈક માલનો વધારો આપ ﷺને મળી જાય. *(સૂ. ૭૪ : આ. ૬)*

સૂરએ રૂમની આ આયતમાં દેખીતી રીતે બીજી તફસીર વધારે યોગ્ય લાગે છે, પ્રથમ તો એટલા માટે કે સૂરએ રૂમ મક્કી સૂરત છે, જો કે જરૂરી નથી કે, તેની દરેક આયત મક્કી હોય, પરંતુ મોટા ભાગે અનુમાન તો એ જ છે કે, તે મક્કી આયત છે, જ્યાં સુધી તેના વિરૂદ્ધ કોઈ સાબિતી ન મળે. આ આયત મક્કી હોવાના સ્વરૂપમાં તેને વ્યાજને પ્રતિબંધિત કરવાના અર્થમાં એટલા માટે ન લઈ શકાય કે, વ્યાજ હરામ હોવાનો હુકમ મદીનામાં નાઝિલ થયો હતો. તે સિવાય આ આયત અગાઉ જે વિષય આવ્યો છે, તે પણ બીજા પ્રકારની તફસીર જ વધારે યોગ્ય હોવાનો ઈશારો કરે છે, કારણ કે, તેના પહેલાં ફરમાવવામાં આવ્યું છે, فَاٰتِ ذَا الۡقُرۡبٰى حَقَّهٗ وَالۡمِسۡكِيۡنَ وَابۡنَ السَّبِيۡلِ ذٰلِكَ خَيۡرٌ لِّلَّذِيۡنَ يُرِيۡدُوۡنَ وَجۡهَ اللّٰهِ "સગાં–વહાલાંઓને તેમનો હક આપ્યા કરો તથા મિસ્કિન (ગરીબ–લાચાર) અને મુસાફરોને પણ ! આ તે લોકો માટે બહેતર છે, જેઓ અલ્લાહની ખુશીના ઈચ્છુક હોય !"

આ આયતમાં સગાં–વહાલાંઓ અને મિસ્કિનો (ગરીબો) તથા મુસાફરો ઉપર ખર્ચ કરવો સવાબ હોવાની એ શરત લગાવવામાં આવી કે, તેમાં નિય્યત

અલ્લાહને રાજી રાખવાની હોવી જોઈએ, ત્યાર પછીની પ્રસ્તુત આયતમાં તેનો ખુલાસો એવી રીતે કરવામાં આવ્યો કે, જો માલ કોઈને એ નિય્યતે આપવામાં આવે કે, તેનો બદલો વધારે મળશે, તો તે અલ્લાહ તઆલાની ખુશી માટે ખર્ચ કર્યો નહીં કહેવાય અને એટલા માટે તેનો સવાબ પણ નહિ મળે.

અલબત્ત, વ્યાજના પ્રતિબંધના મસ્અલામાં આ આયતને છોડી દઈએ તો પણ ઉપરોક્ત પ્રમાણે આ વિષયના સંદર્ભમાં ઘણી બધી આયતો આવી છે, જેમકે સૂરએ આલિ-ઈમ્રાનની એક આયતમાં أَضْعَافًا مُّضَاعَفَةًના શબ્દોમાં વર્ણન થયું છે અને બાકી બધી આયતોમાં કાયમી ધોરણે વ્યાજ હરામ હોવાનો ઉલ્લેખ છે. આ સ્પષ્ટતાથી એ જાહેર થઈ ગયું કે, વ્યાજ ભલે ચક્રવૃદ્ધિ હોય કે, સાદું હોય, પછી વ્યાજનું વ્યાજ હોય અથવા કોઈ અન્ય સ્વરૂપે હોય, દરેક પરિસ્થિતિમાં તે હરામ છે અને હરામ પણ એટલું સખત કે, "આ હુકમનો વિરોધ કરનારને અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ તરફથી યુદ્ધનું એ'લાન કરવામાં આવ્યું છે."

## વ્યાજ (રિબા)ના મસ્અલાઓની વધારે સ્પષ્ટતા અને ખુલાસોઃ

આજકાલ વેપારની પ્રચલિત પદ્ધતિ એવી બની ગઈ છે કે, જ્યારે કુર્આન અને સુન્નતની આયતોમાં વ્યાજની મનાઈ સામે આવે છે, તો સામાન્ય રીતે તેની વાસ્તવિકતા સમજવા અને સમજાવવાના સમયે તેના હરામ હોવાથી માણસસ્વભાવ પ્રમાણે અમલ કરવામાં બળ પડે છે અને કચવાટ અનુભવાય છે, તથા કેટલાક લોકો હિલા-હવાલા શોધવામાં લાગી જાય છે. હું એ વિનંતી કરું છું કે, આ ચર્ચાની સમીક્ષા કરી તેના દરેક પાસાંઓનું ઊંડાણપૂર્વક ચિંતન કરવું જોઈએ. હરામ-હલાલને સાબિત કરવા ખોટી-ખોટી દલીલો કરી પરસ્પર અનેક બાબતોને ભેળસેળ કરવાનું પરિણામ ચર્ચામાં સમય બરબાદ કરવા સિવાય કંઈ જ નથી. અહીંયાં ચર્ચાના ત્રણ વિભાગો છે.

(૧) કુર્આન અને સુન્નતમાં રિબા (વ્યાજ)ની શું વાસ્તવિકતા છે અને તે કયા કયા સ્વરૂપે છે ?

(૨) રિબાની મનાઈ અને તેના હરામ હોવાની શું હિકમત અને મસ્લિહત છે?

(૩) વ્યાજ (રિબા) ગમે એટલું ખરાબ ભલે હોય, પરંતુ આજકાલ દુનિયાના બધા જ આર્થિક વહેવારો તથા વેપાર-ધંધાઓનું તે એક અભિન્ન અંગ બની

ગયું છે, જો કુર્આનના હુકમો પ્રમાણે તેને છોડી દેવામાં આવે તો બેન્કિંગ, વેપાર વાણિજ્ય, ઉદ્યોગ વગેરે સમગ્ર આર્થિક વ્યવહારો કેવી રીતે ચાલશે ?

**રિબાની વ્યાખ્યામાં ક્યારેય કોઈ શંકા નથી. એક ગલતફહમી (ગૈરસમજ)નો જવાબ :**

હવે સાંભળો કે, શબ્દ "રિબા" رِبـــــو અરબી ભાષાનો પ્રચલિત અને પ્રખ્યાત શબ્દ છે. રસૂલે કરીમ ﷺની બઅષત અને કુર્આન શરીફના નાઝિલ થતાં પહેલાં જાહિલ અરબોમાં આ શબ્દ ખૂબ પ્રચલિત હતો. ન જ ફક્ત પ્રચલિત હતો બલકે, રિબાની લેવડ-દેવડ સામાન્ય રીતે ચાલુ હતી. બલકે, સૂરએ નિસાઅ્‌ની આયતથી એ પણ જાણ થાય છે કે, રિબાનો શબ્દ અને તે આધારિત લેવડ-દેવડ તવરાતના સમયે પણ પ્રચલિત હતી અને તવરાતમાં પણ તે હરામ હોવાનો ઉલ્લેખ હતો.

દેખીતું છે કે, આવો શબ્દ જે પ્રાચીન સમયથી જ અરબો અને તેના આસપાસના પ્રદેશોમાં પ્રખ્યાત અને પ્રચલિત રહ્યો હતો અને તેના આધારે લેવડ-દેવડનો રિવાજ ચાલ્યો આવતો હતો, કુર્આને તેને હરામ કરીને તેના પ્રતિબંધિત કરવાના ઉલ્લેખ સાથે એ પણ ખબર આપી છે કે, હઝરત મૂસા (અલૈ.)ની ઉમ્મત ઉપર પણ વ્યાજ (રિબા) હરામ કરવામાં આવ્યું હતું. હવે એ આધારે જોઈએ તો આ શબ્દની વાસ્તવિકતા કોઈ એવી શંકાસ્પદ બાબત નથી હોઈ શકતી કે, જેને સમજવા અથવા સમજાવવા માટે કોઈ મુશ્કેલી પડે !

એ જ કારણથી જ્યારે હિજરી સન ૮માં સૂરએ બકરહની વ્યાજ હરામ હોવા વિશેની આયત નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.) દ્વારા ક્યાંય કોઈ નિવેદન થયું હોવાનું નોંધાયું નથી કે, તેમને "રિબા" શબ્દનો અર્થ સમજવામાં કોઈ શંકા થઈ હોય અને રસૂલુલ્લાહ ﷺ પાસેથી બીજી બાબતોની જેમ તેની તહકીક કરવાની નોબત આવી હોય. બલકે, જે પ્રમાણે દારૂ હરામ હોવા વિશે આયત નાઝિલ થઈ હતી અને સહાબએ કિરામ (રદિ.)એ તરત જ તેના ઉપર અમલ કર્યો, એ જ પ્રમાણે રિબા હરામ હોવાનો હુકમ થતાં જ રિબા આધારિત બધી જ લેવડ-દેવડ છોડી દીધી. પાછલા સમયનું (રિબા હરામ થતાં પહેલાં) જે કંઈ મુસલમાનોનું રિબા (વ્યાજ) ગેરમુસ્લિમો પાસેથી લેવાનું બાકી હતું, તે પણ મુસલમાનોએ છોડી દીધું અને જે ગૈરમુસ્લિમોને મુસલમાનોના માથે આપવું

બાકી હતું તે મુસલમાનો વ્યાજ હરામ થયાનો હુકમ મળતાં આપવા ઈચ્છતા ન હતા. આ ઝઘડો મક્કાના ગવર્નરની અદાલતમાં રજૂ થયો, તેમણે રસૂલે કરીમ ﷺને પૂછ્યું તો તેનો ફેંસલો સૂરએ બકરહની આયતોમાં અલ્લાહે નાઝિલ કર્યો કે, "પાછલા સમયમાં થયેલ વ્યાજની બાકી પડતી રકમ લેવી–દેવી હવે જાઈઝ નથી." (હા ! ફક્ત મુદ્દલ પાછું મળશે વ્યાજની રકમ નહીં મળે.)

આ બાબતમાં ગૈરમુસ્લિમોને એવી શિકાયત કરવાનો મૌકો મળી શકતો હતો કે, ઈસ્લામી હુકમની રૂએ અમારા રૂપિયા ખાઈ જવામાં આવ્યા, તો તે શંકાને દૂર કરવા માટે રસૂલે કરીમ ﷺએ હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં સ્પષ્ટ કરી દીધું કે, શરીઅતનો આ હુકમ ફક્ત ગૈરમુસ્લિમોને નથી લાગુ પડતો, બલકે, મુસલમાનો પણ આ હુકમમાં સરખા છે અને સૌ પ્રથમ જે વ્યાજની રકમ છોડવામાં આવી છે તે આપ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.)ની વ્યાજની મોટી રકમો છોડવામાં આવી છે.

મતલબ કે, "રિબા" હરામ થવાના સમયે રિબાનો અર્થ કોઈ ગુપ્ત બાબત ન હતી. બલકે, તે અત્યંત પ્રચલિત અને મશહૂર શબ્દ હતો. એ જ રિબા જેને અરબ લોકો "રિબા" કહેતા હતા અને તે પ્રમાણે લેવડ–દેવડ કરતા હતા, (આજે જેને વ્યાજ–interest કહેવામાં આવે છે.) કુર્આન શરીફે તેને હરામ કર્યું અને રસૂલુલ્લાહ ﷺએ ફક્ત માનવતાના ધોરણે જ નહીં, પરંતુ દેશના કાયદા સ્વરૂપે વ્યાજને હરામ ઠરાવ્યું. અલબત્ત, અમુક એવા સ્વરૂપોને પણ રિબામાં શામિલ કરવામાં આવ્યા, જેને સામાન્ય રીતે રિબા સમજવામાં આવતું નથી. લેવડ–દેવડના આ સ્વરૂપો નક્કી કરવામાં હઝરત ઉમર (રદિ.)ને શંકા ગઈ અને તેમાં જ મુજતહીદ ઈમામોના દષ્ટિકોણમાં મતભેદો થયા, નહિતર અસલ "રિબા" શબ્દ કે જેને અરબો "રિબા" કહેતા હતા તે "વ્યાજુ લેવડ–દેવડ" જ હતી અને તેમાં શંકાને કોઈ સ્થાન જ નથી અને તેના અર્થઘટનમાં કોઈને પણ કોઈ પ્રકારનો મતભેદ નથી.

હવે સાંભળો ! અરબમાં રિબાની પ્રચલિત પદ્ધતિ શું હતી ? તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.) અને હઝરત મુજાહિદ (રહ.)એ નકલ કર્યું છે કે, "રિબાની પ્રથા જે અજ્ઞાનતાના કાળમાં પ્રચલિત હતી અને કુર્આને તેને પ્રતિબંધિત કરી તે એ હતીઢ કે, કોઈ એક વ્યક્તિને અમુક નક્કી સમય મર્યાદા

સુધી કરજ આપી મૂળ મુદલ રકમ ઉપર અમુક વધારાની રકમ નક્કી કરી લેવામાં આવતી હતી અને જો કરજદાર વ્યક્તિ નક્કી કરેલ સમય મર્યાદામાં કરજ ન આપી શકે તો વધારે મુદત એ શરતે વધારવામાં આવતી હતી કે, વ્યાજની રકમમાં વધારો કરવામાં આવે.'' આ જ વિષય હઝરત કતાદહ (રદિ.) અને બીજા તફસીરના ઈમામોએ નકલ કર્યો છે. *(તફસીર ઈબ્ને જરીર, પેજ : ૬૨, જિલ્દ : ૩)*

સ્પેનના મશ્હૂર તફસીરના ઈમામ અબૂ હય્યાન ગરનાતી (રહ.)ની તફસીર બહરે મુહીતમાં છે કે, અજ્ઞાનતાના કાળમાં રિબાનું સ્વરૂપ એવું હતું કે, ઉધાર ઉછીની રકમ આપીને તેના ઉપર વ્યાજ સ્વરૂપે નફો લેવામાં આવતો હતો અને જેટલી મુદત ઉધારની વધારતા એટલું જ વ્યાજ તેના ઉપર વધારે લેતા હતા અને તેનું જ નામ "રિબા" હતું. જહાલતકાળના અરબ લોકો એવું કહેતા હતા કે, જે પ્રમાણે વેપારી લેવડ–દેવડ વડે નફો લેવો જાઇઝ છે, એ જ પ્રમાણે પોતાના રોકડા રૂપિયા ઉધાર–ઉછીના આપીને તેના ઉપર વધારે રકમ નફો (વ્યાજ સ્વરૂપે) લેવો જાઇઝ હોવો જોઈએ. કુર્આન શરીફે તેને હરામ ઠરાવ્યું અને વેપાર તથા રિબા (વ્યાજ)ના હુકમોમાં તફાવત હોવાની સ્પષ્ટતા કરી આપી.

આ જ બાબત બધી જ પ્રમાણભૂત તફસીરની કિતાબો દાખલા તરીકે, તફસીરે ઈબ્ને કષીર, તફસીરે કબીર અને રૂહુલ મઆની વગેરેમાં પ્રમાણભૂત રિવાયતો દ્વારા નકલ થઈ છે.

ઈબ્ને અરબી (રહ.)ના ''અહકામુલ કુર્આનમાં'' ઉલ્લેખ છે,

اَلرِّبٰو فِى اللُّغَةِ الرِّبَا وَةُ وَالْمُرَادُ بِهٖ فِى الاٰيَةِ كُلُّ زِيَادَةٍ لَايُقَابِلُهَا عِوَضٌ (ص ١٠١ ج٢)

એટલે કે, ''રિબાનો અર્થ વાસ્તવમાં શબ્દકોષ પ્રમાણે "વધારો" છે અને આયતમાં તેનો અર્થ એ વધારો સૂચવવામાં આવ્યો છે કે, જેના આધાર સ્વરૂપે કોઈ માલ કે વસ્તુ ઉપસ્થિત નથી. બલકે, ફક્ત ઉધાર–ઉછીની રકમ છે અને તે પરત આપવાનો સમય છે.'' ઈમામ રાઝી (રહ.)એ પોતાની તફસીરમાં ફરમાવ્યું છે, રિબાના બે પ્રકાર છે. એક વેપારી લેવડ–દેવડ સ્વરૂપે અને બીજી ઉધાર–ઉછીની રકમ ઉપર વ્યાજયુક્ત લેવડ–દેવડ કરવી અને જહાલતકાળના અરબોમાં આ બીજા પ્રકારની પદ્ધતિ જ એટલે કે ઉધાર–ઉછીની રકમ અમુક નક્કી મુદત સુધી આપી વ્યાજ લેવાની પ્રથા પ્રચલિત હતી. તેઓ પોતાની રકમ કોઈને ચોક્કસ સમય સુધી ઉધાર આપતા હતા અને દર મહિને તેનો નફો વ્યાજ

સ્વરૂપે લેતા હતા અને જો નક્કી સમયમર્યાદામાં કરજદાર રકમ પરત આપી ન શકે તો મુદત એ શરતે વધારવામાં આવતી હતી કે, વ્યાજની રકમ વધારવામાં આવે. આ જ જહાલતકાળની રિબાની પ્રચલિત પદ્ધતિ હતી, જેને કુર્આને હરામ કરી.

هُوَ الْقَرْضُ الْمَشْرُوْطُ فِيْهِ الْاَجَلُ وَزِيَادَةُ مَالٍ عَلَى الْمُسْتَقْرِضِ،

*"તે કરજ છે, જે કોઈ મુદ્દત માટે એ શરતે આપવામાં આવે કે, કરજદાર તેના મૂળ માલથી (મુદ્દલથી) વધારે કંઈક રકમ અદા કરશે."*

હદીષમાં રસૂલ ﷺએ રિબાની વ્યાખ્યા કરતાં ફરમાવ્યું છે,

كُلُّ قَرْضٍ جَرَّ نَفْعًا فَهُوَ رِبَا، *"જે કરજ નફો પ્રાપ્ત કરે તે રિબા છે."*

આ હદીષ જામિઉસ્સગીરમાં છે અને અઝીઝીએ આ હદીષને "હસન" કહી છે.

ખુલાસો એ છે કે, ઉધાર આપીને તેના ઉપર નફો લેવાનું નામ "રિબા" છે, આ પ્રથા જહાલતકાળના અરબોના સમયમાં પ્રચલિત હતી. જેને કુર્આન શરીફે પ્રસ્તુત આયતથી ખુલ્લા અને સ્પષ્ટ શબ્દોમાં હરામ ઠરાવી દીધી અને આ આયત નાઝિલ થતાંની સાથે જ સહાબએ કિરામ (રદિ.)એ તેને છોડી દીધું. રસૂલે કરીમ ﷺએ તેને કાયદા સ્વરૂપે લાગુ પાડ્યું અને તેના હરામ હોવામાં ન તો કોઈ શંકા હતી, ન જ કોઈ શંકાની સંભાવના હતી અને ન જ તેના માટે કોઈ હિલા–હવાલા કરવાની ગુંજાઈશ હતી.

જો કે નબી ﷺએ રિબાના અર્થમાં વેપારી લેવડ–દેવડના અમુક સ્વરૂપોને પણ દાખલ કર્યા, જેને અરબો "રિબા" સમજતા ન હતા. દાખલા તરીકે, છ વસ્તુઓની વેપારી લેવડ–દેવડમાં પણ એવો હુકમ આપ્યો કે, જો આ પ્રમાણે લેવડ–દેવડ કરવામાં આવે તો બરાબર–સરાબર થવું જોઈએ અને રોકડા હાથો–હાથ થવા જોઈએ, તેમાં ઓછું–વધતું કરવામાં આવે અથવા ઉધાર કરવામાં આવે તો પણ તે રિબા છે. આ છ વસ્તુઓ આ પ્રમાણે છે. સોનાના બદલે સોનું, ચાંદીના બદલે ચાંદી, ઘઉંના બદલે ઘઉં, જવના બદલે જવ, ખજૂરના બદલે ખજૂર અને દ્રાક્ષના બદલે દ્રાક્ષ.

આ સિદ્ધાંત હેઠળ અરબમાં પ્રચલિત વિનિમય પદ્ધતિના અમુક સ્વરૂપો જેને "મુજાનિબા" અને "મુહાકિલા" કહેવામાં આવતા હતા, તેને પણ રિબાની આયત નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺએ રિબામાં શામિલ કરી આવી લેવડ–દેવડ કરવાની મનાઈ કરી.

*(તફસીરે ઈબ્ને કષીર, બ હવાલા મુસ્તદરક હાકિમ, પેજ : ૩૨૭, જિલ્દ : ૧)*

નોંધ : મુજાનિબા એ છે કે, "કોઈ ઝાડ ઉપર લાગેલા ફળોને ઝાડ ઉપરથી ઉતારેલા ફળોના બદલામાં અનુમાન લગાવીને વેચવામાં આવે" અને મુહાકિલા એને કહેવાય છે કે, "ઊભા પાકના દાણા જેવી રીતે કે ઘઉં, ચણા, ચોખા વગેરેને ચોખ્ખા અને સાફ કરેલા ઘઉં અને ચણાના બદલામાં અંદાજો લગાવીને વેચવામાં આવે." અંદાજામાં કારણ કે, ઓછું–વધતું થવાની સંભાવના રહેલી છે, એટલા માટે તેને પ્રતિબંધિત કરવામાં આવ્યું. *(૧૨ મિના)*

અત્રે એ વાત વિચાર કરવા યોગ્ય હતી કે શું આ હુકમ આ છ વસ્તુઓ માટે જ ખાસ છે અને તેના સિવાયની અન્ય વસ્તુઓ ઉપર આ હુકમ લાગુ પડે છે કે કેમ ? અને જો લાગુ પડે છે તો તેની શરતો શું છે ? અને લેવડ–દેવડ તથા વેપાર–વાણિજ્યના કયા કયા સ્વરૂપો રિબા સમજવામાં આવશે ? આ શંકા હઝરત ફારૂકે આઝમ (રદિ.)ને પણ થઈ, એટલા માટે તેમણે ફરમાવ્યું,

اِنَّ اٰيَةَ الـرِّبٰو مِنْ اٰخِرِمَا نُزِّلَ مِنَ الْقُرْاٰنِ وَاِنَّ النَّبِىَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قُبِضْ قَبْلَ اَن يُّبَيِّنَهُ لَنَا فَدَعُوْاالرِّبٰو وَالرِّيْبَةَ،

(اَحْكَامُ الْقُرْآنْ،جَصَّاصْ، ص ١٥٥١، وَتَفْسِيْرُ ابْنِ كَثِيْرُ بَحَوَالَةْ اِبْنِ مَاجَهْ، ص٣٢٨، ج ١)

*"રિબાની આયત કુર્આનની અંતિમ આયતોમાંથી છે, તેની સંપૂર્ણ સ્પષ્ટતા કરતાં પહેલાં જ રસૂલે પાક ﷺનો ઈન્તેકાલ થઈ ગયો. એટલા માટે હવે કાળજી લેવી જરૂરી છે. રિબાને તો છોડવાનું જ છે (આર્થિક વહેવારના) જે સ્વરૂપમાં રિબાની શંકા પણ હોય તેને છોડી દેવું જોઈએ."*

ફારૂકે આઝમ (રદિ.)નો આર્થિક વહેવારો અને વેપારી લેવડ–દેવડના તે સ્વરૂપોનો ઉલ્લેખ કરવાનો હેતુ એ હતો કે, જેની સ્પષ્ટતા અગાઉ થઈ ચૂકી છે. એટલે કે, જહાલતકાળના અરબોમાં જે બાબતોને રિબા સમજવામાં આવતી ન

હતી તેને રસૂલે કરીમ ﷺએ રિબામાં શામિલ કરીને હરામ ઠરાવી દીધી. અને તે અસલ સ્વરૂપનું રિબા કે, જે સમગ્ર અરબોમાં પ્રચલિત અને મશ્હૂર હતું તેને સહાબએ કિરામ (રદિ.)એ છોડી દીધું, રસૂલે કરીમ ﷺએ તેનો કાયદો લાગુ પાડ્યો અને હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં તેનું એ'લાન કર્યું, રિબાના આ સ્વરૂપમાં હઝરત ફારૂકે આઝમ (રદિ.)ને કોઈપણ પ્રકારની શંકા કે ગુંચવાડો ઊભો થવાની શક્યતા નથી. પછી જ્યારે ફારૂકે આ'ઝમ (રદિ.)ને રિબાના અમુક ખાસ સ્વરૂપોમાં ગુંચવાડો ઊભો થયો તો તેનો હલ એવો કાઢ્યો કે, જે સ્વરૂપોમાં રિબા (વ્યાજ)ની શંકા પણ થઈ જાય તો તે આર્થિક વહેવાર છોડી દેવામાં આવે એવું નક્કી કર્યું.

પરંતુ આશ્ચર્યની વાત એ છે કે, અમુક કહેવાતા આધુનિક અર્થશાસ્ત્રીઓએ કે, જેઓ યુરોપના દેખાદેખી તેમની આર્થિક સદ્ધરતા જોઈને તથા તેમની અર્થવ્યવસ્થામાં વ્યાજ એક અભિન્ન અંગ બની જવાથી પ્રભાવિત થઈને ફારૂકે આઝમ (રદિ.)ના આ ઈરશાદનું ખોટું અર્થઘટન કર્યું કે, "રિબાની વ્યાખ્યા કરવામાં અસ્પષ્ટતા રહી ગઈ હતી. એટલા માટે તેમાં સંશોધન કરી પોતાનો અભિપ્રાય આપવાની શક્યતા છે." પરંતુ તેમનો આ મત ખોટો હોવાની સ્પષ્ટતા આગળ આવી ચૂકી છે. અહકામુલ કુર્આનમાં ઈબ્ને અરબીએ એવા લોકોના અભિપ્રાયનો સખત ઈન્કાર કર્યો છે, જેમણે ફારૂકે આઝમ (રદિ.)ના ઈરશાદના કારણે રિબાની આયત અસ્પષ્ટ હોવાનું માન્યું છે.

اِنَّ مَنْ زَعَمَ اَنَّ هٰذِهِ الْاٰيَةَ مُجْمَلَةٌ فَلَمْ يَفْهَمْ مَقَاطِعَ الشَّرِيْعَةِ فَاِنَّ اللّٰهَ تَعَالٰى اَرْسَلَ رَسُوْلَهٗ اِلٰى قَوْمٍ هُوَ مِنْهُمْ بِلُغَتِهِمْ وَاَنْزَلَ عَلَيْهِ كِتَابَهٗ تَيْسِيْرًا مِّنْهُ بِلِسَانِهٖ وَلِسَانِهِمْ وَالرِّبَافِى اللُّغَةِ الزِّيَادَةُ وَالْمُرَادُ بِهٖ فِى الْاٰيَةِ كُلُّ زِيَادَةٍ لَا يُقَابِلُهَا عِوَضٌ،

*"જેણે એવું કહ્યું કે આ આયત(નો અર્થ) અસ્પષ્ટ છે તેણે શરીઅતની સ્પષ્ટતાઓને સમજી નથી, કારણ કે અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺને એવી કૌમમાં મોકલ્યા હતા જેઓ પોતે તે જ કૌમમાંથી હતા, એમની જ ભાષામાં મોકલ્યા, તેમના ઉપર પોતાની કિતાબ સરળતા સાથે એમની જ ભાષામાં નાઝિલ કરી અને રિબાના શબ્દનો અર્થ તેમની જ ભાષા પ્રમાણે*

*"વધારો" (મુદ્દલ ઉપર વ્યાજ) કરવાનો છે, અને આ આયતના અર્થમાં પણ તે જ વધારો સૂચવવાનો હેતુ છે."*

ઈમામ રાઝી (રહ.)એ તફસીરે કબીરમાં ફરમાવ્યું કે, રિબાના બે પ્રકારો છે. એક ઉધાર–ઉછીની લેવડ–દેવડમાં લેવામાં આવતું વ્યાજ અને બીજું રોકડા નાણાની લેવડ–દેવડમાં લેવામાં આવતું વ્યાજ.

પ્રથમ પ્રકાર એ છે કે, જે જહાલતકાળમાં મશ્હૂર અને પ્રચલિત હતો અને જહાલતકાળમાં તે પ્રમાણે લેવડ–દેવડ થતી હતી અને બીજો પ્રકાર એ છે, જેનો હદીષમાં ઉલ્લેખ છે કે, ફલાણી–ફલાણી વસ્તુઓની લેવડ–દેવડમાં કોઈપણ પ્રકારનો વધારો રિબામાં શામિલ છે.

અહકામુલ કુર્આન તથા જસ્સાસમાં છે કે, રિબાના બે પ્રકારો છે. "એક વેપારની લેવડ–દેવડના સ્વરૂપમાં અને બીજું વેપારી લેવડ–દેવડ ઉપરાંત જહાલતકાળની રિબા (વ્યાજુ લેન–દેન)માં," આ બીજો પ્રકાર જ વધુ પ્રચલિત હતો કે કોઈને અમુક ચોક્કસ મુદત સુધી કરજ આપીને તેના ઉપર અમુક ટકા વધારે નાણા લેવામાં આવે અને આ જ વિષય ઈબ્ને રશદે "હિદાયતુલ મુજતહિદ"માં લખ્યો છે. કરજ તથા ઉધાર ઉપર નફો લેવાના સ્વરૂપનું રિબા હરામ હોવું કુર્આન અને સુન્નત તથા ઉમ્મતના ઈજમાઅથી સાબિત થયું છે.

ઈમામ તહાવી (રહ.)એ "શરહે મઆનિયુલ આષાર"માં આ વિષય ઉપર ખૂબ સ્પષ્ટ રીતે નિવેદન કરીને બતાવ્યું છે કે, "કુર્આનમાં જે રિબાનો ઉલ્લેખ થયો છે એમાં ચોખ્ખી અને સ્પષ્ટ રીતે તેને રિબા સમજવામાં આવે છે, જે કરજ અને ઉધાર નાણા ઉપર લેવા અથવા દેવામાં આવતું હતું અને જહાલતકાળમાં તેને જ રિબા કહેવામાં આવતું હતું." ત્યાર પછી નબીએ કરીમ ﷺનું વર્ણન અને આપ ﷺની સુન્નતથી બીજા પ્રકારના રિબાનું જ્ઞાન મળ્યું, જે વેપાર અને લેવડ–દેવડના ખાસ–ખાસ સ્વરૂપો છે, જેમાં વસ્તુવિનિમયમાં વધારે લઈ નફો મેળવવાનું નામ રિબા છે અને આ રિબા પણ હરામ હોવાની રસૂલે કરીમ ﷺની મુતવાતિર (ઉચ્ચ પ્રકારની સહીહ) હદીષો આવેલી છે. પરંતુ આ પ્રકારના રિબાની સ્પષ્ટતા ખૂબ જાહેર ન હોવાના કારણે એમાં અમુક સહાબા (રદિ.)ને શંકા ગઈ અને એ બાબતે ફુકૂહામાં મતભેદો થયા.

*(મઆનિયુલ આષાર, પેજ : ૨૩૨, જિલ્દ : ૨)*

હઝરત શાહ વલિયુલ્લાહ (રહ.)એ "હુજ્જતુલ્લાહુલ બાલિગહ"માં ફરમાવ્યું છે કે, "એક ખુલ્લમ ખુલ્લું અને સ્પષ્ટ રિબાનું સ્વરૂપ છે અને એક તે જે રિબાના હુકમમાં છે. સ્પષ્ટ સ્વરૂપનું રિબા એ છે, જેમાં કોઈને કરજ અથવા ઉધાર નાણા આપીને તેની પાસેથી મુદલ કરતાં વધારાના નાણા વસૂલ કરવા, એનું નામ રિબા અથવા વ્યાજ છે. અને બીજું એ કે, જે વ્યાજના હુકમમાં છે તેનું વર્ણન હદીષોમાં આવ્યું છે. لَا رِبَـا اِلَّا فِـى النَّسِيَةِ (رَوَاهُ الْبُـخَـارِىُ) એટલે કે "રિબા ફક્ત ઉધારમાં છે," તેનો એ જ મતલબ છે કે વાસ્તવિક અને અસલી રિબા જેને સામાન્ય રીતે રિબા સમજવામાં અથવા કહેવામાં આવે છે, તે ઉધાર ઉપર નફો લેવાનું નામ છે. તેના સિવાય જેટલા પણ પ્રકારો તેની સાથે સંલગ્ન છે તે બધા જ રિબાના હુકમમાં શામિલ છે."

**આ ખુલાસાથી અમુક બાબતો સ્પષ્ટ થઈ ગઈ :**

પ્રથમ એ કે કુર્આનમાં રિબા હરામ હોવાનો હુકમ નાઝિલ થતા પહેલાં રિબા એક પ્રચલિત બાબત હતી. "કરજ અને ઉધાર નાણા અમુક ચોક્કસ સમય માટે આપીને તેના ઉપર ચોક્કસ ટકાવારી પ્રમાણે વધારે નાણા લેવામાં આવતા હતા, જેને રિબા કહેવામાં આવતું હતું."

બીજું એ કે, કુર્આનમાં રિબા હરામ હોવાનો હુકમ આવતાંની સાથે જ બધા જ સહાબએ કિરામ (રદિ.)એ તે રિબા (વ્યાજ)ને છોડી દીધું, તેનો અર્થ સમજવા અથવા સમજાવવામાં કોઈપણ પ્રકારની શંકા ઉપસ્થિત ન થઈ.

ત્રીજું એ કે, રસૂલુલ્લાહ ﷺએ છ વસ્તુઓ વિશે એ હુકમ આપ્યો કે, તેમની પરસ્પરની લેવડ–દેવડ અને વેપારમાં બરાબરી રાખવી શરત છે. તેમાં વધારો–ઘટાડો કરવો રિબા–વ્યાજમાં શામિલ છે અને તેમાં ઉધાર–ઉછીના કરી નફો લેવો પણ રિબામાં શામિલ છે. (દા.ત. એક કિલો ઘઉંના બદલામાં એક કિલો ઘઉં જ લઈ શકાય ભલે ઘઉંનો પ્રકાર ગમે તે હોય ! એટલે કે, એક કિલો સારા ઘઉંના બદલામાં બે કિલો ખરાબ અને કાંકરીવાળા ઘઉં લેવા જાઈઝ નથી અને જો આવું કરવામાં આવશે તો વધારાના લીધેલા ઘઉં રિબા–વ્યાજમાં શામિલ છે.) આ છ વસ્તુઓ સોનું, ચાંદી, ઘઉં, જવ, ખજૂર અને દ્રાક્ષ છે અને આ જ કાયદા હેઠળ અરબમાં પ્રચલિત વેપારની "મુઝાબિના" અને "મુહાકિલા"ની પદ્ધતિને હરામ ઠરાવવામાં આવી, જેનો ઉલ્લેખ ઉપર થઈ ચૂક્યો છે. રસૂલે કરીમ ﷺના

ઈરશાદમાં છ વસ્તુઓની વેપારી લેવડ–દેવડમાં વધારો–ઘટાડો અથવા ઉધારને ખુલ્લમ–ખુલ્લું રિબામાં શામિલ કરીને હરામ ઠરાવવામાં આવ્યું છે, પરંતુ તેમાં એ બાબત સંશોધન અને ઈજ્તિહાદ માટે ખુલ્લી હતી કે, આ હુકમ ફક્ત તે છ વસ્તુઓ સાથે જ ખાસ છે અથવા બીજી ચીજવસ્તુઓમાં પણ આ હુકમ લાગુ પડી શકે છે ? તેનું સ્વરૂપ અને નિયમ શું હોવો જોઈએ ? આ બાબતે ફુક્હાએ પોત–પોતાની રીતે મનન અને ચિંતન કરી ઈજ્તિહાદ દ્વારા વિવિધ સ્વરૂપો બતાવ્યા છે અને આ સ્વરૂપો રસૂલે કરીમ ﷺના બતાવેલા ન હોવાના કારણે તેમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને શંકા ગઈ અને તે કારણે તેમણે અફસોસ કર્યો કે, કાશ ! રસૂલ ﷺએ પોતે જ રિબાના તે સ્વરૂપનો ઉલ્લેખ કરી સ્પષ્ટતા કરી દીધી હોત તો શંકાસ્પદ પરિસ્થિતિમાં સંતોષ થઈ જાત અને પછી આ ઈરશાદ ફરમાવ્યો કે, "જે પણ બાબતમાં રિબા હોવાની શંકા જાય તેવી લેવડ–દેવડથી પણ બચવું જોઈએ."

ચોથું એ જાણ થાય છે કે, વાસ્તવિક અને અસલી રિબા જેને ફુક્હાએ "રિબવુલ કુર્આન" અથવા "રિબવુલ કર્જ"ના નામથી ઓળખ્યું છે, તે એ જ રિબા છે કે, જે રિબાનો પ્રકાર અરબસ્તાનમાં પ્રચલિત હતો, એટલે કે, ઉધાર–ઉછીની રકમ ચોક્કસ સમય મર્યાદા સુધી આપીને તેના ઉપર વધારાનું વ્યાજ લેવામાં આવતું હતું. રિબાનો બીજો પ્રકાર જે હદીષમાં બતાવવામાં આવ્યો છે, તે આ જ બધા રિબા સાથે સંલગ્ન છે અને તેના ઉપર પણ એ જ હુકમ લાગુ પડે છે અને ઉમ્મતમાં એના વિશે જે કંઈ પણ મતભેદો અથવા વિરોધાભાસો છે, તે બધા આ બીજા પ્રકારની વ્યાજયુક્ત લેવડ–દેવડમાં જ છે. પ્રથમ પ્રકારના રિબાને "રિબવુલ કુર્આન" કહેવામાં આવે છે અને તેના હરામ હોવા બાબતે સમગ્ર ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺમાં ક્યારેય કોઈપણ પ્રકારનો મતભેદ ઉપસ્થિત થયો નથી.

આજકાલ જે રિબા (વ્યાજ)નું સ્વરૂપ અર્થવ્યવસ્થાનો આધાર સમજવામાં આવે છે અને વ્યાજના મસ્અલામાં જેની ચર્ચા કરવામાં આવે છે, તેના હરામ હોવા બાબતે કુર્આન શરીફની સાત આયતો અને ચાલીસથી વધારે હદીષો મૌજૂદ છે, ઉપરાંત સમગ્ર ઉમ્મતના ઈજમાઅ્ દ્વારા પણ તે હરામ સાબિત થયેલ છે.

રિબાના બીજા પ્રકારો જે વેપારી લેવડ–દેવડના સંદર્ભમાં છે, તેની કોઈ પ્રચલિત પ્રથા આધુનિક યુગમાં ઉપસ્થિત નથી અને ન જ તેની ચર્ચા કરવાની અત્રે કોઈ આવશ્યકતા છે.

અત્રે એ બાબત સ્પષ્ટ થઈ ગઈ કે કુર્આન અને સુન્નતમાં રિબાની વાસ્તવિકતા શું છે અને વ્યાજના શું હુકમો છે ?

હવે, બીજી ચર્ચા એ બાબતની છે કે રિબા પ્રતિબંધિત અને હરામ હોવા બાબતે શું મસ્લિહત છે ? અને તેમાં કયા કયા પ્રકારના સામાજિક અને આધ્યાત્મિક નુકસાનો રહેલા છે જેના કારણે ઈસ્લામે તેને આટલો ભયંકર ગુનો ઠરાવ્યો છે ?

આ સ્થળે પ્રથમ એ સમજી લેવું જરૂરી છે કે, દુનિયાની બધી જ મખ્લૂકો અને તેમના વહેવારોમાં એવી કોઈ વસ્તુ નથી જેમાં કોઈ ભલાઈ અથવા ફાયદો ન હોય ! સાપ, વીંછી, ઘેટાં–બકરાં, વાઘ, સિંહ વગેરે જેવા પ્રાણીઓ અને પશુઓમાં બલકે, કાતિલ ઝેરમાં પણ મનુષ્ય માટે હજારો લાભો છે. "કોઈ બુરા નહીં કુદરત કે કારખાને મેં" کوئی برا نہیں قدرت کے کارخانے میں અને ચોરી, લૂંટફાટ, વ્યભિચાર, લાંચ વગેરે બાબતોમાં પણ કોઈ લાભ અવશ્ય હોય છે, પરંતુ દરેક ધર્મ અને સભ્ય સમાજ તથા પ્રત્યેક વિચારશીલ સમજુ લોકોમાં જે વસ્તુઓના લાભ વધારે હોય અને નુકસાન નહિવત્ હોય તો એવી વસ્તુઓ લાભકારી સમજવામાં આવે છે અને જે વસ્તુઓમાં નુકસાનો વધારે હોય અને લાભ નહિવત્ હોય તેવી વસ્તુઓને નુકસાનકર્તા અને બેકાર સમજવામાં આવે છે. કુર્આને કરીમમાં પણ દારૂ અને જુગારને હરામ ઠરાવતી વખતે એ બાબતની જાહેરાત કરવામાં આવી કે, તેમાં ઘણો મોટો ગુનોહ પણ છે અને લોકો માટે અમુક ફાયદાઓ પણ છે. પરંતુ તેના લાભો કરતાં તેના નુકસાનો ઘણા વધારે છે, એટલા માટે આ વસ્તુઓને સારી અથવા લાભકારી કહી શકાય નહીં. બલકે, તેને અત્યંત નુકસાનકર્તા અને તબાહ–બરબાદ કરનારી વસ્તુ સમજીને તેનાથી બચવું જરૂરી છે.

રિબા એટલે કે વ્યાજની પણ એ જ હાલત છે, તેમાં વ્યાજખોર માટે કામચલાઉં ધોરણે નફો જરૂર દેખાય છે, પરંતુ તેનો દુનિયવી અને આખિરતની વબાલ આ નફાના મુકાબલામાં અત્યંત કઠોર છે.

દરેક વસ્તુના લાભ અને નુકસાન અથવા ફાયદો અને વિનાશની સરખામણી કરવા માટે એ વાત પણ પ્રત્યેક બુદ્ધિશાળી સમીપ સમીક્ષાનું માપદંડ રહી છે કે, જે વસ્તુમાં ફક્ત કામચલાઉં ધોરણે કંઈક નુકસાન હોય, પરંતુ લાંબા ગાળે તેનો કાયમી ફાયદો થવાનો હોય તો કોઈપણ બુદ્ધિશાળી તેને લાભકારી

વસ્તુઓની યાદીમાં શામિલ કરશે. અને જો કોઈ વસ્તુનો લાભ કામચલાઉ ધોરણે હોય અને તેનું નુકસાન કાયમી તથા લાંબાગાળાનું હોય તો કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ તેને લાભકારી વસ્તુઓની યાદીમાં શામિલ નહિ કરે. જો કોઈ વસ્તુનો નફો વ્યક્તિગત રીતે હોય, પરંતુ તેનું નુકસાન સમગ્ર કૌમ અને મિલ્લત (સમાજ) તથા આખા સમુદાયને થવાનું હોય તો કોઈપણ સમજદાર વ્યક્તિ તેને લાભકારી વસ્તુ નહિ કહી શકે. ચોરી અને લૂંટફાટમાં ચોર અને ડાકૂને ઉઘાડો નફો થાય છે, પરંતુ તે સમગ્ર કૌમ માટે નુકશાનકર્તા અને શાંતિ તથા સલામતીને બરબાદ કરનારી વસ્તુ છે. એટલા માટે કોઈ વ્યક્તિ ચોરી અને લૂંટફાટને સારી બાબત કહી શકે નહીં.

આ પ્રસ્તાવના પછી વ્યાજના મસ્અલામાં દષ્ટિપાત કરીએ તો એમાં થોડોક વિચાર કરવાથી સ્પષ્ટ થશે કે, એમાં વ્યાજખોરને હંગામી ધોરણે નફો મળે છે, પરંતુ તેના મુકાબલામાં તેની આધ્યાત્મિકતા (રૂહાનિયત–નૈતિકતા) મરી પરવારે છે અને માનવતા પ્રતિ તેની નિષ્ઠાને એટલું સખત નુકસાન પહોંચે છે કે, તે પોતાના જીવનમાંથી માનવતા નામનો શબ્દ કાઢી નાંખે છે. તેને જે કામચલાઉ ધોરણે વ્યાજનો નફો થાય છે તે તેનો ફક્ત વ્યક્તિગત નફો છે, પરંતુ તેના મુકાબલામાં આખી કૌમ અને માનવતાનું ભરપાઈ ન કરી શકાય એવું નુકસાન થાય છે તથા સમગ્ર રાષ્ટ્રની અર્થવ્યવસ્થા એક પ્રકારની કટોકટીમાં મૂકાઈ જાય છે. પરંતુ દુનિયાની હાલત એવી છે કે, જ્યારે તેમાં કોઈ વસ્તુનો રિવાજ પડી જાય છે તો તેની બુરાઈઓ અને નુકસાનોથી આંખ આડા કાન કરવામાં આવે છે અને ફક્ત તેના ફાયદાઓને જ નજર સમક્ષ રાખવામાં આવે છે. ભલે તે ફાયદા ગમે એટલા તુચ્છ, અમાનવીય અને કામચલાઉ કેમ ન હોય ! આ નુકસાન તરફ કોઈનું ધ્યાન જ નથી જતું કે પછી જાણી જોઈ ધ્યાન આપવામાં નથી આવતું. જ્યારે કે તે નુકસાનો ખુલ્લા અને સ્પષ્ટ રીતે જોઈ પણ શકાય છે.

રિવાજ અને રીત–રસમો માનવસ્વભાવ માટે ક્લૉરોફોર્મ જેવી બાબતો છે, જે વ્યક્તિને બેહોશ કરી દે છે. ઘણા ઓછા લોકો એવા હોય છે, જેઓ પ્રચલિત રસમો–રિવાજ ઉપર સંશોધનયુક્ત સમીક્ષા કરી તેને સમજવાનો પ્રયત્ન કરે છે કે, તેમાં ફાયદા કેટલા છે અને નુકસાન કેટલું છે ? બલકે, કોઈના દ્વારા ચેતવણી આપવાથી કોઈ રિવાજનું નુકસાન સમજમાં આવી જાય તો પણ

રસમો–રિવાજની પાબંદી મનેચ્છાના ગુલામ આજના મનુષ્યને સીધા માર્ગ ઉપર આવવા દેતી નથી.

વ્યાજ સમગ્ર દુનિયામાં એક ચેપી રોગનું સ્વરૂપ અપનાવી ચૂક્યું છે અને તેનો રિવાજ સમગ્ર દુનિયાને પોતાના ભરડામાં લઈ ચૂક્યો છે, તેણે વ્યક્તિના માનવસ્વભાવની ગુણવત્તાને બદલી નાંખી છે. મનેચ્છાના ગુલામ કહેવાતા આધુનિકતાવાદીઓ કડવાને મીઠું સમજવા લાગ્યા છે અને જે સમગ્ર માનવતા માટે આર્થિક બરબાદીનું કારણ છે, તેને આર્થિક સમસ્યાનું નિરાકરણ સમજવા લાગ્યા છે. આજે જો કોઈ ચિંતક સંશોધનકાર આ વ્યાજની પ્રથા વિરૂદ્ધ અવાજ ઉઠાવે છે તો તેને પાગલ અને ગાંડો સમજવામાં આવે છે.

આ સર્વ કંઈ છે, પરંતુ તે ડૉક્ટર, ડૉક્ટર નથી બલકે, માનવતાનો ડાકૂ છે, જેણે દેશમાં જીવલેણ બીમારી ફેલાઈ ગયા પછી ઈલાજની કોઈ અસર ન થવાનો જાતઅનુભવ કરવાની બિના પર એવું નક્કી કરી લીધું કે, લોકોને સમજાવવામાં આવે કે આ બીમારી તો બીમારી છે જ નથી બલકે, આ બીમારી તો ખૂબ સારી તંદુરસ્તી અને રાહત છે, પરંતુ નિષ્ણાત ડૉક્ટરોનું કામ પણ આવા સમયે તો એ જ હશે કે, તેઓ લોકોને આ બીમારી અને તેના નુકસાનથી ચેતવણી આપતા રહે અને ઈલાજની સાચી પદ્ધતિઓ બતાવતા રહે.

અંબિયા (અલૈ.) દુનિયાની મખ્લૂકની સુધારણાની જવાબદારી લઈને આવે છે, તે ક્યારેય એવી પરવા નથી કરતા કે કોઈ તેમની વાત સાંભળશે કે નહિ સાંભળે ! જો તેઓએ લોકોના સાંભળવાની અને તેમની સ્વીકાર કરવાની રાહ જોઈ હોત તો આખી દુનિયા કુફ્ર અને શિર્કથી જ ભરાયેલી હોત ! "લાઈલાહા ઈલ્લલ્લાહ" કલિમો કહેનારા તે વખતે કોઈ હતા નહિ જ્યારે ખાતમુન્નબિય્યિન ﷺને તેની તબ્લીગ અને તેના શિક્ષણનો પ્રચાર કરવાનો અલ્લાહ તબારક વ તઆલા તરફથી હુકમ મળ્યો હતો !

વ્યાજ (રિબા) જો કે, આજે પણ અર્થવ્યવસ્થાની કરોડરજ્જુ સમજવામાં આવે છે પરંતુ વાસ્તવિકતા એ છે કે, આજે કેટલાય યુરોપના સત્તાધીશો એવું સ્વીકારે છે કે, અર્થવ્યવસ્થાની કરોડરજ્જુ વ્યાજ નથી બલકે, અર્થવ્યવસ્થાની કરોડરજ્જુમાં પૈદા થનારો એક જીવલેણ જીવાણું (વાયરસ) છે, જે અર્થવ્યવસ્થાની કરોડરજ્જુને ખાઈ રહ્યો છે.

પરંતુ અફસોસ છે કે, આજે કહેવાતા બૌદ્ધિકો અને સમજદાર લોકો પણ ક્યારેય પ્રચલિત સીસ્ટમ અને રિવાજોના વર્તુળથી સ્વતંત્ર થઈને એ દિશામાં વિચારતા નથી અને સેંકડો વર્ષોના અનુભવો પણ તેમને એ બાજુ ધ્યાન કેન્દ્રિત કરવા મજબૂર કરતા નથી કે, વ્યાજયુક્ત લેવડ–દેવડનું અંતિમ પરિણામ એ છે કે, અલ્લાહની સમગ્ર મખ્લૂક તથા સમગ્ર માનવસમાજ ભૂખમરો અને આર્થિક અસમાનતાનો શિકાર બને છે. ગરીબ વધારે ગરીબ બનતો જાય છે અને અમુક મૂડીવાદીઓ સમગ્ર મિલ્લતનો માલ પોતાના ખજાનાઓમાં સમેટી તેનો લાભ ઉઠાવે છે, અથવા બીજા શબ્દોમાં કહીએ તો અમુક મૂડીવાદીઓ આખા સમાજનું લોહી ચૂંસીને પોતાનું શરીર તાજું–માજું રાખે છે અને આશ્ચર્ય તો એ વાતનું છે કે, જ્યારે કોઈ વ્યક્તિ તેમની સામે આ વાસ્તવિકતાનું વર્ણન કરે છે તો તેને જૂઠાડવા માટે આપણને અમેરિકા, ઈંગ્લેન્ડના બજારોમાં લઈ જઈ વ્યાજના ફાયદાઓનો અનુભવ કરાવવા ચાહે છે અને એવું બતાવવા માંગે છે કે, આ દેશોની અર્થવ્યવસ્થાઓ વ્યાજયુક્ત કારોબારના કારણે જ વિકાસ પામી છે, પરંતુ તેનો દાખલો તો એવો છે જેમકે કોઈ માણસખાઉં કૌમ પોતાની માણસ ખાવાની ટેવના ફાયદાઓ અને લાભોનો અનુભવ કરાવવા માટે તમને માણસખાઉં લોકોના મહોલ્લામાં લઈ જઈને એવું બતાવે કે, જુઓ આ કેટલા તાજા–માજા અને તંદુરસ્ત છે. તો શું આવું કરવાથી માણસખાઉં નરભક્ષી રાક્ષસોની ટેવ સારું કૃત્ય હોઈ શકે છે ?

પરંતુ જો તેને કોઈ સમજદાર વ્યક્તિથી વાસ્તો પડે તો તે કહેશે કે, તમે માણસખાઉં નરભક્ષી લોકોના કૃત્યોના લાભો માણસખાઉં નરભક્ષી લોકોના મહોલ્લાઓમાં જઈને નહીં, પરંતુ તેમનો ભોગ બનેલા અન્ય મહોલ્લાઓમાં જઈને જુઓ કે ત્યાં સેંકડો, હજારો લાશો પડી છે, જેમના લોહી અને માંસ ખાઈને આ વહસી દરિન્દાઓ, જંગલી રાક્ષસો તાજા–માજા થયા છે. ઈસ્લામ અને ઈસ્લામી શરીઅત ક્યારેય આવા કૃત્યને યોગ્ય અને લાભદાયક નથી માની શકતી, જેના પરિણામે સમગ્ર માનવતા અને મિલ્લત તબાહી તથા બરબાદીનો શિકાર બની જાય અને અમુક મુઠ્ઠીભર લોકો જ અને તેમના સમુદાયો જ વિકાસ અને પ્રગતિ પામે.

**વ્યાજ (રિબા)ના આર્થિક નુકસાનો :**

વ્યાજ (રિબા)માં જો કોઈ બીજું નુકસાન ન પણ હોય, પરંતુ આ કારણ તેના પ્રતિબંધિત અને ધિક્કારપાત્ર હોવા માટે પૂરતું છે કે, તેના કારણે અમુક લોકોને નફો અને સમગ્ર માનવતાને નુકસાન થાય છે. જ્યારે કે, વ્યાજમાં આ સિવાય પણ ઘણા બધા આર્થિક નુકસાનો અને આધ્યાત્મિક રીતે તબાહ–બરબાદ કરનારી બાબતો જોવા મળે છે.

પ્રથમ એવું સમજી લો કે, વ્યાજના માધ્યમથી કૌમ–સમાજની તબાહી અને મુઠ્ઠીભર ગણ્યાં–ગાંઠયાં વ્યક્તિઓનો જ ફાયદો કેમ છે ! વ્યાજ (રિબા)ની શાહૂકાર પદ્ધતિ તો એટલી ધિક્કારપાત્ર અને ભૂંડી છે કે, સામાન્ય પ્રજાને તેનું નુકસાન અને અમુક ખાસ વ્યક્તિને તેનો નફો કોઈ જાડી બુદ્ધિના માણસને પણ સમજમાં આવી જતો હતો, પરંતુ આજકાલની આધુનિકતા અથવા નવો પ્રકાશ કે જેને નવું અંધારું કહેવું જ વધારે યોગ્ય છે, જે રીતે શરાબને મશીનોથી સાફ કરી–કરીને, ચોરી–લૂંટફાટના નવા–નવા સ્વરૂપો અપનાવીને, વ્યભિચાર અને બેશરમીના નવા–નવા અડ્ડાઓ શરૂ કરીને બધાને એવો રૂપાળો વાઘો પહેરાવી દીધો છે કે ઉપરછલ્લી નજરથી જોનાર વ્યક્તિને તેના દૂરગામી દુષ્પ્રભાવો અને નુકસાનો નજરે ચઢતા નથી. બસ, એ જ પ્રમાણે વ્યાજ માટે વ્યક્તિગત દુકાનોના બદલે હવે સંગઠિત કંપનીઓ બનાવવામાં આવી છે, જેને બૅન્કિંગ કહેવામાં આવે છે. અને હવે દુનિયાની આંખોમાં ધૂળ નાંખવા માટે સગવડીયા આર્થિક પંડિતો દ્વારા કહેવામાં આવે છે કે, રિબાના આ નવા સ્વરૂપથી સમગ્ર કૌમ અને મિલ્લતને લાભ મળે છે. કારણ કે, જે લોકો પોતાના પૈસાથી વેપાર કરવાની આવડત ધરાવતા નથી અથવા જેમની પાસે વેપાર કરવા જેટલી મૂડી ઉપલબ્ધ નથી, તે બધાના રૂપિયા–પૈસા બૅન્કોમાં જમા કરીને તેમાંથી દરેકને ભલે થોડો તો થોડો નફો વ્યાજ સ્વરૂપે પહોંચાડવામાં આવે છે અને મોટા વેપારીઓને એ તક મળે છે કે, બૅન્કોમાંથી કરજ લઈને મોટો વેપાર કરી લાભ ઉઠાવી શકે. એ જ પ્રમાણે પ્રચાર માધ્યમો દ્વારા વ્યાજ એવી પવિત્ર વસ્તુ બનાવી દેવામાં આવી છે કે, જાણે સમગ્ર કૌમ અને મિલ્લતના એક–એક વ્યક્તિને તેનાથી લાભ પહોંચી રહ્યો છે !

પરંતુ જરા ન્યાયની દૃષ્ટિથી જોવામાં આવે તો આ છળકપટ વ્યાજની એક છેતરામણી માયાજાળ નજરે પડશે, જે રીતે દારૂને ગંદી ભટ્ટીઓમાંથી સાફ કરી

ચોખ્ખી હોટલોમાં, વ્યભિચારના અડ્ડાઓમાં, સિનેમાઓના હૉલમાં, જુગારની ક્લબોમાં પીરસવામાં આવે છે તથા આ કાતિલ ઝેરને ઝેરનું મારણ તથા એ નુકસાન કરનાર વસ્તુને ફાયદાકારક વસ્તુ તરીકે ખપાવવામાં આવી રહી છે, પરંતુ સમજદાર લોકો સૂર્યપ્રકાશની જેમ ચોક્કસ રીતે જાણે છે કે, આ માનવતા વિરોધી ગુનાહિત કૃત્યોને આધુનિકતાના ગિલાફ ઓઢાડી રજૂ કરવાનું પરિણામ એના સિવાય કંઈજ નથી કે, ગુનાહોનું પ્રમાણ પહેલાં કરતાં ઔર વધી જશે અને તેના નુકસાનકારક પ્રભાવો સમાજને છિન્ન–ભિન્ન કરી નાંખશે. એ જ પ્રમાણે વ્યાજયુક્ત લેવડ–દેવડના નવા સ્વરૂપોમાં અમુક ટકાવારીના આંકડાઓ લોકોના મોઢે ચઢાવીને તેમને આ ગુનાહોના ભાગીદાર બનાવી લેવામાં આવ્યા છે અને આ રીતે ગુનાહોના એક વિશાળ નેટવર્કનો ઉપયોગ કરવામાં આવી રહ્યો છે.

કોઈ નથી જાણતું કે, આ વ્યાજની વિવિધ પદ્ધતિઓ દ્વારા નજીવું વ્યાજ આપનાર સૅવિંગ્સ બૅન્કો, પોષ્ટ ઑફિસો વગેરે વ્યક્તિની આર્થિક જરૂરિયાતો પૂરી કરી શકે છે કે કેમ ? એટલા માટે સામાન્ય માનવીએ આ લોભામણી જાહેરાતોમાં પડવાના બદલે પોતાનું પેટ ભરવા માટે મજૂરી અથવા નોકરીની શોધખોળ કરવી જોઈએ. વેપાર તરફ તો પ્રથમ લોકોની નજર જ જતી નથી અને જો કોઈ તે તરફ ધ્યાન પણ અપાવે છે તો પરિસ્થિતિનું નિર્માણ એવું કરવામાં આવ્યું છે કે, સમગ્ર મિલ્લતની મૂડી બૅન્કોમાં જમા થઈને વેપારનું એક નવું જ સ્વરૂપ બની ગયું છે, તેમાં નાના વેપારી માટે પોતાની થોડી મૂડીથી શામિલ થવું પોતાના મૌતને આમંત્રણ આપવા જેવું કામ છે. કારણ કે, બૅન્કો કોઈ મોટા વેપારીને કરજ પણ ફક્ત ત્યારે જ આપે છે, જ્યારે કે બજારમાં તેની શાખ હોય, તેનો મોટો વેપાર–ધંધો હોય, જેમકે દશ લાખનો માલિક હોય તો એક કરોડ લોન મળી શકે છે અને તે પોતાના દશ લાખ રૂપિયાને આધારે તેનાથી દશઘણો વધારે વેપાર ચલાવી શકે છે અને થોડી મૂડી ધરાવનાર નાના વેપારીઓની કોઈ શાખ હોતી નથી. બૅન્કો પણ તેમના ઉપર ભરોસો કરતી નથી કે, તેમની મૂડીથી દશઘણું વધારે કરજ આપે. એક હજાર રૂપિયાની માલિકી ધરાવનાર વ્યક્તિને દશ હજાર તો શું પણ એક હજાર રૂપિયા પણ નહિ મળી શકે. જ્યારે કોઈ એક લાખનો માલિક બૅન્ક પાસેથી દશ લાખનું કરજ લઈ પોતાનો વેપાર કરે છે, તો કલ્પના કરો કે, એક ટકા લેખે તેને નફો થાય તો જેમકે તેને એક લાખ પર દશ ટકા નફો

થયો, તેનાથી વિપરીત જો કોઈ ફક્ત પોતાની માલિકીના એક લાખ રૂપિયાથી વેપાર કરે છે તો તેને ફક્ત એક ટકા લેખે નફો થાય છે, જે તેના આવશ્યક ખર્ચાઓ પૂરા કરવા માટે પણ પૂરતા નથી. આ બાજુ માર્કેટમાં મોટા વેપારીઓને કરજ પણ અમુક હળવા વ્યાજે મળે છે અને આવું કરજ બીચારા નાના વેપારીઓને મળતું નથી. એટલા માટે નાના વેપારીઓ હંમેશા પોતાની મૂડી વેપારમાં મોટે ભાગે ગુમાવતા હોય છે અને જો તેણે ભૂલે–ચૂકે કોઈ જોખમી વેપારમાં હાથ નાંખી દીધો તો તેની બધી મૂડી ખતમ થઈને મોટા વેપારીઓના ખાતામાં ચાલી જાય છે. ક્યારેક મોટા વેપારીઓ નાના વેપારીઓને ખતમ કરવા માટે થોડું નુકસાન ઉઠાવીને પણ બજાર ભાવ ઘટાડી દે છે, જેથી નાના વેપારીઓ પોતાનો નફો તો શું, મૂળ મૂડીથી પણ હાથ ધોઈ બેસે છે. તેનું પરિણામ એ આવે છે કે, વેપાર અને માર્કેટ અમુક મૂડીપતિઓની કઠપૂતળી બનીને રહી જાય છે.

સમાજ પર આ કેટલો મોટો અત્યાચાર છે કે, તે વેપારની સાચી ઈસ્લામી પદ્ધતિથી વંચિત થઈને ફક્ત મોટા મૂડીવાદીઓની કઠપૂતળી બની ગયો છે, તેઓ જેટલો નફો નાના વેપારીઓને આપવા ઈચ્છે છે તે તો જાણે બખ્શિષ તરીકે આપે છે અને બાકીની અર્થવ્યવસ્થા ફક્ત તેમના હાથની કઠપૂતળી હોય છે.

અને બીજું સૌથી મોટું નુકસાન જેના ચક્રવ્યુહમાં આખો સમાજ ફસાઈ ગયો છે, તે એ છે કે માર્કેટમાં સમગ્ર વસ્તુઓના ભાવ–તાલ ઉપર મૂડીપતિઓનો કબજો થઈ ગયો છે, તે ભાવ ઘટાડીને માર્કેટનો બધો માલ ખરીદી લે છે અને તેનો સંગ્રહ કરી માલની અછત ઊભી કરે છે અને જ્યારે કિંમતો ભડકે બળવા લાગે છે ત્યારે પોતાનો માલ વેચીને પ્રજાનું લોહી ચૂંસે છે. આ રીતે કિંમતો (ભાવ) વધારવા માટે જ્યારે ઈચ્છે માલ ખરીદી લે છે અને કિંમત ઘટાડવા ચાહે ત્યારે માલની છૂટછાટ કરે છે. જો સમગ્ર કૌમની મૂડી બૅન્કો દ્વારા સમેટીને આ સ્વાર્થી મૂડીવાદીઓને આપવામાં ન આવે તો તેઓ મજબૂર થઈ જશે કે, પોતાની માલિકીની મૂડીથી વેપાર કરે તો તેમાં નાના વેપારીઓને કોઈ મુસીબત નહિ પડે અને આ રીતે આ સ્વાર્થી લોહી ચૂંસનાર વહસી દરિન્દાઓ (નરભક્ષો) વેપાર અને અર્થવ્યવસ્થાના માલિક નહિ બની શકે. જો નાના વેપારીઓને વેપારનો નફો સામે આવે તો તેમનો ઉત્સાહ વધે અને વેપારનો રિવાજ પ્રચલિત બને, જેનાથી નોકરીઓની તકો વધે અને હજારો જરૂરતમંદ લોકોની જરૂરિયાતો પૂરી થાય,

રોઝી–રોટીની તકો વધે અને વેપારનો નફો પણ સામાન્ય લોકો સુધી પહોંચે અને વસ્તુની કૃત્રિમ અછત પણ ઊભી ન થાય તથા પરસ્પર હરિફાઈના કારણે વસ્તુઓની કિંમતો પણ નિયંત્રિત રહે. આ રીતે બજાર અને અર્થવ્યવસ્થામાં એક પ્રકારનું સમતોલપણું જળવાઈ રહે.

બૅન્કોના વ્યાજથી કૌમનું એક આર્થિક નુકસાન એ પણ જોવા મળે છે કે, તેણે લોકોની માનસિકતા ખરાબ કરી નાંખી છે, તેઓ બીમારીને તંદુરસ્તી અને તંદુરસ્તીને બીમારી સમજવા લાગ્યા છે, જે વ્યક્તિની મૂડી દશ હજાર રૂપિયા છે અને બૅન્ક પાસેથી કરજ લઈને એક લાખનો વેપાર કરે છે, હવે જો કદાચ તેની મૂડી ડૂબી જાય અને તેને વેપારમાં ખોટ જાય તો તે દેવાળિયો બની જશે. હવે, વિચાર કરો ! જેણે બૅન્કમાંથી કરજ લઈને વેપાર કર્યો હશે અને જો બૅન્ક આવા દેવાળું ફૂંકી બેસેલા વેપારીઓની ખોટ પોતે ભોગવતી રહેશે તો દેખીતું છે કે, તેનું પરિણામ બૅન્કમાં પોતાના નાણા જમા કરાવતા બધા જ સભ્યોને ભોગવવું પડશે. એનો અર્થ તો એ થયો કે, જયાં સુધી નફો મેળવવાની વાત હતી અમુક મૂડીપતિઓ એ નફો પોતે વ્યક્તિગત મેળવતા રહ્યા અને જ્યારે ખોટ ભોગવવાની આવી તો પ્રજાના બધા સભ્યોને સરખી ભોગવવી પડે છે.

વ્યાજનું એક આર્થિક નુકસાન એ પણ છે કે, વ્યાજે કરજ લઈ વેપાર કરનાર જ્યારે નુકસાન ઉઠાવે છે તો તે ફરી બેઠો થવાની શક્તિ પાછી મેળવે એવી સ્થિતિમાં રહેતો નથી. કારણ કે, તેની પાસે એટલી મૂડી તો હતી નહિ કે, જેથી તે આટલો મોટો કારોબાર કરજ લીધા વિના ચલાવી શકે. આ વેપારમાં તેની પોતાની મૂડી તો હતી નહિ. હવે જ્યારે ખોટનો વારો આવ્યો તો તેના ઉપર બે પ્રકારની મુસીબતો આવી છે, એક તો પોતાનો નફો અને મૂડી ગઈ અને ઉપરથી બૅન્કના કરજમાં ડૂબી ગયો, જેને ભરપાઈ કરવા માટે તેની પાસે કોઈ સ્ત્રોત નથી. એનાથી વિપરીત બિનવ્યાજુ વેપારમાં ખુદાનાખ્વાસ્તા સમગ્ર મૂડી કોઈ વખતે ધોવાઈ પણ જાય તો ભલે ગરીબ થઈ જશે, પરંતુ કરજદાર તો નહિ રહે ! ઈ.સ. ૧૯૫૪માં પાકિસ્તાનમાં કપાસના વેપાર ઉપર કુર્આનના ઈરશાદ પ્રમાણે "મુહાક"ની આફત આવી અને સરકારે કરોડો રૂપિયાનું નુકસાન ઉઠાવીને વેપારીઓને બચાવી લીધા, પરંતુ કોઈએ એ બાબતનો વિચાર ન કર્યો કે આ બધી વ્યાજની નહૂસત હતી ! કારણ કે કૉટનના વેપારીઓનો મોટા ભાગનો કારોબાર

બૅન્કોના નાણાથી થતો હોય છે. પોતાની મૂડી તેમાં નામની જ હોય છે, જો કપાસની માર્કેટ એટલી ડાઉન થઈ ગઈ કે, તેના ભાવ ૧૨૫ થી ઘટીને ૧૦ ઉપર આવી ગયા તો હવે વેપારીઓ એવી પરિસ્થિતિમાં ન રહ્યા કે, બૅન્કોનું માર્જિન પૂરું કરવા માટે પૈસા પરત કરે. મજબૂર થઈને માર્કેટ બંધ કરવી પડી અને સરકારને ફરિયાદ કરી, સરકારે દશનો માલ ૯૦માં પોતે ખરીદ્યો અને કરોડો રૂપિયાનું નુકસાન પોતે ઉઠાવીને તે વેપારીઓને દેવાળિયા બનવાથી બચાવી લીધા. હવે, વિચાર કરો, તે સરકારનો પૈસો કોનો હતો ? આ જ બીચારી ગરીબ પ્રજાનો ! મલતબ કે, બૅન્કોના વ્યાજયુક્ત લેવડ–દેવડ અને વેપારના નુકસાનનું પરિણામ સમગ્ર કૌમને ભોગવવાનું; અને જો નફો લેવાનો હોય તો બે–ચાર મોટા વેપારીઓ અને મૂડીપતિઓને ! આ કયા પ્રકારની અર્થવ્યવસ્થા છે !?

## શયતાની શક્તિઓને મજબૂત કરી પ્રજાના સામૂહિક નિકંદનની એક ચાલ (ષડયંત્ર) :

વ્યાજયુક્ત અર્થવ્યવસ્થા એટલે સામૂહિક હિતોના નુકસાનના ભોગે અમુક ખાસ લોકોનો ફાયદો ! આ ચિતાર આપની સામે આવી ચૂક્યો છે, તેની સાથે સાથે એક બીજી હોશિયારી અને ચાલાકી એ જોવા મળે છે કે, વ્યાજખોરોએ જ્યારે પોતાના અનુભવોથી એ બાબત અનુભવી કે કુર્આન શરીફમાં જે ઈરશાદ છે وَيَمۡحَقُ اللّٰهُ الرِّبٰو એટલે કે, "વ્યાજથી માલમાં મુહાકના (નુકસાન અને) આફતો આવવી જરૂરી છે." એટલા માટે ક્યારેક દેવાળિયા પણ બની જવાય છે તો આ આફતોથી બચવા માટે બે કાયદેસરની સંસ્થાઓ બનાવી, એક ઈન્સ્યોરન્સ એટલે કે "વીમા કંપનીઓ" અને બીજું "સટ્ટા બજાર." કારણ કે વેપારમાં નુકસાન થવાના બે–ચાર કારણો હોઈ શકે છે. એક કુદરતી આફત દાખલા તરીકે, કોઈ માલનું જહાઝ ડૂબી ગયું, અથવા સળગી ગયું, અથવા તો કોઈ એવી આફત આવી ગઈ કે, બધા માલ–સામાનની મૂળ કિંમત કરતાં કિંમત ખૂબ ઘટી ગઈ. આ બધા જ સ્વરૂપોમાં વેપારમાં લગાવેલી બધી જ મૂડી વેપારીઓની પોતાની હોતી નથી, તેમાં સમગ્ર પ્રજાનો પૈસો લાગેલો હોય છે, એટલા માટે આ નુકસાન વેપારીનું ઓછું અને પ્રજાનું વધારે હોય છે, પરંતુ તેમણે આ થોડા નુકસાનને પણ પ્રજાના માથે નાંખવા માટે એક બાજુ વીમા કંપનીઓ શરૂ કરી જેમાં બૅન્કોની જેમ જ સમગ્ર પ્રજાની મૂડી લાગે છે અને જ્યારે કોઈ કુદરતી આફતના કારણે અથવા

કૃત્રિમ રીતે આ વ્યાજખોરોને કોઈ નુકસાન થાય છે તો વીમા દ્વારા તેનું પૂરું નુકસાન પ્રજાની સામૂહિક મૂડીમાંથી વસૂલ કરી લે છે.

લોકો સમજે છે કે, વીમા કંપની અલ્લાહની રહમત છે, ડૂબનારનો તે જ આધાર છે, પરંતુ એની વાસ્તવિકતાને જુએ અને સમજે તો તેમાં પણ એક પ્રકારની છેતરપિંડી છે કે, અચાનક આવનારી દુર્ઘટનાના સમયે નુકસાન ભરપાઈ કરવાની લાલચ આપીને કૌમની મૂડી એકત્ર કરવામાં આવી હતી, પરંતુ આ મોટી–મોટી રકમોનો ફાયદો તો માત્ર અમુક મૂડીવાદીઓને જ થાય છે, જે અમુક સમયે પોતે જ પોતાનો માલ સળગાવીને કે વાહનોનું ખોટું એક્સિડન્ટનું તરકટ રચીને વીમા કંપનીઓ પાસેથી રકમ લઈને નવી–નવી કારો ખરીદે છે અથવા લાભ ઉઠાવે છે. સોમાંથી ભાગ્યે જ એકાદ–બે ગરીબ લોકો એવા હશે જેઓ અચાનક આવેલ દુર્ઘટનાના કારણે વીમાની રકમ મેળવતા હોય !

અને બીજો પ્રકાર એ છે કે, આ પ્રકારના નુકસાનોથી બચવા માટે મૂડીવાદીઓએ સટ્ટાબજારનો કારોબાર ચાલુ કર્યો છે. આ સટ્ટાએ સમગ્ર કૌમને પ્રભાવિત કરી છે, જેથી જે નુકસાન તેમની કિંમત ઘટી જવાના કારણે થાય છે તેઓ તેને પ્રજાના માથે નાંખી દે છે.

આ ટૂંકા વર્ણનથી તમે એટલું તો સમજી જ લીધું હશે કે, બૅન્કોનું વ્યાજ અને વ્યાજયુક્ત વેપાર સમગ્ર માનવતા માટે ગરીબાઈ તથા આર્થિક બેહાલીનું કારણ બને છે. અમુક માલદારો પોતાના માલમાં ચોક્કસ વધારો કરે છે, એના કારણે કૌમની આર્થિક પરિસ્થિતિ વધુ વણસે છે અને અમુક લોકો તાજા–માજા થાય છે. સમગ્ર દેશની મૂડી સમેટાઈને આવા લોકોના હાથમાં આવી જાય છે અને તેઓના હાથમાં દેશની અર્થવ્યવસ્થાની લગામ આવી જતી હોય છે. સરકારોને મૂડીવાદના આ ભયંકર દૂષણની જાણ તો છે, પરંતુ તેના ઈલાજ સ્વરૂપે તેમણે જે પદ્ધતિ અપનાવી છે તે એવી છે કે, તેમણે ઈન્કમટેક્ષની ટકાવારી વધારી દીધી, જેથી મૂડીવાદીઓની મૂડી દેશની તિજોરીમાં જમા થઈ જાય, પરંતુ બધાને ખબર છે કે, આ કાયદાના પરિણામે સામાન્ય રીતે કારખાનાઓ અને ઉદ્યોગોના હિસાબો બનાવટી બનવા લાગ્યા. ઈન્કમટેક્ષથી બચવા માટે હવે સરકારના કાયદાઓની પકડથી દૂર રહેવા માટે અનેક યુક્તિ–પ્રયુક્તિઓ કરવામાં આવે છે, જેનાથી કોઈ અજાણ નથી.

ખુલાસો એ છે કે, દૌલત સમેટીને કૌમના અમુક લોકો તેનો સંગ્રહ કરી લે છે તથા દેશના આર્થિક ઢાંચાને પોતાના હાથની કઠપૂતળી બનાવી લે છે. સરકાર ઈન્કમટેક્ષની ટકાવારી વધારીને તેમને નાથવાનો પ્રયત્ન પણ કરે છે, પરંતુ અનુભવોથી સિદ્ધ થયું છે કે સરકારની આવી કોશીશો પણ આ બીમારીનો ઈલાજ સાબિત નથી થઈ. જેનું મુખ્ય કારણ એ છે કે, બીમારીના અસલી કારણનું નિદાન જ કરવામાં નથી આવ્યું. એટલા માટે ઈલાજની પરિસ્થિતિ એવી થઈ ગઈ જેમકે,

"દ્વાર તો બંધ કરી દીધા, પરંતુ દુશ્મન તો અંદર જ છે." در بست ودشمن اندر خانہ بود

દૌલત મોટા–મોટા મૂડીવાદીઓ પાસે સમેટાઈ જવાનું મૂળ કારણ ફક્ત વ્યાજયુક્ત અર્થવ્યવસ્થા તથા રાષ્ટ્રીય મૂડીમાં અમુક ખાસ–ખાસ લોકોની ગેરકાયદેસર નફાખોરી જ છે. જ્યાં સુધી ઈસ્લામના શિક્ષણ અને અલ્લાહના હુકમ અનુસાર તેને બંધ કરવામાં નહિ આવે અને એવો રિવાજ પ્રચલિત કરવામાં નહિ આવે કે દરેક વ્યક્તિ ફક્ત પોતાની જ મૂડીથી વેપાર કરી શકે છે, ત્યાં સુધી આ બીમારીનો કોઈ ઈલાજ થઈ શકતો નથી.

### એક શંકા અને તેનો જવાબ :

અત્રે એક સવાલ પૈદા થઈ શકે છે કે, બૅન્કો દ્વારા સમગ્ર દેશના નાગરિકોના પૈસા જમા થઈને કંઈને કંઈ ફાયદો સામાન્ય જનતાને પણ મળે છે. ભલે તે થોડો તો થોડો ! પણ ફાયદો ચોક્કસ મળે છે અને મોટા–મોટા મૂડીપતિઓએ તેના દ્વારા વધારે લાભ પ્રાપ્ત કરી લીધો હોય તો પણ શું ? જો બૅન્કોની વિવિધ યોજનાઓમાં નાણા જમા કરવાની સિસ્ટમ જ ન હોત તો પ્રાચીન સમય જેવી પરિસ્થિતિ હોત કે, લોકોના નાણા અને ખજાનાઓ ગુપ્ત ભંડારો સ્વરૂપે જમીનમાં દટાયેલા પડ્યા હોત અથવા તો તિજોરીઓની શોભા બન્યા હોત, જેનો કોઈ પણ લાભ કોઈ અન્ય વ્યક્તિને ન મળ્યો હોત !

એનો જવાબ એ છે કે, ઈસ્લામે જે પ્રમાણે વ્યાજને હરામ ઠરાવીને એ દરવાજો બંધ કરી દીધો કે, સમગ્ર કૌમની દૌલત સમેટાઈને ખાસ–ખાસ મૂડીવાદીઓ સુધી સીમિત ન થઈ જાય. એ જ પ્રમાણે ઝકાતને ફરજ ટેક્ષ સ્વરૂપે લાગુ પાડી દરેક માલદારને મજબૂર કરવામાં આવ્યો કે, તે પોતાની મૂડીને સ્થિતિપ્રજ્ઞ અને સ્થગિત થયેલ ન રહેવા દે. બલકે, વેપાર અને ઉદ્યોગમાં લગાવે કારણ કે, ઝકાત મૂડીના ટેક્ષ સ્વરૂપે હોવાની બીના પર જો કોઈ વ્યક્તિ પોતાની

રોકડ રકમ, સોનું, ચાંદી વગેરે ખજાનો જમીનમાં દફન કરી દે અથવા તિજોરીઓમાં સંગ્રહ કરી મૂકી દે તો દર વર્ષે તેનો ચાલીસમો ભાગ ઝકાત સ્વરૂપે તેમાંથી ઓછો થતાં થતાં સમગ્ર મૂડી ખતમ થઈ જશે. એટલા માટે દરેક સમજદાર વ્યક્તિ એ બાબત ઉપર મજબૂર છે કે, પોતાની મૂડીને વેપાર-ધંધામાં કામે લગાડી તેનાથી લાભ ઉઠાવે અને બીજાઓને પણ લાભ પહોંચાડે અને એ જ નફામાંથી ઝકાત પણ અદા કરે.

**ઝકાતનો ફરજ એક રીતે વેપારની પ્રગતિ અને વિકાસનો જામીનદાર છે**

ઉપરોક્ત ખુલાસાથી સ્પષ્ટ થઈ ગયું કે, ઝકાતનો ફરજ અદા કરવામાં તે મહત્વપૂર્ણ લાભ છુપાયેલો છે કે, તેમાં સમગ્ર કૌમના ગરીબ, મિસ્કીન લોકોની મદદ થાય છે, સાથે સાથે મુસલમાનોની આર્થિક પરિસ્થિતિ સુધારવા માટે આ ફરજ વેપારની પ્રગતિ અને વિકાસની એક ઉમદા તક પણ પૂરી પાડે છે. કારણ કે, દરેક વ્યક્તિ એવું અનુભવે છે કે, રોકડ મૂડીને સ્થગિત રાખવાથી પરિણામ એવું આવે છે કે, નફો તો કંઈ થતો નથી અને દર વર્ષે ચાલીસમો ભાગ ઝકાત સ્વરૂપે ઓછો થતો જાય છે તો ચોક્કસ એ બાબત તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવે કે, આ માલને કોઈ વેપારમાં લગાવીએ ! હવે બીજી બાજુ વ્યાજ છે અને વ્યાજની લેવડ-દેવડમાં રૂપિયા લગાવવા હરામ ઠરાવવામાં આવ્યા છે, તો વેપારનું એ સ્વરૂપ સ્વીકાર્ય નથી. હવે, લાખો વ્યક્તિઓની જમા પૂંજી ફક્ત એક વ્યક્તિના વેપારમાં નહીં લાગે બલકે, દરેક માલદાર પોતે વેપાર કરવાની ચિંતા કરશે અને જ્યારે મોટામાં મોટો મૂડીપતિ પણ ફક્ત પોતાની જ મૂડીથી વેપાર કરશે તો નાના મૂડીપતિઓને વેપારમાં તે મુશ્કેલીઓ નહીં પડે જે બૅન્કોમાંથી વ્યાજે રૂપિયા લઈ વેપાર કરતી વખતે પડે છે. એ જ પ્રમાણે સમગ્ર દેશમાં વેપાર અને તેના ફાયદાઓ સર્વવ્યાપી હશે અને તેના પરિણામે દેશના ગરીબો, ફકીરો અને આર્થિક રીતે બેહાલ લોકોને ઘણો લાભ પહોંચશે.

**વ્યાજની આધ્યાત્મિક (રૂહાની) બીમારીઓ :**

અહીંયાં સુધી વ્યાજની આર્થિક અને સામાજિક તબાહી અને બરબાદીનો ઉલ્લેખ થયો. હવે, સાંભળો કે વ્યાજયુક્ત લેવડ-દેવડ મનુષ્યના અખ્લાક (વર્તણૂક), નીતિમત્તા અને ચારિત્ર્ય તથા તેની માનસિક સ્થિતિ ઉપર કેટલો મોટો દુષ્પ્રભાવ પાડે છે !

(૧) મનુષ્યના અખ્લાકનું સૌથી શ્રેષ્ઠ પાસું "સખાવત" અને "દાનપૂણ્ય" છે. માણસ પોતે તકલીફ વેઠી બીજાઓને મદદ અને રાહત પહોંચાડવાની ભાવના ધરાવે છે, પરંતુ વ્યાજયુક્ત લેવડ–દેવડનો એક આવશ્યક દુષ્પ્રભાવ એ થાય છે કે, આ પરદુઃખભંજન ભાવના નષ્ટ પામે છે. વ્યાજખોર પોતાની પાસેથી કોઈને નફો પહોંચાડવાની વાત તો બાજુએ રહી, માલદારીમાં બીજાઓને પોતાના સમકક્ષ માલદાર બનતો પણ સાંખી શકતો નથી.

(૨) વ્યાજખોર મુસીબતમાં સપડાયેલ લોકો ઉપર દયા ખાવાને બદલે તેની મુસીબત અને મજબૂરીનો નાજાઈઝ લાભ ઉઠાવવાની ચિંતામાં રહે છે.

(૩) વ્યાજખોરીના પરિણામે માલની લાલચ એટલી વધી જાય છે કે, તે એમાં જ મદ્હોશ રહે છે અને પોતાના માટે સારા–નરસાનો ભેદ પણ ભૂલી જાય છે અને પરિણામોથી બિલકુલ ગાફેલ રહે છે.

**શું વ્યાજ વિના કોઈ વેપાર શક્ય નથી ?**

(વ્યાજ) રિબાની વાસ્તવિકતા અને તેની દીની–દુનિયવી ખરાબીઓનું વર્ણન અમુક હદ સુધી વિગતવાર આવી ચૂક્યું છે. હવે, એક ચર્ચા બાકી છે કે, રિબાના સામાજિક અને માનસિક દુષ્પ્રભાવો તથા કુર્આન અને સુન્નતમાં તેનો સખત પ્રતિબંધ અને હરામ હોવાને સ્પષ્ટ કરવામાં આવ્યું, પરંતુ આધુનિક યુગમાં જ્યારે કે, રિબા (વ્યાજ) અર્થવ્યવસ્થાનું એક અભિન્ન અંગ બની ગયું છે, તેના જ આધારે સમગ્ર વિશ્વનું વેપાર–વાણિજ્યનું તંત્ર ચાલી રહ્યું છે તો તેનાથી છૂટકારો મેળવવાની યુક્તિ શું હશે ? બૅન્કિંગ સિસ્ટમને છોડી દેવી એટલે જાણે કે આજના યુગમાં વેપારને બંધ કરી દેવો પડશે.

તેનો જવાબ એ છે કે, જ્યારે કોઈ બીમારી ખૂબ ફેલાઈને મહામારીનું સ્વરૂપ ધારણ કરે તો તેનો ઈલાજ કરવો મુશ્કેલ જરૂર હોય છે, પરંતુ ઈલાજ બિલકુલ અકારત (નિષ્ફળ) જતો નથી. વસ્તુસ્થિતિની સુધારણા કરવાના પ્રયત્નો અંતે સફળ થાય છે. અલબત્ત, ધીરજ અને શાંતચિત્તે હિંમતથી કામ લેવાની જરૂર હોય છે. કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાનો પણ એ જ ઈરશાદ છે.

وَمَا جَعَلَ عَلَيْكُمْ فِى الدِّيْنِ مِنْ حَرَجٍ،

*"(અલ્લાહ તઆલાએ) દીનના મા'મલામાં તમારા ઉપર કોઈ તંગી કરી નથી."* *(સૂ. ૨૨ : આ. ૭૮)*

એટલા માટે રિબા (વ્યાજ)થી બચવાનો કોઈ માર્ગ ચોક્કસ અસ્તિત્વમાં છે, જેમાં આર્થિક અને સામાજિક નુકસાન પણ નથી તથા આંતરિક અને આંતરરાષ્ટ્રીય વેપારના દરવાજા પણ બંધ નથી થતા અને રિબાથી પણ છૂટકારો મળી જાય છે.

તેમાં પ્રથમ બાબત તો એ જ છે કે, ઉપરછલ્લી દષ્ટિએ બૅન્કિંગના વર્તમાન સ્વરૂપને જોઈને મોટેભાગે એવું સમજવામાં આવે છે કે, બૅન્ક સિસ્ટમનો આધાર વ્યાજ ઉપર છે, તેના વિના બૅન્કનો કારોબાર ચાલી જ નથી શકતો, પરંતુ આ ધારણા સદંતર ખોટી છે. વ્યાજ વિના પણ બૅન્કિંગ સિસ્ટમ એ જ પ્રમાણે કાયમ રહી શકે છે, બલકે તેનાથી પણ વધારે લાભકારક બની શકે છે. અલબત્ત, તેના માટે જરૂરત છે કે, અમુક શરીઅતના નિષ્ણાત લોકો અને બૅન્કિંગના નિષ્ણાત લોકો પરસ્પર સલાહ–મશ્વરાથી અને એકબીજાની મદદથી અમુક સિદ્ધાંતો અને નિયમો બનાવે તો સફળતા મળવી કોઈ મોટી બાબત નથી અને જે દિવસે બૅન્ક સિસ્ટમ શરીઅતના કાનૂન પ્રમાણે ચાલવા લાગશે તો ઈન્શાઅલ્લાહ? દુનિયા જોઈ લેશે કે, તેમાં જ સમગ્ર કૌમ અને મિલ્લતની સફળતા છુપાયેલી છે, તે નિયમો કેવા હોવા જોઈએ ? તેની વિગતનો અત્યારે મૌકો નથી કે, જે બીના પર બૅન્ક સિસ્ટમ રિબા વિના ચલાવી શકાય છે. (મુજ નાચીઝે અમુક ઉલમાઓના મશ્વરાથી વ્યાજવિહીન બૅન્કિંગનો મુસદ્દો તૈયાર પણ કર્યો હતો અને બૅન્કિંગના અમુક નિષ્ણાતોએ આધુનિક યુગમાં તેનું અમલીકરણ શક્ય હોવાનો સ્વીકાર પણ કર્યો હતો, અમુક લોકોએ તે પ્રમાણે કામ કરવાની ઈચ્છા પણ દર્શાવી, પરંતુ હજુ મોટા ભાગના વેપારીઓનું ધ્યાન તે તરફ ન હોવાના કારણે અને સરકાર તરફથી તેને મંજૂરી ન મળવાના કારણે આ સિસ્ટમ ચાલી ન શકી).

રિબા (વ્યાજ)ની એક આવશ્યકતા અમુક વેપારી હેતુ માટે હોય છે, તેની વ્યવસ્થા તો બૅન્કની આધુનિક સિસ્ટમમાં અમુક ફેરફાર કરીને થઈ જશે અને અન્ય જરૂરતો વ્યાજયુક્ત લેવડ–દેવડ કરતા કેટલાક ગરીબ અને જરૂરિયાતમંદ લોકોની કામચલાઉ જરૂરતો હોય છે, તેનો શ્રેષ્ઠ ઉપાય ઈસ્લામમાં પ્રથમથી જ ઝકાત અને વાજિબ સદકાઓના સ્વરૂપમાં મૌજૂદ છે, પરંતુ દીન અને દીનના શિક્ષણથી લાપરવાહી અને બેદરકારીના પરિણામે જ આજે વ્યાજયુક્ત આર્થિક વ્યવસ્થા અસ્તિત્વમાં આવી અને તેમાં અસંખ્ય મુસલમાનો કે, જેઓ નમાઝની જેમ ઝકાતની પરવા નથી કરતા અને જે લોકો ઝકાત કાઢે છે તેમાં મોટા ભાગના

માલદારો હિસાબ કરીને સંપૂર્ણ પ્રમાણસરના હિસાબ પ્રમાણે ઝકાત નથી કાઢતા અને જે લોકો પૂરી ઝકાત કાઢે પણ છે તો બસ ઝકાતને કાઢવી જ જાણે છે, તેઓ બસ, તેને પોતાના ખિસ્સામાંથી કાઢી નાંખે છે. અલ્લાહનો હુકમ ફક્ત ઝકાત ખિસ્સામાંથી કાઢવાનો નથી, બલકે તેને અદા કરવાનો છે અને ઝકાત ત્યારે જ અદા કરવી જાઈઝ થશે કે, જ્યારે તે તેના કાયદેસરના હકદારો પાસે પહોંચીને તે માલના તેમને સંપૂર્ણ કબજેદાર અને માલિક બનાવી દેવામાં આવે. હવે, વિચાર કરો ! એવા મુસલમાન કેટલા છે, જે હકદારોને શોધવાની ફિકર કરે છે ? પછી તેમને ઓળખવાની કાળજી લે છે ? મુસલમાન કૌમ ભલે નજીવી ઝકાત પણ કેમ ન હોય ! જો બધા જ મુસલમાન (જેમના ઉપર ઝકાત ફરજ થઈ છે તે) ઝકાત સંપૂર્ણ અદા કરે અને ઝકાત અદા કરવાની સાચી પદ્ધતિ અપનાવે તથા સાચા હકદારો સુધી પહોંચાડવાની કાળજી રાખે તો વિશ્વાસપૂર્વક કહી શકાય છે કે, કોઈપણ મુસલમાન કરજનો મોહતાજ બાકી નહીં રહે એવી પરિસ્થિતિનું નિર્માણ થશે. અને જો શરીઅતના કાયદા પ્રમાણે ઈસ્લામી હુકૂમત સંપૂર્ણ ન્યાયના સિદ્ધાંત ઉપર અમલ કરે અને તેના આ અમલ હેઠળ જ શરઈ બયતુલ માલ (રાષ્ટ્રીય તિજોરી) સ્થાપિત થઈ જાય અને સમગ્ર મુસ્લિમ કૌમના માલની ઝકાત તેમાં જમા થવા લાગે તો આવા બયતુલ માલથી પ્રત્યેક જરૂરતમંદની જરૂરત પૂરી થઈ શકે છે અને ક્યારેક કોઈ મોટી રકમની જરૂરત ઊભી થઈ જાય તો બિનવ્યાજુ કરજ આપી શકાય છે અને એ પ્રમાણે બેકાર ફરનારાઓ નાની દુકાનો લગાવીને અથવા નાનો ઉદ્યોગ–ધંધો શરૂ કરીને કામે લાગી શકે છે. કોઈ યુરોપીયન નિષ્ણાતે સાચું કહ્યું છે કે, મુસલમાનોમાં ઝકાતની વ્યવસ્થા એવી છે કે, જો મુસલમાન તેનો પાબંદ થઈ જાય તો આ કૌમમાં કોઈ ગરીબ અને મુફલિસ વ્યક્તિ શોધ્યો પણ જડશે નહીં.

મતલબ કે, આ યુગમાં વ્યાજયુક્ત આર્થિક વહેવારો કોઈ ભયંકર ચેપી બીમારીની જેમ સમાજમાં ફેલાઈ ચૂક્યા છે અને તેના કારણે એવું સમજી લેવું યોગ્ય નથી કે, પ્રવર્તમાન પરિસ્થિતિમાં વ્યાજયુક્ત આર્થિક વહેવારો છોડી દેવાથી દેશની અર્થવ્યવસ્થા આત્મહત્યા કરશે અથવા એવું સમજી લેવું પણ બરાબર નથી કે, આધુનિક યુગમાં વ્યાજયુક્ત વેપાર–ધંધો દરેક કારોબાર અને વેપારની મજબૂરી છે.

હા ! એવું ચોક્કસ કહી શકાય કે, જ્યાં સુધી સમગ્ર કૌમ અથવા કોઈ

મોટા પાયા ઉપર કોઈ પ્રદેશ અથવા સમુદાય અથવા કોઈ ઈસ્લામી હુકૂમત જ્યાં સુધી આ બાબત ઉપર પોતાનું ધ્યાન સંપૂર્ણ રીતે કેન્દ્રિત નહીં કરે અને પાકો નિર્ણય નહીં કરે, ત્યાં સુધી વ્યક્તિગત રીતે વ્યાજયુક્ત લેવડ–દેવડ વિના વેપાર–ઉદ્યોગ કરવો ચોક્કસ મુશ્કેલ છે, પરંતુ તેને લાચારી કે મજબૂરી ન કહી શકાય.

અત્રે અમારા આ વર્ણનના બે હેતુઓ છે. પ્રથમ એ કે મુસલમાનોના સમુદાયો અને સરકારો જે આ કામને ઉપાડી શકે છે તેઓ આ બાબતે પોતાનું ધ્યાન કેન્દ્રિત કરે અને માત્ર મુસલમાનો જ નહીં સમગ્ર દુનિયાને વ્યાજની નહૂસતના દુષ્પ્રભાવથી છૂટકારો અપાવે.

બીજું એ કે, ઓછામાં ઓછું દરેકને સાચું જ્ઞાન થઈ જાય, બીમારીને બીમારી સમજવા લાગે, હરામને હલાલ સમજવાનો બીજો ગુનાહ પહેલા ગુનાહ કરતા પણ વધારે ખતરનાક છે, ઓછામાં ઓછું એ ગુનોહ તો ન કરે ! અમલના ગુનાહમાં તો પોતાને કંઈને કંઈ લાભ હોય છે એટલે માણસ તે ગુનોહ કરે છે, પરંતુ જ્યારે માન્યતા અને અકીદહની વાત આવશે અને હલાલને હરામ અને હરામને હલાલ સાબિત કરવાની કોશીશ કરવામાં આવશે તો આ ગુનોહ અત્યંત ખતરનાક પણ છે તથા વાહિયાત અને હાસ્યાસ્પદ પણ છે. કારણ કે વ્યાજને હરામ સમજવામાં અને પોતાના ગુનાહનો સ્વીકાર કરવામાં તો કોઈ આર્થિક નુકસાન પણ નથી થતું, કોઈ વેપાર પણ બંધ નથી થઈ જતો. હા ! ગુનાહનો સ્વીકાર કરવાથી એક પરિણામ ચોક્કસ એ આવે છે કે, કોઈ સમયે તૌબહની તૌફીક થઈ જાય તો તે ગુનાહથી બચવાની કોશીશ મુસલમાન ચોક્કસ કરશે.

અત્રે આ મકસદ નજર સમક્ષ રાખી છેવટે અમુક રિવાયતો તથા હદીષના ઈરશાદો રજૂ કરવામાં આવે છે, જે આ જ કુર્આનની આયતોનો ખુલાસો છે. જેમાં વ્યાજ અને રિબાનો સખત પ્રતિબંધ લાદીને તેના ઉપર સખત અઝાબની ચેતવણીઓ આપવામાં આવી છે. જેથી ગુનાહ હોવાનો અહેસાસ જાગૃત થઈ શકે અને તેનાથી બચવાની ચિંતા કરવામાં આવે. ઓછામાં ઓછું એ પરિસ્થિતિ તો બાકી ન રહે કે, હરામને હલાલ બનાવીને એક ગુનાહના બે ગુનાહ બનાવી લેવામાં આવે અને મોટા–મોટા નેક દીનદાર મુસલમાનો કે જેઓ રાત્રે તહજ્જુદ અને અલ્લાહના ઝિક્રમાં લાગેલા રહે છે તે જ્યારે સવારમાં દુકાને અથવા

કારખાનામાં પહોંચે તો તેને એ ખ્યાલ પણ ન આવે કે, અમે વ્યાજ અને કિમાર (જુગાર)ના મા'મલામાં સપડાઈને કોઈ ગુનોહ કરી રહ્યા છે.

## વ્યાજ વિશે રસૂલે કરીમ ﷺના ફરમાનો :

(૧) રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "નુકસાન પહોંચાડનાર સાત વસ્તુઓથી બચો. સહાબએ કિરામ (રદિ.)એ પૂછ્યું કે, યા રસૂલુલ્લાહ ﷺ ! તે શું છે ? આપ ﷺએ ફરમાવ્યું, એક અલ્લાહ તઆલા સાથે (ઈબાદતમાં અથવા તેની કોઈ ખાસ સિફતમાં) કોઈ ગયરૂલ્લાહને ભાગીદાર ઠરાવવો. બીજું જાદૂ કરવું, ત્રીજું કોઈ વ્યક્તિની અન્યાયી હત્યા કરવી, ચોથું વ્યાજ ખાવું, પાંચમું યતીમનો માલ ખાઈ જવો, છટ્ઠું જિહાદ સમયે મૈદાનમાંથી નાસી છૂટવું, સાતમું કોઈ પાક દામન સ્ત્રી પર તોહમત (બદફેલીનો આક્ષેપ) લગાવવી."

*(આ હદીષ સહીહ બુખારી અને મુસ્લિમમાં છે)*

(૨) રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "મેં આજે રાત્રે બે વ્યક્તિઓને જોયા, તેઓ મારી પાસે આવ્યા અને મને બયતુલ મુકદ્દસ સુધી લઈ ગયા, પછી અમે આગળ ચાલ્યા તો એક લોહીની નહેર જોઈ, જેમાં એક વ્યક્તિ ઊભો છે અને બીજો વ્યક્તિ તે (નહેર)ના કિનારે ઊભો છે. જ્યારે નહેરમાં ઊભેલો વ્યક્તિ બહાર આવવાની કોશીશ કરે છે તો કિનારે ઊભેલો વ્યક્તિ તેના મોઢા ઉપર પથ્થર મારે છે, તેના ઘાથી તે વ્યક્તિ ત્યાં જ પાછો ચાલ્યો જાય છે કે જ્યાં તે ઊભો હતો, પછી ફરી તે નીકળવાનો ઈરાદો કરે છે તો ફરીવાર કિનારે ઊભેલો વ્યક્તિ આવું જ કરે છે. રસૂલે કરીમ ﷺ ફરમાવે છે કે, મેં પોતાના તે બંને સાથીઓને પૂછ્યું કે, આ શું ઘટના છે જે હું જોઈ રહ્યો છું ? તેમણે બતાવ્યું કે, લોહીની નહેરમાં કેદ કરવામાં આવેલ વ્યક્તિ વ્યાજખોર છે." (જે પોતાના અમલની સજા ભોગવી રહ્યો છે.) *(આ હદીષ બુખારી કિતાબુલ બુયૂઅમાં છે.)*

(૩) રસૂલે કરીમ ﷺએ વ્યાજ લેનાર ઉપર પણ લા'નત કરી અને વ્યાજ આપનાર ઉપર પણ ! અને અમુક રિવાયતોમાં વ્યાજયુક્ત લેવડ–દેવડ ઉપર ગવાહી આપનારા તથા તેનું લખાણ લખનારા ઉપર પણ લા'નત કરી છે.

સહીહ મુસ્લિમની એક રિવાયતમાં ફરમાવ્યું, "તે બધા જ વ્યક્તિઓ ગુનાહમાં સરખા છે." અને અમુક રિવાયતોમાં ગવાહ અને વ્યાજયુક્ત

લેવડ–દેવડનો હિસાબ લખનાર ઉપર લા'નત એવા સ્વરૂપમાં છે જ્યારે કે, તેને એવી ખબર હોય કે આ વ્યાજુ લેવડ–દેવડ છે.

(૪) રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "ચાર વ્યક્તિઓ એવા છે કે, તેમના વિશે અલ્લાહ તઆલાએ પોતાના માટે જરૂરી કરી લીધું છે કે, તેમને જન્નતમાં પ્રવેશ નહીં આપે અને જન્નતની નેઅ્મતો ચાખવા (પણ) નહીં આપે. તે ચાર આ પ્રમાણે છે. શરાબ પીવાની લત ધરાવનાર, વ્યાજ ખાનારો, યતીમનો માલ અન્યાયી રીતે ખાઈ જનાર અને પોતાના માં–બાપની નાફરમાની કરનારો !" *(આ રિવાયત મુસ્તદ્‌રક હાકિમમાં છે.)*

(પ) નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે, "વ્યક્તિ જે સૂદનો (વ્યાજનો) એક દિરહમ ખાય છે તે છત્રીસ વખતે વ્યભિચાર કરવા કરતાં વધારે સખત (કઠોર) ગુનોહ છે અને અમુક રિવાયતોમાં છે કે, (શરીરનો) જે માંસ હરામના માલથી બન્યો હોય તેના માટે આગ જ વધારે હકદાર છે."

આ ઉપરાંત અમુક રિવાયતોમાં છે કે, "કોઈ મુસલમાનની આબરૂ લેવી (બેઈજ્જત કરવો) વ્યાજથી પણ વધુ સખત ગુનોહ છે."

*(આ રિવાયત મુસ્નદે અહમદ, તબરાની વગેરેમાં છે.)*

(૬) એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ તે બાબતની મનાઈ કરી કે, ફળો ઉપયોગના યોગ્ય બનતાં પહેલાં વેચવામાં આવે અને ફરમાવ્યું, "જ્યારે કોઈ વસ્તીમાં વ્યભિચાર અને વ્યાજયુક્ત કારોબાર ફેલાઈ જાય તો તેણે અલ્લાહ તઆલાના અઝાબને પોતાના ઉપર આમંત્રણ આપી દીધું."

*(આ રિવાયત મુસ્તદ્‌રક હાકિમમાં છે.)*

(૭) રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "જ્યારે કોઈ કૌમમાં લેવડ–દેવડમાં વ્યાજનો રિવાજ પડી જાય તો અલ્લાહ તઆલા તેમના ઉપર તીવ્ર તંગી (અછત) પૈદા કરી દે છે અને જ્યારે કોઈ કૌમમાં લાંચ પ્રચલિત થઈ જાય તો દુશ્મનોનો રોફ (રુઆબ) અને પ્રભાવ તેમના ઉપર છવાય જાય છે." *(મુસ્નદે અહમદમાંથી)*

(૮) રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "શબે મેઅ્રાજમાં જ્યારે અમે સાતમા આસમાન ઉપર પહોંચ્યા તો મેં પોતાના ઉપર ગર્જના અને ચમકતી વીજળી જોઈ, ત્યાર પછી અમે એવી કૌમ પાસેથી પસાર થયા જેમના પેટ રહેણાંક

મકાનોની જેમ ફૂલેલા અને ફેલાયેલા હતા, જેમાં સાપ ભરેલા હોય છે, જે બહારથી નજરે પડે છે. મેં જિબ્રઈલ (અલૈ.)ને પૂછ્યું, આ કોણ લોકો છે ? તેમણે ફરમાવ્યું, આ વ્યાજખોરો છે.'' *(મુસ્નદે અહમદમાંથી)*

(૯) રસૂલે કરીમ ﷺએ ઔફ બિન માલિક (રદિ.)ને ફરમાવ્યું કે, ''એવા ગુનાહોથી બચો જે મા'ફ કરવામાં આવતા નથી. એમાંથી એક માલે ગનીમતમાં ચોરી છે અને બીજો વ્યાજ ખાવું છે.'' *(તબરાની)*

(૧૦) રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, ''જે વ્યક્તિને તમે કરજ આપ્યું હોય તેનો હદિયો સ્વીકાર ન કરો.'' (એવું ન થાય કે આ હદિયો કરજના બદલા સ્વરૂપે આપ્યો હોય જે વ્યાજ છે. એટલા માટે તેનો હદિયો સ્વીકાર ન કરવાની કાળજી રાખવી જોઈએ.)

રિબાની વ્યાખ્યા અને તેની વાસ્તવિકતા તથા તેના દુનિયવી તબાહ–બરબાદ કરનાર દુષ્પ્રભાવો વિશે કુર્આન મજીદની સાત આયતો અને રસૂલે કરીમ ﷺની દશ હદીષો અત્રે વર્ણન કરવામાં આવી ચૂકી છે. વિચારનાર, સમજનાર મુસલમાન માટે આટલું પૂરતું છે અને આ વિષય સંદર્ભે સંપૂર્ણ ચર્ચા અને તેના પ્રત્યેક પાસાં ઉપર પાડવામાં આવેલા પ્રકાશ વિશે મુજ નાચીઝની એક આગવી કિતાબ "મસ્અલએ સૂદ" નામની પ્રકાશિત થઈ ચૂકી છે, વાંચવા વિનંતી.

———————————

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૮૨–૨૮૩)

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا تَدَايَنْتُمْ بِدَيْنٍ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى فَاكْتُبُوْهُ ط

وَلْيَكْتُبْ بَّيْنَكُمْ كَاتِبٌۢ بِالْعَدْلِ ص وَلَا يَاْبَ كَاتِبٌ اَنْ يَّكْتُبَ كَمَا عَلَّمَهُ اللّٰهُ

فَلْيَكْتُبْ ج وَلْيُمْلِلِ الَّذِيْ عَلَيْهِ الْحَقُّ وَلْيَتَّقِ اللّٰهَ رَبَّهٗ وَلَا يَبْخَسْ مِنْهُ شَيْـًٔا ط

فَاِنْ كَانَ الَّذِيْ عَلَيْهِ الْحَقُّ سَفِيْهًا اَوْ ضَعِيْفًا اَوْ لَا يَسْتَطِيْعُ اَنْ يُّمِلَّ هُوَ فَلْيُمْلِلْ

وَلِيُّهٗ بِالْعَدْلِ ط وَاسْتَشْهِدُوْا شَهِيْدَيْنِ مِنْ رِّجَالِكُمْ ج فَاِنْ لَّمْ يَكُوْنَا رَجُلَيْنِ

فَرَجُلٌ وَّامْرَاَتٰنِ مِمَّنْ تَرْضَوْنَ مِنَ الشُّهَدَآءِ اَنْ تَضِلَّ اِحْدٰىهُمَا

فَتُذَكِّرَ اِحْدٰىهُمَا الْاُخْرٰى ؕ وَلَا يَاْبَ الشُّهَدَآءُ اِذَا مَا دُعُوْا ؕ وَلَا تَسْئَمُوْٓا اَنْ
تَكْتُبُوْهُ صَغِيْرًا اَوْ كَبِيْرًا اِلٰٓى اَجَلِهٖ ؕ ذٰلِكُمْ اَقْسَطُ عِنْدَ اللّٰهِ وَاَقْوَمُ لِلشَّهَا
دَةِ وَاَدْنٰٓى اَلَّا تَرْتَابُوْٓا اِلَّآ اَنْ تَكُوْنَ تِجَارَةً حَاضِرَةً تُدِيْرُوْنَهَا بَيْنَكُمْ فَلَيْسَ
عَلَيْكُمْ جُنَاحٌ اَلَّا تَكْتُبُوْهَا ؕ وَاَشْهِدُوْٓا اِذَا تَبَايَعْتُمْ ۪ وَلَا يُضَآرَّ كَاتِبٌ وَّلَا
شَهِيْدٌ ۬ؕ وَاِنْ تَفْعَلُوْا فَاِنَّهٗ فُسُوْقٌۢ بِكُمْ ؕ وَاتَّقُوا اللّٰهَ ؕ وَيُعَلِّمُكُمُ اللّٰهُ ؕ وَاللّٰهُ بِكُلِّ
شَيْءٍ عَلِيْمٌ ﴿۲۸۲﴾ وَاِنْ كُنْتُمْ عَلٰى سَفَرٍ وَّلَمْ تَجِدُوْا كَاتِبًا فَرِهٰنٌ مَّقْبُوْضَةٌ ؕ فَاِنْ اَمِنَ
بَعْضُكُمْ بَعْضًا فَلْيُؤَدِّ الَّذِى اؤْتُمِنَ اَمَانَتَهٗ وَلْيَتَّقِ اللّٰهَ رَبَّهٗ ؕ وَلَا تَكْتُمُوا
ع ٣٩ ٧ الشَّهَادَةَ ؕ وَمَنْ يَّكْتُمْهَا فَاِنَّهٗٓ اٰثِمٌ قَلْبُهٗ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ عَلِيْمٌ ﴿۲۸۳﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે એક નક્કી સમય સુધી પરસ્પર ઉધારનો વહેવાર કરો તો તેને લખી લો; અને કોઈ લખનારે તમારી વચ્ચે (થયેલ વહેવારને) ઈન્સાફથી લખી દેવો જોઈએ, અને લખનારો લખવાથી ઈન્કાર કરે નહીં, જેમકે તેને અલ્લાહે (લખવાનું) શીખવ્યું છે, તો તેણે લખી આપવું જોઈએ ! અને જેના ઉપર કોઈ હક (કરજ) છે તે લખાવી આપે; અને પોતાના પરવરદિગાર અલ્લાહથી ડરે અને તેમાંથી લેશમાત્ર ઓછું ન કરે, પછી જો તે જેના ઉપર હક (કરજ) છે તે અબુધ અને કમજોર હોય અથવા તે લખાવવાની શક્તિ નથી ધરાવતો તો તેના વલી (મુખત્યાર)એ ઈન્સાફથી તે લખાવી આપવું જોઈએ અને પોતાના પુરૂષોમાંથી બે ગવાહ બનાવી લો, પછી જો બે પુરૂષો ન હોય તો એક પુરૂષ અને બે સ્ત્રીઓ તે લોકોમાંથી જેમને તમે ગવાહ તરીકે પસંદ કરો છો, જેથી જો તેમનામાંથી કોઈ એક ભૂલી જાય તો એમનામાંની (એક) બીજી યાદ અપાવે, અને ગવાહ જ્યારે (ગવાહી માટે) બોલાવવામાં આવે તો ઈન્કાર ન કરે, અને તમે લખવામાં આળસ ન કરો (ભલે વહેવાર) એક ચોક્કસ મુદત સુધી નાનો હોય કે મોટો !*

*આ અલ્લાહ નજીક સંપૂર્ણ (સારો) ન્યાય છે તથા ગવાહી માટે વધારે મજબૂત (પૂરાવો) છે, અને તમે (વહેવાર બાબતે) શંકામાં ન પડો (તે માટે મદદરૂપ છે) ! આ સિવાય (જ્યારે) સોદો હાથો–હાથ (રોકડાનો) હોય જેને તમે પરસ્પર કરતા રહો છો, તો જો તમે (આ રોકડો સોદો) ન લખો તો તમારા ઉપર કોઈ ગુનોહ નથી, અને જ્યારે તમે સોદો કરો તો ગવાહ (અવશ્ય) રાખો, અને લખનારને નુકસાન ન કરે; અને ન જ ગવાહને ! અને જો તમે એવું કરશો તો બેશક ! તમારા ઉપર ગુનોહ છે, અને તમે અલ્લાહથી ડરતા રહો; અને અલ્લાહ તમને શીખવાડે છે; અને અલ્લાહ દરેક બાબતોને સારી પેઠે જાણનારો છે. (૨૮૨) અને જો તમે મુસાફરીમાં હોય અને કોઈ લખનારો ન મળે તો (કોઈ વસ્તુ) ગીરો કબજામાં રાખવી જોઈએ પછી તમારામાંથી જો કોઈ પરસ્પર વિશ્વાસ કરે તો જેને અમાનત સોંપવામાં આવી છે તેણે અમાનત પરત કરવી જોઈએ, અને પોતાના પરવરદિગાર અલ્લાહથી ડરતા રહે; અને ગવાહી ન છુપાવો, અને જે વ્યક્તિ તેને છુપાવશે તો બેશક ! તેનું દિલ ગુનેહગાર છે અને અલ્લાહ તમારા કર્મોને સારી પેઠે જાણે છે. (૨૮૩)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જ્યારે ઉધારની એક ચોક્કસ સમય મર્યાદા સુધી લેવડ–દેવડ કરવા લાગો (ભલે તે ઉધાર–ઉછીની રોકડ રકમ હોય કે પછી કોઈ વસ્તુ ઉધાર ખરીદતા હોય અથવા તે ઉધાર જેને "બયએ સલમ" કહેવામાં આવે છે) તો તેને લખી લો અને એ જરૂરી છે કે તમારા અંદરો–અંદર (જો) કોઈ લખનારો (હોય તો) ન્યાયપૂર્ણ રીતે લખી આપે, (એટલે કે કોઈની તરફદારી કરીને લેવડ–દેવડના મામલામાં વધારો–ઘટાડો ન કરે) અને લખનારો ઈનકાર પણ ન કરે, જેમકે અલ્લાહે તેને (લખવાનું) શીખવ્યું છે તેણે લખી આપવું જોઈએ અને જેના માથે જવાબદારી (હક) વાજિબ છે તે વ્યક્તિ (લખનારને બતાવી આપે અને) લખાવે, (કારણ કે દસ્તાવેજનો મૂળ હેતુ બીજાના અધિકારનો સ્વીકાર અને ઈકરાર હોય છે, તો જેના માથે હક છે તેણે ઈકરારનામું લખી આપવું જરૂરી છે.) અને (લખાવતી વખતે) અલ્લાહ તઆલાથી જે તેનો પરવરદિગાર છે ડરતા રહે અને આ (હક જાહેર કરવા)માં લેશમાત્ર ઓછું ન કરે, પછી જ્યારે જે વ્યક્તિના

માથે હક વાજિબ હોય અને તે અશક્ત અથવા અબુધ (એટલે કે અતિશય વૃદ્ધ, નાબાલિગ, બીમાર કે ગાંડો) હોય અથવા (કોઈ કારણસર) પોતે (વર્ણન કરવાની અને) લખાવવાની શક્તિ ન ધરાવતો હોય (દાખલા તરીકે, મૂંગો છે અને લખનાર તેનો ઈશારો નથી સમજી શકતો અથવા અન્ય દેશનો છે અને તેની ભાષા દસ્તાવેજ કે કરારનામું લખનારને સમજમાં નથી આવતી વગેરે) તો (આવી પરિસ્થિતિમાં) તેના કારકૂનો (વાલીઓ) સારી રીતે લખાવી આપે અને બે વ્યક્તિઓને પોતાના પુરૂષોમાંથી ગવાહ (પણ) રાખી લે (અને શરીઅતનો અસલ આધાર અને સાબિતી આ જ ગવાહો છે. ભલે કરાર લખ્યો ન હોય અને ફક્ત લખેલો દસ્તાવેજ કરાર ગવાહો વિના આવી લેવડ–દેવડમાં હુજ્જત અને ભરોસાપાત્ર નથી. દસ્તાવેજ લખવો ફક્ત યાદશક્તિની સરળતા માટે રહે છે કે, તે લેવડ–દેવડનો વિષય સાંભળીને સ્વાભાવિક રીતે સમગ્ર ઘટનાક્રમ યાદ આવી જાય છે, જેમકે આગળ ઉપર નિકટમાં જ કુર્આન મજીદમાં પણ આ બાબત આવી રહી છે.) પછી જો તે બંને ગવાહો પુરુષ ન હોય તો એક પુરુષ અને બે સ્ત્રીઓ (ગવાહ બનાવી લેવામાં આવે) એવા ગવાહોમાંથી (કે) જેને તમે (ભરોસાપાત્ર હોવાના કારણે) પસંદ કરો છો (અને એક પુરુષની જગ્યાએ બે સ્ત્રીઓ એટલા માટે નક્કી કરવામાં આવી,) જેથી તે બંને સ્ત્રીઓમાંથી કોઈ એક પણ (ગવાહીના કોઈ હિસ્સાને ગવાહી વર્ણન કરતી વખતે) ભૂલી જાય તો બીજી તેને યાદ અપાવી દે (અને યાદ અપાવ્યા પછી ગવાહીનો વિષય સંપૂર્ણ થઈ જાય) અને ગવાહ પણ ઈન્કાર ન કરે જ્યારે (ગવાહ બનવા માટે) બોલાવવામાં આવે (કે તેમાં પોતાના ભાઈની મદદ પણ થાય છે) અને તમે તેના તે (વહેવાર)ને (વારંવાર) લખવાથી કંટાળી ન જાઓ, ભલે તે (લેવડ–દેવડનો મામલો) નાનો હોય અથવા મોટો; આ લખી લેવું અલ્લાહ સમીપ ન્યાયને વધારે કાયમ રાખનારું છે અને એ બાબતમાં મદદરૂપ છે કે (લેવડ–દેવડ બાબતે તમે) કોઈ શંકામાં ન પડો. (એટલા માટે લખી લેવું જ સારું છે.) પરંતુ કોઈ સોદો હાથોહાથ (રોકડા)નો હોય જેને તમે પરસ્પર કર્યા કરો છો, તો તેને ન લખવામાં તમારા ઉપર કોઈ ગુનોહ નથી અને (આવા સોદામાં પણ એટલું જરૂર કર્યા કરો કે આવી) ખરીદ–વેચાણ કરતી વખતે ગવાહ બનાવી લો (કદાચ કાલે ઊઠીને કોઈ વિવાદી બાબત નીકળી આવે ! દાખલા તરીકે, વેચનારો કહેવા લાગે, મને પૈસા મળ્યા નથી અથવા મેં આ વસ્તુ

વેચી જ નથી અથવા ખરીદનારો કહેવા લાગે કે મને તે વસ્તુને પાછી આપવાનો અધિકાર આપવામાં આવ્યો હતો અથવા વેચાણનો માલ મને સંપૂર્ણ મળ્યો જ નથી વગેરે.) અને (જેવી રીતે અમે ઉપર બતાવ્યા પ્રમાણે લખનાર તથા ગવાહોને હુકમ આપ્યો છે કે, લખવાથી અને ગવાહી આપવાથી ઈન્કાર ન કરે. એવી જ રીતે અમે પણ તમને તાકીદ કરીએ છીએ કે તમારા તરફથી) લખનારને કોઈ તકલીફ ન આપવામાં આવે અને ન જ કોઈ ગવાહને (દાખલા તરીકે, પોતાની મસ્લિહત માટે તેની કોઈ બાબતમાં દખલગીરી કરી હેરાનગતી કરવામાં આવે) અને જો તમે એવું કરશો તો એમાં તમને ગુનોહ થશે અને અલ્લાહ તઆલાથી ડરો (અને જે કામોથી તેણે તમને રોક્યા છે તે ન કરો) અને અલ્લાહ તઆલાએ (તમારા ઉપર અહેસાન કર્યું છે કે,) તમને (હુકમોના લાભા–લાભનું) શિક્ષણ આપ્યું છે અને અલ્લાહ તઆલા બધી જ બાબતોને સારી પેઠે જાણે છે (તો તે ભલી અને બુરી બધી જ બાબતોને જાણે છે અને દરેકને યોગ્ય બદલો આપે છે) અને જો તમે (લેવડ–દેવડ કરતી વખતે) કોઈ સફરમાં હોય અને (કરાર લખવા માટે ત્યાં) કોઈ કાતિબ (લખનાર લહિયો મૌજૂદ) ન હોય તો (એવી પરિસ્થિતિમાં સંતોષ ખાતર) વસ્તુ ગીરો મૂકવી, જે (હક ધરાવનાર વ્યક્તિને) કબજામાં આપવામાં આવે અને જો (આવા સમયમાં પણ) એકબીજાનો વિશ્વાસ કરતા હોય (અને આ ગીરો વસ્તુ મૂકવાની જરૂરત ન સમજતા હોય) તો જે વ્યક્તિનો ભરોસો કરવામાં આવ્યો છે (એટલે કે જેના માથે હક આપવો વાજિબ છે) તે બીજાનો હક (પૂરેપૂરો) અદા કરી આપે અને અલ્લાહ તેનો પરવરદિગાર છે તેનાથી ડરે ! (અને તેનો હક ન મારે) અને ગવાહીને છુપાવ્યા ન કરો અને જે વ્યક્તિ તેને છુપાવશે તેનું દિલ ગુનેહગાર થશે અને અલ્લાહ તઆલા તમારા કરેલા કામોને ખૂબ સારી રીતે જાણે છે. (બસ, તે છુપાવશે તો અલ્લાહ તઆલાને તેની ખબર છે અને તે તેની સજા ચોક્કસ આપશે.)

## મસ્અલા અને બોધપાઠ :

### કરજ અને ઉધાર વિશે કબૂલાતનામા લખવાની સૂચના અને તે વિશેના હુકમો :

પ્રસ્તુત આયતોમાં દરેક પ્રકારના વહેવારો જેને અત્યારના કાયદાઓમાં

કરાર કહેવામાં આવે છે, તેના અગત્યના સિદ્ધાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે. તેની અમુક શરતો અને નિયમોના વિષયનો વિશેષ સ્વરૂપે ઉલ્લેખ થયો છે.

આજકાલનો યુગ તો ભણેલો–ગણેલો છે અને લખાણોએ વ્યક્તિની સ્મૃતિ (યાદશક્તિ)ની જગ્યા લઈ લીધી છે, પરંતુ આજથી ચૌદસો વર્ષ પહેલાંના યુગ તરફ નજર ઉઠાવીને જોશો તો તે સમયે દુનિયાનો બધો જ વહેવાર ફક્ત મૌખિક રીતે થતો હતો. લખવા–લખાવવાનો તથા દસ્તાવેજ કરાર વગેરે કરવાનો રિવાજ પ્રચલિત ન હતો. સૌ પ્રથમ કુર્આન શરીફે એ બાજુ ધ્યાન કેન્દ્રિત કરાવ્યું,

ઈરશાદ થયો, اِذَا تَدَايَنْتُمْ بِدَيْنٍ اِلٰى اَجَلٍ مُّسَمًّى فَاكْتُبُوْهُ "જ્યારે તમે પરસ્પર ઉધારની લેવડ–દેવડ કોઈ ખાસ ચોક્કસ મુદત સુધી કર્યા કરો તો તેને લખ્યા કરો !"

આ આયતમાં એક સિદ્ધાંત એ બતાવવામાં આવ્યો કે ઉધાર વહેવારનો દસ્તાવેજ લખવો જોઈએ, જેથી ભૂલચૂક અથવા તો વાદ–વિવાદ થવાનાના સમયે તે કામ લાગે.

બીજો મસ્અલો એ વર્ણન કર્યો કે, જ્યારે ઉધારનો વહેવાર કરવામાં આવે તો તેની સમયસીમા ચોક્કસ નક્કી કરવામાં આવે, બેમુદતી (અચોક્કસ) સમયસીમા માટે ઉધારનો વહેવાર કરવો જાઈઝ નથી. કારણ કે, તેનાથી ઝઘડા અને ફસાદનો દરવાજો ખુલી જાય છે. ફુક્હાએ ફરમાવ્યું છે કે, સમયસીમા પણ એવી નક્કી કરવામાં આવે જેમાં કોઈ શંકા ન હોય ! મહિના અને તારીખ સાથે નક્કી કરવામાં આવે, કોઈ મોઘમ મુદત નક્કી ન કરવી જોઈએ. જેમકે, "પાક લણતી વખતે" આપીશ વગેરે. કારણ કે ઋતુના હિસાબે તેમાં એ નક્કી સમયે પાક ન પણ લણી શકાય અને કારણ કે લખવાનો રિવાજ તે સમયે પ્રચલિત ન હતો, બલકે આજે લખવા વાંચવાના આધુનિક યુગમાં પણ મોટા ભાગની વસ્તી નિરક્ષર જ છે, જેમને લખતાં નથી આવડતું તો એવું શક્ય હતું કે, લખનારો કંઈ બીજું જ લખી આપે જેનાથી એકનું નુકસાન થઈ જાય અને બીજાને ફાયદો થઈ જાય. એટલા માટે ત્યાર બાદ ઈરશાદ ફરમાવ્યો,

وَلْيَكْتُبْ بَّيْنَكُمْ كَاتِبٌۢ بِالْعَدْلِ "એ બાબત જરૂરી છે કે, તમારા દરમિયાન કોઈ લખનારો ન્યાયપૂર્ણ રીતે લખી આપે."

તેમાં એક બાજુ, માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, લહિયો (કાતિબ)

પક્ષપાત ન કરે, બલકે તે તટસ્થ રહે, જેથી કોઈ શંકા કે અવિશ્વાસ ઊભો ન થાય. બીજું, કાતિબને સૂચના આપવામાં આવી કે તે ઈન્સાફથી લખે, અન્ય વ્યક્તિના આ ફના થનાર દુનિયાના નફા માટે પોતાની આખિરતની કાયમી જિંદગીનું નુકસાન ન કરે. પછી કાતિબને એવી સૂચના પણ આપવામાં આવી કે, અલ્લાહ તઆલાએ તેને આ લખવાની કળા આપેલી છે, જેથી તે લખી શકે છે અને તેનો શુક્રિયા એ જ છે કે, તે કરાર લખી આપવાનો ઈન્કાર ન કરે.

ત્યારબાદ બતાવવામાં આવ્યું કે, કરારનું લખાણ કોણ લખાવી આપે ? એ વિશે ઈરશાદ છે, وَلْيُمْلِلِ الَّذِىْ عَلَيْهِ الْحَقُّ "તે વ્યક્તિ લખાવી આપે જેના માથે જવાબદારી છે." દા.ત. કોઈ સોદો ખરીદ્યો અને કિંમત ઉધાર રાખી, તો જે વ્યક્તિના માથે ઉધાર છે તે દસ્તાવેજ લખાવી આપશે. કારણ કે, તે તેનું ઈકરારનામું હશે અને લખાવવામાં પણ એ સંભાવના હતી કે લખવામાં કોઈ ભૂલ વગેરે થઈ જાય. એટલા માટે ફરમાવ્યું, وَلْيَتَّقِ اللّٰهَ رَبَّهٗ وَلَا يَبْخَسْ مِنْهُ شَيْئًا "અલ્લાહ તઆલા કે જે તેનો પરવરદિગાર છે (તેનાથી) ડરતો રહે અને હક (સાચું) લખવામાં લેશમાત્ર ઓછું ન કરે." વહેવારમાં ક્યારેક એવું થાય છે કે, જે વ્યક્તિના માથે જવાબદારી હોય છે તે અબૂધ અથવા માનસિક રીતે અસ્થિર અથવા અતિશય વૃદ્ધ કે નાબાલિગ બાળક કે પછી મૂંગો અથવા અન્ય ભાષા બોલનારો કે, પરદેશનો નાગરિક હોય તો તે કાતિબનું લખેલું સમજી નહીં શકે, અથવા તો દસ્તાવેજ લખાવવા માટે શક્તિશાળી નહિ હોય તો એ સંદર્ભે ફરમાવવામાં આવ્યું કે, જો આવી પરિસ્થિતિ ઊભી થાય તો આવા કિસ્સાઓમાં લખાવનારના વાલી લખાવી આપશે અને ગાંડા તથા નાબાલિગ વ્યક્તિના કોઈને કોઈ વલી (વાલી) તો હોય જ છે. કારણ કે, તેમના બધા જ વહેવારો તેમના વાલી દ્વારા જ કરવામાં આવે છે અને જો મૂંગો અથવા બીજી ભાષા બોલનારો વ્યક્તિ હોય તો પણ તેમના વાલી આ કામ કરાવી શકે છે અને જો તે કોઈને પોતાનો વકીલ બનાવી લે તો એવું પણ થઈ શકે છે. કુર્આનમાં આ જગ્યાએ "વલી" શબ્દ આ બંને અર્થમાં સમજી શકાય છે.

**ગવાહી આપવાના અમુક મહત્વના સિદ્ધાંતો :**

અહીંયાં સુધી વહેવારમાં દસ્તાવેજ (કરાર) લખવા અને લખાવવાના અગત્યના સિદ્ધાંતોનું વર્ણન હતું. આગળ એવું બતાવવામાં આવ્યું કે દસ્તાવેજ

ફક્ત લેખિત સ્વરૂપે લખવાને પૂરતું સમજવામાં ન આવે. બલકે, આ વહેવારના બે ગવાહ બનાવી લે કે, જો ક્યારેક કોઈ વાદ–વિવાદ ઊભો થાય તો અદાલતમાં આ ગવાહોની ગવાહીથી ફૅંસલો થઈ શકે. એ જ કારણે ફુકહાએ લખ્યું છે કે, શરઈ રૂએ ફક્ત લખાણ માન્ય નથી, પરંતુ જ્યાં સુધી તેની શરઈ ગવાહી મૌજૂદ ન હોય ફક્ત લેખિત કરારના આધારે ફૅંસલો કરી શકાય નહિ. અત્યારની અદાલતોમાં પણ એ જ નિયમ છે કે, લેખિત ગવાહી ઉપરાંત મૌખિક ગવાહી વિના કોઈ ફૅંસલો આપવામાં આવતો નથી.

**ગવાહી માટે બે પુરુષો અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓ હોવી જરૂરી છે**

ત્યારબાદ ગવાહીના સિદ્ધાંતોના અમુક અગત્યના નિયમો બતાવ્યા છે. દાખલા તરીકે,

(૧) ગવાહી માટે બે (આકીલ, બાલિગ, મુસલમાન) પુરુષ, અથવા એક પુરુષ અને બે સ્ત્રીઓ હોવી જરૂરી છે. ફક્ત એક પુરુષ, અથવા ફક્ત બે સ્ત્રીઓ, કોઈપણ પ્રકારની લેવડ–દેવડની ગવાહી માટે પૂરતા નથી.

(૨) ગવાહીની શરતો – કે ગવાહ મુસલમાન હોવો જોઈએ, શબ્દ مِنْ رِّجَالِكُمْ "તમારામાંથી પુરુષો"માં એવી જ સૂચના આપવામાં આવી છે.

(૩) ગવાહ સાચો, ન્યાયપ્રિય હોવો જોઈએ કે જેના નિવેદન ઉપર ભરોસો કરી શકાય. પાપી અને દુરાચારી ગવાહ ન હોવો જોઈએ. مِمَّنْ تَرْضَوْنَ مِنَ الشُّهَدَآءِ "તે ગવાહોમાંથી જેનાથી તમે રાજી હોવ" શબ્દોમાં આ હુકમ આપવામાં આવ્યો છે.

**ગવાહી આપવાની કોઈ કારણ વિના ના પાડવી શરઈ રૂએ ગુનોહ છેઃ**

ત્યારબાદ લોકોને એવી સૂચના આપવામાં આવી કે, તેમને કોઈની લેવડ–દેવડના મામલામાં ગવાહ બનાવવા માટે બોલાવવામાં આવે તો તે આવવાથી ઈનકાર ન કરે. કારણ કે ગવાહી આપવાની પ્રથા જ હક સ્થાપિત કરવાનું માધ્યમ અને વાદ–વિવાદ ટાળવાની રીત છે. એટલા માટે તેણે મહત્ત્વની સામાજિક સેવા સમજીને તકલીફ વેઠીને પણ ગવાહી માટે હા પાડવી જોઈએ. ત્યારબાદ આ લેવડ–દેવડના કરાર લખવાની તાકીદ કરવામાં આવી. ફરમાવવામાં આવ્યું કે, લેવડ–દેવડ નાની હોય કે મોટી બધું લખી લેવું જોઈએ,

તેમાં આળસ ન કરવી જોઈએ. કારણ કે કોઈપણ લેવડ–દેવડને લખી લેવાથી તે ન્યાય સ્થાપિત કરવા માટે અને સાચી ગવાહી માટે મદદરૂપ બને છે તથા શંકા–કુશંકાથી બચવાનો શ્રેષ્ઠ ઉપાય છે. એટલા માટે તેમાં પણ એવું કરી લેવામાં આવે કે બે ગવાહો બનાવી લે કે ક્યારેક કોઈ સમયે બંને પક્ષોમાં પરસ્પર કોઈ વાદ–વિવાદ ઊભો થાય, દાખલા તરીકે, વેચનાર કહે કે મને પૂરી કિંમત નથી મળી અથવા તો ખરીદનાર કહે કે મને પૂરો માલ નથી મળ્યો તો એવા ઝઘડાના સમયે આવી ગવાહી કામ લાગી શકે છે.

**ઇસ્લામમાં ન્યાય કાયમ કરવાના અગત્યના સિદ્ધાંતો – ગવાહોને કોઈ નુકસાન અથવા તકલીફ પહોંચાડવામાં ન આવે :**

આયતની શરૂઆતમાં લખનારાઓને એવી સૂચના આપવામાં આવી હતી કે, લખવા માટે અથવા ગવાહ તરીકે રહેવાનો ઈનકાર ન કરે, તો અહીંયાં એવી સંભાવના હતી કે, લોકો તેમને હેરાન–પરેશાન પણ કરે એટલા માટે અંતિમ આયતમાં ફરમાવવામાં આવ્યું, وَلَا يُضَآرَّ كَاتِبٌ وَّلَا شَهِيْدٌ એટલે કે "કોઈ લખનાર અથવા ગવાહી આપનારને કોઈ નુકસાન ન પહોંચાડે, એવું ન કરે કે પોતાના હિત અને ફાયદા માટે ગવાહોને નુકસાનમાં નાંખવા તેમના કાર્યોમાં દખલગીરી કરે" પછી ઈરશાદ ફરમાવ્યો, وَاِنْ تَفْعَلُوْا فَاِنَّهٗ فُسُوْقٌۢ بِكُمْ "જો તમે લખનાર અથવા ગવાહને નુકસાન પહોંચાડશો તો એમાં તમે ગુનેહગાર થશો."

એનાથી સ્પષ્ટ થાય છે કે, લખનારને અથવા ગવાહને નુકસાન પહોંચાડવું હરામ છે. એટલા માટે ફુકહાએ ફરમાવ્યું, "જો લખનારો પોતાના લખવાનું મહેનતાણું માંગે અથવા ગવાહ પોતાના આવવા–જવાનો જરૂરી ખર્ચ માંગે તો એ તેનો અધિકાર છે અને તે ખર્ચ કે મહેનતાણું ન અદા કરવું પણ એક પ્રકારના નુકસાન પહોંચાડવા બરાબર છે અને તે નાજાઈઝ છે." ઈસ્લામે પોતાની ન્યાય વ્યવસ્થામાં જે પ્રમાણે ગવાહને ગવાહી આપવા માટે મજબૂર કર્યો છે અને ગવાહી છુપાવવાને પણ સખત ગુનોહ ઠરાવ્યો છે, તે જ પ્રમાણે એવી પણ વ્યવસ્થા કરી છે કે, લોકો ગવાહીથી બચવા માટે મજબૂર ન થઈ જાય. આવી બંને તરફથી કાળજી રાખવાનો એ પ્રભાવ પડ્યો કે, નબવી દૌરમાં દરેક મામલામાં સાચા અને નિઃસ્વાર્થ ગવાહો મળી જતા હતા અને ફેંસલાઓ ઘણા જ જલદી અને સરળતાથી ન્યાય પ્રમાણે થઈ જતા હતા. આજે દુનિયામાં કુર્આનના આ સિદ્ધાંતને

ઉપેક્ષિત કરવામાં આવ્યો છે, એટલા માટે સમગ્ર ન્યાય વ્યવસ્થા બરબાદ થઈ ગઈ છે. કોઈપણ ઘટનાના અસલી અને સાચા ગવાહો મળવા લગભગ અશક્ય બની ગયું છે. દરેક વ્યક્તિ ગવાહીથી જીવ બચાવવા મજબૂર થઈ ગયો છે, કારણ એ છે કે, જેનું પણ નામ ગવાહ તરીકે આવી ગયું, જો ઘટના પોલીસ અને ફોજદારી કેસની હોય તો દરરોજ સમયે-કસમયે ફોજદાર સાહેબ તેમને થાણામાં બોલાવે છે અને અમુક સમયે તો કલાકો સુધી બેસાડી રાખે છે. દીવાની ન્યાયપાલિકાઓમાં પણ ગવાહો સાથે એવી જ વર્તણૂક કરવામાં આવે છે જેમકે, તે કોઈ ગવાહ નહિ પણ અપરાધી છે. પછી રોજ-રોજ મુકદ્દમા માટે હાજર થવું પડતું હોય છે, તારીખો પડે છે, ગવાહ બીચારો પોતાનો કામ-ધંધો, મજૂરી અને જરૂરિયાતો છોડીને અદાલતમાં જવા મજબૂર થઈ જાય છે. જો તે અદાલતમાં ન પહોંચે તો પકડ વૉરંટ દ્વારા ધરપકડ કરવામાં આવે છે. એટલા માટે કોઈપણ સીધો સાદો ધંધાદારી માણસ ક્યારેય કોઈ કિસ્સામાં ગવાહ બનવાને પોતાના માટે એક અઝાબ સમજે છે અને પોતાની સમગ્ર કોશીશો વડે આવી ગવાહીઓથી બચવા મજબૂર થઈ ગયો છે. હા ! ફક્ત ધંધાદારી ગવાહો મળશે, જેમની પાસે સાચ-જૂઠનો કોઈ તફાવત નથી. કુર્આન શરીફમાં આ પાયાની જરૂરિયાતના મહત્ત્વને બતાવી તેની બધી જ બુરાઈઓ અને શંકાઓનું નિરાકરણ કર્યું અને આયતના અંતમાં ફરમાવ્યું, وَاتَّقُوا اللّٰهَ وَيُعَلِّمُكُمُ اللّٰهُ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ એટલે કે "અલ્લાહથી ડરો અને અલ્લાહ તઆલા તમને સાચા સિદ્ધાંતો (નિયમો)નું શિક્ષણ આપે છે અને તે તેનું અહેસાન છે તથા અલ્લાહ તઆલા દરેક બાબતને સારી પેઠે જાણે છે." કારણ કે આ આયતમાં ઘણા બધા હુકમો આવ્યા છે, અમુક ફુકહાએ મહત્ત્વના ૨૦ મસ્અલાઓ આ આયતમાંથી કાઢ્યા છે, કુર્આને કરીમની આગવી શૈલી પ્રમાણે કોઈપણ નિયમને વર્ણન કરવાના સમયે આગળ અને પાછળ અલ્લાહનો ખૌફ તથા કયામતનો ડર બતાવીને લોકોને માનસિક રીતે હુકમના અમલીકરણની પ્રેરણા અને પ્રોત્સાહન આપવામાં આવે છે, એ જ પદ્ધતિ પ્રમાણે આ આયતનો અંત પણ અલ્લાહનો ડર બતાવીને કરવામાં આવ્યો અને જાહેર કરવામાં આવ્યું કે, અલ્લાહના જ્ઞાનથી કોઈ વસ્તુ છુપી નથી. જો તમે કોઈ નાજાઈઝ હિલો (યુક્તિ) કરશો અથવા અલ્લાહના હુકમ વિરૂદ્ધ કૃત્ય કરશો તો તમે અલ્લાહને ધોકો આપી શકવાના નથી.

બીજી આયતમાં બે અગત્યના વિષયો વર્ણન કરવામાં આવ્યા, એક એ કે, ઉધારના મા'મલામાં જો કોઈ એવું ઈચ્છે છે કે, ભરોસા માટે કોઈ વસ્તુ ગીરો રાખી લે તો તેની પરવાનગી છે, પરંતુ તેમાં પણ શબ્દ مَقْبُوضَةٌ થી એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, ગીરો વસ્તુથી લાભ ઉઠાવવો એટલા માટે જાઈઝ નથી કે, ગીરો રાખનારને ફક્ત એટલો જ અધિકાર છે કે, તે પોતાનું કરજ વસૂલ કરતાં સુધી તે વસ્તુ પોતાના કબજામાં રાખી શકે છે અને વસ્તુનો અસલ ફાયદો તો તેના મૂળ માલિકનો જ હક છે.

બીજો વિષય આ અનુસંધાનમાં ફરમાવ્યો કે, જે વ્યક્તિ કોઈ વિવાદી મા'મલાને સારી રીતે જાણતો હોય તો પોતાની ગવાહી ન છુપાવે અને જો તે છુપાવશે તો તેનું દિલ ગુનેહગાર છે. દિલને એટલા માટે ગુનેહગાર કહેવામાં આવ્યું કે કોઈ વ્યક્તિ ફક્ત ઝુબાનથી કોઈ વસ્તુ કહેવાને ગુનોહ ન સમજે, કારણ કે, પ્રથમ ઈરાદો તો દિલ જ કરે છે, એટલા માટે પ્રથમ ગુનોહ દિલ કરે છે.

---

## આયત : (સૂરએ બકરહ : આયત નં. ૨૮૪)

لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَاِنْ تُبْدُوْا مَا فِيْٓ اَنْفُسِكُمْ اَوْ تُخْفُوْهُ يُحَاسِبْكُمْ
بِهِ اللّٰهُ ؕ فَيَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَيُعَذِّبُ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢٨٤﴾

## તરજુમો :

*જમીનો અને આસમાનોમાં જે કંઈ છે તે બધું અલ્લાહનું જ છે અને જો તમે તમારા દિલોમાં જે છે તેને જાહેર કરો અથવા છુપાવો, અલ્લાહ તમારી પાસેથી તેનો હિસાબ લેશે; પછી જેને ચાહે મા'ફ કરી દેશે; અને જેને તે ચાહે અઝાબ આપશે; અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર શક્તિ (કાબૂ) ધરાવે છે. (૨૮૪)*

## તફસીર :

અલ્લાહની જ મિલકત છે સર્વ કંઈ (મખ્લૂકો) જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (જેમકે પોતે જમીન અને આસમાન તેની મિલકતમાં જ છે અને જ્યારે તે માલિક છે તો તેને પોતાના કબજા હેઠળની દરેક વસ્તુઓમાં દરેક

પ્રકારનો કાયદો બનાવવાનો અધિકાર છે, તેમાં કોઈને કોઈ પ્રકારનો ચંચૂપાત કરવાનો કોઈ હક નથી. જેમકે, એક કાયદો એ પણ છે) જે બાબતો (ખોટી માન્યતાઓ અને ધિક્કારપાત્ર કૃત્યો અથવા ગુનાહોનો પાકો ઈરાદો કરનાર) તમારા દિલોમાં છે તેને તમે જો (જીભથી અથવા અન્ય કોઈ રીતે) જાહેર કરી દો (દાખલા તરીકે જીભથી કુફ્રિયા વાક્યો કહી આપો અથવા પોતાનો ઘમંડ, અદેખાઈ વગેરેને મૌખિક રીતે જાહેર કરો અથવા તો કોઈ ગુનાહનો પાકો ઈરાદો કરી લીધાની જાહેરાત કરો) અથવા તો (દિલમાં જ) ગુપ્ત રાખો (બંને પરિસ્થિતિમાં) અલ્લાહ તઆલા તમારી પાસેથી (બીજા ગુનાહોની જેમ તેનો પણ) હિસાબ લેશે, પછી (હિસાબ લીધા બાદ કુફ્ર અને શિર્ક સિવાય) જેના માટે (મા'ફ કરવાનું) મંજૂર હશે બખ્શી આપશે અને જેને (સજા આપવી) મંજૂર હશે (તેને) સજા આપશે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં ગવાહીને જાહેર કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો તથા તેને છુપાવવાની મનાઈ કરવામાં આવી હતી. આ આયત તે જ વિષયના સંદર્ભની અંતિમ કડી છે, તેમાં ઈન્સાનને ચેતવણી આપવામાં આવી છે કે, ગવાહી છુપાવવી હરામ છે અને જો તમે કોઈ ઘટનાને સારી રીતે જાણો છો અને છતાં છુપાવો છો તો સર્વજ્ઞ અલ્લાહને બધી જ ખબર છે અને તે તેનો હિસાબ લેશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), ઈકરમા (રદિ.), શોઅ્બી (રદિ.) અને મુજાહિદ (રહ.) દ્વારા પણ આ જ પ્રમાણેની તફસીર નકલ થઈ છે. *(કુર્તુબી)*

શબ્દોના આધારે એનો અર્થ ઉપરોક્ત પ્રમાણે જ પ્રચલિત છે તથા બધા જ અકીદાઓ, ઈબાદતો અને વહેવારો પણ તેમાં શામિલ છે તથા હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીર પણ આ આયત અનુસંધાને આ જ પ્રમાણે છે. આયતનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા પોતાની મખ્લૂકના બધા જ અમલોનો હિસાબ જરૂર લેશે, તે અમલ કે, જેને તે કરે છે, અથવા એવા અમલો પણ, જેને કરવાનો તે પાકો ઈરાદો ધરાવે છે અને તેને દિલમાં છુપાવી રાખે છે, પરંતુ અમલ કરવાનો મૌકો નથી મળતો. જેમકે, બુખારી અને મુસ્લિમમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ થયું છે કે, "મેં રસૂલે કરીમ ﷺથી સાંભળ્યું કે મો'મિન કયામતના દિવસે પોતાના પરવરદિગારની સામે ઊભો કરવામાં આવશે.

એટલે સુધી કે અલ્લાહ તઆલા તેના એક–એક ગુનાહને યાદ અપાવશે અને સવાલ કરશે. તું જાણે છે કે, તેં આ ગુનોહ કર્યો હતો ? મો'મિન બંદો ઈકરાર કરશે, અલ્લાહ તઆલા ફરમાવશે કે મેં દુનિયામાં પણ તારી પરદાપોશી કરી હતી અને તારા ગુનાહને લોકો સામે જાહેર થવા દીધો ન હતો અને હું આજે તેને મા'ફ કરું છું ત્યારબાદ નેક અમલોનું આ'માલનામું તેને આપવામાં આવશે, પરંતુ કાફિરો અને મુનાફિકોના ગુનાહોને બધા લોકો સામે જાહેર કરવામાં આવશે.''

એક અન્ય હદીષમાં છે કે, ''અલ્લાહ તઆલા કયામતના દિવસે ફરમાવશે કે, ''આ એવો દિવસ છે, જેમાં ગુપ્ત વસ્તુઓનો હિસાબ લેવામાં આવશે અને દિલોમાં છુપાયેલા રહસ્યો ખુલી જશે અને મારા અમલ લખનારા ફરિશ્તાઓએ તો ફક્ત તમારા તે અમલો લખ્યા છે, જે જાહેર હતા અને હું તે વસ્તુઓને પણ જાણું છું જેની ફરિશ્તાઓને પણ જાણ નથી અને તેમણે તે વસ્તુઓ તમારા નામાએ આ'માલમાં લખી પણ નથી. અને હવે તે બધું હું તમને બતાવું છું અને તેનો હિસાબ લઉં છું. પછી જેને ચાહીશ મા'ફ કરી આપીશ અને જેને ચાહીશ સજા આપીશ'' પછી મો'મિનોને મા'ફ કરવામાં આવશે અને કાફિરોને અઝાબ આપવામાં આવશે.'' *(કુર્તુબી)*

અત્રે એક શંકા થઈ શકે છે કે, હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે

اِنَّ اللّٰهَ تَجَاوَزَعَنْ اُمَّتِیْ عَمَّا حَدَثَتْ اَنْفُسُهَا مَالَمْ يَتَكَلَّمُوْا اَوْيَعْمَلُوْا بِهٖ، (قُرْطَبِیْ)

*''અલ્લાહ તઆલાએ મારી ઉમ્મતને તે મા'ફ કરી દીધું છે જે તેમના દિલમાં આવ્યું, (પણ) જ્યાં સુધી તેને ઝબાનથી ન કહ્યું અથવા તેના ઉપર અમલ ન કર્યો.''*

આ બાબતથી સ્પષ્ટ થાય છે કે, દિલના ઈરાદા ઉપર અઝાબ અથવા પકડ નથી. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું છે કે આ હદીષ દુનિયાના હુકમો અનુસંધાને છે. જેમકે, તલાક, ઈતાક (ગુલામને આઝાદ કરવો), ખરીદ–વેચાણ, હિબાઅ્ (ભેટ–સોગાત) વગેરે, ફક્ત દિલમાં ઈરાદો કરી લેવાથી અમલ પૂર્ણ થતો નથી, જ્યાં સુધી કે તેનો જીભથી મૌખિક રીતે હુકમ કરવામાં ન આવે અને અન્ય ઉલમાએ આ શંકાનો જવાબ એવો આપ્યો છે કે, જે હદીષમાં દિલની ગુપ્ત બાબતોની મા'ફી આપવાનો ઉલ્લેખ થયો છે તેનો અર્થ તે વસવસાઓ અને

અનિચ્છાવર્તી વિચારો છે, જે વ્યક્તિના દિલમાં કોઈપણ પ્રકારના ઈરાદા વિના આવતા રહે છે. બલકે, આવા વિચારો ન કરવાનો પાકો નિર્ધાર કર્યા પછી પણ આવા વિચારો આવતા રહે છે, આવા અનિચ્છાવર્તી (બિનઈરાદે આવતા) વિચારો અને ભ્રમણાઓને આ ઉમ્મત માટે અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધા છે. પ્રસ્તુત આયતમાં જે હિસાબનું વર્ણન છે તેનો અર્થ તે ઈરાદાઓ અને નિય્યતો છે, જેને વ્યક્તિ પોતાના પાકા નિર્ધાર વડે નક્કી કરી લે છે અને પોતાના દિલમાં છુપાવી રાખે છે અને તેના ઉપર અમલ કરવાની કોશીશ પણ કરે છે પછી સંજોગોવસાત્ કોઈ પરિસ્થિતિના કારણે તેના ઉપર અમલ નથી કરી શકતો, કયામતના દિવસે તેનો હિસાબ થશે, પછી અલ્લાહ તઆલા જેને ચાહશે પોતાની દયા અને કૃપાથી મા'ફ કરી આપશે અને જેને ચાહશે અઝાબ આપશે. પ્રસ્તુત હદીષ બુખારી અને મુસ્લિમમાં આવી ચૂકી છે અને જેમકે પ્રસ્તુત આયતમાં જાહેર શબ્દોમાં બંને પ્રકારના વિચારો શામિલ છે. ભલે તે ઈચ્છાવર્તી હોય કે અનિચ્છાવર્તી હોય ! એટલા માટે જ્યારે આ આયત નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.) ખૂબ ચિંતામાં પડી જઈ ગમગીન થઈ ગયા કે, જો અનિચ્છાવર્તી વિચારો અને ભ્રમ (વસવાસા) ઉપર પણ હિસાબ થશે તો કોનો છૂટકારો થશે ? સહાબએ કિરામ (રદિ.)એ પોતાની ચિંતા રસૂલે કરીમ ﷺ સામે વર્ણવી તો આપ ﷺએ તાકીદ કરી કે, જે કંઈ અલ્લાહ તઆલાનો હુકમ નાઝિલ થયો તેના ઉપર અમલ કરો અને તેની તા'બેદારી કરવાનો પાકો નિર્ધાર કરો અને કહો, سَمِعْنَا وَاَطَعْنَا "અમે સાંભળી લીધું અને અમલ કર્યો." સહાબએ કિરામ (રદિ.)એ તે પ્રમાણે કર્યું, એના વિશે કુર્આન શરીફમાં આ આયત નાઝિલ થઈ. لَايُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا "અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને તેની શક્તિથી વધારે (ગજા બહારની) તકલીફ નથી આપતો."

ખુલાસો એ છે કે, અનિચ્છાવર્તી ભ્રમણા અને વિચારોની પકડ નહિ થાય, આ બાબત ઉપર સહાબા (રદિ.)ને સંતોષ થઈ ગયો. આ હદીષ સહીહ મુસ્લિમમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કરવામાં આવી છે. *(કુર્તુબી)*

આ આખી આયત આગળ આવી રહી છે.

તફસીરે મઝહરીમાં છે કે, ઈન્સાન પર જે અમલો અલ્લાહ તઆલા તરફથી ફરજ કરવામાં આવ્યા છે અથવા હરામ કરવામાં આવ્યા છે, તે અમુક તો

જાહેર શારીરિક અવયવો અને જાહેર જીવન સાથે સંબંધ ધરાવે છે, જેમકે નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ અને તમામ પ્રકારની સામાજિક, આર્થિક લેવડ–દેવડ વગેરે. અને અમુક અમલો અને હુકમ એ પણ છે કે, જે ઈન્સાનના દિલ અને તેની આંતરિક મનોસ્થિતિ સાથે સંબંધ ધરાવે છે. જેમકે, ઈમાન, અલ્લાહ ઉપર ભરોસો અને અકીદહ સંબંધિત બધા જ મસ્અલાઓ તેમાં શામિલ છે, તથા કુફ્ર અને શિર્ક જે સૌથી મોટી બુરાઈ તથા હરામ અને નાજાઈઝ છે, તેનો સંબંધ પણ વ્યક્તિના હૃદય સાથે છે. એ જ પ્રમાણે સારા અખ્લાક, વિનમ્રતા, ધીરજ (સબ્ર), કરકસર, સખાવત (પરોપકાર) વગેરે પણ. એ જ પ્રમાણે તે અખ્લાકો જે ધિક્કારપાત્ર છે જેમકે ઘમંડ, અદેખાઈ, અદાવત, વૈમનસ્ય, દુનિયાની મહોબ્બત, લોભ–લાલચ વગેરે. આ બધી વસ્તુઓ એક દરજ્જામાં કતઈ (સદંતર) હરામ છે. આ બધાનો સંબંધ પણ વ્યક્તિના બાહ્ય અવયવો સાથે હોવાનું જણાતું નથી અથવા જાહેરમાં દેખાતું નથી. બલકે, તેનો સંબંધ તો દિલ અને માણસની માનસિકતા અને મનોસ્થિતિ ઉપર આધાર રાખે છે.

આ આયતમાં સૂચના આપવામાં આવી છે કે, જે રીતે જાહેર અમલો (આચરણો)નો હિસાબ કયામતમાં લેવામાં આવશે એવી જ રીતે ગુપ્ત અમલોનો હિસાબ પણ થશે અને ભૂલોની પકડ થશે. આ આયત સૂરએ બકરહના અંતે લાવવામાં આવી એમાં ઘણી મોટી હિકમત છે. કારણ કે, સૂરએ બકરહ કુર્આન શરીફની એવી સૌથી મોટી અને અગત્યની સૂરત છે, જેમાં અલ્લાહે મોટા–ભાગના હુકમોનો ઉલ્લેખ કર્યો છે. આ સૂરત સૈદ્ધાંતિક, સામાજિક, આર્થિક અને વ્યક્તિના અંગત અને સામૂહિક જીવન સંદર્ભે અગત્યની સૂચનાઓ તથા નમાઝ, રોઝા, ઝકાત, કિસાસ (હત્યાનો બદલો), હજ્જ, જિહાદ, પાકી–નાપાકી, તલાક, ઈદ્દત, ખુલાઅ્, શિશુને દૂધ પીવાડવા સંબંધિત હુકમો, દારૂનું હરામ થવું, રિબા (વ્યાજ), કરજ, લેવડ–દેવડની જાઈઝ–નાજાઈઝ પદ્ધતિ વગેરેનું ખુલાસાવાર વર્ણન થયું છે અને આ જ કારણથી હદીષમાં આ સૂરતનું નામ "સન્નામુલ કુર્આન" પણ આવ્યું છે. એટલે કે "કુર્આનનો સૌથી ઉચ્ચ વિભાગ" અને આ બધા હુકમોના અમલની રૂહ (આત્મા) ઈખ્લાસ (નિખાલસતા) છે. એટલે કોઈ કામ કરવું અથવા તેનાથી બચવું ફક્ત અને ફક્ત અલ્લાહની રજામંદી અને તેની ખુશી પ્રાપ્ત કરવા માટે હોય ! તેમાં નામના અથવા

બીજી કોઈ મહેચ્છા કે સ્વાર્થ શામિલ ન હોય તો તે ઈખ્લાસ છે અને દેખીતું છે કે, ઈખ્લાસનો સંબંધ વ્યક્તિની માનસિકતા તથા તેના દિલ સાથે છે. બધા જ કૃત્યોનો આધાર એના જ ઉપર અવલંબિત છે. એટલા માટે સૂરતના અંતમાં આ આયત દ્વારા મનુષ્યને ચેતવણી આપવામાં આવી કે, ફરજો અદા કરવામાં અથવા હરામ બાબતોથી બચવાના મા'મલામાં મખ્લૂક સામે હિલા–હવાલા (યુક્તિ–પ્રયુક્તિ) દ્વારા પલાયન અપનાવી શકાય છે, પરંતુ અલ્લાહ તઆલા સર્વજ્ઞાની છે. તેની જાણ બહાર કોઈ વસ્તુ નથી. એટલા માટે જે કંઈ પણ કરો તે એવું સમજીને કરો કે, મારો પરવરદિગાર મારા જાહેર અને બાતિન (મનોસ્થિતિ)ની હાલતને લખી રહ્યો છે અને મારે તે સૌનો હિસાબ કયામતના દિવસે આપવાનો છે. આ જ તે પ્રેરણાની રૂહ છે, જે કુર્આન શરીફ ઈન્સાનોમાં પૈદા કરે છે કે, પ્રત્યેક કાનૂન કાયદાની શરૂઆત અને અંતમાં અલ્લાહનો ડર અને આખિરતની ચિંતાનો એવો સિક્કો દિલ ઉપર લગાવવામાં આવે છે કે, રાતના અંધારાઓમાં અને એકાંતમાં પણ મો'મિન બંદો અલ્લાહ તઆલાના કોઈ હુકમને તોડવાની હિંમત કરતો નથી અને અલ્લાહથી ડરે છે.

---

## આયતો : (સૂરએ બકરહ : આયત નં. ૨૮૫–૨૮૬)

آمَنَ الرَّسُولُ بِمَا أُنزِلَ إِلَيْهِ مِن رَّبِّهِ وَالْمُؤْمِنُونَ ۚ كُلٌّ آمَنَ بِاللَّهِ وَمَلَائِكَتِهِ
وَكُتُبِهِ وَرُسُلِهِ لَا نُفَرِّقُ بَيْنَ أَحَدٍ مِّن رُّسُلِهِ ۚ وَقَالُوا سَمِعْنَا وَأَطَعْنَا ۖ
غُفْرَانَكَ رَبَّنَا وَإِلَيْكَ الْمَصِيرُ ﴿٢٨٥﴾ لَا يُكَلِّفُ اللَّهُ نَفْسًا إِلَّا وُسْعَهَا ۚ لَهَا مَا
كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ ۗ رَبَّنَا لَا تُؤَاخِذْنَا إِن نَّسِينَا أَوْ أَخْطَأْنَا ۚ رَبَّنَا وَلَا
تَحْمِلْ عَلَيْنَا إِصْرًا كَمَا حَمَلْتَهُ عَلَى الَّذِينَ مِن قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا لَا
طَاقَةَ لَنَا بِهِ ۖ وَاعْفُ عَنَّا وَاغْفِرْ لَنَا وَارْحَمْنَا ۚ أَنتَ مَوْلَانَا
فَانصُرْنَا عَلَى الْقَوْمِ الْكَافِرِينَ ﴿٢٨٦﴾ ع

## તરજુમો :

*રસૂલે જે કંઈ તેના ઉપર તેના પરવરદિગાર તરફથી ઊતર્યું તેને માની લીધું અને મો'મિનોએ (પણ); બધા ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર, અને તેના ફરિશ્તાઓ અને તેની કિતાબો અને તેના રસૂલો (ઉપર), અમે તે રસૂલોમાંથી કોઈની વચ્ચે (પરસ્પર) ભેદભાવ કરતા નથી, અને તેમણે કહ્યું અમે સાંભળ્યું અને અમે કબૂલ કર્યું, હે અમારા પરવરદિગાર ! અમે તારી બખ્શિશના ઈચ્છુક છીએ અને (અમારે) તારા જ તરફ પાછા વળીને આવવાનું છે. (૨૮૫) અલ્લાહ કોઈને તેની શક્તિ બહારની (ગજા ઉપરાંતની) તકલીફ નથી આપતો; (એટલા માટે સવાબ) તેના માટે છે જે તેણે કમાયું અને તેના ઉપર (અઝાબ) પડે છે જે તેણે કમાયું, હે અમારા પરવરદિગાર ! અમારી પકડ કરીશ નહીં, જો અમે ભૂલી જઈએ અથવા ચૂકી જઈએ; હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર ભાર મૂકીશ નહીં જેવી રીતે કે તેં અમારાથી આગળના લોકો ઉપર મૂક્યો હતો, હે અમારા પરવરદિગાર ! અમારી પાસે એવો ભાર ન ઊંચકાવ જેની અમારામાં (ઊંચકવાની) તાકાત નથી, અને અમારાથી દરગુજર કર, અને અમને મા'ફ કર, અને અમારા ઉપર દયા કર, તું જ અમારો માલિક (પરવરદિગાર) છે, (બસ) અને કાફિર કૌમ સામે અમારી મદદ કર ! (૨૮૬)*

*આમીન.*

## તફસીર :

રસૂલ (ﷺ) વિશ્વાસ (ઈમાન) રાખે છે જે વસ્તુ તેમના પરવરદિગાર તરફથી નાઝિલ કરવામાં આવી (એટલે કે કુર્આન) અને (અન્ય) મો'મિનો પણ (તેનો વિશ્વાસ રાખે છે. આગળ ઉપર કુર્આન ઉપર ભરોસો રાખવાનો ખુલાસો છે કે કઈ કઈ વસ્તુનો અકીદહ રાખવો કુર્આન ઉપર ઈમાન રાખવું કહેવામાં આવશે.) બધા જ (રસૂલો અલૈ. પણ અને અન્ય મો'મિનો પણ) અકીદહ રાખે છે અલ્લાહ ઉપર (કે તે મૌજૂદ છે, એકલો–અજોડ છે અને પોતાની જાત અને ગુણ–લક્ષણોમાં સંપૂર્ણ છે) અને તેના ફરિશ્તાઓ, અને કિતાબો, અને રસૂલો ઉપર અને અમે પયગમ્બરોમાંથી કોઈનામાં (અકીદહ રાખવામાં) ભેદભાવ કરતા નથી (કે પયગમ્બરો અલૈ. સાચા છે) અને એ બધાએ એવું જ કહ્યું કે અમે

(તમારું ફરમાન) સાંભળ્યું અને (તેને) ખુશીથી માન્યું, અમે તારાથી મા'ફી ઈચ્છીએ છીએ હે અમારા પરવરદિગાર ! અમે તારા જ તરફ પાછા ફરવાના છે (એટલે અમે જે અગાઉની આયતમાં કહ્યું છે કે, દિલોની ગુપ્ત વાતો ઉપર પણ હિસાબ થશે તેનો અર્થ અનિચ્છાવર્તી બિનઈરાદાપૂર્વકના વિચારો નથી બલકે, ફક્ત ઈચ્છાવર્તી ઈરાદાઓ છે. કારણ કે,) અલ્લાહ તઆલા કોઈને (શરીઅતના હુકમોમાં) તકલીફ નથી આપતો (એટલે કે તે વાજિબ અથવા હરામ નથી કરતો) પરંતુ (માત્ર) તે જ વસ્તુઓ કે જેની તે શક્તિ (અને અધિકાર) ધરાવતો હોય, તેનો સવાબ પણ થાય છે જે (નેક) ઈરાદાથી કરે અને તેનો અઝાબ પણ જે (ખરાબ) ઈરાદાથી કરે. (અને જે માણસના ગજા બહારની બાબત છે તેની તેને તકલીફ આપવામાં આવતી નથી કે જેની સાથે કોઈ ઈરાદો કરવાનો સંબંધ ન હોય, તેનો ન તો સવાબ છે, ન જ અઝાબ અને ભ્રમ તથા વસવસાઓ વ્યક્તિના અધિકારની બાબત નથી માટે એવા વિચારો આવવા ન તો હરામ છે અને ન જ તેની પકડ કરવામાં આવશે અને ન જ તેના ઉપર અઝાબ થશે.) હે અમારા પરવરદિગાર ! અમારી પકડ ન કર, જો અમે કંઈ ભૂલી જઈએ અથવા ચૂકી જઈએ; હે અમારા પરવરદિગાર ! (અમારી એ પણ દરખાસ્ત છે કે,) અમારા ઉપર કોઈ કઠોર હુકમ ન મોકલ જેવી રીતે કે તેં અગાઉના લોકો ઉપર મોકલ્યો હતો; હે અમારા પરવરદિગાર ! અને (અમે એવી પણ દરખાસ્ત કરીએ છીએ કે,) અમારા ઉપર કોઈ એવો ભાર (દુનિયા અને આખિરતની તકલીફનો) ન મૂક કે જે અમે વેઠી ન શકીએ અને અમારાથી દરગુજર કર અને અમને મા'ફી કરી દે અને અમારા ઉપર રહમ (દયા) કર અને અમારી કાફિરોના મુકાબલામાં મદદ કર. (આમીન)

## મસ્અલા અને બોધપાઠ :

### આ બે આયતોની મુખ્ય ફઝીલતો :

આ સૂરએ બકરહની છેલ્લી બે આયતો છે. સહીહ અને ભરોસાપાત્ર હદીષોમાં આ બંને આયતોની મોટી–મોટી ફઝીલતો વર્ણન થઈ છે. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, “જે વ્યક્તિએ રાત્રે આ બે આયતો પઢી લીધી તો તે તેના માટે પૂરતી છે.”

ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતમાં છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ બે આયતો જન્નતના ખઝાનાઓમાંથી નાઝિલ ફરમાવી છે, જેને બધી જ મખ્લૂકની પૈદાઈશના બે હજાર વર્ષ પહેલાં પોતે મહાકૃપાળુ અલ્લાહે પોતાના હાથે લખી આપી હતી. જે વ્યક્તિ તેને ઈશાંની નમાઝ પછી પઢી લે, તો તે તેના માટે મોડી રાત્રે પઢવામાં આવતી નમાઝ તહજ્જુદ સુધી જામીન બની જાય છે" અને મુસ્તદ્રક હાકિમ તથા બયહકીની રિવાયતમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહે સૂરએ બકરહને આ બે આયતો ઉપર પૂર્ણ કરી છે, જે મને તે ખાસ ખઝાનામાંથી અર્પણ કરવામાં આવી છે જે અર્શની નીચે છે. એટલા માટે તમે ખાસ આ આયતોને શીખી લો અને પોતાની સ્ત્રીઓ તથા બાળકોને શીખવાડો." એટલા માટે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) અને હઝરત અલી મુર્તુઝા (રદિ.)એ ફરમાવ્યું કે, "અમારી માન્યતા એવી છે કે, દરેક વ્યક્તિ જેનામાં થોડી–ઘણી પણ બુદ્ધિ હોય તે સૂરએ બકરહની આ બે આયતોને પઢ્યા વિના સૂઈ ન જાય." આ બંને આયતોની રૂહાની ખાસિયતો ઘણી છે, પરંતુ એક વિશિષ્ટ ખાસિયત એ છે કે, સૂરએ બકરહમાં મોટા ભાગના શરીઅતના હુકમો સંક્ષિપ્તમાં પણ અને વિસ્તારપૂર્વક પણ વર્ણન કરવામાં આવ્યા છે તેમાં અકીદાઓ (માન્યતાઓ), ઈબાદતો (બંદગી), મા'મલાત (વહેવાર), વર્તણૂક, સામાજિકતા વગેરે પણ શામિલ છે. બે આયતોમાંથી પ્રથમ આયત ફરમાંબરદાર મો'મિનોના સંદર્ભમાં છે, જેમણે અલ્લાહ જલ્લ શા'નુહુના બધા જ હુકમો પર "લબ્બયક" (હાજર છું) કહ્યું અને તેના ઉપર અમલ કરવા માટે તૈયાર થઈ ગયા અને બીજી આયતમાં એ શંકાનો જવાબ આપવામાં આવ્યો, જે શંકા આ બંને આયતોના નાઝિલ થતાં પહેલાં સહાબએ કિરામ (રદિ.)ને પૈદા થઈ હતી અને સાથે જ પોતાની કૃપાદૃષ્ટિ અને બેહિસાબ રહમતોને વર્ણન કરવામાં આવી હતી, તે એ હતું કે, કુર્આન શરીફની આયત નાઝિલ થઈ اِنْ تُبْدُوْا مَا فِیْٓ اَنْفُسِكُمْ اَوْتُخْفُوْهُ يُحَاسِبْكُمْ بِهِ اللّٰهُ، "જે કંઈ તમારા દિલોમાં છે તમે એને જાહેર કરો અથવા છુપાવો, દરેક પરિસ્થિતિમાં અલ્લાહ તઆલા તમારી પાસેથી તેનો હિસાબ લેશે."

આ આયતનો મુખ્ય હેતુ એ હતો કે, પોતાના અધિકાર અને ઈરાદાથી જો

કોઈ અમલ કરવાનો દિલમાં પાકો નિર્ધાર કરે, તો તેનો હિસાબ થશે. અનિચ્છાવર્તી અને જેના પર અધિકાર નથી એવા વસવસા, ભ્રમ અને ભૂલચૂક તેમાં શામિલ નથી. પરંતુ કુર્આનના શબ્દો દેખીતી રીતે સામાન્યતઃ બધી જ બાબતોને આવરી લેનાર હતા તેથી એવું સમજવામાં આવ્યું હતું કે, વ્યક્તિના દિલમાં અનિચ્છાએ પણ જે વિચારો આવે છે, તેનો પણ હિસાબ થશે. સહાબએ કિરામ (રદિ.) આવું સાંભળીને ગભરાઈ ગયા અને રસૂલે કરીમ ﷺને વિનંતી કરી, “યા રસૂલુલ્લાહ ﷺ! અત્યાર સુધી તો અમે એવું સમજતા હતા કે, અમે જે કામ અમારા ઈરાદા અને અધિકારથી કરીએ છીએ તેનો હિસાબ થશે, અનિચ્છાએ દિલમાં આવેલા વિચારો ઉપર હિસાબ નહિ થાય, પરંતુ આ આયતથી સ્પષ્ટ થાય છે કે, દિલમાં ઉત્પન્ન થનાર દરેક વિચારનો હિસાબ થશે, એ કારણે અઝાબથી બચવું અત્યંત મુશ્કેલ છે.” રસૂલે કરીમ ﷺને આ આયતનો સાચો ભાવાર્થ ખબર હતો, પરંતુ શબ્દોના જાહેર અર્થના કારણે તેના ઉપર કોઈ ટિપ્પણી કરવાનું પસંદ ન કર્યું, વહીનો ઈન્તેજાર કર્યો અને સહાબએ કિરામ (રદિ.)ને તાકીદ કરી કે, અલ્લાહ તઆલા તરફથી જે હુકમ આવે, ભલે તે સરળ હોય અથવા મુશ્કેલ ! મો'મિનોનું કામ એ નથી કે, તેને માનવામાં થોડી પણ શંકા કરે. તમારે અલ્લાહના પ્રત્યેક હુકમને સાંભળીને કહેવું જોઈએ سَمِعْنَا وَاَطَعْنَا غُفْرَانَکَ رَبَّنَا وَاِلَیْکَ الْمَصِیْرُ “હે અમારા પરવરદિગાર ! અમે તારો હુકમ સાંભળ્યો અને તેના પર અમલ કર્યો, હે અમારા પરવરદિગાર ! જો હુકમના અમલમાં અમારાથી કોઈ ભૂલચૂક થઈ હોય અથવા ઉણપ બાકી રહી હોય તો તું અમને મા'ફ ફરમાવ. કારણ કે, અમે બધા તારા જ તરફ પાછા વળવાના છે.”

સહાબએ કિરામ (રદિ.)એ આપ ﷺના આ હુકમ પ્રમાણે એવું જ કર્યું. જો કે, તેમના મનમાં એવો વિચાર ખટકી રહ્યો હતો કે, અનિચ્છાએ દિલમાં આવનાર વિચાર અને વસવસાઓથી બચવું તો ખૂબ જ મુશ્કેલ છે, આ બાબત ઉપર અલ્લાહ તઆલાએ સૂરએ બકરહની આ છેલ્લી બે આયતો નાઝિલ ફરમાવી, જેમાં પ્રથમ આયતમાં મુસલમાનોના વખાણ અને બીજી આયતની અસલી તફસીર બતાવવામાં આવી, જેમાં સહાબએ કિરામ (રદિ.)ને શંકા ગઈ હતી. હવે, પ્રથમ આયતના શબ્દો જુઓ.

اٰمَنَ الرَّسُوْلُ بِمَآ اُنْزِلَ اِلَيْهِ مِنْ رَّبِّهٖ وَالْمُؤْمِنُوْنَ كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْ رُّسُلِهٖ وَقَالُوْا سَمِعْنَا وَ اَطَعْنَا غُفْرَانَكَ رَبَّنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ٥

*"રસૂલે જે કંઈ તેના ઉપર તેના પરવરદિગાર તરફથી ઊતર્યું તેને માની લીધું; અને મો'મિનોએ (પણ); બધા ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર, અને તેના ફરિશ્તાઓ ઉપર, અને તેની કિતાબો અને તેના રસૂલો ઉપર, અમે તે રસૂલોમાંથી કોઈની વચ્ચે (પરસ્પર) ભેદભાવ કરતા નથી, અને તેમણે કહ્યું; અમે સાંભળ્યું અને અમે કબૂલ કર્યું, હે અમારા પરવરદિગાર ! અમે તારી મા'ફીના ઈચ્છુક છીએ અને (અમારે) તારા જ તરફ પાછા વળીને આવવાનું છે."*

આ આયતમાં રસૂલે કરીમ ﷺના વખાણ કરવામાં આવ્યા છે અને તેમાં આપ ﷺનું મુબારક નામ લેવાના બદલે "રસૂલ" કહીને આપ ﷺના સન્માન અને મરતબાને સ્પષ્ટ કરવામાં આવ્યો અને ત્યારબાદ ફરમાવ્યું, وَالْمُؤْمِنُوْنَ એટલે કે જે પ્રમાણે આપ ﷺ મારી વહી ઉપર ઈમાન અને ભરોસો રાખે છે, એવી જ રીતે બધા જ મો'મિનો પણ વિશ્વાસ (ઈમાન) રાખે છે. અત્રે જે વર્ણનશૈલી આ વાક્યમાં અપનાવવામાં આવી છે કે, પ્રથમ વાક્યમાં આપ ﷺના ઈમાનનો ઉલ્લેખ કરવામાં આવ્યો, ત્યારબાદ મો'મિનોના ઈમાનનો અલગથી ઉલ્લેખ કર્યો, એમાં ઈશારો એ છે કે, જો કે, ઈમાનના અકીદહમાં રસૂલે કરીમ ﷺ અને બધા જ મો'મિનો સમાન છે, પરંતુ ઈમાનના દરજ્જાઓના આધારે એ બંનેમાં મોટો તફાવત છે. રસૂલે કરીમ ﷺનું ઈમાન સાક્ષાત્કાર (પ્રત્યક્ષ દર્શન) અને જોવા–સાંભળવાના આધાર ઉપર છે અને અન્ય મુસલમાનોનું ઈમાન "ઈલ્મ બિલ ગયબ" (અદષ્ય બાબતોનું જ્ઞાન) રસૂલુલ્લાહ ﷺના ખબર આપવાના આધાર ઉપર અવલંબિત છે.

ત્યારબાદ ઈમાનની વિસ્તારપૂર્વક સ્પષ્ટતા બતાવી, જેમાં આપ ﷺ અને બધા જ મુસલમાનો સમાન છે, તે વસ્તુ ઈમાન છે અલ્લાહ તઆલાના મૌજૂદ હોવા અને એકમાત્ર હોવા ઉપર અને બધી જ સંપૂર્ણ સિફતો અને ગુણ–લક્ષણો

સાથે હયાત હોવા ઉપર, ફરિશ્તાઓના મૌજૂદ હોવા ઉપર અને અલ્લાહ તઆલાની કિતાબો તથા બધા જ રસૂલોના સત્ય હોવા ઉપર.

ત્યારબાદ એ સ્પષ્ટતા કરવામાં આવી કે, આ ઉમ્મતના મો'મિનો પાછલી ઉમ્મતો જેવું ન કરે કે, અલ્લાહના રસૂલોમાં પરસ્પર ભેદભાવ કરે કે, અમુકને તો નબી માને અને અમુકને ન માને. જેમકે, યહૂદીઓએ હઝરત મૂસા (અલૈ.)ને અને નસારાએ હઝરત ઈસા (અલૈ.)ને નબી માન્યા પરંતુ ખાતમુલ અમ્બિયા ﷺને નબી ન માન્યા. આ ઉમ્મતની એવી તા'રીફ (વખાણ) કરવામાં આવી કે, એમણે રસૂલે કરીમ ﷺના ઈરશાદ પ્રમાણે મૌખિક કહ્યું હતું. سَمِعْنَا وَاَطَعْنَا غُفْرَانَكَ رَبَّنَا وَاِلَيْكَ الْمَصِيْرُ "અમે સાંભળ્યું અને અમે સ્વીકાર્યું, હે અમારા પરવરદિગાર ! અમે તારી મા'ફીના અભિલાષી છીએ."

ત્યારબાદ બીજી આયતમાં એક ખાસ અંદાજમાં એ શંકા દૂર કરવામાં આવી જે પાછલી આયતમાં અમુક વાક્યોથી પૈદા થઈ શકતી હતી કે, દિલમાં છુપાયેલા વિચારો ઉપર હિસાબ થશે તો અઝાબથી કેવી રીતે બચીશું ? ઈરશાદ ફરમાવવામાં આવ્યો, لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا "અલ્લાહ તઆલા કોઈ વ્યક્તિને તેની શક્તિથી વધારે કાર્ય કરવાનો હુકમ નથી આપતો." એટલા માટે અનિચ્છાએ આવતા વિચારો અને વસવસાઓ કે, જેના પર અમલ કરવામાં ન આવે, તેની કોઈ પકડ નહિ થાય. બધા જ વિચારો અલ્લાહે મા'ફ કરી દીધા છે, હિસાબ અને પકડ ફક્ત તે જ કૃત્યોની અને ઈચ્છાઓની થશે જેના ઉપર અમલ કરવામાં આવતો હોય અથવા તો અમલ કરવાનો પાકો નિર્ધાર કર્યો હોય.

આ બાબતની સ્પષ્ટતા એ છે કે, જેવી રીતે મનુષ્યના અમલો અને કૃત્યો જે હાથ, પગ, આંખો અને જીભ વગેરે સાથે સંબંધ ધરાવે છે, જે વિચારો (એટલે કે નિય્યત)ને જાહેર અમલો કહેવામાં આવે છે, તેના બે પ્રકારો છે. એક ઈચ્છાવર્તી છે કે, જેને પોતે તે કૃત્ય કરવાના ઈરાદે કરવામાં આવે છે. જેમકે, કોઈ ઈરાદો કરીને કોઈને મારવું, વગેરે. બીજા અનિચ્છાએ આવતા વિચારો છે કે, જે ઈરાદો કર્યા વિના જ આવી જતા હોય છે. જેમકે જીભથી કહેવા ગયો કંઈક બીજું, અને નીકળી ગયું બીજું, અથવા હાથથી કોઈ અજાણતામાં ગલત હરકત થઈ ગઈ કે, જેનાથી કોઈને કંઈ તકલીફ પહોંચી ગઈ, એ બધામાં બધાને ખબર છે કે, હિસાબ–કિતાબ તથા સજા અથવા ઈના'મનો મા'મલો ફક્ત ઈરાદાથી કરવામાં

આવેલા અમલ સાથે ખાસ છે અને અજાણતામાં વિના ઈરાદે કરવામાં આવેલ અમલની કોઈ સજા–ઈના'મ અથવા પકડ થશે નહિ.

એ જ પ્રમાણે એ કૃત્યો જેનો સંબંધ માણસની માનસિકતા અને દિલ સાથે છે તેના પણ બે પ્રકારો છે. એક ઈરાદો પાકા નિર્ધારથી કરવામાં આવે જેમકે, કુફ્ર–શિર્કની માન્યતા અને વિચારસરણી, જેનો ઈરાદો વ્યક્તિ પાકા નિર્ધાર સાથે દિલમાં જમાવી લે છે, અથવા સોચી–સમજીને ઈરાદાપૂર્વક પોતાને મોટો સમજે, જેને તકબ્બુર અથવા મિથ્યાભિમાન કહેવામાં આવે છે, અથવા કોઈ એવો પાકો ઈરાદો કરે કે, હું શરાબ પીવાનો છું, અને બીજો પ્રકાર અનિચ્છાએ પૈદા થતા વિચારો છે જેમકે, ઈરાદો કર્યા વગર દિલમાં કોઈ ખરાબ વિચાર આવી જાય અને તેના પર અમલ કરવાની કોઈ નિય્યત કે ઈરાદો ન હોય, તેમાં પણ હિસાબ–કિતાબ અને પકડ ફક્ત ઈરાદાપૂર્વક કરેલ કૃત્યો ઉપર જ થશે અને અનિચ્છાએ આવેલ વિચારોની કોઈ પકડ નથી.

આ તફસીરથી કે, જેને પોતે કુર્આન શરીફે વર્ણન કરી છે, સહાબએ કિરામ (રદિ.)ને સંતોષ થઈ ગયો કે, અનિચ્છાવર્તી વિચારો અને ભ્રમ (વસવસા)નો હિસાબ–કિતાબ તથા અઝાબ કે સવાબ નહિ થાય. આ વિષયના અંતમાં વધારે સ્પષ્ટતા કરવા માટે ફરમાવ્યું, لَهَا مَا كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ એટલે કે વ્યક્તિનો સવાબ પણ તે જ કૃત્યનો થાય છે જેનો તે ઈરાદો કરે અને અઝાબ પણ તે જ કૃત્યનો થાય છે જેને કરવાનો તે પાકો ઈરાદો અને નિર્ધાર કરે.

ભાવાર્થ એ છે કે, શરૂઆતના ઈરાદા ઉપર અઝાબ અથવા સવાબ મળવાનું શરૂ થશે, પરંતુ તે ઈરાદો જે તે કૃત્ય કરવા માટેનો પાકો નિર્ધાર હોય અથવા તેના પર અમલ કરવા માટે કોશીશ કરે તો આવા ઈરાદાઓ પર સવાબ મળવાનું શરૂ થઈ જાય છે. એનાથી એ શંકાનો જવાબ થઈ ગયો કે અમુક સમયે વ્યક્તિને ઈરાદો કર્યા વિના જ સવાબ અને અઝાબ થાય છે, જેમકે કુર્આન શરીફની બીજી ઘણી આયતો અને હદીષની ઘણી રિવાયતોથી સાબિત છે કે, કોઈ વ્યક્તિ એવું નેક કામ કરે, જેનાથી બીજા લોકોને પણ તે નેકીનું કામ કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન મળે તો જ્યાં સુધી લોકો તે નેક કામ ઉપર અમલ કરતા રહેશે, ત્યાં સુધી પ્રથમ વ્યક્તિને તે અમલનો સવાબ મળતો રહેશે. એ જ પ્રમાણે જો કોઈ વ્યક્તિ કોઈ ગુનોહ કરે અને આગળ ચાલીને લોકો તે ગુનાહમાં

સપડાયેલા રહે તો તેનો વબાલ તે વ્યક્તિને પહોંચતો રહેશે કે જેણે પ્રથમ તે ગુનાહનો રિવાજ પાડી ગુનાહની શરૂઆત કરી હશે. એવી જ રીતે હદીષની રિવાયતોથી સાબિત છે કે, કોઈ વ્યક્તિ પોતાના અમલનો સવાબ બીજા વ્યક્તિને આપવા ઈચ્છે તો તે વ્યક્તિને તે સવાબ પહોંચે છે. આ બધા સ્વરૂપોમાં વ્યક્તિને કોઈપણ પ્રકારનો ઈરાદો કર્યા વગર સવાબ અને અઝાબ મળે છે.

આ શંકાનો જવાબ એ છે કે, દેખીતું છે કે, આ સવાબ અને અઝાબ માધ્યમ વિના તેને નથી મળ્યો બલકે, અન્યના માધ્યમ દ્વારા પહોંચ્યો છે. ઉપરાંત જે વ્યક્તિ આ સવાબ અને અઝાબનું માધ્યમ બન્યો છે, તેમાં તેના પોતાના અમલ અને ઈરાદાની દખલગીરી જરૂર છે, પરંતુ જે વ્યક્તિએ કોઈ વસ્તુનો રિવાજ પ્રચલિત કર્યો, ભલે તે સારો હોય અથવા ખરાબ ! એમાં પ્રથમ વ્યક્તિનો અમલ કે જે તેણે તેના અધિકારથી કર્યો હતો, તેની દખલગીરી ચોક્કસ છે. જો કે, તેણે પોતાના સારા–નરસા અમલની આ ખાસ અસરનો ઈરાદો કર્યો ન હતો. એવી જ રીતે મોટા ભાગે કોઈ વ્યક્તિ ઈસાલે સવાબ ત્યારે જ કરે છે, જયારે કે, તે વ્યક્તિએ ઈસાલે સવાબ કરનાર વ્યક્તિ ઉપર કોઈ અહેસાન કર્યું હોય. આ પ્રમાણે બીજાના અમલનો સવાબ અને અઝાબ વાસ્તવમાં પોતાના જ અમલનો સવાબ અને અઝાબ છે.

અંતે કુર્આન શરીફે મુસલમાનોને એક ખાસ દુઆની તાકીદ કરી, જેમાં ભૂલચૂક અને અનિચ્છાએ કરેલ કોઈ કૃત્યની મા'ફી માંગવામાં આવી. દાખલા તરીકે, رَبَّنَا لَاتُؤَاخِذْنَا اِنْ نَّسِيْنَا اَوْاَخْطَاْنَا "હે અમારા પરવરદિગાર ! ભૂલચૂક અને ખતાઓ ઉપર અમારી પકડ ન કર." પછી ફરમાવ્યું, رَبَّنَا وَلَا تَحْمِلْ عَلَيْنَا اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا رَبَّنَا وَلَاتُحَمِّلْنَا مَالَا طَاقَةَ لَنَابِهٖ "હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર ભારે અને કઠોર અમલનો ભાર ન મૂક, જેમકે અમારાથી અગાઉના લોકો (બની ઈસ્રાઈલ) ઉપર મૂકવામાં આવ્યો હતો અને અમારા ઉપર એવી ફરજો ન મૂક, કે જેની અમારામાં શક્તિ ન હોય."

એનો ભાવાર્થ તે સખત અમલો છે જે બની ઈસ્રાઈલ ઉપર ફરજ કરવામાં આવ્યા હતા કે, કપડું પાણીથી પાક નહિ થાય બલકે, કાપવું અથવા સળગાવવું પડશે અને કતલ કર્યા વગર તવબહ કબૂલ નહિ થાય, અથવા તેનાથી ભાવાર્થ એ છે કે, દુનિયામાં અમારા ઉપર અઝાબ નાઝિલ કરવામાં ન આવે, જેમકે બની

ઈસ્રાઈલના દુષ્કૃત્યોના કારણે તેમના ઉપર અઝાબ કરવામાં આવ્યો હતો. આ બધી દુઆઓ અલ્લાહ તઆલાએ કબૂલ કરવાની જાહેરાત પણ રસૂલે કરીમ ﷺ દ્વારા આપી દીધી.

**સૂરએ બકરહ પૂર્ણ થઈ, અલહમ્દુલિલ્લાહ !**

وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَآخِرَهٗ وَظَاهِرَهٗ وَبَاطِنَهٗ وَهُوَا لْمُسْتَعَانُ



**મૂળ તફસીરકાર :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.)

**તારીખ :** ૨૫ જિલ્કદ હિ.સ. ૧૩૮૮

**ગુજરાતી અનુવાદક :** ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ ખાનપુરી

**તારીખ :** ૧૩ રમઝાન હિ.સ. ૧૪૨૯ –ઈ.સ. ૧૪ સપ્ટેમ્બર ૨૦૦૮

—————————

—————



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)



પ્રકરણ : ૩

# સૂરએ આલિ ઇમ્રાન

સૂરએ આલિ ઈમ્રાન મદીનામાં નાઝિલ થઈ હતી, તેમાં ૨૦૦ આયતો તથા ૨૦ રુકૂઅ્ છે.

**આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧ થી ૬)**

آیاتها ٢٠٠ ۝ ٣ سُوْرَةُ اٰلِ عِمْرٰنَ مَدَنِيَّةٌ ٨٩ ۝ رکوعاتها ٢٠

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِیْمِ ○

الٓمّٓ ۚ ﴿١﴾ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ الْحَیُّ الْقَیُّوْمُ ﴿٢﴾ نَزَّلَ عَلَیْكَ الْكِتٰبَ
بِالْحَقِّ مُصَدِّقًا لِّمَا بَیْنَ یَدَیْهِ وَاَنْزَلَ التَّوْرٰىةَ وَالْاِنْجِیْلَ ﴿٣﴾ ۙ مِنْ قَبْلُ
هُدًى لِّلنَّاسِ وَاَنْزَلَ الْفُرْقَانَ ۗ اِنَّ الَّذِیْنَ كَفَرُوْا بِاٰیٰتِ اللّٰهِ لَهُمْ
عَذَابٌ شَدِیْدٌ ۗ وَاللّٰهُ عَزِیْزٌ ذُو انْتِقَامٍ ﴿٤﴾ اِنَّ اللّٰهَ لَا یَخْفٰى عَلَیْهِ
شَیْءٌ فِی الْاَرْضِ وَلَا فِی السَّمَآءِ ﴿٥﴾ هُوَ الَّذِیْ یُصَوِّرُكُمْ فِی
الْاَرْحَامِ كَیْفَ یَشَآءُ ۗ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِیْزُ الْحَكِیْمُ ﴿٦﴾

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરૂં કરું છું, જે મહાકૃપાળુ અને ઘણો જ દયાળુ છે.*

*અલિફ–લા'મ–મીમ. (૧) અલ્લાહ; તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી; હંમેશા હયાત છે, સૌને સંભાળનાર છે. (૨) (હે મુહમ્મદ ﷺ !) તેણે તમારા ઉપર સાચી કિતાબ ઉતારી, જે તેનાથી અગાઉની કિતાબોની ખરાઈ*

*(સમર્થન) કરે છે; અને તવરાત અને ઈન્જીલ (પણ) ઉતારી. (૩) આ અગાઉ લોકોની હિદાયત માટે; તેણે (હકને બાતિલથી અલગ તારવનાર) ફુરકાન (ફેંસલો કરનાર પણ) ઉતાર્યું; બેશક ! જેમણે અલ્લાહની આયતોનો ઈન્કાર કર્યો તેમના માટે કઠોર અઝાબ છે; અને અલ્લાહ જબરદસ્ત બદલો લેનાર છે. (૪) બેશક ! અલ્લાહ માટે કોઈ વસ્તુ જમીન અને આસમાનમાં ગુપ્ત (છૂપી) નથી. (૫) તે જ છે જે તમારું માતાના ઉદર (ગર્ભ)માં જેવું ઈચ્છે (છે તેવું) સ્વરૂપ (માનવ શરીરનો ઢાંચો) બનાવે છે; તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી; (તે) જબરદસ્ત (અને) હિકમતવાળો છે. (૬)*

## આયતોની ગોઠવણી :

કુર્આને કરીમની આ ત્રીજી સૂરત આલિ ઈમ્રાનનો પ્રથમ રુકૂઅ્ છે. પ્રથમ સૂરત એટલે કે સૂરએ ફાતિહા જે સમગ્ર કુર્આનનો ખુલાસો છે, તેના અંતે સિરાતે મુસ્તકીમ (સીધા માર્ગ)ની હિદાયત માંગવામાં આવી હતી ત્યારબાદ સૂરએ બકરહને الٓمّٓ، ذٰلِكَ الْكِتٰبُ "અલિફ્ લા'મ મીમ આ કિતાબ છે...." થી શરૂ કરીને જાણે એ તરફ ઈશારો કરવામાં આવ્યો હતો કે, સૂરએ ફાતિહામાં જે સીધા રસ્તાની દુઆ કરવામાં આવી છે, તે અલ્લાહ તઆલાએ કબૂલ કરી અને આ કુર્આન મોકલ્યું, જે સીધા માર્ગની હિદાયત છે. પછી સૂરએ બકરહમાં મોટા ભાગના શરીઅતના હુકમોનો ટૂંકમાં અને લંબાણપૂર્વક ઉલ્લેખ થયો, જેના અનુસંધાને અનેક ઠેકાણે કાફિરોના વિરોધ–વંટોળ અને તેમના મુકાબલાનું વર્ણન થયું હતું. છેવટે દુઆના આ શબ્દો وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكَافِرِيْنَ "અને કાફિર કૌમ સામે અમારી મદદ કર..." વડે સૂરએ બકરહ પૂર્ણ થઈ હતી, જેનો હેતુ એવો હતો કે કાફિરો ઉપર વિજય પ્રાપ્ત કરવાની દુઆ કરવામાં આવે, તે અનુસંધાને સૂરએ આલિ ઈમ્રાનમાં મોટે ભાગે કાફિરો સાથે ઘટેલી ઘટનાઓ તથા હાથ અને જીભથી તેમના મુકાબલામાં જિહાદનું વર્ણન છે. જે એક રીતે وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكَافِرِيْنَ "અને કાફિર કૌમ સામે અમારી મદદ કર"નું વિવરણ અને ખુલાસો છે.

## તફસીર :

સૂરએ આલિ ઈમ્રાનની શરૂઆતની પાંચ આયતોમાં એ મહાન હેતુનું વર્ણન છે, જેના કારણે કુફ્ર અને ઈસ્લામ તથા કાફિર અને મો'મિનની ઓળખ

પ્રસ્થાપિત થાય છે અને તેમની વચ્ચેનો તફાવત સ્પષ્ટ થાય છે, તે તફાવત અલ્લાહ તબારક વ તઆલાની "તવહીદ" છે. તવહીદ અને રિસાલતને માનનારા મો'મિન તથા તેને ન માનનારા કાફિર અને ગૈરમુસ્લિમ કહેવાય છે. આ રુકૂઅ્ની પ્રથમ આયતમાં તવહીદની બૌદ્ધિક (અને તાર્કિક) દલીલ પ્રસ્તુત છે અને તે પછીની આયતમાં તેની વર્ણન આધારિત સાંયોગિક દલીલ છે, ત્યાર પછીની આયતમાં કાફિરોની શંકાનો જવાબ છે.

પ્રથમ આયતમાં ઈરશાદ છે الٓمّٓ، اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَيُّ الْقَيُّوْمُ "અલિફ્ લા'મ મીમ, અલ્લાહ; તેના સિવાય કોઈ મઅ્બૂદ (ઈબાદતપાત્ર) નથી, હંમેશા હયાત છે સૌને સંભાળનાર છે." તેમાં શબ્દ الٓمّٓ તો કુર્આનના 'મુતશાબિહાત'માંથી છે, જેનો અર્થ અલ્લાહ અને તેના રસૂલ ﷺ દરમિયાન એક રહસ્ય છે. જેની સ્પષ્ટતા આ રુકૂઅ્ની અંતિમ આયતમાં આવી છે. ત્યારબાદ اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ "અલ્લાહ; તેના સિવાય કોઈ મઅ્બૂદ નથી"માં તવહીદના વિષયને એક દા'વા સ્વરૂપે રજૂ કરવામાં આવ્યો છે. ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલા એવો છે કે, તેના સિવાય કોઈ ઈબાદતની પાત્રતા ધરાવતો જ નથી.

ત્યારબાદ اَلْحَيُّ الْقَيُّوْمُ "હંમેશા હયાત સૌને સંભાળનાર" દ્વારા તવહીદની બૌદ્ધિક દલીલ વર્ણન કરી છે, જેની સ્પષ્ટતા એ છે કે, ઈબાદતની વ્યાખ્યા આ પ્રમાણે કરી શકાય કે, 'પોતાની જાતને કોઈની સામે અંતિમ કક્ષાની લાચારી અને અશક્તિ દર્શાવી તેના વખાણ અને સ્તુતિ કરવામાં આવે.' એટલા માટે તકાદો એ છે કે, જેની ઈબાદત કરવામાં આવે તે સૌથી ઉચ્ચ કક્ષાની પ્રતિષ્ઠા ધરાવનાર, શ્રેષ્ઠતમ્, અતિઉચ્ચ સ્થાનનો માલિક હોય અને સર્વશક્તિમાન હોવાના પ્રત્યેક માપદંડમાં સંપૂર્ણ હોય. દેખીતું છે કે, જે વસ્તુ પોતે પોતાના અસ્તિત્વને આપમેળે ટકાવી ન શકે તથા પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે અન્યનો મોહતાજ હોય, તેની ઈજ્જત, પ્રતિષ્ઠા તથા માન–સન્માનનો એવો મરતબો હોઈ જ નથી શકતો કે, તેની ઈબાદત કરવામાં આવે. એટલા માટે બિલકુલ સ્પષ્ટ થઈ ગયું કે, દુનિયાની જેટલી પણ ચીજ–વસ્તુઓ છે, તે ન તો પોતે પોતાના અસ્તિત્વની માલિક છે અને ન જ પોતાના અસ્તિત્વને ટકાવી રાખી શકે છે. ભલે પથ્થરની કંડારેલી મૂર્તિ હોય અથવા પાણી, ઝાડ, ફરિશ્તા કે પયગમ્બર હોય ! આ બધામાંથી કોઈપણ ઈબાદતની પાત્રતા ધરાવતા નથી.

ઈબાદતને પાત્ર તો તે જ જાત હોઈ શકે છે, જે હંમેશાથી મૌજૂદ છે અને હંમેશા–હંમેશ જીવંત અને બાકી રહેશે અને તે માત્ર અલ્લાહ જલ્લ શા'નુહુની જ જાત છે, તેના સિવાય કોઈ ઈબાદતના પાત્ર છે જ નથી !

ત્યારબાદ બીજી આયતમાં તવહીદની વર્ણનો આધારે સાંયોગિક દલીલ રજૂ કરવામાં આવી. ઈરશાદ છે,

نَزَّلَ عَلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ وَاَنْزَلَ التَّوْرٰةَ وَ الْاِنْجِيْلَ مِنْ قَبْلُ هُدًى لِّلنَّاسِ وَاَنْزَلَ الْفُرْقَانَ

*"તેણે આપ (ﷺ) પર સાચી કિતાબ ઉતારી, જે તેનાથી અગાઉની (કિતાબોની) ખરાઈ (સમર્થન) કરે છે; અને તેણે તવરાત અને ઈન્જીલ (પણ) ઉતારી. આ અગાઉ લોકોની હિદાયત માટે; તેણે (હકને બાતિલથી અલગ તારવનાર) ફુરકાન (ફૈસલો કરનાર કુર્આન પણ) ઉતાર્યું."*

જેનો ખુલાસો એ છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુની તવહીદનો વિષય જે કુર્આને વર્ણન કર્યો છે તે પોતે કુર્આનની અથવા પયગમ્બરે ઈસ્લામ ﷺની પોતાની વિશેષતા નથી. બલકે, આ અગાઉ પણ તવરાત અને ઈન્જિલ વગેરે કિતાબો અને અંબિયા (અલૈ.) મોકલવામાં આવ્યા છે, તે બધાનો આ જ પ્રમાણેનો દા'વો અને આ જ પ્રમાણેનો કલિમો હતો. કુર્આન મજીદે આવીને તે બધાની ખરાઈ અને સમર્થન કર્યું છે. (તવહીદ વિશે) કોઈ નવો દા'વો રજૂ કર્યો નથી કે, જેને સમજવા અથવા માનવાથી લોકોના દિલોમાં ઊલઝન પૈદા થાય !

ત્રીજી અને ચોથી આયતમાં તવહીદની દલીલના સમર્થનમાં અલ્લાહ તઆલાની સિફતો, જ્ઞાન અને તેની કુદરત સંપૂર્ણ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેની જાત હિકમતવાળી અને કાયમી છે, સમગ્ર સૃષ્ટિની માલિક છે તથા સમગ્ર સૃષ્ટિ તેની શક્તિ અને કાબૂ હેઠળ છે. એકમાત્ર તે જ એ બાબતનો હકદાર છે કે, ઈબાદત માત્ર તેની જ કરવામાં આવે. અધૂરું જ્ઞાન ધરાવનાર અથવા મર્યાદિત શક્તિ ધરાવનારને આવો હક પ્રાપ્ત થઈ શકતો નથી.

પ્રસ્તુત ચાર આયતોની ટૂંકમાં તફસીર આ પ્રમાણે છે કે,

અલ્લાહ તઆલા એવો છે કે, તેના સિવાય કોઈ જ ઈબાદતપાત્ર નથી અને તે હંમેશા જીવંત છે, બધી વસ્તુઓને સંભાળનાર છે, અલ્લાહ તઆલાએ

આપ (ﷺ) ઉપર કુર્આન ઉતાર્યું છે, જે અગાઉ નાઝિલ થયેલ (આસમાની) કિતાબોનું સમર્થન (ખરાઈ) કરે છે અને (એ જ પ્રમાણે) તવરાત અને ઈન્જીલ નાઝિલ કરવામાં આવી હતી અગાઉના લોકોની હિદાયત માટે (અને એ જ પ્રમાણે કુર્આન પણ હિદાયત હોવું સાબિત થઈ ગયું છે કારણ કે, હિદાયતનું સમર્થન અને ખરાઈ કરનાર પોતે પણ હિદાયત જ હોય છે.) અને અલ્લાહ તઆલાએ (અંબિયા અલૈ.ના સમર્થન માટે) મોઅ્જિઝાઓ મોકલ્યા, બેશક ! જે લોકો અલ્લાહ તઆલાની આયતો (કે જે આયતો તવહીદની સ્પષ્ટતા કરે છે તે)ના ઈન્કારી થયા છે તેમના માટે કઠોર સજા છે અને અલ્લાહ તઆલા સંપૂર્ણ કાબૂ (અને શક્તિ) ધરાવે છે (કે બદલો લઈ શકે છે અને) બદલો લેનારો (પણ) છે. બેશક ! અલ્લાહ તઆલાથી કોઈ વસ્તુ છુપી નથી. ન (તો) જમીનમાં અને ન (જ) આસમાનમાં ! (તેનું જ્ઞાન સંપૂર્ણ છે) તે એવી (પવિત્ર) જાત છે કે તમારું માતાના ઉદરમાં (ગર્ભાશયમાં) સ્વરૂપ (માનવ ઢાંચો) બનાવે છે; જેવો ઈચ્છે છે. (દરેકનો અલગ–અલગ ચહેરો–મહોરો હોય છે. બસ, તેની કુદરત પણ સંપૂર્ણ છે એ જ પ્રમાણે અલ્લાહ પોતાની હયાતીમાં, હંમેશા કાયમ રહેવામાં, જ્ઞાનમાં, શક્તિમાં કોઈપણ પ્રકારની ભાગીદારી વિના મૌજૂદ છે, જેનાથી સાબિત થયું કે) અલ્લાહ તઆલાની (પવિત્ર) જાત સિવાય (અન્ય) કોઈ જ ઈબાદતપાત્ર નથી, તે સંપૂર્ણ કાબૂ ધરાવનાર અને હિકમતવાળો છે (કે તવહીદના ઈન્કારીઓ પાસેથી બદલો લઈ શકે છે, પરંતુ મસ્લિહતના કારણે દુનિયામાં ઢીલ આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### તવહીદનું આમંત્રણ આપવું બધા જ અંબિયા (અલૈ.)નું મુખ્ય કાર્ય છેઃ

ઉપર ત્રીજી આયતમાં જે રિવાયતો આધારિત તવહીદની દલીલ રજૂ કરવામાં આવી છે, તેની સ્પષ્ટતા એ છે કે, સામાન્ય રીતે કોઈ બાબત કે ઘટનાથી ઘણા બધા માણસો સહમત થાય ખાસ કરીને જ્યારે તે વિવિધ દેશોના નાગરિકોમાં અને વિવિધ ભાષાઓમાં જુદા–જુદા સમયકાળમાં અસ્તિત્વમાં આવતી હોય અને તેમના દરમિયાન સેંકડો–હજારો વર્ષોનું અંતર હોય તથા એકની વાત બીજા સુધી પહોંચવાનું કોઈ માધ્યમ પણ ન હોય, તે છતાં જે વ્યક્તિ (નબી–રસૂલ અલૈ.) ઊભો થાય છે, તે એવું કહે છે કે, “આ જ વાત અગાઉના નબીઓ–રસૂલો (અલૈહિસ્સલામ)એ કરી હતી અને બધા જ એક જ વાત અને એક જ અકીદહ

(માન્યતા)ના પાબંદ હતા'' તો માનવ સ્વભાવ આવી બાબત સ્વીકારવા મજબૂર થઈ જાય છે. દા.ત. અલ્લાહ તઆલાના અસ્તિત્વ તથા તેની તવહીદ વિશેનું આમંત્રણ મનુષ્યોમાં સૌ પ્રથમ હઝરત આદમ (અલૈ.)એ શરૂ કર્યું, ત્યારબાદ તેમની ઔલાદમાં સતત આ વાત પ્રચલિત રહી હતી, પરંતુ લાંબો સમયગાળો પસાર થયા પછી હઝરત આદમ (અલૈ.)ની ઔલાદમાં તે બધી જ માન્યતાઓ બદલાઈ ગઈ અને હઝરત નૂહ (અલૈ.) આવ્યા. તેમણે પણ એ જ બાબતનું આમંત્રણ આપ્યું કે, જે તવહીદનું આમંત્રણ હઝરત આદમ (અલૈ.) પોતાની ઔલાદને આપતા હતા. તેમના લાંબા સમયકાળ પછી હઝરત ઈબ્રાહીમ, હઝરત ઈસ્માઈલ, હઝરત ઈસ્હાક અને હઝરત યાકૂબ (અલૈ.) ઈરાક અને સીરિયાના પ્રદેશોમાં પૈદા થાય છે અને બરાબર એ જ બાબતનું આમંત્રણ લોકોને આપે છે, ત્યારબાદ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.) તેમના જ ક્રમને આગળ ધપાવે છે. ત્યારબાદ આ જ ક્રમમાં અનેક અંબિયા (અલૈ.) આવે છે અને બધા જ એક જ "કલિમએ તવહીદ"નું આમંત્રણ આપે છે. આ બાબતે લાંબો સમયગાળો પસાર થયા પછી હઝરત ઈસા (અલૈ.) પણ આ જ દા'વત (આમંત્રણ) લઈને આવે છે અને અંતે સય્યિદુલ અંબિયા સય્યિદના મુહમ્મદ મુસ્તફા ﷺ પણ આ જ દા'વત લઈને દુનિયામાં તશરીફ લાવે છે.

હવે, જો કોઈ તટસ્થ વ્યક્તિ જેને ઈસ્લામ અને તવહીદની દા'વતથી કોઈ અદાવત અને વેર ન હોય, જો તે સાદગી, સંયમ અને તટસ્થતાથી થોડીવાર માટે આ અંબિયા (અલૈ.)ના સિલસિલા ઉપર દષ્ટિપાત કરે કે, હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા ﷺના યુગ સુધી એક લાખ ચોવીસ હજાર જેટલા નબીઓ (અલૈ.) જુદા–જુદા યુગમાં, વિવિધ ભાષાઓમાં, વિવિધ પ્રદેશોમાં પૈદા થયા અને તે બધાએ આ જ તવહીદનું આમંત્રણ આપ્યું. મોટે ભાગે એકને બીજા સાથે મુલાકાતનો પણ સંયોગ પણ નથી થયો. પ્રકાશન અને છાપખાના તથા લખવા–લખાવવાનો યુગ પણ ન હતો કે એક પયગમ્બરને બીજા પયગમ્બરની કિતાબો અને લખાણો મળી જાય કે, તેને જોઈને તેમની દા'વતને અપનાવી લેવામાં આવે. બલકે, એમનામાં ઘણા તો એકબીજાના સેંકડો વર્ષો પછી પૈદા થયા છે, તેમના જીવન નિર્વાહની જરૂરિયાતોના કારણે મોટે ભાગે અંબિયા (અલૈ.)ને તેમના અગાઉ થઈ ગયેલા અંબિયા (અલૈ.)ની ખબર પણ ન થતી

હતી. અલબત્ત, અલ્લાહ તબારક વ તઆલા દ્વારા અગાઉના અંબિયા (અલૈ.)ની પરિસ્થિતિ અને તેમની હાલતની જેટલી જાણ કરવામાં આવતી હતી તેનાથી તેઓ વાકેફ થતા હતા અને અલ્લાહ તઆલા તરફથી જ તેમને પણ આ દા'વત લઈને ઊભા કરવામાં આવ્યા હતા.

હવે, કોઈ વ્યક્તિ થોડોક ન્યાયપૂર્વક વિચાર કરે કે, જો એક લાખ ચોવીસ હજાર વ્યક્તિઓ વિવિધ યુગો, વિવિધ દેશો, વિવિધ ભાષાઓમાં એક જ વાતનો ઉલ્લેખ કરે અને એ બાબતનું આમંત્રણ આપનારા લોકો સાચા અને ભરોસાપાત્ર હતા તો આવી વાત એક તટસ્થ અને ન્યાય તોલનાર વ્યક્તિ માટે માની લેવા માટે પૂરતી થઈ જાય છે અને જ્યારે કે અંબિયા (અલૈ.) પોતાની વ્યક્તિગત ખાસિયતોમાં તથા તેમના આચાર–વિચાર, સચ્ચાઈ અને ન્યાયપૂર્ણ જીવનમાં અને ન્યાયપૂર્ણ અખ્લાકમાં માનવજીવનની ઉચ્ચતાના શિખરે બિરાજતા હોય છે અને તેઓ ઉચ્ચ અખ્લાકના પ્રત્યેક માપદંડોમાં પૂર્ણ હોય છે, માટે કોઈ તટસ્થ વ્યક્તિ ચોક્કસ એવો વિશ્વાસ કર્યા વિના નથી રહી શકતો કે, તેમની વાત સાચી છે અને તેમની દા'વત (આમંત્રણ) તદ્દન સત્ય છે તથા દુનિયા અને આખિરતની સફળતા છે.

શરૂઆતની બીજી અને ત્રીજી આયતોમાં તવહીદનો જે વિષય રજૂ કરવામાં આવ્યો તેના સંદર્ભે હદીષની રિવાયતોમાં છે કે, અમુક નસારા આપ ﷺની સેવામાં હાજર થયા અને તેમની સાથે ધાર્મિક વાર્તાલાપ શરૂ કર્યો. રસૂલુલ્લાહ ﷺએ અલ્લાહ જલ્લ શા'નુહુની તવહીદની સાબિતી માટે આ બે દલીલો અલ્લાહ તઆલાના હુકમથી રજૂ કરી, જેનો ઈસાઈઓ જવાબ આપી ન શક્યા. ત્યારબાદ ચોથી અને પાંચમી આયતમાં પણ આ જ તવહીદની પૂર્ણતા છે. પાંચમી આયતમાં અલ્લાહ તઆલાએ સૃષ્ટિના કણે–કણ ઉપર છવાયેલા પોતાના વિશાળ ઈલ્મનો ઉલ્લેખ કર્યો છે. છઠ્ઠી આયતમાં તેની સંપૂર્ણ કુદરત અને તેના સર્વશક્તિમાન અને માલિક હોવાનો ઉલ્લેખ છે કે, તેણે મનુષ્યને માં ના ગર્ભમાં ત્રણ અંધારાના પડદામાં પોતાની ઉચ્ચ હિકમત અને કુદરતથી બનાવ્યો અને તેના સ્વરૂપ તથા રંગ–રૂપની તે કારીગીરી કરી કે અબજો મનુષ્યોમાં એકપણ વ્યક્તિ બીજાને સંપૂર્ણ મળતો આવતો સમાન ચહેરો–મહોરો ધરાવતો નથી (એટલે સુધી કે જગતમાં હઝરત આદમ અલૈ.થી લઈને આજદિન સુધી પૈદા થનાર કોઈ બે

મનુષ્યના અંગૂઠાની છાપ સુદ્ધાં પણ એકસરખી નથી અને આ બાબત આધુનિક વિજ્ઞાનના પ્રયોગોથી સિદ્ધ થઈ ચૂકી છે. –અનુવાદક) એટલા માટે અલ્લાહના છવાયેલા ઈલ્મ અને સંપૂર્ણ કુદરતનો બૌદ્ધિક તકાદો એ છે કે, ઈબાદત ફક્ત તેની જ કરવામાં આવે. તેના સિવાય કોઈપણ સજીવ–નિર્જીવ જ્ઞાન અને શક્તિનું તેના જેવું સ્થાન ધરાવતા નથી. એટલા માટે ઈબાદતને પાત્ર માત્ર તે જ પવિત્ર જાત છે. અન્ય કોઈ ઈબાદતના પાત્ર હોવાની કલ્પના સુદ્ધાં કરી શકાય નહીં.

એ જ પ્રમાણે તવહીદના ખુલાસા સ્વરૂપે અલ્લાહ તઆલાની જાત વિશે અગત્યની સિફતો આ ચાર આયતોમાં આવી ગઈ. બીજી આયતમાં તેના હંમેશા જીવંત હોવાની અને દરેકને સંભાળવાની સિફત, ચોથી આયતમાં તેનું ઈલ્મ છવાયેલું અને પ્રત્યેક વસ્તુ ઉપર ગાલિબ છે તે સિફત અને પાંચમી આયતમાં તેની સંપૂર્ણ ઈલ્મ અને કુદરતની સિફત. આ પ્રમાણે આવી ઠોસ સિફતો (ગુણ–લક્ષણો) જેનામાં છે દેખીતું છે કે, તે જ ઈબાદતના પાત્ર છે.

———————

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૭)

هُوَ الَّذِیْٓ اَنْزَلَ عَلَیْكَ الْكِتٰبَ مِنْهُ اٰیٰتٌ مُّحْكَمٰتٌ هُنَّ اُمُّ الْكِتٰبِ
وَاُخَرُ مُتَشٰبِهٰتٌ ؕ فَاَمَّا الَّذِیْنَ فِیْ قُلُوْبِهِمْ زَیْغٌ فَیَتَّبِعُوْنَ مَا تَشَابَهَ
مِنْهُ ابْتِغَآءَ الْفِتْنَةِ وَابْتِغَآءَ تَاْوِیْلِهٖ ۚ وَمَا یَعْلَمُ تَاْوِیْلَهٗۤ اِلَّا اللّٰهُ ۘؔ وَالرّٰ
سِخُوْنَ فِی الْعِلْمِ یَقُوْلُوْنَ اٰمَنَّا بِهٖ ۙ كُلٌّ مِّنْ عِنْدِ رَبِّنَا ۚ وَمَا یَذَّكَّرُ اِلَّاۤ اُولُوا الْاَلْبَابِ ۝۷

### તરજુમો :

*(હે મુહમ્મદ ﷺ !) તે જ છે જેણે તમારા ઉપર કિતાબ નાઝિલ કરી, તેમાં અમુક મુહકમાત (સ્પષ્ટ, નિશ્ચિત અને ચોખ્ખા અર્થવાળી) આયતો છે, તે કિતાબનો પાયો (મૂળ અને આધાર) છે; અને બીજી મુતશાબિહાત (ગૂઢ–ગુપ્ત અથવા અનેક અર્થોવાળી) છે, બસ ! જે લોકોના દિલોમાં વક્તા (ખોટ અને કપટ) છે તેઓ ફસાદ (ગુમરાહી) ફેલાવવાના હેતુથી અને તેનું (ખોટું) અર્થઘટન કરવાના હેતુથી મુતશાબિહાતની પાછળ પડયા રહે છે;*

*અને તેનો (સાચો) અર્થ અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી, અને મજબૂત (સાચા–પ્રખર) ઈલ્મવાળા (જ્ઞાનીઓ) કહે છે અમે તેના ઉપર ઈમાન લાવ્યા, બધું જ અમારા પરવરદિગાર તરફથી છે અને બુદ્ધિશાળીઓ સિવાય કોઈ સમજતું નથી (બોધ ગ્રહણ કરતું નથી). (૭)*

## આયતોની ગોઠવણી :

પાછલી ચાર આયતોમાં અલ્લાહ તઆલાની તવહીદનો ઉલ્લેખ હતો, આ આયતોમાં તવહીદ વિરૂદ્ધ ઉપસ્થિત થતી અમુક શંકાઓનો જવાબ છે. ઘટના એમ છે કે, એક વખતે નજરાનના અમુક ઈસાઈઓ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને ધાર્મિક વાર્તાલાપ શરૂ કર્યો. આપ ﷺએ ઈસાઈઓના ત્રિનીટી–ત્રણ ખુદા અકીદહ (૧. ખુદા કે બાપ, ૨. હૉલી સ્પીરીટ કે મરીયમ, ૩. બેટા ઈસાની રોશની)નો રદિયો ખૂબ સ્પષ્ટ રીતે વિગતવાર છણાવટ કરીને આપ્યો અને અલ્લાહ તઆલાની તવહીદ સાબિત કરી. રસૂલે કરીમ ﷺએ પોતાના દા'વા માટે અલ્લાહ તઆલાની કાયમી જીવંત રહેવાની દલીલ અને તેની સંપૂર્ણ કુદરત તથા સર્વત્ર છવાયેલા ઈલ્મ અને સૃષ્ટિનું સર્જન એકમાત્ર અલ્લાહે જ કર્યુ છે; તેમાં કોઈ ભાગીદાર ન હોવાની દલીલો કરી. આ બધી દલીલો ઈસાઈઓને સ્વીકારવી પડી, જ્યારે અલ્લાહની તવહીદ (અલ્લાહનું એકમાત્ર હોવું) સાબિત થઈ ગયું તો તેમની ત્રિનીટીની માન્યતા ખોટી હોવાનું પણ સાબિત થઈ ગયું. ત્યારબાદ એ લોકોએ કુર્આનના અમુક શબ્દો ઉપર શંકાઓ રજૂ કરી, જેમાં હઝરત ઈસા (અલૈ.)ની રૂહ અલ્લાહ તઆલા તરફથી સીધે–સીધી હોવાનું વર્ણન છે કે, આ શબ્દોમાં હઝરત ઈસા (અલૈ.) ખુદાઈમાં સામેલ હોવું સાબિત થાય છે.

અલ્લાહ તઆલાએ આ આયતમાં તે બધી શંકાઓને સમાપ્ત કરી દીધી કે, આ વાક્યો "મુતશાબિહાત" (ગૂઢ અર્થોવાળા) છે, તેનો મનમાન્યો અર્થ કોઈએ કરવાનો નથી. બલકે, તેનો અર્થ તો અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺ વચ્ચે એક રહસ્ય છે, એના ઉપર એ જ પ્રમાણે ઈમાન લાવવું જરૂરી છે કે, અલ્લાહ તઆલાને તેનો જેવો પણ અર્થ મંજૂર છે, બિલકુલ સત્ય છે. આવી આયતોમાં વધારે પિષ્ટપેષ્ણ કે ખણખોદ કરવાની પરવાનગી નથી.

## તફસીર :

તે (અલ્લાહ તઆલા) એવો છે જેણે તમારા ઉપર કિતાબ નાઝિલ કરી જેનો એક વિભાગ એ આયતો છે જે સ્પષ્ટ (સાફ–સાફ અર્થોવાળી મુહકમાત) છે, (એટલે કે તેનો મતલબ "સ્પષ્ટ" છે) અને આ જ આયતો અસલી આધાર છે (આ) કિતાબ (એટલે કે કુર્આન)નો. (એટલે કે તેના અર્થ પણ બિલકુલ સ્પષ્ટ અને ચોખ્ખે–ચોખ્ખા જાહેર કરવામાં આવે છે.) અને બીજી આયતો એવી છે જે મુતશાબિહાત છે (એટલે જે ગૂઢાર્થોવાળી છે) બસ, જે લોકોના દિલોમાં ખોટ છે તો તેઓ તેના એ વિભાગ પાછળ પડી જાય છે, જે મુતશાબિહાત છે (જેથી તેઓ દીનમાં) ફસાદ ફેલાવવાના હેતુથી અને (ખોટું) અર્થઘટન કરવાના ઈરાદાથી (પોતાની ખોટી માન્યતા પ્રમાણે તેનો અર્થ પ્રાપ્ત કરે) જ્યારે કે, તેનો (સાચો) અર્થ અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું (અથવા જો અલ્લાહ પોતે કુર્આન અથવા હદીષ દ્વારા તેનો અર્થ ખુલ્લમ–ખુલ્લો ઈશારાથી બતાવી આપે, જેમકે શબ્દ "સલાહ"નો અર્થ સ્પષ્ટ રીતે જાણ થઈ ગઈ અને "ઉસ્તવા અલલ્ અર્શ" વગેરેના અર્થઘટનની અમુક કાયદાઓ આધારે જાણ થઈ તો એ જ પ્રમાણે બીજી બાબતોની પણ જાણ થઈ શકે છે એનાથી વિશેષ જાણ થઈ શકતી નથી, જેમકે કુર્આનના "હુરૂફે મુકત્તઆત્" અલિફ, લા'મ, મીમ વગેરેનો અર્થ કોઈને ખબર નથી અને અમુક વિદ્વાનોની માન્યતા પ્રમાણે "ઉસ્તવા અલલ્ અર્શ"નો અર્થ પણ કોઈને ખબર નથી.) અને (એ જ કારણે) જે લોકો (દીનના) જ્ઞાનમાં પાકા (અને સમજદાર) છે તેઓ (આવી આયતો વિશે) એવું કહે છે કે અમે તે (બાબતો)ના ઉપર (એ જેવી છે એવી) યકીન રાખીએ છીએ, બધી (આયતો જાહેર અર્થવાળી અને ગૂઢાર્થોવાળી પણ) અમારા પરવરદિગાર તરફથી છે (બસ, એનો જે કંઈ પણ અર્થ થતો હોય તે સત્ય છે) અને શિખામણ(ની વાતને) તે લોકો જ સ્વીકારે છે જેઓ બુદ્ધિશાળી છે. (એટલે કે બુદ્ધિનો તકાદો પણ એ જ છે કે લાભકારક અને જરૂરી વાતોમાં મશગૂલ રહે તથા નુકસાનકારક અને વ્યર્થ વાતો અને કિસ્સાઓમાં સમય બરબાદ ન કરે.)

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાએ "મુહકમાત" અને "મુતશાબિહાત" આયતોનું વર્ણન ફરમાવીને એક સર્વસામાન્ય સિદ્ધાંત અને કાયદો બતાવ્યો, જેને

સમજી લેવાથી ઘણી બધી શંકાઓ અને વસવસાઓ સમાપ્ત થઈ શકે છે, જેની સ્પષ્ટતા એ છે કે, કુર્આન શરીફમાં બે પ્રકારની આયતો જોવા મળે છે. એક પ્રકાર "મુહકમાત" કહેવાય છે અને બીજો પ્રકાર "મુતશાબિહાત" છે.

"મુહકમાત" તે આયતોને કહે છે જેનો અર્થ એવા વ્યક્તિ પર બિલકુલ સ્પષ્ટ અને જાહેર થઈ જાય કે, જે અરબી ભાષાના કાયદાઓ સારી રીતે જાણે છે એ જ પ્રમાણે જે આયતોની તફસીર તથા અર્થ આ વ્યક્તિને ન સમજાય તેને "મુતશાબિહાત" કહે છે. *(મઝહરી, ભાગ : ૬)*

પ્રથમ પ્રકારની આયતોને અલ્લાહ તઆલાએ "ઉમ્મુલ કિતાબ" (કુર્આનનું મૂળ-પાયો-આધાર) કહી છે, જેનો ભાવાર્થ એ છે કે કુર્આનના સમગ્ર શિક્ષણ અને કાયદાઓનો મૂળ આધાર આ જ આયતો છે. જેનો ભાવાર્થ અને મફહૂમ (સમજવામાં આવતો ભાવાર્થ) કોઈપણ પ્રકારની શંકા અને ગૂંચવાડાથી પાક હોય છે.

બીજા પ્રકારની આયતોમાં સંબોધન કરનારનો ભાવાર્થ વિશાળ હોઈ શકે છે તથા ચોક્કસ કોઈ એક નિશ્ચિત બાબત પર કેન્દ્રિત હોતો નથી. આવી આયતોને મુતશાબિહાત કહે છે. એટલા માટે એવી આયતો સમજવા વિશેની સાચી રીત એ છે કે, તેની "મુહકમાત" પ્રકારની આયતો દ્વારા ચકાસણી કરવી જોઈએ. જો ભાવાર્થ તેના વિરૂદ્ધ જાય તો તેવા અર્થનો સદંતર નકાર કરવામાં આવે અને જે કંઈ આયતમાં સંબોધન થયું હોય તેનો અર્થ એવો જ સમજવામાં આવશે કે જે "મુહકમાત" આયતોના વિરૂદ્ધ ન થતો હોય અને તેમાં કોઈ એવી તા'વીલ (કે જેમાં અર્થને તોડવો-મરોડવો પડે) અથવા એવો ખુલાસો સત્ય સમજવામાં નહિ આવે જે મૂળ આધાર અને "મુહકમાત" આયતો વિરૂદ્ધ હોય. દાખલા તરીકે, કુર્આન શરીફમાં હઝરત ઈસા (અલૈ.) વિશે સ્પષ્ટતા કરવામાં આવી કે, "اِنْ هُــوَ اِلَّاعَبْدٌ اَنْعَمْنَا عَلَيْهِ" "તે કંઈ નથી પરંતુ અમારો બંદો છે જેના ઉપર અમારું ઈનામ થયું." (સૂ. ૪૩ : આ. ૫૯) એ જ પ્રમાણે બંને સ્થળે ફરમાવ્યું,

"اِنَّ مَثَلَ عِيْسٰى عِنْدَاللّٰهِ كَمَثَلِ اٰدَمَ خَلَقَهٗ مِنْ تُرَابٍ"

*"અલ્લાહ પાસે (હઝરત) ઈસા (અલૈ.)નું ઉદાહરણ (હઝરત) આદમ (અલૈ.) જેવું છે, જેમને માટી(ના ગાળા)માંથી પૈદા કરવામાં આવ્યા."*

*(સૂ. ૩ : આ. ૫૯)*

આ આયતો અને એના જેવી બીજી ઘણી આયતોથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે, હઝરત ઈસા (અલૈ.) અલ્લાહ તઆલાના નેક બંદા, નબી અને તેમની મખ્લૂક છે. એટલા માટે ઈસાઈઓનો તેમના વિશે અલ્લાહના પુત્ર હોવાનો દા'વો કરવો સદંતર ખોટી બાબત છે.

હવે, જો કોઈ વ્યક્તિ આ બધી ''મુહકમાત'' (સ્પષ્ટ અર્થવાળી) આયતોથી આંખો મીંચીને ફક્ત كَلِمَةُ اللّٰهِ (અલ્લાહના શબ્દો) અને "رُوْحٌ مِّنْهُ" (તેની રૂહોમાંથી) વગેરે ''મુતશાબિહાત''ને લઈને દોડવા માંડે અને તેનો એવો અર્થ સમજવા લાગે જે કુર્આનની અનેક ''મુહકમાત'' આયતો વિરૂદ્ધ જતો હોય તો આ બાબત તેના દિલની ખોટ છે અને એ તેની હઠધર્મીને સ્પષ્ટપણે સાબિત કરે છે.

મુતશાબિહાતનો સાચો અર્થ ફક્ત અલ્લાહ તઆલાને જ ખબર છે. એટલા માટે તે પોતાની કૃપા અને અહેસાન વડે જેને પણ જેટલા પ્રમાણમાં તેની જાણ કરવા ઈચ્છે છે; કરી આપે છે, માટે આવી ''મુતશાબિહાત'' આયતોને પોતાના વ્યક્તિગત અભિપ્રાય પ્રમાણે દલીલ બનાવવા ખેંચી લાવવી સહીહ નથી.

فَاَمَّا الَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ زَيْغٌ "હવે જેમના દિલોમાં ખોટ છે." આ આયતથી અલ્લાહ તઆલાએ ઉલ્લેખ કર્યો છે કે, જે લોકો સાચા, વિવેકબુદ્ધિ ધરાવનાર અને સમજદાર હોય છે, તેઓ ''મુતશાબિહાત'' વિશે ઊંડા સંશોધન અને ખણખોદમાં પડતા નથી. બલકે, સામૂહિક રીતે આ આયત ઉપર આ પ્રમાણે ઈમાન લાવે છે કે, એ પણ અલ્લાહ તઆલાનું જ કલામ છે. જો કે, તેણે કોઈ મસ્લિહતના કારણે અમને તેના અર્થની વિસ્તારપૂર્વક જાણ નથી કરી. વાસ્તવમાં આ જ રીત સલામતી અને કાળજીની છે. તેનાથી વિપરીત અમુક એવા લોકો પણ છે જેમના દિલોમાં ખોટ છે, તેઓ ''મુહકમાત''થી આંખો બંધ કરીને ''મુતશાબિહાત''ના સંશોધન પાછળ પડી જાય છે અને તેનો પોતાની મનેચ્છા પ્રમાણે અર્થ કાઢીને લોકોને માર્ગ ભટકાવી ગુમરાહ કરવાનો પ્રયત્ન કરતા રહે છે. આવા લોકો વિશે કુર્આન અને હદીષમાં સખત ચેતવણી આવી છે.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "જ્યારે તમે એવા લોકોને જુઓ જે 'મુતશાબિહાત'ની ખણખોદમાં લાગેલા છે તો તમે એમનાથી દૂર ભાગો. કારણ કે, તેઓ એ જ લોકો છે, જેમનું વર્ણન અલ્લાહ તઆલાએ કુર્આનમાં કર્યું છે." *(બુખારી, જિલ્દ : ૨)*

એક બીજી હદીષમાં ઈરશાદ ફરમાવ્યો, "મને મારી ઉમ્મત માટે ત્રણ વાતોનો ભય છે. પ્રથમ એ કે, અતિશય માલ મળી જાય જેના કારણે પરસ્પર અદેખાઈ (ઈર્ષ્યા)માં સપડાઈ જાય અને માર–ધાડ (ખૂનામરકી) કરવા લાગે, બીજું એ કે, અલ્લાહની કિતાબ સામે ખૂલી જાય (એટલે કે તરજુમો કરીને દરેક સામાન્ય અને જાહિલ–અજ્ઞાની પણ તેને સમજવાનો દા'વેદાર બની જાય) અને તેમાં જે વાતો (તેમને) સમજવાની નથી, એટલે કે "મુતશાબિહાત"નો અર્થ સમજવાનો પ્રયત્ન કરશે. જ્યારે કે, તેનો અર્થ ફક્ત અલ્લાહ જ જાણે છે. ત્રીજું એ કે, તેમનું જ્ઞાન વધી જાય તો તેને વેડફી નાંખે (વ્યર્થ–બરબાદ કરી દે) અને જ્ઞાન વધારવા સંશોધન કરવાનું છોડી દે." *(ઈબ્ને કષીર, બહવાલએ તબરાની)*

وَالرَّاسِخُوْنَ فِی الْعِلْمِ يَقُوْلُوْنَ اٰمَنَّا بِهٖ "રાસિખૂન ફિલ ઈલ્મિ" કયા લોકો છે ? તેમાં ઉલમાના વિવિધ અભિપ્રાયો છે. પ્રચલિત અભિપ્રાય એ છે કે, તે લોકો "અહલે સુન્નત વલ જમાઅત" છે, જેઓ કુર્આન અને સુન્નતના તે જ અર્થઘટનો અને સ્પષ્ટતાને સાચી સમજે છે, જે સહાબએ કિરામ (રદિ.) અને સલફે સાલિહીન તથા ઈજ્માએ ઉમ્મત દ્વારા વર્ણન થયું હોય છે અને કુર્આનના શિક્ષણને પ્રાધાન્ય આપી "મુહકમાત"ને તેનું કેન્દ્ર સમજે છે તથા મુતશાબિહાતનો અર્થ જે તેમની સમજ અને બુદ્ધિ–મર્યાદાથી બહાર હોય તેના વિશે પોતાની ટૂંકી દષ્ટિ અને અધૂરા ઈલ્મનો સ્વીકાર કરી તેને અલ્લાહને સોંપે છે અને પોતાના જ્ઞાન તથા ઈમાનની શક્તિ ઉપર ઘમંડ કરતા નથી. બલકે, અલ્લાહ તઆલા પાસે ઈમાનમાં મજબૂતી પ્રદાન કરવા તેની કૃપાદષ્ટિ અને રહમો કરમના હંમેશા તલબગાર (યાચક) રહે છે, તેમના સ્વભાવમાં ફિત્ના–ફસાદ માટે અણગમો હોય છે કે, તેઓ "મુતશાબિહાત" પાછળ લાગેલા નથી રહેતા તથા "મુહકમાત" અને "મુતશાબિહાત" બંનેને સત્ય સમજે છે. કારણ કે, તેમને વિશ્વાસ છે કે, આ બંને પ્રકારની આયતો એક જ સ્ત્રોત અને માધ્યમથી આવેલ છે. અલબત્ત, એક પ્રકાર એટલે કે, "મુહકમાત"નો અર્થ અમારા માટે જાણવો લાભકારક અને જરૂરી હતો એટલા માટે અલ્લાહે તેને અમારાથી છુપાવેલો ન રાખ્યો બલકે, સ્પષ્ટ રીતે ચોખ્ખે–ચોખ્ખો વર્ણન કરી દીધો અને બીજો પ્રકાર એટલે કે, "મુતશાબિહાત"નો અર્થ અલ્લાહ તઆલાએ પોતાની મસ્લિહતથી વર્ણન ન કર્યો એટલા માટે તેને જાણવું અમારા માટે જરૂરી નથી. આવી આયતો ઉપર સામૂહિક રીતે ઈમાન લાવવું પૂરતું છે. *(મઝહરી)*

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૮ - ૯)

رَبَّنَا لَا تُزِغْ قُلُوبَنَا بَعْدَ إِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِن لَّدُنكَ رَحْمَةً ۚ إِنَّكَ أَنتَ الْوَهَّابُ ﴿٨﴾

رَبَّنَا إِنَّكَ جَامِعُ النَّاسِ لِيَوْمٍ لَّا رَيْبَ فِيهِ ۚ إِنَّ اللَّهَ لَا يُخْلِفُ الْمِيعَادَ ﴿٩﴾ ع

## તરજુમો :

*હે અમારા પરવરદિગાર ! અમારા દિલોને ફેરવીશ નહીં (સીધા માર્ગથી ભટકાવીશ નહીં), જ્યારે કે તેં અમને હિદાયત (સીધી રાહ) આપી દીધી; અને અમને તારી પાસેથી રહમત (કૃપા) એનાયત કર, બેશક ! તું જ સઘળું કંઈ આપનાર છે. (૮) હે અમારા પરવરદિગાર ! બેશક, તું એક દિવસે લોકોને ભેગા કરવાનો છે, જે (દિવસ આવવા)માં કોઈ શંકા નથી, બેશક ! અલ્લાહ પોતાના વાયદાનો ભંગ કરતો નથી. (૯)*

## આયતોની ગોઠવણી :

પાછલી આયતોમાં સચ્ચાઈના સમર્થકોના એક વિશેષ ગુણનો ઉલ્લેખ થયો હતો કે, જ્ઞાન અને ગુણોના માલિક હોવા છતાં તેઓ અભિમાની ન હતા. બલકે, અલ્લાહ તઆલા પાસે આ ગુણો અને નેકીઓ ઉપર ટકી રહેવાની દુઆ કરતા હતા. હવે, આગળની આયતમાં અલ્લાહ તઆલા તેમના અન્ય ગુણો અને ખાસિયતોનો ઉલ્લેખ કરે છે.

## તફસીર :

હે અમારા પરવરદિગાર ! અમારા દિલોને માર્ગ ન ભટકાવ, ત્યાર પછી કે, તેં અમને (સચ્ચાઈ અને સીધા માર્ગનું) માર્ગદર્શન આપી દીધું છે અને અમને તારી પાસેથી (તારી ખાસ) કૃપા અર્પણ કર (તે કૃપા એ છે કે, તું અમને "સિરાતે મુસ્તકીમ" સત્ય અને સીધા માર્ગ પર કાયમ રાખ). બેશક ! તું ઘણો મહાન અતા (એનાયત) કરનારો છે. હે અમારા પરવરદિગાર ! (અમે માર્ગ ભટકવાથી બચવા માટે અને સચ્ચાઈ ઉપર કાયમ રહેવા માટે આ દુઆ માંગીએ છીએ, દુનિયાના કોઈ સ્વાર્થ માટે નથી માંગતા. બલકે, ફક્ત આખિરતના છુટકારા માટે માંગીએ છીએ. કારણ કે, અમારો અકીદહ છે કે) તું બેશક ! બધા જ લોકોને (મેદાને મહશરમાં) ભેગા કરનારો છે, તે દિવસે જેના (આવવામાં) કોઈ શંકા નથી

(એટલે કે કયામતનો દિવસ આવવામાં કોઈ શંકા નથી કે, તે દિવસ આવવાનો અલ્લાહે વાયદો કર્યો છે અને) બેશક ! અલ્લાહ તઆલા પોતાના વાયદાનો ભંગ નથી કરતો, (એટલા માટે કયામત ચોક્કસ આવશે તેથી જ અમને એની ફિકર–ચિંતા છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતથી ખબર થાય છે કે, હિદાયત અને ગુમરાહી અલ્લાહ તરફથી છે, અલ્લાહ તઆલા જ્યારે હિદાયત આપવા ઈચ્છે છે તો વ્યક્તિના દિલને નેકી (ભલાઈ) તરફ લઈ જાય છે અને જેને ગુમરાહ કરવા ઈચ્છે છે તેના દિલને સીધા માર્ગથી ભટકાવી દે છે.

એટલા માટે એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે કે, “કોઈ દિલ એવું નથી જે અલ્લાહ તઆલાની આંગળીઓમાં બે આંગળીઓની વચ્ચે ન હોય ! અને તે જ્યાં સુધી ઈચ્છે છે ત્યાં સુધી સચ્ચાઈ પર કાયમ રાખે છે અને જ્યારે ઈચ્છે છે સચ્ચાઈથી ભટકાવી દે છે.”

તે "કાદિરે મુતલક" (સર્વ શક્તિમાન) છે, જે ઈચ્છે છે તે કરે છે. એટલા માટે જે લોકોને દીન પર કાયમ રહેવાની ચિંતા છે તે હંમેશા પોતાના અલ્લાહ પાસે "ઈસ્તિકામત" (સચ્ચાઈ પર કાયમ ટકી રહેવાની) દુઆ માંગે છે. રસૂલે કરીમ ﷺ હંમેશા "ઈસ્તિકામત"ની દુઆ માંગ્યા કરતા હતા, એટલા માટે એક હદીષમાં છે કે يَامُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قُلُوْبَنَاعَلٰى دِيْنِكَ “હે દિલોના ફેરવનાર! અમારા દિલોને પોતાના દીન પર કાયમ રાખ.” *(મઝહરી, જિલ્દ : ૨)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૦–૧૧–૧૨)

| |
|---|
| اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا ؕ |
| وَ اُولٰٓئِكَ هُمْ وَقُوْدُ النَّارِ ۙ﴿۱۰﴾ كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ |
| كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوْبِهِمْ ؕ وَاللّٰهُ شَدِيْدُ الْعِقَابِ ﴿۱۱﴾ |
| قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْا سَتُغْلَبُوْنَ وَ تُحْشَرُوْنَ اِلٰى جَهَنَّمَ ؕ وَبِئْسَ الْمِهَادُ ﴿۱۲﴾ |

## તરજુમો :

*બેશક ! જે લોકો કાફિર છે, તેમનો માલ અને તેમના સંતાનો કદાપિ અલ્લાહ સામે કંઈ જ તેમના કામ નહિ લાગે; અને તેઓ જ તે દોઝખનું બળતણ (ઈંધણ) છે. (૧૦) જેમકે ફિરઔનની કૌમ સાથે બન્યું, અને તેઓ સાથે (પણ) જે તેમનાથી પહેલાં હતા; તેમણે અમારી આયતોને જૂઠાડી તો અલ્લાહે તેમની તેમના ગુનાહો ઉપર પકડ કરી, અને અલ્લાહનો અઝાબ ઘણો કઠોર છે. (૧૧) જે લોકોએ કુફ્ર કર્યું તેમને કહી આપો ! તમે ઘણા જ જલદી પરાજિત થશો, અને જહન્નમ તરફ હાંકવામાં આવશો; અને તે કેવું ખરાબ ઠેકાણું છે ! (૧૨)*

## તફસીર :

જે લોકો કુફ્ર કરે છે, ચોક્કસ તેમનો માલ (દૌલત) અને તેમની ઔલાદ અલ્લાહ તઆલાના મુકાબલામાં તેમને કદાપિ લેશમાત્ર કામ નહીં લાગી શકે, એવા લોકો જહન્નમનું ઈંધણ હશે (તે લોકો એવા છે) જેમકે ફિરઔનની કૌમ અને તેના અગાઉ થઈ ગયેલા કાફિર લોકો (હતા) કે તેમણે અમારી આયતોને જૂઠાડી (એટલે કે અમારા હુકમોને જૂઠાડ્યા) તેથી અલ્લાહ તઆલાએ તેમની તેમના ગુનાહોના કારણે પકડ કરી, (અલ્લાહની પકડ ઘણી કઠોર છે કારણ કે, તે તેની શા'ન પ્રમાણે છે) અને તે કઠોર સજા આપનારો છે (એવી જ રીતે આ લોકોએ પણ અમારા હુકમોને જૂઠાડ્યા છે તો એમને પણ તેવી જ સજા થશે અને) તે કુફ્ર કરનાર લોકોને કહી આપો (તમે એવું ન સમજો કે પકડ ફક્ત આખિરતમાં થશે. બલકે, અહીંયાં અને ત્યાં બંને જગ્યાએ થશે. એટલા માટે દુનિયામાં) ઘણા જ જલદી તમે (મુસલમાનોના હાથે) પરાજિત થશો અને (આખિરતમાં) જહન્નમ તરફ હાંકીને લઈ જવામાં આવશો અને તે (જહન્નમ) ઘણું જ ખરાબ ઠેકાણું છે.

*(બયાનુલ કુર્આન)*

## મસ્અલા અને બોધપાઠ :

قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْا سَتُغْلَبُوْنَ શક્ય છે કે કોઈ આ આયત ઉપર શંકા કરે કે, આ આયતથી તો એવી જાણ થાય છે કે, કાફિરો પરાજિત થશે, જ્યારે કે કાફિરો દુનિયામાં પરાજિત નથી ! પરંતુ એમાં કોઈ શંકા નથી કે અહીંયાં આ આયતમાં

કાફિરોનો ભાવાર્થ આખી દુનિયાના કાફિરો નથી. બલકે, રસૂલે કરીમ ﷺના સમયના મુશ્રિકો અને યહૂદીઓ માટે આ સંબોધન છે. એટલા માટે મુશ્રિકોને કત્લ અને કૈદ વડે તથા યહૂદીઓને પણ કત્લ અને કૈદ તથા જજિયાવેરા તથા દેશનિકાલની સજા વડે પરાજિત કરવામાં આવ્યા હતા.

---

## આયત (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૩)

قَدْ كَانَ لَكُمْ اٰيَةٌ فِيْ فِئَتَيْنِ الْتَقَتَا ؕ فِئَةٌ تُقَاتِلُ فِيْ سَبِيْلِ اللّٰهِ وَاُخْرٰى
كَافِرَةٌ يَّرَوْنَهُمْ مِّثْلَيْهِمْ رَاْيَ الْعَيْنِ ؕ وَ اللّٰهُ يُؤَيِّدُ بِنَصْرِهٖ
مَنْ يَّشَآءُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَعِبْرَةً لِّاُولِي الْاَبْصَارِ ﴿۱۳﴾

## તરજુમો :

*અલબત્ત, તે બંને સૈન્યો જેઓ પરસ્પર (બદ્રના યુદ્ધમાં) સામ-સામે થયા, તેમાં તમારા માટે એક નિશાની હતી; એક સૈન્ય અલ્લાહના માર્ગમાં લડે છે, અને બીજા કાફિરો છે; જેઓ નરી આંખે એમને પોતાના કરતાં બમણા જૂએ છે, અને અલ્લાહ પોતાની મદદ વડે જેને ચાહે બળ (શકિત) આપે છે; બેશક! એમાં જોનારાઓ (બુદ્ધિશાળીઓ) માટે એક બોધપાઠ છે. (૧૩)*

## આયતોની ગોઠવણી :

પાછળની આયતોમાં કાફિરો પરાજિત થવાની ખબર આપવામાં આવી હતી. હવે, આ આયતથી તેનું એક ઉદાહરણ દલીલ સ્વરૂપે રજૂ કરવામાં આવ્યું છે.

## તફસીર :

બેશક ! તમારા માટે (દલીલ સ્વરૂપે) બે સૈન્યો જેઓ (બદ્રની લડાઈ વખતે) એકબીજાના મુકાબલામાં સામ-સામે હતા, તેમાં તમારા માટે મોટી નિશાની છે; એક સૈન્ય (એટલે કે મુસલમાનોનું) તો અલ્લાહના રસ્તામાં લડતું હતું અને બીજું સૈન્ય કાફિર લોકોનું છે (અને કાફિરો એટલા વધારે હતા કે) આ કાફિરો પોતાને (સૈન્યને) જોઈ રહ્યા હતા કે તેઓ મુસલમાનોથી ઘણા (વધારે) છે (અને આવું જોવું પણ કોઈ ભ્રમ કે કલ્પના ન હતી બલકે) તે નરી આંખોથી;

(જેમાં કોઈપણ પ્રકારની શંકા ન હતી, પરંતુ કાફિરો આટલી મોટી સંખ્યામાં હોવા છતાં પણ અલ્લાહ તઆલાએ મુસલમાનોને વિજય આપ્યો) અને (વિજય આપવો કે પરાજિત કરવું ફક્ત અલ્લાહ તઆલાની કુદરતમાં છે) અલ્લાહ તઆલા પોતાની મદદ વડે જેને ચાહે છે તેને બળ (શક્તિ) આપે છે. (બસ) બેશક! આ (ઘટના)માં એક ઘણો મોટો બોધપાઠ (અને નમૂનો) છે, જોનારાઓ (બુદ્ધિશાળીઓ) માટે !

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં જંગે બદ્રની ઘટનાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેમાં કાફિરો લગભગ ૧૦૦૦ જેટલા હતા, જેમની પાસે ૭૦૦ ઊંટો અને ૧૦૦ ઘોડા હતા. બીજી બાજુ મુસલમાન મુજાહિદો ૩૦૦થી થોડા વધારે હતા, જેમની પાસે કુલ ૭૦ ઊંટો, બે ઘોડા, છ બખ્તર અને આઠ તલવારો હતી અને મજાની વાત તો એ હતી કે, બંને સૈન્યને સામેનું સૈન્ય પોતાના કરતાં બમણું દેખાતું હતું, જેનું એ પરિણામ આવ્યું કે, કાફિરોના દિલો મુસલમાનોની સંખ્યા વધારે હોવાની કલ્પનાથી પ્રભાવિત થઈ ગયા હતા અને મુસલમાન પોતાની બમણી સંખ્યા જોઈને વધારેને વધારે અલ્લાહ તરફ કેન્દ્રિત થતા હતા. અને અલ્લાહ તઆલા પર સંપૂર્ણ ભરોસો અને સંપૂર્ણ ધીરજથી અલ્લાહના વાયદા اِنْ يَّكُنْ مِّنْكُمْ مِائَةٌ صَابِرَةٌ يَّغْلِبُوْا مِائَتَيْنِ "જો તમારામાં અડગ રહેનારા એકસો હશે તો તેઓ બસો ઉપર વિજયી બનશે." (સૂ. : ૮, આ. : ૬૬) ઉપર સંપૂર્ણ વિશ્વાસ કરી વિજય અને મદદની આશા રાખતા હતા. જો કાફિરોની કુલ સંખ્યા મુસલમાનોની સંખ્યા કરતા ત્રણ ઘણી હતી, તે સાબિત થઈ જાય તો શક્ય હતું કે, તેમના દિલોમાં ડર છવાઈ ગયો હોત. આ બંને સૈન્યોનું સામેના સૈન્યની બે ઘણી સંખ્યા જોવું અમુક હવાલાઓમાં આવ્યું છે. નહિતર અમુક હવાલાઓ એવા પણ હતા જેમાં દરેકને બીજાનું સૈન્ય ઓછું દેખાતું હતું, જેમકે સૂરએ અનફાલમાં આવશે.

અલબત્ત, એક નાનું સૈન્ય જે ખૂબ ઓછી સંખ્યામાં તથા ખૂબ ઓછી યુદ્ધ સામગ્રીથી સજ્જ હતું, તે એક ખૂબ જ મજબૂત અને યુદ્ધ સામગ્રીથી સંપૂર્ણ સજ્જ એવા સૈન્યના મુકાબલામાં ઊભું હતું. મક્કામાં કરવામાં આવેલ આગાહીઓ અને ખુશખબરીઓ પ્રમાણે આ સૈન્યને સફળતા મળવી દીર્ઘદૃષ્ટિ ધરાવનાર બુદ્ધિશાળી લોકો માટે ઘણો જ મોટો બોધપાઠ આપતી ઘટના છે. *(ફવાઈદે અલ્લામહ ઉસ્માની)*

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૪ થી ૧૭)

زُيِّنَ لِلنَّاسِ حُبُّ الشَّهَوٰتِ مِنَ النِّسَآءِ وَالْبَنِيْنَ وَالْقَنَاطِيْرِ الْمُقَنْطَرَةِ مِنَ
الذَّهَبِ وَالْفِضَّةِ وَالْخَيْلِ الْمُسَوَّمَةِ وَالْاَنْعَامِ وَالْحَرْثِ ؕ ذٰلِكَ مَتَاعُ الْحَيٰوةِ
الدُّنْيَا ۚ وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الْمَاٰبِ ﴿۱۴﴾ قُلْ اَؤُنَبِّئُكُمْ بِخَيْرٍ مِّنْ ذٰلِكُمْ ؕ لِلَّذِيْنَ
اتَّقَوْا عِنْدَ رَبِّهِمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا وَ اَزْوَاجٌ
مُّطَهَّرَةٌ وَّرِضْوَانٌ مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿۱۵﴾ اَلَّذِيْنَ يَقُوْلُوْنَ
رَبَّنَآ اِنَّنَآ اٰمَنَّا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارِ ﴿۱۶﴾ اَلصّٰبِرِيْنَ وَالصّٰدِقِيْنَ
وَالْقٰنِتِيْنَ وَالْمُنْفِقِيْنَ وَالْمُسْتَغْفِرِيْنَ بِالْاَسْحَارِ ﴿۱۷﴾

## તરજુમો :

*મોહક વસ્તુઓની મહોબ્બતે લોકોને મુગ્ધ કરી દીધા (મોહપાશમાં જકડી લીધા) છે, જેમકે સ્ત્રીઓ, અને પુત્રો, અને સોના–ચાંદીના ભેગા કરેલા ઢગલા (ખજાના), અને નિશાનીવાળા ઘોડાઓ, અને ઢોર–ઢાંખર અને ખેતી; આ (બધો) દુનિયાની જિંદગીનો (ફાયદો ઉઠાવવા માટે) સર–સામાન છે અને અલ્લાહ પાસે જ સારું ઠેકાણું છે. (૧૪) કહી આપો ! શું હું તમને એનાથી ઉત્તમ (વસ્તુ) બતાવું ? જે લોકો અલ્લાહથી ડરે છે (પરહેઝગાર છે) તેમના માટે તેમના પરવરદિગાર પાસે બગીચાઓ છે, જેની નીચે નહેરો વહે છે અને તેઓ તેમાં હંમેશાં રહેશે; અને પવિત્ર (સ્વચ્છ) પત્નીઓ તથા અલ્લાહની પ્રસન્નતા; અને અલ્લાહ બંદાઓને ઘણી જ સારી રીતે જોનારો છે. (૧૫) તે લોકો જેઓ કહે છે, હે અમારા પરવરદિગાર ! બેશક ! અમે ઈમાન લાવ્યા, બસ ! અમારા ગુનાહ બખ્શી દે (મા'ફ કરી દે) અને અમને દોઝખના અઝાબથી બચાવ. (૧૬) જેઓ સબ્ર કરનારા (સહનશીલ), અને સાચા, અને હુકમ પૂરો કરનારા, અને (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરનારા, અને મોડી રાત્રે (ગુનાહોની) મા'ફી માંગનારાઓ છે. (૧૭)*

## આયતોની ગોઠવણી :

અગાઉની આયતોમાં કાફિરો અને મુશ્રિકો દ્વારા ઈસ્લામનો વિરોધ તથા તેમના મુકાબલામાં જિહાદ કરવાનો ઉલ્લેખ હતો અને આ આયતોમાં ઈસ્લામ અને ઈમાનનો વિરોધ તથા બધા જ ખરાબ કૃત્યોના મુખ્ય આશય અને હેતુનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, વાસ્તવમાં તે દુનિયાની મહોબ્બત જ છે જેમકે, કોઈ હોદ્દાની કે માલ-દૌલતની લાલચમાં સચ્ચાઈનો વિરોધ કરે છે, અથવા કોઈ મનેચ્છાઓ પૂર્ણ કરવા માટે, તો કોઈ પોતાના પૂર્વજોના રિવાજોની મહોબ્બતના કારણે સચ્ચાઈના મુકાબલામાં ઊભા થઈ જાય છે અને આ બધી વસ્તુઓના મૂળમાં દુનિયાનો પ્રેમ જ હોય છે.

## તફસીર :

મનમોહક લાગે છે (મોટા ભાગના) લોકોને પ્રિય વસ્તુઓની મહોબ્બત (દાખલા તરીકે) સ્ત્રીઓ, પુત્રો, સોના-ચાંદીના ખજાનાઓ, નિશાનીવાળા ઘોડાઓ, ઢોર-ઢાંખર, ખેતીવાડી (વગેરે); આ બધી દુનિયવી જીવનમાં ઉપયોગની વસ્તુઓ છે અને અંતે ઉત્તમ (વસ્તુઓ) તો અલ્લાહ પાસે જ છે (જે મૌત પછી કામ આવશે, જેનો ખુલાસો આગળની આયતમાં આવ્યો છે) તમે (તે લોકોને એવું) કહી આપો કે, શું હું તમને એવી વસ્તુ બતાવી આપું જે આ (ઉપરોક્ત) વસ્તુઓથી (અનેકઘણી) ઉત્તમ છે ? (તો સાંભળો !) તો એવા લોકો માટે જેઓ (અલ્લાહ તઆલાથી) ડરે છે તેમના (સાચા) માલિક પાસે એવા બાગ છે (એટલે કે જન્નત) જેની નીચે નહેરો વહે છે અને તેઓ તેમાં (જન્નતમાં) હંમેશાં-હંમેશાં રહેશે. (અને તેમાં) એવી પત્નીઓ છે જેઓ (દરેક રીતે) સ્વચ્છ, પવિત્ર છે અને (તેમના માટે) અલ્લાહની પ્રસન્નતા છે અને અલ્લાહ તઆલા બંદાઓ(ની હાલત)ને ખૂબ સારી રીતે જોનારો છે. (એટલા માટે અલ્લાહથી ડરનારાઓને આ નેઅમતો મળશે, આગળ આ પરહેઝગારોના ગુણોનો ખુલાસો કરવામાં આવ્યો છે કે તેઓ) એવા લોકો (છે) જેઓ કહે છે, હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લઈ આવ્યા, તો બસ તું અમારા ગુનાહોને મા'ફ કરી દે અને અમને દોઝખના અઝાબથી બચાવી લે. (અને તે લોકો) સબ્ર કરનારા છે, અને સાચા છે, અને (અલ્લાહ તઆલાના) હુકમો પૂરા કરનાર છે, અને (નેક

કામોમાં પોતાનો માલ) ખર્ચ કરનારા છે, અને રાતના અંતિમ પહોરમાં (ઊઠી–ઊઠીને) ગુનાહોની મા'ફી માંગનારા છે !

## મસ્અલા અને બોધપાઠ :

### દુનિયાનો પ્રેમ સ્વભાવગત બાબત છે પરંતુ તેમાં અતિશયોક્તિ કરવાના પરિણામો અત્યંત ખતરનાક છે :

હદીષમાં ઈરશાદ છે حُبُّ الدُّنْيَارَ أسُ كُلِّ خَطِيئَةٍ "દુનિયાનો પ્રેમ દરેક ખરાબીનો મુખ્ય સ્ત્રોત છે." પ્રથમ આયતમાં દુનિયાની અમુક મહત્ત્વની મનમોહક વસ્તુઓના નામોનો ઉલ્લેખ કરીને બતાવવામાં આવ્યું કે, લોકોની નજરોમાં તેની મહોબ્બતની ચમક આવી ગઈ છે. એટલા માટે ઘણા લોકો તેની બાહ્ય રોનક ઉપર મોહી પડી આખિરતને ભૂલાવી બેસે છે. જે વસ્તુઓના નામો આ સ્થળે લેવામાં આવ્યા છે, તે મોટા ભાગે દરેક મનુષ્યના આકર્ષણ અને લગાવનું કેન્દ્ર છે, જેમાં સૌ પ્રથમ સ્ત્રી અને ત્યારબાદ ઔલાદ (સંતાનો)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કારણ કે, દુનિયામાં મનુષ્ય જેટલી પણ વસ્તુઓ પ્રાપ્ત કરવાની ચિંતામાં લાગેલો રહે છે તે સૌનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રી અથવા સંતાનોની જરૂરિયાતો પૂરી કરવાનો હોય છે, ત્યાર પછી સોનું–ચાંદી, ઢોર–ઢાંખર અને ખેતીવાડીનો ઉલ્લેખ છે. આ વસ્તુઓ બીજા નંબરે ઈન્સાનની મોહમાયા અને પ્રેમનું કેન્દ્ર છે.

આ આયતનો ખુલાસો અને ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ આ વસ્તુઓની મહોબ્બત સ્વભાવિક રીતે મનુષ્યના દિલોમાં નાંખી દીધી છે, જેમાં હજારો હિકમતો રહેલી છે. તેમાંથી એક હિકમત એ છે કે, જો માનવ પ્રકૃતિ પ્રમાણે આ વસ્તુઓ તરફ વ્યક્તિ કેન્દ્રિત ન થાય અને તેનો પ્રેમ દિલમાં ન હોય તો દુનિયાની સમગ્ર વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ જાય ! કોઈને શું જરૂર છે ખેતી કરવાની તકલીફ બરદાસ્ત કરવાની અથવા મજૂરી કે કલાકારીગીરીની મહેનત કરવાની અથવા વેપારમાં પોતાના રૂપિયા અને મહેનત કામે લગાડવાની !? દુનિયાનો વિકાસ અને તેનું અસ્તિત્વ એના ઉપર જ નિર્ભર છે કે, લોકોના સ્વભાવમાં જ આ વસ્તુઓનો પ્રેમ પૈદા કરવામાં આવે, જેથી તેઓ પોતે જ આ વસ્તુઓ પ્રાપ્ત કરવા અને તેને પોતાની પાસે ભેગી કરવાની ફિકર–ચિંતામાં લાગી જાય. સવારમાં ઉઠીને મજૂર એવી ફિકર લઈને ઘરેથી નીકળે છે કે, થોડા

પૈસા કમાઈ લઉં, માલદાર ઘરેથી એવી ફિકર લઈને નીકળે છે કે, પૈસા ખર્ચ કરી મજૂર લાવું જેનાથી હું મારું કામ પૂરું કરું, વેપારી સારામાં સારો માલ ખરીદી દુકાનમાં સજાવી ગ્રાહકની રાહ જોઈને બેઠો છે કે, તેનાથી કંઈક નફો પ્રાપ્ત કરે, ગ્રાહક અનેક પ્રયત્નો દ્વારા ભેગા કરેલા પૈસા લઈ બજારમાં પહોંચે છે કે, તેનાથી પોતાની જરૂરિયાત પ્રમાણે સામાન ખરીદે. વિચાર કરવામાં આવે તો બધાને દુનિયાની મોહમાયા અને તેના પ્રેમના મોહપાશે જકડી રાખ્યા છે અને તેના માટે જ તેઓ ઘરેથી નીકળે છે અને આ જ કારણે દુનિયાની પ્રગતિ અને વિકાસની વ્યવસ્થા અત્યંત મજબૂત અને સ્થાયી સિદ્ધાંતો પર કાયમ થઈ ચૂકી છે.

બીજી હિકમત એ પણ છે કે, જો દુનિયાની નેઅ્મતોનો લગાવ અને પ્રેમ મનુષ્યના દિલમાં ન હોય તો તેને આખિરતની નેઅ્મતોના સ્વાદ અને આનંદની જાણ ન થાત અને ન જ તેને પ્રાપ્ત કરવાની ઈચ્છાએ મનુષ્યના મનમાં જન્મ લીધો હોત ! જો નેઅ્મતોનો મોહ અને તેને પ્રાપ્ત કરવાની ઈચ્છા જ મનમાં બાકી ન હોત તો શું જરૂર હતી નેક અમલોનો પ્રયત્ન કરીને જન્નત પ્રાપ્ત કરવાની અને ખરાબ અમલોથી બચીને દોઝખથી બચવાની !?

ત્રીજી હિકમત જે આ સ્થળે સૌથી વધારે ધ્યાન ખેંચે એવી એ છે કે, આ વસ્તુઓની મહોબ્બત સ્વાભાવિક રીતે મનુષ્યના દિલમાં પૈદા કરીને તેની પરીક્ષા લેવામાં આવે કે, કોણ આ વસ્તુઓના પ્રેમમાં, મોહપાશમાં જકડાઈને આખિરતને ભૂલાવી બેસે છે ? અને કોણ એવો છે જે આ વસ્તુઓની સાચી વાસ્તવિકતા અને તેના નષ્ટ થનારા અંજામથી વાકેફ થઈ તેની ફિકર માત્ર આવશ્યકતા અનુસાર જ કરે છે અને તેનો આખિરત સુધારવા માટે ઉપયોગ કરે છે ? કુર્આન શરીફમાં એક બીજા સ્થળે આ દીર્ઘદષ્ટિની હિકમત બતાવી છે, ઈરશાદ છે

اِنَّا جَعَلْنَا مَاعَلَى الْاَرْضِ زِيْنَةً لَّهَالِنَبْلُوَ هُمْ اَيُّهُمْ اَحْسَنُ عَمَلًا ؕ

*"અમે જે કંઈ પૃથ્વી ઉપર છે તેને પૃથ્વીનો શણગાર બનાવ્યો, જેથી અમે લોકોને અજમાવીએ કે તેમાંથી કોણ સારા અમલો (આચરણ) કરે છે ?"*

*(સૂરહ : ૧૮, આયત : ૭)*

આ આયતથી સ્પષ્ટ થઈ ગયું કે, દુનિયાની આ શણગારેલી અને મનમોહક વસ્તુઓ મનુષ્યના ઉપયોગ માટે પૈદા કરવી એક માત્ર અલ્લાહનું જ

કાર્ય છે, જે ઘણી બધી હિકમતો ઉપર આધારિત છે અને અમુક આયતોમાં જેમાં આ પ્રકારની પ્રકૃતિને શયતાન સાથે પણ જોડવામાં આવી છે. જેમકે, زَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ "શયતાને તેમના કૃત્યો તેમને શણગારીને બતાવ્યા છે." [(૧) સૂ. : ૮, આ. : ૪૮ (૨) સૂ. : ૧૬, આ. : ૬૩ (૩) સૂ. : ૨૭, આ. : ૨૪ (૪) સૂ. : ૨૯, આ. : ૩૮)] તેમાં એવી વસ્તુઓના શણગારનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે જે શરઈ રીતે અને બૌદ્ધિક કે તાર્કિક રીતે પણ ખરાબ છે, અથવા તેની મોહમાયામાં જકડાવામાં અતિશયોક્તિ કરવાનો ભાવાર્થ એ છે કે, જે હદો અને મર્યાદાઓ અલ્લાહ તબારક વ તઆલાએ નક્કી કરી છે તેનું ઉલ્લંઘન કરી આગળ વધી જવામાં આવે છે, નહિતર જાઈઝ અને મબાહ નેઅ્મતો અને દુનિયાની ચીજવસ્તુઓ આપમેળે કોઈ ખરાબ બાબત નથી. બલકે, તેના ઘણા બધા ફાયદાઓ પણ છે. એટલા માટે અમુક આયતોમાં આવા શણગારની અને દુનિયાની ચીજવસ્તુઓના ફાયદાઓ અલ્લાહ સાથે જોડવામાં આવે છે, જેમકે હમણા ઉપર ઉલ્લેખ કરવામાં આવ્યો.

ખુલાસો એ છે કે, આ બાબતની સ્પષ્ટતા એ થઈ કે, દુનિયાની આકર્ષક અને મનમોહક વસ્તુઓ અલ્લાહ તઆલાએ પોતાના ફઝ્લ અને રહમતથી મનુષ્યના ઉપયોગ માટે નક્કી કરી તેની મહોબ્બત તેના દિલમાં નાંખી દીધી, જેમાંની ઘણી બધી હિકમતોમાંથી એક એ પણ છે કે, માણસની પરીક્ષા કરવામાં આવે કે, તે આ પદાર્થોની મોહમાયામાં તથા દુનિયાની થોડા દિવસની લિજ્જતોમાં જકડાઈને પોતાના અને આ બધી ચીજવસ્તુઓના માલિક અને સર્જનહાર પરવરદિગારને યાદ રાખે છે કે કેમ ? આ વસ્તુઓને અલ્લાહની કુદરતના રહસ્યો અને તેની મહોબ્બતનું માધ્યમ બનાવે છે કે કેમ ? અથવા આ ચીજવસ્તુઓના મોહમાં જકડાઈને તેના અસલી માલિક અને સર્જનહાર પરવરદિગારથી ગાફિલ થઈ આખિરતમાં તે પરવરદિગાર સામે હિસાબ–કિતાબ માટે રજૂ થવાનું છે તેને ભૂલાવી બેસે છે !? સફળ વ્યક્તિ તે છે જેણે દુનિયાથી લાભ ઉઠાવ્યો અને આખિરતમાં પણ સફળ થયો. દુનિયાની આકર્ષક ચીજ–વસ્તુઓ તેના માટે માર્ગનો અવરોધ બનવાને બદલે મંઝિલ સુધી પહોંચવાનું એક માધ્યમ બન્યું અને તેને આખિરતની સફળતા પ્રાપ્ત કરાવી અને નિષ્ફળ વ્યક્તિ તે છે, જેના માટે આ જ વસ્તુઓ આખિરતની જિંદગીની બરબાદી

અને કાયમી અઝાબનું કારણ બની ગઈ. જો ઊંડી નજરથી જોવામાં આવે તો આ વસ્તુઓ દુનિયામાં પણ આ બીજા પ્રકારના વ્યક્તિ માટે અઝાબ જ બની જાય છે. કુર્આન શરીફમાં આવા જ લોકો માટે કહેવામાં આવ્યું છે,

فَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ وَلَا اَوْلَادُهُمْ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا فِى الْحَيٰوةِ الدُّنْيَا،

*“તમે તે કાફિરોના માલ અને ઔલાદથી આશ્ચર્ય ન પામો, (કારણ કે નાફરમાનોને માલ અને ઔલાદ આપવાથી તેમનું ભલું નથી થયું. બલકે, આ માલ અને ઔલાદ આખિરતમાં તો એમના માટે અઝાબ બનશે જ,) અલ્લાહ ઈચ્છે છે કે, દુનિયામાં પણ (રાત–દિવસની ફિકર–ચિંતા અને વ્યસ્તતાના કારણે) તે તેમના માટે અઝાબ જ બની જાય.” (સૂ. : ૯, આ. : ૫૫)*

મતલબ કે, દુનિયાની જે વસ્તુઓને અલ્લાહ તઆલાએ મનુષ્ય માટે શણગારી અને તેનો લગાવ અને આકર્ષણ મનુષ્યના દિલમાં નાંખી દીધું છે, તે વસ્તુઓને શરીઅત પ્રમાણે મધ્યમ માર્ગ અપનાવી એઅ્તિદાલ સાથે પ્રાપ્ત કરવી અને જરૂરિયાત પ્રમાણે ભેગી કરવી દુનિયા અને આખિરતની સફળતા છે. અને નાજાઈઝ પદ્ધતિથી તેનો ઉપયોગ કરવો અથવા જાઈઝ પદ્ધતિમાં એટલી બધી અતિશયોક્તિ કરવી કે, જેના કારણે અલ્લાહની મર્યાદાઓનું ઉલ્લંઘન થાય અને આખિરતથી નિષ્કાળજી પૈદા થઈ જાય તો આ માલ–દૌલત અને દુનિયાની મનમોહક વસ્તુઓ તે વ્યક્તિ માટે વિનાશ અને બરબાદીનું કારણ બને છે. મવલાના રૂમી (રહ.)એ એને ઘણું સારું ઉદાહરણ આપીને સમજાવ્યું છે,

آب اندر زیرِ کشتی پشتی است ؛ آب در کشتی ہلاکِ کشتی است

દુનિયાનો સરસામાન પાણી જેવો છે અને તેમાં માણસનું દિલ એક નાવ સમાન છે, પાણી જ્યાં સુધી નાવની નીચે અને તેની આજુબાજુ રહે છે ત્યાં સુધી નાવ ચાલે છે અને લાભ આપે છે તથા નિશ્ચિત મંઝિલ સુધી પહોંચાડે છે. પરંતુ જો પાણી નાવમાં પ્રવેશ પામી જાય તો આ જ નાવ ડૂબવાનું અને વિનાશનું કારણ બની જાય છે. એ જ પ્રમાણે દુનિયાની માલ–દૌલત જ્યાં સુધી મનુષ્યના દિલ ઉપર કબજો ન જમાવે ત્યાં સુધી તે તેના માટે માર્ગદર્શક અને મદદગાર દોસ્ત છે, પરંતુ જે સમયે તેના દિલ ઉપર તે કબજો જમાવી લે અને દુનિયા જ દુનિયા

મનુષ્યના દિલ ઉપર છવાઈ જાય તો એ તેના માટે સર્વનાશ છે. એટલા માટે પ્રસ્તુત આયતમાં દુનિયાના અમુક ખાસ આકર્ષણોનું વર્ણન કરવામાં આવ્યું છે.

ذٰلِكَ مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الْمَاٰبِ "આ બધો દુનિયવી જિંદગીનો (ફાયદો ઉઠાવવા માટે) સરસામાન છે અને અલ્લાહ પાસે સારું ઠેકાણું છે." (સૂ:૩, આ:૧૪) આ બધી વસ્તુઓ દુનિયવી જિંદગીમાં ફક્ત ઉપયોગ અને કામ કાઢવા માટેનો સરસામાન છે, તેની સાથે દિલ લગાવવાનું નથી અને અલ્લાહ પાસે શ્રેષ્ઠ ઠેકાણું છે, એટલે કે એવું ઠેકાણું જ્યાં કાયમી ધોરણે રહેવાનું છે અને ત્યાંની નેઅ્મતો અને લિજ્જતો (રસાસ્વાદ) ક્યારેય સમાપ્ત થનાર નથી, ન જ ઓછી થનાર છે કે, ન જ તેની અસરકારકતા ઘટવાની છે.

બીજી આયતમાં આ જ વિષય ઉપર વધારે સ્પષ્ટીકરણ કરવા માટે કહેવામાં આવ્યું,

قُلْ اَؤُنَبِّئُكُمْ بِخَيْرٍ مِّنْ ذٰلِكُمْ لِلَّذِيْنَ اتَّقَوْا عِنْدَ رَبِّهِمْ جَنّٰتٌ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهَارُ خٰلِدِيْنَ فِيْهَا وَاَزْوَاجٌ مُّطَهَّرَةٌ وَّرِضْوَانٌ مِّنَ اللّٰهِ، وَاللّٰهُ بَصِيْرٌ بِالْعِبَادِ ۝

તેમાં આપ ﷺને સંબોધીને ઈરશાદ થયો છે કે, આપ ﷺ તે લોકોને જેઓ દુનિયાની અધૂરી અને નષ્ટ થનારી નેઅ્મતોમાં મસ્ત થઈ ગયા છે, ફરમાવી આપો કે, તમને તેમાંની ઘણી નેઅ્મતોનું સરનામું બતાવું છું, જેઓ અલ્લાહ તઆલાથી ડરનારા અને તેના આજ્ઞાપાલક લોકોને મળશે તે નેઅ્મતો હરિયાળા, ભર્યા-ભાદર્યા બગીચા છે, જેની નીચે નહેરો વહે છે, જે પ્રત્યેક પ્રકારની ગંદકી અને નાપાકીથી પવિત્ર અને સ્વચ્છ છે, જ્યાં પવિત્ર પત્નીઓ છે, અલ્લાહ તઆલાની પ્રસન્નતા છે.

પાછળની આયતમાં દુનિયાની છ મોટી નેઅ્મતોનું વર્ણન કરવામાં આવ્યું હતું કે, લોકો તેના મોહપાશમાં જકડાઈ ગયા છે. ૧. સ્ત્રીઓ, ૨. સંતાનો, ૩. સોના-ચાંદીના ખજાનાઓ, ૪. ઉત્તમ કક્ષાના ઘોડાઓ, ૫. ઢોર-ઢાંખર અને ૬. ખેતીવાડી. એના મુકાબલામાં આખિરતની નેઅ્મતોમાં ત્રણ વસ્તુઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો. ૧. હરિયાળા બગીચાઓ, ૨. પવિત્ર અને સ્વચ્છ પત્નીઓ તથા ૩. અલ્લાહની પ્રસન્નતા. બાકી વસ્તુઓમાંથી અત્રે સંતાનોનું વર્ણન એટલા માટે કરવામાં નથી આવ્યું કે, દુનિયામાં તો મનુષ્યને સંતાનોનો પ્રેમ ઘણા બધા

કારણોસર હોય છે. દાખલા તરીકે, તેની નસ્લ (વંશ)નો ક્રમ જાળવી રાખે છે, તેના ઘડપણમાં કામ આવે છે વગેરે. પરંતુ આખિરતમાં ન તો સંતાનોની મદદની કોઈ જરૂરત છે, ન જ તે પોતે મૃત્યુ પામશે કે ફના થશે અથવા પોતાના પછી તેનું નામ ચાલતું રહે તેથી તેને પોતાના વાલી-વારસની જરૂર હોય. તદુપરાંત દુનિયામાં જે તેની ઔલાદ છે તે તેને જન્નતમાં મળી જશે અને જેની ઔલાદ દુનિયામાં નથી, પ્રથમ તો આખિરતમાં તેને ઔલાદની ઈચ્છા જ નહિ થાય અને કદાચ કોઈને ઈચ્છા થશે તો અલ્લાહ તઆલા તેને ઔલાદ પણ આપી દેશે. જામેઅ્ તિરમીઝીની એક હદીષમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "જો કોઈ જન્નતીને બાળકની ઈચ્છા હશે તો બાળકનો ગર્ભ, તેનો જન્મ અને તેનું મોટા થવું થોડા સમયમાં જ પૂર્ણ થઈ જશે અને એ રીતે તેનો મકસદ પૂર્ણ કરવામાં આવશે."

આ રીતે જન્નતમાં સોના-ચાંદીનો ઉલ્લેખ એટલા માટે નથી કર્યો કે, દુનિયામાં તો સોનું-ચાંદી એટલા માટે ભેગું કરવામાં આવે છે કે તેના બદલામાં દુનિયાનો સરસામાન ખરીદવામાં આવે છે અને તેની જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ તેના દ્વારા પ્રાપ્ત થઈ શકે છે. આખિરતમાં ન તો કોઈ લેવડ-દેવડની જરૂર રહે છે, ન જ કોઈ વસ્તુનું વળતર આપવાની જરૂરિયાત છે. બલકે, જે વસ્તુ માટે જન્નતીનું દિલ ઈચ્છશે તે તરત જ તેને અર્પણ કરવામાં આવશે. એટલા માટે કે જન્નતમાં સોના-ચાંદીની કોઈ અછત નથી. રિવાયતોથી સાબિત છે કે, જન્નતના અમુક મહેલો એવા હશે, જેની એક ઈંટ સોનાની અને એક ઈંટ ચાંદીની હશે. જો કે, આખિરતના હિસાબથી આ બધી વસ્તુઓ વર્ણન કરવા પાત્ર બાબતો નથી અને દુનિયાની સોના ચાંદીની તેની સામે કોઈ વિસાત પણ નથી.

એ જ પ્રમાણે ઘોડાઓનું કામ દુનિયામાં એ હોય છે કે, તેના ઉપર સવારી કરીને મુસાફરીનું અંતર કાપવામાં આવે છે જ્યારે કે, જન્નતમાં ન તો મુસાફરીની જરૂર છે અને ન જ કોઈ મુસાફરીના સાધનની ! સહીહ હદીષોથી એ સાબિત થયું છે કે, જન્નતના નિવાસીઓને જુમ્આના દિવસે ઉચ્ચ કક્ષાના ઘોડાઓ સવારી માટે આપવામાં આવશે, જેના ઉપર સવાર થઈને જન્નતના નિવાસીઓ પોતાના સગાં-વહાલા અને રિશ્તેદારોની મુલાકાત માટે જશે.

ખુલાસો એ છે કે, ત્યાં ઘોડાઓનું એવું ખાસ મહત્ત્વ નથી જે વર્ણનપાત્ર

બાબત ગણી શકાય. એ જ પ્રમાણે ઢોર–ઢાંખરનું કામ દૂધ આપવું અથવા ખેતી વગેરેમાં કામ લાગવું છે. અલ્લાહ તઆલા જન્નતમાં આ બધી વસ્તુઓ ઢોર–ઢાંખર વિના પણ એનાયત કરશે.

એવી જ હાલત ખેતીવાડીની છે કે, દુનિયામાં ખેતીમાં મહેનત અને તકલીફ અનાજ પૈદા કરવા માટે કરવામાં આવે છે. જન્નતમાં આ બધી ખેતપેદાશો આપમેળે મળી જશે, ત્યાં ખેતી કરવાની આવશ્યકતા જ નહીં હોય અને કોઈ શા માટે ખેતીની મહોબ્બત રાખે, જ્યારે કે, બધી જ ઈચ્છિત વસ્તુઓ આરામથી મળતી હોય ! પરંતુ જેમકે તબરાનીમાં અમુક રિવાયતોમાં છે કે, જન્નતના લોકોમાંથી એક વ્યક્તિ ખેતીની ઈચ્છા દર્શાવશે તો ખેતી માટેનો બધો જ સરસામાન ભેગો કરી આપવામાં આવશે, પછી ખેતી ખેડવી, બીજ વાવવું, ખેતીનું પાકવું અને લણવું બધું જ થોડા સમયમાં પતી જશે. એટલા માટે આ આયતમાં આખિરતની નેઅ્મતોમાંથી ફક્ત જન્નત અને જન્નતની હૂરો (પવિત્ર પત્નિઓ)નું વર્ણન કરવાને પૂરતું સમજવામાં આવ્યું છે. કારણ કે, જન્નતના નિવાસીઓને એવો વાયદો પણ કરવામાં આવ્યો છે કે, وَلَهُمْ مَّا يَشْتَهُوْنَ એટલે કે, “તેમને દરેક તે વસ્તુ મળશે જેની તેઓ ઈચ્છા કરશે.” આ જાહેરાત પછી કોઈને ખાસ વિશેષ પ્રકારની નેઅમતનું વર્ણન કરવાની આવશ્યકતા જ નથી રહેતી, પરંતુ તેમાંથી અમુક વિશેષ નેઅ્મતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો, જે દરેક જન્નતીને ઈચ્છા કર્યા વિના પણ મળી જશે. એટલે કે, જન્નતના હર્યા–ભર્યા બગીચાઓ અને સ્વરૂપવાન પવિત્ર પત્નીઓ તથા આ અજોડ નેઅ્મતો ઉપરાંત એક સૌથી મોટી નેઅ્મતનો ઉલ્લેખ કરવામાં આવ્યો, જેની મનુષ્યએ ક્યારેય કલ્પના પણ નહિ કરી હોય, અને તે છે "અલ્લાહ તઆલાની કાયમી પ્રસન્નતા !" ત્યારબાદ અલ્લાહ નારાજ થવાનો કોઈ ભય રહેશે નહિ. એટલા માટે હદીષમાં છે કે, “જ્યારે બધા જન્નતવાસીઓ જન્નતમાં પહોંચીને પ્રસન્ન થઈ સંતોષ પામી લેશે અને તેમની કોઈ ઈચ્છા, મહત્ત્વકાંક્ષા બાકી નહીં રહે તેવા સમયે અલ્લાહ તઆલા પોતે તે જન્નતવાસીઓને સંબોધન કરશે કે હવે તમે ખુશ છો ? તમને સંતોષ છે ?! કોઈ વસ્તુની આવશ્યકતા તો નથી ?! તેઓ વિનંતી કરશે, હે અમારા પરવરદિગાર ! તેં તારી નેઅ્મતો અમારા ઉપર પૂરી કરી, હવે અમને કોઈ વસ્તુની શું આવશ્યકતા હોઈ શકે છે ?! અલ્લાહ તઆલા ફરમાવશે કે, હવે તમને એ બધી નેઅ્મતોથી

શ્રેષ્ઠ અને ઉત્તમ નેઅ્મત આપું છું અને તે એ છે કે, તમને બધાને મારી પ્રસન્નતા તથા મારી નિકટતા કાયમી રીતે એનાયત થશે. હવે, તમને મારી નારાજગીનો કોઈ ભય નથી. એટલા માટે હવે તમને જન્નતની નેઅ્મતો છીનવાય જવાનો કે ઓછી થઈ જવાનો કોઈ ભય કે ડર નથી.''

આ બે આયતોનો ખુલાસો રસૂલે કરીમ ﷺએ કર્યો.

اَلدُّنْيَامَلْعُوْنَةٌ وَّمَلْعُوْنٌ مَّا فِيْهَا اِلَّا مَاابْتُغِىَ بِهٖ وَجْهُ اللّٰهِ (وَفِىْ رِوَايَةٍ) اِلَّاذِكْرُاللّٰهِ وَمَاوَالَاهُ اَوْعَالِمًا اَوْمَتَعَلِّمًا،

*''દુનિયા ધિક્કારપાત્ર છે અને તેમાં જે કંઈ છે બધું ધિક્કારપાત્ર છે, ફક્ત તે વસ્તુઓ સિવાય કે, જેને અલ્લાહ તઆલાની પ્રસન્નતાનું માધ્યમ બનાવી લેવામાં આવે; (અને એક રિવાયતમાં છે કે) અલ્લાહના ઝિક્ર અને તે વસ્તુ જે અલ્લાહ તઆલાને પસંદ છે અને આલિમ તથા તાલિબે ઈલ્મ સિવાય.''*

આ હદીષ ઈબ્ને માજહ અને તબરાનીએ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયતથી નકલ ફરમાવી છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૮-૧૯)

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًا بِالْقِسْطِؕ
لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ؁۱۸ اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۣ وَمَا
اخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًاۢ بَيْنَهُمْؕ
وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ؁۱۹

## તરજુમો :

*અલ્લાહે ગવાહી આપી કે તેના સિવાય કોઈ ઈબાદતપાત્ર (મઅબૂદ) નથી અને ફરિશ્તાઓએ અને જ્ઞાનીઓ (વિદ્વાનો)એ પણ (આવી જ ગવાહી આપી); તે જ ન્યાયની વ્યવસ્થાનો હાકિમ (સર્વાધિકારી) છે, તેના સિવાય*

*કોઈ મઅબૂદ (ઈબાદતપાત્ર) નથી, જબરદસ્ત હિકમતવાળો છે. (૧૮) બેશક ! દીન (ધર્મ) અલ્લાહ નજીક ઈસ્લામ જ છે અને જેમને કિતાબ આપવામાં આવી (અહલે કિતાબ) તેમણે વિરોધ નથી કર્યો પરંતુ પરસ્પર હઠધર્મી (જીદ અને ઈર્ષ્યા)ના કારણે એ છતાં કે જ્યારે તેમની પાસે જ્ઞાન આવી ગયું (કે ઈસ્લામ જ સાચો ધર્મ છે); અને જેઓ અલ્લાહના હુકમોનો ઈન્કાર કરે તો બેશક ! અલ્લાહ જલદી જ હિસાબ લેનારો છે ! (૧૯)*

## આયતોની ગોઠવણી :

પાછલી આયતોમાં તૌહીદનો ઉલ્લેખ થયો છે, પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં પણ અલ્લાહની તૌહીદની એક વિશેષ શૈલીમાં રજૂઆત થઈ છે અને તેના ઉપર ત્રણ ગવાહીઓનું વર્ણન છે. એક પોતે અલ્લાહ જલ્લ શા'નુહુની ગવાહી, બીજી ફરિશ્તાઓની ગવાહી અને ત્રીજી વિદ્વાન (ઉલમા)ની ગવાહી. અલ્લાહ જલ્લ શા'નુહુની ગવાહીનો ભાવાર્થ એ છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુની પવિત્ર જાત પોતાની સંપૂર્ણ સિફતો સાથે અજોડ ગુણ–લક્ષણો અને ખુલ્લી નિશાનીઓ દ્વારા તૌહીદની ગવાહી આપે છે.

ہر گیاہے کہ از زمیں روید :: وحدہٗ لاشریک لہ گوید

ત્યારબાદ તેના તરફથી મોકલેલા રસૂલો અને કિતાબો પણ તેની તૌહીદની સાક્ષી છે. આ બધી વસ્તુઓ અલ્લાહ તઆલા તરફથી છે તો હવે એનો ભાવાર્થ એ થયો કે, અલ્લાહ પોતે એ બાબતની ગવાહી આપે છે કે, તેના સિવાય કોઈ ઈબાદતના પાત્ર નથી.

બીજી ફરિશ્તાઓની ગવાહીનું વર્ણન કર્યું છે, જેઓ અલ્લાહ તઆલાના આજ્ઞાપાલક છે, એમનામાં ફક્ત ભલાઈના જ ગુણો છે, ગુનાહોથી માસૂમ (નિર્દોષ) છે. તેઓ બધા અલ્લાહની કુદરતને પ્રત્યક્ષ જોઈને અને જાણીને ગવાહી આપે છે કે, ઈબાદતના લાયક એકમાત્ર અલ્લાહ જલ્લ શા'નુહુ જ છે.

ત્રીજી ગવાહી વિદ્વાન લોકોની છે. વિદ્વાન લોકોનો ભાવાર્થ અહીંયાં અંબિયા (અલૈ.) અને ઈસ્લામના ઉલમા છે. એટલા માટે ઈમામ ગઝાલી (રહ.) અને ઈબ્ને કષીર (રહ.)એ ફરમાવ્યું છે કે, આ આયતમાં ઉલમાની શ્રેષ્ઠતાનું વર્ણન કરવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલાએ તેમની ગવાહીનો પોતાની અને ફરિશ્તાઓની ગવાહી સાથે ઉલ્લેખ કર્યો અને એવું પણ થઈ શકે છે કે, ઉલમાનો

ભાવાર્થ તે લોકો હોય જેઓ જ્ઞાનના સિદ્ધાંતોના આધારે ચિંતન કરીને અથવા સૃષ્ટિના સર્જનમાં વિચાર કરીને અલ્લાહ જલ્લ શા'નુહુની તૌહીદનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. જો કે, તેઓ કોઈ આલિમની કાયદેસરની ડિગ્રી ધરાવતા ન પણ હોય અને બીજી આયતમાં અલ્લાહ તઆલા નજીક ફક્ત ઈસ્લામ ધર્મ જ સ્વીકાર્ય હોવું અને તેના સિવાય અન્ય કોઈ ધર્મ સ્વીકાર્ય ન હોવાનું વર્ણન કરીને તૌહીદના વિષયને પૂર્ણ કર્યો અને તેનો વિરોધ કરનારાઓને વિનાશ અને બરબાદીની ચેતવણી આપી. આ બંને આયતોની ટૂંકી તફસીર આ પ્રમાણે છે.

## તફસીર :

ગવાહી આપે છે અલ્લાહ (આકાશી કિતાબોમાં) એ (બાબત)ની કે તે (પવિત્ર) જાત સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને ફરિશ્તાઓએ પણ (પોતાના ઝિક્ર અને અલ્લાહના વખાણની સ્તુતિમાં એની ગવાહી આપી છે, કારણ કે તેમનો ઝિક્ર અલ્લાહની તૌહીદથી ભરપૂર હોય છે.) અને (બીજા) વિદ્વાનો (ઉલમા)એ પણ (પોતાની તકરીરો અને લખાણોમાં એની ગવાહી આપી છે જેમકે, દેખીતું છે) અને તેના ઈબાદતપાત્ર હોવાની શા'ન પણ એવી છે કે, (તે દરેક વસ્તુની) એઅ્તિદાલથી (ન્યાયપૂર્ણ રીતે) વ્યવસ્થા કરનાર છે (અને પછી કહેવામાં આવે છે કે) તેના સિવાય કોઈ મઅબૂદ હોવા પાત્ર જ નથી, તે જબરદસ્ત છે, હિકમતવાળો છે, બેશક ! દીન (સાચો અને સ્વીકાર્ય) અલ્લાહ નજીક દીન ફક્ત ઈસ્લામ જ છે અને (તેને સત્ય માનવામાં મુસલમાનો સાથે) અહલે કિતાબે વિરોધ કર્યો (અને ઈસ્લામને તેમણે બાતિલ કહી જૂઠાડ્યો) જ્યારે કે એવી પરિસ્થિતિ પછી કે તેમને (ઈસ્લામ સત્ય હોવાની) દલીલ મળી ચૂકી હતી; ફક્ત એકબીજાની અદેખાઈ (અને હઠધર્મી)ના કારણે. (એટલે કે ઈસ્લામ સત્ય હોવામાં તેમને કોઈ શંકા તો નથી જ પરંતુ એમાં અન્યો તેમના કરતા મોટા બની જશે અને ઈસ્લામ લાવવાથી જે સરદારી તેઓ લોકો ઉપર ભોગવે છે તે ખતમ થઈ જશે એ ભયે ઈસ્લામનો સ્વીકાર ન કર્યો બલકે, તેને જૂઠાડવા લાગ્યા.) અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાના હુકમોનો ઈન્કાર કરશે (જેમકે તે લોકોએ કર્યો) તો બેશક ! અલ્લાહ ઘણો જ જલદી હિસાબ લેનારો છે (અને દેખીતું છે કે આવા વ્યક્તિના હિસાબનું પરિણામ અઝાબ જ હશે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયત شَهِدَاللّٰهُ (શહિદલ્લાહુ)ની ફઝીલત :

આ "આયતે શહાદત" એક વિશેષ પ્રકારનો દરજ્જો ધરાવે છે, તફસીરના ઈમામ બગવી (રહ.)એ નકલ કર્યું છે કે, યહૂદીઓના બે મોટા આલિમો સિરીયાથી મદીના તય્યિબહ આવ્યા. મદીનાની વસ્તી જોઈને પરસ્પર ચર્ચા કરવા લાગ્યા કે, આ વસ્તી એવી છે જેના માટે તવરાતમાં આગાહી કરવામાં આવી છે કે, તેમાં અંતિમ યુગના નબી (અલૈ.) સ્થાયી થશે. ત્યારબાદ તેમને ખબર મળી કે અહીંયાં કોઈ બુઝૂર્ગ છે જેને લોકો નબી કહે છે. તેઓ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા, આપ ﷺ પર નજર પડતાં જ તેમની સામે તે બધા જ લક્ષણો અને નિશાનીઓ આવી ગઈ જે તવરાતમાં રસૂલે કરીમ ﷺ માટે બતાવવામાં આવી હતી. રસૂલે કરીમ ﷺની સેવામાં તેમણે વિનમ્રતાથી પૂછ્યું કે, શું તમે મુહમ્મદ (ﷺ) છો ? આપ ﷺએ ફરમાવ્યું, હા ! પછી તેમણે પૂછ્યું, શું તમે અહમદ છો ? આપ ﷺએ ફરમાવ્યું, હા ! હું મુહમ્મદ છું અને અહમદ છું. પછી તેમણે વિનંતી કરી કે, અમે આપ ﷺને એક સવાલ કરીએ છીએ જો આપ ﷺ તેનો સાચો ઉત્તર આપો તો અમે ઈમાન લઈ આવીશું. આપ ﷺએ કહ્યું, પૂછો ! તેમણે સવાલ કર્યો કે, અલ્લાહ તઆલાની કિતાબમાં સૌથી મોટી ગવાહી કઈ છે ? આ સવાલના જવાબમાં પ્રસ્તુત "આયતે શહાદત" નાઝિલ થઈ, આપ ﷺએ તેમને તે પઢી સંભળાવી. તે બંને તે જ સમયે મુસલમાન થઈ ગયા.

મુસ્નદે અહમદની હદીષમાં છે કે અરફાતમાં રસૂલે કરીમ ﷺએ આ આયત પઢી અને પછી ફરમાવ્યું,

وَاَنَا عَلٰى ذٰلِكَ مِنَ الشّٰهِدِيْنَ يَارَبِّ، (اِبْنُ كَثِيْرٍ)

*"હે પરવરદિગાર ! હું પણ તેનો ગવાહ છું."*

ઈમામ અઅ્મશની એક રિવાયતથી જાણ થાય છે કે, જે વ્યક્તિ આ આયતની તિલાવત પછી એવું કહેશે اَنَا عَلٰى ذٰلِكَ مِنَ الشّٰهِدِيْنَ يَارَبِّ તો અલ્લાહ તઆલા કયામતના દિવસે ફરિશ્તાઓને કહેશે કે, "મારા બંદાએ એક કરાર કર્યો છે અને હું કરાર પૂરા કરનારાઓમાં સૌથી વધારે છું, એટલા માટે મારા બંદાને જન્નતમાં દાખલ કરી આપો." *(ઈબ્ને કષીર)*

હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)ની હદીષમાં છે કે, રસૂલે અકરમ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિ દરેક ફરજ નમાઝ પછી આયતુલ કુરશી અને આયત شَهِدَاللّٰهُ (શહિદલ્લાહુ. સૂ:૩, આ:૧૮) અને આયત قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ (થી) بِغَيْرِ حِسَابٍ (સૂ:૩, આ:૨૬-૨૭) સુધી પઢશે તો અલ્લાહ તઆલા તેના બધા ગુનાહો મા'ફ કરશે અને જન્નતમાં જગ્યા આપશે અને તેની સિત્તેર જરૂરિયાતો પૂરી કરશે, જેમાં ઓછામાં ઓછી જરૂરિયાત તેની બખ્શીશ (મગફિરત) છે. *(રૂહુલ મઆની બ હવાલાએ વયલમી)*

### "દીન" અને "ઇસ્લામ" શબ્દની સ્પષ્ટતા :

અરબી ભાષામાં શબ્દ دِيْنٌ "દીન"ના અમુક અર્થો છે, જેનો એક અર્થ છે "તરીકો", "પદ્ધતિ". કુર્આનની વ્યાખ્યામાં દીન શબ્દ તે સિદ્ધાંતો અને હુકમો માટે કહેવામાં આવે છે જે હઝરત આદમ (અલૈ.)થી લઈ અંતિમ નબી ﷺ સુધી બધા જ નબીઓમાં એકસમાન છે. તે શબ્દ "શરીઅત" અથવા "મિનહાજ" અથવા અમુક વ્યાખ્યાઓમાં શબ્દ "મઝહબ" (ધર્મ) હુકમોના આધારે કહેવામાં આવે છે, જેને વિવિધ ભાષાઓમાં અને વિવિધ ઉમ્મતોમાં અનેક રીતે કહેવામાં આવે છે. કુર્આન શરીફનો ઈરશાદ છે,

شَرَعَ لَكُمْ مِنَ الدِّيْنِ مَا وَصّٰى بِهٖ نُوحًا ط

*"અલ્લાહ તઆલાએ તમારા માટે તે જ "દીન" નક્કી (જારી) કર્યો, જેની વસિય્યત તમારી અગાઉ નૂહ (અલૈ.) અને બીજા અંબિયા (અલૈ.)ને કરવામાં આવી હતી."* *(સૂ:૪૨, આ:૧૩)*

ખબર પડે છે કે, બધા અંબિયા (અલૈ.)નો "દીન" એક જ હતો, એટલે કે અલ્લાહ તઆલાની અજોડ પવિત્ર જાત તેની સંપૂર્ણ સિફતો, ગુણ-લક્ષણો અને ખાસિયતો સાથે હયાત હોવાનું તથા તમામ પ્રકારની ઉણપો અને ક્ષતિઓથી પાક, પવિત્ર હોવાનું અને તેના સિવાય કોઈ ઈબાદતના પાત્ર ન હોવાનું દિલથી ઈમાન (દૃઢ વિશ્વાસ-આસ્થા-શ્રદ્ધા) અને મૌખિક રીતે જીભથી તેનો ઈકરાર, કયામતના દિવસનો અને તેમાં હિસાબ-કિતાબ થવાનો અને સારો બદલો મળવાનો કે સજા થવાનો તથા પોત-પોતાના કાર્યો પ્રમાણે જન્નત અથવા દોઝખ મળવા ઉપર દિલથી ઈમાન અને મૌખિક ઈકરાર કરવો, તેના મોકલેલા દરેક

નબી અને રસૂલ (અલૈ.) અને તેના હુકમો ઉપર આ જ પ્રમાણે ઈમાન લાવવું, એ "દીન"ની વ્યાખ્યા છે.

અને "ઈસ્લામ" اِسْلَامْ નો વાસ્તવિક અર્થ "પોતાની જાતને અલ્લાહ તઆલાને સોંપી દેવી અને તેના સંપૂર્ણ તાબેદાર થવું" થાય છે. આ અર્થ આધારે દરેક નબી અને રસૂલના સમયકાળમાં જે લોકો તેમના ઉપર ઈમાન લાવ્યા અને તેમના લાવેલા હુકમોનું પાલન કર્યું, તે બધા મુસલમાન અથવા મુસ્લિમ તરીકે ઓળખાવવાના હકદાર છે અને તેમનો દીન "દીને ઈસ્લામ" હતો. આ જ અર્થના આધારે હઝરત નૂહ (અલૈ.)એ કહ્યું, وَاُمِرْتُ اَنْ اَكُوْنَ مِنَ الْمُسْلِمِيْنَ "મને હુકમ આપીને મોકલવામાં આવ્યો છે કે, હું મુસલમાનો (ઈસ્લામ લાવનારાઓ)માં સામેલ રહું." (સૂરએ યુનૂસ ૧૦, આયત : ૭૨) અને એવી જ રીતે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાને અને પોતાની ઉમ્મતને "ઉમ્મતે મુસ્લિમહ" કહ્યું, رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ ذُرِّيَّتِنَا اُمَّةً مُّسْلِمَةً لَّكَ ص "અમારા પરવરદિગાર! અમને બંનેને તારા તાબે'દાર (મુસલમાન) બનાવ, અમારા વંશજોમાંથી પણ એક એવો વર્ગ પૈદા કર, જે તારો તાબે'દાર (મુસ્લિમ) હોય." *(સૂ:૨, આ:૧૨૮)*

અને હઝરત ઈસા (અલૈ.)ના હવારીઓ (સાથીઓ)એ પણ આ જ અર્થના આધારે કહ્યું હતું (آل عمران، ۵۲) ط وَاشْهَدْ بِاَنَّا مُسْلِمُوْنَ "અને સાક્ષી રહો અમે મુસ્લિમો છીએ." *(સૂ:૩, આ:૫૨)*

અને અમુક મોકા પર આ શબ્દ વિશિષ્ટ રીતે તે "દીન" અને "શરીઅત" માટે બોલવામાં આવે છે જેને છેવટે "ખાતમુન્નબીય્યિન ﷺ" લઈને આવ્યા હતા. અને જેણે અગાઉ આવી ચૂકેલી બધી જ શરીઅતોને રદ કરી દીધી હવે આ શરીઅત કયામત સુધી બાકી રહેશે. આ અર્થના આધારે આ શબ્દ ફક્ત "દીને મુહમ્મદી" (ﷺ) અને "ઉમ્મતે મુહમ્મદિય્યહ" (ﷺ) માટે વિશેષરૂપે વાપરવામાં આવે છે. હઝરત જિબ્રઈલ (અલૈ.)ની એક હદીષ જે બધી જ હદીષની કિતાબોમાં મશહૂર છે તેમાં રસૂલે કરીમ ﷺએ ઈસ્લામની આ જ ખાસિયતની તફસીર વર્ણન કરી છે. પ્રસ્તુત આયતમાં "ઈસ્લામ" શબ્દમાં પણ બંને પ્રકારનો અર્થ હોવાની સંભાવના છે. જો પ્રથમ અર્થ લેવામાં આવે તો મતલબ એ થશે કે, અલ્લાહ તઆલા નજીક સ્વીકાર્ય દીન ફક્ત "દીને ઈસ્લામ" છે. એટલે કે, પોતાને અલ્લાહ તઆલાના તાબામાં સોંપીને દરેક યુગમાં જે રસૂલો

આવ્યા અને તેઓ જે કંઈપણ અલ્લાહના હુકમો લાવ્યા તેના ઉપર ઈમાન લાવે અને તેના ઉપર અમલ કરે. જો કે, તેમાં "દીને મુહમ્મદી" (ﷺ)ની આગવી ઓળખ છતી થતી નથી, પરંતુ સામાન્ય નિયમ આધારે હઝરત સય્યિદુલ અંબિયા ﷺ આવ્યા પછી તેમના ઉપર ઈમાન લાવવું અને તેમના લાવેલા બધા જ હુકમો પર ઈમાન લાવવું અને તે હુકમો ઉપર અનુસરણ કરવું તેમાં શામિલ છે. જેનો ખુલાસો એ છે કે, નૂહ (અલૈ.)ના સમયમાં સ્વીકાર્ય દીન તે હતો જે નૂહ (અલૈ.) લાવ્યા હતા અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના યુગમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નો લાવેલ દીન અલ્લાહને સ્વીકાર્ય હતો, એ જ રીતે હઝરત મૂસા (અલૈ.)ના જમાનામાં ઈસ્લામ તે હતો, જે તવરાત અને મૂસા (અલૈ.)ના શિક્ષણ સ્વરૂપે દુનિયા સમક્ષ આવ્યો અને ઈસા (અલૈ.)ના સમયકાળમાં ઈસ્લામ તે હતો, જે ઈસા (અલૈ.)ના ફરમાનો અને ઈન્જીલ સ્વરૂપે નાઝિલ થયો અને અંતે ખાતમુલ અંબિયા ﷺના યુગમાં ઈસ્લામ તે જ છે, જે કુર્આન અને સુન્નતના બતાવેલા નકશા અને માપદંડો ઉપર આધારિત છે.

ખુલાસો એ થયો કે દરેક નબી (અલૈ.)ના સમયકાળમાં તેમનો લાવેલો દીન "દીને ઈસ્લામ" છે અને તે જ અલ્લાહ નજીક સ્વીકાર્ય હતો. જે પાછળથી એક પછી એક મન્સૂખ (રદ) થતો ચાલ્યો, અંતે ખાતમુલ અંબિયા ﷺનો લાવેલ "દીને ઈસ્લામ" કયામત સુધી બાકી રહેશે. જો ઈસ્લામનો બીજો અર્થ લેવામાં આવે, એટલે કે, તે શરીઅત જે ખાતમુલ અંબિયા ﷺ લઈને આવ્યા હતા, તો આ આયતનો ભાવાર્થ એ થાય છે કે, હવે કયામત સુધી ફક્ત "દીને ઈસ્લામ" તે જ છે, જે નબીએ કરીમ ﷺના શિક્ષણ પ્રમાણે છે અને અગાઉ થઈ ચૂકેલા દીન ભલે તેમના સમયમાં ઈસ્લામ કહેવામાં આવતા હતા અને અલ્લાહ નજીક સ્વીકાર્ય હતા પરંતુ તે બધા હવે મનસૂખ (રદ) થઈ ચૂક્યા છે. આ બંને સ્વરૂપોમાં કહેવાનો ભાવાર્થ એક જ છે કે દરેક પયગમ્બર (અલૈ.)ના સમયકાળમાં અલ્લાહ નજીક સ્વીકાર્ય (મકબૂલ) દીન તે જ ઈસ્લામ છે, જે જુદા-જુદા સમયકાળના જે તે પયગમ્બર ઉપર વહી અને ખુદાઈ તા'લીમ પ્રમાણે નાઝિલ કરવામાં આવ્યા હતા અને તેના સિવાય કોઈ અન્ય દીન (ધર્મ) સ્વીકાર્ય નથી. ભલે તે પાછલી રદ થયેલ શરીઅત પણ કેમ ન હોય ! ત્યાર પછીના યુગમાં તે રદ થયેલ દીન હવે ઈસ્લામ કહેવાનો હકદાર નથી. ઈબ્રાહીમ (અલૈ.)ની શરીઅત તેમના સમયમાં

ઈસ્લામ હતો, મૂસા (અલૈ.)ની શરીઅત તેમના સમયકાળમાં. મૂસા (અલૈ.)ની શરીઅતમાં ઈબ્રાહીમ (અલૈ.)ની શરીઅતના જે હુકમો મનસૂખ થઈ ગયા તો હવે તે ઈસ્લામ નથી. બસ, એ જ પ્રમાણે ખાતમુલ અંબિયા ﷺના ઝમાનામાં પાછલી શરીઅતોના જે હુકમો રદ થઈ ચૂક્યા હવે તે ઈસ્લામ નથી. એટલા માટે જે ઉમ્મતોને કુર્આન સંબોધન કરે છે તેમના માટે ઈસ્લામનો અર્થ ઉપરોક્ત બંને પ્રકારે લેવામાં આવે તો તેનો ખુલાસો એક જ છે કે, રસૂલે કરીમ ﷺના આગમન પછી દીને ઈસ્લામ ફક્ત તે જ કહેવાશે જે કુર્આન અને આપ ﷺના શિક્ષણ પ્રમાણે હોય અને તે જ અલ્લાહ નજીક સ્વીકાર્ય દીન છે, તેના સિવાય કોઈ દીન સ્વીકૃતિ પ્રાપ્ત અને છૂટકારાનું માધ્યમ બની શકે નહીં. આ વિષય કુર્આન શરીફની અસંખ્ય આયતોમાં વિવિધ વિષયો હેઠળ આવ્યો છે. એક આયતના શબ્દોમાં આ પ્રમાણે આવેલ છે. وَمَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ "જે વ્યક્તિ ઈસ્લામ સિવાય કોઈ (અન્ય) દીન અપનાવશે તો તેને કબૂલ કરવામાં નહીં આવે, તે પોતાના દીન પ્રમાણે જે અમલ કરશે તે વ્યર્થ જશે."

**વર્તમાન યુગમાં છૂટકારો ફક્ત ઇસ્લામ ઉપર અવલંબિત છે, ગૈરમુસ્લિમોના નેક કાર્યો અને સદ્વર્તાવ પણ આખિરતના છૂટકારા માટે સ્વીકાર્ય અને પૂરતા નથી :**

આ આયતે સ્પષ્ટ રીતે તમામ પ્રકારના ઈલહાદ (નાસ્તિકતા અને ઈસ્લામ સિવાયની બધી જ વિચારસરણીઓ)નો ખાતમો કરી દીધો, આજે બિનસાંપ્રદાયિકતાના નામે કુફ્ર અને ઈસ્લામને ભેગા કરવાના પ્રયત્નો કરવામાં આવી રહ્યા છે તે પણ સ્વીકાર્ય નથી બલકે, એવું નક્કી કરવામાં આવ્યું છે કે, દુનિયાનો દરેક ધર્મ ભલે તે યહૂદીયત કે ઈસાઈયત હોય અથવા મૂર્તિપૂજા (કે બૌદ્ધિઝમ, જૈનીઝમ, શીખીઝમ, પરનામી, સત્નામી, કબીરપંથી, સાંઈબાબા, સિંતોઈઝમ, તાઓઈઝમ, કન્ફ્યુશિયસ, હિન્દુઈઝમ, નેચરી વગેરે વગેરે) આખિરતમાં છૂટકારાનું માધ્યમ નથી બની શકતા. ભલે તેઓ નેક અમલો કે સદ્વર્તાવની ટેવ ધરાવતા હોય. વાસ્તવમાં ઈસ્લામના સિદ્ધાંતોને આ બધી વિચારસરણીઓ દ્વારા ખતમ કરવામાં આવે છે, જેનો મૂળ હેતુ એ હોય છે કે જાણે ઈસ્લામની કોઈ વાસ્તવિકતા જ નથી. તે ફક્ત એક કાલ્પનિક વસ્તુ છે, જે કુફ્રના દરેક પ્રકારના લિબાસમાં ખપી શકે છે. કુર્આને કરીમની આ આયત અને તેના

જેવી અનેક આયતો ખુલી-ખુલીને બતાવે છે કે, જેવી રીતે પ્રકાશ અને અંધારૂ ભેગું નથી થઈ શકતું એ જ પ્રમાણે એ બાબત તદ્દન ખોટી અને અસંભવ છે કે, અલ્લાહ તઆલાની નાફરમાની અને બગાવત એટલે કે કુફ્ર અને શિર્ક પણ એવી રીતે પસંદગી પામે જેમકે ફરમાંબરદારી, ઈતાઅત અને ઈમાન. જે વ્યક્તિ ઈસ્લામના સિદ્ધાંતોમાંથી કોઈ એક બાબતનો પણ ઈનકારી હશે તો બેશક ! તે અલ્લાહનો બાગી અને તેના રસૂલોનો દુશ્મન છે. ભલે, તેના સામાજિક કે સેવાકીય અન્ય અમલો ગમે એટલા સારા દેખાતા હોય ! આખિરતના છૂટકારાનો આધાર સૌ પ્રથમ અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺના આજ્ઞાપાલન ઉપર છે. જે લોકો તેનાથી મહરૂમ (વંચિત) છે આખિરતમાં છૂટકારા માટે તેમના અન્ય કોઈ અમલોનો ભરોસો કરવામાં નહિ આવે. કુર્આન મજીદમાં આવા લોકોના અમલો વિશે ઈરશાદ છે,

فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا ط

*"અમે કયામતના દિવસે તેમના અમલોનું કોઈ વજન સ્થાપિત નહીં કરીએ."*

*(સૂરહ : ૧૮, આયત : ૧૦૫)*

આ આયતમાં અને તે અગાઉની આયતમાં સંબોધન અહલે કિતાબને કરવામાં આવ્યું છે. એટલા માટે અંતે તેમની મૂર્ખાઈ અને ખોટી માન્યતાઓનું આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે.

وَمَا اخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًا بَيْنَهُمْ તે લોકોએ જેમણે ખાતમુન્નબિય્યિન ﷺની નુબુવ્વત અને ઈસ્લામનો વિરોધ કર્યો અને ઝઘડો (વિવાદ) ઊભો કર્યો તો એ કારણે નહિ કે, તેમને ઈસ્લામ સત્ય હોવા બાબતે કોઈ શંકા બાકી રહી હતી. બલકે, તેમને પોતાની કિતાબ તવરાત અને ઈન્જીલથી અને અન્ય માધ્યમો દ્વારા સારી રીતે ઈસ્લામ અને ઈસ્લામના પયગમ્બર ﷺની સચ્ચાઈનું જ્ઞાન થઈ ગયું હતું, પરંતુ મુસલમાનોની ઈર્ષ્યાના કારણે અને દુનિયવી હોદ્દાની મહોબ્બતે તથા માલની લાલચે તેમને ઈસ્લામનો વિરોધ કરવા માટે પ્રોત્સાહિત કર્યા.

અંતે ફરમાવ્યું, وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ "જે વ્યક્તિ અલ્લાહ તઆલાની આયતોનો ઈન્કાર કરે છે તો અલ્લાહ તઆલા નિકટમાં જ તેનો હિસાબ લેનારો છે." પ્રથમ તો મૃત્યુ પછી તરત કબરમાં જ આ હિસાબ શરૂ

થઈ જશે, જેને બરઝખ કહેવામાં આવે છે અને પછી વિસ્તારપૂર્વકનો હિસાબ કયામતમાં થશે અને ત્યારે હિસાબ-કિતાબના સમયે આ બધા જ લડાઈ-ઝઘડાઓ તથા વાસ્તવિકતા અને તેનો ભેદ તેમની આંખો સમક્ષ ખૂલી જશે. ખોટા માર્ગે ચાલનારા બાતિલ પરસ્તોની હકીકત સ્પષ્ટ થઈ જશે અને પછી તેની શિક્ષા (સજા) પણ સામે આવી જશે.

---

**આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૨૦)**

فَاِنْ حَآجُّوْكَ فَقُلْ اَسْلَمْتُ وَجْهِيَ لِلّٰهِ وَمَنِ اتَّبَعَنِ ؕ وَقُلْ لِّلَّذِيْنَ اُوْتُوا

الْكِتٰبَ وَالْاُمِّيّٖنَ ءَاَسْلَمْتُمْ ؕ فَاِنْ اَسْلَمُوْا فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا

عَلَيْكَ الْبَلٰغُ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِالْعِبَادِ ۝٢٠ ع

**તરજુમો :**

*ત્યારબાદ પણ જો (તેઓ) તમારી સાથે વાદ-વિવાદ કરે તો (હે નબી ﷺ!) કહી આપો, મેં મારું મોઢું અલ્લાહના હુકમના તાબે કર્યું (મારું મસ્તક અલ્લાહ સમક્ષ ઝૂકાવી દીધું) અને તેઓએ પણ જેઓએ મારી પૈરવી કરી; અને તે અહલે કિતાબ (યહૂદીઓ અને નસારા) અને તે ઉમ્મીઓ (અભણો)ને કહી આપો ! શું તમે ઈસ્લામ લાવો છો ? પછી જો તેઓ ઈસ્લામ લઈ આવે તો તેમણે સીધો માર્ગ પામી લીધો અને જો તેઓ મોઢું ફેરવી લે તો તમારી ફક્ત (ઈસ્લામ) પહોંચાડવાની જવાબદારી છે; અને અલ્લાહ પોતાના બંદાઓને સારી પેઠે જોનારો છે. (૨૦)*

**આયતોનો ક્રમ અને ગોઠવણી :**

શરૂની સૂરતમાં તવહીદની સ્પષ્ટતા અને ઈસાઈઓના ત્રિનીટી (ત્રણ ખુદા)ના અકીદહનો રદિયો આપવામાં આવ્યો હતો, આ આયતોમાં મુશ્રિકો અને અહલે કિતાબના ઈન્કારીઓની દલીલોનો જવાબ આપવામાં આવ્યો છે.

**તફસીર :**

(ઈસ્લામની સત્ય હોવાની દલીલ કાયમ થઈ ગઈ) તે છતાં તે લોકો

તમારી સાથે (વ્યર્થ) દલીલબાજીઓ કરે તો તમે (જવાબમાં) કહી આપો કે, (તમે માનો કે ન માનો) મેં તો મારું ધ્યાન ફક્ત અલ્લાહ તરફ કરી દીધું અને જેઓ મારું અનુસરણ કરે છે તેઓએ પણ (પોતાનું ધ્યાન ખાસ અલ્લાહ તરફ કરી દીધું અને ટૂંકમાં અમે બધા ઈસ્લામ અપનાવી ચૂક્યા જેમાં અલ્લાહના એક હોવાની માન્યતાના આધારે દિલનું વલણ ખાસ અલ્લાહ તરફ જ થઈ ગયું છે. જ્યારે કે, અન્ય ધર્મોમાં ઘણી બધી શિર્કની માન્યતાઓ ભેળસેળ થઈ ગઈ હતી.) અને (તેમના જવાબમાં સામેથી પ્રશ્ન પૂછો તે,) અહલે કિતાબને અને અરબ(ના મુશ્રિકો)ને, કે શું તમે પણ ઈસ્લામ લાવો છો ? બસ, જે લોકો ઈસ્લામ લઈ આવ્યા તો તે લોકો પણ (સાચા) સીધા માર્ગ ઉપર આવી ગયા અને જે લોકો (કાયદેસર રીતે) તેનાથી મોઢું ફેરવી લે (તો તમે તેનાથી દિલગીર ન થાઓ કારણ કે,) તમારા માથે ફક્ત (અલ્લાહના હુકમોને) પહોંચાડવાની જવાબદારી છે અને (આગળ) અલ્લાહ તઆલા પોતે (પોતાના) બંદાઓને જોઈ (અને સમજી) લેશે. (તમને તેના વિશે કંઈ પૂછવામાં નહિ આવે.)

---

## આયતો (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૨૧-૨૨)

| |
|---|
| اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ حَقٍّ ۙ وَّ يَقْتُلُوْنَ |
| الَّذِيْنَ يَاْمُرُوْنَ بِالْقِسْطِ مِنَ النَّاسِ ۙ فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ۝٢١ اُولٰٓئِكَ |
| الَّذِيْنَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۡ وَمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ۝٢٢ |

## તરજુમો :

*બેશક ! જે લોકો અલ્લાહના હુકમોનો ઈન્કાર કરે છે અને નબીઓને નાહક (અન્યાયી રીતે) કતલ કરે છે અને લોકોમાંથી જેઓ ન્યાયનો આદેશ આપે છે તેમને (પણ) કતલ કરે છે; બસ, તેમને દર્દનાક અઝાબની ખુશખબરી સંભળાવી દો ! (૨૧) આ જ તે લોકો છે, જેમના અમલો દુનિયા અને આખિરતમાં બરબાદ થઈ ગયા અને કોઈ તેમનો મદદગાર નથી. (૨૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

શરૂ સૂરતમાં વાતચીતના કેન્દ્રમાં ઈસાઈઓ હતા, પછી ઉપરોક્ત આયતમાં اَلَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَનો વિષય ઈસાઈઓ અને યહૂદીઓ બંને માટે સંયુક્ત રીતે છે. હવે, આ આયતોમાં યહૂદીઓની અમુક ખાસ પરિસ્થિતિઓનો ઉલ્લેખ છે. રૂહુલ મઆનીમાં ઈબ્ને અબી હાતિમની રિવાયતથી આ આયતની તફસીરમાં પોતે રસૂલે કરીમ ﷺથી રિવાયત છે કે, "બની ઈસ્રાઈલે ૪૩ નબીઓની એક સમયે હત્યા કરી, તેમને શિખામણ આપવા માટે ૧૭૦ જેટલા સારા માણસો ઊભા થયા તો તેમણે તેમનું કામ પણ તમામ કરી નાખ્યું." *(બયાનુલ કુર્આન)*

## તફસીર :

બેશક ! જે લોકો અલ્લાહ તઆલાની આયતોનો ઈન્કાર કરે છે (જેમકે યહૂદીઓ ઈન્જીલ અને કુર્આનને માનતા ન હતા) અને પયગમ્બરોને અન્યાયી રીતે કતલ કરે છે (અને આ હત્યા કરવી તેમના મતે પણ અન્યાયી) અને એવા લોકોને પણ કતલ કરે છે જેઓ નેક કામોની શિખામણ આપે છે, બસ, એવા લોકોને દર્દનાક અઝાબની ખુશખબરી સંભળાવી દો (અને) આ તે લોકો છે (જેઓના પોતાના દુષ્કૃત્યોના કારણે) જેમના (સારા) અમલો (પણ) દુનિયા અને આખિરતમાં બરબાદ થઈ ગયા અને આવા લોકોનો કોઈ મદદગાર નહીં હોય. (જ્યારે કે તેમને સજા આપવામાં આવશે).

---

## આયતો (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૨૩-૨૪-૨૫)

| |
|---|
| اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يُدْعَوْنَ اِلٰى كِتٰبِ اللّٰهِ لِيَحْكُمَ بَيْنَهُمْ |
| ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ وَهُمْ مُّعْرِضُوْنَ ﴿٢٣﴾ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا لَنْ تَمَسَّنَا النَّارُ |
| اِلَّآ اَيَّامًا مَّعْدُوْدٰتٍ ۠ وَغَرَّهُمْ فِىْ دِيْنِهِمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢٤﴾ فَكَيْفَ اِذَا جَمَعْنٰهُمْ |
| لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ ۣ وَوُفِّيَتْ كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿٢٥﴾ |

## તરજુમો :

*(હે નબી ﷺ !) શું તમે તે લોકોને જોયા નથી જેમને કિતાબનો એક ભાગ*

*આપવામાં આવ્યો હતો ? તેમને અલ્લાહની કિતાબ તરફ બોલાવવામાં આવે છે; જેથી તે કિતાબ તેમના દરમિયાન ફૈસલો કરે પછી તેમાંનો એક સમૂહ ફરી જાય છે; અને તેઓ મુખ ફેરવી લેનારા જ છે. (૨૩) આ એટલા માટે કે તેઓ કહે છે કે અમને (દોઝખની) આગ કદાપિ સ્પર્શ કરશે નહિ પરંતુ અમુક ગણતરીના દિવસો; અને તેઓ પોતાના દીનમાં પોતે ઘડેલી વાતો ઉપર બહેકી ગયા છે ! (૨૪) બસ, કેવી (હાલત થશે) જ્યારે અમે તેમને તે દિવસે ભેગા કરીશું ? જે (કયામત આવવા)માં કોઈ શંકા નથી; અને દરેક વ્યક્તિ પોતે જે કંઈ કમાયો છે પૂરે–પૂરું પામશે; અને કોઈનો હક મારવામાં નહીં આવે. (૨૫)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) શું આપે એવા લોકો નથી જોયા જેમને (આકાશી) કિતાબ (તવરાત)નો એક ભાગ આપવામાં આવ્યો (કે જો તેઓ હિદાયત પ્રાપ્ત કરવા ઈચ્છે તો તે ભાગ તેમના માટે પૂરતો હતો) અને તે જ કિતાબ અલ્લાહ તરફ એ હેતુથી તેમને બોલાવે (પણ) છે કે, તે તેમના દરમિયાન (ધાર્મિક વાદ–વિવાદોમાં) ફૈસલો કરી આપે તો (પણ) તેમનામાંથી અમુક લોકો ગફલત ભરી રીતે મોઢું ફેરવી લે છે (અને આ ગફલત–નિષ્કાળજી) એટલા માટે કે તે લોકો એવું કહે છે (અને એવો અકીદહ પણ રાખે છે) કે અમને ફક્ત ગણતરીના અમુક દિવસો દોઝખની આગ સ્પર્શ કરશે (પછી મગફિરત થઈ જશે) અને તેમને દીનમાં તેમની ઘડેલી વાતોએ ધોકામાં નાંખ્યા છે (જેમકે તેમને પોતાના ઘડેલા અકીદાઓએ ધોકામાં નાંખ્યા છે કે, અમે નબીઓની ઔલાદ છે અને અમારી ખાનદાની મોટાઈના કારણે અમારો ચોક્કસ છૂટકારો થઈ જશે. એટલા માટે તેઓ અલ્લાહની કિતાબથી બેરૂખી અપનાવે છે.) બસ, (તેમના દુષ્કૃત્યો અને કુફ્રિય્યહ અકીદાઓના કારણે) તેમનો કેવો (કરુણ) અંજામ થશે જ્યારે કે અમે તેમને તે દિવસે (કયામતમાં) ભેગા કરીશું જેના (આવવામાં) કોઈ શંકા નથી અને તે દિવસે દરેકને પૂરેપૂરો બદલો મળી જશે અને કોઈનો હક મારવામાં નહીં આવે. (એટલે કે નેકીઓ ઉપર ઈનામ અને કુફ્ર–શિર્ક ઉપર સજા અવશ્ય થશે.)

———————————

## આયતો (સુરએ આલિ ઇમ્રાન : આયત નં. ૨૬-૨૭)

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۡ
وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ؕ بِيَدِكَ الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢٦﴾
تُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَ تُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۡ وَ تُخْرِجُ الْحَيَّ مِنَ
الْمَيِّتِ وَ تُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ ۡ وَتَرْزُقُ مَنْ تَشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿٢٧﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) કહો ! યા અલ્લાહ, બાદશાહતના માલિક; તું જેને ચાહે બાદશાહત આપે અને જેની પાસેથી ચાહે બાદશાહત છીનવી લે; અને જેને ચાહે તું ઈજ્જત આપે અને જેને ચાહે અપમાનિત (ઝલીલ) કરે; તારા જ હાથમાં બધી ભલાઈઓ છે, બેશક ! તું દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે. (૨૬) તું રાતને દિવસમાં દાખલ કરે છે અને દાખલ કરે છે દિવસને રાતમાં; અને તું નિર્જીવમાંથી સજીવ કાઢે છે અને સજીવમાંથી નિર્જીવ કાઢે છે; અને તું જેને ચાહે અઢળક (બેહિસાબ) રોજી આપે છે. (૨૭)*

## તફસીર :

આ આયતોમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને દુઆ અને અલ્લાહની સ્તુતિ કરવાની તાકીદ એક ખાસ શૈલીમાં કરવામાં આવી છે, તેના ઉલ્લેખથી ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺનો કાફિરો ઉપર વિજય પ્રાપ્ત કરવાનો ઈશારો પણ છે. જેમકે, તેના શા'ને નુઝૂલથી સાબિત છે કે, રસૂલુલ્લાહ ﷺએ રૉમ અને ફારસ (ઈરાન) ઉપર વિજય પ્રાપ્ત થવાનો વાયદો કર્યો હતો, તે વિશે મુનાફિકો અને યહૂદીઓ ઠટ્ટો-મશ્કરી કરતા હતા. તેના સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ.

*(કમા ફી રૂહૂલ મઆની અનલ વાહિદી અન ઈબ્ને અબ્બાસ વ અનસ રદિ.)*

આયતોની ટૂંકમાં તફસીર આ પ્રમાણે છે.

(હે મુહમ્મદ ﷺ !) તમે (અલ્લાહ તઆલાને) એવું કહો કે, યા અલ્લાહ! હે બધી જ બાદશાહતના માલિક ! તું જેને ચાહે (જેટલો ચાહે) પ્રદેશ આપે છે અને જેનાથી ચાહે (તેના કબજામાંથી) બાદશાહત (અથવા પ્રદેશનો કોઈ ભાગ) લઈ લે છે, જેને ચાહે વર્ચસ્વ આપે છે અને જેને ચાહે નીચો પાડે છે; તારા

જ અધિકારમાં બધી ભલાઈઓ છે, નિઃશંક ! તું દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે. તું રાતને દિવસમાં દાખલ કરે છે અને (જેનાથી દિવસ વધવા લાગે છે અને અમુક ઋતુઓમાં) દિવસને રાતમાં દાખલ કરે છે (જેનાથી રાત વધવા લાગે છે) અને તું સજીવને નિર્જીવમાંથી કાઢે છે (જેમકે, ઈંડામાંથી બચ્ચું) અને નિર્જીવને સજીવમાંથી કાઢે છે (જેમકે પક્ષીમાંથી ઈંડું) અને તું જેને ઇચ્છે છે, બેશુમાર રોજી અર્પણ કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આ આયતનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) અને 'ગઝવએ ખન્દક (અહઝાબ)' (જે યુદ્ધમાં મદીનાની ચારે તરફ ખાઈ ખોદવામાં આવી હતી)ની ઘટના :

"બદ્ર" અને "ઉહદ"ની લડાઈઓમાં મક્કાના મુશ્રિકોની સતત હાર અને મુસલમાનો વિરૂદ્ધ તેમનો દરેક પ્રકારનો સંઘર્ષ નિષ્ફળ થવાથી અને મુસલમાનોની સતત પ્રગતિ અને ઇસ્લામની દરરોજ વધતી જતી શક્તિ અને તેના પ્રચાર–પ્રસારે મક્કાના કુરૈશના લોકોને તથા બધા જ ગૈરમુસ્લિમોને અવાચક બનાવી દીધા હતા. તેઓ આવી પરિસ્થિતિથી પોતાને અપમાનિત સમજી ભોંઠપ અનુભવતા હતા, જેથી તેઓ ઇસ્લામ વિરૂદ્ધ પોતાના સર્વસ્વનું બલિદાન આપવા તૈયાર રહેતા હતા, જેનું પરિણામ એક ષડયંત્ર સ્વરૂપે એ સામે આવ્યું કે, અરબના મુશ્રિકો, યહૂદીઓ અને નસારાનું મુસલમાનો વિરૂદ્ધ એક સંયુક્ત સંગઠન બની ગયું અને બધાએ ભેગા મળી મદીના પર એકીસાથે આક્રમણ કરી નિર્ણાયક યુદ્ધ લડવાનું નક્કી કર્યું. તેઓએ એક વિશાળ સેના સાથે ઇસ્લામ અને મુસલમાનોને દુનિયામાંથી નષ્ટ કરી દેવા માટે મદીના પર ચઢાઈ કરી, જેનું નામ કુર્આનમાં "ગઝવએ અહઝાબ" છે અને ઇતિહાસમાં તે "ગઝવએ ખન્દક"થી ઓળખાય છે. આ યુદ્ધમાં રસૂલુલ્લાહ ﷺએ સહાબએ કિરામ (રદિ.) સાથે મશ્વરો કરી એવું નક્કી કર્યું હતું કે, આ સેનાને રોકવા માટે મદીના શહેર ફરતે ખન્દક (ખાઈ) ખોદવામાં આવે !

બયહકી, અબૂ નઈમ તથા ઇબ્ને ખુઝયમાની રિવાયતમાં છે કે, ખન્દક ખોદવાનું કામ ઇસ્લામના મુજાહિદો સહાબએ કિરામ (રદિ.)ને સોંપવામાં આવ્યું.

૪૦–૪૦ હાથ લાંબી ખન્દક દશ માણસોને સોંપવામાં આવી. સ્વાભાવિક છે કે, દુશ્મનોનું આક્રમણ ખાળવા માટે આ ખન્દક કેટલાય કિલોમીટર લાંબી અને ખૂબ ઊંડી તથા પહોળી હોવી જોઈએ જેથી દુશ્મનોનું લશ્કર તેને પસાર ન કરી શકે. વળી, આ ખન્દક વહેલી પૂરી કરવી પણ જરૂરી હતી. એટલા માટે રસૂલે કરીમ ﷺના જાંનિસાર સહાબએ કિરામ (રદિ.) સખત મહેનત સાથે આ કામમાં મંડી પડયા. એટલે સુધી કે, કુદરતી હાજતોના સમયે તથા ખાવા–પીવાની જરૂરિયાતના સમયે ત્યાંથી હટવું મુશ્કેલ થઈ ગયું હતું. સતત ભૂખ્યા–તરસ્યા રહીને આ કામ પૂર્ણ કરવામાં આવી રહ્યું હતું અને ખરેખર આ કામ પણ એવું જ હતું કે, જો આજના આધુનિક યંત્રો ધરાવતી પલટણ પર કદાચ હોત તો થોડા સમયમાં આવી વિશાળ ખન્દક ખોદવી શક્ય ન બન્યું હોત. પરંતુ આ લોકો તો ઈમાનની તાકાતથી કામ કરી રહ્યા હતા અને એ જ ઈમાનની શક્તિએ તેમને પ્રેરણા અને પ્રોત્સાહન પૂરું પાડયું આમ તેમણે ખન્દકનું કામ પૂર્ણ કર્યું.

સય્યિદુલ અંબિયા ﷺએ એક સિપાહીની હૈસિયતથી આ ખન્દક ખોદવાના કામમાં ભાગ લીધો હતો. અચાનક ખન્દકના એક ભાગમાં પથ્થરની એક ઘણી મોટી શીલા નીકળી આવી, જે લોકોના ભાગમાં ખન્દકનો આ હિસ્સો ખોદવાની જવાબદારી હતી તેઓ પોતાની બધી જ શક્તિ કામે લગાડવા છતાં આ શીલા હટાવી શકવાથી લાચાર થઈ ગયા. તેમણે હઝરત સલમાન ફારસી (રદિ.)ને રસૂલે કરીમ ﷺ પાસે મોકલ્યા કે હવે આપ ﷺનો શું હુકમ છે ? આપ ﷺ તે જ સમયે સ્થળ પર આવ્યા અને લોખંડની કોદાળી પોતાના હાથમાં લઈને એક જોરથી ફટકો માર્યો તો પથ્થરની તે શીલાના ટુકડે–ટુકડા થઈ ગયા અને તેમાંથી એક આગની જ્વાળા નીકળી જેનાથી દૂર સુધી તેનું અજવાળું પથરાઈ ગયું. આપ ﷺએ ફરમાવ્યું કે, “મને આ પ્રકાશમાં "હીરા" ઈરાન દેશના મહેલો અને ઈમારતો દેખાઈ,” પછી બીજો ફટકો માર્યો, ફરી એક પ્રકાશની જ્વાળા નીકળી તો આપ ﷺએ ફરમાવ્યું, “મને આ પ્રકાશમાં "રોમ"ના લાલ–લાલ મહેલો અને ઈમારતો દેખાઈ,” પછી ત્રીજો ફટકો લગાવ્યો અને રોશની ફેલાઈ, તો ફરમાવ્યું કે, મને આ પ્રકાશમાં "સનઆએ યમન"ના અતિસુંદર મહેલો દેખાયા અને તમને હું ખુશખબરી આપું છું કે, મને જિબ્રઈલ અમીન (અલૈ.)એ ખબર આપી છે કે, મારી ઉમ્મત આ બધા જ દેશો ઉપર વિજય પ્રાપ્ત કરશે.”

મદીનાના મુનાફિકોએ આ સાંભળ્યું તો ઠઠ્ઠો–મશ્કરી કરી મજાક કરવા લાગ્યા કે જુઓ આ લોકો, જેઓ દુશ્મનોના ડરથી ખન્દક ખોદવામાં એવી રીતે મશગૂલ છે કે, પોતાની જરૂરિયાતોનું પણ ભાન નથી રહ્યું, પોતાના જીવનું રક્ષણ કરવાનું પણ મુશ્કેલ થઈ રહ્યું છે અને ઈરાન, રોમ અને યમનના વિજયના સપનાઓ સેવે છે ! અલ્લાહ તઆલાએ આ બેખબર જાલિમોના જવાબમાં આ આયત નાઝિલ ફરમાવી.

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِى الْمُلْكَ مَنْ تَشَآءُ وَ تَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ وَ تُعِزُّ مَنْ تَشَآءُ وَ تُذِلُّ مَنْ تَشَآءُ بِيَدِكَ الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ○

*"તમે કહો ! યા અલ્લાહ ! બાદશાહતના માલિક; તું જેને ચાહે બાદશાહત આપે અને જેની પાસેથી ચાહે બાદશાહત છીનવી લે; અને જેને તું ચાહે ઈજ્જત આપે અને જેને ચાહે અપમાનિત (ઝલીલ) કરે; તારા હાથમાં બધી જ ભલાઈઓ છે, બેશક ! તું દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે." (સૂ. : ૩, આ. : ૨૬)*

જેમાં દુઆ અને અલ્લાહની સ્તુતિના સ્વરૂપમાં કૌમોની ચડતી અને પડતી તથા દેશોમાં આવતી ક્રાંતિ અને અલ્લાહ જલ્લ શા'નુહુની સંપૂર્ણ કુદરતનો ઉલ્લેખ એક અત્યંત શ્રેષ્ઠ અને ઉત્તમ શૈલીમાં કરવામાં આવ્યો છે. આ આયતમાં ઈરાન અને રૉમના વિજયો વિશે રસૂલે કરીમ ﷺની આગાહીઓ પૂરી થવાનો ઈશારો આપવામાં આવ્યો છે. તેમાં દુનિયાની ક્રાંતિથી બેખબર, કૌમોની ચડતી અને પડતીના ઈતિહાસથી નાવાકેફ, કૌમે નૂહ અને આદ–ષમૂદની ઘટનાઓથી અજ્ઞાન, જાહિલ ઈસ્લામ દુશ્મનોને ચેતવણી આપવામાં આવી છે કે, તમે બાહ્ય જાહોજલાલીના પૂંજારીઓ એવું નથી જાણી શકતા કે, દુનિયાની સમગ્ર લગામ અને હુકૂમતો વગેરે બધાનો એકમાત્ર માલિક અલ્લાહ છે, જેની કુદરતમાં ઈજ્જત, ઝિલ્લત બધું જ છે. એમાં કોઈ શંકા નથી કે, તે ગરીબોને અને ફકીરોને તખ્તો–તાજના માલિક બનાવવા શક્તિમાન છે અને મોટા–મોટા બાદશાહોની હુકૂમત અને દૌલત છીનવી લેવી તેના માટે કોઈ મુશ્કેલ કામ નથી. આજે ખન્દક ખોદનારા ફકીરો કાલે સિરીયા, ઈરાક અને યમનની હુકૂમતો કરતા નજરે પડે તેમાં કોઈ શંકા નથી.

ઝર્રહ ઝર્રહ દહ્રકા વાબસ્તએ તકદીર હે,
જિન્દગી કે ખ્વાબ કી જામી યહી તા'બીર હે !

**જે વસ્તુઓ સ્વાભાવિક રીતે ખરાબ સમજવામાં આવે છે પરિણામના આધારે તે બુરી ન પણ હોઈ શકે :**

આયતના છેવટમાં بِيَدِكَ الْخَيْرُ કહ્યું, એટલે કે, ‘‘અલ્લાહના હાથમાં બધી જ શક્તિ છે.’’ આયતની શરૂઆતમાં બધી જ ભલાઈ અને હુકૂમત આપવાની તથા હુકૂમત પાછી લઈ લેવાની, એ જ રીતે માન–સન્માન અને ઈજ્જત–આબરૂ આપવી તથા અપમાન અને ઝિલ્લત આપવી, બંનેનું વર્ણન હતું. એટલા માટે દેખીતી રીતે આ સ્થળે بِيَدِكَ الْخَيْرُ وَا لشَّرُّ કહેવું જોઈતું હતું એટલે કે, ‘દરેક ભલાઈ અને બુરાઈ અલ્લાહના હાથમાં છે’ પરંતુ આ આયતમાં આ સ્થળે ફક્ત શબ્દ خَيْرُ (ખયર) લાવીને એક મહત્ત્વની વાસ્તવિકતા તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, જે વસ્તુઓને કોઈ વ્યક્તિ અથવા કોઈ સમાજ બુરાઈ અને મુસીબત સમજે છે અને તે ખાસ કૌમ કે સમાજ માટે દેખીતી રીતે તકલીફ અને મુસીબત હોય છે, પરંતુ જો ઊંડાણપૂર્વક જોવામાં આવે તો સામૂહિક રીતે આખી દુનિયાના સંદર્ભમાં તે બાબત તેમના માટે ખરાબ નથી હોતી. કૌમો અને સમાજોની ચડતી–પડતી, તેમની તકલીફો, આપત્તિઓ અને પ્રગતિના લાભા–લાભના ઈતિહાસ પર નજર નાંખવામાં આવે તો અરબીના મશહૂર શાયર ''મુતનબ્બી''ની આ શે'ર હકીકત બનીને સામે આવે છે.

مَصَائِبُ قَوْمٍ عِنْدَ قَوْمٍ فَوَائِدُ

*‘‘એક પ્રજાની તકલીફ અને નુકસાન બીજી પ્રજાનો ફાયદો હોય છે.’’*

સમગ્ર દુનિયાની પ્રગતિ અને વિકાસ ઉપર નજર રાખનાર કોઈને કોઈ રીતે આ વાસ્તવિકતાને પામી શકે છે કે, દુનિયામાં જેટલી વસ્તુઓ ખરાબ અને બુરી સમજવામાં આવે છે, તે પોતાના અસ્તિત્વના ગુણ–લક્ષણો આધારે ભલે બુરી સમજવામાં આવે, પરંતુ જો સમગ્ર વિશ્વને એક શરીર સમજી લેવામાં આવે તો આ બધી બાબતો તેના ચહેરાની ચામડી અને બાલની મિસાલ છે. ચામડી અને બાલ જો શરીરથી અલગ કરીને જોવામાં આવે તો ચામડી અને બાલ વિહોણા શરીરથી વધારે ખરાબ કોઈ વસ્તુ નથી અને જો આ બાલ અને ચામડીને ખૂબસૂરત ચહેરાના એક અંગ તરીકે યોગ્ય સ્થળે જોવામાં આવે, તો આ જ વસ્તુઓ એક હસીન–રૂપાળા ચહેરાની રૌનક હોય છે.

ખુલાસો એ છે કે, જે વસ્તુઓને આપણે બુરી કહીએ છીએ કે સમજીએ છીએ તેની બુરાઈ કામચલાઉ હોય છે અને સમગ્ર સૃષ્ટિના સર્જક રબ્બુલ આલમીનની નિસ્બતથી અને સમગ્ર વિશ્વના હિત અને હિકમતોના આધારે કોઈ વસ્તુ બુરી અથવા ખરાબ નથી. કોઈએ સાચું જ કહ્યું છે,

નહીં હે ચીઝ નિકમ્મી ઝમાનેમેં, કોઈ બુરા નહીં કુદરત કે કારખાનેમેં !

એટલા માટે આ આયતના અંતમાં શબ્દ "ખયૂર" ઉપર બસ કરવામાં આવ્યું અને ફરમાવ્યું, بِيَدِكَ الْخَيْرُ કારણ કે, સૃષ્ટિના સર્જકની હિકમત અને બાદશાહત સમગ્ર વિશ્વના હિત આધારે દરેક વસ્તુ માટે લાભ જ લાભ છે. અહીં સુધી પ્રથમ આયતનો વિષય પૂર્ણ થયો, જેમાં સમગ્ર વિશ્વના બધા જ તત્ત્વોની શક્તિઓ અને દુનિયાની બધી જ હુકૂમતો અલ્લાહના કબજા અને કાબૂમાં છે; એ બાબતનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

બીજી આયતમાં આસમાની તાકાતો અને અવકાશી પદાર્થો ઉપર અલ્લાહ તબારક વ તઆલાની મહાન જાતની સંપૂર્ણ કુદરતનું વર્ણન આ રીતે કરવામાં આવ્યું કે, تُوْلِجُ اللَّيْلَ فِى النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِى الَّيْلِ એટલે કે "અલ્લાહ જ્યારે ચાહે છે રાતના હિસ્સાને દિવસમાં દાખલ કરીને દિવસને મોટો કરે છે અને જ્યારે ઈચ્છે છે દિવસના હિસ્સાને રાતમાં દાખલ કરી રાતને મોટી કરે છે."

દેખીતું છે કે, રાત અને દિવસ નાના-મોટા થવાનો આધાર સૂર્ય અને પૃથ્વીની ગતિઓ પર છે. એટલા માટે તેનો અર્થ એ થયો કે, આકાશ અને બધા જ અવકાશી પદાર્થો, ગ્રહો, તારાઓ, નક્ષત્રો, નિહારીકાઓ, સૂર્ય, ચંદ્ર, આકાશગંગાઓ બધું જ અલ્લાહની કુદરત અને કાબૂમાં છે, તો પછી દુનિયાની અન્ય શક્તિઓ અલ્લાહના કાબૂ અને કબજામાં હોવામાં શંકાની કોઈ ગુંજાઈશ કે સંભાવના બાકી નથી રહી શકતી.

ત્યાર પછી રૂહો (આત્માઓ)ની દુનિયા પર અલ્લાહની કુદરત અને કાબૂ હોવાનો ઉલ્લેખ કરવામાં આવ્યો تُخْرِجُ الْحَىَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ અલ્લાહ જીવતાને મૃત વસ્તુમાંથી કાઢે છે જેમકે, ઈંડામાંથી બચ્ચું અથવા નુતફામાંથી મનુષ્ય અથવા દાણામાંથી ઝાડ કાઢે છે. એ જ પ્રમાણે મૃત વસ્તુને જીવંત વસ્તુમાંથી કાઢે છે, જેમકે પક્ષીઓમાંથી ઈંડા, ઝાડમાંથી ફળ અને સુકા દાણા !

અને જો સજીવ-નિર્જીવનો વિશાળ અર્થ લેવામાં આવે તો વિદ્વાન અને જાહિલ, સંપૂર્ણ અને અધૂરો, મો'મિન અને કાફિર બધા જ તેમાં સામેલ થઈ જાય છે, જેનાથી અલ્લાહ જલ્લ શા'નુહુની સંપૂર્ણ કુદરત અને તેની અપાર શક્તિ સમગ્ર દુનિયાની બધી જ રૂહો અને સજીવ-નિર્જીવ વસ્તુઓ પર હોવાનું જાહેર થઈ જાય છે કે, તે જ્યારે ચાહે કાફિરના ત્યાં મો'મિન અને જ્યારે ચાહે કાફિરના ત્યાં આલિમ પૈદા કરી આપે અને જ્યારે ચાહે મો'મિનના ત્યાં કાફિર અથવા મો'મિનના ત્યાં જાહિલ પૈદા કરી આપે. આ'ઝરના ઘરમાં ઈબ્રાહીમ ખલીલુલ્લાહ (અલૈ.) પૈદા કરે, નૂહ (અલૈ.)ના ઘરમાં કાફિર પૂત્ર પૈદા કરે, આલિમની ઔલાદ જાહિલ રહી જાય અને જાહિલની ઔલાદ આલિમ બની જાય.

આ ખુલાસાથી જાણ થઈ કે, આ આયતમાં કેટલી ઉચ્ચ કક્ષાની ક્રમબદ્ધ ગોઠવણી સાથે અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરત સમગ્ર સૃષ્ટિ ઉપર છવાયેલ હોવાનો ઉલ્લેખ થયો છે કે, પ્રથમ જગતમાં અસ્તિત્વ ધરાવતી કૌમો, તેમની શક્તિઓ તથા હુકૂમતોનું વર્ણન થયું, પછી આકાશ અને તેની શક્તિઓનું અને ત્યારબાદ "રૂહ" એટલે કે આત્માઓનું વર્ણન થયું, જે વાસ્તવમાં સમગ્ર દુનિયાની બધી જ શક્તિઓથી સૌથી ઉચ્ચ કક્ષાની શક્તિ છે. છેવટની આયતમાં ઈરશાદ થયો وَتَـرۡزُقُ مَـنۡ تَشَـآءُ بِغَيۡـرِ حِسَـابٍ ط તું જેને ઈચ્છે બેશુમાર (બેહિસાબ) રોજી અર્પણ કરે છે જેને કોઈ મખ્લૂક ભલે જાણી ન શકે, પરંતુ સર્જનહાર અલ્લાહ સૃષ્ટિના અણુએ અણુનું જ્ઞાન ધરાવે છે.

ઈમામ બગવી (રહ.)એ પોતાની સનદ સાથે આ સ્થળે એક હદીષ નકલ કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાનું ફરમાન છે કે, જે વ્યક્તિ દરેક નમાઝ પછી સૂરએ ફાતિહા તથા આયતુલ કુરશી તથા સૂરએ આલિ ઈમ્રાનની બે આયતો شَهِـدَ اللّٰـهُ اَنَّـهٗ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ છેવટ સુધી અને બીજી આ આયત قُـلِ اللّٰهُمَّ مٰلِکَ الۡمُلۡکِ થી بِغَيۡرِ حِسَابٍ સુધી પઢ્યા કરે તો હું તેનું ઠેકાણું જન્નત બનાવી આપીશ અને તેને પોતાના "હઝીરતુલ કુદ્સ" (Sacred Enclosure -પવિત્ર સ્થળ)માં જગ્યા આપીશ અને દરરોજ તેના તરફ સિત્તેર વખતે રહમતની નજર કરીશ અને તેની સિત્તેર જરૂરિયાતો પૂરી કરીશ અને દરેક ઈર્ષ્યાળુ તથા દુશ્મનથી સુરક્ષિત રાખીશ અને તેના ઈર્ષ્યાળુઓ અને દુશ્મનો ઉપર વિજયી બનાવીશ."

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૨૮-૨૯-૩૦)

لَا يَتَّخِذِ الْمُؤْمِنُوْنَ الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ
فَلَيْسَ مِنَ اللّٰهِ فِيْ شَيْءٍ اِلَّآ اَنْ تَتَّقُوْا مِنْهُمْ تُقٰىةً ۭ وَيُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهٗ ۭ
وَاِلَى اللّٰهِ الْمَصِيْرُ ﴿٢٨﴾ قُلْ اِنْ تُخْفُوْا مَا فِيْ صُدُوْرِكُمْ اَوْ تُبْدُوْهُ يَعْلَمْهُ اللّٰهُ ۭ وَيَعْلَمُ
مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ وَاللّٰهُ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٢٩﴾ يَوْمَ تَجِدُ كُلُّ
نَفْسٍ مَّا عَمِلَتْ مِنْ خَيْرٍ مُّحْضَرًا ۚ وَّمَا عَمِلَتْ مِنْ سُوْۗءٍ ۚ تَوَدُّ لَوْ اَنَّ بَيْنَهَا
وَبَيْنَهٗٓ اَمَدًۢا بَعِيْدًا ۭ وَيُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهٗ ۭ وَاللّٰهُ رَءُوْفٌۢ بِالْعِبَادِ ﴿٣٠﴾

## તરજુમો :

*મો'મિનોને છોડીને કાફિરોને (ગાઢ) મિત્ર ન બનાવો અને જો કોઈ એવું કામ કરે તો તેનો અલ્લાહ સાથે કોઈ તા'લ્લુક (સંબંધ) નથી, એ સિવાય કે તમે તેમનાથી (થતી હેરાનગતીથી) બચવા (મિત્રતા) કરો; અને અલ્લાહ તમને પોતાની જાતથી ડરાવે છે; અને (બધાને) અલ્લાહ તરફ જ પાછા ફરીને જવાનું છે. (૨૮) કહી આપો ! જે કંઈ તમારા દિલોમાં છે, જો તમે તેને ગુપ્ત રાખશો અથવા જાહેર કરશો અલ્લાહ તેને જાણે છે; અને તે જાણે છે જે કંઈ આસમાનોમાં અને જે કંઈ જમીનમાં છે; અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર શક્તિ (કાબૂ) ધરાવે છે. (૨૯) જે દિવસે દરેક વ્યક્તિ જે કંઈ તેણે નેકી કરી પોતાની સામે ઉપસ્થિત પામશે અને જે તેણે બુરાઈ કરી (તેને પણ); તે તમન્ના કરશે, કાશ ! મારા અને તે (બુરાઈ)ના વચ્ચે એક લાંબુ અંતર હોત ! અને અલ્લાહ તમને પોતાની જાતથી ડરાવે છે; અને અલ્લાહ પોતાના બંદાઓ ઉપર (ખૂબ) અમીદષ્ટિ (શફકત) રાખે છે. (૩૦)*

## આયતોનો ક્રમ ગોઠવણી :

ઉપરોક્ત આયતોમાં મુસલમાનોને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, કાફિરોને મિત્ર ન બનાવો અને આ સૂચનાનો વિરોધ કરનારા લોકો માટે સખત ચેતવણી અપવામાં આવી છે કે, જેઓ તેમને મિત્ર બનાવશે અલ્લાહ તઆલાથી

તેમની દોસ્તી અને મહોબ્બતનો સંબંધ કપાઈ જશે. કાફિરો સાથે દિલના ઊંડાણથી ગાઢ મૈત્રી રાખવી સદંતર હરામ છે અને દેખીતું છે કે, વહેવાર પૂરતી દોસ્તી રાખવી જાઇઝ છે. પરંતુ જરૂરિયાત વિના આવી દોસ્તીને પણ પસંદ કરવામાં આવી નથી.

## તફસીર :

મુસલમાનોએ (જાહેર અથવા ગુપ્ત રીતે) કાફિરોને (ગાઢ) મિત્ર ન બનાવવા જોઈએ મુસલમાનોની (દોસ્તી) ઉપર અગ્રિમતા આપીને ! (આવી અગ્રિમતા બે પ્રકારે હોય છે. એક એ કે, મુસલમાનો સાથે બિલકુલ દોસ્તી ન રાખે અને બીજું એ કે, મુસલમાનો સાથે પણ દોસ્તી હોય અને કાફિરો સાથે પણ દોસ્તી હોય. બંને પ્રકારો આ પ્રતિબંધમાં સામેલ છે) અને જે વ્યક્તિ આવું (કામ) કરશે તો બસ તેનો અલ્લાહ સાથે કોઈ સંબંધ નથી (કારણ કે, જે બે વ્યક્તિઓમાં પરસ્પર દુશ્મની હોય એકથી દોસ્તી રાખી તેના દુશ્મન સાથે દોસ્તીનો દાવો કરવો ભરોસાપાત્ર હોઈ શકતો નથી) પરંતુ એવી પરિસ્થિતિમાં (ઉપરછલ્લી દોસ્તીની પરવાનગી છે) કે તમને તેમનાથી કોઈ રીતે (હેરાનગતીનો ભય હોય અને તેનાથી) બચાવ માટે છૂટ છે; અને અલ્લાહ તઆલા તમને પોતાની (મહાનતમ્) જાતથી ડરાવે છે (કે તેની જાતથી ભય પામી તેના હુકમોનો વિરોધ ન કરો) અને અલ્લાહ તરફ જ (બધાને) પાછા વળીને જવાનું છે (તે વખતે સજાનો ભય કરવો જરૂરી છે) આપ (ﷺ) કહી આપો કે જો તમે (દિલમાં જ) જે કંઈ છે તેને ગુપ્ત રાખશો અથવા તેને (જીભથી અથવા પોતાના કાર્યથી) જાહેર કરશો (દરેક પરિસ્થિતિમાં) અલ્લાહ તેને જાણે છે અને અલ્લાહ સઘળું જાણનાર છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (કોઈ વસ્તુ તેનાથી છૂપી નથી) અને (આ જ્ઞાનની સાથે–સાથે) અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે (બસ, જો તમે કોઈ દુષ્કૃત્ય આચરશો ભલે તે જાહેર હોય કે ગુપ્ત તે તમને સજા આપી શકે છે) જે દિવસે (એવું થશે) કે દરેક વ્યક્તિ પોતાના કરેલા નેક કામો પોતાની સામે જોઈ લેશે અને પોતાના બુરા કામોને (પણ પોતાની નજરો સમક્ષ નિહાળશે ત્યારે) તે તમન્ના કરશે કે, કેટલું સારું થયું હોત, જો તે વ્યક્તિ અને તે બુરાઈ વચ્ચે લાંબુ અંતર થઈ (વિસ્તરી) ગયું હોત (જેથી પોતાના ખરાબ

અમલો જોવા ન પડે) અને (તમને ફરી કહેવામાં આવે છે કે) અલ્લાહ તઆલા તમને પોતાની (મહાનતમ્) જાતથી ડરાવે છે અને (આ એટલા માટે ડરાવે છે કે,) અલ્લાહ તઆલા પોતાના બંદાઓ ઉપર ખૂબ જ અમીદષ્ટિ રાખે છે (અને આ કૃપાદષ્ટિથી તે એવું ઈચ્છે છે કે આખિરતની સજાથી મારો બંદો સુરક્ષિત રહે અને આ સુરક્ષિત રહેવાની રીત એ છે કે, ખરાબ અમલો છોડી દેવામાં આવે. ખરાબ આદતો ડર અથવા ભય વિના છૂટતી નથી, એટલા માટે અલ્લાહ પોતાની જાતથી બંદાઓને ડરાવે છે તો આ ડરાવવું અને ધાક બતાવવી પણ અલ્લાહની એક પ્રકારની કૃપા અને મહેરબાની છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ વિષયની આયતો કુર્આન શરીફમાં અનેક ઠેકાણે વિવિધ સંદર્ભો સાથે મોટા પ્રમાણમાં આવી છે. "સૂરએ મુમ્તહિના"માં ઈરશાદ છે,

يٰٓاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا لَاتَتَّخِذُوْا عَدُوِّىْ وَعَدُوَّكُمْ اَوْلِيَآءَ تُلْقُوْنَ اِلَيْهِمْ بِالْمَوَدَّةِ،

*"હે ઈમાનવાળાઓ ! મારા દુશ્મન અને પોતાના દુશ્મન એટલે કાફિરોને મિત્ર ન બનાવો કે તમે તેમને દોસ્તીનો સંદેશો મોકલો."* *(સૂ:૬૦, આ:૧)*

પછી તેના અંતે ફરમાવ્યું,

وَمَنْ يَّفْعَلْهُ مِنْكُمْ فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ،

*"જે લોકોએ તેમનાથી દોસ્તી કરી તો તેઓ સીધા માર્ગથી ભટકી ગયા."* *(સૂ:૬૦, આ:૧)*

અને એક અન્ય સ્થળે ઈરશાદ છે,

يٰٓاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا لَاتَتَّخِذُوا الْيَهُوْدَ وَالنَّصٰرٰى اَوْلِيَآءَ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ وَمَنْ يَّتَوَلَّهُمْ مِنْكُمْ فَاِنَّهٗ مِنْهُمْ،

*"હે ઈમાનવાળાઓ ! યહૂદી અને નસારાને મિત્ર ન બનાવો કારણ કે તેઓ પરસ્પર એકબીજાના મિત્રો છે (મુસલમાનો સાથે તેમને કોઈ દોસ્તી કે હમદર્દી નથી) તો જેઓ તેમને મિત્ર બનાવશે તો તેઓ તેમનામાંથી જ ગણવામાં આવશે."* *(સૂ:૫, આ:૫૧)*

સૂરએ મુજાદલામાં છે,

لَا تَجِدُ قَوْمًا يُّؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ يُوَآدُّوْنَ مَنْ حَآدَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَوْ كَانُوْٓا اٰبَآءَ هُمْ اَوْ اَبْنَآءَ هُمْ اَوْ اِخْوَانَهُمْ اَوْ عَشِيْرَتَهُمْ

*"તમે કોઈ કૌમને એવી ક્યારેય નહિ જુઓ કે, તેઓ અલ્લાહ ઉપર વિશ્વાસ (પણ) રાખતા હોય અને આખિરતના દિવસ ઉપર (પણ) અને (તે છતાં તેઓ) એવા લોકો સાથે દોસ્તી કરે કે, જે લોકો અલ્લાહ અને તેના રસૂલના વિરોધીઓ છે, ભલે તે પોતાના બાપ–દાદા જ (કેમ) ન હોય ? અથવા પોતાની ઔલાદ અને ભાઈ અથવા પોતાના કુટુંબીજનો !"* (સૂ:૫૮, આ:૨૨)

**કાફિરો સાથે મુસલમાનોના સંબંધો કેવા હોવા જોઈએ ? :**

આ વિષયનો કુર્આનની ઘણી બધી આયતોમાં ટૂંકમાં અને વિસ્તારપૂર્વક ઉલ્લેખ થયો છે, જેમાં મુસલમાનોને ગૈરમુસ્લિમો સાથે મેળ–મિલાપ, દોસ્તી અને મહોબ્બત રાખવાની સખત મનાઈ કરવામાં આવી છે. આ ખુલાસાઓ જોઈને વાસ્તવિકતાથી અજાણ કેટલાક નાવાકેફ ગૈરમુસ્લિમોને એવી શંકા થઈ જાય છે કે, મુસલમાનોના ધર્મમાં ગૈરમુસ્લિમો સાથે કોઈપણ પ્રકારની સદ્‌વર્તણુક અને સંબંધ રાખવાની કોઈ સંભાવના જ નથી. બીજી બાજુ જ્યારે કુર્આનની ઘણી બધી આયતો દ્વારા, રસૂલે કરીમ ﷺના ફરમાનો અને અમલો દ્વારા તથા ખુલફાએ રાશિદીન (રદિ.) અને અન્ય સહાબાએ કિરામ (રદિ.)ના ગૈરમુસ્લિમો સાથેના વર્તાવમાં અહેસાન, હમદર્દી અને ગમખ્વારીના એવા એવા કિસ્સાઓ જોવા મળે છે કે, જેનું ઉદાહરણ દુનિયાની અન્ય પ્રજા કે સમાજોમાં મળવું મુશ્કેલ છે. આવું હોવાથી ક્યારેક ઉપરછલ્લી નજર ધરાવનાર મુસલમાનને પણ એવી અનુભૂતિ થવા લાગે છે કે, કુર્આન અને સુન્નતના હુકમોમાં આ બાબતે પરસ્પર વિરોધાભાસ છે. પરંતુ આ બંને અભિપ્રાયો કુર્આન અને સુન્નતના વાસ્તવિક શિક્ષણ ઉપર ઉપરછલ્લી નજર, અધૂરા સંશોધન અને અભ્યાસનું પરિણામ હોય છે. જો આ વિષય બાબતે કુર્આન શરીફમાં વિવિધ સ્થળે આવેલ આયતોને ભેગી કરીને તેના ઉપર વિચાર કરવામાં આવે તો ન તો ગૈરમુસ્લિમોને કોઈ ફરિયાદ કરવાનું કારણ રહે છે અને ન જ આ આયતો અને રિવાયતોમાં કોઈ પ્રકારનો

વિરોધાભાસ બાકી રહે છે. એટલા માટે તે બધા જ હુકમોનો પૂરેપૂરો ખુલાસો અત્રે કરવામાં આવે છે, જેના દ્વારા મેળ–મિલાપ, સદ્વર્તાવ, હમદર્દી, દિલસોજીમાં પરસ્પર તફાવત સ્પષ્ટ થઈ જાય અને દરેકની વાસ્તવિકતાની પણ જાણ થઈ જાય ! બલકે આ વિવરણથી ખબર પડશે કે તેમાંથી દોસ્તીનો કયો દરજ્જો જાઇઝ છે અને કયો નાજાઇઝ છે !? અને જે નાજાઇઝ છે તેના કારણો શું છે ? વગેરે.

વાત એમ છે કે, બે વ્યક્તિ અથવા બે સમુદાયોમાં સંબંધોના વિવિધ દરજ્જાઓ હોય છે. સંબંધનો એક દરજ્જો દિલની ઊંડી ભાવનાઓનો સંબંધ અથવા ખૂબ જ મીઠાશ અને ઓળઘોળ થઈ જાય એવી મહોબ્બત છે. આવો દરજ્જો ફક્ત મો'મિનોનો મો'મિનો માટે જ વિશિષ્ટ અને ખાસ છે. ગૈરમુસ્લિમો સાથે મુસલમાનોનો આવો સંબંધ કોઈપણ પરિસ્થિતિમાં સદંતર જાઇઝ નથી.

સંબંધનો બીજો દરજ્જો માનવતાનો છે, જેમાં હમદર્દી, ભલાઈ, લાભ પહોંચાડવો વગેરે સામેલ છે. આ દરજ્જો જે કાફિરો "અહલે હર્બ" એટલે કે, જે કાફિરો મુસલમાનો સામે યુદ્ધ અને આક્રમણ કરી રહ્યા છે તેમના સિવાય બાકી બધા જ ગૈરમુસ્લિમો સાથે બલકે, દરેક મનુષ્ય સાથે રાખવો જાઇઝ છે. સૂરએ મુમ્તહિનાની આઠમી આયતમાં તેનું વિસ્તારપૂર્વક વર્ણન થયું છે, જે આ પ્રમાણે છે.

لَايَنْهٰكُمُ اللّٰهُ عَنِ الَّذِيْنَ لَمْ يُقَاتِلُوْكُمْ فِى الدِّيْنِ وَلَمْ يُخْرِجُوْكُمْ مِّنْ دِيَارِكُمْ اَنْ تَبَرُّوْهُمْ وَتُقْسِطُوْٓا اِلَيْهِمْ

*"અલ્લાહ તઆલા તમને તેમનાથી (તેમની સાથે સંબંધ રાખવાથી) નથી રોકતો જે તમારી સાથે દીન (ધર્મ) વિશે નથી લડતા અને તમને તમારા ઘરોમાંથી નથી કાઢતા, તેમની સાથે અહેસાન (અને) ન્યાયની વર્તણૂક કરો."*

*(સૂરએ મુમ્તહિના : ૮)*

સંબંધનો ત્રીજો દરજ્જો મૈત્રીપૂર્ણ વહેવારનો છે, જેનો અર્થ છે જાહેર વર્તણૂક મૈત્રીપૂર્ણ રીતે કરવામાં આવે, જેમાં દુશ્મની કે અણગમાની કોઈ ઝલક જોવા મળતી ન હોય. આવો વર્તાવ પણ બધા જ ગૈરમુસ્લિમો સાથે જાઇઝ છે, જો તેનો હેતુ દીનને લાભ પહોંચાડવાનો હોય, તેઓ પોતાના મહેમાન હોય અથવા

તેમની હેરાનગતી અને ત્રાસથી બચવા માટે હોય વગેરે. સૂરએ આલિ ઈમ્રાનની اِلَّاۤ اَنۡ تَتَّقُوۡا مِنۡهُمۡ تُقٰىةً "એ સિવાય કે, તમે તેમની હેરાનગતિથી બચવા" આયતમાં આ જ દરજ્જાનો ઉલ્લેખ છે. એટલે કે, કાફિરો સાથે મેળ-મિલાપ અને મૈત્રી સામાન્ય રીતે તો જાઈઝ નથી, પરંતુ એવી પરિસ્થિતિમાં જ્યારે કે, તમે તેમના ત્રાસ અને હેરાનગતીથી પોતાનું રક્ષણ કરવા ઈચ્છતા હોય તો તેવા સમયે તેમની સાથે સદ્‌વર્તણૂક અને મૈત્રીનો સંબંધ રાખવો જો કે, એક રીતે ગાઢ મિત્રતા જ ગણાશે પરંતુ તેને હૃદયના ભાવનાત્મક સંબંધો કરતાં અલગ પ્રકારનો સંબંધ ઠરાવવામાં આવ્યો છે. *(બયાનુલ કુર્આન)*

સંબંધોનો ચોથો પ્રકાર વહેવારનો છે, જેમાં વેપાર, મજૂરી, નોકરી, ઉદ્યોગ અને કારીગીરીના વહેવારો કરવામાં આવે છે. આ બધા સંબંધો પણ ગૈરમુસ્લિમો સાથે જાઈઝ છે, પરંતુ તેમાં પણ એક શરત એ છે કે, આ વહેવારોથી મુસલમાનોને કોઈ નુકસાન પહોંચતું ન હોય. રસૂલુલ્લાહ ﷺ અને ખુલફાએ રાશીદીન તથા સહાબા (રદિ.)ના આચરણો આ બાબતે સાક્ષી છે. ફુકૂહાએ એટલા માટે જ મુસલમાનો સાથે યુદ્ધ કરી રહેલા કાફિરોને હથિયારો વેચવાની મનાઈ કરી છે, તે સિવાય અન્ય વેપાર વગેરેની છૂટ છે. ઉપરાંત ગૈરમુસ્લિમોને પોતાના નોકર રાખવા, તેમના કારખાનાઓ- સંસ્થાઓ વગેરેમાં નોકરી કરવી બધું જાઈઝ છે.

આ સ્પષ્ટતાથી આપને જાણ થઈ હશે કે હૃદયના ઊંડાણથી ભાવનાત્મક સંબંધો, ગાઢમૈત્રી તથા વાસ્તવિક મહોબ્બત તો કોઈપણ કાફિર સાથે કોઈપણ પરિસ્થિતિમાં જાઈઝ નથી. જો કે અહેસાન, હમદર્દી, સદ્‌વર્તણૂક, લાભ પહોંચાડવો વગેરે સંબંધો મુસલમાનો સાથે યુદ્ધ ન કરી રહ્યા હોય એવા બધા જ ગૈરમુસ્લિમો સાથે જાઈઝ છે. એ જ પ્રમાણે જાહેરમાં સદ્‌વર્તણૂક અને મૈત્રીપૂર્ણ વહેવાર સૌની સાથે જાઈઝ છે, જ્યારે કે તેનો હેતુ ગૈરમુસ્લિમ મહેમાનોની મહેમાનનવાઝી કરવાનો અથવા તેમને ઈસ્લામથી વાકેફ કરવા દીની લાભ પહોંચાડવો અથવા તેમના કોઈ ત્રાસ અને હેરાનગતીથી બચવાનો હોય.

રસૂલે કરીમ ﷺ આ જગતમાં રહમતુલ્લિલ આલમીન "સમગ્ર વિશ્વ માટે કૃપા" બનીને આવ્યા. આપ ﷺએ ગૈરમુસ્લિમો સાથે જે અહેસાનો, હમદર્દી તથા સદ્‌વર્તણૂકના વહેવારો કર્યા છે, તેનું ઉદાહરણ જગતમાં ક્યાંય

મળવું મુશ્કેલ છે. મક્કામાં દુકાળ પડ્યો તો જે દુશ્મનોએ આપ ﷺને પોતાના વતનમાંથી કાઢી મૂક્યા હતા તેમની પોતે મદદ કરી. પછી જ્યારે મક્કા મુકર્રમહ પર વિજય પ્રાપ્ત થયો અને બધા દુશ્મનો આપ ﷺના કાબૂમાં આવી ગયા તો તે બધાને એવું કહી આઝાદ કરી દીધા કે, لَاتَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ "આજે તમને ફક્ત મા'ફી જ નથી આપવામાં આવતી બલકે, તમારા અત્યાચારો અને તમે પહોંચાડેલી તકલીફો વિશે તમને બુરું-ભલું પણ કહેતા નથી." ગેરમુસ્લિમોના યુદ્ધકેદીઓ સાથે એવી વર્તણૂક કરી કે, કોઈ પોતાના સંતાનો સાથે પણ એવો વર્તાવ નથી કરતું ! કાફિરોએ રસૂલે કરીમ ﷺને જાત-જાતની અને ભાત-ભાતની તકલીફો પહોંચાડી, પરંતુ ક્યારેય રસૂલે કરીમ ﷺનો હાથ બદલો લેવા માટે નથી ઊઠયો, જીભ મુબારકથી ક્યારેય બદ્દુઆ નથી કરી, બનૂષકીફ જેઓ હજુ મુસલમાન થયા ન હતા ત્યારે તેમનું એક પ્રતિનિધિમંડળ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયું તો તેમને મસ્જિદે નબવીમાં ઉતારો આપ્યો, જે મુસલમાનો માટે સૌથી પવિત્ર અને ઈજ્જતવાળું સ્થળ હતું.

ફારૂકે આઝમ (રદિ.)એ ગૈરમુસ્લિમ, મોહતાજ અને લાચાર ઝિમ્મીઓને મુસલમાનોની જેમ જ રાજ્યની તિજોરીમાંથી વઝીફા (પેન્શન) આપ્યા. ખુલફાએ રાશીદીન અને સહાબએ કિરામ (રદિ.)ના ગૈરમુસ્લિમો સાથેના વહેવારો આ પ્રકારની ઘટનાઓથી ભરેલા પડ્યા છે. આ બધી જ સદ્વર્તણૂક, હમદર્દી એ જાહેર મિત્રતાનું સ્વરૂપ હતું, ઈસ્લામમાં ગૈરમુસ્લિમો સાથે જે મેળ-મિલાપ અને હૃદયના ઊંડાણથી ભાવનાત્મક સંબંધો રાખવાથી મનાઈ કરવામાં આવી હતી તે ન હતા. આ સ્પષ્ટતા અને ખુલાસાથી આપને એકબાજુ જાણ થઈ ગઈ કે ગૈરમુસ્લિમો માટે ઈસ્લામમાં કેટલી બધી રવાદારી અને સદ્વર્તણૂકનું શિક્ષણ આપવામાં આવ્યું છે અને બીજી બાજુ ગાઢ મિત્રતા, દિલી મહોબ્બત અને ઊંડા ભાવનાત્મક સંબંધો રાખવાની મનાઈ કરવામાં આવી છે, ઉપરોક્ત ખુલાસાથી આ બાબતે ઉપસ્થિત થતી શંકા અને વાંધાઓ પણ દૂર થઈ જાય છે.

હવે, પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, કુર્આને કરીમે કાફિરો સાથે દિલી ભાવનાત્મક સંબંધો, દિલની ગાઢ મિત્રતા તથા હૃદયપૂર્વકની મહોબ્બત કરવાથી આટલી સખત રીતે કેમ રોક્યા છે કે, કોઈપણ પરિસ્થિતિમાં ગૈરમુસ્લિમો સાથે આવા સંબંધો જાઈઝ રાખવામાં આવ્યા નથી ? તેની શું હિકમત છે ? તેનું એક

ખાસ કારણ એ છે કે, ઈસ્લામની દૃષ્ટિમાં દુનિયાના બધા જ મનુષ્યોનું અસ્તિત્વ કોઈ જાનવરો કે જંગલના ઝાડો કે ઘાસ-ચારા જેવું નથી, પૈદા થયા, વૃદ્ધિ પામી, અંતે મૃત્યુ પામી નાશ પામ્યા. બલકે, માણસનું જીવન આ દુનિયામાં ખાસ એક હેતુ માટે છે. તેના જીવનની બધી જ પ્રવૃત્તિઓ તેનું ખાવું-પીવું, ઊઠવું-બેસવું, સૂવું-જાગવું અહીંયાં સુધી કે જીવવું અને મરવું એક ખાસ મકસદની આસપાસ ઘૂમે છે. જ્યાં સુધી આ મકસદ અને હેતુ પ્રમાણે માણસની બધી પ્રવૃત્તિઓ છે, તે બધા જ કાર્યો વ્યવસ્થિત અને બરાબર છે અને જો માનવી તેનાથી ઊલટું કરે છે, તો આ બધા જ કાર્યો ખોટા છે.

زندگی از بہر ذکر و بندگی ست      بے عبادت زندگی شرمندگی ست

જે વ્યક્તિ પોતાની જિંદગીના મકસદથી હટી જાય તે "દાનએ રૂમ"ના વાસ્તવિક આકલન પ્રમાણે મનુષ્ય જ નથી.

آنچہ می بینی خلافِ آدم اند      نیستند آدم غلافِ آدم اند

કુર્આન શરીફે માનવજીવનના હેતુને આ શબ્દોમાં વર્ણન કર્યો છે.

قُلْ اِنَّ صَلَاتِیْ وَنُسُکِیْ وَ مَحْیَایَ وَمَمَاتِیْ لِلّٰہِ رَبِّ الْعٰلَمِیْنَ ط

*"તમે કહો ! કે મારી નમાઝ, અને મારી કુરબાની, અને મારું મૌત, બધું જ અલ્લાહ રબ્બુલ આલમીન માટે છે."* *(સૂ:૬, આ:૧૬૨)*

જયારે મનુષ્યની જિંદગીનો હેતુ જ અલ્લાહ રબ્બુલ આલમીનનું આજ્ઞાપાલન અને બંદગી નક્કી કરવામાં આવ્યો તો દુનિયાના બધા જ કારોબાર રાજકરણ અને સત્તા, સામાજિક અને આર્થિક બધા જ પ્રકારના વહેવારો અને સંબંધો તેના તાબામાં જ ગણાશે માટે જે વ્યક્તિ આ હેતુનો જ વિરોધી છે તો પછી તો તે મનુષ્યજાતિનો સૌથી મોટો દુશ્મન છે અને આ દુશ્મનીમાં શયતાન સૌથી આગલી હરોળમાં છે. એટલા માટે કુર્આન શરીફે ફરમાવ્યું,

اِنَّ الشَّیْطٰنَ لَکُمْ عَدُوٌّ فَا تَّخِذُ وْہُ عَدُوًّا ،

*"શયતાન તમારો દુશ્મન છે, તેને દુશ્મન બનાવો."* *(સૂ:૩૫, આ:૬)*

એ જ પ્રમાણે જે લોકો શયતાનના વસવસાઓનું અનુસરણ કરનાર છે,

અંબિયા (અલૈ.) દ્વારા આવેલ અલ્લાહના હુકમોનો વિરોધી છે, તેમની સાથે દિલની ઊંડાઈઓથી ભાવનાત્મક સંબંધો અને મહોબ્બત એવો વ્યક્તિ ક્યારેય નથી રાખી શકતો જેની પોતાની જિંદગીનો એક મકસદ છે, કે જેની દોસ્તી, દુશ્મની, જીવન, મૃત્યુ બધું જ આ મકસદના આધીન છે. આ વિષયને સહીહૈનની એક હદીષમાં આ રીતે વર્ણન કરવામાં આવ્યો છે.

مَنْ اَحَبَّ لِلّٰهِ وَ اَبْغَضَ لِلّٰهِ فَقَدِ اسْتَكْمَلَ اِيْمَانَهٗ

*"જે વ્યક્તિએ દોસ્તી અને દુશ્મનીને અલ્લાહ માટે વક્ફ કરી દીધી તેણે પોતાનું ઈમાન સંપૂર્ણ કરી લીધું."* *(બુખારી, મુસ્લિમ)*

ઈમાન ત્યારે જ સંપૂર્ણ થઈ શકે છે જ્યારે કે મનુષ્ય પોતાની મહોબ્બત, દોસ્તી, દુશ્મની, ધિક્કાર બધું જ અલ્લાહના હુકમોનો આધીન બનાવી લે. એટલા માટે મો'મિનની દિલી દોસ્તી અને ભાવનાત્મક સંબંધ ફક્ત તે વ્યક્તિ માટે જ હોઈ શકે છે, જે તેના હેતુમાં તેનો સાથી અને મદદગાર તથા અલ્લાહ જલ્લ શા'નુહુના હુકમોનો આજ્ઞાપાલક હોય છે. એટલા માટે જ કુર્આન શરીફની પ્રસ્તુત આયતમાં કાફિરો સાથે હૃદયના ઊંડાણથી ભાવનાત્મક સંબંધો રાખનાર અને ગાઢ મૈત્રી કેળવનાર લોકો વિશે કહેવામાં આવ્યું છે કે, તેઓ તેમનામાંના જ છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, અલ્લાહ તઆલા તમને તેની મહાન જાતથી ડરાવે છે, એવું ન થાય કે અમુક દિવસના સ્વાર્થ અને હેતુની પૂર્તતા માટે કાફિરો સાથે ગાઢ મૈત્રી રાખી અલ્લાહ જલ્લ શા'નુહુને નારાજ કરી બેસો અને ભાવનાત્મક સંબંધોનો તા'લ્લુક (સંબંધ) દિલ સાથે છે અને દિલોની હાલત અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી. એટલા માટે એવું પણ થઈ શકે છે કે વાસ્તવમાં કોઈ વ્યક્તિ કાફિર સાથે હૃદયના ઊંડાણથી ગાઢ મૈત્રી રાખે અને મૌખિક રીતે તેનો ઈન્કાર કરે, એટલા માટે બીજી આયતમાં ફરમાવ્યું કે, તમારા દિલોમાં જે કંઈ પણ છે અલ્લાહ તઆલા તેનાથી સારી પેઠે વાકેફ છે અને તેને જાણે છે. આવા ઈન્કાર કે હિલા-હવાલા તેની સામે નહીં ચાલે.

کارہا با خلق آری جملہ راست　　　با خدا تزویر و حیلہ کے رواست

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૩૧-૩૨)

قُلْ اِنْ كُنْتُمْ تُحِبُّوْنَ اللّٰهَ فَاتَّبِعُوْنِيْ يُحْبِبْكُمُ اللّٰهُ وَيَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ ۭ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝۳۱ قُلْ اَطِيْعُوا اللّٰهَ وَالرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْكٰفِرِيْنَ ۝۳۲

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! જો તમે અલ્લાહથી મહોબ્બત રાખતા હોય તો મારું (અલ્લાહના હબીબ ﷺનું) અનુસરણ (પૈરવી) કરો, અલ્લાહ તમારાથી મહોબ્બત કરશે અને તમારા ગુનાહોને બખ્શી દેશે (મા'ફ કરી દેશે) અને અલ્લાહ બખ્શનારો મહેરબાન (દયાળુ) છે. (૩૧) તમે કહી આપો ! તમે અલ્લાહની અને રસૂલ (ﷺ)ની ઈતાઅત કરો (હુકમ માનો), પછી જો તેઓ ફરી જાય તો બેશક ! અલ્લાહ કાફિરોને પસંદ કરતો નથી. (૩૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની આયતોમાં તવહીદ (Monotheism)ના અકીદાના સિદ્ધાંતો વર્ણવવામાં આવ્યા હતા અને કાફિરોની ટીકા કરવામાં આવી. હવે "રિસાલત" (પયગમ્બરો અલ્લાહના સંદેશાવાહકો હોય છે, એવી માન્યતા) અને રસૂલે કરીમ ﷺની તાબે'દારી ફરજ હોવાનું વર્ણન કર્યું છે. જેથી જાણ થઈ જાય કે, જે પ્રમાણે તૌહીદનો ઈન્કાર કરવો કુફ્ર છે, એ જ પ્રમાણે "રિસાલત"નો ઈન્કાર કરવો પણ કુફ્ર છે.

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (લોકોને) કહી આપો કે, જો તમે (દિલો-જાનથી) અલ્લાહ સાથે મહોબ્બત રાખો છો (અને આ મહોબ્બત રાખવાના બદલામાં એવું ઈચ્છો છો કે અલ્લાહ તઆલા પણ તમારી સાથે મહોબ્બત કરે) તો તમે લોકો (આ હેતુ પ્રાપ્ત કરવાની પદ્ધતિઓમાં) મારું અનુસરણ (તાબે'દારી) કરો (કારણ કે હું વિશેષરૂપે આ જ શિક્ષણ આપવા માટે મોકલવામાં આવ્યો છું, જો એવું કરશો તો) અલ્લાહ તઆલા તમારી સાથે મહોબ્બત કરવા લાગશે અને તમારા બધા ગુનાહો મા'ફ કરી દેશે. (જેમકે હું મા'ફીના તરીકાનું શિક્ષણ પણ આપું છું,

જો તેના ઉપર અમલ કરશો તો નિઃશંક ! વાયદા પ્રમાણે તમારા ગુનાહો મા'ફ થઈ જશે. દાખલા તરીકે, ગુનાહોની તૌબા કરવાથી અલ્લાહના હકોમાં જે ક્ષતિ અને ઉણપ રહી ગઈ હતી તે મા'ફ કરી આપશે અને હુકૂકુલ ઈબાદ–બંદાના હકો અદા કરવાથી તે પણ મા'ફ થઈ જશે.) અને અલ્લાહ ઘણો જ મા'ફ કરનારો અને ખૂબ મહેરબાન છે (અને) તમે કહી આપો ! તાબે'દારી કરો અલ્લાહની (અને અસલ હેતુ તો અલ્લાહના હુકમોને પૂરા કરવાનો જ છે) અને (તાબે'દારી કરો) રસૂલ (ﷺ)ની (એટલે કે મારી તાબે'દારી એ સ્વરૂપે કરવી જરૂરી છે કે, હું અલ્લાહ તઆલાનો રસૂલ છું અને મારા દ્વારા મારી તાબે'દારી કરવાની રીત બતાવવામાં આવી ચૂકી છે.) પછી (તે છતાં પણ) જો તે લોકો (તમારી તાબે'દારી કરવાથી અથવા તમને રસૂલ માનવાથી) વાંધો ઉઠાવે તો (તે લોકો સાંભળી લે કે) અલ્લાહ તઆલા કાફિરો સાથે મહોબ્બત નથી કરતો (અને આવી પરિસ્થિતિમાં તે લોકો કાફિર ઠરશે. બસ, તેમનો અલ્લાહ તઆલા સાથે મહોબ્બતનો દા'વો કરવો અથવા તો અલ્લાહની મહોબ્બતની તમન્ના કરવી તદ્દન અવાસ્તવિક બાબત છે).

## મસ્અલા અને બોધપાઠ :

મહોબ્બત એક ગુપ્ત વસ્તુ છે, કોઈને કોઈનાથી મહોબ્બત છે કે નહિ, અથવા થોડી છે કે વધારે, તેનું માપદંડ એના સિવાય કશું નથી કે, પરિસ્થિતિઓ અને પરસ્પરના સંબંધોનું આકલન અને સમીક્ષા કરવામાં આવે ! મહોબ્બત (પ્રેમ)ની અમુક નિશાનીઓ હોય છે. જેના દ્વારા મહોબ્બત છે કે કેમ, તે જાણી શકાય છે. આ લોકો જેઓ અલ્લાહ તઆલા સાથે મહોબ્બતનો દા'વો કરતા હતા અને પોતે અલ્લાહ તઆલાની મહોબ્બતના અભિલાષી હતા, અલ્લાહ તઆલાએ તેમને આ આયતમાં પોતાની મહોબ્બતનું માપદંડ બતાવી દીધું છે. એટલે જો દુનિયામાં આજે પોતાના અસલી માલિક એટલે કે અલ્લાહ તઆલા સાથે મહોબ્બતનો દા'વો હોય તો તેના માટે એ જરૂરી છે કે, તેને રસૂલે કરીમ ﷺની તાબે'દારીના કસોટીના એરણ પર અજમાવીને જોઈ લે. બધું જ સાચું–ખોટું ખબર પડી જશે. જે વ્યક્તિ પોતાના મહોબ્બતના દા'વામાં જેટલો સાચો હશે એટલો જ રસૂલે કરીમ ﷺની તાબે'દારી, અનુસરણ અને આજ્ઞાઓ વધારે પાલન કરશે અને રસૂલે કરીમ ﷺના લાવેલા દિવ્યપ્રકાશને પોતાની મંઝિલ બનાવશે અને જેટલો પોતાના મહોબ્બતના દા'વામાં કમજોર અને ખોખરો હશે

એટલી જ આપ ﷺની તાબે'દારી અને અનુસરણમાં સુસ્તી અને આળસ કરતો જોવા મળશે.

એક હદીષમાં આપ ﷺએ ઈરશાદ ફરમાવ્યો, "જેણે મુહમ્મદ (ﷺ)ની તાબે'દારી કરી તેણે વાસ્તવમાં અલ્લાહની તાબે'દારી કરી અને જેણે મુહમ્મદ (ﷺ)ની નાફરમાની કરી તેણે અલ્લાહની નાફરમાની કરી." *(મઝહરી, જિલ્દ : ૨)*

---

## આયતો : (સૂરએ આલે ઇમ્રાન : આયત નં. ૩૩-૩૪)

| |
|---|
| اِنَّ اللّٰهَ اصْطَفٰٓى اٰدَمَ وَنُوْحًا وَّ اٰلَ اِبْرٰهِيْمَ وَاٰلَ عِمْرٰنَ عَلَى |
| الْعٰلَمِيْنَ ﴿٣٣﴾ ذُرِّيَّةً بَعْضُهَا مِنْۢ بَعْضٍ ۗ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٣٤﴾ |

## તરજુમો :

*બેશક ! અલ્લાહે આદમ (અલૈ.) અને નૂહ (અલૈ.) અને ઈબ્રાહીમ (અલૈ.)ના કુટુંબને અને ઈમ્રાનના કુટુંબને આખી દુનિયાના લોકો ઉપર ચૂંટી લીધા (નુબુવ્વત માટે પસંદ કર્યા). (૩૩) તેઓ એકબીજાની ઔલાદ (સંતાનો) હતી અને અલ્લાહ સાંભળનારો, સઘળું જાણનારો છે. (૩૪)*

**અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈહિમુસ્સલામ)નો ઉલ્લેખ રસૂલે કરીમ ﷺ માટે આશ્વાસન અને સંતોષ આપવા સ્વરૂપે હતો :**

જે લોકો રસૂલે કરીમ ﷺની તાબે'દારી કરવાથી એટલા માટે દૂર ભાગતા હતા કે તેમને રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત (રસૂલ હોવા)માં શંકા હતી. તેમના માર્ગદર્શન માટે આ આયતોમાં અગાઉના અંબિયા (અલૈ.)નો અછડતો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, જેથી તેમની બધી શંકાઓ દૂર થઈ જાય. આ નબીઓમાં હઝરત આદમ, હઝરત નૂહ, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું ખાનદાન અને હઝરત ઈમ્રાન (અલૈ.)ના ખાનદાનનું વર્ણન તો સામૂહિક રીતે ટૂંકમાં કરવામાં આવ્યું છે. ત્યાર પછી અસલ ઉલ્લેખ હઝરત ઈસા (અલૈ.)નો કરવાનો છે, તે પહેલાં તેમની નાની અને માતાનું પણ ખુલાસાવાર વર્ણન થયું છે અને હઝરત ઈસા (અલૈ.) વિશે પણ ખૂબ વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યું છે.

જેની હિકમત અને મસ્લિહતનું વર્ણન હઝરત ઈસા (અલૈ.)ની જિંદગીના પ્રસંગોની છણાવટ અનુસંધાને આગળ આવશે.

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલાએ (નુબુવ્વત માટે) ચૂંટી લીધા છે (હઝરત) આદમ (અલૈ.) અને (હઝરત) નૂહ (અલૈ.) ને અને (હઝરત) ઈબ્રાહીમ (અલૈ.)ની ઔલાદ(માંથી અમુક)ને (જેમકે હઝરત ઈસ્માઈલ અલૈ., હઝરત ઈશ્હાક અલૈ., હઝરત યાકૂબ અલૈ. અને બધા જ બની ઈસ્રાઈલના અંબિયા અલૈ. કે જેઓ યાકૂબ અલૈ.ની ઔલાદમાંથી છે અને આપણા પ્યારા નબી હઝરત મુહમ્મદ ﷺ હઝરત ઈસ્માઈલ અલૈ.ની ઔલાદમાંથી છે.) અને ઈમ્રાનની ઔલાદ(માંથી અમુક)ને (જો આ ઈમ્રાન હઝરત મૂસા અલૈ.ના પિતા છે તો તેમની ઔલાદથી અત્રે હઝરત મૂસા અલૈ. અને હઝરત હારૂન અલૈ.ના ભાવાર્થ સ્વરૂપે સમજી શકાય છે અને જો આ ઈમ્રાન હઝરત મરિયમના પિતા છે તો તેમની ઔલાદ હઝરત ઈસા અલૈ. તરફ અત્રે ઈશારો છે. મતલબ કે આ લોકોને નુબુવ્વત માટે) સમગ્ર દુનિયા(ની મખ્લૂક) ઉપર (ચૂંટી લીધા છે); અમુક તેમાંથી અમુકની ઔલાદ છે (જેમકે આ બધા જ નબીઓ હઝરત આદમ અલૈ.ની ઔલાદ છે. એવી જ રીતે હઝરત નૂહ અલૈ.ની ઔલાદ પણ બધા જ અંબિયા અલૈ. છે અને હઝરત ઈબ્રાહીમ અલૈ.ની ઔલાદમાં ઈમ્રાનની ઔલાદ પણ છે.) અને અલ્લાહ ખૂબ સાંભળનાર (અને) સઘળું જાણનાર છે (કે બધા જ લોકોની વાતો સાંભળે છે અને તેમની પરિસ્થિતિઓથી વાકેફ છે. બસ, અલ્લાહ તઆલા જેને ઈચ્છે તેને પોતાની નુબુવ્વતની ફરજ માટે ચૂંટી કાઢીને નબી બનાવી દે છે).

---

## આયતો : (સૂરએ આલિ-ઇમ્રાન : આયત નં. ૩૫-૩૬)

| |
|---|
| اِذْ قَالَتِ امْرَاَتُ عِمْرٰنَ رَبِّ اِنِّیْ نَذَرْتُ لَكَ مَا فِیْ بَطْنِیْ مُحَرَّرًا فَتَقَبَّلْ |
| مِنِّیْ ۚ اِنَّكَ اَنْتَ السَّمِیْعُ الْعَلِیْمُ ﴿٣٥﴾ فَلَمَّا وَضَعَتْهَا قَالَتْ رَبِّ اِنِّیْ |
| وَضَعْتُهَاۤ اُنْثٰی ؕ وَاللّٰهُ اَعْلَمُ بِمَا وَضَعَتْ ؕ وَ لَیْسَ الذَّكَرُ كَالْاُنْثٰی ۚ وَ اِنِّیْ |
| سَمَّیْتُهَا مَرْیَمَ وَ اِنِّیْۤ اُعِیْذُهَا بِكَ وَ ذُرِّیَّتَهَا مِنَ الشَّیْطٰنِ الرَّجِیْمِ ﴿٣٦﴾ |

## તરજુમો :

*જ્યારે ઈમ્રાનની પત્નીએ કહ્યું; હે મારા પરવરદિગાર ! જે મારા પેટ (ગર્ભ)માં છે તેને (બધાથી) આઝાદ કરીને તારી નઝર કર્યું (મન્નત માની); બસ, તું તેને મારા તરફથી કબૂલ કરી લે; બેશક ! તું જ સાંભળનારો (અને) સઘળું જાણનારો છે. (૩૫) પછી, જ્યારે તેણે તેને (મરિયમ અલૈ.ને) જન્મ આપ્યો તો તેણે (અફસોસ સાથે) કહ્યું, હે મારા પરવરદિગાર ! મેં (તો) આ પુત્રીનો જન્મ આપ્યો છે; અને અલ્લાહ સારી પેઠે જાણે છે જે તેણે જન્મ આપ્યો છે; પુત્ર પુત્રીના જેવો નથી હોતો; અને મેં તેનું નામ મરિયમ રાખ્યું; અને હું તેને અને તેની ઔલાદને શયતાન મરદૂદથી તારા શરણમાં સોંપું છું. (૩૬)*

## તફસીર :

(તે સમય પણ યાદ કરવા યોગ્ય છે) જ્યારે (કે) ઈમ્રાન (મરિયમ અલૈ.ના પિતા)ની પત્નીએ (ગર્ભાવસ્થામાં અલ્લાહ તઆલાને) વિનંતી કરી કે હે મારા પરવરદિગાર ! મેં નજર (મન્નત) માની છે તારી (ઈબાદત) માટે આ બાળકને જે મારા પેટ (ગર્ભ)માં છે કે તે (અલ્લાહ તઆલાના ઘરની સેવા માટે) સ્વતંત્ર (આઝાદ) રાખીશ (અને તેને મારા પોતાના કામમાં નહિ લગાવું); બસ, તું (તેને) મારા તરફથી સ્વીકારી લે, બેશક ! તું ખૂબ સાંભળનારો (અને) સઘળું જાણનારો છે. (અને મારી વિનંતીને સાંભળી રહ્યો છે અને મારી નિય્યતને પણ જાણે છે) પછી જ્યારે (તે ઈમ્રાનની પત્નીએ) પુત્રીનો જન્મ આપ્યો (તો તેને દુઃખ થયું કે, આ તો બયતુલ મુકદ્દસની સેવા કરવાના લાયક નથી એ કામ તો પુરૂષોનું હોય છે એટલા માટે અફસોસથી) કહેવા લાગી કે હે મારા પરવરદિગાર ! મેં (તો) બાળકીને જન્મ આપ્યો છે (અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે પોતાના વિચારથી અફસોસ કરી રહી હતી પરંતુ) અલ્લાહ તઆલા તે (ગુણવાન છોકરીને) સારી રીતે જાણે છે જેને તેણે જન્મ આપ્યો અને (કોઈપણ રીતે તે) છોકરો (જેની તેણે ઈચ્છા કરી હતી તે) આ પુત્રીના સમકક્ષ નથી (થઈ શકતો બલકે, આ છોકરી જ વધારે સારી છે કારણ કે, તેના ગુણો અને બરકતો આશ્ચર્યજનક રીતે આગળ જતાં પ્રગટ થશે. અલ્લાહનો આ ઈરશાદ એક પ્રકારના આશ્વાસન સ્વરૂપે હતો, પછી તે ઈમ્રાનની પત્નીનું નિવેદન છે કે,) અને મેં આ

છોકરીનું નામ મરિયમ (અલૈ.) રાખ્યું અને મેં તેને અને તેની ઔલાદને (જો તેને ઔલાદ થાય તો) તારા શરણ (અને રક્ષણ)માં સોંપ્યું છે, શયતાન મરદૂદથી !

## મસ્અલા અને બોધપાઠ :

અગાઉ થઈ ગયેલા અંબિયા (અલૈ.)ની શરીઅતમાં ઈબાદતની એક રીત એ પણ હતી કે પોતાના સંતાનોમાંથી કોઈને અલ્લાહ માટે નક્કી કરી દેતા હતા અને સંતાન પાસેથી દુનિયાની કોઈ સેવા લેતા ન હતા. હઝરત મરિયમ (અલૈ.)ની માતાએ આ જ કાયદા હેઠળ પોતાના ગર્ભમાં રહેલ સંતાન વિશે એવી મન્નત માની હતી કે, તેને હું ખાસ બયતુલ મુકદસની સેવા માટે રાખી લઈશ અને દુનિયાનું કોઈ કામ તેની પાસે નહિ કરાવું, પરંતુ જ્યારે તેમણે બાળકીને જન્મ આપ્યો તો એવું વિચારીને અફસોસ કરવા લાગ્યાં કે, પુત્રી તો બયતુલ મુકદસની સેવાનું કામ કરી શકતી નથી, પરંતુ અલ્લાહ તઆલાએ તેમની નિખાલસતાની બરકતથી તે છોકરીને સેવા માટે સ્વીકારી લીધી અને તેના મરતબાને સમગ્ર દુનિયાની પુત્રીઓ કરતાં ઉચ્ચ કક્ષાનો બનાવી દીધો.

આથી સ્પષ્ટ થાય છે કે, માતાને પોતાના સંતાનોના શિક્ષણ અને કેળવણી બાબતે એક પ્રકારે વાલીપણાનો હક વધારે પ્રાપ્ત છે. કારણ કે, જો માતાને વાલીપણાનો અધિકાર ન મળ્યો હોત તો તેઓએ હઝરત મરિયમ (અલૈ.)ની મન્નત માની ન હોત ! અને એ જ પ્રમાણે એ પણ સાબિત થયું કે, માતાને પોતાના બાળકનું નામ રાખવાનો અધિકાર પણ મળેલ છે. *(જસ્સાસ)*

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૩૭)

| |
|---|
| فَتَقَبَّلَهَا رَبُّهَا بِقَبُولٍ حَسَنٍ وَّ اَنْۢبَتَهَا نَبَاتًا حَسَنًا ۙ وَّ كَفَّلَهَا زَكَرِيَّا ۚ كُلَّمَا |
| دَخَلَ عَلَيْهَا زَكَرِيَّا الْمِحْرَابَ ۙ وَجَدَ عِنْدَهَا رِزْقًا ۚ قَالَ يٰمَرْيَمُ اَنّٰى لَكِ هٰذَا ؕ |
| قَالَتْ هُوَ مِنْ عِنْدِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يَرْزُقُ مَنْ يَّشَآءُ بِغَيْرِ حِسَابٍ ۳۷ |

## તરજુમો :

*પછી તેનો (મરિયમ અલૈ.નો) તેના પરવરદિગારે સારી રીતે સ્વીકાર કર્યો*

*અને તેનો ઉછેર સારી રીતે કરી ઉછેરી; અને તેને ઝકરિય્યા (અલૈ.)ને સોંપી, જ્યારે પણ ઝકરિય્યા (અલૈ.) તેમના મિહરાબ (રૂમ)માં તેમની પાસે આવતા, તેની (મરિયમ અલૈ.) પાસે કંઈક ખાવા (પીવાની વસ્તુઓ) જોતા; તેણે (ઝકરિય્યા અલૈ.એ) પૂછ્યું, હે મરિયમ ! તારી પાસે આ ક્યાંથી આવ્યું? તેણે (મરિયમ અલૈ.એ) કહ્યું, આ અલ્લાહ પાસેથી આવે છે; બેશક ! અલ્લાહ જેને ચાહે બેહિસાબ રોજી આપે છે. (૩૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

હઝરત મરિયમ (અલૈ.)ની વાલિદહ તેમને લઈને મસ્જિદે બયતુલ મુકદ્દસમાં પહોંચ્યા અને ત્યાંના મુજાવરો (વ્યવસ્થાપકો) અને બંદગી કરનારાઓમાંથી હઝરત ઝકરિય્યા (અલૈ.) પણ હતા. હઝરત મરિયમ (અલૈ.)ની વાલિદહએ હઝરત ઝકરિય્યા (અલૈ.)ને કહ્યું કે, આ છોકરીને મેં ખાસ અલ્લાહ તઆલા માટે મન્નત માની છે. એટલા માટે હું તેને મારી પાસે નથી રાખી શકતી. બસ, હું તેને અહીંયાં લાવી છું તમે લોકો તેને તમારી પાસે રાખો !

હઝરત ઈમ્રાન (અલૈ.) આ મસ્જિદના ઈમામ હતા અને પત્નીના ગર્ભાવસ્થાના સમયગાળામાં જ તેમનો ઈન્તેકાલ થઈ ગયો હતો, નહિતર સૌથી વધારે આ પુત્રીને લેવાનો તેમને હક હતો. કારણ કે, તેઓ આ પુત્રીના પિતા પણ હતા અને મસ્જિદે બયતુલ મુકદ્દસના ઈમામ પણ હતા. એટલા માટે બયતુલ મુકદ્દસના મુજાવરો અને આબિદોમાંથી દરેક વ્યક્તિ તેને લેવાની અને મેળવવાની ઈચ્છા રાખતા હતા. હઝરત ઝકરિય્યા (અલૈ.)એ પોતાના દાવાને અગ્રિમતા આપવાનું કારણ એ વર્ણન કર્યું કે, મારા ઘરમાં તેમની માસી છે અને તે માતા જેમ જ હોય છે. એટલા માટે માતા પછી તેને જ રાખવાનો વધારે અધિકાર છે. પરંતુ અન્ય લોકો આ દલીલ ઉપર રાજી થઈ સહમત ન થયા. અંતે ચિઠ્ઠીઓ નાંખવામાં આવી અને ચિઠ્ઠીઓ નાંખવાની ઘટના પણ આશ્ચર્યજનક રીતે અસ્વાભાવિક બની, જેનું વર્ણન આગળ આવશે. તેમાં પણ હઝરત ઝકરિય્યા (અલૈ.) સફળ થયા.

એટલા માટે હઝરત મરિયમ (અલૈ.) તેમને સોંપવામાં આવ્યા અને તેમણે અમુક રિવાયતો પ્રમાણે એક આયાને રાખી દૂધ પીવડાવ્યું અને અમુક રિવાયતોમાં છે કે, હઝરત મરિયમ (અલૈ.)ને દૂધ પીવાની જરૂરત જ ઉપસ્થિત ન

થઈ. મતલબ કે, તેઓ પોતે ઊઠવા–બેસવા લાગ્યા અને તેમને મસ્જિદની સાથે જ એક ઉત્તમ કક્ષાના મકાનમાં લાવીને રાખવામાં આવ્યા. હઝરત ઝકરિય્યા (અલૈ.) જ્યાં પણ જતા તાળું મારીને જતા અને આવીને જ્યારે તાળું ખોલતા અને જે જોતા તે જ કિસ્સો અહીંયાં ટૂંકમાં વર્ણન કરવામાં આવ્યો છે.

## તફસીર :

બસ, તે (મરિયમ અલૈ.)ને તેના પરવરદિગારે ભેટ તરીકે સ્વીકારીને તેનો સારી રીતે ઉછેર કર્યો અને (હઝરત) ઝકરિય્યા (અલૈ.)ને તેમના સરપરસ્ત બનાવ્યા. જ્યારે (હઝરત) ઝકરિય્યા (અલૈ.) તેમની પાસે (તે જ) ઉત્તમ કક્ષાના મકાન (મિહરાબ)માં (જેમાં હઝરત મરિયમ અલૈ.ને રાખવામાં આવ્યા હતા) તશરીફ લાવતા તો તેમની પાસે અમુક ખાવા–પીવાની વસ્તુઓ જોતા (અને) એવું પૂછતા કે, હે મરિયમ ! આ વસ્તુઓ તમારા માટે ક્યાંથી આવી ? (જ્યારે કે મકાનને તો તાળું માર્યું હતું કે જેથી બહારથી કોઈ વસ્તુ અંદર આવવાની શક્યતા ન હતી.) તે કહેતાં કે, અલ્લાહ તઆલાના (ગૈબના ખજાનાઓ છે) ત્યાંથી આવ્યું; બેશક ! અલ્લાહ તઆલા જેને ચાહે છે બેહિસાબ રોજી અર્પણ કરે છે (જેમકે, આ સ્થળે ફક્ત પોતાના ફઝલથી કોઈપણ પ્રકારની મહેનત વિના રોજી અર્પણ કરવામાં આવી).

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૩૮)

هُنَالِكَ دَعَا زَكَرِيَّا رَبَّهٗ ۚ قَالَ رَبِّ هَبْ لِيْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً ۚ اِنَّكَ سَمِيْعُ الدُّعَآءِ ﴿٣٨﴾

## તરજુમો :

*ત્યાં જ ઝકરિય્યા (અલૈ.)એ પોતાના પરવરદિગાર પાસે દુઆ માંગી, કહ્યું; હે મારા પરવરદિગાર ! તારી પાસેથી મને પવિત્ર ઔલાદ આપ; બેશક ! તું દુઆ સાંભળનારો છે. (૩૮)*

## તફસીર :

(હઝરત ઝકરિય્યા અલૈ.એ હઝરત મરિયમ અલૈ.ની કેળવણી કરતી

વખતે કુદરતની અકલ્પનીય નિશાનીઓ નિહાળીને પોતાના માટે પણ સંતાન પ્રાપ્તિની દુઆ કરી તેનો અત્રે ઉલ્લેખ છે.)

આ સ્થળે (હઝરત) ઝકરિય્યા (અલૈ.)એ પોતાના પરવરદિગારને વિનંતી કરી, હે મારા પરવરદિગાર ! મને પણ ખાસ તારી પાસેથી કોઈ નેક ઔલાદ એનાયત કર, બેશક ! તું દુઆને ઘણો જ સાંભળનાર છે.

## મસ્અલા અને બોધપાઠ :

هُنَالِكَ دَعَا زَكَرِيَّا (એટલા માટે ઝકરિય્યા અલૈ.એ પોતાના પરવરદિગાર પાસે દુઆ માંગી) હઝરત ઝકરિય્યા (અલૈ.)ને તે સમય સુધી ઔલાદ ન હતી અને તેઓ ઘરડા થઈ ચૂક્યા હતા. વૃદ્ધાવસ્થામાં સ્વાભાવિક રીતે ઔલાદ થતી નથી. જો કે, તેમને અલ્લાહ તબારક વ તઆલાની કુદરત ઉપર સંપૂર્ણ ભરોસો હતો કે તે આ વૃદ્ધાવસ્થામાં પણ ઔલાદ આપી શકે છે. પરંતુ તેમણે ક્યારેય અલ્લાહ તઆલાની એવી આદતનો જાત અનુભવ કર્યો ન હતો કે, તે વિના કારણે, વિના મોસમે કોઈ વસ્તુ અર્પણ કરે છે. એટલા માટે તેઓ પોતાના માટે ઔલાદ પ્રાપ્તિની દુઆ કરવાની હિંમત કરી શકતા ન હતા. પરંતુ હવે જ્યારે તેમણે પોતે નજરે જોઈ લીધું કે અલ્લાહ તઆલાએ હઝરત મરિયમ (અલૈ.)ને ઋતુ વિના ફળો આપ્યા છે તો પોતાના માટે પણ સવાલ કરવાની હિંમત થઈ કે, જે સર્વશક્તિમાન અલ્લાહ વિના ઋતુઓ ફળો આપી શકે છે તે અલ્લાહ વૃદ્ધાવસ્થામાં ઔલાદ પણ આપી શકે છે !

قَالَ رَبِّ هَبْ لِىْ مِنْ لَّدُنْكَ ذُرِّيَّةً طَيِّبَةً (તેણે કહ્યું, હે મારા પરવરદિગાર ! તારી પાસેથી મને પવિત્ર ઔલાદ અર્પણ કર) આ આયતથી સ્પષ્ટ થાય છે કે, ઔલાદ માટે દુઆ કરવી અંબિયા (અલૈ.) અને નેક લોકોની સુન્નત છે.

એક બીજી આયતમાં અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ وَجَعَلْنَا لَهُمْ اَزْوَاجًا وَّذُرِّيَّةً (સૂ:૧૩, આ:૩૮) "જેવી રીતે રસૂલે કરીમ ﷺને પત્નીઓ અને ઔલાદ આપવામાં આવી એવી જ રીતે આ નેઅ્મત અગાઉના અંબિયા (અલૈ.)ને પણ આપવામાં આવી હતી." હવે જો કોઈ વ્યક્તિ કોઈ માધ્યમ દ્વારા ઔલાદ પૈદા થવાથી રોકવાનો પ્રયત્ન કરે તો તે કુદરત વિરૂદ્ધ બગાવતનો ઝંડો ઊંચો કરી બળવો પોકારી રહ્યો છે અને અંબિયા (અલૈ.)ની સર્વસહમતિ પ્રાપ્ત સુન્નતથી પણ વંચિત થઈ રહ્યો છે. રસૂલે કરીમ ﷺએ નિકાહ

અને ઔલાદના પ્રશ્નને એટલું મહત્ત્વ આપ્યું છે કે, આપ ﷺએ તે વ્યક્તિને પોતાની જમાઅતમાં સામેલ થવાની પરવાનગી ન આપી કે, જે શક્તિ હોવા છતાં શાદી ન કરતો હોય અને ઔલાદ વગેરેને ઝંઝટ સમજતો હોય !

اَلنِّكَاحُ مِنْ سُنَّتِيْ فَمَنْ رَغِبَ عَنْ سُنَّتِيْ فَلَيْسَ مِنِّيْ وَتَزَوَّجُوْاالْوَدُوْدَالْوَلُوْدَ فَاِنِّيْ مُكَاثِرٌ بِكُمُ الْاُمَمَ

*"નિકાહ મારી સુન્નત છે, જે આ સુન્નતથી દૂર ભાગે છે તે મારામાંથી નથી, એટલા માટે તમે નિકાહ કરો જેથી હું તમારી બહુમતીના કારણે અન્ય ઉમ્મતો ઉપર ગર્વ કરીશ."*

એક બીજી આયતમાં અલ્લાહ તઆલાએ એવા લોકોના વખાણ કર્યા છે, જેઓ ઔલાદ અને પત્નીની પ્રાપ્તિ માટે અને તેમના નેક અને સાલેહ તથા ગુણવાન બનવા માટે અલ્લાહ પાસે દુઆ કરે છે. ઈરશાદ છે,

وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ

*"અલ્લાહના આજ્ઞાપાલક લોકો એવા છે જેઓ એવી દુઆ કરે છે કે, તેમને પત્ની, બાળકો એવા એનાયત કર કે, જેમને જોઈને આંખોમાં ઠંડક અને દિલમાં ખુશી ઉત્પન્ન થાય."* *(સૂ:૨૫, આ:૭૪)*

હઝરત હસન બસરી (રહ.) ફરમાવે છે કે, "અહીંયાં આંખોની ઠંડકનો ભાવાર્થ એ છે કે પોતાની પત્ની અને બાળકોને અલ્લાહની તાબે'દારીમાં હંમેશા મશગૂલ જૂએ."

એક હદીષમાં આવે છે કે, રસૂલે અકરમ ﷺને ઉમ્મે સુલૈમ (રદિ.)એ દરખાસ્ત કરી કે, "તમે મારા સેવક અનસ માટે કોઈ દુઆ કરો," તો આપ ﷺએ તેના માટે આ દુઆ કરી,

اَللّٰهُمَّ اَكْثِرْ مَالَهٗ وَوَلَدَهٗ وَبَارِكْ لَهٗ فِيْمَا اَعْطَيْتَهٗ

*"હે અલ્લાહ ! તેના (અનસના) માલ અને ઔલાદમાં વધારો કર અને તે વસ્તુમાં બરકત અતા કર જે તેં તેને અર્પણ કરી છે."*

આ દુઆની અસર એવી થઈ કે, હઝરત અનસ રદિ.ની ઔલાદ સો સુધી પહોંચી હતી અને અલ્લાહ તઆલાએ તેમને આર્થિક સદ્ધરતા પણ એનાયત કરી.

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૩૯)

| |
|---|
| فَنَادَتْهُ الْمَلٰٓئِكَةُ وَهُوَ قَآئِمٌ يُّصَلِّيْ فِي الْمِحْرَابِ ۙ اَنَّ اللّٰهَ يُبَشِّرُكَ بِيَحْيٰى |
| مُصَدِّقًۢا بِكَلِمَةٍ مِّنَ اللّٰهِ وَسَيِّدًا وَّحَصُوْرًا وَّنَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ ﴿٣٩﴾ |

## તરજુમો :

*પછી તેમને ફરિશ્તાઓએ પોકાર કર્યો જ્યારે કે તેઓ (ઝકરિય્યા અલૈ.) મિહરાબ (હુજરા)માં નમાઝ માટે ઊભા થયા કે, અલ્લાહ તમને યહ્યા (અલૈ.)ની ખુશખબરી આપે છે જે અલ્લાહના હુકમનું સમર્થન કરનાર (ગવાહી આપનાર), અને સરદાર, અને નફ્સ (મનેચ્છા)ને (સ્ત્રીસંગથી) કાબૂમાં રાખનાર (સંયમી), અને નબી હશે ભલાઈ કરનારાઓમાંથી ! (૩૯)*

## તફ્સીર :

બસ, પછી જ્યારે તેઓ (હઝરત ઝકરિય્યા અલૈ.) નમાઝ માટે મિહરાબમાં ઊભા થયા તો તેમને ફરિશ્તાઓએ પોકારીને કહ્યું, અલ્લાહ તઆલા આપને યહ્યા (અલૈ. નામના પુત્ર)ની ખુશખબરી આપે છે, જેઓ અલ્લાહના કલિમહનું સમર્થન કરશે (એટલે કે હઝરત ઈસા અલૈ.ની નુબુવ્વતનું સમર્થન કરશે) અને સરદાર હશે, અને પોતાની મનેચ્છાઓને (સ્ત્રીસંગથી) કાબૂમાં રાખનાર (સંયમી) હશે, અને નબી હશે, અને ઉચ્ચ કક્ષાના ભલા (નેક) માણસોમાંથી હશે!

## મસ્અલા અને બોધપાઠ :

كَلِمَةُ اللّٰهِ (અલ્લાહનો શબ્દ) "કલિમતુલ્લાહ" હઝરત ઈસા (અલૈ.)ને "કલિમતુલ્લાહ" એટલા માટે કહેવામાં આવે છે કે, તેઓ ફક્ત અલ્લાહ તઆલાના હુકમથી માનવપ્રકૃતિ વિરૂદ્ધ પિતાના માધ્યમ વિના પૈદા થયા હતા.

حَصُوْرًا "હસૂરા" હઝરત યહ્યા (અલૈ.)ની ખાસિયત વર્ણન કરવામાં આવી છે કે, તેઓ પોતાના નફસ (મનેચ્છાઓ)ને રોકનારા (કાબૂમાં રાખનાર સંયમી) હતા અને મનેચ્છાઓ રોકવામાં જાઇઝ મુબાહ ખ્વાહિશોથી બચવું પણ સામેલ છે. દાખલા તરીકે સારું-સારું ખાવું, સારું-સારું પહેરવું, નિકાહ વગેરે. આ

ખાસિયતને વખાણ કરવાના સ્વરૂપે ઉલ્લેખ કરવાથી એવી જાણ થાય છે કે, આ જ ઉત્તમ રીત છે, પરંતુ હદીષોમાં નિકાહની ઘણી બધી ફઝીલતો અને મહત્ત્વ વર્ણવવામાં આવ્યું છે. ખુલાસો એ છે કે, જે વ્યક્તિની પરિસ્થિતિ હઝરત યહ્યા (અલૈ.) જેવી થઈ જાય કે આખિરતનો વિચાર તેના ઉપર એવો છવાય જાય કે, જેના કારણે ન તો પત્નીની આવશ્યકતા મહેસૂસ કરે, ન બાળકો અને ન જ દુનિયવી ચીજ-વસ્તુઓની ફુરસદ રહે તો એવા વ્યક્તિ માટે આ બધી મનેચ્છાઓથી રોકાઈ જવું વધારે સારી બાબત છે. એટલા માટે જે હદીષોમાં નિકાહ વગેરેની ફઝીલત અને મહત્ત્વ સાબિત થયું છે, તેમાં એક શરત આ પણ જોવા મળે છે. مَنِ اسْتَطَاعَ مِنْكُمُ الْبَاءَةَ "જે વ્યક્તિ નિકાહ કરવાની શક્તિ ધરાવતો હોય" - જેનો અર્થ એ થયો કે, તે વ્યક્તિ લગ્ન સંબંધોમાં પત્ની અને સંતાનોના હકો અદા કરી શકવા માટે સમર્થ હોવો જોઈએ તો જ નિકાહ કરવા ઉત્તમ છે, નહિતર નિકાહ ન કરવા જોઈએ. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૪૦-૪૧)

| |
|---|
| قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّقَدْ بَلَغَنِيَ الْكِبَرُ وَامْرَاَتِيْ عَاقِرٌ ۭ قَالَ كَذٰلِكَ |
| اللّٰهُ يَفْعَلُ مَا يَشَاۗءُ ۝ قَالَ رَبِّ اجْعَلْ لِّيْٓ اٰيَةً ۭ قَالَ اٰيَتُكَ اَلَّا تُكَلِّمَ النَّاسَ |
| ثَلٰثَةَ اَيَّامٍ اِلَّا رَمْزًا ۭ وَاذْكُرْ رَّبَّكَ كَثِيْرًا وَّسَبِّحْ بِالْعَشِيِّ وَالْاِبْكَارِ ۝ ع |

## તરજુમો :

*તેણે (ઝકરિય્યા અલૈ.એ) કહ્યું, હે મારા પવરદિગાર ! મને પુત્ર કેવી રીતે થશે ? જ્યારે કે મારા ઉપર (તો) વૃદ્ધાવસ્થા પહોંચી ચૂકી છે અને મારી સ્ત્રી (પત્ની પણ) વાંઝણી છે; તેણે કહ્યું, એ જ પ્રમાણે અલ્લાહ જે ચાહે છે તે કરે છે ! (૪૦) તેણે (ઝકરિય્યા અલૈ.એ) કહ્યું (વિનંતી કરી), હે મારા પરવરદિગાર ! મારા માટે કોઈ નિશાની નક્કી કરી આપ; તેણે કહ્યું, તારી નિશાની એ છે કે તું લોકોથી ત્રણ દિવસ સુધી વાત નહિ કરી શકે, પણ માત્ર ઈશારાથી; અને તું પોતાના પરવરદિગારને ઘણો જ યાદ કર, સવાર અને સાંજ (તેની) તસ્બીહ (અલ્લાહના વખાણનો ઝિક્ર) કર્યા કર. (૪૧)*

## તફસીર :

તેણે (હઝરત ઝકરિય્યા અલૈ.એ અલ્લાહને) વિનંતી કરી, હે મારા પરવરદિગાર ! મને સંતાન કેવી રીતે થશે ? જ્યારે કે મારા ઉપર વૃદ્ધાવસ્થા પહોંચી ચૂકી છે અને મારી પત્ની પણ (વૃદ્ધાવસ્થાના કારણે) સંતાન પૈદા કરવાના કાબિલ (યોગ્ય) નથી. અલ્લાહ તઆલાએ (જવાબમાં) ફરમાવ્યું કે, આવી પરિસ્થિતિમાં જ પુત્ર થશે, કારણ કે અલ્લાહ જે ઈરાદો કરે છે તે થઈને જ રહે છે. તેમણે વિનંતી કરી કે, હે મારા પરવરદિગાર ! (તો પછી) મારા માટે કોઈ નિશાની નક્કી કરી આપ ! (જેથી મને ખબર પડી જાય), અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, તમે ત્રણ દિવસ લોકો સાથે વાતો કરી શકશો નહિ, ફક્ત (હાથ અથવા માથા વગેરેથી) ઈશારાથી (વાત કરી શકશો અને જ્યારે આ નિશાની જુઓ તો સમજી લેજો કે હવે ઘરમાં સંતાન પ્રાપ્તિની આશા છે) અને (જ્યારે લોકો સાથે વાતો કરવાની શક્તિ ન રહે ત્યારે અલ્લાહનો ઝિક્ર કરવાની શક્તિ ચોક્કસ બાકી રહેશે તો તમે) પોતાના પરવરદિગારને (દિલથી પણ) વધારે યાદ કરજો અને (જીભથી પણ) તસ્બીહ (અને અલ્લાહના વખાણ અને તેના ઝિક્ર)માં મશગૂલ રહેજો, સાંજે અને સવારે પણ. (કારણ કે, અલ્લાહનો ઝિક્ર કરવાની શક્તિ અને તાકાત તમારામાં તે સમયે પણ સંપૂર્ણ રીતે બાકી રહેશે.)

## મસ્અલા અને બોધપાઠ :

### હઝરત ઝકરિય્યા (અલૈ.)ની દુઆ અને તેની હિકમત :

اَنّٰى يَكُوْنُ لِىْ غُلٰمٌ અલ્લાહ તબારક વ તઆલા "કુદરતે કામિલા" (સંપૂર્ણ કુદરત–શક્તિ) ધરાવનાર છે, હઝરત ઝકરિય્યા (અલૈ.) એવો અકીદો રાખતા હતા અને તેઓ તેનું અવલોકન પણ પોતાની સગી આંખોએ કરી ચૂક્યા હતા, અને પોતે જ સંતાન માટે દરખાસ્ત કરી હતી અને તેનો સ્વીકાર થવાની જાણ પણ થઈ ગઈ હતી, તે છતાં એવું કહેવાનો શું અર્થ છે કે, "મને પુત્ર કેવી રીતે થશે ?" વાસ્તવમાં વાત એમ છે કે, હઝરત ઝકરિય્યા (અલૈ.)નો આવો સવાલ કરવો અલ્લાહ તબારક વ તઆલાની કુદરતમાં શંકા કરવાને કારણે ન હતો, પરંતુ સવાલનો હેતુ એ પરિસ્થિતિ જાણવાનો હતો કે, જ્યારે અમે બંને પતિ–પત્ની વૃદ્ધાવસ્થાની પરિસ્થિતિમાં પહોંચી ચૂક્યા છે તો શું સંતાનપ્રાપ્તિ માટે આવી જ

હાલત રહેશે કે પછી તેમાં કોઈ ફેરફાર થશે ? અલ્લાહ તઆલાએ જવાબમાં ફરમાવ્યું, નહીં ! તમે ઘરડા જ રહેશો અને આવી જ હાલતમાં તમને ઔલાદ થશે. તો હવે તેમાં શંકાને કોઈ સ્થાન ન રહ્યું. *(બયાનુલ કુર્આન)*

قَالَ اٰيَتُكَ اَلَّا تُكَلِّمَ النَّاسَ ثَلٰثَةَ اَيَّامٍ اِلَّا رَمْزًا હઝરત ઝકરિય્યા (અલૈ.)નો નિશાની જાણવાનો હેતુ એ હતો કે, અમને જલદી ખુશી પ્રાપ્ત થાય અને બાળક પેદા થતાં પહેલાં જ અલ્લાહના શુક્રમાં પ્રવૃત્ત થઈ જઈએ. એટલા માટે અલ્લાહ તઆલાએ એમને તે નિશાની પણ બતાવી દીધી કે, તેઓ ત્રણ દિવસ સુધી લોકો સાથે વાત નહિ કરી શકે, માત્ર ઈશારાથી જ કામ ચલાવી શકશે.

આ નિશાનીમાં રસપ્રદ વાત એ છે કે, નિશાનીની દરખાસ્ત કરવાનો એમનો હેતુ એ હતો કે, અલ્લાહનો શુક્ર અદા કરે, એટલા માટે નિશાની એવી ઠરાવવામાં આવી કે તેઓ એ દિવસોમાં તેમના હેતુ સિવાય (એટલે કે અલ્લાહના ઝિક્ર સિવાય) અન્ય કોઈ કામના જ રહેશે નહીં. સો નિશાનીઓની એક નિશાની થઈ ગઈ ! અને તેમનો પોતાના શુક્ર કરવાનો હેતુ પણ પ્રાપ્ત થઈ ગયો.

*(બયાનુલ કુર્આન)*

اِلَّا رَمْزًا આ આયતથી જાણ થઈ કે, જ્યારે કોઈની સાથે વાત કરવાની શક્તિ ન રહે તો ઈશારાથી વાત કરવી તેના સ્થાને સમજવામાં આવશે. રસૂલે કરીમ ﷺની એક હદીષમાં આવે છે કે, ‘‘રસૂલુલ્લાહ ﷺએ એક બાંદીને સવાલ કર્યો કે, اَيْنَ اللّٰهُ ‘અલ્લાહ ક્યાં છે ?’ તો એ બાંદીએ આસમાન તરફ ઈશારો કર્યો, આથી રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે આ બાંદી મુસલમાન છે.’’ *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૪૨–૪૩)

| |
|---|
| وَاِذْ قَالَتِ الْمَلٰٓئِكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ اصْطَفٰكِ وَطَهَّرَكِ وَاصْطَفٰكِ عَلٰى نِسَآءِ |
| الْعٰلَمِيْنَ ﴿٤٢﴾ يٰمَرْيَمُ اقْنُتِىْ لِرَبِّكِ وَاسْجُدِىْ وَارْكَعِىْ مَعَ الرّٰكِعِيْنَ ﴿٤٣﴾ |

**તરજુમો :**

*અને જ્યારે ફરિશ્તાઓએ કહ્યું, હે મરિયમ (અલૈ.) ! બેશક ! અલ્લાહે તમને*

*ચૂંટી કાઢયા; અને તમને પવિત્ર કર્યા અને તમને દુનિયાની બધી જ સ્ત્રીઓમાં (શ્રેષ્ઠતા આપી) પસંદ કર્યા. (૪૨) હે મરિયમ (અલૈ.)! તમે તમારા પરવરદિગારની બંદગી કરો; અને સિજદો કરો, અને રુકૂઅ્ કરનારાઓ સાથે રુકૂઅ્ કરો. (૪૩)*

## તફસીર :

(અને તે સમય પણ યાદ કરવા યોગ્ય છે) જ્યારે ફરિશ્તાઓએ (હઝરત મરિયમ અલૈ.ને) કહ્યું, હે મરિયમ (અલૈ.) ! બેશક ! અલ્લાહ તઆલાએ તમને નક્કી કરી (સ્વીકાર કર્યો) અને (બધા જ પ્રકારની બુરાઈઓથી અને બુરા અખ્લાકથી) પવિત્ર બનાવ્યાં છે (અને આ રીતે સ્વીકાર કરવો ફક્ત અમુક ઔરતો ઉપર શ્રેષ્ઠતા અર્પીને નહિ, પરંતુ) સમગ્ર દુનિયાની સ્ત્રીઓના મુકાબલામાં પસંદ ફરમાવ્યા છે. (અને ફરિશ્તાઓએ એવું પણ કહ્યું,) હે મરિયમ (અલૈ.) ! તમારા પરવરદિગારની ફરમાંબરદારી કરતા રહો અને સિજ્દહ (એટલે કે નમાઝ અદા) કર્યા કરો, અને (નમાઝમાં) તે લોકો સાથે રુકૂઅ્ કર્યા કરો જેઓ રુકૂઅ્ કરનારા છે.

## મસ્અલા અને બોધપાઠ :

وَاصْطَفٰكِ عَلٰى نِسَآءِ الْعٰلَمِيْنَ નો અર્થ 'તે સમયકાળની દુનિયામાં ઉપસ્થિત બધી જ સ્ત્રીઓ છે.' એટલા માટે હદીષમાં سَيِّدَةُ نِسَآءِ اَهْلِ الْجَنَّةِ فَاطِمَةُ (હઝરત ફાતિમા રદિ. જન્નતની બધી સ્ત્રીઓની સય્યિદહ-સરદાર છે)નું ફરમાન આ આયતનું વિરોધાભાસી નથી. وَارْكَعِىْ مَعَ الرّٰكِعِيْنَ "રુકૂઅ્ કરનારાઓ સાથે રુકૂઅ્ કરો." અહીંયાં اِرْكَعِىْ (ઇરકિઇ)ની સાથે مَعَ الرّٰكِعِيْنَ (મઅર્રાકિઈન)ની શરત થઈ હોવાનું વર્ણન છે, પરંતુ وَاسْجُدِىْ (વસ્જુદી)ની સાથે مَعَ السّٰجِدِيْنَ (મઅસ્સાજિદીન) લગાવવામાં આવ્યું નથી, આથી સ્પષ્ટ થાય છે કે, તે એ બાબત તરફ ઈશારો છે કે, રુકૂઅ્ કરતી વખતે અમુક લોકો મોટે-ભાગે કાળજી રાખતા નથી. સામાન્ય કમર ઝૂકાવી, ન ઝૂકાવી કે ઊભા થઈ જાય છે ! આ પ્રકારનો રુકૂઅ્ "કયામ"થી વધારે નજીક હોય છે. એટલા માટે દેખીતી રીતે એવી જાણ થાય છે કે, અલ્લાહ તઆલાએ رَاكِعِيْنَ (રાકિઈન) શબ્દ વાપરીને લોકોને એક નમૂનો બતાવ્યો કે, સંપૂર્ણ રીતે રુકૂઅ્ કરનારાઓ જેવો રુકૂઅ્ કરવો જોઈએ.

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૪૪)

| |
|---|
| ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ؕ وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يُلْقُوْنَ اَقْلَا |
| مَهُمْ اَيُّهُمْ يَكْفُلُ مَرْيَمَ ۪ وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يَخْتَصِمُوْنَ ﴿٤٤﴾ |

## તરજુમો :

*આ ગૈબની ખબરો છે, જે અમે આપ (ﷺ) પર મોકલીએ છીએ અને તમે તેમની પાસે (હાજર) ન હતા, જ્યારે તેઓ (કુર્રા અંદાજી માટે) પોતાની કલમ (પાણીમાં) નાંખી રહ્યા હતા કે, તેમનામાંથી મરિયમ (અલૈ.)ની પરવરિશ (પાલન–પોષણ) કોણ કરશે ? અને તમે તેમની પાસે (હાજર) ન હતા જ્યારે તેઓ (મરિયમ અલૈ.ની પરવરિશ બાબતે આપસમાં) વાદ–વિવાદ કરતા હતા. (૪૪)*

## તફસીર :

આ ઘટના (જે ઉપર પ્રસ્તુત થઈ છે તેને જાણવા માટેનું રસૂલુલ્લાહ ﷺ પાસે કોઈ દેખીતું માધ્યમ હતું નહિ, તે અલ્લાહ તરફથી) ગૈબની ખબરોમાંથી છે, જેની વહી તમારી પાસે મોકલીએ છીએ (જેના દ્વારા તમે આ ખબરો જાણીને લોકોને બતાવો છો) અને (દેખીતું છે કે, જે લોકો મરિયમ અલૈ.ને પરવરિશ માટે રાખવા પરસ્પર વાદ–વિવાદ કરી રહ્યા હતા, જેનો ફેંસલો છેવટે "કુર્રા અંદાજી–ચિટ્ઠીઓ નાંખી" કરવાનું નક્કી થયું તે સમયે) તમે તે લોકો પાસે હાજર ન હતા, જ્યારે તેઓ (કુર્રા અંદાજી માટે) પોત–પોતાની કલમો (પાણીમાં) નાંખી રહ્યા હતા (અને કુર્રા અંદાજી કરવાનું સ્વરૂપ એવું નક્કી કરવામાં આવ્યું હતું કે, જેની કલમ પાણીના વહેણથી ઊલટી દિશામાં વહી જાય તેને હઝરત મરિયમ અલૈ.ના ભરણ–પોષણનો અધિકાર મળશે. બસ, કુર્રા માટે આ જ પદ્ધતિ અપનાવવામાં આવી હતી.) કે તે બધામાંથી (હઝરત) મરિયમ (અલૈ.)ની પરવરિશ કોણ કરશે? અને તે સમયે તમે તે સ્થળે તેમની પાસે હાજર ન હતા, જ્યારે તે લોકો (કુર્રા અંદાજી કરતી વખતે) પરસ્પર વાદ–વિવાદ કરી રહ્યા હતા. (તે વાદ–વિવાદનો ફેંસલો કરવા માટે આ કુર્રા અંદાજી કરવાનું નક્કી કરવામાં

આવ્યું અને આ ઘટના બાબતે જાણવા માટેનું બીજું કોઈ માધ્યમ પણ તમારી પાસે મૌજૂદ નથી, આ ગુપ્ત ખબરો ચોક્કસ વહીના માધ્યમથી તમારા સુધી પહોંચી રહી છે, જે આપ ﷺની નુબુવ્વતની સ્પષ્ટ દલીલ છે).

## મસ્અલા અને બોધપાઠ :

**મસ્અલો :**

શરીઅતે મુહમ્મદિય્યહ ﷺમાં હનફી મસ્લકમાં કુર્રા અંદાજીનો એ હુકમ છે કે, જે અધિકારો અને હકો નિર્ધારિત અને ચોક્કસ રીતે શરીઅત પ્રમાણે પ્રથમથી જ ખબર છે, તેવી બાબતોમાં કુર્રા અંદાજી કરવી નાજાઈઝ છે અને તે "કિમાર" ગણવામાં આવશે. દાખલા તરીકે, કોઈ સામૂહિક અને સંયુક્ત માલિકીની વસ્તુમાં ચિઠ્ઠી નાંખી કોઈ એકનું નામ નીકળે અને તે જ આ બધી સામૂહિક અને સંયુક્ત મિલ્કતનો માલિક બની જાય અને તે જ બધું લઈ લે, તો આ "કિમાર" (જુગાર) છે અને આવી રીતે ચિઠ્ઠીઓ નાંખવી નાજાઈઝ છે. એ જ પ્રમાણે એ પણ નાજાઈઝ છે કે, જે બાળકની નસ્લ વિવાદાસ્પદ હોય તેમાં ચિઠ્ઠીઓ નાંખી જેનું નામ નીકળે તેને જ બાપ સમજવામાં આવે. એ જ રીતે જે હકો પ્રથમથી જ ઈસ્લામે નક્કી કરી રાખ્યા છે તેમાં પણ ચિઠ્ઠીઓ નાંખી કુર્રા અંદાજી કરી હક નક્કી કરવા જાઈઝ નથી, પરંતુ વારસદારોના સંયુક્ત માલિકીના મકાનની વહેંચણી બાબતે ચિઠ્ઠીઓ નાંખી મકાનના વિભાગો વારસદારોની સંપૂર્ણ સહમતિથી વહેંચવા જાઈઝ છે. દાખલા તરીકે, ચિઠ્ઠીઓ નાંખી ઝૈદને પશ્ચિમનો ભાગ, અમરુને પૂર્વનો ભાગ, આ રીતે સંયુક્ત માલિકીના મકાનના વિવિધ ભાગો, ઓરડાઓ બધાની સહમતિથી વહેંચવા જાઈઝ છે.

*(બયાનુલ કુર્આન)*

અથવા એવું કહો કે જ્યાં બધા ભાગીદારોના અધિકારો સરખા હોય ત્યાં સરખે ભાગે વહેંચવા માટે અને જે તે ભાગનો માલિકી નક્કી કરવા માટે બધાની સહમતિથી ચિઠ્ઠીઓ નાંખવી જાઈઝ છે.

———————————

**આયતો : (સુરએ આલિ ઇમ્રાન : આયત નં. ૪૫-૪૬)**

إِذْ قَالَتِ الْمَلَٰٓئِكَةُ يَٰمَرْيَمُ إِنَّ اللَّهَ يُبَشِّرُكِ بِكَلِمَةٍ مِّنْهُ اسْمُهُ الْمَسِيحُ
عِيسَى ابْنُ مَرْيَمَ وَجِيهًا فِي الدُّنْيَا وَالْآخِرَةِ وَمِنَ الْمُقَرَّبِينَ ﴿٤٥﴾
وَيُكَلِّمُ النَّاسَ فِي الْمَهْدِ وَكَهْلًا وَمِنَ الصَّٰلِحِينَ ﴿٤٦﴾

**તરજુમો :**

*અને જ્યારે ફરિશ્તાઓએ કહ્યું, હે મરિયમ (અલૈ.) ! બેશક, અલ્લાહ તમને ખુશખબરી આપે છે પોતાના એક કલિમહ (હુકમ)ની; તેમનું નામ મસીહ મરિયમ (અલૈ.)ના બેટા ઈસા (અલૈ.) છે; દુનિયા અને આખિરતમાં મરતબાવાળા અને અલ્લાહના ખાસ (નિકટવર્તી) બંદાઓમાંથી (હશે). (૪૫) અને તેઓ (ઈસા મસીહ અલૈ.) લોકો સાથે વાતો કરશે જ્યારે તેઓ (માતાના) ખોળામાં હશે, અને જ્યારે તેઓ પુખ્ત વયના થશે, અને (તેઓ) નેક લોકોમાંથી છે. (૪૬)*

**તફસીર :**

(તે સમયને યાદ કરો) જ્યારે ફરિશ્તાઓએ (હઝરત મરિયમ અલૈ.ને એવું પણ) કહ્યું, હે મરિયમ (અલૈ.) ! અલ્લાહ તઆલા તમને ખુશખબરી આપે છે એક કલિમહ (નિશાની)ની જે અલ્લાહ તરફથી હશે (એટલે આપને એક બાળક પૈદા થશે જે પિતાના માધ્યમ વિના પૈદા થશે, એટલા માટે તે "કલિમતુલ્લાહ" "અલ્લાહનો હુકમ-નિશાની" કહેવાશે) તેનું નામ (અને લકબ) મસીહ ઈસા ઈબ્ને મરિયમ હશે. (તેમનો એવો મરતબો હશે કે,) તેઓ (અલ્લાહ સમીપ) ખૂબ ઈજ્જતવાળા હશે, દુનિયામાં (પણ તેમને નુબુવ્વત આપવામાં આવશે) અને આખિરતમાં (પણ પોતાની ઉમ્મતના મો'મિનો માટે તેમની સિફારસ કબૂલ કરવામાં આવશે.) અને (જે પ્રમાણે તેમની નુબુવ્વત અને સિફારસ અન્યો માટે છે એ જ પ્રમાણે પોતે પણ વ્યક્તિગત શ્રેષ્ઠતા અને ઉચ્ચ કક્ષાના મરતબાવાળા હશે.) તેઓ અલ્લાહના મકબૂલ બંદાઓમાંથી હશે (અને એ મોઅ્જિઝો પણ તેમની સાથે હશે કે તેઓ માંના) ખોળામાં પણ લોકો સાથે

વાતચીત કરશે (એટલે કે બિલકુલ બાળપણની હાલતમાં પણ) અને પુખ્ત વયમાં! (પણ લોકો સાથે વાતચીત કરશે અને બંને પરિસ્થિતિમાં તેમની વાતચીતમાં કોઈ તફાવત નહિ હોય) અને (તેઓ ઉચ્ચ કક્ષાના અલ્લાહના) નિકટતવર્તી (મુકર્રબ) બંદાઓમાંથી હશે.

## મસ્અલા અને બોધપાઠ :

### ઈસા (અલૈ.)ના નાઝિલ થવાની એક દલીલ : પુખ્ત વયની ઉંમરમાં પણ હઝરત ઈસા (અલૈ.)નું કલામ (વાણી-વાતચીત) મોઅ્જિઝો જ હશે !

આ આયતમાં હઝરત ઈસા (અલૈ.)ની એક ખાસિયતનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેઓ બાળપણમાં પારણામાં કે જે ઉંમરમાં બાળકો વાતચીત કરવાની ક્ષમતા ધરાવતા નથી હોતા, એવા સમયે પણ વાતચીત કરશે. જેમકે બીજી આયતમાં ઉલ્લેખ થયો છે. અમુક લોકોએ શરૂઆતમાં હઝરત ઈસા (અલૈ.)ના જન્મ પછી હઝરત મરિયમ (અલૈ.) ઉપર તોહમત લગાવીને તેમને મહેણાં-ટોણાં મારવા લાગ્યા, તે સમયે જન્મજાત શીશુ હઝરત ઈસા (અલૈ.) બોલી ઊઠ્યા, اِنِّیۡ عَبۡدُ اللّٰہِ ("હું અલ્લાહનો બંદો છું") અને સાથે-સાથે આ આયતમાં એ પણ કહેવામાં આવ્યું છે કે, તેઓ જ્યારે આધેડ ઉંમરના થશે તો પણ લોકો સાથે વાતચીત કરશે. અત્રે એ વાત વિચારવા યોગ્ય છે કે, બાળપણની હાલતમાં વાતચીત કરવી એક મોઅ્જિઝો અને નિશાની હતી એનું વર્ણન કરવું અત્રે યોગ્ય જણાય છે, પરંતુ આધેડ ઉંમરમાં લોકો સાથે વાતચીત કરવી તો સામાન્ય બાબત છે. તે દરેક વ્યક્તિ મો'મિન, કાફિર, આલિમ, જાહિલ બધા જ કરી શકે છે, તો પછી આ આયતમાં તેને હઝરત ઈસા (અલૈ.)નો એક ખાસ ગુણ અને વિશેષ ખાસિયત બતાવવાનો શું અર્થ છે !?

આ સવાલનો એક જવાબ એ છે જે બયાનુલ કુર્આનની તફસીરથી સમજમાં આવે છે કે, અસલ હેતુ બાળપણમાં વાતચીત કરશે એવું જાહેર કરવાનો જ છે. એની સાથે સાથે આ આયતમાં મોટી ઉંમરમાં વાતચીત કરવાનો ઉલ્લેખ એટલા માટે કરવામાં આવ્યો કે, તેમની બાળપણની વાતચીત એવી નહિ હોય જેમકે, સામાન્ય રીતે નાના બાળકો વાતચીત કરતા હોય છે. બલકે, અત્યંત

બુદ્ધિપૂર્વકની જ્ઞાનસભર, સૂઝબૂઝયુક્ત ઉચ્ચ કક્ષાની વાતચીત હશે. જેમકે કોઈ પુખ્ત વયનો વ્યક્તિ વાતચીત કરે છે અને જો હઝરત ઈસા (અલૈ.)ની ઘટના અને તેમના ઈતિહાસ પર વિચાર કરવામાં આવે તો આ સ્થળે પુખ્ત વયમાં વાતચીત કરવાનો ઉલ્લેખ કરવામાં એક આગવું આશ્ચર્યજનક રહસ્ય છે અને તે આ છે કે, ઈસ્લામ અને કુર્આની અકીદહ (માન્યતા) પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ને સદેહે જીવતા જ આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા છે. રિવાયતોથી એવું સાબિત થાય છે કે, હઝરત ઈસા (અલૈ.)ને આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા ત્યારે તેમની ઉંમર ૩૦–૩૫ વર્ષની હતી, જે ભરપૂર યુવાનીનો સમયકાળ હોય છે. "આધેડ ઉંમર" જેને અરબીમાં كَهْلًا "કહલન" કહેવામાં આવે છે. તે ઉંમર તો આ દુનિયામાં તેમની થઈ જ ન હતી. માટે આધેડ ઉંમરમાં લોકો સાથે વાતચીત ત્યારે જ થઈ શકે છે જ્યારે કે તેઓ આ દુનિયામાં પાછા આવવાના હોય ! એટલા માટે જેવી રીતે તેમની શીશું અવસ્થા (બાળપણ)ની વાતચીત એક મોઅ્જિઝો હતો, એ જ પ્રમાણે તેમની આધેડ ઉંમરની વાતચીત પણ એક મોઅ્જિઝો જ હશે!

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૪૭)

| |
|---|
| قَالَتْ رَبِّ اَنّٰى يَكُوْنُ لِىْ وَلَدٌ وَّلَمْ يَمْسَسْنِىْ بَشَرٌ ؕ قَالَ كَذٰلِكِ اللّٰهُ |
| يَخْلُقُ مَا يَشَآءُ ؕ اِذَا قَضٰٓى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿٤٧﴾ |

### તરજુમો :

*તેઓ (મરિયમ અલૈ.) બોલ્યાં, હે મારા પરવરદિગાર ! મને કેવી રીતે પુત્ર થશે ? મને કોઈ માનવીએ હાથ પણ લગાવ્યો નથી; તેણે કહ્યું, એ જ પ્રમાણે અલ્લાહ જેને ચાહે છે પૈદા કરે છે, જ્યારે તે કોઈ કામનો ઈરાદો કરે છે તો તે તેને કહે છે "થઈ જા" બસ તે થઈ જાય છે. (૪૭)*

### તફસીર :

તેઓ (હઝરત મરિયમ અલૈ.) બોલ્યાં, હે મારા પરવરદિગાર ! મને કેવી રીતે બાળક પૈદા થશે ? જ્યારે કે, મને કોઈ પુરૂષે (સહશયન સ્વરૂપે) હાથ પણ

લગાવ્યો નથી; (અને કોઈ બાળક જાઈઝ પદ્ધતિથી સ્વાભાવિક રીતે પુરૂષ વિના જન્મ નથી લઈ શકતું, તો ખબર નથી આમ જ ફક્ત અલ્લાહ તઆલાના હુકમથી બાળક પૈદા થશે અથવા તો મને નિકાહ કરવાનો હુકમ કરવામાં આવશે ?) અલ્લાહ તઆલાએ (જવાબમાં ફરિશ્તા દ્વારા) ફરમાવ્યું, આવી જ રીતે (વિના પુરૂષે બાળક) થશે, (કારણ કે) અલ્લાહ તઆલા જે ઈચ્છે છે પૈદા કરી દે છે (એટલે કે કોઈ વસ્તુને પૈદા થવા માટે ફક્ત અલ્લાહનો ઈરાદો કરવો પૂરતો છે, કોઈ માધ્યમ અથવા ખાસ કારણની તેને આવશ્યકતા નથી અને તેના ઈરાદો કરવાની રીત એ છે કે,) જ્યારે કોઈ વસ્તુ પૂરી કરવા ઈચ્છે છે તો તેને કહી આપે છે કે, (હાજર) થઈ જા ! બસ, તે વસ્તુ (હાજર) થઈ જાય છે. (બસ, જે વસ્તુને માધ્યમ વિના અને કોઈ સ્ત્રોત વિના હાજર થવાનું કહી આપે છે તો એ એમ જ હાજર થઈ જાય છે.)

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૪૮ થી ૫૧)

وَيُعَلِّمُهُ الْكِتٰبَ وَ الْحِكْمَةَ وَ التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ ﴿٤٨﴾ وَ رَسُوْلًا اِلٰى بَنِيْٓ
اِسْرَآءِيْلَ ۙ اَنِّيْ قَدْ جِئْتُكُمْ بِاٰيَةٍ مِّنْ رَّبِّكُمْ ۙ اَنِّيْٓ اَخْلُقُ لَكُمْ مِّنَ الطِّيْنِ كَهَيْـَٔةِ
الطَّيْرِ فَاَنْفُخُ فِيْهِ فَيَكُوْنُ طَيْرًاۢ بِاِذْنِ اللّٰهِ ۚ وَاُبْرِئُ الْاَكْمَهَ وَالْاَبْرَصَ وَاُحْيِ
الْمَوْتٰى بِاِذْنِ اللّٰهِ ۚ وَاُنَبِّئُكُمْ بِمَا تَاْكُلُوْنَ وَمَا تَدَّخِرُوْنَ ۙ فِيْ بُيُوْتِكُمْ ؕ اِنَّ فِيْ ذٰلِكَ
لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٤٩﴾ وَمُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيَّ مِنَ التَّوْرٰىةِ وَلِاُحِلَّ
لَكُمْ بَعْضَ الَّذِيْ حُرِّمَ عَلَيْكُمْ وَجِئْتُكُمْ بِاٰيَةٍ مِّنْ رَّبِّكُمْ ۟ فَاتَّقُوا اللّٰهَ
وَ اَطِيْعُوْنِ ﴿٥٠﴾ اِنَّ اللّٰهَ رَبِّيْ وَ رَبُّكُمْ فَاعْبُدُوْهُ ؕ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿٥١﴾

### તરજુમો :

*અને તે (તેમને) તેની કિતાબ અને બુદ્ધિ (વિવેક)ની વાતો તથા તવરાત અને ઈન્જીલ શિખવાડશે. (૪૮) અને (તેમને) બની ઈસ્રાઈલ તરફ એક રસૂલ બનાવશે (તેઓ કહેશે) કે બેશક ! હું તમારી પાસે તમારા પરવરદિગાર*

*પાસેથી નિશાની લઈને આવ્યો છું; હું તમારા માટે (માટીના) ગારામાંથી એક પક્ષીના આકાર જેવું બનાવું છું પછી તેમાં ફૂંક મારું છું તો તે અલ્લાહના હુકમથી પક્ષી બની જાય છે; અને હું જન્મજાત આંધળા અને કોઢવાળાઓને સાજા કરું છું; અને અલ્લાહના હુકમથી મૃત્યુ પામી ચૂકેલાને સજીવન કરું છું; અને બતાવું છું તમે જે કંઈ ખાઓ છો અને જે તમે પોતાના ઘરોમાં રાખી મૂકો છો; બેશક ! તેમાં તમારા માટે પૂરતી નિશાની છે જો તમે ઈમાનવાળા (વિશ્વાસ ધરાવનાર) છો. (૪૯) અને હું મારાથી અગાઉની (કિતાબ) તવરાતનું સમર્થન (ખરાઈ) કરનારો છું અને જેથી તમારા માટે અમુક તે વસ્તુઓ (અલ્લાહના હુકમથી) હલાલ કરું જે તમારા ઉપર હરામ કરવામાં આવી હતી; અને તમારી પાસે તમારા પરવરદિગાર પાસેથી એક નિશાની સાથે આવ્યો છું; બસ, અલ્લાહથી ડરો અને મારું કહ્યું માનો. (૫૦) બેશક ! અલ્લાહ મારો અને તમારો પરવરદિગાર છે; બસ, તમે તેની ઈબાદત કરો, આ જ સીધો (સત્ય) માર્ગ છે. (૫૧)*

## તફસીર :

(અને હે મરિયમ ! આ નવજાત શીશુની એ ફઝીલતો હશે કે,) અલ્લાહ તઆલા તેને (આસમાની) કિતાબો અને સમજણની વાતો શીખવાડશે અને ખાસ કરી તવરાત અને ઈન્જીલનું શિક્ષણ આપશે. બધા જ બની ઈસ્રાઈલ માટે (પયગમ્બર બનાવીને નિશાનીઓ આપીને) મોકલશે કે (اِنِّى قَدْ جِئْتُكُمْ (تَا) مُسْتَقِيْمٌ એટલે) હું તમારી પાસે (મારી નુબુવ્વત વિશે) જે દલીલો લઈને આવ્યો છું તે એ છે કે, હું તમારા (વિશ્વાસ) માટે (માટીના) ગારામાંથી એક એવો આકાર બનાવું છું, જેમકે પક્ષીનો આકાર હોય છે પછી તેમાં ફૂંક મારું છું જેનાથી તે અલ્લાહના હુકમથી (સજીવ) પક્ષી બની જાય છે (એક મોઅ્જિઝો તો આ થયો) અને હું જન્મજાત આંધળાઓ અને કોઢ (સફેદ ડાઘ)ની બીમારીવાળાઓને સાજા કરી આપું છું અને મરેલાને અલ્લાહના હુકમથી જીવતા કરી આપું છું (આ બીજો અને ત્રીજો મોઅ્જિઝો થયો) અને હું તમને (તે બધું) બતાવી આપું છું કે, તમે જે કંઈ તમારા ઘરોમાં ખાઓ છો અને જે (ઘરોમાં) સંગ્રહો છો (આ ચોથો મોઅ્જિઝો થયો), નિઃશંક આ (પ્રસ્તુત મોઅ્જિઝાઓ)માં (મારા નબી હોવાની) પૂરતી દલીલો છે, જો તમે લોકો ઈમાન લાવવા ઇચ્છો તો ! અને હું એવી રીતે

આવ્યો છું કે, મારાથી અગાઉની કિતાબ (જે નાઝિલ થઈ હતી, એટલે કે) તવરાતનું સમર્થન કરું છું અને એટલા માટે આવ્યો છું કે તમારા માટે અમુક એવી વસ્તુઓ (અલ્લાહના હુકમથી) હલાલ કરી આપું જે તમારા ઉપર (મૂસા અલૈ.ની શરીઅતમાં) હરામ કરવામાં આવી હતી. બસ, (તેનો પ્રતિબંધ મારી શરીઅતમાં રદ થશે) અને (મારો આ રદ કરવાનો દા'વો દલીલ વિના નથી બલકે, હું સાબિત કરી ચૂક્યો છું કે) હું તમારી પાસે (નુબુવ્વતની) દલીલો લઈને આવ્યો છું (અને નબીનો કૌલ અને દા'વો અગાઉના હુકમો રદ કરવા માટે દલીલ છે) મતલબ એ કે, (જ્યારે મારું નબી હોવું દલીલોથી સાબિત થઈ ચૂક્યું તો મારા શિક્ષણ પ્રમાણે) તમે લોકો અલ્લાહ તઆલા(ના હુકમ વિરૂદ્ધ જવા)થી ડરો અને (દીન વિશે) મારું કહ્યું માનો (અને મારા દીની શિક્ષણનો ખુલાસો એ છે કે,) બેશક! અલ્લાહ તઆલા મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ ! બસ તમે તેની બંદગી કરો અને આ જ સીધો માર્ગ છે (એટલે કે આ જ તે સાચો દીન છે, જેમાં અકીદહ અને અમલો બંને સંપૂર્ણ છે તથા આ જ છૂટકારાનો એકમાત્ર અલ્લાહ તરફથી આવેલ માર્ગ છે).

## મસ્અલા અને બોધપાઠ :

**મસ્અલો :**

પક્ષીઓની શકલ બનાવવી એક ચિત્ર (મોડલ) હતું, તે તેમની શરીઅતમાં જાઇઝ હતું. આપણી શરીઅતમાં તે જાઇઝ હોવું મન્સૂખ (રદ) થઈ ગયું.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૫૨-૫૩)

فَلَمَّآ اَحَسَّ عِيْسٰى مِنْهُمُ الْكُفْرَ قَالَ مَنْ اَنْصَارِيْٓ اِلَى اللّٰهِ ؕ قَالَ
الْحَوَارِيُّوْنَ نَحْنُ اَنْصَارُ اللّٰهِ ۚ اٰمَنَّا بِاللّٰهِ ۚ وَاشْهَدْ بِاَنَّا مُسْلِمُوْنَ ﴿۵۲﴾
رَبَّنَآ اٰمَنَّا بِمَآ اَنْزَلْتَ وَاتَّبَعْنَا الرَّسُوْلَ فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿۵۳﴾

**તરજુમો :**

*પછી જ્યારે ઈસા (અલૈ.)ને તેમનું કુફ્ર મહેસૂસ થયું (ત્યારે તેમણે) કહ્યું,*

*અલ્લાહના રસ્તામાં કોણ છે મારો મદદગાર !? હવારીઓ (ઈસા અલૈ.ના સાથીદારો)એ કહ્યું, અલ્લાહના (માર્ગમાં) અમે (તમારા) મદદગાર છીએ; અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા અને તમે ગવાહ રહો કે અમે હુકમ કબૂલ કર્યો (અમે મુસલમાન છીએ). (૫૨) હે અમારા પરવરદિગાર ! અમે તેના ઉપર ઈમાન લાવ્યા જે તેં નાઝિલ કર્યું, અને અમે રસૂલની તા'બેદારી કરી, બસ તું અમને ગવાહી આપનારાઓ સાથે લખી લે. (૫૩)*

## તફસીર :

(મતલબ કે, ખુશખબરી પ્રમાણે હઝરત ઈસા અલૈ. એ જ રીતે ઉચ્ચ કક્ષાના મરતબા સાથે પૈદા થયા અને બની ઈસ્રાઈલ સાથે ઉપરોક્ત પ્રમાણે વાતચીત થઈ તથા તેમને મોઅ્જિઝાઓ બતાવ્યા, પરંતુ બની ઈસ્રાઈલે હઝરત ઈસા અલૈ.ની નુબુવ્વતનો ઈન્કાર કર્યો.)

બસ, જ્યારે હઝરત ઈસા (અલૈ.)એ તેમનો નકાર જોયો (અને ઈન્કારની સાથે સાથે ત્રાસ આપવા માટે તૈયાર થઈ ગયા તો સંજોગોવસાત્ અમુક લોકો તેમને એવા મળ્યા જે હવારિય્યિન કહેવાતા હતા) તો (તે હવારિય્યિનને) તેમણે કહ્યું, કોઈ એવો વ્યક્તિ પણ છે જે (અલ્લાહના દીનમાં વિરોધીઓ અને ઈન્કારીઓના મુકાબલામાં) અલ્લાહ માટે મારા મદદગાર બને !? (જેના કારણે દીનની દા'વતમાં મને કોઈ ત્રાસ ન પહોંચાડે) હવારિય્યિન બોલી ઉઠ્યા કે, અલ્લાહના (દીનના) અમે મદદગાર છીએ. અમે અલ્લાહ તઆલા ઉપર (તમારી દા'વત પ્રમાણે) ઈમાન લાવ્યા અને તમે આ (વાત)ના ગવાહ રહેજો કે અમે (અલ્લાહ તઆલાના અને તમારા) ફરમાંબરદાર છે (પછી અલ્લાહનો શુક્ર અદા કરવા માટે અલ્લાહ પાસે દુઆ કરી કે) હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લાવ્યા તે વસ્તુઓ (અને હુકમો) ઉપર જે તેં નાઝિલ ફરમાવ્યું અને અમે તા'બેદારી (પૈરવી) કરીએ છીએ (તે) રસૂલની. બસ, (અમારું ઈમાન સ્વીકારીને) અમને તે લોકો સાથે લખી લે જેઓ (પ્રસ્તુત વિષયનું) સમર્થન કરે છે (એટલે કે, સંપૂર્ણ મો'મિનોના જૂથમાં અમારું નામ લખી લે).

## મસ્અલા અને બોધપાઠ :

قَالَ الْحَوَارِيُّوْنَ શબ્દ "હવારી" حَوَرَ "હવ્ર" થી નીકળ્યો છે, જેનો અર્થ શાબ્દિક ભાષામાં "સફેદી" (Whiteness) થાય છે. આ વ્યાખ્યા પ્રમાણે હઝરત

ઈસા અલૈ.ના નિખાલસ સાથીદારોને તેમના ઈખ્લાસ તથા તેમના હૃદયની શુદ્ધ ભાવનાના કારણે અથવા તો તેમના સફેદ પહેરવેશના કારણે "હવારી"નો લકબ આપવામાં આવ્યો છે. જેમકે રસૂલુલ્લાહ ﷺના સાથીદારોને صَحَابِیُ "સહાબી"નો લકબ આપવામાં આવ્યો છે.

અમુક મુફસ્સિરોએ હવારિય્યીનની સંખ્યા ૧૨ બતાવી છે. ક્યારેક શબ્દ "હવારી" ફક્ત "મદદગાર"ના અર્થમાં પણ બોલવામાં આવે છે. એ જ આધારે એક હદીષમાં ઈરશાદ છે કે, "દરેક નબીનો કોઈ હવારી (એટલે કે નિખાલસ સાથીદાર) હોય છે." મારો હવારી ઝૂબૈર છે." *(તફસીરે કુર્તુબી)*

**બોધપાઠ :**

આ આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે, ઈસા (અલૈ.)ને જ્યારે લોકોના (એટલે કે બની ઈસ્રાઈલના) કુફ્ર અને તેમના વિરોધનો અનુભવ થયો ત્યારે તેઓ પોતાના મદદગારોને શોધવા લાગ્યા અને તેમણે ફરમાવ્યું, مَنْ اَنْصَارِیْ શરૂઆતમાં નુબુવ્વતના હોદ્દાની રૂએ દા'વતના કામમાં દા'વત શરૂ કરતી વખતે અલ્લાહના હુકમને પૂરો કરવા માટે એકલા જ ઊભા થઈ ગયા હતા. પ્રથમ કોઈ ગૃપ અથવા પાર્ટી બનાવવાની ફિકર કરી ન હતી. જ્યારે આવશ્યકતા જણાઈ તો એક ગૃપ બની ગયું. વિચાર કરવામાં આવે તો દરેક કામ માટે જીવનમાં આવી જ હિંમત અને પુખ્ત ઈરાદાઓની આવશ્યકતા હોય છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૫૪-૫૫)

وَمَكَرُوْا وَمَكَرَ اللّٰهُ ۭ وَاللّٰهُ خَيْرُ الْمٰكِرِيْنَ ﴿٥٤﴾ اِذْ قَالَ اللّٰهُ يٰعِيْسٰٓى اِنِّىْ مُتَوَفِّيْكَ
وَرَافِعُكَ اِلَيَّ وَمُطَهِّرُكَ مِنَ الَّذِيْنَ كَفَرُوْا وَجَاعِلُ الَّذِيْنَ اتَّبَعُوْكَ فَوْقَ
الَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ۚ ثُمَّ اِلَيَّ مَرْجِعُكُمْ فَاَحْكُمُ بَيْنَكُمْ فِيْمَا كُنْتُمْ
فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿٥٥﴾

**તરજુમો :**

*અને તેમણે ષડયંત્ર કર્યું અને અલ્લાહે (પણ) ગુપ્ત તદ્બીરો (યુક્તિઓ)*

*કરી ! અને અલ્લાહ બહેતર તદ્‌બીરો (દાવપેચ) કરનારો છે. (૫૪) જ્યારે અલ્લાહે કહ્યું, હે ઈસા (અલૈ.) ! હું તને (સંપૂર્ણ) લઈ લઈશ, અને તને મારા તરફ ઉઠાવી લઈશ, અને જે લોકોએ કુફ્ર કર્યું તેમનાથી તને પવિત્ર કરી આપીશ, અને જેમણે તારી તા'બેદારી કરી તેમને કાફિરો ઉપર કયામતના દિવસ સુધી ઉપરવટ રાખીશ; પછી તમારે (બધાએ) મારા તરફ જ પાછા ફરીને આવવાનું છે, પછી હું તમારા દરમિયાન ફૈસલો કરી આપીશ જેના વિશે તમે પરસ્પર મતભેદ કરતા હતા. (૫૫)*

## તફસીર :

અને તે લોકો (જેઓ બની ઈસ્રાઈલમાંથી આપની નુબુવ્વતના ઈન્કારી હતા, આપને હલાક કરવા અને આપને ત્રાસ આપવા માટે) ગુપ્ત ષડયંત્રો રચે છે (એટલા માટે દગાબાજી અને ષડયંત્રોથી આપને કેદ કરીને સૂળી પર ચઢાવવા માટે તૈયાર થયા છે) અને અલ્લાહ તઆલાએ (આપને સુરક્ષિત રાખવા માટે) ગુપ્ત તદ્‌બીરો (યુક્તિઓ) કરી છે (જેની વાસ્તવિકતાની તે લોકોને જરા પણ ગંધ સુદ્ધાં ન આવી શકી, કારણ કે તે જ વિરોધીઓમાંથી એક વ્યક્તિનો અલ્લાહ તઆલાએ હઝરત ઈસા અલૈ. જેવો ચહેરો-મહોરો બનાવી દીધો અને હઝરત ઈસા અલૈ.ને આસમાન ઉપર ઉઠાવી લીધા, જેનાથી તેઓ સુરક્ષિત રહ્યા અને તે હમશકલ સૂળી પર ચઢાવી દેવામાં આવ્યો. તે લોકોને અલ્લાહની આ તદ્‌બીરની જાણ ન થઈ શકી તો તે તદ્‌બીરથી બચવાની તેમનામાં શક્તિ જ ક્યાંથી હોય ?!) અને અલ્લાહ તઆલા બધી તદ્‌બીરો કરવામાં શ્રેષ્ઠ છે. (કારણ કે, અન્યોની યુક્તિઓ કમજોર હોય છે અને ક્યારેક ઘૃણાસ્પદ અને અસ્થાને પણ હોય છે. જ્યારે કે અલ્લાહ તઆલાની તદ્‌બીરો મજબૂત હોય છે અને હંમેશા ભલાઈ માટે જ અને ઉચ્ચ કક્ષાની હિકમત અનુસાર જ હોય છે અને આ તદ્‌બીર અલ્લાહ તઆલાએ એવા સમયે કરી) જ્યારે કે (હઝરત ઈસા અલૈ.ને કૈદ કરવામાં આવ્યા ત્યારે તેઓ વિચલિત અને પરેશાન થયા) અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, હે ઈસા (અલૈ.) ! બેશક ! (કોઈ ગમ ન કરો) હું તમને (નક્કી સમયે જ કુદરતી) વફાત આપનારો છું (બસ, જ્યારે તમારા માટે એ કુદરતી મૌત નક્કી છે તો દેખીતું છે કે, આ દુશ્મનોના હાથે તમારી હત્યા થવાથી તમે સુરક્ષિત રહેશો) અને (અત્યારે તો) હું તમને પોતાના (આસમાનોની દુનિયા) તરફ ઉઠાવી લઉં છું અને તમને તે

લોકો(ના આક્ષેપ)થી પવિત્ર કરનારો છું જે (તમારા) ઈન્કારી છે અને જે લોકો તમારા અનુયાયી છે તેમને કયામત સુધી ઉપરવટ રાખીશ તે લોકો ઉપર કે જેઓ (તમારા) ઈન્કારી છે, (ભલે હાલમાં આ મુન્કિરોનો હાથ ઉપર લાગતો હોય) પછી (જ્યારે કયામત આવી જશે ત્યારે) મારા તરફ જ બધા પાછા ફરવાના છો. બસ, (તે સમયે) તમારા (બધાના) વચ્ચે ફેંસલો કરી આપીશ (એ બાબતો વિશે કે) જે બાબતોમાં તમે પરસ્પર મતભેદ કરતા હતા, (એટલે કે ઈસા અલૈ. વિશે મતભેદ કરતા હતા).

**ઉપરોક્ત આયતના મહત્ત્વના શબ્દો અને તેની સ્પષ્ટતા :**

આ આયતના શબ્દો અને અર્થોમાં અમુક ફિરકાઓએ જાત-જાતની તહરીફ (તા'વીલો અને ખોટા અર્થઘટનો)નો દરવાજો ખોલી નાંખ્યો છે, જે બધી જ ઉમ્મતથી વિરૂદ્ધ મત ધરાવી હઝરત ઈસા (અલૈ.)ની જિંદગી અને અંતિમ યુગમાં તેમના ફરીવાર આ દુનિયામાં નાઝિલ થવાના ઈન્કારી છે. એટલા માટે યોગ્ય એ જ જણાય છે કે, આ શબ્દોની સ્પષ્ટતા ખૂબ ખુલાસાવાર અત્રે કરવામાં આવે.

وَاللّٰهُ خَيْرُ الْمٰكِرِيْنَ શબ્દ "મક્ર" مَكْرَ અરબી ભાષામાં ઉચ્ચ કક્ષાની ગુપ્ત યુક્તિઓને કહેવામાં આવે છે. જો તે સારા હેતુ માટે હોય તો સારી છે અને ખરાબ હેતુ માટે હોય તો ખરાબ છે. એટલા માટે وَلَا يَحِيْقُ الْمَكْرُ السَّيِّئُ اِلَّا માં "મકર"ની સાથે سَيِّئُ "સય્યી"ની શરત લગાવી અને ઉર્દૂ ભાષાના મહાવરા (રૂઢિપ્રયોગો)માં "મકર" ફક્ત સાજિસો (ષડયંત્રો) અને ખરાબ યુક્તિઓ તથા હીલા માટે કહેવામાં આવે છે. એટલા માટે અરબી ભાષાના મહાવરા (રૂઢિપ્રયોગો) ઉપર શંકા કરવામાં ન આવે. અહીંયાં એટલા માટે અરબી ભાષાના આધારે જ અલ્લાહ માટે خَيْرُ الْمَاكِرِيْنَ (ખયરુલ માકિરીન) કહેવામાં આવ્યું છે. મતલબ એ છે કે, યહૂદીઓએ હઝરત ઈસા અલૈ. વિરૂદ્ધ જાત-જાતના ષડયંત્રો અને ગુપ્ત યુક્તિઓ શરૂ કરી હતી. એટલે સુધી કે, તેમણે રાજાની કાનભંભેરણી કરી હતી કે આ વ્યક્તિ નઊઝુબિલ્લાહ ! મુલ્હિદ (નાસ્તિક) છે, તવરાતને બદલવા ઈચ્છે છે, બધાને બદ્દીન બનાવવા ચાહે છે. એટલા માટે રાજાએ હઝરત ઈસા (અલૈ.)ની ધરપકડનો હુકમ આપ્યો. એક તરફ હઝરત ઈસા (અલૈ.) વિરુદ્ધ આ ષડયંત્રો અને કાવત્રાં થઈ રહ્યા હતાં, જ્યારે બીજી બાજુ અલ્લાહ

તબારક વ તઆલાની પોતાની ઉચ્ચ કક્ષાની અત્યંત લાભદાયક ગુપ્ત યુક્તિઓ પોતાનું કામ કરી રહી હતી, જેનું વર્ણન આગલી આયતમાં આવે છે.

*(તફસીરે ઉસ્માની)*

اِنِّیْ مُتَوَفِّیْکَ શબ્દ "મુતવફ્ફી" مُتَوَفِّی નું ક્રિયાપદ "તવફ્ફા" تَوَفّٰی અને કર્મ "વફ્યુન્" وَفْیٌ છે. તેનો અસલ અર્થ અરબી શબ્દકોષ પ્રમાણે "પૂરે પૂરું લઈ લેવું" થાય છે. "વફા", "ઈફા", "ઈસ્તિફા" وَفَا، اِیْفَاءٌ، اِسْتِیْفَاءٌ આ જ અર્થમાં બોલવામાં આવે છે. "તવફ્ફા" تَوَفّٰی નો પણ અસલ અર્થ "પૂરે-પૂરું લઈ લેવાનો" થાય છે. બધી જ અરબી ભાષાના શબ્દકોષ (લુગત) આ બાબતની સાક્ષી છે. મૌત સમયે વ્યક્તિ પોતાની નિર્ધારિત દુનિયવી જિંદગી પૂરી કરી લેતો હોય છે અને અલ્લાહે આપેલી રૂહ પૂરે-પૂરી લઈ લેવામાં આવે છે, એટલા માટે આ શબ્દનો એ આધારે ઉદાહરણ તરીકે મૌત માટે પણ ઉપયોગ થાય છે. મૌતનો એક સામાન્ય નમૂનો દરેક વ્યક્તિ ઊંઘ સ્વરૂપે પણ અનુભવે છે, એટલા માટે કુર્આનમાં આ શબ્દનો ઉપયોગ એના માટે પણ થયો છે.

اَللّٰهُ يَتَوَفَّى الْاَنْفُسَ حِيْنَ مَوْتِهَا وَالَّتِيْ لَمْ تَمُتْ فِيْ مَنَامِهَا

*"અલ્લાહ લઈ લે છે, જાનવરોને તેમની મૌતના સમયે, અને જેમને મૌત નથી આવતી તેમને ઊંઘના સમયે."* *(સૂ:૩૯, આ:૪૨)*

હાફિઝ ઈબ્ને તયમિયહ (રહ.)એ "અલ જવાબુસ્સહીહ" પેજ ૮૩, ભાગ - ૨ માં ફરમાવ્યું,

اَلتَّوَفّٰى فِيْ لُغَةِ الْعَرَبِ مَعْنَاهَا اَلْقَبْضُ وَالْاِسْتِيْفَاءُ وَذٰلِكَ ثَلَاثَةُ اَنْوَاعٍ، اَحَدُهَا التَّوَفّٰى فِى النَّوْمِ وَ الثَّانِيْ تَوَفَّى الْمَوْتِ وَالثَّالِثُ تَوَفَّى الرُّوْحِ وَالْبَدَنِ جَمِيْعًا،

*"અલ-તવફ્ફીનો અરબી શબ્દકોષમાં અર્થ છે "સંપૂર્ણ લઈ લેવું" અથવા "પૂરે-પૂરું લઈ લેવું" તેના ત્રણ પ્રકાર છે. પ્રથમ ઊંઘમાં લઈ લેવું, બીજું મૃત્યુ આપી લઈ લેવું અને ત્રીજું શરીર અને રૂહ બંને એકસાથે લઈ લેવું."*

અને કુલ્લિયાત અબૂલ બકાઅમાં છે કે,

اَلتَّوَفّٰى اَلْاِمَاتَةُ وَقَبْضُ الرُّوْحِ وَعَلَيْهِ اِسْتِعْمَالُ الْعَامَّةِ اَوِ الْاِسْتِيْفَاءُ وَاَخْذُ الْحَقِّ وَعَلَيْهِ اِسْتِعْمَالُ الْبُلَغَاءِ،

એટલા માટે પ્રસ્તુત આયતમાં શબ્દ "મુતવફફીક" مُتَوَفِّيْكَ નો તરજુમો મોટા ભાગના લોકોએ "પૂરે-પૂરું લઈ લેવું"થી કર્યો છે. જેમકે, શયખુલ હિન્દ (રહ.)ના તરજુમામાં પણ આવું જ આવ્યું છે. આ તરજુમાના આધારે તેનો અર્થ સ્પષ્ટ છે કે, અમે તમને (હઝરત ઈસા અલૈ.ને) યહૂદીઓના હાથોમાં નહિ છોડીએ બલકે, પોતે તમને લઈ લઈશું. જેનું સ્વરૂપ એવું હશે કે પોતાના (અલ્લાહના) તરફ આસમાન ઉપર ઉઠાવી લઈશું.

અને અમુક લોકોએ તેનો તરજુમો મૌત આપવાનો કર્યો છે, જેમકે બયાનુલ કુર્આનનો ઉપર પ્રમાણે ખુલાસો પ્રસ્તુત છે અને આ જ તરજુમો કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)નો સહીહ સનદો સાથે નકલ થયો છે પરંતુ તેની સાથે જ એ પણ નકલ થયું છે કે, આયતનો અર્થ એ છે કે અલ્લાહ તઆલા તે સમયે જ્યારે કે યહૂદીઓ આપ (હઝરત ઈસા અલૈ.)ને કતલ કરવા તૈયાર હતા, ત્યારે આપને આશ્વાસન અને હૈયાધારણા માટે આ બે શબ્દો ઈરશાદ ફરમાવવામાં આવ્યા, હઝરત ઈસા અલૈ.ને સાંત્વના એ આપવામાં આવી કે, આપની મૌત તેમના હાથે કતલ થવાના સ્વરૂપમાં નથી. બલકે, સ્વાભાવિક કુદરતી મૌત સ્વરૂપે આપના (દુનિયવી) જીવનનો અંત આવશે. બીજું, તે સમયે તે લોકોના ઘેરામાંથી છૂટકારો આપવાની અમે એ રીત અપનાવીશું કે, આપને પોતાની તરફ (આસમાન ઉપર) ઉઠાવી લઈશું. આ જ તફસીર હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે.

તફસીરે દૂર્રે મન્ષૂરમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ રિવાયત આ રીતે નકલ થઈ છે.

اَخْرَجَ اِسْحٰقُ بْنُ بِشْرٍ وَابْنُ عَسَاكِرَ مِنْ طَرِيْقِ جَوْهَرٍ عَنِ الضَّحَّاكِ عَنِ ابْنِ عَبَّاسٍؓ فِيْ قَوْلِهٖ تَعَالٰى اِنِّيْ مُتَوَفِّيْكَ وَ رَافِعُكَ اِلَيَّ يَعْنِيْ رَافِعُكَ ثُمَّ مُتَوَفِّيْكَ فِيْ اٰخِرِ الزَّمَانِ، (دُرِّمَنْثُوْر ص ٣٦ ج ٢)

*"ઈસ્હાક બિન બશર અને ઈબ્ને અસાકીરે જોહર અનલ ઝુહ્હાકની રિવાયતથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા આયત* اِنِّيْ مُتَوَفِّيْكَ وَ رَافِعُكَ اِلَيَّ *ની તફસીરમાં આ શબ્દો નકલ કર્યા છે કે, "હું આપને પોતાના તરફ ઉઠાવી લઈશ." પછી જ્યારે અંતિમ યુગ આવશે ત્યારે આપને નૈસર્ગિક રીતે મૌત આપીશ."*

આ તફસીરનો ખુલાસો એ છે કે, تَـوَفِّـى "તવફ્ફા"નો અર્થ "મૌત"નો જ થાય છે પરંતુ આ શબ્દો આગળ-પાછળ ક્રમ પ્રમાણે ગોઠવાયેલ છે. "રાફિઉક" رَافِعُکَ (ઉઠાવી લેવું)ની ઘટના પહેલાં અને "મુતવફ્ફીક" مُتَوَفِّيکَ આપવાની (મૃત્યુ)ની ઘટના પાછળથી બનવાની છે, પરંતુ આ સ્થળે "મુતવફ્ફીક"ને પ્રથમ ઉલ્લેખ કરવાની હિકમત અને મસ્લિહત આ આખી ઘટનામાં એ તરફ ઈશારો કરે છે કે, આ ઘટના હવે પછી બનવાની છે, એટલે કે હું મારા તરફ તમને જે બોલાવી લેવાનો છું તે હંમેશાના માટે નથી, બલકે આવું બોલાવવું થોડાક જ દિવસો માટે થશે, પછી જ્યારે તમે આ દુનિયામાં પાછા આવશો અને દુશ્મનો ઉપર વિજય પ્રાપ્ત કરી લેશો ત્યારબાદ આપને હું નૈસર્ગિક (કુદરતી) મૌત આપીશ. આ રીતે ફરીવાર આસમાનથી નાઝિલ થવાની (ઊતરવાની) અને દુશ્મનો ઉપર વિજય પ્રાપ્ત કરવાની ઘટના એક મોઅ્જિઝો પણ છે અને હઝરત ઈસા (અલૈ.)ના સન્માન તથા તેમની પ્રતિષ્ઠાની પૂર્ણતા પણ છે. એટલા માટે તેમાં ઈસાઈઓના હઝરત ઈસા (અલૈ.)ને શૂળીએ ચઢાવવાની (Crucification) માન્યતા (અકીદહ)નો રદિયો પણ આપવામાં આવ્યો છે. કારણ કે, જો ફક્ત હઝરત ઈસા (અલૈ.) આસમાન પર જીવતા સદેહે ચાલ્યા જવાનો જ ઉલ્લેખ હોત તો ઈસાઈઓનો તે અકીદહ કે જેમાં તેઓ હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહની જેમ ચિર્કાળ (અબદો-અબદ-કાયમ) સુધી જીવંત રહેવાની માન્યતા ધરાવે છે, તેને બળ મળ્યું હોત, પરંતુ પ્રથમ "મુતવફ્ફીક" مُتَــــوَفِّيکَ (મૃત્યુ આપીશ) શબ્દનો ઉલ્લેખ કરીને આ બધી જ વિચારસરણીઓ અને ભ્રામક અકીદાઓનો રદિયો આપી દેવામાં આવ્યો ત્યાર પછી તેમને પોતાના તરફ બોલાવી લેવાનું વર્ણન થયું છે.

અને વાસ્તવિકતા પણ એ જ છે કે, કાફિરો અને મુશ્રિકોનો વિરોધ અને દુશ્મનાવટ તો અંબિયા (અલૈ.) સાથે હંમેશાથી જ રહી છે અને અલ્લાહની સુન્નત (ટેવ) પણ એ જ છે કે, જ્યારે કોઈ નબીની કૌમ પોતાના જૂઠા, બાતિલ અકીદહ અને હઠધર્મી ઉપર મજબૂતીથી વળગી રહે અને પયગમ્બર (અલૈ.)ની વાત ન માને અને જો તેમના મોઅ્જિઝા નજરે નિહાળ્યા પછી પણ ઈમાન ન લાવે, તો બે સ્વરૂપોમાંથી એક સ્વરૂપની પરિસ્થિતિ તેમના ઉપર આવી પડે છે. યા તો તે કૌમ ઉપર આસમાની અઝાબ મોકલીને બધાનો નાશ કરવામાં આવે છે જેમકે, આદ,

ષમૂદ, કૌમે લૂત, કૌમે સાલિહ વગેરે સાથે આ પ્રકારની ઘટનાઓ ઘટી, અથવા તો અલ્લાહ તરફથી એવી પરિસ્થિતિનું નિર્માણ થાય છે કે, પોતાના પયગમ્બરને તે "દારૂલ કુફ્ર" (કુફ્રિસ્તાન-અલ્લાહના ઇન્કારીઓની ભૂમિ)થી હિજરત કરીને કોઈ અન્ય સ્થળે વસવાટ કરવાનો હુકમ કરે છે. રસૂલે કરીમ ﷺને એ પ્રમાણેનું સન્માન અને પ્રતિષ્ઠા આપવામાં આવી કે, હિજરત પછી ફરી તેમણે પોતાની કૌમ ઉપર વિજય પ્રાપ્ત કર્યો હતો. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ ઈરાકથી હિજરત કરી સિરીયામાં શરણ લીધું, એ જ પ્રમાણે હઝરત મૂસા (અલૈ) મિસ્ર (ઈજિપ્ત)થી હિજરત કરીને સિરીયા આવ્યા અને છેવટે ખાતમુન્નબિય્યિન ﷺ મક્કાથી હિજરત કરીને મદીના ગયા, પછી મદીનાના વસવાટ દરમિયાન જ મક્કા ઉપર વિજય પ્રાપ્ત થયો.

હઝરત ઈસા (અલૈ.)ને યહૂદીઓના ઘેરામાંથી આસમાન ઉપર બોલાવી (ઉઠાવી) લેવા પણ વાસ્તવમાં એક પ્રકારની હિજરત જ હતી. આ હિજરત પછી તેઓ દુનિયામાં પાછા આવીને યહૂદીઓ ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરી લેશે. હવે, રહી વાત એ કે હઝરત ઈસા (અલૈ.)ની હિજરતનું સ્વરૂપ તદ્દન અલગ પ્રકારનું અને આસમાન પર બોલાવી લેવા જેવું કેમ છે? તો અલ્લાહ તઆલાએ તેના વિશે પોતે ફરમાવ્યું છે કે, તેમનું ઉદાહરણ હઝરત આદમ (અલૈ.) જેવું છે. જે રીતે હઝરત આદમ (અલૈ.)ને દુનિયાની બધી મખ્લૂકોથી તદ્દન અલગ રીતે માતા-પિતા વિના પૈદા કર્યા હતા એ જ પ્રમાણે હઝરત ઈસા (અલૈ.)ને પિતા વિના પૈદા કરવામાં આવ્યા હતા અને તેમનું પાલણ-પોષણ પણ અન્ય મખ્લૂકોથી અલગ સ્વરૂપે થયું હતું અને તેમનું મૌત પણ આશ્ચર્યજનક રીતે સેંકડો વર્ષો પછી દુનિયામાં આવીને થશે તો તેમાં કોઈ આશ્ચર્યની વાત નથી કે, તેમની હિજરત પણ અન્યોથી તદ્દન અલગ પ્રકારની હોય ! અહીંયાં કુદરતની અજાયબીઓને જાહિલ નસારા સમજી ન શકવાથી એવા અકીદહમાં ફસાઈ ગયા કે તેઓ હઝરત ઈસા (અલૈ.)ને ખુદા કહેવા લાગ્યા. જ્યારે કે, આ બધા ચમત્કારો અને અજાયબીઓમાં જો મનન અને ચિંતન કરવામાં આવે તો હઝરત ઈસા (અલૈ.)ની જિંદગીની પ્રત્યેક પળ અલ્લાહના ફરમાનના તાબે હોવાની, અલ્લાહના બંદા હોવાની તથા તેમના માનવ પ્રજાતિના લક્ષણોની સાબિતી આપે છે અને એ જ રીતે પ્રત્યેક પ્રસંગે કુર્આને હકીમમાં તેઓ ખુદા કે ખુદાના બેટા

હોવાના અકીદહનો રદિયો આપવામાં આવ્યો છે. આસમાન ઉપર ઉઠાવી લેવાની ઘટનાના કારણે હઝરત ઈસા (અલૈ.) ખુદા અથવા ખુદાના બેટા હોવાની શંકા મજબૂત ન થાય એટલા માટે "મુતવફ્ફીક" مُتَوَفِّيْكَ (મૃત્યુ આપીશ)નો ઉલ્લેખ પહેલાં કરવામાં આવ્યો કે જેથી આ પ્રકારની કોઈ શંકાનું કોઈ સ્થાન જ ન રહે અને તેને મૂળમાંથી જ રદ કરવામાં આવે. એટલા માટે હવે, આ આયતથી સ્પષ્ટ થઈ ગયું કે, તેનાથી યહૂદીઓના હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરવાના અને શૂળી પર ચઢાવવાના હેતુને ધૂળમાં મેળવવાનો હતો અને અલ્લાહ તઆલાએ યહૂદીઓના ઈરાદાઓને માટીમાં ભેળવી દીધા. આ શબ્દોનો ક્રમ આગળ-પાછળ કરવાની વર્ણનશૈલીથી નસારાની એ માન્યતાનો પણ રદિયો થઈ ગયો કે જેમાં તેઓ હઝરત ઈસા (અલૈ.)ને ખુદાના બેટા સમજે છે કે, વાસ્તવમાં તે ખુદા કે તેના બેટા ન હતા. બલકે, તેમના માટે પણ મૌતનો એક નિશ્ચિત સમય છે, તેમને પણ કુદરતી અને નૈસર્ગિક મૌત આવવાનું જ છે.

ઈમામ રાઝી (રહ.)એ તફસીરે કબીરમાં ફરમાવ્યું છે કે, "કુર્આનમાં આ રીતે ક્રમની આગળ-પાછળની ગોઠવણી કુર્આનમાં ઘણી જગ્યાએ આવી છે. મસ્લિહતના કારણે જે ઘટના પાછળ બનવાની હોય છે તેને પ્રથમ વર્ણન કરવામાં આવે છે અને જે ઘટના અગાઉ બની ગઈ હોય અથવા બનવાની હોય છે, તેને પાછળથી વર્ણન કરવામાં આવે છે." *(તફસીરે કબીર, પેજ : ૪૮૧, ભાગ : ૨)*

وَرَافِعُكَ اِلَيَّ "વરા ફિઉક ઈલય્ય" (અને હું તમને મારા તરફ ઉઠાવી લઈશ) દેખીતું છે કે આ શબ્દો હઝરત ઈસા (અલૈ.)ને સંબોધીને કહેવામાં આવ્યા છે કે, "તમને મારા તરફ ઉઠાવી લઈશ" અને બધા જ જાણે છે કે હઝરત ઈસા (અલૈ.) ફક્ત કોઈ રૂહ (આત્મા)નું નામ નથી. બલકે, શરીર અને તે શરીરમાં રહેલ રૂહ બંને ઈસા તરીકે ઓળખાય છે. તો હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લેવાનો અર્થ ફક્ત એવો સમજવો કે તેમની રૂહને ઉઠાવી લેવામાં આવી હતી અને તેમના શરીરને ઉઠાવી લેવામાં આવ્યું ન હતું, આ અર્થ લેવો તદ્દન ખોટો છે અને તે ખોટી માન્યતા છે. હવે, શબ્દ "રફઅ" رَفَعَ કોઈ ઊંચા હોદ્દા માટે પણ વાપરવામાં આવે છે. જેમકે, કુર્આન શરીફમાં છે رَفَعَ بَعْضَكُمْ فَوْقَ بَعْضٍ دَرَجَاتٍ، "અને અમુકના દરજ્જાઓ (કક્ષાઓ) અન્યો ઉપર વધાર્યા છે." (સૂ:૬, આ:૧૬૫) અને يَرْفَعِ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وَالَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ "અને અલ્લાહ

તમારામાંથી તેમના દરજ્જાઓ બુલંદ કરશે જેઓ ઈમાન ધરાવે છે અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે.'' (સૂ:૫૮, આ:૧૧) વગેરે આયતોમાં ઉલ્લેખ થયો છે.

માટે દેખીતું છે કે, "ર-ફ-અ" رَفَعَ (ઉઠાવવું) શબ્દને દરજ્જાઓ અથવા હોદ્દાની બુલંદી માટે પણ ઉપયોગ કરવાનો એક રિવાજ છે, આ શબ્દ કુર્આનમાં પ્રસ્તુત આયતમાં પણ આવ્યો છે. પરંતુ અહીંયાં વાસ્તવિક અર્થને છોડીને રિવાજ પડી ગયેલા અર્થને લેવાનું કોઈ કારણ નથી. ઉપરાંત આ સ્થળે "રફઅ" શબ્દની સાથે "ઈલા" اِلٰـــى (તરફ) શબ્દ વાપરવામાં આવ્યો છે, તેના દ્વારા આ રિવાજ પ્રમાણે હોદ્દાને ઊંચા કરવાનો અર્થ લેવાની સંભાવના બિલકુલ ખતમ થઈ જાય છે. આ આયતમાં "રાફિઉક ઈલય્ય" رَافِـعُکَ اِلَـیَّ (હું તમને મારા તરફ ઉઠાવી લઈશ) કહ્યું અને સૂરએ નિસાઅ્ની આયતમાં પણ જ્યાં યહૂદીઓના અકીદાઓનો રદિયો આપવામાં આવ્યો છે, ત્યાં પણ ફરમાવવામાં આવ્યું છે وَمَـاقَتَـلُـوْهُ يَـقِيْـنًـا بَـلْ رَفَـعَهُ اللّٰهُ اِلَيْهِ એટલે કે, ''યહૂદીઓએ ખરેખર હઝરત ઈસા (અલૈ.)ને કતલ નથી કર્યા બલકે, તેમને તો અલ્લાહ તઆલાએ પોતાના તરફ ઉઠાવી લીધા.'' પોતાના તરફ ઉઠાવી લેવું રૂહ સાથે સદેહે (દુનિયવી ફીઝીકલ શરીર સાથે) જીવતા ઉઠાવી લેવા માટે કહેવામાં આવ્યું છે.

અહીંયાં સુધી આયતના શબ્દોની સ્પષ્ટતા થઈ ગઈ.

**પ્રસ્તુત આયતમાં હઝરત ઈસા (અલૈ.)ને અલ્લાહ તઆલાના પાંચ વાયદાઓ :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ યહૂદીઓના મુકાબલામાં હઝરત ઈસા (અલૈ.)ને પાંચ વાયદાઓ કર્યા છે.

પ્રથમ વાયદો એ હતો કે, તેમની મૌત યહૂદીઓના હાથે કતલ થવા સ્વરૂપે નહીં થાય, તેઓને નૈસર્ગિક રીતે સ્વાભાવિક અને નિશ્ચિત સમયે મૌત આવશે અને તે સમય કયામત નજીક આવશે. જ્યારે ઈસા (અલૈ.) આસમાનથી પૃથ્વી ઉપર નાઝિલ થશે જેમકે, ઘણી મુતવાતિર (અનેક) સહીહ હદીષોમાં આ બાબત વિસ્તારપૂર્વક મૌજૂદ છે અને તેનો અમુક ભાગ આગળ ઉપર વર્ણન થશે.

બીજો વાયદો આસમાની દુનિયા તરફ ઉઠાવી લેવાનો હતો. આ વાયદો પૂરો કરવામાં આવ્યો. જેના પૂરા કરવાની ખબર સૂરએ નિસાઅ્ની આ આયતમાં

આપવામાં આવી. وَمَا قَتَلُوْهُ يَقِيْنًا بَلْ رَّفَعَهُ اللّٰهُ اِلَيْهِ "ખરેખર, તેમને યહૂદીઓએ કતલ નથી કર્યા બલકે, અલ્લાહ તઆલાએ તેમને પોતાના તરફ ઉઠાવી લીધા."

ત્રીજો વાયદો તેમના દુશ્મનોની તહોમતો (આક્ષેપો)થી પવિત્ર કરવાનો હતો. وَمُطَهِّرُكَ مِنَ الَّذِيْنَ كَفَرُوْا માં આ એવી રીતે પૂરો થયો કે, ખાતમુલ અંબિયા ﷺ તશરીફ લાવ્યા અને યહૂદીઓના બધા ખોટા આક્ષેપોથી તેમને પવિત્ર જાહેર કર્યા. દાખલા તરીકે, યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.) વિના બાપે પૈદા થયા હોવાથી તેમની નસ્લ વિશે મહેણાં–ટોણાં મારતા હતા. કુર્આન શરીફે આ આક્ષેપને એવું ફરમાવીને રદ કર્યો કે, તેઓ ફક્ત અલ્લાહ તઆલાની કુદરત અને તેના હુકમથી વિના બાપે પૈદા થયા હતા અને આ કોઈ આશ્ચર્યની બાબત નથી. હઝરત આદમ (અલૈ.)ની પૈદાઈશ તેનાથી વધારે તાજ્જુબની વાત છે કે, તેઓ માતા અને પિતા બંને વિના પૈદા કરવામાં આવ્યા હતા.

યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.) ઉપર ખુદાઈનો દા'વો કરતા હોવાનો આક્ષેપ મૂકતા હતા. કુર્આન શરીફની ઘણી આયતોમાં હઝરત ઈસા (અલૈ.) વિશે તેમના આ દા'વાના વિરોધમાં પોતે અલ્લાહના બંદા હોવાનો અને પોતે અલ્લાહની બંદગી કરતા હોવાનો તથા પોતાના મનુષ્ય હોવાનો એકરાર ઘણી જગ્યાએ વર્ણન થયો છે.

ચોથો વાયદો وَجَاعِلُ الَّذِيْنَ اتَّبَعُوْكَ "જેમણે તમારું અનુસરણ કર્યું તેમને..."માં હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયીઓને કયામત સુધી તેમના ઈન્કારીઓ ઉપર વિજયી રાખવામાં આવશેનો વાયદો થયો છે. અહીંયાં હઝરત ઈસા (અલૈ.)ના અનુયાયી હોવાનો મતલબ ફક્ત તેમની નુબુવ્વતને માનવાનો છે, તેમના બધા હુકમો ઉપર ઈમાન અને આસ્થા રાખવાની શરત નથી, એટલા માટે તેમાં નસારા અને અહલે ઈસ્લામ બંને સામેલ થઈ ગયા કે, તેઓ હઝરત ઈસા (અલૈ.)ની રિસાલતનો એકરાર કરે છે, એ બીજી વાત છે કે, ફક્ત આટલો અકીદહ રાખવો આખિરતમાં છૂટકારો મેળવવા માટે પૂરતું નથી. બલકે, આખિરતનો છૂટકારો એ બાબત ઉપર અવલંબિત છે કે હઝરત ઈસા (અલૈ.)ના બધા જ હુકમો ઉપર અકીદહ ધરાવી ઈમાન રાખે અને હઝરત ઈસા (અલૈ.)ના કતઈ (ઠોસ) અને જરૂરી હુકમોમાંથી એક એ પણ હતો કે તેમના પછી ખાતમુલ અંબિયા ﷺ ઉપર ઈમાન લાવવામાં આવે. નસારા તેમના આ અકીદહ ઉપર

ઈમાન લાવ્યા નહિ, એટલા માટે આખિરતના છૂટકારાથી મહરૂમ (વંચિત) રહી ગયા. મુસલમાનોએ તેના ઉપર પણ અમલ કર્યો એટલા માટે તેઓ આખિરતના છૂટકારાના હકદાર બની ગયા. પરંતુ દુનિયામાં યહૂદીઓ ઉપર વિજયી રહેવાનો વાયદો ફક્ત હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વતના સ્વીકાર ઉપર નિર્ભર હતો, એટલા માટે દુનિયામાં નસારા અને મુસલમાનોને યહૂદીઓ ઉપર હંમેશા વિજય પ્રાપ્ત રહ્યો છે અને ચોક્કસ કયામત સુધી રહેશે.

જ્યારે અલ્લાહ તઆલાએ આ વાયદો કર્યો હતો તે સમયથી આજ સુધી હંમેશા એ બાબતની સાબિતી ચાલી આવે છે કે, યહૂદીઓના મુકાબલામાં ઈસાઈઓ અને મુસલમાનો હંમેશા વિજયી રહ્યા છે. તેમની જ હુકૂમતો દુનિયામાં સ્થાયી થઈ, અને કાયમ રહી છે.

**ઇઝરાઈલની પ્રવર્તમાન સરકારના અસ્તિત્વથી ઉપરોક્ત માન્યતામાં કોઈ શંકા ઊભી કરી શકાતી નથી :**

ઈઝરાઈલની પ્રવર્તમાન સરકારની વાસ્તવિકતા રશીયા, યુરોપ અને (અમેરિકા)ના ઈસાઈઓની સંયુક્ત લશ્કરી છાવણીથી વિશેષ કશું નથી, જે એમણે મુસલમાનો વિરૂદ્ધ મધ્યપૂર્વમાં બનાવી રાખી છે. એક દિવસ માટે પણ જો રશીયા, અમેરિકા અથવા યુરોપના બીજા દેશો પોતાનો હાથ ઈઝરાઈલના માથા ઉપરથી હટાવી લે, તો ઈઝરાઈલ દુનિયાના નકશામાંથી ભૂંસાઈ જતું આખી દુનિયા પોતાની નજરે જોઈ શકે છે. એટલા માટે ઈઝરાઈલની સરકાર અને તેની સત્તાની વાસ્તવિકતા જાણનારા લોકોની નજરમાં ઈઝરાઈલનું સ્વરૂપ એક લશ્કરી છાવણીથી વિશેષ નથી અને માની લો કે, કદાચ તેને યહૂદીઓની પોતાની એક આગવી સરકાર સમજી લેવામાં આવે તો પણ ઈસાઈઓ અને મુસલમાનોના મુકાબલામાં તેઓ હંમેશા દબાયેલા અને પરાજિત સ્થિતિમાં હોવાનો કયો સૂઝબૂઝ ધરાવનાર વ્યક્તિ ઈન્કાર કરી શકે છે !? ચાલો, તેનાથી પણ આંખ આડા કાન કરો ! કયામત નજીક આવશે ત્યારે અમુક દિવસો માટે યહૂદીઓના વિજયની અને તેમના છવાય જવાની ખબર તો પોતે ઈસ્લામની અસંખ્ય રિવાયતોમાં મૌજૂદ છે. જો આ દુનિયાને હવે વધારે બાકી રહેવાનું ન હોય અને કયામત નજીક આવી ચૂકી છે તો ઈસ્લામની રિવાયતો અનુસાર આવું થવું ઈસ્લામની માન્યતા (અકીદા)ઓ વિરૂદ્ધની બાબત નથી અને આવા થોડા દિવસના શોર–બકોર અને

હો..હા..ને કોઈ કાયમી સરકાર, કે સત્તા, કે રાષ્ટ્ર કહી ન શકાય.

પાંચમો વાયદો કયામતના દિવસે તેમના ધાર્મિક વિરોધનો ફેંસલો કરવાનો છે, તો આ વાયદો પણ પોતાના નિશ્ચિત સમયે જરૂર પૂરો થશે. જેમકે આયતમાં ઇરશાદ થયો છે, ثُمَّ اِلَیَّ مَرۡ جِعُكُمۡ فَاَحۡكُمُ بَيۡنَكُمۡ "ત્યારબાદ તમારે મારા તરફ જ પાછા આવવાનું છે. બસ, હું તમારા દરમિયાન ફેંસલો કરી આપીશ."

*(સૂ.: ૩, આ.: ૫૫)*

## હઝરત ઈસા (અલૈ.)ની જિંદગી અને હઝરત ઈસા (અલૈ.) ફરીવાર નાઝિલ થવાનો મસ્અલો :

દુનિયામાં ફક્ત યહૂદીઓનું કહેવું એવું છે કે, ઈસા (અલૈ.)ની હત્યા થઈ અને તેમની લાશને દફન કરવામાં આવી અને હવે તેઓ ફરી જીવતા થશે નહીં. તેમની આ વિચારસરણીની વાસ્તવિકતા કુર્આન શરીફે સૂરએ નિસાઅ્ની આયતમાં સ્પષ્ટ કરી દીધી છે અને આ આયત وَمَكَرُوۡاوَمَكَرَاللّٰهُ વડે એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ના દુશ્મનોના ષડયંત્રો અને યુક્તિ-પ્રયુક્તિઓને તેમના પોતાના તરફ જ ઊલટાવી દીધી અને જે યહૂદીઓ હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવા મકાનમાં ગયા હતા, અલ્લાહ તઆલાએ તેમનામાંથી જ એક વ્યક્તિનો ચહેરો-મહોરો (શકલ-સૂરત) હઝરત ઈસા (અલૈ.) જેવી બનાવી દીધી અને હઝરત ઈસા (અલૈ.)ને સદેહે જીવતા જ આસમાન ઉપર ઉઠાવી લીધા. આયત આ પ્રમાણે છે,

وَمَا قَتَلُوۡهُ وَمَا صَلَبُوۡهُ وَلٰكِنۡ شُبِّهَ لَهُمۡ

*"ન તેમણે ઈસા (અલૈ.)ને કતલ કર્યા, ન જ શૂળી પર ચઢાવ્યા, પરંતુ અલ્લાહ તઆલાની તદ્બીરે તેમને (યહૂદીઓને) શંકામાં નાંખી દીધા!" (એટલે કે તેઓ પોતાના જ માણસને કતલ કરી ખુશ થઈ ગયા). (સૂ:૪, આ:૧૫૭)*

આ વિષયનો વિસ્તૃત ખુલાસો સૂરએ નિસાઅ્માં આવશે.

નસારાનું કહેવું એવું હતું કે, હઝરત ઈસા (અલૈ.) કતલ થઈને મૃત્યુ તો પામ્યા, પરંતુ તેમને ફરી સજીવન કરીને આસમાન પર ઉઠાવી લેવામાં આવ્યા. પ્રસ્તુત આયતમાં તેમના આ ખોટા અકીદહનો પણ રદિયો આપવામાં આવ્યો છે અને બતાવવામાં આવ્યું કે જેવી રીતે યહુદીઓ પોતાના જ માણસને કતલ કરીને

ખુશીઓ મનાવી રહ્યા હતા, એવી જ રીતે ઈસાઈઓ પણ એવા જ ધોકામાં રહી ગયા કે, જેમની હત્યા કરવામાં આવી તે હઝરત ઈસા (અલૈ.) જ હતા. شُبِّهَ لَهُمْ (મળતાપણાના કારણે તેઓ શંકામાં પડી ગયા) "યહૂદીઓ અને ઈસાઈઓ બંનેને આ શબ્દો લાગુ પડે છે."

આ બંને સમુદાયોથી બિલકુલ વિરૂદ્ધ પ્રકારની ઈસ્લામની માન્યતા (અકીદહ) છે, જેને આ આયતમાં અને બીજી અનેક આયતોમાં ખૂબ સ્પષ્ટતાથી વિસ્તૃત રીતે વર્ણન કરવામાં આવી છે કે અલ્લાહ તઆલાએ યહૂદીઓના હાથથી છૂટકારો અપાવવા માટે હઝરત ઈસા (અલૈ.)ને આસમાન ઉપર જીવતા જ સદેહે ઉઠાવી લીધા. ન તો તેમને કતલ કરી શકાયા, ન જ તેમને શૂળી પર ચઢાવી શકાયા ! તેઓ સદેહે જીવતા જ આસમાન ઉપર છે અને કયામત નજીક આસમાનથી નાઝિલ થઈને યહૂદીઓ ઉપર વિજય પ્રાપ્ત કરશે અને છેવટે પોતાના સ્વાભાવિક મૌતથી આ દુનિયામાંથી વિદાય લેશે.

આ જ અકીદહ ઉપર સમગ્ર મુસ્લિમ ઉમ્મતનો ઈજ્માઅ અને સર્વસહમતિ છે. હાફિઝ ઈબ્ને હજરે "તલખીસુલ હબીર", પેજ : ૩૧૯ ઉપર આ ઈજ્માઅ નકલ કર્યો છે. કુર્આન મજીદની અસંખ્ય આયતો અને મુતવાતિર (સહીહ) હદીષો દ્વારા આ અકીદહ પર ઉમ્મતનો ઈજ્માઅ સાબિત થયેલ છે. અત્રે એની સંપૂર્ણ વિગતનો મૌકો નથી અને તેની જરૂરત પણ નથી. કારણ કે, ઉલમા એ ઉમ્મતે આ વિષય ઉપર અલગથી ઘણી બધી કિતાબો અને ચોપાનીયાઓ લખીને આ વિષયની સ્પષ્ટ અને વિસ્તૃત છણાવટ કરી જ દીધી છે અને ઈન્કાર કરનારાઓના જવાબો વિગતવાર આપ્યા છે. તેનો અભ્યાસ કરવો પૂરતો છે. દાખલા તરીકે, હઝરત હુજ્જતુલ ઈસ્લામ મવલાના સય્યિદ મુહમ્મદ અનવરશાહ કશ્મિરી (રહ.)ની અરબી ભાષામાં લખેલી "અકીદતુલ ઈસ્લામ ફી હયાતી ઈસા (અલૈ.)." હઝરત મવલાના બદરે આલમ મુહાજિર મદની સાહબ (રહ.)ની ઉર્દૂ ભાષામાં લખેલી કિતાબ "હયાતે ઈસા અલૈહિસ્સલામ" અને મવલાના સૈયદ ઈદ્રીસ સાહબ (રહ.)ની કિતાબ તથા બીજી અસંખ્ય નાની–મોટી પુસ્તિકાઓ અને અંકો આ વિષય પર સંપાદિત થઈ પ્રકાશિત થઈ ચૂક્યા છે. મુજ નાચિઝે મારા ઉસ્તાદ હઝરત મવલાના મુહતરમ સય્યિદ મુહમ્મદ અનવરશાહ (રહ.)ની સો (૧૦૦)થી વધારે હદીષો કે જેનાથી હઝરત ઈસા (અલૈ.)ને સદેહે

જીવતા આસમાન ઉપર ઉઠાવી લેવાની અને કયામત નજીકના સમયે તેમના ફરી પાછા આ દુનિયામાં નાઝિલ થવાની તવાતુરથી સાબિત થયેલ હદીષોને એક આગવી કિતાબ "અત્તસ્રીહુ બિમા તવાતુર ફી નુઝૂલિલ્ મસીહ"માં ભેગી કરી દીધી છે, જેને વિવરણ સાથે હલબ (Allepo) સિરીયાના એક બુઝૂર્ગ અલ્લામહ અબ્દુલ ફત્તાહ અબૂ ગુદ્દહે બૈરૂતમાં છપાવીને પ્રકાશિત કરી છે.

અને હાફિઝ ઈબ્ને કષીર (રહ.)એ સુરએ અહઝાબની આયત وَاِنَّهٗ لَعِلْمٌ لِّلسَّاعَةِ ની તફસીરમાં લખ્યું છે,

وَقَد تَّوَاتَرَتِ الْاَحَادِيْثُ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَنَّهٗ اَخْبَرَ بِنُزُوْلِ عِيْسٰى عَلَيْهِ السَّلَامُ قَبْلَ يَوْمِ الْقِيَامَةِ اِمَامًا عَادِلًا (الخ)

*"રસૂલે કરીમ ﷺની હદીષો આ વિષયમાં મુતવાતિર છે કે આપ ﷺએ હઝરત ઈસા (અલૈ.) વિશે તેમના કયામત પહેલાં ન્યાય પસંદ હાકિમ તરીકે નાઝિલ થવાની ખબર આપી છે."*

હઝરત ઈસા (અલૈ.)ને જીવતા સદેહે આસમાન ઉપર ઉઠાવી લેવાનો અને તેમના જીવતા રહેવાનો અને પછી કયામત અગાઉ પૃથ્વી પર ઊતરવાનો અકીદહ કુર્આને કરીમની "નુસૂસે કતઈ" (કોઈ રીતે રદ ન કરી શકાય અથવા શંકા ન કરી શકાય એવા સ્પષ્ટ અને ચોખ્ખા કુર્આનના હુકમ) દ્વારા અને મુતવાતિર હદીષો દ્વારા સાબિત થયેલ છે, જેની નિશાનીઓ આગવી કિતાબો અને પુસ્તિકાઓ સ્વરૂપે પ્રકાશિત કરવામાં આવી છે, જેમાંથી અમુકના નામ ઉપર દર્શાવવામાં આવ્યા છે. આ વિષયની સંપૂર્ણ વિગત અને તહકીક માટે આ કિતાબો અને પુસ્તકોનો અભ્યાસ કરવો જોઈએ.

અહીંયાં ફક્ત એક વાત તરફ ધ્યાન અપાવું છું, જેના પર નજર કરવાથી થોડી પણ બુદ્ધિ ધરાવતી ન્યાયપ્રિય વ્યક્તિને આ વિષયમાં કોઈ શંકાની સંભાવના બાકી રહેશે નહીં. સૂરએ આલિ ઈમ્રાનના અગિયારમાં રુકૂઅ્માં અલ્લાહ તઆલાએ પાછલા નબીઓનું વર્ણન ફરમાવ્યું તેમાં હઝરત આદમ, નૂહ, આલિ ઈબ્રાહીમ, આલિ ઈમ્રાન (અલૈ.) વગેરેનું વર્ણન એક જ આયતમાં સંયુક્ત રીતે કરવાને પૂરતું સમજ્યું. ત્યાર પછી લગભગ ૩ રુકૂઅ્ અને ૨૨ આયતોમાં હઝરત ઈસા (અલૈ.) અને તેમના કુટુંબનું વર્ણન વિસ્તારપૂર્વક અને છણાવટથી કરવામાં

આવ્યું, પોતે ખાતમુન્નબીય્યિન ﷺ કે જેમના ઉપર આ કુર્આન નાઝિલ થયું છે, ખુદ તેમનું વર્ણન પણ આટલું વિગતવાર કુર્આનમાં આવ્યું નથી. હઝરત ઈસા (અલૈ.)ના નાનીમાંનું વર્ણન, તેમની મન્નતનો ઉલ્લેખ, તેમના વાલિદહની પૈદાઈશ, તેમનું નામ, તેમના પાલણ-પોષણના ખુલાસાનું વિગતવાર વર્ણન, પછી હઝરત ઈસા (અલૈ.)નું માતાના ગર્ભમાં આવવું, પછી તેમના જન્મનો વિસ્તૃત અહેવાલ, જન્મ પછી માતાના ખાવા-પીવા વગેરેનું વર્ણન, પોતાના કુટુંબમાં બાળકને લઈને આવવું, પછી આ બાબતે લોકોના મહેણાં-ટોણાં, જન્મ સમયે હઝરત ઈસા (અલૈ.)ને મોઅ્જિઝા સ્વરૂપે વાતચીત કરવાની શક્તિ આપવી, પછી તેમનું યુવાન થવું અને યુવાન થઈને કૌમને ઈસ્લામની દા'વત આપવી, કૌમનો વિરોધ-વંટોળ, હવારિય્યીનની મદદ, યહૂદીઓનો ઘેરો, હઝરત ઈસા (અલૈ.)ને જીવતા આકાશ ઉપર ઉઠાવી લેવાનું વર્ણન વગેરે પછી મુતવાતિર હદીષોમાં તેમની વિશેષ લાયકાત અને સિફતો, તેમની શકલ-સૂરત, તેમના વ્યક્તિત્ત્વનો પ્રભાવ, પહેરવેશ, ખાન-પાન વગેરેની સંપૂર્ણ વિગતવાર છણાવટ, આ એવી પરિસ્થિતિ છે કે, કુર્આન અને હદીષમાં કોઈ નબી અને રસૂલની હાલતનું આટલું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું નથી. આ બાબત દરેક વ્યક્તિને વિચારવાનું આમંત્રણ આપે છે કે, આટલું લાંબું વર્ણન કેમ થયું ? અને કઈ હિકમતના કારણે થયું ?

જરા વિચાર કરો ! તો વાત સ્પષ્ટ થશે કે હઝરત ખાતમુન્નબિય્યિન ﷺ અંતિમ નબી છે, આપ ﷺ પછી કોઈ બીજા નબી આવનાર નથી. એટલા માટે આપ ﷺએ પોતાની તા'લીમમાં એ બાબતની ખૂબ કાળજી રાખી છે કે, કયામત સુધી જે-જે તબક્કામાંથી અને પરિસ્થિતિઓમાંથી ઉમ્મત પસાર થવાની છે તેના વિશે તેમને વિસ્તૃત માર્ગદર્શન આપવામાં આવે. એટલા માટે આપ ﷺએ એ બાબતની કાળજી રાખી કે, આપ ﷺ પછી જેમનું અનુસરણ કરવામાં આવશે તે લોકો કેવા હશે ? તે ખૂબ જ વિસ્તારપૂર્વક સૈદ્ધાંતિક રીતે ઉલ્લેખ કરીને સ્પષ્ટ રીતે બતાવી દીધું અને અમુક લોકોના નામો પણ નક્કી કરીને ઉમ્મતને તેમનું અનુસરણ કરવાની તાકીદ પણ કરી. તેનાથી વિપરીત તે ગુમરાહ (સીધો માર્ગ ભટકેલા) લોકોની પણ જાણ કરી જેમનાથી દીન અને ઉમ્મતને ભય હતો.

પાછળથી આવનાર ગુમરાહ લોકોમાં સૌથી મોટો વ્યક્તિ મસીહ દજ્જાલ

હશે, જેનો ફિત્નો ખૂબ સખત અને ગુમરાહ કરનારો હશે. એટલા માટે તેની હાલત અને લક્ષણોનું વર્ણન કર્યું કે તેના આવવાના સમયે ઉમ્મતને તેના ગુમરાહ હોવામાં શંકાની કોઈ સંભાવના બાકી ન રહે એટલા માટે જાહેર કરવામાં આવે કે, પાછળથી આવનારા સુધારકો અને અનુસરણ કરવા યોગ્ય બુઝૂર્ગોમાં સૌથી શ્રેષ્ઠ હઝરત ઈસા (અલૈ.) છે, જેમને અલ્લાહ તઆલાએ નુબુવ્વત અને રિસાલતથી નવાજ્યા અને તેઓને દજ્જાલના ફિત્નાથી મુસલમાનોને બચાવવા આસમાન ઉપર જીવંત રાખ્યા અને કયામત અગાઉ તેઓને દજ્જાલને કતલ કરવા માટે નિયુક્ત કરવામાં આવશે. એટલા માટે એ બાબતની આવશ્યકતા હતી કે હઝરત ઈસા (અલૈ.)ની હાલત, સિફતો અથવા તેમની ખાસિયતો અને ગુણ-લક્ષણોથી ઉમ્મતને એટલી હદે માહિતગાર કરવામાં આવે કે હઝરત ઈસા (અલૈ.)ના પૃથ્વી ઉપર નાઝિલ થવાના સમયે કોઈ વ્યક્તિ તેમને ઓળખવામાં શંકા ન કરે.

હઝરત ઈસા (અલૈ.)ના વિગતવાર ખુલાસામાં ઘણી બધી હિકમતો અને મસ્લિહતો રહેલી છે. દાખલા તરીકે ઉમ્મત તેમને ઓળખવામાં શંકા કરે તો તેમના નાઝિલ થવાનો હેતુ જ માર્યો જાય અને ઉમ્મતે મુસ્લિમહ તેમનો સાથ ન આપે તો પછી તેઓ ઉમ્મતની મદદ અને સહકાર કેવી રીતે કરે !?

બીજું, હઝરત ઈસા (અલૈ.) જો કે, તે સમયે નુબુવ્વત અને રિસાલતની ફરજ સાથે આ દુનિયામાં નહિ આવે બલકે, હઝરત મુહમ્મદ ﷺની ઉમ્મતની આગેવાની અને તેમની ઈમામત માટે ખલીફએ રસૂલ ﷺ સ્વરૂપે આ પૃથ્વી ઉપર નાઝિલ થશે, પરંતુ વ્યક્તિગત રીતે તેમને નુબુવ્વતનો હોદ્દો અને રિસાલત પ્રાપ્ત થયેલ છે, તો તે હોદ્દા પરથી તેઓને બરતરફ પણ કરવામાં નહિ આવે બલકે, તે સમયે તેમનું ઉદાહરણ એક એવા ગવર્નર જેવું હશે જે પોતાના રાજ્યનો ગવર્નર છે પરંતુ કોઈ કારણસર બીજા રાજ્યમાં ચાલ્યો ગયો છે, તો એ જે રાજ્યમાં ગયો છે ત્યાં તે ગવર્નરના હોદ્દા પર નથી, પરંતુ પોતાના રાજ્યના ગવર્નરના હોદ્દાથી બરતરફ પણ નથી થયો. ખુલાસો એ છે કે, હઝરત ઈસા (અલૈ.) તે સમયે પણ નુબુવ્વત અને રિસાલતની પોતાની આગવી વિશેષતાથી અલગ નહીં થાય અને જેવી રીતે તેમની નુબુવ્વતનો ઈન્કાર કરવો તેમના સમયમાં કુફ્ર હતું, એ જ રીતે તેમના નાઝિલ થવાના સમયે તેમની નુબુવ્વતનો ઈન્કાર કુફ્ર કહેવાશે. એટલા માટે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને જેઓ પ્રથમથી જ હઝરત

ઈસા (અલૈ.)ની નુબુવ્વત ઉપર કુર્આનના હુકમો અને હદીષોની ખબરના આધારે ઈમાન લાવ્યા છે તેઓ તેમના નાઝિલ થવાના સમયે તેમને ઓળખવાથી ઈન્કાર ન કરી બેસે, એટલા માટે તેમની સિફતો, નિશાનીઓ, ગુણ-લક્ષણો અને ખાસિયતોનો સ્પષ્ટ અને વિગતવાર ઉલ્લેખ કરવો જરૂરી હતો.

ત્રીજું, હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થવાની ઘટના દુનિયાના અંતના નિકટ સમયે બનશે. જો તેમની નિશાનીઓ અને હાલત મોઘમ હોત તો શક્ય છે કે, કોઈ બીજો વ્યક્તિ મસીહ ઈસા ઈબ્ને મરિયમ (અલૈ.) હોવાનો જૂઠો દાવો કરી બેઠો હોત ! પરંતુ કુર્આન-હદીષમાં વર્ણન થયેલ તેમની નિશાનીઓ અને સિફતો દ્વારા આવા જૂઠા દા'વાને રદ કરી શકાય છે. જેમકે, હિન્દુસ્તાનમાં મિરઝા કાદિયાનીએ દા'વો કર્યો હતો કે હું મસીહ મવઊદ છું અને ઉમ્મતના ઉલમાએ તે મરદૂદના દા'વાને આ જ નિશાનીઓ આધારે રદ કર્યો હતો.

ખુલાસો એ છે કે, આ જગ્યાએ અને અન્ય પ્રસંગે હઝરત ઈસા (અલૈ.)ની હાલત અને સિફતો એટલી વિસ્તારપૂર્વક વર્ણન થઈ છે કે, કયામતના નિકટ સમયે તેમના પૃથ્વી ઉપર નાઝિલ થવાની અને દુનિયામાં ફરીવાર આવવાની ખબર આ વર્ણનો દ્વારા મળે છે. મુજ નાચીઝે પણ આ વિષયને પૂરી સ્પષ્ટતા સાથે મારી પુસ્તિકા "મસીહ મવઊદ"માં વર્ણન કરી દીધો છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૫૬-૫૭-૫૮)

| |
|---|
| فَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا فَاُعَذِّبُهُمْ عَذَابًا شَدِيْدًا فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ۡ وَمَا |
| لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٥٦﴾ وَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَيُوَفِّيْهِمْ اُجُوْرَهُمْ ؕ |
| وَاللّٰهُ لَا يُحِبُّ الظّٰلِمِيْنَ ﴿٥٧﴾ ذٰلِكَ نَتْلُوْهُ عَلَيْكَ مِنَ الْاٰيٰتِ وَالذِّكْرِ الْحَكِيْمِ ﴿٥٨﴾ |

## તરજુમો :

*બસ, જે લોકોએ કુફ્ર કર્યું તેમને અઝાબ આપીશ દુનિયા અને આખિરતમાં સખત અઝાબ; અને તેમનો કોઈ મદદગાર નહીં હોય. (૫૬) અને જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે નેક કામ કર્યા તો (અલ્લાહ) તેમને તેનો પૂરે-પૂરો*

*(સારો) બદલો આપશે; અને અલ્લાહ (અન્યાયી) જાલિમોને પસંદ કરતો નથી. (૫૭) અમે આપ (ﷺ)ને આ આયતો અને સંદેશ પઢી સંભળાવીએ છીએ જે હિકમતપૂર્ણ છે. (૫૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરની આયતોમાં વર્ણન હતું, "હું તે મતભેદ કરનારાઓ દરમિયાન કયામતના દિવસે ફેંસલો કરી આપીશ." આ આયતમાં તે ફેંસલાનો ઉલ્લેખ છે.

## તફસીર :

ખુલાસો એ છે કે, જે લોકો (આ મતભેદો કરનારાઓમાં) કાફિર હતા, બસ, તેમને (તેમના કુફ્રના કારણે) સખત સજા આપીશ, દુનિયામાં (પણ) અને આખિરતમાં (પણ) અને તે લોકોનો કોઈ મદદગાર (સહાયક) ન હશે અને જે લોકો ઈમાનવાળા હતા અને તેમણે નેક કામો કર્યા હતા, બસ અલ્લાહ તઆલા તેમને (ઈમાન અને નેક કામોના કારણે) સવાબ (સારો બદલો) આપશે (અને કાફિરોને સજા મળવાનું કારણ એ છે કે,) અલ્લાહ તઆલા જાલિમો સાથે મહોબ્બત નથી કરતો (જે અલ્લાહ તઆલા અને પયગમ્બરોના ઈન્કારી છે તેઓ ઈન્કાર કરવાનો જઘન્ય અપરાધ કરી રહ્યા છે અને આ અપરાધ મા'ફીપાત્ર નથી. એટલા માટે તિરસ્કૃત થઈને સજામાં સપડાશે.) આ (પ્રસ્તુત કિસ્સો) અમે તમને (વહી દ્વારા) પઢી-પઢીને સંભળાવીએ છીએ કે જે (તમારી નુબુવ્વતની) દલીલો (સ્વરૂપે) છે અને હિકમતપૂર્ણ વિષયો પણ.

## મસ્અલા અને બોધપાઠ :

### દુનિયાની મુસીબતો કાફિરો માટે ગુનાહોનો કફ્ફારો નથી હોતો, જ્યારે મો'મિન માટે કફ્ફારો અને આખિરત માટે લાભદાયક છે :

فَـاُعَـذِّ بُهُمْ عَذَابًا شَـدِيْدًافِى الدُّنْيَاوَالْاٰخِرَةِ આ આયતના વિષય ઉપર થોડી શંકા થવાની સંભાવના છે કે, કયામતમાં ફેંસલાના વર્ણનમાં એવું કહેવાનો શું અર્થ કે, દુનિયા અને આખિરતમાં સજા આપીશ ? કારણ કે, આખિરતમાં દુનિયાની સજાનો કોઈ અવકાશ નહિ હોય.

તેનો જવાબ એ છે કે, આવું ઉદાહરણ આપવાનો હેતુ એ છે કે, જે રીતે કોઈ બાદશાહ અપરાધીને એવું કહે કે, અત્યારે તો તને એક વર્ષની કેદની સજા

કરૂં છું, જો જેલખાનામાં કોઈ શરારત કરી તો બે વર્ષની સજા કરીશ. તેનો મતલબ ફક્ત એવો હોય છે કે, આ બે વર્ષ આજની તારીખથી જ શરૂ થયા છે. આવી પરિસ્થિતિમાં એ ચોક્કસ છે કે, જો તે કોઈ શરારત કરશે કે તરત જ તેને એકના બદલે બે વર્ષની સજાનો હુકમ લાગુ પડી જશે. મતલબ એ થયો કે, શરારતના કારણે તેની એક વર્ષની સજા વધી જશે.

આ પ્રમાણે અહીંયાં એવું સમજવું જોઈએ કે, દુનિયામાં તો સજા થઈ ચૂકી અને તેની સાથે આખિરતની સજા જોડાઈને કયામતના દિવસે તે દુનિયાની સજા પૂર્ણ કરવામાં આવશે પરંતુ આ દુનિયાની સજા આખિરતની સજાનો કફ્ફારો (બદલો) બનશે નહીં અને હવે તેને દુનિયામાં સજા મળી ચૂક્યા પછી આખિરતની સજાનું પણ એ'લાન કરવામાં આવશે. તેનાથી વિપરીત ઈમાનવાળાઓને જો દુનિયામાં કોઈ મુસીબત વગેરે આવે છે તો તેના બદલામાં તેમના ગુનાહો મા'ફ થાય છે અને આખિરતની સજામાં ઘટાડો થવાનું અથવા છૂટકારાનું કારણ બને છે. અહીંયાં لَا يُحِبُّ الظّٰلِمِيْنَ "અલ્લાહ જાલિમોને પસંદ કરતો નથી." ઈરશાદ ફરમાવીને કહેવામાં આવ્યું કે, અલ્લાહ અત્યાચારીઓને પસંદ કરતો નથી, એનો મતલબ તો એ થયો કે, ઈમાનવાળા અલ્લાહને પ્યારા છે અને કાફિરો તેમના કુફ્રના કારણે અલ્લાહ સમક્ષ ધિક્કારપાત્ર છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૫૯ થી ૬૩)

اِنَّ مَثَلَ عِيْسٰى عِنْدَ اللّٰهِ كَمَثَلِ اٰدَمَ ؕ خَلَقَهٗ مِنْ تُرَابٍ ثُمَّ قَالَ لَهٗ كُنْ
فَيَكُوْنُ ﴿۵۹﴾ اَلْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُنْ مِّنَ الْمُمْتَرِيْنَ ﴿۶۰﴾ فَمَنْ حَآجَّكَ فِيْهِ مِنْۢ
بَعْدِ مَا جَآءَكَ مِنَ الْعِلْمِ فَقُلْ تَعَالَوْا نَدْعُ اَبْنَآءَنَا وَاَبْنَآءَكُمْ وَنِسَآءَنَا
وَنِسَآءَكُمْ وَاَنْفُسَنَا وَاَنْفُسَكُمْ ۟ ثُمَّ نَبْتَهِلْ فَنَجْعَلْ لَّعْنَتَ اللّٰهِ عَلَى الْكٰذِبِيْنَ ﴿۶۱﴾ اِنَّ
هٰذَا لَهُوَ الْقَصَصُ الْحَقُّ ۚ وَمَا مِنْ اِلٰهٍ اِلَّا اللّٰهُ ؕ وَاِنَّ اللّٰهَ لَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۶۲﴾
فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِالْمُفْسِدِيْنَ ﴿۶۳﴾ ع

## તરજુમો :

*બેશક ! ઈસા (અલૈ.)ની મિસાલ (ઉદાહરણ) અલ્લાહ પાસે આદમ (અલૈ.) જેવી છે; તેમને (આદમ અલૈ.ને) માટીથી પૈદા કર્યા પછી તેને કહ્યું, "થઈ જા" તો તે થઈ ગયા. (૫૯) સચ્ચાઈ તે જ છે જે તારા પરવરદિગાર તરફથી (કહેવામાં આવે) છે; બસ, (તમે) શંકા કરનારાઓમાંથી ન થશો. (૬૦) પછી જો કોઈ આ વિશે વિવાદ કરે ત્યારબાદ કે જ્યારે તમારી પાસે ખબર આવી ચૂકી તો કહી આપો, આવો ! બોલાવીએ અમારા દિકરાઓ અને તમારા દિકરાઓને, અમારી સ્ત્રીઓ અને તમારી સ્ત્રીઓને, અને અમે પોતે અને તમે પોતે પછી આપણે બધા ભેગા થઈ કરગરીને દુઆ માંગીએ (કે) બસ, જૂઠાઓ ઉપર અલ્લાહની લા'નત (ફિટકાર) કરીએ. (૬૧) બેશક ! આ જ સાચું વર્ણન છે અને અલ્લાહ સિવાય કોઈ ઈબાદતપાત્ર નથી અને બેશક ! અલ્લાહ જ મહાબળવાન, (ભારે) હિકમતવાળો છે. (૬૨) પછી જો (તેઓ) સ્વીકાર ન કરે તો નિઃશંક ! અલ્લાહને ફસાદ કરનારાઓની સારી પેઠે ખબર છે. (૬૩)*

## તફસીર :

બેશક ! (હઝરત) ઈસા (અલૈ.)ની (આશ્ચર્યજનક) હાલત અલ્લાહ પાસે (એટલે કે અલ્લાહની કુદરતની યોજનાઓમાં હઝરત) આદમ (અલૈ.) જેવી મિસાલ ધરાવે છે કે, તેમને (એટલે કે આદમ અલૈ.ના પૂતળાને) માટીથી બનાવ્યા, પછી તેને (પૂતળાને) હુકમ આપ્યો કે (સજીવન) "થઈ જા !" બસ, તે (સજીવન) થઈ ગયા અને આ ઘટના (જે ઉપર વર્ણન કરવામાં આવી) તદ્દન સાચી છે, જે તમારા પરવરદિગાર તરફથી (બતાવવામાં આવી) છે. બસ, તમે શંકા કરનારાઓમાંથી ન થશો; બસ, જો તમારી સાથે આ લોકો (ઈસા અલૈ.) વિશે તમારી પાસે (સાચું) જ્ઞાન આવી ગયા પછી (હજુ પણ) વાદ–વિવાદ કરે તો તમે (જવાબમાં એવું) કહી આપો કે, (જો તમે આ દલીલને નથી માનતા તો પછી) આવી જાઓ ! આપણે (અને તમે) બોલાવી(ને ભેગા કરી) લો અમારા દિકરાઓને અને તમારા દિકરાઓને, અને અમારી ઔરતોને અને તમારી ઔરતોને, ખુદ અમારી જાતને અને તમારી જાતને, પછી આપણે (બધા મળીને)

ખૂબ દિલથી અલ્લાહ પાસે કરગરીને દુઆ કરીએ અને લા'નત મોકલીએ તેમના ઉપર જેઓ (આ બહસમાં) જૂઠા છે. બેશક ! આ (જે કંઈ) વર્ણન થયું તે જ સાચી વાત છે અને અલ્લાહ સિવાય કોઈ બંદગીના લાયક નથી અને નિઃશંક અલ્લાહ તઆલા જ ગાલિબ હિકમતવાળો છે. (આ બધી દલીલબાજીઓ પછી પણ) જો (સચ્ચાઈ કબૂલ કરવાથી) ઈન્કાર કરે તો (તમારા મા'મલાને અલ્લાહના હવાલે કરો, કારણ કે) નિઃશંક ! અલ્લાહ તઆલા ફસાદખોરોને સારી પેઠે જાણે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### અનુમાન (કયાસ -ઉદાહરણો અને દાખલા-દલીલો દ્વારા વાતને સ્પષ્ટ) કરવાની દલીલ :

اِنَّ مَثَلَ عِيْسٰى عِنْدَ اللّٰهِ كَمَثَلِ اٰدَمَ આ આયતથી જાણ થાય છે કે કયાસ પણ શરીઅતમાં હુજ્જત (દલીલ)નો દરજ્જો ધરાવે છે. એટલા માટે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, ઈસા (અલૈ.)ની પૈદાઈશ એવી છે જેમકે, આદમ (અલૈ.)ની પૈદાઈશ ! એટલે કે જેવી રીતે હઝરત આદમ (અલૈ.)ને વિના પિતાએ (અને માતાએ) પૈદા કરવામાં આવ્યા, એવી જ રીતે હઝરત ઈસા (અલૈ.)ને પણ અલ્લાહે બાપ વિના પૈદા કર્યા. તો અહીંયાં અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ની પૈદાઈશને હઝરત આદમ (અલૈ.)ની પૈદાઈશ ઉપર કયાસ કરવા (અનુમાનિત કરવા) તરફ ઈશારો કર્યો છે. *(મઝહરી)*

### "મુબાહલા" શું છે ?

فَقُلْ تَعَالَوْا نَدْعُ..... આ આયતથી અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને મુબાહલા કરવાનો હુકમ આપ્યો છે, મુબાહલાની વ્યાખ્યા એવી છે કે, "જો કોઈ બાબતમાં સાચ અને જૂઠનો પરસ્પર બંને પક્ષે કોઈ વિવાદ ઊભો થઈ જાય, અને દલીલોથી વિવાદ ખતમ ન થાય, તો તેમણે એ પદ્ધતિ અપનાવવી જોઈએ કે, બધા મળીને અલ્લાહ તઆલાથી દુઆ કરે કે, "જે આ બાબતમાં જૂઠો છે તેના ઉપર અલ્લાહ તઆલા તરફથી વબાલ અને ફિટકાર વરસે." કારણ કે, લા'નત (ફિટકાર)નો અર્થ "અલ્લાહ તઆલાની રહમત અને કૃપાથી દૂર થવું" થાય છે અને અલ્લાહ તઆલાની રહમતથી દૂર થવાનો અર્થ તેના ગુસ્સાનો ભોગ બનવું. બસ, તેનો મતલબ એ થયો કે, જે જૂઠો છે તેના ઉપર અલ્લાહનો ગુસ્સો ઉતરે, તો

જે વ્યક્તિ જૂઠો હશે તે તેનું પરિણામ ભોગવશે, તે સમયે સચ્ચાઈ અને જૂઠનો ફૈંસલો બંને પક્ષો સામે સ્પષ્ટ રીતે સામે આવી જશે. આ રીતે આવી દુઆ કરવાને "મુબાહલા" કહે છે. જો કે, મુબાહલા કરવામાં વિવાદ કરનારાઓએ પોતે ભેગા થઈ આવી દુઆ કરવાની હોય છે. પોતાના સગાં-વહાલાઓને ભેગા કરવાની આવશ્યકતા નથી, પરંતુ જો તેમને પણ ભેગા કરવામાં આવે તો અમલનો અહેતિમામ (કાળજી) વધી જશે.

**"મુબાહલા"ની ઘટના અને "રવાફિઝ"નો રદિયો :**

આ ઘટનાની પૂર્વભૂમિકા એવી છે કે, નજરાનના ઈસાઈઓને રસૂલે કરીમ ﷺએ એક ફરમાન મોકલ્યું, જેમાં ત્રણ વસ્તુઓ ક્રમવાર વર્ણવવામાં આવી હતી.

(૧) ઈસ્લામ કબૂલ કરો, (૨) અથવા જઝિયાવેરો અદા કરો, (૩) અથવા તો યુદ્ધ માટે તૈયાર થઈ જાઓ.

ઈસાઈઓએ પરસ્પર મશવરો કરીને શરજીલ, અબ્દુલ્લાહ બિન શરજીલ અને જબ્બાર બિન ફૈઝને રસૂલે કરીમ ﷺની સેવામાં મોકલ્યા. આ લોકોએ મદીના આવીને ધાર્મિક બાબતો ઉપર વાર્તાલાપ શરૂ કર્યો, એટલે સુધી કે હઝરત ઈસા (અલૈ.)ની ખુદાઈ સાબિત કરવા માટે આ લોકોએ ખૂબ વિસ્તૃત ચર્ચા-બહસ અને દલીલોથી કામ લીધું. એટલામાં આ "આયતે મુબાહલા" નાઝિલ થઈ, આ આયત ઊતરતાં જ રસૂલે કરીમ ﷺએ ઈસાઈઓને મુબાહલા કરવાનું આમંત્રણ આપ્યું અને પોતે પણ હઝરત ફાતિમા (રદિ.), હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ, ઈમામ હસન અને ઈમામ હુસૈન (રદિ.)ને સાથે લઈ મુબાહલા માટે તૈયાર થઈને આવ્યા. શરજીલે આવું જોઈને પોતાના બંને સાથીઓને કહ્યું કે, તમને ખબર છે ? આ અલ્લાહના નબી છે ! નબી સાથે મુબાહલો કરવામાં આપણો વિનાશ અને બરબાદી નિશ્ચિત છે, એટલા માટે છૂટકારો મેળવવાનો કોઈ બીજો માર્ગ શોધો. તેના સાથીઓએ કહ્યું કે, તમારા મતે છૂટકારાનું બીજું સ્વરૂપ શું હોઈ શકે છે ? તેણે કહ્યું, મારા મતે શ્રેષ્ઠ સ્વરૂપ એ છે કે, નબી (ﷺ)ના અભિપ્રાય પ્રમાણે સુલેહ કરી લેવામાં આવે, જેથી તે બધા આ બાબતે સહમત થઈ ગયા અને નબી ﷺએ તેમના પર જઝિયો નક્કી કરી સુલેહ કરી લીધી, જેને તેમણે પણ મંજૂર કરી લીધું. *(તફસીરે ઈબ્ને કષીર, ભાગ : ૧)*

આ આયતમાં "અબ્ના અના" اَبْنَآءَنَا નો અર્થ ફક્ત પોતાની ઔલાદ નથી બલકે, પોતાની ઔલાદની ઔલાદ પણ તેમાં સામેલ છે. કારણ કે, સામાન્ય રીતે પોતાની ઔલાદની ઔલાદ પણ ઔલાદમાં જ સામેલ છે. એટલા માટે "અબ્ના અના" اَبْنَآءَنَا માં રસૂલે કરીમ ﷺના નવાસા હઝરત ઈમામ હસન અને હઝરત ઈમામ હુસૈન (રદિ.) અને આપ ﷺના જમાઈ હઝરત અલી (રદિ.) સામેલ છે. ખાસ કરીને હઝરત અલી (રદિ.)ને "અબ્ના અના" اَبْنَآءَنَا માં સામેલ કરવા એટલા માટે પણ બરાબર છે કે હઝરત અલી (રદિ.)નું પાલણ-પોષણ પણ રસૂલે કરીમ ﷺના હાથ નીચે જ થયું હતું. આપ ﷺએ તેમનો પોતાના બાળકની જેમ ઊછેર કર્યો અને હઝરત અલી (રદિ.)ની કેળવણીનો પણ પૂરેપૂરો ખ્યાલ રાખ્યો અને આવા પોતાના હાથ નીચે લાલન-પાલન પામેલું બાળક મોટેભાગે પોતાના દિકરા સ્વરૂપે જ સમજવામાં આવે છે.

આ વર્ણનથી એ વાત સ્પષ્ટ થઈ ગઈ કે, હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂ ઔલાદમાં (અહલે બયતમાં) સામેલ છે. એટલા માટે "રવાફિઝ" ફિરકાના લોકો આપને "અબ્ના અના" اَبْنَآءَنَا (અહલે બયત) માંથી ખારિજ કરીને "અન ફુસના" اَنْفُسَنَا માં સામેલ કરીને હઝરત (રદિ.)ની "ખિલાફતે બિલા ફસ્લ" માટે દલીલ કરે છે, તે બરાબર નથી.

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૬૪)

قُلْ يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ تَعَالَوْا۟ إِلَىٰ كَلِمَةٍ سَوَآءٍۭ بَيْنَنَا وَبَيْنَكُمْ أَلَّا نَعْبُدَ إِلَّا ٱللَّهَ وَلَا نُشْرِكَ

بِهِۦ شَيْـًٔا وَلَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا أَرْبَابًا مِّن دُونِ ٱللَّهِ ۚ فَإِن تَوَلَّوْا۟ فَقُولُوا۟

ٱشْهَدُوا۟ بِأَنَّا مُسْلِمُونَ ﴿٦٤﴾

## તરજુમો :

*(હે નબી ﷺ!) તમે કહી આપો, હે અહલે કિતાબ ! આવો, તે તરફ કે જે અમારા અને તમારા (બંને) દરમિયાન એકસમાન છે કે અલ્લાહ સિવાય અન્યની બંદગી નહીં કરીએ અને તેની સાથે કોઈને ભાગીદાર નહીં ઠરાવીએ અને (આપણામાંથી) કોઈ અન્ય કોઈને અલ્લાહ સિવાય પરવરદિગાર ન બનાવે; પછી (પણ) જો તેઓ સ્વીકાર ન કરે તો કહી આપો, ગવાહ રહો કે અમે તો (અલ્લાહના) હુકમના તા'બેદાર (મુસલમાન) છીએ. (૬૪)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ) તમે કહી આપો કે, હે અહલે કિતાબ ! આવો એક એવી વાત તરફ જે અમારા અને તમારા દરમિયાન એકસમાન છે (તે) આ (છે) કે, અલ્લાહ તઆલા સિવાય આપણે કોઈની ઈબાદત નહીં કરીએ અને અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર નહીં ઠરાવીએ અને આપણામાંથી કોઈ (પણ) બીજા કોઈને અલ્લાહ તઆલા સિવાય પરવરદિગાર ન બનાવે, પછી (પણ) જો તે લોકો (સાચી વાત) ન સ્વીકારે તો તમે (મુસલમાન) લોકો કહી આપો કે, તમે (અમારા) આ (ઈકરાર)ના ગવાહ રહો કે, અમે તો (અલ્લાહના આ હુકમને) માનનારા (મુસલમાન) છે (જો તમે ન માનો તો તમે જાણો).

## મસ્અલા અને બોધપાઠ :

### દા'વતો–તબ્લીગ (ઇસ્લામના પ્રચાર–પ્રસાર)ના મહત્ત્વના સિદ્ધાંતો :

تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍ مبَيْنَنَا وَبَيْنَكُمْ આ આયતથી દા'વતો–તબ્લીગ (ઈસ્લામના આમંત્રણ–પ્રચાર, પ્રસાર)નો એક મહત્ત્વનો સિદ્ધાંત જાણી શકાય છે કે, જો કોઈ વ્યક્તિ કોઈ એવા સમુદાય કે જૂથને દા'વત આપવાનો ઈચ્છુક હોય કે, જેઓ અકીદાઓ અને વિચારસરણીમાં તેમનાથી ભિન્ન પ્રકારની વિચારસરણી અને માન્યતા ધરાવે છે તો તેની પદ્ધતિ એ છે કે, જે ગ્રૃપ અથવા સમુદાય જે તમારા કરતા ભિન્ન પ્રકારના અકીદાઓ અને વિચારસરણી ધરાવતા હોય, તેમને ફક્ત એ બાબત ઉપર ભેગા થવાનું આમંત્રણ આપવામાં આવે, જેના ઉપર બંને ગ્રૃપો કે સમુદાયો વચ્ચે સહમતિ થઈ શકે છે. જેમકે રસૂલુલ્લાહ ﷺએ જ્યારે રૉમના રાજા હરકિલ (હરક્યુલસ)ને ઈસ્લામનું આમંત્રણ આપ્યું તો તેને એવી બાબત તરફ આમંત્રણ આપ્યું કે જેમાં બંને પક્ષો સહમત હતા. એટલે કે, અલ્લાહ તઆલાની તવહીદ ઉપર બંને વચ્ચે સહમતિ હતી, તે આમંત્રણ પત્રિકા (દા'વતનામું) નીચે પ્રમાણે લખવામાં આવ્યું હતું.

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ، مِنْ مُحَمَّدٍ عَبْدِاللّٰهِ وَرَسُوْلِهٖ اِلٰى هِرَقْلَ عَظِيْمِ الرُّوْمِ، سَلَامٌ عَلٰى مَنِ اتَّبَعَ الْهُدٰى، اَمَّا بَعْدُ فَاِنِّىْ اَدْعُوْكَ بِدِعَايَةِ الْاِسْلَامِ اَسْلِمْ تَسْلَمْ يُؤْتِكَ اللّٰهُ اَجْرَكَ مَرَّتَيْنِ فَاِنْ تَوَلَّيْتَ فَاِنَّ عَلَيْكَ اِثْمَ الْيَرِيْسِيِّيْنَ، يٰاَهْلَ الْكِتٰبِ تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍ بَيْنَنَا وَبَيْنَكُمْ اَنْ لَّانَعْبُدَ اِلَّا اللّٰهَ وَلَانُشْرِكَ بِهٖ شَيْـًٔا وَّلَا يَتَّخِذَ

بَعْضُنَابَعْضًا اَرْبَابًا مِنْ دُوْنِ اللّٰهِ (بُخَارِیْ)

*“હું શરૂ કરું છું અલ્લાહના નામથી, જે ઘણો જ કૃપાળું અને મહા દયાળુ છે. આ પત્ર મુહમ્મદ (ﷺ) અલ્લાહના બંદા અને તેના રસૂલ (ﷺ) તરફથી રૉમના બાદશાહ હરકિલ તરફ છે. સલામતી થાય તે વ્યક્તિ માટે જે હિદાયતના રસ્તા (સીધા માર્ગ)નું અનુસરણ કરે, ત્યારબાદ હું તમને ઈસ્લામના આમંત્રણ પ્રતિ દા'વત આપું છું, ઈસ્લામ લાવશો તો સલામત રહેશો અને અલ્લાહ તઆલા તમને બે ઘણો સારો બદલો આપશે અને જો તમે અસ્વીકાર કરશો તો તમારા ઉપર તે બધા ખેડૂતોનો વબાલ આવશે જે તમારી રચ્યત છે. હે અહલે કિતાબ ! આવો ! ભેગા થઈ જાઓ, એક એવી વાત ઉપર, જે અમારા અને તમારા બંનેમાં એકસમાન છે, તે એ કે આપણે અલ્લાહ તઆલા સિવાય કોઈની ઈબાદત નહીં કરીએ; અને ન જ તેની સાથે કોઈને ભાગીદાર બનાવીએ; અને ન જ આપણે અલ્લાહને છોડીને અંદર-અંદર (કોઈને) પોતાનામાંથી રબ બનાવીએ !”*

فَقُوْلُوا اشْهَدُوْا بِاَنَّا مُسْلِمُوْنَ આ આયતમાં એવું કહેવામાં આવ્યું છે કે, “તમે ગવાહ રહો” તેનાથી એવું શિક્ષણ મળે છે કે દલીલો સ્પષ્ટ થયા પછી પણ જો કોઈ સત્ય વાતનો સ્વીકાર ન કરે તો હુજ્જત પૂરી કરવા માટે પોતાનો અકીદહ જાહેર કરીને વાત પૂર્ણ કરી દેવી જોઈએ, વધારે બહસ અને હુજ્જતબાજી (દલીલબાજી) કરવી યોગ્ય નથી.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૬૫ થી ૬૮)

يٰۤاَهْلَ الْكِتٰبِ لِمَ تُحَآجُّوْنَ فِیْۤ اِبْرٰهِيْمَ وَمَاۤ اُنْزِلَتِ التَّوْرٰىةُ وَالْاِنْجِيْلُ اِلَّا
مِنْۢ بَعْدِهٖ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ۝٦٥ هٰۤاَنْتُمْ هٰۤؤُلَآءِ حَاجَجْتُمْ فِيْمَا لَكُمْ بِهٖ عِلْمٌ فَلِمَ
تُحَآجُّوْنَ فِيْمَا لَيْسَ لَكُمْ بِهٖ عِلْمٌ ؕ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ۝٦٦ مَا كَانَ اِبْرٰهِيْمُ
يَهُوْدِيًّا وَّ لَا نَصْرَانِيًّا وَّلٰكِنْ كَانَ حَنِيْفًا مُّسْلِمًا ؕ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ۝٦٧
اِنَّ اَوْلَى النَّاسِ بِاِبْرٰهِيْمَ لَلَّذِيْنَ اتَّبَعُوْهُ وَهٰذَا النَّبِیُّ وَالَّذِيْنَ اٰمَنُوْا ؕ وَاللّٰهُ وَلِیُّ
الْمُؤْمِنِيْنَ ۝٦٨

## તરજુમો :

*હે અહલે કિતાબ ! તમે ઈબ્રાહીમ (અલૈ.) વિશે કેમ વાદ-વિવાદ કરો છો ? અને તવરાત અને ઈન્જીલ તો તેમના (સમયકાળ) પછી ઊતારવામાં આવી છે, તો શું તમે બુદ્ધિ નથી ધરાવતા !? (૬૫) હા ! તમે જ તે લોકો છો, તમે તે (બાબત)માં વાદ-વિવાદ કરી ચૂક્યા જેનું તમને કંઈક જ્ઞાન હતું; તો હવે શા માટે તે (બાબત)માં વાદ-વિવાદ કરો છો જેનું તમને કંઈ જ જ્ઞાન નથી ? અને અલ્લાહ સઘળું જાણે છે અને તમે નથી જાણતા. (૬૬) ઈબ્રાહીમ (અલૈ.) ન તો યહૂદી હતા અને ન જ નસરાની (ખ્રિસ્તી) ! પરંતુ તેઓ હનીફ (બધા જૂઠા ધર્મો અને માન્યતાઓથી મોઢું ફેરવીને એક અલ્લાહના થઈ જનારા) મુસ્લિમ (ફરમાંબરદાર) હતા અને તેઓ મુશ્રિકોમાંથી (પણ) ન હતા. (૬૭) બેશક ! બધા લોકોની સરખામણીમાં ઈબ્રાહીમ (અલૈ.) સાથે તેમની તા'બેદારી (પૈરવી) કરનાર લોકોનો સંબંધ વધારે હતો; અને આ નબી (હઝરત મુહમ્મદ ﷺ)ને અને જે ઈમાન લાવ્યા તે નબી (હઝરત મુહમ્મદ ﷺ) ઉપર તેમને (તેમની સાથે વધારે મુનાસિબત છે); અને અલ્લાહ મુસલમાનોનો વાલી (કારસાજ-સહાયક) છે. (૬૮)*

## તફસીર :

હે અહલે કિતાબ ! શા માટે હુજ્જત કરો છો ? (હઝરત) ઈબ્રાહીમ (અલૈ.) વિશે (કે તેઓ યહૂદી હતા અથવા નસરાની) બલકે, તવરાત અને ઈન્જીલ પરંતુ તેમના (સમયકાળથી ઘણી) પાછળ નાઝિલ કરવામાં આવી (અને આ બંને તવરાત અને ઈન્જીલ હઝરત ઈબ્રાહીમ અલૈ. પછીના સમયકાળમાં નાઝિલ થઈ હતી અને હઝરત ઈબ્રાહીમ અલૈ.ના સમયમાં તેનું અસ્તિત્વ જ ન હતું, પછી તેઓ કઈ રીતે યહૂદી કે ખ્રિસ્તી હતા ?) શું (આવી અક્કલ વગરની વાતો મોઢાથી કાઢો છો અને) પછી સમજતા પણ નથી ? હા ! તમે એવા છો કે એવી બાબતમાં વાદ-વિવાદ કરી ચૂક્યા છો કે જેનું તમને થોડું ઘણું જ્ઞાન હતું (બસ તેમાં એક ખોટો વિવાદ ઊભો કરી ખોટું પરિણામ કાઢી લેતા હતા દાખલા તરીકે તેનાથી એવો અર્થ કાઢી લેતા હતા કે હઝરત ઈસા અલૈ.ના ખોરાક વિશે કે આવો ખોરાક ખાનારો ખુદા અથવા ખુદાનો પુત્ર હશે, પરંતુ આ વિવાદ તદ્દન

ખોટો હતો, એટલા માટે તેને અજ્ઞાનતા જ કહેવામાં આવશે જ્યારે તેમાં પણ તમારી ભૂલ સાબિત થઈ ગઈ.) તો એવી વાતમાં (ફરી) શા માટે વિવાદ કરો છો, જેનું તમને કંઈ જ્ઞાન જ નથી ? (કારણ કે, આ દા'વા માટે તો તમારી પાસે કોઈ દાખલો કે દલીલ પણ નથી અને તેમની અને ઈબ્રાહીમ અલૈ.ની શરીઅતમાં કોઈ સંબંધ પણ ન હતો) અને અલ્લાહ તઆલા (ઈબ્રાહીમ અલૈ.ના દીનને) ઘણી સારી રીતે જાણે છે અને તમે નથી જાણતા. (જ્યારે તમે આવા મોં–માથા વિનાના દા'વા કરો છો જેનું જ્ઞાન પણ તમને નથી ! તો હવે અલ્લાહ તઆલાથી ઈબ્રાહીમ અલૈ.ના દીન વિશે જાણો કે) ઈબ્રાહીમ (અલૈ.) ન તો યહૂદી હતા અને ન જ નસારા હતા બલકે, તેઓ (સીધા માર્ગ પર ચાલનારા) મુસ્લિમ હતા અને તેઓ મુશ્રિકોમાંથી પણ ન હતા (બસ, તો યહૂદી અને નસારાનો ધાર્મિક રીતે તેમની સાથે કોઈ સંબંધ નથી.) હા ! નિઃશંક બધા લોકોમાં વધારે વિશેષતા ધરાવનાર (હઝરત) ઈબ્રાહીમ (અલૈ.) સાથે અલબત્ત તે લોકો વધારે નિકટ હતા જેમણે (તેમના સમયમાં) તેમનું અનુસરણ કર્યું હતું અને આ નબી (મુહમ્મદ ﷺ) છે અને આ ઈમાનવાળા (જે નબી ﷺની ઉમ્મત છે) અને અલ્લાહ તઆલા ઈમાનવાળાઓનો મદદગાર છે (કે તેમને તેમના ઈમાનનું સારો બદલો આપશે).

————————

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૬૯–૭૦–૭૧)

وَدَّتْ طَّآئِفَةٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ لَوْ يُضِلُّوْنَكُمْ ؕ وَمَا يُضِلُّوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا
يَشْعُرُوْنَ ﴿٦٩﴾ يٰٓاَهْلَ الْكِتٰبِ لِمَ تَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَاَنْتُمْ تَشْهَدُوْنَ ﴿٧٠﴾ يٰٓاَهْلَ الْكِتٰبِ
لِمَ تَلْبِسُوْنَ الْحَقَّ بِالْبَاطِلِ وَ تَكْتُمُوْنَ الْحَقَّ وَ اَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٧١﴾ ع ۸/۱۵

**તરજુમો :**

*અને અહલે કિતાબમાંથી એક જૂથ એવું ઈચ્છે છે, કાશ ! તેઓ તમને કોઈ (પણ) રીતે ગુમરાહ કરી દે (માર્ગ ભટકાવી દે) અને તેઓ કોઈને ગુમરાહ નથી કરતા પરંતુ પોતાની જાતને ! અને તેઓ (એ) સમજતા નથી. (૬૯) હે અહલે કિતાબ ! તમે કેમ અલ્લાહની આયતોનો ઈન્કાર કરો છો ? અને તમે*

*(જ્યારે કે તેના) ગવાહ (પણ) છો. (૭૦) હે અહલે કિતાબ ! કેમ સાચને જૂઠ સાથે ભેળવો છો અને સચ્ચાઈને જાણતા હોવા છતાં છુપાવો છો ? (૭૧)*

## તફસીર :

અમુક લોકોનું અહલે કિતાબમાંથી દિલ ઈચ્છે છે કે, આ બાબતમાં તમને (સાચા દીનથી) ગુમરાહ કરી (માર્ગ ભટકાવી) દે પરંતુ માત્ર તેઓ પોતાની જાતને ગુમરાહ કરે છે (અને પોતાની જાતને અપમાનિત દશામાં કેદ કરી રહ્યા છે) અને તેનું તેમને ભાન પણ નથી. હે અહલે કિતાબ ! શા માટે કુફ્ર કરો છો અલ્લાહ તઆલાની (તે) આયતો સાથે ? (જે તવરાત અને ઈન્જીલમાં હઝરત મુહમ્મદ ﷺની નુબુવ્વતની સાબિતી સ્વરૂપે છે કારણ કે, રસૂલે કરીમ ﷺની નુબુવ્વતનો ઈન્કાર તવરાત અને ઈન્જીલના ઈન્કાર કરવા સમાન છે, જે કુફ્ર છે) જ્યારે કે, તમે (પોતાની જીભથી) ઈકરાર કરો છો (કે આ આયતો સાચી છે, આ તો એક પ્રકારે આ આયતોને વખોડેલી કહેવાય તો તમે ઝલીલ થઈને અલ્લાહની આયતો ઉપર આ રીતે ઈન્કાર કરીને એક પ્રકારે નિંદા કરો છો ?) હે અહલે કિતાબ ! શા માટે ભેળસેળ કરો છો સાચા (વિષય એટલે કે હઝરત મુહમ્મદ ﷺની નુબુવ્વત)ને ખોટા (એટલે કે ભેળસેળ કરેલી આયતો અને ખોટા અર્થઘટનો) સાથે અને (શા માટે) છુપાવો છો સાચી વાત ? જેમકે તમે જાણો (પણ) છો (તે છતાં સાચી વાત છુપાવી રાખો છો ?)

## મસ્અલા અને બોધપાઠ :

اَنْتُمْ تَشْهَدُوْنَ અને اَنْتُمْ تَعْلَمُوْنَ ના શબ્દોથી એવું ન સમજવામાં આવે કે જો સચ્ચાઈનો સ્વીકાર ન કરે અથવા તેમને સચ્ચાઈનું જ્ઞાન જ ન હોય તો તેમના માટે કુફ્ર જાઈઝ થશે. તેનું કારણ એ છે કે, કુફ્ર આપમેળે જ એક અત્યંત ધૃણાસ્પદ કૃત્ય છે અને દરેક પરિસ્થિતિમાં નાજાઈઝ છે અને જ્ઞાન મેળવ્યા પછી તથા ઈસ્લામ સ્વીકાર કરી લીધા પછી કુફ્ર અપનાવવું એક જઘન્ય અપરાધ અને અત્યંત વખોડવા લાયક ધૃણાસ્પદ કૃત્ય છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૭૨–૭૩–૭૪)

وَقَالَتْ طَّآئِفَةٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ اٰمِنُوْا بِالَّذِیْٓ اُنْزِلَ عَلَى الَّذِیْنَ اٰمَنُوْا وَجْهَ
النَّهَارِ وَاكْفُرُوْٓا اٰخِرَهٗ لَعَلَّهُمْ یَرْجِعُوْنَ ۝ وَلَا تُؤْمِنُوْٓا اِلَّا لِمَنْ تَبِعَ دِیْنَكُمْ ؕ قُلْ اِنَّ
الْهُدٰى هُدَى اللّٰهِ ۙ اَنْ یُّؤْتٰٓى اَحَدٌ مِّثْلَ مَآ اُوْتِیْتُمْ اَوْ یُحَآجُّوْكُمْ عِنْدَ رَبِّكُمْ ؕ
قُلْ اِنَّ الْفَضْلَ بِیَدِ اللّٰهِ ۚ یُؤْتِیْهِ مَنْ یَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِیْمٌ ۝ یَّخْتَصُّ
بِرَحْمَتِهٖ مَنْ یَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِیْمِ ۝

## તરજુમો :

*અને અહલે કિતાબમાંથી એક જૂથે કહ્યું કે, જે કંઈ મુસલમાનો ઉપર નાઝિલ કરવામાં આવ્યું છે તેને દિવસના શરૂઆતના ભાગમાં (સવારમાં) માની લો અને દિવસના અંત ભાગમાં (સાંજે) ઈન્કાર કરો; (જેથી) કદાચ તેઓ (પણ) ફરી જાય. (૭૨) અને (કોઈની વાત) ન માનો, સિવાય કે જે તમારા દીનની તા'બેદારી (પૈરવી) કરે; (હે નબી ﷺ !) તમે કહી આપો ! બેશક, હિદાયત (સીધો માર્ગ) અલ્લાહની જ હિદાયત છે, (આ બધું એટલા માટે છે) કે કોઈને કેમ મળી ગયું જેવું અમને (અહલે કિતાબને) મળ્યું હતું ? અથવા તેઓ તમારા પરવરદિગાર સામે તમારા ઉપર કેમ છવાય ગયા ? (તો) તમે કહી આપો ! બેશક, શ્રેષ્ઠતા આપવી (ફઝ્લ આપવો) અલ્લાહના હાથમાં છે, તે જેને ચાહે છે આપે છે, અને અલ્લાહ ઘણો જ ઉદાર (અને) સઘળું જાણનાર છે. (૭૩) જેને ચાહે પોતાની મહેરબાની (કૃપા)થી વિશિષ્ટ (ઉચ્ચ કક્ષાનો ખાસ) બનાવે છે, અને અલ્લાહની કૃપા ઘણી મોટી છે. (૭૪)*

## તફસીર :

અને અહલે કિતાબમાંથી અમુક લોકોએ (પરસ્પર મશવરા સ્વરૂપે) કહ્યું કે, (મુસલમાનોને ગુમરાહ કરવાની એક યુક્તિ એ છે કે જાહેરમાં) ઈમાન લઈ આવો તે (કિતાબ)ના ઉપર જે નાઝિલ કરવામાં આવી છે (રસૂલે કરીમ ﷺ દ્વારા) મુસલમાનો ઉપર (ભાવાર્થ એ છે કે, કુર્આન ઉપર ઈમાન લઈ આવો)

દિવસની શરૂઆતમાં (એટલે કે સવારના સમયે) અને (પછી) ઈન્કાર કરો દિવસના અંત ભાગમાં (એટલે કે સાંજે); કદાચ (આ યુક્તિઓથી મુસલમાનો પણ કુર્આન અને ઈસ્લામ વિશે શંકામાં પડી જાય અને) તેઓ (પોતાના દીનથી) ફરી જાય (અને એવો વિચાર કરે કે આ લોકો જ્ઞાની છે અને પૂર્વગ્રહરહિત પણ છે કે ઈસ્લામ કબૂલ કરી લીધો અને ત્યાર પછી તેઓ ફરી ગયા તો ચોક્કસ ઈસ્લામ ખોટો હોવાનું તેમના જ્ઞાન વડે સાબિત થઈ ગયું હશે અને ચોક્કસ તેમણે ઈસ્લામમાં કોઈ ક્ષતિ અને ઊણપ જોઈ હશે. એટલા માટે તો તેઓ ફરી ગયા ! આ રીતે તેઓ મુસલમાનોને છેતરવા માટે ફક્ત ઉપરછલ્લી રીતે ઈમાન લાવવાનો ઢોંગ કરતા હતા) અને (પોતાના લોકોને કહેતા હતા કે સાચા દિલથી) કોઈ કોઈની રૂબરૂ (દીનનો) સ્વીકાર ન કરશો પરંતુ એવા વ્યક્તિની રૂબરૂ કે, જે તમારા દીનનો અનુયાયી હોય (તેની રૂબરૂ તમે પોતાના જૂના ધર્મનો ઈકરાર નિખાલસતાથી કરજો, બાકી અન્ય ધર્મોના લોકો સામે એટલે કે, મુસલમાનો રૂબરૂ એ રીતે જ ઉપરોક્ત મસ્લિહત પ્રમાણે ફક્ત મૌખિક રીતે ઈસ્લામનો સ્વીકાર કરી લેજો ! અલ્લાહ તઆલા તેમની આવી યુક્તિ-પ્રયુક્તિઓના સંદર્ભમાં કહે છે કે, હે મુહમ્મદ ﷺ !) તમે કહી આપો કે (આવી ચાલાકીઓથી કંઈ વળવાનું નથી કારણ કે) ચોક્કસ (કે જે બંદાઓને મળે છે તે) હિદાયત અલ્લાહ તરફથી (હોય) છે. (બસ, જ્યારે હિદાયત અલ્લાહ તબારક વ તઆલાના કબજામાં છે તો તે જેને હિદાયત ઉપર કાયમ રાખવા ચાહે તેને અન્ય કોઈ વ્યક્તિ પોતાની યુક્તિ-પ્રયુક્તિઓથી સીધા માર્ગ ઉપરથી ભટકાવી શકતો નથી. તેમના આવા મશવરાઓ અને યુક્તિઓ વિશે કહેવામાં આવ્યું કે, હે અહલે કિતાબ ! તમે) એવી વાતો એટલા માટે કરો છો કે, કોઈ અન્યને પણ એવી વસ્તુ મળી રહી છે જેવી તમને મળી હતી. (એટલે કે કિતાબ અને આસમાની દીન) અથવા તે બીજા લોકો તમારા પરવરદિગાર નજીક તમારા ઉપર ગાલિબ આવી જાય (આ દીને હકને નક્કી કરવા માટે; મતલબ કે, આવી યુક્તિ-પ્રયુક્તિ મુસલમાનોની ઈર્ષ્યાના કારણે કરો છો કે, તેમને આસમાની કિતાબ કેમ મળી ગઈ! આ લોકો ધાર્મિક મુનાજરામાં અમારી ઉપર કેમ ગાલિબ આવી જાય છે ?! આ અદેખાઈના કારણે ઈસ્લામ અને મુસલમાનોને હંમેશા બરબાદ કરવાના પ્રયત્નો કરતા રહે છે. આગળ તેમની અદેખાઈનો રદિયો આપવામાં આવ્યો છે

કે, હે મુહમ્મદ ﷺ !) તમે કહી આપો કે બેશક ! ફઝ્લ (કૃપા) તો અલ્લાહ તબારક વ તઆલાના જ કબજામાં છે, તે તેમાંથી જેને ચાહે અર્પણ કરે અને અલ્લાહ તબારક વ તઆલા ખૂબ વિશાળતા ધરાવનારો છે (તેના ત્યાં કૃપાની કોઈ ખોટ નથી અને અલ્લાહ) સઘળું જાણનારો છે (કે કયા સમયે કોને શું આપવું યોગ્ય છે ? એટલા માટે) પોતાની રહમતથી જેને ચાહે ખાસ બનાવી આપે અને અલ્લાહ તઆલા મહાકૃપાળુ છે (બસ અત્યારે હિકમતના કારણે મુસલમાનો પર ફઝ્લ અને રહમત ફરમાવી તો અહલે કિતાબ દ્વારા મુસલમાનોની ઈર્ષ્યા કરવી વાહિયાત અને અજ્ઞાનતાપૂર્ણ બાબત છે).

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૭૫)

وَمِنْ أَهْلِ الْكِتٰبِ مَنْ إِنْ تَأْمَنْهُ بِقِنْطَارٍ يُّؤَدِّهٖٓ إِلَيْكَ ۚ وَمِنْهُمْ مَّنْ إِنْ تَأْمَنْهُ
بِدِينَارٍ لَّا يُؤَدِّهٖٓ إِلَيْكَ إِلَّا مَا دُمْتَ عَلَيْهِ قَآئِمًا ۗ ذٰلِكَ بِأَنَّهُمْ قَالُوا لَيْسَ عَلَيْنَا فِي
الْأُمِّيّٖنَ سَبِيلٌ ۚ وَيَقُولُونَ عَلَى اللّٰهِ الْكَذِبَ وَهُمْ يَعْلَمُونَ ﴿٧٥﴾

## તરજુમો :

*અને અહલે કિતાબમાંથી કોઈ (એવા) છે કે જો તું તેમની પાસે માલનો ઢગલો અમાનત (સ્વરૂપે) મૂકે તો તને (સહી સલામત) પાછો આપી દે, અને તેમનામાંથી કોઈ (એવા) છે કે જો તું તેની પાસે એક દીનાર અમાનત રાખે તો તે (પણ) તને પાછો ન આપે, પરંતુ જ્યાં સુધી કે તું તેના (માથા) ઉપર ઊભો ન રહે ! અને આ એટલા માટે છે કે, તેમણે કહ્યું, અમારા ઉપર ઉમ્મીઓ (નિરક્ષર લોકો)ના (હક લઈ લેવા) વિશે (ગુનાહનો) કોઈ આક્ષેપ નથી; અને તેઓ અલ્લાહ ઉપર જૂઠું બોલે છે અને (અલબત્ત) તેઓ (તેને) જાણે (પણ) છે. (૭૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરની આયતોમાં અહલે કિતાબ દ્વારા દીનમાં ખયાનત કરવાનું વર્ણન હતું, એટલે કે તેમનું અલ્લાહની આયતો સાથે કુફ્ર કરવું અને આયતોમાં હેરાફેરી કરવી તથા સચ્ચાઈને જૂઠ સાથે ભેળવી દેવી અને સચ્ચાઈને છૂપાવવી તથા

યુક્તિ-પ્રયુક્તિઓ કરી મો'મિનોને ગુમરાહ કરવા માટે પ્રયત્નો કરવા વગેરેનું વર્ણન હતું. આ આયતમાં તેમનું અમાનતના માલમાં ખયાનત કરવાનું વર્ણન છે. અહલે કિતાબમાંથી અમુક લોકો અમાનતદાર પણ હતા એટલા માટે બંને પ્રકારના લોકોનું અત્રે વર્ણન કરવામાં આવ્યું છે.

## તફસીર :

અને અહલે કિતાબમાંથી અમુક લોકો એવા છે કે, જો તમે તેમની પાસે માલના ઢગલે-ઢગલા અમાનત રાખી દો તો તેઓ (માંગતાની સાથે જ) તમારી પાસે લાવીને મૂકી દે અને તેમનામાંથી અમુક તે વ્યક્તિ છે કે, જો તમે તેની પાસે એક દીનાર પણ અમાનત મૂકો તો તે પણ તમને પાછો ન આપે (બલકે, અમાનત મૂકી છે એવો સ્વીકાર પણ ન કરે) ! પરંતુ જ્યાં સુધી કે, તું (અમાનત મૂકીને) તેના માથા પર (બરાબર) ઊભો રહે (તે સમયે તે ઈન્કાર ન કરે જેવો તેનાથી દૂર થયો કે તરત અમાનત પાછી આપવાની વાત તો દૂર રહી તે મૂળેથી તેની પાસે અમાનત મૂકી હતી એનો જ ઈન્કાર કરે) આ (અમાનત અદા ન કરવી) એટલા માટે છે કે, તે લોકો કહે છે કે અમારા ઉપર અહલે કિતાબ સિવાયના (લોકોના માલ) વિશે (જો ચોરી-છૂપીથી પણ લઈ લઈએ તો ધાર્મિક કે અન્ય) કોઈ રીતે આક્ષેપ નથી (એટલે અહલે કિતાબ સિવાયના લોકો દાખલા તરીકે કુરૈશનો માલ ચોરીને, લૂંટીને લઈ લઈએ તો તે અમારા માટે જાઈઝ છે. અલ્લાહ તઆલાએ આગળ તેમના આ દા'વાને જૂઠો ઠરાવ્યો છે.) અને તે લોકો અલ્લાહ ઉપર જૂઠું બોલે છે (કે આવા સદંતર હરામ કૃત્યોને હલાલ સમજે છે) અને દિલમાં તેઓ પણ તેને જાણે છે (અલ્લાહે ઉમ્મીઓનો માલ તેમના માટે હલાલ નથી કર્યો, બલકે આ તો ફક્ત તેમનો મનઘડત જૂઠો દા'વો છે).

## મસ્અલા અને બોધપાઠ :

### કોઈ ગૈરમુસ્લિમના સારા ગુણોના વખાણ કરવામાં વાંધો નથી :

وَمِنْ اَهْلِ الْكِتٰبِ مَنْ اِنْ تَاْمَنْهُ بِقِنْطَارٍ يُّؤَدِّهٖٓ اِلَيْكَ આ આયતમાં અમુક અમાનતદાર (પ્રામાણિક) લોકોના વખાણ કરવામાં આવ્યા છે અને તે અમુક લોકો અહલે કિતાબમાંથી હોવાનો ઉલ્લેખ છે, જો તેઓ ઈમાન લાવી ચૂક્યા હતા તો તેમના વખાણ કરવામાં કોઈ શંકા કે વાંધો નથી. પરંતુ જો આ કોઈ મો'મિન માટે સંબોધન થયું હોવાના અર્થમાં ન હોય બલકે, માત્ર અહલે કિતાબ માટે જ

સંબોધન જ છે તો તેમાં ગૈરમુસ્લિમો પણ સામેલ ગણાશે, તો આવી પરિસ્થિતિમાં એવો સવાલ પૈદા થાય છે કે, કાફિરનો તો કોઈ અમલ સ્વીકાર્ય નથી હોતો તો પછી તેના વખાણ કરવાનો શું ફાયદો ?

તેનો જવાબ એ છે કે, કોઈ વસ્તુનું સ્વીકાર્ય હોવું કે, ન હોવું, તે અલગ બાબત છે અને તેના વખાણ કરવા જુદી બાબત છે. વખાણ કરવાથી એ જરૂરી નથી કે, તે અલ્લાહના ત્યાં સ્વીકાર્ય પણ છે, તેનાથી એવું બતાવવાનો હેતુ છે કે, સારું કૃત્ય જો કોઈ કાફિર કરે છે તો તે એક દરજ્જે સારું જ કામ કહેવાશે, જેનો ફાયદો તેને આ દુનિયામાં "પ્રતિષ્ઠા" અને "નામના" સ્વરૂપે મળી જશે.

આ વર્ણનથી એ બાબત પણ સ્પષ્ટ થઈ જાય છે કે ઈસ્લામ પૂર્વગ્રહયુક્ત ટૂંકી દષ્ટિ રાખવામાં માનતો નથી. બલકે, તે ખુલ્લા મને પોતાના વિરોધીઓના સારા ગુણોની તેના દરજ્જા પ્રમાણે કદર કરે છે.

اِلَّا مَادُمْتَ عَلَيْهِ قَآئِمًا "ત્યાં સુધી કે તું તેમના (માથા) ઉપર ઊભો ન રહે." આ આયત દ્વારા ઈમામ અબૂ હનીફા (રહ.)એ એવી દલીલ કરી છે કે, દા'વેદારને એ હક છે કે, તે પોતાનો હક વસૂલ કરતાં સુધી તેનો પીછો કરતો રહે.

*(કુર્તુબી, ભાગ : ૪)*

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૭૬-૭૭)

| |
|---|
| بَلٰى مَنْ اَوْفٰى بِعَهْدِهٖ وَاتَّقٰى فَاِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ﴿٧٦﴾ اِنَّ الَّذِيْنَ |
| يَشْتَرُوْنَ بِعَهْدِ اللّٰهِ وَاَيْمَانِهِمْ ثَمَنًا قَلِيْلًا اُولٰٓئِكَ لَا خَلَاقَ لَهُمْ فِى الْاٰخِرَةِ |
| وَلَا يُكَلِّمُهُمُ اللّٰهُ وَلَا يَنْظُرُ اِلَيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ وَلَا يُزَكِّيْهِمْ ۠ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٧٧﴾ |

## તરજુમો :

*કેમ નહીં ! જે કોઈ પોતાનું વચન પૂરું કરે અને પરહેઝગાર (અલ્લાહથી ડરનાર) રહે તો બેશક ! અલ્લાહ પરહેઝગારોથી મહોબ્બત રાખે છે. (૭૬) બેશક ! જે લોકો અલ્લાહને આપેલા વચન અને પોતાની કસમો ઉપર થોડી કિંમત વસૂલી લે છે; આ જ તે લોકો છે જેમના માટે આખિરતમાં કોઈ હિસ્સો નથી અને ન જ અલ્લાહ તેમની સાથે વાત કરશે, અને ન તો તેમના તરફ કયામતના દિવસે નજર નાંખશે, અને ન જ તેમને પાક કરશે, અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૭૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર وَيَـقُوۡلُوۡنَ (વ-ય-કુલૂન)થી અહલે કિતાબનો દા'વો જૂઠો હોવાનું વર્ણન હતું. હવે, અહીંયાં આ આયતોમાં તેમના જૂઠા દા'વાઓનો રદિયો આપ્યો છે તથા તેમના વચન પાળવાની ફઝીલત અને તેમના વચનભંગ કરવાની ટીકાની વધુ સ્પષ્ટતા કરવામાં આવી છે.

## તફસીર :

(અપ્રામાણિક ઉપર) કેમ (આક્ષેપ) નહીં હોય ? (જરૂર થશે કારણ કે તેના વિશે અમારા બે કાનૂન છે, એક તો) જે વ્યક્તિ પોતાનું વચન (એ વચન ભલે અલ્લાહ તઆલા સાથે કર્યું હોય અથવા કોઈ મખ્લૂક સાથેનું જાઈઝ વચન હોય !) પૂરું કરે અને અલ્લાહ તઆલાથી ડરતો રહે તો બેશક ! અલ્લાહ તઆલા પરહેઝગારો સાથે મહોબ્બત કરે છે. (અને બીજો કાનૂન એ છે કે) ચોક્કસ જે લોકો પોતાના વચનના મુકાબલામાં, જે (તેમણે) અલ્લાહ તઆલા સાથે કર્યું છે (દાખલા તરીકે અંબિયા અલૈ. ઉપર ઈમાન લાવવાનું વચન) અને (તેના બદલે) પોતાના સોગંદ (દાખલા તરીકે બંદાના હકો અને તેના અધિકારો વિશે સોગંદ ખાઈને તોડી નાંખે છે તે)નું વળતર (એટલે કે દુનિયવી નફો અને કિંમત) લઈ લે છે; તે લોકો માટે આખિરતમાં (તેમની નેઅ્મતોમાં) કોઈ હિસ્સો મળશે નહીં અને ન તો અલ્લાહ તઆલા તેમની સાથે વાતચીત કરશે અને ન જ તેમના તરફ (મહોબ્બતની દૃષ્ટિથી) કયામતના દિવસે નજર નાંખશે અને ન જ તેમને (ગુનાહોથી) પાક કરશે અને તેમના માટે કષ્ટદાયક (દર્દનાક) અઝાબ છે.

## મસ્અલા અને બોધપાઠ :

### કરારની વ્યાખ્યા અને કરારભંગ કરવા બાબતે અમુક ચેતવણીઓ :

કરાર તે વહેવારનું નામ હોય છે, જે બે પક્ષો વચ્ચે પરસ્પર વાતચીતથી નક્કી થાય છે, જેના ઉપર બંને પક્ષોએ કાયમ રહેવું જરૂરી હોય છે. જ્યારે કે વચન કોઈ એક વ્યક્તિ તરફથી આપવામાં આવે છે એટલે કે કરાર સંલગ્ન બધા પક્ષો માટે સર્વસામાન્ય છે અને વાયદો એક ખાસ વ્યક્તિ તરફથી બીજા પક્ષ માટે છે.

વચન પૂરું કરવાની કુર્આન અને સુન્નતમાં ઘણી તાકીદ આવી છે. એટલા માટે ઉપરની આયત નંબર ૭૭માં કરારભંગ કરવા બાબતે નીચે પ્રમાણે પાંચ ચેતવણીઓ આવી છે.

(૧) તેમને જન્નતમાં કોઈ હિસ્સો નહીં મળે. એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો છે કે, "જે વ્યક્તિએ જૂઠી કસમ દ્વારા મુસલમાનનો હક દબાવ્યો તો તેણે તેના માટે આગને વાજિબ કરી લીધી. રિવાયત કરનારે વિનંતી કરી કે, જો તે વસ્તુ મા'મૂલી હોય તો પણ તેના માટે આગ વાજિબ થઈ જશે ? આપ ﷺએ જવાબમાં ફરમાવ્યું, ભલે તે ઝાડની લીલી ડાળી પણ કેમ ન હોય !" *(રવાહુ મુસ્લિમ, બ હવાલા મઝહરી)*

(૨) અલ્લાહ તઆલા તેની સાથે સારી રીતે વાતચીત નહીં કરે.

(૩) અલ્લાહ તઆલા કયામતમાં તેના તરફ રહમતની નજરથી જોશે પણ નહીં.

(૪) અલ્લાહ તઆલા તેના ગુનાહોને મા'ફ નહીં કરે, કારણ કે તે લોકોએ પોતાના વચનનો ભંગ કર્યો છે અને જો તેણે બંદાનો હક દબાવ્યો હશે તો અલ્લાહ તઆલા તેને મા'ફ નહીં કરે.

(૫) તેને દર્દનાક અઝાબ થશે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૭૮-૭૯-૮૦)

وَاِنَّ مِنْهُمْ لَفَرِيْقًا يَّلْوٗنَ اَلْسِنَتَهُمْ بِالْكِتٰبِ لِتَحْسَبُوْهُ مِنَ الْكِتٰبِ وَمَا هُوَ مِنَ
الْكِتٰبِ ۚ وَيَقُوْلُوْنَ هُوَ مِنْ عِنْدِ اللّٰهِ وَمَا هُوَ مِنْ عِنْدِ اللّٰهِ ۚ وَيَقُوْلُوْنَ عَلَى اللّٰهِ
الْكَذِبَ وَهُمْ يَعْلَمُوْنَ ﴿٧٨﴾ مَا كَانَ لِبَشَرٍ اَنْ يُّؤْتِيَهُ اللّٰهُ الْكِتٰبَ وَالْحُكْمَ وَالنُّبُوَّةَ
ثُمَّ يَقُوْلَ لِلنَّاسِ كُوْنُوْا عِبَادًا لِّيْ مِنْ دُوْنِ اللّٰهِ وَلٰكِنْ كُوْنُوْا رَبّٰنِيّٖنَ بِمَا كُنْتُمْ
تُعَلِّمُوْنَ الْكِتٰبَ وَبِمَا كُنْتُمْ تَدْرُسُوْنَ ﴿٧٩﴾ وَلَا يَاْمُرَكُمْ اَنْ تَتَّخِذُوا الْمَلٰٓئِكَةَ
وَالنَّبِيّٖنَ اَرْبَابًا ؕ اَيَاْمُرُكُمْ بِالْكُفْرِ بَعْدَ اِذْ اَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿٨٠﴾ ع ٨ ١٦

**તરજુમો :**

*અને બેશક ! તેમાં એક સમૂહ (વર્ગ) એવો છે જે કિતાબમાં (પઢતી વખતે)*

*પોતાની જીભને વાંકી વાળે છે, જેથી તમે (એવું) સમજો કે તે (જે પઢી રહ્યા છે તે) આ કિતાબમાંથી છે; અને (જ્યારે કે) તે કિતાબમાંથી નથી (હોતું); અને તેઓ કહે છે કે તે અલ્લાહ તરફથી છે; અને (જ્યારે કે) તે અલ્લાહ તરફથી નથી, અને અલ્લાહ ઉપર જૂઠું બોલે છે, અને તેઓ (તેને) જાણે (પણ) છે. (૭૮) કોઈ માનવીનું એ કામ (જ) નથી કે અલ્લાહ તેને કિતાબ અને હિકમત અને નુબુવ્વત અર્પણ કરે, પછી તે લોકોને કહે કે તમે અલ્લાહને છોડીને મારા (પૂજારી) બંદા થઈ જાઓ; પરંતુ તે (તો) એવું (જ) કહેશે કે તમે અલ્લાહવાળા થઈ જાઓ; જેમકે તમે કિતાબ શિખવાડતા હતા અને જેમકે તમે પોતે પણ તેને પઢતા હતા. (૭૯) અને તે (પયગમ્બર) હુકમ નહીં આપે કે તમે ફરિશ્તાઓ અને નબીઓને પરવરદિગાર ઠરાવી લો; શું તે તમને કુફ્રનો હુકમ આપશે !? એના પછી કે તમે મુસલમાન બની ચૂક્યા છો !? (૮૦)*

## તફસીર :

અને બેશક ! તેમનામાં અમુક લોકો એવા છે કે, પોતાની જીભને વાંકી વાળે છે કિતાબમાં (પઢતી વખતે, એટલે કે તેમાં કોઈ શબ્દ અથવા કોઈ તફસીર ખોટી રીતે ભેળવીને પઢવાને રૂઢિપ્રયોગમાં જીભ વાંકી વાળવું કહેવાય છે) જેથી તમે લોકો (એટલે કે, મુસલમાનો જ્યારે તેને સાંભળો તો) તે (ભેળસેળ કરેલી બાબત)ને (પણ) કિતાબનો જ એક ભાગ સમજો, જ્યારે કે તે કિતાબનો ભાગ નથી અને (તેઓ ફક્ત ધોકો આપવા માટે આ પદ્ધતિ ઉપર બસ નથી કરતા બલકે, જીભથી પણ) કહે છે કે આ (શબ્દ અથવા અર્થ) અલ્લાહ તઆલા પાસેથી (કાયદા સ્વરૂપે નાઝિલ થયો) છે, જ્યારે કે તે (કોઈ રીતે) અલ્લાહ તઆલા તરફથી નથી (બસ, તેમનું જૂઠા હોવું સાબિત થઈ ગયું, આગળ એની તાકીદ માટે વધારે સ્પષ્ટતા કરવામાં આવી છે કે) અને અલ્લાહ તઆલા વિશે જૂઠું બોલે છે અને (પોતે જૂઠા છે એવું પોતે પણ દિલમાં) તેઓ જાણે છે. કોઈ માનવી માટે એ બાબત (શક્ય) થઈ નથી શકતી કે, અલ્લાહ તઆલા તેને કિતાબ અને (દીનની) સમજદારી અને નુબુવ્વત અર્પણ કરે (કે જેનો હેતુ જ કુફ્ર અને શિર્કને રદ કરવાનો હોય છે અને) પછી તે લોકોને (એવું) કહેવા લાગે કે (તમે) મારા બંદા (એટલે કે, મારી ઈબાદત કરનાર) બની જાઓ; અલ્લાહ તઆલા(ની

તૌહીદ)ને છોડીને ! (એટલે કે નુબુવ્વત અને શિર્ક આ બે બાબતો ક્યારેય ભેગી નથી થઈ શકતી) પરંતુ (તે નબી તો) એવું (જ) કહેશે કે, તમે અલ્લાહવાળા બની જાઓ (એટલે કે, ફક્ત અલ્લાહ તઆલાની ઈબાદત કરો) એ કારણથી કે તમે કિતાબ (અન્યોને પણ) શિખવાડો છો અને એ કારણે કે (પોતે પણ તે કિતાબને) પઢો છો (અને તે કિતાબમાં તૌહીદનું શિક્ષણ છે) અને તે (રસૂલ) તમને કેવી રીતે એવી વાત બતાવશે કે તમે ફરિશ્તાઓને અને (અન્ય) નબીઓને પરવરદિગાર ઠરાવી લો; શું તે તમને કુફ્રની વાત શિખવાડશે !? એ પછી કે તમે (તૌહીદના અકીદહમાં પાકા બની પોતે) મુસલમાન બની ગયા છો ?

## મસ્અલા અને બોધપાઠ :

### અંબિયા (અલૈ.)ની માન-મર્યાદા :

مَـا كَـانَ لِبَشَـرٍ નજરાનના પ્રતિનિધિમંડળની હાજરીમાં અમુક યહૂદીઓ અને નસારાએ કહ્યું હતું કે, "હે મુહમ્મદ ﷺ ! શું તમે એવું ઈચ્છો છો કે, અમે તમારી ઈબાદત કરવા માંડીએ ? જેવી નસારા ઈસા ઈબ્ને મરિયમની ઈબાદત કરે છે ?" આપ ﷺએ ફરમાવ્યું, "નઊઝુબિલ્લાહ ! શું અમે અલ્લાહને છોડીને અન્યની ઈબાદત કરીશું ? અથવા તો બીજાઓને તેનું આમંત્રણ આપીશું ? અલ્લાહે અમને એ કામ માટે નથી મોકલ્યા !" એટલે કે, જે વ્યક્તિને અલ્લાહ તઆલા કિતાબ, હિકમત અને ફેંસલો કરવાની શક્તિ આપે છે તથા પયગમ્બરીના હોદ્દા ઉપર બેસાડે છે કે, તેઓ બરાબર અને સાચે-સાચો અલ્લાહનો પયગામ પહોંચાડીને લોકોને અલ્લાહની બંદગી અને વફાદારી તરફ ધ્યાન અપાવે છે તેનું કામ ક્યારેય એવું નથી હોઈ શકતું કે, તે લોકોને માત્ર એક અલ્લાહની બંદગીથી દૂર કરીને પોતાની જ અથવા અલ્લાહની જ અન્ય કોઈ મખ્લૂકની બંદગી કરવાનો હુકમ આપે ! તેનો અર્થ તો એવો થશે કે, અલ્લાહ તઆલાએ જેને જે હોદ્દા અને મનસબ ઉપર બેસાડ્યો હતો તે એ હોદ્દાના લાયક ન જ હતો, નઊઝુબિલ્લાહ ! દુનિયાની કોઈ સરકાર પણ જો કોઈ વ્યક્તિને કોઈ મહત્ત્વના હોદ્દા ઉપર નિયુક્ત કરે છે તો પ્રથમ નીચે પ્રમાણેનું માપદંડ અપનાવે છે.

(૧) એ વ્યક્તિ હુકૂમતની પૉલિસીને સમજતો હોય અને પોતાની ફરજો પૂર્ણ કરવાની ક્ષમતા ધરાવતો હોય.

(૨) હુકૂમતના હુકમોનો અમલ કરવાની અને રય્યતને વફાદારી ઉપર કાયમ રાખવા માટેની તેની પાસે ક્ષમતા હોવાની અપેક્ષા રાખવામાં આવે છે. કોઈ રાજા અથવા પાર્લામેન્ટ એવા વ્યક્તિને સરકારનો પ્રતિનિધિ અથવા ઍમ્બેસેડર નક્કી નથી કરતા, જેના માટે હુકૂમત વિરૂદ્ધ બળવો પોકારવાની અથવા તેની પૉલિસીઓ અને હુકમોમાં હેર-ફેર કરવાની નાની સરખી પણ શંકા હોય ! નિઃશંક ! એવું શક્ય છે કે, કોઈ વ્યક્તિની ક્ષમતા અને તેની યોગ્ય લાયકાત અથવા કામ કરવાની ભાવનાનો અંદાજો હુકૂમતને સાચી રીતે ન મળી શક્યો હોય, પરંતુ અલ્લાહ તબારક વ તઆલાના ત્યાં એવી પણ કોઈ સંભાવના નથી કે, કોઈ વ્યક્તિ વિશે એવી શંકા ઉપજે કે આ વ્યક્તિ વફાદારી અને આજ્ઞાપાલનમાં એક વાળ બરાબર પણ ગદ્દારી કરશે, અથવા આગળ ઉપર તે પોતાના હોદ્દા વિરૂદ્ધ કાર્ય કરતો સાબિત થશે. અલ્લાહ તબારક વ તઆલાના ત્યાં નઊઝુબિલ્લાહ ! આવી કોઈ શક્યતા કે સંભાવના કોઈ નબી વિશે શક્ય જ નથી. અંબિયા (અલૈ.)ની માન-મર્યાદા તેમના જીવનચરિત્રથી સ્પષ્ટ થઈ જાય છે કે, અંબિયા (અલૈ.) નાના સરખા ગુનાહથી પણ પાક અને પવિત્ર છે, તો પછી નઊઝુબિલ્લાહ ! શિર્ક અને અલ્લાહના મુકાબલામાં બગાવત કરવાની શક્યતા ક્યાંથી બાકી રહે છે?! તેમાં નસારાનો એ દા'વો પણ રદ થઈ ગયો કે તેઓ જે એવું કહેતા હતા કે, “મસીહ (અલૈ.) અલ્લાહના બેટા હોવાની માન્યતા ખુદ અમોને મસીહ (અલૈ.) શિખવાડી છે.” આ બાબતમાં તે મુસલમાનોને પણ બોધપાઠ આપવામાં આવ્યો છે જેમણે રસૂલે કરીમ ﷺને એવી દરખાસ્ત કરી હતી કે, “અમે સલામના બદલે તમને સિજદહ કરીએ તો શું વાંધો છે ?” અને આ આયતથી અહલે કિતાબના તે અકીદહનો પણ રદિયો થઈ ગયો, જેમાં અમુક લોકોએ યહૂદીઓ અને ઈસાઈઓના ધાર્મિક નેતાઓને "ખુદા"નો દરજ્જો આપી દીધો હતો. મઆઝલ્લાહ !

*(ફવાઈદે ઉસ્માની)*

---

**આયતો : (સુરએ આલિ ઇમ્રાન : આયત નં. ૮૧ થી ૮૪)**

وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ النَّبِيّٖنَ لَمَآ اٰتَيْتُكُمْ مِّنْ كِتٰبٍ وَّحِكْمَةٍ ثُمَّ جَآءَكُمْ
رَسُوْلٌ مُّصَدِّقٌ لِّمَا مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ وَلَتَنْصُرُنَّهٗ ؕ قَالَ ءَاَقْرَرْتُمْ
وَاَخَذْتُمْ عَلٰى ذٰلِكُمْ اِصْرِىْ ؕ قَالُوْٓا اَقْرَرْنَا ؕ قَالَ فَاشْهَدُوْا وَاَنَا مَعَكُمْ
مِّنَ الشّٰهِدِيْنَ ﴿۸۱﴾ فَمَنْ تَوَلّٰى بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ﴿۸۲﴾ اَفَغَيْرَ دِيْنِ
اللّٰهِ يَبْغُوْنَ وَلَهٗٓ اَسْلَمَ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا وَّاِلَيْهِ
يُرْجَعُوْنَ ﴿۸۳﴾ قُلْ اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ عَلَيْنَا وَمَآ اُنْزِلَ عَلٰٓى اِبْرٰهِيْمَ وَاِسْمٰعِيْلَ
وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِىَ مُوْسٰى وَعِيْسٰى وَالنَّبِيُّوْنَ مِنْ
رَّبِّهِمْ ۪ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْهُمْ ۫ وَنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿۸۴﴾

**તરજુમો :**

*અને જ્યારે અલ્લાહે નબીઓથી વચન લીધું કે, જે કંઈ હું તમને કિતાબ અને હિકમત આપું, પછી તમારી પાસે કોઈ રસૂલ આવે જે તમારી પાસે જે (કિતાબ) છે તેનું સમર્થન (ખરાઈ) કરે તો તમે તેના ઉપર જરૂર ઈમાન લાવજો અને જરૂર તેની મદદ કરજો; કહ્યું, શું તમે ઈકરાર કર્યો ? અને આ શરત ઉપર મારા વચનનો સ્વીકાર કર્યો ? તેમણે કહ્યું કે, અમે ઈકરાર કર્યો, તેણે કહ્યું, બસ (હવે) તમે ગવાહ રહો અને હું પણ તમારી સાથે ગવાહ છું. (૮૧) પછી જો કોઈ ત્યારબાદ ફરી જાય તો તેઓ જ નાફરમાન છે. (૮૨) શું તેઓ અલ્લાહના દીન સિવાય કોઈ અન્ય દીન (ધર્મ) શોધી રહ્યા છે ? અને જે કંઈ આસમાનો અને જમીનમાં છે બધું ખુશીથી અથવા નાખુશીથી તે (અલ્લાહ)ના જ હુકમને આધીન છે, અને તેના જ તરફ તેઓ બધા પાછા વાળવામાં આવશે. (૮૩) કહી આપો ! અમે ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને જે કંઈ નાઝિલ થયું અમારા ઉપર, અને જે કંઈ નાઝિલ કરવામાં આવ્યું*

*ઈબ્રાહીમ, અને ઈસ્માઈલ, અને ઈસ્હાક, અને યાકૂબ (અલૈ.), અને તેમની ઔલાદ ઉપર, અને જે આપવામાં આવ્યું મૂસા અને ઈસા અને અંબિયા (અલૈ.)ને પોતાના પરવરદિગાર તરફથી, અમે તેમના દરમિયાન કોઈ એકમાં પણ તફાવત (ભેદભાવ) નથી કરતા અને અમે તે (અલ્લાહ)ના જ ફરમાંબરદાર (મુસ્લિમ) છે. (૮૪)*

## તફસીર :

અને (તે સમય પણ યાદ કરવા યોગ્ય છે જ્યારે) અલ્લાહ તઆલાએ વચન લીધું અંબિયા (અલૈ.) પાસેથી કે જે કંઈ તમને કિતાબ અને જ્ઞાન (શરીઅત) આપું (અને) પછી તમારી પાસે કોઈ (અન્ય) પયગમ્બર આવે જે સમર્થન (ખરાઈ) કરે તેનું, જે તમારી પાસે (કિતાબ અને શરીઅતમાં) છે (એટલે કે તેમની નુબુવ્વતની દલીલો શરીઅતના માપદંડ પ્રમાણે ભરોસાપાત્ર હોય અને તમારી પાસે નાઝિલ થયેલી કિતાબથી નુબુવ્વત સાબિત થતી હોય) તો તમે જરૂર તે રસૂલ(ની નુબુવ્વત) ઉપર (દિલથી) ઈમાન (પણ) લાવજો અને (દરેક પ્રકારની) તેની મદદ (પણ) કરજો (પછી આ વચનનું વર્ણન કરીને અલ્લાહ તઆલાએ) કહ્યું કે, શું તમે વચન લીધું ? અને તે (મારા હુકમ)નો સ્વીકાર કર્યો ? તેઓ બોલ્યા કે, અમે ઈકરાર કર્યો; તો (અલ્લાહે) કહ્યું કે, (ફક્ત ઈકરાર જ નહીં) તેના ઉપર મજબૂતીથી ગવાહ તરીકે કાયમ પણ રહેવાનું છે અને હું (પણ) આ (બાબત) ઉપર તમારી સાથે ગવાહોમાંથી (એટલે કે આ બાબતની ખબર અને જ્ઞાન રાખનારો) છું. બસ, (ઉમ્મતોમાંથી) જે વ્યક્તિ (તે વચનથી) મોઢું ફેરવી લેશે એ પછી (કે અંબિયા અલૈ. પાસેથી પણ આ વચન લેવામાં આવ્યું હતું, તો પછી ઉમ્મતોની શું વિસાત ?) તો એવા જ લોકો (સંપૂર્ણ) નાફરમાની કરનારા (એટલે કે કાફિર) છે. શું (દીને ઈસ્લામથી કે જેનું તેમની પાસેથી વચન લેવામાં આવ્યું છે મોઢું ફેરવીને) પછી (આ) અલ્લાહના દીન સિવાય તેઓ અન્ય ધર્મ ઈચ્છે છે ? જ્યારે કે અલ્લાહ તઆલા(ની શા'ન એ છે કે તે)ના (હુકમના) આધીન બધું જ છે, જે કંઈ આસમાનોમાં અને જે કંઈ જમીનોમાં છે (અમુક) ખુશી દ્વારા (અને સ્વેચ્છાએ) અને (અમુક) મજબૂરીથી અને (પ્રથમ તો તેની શ્રેષ્ઠતાનો તકાદો જ એ હતો કે, કોઈ તેના વચનનો ભંગ ન કરે, ખાસ કરીને જ્યારે વચનભંગ ઉપર સજાનો ડર હોય. અંતે) બધા અલ્લાહ તરફ જ

(કયામતના દિવસે) પાછા વાળવામાં (પણ) આવશે (અને તે સમયે વિરોધીઓને સજા થશે, હે મુહમ્મદ ﷺ !) તમે (દીને ઈસ્લામને જાહેર કરવાના ખુલાસા સ્વરૂપે એવું) ફરમાવી આપો કે, અમે અલ્લાહ ઉપર ઈમાન રાખીએ છીએ અને તેના (હુકમ) ઉપર જે અમારી પાસે મોકલવામાં આવ્યો અને તે (હુકમ)ના ઉપર જે (હઝરત) ઈબ્રાહીમ અને ઈસ્માઈલ અને યાકૂબ (અલૈ.) અને યાકૂબ (અલૈ.)ની ઔલાદ(માં જે નબી થયા છે તેમના)માંથી જે મોકલવામાં આવ્યા અને તે (હુકમો અને મોઅ્જિઝા)ના ઉપર પણ જે (હઝરત) મૂસા અને ઈસા (અલૈ.) અને અન્ય નબીઓને આપવામાં આવ્યું તેમના પરવરદિગાર તરફથી (બસ અમે તે બધા ઉપર ઈમાન રાખીએ છીએ અને ઈમાન પણ) એ પ્રકારનું કે અમે તેમનામાંથી કોઈ એકમાં પણ (ઈમાન લાવવા બાબતે) ભેદભાવ કરતા નથી (કે એક ઉપર ઈમાન લાવીએ અને બીજા ઉપર ન લાવીએ) અને અમે તો અલ્લાહના જ તા'બેદાર છીએ (તેણે જ અમને સાચો દીન બતાવ્યો છે, અને તેને અમે અપનાવી લીધો છે).

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહ તઆલાના ત્રણ વચનો :

અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ પાસેથી ત્રણ પ્રકારના વચનો લીધા છે. એકનું વર્ણન સૂરએ અઅ્રાફમાં اَلَسۡتُ بِرَبِّكُمۡ હેઠળ કરવામાં આવ્યું છે. આ વચનનો હેતુ એ હતો કે તમામ માનવજાત અલ્લાહની પવિત્ર જાત અને તેના પરવરદિગાર અને સમગ્ર કાઈનાતના માલિક હોવાનો અકીદહ રાખે. કારણ કે, દીનની આખી ઈમારત આ જ પાયા ઉપર ઊભેલી છે. જ્યાં સુધી આવો અકીદહ નહીં હોય, દીનના મૈદાનમાં બુદ્ધિ અને ચિંતનના માર્ગદર્શનથી કોઈ લાભ પ્રાપ્ત નહીં થઈ શકે. તેની સંપૂર્ણ વિગત વિસ્તૃત છણાવટ સાથે ઈન્શાઅલ્લાહ યોગ્ય સ્થળે આવશે.

બીજું વર્ણન وَاِذۡ اَخَذَ اللّٰهُ مِيۡثَاقَ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ لَتُبَيِّنُنَّهٗ لِلنَّاسِ وَلَا تَكۡتُمُوۡنَهٗ.... (અને જ્યારે અલ્લાહે વચન લીધું, જેમને કિતાબ આપવામાં આવી છે, તમે લોકોને તેની જાણકારી આપશો અને તેને છુપાવશો નહીં....) આયતમાં કરવામાં આવ્યું, આ વચન ફક્ત અહલે કિતાબના ઉલમા પાસેથી લેવામાં આવ્યું હતું કે તેઓ સત્ય વાત ન છુપાવે બલકે, સ્પષ્ટ અને

ખુલ્લમ–ખુલ્લી રીતે તેને જાહેર કરે.

ત્રીજા વચનનું વર્ણન (અને જ્યારે અલ્લાહે નબીઓ પાસેથી વચન લીધું કે, જો હું તમને કિતાબ અને હિકમત આપું...) وَاِذْاَخَذَاللّٰهُ مِيثَاقَ النَّبِيّٖنَ لَمَاۤاٰتَيْتُكُمْ مِنْ كِتٰبٍ وَّ حِكْمَةٍ થી કરવામાં આવ્યું છે, તેનો ખુલાસો આગળ આવશે. *(અહમદી)*

**"મીષાક" مِيْثَاقٌ (વચન–કરાર)નો શું અર્થ છે ? અને તે ક્યાં થયો?**

'મીષાક' ક્યાં થયો ? યા તો "આલમે અરવાહ" (રૂહોની દુનિયા)માં થયો અથવા તો દુનિયામાં વહી દ્વારા થયો. બંને શક્યતાઓ રહેલી છે. *(બયાનુલ કુર્આન)*

"મીષાક" શું છે ? તેની સ્પષ્ટતા કુર્આને કરી છે, પરંતુ એ "મીષાક" શું વસ્તુ છે અને શા માટે કરવામાં આવ્યો છે ? તેના વિશે વિવિધ નિવેદનો અને મત પ્રવર્તે છે. હઝરત અલી (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, તેનો અર્થ અંબિયા (અલૈ.) છે. એટલે કે અલ્લાહ તઆલાએ આ વચન તમામ અંબિયા (અલૈ.) પાસેથી ફક્ત રસૂલે કરીમ ﷺ વિશે લીધું હતું કે જો રસૂલે કરીમ ﷺ તેમના સમયમાં આવે તો તેમના ઉપર ઈમાન લાવજો અને તેમનું સમર્થન કરજો તથા તેમની દરેક પ્રકારની મદદ કરજો અને પોત–પોતાની ઉમ્મતોને પણ તેની સૂચના અને માર્ગદર્શન આપજો.

હઝરત તા'ઉસ, હઝરત હસન બસરી અને કતાદહ (રહ.) ફરમાવે છે કે, "આ "મીષાક" અંબિયા (અલૈ.) પાસેથી એટલા માટે લેવામાં આવ્યો હતો કે, તેઓ પરસ્પર એકબીજાનું સમર્થન અને સહાયતા કરે."

આ બીજા નિવેદનનું સમર્થન અલ્લાહ તઆલાના ફરમાન وَاِذْاَخَذْنَامِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ وَمِنْكَ وَمِنْ نُّوْحٍ وَّاِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسَى ابْنِ مَرْيَمَ وَاَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا غَلِيْظًا (احزاب) "અને અમે જ્યારે બધા જ નબીઓથી વચન લીધું અને તમારી પાસેથી પણ અને નૂહ અને ઈબ્રાહીમ અને મૂસા અને ઈસા (અલૈ.) જેઓ મરયમના પુત્ર હતા સૌ પાસેથી પાકું વચન લીધું." (સૂ:૩૩, આ:૭)થી પણ કરી શકાય છે. કારણ કે આ વચન એકબીજાનું સમર્થન અને ખરાઈ કરવા માટે લેવામાં આવ્યું હતું. *(તફસીરે અહમદી)*

વાસ્તવમાં પ્રસ્તુત બંને તફસીરોમાંથી કોઈ એકમાં પણ વાંધાજનક બાબત નથી. એટલા માટે બંને અર્થ લઈ શકાય છે. *(તફસીરે ઈબ્ને કષીર)*

**બધા જ અંબિયા (અલૈ.)ને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાનો હુકમ કરવાનો ખુલાસો :**

દેખીતી રીતે અહીંયાં એવી શંકા થઈ શકે છે કે, અલ્લાહ તઆલા તો સર્વજ્ઞ અને સર્વવ્યાપી છે. તેને તો સારી રીતે ખબર છે કે, હઝરત મુહમ્મદ ﷺ ક્યા નબીની ઉપસ્થિતિમાં દુનિયામાં આવશે ? તો પછી અન્ય અંબિયા (અલૈ.) પાસેથી આ વચન લેવાનો શું લાભ ?

થોડો વિચાર કરો, તો લાભ સ્પષ્ટ થઈ જશે કે, જ્યારે અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની પવિત્ર જાત અને તેમની મહાનતા ઉપર ઈમાન લાવવાનો પાકો ઈરાદો કરશે તો તે જ સમયે તેઓ સવાબના હકદાર બની જશે. *(શામી, બ હવાલા જલાલૈન)*

**રસૂલે અકરમ ﷺની સર્વસામાન્ય નુબુવ્વત :**

وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ النَّبِيّٖنَ... (અને જ્યારે અલ્લાહે નબીઓથી વચન લીધું....) આ આયતથી તે બાબત સ્પષ્ટ રીતે સામે આવી ગઈ કે, અલ્લાહ તઆલાએ અંબિયા (અલૈ.) પાસેથી આ પાકું વચન લીધું હતું કે, જ્યારે તમારામાંથી કોઈ નબી પછી બીજો નબી આવે, જે ચોક્કસ રીતે અગાઉના અંબિયા (અલૈ.) અને તેમના ઉપર નાઝિલ કરવામાં આવેલી કિતાબોનું સમર્થન કરનારો હોય, તો તે નબી માટે જરૂરી બની જાય છે કે, આવનાર નબીની સચ્ચાઈ અને નુબુવ્વત ઉપર પોતે પણ ઈમાન લાવે અને અન્યોને પણ તેનું માર્ગદર્શન આપે. કુર્આનમાં આ સર્વસામાન્ય કાયદાના વર્ણનથી આ વાત દીવા જેવી સ્પષ્ટ થઈ જાય છે કે, અલ્લાહ તઆલાએ હઝરત મુહમ્મદ ﷺ વિશે પણ ઉપરોક્ત સિદ્ધાંત મુજબ બધા જ અંબિયા (અલૈ.) પાસેથી વચન લીધું હશે. જેમકે, અલ્લામહ સુબકી (રહ.) પોતાની પુસ્તિકા اَلتَّعْظِيْمُ وَالْمِنَّةُ فِىْ لَتُؤْمِنُنَّ بِهٖ وَلَتَنْصُرُنَّهٗમાં ફરમાવે છે لهٗ (લહુ) એટલે કે, આ આયતમાં રસૂલથી ઈશારો હઝરત મુહમ્મદ ﷺ તરફ છે અને કોઈ નબી એવા નથી પસાર થઈ ચૂક્યા કે, જેમની પાસેથી અલ્લાહ તઆલાએ પોતાની પવિત્ર જાત અને સિફતો ઉપર ઈમાન લાવવાનું તથા રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવી તેમનું સમર્થન અને મદદ કરવાનું વચન ન લીધું હોય અને કોઈપણ એવા નબી (અલૈ.) નથી થયા જેમણે પોતાની ઉમ્મતને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાની, તેમનું

સમર્થન કરવાની અને તેમની મદદ કરવાની વસિયત ન કરી હોય ! અને જો રસૂલે કરીમ ﷺની પૈદાઈશ કોઈ અંબિયા (અલૈ.)ના સમયકાળમાં તેમની હયાતીમાં થઈ હોત તો તે બધા જ નબીઓ રસૂલે કરીમ ﷺની ઉમ્મતમાં ગણવામાં આવ્યા હોત. તેનાથી સ્પષ્ટ થાય છે કે, રસૂલે કરીમ ﷺની ઉચ્ચતમ્ શ્રેષ્ઠતા ફક્ત ઉમ્મત ઉપર જ નથી. બલકે, બધા જ અંબિયા (અલૈ.) ઉપર પણ છે. એટલા માટે એક હદીષમાં રસૂલે કરીમ ﷺ પોતે ઈરશાદ ફરમાવે છે કે, "જો આજે હઝરત મૂસા (અલૈ.) જીવતા હોત તો તેમને પણ મારું અનુસરણ કર્યા વિના છૂટકો ન હોત." અને અન્ય એક સ્થળે ઈરશાદ ફરમાવ્યું છે, "જ્યારે હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થશે તો તે પણ કુર્આને કરીમ અને તમારા નબી ﷺના હુકમો ઉપર અમલ કરશે." *(તફસીરે ઈબ્ને કષીર)*

ઉપરોક્ત ખુલાસાથી સ્પષ્ટ થાય છે કે રસૂલે કરીમ ﷺની નુબુવ્વત સર્વસામાન્ય અને બધા માટે છે, અને રસૂલે કરીમ ﷺની શરીઅતમાં પાછલી બધી જ શરીઅતના અંશો સામેલ છે. આ વર્ણનથી રસૂલે કરીમ ﷺનો ઈરશાદ بُعِثْتُ اِلَى النَّاسِ كَآفَّةً ("મને સમગ્ર માનવજાત માટે મોકલવામાં આવ્યો છે.")નો સાચો અર્થ પણ સામે આવી જાય છે કે, આ હદીષનો અર્થ એવો સમજવો કે, રસૂલે કરીમ ﷺની નુબુવ્વત રસૂલે કરીમ ﷺના સમયકાળથી કયામત સુધી જ છે એવું સમજવું યોગ્ય નથી. બલકે, રસૂલે કરીમ ﷺની નુબુવ્વતનો સમય એટલો વિશાળ છે કે, હઝરત આદમ (અલૈ.)ની નુબુવ્વતથી પહેલાં શરૂ થાય છે. એક હદીષમાં આપ ﷺ ફરમાવે છે, كُنْتُ نَبِيًّا وَّاٰدَمُ بَيْنَ الرُّوْحِ وَالْجَسَدِ ("હું ત્યારથી નબી છું, એટલે સુધી કે આદમ અલૈ. રૂહ અને શરીર વચ્ચેના સ્વરૂપમાં હતા.") મહશરમાં અલ્લાહની શફાઅત (સિફારશ) માટે આગળ વધવા માટે સમગ્ર માનવ જાતનું રસૂલે કરીમ ﷺના ઝંડા હેઠળ ભેગા થવું અને શબે મેઅ્રાજ બયતુલ મુકદસમાં બધા જ અંબિયા (અલૈ.)ની ઈમામત કરાવવી એ રસૂલે કરીમ ﷺની ઉચ્ચતમ્ શ્રેષ્ઠતા અને મહાનતાની નિશાનીઓ છે.

————————————

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૮૫)

وَمَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ ۚ وَهُوَ فِي الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ۝٨٥

## તરજુમો :

*અને જેઓ ઈસ્લામ સિવાય કોઈ અન્ય દીનની ઈચ્છા કરશે તો તેનો ક્યારેય સ્વીકાર કરવામાં નહીં આવે અને તેઓ આખિરતમાં નુકસાન ઉઠાવનારાઓમાંથી હશે. (૮૫)*

## તફસીર :

અને જે વ્યક્તિ ઈસ્લામ સિવાય કોઈ અન્ય ધર્મની ઈચ્છા કરશે તો આવો (ધર્મ) તે (વ્યક્તિ) પાસેથી (અલ્લાહ તઆલા) સ્વીકારશે નહીં અને (તે વ્યક્તિ) આખિરતમાં તબાહ થનારાઓમાંથી હશે. (એટલે કે, તેને છુટકારો નહીં મળે.)

## મસ્અલા અને બોધપાઠ :

**"ઇસ્લામ"ની વ્યાખ્યા અને તે જ આખિરતના છુટકારાનો આધાર છે :**

"ઈસ્લામ"નો શાબ્દિક અર્થ "ઈતાઅત" અને "આજ્ઞાપાલન" છે અને શરીઅતની પરિભાષામાં ખાસ તે દીન અને ઈતાઅતનું નામ "ઈસ્લામ" છે, જે અલ્લાહ તઆલાએ પયગમ્બરોના માધ્યમથી મનુષ્યની હિદાયત માટે મોકલ્યો છે. કારણ કે, દીનના પાયાના સિદ્ધાંતો બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં એકસમાન જ છે.

પછી શબ્દ "ઈસ્લામ" ક્યારેક તો સામાન્ય અર્થમાં બધી જ ઉમ્મતોના દીન વિશે ઉપયોગ કરવામાં આવે છે અને ક્યારેક ફક્ત તેને અંતિમ શરીઅત માટે પણ બોલવામાં આવે છે. જે ખાતમુન્નબીય્યિન ﷺ ઉપર નાઝિલ થઈ. કુર્આને કરીમમાં આ બંને પ્રકારની ઈસ્લામની વ્યાખ્યા આવેલ છે. પાછલા અંબિયા (અલૈ.)એ પોતાને મુસ્લિમ અને પોતાની ઉમ્મતને ઉમ્મતે મુસ્લિમહ કહી છે તેવું કુર્આનના "નુસૂસ"થી સાબિત થયેલ છે અને આ નામ ખાતમુન્નબીય્યિન ﷺની ઉમ્મત સાથે ખાસ રીતે જોડાયેલ હોવાનું પણ સાબિત થયેલ છે.

هُوَ سَمَّاكُمُ الْمُسْلِمِينَ مِنْ قَبْلُ وَفِي هٰذَا "તેણે (અલ્લાહે) તમારું નામ મુસ્લિમ (આજ્ઞાપાલક) રાખ્યું આ પહેલાં...." (સૂ:૨૨, આ:૭૮)નો ખુલાસો એ છે કે, પ્રત્યેક દીને ઈલાહી જે કોઈ નબી અથવા રસૂલ (અલૈ.) દ્વારા દુનિયામાં આવ્યો તે પણ "ઈસ્લામ" કહેવામાં આવે છે અને ઉમ્મતે મુહમ્મદીયહ ﷺ માટે આ શબ્દ ખાસ "લકબ" તરીકે પણ ઉપયોગ થાય છે. હવે, સવાલ એ છે કે કુર્આને કરીમમાં આ સ્થળે "ઈસ્લામ" શબ્દ કયા અર્થમાં છે ?

સાચી વાત તો એ છે કે, બંનેમાંથી જે કંઈપણ અર્થ લેવામાં આવે પરિણામના હિસાબે કોઈ ફરક નથી પડતો. કારણ કે, પાછલા અંબિયા (અલૈ.)ના દીનને જે "ઈસ્લામ" નામ આપવામાં આવ્યું છે, તે એક મર્યાદિત તબક્કા અને ખાસ ચોક્કસ સમયકાળ માટે હતું. તે સમયનો ઈસ્લામ તે જ હતો, તે ઉમ્મત સિવાય અન્યો માટે તે સમયે પણ તે "ઈસ્લામ" શરીઅત તરીકે માન્ય ન હતો અને જ્યારે તે નબી પછી અન્ય કોઈ નબી મોકલવામાં આવ્યા તો હવે તે સમયનો ઈસ્લામ બાકી પણ ન રહ્યો. હવે, ઈસ્લામ તે જ સમજવામા આવશે જે નવા નબી (અલૈ.) રજૂ કરશે, તેમાં એ વાત સ્પષ્ટ છે કે બંને નબીઓની શરીઅતમાં મૂળભૂત બાબતોમાં કોઈ સૈદ્ધાંતિક વિરોધાભાસ નથી, પરંતુ સમયકાળને અનુલક્ષીને અમુક હુકમો અગાઉના નબી કરતાં નવા આવનાર નબીના અલગ પ્રકારના હોઈ શકે છે અને ખાતમુન્નબીય્યિન ﷺને જે ઈસ્લામ આપવામાં આવ્યો તે રદ ન થઈ શકે તેવો કાયમી અને કયામત સુધીના સમયકાળ માટે છે અને કાયદા પ્રમાણે રસૂલે કરીમ ﷺની નુબુવ્વત પછી અગાઉ થઈ ચૂકેલા તમામ દીન મન્સૂખ (રદ) થઈ ગયા. હવે, તે ઈસ્લામ નથી બલકે, હવે ઈસ્લામ ફક્ત તે જ દીન છે જે રસૂલે કરીમ ﷺના માધ્યમથી આવ્યો છે. એટલા માટે સહીહ ભરોસાપાત્ર હદીષોમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "આજે જો હઝરત મૂસા (અલૈ.) જીવતા હોત તો તેમને પણ મારું અનુસરણ કરવું પડ્યું હોત." અને એક હદીષમાં ઈરશાદ છે કે, "કયામત નજીક હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થશે તો પોતાની નુબુવ્વતની સિફત હોવા છતાં અને પોતાના નબી તરીકેના હોદ્દા ઉપર કાયમ હોવા છતાં તે સમયે તેઓ પણ રસૂલે કરીમ ﷺની જ શરીઅતની પૈરવી કરશે."

એટલા માટે આ સ્થળે ઈસ્લામનો બધી જ ઉમ્મતના દીન તરીકેનો સામાન્ય અર્થ લઈએ અથવા ખાસ વિશેષરૂપે રસૂલે કરીમ ﷺની ઉમ્મતના દીનનો અર્થ લઈએ; પરિણામ બંનેનું એકસમાન જ છે કે, ખાતમુલ અંબિયા ﷺની નુબુવ્વત પછી ફક્ત તે જ ઈસ્લામ દીને ઈસ્લામ કહેવાશે જે આપ ﷺના માધ્યમથી દુનિયામાં આવ્યો છે. હવે, તે જ ઈસ્લામ સમગ્ર માનવજાતિ માટે છુટકારાનો આધાર છે. પ્રસ્તુત આયતમાં એના જ વિશે ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે "જો કોઈ વ્યક્તિ ઈસ્લામ સિવાય કોઈપણ બીજો ધર્મ અપનાવશે તો તે

અલ્લાહ પાસે સ્વીકાર્ય નથી. આ વિષયની વધારે સ્પષ્ટતા આ જ સૂરતમાં આયત اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ "બેશક ! અલ્લાહ પાસે એકમાત્ર દીન ઇસ્લામ છે." (સૂ:૩, આ:૧૯) હેઠળ આવી છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૮૬ થી ૯૧)

| |
|---|
| كَيْفَ يَهْدِى اللّٰهُ قَوْمًا كَفَرُوْا بَعْدَ اِيْمَانِهِمْ وَشَهِدُوْٓا اَنَّ الرَّسُوْلَ حَقٌّ وَّجَآءَهُمُ |
| الْبَيِّنٰتُ ۭ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿٨٦﴾ اُولٰۗىِٕكَ جَزَاۗؤُھُمْ اَنَّ عَلَيْهِمْ لَعْنَةَ اللّٰهِ |
| وَالْمَلٰۗىِٕكَةِ وَالنَّاسِ اَجْمَعِيْنَ ﴿٨٧﴾ خٰلِدِيْنَ فِيْهَا ۚ لَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا ھُمْ |
| يُنْظَرُوْنَ ﴿٨٨﴾ اِلَّا الَّذِيْنَ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْا ۣ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٨٩﴾ اِنَّ |
| الَّذِيْنَ كَفَرُوْا بَعْدَ اِيْمَانِهِمْ ثُمَّ ازْدَادُوْا كُفْرًا لَّنْ تُقْبَلَ تَوْبَتُھُمْ ۚ وَاُولٰۗىِٕكَ |
| ھُمُ الضَّاۗلُّوْنَ ﴿٩٠﴾ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَمَاتُوْا وَھُمْ كُفَّارٌ فَلَنْ يُّقْبَلَ مِنْ اَحَدِھِمْ |
| مِّلْءُ الْاَرْضِ ذَھَبًا وَّلَوِ افْتَدٰى بِهٖ ۭ اُولٰۗىِٕكَ لَھُمْ عَذَابٌ اَلِيْمٌ وَّمَا لَھُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٩١﴾ ع ٩ / ١٧ |

## તરજુમો :

*અલ્લાહ એવા લોકોને કેવી રીતે હિદાયત (સીધો માર્ગ) આપશે ? જેઓ કાફિર થઈ ગયા ઈમાન લાવ્યા અને ગવાહી આપ્યા પછી કે, બેશક ! આ રસૂલ સાચા છે અને તેમની પાસે ખુલ્લી નિશાનીઓ આવી છે; અને અલ્લાહ અન્યાયી (અત્યાચારી) લોકોને હિદાયત નથી આપતો. (૮૬) એવા લોકોની સજા એ જ છે કે તેમના ઉપર અલ્લાહની, અને ફરિશ્તાઓની, અને લોકોની, બધાની જ લા'નત (ધિક્કાર) છે. (૮૭) તેઓ તે (લા'નત)માં હંમેશા રહેશે, ન તેમના ઉપર અઝાબ હળવો કરવામાં આવશે, અને ન જ તેમને મહોલત આપવામાં આવશે. (૮૮) પરંતુ જે લોકોએ ત્યાર પછી તવબહ કરી અને (પોતાની) સુધારણા કરી તો બેશક ! અલ્લાહ મહાન બખ્શનારો (અને) ખૂબ રહમ કરનારો છે. (૮૯) (બેશક !) જે લોકો પોતાના ઈમાન (લાવ્યા) પછી કાફિર થઈ ગયા; પછી કુફ્રમાં વધતા ચાલ્યા, તેમની તવબહ કદાપિ*

*સ્વીકારવામાં નહીં આવે, અને તે જ લોકો માર્ગ ભટકેલા છે. (૯૦) (બેશક!) જે લોકોએ કુફ્ર કર્યું અને તેઓ કુફ્રની હાલતમાં જ મૃત્યુ પામ્યા તો તેમની પાસેથી બદલામાં કદાપિ સ્વીકારવામાં નહીં આવે ભલે તેઓ પૃથ્વી ભરીને સોનું (છુટકારા માટે) આપી દે ! આ જ તે લોકો છે જેમના માટે દર્દનાક અઝાબ છે અને તેમનો કોઈ મદદગાર નથી. (૯૧)*

**તફસીર :**

(પ્રથમ તે મુર્તદોનું વર્ણન છે, જેઓ કુફ્ર પર કાયમ રહીને તેને હિદાયત સમજતા રહ્યા, કારણ કે તેમનો અકીદહ અને દા'વો એવો હતો કે અલ્લાહ તઆલાએ અમને હવે હિદાયત આપી છે. એટલા માટે તેમને વખોડવા અને તેમની વાતનો નકાર કરવા માટે ફરમાવવામાં આવે છે કે,) અલ્લાહ તઆલા એવા લોકોને કેવી રીતે હિદાયત આપશે ? જેઓ કાફિર થઈ ગયા (દિલથી) ઈમાન લાવ્યા બાદ અને તેનો (મૌખિક) ઇકરાર કરીને કે રસૂલ (ﷺ નુબુવ્વતના દા'વામાં) સાચા છે અને ત્યારબાદ કે તેમને (ઇસ્લામની સચ્ચાઈની) દલીલો પહોંચી ચૂકી હતી અને અલ્લાહ તઆલા એવા બેઢંગા (જાલિમ) લોકોની હિદાયત કરતો નથી. (એનો મતલબ એ નથી કે એવા લોકોને ક્યારેય ઈસ્લામની તૌફીક જ નથી આપતો, બલકે ઉપરોક્ત પ્રમાણેના તેમના દા'વાને રદ કરવાનો મકસદ છે કે, તેઓ કહેતા હતા કે અમે ઈસ્લામ છોડીને આ તરીકો અપનાવ્યો છે અને અમને અલ્લાહે હિદાયત આપી છે. આમ, રદિયો આપવાનો ખુલાસો એ થયો કે જે વ્યક્તિ કુફ્રનો ઢંગઢડા વિનાનો માર્ગ અપનાવશે તે અલ્લાહની હિદાયત ઉપર નથી અને એવા લોકો માટે કહેવામાં આવ્યું કે, તે એવું નથી કહી શકતો કે, મને અલ્લાહે હિદાયત આપી છે. કારણ કે, એ હિદાયતનો રસ્તો નથી જે તેણે અપનાવ્યો છે બલકે, આવા લોકો ચોક્કસ માર્ગ ભટકેલા લોકો છે અને) એવા લોકોની સજા એ છે કે તેમના ઉપર અલ્લાહ તઆલા પણ લા'નત (ધિક્કાર) કરે છે, અને ફરિશ્તાઓ પણ, અને (ઘણા) લોકો પણ (મતલબ કે) બધાની; (લા'નત -ધિક્કાર તેમના ઉપર થાય છે અને પછી આ લા'નત પણ એવી રીતે થશે કે) તે હંમેશા-હંમેશા આ (લા'નત)માં જ રહેશે. (અને કારણ કે આ લા'નતની અસર જહન્નમ છે તો કહેવાનો હેતુ એ છે કે, તેઓ જહન્નમમાં હંમેશા-હંમેશા રહેશે અને) તેમના ઉપર અઝાબ હળવો પણ નહીં થવા પામે અને ન જ (જહન્નમમાં

પ્રવેશ પામતા પહેલાં) તેમને (કોઈ મુદત સુધી) મહોલત આપવામાં આવશે. (આગળ પણ તેમનો જ ઉલ્લેખ છે કે, તેમનામાંથી જે લોકો ફરી પાછા મુસલમાન થઈ જાય તો તેઓ આ હુકમમાં સામેલ નથી. એટલે કે) હા ! પરંતુ જે લોકો તવબહ કરી લે (કુફ્ર) પછી (એટલે કે ફરી મુસલમાન થઈ જાય) અને પોતાના (દિલ)ને (પણ) શણગારી લે (એટલે કે ફક્ત મૌખિક રીતે જીભથી તૌબા કરવી પૂરતું નથી) બસ, બેશક ! (એવા લોકો માટે) અલ્લાહ બખ્શનારો, રહમ કરનારો છે. બેશક ! જે લોકો પોતાનું ઈમાન લાવ્યા પછી કાફિર થઈ ગયા પછી કુફ્રમાં વધતા ચાલ્યા ગયા (એટલે કે કુફ્રને વધારે સંગીન બનાવ્યું અને ઈમાન ન લાવ્યા) તેમની તવબહ (કારણ કે અન્ય ગુનાહો પણ કરે છે) ક્યારેય સ્વીકારવામાં નહીં આવે (કારણ કે ગુનાહોની તૌબા એક ગૌણ પ્રકારની તા'બેદારી છે, જેનો સ્વીકાર થવા માટેની મુખ્ય શરત ઈમાન છે.) અને એવા લોકો (આવી તૌબા પછી પણ કાયદેસર રીતે પાકા) ગુમરાહ છે. બેશક ! જે લોકો કાફિર થયા અને તેઓ કુફ્રની હાલતમાં જ મર્યા, બસ તેમનામાંથી કોઈની પાસેથી (કુફ્રના ગુનાહના કફ્ફારા સ્વરૂપે) પૃથ્વી ભરીને સોનું (બદલા સ્વરૂપે) પણ સ્વીકારવામાં નહીં આવે, ભલે તે વળતરમાં તેને આપવા ઈચ્છે (અને) તે લોકોને દર્દનાક સજા થશે અને તેમનો કોઈ મદદગાર (સહાયક) પણ હશે નહીં.

## મસ્અલા અને બોધપાઠ :

### એક શંકાનું નિવારણ :

كَيْفَ يَهْدِى اللّٰهُ.... (અલ્લાહ કેવી રીતે હિદાયત આપશે ?) આ આયતથી દેખીતી રીતે એ શંકા થઈ શકે છે કે, કોઈને મુર્તદ થયા પછી હિદાયત પ્રાપ્ત થતી નથી. બલકે, પરિસ્થિતિ તેનાથી ઊલટી છે કારણ કે ઘણા લોકો મુર્તદ થયા પછી પણ હિદાયત પામે છે.

જવાબ એ છે કે, અહીંયાં જે હિદાયતનો ઈન્કાર કરવામાં આવ્યો છે તેનું ઉદાહરણ બોલચાલના મહાવરા (રૂઢિપ્રયોગ)માં એવું છે, જેમકે કોઈ બદમાશને કોઈ સત્તાધીશ પોતાના હાથે સજા આપે અને તે બદમાશ ગર્વથી એવું કહે કે, મારા ઉપર તો સત્તાધીશે પોતાના હાથે વિશેષ સ્વરૂપે મહેરબાની કરી છે અને તેના આવા મિથ્યાભિમાનના જવાબમાં તેને એવું કહેવામાં આવે કે, આવા બદમાશોને અમે શા માટે મહત્ત્વ આપીએ ? એટલે કે, આ તો કોઈ વિશેષ

મહત્ત્વની બાબત જ નથી. આવી રીતે સજા આપવાનો એ અર્થ નથી થતો કે, આવો વ્યક્તિ મહત્ત્વનો બની ગયો છે, સજા તો આખરે સજા જ છે, જો તે સુધરી પણ જાય તો પણ તે કોઈ અહેસાન નથી કરતો, તેનું સુધરવું તેના માટે સારું છે, એનાથી તે બદમાશનું મહત્ત્વ વધી ગયું છે, એવું સમજી શકાય નહીં !

*(બયાનુલ કુર્આન)*

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૯૨)

પારહ (૪)

لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ ۗ وَمَا تُنْفِقُوْا مِنْ شَيْءٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿٩٢﴾ الجزء

## તરજુમો :

*તમે કદાપિ ભલાઈમાં (સંપૂર્ણ) ઉચ્ચતા સુધી નહીં પહોંચી શકો, જ્યાં સુધી તમે તમારી અતિપ્રિય વસ્તુમાંથી (અલ્લાહના રસ્તામાં) કંઈક ખર્ચ નહીં કરો; અને જે વસ્તુ ખર્ચ કરશો બેશક ! અલ્લાહને તેની ખબર છે. (૯૨)*

## આયતોની ગોઠવણી સ્પષ્ટતા સાથે :

આનાથી અગાઉની આયતોમાં કાફિરો અને ઈન્કારીઓના સદકહ અને ખયરાત (દાન–પૂણ્ય) અલ્લાહ પાસે અસ્વીકાર્ય હોવાનો ઉલ્લેખ થયો હતો. આ આયતમાં મો'મિનોના સદકહ અને ખયરાતનો સ્વીકાર થવાના કેટલાક શિષ્ટાચાર (અદબ) બતાવ્યા છે. આ આયતના શબ્દોમાં સૌ પ્રથમ શબ્દ بِـــرٌ નો અર્થ અને તેની વાસ્તવિકતા સમજી લઈએ, જેથી આયતનો સંપૂર્ણ સાચો અર્થ સમજી શકાય.

بِـــــــرٌّ "બિર્ર" શબ્દનો શાબ્દિક અને વાસ્તવિક અર્થ એ છે કે, "કોઈ વ્યક્તિનો હક પૂરેપૂરો અદા કરવો" અને આ શબ્દ "સંપૂર્ણપણે કોઈની સાથે અહેસાનપૂર્વકના નેક તથા સારા વર્તાવના અર્થમાં પણ આવે છે." بَـرٌّ بِالْفَتْحِ અને بَـــــارٌّ તે વ્યક્તિ માટે ઉપયોગ થાય છે જે પોતાની જવાબદારીને અને અન્યોના હકોને સંપૂર્ણ રીતે અદા કરે છે. કુર્આન શરીફમાં بَرًّا بِوَالِدَتِيْ (મારી માં માટે સારું. ૧૯:૩૨) અને بَرًّابِوَالِدَيْهِ (તેના માં–બાપ માટે સારું. ૧૯:૧૪)નો આ જ અર્થમાં

ઉપયોગ થયો છે, તે લોકો માટે આ શબ્દોનો ઉપયોગ થયો છે જેઓ પોતાના માં-બાપના હકોને સંપૂર્ણ રીતે અદા કરતા હતા.

આ શબ્દ بَـرٌّبِـالْـفَتْحِ (બર્ર બિલ ફતહ)નું બહુવચન ابـرار (અબરાર) છે, જેનો કુર્આને કરીમમાં અનેકવાર ઉપયોગ થયો છે. ઇરશાદ છે, اِنَّ الْاَبْـــــــــرَارَ يَشْرَبُوْنَ مِنْ كَاْسٍ كَانَ مِزَاجُهَا كَافُوْرًا (બેશક ! જન્નતમાં નેક આચરણ કરનારાઓ એવા પ્યાલા પીશે, જેમાં કાફૂરની સુગંધ મેળવેલી હશે. ૭૬:૫) અને બીજી જગ્યાએ ઇરશાદ છે, اِنَّ الْاَبْـرَارَ لَـفِـىْ نَـعِيْـمٍ عَلَى الْاَرَآئِكِ يَنْظُرُوْنَ (બેશક ! નેકી કરનારાઓ મોટી નેઅ્મતમાં હશે; તખતાઓ ઉપર બેસી મોહક દૃષ્યો જોઈ રહ્યા હશે. ૩:૨૨-૨૩) અને એક જગ્યાએ ઇરશાદ છે, اِنَّ الْاَبْـرَارَ لَفِىْ نَعِيْمٍ وَّاِنَّ الْفُجَّارَ لَـفِـىْ جَحِيْمٍ (બેશક ! નેક લોકો ભરપૂર નેઅ્મતોમાં હશે અને દુષ્ટ લોકો આગના ઢગલાઓમાં હશે. ૮૨:૧૩-૧૪) આ છેલ્લી આયતથી એ પણ જાણ થાય છે કે بِرّ નો વિરૂદ્ધાર્થી فُجُوْرٌ છે.

ઇમામ બુખારીએ "અદબુલ મુફરદ્"માં અને ઇબ્ને માજહ અને મુસ્નદે અહમદમાં હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "સાચું બોલવાને (તમારા માટે) જરૂરી બનાવી લો, કારણ કે સાચો صِدْقٌ "સિદ્દક" એ بِرَّ "બિર્ર"નો સાથી છે અને તે બંને જન્નતમાં છે અને જૂઠથી બચો કારણ કે, તે فُجُوْرٌ "ફુજૂર"નો સાથી છે અને તે બંને દોઝખમાં છે."

સૂરએ બકરહની આયતમાં પ્રસ્તુત છે કે, لَيْـسَ الْبِرَّ اَنْ تُوَ لُّوْاوُجُوْهَكُمْ قِبَلَ الْـمَشْـرِقِ وَالْمَغْرِبِ وَلٰكِنَّ الْبِرَّ مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ...... (પૂર્વ અને પશ્ચિમ તરફ મોઢું કરવું એ જ માત્ર નેકી નથી, બલકે નેકી તો એ છે કે ઈમાન લાવે અલ્લાહ ઉપર અને આખિરત ઉપર..... ૨:૧૭૭) આ આયતથી નેક અમલોની એક યાદી આપીને તે બધાને بِـــرّ (બિર્ર) કહેવામાં આવ્યું. પ્રસ્તુત આયતથી જાણ થાય છે કે, اَعْمَالِ بِرّ (આ'માલે બિર્ર)માં શ્રેષ્ઠતમ્ બિર્ર بِرّ એ છે કે પોતાની સૌથી પ્યારી અને મનપસંદ વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે. પ્રસ્તુત આયતમાં ઇરશાદ છે કે, "તમે કદાપિ બિર્ર بِـــرّ પ્રાપ્ત નહીં કરી શકો, જ્યાં સુધી કે, તમે તમારી મનપસંદ અને પ્યારી વસ્તુને (અલ્લાહના રસ્તામાં) ખર્ચ ન કરો." તો હવે એનો અર્થ એ થયો કે, અલ્લાહ તઆલાના હકની સંપૂર્ણ અદાયગી અને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની જવાબદારી ત્યાં સુધી પૂરી નથી થઈ

શકતી જ્યાં સુધી કે પોતાની મનપસંદ અને પ્યારી વસ્તુને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં ન આવે ! "પોતાની જવાબદારીની સંપૂર્ણ અદાયગી"ને "સંપૂર્ણ ભલાઈ" અથવા "નેકીમાં ઉચ્ચ કક્ષા પ્રાપ્ત કરવી" અથવા "ઘણો મોટો સવાબ" તરજુમો કરવામાં આવ્યો છે. તેનો અર્થ એ છે કે, અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવાની ફરજનું اَبْـــــرَارُ (અબરાર)ની સિફતમાં સામેલ થવું એ બાબત ઉપર અવલંબિત છે કે, પોતાની અતિપ્રિય અને મનપસંદ વસ્તુ અલ્લાહના રસ્તામાં કુરબાન કરવામાં આવે !

## તફસીર :

(હે મુસલમાનો !) તમે સંપૂર્ણ ભલાઈ (મોટો સવાબ) ક્યારેય પ્રાપ્ત નહીં કરી શકો જ્યાં સુધી કે તમે પોતાની અતિપ્રિય વસ્તુને (અલ્લાહના રસ્તામાં) ખર્ચ નહીં કરો અને (એ રીતે) જે કંઈ પણ ખર્ચ કરશો (ભલે તે અતિપ્રિય વસ્તુ ન પણ હોય) અલ્લાહ તઆલા તેને સારી પેઠે જાણે છે. (સવાબ તો તેના ઉપર પણ મળશે પરંતુ સંપૂર્ણ ઉચ્ચ કક્ષાનો સવાબ પ્રાપ્ત કરવાની આ જ રીત છે કે, અતિપ્રિય વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે.)

## મસ્અલા અને બોધપાઠ :

### પ્રસ્તુત આયતમાં સહાબએ કિરામ (રદિ.)ની અલ્લાહના આ હુકમ ઉપર અમલની ભાવના :

સહાબએ કિરામ (રદિ.) જેમને કુર્આનના હુકમોનું સૌ પ્રથમ સંબોધન કરવામાં આવ્યું હતું અને જેઓ રસૂલે કરીમ ﷺના પ્રત્યક્ષ શાગિર્દ (વિદ્યાર્થી) હતા તથા જેઓ કુર્આનના હુકમોને પૂર્ણ કરવા માટે હંમેશા તત્પર રહેનારા હતા. આ આયત નાઝિલ થતાંની સાથે જ દરેક સહાબી (રદિ.)એ પોતાની અતિપ્રિય વસ્તુઓ ઉપર નજર નાંખી અને તેને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે રસૂલે કરીમ ﷺ પાસે લાવી ખર્ચ કરવાની દરખાસ્ત કરવા લાગ્યા. મદીનાના અન્સારોમાં સૌથી વધારે ધનવાન અબૂ તલહા (રદિ.) હતા. મસ્જિદે નબવી ﷺની બિલકુલ સામે તેમનો એક બાગ હતો, જેમાં એક કૂવો بِيْـــــرُ حَـــــاءُ "બીર્હાઅ"ના નામથી મશહૂર હતો. હવે આ બાગની જગ્યાએ તો એક ઈમારત ઊભી છે જેમાં મદીનાના ઝાઈરીન (યાત્રાળુઓ) થોભે છે પરંતુ તેના

ઉત્તર–પૂર્વના ખૂણામાં આ બીરૂહાઅ નામ આજદિન સુધી પ્રખ્યાત છે. રસૂલે કરીમ ﷺ અમુક સમયે આ બાગમાં જતા હતા અને બીરૂહાઅનું પાણી પીતા હતા. રસૂલે કરીમ ﷺને આ કૂવાનું પાણી પસંદ હતું. હઝરત તલહા (રદિ.)નો આ બાગ ઘણો જ કીંમતી અને ફળદ્રુપ હતો. આ બગીચો રસૂલે કરીમ ﷺને ખૂબ પસંદ હતો. આ આયત નાઝિલ થવાથી તેઓ રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી કે, "મારી મિલ્કતમાં મને બીરૂહાઅ સૌથી વધારે પસંદ છે, હું તેને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા ઇચ્છું છું. આપને જે કામમાં પણ યોગ્ય લાગે તેનો ઉપયોગ કરો." રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "આ તો ઘણો મોટો નફો આપનારો બાગ છે, મને એવું યોગ્ય લાગે છે કે, તેને તમે પોતાના સગાં–વહાલાઓમાં વહેંચી આપો." હઝરત અબૂ તલહા (રદિ.)એ રસૂલે કરીમ ﷺનો મશવરો સ્વીકારીને પોતાના સગાં–વહાલા તથા પિતળાઈ ભાઈઓમાં આ બાગ વહેંચી દીધો. આ હદીષ બુખારી અને મુસ્લિમની છે. આ હદીષથી એ જાણ થાય છે કે, ખયરાત ફક્ત તે નથી જે સામાન્ય રીતે ફકીરો અને મિસ્કીનો ઉપર ખર્ચ કરવામાં આવે છે. બલકે પોતાની ઔલાદ, પ્રિયજનો અને સગાં–વહાલાઓને આપવું પણ મોટી ખયરાત અને સવાબનું કારણ છે.

હઝરત ઝૈદ બિન હારિષા (રદિ.) પોતાનો એક ઘોડો લઈને આવ્યા અને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને વિનંતી કરી કે, "મને પોતાની મિલ્કતમાં અતિપ્રિય આ (ઘોડો) છે, હું તેને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા ઇચ્છું છું, તમે તેનો સ્વીકાર કરો." પરંતુ રસૂલુલ્લાહ ﷺએ તેને લઈને તેમના પુત્ર ઉસામા (રદિ.)ને આપી દીધો. ઝૈદ ઇબ્ને હારિષા (રદિ.)ને તેનાથી થોડી દિલગીરી (મનદુઃખ) થયું કે, મારો સદકહ મારા જ ઘરમાં પાછો આવ્યો પરંતુ રસૂલે કરીમ ﷺએ તેમને આશ્વાસન (તસલ્લી–દિલાસો) આપીને ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાએ તમારો સદકહ સ્વીકારી લીધો છે."

*(તફસીરે મઝહરી, ઇબ્ને જરીર અને તબરીના હવાલાથી વગેરે)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) પાસે એક લોંડી (કનીઝ) હતી, જે તેમને ખૂબ વહાલી હતી તેમણે તેને આઝાદ કરી દીધી.

એ જ પ્રમાણે હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને ઉમર (રદિ.) પાસે પણ એક લોંડી (કનીઝ) હતી, જેનાથી તેઓ ખૂબ મહોબ્બત કરતા હતા. તેમણે પણ તેને અલ્લાહ ખાતર આઝાદ કરી દીધી.

મતલબ કે, ઉપરોક્ત આયતનો હેતુ એ છે કે, અલ્લાહના હકની સંપૂર્ણ અદાયગી માટે તથા ઉચ્ચ કક્ષાની ભલાઈ અને નેકીની સંપૂર્ણતા માટે જ્યારે પણ શક્ય હોય પોતાની અતિપ્રિય વસ્તુઓમાંથી કોઈ વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે. ઉપરોક્ત આયત અનુસંધાને અમુક મસ્અલાઓ ધ્યાન આપવા યોગ્ય છે અને તેને યાદ રાખવા જેવા છે.

**આ આયતમાં શબ્દ "બિર્ર" بِــرّ માં બધા જ વાજિબ સદકાઓ અને નફલ સદકાઓમાં શામિલ છે :**

પ્રથમ એ કે, આ આયતમાં અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની તાકીદ કરવામાં આવી છે અને તેનો અર્થ અમુક મુફસ્સિરોના મતે વાજિબ સદકહ, ઝકાત વગેરે છે અને અમુકના મતે નફલ સદકહ છે. પરંતુ જમહૂર (ઉલમા) વિદ્વાન સંશોધનકારોએ તેનો અર્થ વાજિબ અને નફલ બંને પ્રકારના સદકાઓ હોવાનો અભિપ્રાય આપ્યો છે અને સહાબએ કિરામ (રદિ.)ની ઉપરોક્ત વર્ણવેલ ઘટનાઓ પણ એની જ સાક્ષી આપે છે કે, તેમના આ સદકાઓ નફલ સદકાઓ હતા.

એટલા માટે આ આયતનો અર્થ એ થશે કે, અલ્લાહના રસ્તામાં જે કંઈ પણ સદકહ અદા કરો, ભલે ફરજ ઝકાત હોય અથવા કોઈ નફલ સદકહ કે ખયરાત ! તે બધામાં સંપૂર્ણ ફઝીલત અને સવાબ ત્યારે જ થાય છે જ્યારે કે, પોતાની અતિપ્રિય મનપસંદ વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે. એવું કરવામાં ન આવે કે, સદકહને કોઈ દંડ સમાન સમજી માથેથી ભાર ઉતારવા માટે ફાલતુ, બેકાર તથા ખરાબ વસ્તુઓ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે નક્કી કરે. કુર્આને કરીમમાં બીજી એક આયતમાં આ વિષયને વધારે સ્પષ્ટતા સાથે આ રીતે વર્ણન કરવામાં આવ્યો છે.

يَاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْااَنْفِقُوْا مِنْ طَيِّبٰتِ مَاكَسَبْتُمْ وَمِمَّا اَخْرَجْنَا لَكُمْ مِّنَ الْاَرْضِ
وَلَاتَيَمَّمُواالْخَبِيْثَ مِنْهُ تُنْفِقُوْنَ وَلَسْتُمْ بِاٰخِذِيْهِ اِلَّآاَنْ تُغْمِضُوْافِيْهِ،

*"હે ઈમાનવાળાઓ ! પોતાની કમાણીમાંથી અને જે કંઈ અમે તમારા માટે જમીનમાંથી કાઢ્યું છે, તેમાંથી ઉમદા વસ્તુઓ પસંદ કરી (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરો અને રદ્દી વસ્તુઓની નિય્યત ન કરો કે, તેમાંથી ખર્ચ કરીશું*

*અને જ્યારે કે, તે (રદ્દી) વસ્તુઓ જો તમને પણ તમારો કોઈ હક અદા કરવાના બદલામાં આપવામાં આવે તો તમે પણ તેનો કદાપિ સ્વીકાર કરવાના નથી; બસ, એ સિવાય કે તમે આંખ આડા કાન કરી લો." (સૂ:૨, આ:૨૬૭)*

તેનો અર્થ એ થયો કે ખરાબ અને બેકાર વસ્તુઓ જ સદકહ માટે પસંદ કરવાની ટેવ બનાવી તેનો સદકહ કરવો સ્વીકાર્ય નથી. બલકે, સ્વીકૃત સદકહ કે જેમાં સંપૂર્ણ સવાબ મળે છે તે એ જ છે કે, પોતાની અતિપ્રિય વસ્તુને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે.

**સદકહ કરવામાં મધ્યમ માર્ગ (એઅ્તિદાલ) અપનાવવો જોઈએ :**

બીજો મસ્અલો એ છે કે, આ આયતમાં શબ્દ "મિમ્મા" مِمَّا થી એવો ઈશારો કરવામાં આવ્યો છે કે, તેનો હેતુ એ નથી કે જેટલી પણ વસ્તુઓ તમને અતિપ્રિય અને મનપસંદ છે તે બધી જ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી નાંખો. બલકે, હેતુ એ છે કે, જેટલો પણ ખર્ચ કરવાનો છે તેમાંથી સારી અને મનપસંદ વસ્તુઓ જોઈને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરશો તો સંપૂર્ણ સવાબના હકદાર બનશો.

ત્રીજો મસ્અલો એ છે કે, પ્રિય વસ્તુઓ ખર્ચ કરવાનું નામ એ નથી કે, કોઈ મોટી કીંમતની મોંઘી વસ્તુ જ ખર્ચ કરવામાં આવે ! બલકે, જે વસ્તુ કોઈને વધારે પ્યારી અને પસંદ છે ભલે તે નાની હોય અથવા ઓછી કીંમતની જ કેમ ન હોય, તેને ખર્ચ કરવાથી પણ તે બિર્ર بِرّ નો હકદાર બની જશે. હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ ઈખ્લાસ સાથે ફક્ત અલ્લાહને રાજી રાખવાના ઈરાદે ખર્ચ કરે, તો ભલે તે ખજૂરની એક પેશી હોય ! તેમાં પણ વ્યક્તિને મોટો સવાબ મળે છે" અને તે "બિર્રે કામિલ" بِرّ كَامِل (સંપૂર્ણ ભલાઈ)નો હકદાર બને છે, જેનો આ આયતમાં વાયદો કરવામાં આવ્યો છે.

ચોથો મસ્અલો એ છે કે, આ આયતથી દેખીતી રીતે એવું લાગે છે કે, તેમાં જે મોટા સવાબ અને બિર્રનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનાથી તે ગરીબ લોકો મહરૂમ (વંચિત) રહેશે જેમની પાસે ખર્ચ કરવા માટે કશું નથી. કારણ કે, આયતમાં એવું ફરમાવવામાં આવ્યું છે કે, "આ મોટો સવાબ પોતાના માલમાંથી અતિપ્રિય વસ્તુ (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કર્યા વિના પ્રાપ્ત થઈ શકતો નથી." અને ફકીરો તથા મિસ્કીનો પાસે તો માલ-મિલ્કત જ નથી, જેથી તેઓ આ રીતે

ખર્ચ કરી સવાબ મેળવી શકતા નથી તો તેઓ શું કરે ? પરંતુ વિચાર કરવામાં આવે તો આયતનો અર્થ એવો નથી કે, મોટો સવાબ પ્રાપ્ત કરવા માટે અથવા સંપૂર્ણ ભલાઈ મેળવવા માટે અતિપ્રિય માલ ખર્ચ કર્યા સિવાય આ હેતુ પ્રાપ્ત નથી થઈ શકતો. બલકે, વાત એમ છે કે આ મોટો સવાબ કોઈ અન્ય રીતે દાખલા તરીકે ઈબાદત, ઝિક્રુલ્લાહ, કુર્આનની તિલાવત, વધારે પ્રમાણમાં નફલો પઢવી વગેરે દ્વારા પણ મેળવી શકાય છે. એટલા માટે ફકીરો અને ગરીબો પણ આ મોટો સવાબ અન્ય માધ્યમો દ્વારા પ્રાપ્ત કરી શકે છે. જેમકે હદીષની અમુક રિવાયતોમાં ખુલાસાવાર આ વિષયનો ઉલ્લેખ થયો છે.

**"માલે મહબૂબ" (મનપસંદ વસ્તુ)નો શું અર્થ છે ?**

પાંચમો મસ્અલો એ છે કે, માલે મહબૂબ (મનપસંદ વસ્તુ)નો શું અર્થ છે? કુર્આનની બીજી આયતથી જાણ થાય છે કે તેનો અર્થ એ છે કે, "જે વસ્તુ તેના કામ આવી રહી છે અને જે વસ્તુથી તેની જરૂરિયાત પૂરી થઈ રહી છે, ફાલતુ અને બેકાર વસ્તુ નથી." કુર્આન શરીફમાં ઈરશાદ છે,

وَيُطْعِمُوْنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسْكِيْنًا

*"અલ્લાહના સ્વીકૃત (મકબૂલ) બંદાઓ તે છે જેઓ હાજતમંદોને ખાવું ખવડાવે, એ છતાં કે તે ખાવાની તેમને (પોતે) પણ જરૂરત હોય !"*

*(સૂ:૭૬, આ:૮)*

એ જ પ્રમાણે બીજી આયતમાં આ વિષયને વધારે સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યો છે.

وَيُؤْثِرُوْنَ عَلٰى اَنْفُسِهِمْ وَ لَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ،

*"અલ્લાહના મકબૂલ (સ્વીકૃત)બંદાઓ પોતાની ઉપર અન્યોને અગ્રિમતા આપે છે, જો કે પોતે પણ હાજતમંદ (જરૂરિયાતવાળા) છે." (સૂ:૫૯, આ:૯)*

**ફાલતુ વસ્તુઓ અને પોતાની પાસેની જરૂરિયાત કરતાં વધારે હોય એવી વસ્તુઓમાંથી કોઈ વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાથી પણ સવાબ પ્રાપ્ત થાય છે :**

છટ્ઠો મસ્અલો એ છે કે, આયતમાં બતાવવામાં આવ્યું છે કે સંપૂર્ણ ભલાઈ

અને મોટો સવાબ તથા صَفِّ اَبْــــرَارْ (સફ્ફે અબરાર) "ઉચ્ચ પ્રકારની ફઝીલત (શ્રેષ્ઠતા)" એ બાબત ઉપર અવલંબિત છે કે, પોતાની અતિપ્રિય વસ્તુને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં આવે, પરંતુ તેનાથી એવું જરૂરી નથી કે, જરૂરિયાત કરતાં વધારે ફાલતુ માલ-સામાન ખર્ચ કરનારને કોઈ સવાબ જ નથી મળતો. બલકે, આયતના અંતમાં જે ઈરશાદ થયો છે وَمَا تُنْفِقُوْا مِنْ شَيْءٍ فَاِنَّ اللّٰهَ بِـــهٖ عَلِيْـمٌ "તમે (તમારા) માલમાંથી જે કંઈ પણ (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરશો અલ્લાહ તેને સારી પેઠે જાણે છે." આ આયતના આ વાક્યનો અર્થ એ છે કે, જો કે, સંપૂર્ણ ભલાઈ અને ઉચ્ચ કક્ષાની ફઝીલત તો પોતાની અતિપ્રિય વસ્તુ ખર્ચ કરવા ઉપર જ અવલંબિત છે, પરંતુ કોઈપણ સદકહ સવાબથી ખાલી નથી. ભલે અતિપ્રિય વસ્તુ ખર્ચ કરે અથવા જરૂરિયાત કરતાં વધારાની વસ્તુ અથવા તો ફાલતુ વસ્તુ ખર્ચ કરે ! પરંતુ હા ! એ બાબતની મનાઈ છે કે, કોઈ વ્યક્તિ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે માત્ર રદ્દી અને બેકાર વસ્તુઓ આપવાની જ રીત અપનાવે અને તેને ટેવ બનાવી લે કે, જ્યારે પણ ખર્ચ કરે ફાલતું અને ખરાબ વસ્તુ જ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે કાઢે ! પરંતુ જે વ્યક્તિ સદકહ અને ખયરાતમાં પોતાની અતિપ્રિય અને ઉમદહ વસ્તુઓને પણ ખર્ચ કરતો રહે છે અને પોતાની જરૂરિયાતથી વધારાની વસ્તુઓ જેમકે વધેલી ખાવાની વસ્તુઓ (ભોજન), જૂના કપડાં, જૂના વાસણો અથવા અન્ય ઉપયોગની વસ્તુઓ ખયરાતમાં આપી દે છે, તો એવો સદકહ કરનારને કોઈ ગુનોહ નહીં થાય, બલકે તેને ચોક્કસ સવાબ મળશે સાથે-સાથે મનપસંદ વસ્તુઓના ખર્ચ કરવાથી તેને સંપૂર્ણ ભલાઈ પણ પ્રાપ્ત થશે અને તે "સફ્ફે અબરાર" صَفِّ اَبْــــرَارْ (ઉત્તમ શ્રેણી)માં પણ પ્રવેશ પામશે.

આયતના અંતિમ વાક્યમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે, વ્યક્તિ જે કંઈ પણ ખર્ચ કરે છે તેની અસલી હકીકત અલ્લાહ જ જાણે છે કે, આ વસ્તુ તેની ડમનપસંદ હતી કે નહિ ? અને તે વ્યક્તિ આ વસ્તુ ઈખ્લાસ સાથે અલ્લાહને રાજી રાખવા ખર્ચ કરી રહ્યો છે કે, માત્ર નામના માટે ખર્ચ કરે છે ? ફક્ત કોઈના મૌખિક દા'વા આ બાબતે પૂરતા નથી કે, હું મારી અતિપ્રિય વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી રહ્યો છું બલકે, સર્વજ્ઞ અને સર્વવ્યાપી અલ્લાહ કે જે દિલોના ભેદ પણ જાણે છે, તે જોઈ રહ્યો છે કે વાસ્તવમાં તે કઈ વસ્તુ ખર્ચ કરી રહ્યો છે ?

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૯૩-૯૪-૯૫)

| |
|---|
| كُلُّ الطَّعَامِ كَانَ حِلًّا لِّبَنِىٓ اِسْرَآءِيْلَ اِلَّا مَا حَرَّمَ اِسْرَآءِيْلُ عَلٰى نَفْسِهٖ مِنْ قَبْلِ |
| اَنْ تُنَزَّلَ التَّوْرٰىةُ ۭ قُلْ فَاْتُوْا بِالتَّوْرٰىةِ فَاتْلُوْهَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٩٣﴾ فَمَنِ |
| افْتَرٰى عَلَى اللّٰهِ الْكَذِبَ مِنْۢ بَعْدِ ذٰلِكَ فَاُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٩٤﴾ قُلْ صَدَقَ |
| اللّٰهُ ۣ فَاتَّبِعُوْا مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ۭ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿٩٥﴾ |

## તરજુમો :

*બધું જ ખાવું-પીવું બની ઈસ્રાઈલ માટે હલાલ હતું પરંતુ એના સિવાય કે ઈસ્રાઈલે જે તવરાત નાઝિલ થતાં પહેલાં પોતાના માટે હરામ કરી લીધું હતું, તમે કહી આપો કે તવરાત લાવો અને પઢો જો તમે (તમારા દા'વામાં) સાચા છો ! (૯૩) પછી જો કોઈ ત્યારબાદ અલ્લાહ સાથે જૂઠનો સંબંધ જોડે તો તે લોકો જ અન્યાયી (અત્યાચારી) છે. (૯૪) તમે કહી આપો ! અલ્લાહે સાચું કહ્યું હવે તમે ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતના દીને હનીફ (એકમાત્ર અલ્લાહને બંદગીના પાત્ર ઠરાવનાર)ના તા'બે થઈ જાઓ અને તેઓ (ઈબ્રાહીમ અલૈ.) મુશ્રિકોમાંથી ન હતા. (૯૫)*

## તફસીર :

(જે ખાવાની વસ્તુઓની તમે ચર્ચા કરી રહ્યા છો કે) બધી ખાવાની વસ્તુઓ (હઝરત ઈબ્રાહીમ અલૈ.ના સમય સુધી હરામ ન હતી પરંતુ આ વસ્તુઓ) તવરાત નાઝિલ થતા પહેલાં અમુક વસ્તુઓ સિવાય (જેમકે ઊંટણીનું દૂધ અને માંસ) જેને (હઝરત) યાકૂબ (અલૈ.)એ (એક ખાસ કારણથી) પોતાના ઉપર હરામ કરી લીધું હતું (અને પછી તે એમની ઔલાદમાં પણ હરામ હોવાનો રિવાજ ચાલ્યો આવ્યો, બાકી બધી વસ્તુઓ પોતે) બની ઈસ્રાઈલ (સુધી તેમના) માટે (પણ) હલાલ હતી (તો ઈબ્રાહીમ અલૈ.ના સમયથી તે હરામ હોવાનો દા'વો ક્યાં સુધી સાચો કહી શકાય છે ? અને તે પણ તવરાતના નાઝિલ થતા પહેલાં. એટલા માટે ફરમાવ્યું કે, તવરાત નાઝિલ થયા પછી આ હલાલ વસ્તુઓમાંથી પણ અમુક જ વસ્તુઓ હરામ થઈ હતી, જેની અમુક વિગત સૂરએ અન્આમની

આયત وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا كُلَّ ذِىْ ظُفُرٍ اِلَى اٰخِرِهَا માં આવશે અને જો હજુપણ યહૂદીઓ તે વસ્તુઓ હરામ હોવાની જૂની માન્યતાનો દા'વો કરે છે તો હે મુહમ્મદ ﷺ ! તેમને) કહી આપો કે (વારૂં) પછી તવરાત લાવો પછી તેને (લાવીને) પઢો જો તમે તમે (મજકૂર દા'વામાં) સાચા છો (તો તેમાંથી કોઈ આયત વગેરે આ વિશે કાઢી આપો કારણ કે, પ્રસ્તુત હુકમમાં અલ્લાહના હુકમની નુસૂસ આવશ્યક છે અને તે સિવાયના બીજા પૂરાવાઓ અને લોકવાયકાઓની મનાઈ છે. ફક્ત તવરાત બાકી છે તો લાવો તેમાંથી બતાવી આપો; બસ તો તેઓ તે બતાવી ન શક્યા, અને તેઓ પોતાના દા'વામાં જૂઠા ઠર્યા. આગળ આ જ બાબતને કહેવામાં આવ્યું કે,) બસ જે વ્યક્તિ(ના આ દા'વાઓ અને દલીલો જૂઠી સાબિત થયા) પછી (પણ) અલ્લાહ તઆલા સાથે જૂઠનો સંબંધ જોડે (કે અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ અલૈ.ના સમયથી જ ઊંટનો ગોસ્ત અને દૂધ હરામ કર્યું છે,) તો એવા લોકો સૌથી મોટા અન્યાયી છે. તમે કહી આપો કે અલ્લાહ તઆલાએ સાચું કહ્યું, બસ (હવે) તમે (આ બધી કુર્આનની સચ્ચાઈની સાબિતીઓ મળ્યા પછી) ઈબ્રાહીમ (અલૈ.)ની મિલ્લતની (એટલે કે ઈસ્લામની) તા'બેદારી (પૈરવી) કરો, જેમાં લેશમાત્ર વક્રતા નથી અને તે (ઈબ્રાહીમ અલૈ.) મુશ્રિકોમાંથી ન હતા.

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરની આયતોમાં અહલે કિતાબની ચર્ચા ચાલી આવે છે, ક્યાંક યહૂદીઓ તો ક્યાંક નસારા; અથવા તો તે બંને ધર્મના લોકો સાથે; એક ચર્ચાનું આગળ વર્ણન આવે છે, જેનો કિસ્સો રૂહુલ મઆનીમાં વાહિદી અને કલબીની રિવાયતથી નકલ થયેલ છે કે, "જ્યારે રસૂલે કરીમ ﷺએ પોતે મિલ્લતે ઈબ્રાહીમ (અલૈ.) પર હોવાની શરીઅતના મૂળભૂત સિદ્ધાંતોના આધારે જાહેરાત કરી, તો યહૂદીઓ વાંધા ઉઠાવી કહેતા હતા કે, રસૂલે કરીમ ﷺ ઊંટનું માંસ અને દૂધ ખાય છે જ્યારે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) ઉપર તો તે હરામ હતું. રસૂલે કરીમ ﷺએ જવાબ આપ્યો કે, બિલકુલ નહીં ! આ વસ્તુઓ તેમના માટે હલાલ હતી. યહૂદીઓએ કહ્યું કે, જેટલી વસ્તુઓ અમે હરામ સમજીએ છીએ તે બધી હઝરત નૂહ અને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના સમયથી હરામ ચાલી આવે છે. એટલે સુધી કે, અમારા સમય સુધી તેના હરામ હોવાનો હુકમ ચાલુ છે, તો

અલ્લાહ તઆલાએ પ્રસ્તુત આયત ....كُلُّ الطَّعَامِ كَانَ حِلًّا لِّبَنِىٓ اِسْرَآئِيْلَ (બધું જ ખાવું–પીવું બની ઈસ્રાઈલ માટે હલાલ હતું....)માં તે યહૂદીઓ જૂઠા હોવાની જાહેરાત કરી, જેમાં ફરમાવવામાં આવ્યું કે તવરાત નાઝિલ થતા પહેલાં અમુક વસ્તુઓ સિવાય જેમકે, ઊંટનો ગોસ્ત કે, જેને હઝરત યાકૂબ (અલૈ.)એ એક ખાસ કારણથી પોતાની જાત ઉપર વ્યક્તિગત રીતે હરામ ઠરાવી લીધું હતું અને પછી તે તેમની ઔલાદમાં પણ હરામ હોવાનું ચાલ્યું આવ્યું. બાકી બધી વસ્તુઓ બની ઈસ્રાઈલ માટે પણ હલાલ હતી.''

વાસ્તવમાં આ ઘટના એમ છે કે, હઝરત ઈબ્ને અબ્બાસની સહીહ રિવાયત પ્રમાણે હઝરત યાકૂબ (અલૈ.)ને ''ઈરકુન્નિસાઅ્'' (Sciatica–રાંઝણી–સાથળના કે કેડના વા'ના દર્દ)ની બીમારી હતી. તેમણે મન્નત માની હતી કે, જો અલ્લાહ તઆલા તેમને તંદુરસ્તી આપશે તો પોતાને જે સૌથી વધારે પ્રિય ભોજન છે તેને છોડી દઈશ. જ્યારે તેમને તંદુરસ્તી મળી ગઈ તો હવે તેમનું સૌથી વધુ પ્રિય ભોજન ઊંટનું માંસ હતું તો તેમણે તેને છોડી દીધું. *(અખરજલ હાકિમ વગેરે બ સનદ સહીહ અન ઈબ્ને અબ્બાસ કઝાફિર્રૂહૂલ મઆની વ અખરજલ્ તિરમિઝી ફી સૂરતુ રઅ્દ મરફુઅન્)* પછી આ જ હરામ વસ્તુ જેને મન્નતના કારણે હઝરત યાકૂબ (અલૈ.)એ પોતાના ઉપર હરામ કરી લીધી હતી, બની ઈસ્રાઈલમાં પણ આ વસ્તુઓ હરામ હોવાનો હુકમ વહી દ્વારા બાકી રહી ગયો, તેનાથી જાણ થાય છે કે, તેમની શરીઅતમાં કોઈ વસ્તુ મન્નત માની લેવાથી પણ હરામ થઈ જતી હશે, પરંતુ કોઈ હલાલ વસ્તુને હરામ કરવાની મન્નત માનવી આપણી શરીઅતમાં જાઈઝ નથી બલકે, તેમાં સોગંદ લીધા (કસમ ખાધી) હશે તો તોડવા પડશે અને પછી તેનો કફ્ફારો પણ આપવો પડશે. كَمَا قَالَ اللّٰهُ تَعَالٰى لِمَ تُحَرِّمُ مَآ اَحَلَّ اللّٰهُ لَكَ... الاٰية (....તમે શા માટે હરામ કરો છો જ્યારે કે તમારા માટે અલ્લાહે હલાલ કર્યું છે ? ૬૬:૧) આ જ પ્રમાણે તફસીરે કબીરમાં પણ આવેલ છે.

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૯૬)

اِنَّ اَوَّلَ بَيْتٍ وُّضِعَ لِلنَّاسِ لَلَّذِىْ بِبَكَّةَ مُبٰرَكًا وَّهُدًى لِّلْعٰلَمِيْنَ ﴿٩٦﴾

## તરજુમો :

*બેશક ! સૌ પ્રથમ ઘર જે લોકો માટે નક્કી કરવામાં આવ્યું એ જ છે જે મક્કામાં છે, બરકતવાળું, અને બધી જ દુનિયાઓ માટે હિદાયત (માર્ગદર્શક). (૯૬)*

## તફસીર :

ચોક્કસ તે મકાન જે સૌ પ્રથમ (ઈબાદત કરવાના મકાન તરીકે) લોકો માટે (અલ્લાહ તરફથી) નક્કી કરવામાં આવ્યું, તે મકાન મક્કા શહેરમાં છે (એટલે કે ખાનાએ કા'બા) જે બરકતવાળું છે (કારણ કે તેમાં દીની લાભ અને સવાબ છે) અને (ખાસ ઈબાદતો દાખલા તરીકે નમાઝ પઢવા માટેની દિશા પણ તેના દ્વારા નક્કી કરવામાં આવી છે અને) સમગ્ર વિશ્વના લોકો માટે માર્ગદર્શક છે (મતલબ એ કે ત્યાં હજ્જ થાય છે અને હદીષના વર્ણનો આધારે ત્યાં નમાઝ પઢવાનો સવાબ અન્ય મસ્જિદોમાં નમાઝ પઢવા કરતાં વધારે મળે છે અને દીની બરકતો પણ ઘણી છે અને જે ત્યાં હાજર નથી તેમને પણ આ ખાનાએ કા'બા તરફ જ મોઢું કરી નમાઝ પઢવાની હોય છે. આમ, તે દિશા બતાવવામાં લોકોનું માર્ગદર્શન પણ કરે છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતમાં સમગ્ર વિશ્વના મકાનોમાં એટલે સુધી કે, સમગ્ર વિશ્વની બધી જ મસ્જિદોમાં બયતુલ્લાહ એટલે કે ખાનાએ કા'બાને પ્રતિષ્ઠા અને વિશેષ સન્માન મળ્યું હોવાનું વર્ણન છે અને આ પ્રતિષ્ઠા અને ફઝીલતના ઘણા બધા કારણો છે.

### બયતુલ્લાહની ફઝીલત (શ્રેષ્ઠતા) અને તેના બાંધકામનો ઇતિહાસઃ

(૧) બયતુલ્લાહ દુનિયાની સાચી ઈબાદતગાહોમાંથી સૌથી પહેલી ઈબાદતગાહ છે.

(૨) તે બરકતવાળું છે.

(૩) તે સમગ્ર વિશ્વ માટે હિદાયત અને માર્ગદર્શક છે.

આયતના શબ્દોનો ખુલાસો એ છે કે, "સૌ પ્રથમ ઘર જે અલ્લાહ તરફથી લોકો માટે નક્કી કરવામાં આવ્યું છે તે મક્કામાં છે." તેનો અર્થ એ છે કે,

દુનિયામાં સૌ પ્રથમ ઈબાદતનું સ્થળ ખાનાએ કા'બા છે, તેનું સ્વરૂપ એવું પણ હોઈ શકે છે કે, દુનિયામાં જેટલા પણ ઘરો બન્યા તેમાં સૌથી પ્રથમ ઘર અલ્લાહની ઈબાદત માટે બનાવવામાં આવ્યું હતું, તેનાથી પહેલાં ન તો કોઈ ઈબાદતખાનું હતું અને ન જ કોઈનું વ્યક્તિગત મકાન અસ્તિત્વમાં આવ્યું હતું. હઝરત આદમ (અલૈ.) અલ્લાહના નબી છે, તેમની શા'ન પ્રમાણે એ બાબત કોઈ મુશ્કેલ ન હતી કે તેઓ પૃથ્વી પર આવ્યા પછી પોતાનું ઘર બનાવતા પહેલાં અલ્લાહનું ઘર એટલે કે ઈબાદતની જગ્યા બનાવી લે. એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર, મુજાહિદ, કતાદહ, સુદ્દી વગેરે સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) એવો જ મત ધરાવે છે કે, કા'બા જગતનું સર્વપ્રથમ મકાન છે અને એવું પણ શક્ય છે કે, લોકોના રહેઠાણ તરીકે બનાવવામાં આવતા મકાનો તેના બાંધકામ પહેલાં કદાચ બની ચૂક્યા હોય, પરંતુ આ ખાનાએ કા'બા ઈબાદત માટેનું પ્રથમ મકાન બન્યું છે. હઝરત અલી (રદિ.)થી પણ આ જ પ્રમાણે નકલ થયું છે.

બયહકી (રહ.)એ પોતાની કિતાબ "દલાઈલુન્નુબુવ્વહ"માં હઝરત અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "હઝરત આદમ (અલૈ.) અને હવ્વા (અલૈ.)ના દુનિયામાં આવ્યા પછી અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) દ્વારા તેમને એ હુકમ મોકલ્યો કે, તેઓ બયતુલ્લાહ (કા'બા) બનાવે. તેમણે હુકમ પૂરો કર્યો, તો તેમને હુકમ આપવામાં આવ્યો કે, તેનો તવાફ (પ્રદક્ષિણા) કરે અને તેમને કહેવામાં આવ્યું કે, તમે "અવ્વલુન્નાસ" એટલે કે 'સૌ પ્રથમ મનુષ્ય' છો અને આ મકાન اَوَّلُ بَيۡتٍ وُّضِعَ لِلنَّاسِ છે. (એટલે કે સૌથી પ્રથમ ઘર જે લોકો માટે નક્કી કરવામાં આવ્યું છે.)"

(ઈબ્ને કસીર, ضَعَّفَهُ ابۡنُ كَثِيۡرٍ بِابۡنِ لَهِيۡعَةَ وَلَايَخۡفٰى اِنَّهٗ لَيۡسَ بِمَتۡرُوۡكِ الۡحَدِيۡثِ مُطۡلَقًا وَلَاسِيَّمَافِىۡ هٰذَاالۡمَقَامِ فَاِنَّ الرِّوَايَةَ قَدۡتَاَيَّدَتۡ بِاِشَارَاتِ الۡكِتٰبِ،)

અમુક રિવાયતોમાં છે કે, હઝરત આદમ (અલૈ.)નું આ ખાનાએ કા'બાનું બાંધકામ હઝરત નૂહ (અલૈ.)ના સમયકાળ સુધી બાકી હતું. હઝરત નૂહ (અલૈ.)ના જળપ્રલય વખતે તે જમીનદોસ્ત થઈ ગયું અને તેની નિશાનીઓ પણ નષ્ટ પામી. ત્યાર પછી હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે જ બુનિયાદો (પાયાઓ)

પર ફરીવાર ખાનાએ કા'બા બાંધ્યું, પછી એ સમયે કોઈ દૂર્ઘટનામાં તે મકાન જમીનદોસ્ત થઈ ગયું, તો "કબીલએ જરહમ"ના એક સમૂહે તેને ફરી બાંધ્યું. પછી એક સમયે ફરી પાછું જમીનદોસ્ત થયું તો "અમાલિકા"ના લોકોએ તેને બાંધ્યું. ફરી જ્યારે જમીનદોસ્ત થઈ ગયું તો કુરૈશે રસૂલુલ્લાહ ﷺની યુવાવસ્થા દરમિયાન તેને ફરી બાંધ્યું, જેમાં રસૂલે કરીમ ﷺએ પોતે પણ ભાગ લીધો અને "હજ્રે અસ્વદ"ને પોતાના મુબારક હાથોથી યોગ્ય સ્થળે સ્થાપિત કર્યો, પરંતુ કુરૈશે આ બાંધકામ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણીથી વિપરીત અલગ પ્રકારનું બાંધકામ કર્યું હતું કે, બયતુલ્લાહનો એક ભાગ બયતુલ્લાહથી અલગ કરી દીધો, જેને "હતીમ" કહેવામાં આવે છે. ખલીલુલ્લાહ (અલૈ.)ના બાંધકામમાં કા'બાના બે દરવાજા હતા. એક પ્રવેશ માટે અને બીજો પાછળના ભાગે બહાર નીકળવા માટે, કુરૈશે ફક્ત પૂર્વ તરફનો દરવાજો યથાવત્ રાખ્યો અને ત્રીજું પરિવર્તન એ કર્યું કે, બયતુલ્લાહનો દરવાજો જમીનની સપાટીથી ઘણો ઊંચો કરી દીધો, જેથી દરેક વ્યક્તિ સરળતાથી તેમાં દાખલ ન થઈ શકે. બલકે, જેને તેઓ પરવાનગી આપે તે જ અંદર જઈ શકે. રસૂલુલ્લાહ ﷺએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને ફરમાવ્યું કે, “મારું દિલ ઇચ્છે છે કે, હાલના બાંધકામને જમીનદોસ્ત કરીને તેના ઉપર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણી પ્રમાણે ખાનાએ કા'બા બનાવી આપું અને કુરૈશે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની બાંધણી વિરૂદ્ધ જે ફેરફારો કર્યા છે તેને સુધારી આપું, પરંતુ નવા મુસલમાનો અને અભણ મુસલમાનોમાં ગૈરસમજ પૈદા થવાનો ભય છે. એટલા માટે તેને એ જ હાલત પર છોડી દઉં છું.” આ ઈરશાદ પછી રસૂલે કરીમ ﷺ દુનિયામાં લાંબો સમય હયાત ન રહ્યા.

પરંતુ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ના ભાણા અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)એ રસૂલે કરીમ ﷺનું આ ફરમાન સાંભળ્યું હતું. ખુલફાએ રાશિદીનના સમય પછી જ્યારે મક્કા મુકર્રમહ ઉપર તેમની હુકૂમત હતી તો તેમણે બયતુલ્લાહને જમીનદોસ્ત કરીને રસૂલે કરીમ ﷺના ઈરશાદ પ્રમાણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામ પ્રમાણે બનાવી દીધું. પરંતુ અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈરની હુકૂમત મક્કા મુકર્રમહમાં થોડાક જ દિવસ રહી હતી. જાલિમ હજ્જાજ બિન યુસૂફે મક્કા ઉપર આક્રમણ કરીને તેમને શહીદ કરી દીધા અને હુકૂમત પર

કબજો કરી લીધો. તેને એ વાત પસંદ ન હતી કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)નું ખાનાએ કા'બાનું બાંધકામ તેમની પ્રતિષ્ઠા અને સન્માનનું માધ્યમ બની આવનારા સમયમાં પણ બાકી રહે, એટલે લોકોમાં એવું મશહૂર કરી દીધું કે અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.)નું આ (ખાનાએ કા'બાના બાંધકામનું) કાર્ય ખોટું હતું. રસૂલુલ્લાહ ﷺએ તેને જે હાલતમાં છોડયું હતું અમે તેને એ જ પરિસ્થિતિમાં રાખવા ઈચ્છીએ છીએ. આવા બહાનાથી તેણે બયતુલ્લાહને ફરી જમીનદોસ્ત કરી તેના ઉપર બાંધકામ કર્યું અને જે પ્રમાણે જાહિલિયત (અજ્ઞાનતા)ના સમયમાં કુરૈશે બાંધકામ કર્યું હતું. હજ્જાજ બિન યુસૂફે તે જ પ્રમાણે તેનું બાંધકામ કર્યું. હજ્જાજ બિન યુસૂફ પછી આવનારા અમુક મુસ્લિમ બાદશાહોએ પણ રસૂલે કરીમ ﷺની ઉપરોક્ત હદીષના આધારે એવો ઈરાદો કર્યો કે, બયતુલ્લાહને નવેસરથી રસૂલે કરીમ ﷺની હદીષ પ્રમાણે બનાવી આપીએ. પરંતુ તે સમયના ઈમામ હઝરત ઈમામ માલિક બિન અનસ (રહ.)એ એવો ફતવો આપ્યો કે "વારેઘડીએ બયતુલ્લાહને જમીનદોસ્ત કરવાની અને નવેસરથી બનાવવાની પ્રથાના કારણે હવે પછી આવનારા બાદશાહો બયતુલ્લાહને એક રમકડું બનાવી દેશે. દરેક આવનારો બાદશાહ પોતાની પ્રતિષ્ઠા માટે આવું જ કામ કરશે. એટલા માટે હવે તે જે હાલતમાં છે તેને એવી જ હાલતમાં છોડી દેવું યોગ્ય છે." તમામ ઉમ્મતે તેનો સ્વીકાર કરી લીધો એ કારણથી આજ સુધી તે જ હજ્જાજ બિન યુસૂફનું બાંધકામ બાકી છે. જો કે, રિપેરીંગ કામનો ક્રમ હંમેશા ચાલુ રહ્યો છે.

આ રિવાયતોથી એક બાબતની જાણ થાય છે કે, કા'બા દુનિયાનું સૌ પ્રથમ ઘર છે અથવા તો સૌ પ્રથમ ઈબાદત માટે બાંધવામાં આવેલું મકાન છે. કુર્આને કરીમમાં જ્યાં એવો ઉલ્લેખ છે કે, કા'બાનું બાંધકામ અલ્લાહ તઆલાના હુકમથી હઝરત ઈબ્રાહીમ અને હઝરત ઈસ્માઈલ (અલૈ.)એ કર્યું છે ત્યાં એ પણ ઈશારો મૌજૂદ છે કે, આ નબીઓએ તેનું શરૂઆતનું બાંધકામ નથી કર્યું, બલકે, પાછળના બાંધકામના પાયાઓ ઉપર પુનઃનિર્માણ કર્યું છે અને કા'બાની અસલ બુનિયાદ (પાયો) તો પહેલેથી જ અસ્તિત્વમાં હતો. કુર્આને કરીમમાં ઈરશાદ છે, وَاِذْ يَرْفَعُ اِبْرٰهِيْمُ الْقَوَاعِدَ مِنَ الْبَيْتِ وَاِسْمٰعِيْلُ "અને જ્યારે ઈબ્રાહીમ (અલૈ.) ઘર (કા'બા)ના પાયાઓ ઈસ્માઈલ (અલૈ.) સાથે મળીને ઉઠાવતા હતા."

(સૂઃ૨, આઃ૧૨૭)નો આ જ અર્થ થાય છે કે, 'કવાઈદે બયતુલ્લાહ' એટલે કે તેની બુનિયાદો (પાયાઓ) પ્રથમથી જ મૌજૂદ હતી. સૂરએ હજ્જની આયતમાં છે,

وَاِذْ بَوَّاْنَا لِاِبْرٰهِيْمَ مَكَانَ الْبَيْتِ

*"જ્યારે અમે ઠીક કરી દીધું ઈબ્રાહીમ (અલૈ.) માટે તેના ઘરનું ઠેકાણું."*

*(સૂઃ ૨૨, આઃ૨૬)*

તેનાથી પણ એ જ જાણ થાય છે કે બયતુલ્લાહની જગ્યા પ્રથમથી જ નક્કી થયેલી હતી અને અગાઉની આયતથી પણ તેની બુનિયાદો (પાયાઓ) અસ્તિત્વમાં હોવાનો અર્થ સમજી શકાય છે.

અમુક રિવાયતોમાં છે કે, જ્યારે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને બયતુલ્લાહના બાંધકામનો હુકમ આપવામાં આવ્યો તો ફરિશ્તાઓ દ્વારા તેમને બયતુલ્લાહના સ્થળે અગાઉના પાયાઓની નિશાનીઓ પણ બતાવવામાં આવી જે રેતીના ઢગલા નીચે દબાયેલી હતી.

ઉપરોક્ત આયતથી કા'બાની એક ફઝીલત એ સાબિત થાય છે કે, તે દુનિયાનું સૌ પ્રથમ ઘર અથવા સૌ પ્રથમ ઈબાદતનું મકાન છે. "સહીહૈન"ની એક હદીષમાં છે કે હઝરત અબૂઝર (રદિ.)એ રસૂલે કરીમ ﷺને પૂછ્યું કે, "દુનિયાની સૌ પ્રથમ મસ્જિદ કઈ છે ?" આપ ﷺએ ફરમાવ્યું, "મસ્જિદે હરામ !" તેમણે વિનંતી કરી, "ત્યાર પછી કઈ મસ્જિદ છે ?" આપ ﷺએ ફરમાવ્યું, "મસ્જિદે બયતુલ મુકદસ !" પછી તેમણે પૂછ્યું કે "તે બંનેના બાંધકામ દરમિયાન કેટલા સમયનું અંતર છે ?" આપ ﷺએ ફરમાવ્યું, "૪૦ વર્ષનું !"

આ હદીષમાં બયતુલ્લાહનું પુનઃનિર્માણ (નવેસરનું બાંધકામ) જે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના હાથોથી થયું હતું તેના આધારે કા'બા શરીફ તથા બયતુલ મુકદસના બાંધકામ વચ્ચેનો સમયગાળો ૪૦ વર્ષ હોવાનું વર્ણન કરવામાં આવ્યું છે. કારણ કે, રિવાયતોથી એવું પણ સાબિત થાય છે કે, બયતુલ મુકદસનું શરૂઆતનું બાંધકામ પણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.) દ્વારા બયતુલ્લાહના ૪૦ વર્ષો પછી થયું હતું અને હઝરત સુલૈમાન (અલૈ.)એ બયતુલ મુકદસનું જે બાંધકામ કર્યું હતું તે બયતુલ્લાહના હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના કા'બાના

બાંધકામ જેવું નવું અથવા શરૂઆતનું બાંધકામ ન હતું બલકે, હઝરત સુલૈમાન (અલૈ.)એ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બયતુલ મુકદસના બાંધકામનું નવીનીકરણ કર્યું હતું. એટલા માટે આ રિવાયતોમાં પરસ્પર કોઈ વિરોધાભાસ નથી.

ખુલાસો એ નીકળે છે કે, હંમેશાથી દુનિયામાં કા'બતુલ્લાહનું સન્માન થઈ રહ્યું છે. શબ્દ وُضِعَ لِلنَّاسِ (લોકો માટે નક્કી કર્યું)માં તે તરફ પણ ઈશારો છે કે, આ ઘરનું સન્માન અને પ્રતિષ્ઠા કોઈ એક ખાસ સમુદાય અથવા સમૂહ સાથે સંલગ્ન નથી. બલકે, સમગ્ર મખ્લૂક અને બધા જ મનુષ્યો તેની ઈજ્જત કરશે. કા'બામાં અલ્લાહ તઆલાએ એક પ્રકારનું આકર્ષણ અને પ્રભાવ સ્થાપિત કર્યો છે કે, લોકોના હૃદયો (દિલો) આપોઆપ તેના તરફ આકર્ષિત થાય છે. તેમાં શબ્દ "બક્કા" بَكَّة નો અર્થ મક્કએ મુઅઝ્ઝમહ છે, ભલે "મીમ" ميم ને "બાઅ્" باء શબ્દથી બદલવામાં આવ્યો હોય ! અરબના કલામ (વાતચીતની ભાષા)માં આવા ઉદાહરણો મોટાભાગે જોવા મળશે જેમાં "મીમ" ميم ના બદલે "બાઅ્" باء બોલવામાં આવે છે દાખલા તરીકે "મક્કા"નું બીજું નામ "બક્કા" પણ છે.

### બયતુલ્લાહની બરકતો :

આ આયતમાં બયતુલ્લાહની અન્ય ફઝીલતોનું વર્ણન કરવામાં આવ્યું છે કે, "મુબારક" مُبَارَكٌ, શબ્દ "બરકત" بَرَكَتٌ સાથે સંબંધ ધરાવે છે. "બરકત" શબ્દનો અર્થ "વૃદ્ધિ" અથવા "કાયમ રહેવું" થાય છે. કોઈ વસ્તુની વૃદ્ધિ એવી રીતે થઈ શકે છે કે, તેનું કદ, દળ (દ્રવ્યમાન) અથવા જે-તે પદાર્થનું સંખ્યાબળ વધી જાય. એ જ પ્રમાણે એવું પણ થઈ શકે છે કે, પદાર્થના કદ, દળ અથવા સંખ્યાબળમાં કોઈ વૃદ્ધિ થતી નથી, પરંતુ તેનાથી એટલા બધા કાર્યો થતા ચાલે કે, જેટલા કાર્યો સ્વાભાવિકપણે પૂર્ણ કરવા માટે તેનાથી વધારે પદાર્થની આવશ્યકતા હોય છે, આ બાબતને ભૌતિક સિદ્ધાંતો આધારે પણ "વૃદ્ધિ" કહી શકાય છે.

બયતુલ્લાહ બરકતવાળુ હોવું તો જગજાહેર છે. ભૌતિક રીતે તેની બરકતોની સાબિતી એ છે કે, મક્કા અને તેની આસપાસનું પર્યાવરણ એક સૂકું રણ છે અને બંજર જમીન હોવા છતાં તેમાં હંમેશા દરેક ઋતુમાં દરેક પ્રકારના ફળો, શાકભાજી તથા જીવનજરૂરિયાતની દરેક વસ્તુ ઉપલબ્ધ રહે છે, આવી નેઅ્મતો ફક્ત મક્કાના નિવાસીઓ માટે જ નહીં બલકે, વિશ્વભરમાંથી

આવનારા યાત્રાળુઓ માટે પણ પૂરતી હોય છે, અને આવનારા યાત્રાળુઓની પરિસ્થિતિ તો જગજાહેર છે કે ખાસ હજ્જ સમયે વિશ્વભરમાંથી લાખો માણસો ચારે તરફથી ભેગા થાય છે. જેની સંખ્યા મક્કાના નિવાસીઓ કરતાં ૪–૫ ઘણી હોય છે. આટલી મોટી સંખ્યા ફક્ત બે–ચાર દિવસ માટે જ નહીં, પરંતુ મહિનાઓ સુધી ત્યાં રહે છે. હજ્જના સમય સિવાય પણ કોઈ સમય એવો નથી હોતો જેમાં બહારથી હજારો વ્યક્તિઓનું ત્યાં આવાગમન ચાલું રહેતું ન હોય ! પછી ખાસ હજ્જની ઋતુમાં જ્યારે કે ત્યાં લાખોની સંખ્યામાં માણસો ભેગા થયા હોય છે, ક્યારેય એવું સાંભળવા નથી મળ્યું કે મક્કાની માર્કેટમાં કોઈ સમયે પણ જીવન જરૂરી ચીજવસ્તુઓની અછત ઊભી થઈ હોય ! અથવા તો મળતી જ ન હોય ! એટલે સુધી કે કુર્બાનીના જાનવરોની જ વાત કરીએ તો ઘણા લોકો ત્યાં પહોંચીને એકથી વધારે કુર્બાનીઓ કરતા હોય છે અને સરેરાશ દરેક વ્યક્તિ એક કુર્બાની તો ચોક્કસ કરતો જ હોય છે, આટલી મોટી કુર્બાનીના જાનવરોની માંગ હોવા છતાં ત્યાં આ કુર્બાનીના જાનવરો હંમેશા ઉપલબ્ધ રહે છે, એવું પણ નથી સાંભળ્યું કે આ જાનવરો અન્ય દેશોમાંથી આયાત કરવાનો કોઈ બંદોબસ્ત કરવામાં આવતો હોય ! કુર્આને કરીમમાં يُجْبٰىٓ اِلَيْهِ ثَمَرٰتُ كُلِّ شَيْءٍ એટલે કે "તેમાં દરેક પ્રકારના ફળો બહારથી લાવવામાં આવે છે." આ શબ્દોમાં પણ તે તરફ સ્પષ્ટ ઈશારો મૌજૂદ છે.

આ તો જાહેર આંખે ઊડીને દેખાય તેવી બરકતો છે, જે ઈસ્લામના મૂળ હેતુ માટે જરૂરી પણ નથી બલકે, મનુષ્યની ભૌતિક જરૂરિયાતની વસ્તુઓ છે, ઉપરાંત અહીંયાં આધ્યાત્મિક અને અદશ્ય બરકતો તો એટલી બધી છે કે તેને ગણી પણ ન શકાય ! અમુક મહત્ત્વની ઈબાદતો તો બયતુલ્લાહની સાથે વિશેષરૂપે સંબંધ ધરાવે છે, તેમાં જે મહાન સવાબ અને રૂહાની બરકતો છે એ બધાનો જ આધાર બયતુલ્લાહ ઉપર છે. દાખલા તરીકે હજ્જ અને ઉમરહ. અને અમુક બીજી ઈબાદતોનો સવાબ પણ મસ્જિદે હરામમાં અનેકઘણો વધી જાય છે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "કોઈ વ્યક્તિ ઘરમાં નમાઝ પઢે તેને એક નમાઝનો સવાબ મળશે અને જો પોતાના મહોલ્લાની મસ્જિદમાં (નમાઝ) અદા કરે તેને પચ્ચીસ (૨૫) નમાઝોનો સવાબ મળશે અને જે જામેઅ્ મસ્જિદમાં અદા કરે તો પાંચસો (૫૦૦) નમાઝોનો સવાબ મેળવશે, અને જો મસ્જિદે અકસામાં

અદા કરે તો એક હજાર (૧૦૦૦) નમાઝોનો સવાબ મળશે અને મારી મસ્જિદ (મસ્જિદે નબવી ﷺ)માં નમાઝ અદા કરે તો પચાસ હજાર (૫૦,૦૦૦) નમાઝોનો સવાબ મળે છે અને મસ્જિદે હરામમાં એક લાખ (૧,૦૦,૦૦૦) નમાઝોનો !" આ રિવાયત ઈબ્ને માજહ અને તહાવી વગેરેએ નકલ કરી છે. હજ્જની ફઝીલતમાં આ હદીષ બધા જ મુસલમાનો જાણે છે કે, હજ્જ સાચા તરીકાથી અદા કરનારો મુસલમાન પાછલા ગુનાહોથી એવો પવિત્ર થઈ જાય છે જેમકે આજે જ માં ના પેટથી પાક-સાફ પૈદા થયો છે ! દેખીતું છે કે, આ બધી બયતુલ્લાહની ભૌતિક અને રૂહાની બરકતો જ છે. આ જ બરકતોને આયતના અંતમાં هُدًى (હુદન) શબ્દથી ઓળખાવવામાં આવી છે. مُبَارَكًا وَّهُدًى لِّلْعَالَمِيْنَ

---

## આયત : (સૂરએ આલે ઇમ્રાન : આયત નં. ૯૭)

| |
|---|
| فِيْهِ اٰيٰتٌۢ بَيِّنٰتٌ مَّقَامُ اِبْرٰهِيْمَ ۚ۬ وَمَنْ دَخَلَهٗ كَانَ اٰمِنًا ؕ وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ |
| الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا ؕ وَمَنْ كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِيْنَ ﴿۹۷﴾ |

### તરજુમો :

*તેમાં ખુલ્લી નિશાનીઓ છે જેમકે મકામે ઈબ્રાહીમ (અલૈ.), અને જે તેમાં પ્રવેશ્યો તેને સલામતી મળી; અને અલ્લાહનો લોકો ઉપર હક છે કે કા'બાની હજ્જ કરે, જે તેના તરફ માર્ગે ચાલવાની શક્તિ ધરાવતો હોય; અને જો ઈન્કાર કરે તો બેશક ! અલ્લાહ બધી દુનિયાઓથી બેનિયાઝ (બેપરવા) છે! (૯૭)*

### તફસીર :

તેમાં (અમુક સ્પષ્ટ અને અમુક અદશ્ય) ખુલ્લી નિશાનીઓ (તેની ફઝીલતની મૌજૂદ) છે (એટલે સ્પષ્ટ નિશાનીઓમાં તે મુબારક અને માર્ગદર્શક હોવાનું પ્રસ્તુત તફસીરમાં વર્ણન થઈ ચૂક્યું છે અને અમુક મકામે ઈબ્રાહીમ સ્વરૂપે પણ મૌજૂદ છે અને કા'બામાં પ્રવેશ પામનાર સલામતીનો હકદાર બની જાય છે) મજકૂર આ (નિશાનીઓ)માંથી એક મકામે ઈબ્રાહીમ(ની નિશાની પણ)

છે અને (એક સ્પષ્ટ નિશાની એ છે કે) જે વ્યક્તિ તે (હદો)માં દાખલ થઈ જાય તે (શરીઅતની રૂએ) સલામતીનો હકદાર બની જાય છે અને એક બીજી નિશાની એ છે કે) અલ્લાહને (ખુશ કરવા) માટે લોકોના માથે આ મકાનની હજ્જ કરવી (ફરજ) છે (પરંતુ બધાની જવાબદારી નથી બલકે, ખાસ-ખાસ લોકો માટે એટલે કે) જે વ્યક્તિ ત્યાં સુધી (પ્રવાસ કરી) પહોંચવાની શક્તિ ધરાવતો હોય અને જે વ્યક્તિ અલ્લાહના હુકમોનો ઈન્કારી થયો તો (અલ્લાહ તઆલાને શું જરૂર ?! કારણ કે) અલ્લાહ તઆલા સમગ્ર દુનિયા(વાળા)ઓથી ગની છે (કોઈના માનવા અથવા કોઈના ઈન્કાર કરવાથી તેનું કંઈ નુકસાન થતું નથી બલકે, ઈન્કાર કરનાર ખુદ પોતાનું જ નુકસાન કરી રહ્યો છે).

## મસ્અલા અને બોધપાઠ :

### બયતુલ્લાહની ત્રણ વિશેષતાઓ :

આ આયતમાં બયતુલ્લાહ એટલે કે ખાનાએ કા'બાની ત્રણ મહત્ત્વની વિશેષતાઓ વર્ણન કરવામાં આવી છે. તેમાં અલ્લાહની કુદરતની ઘણી નિશાનીઓ છે, તેમાંથી એક મકામે ઈબ્રાહીમ (અલૈ.) છે, બીજી એ કે, જે વ્યક્તિ કા'બામાં પ્રવેશ પામે છે તે સુરક્ષિત થઈ જાય છે. કોઈ તેને કતલ કરશે નહીં. ત્રીજું એ કે સમગ્ર દુનિયાના મુસલમાનો ઉપર આ બયતુલ્લાહની હજ્જ ફરજ છે, જો તે ત્યાં સુધી પહોંચવાની શક્તિ ધરાવતો હોય અને પ્રવાસ ખેડી શકવા માટે આર્થિક અને શારીરિક રીતે સક્ષમ હોય !

પ્રથમ બાબત કે તેમાં અલ્લાહ જલ્લ શા'નુહુની મોટી નિશાનીઓ છે, તેનો ખુલાસો એ છે કે, જ્યારથી બયતુલ્લાહ સ્થાપિત થયું છે તેની બરકતથી અલ્લાહ તઆલાએ મક્કા શહેરને વિરોધીઓના આક્રમણોથી સુરક્ષિત રાખ્યું છે. અબરહાએ હાથીઓનું લશ્કર લઈ ચઢાઈ કરી હતી તો અલ્લાહ જલ્લ શા'નુહુએ પોતાની સંપૂર્ણ કુદરત વડે તેને પક્ષીઓ દ્વારા તબાહ અને હલાક કરી નાંખ્યો. મક્કાના હરમમાં દાખલ થનાર વ્યક્તિ બલકે જાનવર પણ સુરક્ષિત થઈ જાય છે. જાનવરોમાં પણ તેની કુદરતી અનુભૂતિ જોવા મળે છે. હરમની હદોની અંદર જાનવરો પણ પોતાને સુરક્ષિત સમજે છે, ત્યાં જંગલી શિકારી જાનવરો પણ મનુષ્યથી દૂર ભાગતા નથી. સામાન્ય રીતે એવું પણ જોવા મળ્યું છે કે, બયતુલ્લાહની જે દિશાએ વરસાદ થાય છે દુનિયાના તે દિશાના પ્રદેશો ભરપૂર

વરસાદથી તરબોળ થાય છે. એક આશ્ચર્યજનક નિશાની એ પણ છે કે "જમરાત" જેના પર દરેક વર્ષે એક હાજી સાત–સાત કાંકરીઓ દરરોજ ત્રણ દિવસ સુધી ફેંકે છે અને દર વર્ષે લાખો હાજીઓ ત્યાં ભેગા થાય છે, આ બધી ભેગી થયેલી કાંકરીઓ જો ત્યાં પડેલી જ રહેવા દેવામાં આવે તો એક જ વર્ષમાં આ જમરાત કાંકરીઓના ઢગલા હેઠળ દબાઈ જાય અને અમુક જ વર્ષોમાં ત્યાં એક ટેકરો બની જાય ! જ્યારે કે, એ બાબત પણ સાબિત થયેલ છે કે, હજ્જના ત્રણ દિવસો પસાર થયા પછી ત્યાં કાંકરીઓનો એટલો મોટો ઢગલો ભેગો થતો નથી. અમુક જ કાંકરીઓ વેરાયેલી નજરે પડે છે, જેનું કારણ હદીષમાં આપ ﷺએ વર્ણન કર્યું છે કે, "આ કાંકરીઓ ફરિશ્તાઓ ઉઠાવી લે છે અને ફક્ત એવા લોકોની કાંકરીઓ જ ત્યાં બાકી રહી જાય છે જેમની હજ્જ કોઈ કારણથી કબૂલ ન થઈ હોય." અને આ જ કારણથી જમરાત પાસેથી કાંકરીઓ ઉઠાવીને "રમી" કરવાની મનાઈ કરવામાં આવી છે. કારણ કે, તે ગૈરમકબૂલ (અસ્વીકૃત) કાંકરીઓ છે ! રસૂલે કરીમ ﷺના આ ઈરશાદની સાબિતીનો દરેક જોનારો પોતાની આંખોથી અનુભવ કરી શકે છે કે, જમરાતની આજુ–બાજુ ઘણી થોડી કાંકરીઓ નજરે પડે છે. જયારે કે, ત્યાંથી આ કાંકરીઓ ઉઠાવવાનો અથવા તો આ જગ્યાએ કાંકરીઓને સાફ કરવાનો કોઈ બંદોબસ્ત ન તો સરકાર તરફથી થાય છે, ન જ લોકો તરફથી થાય છે.

આ જ કારણે શૈખ જલાલુદીન સુયૂતિ (રહ.)એ "ખસાઈસે કુબ્રા"માં ફરમાવ્યું કે, "રસૂલુલ્લાહ ﷺના અમુક મોઅ્જિઝાઓ એવા પણ છે જે આપ ﷺની વફાત પછી પણ મૌજૂદ અને કાયમ છે અને કયામત સુધી બાકી રહેશે અને દરેક વ્યક્તિ તેનો અનુભવ કરી શકે છે. તેમાંથી એક તો કુર્આનનું એક અજોડ નમૂના સ્વરૂપે હોવું છે કે, આખી દુનિયા તેની મિસાલ (ઉદાહરણ) બનાવી લાવવા લાચાર છે. આ પ્રતિષ્ઠા જેવી રીતે નબી ﷺના સમયકાળમાં હતી, આજે પણ જેમની તેમ એ જ પ્રમાણે મૌજૂદ છે અને કયામત સુધી રહેશે. દરેક યુગના મુસલમાનો આખી દુનિયાને ચૅલેન્જ કરી શકે છે કે, فَأْتُوا بِسُوْرَةٍ مِّنْ مِّثْلِهٖ "તો એના જેવી એક સૂરત બનાવી લાવો." (સૂ:૧૦, આ:૩૮) એવી જ રીતે જમરાત વિશે પણ રસૂલે કરીમ ﷺએ જે ઈરશાદ ફરમાવ્યો છે કે, તેના પર ફેંકેલી કાંકરીઓ અદશ્ય રીતે ફરિશ્તાઓ ઉઠાવી લે છે. ફક્ત તે બદ્નસીબ લોકોની

કાંકરીઓ જ બાકી રહી જાય છે જેમની હજ્જ કબૂલ નથી થતી. રસૂલે કરીમ ﷺના આ ઈરશાદની ખરાઈ પ્રત્યેક યુગમાં દરેક સદીમાં થઈ રહી છે અને કયામત સુધી થતી રહેશે. આ રસૂલુલ્લાહ ﷺનો હંમેશા બાકી રહેનારો મોઅ્જિઝો અને બયતુલ્લાહના સંદર્ભમાં અલ્લાહ તઆલાની એક મોટી નિશાની છે.''

**મકામે ઇબ્રાહીમ :**

આ નિશાનીઓમાંથી એક મોટી નિશાની "મકામે ઈબ્રાહીમ" છે. એટલા માટે કુર્આને કરીમમાં તેના વિશે આગવી રીતે ઉલ્લેખ થયો છે. મકામે ઈબ્રાહીમ તે પથ્થર છે જેના ઉપર ઊભા રહીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ બયતુલ્લાહનું બાંધકામ કર્યું હતું અને અમુક રિવાયતોમાં છે કે, બયતુલ્લાહનું બાંધકામ જેમ-જેમ ઊંચું થતું જતું હતું તેમ-તેમ આપમેળે આ પથ્થર ઊંચો થતો હતો અને નીચે ઊતરતી વખતે નીચો થઈ જતો હતો. આ પથ્થર ઉપર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના મુબારક પગલાંના ઊંડા નિશાન આજ સુધી મૌજૂદ છે. દેખીતું છે કે, એક નિર્જીવ અને અમૂર્ત પથ્થરમાં આ વિશેષ લક્ષણ કે, તે જરૂરિયાત પ્રમાણે ઊંચો થઈ જતો હતો અથવા નીચો થઈ જતો હતો અને તેમાં એવી અસર ઉદ્ભવી કે, મીણ જેવો નરમ થઈને પગલાંના સંપૂર્ણ નિશાન પોતાનામાં ઉપસાવી લીધા, આ બધી અલ્લાહની કુદરત અને તેની નિશાનીઓ છે, જે બયતુલ્લાહની શ્રેષ્ઠતા અને ફઝીલતોના સંદર્ભમાં છે. આ પથ્થર બયતુલ્લાહની નીચે દરવાજા પાસે હતો. જ્યારે કુર્આનનો આ હુકમ નાઝિલ થયો કે મકામે ઈબ્રાહીમના સ્થળે નમાઝ પઢો ط وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهِيْمَ مُصَلًّى "અને મકામે ઈબ્રાહીમને નમાઝની જગ્યા બનાવો." (સૂ:૨, આ:૧૨૫) તે સમયે તવાફ કરનારાઓની મસ્લિહતથી તેને ઉઠાવીને બયતુલ્લાહની સામે થોડાક અંતરે "મતાફ"થી બહાર "ઝમઝમ"ના કૂવા પાસે મૂકવામાં આવ્યો અને આજે પણ તે જ જગ્યાએ એક સુરક્ષિત ઓરડામાં તાળું લગાવી રાખવામાં આવે છે. તવાફ પછીની બે રકા'તો આ ઓરડાની પાછળ પઢવામાં આવે છે. હાલમાં એવો સુધારો થયો છે કે, આ ઓરડો તો હટાવી લેવામાં આવ્યો છે અને મકામે ઈબ્રાહીમને એક કાચના આવરણમાં સુરક્ષિત કરવામાં આવ્યું છે. (આ પરિસ્થિતિ ૪૦ વર્ષ અગાઉની છે. -અનુવાદક) મકામે ઈબ્રાહીમ ખાસ એક પથ્થરનું નામ છે અને તવાફ પછીની બે રકા'તો તેની ઉપર

અથવા તેની આસપાસ પઢવી ઉત્તમ છે પરંતુ "મકામે ઈબ્રાહીમ" શાબ્દિક અર્થના આધારે સમગ્ર "મસ્જિદે હરામ" સમજી શકાય છે. એટલા માટે ફુકૂહાએ ફરમાવ્યું છે કે, "મસ્જિદે હરામ"ની અંદર જે સ્થળે પણ તવાફની નમાઝ પઢી લેવામાં આવશે તો વાજિબ અદા થઈ જશે.

**બયતુલ્લાહમાં પ્રવેશ પામનાર સુરક્ષિત થઈ જાય છે :**

પ્રસ્તુત આયતમાં બયતુલ્લાહની બીજી વિશેષતા એ બતાવવામાં આવી છે કે, જે કોઈ વ્યક્તિ તેમાં પ્રવેશ પામે છે તે સુરક્ષિત થઈ જાય છે. તેમાં પ્રવેશ પામનારનું સુરક્ષિત થઈ જવું એક તો શરીઅતની રૂએ છે, એટલે કે અલ્લાહ તબારક વ તઆલા તરફથી લોકોને એ હુકમ છે કે, જે વ્યક્તિ બયતુલ્લાહમાં દાખલ થઈ જાય તો તેને સતાવવામાં ન આવે કે, તેને કતલ કરવામાં ન આવે અને જો કોઈ વ્યક્તિ કોઈની હત્યા કરીને અથવા કોઈ ગુનોહ કરીને ત્યાં ચાલ્યો જાય તો તેને પણ આ સ્થળે સજા આપવામાં ન આવે. બલકે, તેને મજબૂર કરવામાં આવે કે, તે હરમની બહાર નીકળે અને હરમની બહાર આવ્યા પછી જ તેને સજા આપવામાં આવે. આ રીતે હરમમાં પ્રવેશ પામનારો વ્યક્તિ શરઈ રીતે સુરક્ષિત થઈ જાય છે.

બીજું હરમમાં પ્રવેશ પામનારો એ રીતે પણ સુરક્ષિત થઈ જાય છે કે, અલ્લાહ તઆલા કુદરતી રીતે દરેક કૌમ અને સમાજના લોકોના દિલોમાં બયતુલ્લાહની માન-મર્યાદા અને ઈજ્જત પૈદા કરી આપે છે. અને ઘણી બાબતોમાં અનેક મતભેદો હોવા છતાં આ અકીદહ ઉપર બધા જ સહમત છે કે, તેમાં પ્રવેશ પામનારો ભલે તે ગુનેહગાર હોય કે પોતાનો દુશ્મન હોય, હરમના સન્માનનો તકાદો એ જ છે કે, ત્યાં તેને કંઈ જ કહેવામાં ન આવે. હરમને સામાન્ય લડાઈ-ઝઘડાઓથી પણ સુરક્ષિત રાખવામાં આવે. અરબના અજ્ઞાનતાકાળમાં તેમના વિવિધ કબીલાઓના લોકોમાં ભલે ગમે એટલી બુરાઈઓ અને ખરાબીઓ મૌજૂદ હતી, પરંતુ બયતુલ્લાહ અને કા'બાનું સન્માન જાળવવા માટે તેઓ પોતાના પ્રાણ ન્યોછાવર કરી દેતા હતા એટલે સુધી કે, જો પોતાના પિતાનો હત્યારો પણ હરમમાં પોતાની સામે આવી જાય તો તે વ્યક્તિ પોતાના બાપના હત્યારાનો લોહીનો તરસ્યો હોવા છતાં પોતાની આંખો નીચી કરીને ત્યાંથી પસાર થઈ જતો હતો અને તે હત્યારાને કંઈ જ કહેતો ન હતો.

"ફત્હે મક્કા" (મક્કા વિજય)ના સમયે રસૂલે કરીમ ﷺ માટે દીનની મહત્ત્વના હિત માટે અને બયતુલ્લાહની પવિત્રતા જાળવવા માટે જ ફક્ત અમુક કલાકો માટે હરમમાં કિતાલ (ઇસ્લામના કટ્ટર દુશ્મનોને મારવા)ની પરવાનગી અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થઈ હતી. અને ફત્હે મક્કા પછી રસૂલે કરીમ ﷺએ ખૂબ જ તાકીદ સાથે એવી જાહેરાત કરી હતી કે, આ પરવાનગી ફક્ત રસૂલે કરીમ ﷺ માટે અલ્લાહ તઆલા તરફથી બયતુલ્લાહની પવિત્રતા જાળવવાના હેતુથી જ હતી અને તે પણ અમુક કલાકો માટે જ હતી. ત્યાર પછી હંમેશાના માટે ફરી એકવાર ત્યાં લડાઈ–ઝઘડા અથવા કોઈને કતલ કરવા વગેરેનું હરામ હોવું અગાઉ પ્રમાણે જ કાયમ છે અને ફરમાવ્યું કે, "હરમની અંદર યુદ્ધ કરવું ન તો મારાથી અગાઉ હલાલ હતું, ન જ મારા પછી કોઈના માટે હલાલ છે અને મારા માટે અમુક સમય માટે હલાલ થયું હતું ફરી તેને હરામ કરવામાં આવ્યું છે."

હવે રહી વાત એ કે, રસૂલુલ્લાહ ﷺ પછી હજ્જાજ બિન યુસૂફે હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) વિરૂદ્ધ મક્કા ઉપર આક્રમણ કરી અને મારા–મારી, કાપા–કાપી કરી બયતુલ્લાહમાં પણ લોહી વહાવ્યું. તેનું આ કૃત્ય સમગ્ર ઉમ્મતના ઈજ્માઅથી સખત હરામ અને ગુનાહનું કામ હતું અને સમગ્ર ઉમ્મત તેના આ કૃત્યને ધિક્કારે છે. ખુદ હજ્જાજ બિન યુસૂફ પણ પોતાના આ કૃત્યને હલાલ સમજતો ન હતો, એટલા માટે તે પણ જાણતો હતો કે, આ એક સંગીન ગુનોહ કરી રહ્યો છે, પરંતુ રાજકરણ અને હુકૂમતની પૉલીસીઓએ તેને આંધળો કરી નાંખ્યો હતો.

સમગ્ર મખ્લૂક બયતુલ્લાહ અને હરમનું સન્માન જરૂરી સમજે છે, ત્યાં લડાઈ–ઝઘડો કરવો બદ્તરીન ગુનોહ સમજવામાં આવે છે. આખી દુનિયામાં એકમાત્ર બયતુલ્લાહ અને સન્માનનીય હરમની જ આ વિશેષતા છે.

**બયતુલ્લાહની હજ્જ :**

આ આયતમાં બયતુલ્લાહની ત્રીજી વિશેષતા એ વર્ણન કરવામાં આવી છે કે, અલ્લાહ તઆલાએ પોતાની મખ્લૂક ઉપર બયતુલ્લાહની હજ્જ કરવી જરૂરી અને વાજિબ ઠરાવ્યું છે. શરત એટલી જ છે કે, તે બયતુલ્લાહ સુધી પહોંચવાની શક્તિ અને આર્થિક છૂટછાટ ધરાવતો હોય. હજ્જના પ્રવાસ માટે શક્તિ ધરાવતો

હોય ! હવે તેની સ્પષ્ટતા એ છે કે, તેની પાસે પોતાની જીવન-જરૂરિયાતથી વધારાની એટલી માલ-મિલકત હોય કે, જેનાથી તે બયતુલ્લાહ સુધી આવવા-જવાનો તથા ત્યાં થોભવાનો ખર્ચ ઉઠાવી શકતો હોય અને પાછા આવતા સુધી જેમના ભરણ-પોષણની જવાબદારી તેના માથે છે, તેવા પોતાના કુટુંબીજનોના ભરણ-પોષણની પણ વ્યવસ્થા કરી શકતો હોય. ઉપરાંત તેઓ હાથ-પગ અથવા આંખો વગેરેથી અપંગ પણ ન હોય કારણ કે, આવા અપંગોને તો પોતાના વતનમાં પણ ચાલવું-ફરવું મુશ્કેલ હોય છે. ત્યાં જવા અને હજ્જના અરકાન અદા કરવા માટે તેઓ કેવી રીતે સક્ષમ થઈ શકે છે ?

એ જ પ્રમાણે સ્ત્રી માટે "મહરમ" (જેની સાથે નિકાહ કરવા કોઈપણ પરિસ્થિતિમાં સદંતર હરામ છે, જેમકે સગા ભાઈ, કાકા, મામા, નાના, દાદા વગેરે) વિના હજ્જનો પ્રવાસ કરવો શરઈ રૂએ જાઈઝ નથી. એટલા માટે તે હજ્જ માટે ત્યાં સુધી શક્તિ ધરાવતી સમજવામાં આવશે નહિ જ્યાં સુધી કે, તેની સાથે કોઈ મહરમ હજ્જ કરનારો ન હોય. ભલે, મહરમ પોતાના ખર્ચે હજ્જ અદા કરી રહ્યો હોય અથવા આ સ્ત્રી તેનો ખર્ચ ઉઠાવી રહી હોય ! એવી જ રીતે ત્યાં પહોંચવાના માર્ગમાં પણ તે સુરક્ષિત હોય. જો માર્ગમાં અશાંતિ અને જાન-માલનો સખત ભય હોય તો તે હજ્જ માટે શક્તિશાળી સમજવામાં આવશે નહીં.

હજ્જ શબ્દનો શાબ્દિક અર્થ "ઈરાદો કરવો" થાય છે અને શરઈ રૂએ તેના અર્થની જરૂરી સ્પષ્ટતા પોતે કુર્આન શરીફે વર્ણન કરી છે કે, કા'બાનો તવાફ, અરફાત અને મુજદલિફા વગેરે સ્થળોએ થોભવું અને અન્ય વિગતો રસૂલે કરીમ ﷺએ પોતાના મુબારક ફરમાનો તથા અમલો દ્વારા સ્પષ્ટ કરી દીધી છે. આ આયતમાં બયતુલ્લાહનો હજ્જ ફરજ થવાનું એ'લાન ફરમાવ્યા પછી અંતે ફરમાવ્યું, فَاِنَّ اللّٰهَ غَنِىٌّ عَنِ الْعٰلَمِيْنَ એટલે કે, "જો કોઈ વ્યક્તિ તેને ન માને તો અલ્લાહ તઆલા તમામ દુનિયા(વાળા)ઓથી બેનિયાઝ (બેપરવા) છે."

તેમાં તે વ્યક્તિ તો સામેલ છે જ, જે ખુલ્લમ-ખુલ્લો હજ્જના ફરજનો ઈન્કાર કરે છે, હજ્જને ફરજ નથી સમજતો, તેનું ઈસ્લામના વર્તુળથી બહાર થઈ જવું અને કાફિર હોવું તો જાહેર જ છે. એટલા માટે وَمَنْ كَفَرَ નો શબ્દ તે બાબતે ખુલ્લમ-ખુલ્લી સાબિતી છે અને જે વ્યક્તિ અકીદહ તરીકે હજ્જને ફરજ તો

સમજે છે, પરંતુ પોતાની હજ્જ માટેની બધા જ પ્રકારની શક્તિ હોવા છતાં હજ્જ નથી કરતો તો તે પણ એક પ્રકારે તેનો ઈન્કાર કરે છે. એટલા માટે આ શબ્દ "વમન કફર" وَمَنْ كَفَرَ તેને પણ તાકીદ અને ચેતવણી સ્વરૂપે લાગુ પડે છે કે, આ વ્યક્તિ કાફિરો જેવો અમલ કરી રહ્યો છે, જેવી રીતે કાફિર અને હજ્જનો ઈન્કાર કરનાર હજ્જ નથી કરતો, આ વ્યક્તિ પણ એમના જેવો જ છે. એટલા માટે ફુકહાએ ફરમાવ્યું કે, આયતના આ વાક્યમાં તે લોકો માટે સખત ચેતવણી છે જેઓ શક્તિ અને વ્યવસ્થા હોવા છતાં હજ્જ કરતા નથી. કારણ કે તેમનો હજ્જ ન કરવાનો અમલ કાફિરો જેવો છે. મઆઝલ્લાહ !

---

## આયતો :(સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૯૮ થી ૧૦૧)

قُلْ يَاَهْلَ الْكِتٰبِ لِمَ تَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ۖ وَاللّٰهُ شَهِيْدٌ عَلٰى مَا تَعْمَلُوْنَ ﴿٩٨﴾
قُلْ يَاَهْلَ الْكِتٰبِ لِمَ تَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ مَنْ اٰمَنَ تَبْغُوْنَهَا عِوَجًا وَّ اَنْتُمْ
شُهَدَآءُ ۗ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿٩٩﴾ يٰاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ تُطِيْعُوْا
فَرِيْقًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ يَرُدُّوْكُمْ بَعْدَ اِيْمَانِكُمْ كٰفِرِيْنَ ﴿١٠٠﴾ وَكَيْفَ
تَكْفُرُوْنَ وَاَنْتُمْ تُتْلٰى عَلَيْكُمْ اٰيٰتُ اللّٰهِ وَفِيْكُمْ رَسُوْلُهٗ ۗ وَمَنْ يَّعْتَصِمْ بِاللّٰهِ فَقَدْ
هُدِيَ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿١٠١﴾ ع

### તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો, હે અહલે કિતાબ ! શા માટે અલ્લાહની આયતોના ઈન્કારી થયા છો ? અને અલ્લાહ તેના ઉપર ગવાહ છે જે તમે કરી રહ્યા છો. (૯૮) તમે કહી આપો, હે અહલે કિતાબ ! તમે અલ્લાહના રસ્તાથી કેમ રોકો છો અલ્લાહ ઉપર ઈમાન લાવનારાઓને કે એમાં ખામી શોધો છો ? અને તમે પોતે જાણો છો; અને તમે જે કંઈ કરો છો અલ્લાહ તેનાથી બેખબર નથી. (૯૯) હે ઈમાનવાળાઓ ! જો તમે તે લોકોના એક પક્ષનું કહ્યું માનશો જેમને કિતાબ આપવામાં આવી (અહલે કિતાબ), તો*

*તમારા ઈમાન લાવ્યા પછી તમને કુફ્ર(ની હાલત)માં ફેરવી દેશે. (૧૦૦) અને તમે કેવી રીતે કુફ્ર કરો જ્યારે કે, તમારી સામે અલ્લાહની આયતો પઢવામાં આવે છે ? અને અલ્લાહનો રસૂલ (ﷺ) તમારા દરમિયાન મૌજૂદ છે ? અને જે કોઈ અલ્લાહ(ના દીન)ને મજબૂતીથી પકડે તેને સીધા રસ્તા (સિરાતે મુસ્તકીમ)ની હિદાયત થઈ. (૧૦૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં અહલે કિતાબની ખોટી માન્યતાઓ (અકીદાઓ) અને તેમની ખોટી શંકાઓ ઉપર વાતચીત ચાલી રહી હતી. વચ્ચે બયતુલ્લાહ અને હજ્જનો ઉલ્લેખ થયો, હવે ફરીવાર અહલે કિતાબને સંબોધન કરવામાં આવી રહ્યું છે જેનો સંબંધ એક ખાસ ઘટના સાથે છે. એક યહૂદી સમ્માસ બિન કૈસ મુસલમાનો સાથે ખૂબ કપટ રાખતો હતો, તેણે એક મજલિસમાં અન્સારના બે કુટુંબો ઔસ અને ખઝરજને એક સાથે એક જગ્યાએ ભેગા બેઠેલા જોયા તો ઈર્ષ્યાથી બળી ઉઠયો અને તેમનામાં વિખવાદ ઊભો કરવાની ચિંતા કરવા લાગ્યો. અંતે તેણે એવું નક્કી કર્યું કે, એક વ્યક્તિ દ્વારા આ બંને કુટુંબોમાં ઈસ્લામ આવ્યા પહેલાંના લડાઈ–ઝઘડાઓ કે, જે લાંબા સમય સુધી થતા રહ્યા હતા તેના વિશે બંને કુટુંબોના આ યુદ્ધો વિશેના ગર્વયુક્ત કાવ્યો તેમની મજલિસમાં રજૂ કરાવવામાં આવે. જેથી આ કાવ્યો રજૂ કરતાની સાથે જ બંને કબીલાના લોકોના દિલોમાં રુઝાયેલા ઘા તાજા થયા અને વેરની અગ્નિ પ્રજવલ્લિત થવા લાગી, પરસ્પર ચૂં...ચા.. થવા લાગી. આ કારણે ફરી તેમની વચ્ચે લડાઈ–ઝઘડા ઊભા થવાની સંભાવના વધવા લાગી. રસૂલે કરીમ ﷺને આ બાબતની જાણ થઈ તો રસૂલે કરીમ ﷺ તેમની પાસે ગયા અને ફરમાવ્યું, “કેવું અંધેર છે ? મારા હોવા છતાં અને તમે મુસલમાન બન્યા છતાં પરસ્પર એકતા સ્થાપ્યા પછી અને એકબીજામાં લાગણીની ભાવના પૈદા થયા પછી, આ કેવી જહાલત છે? શું તમે આવી પરિસ્થિતિમાં કુફ્ર તરફ જવા ઈચ્છો છો ?” રસૂલે કરીમ ﷺના આવા સંબોધનથી બધા આ બાબતથી સચેત થઈ ગયા અને સમજી ગયા કે, આ વિરોધીઓના શયતાની પ્રપંચો હતા અને બંને કબીલાના લોકો એકબીજાને ગળે ભેટીને ખૂબ રડ્યા અને તૌબા કરી, ત્યારબાદ આ ઘટના સંદર્ભે આ આયત નાઝિલ થઈ.

આ ઘટનાને રૂહૂલ મઆનીમાં ઈબ્ને ઈસ્હાક અને એક જમાઅતે ઝૈદ બિન અસ્લમ (રદિ.)થી રિવાયત કરી છે. આ વિષય કેટલીય આયતો સુધી ચાલ્યો છે, જેમાં પ્રથમ તે અહલે કિતાબને ધિક્કારવામાં આવે છે જેમણે આવા કૃત્યો કર્યા હતા અને આ ધિક્કાર અને ફિટકાર ખૂબ જ કઠોર શબ્દોમાં કરવામાં આવી છે. તેમના આ કૃત્યને ધિક્કારતા પહેલાં તેમના કુફ્રને પણ વખોડવામાં આવ્યું હતું, જેનો અર્થ એ છે કે, તેઓએ પોતે મુસલમાન બની જવું જોઈએ ન કે અન્યોને ગુમરાહ કરવાની ચિંતામાં પડવું જોઈએ ! ત્યાર પછીનું સંબોધન મુસલમાનોને કરવામાં આવ્યું છે.

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) તમે (આ અહલે કિતાબને) કહી આપો કે હે અહલે કિતાબ ! તમે (ઈસ્લામ જાહેર થવાની સાચી દલીલોનો) કેમ ઈન્કાર કરો છો ? અલ્લાહ તઆલાના હુકમોનો ! (સૈદ્ધાંતિક અને સામાન્ય બધા જ પ્રકારના હુકમોનો શા માટે ઈન્કાર કરો છો ?) જ્યારે કે, અલ્લાહ તઆલા તમારા બધા જ કામોની ખબર રાખે છે (તમને એનો પણ ડર નથી લાગતો ? હે મુહમ્મદ ﷺ ! તેમને પણ) કહી આપો કે, હે અહલે કિતાબ ! શા માટે અટકાવો (છો અને હટાવવાની કોશિષ કરો) છો ? (એટલે કે દીને હક્કના) અલ્લાહના માર્ગથી એવા વ્યક્તિને કે જે (એ દીને હક્ક ઉપર) ઈમાન લાવી ચૂક્યા (શા માટે) તે માર્ગમાં ક્ષતિ (અને ઊણપ) શોધો છો ? (જેમકે ઉપરોક્ત કિસ્સામાં પણ પ્રયત્ન કર્યો હતો અને પોતાની કાર્યવાહી દ્વારા દીનમાં વિના કારણે વિખવાદ ઊભો કરવાનો ગુનોહ કરી રહ્યા છો અને પોતાની સામૂહિક શક્તિને પણ નષ્ટ કરી રહ્યા છો અને આવા બખેડાઓમાં પડીને દીને હક્કથી વધુને વધુ દૂર થતા ચાલ્યા જાઓ છો !) જ્યારે કે, તમને પોતે પણ (આ ધિક્કારપાત્ર પ્રવૃત્તિ હોવાની) જાણ છે અને અલ્લાહ તઆલા તમારા કામોથી બેખબર નથી. (ચોક્કસ સમયે તમને તેની સજા જરૂર મળશે.) હે ઈમાનવાળાઓ ! જો તમે કોઈ ફિરકાનું કહ્યું માનશો તે લોકોમાંથી જેમને કિતાબ આપવામાં આવી છે. (એટલે કે અહલે કિતાબમાંથી યહૂદીઓ અને ક્રિશ્ચિયનો !) તો તે લોકો તમને તમારા ઈમાન લાવ્યા પછી (માન્યતાઓ અને અમલો બંનેમાં) કાફિર બનાવી દેશે અને તમે કુફ્ર કઈ રીતે કરી શકો છો ? (એટલે કે તમારા માટે કુફ્ર કરવું કઈ રીતે યોગ્ય હોઈ શકે છે ?) જ્યારે કે, (એટલે

કે કુફ્રની રોકથામ કરવાના બધા જ માધ્યમો તમારી પાસે મૌજૂદ છે. કારણ કે) તમને અલ્લાહ તબારક વ તઆલાના અહકામ (કુર્આનમાં) પઢીને સંભળાવવામાં આવે છે અને (પછી) અલ્લાહના રસૂલ (ﷺ) તમારી વચ્ચે મૌજૂદ છે (અને બંને ઈમાન ઉપર કાયમ રહેવાના મજબૂત માધ્યમો છે. બસ, તમારે આ બંને માધ્યમોની તા'લીમ અને તેમની સૂચના પ્રમાણે ઈમાન અને ઈસ્લામ ઉપર કાયમ રહેવું જોઈએ.) અને (યાદ રાખો કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલાને મજબૂતીથી પકડે છે (એટલે કે ઈમાન ઉપર મજબૂતીથી કાયમ રહે છે અને તેની પવિત્ર જાત તથા તેની સિફતોનું સમર્થન કરે છે તથા તેના હુકમોને મજબૂતીથી પકડી કોઈ અન્ય વિરોધીની તા'બેદારી નથી કરતો) તો એવા (વ્યક્તિ)ને ચોક્કસ સત્ય માર્ગની હિદાયત આપવામાં આવે છે. (એટલે કે તે સત્ય માર્ગ પર હોય છે અને વાસ્તવમાં સત્ય માર્ગ પર કાયમ રહેવું જ સાચી હિદાયત છે તથા સત્ય માર્ગ પર કાયમ રહેનાર વ્યક્તિ જ સફળતાની મંઝિલો પ્રાપ્ત કરે છે. બસ, આવા વ્યક્તિને દરેક પ્રકારની સફળતાના વાયદાની ખુશખબરી આપવામાં આવે છે).

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૦૨-૧૦૩)

| |
|---|
| يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ حَقَّ تُقٰتِهٖ وَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿١٠٢﴾ |
| وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا وَّ لَا تَفَرَّقُوْا ۠ وَاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ |
| اِذْ كُنْتُمْ اَعْدَآءً فَاَلَّفَ بَيْنَ قُلُوْبِكُمْ فَاَصْبَحْتُمْ بِنِعْمَتِهٖٓ اِخْوَانًا ۚ وَكُنْتُمْ عَلٰى شَفَا |
| حُفْرَةٍ مِّنَ النَّارِ فَاَنْقَذَكُمْ مِّنْهَا ۭ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿١٠٣﴾ |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો જેમકે તેનાથી ડરવાનો હક છે અને કદાપિ મૃત્યુ ન પામો, પરંતુ તમે મુસલમાન (હોવાની હાલતમાં) હોવ ! (૧૦૨) અને બધા મળીને અલ્લાહના દોરડાને મજબૂતીથી પકડો અને (અંદર-અંદર) ફૂટ ન નાંખો, અને પોતાના ઉપર અલ્લાહની નેઅ્મતને યાદ*

*કરો જ્યારે કે તમે (પરસ્પર એકબીજાના) દુશ્મન હતા, પછી તમારા દિલોમાં (અલ્લાહે) ઉલફત (મહોબ્બત) નાંખી દીધી તો તમે તેની કૃપાથી ભાઈ-ભાઈ બની ગયા, અને તમે એક આગના ખાડાના કિનારા ઉપર હતા, પછી તેણે તમને તેનાથી બચાવી લીધા; એ જ રીતે અલ્લાહ તમારા ઉપર પોતાની આયતો સ્પષ્ટ કરે છે (ખોલે છે), જેથી તમે હિદાયત (સીધો માર્ગ) પ્રાપ્ત કરો. (૧૦૩)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં મુસલમાનોને ચેતવણી આપવામાં આવી હતી કે, અહલે કિતાબ અને અન્ય લોકો જે તમને ગુમરાહીમાં ધકેલવાની ઈચ્છા ધરાવે છે, તેમની ગુમરાહીથી જાણકાર રહી તેનાથી બચવાની કાળજી રાખવી જોઈએ. પ્રસ્તુત બે આયતોમાં મુસલમાનોની સામૂહિક શક્તિને મજબૂત રાખવાનો તથા તેમાં કોઈપણ પ્રકારની બાહ્ય ષડયંત્રકારી યોજનાઓની અસર હેઠળ મતભેદ ઊભા કરી વેર-વિખેર ન થવાનો મહત્ત્વનો સિદ્ધાંત હુકમ સ્વરૂપે વર્ણવવામાં આવ્યો છે.

પ્રથમ તકવો ધારણ કરવાની, બીજું પરસ્પર એકતા અને સંવાદિતાનો પાલવ મજબૂતીથી પકડી વેર-વિખેર ન થવાની સૂચના આપવામાં આવી છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી (એવા) ડરતા રહો જેવો ડરવાનો હક છે (સંપૂર્ણ ડરવાનો અર્થ એ છે કે જેવી રીતે શિર્ક અને કુફ્રથી બચો છો એવી જ રીતે બધા જ ગુનાહોથી બચીને ચાલો અને શરઈ કારણ વિના લડવું-ઝઘડવું ગુનોહ છે, તો તેનાથી પણ બચવું ફરજ છે.) અને ઈસ્લામ સિવાય અન્ય કોઈ હાલતમાં મૃત્યુ ન પામશો (એટલે કે સંપૂર્ણ ઈસ્લામ ઉપર તકવા સહિત જીવન વ્યતિત કરી મૃત્યુ સુધી તેના ઉપર કાયમ રહેજો) અને મજબૂતીથી અલ્લાહના દોરડાને પકડી રાખો (એટલે કે અલ્લાહના દીન અને તેના સિદ્ધાંતો અને હુકમો તથા દરેક પ્રકારનું માર્ગદર્શન મૌજૂદ છે તેને મજબૂતીથી પકડો.) અને પરસ્પર મતભેદ ઊભા ન કરો (જેની મનાઈ દીનમાં કરવામાં આવી છે) અને તમારા ઉપર જે અલ્લાહ તઆલાનું ઈના'મ (થયું) છે તેને યાદ કરો, જેમકે તમે (પરસ્પર એકબીજાના) દુશ્મન હતા (એટલે કે ઈસ્લામ લાવતા પહેલાં, દાખલા તરીકે ઔસ

અને ખઝરજ આ બે કુટુંબોમાં એક લાંબા સમય સુધી યુદ્ધ થતું રહ્યું હતું અને સામાન્ય રીતે બધા જ અરબ કબીલાઓની એ જ પરિસ્થિતિ હતી.) બસ, અલ્લાહ તઆલાએ (હવે) તમારા દિલોમાં (એકબીજાની) મહોબ્બત નાંખી દીધી, બસ તમે અલ્લાહ તઆલાના (આ) ઈના'મ (દિલોને જોડાઈ જવાની નેઅ્મત)થી (હવે) પરસ્પર ભાઈ–ભાઈ(ની જેમ) થઈ ગયા અને (એક અન્ય ઈના'મ જે આ ઈના'મથી પણ વધારે મજબૂત અને સાચું છે કે) તમે લોકો જહન્નમના ખાડાના કિનારા ઉપર ઊભા હતા (એટલે કે કાફિર હોવાના કારણે દોઝખની એટલા નજીક હતા કે બસ ફક્ત હવે મૃત્યુની જ વાર હતી.) બસ, આ (ખાડા)થી અલ્લાહ તઆલાએ તમારો જીવ બચાવી લીધો (એટલે કે ઈસ્લામનું ઈના'મ આપ્યું જેથી તમને જહન્નમથી છુટકારો મળ્યો તો હવે તમે આ ઈના'મોની કદર જાણો અને પરસ્પર લડાઈ–ઝઘડો કરવાથી અને ગુનાહોથી બચેલા રહો અને અલ્લાહ તઆલાની તે નેઅ્મતોને બરબાદ ન કરો જે તેણે તમને અર્પણ કરી છે. કારણ કે પરસ્પર લડાઈ અને ઝઘડાથી તમને મળેલું ઈના'મ એટલે કે આપસમાં એકબીજાના દિલોમાં લાગણી–અને હૂંફ તથા મહોબ્બતની જે ભાવના પૈદા થઈ છે તે બરબાદ થઈ જશે અને બીજું ઈના'મ એટલે કે દીને ઈસ્લામ પણ તેનાથી કમજોર થઈ જશે અને જેવી રીતે અલ્લાહ તઆલા આ હુકમ સ્પષ્ટ રીતે વર્ણન કરે છે) એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમને પોતાના (અન્ય) હુકમો (પણ) વર્ણન કરી બતાવે છે જેથી તમે (સીધા) માર્ગ ઉપર કાયમ રહો.

## મસ્અલા અને બોધપાઠ :

### મુસલમાનોની સામૂહિક શક્તિના બે સિદ્ધાંતો :

### (૧) તકવા (અલ્લાહનો ડર) અને (૨) પરસ્પર એકતા

ઉપરોક્ત બે આયતોમાં પ્રથમ સિદ્ધાંત અને પછીની આયતમાં બીજો સિદ્ધાંત બતાવવામાં આવ્યો છે. પ્રથમ સિદ્ધાંત જે પ્રસ્તુત આયતમાં બતાવવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલાથી ડરતા રહો એટલે કે અલ્લાહને નાપસંદ હોય એવી બાબતોથી બચવાની સંપૂર્ણ કાળજી રાખો, જે અલ્લાહ તઆલાના હક અનુસાર છે.

શબ્દ "તકવા" અરબી ભાષામાં "કોઈ બાબતથી બચવા"ને કહે છે અને

તેનો તરજુમો "કોઈ બાબતથી ડરવું" પણ થાય છે અને કોઈ ડરના કારણે કોઈ વસ્તુથી બચવું તકવાનો અસલ અર્થ છે. એટલે કે અલ્લાહના અઝાબનો ભય અને ડર રાખી ગુનાહોથી બચવાને "તકવા" કહેવાય છે. તકવાના ઘણા દરજ્જાઓ છે, સામાન્ય દરજ્જો કુફ્ર અને શિર્કથી બચવાનો છે. આ અર્થ આધારે દરેક મુસલમાન "મુત્તકી" કહી શકાય છે ભલે, તે ગુનાહોમાં રાચેલો હોય, આ અર્થ માટે પણ કુર્આનમાં ઘણે ઠેકાણે "મુત્તકીન" અથવા "તકવા" શબ્દનો ઉપયોગ થયો છે. બીજો દરજ્જો જે વાસ્તવમાં ઇચ્છિત બાબત છે તે એવી વસ્તુઓથી બચવું કે, જે અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺને પસંદ ન હોય ! કુર્આન અને હદીષમાં તકવાના આ જ દરજ્જા માટે ઘણી ફઝીલતો અને બરકતોનું વર્ણન થયું છે.

ત્રીજા દરજ્જાનો તકવો તે ઉચ્ચ કક્ષાનો દરજ્જો છે જે અંબિયા (અલૈ.) અને તેમના ખાસ નાયબોને પ્રાપ્ત થાય છે. તેઓ પોતાના દિલને પ્રત્યેક ગયરૂલ્લાહથી બચાવે છે અને અલ્લાહની યાદ અને તેની ખુશી માટે હરપળે તત્પર રહે છે. પ્રસ્તુત આયતમાં اِتَّقُوا اللّٰهَ (ઈત્તકુલ્લાહ) "અલ્લાહનો તકવો (ડર)" પછી حَقَّ تُقَاتِهٖ (હક્ક તુકાતિહિ) "તકવાનો હક"-"અલ્લાહના ડરનો હક" શબ્દ ઉમેરીને કહેવામાં આવ્યું છે કે, તકવાનો તે દરજ્જો પ્રાપ્ત કરો જે તકવાનો હક્ક છે.

### "તકવા"નો હક્ક શું છે ?

એની તફસીરમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ, રબીઅ્, કતાદહ (રદિ.) અને હસન બસરી (રહ.)એ ફરમાવ્યું છે અને જે રસૂલે ﷺ દ્વારા પણ નકલ થયેલ છે.

حَقَّ تُقَاتِهٖ هُوَاَن يُّطَاعَ فَلَا يُعْصٰى وَيُذْكَرَ فَلَا يُنْسٰى وَيُشْكَرَ فَلَا يُكْفَرَ (بَحْرُمُحِيْط)

*"તકવાનો હક્ક એ છે કે, દરેક કામમાં અલ્લાહ તઆલાની ઈતાઅત (તા'બેદારી) કરવામાં આવે, કોઈ કામ ઈતાઅત વિરૂદ્ધ કરવામાં ન આવે અને તેને હંમેશા યાદ રાખે, ક્યારેય ન ભૂલે તથા તેનો હંમેશા શુક્ર અદા કરે (ઉપકાર માને), ક્યારેય નાશુક્રી ન કરે." (બહરે મુહીત)*

આ જ અર્થ તફસીરના ઈમામોએ બીજા વિષયો હેઠળ વર્ણન કર્યો છે. દાખલા તરીકે અમુકે ફરમાવ્યું કે, તકવાનો હક્ક એ છે કે, અલ્લાહ તઆલા વિશે કોઈની ટીકા-ટિપ્પણી અને ધિક્કારની પરવા ન કરે અને હંમેશા ઈન્સાફ ઉપર

કાયમ રહે, ભલે ન્યાય કરવામાં પોતાનું અથવા પોતાની ઔલાદનું પોતાના માં-બાપનું જ નુકસાન કેમ ન થતું હોય ! અને અમુકે ફરમાવ્યું કે, કોઈ વ્યક્તિ તે સમય સુધી તકવાનો હક્ક અદા નથી કરી શકતો જ્યાં સુધી કે, તે પોતાની જીભ સુરક્ષિત ન રાખે !

કુર્આને કરીમની એક અન્ય આયતમાં اِتَّقُوا اللّٰهَ مَا اسْتَطَعْتُمْ "અલ્લાહથી ડરો એ પ્રમાણે કે જેટલી તમારી ક્ષમતા છે." (સૂ:૬૪, આ:૧૬) આવ્યું છે, એટલે કે "અલ્લાહથી ડરો જેટલું તમારી શક્તિમાં છે." હઝરત ઈબ્ને અબ્બાસ અને તા'ઉસ (રદિ.)એ ફરમાવ્યું કે, વાસ્તવમાં આ حَقَّ تُقَاتِهٖ (અલ્લાહના ડરનો હક)ની જ તફસીર અને સ્પષ્ટતા છે. તેનો મતલબ એ છે કે, ગુનાહોથી બચવામાં પોતાની સંપૂર્ણ શક્તિ અને સામર્થ્ય કામે લગાડે તો જ તકવાનો હક્ક અદા થશે. જો કોઈ વ્યક્તિ પોતાની સંપૂર્ણ ક્ષમતાનો ઉપયોગ કર્યા પછી પણ કોઈ નાજાઈઝ કામમાં ખુદાનાખ્વાસ્તા (અલ્લાહ ન ચાહે) સપડાઈ ગયો અને તેણે તૌબા કરી તો તે તકવાના હક્ક વિરૂદ્ધનું કાર્ય નથી.

આગળના વાક્યોમાં ઈરશાદ થયો છે فَلَا تَمُوْتُنَّ اِلَّا وَاَنْتُم مُّسْلِمُوْنَ (તમે કદાપિ મૃત્યુ ન પામજો પરંતુ એવી હાલતમાં કે તમે મુસલમાન હોવ) તેનાથી સ્પષ્ટ થાય છે કે, તકવા વાસ્તવમાં સંપૂર્ણ ઈસ્લામ છે. એટલે કે, અલ્લાહ તબારક વ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺની સંપૂર્ણ તા'બેદારી કરવી અને એમની નાફરમાનીથી સંપૂર્ણ રીતે બચવું, તે જ અસલ તકવો છે અને તેને જ અસલ ઈસ્લામ કહેવામાં આવે છે.

રહી વાત એ કે, આયતમાં એવો હુકમ છે કે, "તમારું મૌત ઈસ્લામ ઉપર જ આવવું જોઈએ. ઈસ્લામ સિવાય અન્ય કોઈ પરિસ્થિતિમાં મૃત્યુ ન થવું જોઈએ."

અહીંયાં એ શંકા કરવામાં ન આવે કે, મૌત તો મનુષ્યના અધિકારમાં નથી હોતું, કોઈપણ સમયે કોઈપણ પરિસ્થિતિમાં આવી શકે છે. કારણ કે હદીષમાં છે કે, كَمَا تَحْيُوْنَ تَمُوْتُوْنَ وَكَمَا تَمُوْتُوْنَ تُحْشَرُوْنَ "જે હાલતમાં તમે તમારું જીવન પસાર કરશો તેના ઉપર જ મૌત આવશે અને જે હાલતમાં મૌત આવશે તે જ હાલતમાં હશ્રમાં ઊભા કરવામાં આવશો." તો જે વ્યક્તિ પોતાની આખી જિંદગી ઈસ્લામ ઉપર પસાર કરવાનો પાકો ઈરાદો રાખે છે અને પોતાની ક્ષમતા અને

શક્તિ પ્રમાણે તેના ઉપર અમલ પણ કરે છે, ઈન્શાઅલ્લાહ તેનું મૌત પણ ઈસ્લામ ઉપર જ આવશે. અમુક હદીષની રિવાયતોમાં આવ્યું છે કે, અમુક લોકો એવા પણ હશે કે, જેઓ પોતાની આખી જિંદગી નેક કાર્યો કરીને જીવન પસાર કરે છે અને અંતે કોઈ એવું કામ કરી બેસે કે જેનાથી બધા જ અમલો વ્યર્થ અને બરબાદ થઈ જાય છે, તો આ ઘટના એવા લોકો સાથે જ બની શકે છે જેમના અમલમાં ઈખ્લાસ અને મજબૂતી ન હતી. વલ્લાહુ અઅ્લમુ ! અલ્લાહ બહેતર જાણનાર છે.

**મુસલમાનોની સામૂહિક સંગઠન શક્તિનો બીજો સિદ્ધાંત :**

**"આપસમાં એકતા"**

બીજી આયત وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا (અને બધા ભેગા મળી અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડી રાખો)માં ખૂબ જ ઉચ્ચ કક્ષાની સાહિત્યિક શૈલીમાં હિકમતસભર હુકમ વર્ણન કર્યો છે. તેમાં સૌ પ્રથમ તે સિદ્ધાંતો અને ગુણ-લક્ષણો બતાવવામાં આવ્યા કે, જે પરસ્પર મનુષ્યને એકબીજા સાથે ભાવનાત્મક સંબંધોથી જોડી રાખે છે અને આ જ એકતાનો અક્સીર નૂસ્ખો છે. ત્યારબાદ પરસ્પર એક થવા માટે હુકમ આપવામાં આવ્યો અને આપસમાં લડી-ઝઘડી વેર-વિખેર થવાની અને જૂથબાજી કરવાની મનાઈ કરવામાં આવી.

સ્પષ્ટતા એ છે કે, એકતા અને સૌહાર્દ એક એવી બાબત છે જે ઈચ્છિત અને આવકાર્ય હોવા વિશે દુનિયાના બધા જ મનુષ્યો ભલે તે કોઈપણ દેશનો વતની હોય, કોઈપણ સમયકાળમાં પૈદા થયો હોય, કોઈપણ ધર્મને માનનારો હોય, પૂર્વનો હોય કે પશ્ચિમનો હોય, મુસલમાન હોય કે કાફિર હોય ! બધા જ સહમત છે. એકતા બાબતે કોઈ વ્યક્તિ અપવાદ અથવા વિરોધાભાસી વલણ ધરાવતા હોવાની કોઈ શક્યતા જ નથી. દુનિયામાં ભાગ્યે જ કોઈ એવો વ્યક્તિ હશે જે લડાઈ-ઝઘડા અને આપસની દુશ્મનીને લાભદાયક સમજતો હોય ! એટલા માટે દુનિયાના દરેક સમુદાયો, બધા જ પક્ષોના લોકો એકતાનું આમંત્રણ આપતા નજરે પડે છે. પરંતુ દુનિયાની પરિસ્થિતિનો અનુભવ આધારે ચિતાર જોયા પછી સમીક્ષા કરી શકાય છે કે, એકતાને લાભદાયક સમજવા છતાં અને બધા જ એકતાના ઈચ્છુક હોવા છતાં, સમગ્ર માનવજાત સમુદાયો, ગૃપો, પાર્ટીઓ, જાતીઓ, જ્ઞાતિઓ, ભાષા, પ્રદેશ, રંગ, વંશ વગેરે દરેક અલગ-અલગ

પ્રકારના ફિરકાઓમાં વહેંચાયેલી છે. વળી દરેક ફિરકા (જૂથ)માં પણ વિવિધ જૂથો અને પક્ષો હોય છે. આમ, ફિરકાબાજીનો અંતવિહીન્ ક્રમ એવો છે કે, સાચા અર્થમાં બે વ્યક્તિની પરસ્પર એકતા અને સહમતિ એક દીવાસ્વપ્ન બની ગયું છે. સ્વાર્થ અને સમાન હિતને અનુલક્ષી ક્યારેક અમુક વ્યક્તિઓ કોઈ એક વાત ઉપર સહમત થઈ એકતા સ્થાપે છે, પરંતુ સ્વાર્થ પૂરો થાય અથવા તેઓ નિષ્ફળ નિવડે તો ન જ ફક્ત આવી એકતા નષ્ટ પામે છે બલકે, પરસ્પર દુશ્મનાવટ અને વેર-ઝેરના બીજ પણ રોપાય છે.

વિચાર કરવામાં આવે તો તેનું કારણ એ ખબર પડશે કે પ્રત્યેક સમુદાય, દરેક ફિરકો અને દરેક વ્યક્તિ લોકોને પોતાના સ્વસ્થાપિત પ્રોગ્રામ (યોજના) ઉપર એકત્ર કરવા ઈચ્છે છે અને જ્યારે અન્ય લોકો પોતે બનાવેલ કોઈ વ્યવસ્થા અથવા યોજના લાગુ પાડવાની ઈચ્છા દર્શાવે છે તો તેઓ પરસ્પર એકતા સ્થાપિત કરવાના બદલે પરસ્પર એકબીજાને પોત-પોતાની યોજનાઓ ઉપર અમલ કરવાનું આમંત્રણ આપે છે, જેનું પરિણામ એ જ હોઈ શકે છે કે, ખુદ આ જ એકતાના આમંત્રણનું પરિણામ એક જ સમુદાય અથવા જૂથના લોકોમાં પણ પરસ્પર વૈમનસ્ય અને આપસી જૂથબાજીમાં પરિણામે છે અને વિરોધાભાસોના દલદલમાં માનવતા ફસાતી જ રહે છે, ઈન્સાનિયતના હાથમાં તેના દુષ્પરિણામો સિવાય કંઈ જ નથી આવતું.

*"મર્ઝ બઢતા હી ગયા, જૂં જૂં દવા કી."*

*(બીમારી વધતી જ ચાલી, જેમ જેમ દવા કરી.)*

એટલા માટે કુર્આને હકીમે ફક્ત એકતા, પરસ્પર સહમતિ કે સંગઠન અને સમુદાય બનાવવાની શિખામણ નથી આપી. બલકે, તેને પ્રાપ્ત કરવા અને એકતાને હંમેશા બાકી રાખવા એક એવી ન્યાયપૂર્ણ વ્યવસ્થાના સિદ્ધાંતો અને નિયમો પણ બતાવ્યા કે જેના ઉપર અમલ કરવાથી કોઈપણ સમુદાયોમાં પરસ્પર ક્યારેય મતભેદ ઊભા નથી થઈ શકતા. જેમકે કોઈ મનુષ્યના દિમાગ અથવા અમુક મનુષ્યોના દિમાગોએ બનાવેલ માનવસર્જિત વ્યવસ્થાઓ કે પ્રોગ્રામો અન્ય મનુષ્યો ઉપર થોપીને એવી આશા રાખવી કે, બધા જ તેના ઉપર સહમત અને એક થઈ જશે, બુદ્ધિ અને ન્યાયની દષ્ટિથી પણ આ બાબત પોતાની જાતને છેતરવા સિવાય અન્ય કંઈ જ નથી. અલબત્ત, અલ્લાહ તબારક વ

તઆલાએ સ્થાપિત કરેલી વ્યવસ્થા અને માનવજીવનનું બંધારણ એક એવી ચમત્કારિક બાબત છે કે, તેના ઉપર સમગ્ર માનવજાતે સહમત થવું જ જોઈએ. કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ સૈદ્ધાંતિક રીતે તેનો વિરોધ નથી કરી શકતો. હવે, જો કોઈ વિરોધનો માર્ગ બાકી રહે છે તો ફક્ત એ બાબતને ઓળખવામાં થઈ શકે છે કે, અહકમુલ હાકિમીન રબ્બુલ આલમીનની મોકલેલી વ્યવસ્થા કેવી અને કઈ છે ? યહૂદી તવરાતની વ્યવસ્થાને અને નસારા બાઈબલની વ્યવસ્થાને સંપૂર્ણ માને છે અને તેના ઉપર અમલ કરવાને ફરજ સમજે છે. એટલે સુધી કે મુશ્રિકોની વિવિધ સમુદાયો પણ પોત–પોતાના ધાર્મિક રિવાજોનો અલ્લાહ તઆલા તરફ જ સંબંધ સ્થાપિત કરે છે.

પરંતુ પ્રથમ તો જો મનુષ્ય પોતાના સમુદાય વિશેના પૂર્વગ્રહ અને બાપ–દાદાનું અનુસરણ કરવાથી ઉપર ઊઠીને તટસ્થ થઈને પોતાની બુદ્ધિ અને અલ્લાહે આપેલ સમજથી કામ લે તો એ હકીકત સ્પષ્ટ થઈને સામે આવી જાય છે કે, ખાતમુલ અંબિયા ﷺ અલ્લાહ તઆલાનો અંતિમ સંદેશ કુર્આન સ્વરૂપે લાવ્યા છે. આજે તેના સિવાય કોઈ વ્યવસ્થા અલ્લાહ પાસે સ્વીકાર્ય નથી. ચાલો, તેની પણ ઉપેક્ષા કરો તો અત્યારે સંબોધન મુસલમાનોને કરવામાં આવી રહ્યું છે, જેમનું એ બાબત ઉપર ઈમાન છે કે, આજે કુર્આને કરીમ એકમાત્ર એવી જીવનવ્યવસ્થા છે જે નિઃશંક અલ્લાહ તઆલા તરફથી મોકલવામાં આવી છે અને અલ્લાહ તબારક વ તઆલાએ જ તેની સુરક્ષાની જવાબદારી લીધી છે, કયામત સુધી તેમાં કોઈ પણ પ્રકારની હેરાફેરી કે ફેરબદલીની શક્યતા જ નથી. એટલા માટે ગૈરમુસ્લિમ સમુદાયો સાથે ચર્ચા છોડીને કુર્આન ઉપર ઈમાન રાખનાર મુસલમાનોને જ હું કહું છું કે, મુસલમાનો માટે તો ફક્ત આ જ જીવનબંધારણ છે, જો મુસલમાનોના વિવિધ પક્ષો કુર્આને કરીમની (રાજકીય, આર્થિક, સામાજિક) વ્યવસ્થા ઉપર સહમત થઈ જાય તો હજારો પ્રકારના વિરોધાભાસો અને મતભેદો જેમકે રંગ, વંશ, પ્રદેશ, ભાષા, જ્ઞાતિ વગેરેના મતભેદો એક ઝાટકે સમાપ્ત થઈ શકે છે. આવા મતભેદો માનવતાના વિકાસના માર્ગમાં અવરોધરૂપ છે. હવે જો મુસલમાનોમાં જે કોઈ મતભેદ ઊભો થાય તો તે ફક્ત કુર્આનને સમજવામાં કે, તેના અર્થઘટનનો હોઈ શકે છે અને જો એવો મતભેદ શરીઅતની હદોની અંદર હોય તો તે વખોડવા પાત્ર નથી અને આવો મતભેદ સામૂહિક જિંદગીમાં

અંતરાયરૂપ કે નુકસાનરૂપ પણ નથી હોતો. બલકે, આવા અમુક મતભેદો અને કોઈ એક બાબત પ્રત્યે વિવિધ પ્રકારના અભિપ્રાયો ધરાવવા સ્વાભાવિક બાબત છે. બસ, એના ઉપર કાબૂ મેળવવો અને આવી બાબતોને મર્યાદામાં રાખવી કોઈ મુશ્કેલ કામ નથી. એનાથી વિપરીત કુર્આનની વ્યવસ્થાથી સ્વતંત્ર થઈને આપણી રાજકીય પાર્ટીઓ સમાજિક સંગઠનો વગેરે પરસ્પર લડતા–ઝઘડતા રહે તો આવા મતભેદોનો કોઈ ઈલાજ નથી અને આવા મતભેદો અને અરાજકતાની કુર્આન શરીફે ખૂબ સખત રીતે મનાઈ કરી છે. આજે તે જ કુર્આની સિદ્ધાંતોની ઉપેક્ષા કરવાના કારણે આપણો આખો સમાજ વેર–વિખેર થઈને જુદા–જુદા સમૂહોમાં, જૂથોમાં, ફિરકાઓમાં ફસાઈને બરબાદ થઈ રહ્યો છે. કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં આવી જ જૂથબાજીને સમાપ્ત કરવાનો અકસીર નૂસ્ખો બતાવવામાં આવ્યો છે.

وَاعۡتَصِمُوۡا بِحَبۡلِ اللّٰهِ جَمِيۡعًا،

*"અલ્લાહની રસ્સી (દોરડા)ને બધા ભેગા મળી મજબૂતીથી પકડી રાખો."*

અલ્લાહની રસ્સી (દોરડા)નો અર્થ "કુર્આન મજીદ" છે. અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) રિવાયત કરે છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, كِتَابُ اللّٰهِ هُوَ حَبْلُ اللّٰهِ الْمَمْدُوْدُ مِنَ السَّمَاءِ اِلَى الْاَرْضِ "અલ્લાહની કિતાબ અલ્લાહ તઆલાની રસ્સી છે, જે આસમાનથી જમીન સુધી લટકેલી છે." *(ઈબ્ને કષીર)*

ઝૈદ બિન અરકમ (રદિ.)ની રિવાયતમાં "હબ્લુલ્લાહિ હુવલ્ કુર્આન" حَبْلُ اللّٰهِ هُوَ الْقُرْآنَ (અલ્લાહની રસ્સી આ કુર્આન છે)ના શબ્દો આવ્યા છે. *(ઈબ્ને કષીર)*

અરબીના મુહાવરામાં "હબ્લ" حَبْل નો અર્થ "વાયદો" પણ થાય છે અને દરેક તે વસ્તુ જેનો માધ્યમ અથવા સાધન તરીકે ઉપયોગ થતો હોય તે "હબ્લ" કહેવાય છે. કુર્આનને અથવા દીનને રસ્સી એટલા માટે કહેવામાં આવી છે કે, આ જ તે સંબંધ છે જે એક બાજુ ઈમાનવાળાઓનો સંબંધ અલ્લાહ તઆલા સાથે જોડે છે અને બીજી બાજુ બધા જ ઈમાનવાળાઓ મળીને પરસ્પર એક જમાઅત (સમુદાય) બનાવે છે.

મતલબ એ છે કે, કુર્આનના આ એક વાક્યમાં તે હિકમતસભર સિદ્ધાંત

બતાવવામાં આવ્યો કે જે પ્રત્યેક મનુષ્ય માટે જરૂરી છે કે, અલ્લાહ તબારક તઆલાની મોકલેલી જીવન–વ્યવસ્થાને એટલે કે કુર્આનને મજબૂતીથી વળગી રહે અને બીજું એ કે, બધા જ મુસલમાનો મળીને તેના ઉપર અમલ કરે. જેનું પરિણામ ચોક્કસ એ આવશે કે, બધા જ મુસલમાનો પરસ્પર એક અને સંગઠિત થઈ જશે. જેવી રીતે કોઈ એક જૂથ રસ્સીને મજબૂતીથી પકડી રાખે તો સમગ્ર જૂથ એક શરીર સમાન બની જાય છે. કુર્આને કરીમની એક બીજી આયતમાં આ જ વિષયને વધારે સ્પષ્ટ રીતે આ રીતે વર્ણન કર્યો છે.

إِنَّ الَّذِينَ آمَنُوا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَيَجْعَلُ لَهُمُ الرَّحْمٰنُ وُدًّا ط

*"જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા અલ્લાહ તઆલા તેમના દરમિયાન દોસ્તી અને મહોબ્બત પૈદા કરી આપે છે." (સૂ:૧૯, આ:૯૬)*

પછી તેમાં એક રસપ્રદ ઉદાહરણ એ પણ છે કે, મુસલમાન જ્યારે અલ્લાહની કિતાબ (કુર્આન) સાથે મજબૂતીથી સંબંધ જોડે છે તો તેનું ઉદાહરણ એવી પરિસ્થિતિ જેવું છે જેમકે, કોઈ વ્યક્તિ કોઈ ઊંચાઈ ઉપર ચઢતી વખતે એક મજબૂત દોરડાને પકડી લે અને હલાક થવાથી સુરક્ષિત રહે છે. એટલા માટે ઈશારો કરવામાં આવ્યો છે કે, જો બધા મળીને અલ્લાહની રસ્સી (દોરડા)ને મજબૂતીથી પકડી રાખશે તો કોઈ શયતાન તેની શરારતમાં અને ષડયંત્રોમાં સફળ નહીં થઈ શકે. વ્યક્તિગત જીવનની જેમ સામૂહિક જીવન પણ ખૂબ મજબૂત અને ટક્કર ન લઈ શકાય એવું થઈ જશે. કુર્આને કરીમ તરફ વળવામાં એક ફાયદો એ છે કે, બધી વિખરાયેલી શક્તિઓ ભેગી થઈને એક મજબૂત અને શક્તિશાળી પ્રજા અસ્તિત્વમાં આવી જાય છે અને જો કુર્આને કરીમથી દૂર જવામાં આવશે અને તેને છોડી અન્ય વ્યવસ્થાઓ અપનાવવામાં આવશે, તો કૌમી અને સામૂહિક જિંદગી તો તબાહ–બરબાદ થશે જ પરંતુ વ્યક્તિગત જીવન પણ બરબાદ થઈ જશે.

**મુસ્લિમ કૌમની સંપૂર્ણ એકતા ફક્ત ઇસ્લામના આધારે જ સ્થાપી શકાય છે; જ્ઞાતિવાદ, પ્રદેશવાદ કે રાષ્ટ્રવાદ દ્વારા આવી એકતા સ્થાપી શકાતી નથી :**

અત્રે સૌ પ્રથમ એ જાણવું જરૂરી છે કે, એકતા અને સહમતિ માટે જરૂરી

છે કે, તેનું કોઈ એક ખાસ કેન્દ્ર હોય. હવે આ એકતાના કેન્દ્ર વિશે દુનિયાની કૌમોના રસ્તાઓ ભિન્ન-ભિન્ન છે, અમુક સ્થળે વંશ અને જ્ઞાતિને આવી એકતાનું કેન્દ્ર સમજવામાં અવો છે. જેમકે, અરબના કબીલાઓની એકતા વંશ આધારિત હતી. કુરૈશ એક કૌમ, બનુ તમીમ એક કૌમ વગેરે વગેરે... અમુક સ્થળે ચામડીના રંગને આવી એકતાનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું. કાળાઓની કૌમ, ગોરાઓની કૌમ વગેરે... તો ક્યાંક વતન અને ભાષાને આવી એકતાનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું કે હિન્દુસ્તાની એક કૌમ, અરબી બીજી કૌમ વગેરે... અમુક સ્થળે બાપ-દાદાના રસમો-રિવાજને આવી એકતાનું કેન્દ્ર બનાવવામાં આવ્યું હતું કે, જે લોકો આ રિવાજોની પાબંદી કરે છે તે એક કૌમ અને જે આ રિવાજોની પાબંદી નથી કરતા તે બીજી કૌમ. જેમકે હિન્દુસ્તાનમાં હિન્દુઓ અને આર્ય સમાજ વગેરે...

કુર્આને કરીમે આ બધાને છોડીને એકતાનું કેન્દ્ર "હબ્લુલ્લાહ" حَبۡلُ اللّٰهُ (અલ્લાહનું દોરડું) "કુર્આને કરીમ" એટલે કે, અલ્લાહ તઆલાએ મોકલેલ મજબૂત વ્યવસ્થાને ઠરાવ્યું છે અને નક્કર ફેંસલો આપી દીધો છે, મો'મિન (ઈમાનવાળા) એક કૌમ છે જેઓ અલ્લાહની રસ્સીથી જોડાયેલા છે અને કાફિર બીજી કૌમ છે જેઓ આ રસ્સીથી વિખૂટા છે. خَلَقَكُمۡ فَمِنۡكُمۡ كَافِرٌ وَّمِنۡكُمۡ مُّؤۡمِنٌ (તેણે તમને પૈદા કર્યા તમારામાંના કેટલા કાફિર થયા અને કેટલાક મો'મિન)નો પણ આ જ ભાવાર્થ છે. ભૌગોલિક એકતા કદાપિ એ યોગ્ય નથી કે તેને એકતાનું કેન્દ્ર બનાવવામાં આવે, કારણ કે, આવી એકતાઓ મોટેભાગે અનિચ્છાવર્તી બાબત છે. જેને કોઈ વ્યક્તિ પોતાના પ્રયત્નો અથવા અમલો દ્વારા પ્રાપ્ત નથી કરી શકતો, જેમકે જે કાળો છે તે ગોરો નથી બની શકતો, જે કુરૈશી છે તે તમીમી નથી બની શકતો. એટલા માટે આવી એકતાઓ ઘણા જ મર્યાદિત વર્તુળમાં હોય છે, તેનું વર્તુળ ક્યારેય સમસ્ત માનવસમાજને એક વર્તુળમાં સમાવિષ્ટ કરીને પૂરી દુનિયાને એક કેન્દ્ર ઉપર ભેગા કરવાનો દા'વો કરી શકતું નથી. એટલા માટે અલ્લાહે એકતાનું મરકઝ (કેન્દ્ર) હબ્લુલ્લાહ حبل الله (કુર્આને કરીમ) એટલે કે, અલ્લાહની મોકલેલ જીવનવ્યવસ્થાને બનાવ્યું, જેને અપનાવવું ઇચ્છાવર્તી (ઇખ્તિયારી) બાબત છે. કોઈ પૂર્વનો રહેનારો અથવા પશ્ચિમમાં રહેનારો, ગોરો, કાળો, અરબી-હિન્દી કે અંગ્રેજી ભાષા બોલતો, કોઈપણ કુટુંબનો કે કોઈપણ

નસ્‌લ (વંશ)નો વ્યક્તિ આ એકતાના કેન્દ્રને અપનાવી હબ્લુલ્લાહના સમુદાયમાં સામેલ થઈ શકે છે. દુનિયાભરની સમગ્ર માનવજાત આ એકતાના કેન્દ્ર ઉપર ભેગી થઈ ભાઈ-ભાઈ બની શકે છે. જો તેઓ પૂર્વજોના રીત-રિવાજથી ઉપર ઊઠીને વિચાર કરે તો તેમને એના સિવાય બીજો કોઈ સાચો રસ્તો નજરે નહીં પડે. સમગ્ર માનવજાત માટે જરૂરી છે કે, અલ્લાહ તઆલાની મોકલેલી વ્યવસ્થાને ઓળખે અને તેનું અનુસરણ કરીને અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડી લે, જેનું પરિણામ એ આવશે કે સમગ્ર માનવજાત એક મજબૂત અને ટકાઉ એકતાનું કેન્દ્ર બની જશે.

બીજું એ કે, આવી એકતામાં સામેલ પ્રત્યેક સમુદાયનો દરેક વ્યક્તિ અલ્લાહ તઆલાની મોકલેલી વ્યવસ્થા પ્રમાણે પોતાના અમલો અને અખ્લાકની સુધારણા કરી પોતાની દુનિયવી અને દીની જિંદગીને પણ દુરુસ્ત કરી લેશે. આ તે હકીમાના (વિવેકબુદ્ધિ આધારિત) સિદ્ધાંત છે જેના કારણે એક મુસલમાન સમગ્ર દુનિયાની અન્ય કૌમોને લલકારી શકે છે કે, આ જ સાચો રસ્તો છે, આ તરફ આવો ! મુસલમાન એના ઉપર જેટલો પણ ગર્વ કરે તે યોગ્ય છે. પરંતુ અફસોસ ! આજે યુરોપના ઈસ્લામ વિરૂદ્ધ ચલાવવામાં આવતા ગુપ્ત ષડયંત્રો કે, જે સદીઓથી મુસલમાનોની એકતાને તોડવા માટે ચલાવવામાં આવી રહ્યા છે તે ષડયંત્રો ઈસ્લામના દા'વેદારોમાં સફળ થઈ ગયા. ઉમ્મતે ઈસ્લામિય્યહની એકતા અરબી, મિસ્‌રી, હિન્દી, સિન્ધીમાં વહેંચાઈને ટૂકડે-ટૂકડા થઈ ગઈ. કુર્આને કરીમની આયત દરેક સમયે અને દરેક સ્થળે તેમને બધાને મોટા અવાજે આમંત્રણ આપી રહી છે કે, આ અજ્ઞાનતાપૂર્ણ વિશેષતાઓ વાસ્તવમાં ક્ષુલ્લક બાબત છે અને ન તો તેનો કોઈ આધાર છે અને ન જ તેના આધારે સ્થાપિત કરવામાં આવેલી એકતા કોઈ ટકાઉ અને યોગ્ય એકતા છે. એટલા માટે અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડીને અપનાવવામાં આવેલી એકતા જ યોગ્ય એકતા છે. જેણે ઈસ્લામના શરૂઆતના સમયમાં પણ આખી દુનિયામાં છવાય જઈને ગર્વથી માથું ઊંચું કરી બતાવ્યું હતું અને જો ફરી એકવાર આવી એકતા સ્થાપિત કરવામાં આવે અને નસીબમાં હોય તો આવી સર બુલન્દી (ઉચ્ચ સ્થાન) આજે પણ પ્રાપ્ત થઈ શકે છે.

મતલબ કે, આ આયતમાં મુસલમાનોને બે પ્રકારની સૂચના આપવામાં

આવી છે. પ્રથમ દરેક મુસલમાન અલ્લાહ તઆલાની મોકલેલી જીવનવ્યવસ્થાના પાબંદ થઈ જાય અને બીજું એ કે, બધા મળીને મજબૂતીથી તેને પકડી લે, જેથી ઉમ્મતે ઈસ્લામિય્યહની એકતા અકબંધ રહે અને વ્યવસ્થિત વ્યવસ્થાતંત્ર મજબૂત બને, જેમકે ઈસ્લામના શરૂઆતના યુગમાં તેનો નમૂનો દુનિયા જોઈ ચૂકી છે.

મુસલમાનોમાં એકતા સ્થાપવા માટેના કેન્દ્રબિંદુ અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડી રાખવાના હુકમ સાથે ફરમાવ્યું, وَلَا تَفَرَّقُوْا "વેર–વિખેર ન થઈ જાઓ." કુર્આને હકીમનો વિવેકપૂર્ણ હુકમ એક તરફ એકતા સ્થાપવા માટેના કેન્દ્રની સ્પષ્ટતા કરે છે તો બીજી તરફ આવી એકતાના માર્ગમાં આવતા પ્રત્યેક અવરોધો અને અડચણો ઉપસ્થિત થાય એવી વાણી–વર્તનની મનાઈ ફરમાવે છે. એક બીજી આયતમાં ઈરશાદ છે, وَاَنَّ هٰذَا صِرَاطِىْ مُسْتَقِيْمًا فَاتَّبِعُوْهُ وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ عَنْ سَبِيْلِهٖ "આ જ સીધો માર્ગ છે, તેનું અનુસરણ કરો, અને અન્ય માર્ગોનું અનુસરણ ન કરો, તે તમને સીધા માર્ગથી ભટકાવી દેશે." (સૂ:૬, આ:૧૫૩) આ આયતમાં પણ "સિરાતે મુસ્તકીમ" ઉપર કાયમ રહેવાની તાકીદ છે અને પોતાની મનેચ્છાઓના પ્રભાવમાં અને તેની અસરથી પોતે નક્કી કરેલા માર્ગ ઉપર ચાલવાની મનાઈ કરી છે. કુસંપ અને વિસંવાદિતા કોઈપણ પ્રજાની બરબાદીનું સૌથી પહેલું અને છેલ્લું મહત્ત્વનું કારણ છે. એટલા માટે કુર્આને હકીમમાં વારંવાર અનેક ઠેકાણે કુસંપની મનાઈ ફરમાવી છે. એક આયતમાં છે,

اِنَّ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا لَّسْتَ مِنْهُمْ فِىْ شَىْءٍ،

*"જે લોકોએ પોતાના દીનમાં ફિરકા (ભાગલા) પાડ્યા અને વિવિધ પક્ષોમાં વહેંચાઈ ગયા, તમારો તેમની સાથે કોઈ સંબંધ નથી અને કોઈ લેવા–દેવા નથી."* *(સૂ:૬, આ:૧૫૯)*

તદુપરાંત અંબિયા (અલૈ.)ની ઉમ્મતોની ઘટનાઓ નકલ કરીને કેવી રીતે તે ઉમ્મતો પરસ્પર કુસંપ અને મતભેદોના કારણે જિંદગીના મૂળ હેતુથી માર્ગ ભટકી પથભ્રષ્ટ થઈ ગઈ તથા દુનિયા અને આખિરતમાં અપમાનિત થઈ, તેનો ચિતાર રજૂ કરવામાં આવ્યો છે.

રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "અલ્લાહ તઆલાએ તમારા માટે ત્રણ વસ્તુઓ પસંદ કરી છે અને ત્રણ વસ્તુઓ નાપસંદ કરી છે. પસંદ કરેલ

ત્રણ વસ્તુઓ આ પ્રમાણે છે,

(૧) તમે માત્ર અલ્લાહ તઆલાની જ ઈબાદત કરો અને તેની સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો.

(૨) અલ્લાહ તઆલાની કિતાબ (કુર્આન)ને મજબૂતીથી પકડી રાખો અને પરસ્પર કુસંપથી બચો.

(૩) પોતાના શરઈ હુકૂમતના રાજસત્તાધીશો અને "ઊલૂલ્ અમ્ર" માટે હંમેશા ભલાઈની ભાવના રાખો અને તેમનું ભલું ઈચ્છો.

અને ત્રણ વસ્તુઓ જેને અલ્લાહ તઆલા નાપસંદ કરે છે અને જેનાથી નારાજ થાય છે, તે આ પ્રમાણે છે.

(૧) જરૂરિયાત વિના ક્ષુલ્લક બાબતોમાં ખણખોદ કર્યા કરવી અને વાદ-વિવાદ કર્યા કરવો.

(૨) વિના જરૂરતે કોઈને સવાલ કરવો (માંગણી કરવી).

(૩) માલને વ્યર્થ વેડફી નાંખવો."

*(ઈબ્ને કષીર અન અબી હુરયરહ રદિ.)*

હવે, સવાલ એ રહી જાય છે કે, શું દરેક પ્રકારનો મતભેદ વખોડવા પાત્ર છે ? અથવા કોઈ મતભેદ સારો પણ છે ? જવાબ એ છે કે, પ્રત્યેક મતભેદ અને વિરોધ વખોડવાપાત્ર નથી બલકે, ફક્ત તે જ મતભેદો વખોડવા લાયક છે જેમાં પોતાની મનેચ્છાઓ અને ખ્વાહિશોના આધારે કુર્આનથી દૂર રહીને વિચારવામાં આવે, પરંતુ જો કુર્આન ઉપર મજબૂતીથી વળગી રહી અને રસૂલે કરીમ ﷺની દીની અહકામ બાબતની સ્પષ્ટતા તથા તેમણે કરેલ ખુલાસાને સ્વીકારીને પોતાની સ્વાભાવગત સમજણ અને બૌદ્ધિક આવડતોનો ઉપયોગ કરી ગૌણ બાબતોમાં મતભેદ રાખવામાં આવે તો આવો મતભેદ સ્વાભાવિક બાબત છે અને ઈસ્લામ તેની મનાઈ નથી કરતો. સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને ફિક્હના ઈમામો વગેરેના મતભેદો આ જ પ્રકારના મતભેદો હતા અને આવા જ મતભેદોને રહમત ઠરાવવામાં આવ્યા છે, પરંતુ હા ! જો આ જ ગૌણ બાબતોને અને વાદ-વિવાદોને વાસ્તવિક દીન ઠરાવવામાં આવે અને તેનો વાદ-વિવાદ કરી યુદ્ધ અને લોહી વહેવડાવવા સુધી નો'બત આવે તથા તેને અન્યો ઉપર અત્યાચાર કરવાનું માધ્યમ

બનાવી લેવામાં આવે, તો તે પણ વખોડવા લાયક અને ધિક્કારને પાત્ર છે. પરસ્પરની એકતાના આ બંને પાસાઓને સ્પષ્ટ કર્યા પછી એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો જેમાં ઈસ્લામ અગાઉ અરબો સંડોવાયેલા હતા. કબીલાઓની પરસ્પરની વેરવૃત્તિ, નાની–નાની વાતો ઉપર તેમના લડાઈ–ઝઘડાઓ, રાત–દિવસ હિંસાના નગ્ન તાંડવો વગેરે બુરાઈઓના કારણે એવું લાગતું હતું કે, ખૂબ જ નિકટના ભવિષ્યમાં અરબ કૌમ નાશ પામશે, પરંતુ હિંસા અને વેરઝેરની આ ભભૂકતી અગ્નિમાંથી તેમને જે વસ્તુએ બચાવી લીધા તે ઈસ્લામ જ હતો. એટલા માટે જ ફરમાવવામાં આવ્યું,

وَاذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ كُنْتُمْ اَعْدَآءً فَاَلَّفَ بَيْنَ قُلُوْ بِكُمْ فَاَصْبَحْتُمْ بِنِعْمَتِهٖ

اِخْوَانًا ۚ وَكُنْتُمْ عَلٰى شَفَاحُفْرَةٍ مِّنَ النَّارِ فَاَ نْقَذَ كُمْ مِّنْهَا ۗ

*"પોતાના ઉપર અલ્લાહના એ ઈનામને યાદ રાખો કે જ્યારે તમે પરસ્પર દુશ્મન હતા તો તેણે તમારા દિલોમાં મહોબ્બત નાંખી દીધી, બસ તમે તેના ઈનામોથી આપસમાં ભાઈ–ભાઈ બની ગયા અને તમે દોઝખના ખાડાના કિનારા ઉપર હતા; બસ, તેણે તમને તેનાથી બચાવી લીધા." (સૂ:૩, આ:૧૦૩)*

સદીઓની અદાવતો અને દિલોને કીના–કપટથી સ્વચ્છ કરી અલ્લાહ તઆલાએ ઈસ્લામ અને નબીએ કરીમ ﷺની બરકતથી તમને પરસ્પર ભાઈ–ભાઈ બનાવી દીધા, જેથી તમારી દીન અને દુનિયા દુરુસ્ત થઈ ગઈ અને પરસ્પર એવી દોસ્તી કાયમ થઈ ગઈ, જેને જોઈને તમારા દુશ્મનો પણ પ્રભાવિત થઈ ગયા. આ ભાઈચારો અને એકતા અલ્લાહની એટલી મોટી નેઅ્મત છે જે પૃથ્વીપટ ઉપર ઉપસ્થિત બધા જ ખજાનાઓ ખર્ચીને પણ પ્રાપ્ત થઈ શકતી નથી.

આ આયતનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) આગળ વર્ણન થઈ ચૂકી છે કે, અમુક શરારતી અને વિઘ્નસંતોષી તત્ત્વોએ ઔસ અને ખઝરજ કબીલાઓની ભૂતકાળની દુશ્મની અને યુદ્ધોની યાદ તાજી કરાવી પરસ્પર ફસાદ અને લડાઈ–ઝઘડો કરાવવાની પેંતરાબાજી આદરી હતી, પ્રસ્તુત આયતમાં તેનો સંપૂર્ણ ઈલાજ થઈ ગયો અને ઈસ્લામના માધ્યમથી તેમનો છુટકારો થયો હોવાનું વર્ણન થયું.

**મુસલમાનોની પરસ્પર એકતા અલ્લાહ તઆલાની ફરમાંબરદારી (આજ્ઞાપાલન) ઉપર અવલંબિત છે :**

કુર્આને હકીમનો આ ઈરશાદ એક એવી વાસ્તવિકતાની કબૂલાત સંદર્ભે છે કે, લોકોના દિલોનો માલિક તો એકમાત્ર અલ્લાહ જ છે. દિલોમાં મહોબ્બત અથવા ધિક્કાર પૈદા થવો તેની કુદરતનું કામ છે, કોઈ સમુદાયના દિલોમાં પરસ્પર મહોબ્બત અને લાગણી કે હૂંફ પૈદા કરવી ફક્ત અલ્લાહ તઆલાના ઈનામનું જ પરિણામ છે અને આ પણ સ્પષ્ટ છે કે, અલ્લાહ તઆલાનું ઈનામ ફક્ત તેની ફરમાંબરદારી અને ઈતાઅતથી જ પ્રાપ્ત થઈ શકે છે. નાફરમાની અને ગુનાહ કરવાથી આવું ઈનામ મળી શકતું નથી.

તેનું પરિણામ એ પણ છે કે, જો મુસલમાન નક્કર સંગઠન અને મજબૂત એકતાના ઈચ્છુક હોય તો તેનું માધ્યમ ફક્ત એ જ છે કે, તે અલ્લાહ તઆલાની ઈતાઅત, આજ્ઞાપાલનને પોતાના જીવનનો ધ્યેય બનાવે. તેના તરફ ઈશારો કરવા માટે આ આયતના અંતમાં ફરમાવવામાં આવ્યું, كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ۔ "એવી રીતે અલ્લાહ તઆલા તમો લોકો માટે વાસ્તવિકતાઓને સ્પષ્ટ કરીને (ખોલી-ખોલીને) વર્ણન કરે છે, જેથી તમો લોકો સત્ય (સીધા) માર્ગ ઉપર રહો." *(સૂ:૩, આ:૧૦૩)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૦૪-૧૦૫)

وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ ؕ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿۱۰۴﴾ وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ تَفَرَّقُوْا وَاخْتَلَفُوْا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْبَيِّنٰتُ ؕ وَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿۱۰۵﴾

**તરજુમો :**

*અને તમારામાંથી એક જમાઅત એવી રહેવી જોઈએ જે ભલાઈ તરફ આમંત્રણ આપે, અને સારા કામોનો હુકમ આપે, અને બુરાઈથી રોકે, અને આ જ તે લોકો છે જેઓ સફળ થનારા છે. (૧૦૪) અને તે લોકો જેવા ન*

*થઈ જાઓ જેઓ વિખરાય ગયા (ફિરકાઓમાં વહેંચાઈ ગયા) અને પરસ્પર મતભેદ કરવા લાગ્યા, એ પછી કે તેમની પાસે સ્પષ્ટ હુકમો આવી ગયા; અને આ જ તે લોકો છે જેમના માટે ઘણો મોટો અઝાબ છે. (૧૦૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી બે આયતોમાં મુસલમાનોની સામૂહિક સફળતા અને સુધારણા માટે બે સિદ્ધાંતો બતાવવામાં આવ્યા હતા, જેમાં દરેક વ્યક્તિને એક ખાસ શૈલીમાં પોતાની સુધારણા કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું હતું કે, દરેક વ્યક્તિ તકવા (અલ્લાહનો ડર) અપનાવે અને અલ્લાહ તઆલાના દીને ઈસ્લામ ઉપર મજબૂતીથી કાયમ રહે. આ રીતે વ્યક્તિગત સુધારણાની સાથે સાથે આપમેળે એક શક્તિશાળી સામૂહિક સંગઠન અસ્તિત્વમાં આવશે. પ્રસ્તુત બે આયતોમાં આ જ સુધારણા અને સફળતાની વ્યવસ્થાને એ રીતે સંપૂર્ણ કરવામાં આવી કે, મુસલમાન ફક્ત પોતાના અમલો, નૈતિકતા અને વર્તનને જ સમાજની સુધારણા માટે પૂરતું ન સમજે, બલકે, પોતાના અન્ય ભાઈઓની સુધારણાની ફિકર–ચિંતા પણ રાખે અને તો જ કૌમની સંપૂર્ણ સુધારણા શક્ય છે અને આ જ રીતે એકતા અને સંગઠન સ્થાપિત રહી શકશે.

## તફસીર :

અને તમારામાંથી એક વર્ગ એવો હોવો જરૂરી છે કે, (અન્ય લોકોને પણ) ભલાઈ તરફ આમંત્રણ આપે અને નેક કામો કરવા માટેનો હુકમ કરે અને ખરાબ કામોથી રોકે અને આવા જ લોકો (આખિરતમાં સવાબના કારણે) સંપૂર્ણ સફળ થશે અને તમે લોકો તે લોકો જેવા ન થઈ જાઓ, જેમણે (દીનમાં) પરસ્પર ફિરકા બનાવી લીધા અને (મનેચ્છાઓના કારણે) પરસ્પર મતભેદ ઊભા કરી દીધા. ત્યારબાદ કે તેમની પાસે સ્પષ્ટ હુકમો આવી ગયા અને તે લોકોને (કયામતના દિવસે) મોટી સજા થશે.

## મસ્અલા અને બોધપાઠ :

### મુસલમાનોની કૌમી અને સામૂહિક સફળતા બે બાબતો ઉપર અવલંબિત છે :

પ્રથમ બાબત તકવા અને અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડી તે દ્વારા

પોતાની સુધારણા કરવી તથા બીજી બાબત દા'વત અને તબ્લીગ (ઈસ્લામના પ્રચાર અને પ્રસાર) દ્વારા અન્યોની સુધારણા કરવી.

આયત وَلْتَكُنْ مِّنْكُمْ (સૂ:૩, આ:૧૦૪-૧૦૫)માં હિદાયતના આ બે પ્રકારના માધ્યમોનું વર્ણન છે. મતલબ કે, આ બે આયતોનો ખુલાસો એ થયો કે, પોતે પોતાના અમલો અને અખ્લાકને અલ્લાહે મોકલેલા કાયદા પ્રમાણે સુધારે અને પોતાના અન્ય ભાઈઓના અમલોને સુધારવાની પણ ફિકર-ચિંતા રાખે. આ જ વિષય સૂરએ અસ્રમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે.

اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَتَوَاصَوْا بِالْحَقِّ وَتَوَاصَوْا بِالصَّبْرِ ،

*"આખિરતના નુકસાનથી ફક્ત તે જ લોકો સુરક્ષિત છે જેઓ પોતે પણ ઈમાન અને નેક અમલોના પાબંદ છે, અને અન્યોને પણ સાચા અકીદાઓ તથા નેક અમલોની હિદાયત (માર્ગદર્શન) કરતા રહે છે." (સૂરહ : ૧૦૩, આયત : ૨-૩)*

કૌમી અને સામૂહિક જિંદગી માટે એ આવશ્યક હતું કે, તેનો કોઈ મજબૂત અને ટકાઉ એકતાનો સંબંધ હોવો જોઈએ. જેને પ્રથમ આયતમાં اِعْتِصَامُ بِحَبْلِ اللّٰهِ (અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડવા)ના શબ્દોથી સ્પષ્ટ કરવામાં આવ્યું છે. એ જ પ્રમાણે સંબંધ કાયમ કરી તેને ટકાવી રાખવા માટે અન્ય અમલો પણ જરૂરી છે, જે પ્રસ્તુત આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યા છે. એટલે કે, અન્ય ભાઈઓની કુર્આન અને સુન્નતના હુકમો પ્રમાણે સારા કાર્યોની હિદાયત (માર્ગદર્શન) અને ખરાબ કામોથી રોકવાને દરેક વ્યક્તિ પોતાનો ફરજ સમજે. જેથી આ "હબ્લુલ્લાહ" حَبْلُ اللّٰهِ "અલ્લાહની રસ્સી" હાથથી છૂટી ન જાય. કારણ કે મારા મર્હૂમ ઉસ્તાદ શૈખુલ ઈસ્લામ મવલાના શબ્બીર અહમદ ઉસ્માની (રહ.)ના કહેવા પ્રમાણે "અલ્લાહ તઆલાની આ રસ્સી તૂટી તો શકતી નથી પરંતુ હા ! હાથમાંથી છૂટી શકે છે." એટલા માટે કુર્આને કરીમની આ રસ્સી (દોરડું) હાથમાંથી છૂટી જવાનો ભય હંમેશા રહે છે, તેને નજર સમક્ષ રાખી એવું માર્ગદર્શન આપવામાં આવયું કે, જેવી રીતે દરેક મુસલમાન પોતે નેક અમલ કરવાને અને ગુનાહોથી બચવાને પોતાની ફરજ સમજે છે એ જ પ્રમાણે તે વસ્તુને પણ જરૂરી સમજે છે કે, અન્ય લોકોને પણ નેક અમલ કરવાનું માર્ગદર્શન આપતા રહે અને ખરાબ અમલોથી રોકતા રહે, જેનું પરિણામ એ હશે કે આ

બધા મળીને મજબૂતીથી અલ્લાહની રસ્સીને પકડી રાખશે અને તેના પરિણામે દુનિયા તથા આખિરતની સફળતા તેમની સાથે હશે. પોતાની સુધારણાની સાથે સાથે અન્યોની સુધારણાની જવાબદારી મુસલમાનો ઉપર નાંખવા માટે કુર્આને કરીમમાં ઘણા જ સ્પષ્ટ હુકમો આવેલા છે. સૂરએ અસ્રનો આ વિષય પણ તમે હમણા જ જોઈ ચૂક્યા છો, એ જ પ્રમાણે સૂરએ આલિ ઈમ્રાનમાં પણ ઈરશાદ છે,

كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَتَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ،

*"તમે બહેતરીન (સર્વશ્રેષ્ઠ) ઉમ્મત છો જે લોકો માટે કાઢવામાં આવી છે કારણ કે, તમે લોકોને નેક કામોનો હુકમ કરો છો અને ખરાબ કામોથી રોકો છો."*

*(સૂ:૩, આ:૧૧૦)*

તેમાં પણ સમગ્ર ઉમ્મત ઉપર "અમ્ર બિલ મઅ્રૂફ" અને "નહી અનિલ મુન્કર" امر بالمعروف اور نہی عن المنکر (ભલાઈનો હુકમ કરવો અને બૂરાઈથી રોકવા)નો ફરજ લાગુ પાડવામાં આવ્યો છે અને અન્ય ઉમ્મતો ઉપર તેની ફઝીલત (શ્રેષ્ઠતા)નું આ જ ખાસ મહત્ત્વનું કારણ છે. એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺના અનેક ફરમાનો પણ આ વિશે આવેલા છે. તિરમિઝી અને ઈબ્ને માજહ વગેરેની રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

وَالَّذِىْ نَفْسِىْ بِيَدِهٖ لَتَأْمُرُنَّ بِالْمَعْرُوْفِ وَلَتَنْهَوُنَّ عَنِ الْمُنْكَرِ اَوْ لَيُوْ شَكَنَّ اللّٰهُ اَنْ يَّبْعَثَ عَلَيْكُمْ عِقَابًا مِنْ عِنْدِهٖ ثُمَّ لَتَدْعُنَّهٗ فَلَا يَسْتَجِيْبُ لَكُمْ،

*"કસમ છે તે જાતની જેના કબજામાં મારો જીવ છે કે, તમે જરૂર અમ્ર બિલ મઅ્રૂફ (ભલાઈનો હુકમ) અને નહી અનિલ મુન્કર (બુરાઈથી રોક) કરતા રહો, નહિતર નિકટ છે કે, અલ્લાહ તઆલા ગુનેહગારોની સાથે–સાથે તમારા બધા ઉપર પણ પોતાનો અઝાબ મોકલે અને તે સમયે તમે અલ્લાહ તઆલાથી દુઆ માંગશો તો કબૂલ નહીં થાય !"*

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

مَنْ رَأٰى مِنْكُمْ مُنْكَرًا فَلْيُغَيِّرْهُ بِيَدِهٖ فَاِنْ لَّمْ يَسْتَطِعْ فَبِلِسَانِهٖ وَاِنْ لَّمْ يَسْتَطِعْ فَبِقَلْبِهٖ وَذٰلِكَ اَضْعَفُ الْاِيْمَانِ،

*"તમારામાંથી જે વ્યક્તિ કોઈ ગુનોહ થતો જૂએ તો તેણે તેને પોતાના હાથ અને*

*શક્તિથી રોકી દેવો જોઈએ અને જો એ પણ ન કરી શકે તો જીભથી (મૌખિક સૂચનાથી) રોકે અને એ પણ ન કરી શકે તો ઓછામાં ઓછું દિલમાં આ કૃત્યને ખરાબ સમજે અને આ નિમ્નકક્ષા (દરજ્જા)નું ઈમાન છે."*

આ બધી આયતો અને રિવાયતોથી એ જ સાબિત થાય છે કે, "અમ્ર બિલ મઅ્રૂફ" અને "નહી અનિલ મુન્કર" ઉમ્મતના દરેક વ્યક્તિ ઉપર જરૂરી છે. અલબત્ત, શરીઅતના તમામ હુકમોની જેમ તેમાં પણ દરેક વ્યક્તિની શક્તિ અને સામર્થ્ય અનુસાર હુકમ લાગુ પડશે, જેની જેટલી શક્તિ હશે એટલા જ પ્રમાણમાં અમ્ર બિલ મઅ્રૂફનો ફરજ તેના ઉપર લાગુ પડશે. હમણા જે હદીષ આપની નજરો હેઠળથી પસાર થઈ છે તેમાં આ ફરજનો વ્યક્તિની ક્ષમતા અને સામર્થ્ય ઉપર જ આધાર રાખવામાં આવ્યો છે.

કોઈપણ કાર્ય કરવા માટેનું સામર્થ્ય અને શક્તિ દરેક વ્યક્તિમાં અલગ–અલગ પ્રકારની હોય છે. અમ્ર બિલ મઅ્રૂફની શક્તિ એ બાબત ઉપર અવલંબિત છે કે, "મઅ્રૂફ" (સારા અને ભલાઈના હલાલ કામ) અને "મુન્કર" (હરામ કામ)ની તે વ્યક્તિને પૂરેપૂરા સાચી રીતે ખબર હોવી જોઈએ. જેમકે પોતે પણ "મઅ્રૂફ" અને "મુન્કર"થી અજ્ઞાન હોય અથવા તે બાબતના મસ્અલાઓનું પૂરેપૂરું જ્ઞાન ન હોય તેવો વ્યક્તિ જો બીજા લોકોને "અમ્ર બિલ મઅ્રૂફ" અને "નહી અનિલ મુન્કર" કરવા માંડે તો દેખીતું છે કે, સુધારણાના બદલે ફસાદ થશે અને શક્ય છે કે, તે પોતાની જહાલત અને અજ્ઞાનતાના કારણે કોઈ મઅ્રૂફ (ભલાઈ)ને પણ મુન્કર (બુરાઈ)માં ખપાવવા લાગે અને તેનાથી લોકોને રોકતો ફરે અથવા તો મુન્કરનો જ હુકમ કરવા માંડે. એટલા માટે જે વ્યક્તિ પોતે મઅ્રૂફ અને મુન્કરથી વાકેફ નથી તેના ઉપર અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરની ફરજ લાગુ તો પડી છે પરંતુ તેણે તેનાથી સંપૂર્ણ વાકેફ થવું પડશે અને શરીઅતના મઅ્રૂફ અને મુન્કર હુકમોનું જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે અને ત્યાર પછી જ તે પ્રમાણે અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરના સેવા કાર્યમાં ઝંપલાવવું પડશે.

પરંતુ જ્યાં સુધી તે વાકેફ નથી તેને આ સેવા માટે ઊભા થવું જાઈઝ નથી, જેમકે વર્તમાન યુગમાં ઘણા જાહિલો વઅ્ઝ અને શિખામણ આપવા માટે મિમ્બરો ઉપર ઊભા થઈ જાય છે. ન તો તેમને કુર્આનનું જ્ઞાન છે, ન જ હદીષનું ઈલ્મ છે

અથવા ઘણી બધી સુની–સુનાઈ (અલલ્ ટપ્પુ) વાતો સંભળાવે છે અને તેના કારણે ક્યારેક લોકો સાથે લડાઈ–ઝઘડો પણ કરે છે. કહે છે કે, આવું કરો ! આવું ન કરો ! વગેરે..... સુધારણાની આવી પદ્ધતિ સમાજમાં સુધારણા લાવવાના બદલે અરાજકતા ફેલાવશે અને ક્યારેક તો આવી બાબતો લડાઈ–ઝઘડાનું કારણ પણ બનતી હોય છે.

એ જ પ્રમાણે અમ્ર બિલ મઅ્રૂફના વર્તુળમાં એ પણ સામેલ છે કે, પોતાની જાતને કોઈ ભરપાઈ ન થઈ શકે એવું નુકસાન પહોંચવાનો ભય ન હોય. એટલા માટે હદીષમાં કહેવામાં આવ્યું છે કે, "ગુનાહને હાથ અને શક્તિથી ન રોકી શકે તો મૌખિક રીતે જીભથી રોકે અને જીભથી રોકવાની શક્તિ ન હોય તો ઓછામાં ઓછું દિલમાં ખરાબ સમજે." દેખીતું છે કે, જીભથી ન રોકી શકવાની શક્તિનો અર્થ એવો નથી કે તેની જીભ હલી નથી શકતી બલકે, તેનો અર્થ એ છે કે, એ બાબતનો ગંભીર ખતરો છે કે, જો તે સત્ય વાતની તાકીદ કરશે તો કદાચ તેને પ્રાણ ખોવાનો વારો પણ આવી શકે છે અથવા તો બીજું કોઈ ભરપાઈ ન થઈ શકે તેવું નુકસાન થવાનો ભય છે. આવી પરિસ્થિતિમાં આ માણસને શક્તિશાળી સમજવામાં નહીં આવે અને અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરને છોડવાથી તે ગુનેહગાર થશે નહીં, તે બીજી બાબત છે કે, તે અલ્લાહના માર્ગમાં પોતાના પ્રાણ અને માલની પરવા ન કરે અને નુકસાન વેઠીને પણ અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરની સેવા કરે, જેમકે ઘણા સહાબા (રદિ.), તાબિઈન (રહ.) તથા ઈસ્લામના ઈમામોના કિસ્સાઓ વર્ણન થયા છે કે, તે તેમના પરિપક્વ ઈરાદાઓ જ હતા કે જેના કારણે તેમની શ્રેષ્ઠતા અને વિજયગાથાઓ દુનિયા અને આખિરતમાં બુલંદ થઈ, પરંતુ આ જવાબદારી ન તો તેમના ઉપર ફરજ હતી અને ન જ વાજિબ હતી, તે છતાં તેમણે અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરનો ફરજ અદા કર્યો.

સૂરએ અસ્રની આયત અને كُنْتُمْ خَيْرَ اُمَّةٍ (તમે શ્રેષ્ઠ ઉમ્મત છો) વગેરે આયતોથી તથા હદીષોથી ઉમ્મતના દરેક વ્યક્તિ ઉપર તેની શક્તિ અનુસાર અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર વાજિબ કરવામાં આવી રહ્યું છે, પરંતુ તેના વાજિબ હોવાની સ્પષ્ટતા એ છે કે, વાજિબ હુકમોમાં મઅ્રૂફનો હુકમ તથા ખરાબ વાતોથી રોકવું વાજિબ છે અને મુસ્તહબ કાર્યોમાં મુસ્તહબ છે. દાખલા

તરીકે પાંચ વખતની નમાઝ ફરજ છે, તો દરેક વ્યક્તિ ઉપર તે વાજિબ છે કે, તે બેનમાઝીને તેની નસીહત કરે અને નફલ નમાઝ તથા મુસ્તહબ નમાઝ પણ છે, તો બેનમાઝીને આવી નમાઝોની નસીહત કરવી મુસ્તહબ થશે. આ ઉપરાંત એક જરૂરી સભ્યતાની વાત એ પણ નજર સમક્ષ રાખવી જોઈએ કે મુસ્તહબ બાબતોમાં વિનમ્રતા અને નરમીથી વર્તણૂક કરવામાં આવે અને વાજિબ તથા ફરજમાં પ્રથમ નરમીથી અને વિનમ્રતાથી સમજાવવામાં આવે અને જો આવું કરવાથી ન માને તો સખ્તી કરવાની પણ ગુંજાઈશ છે, પરંતુ આજકાલ લોકો મુસ્તહબમાં અથવા મબાહમાં સખ્તીથી રોક-ટોક કરે છે, પરંતુ વાજિબ અને ફરજો છોડનારને વખોડતા પણ નથી, આ સાચી રીત નથી.

વળી, દરેક વ્યક્તિ ઉપર ''અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર''નો ફરજ ત્યાં સુધી લાગુ નથી પડતો, જ્યાં સુધી કે તે પોતાની સામે ગુનાહના કોઈ કૃત્યને થતું ન જુએ ! દાખલા તરીકે કોઈ મુસલમાન વ્યક્તિ જોઈ રહ્યો છે કે, કોઈ મુસલમાન દારૂ પી રહ્યો છે, અથવા જુગાર રમી રહ્યો છે, અથવા કોઈ સ્ત્રી સાથે ગુનાહિત કૃત્ય કરી રહ્યો છે તો તે મુસલમાન વ્યક્તિ ઉપર ફરજ છે કે, તે પોતાની શક્તિ અનુસાર આ ગુનાહિત કૃત્યને રોકે અને જો આ બધું તેની સામે નથી થઈ રહ્યું તો તે તેની જવાબદારી નથી. બલકે, હવે આ ફરજ ઈસ્લામી સરકારની છે કે, ગુનેહગારના ગુનાહની તપાસ કરે અને ગુનેહગારને સજા કરે. નબીએ કરીમ ﷺના ઇરશાદ مَنْ رَأَى مِنْكُمْ માં એ તરફ ઈશારો છે કે, "જે વ્યક્તિ તમારામાંથી કોઈ ગુનાહિત કૃત્ય થતું જુએ."

અમ્ર બિલ મઅ્રૂફનો બીજો દરજ્જો એ છે કે, મુસલમાનોમાંથી એક જમાઅત ખાસ દા'વતો તબ્લીગના કામ ઉપર જ લાગેલી રહે, તેનો મુખ્ય હેતુ એ છે કે, તે પોતાના કૌલ (મૌખિક નિવેદનો) અને અમલથી લોકોને કુર્આન અને સુન્નત તરફ આમંત્રણ આપે અને જ્યારે લોકોને સારા કામોમાં આળસ કરતા જૂએ અથવા બુરાઈઓમાં રાચેલા જૂએ, તેવા સમયે તેમને ભલાઈ તરફ ધ્યાન અપાવે અને બુરાઈથી રોકવા માટે પોતાની શક્તિ પ્રમાણે પ્રયત્ન કરે, ઈસ્લામનો મહત્ત્વનો ફરજ અમ્ર બિલ મઅ્રૂફ તથા નહી અનિલ મુન્કર સંપૂર્ણ રીતે ત્યારે જ અદા થઈ શકે છે જ્યારે કે, તેના માટે મુસલમાનોમાંથી એક ગ્રૂપને ફક્ત આ કામ માટે જ નિયુક્ત કરવામાં આવે, જે દરેક બાજુ ભલાઈની દા'વત માટે તથા અમ્ર

બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર કરવા માટે યોગ્ય હોય. એટલા માટે આ આયતમાં આવા જ એક ગૃપની આવશ્યકતા અને મહત્ત્વ માટે ફરમાવવામાં આવ્યું,

وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ

*"તમારામાંથી એક સમૂહ એવો હોવો જરૂરી છે જે ભલાઈનું આમંત્રણ આપે અને નેક કામોને કરવાનો હુકમ આપે તથા બુરા કામોથી રોક્યા કરે."*

وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ માં ઈશારો છે કે, "આવી જમાઅત (ગૃપ)નું અસ્તિત્વ જરૂરી છે." જો કોઈ ઈસ્લામિક સરકાર આ ફરજ અદા કરતી નથી તો બધા જ મુસલમાનો ઉપર ફરજ થશે કે, કોઈ આવા ગૃપને સંગઠિત કરે. કારણ કે મુસલમાનોનું અસ્તિત્વ એવા સમયે જ કાયમ રહી શકશે જ્યાં સુધી કે આવું ગૃપ અસ્તિત્વમાં હશે. પછી આવા ગૃપના મહત્ત્વના લક્ષણો અને વિશેષતાઓ તરફ ઈશારો કરવામાં આવ્યો છે, يَدْعُوْنَ اِلَى الْخَيْرِ આ ગૃપની મહત્ત્વની વિશેષતા એ છે કે, "તે ભલાઈનું આમંત્રણ આપે છે," એટલે કે આ સંગઠનના અસ્તિત્વનો હેતુ જ એ હોય છે કે, તે લોકોને ભલાઈ તરફ બોલાવે છે. હવે, એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, ભલાઈનો શું મતલબ છે ? રસૂલે કરીમ ﷺએ ભલાઈની તફસીરમાં ફરમાવ્યું છે,

اَلْخَيْرُ هُوَاتِّبَاعُ الْقُرْاٰنِ وَسُنَّتِىْ

*"ખયર (ભલાઈ)નો અર્થ કુર્આન અને મારી સુન્નતની તા'બેદારી છે."*

*(ઇબ્ને કષીર)*

"ખયર" (ભલાઈ)ની સર્વગ્રાહી અને સર્વમાન્ય વ્યાખ્યા આનાથી વધીને કોઈ નથી હોઈ શકતી. કારણ કે, સમગ્ર દીન અને શરીઅતનો આ વ્યાખ્યામાં સમાવેશ થઈ જાય છે. પછી يَدْعُوْنَ (યદ્ઊન) ના સર્વનામને આજ્ઞાર્થ સ્વરૂપમાં વર્ણન કરી બતાવવામાં આવ્યું કે, આ જમાઅતનો મૂળ મંત્ર જ ભલાઈનું આમંત્રણ હશે. એટલે કે લોકોને ભલાઈ તરફ સતત આમંત્રણ આપતા રહેવાની કોશીશ કરવી જ તેમનો ફરજ હશે.

અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરથી એ સમજી શકાતું હતું કે, તેની આવશ્યકતા અમુક વિશેષ પરિસ્થિતિઓમાં હશે જ્યારે કે તે ગુનાહિત કૃત્ય

થતું જુએ ! પરંતુ يَدْعُوْنَ اِلَى الْخَيْرِ કહીને બતાવવામાં આવ્યું કે, "આ જમાઅતનું કામ ભલાઈ તરફ આમંત્રણ આપવાનું હશે." ભલે, તે સમયે ગુનાહિત કૃત્ય ન થતા હોય અથવા કોઈ શરઈ ફરજ અદા કરવાનો સમય પણ ન હોય ! દાખલા તરીકે, સૂર્ય નીકળ્યા પછી ઝવાલ સુધી નમાઝનો કોઈ સમય નથી, પરંતુ આ જમાઅત તેવા સમયે પણ નમાઝ પઢવાની શિખામણ આપશે કે, નમાઝના સમયે નમાઝને અદા કરવી જરૂરી છે. એ જ પ્રમાણે ભલે, અત્યારે રોઝા રાખવાનો સમય નથી, હજુ રમઝાનનો મહિનો ઘણો દૂર છે, પરંતુ આ જમાઅત પોતાની ફરજથી ગાફેલ અને બેદરકાર નહીં રહે, બલકે તે પ્રથમથી જ લોકોને બતાવતા રહેશે કે, જ્યારે રમઝાનનો મહિનો આવે તો રોઝા રાખવા ફરજ થશે. મતલબ કે, આ જમાઅતની ફરજ સદાય ભલાઈ તરફ આમંત્રણ આપવાની હશે.

પછી આ ભલાઈના આમંત્રણના પણ બે દરજ્જા (કક્ષા) છે. પ્રથમ દરજ્જો એટલે કે, ગૈરમુસ્લિમોને ભલાઈનું આમંત્રણ એટલે કે, ઈસ્લામની દા'વત આપવાની છે. દરેક મુસલમાન ઉપર સામાન્ય રીતે અને આ જમાઅત ઉપર વિશેષરૂપે દુનિયાની બધી જ કૌમોની ભલાઈ એટલે કે, ઈસ્લામનું આમંત્રણ આપવું જીભથી એટલે કે મૌખિક રીતે અને અમલથી પણ જરૂરી છે ! એટલા માટે મુસલમાનોને જે આયતમાં જિહાદ અને કિતાલનો હુકમ આપવામાં આવ્યો છે ત્યાં જ સાચા મો'મિનોના આ રીતે વખાણ પણ કરવામાં આવ્યા છે.

اَلَّذِيْنَ اِنْ مَّكَّنّٰهُمْ فِى الْاَرْضِ اَقَامُوا الصَّلٰوةَ وَ اٰتَوُا الزَّكٰوةَ وَاَمَرُوْا بِالْمَعْرُوْفِ
وَنَهَوْا عَنِ الْمُنْكَرِ،

*"સાચા મુસલમાન તે છે કે જ્યારે અમે તેમને જમીનની હુકૂમત આપીએ છીએ તો તેમનું પહેલું કામ એ હોય છે કે, તેઓ અલ્લાહની પૃથ્વીમાં તેના આજ્ઞાપાલનની વ્યવસ્થા સ્થાપિત કરે છે અને નમાઝ કાયમ કરે છે તથા પોતાની આર્થિક વ્યવસ્થામાં ઝકાતના સિદ્ધાંતો પણ લાગુ પાડે છે, અને અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરને પોતાની જિંદગીનો મકસદ બનાવી લે છે." (સૂ:૨૨, આ:૪૧)*

જો આજે મુસ્લિમ ઉમ્મત પોતાની જિંદગીનો મકસદ દુનિયાની અન્ય પ્રજાઓને ઈસ્લામની દા'વત આપવાનો બનાવી લે તો તે બધી જ બીમારીઓ

સમાપ્ત થઈ જાય જે અન્ય કૌમોની નકલ કરવાની વૃત્તિથી આપણામાં ફેલાયેલી છે. કારણ કે, જ્યારે કોઈ પ્રજા દા'વતના આ મહાન હેતુને સિદ્ધ કરવા ભેગી થઈ જાય અને એવું સમજી લે કે અમારે જ્ઞાન અને અમલમાં દુનિયાની પ્રજાઓ ઉપર છવાઈ જવું છે અને દુનિયાની સમગ્ર પ્રજાઓની કેળવણી તથા સભ્યતાનો પ્રચાર કરવાની જવાબદારી અમારી છે તો તેમના અંદર-અંદરના વાદ-વિવાદો એકદમ સમાપ્ત થઈ જશે અને સમગ્ર પ્રજા એક મહાન હેતુને પ્રાપ્ત કરવામાં લાગી જશે. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની સફળતાનું રહસ્ય આવી એકતા ઉપર જ આધારિત હતું. હદીષમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ આ આયત وَلْتَكُن مِّنكُمْ પઢી અને પછી ફરમાવ્યું, "અમે ખાસતુલ અસ્હાબે રસૂલુલ્લાહ ﷺ છે" (ઇબ્ને જરીર) એટલે કે, "અમે રસૂલ ﷺના એવા ખાસ સહાબા (રદિ.)ની જમાઅત છે કે, જેનો પ્રત્યેક વ્યક્તિ ભલાઈ તરફ આમંત્રણ આપવાને પોતાની જવાબદારી સમજે છે."

ભલાઈનું આમંત્રણ આપવાનો બીજો દરજ્જો પોતે મુસલમાનોને ભલાઈનું આમંત્રણ આપવાનો છે કે, સામાન્ય રીતે બધા જ મુસલમાનો અને ખાસ વિશેષ સંગઠનો કે સમૂહો મુસલમાનોમાં તબ્લીગ કરે અને ભલાઈના આમંત્રણની ફરજ અદા કરે. ફરી તેમાં એક તો સમગ્ર ઉમ્મત માટે એક સામાન્ય અને જાહેર દા'વત હશે. એટલે કે, બધા જ મુસલમાનોને જરૂરી હુકમો અને ઈસ્લામી અખ્લાકથી વાકેફ કરવામાં આવે અને બીજા પ્રકારની ભલાઈનું આમંત્રણ એ હશે કે, ઉમ્મતે મુસ્લિમહમાં કુર્આન અને સુન્નતના નિષ્ણાતો પૈદા કરવામાં આવે. જેમકે એક અન્ય આયતમાં એ વિશેનું માર્ગદર્શન છે.

فَلَوْ لَا نَفَرَ مِنْ كُلِّ فِرْقَةٍ مِّنْهُمْ طَآئِفَةٌ لِّيَتَفَقَّهُوْا فِى الدِّيْنِ وَلِيُنْذِرُوْا قَوْمَهُمْ اِذَا رَجَعُوْٓا اِلَيْهِمْ لَعَلَّهُمْ يَحْذَرُوْنَ،

*"બલકે, એવું કેમ ન કરવામાં આવે કે, દરેક વસ્તીમાંથી એક એક ટૂકડી દીનની સમજબૂઝ મેળવવા નીકળે અને જ્યારે પોતાની વસ્તીના લોકો તરફ પાછા વળે તો પોતાની કૌમને ચેતવી આપે."* *(સૂ:૯, આ:૧૨૨)*

આગળ આ જ આમંત્રણ આપનાર સંગઠનના અમુક વિશેષ લક્ષણો બતાવ્યા يَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ એટલે કે, "તે લોકો ભલાઈનો હુકમ આપે છે અને બુરાઈઓથી રોકે છે."

"મઅ્રૂફ"માં તે બધી જ ભલાઈઓ અને નેકીઓ સામેલ છે, જેનો ઈસ્લામે હુકમ આપ્યો છે અને દરેક નબીએ પોતાના સમયમાં તેનું આમંત્રણ આપ્યું છે અને તેને લાગુ પાડવાની કોશીશ કરી છે અને આ બધા કાર્યો મોટેભાગે પ્રખ્યાત હોવાથી તેને "મઅ્રૂફ" કહેવામાં આવે છે.

એવી જ રીતે "મુન્કર"માં બધી જ તે બુરાઈઓ અને ફસાદો સામેલ છે, જેને રસૂલુલ્લાહ ﷺએ નાજાઈઝ ઠરાવી છે. આ સ્થળે વાજિબો અને ગુનાહોના બદલે "મઅ્રૂફ" તથા "મુન્કર"નો શબ્દ અપનાવવામાં કદાચ એ હિકમત પણ છે કે, રોકવા-ટોકવાની બાબત ફક્ત આ મસ્અલાઓમાં હશે, જે ઉમ્મતમાં મશહૂર અને મઅ્રૂફ છે અને સર્વસહમતિથી માન્ય છે. ઈજ્તિહાદી મસ્અલાઓ જેમાં શરીઅતના સિદ્ધાંતો હેઠળ વિવિધ અભિપ્રાયો હોઈ શકે છે તેમાં આવી રોક-ટોક ન હોવી જોઈએ. અફસોસ એ છે કે, મોટેભાગે આ હિકમતસભર શિક્ષણથી ગફલત વર્તવામાં આવે છે અને ઈજ્તિહાદી મસ્અલાઓમાં વાદ-વિવાદનું બજાર ગરમ કરીને તેને લડાઈનો અખાડો બનાવી દેવામાં આવ્યો છે અને મુસલમાનોના ટોળાંઓને પરસ્પર આવા મસ્અલાઓમાં એકબીજા સાથે લડાવવામાં આવે છે તથા તેને સૌથી મોટી ભલાઈ અને નેકી સમજવામાં આવે છે. તેનાથી વિપરીત જે બુરાઈઓ પ્રત્યે બધા જ સહમત છે કે તેને રોકવી જોઈએ તેના તરફ ઓછું ધ્યાન આપવામાં આવે છે. આયતના અંતે આ જમાઅતના સારા પરિણામોને આ શબ્દોમાં વર્ણન કરવામાં આવ્યા, وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ એટલે કે, "વાસ્તવમાં આ જ લોકો સફળતા પ્રાપ્ત કરનાર છે" અને બંને દુનિયામાં તેમનો સારો હિસ્સો રહેલો છે.

આવી જમાઅત સૌ પ્રથમ સહાબએ કિરામ (રદિ.)ની જમાઅત છે, જેઓ ભલાઈ તરફ આમંત્રણ આપતા હતા તથા અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરના મહાન હેતુને લઈને ઊભા થયા અને થોડા જ સમયમાં આખી દુનિયા ઉપર છવાઈ ગયા. રૉમ, ઈરાન વગેરેની મોટી-મોટી પથભ્રષ્ટ અને અત્યાચારી હુકૂમતોને કચડી નાંખી અને દુનિયાને અખ્લાક તથા પવિત્રતાના પાઠો આપ્યા, નેકી-ભલાઈ અને તકવાનો દિવ્યપ્રકાશ રેલાવ્યો !

અલ્લાહ તઆલાએ ભલાઈ તરફ આમંત્રણ આપનાર જમાઅત

(સંગઠન)ની આવશ્યકતા અને તેના લક્ષણો વર્ણન કર્યા પછી પ્રસ્તુત બીજી આયતમાં મુસલમાનોને પરસ્પર મતભેદો ઊભા કરવાથી અને ફિરકા પાડવાથી તથા વાદ-વિવાદથી બચવાની સૂચના આપીને ઈરશાદ ફરમાવ્યો,

وَلَا تَكُونُوا كَالَّذِينَ تَفَرَّقُوا وَاخْتَلَفُوا مِنْ بَعْدِ مَا جَآءَهُمُ الْبَيِّنٰتُ،

*"તે લોકો જેવા ન બની જાઓ જેમણે સ્પષ્ટ અને ખુલ્લી દલીલો આવ્યા પછી પણ વાદ-વિવાદ કર્યો."* *(સૂ:૩, આ:૧૦૫)*

મતલબ કે, યહૂદીઓ અને નસારા જેવા ન બનો જેમણે અલ્લાહના સ્પષ્ટ હુકમો મળ્યા પછી ફક્ત ભ્રમ અને ખ્વાહિસાતની (મનેચ્છાઓની) પૈરવી કરીને શરીઅતના હુકમોમાં પરસ્પર વિરોધી બની ગયા તથા ફરી ગયા અને પરસ્પર યુદ્ધો કરી ખૂન વહાવી અલ્લાહના અઝાબમાં સપડાઈ ગયા. આ આયત વાસ્તવમાં وَاعْتَصِمُوا بِحَبْلِ اللّٰهِ جَمِيعًا (અને બધા ભેગા મળી અલ્લાહની રસ્સીને મજબૂતીથી પકડી રાખો)ની પૂર્ણતા છે. આ આયતમાં એકતાનું કેન્દ્ર એટલે કે, "અલ્લાહની રસ્સી"ને મજબૂતીથી પકડવાની દા'વત આપવામાં આવી છે અને ઈશારો કરી બતાવવામાં આવ્યું છે કે, એકતા અને સંગઠનતા સમગ્ર ઉમ્મત અને કૌમને એક વ્યક્તિ, એક અવાજ અને એક શક્તિમાં પરિવર્તિત કરી દે છે. પછી ભલાઈ તરફ આમંત્રણ અને અમ્ર બિલ મઅ્રૂફ તથા નહી અનિલ મુન્કર આવી એકતા અને સંગઠન શક્તિને બળ પૂરું પાડે છે, અને ત્યાર પછી કહેવામાં આવ્યું وَلَا تَفَرَّقُوا (અને વિખરાય ન જાઓ) આ આયત وَلَا تَكُونُوا كَالَّذِينَ تَفَرَّقُوا (અને તેમના જેવા ન થાઓ જેઓ ફિરકાઓમાં વહેંચાઈ ગયા)થી એવી સૂચના અને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, વાદ-વિવાદ અને વિરોધ-વંટોળ તથા મતભેદોએ પાછલી કૌમોનો સર્વનાશ કરી નાંખ્યો તેનાથી બોધપાઠ ગ્રહણ કરો અને પોતાનામાં આ બીમારી પૈદા ન થવા દો. પરસ્પર સંવાદિતા પ્રસ્થાપિત કરી સંગઠિત થઈ મજબૂત બનો.

આયતમાં જે મતભેદ અને વાદ-વિવાદને વખોડવામાં આવ્યો છે, તે વાદ-વિવાદ એ પ્રકારનો વાદ-વિવાદ છે કે, જે દીની સિદ્ધાંતોમાં અથવા કોઈ ગૌણ મસ્અલાઓમાં ફક્ત પોતાની મનેચ્છાઓના કારણે ઉપસ્થિત કરવામાં આવે. એટલા માટે આ આયતમાં આ શબ્દો મૂકવામાં આવ્યા કે, "સ્પષ્ટ હુકમો આવી ગયા પછી" આ શબ્દો જ બતાવે છે કે, દીનના મૂળભૂત સિદ્ધાંતો સ્પષ્ટ

અને ચોખ્ખા સમજી શકાય એવા હોય છે અને અમુક ગૌણ મસ્અલાઓ બાબતે પણ જો મનેચ્છાઓ વ્યક્તિત્વ પર સવાર ન થાય તો તે પણ સ્પષ્ટ અને જાહેર છે. જેથી તેમાં મતભેદની કોઈ સંભાવના નથી હોતી, પરંતુ જે મસ્અલાઓ સ્પષ્ટ નુસૂસ એટલે કે, જે બાબતો વિશે કુર્આનના સ્પષ્ટ અને ખુલ્લા હુકમો મૌજૂદ નથી તે ન હોવાના કારણે નુસૂસના અમુક જાહેરી અર્થોના અભિપ્રાયમાં ઈજતિહાદી ઈખ્તિલાફ થતા હોય છે તો તે આયતો આમાં સામેલ નથી અને તેના માટે સહીહ હદીષો પૂરતી છે. જે બુખારી અને મુસ્લિમમાં અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત થઈ છે કે, "જ્યારે કોઈ ઈજતિહાદ કરે અને તે હુકમ બરાબર હોય તો તેને બેઘણો સવાબ મળે છે અને ઈજતિહાદમાં ક્ષતિ રહી જાય તો તેને એકઘણો સવાબ મળે છે."

આથી સ્પષ્ટ થયું કે, જે ઈજતિહાદી ઈખ્તિલાફ (મતભેદો)માં ઉણપ હોવા છતાં એકઘણો સવાબ મળે છે માટે તે વખોડવાપાત્ર નથી હોઈ શકતું. એટલા માટે જે ઈજતિહાદી મતભેદો સહાબા (રદિ.) અને મુજ્તહીદીન ઈમામો (રહ.)માં પૈદા થયા છે તેને ઉપરોક્ત આયત સાથે કોઈ સંબંધ નથી. હઝરત કાસિમ બિન મુહમ્મદ (રદિ.) અને હઝરત અમ્ર બિન અઝીઝ (રદિ.)ના કથન મુજબ સહાબાના મતભેદો લોકો માટે રહમત અને છુટકારાનું કારણ છે.

*(કઝા ફી રૂહૂલ મઆની નક્લન અનલ બયહકી વલ મુદ્ખલ)*

## ઇજતિહાદી મતભેદોમાં કોઇપણ પક્ષે ગુનોહ નથી હોતો, ઇજતિહાદી મતભેદોને ગુનોહ સમજવો જાઇઝ નથી :

અત્રે એક ઘણી જ અગત્યની સૈદ્ધાંતિક બાબત સ્પષ્ટ થઈ ગઈ કે, જે ઈજતિહાદી મતભેદો શરઈ ઈજતિહાદની વ્યાખ્યામાં સામેલ છે તેમાં પોત-પોતાના ઈજતિહાદથી જે ઈમામોએ જે પણ અભિપ્રાય અપનાવી લીધો, હવે જો તેમાંથી કોઈ એક સાચું છે અને બીજું ક્ષતિયુક્ત છે પરંતુ વાસ્તવમાં આ સત્ય અને ક્ષતિનું પ્રમાણપત્ર ફક્ત અલ્લાહ તઆલાએ આપવાનું હોય છે, તે મહશરમાં ઈજતિહાદ દ્વારા સત્ય સુધી પહોંચનાર મુજ્તહિદને બેઘણો સવાબ આપશે અને જેના ઈજતિહાદમાં કોઈ ક્ષતિ રહી ગઈ તેને એકઘણો સવાબ આપશે. અલ્લાહ તબારક વ તઆલા સિવાય કોઈને ઈજતિહાદી મતભેદોમાં એવું કહેવાનો અધિકાર નથી કે, આ વિશ્વાસપૂર્વક ચોક્કસ રીતે સાચો છે અને બીજો

ખોટો છે. હા ! પોતાની સમજદારી અને દિર્ઘદષ્ટિથી જેને કુર્આન અને સુન્નતથી વધારે નજીક સમજે તેના વિશે એવું કહી શકાય છે કે, મારા નજીક આ સત્ય છે, પરંતુ તેમાં ક્ષતિની પણ સંભાવના રહેલી છે અને બીજી તરફ ક્ષતિ છે, પરંતુ સંભાવના તે પણ સત્ય હોવાની છે. આ તે વાતો છે જે બધા જ ઈમામો અને ફૂકૂહાના અર્થઘટનોમાં જોવા મળે છે. એનાથી આ પણ સ્પષ્ટ થઈ ગયું કે, ઈજતિહાદી મતભેદોમાં કોઈપણ પક્ષે ગુનોહ નથી હોતો કે, તેને અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરના સિદ્ધાંત હેઠળ હુકમ લાગુ પાડી શકાય અને જ્યારે તે ગુનોહ નથી તો તેના ઉપર અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરના સિદ્ધાંત પ્રમાણે રોકટોક કરવી પોતે જ ગુનોહ બની જાય છે. એટલા માટે તેનાથી બચવું જરૂરી છે. આ તે બાબતો છે જેમાં વર્તમાન સમયમાં ઘણા જ વિદ્વાનો અને આલિમો પણ અજ્ઞાનતામાં રાચી રહ્યા છે અને પોતાનાથી વિરૂદ્ધ દષ્ટિકોણ રાખનારની ટીકા-ટિપ્પણી કરે છે અને અત્યાચાર પણ કરે છે. જેનું પરિણામ ક્યારેક મુસલમાનોમાં લડાઈ-ઝઘડા તથા પરસ્પર મતભેદો અને વાદ-વિવાદો, વેર-ઝેર સ્વરૂપે અનેક ઠેકાણે સામે આવે છે અને આ બાબત આજકાલ કોઈપણ સ્થળે અનુભવી શકાય છે.

ઈજતિહાદી મતભેદો જો ઈજતિહાદના સિદ્ધાંતો અને નિયમો પ્રમાણે હોય તો તે પ્રસ્તુત આયત وَلَا تَفَرَّقُوْا (ફિરકાઓમાં વહેંચાઈ ન જાઓ)ના વિરૂદ્ધ નથી અને વખોડવાપાત્ર પણ નથી. અલબત્ત, તે ઈજતિહાદી મતભેદોની સાથે આજના વર્તમાન યુગમાં જે વર્તણૂક કરવામાં આવી રહી છે કે, તેની જ ચર્ચા અને દલીલબાજીઓને દીનનો આધાર બનાવી લેવામાં આવ્યો છે અને તેના ઉપર જ લડાઈ-ઝઘડા તથા દુશ્મનાવટ સુધીની નો'બત પહોંચી ગઈ છે. આવી માનસિકતા ચોક્કસ وَلَا تَفَرَّقُوْا (વલા તફર્રકૂ)નો સ્પષ્ટ વિરોધ છે અને વખોડવાપાત્ર છે તથા સહાબા અને તાબિઈન તથા સલફ (પુરોગામી બુઝૂર્ગો)ની સુન્નતથી બિલકુલ વિપરીત છે. ઉમ્મતના અસ્‌લાફોમાં ક્યારેય ક્યાંય એવું સાંભળવામાં નથી આવ્યું કે, ઈજતિહાદના મતભેદોના કારણે પોતાનાથી અલગ પ્રકારનો મત ધરાવનાર લોકો ઉપર આ પ્રમાણે મુન્કર (ગુનાહ) લાગુ પાડવામાં આવ્યો હોય. દાખલા તરીકે, ઈમામ શા'ફઈ (રહ.) અને બીજા ઈમામોનો મસ્‌લક એ છે કે, જે નમાઝ જમાઅત સાથે ઈમામની પાછળ પઢવામાં આવે તેમાં પણ

મુક્તદીઓ સૂરએ ફાતિહા પઢવી ફરજ છે. જ્યારે કે ઈમામ અબૂ હનીફા (રહ.)ના મત પ્રમાણે મુક્તદીએ ઈમામ પાછળ સૂરએ ફાતિહા પઢવી જાઈઝ નથી. એટલા માટે હનફી મસ્લકના લોકો તેને પઢતા નથી, પરંતુ સમગ્ર ઉમ્મતના ઈતિહાસમાં ક્યારેય એવું સાંભળવામાં નથી આવ્યું કે, શા'ફઈ મસ્લકના લોકોએ હનફી મસ્લકના લોકોને નમાઝ છોડનારા કહ્યા હોય કે, તમારી તો નમાઝ જ નથી થતી એટલા માટે તમે બેનામાઝી છો અથવા તેમને કોઈપણ સ્વરૂપે ગુનાહમાં સપડાયેલા હોવાનું સર્ટિફિકેટ પણ નથી આપ્યું, જેમકે શરીઅતની પ્રતિબંધિત બાબતો ઉપર આપવામાં આવે છે.

ઈમામ ઈબ્ને અબ્દુલ્ બર્ર પોતાની કિતાબ ''જામિઊલ ઈલ્મ''માં આ ઘટના સંદર્ભે સલફની સુન્નત વિશે આ પ્રમાણે વર્ણન કરે છે.

عَنْ يَحْيٰى بْنِ سَعِيْدٍ قَالَ مَا بَرِحَ اَهْلُ الْفَتْوٰى يُفْتُوْنَ فَيُحِلُّ هٰذَا وَيُحَرِّمُ هٰذَا فَلَا يَرَى الْمُحَرِّمُ اَنَّ الْمُحِلَّ هَلَكَ لِتَحْلِيْلِهٖ وَلَا يَرَى الْمُحِلُّ اَنَّ الْمُحَرِّمَ هَلَكَ لِتَحْرِيْمِهٖ، (جَامِعُ بَيَانِ الْعِلْمِ، ص ٨٠)

*"યહ્યા બિન સઈદ ફરમાવે છે કે, હંમેશા ફતવા આપનારા ફતવો આપતા રહ્યા છે; એક વ્યક્તિ ગૌણ હુકમોમાં એક વસ્તુને પોતાના ઈજતિહાદથી હલાલ ઠરાવી આપે છે અને બીજા હરામ કહે છે, પરંતુ ન તો હરામ કહેનારો એવું સમજે છે કે, જેણે હલાલ હોવાનો ફતવો આપ્યો છે તે હલાક અને ગુમરાહ થઈ ગયો અને ન જ હલાલ કહેનારો એવું સમજે છે કે, હરામનો ફતવો આપનાર હલાક અને ગુમરાહ થઈ ગયો." (જામિઉલ બયાનુલ ઈલ્મ, પેજ:૮૦)*

**જરૂરી સૂચના અને તાકીદ :**

ઉપરોક્ત તમામ ચર્ચા તે ઈજતિહાદ વિશે છે જે શરીઅતના સિદ્ધાંતો હેઠળ કરવામાં આવેલા ઈજતિહાદ પ્રમાણે હોય, જેની પ્રથમ શરત એ છે કે, ઈજતિહાદ ફક્ત એવા જ મસ્અલાઓમાં કરી શકાય છે જેના વિશે કુર્આન અને હદીષમાં કોઈ ફેંસલો મૌજૂદ નથી અથવા એવી સંદિગ્ધ અને ગૂંચવાડાવાળી સમસ્યા છે કે, તેની અલગ-અલગ વ્યાખ્યાઓ થઈ શકે છે. અથવા તો અમુક આયતો વગેરેથી તેમાં બે વિભિન્ન પ્રકારની વસ્તુઓ સમજી શકાતી હોય એવી પરિસ્થિતિમાં ફક્ત એવા લોકોને જ ઈજતિહાદ કરવાની પરવાનગી છે જેમનામાં

ઈજતિહાદ કરવાની શરતો મૌજૂદ છે. દાખલા તરીકે, કુર્આન અને હદીષ વિશે દરેક પ્રકારના જ્ઞાન અને કળાનો સંપૂર્ણ નિષ્ણાત હોય, અરબી ભાષા ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવતો હોય, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના નિવેદનો અને તેમના ફરમાનોની સંપૂર્ણ જાણકારી ધરાવતો હોય વગેરે. તો આવો વ્યક્તિ કોઈ એવા મસ્અલામાં પોતાનો ઈજતિહાદ રજૂ કરે જેમાં કુર્આન અને સુન્નતની કોઈ નુસૂસ વડે કોઈ ફેંસલો મૌજૂદ ન હોય તો તેનો ઈજતિહાદ બરાબર છે અને તે ઈજતિહાદમાં કોઈ અલગ મત ધરાવતા મુજતહિદ સાથે તેને મતભેદ છે એવું કહી શકાય નહીં.

એ જ પ્રમાણે જો ઈજતિહાદની શરઈ શરતો કોઈ વ્યક્તિમાં મૌજૂદ નથી તો તેના મતભેદ કે વિરોધને ઈજતિહાદી મતભેદ કહી શકાય નહીં. કોઈ સમસ્યા કે મસ્અલા ઉપર તેના નિવેદન વડે કોઈ પ્રભાવ પડશે નહીં, જેમકે આજકાલ ઘણા ભણેલા-ગણેલા લોકોએ એવું સાંભળી લીધું છે કે ઈસ્લામમાં ઈજતિહાદ પણ એક સિદ્ધાંત છે અને ફક્ત ઉપરછલ્લું જ્ઞાન ધરાવતી વ્યક્તિ પર નાજુક મસ્અલાઓમાં પોતાના અભિપ્રાયો આપતા થઈ ગયા છે અને એવા મસ્અલાઓમાં પણ કૂદી પડે છે કે, જેમાં કોઈ મુજતહિદ ઈમામને પણ બોલવાની ઈજાઝત નથી. આમ છતાં આવા લોકો દીનના જ્ઞાનની થોડી-ઘણી પણ સમજ ન ધરાવતા હોવા છતાં એવા મસ્અલાઓમાં પોતાની ચાંચ ડૂબાડવા લાગી ગયા છે. મઆઝલ્લાહ !

---

## આયતો: (સૂરએ આલિ ઇમ્રાન: આયત નં. ૧૦૬ થી ૧૦૯)

يَّوْمَ تَبْيَضُّ وُجُوْهٌ وَّتَسْوَدُّ وُجُوْهٌ ۚ فَاَمَّا الَّذِيْنَ اسْوَدَّتْ وُجُوْهُهُمْ ۣ اَكَفَرْتُمْ
بَعْدَ اِيْمَانِكُمْ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿١٠٦﴾ وَاَمَّا الَّذِيْنَ ابْيَضَّتْ
وُجُوْهُهُمْ فَفِيْ رَحْمَةِ اللّٰهِ ۭ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿١٠٧﴾ تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا
عَلَيْكَ بِالْحَقِّ ۭ وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعٰلَمِيْنَ ﴿١٠٨﴾ وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ
وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿١٠٩﴾ ع

## તરજુમો :

*જે દિવસે અમુક ચહેરાઓ સફેદ (નૂરાની) હશે, અને અમુક ચહેરાઓ કાળા (નહૂસતવાળા) હશે, બસ, જે લોકોના ચહેરાઓ કાળા થયા (તેમને) કહેવામાં આવશે, શું તમે ઈમાન લાવ્યા પછી કુફ્ર કર્યું !? તો હવે અઝાબ ચાખો, કારણ કે તમે કુફ્ર કરતા હતા. (૧૦૬) અને અલબત્ત જે લોકોના ચહેરા સફેદ (નૂરાની) હશે તેઓ અલ્લાહની રહમતમાં હશે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૧૦૭) આ અલ્લાહની આયતો (હુકમો) છે, (હે નબી ﷺ!) અમે તમારા ઉપર ઠીક–ઠીક પઢી સંભળાવીએ છીએ અને અલ્લાહ દુનિયાવાળાઓ ઉપર કોઈ જુલમ નથી ઈચ્છતો. (૧૦૮) અને અલ્લાહના માટે જ છે જે કંઈ આસમાનોમાં અને જે કંઈ જમીનમાં છે અને અલ્લાહ તરફ જ સઘળા કામો પાછા વાળવામાં આવશે. (૧૦૯)*

## તફસીર :

તે દિવસે (એટલે કે કયામતના દિવસે) અમુક ચહેરા સફેદ (અને ચમકતા) થઈ જશે અને અમુક ચહેરા કાળા (અને નહૂસતના અંધારા જેવા) થશે. બસ, જેના ચહેરા (નહૂસતથી) કાળા થઈ જશે તેમને કહેવામાં આવશે કે, તમે (જ) લોકો કાફિર થયા હતા પોતાનું ઈમાન લાવ્યા પછી, તો (હવે) સજા ચાખો, પોતાના કુફ્રના કારણે; અને જેમના ચહેરા સફેદ (ચમકતા) થશે તેઓ અલ્લાહની રહમત (એટલે કે જન્નત)માં (દાખલ થયેલ) હશે (અને) તેઓ તેમાં હંમેશા –હંમેશા રહેશે. આ (જે ઉપર વર્ણન થયું) અલ્લાહ તઆલાની આયતો છે, જે સાચી–સાચી રીતે અમે તમને પઢીને સંભળાવીએ છીએ. (તેનાથી ઉપરોક્ત વિષય સાચો હોવાનું સાબિત થઈ ચૂક્યું) અને અલ્લાહ તઆલા મખ્લૂક ઉપર જુલમ કરવા નથી ઈચ્છતો. (બસ, જે કોઈના માટે સારો બદલો અથવા સજા નક્કી કરી છે તે બિલકુલ બરાબર અને યોગ્ય જ છે.) અને અલ્લાહની જ મિલકત છે જે કંઈ આસમાનોમાં અને જમીનોમાં છે. (બસ, જ્યારે બધી જ તેની મિલકત છે તો તે સૌની જવાબદારી એ હતી કે તેઓ અલ્લાહની ઈતાઅત કરે અને માલિકની તાબે'દારી કરવી પ્રત્યેક સેવકની ફરજ હોય છે.) અને તેના તરફ જ સઘળા કાર્યો પાછા ફેરવવામાં આવશે. (કયામતના દિવસે અલ્લાહ સિવાય કોઈ અન્ય સત્તાધીશ નહીં હોય.)

## મસ્અલા અને બોધપાઠ :

**ચહેરા ઉપરની સફેદી (ચળકાટ) અને (નહૂસતની) કાળાશનો શું અર્થ છે ?**

ચહેરાની સફેદી અને કાળાશનું વર્ણન કુર્આન શરીફમાં ઘણી જગ્યાએ આવેલું છે.
દાખલા તરીકે,

وَيَوۡمَ الۡقِيٰمَةِ تَرَى الَّذِيۡنَ كَذَبُوۡا عَلَى اللّٰهِ وُجُوۡهُهُمۡ مُّسۡوَدَّةٌ ۔ (زمر)

*"કયામતના દિવસે જોશો કે, જેમણે અલ્લાહ ઉપર જૂઠું બોલ્યું હતું તેમનું મોઢું કાળું થઈ ચૂક્યું હશે." (સૂ:૩૯, આ:૬૦)*

وُجُوۡهٌ يَّوۡمَئِذٍ مُّسۡفِرَةٌ ضَاحِكَةٌ مُّسۡتَبۡشِرَةٌ وَّوُجُوۡهٌ يَّوۡمَئِذٍ عَلَيۡهَا غَبَرَةٌ تَرۡهَقُهَا قَتَرَةٌ (عبس)

*"ઘણા ચહેરાઓ તે દિવસે ચળકી રહ્યા હશે, ખૂશખબરી મેળવીને મુશ્કુરાઈ રહ્યા હશે, અને કેટલાય ચહેરાઓ ઉપર તે દિવસે ધૂળ પડેલી હશે." (સૂ:૮૦, આ:૩૮-૩૯-૪૦)*

وُجُوۡهٌ يَّوۡمَئِذٍ نَّاضِرَةٌ اِلٰى رَبِّهَا نَاظِرَةٌ (قيامه)

*"તે દિવસે ઘણા ચહેરા નૂરાની (ચળકતા) હશે, પોતાના પરવરદિગાર તરફ જોઈ રહ્યા હશે." (સૂ:૭૫, આ:૨૨-૨૩)*

આ આયતોમાં એક જ અર્થના સંદર્ભમાં અનેક શબ્દો વર્ણન કરવામાં આવ્યા છે. એટલે કે, بِيَاضٌ અને قَتَرَةٌ، غَبَرَةٌ، سَوَادٌ અને نَضَرَةٌ જમહૂર મુફસ્સિરોના મતે સફેદીનો અર્થ "ઈમાનના નૂર (ચળકાટ)ની સફેદી" છે. એટલે કે, મો'મિનોના ચહેરા ઈમાનના નૂરથી રોશન અને પ્રફુલ્લિત હશે તથા કાળાશનો અર્થ "કુફ્રની કાળાશ અને નહૂસત" છે. એટલે કે કાફિરોના ચહેરા ઉપર કુફ્રની નહૂસત છવાયેલી હશે અને ઉપરથી ફિસ્ક અને ફુજૂર (ગુનાહિત કૃત્યો)ની કાળાશ તેને વધારે કાળો બનાવી દેશે.

**કાળા નહૂસતવાળા ચહેરાવાળા અને સફેદ નૂરાની અને રોશન ચહેરાવાળા લોકો કોણ છે ?**

આ લોકોને ઓળખવા માટે મુફસ્સિરોના અનેક અભિપ્રાયો અને નિવેદનો

ઉપસ્થિત છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "અહલે સુન્નતના ચહેરા સફેદ (નૂરાની) હશે અને અહલે બિદ્અતના ચહેરા કાળા (નહૂસતવાળા) હશે." હઝરત અતાઅ્ (રદિ.) ફરમાવે છે કે, "મુહાજિરો અને અન્સારોના ચહેરા સફેદ હશે અને બની કુરયઝા તથા બનુ નઝીરના ચહેરા કાળા હશે." *(કુર્તુબી)*

ઈમામ તિરમિઝી (રહ.)એ હઝરત અબૂ ઉમામહ (રદિ.)ની એક હદીષ નકલ કરી છે કે, "તેનો ભાવાર્થ ખવારિજ છે. એટલે કે, ખવારિજના ચહેરાઓ કાળા હશે અને સફેદ ચહેરાઓ તે લોકોના હશે જેમને તેઓ કતલ કરશે." فَقَالَ اَبُوْاُمَامَةَ كِلَابُ النَّارِشَرُّ قَتْلٰى تَحْتَ اَدِيْمِ السَّمَاءِ وَخَيْرُ قَتْلٰى مَنْ قَتَلُوْهُ، ثُمَّ قَرَأَ "يَوْمَ تَبْيَضُّ وُجُوْهٌ وَّتَسْوَدُّ وُجُوْهٌ" "જ્યારે અબૂ ઉમામહ (રદિ.)ને એવું પૂછવામાં આવ્યું કે, આ હદીષ તમે આપ ﷺ પાસેથી સાંભળી છે ?" તો તેમણે ગણતરી કરીને જવાબ આપ્યો કે, "જો આપ ﷺ પાસેથી મેં સાત વખતે આ હદીષ સાંભળી ન હોત તો મેં વર્ણન ન કરી હોત." *(તિરમિઝી)*

હઝરત ઈક્રિમહ (રદિ.) ફરમાવે છે કે, "કાળા ચહેરા અહલે કિતાબમાંથી તે લોકોના હશે જેઓ રસૂલે કરીમ ﷺની નુબુવ્વત પહેલાં રસૂલે કરીમ ﷺનું સમર્થન કરતા રહ્યા હતા, પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺનું આગમન થયું તો તેમનું સમર્થન અને મદદ કરવાને બદલે ઊલટાનું તેમને જૂઠાડવાનું શરૂ કરી દીધું." *(તફસીરે કુર્તુબી)*

પ્રસ્તુત નિવેદનો સિવાય અન્ય ઘણા કૌલ મૌજૂદ છે, પરંતુ તે સૌમાં કોઈ ખાસ વિરોધાભાસ નથી. સૌનો ભાવાર્થ એક જ નીકળે છે. ઈમામ કુર્તુબીએ પોતાની તફસીરમાં આયત يَوْمَ تَبْيَضُّ وُجُوْهٌ وَّتَسْوَدُّ وُجُوْهٌ વિશે ફરમાવ્યું કે, "મો'મિન મુખ્લિસ લોકોના ચહેરા સફેદ (નૂરાની) હશે પરંતુ તેઓના સિવાય તે સૌ લોકોના ચહેરા કાળા (નહૂસતવાળા) હશે જેમણે દીનમાં ફેરબદલ કર્યો છે, ભલે તે મુર્તદ અને કાફિર થઈ ગયો હોય અથવા પોતાના દિલમાં દોગલાપણા (નિફાક)ને છૂપાવતો હોય તે સૌની સાથે એ જ પ્રમાણે વર્તાવ કરવામાં આવશે." *(તફસીરે કુર્તુબી)*

**અમુક મહત્ત્વની સ્પષ્ટતા :**

અલ્લાહ તઆલા يَوْمَ تَبْيَضُّ وُجُوْهٌ وَّتَسْوَدُّ وُجُوْهٌ માં بِيَاض (નૂરાની)ને سَوَاد (કાળાશ)થી આગળના ક્રમમાં રાખ્યું છે પરંતુ فَاَمَّا الَّذِيْنَ اسْوَدَّتْ وُجُوْهُهُمْ

(અને તેઓ જેમના ચહેરા કાળા હશે)માં سَوَادُ (કાળાશ)ને بِيَاضُ (નૂરાની) કરતાં આગલા ક્રમે રાખ્યું. જ્યારે કે, ક્રમનો તકાદો એ હતો કે, بِيَــــاضُ ને અહીંયાં પણ તેના ક્રમમાં આગળ રાખવામાં આવે પરંતુ ક્રમને ઉલટ-સૂલટ કરવાથી અલ્લાહ તઆલાએ પોતાના સર્જનના હેતુ તરફ ઈશારો કર્યો છે અને તે હેતુ પોતાની મખ્લૂક ઉપર રહમ કરવાનો છે, ન કે તેમને અઝાબ આપવાનો ! એટલા માટે સૌ પ્રથમ અલ્લાહ તઆલાએ اَهْــلِ بِيَــاضُ (સફેદ નૂરાની ચહેરાવાળાઓ)નું વર્ણન કર્યું, જે અલ્લાહ તઆલાની રહમત અને સવાબના હકદાર છે અને ત્યાર પછી اَهْــلِ سَــوَا دُ (કાળા અને મનહૂસ ચહેરાવાળાઓ)નું વર્ણન કર્યું છે, જે અઝાબના હકદાર છે. ત્યારબાદ અલ્લાહ તઆલાએ આયતના અંતે فَفِـىْ رَحْـمَةِ اللّٰهِ (તેઓ અલ્લાહની રહમતમાં છે)થી પોતાની મહાન રહમત (કૃપા)ની પણ જાહેરાત કરી અને આયતની શરૂઆતમાં અને તેના અંતે બંને સ્થળે રહમત અને કૃપા પામવાનું વર્ણન કર્યું અને વચ્ચે اَهْـلِ سَـوَادُ (કાળા ચહેરાવાળાઓ)નું; જેમાં પોતાની મહાન રહમત તરફ ઈશારો કરી દીધો કે, મનુષ્યજાતિને એટલા માટે પૈદા કરવામાં નથી આવી કે તે અઝાબમાં જ સપડાય બલકે, તેને એટલા માટે પૈદા કરવામાં આવી છે કે, તે મારી કૃપાથી લાભ ઉઠાવે.

બીજો લાભ એ છે કે, રોશન નૂરાની ચહેરાવાળા લોકો વિશે ઈરશાદ છે કે, તેઓ હંમેશા અલ્લાહની રહમતમાં રહેશે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "અલ્લાહની રહમતનો અર્થ અહીંયાં "જન્નત" છે." અહીંયાં પણ દેખીતી રીતે જન્નતને રહમત તરીકે ઓળખાવવાનો ભાવાર્થ એ છે કે, વ્યક્તિ ગમે એટલો ઈબાદત ગુઝાર અને અલ્લાહના માર્ગમાં સંઘર્ષ કરનાર કેમ ન હોય ! પરંતુ તે જન્નતમાં ફક્ત અલ્લાહ તઆલાની રહમતથી જ જશે કારણ કે, ઈબાદત કરવી પણ વ્યક્તિની પોતાની કોઈ વિશેષતા નથી. બલકે, તે ઈબાદત કરવાની શક્તિ પણ અલ્લાહ તઆલાએ જ અર્પણ કરેલ છે. એટલા માટે ઈબાદત કરવાથી જન્નતમાં પ્રવેશ મેળવવો જરૂરી નથી બની જતો બલકે, જન્નતમાં પ્રવેશ તો માત્ર અલ્લાહની રહમતથી જ મળશે. *(તફસીરે કબીર)*

ત્રીજો લાભ એ છે કે, અલ્લાહ તઆલાએ فَــفِــىْ رَحْــمَةِ الـلّٰــهِ (તેઓ અલ્લાહની રહમતમાં હશે) પછી هُـمْ فِيْهَـــا خٰـلِدُوْنَ (સદા-સર્વદા) બતાવીને ફરમાવી દીધું કે, મો'મિનો અલ્લાહની જે પણ રહમતમાં હશે તે તેમના માટે

કામચલાઉ નહીં બલકે, હંમેશા-હંમેશ માટે કાયમી રહમત હશે. તેમની પાસેથી આ નેઅ્મત ક્યારેય છીનવી લેવામાં નહીં આવે અથવા તો ઓછી કરવામાં નહીં આવે. તેનાથી વિપરીત اهل سواد (ગુનાહોની નહૂસતથી કાળા થયેલા ચહેરાઓ) માટે એવો ખુલાસો કરવામાં નથી આવ્યો કે, તેઓ આ હાલતમાં હંમેશા રહેશે.

**પોતાના ગુનાહોના કારણે જ વ્યક્તિને સજા મળે છે :**

فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ માં ઈશારો ફરમાવ્યો છે કે, "આજે જે કંઈ અઝાબ મળી રહ્યો છે તે અમારા તરફથી નથી બલકે તે તમારી જ કમાણી છે, જે તમે દુનિયામાં કરતા રહ્યા છો." (સૂ:૩, આ:૧૦૬) કારણ કે વાસ્તવમાં જન્નત અને દોઝખની નેઅ્મતો અને તકલીફો ખરેખર આપણા જ અમલોના બદલાયેલા સ્વરૂપો છે. એ જ બાબતે ચેતવણી આપવા માટે છેવટે ફરમાવ્યું, وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعٰلَمِيْنَ એટલે કે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓ ઉપર જુલમ કરવાનો કોઈ ઈરાદો નથી રાખતો, અઝાબ-સવાબ જે કંઈ પણ છે તે ન્યાયી રીતે હિકમત અને રહમતના તકાદાને આધીન છે.

---

**આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૧૦)**

| |
|---|
| كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَتَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ |
| بِاللّٰهِ ؕ وَلَوْ اٰمَنَ اَهْلُ الْكِتٰبِ لَكَانَ خَيْرًا لَّهُمْ ؕ مِنْهُمُ الْمُؤْمِنُوْنَ وَاَكْثَرُهُمُ الْفٰسِقُوْنَ ﴿۱۱۰﴾ |

**તરજુમો :**

*તમે બહેતરીન (અતિઉત્તમ) ઉમ્મત છો જે લોકો માટે મોકલવામાં (પૈદા કરવામાં) આવી છે; તમે સારા કામોનો હુકમ કરો છો અને ખરાબ કામોથી રોકો છો અને અલ્લાહ ઉપર ઈમાન લાવો છો, અને જો અહલે કિતાબ ઈમાન લઈ આવ્યા હોત તો તેમના માટે ઉત્તમ હતું; તેમનામાં (અમુક તો) ઈમાનવાળા છે અને મોટાભાગના નાફરમાન છે. (૧૧૦)*

**આયતોનો ક્રમ અને ગોઠવણી :**

પાછલી આયતોમાં મુસલમાનોને ઈમાન ઉપર મજબૂતીથી ટકી રહેવા અને અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરની મહત્ત્વની ફરજને અદા

કરવાનો હુકમ આપવામાં આવ્યો હતો. અહીંયાં એ બાબતનો તાકીદપૂર્વકનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને અલ્લાહ તબારક વ તઆલાએ બધી ઉમ્મતોમાં શ્રેષ્ઠ અને "ખયરૂલ ઉમમ્" (બધી ઉમ્મતોમાં સારી ઉમ્મત) ઠરાવી છે, તેનું મોટું કારણ અને તેના લક્ષણો આ જ "અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર" છે.

## તફસીર :

(હે ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ !) તમે લોકો (સૌ ધર્મોના લોકો કરતાં) સારી જમાઅત છો કે (તમારી) તે જમાઅત (સૌ) લોકોને (લાભ અને હિદાયત પહોંચાડવા) માટે જાહેર (પૈદા) કરવામાં આવી છે. (અને અન્ય લોકોને લાભ પહોંચાડવો એ જ તમારી શ્રેષ્ઠતાનું કારણ છે અને તે એ રીતે કે,) તમે લોકો (શરીઅતના તકાદા પ્રમાણે વધારે કાળજીપૂર્વક) નેક કામોને બતાવો છો..... અને ખરાબ વાતોથી રોકો છો અને (પોતે પણ) અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવો છો. (એટલે કે ઈમાન ઉપર કાયમ રહો છો. અહીંયાં ઈમાનમાં તે બધા જ અકીદાઓ અને અમલો સામેલ છે જે અલ્લાહ તરફથી નાઝિલ થયા છે) અને જો અહલે કિતાબ (પણ જેઓ તમારો વિરોધ કરી રહ્યા છે, તમારી જેમ જ) ઈમાન લઈ આવ્યા હોત તો તેમના માટે વધારે સારું હતું (કે તેઓ પણ અહલે હક્કની આ શ્રેષ્ઠ જમાઅતમાં સામેલ થઈ ગયા હોત, પરંતુ અફસોસ કે, તે બધા મુસલમાન ન થયા બલકે,) તેમનામાંથી અમુક તો મુસલમાન છે (જેઓ રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન લાવીને ઈસ્લામમાં દાખલ થઈ ગયા) અને તેમનામાંના મોટા ભાગના લોકો કાફિર છે (કે તેઓ ખાતમુલ અંબિયા ﷺ ઉપર ઈમાન ન લાવ્યા અને તેમની સર્વશ્રેષ્ઠ ઉમ્મતમાં સામેલ ન થયા).

## મસ્અલા અને બોધપાઠ :

### ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ સર્વશ્રેષ્ઠ ઉમ્મત હોવાના કેટલાક કારણો :

કુઆર્ને કરીમમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને "ખયરૂલ ઉમમ્" (સર્વશ્રેષ્ઠ ઉમ્મત) ઠરાવવાના કારણો અનેક આયતોમાં વર્ણન કરવામાં આવ્યા છે. આ બાબતની બધી જ મહત્ત્વની આયતો સૂરએ બકરહમાં આવી ચૂકી છે. وَكَذٰلِكَ جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا.... "અને એ જ પ્રમાણે અમે આપને મધ્યમમાર્ગી

(મોઅ્તદિલ) ઉમ્મત બનાવી." (સૂ:૨, આ:૧૪૩) ત્યાં આ આયતની તફસીર અને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ "ખયરૂલ ઉમમ્" હોવાનું મોટું કારણ તેનો એઅ્તિદાલ (મધ્યમ માર્ગ) છે. તદુપરાંત જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺના એઅ્તિદાલની સ્પષ્ટતા વર્ણન થઈ છે.

*(મઆરિફુલ કુર્આન -ગુજરાતી, જિલ્દ : ૧, પેજ : ૫૩૯ થી ૫૫૨)*

આ આયતમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ "ખયરૂલ ઉમમ્" હોવાના મહત્ત્વના કારણનો ઉલ્લેખ કર્યો છે કે, તે અલ્લાહની મખ્લૂકને લાભ પહોંચાડવા માટે જ અસ્તિત્વમાં આવી છે અને તેનો સૌથી મોટો લાભ એ છે કે, આ ઉમ્મત અલ્લાહની મખ્લૂકની આધ્યાત્મિકતા, વર્તણૂક અને નૈતિકતાની સુધારણાની ફિકર-ચિંતા કરે છે અને આ જ તેના ખયરૂલ ઉમમ્ના હોદ્દાની ફરજ છે. ભૂતકાળમાં પસાર થઈ ચૂકેલી ઉમ્મતો કરતાં સૌથી વધારે અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરની પૂર્ણતા..... આ ઉમ્મત દ્વારા થઈ છે. જો કે, અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરનો ફરજ અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતો ઉપર પણ મૂકવામાં આવ્યો હતો, જેની સ્પષ્ટતા સહીહ હદીષોમાં ઉપસ્થિત છે પરંતુ ભૂતકાળની ઘણી ઉમ્મતોમાં જિહાદનો હુકમ ન હતો. એટલા માટે તેમનો અમ્ર બિલ મઅ્રૂફ ફક્ત દિલથી અને મૌખિક જ હોઈ શકતો હતો. ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺમાં આ બાબતે એક દરજ્જો બાવડાંના બળથી અમ્ર બિલ મઅ્રૂફ કરવાનો પણ છે, જેમાં જિહાદના બધા જ પ્રકારો સામેલ છે અને હુકૂમતે ઈસ્લામના શરઈ કાનૂનોને લાગુ પાડવા પણ તેનો જ એક ભાગ છે. આ ઉપરાંત તે પાછલી ઉમ્મતોમાં જેવી રીતે દીનના અન્ય પ્રતીકો....થી ગફલત (ઉપેક્ષા) કરવામાં આવતી હતી એવી જ રીતે અમ્ર બિલ મઅ્રૂફના ફરજને પણ બિલકુલ ઉપેક્ષિત કરવામાં આવ્યો હતો અને આ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ વિશે એવી ભવિષ્યવાણી છે કે, "આ ઉમ્મતમાં કયામત સુધી એક એવી જમાઅત કાયમ રહેશે જે અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરના ફરજ ઉપર કાયમ રહેશે."

બીજી વિશેષતા એ છે કે, આ ઉમ્મત માટે تُؤْمِنُوْنَ بِاللّٰهِ વર્ણન કરવામાં આવ્યું. અહીંયાં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, અલ્લાહ પર ઈમાન તો બધા જ પાછલા નબીઓ અને તેમની ઉમ્મતોનું સમાન લક્ષણ છે. પછી તેને વિશેષ પ્રકારનું લક્ષણ કેમ ઠરાવવામાં આવ્યું ?

તેનો જવાબ સ્પષ્ટ છે કે, અસલ ઈમાન તો બધી જ ઉમ્મતોમાં એકસમાન છે પરંતુ ઈમાનના ગુણધર્મો, લક્ષણો, ખાસિયતો અને દરજ્જાઓ વિવિધ પ્રકારના હોય છે. તેમાં ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને જે દરજ્જો પ્રાપ્ત થયો છે તે પાછલી ઉમ્મતોના મુકાબલામાં એક વિશેષ પ્રકારનો દરજ્જો છે.

અંતિમ આયતમાં અહલે કિતાબ વિશે ફરમાવવામાં આવ્યું કે, તેમનામાંથી અમુક મુસલમાન છે. તેનો ભાવાર્થ એ છે કે, જે લોકો અહલે કિતાબમાંથી રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા હતા, તેઓ મુસલમાન છે. જેમકે, અબ્દુલ્લાહ બિન ઈબ્ને સલામ (રદિ.) વગેરે....

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૧૧)

لَنْ يَّضُرُّوْكُمْ اِلَّآ اَذًى ۭ وَاِنْ يُّقَاتِلُوْكُمْ يُوَلُّوْكُمُ الْاَدْبَارَ ۣ ثُمَّ لَا يُنْصَرُوْنَ ﴿١١١﴾

## તરજુમો :

*તેઓ તમને (મૌખિક વેણ દ્વારા) પજવવા સિવાય તમારું કદાપિ કંઈ જ બગાડી શકશે નહીં, અને જો તેઓ તમારાથી લડશે તો તે તમને પીઠ બતાવશે (નાસી છૂટશે), પછી તેમની મદદ થશે નહીં. (૧૧૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની આયતોમાં અહલે કિતાબ સાથે મુસલમાનોની દુશ્મની અને તેમની દીનને નુકસાન પહોંચાડવાની યુક્તિઓ અને ષડ્યંત્રોનું વર્ણન થયું હતું. આ આયતમાં મુસલમાનોને અહલે કિતાબ દ્વારા દુનિયવી નુકસાન પહોંચાડવાની યુક્તિઓ અને ષડ્યંત્રો કરવાનું વર્ણન છે.

## તફસીર :

તેઓ (અહલે કિતાબ) તમને કદાપિ કોઈ નુકસાન નહીં પહોંચાડી શકે પરંતુ થોડી તકલીફ (એટલે કે મૌખિક રીતે બુરું–ભલું કહીને દિલ દુઃખાવશે) અને જો તેઓ (એનાથી વધારે હિંમત કરે અને) તમારી સાથે મુકાબલો કરે તો તમને પીઠ બતાવીને નાસી છૂટશે પછી (તેનાથી વધીને એ થશે કે,) કોઈ તરફથી પણ તેમની મદદ નહીં થાય.

## મસ્અલા અને બોધપાઠ :

આ કુર્આનની "પેશીનગોઈ" (ભવિષ્યવાણી) એવી રીતે પૂર્ણ થઈ કે, અહલે કિતાબ વિશેષ કરી યહૂદીઓ નુબુવ્વતના સમયકાળમાં સહાબએ કિરામ (રદિ.)ના હાથે પરાજિત થયા અને જે લોકો માટે આ વિષયનું ખાસ સંબોધન થયું તેઓ વિશિષ્ટ સ્વરૂપે યહૂદીઓ છે કે, જેમના કબીલાઓને આ સંબોધન થયું છે, તેમાં તેમના તે લોકો પણ સામેલ છે જેઓ સહાબએ કિરામ (રદિ.)માં પરસ્પર વાદ–વિવાદ અને લડાઈ–ઝઘડાઓ કરાવવાની યુક્તિઓ કર્યા કરતા હતા. પરિણામ એ આવ્યું કે, તેઓ ખૂબ અપમાનિત થયા. અમુક ઉપર તો જઝિયો લગાવવામાં આવ્યો અને અમુક માર્યા ગયા, અમુકને દેશનિકાલો આપવામાં આવ્યો. આવનારી આયતમાં આ જ વિષયની પૂર્ણતા થાય છે.

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૧૨)

| |
|---|
| ضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ اَيْنَ مَا ثُقِفُوْٓا اِلَّا بِحَبْلٍ مِّنَ اللّٰهِ وَحَبْلٍ مِّنَ النَّاسِ وَ |
| بَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَضُرِبَتْ عَلَيْهِمُ الْمَسْكَنَةُ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ كَانُوْا يَكْفُرُوْنَ بِاٰيٰتِ |
| اللّٰهِ وَ يَقْتُلُوْنَ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿١١٢﴾ |

## તરજુમો :

*તેમના ઉપર ઝિલ્લત (અપમાન)ની છાપ મારવામાં આવી જ્યાં કંઈ પણ તેઓ જોવા મળે, બસ તે લોકો સિવાય કે જેઓ અલ્લાહના અને લોકોના (શાંતિ કરારની રૂએ) શરણમાં હોય; તેઓ અલ્લાહનો ગુસ્સો કમાયા અને તેમના ઉપર મોહતાજીનો સિક્કો મારવામાં આવ્યો; આ એટલા માટે કે તેઓ અલ્લાહની આયતોનો ઈન્કાર કરતા રહ્યા છે અને નબીઓને નાહક કતલ કરતા રહ્યા છે; આ એટલા માટે કે તેમણે નાફરમાની કરી અને તેઓ હદથી વધી ગયા (મર્યાદાઓનું ઉલ્લંઘન કર્યું). (૧૧૨)*

## તફસીર :

જ્યાં કંઈ પણ હશે તેમના ઉપર અપમાન છાપી દેવામાં આવ્યું, પરંતુ હા! (બે પ્રકારે તેઓ આ અપમાનથી છુટકારો પામી શકે છે) એક તો એ રીતે કે, જે અલ્લાહ તરફથી સબબો છે (તેના દ્વારા) અને એક એવી રીતે કે જે મનુષ્યો તરફથી સબબ છે. (અલ્લાહ તરફથી સબબ એ છે કે, કોઈ અહલે કિતાબ, ગૈરમુસ્લિમ અલ્લાહ તઆલાની ઈબાદતમાં પોતાની ઈબાદત કરવાની રીત પ્રમાણે એવો મશગૂલ અને વ્યસ્ત થઈ જાય કે, મુસલમાનોથી લડતો–ઝઘડતો ન હોય તો તેને જિહાદમાં કતલ કરવામાં નહીં આવે. જો કે, તેના કુફ્ર અને શિર્કના કારણે તેની ઈબાદત આખિરતમાં કંઈ જ કામ નહીં આવે એ એક અલગ બાબત છે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તરફથી સબબમાં એ પણ છે કે, અહલે કિતાબના નાબાલિગ બાળકો અને સ્ત્રીઓને શરીઅતની રૂએ જિહાદમાં કતલ કરવાની પરવાનગી નથી અને મનુષ્ય તરફથી સબબનો અર્થ એ છે કે, તેમનો કોઈ કૌમ સાથે કોઈ પ્રકારનો શાંતિકરાર કે સુલેહકરાર થઈ જાય તો પણ તેઓ સુરક્ષિત છે અને તેવા સમયે પણ તેમને કતલ કરવા જાઈઝ નથી) અને હકદાર બની ગયા (આ લોકો) અલ્લાહ તઆલાના ગુસ્સાના અને તેમના ઉપર નિમ્નતા જમાવી દેવામાં આવી (કે તેઓના સ્વભાવમાં ઈચ્છાશક્તિ બાકી ન રહી, ઉપરાંત જઝિયા અને ખિરાજ મુસલમાનોને ચૂકવીને રહેવું પણ એક પ્રકારની મોહતાઝી અને નિમ્તામાં જ સામેલ છે.) આ (અપમાન અને અલ્લાહનો ગુસ્સો) એટલા માટે છે કે, તે લોકો અલ્લાહ તઆલાના હુકમોના ઈન્કારી થયા અને પયગમ્બરોને નાહક કતલ કરી નાંખતા હતા (એ રીતે અંબિયા અલૈ.ને કતલ કરતા હતા કે તેઓ પોતે પણ જાણતા હતા કે આ હત્યાઓ નર્યો અત્યાચાર છે.) અને આ અપમાન અને ગુસ્સો એ કારણે થયો કે તેમણે ઈતાઅત (તા'બેદારી) ન કરી અને ઈતાઅતના વર્તુળ બહાર નીકળી જતા હતા.

## મસ્અલા અને બોધપાઠ :

### યહૂદીઓ ઉપર અપમાન અને અલ્લાહના ગુસ્સાનો ભાવાર્થ તથા વર્તમાન ઇઝરાઈલની સરકાર વિશે શંકા અને તેનો જવાબ :

આ ચર્ચા સૂરએ બકરહની આયત નંબર ૬૧ (એકસઠ)માં વિસ્તાપૂર્વક

આવી ચૂકી છે. સૂરએ આલિ ઈમ્રાનમાં اِلَّا بِحَبْلٍ مِّنَ اللّٰهِ وَحَبْلٍ مِّنَ النَّاسِ માં પણ આ ચર્ચા થઈ ચૂકી છે, તેને મઆરિફુલ કુર્આનની પ્રથમ જિલ્દના પેજ નં. ૩૪૩ ઉપર જોઇ શકાય છે. પરંતુ વાચકો માટે એટલી વાતનું પુનરાવર્તન અહીંયાં કરવામાં આવે છે કે "કશ્શાફ"ની તફસીર પ્રમાણે "ઈસ્તિશ્નાએ મુત્તસિલ" ઠરાવીને આયતનો ભાવાર્થ એ છે કે, યહૂદીઓ ઉપર અપમાનિત થવાનું અને હડધૂત થવાનું લાંછન હંમેશા લાગેલું રહેશે પરંતુ ફક્ત બે પરિસ્થિતિઓમાં તેઓ અપમાનથી બચી શકે છે. એક તો અલ્લાહના વાયદા પ્રમાણે, દાખલા તરીકે નાબાલિગ બાળકો અથવા સ્ત્રીઓ અલ્લાહના હુકમના કારણે કતલ થવા વગેરેથી સુરક્ષિત રહે છે અને બીજું بِحَبْلٍ مِّنَ النَّاسِ (લોકો સાથે કરારની રૂએ) એટલે કે લોકોના શાંતિકરારો અને સુલેહના કારણે તેઓ અપમાન અને હડધૂત થવાથી બચી શકે છે. આ સ્થળે કુર્આનના શબ્દો بِحَبْلٍ مِّنَ النَّاسِ છે, જેમાં મો'મિન અને કાફિર બધી જ કૌમો સાથેના તેમના કરારો સામેલ છે. તેમાં આ સ્વરૂપ પણ શામિલ છે કે, આ લોકો મુસલમાનો સાથે સુલેહનો કરાર કરીને નચિંત થઈ જાય અને એવી પણ સંભાવના છે કે, અન્ય ગૈરમુસ્લિમ શક્તિઓ સાથે કરાર અને શાંતિ-મંત્રણા કરી પોતે સુરક્ષિત થઈ જાય. જેમકે ઈઝરાઈલની વર્તમાન સરકાર (આ સરકાર ઈ.સ. ૧૯૪૭થી અસ્તિત્વમાં આવી છે, જે આજે ૨૦૦૮ ઓક્ટોબરમાં આ ભાષાંતર થઈ રહ્યું છે ત્યારે પણ અસ્તિત્વમાં છે.) આ જ સ્વરૂપે અસ્તિત્વ ધરાવે છે અને આ બાબત કોઈપણ વિવેકબુદ્ધિ ધરાવનાર વ્યક્તિથી છૂપી નથી કે ઈઝરાઈલની વર્તમાન સરકાર વાસ્તવમાં યુરોપના લોકોની એક સંયુક્ત લશ્કરી છાવણી છે, તેનાથી વિશેષ તે કંઈ જ નથી. આજે તેની જે શક્તિ નજરે પડે છે તે બધી અન્ય પ્રજાઓના કારણે છે. જો અમેરિકા, બ્રિટન અને અન્ય યુરોપીય શક્તિઓ તેના માથા ઉપરથી પોતાનો હાથ હટાવી લે તો ઈઝરાઈલની વર્તમાન સરકાર માત્ર એક દિવસ માટે પણ પોતાનું આગવું અસ્તિત્વ ટકાવી રાખી શકે નહીં ! ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

———————

—————

———

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન-આયત નં.: ૧૧૩ થી ૧૧૭)

لَيْسُوْا سَوَآءً ۭ مِنْ اَهْلِ الْكِتٰبِ اُمَّةٌ قَآىِٕمَةٌ يَّتْلُوْنَ اٰيٰتِ اللّٰهِ اٰنَآءَ الَّيْلِ وَهُمْ يَسْجُدُوْنَ ﴿١١٣﴾
يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ
وَيُسَارِعُوْنَ فِي الْخَيْرٰتِ ۭ وَاُولٰۗىِٕكَ مِنَ الصّٰلِحِيْنَ ﴿١١٤﴾ وَمَا يَفْعَلُوْا مِنْ خَيْرٍ فَلَنْ
يُّكْفَرُوْهُ ۭ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ﴿١١٥﴾ اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ
وَلَآ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـــًٔا ۭ وَاُولٰۗىِٕكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿١١٦﴾ مَثَلُ
مَا يُنْفِقُوْنَ فِيْ هٰذِهِ الْحَيٰوةِ الدُّنْيَا كَمَثَلِ رِيْحٍ فِيْهَا صِرٌّ اَصَابَتْ حَرْثَ قَوْمٍ
ظَلَمُوْٓا اَنْفُسَهُمْ فَاَهْلَكَتْهُ ۭ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٧﴾

**તરજુમો :**

*તેઓ બધા અહલે કિતાબમાં એકસરખા નથી, એક જમાઅત (સીધા રસ્તા ઉપર) કાયમ છે અને રાતના સમયમાં અલ્લાહની આયતો પઢે છે અને તેઓ સિજદહ કરે છે. (૧૧૩) તેઓ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન રાખે છે, તેઓ સારી વાતોનો હુકમ કરે છે અને ખરાબ કામોથી રોકે છે અને તેઓ નેક કામોમાં દોડે છે અને આ જ લોકો (સાલિહીન) નેકી કરનારાઓમાંથી છે. (૧૧૪) અને તેઓ જે કંઈ નેકી કરશે તેની કદીપણ બેકદરી કરવામાં નહીં આવે, અને અલ્લાહ પરહેઝગારોને જાણે છે. (૧૧૫) બેશક ! તે લોકો જેમણે કુફ્ર કર્યું કદાપિ અલ્લાહ સમક્ષ તેમનો માલ અને તેમની ઓલાદ કંઈ કામ આવશે નહીં અને આ જ તે લોકો છે જેઓ (દોઝખની) આગવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે. (૧૧૬) આ દુનિયામાં તેઓ જે ખર્ચ કરે છે તેનું ઉદાહરણ એવું છે જેમકે પવન હોય, તેમાં હિમ હોય અને તે (હિમવર્ષા) આ કૌમની ખેતીને લાગી જાય કે જેમણે પોતાની જાત પર અત્યાચાર કર્યો, પછી તે (હિમવર્ષાએ ખેતી)નો નાશ કરી નાંખ્યો, અલ્લાહે તેમના ઉપર જુલમ નથી કર્યો બલકે, તેઓ પોતાની જાત ઉપર (પોતે જ) જુલમ કરતા રહ્યા. (૧૧૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉ અહલે કિતાબ વિશે વર્ણન થયું હતું તેમનામાંથી અમુક લોકો મુસલમાન પણ છે અને વધારે પડતા કાફિરો છે. અહીંયાં આ વિષય વધારે સ્પષ્ટતા સાથે આવેલો છે.

## તફસીર :

આ (અહલે કિતાબ) બધા સરખા નથી (બલકે) તે (જ) અહલે કિતાબમાં એક જમાઅત તે પણ છે જેઓ (સાચા દીન ઉપર) કાયમ છે (અને) અલ્લાહની આયતો (એટલે કે કુર્આન) રાત્રીના સમયે પઢે છે અને તેઓ નમાઝ પણ પઢે છે (અને) અલ્લાહ અને કયામતના દિવસ ઉપર (સંપૂર્ણ) ઈમાન ધરાવે છે અને (અન્યોને) નેક કામો બતાવે છે અને ખરાબ બાબતોથી રોકે છે અને નેક કામોમાં દોડે છે. આ લોકો (અલ્લાહ સમીપ) નેકી કરનાર લોકોમાં (સામેલ કરવામાં આવે) છે, અને આ લોકો જે પણ નેક કામ કરશે તેના (સવાબ)થી વંચિત કરવામાં નહીં આવે અને અલ્લાહ તઆલા તકવાવાળાઓને સારી રીતે જાણે છે. (અને આ લોકો તકવાવાળા છે એટલે તેઓ અલ્લાહના વાયદા પ્રમાણે સારા બદલાના હકદાર છે.) બેશક ! જે લોકો કાફિર છે કદાપિ તેમનો માલ અને તેમની ઔલાદ અલ્લાહ તઆલાના (અઝાબના) મુકાબલામાં લેશમાત્ર કામ આવશે નહીં અને તે લોકો (જ) દોઝખવાળા છે (અને) તેઓ હંમેશા–હંમેશ તેમાં જ રહેશે (અને તેમને ક્યારેય છુટકારો નહીં મળે). તે (કાફિરો) જે કંઈપણ આ દુનિયાની જિંદગીમાં ખર્ચ કરે છે તેની પરિસ્થિતિ (બરબાદ વ્યર્થ જવામાં) એ પ્રકારનું ઉદાહરણ છે કે, એક પવન ફૂંકાય જેમાં હિમ (એટલે કે કરા) હોય (અને) તે આવા લોકોની ખેતીવાડીને લાગી જાય જેમણે (બેદીનીથી) પોતાનું નુકસાન કરેલ છે. બસ, એ (હવા) તે (ખેતી)ને બરબાદ કરી નાંખે (એવી જ રીતે આ લોકોનો ખર્ચ કરવો આખિરતમાં બરબાદ અને વ્યર્થ થનાર છે.) અને (એ વ્યર્થ કરવામાં) અલ્લાહ તઆલાએ તેમના ઉપર (કોઈ) જુલમ નથી કર્યો બલકે, તેઓ પોતે (કુફ્ર કરવાના કારણે અસ્વીકૃત બનીને) પોતાની જાતને નુકસાન પહોંચાડી રહ્યા હતા. (જો તેઓએ કુફ્ર ન કર્યું હોત તો તેમનું બધું દાન–પૂણ્ય વ્યર્થ ગયું ન હોત.)

———————————

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન-આયત નં. ૧૧૮ થી ૧૨૦)

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْا بِطَانَةً مِّنْ دُوْنِكُمْ لَا يَأْلُوْنَكُمْ خَبَالًا ؕ وَدُّوْا
مَا عَنِتُّمْ ۚ قَدْ بَدَتِ الْبَغْضَآءُ مِنْ اَفْوَاهِهِمْ ۖۚ وَمَا تُخْفِيْ صُدُوْرُهُمْ اَكْبَرُ ؕ
قَدْ بَيَّنَّا لَكُمُ الْاٰيٰتِ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ ﴿۱۱۸﴾ هٰٓاَنْتُمْ اُولَآءِ تُحِبُّوْنَهُمْ وَلَا
يُحِبُّوْنَكُمْ وَتُؤْمِنُوْنَ بِالْكِتٰبِ كُلِّهٖ ۚ وَاِذَا لَقُوْكُمْ قَالُوْٓا اٰمَنَّا ۖۚ وَاِذَا خَلَوْا
عَضُّوْا عَلَيْكُمُ الْاَنَامِلَ مِنَ الْغَيْظِ ؕ قُلْ مُوْتُوْا بِغَيْظِكُمْ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌ ۢ بِذَاتِ
الصُّدُوْرِ ﴿۱۱۹﴾ اِنْ تَمْسَسْكُمْ حَسَنَةٌ تَسُؤْهُمْ ۫ وَاِنْ تُصِبْكُمْ سَيِّئَةٌ يَّفْرَحُوْا
بِهَا ؕ وَاِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا لَا يَضُرُّكُمْ كَيْدُهُمْ شَيْـًٔا ؕ اِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ
مُحِيْطٌ ﴿۱۲۰﴾ ع

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! પોતાનાઓ સિવાય કોઈ (કાફિર)ને રાઝદાર (ભેદી) ન બનાવો, તેઓ તમારા નુકસાનમાં કચાસ રાખતા નથી, તેઓ ઇચ્છે છે કે તમને તકલીફ પહોંચે, (તેમની) દુશ્મની તેમના મોઢા (મૌખિક વચનો)થી જાહેર થઈ ચૂકી છે અને જે તેમના દિલોમાં છુપાયેલું છે તે (તેનાથી પણ) મોટું છે; અમે તમારા માટે આયતો ખોલીને (સ્પષ્ટ રીતે) વર્ણન કરી દીધી છે, જો તમે બુદ્ધિશાળી છો. (૧૧૮) સાંભળી લો ! તમે તે લોકો છો જેઓ તેમને દોસ્ત બનાવો છો અને તેઓ તમને દોસ્ત બનાવતા નથી, અને તમે બધી કિતાબો ઉપર ઈમાન ધરાવો છો, અને જ્યારે (તેઓ) તમને મળે છે તો કહે છે, અમે ઈમાન લાવ્યા અને જ્યારે એકાંતમાં હોય છે તો તેઓ તમારા ઉપર ગુસ્સાથી (પોતાની) આંગળીઓ કરડી ખાય છે; કહી આપો ! પોતાના ગુસ્સાથી મરી જાઓ ! બેશક ! અલ્લાહ દિલની વાતોને સારી પેઠે જાણનારો છે. (૧૧૯) જો (તમને) કોઈ ભલાઈ (લાભ) પહોંચે તો તેમને ખરાબ લાગે*

*છે, અને જો તમને કોઈ બુરાઈ (નુકસાન) પહોંચે છે તો તેઓ તેનાથી ખુશ થાય છે; અને જો તમે સબ્ર કરો (ધીરજ ધરો) અને પરહેઝગારી કરો (અલ્લાહથી ડરો), તો તેમની ધોકાબાજી (ષડયંત્રો) તમારું કંઈ જ બગાડી શકશે નહીં; બેશક ! તેઓ જે કંઈ પણ કરે છે અલ્લાહે તેને ઘેરેલું છે (અલ્લાહના કાબૂમાં છે). (૧૨૦)*

**તફસીર :**

હે ઈમાનવાળાઓ ! પોતાના (લોકો) સિવાય (અન્ય ધર્મના લોકોમાંથી) કોઈને (મહોબ્બતના વર્તાવમાં) ખાસ ગાઢ (તમારો ભેદ જાણનાર) મિત્ર ન બનાવો (કારણ કે) તે લોકો તમારી સાથે ફસાદ કરવામાં કોઈ કચાસ બાકી નથી રાખતા (અને દિલથી પણ) તમારા (દીની અને દુનિયવી) નુકસાનની ઈચ્છા રાખે છે. (તેમના દિલોમાં તમારા માટે એટલું બધું કપટ ભર્યું છે કે) વાસ્તવમાં (તેઓનું આ) કપટ (અમુક સમયે) મૌખિક રીતે (અનાયાસે વાતચીતમાં) જાહેર થઈ જાય છે અને જે તેમના દિલોમાં છે તે તો ઘણું બધું છે, (એટલા માટે) અમે (તેમની દુશ્મનીની) નિશાની (અને પ્રતીકો) તમારી સામે જાહેર કરી ચૂક્યા, જો તમે બુદ્ધિ ધરાવતા હોય ! (તો તેમની આ ચોક્કસ પ્રકારની નિશાનીઓ જોઈ લો અને સમજી જાઓ.) હા ! (સમજી લો) તમે એવા છો (કે) તે લોકોથી મહોબ્બત(નો વર્તાવ) રાખો છો અને આ લોકો તમારાથી હકીકતમાં (દિલથી કે વર્તણૂકથી) મહોબ્બત નથી રાખતા, જ્યારે કે તમે બધી જ (આકાશી) કિતાબો ઉપર ઈમાન ધરાવો છો (તેમાં તેમની કિતાબો પણ સામેલ છે અને તેઓ તમારી કિતાબ એટલે કે કુર્આન ઉપર પણ ઈમાન નથી રાખતા પરંતુ તેઓ તમારી સાથે તમે ઈમાનવાળા હોવા છતાં મહોબ્બત નથી રાખતા અને તમે તેઓ ઈમાનવાળા ન હોવા છતાં તેમની સાથે મહોબ્બત રાખો છો) અને (તમે તેમના જાહેર ઈમાનનો દા'વો સાચો ન માનશો કે તેઓ પણ તમારી કિતાબ ઉપર ઈમાન રાખે છે. કારણ કે,) આ લોકો જ્યારે તમને મળે છે (ફક્ત તમને બતાવવા માટે મુનાફિકપણું બતાવીને) કહી આપે છે કે અમે ઈમાન લઈ આવ્યા અને જ્યારે (તમારાથી) અલગ થયા હોય છે તો તમારા ઉપર ગુસ્સાના કારણે પોતાની આંગળીઓ કરડી ખાય છે (જોઈ લો, તમારા ઉપરના ગુસ્સાની આટલી સખત પરિસ્થિતિ છે) તમે (તેમને) કહી આપો કે તમે તમારા ગુસ્સામાં મરી જાઓ (એટલે કે જો તમે

ગુસ્સાથી મરી પણ જશો તો પણ તમારા મનની મુરાદ પૂરી થવાની નથી). બેશક! અલ્લાહ તઆલા દિલોની વાતોને સારી પેઠે જાણે છે. (એટલા માટે તે લોકોના દિલોમાં જે કંઈ ઈર્ષ્યા અને તમારા પ્રત્યેનો વેરભાવ ભરેલો છે તે બધું તમને જણાવવામાં આવ્યું અને તેમની પરિસ્થિતિ એવી છે કે) જો તમને કોઈ ભલાઈ (લાભ) પહોંચે (દાખલા તરીકે તમારામાં પરસ્પર એકતા સ્થાપિત થાય અને તમે વિરોધીઓ ઉપર વિજય પ્રાપ્ત કરો વગેરે) તો તેમને તેનાથી રંજ (દુઃખ) થાય છે (જેનું કારણ તમારા પ્રત્યે તેમની ઈર્ષ્યાની પરાકાષ્ઠા છે) અને જો તમે કોઈ અનિચ્છનીય (દુઃખદાયક) પરિસ્થિતિમાં આવી જાઓ તો તેઓ તેનાથી (ઘણા) ખુશ થાય છે, (જેનાથી તેમની તમારા પ્રત્યેની દુશ્મની અને વૈમનસ્ય સાબિત થાય છે. બસ, જ્યારે તેમની હાલત આવી છે તો તેઓ કઈ રીતે દોસ્તી અથવા દોસ્તીની વર્તણૂક રાખવા યોગ્ય બની ગયા ?! તેમની આવી હાલત સાંભળ્યા પછી દિલોમાં એવો વિચાર પૈદા થઈ શકે છે કે આ લોકો મુસલમાનોને નુકસાન પહોંચાડવામાં કોઈ કચાસ બાકી નહીં રાખે એટલા માટે મુસલમાનોની તસલ્લી માટે આગલી આયતમાં ફરમાવ્યું કે,) અને જો તમે સબ્ર અને તકવા સાથે રહો તો તે લોકોના ષડયંત્રો તમને લેશમાત્ર નુકસાન પહોંચાડી શકશે નહીં (તમે તેમનાથી નચિંત રહો તો દુનિયામાં તો તેમને નિષ્ફળતા પ્રાપ્ત થવાની જ છે અને આખિરતમાં દોઝખની સજા નક્કી જ છે કારણ કે,) નિઃશંક ! અલ્લાહ તઆલાએ તેમના કૃત્યોને (દરેક રીતે) ઘેરેલા છે. (કોઈ અમલ અમારાથી છૂપો નથી એટલા માટે આખિરતમાં સજાથી બચવા માટે તેમને કોઈ યુક્તિ–પ્રયુક્તિ કામ લાગશે નહીં અને તેની કોઈ સંભાવના પણ નથી.)

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતનો શા'ને નુઝૂલ એ છે કે, મદીનાની આસપાસ જે યહૂદીઓ વસતા હતા તેમની સાથે ઔસ અને ખઝરજના લોકોની જૂના સમયથી મિત્રતા ચાલી આવી હતી. વ્યક્તિગત રીતે પણ આ કબીલાના લોકો તેમના લોકો સાથે મિત્રતાપૂર્ણ વ્યવહાર અને સંબંધ રાખતા હતા અને કબાઈલી હેસિયતથી પણ આ લોકો અને યહૂદીઓ એકબીજાના પાડોશી અને મિત્ર હતા. જ્યારે ઔસ અને ખઝરઝના કબીલાઓ મુસલમાન થઈ ગયા, ત્યાર પછી પણ તેઓ યહૂદીઓ સાથે જૂના સંબંધો નિભાવતા રહ્યા અને તેમના લોકો પોતાના ઈસ્લામ લાવતા

પહેલાંના યહૂદી મિત્રો સાથે એ જ પ્રમાણે પ્રેમ અને નિખાલસતા સાથે મળતા રહ્યા, પરંતુ યહૂદીઓને હઝરત ખાતમુન્નબિય્યિન ﷺ સાથે અને તેમના લાવેલા દીન સાથે ખૂબ જ વેર હતું, એટલા માટે તેઓ કોઈ એવા વ્યક્તિ સાથે નિખાલસતાપૂર્ણ મહોબ્બત રાખવા માટે તૈયાર ન હતા જે આ દા'વતને સ્વીકારીને મુસલમાન થઈ ગયો હોય. તેમણે અન્સાર સાથે જાહેરમાં તો એવા જ મિત્રતાપૂર્ણ સંબંધો ચાલુ રાખ્યા જેવા પ્રથમથી હતા, પરંતુ હવે દિલથી તેઓ તેમના દુશ્મન બની ચૂક્યા હતા અને આ જાહેરી મિત્રતાથી ગૈરલાભ ઉઠાવીને દરેક સમયે એવા પ્રયત્નોમાં લાગેલા રહેતા હતા કે કોઈપણ રીતે મુસલમાનોની હરોળમાં પરસ્પર ફિત્ના–ફસાદ પૈદા કરી દે, અને તેમની ગુપ્ત વાતો જાણીને તેમના દુશ્મનો સુધી પહોંચાડી દે. અલ્લાહ તઆલા અહીંયાં તેમની આ ષડયંત્રકારી મુનાફિક નીતિરીતીથી મુસલમાનોને ચેતેલા રહેવાનું માર્ગદર્શન આપી રહ્યા છે અને એક ખૂબ જ મહત્ત્વના નિયમનું વર્ણન કરે છે.

يَـٰٓاَيُّهَاالَّذِيۡنَ اٰمَنُوۡ الاتَتَّخِذُوۡا بَطَانَةً مِّنۡ دُوۡنِكُمۡ એટલે કે, "હે ઈમાનવાળાઓ! પોતાના (મુસલમાનો) સિવાય કોઈને ગાઢ મિત્ર (અને રાઝદાર) ન બનાવો." بَـطانة (બિનાનહ)નો અર્થ "વાલી, દોસ્ત, રાઝદાર (મિત્રની ગુપ્ત વાતો જાણનાર ભેદીયો) અથવા કપડાંની નીચેનું અસ્તર જે શરીર સાથે અડેલું રહે છે." આ બધાને بـطـانـه (બિતાનહ) કહેવાય છે. આ "બતન" بـطن થી નીકળેલ શબ્દ છે. "બતન" بـطـن નો ઉપયોગ દરેક વસ્તુમાં ظَهۡـر (ઝહ્ર) બાહ્ય દેખાવથી ઊલટા ભાગ માટે થાય છે એટલે કે, ઉપરના ભાગને ઝહ્ર અને તેની પાછળના ભાગને "બતન" કહેવામાં આવે છે. દાખલા તરીકે, કપડાંનો ઉપરનો ભાગ ظَهـــــــاره (ઝહારહ) છે અને અંદરનો ભાગ જે શરીર સાથે અડેલો રહે છે જેમકે, અસ્તર વગેરે તેને بطانه (બિતાનહ) કહે છે.

જેવી રીતે આપણે આપણી ભાષામાં એક કહેવત બોલીએ છીએ કે "તે તેનું ઓઢવું–બિછાવવું છે" એટલે કે, તે તેને ખૂબ પ્રિય અને પસંદ છે. એ જ પ્રમાણે بِـطَـانَةُ الثَّوۡب (બિતાનતુ ષ્ષવ્બ) શબ્દને ખૂબ ગાઢ મિત્ર અને એવા દોસ્ત માટે વાપરવામાં આવે છે કે, જે મિત્રની રહસ્યની ગુપ્ત અને ભેદની વાતો જાણતો હોય. એટલા માટે અહીંયાં بِـطَـانَةٌ શબ્દનો ઉપયોગ કરવામાં આવ્યો છે. અરબી શબ્દકોષની મશહૂર અને ભરોસાપાત્ર કિતાબ "લિસાનૂલ અરબ"માં બિતાનતુ

بطانة નો અર્થ આ પ્રમાણે કર્યો છે. بِطَانَةُ الرَّجُلِ صَاحِبُ سِرِّهٖ وَدَاخِلَةُ اَمْرِهِ الَّذِىْ يُشَاوِرُهُ فِىْ اَحْوَالِهٖ એટલે કે بِطَانَةُ الرَّجُلُ “કોઈ વ્યક્તિનો ગાઢ મિત્ર અને ભેદી રાઝની વાતો જાણનાર દોસ્ત અથવા તો મિત્રના વહેવારમાં જેને દખલગીરી કરવાનો અધિકાર હોય તેને કહેવામાં આવે છે અને જેની પાસેથી પોતાના દરેક મહત્ત્વના વહેવારની સલાહ લેવામાં આવે છે.” અસ્ફહાનીએ "મુફરદાતુલ કુર્આન"માં અને કુર્તુબીએ પોતાની તફસીરમાં પણ એનો આ જ અર્થ કર્યો છે, જેથી અર્થ એ થયો કે બિતાનહ بِطَانَة એવા વ્યક્તિને કહેવામાં આવે છે જે રાઝદાર, ભેદી અને ગાઢ મિત્ર હોય અને તેને મિત્રના વહેવારોમાં દખલગીરી કરવાનો અથવા સલાહ–મશવરો આપવાનો અધિકાર ધરાવતો હોય.

તો આ આયતમાં મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો છે કે, પોતાની મિલ્લતને છોડીને કોઈને પોતાના વહેવારમાં દખલગીરી કરનાર કે ભેદી ન બનાવો કે, જેઓ પોતાની મિલ્લત અને હુકૂમતના રહસ્યો ખોલી નાંખે. ઈસ્લામે પોતાની આખી દુનિયા પર છવાયેલી દયા અને કૃપાના છાંયડામાં મુસલમાનો અને ગૈરમુસ્લિમો સાથે હમદર્દી, ભલાઈ અને લાભ પહોંચાડવાની તથા તેમની સાથે સારી વર્તણૂકની તાકીદપૂર્વક સૂચના આપી છે અને આ સૂચના પણ ન જ ફક્ત મૌખિક રીતે બલકે, રસૂલુલ્લાહ ﷺએ બધા જ વહેવારોમાં તેનો પ્રેક્ટિકલ, અમલી રીતે પણ નમૂનો રજૂ કર્યો છે. પરંતુ શરઈ હિકમત પ્રમાણે ઈસ્લામે મુસલમાનોને પોતાના સંગઠન અને તેમના ખાસ પ્રતીકોની સુરક્ષા માટે આ હુકમો પણ લાગુ પાડ્યા છે કે, ઈસ્લામના કાનૂનના ઈન્કારીઓ અને બળવાખોરો સાથે એક ખાસ મર્યાદામાં રહીને જ સંબંધ સ્થાપવામાં આવે. આ હદથી આગળ વધવાની પરવાનગી મુસલમાનોને આપવામાં આવી નથી શકતી. તેનાથી મિલ્લત અને વ્યક્તિ બંનેને નુકસાન થવાનો ભય રહે છે અને આ એવી સ્પષ્ટ યોગ્ય અને મહત્ત્વની જરૂરી વ્યવસ્થા છે કે, જેનાથી વ્યક્તિ અને મિલ્લત (પ્રજા) બંને સુરક્ષિત રહે છે. જો ગૈરમુસ્લિમ ઈસ્લામી પ્રદેશનો નિવાસી છે અથવા મુસલમાનો સાથે કોઈ કરાર કર્યા છે તો રસૂલુલ્લાહ ﷺની તા'લીમ પ્રમાણે તેમની સુરક્ષા માટે ખૂબ કાળજી લેવી ઈસ્લામી કાનૂનનો એક મહત્ત્વનો ભાગ છે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

مَنْ اٰذٰی ذِمِّیًّا فَاَنَا خَصْمُهٗ وَمَنْ كُنْتُ خَصْمَهٗ خَصَمْتُهٗ یَوْمَ الْقِیٰمَةِ، (عَنِ ابْنِ مَسْعُوْدٍ)

*"જે વ્યક્તિએ કોઈ ઝિમ્મી (ઈસ્લામી શાસન હેઠળ જઝિયો આપીને રહેતા ગૈરમુસ્લિમ)ને સતાવ્યો તો કયામતના દિવસે તેમના તરફથી હું પક્ષકાર બનીશ અને જે મુકદ્દમામાં હું પક્ષકાર છું તો હું જ ઉપરવટ રહીશ."*

એક બીજી હદીષમાં ફરમાવ્યું,

مَنَعَنِیْ رَبِّیْ اَنْ اَظْلِمَ مَعَاهِدًا وَّلَا غَیْرَهٗ، (عَنْ عَلِیٌّ)

*"મને મારા પરવરદિગારે મનાઈ કરી છે કે, હું કોઈ કરાર થયો હોય એવા વ્યક્તિ અથવા કોઈ અન્ય ઉપર અત્યાચાર કરું."*

અન્ય એક હદીષમાં ફરમાવ્યું છે કે,

اَلَا مَنْ ظَلَمَ مُعَاهِدًا اَوِانْتَقَصَهٗ اَوْ كَلَّفَهٗ فَوْقَ طَاقَتِهٖ اَوْاَخَذَمِنْهُ شَیْئًا بِغَیْرِ طِیْبِ نَفْسٍ مِّنْهُ فَاَنَا حَجِیْجُهٗ یَوْمَ الْقِیٰمَةِ،

*"ખબરદાર ! જો કોઈ ગૈરમુસ્લિમ મુઆહિદ (શાંતિકરાર કર્યો હોય એવો ગૈરમુસ્લિમ) ઉપર અત્યાચાર કરે અથવા તેના અધિકારમાં ઉણપ રાખે અથવા તેની શક્તિથી વધારે (તેના ઉપર) ભાર નાંખે અથવા તેમની કોઈ વસ્તુ તેમની દિલી રજામંદી વિના લઈ લે, તો કયામતના દિવસે હું તેનો વકીલ હોઈશ."*

પરંતુ આ બધા જ હુકમો અને માર્ગદર્શન હોવા છતાં મુસલમાનોને પોતાના સંગઠન અને મિલ્લતની સુરક્ષા માટે એવી તાકીદપૂર્વકની સૂચના આપવામાં આવી કે, ઈસ્લામ અને મુસલમાનોના દુશ્મનોને પોતાના ગાઢ મિત્ર તથા ભેદી કે દિલી મિત્ર ન બનાવવામાં આવે.

ઈબ્ને અબી હાતિમથી નકલ થયું છે કે, ફારૂકે આઝમ (રદિ.)ને કહેવામાં આવ્યું કે, "અહીંયાં એક ગૈરમુસ્લિમ છોકરો છે જે ઘણો સારો લહિયો (કાતિબ) છે અને તેને આપ પોતાનો મીર મુન્શી (Chief Officer)બનાવી લો તો સારું છે." આવું સાંભળી હઝરત ફારૂકે આઝમ (રદિ.)એ ફરમાવ્યું,

قَدِاتَّخَذْتُ اِذًا بِطَانَةً مِّنْ دُوْنِ الْمُؤْمِنِیْنَ،

*તો હું એવું કરીને મુસલમાનોને છોડીને અન્ય મિલ્લતવાળાઓને રાઝદાર (ભેદીયો) બનાવી લઉં જે કુર્આનની નસ (સ્પષ્ટ હુકમ)ની બિલકુલ વિરૂદ્ધ છે?*

ઈમામ કુર્તુબી (રહ.) જેઓ પાંચમી સદીના મશ્હૂર આલિમ અને મુફસ્સિર છે. ખૂબ હસરત (અફસોસ) અને દિલી દર્દ સાથે મુસલમાનો માટે આ દીની શિક્ષણના ઉલ્લંઘન કરવાના ખરાબ પરિણામોને આ પ્રમાણે વર્ણન કર્યા છે.

وَقَدِانْقَلَبَتِ الْاَ حْوَالُ فِیْ هٰذِهِ الْاَزْ مَانِ بِاِتِّخَاذِاَهْلِ الْكِتٰبِ كَتَبَةً وَّاُمَنَآءَ

وَتَسَوَّدُوْابِذٰ لِکَ عِنْدَ جَهَلَةِ الْاَغْنِيَاءِ مِنَ الْوُلَاةِ وَالْاُمَرَ آءِ،

*"આ યુગમાં પરિસ્થિતિમાં એવી ક્રાંતિ આવી છે કે, યહૂદી અને નસારાને રાઝદાર (ભેદીયા) તથા અમાનતદાર બનાવી લેવામાં આવ્યા અને તેના દ્વારા તેઓ જાહિલ માલદારો તથા અમીરો ઉપર મુસલ્લત થઈ ગયા (ચઢી બેઠા)."*

આજે પણ કોઈ એક રાજયમાં કે જેની સ્થાપના કોઈ એક ખાસ વિચારસરણી ઉપર આધારિત હોય ત્યાં આ આધુનિક યુગમાં પણ કોઈ એવા વ્યક્તિને કે જે તે રાષ્ટ્રની વિચારસરણીનો સ્વીકાર નથી કરતો તો મોટેભાગે તેને રાજ્યનો ઉચ્ચ અધિકારી કે વહીવટી પ્રમુખ બનાવવામાં આવતો નથી.

રશિયા અને ચીનમાં કોઈ એવા વ્યક્તિને કે, જે કોમ્યુનિઝમમાં વિશ્વાસ નથી રાખતો, કોઈ જવાબદાર હોદ્દા ઉપર નિયુક્ત કરવામાં નથી આવતો અને ઈસ્લામી રાષ્ટ્રોની પડતીની કહાનીઓ વાચશો તો પડતીના અન્ય કારણોની સાથે મોટા ભાગે એ પણ જોવા મળશે કે, મુસલમાનોએ પોતાની રાજકીય અને વહીવટી વ્યવસ્થામાં ગૈરમુસ્લિમોને રાજ્યના મહત્ત્વના ચાવીરૂપ હોદ્દાઓ ઉપર બેસાડ્યા હતા અને તેમને ઉચ્ચ સ્થાનો ઉપર નિયુક્ત કર્યા હતા. ઉસ્માનીયા ખિલાફતની પડતીનું પણ આ જ એક મોટું કારણ હતું.

પ્રસ્તુત આયત ...لَا يَـاْ لُـوْ نَـكُمْ خَبَالًا માં આ હુકમનું કારણ આ જ વર્ણન કરવામાં આવ્યું છે એટલે કે, "તે લોકો તમોને વબાલ અને ફસાદમાં સપડાવવા માટે કોઈ કચાસ બાકી નહીં રાખે અને તમને દુઃખ પહોંચવાની તમન્ના રાખે છે. અમુક (બાબતો) તો તેમની જીભથી જાહેર થઈ જાય છે અને જે કંઈ પણ તેઓ પોતાના દિલોમાં છુપાવે છે તે તો આનાથી પણ વધીને છે. અમે તો તમારા માટે નિશાનીઓ ખોલીને જાહેર કરી ચૂક્યા છે, જો તમે બુદ્ધિથી કામ લેનારા હોય !"

મતલબ એ છે કે, મુસલમાનોને ચેતવણી આપવામાં આવી રહી છે કે, મુસલમાન પોતાના ઈસ્લામી ભાઈઓ સિવાય કોઈને ભેદી અને પોતાનો

સલાહકાર ન બનાવે. કારણ કે, યહૂદ હોય કે નસારા, મુનાફિક હોય કે મુશ્રિક કોઈપણ સમુદાય તમારા સાચા હિતેચ્છુ નથી હોઈ શકતા. બલકે, આ લોકો હંમેશા એવા પ્રયત્નોમાં લાગેલા રહે છે કે, તમને બેવકૂફ બનાવીને નુકસાન પહોંચાડે અને દીની તથા દુનિયવી નુકસાનોમાં ફસાવી મારે. તેમની તમન્ના એ છે કે, તમે હંમેશા તકલીફમાં રહો અને તેઓ કોઈને કોઈ યુક્તિથી તમને દીની અથવા દુનિયવી નુકસાન પહોંચાડવાનો પ્રયત્ન કરે છે અને જે દુશ્મની તથા વેરની આગ તેમના દિલોમાં સળગી રહી છે તે તો ખૂબ ભયાનક છે, પરંતુ અમુક સમયે તેમની આ વેરની આગ તથા તમારા પ્રત્યેનો ગુસ્સો અનાયાસે જાહેર થાય છે અને તેમના હૈયાની વાત હોઠે આવી જાય છે અને આ રીતે મૌખિક રીતે પણ ક્યારેક તમારા પ્રત્યે તેમના દિલોમાં દુશ્મનીની ભડકતી આગ જાહેર થઈ જાય છે. તેઓ દુશ્મની અને ઈર્ષ્યાના કારણે તેમની જીભ કાબૂમાં નથી રાખી શકતા. બસ, બુદ્ધિશાળી વ્યક્તિનું એ કામ નથી કે, આવા દુશ્મનોને પોતાનો રાઝદાર અને ભેદી બનાવે કે તેમને સલાહકારના હોદ્દા ઉપર નિયુક્ત કરે. અલ્લાહ તઆલાએ દોસ્ત અને દુશ્મનનું સરનામું અને તેમની નિશાનીઓ અને તેમના વિશેના પોતાના હુકમો ખોલી–ખોલીને સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધા છે, જેનામાં બુદ્ધિ હશે તે બુદ્ધિથી કામ લેશે.

وَدُّوْا مَا عَنِتُّمْ "તેઓ ઇચ્છે છે કે, તમને તકલીફ પહોંચે." આ વર્ણન કાફિરોની માનસિકતા અને તેમની વિચારસરણીને તથા તમારા પ્રત્યે તેમના વલણને સ્પષ્ટ રીતે જાહેર કરે છે. તેમાં એક ખૂબ જ મહત્ત્વપૂર્ણ ખુદાઈ આદેશથી તા'લીમ મળી ગઈ કે, કોઈ ગૈરમુસ્લિમ કોઈપણ પરિસ્થિતિમાં મુસલાનોનો ગાઢમિત્ર કે ભલું ઇચ્છનાર નથી હોઈ શકતો.

ત્યારપછી ફરમાવવામાં આવ્યું, هَآ اَنْتُمْ اُولَآءِ تُحِبُّوْنَهُمْ એટલે કે, "તમે તો એવા છો કે તેમની સાથે મહોબ્બત રાખો છો અને તેઓ તમારી સાથે મહોબ્બત નથી રાખતા અને તમે બધી કિતાબોને માનો છો અને તેઓ જ્યારે તમને મળે છે તો કહે છે કે, અમે મુસલમાન છીએ અને જ્યારે એકલા હોય છે તો તમારા ઉપર ગુસ્સાના કારણે પોતાની આંગળીઓ કરડી ખાય છે. કહી આપો કે તમે ગુસ્સાથી મરી જાઓ, બેશક ! અલ્લાહ દિલોની વાતોને સારી પેઠે જાણે છે." એટલે આ કેવી અજૂગતી બાબત છે કે, તમે તેમની સાથે દોસ્તીની ફાંકો રાખો છો અને તેઓ

તમારા દોસ્ત નહીં બલકે તમારા મૂળિયા કાપનારા દુશ્મનો છે. આ કેટલી તાજ્જુબની વાત છે કે, તમે બધી જ આસમાની કિતાબોને માનો છો ભલે તે કોઈપણ હોય અને કોઈપણ યુગમાં કોઈપણ પયગમ્બર (અલૈ.) ઉપર નાઝિલ થઈ હોય ! એનાથી વિપરીત આ લોકો તમારી કિતાબ અને તમારા પયગમ્બરને નથી માનતા બલકે, પોતાની કિતાબો ઉપર પણ તેમનું ઈમાન નથી. હોવું તો એવું જોઈતું હતું કે, જો તેઓ તમારાથી મહોબ્બત કરે તો પણ તમને તેમનાથી નફરત થવી જોઈએ. કારણ કે, તેઓ કુર્આન અને ઈસ્લામના દુશ્મન છે, પરંતુ અહીંયાં તો પરિસ્થિતિ બિલકુલ ઊલટી દેખાઈ રહી છે.

આ કાફિર માનસિકતાની વધુ સ્પષ્ટતા આ પ્રમાણે છે اِنْ تَمْسَسْكُمْ حَسَنَةٌ એટલે કે, "આ લોકોની પરિસ્થિતિ એવી છે કે, જો તમને કોઈ સારો લાભ મળે તો તે લોકોને દુઃખ થાય છે અને જો તમારા ઉપર કોઈ ખરાબ પરિસ્થિતિ આવી પડે તો તેઓ તેનાથી ખુશ થાય છે."

પછી મુનાફિકોના ષડયંત્રો, તેમના સખત વિરોધ અને દુશ્મનીના ખરાબ પરિણામોથી સુરક્ષિત રહેવાનો સહેલો અને સરળ ઉપાય વર્ણન કરવામાં આવ્યો. وَاِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا لَا يَضُرُّكُمْ كَيْدُهُمْ شَيْئًا ؕ اِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطٌ ؕ "જો તમે સબ્ર (ધૈર્ય) અને તકવા અપનાવી રાખશો તો તમને તેમના ષડયંત્રોથી લેશમાત્ર નુકસાન નહીં પહોંચે."

## મુસલમાનોનો વિજય, સફળતા અને બધા જ પ્રકારની બાબતોમાં સફળતાનું રહસ્ય "સબ્ર" (ધૈર્ય) અને "તકવા" (અલ્લાહનો ડર) આ બે ખાસિયતો ઉપર અવલંબિત છે :

કુર્આને કરીમે મુસલમાનોને દરેક પ્રકારના દુઃખ–દર્દ અને પરેશાનીઓથી સુરક્ષિત રાખવા માટે સબ્ર અને તકવાને ફક્ત આ આયતમાં જ નહીં બલકે, બીજી ઘણી આયતોમાં પણ એક અસરકારક ઈલાજ સ્વરૂપે ઉલ્લેખ કર્યો છે. આ રુકૂઅ્ પછી બીજા રુકૂઅ્માં છે بَلٰى اِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا وَيَاْتُوْكُمْ مِّنْ فَوْرِهِمْ هٰذَا يُمْدِدْكُمْ رَبُّكُمْ بِخَمْسَةِ اٰلَافٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُسَوِّمِيْنَ ؕ "કેમ નહીં !? (અલબત્ત) જો તમે ધૈર્ય દાખવો, અને બચેલા રહો (અલ્લાહથી ડરો), અને તે (દુશ્મનો) તમારા ઉપર એકસામટા ચઢી આવે તો તમારો પરવરદિગાર નિશાન લગાવેલા (ઘોડાઓ ઉપર સવાર) પાંચ હજાર ફરિશ્તાઓ દ્વારા તમને મદદ મોકલે." (સૂ. ૩ : આ. ૧૨૫)

તેમાં ગૈબી મદદનો વાયદો તે જ શરતો એટલે કે સબ્ર અને તકવા ઉપર આધારિત છે. સૂરએ યૂસુફમાં ફરમાવ્યું, اِنَّہٗ مَنۡ یَّتَّقِ وَیَصۡبِرۡ તેમાં પણ સફળતા અને ભલાઈ સબ્ર અને તકવા સાથે જોડાયેલું બતાવ્યું છે. આ સૂરતની પૂર્ણતા ઉપર સબ્રની તાકીદ આ શબ્દોમાં કરવામાં આવી રહી છે. یٰۤاَیُّھَا الَّذِیۡنَ اٰمَنُوا اصۡبِرُوۡا وَصَابِرُوۡا وَرَابِطُوۡا وَاتَّقُوا اللّٰہَ لَعَلَّکُمۡ تُفۡلِحُوۡنَ "હે ઈમાનવાળાઓ ! સબ્ર કરો, અને મુકાબલામાં અડગ રહો અને ડટેલા રહો, અને અલ્લાહથી ડરતા રહો જેથી તમે (તમારા મકસદમાં) સફળ થાઓ." (સૂ. ૩ : આ. ૨૦૦) તેમાં પણ સફળતા અને ભલાઈ સબ્ર અને તકવા ઉપર અવલંબિત હોવાનું બતાવવામાં આવ્યું છે.

સબ્ર અને તકવો ટૂંકા વિષય હેઠળ વ્યક્તિગત અને સામૂહિક જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં જેમકે સામાન્ય જનજીવન, લશ્કરી વ્યવસ્થા અથવા અન્ય ક્ષેત્રમાં સફળતાનું રહસ્ય હોવાની ઘણી સ્પષ્ટતાઓ સાથે અને ખુલ્લી રીતે વર્ણન થયું છે. જેમકે, હઝરત ખાતમુલ અંબિયા ﷺનું ફરમાન છે,

عَنۡ اَبِیۡ ذَرٍّ قَالَ قَالَ رَسُوۡلُ اللّٰہِ صَلَّی اللّٰہُ عَلَیۡہِ وَسَلَّمَ اِنِّیۡ لَاَ عۡلَمُ اٰیَۃً لَوۡ اَخَذَ النَّاسُ بِھَا لَکَفَتۡھُمۡ، وَمَنۡ یَّتَّقِ اللّٰہَ یَجۡعَلۡ لَّہٗ مَخۡرَجًا، (الاٰیۃ) (رَوَاہُ اَحۡمَدُ)

*"રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, હું એક એવી આયત જાણું છું કે, જો લોકો તેના ઉપર અમલ કરવાનું અપનાવી લે તો તેમને દીન અને દુનિયા માટે ફક્ત તે જ પૂરતું છે, તે આયત આ છે.* وَمَنۡ یَّتَّقِ اللّٰہَ یَجۡعَلۡ لَّہٗ مَخۡرَجًا *જે વ્યક્તિ અલ્લાહ તઆલાથી ડરે અલ્લાહ તઆલા તેના માટે રસ્તો કાઢી આપે છે."*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન-આયત નં. ૧૨૧ થી ૧૨૩)

وَاِذۡ غَدَوۡتَ مِنۡ اَهۡلِكَ تُبَوِّئُ الۡمُؤۡمِنِيۡنَ مَقَاعِدَ لِلۡقِتَالِ ؕ وَاللّٰهُ سَمِيۡعٌ عَلِيۡمٌ ۙ﴿۱۲۱﴾ اِذۡ هَمَّتۡ طَّآئِفَتٰنِ مِنۡكُمۡ اَنۡ تَفۡشَلَا ۙ وَاللّٰهُ وَلِيُّهُمَا ؕ وَعَلَى اللّٰهِ فَلۡيَتَوَكَّلِ الۡمُؤۡمِنُوۡنَ ﴿۱۲۲﴾ وَلَقَدۡ نَصَرَكُمُ اللّٰهُ بِبَدۡرٍ وَّاَنۡتُمۡ اَذِلَّةٌ ۚ فَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمۡ تَشۡكُرُوۡنَ ﴿۱۲۳﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) અને જ્યારે તમે સવાર(-સવાર)માં પોતાના ઘરેથી નીકળ્યા અને મો'મિનોને યુદ્ધના મોરચાઓ ઉપર ગોઠવવા લાગ્યા; અને અલ્લાહ સઘળું સાંભળનાર, જાણનાર છે. (૧૨૧) જ્યારે તમારામાંથી બે જૂથોએ ઈરાદો કર્યો કે હિંમત હારી જઈએ, અને અલ્લાહ તેમનો મદદગાર હતો અને અલ્લાહ ઉપર જ મો'મિનોએ ભરોસો કરવો જોઈએ. (૧૨૨) અને અલબત્ત અલ્લાહ તમારી બદ્ર(ના યુદ્ધ)માં મદદ કરી ચૂક્યો છે, જ્યારે કે તમે કમજોર (સમજવામાં આવતા) હતા; તો અલ્લાહથી ડરતા રહો જેથી તમે શુક્ર કરનારા બનો. (૧૨૩)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળ આવી ચૂકેલી આયતોમાં વર્ણન થયું હતું કે, જો મુસલમાનો સબ્ર અને તકવા ઉપર કાયમ રહ્યા તો કોઈ બાતિલ શક્તિ તેમને નુકસાન નથી પહોંચાડી શકતી અને આ ગઝ્વએ ઉહદના પ્રસંગે કે, જે અલ્પકાલીન હાર અને તકલીફ જેવી પરિસ્થિતિ મુસલમાનોને પહોંચી તે આ જ બે બાબતો એટલે કે સબ્ર અને તકવામાં અમુક લોકો તરફથી ઉણપના કારણે હતી. પ્રસ્તુત આયતોમાં આ જ ગઝ્વએ ઉહદની ઘટના વર્ણન કરવામાં આવી છે અને ગઝ્વએ બદ્રમાં વિજયની યાદ અપાવી છે.

## તફસીર :

અને (તે સમય પણ યાદ કરવા યોગ્ય છે) જ્યારે કે તમે સવારના સમયે (ઉહદ્‌ના ઐતિહાસિક યુદ્ધ પહેલાં) પોતાના ઘરેથી (એક હેતુથી) નીકળ્યા (કે) મુસલમાનોને (કાફિરો સાથે) યુદ્ધ માટે (યોગ્ય) મોરચા ઉપર ગોઠવી રહ્યા હતા, (પછી એ જ વ્યુહ પ્રમાણે બધાને તેમના સ્થળ ઉપર જમાવી દીધા) અને અલ્લાહ તઆલા (તે સમયની વાતો) બધું સાંભળી રહ્યો હતો (અને તે સમયની પરિસ્થિતિઓ) બધું જ જાણતો હતો (ત્યાર પછી એક ઘટના એમ પણ બની કે) તમારા (મુસલમાનો)માંથી બે જૂથોએ (કે તેઓ બની સલમા અને બની હારિષ છે) દિલમાં વિચાર કર્યો કે હિંમત હારી જઈએ (અને અમે પણ અબ્દુલ્લાહ ઈબ્ને ઉબય મુનાફિકની જેમ પોતાના ઘરે ચાલ્યા જઈએ.) અને અલ્લાહ તઆલા આ

બંને જમાઅતોનો મદદગાર હતો. (અલ્લાહ તઆલા તેમને કેવી રીતે હિંમત હારવા દઈ શકે ?! એટલા માટે અલ્લાહ તઆલાએ તેમને એ વિચાર ઉપર અમલ કરવાથી સુરક્ષિત રાખ્યા.) અને (અમે આવનારા સમય માટે આ જૂથો અને બધાને નસીહત કરીએ છીએ કે, જ્યારે તમે મુસલમાન હોય તો) બસ, મુસલમાનોએ તો ફક્ત અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ. (અને આવી કાયરતા વિશે ક્યારેય ન વિચારવું જોઈએ) અને આ વાત સત્ય છે કે અલ્લાહ તઆલાએ તમારી (ગઝ્વએ) બદ્રમાં મદદ કરી હતી. જ્યારે કે તમે કમજોર (ઓછી યુદ્ધ સામગ્રી ધરાવતા) હતા (કારણ કે તમારી સંખ્યા પણ કાફિરોના મુકાબલામાં ઓછી હતી. તેઓ એક હજાર જેટલા હતા અને મુસલમાનો ૩૧૩ જેટલા હતા અને હથિયારો પણ ઘણા ઓછા હતા.) બસ, (કારણ કે, આ મદદ તકવાના કારણે હતી જેમાં સબ્ર–ધીરજ પણ સામેલ છે માટે તમારા માટે જરૂરી છે કે, આવનારા સમયમાં પણ) અલ્લાહ તઆલાથી ડરતા રહો (એનું નામ જ તકવા છે) જેથી તમે (અલ્લાહની મદદની આ નેઅ્મતનો) શુક્ર અદા કરતા રહો. (કારણ કે શુક્રગુઝારી ફક્ત મૌખિક રીતે અદા કરવાનું નામ નથી બલકે, સંપૂર્ણ શુક્ર એટલે કે, અલ્લાહનો ઉપકાર માનવો જરૂરી છે, જીભથી અને દિલથી અલ્લાહના આજ્ઞાપાલનની પાબંદી કરવી અને ખાસ કરીને જ્યારે આવી ઈતાઅત–અનુસરણથી તેની નેઅ્મત મળ્યાનું સાબિત થઈ ચૂક્યું હોય ત્યારે શુક્ર અદા કરવો જોઈએ.)

## મસ્અલા અને બોધપાઠ :

### ગઝ્વએ ઉહદ્‌ની પૂર્વભૂમિકા :

પ્રસ્તુત આયતની તફસીર પહેલાં જરૂરી છે કે, ગઝ્વએ ઉહદ્‌ની પૂર્વભૂમિકા સમજી લેવામાં આવે.

રમઝાનુલ મુબારક સન હિજરી ૦૨માં બદ્રના સ્થળે કુરૈશી લશ્કર અને મુસલમાન મુજાહિદો વચ્ચે યુદ્ધ થયું, જેમાં મક્કાના કાફિરોના ૭૦ (સિત્તેર) પ્રખ્યાત વ્યક્તિઓ માર્યા ગયા અને એટલી જ સંખ્યામાં કૈદ પકડાયા, તેમની આ અપમાનજનક હાર વાસ્તવમાં કાફિરો ઉપર અલ્લાહનો અઝાબ હતો, આ હારથી કુરૈશમાં બદલો લેવાની ભાવના ભડકી ઊઠી, જે સરદારો માર્યા ગયા હતા તેમના

સગાં-વહાલાઓએ બધા જ અરબોની ઉશ્કેરણી કરી અને તેમના આત્મસન્માનને ઢંઢોળવાનો પ્રયત્ન કર્યો અને એવો કરાર કર્યો કે, જ્યાં સુધી અમે મુસલમાનો પાસેથી આ હારનો બદલો નહીં લઈ લઈએ ત્યાં સુધી શાંતિથી બેસીશું નહીં અને મક્કાના નિવાસીઓને અપીલ કરી કે, તેમના વેપારના કાફલા જે શામથી લાવવામાં આવે છે તે બધા જ આ મિશન ઉપર ખર્ચ કરવામાં આવે, જેથી અમે મુહમ્મદ (ﷺ) અને તેમના સાથીઓ પાસેથી પોતાના માર્યા ગયેલા લોકોનો બદલો લઈ શકીએ. બધાએ આ બાબતનો સ્વીકાર કર્યો અને સન હિજરી ૦૩માં કુરૈશ સાથે ઘણા બધા કબીલાઓ પણ મદીના ઉપર આક્રમણ કરવાના ઈરાદે નીકળી પડ્યા, ત્યાં સુધી કે સ્ત્રીઓ પણ સાથે આવી જેથી સ્ત્રીઓ મૌકો મળે તો પુરુષોના સ્વાભિમાનને જગાડીને તેમને હારવાથી રોકી શકે. જે સમયે આ ત્રણ હજારનું લશ્કર યુદ્ધ સામગ્રીથી સજ્જ થઈ મદીનાથી ૩-૪ માઈલ ઉહદ્‌ના પહાડ પાસે પડાવ નાંખીને બેઠું તો નબીએ કરીમ ﷺએ મુસલમાનો સાથે મશ્વરો કર્યો કે મદીનાની અંદર રહીને દુશ્મનોનો મુકાબલો ઘણી સરળતા અને સફળતા સાથે કરી શકાય છે. આ પ્રથમ પ્રસંગ હતો કે, મુનાફિકોના સરદાર અબ્દુલ્લાહ બિન ઉબય જે જાહેરમાં મુસલમાનોમાં સામેલ હતો તેનાથી પણ મશ્વરો કરવામાં આવ્યો, જે રસૂલે કરીમ ﷺના મશ્વરા પ્રમાણે હતો. પરંતુ અમુક જોશીલા મુસલમાનો કે, જેમને બદ્રના ગઝ્‌વહમાં સામેલ થવાનો મૌકો મળ્યો ન હતો, તેમણે શહાદતના શોખથી બેચેન થઈ એવી સલાહ આપી કે આપણે મદીનાની બિલકુલ બહાર નીકળીને મુકાબલો કરવો જોઈએ, જેથી દુશ્મનો આપણા વિશે બુઝદીલી (કાયરતા) અને કમજોરીનું અનુમાન ન કરી બેસે, મોટા પ્રમાણમાં આ સલાહ અને અભિપ્રાય લોકો તરફથી આવવા લાગ્યો.

તે વખતે રસૂલે કરીમ ﷺ મકાનની અંદર ગયા અને બખ્તર (ઝિરહ) પહેરીને બહાર આવ્યા તો તે સમયે અમુક લોકોને વિચાર આવ્યો કે, અમે રસૂલે કરીમ ﷺને તેમના પોતાના અભિપ્રાય વિરૂદ્ધ મદીનાની બહાર નીકળી યુદ્ધ કરવા માટે મજબૂર કરી દીધા, આ ખોટું થયું. એટલા માટે વિનંતી કરી કે, "યા રસૂલુલ્લાહ ﷺ જો તમારી ઇચ્છા હોય તો તમે અહીંયાં જ રોકાઈ જાઓ." રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "એક પયગમ્બરને શોભા નથી આપતું કે જ્યારે તે બખ્તર પહેરી લે અને હથિયાર ઉઠાવી લે પછી યુદ્ધ કર્યા વિના તેને શરીરથી

ઉતારી નાંખે.'' આ વાક્યમાં નબી અને ગૈરનબી વચ્ચેનો તફાવત સ્પષ્ટ થઈ જાય છે કે, નબીની જાતથી કમજોરી અને કાયરતાનો અણસાર પણ ન આવવો જોઈએ અને તેમાં ઉમ્મત માટે પણ એક ઘણી મોટી શિખામણ છે.

જ્યારે રસૂલે કરીમ ﷺ મદીનાની બહાર તશરીફ લઈ ગયા, લગભગ એક હજાર વ્યક્તિઓ રસૂલે કરીમ ﷺ સાથે હતા, પરંતુ મુનાફિક અબ્દુલ્લાહ બિન ઉબય લગભગ ૩૦૦ વ્યક્તિઓને સાથે લઈને રસ્તામાંથી જ એવું કહીને પાછો ચાલ્યો ગયો કે, ''જ્યારે મારો મશ્વરો માનવામાં ન આવ્યો અને અન્યોની સલાહ ઉપર અમલ કરવામાં આવ્યો તો હવે અમારે લડવાની કોઈ જરૂર નથી. કારણ કે, અમે જાણી–બૂઝીને અમારી જાતને હલાકતમાં શા માટે નાંખીએ ?'' તેમના સાથીઓમાં મોટાભાગે મુનાફિકો જ હતા, પરંતુ અમુક મુસલમાનો પણ તેમની આ ધોકાબાજીમાં આવીને તેમની સાથે લાગી ગયા હતા.

છેવટે રસૂલે કરીમ ﷺ કુલ ૭૦૦ સિપાહીઓને લઈને યુદ્ધના મેદાનમાં પહોંચી ગયા. રસૂલે કરીમ ﷺએ પોતાની જાતે લશ્કરી કાનૂન મુજબ મુજાહિદોની કતારને વ્યવસ્થિત કરવાનું શરૂ કર્યું. મોરચાબંધી એવી રીતે કરવામાં આવી કે, ઉહદ પહાડને લશ્કરની પીઠ પાછળ રાખ્યો અને અન્ય મોરચાબંધી એવી રીતે કરી કે, હઝરત મૂસ્અબ બિન ઉમૈર (રદિ.)ને ઝંડો આપ્યો, હઝરત ઝૂબૈર બિન અવામ (રદિ.)ને લશ્કરની એક ટૂકડીના કમાન્ડર તરીકે નિમણૂક કરી, હઝરત હમ્ઝા (રદિ.)ને તેમના ભાગે આવતી ફૌજના કમાન્ડર બનાવ્યા, જેમણે બખ્તર ન પહેર્યા હતા અને એવી સંભાવના હતી કે, દુશ્મનો પાછલી પૂંઠેથી આ બાજુ આવે એટલા માટે ૫૦ તિરંદાઝોની એક ટૂકડી નક્કી કરી અને તેમને હુકમ આપવામાં આવ્યો કે, પીઠ પાછળની ટેકરી ઉપર સુરક્ષાનું કામ કરતી રહે. લડનારાઓને વિજય પ્રાપ્ત થાય કે હાર ! તેઓ તેની સાથે કોઈ લેવા–દેવા ન રાખે, તેઓ ફક્ત પોતાના સ્થળની સુરક્ષા કરે અને અહીંયાંથી ન હટે. અબ્દુલ્લાહ બિન ઝૂબૈર (રદિ.) આ તિરંદાઝોના કમાન્ડર નક્કી થયા. કુરૈશને બદ્રના યુદ્ધમાં અનુભવ થઈ ચૂક્યો હતો એટલા માટે તેમણે પણ મોરચાબંધી ખૂબ વ્યવસ્થિત રીતે કરી હતી.

**નબીએ કરીમ ﷺની યુદ્ધની મોરચાબંધી અન્યોની નજરમાં :**

નબીએ કરીમ ﷺની આ સફબંધી અને લશ્કરી કાયદાઓ પ્રમાણેના

વ્યવસ્થિત મોરચાઓ જોઈને એ હકીકત સ્પષ્ટ થાય છે કે, નબીએ કરીમ ﷺ ઉમ્મતના સંપૂર્ણ માર્ગદર્શક અને પવિત્ર નબી હોવાની સાથે સાથે સેનાપતિ (કમાન્ડર ઈન ચીફ) પણ હતા અને સેનાપતિની રૂએ તેઓ એક ખૂબ અનુભવી અને નીવડેલ સેનાપતિ હોવાના નાતે દિર્ઘદષ્ટિયુક્ત વ્યૂહરચના પણ સારી પેઠે જાણતા હતા, એટલા માટે જ રસૂલે કરીમ ﷺએ જે પૂર્વધારણા બાંધીને મોરચો કાયમ કર્યો હતો અને લડાઈની જે મોરચાબંધી ગોઠવી હતી તેની વ્યૂહરચના તે સમયના લોકો માટે સમજવી ખૂબ કપરું કામ હતું અને આજે જ્યારે કે, યુદ્ધની અવનવી પદ્ધતિઓ અને હથિયારોનું એક આગવું વિજ્ઞાન વિકસિત થઈ ચૂક્યું છે, તે વિજ્ઞાન અને યુદ્ધકળાના નિષ્ણાતો પણ રસૂલે કરીમ ﷺની લશ્કરી વ્યૂહરચના અને મોરચાબંધીના કાયદાઓના ભરપેટ વખાણ કરે છે. આ વાસ્તવિકતા નિહાળીને એક ઈસાઈ ઈતિહાસકાર લખે છે,

*“પોતાના વિરોધીઓથી વિપરીત કે જેઓ ફક્ત હિંમત અને બહાદુરીથી જ કામ લેતા હતા, (હઝરત) મુહમ્મદ (ﷺ) વિશે કહેવું જોઈએ કે, યુદ્ધકળામાં પણ તેમણે નવો માર્ગ અપનાવ્યો. મક્કાવાળાઓની બેધડક અને અંધાધૂંધ લડાઈઓના મુકાબલામાં ખૂબ જ દૂરંદેશીયુક્ત અને કડક પ્રકારની વ્યૂહરચના અને મોરચાબંધીથી કામ લીધું.”*

આ શબ્દો ૨૦મી સદીના એક ઈતિહાસકાર ટૉમ અન્ડરે કહ્યા છે, તેણે આ શબ્દો "લાઈફ ઑફ મુહમ્મદ" (The Life of Muhammed)નામના પુસ્તકમાં વર્ણન કર્યા છે.

**યુદ્ધની શરૂઆત :**

ત્યારપછી યુદ્ધ શરૂ થયું, શરૂઆતમાં મુસલમાનોનું પલ્લું ભારે રહ્યું, એટલે સુધી કે સામે પક્ષે લશ્કરમાં અફરા–તફરી ફેલાઈ ગઈ, મુસલમાનો સમજી બેઠા કે વિજય મળી ગયો અને તેઓનું ધ્યાન "માલે ગનીમત" તરફ ગયું. આ તરફ જે તિરંદાઝોને નબીએ કરીમ ﷺએ લશ્કરની પીઠ પાછળ ટેકરી ઉપર લશ્કરની સુરક્ષા માટે ગોઠવ્યા હતા તેમણે જ્યારે જોયું કે, દુશ્મનો નાસી રહ્યા છે તો તેઓ પણ પોતાની જગ્યા છોડીને પહાડની નીચે તળેટીના મેદાનમાં આવવા લાગ્યા, હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.)એ રસૂલે કરીમ ﷺનો તાકીદ

સાથે કરેલો હુકમ આ જગ્યા છોડનારાઓને યાદ અપાવીને તેમને રોકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ અમુક વ્યક્તિઓ સિવાય બીજા બધા જ લોકોએ કહ્યું કે, "રસૂલે કરીમ ﷺનો હુકમ તો એક ચોક્કસ સમય સુધી હતો, હવે આપણે તેમની સાથે ભળી જવું જોઈએ." આ પ્રસંગે ખાલિદ બિન વલીદે જેઓ હજુ સુધી મુસલમાન થયા ન હતા અને તે સમયે દુશ્મનની લશ્કરની એક ટૂકડીના કમાન્ડર હતા, તકનો લાભ ઉઠાવીને પહાડનો ચક્કર લગાવી "ઉકૂબ"ના ઘાટ ઉપરથી આક્રમણ કરી દીધું, હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદિ.) અને તેમના અમુક થોડા સાથીઓએ આ હુમલાને ખૂબ બહાદુરી અને હિંમતપૂર્વક રોકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ તેઓ આ હુમલો ખાળી ન શક્યા અને આ ટૂકડી એકાએક મુસલમાનો ઉપર તૂટી પડી, બીજી બાજુ જે દુશ્મનો નાસી છૂટ્યા હતા તેઓ પણ પાછા ફરીને હુમલો કરવા લાગ્યા, આ રીતે લડાઈનું પાસું એકદમ પલટાઈ ગયું અને મુસલમાનોને અપેક્ષા ન હતી એવી પરિસ્થિતિનું નિર્માણ થયું. મુસલમાનોમાં એક પ્રકારની અફરા–તફરી ફેલાઈ ગઈ. હજુપણ કેટલાક સહાબા (રદિ.) મૈદાનમાં મજબૂતીથી ડટેલા હતા, એટલામાં ક્યાંકથી એવી અફવા ફેલાઈ કે, નબીએ કરીમ ﷺ શહીદ થઈ ગયા, આ અફવાએ સહાબા (રદિ.)ના રહ્યા–સહ્યા હોશ–કોશ પણ ઉડાવી દીધા અને બાકી રહેલા લોકો પણ હિંમત હારી બેઠા. તે સમયે નબીએ કરીમ ﷺની આસપાસ ફક્ત દશ–બાર પ્રાણ પ્યારા સહાબા (રદિ.) બાકી રહી ગયા હતા અને રસૂલે કરીમ ﷺ પોતે પણ ઘાયલ થયા હતા, યુદ્ધ હારવામાં કોઈ કચાસ બાકી ન રહી હતી કે, તે જ સમયે સહાબા (રદિ.)ને જાણ થઈ કે રસૂલે કરીમ ﷺ સહી સલામત છે. એટલા માટે તેઓ દરેક બાજુએથી ભેગા થઈને રસૂલે કરીમ ﷺની આસપાસ ભેગા થઈ ગયા અને તેમને સુરક્ષિત રીતે પહાડ તરફ લઈ ગયા. આ હાર જેવી પરિસ્થિતિ પછી મુસલમાનો બેહદ પરેશાન રહ્યા. આ થોડા સમયની હાર જેવી પરિસ્થિતિ માટેના અમુક કારણો હતા. કુર્આન મજીદે દરેક કારણોની પણ તાકીદપૂર્વકના શબ્દોમાં સમીક્ષા કરી છે અને આવનારા સમયમાં વધારે કાળજી લેવાની તાકીદ પણ કરી છે.

આ ઘટનાની વિગતમાં અમુક એવા પ્રસંગો છે જે મુસલમાનોને એક ઘણી મોટી શિખામણ આપે છે અને એમાં તમામ મુસલમાનો માટે નસીહત અને બોધપાઠ સમાયેલો છે.

**ઉહદના પ્રસંગથી અમુક બોધપાઠ :**

(૧) પ્રથમ બાબત જેમકે આપણે વર્ણન કરી ચૂક્યા છે કે, કુરૈશના કાફિરો આ યુદ્ધમાં સ્ત્રીઓને પણ લાવ્યા હતા, જેથી તેઓ પુરૂષોને હારતી વખતે સ્વાભિમાન યાદ અપાવી તેમને રોકી રાખે. નબીએ કરીમ ﷺએ જોયું કે, સ્ત્રીઓ અબૂ સુફિયાનની પત્ની હિન્દહની આગેવાનીમાં યુદ્ધગીતો ગાઈ–ગાઈને પુરુષોને પાણી ચઢાવી રહી છે,

اِنْ تُقْبِلُوْا نُعَانِقُ ؛ وَنَفْرِشُ النَّمَارِقَ

اَوْتُدْبِرُوْا نُفَارِقُ ؛ فِـرَاقَ وَا مِـقٍ

*"જો મુકાબલામાં ડટેલા રહ્યા અને વિજયી થયા તો અમે તમને ગળે લગાવીશું અને તમારા માટે નરમ બિસ્તર બિછાવીશું અને જો તમે પીઠ ફેરવી તો અમે તમને બિલકુલ છોડી આપીશું."*

ખાતમુલ અંબિયા ﷺની જીભ મુબારક ઉપર દુઆના આ શબ્દોનું સતત રટણ હતું,

اَللّٰهُمَّ بِكَ اَصُوْلُ وَبِكَ اُقَاتِلُ حَسْبِىَ اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ

*"હે અલ્લાહ ! હું તારાથી જ શક્તિ પ્રાપ્ત કરું છું અને તારા જ નામથી હુમલો કરું છું, અને તારા જ દીન માટે યુદ્ધ કરું છું, અલ્લાહ જ પૂરતો છે અને તે ખૂબ સારો કામ પૂરું કરનાર છે."*

આ દુઆનો એક–એક શબ્દ અલ્લાહ સાથે તાકીદપૂર્વક મુસલમાનોના સંબંધને જોડે છે અને મુસલમાનોના પ્રત્યેક કૃત્યો એટલે સુધી કે, યુદ્ધ અને લડાઈને પણ અન્ય કૌમોના યુદ્ધ અને લડાઈઓ કરતાં એક આગવી વિશેષતા પ્રદાન કરે છે.

(૨) બીજી બાબત જે વિચારવા જેવી છે કે, આ યુદ્ધમાં અમુક સહાબા (રદિ.)એ બહાદુરી, શૌર્ય અને અલ્લાહના રસ્તામાં પ્રાણ ન્યોછાવર કરનારની ભાવનાની તે છાપ છોડી હતી કે ઈતિહાસ તેનું ઉદાહરણ રજૂ નથી કરી શકતું. હઝરત અબૂ દુજાના (રદિ.)એ પોતાના શરીરને રસૂલે કરીમ ﷺ માટે ઢાલ બનાવી લીધું હતું અને પ્રત્યેક આવનાર તીર પોતાની છાતી પર ખાતા હતા.

હઝરત તલહા (રદિ.)નું શરીર પણ એ જ પ્રમાણે ચારણી જેવું વિંધાઈ ગયું હતું પરંતુ રસૂલે કરીમ ﷺનો સાથ ન છોડ્યો, હઝરત અનસ બિન માલિક (રદિ.)ના કાકા હઝરત અનસ બિન નઝર (રદિ.) જંગે બદ્રમાં ભાગ ન લઈ શક્યા હતા, એટલા માટે તેમને એનો અફસોસ હતો, હંમેશા એવી તમન્ના કર્યા કરતા હતા કે નબી ﷺની આગેવાનીમાં કોઈ તક મળે તો દિલની હસરત પૂરી કરી લઉં.

જ્યારે અમુક દિવસો પછી જંગે ઉહદની ઘટના બની, તો હઝરત અનસ બિન નઝર (રદિ.) તેમાં સામેલ થયા. જ્યારે મુસલમાનો વિખરાઈ રહ્યા હતા અને કુરૈશના કાફિરોનો રેલો ચાલ્યો આવતો હતો તો તેઓ પોતાની તલવાર લઈને આગળ વધ્યા. અચાનક હઝરત સઅદ (રદિ.)થી મુલાકાત થઈ ગઈ, સઅદ (રદિ.) પણ વિખરાઈ રહેલા મુસલમાનો સાથે જઈ રહ્યા હતા, તેમને બૂમ પાડીને કહ્યું, "સઅદ ! ક્યાં ચાલ્યા ? મને તો ઉહદની તળેટીમાં જન્નતની સુગંધ આવી રહી છે!" આવું કહીને આગળ વધ્યા અને ખૂબ બહાદુરીથી લડ્યા, અંતે પોતાના પ્રાણ અલ્લાહના હવાલે કરી શહાદતનો જામ પી લીધો. *(ઇબ્ને કષીર)*

હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે, "જ્યારે મુસલમાનો વિખરાય ગયા તે સમયે રસૂલે કરીમ ﷺ સાથે ફક્ત ૧૧ (અગિયાર) સહાબા (રદિ.) રહી ગયા હતા, જેમાં હઝરત તલહા (રદિ.) પણ હતા. કુરૈશના કાફિરોનો એક રેલો આવી રહ્યો હતો, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "કોણ તેમની ખબર લેશે ?" હઝરત તલહા (રદિ.) બોલી ઉઠ્યા, "યા રસૂલુલ્લાહ (ﷺ) ! હું." એક બીજા અન્સારી સહાબી (રદિ.) કહ્યું, "હું હાજર છું." અન્સારી સહાબી (રદિ.)ને રસૂલે કરીમ ﷺએ જવાનો હુકમ આપ્યો, તેઓ સખત લડાઈ પછી શહીદ થઈ ગયા. ફરી પાછો એક રેલો આવ્યો, રસૂલે કરીમ ﷺએ ફરી એ જ સવાલ કર્યો, હઝરત તલહા (રદિ.)એ ફરી એ જ જવાબ આપ્યો. તેઓ અધીરા થઈ રહ્યા હતા કે, રસૂલે કરીમ ﷺ હુકમ આપે તો હું આગળ વધું. રસૂલે કરીમ ﷺએ ફરી કોઈ અન્સારી સહાબી (રદિ.)ને મોકલ્યા અને હઝરત તલહા (રદિ.)ની તમન્ના પૂરી ન થઈ. એવી રીતે સાત વખતે રસૂલે કરીમ ﷺએ કહ્યું, અને દરેક સમયે રસૂલે કરીમ ﷺએ તેમને પરવાનગી ન આપી અને બીજા સહાબીઓને રજા આપતા રહ્યા અને તેઓ શહીદ થતા રહ્યા.

જંગે બદ્રમાં થોડી સંખ્યામાં મુસલમાનો હોવા છતાં વિજય પ્રાપ્ત થયો

હતો અને ગઝ્વએ ઉહદમાં બદ્ર કરતાં મુસલમાનોની સંખ્યા વધારે હતી તો પણ હાર જેવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ, તેમાં પણ મુસલમાનો માટે ઈબ્રત છે કે, મુસલમાનોએ ક્યારેય સાધન–સામગ્રી અને સંખ્યા વધતી–ઓછી હોવાના કારણો ઉપર ન જવું જોઈએ બલકે, વિજય તો હંમેશા અલ્લાહ તઆલા તરફથી જ છે, એવું સમજે અને મુસલમાનોએ અલ્લાહ તઆલા સાથે જ પોતાનો સંબંધ મજબૂત રાખવો જોઈએ.

જંગે યરમૂકના પ્રસંગે જ્યારે યુદ્ધના મોરચા ઉપરથી હઝરત ઉમર (રદિ.)ને વધારે ફૌજી કુમક મોકલવા માટે લખવામાં આવ્યું અને ઓછી સંખ્યા હોવાની ફરિયાદ કરવામાં આવી તો તેમણે જવાબમાં લખ્યું,

قَدْ جَاءَ نِيْ كِتَابُكُمْ تَسْتَمِدُّوْ نَنِيْ وَاِنِّيْ اَدُلُّكُمْ عَلٰى مَنْ هُوَ اَعَزُّ نَصْرًا وَّاَحْصَنُ جُنْدًا، اَللّٰهُ عَزَّوَجَلَّ، فَاسْتَنْصِرُوْهُ فَاِنَّ مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَدْ نُصِرَ فِيْ يَوْمِ بَدْرٍ فِيْ اَقَلَّ مِنْ عِدَّتِكُمْ فَاِذَا جَاءَ كُمْ كِتَابِيْ هٰذَا فَقَاتِلُوْهُمْ وَلَا تَرْجِعُوْنِيْ

(بَحَوَالَهٔ مُسْنَدِاَحْمَدْ، اِبْنِ كَثِيْر)

*"મારી પાસે તમારો પત્ર આવ્યો, તેમાં તમે વધારે ફૌજી મદદ માંગી છે પરંતુ હું તમને એક એવી હસ્તીનું સરનામું આપું છું જે મદદના સંદર્ભમાં સૌથી વધુ છવાયેલ અને લશ્કરના સંદર્ભે સૌથી વધુ સુરક્ષિત છે અને તે અલ્લાહ રબ્બુલ આલમીનની જાત છે. એટલા માટે તમે તેનાથી મદદ માંગો. હઝરત મુહમ્મદ ﷺને બદ્રમાં થોડી સંખ્યા હોવા છતાં મદદ કરવામાં આવી હતી. જ્યારે મારો આ પત્ર તમને મળે તો તેમના ઉપર તૂટી પડો અને એના વિશે મારી પાસે મદદની કોઈ આશા ન રાખો.* *(બ હવાલએ મુસ્નદે અહમદ, ઈબ્ને કષીર)*

આ ઘટનાના રાવી વર્ણન કરે છે કે જ્યારે અમને આ પત્ર મળ્યો અને અલ્લાહનું નામ લઈને કાફિરોના ખૂબ મોટા લશ્કર ઉપર એકી સાથે હુમલો કર્યો, જેમાં તેમને પરાજય મળ્યો. હઝરત ઉમર ફારૂક (રદિ.)ને ખબર હતી કે, મુસલમાનોનો વિજય અને પરાજય સેનાબળના વધતા–ઓછા હોવા ઉપર અવલંબિત નથી બલકે, અલ્લાહ ઉપર ભરોસો અને તેની મદદ ઉપર અવલંબિત છે. જેમકે કુર્આને કરીમમાં ગઝ્વએ હુનૈન વિશે આ વાસ્તવિકતા ખૂબ સ્પષ્ટ રીતે

વર્ણન કરવામાં આવી છે. ઈરશાદ છે,

يَوْمَ حُنَيْنٍ اِذْ اَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ عَنْكُمْ شَيْئًا ط

*"ગઝ્વએ હુનૈનને યાદ કરો, જ્યારે કે તમે પોતાની મોટી સંખ્યા ઉપર ગર્વ કરી રહ્યા હતા તો આ મોટી સંખ્યા તમને કંઈ જ લાભ ન પહોંચાડી શકી."*

*(સૂરહ : ૯, આયત : ૨૫)*

હવે, આયતની તફસીર ઉપર વિચાર કરો,

وَاِذْ غَدَوْتَ مِنْ اَهْلِكَ "જ્યારે કે તમે સવારના સમયે પોતાના ઘરેથી નીકળ્યા; યુદ્ધ માટે વિવિધ મોરચાઓ ઉપર મુસલમાનોને ગોઠવી રહ્યા હતા."

કુર્આન મજીદની ઘટનાઓના વર્ણન સંદર્ભે એક વિશેષ પ્રકારની ચમત્કારિક શૈલી એ રહી છે કે, તેમાં સામાન્ય રીતે કોઈ ઘટનાની સંપૂર્ણ વિગત તેના બધા જ પ્રસંગોને એક સાથે રાખી વર્ણન નથી કરવામાં આવતા, પરંતુ જે ઘટના અને ઘટનાના કોઈ નાના પ્રસંગમાં કોઈ ખાસ હિદાયત અને માર્ગદર્શન આપવા જેવું હોય છે, તેને વર્ણન કરવામાં આવે છે. પ્રસ્તુત આયતમાં જે ખાસ પ્રસંગનો ખુલાસો છે તે દાખલા તરીકે, ઘરેથી નીકળવાનો સમય શું હતો ? તેને શબ્દ غَدَوْتَ (ગદવ્તુ) દ્વારા વર્ણન કરી દીધો અને હદીષની રિવાયતોથી એ સાબિત છે કે, આ સવાર શવ્વાલની ૭મી તારીખ સન હિજરી ૦૩ની હતી.

ત્યાર પછી એ પણ બતાવ્યું કે, આ યુદ્ધ માટે નીકળવાની શરૂઆત કઈ જગ્યાએથી થઈ ? مِنْ اَهْلِكَ (મિન્ અહ્લિક)ના શબ્દ વડે ઈશારો થયો કે રસૂલે કરીમ ﷺ તે સમયે પોતાના ઘરવાળાઓ સાથે હતા, તેમને ત્યાં જ છોડીને નીકળી પડ્યા. જ્યારે કે, આ હુમલો મદીના ઉપર જ થવાનો હતો. ઘટનાના આ એક પ્રસંગને વર્ણન કરવામાં તે માર્ગદર્શન મળે છે કે, જ્યારે અલ્લાહનો હુકમ આવી જાય તો તેને પૂરો કરવા માટે બાળ–બચ્ચાંની મહોબ્બત રસ્તાની રુકાવટ ન બનવી જોઈએ, ત્યાર પછી ઘરેથી નીકળીને યુદ્ધના મોરચા સુધી પહોંચવાની ઘટનાને છોડીને યુદ્ધના મોરચા ઉપર સૌ પ્રથમ જે કામ કરવામાં આવ્યું તેને વર્ણન કર્યું છે. تُبَوِّئُ الْمُؤْمِنِيْنَ مَقَاعِدَ لِلْقِتَالِ એટલે કે "તમે મુસલમાનોને યુદ્ધ માટે યોગ્ય સ્થળે (મોરચે) ગોઠવી રહ્યા હતા."

ત્યારબાદ આ આયતને એવી રીતે પૂર્ણ કરવામાં આવી કે, وَاللّٰهُ سَمِيْعٌ

عَلِيۡمٌ એટલે કે "અલ્લાહ (સારી પેઠે) સઘળું સાંભળનારો, બધું જ જાણનારો છે." સાંભળવા અને જાણવાના લક્ષણો યાદ અપાવીને એ બાજુ ઈશારો કર્યો કે, આ પ્રસંગે વિરોધીઓ અને તરફદારો બંને જે કંઈ પોત-પોતાની રીતે કહી-સાંભળી રહ્યા હતા, તે બધું જ અલ્લાહ તઆલાને ખબર છે. આ પ્રસંગે વિરોધીઓ અને તરફદારોની સાથે જે કંઈ બન્યું, તેમાંથી કોઈ બાબત અલ્લાહથી છાની નથી અને એ જ પ્રમાણે આ યુદ્ધનું પરિણામ પણ તેનાથી ગુપ્ત નથી.

ત્યારબાદ બીજી આયત છે اِذۡ هَمَّتۡ طَّآئِفَتٰنِ مِنۡكُمۡ اَنۡ تَفۡشَلَا એટલે કે "જ્યારે તમારામાંથી બે જૂથો એવો વિચાર કરતા હતા કે, હિંમત હારી જઈએ, જ્યારે કે, અલ્લાહ તઆલા બંનેનો મદદગાર હતો." આ બંને જૂથ ઔસ કબીલાના બની હારિષહ અને ખજરજ કબીલાના બની સલમા છે. આ બંને જૂથોએ અબ્દુલ્લાહ બિન ઉબય મુનાફિકનો દાખલો નજર સમક્ષ રાખી પોતાનામાં કમજોરી અને ઓછી હિંમતની અનુભૂતિ કરી, પરંતુ અલ્લાહના ફઝ્લ અને કૃપાએ તેમની હિંમત વધારી, જેથી તેમનો આ વસવસો અને ભ્રમણા આગળ વધવા ન પામી જો કે, તેઓને પોતાની ઓછી સંખ્યા....., અને ઓછા ભૌતિક સર-સામાન અને યુદ્ધ સામગ્રી ઓછી હોવાના કારણે આવો વિચાર પૈદા થયો હતો. આવો વિચાર પૈદા થવો એમના ઈમાનની કોઈ કમજોરી ન હતી. યુદ્ધ ઈતિહાસના નિષ્ણાત મશહૂર ઈમામ ઈતિહાસકાર ઈબ્ને હિશામે તેને સ્પષ્ટ કરી દીધું છે અને وَاللّٰهُ وَلِيُّهُمَا નું વાક્ય પોતે તેમના સંપૂર્ણ ઈમાનની સાક્ષી આપી રહી છે. એટલા માટે આ બંને કબીલાના અમુક વડીલો કહ્યા કરતા હતા કે, "જો કે, આ આયતમાં અમારા ઉપર થોડો ગુસ્સો પણ છે પરંતુ وَاللّٰهُ وَلِيُّهُمَا ની ખુશખબરી પણ અમારા માટે આવી છે."

આ આયતના અંતે ફરમાવ્યું કે, "મુસલમાનોએ અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઈએ." તેમાં સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, સંખ્યાના ઓછા-વધતા હોવા ઉપર કે, સર-સામાન કે યુદ્ધ સામગ્રી ઉપર મુસલમાનોએ ભરોસો ન કરવો જોઈએ, બલકે, જરૂરત પ્રમાણે અને યથાશક્તિ, ભૌતિક સામાન અને યુદ્ધ સામગ્રી ભેગી કર્યા પછી ભરોસો માત્ર અલ્લાહની પાક જાત ઉપર જ હોવો જોઈએ. બનૂ હારિષહ અને બનૂ સલમામાં કમજોરી અને કમહિંમતીનો જે વસવસો પૈદા થયો હતો તે ફક્ત આ ભૌતિક સાધનો ઓછા હોવાના કારણે થયો

હતો. એટલા માટે આવા વસવસાનો ઈલાજ અલ્લાહ ઉપર ભરોસો બતાવવામાં આવ્યો છે કે, અલ્લાહ ઉપર તવક્કુલ અને ભરોસો આવા વસવસાઓ દૂર કરવામાં અક્સીર નૂસ્ખો છે.

"તવક્કુલ" (અલ્લાહ ઉપર ભરોસો) મનુષ્યની ઉચ્ચતમ્ સિફતોમાંથી છે. સંશોધનકાર સૂફીઓએ તેની વાસ્તવિકતા ઉપર વિસ્તારપૂર્વક ચર્ચાઓ કરી છે. અત્રે તેનો અર્થ એવો સમજી લો કે, તવક્કુલનો અર્થ એ છે કે, બધા જ જાહેર સર–સામાનને પોતાની શક્તિ પ્રમાણે ભેગા કરી તેનો ઉપયોગ કરે અને પછી પરિણામ અલ્લાહ તઆલા ઉપર છોડે અને તે જાહેરી ભૌતિક સર–સામાન ઉપર અભિમાન કે ગર્વ ન કરે. બલકે, ભરોસો ફક્ત અલ્લાહ ઉપર જ રાખે. નબીએ કરીમ ﷺનું પવિત્ર જીવનચરિત્ર આપણી સામે છે, પોતે જ જિહાદમાં મુસલમાનોના લશ્કરને યુદ્ધ માટે મોરચાબંધ કરવું, પોતાની શક્તિ પ્રમાણે હથિયારો અને અન્ય સર–સામાન તથા યુદ્ધ સામગ્રી તૈયાર કરી યુદ્ધના મોરચા ઉપર પહોંચીને વસ્તુ–સ્થિતિ પ્રમાણે યુદ્ધનો નકશો અને પ્લાન તૈયાર કરવો, વિવિધ ટૂકડીઓની રચના કરીને તેમના ઉપર કમાન્ડરો નક્કી કરવા વગેરે, આ બધી ભૌતિક વ્યવસ્થાઓ તો છે, જેને સય્યિદુલ અંબિયા ﷺએ પોતાની જાતે ઉપયોગ કરીને બતાવી દીધું કે, ભૌતિક સર–સામાન તો અલ્લાહની નેઅ્મત છે, તેનાથી અલિપ્ત થઈ જઈ ભૌતિક સામગ્રીથી મોઢું ફેરવી લેવાનું નામ "તવક્કુલ" નથી. અહીંયાં મો'મિન અને ગૈરમો'મિનનો ફરક ફક્ત એટલો જ છે કે, મો'મિન બધા જ સામાન અને ભૌતિક શક્તિ ભેગી કર્યા પછી ભરોસો અને તવક્કુલ ફક્ત અલ્લાહ ઉપર જ કરે છે અને ગૈરમો'મિનને આ રૂહાનિયત (આધ્યાત્મિકતા) પ્રાપ્ત થતી નથી. તેઓ ફક્ત પોતાની ભૌતિક શક્તિ ઉપર જ ભરોસો રાખે છે અને આ જ તફાવતનું અવલોકન હંમેશા દરેક ઈસ્લામી ગઝ્વાત (યુદ્ધ)માં થતું રહ્યું છે.

હવે, ત્યાર પછી આ ગઝ્વહ (પવિત્ર યુદ્ધ) તરફ ધ્યાન કેન્દ્રિત કરાવવામાં આવી રહ્યું છે, જેમાં મુસલમાનોએ સંપૂર્ણ તવક્કુલનો પરિચય આપ્યો હતો અને અલ્લાહ તઆલાએ તેમની સફળતા અને મદદ કરી તેમને વિજયી બનાવ્યા હતા. ઈરશાદ છે, وَلَقَدْ نَصَرَكُمُ اللّٰهُ بِبَدْرٍ وَّاَنْتُمْ اَذِلَّةٌ એટલે "તે સમયને યાદ કરો જયારે અલ્લાહ તઆલાએ બદ્રમાં તમારી મદદ કરી, જ્યારે કે તમે સંખ્યામાં ખૂબ ઓછા (ફક્ત ૩૧૩ જેટલા) હતા અને તે પણ ખૂબ ઓછા સર–સામાન સાથે."

**બદ્રનું મહત્ત્વ અને આ સ્થળનો ટૂંક ચિતાર :**

બદ્ર મદીનાના દક્ષિણ પશ્ચિમમાં ત્રણ માઈલના અંતર ઉપર એક પડાવ અને બજારનું નામ છે.

તે સમયે તેને એટલા માટે મહત્ત્વ પ્રાપ્ત હતું કે, ત્યાં પાણી છૂટથી મળતું હતું અને અરબના વેરાન રણમાં પાણી એક ખૂબ મોટી નેઅ્મત સમજવામાં આવતી હતી. તૌહીદ અને શિર્ક વચ્ચે આ જ સૌ પ્રથમ યુદ્ધ હતું, જે ૧૭ રમઝાનુલ મુબારક સન હિજરી ૦૨ અને જુમ્આના દિવસે તથા ઈ.સ. પ્રમાણે ૧૧ માર્ચ ઈ.સ. ૬૨૪ના દિવસે થયું હતું. આ ગઝ્વહ જાહેરમાં તો એક સ્થાનિક યુદ્ધ લાગે છે, પરંતુ વાસ્તવમાં આ એક એવું યુદ્ધ છે કે, જેણે દુનિયાના ઈતિહાસમાં એક મહાન ક્રાંતિ સર્જી દીધી. એટલા માટે કુર્આનની ભાષામાં તેને "યવમુલ ફુરકાન" કહેવામાં આવે છે. ફિરંગી ઈતિહાસકારોએ પણ તેના મહત્ત્વનો સ્વીકાર કર્યો છે. અમેરિકી પ્રોફેસર ફિલીપ હિટ્ટી પોતાના પુસ્તક "ધ હિસ્ટ્રી ઓફ ધ આરબ્સ"માં લખે છે, "આ ઈસ્લામનો સૌથી પહેલો મહાન વિજય છે."

وَاَنْتُمْ اَذِلَّةٌ એટલે "તમે તે સમયે સંખ્યામાં ખૂબ થોડા હતા અને ખૂબ ઓછો સામાન ધરાવતા હતા." ખૂબ મજબૂત રિવાયતો દ્વારા મુસલમાનોની સંખ્યા વિશે જાણવા મળે છે કે, તેઓ ૩૧૩ હતા. આ લશ્કર પાસે ફક્ત બે ઘોડા હતા અને ૭૦ જેટલા ઊંટો હતો અને તેના ઉપર જ લોકો વારાફરતી સવાર થતા હતા.

છેવટની આયતમાં કહેવામાં આવ્યું, فَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ط એટલે કે, "અલ્લાહથી ડરતા રહો જેથી તમે શુક્રગુઝાર રહો."

કુર્આનમાં સ્થળે-સ્થળે મુનાફિકોના ષડયંત્રો અને તેમના સખત વિરોધના ખરાબ પરિણામોથી સુરક્ષિત રહેવા માટે તકવા અને સબ્ર અપનાવવાને ઈલાજ તરીકે બતાવવામાં આવ્યું છે. આ જ બે બાબતોમાં સંપૂર્ણ સંગઠિત સંઘર્ષ દ્વારા વિજયનું રહસ્ય છુપાયેલું છે, જેમકે અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે અને અત્રે સબ્ર અને તકવાના બદલે ફક્ત તકવા (અલ્લાહનો ડર-પરહેઝગારી)નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કારણ કે, વાસ્તવમાં તકવા જ એવો સંપૂર્ણ ગુણ અને ખાસિયત છે જેમાં સબ્ર આપોઆપ સામેલ થઈ જાય છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાનઃ આયત નં. ૧૨૪ થી ૧૨૯)

إِذْ تَقُولُ لِلْمُؤْمِنِينَ أَلَنْ يَكْفِيَكُمْ أَنْ يُمِدَّكُمْ رَبُّكُمْ بِثَلَٰثَةِ آلَافٍ مِّنَ الْمَلَٰٓئِكَةِ
مُنْزَلِينَ ﴿١٢٤﴾ بَلَىٰٓ ۚ إِنْ تَصْبِرُوا وَتَتَّقُوا وَيَأْتُوكُمْ مِّنْ فَوْرِهِمْ هَٰذَا يُمْدِدْكُمْ
رَبُّكُمْ بِخَمْسَةِ آلَافٍ مِّنَ الْمَلَٰٓئِكَةِ مُسَوِّمِينَ ﴿١٢٥﴾ وَمَا جَعَلَهُ اللَّهُ إِلَّا بُشْرَىٰ لَكُمْ
وَلِتَطْمَئِنَّ قُلُوبُكُمْ بِهِ ۗ وَمَا النَّصْرُ إِلَّا مِنْ عِنْدِ اللَّهِ الْعَزِيزِ الْحَكِيمِ ﴿١٢٦﴾ لِيَقْطَعَ طَرَفًا
مِّنَ الَّذِينَ كَفَرُوٓا أَوْ يَكْبِتَهُمْ فَيَنْقَلِبُوا خَآئِبِينَ ﴿١٢٧﴾ لَيْسَ لَكَ مِنَ الْأَمْرِ شَيْءٌ
أَوْ يَتُوبَ عَلَيْهِمْ أَوْ يُعَذِّبَهُمْ فَإِنَّهُمْ ظَٰلِمُونَ ﴿١٢٨﴾ وَلِلَّهِ مَا فِي السَّمَٰوَٰتِ وَمَا فِي الْأَرْضِ ۚ
يَغْفِرُ لِمَنْ يَشَآءُ وَيُعَذِّبُ مَنْ يَشَآءُ ۚ وَاللَّهُ غَفُورٌ رَّحِيمٌ ﴿١٢٩﴾ ع

### તરજુમો :

*(હે નબી ﷺ !) જ્યારે તમે મો'મિનોને કહેતા હતા, શું તમારા માટે આ પૂરતું નથી કે તમારો પરવરદિગાર તમારી મદદ માટે ત્રણ હજાર ફરિશ્તાઓ મોકલે ? (જેઓ) આસમાનથી ઊતરનારા છે. (૧૨૪) કેમ નહીં ? (અલબત્ત) જો તમે સબ્ર (ધીરજ) કરો, અને પરહેઝગારી કરો (અલ્લાહથી ડરો), અને તે (દુશ્મનો) તમારા ઉપર એકદમ ચઢી આવે તો તમારો પરવરદિગાર નિશાન લગાવેલા (ઘોડાઓ ઉપર સવાર) પાંચ હજાર ફરિશ્તાઓ દ્વારા તમને મદદ મોકલે. (૧૨૫) અને આ અલ્લાહે ફક્ત તમારી ખુશખબરી માટે કર્યું અને એટલા માટે કે તેનાથી તમારા દિલોને સંતોષ થઈ જાય; અને કોઈ મદદ નથી પરંતુ ફક્ત અલ્લાહ તરફથી છે જે મહાબળવાન, ભારે હિકમતવાળો છે. (૧૨૬) જેથી તે કાફિરોના એક જૂથને કાપી નાંખે અથવા તેમને અપમાનિત કરી નાંખે તો તેઓ નાસીપાસ (વંચિત) થઈ પાછા ફરે. (૧૨૭) (હે નબી ﷺ !) તમને તેમાં કંઈપણ અધિકાર નથી, એટલે સુધી કે (અલ્લાહ) તેમની તવબહ કબૂલ કરે અથવા તેમને અઝાબ આપે, કારણ કે તેઓ જાલિમો છે. (૧૨૮) અને (સઘળું) અલ્લાહનું જ છે જે*

*કંઈ આસમાનોમાં અને જે કંઈ જમીનમાં છે; અને (અલ્લાહ) જેને ચાહે બખ્શી (મા'ફ કરી) દે, અને જેને ચાહે અઝાબ આપે, અને અલ્લાહ મોટો મા'ફ કરનાર ઘણો મહેરબાન (કૃપાળુ) છે. (૧૨૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉ વર્ણન થઈ ચૂકેલ આયતોમાં ઉહદ અને બદ્રના યુદ્ધમાં અલ્લાહ તઆલાની મદદ સંદર્ભે અમુક બાબતોનો ઉલ્લેખ થયો હતો. પ્રસ્તુત આયતોમાં આ મદદની અમુક સ્પષ્ટતા અને ફરિશ્તાઓને મોકલવાની હિકમતનું વર્ણન છે.

## તફસીર :

(ગઝ્વએ બદ્રમાં અલ્લાહ તઆલાની આ મદદ એવા સમયે થઈ હતી) જ્યારે કે તમે (હે મુહમ્મદ ﷺ !) મુસલમાનોને એવું કહી રહ્યા હતા કે, શું તમને (તમારા દિલની શાંતિ માટે) આ બાબત પૂરતી નહીં થાય કે તમારો પરવરદિગાર તમારી મદદ ત્રણ હજાર ફરિશ્તાઓ દ્વારા કરે (કે જેઓ આસમાનેથી આ જ કામ માટે) ઉતારવામાં આવે ? (જેનાથી ખબર પડે છે કે, તેઓ ઉચ્ચ દરજ્જાના ફરિશ્તાઓ હશે નહિતર જે ફરિશ્તાઓ પ્રથમથી જ પૃથ્વી ઉપર ઉપસ્થિત છે તેમનાથી પણ આ કામ લઈ શકાતું હતું, પછી આ હિકમતનો પોતે જવાબ આપીને ફરમાવ્યું,) હા ! કેમ નહીં ? (પૂરતા હશે, ત્યારબાદ આ મદદમાં વધારો કરવાનો વાયદો એવી રીતે કર્યો કે, મુકાબલાના સમયે) જો સબ્ર કરશો અને તકવા ઉપર કાયમ રહેશો (એટલે કે કોઈ કામ અલ્લાહની આજ્ઞા વિરૂદ્ધ નહીં કરો) અને તે લોકો તમારા ઉપર એકસામટો હુમલો કરી દે (જેમાં સ્વાભાવિક રીતે કોઈ મખ્લૂકની મદદ પહોંચવી મુશ્કેલ હોય છે) તો તમારો પરવરદિગાર તમારી મદદ પાંચ હજાર ફરિશ્તાઓ દ્વારા કરશે જે એક ખાસ પ્રકારની નિશાનીવાળા હશે (જેમકે સામાન્ય યુદ્ધોમાં પોત–પોતાના લશ્કરોની ઓળખ માટે કોઈ ખાસ પ્રકારનો યુનિફોર્મ હોય છે. આગળ પણ મદદની હિકમતનું વર્ણન છે કે, અલ્લાહ તઆલાની આ મદદ જે આ ફરિશ્તાઓ દ્વારા થઈ તે) ફક્ત એટલા માટે કે તમારા માટે (વિજયની) ખુશખબરી આપે અને તમારા દિલોને તેનાથી આશ્વાસન મળે અને મદદ (તથા વિજય) તો ફક્ત અલ્લાહ તરફથી જ છે, જે ખૂબ મોટો જોરાવર છે (કે એમ જ વિજયી બનાવી શકે છે પરંતુ) હિકમતવાળો (પણ) છે (તો જ્યારે હિકમતનો તકાદો એવો હોય છે કે, ભૌતિક સર–સામાન દ્વારા વિજય આપવામાં

આવે છે તો એ જ પ્રકારના કારણો અને સર–સામાન ઉપલબ્ધ કરાવી આપે છે. આ તો ફરિશ્તાઓની મદદ પાછળની હિકમત હતી, આગળ એ હિકમતનું પણ વર્ણન કરવામાં આવ્યું છે કે, આવો વિજય આપને શા માટે આપવામાં આવ્યો ? એના વિશે ઇરશાદ થયો છે,) જેથી કાફિરોના એક જૂથનો નાશ કરી નાંખે (આ યુદ્ધમાં કાફિરોના સિત્તેર મોટા–મોટા સરદારો માર્યા ગયા હતા.) અથવા તેઓ(માંથી અમુક)ને અપમાનિત કરવામાં આવે, પછી તેઓ નિષ્ફળ (નાસીપાસ) થઈ પાછા ફરે. (એટલે આ બેમાંથી કોઈને કોઈ વાત એવી જરૂર બને, અને જો આ બંને બાબતો બને તો તે પણ વધારે સારું ! એટલા માટે આ બંને બાબતો બની કે, બદ્રમાં કાફિરોના સિત્તેર મોટા–મોટા સરદારો માર્યા ગયા અને સિત્તેર જેટલા કૈદ પકડાયા અને બાકીના અપમાનિત થઈ નાસી છૂટ્યા.)

## મસ્અલા અને બોધપાઠ :

### ફરિશ્તાઓની મદદ મોકલવાની હિકમતનો અસલ હેતુ તથા ફરિશ્તાઓની વિવિધ સંખ્યા બતાવવાનું વર્ણન અને તેની હિકમત :

અત્રે સ્વાભાવિક રીતે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તાઓને એવી શક્તિઓ આપેલ છે કે, એક જ ફરિશ્તો સમગ્ર શહેરનો તખતો પલટાવી શકે છે. જેમકે, હઝરત લૂત (અલૈ.)ની કૌમની જમીનને એકલા હઝરત જિબ્રઈલ (અલૈ.)એ ઊલટાવી નાંખી હતી, તો પછી ફરિશ્તાઓનું લશ્કર મોકલવાની શું જરૂર છે ?

વળી, જ્યારે ફરિશ્તાઓ મેદાનમાં આવ્યા હતા તો પછી એકપણ કાફિર બચીને પાછો ન જવો જોઈતો હતો. તેનો જવાબ પોતે કુર્આન શરીફે وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى "અલ્લાહે માત્ર ખુશખબરી માટે આ મદદ કરી." (સૂ.૮: આ.૧૦)માં આપી દીધો છે કે, ફરિશ્તાઓ મોકલવાનો હેતુ વાસ્તવમાં યુદ્ધના મૈદાનમાં વિજય અપાવવાનો ન હતો બલકે, મુસલમાન મુજાહિદોને સંતોષ, દિલની શાંતિ અને વિજયની ખુશખબરી આપવાનો હેતુ હતો. જેમકે આ આયતના શબ્દો اِلَّا بُشْرٰى (તે માત્ર સારા સમાચાર છે) અને لِتَطْمَئِنَّ قُلُوْبُكُمْ (જેથી આપના હૃદય સંતોષિત થઈ જાય)થી સ્પષ્ટ થાય છે અને તેનાથી વધારે સ્પષ્ટતા સૂરએ અન્ફાલમાં આ જ ઘટનાના સંદર્ભમાં આ શબ્દોમાં છે فَثَبِّتُوا الَّذِيْنَ اٰمَنُوْا ("માટે તમે ઈમાનવાળાઓને મક્કમ રાખો." સૂ. ૮ : આ. ૧૨) જેમાં ફરિશ્તાઓને સંબોધીને

તેમને એ સેવા સોંપવામાં આવે છે કે, તેઓ મુસલમાનોના દિલોને જમાવી રાખે અને તેમને નાસીપાસ ન થવા દે. આ મનની સાંત્વનાના વિવિધ સ્વરૂપો હોઈ શકે છે. એક એ પણ છે કે, પોતાની ઉપસ્થિતિ દ્વારા તેમના દિલોને મજબૂત કરી આપે અને એક સ્વરૂપ એવું પણ હોઈ શકે છે કે, મુસલમાનોને વિવિધ રીતે એવું સ્પષ્ટ કરી આપવામાં આવે કે, અલ્લાહના ફરિશ્તાઓ તેમની મદદ માટે ખડે પગે તૈયાર છે. ક્યારેક સામે ઉપસ્થિત થઈને અને ક્યારેક પોકાર કરીને અને ક્યારેક કોઈ અન્ય સ્વરૂપે. જેમકે બદ્રના મૈદાનમાં આ બધી જ રીતો અપનાવવામાં આવી હતી. આયત فَاضْرِبُوْا فَوْقَ الْاَعْنَاقِ ("તેમની ગરદનો ઉપર મારો." સૂ. ૮ : આ. ૧૨)ની એક તફસીરમાં ફરિશ્તાઓને સંબોધન છે અને અમુક હદીષની રિવાયતોમાં છે કે, ફરિશ્તાઓએ જો કોઈ મુશ્રિક ઉપર હુમલો કરવાની ઇચ્છા કરી તો તે મુશ્રિકનું માથું આપો-આપ ધડથી છૂટું પડી ગયું.

(كَمَا رُوِىَ عَنْ سَهْلِ بْنِ حَنِيْفٍ بِرِوَايَةِ الْحَاكِمِ وَتَصْحِيْحِ الْبَيْهَقِىْ)

અને અમુક સહાબએ કિરામ (રદિ.)એ જિબ્રઈલ અમીન (અલૈ.)નો અવાજ પણ સાંભળ્યો કે, اِقْدَمْ حَيْزُوْمُ કહી રહ્યા છે અને અમુકે પોતે પણ ફરિશ્તાઓને જોયા હતા. *(રવાહુ મુસ્લિમ)*

આ બધા નજરે જોયેલા દષ્યો અને ફરિશ્તાઓ દ્વારા મદદનું પ્રત્યક્ષ દર્શન એ જ ક્રમની કડીઓ છે કે, ફરિશ્તાઓને અલ્લાહ તઆલાએ મુસલમાનોને પોતાની મદદનો વિશ્વાસ અપાવવા માટે મોકલ્યા હતા અને તેમના દ્વારા અમુક-અમુક કાર્યો એવા પણ કરાવ્યા છે જેમકે, યુદ્ધમાં તેઓ સામેલ થયા છે પરંતુ વાસ્તવમાં તેમનું કામ મુસલમાનોને આશ્વાસન અને મનની શાંતિ અપાવવાનું હતું. ફરિશ્તાઓ દ્વારા યુદ્ધના મૈદાનમાં વિજય અપાવવાનો હેતુ ન હતો, તેની સ્પષ્ટ દલીલ એ પણ છે કે, આ દુનિયામાં યુદ્ધ અને જિહાદનો ફરજ મનુષ્યો માટે લાગુ પાડવામાં આવ્યો છે અને એ જ કારણથી તેમની શ્રેષ્ઠતા અને દરજ્જાઓમાં વધ-ઘટ થાય છે. જો અલ્લાહ તઆલાની ઇચ્છા આવી ન હોત તો ફરિશ્તાઓ દ્વારા પ્રદેશો વિજય કરાવી લીધા હોત અને દુનિયામાં કુફ્ર કે કાફિરોનું નામો-નિશાન બાકી ન રહ્યું હોત અને તેમની હુકૂમત તથા સલ્તનતની કોઈ સંભાવના પણ બાકી ન રહી હોત, પરંતુ અલ્લાહના કુદરતના કારખાનામાં અલ્લાહ તઆલાની એવી ઇચ્છા નથી. અહીંયાં તો કુફ્ર અને ઈમાન, ભલાઈ અને

બુરાઈ સાથે-સાથે અસ્તિત્વ ધરાવે છે અને તેના માટે બદલાનો દિવસ હશ્ર (હિસાબ)નો દિવસ છે.

હવે, રહી વાત ગઝ્વએ બદ્રમાં ફરિશ્તાઓ દ્વારા અલ્લાહના મદદના વાયદાની, તો તેમાં સૂરએ અન્ફાલની આયતમાં એક હજાર ફરિશ્તાઓનો વાયદો છે અને આલિ ઈમ્રાનની પ્રસ્તુત આયતમાં ત્રણ હજાર અને પછી પાંચ હજારનો વાયદો છે, તો એની શું હિકમત છે ? વાત એમ છે કે, સૂરએ અન્ફાલમાં વર્ણન છે કે, જ્યારે બદ્રના મૈદાનમાં મુસલમાનોએ વિરોધીઓની સંખ્યા એક હજાર જોઈ અને પોતાની સંખ્યા ૩૧૩ હતી તો અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહમાં મદદની યાચના કરી, તેના સંદર્ભમાં એક હજાર ફરિશ્તાઓની મદદનો આ વાયદો કરવામાં આવ્યો કે, જે સંખ્યા તમારા દુશ્મનોની છે એટલી જ સંખ્યામાં ફરિશ્તાઓને મોકલવામાં આવશે. આયતના શબ્દો આ પ્રમાણે છે, اِذْ تَسْتَغِيْثُوْنَ رَبَّكُمْ فَاسْتَجَابَ لَكُمْ اَنِّى مُمِدُّكُمْ بِاَلْفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُرْدِفِيْنَ ط "(તે સમયને યાદ કરો !) જ્યારે તમે અલ્લાહ પાસે મદદ માંગતા હતા અને અલ્લાહે તમારી મદદના જવાબમાં કહ્યું કે, હું તમારી એક હજાર ફરિશ્તાઓ વડે મદદ કરીશ, જે લગાતાર આવતા રહેશે." (સૂ. ૮ : આ. ૯) અને આ આયત પછી પણ ફરિશ્તાઓની મદદ મોકલવાનો એ જ હેતુ જાહેર કરીને મુસલમાનોના દિલોને જમાવી રાખવાનો મકસદ છે અને તેમને વિજયની ખુશખબરી આપવાનો ઉદ્દેશ્ય છે. એટલા માટે આ આયત પછીની આયતમાં આ શબ્દોમાં وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى وَلِتَطْمَئِنَّ بِهٖ قُلُوْبُكُمْ "અલ્લાહે માત્ર ખુશખબરી માટે આ મદદ કરી હતી અને એટલા માટે કે, તમારા મનને સંતોષ થાય." (સૂ.૮:આ.૧૦) વર્ણન થયું છે.

સૂરએ આલિ ઈમ્રાનની પ્રસ્તુત આયતમાં ત્રણ હજાર ફરિશ્તાઓનો વાયદો કદાચ એ બિના ઉપર કરવામાં આવ્યો છે કે, બદ્રના મૈદાનમાં મુસલમાનોને એ ખબર મળી કે, કર્ઝ બિન જાબિર મહારિબી પોતાના કબીલાનું લશ્કર લઈને મક્કાના મુશ્રિકોની મદદ માટે આવી રહ્યો છે. (કઝા ફીર્ રૂહ) અહીંયાં દુશ્મનોની સંખ્યા મુસલમાનોથી ત્રણ ઘણી વધારે પહેલેથી જ હતી અને આ ખબર મળવાથી તેઓ વધારે પરેશાન થયા, તો ત્રણ હજાર ફરિશ્તાઓનો વાયદો કરવામાં આવ્યો, જેથી પરિસ્થિતિ સાવ ઊલટી થઈ જાય અને મુસલમાનોની સંખ્યા કાફિરોની સંખ્યા કરતા ત્રણ ઘણી વધી જાય.

પછી આ આયતના અંતમાં આ જ સંખ્યાને અમુક શરતો સાથે વધારીને પાંચ હજાર કરવામાં આવી, જે વાયદો બે શરતો ઉપર આધારિત હતો. એક એ કે મુસલમાનો સબ્ર અને તકવાના ઉચ્ચ સ્થાન ઉપર કાયમ રહે અને બીજી શરત એ કે, દુશ્મનો ઉપર એકસામટું આક્રમણ કરે. પરંતુ આ બંને શરતોમાંથી બીજી શરત એકસામટો હુમલો કરવાની પૂરી ન થઈ શકી, એટલા માટે પાંચ હજાર ફરિશ્તાઓનો વાયદો કાયમ રહી ન શક્યો. આ બાબતમાં તફસીરના ઈમામો અને ઈતિહાસકારોના વિવિધ પ્રકારના નિવેદનો ઉપસ્થિત છે કે, વાયદાની આ શરત પૂરી ન થઈ શકી તો પણ આ પાંચ હજાર ફરિશ્તાઓનો વાયદો પૂરો થયો અને અમુકના મતે ત્રણ હજાર ફરિશ્તાઓના સ્વરૂપમાં પૂરો થયો. આ વિવિધ અભિપ્રાયો રૂહૂલ મઆનીમાં પ્રસ્તુત છે.

આયત لَيْسَ لَكَ مِنَ الْأَمْرِ شَيْءٌ "તમને તેના ઉપર કંઈપણ અધિકાર નથી." અહીંયાંથી ફરી એકવાર અસલ ઉહદની ઘટના તરફ ધ્યાન કેન્દ્રિત કરાવવામાં આવે છે. વચ્ચે ગઝ્વએ બદ્રની ઘટનાનું વર્ણન આવી ગયું હતું અને આ આયતનો "સબબે નુઝૂલ" (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) એ છે કે, ગઝ્વએ ઉહદમાં રસૂલે કરીમ ﷺના દાંત મુબારક કે, જે આગળની બાજુ બે ઉપરના અને બે નીચેના દાંતોના પેઢાઓમાં ચાર દાંત હોય છે, બે ઉપર ડાબે-જમણે અને બે નીચે ડાબે-જમણે આ ચારેમાંથી નીચે જમણી તરફના દાંત શહીદ થઈ ગયા હતા અને રસૂલે કરીમ ﷺનો ચહેરો મુબારક ઘાયલ થઈ ગયો હતો ત્યારે તેમની જીભ મુબારક ઉપર આ શબ્દો આવી ગયા કે "આવી કૌમને કેવી રીતે સફળતા પ્રાપ્ત થશે, જેમણે પોતાના નબી સાથે આવો વર્તાવ કર્યો જ્યારે કે, તે નબી તેમને અલ્લાહ તરફ બોલાવી રહ્યો છે !" તે સમયે આ આયત નાઝિલ થઈ.

બુખારીમાં એક ઘટના આ રીતે પણ વર્ણન થઈ છે કે, રસૂલુલ્લાહ ﷺએ અમુક કાફિરો માટે બદ્દુઆ પણ કરી હતી. તેના સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ, જેમાં રસૂલુલ્લાહ ﷺને સબ્ર અને ધીરજની તા'લીમ આપવામાં આવી છે.

*(બયાનુલ કુર્આનમાંથી)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) તમારી (કોઈને મુસલમાન હોવા અથવા કાફિર

રહેવા વિશે) કોઈ દખલગીરી નથી (ભલે ઈલ્મની દખલગીરી હોય અથવા શક્તિની ! આ બધું અલ્લાહ તઆલાની જાણમાં અને કબજામાં છે, તમારે સબ્ર કરવી જોઈએ.) અહીંયાં સુધી કે અલ્લાહ તઆલા તેમના ઉપર યા તો (રહમતની દષ્ટિથી) ધ્યાન આપે (એટલે કે તેમને ઈસ્લામની તૌફીક આપી દે, તે સમયે આપની સબ્ર અને ધીરજ ખુશીમાં બદલાઈ જશે.) અથવા તો તેમને (દુનિયામાં જ) કોઈ સજા આપી દે (તો એવા સમયે આપની સબ્ર દિલના સંતોષમાં પરિવર્તિત થઈ જશે અને દુનિયાની સજા કંઈ અમસ્તી જ નહીં હોય !) કારણ કે તેઓ મોટો અત્યાચાર કરી રહ્યા છે (એટલે કે કુફ્ર અને શિર્ક કરી રહ્યા છે જેમકે, કુફ્ર અને શિર્કને સૌથી મોટો અત્યાચાર اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيْمٌ કહેવાયું છે.) અને અલ્લાહ તઆલાનું જ છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનોમાં છે અને તે જેને ચાહે બખ્શી દે (એટલે કે ઈસ્લામની દૌલતથી માલા-માલ કરે જેમાં મા'ફી પણ હોય છે) અને જેને ચાહે અઝાબ આપે (એટલે ઈસ્લામની દૌલત નસીબ ન થાય તે કારણે કાયમી અઝાબમાં સપડાય) અને અલ્લાહ તઆલા મોટો બખ્શનાર (અને) મોટી રહમતવાળો છે. (તો મા'ફ કરવામાં જરાપણ આશ્ચર્ય નથી કારણ કે, અલ્લાહ દયાળુ અને કૃપાળુ છે પરંતુ જાલિમો અને અત્યાચારીઓને અઝાબ પણ આપવામાં આવે છે, જેનું કારણ ઉપર વર્ણન થઈ ચૂક્યું છે. فَاِنَّهُمْ ظٰلِمُوْنَ)

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૩૦-૧૩૧)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَاْكُلُوا الرِّبٰوٓا اَضْعَافًا مُّضٰعَفَةً ۠ وَّاتَّقُوا اللّٰهَ
لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٣٠﴾ وَاتَّقُوا النَّارَ الَّتِيْٓ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ﴿١٣١﴾

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! વ્યાજ ન ખાઓ, બે ઘણું - ચાર ઘણું ! અને અલ્લાહથી ડરો જેથી તમે સફળતા પામો. (૧૩૦) અને બચો તે આગથી જે કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે. (૧૩૧)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! વ્યાજ ન ખાઓ, (એટલે કે મૂળ રકમ-મુદ્દલથી વધારે રકમ ન લો) બે ઘણું – ચાર ઘણું (વધારે કરીને) અને અલ્લાહ તઆલાથી ડરો, આશા છે કે તમે સફળ થાઓ (એટલે કે જન્નત પ્રાપ્ત થાય અને દોઝખથી છુટકારો મળે.) અને આગથી બચો જે (વાસ્તવમાં) કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે (અને આગથી બચવાનું સ્વરૂપ એ છે કે, વ્યાજ વગેરે હરામ કામોથી બચો).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં વ્યાજ ખાવાને હરામ જાહેર કરી તેના પ્રતિબંધ સાથે – اَضۡـعَـا فًا مُضٰعَفَةً નું વર્ણન હરામ હોવાની શરત નથી બલકે, વ્યાજની નહૂસત અને તે ધિક્કારપાત્ર હોવાનું સ્પષ્ટ કરવા માટે છે. જો કે, બીજી આયતમાં વ્યાજ સદંતર સમૂળગુ હરામ હોવાનું વર્ણન ખૂબ જ સ્પષ્ટ રીતે અને તા'કીદપૂર્વક થયું છે, જેની વિગત સૂરએ બકરહમાં આવી ચૂકી છે અને اَضۡـعَا فًا مُّضٰعَفَةً ના વર્ણનમાં એ તરફ ઈશારો હોઈ શકે છે કે, જેણે વ્યાજ ખાવાની આદત બનાવી લીધી તો પછી તે ભલે ચક્રવૃદ્ધિ ન પણ ખાતો હોય ! પરંતુ વ્યાજ આખરે વ્યાજ જ છે, ભલે તે સાદું હોય કે ચક્રવૃદ્ધિ ! તે બધા જ પ્રકારના વ્યાજને اَضۡـعَـافِ مُضَاعَفُ કહી શકાય છે. એટલે કે, વ્યાજખોરીની વ્યાખ્યામાં તેને વ્યાજનું વ્યાજ કહી શકાય, તેનો અર્થ એ છે કે, દરેક વ્યાજ છેવટે તો اَضۡعَافِ مُضَاعَفُ ચક્રવૃદ્ધિ વ્યાજ જ હોય છે.

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૩૨-૧૩૩)

| |
|---|
| وَاَطِيۡعُوا اللّٰهَ وَالرَّسُوۡلَ لَعَلَّكُمۡ تُرۡحَمُوۡنَ ۝۱۳۲ وَسَارِعُوۡۤا اِلٰى |
| مَغۡفِرَةٍ مِّنۡ رَّبِّكُمۡ وَجَنَّةٍ عَرۡضُهَا السَّمٰوٰتُ وَالۡاَرۡضُۙ اُعِدَّتۡ لِلۡمُتَّقِيۡنَۙ ۝۱۳۳ |

## તરજુમો :

*અને અલ્લાહ અને રસૂલ (ﷺ)નો હુકમ માનો જેથી તમારા ઉપર રહમ (દયા) કરવામાં આવે. (૧૩૨) અને દોડો પોતાના પરવરદિગારની બખ્શીશ અને જન્નત તરફ, જેનો વિસ્તાર આસમાનો અને જમીન (જેટલો) છે જે પરહેઝગારો (મુત્તકીઓ) માટે તૈયાર કરવામાં આવી છે. (૧૩૩)*

## તફસીર :

અને અલ્લાહનું તથા (તેના) રસૂલ (ﷺ)નું કહ્યું ખુશીથી માનો, આશા છે કે તમારા ઉપર (કયામતમાં) રહમ કરવામાં આવે અને તમારા પરવરદિગારની મા'ફી તરફ દોડો અને (દોડો) જન્નત તરફ (એટલે કે એવા નેક કામો અપનાવો કે જેથી તમારો પરવરદિગાર તમને મા'ફ કરે અને જેથી તમને જન્નત મળે અને તે જન્નત પણ એવી છે) જેનો વિસ્તાર આસમાનો અને જમીન (જેટલો) છે (અને એનાથી પણ વધારે હોઈ શકે છે કારણ કે તે આસમાનો અને જમીનના વિસ્તારથી પણ મોટી હોઈ શકે છે.) તે અલ્લાહથી ડરનારાઓ માટે તૈયાર કરવામાં આવી છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતમાં બે મસ્અલાઓ વધારે મહત્ત્વના છે. પ્રથમ આયતનો વિષય એ છે કે, અલ્લાહ તઆલાની તાબે'દારી સાથે રસૂલે કરીમ ﷺની તાબે'દારી (આજ્ઞાપાલન)નો પણ હુકમ આપવામાં આવ્યો છે, તેમાં એ બાબત વિચાર માંગી લે છે કે, જો રસૂલે કરીમ ﷺની તાબે'દારી અલ્લાહ તઆલાની અને તેની મોકલેલી કિતાબ કુર્આને કરીમની તાબે'દારીનું નામ છે તો પછી તેને આગવી રીતે વર્ણન કરવાની શું આવશ્યકતા છે ? જો બંનેમાં ફરક છે તો તે તફાવત શું છે ?

બીજી વાત જે હંમેશા યાદ રાખવા જેવી અને જિંદગીનો મૂળ હેતુ બનાવવા યોગ્ય છે તે એ ખાસિયતો અને ગુણ-લક્ષણો છે, જેને અલ્લાહ તઆલાએ પોતાના સ્વીકૃતિપ્રાપ્ત મકબૂલ અને પરહેઝગાર બંદાઓ માટે આ આયતોમાં બતાવીને સ્પષ્ટ ફરમાવી દીધું છે કે, અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની તાબે'દારી ફક્ત ઉપરછલ્લી વાતો જ નથી, પરંતુ તાબે'દારી કરનારાઓની અમુક ખાસિયતો અને લક્ષણો પણ હોય છે, જેના દ્વારા તેઓને ઓળખવામાં આવે છે.

## રસૂલે કરીમ ﷺની તાબે'દારી (આજ્ઞાપાલન-ઇતાઅત)ને અલ્લાહ તઆલાની તાબે'દારીથી અલગ રીતે વર્ણન કરવાની હિકમત (વિવેક) :

**મસ્અલો :**

ઉપરોક્ત ટૂંકી આયતમાં આ રીતે ફરમાવવામાં આવ્યું, وَاَطِيْعُوا اللّٰهَ

وَالرَّسُوْلَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ط "અલ્લાહ અને રસૂલે કરીમ (ﷺ)ની ઈતાઅત કરો જેથી તમારા ઉપર રહમ કરવામાં આવે." તેમાં અલ્લાહની રહમત માટે જે પ્રમાણે અલ્લાહ તઆલાની ઈતાઅતને જરૂરી અને આવશ્યક ઠરાવવામાં આવ્યું છે, રસૂલુલ્લાહ ﷺની ઈતાઅતને પણ એ જ પ્રમાણે જરૂરી અને આવશ્યક ઠરાવાયું છે અને તે પણ ફક્ત આ આયતમાં જ નહીં બલકે, સમગ્ર કુર્આનમાં વારંવાર તેનું પુનરાવર્તન આ જ પ્રમાણે કરવામાં આવ્યું છે કે, જ્યાં અલ્લાહની ઈતાઅતનો હુકમ હોય છે ત્યાં રસૂલ ﷺની ઈતાઅતને પણ આગવી રીતે વર્ણન કરવામાં આવી છે. કુર્આને હકીમના આ પુનરાવર્તિત ફરમાનો એક વ્યક્તિને ઈસ્લામ અને ઈમાનના પાયાના સિદ્ધાંતો તરફ કેન્દ્રિત કરે છે કે, ઈમાનનો પ્રથમ અંશ અને વિભાગ અલ્લાહ તઆલાના અસ્તિત્વ, તેની વહ્દાનિયત (તેનું એકમાત્ર હોવું), તેની બંદગી અને તેની ઈતાઅતનો ઈકરાર છે, તો બીજો અંશ અને વિભાગ રસૂલે કરીમ ﷺનું સમર્થન અને તેમને સત્ય માનીને તેમનું આજ્ઞાપાલન છે.

હવે, અહીંયાં વિચાર માંગી લેતો મુદ્દો એ છે કે, કુર્આને કરીમના ફરમાનોમાં એ પણ સાબિત થયું છે કે, રસૂલે કરીમ ﷺ જે કંઈ પણ ફરમાવે છે તે બધું અલ્લાહ તઆલા તરફથી જ હોય છે, તેઓ પોતાના તરફથી કંઈ જ કહેતા નથી. કુર્આને કરીમનો ઈરશાદ છે, وَمَا يَنْطِقُ عَنِ الْهَوٰى اِنْ هُوَ اِلَّا وَحْىٌ يُّوْحٰى "રસૂલે કરીમ (ﷺ) જે કંઈ પણ બોલે છે તે કોઈ પોતાની ઈચ્છાથી નથી કહેતા બલકે, તે બધું અલ્લાહ તઆલા તરફથી "વહી" હોય છે." (સૂ. ૫૩ : આ. ૩) તેનો અર્થ એ થયો કે, રસૂલુલ્લાહ ﷺની ઈતાઅત અલ્લાહ તબારક વ તઆલાની જ ઈતાઅત (અનુસરણ) છે, તેનાથી ભિન્ન સ્વરૂપની કોઈ અન્ય બાબત નથી. સૂરએ નિસાઅ્ની આયત નંબર ૭૯માં પોતે કુર્આન મજીદે આ શબ્દોમાં તેની સ્પષ્ટતા કરી છે.

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ ،

*"જેણે રસૂલની ઈતાઅત કરી, તેણે અલ્લાહની ઈતાઅત કરી." (સૂ. ૪:આ. ૮૦)*

તો હવે, સવાલ એ પૈદા થાય છે કે, તે પછી આ બંને ઈતાઅતોને અલગ–અલગ વર્ણન કરવામાં શું લાભ છે ? ખાસ કરીને જ્યારે કે, સમગ્ર કુર્આન શરીફમાં આ જ બાબતને ખૂબ કાળજીપૂર્વક અનેક ઠેકાણે પુનરાર્તિત સ્વરૂપે વર્ણન

કરવામાં આવી છે અને આ બંને ઈતાઅતોનો હુકમ આ રીતે આપવામાં આવે છે?

– તેમાં પહેલું રહસ્ય એ છે કે, અલ્લાહ તઆલાએ દુનિયાની હિદાયત (માર્ગદર્શન) માટે એક કિતાબ મોકલી અને એક રસૂલ મોકલ્યા. રસૂલે કરીમ ﷺને એ જવાબદારી સોંપવામાં આવી કે, તેઓ કુર્આને કરીમની આયતોને બરાબર એ જ પ્રમાણે મૂળ સ્વરૂપે લોકો સુધી પહોંચાડી આપે કે, જે સ્વરૂપે તે નાઝિલ થઈ હતી.

– બીજું એ કે, તે આ લોકોને બાહ્ય અને આંતરિક ગંદકીઓથી પવિત્ર કરે.

– ત્રીજું એ કે, તેઓ આ કિતાબના વિષયોનું ઉમ્મતને તા'લીમ આપે અને તેના હેતુઓનો ઉલ્લેખ કરે.

– વળી, ચોથું એ કે તેઓ કિતાબની સાથે હિકમત (વિવેક અને સૂઝબૂઝ)નું પણ શિક્ષણ આપે. આ વિષયો કુર્આનની અનેક આયતોમાં લગભગ એક જ શૈલીમાં વર્ણન થયેલ છે. જેમકે, يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ، "અને તેમને આયતો પઢી સંભળાવે છે, અને તેમની શુદ્ધિ (તઝકીય્યહ) કરે છે, અને તેમને કિતાબ અને હિકમત શિખવાડે છે."

સ્પષ્ટ થાય છે કે, રસૂલે કરીમ ﷺના હોદ્દાની ફરજોમાં ફક્ત એટલું જ સામેલ નથી કે, તેઓ કુર્આનને લોકો સુધી પહોંચાડી આપે બલકે, કુર્આનની તા'લીમ અને લોકોની કેળવણી પણ રસૂલે કરીમ ﷺની જવાબદારી છે અને એ પણ દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺને અરબના ઉચ્ચ કોટિના સાહિત્યકારો, કવિઓ વગેરેને સંબોધન કરવાનું હતું. એટલા માટે કુર્આને કરીમની તા'લીમનો અર્થ એ નથી કે, માત્ર કુર્આનના શાબ્દિક અર્થો તેમને સમજાવવામાં આવે, કારણ કે તેઓ બધા આપમેળે તેને ખૂબ સારી રીતે સમજતા હતા. બલકે, તેના શિક્ષણ અને કેળવણીનો હેતુ જ એ હતો કે કુર્આને કરીમે એક હુકમ સ્પષ્ટ શબ્દોમાં વર્ણન કર્યો તો અમુક હુકમો સંદિગ્ધ અને બહુઅર્થી શબ્દોમાં પણ વર્ણન થયા, તો હવે આવા હુકમોની સ્પષ્ટતા, તેની છણાવટ અને તેનો ખુલાસો રસૂલે કરીમ ﷺને વહી મારફતે મોકલવામાં આવ્યો, જેને રસૂલે કરીમ ﷺએ લોકો સુધી પહોંચાડી દીધો અને રસૂલે કરીમ ﷺના દિલ મુબારકમાં પણ આવી વહી અલ્લાહ તબારક વ તઆલાએ ઉતારી જેને કુર્આન શરીફની આ આયત اِنْ هُوَ اِلَّا وَحْيٌ يُّوْحٰى "તે કંઈ નથી પરંતુ માત્ર વહી છે જે નાઝિલ કરવામાં આવી."માં ઈશારો કરીને

બતાવવામાં આવ્યું છે. દાખલા તરીકે, કુર્આનમાં અનેક ઠેકાણે اَقِيۡمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ "નમાઝ કાયમ કરો અને ઝકાત અદા કરો." ફરમાવવામાં આવ્યું છે. ક્યાંય નમાઝ વિશે કયામ, રુકૂઅ્ અને સિજદહ વગેરેનું વર્ણન નથી આવ્યું, નમાઝ પઢવાના તરીકાની સ્થિતિનું વર્ણન નથી. આમ, આ બાબત અસ્પષ્ટ ગણાય. પરંતુ રસૂલે કરીમ ﷺને પોતે જિબ્રઈલ અમીન (અલૈ.)એ આવીને અલ્લાહના હુકમથી તે બધા જ અમલો અને અરકાનો તથા નમાઝની પદ્ધતિની વિગતો વિસ્તારપૂર્વક સમજાવી દીધી અને રસૂલે કરીમ ﷺએ એ જ પ્રમાણે નમાઝ પઢવાની રીત ઉમ્મત સુધી પહોંચાડી દીધી.

ઝકાતના વિવિધ પ્રમાણ (નિસાબ) નક્કી કરવાનું વર્ણન તથા કયા માલ ઉપર ઝકાત લાગે છે અને કયા માલ ઉપર ઝકાત નથી લાગતી ? અને કેટલા માલના પ્રમાણ ઉપર ઝકાત મા'ફ છે ? વગેરે... આ બધી વિગતો રસૂલે કરીમ ﷺએ વર્ણન ફરમાવી છે અને તેના ફરમાનો લખાવીને અનેક સહાબએ કિરામ (રદિ.)ને સોંપ્યા હતા.

કુર્આન શરીફમાં હુકમ આપવામાં આવ્યો છે કે,

لَا تَاْكُلُوْٓا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ،

*'પરસ્પર એકબીજાનો માલ ખોટી રીતે નાહક ખાઈ ન જાઓ.'* (સૂ.૨ : આ.૧૮૮)

તેમાં વિગત એમ છે કે, પરસ્પરના આર્થિક વહેવારો, ખરીદ- વેચાણ, કોન્ટ્રાક્ટ વગેરે સ્વરૂપોમાં અન્યાયી રીતે કોઈનો માલ ખાઈ જવો ખોટું અને નાજાઈઝ છે. એ જ પ્રમાણે શરીઅતના દરેક હુકમોમાં આ સિદ્ધાંત લાગુ પડે છે.

આ બધી સ્પષ્ટતા જે રસૂલે કરીમ ﷺએ પોતાના નુબુવ્વતના હોદ્દાની ફરજોને અદા કરવા માટે અલ્લાહની વહી દ્વારા ઉમ્મતને પહોંચાડી છે, પરંતુ આ બધી વિગતો કુર્આન શરીફમાં ઉપસ્થિત નથી. એટલા માટે એવી સંભાવના હતી કે, કોઈ સમયે કોઈ અજ્ઞાની અને નાવાકિફ વ્યક્તિ એવો ધોકો ખાઈ શકે છે કે, અલ્લાહ તઆલાના હુકમોમાં આ બાબતોની કોઈ સ્પષ્ટતા નથી. એટલા માટે આ વહેવારોમાં અથવા બાબતોમાં અલ્લાહ તઆલાની ઈતાઅત અને તેની તાબે'દારી કરવાની કોઈ જરૂર નથી. એટલા માટે અલ્લાહ તઆલાએ આખા કુર્આન શરીફમાં પોતાની તાબે'દારી અને ઈતાઅતની સાથે-સાથે રસૂલે કરીમ ﷺની

ઈતાઅત અને તાબે'દારીને પણ જરૂરી અને આવશ્યક ઠરાવ્યું છે, જે વાસ્તવમાં અલ્લાહ તબારક વ તઆલાની ઈતાઅત અને તાબે'દારી જ છે, પરંતુ જાહેર સ્વરૂપમાં સ્પષ્ટ વર્ણનના આધારે તેનાથી કંઈ અંશે અલગ સ્વરૂપનો હુકમ પણ હોઈ શકે છે. એટલા માટે વારંવાર તાકીદ કરવામાં આવી છે કે, રસૂલે કરીમ ﷺ તમને જે હુકમ આપે તે લઈ લો અને તેને પણ અલ્લાહ તબારક વ તઆલાની ઈતાઅત સમજીને માની લો અને તેના ઉપર અમલ કરો. ભલે, તે હુકમ કુર્આન શરીફમાં સ્પષ્ટ શબ્દોમાં મૌજૂદ હોય કે ન હોય ! આ મસ્અલો ખૂબ જ અગત્યતા ધરાવતો હોવાથી અને કોઈ નાવાકિફ અને અજ્ઞાનીને ધોકો થઈ જવા ઉપરાંત ઈસ્લામના દુશ્મનો માટે ઈસ્લામના સિદ્ધાંતોમાં ગડબડ અને ભેળસેળ કરવા માટે તથા મુસલમાનોને ઈસ્લામના સીધા અને સત્ય માર્ગથી ભટકાવવા માટે પણ એક તક મળી જાય એમ હતું, એટલા માટે કુર્આન શરીફમાં આ વિષયને ફક્ત રસૂલે કરીમ ﷺની ઈતાઅત સાથે જ નહીં બલકે, વિવિધ વિષયોના અનુસંધાનમાં પણ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને આ બાબત બતાવી દેવામાં આવી છે. દાખલા તરીકે, રસૂલે કરીમ ﷺની નુબુવ્વતની ફરજોમાં કુર્આનની તા'લમની સાથે-સાથે હિકમતની તા'લીમનો વધારો કરીને એ તરફ ઈશારો કરી દીધો છે કે, કુર્આન સિવાય પણ અમુક તા'લીમ રસૂલે કરીમ ﷺની તા'લીમમાં સામેલ છે અને તેની ફરમાંબરદારી કરવી પણ મુસલમાનો માટે જરૂરી અને આવશ્યક છે, જેને "હિકમત" શબ્દથી ઓળખાવવામાં આવ્યું છે. અલ્લાહનો ઈરશાદ છે, لِتُبَيِّنَ لِلنَّاسِ مَا نُزِّلَ اِلَيۡهِمۡ "રસૂલ (ﷺ)ને મોકલવાનો હેતુ એ હતો કે, લોકો માટે તમે નાઝિલ કરવામાં આવેલી આયતોના અર્થો અને હેતુઓ અને તેની સ્પષ્ટતાને વર્ણન કરો." (સૂ. ૧૬ : આ. ૪૪)

એક જગ્યાએ ઈરશાદ છે, مَـا اٰتَـاكُـمُ الرَّسُوۡلُ فَخُذُوۡهُ وَمَا نَهٰكُمۡ عَنۡهُ فَانۡتَهُوۡا "રસૂલ (ﷺ) જે કંઈ પણ તમને આપે છે તેને લઈ લો અને જેનાથી રોકે છે તેનાથી રોકાઈ જાઓ." (સૂ. ૫૯ : આ. ૭) આ બધી વ્યવસ્થા એટલા માટે કરવામાં આવી કે, કાલે ઉઠીને કોઈ વ્યક્તિ એવું કહેવા ન માંડે કે અમને તો ફક્ત એ જ હુકમો લાગુ પડે છે જે કુર્આનમાં આવ્યા છે અને જે હુકમો અમને કુર્આનમાં મળ્યા નથી તે અમારા ઉપર લાગુ પડતા નથી. રસૂલે કરીમ ﷺને અલ્લાહ દ્વારા ખબર આપવામાં આવી હતી કે, કોઈ યુગમાં આવા લોકો પણ પૈદા થશે. જે

રસૂલુલ્લાહ ﷺના તા'લીમ અને તેમની કુર્આનની સ્પષ્ટતાઓથી પીછો છોડાવવા માટે એવી દલીલો અને દા'વા કરશે કે, અમારા માટે અલ્લાહ તઆલાની કિતાબ પૂરતી છે. એટલા માટે એક હદીષમાં આ બાબત પણ ખુલ્લમ ખુલ્લી રીતે વર્ણન કરવામાં આવી છે, જેને તિરમિઝી, અબૂ દાવુદ, ઈબ્ને માજહ, બયહકી અને ઈમામ અહમદે પોતાની કિતાબોમાં આ શબ્દોમાં નકલ કર્યું છે.

لَا اُلْفِيَنَّ اَحَدَكُمْ مُتَّكِئًا عَلٰى اَرِيْكَتِهٖ يَاْتِيْهِ الْاَمْرُ مِنْ اَمْرِىْ مِمَّا اَمَرْتُ بِهٖ اَوْنَهَيْتُ عَنْهُ فَيَقُوْلُ لَا اَدْرِىْ مَا وَجَدْنَا فِىْ كِتَابَ اللّٰهِ اتَّبَعْنَاهُ

*"એવું ન થાય કે, હું તમારામાંથી કોઈને એવો જોઉં કે તે પોતાની ગાદી ઉપર તકિયો લગાવીને નચિંત થઈને બેઠો હોય, (અને) મારી આજ્ઞાઓ (હુકમો) અને પ્રતિબંધો (હરામ કામોની મનાઈ) વિશે એવું કહી દે કે, અમે એને જાણતા નથી. અમારા માટે તો અલ્લાહની કિતાબ પૂરતી છે, જે કંઈ એમાં અમને મળે છે તેની તાબે'દારી (અનુસરણ) કરી લઈએ છીએ."*

ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાની ઈતાઅતની સાથે-સાથે અનેક ઠેકાણે રસૂલુલ્લાહ ﷺની ઈતાઅતનો ઉલ્લેખ વારંવાર પુનરાર્તિત સ્વરૂપે વર્ણન થયો છે અને વિવિધ વિષયોના સંદર્ભમાં રસૂલે કરીમ ﷺના આપેલા હુકમોને માનવાનું માર્ગદર્શન અને સૂચના આપવામાં આવી છે. કુર્આનમાં અલ્લાહ તઆલાની સાથે-સાથે રસૂલુલ્લાહ ﷺના હુકમોની ઈતાઅત કરવાની વારંવાર તાકીદ એ હિકમતથી કરવામાં આવી છે કે, કોઈ વ્યક્તિ રસૂલુલ્લાહ ﷺની હદીષોમાં વર્ણન કરવામાં આવેલ હુકમો અને કુર્આનના હુકમો બાબતની સ્પષ્ટતાઓને કુર્આનથી અલગ બાબત સમજીને તેનો ઈન્કાર ન કરી બેસે, જ્યારે કે હદીષ પણ ઈસ્લામ અને ઈમાનનો જ એક અભિન્ન ભાગ છે.

گفتهٔ او گفتهٔ الله بود　　گرچه از حلقوم عبدالله بود

"જે તેણે કહ્યું, અલ્લાહે કહ્યું હતું, જો કે અવાજ અલ્લાહના સેવકનો હતો."

બીજી આયતમાં મગફિરત (મા'ફી) અને જન્નતમાં પ્રવેશ પામવા માટે હરિફાઈ કરવાનો અને દોડવાનો હુકમ આપવામાં આવ્યો છે અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺની ઈતાઅત પછી આ બીજો હુકમ આપવામાં આવ્યો છે.

અહીંયાં મગફિરતનો અર્થ મગફિરતના માધ્યમો છે. એટલે કે, તે નેક અમલો કે જે અલ્લાહની મગફિરત માટે કારણરૂપ બને છે. સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) દ્વારા તેની તફસીર વિવિધ પ્રકારની થઈ છે, પરંતુ દરેકના અર્થો અને હેતુ તથા વિષય લગભગ એકસરખો જ છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ તેની તફસીરમાં "ફરજ અદા કરવી" ફરમાવ્યું છે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ "ઈસ્લામ" કહ્યું છે, અબૂલ આલિયા' (રદિ.)એ "હિજરત", હઝરત અનસ બિન માલિક (રદિ.)એ "તકબીરે ઊલા" (નમાઝ શરૂ કરતી વખતે નિય્યત બાંધવાના સમયે કહેવામાં આવતી તકબીર), સઈદ બિન ઝુબૈર (રદિ.)એ "ઈતાઅત"(અનુસરણ), હઝરત ઝહ્હાક (રદિ.)એ "જિહાદ", ઈક્રમા (રદિ.)એ "તવબહ" કહ્યું છે. આ બધી જ વ્યાખ્યાઓ અને વિવિધ નિવેદનોનો હેતુ એ જ છે કે, મગફિરતનો અર્થ તમામ પ્રકારના નેક અમલો છે, જે વ્યક્તિને અલ્લાહની મા'ફી અને બખ્શિશ મેળવવાના પાત્ર બનાવે છે.

આ સ્થળે બે બાબતો વિચાર કરવા યોગ્ય છે, પ્રથમ બાબત તો એ છે કે, આ આયતમાં મગફિરત અને જન્નતમાં પ્રવેશ પામવા માટે હરિફાઈ કરવાનો અને દોડવાનો હુકમ આપવામાં આવ્યો છે. જ્યારે કે બીજી આયતમાં لَا تَتَمَنَّوْا مَافَضَّلَ اللّٰهُ بِهٖ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ "તે વસ્તુની તમન્ન કરો, જે વડે અલ્લાહે અમુકને અમુક ઉપર શ્રેષ્ઠતા આપી છે." (સૂ. ૪ : આ. ૩૨) ફરમાવીને બીજી ફઝીલત (શ્રેષ્ઠતા) પ્રાપ્ત કરવાની તમન્ના કરવાથી પણ મનાઈ કરવામાં આવી છે.

તેનો જવાબ એ છે કે, ફઝીલત (શ્રેષ્ઠતા)ના બે પ્રકાર છે. એક ફઝીલત તો એ છે કે, જેને પ્રાપ્ત કરવી વ્યક્તિના અધિકારક્ષેત્ર અને તેની શક્તિ બહારની વાત હોય, જેને અનિચ્છાવર્તી ફઝીલત કહેવામાં આવે છે. જેમકે, કોઈ ગોરા રંગનો અથવા રૂપાળો બનવા ઈચ્છે અથવા કોઈ સન્માનનીય કુટુંબમાં પૈદા થવા ઈચ્છે વગેરે... તો વ્યક્તિ પોતાની મહેનત અને પ્રયત્નોથી આ બાબત પામી નહીં શકે, પરંતુ બીજા પ્રકારની ફઝીલત એવી છે જેને વ્યક્તિ પોતાની મહેનતો અને કોશિશોથી પ્રાપ્ત કરી શકે છે અને તે ફઝીલત વ્યક્તિના અધિકારક્ષેત્રમાં હોય છે. હવે, અત્રે અનિચ્છાવર્તી અને અશક્ય પ્રકારની ફઝીલત પ્રાપ્ત કરવાની તમન્ના અને આશા રાખવાની પણ મનાઈ કરવામાં આવી છે. કારણ કે, આ ફઝીલત અલ્લાહ તઆલાએ પોતાની હિકમત પ્રમાણે મખ્લૂકમાં વહેંચી દીધી છે. કોઈના

પ્રયત્નો અને મહેનતોની એમાં કોઈ દખલગીરી નથી. એટલા માટે આવી ફઝીલત જે કોઈની કોશિશ અથવા ઇચ્છાથી પ્રાપ્ત થતી નથી, તો હવે આવી તમન્ના કરવાથી દિલમાં ઈર્ષ્યા અને કીના–કપટની અગ્નિ પ્રજ્વલ્લિત થવા સિવાય બીજો કોઈ લાભ નથી. દાખલા તરીકે, કોઈ વ્યક્તિ કાળો છે, હવે તે ગોરો થવાની ઇચ્છા કરે તો તેનું શું પરિણામ આવશે ? અલબત્ત જે ફઝીલત મહેનત અને પ્રયત્નોથી પ્રાપ્ત કરી શકાય છે તેમાં શરઈ પદ્ધતિથી હરિફાઈ કરવાની છૂટ છે. ફક્ત એક આયતમાં જ નહીં બલકે, અનેક આયતોમાં આ છૂટછાટનું વર્ણન છે. એક જગ્યાએ આવ્યું છે, فَاسْتَبِقُوا الْخَيْرَاتِ, "તમે ભલાઈના કામોમાં આગળ વધો." (સૂ. ૨ : આ. ૧૪૮ અને સૂ. ૫ : આ. ૪૮) બીજી જગ્યાએ આવ્યું છે, وَفِىْ ذٰلِكَ فَلْيَتَنَافَسِ الْمُتَنَافِسُوْنَ "અને તેમાં પછી તમન્ના કરનારાઓ તમન્ના કરે છે." *(સૂ. ૮૩ : આ. ૨૬)*

એક બુઝૂર્ગે ફરમાવ્યું કે, જો કોઈ વ્યક્તિમાં પ્રાકૃતિક અને જન્મજાત ઉણપ હોય કે તેને દૂર કરવું તેની શક્તિ અને મર્યાદા બહારની બાબત હોય તો તેણે પોતાની આ ઉણપ અને ત્રૂટીને નજરઅંદાજ (ઉપેક્ષિત) કરીને અન્યોના વિશિષ્ટ લક્ષણો તરફ જોયા વિના પોતાનું કાર્ય કરતા રહેવું જોઈએ. કારણ કે, જો તે પોતાની ખામી તરફ જોતો રહેશે તો અન્યોની વિશેષતા અને ગુણ–લક્ષણો પ્રત્યે દિલમાં ઈર્ષ્યા કરતો રહેશે તો પોતે જેટલું કાર્ય કરવાની ક્ષમતા ધરાવે છે તેટલું પણ નહીં કરી શકે અને બિલકુલ નકામો બની જશે.

બીજી બાબત જે અત્રે વિચાર કરવા યોગ્ય છે તે એ છે કે, અલ્લાહ તબારક વ તઆલાએ અત્રે મગફિરતને જન્નત કરતાં અગ્રિમતા આપી છે, આવું કરવામાં શક્યતા તે બાબત તરફ ઈશારો હોય કે, અલ્લાહની મગફિરત (મા'ફી) વિના જન્નત પ્રાપ્ત કરી લેવી વ્યક્તિ માટે અશક્ય છે. કારણ કે, મનુષ્ય જો સમગ્ર જીવન દરમિયાન નેકીઓ કરતો રહે અને ગુનાહોથી બચતો રહે તો પણ તેના બધા અમલો જન્નતની કિંમત અદા નથી કરી શકતા. જન્નતમાં લઈ જવા માટે યોગ્ય બનાવનારી ફક્ત એક જ વસ્તુ છે અને તે અલ્લાહ તઆલાની મગફિરત (મા'ફી–બખ્શિસ) અને તેની દયા–કૃપા છે. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

سَدِّدُوْا وَقَارِبُوْا وَاَبْشِرُوْا فَاِنَّهٗ لَنْ يُّدْخِلَ اَحَدًا الْجَنَّةَ عَمَلُهٗ قَالُوْا وَلَا اَنْتَ يَارَسُوْلَ

اللّٰہِ ؐ قَالَ وَلَا اَنَا اِلَّا اَنْ یَّتَغَمَّدَ نِیَ اللّٰہَ بِرَحْمَتِہٖ، (تَرْغِیْب وَ تَرْھِیْب بَحَوالَۂ بُخَارِیْ وَ مُسْلِمْ)

*"સચ્ચાઈ અને હક્કને અપનાવો, મધ્યમ માર્ગ અપનાવો અને (અલ્લાહના ફઝ્લની) ખુશખબરી પ્રાપ્ત કરો, કોઈ વ્યક્તિનો અમલ તેને જન્નતમાં પહોંચાડશે નહીં. લોકોએ કહ્યું, યા રસૂલુલ્લાહ ﷺ તમારો પણ નહીં? રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, મારો અમલ પણ જન્નતમાં પહોંચાડશે નહીં પરંતુ એ કે અલ્લાહ તઆલા મને પોતાની રહમતથી ઢાંકી લેશે."*

તાત્પર્ય એ છે કે, આપણા અમલો જન્નતની કિંમત નથી બની શકતા પરંતુ સુન્નતુલ્લાહ (અલ્લાહની ટેવ) એ જ છે કે, અલ્લાહ તઆલા પોતાની મહેરબાનીથી તે જ બંદાને નવાજે છે જે બંદો નેક અમલો કરતો હોય બલકે, જેને નેક અમલોની તૌફીક મળે છે તે એ બાબતની નિશાની છે કે, અલ્લાહ તઆલા તેનાથી રાજી છે. એટલા માટે અલ્લાહના હુકમો પૂર્ણ કરવામાં ક્યારેય પણ આળસ કરવી જોઈએ નહીં. આથી સ્પષ્ટ થયું કે, જન્નતમાં પ્રવેશ પામવાનું મૂળ કારણ અલ્લાહની મગફિરત (મા'ફી) છે. એટલા માટે મગફિરતનું મહત્ત્વ નજર સમક્ષ રાખી 'સંપૂર્ણ મગફિરત' કહેવામાં ન આવ્યું, બલકે مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ "તમારા પરવરદિગાર તરફથી મા'ફી" ફરમાવવામાં આવ્યું. આવા વર્ણનથી અલ્લાહની માલિકીપણાની સિફતની વર્ણનશૈલીને વધારે રસપ્રદ અને રોચક બનાવવાનો તથા અલ્લાહની વિશિષ્ટતાને જાહેર કરવાનો હેતુ છે.

બીજી બાબત જેના તરફ દોડવાનો હુકમ આપવામાં આવી રહ્યો છે, તે જન્નત છે અને જન્નત વિશે ફરમાવવામાં આવ્યું છે કે, તેની વિશાળતા એ પ્રમાણે છે જેમકે, આખું આસમાન તેનો વિસ્તાર છે. મનુષ્યની બુદ્ધિ આસમાન અને પૃથ્વીની વિશાળતાથી વધુ કોઈ વિશાળતાની કલ્પના કરી શકતી નથી. એટલા માટે વસ્તુસ્થિતિને સમજાવવા માટે જન્નતના વિસ્તારને તેની સાથે સરખાવીને બતાવી દીધું કે, જન્નત ખૂબ જ વિશાળ છે. તેની વિશાળતામાં બધા જ અવકાશી પદાર્થો બલકે, પૃથ્વી અને આસમાન પણ સમાઈ શકે છે. હવે જ્યારે તેના વિસ્તારની આ મર્યાદા છે તો તેના ક્ષેત્રફળની પરિસ્થિતિ તો અલ્લાહ જ જાણે કેવી હશે !!! જન્નતની વિશાળતા અકલ્પનીય છે અને જો આ વિસ્તારને કોઈ કિંમત સાથે સરખાવવામાં આવે તો એનો અર્થ એ થશે કે, જન્નત કોઈ મા'મૂલી વસ્તુ નથી. તેની કિંમત સમગ્ર પૃથ્વી અને આકાશ છે, એટલા માટે આવી કિંમતી અને

મૂલ્યવાન વસ્તુ માટે દોડો અને પ્રાપ્ત કરો. તફસીરે કબીરમાં છે,

قَالَ اَبُوْمُسْلِمٍ اِنَّ الْعَرْضَ هٰنَا مَا يُعْرَضُ مِنَ الثَّمَنِ فِیْ مُقَابَلَةِ الْمَبِيْعِ اَیْ ثَمَنُهَا لَوْبِيْعَتُ كَثَمَنِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَ الْمُرَادُ بِذٰلِكَ عَظْمُ مِقْدَارِهَا وَجَلَالَةُ خَطَرِهَا وَاِنَّهُ لَايُسَاوِيْهَا شَیْءٌ وَاِنْ عَظُمَ،

*"અબૂ મુસ્લિમ કહે છે કે, "અર્જ"નો ભાવાર્થ આયતમાં તે વસ્તુ છે જે કોઈ વસ્તુ ખરીદવાના બદલામાં કિંમત તરીકે આપવામાં આવે. મતલબ એ કે, ધારી લો કે જો જન્નતની કિંમત લગાવવામાં આવે તો સમગ્ર આસમાન અને જમીન અને તેની મખ્લૂક, તેની કિંમત થશે. મતલબ એ કે, (અત્રે) જન્નતની શ્રેષ્ઠતા અને તેની મહાનતાનું વર્ણન કરવાનો હેતુ છે."*

જન્નતની બીજી ખાસિયત બતાવી, اُعِدَّتْ لِلْمُتَّقِيْنَ એટલે કે, "જન્નત પરહેઝગારો માટે તૈયાર કરવામાં આવી છે," તેનાથી એ પણ જાણ થાય છે કે, જન્નત પૈદા કરવામાં આવી ચૂકી છે, કુર્આન અને હદીષમાં સ્પષ્ટ ઈશારાથી સાબિત થાય છે કે, જન્નત સાતમા આસમાન ઉપર છે. એવી જ રીતે સાતમું આસમાન જન્નતની જમીનનો વિસ્તાર છે.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન–આયત નં. ૧૩૪ થી ૧૩૮)

الَّذِيْنَ يُنْفِقُوْنَ فِي السَّرَّآءِ وَالضَّرَّآءِ وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ ؕ وَاللّٰهُ
يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٣٤﴾ وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ
فَاسْتَغْفَرُوْا لِذُنُوْبِهِمْ ۠ وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ ۠ۚ وَلَمْ يُصِرُّوْا عَلٰى مَا
فَعَلُوْا وَهُمْ يَعْلَمُوْنَ ﴿١٣٥﴾ اُولٰٓئِكَ جَزَآؤُهُمْ مَّغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ وَجَنّٰتٌ تَجْرِيْ
مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَ نِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ﴿١٣٦﴾ قَدْ خَلَتْ مِنْ
قَبْلِكُمْ سُنَنٌ ۙ فَسِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ﴿١٣٧﴾
هٰذَا بَيَانٌ لِّلنَّاسِ وَهُدًى وَّمَوْعِظَةٌ لِّلْمُتَّقِيْنَ ﴿١٣٨﴾

## તરજુમો :

*જે લોકો (અલ્લાહના રસ્તામાં) ખર્ચ કરે છે ખુશી (સુખ)માં અથવા તકલીફમાં (દુઃખમાં) અને ગુસ્સાને પી જાય છે અને લોકોને મા'ફ કરે છે અને અલ્લાહ ભલાઈ (ઉપકાર) કરનારાઓને પસંદ કરે છે. (૧૩૪) અને જે લોકો કોઈ બેહયાઈ (નિર્લજ્જ કૃત્ય) કરે અથવા પોતાના હકમાં બુરું કામ કરી બેસે તો અલ્લાહને યાદ કરે અને પોતાના ગુનાહોથી તેની મા'ફી માંગે; અને અલ્લાહના સિવાય કોણ છે ગુનાહ મા'ફ કરનારો?! અને પોતે જે કામો કર્યા તેના ઉપર અડી ન જાય (હઠાગ્રહ ન કરે) અને (જ્યારે કે) તેઓ જાણે છે. (૧૩૫) આવા જ લોકોનો (સારો) બદલો તેમના પરવરદિગાર તરફથી મા'ફી અને બગીચાઓ છે, જેની નીચે નહેરો વહે છે અને તેઓ તેમાં હંમેશા રહેશે, અને કેટલો સારો બદલો છે સારા કામો કરનારાઓનો ! (૧૩૬) તમારા પહેલાં ઘણી ઘટનાઓ બની ચૂકી છે, તો પૃથ્વી ઉપર હરો–ફરો પછી જુઓ જૂઠાડનારાઓનું શું પરિણામ આવ્યું !? (૧૩૭) આ વર્ણન છે લોકો માટે અને પરહેઝગારો (અલ્લાહથી ડરનારાઓ) માટે હિદાયત (અને) નસીહત છે. (૧૩૮)*

## તફસીર :

એવા લોકો જેઓ (નેક કામોમાં) ખર્ચ કરે છે (દરેક પરિસ્થિતિમાં) સુખમાં (પણ) અને તંગીમાં (પણ) અને ગુસ્સાને પી જનારા અને લોકોની (ભૂલોને) દરગુજર કરનારા છે અને અલ્લાહ તઆલા એવા નેક લોકોને (કે જેમનામાં આવી આદતો હોય છે, તેમની આ વિશિષ્ટતાના કારણે) પસંદ કરે છે અને (આ લોકો સિવાય અન્ય મુસલમાનો એવા પણ છે કે,) તે લોકો કે જ્યારે કોઈ એવું કામ કરી બેસે છે જેમાં (અન્યો પર) અતિક્રમણ કરી બેસે છે અથવા (કોઈ નિર્લજ્જતાનો ગુનોહ કરીને) પોતાની જાતનું નુકસાન કરી બેસે છે તો (તરત જ) અલ્લાહ તઆલા(ની મહાનતા અને તેના અઝાબ)ને યાદ કરી લે છે, પછી પોતાના ગુનાહોની મા'ફી માંગે છે (એટલે કે, મા'ફીની જે રીત શરીઅતમાં નક્કી કરવામાં આવી છે કે અન્યો પર અતિક્રમણ કરનારે હકદારનો હક્ક આપીને તેમનાથી મા'ફ કરાવી લેવી આવે અને ખાસ પોતાની જાત માટે કરેલ ગુનાહોમાં

તેની આવશ્યકતા નથી અને અલ્લાહ તઆલાથી મા'ફ કરાવવાની બાબત બંને પરિસ્થિતિમાં સરખી રીતે લાગુ પડે છે.) અને (વાસ્તવમાં) અલ્લાહ તઆલા સિવાય બીજો કોણ છે જે ગુનાહોને મા'ફ કરે છે ?! (રહી વાત હકદારની હક્ક મા'ફ કરાવવાની તો બસ લોકોને તે અધિકાર તો નથી આપવામાં આવ્યો કે અલ્લાહના અઝાબથી બચાવી લે પરંતુ આ રીતે હક્ક મા'ફ કરવો જ સાચી મા'ફી છે.) અને તે લોકો પોતાના (ખરાબ) કૃત્યો ઉપર હઠાગ્રહ નથી કરતા અને તેઓ (આ વાતોને) જાણે પણ છે (કે ફલાણું કામ અમે ગુનાહનું કર્યું અને એ કે તવબહ જરૂર કરવી જોઈએ કે અલ્લાહ તઆલા મા'ફ કરનાર છે. મતલબ કે, પોતાના અમલોને પણ ઠીકઠાક કરી લે છે અને પોતાના અકીદાઓને પણ ઠીકઠાક કરી લે છે.) અને લોકોને સારો બદલો તેમના પરવરદિગાર તરફથી બખ્શિશ છે અને (જન્નતમાં) એવા બગીચાઓ છે કે તેના (ઝાડો અને મકાનો) નીચેથી નહેરો વહેતી હશે, તેઓ તેમાં હંમેશા–હંમેશ રહેનારા હશે (અને આ જ મગફિરત અને જન્નત પ્રાપ્ત કરવાનો શરૂઆતની આયતોમાં હુકમ આપવામાં આવ્યો હતો, વચ્ચે તેની રીત બતાવી અને અંતે તેનો વાયદો કર્યો.) અને (આ) સારો બદલો છે નેક કામ કરનારાઓ માટે. (આ નેક કામ એ ગુનાહોની મા'ફી અને અલ્લાહ ઉપર ભરોસો છે અને ગુનાહોની મા'ફીના પરિણામે હવે પછી આવનારા જીવનમાં અલ્લાહના હુકમોની ઈતાઅત અને તેની પાબંદી છે.) ખાસ કરીને તમારાથી અગાઉ(ના યુગોમાં) અનેક (પ્રકારના) લોકો (પ્રજા) ગુજરી ચૂક્યા છે (તેમાં મુસલમાનો પણ હતા અને કાફિરો પણ અને તેમનામાં મતભેદો અને વિવાદો પણ થયા તથા યુદ્ધો પણ થયા પરંતુ અંતે કાફિરો જ હલાક અને બરબાદ થયા. એટલા માટે જો આ નિશાનીઓનું અવલોકન અને પ્રત્યક્ષ દર્શન કરવા ઈચ્છો) તો તમે પૃથ્વી ઉપર હરો–ફરો અને જોઈ લો કે જૂઠાડનારાઓનો (એટલે કે કાફિરોનો) શું અંજામ આવ્યો ? (એટલે કે તેઓ હલાક અને બરબાદ થયા, એટલા માટે તેમના નષ્ટ થવાની નિશાનીઓ તે વખતે પણ બાકી હતી જેને બીજી આયતમાં ફરમાવ્યું છે (فَتِلْكَ بُيُوْ تُهُمْ خَاوِيَةً... فَتِلْكَ مَسَاكِنُهُمْ لَمْ تُسْكَنْ.... وَاِنَّهُمَا لَبِاِمَامٍ مُّبِيْنٍ... આ (પ્રસ્તુત વિષયનું) વર્ણન બધા લોકો માટે પૂરતું છે (કે જો તેના ઉપર વિચાર કરવામાં આવે તો તેનાથી તેઓ બોધપાઠ ગ્રહણ કરી શકે છે) અને તેમાં હિદાયત તથા નસીહત (માર્ગદર્શન અને શિખામણ) છે ખાસ અલ્લાહથી ડરનારાઓ માટે!

(એટલે કે હિદાયત અને નસીહત-બોધપાઠ પણ એ જ લોકો પ્રાપ્ત કરે છે. હિદાયત એ છે કે, તેઓ શરીઅતની પાબંદી કરે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં અલ્લાહ તઆલાએ મો'મિન અને મુત્તકી લોકોની ખાસ ખાસિયતો અને નિશાનીઓ બતાવી છે, જેમાં ઘણા ફાયદાઓ છે. દાખલા તરીકે, કુર્આને હકીમમાં અનેક ઠેકાણે નેક લોકોની દોસ્તી અને તેમની તા'લીમથી ફાયદો ઊઠાવવાની તાકીદ કરવામાં આવી છે. ક્યાંક صِرَاطَ الَّذِيْنَ اَنْعَمْتَ عَلَيْهِمْ "તે લોકોનો માર્ગ જેના ઉપર તારું ઈનામ થયું" (સૂ. ૧ : આ. ૬) ફરમાવીને દીનના સીધા અને સત્ય માર્ગ ઉપર તે જ મકબૂલ બંદાઓ પાસેથી શીખવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, તો ક્યાંક كُوْنُوْا مَعَ الصّٰدِقِيْنَ (સાચાઓ સાથે રહો. ૯:૧૧૯) કહીને તેમના સાન્નિધ્યમાં રહીને તેમની પાસેથી લાભ ઊઠાવવાની તાકીદ કરવામાં આવી છે અને દુનિયામાં દરેક સમૂહોમાં સારા-નરસા બંને પ્રકારના લોકો હોય છે. સારા લોકોના મુખૌટામાં ખરાબ લોકો પણ હોય છે. એટલા માટે એ જરૂરી હતું કે, અલ્લાહના મકબૂલ (સ્વીકૃતીપ્રાપ્ત) બંદાઓની ખાસ નિશાનીઓ અને ખાસિયતો બતાવીને સમજાવવામાં આવે કે, લોકો જૂઠા આગેવાનો અને માર્ગદર્શકોથી બચેલા રહે અને સાચાઓની નિશાનીઓ ઓળખીને તેમનું અનુસરણ કરે. મો'મિન અને મુત્તકી લોકોની ખાસિયતો અને નિશાનીઓ વર્ણન કરીને તેમની કાયમી સફળતા અને જન્નતના તેમના ઉચ્ચ હોદ્દાઓનો ઉલ્લેખ કરીને નેક બંદાઓને ખુશખબરી તથા ખરાબ માર્ગે ચાલનારાઓ માટે બોધપાઠ અને માર્ગદર્શનનો રસ્તો ખોલી નાંખવામાં આવ્યો છે. આ આયતોના અંતે هٰذَا بَيَانٌ لِّلنَّاسِ وَهُدًى وَّمَوْعِظَةٌ لِّلْمُتَّقِيْنَ "લોકો માટે આ વર્ણન છે અને પરહેઝગારો (અલ્લાહથી ડરનારાઓ) માટે નસીહત (અને હિદાયત) છે." (૩:૧૩૮)માં એ તરફ જ ઈશારો થયો છે કે, અલ્લાહના મકબૂલ (સ્વીકૃત) બંદાઓની જે ખાસિયતો અને નિશાનીઓ અહીંયાં વર્ણન કરવામાં આવી છે તેમાં શરૂઆતની આયતોમાં એ ખાસિયતોનું વર્ણન છે, જેનો સંબંધ અન્ય વ્યક્તિઓના હકો તથા સમાજ સાથે છે અને પછીની આયતોમાં તે ખાસિયતો છે જેનો સંબંધ અલ્લાહ તઆલાની ઈબાદત અને આજ્ઞાપાલન સાથે છે, બીજા શબ્દોમાં કહીએ તો આ બાબતને "હુકૂકુલ ઈબાદ્" (બંદાના હકો) અને

"હુકૂકુલ્લાહ" (અલ્લાહના હકો) તરીકે ઓળખી શકાય છે.

ઉપરોક્ત આયતોમાં બંદાના હકોના સંદર્ભમાં જે ખાસિયતોનું વર્ણન થયું છે પ્રથમ તેનો ઉલ્લેખ થયો છે, ત્યારબાદ અલ્લાહના હકોનું વર્ણન કરવામાં આવ્યું છે. તેનાથી એ બાબત તરફ ઈશારો થયો છે કે, જો કે વાસ્તવિક રીતે તો અલ્લાહના હકો જ બધા હકોથી ઉપરવટ છે પરંતુ બંનેમાં એક ખાસ તફાવત એ છે કે, અલ્લાહ તઆલાએ જે પોતાના હકોને બંદાઓ ઉપર જરૂરી ઠરાવ્યા છે તેમાં ન તો અલ્લાહ તઆલાનો પોતાનો કોઈ લાભ છે અને ન જ અલ્લાહ તઆલાને તેની આવશ્યકતા છે અને તેને અદા ન કરવાથી અલ્લાહ તઆલાનું કોઈ નુકસાન નથી, તેની જાત આ બધી બાબતોથી પવિત્ર અને બેનિયાઝ છે, તેની ઈબાદત કરવાથી ફાયદો ઈબાદત કરનારને છે, તે પોતાના બંદાઓ ઉપર રહમ કરનારો અને બખ્શિશ કરનારો પણ છે, તેના હકોમાં મોટામાં મોટી ભૂલો કરનારો કે આળસ કરનારો વ્યક્તિ પણ કોઈ વખતે પોતાના કૃત્યો ઉપર અફસોસ અને પસ્તાવો કરીને તેના તરફ કેન્દ્રિત થઈને સાચી તવબહ કરી લેશે તો તે રહમ કરનાર કરીમ તેના બધા ગુનાહો તરત જ મા'ફ કરી શકે છે, પરંતુ એનાથી ઊલટું બંદાના હકો વિશે એવું છે કે, વ્યક્તિ તેનો મોહતાજ છે અને જે વ્યક્તિનો હક કોઈના માથે જરૂરી છે જો તે તેને અદા ન કરે તો તેમાં હકદારનું નુકસાન થાય છે અને પોતાનું નુકસાન મા'ફ કરાવવું વ્યક્તિ માટે સહેલું નથી. એટલા માટે હુકૂકુલ ઈબાદ્‌ને એક ખાસ મહત્ત્વ આપવામાં આવ્યું છે.

આ ઉપરાંત દુનિયાની વ્યવસ્થાને વ્યવસ્થિત કરવા માટે માનવ સમાજવ્યવસ્થાનો સૌથી મોટો આધાર પરસ્પરના હકો અને અધિકારોને પૂરા કરવા ઉપર અવલંબિત છે. તેમાં નાની સરખી ભૂલો પણ અથવા ઉણપો પણ ક્યારેક યુદ્ધ તથા અરાજકતાનો માર્ગ ખોલી નાંખી છે અને જો હકોની અદાયગી અને અધિકારોને સારી રીતે અદા કરવાની ટેવ બનાવી લેવામાં આવે તો દુશ્મન પણ દોસ્ત બની જાય છે. સદીઓની લડાઈઓ સુલેહ અને શાંતિમાં પરિવર્તિત થઈ જાય છે. એટલા માટે પણ આ નિશાનીઓને અને ખાસિયતોને અગ્રિમતા આપવામાં આવી છે, જેનો સંબંધ મનુષ્યના હકો (અધિકારો) "હુકૂકુલ ઈબાદ્‌" સાથે છે. આ ખાસિયતોમાં સૌ પ્રથમ ખાસિયત આ બતાવવામાં આવી છે.

اَلَّذِيْنَ يُنْفِقُوْنَ فِى السَّرَّآءِ وَالضَّرَّآءِ "તે લોકો છે જેઓ અલ્લાહના રસ્તામાં

પોતાનો માલ ખર્ચ કરવાની એવી ટેવ ધરાવે છે કે, તેઓ સુખમાં હોય કે દુઃખમાં પ્રત્યેક પરિસ્થિતિમાં સારો એવો ખર્ચ કરતા રહે છે; વધારેમાંથી વધારે અને ઓછામાંથી ઓછું....'' એક બાજુ તો આ હિદાયત (માર્ગદર્શન) છે કે, ગરીબ ફકીર આદમી પણ પોતાની જાતને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાથી બિલકુલ ખારિજ (બાકાત) ન સમજે અને તેના રસ્તામાં ખર્ચ કરવાની પ્રતિષ્ઠાથી વંચિત ન રહી જાય. કારણ કે હજાર રૂપિયામાંથી એક રૂપિયો ખર્ચ કરવાનો જે દરજ્જો અલ્લાહ નજીક છે, એ જ પ્રમાણે હજાર પૈસામાંથી એક પૈસો ખર્ચ કરવાનો દરજ્જો પણ એવો જ છે અને વ્યવહારું રીતે જેવી રીતે હજાર રૂપિયાના માલિકને તેમાંથી એક રૂપિયો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવો કોઈ મુશ્કેલ કામ નથી. એ જ પ્રમાણે હજાર પૈસાના માલિકને તેમાંથી એક પૈસો અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવામાં કોઈ પરેશાની નથી.

બીજી બાજુ એ માર્ગદર્શન પણ છે કે, તંગીની હાલતમાં પણ પોતાની હેસિયત પ્રમાણે ખર્ચ કરતા રહેવાથી અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની મુબારક ટેવ કદી છૂટશે નહીં અને શક્ય છે કે, કદાચ અલ્લાહ તઆલા તેની જ બરકતથી તંગી દૂર કરી સુખી પણ બનાવી આપે.

ત્રીજી મહત્ત્વની બાબત તેમાં એ છે કે, જે વ્યક્તિ આવી ટેવ ધરાવતો હોય તે અન્ય વ્યક્તિઓ ઉપર પોતાનો માલ ખર્ચ કરીને તેમને લાભ પહોંચાડી શકે છે, ગરીબો અને ફકીરોને મદદ કરે છે, તે વ્યક્તિ ક્યારેય અન્યોનો હક્ક મારશે નહીં અથવા તેમની મરજી વિરૂદ્ધ તેમનો માલ હજમ કરી જવાની કલ્પના સુદ્ધાં નહીં કરે. એટલા માટે આ પ્રથમ સિફતનો અર્થ એ થયો કે, મો'મિન, મુત્તકી અને અલ્લાહ તઆલાના પ્રિય બંદાઓ અન્ય મનુષ્યોને લાભ પહોંચાડવાની ફિકર–ચિંતામાં રહ્યા કરે છે, ભલે તેઓ સુખમાં હોય કે દુઃખમાં ! હઝરત આયશા (રદિ.)એ એક વખતે ફક્ત એક દ્રાક્ષનો દાણો ખયરાતમાં આપ્યો, કારણ કે તે સમયે તેમની પાસે કંઈ પણ ન હતું. અમુક સલફથી નકલ થયું છે કે, કોઈ વખતે તેમણે ફક્ત એક પ્યાજ સદકહ કર્યો. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે,

اِتَّقُوا النَّارَ وَلَوْبِشِقِّ تَمْرَةٍ وَرُدُّوا السَّائِلَ وَلَوْبِظِلْفِ شَاةٍ،

*''તમે પોતાની જાતને જહન્નમની આગથી બચાવો, ભલે એક ખજૂરનો ટૂકડો*

*સદકહમાં આપીને કેમ ન હોય ! અને સવાલ કરનારને ખાલી હાથે પાછો ન કાઢો, અને કંઈ ન હોય તો બકરીના પગની ખરી જ આપી દો.''*

તફસીરે કબીરમાં ઈમામ રાઝી (રહ.)એ આ હદીષ પણ નકલ કરી છે,

''એક દિવસે રસૂલુલ્લાહ ﷺએ લોકોને સદકહ આપવાની પ્રેરણા આપી, તો જેમની પાસે સોના-ચાંદી હતું તેમણે તે સદકહમાં આપી દીધું. એક વ્યક્તિ ખજૂરની છાલ લઈ આવ્યો કે, મારી પાસે આના સિવાય કંઈ નથી, તે પણ સદકહ કરવામાં આવ્યું. એક બીજો વ્યક્તિ આવ્યો, તેણે વિનંતી કરી કે, યા રસૂલુલ્લાહ ﷺ ! મારી પાસે કોઈ વસ્તુ સદકહ કરવા માટે નથી! અલબત્ત હું મારી કૌમમાં ઈજ્જતદાર વ્યક્તિ ગણાઉ છું, હું મારી ઈજ્જત ખયરાત કરું છું કે, હવેથી કોઈ વ્યક્તિ મને ગમે તેટલું બુરું-ભલું કહે હું તેનાથી નારાજ નહીં થાઉં.''

રસૂલે કરીમ ﷺની તા'લીમ અને સહાબએ કિરામ (રદિ.)ના જીવનચરિત્ર ઉપરથી એ બાબત સ્પષ્ટ થઈ ગઈ કે, અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવો, ફક્ત માલદારો અને સુખી લોકોનો જ ઈજારો નથી. ગરીબ ફકીર પણ આ સિફત (લક્ષણ) અપનાવી શકે છે કે, પોત-પોતાની શક્તિ અને સામર્થ્ય પ્રમાણે અલ્લાહના રસ્તામાં કંઈને કંઈ ખર્ચ કરીને ઉદારતાની આ સિફત પ્રાપ્ત કરી લે.

**અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવા માટે જરૂરી નથી કે માલ જ ખર્ચ કરવામાં આવે :**

અત્રે એક વાત પણ વિચાર માંગી લે છે કે, કુર્આને કરીમે આ જગ્યાએ يُنْفِقُوْنَ નું વર્ણન કરીને ફરમાવ્યું કે, ''તે લોકો સુખ અને દુઃખ દરેક પરિસ્થિતિમાં અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે છે.'' એવું નક્કી નથી કર્યું કે, શું ખર્ચ કરવામાં આવે? આ સામાન્ય હુકમથી એ જાણ થાય છે કે, તેમાં ફક્ત માલ-દૌલત જ ખર્ચ કરવાની વાત નથી બલકે, તેમાં દરેક પ્રકારનો ખર્ચ કરવો સામેલ છે. દાખલા તરીકે, જે વ્યક્તિ પોતાનો સમય, પોતાની મહેનત અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે તે પણ આ اِنْفَاق(ઇન્ફાક)ની સિફતમાં સામેલ થઈ જશે, જે તફસીરે કબીરના ઉપરોક્ત હવાલાથી સાબિત થઈ ચૂક્યું છે. આ હદીષ તેની ગવાહી છે.

**સુખ અને દુઃખનું વર્ણન કરવાની એક હિકમત :**

સુખ અને દુઃખ, આ બે પરિસ્થિતિઓ એવી છે જેમાં મોટેભાગે વ્યક્તિ

અલ્લાહને ભૂલી જાય છે. જ્યારે માલ-દૌલતની રેલમછેલ હોય છે તો અય્યાશીમાં અલ્લાહને ભૂલી જવાય છે અને જ્યારે તંગી અને મુસીબત હોય છે ત્યારે કેટલીક વખતે અલ્લાહને ભૂલીને આર્થિક ચિંતાઓમાં પડી જાય છે. આ આયતમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે, અલ્લાહના સ્વીકૃત બંદાઓ તે છે જેઓ ન તો સુખમાં અલ્લાહ તઆલાએ ભૂલે છે અને ન જ મુસીબતમાં ! ઝફરશાહ દહેલ્વી (રહ.)ની આ શે'ર તેનો અર્થ વધુ સ્પષ્ટ કરે છે.

ظفر آدمی اس کو نہ جانیے گا خواہ ہو کتنا ہی صاحبِ فہم و ذکا

جسے عیش میں یادِ خدا نہ رہی جسے طیش میں خوفِ خدا نہ رہا

"હે ઝફર તેને માનવી જ ન જાણીશ, ભલે તે કેટલોય બુદ્ધિશાળી કે વિવેકી હોય,
જેને રાહતમાં અલ્લાહની યાદ ન રહી અને ક્રોધમાં અલ્લાહનો ડર ન રહ્યો."

ત્યાર પછી તેમની એક ખાસ સિફત અને નિશાની એ બતાવવામાં આવી છે કે, જો તેમને કોઈ એવા વ્યક્તિ સાથે કામ પડે જે તેને દુ:ખ અને તકલીફ પહોંચાડે તો તે ગુસ્સામાં ઉશ્કેરાઈને ભાન ભૂલી જશે નહીં અને ગુસ્સાનો ભોગ બની બદલો લેવા માટે તૈયાર નહીં થાય, પછી ફક્ત એટલું જ નહિ બલકે, તેને દિલથી મા'ફ કરી દે અને પછી તેને પૂરતું ન સમજે બલકે, તકલીફ આપનારની સાથે ઉપકારનો વહેવાર કરે. આ એક જ સિફતમાં ત્રણ પ્રકારની ખાસિયતો સામેલ છે. (૧) પોતાના ગુસ્સા ઉપર કાબૂ મેળવવો, (૨) તકલીફ આપનારને મા'ફ કરવું અને (૩) તેની સાથે ઉપકારભર્યો વ્યવહાર કરવો. આ ત્રણે બાબતો આ આયતમાં ફરમાવવામાં આવી,

وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ النَّاسِ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ط "અને તે લોકો જેઓ પોતાના ગુસ્સાને પી જાય છે અને લોકોની ભૂલો મા'ફ કરી દે છે અને અલ્લાહ તઆલા અહેસાન કરનારાઓને પસંદ કરે છે."

ઈમામ બયહકી (રહ.)એ આ આયતની તફસીરમાં હઝરત સય્યિદના અલી ઈબ્ને હુસૈન (રદિ.)ની એક આશ્ચર્યજનક ઘટનાનું વર્ણન કર્યું છે કે, તેમની એક લોંડી હતી જે તેમને વુઝૂ કરાવી રહી હતી કે, અચાનક પાણીનું વાસણ છૂટીને હઝરત અલી ઈબ્ને હુસૈન (રદિ.) ઉપર પડ્યું અને બધા કપડાં પલળી ગયા, ગુસ્સો આવવો સ્વાભાવિક બાબત હતી. લોંડીને ડર લાગ્યો તો તેણે તરત જ આ

આયત પઢી وَالْكَٰظِمِيْنَ الْغَيظَ والْعَافِيْنَ عَنِ النَّاسِ "અને તે લોકો જેઓ પોતાના ગુસ્સાને પી જાય છે અને લોકોની ભૂલો મા'ફ કરી દે છે." આ સાંભળતાની સાથે જ તે નુબુવ્વતના કુટુંબી હઝરત અલી ઈબ્ને હુસૈન (રદિ.)નો બધો જ ગુસ્સો એકદમ ઠંડો થઈ ગયો, તેઓ બિલકુલ શાંત થઈ ગયા. ત્યાર પછી લોંડીએ આયતનો બીજો ટૂકડો وَالْعَافِيْنَ عَنِ النَّاسِ પઢ્યો, તો અલી ઈબ્ને હુસૈને ફરમાવ્યું, કે "હું તને દિલથી મા'ફ કરું છું." લોંડી પણ હોશિયાર હતી, ત્યાર પછી તેણે આયતનો ત્રીજો ટૂકડો સંભળાવ્યો, જેમાં અહેસાન અને સારી વર્તણૂકનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, અલી ઈબ્ને હુસૈન (રદિ.)એ આ સાંભળી ફરમાવ્યું, "જા મેં તને આઝાદ કરી દીધી." *(રૂહુલ મઆની, બહવાલાએ બયહકી)*

લોકોની ભૂલો અને ક્ષતિઓને મા'ફ કરવી માનવતાનો એક ઘણો મોટો દરજ્જો ધરાવે છે, તેમાં આખિરતનો અતિઉત્તમ સવાબ મળે છે. હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "કયામતના દિવસે અલ્લાહ તઆલા તરફથી એ'લાન થશે કે, જે વ્યક્તિનો અલ્લાહ તઆલા ઉપર કોઈ હક્ક હોય તે ઊભો થઈ જાય ! તો તે સમયે એવા લોકો ઊભા થશે જેમણે લોકોના જુલ્મ અને અત્યાચારને દુનિયામાં મા'ફ કરી દીધા હતા."

એક હદીષમાં ઈરશાદ છે,

مَنْ سَرَّهُ اَن يُّشْرَفَ لَهُ الْبُنْيَانُ وَتُرْفَعَ لَهُ الدَّرَجٰتُ فَلْيَعْفُ عَن مَّنْ ظَلَمَهُ وَيُعْطِ مَنْ حَرَمَهُ وَيَصِلْ مَنْ قَطَعَهُ،

*"જે વ્યક્તિ એવું ઈચ્છે છે કે, તેના મહેલો જન્નતમાં ઊંચા હોય અને તેના દરજ્જાઓ ઉચ્ચ કક્ષાના હોય તો તે વ્યક્તિએ જેણે તેના ઉપર અત્યાચાર કર્યો છે તેને મા'ફ કરી દેવું જોઈએ અને જેણે તેને ક્યારેય કંઈ જ ન આપ્યું હોય તેને બખ્શિશ આપ્યા કરે અને જેણે તેની સાથે સંબંધો કાપી નાંખ્યા હોય તે તેને મળવાથી પરહેઝ ન કરે."*

કુર્આને કરીમની એક આયતમાં આ બાબતની વધારે સ્પષ્ટતા આવી છે, જેમાં પોતાની સાથે બુરું વર્તન કરનારાઓ સાથે અહેસાન કરવાનો મહાન ગુણ શિખવાડવામાં આવ્યો છે અને એ બતાવ્યું છે કે, તેના દ્વારા દુશ્મન પણ દોસ્ત બની જાય છે. ઈરશાદ ફરમાવ્યો,

اِدْفَعْ بِالَّتِیْ هِیَ اَحْسَنُ فَاِذَا الَّذِیْ بَیْنَکَ وَبَیْنَهٗ عَدَاوَةٌ کَاَنَّهٗ وَلِیٌّ حَمِیْمٌ،

*"બુરાઈથી પોતાનું રક્ષણ ભલાઈ અને અહેસાનના વર્તાવ દ્વારા કરો, તો જેની સાથે દુશ્મની છે તે તમારો ગાઢ મિત્ર બની જશે."* *(સૂ. ૪૧ : આ. ૩૪)*

**અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને અખ્લાક (Manner)ની કેળવણી પણ ઉચ્ચ કક્ષાની આપી છે. રસૂલુલ્લાહ ﷺને સૂચના આપવામાં આવી હતી કે,**

صِلْ مَنْ قَطَعَکَ وَاعْفُ عَمَّنْ ظَلَمَکَ وَاَحْسِنْ اِلٰی مَنْ اَسَاءَ اِلَیْکَ،

*"જે વ્યક્તિ તમારી સાથે સંબંધ કાપી નાંખે તો તમે તેને મળો, અને જે તમારા ઉપર અત્યાચાર કરે, તમે તેને ક્ષમા કરો અને જે તમારી સાથે બુરાઈ કરે તેની સાથે અહેસાન (ભલાઈ) કરો."*

**રસૂલે કરીમ ﷺની મહાન શા'ન છે, રસૂલે કરીમ ﷺની તા'લીમની બરકતથી આ જ અખ્લાક અને વર્તન-વ્યવહારના ગુણો રસૂલે કરીમ ﷺના સેવકોમાં પણ અલ્લાહ તઆલાએ પૈદા કર્યા હતા, જે ઈસ્લામી સમાજ વ્યવસ્થાની એક આગવી વિશેષતા છે. સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા ઉમ્મતના અસ્લાફ (પુરોગામી વડીલો)નો ઈતિહાસ આ પ્રકારના કિસ્સાઓથી ભર્યો પડ્યો છે.**

**ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)નો એક કિસ્સો છે કે, એક વ્યક્તિએ ભર બજારે ઈમામે આ'ઝમ (રહ.)નું અપમાન કર્યું અને ગાળો આપી. હઝરત ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) ગુસ્સાને પી ગયા અને તેને કંઈ જ ન કહ્યું. ઘેર પાછા આવ્યા, એક થાળમાં અમુક દિરહમ અને દીનાર મૂકીને તે વ્યક્તિના ઘરે ગયા, દરવાજા ઉપર ટકોરા માર્યા, તે વ્યક્તિ બહાર આવ્યો તો અશરફીઓનો આ થાળ તેની સામે એવું કહીને રજૂ કર્યો કે, "આજે તમે મારા ઉપર ઘણું મોટું અહેસાન કર્યું છે, પોતાની નેકીઓ મને આપી દીધી છે, હું આ અહેસાનનો બદલો આપવા માટે તમને આ ભેટ આપી રહ્યો છું." ઈમામે આ'ઝમ (રહ.)ના આ વ્યવહારથી તેના દિલ ઉપર અસર થઈ અને તેણે પોતાની આ બદ્ઝુબાનીની ટેવથી કાયમ માટે તૌબા કરી લીધી અને ઈમામે આ'ઝમ (રહ.)ની મા'ફી માંગી**

તથા તેમની સેવામાં અને સાંન્નિધ્યમાં રહી તેમની પાસેથી ઈલ્મ હાસિલ કરવા લાગ્યો. એટલે સુધી કે, તેણે ઈમામ સાહબના વિદ્યાર્થીઓમાં એક મોટા આલિમની પદ્વી ધારણ કરી લીધી.

અહીંયાં સુધી તે સિફતોનું વર્ણન હતું, જે વ્યક્તિના અધિકારોના સંદર્ભમાં હોય છે, ત્યાર પછી અલ્લાહના હુકમોથી સંબંધિત સિફતોનું વર્ણન એવી રીતે કરવામાં આવ્યું કે, આ લોકો અલ્લાહ તઆલાની નાફરમાની નથી કરતા અને ક્યારેક તેમનાથી માનવ સ્વાભાવગત કોઈ ગુનોહ થઈ જાય છે, તો તેઓ તરત જ અલ્લાહ તરફ કેન્દ્રિત થઈને તે ગુનાહની મા'ફી માંગે છે અને હવે પછી આવો ગુનોહ ન કરવાનો પાકો નિર્ધાર કરે છે. ઈરશાદ છે,

وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْ ظَلَمُوْٓا اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوْا لِذُنُوْبِهِمْ وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ وَلَمْ يُصِرُّوْا عَلٰى مَا فَعَلُوْا وَهُمْ يَعْلَمُوْنَ "અને જે લોકો કોઈ બેહયાઈ (નિર્લજ્જ કૃત્ય) કરે અથવા પોતાના હકમાં બુરું કામ કરી બેશે, તો અલ્લાહને યાદ કરે, અને પોતાના ગુનાહોની મા'ફી માંગે, અને અલ્લાહ સિવાય કોણ છે ગુનાહ મા'ફ કરનારો ?" (સૂ. ૩ : આ. ૧૩૫) જેમાં એક તો એવું માર્ગદર્શન છે કે, ગુનાહોમાં રાચેલા રહેવું અલ્લાહ તઆલાની યાદ અને તેના ઝિક્રથી વ્યક્તિને ગાફેલ બનાવી દે છે. એટલા માટે જ્યારે કોઈ ગુનોહ થઈ જાય તો અલ્લાહ તઆલાને યાદ કરીને તરત જ તેના ઝિક્રમાં મશગૂલ થઈ જવું જોઈએ.

બીજી સૂચના એ છે કે, ગુનાહોની મા'ફી માટે બે વસ્તુઓ જરૂરી છે, એક તો પાછલા ગુનાહો ઉપર અફસોસ અને પસ્તાવો કરવો તથા તેનાથી મા'ફી માંગવી અને મગફિરતની દુઆ કરવી તથા બીજું, હવે પછી આવનારા જીવનમાં આવા ગુનાહો કરવાની વાત તો દૂર રહી પરંતુ તેની પાસે પણ ન ફરકવાનો પાકો નિર્ધાર કરી લેવો.

અલ્લાહ તઆલા આપણ સૌને કુર્આને કરીમના બતાવેલા સદ્વર્તાવ અને નેક અખ્લાક ઉપર અમલ કરવાની તૌફીક નસીબ ફરમાવે. આમીન.

---------------

---------

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાનઃ આયત નં.૧૩૯ થી ૧૪૩)

وَلَا تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣٩﴾ اِنْ يَّمْسَسْكُمْ
قَرْحٌ فَقَدْ مَسَّ الْقَوْمَ قَرْحٌ مِّثْلُهٗ ۭ وَتِلْكَ الْاَيَّامُ نُدَاوِلُهَا بَيْنَ النَّاسِ ۚ وَلِيَعْلَمَ
اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَيَتَّخِذَ مِنْكُمْ شُهَدَاۗءَ ۭ وَاللّٰهُ لَا يُحِبُّ الظّٰلِمِيْنَ ﴿١٤٠﴾ۙ
وَلِيُمَحِّصَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَيَمْحَقَ الْكٰفِرِيْنَ ﴿١٤١﴾ اَمْ حَسِبْتُمْ اَنْ تَدْخُلُوا
الْجَنَّةَ وَلَمَّا يَعْلَمِ اللّٰهُ الَّذِيْنَ جٰهَدُوْا مِنْكُمْ وَيَعْلَمَ الصّٰبِرِيْنَ ﴿١٤٢﴾ وَلَقَدْ كُنْتُمْ
تَمَنَّوْنَ الْمَوْتَ مِنْ قَبْلِ اَنْ تَلْقَوْهُ ۠ فَقَدْ رَاَيْتُمُوْهُ وَاَنْتُمْ تَنْظُرُوْنَ ﴿١٤٣﴾ ع

### તરજુમો :

*અને આળસુ ન બનો તથા ગમગીન ન થાઓ, અને તમે જ ઉપરવટ (વર્ચસ્વવાળા) રહેશો; જો તમે ઈમાનવાળા છો. (૧૩૯) જો તમને ઈજા થઈ (આઘાત લાગ્યો) તો અલબત્ત તે કૌમને (પણ) તેના જેવી જ ઈજા થઈ અને આ દિવસો અમે લોકો વચ્ચે વારાફરતી બદલતા રહીએ છીએ; અને જેથી અલ્લાહ જાણી (ચકાસી) લે તે લોકોને જેઓ ઈમાન લાવ્યા, અને તમારામાંથી પણ (અમુકને) શહીદ બનાવે (શહાદતનો દરજ્જો આપે); અને અલ્લાહ જાલિમોને પસંદ નથી કરતો. (૧૪૦) અને જેથી અલ્લાહ પવિત્ર (પાક-સાફ) કરી આપે તે લોકોને જેઓ ઈમાન લાવ્યા, અને કાફિરોનો નાશ કરે. (૧૪૧) શું તમે એવું સમજો છો કે તમે જન્નતમાં (એમ જ) પ્રવેશ પામી લેશો ? અને હજુ અલ્લાહે ચકાસી (જાણી) નથી લીધું જે લોકો તમારામાંથી જિહાદ કરનારા છે, અને ચકાસી (જાણી) નથી લીધું જેઓ સબ્ર કરનારા છે. (૧૪૨) અને અલબત્ત તમે તેની મુલાકાત પહેલાં (અલ્લાહના રસ્તામાં) મૌતની તમન્ના કરતા હતા બસ હવે તમે તેને (મૌતને) પ્રત્યક્ષ જોઈ લીધું. (૧૪૩)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ આયતોમાં ફરી ઉહદની ઘટના બાબતે મુસલમાનોને આશ્વાસન

આપવાનો વિષય છે કે, હંમેશા અલ્લાહની નીતિ એવી જ ચાલી આવે છે કે, અંતે કાફિરો જ હાર, અપમાન તથા નુકસાન વેઠે છે. જો કે, તમે તે સમયે તમારી ખામીઓના કારણે પછડાટ ખાધી, પરંતુ પોતાના ઈમાનનો તકાદો એ જ છે કે, તકવા ઉપર કાયમ રહેશો તો ચોક્કસ અંતે કાફિરોનો જ પરાજય થવાનો છે.

## તફસીર :

અને તમે (જો તે સમયે પછડાટ ખાધી તો શું થયું ?) હિંમત ન હારો અને ગમગીન ન થાઓ, અંતે તમે જ ઉપરવટ રહેશો જો તમે ઈમાનવાળા છો. (એટલે કે ઈમાનના તકાદાઓ ઉપર મજબૂતીથી વળગી રહો) જો તમને ઈજા થઈ (આઘાત પહોંચ્યો, જેમકે ઉહદમાં બન્યું) તો (કોઈ ગભરાવાની જરૂર નથી કારણ કે, અમુક હિકમતોના કારણે એક તો એ કે) તે કૌમને પણ (જે તમારા મુકાબલામાં હતી એટલે કે કાફિરોને) એવી જ ઈજા (પીડા) પહોંચી ચૂકી છે, (એટલા માટે અગાઉ થઈ ગયેલા બદ્રના યુદ્ધમાં તેઓ આવો આઘાત ઉઠાવી ચૂક્યા છે) અને (અમારો નિયમ છે કે) અમે દિવસોને (એટલે કે વિજય–પરાજયને દરેક યુગમાં) લોકો વચ્ચે અદલા–બદલી કરતા રહીએ છીએ (એટલે કે, ક્યારેક કોઈ એક પ્રજા વિજયી થાય છે, ક્યારેક તેનાથી ઊલટું પણ કરીએ છીએ. બસ, આ નિયમ પ્રમાણે પ્રજાઓ વિજયી અને પરાજિત કરવામાં આવતી હોય છે. હવે, તેમાં એક હિકમત આ થઈ) અને (બીજી હિકમત એ છે કે,) જેથી અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને (જાહેરી રીતે) જાણી લે (કારણ કે, મુસીબતના સમયે નિખાલસ અને નેક લોકોની પરીક્ષા થઈ જતી હોય છે) અને (ત્રીજી હિકમત એ છે કે) તમારામાંથી અમુકને શહીદ બનાવવા હતા (બીજી અન્ય હિકમતોનું વર્ણન આગળ આવે છે, વચ્ચે એક વાક્ય આ રીતે પણ કહેવામાં આવ્યું છે) અને અલ્લાહ તઆલા જુલમ (કુફ્ર–શિર્ક) કરનારાઓને પસંદ નથી કરતો. (બસ, એવી શંકા ન રાખે કે, કદાચ તેમને પસંદ કરવાના કારણે ઉહદમાં તેઓનો હાથ ઉપર રહ્યો. કદાપિ નહીં !) અને (ચોથી હિકમત એ છે કે) જેથી (ગુનાહોના) મેલથી ઈમાનવાળાઓને પાક–સાફ કરી દે (કારણ કે, મુસીબતથી અખ્લાક અને અમલોની સુધારણાની તક મળતી હોય છે) અને (પાંચમી હિકમત એ છે કે) કાફિરોનો નાશ કરવામાં આવે (આ એટલા માટે કે કાફિરોનો હાથ ઉપર રહેવાથી તેમની હિંમત વધી જશે, પછી મુકાબલામાં આવશે અને હલાક

થઈ જશે. બીજું એ કે, મુસલમાનો ઉપર જુલમ કરવાથી અલ્લાહના ગુસ્સાનો ભોગ બની નાશ પામશે.) હા ! અને સાંભળો ! શું તમે વિચાર કરો છો કે જન્નતમાં (વિશિષ્ટતા પૂર્વક) એમ જ દાખલ થઈ જશો ? જ્યારે કે હજુ અલ્લાહ તઆલાએ (જાહેરમાં) તે લોકોને ચકાસ્યા જ નથી જેમણે તમારામાં જિહાદ કર્યો હોય અને જેઓ (જિહાદમાં) ડટેલા રહ્યા હોય અને તમે તો (શહીદ થઈને) મરવાની (મોટી) તમન્ના કર્યા કરતા હતા, (મૌત) સામે આવતા પહેલાં તો બસ (તમારી તમન્ના પ્રમાણે) તે(ના સામાન)ને ખુલ્લી આંખોથી જોઈ લીધું, (તો પછી તેને જોઈને નાસવું જોઈએ નહીં અને તમે કરેલી તમન્નાને ભૂલવી પણ ન જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

ગઝ્વએ ઉહદની ઘટના પોતાની સંપૂર્ણ વિગત સાથે આ સૂરતમાં વર્ણન કરવામાં આવી ચૂકી છે, જેમાં એ વાત સ્પષ્ટ થઈ ચૂકી છે કે, તે જિહાદમાં મુસલમાનોની ત્રુટીઓ અને ખામીઓના કારણે શરૂઆતનો વિજય મુસલમાનો માટે મુશ્કેલીનો સમય સાબિત થયો, સિત્તેર સહાબએ કિરામ (રદિ.) શહીદ થયા, રસૂલે કરીમ ﷺ ઘાયલ થયા પરંતુ આ બધી બાબતો પછી પણ અલ્લાહ તઆલાએ યુદ્ધનું પાસું પલટી નાંખ્યું અને દુશ્મનોએ મોં ની ખાધી.

જિહાદના મૈદાનમાં આ થોડા સમય માટે ઊભી થયેલી મુશ્કેલીના ત્રણ કારણો હતા. પ્રથમ એ કે, રસૂલે કરીમ ﷺએ તિરંદાજોને જે હુકમ આપ્યો હતો, તેઓ અમુક કારણોથી તેના ઉપર કાયમ ન રહી શક્યા. કારણ કે તેમનામાં એવો મતભેદ થઈ ગયો કે, અમુક કહેતા હતા કે આપણે અહીંયાં જ ડટેલા રહેવું જોઈએ, પરંતુ ઘણા લોકોએ એવું કહ્યું કે, આપણે અહીંયાં થોભવાની કોઈ જરૂર નથી રહી. આપણે નીચે ઊતરીને બધાની સાથે ગનીમતનો માલ ભેગો કરવામાં લાગી જવું જોઈએ, માટે પ્રથમ કારણ આ પરસ્પરનો મતભેદ હતો. બીજું કારણ એ થયું કે, જ્યારે રસૂલે કરીમ ﷺ (નઊઝુબિલ્લાહ !) શહીદ થઈ જવાની અફવા ફેલાઈ ગઈ તો મુસલમાનોના દિલોમાં કમજોરી પૈદા થઈ ગઈ, જેનું પરિણામ હિંમત હારી જવાના સ્વરૂપમાં સામે આવ્યું. ત્રીજું કારણ જે આ બંને કારણોથી વધારે મહત્ત્વનું હતું, તે એ હતું કે, રસૂલુલ્લાહ ﷺના હુકમની તાબે'દારી કરવામાં મતભેદ થયો. આ ત્રણ ભૂલો મુસલમાનોથી થઈ ગઈ હતી, જે બિના પર તેમને થોડા સમય માટે મુશ્કેલીનો સામનો કરવો પડ્યો. જો કે, આ

થોડા સમય માટેની યુદ્ધના મૈદાનની મુશ્કેલી વિજયમાં તબદીલ થઈ ચૂકી હતી, પરંતુ મુસલમાન મુજાહિદો (યોદ્ધાઓ) મોટી સંખ્યામાં ઘાયલ થયા હતા, તેમના મોટા-મોટા બહાદુરોની લાશો તેમની આંખો સામે પડી હતી. પયગમ્બર ﷺને પણ ખૂબ સદમો પહોંચ્યો હતો. દરેકના મનમાં પોતાની ભૂલો ઉપર પસ્તાવાનો રંજ પણ હતો, હવે અહીંયાં બે વસ્તુઓ પૈદા થઈ ચૂકી હતી. એક તો પોતે કરેલ નાફરમાની અને ભૂલોનો રંજ અને ગમ અને બીજી વસ્તુ જેનો ભય હતો તે એ હતો કે, મુસલમાનો આવનારા સમયમાં ક્યાંક કમજોર ન થઈ જાય અને દુનિયાની પ્રજાઓની ઈમામત (આગેવાની)ની જે જવાબદારી તેમને સોંપવામાં આવી છે તેમાં કમજોરી પૈદા ન થઈ જાય ! એટલા માટે આ બંને ભયસ્થાનોને દૂર કરવા માટે કુર્આન શરીફે આ ઈરશાદ ફરમાવ્યો.

وَلَا تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ط એટલે કે, તમે આવનારા સમયમાં કમજોરી અને આળસને પોતાની પાસે પણ ન આવવા દો અને પાછલા કૃત્યો પર રંજ-ગમ (અફસોસ) ન કરો, અને છેવટે તો તમે ઉપરવટ થઈને જ રહેશો, શરત માત્ર એટલી છે કે ઈમાન અને તકવાના માર્ગ ઉપર ડટેલા રહો અને અલ્લાહ તઆલાના વાયદાઓ ઉપર સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત કરી રસૂલે કરીમ ﷺની ઈતાઅતથી તથા જિહાદ ફી સબીલિલ્લાહથી પાછા ન હટો.

મતલબ એ હતો કે, પાછલી વાતો અને ભૂલો કે જે થઈ ચૂકી છે તેના ઉપર ગમગીન થઈ પોતાનો સમય અને શક્તિ વેડફવા કરતાં ભવિષ્યમાં પોતાના કાર્યોની સુધારણા માટેની ફિકર-ચિંતામાં લાગી જાઓ અને તેને સફળ બનાવો. ઈમાન, તકવા અને રસૂલે કરીમ ﷺનું આજ્ઞાપાલન ભવિષ્યમાં સફળતાની જામીનગીરી આપે છે, તેને હાથથી ન જવા દો, પરિણામે તમે જ વિજયી નિવડશો.

કુર્આનના આ પોકારે ભગ્ન હૃદયોને હૈયાધરપત આપી અને મૃત થઈ રહ્યા શરીરોમાં નવી રૂહની તાજગી ફૂંકી દીધી. વિચાર કરો કે, અલ્લાહ તઆલાએ આ લોકોની કેવી કેળવણી અને સુધારણા કરી અને કાયમી ધોરણે મુસલમાનોને એક નિયમ અને સિદ્ધાંત આપી દીધો કે, પાછળ થઈ ચૂકેલા નુકસાનો ઉપર ગમગીન કે દિલગીર થવામાં સમય બરબાદ કરવાના બદલે આવનારા સમયમાં

પોતાની ક્ષમતાઓ વધારી અને અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની સંપૂર્ણ તાબે'દારી કરી વધારે સંગઠિત થવું જોઈએ અને સાથે-સાથે એ પણ બતાવી દેવામાં આવ્યું કે, જો આવું કરશો તો અંતે તમારો જ વિજય થશે અને તમારો જ હાથ ઉપર રહેશે, આ સફળતા પ્રાપ્ત કરવામાં અસલ વસ્તુ ફક્ત ઈમાન અને ઈમાનના તકાદાઓ પૂરા કરવા છે. ઈમાનના તકાદાઓમાં તે તૈયારીઓ પણ સામેલ છે, જે યુદ્ધ માટે કરવામાં આવે છે એટલે કે, પોતાની લશ્કરી તાકાતને સંગઠિત કરવી, યુદ્ધની સાધન-સામગ્રી તૈયાર કરવી અને યુદ્ધ માટેની જરૂરી તા'લીમ, કેળવણી તથા સૈનિકોની ભરતી વગેરે દ્વારા સજ્જ થવું વગેરે પણ સામેલ છે. ગઝ્‌વએ ઉહદના કિસ્સામાં પ્રથમથી શરૂઆત સુધી આ બધા જ સિદ્ધાંતોનું શિક્ષણ મળે છે.

આ આયત પછી એક બીજી શૈલીમાં મુસલમાનોને દિલાસો આપવા માટે ઈરશાદ થયો કે, જો કે આ લડાઈમાં તમને આઘાત લાગ્યો અને તમારે તકલીફ ઉઠાવવી પડી, તો એવી જ રીતે સામે પક્ષે પણ દુશ્મનોને એ જ પ્રમાણેનો ઘા લાગી ચૂક્યો છે, તેઓ પણ નુકસાન ઊઠાવી ચૂક્યા છે. જો ઉહદમાં તમારા સિત્તેર મુસલમાનો શહીદ થઈ ચૂક્યા છે અને ઘણા બધા ઘાયલ થયા છે, તો એક વર્ષ પહેલાં તેમના સિત્તેર વ્યક્તિઓ બદ્રની લડાઈમાં જહન્નમમાં પહોંચી ચૂક્યા છે અને ખુદ આ લડાઈમાં પણ શરૂઆતમાં તેમના ઘણા વ્યક્તિઓ માર્યા ગયા અને ઘણા ઘાયલ થયા છે. એટલા માટે ફરમાવવામાં આવ્યું,

اِنْ يَّمْسَسْكُمْ قَرْحٌ فَقَدْ مَسَّ الْقَوْمَ قَرْحٌ مِّثْلُهٗ وَتِلْكَ الْاَيَّامُ نُدَاوِلُهَا بَيْنَ النَّاسِ

એટલે કે, "જો તમને ઈજા થઈ તો તેમને પણ એવી ઈજા પહોંચી ચૂકી છે અને અમે આ દિવસોને વારાફરતી બદલતા રહીએ છીએ." એમાં ઘણી બધી હિકમતો છુપાયેલી છે.

આ આયતમાં એક મહત્ત્વનો સિદ્ધાંત જાણવા મળે છે કે, અલ્લાહ તઆલાની સુન્નત આ દુનિયામાં એ જ છે કે, તે સખ્તી-નરમી, સુખ-દુઃખ, તકલીફ-રાહતના દિવસોને લોકોમાં અદલા-બદલી કરતો રહે છે. જો કોઈ કારણથી કોઈ બાતિલ શક્તિને કામચલાઉ ધોરણે વિજય અથવા સફળતા પ્રાપ્ત થઈ જાય તો સત્ય માર્ગ ઉપર ચાલતા જૂથે તેને દિલ ઉપર ન લેવું જોઈએ અને એવું ન સમજવું જોઈએ કે, અમારે હવે હંમેશા પરાજયનો જ સામનો કરવો

પડશે. બલકે, આ હારના કારણોને શોધીને તે કારણો દૂર કરવાના પ્રયત્નો કરવા જોઈએ. જો આવું કરવામાં આવશે તો છેવટે સત્ય ઉપર ચાલનારા જૂથનો વિજય નક્કી જ છે.

———————————

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૪૪-૧૪૫)

| |
|---|
| وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ۭ اَفَا۟ىِٕنْ مَّاتَ اَوْ قُتِلَ |
| انْقَلَبْتُمْ عَلٰٓى اَعْقَابِكُمْ ۭ وَمَنْ يَّنْقَلِبْ عَلٰي عَقِبَيْهِ فَلَنْ يَّضُرَّ اللّٰهَ شَـيْـــًٔا ۭ وَسَيَجْزِي |
| اللّٰهُ الشّٰكِرِيْنَ ﴿١٤٤﴾ وَمَا كَانَ لِنَفْسٍ اَنْ تَمُوْتَ اِلَّا بِاِذْنِ اللّٰهِ كِتٰبًا مُّؤَجَّلًا ۭ وَمَنْ |
| يُّرِدْ ثَوَابَ الدُّنْيَا نُؤْتِهٖ مِنْهَا ۚ وَمَنْ يُّرِدْ ثَوَابَ الْاٰخِرَةِ نُؤْتِهٖ مِنْهَا ۭ وَسَنَجْزِي الشّٰكِرِيْنَ ﴿١٤٥﴾ |

## તરજુમો :

*અને મુહમ્મદ (ﷺ) તો માત્ર એક રસૂલ છે, અલબત્ત એમના પહેલાં ઘણા રસૂલો (અલૈ.) થઈ ચૂક્યા છે, પછી જો તેઓ મૃત્યુ પામે અથવા તેમની હત્યા (શહીદ) થઈ જાય, તો શું તમે તમારી એડીઓ ઉપર (ઊલટા પગે) પાછા વળી જશો ? અને જે કોઈ ઊલટા પગે પાછો ફરી જશે તો તે કદાપિ અલ્લાહનું કંઈ જ બગાડશે નહીં, અને અલ્લાહ શુક્ર કરનારાઓને ઘણો જ જલદી (સારો) બદલો આપશે. (૧૪૪) અને કોઈ સજીવ માટે (શક્ય) નથી કે તે અલ્લાહના હુકમ વિના મૃત્યુ પામે, એક નિશ્ચિત સમય લખેલો છે; અને જે દુનિયાનો બદલો ઇચ્છશે તેને અમે તેમાંથી આપી દઈશું અને જે આખિરતનો બદલો ઇચ્છશે અમે તેને તેમાંથી આપીશું; અને અમે શુક્ર કરનારાઓને ઘણો જ જલદી (સારો) બદલો આપીશું. (૧૪૫)*

## તફસીર :

અને મુહમ્મદ (ﷺ) માત્ર એક રસૂલ જ છે, (મુહમ્મદ અલ્લાહ નથી કે તેમની હત્યા થવી સંભવ ન હોય !) તેમનાથી પહેલાં ઘણાં રસૂલો (અલૈ.) ગુજરી ચૂક્યા છે (એ જ પ્રમાણે તેઓ પણ એક દિવસે ઈન્તેકાલ કરી જશે) બસ, જો તેમનો ઈન્તેકાલ થઈ જાય અથવા તેઓ શહીદ થઈ જાય, તો શું તમે લોકો

(જિહાદ અથવા ઈસ્લામથી) ઊલટા પગે પાછા ફરી જશો? (જેમકે આ ઘટનામાં અમુક મુસલમાનો યુદ્ધના મૈદાનમાંથી ભાગવા માંડ્યા હતા અને મુનાફિકો તેમને મુર્તદ થઈ જવાની પ્રેરણા આપી રહ્યા હતા.) અને જે વ્યક્તિ (જિહાદથી અથવા ઈસ્લામથી) ઊલટા પગે પાછો ફરી જશે તો અલ્લાહ તઆલાનું કોઈ નુકસાન કરશે નહીં (બલકે, પોતાનું જ નુકસાન કરી બેસશે) અને અલ્લાહ તઆલા ઘણો જ જલદી શુક્ર કરનાર લોકોને (સારો) બદલો આપશે. (જેઓ આવી પરિસ્થિતિમાં પણ અલ્લાહ તઆલાના ઈનામોને યાદ રાખીને તેના આજ્ઞાપાલન ઉપર કાયમ અને ડટેલા રહ્યા છે અને કયામત જલદી જ આવનારી છે, કારણ કે કયામત દરરોજ નજીક આવી રહી છે.) અને (વળી, કોઈના મૃત્યુ આવવાથી ગભરાઈ જવાની કોઈ જરૂર નથી, કારણ કે) કોઈ સજીવનું મૌત આવવું (દષ્ય–અદષ્ય રીતે એવી માન્યતા રાખવી) શક્ય જ નથી (કે) અલ્લાહ તઆલાના હુકમ સિવાય (મૌત આવી શકે છે માટે હવે જો મૌત આવવું અલ્લાહ તઆલાના હુકમથી જ છે તો તેના ઉપર રાજી રહેવું જરૂરી છે અને જેનું મૌત આવ્યું છે તે પણ) એ રીતે કે એક ચોક્કસ સમય (મૌતનો) લખેલો છે (જેમાં એક ક્ષણ માત્ર વહેલું કે મોડું નહીં થઈ શકે તો પછી દિલગીર અને ગમગીન થવું બેકાર છે, તે મૌત તો સમય ઉપર આવીને જ રહેવાનું છે અને સમય પહેલાં ક્યારેય મૌત આવી શકતું નથી.) અને (પછી આ કે જિહાદથી ભાગવાનું અંતિમ પરિણામ શું છે ? બસ, એટલું જ કે, દુનિયામાં અમુક દિવસો વધારે જીવતા રહેશો, તો હવે પોતાની યુક્તિ–પ્રયુક્તિઓનું પરિણામ જાણી લો કે) જે વ્યક્તિ (પોતાના અમલો અને યુક્તિઓનો) દુનિયવી લાભ ઈચ્છે છે તો અમે તેને દુનિયાનો હિસ્સો (પોતાની મહેનત અનુસાર) આપી દઈશું (અને આખિરતમાં તેના માટે કોઈ હિસ્સો નથી) અને જે વ્યક્તિ (પોતાના આ'માલ અને કૃત્યોનો) બદલો આખિરતમાં ઈચ્છે છે (દાખલા તરીકે, જિહાદમાં એટલા માટે ડટેલા રહ્યા કે તેનો સવાબ આખિરતમાં મળશે) તો અમે તેને આખિરતમાં (તેનો હિસ્સો તેને આપીશું અને) ઘણો જ જલદી સારો બદલો આવા શુક્રગુઝારોને આપીશું (કે જેઓ પોતાના અમલોથી આખિરતની નેઅ્મતો ઈચ્છે છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતો પણ ગઝ્વએ ઉહદની ઘટનાના સંદર્ભમાં છે, કારણ કે, તે

ઘટના અસ્તિત્વમાં આવવાનું એક ખાસ મહત્ત્વ છે. આ જ કારણ છે કે, કુર્આને કરીમે સૂરએ આલિ ઈમ્રાનના ચાર-પાંચ રુકૂઅ્ સુધી ગઝ્વએ ઉહદમાં ઘટનારી ઘટનાઓ અને હાર-જીતનું વર્ણન કર્યું છે તથા વિજય અને પરાજય બંનેમાં કુદરતના માર્ગદર્શનો અને હિદાયતોનો સતત ઉલ્લેખ કર્યો છે.

પ્રસ્તુત આયતોમાં પ્રથમ આયતમાં અમુક સહાબએ કિરામ (રદિ.)ને એક ભૂલ ઉપર તાકીદપૂર્વકની ચેતવણી આપીને એક એવા સિદ્ધાંતનું માર્ગદર્શન કરવામાં આવ્યું કે, વિચારનારાઓ માટે એનો પણ ખુલાસો મળી જાય છે કે, આ ગઝ્વએ ઉહદના સમયે યુદ્ધના મૈદાનમાં ઉપસ્થિત થયેલ હાર જેવી પરિસ્થિતિ અને તેમાં રસૂલે કરીમ ﷺનું ઘાયલ થવું તથા તેમની શહાદતની અફવા ફેલાઈ જવી અને તેનાથી અમુક સહાબા (રદિ.)નું હિંમત હારી જવું વગેરેમાં રહસ્ય એ હતું કે, મુસલમાનો આ મૂળ સૈદ્ધાંતિક નિયમમાં પાકા થઈ જાય અને તે સિદ્ધાંત એ હતો કે, ઈસ્લામના પાયાના સિદ્ધાંતોમાંના એક નિયમનું આગવું મહત્ત્વ એ પણ છે કે, રસૂલે કરીમ ﷺના માન-સન્માન અને મહોબ્બતને ઈમાનનો એક ભાગ ઠરાવવામાં આવ્યો છે, અને તેમાં નાની સરખી કમજોરી પણ કુફ્ર સમાન બતાવવામાં આવી છે. આ બાબત પણ એટલી જ મહત્ત્વની હતી કે, મુસલમાનોમાં આ બીમારી પૈદા ન થઈ જાય કે, જે બીમારીમાં નસારા (ઈસાઈ) સપડાઈ ગયા હતા અને હઝરત ઈસા (અલૈ.)ની મહોબ્બતમાં હદથી આગળ વધી ગયા અને તેમને અલ્લાહના દરજ્જે પહોંચાડી તેમની ઈબાદત કરવા લાગ્યા અને તેમને અલ્લાહ તઆલા સાથે ખુદાઈમાં શરીક કરવા લાગ્યા.

ગઝ્વએ ઉહદની થોડા સમય માટે હાર જેવી પરિસ્થિતિના સમયે જ્યારે કોઈએ એવી અફવા ફેલાવી દીધી કે, રસૂલે કરીમ ﷺનો ઈન્તેકાલ થઈ ગયો તો સહાબએ કિરામ (રદિ.) ઉપર જે ગુઝરી અને જે ગુઝરવી જોઈતી હતી તેનો નાનો સરખો અંદાઝો લગાવવો પણ દરેક વ્યક્તિ માટે સરળ નથી. તેનો અંદાઝો ફક્ત તે લોકો જ લગાવી શકે છે જેઓને સહાબએ કિરામ (રદિ.)ની કુર્બાનીની ભાવના અને રસૂલે કરીમ ﷺ સાથે તેમના ઈશ્કનો થોડું ઘણું અનુમાન હોય, જેને એ બાબત સારી રીતે ખબર હોય કે, તે લોકો એવા હતા કે, રસૂલે કરીમ ﷺની મહોબ્બતમાં પોતાનો માલ, ઔલાદ અને પોતાનો જીવ સઘળું ગુમાવી દેવામાં પોતાના માટે દુનિયાની સૌથી મોટી ઈજ્જત અને સફળતા સમજતા હતા અને આ

બાબતની વ્યવહારુ સાબિતીઓ પણ તેમણે આપી દીધી છે.

રસૂલુલ્લાહ ﷺના તે આશિકોના કાનોમાં જ્યારે એ ખબર પહોંચી તો તેમના હોશ–કોશની શું પરિસ્થિતિ હશે ? અને ખાસ એવા સમયે જ્યારે યુદ્ધના મૈદાનમાં લડાઈનો મોરચો ગરમ હતો તથા વિજય પછી પરાજયનો નકશો આંખો સામે ઘૂમી રહ્યો હતો, મુસલમાનોના પગો મોરચા ઉપરથી ઊખડી રહ્યા હતા. આવી પરિસ્થિતિમાં તે વ્યક્તિ જ સમગ્ર કોશિશોનું કેન્દ્ર અને સમગ્ર આશાઓનું એકમાત્ર કિરણ હતું, એ પણ તેમનાથી વિદાય લઈ ચૂકી હોવાની ખોટી ખબર ફેલાઈ ગઈ હતી. તેનું સ્વાભાવિક પરિણામ એ આવ્યું કે, સહાબએ કિરામ (રદિ.)ની એક મોટી સંખ્યા ભગ્ન હૃદયે જંગના મૈદાનમાંથી હટવા લાગી અને આ જિહાદના મૈદાનમાંથી હટી જવું જો કે, થોડીવાર માટે જ અને સંજોગોવસાત્ ઊભી થયેલી પરિસ્થિતિ અનુસાર જ હતું, એટલા માટે નઊઝુબિલ્લાહ ! તેમનું ઈસ્લામથી ફરી જવાની અથવા મુર્તદ થઈ જવાની કોઈ શંકા મનમાં લાવવાની કલ્પના સુદ્ધાં થઈ શકે નહીં, પરંતુ અલ્લાહ તબારક વ તઆલા તો રસૂલે કરીમ ﷺના સહાબા (રદિ.)ની એક એવી પવિત્ર અને ફરિશ્તાસિફત જમાઅત બનાવવા ઈચ્છતા હતા, જે દુનિયા માટે એક આદર્શ નમૂનો બની શકે, એટલા માટે તેમની નાની ભૂલોને પણ ઘણી ભારે ગણવામાં આવી.

نزدیکاں رابیش بود حیرانی،

તેમના માટે યુદ્ધનું મૈદાન છોડવા બાબતે એવું સંબોધન કરવામાં આવ્યું, જેવું કે ઈસ્લામ છોડવા ઉપર કરવામાં આવે છે અને સખત ચેતવણીની સાથે આ પાયાના મસ્અલા ઉપર તાકીદ કરવામાં આવી છે કે, દીન અને ઈબાદત માત્ર અલ્લાહ માટે જ હોવી જોઈએ. એ જ પ્રમાણે જિહાદ પણ એકમાત્ર તેના માટે જ હોવો જોઈએ કે, જે અલ્લાહ હંમેશા હયાત અને કાયમ છે. જો માની લો કે આ રસૂલે કરીમ ﷺ શહીદ થવાની ખબર સાચી પણ હોય, તો ભલે રસૂલે કરીમ ﷺનો ઈન્તેકાલ થઈ ગયો, દીને ઈસ્લામ તો એક દીન છે. એ ખબરથી હિંમત હારી જઈ દીનનું કામ છોડી દેવું એ તે લોકોના માન અને મર્યાદાને શોભા આપે તેમ ન હતું. એટલા માટે ફરમાવવામાં આવ્યું,

وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ.... એટલે કે, "મુહમ્મદ (ﷺ) એક રસૂલ માત્ર

છે (અલ્લાહ નથી !) આપ (ﷺ)થી પહેલાં પણ ઘણા રસૂલો ગુજરી ચૂક્યા છે, જો તેમની વફાત થઈ જાય અથવા તેમને શહીદ કરી નાંખવામાં આવે અને શહાદત મળે તો શું તમે લોકો પાછા પગે ફરી જશો ? અને જે કોઈ પાછા પગે ફરી જશે તે અલ્લાહનું કંઈ જ બગાડશે નહીં અને અલ્લાહ તઆલા શુક્ર કરનારાઓને (સારો) બદલો આપશે.''

એમાં તાકીદ કરવામાં આવી કે, રસૂલુલ્લાહ ﷺ તો એક દિવસે અંતે આ ફાની જગતને અલવિદા કહી દેશે. રસૂલે કરીમ ﷺ પછી પણ મુસલમાનોએ દીન ઉપર ડટેલા રહેવાનું છે, તેનાથી એ પણ જાણ ગઈ કે, ઉહદની આ થોડા સમયની હાર જેવી પરિસ્થિતિના સમયે રસૂલે કરીમ ﷺ ઘાયલ થવાની અને તેમના શહીદ થવાની જે અફવા ફેલાઈ ગઈ હતી તે કુદરતનું એક રહસ્ય હતું કે, રસૂલે કરીમ ﷺ પછી જે પરિસ્થિતિઓ સહાબએ કિરામ (રદિ.) સામે આવવાની છે તેને તેમની દુનિયાની હયાતીમાં જ સહાબા (રદિ.)ને બતાવી દેવામાં આવે, જેથી તેઓ તેમાં જો કોઈ ભૂલ કરે તો રસૂલે કરીમ ﷺ દ્વારા જ તેની સુધારણા થઈ જાય અને જ્યારે આગળ ઉપર ખરેખર તેમના ઈન્તેકાલની ઘટના બને તો તેમના આ આશિકો હિંમત હારી ન બેસે અને પોતાના હોશ ન ખોઈ બેસે. એટલા માટે એવું જ થયું કે, જ્યારે રસૂલે કરીમ ﷺની વફાત થઈ તે સમયે મોટા–મોટા સહાબએ કિરામ (રદિ.) પોતાનું શાન–ભાન ગુમાવી બેઠા ન હતા. જો કે થોડી દિલગીરી વધારે પ્રમાણમાં થવાથી હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ જ્યારે આ જ પ્રકારની કુર્આનની સનદો દ્વારા તેમને સમજાવ્યા તો બધાએ જ પોતાની જાતને સંભાળી લીધી અને રસૂલે કરીમ ﷺની વફાતનો સદમો અને આઘાત વેઠવાની હિંમત કેળવી લીધી.

ત્યાર પછી બીજી આયતમાં પણ દુર્ઘટનાઓ અથવા તકલીફોના સમયે હિંમત ટકાવી રાખવાની તા'લીમ આપવા માટે એ ઈરશાદ ફરમાવ્યો કે, દરેક વ્યક્તિનું મૌત અલ્લાહ પાસે લખેલું છે, તેની તારીખ, દિવસ અને સમય નક્કી જ છે. ન તેનાથી પહેલાં મૌત આવી શકે છે અને ન જ તે પછી કોઈ જીવંત રહી શકે છે, તો આ મૌત માટે આટલા બધા બેબાકળા બની જવાની જરૂર નથી.

અંતે એ પણ તાકીદ ફરમાવી કે, ઉહદની ઘટનાના મુખ્ય કારણોમાંથી એક કારણ એ પણ હતું કે, જેમને રસૂલે કરીમ ﷺએ લશ્કરની પૂઠ પાછળ આવેલા

પહાડ ઉપર સુરક્ષા માટે મોરચે ગોઠવ્યા હતા, શરૂઆતના વિજય સમયે તેઓ અન્ય લશ્કરવાળાઓ સાથે મળી માલે ગનીમત ભેગો કરવામાં પ્રવૃત્ત થઈ ગયા અને તેઓએ એવું સમજી લીધું કે, આપણને વિજય મળી ચૂક્યો છે. હવે, આ મોરચા ઉપર ઊભા રહેવાની કોઈ આવશ્યકતા નથી અને તેઓ પોતાની જગ્યાએથી હટી ગયા. એટલા માટે ઈરશાદ ફરમાવ્યો,

وَمَنۡ يُّرِدۡ ثَوَابَ الدُّنۡيَا نُؤۡتِهٖ مِنۡهَا وَمَنۡ يُّرِدۡ ثَوَابَ الۡاٰخِرَةِ نُؤۡتِهٖ مِنۡهَا وَسَنَجۡزِى الشّٰكِرِيۡنَ "જે વ્યક્તિ પોતાના અમલથી દુનિયાનો બદલો ઈચ્છે છે, અમે તેને દુનિયામાં અમુક હિસ્સો આપી દઈએ છીએ અને જે આખિરતનો સવાબ ઈચ્છે છે તો તેને આખિરતનો સવાબ મળે છે અને અમે ઘણા જ જલદી શુક્ર કરનારાઓ (ઉપકાર માનનારાઓ)ને સારો બદલો આપીશું." *(સૂરહ : ૩, આયત : ૧૪૫)*

તેમાં કહેવામાં આવ્યું છે કે, માલે ગનીમત (યુદ્ધના મૈદાનમાં દુશ્મન સેનાનો શસ્ત્ર–સરંજામ અને પુરવઠો વગેરે ઝૂંટવી કબજે લઈ લેવાને માલે ગનીમત કહેવામાં આવે છે) ભેગો કરવાની ચિંતામાં રસૂલે કરીમ ﷺએ નક્કી કરેલ મોરચો છોડી બેઠા, તે તેમની ભૂલ હતી. હવે યાદ રાખો કે, વાસ્તવિક રીતે માલે ગનીમત ભેગો કરવો એ કોઈ નરી દુનિયાદારી નથી અને શરીઅતની રૂએ વખોડવાપાત્ર બાબત પણ નથી બલકે, દુશ્મનો પાસેથી તેમનો શસ્ત્ર–સરંજામ અને યુદ્ધનો પુરવઠો જપ્ત કરી તેને સુરક્ષિત કરવો અને પછી તેનાથી લાભ ઉઠાવવો પણ એક પ્રકારે જિહાદનો જ ભાગ છે અને એક મોટી ઈબાદત પણ છે. એટલે આ સહાબા (રદિ.)નો માલે ગનીમત ભેગો કરવામાં ભાગ લેવો કોઈ દુનિયવી લાલચના કારણે ન હતું કારણ કે, શરીઅતના નિયમો અનુસાર જો તેઓએ માલે ગનીમત ભેગો કરવામાં ભાગ ન પણ લીધો હોત તો પણ તેમને તેમાંથી તેમને ફાળે આવતો હિસ્સો ચોક્કસ મળ્યો હોત. એટલા માટે એવું ન કહી શકાય કે, આ લોકોએ દુનિયાની લાલચ માટે પોતાનો મોરચો છોડી દીધો બલકે, જેમકે પહેલી આયતની તફસીરમાં વર્ણન થઈ ચૂક્યું છે કે, મોટા લોકોની નાની ભૂલો પણ મોટી સમજવામાં આવે છે અને તેમનો મા'મૂલી ગુનોહ પણ ઘણો સખત ગુનોહ ઠરાવવામાં આવે છે અને તેના ઉપર ક્રોધપૂર્વક ચેતવણી આપવામાં આવે છે, તે જ અહીંયાં પણ છે કે માલે ગનીમત ભેગો કરવામાં અમુક અંશે દુનિયાનો નફો મેળવવાનો સંબંધ જરૂર હતો અને એ સંદર્ભે માનવ સ્વાભાવગત

દિલોમાં તેની ખુશીનો પ્રભાવ પડવો શક્ય હતો. એટલા માટે સહાબએ કિરામ (રદિ.)ના અખ્લાકના સ્તરને ઉચ્ચ કક્ષાએ પહોંચાડવા માટે તેમના આ કૃત્યને પણ દુનિયા પ્રાપ્ત કરવાનો અમલ બતાવવામાં આવ્યો, જેથી આવનારા સમયમાં તેમના દિલોમાં દુનિયાની લાલચની હલકી ધૂળ પણ ન લાગવા પામે.

———————————

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન–આયત નં. ૧૪૬ થી ૧૪૮)

وَكَاَيِّنْ مِّنْ نَّبِيٍّ قٰتَلَ ۙ مَعَهٗ رِبِّيُّوْنَ كَثِيْرٌ ۚ فَمَا وَهَنُوْا لِمَآ اَصَابَهُمْ فِيْ سَبِيْلِ

اللّٰهِ وَمَا ضَعُفُوْا وَمَا اسْتَكَانُوْا ۭ وَاللّٰهُ يُحِبُّ الصّٰبِرِيْنَ ﴿١٤٦﴾ وَمَا كَانَ قَوْلَهُمْ اِلَّآ

اَنْ قَالُوْا رَبَّنَا اغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَاِسْرَافَنَا فِيْٓ اَمْرِنَا وَثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا

عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿١٤٧﴾ فَاٰتٰىھُمُ اللّٰهُ ثَوَابَ الدُّنْيَا وَحُسْنَ ثَوَابِ الْاٰخِرَةِ ۭ

وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٤٨﴾ ع ١٥

### તરજુમો :

*અને ઘણા નબીઓ (અલૈ. થયા) છે, તેમની સાથે રહીને ઘણા અલ્લાહવાળા લડ્યા; પછી તેઓએ તે (મુસીબતો)ના કારણે આળસ ન કરી (હિંમત ન હાર્યા) જે તેમને અલ્લાહના રસ્તામાં પડી; અને ન જ તેમણે કમજોરી બતાવી; અને ન જ તેઓ દબાઈ ગયા; અને અલ્લાહ સબ્ર કરનારાઓને પસંદ કરે છે. (૧૪૬) અને તેમનું કહેવું એના સિવાય ન હતું કે, તેમણે કહ્યું (દુઆ કરી); હે અમારા પરવરદિગાર ! અમારા ગુનાહ અને અમારાથી અમારા કામમાં જે અતિરેક થયો હોય તેને મા'ફ કરી દે, અને અમને અડીખમ રાખ અને કાફિર કૌમ ઉપર(ના મુકાબલામાં) અમારી મદદ કર. (૧૪૭) પછી અલ્લાહે તેમને દુનિયાનો સવાબ આપ્યો અને આખિરતનો ઘણો સારો સવાબ આપ્યો; અને અલ્લાહ ભલાઈ કરનારાઓને પસંદ કરે છે. (૧૪૮)*

## તફસીર :

અને ઘણા નબીઓ થઈ ચૂક્યા, જેમની સાથે રહીને ઘણા બધા અલ્લાહવાળાઓ (કાફિરોની સાથે) લડ્યા છે, ન તેમણે હિંમત હારી તે મુસીબતોના કારણે જે તેમને અલ્લાહના રસ્તામાં પડી અને ન જ તેમનું (દિલ અથવા શરીરનું) જોર ઘટ્યું અને ન જ તેઓ (દુશ્મન સામે) દબાઈ ગયા (કે તેમનાથી દબાઈને તેમની સાથે ખુશામતની વાતો કરવા લાગ્યા) અને અલ્લાહ તઆલા એવા અડગ રહેનાર લોકોને પસંદ કરે છે (અને તેમના કૃત્યોમાં તેમનાથી ભૂલ કેવી રીતે થઈ શકે છે?) તેમની જીભથી પણ તેના સિવાય કંઈ જ નથી નીકળતું કે તેમણે (અલ્લાહ તઆલાની બારગાહમાં) વિનંતી કરી, હે અમારા પરવરદિગાર ! અમારા ગુનાહોને અને અમારા કામોમાં મર્યાદાઓનું ઉલ્લંઘન કરવાને મા'ફ કરી દે અને અમને (કાફિરોના મુકાબલામાં) અડગ રાખ અને અમને કાફિર લોકો ઉપર વિજય આપ, તો (આ અડગતા અને અલ્લાહ સામે કરવામાં આવેલ આજિઝી અને વિનંતીની બરકતથી) તેમને અલ્લાહ તઆલાએ દુનિયામાં પણ (સારો) બદલો આપ્યો (એટલે કે વિજય અને સફળતા આપી) અને આખિરતમાં પણ શ્રેષ્ઠ બદલો આપ્યો (એટલે કે અલ્લાહ તેમનાથી રાજી થયો અને તેમને જન્નત અર્પણ કરી) અને અલ્લાહ તઆલા આવા ભલાઈ કરનારઓને પસંદ કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં અગાઉના અંબિયા (અલૈ.) સાથે જિહાદમાં સામેલ થનાર લોકોની અલ્લાહના રસ્તામાં કરવામાં આવેલ યુદ્ધ સમયે અડીખમ રહેવાની તથા સખત મુસીબતોથી પણ ન ગભરાવાની કે કમજોર ન થવાની બાબત વર્ણન થઈ છે. ત્યાર પછી એમના એક શ્રેષ્ઠ ગુણનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેઓ પોતાની અજોડ કુર્બાનીઓ હોવા છતાં અલ્લાહના દરબારમાં અમુક દુઆઓ કરતા રહેતા હતા. જેમકે, અમારા પાછલા ગુનાહોને મા'ફ કરી દે, અમારા વર્તમાન જિહાદના અમલમાં અમારાથી જે ઉણપ રહી ગઈ હોય તેને મા'ફ કરી દે અને અમને હંમેશા અડગ અને અડીખમ રાખજે, અમને દુશ્મનો ઉપર વિજય આપજે વગેરે... આ દુઆઓમાં મુસલમાનો માટે અમુક મહત્ત્વનું માર્ગદર્શન છે.

**પોતાના કોઈ સારા કૃત્યો ઉપર અભિમાન ન કરવું જોઈએ બલકે, દરેક પરિસ્થિતિમાં અલ્લાહ પાસે મગફિરત (મા'ફી)ની અને પોતાના નેક કૃત્યો ઉપર કાયમ ટકી રહેવાની દુઆ કરતા રહેવું જોઈએ :**

વાસ્તવિકતા ઉપર ઊંડી નજર રાખનાર મો'મિનોનું કામ એ છે કે તેઓ ગમે એટલું મોટું કામ કરી લે અથવા કેટલોય મોટો સંઘર્ષ અલ્લાહના રસ્તામાં કરી રહ્યા હોય, એમનો એ અધિકાર જ નથી કે, તેઓ પોતાના આ કૃત્યો ઉપર અભિમાન અને ગર્વ કરે, કારણ કે વાસ્તવમાં આ અમલ પણ અલ્લાહ તઆલાના જ ફઝ્લ અને તેની મહેરબાનીના પરિણામે છે, તેની મદદ વિના કોઈ નેક અમલ થઈ જ નથી શકતો. હદીષમાં છે કે,

فَوَاللّٰهِ لَوْلَااللّٰهُ مَااهْتَدَيْنَا وَلَاتَصَدَّ قْنَا وَلَا صَلَّيْنَا

*"જો અલ્લાહનો ફઝ્લ (કૃપા) અને મહેરબાની ન હોત તો આપણને સીધા માર્ગની હિદાયત ન મળી હોત; અને ન જ આપણાથી ઝકાત અને નમાઝ અદા થઈ શકી હોત."*

આ ઉપરાંત તે નેક અમલો જે મનુષ્ય કરે છે તે ભલે ગમે એટલા વ્યવસ્થિત અને બરાબર હોય પરંતુ "માલિકુલ મુલ્ક વલ મલકૂત"ની શા'ને જલાલી પ્રમાણે તે કૃત્યને કરી લેવું તેની ક્ષમતા બહારની બાબત છે. એટલા માટે તે નેક કૃત્યનો હક્ક અદા કરવામાં ઉણપ રહી જવી સ્વાભાવિક બાબત છે. આવી પરિસ્થિતિમાં અમલની સાથે સાથે ઈસ્તિગફાર (મા'ફીની યાચના) પણ અત્યંત જરૂરી છે.

વળી, એ પણ નિશ્ચિત અને સંપૂર્ણ સંતોષ પામવા જેવી ખબર નથી કે, અત્યારે જે નેક કામો તે કરી રહ્યો છે આગળ ઉપર પણ તેને આવા નેક કામો કરવાની તૌફીક મળશે. એટલા માટે માનવી અત્યારે કરી રહેલા અમલની કોતાહી (ઉણપ) બાબતે અલ્લાહની મા'ફી માંગવી તથા આવનારા સમયમાં આ જ નેક કૃત્યો ઉપર અડીખમ અને મક્કમ રહેવાની દુઆ કરતા રહેવું દરેક મો'મિનનો નિત્યક્રમ હોવો જોઈએ.

પ્રસ્તુત દુઆઓમાં સૌ પ્રથમ પોતાના પાછલા ગુનાહોની મા'ફીની દરખાસ્ત કરવામાં એ તરફ ઈશારો છે કે, દુનિયામાં મનુષ્યને જે રંજ, ગમ,

તકલીફ અથવા કોઈ મુસીબત દુશ્મનના મુકાબલામાં પરાજય વગેરે સ્વરૂપે વેઠવી પડે છે, તે મોટે ભાગે પોતાના અગાઉના ગુનાહોની અસરના કારણે હોય છે, જેનો ઈલાજ ઈસ્તિગફાર અને તવબહ છે. મૌલાના રૂમી (રહ.) ફરમાવે છે,

غم چو بینی زود استغفار کن غم بامرِ خالق آمد کار کن

છેલ્લી આયતમાં અલ્લાહવાળાઓને દુનિયા અને આખિરત બંનેમાં સારો બદલો આપવાનું વર્ણન છે કે, દુનિયામાં પણ અલ્લાહ તઆલા છેવટે દુશ્મનો ઉપર ગાલિબ કરી તેમને પોતાના મકસદમાં સફળતા આપે છે, પછી આખિરતનો બદલો તો અસલ બદલો છે અને તે કાયમી રાહત સ્વરૂપે મળે છે, જે ક્યારેય સમાપ્ત નહીં થાય. એ તરફ ઈશારો કરવા માટે આખિરતના સવાબની સાથે શબ્દ حُسن "હુસ્ન" એટલે કે 'સારો' શબ્દ વધારી દીધો અને وَحُسْنَ ثَوَابِ الْاٰخِرَةِ (અને આખિરતનો સારો બદલો) ફરમાવ્યું.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૪૯-૧૫૦)

| |
|---|
| يَٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ تُطِيْعُوا الَّذِيْنَ كَفَرُوْا يَرُدُّوْكُمْ عَلٰٓى اَعْقَابِكُمْ |
| فَتَنْقَلِبُوْا خٰسِرِيْنَ ﴿١٤٩﴾ بَلِ اللّٰهُ مَوْلٰىكُمْ ۚ وَهُوَ خَيْرُ النّٰصِرِيْنَ ﴿١٥٠﴾ |

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જો તમે કાફિરોનું કહ્યું માનશો તો તેઓ તમને ઊલટા પગે પાછા ફેરવી દેશે, પછી તમે નુકસાનમાં પલટાઈ જશો. (૧૪૯) બલકે અલ્લાહ તઆલા તમારો બેલી છે અને તે સૌથી શ્રેષ્ઠ મદદગાર છે. (૧૫૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ગઝ્વએ ઉહદમાં મુસલમાનો માટે યુદ્ધના મૈદાનમાં થોડા સમય માટે હાર જેવી પરિસ્થિતિનું નિર્માણ થયું હતું અને રસૂલુલ્લાહ ﷺના ઈન્તેકાલની અફવા ફેલાઈ ગઈ હતી, તેના કારણે જ્યારે મુનાફિકોએ યુદ્ધનું પાસું પલટાતું જોયું તો પોતાની અસલિયત ઉપર ઊતરી આવ્યા અને મુસલમાનોને ફોસલાવવા લાગ્યા

કે, જ્યારે હવે નબી ﷺ જ નથી રહ્યા તો હવે આપણે પોતાનો મૂળ ધર્મ જ કેમ અપનાવી ન લઈએ ? જેનાથી બધા જ ઝઘડા ખતમ થઈ જાય ! આ બાબતથી મુનાફિકોના નાપાક ઈરાદાઓ જાહેર થાય છે કે, તેઓ મુસલમાનોના છુપા દુશ્મન અને તેમનું બુરું ઈચ્છનારા હતા. એટલા માટે પ્રસ્તુત આયતમાં મુસલમાનોને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, આ દુશ્મનોની વાતો ઉપર ધ્યાન ન આપવામાં આવે. તેમને કોઈ પોતાના સલાહ–મશ્વરામાં સામેલ ન કરે અને કોઈ તેમની સલાહ ઉપર અમલ ન કરે. જે રીતે પાછળની આયતમાં અલ્લાહવાળાઓનું અનુસરણ કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું હતું, એ જ પ્રમાણે અહીંયાં મુનાફિકો અને ઈસ્લામના વિરોધીઓના સલાહ–મશ્વરા પર અમલ ન કરવાનું અને તેમના ષડયંત્રોથી બચતા રહેવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જો તમે કાફિરોનું કહ્યું માનશો તો તેઓ તમને (કુફ્ર તરફ) ઊલટા ફેરવી દેશે (ભાવાર્થ એ છે કે તે લોકોનો મૂળ હેતુ મુસલમાનોને તેમના દીનથી હટાવી તેમને ઈસ્લામથી બદગુમાન કરવાનો છે. એટલા માટે ક્યારેક ખુલ્લમ–ખુલ્લું કહી આપે છે અને ક્યારેક ખુલ્લું નથી કહેતા, પરંતુ વાતચીતનો અંદાઝ અને શૈલી એવી અપનાવે છે કે, ધીરે–ધીરે મુસલમાનોના દિલોમાં ઈસ્લામની મહોબ્બત અને તેની અઝમત–શ્રેષ્ઠતા નાશ પામે.) પછી તમે (દરેક રીતે) નિષ્ફળ થશો, (ખુલાસો એ છે કે તેઓ તમારા મિત્ર કદાપિ નથી ભલે તેઓ મિત્રતાનો દેખાડો કરતા હોય !) બલકે, અલ્લાહ તઆલા જ તમારો દોસ્ત છે અને તે જ સૌથી વધારે સારો મદદ કરનારો છે. (એટલા માટે મુસલમાનોએ ફક્ત અલ્લાહ ઉપર જ ભરોસો કરવો જોઈએ, દરેક તેની મદદ ઉપર જ ભરોસો કરે; વિરોધીઓ જો તમારી કોઈ મદદ અથવા સહાયતાની યુક્તિઓ બતાવે તો પણ અલ્લાહ અને તેના રસૂલ ﷺના હુકમો વિરૂદ્ધ તેના ઉપર અમલ ન કરે).

———————

—————

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન : આયતો : ૧૫૧–૧૫૨)

سَنُلْقِیْ فِیْ قُلُوْبِ الَّذِیْنَ كَفَرُوا الرُّعْبَ بِمَآ اَشْرَكُوْا بِاللّٰهِ مَا لَمْ یُنَزِّلْ بِهٖ سُلْطٰنًا ۚ وَمَاْوٰىهُمُ النَّارُ ؕ وَبِئْسَ مَثْوَى الظّٰلِمِیْنَ ﴿۱۵۱﴾ وَلَقَدْ صَدَقَكُمُ اللّٰهُ وَعْدَهٗۤ اِذْ تَحُسُّوْنَهُمْ بِاِذْنِهٖ ۚ حَتّٰۤى اِذَا فَشِلْتُمْ وَتَنَازَعْتُمْ فِی الْاَمْرِ وَعَصَیْتُمْ مِّنْۢ بَعْدِ مَاۤ اَرٰىكُمْ مَّا تُحِبُّوْنَ ؕ مِنْكُمْ مَّنْ یُّرِیْدُ الدُّنْیَا وَمِنْكُمْ مَّنْ یُّرِیْدُ الْاٰخِرَةَ ۚ ثُمَّ صَرَفَكُمْ عَنْهُمْ لِیَبْتَلِیَكُمْ ۚ وَلَقَدْ عَفَا عَنْكُمْ ؕ وَاللّٰهُ ذُوْ فَضْلٍ عَلَى الْمُؤْمِنِیْنَ ﴿۱۵۲﴾

### તરજુમો :

*અમે ઘણા જ જલદી કાફિરોના દિલોમાં રુઆબ (ધાક) બેસાડી દઈશું, એટલા માટે કે તેમણે અલ્લાહનો ભાગીદાર ઠરાવ્યો, જેનું તેણે કોઈ પ્રમાણ નથી ઊતાર્યું અને તેમનું ઠેકાણું દોઝખ છે અને જાલિમોનું (ઘણું) ખરાબ ઠેકાણું છે. (૧૫૧) અને અલબત્ત અલ્લાહે તમારી સાથે પોતાનો વાયદો સાચો કરી બતાવ્યો, જ્યારે તમે તેમને તેના (અલ્લાહના) હુકમથી કતલ કરવા લાગ્યા; એટલે સુધી કે જ્યારે તમે ઢીલા પડી ગયા અને (નબી ﷺના) હુકમમાં વિવાદ કર્યો, ત્યાર પછી નાફરમાની કરી, જ્યારે કે તમારી (ઇચ્છિત) પ્રિય વસ્તુ (વિજય) બતાવી ચૂક્યા, તમારામાંથી કોઈ દુનિયા ઈચ્છતો હતો અને તમારામાંથી કોઈ આખિરત ઈચ્છતો હતો, પછી તેણે (અલ્લાહે) તમને તેનાથી ફેરવી દીધા, જેથી તમને અજમાવે; અને ખરેખર તેણે તમને મા'ફ કર્યા અને અલ્લાહ મો'મિનો ઉપર કૃપા કરનારો છે. (૧૫૨)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં અલ્લાહ તઆલા સહાયક અને મદદગાર હોવાનું વર્ણન થયેલ છે. આ આયતોમાં અલ્લાહ તઆલાની અમુક મદદોનો ઉલ્લેખ થયો છે.

**તફસીર :**

અમે હમણાં કાફિરોના દિલોમાં રુઆબ (ધાક) નાંખી દઈએ છીએ, એટલા માટે કે તેમણે અલ્લાહનો ભાગીદાર એક એવી વસ્તુને ઠરાવી જેના (ભાગીદાર હોવા) વિશે અલ્લાહ તઆલાએ કોઈ દલીલ ઊતારી નથી (ન તો ખુલ્લમ–ખુલ્લા શબ્દોમાં અને ન જ સંદિગ્ધ અર્થમાં, એટલે કે એવી દલીલ જે શરીઅતમાં કોઈ હેસિયત ધરાવતી હોય તથા તેમાં દરેક બૌદ્ધિક અને તાર્કિક દલીલો સામેલ હોય. મતલબ એ છે કે આમ તો કોઈપણ જાહિલ–અજ્ઞાની કોઈને કોઈ દલીલો રજૂ કર્યા જ કરે છે પરંતુ તેમની પાસે કોઈ ભરોસાપાત્ર દલીલ હોતી નથી) અને તેમની જગ્યા જહન્નમ છે અને તે જાલિમોનું બુરું ઠેકાણું છે. (આ આયતમાં કાફિરો ઉપર રુઆબ અને ધાક બેસાડવાનો વાયદો કરવામાં આવ્યો છે, તે એવી રીતે જાહેર થયું હતું કે, પ્રથમ તો અરબના મુશ્રિકો યુદ્ધમાં મુસલમાનો પરાજયના આરે હોવા છતાં, વિના કોઈ દેખીતા કારણે, યુદ્ધ અનિર્ણાયક છોડીને મક્કા તરફ પાછા ફરી ગયા. –બયઝાવી; પછી જ્યારે થોડો માર્ગ પસાર કરી ચૂક્યા તો પોતાની મૂર્ખાઈ ઉપર અફસોસ કરવા લાગ્યા કે, જ્યારે મુસલમાનો પરાજયના આરે હતા તો તેવા સમયે ત્યાંથી પાછા ફરી જવું અને યુદ્ધ અનિર્ણાયક છોડી દેવું કોઈ બુદ્ધિનું કામ ન હતું અને જ્યારે તેમણે મદીના ફરીવાર કૂચ કરવાનો ઈરાદો કર્યો તો અલ્લાહે તેમના દિલો ઉપર એવો રુઆબ અને ધાક જમાવી દીધી કે, મદીના તરફ આગળ વધવાની હિંમત ન કરી શક્યા.

તેમણે કોઈ રસ્તે ચાલતા વટેમાર્ગુઓને કહી આપ્યું કે, અમે તમને આટલો માલ આપીશું, તમે મદીના પહોંચીને મુસલમાનોને બીવડાવી દો કે, તેઓ પાછા હુમલો કરવા આવી રહ્યા છે. અહીંયાં આ સમગ્ર ઘટના રસૂલે કરીમ ﷺને વહી દ્વારા જાણ થઈ ગઈ તો તેઓ તેમનો પીછો કરવા માટે "હમ્રઉલ અસદ"ના સ્થળ સુધી પહોંચ્યા, પરંતુ તેઓ ભાગી ગયા હતા. આ આયત તે જ ઘટનાના સંદર્ભમાં ઊતરી હતી.

આગલી આયતોમાં ગઝ્વએ ઉહદમાં મુસલમાનોની થોડા સમય માટેની હાર જેવી પરિસ્થિતિના કારણોનું વર્ણન થયું છે. ઈરશાદ છે,)

"અને ખરેખર અલ્લાહ તઆલાએ તમારાથી પોતાનો (મદદનો) વાયદો

સાચો કરી બતાવ્યો, જે સમયે તમે (યુદ્ધની શરૂઆતમાં) અલ્લાહના હુકમથી કાફિરોને કતલ કરી રહ્યા હતા (અને તમારો આ વિજય ધીરે–ધીરે વધતો ચાલ્યો) એટલે સુધી કે, તમે પોતે જ (તમારા અભિપ્રાયમાં) કમજોર થઈ ગયા (એવી રીતે કે જે ઉહુદના મોરચા ઉપર રસૂલે કરીમ ﷺએ પચાસ સૈનિકોને એક કમાન્ડરની આગેવાનીમાં બેસાડ્યા હતા, તેમાંથી અમુકને ગેરસમજ થઈ ગઈ કે મુસલમાનો વિજયી બની ચૂક્યા છે, હવે અમારે અહીંયાં બેસી રહેવાની કોઈ જરૂર નથી. એટલા માટે આપણે પણ દુશ્મનોના મુકાબલામાં શામિલ થઈ જવું જોઈએ.) અને પરસ્પર (રસૂલુલ્લાહ ﷺના) હુકમમાં વાદ–વિવાદ કરવા લાગ્યા (કે અમુક તો આ સ્થળે ડટેલા રહેવાની સૂચના ઉપર કાયમ રહ્યા, પરંતુ અમુકે બીજી યોજના બતાવી અને સ્થળ છોડી દીધું, તો આ બીજી યોજનાને જ અત્રે વખોડવામાં આવી રહી છે) અને તમે (રસૂલુલ્લાહ ﷺના) કહેવા ઉપર ન ચાલ્યા ત્યારબાદ કે તમને તમારી ઇચ્છા પ્રમાણેની વાત (આંખોથી) બતાવી હતી (એટલે કે મુસલમાનોનો વિજય થતો બતાવ્યો હતો અને તે સમયે તમારી એવી હાલત હતી કે,) તમારામાંથી અમુક તો એવા હતા જેઓ દુનિયા (લેવા) ઇચ્છતા હતા (એટલે કે કાફિરોનો પીછો કરીને ગનીમતનો માલ ભેગો કરવા ઇચ્છતા હતા) અને અમુક તમારામાંથી એ હતા જે (ફક્ત) આખિરતના ઇચ્છુક હતા (હવે અમુકની સલાહની કમજોરી તથા રસૂલુલ્લાહ ﷺના હુકમ વિરૂદ્ધ બીજી યોજના ઉપર અમલ કરવાથી અને રસૂલે કરીમ ﷺના કહ્યા ઉપર ન ચાલવાનો તથા દુનિયાની ઇચ્છા કરવાનો ખોટો અમલ થઈ ગયો તો અલ્લાહ તઆલાએ પણ પોતાની મદદ રોકી લીધી) અને પછી તમને તે કાફિરો (ઉપર વિજયી થવા)થી હટાવી લીધા, (તે છતાં કે આ હાર જેવી પરિસ્થિતિ તમારા જ કૃત્યોનું પરિણામ હતી, જો કે, અલ્લાહ તરફથી આ અમલ સજા સ્વરૂપે નહીં પરંતુ એક મસ્લિહત સ્વરૂપે હતો) જેથી અલ્લાહ તઆલા તમારી (ઈમાનની) કસોટી કરે (જેથી તે સમયે મુનાફિકોનો નિફાક ખુલ્લો થઈ જાય અને નિખાલસ લોકોનું સન્માન વધી જાય) અને વિશ્વાસ રાખો કે અલ્લાહ તઆલાએ તમને મા'ફ કરી દીધા (હવે આખિરતમાં તેની પૂછતાછ થશે નહીં) અને અલ્લાહ તઆલા મુસલમાનો(ની હાલત) ઉપર ઘણો મહેરબાન છે.

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહ તઆલા સમક્ષ સહાબએ કિરામ (રદિ.)નું ઉચ્ચ સ્થાન અને તેની છૂટછાટો :

એ દેખીતું છે કે, ગઝ્વએ ઉહદમાં અમુક સહાબએ કિરામ (રદિ.)ના અભિપ્રાયમાં ભૂલ થઈ હતી, જેના વિશે પાછળ ઘણી આયતોમાં ચેતવણી અને હવેથી આવી બાબતની સુધારણા કરવાનું માર્ગદર્શન આપવાનો ક્રમ ચાલ્યો આવે છે, પરંતુ આ ચેતવણી અને તાકીદમાં પણ સહાબએ કિરામ (રદિ.) સાથે અલ્લાહ તઆલાએ ઈનામ અને તેમની પ્રતિષ્ઠા વધારી છે. પ્રથમ તો لِيَبْتَلِيَكُمْ (લિયબ્તલિયકુમ) "જેથી તે તમને અજમાવી લે." ફરમાવીને એવું જાહેર કરી દીધું કે, થોડા સમય માટેની હાર જેવી પરિસ્થિતિનું સ્વરૂપ સામે આવ્યું, તે શિક્ષા સ્વરૂપે ન હતું બલકે, તેમાં એક કસોટી હતી. પછી સ્પષ્ટ શબ્દોમાં આ ભૂલને મા'ફ કરવાની જાહેરાત કરવામાં આવી. وَلَقَدْ عَفَا عَنكُمْ "અને ખચીત અમે તમને મા'ફ કર્યા."

### અમુક સહાબએ કિરામ (રદિ.)એ દુનિયાની ઇચ્છા કરી, તેનો શું અર્થ છે ? :

પ્રસ્તુત આયતોમાં ઈરશાદ થયો છે કે, તે સમયે સહાબએ કિરામ (રદિ.)ના બે જૂથો થઈ ગયા હતા, અમુક દુનિયા ઈચ્છતા હતા, અમુક ફક્ત આખિરતના ઈચ્છુક હતા.

અત્રે એ બાબત વિચાર કરવા યોગ્ય છે કે, જે લોકો વિશે દુનિયાના ઈચ્છુક હોવાનું વર્ણન થઈ રહ્યું છે આ તેમના તે કૃત્યોના કારણે છે કે, તેઓ ગનીમતનો માલ ભેગો કરવા માટે મોરચો છોડી પહાડની નીચે આવ્યા હતા. આ જ બાબતને "તેમણે દુનિયાની ઈચ્છા કરી," કહેવામાં આવ્યું છે. હવે, વિચાર કરો કે, જો તેઓ પોતાના મોરચા ઉપર ડટેલા રહ્યા હોત અને ગનીમતનો માલ ભેગો કરવામાં શામિલ ન થયા હોત તો શું તેમના હિસ્સામાં ગનીમતના માલનો ભાગ ઓછો આવ્યો હોત ? અને શું ગનીમતનો માલ ભેગો કરવામાં સામેલ થવાથી ગનીમતનો ભાગ વધી ગયો હોત ? કુર્આન અને હદીષથી સાબિત થયેલો કાયદો છે અને ગનીમતને જે વ્યક્તિ જાણે છે તેને કોઈ શંકા નથી થઈ શકતી કે, ગનીમતનો જે ભાગ તેમને મળવાનો છે તેમાં કોઈપણ પરિસ્થિતિમાં કોઈ વધારો-ઘટાડો થઈ

શકતો હતો. ગનીમતનો માલ ભેગો કરવામાં સામેલ થવા અથવા ન થવાના સ્વરૂપમાં પણ તેમને એટલો જ હિસ્સો મળવાનો હતો જેટલો તેમના માટે શરીઅતનના કાયદા અનુસાર નક્કી હતો.

તો હવે આ દેખીતું છે કે, તેમનો આ અમલ ફક્ત દુનિયાની ઈચ્છા તો નથી હોઈ શકતી બલકે, મુજાહિદીનના કામમાં સામેલ થઈ તેમની મદદ કરવાની ઈચ્છા હતી. હા ! માનવ સ્વભાવની પ્રકૃતિ પ્રમાણે તે સમયે ગનીમતના માલનો વિચાર દિલમાં આવી જવો કોઈ મોટી વાત નથી, પરંતુ અલ્લાહ તબારક વ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺના સાથીઓના દિલોને તેનાથી પણ પવિત્ર અને પાક-સાફ રાખવાની ઈચ્છા કરી કે, તે ગનીમતનો માલ જ કેમ ન હોય ? એટલા માટે આવા માલને પણ દુનિયા તરીકે ઓળખાવવામાં આવ્યો અને આ બાબતને પણ નાપસંદ કરવામાં આવી. ફક્ત અલ્લાહ વધુ જાણે છે.

## આયતો :(સૂરએ આલિ ઇમ્રાન-આયત નં. ૧૫૩ થી ૧૫૫)

إِذْ تُصْعِدُونَ وَلَا تَلْوُونَ عَلَىٰٓ أَحَدٍ وَّالرَّسُولُ يَدْعُوكُمْ فِىٓ أُخْرٰىكُمْ فَأَثَابَكُمْ غَمًّۢا بِغَمٍّ
لِّكَيْلَا تَحْزَنُوا عَلٰى مَا فَاتَكُمْ وَلَا مَآ أَصَابَكُمْ ۗ وَاللّٰهُ خَبِيرٌۢ بِمَا تَعْمَلُونَ ﴿١٥٣﴾ ثُمَّ أَنْزَلَ
عَلَيْكُمْ مِّنۢ بَعْدِ الْغَمِّ أَمَنَةً نُّعَاسًا يَّغْشٰى طَآئِفَةً مِّنْكُمْ ۙ وَطَآئِفَةٌ قَدْ أَهَمَّتْهُمْ
أَنْفُسُهُمْ يَظُنُّونَ بِاللّٰهِ غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ ۗ يَقُولُونَ هَلْ لَّنَا مِنَ الْأَمْرِ
مِنْ شَىْءٍ ۗ قُلْ إِنَّ الْأَمْرَ كُلَّهُ لِلّٰهِ ۗ يُخْفُونَ فِىٓ أَنْفُسِهِمْ مَّا لَا يُبْدُونَ لَكَ ۗ يَقُولُونَ
لَوْ كَانَ لَنَا مِنَ الْأَمْرِ شَىْءٌ مَّا قُتِلْنَا هٰهُنَا ۗ قُلْ لَّوْ كُنْتُمْ فِى بُيُوتِكُمْ لَبَرَزَ الَّذِينَ
كُتِبَ عَلَيْهِمُ الْقَتْلُ إِلٰى مَضَاجِعِهِمْ ۚ وَلِيَبْتَلِىَ اللّٰهُ مَا فِى صُدُورِكُمْ وَلِيُمَحِّصَ
مَا فِى قُلُوبِكُمْ ۗ وَاللّٰهُ عَلِيمٌۢ بِذَاتِ الصُّدُورِ ﴿١٥٤﴾ إِنَّ الَّذِينَ تَوَلَّوْا مِنْكُمْ يَوْمَ
الْتَقَى الْجَمْعٰنِ ۙ إِنَّمَا اسْتَزَلَّهُمُ الشَّيْطٰنُ بِبَعْضِ مَا كَسَبُوا ۚ وَلَقَدْ عَفَا اللّٰهُ عَنْهُمْ ۗ
ع إِنَّ اللّٰهَ غَفُورٌ حَلِيمٌ ﴿١٥٥﴾

## તરજુમો :

*જ્યારે તમે (મોઢું ઊઠાવીને) ચઢતા જઈ રહ્યા હતા અને કોઈને પાછળ ફરીને જોતા ન હતા; અને રસૂલ (ﷺ) તમને તમારી પાછળથી પોકારી રહ્યા હતા, પછી તમને ગમના બદલામાં ગમ પહોંચ્યો, જેથી તમે ગમ કર્યા ન કરો, તેના ઉપર (કે) જે (તમારા હાથોમાંથી) નીકળી જાય અને ન એના ઉપર જે તમારી સામે આવે; અને અલ્લાહ તે સઘળું જાણે છે જે તમે કરી રહ્યા છો. (૧૫૩) પછી તેણે તમારા ઉપર ગમના બદલે (સલામતીવાળી) શાંતિની ઊંઘ ઉતારી (જેણે) તમારામાંથી એક જૂથને ઢાંકી લીધું અને એક જૂથને પોતાના પ્રાણની ચિંતા થઈ રહી હતી; તેઓ અલ્લાહ વિશે અવાસ્તવિક જાહિલો (નાદાનો) જેવી ધારણા કરતા હતા; કહેતા હતા શું અમારા માટે (અમારા અધિકારમાં) કોઈ કામ છે ? (હે નબી ﷺ !) તમે કહી આપો ! બધા જ કામો અલ્લાહના માટે (અલ્લાહના અધિકારમાં) છે; તેઓ પોતાના દિલોમાં છુપાવે છે જેને તમારી સમક્ષ જાહેર નથી કરતા; તેઓ કહે છે જો કોઈ કામ અમારા માટે (અમારા અધિકારમાં) હોત તો અમે અહીંયાં માર્યા ગયા ન હોત ! કહી આપો ! જો તમે પોતાના ઘરોમાં હોત તો જેના ઉપર (જેની કિસ્મતમાં) માર્યા જવાનું લખ્યું હતું તે જરૂર પોતાના (હત્યાના) સ્થળો તરફ નીકળી ગયા હોત; જેથી અલ્લાહ અજમાવે જે કંઈ તમારા સીનાઓ (દિલો)માં છે, અને જેથી તમને સ્વચ્છ કરી આપે જે તમારા દિલોમાં છે અને અલ્લાહ દિલોના ભેદને ખૂબ (સારી રીતે) જાણનારો છે. (૧૫૪) બેશક ! જે લોકો તમારામાંથી પીઠ ફેરવી ગયા, જે દિવસે બે જૂથો (લશ્કરો) સામ–સામે થયા અને વાસ્તવમાં તેમને શયતાને બહેકાવી (ફોસલાવી) દીધા તેમના અમુક કૃત્યો (ગુનાહ)ના કારણે; અને અલબત્ત અલ્લાહે તેમને મા'ફ કરી દીધું; બેશક ! અલ્લાહ (મોટો) બખ્શનારો અને (ઘણો) સહનશીલ છે. (૧૫૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ આયતો પણ ગઝ્વએ ઉહદની ઘટનાના સંદર્ભમાં છે, પ્રથમ આયતમાં આ ઘટના ઉપર સહાબએ કિરામ (રદિ.)ના રંજ અને ગમનું વર્ણન છે

અને બીજી લાંબી આયતોમાં તેમના ગમને દૂર કરવા બાબતનો ઉલ્લેખ છે. ત્રીજી આયતમાં પુનરાવર્તિત સ્વરૂપે તેનું વર્ણન થયું છે કે, તેમાં જે હાર જેવી પરિસ્થિતિ ઊભી થઈ હતી તે પણ કોઈ શિક્ષા સ્વરૂપે ન હતી બલકે, મો'મિનો અને નિખાલસ લોકો તથા મુનાફિકો વચ્ચે તફાવત સ્પષ્ટ કરવા માટે એક કસોટી હતી અને ફરીવાર સહાબએ કિરામ (રદિ.)ની ભૂલોની મા'ફીની જાહેરાતનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે.

## તફસીર :

તે સમયને યાદ કરો ! જ્યારે તમે (દોડીને જંગલ તરફ) ચઢી રહ્યા હતા અને કોઈને પણ પાછું વળીને જોતા ન હતા અને રસૂલ (ﷺ) તમારી પાછળની બાજુએથી તમને પોકારી રહ્યા હતા (કે આ તરફ આવો, પરંતુ તમે સાંભળ્યું જ નહીં !) તો બસ અલ્લાહ તઆલાએ તેના બદલામાં ગમ આપ્યો, (તમારા રસૂલ ﷺને) ગમ આપવાના બદલામાં જેથી (આ મુસીબત ઉપસ્થિત થવાના કારણે તમારામાં પરિપક્વતા આવી જાય, જેનાથી ફરી) તમને ગમ ન થાય અને અલ્લાહ તઆલા તમારા બધા કામોની બધી ખબર રાખે છે (એટલા માટે તમે જે કામો કરતા હોય છે તેના યોગ્ય પરિસ્થિતિ ઉપસ્થિત કરે છે, આ ગમને દૂર કરવાનો ઉલ્લેખ છે). પછી અલ્લાહ તઆલાએ તે ગમ પછી તમારા ઉપર ચૈન (અને રાહત) મોકલી દીધી, એટલે (કે) ઊંઘ (જ્યારે કે કાફિરો મૈદાનમાંથી પાછા ચાલ્યા ગયા તે સમયે મુસલમાનો ઉપર ગૈબથી ઊંઘ છવાઈ ગઈ, જેના કારણે બધો જ ગમ દૂર થઈ ગયો) કે તમારામાંથી એક સમૂહ (એટલે કે મુસલમાનો) ઉપર તો ઊંઘ છવાઈ રહી હતી અને એક સમૂહ તે હતો (એટલે કે મુનાફિકોનો) કે તેમને પોતાના પ્રાણની ચિંતા સતાવી રહી હતી (કે જુઓ, અહીંયાંથી સુરક્ષિત પાછા જઈએ છીએ ?) તે લોકો અલ્લાહ તઆલા સાથે અવાસ્તવિક ધારણા બાંધી રહ્યા હતા, જે ફક્ત મૂર્ખામીવાળી ધારણા હતી. (આ અવાસ્તવિક વિચાર તેમના નિવેદનથી જાહેર થાય છે અને એ પ્રમાણે તેમના જવાબથી તેમની મૂર્ખાઈ તથા અજ્ઞાનતા જાહેર થાય છે. તેમનું નિવેદન હતું કે,) તેઓ એવું કહી રહ્યા હતા, શું અમારો કોઈ અધિકાર ચાલે છે ? (મતલબ એવો હતો કે અમારી સલાહ કોઈએ ન સાંભળી, જે અમે યુદ્ધ પહેલાં આપી હતી અને અમારી સલાહ ન સાંભળવાથી બધા મુસીબતમાં ફસાઈ ગયા.) તમે કહી આપો કે સઘળો અધિકાર તો

અલ્લાહનો જ (ચાલે) છે, (મતલબ એ છે કે જો તમારી સલાહ ઉપર અમલ કર્યો હોત તો પણ અલ્લાહ તઆલાનો નિર્ણય અંતિમ નિર્ણય રહ્યો હોત અને જે પરિસ્થિતિ આવવાની હતી તે આવીને રહી હોત, એટલા માટે તેમના નિવેદનોનો જવાબ આગળ વિગતવાર આવે છે.) તે લોકો પોતાના દિલોમાં એવી વાત છુપાવી રાખે છે જેને આપની સામે (ખુલ્લમ-ખુલ્લા) જાહેર નથી કરતા (કારણ કે જાહેરમાં આ નિવેદન કે "અમારો શું અધિકાર છે ?"થી આ મતલબ સમજી શકાય છે કે અલ્લાહની તકદીર સામે બંદાની યુક્તિ-પ્રયુક્તિઓ ચાલતી નથી અને આવો વિશ્વાસ ધરાવવો જ ઈમાનની મુખ્ય શરત છે અને અલ્લાહ તઆલા તરફથી તેનો રસપ્રદ જવાબ આપવામાં આવ્યો, તેના અર્થનું સમર્થન પણ થઈ ગયું છે કે, ખરેખર સર્વત્ર અલ્લાહ તઆલાનો જ અધિકાર છવાયેલો છે, પરંતુ વાસ્તવમાં તેમનો હેતુ આ નિવેદનથી એ ન હતો બલકે તેઓ આ વાત એટલા માટે) કહે છે કે, જો અમારો અધિકાર ચાલ્યો હોત (એટલે કે અમારી સલાહ ઉપર અમલ થયો હોત) તો અમારા(માંથી જે લોકો અહીંયાં માર્યા ગયા તેઓ) અહીંયાં માર્યા ન જાત ! (જેનો અર્થ એ છે કે, તેઓના અભિપ્રાય પ્રમાણે જાણે તકદીર કોઈ વસ્તુ જ નથી. એટલા માટે તેમના આવા નિવેદનોનો રદિયો આ રીતે આપવામાં આવ્યો કે) તમે ફરમાવી આપો કે, જો તમે લોકો પોતાના ઘરોમાં પણ હોત તો પણ જે લોકો માટે માર્યા જવું લખાઈ ચૂક્યું હતું તે લોકો તે સ્થળો તરફ (આવવા માટે) નીકળી પડ્યા હોત, જ્યાં તેઓ (કતલ થઈને) પડ્યા છે (મતલબ એ છે કે આ જાહેર નુકસાન જે પ્રમાણે થયું તે કોઈ ટાળી શકાય એવી બાબત ન હતી) અને (તેના લાભો અને ફાયદાઓ પણ ઘણા મહાન હતા કારણ કે) જે કંઈ થયું એટલા માટે થયું જેથી અલ્લાહ તઆલા તમારી અંદરની વાતો (એટલે કે ઈમાન)ની કસોટી કરે (કારણ કે તે મુસીબતના સમયે મુનાફિકોનો "નિફાક" જાહેર થઈ ગયો હતો અને મો'મિનોનું ઈમાન વધારે મજબૂત અને દઢ થયું હતું) અને જેથી તમારા દિલોની વાત (એટલે કે આ જ ઈમાન)ને (ભ્રમણા અને વસવસાઓથી) સ્વચ્છ કરી આપે (કારણ કે મુસીબતથી મો'મિનનું ધ્યાન અન્યો તરફથી હટીને એકમાત્ર અલ્લાહ તઆલા તરફ કેન્દ્રિત થઈ જાય છે, જેનાથી ઈમાન વધારે મજબૂત અને શક્તિશાળી બને છે) અને અલ્લાહ તઆલા બધી ગુપ્ત વાતોને ખૂબ સારી રીતે જાણે છે (તેને કસોટી કરવાની કોઈ આવશ્યકતા જ

નથી પરંતુ એટલા માટે કે ન્યાયની પદ્ધતિ પ્રમાણે આરોપીનો ગુનોહ ખુલ્લમ–ખુલ્લો સ્પષ્ટ થઈને સામે આવે. એટલા માટે આવી પરિસ્થિતિઓનું નિર્માણ કરવામાં આવે છે.) ખરેખર, તમારામાંથી જે લોકોએ (યુદ્ધના મૈદાનમાંથી) પીઠ ફેરવી હતી જે દિવસે કે તેઓ બંને જમાઅતો (મુસલમાનો અને કાફિરોની) પરસ્પર સામ–સામે થઈ (એટલે કે ઉહદના દિવસે, તેનું કારણ) તેના સિવાય બીજું કંઈ જ ન હતું કે તેમને શયતાને થાપ આપી દીધી (અને) તેમના અમુક (પાછલા) અમલોના કારણે (એટલે તેમનાથી અમુક ભૂલો અને ત્રુટીઓ એવી થઈ ગઈ કે જેનાથી શયતાનના બહેકાવવાથી તેમને પણ ગુનોહ કરવાની ઈચ્છા થઈ ગઈ અને યોગાનુયોગ તે લાલચ પૂરી પણ થઈ ગઈ, પરંતુ) અને વિશ્વાસ રાખો કે અલ્લાહ તઆલાએ તેમને મા'ફ કરી દીધા. ખરેખર, અલ્લાહ તઆલા ઘણો મોટો મા'ફ કરનારો (અને) ઘણો સહનશીલ છે (કે બંદાઓની ખામીઓ અને ભૂલોને પણ મોટા ભાગે મા'ફ કરે છે અને કોઈ શિક્ષા આપતો નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત પ્રથમ આયતમાં અમુક સહાબએ કિરામ (રદિ.)નું યુદ્ધનું મૈદાન છોડીને ચાલ્યા જવાની તથા પોતે રસૂલુલ્લાહ ﷺ દ્વારા તેમને પોકારવાની તથા આ પોકારવા છતાં પણ તેમના પાછા ન આવવાની અને તેના ઉપર રસૂલુલ્લાહ ﷺને ગમ થવાની તથા આ ગમના બદલામાં સહાબએ કિરામ (રદિ.) પણ ગમગીન થવાની બાબતનું વર્ણન થયું છે અને હદીષની રિવાયતોમાં છે કે, હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)એ જ્યારે પોકાર કર્યો તો બધા મુસલમાન ભેગા થઈ ગયા.

આ બાબતની સ્પષ્ટતા અને વિવરણ રૂહુલ મઆનીના લેખકે આ પ્રમાણે કરી છે કે, “પ્રથમ રસૂલુલ્લાહ ﷺએ બધાને પોકાર્યા, આ પોકાર બધા સહાબએ કિરામ (રદિ.)એ સાંભળ્યો નહીં અને દૂર સુધી પહોંચી ગયા, તે સમયે હઝરત કઅ્બ બિન માલિક (રદિ.)એ બૂમો પાડી તો તે બધાએ સાંભળી લીધી અને બધા ભેગા થઈ ગયા.”

બયાનુલ કુર્આનમાં હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ ફરમાવ્યું છે કે, “ગભરામણનું મૂળ કારણ એ ખબર હતી કે, રસૂલુલ્લાહ ﷺ શહીદ થઈ ગયા,

રસૂલે કરીમ ﷺના પોકારવામાં આ ખબરનો કોઈ રદિયો તો હતો નહીં અને શક્ય છે કે, કદાચ તેમના સુધી અવાજ પહોંચ્યો પણ હોય પરંતુ તેઓ તે અવાજને કદાચ ઓળખી પણ ન શક્યા હોય, પછી જ્યારે હઝરત કઅ્બ બિન માલિક (રહ.)એ બૂમો પાડી તો એમાં આ ખબર (અફવા)નો રદિયો અને રસૂલુલ્લાહ ﷺ સહી સલામત હોવાની જાહેરાત હતી. આ સાંભળીને બધાને સંતોષ થઈ ગયો અને બધા ભેગા થઈ ગયા. બાકી રહ્યું એ કે, પછી તેના ઉપર અલ્લાહ તઆલા તરફથી ચેતવણી અને રસૂલે કરીમ ﷺને ગમ કેમ થયો? તેનું કારણ એ હોઈ શકે છે કે, જો તેઓએ સ્વતંત્ર રીતે વિચાર્યું હોત તો (રસૂલે કરીમ ﷺના) અવાજને ઓળખી શક્યા હોત !''

**ઉહદની મુસીબત શિક્ષા ન હતી બલકે, કસોટી હતી અને અમુક સહાબા (રદિ.)થી જે ભૂલો થઈ હતી તેને મા'ફ કરવામાં આવી :**

وَلِيَبْتَلِيَ اللّٰهُ مَا فِيْ صُدُوْرِكُمْ થી એ જાણ થાય છે કે, ગઝ્વએ ઉહદમાં જે મુસીબતો અને તકલીફો સહાબએ કિરામ (રદિ.)ને પડી તે શિક્ષા સ્વરૂપે ન હતી બલકે, કસોટી સ્વરૂપે હતી. આ પરીક્ષા દ્વારા મો'મિનો, મુખ્લિસો અને મુનાફિકોમાં ભેદ સ્પષ્ટ કરવાનો હેતુ હતો અને اَثَابَكُمْ غَمًّا ''તેણે તમને ગમ પહોંચાડ્યો''ના શબ્દોથી જે તેમાં શિક્ષા હોવાનું જાહેર થાય છે, તેનો ખુલાસો એ છે કે, સ્વરૂપ તો શિક્ષાનું હતું, પરંતુ આ શિક્ષા જે રીતે ચેતવણી સ્વરૂપે એક બાપ પોતાના પુત્રને અથવા એક ઉસ્તાદ પોતાના શાગિર્દને આપે છે તે પ્રમાણે હતી, તેને શિક્ષા પણ કહી શકાય છે, પરંતુ વાસ્તવમાં તે કેળવણી અને સુધારણાનું એક સ્વરૂપ હોય છે અને તે કોઈ ગુનાહના બદલા સ્વરૂપે આપવામાં આવતી સજા કરતાં અલગ સ્વરૂપની સજા હોય છે.

**ઉહદની ઘટનામાં મુસલમાનો ઉપર મુસીબતના કારણો શું હતા ? :**

لِيَبْتَلِيَكُمْ ''જેથી અલ્લાહ અજમાવે''થી આયતના અંત સુધી જે ઈરશાદ છે તેનાથી એ જાણ થાય છે કે, મુસીબત ઉપસ્થિત થવાનું કારણ અલ્લાહની હિકમતો જ હતી પરંતુ આગલી આયતમાં اِنَّمَا اسْتَزَلَّهُمُ الشَّيْطٰنُ بِبَعْضِ مَا كَسَبُوْا (૩ : ૧૫૫)થી એ જાણ થાય છે કે, તે લોકોની કોઈ પાછલી ભૂલો આ શયતાની અસરનું કારણ છે.

તેનો જવાબ એ છે કે, જાહેર કારણ પણ તે ભૂલો જ છે કે જેના કારણે

શયતાને તેમને ગુનોહ કરવાની પ્રેરણા આપી અને યોગાનુયોગ તે ગુનોહ કરવાની લાલચ પૂર્ણ પણ થઈ ગઈ, પરંતુ આ ભૂલ અને તેના પછી આવનારા પરિણામોમાં અલ્લાહ તઆલાની એવી હિકમતો પણ હતી, જેને لِيَبْتَلِيَكُمْ માં વર્ણન કરી છે. રૂહુલ મઆનીમાં ઝજ્જાજથી નકલ કર્યું છે કે, શયતાને તેમને અમુક તે ગુનાહો યાદ અપાવ્યા જેના કારણે અલ્લાહ તઆલાને આ ગુનાહો સાથે મળવું તેમને સારું ન જણાયું. એટલા માટે તેઓ તે સમયે જિહાદથી હટી ગયા, જેથી તેઓ પોતની હાલત સુધારીને ફરીવાર યોગ્ય પરિસ્થિતિમાં જિહાદ કરે અને શહીદ થઈને અલ્લાહને મળે.

**એક ગુનોહ બીજા ગુનાહનું કારણ બની શકે છે :**

જેવી રીતે એક નેકી બીજી નેકીને ખેંચી લાવે છે, એટલે કે નેક અમલ અને ગુનાહોમાં આકર્ષણ શક્તિ છે. જ્યારે વ્યક્તિ કોઈ એક નેક કામ કરી લે છે તો અનુભવ એ બાબતનો સાક્ષી છે કે, તેના માટે બીજી નેકીઓ પણ સરળ થઈ જાય છે અને એના દિલમાં નેક અમલોનું આકર્ષણ વધી જાય છે. એવી જ રીતે મનુષ્ય જ્યારે કોઈ ગુનોહ કરે છે તો તેનાથી બીજા ગુનાહોનો માર્ગ મોકળો બની જાય છે. દિલમાં ગુનાહનું આકર્ષણ વધી જાય છે, એટલા માટે અમુક બુઝુર્ગોએ ફરમાવ્યું,

اِنَّ مِنْ جِزَاءِ الْحَسَنَةِ بَعْدَهَاوَاِنَّ مِنْ جَزَاءِ السَّيِّئَةِ السَّيِّئَةَ بَعْدَهَا،

*"નેક કામનો એક રોકડ બદલો બીજી નેકી છે, (નેકી કરનારને) એની તૌફીક થઈ જાય છે અને ખરાબ કૃત્યની એક સજા તે બીજો ગુનોહ છે જેના માટે પ્રથમ ગુનાહે માર્ગ મોકળો કરી દીધો છે."*

હઝરત હકીમુલ ઉમ્મત (રહ.)એ "મસાઈલુલ્ સુલૂક"માં ફરમાવ્યું, "હદીષના ખુલાસાનો મતલબ એ છે કે, ગુનાહથી દિલમાં એક અંધકાર અને કાળાશ પૈદા થઈ જાય છે અને જ્યારે દિલમાં અંધકાર છવાય જાય તો શયતાન કાબૂ મેળવી લે છે."

**અલ્લાહ સમીપ સહાબએ કિરામ (રદિ.)નું ઉચ્ચ કક્ષાનું સ્થાન તથા તેમની ભૂલોને બખ્શવાનો અજોડ મા'મલો :**

ઉહદની ઘટનામાં જે ભૂલો અને ત્રુટીઓ અમુક સહાબએ કિરામ (રદિ.)થી થઈ હતી તે એક ઘણી જ સખત ભૂલ હતી, જે મોરચા ઉપર પચાસ

સહાબા (રદિ.)ને એવો હુકમ આપીને ગોઠવ્યા હતા કે, અમારા ઉપર કોઈપણ પ્રકારની પરિસ્થિતિ આવી પડે, તમારે અહીંયાંથી હટવાનું નથી. પરંતુ આવા હુકમ છતાં તેઓ મોટી સંખ્યામાં ત્યાંથી હટી ગયા. જો કે, આ હટવાનું કારણ તેમની આ ઈજ્તેહાદી ભૂલ હતી કે હવે વિજય મળી ચૂક્યો છે, આ હુકમને અદા કરવાનો સમય પૂરો થઈ ચૂક્યો છે. એટલે આપણે અહીંયાંથી નીચે ઊતરીને બધા મુસલમાનો સાથે ભેગા થઈ જવું જોઈએ, પરંતુ વાસ્તવમાં તેમણે રસૂલે કરીમ ﷺની સ્પષ્ટ સૂચના અને હુકમનો અનાદર કર્યો હતો. આ ભૂલ અને આવા નિર્ણયના પરિણામે યુદ્ધના મૈદાનમાંથી પાછા હટવાની બીજી ભૂલ થઈ. ભલે, તેમાં પણ કોઈ તા'વીલનો સહારો લેવામાં આવ્યો હોય, જેમકે ઝજ્જાજ દ્વારા ઉપર વર્ણન કરવામાં આવી ચૂક્યું છે, પછી આ યુદ્ધના મૈદાનથી પાછા હટવાની એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ કે, રસૂલુલ્લાહ ﷺ તેમની સાથે છે અને તેઓ પાછળથી તેમને પોકારી રહ્યા છે. આ બાબતોને જો ઉપસ્થિત થયેલ પરિસ્થિતિઓ અને તે મહાનુભવોના વ્યક્તિત્વથી અલગ કરીને જોવામાં આવે તો નિઃશંક આ અતિભયંકર અને એવી સખત સંગીન ભૂલો હતી કે "મુશાજરાતે સહાબા" (સહાબા રદિ.ના ઈજ્તેહાદી મતભેદો)ના અનુસંધાને જેટલા આક્ષેપો અમુક સહાબા (રદિ.)ના વિરોધીઓ તરફથી તેમના ઉપર લગાવવામાં આવે છે, આ બાબત તે બધાથી વધારે સખત અપરાધીક હેસિયત ધરાવે છે.

પરંતુ વિચાર કરો કે, અલ્લાહ તઆલાએ તે બધી જ ભૂલો અને ત્રુટીઓ પછી પણ આ લોકો સાથે કેવો વ્યવહાર કર્યો તે પ્રસ્તુત આયતમાં ઘણી સ્પષ્ટતા સાથે આવી ગયું કે, પ્રથમ દેખીતી રીતે ઈનામ સ્વરૂપે આ લોકો ઉપર ઊંઘ સ્વરૂપે શાંતિ છવાઈ ગઈ અને તેમની તકલીફો તથા પરેશાનીઓ માનસિક રીતે દૂર થઈ ગઈ. પછી એ બતાવવામાં આવ્યું કે જે મુસીબતો અને રંજ-ગમ મુસલમાનોને તે સમયે પહોંચ્યો છે તે કોઈ શિક્ષા અથવા અલ્લાહના ગુસ્સાના કારણે નથી બલકે, તેમાં અલ્લાહની એક હિકમત અને ભેદ છુપાયેલો છે. પછી સ્પષ્ટ શબ્દોમાં મા'ફીનું એલાન કરવામાં આવ્યું, આ બધી બાબતો એક અન્ય સ્થળે આ અગાઉ પણ આવી ચૂકી છે. આ સ્થળે ફરીવાર તેનું પુનરાવર્તન કરવામાં આવ્યું છે, આ પુનરાવર્તન કરવામાં એક હિકમત એ પણ છે કે, પ્રથમ વખતે તો પોતે સહાબએ કિરામ (રદિ.)ના આશ્વાસન અને હૈયાધરપત માટે આ ઈરશાદ ફરમાવવામાં

આવ્યો હતો અને આ સ્થળે મુનાફિકોના તે નિવેદનનો રદિયો આપવાનો પણ હેતુ હતો જે તેઓ મુસલમાનોને કહેતા હતા કે, તમે અમારી સલાહ ઉપર અમલ ન કર્યો અને આ મુસીબત તથા તકલીફમાં સપડાઈ ગયા.

અલબત્ત, આ બધી જ આયતોમાં આ બાબત ખૂબ સ્પષ્ટતા સાથે સામે આવી ગઈ કે, અલ્લાહ તઆલાના દરબારમાં પોતાના રસૂલ મુહમ્મદ મુસ્તફા ﷺના સાથીઓની મહોબ્બતનો શું દરજ્જો હતો કે, આટલી મોટી ભૂલો અને ખામીઓ હોવા છતાં તેમની સાથે મા'ફી અને દરગુજરનો વર્તાવ કરવામાં આવ્યો બલકે, તેમના ઉપર અલ્લાહે પોતાની રહમ અને કૃપાદૃષ્ટિ કરી ? આ ઘટના તો પોતે અલ્લાહ તબારક વ તઆલાનું કુર્આનની નુસૂસ આધારિત વર્ણન હતું. એ જ પ્રમાણેની એક ઘટના હઝરત હાતિબ ઈબ્ને અબી બલતઆ (રદિ.)ની આપ વાચકો સમક્ષ રજૂ કરવામાં આવી, તેમાં મક્કાના મુશ્રિકોને મુસલમાનોની પરિસ્થિતિ વિશે એક કાગળ લખવામાં આવ્યો હતો. જ્યારે રસૂલે કરીમ ﷺને વહી દ્વારા આ હકીકતની જાણ થઈ અને પત્ર પકડાઈ ગયો, તો સહાબએ કિરામ (રદિ.)માં હાતિબ બિન અબી બલતઆ વિરૂદ્ધ મુસલમાનોમાં ખૂબ ક્રોધ અને ઉશ્કેરાટ ફેલાઈ ગયો હતો. હઝરત ફારૂકે આઝમ (રદિ.)એ વિનંતી કરી કે, "મને પરવાનગી આપો કે, હું તે મુનાફિકનું માથું ધડથી છૂટું પાડી દઉં," પરંતુ રસૂલે કરીમ ﷺને ખબર હતી કે તે મુનાફિક ન હતા. મો'મિન અને મુખ્લિસ હતા પરંતુ ખરેખર આ ભૂલ તેમનાથી થઈ ગઈ હતી, એટલા માટે તેમની આ ભૂલ મા'ફ કરી અને ફરમાવ્યું કે, "તેઓ બદ્રના સાથીઓમાંથી છે અને કદાચ અલ્લાહ તઆલાએ બદ્રમાં ઉપસ્થિત રહેનાર બધાની જ મગફિરત અને મા'ફીનો હુકમ લાગુ પાડી દીધો છે." (આ હદીષ બધી જ ભરોસાપાત્ર કિતાબોમાં મૌજૂદ છે.)

**સહાબએ કિરામ (રદિ.) વિશે સામાન્ય મુસલમાનોને એક શિખામણ :**

અહીંયાંથી અહલે સુન્નત વલ જમાઅતના તે અકીદહ અને અમલનું સમર્થન થાય છે કે, સહાબએ કિરામ (રિદ્વાનુલ્લાહિ અલયહિમ અજ્મઈન) ભલે ગુનાહોથી માસૂમ નથી. તેમનાથી મોટા ગુનાહો પણ થઈ શકે છે અને થયા પણ છે, પરંતુ આ બધું હોવા છતાં ઉમ્મત માટે એ જાઈઝ નથી કે તેમના તરફ કોઈ બુરાઈ અથવા ઐબ (ખામી)નો અંગૂલીનિર્દેશ કરે. જ્યારે અલ્લાહ તઆલાએ અને તેના રસૂલે કરીમ ﷺએ તેમની આટલી મોટી-મોટી ભૂલો અને

ત્રુટીઓને મા'ફ કરી છે અને તેમની સાથે રહમ અને કૃપાનો વર્તાવ કર્યો છે અને તેમને "રદિયલ્લાહુ અન્હુમ વરદૂ અન્હૂ"નું સ્થાન આપ્યું છે તો પછી કોઈને શું અધિકાર છે કે, તેમના વિશે તેમની કોઈ બુરાઈ અને ભૂલની ચર્ચા કરે.

આ જ કારણ છે કે, હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) સામે કોઈએ હઝરત ઉસ્માન ગની (રદિ.) અને અમુક બીજા સહાબએ કિરામ (રદિ.) ઉપર ગઝ્વએ ઉહદની આ જ ઘટનાનું વર્ણન કરી કટાક્ષ કર્યો કે તેઓ મૈદાન છોડીને નાસી છૂટ્યા હતા, આ બાબતે હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, "જે ઘટનાની મા'ફીનું એલાન ખુદ અલ્લાહ તઆલાએ કર્યું, તેના ઉપર કટાક્ષ કરવાનો કોઈનો હક્ક નથી." *(સહીહ બુખારી)*

એટલા માટે અહલે સુન્નત વલ જમાઅતની અકીદહ (માન્યતા)ની કિતાબોમાં આ બાબત ઉપર બધા જ સહમત છે કે, બધા જ સહાબએ કિરામ (રદિ.)નું સન્માન અને ઈજ્જત કરવી વાજિબ છે તથા તેમના ઉપર કટાક્ષ કરવાથી અથવા વિરોધ કરવાથી બચવું પણ વાજિબ છે. અકાઈદે નસ્ફીય્યહમાં છે,

وَيُكَفُّ عَنْ ذِكْرِ الصَّحَابَةِ اِلَّا بِخَيْرٍ

*"તમારા ઉપર વાજિબ છે કે, સહાબા (રદિ.)નું વર્ણન ભલાઈ અને ખૈર સિવાય ન કરો."*

અને શરહે મુસામરહ ઈબ્ને હમામમાં છે,

اِعْتِقَادُاَهْلِ السُّنَّةِ تَزْكِيَةُ جَمِيْعِ الصَّحَابَةِ وَالثَّنَاءُ عَلَيْهِمْ،

*"અહલે સુન્નત વલ જમાઅતનો અકીદહ એ છે કે, બધા જ સહાબએ કિરામ (રદિ.)ને પવિત્ર (ન્યાયપ્રિય) અને સાચા સમજે અને તેમનું વર્ણન તેમના વખાણ અને તા'રીફ સાથે કરે."*

શરહે મુવાકિફમાં છે,

يَجِبُ تَعْظِيْمُ الصَّحَابَةِ كُلِّهِمْ وَالْكَفُّ عَنِ الْقَدْحِ فِيْهِمْ،

*"તમામ સહાબા (રદિ.)ની ઈજ્જત કરવી વાજિબ છે અને તેમને મહેણા મારવા અથવા તેમના ઉપર કટાક્ષ કરવાથી અથવા વાંધા ઉઠાવવાથી બચેલા રહેવું વાજિબ છે."*

હાફિઝ ઈબ્ને તયમિય્યહ (રહ.)એ અકીદએ વાસિતિય્યહમાં ફરમાવ્યું છે કે,

*"અહલે સુન્નત વલ જમાઅતનો અકીદહ એ છે કે, સહાબએ કિરામ (રદિ.)ના પરસ્પરના જે કોઈપણ મતભેદો અને લડાઈઓ થઈ હોય તેમાં કોઈના ઉપર આક્ષેપ અને વાંધા-વચકા ઉઠાવવાથી બચવું જોઈએ, તેનું કારણ એ છે કે, ઈતિહાસમાં જે રિવાયતો તેમની ખામીઓના સંદર્ભમાં આવી છે તેમાં મોટે ભાગે તો જૂઠી અને ખોટી રિવાયતો છે, જે દુશ્મનોએ જ ઉડાવેલી વાતો છે અને અમુક તે છે જેમાં વધ-ઘટ કરીને મૂળ વાસ્તવિકતાના તથ્યોને બદલી નાંખવામાં આવ્યા અને જે વાતો સાચી પણ છે તેમાં સહાબએ કિરામ (રદિ.) પોતાના ઈજ્તેહાદી અભિપ્રાયના કારણે મા'ઝૂર છે અને માની લો કે, જ્યાં તેઓ મા'ઝૂર ન પણ હોય તો પણ અલ્લાહનો કાયદો એ છે કે, اِنَّ الْـحَسَـنَـاتِ يُـذْهِبْـنَ السَّيِّـئَـاتِ એટલે કે, નેક અમલોથી પણ બુરા અમલોનો કફ્ફારો થઈ જતો હોય છે અને એ દેખીતું છે કે, સહાબએ કિરામ (રદિ.)ના નેક અમલો બરાબર કોઈ અન્યના અમલો નથી હોઈ શકતા અને અલ્લાહ તઆલાની મહેરબાની તથા કૃપાના તેઓ જેટલા હકદાર છે કોઈ અન્ય નથી હોઈ શકતા. એટલા માટે કોઈને એ અધિકાર નથી કે, તેમના અમલોનો હિસાબ કરે અને તેમના ઉપર કોઈ પ્રકારનો આક્ષેપ અને વાંધા ઉઠાવવા માટે પોતાની જીભ ઉપાડે."*

*(અકીદતુલ વાસિતિય્યહ)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન-આયત નં. ૧૫૬ થી ૧૫૮)

يَآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ كَفَرُوْا وَقَالُوْا لِاِخْوَانِهِمْ اِذَا ضَرَبُوْا
فِي الْاَرْضِ اَوْ كَانُوْا غُزًّى لَّوْ كَانُوْا عِنْدَنَا مَا مَاتُوْا وَمَا قُتِلُوْا ۚ لِيَجْعَلَ اللّٰهُ ذٰلِكَ
حَسْرَةً فِيْ قُلُوْبِهِمْ ۭ وَاللّٰهُ يُحْيٖ وَيُمِيْتُ ۭ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿١٥٦﴾ وَلَئِنْ
قُتِلْتُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ اَوْ مُتُّمْ لَمَغْفِرَةٌ مِّنَ اللّٰهِ وَرَحْمَةٌ خَيْرٌ مِّمَّا يَجْمَعُوْنَ ﴿١٥٧﴾
وَلَئِنْ مُّتُّمْ اَوْ قُتِلْتُمْ لَاِلَى اللّٰهِ تُحْشَرُوْنَ ﴿١٥٨﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમે તે લોકો જેવા ન થઈ જાઓ જેઓ કાફિર થયા અને પોતાના ભાઈઓને કહે છે, જ્યારે તેઓ (મુસલમાનો) પૃથ્વી ઉપર સફર કરે છે અથવા જિહાદમાં હોય છે (કે) જો તેઓ અમારી પાસે રહ્યા હોત તો ન મર્યા હોત અને ન માર્યા ગયા હોત, જેથી અલ્લાહ તેમના દિલોમાં એ (વિચાર)ને હસરત (અફસોસ) બનાવી આપે, અને અલ્લાહ જ જિવાડે છે અને મારે છે અને તમે જે કંઈ કરી રહ્યા છો અલ્લાહ સઘળું જુએ છે. (૧૫૬) અને જો તમે અલ્લાહના રસ્તામાં માર્યા જાઓ અથવા મૃત્યુ પામો તો ચોક્કસ અલ્લાહ તરફથી બખ્શિશ અને રહમત છે; આ બહેતર છે તેનાથી જે (દૌલત) તેઓ ભેગી કરે છે. (૧૫૭) અને જો તમે મૃત્યુ પામ્યા અથવા માર્યા ગયા તો અલબત્ત અલ્લાહ પાસે જ ભેગા કરવામાં આવશો. (૧૫૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં મુનાફિકોના આ નિવેદનનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કે, لَوْ كَانَ لَنَا مِنَ الْاَمْرِ شَیْءٌ مَّا قُتِلْنَا هٰهُنَا એટલે કે, ‘‘જો અમારો કોઈ અધિકાર હોત અને અમારી સલાહ માની હોત તો અમે અહીંયાં કતલ ન થયા હોત,’’ જેને અગાઉ પણ વર્ણન કરવામાં આવ્યું છે. આવી વાતો સાંભળવાથી એવી સંભાવના હતી કે, મુખ્લિસ મુસલમાનોના દિલોમાં કંઈક શંકા અને વસવસા (ભ્રમ) પૈદા થઈ જાય, એટલા માટે પ્રસ્તુત આયતોમાં મુસલમાનોને પોતાની આ બાબતે ટીકા–ટિપ્પણીથી બચવાનું અને મૌત અને જિંદગીને ફક્ત અલ્લાહના તાબે હોવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમે તે લોકો જેવા ન થઈ જાઓ, જેઓ (વાસ્તવમાં) કાફિર છે (ભલે દેખીતી રીતે ઇસ્લામનો દા'વો કરે છે) અને કહે છે પોતાના (કુટુંબીજનો અને સાથીઓને તથા) ભાઈઓને જ્યારે તે લોકો પૃથ્વી ઉપર કોઈ પ્રદેશમાં (અલ્લાહના રસ્તામાં) મુસાફરી કરે છે (અને ત્યાં અચાનક મૃત્યુ પામે છે) અથવા તે લોકો કોઈ જગ્યાએ ગાઝી (વિજેતા) બને છે (અને તેમાં પોતાની કિસ્મતમાં માર્યા જવાનું લખ્યું હોવાથી માર્યા જાય છે તો આ મુનાફિકો કહે છે) કે

જો આ લોકો અમારી પાસે રહ્યા હોત (મુસાફરીમાં અથવા યુદ્ધમાં ન ગયા હોત) તો ન મર્યા હોત અને ન માર્યા ગયા હોત. (આ વાત તેમના દિલ અને જીભ ઉપર એટલા માટે આવી છે) જેથી અલ્લાહ તઆલા આ વાતને તેમના દિલો માટે અફસોસનું કારણ બનાવી દે (એટલે કે આવી વાતોનું પરિણામ અફસોસ સિવાય કંઈ જ નથી) અને મારનારો તથા જીવાડનારો તો અલ્લાહ જ છે. (ભલે મુસાફરીમાં હોય અથવા સ્થાયી, યુદ્ધમાં હોય કે સલામતીમાં) અને અલ્લાહ તઆલા જે કંઈ તમે કરી રહ્યા છો તે બધું જ જોઈ રહ્યો છે (કે જો તમે પણ આવી વાતો કરશો  અથવા આવા વિચારોમાં પડી જશો તો તે અલ્લાહ તઆલાથી છાનું રહેશે નહીં) અને જો તમે લોકો અલ્લાહના રસ્તામાં માર્યા જાઓ અથવા (અલ્લાહના રસ્તામાં) મૃત્યુ પામો (તો એ કોઈ નુકસાનની બાબત નથી, તેમાં લાભ જ લાભ છે કારણ કે) અલ્લાહ તઆલા ચોક્કસ તેના બદલામાં મગફિરત અને રહમત કરશે (જે દુનિયાની) તે એ વસ્તુઓથી (વધારે) બહેતર છે, જેને આ લોકો ભેગી કરી રહ્યા છે (અને તેની લાલચમાં જિંદગીથી મહોબ્બત કરે છે અને) જો તમે (એમ જ) મૃત્યુ પામ્યા અથવા માર્યા ગયા તો (પણ) ચોક્કસ અલ્લાહ તઆલા પાસે ભેગા કરવામાં આવશો. (બસ પ્રથમ તો મૌત ટાળી શકાય એવી બાબત નથી, બીજું અલ્લાહ પાસે જવાથી કોઈ હાલતમાં બચી શકવાના નથી અને દીનના માર્ગમાં મૃત્યુ પામવું અથવા માર્યા જવું મગફિરત અને રહમતનું કારણ બને છે તો પછી આવા સામાન્ય મૃત્યુ કરતાં દીનના માર્ગમાં પ્રાણ આપવા બહેતર છે. એટલા માટે આવી ટીકા–ટિપ્પણીઓ દુનિયામાં અફસોસ અને આખિરતમાં જહન્નમની આગનું કારણ બને છે, આથી તેનાથી બચવું જરૂરી છે).

———————————

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૫૯)

فَبِمَا رَحْمَةٍ مِّنَ اللّٰهِ لِنْتَ لَهُمْ ۚ وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ الْقَلْبِ لَانْفَضُّوْا مِنْ
حَوْلِكَ ۖ فَاعْفُ عَنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمْ وَشَاوِرْهُمْ فِى الْاَمْرِ ۚ فَاِذَا عَزَمْتَ
فَتَوَكَّلْ عَلَى اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَوَكِّلِيْنَ ﴿١٥٩﴾

## તરજુમો :

*બસ, અલ્લાહની રહમત જ છે કે (હે નબી ﷺ!) તમે તેમના માટે નરમદિલ મળ્યા છો અને જો તમે ઉગ્ર સ્વભાવના સખ્તદિલ હોત તો તેઓ તમારી પાસેથી વિખરાઈ ગયા હોત; બસ, તમે તેમને મા'ફ કરી દો અને તેમના માટે (અલ્લાહ પાસે) મા'ફી માંગો અને કામ અંગે તેમનાથી સલાહ–મશવરો કરો, પછી તમે (પાકો) ઈરાદો કરી લો તો અલ્લાહ ઉપર ભરોસો કરો, બેશક! અલ્લાહ ભરોસો કરનારાઓને પ્રિય રાખે છે. (૧૫૯)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

ગઝ્‌વએ ઉહદમાં અમુક મુસલમાનોની ભૂલો અને મૈદાન છોડવાનો જે આઘાત અને ગમ રસૂલે કરીમ ﷺને થયો હતો, જો કે, રસૂલે કરીમ ﷺના પોતાના સ્વાભાવિક અખ્લાક અને આદત મા'ફ કરવાની હોવાના કારણે તેમની કોઈ મલામત (ટીકા) કરી નહીં અને કોઈપણ બાબત વખોડી નહીં, પરંતુ અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺના સાથીઓના આશ્વાસન અને દિલાસા ખાતર તેમના દિલોમાં આ ભૂલનો જે આઘાત લાગ્યો હતો અને તેઓ જે રીતે પોતાના કુસૂર ઉપર અફસોસ કરતા હતા તે બધાને દૂર કરવા માટે આ આયતમાં રસૂલે કરીમ ﷺને વધારે મહેરબાની અને કૃપાદષ્ટિથી વર્તવાની તથા સહાબએ કિરામ (રદિ.) સાથે દરેક વાતમાં સલાહ–મશવરો કરવાની સૂચના આપી.

## તફસીર :

ત્યાર પછી (કે સહાબએ કિરામ રદિ.થી આવી ભૂલો થઈ જેના ઉપર રસૂલે કરીમ ﷺને વખોડવાનો અથવા તેનો હિસાબ માંગવાનો અધિકાર હતો પરંતુ) અલ્લાહની રહમતના કારણે (કે જે રસૂલે કરીમ ﷺ ઉપર છે) તેઓ તેમના સાથીઓ સાથે નરમીથી વર્ત્યા અને જો તમે (ખુદા ન ખ્વાસ્તા) ઉગ્ર સ્વભાવના અને સખ્ત મિઝાજના હોત તો આ (બીચારાઓ) તમારી પાસેથી બધા વિખરાઈ ગયા હોત (પછી તેમને આ રહમતો અને બરકતો ક્યાંથી નસીબ થઈ હોત !) બસ, (જ્યારે તમે પોતાના વર્તનમાં નરમી કરી તો તેમનાથી જે ભૂલ તમારો હુકમ પૂરો કરવામાં થઈ હતી તેને દિલથી પણ) તેમને મા'ફ કરી આપો

(અને તેમની જે ભૂલો અલ્લાહનો હુકમ પૂરો કરવામાં થઈ હતી તેના માટે) તમે તેમના માટે (અલ્લાહ પાસે) મા'ફી માંગો (જો કે અલ્લાહ તઆલાએ પોતે તેની ખામીઓ અને ભૂલોની મા'ફીની જાહેરાત પ્રથમથી જ કરી દીધી હતી, પરંતુ તમારી આ મગફિરતની દુઆ કરવી તેમના માટે વધારે લાભદાયક અને મનની શાંતિનું કારણ બનશે) અને તેમનો ખાસ-ખાસ વાતોમાં (રાબેતા મુજબ સલાહ-)મશવરો લેતા રહો (જેથી આ ખાસ મહત્ત્વ આપવાના કારણે તેમના દિલોનો રંજ અને ગમ ધોવાઈ જાય) પછી (સલાહ-મશવરો લીધા પછી) જ્યારે તમે (કોઈ એક બાબતનો) પાકો નિર્ણય કરી લો (ભલે તે તેમના સલાહ-મશવરા પ્રમાણે હોય કે તેનાથી વિરૂદ્ધ હોય) તો અલ્લાહ તઆલા ઉપર ભરોસો (કરીને તે કામને) કરો, બેશક ! અલ્લાહ તઆલા આવો ભરોસો કરનારાઓ સાથે મહોબ્બત કરે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### મુર્શીદોના ખાસ લક્ષણો :

સહાબએ કિરામ (રદિ.) કે, જેઓ રસૂલુલ્લાહ ﷺના આશિકો હતા અને તેમને પોતાના પ્રાણ અને માલ કરતા વધારે પ્રેમ કરતા હતા, તેમનાથી જ્યારે રસૂલે કરીમ ﷺના હુકમ વિરૂદ્ધ એક ભૂલ થઈ ગઈ તો અત્રે એકબાજુ તો એવો ભય હતો કે, તે લોકોને પોતાની ભૂલો અને હુકમનો અનાદર કરવાના કારણે જો ચેતવણી અને ધમકી આપવામાં આવશે તો તેનાથી તેમનો આઘાત હદથી વધી જશે અને શક્ય છે કે, તેમના મન અને મસ્તિષ્ક આ આઘાત જીરવી ન શકે અથવા તો અલ્લાહની રહમતથી નાઉમ્મીદ કરી નાસીપાસ બનાવી દે, તેનો ઈલાજ પાછલી આયતમાં બતાવવામાં આવ્યો, اَصَابَكُمْ غَمًّا بِغَمٍّ આ ભૂલની સજા દુનિયામાં આપવામાં આવી ચૂકી છે અને આ બાબતે આખિરતનું ખાતું બિલકુલ સ્વચ્છ થઈ ગયું છે.

બીજી બાજુ રસૂલે કરીમ ﷺ આ ભૂલ અને હુકમના અનાદરના કારણે ઘાયલ થયા, જેમાં તેમને શારીરિક ઈજા પણ થઈ અને રૂહાની તકલીફ તો પહેલેથી જ હતી, આ શારીરિક અને રૂહાની તકલીફમાં એ સંભાવના હતી કે, રસૂલે કરીમ ﷺના હૃદય મુબારકમાં સહાબએ કિરામ (રદિ.) તરફથી કોઈ અણગમો પૈદા થઈ જાય, જે તેમના માર્ગદર્શન અને સુધારણામાં અવરોધરૂપ

બની જાય. એટલા માટે રસૂલે કરીમ ﷺને એ તા'લીમ આપવામાં આવી કે, તમે તેમની ભૂલોને ક્ષમા કરો અને તેમના હુકમનો અનાદર કરવાની બાબતને દિલથી મા'ફ કરો અને હવે પછી તેમના ઉપર કૃપા અને મહેરબાનીનો વર્તાવ ચાલુ રાખો, બલકે, તેમની સાથે જરૂરી બાબતોમાં સલાહ-મશવરો પણ કરતા રહો.

આ વિષયમાં અલ્લાહ તઆલાએ એક રસપ્રદ સિદ્ધાંત વર્ણન કર્યો, જેમાં પરોક્ષ રીતે અમુક મહત્ત્વનો બોધપાઠ આવરી લેવામાં આવ્યો છે.

એક આ કે, રસૂલે કરીમ ﷺને તે વસ્તુઓનો હુકમ એવી શૈલીમાં આપવામાં આવ્યો છે કે, જેમાં તેમના વખાણ અને તા'રીફ તથા તેમના મહાન દરજ્જાની જાહેરાત પણ કરવામાં આવી છે કે, આ સિફતો, ખાસિયતો અને ગુણ તો રસૂલે કરીમ ﷺમાં પ્રથમથી જ મૌજૂદ છે અને બીજું તેમાં فَبِمَا رَحْمَةٍ "જેથી તે અલ્લાહની મહેરબાની વડે"નો શબ્દ વધારીને એ બતાવી દીધું કે, આ ગુણ અને ઉચ્ચ કક્ષાની સિફતો રસૂલે કરીમ ﷺમાં હોવી અમારી રહમતના કારણે જ છે, તે કોઈનું પણ કોઈ વ્યક્તિગત કૌશલ્ય નથી. પછી રહમતના શબ્દને نَكِرَةً (indefinite form)ના સ્વરૂપમાં લાવીને તેની મહાનતા અને વિશાળતા તરફ ઈશારો કરીને એ પણ સ્પષ્ટ કરી દીધું કે, આ રહમત ફક્ત સહાબએ કિરામ (રદિ.) ઉપર જ નથી બલકે, પોતે રસૂલે કરીમ ﷺ ઉપર પણ છે કે, તેમને આ મહાન સિફતો અર્પણ કરવામાં આવી છે.

ત્યારબાદ એક ત્રીજો મહત્ત્વનો લાભ અમુક શબ્દોથી જાહેર કર્યો કે, રસૂલે કરીમ ﷺની આ રહમદિલી, સારી વર્તણૂક, દરગુજર કરવાની વૃત્તિ તથા સદ્‌વર્તન કરવાની ટેવ જો તેમનામાં ન હોત તો મખ્લૂકની સુધારણાનું જે કામ તેમને સોંપવામાં આવ્યું છે, તેમાં ઈચ્છિત પરિણામો ન લાવી શકાયા હોત. લોકો રસૂલે કરીમ ﷺ દ્વારા પોતાની સુધારણા અને પોતાના અખ્લાકને પવિત્ર કરવાનો લાભ ઉઠાવવાને બદલે તેમની પાસેથી દૂર ભાગી ગયા હોત.

અને આ બધી બાબતોથી એક લાભ એ પ્રાપ્ત થયો કે, તેનાથી સુધારણા અને ઈસ્લામની તબ્લીગ (પ્રચાર-પ્રસાર)ના સિદ્ધાંતોની જાણ થાય છે કે, જે વ્યક્તિ 'દા'વતે ઈલલ્લાહ' તથા મખ્લૂકની સુધારણાનું કાર્ય કરવાનો ઈરાદો કરે, તેના માટે જરૂરી છે કે, તે આ લક્ષણો પોતાનામાં પૈદા કરે. કારણ કે, જ્યારે અલ્લાહ તઆલાના મહબૂબ ﷺની સખ્તી બરદાસ્ત કરવામાં ન આવી, તો પછી

કોઈની શું મજાલ કે તે જબરદસ્તી અને ગૈરવર્તન કરીને અલ્લાહની મખ્લૂકને ભેગી કરી શકે અને તેમની સુધારણાનો ફરજ અદા કરી શકે ?

આ આયતમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે, "જો તમે ઉગ્ર સ્વભાવના અને કઠોર હૃદયના હોત તો લોકો તમારી પાસેથી વિખરાઈ ગયા હોત." આનાથી ખબર પડે છે કે, જે પ્રચારક અને મુબલ્લિગ હોય તેનો ઉગ્ર સ્વભાવ અથવા કઠોર ભાષા વગેરે તેના કાર્યને બરબાદ કરનારી વસ્તુઓ છે.

ત્યાર પછી ફરમાવ્યું, فَاعْفُ عَنْهُمْ એટલે કે "એમની જે ભૂલો થઈ ગઈ છે તેને આપ (ﷺ) મા'ફ કરી આપે." તેનાથી જાણ થાય છે કે, સુધારકો માટે એ પણ જરૂરી છે કે, તેઓ સામાન્ય લોકોની નાની-મોટી ભૂલોનો બદલો ન લે બલકે, મા'ફ અને દરગુઝરથી કામ લે. ખરાબ અને બુરુ-ભલું કહેનારાઓ સાથે ઉશ્કેરાઈને ઉગ્ર ન બની જાય બલકે, તકલીફ પહોંચાડનાર સાથે વિનમ્રતાનો વ્યવહાર કરે.

ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો, وَاسْتَغْفِرْ لَهُمْ એટલે કે, "આપ (ﷺ) તેમના માટે અલ્લાહ તઆલા પાસે પણ મગફિરત (મા'ફી) માંગે." જેમાં એ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, ફક્ત એટલું જ નહીં કે, પોતે તેમની તકલીફો ઉપર સબ્ર કરે, ધૈર્ય દાખવે બલકે દિલથી તેમના માટે ભલાઈ ઈચ્છે અને કારણ કે, સૌથી મોટું ભલું ચાહવું તેમની આખિરતની દુરુસ્તી છે. એટલા માટે અલ્લાહ તઆલાના અઝાબથી બચાવવા માટે તેમની બખ્શિશની દુઆ કર્યા કરે.

ત્યાર પછી ઈરશાદ છે, وَشَاوِرْهُمْ فِي الْأَمْرِ એટલે "અગાઉ પ્રમાણે પોતાના ફેંસલાઓ અને કામોમાં તે લોકોનો મશવરો પણ લેતા રહે, જેથી તેમને સંપૂર્ણ સંતોષ થઈ જાય." આમાં એ હિદાયત (માર્ગદર્શન-સૂચના) આપવામાં આવી છે કે, જો તેમના માટે તમારા દિલમાં ભલાઈનું વલણ છે તો અમલથી પણ એને જાહેર કરે કે, પોતાના સલાહ-મશવેરાઓમાં તેમને સામેલ કરે.

આ સંપૂર્ણ આયતમાં તબ્લીગ કરનારા મુબલ્લિગો અને સુધારકો માટે અમુક ગુણ-લક્ષણોનું હોવું જરૂરી ઠરાવવામાં આવ્યું છે. પ્રથમ એ કે, કઠોર ભાષા તથા સખત વર્તણૂકથી બચવું જોઈએ, બીજું તે લોકોથી કોઈ ભૂલ થઈ જાય અથવા તેમનાથી કોઈ તકલીફ પહોંચી જાય તો તેનો બદલો લેવા માટે તૈયાર ન થઈ જાય બલકે, મા'ફી અને દરગુઝરથી કામ લેવું જોઈએ. ત્રીજું એ કે તેમની

ભૂલો અને ત્રુટીઓના કારણે એમની ભલાઈ કરવાનું કામ ન છોડે અને તેમના માટે અલ્લાહ પાસે મા'ફીની યાચના કરતા રહેવું જોઈએ તથા જાહેર વ્યવહારમાં પણ તેમની સાથે સારો વર્તાવ કરવાનું છોડવું ન જોઈએ. રસૂલે કરીમ ﷺને સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ-મશવરો કરીને કામ કરવાની સૂચના આપવામાં આવી છે. મશવરા વિશે કુર્આન શરીફમાં બે જગ્યાએ સ્પષ્ટ હુકમ આપવામાં આવ્યા છે. એક આ આયતમાં અને બીજો સૂરએ શૂરામાં, જેમાં સાચા મુસલમાનોની સિફતો વર્ણન કરવાની સાથે-સાથે એક સિફત એ પણ વર્ણન કરી છે, وَاَمۡرُهُمۡ شُوۡرٰى بَيۡنَهُمۡ એટલે કે, "તેમનું પ્રત્યેક કામ પરસ્પર સલાહ-મશવરાથી થાય છે." અને જે રીતે અમુક જગ્યાએ ઈશારાઓમાં મશવરો કરવાની સૂચના આપવામાં આવી છે જેમકે, રજાઅતના હુકમો વગેરેમાં ફરમાવ્યું, عَنۡ تَرَاضٍ مِنۡهُمَا وَتَشَاوُرٍ એટલે કે, "બાળકનું દૂધ છોડાવવું માં અને બાપ બંનેની રાજી-ખુશી અને મશવરાથી થવું જોઈએ." સલાહ-મશવરા વિશે અમુક અગત્યના મસ્અલાઓ વિચાર કરવા યોગ્ય છે.

- પ્રથમ મસ્અલો : શબ્દ "અમ્ર" اَمۡر અને "મશવરા" مَشۡوَرَةٌ નો અર્થ.
- બીજો મસ્અલો : મશવરાનું શરઈ સ્વરૂપ.
- ત્રીજો મસ્અલો : રસૂલે કરીમ ﷺનો સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ-મશવરો કરવાનો દરજ્જો.
- ચોથો મસ્અલો: ઈસ્લામી હુકૂમતમાં મશવરાનો દરજ્જો.
- પાંચમો મસ્અલો : મશવરામાં વિવિધ પ્રકારની સલાહ-સૂચન અને અભિપ્રાયો હોય તો ફેંસલાનું સ્વરૂપ.
- છઠ્ઠો મસ્અલો : પ્રત્યેક કાર્યમાં સંપૂર્ણ તદ્બીરો અને યોજનાઓ પૂર્ણ કરી તેની સફળતા માટે અલ્લાહ તઆલા ઉપર ભરોસો કરવો.

**પ્રથમ મસ્અલો : શબ્દ "અમ્ર" اَمۡر અને "શૂરા" شُوۡرٰىની હકીકત**

શબ્દ અમ્ર اَمۡر ના અરબી ભાષામાં કેટલાય અર્થો થાય છે, તેમાંનો એક પ્રચલિત અર્થ એ છે કે, જેમાં દરેક ઉચ્ચ પ્રતિષ્ઠાયુક્ત નિવેદન અને કૃત્ય સામેલ હોય છે. બીજો પ્રચલિત અર્થ હુકમ અને હુકૂમત છે, જેના ઉપર કુર્આન શરીફનો શબ્દ ઉલિલ અમ્ર اُولِى الۡاَمۡرِ આવેલો છે. ત્રીજો અર્થ અલ્લાહ તઆલાની એક ખાસ સિફત માટે છે, જેનું વર્ણન કુર્આન મજીદની ઘણી બધી આયતોમાં આવ્યું છે

દાખલા તરીકે, اَ لَالَهُ الْخَلْقُ وَالْاَمْرُ، "યાદ રાખો ! પૈદા કરવું અને હુકમ કરવું માત્ર તેનું જ કામ છે." (સૂ. ૭ : આ. ૫૪) اِلَيْهِ يَرْجِعُ الْاَمْرُ كُلُّهُ، "બધા કર્મોનું પરિણામ એ જ પ્રમાણે સામે આવશે." (સૂ. ૧૧ : આ. ૧૨૩), اِنَّ الْاَمْرَ كُلَّهُ لِلّٰهِ، "બેશક ! સંપૂર્ણ અધિકાર અલ્લાહના માટે જ છે." (સૂ. ૩ : આ. ૧૫૪), اَمْرُهُ اِلَى اللّٰهِ، "તેનો મા'મલો અલ્લાહના હવાલે છે." (સૂ. ૨ : આ. ૨૭૫) અને સંશોધનકારો નજીક قُلِ الرُّوْحُ مِنْ اَمْرِ رَبِّىْ "કહી આપો ! રૂહ બધું જ અલ્લાહના હકમાંથી છે."(સૂ. ૧૭ : આ. ૮૫)માં પણ આ જ "અમ્ર" اَمْر અર્થ તરીકે લેવામાં આવે છે. કુર્આન શરીફમાં ઈરશાદ وَشَاوِرْهُمْ فِى الْاَمْرِ "અને કામ અંગે તેમની સલાહ લે." (સૂ. ૩ : આ. ૧૫૯) અને وَاَمْرُهُمْ شُوْرٰى بَيْنَهُمْ "પોતાના પરસ્પરના કામ સલાહ–મશ્વરાથી કરે છે." (સૂ. ૪૨ : આ. ૩૮)માં બંને અર્થ હોવાની શક્યતા છે અને જો એવું કહેવામાં આવે કે, પ્રથમ પ્રકારનો જ અર્થ અત્રે લેવાનો છે તો બીજો અર્થ પણ તેમાં સામેલ થઈ જાય છે તો આ પણ કંઈ ખોટું નથી. કારણ કે, હુકમ حُكْم અને હુકૂમત حُكُوْمَتْ ના બધા જ વહેવારો ખાસ પ્રકારનું મહત્ત્વ ધરાવે છે. એટલા માટે અમ્ર اَمْر નો અર્થ આ આયતોમાં પ્રત્યેક તે કામ છે જે ખાસ પ્રકારનું મહત્ત્વ ધરાવે છે. ભલે તે કામ હુકૂમત (ઈસ્લામી સરકાર) સાથે સંબંધ ધરાવતું હોય અથવા વહેવારમાં હોય. શબ્દ "શૂરા" شُوْرٰى મશવરા અને મુશાવરતના અર્થમાં છે. કોઈ અગત્યના વિચાર માંગી લેતા મુદ્દા ઉપર લોકોનો અભિપ્રાય પ્રાપ્ત કરવો એટલા માટે وَشَاوِرْهُمْ فِى الْاَمْرِ નો અર્થ એ થયો કે રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો કે, તમે વિચાર માંગી લેતા મુદ્દાઓ અને વહેવારમાં તથા જેમાં હુકૂમત વિશેના વહેવાર પણ સામેલ છે તેમાં સહાબએ કિરામ (રદિ.) સાથે મશવરો કરતા રહો. એટલે કે, આ બાબતોમાં તેમનો અભિપ્રાય જાણી લો.

એ જ રીતે સૂરએ શૂરાની આયત وَاَمْرُهُمْ شُوْرٰى بَيْنَهُمْ નો અર્થ એ છે કે, દરેક વિચાર માંગી લેતા મુદ્દામાં જેમાં કોઈ મહત્ત્વની બાબત હોય ભલે, હુકમ અને હુકૂમત સંબંધિત હોય અથવા અન્ય વહેવારમાં હોય તેમાં સાચા મુસલમાનોની ટેવ એ છે કે, તેઓ પરસ્પર સલાહ–મશવરાથી કામ કર્યા કરે છે.

**બીજો મસ્અલો : મશવરાનું શરઈ સ્વરૂપ :**

આ વિશે કુર્આન શરીફના પ્રસ્તુત ઈરશાદ અને રસૂલે કરીમ ﷺની

હદીષોથી જાણ થાય છે કે, પ્રત્યેક એવા મા'મલામાં કે જેમાં વિવિધ પ્રકારના વિરોધાભાસી અભિપ્રાયો હોઈ શકે છે. ભલે તે હુકમ અથવા હુકૂમત સાથે સંબંધ ધરાવતી બાબત હોય અથવા કોઈ અન્ય બાબત. રસૂલે કરીમ ﷺનું સહાબએ કિરામ (રદિ.) સાથે આવી અગત્યની બાબત ઉપર સલાહ–મશવરો કરવું દુનિયા અને આખિરતમાં બરકતોનું નિમિત્ત છે. કુર્આન અને હદીષમાં તેની તાકીદ કરવામાં આવી છે અને જે બાબતોનો સંબંધ સામાન્ય જનસમૂહ સાથે હોય એવી બાબતોમાં હુકૂમતે સામાન્ય જનતાનો અભિપ્રાય જાણવો વાજિબ છે. *(ઈબ્ને કષીર)*

બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "જે વ્યક્તિ કોઈ કામનો ઈરાદો કરે અને પરસ્પર મશવરો કર્યા પછી તેને કરવાનો અથવા ન કરવાનો ફેંસલો કરે તો અલ્લાહ તઆલા તરફથી તેના સાચા અને લાભદાયક સ્વરૂપ તરફ માર્ગદર્શન મળી જાય છે."

અન્ય એક હદીષમાં છે કે, "જ્યારે તમારા હાકિમો (સત્તાધીશો) તમારામાંથી શ્રેષ્ઠ વ્યક્તિ હોય અને તમારા માલદારો સખી (ઉદાર) હોય અને તમારા વહેવારો પરસ્પર સલાહ–મશવરાથી નક્કી થતા હોય તો જમીન ઉપર રહેવું તમારા માટે બહેતર છે અને જ્યારે તમારા હાકિમો દુષ્ટ લોકો હોય અને તમારા માલદાર બખીલ (કંજૂસ) હોય અને તમારા વહેવારો સ્ત્રીઓના હવાલે હોય તો જમીનની અંદર દફન થઈ જવું તમારા જીવતા રહેવાથી બહેતર હશે."

મતલબ એ છે કે, જ્યારે તમારા ઉપર મનેચ્છાઓ છવાઈ જશે અને ભલી–બુરી તથા લાભદાયક કે નુકસાનકર્તા બાબતોને ઉપેક્ષિત કરીને ફક્ત સ્ત્રીઓની ખુશી પ્રાપ્ત કરવા માટે પોતાના વહેવારો તેમના હવાલે કરી દેશો તો તે સમયે મૌત તમારા માટે જિંદગીથી બહેતર હશે, નહિતર સલાહ–મશવરામાં કોઈ સ્ત્રીનો અભિપ્રાય લેવાની મનાઈ નથી. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ના અમલોથી એ સાબિત થયેલ બાબત છે અને કુર્આને કરીમની સૂરએ બકરહની આયત જે હમણા વર્ણન કરવામાં આવી છે તેમાં ઈરશાદ છે, عَنْ تَرَاضٍ مِّنْهُمَا وَتَشَاوُرٍ એટલે કે, "બાળકને દૂધ છોડાવવાનું બાપ અને માંના પરસ્પર મશવરાથી થવું જોઈએ." તેમાં આ દૂધ પીવડાવવાની બાબત સ્ત્રી સાથે સંબંધ ધરાવે છે. એટલા માટે આ બાબતમાં ખાસ સ્ત્રીઓથી મશવરો લેવાના પાબંદ

બનાવવામાં આવ્યા.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનું ફરમાન છે,

اَلْمُسْتَشَارُ مُؤْتَمَنٌ اِذَااسْتُشِيْرَ فَلْيُشِرْهُ بِمَا هُوَصَانِعٌ لِنَفْسِهٖ،

*“જે વ્યક્તિ પાસેથી મશવરો માંગવામાં આવે તે અમાનતદાર છે અને તેના માટે જરૂરી છે કે, આ મા'મલામાં જે કામ તે પોતાના માટે નક્કી કરે છે, તે જ અભિપ્રાય બીજાને આપે અને તેના વિરૂદ્ધ કરવું ખયાનત છે.”*

આ હદીષ તબરાનીએ હસન (ઉચ્ચ કક્ષાની) રિવાયત હઝરત અલી (રદિ.) દ્વારા વર્ણન કરી છે. *(મઝહરી)*

અલબત્ત, એ સમજી લેવું જરૂરી છે કે, સલાહ–મશવરો ફક્ત તે બાબતોમાં જ સુન્નત છે જેના વિશે કુર્આન અને હદીષમાં કોઈ સ્પષ્ટ અને ખુલ્લો હુકમ, મૌજૂદ ન હોય નહિતર જ્યાં કોઈ ખુલ્લો અને સ્પષ્ટ શરઈ હુકમ મૌજૂદ છે તેમાં કોઈની પાસેથી મશવરો લેવાની જરૂર નથી બલકે જાઇઝ પણ નથી. દાખલા તરીકે, કોઈ વ્યક્તિ એવો સલાહ–મશવરો કરી રહ્યો છે કે, તે નમાઝ પઢે કે ન પઢે? ઝકાત આપે કે નહીં ? હજ્જ કરે અથવા ન કરે ? આ બધી બાબતો સલાહ–મશવરો કરવાની બાબતો નથી. શરઈ રીતે ખુલ્લમ–ખુલ્લી ફરજ છે. અલબત્ત, તેમાં એવો મશવરો કરી શકાય છે કે, હજ્જ આ વર્ષે કરે, કે આવતા વર્ષે? અથવા સમુદ્રી જહાઝથી જાય કે, હવાઈ જહાઝથી કે, પછી જમીન માર્ગે અથવા અન્ય કોઈ પદ્ધતિથી ?

આવી જ રીતે ઝકાત સંદર્ભે એવો મશવરો લઈ શકાય છે કે, તેને ક્યાં અને કેવા લોકો ઉપર ખર્ચ કરવામાં આવે ? કારણ કે, આ બધા કાર્યો શરીઅતમાં ઇચ્છાવર્તી (ઇખ્તિયારી) છે.

એક હદીષમાં પોતે તેનો ખુલાસો રસૂલે કરીમ ﷺ દ્વારા નકલ થયો છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુ ફરમાવે છે કે, “મેં રસૂલ ﷺને વિનંતી કરી કે, તમારા પછી અમારી સમક્ષ જો કોઈ એવી પરિસ્થિતિ ઊભી થાય જેનો હુકમ કુર્આનમાં સ્પષ્ટ રીતે નાઝિલ નથી થયો અને અમે તમારી પાસેથી પણ એના વિશે કોઈ હુકમ ન સાંભળ્યો હોય તો અમે શું કરીએ ? રસૂલે કરીમ ﷺએ ઇરશાદ ફરમાવ્યો કે, એવા કામો માટે પોતાના લોકોમાંથી ઇબાદતગુઝાર ફુકૂહાને

ભેગા કરો અને તેમના મશવરાથી તેનો ફૈસલો કરો. કોઈના વ્યક્તિગત અભિપ્રાય પ્રમાણે ફૈસલો ન કરો.''

આ હદીષ શરીફથી એક વાત તો એ સ્પષ્ટ થાય છે કે, સલાહ–મશવરો ફક્ત દુનિયાના કામોમાં લેવાનો નથી, બલકે જે શરીઅતના હુકમોમાં કુર્આન અને હદીષનો સ્પષ્ટ રીતે કોઈ હુકમ (નુસૂસ) ન હોય તેના હુકમમાં પણ પરસ્પર મશવરો કરવો સુન્નત છે અને બીજું એ પણ જાણ થાય છે કે, મશવરો એવા લોકો પાસેથી લેવો જોઈએ, જેઓ હાજરજનોમાં ઈબાદતગુઝાર અને ઈસ્લામી શરીઅતના જાણકાર પ્રખ્યાત વ્યક્તિઓ હોય. *(અખ્બજલ ખતીબ, કઝા ફિ રૂહ)*

વળી, ખતીબ બગદાદી (રહ.)એ હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો આ ઈરશાદ પણ નકલ કર્યો છે,

اِسْتَرْ شِدُوا الْعَاقِلَ وَلَا تَعْصُوْهُ فَتَنْدِمُوْا،

*''બુદ્ધિશાળી વ્યક્તિ સાથે સલાહ–મશવરો કરો અને એનાથી વિરૂદ્ધ ન કરો નહિતર પસ્તાવું પડશે.''*

અને આ બંને હદીષોને મેળવવાથી સ્પષ્ટ થાય છે કે, "મજલિસે શૂરા" (Executive Committee - Advisory Board)ના સભ્યોમાં બે ખાસિયતો હોવી જરૂરી છે. એક, તો તેના સભ્યો બુદ્ધિશાળી અને દિર્ઘદષ્ટા હોય, બીજું, તેઓ ઈબાદતગુઝાર હોય જેનો મતલબ એ છે કે, કોઠાસૂઝ ધરાવનાર મુત્તકી અને નીતિવાન વ્યક્તિઓ હોય અને જો કોઈ શરીઅતના મસ્અલા વિશે મશવરો કરવાનો હોય તો તેમનું ફકીહ્ (ઈસ્લામિક શરીઅતના કાયદાના જાણકાર) હોવું પણ જરૂરી છે.

**ત્રીજો મસ્અલો : રસૂલે કરીમ ﷺનો સહાબએ કિરામ (રદિ.) સાથે મશવરો કરવાનો દરજ્જો :**

આયતમાં રસૂલે કરીમ ﷺને એ હુકમ આપવામાં આવ્યો છે કે, સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ–મશવરો કરો. અત્રે એવી શંકા થઈ શકે છે કે, રસૂલે કરીમ ﷺ અલ્લાહ તઆલાના રસૂલ અને "સાહિબે વહી" (જેમના ઉપર વહી નાઝિલ થતી હતી તે) છે. તેમને કોઈની સાથે સલાહ–મશવરો કરવાની શું આવશ્યકતા છે? તેમને પ્રત્યેક બાબત અલ્લાહ તઆલા તરફથી

"વહી" દ્વારા જાણ થઈ શકે છે. એટલા માટે અમુક ઉલમાએ આ મશવરાના હુકમને એ બાબત ઉપર અવલંબિત કર્યો છે કે, તેમને ન તો સલાહ-મશવરાની જરૂર હતી અને ન જ રસૂલે કરીમ ﷺનું કોઈ કાર્ય તેમના મશવરા ઉપર અવલંબિત હતું. ફક્ત સહાબએ કિરામ (રદિ.)ની પ્રતિષ્ઠા અને તેમના મનના સંતોષ માટે રસૂલે કરીમ ﷺને તેમની સાથે સલાહ-મશવરો કરવાનો હુકમ આપવામાં આવ્યો, પરંતુ ઈમામ અબૂ બક્ર જસ્સાસે ફરમાવ્યું છે, "આ સાચું નથી કારણ કે, જો એવી જાણ હોય કે અમારા મશવરા ઉપર કોઈ અમલ થવાનો જ નથી અને અમારા મશવરાનો કોઈ કાર્ય પર કોઈ પ્રભાવ પડવાનો નથી કે અસર થવાની નથી તો પછી એ મશવરામાં કોઈ દિલી સંતોષ કે પ્રતિષ્ઠા બાકી નથી રહેતી બલકે, વાસ્તવિકતા એ છે કે, રસૂલે કરીમ ﷺને સામાન્ય કામોમાં તો અલ્લાહ તઆલા તરફથી સીધે-સીધું વહી દ્વારા એક માર્ગદર્શન આપી દેવામાં આવતું હતું પરંતુ હિકમત અને રહમતના તકાદાના કારણે અમુક કામોને રસૂલે કરીમ ﷺના અભિપ્રાય અને તેમની વિવેકબુદ્ધિ ઉપર છોડી દેવામાં આવ્યા. આવા જ કામોમાં સલાહ-મશવરાની જરૂર હોય છે અને આ પ્રકારના કામોમાં મશવરો લેવાનો રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો. રસૂલે કરીમ ﷺની "મજલિસે મુશાવરત" (સલાહકાર સભાની મિટીંગ)નો ઈતિહાસ પણ આની જ ગવાહી આપે છે.

રસૂલે કરીમ ﷺએ ગઝ્વએ બદ્ર માટે સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ-મશવરો કર્યો ત્યારે સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી હતી કે, "જો તમે અમને નદીમાં કૂદી પડવાનો હુકમ આપે તો અમે કૂદી પડીશું અને જો તમે અમને "બરકુલ ગમ્માદ" જેવા દૂર-સુદૂરના પ્રદેશ તરફ કૂચ કરવાનો હુકમ આપશે તો અમે તમારી સાથે હોઈશું, અમે મૂસા (અલૈ.)ના સાથીઓની જેમ એવું નહીં કહીએ કે, તમે અને તમારો પરવરદિગાર કાફિરો સાથે મુકાબલો કરો બલકે, અમે એ વિનંતી કરીએ છીએ કે તમે કૂચ આદરો અમે તમારી સાથે રહીને આગળ અને પાછળ, જમણે અને ડાબે દુશ્મનો સાથે મુકાબલો કરીશું."

એ જ રીતે ગઝ્વએ ઉહદમાં એ બાબત વિશે સલાહ-મશવરો કર્યો કે, શું મદીના શહેરમાં રહીને હુમલો ખાળવામાં આવે અથવા શહેરથી બહાર નીકળીને પ્રતિકાર કરવામાં આવે ? મોટા ભાગે સહાબા (રદિ.)નો અભિપ્રાય બહાર

નીકળીને યુદ્ધ કરવાનો આવ્યો, તો રસૂલે કરીમ ﷺએ તેને જ કબૂલ–મંજૂર રાખ્યું. ગઝ્વએ ખંડકમાં એક ખાસ કરાર ઉપર સુલેહ કરવાની ઘટના સામે આવી તો સઅદ બિન મઆઝ (રદિ.) અને સઅદ બિન ઉબાદહ (રદિ.)એ આ સુલેહકરારને યોગ્ય ન સમજ્યો અને વિરોધ કર્યો. રસૂલે કરીમ ﷺએ તે બંનેની સલાહ કબૂલ કરી અને હુદૈબિય્યહની એક ઘટનામાં સલાહ–મશવરો કરવામાં આવ્યો તો સિદ્દીકે અકબર (રદિ.)ના અભિપ્રાય ઉપર ફૈસલો કરવામાં આવ્યો. "કિસ્સએ ઉફક"માં સહાબએ કિરામ (રદિ.) સાથે મશવરો કરવામાં આવ્યો. આ બધી ઘટનાઓ તે હતી જેમાં રસૂલે કરીમ ﷺ માટે વહી દ્વારા કોઈ ખાસ દિશાનિર્દેશ આપવામાં આવ્યો ન હતો.

ખુલાસો એ છે કે, નુબુવ્વત–રિસાલત અને સાહિબે વહી હોવું મશવરો કરવામાં બાધ્ય નથી અને એવું પણ નથી કે, મશવરો ફક્ત પ્રદર્શન કરવા માટે અથવા દિલ રાજી રાખવા માટે કરવામાં આવ્યો હોય અને તેનો પ્રભાવ કોઈ કાર્ય ઉપર ન પડ્યો હોય ! બલકે ઘણા વખતે મશવરો આપનારની સલાહ રસૂલે કરીમ ﷺની સલાહ કરતાં ભિન્ન હોય તો પણ રસૂલે કરીમ ﷺ તેને કબૂલ–મંજૂર રાખતા હતા, બલકે અમુક કામોમાં રસૂલે કરીમ ﷺ માટે વહી દ્વારા કોઈ ખાસ દિશાનિર્દેશ આપવામાં આવતો ન હતો. સલાહ–મશવરાથી કામ કરવામાં હિકમત અને મસ્લિહત એ પણ હતી કે, આવનારી ઉમ્મત માટે એક સુન્નત રસૂલે કરીમ ﷺના આ અમલ દ્વારા પ્રચલિત થઈ જાય કે, જ્યારે રસૂલે કરીમ ﷺએ પણ મશવરો કરીને લાભ ઉઠાવ્યો છે તો પછી એવો કોણ છે જે સલાહ–મશવરાથી ઉપરવટ હોવાનો દા'વો કરી શકે છે ? એટલા માટે રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)માં એવી સમસ્યાઓમાં અને બાબતોમાં સલાહ–મશવરાની આ પદ્ધતિ હંમેશા માટે પ્રચલિત રહી હતી, જેમાં કોઈ સ્પષ્ટ શરઈ હુકમ ન હતો અને રસૂલે કરીમ ﷺ પછી સહાબએ કિરામ (રદિ.)માં પણ આ જ રીત પ્રચલિત રહી. બલકે, અમુક બાબતોમાં તો એવા શરઈ હુકમો જાણવા માટે પણ સલાહ–મશવરાની પ્રથા હતી કે, જેમાં કોઈ કુર્આન અને હદીષનો સ્પષ્ટ ફૈસલો ન હતો. કારણ કે હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુના સવાલના જવાબમાં રસૂલે કરીમ ﷺએ આ જ રીત અપનાવવાનો હુકમ કર્યો હતો.

**ચોથો મસ્અલો; ઇસ્લામી હુકૂમતમાં સલાહ–મશવરાનો દરજ્જો શું છે ?**

જેમકે ઉપર વર્ણન થઈ ચૂક્યું છે કે, કુર્આને કરીમે બે જગ્યાએ સલાહ–મશવરાનો સ્પષ્ટ હુકમ આપ્યો છે. એક પ્રસ્તુત આયતમાં અને બીજો સૂરએ શૂરાની આયત, જેમાં સાચા મુસલમાનોના લક્ષણો વર્ણન કરવાની સાથે–સાથે એક લક્ષણ એ પણ વર્ણન કરવામાં આવ્યું છે, اَمْـرُ هُـمْ شُـوْرٰى بَيْنَهُمْ એટલે કે, "તેઓના પોતાના કામ પરસ્પર સલાહ–મશવરાથી થાય છે." અને આ બંને સ્થળોએ મશવરાની સાથે શબ્દ "અમ્ર" اَمْــــر આવેલ છે અને "અમ્ર" શબ્દનો વિસ્તૃત અર્થ ઉપર વર્ણન થઈ ચૂક્યો છે કે, દરેક અતિમહત્ત્વના નિવેદન અથવા કૃત્યને પણ અમ્ર કહેવામાં આવે છે અને રાજ્ય તથા સરકાર (હુકમ અને હુકૂમત)ના માટે પણ કહેવામાં આવે છે. અમ્રનો ભલે પ્રથમ અર્થ લેવામાં આવે અથવા બીજો, હુકૂમતના મા'મલામાં સલાહ–મશવરો લેવો આ આયતો દ્વારા અત્યંત જરૂરી અને આવશ્યક હોવાનું સાબિત થાય છે. હુકમ અથવા હુકૂમત અર્થ લેવાના સ્વરૂપમાં તો દેખીતું છે જ; અને જો સામાન્ય અર્થ તરીકે લેવામાં આવે તો પણ હુકમ અને હુકૂમતના વહેવારોમાં અત્યંત મહત્ત્વની હેસિયતના કારણે ઘણી બાબતો સલાહ–મશવરા યોગ્ય ઠરાવવામાં આવી છે. એટલા માટે "અમીરે ઈસ્લામ" (ઈસ્લામી હુકૂમતના વડા)ની ફરજોમાંથી છે કે, મહત્ત્વની બાબતોમાં વિવેકબુદ્ધિ અને કોઠાસૂઝ ધરાવનાર બુદ્ધિશાળી મુસલમાનો સાથે સલાહ–મશવરો કર્યા કરે. કુર્આનની પ્રસ્તુત આયતો અને રસૂલે કરીમ ﷺ તથા ખુલફાએ રાશીદીનનો આ બાબતનો અમલ તેની સ્પષ્ટ દલીલ અને પ્રમાણ છે.

આ બંને આયતોમાં જેવી રીતે હુકૂમતની બાબતોમાં સલાહ–મશવરાની આવશ્યકતા સ્પષ્ટ થાય છે એવી રીતે ઈસ્લામી તરીકા ઉપર સ્થપાયેલી સરકારો અને બંધારણના અમુક પાયાના સિદ્ધાંતો પણ સમજી શકાય છે કે, ઈસ્લામી હુકૂમત એક "શૂરાઈ હુકૂમત" છે જેમાં અમીરની ચૂંટણી સલાહ–મશવરાથી થાય છે, ખાનદાની વારસાથી થતી નથી. આજે તો ઈસ્લામી શિક્ષણની બરકતથી આખી દુનિયામાં આ સિદ્ધાંત અપનાવવામાં આવે છે. વ્યક્તિગત બાદશાહત (રાજાશાહી) પણ ધીરે–ધીરે આ જ પદ્ધતિ તરફ આવી રહી છે, પરંતુ આજથી ૧૪૦૦ વર્ષ પહેલાંના યુગ તરફ નજર કરો કે, જ્યારે સમગ્ર દુનિયા ઉપર આજના જેમ જ દ્વિધ્રુવીય વર્લ્ડ ઑર્ડર અસ્તિત્વમાં હતો. એક "કિસ્રા"

(ઈરાનીઓ) અને બીજી "કયસર" (રૉમનો)ની મહાસત્તાઓ અસ્તિત્વ ધરાવતી હતી અને આ બંને સરકારોના બંધારણ પ્રમાણે બાદશાહત અને રાજાશાહી વારસાગત હોવાના રિવાજમાં સમાન હતી, જેમાં એક વ્યક્તિ એકલો લાખો–કરોડો મનુષ્યો ઉપર પોતાનું શાસન પોતાની યોગ્યતા અને ક્ષમતાના ધોરણે નહીં, પરંતુ વારસામાં મળેલ ગાદી દ્વારા અત્યાચારી સિદ્ધાંતોના આધારે ચલાવતો હતો અને માનવોને પાલતુ પશુઓનો દરજ્જો આપવાને પણ રાજાનું ઈનામ સમજવામાં આવતું હતું. હુકૂમત અને સત્તાપ્રાપ્તિ માટેનો આ જ દષ્ટિકોણ લગભગ સમગ્ર દુનિયા ઉપર છવાયેલો હતો. ફક્ત યૂનાન (ગ્રીસ)માં લોકશાહીના અમુક ધૂંધળા અને અધૂરા સ્વરૂપો જોવા મળતા હતા, પરંતુ તે પણ એટલા અધૂરા અને અસ્પષ્ટ હતા કે, તેના ઉપર કોઈ રાજ્યનો પાયો કે આધાર રાખવો મુશ્કેલ હતો. એટલા માટે લોકશાહી આધારિત તે યૂનાની સિદ્ધાંતો ઉપર ક્યારેય મજબૂત સરકારો ન બની શકી. બલકે, તે સિદ્ધાંતો "અરસ્તુ"ની ફિલોસોફીની એક શાખા બનીને રહી ગયા, તેનાથી વિપરીત ઈસ્લામી હુકૂમતમાં વારસાના અસ્વાભાવિક સિદ્ધાંતોને રદ કરીને "અમીરે મમ્લિકત" (રાજ્યના વડા)ના ઈન્તેખાબ (નિમણૂક)ને વંશ કે લોહીના સંબંધના બદલે સામાન્ય જનતાના અધિકારમાં સોંપી દીધો, જેનાથી તેઓ પોતાના પ્રતિનિધિને વિવેકબુદ્ધિ અને કોઠાસૂઝ ધરાવનાર પ્રમાણો અને માપદંડોના આધારે પોતાની વિવેકબુદ્ધિનો ઉપયોગ કરીને નક્કી કરી શકે. રાજાશાહીની પૂંજાના દલદલમાં ફસાયેલી દુનિયા ઈસ્લામી શિક્ષણ દ્વારા આ ન્યાયી અને પ્રાકૃતિક વ્યવસ્થાના ચાહક બની ગઈ અને સરકારની આ તે જ રૂહ છે, જેનું એક અપૂર્ણ સ્વરૂપ આજની લોકશાહી પણ છે.

પરંતુ વર્તમાન લોકશાહી સરકારો એ રાજાશાહીના અત્યાચારોના રદિયામાં અને તેના વિરોધ સ્વરૂપે અસ્તિત્વમાં આવી છે માટે તેમાં પણ બેએઅ્તેદાલી (અસમતુલા) અને અન્યાય ભારોભાર ભર્યા પડ્યા છે કે, સામાન્ય જનતાને સંપૂર્ણ આધિપત્ય આપીને સરકાર નિમવા માટે, બંધારણ નક્કી કરવા તથા રાજ્યના કાયદા–કાનૂનો બનાવવા માટે એવા સ્વતંત્ર માલિક બનાવ્યા કે, તેમના દિલો–દિમાગ, જમીન અને આસમાન તથા સમગ્ર સૃષ્ટિને પૈદા કરનાર અલ્લાહ અને તેની અસલી માલિકી તથા હુકૂમતની કલ્પનાથી પણ અલિપ્ત થઈ ગયા. હવે, તેમની લોકશાહી પદ્ધતિઓ અલ્લાહ તઆલાએ જ બખ્શેલ આમ

જનતાના અધિકાર ઉપર અલ્લાહ તઆલાની લાગુ કરેલ પાબંદીઓને પણ ગણકાર્યા વિના અન્યાયી પદ્ધતિ દ્વારા સરકારો ચલાવવા લાગી છે અને અલ્લાહના હુકમોના વિરૂદ્ધ કાનૂનો બનાવે છે.

ઈસ્લામી બંધારણે જેવી રીતે અલ્લાહની મખ્લૂકને કિસ્રા અને કયસર તથા અન્ય રાજાશાહી શાસનના અત્યાચાર અને ક્રૂર શાસનથી છૂટકારો અપાવ્યો, એ જ પ્રમાણે અલ્લાહથી અજાણ પશ્ચિમી લોકશાહી શાસન પ્રણાલીને પણ અલ્લાહને ઓળખવાનો અને અલ્લાહની બંદગી કરવાનો માર્ગ બતાવ્યો અને એવું બતાવ્યું કે, દેશનો સત્તાધીશ હોય કે, સામાન્ય નાગરિક, અલ્લાહના આપેલા કાનૂનના બધા જ પાબંદ છે, તેમણે સામાન્ય નાગરિકો અને ધારાગૃહો (એસૅમ્બલી)ના માધ્યમથી કાયદાઓ ઘડી અલ્લાહે નક્કી કરેલ હદો અને મર્યાદાઓ પ્રમાણે શાસન કરવું જોઈએ. તેમના માટે જરૂરી છે કે, દેશના વડાની ચૂંટણીમાં, ત્યારબાદ હોદેદારો અને ખાતાઓની વહેંચણીમાં, એકબાજુ વ્યક્તિની લાયકાત અને ક્ષમતાને સંપૂર્ણ ધ્યાનમાં રાખે, તો બીજી બાજુ એનું માપદંડ તે વ્યક્તિની પ્રામાણિકતા, દીનદારી અને ફરજ પ્રત્યેની નિષ્ઠાને પણ રાખવામાં આવે. પોતાના દેશનો વડો એવા વ્યક્તિને ચૂંટવામાં આવે જે તકવા, પ્રામાણિકતા, દીનદારી, કાબેલિયત, નિષ્ઠા અને રાજકીય આટાપાટાઓથી ખૂબ પરિચિત હોય અને બધામાં ઉત્તમ હોય, પછી આ સત્તાધીશ પણ ચૂંટાઈને સ્વતંત્ર અને સરમુખ્તિયાર ન હોવો જોઈએ. બલકે, તે પોતાની મજલિસે શૂરા (Advisory Board-Executive Committee) પાસે સલાહ–મશવરો લેવા માટે બંધાયેલ હોય. કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં અને રસૂલુલ્લાહ ﷺ તથા ખુલફાએ રાશીદીનની કાર્યપ્રણાલી એની ગવાહ છે. હઝરત ઉમર (રદિ.)નું ફરમાન છે,

لَا خِلَافَةَ اِلَّا عَنْ مَشْوَرَةٍ

*"શૂરા (Advisory Board-Executive Committee) વિના ખિલાફત ન હોઈ શકે."* *(કન્ઝૂલ ઉમ્માલ બ હવાલ–એ–ઈબ્ને અબી શયબહ)*

સલાહકાર સમિતિ (મજલિસે શૂરા) અને મશવરાને ઈસ્લામી હુકૂમત માટે પાયાની અગત્યની જરૂરિયાત સમજવામાં આવે છે. એટલે સુધી કે, જો રાષ્ટ્રનો વડો સલાહ–મશવરો લેવાથી સ્વતંત્ર થઈ જાય અથવા એવા લોકો

પાસેથી મશવરો લેવા માંડે જે શરઈ દૃષ્ટિકોણથી સલાહ-મશવરો લેવા માટે યોગ્ય નથી, તો તેને બરતરફ કરવો જરૂરી છે.

ذَكَرَابْنُ عَطِيَّةَ اَنَّ الشُّوْرٰى مِنْ قَوَاعِدِ الشَّرِيْعَةِوَعَزَائِمِ الْاَ حْكَامِ وَمَن لَّا يَسْتَشِيْرُ اَهْلَ الْعِلْمِ وَالدِّيْنِ فَعَزْ لُهٗ وَاجِبٌ، هٰذَا مَا لَا خِلَافَ لَهٗ،

*"ઈબ્ને અતિય્યહ (રદિ.)એ ફરમાવ્યું કે, સલાહકાર સમિતિ શરીઅતના કાયદાઓ અને પાયાના સિદ્ધાંતોમાંથી છે, જે અમીર (સત્તાધીશ) વિદ્વાનો અને દીનદારો પાસેથી સલાહ-મશવરો ન લે તેને બરતરફ કરવો વાજિબ છે, અને આ એક એવો મસ્અલો છે જેમાં કોઈનો મતભેદ નથી."* *(બહરે મુહીત)*

સલાહ-મશવરો જરૂરી હોવાથી ઈસ્લામી સરકાર અને તેના નાગરિકો ઉપર અલ્લાહની મહેરબાની અને બરકતો નાઝિલ થાય છે, તેનો અંદાજો એનાથી લગાવો કે રસૂલે કરીમ ﷺએ મશવરાને રહમત તરીકે ઓળખાવ્યો છે. ઈબ્ને અદી અને બયહકીએ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરી છે કે, "જ્યારે આ આયત નાઝિલ થઈ તો રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺને આવા મશવરાની આવશ્યકતા નથી પરંતુ અલ્લાહ તઆલાએ તેને મારી ઉમ્મત માટે એક રહમત બનાવી છે." *(બયાનુલ કુર્આન)*

તેનો ભાવાર્થ એ છે કે, જો અલ્લાહ તઆલાએ ધાર્યું હોત તો પોતાના રસૂલે કરીમ ﷺને દરેક કાર્યની વહી દ્વારા જાણ કરી દીધી હોત, કોઈપણ કાર્યમાં સલાહ-મશવરો લેવાની આવશ્યકતા બાકી ન રહેવા દીધી હોત. પરંતુ ઉમ્મતની ભલાઈ એમાં જ હતી કે, રસૂલે કરીમ ﷺ દ્વારા સલાહ-મશવરાની સુન્નત પ્રચલિત કરાવવામાં આવે. એટલા માટે ઘણા બધા કાર્યો એવા છોડી દેવામાં આવ્યા જેમાં ખુલ્લમ-ખુલ્લી કોઈ વહી નાઝિલ નથી થઈ, તેમાં રસૂલે કરીમ ﷺને સલાહ-મશવરો લેવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું.

**પાંચમો મસ્અલો; સલાહ-મશવરામાં વિવિધ વિરોધાભાસી અભિપ્રાયો થઈ જાય તો ફેંસલાનું સ્વરૂપ કેવું હશે ? :**

મસ્અલામાં જો કોઈ વિરોધાભાસ ઊભો થઈ જાય તો શું વર્તમાન સમયની પાર્લામેન્ટરી પ્રથા આધારે બહુમતીથી ફેંસલો લાગુ પાડવા માટે મજબૂર થવું પડશે ? અથવા તો અધિકાર હશે કે, બહુમતી હોય કે લઘુમતી જેની દલીલો

વધારે શક્તિશાળી અને તથ્યવાળી તથા રાષ્ટ્રના હિતમાં વધારે લાભદાયક લાગે તેને અપનાવવામાં આવશે ? કુર્આન અને હદીષ તથા રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.)થી આવો સિરસ્તો કે અમલ સાબિત નથી થયો કે, વિવિધ વિરોધાભાસી અભિપ્રાયોની પરિસ્થિતિમાં અમીર બહુમતી લોકોના અભિપ્રાય પ્રમાણે ફેંસલો કરવા મજબૂર બન્યા હોય. બલકે, કુર્આને કરીમના અમુક ઈશારાઓ, હદીષો તથા સહાબએ કિરામ (રદિ.) દ્વારા કરવામાં આવેલા તેના અર્થઘટનોથી એ સ્પષ્ટ થાય છે કે, વિવિધ વિરોધાભાસી અભિપ્રાયોની પરિસ્થિતિમાં પણ અમીર (વડો) પોતાની વિવેકબુદ્ધિ અને કોઠાસૂઝ પ્રમાણે કોઈ એક સ્વરૂપ અપનાવી શકે છે. ભલે, તે બહુમતી લોકોના અભિપ્રાય પ્રમાણે હોય અથવા લઘુમતી લોકોના અભિપ્રાય પ્રમાણે હોય. અલબત્ત, અમીર પોતાના આત્મસંતોષ ખાતર જે રીતે બંને બાજુની દલીલો પર ઊંડું ચિંતન–મનન કરે છે, એવી જ રીતે બહુમતીનું કોઈ એક બાબત ઉપર સહમત થઈ જવું પણ અમુક સમયે તેના માટે સંતોષનું કારણ બનતું હોય છે.

પ્રસ્તુત આયતમાં વિચાર કરો, તેમાં રસૂલે કરીમ ﷺને મશવરાનો હુકમ આપ્યા પછી ફરમાવવામાં આવ્યું فَإِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ એટલે કે, "મશવરા પછી તમે જે પક્ષે પણ ઈરાદો કરી લો (નિર્ણય કરી લો) તો પછી અલ્લાહ ઉપર ભરોસો કરો." તેમાં عَزَمْتَ (અઝમ્ત)ના શબ્દમાં ઈરાદો એટલે કે હુકમ લાગુ પાડવાનો પાકો ઈરાદો કરવો ફક્ત રસૂલે કરીમ ﷺના અધિકારમાં આપવામાં આવ્યું. عَزَمْتُمْ (અઝમ્તુમ) કહેવામાં નથી આવ્યું, જેનાથી હુકમ કરવામાં અને નિર્ણયને લાગુ પાડવામાં સહાબએ કિરામ (રદિ.)ની ભાગીદારી નક્કી કરવામાં આવી નથી, તેનાથી એ સાબિત થાય છે કે, સલાહ–મશવરો લીધા પછી નિર્ણય અને ઈરાદો ફક્ત અમીરનો જ ભરોસાપાત્ર છે. હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.) અમુક સમયે જો કે, દલીલોની દૃષ્ટિએ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની સલાહ વધારે મજબૂત હોય તો તેમની સલાહ ઉપર હુકમ લાગુ પાડતા હતા. જ્યારે કે, મજલિસમાં બહુમતી એવા સહાબાઓ મૌજૂદ રહેતા હતા, જેઓ ઈબ્ને અબ્બાસ (રદિ.) કરતાં ઉંમર અને જ્ઞાનમાં તથા સંખ્યામાં પણ વધારે હતા. રસૂલે કરીમ ﷺએ ઘણા સમયે શયખૈન હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને ફારૂકે આઝમ (રદિ.)ની સલાહને બધા જ સહાબા (રદિ.)ના

મુકાબલામાં અગ્રિમતા આપી છે. એટલે સુધી કે, લોકો એવું માનવા લાગ્યા હતા કે, પ્રસ્તુત આયત ફક્ત આ બે વ્યક્તિઓ સાથે સલાહ-મશવરો લેવા માટે નાઝિલ થઈ છે. હાકિમે "મુસ્તદ્રક"માં પોતાની સનદ સાથે ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ કરી છે,

عَنْ اِبْنِ عَبَّاسٍؓ فِیْ قَوْلِهٖ تَعَالٰی (وَشَاوِرْهُمْ فِی الْاَمْرِ) قَالَ اَبُوْبَكْرٍؓ وَّعُمَرُؓ،

*"ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, આ આયતમાં* شَاوِرْهُمْ *ની ઝમીરથી ભાવાર્થ હઝરાતે શયખૈન (રદિ.) છે."* *(ઈબ્ને કષીર)*

કલબીની રિવાયત આ બાબતે વધારે સ્પષ્ટ છે,

عَنْ اِبْنِ عَبَّاسٍؓ قَالَ نَزَلَتْ فِیْ اَبِیْ بَكْرٍ وَّعُمَرَ وَّكَانَا حَوَارِيَّیْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ وَوَزِيْرَيْهِ وَاَبَوَیِ الْمُسْلِمِيْنَ،

*"ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે આ આયત હઝરત અબૂબક્ર અને હઝરત ઉમર (રદિ.) પાસેથી મશવરો લેવા બાબતે નાઝિલ થઈ છે. આ બંને મહાનુભવો જનાબે રસૂલે કરીમ ﷺના ખાસ સહાબીઓ અને વઝીર હતા અને મુસલમાનોના આગેવાનો હતા."* *(ઈબ્ને કષીર)*

રસૂલે કરીમ ﷺએ એક સમયે હઝરાતે શયખૈન (રદિ.)ને સંબોધીને ફરમાવ્યું હતું,

لَوِاجْتَمَعْتُمَا فِیْ مَشْوَرَةٍ مَا خَلَفْتُكُمَا،

*"જ્યારે તમે બંને કોઈ અભિપ્રાય ઉપર સહમત થઈ જાઓ તો હું તમારા બંનેથી વિરૂદ્ધ નથી કરતો."* *(ઈબ્ને કષીર બ હવાલએ મુસ્નદે અહમદ)*

**એક શંકા અને તેનો જવાબ :**

અત્રે એક શંકા ઉપસ્થિત થઈ શકે છે કે, આ બાબત તો લોકશાહીની વિરોધી છે અને રાજાશાહી કે સરમુખ્તિયારશાહીની કાર્યપદ્ધતિ અનુસાર છે અને તેનાથી લોકશાહીને નુકસાન પહોંચવાનો ભય છે.

તેનો જવાબ એ છે કે, ઈસ્લામી બંધારણમાં આ બાબતની પ્રથમથી જ જોગવાઈ કરી લેવામાં આવી છે. કારણ કે, સામાન્ય નાગરિકોને એ અધિકાર જ નથી આપવામાં આવ્યો કે જેને ઈચ્છે તેને અમીર (શાસક) બનાવી લે, બલકે,

તેમના ઉપર જરૂરી ઠરાવવામાં આવ્યું છે કે, જ્ઞાન, અમલ, કાર્ય કરવાની નિષ્ઠા, ક્ષમતા, પ્રામાણિકતા તથા દીનદારીની હેસિયતથી જે વ્યક્તિ સૌથી શ્રેષ્ઠ સમજવામાં આવતો હોય ફક્ત તેને જ અમીર તરીકે ચૂંટી કાઢવામાં આવે, તો જે વ્યક્તિમાં આવા ઉચ્ચ કક્ષાના ગુણો અને શ્રેષ્ઠ લક્ષણો હશે અને કસોટીના એરણ પર ચકાસીને ચૂંટી કાઢવામાં આવ્યો હશે, તેના ઉપર એવી મર્યાદાઓ લગાવવી કે, જે અપ્રમાણિક અને ફાસિક-ફાજિર લોકો ઉપર મૂકવામાં આવે છે, તે બુદ્ધિ અને ન્યાયનું ખૂન કરવા બરાબર છે તથા કામ કરનારાઓની હિંમતને તોડીને મુલ્ક અને મિલ્લતના કામમાં રુકાવટ અને અડચણ ઊભી કરવા સમાન સમજવામાં આવશે.

**છઠ્ઠો મસ્અલો; દરેક કામ સંપૂર્ણ વિચારી-સમજીને કર્યા પછી અલ્લાહ તઆલા ઉપર ભરોસો રાખવો :**

મહત્ત્વના કામોમાં દરેક પ્રકારની ચીવટ અને કાળજીથી આયોજન અને સલાહ-મશવરો કર્યા પછી જ્યારે કાર્ય કરવાનો પાકો ઈરાદો કરવામાં આવે તો પોતાની બુદ્ધિ અને યોજનાઓ ઉપર ભરોસો ન કરે બલકે, ભરોસો ફક્ત અલ્લાહ તઆલા ઉપર કરવામાં આવે. કારણ કે, આ બધી યોજનાઓ સમગ્ર યોજનાઓના માલિક, સૃષ્ટિના કર્તાના કાબૂમાં છે. મનુષ્ય શું ? અને તેનો સલાહ-મશવરો શું ? કે, તેની યોજનાઓ શું ? દરેક વ્યક્તિ પોતાની જિંદગીમાં હજારો કિસ્સાઓમાં, આવી બાબતો અને યોજનાઓમાં નિષ્ફળતા અને અપમાનનો અનુભવ કરતો રહે છે. મૌલાના રૂમી (રહ.) તેને ઘણી સારી રીતે આ શબ્દોમાં વર્ણવે છે,

خویش را دیدیم درسوائی خویش　　امتحان ما مکن اے شاہ بیش

આ વાક્ય فَاِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ થી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, ભરોસો અને અલ્લાહ ઉપરનો તવક્કુલ એનું નામ નથી કે, સબબો અને યોજનાઓને છોડી દેવામાં આવે બલકે, યોગ્ય કારણો અને માધ્યમોને છોડીને માત્ર અલ્લાહ ઉપર તવક્કુલ કરવો અંબિયા (અલૈ.)ની સુન્નત અને કુર્આનની તા'લીમ વિરૂદ્ધ છે. હા ! ફક્ત માધ્યમો અને સબબો કે કાર્ય-કારણની ફિકર-ચિંતામાં લાગેલા રહેવું અથવા ફક્ત યોજનાઓને અસરકારક સમજીને "મુસબ્બબુલ અસ્બાબ" (કાર્ય-કારણના માલિક) અલ્લાહ તઆલાથી ગાફેલ થઈ જવું એ નિઃશંક ! તવક્કુલની વિરોધી બાબત છે.

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન-આયત નં. ૧૬૦ થી ૧૭૧)

إِن يَنصُرْكُمُ اللَّهُ فَلَا غَالِبَ لَكُمْ ۖ وَإِن يَخْذُلْكُمْ فَمَن ذَا الَّذِي يَنصُرُكُم
مِّن بَعْدِهِ ۗ وَعَلَى اللَّهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُونَ ﴿١٦٠﴾ وَمَا كَانَ لِنَبِيٍّ أَن يَغُلَّ ۚ وَمَن
يَغْلُلْ يَأْتِ بِمَا غَلَّ يَوْمَ الْقِيَامَةِ ۚ ثُمَّ تُوَفَّىٰ كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا
يُظْلَمُونَ ﴿١٦١﴾ أَفَمَنِ اتَّبَعَ رِضْوَانَ اللَّهِ كَمَن بَاءَ بِسَخَطٍ مِّنَ اللَّهِ وَمَأْوَاهُ جَهَنَّمُ ۚ
وَبِئْسَ الْمَصِيرُ ﴿١٦٢﴾ هُمْ دَرَجَاتٌ عِندَ اللَّهِ ۗ وَاللَّهُ بَصِيرٌ بِمَا يَعْمَلُونَ ﴿١٦٣﴾ لَقَدْ
مَنَّ اللَّهُ عَلَى الْمُؤْمِنِينَ إِذْ بَعَثَ فِيهِمْ رَسُولًا مِّنْ أَنفُسِهِمْ يَتْلُو عَلَيْهِمْ آيَاتِهِ
النصف وَيُزَكِّيهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتَابَ وَالْحِكْمَةَ وَإِن كَانُوا مِن قَبْلُ لَفِي ضَلَالٍ مُّبِينٍ ﴿١٦٤﴾
أَوَلَمَّا أَصَابَتْكُم مُّصِيبَةٌ قَدْ أَصَبْتُم مِّثْلَيْهَا قُلْتُمْ أَنَّىٰ هَٰذَا ۖ قُلْ هُوَ مِنْ عِندِ
أَنفُسِكُمْ ۗ إِنَّ اللَّهَ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ﴿١٦٥﴾ وَمَا أَصَابَكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعَانِ فَبِإِذْنِ اللَّهِ
وَلِيَعْلَمَ الْمُؤْمِنِينَ ﴿١٦٦﴾ وَلِيَعْلَمَ الَّذِينَ نَافَقُوا ۚ وَقِيلَ لَهُمْ تَعَالَوْا قَاتِلُوا فِي
سَبِيلِ اللَّهِ أَوِ ادْفَعُوا ۖ قَالُوا لَوْ نَعْلَمُ قِتَالًا لَّاتَّبَعْنَاكُمْ ۗ هُمْ لِلْكُفْرِ يَوْمَئِذٍ
أَقْرَبُ مِنْهُمْ لِلْإِيمَانِ ۚ يَقُولُونَ بِأَفْوَاهِهِم مَّا لَيْسَ فِي قُلُوبِهِمْ ۗ وَاللَّهُ أَعْلَمُ بِمَا
يَكْتُمُونَ ﴿١٦٧﴾ الَّذِينَ قَالُوا لِإِخْوَانِهِمْ وَقَعَدُوا لَوْ أَطَاعُونَا مَا قُتِلُوا ۗ قُلْ فَادْرَءُوا
عَنْ أَنفُسِكُمُ الْمَوْتَ إِن كُنتُمْ صَادِقِينَ ﴿١٦٨﴾ وَلَا تَحْسَبَنَّ الَّذِينَ قُتِلُوا فِي سَبِيلِ اللَّهِ
أَمْوَاتًا ۚ بَلْ أَحْيَاءٌ عِندَ رَبِّهِمْ يُرْزَقُونَ ﴿١٦٩﴾ فَرِحِينَ بِمَا آتَاهُمُ اللَّهُ مِن فَضْلِهِ وَ
يَسْتَبْشِرُونَ بِالَّذِينَ لَمْ يَلْحَقُوا بِهِم مِّنْ خَلْفِهِمْ أَلَّا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ
وقف لازم يَحْزَنُونَ ﴿١٧٠﴾ يَسْتَبْشِرُونَ بِنِعْمَةٍ مِّنَ اللَّهِ وَفَضْلٍ وَأَنَّ اللَّهَ لَا يُضِيعُ أَجْرَ
ع ١٦ الْمُؤْمِنِينَ ﴿١٧١﴾

## તરજુમો :

*જો અલ્લાહ તમારી મદદ કરે તો તમારા ઉપર કોઈ ગાલિબ નહીં થઈ શકે (વર્ચસ્વ સ્થાપી શકશે નહીં); અને જો તે તમને છોડી દે તો કોણ છે જે તમારી ત્યારબાદ મદદ કરી શકે ? અને ઈમાનવાળાઓએ અલ્લાહ ઉપર જ ભરોસો રાખવો જોઈએ. (૧૬૦) અને નબીનું એ કામ નથી કે છુપાવી રાખે અને જે કોઈ છુપાવશે તે પોતાની છુપાવેલી વસ્તુ કયામતના દિવસે લાવશે, પછી દરેક વ્યક્તિ પૂરેપૂરું મેળવશે જે તે કમાયો; અને તેમના ઉપર જુલમ કરવામાં નહીં આવે. (૧૬૧) શું એક માણસ જેણે અલ્લાહની મરજી (ખુશી)ની પૈરવી કરી (અનુસરણ કર્યું) તે તેના જેવો થઈ શકે છે જે અલ્લાહનો ગુસ્સો કમાયો ? અને તેનું (અંતિમ) ઠેકાણું જહન્નમ છે અને તે કેવા અતિખરાબ સ્થળે પહોંચ્યો ! (૧૬૨) તેમના (લોકોના) અલ્લાહ પાસે વિવિધ દરજ્જાઓ છે અને તેઓ જે કંઈ કરે છે અલ્લાહ સઘળું જુએ છે. (૧૬૩) (બેશક !) ખરેખર, અલ્લાહે મો'મિનો ઉપર અહેસાન કર્યું જ્યારે તેમનામાં તેમનામાંનો જ એક રસૂલ મોકલ્યો; જે તેમને તેની (અલ્લાહની) આયતો પઢી સંભળાવે છે અને તેમને (કુફ્ર–શિર્ક વગેરેથી) પવિત્ર કરે છે, અને તેમને કિતાબ અને હિકમત શિખવાડે છે; અને બેશક ! તેઓ પહેલેથી જો કે ખુલ્લી ગુમરાહીમાં હતા. (૧૬૪) શું જ્યારે તમને એક મુસીબત (આઘાત) પહોંચી, અલબત્ત તમે તેમને (એવો જ) બમણો આઘાત પહોંચાડી ચૂક્યા હતા; તમે કહો છો આ (મુસીબત) ક્યાંથી આવી ? (હે નબી ﷺ !) તમે કહી આપો ! તે તમારી પોતાની જ પાસેથી (તમારા કરતૂતોથી આવી છે); બેશક ! અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવે છે. (૧૬૫) અને તમને જે (તકલીફ) પહોંચી, જે દિવસે બે જૂથો (ફોજો) વચ્ચે મૂઠભેડ થઈ તો તે અલ્લાહના હુકમથી (જ પહોંચી); અને જેથી તે (અલ્લાહ) ઈમાનવાળાઓને જાણી લે. (૧૬૬) અને જેથી જાણી લે તે લોકોને જેઓ મુનાફિક હતા; અને તેમને કહેવામાં આવ્યું, આવો ! અલ્લાહના માર્ગમાં લડો અથવા હુમલો ખાળો, તેઓ બોલ્યા, જો અમે યુદ્ધ જાણતા હોત તો જરૂર તમારો સાથ આપ્યો હોત; તે દિવસે તેઓ ઈમાન*

*કરતાં કુફ્રની વધારે નજીક હતા; તેઓ પોતાના મોઢાથી એવું કહે છે જે તેમના દિલોમાં નથી અને અલ્લાહ સારી પેઠે જાણનારો છે જે તેઓ છુપાવે છે. (૧૬૭) તે લોકો જેમણે પોતાના ભાઈઓ વિશે (વાતો બનાવી) કહ્યું અને પોતે (તો) બેસી રહ્યા કે, જો તેઓએ અમારી વાત માની હોત તો તેઓ માર્યા ન ગયા હોત; કહી આપો ! (હવે) તમે પોતાની જાત ઉપરથી મૌતને હટાવી દો, જો તમે સાચા છો ? (૧૬૮) જે લોકો અલ્લાહના રસ્તામાં માર્યા ગયા તેમને કદાપિ મૃત ન સમજો બલકે, તેઓ જીવંત છે પોતાના પરવરદિગાર પાસે; રોજી (પણ) મેળવે છે. (૧૬૯) એનાથી ખુશ છે જે તેમને અલ્લાહે પોતાના ફઝ્લ (કૃપા)થી આપ્યું; અને તેઓ તે લોકો તરફથી (પણ) ખુશ છે, જેઓ તેમની પાછળ છે (અને હજુ) તેમને આવીને મળ્યા નથી; (આવું એ કારણે કે) તેમના ઉપર ન કોઈ ભય છે અને ન કોઈ ગમ. (૧૭૦) અલ્લાહની નેઅ્મત અને ફઝ્લ (કૃપા)થી ખુશીઓ મનાવી રહ્યા છે અને એ વાતે કે અલ્લાહ ઈમાનવાળાઓની મજૂરીને બરબાદ કરતો નથી. (૧૭૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉહદના કિસ્સામાં થોડા સમય માટે હાર જેવી પરિસ્થિતિ અને મુસલમાનોની પરેશાની ઉપર સહાબએ કિરામ (રદિ.)ને આશ્વાસન આપવા માટે રસૂલે કરીમ ﷺને અમુક કામોના હુકમ આપવામાં આવ્યા હતા, જેથી રસૂલે કરીમ ﷺની નારાજગીનો ભય દૂર થઈ ગયો, પરંતુ તે સહાબા (રદિ.)ને આ હાર જેવી પરિસ્થિતિની ઘટનાથી અફસોસ પણ થયો હતો. એટલા માટે ઉપરોક્ત ૧૨ આયતોની પહેલી આયતમાં તે હાર જેવી પરિસ્થિતિના અફસોસથી દિલની ગમગીની દૂર કરવામાં આવી છે, વળી બદ્રના દિવસે ગનીમતના માલમાં એક ચાદર ગુમ થઈ ગઈ હતી. અમુક નાસમજ અથવા મુનાફિક લોકોએ કહ્યું કે, કદાચ રસૂલે કરીમ ﷺએ લઈ લીધી હશે અને આ ઘટના હકીકતમાં ઘટી હોય અથવા અજાણતામાં, એક ખયાનત જ કહેવાય; અને નબી ﷺની શાન અને દરજ્જો તેનાથી અત્યંત ઉચ્ચ કક્ષાનો છે, તેમનાથી આવી ભૂલ થવાની કોઈ શક્યતા જ નથી. એટલા માટે બીજી, ત્રીજી અને ચોથી આયતોમાં નબીએ કરીમ ﷺની અમાનતદારી (પ્રમાણિકતા)ની મહાનતમ્ સિફત અને લક્ષણનું વર્ણન કરીને આ ખોટા અભિપ્રાયનો રદિયો આપીને પાંચમી આયતમાં ખુદ નબીએ

કરીમ ﷺના અસ્તિત્વને મહાનતમ્ નેઅ્મત અને તેમની બઅ્ષત (આગમન)ને માનવતા માટે શ્રેષ્ઠ કક્ષાનો ઉપકાર હોવાનું સ્પષ્ટ કરી દેવામાં આવ્યું.

મો'મિનોને આ હાર જેવી પરિસ્થિતિથી ખૂબ દુ:ખ થયું હતું કે, મુસલમાન હોવા છતાં આ મુસીબત કેમ અને ક્યાંથી આવી ? આ બાબત ઉપર સહાબએ કિરામ (રદિ.) આશ્ચર્ય અને અફસોસ કરતા હતા. વળી, મુનાફિકો કહ્યા કરતા હતા કે, જો આ લોકો ઘરોમાં બેસી રહ્યા હોત તો માર્યા ન ગયા હોત અને તે શહીદોની મૌતને બદ્નસીબી અને મહરૂમી (વંચિતતા) ઠરાવતા હતા. એટલા માટે છટ્ઠી, સાતમી અને આઠમી આયતોમાં બીજા વિષય સ્વરૂપે આ કામચલાઉ તકલીફ અને મુસીબતોનું કારણ અને તેના પાછળની હિકમત સ્પષ્ટ કરવામાં આવી અને તે અનુસંધાને મુનાફિકોના પ્રોપેગંડા (અપપ્રચાર)નો રદિયો પણ આપવામાં આવ્યો.

નવમી આયતમાં તે ખોટા અકીદહનો રદિયો આપવામાં આવ્યો કે, ઘરોમાં બેસી રહેવાથી મૃત્યુ પામવાથી છુટકારો મળી ગયો હોત અને દશમી, અગિયારમી અને બારમી આયતોમાં શહીદોને શ્રેષ્ઠ કક્ષાની સફળતા તથા વાસ્તવિક પ્રકારની જિંદગીનું એક સ્વરૂપ આપવાની તથા કાયમી નેઅ્મતોનું ઈનામ હોવાની બાબત વર્ણન કરવામાં આવી.

## તફસીર :

જો અલ્લાહ તઆલા તમારો સાથ આપે તો તમારી સામે કોઈ જીતી નથી શકતું અને જો તમારો સાથ ન આપે તો ત્યાર પછી એવો કોણ છે જે તમારો સાથ આપી શકે છે ? (અને તમને વિજયી બનાવી શકે છે ?) અને ફક્ત અલ્લાહ તઆલા ઉપર જ ઈમાનવાળાઓએ ભરોસો રાખવો જોઈએ અને નબીની એ શાન નથી કે તે (નઊઝુબિલ્લાહ !) ખયાનત કરે. જ્યારે કે, (ખયાનત કરનાર તો કયામતના દિવસે અપમાનિત અને ઝલીલ થશે, કારણ કે) જે વ્યક્તિ ખયાનત કરશે તે વ્યક્તિ પોતાની આ ખયાનત કરેલી વસ્તુને કયામતના દિવસે (હશ્રના મૈદાનમાં) હાજર કરશે. (જેથી બધી જ મખ્લૂક જાણી જાય અને તેને સૌની રૂબરૂ અપમાન અને રુશ્વાઈ વેઠવી પડે.) પછી (કયામતના મૈદાન પછી) દરેક વ્યક્તિને (આ ખયાનત કરનારાઓમાંથી) તેમના કરેલા કૃત્યોનું (દોઝખમાં) સંપૂર્ણ વળતર મળી જશે અને તેમના ઉપર બિલકુલ અત્યાચાર નહીં થાય (કે

તેમના ગુનાહથી વધારે સજા આપવામાં નહીં આવે. મતલબ કે, ખયાનત કરનાર તો જહન્નમની આગનો અને અપમાન વેઠવાનો હકદાર બની જાય છે. જ્યારે અંબિયા અલૈ. અલ્લાહની ખુશ્નૂદી માટે કામ કરતા હોવાના લીધે કયામતમાં ઇજ્જતવાળા હશે. બસ, એટલે કે અપ્રામાણિકતા-ખયાનત અને અંબિયા અલૈ. ભેગા નથી થઈ શકતા જેમકે, ઇરશાદ છે) બસ, એવો વ્યક્તિ જે અલ્લાહની રજામંદીના તાબે થઈ ગયો (જેમકે નબી અલૈ.) શું તે એવા વ્યક્તિ જેવો થઈ શકે છે જે અલ્લાહના અઝાબનો હકદાર બન્યો હોય અને જેનું ઠેકાણું જહન્નમ હોય ? (જેમકે ખયાનત કરનાર અપ્રામાણિક લોકો) અને તેઓ બુરી જગ્યાએ જાય છે. (કદાપિ આ બંને એકસમાન ન હોઈ શકે બલકે,) આ ઉપરોક્ત (એટલે કે અલ્લાહની ખૂશ્નૂદીના હકદાર અને અલ્લાહના ક્રોધના હકદાર) અલ્લાહ તઆલા નજીક દરજ્જાઓમાં ભિન્ન હશે (એટલે કે અલ્લાહના તાબે'દારો અલ્લાહના મહબૂબ અને જન્નતી છે જ્યારે કે અલ્લાહનો ક્રોધનો ભોગ બનનાર લોકો અપમાનિત અને દોઝખી છે) અને અલ્લાહ તઆલા તેમના અમલોને સારી રીતે જોઈ રહ્યો છે (એટલા માટે દરેકની સાથે યોગ્ય વ્યવહાર કરશે). હકીકતમાં અલ્લાહ તઆલાએ મુસલમાનો ઉપર (મોટું) અહેસાન કર્યું જ્યારે કે તેમનામાં તેમની જ કૌમમાંથી એક એવા (મહાન) પયગમ્બર મોકલ્યા કે તેઓ તે લોકોને અલ્લાહ તઆલાની આયતો (અને હુકમો) પઢી-પઢીને સંભળાવે છે અને (જાહેર તથા અંતરમનની-રૂહાની ગંદકીઓથી) તે લોકોની સફાઈ કરતા રહે છે અને તેમને (અલ્લાહની) કિતાબ તથા વિવેકની વાતો બતાવતા રહે છે અને આ લોકો ખરેખર (રસૂલે કરીમ ﷺની બઅ્‌ષત) પહેલાં સ્પષ્ટ ગલતી (એટલે કે કુફ્ર અને શિર્ક)માં (સપડાયેલા) હતા અને જ્યારે (ઉહદમાં) તમારી એવી હાર (જેવી પરિસ્થિતિ) થઈ જેનાથી બે ઘણી તમને (બદ્રમાં) જીત મળી ચૂકી હતી (કારણ કે ઉહદમાં સિત્તેર મુસલમાનો શહીદ થયા અને બદ્રમાં સિત્તેર કાફિરો કતલ થયા અને સિત્તેર કાફિરો કેદી તરીકે પકડાયા હતા) તો શું એવા સમયે તમે (વાંધો ઉઠાવવા તરીકે નહીં પરંતુ આશ્ચર્ય દર્શાવતા) એવું કહો છો કે, (અમે મુસલમાન હોવા છતાં) આ (હાર જેવી પરિસ્થિતિ) ક્યાંથી આવી ? (અને કેમ આવી ?) તમે ફરમાવી આપો કે આ હાર (જેવી પરિસ્થિતિ) તમારા તરફથી જ થઈ (જો રસૂલે કરીમ ﷺના હુકમ વિરૂદ્ધ કામ ન કર્યું હોત તો તેમને ઉહદમાં મુસીબત ન

વેઠવી પડી હોત, કારણ કે, એ જ હુકમની સાથે મદદનો વાયદો થઈ ચૂક્યો હતો) બેશક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કાબૂ ધરાવે છે (જ્યારે તમે હુકમની ફરમાંબરદારી કરી તો પોતાની કુદરતથી તમને વિજય અપાવ્યો અને જ્યારે તમે હુકમનો અનાદર કર્યો તો પોતાની કુદરતથી તમારા ઉપર મુસીબત નાઝિલ કરી) અને જે મુસીબત તમને પડી છે જે દિવસે કે બે જૂથો (એક મુસલમાનોનું અને બીજું કાફિરોનું) પરસ્પર (યુદ્ધ માટે) સામ-સામે થયા (એટલે કે ઉહદના દિવસે) બસ, (તે મુસીબત) અલ્લાહ તઆલાના હુકમથી થઈ (કારણ કે, તેમાં અમુક હિકમતો હતી જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે) અને (તેમાંની એક હિકમત આ છે કે) જેથી અલ્લાહ તઆલા મો'મિનોને પણ જોઈ લે (કારણ કે, મુસીબતના સમયે ઈખ્લાસ વગેરે જાહેર થઈ જતું હોય છે. જેમકે, આવી પરિસ્થિતિ આવી પણ ચૂકી છે.) અને તે લોકોને પણ જોઈ લે જેમણે નિફાકનો વર્તાવ કર્યો અને તેમને (યુદ્ધની શરૂઆતના સમયે કે ત્રણસો માણસોએ મુસલમાનોનો સાથ છોડી દીધો હતો જેમકે, અગાઉ આવી ચૂક્યું છે) એવું કહેવામાં આવ્યું કે, (યુદ્ધના મૈદાનમાં) આવો (પછી હિંમત હોય તો) અલ્લાહના માર્ગમાં લડજો અથવા (હિંમત ન હોય તો સંખ્યા વધારીને) દુશ્મનોનું આક્રમણ ખાળો (કારણ કે, મોટી સંખ્યા જોઈને તેમનામાંથી અમુક ઉપર તો ભય છવાઈ ગયો હતો અને તેના કારણે તેઓ કદાચ હટી જાય); તેઓ બોલ્યા કે, જો અમે વ્યવસ્થિત યુદ્ધ જોયું હોત તો જરૂર તમારી સાથે થઈ ગયા હોત (પરંતુ આ કેવી લડાઈ છે કે, તે લોકો તો તમારાથી ત્રણ-ચાર ઘણા વધારે છે. વળી તેમની પાસે યુદ્ધ સરંજામ પણ તમારાથી વધારે છે, એવી પરિસ્થિતિમાં યુદ્ધ કરવું પોતાની જાતે આત્મહત્યા કરવા બરાબર છે. લડાઈ આને કહેવાતી નથી ! પરંતુ અલ્લાહ તઆલા આ બાબતે ઈરશાદ ફરમાવે છે કે,) આ મુનાફિકો તે દિવસે (જ્યારે કે આવો નફ્ફટ જવાબ આપતા હતા) કુફ્રથી (જાહેરમાં પણ) ખૂબ નજીક થઈ ગયા, તે પરિસ્થિતિ કરતાં કે તેઓ (પ્રથમ જાહેરમાં) ઈમાનની (કોઈ રીતે) નજીક હતા (કારણ કે પહેલેથી જ તેઓ દિલથી મો'મિન ન હતા પરંતુ મુસલમાનો સામે ઈમાનવાળા હોવાનો ડોળદંભ કરી વાતો બનાવ્યા કરતા હતા. તે દિવસે આવી પોપટબોલી તેમના ઉપર છવાઈ ગઈ અને ખુલ્લમ-ખુલ્લી જાહેરમાં પોતાની મનમાં છુપાવેલી મેલી મુરાદો અને વિરોધની વાતો મોઢામાંથી

નીકળવા લાગી, એટલા માટે પ્રથમથી તેઓ જે રીતે ઈમાનથી જાહેરમાં કંઈક અંશે નજીક હતા તે કુફ્રની નજીક જવામાં પરિવર્તિત થઈ ગયું અને આ કુફ્રની નજીક જવું ઈમાનના નજીક હોવા કરતાં વધારે છે કે, તેમની ડોળદંભયુક્ત વાતો છતી થઈ ગઈ હતી. એટલા માટે તેઓ વિરોધની વાતો ખુલ્લમ–ખુલ્લી કરવા લાગ્યા હતા.) આ લોકો પોતાના મોઢાથી એવી વાતો કરે છે જે તેમના દિલોમાં નથી (એટલે કે દિલમાં તો એવું છે કે, તેઓ મુસલમાનોને ક્યારેય સાથ નહીં આપે ભલે યુદ્ધ બરાબરીનું પણ કેમ ન હોય ?) અને અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે જે કંઈ તેઓ પોતાના દિલોમાં રાખે છે (એટલા માટે તેમનું આ નિવેદન જૂઠું હોવું અલ્લાહ તઆલાને ખબર છે). આ એવા લોકો છે કે, (પોતે તો જિહાદમાં ભાગ ન લીધો અને) પોતાના (રિશ્તાના) ભાઈઓના સંદર્ભમાં (જેઓ શહીદ થઈ ગયા તેમના માટે ઘરોમાં) બેસીને વાતો બનાવે છે કે, જો તેઓએ અમારું કહ્યું માન્યું હોત (એટલે કે જ્યારે અમે તેમને રોક્યા ત્યારે રોકાઈ ગયા હોત) તો (કોઈ લાભ વિના) કતલ ન થઈ ગયા હોત. તમે ફરમાવી આપો કે, સારું ! તો હવે પોતાના ઉપરથી મૌતને હટાવી દો, જો તમે (આ વિચારસરણીમાં) સાચા છો (કે યુદ્ધના મૈદાનમાં જવાથી જ મૌત આવે છે કારણ કે, કતલ થવાથી બચવું તો મૌતથી બચવા માટેના હેતુ માટે જ હોય છે. પરંતુ જ્યારે નક્કી સમય હશે ત્યારે મૌત તો ઘરે બેઠાં પણ આવવાનું જ છે, આથી જો કતલ થવું પણ નક્કી સમયે હશે તો તેને ટાળી નહીં શકાય.) અને (હે સાંભળનારાઓ!) જે લોકો અલ્લાહ તઆલાના રસ્તામાં (તેના દીન ખાતર) માર્યા ગયા તેમને (તે મૃત લોકોની જેમ) મૃત ન સમજો બલકે, તે લોકો (એક વિશિષ્ટ પ્રકારની જિંદગી સાથે) હયાત છે (અને) પોતાના પરવરદિગારના સ્વીકૃત (એટલે કે અલ્લાહે તેમને સ્વીકારી લીધા) છે, તેમને રોજી પણ મળે છે (અને) તેઓ તે વસ્તુથી ખુશ છે જે તેમને અલ્લાહ તઆલાએ પોતાના ફઝ્લ(–કૃપા અને મહેરબાની)થી અર્પણ કરી છે. (દાખલા તરીકે, અલ્લાહની નજદીકી પ્રાપ્ત કરવાનો દરજ્જો વગેરે... એટલે કે જાહેર રોઝી પણ મળે છે અને રૂહાની ખુશી પણ પ્રાપ્ત થાય છે) અને (જેવી રીતે તેઓ પોતાની હાલત ઉપર ખુશ છે એવી જ રીતે) જે લોકો (હજી દુનિયામાં જીવે છે અને) તેમની પાસે નથી પહોંચ્યા (બલકે) તેમની પાછળ રહી ગયા છે તેમની આ પરિસ્થિતિ ઉપર તે (શહીદો) ખુશ થાય છે કે, (જો તેઓ પણ

શહીદ થઈ જાય તો અમારી જેમ) તેમના ઉપર પણ કોઈ પ્રકારનો ભય ન હશે અને ન જ તેઓ (કોઈ રીતે) ગમગીન થશે. (મતલબ કે, તેમને બે પ્રકારની ખુશીઓ પ્રાપ્ત થઈ છે. એક પોતાની જાત વિશે અને બીજી પોતાના સગાં–સંબંધીઓ અને સ્વજનો વિશે, આગળ આ બંને ખુશીઓનું કારણ એ બતાવવામાં આવ્યું કે,) તેઓ (પોતાની પરિસ્થિતિ ઉપર) અલ્લાહના ફઝ્લ અને ઇનામોના કારણે ખુશ થાય છે. (જેનો તેમણે નજરે જોઈ લીધી છે) અને (અન્યોની પરિસ્થિતિ ઉપર પણ ખુશ થાય છે) એ કારણથી કે (તેમણે ત્યાં પહોંચીને નજરે જોઈ લીધી છે કે,) અલ્લાહ તઆલા ઈમાનવાળાઓ(ના અમલ)નો બદલો બરબાદ નથી કરતો (તો જે સ્વજનો પાછળ રહી ગયા છે અને નેક અમલો દાખલા તરીકે, જિહાદ વગેરેમાં લાગેલા છે, તેમને પણ આવા જ ઇનામો મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

### ગનીમતના માલમાં ચોરી કરવી જઘન્ય અપરાધ છે; કોઈ નબી (અલૈ.)થી આવો ભયંકર ગુનોહ થવાની કોઈ શક્યતા જ નથી :

આયત مَا كَانَ لِنَبِيٍّ اَنْ يَّغُلَّ، (૩ : ૧૬૧)એ ખાસ ઘટનાના સંદર્ભમાં આવી છે, તેમાં માલે ગનીમતની ચોરીનો મસ્અલો પણ સામે આવી ગયો છે.

તિરમિઝીની રિવાયતમાં આ ઘટના આ રીતે વર્ણવવામાં આવી છે કે, ગઝ્વએ બદ્રના માલે ગનીમતમાંથી એક ચાદર ગુમ થઈ ગઈ, અમુક લોકોએ કહ્યું કે કદાચ નબીએ કરીમ ﷺએ લઈ લીધી હશે. આવું કહેનારા જો મુનાફિકો હોય તો કોઈ આશ્ચર્યની વાત નથી અને શક્ય છે કે, અમુક નાદાન મુસલમાનોએ પણ આવું કહ્યું હોય તો તેમણે એવું સમજ્યું હશે કે રસૂલે કરીમ ﷺને આવું કરવાનો અધિકાર છે. આ બાબતે આ આયત નાઝિલ થઈ જેમાં માલે ગનીમતમાંથી કોઈ વસ્તુ ચોરી લેવાને મહાન અપરાધ બતાવવામાં આવ્યો અને કયામતના દિવસે તેની ભયંકર સજાનો પણ ઉલ્લેખ થયો છે અને એવું પણ સ્પષ્ટ કરવામાં આવ્યું કે, કોઈ નબી બાબતે આવી ચોરીની કલ્પના કરવી કે, તેમણે આવો ગુનોહ કર્યો હશે; અત્યંત વાહિયાત અને બેવકૂફીભરી વાતો છે. કારણ કે, અંબિયા (અલૈ.) દરેક ગુનાહથી માસૂમ હોય છે.

શબ્દ غُـلُـوْل(ગુલૂલ)નો અર્થ ખયાનત માટે પણ ઉપયોગ કરવામાં આવે છે અને ખાસ કરીને ગનીમતના માલની ખયાનત માટે પણ વપરાય છે તથા માલે ગનીમતમાં ચોરી અને ખયાનતનો ગુનોહ સામાન્ય ચોરીઓ અને ખયાનત કરવાથી વધારે ભયંકર છે. કારણ કે, ગનીમતના માલમાં સંપૂર્ણ ઈસ્લામિક લશ્કરનો હક હોય છે, માટે જેણે તેમાં ચોરી કરી તેણે સેંકડો– હજારો વ્યક્તિઓના માલમાં ચોરી કરી. જો કોઈ સમયે તેની મા'ફી માંગવાનો કે ભરપાઈ કરવાનો વિચાર પણ આવશે તો તે અત્યંત મુશ્કેલ કામ છે, કારણ કે, બધાને કઈ રીતે તેમનો હક પહોંચાડી આપવામાં આવે અથવા તેમનાથી મા'ફ કરાવી લેવામાં આવે ? તેનાથી વિપરીત સામાન્ય ચોરીઓમાં માલનો માલિક કોઈ એક અથવા ચોક્કસ અને ઓળખીતા વ્યક્તિઓ હોય છે. કોઈપણ સમયે જો અલ્લાહ તવબહની તૌફીક આપે તો તેનો હક્ક મા'ફ કરાવીને તેનાથી છૂટકારો મેળવી શકે છે. આ જ કારણ હતું કે એક ગઝ્વહમાં એક વ્યક્તિએ ઊનનો અમુક ભાગ સંતાડીને પોતાની પાસે મૂકી રાખ્યો હતો. ગનીમતના માલની વહેંચણી પછી તેને વિચાર આવ્યો તો રસૂલુલ્લાહ ﷺની સેવામાં તે ઊન લઈને ઉપસ્થિત થયો, તો રસૂલે કરીમ ﷺ રહમતુલ્લિલ આલમીન હોવા છતાં અને ઉમ્મત ઉપર માં–બાપ જેવો મહેરબાનીનો વહેવાર કરતા હોવા છતાં તેને એવું કહીને પાછો આપી દીધો કે, હવે હું તેને કેવી રીતે આખા લશ્કરમાં વહેંચી શકીશ. હવે તો કયામતના દિવસે તમે એને લઈને હાજર રહેજો.

એવી રીતે غُلُوْل (ગુલૂલ)ની સજા પણ સામાન્ય ચોરો કરતાં વધારે સખત છે કે, હશ્રના મૈદાનમાં જ્યાં સમગ્ર મખ્લૂક ભેગી થઈ હશે સૌની સામે તેને એવી રીતે અપમાનિત કરવામાં આવશે કે તેણે જે માલ ચોરી કર્યો હતો તે તેની ગરદન ઉપર બાંધેલો હશે. સહીહૈનમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જુઓ ! એવું ન થાય કે, હું કયામતમાં કોઈને એવી રીતે જોઉં કે, તેની ગરદન ઉપર એક ઊંટ લાદેલું છે (અને તે એ'લાન કરતો હોય કે તેણે ગનીમતના માલનું ઊંટ ચોર્યું હતું) તે વ્યક્તિ જો મારાથી સિફારસ કરાવવાનો ઇચ્છુક હશે તો હું તેને સ્પષ્ટ જવાબ આપી દઈશ કે મેં અલ્લાહનો હુકમ પહોંચાડી દીધો હતો, હવે હું કંઈ જ નથી કરી શકતો.''

અલ્લાહ મૈદાને હશ્રના અપમાનથી બચાવે. મૈદાને હશ્રનું અપમાન અને

ઝિલ્લત વિશે અમુક રિવાયતો પ્રમાણે સાબિત છે કે, જેની સાથે આવો વ્યવહાર કરવામાં આવશે તે એવી તમન્ના કરશે કે, અમને જહન્નમમાં ફેંકી દેવામાં આવે પરંતુ આ ઝિલ્લત અને અપમાનથી બચી જઈએ.

**વક્ફના માલ અને સરકારી ખજાનામાં ચોરી કરવી غُـلُـوْل(ગુલૂલ)ના હુકમમાં છે :**

આ જ હુકમ મસ્જિદ, મદ્રસા, ખાનકાહો અને વક્ફના માલનો છે, જેમાં હજારો-લાખો મુસલમાનોના ચંદાની રકમ હોય છે. જો મા'ફ કરાવવા ઈચ્છે તો પણ કોના-કોનાથી મા'ફ કરાવશે ? એ જ રીતે સરકારી ખજાના (બયતુલ માલ)નો હુકમ છે. કારણ કે તેમાં આખા દેશના બધા જ નાગરિકોનો હક છે. જો તેમાં ચોરી કરી તો તેણે દરેક નાગરિકના માલમાં ચોરી કરી, આ માલ એવો હોય છે જેનો કોઈ એક વ્યક્તિ માલિક નથી હોતો, આ ખજાનાના ખજાનચી અને વહીવટદારો લાપરવાહી કરે છે જેના કારણે ચોરી- ભ્રષ્ટાચારના અસંખ્ય કિસ્સાઓ બનતા હોય છે. એટલા માટે આજકાલ દુનિયામાં સૌથી વધારે ચોરી, ઉચાપત અને ખયાનત આ જ માલમાં થઈ રહી છે અને લોકો તેના ખરાબ પરિણામો તથા ભયંકર નુકસાનથી ગાફેલ છે કે, આ ગુનાહની સજા જહન્નમના અઝાબ તથા હશ્રના મૈદાનની રુશ્વાઈ અને અપમાન સિવાય કંઈ જ નથી અને રસૂલે કરીમ ﷺની શફાઅત (સિફારસ)થી પણ વંચિત રહેવું પડશે. નઊઝુબિલ્લાહ !

**રસૂલે કરીમ ﷺનું અસ્તિત્વ સમગ્ર માનવજાત ઉપર અહેસાન (ઉપકાર) છે :**

આયત لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ (૩ : ૧૬૪) જેવી અને આ જ વિષયની લગભગ આ જ શબ્દો સાથેની એક આયત સૂરએ બકરહમાં આવી ચૂકી છે, જેની તફસીર અને સ્પષ્ટતા વિગતવાર મઆરિફુલ કુર્આનની પ્રથમ જિલ્દમાં આવી ચૂકી છે, ત્યાં જોઈ લેવામાં આવે. અત્રે આ આયતમાં એક શબ્દ વધારે છે لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ એટલે કે, "રસૂલુલ્લાહ ﷺને દુનિયામાં મબઊષ ફરમાવીને અલ્લાહ તઆલાએ મો'મિનો ઉપર ઘણો મોટો ઉપકાર કર્યો છે."

આ અનુસંધાને એક વાત જે વિચાર કરવા યોગ્ય છે તે એ છે કે, કુર્આને કરીમની સ્પષ્ટતા પ્રમાણે રસૂલે કરીમ ﷺ રહમતુલ્લિલ આલમીન છે અને

સમગ્ર દુનિયા માટે તેમનું અસ્તિત્વ એક મહાન ઈનામ અને મોટો ઉપકાર છે. આ સ્થળે તે ફક્ત મો'મિનો માટે ખાસ હોવું એવું જ છે જે રીતે કે કુર્આને કરીમને هُدًى لِّلْمُتَّقِيْنَ ફરમાવીને કુર્આન સમગ્ર દુનિયા માટે હિદાયત હોવું બીજી આયતોથી સાબિત થયેલ છે, પરંતુ અમુક સ્થળોએ તેને મુત્તકીઓ સાથે વિશેષરૂપે જોડીને બતાવ્યું છે. તેનું કારણ બંને સ્થળે સમાન રીતે એક જ પ્રકારનું છે કે, જો કે રસૂલે કરીમ ﷺનું અસ્તિત્વ સમગ્ર દુનિયા માટે અને દરેક મો'મિન અથવા કાફિર માટે મહાન ઈનામ અને મોટો ઉપકાર છે, એવી જ રીતે કુર્આને કરીમ પણ સમગ્ર માનવતા માટે હિદાયતનું ઝરણું છે, પરંતુ કારણ કે, આ ઈનામ અને હિદાયતનો નફો માત્ર મો'મિનો અને મુત્તકીઓને જ પ્રાપ્ત થાય છે. એટલા માટે અમુક સ્થળે તેને તેમની સાથે વિશેષરૂપે જોડીને ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

બીજી વાત, રસૂલે કરીમ ﷺને મો'મિનો માટે અથવા સમગ્ર દુનિયા માટે મહાન ઈનામ અને મોટો ઉપકાર હોવાની સ્પષ્ટતા એક વિગતવારના ખુલાસા સ્વરૂપે પણ હોઈ શકે છે.

આ બાબત એવી છે કે, જો વર્તમાન સમયમાં વ્યક્તિ આધ્યાત્મિકતાને ભૂલીને ભૌતિકતાનો પૂંજારી બન્યો ન હોત તો આ વિષયને સમજાવવા માટે કોઈ સ્પષ્ટતા કરવાની આવશ્યકતા ન હતી. બુદ્ધિથી કામ લેનારા મનુષ્યો આ મહાન ઉપકારની વાસ્તવિકતાથી પોતે વાકેફ થઈ ગયા હોત, તેને ઉપકાર અને ઈનામ ફક્ત તે જ ચીજ-વસ્તુઓમાં દેખાય છે, જેનાથી તેનું પેટ ભરાય છે અને જે વસ્તુઓ તેને મનેચ્છાઓ તથા ભૌતિક સુખ-સાહ્યબી પૂરી પાડે છે. તેના અસ્તિત્વની અસલ વાસ્તવિકતા અને તે જ એનો આત્મા પણ છે, તેની ખૂબીઓ અને ખરાબીઓથી મોટેભાગે આજનો મનુષ્ય ગાફેલ થઈ ગયો છે. એટલા માટે એ સ્પષ્ટતાની આવશ્યકતા જણાય છે કે, મનુષ્યને પ્રથમ તો એવું બતાવવામાં આવે કે, તેનું અસ્તિત્વ ફક્ત અમુક હાડકાં કે માંસ-લોહીનું મિશ્રણ નથી બલકે, મનુષ્યની વાસ્તવિકતા તેની તે રૂહ છે જે તેના બદન સાથે સંબંધ ધરાવે છે. જ્યાં સુધી આ રૂહ તેના બદનમાં છે તે સમય સુધી મનુષ્ય, મનુષ્ય છે અને તેના મનુષ્ય તરીકેના હકો સ્થાપિત છે. ભલે તે કેટલોય પણ કમજોર અને નિર્બળ કેમ ન હોય! કોઈની મજાલ નથી કે તેની માલ-મિલકત ઉપર કબજો કરી શકે અથવા તેના હકોને દબાવી શકે. પરંતુ જે સમયે આ રૂહ તેના બદનમાંથી નીકળી જાય છે તો ભલે તે ગમે એટલો શક્તિશાળી પહેલવાન હોય અને તેના બધા જ અવયવો

પોતાની અસલ પરિસ્થિતિમાં દેખાતા હોય, પરંતુ હવે તે મનુષ્ય તરીકે બાકી નથી રહ્યો, તે એક મડદું (લાશ) છે, તેનો હવે પોતાની મિલકત ઉપર કોઈ અધિકાર બાકી નથી રહ્યો.

અંબિયા (અલૈ.) દુનિયામાં આવે છે, તેમના માથે આ મનુષ્યની રૂહની સાચી કેળવણી કરીને મનુષ્યને સાચા અર્થમાં મનુષ્ય બનાવવાની જવાબદારી છે, જેથી તેના શરીર દ્વારા જે અમલો અને કાર્યો જાહેર થાય તે મનુષ્ય માટે લાભદાયક સાબિત થાય, તે હિંસક અને ઝેરીલા જાનવરોની જેમ અન્ય મનુષ્યોને ઈજા કે તકલીફ ન પહોંચાડે જેથી તે પોતે પણ પરિણામને સમજે અને આખિરતની કાયમી જિંદગીનો સામાન તૈયાર કરે. રસૂલે કરીમ ﷺને જેવી રીતે અંબિયા (અલૈ.)માં સર્વશ્રેષ્ઠ હોવાની તથા તેમના ઈમામ હોવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ છે, તે જ પ્રમાણે માનવીને સાચા અર્થમાં માનવી બનાવવા માટે પણ રસૂલે કરીમ ﷺની શાન અને મરતબો બધા જ અંબિયા (અલૈ.) કરતાં ઉચ્ચ કક્ષાનો છે. રસૂલે કરીમ ﷺએ પોતાની મક્કાની જિંદગીમાં ફક્ત આ જ કામ એટલે કે, મનુષ્યની કેળવણીનું જ કાર્ય પાર પાડ્યું અને માનવજાતનો એક એવો સમાજ તૈયાર કર્યો જેનો દરજ્જો ફરિશ્તાઓની સિફતો અને લક્ષણોથી પણ આગળ છે અને જમીન તથા આસમાને તેમના જેવા વ્યક્તિઓ જોયા નથી. તેમનામાંનો એક-એક વ્યક્તિ રસૂલુલ્લાહ ﷺના જીવતા-જાગતા મોઅ્જિઝા સમાન ગણી શકાય છે. વર્તમાન સમયમાં તેમના પછી પણ રસૂલે કરીમ ﷺની જે તા'લીમ અને તેમની કેળવણીની જે પદ્ધતિ છોડવામાં આવી છે તેના ઉપર પૂરે-પૂરો અમલ કરનારા લોકો આવા દરજ્જાઓ આજે પણ પ્રાપ્ત કરી શકે છે કે, જે દરજ્જાઓ સહાબએ કિરામ (રદિ.)એ મેળવ્યા હતા. આ તા'લીમ અને કેળવણી સમગ્ર દુનિયા માટે છે, તેના માટે રસૂલે કરીમ ﷺનું અસ્તિત્વ સમગ્ર માનવજાત માટે એક મહાન નેઅ્મત અને મોટો ઉપકાર છે. જો કે, આ ઈનામ અને ઉપકારનો સંપૂર્ણ ફાયદો મો'મિનોએ જ ઉઠાવ્યો છે.

**ઉહદની ઘટનામાં મુસલમાનોની હાર જેવી પરિસ્થિતિ અને ઇજાઓ તથા કતલ થવાની જે મુસીબત ઉપસ્થિત થઈ હતી તેના અમુક કારણો અને હિકમતો :**

આયત اَوَلَمَّا اَصَابَتْكُمْ (૩ : ૧૬૫)નું પાછલી આયતોમાં એક સ્થળે આ

વિષયનું વર્ણન આવી ચૂક્યું છે. અત્રે ફરી તેની તાકીદ વધારે વિગતવાર વર્ણન કરવામાં આવી છે. કારણ કે, મુસલમાનોને આ ઘટનાથી સખત પરેશાની થઈ હતી બલકે, અમુક લોકોની જીભ ઉપર આવા શબ્દો પણ આવ્યા હતા, اَنّٰى هٰذَا કે "આ મુસીબત અમારા ઉપર ક્યાંથી આવી પડી જ્યારે કે, અમે રસૂલુલ્લાહ ﷺ સાથે જિહાદમાં સામેલ છે ?"

પ્રસ્તુત આયતમાં પ્રથમ તો એ વાત યાદ અપાવવામાં આવી કે, આજે જેટલી મુસીબતો તમારા ઉપર પડી તમે તેનાથી બમણી મુસીબતો પોતાના દુશ્મનોને આનાથી પહેલાં ગઝ્વએ બદ્રમાં પહોંચાડી ચૂક્યા છો. કારણ કે, ગઝ્વએ ઉહદમાં સિત્તેર મુસલમાન શહીદ થયા હતા અને ગઝ્એ બદ્રમાં મુશ્રિકોના સિત્તેર સરદારો માર્યા ગયા હતા અને સિત્તેર કેદ પકડાઈને મુસલમાનોના કબજામાં આવ્યા હતા. આ વાતને યાદ અપાવવાથી એક તો એ હેતુ છે કે, મુસલમાનોને જે તકલીફ પડી રહી છે તેની પરેશાનીનો અહેસાસ ઘટી જાય કે, જે લોકોની બમણી જીત થઈ ચૂકી છે જો ક્યારેક એક સમયે તેનાથી અડધી હાર જેવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ જાય તો તેનો વધારે રંજ-ગમ અને આશ્ચર્ય ન કરવું જોઈએ.

બીજો આ આયતનો મૂળ હેતુ છેલ્લા વાક્ય قُلْ هُوَ مِنْ عِنْدِ اَنْفُسِكُمْ માં બતાવ્યો કે, આ તકલીફ અને મુસીબત વાસ્તવમાં દુશ્મનોની શક્તિ અને તેમની વધારે સંખ્યા હોવાના કારણે નથી બલકે, તમારી પોતાની અમુક ભૂલોના કારણે છે કે રસૂલુલ્લાહ ﷺનો હુકમ પૂરો કરવામાં તમારાથી ઉણપ રહી ગઈ.

ત્યાર પછીની આયત فَبِاِذْنِ اللّٰهِ માં એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, "જે કંઈ થયું અલ્લાહ તઆલાના ઈરાદા અને તેની ઈચ્છા પ્રમાણે જ થયું છે," જેમાં ઘણી બધી હિકમતો રહેલી છે, તેમાંથી અમુકનું વર્ણન આગળ આવી ચૂક્યું છે અને એક હિકમત એ પણ છે કે, અલ્લાહ તઆલા મો'મિનો અને મુખ્લિસોને ચકાસી લે અને મુનાફિકોને પણ ચકાસી લે. એટલે કે મો'મિનોનો ઈખ્લાસ અને મુનાફિકોની મુનાફિકત (દોગલાપણુ) સ્પષ્ટ થઈ જાય કે, પ્રત્યેક જોનારો તેને સ્પષ્ટપણે જોઈ શકે. અહીંયાં અલ્લાહ તઆલાના જોવાનો મતલબ એ નથી કે, દુનિયામાં જે રીતે કોઈ બાબત જોવાનું સ્વરૂપ હોય છે તે રીતે જોવું બલકે, અત્રે એ સ્વરૂપમાં જોવાનો ભાવાર્થ નથી. કારણ કે, અલ્લાહ તઆલા તો દરેક સમયે દરેક

વસ્તુને જોઈ રહ્યો છે, એટલા માટે આ હિકમત એવી રીતે સ્પષ્ટ થઈ ગઈ કે, આવા કઠિન સમયે મુનાફિકો અલગ થઈને ઊભા થઈ ગયા અને મુખ્લિસ મો'મિનો યુદ્ધમાં ડટેલા અને અડીખમ રહ્યા.

અને આશ્વાસનનું એક કારણ એ પણ હતું કે, જે મુસલમાનો આ જિહાદમાં શહીદ થઈ ગયા છે તેમને અલ્લાહ તઆલાએ એવા-એવા ઇનામોથી નવાઝયા છે કે અન્યો તેના ઉપર નાઝ કરે છે. આના અનુસંધાનમાં ત્યારપછીની આયત وَلَا تَحْسَبَنَّ الَّذِيْنَ قُتِلُوْا فِیْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتًا (૩ : ૧૬૯)માં શહીદો માટેના ખાસ દરજ્જાઓ અને વિશિષ્ટ ફઝીલતોનું વર્ણન કરવામાં આવ્યું છે.

**અલ્લાહના રસ્તામાં શહીદ થનારની વિશિષ્ટ ફઝીલતો અને દરજ્જાઓ:**

આ આયતમાં શહીદોની વિશિષ્ટ પ્રકારની શ્રેષ્ઠતાઓનું વર્ણન કરવામાં આવ્યું છે તથા સહીહ હદીષોમાં તેની વિસ્તૃત વિગતોનો ઉલ્લેખ થયો છે. ઈમામ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું છે કે, "શહીદોના પણ દરજ્જાઓ અને વિવિધ પરિસ્થિતિઓ હોય છે, એટલા માટે હદીષની રિવાયતોમાં જે વિવિધ સ્વરૂપો આવ્યા છે તે વિવિધ પરિસ્થિતિઓના આધારે છે."

અત્રે શહીદોની પ્રથમ ફઝીલત આ વર્ણન કરવામાં આવી કે, "તેઓ મૃત નથી બલકે, કાયમી જિંદગીના માલિક થઈ ગયા છે." અત્રે આ વાત વિચારવા યોગ્ય છે કે, દેખીતી રીતે મરવું અને કબ્રમાં દફન થઈ જવું તો સાબિત થયેલ અને અનુભવેલી બાબત છે તો પછી કુર્આન શરીફની વિવિધ આયતોમાં તેમને મૃત ન કહેવાની અને ન સમજવાની સૂચના આપવામાં આવી છે, તેનો શું અર્થ છે ? જો કહેવામાં આવે કે, તેનાથી બરઝખની જિંદગી ભાવાર્થ સ્વરૂપે છે તો તે દરેક વ્યક્તિ મો'મિન હોય કે કાફિર બરઝખની જિંદગી મેળવશે કે, મર્યા પછી તેની રૂહ (આત્મા) જીવંત રહે છે અને કબ્રમાં સવાલ-જવાબ પછી મો'મિનો અને નેક લોકો માટે રાહત અને સરળતા તથા કાફિરો તથા દુષ્ટ લોકો માટે કબ્રનો અઝાબ કુર્આન અને સુન્નતથી સાબિત થયેલ છે, માટે આ બરઝખનું જીવન જ્યારે દરેકના માટે એકસરખું છે તો શહીદોની શું વિશેષતા છે ?

જવાબ એ છે કે, કુર્આને કરીમની આ જ આયતમાં એવું બતાવવામાં આવ્યું છે કે, શહીદોને અલ્લાહ તરફથી જન્નતની રોજી મળે છે અને રોજી જીવંત વ્યક્તિને જ મળતી હોય છે. એટલા માટે જાણ થઈ કે, આ દુનિયાથી ઈન્તેકાલ

કરી ગયા પછી તરત જ શહીદ માટે જન્નતની રોજી ચાલુ થઈ જાય છે અને તેમને એક ખાસ પ્રકારની જિંદગી તે સમયે મળી જાય છે, જે સામાન્ય કક્ષાના મૃત લોકો કરતાં વિશિષ્ટ પ્રકારનું સ્વરૂપ ધરાવે છે. *(કુર્તુબી)*

હવે, શહીદોના મૌત પછીના જીવનની વિશિષ્ટતા કયા પ્રકારની છે ? અને તે જિંદગી કેવી છે ? તેની હકીકત અલ્લાહ સિવાય કોઈ જ જાણતું નથી અને ન તો કોઈ જાણી શકે છે અને ન જ તેને જાણવાની આવશ્યકતા છે. અલબત્ત, ઘણા સમયે તેમની જિંદગીના અમુક ખાસ પ્રભાવો અને અસરો આ દુનિયામાં પણ ક્યારેક જાહેર થતા રહે છે. તેમાંથી એક એ છે કે, શહીદોના શરીરને આ જમીન ખાઈ નથી શકતી, તેમનું શરીર સહી-સલામત બાકી રહે છે. આ બાબતના ઘણા કિસ્સાઓ અનુભવસિદ્ધ બાબત છે. *(કુર્તુબી)*

શહીદોની પ્રથમ ફઝીલત આ આયતમાં તેમના વિશિષ્ટ પ્રકારના ઉચ્ચ કક્ષાના જીવન વિશે છે. બીજું એ કે, તેમને અલ્લાહ તઆલા તરફથી રોજી મળે છે. ત્રીજી ફઝીલત فَرِحِيْنَ بِمَآ اٰتٰهُمُ اللّٰهُ માં એ વર્ણન કરવામાં આવી છે કે, "તેઓ હંમેશા ખુશી અને આનંદમાં રહે છે, તે નેઅ્મતોમાં કે, જે તેમને અલ્લાહ તઆલા તરફથી અર્પણ કરવામાં આવી છે," ચોથી ફઝીલત આ છે وَيَسْتَبْشِرُوْنَ بِالَّذِيْنَ لَمْ يَلْحَقُوْا بِهِمْ એટલે કે, "તેઓ પોતાના સંબંધીઓ કે જેઓ દુનિયામાં છોડી ગયા હતા, તેમને તેમના વિશે પણ ખુશી પ્રાપ્ત થાય છે" કે, જો તેઓ દુનિયામાં રહીને નેક અમલો તથા જિહાદમાં લાગેલા રહેશે તો તેમને પણ અહીંયાં આવીને આ જ નેઅ્મતો અને ઉચ્ચ દરજ્જાઓ મળશે.

સુદ્દી (રહ.)એ વર્ણન કર્યું છે કે, "શહીદના જે કોઈ પણ સગાં-વહાલા અથવા મિત્રો મૃત્યુ પામવાના હોય છે શહીદને પ્રથમ તેની જાણ કરી દેવામાં આવે છે કે, ફલાણો વ્યક્તિ હવે તમારી પાસે આવી રહ્યો છે અને તેનાથી તે ઘણો ખુશ થાય છે. જે રીતે કે દુનિયામાં કોઈ દૂર-સુદૂરના પ્રદેશમાં રહેતો મિત્ર લાંબાં સમય પછી મુલાકાત કરે તો ખૂબ ખુશી પ્રાપ્ત થાય છે."

આ આયતનો શા'ને નુઝૂલ અબૂ દાવુદ (રહ.)એ સહીહ સનદોથી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી નકલ કર્યો છે કે, "રસૂલુલ્લાહ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને ફરમાવ્યું કે, જ્યારે ઉહદની ઘટનામાં તમારા ભાઈ શહીદ થયા તો અલ્લાહ તઆલાએ તેમની રૂહોને લીલા પક્ષીઓના શરીરમાં

રાખીને આઝાદ કરી દીધા કે, તેઓ જન્નતની નહેરો અને બાગોમાં ફળો દ્વારા પોતાની રોજી પ્રાપ્ત કરે છે અને પછી તે પીંજરાઓમાં આવી જાય છે જે એમના માટે અલ્લાહના અર્શની નીચે અધ્ધર લટકેલા છે. જ્યારે તે લોકોએ પોતાની રાહત અને આનંદની આ જિંદગી જોઈ તો કહેવા લાગ્યા કે (અમારા રિશ્તેદારો દુનિયામાં અમારા મર્યા પછી ગમગીન છે.) શું અમારી પરિસ્થિતિની જાણ તેમને થઈ શકે છે કે, તેઓ અમારા વિશે ગમ ન કરે અને તેઓ પણ જિહાદમાં પ્રયત્ન કરતા રહે ? અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, અમે તમારી આ ખબર પહોંચાડી આપીએ છીએ. એના ઉપર આ આયત નાઝિલ ફરમાવવામાં આવી.'' *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન–આયત નં. ૧૭૨ થી ૧૭૫)

اَلَّذِيْنَ اسْتَجَابُوْا لِلّٰهِ وَالرَّسُوْلِ مِنْۢ بَعْدِ مَآ اَصَابَهُمُ الْقَرْحُ ۛ لِلَّذِيْنَ اَحْسَنُوْا
مِنْهُمْ وَاتَّقَوْا اَجْرٌ عَظِيْمٌ ﴿١٧٢﴾ اَلَّذِيْنَ قَالَ لَهُمُ النَّاسُ اِنَّ النَّاسَ قَدْ جَمَعُوْا
لَكُمْ فَاخْشَوْهُمْ فَزَادَهُمْ اِيْمَانًا ۖ وَّقَالُوْا حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ﴿١٧٣﴾ فَانْقَلَبُوْا بِنِعْمَةٍ
مِّنَ اللّٰهِ وَفَضْلٍ لَّمْ يَمْسَسْهُمْ سُوْٓءٌ ۙ وَّاتَّبَعُوْا رِضْوَانَ اللّٰهِ ۗ وَاللّٰهُ ذُوْ فَضْلٍ
عَظِيْمٍ ﴿١٧٤﴾ اِنَّمَا ذٰلِكُمُ الشَّيْطٰنُ يُخَوِّفُ اَوْلِيَآءَهٗ ۠ فَلَا تَخَافُوْهُمْ وَخَافُوْنِ اِنْ
كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٧٥﴾

## તરજુમો :

*જે લોકોએ અલ્લાહ અને તેના રસૂલના હુકમને કબૂલ કર્યો એ પછી કે તેમને ઈજા પહોંચી ચૂકી હતી; તેમનામાં જે લોકો નેક અને પરહેઝગાર છે તેમના માટે મોટો સવાબ (બદલો) છે. (૧૭૨) (આ તે લોકો છે) જેમને લોકોએ કહ્યું કે, લોકોએ તમારા (મુકાબલા) માટે (સામાન) ભેગો કરી લીધો છે, બસ તેમનાથી ડરો તો (આ વાતે) તેમનું ઈમાન (ઓર) વધી ગયું અને તેમણે કહ્યું, અમારા માટે અલ્લાહ કાફી (પૂરતો) છે અને તે કેવો સારો (શ્રેષ્ઠ) કાર્યસાધક છે ! (૧૭૩) પછી તેઓ અલ્લાહની નેઅ્મતો અને ફઝ્લ (કૃપા)*

*સાથે પાછા ફર્યા, તેમને કોઈ બુરાઈ (મુસીબત) ન પહોંચી અને તેમણે અલ્લાહની મરજીની તા'બેદારી કરી; અને અલ્લાહ મહાકૃપાળુ છે. (૧૭૪) આ જે કંઈ છે બસ શયતાન છે, જે પોતાના સહાયકો દ્વારા ડરાવે છે; બસ, તમે તેમનાથી ન ડરો અને મારાથી ડરો જો તમે ઈમાનવાળા છો. (૧૭૫)*

## તફસીર :

જે લોકોએ અલ્લાહ અને રસૂલ (ﷺ)નું કહ્યું માન્યું (જ્યારે કે તેમને કાફિરોનો પીછો કરવા માટે બોલાવવામાં આવ્યા) તે છતાં કે તેમને (હમણા તાજા) ઘા (લડાઈમાં) વાગ્યા હતા, તે લોકોમાં જેઓ નેક અને મુત્તકી છે (અને ખરેખર બધા જ આવા છે) તેમના માટે (આખિરતમાં) મહાન બદલો (સવાબ) છે. આ એવા (નિખાલસ) લોકો છે કે (અમુક) લોકોએ (એટલે કે અબ્દુલ કૈસવાળાઓએ જે) તેમને (આવીને) કહ્યું કે આ લોકો (એટલે કે મક્કાવાળાઓ) તમારા (મુકાબલા) માટે (મોટો) સરંજામ એકઠો કરી રહ્યા છે માટે તમારે તેમનાથી ડરવું જોઈએ તો આ (ખબર)થી તેમનું ઈમાન (અલ્લાહ ઉપરનું યકીન ઔર) વધી ગયું અને (ખૂબ જ મજબૂતીથી તેના જવાબમાં) કહ્યું (અને વાત પૂરી કરી) કે અમારા માટે અલ્લાહ તઆલા (પ્રત્યેક મુસીબતોના સમયે) પૂરતો છે અને તે જ બધા કાર્યોને સોંપવા માટે સૌથી શ્રેષ્ઠ છે. (આ જ સોંપવાને "તવક્કુલ" કહેવામાં આવે છે) બસ, આ લોકો અલ્લાહની નેઅ્મત અને કૃપા (એટલે કે સવાબ અને વેપારનો નફો) મેળવીને પાછા આવ્યા અને તેમને કોઈ દુર્ઘટનાનો સામનો ન કરવો પડયો અને તે લોકો (આ ઘટનામાં) અલ્લાહ તઆલાની મરજીના તા'બે રહ્યા (તેના કારણે પોતાની દુનિયવી નેઅ્મતોથી પણ લાભમાં રહ્યા) અને અલ્લાહ તઆલા ઘણો કૃપાળુ છે (હે મુસલમાનો !) એનાથી વધીને કોઈ (ભયની) વાત નથી કે આ માત્ર શયતાન છે જે પોતાના સહાયકો દ્વારા તમને ડરાવવા ઈચ્છે છે. બસ, તમે તેનાથી ન ડરો અને મારાથી જ ડરો જો તમે ઈમાનવાળા છો.

## મસ્અલા અને બોધપાઠ :

**આયતોનો ક્રમ અને શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) :**

ઉપર ગઝ્વએ ઉહદની ઘટનાનું વર્ણન હતું, પ્રસ્તુત આયતોમાં આ જ

યુદ્ધના સંદર્ભમાં અન્ય એક યુદ્ધનો ઉલ્લેખ છે, જે "ગઝ્‌વએ હમ્રા અલ અસદ"ના નામથી પ્રખ્યાત છે. હમ્રા અલ અસદ મદીનહ તય્યિબહથી આઠ માઈલના અંતરે આવેલા એક સ્થળનું નામ છે.

આ ગઝ્‌વહની ઘટના એમ બની કે, જ્યારે મક્કાના કાફિરો ઉહદના મેદાનેથી પાછા ફર્યા તો રસ્તામાં તેમને એવો અફસોસ થયો કે, આપણે વિજયની નજીક પહોંચ્યા હોવા છતાં ફોગટમાં મેદાનમાંથી પાછા ફર્યા, આપણે એકસામટું આક્રમણ કરીને બધા મુસલમાનોને ખતમ કરી દેવા જોઈતા હતા અને આ વિચારનો એવો પ્રભાવ પડ્યો કે, ફરી પાછા મદીના તરફ પાછા ફરવાનો ઈરાદો કરવા લાગ્યા પરંતુ અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં રુઆબ અને નાંખી દીધી જેથી તેઓ સીધા મક્કા મુકર્રમહ તરફ ચાલવા માંડ્યા. પરંતુ અમુક મુસાફરોને કે જેઓ મદીના તરફ જઈ રહ્યા હતા એવું કહેતા ગયા કે તમે જઈને કોઈપણ રીતે મુસલમાનોના દિલોમાં અમારી ધાક બેસાડી દો કે તેઓ પાછા વળીને આવી રહ્યા છે. રસૂલે કરીમ ﷺને વહી દ્વારા આ બાબતની જાણ થઈ ગઈ, એટલા માટે રસૂલે કરીમ ﷺ તેમનો પીછો કરતા-કરતા "હમ્રા અલ અસદ" સુધી પહોંચ્યા.

*(ઈબ્ને જરીર, કઝા ફિ રૂહ)*

તફસીરે કુર્તુબીમાં છે કે, ઉહદના બીજા દિવસે રસૂલુલ્લાહ ﷺએ પોતાના મુજાહિદોને એ'લાન કર્યું કે, "આપણે મુશ્રિકોનો પીછો કરવાનો છે, પરંતુ તેમાં તે જ લોકો જઈ શકે છે જેઓ ગઈ કાલે યુદ્ધમાં અમારી સાથે હતા." આ સાંભળીને ૨૦૦ મુજાહિદો (યોદ્ધાઓ) ઊભા થઈ ગયા.

અને સહીહ બુખારીમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ એ'લાન કર્યું કે "કોણ છે જે મુશ્રિકોનો પીછો કરે ?" તો ૭૦ માણસો ઊભા થઈ ગયા, જેમાં એવા મણસો પણ હતા જેઓ ગઈકાલના યુદ્ધમાં સખત ઘાયલ થઈ ચૂક્યા હતા અને અન્યનો સહારો લઈને ચાલતા હતા. આ લોકો રસૂલે કરીમ ﷺ સાથે મુશ્રિકોનો પીછો કરવા રવાના થયા. હમ્રા અલ અસદના સ્થળે પહોંચ્યા તો ત્યાં નુએમ બિન મસ્ઊદ મળ્યા, તેમણે ખબર આપી કે અબૂ સુફિયાને પોતાની સાથે વધારે લશ્કર ભેગું કરી એવું નક્કી કર્યું છે કે, ફરીવાર એકવાર મદીના ઉપર ચઢાઈ કરીશું અને મદીનાના નિવાસીઓનો સત્યાનાશ કરી નાંખીશું. ઘાયલ થયેલા કમજોર સહાબા (રદિ.) આવી ખબર સાંભળીને એકસાદે બોલી ઊઠ્યા કે, "અમે તેમને નથી

ઓળખતા'' حَسۡبُنَا اللّٰهُ وَنِعۡمَ الۡوَكِيۡلُ એટલે કે, ''અલ્લાહ તઆલા અમારા માટે પૂરતો છે અને તે જ શ્રેષ્ઠ સહાયક છે.''

આ બાજુ તો મુસલમાનોમાં ધાક બેસાડવા માટે એવી ખબર આપવામાં આવી અને મુસલમાનો તેનાથી પ્રભાવિત ન થયા. બીજી બાજુ મઅ્બદ ખુઝાઈ, બની ખુઝાઆનો એક માણસ મદીનાથી મક્કા તરફ જઈ રહ્યો હતો, જો કે, તે મુસલમાન ન હતો પરંતુ મુસલમાનોનો શુભેચ્છક હતો. તેનો કબીલો રસૂલુલ્લાહ ﷺનો સહયોગી હતો. એટલા માટે જ્યારે માર્ગમાં મદીનાથી પાછા ફરતા હતા ત્યારે અબૂ સુફિયાનને જોયો કે, તે પોતાના પાછા ફરવા ઉપર પસ્તાઈ રહ્યો છે અને ફરી પાછો આવવાની ચિંતા કરી રહ્યો છે તો તેણે અબૂ સુફિયાનને કહ્યું કે, ''તમે ભૂલમાં છો કે મુસલમાનો કમજોર થઈ ગયા, હું તેમના એક મોટા લશ્કરને ''હમ્રા અલ અસદ''માં જોઈને આવ્યો છું, જે સંપૂર્ણ શસ્ત્ર-સરંજામ સાથે તમારો પીછો કરવા નીકળ્યા છે.'' અબૂ સુફિયાન ઉપર આ ખબરની ધાક બેસી ગઈ.

આ ઘટનાનું વર્ણન પ્રસ્તુત ત્રણ આયતોમાં કરવામાં આવ્યું છે. પ્રથમ આયતમાં ઈરશાદ છે કે, ગઝ્વએ ઉહદમાં ઘાયલ થવા છતાં અને મુસીબતો વેઠવા છતાં જ્યારે તેમને બીજા યુદ્ધો માટે અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺએ આમંત્રણ આપ્યું, તો તેઓ એના માટે પણ તૈયાર થઈ ગયા. આ સ્થળે એક બાબત વિચાર કરવા યોગ્ય છે તે એ છે કે, અહીંયાં જે મુસલમાનોના વખાણનું વર્ણન કરવાનું ચાલું છે તેમાં તેમની બે ખાસિયતો વર્ણન કરવામાં આવી. એક તો مِنۡۢ بَعۡدِ مَاۤ اَصَابَهُمُ الۡقَرۡحُ એટલે કે, ''અલ્લાહ અને તેના રસૂલ ﷺના આમંત્રણ ઉપર તૈયાર થનારા તે લોકો છે જેમને ઉહદમાં ઘા વાગી ચૂક્યા હતા'' અને તેમાં ૭૦ પ્રખ્યાત બહાદૂર યોદ્ધાઓ શહીદ થઈ ચૂક્યા હતા અને તેમના શરીર પણ જખ્મોથી ચૂર-ચૂર હતા, પરંતુ જ્યારે તેમને બીજી વખતે યુદ્ધ માટે બોલાવવામાં આવ્યા તો તેઓ તરત જ જિહાદ માટે તૈયાર થઈ ગયા.

બીજી ખાસિયત (લક્ષણ) لِلَّذِيۡنَ اَحۡسَنُوۡا مِنۡهُمۡ وَاتَّقَوۡا ''તેમના માટે જેમણે સદ્કાર્યો કર્યા અને અલ્લાહથી ડર્યા''માં આ વર્ણન કરવામાં આવ્યું કે, આ લોકો સંઘર્ષ કરવામાં તથા બહાદૂરીમાં મહાન કારનામાઓ કરવા છતાં ઉપકાર અને તકવાના લક્ષણોથી પણ પોતાની જાતને શણગારતા હતા અને આ બધી નેક સિફતોનું મિશ્રણ જ તેમના માટે મહાન સવાબનું કારણ છે.

આ આયતમાં શબ્દ مِنْهُمْ (તેમનામાંથી)માં આ શંકા ન થવી જોઈએ કે, આ બધા લોકો અહેસાન અને તકવામાં સંપૂર્ણ ન હતા, બલકે તેમાંથી અમુક જ લોકો એવા હતા. પરંતુ અત્રે શબ્દ مِنْ ("મિન" –તેમાંથી અમુક) એ تَبْعِيْض માટે નથી. બલકે, વર્ણન કરવા માટે છે જેના ઉપર પોતે આ આયતની શરૂઆતમાં શબ્દ اَلَّذِيْنَ اسْتَجَابُوْا (જે લોકોએ આમંત્રણ સ્વીકાર્યું) ગવાહી આપે છે. કારણ કે, આ તકવા અને ઈતાઅત (આજ્ઞાપાલન) વિના નેકી તથા અલ્લાહની ફરમાંબરદારી થઈ જ નથી શકતી. એટલા માટે ઘણા મુફસ્સિરોએ આ સ્થળે مِنْ ("મિન" –તેમનામાંથી અમુક)ના વર્ણનના સંદર્ભમાં આવ્યું હોવાનું ઠરાવ્યું છે, જેનો હેતુ એ છે કે, આ બધા લોકો જેઓ અહેસાન અને તકવાના લક્ષણોથી શણગારાયેલા હતા તેમના માટે મહાન બદલો છે.

## કોઈ કામ માટે ફક્ત સંઘર્ષ અને કુર્બાની પૂરતી નથી, જ્યાં સુધી કે ઇખ્લાસ (નિખાલસતા) ન હોય !

જો કે આ ખાસ વિષયથી એક મહત્ત્વનો લાભ એ પ્રાપ્ત થયો કે, કોઈ કામ ગમે એટલું ભલાઈનું કેમ ન હોય અને તેના માટે કોઈ વ્યક્તિ ગમે તેટલી કુર્બાની કેમ ન આપે ? પરંતુ અલ્લાહ સમીપ તે સારો બદલો મેળવવાપાત્ર ત્યારે જ ઠરશે જ્યારે કે, આ કુર્બાની અને સંઘર્ષની સાથે-સાથે ઉપકાર અને તકવો (અલ્લાહનો ડર) પણ રાખતો હોય, જેનો ભાવાર્થ એ છે કે, તે આવું કૃત્ય ફક્ત અલ્લાહ માટે જ કરી રહ્યો હોય, નહીં તો ફક્ત કુર્બાની અને બહાદૂરીના પ્રસંગો તો કાફિરોમાં પણ કંઈ ઓછા જોવા મળતા નથી !

## રસૂલુલ્લાહ ﷺનો હુકમ વાસ્તવમાં અલ્લાહનો જ હુકમ છે :

આ ઘટનામાં મુશ્રિકોમાં પીછો કરવા માટે જવાનો હુકમ રસૂલુલ્લાહ ﷺએ આપ્યો હતો. કુર્આનની કોઈ આયતમાં ઉલ્લેખ નથી, પરંતુ આ આયતમાં જ્યારે તે લોકોની ઈતાઅત અને આજ્ઞાપાલનની ભાવનાના વખાણ કરવામાં આવ્યા તો આ હુકમને અલ્લાહ અને રસૂલુલ્લાહ ﷺ બંને સાથે જોડીને કહેવામાં આવ્યું, اَلَّذِيْنَ اسْتَجَابُوْا لِلّٰهِ وَالرَّسُوْلِ "જેમણે અલ્લાહ અને રસૂલ (ﷺ)ના આમંત્રણનો સ્વીકાર કર્યો." (૩ : ૧૭૨) આથી સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે, રસૂલુલ્લાહ ﷺ જે હુકમ આપે છે તે અલ્લાહનો પણ હુકમ હોય છે, ભલે અલ્લાહની કિતાબમાં તેનો ઉલ્લેખ ન થયો હોય !

જે બેદીન લોકો હદીષોનો ઇન્કાર કરે છે અને રસૂલુલ્લાહ ﷺની હેસિયત અને દરજ્જો ફક્ત એક સંદેશાવાહક હોવાનો બતાવે છે (નઊઝુબિલ્લાહ!), તેમણે સમજવા માટે આ વાક્ય પૂરતું છે કે, રસૂલુલ્લાહ ﷺનો હુકમ અલ્લાહ તઆલાએ પોતાનો જ હુકમ ઠરાવ્યો છે, જેનાથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, રસૂલુલ્લાહ ﷺ પોતે પણ પોતાની દિર્ઘદષ્ટિ પ્રમાણે પરિસ્થિતિ અનુસાર કોઈપણ હુકમ આપી શકે છે અને તે હુકમનો તે જ દરજ્જો હોય છે જે પ્રમાણે કોઈ હુકમ અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવ્યો હોય છે.

**અહેસાન (ભલાઈ)ની વ્યાખ્યા :**

અહેસાનની વ્યાખ્યા હઝરત જિબ્રઈલ (અલૈ.)ની હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ આ રીતે વર્ણન કરી છે,

اَنْ تَعْبُدَ اللّٰهَ كَاَنَّكَ تَرَاهُ فَاِنْ لَّمْ تَكُنْ تَرَاهُ فَاِنَّهٗ يَرٰيكَ

*“તમે પોતાના પરવરદિગારની ઈબાદત એવી રીતે કરો જાણે કે અલ્લાહ તમને જોઈ રહ્યો છે અને જો આવી પરિસ્થિતિ પૈદા ન થાય તો ઓછામાં ઓછું એવી હાલત તો હોવી જ જોઈએ કે તે તમને જોઈ રહ્યો છે.”*

**તકવાની વ્યાખ્યા :**

તકવાની અનેકવિધ વ્યાખ્યાઓ આવી ચૂકી છે, પરંતુ સૌથી વધારે મજબૂત વ્યાખ્યા એ છે જે વ્યાખ્યા હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.) પાસેથી હઝરત ઉમર (રદિ.)એ સવાલના જવાબ સ્વરૂપે મેળવી હતી. હઝરત ઉમર (રદિ.)એ પૂછ્યું હતું કે, “તકવો શું છે ?” હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)એ ફરમાવ્યું કે, “અમીરુલ મુઅ્મિનીન ક્યારેક આપ એવા માર્ગ ઉપરથી પસાર થયા હશો જે કાંટાથી ભરેલો હોય !” હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું, “ઘણી વાર થયો છું !” હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)એ ફરમાવ્યું, “એવા પ્રસંગે આપે શું કર્યું ?” હઝરત ઉમર (રદિ.)એ જવાબ આપ્યો કે, “પાલવ સંકોરીને ખુબ કાળજી રાખી ચાલ્યો છું.” હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)એ ફરમાવ્યું કે, “બસ, તકવો એનું જ નામ છે. આ દુનિયા એક કાંટાળી કેડી છે, ગુનાહોના કાંટાથી ભરેલી પડી છે. એટલા માટે દુનિયામાં એવી રીતે ચાલવું અને જિંદગી પસાર કરવી જોઈએ કે, પાલવ ગુનાહોના કાંટાઓમાં ભેળવાઈ ન જાય ! એનું

નામ તકવો છે અને બધાથી કિંમતી મૂડી આ જ છે.'' હઝરત અબૂ દરદાઅ્ (રદિ.) મોટે ભાગે આ શે'ર પઢ્યા કરતા હતા.

يَقُوْلُ الْمَرْءُ فَائِدَتِيْ وَمَالِيْ وَتَقْوَى اللّٰهِ اَفْضَلُ مَا اسْتَفَادَا

*''લોકો પોતાના દુનિયાના માલ અને લાભ પાછળ પડ્યા રહે છે, જ્યારે કે તકવો સૌથી શ્રેષ્ઠ મૂડી છે.''*

બીજી આયતમાં આ જિહાદ માટે આગળ વધનારા સહાબા (રદિ.)ની વધારે તા'રીફ અને પ્રશસ્તિ એ રીતે કરવામાં આવી કે, اَلَّذِيْنَ قَالَ لَهُمُ النَّاسُ اِنَّ النَّاسَ قَدْ جَمَعُوْا لَكُمْ فَاخْشَوْهُمْ فَزَادَهُمْ اِيْمَانًا ط ''તે લોકો એવા છે, જ્યારે કે તેમને લોકોએ કહ્યું કે તમારા વિરુદ્ધ દુશ્મનોએ ખૂબ સામાન (શસ્ત્ર–સરંજામ) એકઠો કરી રાખ્યો છે, તેમનાથી ડરો ! યુદ્ધનો ઈરાદો ન કરો ! તો આ ખબરે તેમના ઈમાનને ઔર વધારી દીધું.'' કારણ એ છે કે, અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની ઇતાઅત જ્યારે તેમણે કબૂલ કરી હતી તો પહેલા જ દિવસે તેમણે એવી અનુભૂતિ કરી લીધી હતી કે, અમે જે માર્ગ ઉપર મુસાફરી શરૂ કરી છે તે અનેક ભયસ્થાનોથી ભરેલો છે. ડગલે–ને–પગલે મુસીબતો અને મુશ્કેલીઓ આવશે, અમારો માર્ગ રોકવામાં આવશે અને અમારી ક્રાંતિકારી ચળવળને નષ્ટ કરવા માટે સશસ્ત્ર પ્રયત્નો પણ કરવામાં આવશે. એટલા માટે જ્યારે આ લોકો આ પ્રકારની મુશ્કેલીઓનો સામનો કરતા હતા તો તેમના ઈમાનની શક્તિ પહેલાં કરતા વધારે વધી જતી હતી અને પહેલાં કરતા વધારે કુર્બાનીની ભાવના જાગૃત કરી સર્વસ્વ કુર્બાન કરવાની તમન્ના સાથે બમણા વેગથી કામે લાગી જતા હતા.

દેખીતું છે કે, આ લોકોનું ઈમાન તો ઈસ્લામ લાવવાના પ્રથમ દિવસથી જ સંપૂર્ણ હતું. આ બંને આયતોમાં ઈમાનના વધારાથી ઈમાનના લક્ષણો અને ઈમાનના દરજ્જાઓમાં વધારો થવાનો ભાવાર્થ રહ્યો છે અને અલ્લાહ તઆલા તથા તેના રસૂલે કરીમ ﷺના આમંત્રણ ઉપર તૈયાર થઈ જનારા સહાબા (રદિ.)ની આ પરિસ્થિતિને પણ આ સ્થળે વિશેષરૂપે વર્ણન કરી કે, આ જિહાદના સફરમાં બધા માર્ગોએ તેમની જીભથી દઢ અને અડગ વિશ્વાસ સાથે આ વાક્ય حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ નીકળતું હતું. આ વાક્યનો અર્થ છે કે, ''અલ્લાહ અમારા માટે પૂરતો છે અને તે જ શ્રેષ્ઠ કાર્યસાધક છે.''

અત્રે આ વાત ખાસ વિચાર કરવા યોગ્ય છે કે, રસૂલે કરીમ ﷺ અને તેમના સહાબએ કિરામ (રદિ.)થી વધારે તો દુનિયામાં કોઈનો અલ્લાહ ઉપર ભરોસો નથી હોઈ શકતો, પરંતુ રસૂલે કરીમ ﷺના અલ્લાહ ઉપરના ભરોસા (તવક્કુલ)નું એ સ્વરૂપ ન હતું કે, દુનિયાના જાહેર સરસામાન અને માધ્યમોને છોડીને બેસી રહે અને કહે કે, અમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે બેઠાં-બેઠાં જ વિજય ભેટ ધરશે ! નહીં! બલકે, રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને ભેગા કર્યા, ઘાયલ થયેલા લોકોના શરીરમાં હિંમતનો નવો પ્રાણ ફૂંક્યો અને જિહાદ માટે તેમને ફરી એકવાર તૈયાર કર્યા અને અલ્લાહના રસ્તામાં નીકળી પડ્યા. જેટલા પણ માધ્યમો અને સ્ત્રોતો પોતાના અધિકારમાં હતા તે બધા જ ભેગા કરી તેના ઉપયોગ કર્યા પછી જ ફરમાવ્યું, કે અલ્લાહ અમારા માટે પૂરતો છે. આ જ તવક્કુલની સાચી રીત છે, જેની તા'લીમ કુર્આનમાં આપવામાં આવી છે અને રસૂલે કરીમ ﷺએ તેના ઉપર જ અમલ કર્યો અને કરાવ્યો છે. જાહેર સરસામાન તથા દુનિયા પણ અલ્લાહ તઆલાનું ઇનામ જ છે, તેને છોડી દેવું તેની નાશુક્રી કરવા સમાન છે. જાહેર માધ્યમો અને સ્ત્રોતોને છોડીને તવક્કુલ કરવો રસૂલુલ્લાહ ﷺની સુન્નત નથી. જો કોઈ પરાજિત અને પરિસ્થિતિઓથી લાચાર હોય તો તેને મા'ઝૂર (લાચાર) સમજી શકાય છે, નહિતર સાચી વાત તો એ જ છે કે,

بر توکل زانوئے اُشتر بہ بند

"ભરોસો કરતા પહેલાં તમારા ઊંટો બાંધો"

રસૂલુલ્લાહ ﷺએ પોતે એક ઘટનામાં حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ (૩: ૧૭૩) આયત વિશે સ્પષ્ટ રીતે ઇરશાદ ફરમાવ્યો છે.

ઔફ બિન માલિક (રદિ.) ફરમાવે છે કે, "રસૂલે કરીમ ﷺની સેવામાં બે વ્યક્તિઓનો મુકદમો રજૂ થયો, રસૂલે કરીમ ﷺએ તેમની વચ્ચે ફેંસલો કર્યો. આ ફેંસલો જે વ્યક્તિના વિરુદ્ધ હતો તેણે ફેંસલો ઘણી જ શાંતિથી સાંભળ્યો અને એવું કહીને ચાલવા લાગ્યો કે, حَسْبِىَ اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ("અલ્લાહ મારા માટે બધી રીતે પૂરતો છે, અને ભરોસો કરવા માટે તે સૌથી ઉત્તમ છે.") રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તે વ્યક્તિને મારી પાસે લાવો ! અને ફરમાવ્યું,

اِنَّ اللّٰهَ يَلُوۡمُ عَلَى الۡعجۡزِ وَ لٰكِنۡ عَلَيۡكَ بِالۡكَيۡسِ فَاِذَا غَلَبَكَ اَمۡرٌ فَقُلۡ حَسۡبِىَ اللّٰهُ وَنِعۡمَ الۡوَكِيۡلُ،

*"અલ્લાહ તઆલા હાથ–પગ ભાંગીને બેસી જવાને નાપસંદ કરે છે બલકે, તમારે બધા જ સ્ત્રોતો (માધ્યમો) અપનાવવા જોઈએ પછી પણ આજિઝ (લાચાર) થઈ જાઓ, તો તેવા સમયે કહો* حَسۡبِىَ اللّٰهُ وَنِعۡمَ الۡوَكِيۡلُ *"*

ત્રીજી આયતમાં સહાબએ કિરામ (રદિ.)ની જિહાદની આવી તૈયારીઓ અને યોજનાઓ તથા حَسۡبُنَا اللّٰهُ وَنِعۡمَ الۡوَكِيۡلُ કહેવાના ફાયદાઓ અને લાભાલાભ તથા બરકતોનો ઉલ્લેખ કરીને ફરમાવ્યું છે, فَانۡقَلَبُوۡا بِنِعۡمَةٍ مِّنَ اللّٰهِ وَفَضۡلٍ لَّمۡ يَمۡسَسۡهُمۡ سُوۡءٌ وَّاتَّبَعُوۡا رِضۡوَانَ اللّٰهِ "આ લોકો અલ્લાહના ઈનામો અને કૃપા સાથે પાછા આવ્યા કે તેમની સાથે કોઈ અણગમતી બાબત ન બની અને આ લોકો અલ્લાહની ખુશીના આધીન જ રહ્યા. *(૩ : ૧૭૫)*

અલ્લાહ તઆલાએ આ લોકોને ત્રણ નેઅ્મતો અર્પણ કરી, પ્રથમ નેઅ્મત (ઈનામ) તો એ કે કાફિરોના દિલોમાં ધાક અને પ્રભાવ નાંખી દેવામાં આવ્યો અને તે લોકો નાસી છૂટયા, જેના કારણે આ લોકો માર–કાપથી સુરક્ષિત રહ્યા. આ નેઅ્મતને અલ્લાહ તઆલાએ "નેઅ્મત" શબ્દથી જ ઓળખાવી છે અને બીજી નેઅ્મત અલ્લાહ તઆલાએ એ અર્પણ કરી કે, આ લોકોને "હમ્ર ઉલ અસદ"ના બજારમાં વેપાર કરવાની તક મળી ગઈ અને તેના માલથી નફો પ્રાપ્ત થયો, તેને શબ્દ "ફઝ્લ" فَضۡل (કૃપા)થી ઓળખાવ્યું છે.

ત્રીજી નેઅ્મત જે આ બધી નેઅ્મતોથી વધીને છે તે અલ્લાહની ખુશ્નૂદીની પ્રાપ્તિ છે, જે આ જિહાદમાં આ લોકોને એક વિશિષ્ટ પ્રકારે પ્રાપ્ત થઈ.

حَسۡبُنَا اللّٰهُ وَنِعۡمَ الۡوَكِيۡلُ ના જે ફાયદાઓ અને બરકતો કુર્આને કરીમમાં વર્ણન કરવામાં આવી છે તે અમુક સહાબએ કિરામ (રદિ.) માટે ખાસ વિશેષ સ્વરૂપે ન હતી, બલકે જે વ્યક્તિ પણ ઈમાની જઝબહ (ભાવના)ની સાથે આવા કાર્યો કરે તેઓ પણ આવી જ બરકતો પ્રાપ્ત કરશે.

મશાઈખ અને ઉલમાએ حَسۡبُنَا اللّٰهُ وَنِعۡمَ الۡوَكِيۡلُ પઢવાના ફાયદાઓમાં લખ્યું છે કે, "આ આયતને એક હજાર વખતે ઈમાનના જઝબહ તથા એકાગ્રચિત્તે પઢવામાં આવે અને દુઆ માંગવામાં આવે તો અલ્લાહ તઆલા દુઆ રદ નથી

કરતો.” મુસીબતો અને તકલીફોમાં ઘેરાયેલા હોય એવા સમયે حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ પઢવું ખૂબ અકસીર સાબિત થયેલ છે.

ચોથી આયતમાં આ ઈરશાદ ફરમાવ્યો છે કે, મુસલમાનોને પ્રભાવિત કરવા માટે મુશ્રિકોએ ફરીવાર પાછા ફરવાની ખબર પહોંચાડી તે વાસ્તવમાં શયતાન છે, જે તમને પોતાના સહાયકો એટલે કે સહધર્મી કાફિરોથી ડરાવવા ઈચ્છે છે, તો જાણે અસલ વાક્યમાં يُخَوِّفُ (યુખવ્વિફુ) "તમને ડરાવે છે"નો એક مَفْعُوْل (મફઊલ) "કર્મ" સુષુપ્ત છે. એટલે يُخَوِّفُكُمْ અને બીજું મફઊલ (مَفْعُوْل) કર્મ اَوْلِيَآئَهٗ છે.

પછી ઈરશાદ ફરમાવ્યો કે, “મુસલમાનોએ આવી ખબરોથી કદાપિ ડરવું ન જોઈએ. અલબત્ત, તેમણે મારાથી (અલ્લાહથી) જ ડરતા રહેવું જોઈએ અને મારી આજ્ઞાપાલન વિરુદ્ધ કોઈ પગલું ભરવાથી દરેક મો'મિને ડરવું આવશ્યક છે. અલ્લાહ તઆલાની મદદ સાથે હોય તો કોઈ કંઈપણ નુકસાન પહોંચાડી શકતું નથી.”

### અલ્લાહના ડરનો અર્થ શું છે ? :

આ આયતમાં અલ્લાહ તઆલાએ મુસલમાનો ઉપર ફરજ કર્યું છે કે, તેઓ અલ્લાહ તઆલાથી ડરતા રહે અને બીજી આયતમાં એવા લોકોના વખાણ કરવામાં આવ્યા છે, જેઓ અલ્લાહ તઆલાથી ડરે છે. يَخَافُوْنَ رَبَّهُمْ مِّنْ فَوْقِهِمْ “તેઓ પોતાના પરવરદિગારથી ડરે છે કે, જે હરપળે તેમના ઉપર મૌજૂદ છે.” (૧૬ : ૫૦) પરંતુ અમુક મોટા વિદ્વાનોએ ફરમાવ્યું છે કે, “અલ્લાહનો ડર રડવું અથવા આંસુઓ વહાવવાનું નામ નથી. બલકે, અલ્લાહ તઆલાથી ડરનારા તે લોકો છે જેઓ દરેક તે બાબતને છોડી દે, જેના ઉપર અલ્લાહ તઆલા તરફથી અઝાબનો ખતરો હોય.”

અબૂ અલી દક્કાક (રહ.) ફરમાવે છે કે, “અબૂબક્ર બિન ફુવર્રક બીમાર હતા, હું તેમની બીમારપુરસી માટે ગયો, મને જોઈને તેમની આંખોમાં આંસુ આવી ગયા; મેં કહ્યું, ગભરાઓ નહીં ! અલ્લાહ તઆલા આપને તંદુરસ્તી અને સ્વાસ્થ્ય આપશે. તેઓ કહેવા લાગ્યા કે, શું તમે એવું સમજો છો કે હું મૌતના ડરથી રડું છું ? વાત એમ નથી ! મને મૌત પછીનો ડર છે કે, કોઈ અઝાબ ન થાય!” *(કુર્તુબી)*

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન-આયત નં. ૧૭૬ થી ૧૭૮)

وَ لَا يَحْزُنْكَ الَّذِيْنَ يُسَارِعُوْنَ فِي الْكُفْرِ ۚ اِنَّهُمْ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ؕ يُرِيْدُ اللّٰهُ
اَلَّا يَجْعَلَ لَهُمْ حَظًّا فِي الْاٰخِرَةِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿۱۷۶﴾ اِنَّ الَّذِيْنَ اشْتَرَوُا الْكُفْرَ
بِالْاِيْمَانِ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۱۷۷﴾ وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ
كَفَرُوْۤا اَنَّمَا نُمْلِيْ لَهُمْ خَيْرٌ لِّاَنْفُسِهِمْ ؕ اِنَّمَا نُمْلِيْ لَهُمْ لِيَزْدَادُوْۤا اِثْمًا ۚ وَلَهُمْ
عَذَابٌ مُّهِيْنٌ ﴿۱۷۸﴾

## તરજુમો :

*અને આપને ગમગીન ન કરે તે લોકો, જેઓ કુફ્રમાં ઉતાવળ કરે છે (દોડે છે); ખરેખર, તેઓ કદાપિ અલ્લાહનું કંઈ જ બગાડી શકશે નહીં, અલ્લાહ ઈચ્છે છે કે તેમને આખિરતમાં કોઈ હિસ્સો ન આપે અને તેમના માટે મોટો અઝાબ છે. (૧૭૬) બેશક ! જે લોકોએ ઈમાનના બદલામાં કુફ્ર ખરીદી લીધું, તેઓ કદાપિ અલ્લાહનું કંઈ જ બગાડી શકશે નહીં, અને તેમના માટે દર્દનાક અઝાબ છે. (૧૭૭) અને જે લોકોએ કુફ્ર કર્યું તેઓ હરગીઝ એવું ન સમજે કે અમે જે તેમને ઢીલ આપી રહ્યા છે તે તેમના માટે ઉત્તમ છે; વાસ્તવમાં અમે તેમને ઢીલ (મોહલત) આપીએ છીએ જેથી તેઓ ગુનાહમાં આગળ વધી જાય અને તેમના માટે અપમાનિત કરનારો અઝાબ છે. (૧૭૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં મુનાફિકોની બેવફાઈ અને તેમના મેલા ઈરાદાઓનું વર્ણન થયું હતું. પ્રસ્તુત આયતોમાં રસૂલે કરીમ ﷺને આશ્વાસન આપવામાં આવે છે કે, તમારે આ કાફિરોના ઉપદ્રવથી ગમગીન અને દિલગીર થવાની જરૂર નથી. તેઓ આપને કોઈ નુકસાન પહોંચાડી શકવાના નથી. છેલ્લી આયતમાં એ અનુમાનનો જવાબ છે કે, જાહેરમાં તો દુનિયામાં આ કાફિરો પ્રગતિ અને વિકાસ કરતા નજરે પડે છે, તો તેમને પરાજિત અને પરાસ્ત કઈ રીતે સમજવામાં આવે ?

## તફસીર :

અને (હે નબી ﷺ !) તમારા માટે આ લોકો ગમનું કારણ ન બનવા જોઈએ, જેઓ જલદીથી કુફ્ર(ની વાતો)માં લાગી જાય છે, (જેમકે મુનાફિકો મુસલમાનોનું પલ્લું થોડું હલકુ જોઈને ખુલ્લમ-ખુલ્લા કુફ્રની વાતો કરવા લાગ્યા છે. જેમકે પ્રસ્તુત ઘટનાથી આ બાબતની જાણ થઈ ચૂકી છે) ખરેખર, આ લોકો અલ્લાહ તઆલા(ના દીન)ને થોડું પણ નુકસાન નથી પહોંચાડી શકતા (એટલા માટે તમને આવો ગમ તો થવો જ ન જોઈએ કે તેમની ઉપદ્રવી પ્રવૃત્તિઓથી અલ્લાહ તઆલાના દીનને નુકસાન પહોંચશે અને જો તમને પોતે આ કાફિરોનો ગમ હોય કે, આ બદનસીબ લોકો શા માટે જહન્નમ તરફ જઈ રહ્યા છે ? તો પણ તમે ગમ ન કરો.) કારણ કે, અલ્લાહ તઆલાને એ મંજૂર છે કે, આખિરતમાં તેમનો કોઈ હિસ્સો ન હોય (એટલા માટે તેમના પાસેથી તરફદારીની આશા રાખવી યોગ્ય નથી અને રંજ ત્યારે જ થાય છે જ્યારે કોઈ આશા-અપેક્ષા હોય) અને (તેમના માટે ફક્ત આખિરતની નેઅ્મતોથી વંચિતતા નથી બલકે,) આ લોકોને ભારે સજા (પણ) થશે (અને જેવી રીતે આ લોકો દીને ઇસ્લામને કોઈ નુકસાન નથી પહોંચાડી શકતા, એવી જ રીતે) ખરેખર, જેટલા લોકોએ ઈમાન(ને છોડીને તે)ની જગ્યાએ કુફ્રને અપનાવી રાખ્યું છે (ભલે, મુનાફિક હોય અથવા ખુલ્લો કાફિર ! અને ભલે પાસેનો હોય અથવા દૂરનો !) તે લોકો (પણ) અલ્લાહ તઆલા(ના દીન)ને થોડું પણ નુકસાન નથી પહોંચાડી શકતા અને તેમને (પણ આગલા લોકોની જેમ) દર્દનાક સજા થશે અને જે લોકો કુફ્ર કરી રહ્યા છે તેઓ એવો વિચાર કદાપિ ન કરે કે અમારી તેમને (અઝાબથી) મોહલત આપવી (કંઈ) તેમના માટે ઉત્તમ (અને લાભદાયક) છે, (કદાપિ નહીં ! બલકે) અમે તેમને મોહલત આપી રહ્યા છે જેથી (ઉંમર વધવાના કારણે) તેમના ગુનાહોમાં વધારે પ્રગતિ થતી જાય (જેથી તેમને એકસામટી પૂરેપૂરી સજા મળે) અને (દુનિયામાં જો સજા ન થઈ તો શું થયું ? આખિરતમાં તો) તેમને અપમાનજનક સજા થશે.

## મસ્અલા અને બોધપાઠ :

### કાફિરોની દુનિયામાં સુખ-સાહ્યબી પણ વાસ્તવમાં અઝાબની પૂર્ણતા જ છે

અત્રે કોઈ એવી શંકા ન કરે કે, જ્યારે અલ્લાહ તઆલાએ કાફિરોને

મોહલત તથા લાંબી ઉંમર આપી છે સાથે–સાથે સુખ–સાહ્યબીનો તમામ પ્રકારનો સરસામાન પણ અર્પણ કર્યો છે કે તેઓ પોતાના ગુનાહોમાં પ્રગતિ કરતા ચાલે તો પછી કાફિરોને નિર્દોષ કહેવા જોઈએ. પરંતુ આયતનો ભાવાર્થ એ છે કે, કાફિરોની આ થોડા દિવસની મોહલત અને સુખ–સાહ્યબીથી મુસલમાન પરેશાન ન થાય કારણ કે, કુફ્ર અને ગુનાહો છતાં તેમની દુનિયવી શક્તિ તથા ભૌતિક સરસામાન પણ તેમના માટે અઝાબનું જ એક સ્વરૂપ છે, જેનો અહેસાસ આ દુનિયાથી ગયા પછી થશે કે, આ દુનિયાની સુખ–સાહ્યબીનો ભૌતિક સામાન જે તેમણે ગુનાહોમાં ખર્ચ કર્યો તે વાસ્તવમાં જહન્નમના અંગારા હતા જેમકે, અનેક આયતોમાં પોતે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا ("અલ્લાહ તેમને તેનાથી સજા કરવા ઇચ્છે છે." –સૂરહ : ૯, આયત : ૫૫) એટલે કે, કાફિરોના માલ અને સુખ–સાહ્યબી તેમના માટે કોઈ ગર્વ કરવાની બાબત નથી, આ તો અલ્લાહ તરફથી અઝાબનું જ એક સ્વરૂપ છે જે તેમને આખિરતના અઝાબમાં વૃદ્ધિ થવાનું કારણ છે.

---

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૧૭૯)

| |
|---|
| مَا كَانَ اللّٰهُ لِيَذَرَ الْمُؤْمِنِيْنَ عَلٰى مَآ اَنْتُمْ عَلَيْهِ حَتّٰى يَمِيْزَ الْخَبِيْثَ مِنَ |
| الطَّيِّبِ ؕ وَمَا كَانَ اللّٰهُ لِيُطْلِعَكُمْ عَلَى الْغَيْبِ وَلٰكِنَّ اللّٰهَ يَجْتَبِيْ مِنْ رُّسُلِهٖ |
| مَنْ يَّشَآءُ ۖ فَاٰمِنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَاِنْ تُؤْمِنُوْا وَتَتَّقُوْا فَلَكُمْ اَجْرٌ عَظِيْمٌ ﴿۱۷۹﴾ |

**તરજુમો :**

*અલ્લાહ એવો નથી કે ઈમાનવાળાઓને એવી હાલત ઉપર છોડી દે જેના ઉપર તમે છો, જ્યાં સુધી કે નાપાકને પાકથી અલગ ન કરી આપે અને અલ્લાહ એવો નથી કે તમને ગયૂબ (અદશ્ય બાબતો)ની ખબર આપે, પરંતુ અલ્લાહ પોતાના રસૂલોમાંથી જેને ઈચ્છે ચૂંટી કાઢે છે, (બસ) તો તમે અલ્લાહ અને તેના રસૂલો ઉપર ઈમાન લાવો અને જો તમે ઈમાન ઉપર રહો અને પરહેઝગારી ઉપર તો તમારા માટે મોટો બદલો (સવાબ) છે. (૧૭૯)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં એ શંકાનો જવાબ હતો કે, જ્યારે કાફિરો અલ્લાહ તઆલા સમીપ ક્રોધપાત્ર અને તિરસ્કૃત છે તો દુનિયામાં તેમને માલ-દૌલત, મિલકત અને સુખ-સાહ્યબીની રેલમછેલ કેમ છે ? પ્રસ્તુત આયતમાં આ શંકાનું સમાધાન કરવામાં આવ્યું છે કે, મો'મિન-મુસલમાન જેઓ અલ્લાહના સ્વીકૃત બંદાઓ છે તેમના ઉપર તકલીફો અને મુસીબતો શા માટે આવે છે ? જ્યારે કે સ્વીકૃતિનો તકાદો તો એવો હોવો જોઈતો હતો કે તેમને દરેક પ્રકારનો આરામનો સામાન મળે.

## તફસીર :

અલ્લાહ તઆલા મુસલમાનોને એવી પરિસ્થિતિ ઉપર રાખવા નથી ઇચ્છતો, જેના ઉપર તમે અત્યારે છો (કે કુફ્ર અને ઈમાન તથા હક અને બાતિલ અને મો'મિન તથા મુનાફિકમાં અલ્લાહ તઆલાના આપેલા દુનિયવી ઇનામોના આધારે કોઈ વિશિષ્ટ પ્રકારનો તફાવત નથી. બલકે, મુસલમાનો ઉપર સખત મુસીબતો નાઝિલ થતી રહેવી ત્યાં સુધી જરૂરી છે) જ્યાં સુધી નાપાક (એટલે કે મુનાફિકો)ને પાક (એટલે કે મુખ્લિસ મો'મિનો)થી અલગ ન કરી આપવામાં આવે. (અને આ તફાવત તથા ભેદ તકલીફો અને મુસીબતો આવવાથી જ સંપૂર્ણ રીતે થઈ શકે છે અને જો કોઈના દિલમાં થોડો વિચાર ઉત્પન્ન થાય કે મો'મિનો અને કાફિરો તથા હક અને બાતિલને તફાવત કરવા માટે શું જરૂરી છે કે, મુસીબતમાં નાંખીને જ આવો તફાવત અને ફરક પ્રાપ્ત કરવામાં આવે ? અલ્લાહ તઆલા વહી દ્વારા તેની જાહેરાત કરી શકે છે કે, ફલાણો મો'મિન મુખ્લિસ છે અને ફલાણો મુનાફિક, ફલાણી વસ્તુ હલાલ છે અને ફલાણી વસ્તુ હરામ ! તો તેનો જવાબ એ છે કે,) અલ્લાહ તઆલા (હિકમતના તકાદા સ્વરૂપે) આવા ગૈબ(ના રહસ્યો)ની તમને (કોઈ માધ્યમ વિના કસોટી માટે) ખબર નથી આપતો. (અલબત્ત એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવામાં આવે છે કે તેમનામાંથી મુખ્લિસ અને મુનાફિક કાફિરો પોત-પોતાની રીતે ખુલ્લા પડી જાય અને જ્યારે એ સાબિત થયું કે, દુનિયામાં કાફિરો ઉપર અઝાબ નાઝિલ ન થવો બલકે તેમને સુખ-સાહ્યબીમાં આળોટી શકે એવો સર-સામાન અર્પણ કરવો તથા મુસલમાનો ઉપર અમુક મુસીબતો અને પરેશાનીઓ નાઝિલ કરવી, આ બધી બાબતો હિકમતના તકાદાના

કારણે છે તો પછી ભૌતિકતાની રેલમછેલ કોઈ વ્યક્તિના અલ્લાહ સમીપ સ્વીકૃત હોવાની અથવા તિરસ્કૃત હોવાની કોઈ દલીલ નથી હોઈ શકતી.) બસ, હવે તમે (ઈમાન ઇચ્છિત અને પસંદ કરવામાં આવેલ બાબત તથા કુફ્ર ધિક્કારપાત્ર હોવામાં કોઈ શંકા ન કરો. બલકે,) અલ્લાહ ઉપર અને તેના બધા જ રસૂલો ઉપર ઈમાન લઈ આવો, જો તમે ઈમાન લઈ આવો અને (કુફ્ર તથા ગુનાહથી) બચેલા રહો તો પછી તમને (તેનો) મહાન સવાબ (બદલો) મળશે.

## મસ્અલા અને બોધપાઠ :

### મો'મિન અને મુનાફિકમાં તફાવત વહીના બદલે અમલી (વ્યવહારુ રીતે) કરવાની હિકમત :

આ આયતમાં ઈરશાદ છે કે, નિખાલસ મો'મિન અને મુનાફિકમાં ભેદ કરવા માટે અલ્લાહ તઆલાએ એવી પરિસ્થિતિ અને મુશ્કેલીઓ ઉત્પન્ન કરી કે, જેનાથી અમલી રીતે મુનાફિકોનો નિફાક જાહેર થઈ જાય અને આ તફાવત જો કે એ રીતે પણ છતો થઈ શકતો હતો કે, વહી દ્વારા મુનાફિકોનું નામ નક્કી કરીને બતાવવામાં આવે કે "ફલાણો મુનાફિક છે" પરંતુ હિકમતના તકાદાના કારણે એવું કરવામાં આવ્યું નથી. અલ્લાહ તઆલાના પ્રત્યેક કાર્યોની હિકમત તો સંપૂર્ણ રીતે તેને જ ખબર છે. અત્રે એક હિકમત એ પણ હોઈ શકે છે કે, જો મુસલમાનોને વહી દ્વારા બતાવવામાં આવે કે "ફલાણો મુનાફિક છે" તો મુસલમાનોને તેમની સાથે સંબંધ વિચ્છેદ કરવાની અને તેની સાથે વ્યવહાર કાપી નાંખવાની કોઈ એવી સ્પષ્ટ દલીલ ન મળી શકી હોત કે જેને મુનાફિકો પણ સ્વીકારી લે. તે મુનાફિકો એવું કહી શક્યા હોત કે તમે ખોટું કહો છો, અમે તો સાચા અને પાકા મુસલમાન છીએ.

આ રીતે તફાવત કરવાની પદ્ધતિથી વિપરીત મો'મિનો તથા મુનાફિકોને ખુલ્લા પાડવા માટે મુશ્કેલીઓ અને તકલીફોનું માધ્યમ અપનાવવામાં આવ્યું. જ્યારે તકલીફો અને મુસીબતો સામે આવી તો મુનાફિકો નાસી છૂટ્યા અને તેમનો નિફાક જાહેર થઈ ગયો. હવે, તેમનું એવું કહેવાનું મોઢું ન રહ્યું કે, અમે મો'મિન અને મુખ્લિસ હોવાનો દા'વો કરીએ છીએ.

અને આ રીતે મુનાફિકોનો નિફાક જાહેર થઈ જવાનો એક લાભ એ પણ

થયો કે, મુસલમાનોનો તેમની સાથે જાહેરમાં હળી-મળી ઓત-પ્રોત થવાનો સંબંધ તૂટી ગયો. જો આવું ન થયું હોત તો આવા જાહેર મેળ-મિલાપથી એક પ્રકારનું નુકસાન ઉઠાવવું પડ્યું હોત.

## ગૈબના કાર્યો (અદષ્ય બાબતો)ની કોઇને ખબર આપી દેવામાં આવે તો તે ગૈબનું ઇલ્મ નથી :

(અલ્લાહ તરફથી અમુક ગુપ્ત બાબતોની જાણકારી આપી દેવાનો અર્થ એ નથી કે બધી જ ગુપ્ત બાબતોના જાણકાર અથવા ત્રિકાળજ્ઞાની બની ગયા છે.)

આ આયતથી જાણ થાય છે કે, અલ્લાહ તઆલા ગૈબની ગુપ્ત વાતો વહી દ્વારા દરેક વ્યક્તિને જાણ કરતો નથી. અલબત્ત, પોતાના અંબિયા (અલૈ.)માંથી વરણી કરીને એમને આપે છે. એનાથી એવી શંકા કરવામાં ન આવે કે પછી તો અંબિયા (અલૈ.) પણ ઈલ્મે ગૈબના ભાગીદાર અને "આલિમુલ ગૈબ" (ત્રિકાળજ્ઞાની) બની ગયા. કારણ કે, તે ઈલ્મે ગૈબ જે અલ્લાહ તઆલાની જાત સાથે ખાસ છે, તેમાં કોઈ મખ્લૂકને ભાગીદાર ઠરાવવું એ શિર્ક છે, જો તે આ બે વસ્તુઓની શરત સાથે હોય; એક એ કે, જો કોઈ માણસ કોઈ વ્યક્તિ વિશે આવી માન્યતા ધરાવે કે આ વ્યક્તિ પાસે ગૈબનું જ્ઞાન વ્યક્તિગત છે અલ્લાહનું આપેલું નથી. બીજું એ કે, તે સમગ્ર સૃષ્ટિનું તથા ભૂત-ભવિષ્ય- વર્તમાનકાળનું જ્ઞાન ધરાવે છે, તેના જ્ઞાનથી સમગ્ર સૃષ્ટિનો એક કણ પણ ગુપ્ત નથી (આવી માન્યતા શિર્ક છે).

અલ્લાહ તઆલા પોતે પોતાના અંબિયા (અલૈ.)ને જે ગૈબની અદશ્ય બાબતોનું રહસ્ય જણાવી દે છે, તે વાસ્તવમાં ગૈબનું ઈલ્મ નથી બલકે, ગૈબની ખબરો છે જે અંબિયા (અલૈ.)ને આપવામાં આવે છે. કુર્આને કરીમે તેને ઘણે ઠેકાણે اَنْبَاءُ الْغَيْبِ "અંબાઉલ ગયૂબ" (અદષ્ય બાબતોની ખબર)ના શબ્દથી ઓળખાવ્યું છે. مِنْ اَنْبَآءِ الْغَيْبِ نُوْحِيْهَآ اِلَيْكَ "અદષ્ય બાબતોના એક ભાગને અમે તારા ઉપર વહી કરીએ છીએ." (સૂરહ : ૧૧, આયત : ૪૯)

———————————

——————————

## આયતો :(સૂરએ આલિ ઇમ્રાનઃ આયત નં. ૧૮૦ થી ૧૮૬)

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ يَبْخَلُوْنَ بِمَآ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ هُوَ خَيْرًا لَّهُمْ ؕ
بَلْ هُوَ شَرٌّ لَّهُمْ ؕ سَيُطَوَّقُوْنَ مَا بَخِلُوْا بِهٖ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَلِلّٰهِ مِيْرَاثُ السَّمٰوٰتِ وَ
الْاَرْضِ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿١٨٠﴾ لَقَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّذِيْنَ قَالُوْۤا اِنَّ ع ١٨ ٩
اللّٰهَ فَقِيْرٌ وَّنَحْنُ اَغْنِيَآءُ ۘ سَنَكْتُبُ مَا قَالُوْا وَقَتْلَهُمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ۙ وَّنَقُوْلُ
ذُوْقُوْا عَذَابَ الْحَرِيْقِ ﴿١٨١﴾ ذٰلِكَ بِمَا قَدَّمَتْ اَيْدِيْكُمْ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿١٨٢﴾
اَلَّذِيْنَ قَالُوْۤا اِنَّ اللّٰهَ عَهِدَ اِلَيْنَآ اَلَّا نُؤْمِنَ لِرَسُوْلٍ حَتّٰى يَاْتِيَنَا بِقُرْبَانٍ تَاْكُلُهُ
النَّارُ ؕ قُلْ قَدْ جَآءَكُمْ رُسُلٌ مِّنْ قَبْلِيْ بِالْبَيِّنٰتِ وَبِالَّذِيْ قُلْتُمْ فَلِمَ قَتَلْتُمُوْهُمْ
اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٨٣﴾ فَاِنْ كَذَّبُوْكَ فَقَدْ كُذِّبَ رُسُلٌ مِّنْ قَبْلِكَ جَآءُوْ بِالْبَيِّنٰتِ
وَالزُّبُرِ وَالْكِتٰبِ الْمُنِيْرِ ﴿١٨٤﴾ كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ ؕ وَاِنَّمَا تُوَفَّوْنَ اُجُوْرَكُمْ
يَوْمَ الْقِيٰمَةِ ؕ فَمَنْ زُحْزِحَ عَنِ النَّارِ وَاُدْخِلَ الْجَنَّةَ فَقَدْ فَازَ ؕ وَمَا الْحَيٰوةُ
الدُّنْيَآ اِلَّا مَتَاعُ الْغُرُوْرِ ﴿١٨٥﴾ لَتُبْلَوُنَّ فِيْۤ اَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ ۫ وَلَتَسْمَعُنَّ مِنَ الَّذِيْنَ
اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَمِنَ الَّذِيْنَ اَشْرَكُوْۤا اَذًى كَثِيْرًا ؕ وَاِنْ تَصْبِرُوْا وَ
تَتَّقُوْا فَاِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْاُمُوْرِ ﴿١٨٦﴾

## તરજુમો :

*અને તે લોકો એવું કદાપિ ન વિચારે જેઓ તે (માલ)માં બખીલાઈ કરે છે જે (માલ) અલ્લાહે તેમને પોતાના ફઝ્લ (કૃપા)થી આપ્યો કે એ (બખીલાઈપણું) તેમના માટે સારું છે; બલકે એ તેમના માટે ઘણું જ ખરાબ છે, તે (માલ કે) જેમાં તેમણે કંજૂસાઈ કરી હતી કયામતના દિવસે તોક (ફંદો*

*બનાવીને) પહેરાવવામાં આવશે; અને અલ્લાહના માટે જ વારસો છે આસમાનોનો અને જમીનનો અને જે કંઈ તમે કરી રહ્યા છો અલ્લાહ તેને સારી પેઠે જાણે છે. (૧૮૦) ખરેખર, અલ્લાહે તેમની વાત સાંભળી લીધી, જે લોકોએ કહ્યું કે અલ્લાહ ફકીર છે અને અમે માલદાર છે; હવે અમે તેમની વાત લખી રાખીશું અને જે તેમણે અંબિયા (અલૈ.)ની નાહક (અન્યાયી) હત્યાઓ કરી છે (તે પણ), અને અમે કહીશું કે ચાખો ! સળગતી આગનો અઝાબ ! (૧૮૧) આ તેનો બદલો છે જે તમારા હાથોએ આગળ મોકલ્યું અને એ કે, અલ્લાહ પોતાના બંદાઓ ઉપર જુલમ કરતો નથી. (૧૮૨) જે લોકોએ (યહૂદઓએ) કહ્યું કે, અલ્લાહે અમને નિર્દેશ આપી (વાયદો લઈ) રાખ્યો છે કે અમે કોઈ રસૂલ ઉપર ઈમાન ન લાવીએ, જ્યાં સુધી કે તે અમારી પાસે કુર્બાની (ન) લાવે જેને અગ્નિ ખાઈ જાય; (હે નબી ﷺ !) તમે કહી આપો ! અલબત્ત, તમારી પાસે મારાથી પહેલાં (કેટલાય) રસૂલો નિશાનીઓ સાથે આવ્યા અને આ (કુર્બાનીની નિશાની) પણ (હતી) જે તમે કહો છો, પછી શા માટે તમે તેમની હત્યા કરી ? જો તમે સાચા છો ! (૧૮૩) (હે નબી ﷺ !) પછી જો તેઓ તમને જૂઠાડે તો અલબત્ત તમારા પહેલાં ઘણા રસૂલોને જૂઠાડવામાં આવ્યા છે, જેઓ ખુલ્લી નિશાનીઓ અને સહીફાઓ તથા રોશન કિતાબ સાથે આવ્યા. (૧૮૪) દરેક જીવને મૌતની મજા ચાખવાની છે અને કયામતના દિવસે તમારા પૂરે-પૂરા બદલા મળશે, પછી જે કોઈ દોઝખથી દૂર કરવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો ખરેખર તે જ સફળતા પામ્યો, અને દુનિયાની જિંદગી કંઈ નથી સિવાય કે એક ધોકાની મૂડી (છેતરામણો સામાન) ! (૧૮૫) અલબત્ત, તમને પોતાના માલ અને પ્રાણોથી જરૂર અજમાવવામાં આવશે, અને અલબત્ત તમે તે લોકોથી દુઃખ પહોંચાડનારી ઘણી બધી (વાતો) સાંભળશો જેઓને તમારા અગાઉ કિતાબ આપવામાં આવી અને મુશ્રિકોથી (પણ); અને જો તમે સબ્ર કરો (ધૈર્ય દાખવો) અને પરહેઝગારી કરો (બચના રહો) તો બેશક ! આ (ઘણી) હિંમતના કામોમાંથી છે. (૧૮૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ આલિ ઈમ્રાનની શરૂઆતમાં યહૂદીઓની ખરાબ ટેવ અને તેમની

શરારતોનું વર્ણન થયું હતું. અત્રે ફરી તે તરફ ઈશારો થયો છે, પ્રસ્તુત આયતો આ જ પ્રકારના વિષયો ઉપર આધારિત છે અને વચ્ચે રસૂલુલ્લાહ ﷺને આશ્વાસન આપવામાં આવ્યું છે અને મુસલમાનો માટે શિખામણનું વર્ણન પણ છે.

## તફસીર :

અને કદાપિ એવો વિચાર ન કરે એવા લોકો જેઓ (આવશ્યક સમયે) એવી વસ્તુઓ (ખર્ચ કરવા)થી કંજૂસી કરે છે જેને અલ્લાહ તઆલાએ તેમને પોતાની કૃપાથી અર્પણ કરી છે કે આ વાત એમના માટે કંઈ સારી હશે (કદાપિ નહીં !) બલકે, આ બાબત એમના માટે ઘણી બુરી છે (કારણ કે તેનું પરિણામ એ હશે કે) તે લોકોને કયામતના દિવસે (ગળામાં) ગાળિયો પહેરાવવામાં આવશે તે (માલ)ને (સાપ બનાવીને) જેમાંથી તેમણે કંજૂસી કરી હતી અને (કંજૂસી કરવી એક પ્રકારની મૂર્ખામી છે કે,) છેવટે (જ્યારે સૌ મૃત્યુ પામશે) બધા આસમાન અને જમીન (અને જે મખ્લૂક તેમાં છે તે બધું જ) અલ્લાહનું જ રહી જશે, (પરંતુ તે સમયે આ માલ અલ્લાહના માટે થઈ જવાથી તમને કોઈ સવાબ નહીં મળે, કારણ કે તમે પોતાની મરજીથી તેને આપ્યો નથી અને જ્યારે અંતે બધું જ અલ્લાહનું થયું તો બુદ્ધિની વાત એ જ છે કે, હમણા પોતાની મરજીથી આ માલ આપી દે જેથી સવાબના હકદાર બને) અને અલ્લાહ તમારા બધા અમલોની સંપૂર્ણ જાણકારી રાખે છે (એટલા માટે જે કંઈ ખર્ચ કરો ઈખ્લાસ સાથે માત્ર અલ્લાહ માટે કરો).

બેશક ! અલ્લાહે સાંભળી લીધું છે, તે (ગુસ્તાખ) લોકોના નિવેદનને જેમણે (હાંસી ઉડાવવા) એવું કહ્યું કે (નઊઝુબિલ્લાહ !) અલ્લાહ તઆલા ગરીબ છે અને અમે માલદાર છે (અને ફક્ત આવું સાંભળવા ઉપર રોકાઈ જવામાં નહીં આવે બલકે,) અમે તેમના નિવેદનોને (તેમના નામાએ આ'માલ–કર્મોની ખાતાવહીમાં) લખી રાખીશું અને (આવી જ રીતે) તેમનું અંબિયા (અલૈ.)ને નાહક કતલ કરવું પણ (તેમના નામાએ આ'માલમાં લખવામાં આવશે) અને અમે (તેમના ઉપર સજા નક્કી કરતી વખતે તેમના કૃત્યો બતાવવા માટે) કહીશું કે (લ્યો !) ચાખો આગનો અઝાબ ! (અને તેમને વધારે દુઃખ પહોંચે એટલા માટે એ પણ કહેવામાં આવશે કે,) આ (અઝાબ) તે (કુફ્રિય્યહ) અમલોના કારણે છે જે તમે પોતાના હાથોથી સમેટો છો અને આ બાબત સાબિત છે કે, અલ્લાહ તઆલા

બંદાઓ ઉપર અત્યાચાર કરનારો નથી.

તે (યહૂદીઓ) એવા લોકો છે કે, (બિલકુલ જૂઠ અને બનાવટ કરીને) કહે છે કે અલ્લાહ તઆલાએ અમને (અગાઉ થઈ ચૂકેલા અંબિયા અલૈ. દ્વારા) હુકમ આપ્યો હતો કે અમે કોઈ પયગમ્બર(ના દા'વા) ઉપર (તેના પયગમ્બર હોવા વિશે) શ્રદ્ધા ન ધરાવીએ જ્યાં સુધી કે અમારી સામે (ખાસ) નજર અને નિયાઝે ખુદાવંદીનો મોઅ્જિઝો જાહેર ન કરે કે, તેને (આસમાની) આગ ખાઈ જાય. (અગાઉ થઈ ચૂકેલા અંબિયા અલૈ. દ્વારા આવા મોઅ્જિઝાઓ પ્રગટ થયા છે કે કોઈ સજીવ અથવા નિર્જીવ અલ્લાહના નામ ઉપર કોઈ મેદાનમાં અથવા પહાડ પર મૂકી દેવામાં આવતી તો ગૈબથી એક આગ આવતી અને તે વસ્તુને સળગાવી દેતી. આવું થવું તે સદકહ–કુર્બાનીની કબૂલાત માનવામાં આવતી હતી. મતલબ એ છે કે, રસૂલે કરીમ ﷺએ ખાસ મોઅ્જિઝો જાહેર નથી કર્યો. એટલા માટે અમે તેમના ઉપર ઈમાન નહીં લાવીએ. અલ્લાહ તઆલા એના જવાબની શિખામણ આપે છે કે,) તમે કહી આપો કે ખરેખર ઘણા પયગમ્બરો મારાથી પહેલાં ઘણી બધી દલીલો (મોઅ્જિઝાઓ વગેરે) લઈને આવ્યા અને પોતે એ મોઅ્જિઝો પણ જેને તમે કહી રહ્યા છો. બસ, તમે તેમને શા માટે કતલ કર્યા હતા? જો તમે (આ દા'વામાં) સાચા છો ! બસ, જો આ (કાફિર) લોકો તમને જૂઠાડે તો (ગમ ન કરો કારણ કે,) ઘણા બધા પયગમ્બરોને જેઓ તમારાથી પહેલાં ગુજરી ચૂક્યા છે (તેમને પણ) જૂઠાડવામાં આવી ચૂક્યા છે, જેઓ મોઅ્જિઝાઓ લઈને આવ્યા હતા અને (નાના–નાના) સહીફાઓ લઈને અને પ્રકાશિત કિતાબ લઈને (આવ્યા હતા પરંતુ જ્યારે કાફિરોની ટેવ જ એવી છે કે, અંબિયા અલૈ.ને જૂઠાડ્યા કરે છે તો તમને તેનો શું ગમ ?)

(તમારામાં) પ્રત્યેક સજીવને મૌતનો સ્વાદ ચાખવાનો છે અને (મર્યા પછી) તમને પૂરો બદલો (ભલાઈ અથવા બૂરાઈનો) કયામતના દિવસે મળી જશે. (જો દુનિયામાં કાફિરો ઉપર કોઈ સજા જાહેર ન થાય તો તેનાથી જૂઠાડનારાઓ માટે ખુશીનો અને સમર્થન કરનારાઓ માટે ગમનો કોઈ અર્થ નથી. આગળ ઉપર આ બાબતની વિગત સ્પષ્ટ કરવામાં આવે છે કે) તો જે વ્યક્તિ દોઝખથી બચાવી લેવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરવામાં આવ્યો, બસ તે જ સંપૂર્ણ સફળ થયો (એ જ પ્રમાણે જે વ્યક્તિ જન્નતથી અલગ રહ્યો અને

દોઝખમાં નાંખવામાં આવ્યો, બસ તે સંપૂર્ણ નિષ્ફળ રહ્યો) અને દુનિયવી જિંદગી તો કંઈપણ નથી, ફક્ત (એવી વસ્તુ છે જેમકે) ધોકાનો (છેતરપિંડીનો) સામાન (હોય) છે, (જેની બાહ્ય જાહોજલાલી જોઈને ખરીદનારો ફસાઈ જાય છે, પાછળથી તેની વાસ્તવિકતા છતી થતાં તે પસ્તાવો કરે છે. એ જ પ્રમાણે દુનિયાની બાહ્ય ચમક-દમક જોઈને છેતરાઈને આખિરતથી ગાફેલ ન થઈ જવું જોઈએ).

(હવે શું છે ?) અલબત્ત, આગળ (આગળ) હજુ વધારે અજમાવવામાં આવશો પોતાના માલ(ના નુકસાન)માં અને પોતાના જીવ(ના નુકસાન)માં અને અલબત્ત આગળ વધુ સાંભળશો ઘણી બધી મન-દુ:ખ થાય એવી વાતો તે લોકોથી (પણ) જેઓને તમારાથી પહેલાં (આસમાની) કિતાબ આપવામાં આવી છે. (એટલે અહલે કિતાબથી) અને તે લોકોથી (પણ) જેઓ મુશ્રિક છે અને જો (આવી પરિસ્થિતિઓ ઉપર) સબ્ર કરશો અને (શરીઅતની રૂએ કોઈ પ્રતિબંધિત કામ કરવાથી) બચતા રહેશો તો (તમારા માટે સારું થશે કારણ કે) આ (ધીરજ અને તકવો) તાકીદી હુકમોમાંથી છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત સાત આયતોમાંથી પ્રથમ આયતમાં કંજૂસાઈની ટીકા કરવામાં આવી છે અને તેના ઉપર ચેતવણીનું વર્ણન થયું છે.

### કંજૂસાઈની વ્યાખ્યા અને તેની સજા :

કંજૂસાઈનો અર્થ શરીઅતમાં એ છે કે, જે વસ્તુ અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવી કોઈના ઉપર વાજિબ હોય તેને ખર્ચ ન કરવામાં આવે. એટલા માટે બખીલાઈ (કંજૂસાઈ) હરામ છે અને એ બાબતે જહન્નમની સખત ચેતવણી આપવામાં આવી છે તથા જે પ્રસંગોમાં ખર્ચ કરવો વાજિબ નથી બલકે, મુસ્તહબ છે તો આવી બખીલાઈ હરામમાં શામિલ નથી. અલબત્ત, સામાન્ય અર્થના આધારે એને પણ કંજૂસાઈ કહેવામાં આવે છે. આ પ્રકારની કંજૂસાઈ હરામ નથી, પરંતુ મુખ્ય પ્રવાહથી વિરૂદ્ધ બાબત છે.

કંજૂસાઈના અર્થમાં એક બીજો શબ્દ પણ હદીષમાં આવ્યો છે, એટલે કે "શુહ્હ" شُحّ તેમજ તેની વ્યાખ્યા એ છે કે પોતાના માથે જે ખર્ચ કરવાની જવાબદારી અને ફરજ હતી તે અદા ન કરે, અને તેથી વિશેષ આ માલ વધારવાની

લાલચમાં પડી જાય તો આ બાબત બખીલાઈથી પણ વધારે સખત ગુનોહ છે. એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

**لَا يَجْتَمِعُ شُحٌّ وَاِيْمَانٌ فِيْ قَلْبِ رَجُلٍ مُسْلِمٍ اَبَدًا،** (رَوَاهُ النَّسَائِى عَنْ اَبِىْ هُرَيْرَةَ ؓ)

*"શુહ્હ (કંજૂસાઈ) અને ઈમાન કોઈ મુસલમાનના દિલમાં ભેગા નથી થઈ શકતા."* *(કુર્તુબી)*

બખીલાઈની સજા આ આયતમાં વર્ણન કરવામાં આવી છે કે, કયામતના દિવસે જે વસ્તુ આપવામાં બખીલાઈ કરી હશે તેનો ગાળિયો બનાવી તેના ગળામાં નાંખવામાં આવશે. તેની તફસીર રસૂલુલ્લાહ ﷺ એ આવી કરી છે,

હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે જે વ્યક્તિને અલ્લાહ તઆલાએ કોઈ માલ અર્પણ કર્યો, પછી તેણે તેની ઝકાત અદા ન કરી તો કયામતના દિવસે આ માલ એક સખત ઝેરીલો સાપ બનાવીને તેના ગળામાં ગાળિયો બનાવી દેવામાં આવશે અને તે સાપ એ વ્યક્તિનો ચહેરો પકડીને એક બાજુએથી બીજી બાજુના હોઠોને ડસીને કહેશે કે, હું તારો માલ છું, હું તારી મૂડી છું ! પછી રસૂલુલ્લાહ ﷺએ આ આયત પઢી."

*(નસઈ અજ તફસીરે કુર્તુબી)*

બીજી આયતમાં યહૂદીઓને તેમની એક સખત ગુસ્તાખી અને બદ્તમીઝીના કારણે સજાનું વર્ણન છે, જેની ઘટના આ પ્રમાણે છે કે, જ્યારે રસૂલુલ્લાહ ﷺએ ઝકાત–સદકહના હુકમો કુર્આનમાં બતાવ્યા, ત્યારે ગુસ્તાખ યહૂદીઓ એવું કહેવા લાગ્યા કે (નઊઝુબિલ્લાહ !) "અલ્લાહ તઆલા ફકીર અને મોહતાજ થઈ ગયો અને અમે માલદાર છે એટલા માટે જ તો તે અમારી પાસે માંગે છે." દેખીતું છે કે, આવા બેહૂદગીભર્યા નિવેદનો ઉપર તેમને પોતે પણ ભરોસો નહીં હોય, પરંતુ રસૂલુલ્લાહ ﷺને જૂઠાડવા માટે આવું કહ્યું હશે. તેમનું આવું અત્યંત ધિક્કારપાત્ર વાહિયાત નિવેદન કોઈ જવાબ આપવા યોગ્ય ન હતું, પરંતુ અલ્લાહ તઆલાનો સદકહનો હુકમ તેના પોતાના લાભ માટે નથી, બલકે સદકહ આપનાર વ્યક્તિના દીની અને દુનિયવી લાભ માટે જ હોય છે, આમ છતાં અત્રે તેને અલ્લાહે કરજ આપવાના વિષય તરીકે ઉલ્લેખ કર્યો કે, જેવી રીતે કરજ ભરપાઈ કરવું દરેક સીધા–સાદા શરીફ ઈન્સાન માટે જરૂરી અને આવશ્યક

હોય છે, એ જ પ્રમાણે જે સદકહ વ્યક્તિ આપે છે તેનો બદલો આપવાની જવાબદારી અલ્લાહ તઆલા પોતે લે છે. જેવી રીતે કે કોઈ કરજદાર પોતાનું કરજ લેણદારને પરત આપે છે. જે વ્યક્તિ અલ્લાહ તઆલાને સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર અને માલિક સમજે છે તેના આ શબ્દોથી ક્યારેય કોઈ શંકા નથી હોઈ શકતી, માત્ર ગુસ્તાખ યહૂદીઓ જ આવી બદ્તમીઝી કરી શકે છે. એટલા માટે કુર્આને કરીમમાં આ શંકાનો જવાબ આપવામાં નથી આવ્યો, ફક્ત તેમની આ ગુસ્તાખી અને રસૂલે કરીમ ﷺને જૂઠાડવા તથા તેમની હાંસી ઉડાવવાને સખત ગુનોહ ઠરાવીને ભયંકર સજા આપવા માટે કહેવામાં આવ્યું કે, અમે તેમના આ વાહિયાત અને ગુસ્તાખ શબ્દોને લખી રાખીશું, જેથી કયામતના દિવસે તેમના ઉપર દલીલ અને સાબિતીરૂપે રજૂ કરી તેમને અઝાબ આપવામાં આવશે, નહિતર અલ્લાહ તઆલાને લખવાની કોઈ જરૂર નથી.

પછી યહૂદીઓના આ વાહિયાત કૃત્યના વર્ણનની સાથે-સાથે એક બીજા ગુનાહનું વર્ણન પણ કરવામાં આવ્યું કે, આ તે લોકો છે જેમણે અંબિયા (અલૈ.)ને ન જ ફક્ત જૂઠાડ્યા કે તેમની હાંસી ઉડાવી બલકે, તેમની હત્યા કરી નાંખવાથી પણ ખચકાયા નથી તો આવા લોકો દ્વારા કોઈ નબી અથવા રસૂલના જૂઠાડવા બાબતે આશ્ચર્ય ન હોઈ શકે.

## કુફ્ર અને ગુનાહોથી દિલથી રાજી થવું ઘણો જ મોટો ગુનોહ છે :

અહીંયાં આ વાત ધ્યાન આપવા યોગ્ય છે કે, રસૂલુલ્લાહ ﷺ અને કુર્આન મદીનાના યહૂદીઓને સંબોધન કરે છે તથા અંબિયા (અલૈ.)ની હત્યાની ઘટનાઓ તેમના કરતા ઘણા અગાઉના સમયમાં હઝરત યહ્યા અને હઝરત ઝકરિય્યા (અલૈ.)ના યુગમાં બની હતી, તો આ આયતમાં અંબિયા (અલૈ.)ની હત્યાના ગુનાહનો સંબંધ આ યહૂદીઓ સાથે શા માટે જોડવામાં આવ્યો ? કારણ એ છે કે, મદીનાના યહૂદીઓ પોતાના અગાઉ થઈ ચૂકેલા યહૂદીઓના આ કૃત્યોથી રાજી અને ખુશ હતા. એટલા માટે તેઓને પણ હત્યારાઓના હુકમમાં જ ગણવામાં આવ્યા.

ઈમામ કુર્તુબી (રહ.)એ પોતાની તફસીરમાં એક ખૂબ અગત્યનો મસ્અલો લખ્યો છે કે, "કુફ્ર ઉપર રાજી થઈ જવું પણ કુફ્ર અને ગુનાહમાં શામિલ છે." રસૂલુલ્લાહ ﷺના એક ઈરશાદમાં તેની વધારે સ્પષ્ટતા થઈ છે. રસૂલે કરીમ

ﷺએ ફરમાવ્યું કે, "જ્યારે જમીન ઉપર કોઈ ગુનોહ કરવામાં આવે છે તો જો કોઈ વ્યક્તિ ત્યાં મૌજૂદ હોય પરંતુ તે ગુનાહનો વિરોધ કરે અને તેને ખરાબ સમજે તો તે એવો છે જાણે કે, તે ત્યાં મૌજૂદ નથી. એટલે કે તે ગુનાહનો ભાગીદાર નથી અને જે વ્યક્તિ ભલે તે મજલિસમાં મૌજૂદ નથી પરંતુ તેના ગુનાહના કૃત્યથી રાજી છે તો તે વ્યક્તિને તે જગ્યાએ હાજર ન હોવા છતાં ગુનાહમાં ભાગીદાર સમજવામાં આવશે."

આ આયતના તથા ત્રીજી આયતના અંતે આ ગુસ્તાખ લોકોની સજા એ બતાવવામાં આવી છે કે, તેમને દોઝખમાં નાંખીને કહેવામાં આવશે કે "હવે આગમાં સળગવાની મજા ચાખો જે તમારા પોતાના જ કૃત્યોનું પરિણામ છે, અલ્લાહ તરફથી કોઈ અત્યાચાર કરવામાં આવ્યો નથી !"

ચોથી આયતમાં આ જ યહૂદીઓની એક અતિશયોક્તિ અને ખોટા આક્ષેપનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેઓ રસૂલુલ્લાહ ﷺને જૂઠાડવા માટે એવો હીલો રજૂ કરતા હતા કે, અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ના યુગમાં એવી રીત હતી કે, સદકહનો માલ એક મેદાનમાં અથવા પહાડ ઉપર મૂકી દેવામાં આવતો હતો અને આસમાનેથી આગ આવીને તેને સળગાવી દેતી હતી. આ જ નિશાની સદકહની સ્વીકૃતિ સમજવામાં આવતી હતી. રસૂલે કરીમ ﷺ અને તેમની ઉમ્મતને અલ્લાહ તઆલાએ ખાસ આ પ્રકારની વિશિષ્ટતા અર્પણ કરી કે, સદકહના માલને આસમાનની આગના હવાલે કરવાને બદલે મુસલમાન ફકીરો અને મોહતાજોને આપવામાં આવે છે. અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની પદ્ધતિથી સદકહની આ અલગ પ્રકારની પદ્ધતિ હોવાના કારણે આ મુશ્રિકોએ એવું બહાનુ બનાવ્યું કે જો તમે નબી હોત તો તમને પણ તે મોઅ્જિઝો અર્પણ કરવામાં આવ્યો હોત કે આસમાનની આગ સદકહના માલને ખાઈ જતી હોત. ઉપરથી વધારાની એવી હિંમત કરતા હતા કે, અલ્લાહ તઆલા ઉપર એવો આક્ષેપ લગાવ્યો કે, તેણે અમારી સાથે એવો વાયદો કર્યો છે કે, અમે એવા વ્યક્તિ ઉપર ઈમાન ન લાવીએ કે જેનાથી આસમાનની આગનો આ સદકહના માલને સળગાવી દેવાનો મોઅ્જિઝો જાહેર ન થાય.

કારણ કે, આ યહૂદીઓનો આ દા'વો બિલકુલ દલીલ વગરનો અને વાહિયાત હતો કે, "અલ્લાહ તઆલાએ તેમનાથી વાયદો લીધો છે," એટલા માટે

તેનો જવાબ આપવાની કોઈ આવશ્યકતા ન હતી. તેમને તેમના જ આ નિવેદનથી પરાસ્ત કરવા માટે એવો ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, જો તમે તમારી વાતમાં સાચા છો કે અલ્લાહ તઆલાએ તમારાથી આવો કરાર લીધો છે તો પછી જે અગાઉના અંબિયા (અલૈ.)ને તમારા કહેવા પ્રમાણે આ મોઅ્જિઝો પણ અર્પણ કરવામાં આવ્યો હતો અને તેમણે આસમાની આગથી સદકહનો માલ ખાઈ જવાનો મોઅ્જિઝો પણ જાહેર કર્યો હતો, તો તમારે તેમના ઉપર ઈમાન લાવવું જોઈતું હતું, પરંતુ તમે તો તે છતાં તેમને જૂઠાડતા જ રહ્યા. બલકે, તેમની હત્યા પણ કરતા હતા.

અત્રે એ શંકા કરવામાં ન આવે કે, જો કે, યહૂદીઓનો આ દા'વો અને માંગણી બિલકુલ ખોટી હતી, પરંતુ જો રસૂલે કરીમ ﷺ દ્વારા આ મોઅ્જિઝો પણ જાહેર કરવામાં આવ્યો હોત તો કદાચ તેઓ ઈમાન લઈ આવ્યા હોત. પરંતુ અલ્લાહ તઆલાના જ્ઞાનમાં એ હતું કે, આ લોકો ફક્ત ઈર્ષ્યા અને હઠધર્મીના કારણે જ આવી વાતો કહી રહ્યા છે. એટલા માટે જો તેમના કહેવા પ્રમાણે આ મોઅ્જિઝો જાહેર થાય તો પણ તેઓ ઈમાન લાવવાના નથી.

**આખિરતની ફિકર બધા જ ગમોનો અને શંકાઓનો જવાબ છે :**

છઠ્ઠી આયતમાં આ વાસ્તવિકતા સ્પષ્ટ કરવામાં આવી છે કે, જો ક્યારેક કોઈ સ્થળે કાફિરોને વિજય પ્રાપ્ત થઈ જાય અને દુનિયાની સુખ–સાહ્યબી પૂરે–પૂરી મળી જાય તથા તેનાથી વિપરીત મુસલમાનો તકલીફો અને મુશ્કેલીઓ તથા દુનિયાની ભૌતિક સર–સામાનથી વંચિતતાની દશામાં સપડાઈ જાય તો એ કોઈ આશ્ચર્યની વાત નથી, ન જ તે કોઈ દિલગીર થવાની બાબત છે. કારણ કે, આ વાસ્તવિકતાથી કોઈ ધર્મ અથવા કોઈ વિચારસરણી કે ફિલોસોફી ઈન્કાર નથી કરી શકતી કે, દુનિયાનો રંજ–ગમ તથા રાહત અને સુખ બંને થોડા દિવસો માટેનું છે. કોઈ સજીવ મૌતથી છુટકારો પામી નથી શકતું અને દુનિયાની રાહત તથા મુસીબત મોટેભાગે તો દુનિયામાં જ પરિસ્થિતિઓમાં પરિવર્તન પામીને સમાપ્ત થઈ જાય છે અને જો દુનિયામાં પરિસ્થિતિ ન બદલાય તો મૌત ઉપર તે પરિસ્થિતિઓનો અંત આવી જ જાય છે. બુદ્ધિશાળી વ્યક્તિનું કામ આ થોડા દિવસના સુખ અને ગમની ચિંતામાં પડી રહેવાનું નથી બલકે, મૌત પછીની ફિકરમાં લાગી જવાનું નામ જ અકલમંદી છે.

دورانِ بقاء چو بادِ صحرا بگذشت ؛ تلخی و خوشی و زشت و زیبا بگذشت

એટલા માટે આ આયતમાં બતાવવામાં આવ્યું કે, દરેક સજીવ મૌતનો સ્વાદ ચાખશે અને પછી આખિરતમાં પોતાના અમલનો સારો બદલો અથવા સજા પ્રાપ્ત કરશે. જે કઠોર પણ હશે અને હળવી પણ, તો પછી બુદ્ધિશાળી લોકોએ એ જ વાતની ચિંતા કરવી જોઈએ અને સફળ ફક્ત તે જ વ્યક્તિ છે કે, જે દોઝખથી છુટકારો પ્રાપ્ત કરી લે અને જન્નતમાં પ્રવેશ પામે, ભલે શરૂઆતમાં જ હોય જેમકે નેક અને ઈબાદતગુઝાર લોકો સાથે આવો વર્તાવ થશે અને કદાચ થોડી ઘણી શિક્ષા ભોગવીને પણ (જેમકે ગુનેહગાર મુસલમાનો સાથે આવું થશે, પરંતુ) મુસલમાનો બધા જ અંતે હંમેશા-હંમેશની જન્નતમાં પ્રવેશ પામશે. તેનાથી વિપરીત કાફિરો; કે તેમનું કાયમી ઠેકાણુ જહન્નમ છે અને જો તેઓ દુનિયામાં અમુક દિવસની સુખ-સાહ્યબી ઉપર મિથ્યાભિમાન કરતા હોય તો તેઓ સંપૂર્ણપણે અંધારામાં અને ધોકામાં છે. એટલા માટે છેલ્લી આયતમાં ફરમાવવામાં આવ્યું કે, "દુનિયાની જિંદગી તો છેતરપિંડી (ધોકા)નો સામાન છે." કારણ કે, મોટેભાગે દુનિયાની ભૌતિકતા અને સુખ-સાહ્યબી આખિરતમાં સખત તકલીફો અને મુસીબતોનું કારણ હોય છે અને અહીંયાંની તકલીફો મોટેભાગે આખિરતમાં સારા બદલાનો સંગ્રહ બની જાય છે.

## સાચા લોકોને જૂઠા લોકોની તકલીફો પહોંચવી એ એક કુદરતી ક્રમ છે અને તે બધાનો ઇલાજ સબ્ર અને તકવો છે :

સાતમી આયત એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે, જેનું વર્ણન સામૂહિક રીતે હમણા ઉપરોક્ત બીજી આયતમા આવી ચૂક્યું છે. તેની વિગત એમ છે કે, કુર્આને કરીમમાં જ્યારે આયત مَنْ ذَاالَّذِىْ يُقْرِضُ اللّٰهَ قَرْضًا حَسَنًا "તે કોણ છે જે અલ્લાહને સારું કરજ આપે ?!" નાઝિલ થઈ, જેમાં એક રસપ્રદ શૈલીમાં સદકહ અને ખૈરાતની વ્યાખ્યા અલ્લાહને કરજ આપવા સમાન કરવામાં આવી છે અને આ મૌલિક શૈલીમાં એ બાબત તરફ ઈશારો થયો છે કે, જો કોઈ દુનિયામાં તે કરજ આપશે તો તેનો બદલો આખિરતમાં એવો નિશ્ચિત છે કે, જે રીતે કોઈ કરજદાર લેણદારને પોતાનું કરજ અદા કરે છે.

એક જાહિલ અથવા અજ્ઞાની યહૂદીએ આ સાંભળીને આવા શબ્દો કહ્યા اِنَّ اللّٰهَ فَقِيْرٌ وَّنَحْنُ اَغْنِيَآءُ ("અલ્લાહ ગરીબ છે અને અમે માલદાર") હઝરત સિદીકે અકબર (રદિ.)ને તેની ગુસ્તાખી ઉપર ગુસ્સો આવ્યો અને યહૂદીને એક તમાચો મારી દીધો, યહૂદીએ રસૂલુલ્લાહ ﷺને ફરિયાદ કરી, તેના ઉપર આ આયત નાઝિલ થઈ. لَتُبْلَوُنَّ فِىْ اَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ ("તમો તમારા માલ–મિલકત અને પ્રાણોથી જરૂર અજમાવવામાં આવશો.") જેમાં મુસલમાનોને બતાવવામાં આવ્યું કે, દીન માટે જાન અને માલની કુર્બાનીઓથી અને કાફિરો તથા મુશ્રિકો અને અહલે કિતાબની તિરસ્કૃત ભાષા વડે પહોંચતી તકલીફોથી ગભરાવું ન જોઈએ. આ બધું તમારી કસોટી છે અને તેમાં તમારા માટે ઉત્તમ એ જ છે કે, સબ્ર (ધીરજ)થી કામ લો અને પોતાના મૂળ હેતુ એટલે કે તકવાને સંપૂર્ણ કરવામાં પ્રવૃત્ત થઈ જાઓ, આ બદ્ઝુબાન ગુસ્તાખોને જવાબ આપવાની ચિંતા ન કર્યા કરો.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન–આયત નં. ૧૮૭ થી ૧૮૯)

وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ لَتُبَيِّنُنَّهٗ لِلنَّاسِ وَلَا تَكْتُمُوْنَهٗ ۡ فَنَبَذُوْهُ
وَرَآءَ ظُهُوْرِهِمْ وَاشْتَرَوْا بِهٖ ثَمَنًا قَلِيْلًا ؕ فَبِئْسَ مَا يَشْتَرُوْنَ ﴿۱۸۷﴾ لَا تَحْسَبَنَّ الَّذِيْنَ
يَفْرَحُوْنَ بِمَآ اَتَوْا وَّيُحِبُّوْنَ اَنْ يُّحْمَدُوْا بِمَا لَمْ يَفْعَلُوْا فَلَا تَحْسَبَنَّهُمْ بِمَفَازَةٍ مِّنَ
الْعَذَابِ ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۱۸۸﴾ وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ
ع ١٩ ١٠ شَيْءٍ قَدِيْرٌ ﴿۱۸۹﴾ ع

## તરજુમો :

*અને (યાદ કરો) જ્યારે અલ્લાહે અહલે કિતાબથી કરાર લીધો કે તમે તેને લોકો માટે જરૂર ઉલ્લેખ કરજો અને તેને ન છુપાવશો; પછી તેમણે તે (કરાર)ને પોતાની પીઠ પાછળ ફેંકી દીધો અને તેના બદલે થોડી કિંમત વસૂલી; બસ, કેટલું ખરાબ છે જે તેઓ વહોરે છે ! (૧૮૭) તમે કદાપિ એવું ન સમજો કે જે લોકો પોતાના કર્યા (કર્મો) ઉપર ખુશ થાય છે, અને તેઓ*

*પોતાના વખાણ જે તેમણે નથી કર્યું તેના ઉપર ઈચ્છે છે; બસ, તમે તેમને અઝાબથી છુટકારો પામેલ ન સમજો; અને તેમના માટે દર્દનાક (કષ્ટદાયક) અઝાબ છે. (૧૮૮) અને અલ્લાહના જ માટે અસામાનો અને જમીનની બાદશાહત છે અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાબૂ (શક્તિ) ધરાવે છે. (૧૮૯)*

## તફસીર :

(એ પરિસ્થિતિ પણ વર્ણનપાત્ર છે) જયારે કે અલ્લાહ તઆલાએ (પાછલી કિતાબોમાં) અહલે કિતાબથી એ વચન લીધું (એટલે કે, તેમને હુકમ કર્યો અને તે હુકમને તેમણે સ્વીકાર્યો) કે આ કિતાબ(ના બધા જ વિષયો) સામાન્ય લોકો રૂબરૂ વર્ણન કરી આપજો અને તે(માંના કોઈ વિષય)ને (દુનિયાના સ્વાર્થ માટે) છુપાવી ન રાખજો. બસ, તે લોકોએ આ (વચન)ને પોતાની પીઠ પાછળ ફેંકી દીધું (એટલે કે તેના ઉપર અમલ ન કર્યો) અને તેના બદલામાં (દુનિયાની) નજીવી કિંમત લઈ લીધી. બસ, ખરાબ વસ્તુ છે જે તે લોકો લઈ રહ્યા છે (કારણ કે તેનું પરિણામ દોઝખની સજા છે).

(હે શ્રોતાગણ !) જે લોકો એવા છે કે પોતાની (ખરાબ) પ્રવૃત્તિઓ ઉપર ખુશ થાય છે અને જે (નેક) કામો નથી કર્યા એના માટે ઈચ્છે છે કે, તેમના વખાણ થાય; બસ, એવા લોકો માટે કદાપિ વિચાર ન કરો કે તેઓ (દુનિયામાં અને મોટેભાગે આખિરતમાં) અઝાબથી બચવામાં (સુરક્ષિત રહેશે અને) છુટકારો પામશે (કદાપિ નહીં ! બલકે, દુનિયામાં પણ તેમને સજા થશે) અને (આખિરતમાં પણ !) તેમને કષ્ટદાયક અઝાબ થશે.

અને અલ્લાહના માટે (વિશેષ સ્વરૂપે) છે આસમાનો અને જમીનની બાદશાહત અને અલ્લાહ તઆલા પ્રત્યેક વસ્તુ ઉપર સંપૂર્ણ શક્તિ (કાબૂ) ધરાવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

**દીનના જ્ઞાનને છુપાવવું હરામ છે અને કોઈ અમલ કર્યા વિના એના ઉપર વખાણ અથવા પ્રસંશાની આશા રાખવી અથવા એવા પ્રયત્નો કરવા તિરસ્કારને પાત્ર છે :**

પ્રસ્તુત ત્રણ આયતોમાં અહલે કિતાબના આલિમોના બે ગુનાહો અને તે

ગુનાહોની સજાનો ઉલ્લેખ થયો છે અને એ કે, તેમને એવો હુકમ આપવામાં આવ્યો હતો કે, અલ્લાહ તઆલાની કિતાબમાં જે હુકમો આવ્યા છે એ બધાની સામે કોઈપણ પ્રકારના સુધારા–વધારા વિના જેમનું તેમ વર્ણન કરી આપજો અને કોઈ હુકમોને છુપાવશો નહીં, પરંતુ તેમણે પોતાના દુનિયવી સ્વાર્થ સાધવા અને મનેચ્છાઓ પૂર્ણ કરવા તથા લાલચ માટે પોતાના હોદ્દાની પરવા કર્યા વગર ઘણા બધા હુકમોને લોકોથી ગુપ્ત રાખ્યા.

બીજું એ કે તેઓ નેક અમલ તો કરતા ન હતા અને એવું ઈચ્છતા હતા કે અમલ કર્યા વિના જ તેમની પ્રસંશા કરવામાં આવે.

તવરાતના હુકમો છુપાવવાની ઘટના સહીહ બુખારીમાં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે કે, "રસૂલુલ્લાહ ﷺએ યહૂદીઓને એક વાત પૂછી કે, શું આ તવરાતમાં છે ? તે લોકોએ છુપાવી દીધું અને જે તવરાતમાં હતું તેનાથી ઊલટું વર્ણન કરી આપ્યું અને પોતાના આ ખોટા કૃત્યો ઉપર ખુશ થઈને પરત ફર્યા કે, અમે ઘણી સારી રીતે છેતરપિંડી કરી (ધોકો અપ્યો), તેના ઉપર આ આયત નાઝિલ થઈ જેમાં આ લોકો માટે ચેતવણી છે."

અને બીજો પ્રસંગ જે કૃત્ય ન કર્યું હોય તેના માટે પ્રસંશા અને વખાણની ઈચ્છા ધરાવવા વિશે એ છે કે, મુનાફિકો અને યહૂદીઓની બીજી એક ટેવ એ પણ હતી કે, જ્યારે કોઈ જિહાદનો સમય આવતો તો બહાના કાઢી ઘરોમાં બેસી જતા, એવી રીતે જિહાદની તકલીફોથી બચીને ખુશીઓ મનાવતા અને જ્યારે રસૂલુલ્લાહ ﷺ પરત આવતા તો તેમની સામે જૂઠી કસમો ખાઈ–ખાઈને પોતાના બહાના રજૂ કરતા અને તેના ઉપર તેમની અપેક્ષા એવી રહેતી કે, તેમની આ બાબતે પ્રસંશા કરવામાં આવે. *(રવાહુલ બુખારી)*

કુર્આને કરીમે આ બંને વસ્તુઓ બાબતે તેમની ટીકા કરી છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે દીનનું ઇલ્મ, એટલે કે અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના હુકમો છુપાવવા હરામ છે, પરંતુ આ હરામ હોવું એવા સ્વરૂપે છુપાવવું છે કે, જે પ્રમાણે યહૂદીઓ છુપાવતા હતા જેમકે તેઓ પોતાના દુનિયવી સ્વાર્થ માટે અલ્લાહના હુકમોને છુપાવતા હતા અને તેના દ્વારા લોકો પાસેથી કિંમત વસૂલ કરતા હતા અને જો કોઈ દીન અને શરઈ મસ્લિહતના કારણે કોઈ હુકમ સામાન્ય લોકો સમક્ષ જાહેર કરવામાં ન આવે તો તે આ હુકમમાં સામેલ નથી. જેમકે, ઈમામ

બુખારી (રહ.)એ એક આગવું પ્રકરણ આ મસ્અલા માટે હદીષના હવાલાઓથી વર્ણન કર્યું છે કે, ક્યારેક કોઈ હુકમ જાહેર કરવાથી સામાન્ય લોકો ગેરસમજ અને ફિત્નામાં સપડાઈ જવાનો ભય હોય છે, જો આ ભયના કારણે કોઈ હુકમ ગુપ્ત રાખવામાં આવે તો વાંધો નથી.

અને કોઈ નેક અમલ કર્યા પછી પણ તેના ઉપર પ્રસંશા અને વખાણની અપેક્ષા રાખવી અને તેના પ્રયત્નો કરવા એ બાબત અમલ કરવા છતાં શરીઅતના કાયદા પ્રમાણે ટીકાપાત્ર છે અને જ્યારે કોઈ કૃત્ય કર્યું જ ન હોય અને તેના ઉપર પ્રસંશાની ઈચ્છા કે અપેક્ષા રાખવામાં આવે તો તે વધારે તિરસ્કૃત અને ટીકાપાત્ર છે, પરંતુ સ્વાભાવિક રીતે આવી અપેક્ષા રાખવી કે, હું પણ ઘણું નેક કામ કરું અને વખાણપાત્ર બનું તો તે આવી ટીકામાં સામેલ નથી, જ્યારે કે આવા વખાણ અને પ્રસંશા મેળવવા માટે પ્રયત્ન કરવામાં ન આવે. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન–આયત નં. ૧૯૦ થી ૧૯૪)

إِنَّ فِي خَلْقِ السَّمَٰوٰتِ وَالْأَرْضِ وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ لَاٰيٰتٍ لِّأُولِي الْأَلْبَابِ ﴿١٩٠﴾
الَّذِينَ يَذْكُرُونَ اللَّهَ قِيٰمًا وَّقُعُودًا وَّعَلٰى جُنُوبِهِمْ وَيَتَفَكَّرُونَ فِي
خَلْقِ السَّمَٰوٰتِ وَالْأَرْضِ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾
رَبَّنَا إِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ أَخْزَيْتَهُ وَمَا لِلظّٰلِمِينَ مِنْ أَنْصَارٍ ﴿١٩٢﴾
رَبَّنَا إِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِي لِلْإِيمَانِ أَنْ اٰمِنُوا بِرَبِّكُمْ فَاٰمَنَّا رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوبَنَا
وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْأَبْرَارِ ﴿١٩٣﴾ رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا
يَوْمَ الْقِيٰمَةِ إِنَّكَ لَا تُخْلِفُ الْمِيعَادَ ﴿١٩٤﴾

## તરજુમો :

*બેશક ! આસમાનો અને જમીનની ઉત્પત્તિમાં અને રાત અને દિવસના આવવા–જવામાં બુદ્ધિશાળીઓ માટે નિશાનીઓ છે. (૧૯૦) જે લોકો*

*અલ્લાહને ઊભા(-ઊભા) અને બેઠાં(-બેઠાં) અને પોતાના પડખાંઓ ઉપર (સૂઈને) યાદ કરે છે અને આસમાનો અને જમીનની ઉત્પત્તિમાં ચિંતન કરે છે; (કહે છે) હે અમારા પરવરદિગાર ! તેં આ બધું બેકાર નથી બનાવ્યું, તું (બધી ખામીઓથી) પવિત્ર છે, તું અમને દોઝખના (આગના) અઝાબથી બચાવી લે. (૧૯૧) હે અમારા પરવરદિગાર ! બેશક ! તેં જેને જહન્નમમાં નાંખી દીધો તો અવશ્ય તે અપમાનિત થયો અને ગુનેહગારો (અત્યાચારીઓ)નો કોઈ સહાયક નથી. (૧૯૨) હે અમારા પરવરદિગાર ! બેશક ! અમે એક પોકારનારને સાંભળ્યો, તે ઈમાન તરફ પોકારે છે કે પોતાના પરવરદિગાર પર ઈમાન લઈ આવો, બસ અમે ઈમાન લઈ આવ્યા; હે અમારા પરવરદિગાર ! તું અમને અમારા ગુનાહો મા'ફ કરી દે અને અમારી બુરાઈઓ અમારાથી દૂર કરી દે, અને અમને અબરાર (નેક લોકો) સાથે મૌત આપ. (૧૯૩) હે અમારા પરવરદિગાર ! અને તું અમને અર્પણ કર જે તેં તારા રસૂલો દ્વારા અમને આપવાનો વાયદો કર્યો અને અમને કયામતના દિવસે અપમાનિત ન કરજે; બેશક ! તું (પોતાના) વાયદાથી વિરૂદ્ધ નથી કરતો. (૧૯૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આગળ ઉપર તવહીદનો અર્થ ટૂંકમાં ઉલ્લેખવામાં આવ્યો હતો, આગળની આયતમાં તૌહીદ માટેની દલીલ રજૂ કરવામાં આવી છે અને તેની સાથે-સાથે તવહીદના સંપૂર્ણ તકાદાઓ ઉપર અમલ કરનારાઓની શ્રેષ્ઠતા વર્ણન કરવામાં આવી છે, જેમાં અન્યોને પણ ઈશારાઓથી તવહીદના તકાદાઓ ઉપર અમલ કરવાની તા'કીદ કરવામાં આવી છે. અગાઉ કાફિરો દ્વારા જે તકલીફો અને મુસીબતોનો સામનો કરવાનું વર્ણન થયું હતું અને આગળની આયતમાં તે વિષયનું બંધ બેસતું વર્ણન છે તે એવી રીતે કે મુશ્રિકો રસૂલુલ્લાહ ﷺને જૂઠાડવા માટે એવી દરખાસ્ત કરતા હતા કે, સફા પહાડને સોનાનો બનાવી આપો, તેના ઉપર આ આયત નાઝિલ થઈ કે અલ્લાહ તઆલાની સ્પષ્ટ નિશાનીઓ ઘણી બધી છે, તેમાં શા માટે ચિંતન-મનન નથી કરતા ? આ લોકોની દરખાસ્ત સત્યના સંશોધન માટે ન હતી બલકે, રસૂલે કરીમ ﷺને જૂઠાડવા માટે અને તેમની હાંસી ઉડાવવા માટે હતી. એટલા માટે જો આ દરખાસ્ત પૂરી

કરવામાં આવી હોત તો પણ તેઓ ઈમાન લાવ્યા ન હોત.

## તફસીર :

નિઃશંક ! આસમાનો અને જમનની ઉત્પત્તિમાં અને રાત–દિવસના વારા–ફરતી આવવા–જવામાં બુદ્ધિશાળીઓ માટે (તૌહીદની) સ્પષ્ટ દલીલો (નિશાનીઓ) છે, જેમની હાલત એવી છે કે (જેઓ બુદ્ધિશાળી તો છે જ સાથે–સાથે પોતાની બુદ્ધિનો ઉપયોગ નફા અને નુકસાનનો ભેદ પારખવામાં પણ કરે છે અને અલ્લાહની નિશાનીઓમાં ચિંતન–મનન કરે છે, એટલા માટે દરેક પરિસ્થિતિમાં) તે લોકો (દિલથી અને જીભથી પણ) અલ્લાહ તઆલાને યાદ કરે છે, ઊભા(–ઊભા પણ), બેઠાં(–બેઠાં પણ), સૂઈને (પણ) અને આસમાનો તથા જમીનની ઉત્પત્તિમાં (પોતાની બૌદ્ધિક અને તર્ક આધારિત દલીલો દ્વારા પણ) ચિંતન કરે છે (અને ચિંતનનું પરિણામ એ હોય છે કે, પોતાના ઈમાનને તેના દ્વારા મજબૂત કરી તેને દઢ કરે છે અને તેને આવી રીતે જાહેર પણ કરે છે કે,) હે અમારા પરવરદિગાર ! તેં આ (સૃષ્ટિ)ને અર્થવિહીન્ પૈદા નથી કરી (બલકે, તેમાં હિકમતો મૂકી છે, જેમાંની એક મોટી હિકમત એ પણ છે કે આ મખ્લૂક અલ્લાહ તઆલાના અસ્તિત્વની ગવાહી આપે છે). તું પવિત્ર છે (અમે આ ખુલ્લી નિશાનીઓનો સ્વીકાર કરીએ છીએ અને તારી તૌહીદની ગવાહી આપીએ છીએ) બસ, અમને (મુવહ્હિદ અને મો'મિન હોવાના કારણે) દોઝખના અઝાબથી બચાવી લે (જેમકે, શરીઅતની રૂએ એ તકાદો છે કે, કોઈ ગુનાહ અને કમજોરી થઈ જાય અને તેનો અઝાબ થવા લાગે તેનાથી બચવા એક વિનંતી તો આ લોકોની આ હતી અને તે આ જ ઈમાનના વિષય અનુસંધાને એક અરજ એ પણ કરતા હતા કે,) હે અમારા પરવરદિગાર ! (અમે એટલા માટે દોઝખના અઝાબથી તારી પનાહ અને શરણ માંગીએ છીએ કે,) બેશક ! તું જેને (તેના કૃત્યોના કારણે) દોઝખમાં નાંખી દે તે ખરેખર અપમાનિત કરવામાં આવ્યો (એટલે કે કાફિર લોકોને) અને આવા અત્યાચારીઓના (કે જેમનું અસલ ઠેકાણું જહન્નમ નક્કી કરવામાં આવ્યું છે) કોઈ સહાયક (પણ) નથી (અને તારો વાયદો છે કે તું ઈમાનવાળાઓને અપમાનિત નહીં કરે અને તેમની મદદ કરીશ, તો બસ ઈમાનવાળા હોવાના નાતે અમારી દરખાસ્ત છે કે અમને કાફિરોને જે બદલો તેમના દુષ્કૃત્યોના કારણે આપવામાં આવ્યો તેનાથી બચાવી લે અને ઈમાનના

મૂળભૂત હેતુ એટલે કે દોઝખથી છુટકારો અમારા માટે નક્કી કરી આપ).

હે અમારા પરવરદિગાર ! (અમે જે તાર્કિક અને બૌદ્ધિક દલીલો કરી એવી જ રીતે અમે) એક (સત્ય તરફ) પોકારનારને (એટલે કે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે) સાંભળ્યા કે તે ઈમાન લાવવા માટે એલા'ન કરી રહ્યા છે કે (હે લોકો !) તમે પોતાના પરવરદિગાર(ની જાત અને સિફતો) ઉપર ઈમાન લઈ આવો, બસ અમે (આ તેમના આમંત્રણના સ્વીકાર કરીને) ઈમાન લઈ આવ્યા (આ દરખાસ્તમાં અલ્લાહ ઉપરના ઈમાનની સાથે રસૂલુલ્લાહ ﷺ ઉપરનું ઈમાન પણ સામેલ થઈ ગયું. બસ, ઈમાનના બંને વિભાગો એટલે કે તૌહીદની માન્યતા અને રસૂલે કરીમ ﷺ અલ્લાહના રસૂલ હોવાની માન્યતાના વિભાગો પૂર્ણ થઈ ગયા).

હે અમારા પરવરદિગાર ! (ફરી અમારી એ દરખાસ્ત પણ છે કે,) અમારા (મોટા) ગુનાહોને પણ મા'ફ કરી દે અને અમારી (નાની) બુરાઈઓને પણ અમારાથી મા'ફ કરીને દૂર કરી દે અને (અમારો અંજામ જે બાબત ઉપર આધારિત છે તેને એવી રીતે દુરુસ્ત કરી દે કે,) અમને નેક લોકો સાથે (શામિલ રાખીને) મૌત આપજે (એટલે કે નેકી ઉપર અમારું મૌત આવે).

હે અમારા પરવરદિગાર ! અને (જેવી રીતે અમે પોતાને બુરાઈઓથી સુરક્ષિત રાખવા માટેની દરખાસ્ત કરીએ છીએ, જેવી રીતે દોઝખના અપમાનિત થનારા અઝાબ તથા ગુનાહો અને બુરાઈઓથી બચાવવાની દરખાસ્ત કરીએ છીએ, એ જ પ્રમાણે અમે લાભ અને ફાયદા માટે પણ દુઆ કરીએ છીએ કે,) અમને તે વસ્તુઓ (એટલે કે, સવાબ અને જન્નત) પણ આપજે, જેનો અમને પોતાના પયગમ્બરો મારફતે તેં વાયદો કર્યો છે (કે મો'મિનોને સારો બદલો મળશે) અને (આ સવાબ અને જન્નત અમને એવી રીતે અર્પણ કર કે સવાબ મળતા પહેલાં પણ) અમને કયામતના દિવસે અપમાનિત ન કરજે. (જેમકે અમુક લોકોને પ્રથમ સજા થશે પછી તેઓ જન્નતમાં જશે, મતલબ કે અમને પ્રથમથી જ જન્નતમાં પ્રવેશ આપજે અને) ખરેખર, તું વાયદાના વિરૂદ્ધ કરતો નથી (પરંતુ અમને એ ડર છે કે તારો વાયદો જે બાબતે છે એટલે કે મો'મિન અને અબરાર માટે, ક્યાંક એવું ન થાય કે ખુદા–ન–ખ્વાસ્તા તે સિફતો અમારામાં ઉપસ્થિત ન રહે, જેના ઉપર તારો વાયદો છે. એટલા માટે અમે એવી વિનંતી પણ કરીએ

છીએ કે અમને તારા વાયદાની વસ્તુઓ પણ આપ, એટલે અમને એવા કરી આપ અને એવા રાખ જે તારા ઈનામના વાયદા પ્રમાણે થઈ જાય).

## મસ્અલા અને બોધપાઠ :

### આયત ઊતરવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) :

આ આયતના શા'ને નુઝૂલ વિશે ઈબ્ને હબ્બાને પોતની સહીહમાં અને મુહદ્દીસ ઈબ્ને અસાકીરે પોતાની "તારીખ" (ઈતિહાસ)માં નકલ કર્યું છે કે, "હઝરત અતા બિન અબી રબાહ (રદિ.) હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની સેવામાં ઉપસ્થિત થયા અને કહ્યું કે, રસૂલુલ્લાહ ﷺની હાલતમાં જે સૌથી આશ્ચર્યજનક બાબત આપે જોઈ હોય તો મને બતાવો ! આ સવાલ પર હઝરત આયશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું, રસૂલે કરીમ ﷺની કઈ શા'ન વિશે પૂછો છો ? તેમની તો પ્રત્યેક શા'ન આશ્ચર્યજનક જ હતી ! હા, એક ઘટના નવાઈ પમાડે એવી સંભળાવું છું, તે એ છે કે રસૂલે કરીમ ﷺ એક રાત્રે મારી પાસે આવ્યા અને મારી સાથે આરામગાહમાં દાખલ થઈ ગયા. પછી ફરમાવ્યું કે, પરવાનગી આપો કે હું મારા પરવરદિગારની બંદગી કરું ? પથારીમાંથી ઊઠ્યા, વુઝૂ કર્યું પછી નમાઝ માટે ઊભા થઈ ગયા અને કિયામમાં એટલા રડ્યા કે રસૂલે કરીમ ﷺના આંસુઓ છાતી મુબારક ઉપર વહેવા લાગ્યા, પછી રુકૂઅ્ કર્યો અને તેમાં પણ રડ્યા, પછી સિજ્દહ કર્યો અને સિજ્દહમાં પણ એ જ પ્રમાણે રડ્યા, પછી માથું ઉઠાવ્યું અને સતત રડતા રહ્યા, એટલે સુધી કે સવાર થઈ ગઈ. હઝરત બિલાલ (રદિ.) આવ્યા અને રસૂલે કરીમ ﷺને નમાઝની ખબર આપી, બિલાલ (રદિ.) ફરમાવે છે કે, મેં વિનંતી કરી કે તમે શા માટે આટલું આક્રંદ કરો છો ? અલ્લાહ તઆલાએ તો આપના આગલા-પાછલા ગુનાહો મા'ફ કરી દીધા છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તો શું હું શુક્રગુઝાર બંદો ન બનું ? અને શુક્રિય્યહમાં આક્રંદ કેમ ન કરું ? જ્યારે કે અલ્લાહ તઆલાએ આજે રાત્રે મારા ઉપર આ આયત નાઝિલ કરી છે, ...اِنَّ فِیۡ خَلۡقِ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ("બેશક ! આસમાન અને પૃથ્વીની ઉત્પત્તિમાં...") ત્યાર પછી રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, મોટી બરબાદી છે તે વ્યક્તિ માટે જેણે આ આયતોને પઢી અને તેમાં ચિંતન ન કર્યું."

એટલા માટે આ આયત ઉપર ચિંતન–મનન કરવા વિશે નીચેના મસ્અલાઓ ધ્યાન આપવા યોગ્ય છે.

**خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ નો શું અર્થ છે ? :**

خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ નો શું અર્થ છે ? خَلْق (ખલ્ક) "મસ્દર" (ક્રિયાપદ) છે, જેનો અર્થ "સર્જન કરવું" અથવા "પૈદા કરવું" થાય છે, તેનો અર્થ એ થયો કે આસમાન અને પૃથ્વીના પૈદા કરવામાં અલ્લાહ તઆલાની ઘણી મોટી નિશાનીઓ છે. એટલા માટે તેમાં તે બધી જ સૃષ્ટિ (મખ્લૂક) અને અલ્લાહ તઆલાનું સમગ્ર સર્જન સામેલ થઈ જાય છે જે આસમાનો અને પૃથ્વી ઉપર અસ્તિત્વ ધરાવે છે, પછી આ સૃષ્ટિમાં ભાત–ભાતની મખ્લૂક ઉપસ્થિત છે અને દરેકના પોતાના આગવા ગુણધર્મો, ખાસિયતો, લક્ષણો અને ભિન્ન–ભિન્ન ગુણો છે. અલ્લાહનું પ્રત્યેક સર્જન પોતાના સર્જક અલ્લાહના અસ્તિત્વની ચાડી ખાય છે, પછી જો થોડો ઊંડો વિચાર કરી ચિંતન અને મનન કરવામાં આવે તો સમજી શકાય છે કે, આસમાનોમાં દરેક અવકાશી પદાર્થો અને તેની ગતિઓ સામેલ છે અને પૃથ્વીમાં દરેક પ્રકારની સજીવ–નિર્જીવ સૃષ્ટિ સામેલ છે. બસ, જેવી રીતે અલ્લાહ તઆલા તમામ ઉચ્ચ કક્ષાના સર્જનનો સર્જક અને માલિક છે એવી જ રીતે દરેક નીચલી કક્ષાના સર્જન અને સૃષ્ટિનો પણ સર્જક અને માલિક છે.

**રાત–દિવસ વારા–ફરતી આવવાના વિવિધ સ્વરૂપો :**

રાત અને દિવસના પરિવર્તનનો શું અર્થ છે ? શબ્દ اِخْتِلَافٌ (ઇખ્તિલાફ) આ સ્થળે અરબી ભાષાનો એક રૂઢિપ્રયોગ છે. દાખલા તરીકે, اِخْتَلَفَ فُلَانٌ فُلَانًا એટલે "ફલાણો વ્યક્તિ ફલાણા વ્યક્તિ પછી આવ્યો" બસ, રાત–દિવસના વારા–ફરતી પરિવર્તિત થવાનો અર્થ એ થયો કે, રાત જાય છે અને દિવસ આવે છે અને જ્યારે દિવસ જાય છે ત્યારે રાત આવે છે. આમ, પરિભ્રમણનો આ ક્રમ નિયમિત ચાલતો રહે છે.

اِخْتِلَافٌ(ઇખ્તિલાફ)નો બીજો અર્થ એ પણ હોઈ શકે છે કે, ઇખ્તિલાફ શબ્દ વધારે અથવા ઓછું હોવાનું માપ અને પ્રમાણ નક્કી કરવા માટે વાપરવામાં આવ્યો હોય, જેમકે ઠંડીમાં રાત લાંબી હોય છે અને દિવસ ટૂંકો હોય છે, જ્યારે ગરમીની ઋતુમાં તેનાથી ઊલટું હોય છે, એ જ રીતે રાત–દિવસ થવામાં સમયનો

તફાવત ભૌગોલિક સ્થાનો અને પૃથ્વીના જુદા-જુદા ભૂ-ભાગમાં જુદો-જુદો હોય છે. પૂર્વના દેશોમાં અને પશ્ચિમના દેશોમાં એ જ રીતે ઉત્તર ધ્રુવ અને દક્ષિણ ધ્રુવ પ્રદેશમાં રાત-દિવસના લાંબા-ટૂંકા હોવામાં ઘણી બધી વિવિધતા હોય છે. આ બધી ભૌગોલિક અને ખગોળીય અવકાશી પદાર્થોની ગતિઓમાં, પરિભ્રમણ કે પરિક્રમણમાં અલ્લાહની કુદરતની સ્પષ્ટ અને ખુલ્લી નિશાનીઓ મૌજૂદ છે.

**શબ્દ اٰيَاتٌ (આયાત)ની તહકીક :**

શબ્દ اٰيَـــــــاتٌ (આયાત)નો શું અર્થ છે ? "આયાત" آيَةٌ (આયહ)નું બહુવચન છે અને આ શબ્દ અમુક અર્થો માટે બોલવામાં આવે છે. આયાત મોઅ્જિઝાઓને પણ કહેવામાં આવે છે અને કુર્આન મજીદની આયતોને પણ "આયાત" કહેવામાં આવે છે, તેનો ત્રીજો અર્થ દલીલો અને નિશાનીઓનો પણ થાય છે. અત્રે આ શબ્દ તેના ત્રીજા અર્થના સંદર્ભમાં ઉપયોગ થયો છે, એટલે કે આ બધી અવકાશી પદાર્થોની ગતિમાં, પરિભ્રમણ અને પરિક્રમણમાં, રાત અને દિવસના વારાફરતી આવવામાં અલ્લાહની કુદરતની સ્પષ્ટ અને ખુલ્લી નિશાનીઓ તથા દલીલો ઉપસ્થિત છે.

اُولُوا الْاَلْبَابِ (ઊલૂલ અલ્બાબ)નો અર્થ શું છે ? اَلْبَابُ "અલ્બાબ" لُبٌ "લબ્"નું વહુવચન છે, જેનો અર્થ "કોઈપણ પદાર્થમાં રહેલા દ્રવ્યમાન"નો થાય છે અને કોઈપણ પદાર્થનું દ્રવ્યમાન તે પદાર્થનું ભૌતિક બંધારણ સ્પષ્ટ કરે છે અને તેના દ્વારા જ તેના ગુણધર્મો તથા તેના લાભ કે નુકસાનની જાણ થાય છે, એ જ પ્રમાણે અભૌતિક બાબતમાં પણ સૌથી શ્રેષ્ઠ તત્ત્વને "ઊલૂલ અલ્બાબ" કહેવામાં આવે છે, જેમકે મનુષ્યના શારીરિક, ભૌતિક શરીરમાં રહેલી બુદ્ધિ શરીરના ભૌતિક બંધારણ કરતાં શ્રેષ્ઠ વસ્તુ છે અને તે જ મનુષ્યમાં રહેલું વાસ્તવિક અને શ્રેષ્ઠ તત્ત્વ છે. એટલા માટે اُولُــوا الْاَلْبَـابِ "ઊલૂલ અલ્બાબ"નો અર્થ "બુદ્ધિશાળીઓ" થાય છે.

**બુદ્ધિશાળી ફક્ત તે જ લોકો છે જેઓ અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવે અને દરેક પરિસ્થિતિમાં તેના વખાણ કરતા રહે :**

હવે, અહીંયાં એ મસ્અલો ધ્યાન ખેંચે છે કે, બુદ્ધિશાળી કોણ લોકો છે ? કારણ કે, સમગ્ર જગતનો પ્રત્યેક મનુષ્ય બુદ્ધિશાળી હોવાનો દા'વેદાર છે. કોઈ બેવકૂફ પણ પોતાને મૂર્ખ કે બેવકૂફ સ્વીકાર કરવા તૈયાર નથી. એટલા માટે

કુર્આને કરીમે બુદ્ધિશાળી લોકોની અમુક નિશાનીઓ બતાવી છે, જે વાસ્તવમાં બુદ્ધિનું અસલી અને એકમાત્ર પ્રમાણપત્ર અને માપદંડ છે. પ્રથમ નિશાની એ કે, અલ્લાહ તઆલા ઉપર ઈમાન લાવવું. વિચાર કરો! મનુષ્યની ઈંદ્રિયો આંખ, કાન, નાક, જીભ, ચામડી વગેરે દ્વારા વ્યક્તિને જ્ઞાન પ્રાપ્ત થાય છે અને આ ઈંદ્રિયગમ્ય જ્ઞાન તો પ્રાણીઓને પણ પ્રાપ્ત થતું હોય છે અને બુદ્ધિનું કાર્ય તો એ છે કે તે નિશાનીઓ અને ઘટનાક્રમ તથા આસપાસના પર્યાવરણમાંથી સ્પષ્ટ દલીલો દ્વારા કોઈ પરિણામ સુધી પહોંચી જાય, ઈંદ્રિયજ્ઞાન જેની અનુભૂતિ પણ ન કરી શકે. કાર્ય અને કારણના સંબંધોની અંતિમ કડી એટલે કે, પરમ સત્યને પામી લેવું અને તેનું નામ જ "ઈમાન" (એકમાત્ર અલ્લાહ ઉપર આસ્થા ધરાવવી) છે.

આ સિદ્ધાંતને નજર સમક્ષ રાખી સમગ્ર સૃષ્ટિ ઉપર વિચાર કરો, આસમાન અને પૃથ્વી તથા તેમાં સમાવિષ્ટ પ્રત્યેક સર્જન અને નાની-મોટી પ્રત્યેક અસ્તિત્વ ધરાવતી મખ્લૂકમાં ઉપસ્થિત સર્વાંગ સંપૂર્ણ અને આશ્ચર્યજનક વ્યવસ્થાપન કાર્ય ઉપર દષ્ટિપાત કરશો તો દરેક બુદ્ધિશાળી વ્યક્તિને તેની પાછળ એક એવી પવિત્ર, મહાન અને સર્વશક્તિશાળી જાતની ઓળખ થશે જેણે આ સમગ્ર પદાર્થોને એક ખાસ હેતુ અને હિકમત દ્વારા બનાવ્યા છે અને જેની ઈચ્છા તથા ઈરાદાથી જ આ સમગ્ર વ્યવસ્થા કાર્યરત છે અને તે પવિત્ર જાત દેખીતું જ છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુ જ છે. જેમકે શાઈર કહે છે,

ہر گیاہے کہ از زمیں روید      وحدہٗ لاشریک لہٗ گوید

"જમીનમાંથી દરેક હરિયાળીની કુંપળો નીકળે છે,

તે કહે છે તે (અલ્લાહ) માત્ર એક જ છે તેનો કોઈ ભાગીદાર નથી."

મનુષ્યની ઈચ્છાઓ અને તેની યુક્તિ-પ્રયુક્તિઓ નિષ્ફળ જવાની પ્રત્યેક ઠેકાણે અનેક સાબિતીઓ મળતી રહે છે. એટલા માટે તેને આ વ્યવસ્થાતંત્ર ચલાવનાર કદાપિ ન કહી શકાય, આસમાનો અને પૃથ્વીની ઉત્પત્તિ તથા તેમાં સમાવિષ્ટ પ્રત્યેક મખ્લૂક (સૃષ્ટિ)ના સર્જનમાં ચિંતન અને મનન કરવાનું પરિણામ બુદ્ધિ માટે અલ્લાહ તઆલાનો પરિચય, તેનું આજ્ઞાપાલન તથા તેના વખાણ છે, જે તેનાથી બેદરકાર અથવા ગાફેલ રહે છે તેને બુદ્ધિશાળી કહેડાવવાનો કોઈ અધિકાર નથી. એટલા માટે કુર્આને કરીમે બુદ્ધિશાળીઓની આ નિશાની

બતાવી اَلَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيَامًاوَّقُعُوْدًاوَّ عَلٰى جُنُوْبِهِمْ એટલે કે, "જે લોકો અલ્લાહને ઊભા(–ઊભા) અને બેઠાં(–બેઠાં) અને પોતાના પડખાંઓ ઉપર (સૂઈને) યાદ કરે છે અને આસમાનો અને જમીનની ઉત્પત્તિમાં ચિંતન કરે છે; હે અમારા પરવરદિગાર ! તેં આ બધું બેકાર નથી બનાવ્યું, તું પવિત્ર છે, તું અમને દોઝખના (આગના) અઝાબથી બચાવી લે." અને તેઓ પ્રત્યેક સમયે અલ્લાહની યાદમાં મશગૂલ રહે છે.

આ બાબતથી જાણ થઈ કે, પ્રવર્તમાન જગતમાં દુનિયાની જે વસ્તુને બુદ્ધિનું માપદંડ સમજવામાં આવે છે તે ફક્ત એક છેતરપિંડી છે. કોઈ વ્યક્તિના માલ–દૌલત સમેટી લેવાને બુદ્ધિ ઠરાવી દેવું, કોઈ મશીનોને અને તેની યંત્ર સામગ્રી બનાવી લેવાને બુદ્ધિ સમજી લેવું, એ જ રીતે વીજળી–વરાળ કે પરમાણુ શક્તિને બુદ્ધિનું કાર્ય માની લેવું કે પછી વિજાણુ યંત્રોને બુદ્ધિનું માપદંડ ગણી લેવું, એ જ માત્ર બુદ્ધિ નથી, પરંતુ અક્લે સલીમ જેને ઉચ્ચ કક્ષાની બુદ્ધિ કહેવામાં આવે છે તે અલ્લાહ તઆલા તરફથી તેના અંબિયા (અલૈ.) લઈને આવ્યા, જેમાં ઇલ્મ અને હિકમત દ્વારા મનુષ્યની નૈતિકતાનું ઘડતર કરવામાં આવ્યું, જીવનનો વાસ્તવિક હેતુ સમજાવવામાં આવ્યો. ભૌતિક પદાર્થો જેમકે નાનામાં નાના અણુથી લઈ શ્રેષ્ઠ કક્ષાની વૈજ્ઞાનિક પ્રગતિ માટે પ્રયત્ન કરતી માનવજાતે તથા યંત્રો અને મશીનોને જીવન ધ્યેય સમજતી, વીજળી–વરાળ, પરમાણુ અને વીજાણુ શક્તિને સર્વસ્વ માનતી, વિજ્ઞાનને જ બધું કંઈ સમજી બેસેલી માનવજાતે સમજવું જોઈએ કે આ બધી ભૌતિકતા ફક્ત આ જગત માટે પ્રગતિ અને વિકાસના કાર્યો છે. આ ભૌતિકતાથી આગળ વિચારો અને બુદ્ધિનો ઉપયોગ કરો, જેથી તમને તે જાણ થઈ જાય કે મનુષ્યનું વાસ્તવિક કામ ન તો પાણી, માટી, લોઢું, તાંબુ, મશીન કે પરમાણુ–વીજાણુ શક્તિ છે બલકે, અસલ આ બધું કામ તો ખાલીકે કાઈનાત (સમગ્ર સૃષ્ટિના સર્જનહાર)નું છે, જેણે આગ અને હવા–પાણી પૈદા કર્યા, તમે તો ફક્ત તેની પૈદા કરેલી સૃષ્ટિનું વિવિધ સ્વરૂપોમાં રૂપાંતરિત કરી પોતાના લાભ માટે ઉપયોગ કર્યો છે.

کارِزلفِ تست مشک افشانی اما عاشقاں    مصلحت را تہمتے بر آہوئے چین بستہ اند

"તારી લટનું કાર્ય મુશ્ક (કસ્તુરીની સુગંધ)નું પ્રસરાવવું છે, પરંતુ જેઓ તને ચાહે છે, તેઓ ચાઈનીઝ હરણનો ગરજના માર્યા ભાવ આપે છે."

આ બાબતને એક ઉદાહરણ દ્વારા સમજી લઈએ કે એક જંગલમાં રહેનારો નિરક્ષર વ્યક્તિ જ્યારે કોઈ રેલ્વે સ્ટેશન ઉપર પહોંચે અને એવું જુએ કે, રેલગાડી (ટ્રેઈન) જેવી મોટી સવારી એક લાલ ઝંડી બતાવવાથી રોકાઈ જાય છે અને લીલી ઝંડી બતાવવાથી ચાલવા લાગે છે. આવું જોઈને તે એવું સમજવા લાગ્યો કે આ લાલ અને લીલી ઝંડી મોટી શક્તિ અને તાકાત છે કે, તે પોતાની શક્તિ વડે એન્જિનને રોકે છે અને ચલાવે છે, તો જે વ્યક્તિ બુદ્ધિશાળી છે, તે તેને મૂર્ખ ગણશે અને તેને બતાવશે કે અસલ શક્તિ આ ઝંડીઓમાં નથી બલકે, તે વ્યક્તિ પાસે છે જે એન્જિનમાં બેસેલો છે અને ઝંડીઓ જોઈને ટ્રેઈનને રોકે છે અને ચલાવે છે. પરંતુ જેમાં થોડી વધારે બુદ્ધિ હશે તો તે એવું કહેશે કે, ટ્રેઈનને ચલાવવાની સંપૂર્ણ શક્તિનો એકમાત્ર માલિક એન્જિન ડ્રાઈવરને સમજવું પણ ખોટું છે, કારણ કે વાસ્તવમાં તેના કાબૂમાં કશુ નથી, જે કંઈ છે તે એન્જિનની અંદર રહેલી મશીનરી ટ્રેઈનને ચલાવે છે. વળી, ત્યાં એક વૈજ્ઞાનિક ફિલોસોફર તેને પણ બેવકૂફ કહેશે કે નિર્જીવ મશીનરીમાં શું છે ? અસલ શક્તિ તો આ વરાળ (ડીઝલ, વીજળી)ની શક્તિ છે, જે એન્જિનની અંદર આગ અને પાણી દ્વારા તૈયાર કરવામાં આવે છે, પરંતુ બધી જ હિકમતો અને ફિલોસોફીઓ આ સ્થળે આવીને અટકી જાય છે. અંબિયા (અલૈ.) કહે છે કે, "હે જાલિમો ! જેવી રીતે ઝંડીઓ, ડ્રાઈવર, એન્જિનની મશીનરી વગેરેને ટ્રેઈન ચલાવવાની શક્તિના માલિક સમજવું એક અજ્ઞાનતાપૂર્ણ ભૂલ હતી, એવી જ રીતે વરાળ, ડીઝલ કે વીજળીને શક્તિના માલિક સમજી લેવું પણ તમારી ખોટી ફિલોસોફી છે. તેનાથી એક ડગલું આગળ વધો, જેથી તમે તે માલિકે હકીકીને ઓળખો અને કાર્યકારણની છેલ્લી કડી સુધી પહોંચી શકો કે, તે જ વાસ્તવમાં સમગ્ર શક્તિઓનું પાવર હાઉસ અને માલિક છે, જેણે આગ અને પાણીનું સર્જન કર્યું, જેણે આ વરાળ બનાવી !"

આ સ્પષ્ટતાથી તમે જાણી લીધું કે, બુદ્ધિશાળી કહેડાવવાના હકદાર ફક્ત તે જ લોકો છે જેઓ અલ્લાહ તઆલાને ઓળખે અને દરેક સમયે દરેક પરિસ્થિતિમાં તેને યાદ કરે. એટલા માટે "ઊલૂલ અલ્બાબ"નું લક્ષણ કુર્આન શરીફમાં આ બતાવવામાં આવ્યું, اَلَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيَامًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِهِمْ "જેઓ અલ્લાહને યાદ કરે છે ઊભા-ઊભા, બેઠાં-બેઠાં અને પડખાં પર સૂતાં-સૂતાં."

ઉમ્મતના ફુક્હા લખે છે કે, જો કોઈ વ્યક્તિ મૃત્યુ પહેલાં એવી વસિય્યત કરવા ઇચ્છે કે, મારી માલ-મિલ્કત બુદ્ધિશાળીઓને આપવામાં આવે, તો કોને આપવામાં આવશે ? તેના જવાબમાં ફુક્હા લખે છે કે, એવા વિદ્વાન મુજ્તહિદો માલનો હકદાર હશે જેમને દુનિયા પ્રાપ્ત કરવામાં રસ નથી તથા જે બિનજરૂરી ભૌતિક સ્ત્રોતોથી ઘણો દૂર છે. કારણ કે, સાચા અર્થમાં તે જ બુદ્ધિશાળી છે.

*(દૂર્રે મુખ્તાર, કિતાબુલ વસિય્યહ)*

આ સ્થળે એ બાબત પણ વિચારવા યોગ્ય છે કે, શરીઅતમાં અલ્લાહના ઝિક્ર સિવાય બીજી કોઈ ઈબાદતનો સૌથી વધારે હુકમ આપવામાં આવ્યો નથી, પરંતુ ઝિક્ર વિશે ઈરશાદ છે કે, وَاذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا (અલ્લાહને યાદ કરો, ખૂબ વધારે પ્રમાણમાં યાદ કરો) તેનું કારણ એ છે કે, ઝિક્ર સિવાય બધી જ ઈબાદતો માટે અમુક શરતો અને નિયમો છે જેના સિવાય તે ઈબાદતો અદા નથી થતી, તેનાથી વિપરીત ઝિક્રને વ્યક્તિ ઊભાં-ઊભાં, બેઠાં-બેઠાં, સૂતાં-સૂતાં, વુઝૂ સાથે, વિના વુઝૂએ પ્રત્યેક પરિસ્થિતિમાં દરેક સમયે કરી શકે છે. આ આયતમાં કદાચ આ જ હિકમત તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

પ્રસ્તુત આયતમાં બુદ્ધિશાળી લોકોની બીજી નિશાની એ બતાવવામાં આવી છે કે, તેઓ આસમાન અને પૃથ્વીની ઉત્પત્તિમાં ચિંતન અને મનન કરે છે. يَتَفَكَّرُوْنَ فِىْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ (અને આસમાનો તથા જમીનની ઉત્પત્તિમાં ચિંતન કરો).

અત્રે વિચાર માંગી લેતો મુદ્દો એ છે કે, આ ચિંતન અને મનનનો શું અર્થ છે ? અને તેનો શું દરજ્જો છે ? ચિંતન અને મનનનો શાબ્દિક અર્થ "ઊંડો વિચાર કરવો" અને "કોઈ વસ્તુના પ્રત્યેક પાસાનું વિશ્લેષણ કરી વાસ્તવિકતા સુધી પહોંચવાનો પ્રયત્ન કરવો" છે. આ આયતથી જાણ થાય છે કે, જે પ્રમાણે અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવો એક ઈબાદત છે એ જ પ્રમાણે આ પ્રમાણેનું ચિંતન કરવું પણ એક ઈબાદત જ છે. તફાવત માત્ર એ છે કે, ઝિક્ર તો અલ્લાહ જલ્લ શા'નુહુની પવિત્ર જાત અને તેની સિફાતનો કરવામાં આવે છે, જ્યારે કે ચિંતનમાં તેની બનાવેલી સૃષ્ટિમાં વિચાર કરવામાં આવે છે અને તેના ખાલિક (સર્જનહાર)નો આભાર માનવામાં આવે છે. અલ્લાહની જાત, તેની સિફતો અને ગુણ-લક્ષણોની મૂળ વાસ્તવિકતા સુધી મનુષ્યની બુદ્ધિ ક્યારેય નથી પહોંચી

શકતી. આ બધી બાબતો મનુષ્યની કલ્પનાથી પણ ઉપરવટ છે, તેમાં ચિંતન અને મનન કરવાથી તથા ઊંડો વિચાર કરવાથી આશ્ચર્ય પામવા સિવાય કોઈ પરિણામ મળતું નથી. એટલા માટે અલ્લાહની પવિત્ર જાતમાં વિચાર કરવા કરતાં તેની મખ્લૂકમાં તેની નિશાનીઓ વિશે વિચાર કરવો જોઈએ. આરિફ રૂમી કહે છે,

دور بینانِ بارگاہِ الست  غیر ازیں پے نبردہ اند کہ ہست

Expert watchers of the Court of the Being of the Covenant Found out nothing but that He is.

અમુક સમયે અલ્લાહ જલ્લ શા'નુહુની જાત અને સિફતોમાં વધારે ચિંતન માણસની અધૂરી બુદ્ધિના કારણે ગુમરાહી અને માર્ગ ભટકવાનું કારણ બની શકે છે. એટલા માટે અલ્લાહની મઅ્રિફતમાં પહોંચેલા લોકોએ વસિય્યત કરી છે કે, تَفَكَّرُوْا فِىْ اٰيٰتِ اللّٰهِ وَلَاتَتَفَكَّرُوْا فِىْ اللّٰهِ "અલ્લાહ તઆલાની પૈદા કરેલી નિશાનીઓમાં ચિંતન અને મનન કરો, પરંતુ પોતે અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતોમાં ચિંતન અને મનન ન કરો" કે, તે તમારી પહોંચથી બહાર છે. સૂર્યના પ્રકાશમાં દરેક પદાર્થ જોઈ શકાય છે પરંતુ પોતે કોઈ વ્યક્તિ નરી આંખે તે સૂર્યને જોવા ઇચ્છે તો આંખો અંજાઇ જાય છે. જાત અને સિફાતના મસ્અલામાં મોટા-મોટા નિષ્ણાત ફિલોસોફરો અને દુનિયાઓની સહેલગાહ કરનારા પહોંચેલા લોકો પણ છેવટે આવી જ શિખામણ આપે છે.

نہ ہر جائے مرکب تواں تاختن  کہ جاہا سپر باید انداختن

"તું દરેક સંશોધનોના ક્ષેત્રમાં સક્ષમ નથી બની શકતો,
અમુક એવા સ્થળો પણ છે જ્યાં તારે સામાન્ય રીતે હાર માનવી જોઈએ."

અલબત્ત, ચિંતન અને મનન તથા બુદ્ધિનો સ્વૈરવિહાર કરવાનું મેદાન અલ્લાહની નિશાનીઓની જાણકારી પ્રાપ્ત કરવાનું છે, જેમાં સાચું ચિંતન-મનન કરવાનું ચોક્કસ એ પરિણામ હોય છે કે, તેના દ્વારા અલ્લાહ તબારક વ તઆલાની મઅ્રિફત (પરિચય) પ્રાપ્ત થાય છે. આટલું વિશાળ અને મહાન આસમાન તથા તેમાં સૂર્ય, ચંદ્ર, તારાઓ જે જોનારને પોતાની જગ્યાએ સ્થિર દેખાય છે, જો તેમાં કોઈ ગતિ છે તો તે ગતિના જાણકાર ખગોળશાસ્ત્રીઓને જ તેની ખબર પડે છે, આ જ તારાઓમાં અમુક ગ્રહો પણ છે. આ બધા અવકાશી

પદાર્થો સૉલાર સિસ્ટમના એક એવા વ્યવસ્થાપન અને અચૂક ગતિઓના મજબૂત કાયદાઓ હેઠળ કાર્યરત છે કે, તેમાં એક સેકંડના કરોડમાં ભાગની પણ ચૂક થતી નથી. ન તો તેની મશીનરીનો કોઈ સ્પેરપાર્ટ ઘસાય છે, ન તો તે તૂટે છે અને ન જ ક્યારેય તેને કોઈ વર્કશૉપમાં રિપેરીંગ માટે મોકલવાની જરૂર પડે છે, ન તો આ મશીનરીને ક્યારેય રંગ-રોગનની આવશ્યકતા હોય છે, હજારો-લાખો વર્ષોથી સતત આ અવકાશી વ્યવસ્થાપન તંત્ર એક નિશ્ચિત સમય સાથે કાર્યરત છે, જે પ્રમાણે પૃથ્વી ગ્રહ, તેના ઉપરની નદીઓ, પહાડો, મેદાનો, જંગલો ઉપરાંત જાત-જાતનું સજીવ-નિર્જીવ પ્રાણી જગત, વનસ્પતિ જગત ઉપરાંત પૃથ્વીના પેટાળમાં ધરબાયેલા ખનીજો તથા જમીન અને આસમાન વચ્ચે ચાલનારી હવા તેમાં પૈદા થનારી વીજળી-વાદળો અને વરસાદ તથા આ બધી સૃષ્ટિ માટેનું એક સમવાયી તંત્ર પોતાની ચોક્કસ વ્યવસ્થા સાથે કાર્યરત છે. આ બધી જ નિશાનીઓ બુદ્ધિશાળી વ્યક્તિ માટે તથા સમજનાર વિચારક માટે કોઈ એવી સંપૂર્ણ જાતનો પરિચય આપે છે, જે જ્ઞાન અને હિકમત તથા શક્તિ અને તાકાતમાં સૌથી ઉપરવટ છે અને તેનું જ નામ મઅ્રિફતે ઈલાહી છે. આમ આ ચિંતન અને મનન "મઅ્રિફતે ઈલાહિય્યહ" (અલ્લાહના પરિચય) સુધી પહોંચવાનું કારણ હોવાના લીધે એક ઈબાદત પણ છે. એટલા માટે હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું, تَفَكُّرُ سَاعَةٍ خَيْرٌ مِّنْ قِيَامِ لَيْلَةٍ "એક ક્ષણ માટે કુદરતની નિશાનીઓમાં ચિંતન કરવું સમગ્ર રાતની ઈબાદત કરતાં ઉત્તમ અને વધારે લાભદાયક છે." *(ઈબ્ને કષીર)*

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ આ ચિંતન અને મનનને શ્રેષ્ઠ ઈબાદત હોવાનું કહ્યું છે. *(ઈબ્ને કષીર)*

હઝરત હસન બિન આમિર (રદિ.)એ ફરમાવ્યું કે, "મેં ઘણા સહાબએ કિરામ (રદિ.)ને સાંભળ્યા છે, બધા જ એવું ફરમાવતા હતા કે ઈમાનનો પ્રકાશ અને રોશની "ચિંતન" છે."

હઝરત અબૂ સુલૈમાન દારાની (રહ.)એ ફરમાવ્યું કે, "હું ઘરમાંથી નીકળું છું તો જે વસ્તુ પર મારી દષ્ટિ પડે છે હું ખુલ્લી નજરોએ જોઉં છું કે, તેમાં મારા માટે અલ્લાહ તઆલાની એક નેઅ્મત છે અને તેના અસ્તિત્વમાં મારા માટે ઈબ્રત (બોધપાઠ) પ્રાપ્ત કરવાનો સામાન મૌજૂદ છે." *(ઈબ્ને કષીર)*

અમુક આરિફીન (અલ્લાહનો પરિચય પ્રાપ્ત કરી ચૂકેલ) લોકોએ

ફરમાવ્યું છે,

ہر گیاہے کہ از زمیں روید   وحدہٗ لاشریکَ لہ گوید

"જમીનમાંથી દરેક હરિયાળીની કુંપળો નીકળે છે,

તે કહે છે તે (અલ્લાહ) માત્ર એક જ છે, તેનો કોઈ ભાગીદાર નથી."

હઝરત સુફિયાન બિન અઈનિયહ (રહ.)નો ઈરશાદ છે કે, "ચિંતન અને મનન એક પ્રકાશ છે જે દિલમાં પ્રવેશ થઈ રહ્યો છે."

હઝરત વહબ બિન મુમ્બહ (રહ.)એ ફરમાવ્યું કે, "જ્યારે કોઈ વ્યક્તિ વધારે પ્રમાણમાં ચિંતન અને મનન કરશે તો વાસ્તવિકતા સમજી જશે અને જે સમજી લેશે તેને સાચું જ્ઞાન પ્રાપ્ત થશે અને જેને સાચું જ્ઞાન પ્રાપ્ત થઈ ગયું, તે ચોક્કસ અમલ પણ કરશે." *(ઈબ્ને કષીર)*

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે, "એક ઝાહિદ વ્યક્તિ એક આબિદ (ઈબાદતગુઝાર) પાસેથી પસાર થયા, જે એવી જગ્યાએ બેઠો હતો કે તેની એક બાજુ કબ્રસ્તાન હતું અને બીજી બાજું ઉકરડાઓ હતા, પસાર થનારા બુઝુર્ગે તેમને કહ્યું કે દુનિયાના બે ખજાનાઓ તમારી સામે છે, એક મનુષ્યરૂપી ખજાનો કે જેને કબ્રસ્તાન કહેવામાં આવે છે અને બીજો દુનિયાની માલ–દૌલતનો ખજાનો જે કચરો–પૂંજો અને ગંદકી સ્વરૂપે ખડકાયેલો છે. આ બંને ખજાનાઓ ઈબ્રત (બોધપાઠ) માટે પૂરતા છે." *(ઈબ્ને કષીર)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ પોતાના દિલની સુધારણા અને નિગરાની (દેખરેખ) માટે શહેરથી બહાર કોઈ વેરાન ઉજ્જડ સ્થળ તરફ નીકળી જતા હતા અને ત્યાં પહોંચીને કહેતા હતા اَیۡنَ اَھۡلُکَ (અયૂન અહ્‌લુક) એટલે કે, "તારા નિવાસીઓ ક્યાં ગયા ?" પછી પોતે જ જવાબ આપતા, کُلُّ شَیۡءٍ ھَالِکٌ اِلَّا وَجۡھَہٗ (કુલ્લુ શયઈન હાલિકુન ઈલ્લા વજૂહહુ) એટલે કે, "અલ્લાહ તઆલાની જાત સિવાય દરેક વસ્તુ નષ્ટ થનારી છે." *(ઈબ્ને કષીર)*

અલ્લાહવાળાઓ આ રીતે ચિંતન કરીને આખિરતની યાદને પોતાના દિલમાં કંડારી લેતા હતા.

હઝરત બશર હાની (રહ.) ફરમાવે છે કે, "જો લોકો અલ્લાહ તઆલાની અઝમત (શ્રેષ્ઠતા)માં ચિંતન કરે તો તેની નાફરમાની અને ગુનાહો કદાપિ ન કરી શકે."

હઝરત ઈસા (અલૈ.)એ ફરમાવ્યું, "હે અતિ નિર્બળ માનવી ! તું જ્યાં પણ હોય અલ્લાહથી ડર અને દુનિયામાં એક મહેમાનની જેમ સમય વ્યતિત કર તથા મસ્જિદોને પોતાનું ઘર બનાવી લે અને પોતાની આંખોને અલ્લાહના ડરથી રડવાની તથા શરીરને સબ્ર (ધૈર્ય)ની તથા દિલને ચિંતનની ટેવ પાડ અને આવતી કાલની રોઝીની ચિંતા ન કર."

પ્રસ્તુત આયતમાં આ જ ચિંતન અને મનનને બુદ્ધિશાળી વ્યક્તિઓનો ઉચ્ચ કક્ષાનો ગુણ બતાવીને વર્ણન કર્યું છે અને જેવી રીતે અલ્લાહ તઆલાની મખ્લૂક (સૃષ્ટિ)માં ચિંતન અને મનન કરીને અલ્લાહ તઆલાની મઅ્રિફત તથા દુનિયાની અસ્થિરતાનું જ્ઞાન પ્રાપ્ત કરી લેવું શ્રેષ્ઠ ઈબાદત અને ઈમાનનું નૂર છે. એ જ રીતે અલ્લાહની નિશાનીઓને જોઈને અને તેનો અનુભવ કરવા છતાં પોતે તે મખ્લૂકના બાહ્ય દેખાવ અને તેની જાહેરમાં દેખાતી ટીપ–ટાપમાં ઉલઝેલા રહેવું અને તેના કારણે વાસ્તવિક માલિકની મઅ્રિફત (પરિચય) પ્રાપ્ત ન કરવી સખત મૂર્ખામી અને નાદાન બાળકો જેવી હરકત છે. મવલાના રૂમી તેને આ રીતે ફરમાવે છે,

ہمہ اندر زمن تر از یں است　　　　کہ تو طفلی و خانہ رنگیں است

અને આ જ નાદાનિયતને હઝરત મજઝુબ (રહ.)એ આ રીતે વર્ણન કર્યું છે,

કુછ ભી મજનૂં જો બસીરત તુજે હાસિલ હો જાએ,
તુને લૈલા જિસે સમજા હે વો મહ્મલ હો જાએ.

અમુક ડાહ્યા લોકોએ કહ્યું છે કે, "જે વ્યક્તિ સૃષ્ટિ તરફ બોધપાઠ ગ્રહણ કરવાની દષ્ટિથી જોતો નથી તે એવા બેદરકાર ગાફેલ વ્યક્તિ જેવો છે જેના હૃદયની કોઠાસૂઝ નષ્ટ પામી છે." આજના વૈજ્ઞાનિક સંશોધનો અને આશ્ચર્યજનક યંત્રો અને તેમાં અટવાઈ પડેલા આધુનિકતાવાદીઓની અલ્લાહ તઆલાથી તથા પોતાના પરિણામથી ગફલત ડાહ્યા લોકોના આ નિવેદનની ખુલ્લી ગવાહી છે કે, આજે વૈજ્ઞાનિક પ્રગતિ જેમ–જેમ અલ્લાહ તઆલાએ સર્જેલી પ્રકૃતિના રહસ્યને ખોલે છે, એટલા જ પ્રમાણમાં તેઓ અલ્લાહને ઓળખવાથી અને વાસ્તવિકતાથી આંધળા થતા જાય છે. અકબર ઈલાહાબાદીએ સાચું જ કહ્યું છે,

ભૂલ કર બેઠા હે યૂરપ ખાલિકે કુલ કાઈનાત કો,
બસ ખુદા સમજા હે ઉસને બર્ક કો ઔર ભાંપ કો !

કુર્આને કરીમમાં આ જ ભણેલા–ગણેલા બેવકૂફ જાહિલો વિશે ઈરશાદ છે, وَكَأَيِّنْ مِّنْ اٰيَةٍ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ يَمُرُّوْنَ عَلَيْهَا وَهُمْ عَنْهَا مُعْرِضُوْنَ "આસમાન અને જમીનમાં કેટલીય નિશાનીઓ છે જેનાથી આ લોકો મોઢું ફેરવીને પસાર થઈ જાય છે, તેની વાસ્તવિકતા અને સર્જનમાં તથા તેના પૈદા કરનાર સર્જક તરફ ધ્યાન આપતા નથી." (સૂરહ : ૧૨, આયત : ૧૦૯)

આ બાબતનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાની મખ્લૂક અને તેની બનાવટમાં ચિંતન–મનન કરવું, તેની શ્રેષ્ઠતા અને શક્તિ પ્રત્યે અહોભાવ પૈદા થવો ઉચ્ચ કક્ષાની ઈબાદત છે, તેનાથી કોઈ બોધપાઠ ગ્રહણ ન કરવો સખત નાદાની છે. પ્રસ્તુત આયતમાં છેલ્લા વાક્યએ અલ્લાહની નિશાનીઓમાં ચિંતન–મનન કરવાનું પરિણામ બતાવ્યું છે رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا (હે અમારા પરવરદિગાર ! તેં આ બધું બેકાર–વ્યર્થ પૈદા કર્યું નથી.) અલ્લાહ તઆલાના શ્રેષ્ઠ અને આ મહાન સર્જનમાં ચિંતન–મનન કરનાર વ્યક્તિ એ પરિણામ ઉપર પહોંચ્યા વિના રહી નથી શકતો કે, આ બધી જ વસ્તુઓને અલ્લાહ તઆલાએ વ્યર્થ અને બેકાર પૈદા કરી નથી. બલકે, તેના સર્જનમાં હજારો હિકમતો છુપાયેલી છે, આ બધાને મનુષ્યના સેવક અને માનવજાતના ચાકર બનાવીને મનુષ્યને તેમાં ચિંતન અને મનન કરવાનું આમંત્રણ આપ્યું છે કે, સમગ્ર સૃષ્ટિ તો મનુષ્યના લાભ માટે પૈદા કરવામાં આવી છે અને મનુષ્યને અલ્લાહ તઆલાની ફરમાંબરદારી અને ઈબાદત માટે પૈદા કર્યો છે. આ જ તેના જીવનનો મૂળ હેતુ છે, ત્યાર પછી ચિંતન અને મનન કરવાથી જે પરિણામ નીકળે છે તે એ વાસ્તવિકતા સુધી પહોંચે છે કે, સૃષ્ટિને અલ્લાહ તબારક વ તઆલાએ બેકાર અને વ્યર્થ પૈદા નથી કરી બલકે, આ બધું સૃષ્ટિના સર્જનહારની મહાન કુદરત અને હિકમતની રોશન (પ્રકાશિત) દલીલ છે.

આગળ એવા લોકોની અમુક દરખાસ્તો અને દુઆઓનું વર્ણન છે, જે તેઓ પોતાના પરવરદિગારને ઓળખીને તેના દરબારમાં રજૂ કરે છે.

પ્રથમ દરખાસ્ત એ છે કે, فَقِنَا عَذَابَ النَّارِ "અમને જહન્નમના અઝાબથી બચાવજે." બીજી દરખાસ્ત એ છે કે, "અમને આખિરતના અપમાનથી બચાવજે. કારણ કે, જેને તેં (અલ્લાહે) જહન્નમમાં નાંખી દીધો તેને સમગ્ર જગત સામે અપમાનિત કરવામાં આવ્યો."

અમુક ઉલમાએ લખ્યું છે કે, હશ્રના મૈદાનનું અપમાન એક એવો અઝાબ હશે કે મનુષ્ય એવી ઇચ્છા કરશે કે, કાશ ! તેને જહન્નમમાં નાંખી દેવામાં આવે અને તેના દુષ્કૃત્યોની ચર્ચા મહશરમાં ઉપસ્થિત લોકો સામે કરવામાં ન આવે.

ત્રીજી દરખાસ્ત એ છે કે, ‘‘અમે તારા તરફથી આવીને પોકારનારા એટલે કે રસૂલુલ્લાહ ﷺના અવાજને સાંભળ્યો અને અમે તેના ઉપર ઈમાન લાવ્યા, માટે તું અમારા મોટા ગુનાહોને મા'ફ કરી દે અને અમારી ખામીઓ અને બુરાઈઓનો કફ્ફારો બનાવી દે અને અમને નેક લોકોની સાથે મૌત આપ, એટલે કે અમને નેક લોકોના સમૂહમાં સામેલ કરી આપ.’’

આ ત્રણ દરખાસ્તો તો અઝાબ, તકલીફ તથા મુસીબતોથી બચવા માટે કરવામાં આવી હતી. આગળ ચોથી દરખાસ્ત લાભ અને ફાયદો પ્રાપ્ત કરવા માટે કરવામાં આવી છે કે, ‘‘અંબિયા (અલૈ.) દ્વારા જન્નતની નેઅ્મતોનો તેં જે વાયદો કર્યો છે તે અમને એવી રીતે અર્પણ કર કે, કયામતમાં અપમાનિત ન થઈએ એટલે કે, અમારી પકડ અને બદનામી ન થાય અને પાછળથી મા'ફી આપવાના બદલે પ્રથમથી જ મા'ફ કરી આપ અને તું તારા વાયદાના વિરૂદ્ધ ક્યારેય કરતો નથી.’’ પરંતુ આ અરજ અને વિનંતીનો હેતુ એ છે કે, અમને એના યોગ્ય બનાવી આપ કે, અમે આ વાયદો પ્રાપ્ત કરવાના અધિકારી બની જઈએ અને પછી તેના ઉપર સદાના માટે કાયમ રહીએ, એટલે કે અમારો અંત ઈમાન અને નેક કાર્યો ઉપર જ થાય.

---

## આયતો : (સૂરએ આલિ ઇમ્રાન–આયત નં. ૧૯૫ થી ૧૯૯)

فَاسْتَجَابَ لَهُمْ رَبُّهُمْ أَنِّي لَا أُضِيعُ عَمَلَ عَامِلٍ مِّنكُم مِّن ذَكَرٍ أَوْ أُنثَىٰ ۖ بَعْضُكُم
مِّن بَعْضٍ ۖ فَالَّذِينَ هَاجَرُوا وَأُخْرِجُوا مِن دِيَارِهِمْ وَأُوذُوا فِي سَبِيلِي وَقَاتَلُوا وَقُتِلُوا
لَأُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّئَاتِهِمْ وَلَأُدْخِلَنَّهُمْ جَنَّاتٍ تَجْرِي مِن تَحْتِهَا الْأَنْهَارُ ثَوَابًا مِّنْ
عِندِ اللَّهِ ۗ وَاللَّهُ عِندَهُ حُسْنُ الثَّوَابِ ﴿١٩٥﴾ لَا يَغُرَّنَّكَ تَقَلُّبُ الَّذِينَ كَفَرُوا فِي الْبِلَادِ ﴿١٩٦﴾
مَتَاعٌ قَلِيلٌ ثُمَّ مَأْوَاهُمْ جَهَنَّمُ ۚ وَبِئْسَ الْمِهَادُ ﴿١٩٧﴾ لَٰكِنِ الَّذِينَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ

جَنّٰتٌ تَجۡرِیۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِیۡنَ فِیۡهَا نُزُلًا مِّنۡ عِنۡدِ اللّٰهِ ؕ وَمَا عِنۡدَ اللّٰهِ خَیۡرٌ
لِّلۡاَبۡرَارِ ﴿۱۹۸﴾ وَاِنَّ مِنۡ اَهۡلِ الۡكِتٰبِ لَمَنۡ یُّؤۡمِنُ بِاللّٰهِ وَمَاۤ اُنۡزِلَ اِلَیۡكُمۡ وَمَاۤ اُنۡزِلَ
اِلَیۡهِمۡ خٰشِعِیۡنَ لِلّٰهِ ۙ لَا یَشۡتَرُوۡنَ بِاٰیٰتِ اللّٰهِ ثَمَنًا قَلِیۡلًا ؕ اُولٰٓئِكَ لَهُمۡ اَجۡرُهُمۡ عِنۡدَ
رَبِّهِمۡ ؕ اِنَّ اللّٰهَ سَرِیۡعُ الۡحِسَابِ ﴿۱۹۹﴾

## તરજુમો :

*પછી તેમના પરવરદિગારે તેમની દુઆ કબૂલ કરી કે હું કોઈ મહેનત કરનારની મહેનતને વ્યર્થ (બેકાર) કરતો નથી, તમારામાંથી પુરૂષ હોય અથવા સ્ત્રી તમે પરસ્પર એક છો; પછી જે લોકોએ હિજરત કરી અને પોતાના રહેઠાણોએથી કાઢી મૂકવામાં આવ્યા અને મારા માર્ગમાં સતાવવામાં આવ્યા અને લડયા અને માર્યા ગયા, અલબત્ત હું તેમની બુરાઈઓ તેમનાથી (અવશ્ય) દૂર કરી આપીશ અને તેમને બગીચાઓમાં દાખલ કરીશ જેની નીચેથી નહેરો વહે છે; આ અલ્લાહ તરફથી બદલો છે અને અલ્લાહ પાસે શ્રેષ્ઠ બદલો છે. (૧૯૫) (હે નબી ﷺ !) શહેરોમાં કાફિરોનું હરવું–ફરવું તમને ધોકામાં ન નાંખે. (૧૯૬) આ થોડો લાભ છે પછી તેમનું ઠેકાણું દોઝખ છે અને તે ઘણું ખરાબ ઠેકાણું છે ! (૧૯૭) પરંતુ જે લોકો પોતાના પરવરદિગારથી ડરતા રહ્યા તેમના માટે બગીચાઓ છે, જેની નીચેથી નહેરો વહે છે અને તેઓ તેમાં હંમેશા રહેશે; આ અલ્લાહ પાસેથી મહેમાનગતિ છે અને જે અલ્લાહ પાસે છે નેક (અબરાર) લોકો માટે ઉત્તમ છે. (૧૯૮) અને બેશક ! અહલે કિતાબમાંથી અમુક એવા છે જે ઈમાન લાવ્યા છે અલ્લાહ ઉપર અને જે તમારા ઉપર નાઝિલ કરવામાં આવ્યું અને જે તેમના ઉપર નાઝિલ કરવામાં આવ્યું; અલ્લાહ સામે આજિઝી કરે છે (કરગરે છે) અલ્લાહની આયતોના બદલામાં થોડી કિંમત વસૂલતા નથી, આ જ તે લોકો છે જેમના માટે પોતાના પરવરદિગાર પાસે બદલો છે; બેશક ! અલ્લાહ જલદી હિસાબ લેનારો છે. (૧૯૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉ આવી ચૂકેલી આયતોમાં મો'મિનો અને નેક લોકોની અમુક દુઆઓનો ઉલ્લેખ હતો, પ્રસ્તુત પ્રથમ આયતમાં આ દુઆઓની સ્વીકૃતિ અને સારા કૃત્યોનો ઉત્તમ બદલો આપવાનું વર્ણન છે. બીજી–ત્રીજી આયતોમાં એ સૂચના આપવામાં આવી છે કે, કાફિરોની ઝાકઝમાળ અને સુખ–સાહ્યબીવાળી જિંદગી તથા માલ–દૌલતની રેલમછેલ જોઈને મુસલમાનોએ કોઈ ધોકામાં ન રહેવું જોઈએ કારણ કે, તેઓની આ અય્યાશીઓ ફક્ત થોડા દિવસો માટે છે અને તે પછી તેમના માટે કાયમી અઝાબ છે.

ચોથી આયતમાં ફરીવાર મુત્તકી મુસલમાનો માટે જન્નતની કદી નષ્ટ ન થનારી નેઅ્મતોનો વાયદો કરવામાં આવ્યો છે. પાંચમી આયતમાં ખાસ કરીને તે મુસલમાનો માટે ઉત્તમ બદલો આપવાનું વર્ણન છે, જે પ્રથમ અહલે કિતાબમાંથી હતા અને પછી મુસલમાન થઈ ગયા.

## તફસીર :

બસ, કબૂલ કરી લીધી તેમની દુઆઓને તેમના પરવરદિગારે, એ કારણે કે (મારી ટેવ એવી છે કે) હું કોઈ વ્યક્તિના (નેક) કામને જે તમારામાંથી કામ કરવાવાળા છે વ્યર્થ નથી જવા દેતો (કે તેનો બદલો આપવામાં ન આવે) ભલે તે (કામ કરનારાઓ) પુરૂષ હોય અથવા સ્ત્રી (બંને માટે સમાન નિયમ છે, કારણ કે) તમે (બંને) પરસ્પર એકબીજાના વિભાગ છો. (એટલા માટે હુકમ પણ બંનેનો એક જ છે, બસ જ્યારે તેમણે ઈમાન સ્વીકારીને એક મોટો નેક અમલ કર્યો અને તેના દ્વારા ઉપસ્થિત થનારી અસરોની દરખાસ્ત કરી તો અમે તેમની દુઆ અને દરખાસ્તને પોતાની ટેવ પ્રમાણે મંજૂર કરી અને જ્યારે ઈમાન ઉપર આવી નેઅ્મતો અર્પણ કરીએ છીએ) તો જે લોકો(એ ઈમાન સાથે સારા કામો પણ કર્યા જેમકે હિજરત, એટલે કે તેઓ)ને વતનમાંથી કાઢી મૂકવામાં આવ્યા (તે પણ હસી–ખુશી કે આનંદ–પ્રમોદ અને પ્રવાસ માટે નહીં, પરંતુ એવી રીતે કે પરેશાન કરીને) અને (આ ઉપરાંત જાત–જાતની અને ભાત–ભાતની) તકલીફો આપવામાં આવી (અને આ વાતો એટલે કે હિજરત અને વતનમાંથી કાઢી મૂકવા સિવાય બીજી વિવિધ પ્રકારની મુસીબતો બધી જ) મારા માર્ગમાં (એટલે કે મારા દીનના કારણે તેમને પડી અને આ બધાને તેમણે સહન કરી) અને (તેનાથી

આગળ વધી તેમણે એ કામ કર્યું કે) જિહાદ (પણ) કર્યો અને (ઘણા બધા એમનામાંથી) શહીદ (પણ) થઈ ગયા (અને છેવટ સુધી જિહાદથી ન હટ્યા તો એવા મહેનતવાળા અમલો ઉપર સારો બદલો અને નેઅ્મતો કેમ ન મળે ?) જરૂર તે લોકોની બધી જ ભૂલો (જે મારા હક સંબંધિત થઈ ગઈ છે) મા'ફ કરી આપીશ અને જરૂર તેમને (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરી આપીશ કે (તેની) નીચે નહેરો વહેતી હશે, આ બદલો અલ્લાહ પાસેથી મળશે અને અલ્લાહની પાસે જે છે (એટલે કે તેની કુદરતના કબ્જામાં) ઉત્તમ બદલો છે (પ્રસ્તુત આયતોમાં મુસલમાનોની તકલીફોનું વર્ણન કરવામાં આવ્યું અને તેના પરિણામે તેમના સારા બદલાનું વર્ણન હતું. આગળ ઉપર કાફિરોના સુખ અને અય્યાશીઓના ખરાબ પરિણામોનું વર્ણન છે, જેથી મુસલમાનોને દિલાસો મળે અને દુષ્કૃત્યો આચરનાર લોકોને સુધારણાની અને તૌબાની તૌફીક થાય).

لَا يَغُرَّنَّكَ (હે સચ્ચાઈના તલબગાર–યાચક !) તને આ કાફિરોનું હરવું–ફરવું (જાહોજલાલી, વૈભવ તથા આનંદ–પ્રમોદ) ધોકામાં ન નાંખી દે, આ થોડા દિવસની (વસંત) છે (કારણ કે મૃત્યુની સાથે જ તેનું નામો–નિશાન પણ નહીં રહે અને) પછી તેમનું ઠેકાણું (કાયમી) દોઝખ હશે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે, પરંતુ (તેમનામાં પણ) જે લોકો અલ્લાહથી ડરે (અને મુસલમાન અને આજ્ઞાપાલક બની જાય) તેમના માટે જન્નતના બગીચાઓ છે, જેના (મહેલોની) નીચે નહેરો વહેતી હશે અને તે (બગીચાઓ)માં તેઓ હંમેશા–હંમેશા રહેશે. આ મહેમાનગતિ અલ્લાહ તરફથી હશે અને જે વસ્તુઓ અલ્લાહ પાસે છે (જેનું હમણા વર્ણન થયું, એટલે કે જન્નતના બાગો, નહેરો વગેરે) આ નેક બંદાઓ માટે (કાફિરોની થોડા દિવસની ખુશીઓ અને આનંદ–પ્રમોદ કરતાં) અતિઉત્તમ છે.

(પ્રસ્તુત આયતો અને દુઆથી પહેલાં અહલે કિતાબની ખરાબ ટેવો અને તેમના અઝાબ અને ખરાબ પરિણામોનું સતત વર્ણન થયું છે. આગળ તે લોકોનો ઉલ્લેખ છે જે અહલે કિતાબમાંથી હતા પરંતુ મુસલમાન અને નેક બની ગયા, તેમના માટે કુર્આનની પ્રચલિત શૈલી પ્રમાણે દુષ્ટ લોકોની ટીકા અને તેમના ખરાબ પરિણામોના વર્ણન પછી નેક અને સારા લોકોના વખાણ અને તેમના સારા બદલાનું પણ વર્ણન છે.)

وَاِنَّ مِنْ اَهْلِ الْكِتٰبِ અને ખરેખર અમુક લોકો અહલે કિતાબમાંથી એવા પણ જરૂર છે જેઓ અલ્લાહ ઉપર વિશ્વાસ રાખે છે અને આ કિતાબ ઉપર પણ (આસ્થા ધરાવે છે) જે તેમની પાસે મોકલવામાં આવી (એટલે કે, તવરાત અને ઈન્જીલ તથા અલ્લાહ ઉપર આસ્થા ધરાવે છે, તેઓ) આ રીતે અલ્લાહ તઆલાથી ડરે છે (એટલા માટે આ આસ્થાના વર્તુળની મર્યાદા ઓળંગતા નથી અને અલ્લાહ ઉપર ઔલાદ હોવાનો આક્ષેપ લગાવતા નથી અથવા અલ્લાહના હુકમોમાં અતિશયોક્તિ કરતા નથી અને તવરાત તથા ઈન્જીલ ઉપર જે આસ્થા ધરાવે છે તે એ પ્રમાણે કે) અલ્લાહ તઆલાની આયતોના મુકાબલામાં (દુનિયાનો) તુચ્છ બદલો લેતા નથી; આવા લોકોને તેમનો સારો બદલો મળશે, તેમના પરવરદિગાર પાસેથી (અને તેમાં કંઈ વાર નહીં લાગે, કારણ કે) નિઃશંક ! અલ્લાહ તઆલા જલદી જ હિસાબ (કિતાબ) કરી આપશે, (અને હિસાબ–કિતાબ થયા પછી સૌની લેવડ–દેવડ સંપૂર્ણ કરવામાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

### હિજરત કરવાથી અને શહીદ થવાથી બધા ગુનાહ મા'ફ થઈ જાય છે પરંતુ કરજ વગેરે "હુકૂકુલ ઇબાદ" (બંદાના હકો) મા'ફ થવાનો વાયદો નથી :

لَاُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ (હું અવશ્ય તેમના દુષ્કૃત્યો લખી રાખીશ) હેઠળ તફસીરની સ્પષ્ટતામાં એ શરત લગાવવામાં આવી છે કે, અલ્લાહના હકોમાં જે ઉણપો અને ગુનાહ થયા તે મા'ફ થશે, તેનું કારણ એ છે કે, રસૂલુલ્લાહ ﷺએ હદીષમાં કરજ અને દીન બંને ભિન્ન–ભિન્ન બાબતો હોવાનું ફરમાવ્યું છે, તેની મા'ફીનો નિયમ એ જ છે કે, પોતે અથવા તેના વારસદારો આ હકોને અદા કરે અથવા મા'ફ કરાવી લે અને કોઈ વ્યક્તિ ઉપર અલ્લાહ તઆલા પોતાની ખાસ કૃપા અને મહેરબાની કરે અને હકદારને તેનાથી રાજી કરાવીને મા'ફી અપાવી દે, તો તે બીજી બાબત છે અને અમુક લોકો સાથે આવું પણ થશે.

―――――――――――

――――――――

## આયત : (સૂરએ આલિ ઇમ્રાન : આયત નં. ૨૦૦)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ ٱصْبِرُوا۟ وَصَابِرُوا۟ وَرَابِطُوا۟ وَٱتَّقُوا۟ ٱللَّهَ لَعَلَّكُمْ تُفْلِحُونَ ﴿٢٠٠﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! સબ્ર કરો, અને મુકાબલામાં અડગ (મજબૂત) રહો, અને (સજ્જ થઈ) લાગેલા રહો, અને અલ્લાહથી ડરતા રહો જેથી તમે (તમારા હેતુમાં) સફળ થાઓ. (૨૦૦)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

આ સૂરએ આલિ ઈમ્રાનની અંતિમ આયત છે, મુસલમાનો માટે અમુક મહત્ત્વની વસિય્યતો ઉપર આધારિત છે, જેમકે આ આયત સમગ્ર સુરતનો નિચોડ અને સારાંશ છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (તકલીફો ઉપર) પોતે સબ્ર કરો (ધૈર્ય દાખવો), અને (જ્યારે કાફિરોથી મુકાબલો થાય તો) મુકાબલામાં સબ્ર કરો અને (જ્યારે મુકાબલો થવાની સંભાવના હોય એવા સમયે) મુકાબલા માટે તૈયાર રહો અને (દરેક પરિસ્થિતિમાં) અલ્લાહથી ડરતા રહો (કે શરીઅતની મર્યાદાઓનું ઉલ્લંઘન ન કરો) જેથી તમે સંપૂર્ણ સફળ થાઓ (આખિરતમાં પણ અને મોટા ભાગે દુનિયામાં પણ).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં મુસલમાનોને ત્રણ વસ્તુઓની વસિય્યત કરવામાં આવી છે. એક ધીરજ ધરવી (સબ્ર કરવી), બીજી કાફિરો સાથે મુકાબલામાં અડગ રહેવું અને ત્રીજી હંમેશા મુકાબલાની સંભાવનાના સમયે તૈયાર રહેવું અને ચોથી વસ્તુ તકવો છે, જે આ ત્રણે બાબતો સાથે ખૂબ આવશ્યક છે.

સબ્રનો શાબ્દિક અર્થ "રોકવું" અથવા "બાંધી રાખવું" છે અને કુર્આન અને સુન્નતની પરિભાષામાં નફ્સને પોતાના સ્વભાવથી વિરૂદ્ધ હોય એવી બાબતો ઉપર અડગ રાખવાને સબ્ર કહેવામાં આવે છે, જેના ત્રણ પ્રકારો છે.

પ્રથમ صَبْرٌ عَلَى الطَّاعَاتِ (સબ્રુન અલત્તાઆત્) એટલે કે, જે કામોને

અલ્લાહ તઆલાએ અને તેના રસૂલે કરીમ ﷺએ કરવાનો હુકમ આપ્યો છે, તે તબિયત (સ્વભાવ) ઉપર ગમે એટલા ભારે પડે તો પણ નફ્સને તેના ઉપર જમાવી મક્કમ રાખવો.

બીજું صَبْـرٌعَـنِ الْـمَـعَـاصِـىْ (સબ્રુન અનલ મઆસી) એટલે કે, જે કામો કરવાની અલ્લાહ તઆલાએ અને રસૂલે કરીમ ﷺએ મનાઈ ફરમાવી છે, તે નફ્સને કેટલીય પ્રિય અને પસંદ હોય તે છતાં પણ નફ્સને તેનાથી રોકવો.

ત્રીજું صَبْـرٌعَـلَى الْمَصَائِبْ (સબ્રુન અલલ્ મસાઈબ) એટલે કે, મુસીબતો અને તકલીફો ઉપર સબ્ર કરવી, ધૈર્ય દાખવવું તથા મર્યાદાથી વધારે પરેશાન ન થવું અને બધી તકલીફો તથા રાહતો અલ્લાહ તબારક વ તઆલા તરફથી છે, એવું સમજીને નફ્સને બેકાબૂ ન થવા દેવો.

مُـصَـابَرَتٌ (મુસાબરત) આ શબ્દ સબ્ર صَبْر થી બનેલો છે, તેનો અર્થ એ છે કે દુશ્મનોના મુકાબલામાં અડગ રહેવું. مُـرَابَـطَـهْ (મુરાબતહ) આ શબ્દ رَبْـط (રબ્ત)થી બન્યો છે, જેનો વાસ્તવિક અર્થ "બાંધી દેવું" થાય છે અને આ જ કારણથી رِبَاطْ (રિબાત) અને مُرَابَطَهْ (મુરાબતહ)નો અર્થ "ઘોડા બાંધવાનો અને યુદ્ધની તૈયારી કરવાનો" થાય છે. કુર્આને કરીમમાં તેના અર્થ માટે આ પ્રમાણે આવ્યું છે, ... وَمِـنْ رِّبَـاطِ الْخَيْلِ (કેળવણી પામેલ ઘોડાઓમાંથી...) કુર્આન અને હદીષની પરિભાષામાં આ શબ્દનો બે અર્થો માટે ઉપયોગ કરવામાં આવ્યો છે.

પ્રથમ ઈસ્લામી સરહદોના રક્ષણ માટે યુદ્ધના ઘોડા અને યુદ્ધના શસ્ત્ર-સરંજામ સાથે હંમેશા શસ્ત્રસજ્જ રહેવું જરૂરી છે, જેથી દુશ્મનો ઈસ્લામની સરહદો તરફ આંખ ઉઠાવીને જોવાની હિંમત પણ ન કરે.

બીજું જમાઅતની નમાઝની એવી પાબંદી કરે કે, એક નમાઝ પૂરી થાય કે તરત બીજી નમાઝનો ઈન્તેઝાર રહે. આ બંને વસ્તુઓ ઈસ્લામમાં ઘણી મોટી ઈબાદતો છે, જેની અસંખ્ય ફઝીલતો આવેલી છે કે, જેમાંથી અમુકનું વર્ણન અત્રે કરવામાં આવે છે.

## رِبَاطْ (રિબાત) એટલે કે "ઇસ્લામી સરહદોનું રક્ષણ કરવું" :

"ઈસ્લામી સરહદોની સુરક્ષા માટે યુદ્ધની તૈયારી સાથે ત્યાં થોભવાને رِبَاطْ (રિબાત) અથવા مُرَابَطَهْ (મુરાબતહ) કહેવામાં આવે છે," તેના બે સ્વરૂપો છે. એક તો એ કે કોઈ યુદ્ધનો ભય સામે નથી, સરહદો સુરક્ષિત અને શાંત છે

પરંતુ ફક્ત ચોકસાઈના કારણે તેની દેખરેખ રાખવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં તો એ પણ જાઈઝ છે કે, વ્યક્તિ ત્યાં પોતાના બાળ-બચ્ચાં સાથે રહેવા-વસવા લાગે અને જમીન ખેડી-ખોદી વગેરે પોતાની રોજી-રોટી પણ ઉત્પન્ન કરતો રહે, આવી પરિસ્થિતિમાં જો તેની અસલ નિય્યત સરહદોની સુરક્ષા છે અને ત્યાં નિવાસ કરે અથવા વેપાર-વાણિજ્ય કરતો રહે તો તે બધું ગૌણ સમજવામાં આવશે અને જો તે મુખ્ય હેતુના તા'બે રહે, તો આવા વ્યક્તિને رِبَــاطُ فِــیْ سَبِیْــلِ اللّٰــہ (રિબાત ફી સબીલિલ્લાહ)નો સવાબ મળશે, ભલે કોઈ યુદ્ધમાં ભાગ ન પણ લેવો પડે, પરંતુ જેની અસલ નિય્યત સરહદોની સુરક્ષા ન હોય બલકે, પોતાની રોજી-રોટી જ મૂળ હેતુ હોય અને ભલે કામચલાઉ ધોરણે જ સરહદોની સુરક્ષાની પરિસ્થિતિ આવી પડે તો આવો વ્યક્તિ مُـرَابِطٌ فِیْ سَبِیْلِ اللّٰہ (મુરાબિત્ ફી સબીલિલ્લાહ) નથી.

બીજું સ્વરૂપ એ છે કે, સરહદ ઉપર દુશ્મનોના આક્રમણનો ભય હોય એવી પરિસ્થિતિમાં સ્ત્રીઓ-બાળકો સાથે ત્યાં રહેવું યોગ્ય નથી. ફક્ત તે લોકો જ ત્યાં રહે જેઓ દુશ્મનોનો મુકાબલો કરી શકે છે. *(કુર્તુબી)*

આ બંને પરિસ્થિતિઓમાં રિબાતની ફઝીલતો બેશુમાર છે. સહીહ બુખારીમાં હઝરત સહલ બિન સઅદ બિન સાઅદી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે "અલ્લાહના રસ્તામાં એક દિવસનો રિબાત સમગ્ર દુનિયા અને તેની સૃષ્ટિથી શ્રેષ્ઠ છે" અને સહીહ મુસ્લિમમાં સુલૈમાન (રદિ.)ની રિવાયત ઉપસ્થિત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, "એક દિવસ રાતનો રિબાત એક મહિનો સતત રોઝા અને બધી રાતો ઈબાદતમાં પસાર કરવા કરતાં ઉત્તમ છે અને જો તે આવી પરિસ્થિતિમાં મૃત્યુ પામ્યો તો રિબાતના અમલનો સવાબ હંમેશા ચાલુ રહેશે અને અલ્લાહ તઆલા તરફથી તેની રોઝી પણ ચાલુ રહેશે અને તે શયતાનથી સુરક્ષિત અને સલામત રહેશે."

અબૂ દાવુદમાં ફઝાલા બિન ઉબયદ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે "એક મૃત્યુ પામનારનો અમલ તેના મૌત સાથે પૂર્ણ થઈ જાય છે. એથી વિપરીત મુરાબતહ છે કે, તેનો આ અમલ કયામત સુધી વધતો જ રહે છે અને કબ્રમાં હિસાબ-કિતાબ લેનારાઓથી સુરક્ષિત અને સલામત રહે છે."

આ રિવાયતોથી જાણ થાય છે કે, રિબાત દરેક "સદ્કએ જારિય્યહ"થી

પણ વધારે ઉત્તમ છે. કારણ કે, સદ્કએ જારિય્યહનો સવાબ તો તે સમય સુધી ચાલુ રહે છે જ્યાં સુધી તેણે સદકો કરેલ મકાન, જમીન અથવા લખાણ અથવા વક્ફ કરેલી કિતાબો વગેરેથી લોકો ફાયદો ઉઠાવતા રહે છે, જ્યારે આ ફાયદો ઉઠાવવાનો ક્રમ પૂર્ણ થઈ જાય છે ત્યારે તેનો સવાબ પણ બંધ થઈ જાય છે પરંતુ مُرَابِطٌ فِیْ سَبِیْلِ اللّٰه (મુરાબિત્ ફી સબીલિલ્લાહ)નો સવાબ કયામત સુધી અતૂટ રહે છે. કારણ એ છે કે બધા મુસલમાનો માટે નેક કાર્યો ઉપર કાયમ રહેવું ત્યારે જ શક્ય બની શકે છે જ્યારે કે, તેઓ દુશ્મનોના આક્રમણથી સુરક્ષિત હોય. તો આ રીતે મુરાબતહનો અમલ બધા મુસલમાનોના નેક અમલોનું કારણ બને છે. એટલા માટે કયામત સુધી આ રિબાતના અમલનો સવાબ ચાલુ રહે છે. તદુપરાંત તેઓએ જેટલા નેક કામો દુનિયામાં કર્યા હતા તેનો સવાબ પણ અમલ કર્યા વિના પણ હંમેશા ચાલુ રહેશે. જેમકે ઈબ્ને માજહમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની સહીહ સનદથી રિવાયત છે કે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

مَنْ مَاتَ مُرَابِطًا فِیْ سَبِیْلِ اللّٰهِ اُجْرِیَ عَلَیْهِ اَجْرُ عَمَلِهِ الصَّالِحُ الَّذِیْ كَانَ یَعْمَلُهٗ
وَاُجْرِیَ عَلَیْهِ رِزْقُهٗ وَاَمِنَ مِنَ الْفُتَّانِ وَبَعَثَهُ اللّٰهُ یَوْمَ الْقِیٰمَةِ اٰمِنًا مِّنَ الْفَزَعِ،

*“જે વ્યક્તિ રિબાતની હાલતમાં મૃત્યુ પામે તો તે જે કંઈ નેક અમલો દુનિયામાં કરતો હતો તેના બધા અમલોનો સવાબ બરાબર ચાલુ રહેશે અને તેની રોઝી પણ ચાલુ રહેશે તથા શયતાનથી (અથવા કબ્રના સવાલથી) સુરક્ષિત રહેશે અને કયામતના દિવસે અલ્લાહ તઆલા તેને એવો સંતોષિત કરીને ઉઠાવશે કે મહશરમાં તેના ઉપર કોઈ ભય નહીં હોય.”* *(તફસીરે કુર્તુબી)*

આ રિવાયતમાં જે ફઝીલતોનું વર્ણન થયું છે, તેમાં શરત એ છે કે, રિબાતની હાલતમાં જ મૌત આવી જાય. પરંતુ બીજી રિવાયતોથી જાણ થાય છે કે, જો તે જીવીત રહે અને પોતાના બાળ–બચ્ચાં પાસે પરત આવે તો પણ આ સવાબ ચાલુ રહેશે.

હઝરત ઉબય બિન કઅ્બ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, “મુસલમાનોની કમજોર સરહદોની સુરક્ષા ઈખ્લાસ સાથે એક દિવસ રમઝાન સિવાય બીજા દિવસોમાં કરવાનો સવાબ સો વર્ષના સતત રોઝાઓ અને રાત્રે (ઈબાદત માટે) જાગવા કરતાં શ્રેષ્ઠ છે અને રમઝાનનો એક દિવસનો

રિબાત એક હજાર વર્ષના રોઝા અને કયામથી (આ શબ્દમાં રિવાયત કરનારે કંઈક શંકા કરી છે), પછી ફરમાવ્યું, જો અલ્લાહ તઆલાએ તેને સહીસલામત પોતાના બાળ-બચ્ચાં પાસે પરત મોકલી દીધો તો એક હજાર વર્ષ સુધી તેના ઉપર કોઈ ગુનોહ લખવામાં નહીં આવે અને નેકીઓ લખાતી જશે અને તેના રિબાતના અમલોનો બદલો કયામત સુધી ચાલુ રહેશે.'' *(કુર્તુબી)*

**જમાઅતથી નમાઝની પાબંદી; એક નમાઝ પછી બીજી નમાઝના ઇન્તેઝારમાં રહેવું પણ "રિબાત ફી સબીલિલ્લાહ" છે :**

અબૂ સલમા બિન અબ્દુર્રહમાન (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, ''હું તમને બે વસ્તુઓ બતાવું છું, જેનાથી અલ્લાહ તઆલા ગુનાહો મા'ફ ફરમાવી આપે છે અને તમારા દરજ્જાઓ બુલંદ કરે છે, તે વસ્તુઓ આ છે. વુઝૂને પૂર્ણ રીતે કરવું એ છતાં કે ઠંડી અથવા કોઈ જખમ, દર્દ વગેરેના કારણે વુઝૂના અવયવો ધોવા મુશ્કેલ લાગતા હોય અને મસ્જિદ તરફ વધારે પ્રમાણમાં જવું તથા એક નમાઝ પછી બીજી નમાઝની રાહ જોવી, પછી ફરમાવ્યું ذٰلِكُمُ الرِّبَاطُ (આ જ રિબાત ફી સબીલિલ્લાહ છે).''

ઈમામ કુર્તુબી (રહ.)એ તેને વર્ણન કર્યા પછી ફરમાવ્યું છે કે, ''આ હદીષની રૂએ આશા છે કે, જે વ્યક્તિ નમાઝ પછી બીજી નમાઝની રાહ જોવાની પાબંદી કરે તેને પણ અલ્લાહ તઆલા તે મહાન સવાબ અર્પણ કરે છે, જેનો રિબાત ફી સબીલિલ્લાહ માટે હદીષોમાં ઉલ્લેખ થયો છે.''

**ખુલાસો :**

આ આયતમાં પ્રથમ તો મુસલમાનોને સબ્ર કરવાનો હુકમ આપવામાં આવ્યો છે, જે દરેક સમયે, દરેક પરિસ્થિતિમાં, દરેક સ્થળે હોય શકે છે અને તેની સ્પષ્ટતા ઉપર વિગતવાર વર્ણન થઈ ચૂકી છે. બીજો હુકમ કાફિરોના મુકાબલામાં અને યુદ્ધ સમયે મુસાબરહ (અડગ રહી ડટેલા રહેવા)નો છે અને ત્રીજો હુકમ કાફિરોના મુકાબલાની શક્યતાના સમયે અને જ્યારે આક્રમણનો ભય હોય એવા સમયે મુરાબતહ (યુદ્ધ માટે શસ્ત્રસજ્જ થઈ તૈયાર રહેવા)નો છે અને અંતે આ બધામાં તકવાનો હુકમ છે જે આ કામોનો આત્મા અને સ્વીકારનો આધાર છે. આ મિશ્રણ લગભગ દરેક શરીઅતના હુકમો ઉપર લાગુ પડે છે. અલ્લાહ તઆલા

આપણ સૌને આ હુકમો ઉપર અમલ કરવાની સંપૂર્ણ તૌફીક અતા' ફરમાવે. આમીન.

وَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَ آخِرَهٗ વલિલ્લાહિલ્ હમ્દુ અવ્વલહુ વઆખિરહુ.

સૂરએ આલિ ઈમ્રાન પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

--------------

અલ્હમ્દુલિલ્લાહ, સૂરએ આલિ ઈમ્રાનનો અનુવાદ પૂર્ણ થયો.
તારીખ : ૭મી ડિસેમ્બર ૨૦૦૮ મુતાબિક ૮ જિલ્હજ્જ ૧૪૨૯ હિજરી.



અલ્હમ્દુલિલ્લાહ !

બીજી જિલ્દ (ભાગ-૨)

સમાપ્ત



### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી

**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)

**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)







નોંધ : મઆરિફુલ કુર્આન ગુજરાતીના ૧૧ ભાગોની હાર્ડ પ્રિન્ટેડ કોપી મેળવવા માટે પ્રકાશક હઝરત મવલાના ઇસ્માઈલ ભૂતા સાહબનો સંપર્ક કરવા વિનંતી છે.

પ્રકરણ : ૪

# સૂરએ નિસાઅ્

સૂરએ નિસાઅ્ મદની સૂરત છે અને તેમાં ૧૭૦ આયતો અને ૨૪ રુકૂઅ છે.

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧-૨)

ركوعاتها ٢٤ ﴿٤ سُوْرَةُ النِّسَآءِ مَدَنِيَّةٌ ٩٢﴾ اٰياتها ١٧٦

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

يٰٓاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمُ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّخَلَقَ مِنْهَا
زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّنِسَآءً ۚ وَاتَّقُوا اللّٰهَ الَّذِيْ تَسَآءَلُوْنَ بِهٖ
وَالْاَرْحَامَ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلَيْكُمْ رَقِيْبًا ۝١ وَاٰتُوا الْيَتٰمٰٓى اَمْوَالَهُمْ وَلَا تَتَبَدَّلُوا
الْخَبِيْثَ بِالطَّيِّبِ ۠ وَلَا تَاْكُلُوْٓا اَمْوَالَهُمْ اِلٰٓى اَمْوَالِكُمْ ۭ اِنَّهٗ كَانَ حُوْبًا كَبِيْرًا ۝٢

**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરતા રહો, જેણે તમને એક જીવ (હઝરત આદમ અલૈ.)થી પેદા કર્યા અને તેમાંથી જ તેમનું જોડું પેદા કર્યું, અને તે બંનેથી ઘણા બધા પુરુષો અને સ્ત્રીઓ ફેલાવી દીધા, અને ડરતા રહો અલ્લાહથી જેના નામ ઉપર પરસ્પર (પોતાના અધિકારોની) માંગણી કરો છો અને સાવચેત રહો સગાંઓ વિશે (સગપણ તોડવાથી બચો); બેશક ! અલ્લાહ તઆલા તમારા ઉપર નિગેહબાન (નજર રાખે) છે. (૧) અને યતીમોને તેમનો માલ આપી દો અને ન બદલો ખરાબને પાક (સારી) વસ્તુથી, અને તેમના માલને પોતાના માલ સાથે (ભેળસેળ કરીને) ન ખાઓ, બેશક ! આ મોટો વબાલ (અપરાધ) છે. (૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ આલિ ઈમ્રાનની અંતિમ આયત તકવાના ઉલ્લેખ ઉપર પૂર્ણ થઈ હતી અને આ સૂરતની પણ તકવાના હુકમથી જ શરૂઆત થઈ રહી છે. સૂરએ આલિ ઈમ્રાનમાં અમુક ગઝ્વાત (પવિત્ર યુદ્ધો) અને વિરોધીઓ સાથે વહેવાર કરવાનો ઉલ્લેખ હતો. ઉપરાંત ગઝ્વાતના સંદર્ભમાં ગનીમતનો માલ (વિરોધી સૈન્ય સામે વિજય પછી પ્રાપ્ત થયેલ તેમનો શસ્ત્ર–સરંજામ અને પૂરવઠો) પ્રાપ્ત કરવાના વર્ણનની સાથે–સાથે તેમાં ખયાનત કરવાની નિંદા અને અમુક બીજા હુકમોનું વર્ણન પણ હતું. આ સૂરતની શરૂઆતમાં પોતાના સંબંધીઓથી મેળ–મિલાપ એટલે કે હુકૂકુલ ઈબાદ (બંદાના હકો) સંબંધિત હુકમોનું વર્ણન થયું છે. દાખલા તરીકે યતીમો (અનાથો)ના હકો, સગાં–વહાલાઓ અને પત્નીઓના હકો વગેરે, પરંતુ હકોમાં અમુક તો એવા છે જે ઈસ્લામી શાસન વ્યવસ્થામાં કાયદા–કાનૂનનું સ્વરૂપ ધરાવે છે, એટલે કે આ હકોની અદાયગી કાયદા દ્વારા પણ કરાવી શકાય છે. જેમકે સામાન્ય વહેવારોમાં ખરીદ–વેચાણ, કોન્ટ્રાક્ટ, મજૂરી વગેરે દ્વારા ઉપસ્થિત થનારા હકો, પરસ્પર કરાર દ્વારા અથવા સુલેહ દ્વારા ઉપસ્થિત થનારા હકો વગેરે. આમાં જો કોઈ પક્ષ સામેવાળાના હકો (અધિકારો)ની અદાયગીમાં અડોડાઈ કરે તો શાસન અને કાયદા દ્વારા આવા હકો અપાવી શકાય છે પરંતુ સંતાનો, માતા–પિતા, પતિ–પત્ની, તે યતીમ બાળકો કે, જેઓ પોતાના વાલીપણા હેઠળ હોય, અન્ય સગાં–વહાલા વગેરે આ બધા સગપણમાં દરેક વ્યક્તિના પરસ્પર એકબીજા પર હકો હોય છે તેની અદાયગીનો આધાર સભ્યતા, સન્માન, દિલદારી, હમદર્દી અને હૃદયની સાચી ભાવનાઓ તથા પરસ્પર એકબીજાનું ભલું ઈચ્છવા ઉપર છે. આ એવી બાબતો છે જે કોઈ ત્રાજવામાં તોલી શકાય એમ નથી અને કરારો દ્વારા પણ તેની પૂરેપૂરી અદાયગી કરવી અત્યંત કપરું કામ છે. એટલા માટે તેની અદાયગી માટે અલ્લાહ અને આખિરતના ડર સિવાય કોઈ બીજું માધ્યમ નથી. તે માધ્યમને "તકવા" કહેવામાં આવે છે અને વાસ્તવમાં આ તકવાની શક્તિ હુકૂમત અને કાયદાની શક્તિ કરતાં વધારે મજબૂત છે. એટલા માટે આ સૂરતને તકવાના હુકમથી શરૂ કરવામાં આવી. જેમકે,

يَـٰٓأَيُّهَاالنَّاسُ اتَّقُوْا رَبَّكُمْ، "હે લોકો ! પોતાના પરવરદિગારથી ડરો;" રસૂલે કરીમ ﷺ આ આયતને નિકાહના ખુત્બામાં પઢ્યા કરતા હતા. કદાચ આ જ કારણે નિકાહના ખુત્બામાં આ આયત પઢવી સુન્નત છે. અત્રે આ આયતમાં એક બાબત ધ્યાન ખેંચે છે કે, સંબોધન يَـٰٓأَيُّهَاالنَّاسُ (યા અય્યુહન્નાસુ) "હે લોકો" દ્વારા કરવામાં આવ્યું છે, જેમાં બધા જ મનુષ્યો શામિલ છે; પુરૂષ હોય કે સ્ત્રી ! કુર્આનના નાઝિલ થવાના સમયે હાજર હોય કે હવે પછી કયામત સુધી પેદા થનારા લોકોમાંથી હોય, પછી હુકમ اِتَّـــقُـــوْا (ઈત્તકૂ) "અલ્લાહથી ડરો" સાથે અલ્લાહ તઆલાના પવિત્ર નામોમાંથી શબ્દ رَبّ (રબ્બ) "પરવરદિગાર"ને અપનાવવામાં આવ્યો છે, જેનાથી તકવાના હુકમની યોગ્યતા અને હિકમત તરફ પણ ઈશારો થાય છે કે, જે હસ્તી તમારો પાલક-પોષક અને કફીલ છે અને જેની માલિકીપણાની શા'નનો સાક્ષાત્કાર મનુષ્ય પોતાના જીવનની પ્રત્યેક ક્ષણે કરતો રહે છે, તો તેનો વિરોધ કે બગાવત કરવી કેટલી હદે ખતરનાક હશે ?

સાથે સાથે પરવરદિગારે આલમની એક ખાસ શા'નનો પણ અત્રે ઉલ્લેખ થયો છે કે, તેણે પોતાની હિકમત અને રહમતથી આપણ સૌને પૈદા કર્યા, પછી પૈદા કરવાના અને અસ્તિત્વમાં લાવવાના વિવિધ સ્વરૂપો હોઈ શકતા હતા, તેમાંથી એક ખાસ સ્વરૂપ એવું અપનાવવામાં આવ્યું કે બધા મનુષ્યોને એક જ વ્યક્તિ એટલે કે, હઝરત આદમ (અલૈ.) દ્વારા પેદા કરીને સમાનતા અને ભાઈચારાના એક મજબૂત સગપણમાં બાંધી દીધા. અલ્લાહ અને આખિરતના ડર ઉપરાંત ભાઈચારાના આ સગપણનો તકાદો એ છે કે, પરસ્પર હમદર્દી અને એકબીજાની ભલાઈ ચાહવાનો હક અદા કરવામાં આવે અને માનવી પોતાની માનવજાતિમાં કૌમ, જાત-પાત, ઊંચ-નીચ, ભાષા, પ્રદેશ, રંગ વગેરેને શ્રેષ્ઠતા અને નિમ્નતાનો આધાર ન બનાવે. એટલા માટે આ અંગે ફરમાવવામાં આવ્યું,

اَلَّـذِىْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّنِسَآءً

એટલે કે, "પોતાના તે પરવરદિગારથી ડરો જેણે તમને બધાને એક જ વ્યક્તિ આદમ (અલૈ.)થી એવી રીતે પૈદા કર્યા કે, તેમની પોતાના પત્ની હઝરત હવ્વા (અલૈ.)ને પણ તેમના જ શરીરના એક અવયવમાંથી પેદા કર્યા, પછી આ જોડાં દ્વારા ઘણા બધા પુરુષો અને સ્ત્રીઓ પેદા કર્યા."

મતલબ, આ સંપૂર્ણ આયત તે હુકમોની પ્રસ્તાવના છે, જે આગળ હવે

પછી આ સૂરતમાં આવશે. આ પ્રસ્તાવનામાં એક બાજુ તો પરવરદિગારે આલમના હકો સામે રાખીને તેનો વિરોધ કરવાથી રોકવામાં આવ્યા, બીજી બાજુ સમગ્ર મનુષ્યજાતિને એક પિતાના સંતાનો બતાવીને તેમના દરમિયાન મહોબ્બત, હમદર્દી તથા ભલાઈ ઈચ્છવાની ભાવનાને જાગૃત કરવામાં આવી, જેથી સગાં-સંબંધીઓ, યતીમો અને પતિ-પત્ની વચ્ચે પરસ્પરના હકોની અદાયગી હૃદયપૂર્વક ખુશી-ખુશી થઈ શકે.

ત્યાર બાદ ફરી اِتَّقُوا اللّٰهَ (ઈત્તકુલ્લાહ)નું પુનરાવર્તન કરી એક ખાસ વિષયની જાહેરાત કરી وَاتَّقُوا اللّٰهَ الَّذِىْ تَسَآءَ لُوْنَ بِهٖ وَالْاَرْحَامَ એટલે કે, અલ્લાહ તઆલાથી ડરો જેના નામ પર તમે પોતાના અધિકારોની માંગણી કરો છો અને જેની કસમો આપીને અન્યો પાસેથી પોતાનો મતલબ કઢાવો છો. અંતે ફરમાવ્યું, وَالْاَرْحَامَ (વલ અરહામ) એટલે કે, સગાં-વહાલા અને સંબંધીઓ ભલે માતા-પિતા તરફના સગાં હોય કે ફક્ત માં તરફના, તેમની સાર-સંભાળ લેવામાં અને હકોની અદાયગીમાં અડોડાઈ કરવાથી બચો.

બીજી આયતમાં યતીમ બાળકોના હકોની તાકીદ અને તેમના માલની હિફાઝતના હુકમો આવ્યા છે. બંને આયતોની ટૂંકી તફસીર આ પ્રમાણે છે.

## તફસીર :

હે લોકો ! પોતાના પવરદિગાર(નો વિરોધ કરવા)થી ડરો, જેણે તમને એક જીવ (એટલે કે હઝરત આદમ અલૈ.)થી પેદા કર્યા (કારણ કે બધા મનુષ્યો તેમની જ ઔલાદ છે) અને તે (જ) જીવમાંથી એક જોડું પેદા કર્યું (એટલે કે એમની પત્ની હવ્વા અલૈ.ને પેદા કર્યા) અને (પછી) તે બંને દ્વારા ઘણા બધા પુરુષો અને સ્ત્રીઓ (દુનિયામાં) ફેલાવી દીધા અને (તમને ફરીવાર તાકીદ માટે કહેવામાં આવે છે કે,) તમે તે અલ્લાહ તઆલાથી ડરો જેના નામથી એકબીજા પાસેથી (પોતાના હકોની) માંગણી કર્યા કરો છો (જે માંગણીનો હેતુ એ હોય છે કે, અલ્લાહ તઆલાથી ડરીને તે મારો હક મને આપી દે બસ, જ્યારે અન્યોને અલ્લાહનો વિરોધ કરવાથી ડરાવો છો તો જાણ થઈ કે, તમે પણ તેનાથી ડરવું જરૂરી સમજો છે, તો તમે પણ ડરો) અને (પ્રથમ તો અલ્લાહ તઆલાના બધા જ હુકમોનો વિરોધ કરવાથી બચવું અને ડરવું આવશ્યક છે પરંતુ આ સ્થળે એક

હુકમ વિશેષ સ્વરૂપે વર્ણન કરવામાં આવે છે કે) સગાં-વહાલા(ના હકો બરબાદ કરવા)થી પણ ડરો, ખરેખર અલ્લાહ તઆલા તમારા સૌ(ની પરિસ્થિતિ)ની ખબર રાખે છે (જો વિરોધ કરશો તો સજાના હકદાર થશો) અને જે બાળકોના પિતા મૃત્યુ પામે તેમનો (મિલકતના હકનો) માલ તેમને પહોંચાડતા રહો. (એટલે કે તેમના ખર્ચમાં જ લગાવતા રહો) અને (જ્યાં સુધી તમારા કબ્જામાં હોય) તમે (તેમના માલમાં ભેળસેળ કરવા માટે તેમની) સારી વસ્તુઓને તમારી ખરાબ વસ્તુઓથી ન બદલી લો. (એટલે કે એવું ન કરો કે તેમની સારી વસ્તુઓ કાઢી લો અને તેના બદલે ખરાબ વસ્તુઓ તેમના માલમાં ભેળસેળ કરી દો) અને તેમનો માલ ન ખાઓ, પોતાનો માલ બાકી રહેવા સુધી (અલબત્ત જ્યારે તમારી પાસે કંઈ ન બચે અને કંઈ જ બાકી ન રહે તો તમારી ખિદમત અને સેવાના બદલા પ્રમાણે ભરણ-પોષણની જરૂરત જેટલો તેમનો માલ લેવો બરાબર છે, જેમકે આગળ આવશે (وَمَنْ كَانَ فَقِيْرًا) એવી કાર્યવાહી કરવી (કે ખરાબ વસ્તુ તેમના માલમાં ભેળવી દેવી અથવા આવશ્યકતા વિના તેમના માલથી ફાયદો ઉઠાવવો) મોટો ગુનોહ છે. (જેની ચેતવણી આગળ આવશે اِنَّ الَّذِيْنَ يَاْكُلُوْنَ اَمْوَالَ الْيَتٰمٰى.....)

## મસ્અલા અને બોધપાઠ :

આ પ્રથમ હુકમ છે, જે પ્રસ્તાવના પછી તરત જ ઈરશાદ ફરમાવવામાં આવ્યો અને બધા જ સગાઈના સંબંધોની દેખરેખ ઉપર આ હુકમ લાગુ પડે છે.

## સિલા-રહમી (હમદર્દી અને ઉદારતાનો વર્તાવ) અને તેની ફઝીલતો :

શબ્દ اَرْحَام (અરહામ) એ رَحْم (રહમ)નું બહુવચન છે. રહમ ગર્ભાશયને કહે છે, જ્યાં માતાના પેટમાં બાળક તેના જન્મ પહેલાં રહે છે. એટલા માટે સગાઈનું માધ્યમ આ રહમ (ગર્ભાશય) જ છે, તેથી આ પ્રકારના સંબંધો જાળવી રાખવાને સિલા-રહમી કહે છે, સગાઈના આધારે પ્રાકૃતિક અને સ્વાભાવિક રીતે જે સંબંધો પૈદા થયા છે તેના તરફ બેદરકારી અને નિષ્કાળજીથી વર્તવાને સંબંધો કાપી નાંખવા સમાન ગણવામાં આવે છે.

હદીષ શરીફમાં સિલા-રહમી ઉપર ઘણો ભાર આપવામાં આવ્યો છે. નબીએ કરીમ ﷺનો ઈરશાદ છે,

مَنْ اَحَبَّ اَنْ يُّبْسَطَ لَهٗ فِىْ رِزْقِهٖ ويُنْسَأَ لَهٗ فِىْ اَثَرِهٖ فَلْيَصِلْ رَحْمَهٗ، (مِشْكٰوة، ص ۴۱۹)

*“જેને એ વાત પસંદ હોય કે તેની રોઝીમાં છૂટછાટ પેદા થાય અને તેની ઉંમર લાંબી થાય તો તેણે સિલા–રહમી કરવી જોઈએ.” (મિશ્કાત, પેજ : ૪૧૯)*

આ હદીષમાં સિલા–રહમીના બે અગત્યના ફાયદાની જાણ થઈ કે, આખિરતનો સવાબ તો છે જ, દુનિયામાં પણ સિલા–રહમીનો લાભ એ છે કે રોઝીની તંગી દૂર થાય છે અને આયુષ્યમાં બરકત થાય છે.

અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.) ફરમાવે છે કે, “રસૂલે કરીમ ﷺ જ્યારે મદીના શરીફ તશરીફ લાવ્યા અને હું તેમની સેવામાં ઉપસ્થિત થયો, તો તેમણે સૌ પ્રથમ જે મુબારક વાક્યો મારા કાનોમાં પઢયા, તે આ હતા. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

يَاۤاَيُّهَا النَّاسُ اَفْشُوا السَّلَامَ وَاَطْعِمُوا الطَّعَامَ وَصِلُوا الْاَرْحَامَ وَصَلُّوْا بِاللَّيْلِ وَالنَّاسُ يَنَامُ تَدْخُلُوا الْجَنَّةَ بِسَلَامٍ، (مِشْكٰوة، ص ۱۰۸)

*“હે લોકો ! એકબીજાને પુષ્કળ પ્રમાણમાં સલામ કર્યા કરો અને અલ્લાહની ખુશી માટે લોકોને ખાવું ખવડાવ્યા કરો, સિલા–રહમી કર્યા કરો અને એવા સમયમાં નમાઝને પ્રાધાન્ય આપો જ્યારે કે સામાન્ય લોકો ઊંઘના આનંદમાં લીન હોય, યાદ રાખો ! આ કાર્યો ઉપર અમલ કરીને તમે સુરક્ષા અને સલામતી સાથે કોઈપણ પ્રકારની અડચણ વિના જન્નતમાં પહોંચી જશો.” (મિશ્કાત શરીફ – પેજ : ૧૦૮)*

એક બીજી હદીષમાં ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત મયમૂના (રદિ.)એ એક લોંડી (બાંદી)ને આઝાદ કરી દીધી હતી, જ્યારે તેમણે નબીએ કરીમ ﷺને આ બાબતની જાણ કરી તો તેમણે ફરમાવ્યું,

لَوْاَعْطَيْتِهَا اَخْوَالَكِ كَانَ اَعْظَمَ لِاَجْرِكِ، (مِشْكٰوة، ص ۱۷۱)

*“જો તમે પોતાના મામાને (તે બાંદી) આપી દીધી હોત તો વધારે સવાબ મળ્યો હોત.”*

ઈસ્લામમાં ગુલામ બાંદીને આઝાદ કરવાની ઘણી તાકીદ આવેલી છે અને

તેને શ્રેષ્ઠ કૃત્ય ઠરાવવામાં આવ્યું છે, આમ છતાં સિલા–રહમીનો દરજ્જો તેના કરતાં ઉચ્ચ કક્ષાનો સાબિત થાય છે.

આ જ વિષયની એક રિવાયત છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَلصَّدَقَةُ عَلَى الْمِسْكِيْنِ صَدَقَةٌ وَهِيَ عَلٰى ذِى الرَّحِمِ ثِنْتَانِ، صَدَقَةٌ وَصِلَةٌ،

(مشکوٰۃ،ص ۱۷۱)

*"કોઈ મોહતાજની મદદ કરવી ફક્ત સદકહ જ છે અને પોતાના કોઈ સગાં–વહાલાની મદદ કરવી બે (સારી) બાબતો ઉપર આધારિત છે, એક સદકહ અને બીજું સિલા–રહમી."* *(મિશ્કાત, પેજ : ૧૭૧)*

જેના ઉપર ખર્ચ કરવામાં આવે છે તે વ્યક્તિને બદલી નાંખવાથી (એટલે કે પારકાના બદલે પોતીકાને દાન–પુણ્ય માટે પસંદ કરવાથી) બમણો સવાબ મળે છે.

ઉપરોક્ત વર્ણનથી વિપરીત સંબંધો કાપી નાંખવાના સંદર્ભમાં જે અતિભયંકર ચેતવણીઓ હદીષની રિવાયતોમાં વર્ણન થઈ છે તેનો અંદાજો નીચે ઉલ્લેખવામાં આવેલ બે હદીષોથી સારી રીતે થઈ શકે છે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

لَا يَدْخُلُ الْجَنَّةَ قَاطِعٌ (مشکوٰۃ، ص ۴۱۹)

*"જે વ્યક્તિ સગાં–વહાલાના હકોની પરવા નથી કરતો તે જન્નતમાં નહીં જાય."* *(મિશ્કાત, પેજ : ૪૧૯)*

لَا تُنْزَلُ الرَّحْمَةُ عَلٰى قَوْمٍ فِيْهِ قَاطِعُ رَحْمٍ، (مشکوٰۃ، ص ۴۲)

*"તે કૌમ ઉપર અલ્લાહની રહમત નહીં ઊતરે જેમાં કોઈ સગાઈના સંબંધો તોડનારો મૌજૂદ હોય."* *(મિશ્કાત, પેજ : ૪૨)*

અંતે ફરી દિલોમાં હકો અદા કરવાની ભાવના પૈદા કરવા માટે ફરમાવવામાં આવ્યું, اِنَّ اللّٰـهَ كَـانَ عَلَيْكُمْ رَقِيْبًا ؕ એટલે કે, "અલ્લાહ તઆલા તમારી દેખરેખ રાખે છે, તે તમારા દિલો અને ઈરાદાઓને (પણ) જાણે છે."

જો ફક્ત સમાજના ડરથી, શરમા–શરમીથી બેદિલીથી સિલા–રહમીનું

કોઈ કામ કરી લીધું, પરંતુ દિલમાં લાગણી અને સેવાની ભાવના કે ઉમળકો નથી, તો તે સ્વીકાર્ય નથી. એટલા માટે અલ્લાહ તઆલાથી ડરવાના કારણની પણ જાણ થઈ કે, દરેક ઉપર હંમેશા નિગેહબાન (દેખરેખ રાખનાર) છે. કુર્આને કરીમની પ્રચલિત શૈલી એવી છે કે, કાનૂનને દુનિયાની હુકૂમતોના કાનૂનની જેમ ફક્ત વર્ણન કરવામાં નથી આવતા, પરંતુ કેળવણીની સાથે–સાથે તે હુકમ ઉપર અમલ કરવાની પ્રેરણા અને પ્રોત્સાહન આપવા માટે વર્ણન કરવાની શૈલી એવી અપનાવવામાં આવે છે કે, કાનૂનના વર્ણનની સાથે–સાથે મનુષ્યના ચારિત્ર્ય અને માનસિકતાનું ઘડતર પણ થાય છે.

## યતીમોના હકો અને તેમની મિલકતની સુરક્ષા :

પ્રથમ આયતમાં સગાં–વહાલાઓનું રક્ષણ અને તેમના હકો અદા કરવાની તાકીદ કરવામાં આવી હતી. બીજી આયતમાં યતીમોના માલ–મિલકતની સુરક્ષાનો આદેશ અને તેમાં કોઈપણ પ્રકારની અપ્રમાણિકતા કરવાની મનાઈ કરવામાં આવી છે. કારણ કે, યતીમ બાળકોની સાળ–સંભાળ રાખનાર વાલીઓ મોટે–ભાગે તેના કોઈ સગાં–વહાલા જ હોય છે, એટલા માટે તેનો ઉલ્લેખ પણ સગાઈના હકો અદા કરવાના વિષય હેઠળ જ આવે છે.

પ્રથમ વાક્યમાં ઈરશાદ છે, وَاٰتُوا الْيَتٰمٰىٓ اَمْوَالَهُمْ જેનો તરજુમો છે કે "યતીમોનો માલ તેમને પહોંચાડી આપો." યતીમનો શાબ્દિક અર્થ "એકલો" અથવા "એક વ્યક્તિ" થાય છે, એટલા માટે જે મોતી છીપમાં એકલું હોય છે તેને "દુર્રે યતીમ" કહેવામાં આવે છે. શરીઅતની પરિભાષામાં જે બાળકના પિતા મરણ પામ્યા હોય તેવા અનાથ બાળકને "યતીમ" કહેવામાં આવે છે અને પ્રાણીઓમાં તેને યતીમ કહેવામાં આવે છે જે બચ્ચાની માં મરી ગઈ હોય. (કામૂસ) બાલિગ (શરીઅત પ્રમાણે પુખ્ત વયનો) થયા પછી શરીઅતની પરિભાષામાં તેને યતીમ કહેવામાં આવશે નહીં, જેમકે એક હદીષ શરીફમાં સ્પષ્ટતા કરવામાં આવી છે, لَا يُتْمَ بَعْدَ احْتِلَامٍ એટલે કે "બાલિગ (શરઈ પુખ્ત વય) થયા પછી યતીમી એટલે કે અનાથપણુ બાકી રહેતું નથી." *(મિશ્કાત, પેજ:૨૮૪)*

યતીમ બાળકોની મિલકતમાં જો કંઈ માલ છે, જે તેને કોઈએ બખ્શિષ આપ્યો છે અથવા કોઈનો વારસો વગેરે તેમને મળ્યો છે, તો તે યતીમના રક્ષણની

સાથે-સાથે તે માલ-મિલકતની હિફાઝત કરવી પણ યતીમના વાલીની જવાબદારી છે. ભલે તે વાલીની નિમણૂક યતીમના મરનાર પિતાએ પોતે કરી હોય અથવા (ઈસ્લામી) સરકાર તરફથી કોઈ વાલી નક્કી કરવામાં આવ્યો હોય, સાથે-સાથે વાલીપણા માટે એ પણ જરૂરી છે કે, યતીમના આવશ્યક ખર્ચાઓ તો તે યતીમના માલમાંથી પૂરા કરવામાં આવે, પરંતુ તે માલ બાલિગ થતા પહેલાં તે યતીમને સોંપવામાં ન આવે. કારણ કે તે નાસમજ બાળક છે, ક્યાંક વેડફી શકે છે. આયતના આ વાક્યમાં જે ઈરશાદ થયો છે કે, યતીમોને માલ પહોંચાડી આપો તેની સ્પષ્ટતા આગળ પાંચમી આયતમાં આવે છે, જેમાં બતાવવામાં આવ્યું છે કે, તેમનો માલ તેમના યોગ્ય સમયે પહોંચાડી આપો જ્યારે કે તમે જોઈ લો કે તે બાલિગ (શરઈ રીતે પુખ્ત વયનો) થઈ ગયો છે અને તેમનામાં નફા અને નુકસાનની તથા સારી અને ખરાબ બાબતોમાં તફાવત કરવાની યોગ્યતા આવી ચૂકી છે.

એટલા માટે આ આયતમાં યતીમોની માલ-મિલકત તેમને પહોંચાડવાનો મતલબ એ છે કે, આ માલનું રક્ષણ કરો, જેથી સમય આવ્યે તે માલ તેમને પહોંચાડી શકાય. તદુપરાંત આ વાક્યમાં એ બાબત તરફ પણ ઈશારો છે કે, યતીમના વાલીની જવાબદારી ફક્ત એટલી જ નથી કે યતીમના માલને તે પોતે ન ખાય અથવા પોતે ન વેડફે બલકે, તેની એ પણ ફરજ છે કે, તેનું રક્ષણ કરે અને તે માલ યતીમના બાલિગ થયા પછી સહી-સલામત તેને મળી જાય એવી વ્યવસ્થા કરે.

બીજા વાક્યમાં ઈરશાદ છે وَلَا تَتَبَدَّلُوا الْخَبِيْثَ بِالطَّيِّبِ એટલે કે, "સારી વસ્તુને ખરાબ વસ્તુથી બદલી ન નાંખો." અમુક લોકો એવું કરતા હતા કે, યતીમના માલનું પ્રમાણ તો સુરક્ષિત રાખતા હતા, પરંતુ તેમાં જે ઉમદા વસ્તુઓ હોય તેને પોતે લઈ લેતા હતા અને પોતાની ખરાબ વસ્તુ તેની જગ્યાએ રાખી દેતા હતા, જેમકે ઉત્તમ કક્ષાની બકરીના બદલે કમજોર અને અશક્ત બકરી યતીમના માલમાં ભેળવી દેતા હતા અથવા રોકડ સાચા સિક્કાઓના બદલામાં ખોટા સિક્કાઓ ભેળવી દેતા હતા. આ બાબત પણ યતીમના માલમાં એક પ્રકારની ખયાનત છે અને શક્ય હતું કે, કોઈ વ્યક્તિની મનેચ્છા (નફ્સ) એવા હિલા કે બહાનાબાજીઓ કરવા લાગે કે, અમે તો તેમનો માલ ખાઈ નથી ગયા પરંતુ માત્ર

બદલ્યો છે. એટલા માટે કુર્આને કરીમે સ્પષ્ટ શબ્દોમાં એની પણ મનાઈ ફરમાવી દીધી. આ મનાઈમાં જે પ્રમાણે એ બાબત પણ સામેલ છે કે પોતે પોતાની ખરાબ વસ્તુ આપીને બદલામાં સારી વસ્તુ ન લઈ લે, એ જ પ્રમાણે એ પણ સામેલ છે કે, કોઈ અન્ય વ્યક્તિ સાથે યતીમની માલ–મિલકતમાંથી એવી વસ્તુની અદલા–બદલી ન કરે કે, જેમાં યતીમ બાળકના માલમાં નુકસાન થાય.

ત્રીજા વાક્યમાં ઈરશાદ થયો وَلَا تَأْكُلُوٓا اَمْوَالَهُمْ اِلٰٓى اَمْوَالِكُمْ એટલે કે, "યતીમોના માલમાં પોતાના માલને ભેળસેળ કરી ખાઈ ન જાઓ." દેખીતું છે કે, અત્રે ભાવાર્થ યતીમોના માલને નાજાઈઝ પદ્ધતિથી ખાઈ જવાની મનાઈ કરવાનો છે, ભલે પોતાનો માલ યતીમના માલમાં ભેળ–સેળ કરીને ખાઈ જાય અથવા અલગ કરીને ખાય, પરંતુ સામાન્ય રીતે એવું જ થાય છે કે, આ યતીમોના માલને પોતાના માલમાં ભેળવી દેવામાં આવે છે અને તેમાંથી પોતે પણ ખાય–પીએ છે અને યતીમોને પણ ખવડાવે છે. આ સ્વરૂપમાં અલગથી હિસાબ ન હોવાના કારણે એક દીનદાર, શરીઅતના પાબંદ વ્યક્તિને પણ એવો ભ્રમ થઈ શકે છે કે તેમાં કોઈ ગુનોહ નથી. એટલા માટે વિશેષ રીતે પોતાના માલની સાથે યતીમોનો માલ ભેળસેળ કરીને ખાવાની મનાઈનો ઉલ્લેખ ચેતવણી સ્વરૂપે કરવામાં આવ્યો છે અને તાકીદ કરી છે કે, યા તો યતીમોની માલ–મિલકત બિલકુલ અલગ રાખો અને અલગથી ખર્ચ કરો અને હિસાબ રાખો, જેથી કોઈ ખયાનતની શંકા ન રહે અથવા જો ભેળવીને ખાઓ તો એવો હિસાબ રાખો કે, જેમાં એ ચોક્કસ વિશ્વાસ રહે કે યતીમનો માલ તમારા અંગત ખર્ચમાં નથી આવ્યો, તેની સ્પષ્ટતા સૂરએ બકરહના ૨૭ નંબરના રુકૂઅમાં આવી ચૂકી છે. وَاللّٰهُ يَعْلَمُ الْمُفْسِدَ مِنَ الْمُصْلِحِ

*(સૂરએ બકરહ, આયત : ૨૨૦)*

આ વર્ણન કરવાની પદ્ધતિથી એ બાબત પરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે, યતીમોના માલમાં ભેળસેળ કરનારા મોટે–ભાગે એવા લોકો હોય છે, જેમની પાસે પોતાનો માલ પણ ઉપ્લબ્ધ હોય, જેથી આ વિષય દ્વારા તેમને એવું યાદ અપાવાવમાં આવ્યું છે કે, તમારો પોતાનો હલાલ માલ મૌજૂદ હોવા છતાં યતીમોની માલ–મિલકત હરામ પદ્ધતિથી ખાઈ જવી ઘણી જ શરમજનક બાબત છે.

આયતમાં યતીમોનો માલ ખાઈ જવાની મનાઈનું વર્ણન છે, એટલા માટે

માલનો સૌથી મોટો મહત્ત્વનો લાભ ખાઈ જવાની વાત છે, પરંતુ રૂઢિપ્રયોગમાં માલના પ્રત્યેક પ્રકારના દુરૂપયોગને માલ ખાઈ જવાનું કહેવામાં આવે છે. ભલે, તે વાપરવાની પદ્ધતિ ખાવામાં હોય અથવા અન્ય કોઈ ઉપયોગ કરવામાં હોય. કુર્આને કરીમમાં પણ આ રૂઢિપ્રયોગને لَا تَـاْكُـلُـوْٓا (લા તઅ્કુલૂ) ‘‘ખાઓ નહીં’’ કહેવામાં આવ્યું છે, તેમાં અન્યની માલિકીના પ્રત્યેક પ્રકારના માલમાંથી નાજાઈઝ ખર્ચ કરવાને "માલ ખાઈ જવો" કહેવામાં આવ્યું છે. એટલા માટે યતીમની માલ–મિલકતનો કોઈપણ પ્રકારની પદ્ધતિથી નાજાઈઝ ખર્ચ કરવો હરામ છે.

આયતના છેલ્લા વાક્યમાં ઈરશાદ છે اِنَّـــهٗ كَانَ حُوْبًا كَبِيْرًا ۘ (બેશક ! તે ઘણો જ મોટો ગુનોહ છે) શબ્દ حُـــوْبٌ (હૂબ) ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે હબશી ભાષાનો શબ્દ છે, તેનો અર્થ "મોટો ગુનોહ" છે. અરબી ભાષામાં પણ આ શબ્દ આ જ અર્થમાં બોલવામાં આવે છે માટે એનો અર્થ એ થયો કે યતીમના માલમાંથી કોઈપણ પ્રકારનો નાજાઈઝ ખર્ચ કરવો ભલે તે સુરક્ષાની ઉણપના કારણે હોય અથવા ખરાબ વસ્તુ સારી વસ્તુ દ્વારા બદલી લેવાના સ્વરૂપમાં હોય અથવા પોતાના માલની સાથે યતીમોના માલમાં ભેળસેળ કરીને ખાઈ જવાના સ્વરૂપમાં હોય, દરેક પરિસ્થિતિમાં આ મોટો ગુનાહ છે અને યતીમના માલને ખાઈ જવાની સખત ચેતવણીઓ આ રુકૂઅ્ના અંતમાં આવી રહી છે.

———————

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. 3)

وَاِنْ خِفْتُمْ اَلَّا تُقْسِطُوْا فِي الْيَتٰمٰى فَانْكِحُوْا مَا طَابَ لَكُمْ مِّنَ النِّسَآءِ مَثْنٰى
وَثُلٰثَ وَرُبٰعَ ۚ فَاِنْ خِفْتُمْ اَلَّا تَعْدِلُوْا فَوَاحِدَةً اَوْ مَا مَلَكَتْ اَيْمَانُكُمْ ۭ ذٰلِكَ
اَدْنٰٓى اَلَّا تَعُوْلُوْا ۝۳ۭ

**તરજુમો :**

*અને જો તમને ભય હોય કે યતીમોના હકમાં ન્યાય નહીં કરી શકો તો નિકાહ કરી લો અન્ય સ્ત્રીઓથી જે તમને સારી લાગે, બે–બે અને ત્રણ–ત્રણ અને*

*ચાર–ચાર; પછી જો તમને ભય હોય કે ન્યાય નહીં કરી શકો તો એક જ (નિકાહ કરો) અથવા બાંદી જે તમારી મિલકત છે, તે બસ છે; એમાં આશા છે કે તમે કોઈ એક બાજુ (પક્ષે) નહીં ઝૂકી પડો (અન્યાય નહીં કરો). (૩)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

આ આયત અગાઉની આયતોમાં યતીમો (અનાથો)ના હકને દબાવી દેવાની મનાઈ કરવામાં આવી હતી કે, તેમના વાલીઓએ તેમના માલમાંથી પોતાના અંગત ઉપયોગ માટે ખર્ચ કરવો હરામ છે. આ આયતમાં પણ એક બીજા વિષય અંતર્ગત આ જ હુકમનું પુનરાવર્તન થયું છે કે, જે લોકોના વાલીપણા હેઠળ યતીમ છોકરીઓ છે તેમની સાથે એવું વિચારી નિકાહ ન કરો કે પોતાના અધિકાર હેઠળ આવી જવાથી આ છોકરીની જેટલી મહર નક્કી કરી દેશો ચાલશે અને જે માલ–મિલકતની તે માલિક છે, તે પણ પોતાના કબ્જામાં આવી જશે.

મતલબ કે, કુર્આને કરીમે આ આયત દ્વારા સ્પષ્ટ શબ્દોમાં જાહેર કર્યું છે કે, યતીમના માલ પર કબ્જો કરવાના હેતુસર કરવામાં આવેલ કોઈપણ યુક્તિ અથવા હિલા–હવાલા કે બહાના જાઈઝ નથી અને વાલીઓની ફરજ છે કે, તે પ્રામાણિકતાથી તેમના અધિકારોની દેખરેખ રાખે. એટલા માટે ફરમાવવામાં આવ્યું,

## તફસીર :

અને જો તમને એ બાબતનો ડર (પણ) હોય (અને દૃઢ વિશ્વાસ પણ હોય) કે તમે યતીમ છોકરીઓ(ની મહર) બાબતે ઈન્સાફ નહીં કરી શકો તો (તેમનાથી નિકાહ ન કરો બલકે); અને (હલાલ) સ્ત્રીઓમાંથી જે તમને (પોતાની પસંદગી પ્રમાણે સારી લાગે) પસંદ હોય નિકાહ કરી લો. (કારણ કે, તે લાચાર નથી, સ્વતંત્ર છે, પોતાની મરજી જાહેર કરી શકે છે અને આ નિકાહ એવી શરત સાથે કરવામાં આવે કે જો એક સ્ત્રી કરતાં વધારે સ્ત્રીઓ સાથે નિકાહ કરવા ઈચ્છે તો તેનું એક સ્વરૂપ એ પણ છે કે એક પુરુષ) બે–બે ઔરતો સાથે (નિકાહ કરી લે) અને (બીજું સ્વરૂપ એ છે કે એક પુરુષ) ત્રણ–ત્રણ ઔરતો સાથે (નિકાહ કરી લે) અને (ત્રીજું સ્વરૂપ એ છે કે, એક પુરુષ) ચાર–ચાર ઔરતો સાથે (નિકાહ કરી લે). બસ, જો તમને (ચોક્કસ એવી) શક્યતા દેખાતી હોય કે (ઘણી

પત્નીઓ કરવાથી) ન્યાયથી વર્તી નહીં શકો (બલકે કોઈ પત્નીના વાજિબ હકો બરબાદ થઈ જશે) તો પછી એક જ પત્ની ઉપર બસ કરી આપો (અને જુઓ તમે એકનો પણ હક અદા ન કરી શકો તો) જે બાંદી (શરીઅતના કાયદા-કાનૂન પ્રમાણે) તમારા માલિકીપણામાં હોય તે જ બસ છે. આ પ્રસ્તુત કાર્યમાં (એટલે કે એક પત્ની કરવાથી અથવા ફક્ત એક બાંદીને પૂરતું સમજવામાં) અતિરેક (અથવા નાઈન્સાફી) ન થવાની સંભાવના વધારે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### યતીમ છોકરીઓના હક દબાવવા વિશે ચેતવણી :

અજ્ઞાનતાના યુગમાં જે લોકોના વાલીપણા હેઠળ યતીમ છોકરીઓ રહેતી હતી, જેઓ દેખાવડી (રૂપાળી) ગણાતી અથવા જો તેમની માલિકીની કોઈ માલ-મિલકત રહેતી હતી, તો તેમના વાલીઓ એવું કરતા હતા કે, પોતે જ તેમની સાથે નિકાહ કરી લેતા અથવા પોતાની ઔલાદમાંથી કોઈની સાથે તેનો નિકાહ કરાવી દેતા અને પોતાની મરજીથી જે ઈચ્છતા ઓછામાં ઓછી મહર નક્કી કરી દેતા હતા અને જેવી રીતે ઈચ્છતા તેમને રાખતા હતા. કારણ કે, તેઓ પોતે જ તેમના વાલી અને દેખરેખ રાખનારા હતા, યતીમ બાળકીઓના પિતા હયાત ન હતા કે, તેઓ તેમના હકોની સંપૂર્ણ સુરક્ષા કરી શકે અને તેમના લગ્નજીવનની સંપૂર્ણ તકેદારીપૂર્વકની વ્યવસ્થા કરી આપે તથા તેમના નિકાહ કોઈ સારા ખાનદાનમાં કરાવી આપે.

સહીહ બુખારીમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)થી રિવાયત છે કે, "રિસાલતના સમયગાળામાં એક આવી જ ઘટના બની કે, એક વ્યક્તિના વાલીપણા હેઠળ એક યતીમ છોકરી હતી અને તેનો એક બગીચો હતો, જેમાં આ છોકરી પણ ભાગીદાર હતી. આ વ્યક્તિએ તે છોકરી સાથે પોતે નિકાહ કરી લીધા અને તેને પોતાની પાસેથી મહર વગેરે આપવાના બદલે તે છોકરીના બગીચાનો ભાગ પણ પોતાના કબ્જામાં લઈ લીધો. આ ઘટનાના સંદર્ભમાં આ આયત નાઝિલ થઈ. وَاِنۡ خِفۡتُمۡ اَنۡ لَّا تُقۡسِطُوۡا فِى الۡيَتٰمٰى فَانۡكِحُوۡا مَا طَابَ لَكُمۡ مِّنَ النِّسَآءِ એટલે કે, જો તમને એ ભય હોય કે યતીમ છોકરીઓને પોતાના નિકાહમાં રાખવાથી તમે ન્યાય પર કાયમ નહીં રહી શકો, બલકે તેમના અધિકારો બરબાદ થઈ જશે તો તમારા માટે અન્ય સ્ત્રીઓ ઘણી છે, તેમાં જે તમારા માટે હલાલ અને

પસંદ હોય તેમની સાથે નિકાહ કરો.''

**નાબાલિગ (પુખ્ત વયના ન હોય એવા) બાળકોના નિકાહનો મસ્અલોઃ**

આ આયતમાં "યતામા" શબ્દથી "યતીમ છોકરીઓ માટે"નો ભાવાર્થ છે અને શરીઅતની પરિભાષામાં યતીમ તે જ છોકરી અથવા છોકરાને કહેવામાં આવે છે, જે હજુ બાલિગ (પુખ્ત વયના) ન થયા હોય. એટલા માટે આ આયતથી પણ સાબિત થઈ ગયું કે, યતીમ છોકરીના વાલીને એ પણ અધિકાર છે કે તેના બાળપણમાં એટલે કે, બાલિગ થતા પહેલાં જ તેના નિકાહ કરી આપે, પરંતુ છોકરીની ખુશી, તેનું હિત અને તેના આવનારું જીવન સારી રીતે પસાર થવાના હેતુને નજર સમક્ષ રાખે. એવું ન થાય જેમકે, પહેલાં અનેક જ્ઞાતિઓમાં રિવાજ હતો કે મોટી ઉંમરની યુવાન છોકરીના નિકાહ નાના બાળકો સાથે કરી આપવામાં આવતા હતા. ઉંમરનો તફાવત પણ ધ્યાને લેવાતો ન હતો અથવા છોકરાની પરિસ્થિતિ અને તેની સુટેવો–કુટેવોની પણ કોઈ દરકાર રાખવામાં આવતી ન હતી. આવી રીતે નાબાલિગ બાળકોના નિકાહ કરવા બરાબર નથી.

અને તે બાલિગ (શરઈ રીતે પુખ્ત) છોકરીઓ કે, જેના પિતા મૃત્યુ પામ્યા છે, જો કે, તે બાલિગ થઈ જવાના કારણે પોતે સ્વતંત્ર છે, પરંતુ છોકરીઓ શરમ અને હયા (લજ્જા)નો સ્વભાવ ધરાવતી હોવાના કારણે બાલિગ હોવા છતાં પોતાના નિકાહની બાબતમાં પોતે કંઈ જ બોલતી હોતી નથી. વાલીઓ અને સંબંધીઓ જે કંઈ કરે તેને સ્વીકારી લેતી હોય છે. એટલા માટે તેમના વાલીઓ ઉપર પણ જરૂરી છે કે, તેમના અધિકારો માર્યા ન જાય તેની ખાસ તકેદારી રાખવામાં આવે.

અલબત્ત આ આયતમાં યતીમ છોકરીઓના લગ્નજીવન વિશેના હકોની સંપૂર્ણ દેખરેખ અને તકેદારી રાખવાનો હુકમ આપવામાં આવ્યો છે, પરંતુ જાહેર હિકમતો અને કાયદાઓની જેમ તેને પણ લાગુ કરવાની જવાબદારી સીધે–સીધી (શરઈ) સરકાર કે વ્યવસ્થા ઉપર નાંખવાના બદલે સામાન્ય નાગરિકોને અલ્લાહ તઆલાએ ડર અને ચેતવણી આપીને એવો હુકમ આપ્યો કે, જો તમે આ બાબતમાં અન્યાયનો ભય અનુભવી રહ્યા હોય તો યતીમ છોકરીઓ સાથે શાદી કરવાનો વિચાર પડતો મૂકો, અન્ય સ્ત્રીઓ તમારા માટે ઘણી બધી છે, તેમની સાથે નિકાહ કરી લો.

સાથે જ સરકારના જવાબદાર લોકોની પણ એ ફરજ છે કે, તેઓ પણ આ બાબતે દેખરેખ રાખે અને કોઈ સ્થળે કોઈનો હક માર્યો જતો નજરે પડે તો કાયદાના બળથી તેનો હક અપાવે.

## કુર્આનમાં પત્નીઓની સંખ્યા (બહુપત્નીત્વ–Polygmy) અને ઇસ્લામ આવ્યા અગાઉ દુનિયાની કૌમોમાં લગ્નજીવન વિશેના રીત–રિવાજો :

એક પુરુષ માટે અનેક સ્ત્રીઓ રાખવી (બહુપત્નીત્વ પ્રથા) ઈસ્લામ પહેલાં લગભગ દુનિયાના બધા જ ધર્મોમાં જાઈઝ (માન્ય અને સ્વીકૃત) સમજવામાં આવતું હતું. અરબસ્તાન, હિન્દુસ્તાન, ઈરાન, ઈજિપ્ત, બૅબિલોન વગેરે દેશોમાં દરેક કૌમોમાં બહુપત્નીત્વ પ્રથા પ્રચલિત હતી અને તેની પ્રાકૃતિક જરૂરિયાતનો આજે પણ કોઈ ઈન્કાર કરી શકે એમ નથી. વર્તમાન સમયમાં યુરોપે પોતાના ભૂતપૂર્વ વડવાઓથી વિપરીત બહુપત્નીત્વ પ્રથાને નાજાઈઝ (નિષિદ્ધ) કરવાનો પ્રયત્ન કર્યો, તો તેના પરિણામે નિકાહ કરવાની પ્રથાનો જ મૂળેથી છેદ ઉડી જતો હોય એવી પરિસ્થિતિઓ નિર્માણ થવા લાગી, અંતે સ્વાભાવિક અને પ્રાકૃતિક કાયદો છવાય ગયો અને હવે ત્યાં પણ કેટલાક દુરંદેશ શાસનકર્તાઓ પોતે બહુપત્નીત્વ પ્રથાના હિમાયતી છે. મિસ્ટર ડ્યૂન પોર્ટ જે એક પ્રખ્યાત ઈસાઈ ધર્મગુરૂ હતા, બહુપત્નીત્વ પ્રથાના સમર્થનમાં ઈન્જીલની ઘણી બધી આયતો નકલ કરીને લખે છે, “આ આયતોથી નિચોડ નીકળે છે કે બહુપત્નીત્વ પ્રથા ફક્ત પસંદ જ કરવામાં નથી આવી બલકે, ખુદાએ તેમાં ખાસ બરકતો રાખી છે.”

આ જ પ્રમાણે પાદરી નિક્સન, મિલ્સન અને ટેલરે ખૂબ ભારપૂર્વક તેના સમર્થનમાં અવાજ ઉઠાવ્યો છે. એ જ પ્રમાણે વૈદક શિક્ષણ પત્નીઓની અચોક્કસ સંખ્યાને માન્ય રાખે છે અને તેમના શાસ્ત્રોમાં ૧૦–૧૦, ૧૩–૧૩, ૨૭–૨૭ પત્નીઓ એકીસાથે ભેગી રાખવાની પરવાનગી જોવા મળે છે.

કૃષ્ણ કે જેને હિન્દુઓ સન્માનપાત્ર અવતાર સમજે છે, તેમને સેંકડો પત્નીઓ હતી. જેઓ ધર્મ અને કાયદાની માન–મર્યાદા તથા મનુષ્યના ચારિત્ર્યને ટકાવી રાખવા માંગતા હોય તથા વ્યભિચારને જગતમાંથી નેસ્ત–નાબૂદ કરવા ઈચ્છતા હોય તેમના માટે એના સિવાય કોઈ છુટકો જ નથી કે તેઓ બહુપત્નીત્વ

પ્રથાની પરવાનગી આપે, આ પ્રથાથી વ્યભિચારનો ખાત્મો થશે પરંતુ જો બહુપત્નીત્વની પરવાનગી આપવામાં નહીં આવે તો ધંધાદારી સ્ત્રીઓ અને વૈશ્યાવૃત્તિનો સમાજમાં ફેલાવો થશે, જેના કારણે જે કૌમોમાં બહુપત્નીત્વની પરવાનગી નથી તેમનામાં વ્યભિચારનું પ્રમાણ ખૂબ મોટું છે. યુરોપીય કૌમોને જ જોઈ લો, તેમનામાં બહુપત્નીત્વ ઉપર તો પાબંદી છે, પરંતુ મૈત્રીકરાર દ્વારા જેટલી સ્ત્રીઓ સાથે પુરુષ ઈચ્છે વ્યભિચાર કરી શકે છે, તેની સંપૂર્ણ પરવાનગી છે ! આ રીતે તેમણે લગ્નજીવનને એક તમાશો બનાવી દીધો છે. એક બાજુ બહુપત્નીત્વની પ્રથાને નાજાઈઝ (અવૈધ) કહેવું અને બીજી બાજુ મૈત્રીકરાર દ્વારા અનેક સ્ત્રીઓ સાથે વ્યભિચારમાં રચ્યા–પચ્યા રહેવું, આ નાટકબાજી સમજમાં આવે એવી નથી.

મતબલ કે, ઈસ્લામ અગાઉ બહુપત્નીત્વ પ્રથા કોઈપણ પ્રકારની મર્યાદા વિના પ્રચલિત હતી. દેશો અને ધર્મોના ઈતિહાસથી જ્યાં સુધી જાણ થાય છે, કોઈ ધર્મએ અને કોઈ કાનૂને તેના ઉપર પાબંદી લગાવી ન હતી, ન તો યહૂદીઓએ અને ન જ નસારાએ, ન તો હિન્દુઓએ કે ન જ પારસીઓએ, બલકે બધા જ બહુપત્નીત્વ પ્રથામાં માનતા હતા.

ઈસ્લામના શરૂઆતના સમયમાં પણ આ બહુપત્નીત્વ પ્રથા કોઈપણ પ્રકારની મર્યાદા વિના ચાલુ રહી, પરંતુ આ અસંખ્ય સ્ત્રીઓ સાથે લગ્ન કરવાની પ્રથાનું પરિણામ એ આવતું હતું કે લોકો શરૂઆતમાં તો લાલચમાં ઘણા બધા નિકાહ કરી લેતા હતા પરંતુ પછી તેમના હકો અદા કરી શકતા ન હતા અને આ સ્ત્રીઓ તેમની નિકાહમાં એક કૈદી સ્વરૂપે જિંદગી પસાર કરતી હતી.

પછી જે સ્ત્રીઓ એક પુરુષના નિકાહમાં હોતી તેમનામાં ઈન્સાફ અને ન્યાય કે સમાનતાનું કોઈ નામો–નિશાન ન હતું, જેની સાથે મન–મેળ હોય તેને વધારે પ્રમાણમાં નવાઝવામાં આવતી અને જેની સાથે મન–મેળ ન હોય તેના અધિકારોની કોઈ ચિંતા કરવામાં આવતી ન હતી.

**ઇસ્લામે બહુપત્નીત્વ પ્રથા ઉપર જરૂરી મર્યાદા બાંધી તથા ન્યાય અને સમાનતાનો કાયદો લાગુ કર્યો :**

કુર્આને સમાજમાં આ મહાન અત્યાચારને રોકવા માટે બહુપત્નીત્વ પ્રથા

ઉપર એક મર્યાદા લગાવી કે, ચારથી વધારે સ્ત્રીઓને એક સાથે પત્ની તરીકે રાખવી હરામ છે અને જે સ્ત્રીઓ એક સમયમાં નિકાહમાં છે તેમની સાથે સમાનતાનો વર્તાવ ખૂબ જ સ્પષ્ટ હુકમ દ્વારા કરવાનો આદેશ આપ્યો તથા તે આદેશનો ભંગ કરવા બદલ સખત ચેતવણી સંભળાવી. પ્રસ્તુત આયતમાં ઈરશાદ છે, فَانْكِحُوْا مَا طَابَ لَكُمْ مِّنَ النِّسَآءِ مَثْنٰى وَثُلٰثَ وَرُبٰعَ એટલે કે, "જે હલાલ સ્ત્રીઓ તમને પસંદ હોય તેમની સાથે નિકાહ કરી શકો છો; બે-બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર."

આ આયતમાં مَا طَابَ (મા-તા'બ)નો શબ્દ આવ્યો છે. હસન બસરી (રહ.), ઈબ્ને જુબૈર (રહ.) અને ઈબ્ને માલિક (રહ.)એ مَاطَابَ (મા-તા'બ)ની તફસીર مَاحَلَّ (મા-હલ્લ) કરી છે. એટલે કે, "જે સ્ત્રીઓ તમારા માટે હલાલ છે."

અને અમુક લોકોએ مَاطَابَ ના શાબ્દિક અર્થના આધારે "તમને પસંદ હોય એવી"નો તરજુમો કર્યો છે, પરંતુ આ બંને બાબતોમાં કોઈ વિરોધાભાસ નથી. એવો પણ ભાવાર્થ હોય શકે છે કે, "જે સ્ત્રીઓ સ્વાભાવિક રીતે તમને પસંદ હોય અને તમારા માટે શરીઅતની રૂએ હલાલ પણ હોય."

આ આયતમાં એક બાજુ તો એ બાબતની પરવાનગી આપવામાં આવી કે એકથી વધારે ત્રણ કે ચાર પત્નીઓ એક સમયે નિકાહમાં રાખી શકાય છે. બીજી બાજુ ચારના આંકડા પછી એવી પાબંદી લગાવી દીધી કે, ચારથી વધારે પત્નીઓ એક સમયે નિકાહમાં ભેગી રાખી શકાશે નહીં.

રસૂલે કરીમ ﷺના વર્ણનથી કુર્આનની આ ખાસ પાબંદી અને મર્યાદાનું વધારે સ્પષ્ટીકરણ થઈ ગયું. આ આયત નાઝિલ થયા પછી એક વ્યક્તિ ગીલાન ઈબ્ને અસ્લમા ષકૂફી મુસલમાન થયા, તેમના નિકાહમાં તે સમયે દશ પત્નીઓ હતી અને તે પણ મુસલમાન થઈ ગઈ હતી. રસૂલે કરીમ ﷺએ કુર્આનના હુકમ પ્રમાણે તેમને હુકમ આપ્યો કે આ દશમાંથી ચારને નક્કી કરી લો, બાકીની પત્નીઓને તલાક આપી સ્વતંત્ર કરી આપો. ગીલાન ઈબ્ને અસ્લામા ષકૂફીએ આદેશ પ્રમાણે ચાર પત્નીઓ રાખીને બાકીની પત્નીઓને તલાક આપી દીધી.

*(મિશ્કાત શરીફ, પેજ : ૨૭૪, તિરમિઝી અને ઈબ્ને માજહના હવાલાથી)*

મુસ્નદે અહમદમાં આ જ રિવાયતના સંદર્ભમાં એક ઘટનાનું વર્ણન થયું છે. તે ઘટનાનું વર્ણન કરવું પણ ફાયદાથી ખાલી નથી, તેનો સંબંધ પણ સ્ત્રીઓના અધિકારો વિષે છે અને તે એ છે કે,

ગીલાન બિન અસ્લમાએ શરીઅતના હુકમ પ્રમાણે ચાર સ્ત્રીઓ રાખી લીધી હતી, પરંતુ ફારૂકે આઝમ (રદિ.)ના ખિલફતકાળમાં તેમણે તેમને પણ તલાક આપી દીધી અને પોતાનો સઘળો માલ–સામાન પોતાના પુત્રોમાં વહેંચી દીધો. ફારૂકે આઝમ (રદિ.)ને આ બાબતની જાણ થઈ તો તેમણે તેમને બોલાવીને ફરમાવ્યું કે, "તમે તમારી પત્નીઓને તમારા વારસાથી વંચિત રાખવા માટે આવી હરકત કરી છે, જે ઉઘાડો અત્યાચાર છે. એટલા માટે તરત તેમની તલાકથી રજૂઅત કરી લો અને પોતાનો માલ તમારા પુત્રો પાસેથી પરત લઈ લો અને જો તમે એવું ન કર્યું તો યાદ રાખો ! તમને સખત શિક્ષા કરવામાં આવશે."

કૈસ બિન હારિષ અસદી (રદિ.) ફરમાવે છે કે, "હું જ્યારે મુસલમાન થયો તો મારા નિકાહમાં આઠ પત્નીઓ હતી, મેં રસૂલે કરીમ ﷺને આ બાબતે જાણ કરી તો તેમણે ફરમાવ્યું કે, તેમાંથી ચાર રાખી લો, બાકીની પત્નીઓને તલાક આપી દો." *(અબૂ દાવુદ, પેજ : ૩૦૪)*

મુસ્નદે ઈમામ શાફઈ (રહ.)માં નવફલ બિન મુઆવીયા દયલમી (રદિ.)ની ઘટના વર્ણન થઈ છે કે, તેઓ જ્યારે મુસલમાન થયા તો તેમની નિકાહમાં પાંચ પત્નીઓ હતી, રસૂલે કરીમ ﷺએ તેમને પણ એક પત્નીને તલાક આપવાનો હુકમ કર્યો; આ ઘટના મિશ્કાત શરીફ પેજ નં. ૨૮૪ ઉપર શરહુસ્સુન્નહના હવાથી નકલ કરેલ છે. રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની આ નીતિરીતીથી કુર્આનની આયતનો ભાવાર્થ બિલકુલ સ્પષ્ટ થઈ ગયો કે, ચારથી વધારે પત્નીઓ એક સમયે નિકાહમાં રાખવી હરામ છે.

**રહમતુલ્લિલ્ આલમીન ﷺ માટે બહુપત્નીત્વ :**

રસૂલે કરીમ ﷺની પવિત્ર જાત નખશીખ રહમત અને બરકત છે. અલ્લાહના હુકમોનો પ્રચાર તથા અંતર (આત્મા)ની શુદ્ધિ તથા કુર્આને કરીમના શિક્ષણનો પ્રચાર–પ્રસાર તેમની બઅષતનો સૌથી મોટો હેતુ હતો. તેમણે ઈસ્લામના શિક્ષણને મૌખિક તેમજ વ્યવહારમાં દુનિયામાં પ્રસારી દીધું, એટલે કે

રસૂલે કરીમ ﷺ અલ્લાહના હુકમો બતાવતા પણ હતા અને તેના ઉપર અમલ પણ કરતા હતા, પછી જ્યારે કે, મનુષ્યના જીવનનું કોઈ એક પણ ક્ષેત્ર એવું નથી, જેમાં નબીએ કરીમ ﷺનું માર્ગદર્શન જરૂરી ન હોય. જમાઅતની નમાઝથી લઈ પત્નીઓ સાથેના સંબંધો, સંતાનોની કેળવણી, પેશાબ-પા'ખાના માટે જવાની રીત, સ્વચ્છતા અને પાકીના મસ્અલાઓ વગેરે વિશે રસૂલે કરીમ ﷺના મૌખિક આદેશો અને તેમના કૃત્યો દ્વારા મળેલા માર્ગદર્શનો હદીષની કિતાબોમાં ભર્યા પડ્યા છે. ઘરની ચાર દિવાલો મધ્યે પત્નીઓ સાથે કેવો વ્યવહાર રાખવો ? ઘરમાં આવીને મસ્આલા પૂછનારી સ્ત્રીઓને કેવા જવાબો આપવા ? એવી જ રીતે એવા સેંકડો મસ્અલાઓ છે, જેમાં રસૂલે કરીમ ﷺની પવિત્ર પત્નીઓ દ્વારા ઉમ્મતનું માર્ગદર્શન થયું છે. શિક્ષણ અને પ્રચારની દીની આવશ્યકતાઓને નજર સમક્ષ રાખી રસૂલે કરીમ ﷺ માટે પત્નીઓની વધારે સંખ્યા એક આવશ્યક બાબત હતી. ફક્ત હઝરત આયશા (રદિ.) દ્વારા હુકમો, મસ્અલાઓ, અખ્લાક અને સભ્યતા તથા નબીએ કરીમ ﷺના જીવન ચરિત્ર વિશે ૨૨૧૦ (બે હજાર બસો દસ) રિવાયતો નકલ થઈ છે, જે હદીષની કિતાબોમાં જોવા મળે છે. હઝરત ઉમ્મે સલમા (રદિ.)થી રિવાયત થયેલી હદીષોની સંખ્યા ૩૭૮ (ત્રણસો ઈઠ્ઠોતેર) સુધી પહોંચેલ છે. હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ "અઅ્લામુલ મુવક્કિઈન" પેજ : ૯, ભાગ : ૧માં લખ્યું છે કે "જો હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના ફતાવાઓને ભેગા કરવામાં આવે જે તેમણે રસૂલે કરીમ ﷺની વફાત પછી આપ્યા છે, તો તેની એક આગવી કિતાબ સંપાદિત થઈ શકે છે."

હઝરત આયશા (રદિ.)નું રિવાયતો અને દીની શિક્ષણના પ્રચાર-પ્રસારમાં તથા ફિક્હ અને ફતાવામાં જે સ્થાન છે, તે બાબત કોઈનાથી છૂપી નથી. તેમના શાગિર્દોની સંખ્યા લગભગ ૨૦૦ જેટલી હતી. રસૂલે કરીમ ﷺની વફાત પછી સતત ૪૮ વર્ષો સુધી તેમણે દીનનું ઈલ્મ ફેલાવ્યું.

ઉદાહરણ સ્વરૂપે માત્ર બે પવિત્ર પત્નીઓની હાલત અત્રે લખવામાં આવી છે તદુપરાંત અન્ય અઝવાજે મુતહ્હરાતની રિવાયતો પણ ઘણી જ મોટી સંખ્યામાં વર્ણન થયેલી છે. દેખીતી રીતે ઈસ્લામના પ્રચાર-પ્રસાર અને કેળવણી દ્વારા જે લાભ ઉમ્મતને અઝ્વાજે મુતહ્હરાત (રસૂલે કરીમ ﷺની પવિત્ર

પત્નીઓ) દ્વારા પહોંચ્યો છે તે અકલ્પનીય છે.

અંબિયા (અલૈ.)ના ઈસ્લામના ઉચ્ચ હેતુઓ પૂરી દુનિયાની વ્યક્તિગત અને સામૂહિક, ખાનગી અને પ્રાદેશિક સુધારણાની ચિંતાઓને દુનિયાના વાસનાના પૂજારી મનુષ્યો શું સમજી શકે ? તેઓ તો દરેક બાબતને પોતાની હાલત ઉપર અનુમાનિત કરી તેના પરિણામો વિશે વિચારે છે. આ તે કારણ છે કે, જેના લઈ સેંકડો વર્ષોથી યુરોપના મુલ્હિદો (નાસ્તિકો) અને મુસ્તશ્રિકીન (પૂર્વીય ભાષાઓના જાણકાર ક્રિશ્ચિયનો) પોતાની હઠધર્મીના કારણે ફખ્રે દો આલમ ﷺના બહુપત્નીત્વને ફક્ત એક જાતીય વાસનાપૂર્તિનું કારણ ઠરાવે છે, નઊઝુબિલ્લાહ ! જો રસૂલે કરીમ ﷺના ચારિત્ર્ય ઉપર એક ઉપરછલ્લી નજર પણ નાંખવામાં આવે તો એક સમજદાર, ન્યાયી વલણ ધરાવનાર વ્યક્તિ ક્યારેય પણ રસૂલે કરીમ ﷺના બહુપત્નીત્વને જાતીયતા અથવા વાસનાપૂર્તિ માટે હોવાનું કહી શકશે નહીં.

રસૂલે કરીમ ﷺની માસૂમ (નિર્દોષ) જિંદગી મક્કાના કુરૈશીઓની સામે પસાર થઈ હતી. ૨૫ (પચ્ચીસ) વર્ષની ઉંમરમાં એક બાળ-બચ્ચાવાળી વિધવા સ્ત્રી કે, જેના બે પતિઓ મૃત્યુ પામી ચૂક્યા હતા, તેમની સાથે નિકાહ કરીને જિંદગીના ૨૫ (પચ્ચીસ) વર્ષો તેમની સાથે જ પસાર કર્યા, તે પણ એવી રીતે કે મહિનાઓ સુધી ઘર છોડીને ગારે હિરા (હિરા નામની ગુફા)માં ઈબાદતમાં મશ્ગૂલ રહેતા હતા. તેમના બીજા જેટલા પણ નિકાહ થયા તે બધા ૫૦ (પચાસ) વર્ષની ઉંમર વટાવ્યા પછી થયા. આ ૫૦ (પચાસ) વર્ષની જિંદગી અને યુવાનીનો બધો સમય મક્કાના નિવાસીઓની સામે પસાર થયો હતો. ક્યારેય કોઈ દુશ્મનને પણ રસૂલે કરીમ ﷺ સાથે કોઈ એવી બાબત જોડવાનો મૌકો નથી મળ્યો, જે તેમના તકવા અને પવિત્રતાને અભડાવી શકે અથવા શંકાસ્પદ બનાવી શકે. રસૂલે કરીમ ﷺના દુશ્મનોએ તેમના ઉપર જાદૂગર, શાયર, ગાંડા, જૂઠ્ઠા વગેરે જેવા આક્ષેપો મૂકવામાં કોઈ કસર છોડી ન હતી, પરંતુ રસૂલે કરીમ ﷺની માસૂમ જિંદગી ઉપર એક શબ્દ પણ એવો કહેવાની હિંમત નથી થઈ જેનો સંબંધ વાસના અથવા જાતિયતા કે વ્યભિચાર સાથે હોય. નઊઝુબિલ્લાહ !

શું આવી પરિસ્થિતિમાં આ બાબત ધ્યાન આપવા યોગ્ય નથી ? કે, યુવાનીના ૫૦ (પચાસ) વર્ષો એવા સંઘર્ષ અને તકવામાં તથા સમગ્ર દુનિયાથી

અને તેની રંગરંગીલીઓથી અલિપ્ત રહીને પસાર કર્યા, પછી જિંદગીના છેલ્લા વર્ષોમાં રસૂલે કરીમ ﷺ શા માટે બહુપત્નીત્વ અપનાવીને અનેક નિકાહ કરવા માટે મજબૂર થઈ ગયા ? એ કઈ બાબત હતી ? જો દિલમાં થોડી પણ ન્યાયની ભાવના હોય તો સમજવું મુશ્કેલ નથી કે, અનેક નિકાહનું કારણ જે હમણાં ઉપર વર્ણન કરવામાં આવ્યું તેના સિવાય અન્ય કંઈ જ નથી અને હવે આ બહુપત્નીત્વની વાસ્તવિકતા પણ સાંભળી લો કે, તે કેવી રીતે અસ્તિત્વમાં આવી?

૨૫ (પચ્ચીસ) વર્ષની ઉંમરથી લઈ ૫૦ (પચાસ) વર્ષની ઉંમર પૂરી થતા સુધી એકમાત્ર હઝરત ખદીજા (રદિ.) રસૂલે કરીમ ﷺના પવિત્ર પત્ની તરીકે રહ્યા, તેમની વફાત પછી હઝરત સવદહ અને હઝરત આયશા (રદિ.) સાથે નિકાહ થયા, હઝરત સવદહ (રદિ.) તો રસૂલે કરીમ ﷺના ઘરમાં તશરીફ લાવ્યા પરંતુ હઝરત આયશા (રદિ.)ની ઉંમર નાની હતી એ કારણે તેઓ પોતાના પિતાના ઘરે જ રહ્યા, પછી અમુક વર્ષો પછી સન હિજરી ૨ (બે)માં મદીના મુનવ્વરહમાં હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની રુખ્સતી થઈ. તે સમયે રસૂલે કરીમ ﷺની ઉંમર ૫૪ (ચોપ્પન) વર્ષની થઈ ચૂકી હતી અને બે પત્નીઓ આ ઉંમરમાં તેમના નિકાહમાં ભેગી થઈ છે. અહીંયાંથી રસૂલે કરીમ ﷺના જીવનમાં બહુપત્નીત્વ શરૂ થયું છે, ત્યારબાદ એક વર્ષ પછી હઝરત હફસા (રદિ.) સાથે નિકાહ થયા, પછી અમુક મહિનાઓ પછી હઝરત ઝયનબ બિન્તે ખુઝયમા (રદિ.) સાથે નિકાહ થયા અને ફક્ત અઢાર મહિના રસૂલે કરીમ ﷺના નિકાહમાં રહ્યા અને તેમનો ઈન્તેકાલ થઈ ગયો. એક કૌલ પ્રમાણે ત્રણ મહિના તેમના નિકાહમાં જિવીત રહ્યા, ત્યારબાદ સન હિજરી ૪ (ચાર)માં હઝરત ઉમ્મે સલમહ (રદિ.) સાથે નિકાહ થયા, પછી સન હિજરી ૫ (પાંચ)માં હઝરત ઝયનબ બિન્તે જહશ (રદિ.) સાથે નિકાહ થયા. આ સમયે રસૂલે કરીમ ﷺની ઉંમર ૫૮ (અઠ્ઠાવન) વર્ષ થઈ ચૂકી હતી અને આટલી મોટી ઉંમરમાં આવીને ચાર પત્નીઓ ભેગી થઈ. હાલાં કે, ઉમ્મતને જે સમયે ચાર પત્નીઓની પરવાનગી મળી ચૂકી હતી તે સમયે જ રસૂલે કરીમ ﷺ ઓછામાં ઓછા ચાર નિકાહ કરી શકતા હતા, પરંતુ તેમણે એવું કર્યું નથી, ત્યારબાદ સન હિજરી ૬ (છ)માં હઝરત જુવૈરિયહ (રદિ.) અને સન હિજરી ૭ (સાત)માં હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) સાથે નિકાહ થયા અને સન હિજરી ૭ (સાત)માં જ હઝરત

સફિય્યહ (રદિ.) સાથે અને એ જ વર્ષે હઝરત મયમૂનહ (રદિ.) સાથે નિકાહ થયા.

**ખુલાસો :**

૫૪ (ચોપ્પન) વર્ષની ઉંમર સુધી રસૂલે કરીમ ﷺના નિકાહમાં ફક્ત એક પત્ની હતાં, એટલે કે ૨૫ (પચ્ચીસ) વર્ષ હઝરત ખદીજહ (રદિ.) સાથે અને ચાર–પાંચ વર્ષો હઝરત સવદહ (રદિ.) સાથે પસાર કર્યા, પછી ૫૮ વર્ષની ઉંમરમાં ચાર પત્નીઓ તેમના નિકાહમાં ભેગી થઈ અને બાકીની અઝ્વાજે મુતહ્હરાત બે–ત્રણ વર્ષોમાં જ રસૂલે કરીમ ﷺના નિકાહમાં આવી.

અને આ વાત ખાસ વર્ણન કરવાપાત્ર છે કે, તેમની બધી પત્નીઓમાં ફક્ત એક જ પત્ની એવા હતા જે કુંવારા હોવાની પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺના નિકાહમાં આવ્યા અને તે ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત આયશા સિદ્દીકા (રદિ.) છે. બાકીની બધી જ પત્નીઓ વિધવા હતાં, જેમાંથી તો અમુકના બે–બે પતિઓ થઈ ચૂક્યા હતા અને આ સંખ્યા પણ રસૂલે કરીમ ﷺની ઉંમરના અંતિમ વર્ષોમાં આવીને ભેગી થઈ છે.

સહાબએ કિરામ (રદિ.), પુરૂષો, સ્ત્રીઓ બધા જ રસૂલે કરીમ ﷺ ઉપર પોતાનો પ્રાણ ન્યોછાવર કરતા હતા. જો તેમણે ઈચ્છયું હોત તો બધી કુંવારી સ્ત્રીઓ સાથે નિકાહ કરી શકતા હતા, બલકે એક–એક, બે–બે મહિના પછી...... નઊઝુબિલ્લાહ ! કરી શક્યા હોત, પરંતુ તેમણે એવું કર્યું નથી.

વળી, આ બાબત પણ વર્ણન કરવાપાત્ર છે કે સરકારે દો આલમ ﷺ અલ્લાહ તઆલાના સાચા નબી હતા, નબી મનેચ્છાની પૈરવી કરનાર કે, વાસનાના ગુલામ નથી હોતા, જે કંઈ કરે છે માત્ર અને માત્ર અલ્લાહના જ હુકમથી કરે છે. તેમને નબી માની લીધા પછી પ્રત્યેક વાંધાઓ ખતમ થઈ જાય છે. જો કોઈ રસૂલે કરીમ ﷺને નબી જ ન માને અને પછી આવા આક્ષેપો લગાવે કે, તેમણે નઊઝુબિલ્લાહ ! વાસનાપૂર્તિ માટે બહુપત્નીત્વ અપનાવ્યું હતું તો એવા વ્યક્તિને કહેવામાં આવશે કે, જો એવું જ હોત તો તેમણે પોતાના બહુપત્નીત્વ વિશે પાબંદીનું એ'લાન શા માટે કર્યું ? જેનું વર્ણન કુર્આન શરીફની આયત لَا يَحِلُّ لَكَ النِّسَآءُ مِنْۢ بَعْدُ “તે તમારા માટે હલાલ નથી આના પછી

(વધારે) પત્નીઓ કરવું.'' (૩૩ : ૫૨) માં આવ્યું છે. પોતાના માટે આ પાબંદીની જાહેરાત એ બાબતની સ્પષ્ટ દલીલ છે કે, તેમણે જે કંઈ કર્યું; અલ્લાહના હુકમથી કર્યું.

રસૂલે કરીમ ﷺના બહુપત્નીત્વના કારણે કેળવણી અને દીનના પ્રચાર–પ્રસારના જે ફાયદાઓ ઉમ્મતને પ્રાપ્ત થયા અને જે હુકમો ઉમ્મત સુધી પહોંચ્યા તેના ફાયદાઓ એટલા મોટા પ્રમાણમાં છે કે તેને શબ્દોમાં વર્ણવવા મુશ્કેલ છે. હદીષની કિતાબો આ બાબતની સાક્ષી આપે છે. અલબત્ત, અમુક અન્ય ફાયદાઓની જેમ અહીંયાં અમે તે લાભોની ચર્ચા ટૂંકમાં વર્ણન કરીએ છીએ.

હઝરત ઉમ્મે સલમહ (રદિ.)ના પતિ હઝરત અબૂ સલમહ (રદિ.)ના મૃત્યુ પછી રસૂલે કરીમ ﷺએ તેમની સાથે નિકાહ કરી લીધા હતા, તેઓ પોતાના આગલા પતિના બાળકો સાથે રસૂલે કરીમ ﷺના ઘરે આવ્યા અને તે બાળકોનું પાલન–પોષણ પણ રસૂલે કરીમ ﷺએ કરીને પોતાના આ કૃત્ય દ્વારા ઉમ્મતને કેળવણી આપી કે, કેવા પ્યાર અને મહોબ્બતથી ઓરમાઈ (સાવકી) ઔલાદની કેળવણી અને પાલન–પોષણ કરવું જોઈએ. રસૂલે કરીમ ﷺની પત્નીઓમાં ફક્ત આ જ એક પત્ની છે જે આગલા પતિના બાળકો સાથે આવ્યા, જો કોઈપણ પત્ની આ પ્રમાણે ન હોત તો વ્યવહારુ રીતે સાવકી–ઓરમાઈ ઔલાદનું પાલન–પોષણ અથવા કેળવણી કેવી રીતે થઈ શકે તેના તાદૃષ્ય નમૂનાથી ઉમ્મત વંચિત રહી ગઈ હોત અને આ બાબતે તેમને કોઈ નબવી અમલ આધારિત ઉદાહરણ પ્રમાણે માર્ગદર્શન ન મળી શક્યું હોત, તેમના પુત્ર હઝરત ઉમર બિન અબી સલમહ (રદિ.) ફરમાવે છે કે ''મેં રસૂલે કરીમ ﷺના ખોળામાં કેળવણી પામી હતી, એક વખતે રસૂલે કરીમ ﷺ સાથે ખાવું ખાતી વખતે પ્યાલામાં દરેક જગ્યાએ હાથ નાંખી રહ્યો હતો ત્યારે તેમણે ફરમાવ્યું, سَمِّ اللّٰهَ وَكُلْ بِيَمِيْنِكَ وَكُلْ مِمَّا يَلِيْكَ અલ્લાહનું નામ લઈને ખાઓ, જમણા હાથથી ખાઓ અને સામેથી ખાઓ.''

*(બુખારી, મુસ્લિમ, મિશ્કાતના હવાલાથી પેજ : ૨૬૩)*

હઝરત જુવૈરિયહ (રદિ.) એક જિહાદમાં કેદ થઈને આવ્યા હતા, અને

તેમને ષાબિત બિન કૈસ અથવા તેમના પિતરાઈ ભાઈના હિસ્સામાં આપી દેવામાં આવ્યા, પરંતુ તેમણે પોતાના માલિકથી એ પ્રમાણે સમજૂતી કરી લીધી કે, હું આટલો–આટલો માલ તમને આપી દઈશ, મને સ્વતંત્ર કરી આપો. આ સમજૂતી કરીને નબીએ કરીમ ﷺ પાસે આવ્યા અને આર્થિક મદદ માંગી, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું "તેનાથી ઉત્તમ વસ્તુ બતાવું ? તે એ કે, હું તમારા તરફથી માલ આપી દઉં અને તમારી સાથે નિકાહ કરી લઉં," તેમણે ખુશી–ખુશી મંજૂર કરી લીધું, ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ તેમના માટે માલ અદા કરીને તેમની સાથે નિકાહ કરી લીધા, હઝરત જુવૈરિયહ (રદિ.)ની કૌમના સેંકડો વ્યક્તિઓ સહાબએ કિરામ (રદિ.)ના તબા હેઠળ આવી ચૂક્યા હતા. કારણ કે તે બધા કૈદ થઈને આવ્યા હતા, જ્યારે સહાબા (રદિ.)ને આ બાબતની જાણ થઈ કે જુવૈરિયહ (રદિ.) રસૂલે કરીમ ﷺની નિકાહમાં આવી ગયા છે તો રસૂલે કરીમ ﷺના સન્માન ખાતર બધાએ પોત–પોતાના ગુલામો અને બાંદીઓને આઝાદ કરી દીધા. સુબ્હાનલ્લાહ! સહાબએ કિરામ (રદિ.)ની સભ્યતાની કેટલી મોટી શા'ન હતી ! આ ભાવનાના કારણે આ લોકો સરકારે દો આલમ ﷺના સાસરી પક્ષના લોકો બની ગયા. તેઓ હઝરત જુવૈરિયહ (રદિ.)ના રિશ્તેદારોને કઈ રીતે ગુલામ બનાવીને રાખી શકતા હતા ? તેમણે બધાને સ્વતંત્ર કરી દીધા. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) આ ઘટના વિશે ફરમાવે છે,

فَلَقَدْ اُعْتِقَ بِتَزْوِيْجِهٖ اِيَّاهَا مِائَةُ اَهْلِ بَيْتٍ مِّنْ بَنِى الْمُصْطَلِقِ فَمَا اَعْلَمُ اِمْرَأَةً اَعْظَمَ بَرَكَةٍ عَلٰى قَوْمِهَا مِنْهَا،

*"રસૂલે કરીમ ﷺના હઝરત જુવૈરિયહ (રદિ.) સાથે નિકાહ કરી લેવાથી બનૂ મુસ્તલિકના સો ઘરો આઝાદ થઈ ગયા. મેં કોઈ સ્ત્રીને એવી નથી જોઈ જે જુવૈરિયહ (રદિ.)થી વધીને પોતાની કૌમ માટે મોટી બરકતવાળાં સાબિત થયા હોય !"*

હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) પોતાના પતિની સાથે ઈસ્લામની શરૂઆતના સમયમાં જ મક્કામાં જ ઈસ્લામ સ્વીકાર કરી ચૂક્યા હતા અને પછી બંને પતિ–પત્ની હિજરત કરીને કાફલાના બીજા વ્યક્તિઓ સાથે હબશા (ઈથોપિયા) ચાલ્યા ગયા હતા. ત્યાં તેમનો પતિ નસરાની (ક્રિશ્ચિયન) બની ગયો

અને અમુક દિવસો પછી મૃત્યુ પામ્યો, રસૂલે કરીમ ﷺએ નજ્જાસી દ્વારા તેમની પાસે નિકાહનો સંદેશ મોકલ્યો, જેને તેમણે કબૂલ કરી લીધો અને ત્યાં હબશામાં નજ્જાસીએ જ રસૂલે કરીમ ﷺના તેમની સાથે નિકાહ કરાવી દીધા. રસપ્રદ વાત એ છે કે, હઝરત ઉમ્મે હબીબહ (રદિ.) અબૂ સુફિયાનના પુત્રી હતા અને અબૂ સુફિયાન તે સમયે ઈસ્લામ દુશ્મન ટોળાના મુખિયા હતા, જેમણે ઈસ્લામ દુશ્મનીને જ પોતાના જીવનનો મકસદ બનાવી લીધો હતો અને તેઓ મુસલમાનોને તથા પયગમ્બરે ઈસ્લામ ﷺને તકલીફો પહોંચાડવામાં અને તેમને તબાહ–બરબાદ કરવા માટે કોઈ મૌકો પોતાના હાથથી જવા દેવા તૈયાર ન હતા. જ્યારે તેમને આ નિકાહની જાણ થઈ તો તેમની જીભથી અનાયાસે જ આ શબ્દો સરી પડયા, هُوَالْفَحْلُ لَا يُجْدَعُ اَنْفُهٗ "મુહમ્મદ (ﷺ) જવાંમર્દ છે, તેમનું નાક કાપી શકાય નહીં." મતલબ એ કે, તેઓ ઊંચા નાકવાળા સન્માનનીય વ્યક્તિ છે, તેમને અપમાનિત કરવું સહેલું નથી. આ બાજુ તો અમે તેમને અપમાનિત કરવા માટેની તૈયારીઓમાં લાગેલા રહીએ છીએ અને બીજી બાજુ અમારી પોતાની છોકરી તેમના નિકાહમાં ચાલી ગઈ !

મતલબ કે, આ નિકાહથી એક મનોવૈજ્ઞાનિક યુદ્ધમાં મુસલમાનોએ વિજય પ્રાપ્ત કર્યો, જેનાથી ઈસ્લામ અને મુસલમાનોના મુકાબલામાં કાફિરોનું નૈતિક બળ પડી ભાંગ્યુ, તેઓ હિંમત હારી ગયા. આ નિકાહના કારણે જે કૂટનીતિક (Diplomatic) ફાયદાઓ ઈસ્લામ અને મુસલમાનોને થયા તેના મહત્ત્વ અને આવશ્યકતાના ઈન્કાર થઈ શકે તેમ નથી, અને વિશ્વાસપૂર્વક કહી શકાય છે કે, અલ્લાહના દિર્ઘદષ્ટા અને કોઠાસૂઝ ધરાવતા રસૂલે કરીમ ﷺએ આ નિકાહના ફાયદાઓને જરૂર નજર સમક્ષ રાખ્યા હશે.

આ અમુક વાતો લખવામાં આવી છે, તે સિવાય સીરત (રસૂલે કરીમ ﷺના જીવનચરિત્ર) ઉપર નજર નાંખવામાં આવે તો તેમના બહુપત્નીત્વની અનેક હિકમતો જોવા મળે છે. આ સિલસિલામાં સય્યિદી હકીમુલ ઉમ્મત (રહ.)ની પુસ્તિકા "કસરતે અઝ્વાજ સાહિબુલ મેઅ્રાજ"માં જોઈ લેવું ફાયદાકરક છે.

આ સ્પષ્ટતા અમે મુલ્હિદ (નાસ્તિકો) અને મુસ્તશ્રિકીનના ફેલાવેલા ષડયંત્રકારી કપટજાળને કાપવા માટે લખી છે. કારણ કે, તેમની ષડયંત્રકારી

ચાલબાજીઓમાં ઘણા બધા શિક્ષિત અને અજ્ઞાની મુસલમાનો પણ ફસાઈ જાય છે, જેઓ રસૂલે કરીમ ﷺના જીવનચરિત્ર (સીરત) અને ઈસ્લામના ઈતિહાસથી અજાણ છે અને ઈસ્લામિયાતનું જ્ઞાન મુસ્તશ્રિકીને લખેલા પુસ્તકોમાંથી જ પ્રાપ્ત કરે છે.

**જો બહુપત્નીત્વ અપનાવવામાં સમાનતા અને ઇન્સાફ ઉપર રહેવાની શક્તિ ન હોય તો ફક્ત એક જ પત્ની પૂરતી છે :**

ચાર પત્નીઓ સુધી પરવાનગી આપીને ફરમાવવામાં આવ્યું છે, فَاِنْ خِفْتُمْ اَنْ لَّا تَعْدِلُوْا فَوَاحِدَةً اَوْمَا مَلَكَتْ اَيْمَانُكُمْ "જો તમને એવો ડર હોય કે ન્યાય નહીં કરી શકો તો એક જ પત્ની ઉપર બસ કરો અથવા જે બાંદી (શરીઅતના સિદ્ધાંત પ્રમાણે) તમારી માલિકીની છે તેનાથી જ ચલાવી લો." (૪:૩) આનાથી સ્પષ્ટ થયું કે, એકથી વધારે નિકાહ કરવા એવા જ સ્વરૂપમાં જ જાઈઝ અને યોગ્ય છે જ્યારે કે, શરીઅત પ્રમાણે બધી પત્નીઓ સાથે સમાન વ્યવહાર અને બરાબરી થઈ શકે અને દરેકના હકો અને અધિકારોની રક્ષા કરવામાં આવે. જો આ બાબતની શક્તિ ન હોય તો એક જ પત્ની રાખવામાં આવે. અજ્ઞાનતાના યુગમાં એવો જુલમ કરવો પ્રચલિત હતો કે, એક વ્યક્તિ અનેક પત્નીઓ રાખી લેતો હતો જેનું વર્ણન અગાઉ અમુક હદીષોના હવાલાથી આ આયત સંદર્ભે આવી ચૂક્યું છે અને પત્નીઓના હકોમાં સમાનતા તથા ન્યાયની મૂળેથી કોઈ સંકલ્પના જ ન હતી. જેવી રીતે જેના તરફ વધારે આકર્ષણ થઈ ગયું તેને દરેક રીતે નવાઝવાની અને ખુશ કરવાની ચિંતામાં લાગી જતા અને અન્ય પત્નીઓના અધિકારોને ઉપેક્ષિત કરવામાં આવતા હતા. કુર્આને કરીમે ચોખ્ખા અને સ્પષ્ટ શબ્દોમાં હુકમ આપ્યો કે, "જો ન્યાય ન કરી શકો તો એક જ પત્ની રાખો અથવા તે બાંદીથી કામ ચલાવી લો, જે શરીઅત પ્રમાણે તમારી મિલકતમાં છે." અત્રે, આ બાબત વર્ણન કરવાપાત્ર છે કે બાંદી (કનીઝ) કે જેનું વર્ણન આ આયતમાં આવ્યું છે, તેની અમુક ચોક્કસ શરતો હોય છે. આધુનિક યુગમાં આ પ્રથાનું કોઈ સ્થાન નથી. એટલા માટે આ યુગમાં કોઈને શરીઅત પ્રમાણે પોતાની મિલકત હેઠળની કનીઝ કહીને તેને વિના નિકાહે રાખી લેવી હરામ છે. આ વિગતના વર્ણનનો અત્યારે મૌકો નથી, તે એક આગવો વિષય છે.

તાત્પર્ય એ છે કે, જો કે, કુર્આન મજીદમાં ચાર સ્ત્રીઓને નિકાહમાં રાખવાની પરવાનગી આપવામાં આવી છે પરંતુ તેની શરતો અને મર્યાદામાં

રહીને નિકાહ કરવામાં આવશે તો જ તે સહીહ અને જાઈઝ છે, પરંતુ એકથી વધારે પત્નીઓ હોવાના સ્વરૂપમાં તેમની સાથે ન્યાય અને સમાનતાનો વ્યવહાર રાખવો વાજિબ છે અને તેનાથી વિરુદ્ધ પ્રવૃત્તિ કરવી મોટો ગુનોહ છે. એટલા માટે જો કોઈ એકથી વધારે પત્નીઓ સાથે નિકાહ કરવાનો ઈરાદો કરે તો પ્રથમ પોતાની પરિસ્થિતિનું સંપૂર્ણ નિરીક્ષણ કરી લે કે, સૌના હક અને અધિકારો ન્યાયપણે પૂરા કરવાની પોતાનામાં શક્તિ છે કે કેમ ? જો એવી સંભાવના દેખાવા લાગે કે, ન્યાય અને સમાનતાથી નહિ વર્તી શકે તો એકથી વધારે નિકાહ કરવાનો ઈરાદો કરવો ન જોઈએ, જે તમને એક મોટા ગુનાહમાં સપડાવી શકે છે. તેનાથી અળગા રહેવું જોઈએ અને આવી પરિસ્થિતિમાં ફક્ત એક જ પત્ની સુધી મર્યાદિત રહેવું જોઈએ.

ખુલાસો એ છે કે, જો કોઈએ એકી સાથે ચારથી વધુ સ્ત્રીઓ સાથે ઈજાબ અને કુબૂલ (સ્ત્રી–પુરૂષની પરસ્પર નિકાહ માટેની ગવાહો સામે શરઈ રૂએ મહર આપી જાહેર કરવામાં આવતી સહમતી) કરી લીધું, તો તે નિકાહ મૂળેથી બાતિલ છે. કારણ કે, ચારથી વધુ સ્ત્રીઓ સાથે નિકાહ કરવાનો કોઈને અધિકાર નથી અને ચારની મર્યાદામાં રહીને પણ જે નિકાહ કરવામાં આવે છે, તો નિકાહ તો થઈ જશે, પરંતુ પત્નીઓ સાથે ન્યાય અને સમાનતા રાખવી ઘણી જ જરૂરી છે, નહિતર આવું ન કરનાર ગુનેહગાર થશે અને જો કોઈએ પત્નીના અધિકારો (હકો)ને બરબાદ કર્યા તો શરઈ ન્યાયાધીશની અદાલતમાં દા'વો કરીને તેણી પોતાનો અધિકાર પ્રાપ્ત કરી શકે છે.

રસૂલે કરીમ ﷺએ બધી પત્નીઓ વચ્ચે સંપૂર્ણ સમાનતા અને ન્યાયની સખત તાકીદ કરી છે અને તેનો વિરોધ કરવાની સખત ચેતવણી આપી છે તથા પોતે પણ તેના ઉપર અમલ કરીને તેની સ્પષ્ટતા કરી દીધી છે. બલકે, રસૂલે કરીમ ﷺએ એવી બાબતોમાં પણ સમાનતાનું ઉદાહરણ પૂરું પાડયું છે જે બાબતે સમાનતા રાખવી જરૂરી નથી.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "જે વ્યક્તિના નિકાહમાં બે પત્નીઓ હોય અને તે તેના અધિકારોમાં સમાનતા અને ન્યાય ન કરી શકે તો તે કયામતમાં એવી જ રીતે ઉઠાવવામાં આવશે કે, તેનું એક પડખું નમેલું હશે." *(મિશ્કાત, પેજ : ૨૭૮)*

અલબત્ત, આ સમાનતા એવા કાર્યોમાં આવશ્યક છે, જે મનુષ્યના અધિકારમાં છે. દાખલા તરીકે, ભરણ–પોષણમાં સમાનતા, રાત્રિ રોકાણમાં સમાનતા. રહી વાત એવી બાબતોની કે, જે મનુષ્યના અધિકારમાં નથી, દાખલા તરીકે દિલની ભાવના, આકર્ષણ કોઈના પ્રત્યે વધારે હોય છે તો આ બાબતો અનિચ્છાવર્તી છે અને તેના ઉપર કોઈ પૂછતાછ થશે નહીં. શરત એટલી જ છે કે, આ ભાવના અને આકર્ષણ પોતાના અધિકારમાં હોય એવી બાબતો ઉપર પ્રભાવી ન હોવી જોઈએ. રસૂલે કરીમ ﷺએ પોતે પણ પોતાના અધિકારમાં હોય એવી બાબતોમાં સંપૂર્ણ સમાનતા સ્થાપિત કરી છે અને સાથે–સાથે અલ્લાહ તઆલાના દરબારમાં આવી વિનંતી કરી છે,

اَللّٰهُمَّ هٰذَا قَسْمِیْ فِیْمَا اَمْلِکُ فَلَا تَلُمْنِیْ فِیْمَا تَمْلِکُ وَلَا اَمْلِکُ،

*“હે અલ્લાહ ! આ મારી સમાનતાપૂર્ણ વહેંચણી છે, તે વસ્તુઓમાં કે, જે મારા અધિકારમાં છે અને હવે તે વસ્તુઓ કે, જે તારા અધિકારમાં છે, મારા અધિકારમાં નથી તેના ઉપર મારી પૂછતાછ કરીશ નહીં.”*

દેખીતું છે કે, જે વસ્તુ ઉપર રસૂલે માસૂમ ﷺ પણ કાબૂ નથી ધરાવતા તેના ઉપર કોઈ અન્ય વ્યક્તિ કેવી રીતે કાબૂ મેળવી શકે છે ? એટલા માટે કુર્આને કરીમની અન્ય આયતમાં આ અનિચ્છાવર્તી બાબતોનું વર્ણન આ રીતે આવ્યું છે.

وَلَنْ تَسْتَطِیْعُوْٓا اَنْ تَعْدِلُوْا بَیْنَ النِّسَآءِ، (۴:۱۲۹)

*“સ્ત્રીઓ વચ્ચે તમે સંપૂર્ણ સમાનતા કદી નહીં કરી શકો.” (૪ : ૧૨૯)*

જેમાં બતાવવામાં આવ્યું છે કે, દિલની મહોબ્બત એક અનિચ્છાવર્તી બાબત છે, તેમાં સમાનતા કરવી મનુષ્યના અધિકારમાં નથી, પરંતુ આગળ આ અનિચ્છાવર્તી બાબતમાં સુધારણા માટે પણ ઈરશાદ ફરમાવવામાં આવ્યો, فَلَا تَمِیْلُوْا کُلَّ الْمَیْلِ એટલે કે “જો કોઈ વ્યક્તિ એક પત્નીથી વધારે મહોબ્બત કરે અને તે તેમાં લાચાર હોય, પરંતુ આવી પરિસ્થિતિમાં અન્ય પત્નીઓ સાથે સંપૂર્ણ ઉપેક્ષિત અને બેદરકારીભર્યો વ્યવહાર રાખતો હોય તો તે જાઈઝ નથી.” આ આયતના શબ્દો فَاِنْ خِفْتُمْ اَنْ لَّا تَعْدِلُوْا فَوَاحِدَةً માં જે ન્યાય અને સમાનતાનું વર્ણન છે એ મનુષ્યના અધિકારની તે જ બાબતો છે કે, જેમાં અન્યાયી વલણ મોટો

ગુનોહ છે અને જે વ્યક્તિને પોતે આ ગુનાહમાં સંડોવાય જવાનો ભય લાગે તેને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે તે એકથી વધારે નિકાહ ન કરે.

### એક શંકા અને તેનો જવાબ :

પ્રસ્તુત ખુલાસા અને સ્પષ્ટીકરણથી ઉપેક્ષા સેવવાના કારણે અમુક લોકો સૂરએ નિસાઅ્ની પ્રસ્તુત આયતના ભાવાર્થમાં ભેળસેળ કરી એક ખૂબ મોટી ગેરસમજમાં ફસાય ગયા છે અને તે એ કે સૂરએ નિસાઅ્માં તો એવો હુકમ આપવામાં આવ્યો છે કે, જો ન્યાય અને સમાનતાથી વર્તી ન શકવાનો ભય હોય તો પછી એક જ નિકાહને પૂરતું સમજો અને આ બીજી આયતમાં સ્પષ્ટ રીતે એવું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે કે, ન્યાય અને સમાનતા થઈ જ નથી શકતી, તો તેનું પરિણામ એ આવ્યું કે એકથી વધારે નિકાહ જાઈઝ જ ન હોવા જોઈએ, પરંતુ આવો મત ધરાવનારાઓએ વિચારવું જોઈએ કે, જો અલ્લાહ જલ્લ શા'નુહૂનો હેતુ આ બધી આયતો દ્વારા એકથી વધારે નિકાહ કરવાથી રોકવાનો જ હતો તો પછી આ બાબતની સ્પષ્ટતામાં જવાની જરૂરત જ ક્યાં હતી ? فَانْكِحُوْا مَاطَابَ لَكُمْ مِّنَ النِّسَآءِ مَثْنٰى وَثُلٰثَ وَرُبٰعَ એટલે કે, "નિકાહ કરો, જે સ્ત્રીઓ તમને પસંદ આવે; બે-બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર." અને પછી ઈરશાદ કરવામાં આવ્યો, فَاِنْ خِفْتُمْ اَنْ لَّا تَعْدِلُوْا એટલે કે "જો તમને અન્યાયનો ભય લાગતો હોય" કારણ કે આવી પરિસ્થિતિમાં અન્યાય ચોક્કસ થતો જ હોય છે, તો પછી ભય લાગવાનો કોઈ અર્થ બાકી જ નથી રહેતો !

આ ઉપરાંત રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)નો વ્યવહાર, તેમના નિવેદનો તથા તેમના જીવન ચરિત્રો પણ એ બાબતની સાક્ષી આપે કે, ઈસ્લામે ક્યારેય એકથી વધારે નિકાહથી રોક્યા નથી તો વાત એ જ છે, જે ઉપર વર્ણન થઈ ચૂકી છે કે, સૂરએ નિસાઅ્ની પહેલી આયતમાં પોતાના અધિકાર અને અધિકાર ક્ષેત્રની બાબતોનું અને ન્યાયપૂર્ણ સમાનતાનું વર્ણન છે, અને બીજી આયતમાં જે વસ્તુ અધિકારમાં નથી જેમકે દિલી લાગણીઓ; તો આવી બાબતો વ્યક્તિના કાબૂમાં નથી હોતી (અને એવી બાબતોમાં વ્યક્તિ સમાનતા લાવી શકતો નથી). એટલા માટે આ બંને આયતોમાં ન તો કોઈ વિરોધાભાસ છે અને ન જ આ આયતો સદંતર બહુપત્નીત્વની મનાઈ માટેની દલીલ છે.

આયતના અંતમાં ઈરશાદ થયો, ذٰلِكَ اَدْنٰى اَنْ لَّا تَعُوْلُوْا આ આયતમાં બે શબ્દો છે. એક શબ્દ اَدْنٰى (અદ્‌ના); આ શબ્દ دُنُوٌّ (દુનૂ)થી બન્યો છે, જે "નજીક"ના અર્થમાં આવે છે. બીજો શબ્દ لَا تَعُوْلُوْا (લા તઊલૂ) છે, عَالَ يَعُوْلُ، مَالَ يَمِيْلُ ના અર્થમાં છે જેનો અર્થ "આકર્ષણ" (مَيَلَانٌ)નો છે અને તે અત્રે નાજાઈઝ આકર્ષણ અને અત્યાચાર કે જબરદસ્તીના અર્થમાં આવ્યો છે.

મતલબ એ છે કે, આ આયતમાં જે કંઈ તમને બતાવવામાં આવ્યું છે, (એટલે કે ન્યાય ન કરી શકવાની પરિસ્થિતિમાં એક પત્ની પર બસ કરવું, અથવા બાંદી વગેરેની સાથે જ ગુઝારો કરી લેવો) આ એવી બાબત છે જેને અપનાવી લેવાથી અને તેના ઉપર અમલ કરવાથી તમે અત્યાચાર કરવાથી બચી શકો છો અને જબરદસ્તી તથા અન્યાય ખતમ કરી શકો છો.

અત્રે એક શંકા એ ઊભી થાય છે કે, જયારે એક પત્ની હશે તો અત્યાચારની પરિસ્થિતિ ઊભી થવાની શક્યતા જ નથી, પછી અત્રે اَدْنٰى "અદ્‌ના" શબ્દ વધારીને એવું કેમ કહેવામાં આવ્યું કે, "તેના ઉપર અમલ કરવો એ બાબતની નિકટ છે કે, તમે અત્યાચાર નહીં કરો" બલકે, એવું ફરમાવવું જોઈતું હતું કે, "તમે એનાથી બિલકુલ જ જુલમ કરવાથી બચી જશો."

તેનો જવાબ એ છે કે, આ શબ્દ અદ્‌ના اَدْنٰى વધારીને એ બાબત તરફ ઈશારો કર્યો છે કે, ઘણા લોકો એક પત્ની ઉપર પણ અત્યાચાર અને અન્યાય કરતા રહે છે, એટલા માટે અત્યાચાર અને અન્યાયનો રસ્તો બંધ કરવા માટે ફક્ત એ પૂરતું નથી કે એકથી વધારે નિકાહ ન કરો. ત્યાં એવી આવશ્યકતા છે કે, આવા સ્વરૂપમાં અત્યાચારનો ભય ઓછો થઈ જશે અને તમે ન્યાયની નિકટ પહોંચી જશો તથા જુલમ અને જબરદસ્તીથી સંપૂર્ણ છુટકારો એવા સમયે પ્રાપ્ત થશે જયારે કે એક પત્નીના અધિકારો સંપૂર્ણ અદા કરવામાં આવે, તેની સાથે સદ્‌વર્તાવ કરવામાં આવે અને તેની ક્ષતિઓ અને ખામીઓથી દરગુજર (ક્ષમા) કરવામા આવે અને તેની અડોડાઈ ઉપર સબ્ર કરે.

———————

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૪)

وَاٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ نِحْلَةً ۭ فَاِنْ طِبْنَ لَكُمْ عَنْ شَيْءٍ مِّنْهُ نَفْسًا فَكُلُوْهُ هَنِيْۗــــًٔـا مَّرِيْۗــــًٔـا ۝۴

## તરજુમો :

*અને સ્ત્રીઓને તેમની મહર ખુશીથી આપી દો, પછી જો તે પોતાની ખુશીથી તેમાંથી તમને કંઈ છોડી દે તો તેને રચતું–પચતું (ખુશીથી અને મનગમતું સમજીને) ખાઓ. (૪)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતમાં બહુપત્નીત્વના કારણે જે સ્ત્રીઓ ઉપર અત્યાચાર થતો હતો તેનો ઉપચાર હતો. આ આયતમાં સ્ત્રીઓના એક ખાસ અધિકારનું વર્ણન છે અને એમાં સ્ત્રીઓ ઉપર જે અત્યાચાર અને અન્યાય થતો હતો તેનો રદિયો આપવામાં આવ્યો છે, આ મહરના અધિકાર વિશેની બાબત છે.

## તફસીર :

તમે લોકો પત્નીઓને તેમની મહર દિલી ખુશીથી આપ્યા કરો, હા ! જો તે પત્નીઓ ખુશી–ખુશી તે મહરમાંથી કંઈ તમને છોડી દે (અને આ જ હુકમ મહર વિશે છે) તો (એવી પરિસ્થિતિમાં) તમે તેને ખાઓ (ઉપયોગ કરો) રસીલું અને મનગમતું જાણીને !

## મસ્અલા અને બોધપાઠ :

મહર વિશે અરબ સમાજમાં કેટલાય પ્રકારના અત્યાચાર થતા હતા. એક તો એ કે, મહર જે છોકરીનો અધિકાર છે, તે તેને આપવામાં આવતી ન હતી બલકે, છોકરીના વાલીઓ તેના ધણી પાસેથી વસૂલી લેતા હતા, જે સદંતર અત્યાચાર હતો. આ કુરિવાજને દૂર કરવા માટે કુર્આને ફરમાવ્યું, وَاٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ એટલે કે, "સ્ત્રીઓને તેમની મહર આપી દો." આ સંબોધન સ્ત્રીઓના પતિને પણ છે કે, તે પોતાની પત્નીની મહર પોતે પત્નીને આપી દે અને અન્યોને ન આપે તથા છોકરી પક્ષના વાલીઓને પણ સંબોધન છે કે, જો છોકરીઓની મહર તેઓએ વસૂલ કરી લીધી હોય તો તેઓ તે મહર છોકરીઓને આપી દે, તેની પરવાનગી વિના પોતાના માટે તેનો ઉપયોગ ન કરે. બીજો જુલમ એ પણ થતો હતો કે, જો ક્યારેક કોઈને મહર આપવી પણ પડી તો ખૂબ જ કડવાશથી અને ક–મને વળતર સમજીને આપતા હતા. આ જુલમ દૂર કરવા માટે પ્રસ્તુત

આયતમાં એક શબ્દ نِحْلَةً (નિહ્લહ) ફરમાવવામાં આવ્યો છે, કારણ કે نِحْلَةً (નિહ્લહ)નો શાબ્દિક અર્થ "એવી વસ્તુઓને કહેવામાં આવે છે જે ખુશીથી અને હૃદયપૂર્વક સારી ભાવના સાથે આપવામાં આવી હોય."

મતલબ કે, આ આયતમાં એવું શિક્ષણ આપવામાં આવ્યું છે કે, સ્ત્રીઓની મહર એક વાજિબ અધિકાર છે, તેને અદા કરવી આવશ્યક છે અને જેવી રીતે બધા વાજિબ અધિકારોને ખુશી-ખુશી પૂરા કરવા આવશ્યક છે, એ જ પ્રમાણે મહર પણ આપવી જોઈએ.

ત્રીજો અત્યાચાર મહર વિશે એ પણ હતો કે, ઘણા પતિઓ એવું સમજીને કે પત્ની તેનાથી દબાયેલી છે, વિરોધ નહીં કરી શકે; એટલા માટે દબાણ નાંખીને મહર મા'ફ કરાવી લેતા હતા, જેનાથી વાસ્તવમાં તે મા'ફ થતી ન હતી, પરંતુ તેઓ એવું સમજીને નચિંત થઈ જતા હતા કે મહર મા'ફ થઈ ગઈ.

આ અત્યાચારી કુરિવાજને દૂર કરવા માટે પ્રસ્તુત આયતમાં ઈરશાદ થયો, فَإِنْ طِبْنَ لَكُمْ عَنْ شَىْءٍ مِّنْهُ نَفْسًا فَكُلُوهُ هَنِيْئًا مَّرِيْئًا એટલે કે, "જો પત્નીઓ ખુશી-ખુશી પોતાની મહરનો કોઈ ભાગ તમને આપી દે તો તમે તેને ખાઈ શકો છો, તે તમારા માટે ઘણું સારું હશે."

મતલબ એ કે જબરદસ્તી, દાબ-દબાણ, ધાક-ધમકી વગેરે દ્વારા મહર મા'ફ કરાવી લેવી કોઈ સાચી રીત નથી. આવું કરવાથી મહર મા'ફ થવાની નથી, પરંતુ જો તે બિલકુલ પોતાના અધિકાર અને સ્વેચ્છાએ મહરનો કોઈ ભાગ મા'ફ કરી દે અથવા લીધા પછી પરત કરી આપે તો તે તમારા માટે જાઈઝ છે અને તેનો ઉપયોગ કરવો ઠીક છે.

આ પ્રસ્તુત અત્યાચાર અને કુરિવાજો અજ્ઞાનતાના યુગમાં અરબ જગતમાં પ્રચલિત હતા, તેના તોડ માટે કુર્આને હકીમે આ આયતમાં આ કુરિવાજને દૂર કરવાનો હુકમ ફરમાવ્યો હતો. અફસોસ છે કે, અજ્ઞાનતાના યુગની આ વાતો આજે પણ મુસલમાનોમાં હજુપણ મોટા ભાગે જોવા મળે છે, વિવિધ ખાનદાનો અને વિસ્તારોમાં આ અત્યાચાર હજુપણ કોઈને કોઈ સ્વરૂપે જોવા મળે છે. આ બધા જુલમ અને અત્યાચારથી બચવું જરૂરી છે.

આયતે શરીફામાં જે શરત લગાવવામાં આવી છે કે, રાજી-ખુશીથી અને

હૃદયપૂર્વક જો તમારી પત્નીઓ મહરનો કોઈ હિસ્સો તમને આપી દે અથવા તમારી પાસેથી વસૂલ જ ન કરે તો તમે તેને ખાઈ શકો છો. તેમાં એક ઘણું જ મોટું રહસ્ય છે. વાત એમ છે કે શરીઅતનો એ સિદ્ધાંત છે કે, બીજાનો થોડો માલ પણ ત્યાં સુધી કોઈ અન્યના માટે હલાલ નથી જ્યાં સુધી કે, માલના માલિક તરફથી દાબ-દબાણ, ધાક-ધમકી, શેહ-શરમ વિના રાજી-ખુશીથી હૃદયપૂર્વક પરવાનગી આપવામાં આવી ન હોય. શરીઅતના આ કાયદાના સંદર્ભમાં રસૂલે કરીમ ﷺનું ફરમાન છે,

اَلَا لَاتَظْلِمُوْا اَلَا لَايَحِلُّ مَالُ امْرَءٍ اِلَّا بِطِيْبِ نَفْسٍ مِّنْهُ (مشکوٰة شریف، ص۲۵۵)

*"ખબરદાર ! જુલમ ન કરો, અને સારી પેઠે સમજી લો કે કોઈ વ્યક્તિનો માલ (કોઈ અન્ય વ્યક્તિ માટે) હલાલ નથી, જ્યાં સુધી કે તે તેની હૃદયપૂર્વકની ખુશીથી પ્રાપ્ત ન થાય."* *(મિશ્કાત શરીફ, પેજ : ૨૫૫)*

આ એક મહાન સિદ્ધાંત છે, આ સિદ્ધાંત હેઠળ અનેક વિભાગો આવી જાય છે.

આધુનિક યુગમાં ઘણી સ્ત્રીઓ એવું સમજે છે કે મહર મળવાની નથી, જો સવાલ કરીશ અથવા મા'ફ નહીં કરું તો સંબંધોમાં ખટરાગ અને કડવાશ પેદા થશે. એટલા માટે તે મને-ક-મને મા'ફ કરી દે છે. આ મા'ફીનો કોઈ આધાર નથી, સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) ફરમાવતા હતા કે, સાચા અર્થમાં હૃદયપૂર્વક મા'ફ કર્યાનું એવી જ પરિસ્થિતિમાં જાણ થઈ શકે છે કે, મહરની રકમ પત્નીના હવાલે કરી આપવામાં આવે અને ત્યાર પછી તે પોતાની ખુશીથી કોઈપણ પ્રકારના દાબ-દબાણ વિના ધણીને આપી દે. આ જ બાબત હૃદયપૂર્વક મા'ફ કર્યાનું માપદંડ છે, આ બાબત બહેનો અને વિધવાઓના વારસાના અધિકારો અંગે પણ સમજવી જોઈએ. મોટાભાગે એવું થાય છે કે, માં અથવા બાપના મૃત્યુ પછી પુત્રો જ સંપૂર્ણ સંપત્તિ ઉપર કબજો જમાવી લે છે અને પુત્રીઓને ભાગ આપતા નથી, પરંતુ જો કોઈને દીનદારીનું ભાન થયું તો બહેનો પાસેથી મા'ફી માંગી લે છે અને બહેનો પણ એવું સમજી ચૂકી હોય છે કે, કંઈ ભાગ-બાગ મળવાનો નથી, એટલા માટે પોતાની મરજી અને ઈચ્છા વિરુદ્ધ કચવાતા મને મા'ફ કરી દે છે. ઉપરાંત બાપના મૃત્યુ પછી વિધવા માં ને પણ તેનો હિસ્સો આપવામાં આવતો નથી અને ખાસ કરીને ઓરમાન (સાવકી) માં હોય

તો–તો બિલકુલ કંઈ આપવાની પ્રથા જ નથી. આ બધા હકો દબાવી લેવા મોટા ગુનાહનું કામ છે. જો કોઈ ફક્ત દિલી લાગણીવશ હૃદયપૂર્વક મા'ફ કરશે તો જ મા'ફ થશે, જેનું માપદંડ ઉપર પ્રમાણે બતાવવામાં આવ્યું છે કે, પ્રથમ તેને તેનો હિસ્સો આપી દેવામાં આવે, જો તે તેની રાજી–ખુશીથી પાછો આપી દે, અથવા મા'ફ કરી દે તો જ મા'ફ થયેલું કહેવાશે.

સય્યિદી હઝરત હકીમુલ ઉમ્મત (રહ.) એવું પણ ફરમાવ્યા કરતા હતા કે, આ સિલસિલામાં હૃદયપૂર્વક રાજી–ખુશીથી મા'ફ કરવાનું વર્ણન છે. પરંતુ દરેક બાબતોમાં કોઈ માલ હલાલ થવા માટે ફક્ત રાજી–ખુશીથી આપવું પૂરતું નથી. કારણ કે, જે લોકો લાંચ અથવા વ્યાજ આપે છે, તે પોતાના ઘણા લાભ્મા–લાભ વિચારીને તથા આવકના હિસાબ–કિતાબ લગાવીને ખર્ચ કરે છે, પરંતુ આ ખુશી ભરોસાપાત્ર નથી. જો તટસ્થતાથી તે તેના આત્માને પૂછે તો તેનો નફ્સ આ ખર્ચ ઉપર કદાપિ પણ રાજી નહીં થાય. એટલા માટે આવી બાબતોમાં આ સિદ્ધાંત લાગુ નહીં પડે.

મસ્જિદો અને મદ્રસાઓ અથવા કોઈ અન્ય જરૂરત માટે જે ચંદો કરવામાં આવે છે, તેમાં પણ આપનારની રાજી–ખુશીનો વિચાર કરવો જરૂરી છે. પંચાયત, ચૌધરી (સરપંચ), સરદાર અથવા મોટા માણસોના દાબ–દબાણથી કે શેહ–શરમથી કોઈ વ્યક્તિ ચંદો આપે અને તેમાં એની ખુશી સામેલ ન હોય તો આવા ચંદાથી કામ કરાવવું હલાલ નથી. બલકે તેને પાછો આપી દેવો જોઈએ.

આયતમાં જે શબ્દ صَــدُقَـاتُ (સદુકાત) આવ્યો છે, صَـدَقَةٌ (بِـفَتْـحِ الـصَّـادِوَضَـمِّ الـدَّالِ) નું બહુવચન છે. صَـدُقَةٌ (સદ્કહ) અને صُـدَاقٌ (સુદાક) સ્ત્રીઓની મહરને કહેવામાં આવે છે. મુલ્લા અલી કારી (રહ.) "મિરકાત શરહે મિશ્કાત"માં લખે છે, وَسُـمِّـىَ بِهٖ لِاَنَّهٗ يَظْهَرُبِهٖ صِدُقُ مَيُلِ الرَّجُلِ اِلَى الْمَرْأَةِ એટલે કે મહરને صُـدَاقٌ (સુદાક) અને صَـدُقَةٌ (સદુકહ) એટલા માટે કહેવામાં આવે છે કે صُـــــدَاقٌ "સુદાક" અત્રે સચ્ચાઈના અર્થમાં છે અને મહરથી પણ કારણ કે ધણીનું પોતાની પત્ની તરફ સાચું આકર્ષણ હોવું જાહેર થાય છે. એટલા માટે તેને તે સંદર્ભમાં صُدَاقٌ "સુદાક" કહેવાય છે.

અને هَنِيْئًا (હનીયન) અને مَرِيْئًا (મરીઅન્) બંને વિશેષણો છે, તેને શબ્દો

ઉપર વિશિષ્ટરૂપે ગુણવાચક ભાવ બતાવવા વાપરવામાં આવ્યા છે. (مِنْ هَنَأَ وَهَنُؤَ وَهَنِيَ) هَنِيْئًا "હનીઅન"નો શબ્દાર્થ શબ્દકોષ પ્રમાણે એ છે કે "કોઈ વસ્તુ તકલીફ અથવા મહેનત વિના પ્રાપ્ત થઈ જાય અથવા વિના મહેનતે ગળા નીચે ઊતરી જાય અને સરળતાથી પચી જાય તથા શરીરનો કોઈ ભાગ બની જાય." (مِنْ مَرَأَ الطَّعَامُ فَهُوَ مَرِئٌ اَیْ هَنِيْئٌ) مَرِيْئًا "મરીઅન્"ના શબ્દમાં પણ પ્રસ્તુત અર્થનો જ ઉપયોગ થાય છે. (કામૂસ) મતલબ કે, બંને શબ્દો લગભગ સમાનાર્થી છે, એ કારણે હઝરત થાનવી (રહ.)એ આ બંને શબ્દોનો તરજુમો خوش گوار "ખુશગવાર (મન-મોહક)" શબ્દથી કર્યો છે અને હઝરત શાહ અબ્દુલ કાદિર (રહ.)એ رچتا پچتا "રચતા-પચતા" શબ્દો વાપર્યા છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૫-૬)

وَلَا تُؤْتُوا السُّفَهَاۗءَ اَمْوَالَكُمُ الَّتِىْ جَعَلَ اللّٰهُ لَكُمْ قِيٰمًا وَّارْزُقُوْهُمْ فِيْهَا وَاكْسُوْهُمْ
وَقُوْلُوْا لَهُمْ قَوْلًا مَّعْرُوْفًا ۝٥ وَابْتَلُوا الْيَتٰمٰى حَتّٰٓى اِذَا بَلَغُوا النِّكَاحَ ۚ فَاِنْ
اٰنَسْتُمْ مِّنْهُمْ رُشْدًا فَادْفَعُوْٓا اِلَيْهِمْ اَمْوَالَهُمْ ۚ وَلَا تَاْكُلُوْهَآ اِسْرَافًا وَّبِدَارًا اَنْ يَّكْبَرُوْا ۭ
وَمَنْ كَانَ غَنِيًّا فَلْيَسْتَعْفِفْ ۚ وَمَنْ كَانَ فَقِيْرًا فَلْيَاْكُلْ بِالْمَعْرُوْفِ ۭ فَاِذَا دَفَعْتُمْ
اِلَيْهِمْ اَمْوَالَهُمْ فَاَشْهِدُوْا عَلَيْهِمْ ۭ وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا ۝٦

## તરજુમો :

*અને અબૂધો (મંદબુદ્ધિવાળાઓ)ને પોતાનો માલ ન સોંપી દો જેને અલ્લાહે તમારા માટે ગુજરાનનો સબબ બનાવ્યો છે, અને તેમાંથી તેમને ખવડાવતા અને પહેરાવતા રહો અને તેમને યોગ્ય વાત કહો. (૫) અને યતીમોને કેળવતા (અજમાવતા) રહો જ્યાં સુધી કે તેઓ નિકાહની ઉંમરે પહોંચી જાય, પછી જો તેમનામાં હોશિયારી (ક્ષમતા) જુઓ તો તેમનો માલ તેમના હવાલે કરી દો, અને તેમના માલને ઉડાઉપણે અને જરૂરતથી વધારે (એવું વિચારી જલદી-જલદી) ન ખાઓ કે તેઓ મોટા થઈ જશે, અને જો તે (યતીમના*

*વાલી) સદ્ધર હોય તો (યતીમના માલથી) બચતા રહે અને જો જરૂરિયાતમંદ હોય તો પ્રચલિત રીત મુજબ ખાય, પછી જ્યારે તેમનો માલ તેમના હવાલે કરો તો તેના ઉપર ગવાહ કરી લો; અને અલ્લાહ હિસાબ લેવા માટે પૂરતો છે. (૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં યતીમોનો માલ તેમને સોંપી દેવાનો અને સ્ત્રીઓની મહર તેમને અદા કરવાનો હુકમ આવી ચૂક્યો છે, જેમાં દેખીતી રીતે એવું લાગી શકે છે કે, જાણે યતીમો અને સ્ત્રીઓનો માલ પ્રત્યેક પરિસ્થિતિમાં તેમના હવાલે કરી દેવો જોઈએ. ભલે, તેમનામાં વ્યવહાર કરવાની ક્ષમતા હોય કે ન પણ હોય, તે પોતાના માલની સુરક્ષા કરવા માટે શક્તિશાળી હોય કે ન હોય. આવી ગેરસમજ દૂર કરવા માટે પ્રસ્તુત આયતોમાં ફરમાવવામાં આવ્યું છે કે, અબુધ (મંદબુદ્ધિના)ને તેમનો માલ ન સોંપો અને તેમને ચકાસતા રહો, જ્યારે તમને એવું લાગવા માંડે કે માલની સુરક્ષા અને તેને ખર્ચ કરવાની સૂઝબૂઝ તેઓએ કેળવી લીધી છે ત્યારે તમે તેમનો માલ તેમને સોંપી દો.

## તફસીર :

(અને જો યતીમ એટલે કે અનાથ બાળક બાલિગ એટલે કે પુખ્ત વયનું થઈ જાય તો જે તેનો વાલી છે, તેણે તેનો માલ તેના હવાલે કરી દેવો જોઈએ, જેમકે આગળ આવે છે. પરંતુ જો તે યતીમ અબુધ એટલે કે મંદબુદ્ધિનો અને મૂર્ખ હોય તો) તમે (તે) મંદબુદ્ધિવાળાઓ (અબુધો)ને પોતાનો (એટલે કે તેમની માલિકીનો) તે માલ ન સોંપો, જેને અલ્લાહ તઆલાએ (એવા કામ માટે પેદા કર્યો છે કે એને) તમારા (સૌના) માટે જીવન ગુજરાન બનાવ્યો છે. (મતબલ એ કે, તે માલ કદર કરવાની વસ્તુ છે, તેને અત્યારે ન આપો કે તે બેકદરી કરીને તેને ઉડાવી દેશે) અને તે માલમાં(થી) તેને ખવાડતા રહો, પીવાડતા રહો અને તેમને યોગ્ય વાત કહેતા રહો (એટલે કે તેમને દિલાસો આપતા રહો કે, આ માલ તમારો જ છે, તમારી ભલાઈના કારણે જ અત્યારે તમને તમારા હાથમાં નથી આપતા, જરા સમજદાર થઈ જશો ત્યારે તમારો માલ તમને આપી દેવામાં આવશે) અને (જ્યારે માલ સોંપવા માટે તેમનામાં હોશિયારી જોવી જરૂરી છે તો) તમે યતીમોને

(બાલિગ થતા પહેલાં તેમની હોશિયારી, બુદ્ધિ અને ક્ષમતાને) અજમાવતા રહો. (કારણ કે, પુખ્ત થવાના સમયે તમારે માલને તેમના હવાલે કરવાનો છે તો પ્રથમ તેમને અજમાવી લો, દાખલા તરીકે અમુક-અમુક વસ્તુની ખરીદી તેમની પાસે કરાવતા રહો અને જુઓ કે, તેઓ તેને વ્યવસ્થિત રીતે ખરીદી લાવે છે ? અથવા કોઈ વસ્તુ તેમની પાસે વેચાવો કે, તે કેવી રીતે વેચે છે ?) એટલે સુધી (તેમને અજમાવવામાં આવે) કે જ્યારે નિકાહ(ની ઉંમર) સુધી પહોંચી જાય, (એટલે કે, પુખ્ત વયના થઈ જાય. કારણ કે નિકાહની સંપૂર્ણ ક્ષમતા પુખ્ત વય હોય છે) પછી (પુખ્ત વય પછી સંપૂર્ણ કસોટીમાંથી પસાર કરીને) જો તેમનામાં કાબેલિયત જુઓ (એટલે કે માલની હિફાઝત અને વ્યવહારનો સલીકો અને રીતભાત જોઈ લો) તો તેમને તેમનો માલ હવાલે કરી દો (અને જો હજુ તેમનામાં વ્યવહારની કાળજી અથવા વ્યવસ્થા કરવાની ક્ષમતા ન જુઓ તો તેમનો માલ તેમના હવાલે કરવામાં ન આવે) અને (યતીમોના) માલને જરૂરતથી વધારે એ વિચારથી કે, તે બાલિગ (પુખ્ત વયનો) થઈ જશે (પછી તેમનો માલ તેમને હવાલે કરવો પડશે) જલદી-જલદી ઉડાવીને ન ખાઓ અને (જો એવી રીતે ન ઉડાવે બલકે આવશ્યકતા અનુસાર થોડું ખાવા ચાહે તો તેનો હુકમ એ છે કે) જે વ્યક્તિ ગની (માલદાર) હોય (એટલે કે તેની પાસે પણ પોતાનું ભરણ-પોષણ કરી શકે એટલો માલ ઉપલબ્ધ હોય, ભલે તે "સાહિબે નિસાબ" ન હોય) તો તે પોતાને બિલકુલ (થોડું ખાવાથી પણ) બચાવે અને જે વ્યક્તિ જરૂરિયાતમંદ હોય તો તે યોગ્ય પ્રમાણથી (એટલે કે જેનાથી પોતાની જરૂરિયાત પૂરી થઈ જાય) ખાઈ લે (વાપરી લે), પછી જ્યારે (અમુક શરતો પૂરી થાય જેમકે, પુખ્ત વયની અને સમજદારીની; અને) તેમનો માલ તેમને હવાલે કરવા માંડો તો (ઉત્તમ એ છે કે) તેમનો (માલ તેમને આપતી વખતે) ગવાહ પણ કરી લો, (કદાચ કોઈ સમયે વિવાદ ઉપસ્થિત થઈ જાય તો આ ગવાહો કામ લાગશે) અને (આમ તો) અલ્લાહ તઆલા જ હિસાબ લેવા માટે પૂરતો છે. (જો ખયાનત ન કરી હોય તો ગવાહોનું ન હોવું પણ નુકસાકર્તા નથી, કારણ કે અસલ હિસાબ જેને લેવાનો છે, તે તો તેની અમાનતદારી જાણે છે અને જો ખયાનત કરી હશે તો ગવાહોનું હોવું પણ કોઈ લાભ નહીં પહોંચાડે અને જેને હિસાબ આપવાનો છે તે તેની ખયાનત પણ જાણે છે. એટલા માટે ફક્ત જાહેર વ્યવસ્થા માટે ગવાહોનું હોવું વધારે સારું અને ઈચ્છનીય છે.)

## મસ્અલા અને બોધપાઠ :

**માલ એ જિંદગીનો સરમાયો છે અને તેની સુરક્ષા આવશ્યક છે :**

આ આયતોમાં એક બાજુ માલનું મહત્ત્વ અને માનવ અર્થકારણમાં તેના મોટા પ્રભાવનું વર્ણન કરી તેની સુરક્ષા માટે હૃદયમાં ભાવના પેદા કરવામાં આવી છે. બીજી બાજુ માલની સુરક્ષા વિશે એક પ્રચલિત ઉણપની સુધારણા કરવામાં આવી છે અને તે એ કે, ઘણા લોકો સ્વાભાવિક મહોબ્બતથી પ્રભાવિત થઈને બિનઅનુભવી નાબાલિગ બાળકો અને અજ્ઞાન સ્ત્રીઓને તેમનો માલ હવાલે કરી આપે છે, જેનું એક ચોક્કસ પરિણામ એવું નીકળે છે કે, તે માલ બરબાદ થઈ જાય છે અને ઘણી જ જલદી ગરીબી અને તંગદસ્તી આવી જાય છે.

**સ્ત્રીઓ અને બાળકો તથા અબુધ (મંદબુદ્ધિના) લોકોને માલ હવાલે ન કરો :**

મુફસ્સિરે કુર્આન હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "કુર્આને કરીમની આયતમાં એવી સૂચના આપવામાં આવી છે કે, પોતાનો સંપૂર્ણ માલ કમઅક્કલ બાળકો અને સ્ત્રીઓને સોંપીને પોતે તે માલના મોહતાજ ન બની જાઓ. બલકે, અલ્લાહ તઆલાએ તમને તે માલના વ્યવસ્થાપક અને વાલી બનાવ્યા છે, તમે તે માલ તમારી પોતાના રક્ષણમાં રાખો કે, જરૂરિયાત પ્રમાણે તેમને ખવાડવા–પીવાડવામાં ખર્ચ કરતા રહો અને જો તેઓ તે માલ પોતાના કબજામાં લેવાની માંગણી કરે તો તેમને યોગ્ય વાત કહીને સમજાવી દો, જેનાથી તેમના હૃદયને ઠેસ પણ ન પહોંચે અને માલ પણ બરબાદ ન થાય. દાખલા તરીકે, એવું કહી આપો કે, આ બધું તમારા માટે જ રાખ્યું છે અને તમે હોશિયાર થઈ જશો તો તમને આપવામાં આવશે."

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની આ તફસીર પ્રમાણે આયતના ભાવાર્થમાં તે દરેક સ્ત્રીઓ, બાળકો અને અબુધ બિન અનુભવી તથા મંદબુદ્ધિના લોકો સામેલ છે જેમને માલ સોંપવાથી માલને નુકસાન થવાનો ભય છે. પછી પોતે તે પોતાના બાળકો હોય કે યતીમ બાળકો, ભલે તે માલ પોતાના તે બાળકોનો હોય અથવા યતીમોનો હોય કે પછી તેમના વાલીઓનો હોય. – આ તફસીર હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) દ્વારા પણ નકલ થયેલી છે અને તફસીરના ઈમામ હાફિઝ તબરી (રહ.)એ પણ આ જ બાબતને અપનાવી છે.

પાછલી અને આગલી આયતોની વર્ણનશૈલી જો કે આ હુકમ ફક્ત યતીમ બાળકો સાથે સંબંધ હોવાનું વલણ પેદા કરી શકે છે, પરંતુ તેમાં વાપરવામાં આવેલા પ્રચલિત શબ્દો પોતાના ઠેકાણે છે જેમાં યતીમ અને સામાન્ય દરેક પ્રકારના બાળકો સામેલ છે અને કદાચ આ સ્થળે اَمْـوَا لَـكُـمْ (અમવાલકુમ)ના સેગા (સર્વનામ)થી સંબોધવામાં એ જ હિકમત હોય કે, તેમાં પોતાનો માલ પણ સામેલ છે અને યતીમોનો માલ પણ, જ્યાં સુધી તેમનામાં પરિપક્વતા ન આવી જાય અને પોતાની જવાબદારીમાં હોવાના કારણે જાણે કે આ માલ તેમનો પોતાનો જ છે અને આનાથી અગાઉની આયતમાં આવી ચૂક્યું, وَاٰتُـوا الْيَتٰـمٰـى اَمْـوَا لَهُـمْ ફરમાવીને અસલ વાસ્તવિકતા સ્પષ્ટ પણ કરી દેવામાં આવી કે, યતીમોને તેમનો માલ આપવાનો જ છે જેથી તેમાં કોઈ ગેરસમજ બાકી રહી શકતી નથી.

માલની સુરક્ષા એ ખૂબ જ જરૂરી બાબત છે અને તેને બરબાદ કરવો ગુનોહ છે, પોતાના માલની સુરક્ષા કરતાં-કરતાં માર્યો જાય તો તે શહીદ છે, જેવી રીતે કે પોતાના પ્રાણની રક્ષા કરતાં-કરતાં માર્યો જાય તો તેને શહાદતનો સવાબ મળે છે. રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

مَنْ قُتِلَ دُوْنَ مَالِهٖ فَهُوَ شَهِيْدٌ (بخاری صفحه ۳۳۷، جلد ۱، مسلم صفحه ۸۱، جلد ۱)

*"પોતાના માલનું રક્ષણ કરતાં(-કરતાં) જે વ્યક્તિ માર્યો જાય તે શહીદ છે."*

*(બુખારી, પેજ : ૩૩૭, જિલ્દ : ૧ / મુસ્લિમ, પેજ : ૮૧, જિલ્દ : ૧)*

એટલે કે તેને શહીદો જેટલો સવાબ મળશે.

એક અન્ય હદીષમાં ફરમાવ્યું,

نِعِمَّا بِالْمَالِ الصَّالِحِ لِلرَّجُلِ الصَّالِحِ (مشكٰوة ص ۳۲۶)

*"નેક વ્યક્તિ માટે તેનો સારો અને પવિત્ર માલ જિંદગીની ઉત્તમ મૂડી છે.*

*(મિશ્કાત, પેજ : ૩૨૬)*

વળી, એક હદીષમાં ઈરશાદ થયો,

لَا بَاْسَ بِالْغِنٰى لِمَنِ اتَّقَى اللّٰهَ عَزَّ وَجَلَّ، (مشكٰوة ص ۴۹۱)

*"વળી જે વ્યક્તિ અલ્લાહ સુબ્હાનહુ વ તઆલાથી ડરતો હોય તેની માલદારીથી દીનમાં કોઈ વાંધો નથી."* *(મિશ્કાત, પેજ : ૪૯૧)*

અંતિમ બે હદીષોમાં એ બાબત ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે કે, નેક અને મુત્તકી લોકોએ માલ પોતાના પાસે રાખવો તેમના હકમાં નુકસાનકર્તા નથી, કારણ કે આવા લોકો અલ્લાહનો ડર રાખીને પોતાના માલને ગુનાહોમાં ખર્ચ કરવાથી બચશે. ઘણા અલ્લાહના વલીઓ, સુફીઓ અને ઈબાદતગુઝાર ઝાહિદોથી દુનિયાના માલ વિશેની જે બુરાઈઓ વર્ણન થઈ છે તે, માત્ર એવા લોકો માટે જ છે જેઓ પોતાનો માલ ગુનાહોમાં ખર્ચ કરીને પોતાના કમાયેલા માલને આખિરતમાં અઝાબનું માધ્યમ બનાવી રહ્યા છે અને કારણ કે, મનુષ્યના પ્રાકૃતિક સ્વભાવ પ્રમાણે માલદાર થયા પછી ખર્ચ અને અન્ય આર્થિક બાબતોથી વ્યક્તિ નચિંત થઈ જાય છે, જો કે, માલથી દૂર રહેવાને અમુક હદ સુધી સારું સમજવામાં આવે છે. આવશ્યકતા અનુસાર થોડું-ઘણું કમાઈ લે અને અલ્લાહનું નામ લે તથા પોતાની જાતને તે માલના હિસાબ-કિતાબથી બચાવી લે જેમકે, પ્રાચીનકાળના અલ્લાહવાળાઓનું જીવન ચરિત્ર હતું. આધુનિક યુગમાં લોકોમાં દીન અને ઈમાનનું મહત્ત્વ એટલું બધું રહ્યું નથી. દુનિયવી સરસામાન તરફ ધ્યાન વધારે કેન્દ્રિત થયું છે અને ભૌતિકતાનો નશો છવાયેલો છે, થોડી ઘણી તકલીફ અને મુસીબત તો શું ? પરંતુ ફેશન જેવી મા'મૂલી બાબત છોડવાનું કહેવામાં આવે છે તો તેના બદલે દીન છોડવા તૈયાર થઈ જાય છે ! જો કે, માલનું મહત્ત્વ સદંતર નકારનાર આવા લોકો માટે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો,

كَادَ الْفَقْرُ اَنْ يَّكُوْنَ كُفْرًا، (مشكوة، ص ۴۲۹)

*"તંગદસ્તી (આર્થિક ભીડ) અમુક સમયે માણસને કાફિર બનાવી શકે છે."*

હઝરત સુફિયાન ષૌરી (રહ.)એ તેના ખુલાસામાં ફરમાવ્યું છે, كَانَ الْمَالُ فِيْمَا مَضٰى يُكْرَهُ، فَاَمَّا الْيَوْمَ فَهُوَ تُرْسُ الْمُؤْمِنِ એટલે કે, "પાછલા યુગમાં માલને પાસે રાખવો સારું સમજવામાં આવતું ન હતું, પરંતુ આજે આ માલ મો'મિનની ઢાલ છે."

વળી તેમણે ફરમાવ્યું, مَنْ كَانَ فِىْ يَدِهٖ مِنْ هٰذِهٖ شَيْئًا فَلْيُصْلِحْهُ فَاِنَّهٗ زَمَانٌ اِنِ احْتَاجَ كَانَ اَوَّلَ مَنْ يَّبْذُلُ دِيْنَهٗ એટલે "જેમની પાસે દિરહમ અને દીનારમાંથી કંઈક મોજૂદ છે તેણે પોતાના માલનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ. કારણ કે, આ તે યુગ છે કે જો કોઈ પરિસ્થિતિ આવી પડી તો વ્યક્તિ સૌ પ્રથમ પોતાની

જરૂરિયાત પૂરી કરવા માટે પોતાના દીનને જ ખર્ચ કરશે.'' મતલબ એ છે કે, જરૂરિયાત પૂરી કરવાનું મહત્ત્વ દીન ઉપર ચાલવાથી વધારે થઈ ગયું. (અસ્તગફિરુલ્લાહ !) *(મિશ્કાત, પેજ : ૪૫૧)*

**નાબાલિગોની બુદ્ધિ અને ક્ષમતાની કસોટી કરવાનો હુકમ :**

પ્રથમ આયતમાં જ્યારે એ જાણ થઈ ચૂકી કે, જ્યાં સુધી વ્યવહારમાં નાબાલિગ (નાની વયના) બાળકોની પરિપક્વતા સાબિત ન થઈ જાય, તે સમય સુધી તેમને માલ સોંપવામાં ન આવે. એટલા માટે બીજી આયતમાં બાળકોના શિક્ષણ અને કેળવણીની વ્યવસ્થા કરીને તેમની કસોટી કરવા માટે તેમની ક્ષમતા અને બુદ્ધિને ચકાસતા રહેવાનો પણ હુકમ કરવામાં આવ્યો. ઈરશાદ છે,

وَابْتَلُوا الْيَتٰمٰى حَتّٰٓى اِذَا بَلَغُوا النِّكَاحَ એટલે કે, પુખ્ત વયના થતા પહેલાં જ નાના-નાના વ્યવહારો જેમકે, સામાન્ય લે-વેચનો વ્યવહાર તેમને સોંપીને તેમની ક્ષમતાની ચકાસણી કર્યા કરો અને જ્યારે તે નિકાહની યોગ્ય ઉંમરે પહોંચે એટલે કે પુખ્ત વયના થઈ જાય તો હવે વિશિષ્ટ રીતે એવું અનુમાન લગાવો કે, તે પોતાના સ્વતંત્ર વ્યવહારોમાં હોશિયાર થઈ ગયા છે કે નહીં ? જ્યારે તે હોશિયાર થઈ ગયા હોવાનું લાગવા માંડે તો તેમનો માલ તેમને સોંપી દો.

**ખુલાસો :**

બાળકોની ખાસ પ્રકૃતિ અને તેમની બુદ્ધિ કે સભાનતાના આધારે ત્રણ વિભાગો પાડવામાં આવ્યા છે. (૧) શરઈ રૂએ પુખ્ત વયના (બાલિગ) થતા પહેલાં, (૨) પુખ્ત વયના થયા પછી અને (૩) હોશિયારી (પરિપક્વતા) આવ્યા પછી. બાળકો પુખ્ત વયના થતાં પહેલાં તેમના વાલીઓને એવો હુકમ છે કે, તેમનું શિક્ષણ અને કેળવણીની કોશીષ કરે અને વ્યવહારોમાં તેમને હોશિયાર બનાવવા માટે નાના-નાના લે-વેચ જેવા સોદાઓ પણ તેમની પાસે કરાવતા રહે. આયતમાં وَابْتَلُوا الْيَتٰمٰى (અને યતીમોને ચકાસો)નો આ જ ભાવાર્થ છે, તેનાથી ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.)એ આ મસ્અલો પ્રતિપાદિત કર્યો છે કે, ''નાબાલિગ બાળકો જે પણ લે-વેચ (ખરીદ-વેચાણ) પોતાના વાલીઓની પરવાનગીથી કરે, તે ખરી અને કાયદેસરની છે.''

બીજો હુકમ એ છે કે, જ્યારે તેઓ બાલિગ અને નિકાહ યોગ્ય થઈ જાય

તો હવે વ્યવહાર અને અનુભવના આધારે તેમની બુદ્ધિ અને ક્ષમતાની ચકાસણી કરો અને જુઓ કે, તે પોતાનો લાભ-ગેરલાભ સમજવા લાગ્યા છે કે કેમ ? અને દરેક વ્યવહારને યોગ્ય પદ્ધતિથી પૂર્ણ કરી શકે છે કે કેમ ? જો જવાબ હકારમાં હોય તો તેમનો માલ તેમના હવાલે કરી દો.

## કેટલી ઉંમર પુખ્ત વય કહેવાય ? :

આ આયતમાં એક બાજુ بُلُوْغ "બુલૂગ" (પુખ્ત વય)નો હુકમ વર્ણવવામાં આવ્યો છે તો પ્રશ્ન એ છે કે, કુર્આને કરીમ બાળકોને "બાલિગ" (પુખ્ત વયના) ક્યારે સમજે છે ? فَاِذَا بَلَغُوا النِّكَاحُ એ બાજુ ઈશારો કરે છે કે, વાસ્તવિક "બુલૂગ" (પુખ્ત વય) કોઈ નિશ્ચિત વય કે, ઉંમર સાથે જોડાયેલી બાબત નથી. બલકે, તેનો આધાર તે બાબતો અને નિશાનીઓ ઉપર છે જે પુખ્ત વયના લોકોમાં જોવા મળે છે. આ નિશાનીઓના આધારે જે સમયે પણ તે નિકાહના યોગ્ય થઈ જાય, તેને બાલિગ (પુખ્ત વયના) સમજવામાં આવશે. ભલે તે ઉંમર ૧૪-૧૫ વર્ષની હોય ! અલબત્ત, કોઈ બાળકમાં બાલિગ હોવાની નિશાનીઓ નજરે નથી પડતી, તો આવા સંજોગોમાં તેની ઉંમર અને બૌદ્ધિક ક્ષમતાના આધારે તેને પુખ્ત વયનો સમજી લેવામાં આવશે, જેમાં ફિક્હમાં ઘણા મતભેદો છે. અમુકે છોકરા માટે ૧૮ વર્ષ અને છોકરી માટે ૧૭ વર્ષ નક્કી કર્યા છે અને અમુકે બંને માટે ૧૫ વર્ષ નક્કી કર્યા છે. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ પોતાના ફતવામાં જાહેર કર્યું છે કે, છોકરી અને છોકરો બંને ૧૫ વર્ષની ઉંમરના થાય તો બંને શરઈ માપદંડ પ્રમાણે બાલિગ (પુખ્ત વયના) ગણવામાં આવશે. ભલે, તેમનામાં બાલિગ થયા હોવાની નિશાનીઓ જોવા ન મળે!

## હોશિયારી (પરિપક્વતા) અને ક્ષમતાની કેવી રીતે જાણ થશે ? :
## આ બાબતે اٰنَسْتُمْ مِّنْهُمْ رُشْدًا નો ખુલાસો :

કુર્આનના હુકમમાં એવું છે કે, જ્યારે તમે તેમનામાં બૌદ્ધિક ક્ષમતાનો અનુભવ કરો, હોશિયારી જુઓ તો તે સમયે તેમનો માલ તેમને સોંપી દો. આ હોશિયારી અને ક્ષમતાનું માપદંડ શું છે ? કુર્આને કરીમે આ ક્ષમતાના અંતિમ માપદંડની કોઈ છણાવટ કે સ્પષ્ટતા નથી કરી. એટલા માટે અમુક ફકીહો એ બાજુ ગયા છે કે, જ્યાં સુધી સંપૂર્ણ હોશિયારીની અનુભૂતિ ન થાય તે સમય સુધી

તેમનો માલ તેમને ન સોંપવો જોઈએ. બલકે, જે પ્રમાણે તે તેના વાલીના રક્ષણ હેઠળ તેની અમાનતમાં રહેતો હતો, એ જ પ્રમાણે રહેશે. ભલે આખી જિંદગી આવી પરિસ્થિતિમાં પસાર થઈ જાય !

અને ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ની તહકીક એ છે કે, આ જગ્યાએ હોશિયારીના અભાવનો અર્થ એટલે કે જે અભાવ વ્યક્તિના બચપણના કારણે હોય છે તે છે, પરંતુ બાલિગ થયા પછીના દશ વર્ષો સુધીમાં તો બાળપણનો પ્રભાવ બિલકુલ સમાપ્ત થઈ જાય છે. એટલા માટે ૧૫ વર્ષની ઉંમર "બુલૂગ" (પુખ્ત વય)ની ઉંમર અને ત્યાર પછીના દશ વર્ષો એટલે કે, કુલ ૨૫ વર્ષની ઉંમર સુધીમાં તો તેનામાં બધી જ હોશિયારી આવી જાય છે અને આવી કાબેલિયત અને ક્ષમતા પ્રાપ્ત કરવાથી છોકરમતિયાપણું દૂર થઈ જાય છે. કુર્આને કરીમે તેને رُشْدًا (રુશદન) કહીને એ તરફ ઈશારો પણ કરી દીધો છે કે, સંપૂર્ણ હોશિયારી અથવા બુદ્ધિની શરત નથી. બલકે, અમુક હદ સુધીની હોશિયારી પણ પૂરતી છે કે, જેના આવી જવાથી તેમનો માલ તેમને હવાલે કરી દેવો જોઈએ. એટલા માટે ૨૫ વર્ષ સુધીની રાહ જોઈને જો સંપૂર્ણ હોશિયારી કે બુદ્ધિ ન પણ આવે તો પણ તેમને તેમનો માલ આપી દેવામાં આવશે. રહી વાત સંપૂર્ણ હોશિયારી અને અક્કલમંદીની, તો આવી બુદ્ધિ તો અમુક લોકોમાં પૂરી જિંદગી નથી આવતી, તેઓ સદા ભલા–ભોળા રહે છે. આ કારણથી તેમને તેમના માલથી વંચિત કરવામાં નહીં આવે. હા ! જો કોઈ બિલકુલ જ પાગલ અથવા ગાંડો હોય તો તેનો અલગ હુકમ છે કે, તેના વિશે હંમેશા નાબાલિગ બાળકોના હુકમ લાગુ પડે છે. એટલા માટે તેમનો માલ ક્યારેય..... તેમના હવાલે કરવામાં નહીં આવે, જ્યાં સુધી કે તેમનું ગાંડપણ દૂર ન થાય ! અને જો સમગ્ર જીવન આવા ગાંડપણમાં પસાર થાય તો જીવનભર તેમનો માલ તેમના હવાલે કરવામાં નહીં આવે.

**યતીમોનો માલ બિનજરૂરી અને અસ્થાને ખર્ચ કરવાની મનાઈ :**

જેમકે, જાણ થઈ ચૂકી છે કે, આ આયતમાં એ બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, યતીમોનો માલ તેમને ત્યાં સુધી હવાલે ન કરો જ્યાં સુધી તેમનામાં અમુક હદ સુધી હોશિયારી અને અનુભવનું જ્ઞાન ન આવી જાય, એટલા માટે દેખીતું છે કે, આ પ્રક્રિયામાં થોડો સમય રાહ જોવી પડશે.

આવી હાલતમાં એવી સંભાવના છે કે, યતીમના વાલીઓ તરફથી કદાચ કોઈ એવી અતિશયોક્તિ થઈ જાય કે, જેનાથી યતીમને નુકસાન થાય. એટલા માટે આગળ ઉપર આ આયતમાં ઈરશાદ ફરમાવ્યું,

وَلَا تَاْكُلُوْهَا اِسْرَافًا وَّبِدَارًا اَنْ يَّكْبَرُوْا એટલે કે, "આ માલને આવશ્યકતાથી વધારે એવો વિચાર કરી જલદી–જલદી ઉડાવીને ન ખાઓ, કે તેઓ બાલિગ થઈ જશે તો તેમને તે માલ આપવો પડશે." તેમાં યતીમના વાલીઓને બે બાબતોની મનાઈ કરવામાં આવી છે, એક તેમના માલમાં જરૂરિયાતથી વધારે ખર્ચ ન કરો અને બીજી બાબત એ કે, તેમના માલમાં આવશ્યક કારણ વિના જલદી–જલદી ઉડાઉપણું દાખવીને ખર્ચ ન કરો, એવા વિચારથી કે, તેઓ જલદી મોટા થઈ જશે તો આ તેમનો માલ તેમને હવાલે કરવો પડશે અને અમારો અધિકાર પૂરો થઈ જશે.

## યતીમના વાલી તેમના માલમાં આવશ્યકતા અનુસાર કંઈ લઈ શકે છે:

અંતિમ આયતમાં એ નિયમ પણ બતાવવામાં આવ્યો કે, જે વ્યક્તિ કોઈ યતીમ બાળકની કેળવણી અને તેના માલની હિફાઝતમાં પોતાનો સમય અને મહેનત કામે લગાડે છે, શું તેને એવો અધિકાર છે કે, યતીમના માલમાંથી પોતાની સેવાના બદલામાં કંઈ લઈ લે ? એટલા માટે ઈરશાદ થયો છે. وَمَنْ كَانَ غَنِيًّا فَلْيَسْتَعْفِفْ એટલે કે, "જે વ્યક્તિ જરૂરિયાતમંદ ન હોય, પોતાની જરૂરિયાત અન્ય માધ્યમો દ્વારા પોતે પૂરી કરી શકતો હોય, તેણે યતીમના માલમાંથી પોતાની સેવાના બદલામાં કંઈ ન લેવું જોઈએ. કારણ કે, આ સેવા તેના માટે ફરજ હતી અને તેનું વળતર લેવું જાઇઝ નથી."

પછી ફરમાવવામાં આવ્યું, وَمَنْ كَانَ فَقِيْرًا فَلْيَاْكُلْ بِالْمَعْرُوْفِ એટલે કે, જે યતીમના વાલી ફકીર અને મોહતાજ હોય અને અન્ય કોઈ માધ્યમ દ્વારા પોતાનું ભરણ–પોષણ ન કરી શકતા હોય, તો તે યતીમના માલમાંથી પોતે એક યોગ્ય પ્રમાણમાં ખાઈ શકે છે કે, જેનાથી તેની જરૂરતો પૂર્ણ થઈ શકે.

## માલ સોંપણી વખતે ગવાહ બનાવવા :

છેવટે ઈરશાદ થયો, فَاِذَا دَفَعْتُمْ اِلَيْهِمْ اَمْوَالَهُمْ فَاَشْهِدُوْا عَلَيْهِمْ ؕ وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا، "જ્યારે કસોટી કરીને, અજમાવીને યતીમોના માલને સોંપવા લાગો

તો અમુક સાચા અને નેક લોકોને ગવાહ બનાવી લો, (જેથી ભવિષ્યમાં કોઈ વિવાદ અથવા ઝઘડાનું સ્વરૂપ ઉપસ્થિત ન થાય) અને યાદ રાખો કે, અલ્લાહ તઆલાના હિસાબમાં દરેક વસ્તુ છે.''

## સમય આપવો અને બીજી રાષ્ટ્રીય સેવાકીય પ્રવૃત્તિઓ અથવા મિલ્લી સેવાઓનું વળતર :

આયતના વિષય પ્રમાણે એક ફિક્હી નિયમ એ પણ સ્પષ્ટ થઈ જાય છે કે, જે વ્યક્તિઓ પોતાનો સમય ખર્ચ કરે છે અથવા જેઓ મસ્જિદો કે મદ્રસાઓના વ્યવસ્થાપકો છે, અથવા તો જેમની મુસ્લિમ સરકારોની સંસ્થાઓમાં જવાબદાર હોદ્દાઓ ઉપર નિમણૂક થયેલ છે, અથવા એવી કોઈ રાષ્ટ્રીય અથવા મિલ્લી સેવાઓની પ્રવૃત્તિઓમાં પ્રવૃત્ત છે કે જે પ્રવૃત્તિઓ કરવી ફરજે કિફાયા છે અને તેના ઉપર તેઓની નિમણૂક થઈ છે, તો આવા લોકો માટે પણ શ્રેષ્ઠ અને ઉત્તમ બાબત તો એ જ છે કે, જો પોતે પગભર હોય અને પોતાની પાસે પોતાનો માલ હોય કે, તે પોતે અને પોતાના બાલ–બચ્ચાનું ગુજરાન તેમાંથી ચલાવી શકતો હોય તો તે આવી સંસ્થાઓ પાસેથી અથવા ઈસ્લામી સરકારની તિજોરીમાંથી કંઈ પણ ન લે, પરંતુ જો પોતાની પાસે ગુજરાન ચલાવવા માટે માલ ઉપસ્થિત ન હોય અને તેનો મોટા ભાગનો સમય આવા કામોમાં પ્રવૃત્ત રહેવામાં જ પસાર થઈ જતો હોય તો આવશ્યકતા પ્રમાણે આવી સંસ્થાઓ પાસેથી તેને માલ લેવાનો અધિકાર છે, પરંતુ "આવશ્યકતા અનુસાર"નો શબ્દ હંમેશા નજર સમક્ષ રાખે. ઘણા લોકો નિયમ પ્રમાણે ફક્ત કાગળો ઉપર આ બાબત લખી લે છે અને પોતાનું માસિક વળતર આપમેળે નક્કી કરી લે છે, પરંતુ વિવિધ પદ્ધતિઓથી તેમાંથી ખૂબ જ નિષ્કાળજીપૂર્વક પોતાની જાત ઉપર અને પોતાના બાળકો ઉપર ખર્ચ કરતા ચાલ્યા જાય છે. આ નિષ્કાળજી ઉપર અલ્લાહનો ડર પણ નથી રાખતા, પરંતુ અલ્લાહ તઆલાએ આયતના અંતિમ ટૂકડામાં ફરમાવ્યું, وَكَفٰى بِاللّٰهِ حَسِيْبًا (અને અલ્લાહ હિસાબ લેવા માટે પૂરતો છે) અને આવું ફરમાવી ધ્યાન અપાવવામાં આવ્યું છે કે, જેને અલ્લાહના હિસાબનો ડર હોય તે જ નાજાઈઝ માલથી બચી શકે છે. વબિલ્લાહી તવફીક.

————————————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૭ થી ૧૦)

لِلرِّجَالِ نَصِيبٌ مِّمَّا تَرَكَ الْوَالِدَانِ وَالْأَقْرَبُونَ وَلِلنِّسَاءِ نَصِيبٌ مِّمَّا تَرَكَ
الْوَالِدَانِ وَالْأَقْرَبُونَ مِمَّا قَلَّ مِنْهُ أَوْ كَثُرَ ۚ نَصِيبًا مَّفْرُوضًا ﴿٧﴾ وَإِذَا حَضَرَ الْقِسْمَةَ
أُولُو الْقُرْبَىٰ وَالْيَتَامَىٰ وَالْمَسَاكِينُ فَارْزُقُوهُم مِّنْهُ وَقُولُوا لَهُمْ قَوْلًا مَّعْرُوفًا ﴿٨﴾
وَلْيَخْشَ الَّذِينَ لَوْ تَرَكُوا مِنْ خَلْفِهِمْ ذُرِّيَّةً ضِعَافًا خَافُوا عَلَيْهِمْ فَلْيَتَّقُوا اللَّهَ
وَلْيَقُولُوا قَوْلًا سَدِيدًا ﴿٩﴾ إِنَّ الَّذِينَ يَأْكُلُونَ أَمْوَالَ الْيَتَامَىٰ ظُلْمًا إِنَّمَا يَأْكُلُونَ
ع فِي بُطُونِهِمْ نَارًا ۖ وَسَيَصْلَوْنَ سَعِيرًا ﴿١٠﴾

### તરજુમો :

*પુરુષો માટે પણ તેમાં હિસ્સો છે જે માં-બાપ અને નજીકના સગાંઓ મૂકી જાય, અને સ્ત્રીઓ માટે પણ તેમાં હિસ્સો છે જે માં-બાપ અને નજીકના સગાંઓ મૂકી જાય; (ભલે) પછી (તે) થોડું હોય અથવા વધારે ! હિસ્સો નક્કી કરેલો છે. (૭) અને જ્યારે વહેંચણી વખતે હાજર હોય (અન્ય) સગાંઓ અને યતીમો અને મિસ્કીનો તો તેમને પણ તેમાંથી કંઈક ખવડાવી (આપી) દો અને તેમને સારી વાત (નરમાશથી) કહો. (૮) અને એવા લોકોએ ડરવું જોઈએ જો તેઓ પોતાની પાછળ અશક્ત અવલાદ છોડી જાય તો તેમને તેમની ચિંતા હોય (કે અમારા પછી તેમની આવી હાલત થવાની છે); તો તેમણે અલ્લાહથી ડરવું જોઈએ અને સીધી વાત કહેવી જોઈએ. (૯) ખરેખર, જે લોકો જોર-જુલમથી (નાહક) યતીમોનો માલ ખાય છે; તે લોકો પોતાના પેટોમાં આગ જ ભરી રહ્યા છે, અને તેઓ જલદી જ (જહન્નમની) ધગધગતી આગમાં દાખલ થશે. (૧૦)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ નિસાઅ્માં પ્રથમ સામાન્ય વ્યક્તિના હકો ખાસ કરીને પોતાની પારિવારિક જિંદગીથી સંબંધિત હકોનું વર્ણન ચાલી રહ્યું છે, તેમાં પ્રથમ આયતમાં યતીમોના હકોનું વર્ણન હતું. પ્રસ્તુત ચાર આયતોમાં પણ સ્ત્રીઓ અને યતીમોના

ખાસ અધિકારો સંદર્ભે વારસાનું વર્ણન છે.

પ્રથમ આયતમાં જાહિલિયત (અજ્ઞાનતા)ની રીત-રસમોને ખોટી ઠરાવવામાં આવી છે, કારણ કે, તે યુગમાં સ્ત્રીઓને વારસાનો હક હોવાનું મૂળેથી જ માનવામાં આવ્યું ન હતું. આ આયત દ્વારા સ્ત્રીઓનો વારસામાં શરઈ હક હોવાને માન્યતા પ્રદાન કરવામાં આવી છે અને તેમના હકમાં ઓછું કરવાની અથવા નુકસાન પહોંચાડવાની મનાઈ કરવામાં આવી છે. ત્યારબાદ વારસના વારસદારોનું વર્ણન આવ્યું છો અને એવા સમયે જો કોઈ એવો સંબંધી અથવા યતીમ બાળક હાજર થઈ જાય કે તેનો વારસામાં હક તો નથી, પરંતુ રિશ્તેદાર છે. એ જ રીતે મિસ્કીનો અને ગરીબો આવી જાય તો બીજી આયતમાં તેમની સાથે યોગ્ય વર્તણૂક તથા ભલાઈ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. જો કે, આ હુકમ વાજિબ નથી પરંતુ માન્ય છે. ત્યાર પછી ત્રીજી અને ચોથી આયતમાં પણ યતીમોના સંદર્ભમાં આ જ હુકમોની આ જ વિષયો હેઠળ તાકીદ કરવામાં આવી છે.

## તફસીર :

પુરુષો માટે પણ (ભલે તે નાના હોય કે મોટા) હિસ્સો (નક્કી) છે, તે વસ્તુમાંથી જેને (આ પુરુષોના) માં-બાપ અને (અથવા અન્ય) ઘણા નિકટના સગાં (પોતાના મૃત્યુ ટાણે) છોડી જાય અને (એ જ પ્રમાણે) સ્ત્રીઓ માટે પણ (ભલે નાની હોય અથવા મોટી) હિસ્સો (નક્કી) છે તે વસ્તુમાંથી જેને (સ્ત્રીઓના) માં-બાપ અને (અથવા અન્ય) ઘણા નજીકના સગાંઓ (પોતાના મૃત્યુ ટાણે) છોડી જાય, ભલે તે (છોડેલ) વસ્તુ થોડી હોય અથવા વધારે; (દરેકમાંથી) હિસ્સો (મળશે અને હિસ્સો પણ એવો કે જે) નિશ્ચિત સ્વરૂપે નક્કી થયેલ છે; (અને જ્યારે વારસદારોમાં વારસાની) વહેંચણી થવાના સમયે (એવા લોકો) મૌજૂદ હોય (એટલે કે દૂરના) સગાંઓ (જેમનો વારસામાં કોઈ હક નથી) અને યતીમ તથા ગરીબ લોકો (એ આશાએ કે કદાચ અમને પણ થોડું ઘણું કંઈ મળી જાય અને રિશ્તેદારો તો ચોક્કસ એવી અપેક્ષાથી આવે છે કે, સગાઈના નાતે થોડું-ઘણું મળી જાય અને અન્ય ગરીબ ગુરબા કંઈ સદકહ-ખયરાતની ઉમ્મીદથી આવે છે) તો તેમને પણ તે (વારસા)માંથી (બાલિગ-પુખ્ત વયના વારસદારો થોડું ઘણું પોતાના હિસ્સામાંથી પોતાની મરજીથી) કંઈક આપી દે અને તેમની સાથે ભલાઈ (અને વિનમ્રતા)થી વાતચીત કરો.... (આ વ્યવહાર એવા

સગાંઓ સાથે કરે કે તેઓને સમજાવવામાં આવે કે, તમારો આ વારસામાં શરીઅતની રૂએ કોઈ હક નથી, અમે લાચાર છે અને અન્ય લોકોને આપીને તેમના ઉપર અહેસાન ન જતાવે) અને (યતીમો વિશે) એવા લોકોએ ડરવું જોઈએ કે જો પોતાના મરણ પછી નાના–નાના બાળકો છોડી(ને મૃત્યુ પામી) જઈ રહ્યો છે, તો તે (બાળકો)ની એવા (લોકો)ને ચિંતા હોય (કે જુઓ તેમને કોઈ તકલીફ ન પહોંચાડે તો તેણે આવું જ અન્યના બાળકો માટે પણ વિચારવું જોઈએ કે, આપણે તેમને કોઈ તકલીફ ન આપીએ). બસ, (આ વાત વિચારીને) એવા લોકોએ (યતીમોની બાબતમાં) અલ્લાહ તઆલા(ના હુકમનો વિરોધ કરવા)થી ડરવું જોઈએ. (એટલે કે પોતાના કૃત્યો દ્વારા કોઈ નુકસાન અથવા તકલીફ ન પહોંચાડે) અને (પોતાના વેણથી પણ તેમને) યોગ્ય વાત કહે (કે જેમાં દિલાસો હોય અને તેમના દિલને સંતોષ થાય એવી વાત કહેવામાં આવે, જેમાં સભ્યતાની શીખ અને તેમની કેળવણી પણ થઈ જાય, મતબલ કે, તેમના માલ અને જાત બંનેની સુધારણા કરે). નિઃશંક ! જે લોકો યતીમોનો માલ હક વિના ખાઈ જાય છે (વાપરે છે) અને (તેઓ) પોતાના પેટમાં કંઈ જ નહીં પરંતુ (દોઝખની) આગ(ના અંગારા) ભરી રહ્યા છે. (એટલે કે આ માલ ખાવાનું પરિણામ એવું જ આવવાનું છે) અને (તેના પરિણામ આવવામાં કંઈ વાર નહીં લાગે કારણ કે,) ઘણા જ જલદી (તેઓ દોઝખના) બળતા (ભડકાઓ)માં પ્રવેશ પામશે. (આ જ તેમનો અંજામ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### માતા–પિતા અને અન્ય સગાં–વહાલાઓના માલમાં વારસો :

ઈસ્લામ અગાઉ અરબ અને બિનઆરબ પ્રજાઓમાં મનુષ્યજાતિનો કમજોર વર્ગ યતીમ (અનાથ) બાળકો અને નાજુક નમણી સ્ત્રીઓ હંમેશા જાત–જાતના અત્યાચારોનો શિકાર બની હતી. પ્રથમ તો તેમના પણ કોઈ અધિકાર છે; એવું સ્વીકારવામાં જ આવતું ન હતું અને જો કોઈ તેમનો હક અને અધિકાર માની પણ લેતું તો તે અધિકાર અને હકને પુરુષો પાસેથી વસૂલવું અને તેને સુરક્ષિત રાખવું તેમના કાબૂમાં ન હતું.

સૌ પ્રથમ ઈસ્લામે સ્ત્રીઓ અને યતીમોને તેમના હકો અપાવ્યા, પછી આ

હકોની સુરક્ષા માટે સંપૂર્ણ વ્યવસ્થા કરી. અજ્ઞાનતાકાળના કુરિવાજોમાંથી વારસા–વહેંચણીના કાયદાઓમાં પણ દુનિયાના દરેક સમાજોમાં આ બંને અશક્ત વર્ગોને તેમના પાયાના માનવાધિકારોથી વંચિત રાખવામાં આવ્યા હતા.

અરબોએ તો એવો કાયદો જ બનાવી લીધો હતો કે, વારસાનો અધિકાર ફક્ત તે જ લોકોને છે જેઓ ઘોડા ઉપર સવાર થઈ શકે છે અને દુશ્મનો સાથે મુકાબલો કરી તેનો માલ લૂંટી લઈ શકે છે. *(રૂહુલ મઆની, પેજ : ૨૧૦, જિલ્દ : ૪)*

દેખીતું છે કે, આ બંને અશક્ત અને નબળા વર્ગો, એટલે કે યતીમો (અનાથ બાળકો) અને સ્ત્રીઓ આ કાયદાનું પાલન કરી શકતા ન હતા. એટલા માટે અરબોની વારસા–વહેંચણીની પદ્ધતિ પ્રમાણે ફક્ત પુખ્ત વયના યુવાનો જ વારસાના હકદાર બની શકતા હતા અને નાબાલિગ (નાની ઉંમરના) બાળકોનો વારસામાં કોઈ હક ન હતો.

રસૂલે કરીમ ﷺના સમયકાળમાં એક ઘટના બની કે, ઔસ બિન સાબિત (રદિ.)નો ઈન્તેકાલ થઈ ગયો અને તેઓ પોતાની પાછળ ઔલાદમાં બે છોકરીઓ, એક નાબાલિગ છોકરો તથા એક પત્ની છોડી ગયા, પરંતુ અરબોના જૂના રિવાજ પ્રમાણે તેમના બે પિત્રાઈ ભાઈઓએ આવીને મરહૂમ (મૃતક)ના સંપૂર્ણ માલ ઉપર કબજો કરી લીધો અને મૃતકની ઔલાદ તથા પત્નીને તે માલમાંથી કશું જ ન આપ્યું, કારણ કે, તેમના માટે તો રિવાજ પ્રમાણે સ્ત્રીને વારસામાં કોઈ અધિકાર જ ન હતો, ભલે તે પુખ્ત વયની હોય કે ન હોય. એટલા માટે પત્ની અને બંને પુત્રીઓને તો આમ જ વંચિત કરવામાં આવી અને પુત્ર નાનું બાળક હોવાના કારણે વારસાથી વંચિત કરી દેવામાં આવ્યો, એટલા માટે સંપૂર્ણ માલના માલિક મર્હૂમના બંને પિત્રાઈ ભાઈઓ થઈ ગયા.

ઔસ બિન સાબિત (રદિ.)ની વિધવાએ એવું વિચાર્યું કે, આ પિત્રાઈ ભાઈઓ જો સંપૂર્ણ વારસા ઉપર કબજો કરી રહ્યા છે, તો તેઓ આ બંને પુત્રીઓ સાથે શાદી કરી લે, જેથી તે તેમની ચિંતાથી છુટકારો પામે. પરંતુ જ્યારે તેમણે આ પ્રસ્તાવ પણ ન સ્વીકાર્યો ત્યારે ઔસ બિન સાબિત (રદિ.)ની વિધવાએ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી અને સંપૂર્ણ વિગત જણાવી તથા પોતાની અને પોતાના બાળકોની લાચારી અને વંચિતતાની શિકાયત કરી, તે સમય સુધી કુર્આને

હકીમમાં વારસા–વહેંચણીની આયત નાઝિલ થઈ ન હતી. એટલા માટે રસૂલે કરીમ ﷺએ જવાબ આપવામાં થોડો સમય લીધો, રસૂલે કરીમ ﷺને સંતોષ હતો કે, વહી દ્વારા આ જુલમી રિવાજને જરૂર બદલવામાં આવશે. અંતે તેના સંદર્ભમાં તે સમયે આ આયત ઊતરી.

لِلرِّجَالِ نَصِيبٌ مِّمَّا تَرَكَ الْوٰلِدَانِ وَالْاَقْرَبُوْنَ وَلِلنِّسَآءِ نَصِيبٌ مِّمَّا تَرَكَ

الْوَالِدَانِ وَالْاَقْرَبُوْنَ مِمَّا قَلَّ مِنْهُ اَوْ كَثُرَ نَصِيبًا مَّفْرُوْضًا ط

*"પુરુષો માટે તેમાં હિસ્સો છે જે માં–બાપે અને નજીકના સગાંઓએ છોડયું છે અને સ્ત્રીઓ માટે તેમાં હિસ્સો છે જે માં–બાપે અને નજીકના સગાંઓએ છોડયું છે; ભલે થોડું હોય અથવા વધારે ! તે હિસ્સો નક્કી કરેલો છે." (૪ : ૭)*

ત્યારબાદ વારસાની બીજી આયત નાઝિલ થઈ, જેમાં વારસાના હિસ્સાઓની સ્પષ્ટતા કરવામાં આવી છે અને આ સૂરતના બીજા રુકૂઅ્માં તેની વિગતો વર્ણન થઈ છે. રસૂલે કરીમ ﷺએ કુર્આનના હુકમો પ્રમાણે કુલ વારસાના આઠમાં ભાગને પત્નીને આપીને બાકી બધો માલ મર્હુમના છોકરા અને છોકરીઓને એ રીતે વહેંચી દીધો કે, તેનો અડધો છોકરાને અને એક અડધામાં બે છોકરીઓ બરાબરની ભાગીદાર થઈ ગઈ. એ પિત્રાઈ ભાઈઓ ઔલાદ જેટલા નજીકના (સીધી લીટીના) સગાં ન હોવાના કારણે તેમને વારસામાંથી બાકાત રાખવામાં આવ્યા. *(રૂહૂલ મઆની)*

**વારસા–વહેંચણીના હકોના નિયમો :**

આ આયતથી વારસા–વહેંચણીના અમુક હુકમો નક્કી થયા છે. مِمَّا تَرَكَ الْوَالِدَانِ وَالْاَقْرَبُوْنَ આ બંને શબ્દોએ વારસા–વહેંચણીના બે પાયાના સિદ્ધાંતો બતાવ્યા, એક પુત્ર–પુત્રીઓ સાથે લોહીનો સંબંધ, જે અવલાદ અને માતા–પિતા વચ્ચે હોય છે અને જેના માટે શબ્દ وَالِدَانِ (વાલિદાનિ) 'માં–બાપ' વર્ણન થયો છે અને બીજું સામાન્ય સગપણ છે, જેને શબ્દ اَقْرَبُوْنَ (અક્રરબૂન) 'નિકટના સગાં' સમજવામાં આવ્યું છે અને સાચું એ છે કે, શબ્દ اَقْرَبُوْنَ (અક્રરબૂન) દરેક પ્રકારના સગપણ અને સંબંધો વિશે વપરાય છે. ભલે તે સગપણ માં–બાપ અને અવલાદનું સગપણ હોય અથવા અન્ય કોઈ સગપણ,

જેમકે સામાન્ય રીતે કૌટુંબિક અને પારિવારિક સગપણ અથવા રિશ્તેદારીઓ જે લગ્ન વગેરે સંબંધો દ્વારા પેદા થાય છે, શબ્દ, اَقْـــرَبُـــوْنَ (અક્રબૂન) આ બધા સગપણો માટે સામાન્ય છે પરંતુ માં–બાપને તેમના ખાસ મહત્ત્વના કારણે અલગ કરવામાં આવ્યા. પછી એ શબ્દએ એ પણ બતાવ્યું કે, ફક્ત સગપણ વારસાના અધિકાર જતાવવા માટે પૂરતો નથી. બલકે, સગપણ ખૂબ નજીકનું હોવાની શરત છે. કારણ કે જો નજીકના સગપણને પાયાની શરત બનાવવામાં ન આવે તો પ્રત્યેક મરણ જનાર મર્હૂમનો છોડેલો વારસો આખી દુનિયાના બધા જ મનુષ્યોમાં વહેંચવો જરૂરી થઈ જશે. કારણ કે, બધા જ માનવો એક જ માં–બાપ આદમ (અલૈ.) અને હવ્વા (અલૈ.)ની ઔલાદ છે. દૂર અથવા નજીકનું સગપણ દરેકની સાથે હોય છે અને એવી પણ શક્યતા છે કે, જો કોઈપણ રીતે પ્રયત્ન કરીને એવી વ્યવસ્થા કરી પણ લેવામાં આવે તો પણ છોડવામાં આવેલો માલ એટલા બધા ટૂકડામાં વહેંચવામાં આવશે કે તેની વહેંચણી શક્ય નહીં બને. એટલા માટે આવશ્યક છે કે, જ્યારે વારસાનો આધાર સગપણ ઉપર જ હોય તો પાયાનો સિદ્ધાંત એવો બનાવવામાં આવે કે, જો નજીકના અને દૂરના સગાં–વહાલા ભેગા થાય તો નજીકના સીધી લીટીના સગાંઓને દૂરના સગાંઓ ઉપર અગ્રીમતા આપવામાં આવે એટલે કે, નજીકના સગાંઓને આ માલમાં અધિકાર મળે અને દૂરના સગાંઓ વંચિત રહે. હા ! અમુક રિશ્તેદારો જો એવા હોય કે, તેઓ બધા એકી સાથે સીધી લીટીના નજીકના હોય, ભલે પછી સગપણનું કારણ તેમાં અલગ પ્રકારનું હોય તો આ બધા જ તે વારસામાં હકદાર બનશે. જેમકે, ઔલાદની સાથે માં–બાપ અથવા પત્ની વગેરે કે, આ બધા જ નજીકના સગાં છે. ભલે, નજીક હોવાના કારણ વિવિધ પ્રકારના સગપણ હોય શકે છે.

વળી એક અન્ય વાત આ જ શબ્દ اَقْرَبُوْنَ (અક્રબૂન) દ્વારા એ બતાવી કે, જે પ્રમાણે પુરૂષોનો વારસાનો હક સ્વીકાર કરવામાં આવે છે, એ જ પ્રમાણે સ્ત્રીઓ અને બાળકોને પણ આ હકથી વંચિત કરી શકાય નહીં. કારણ કે, સગપણ ઔલાદનું હોય કે, માં–બાપનું, અથવા અન્ય પ્રકારનું સગપણ હોય, દરેકમાં સગપણનું સ્વરૂપ પુત્ર અને પુત્રી તરીકે સરખું છે. જે રીતે પુત્ર માં–બાપના માધ્યમથી જ પૈદા થયો છે, એ જ પ્રમાણે પુત્રી પણ તેમના દ્વારા જ પૈદા થઈ છે. જો વારસાનો આધાર અને માપદંડ સગપણ જ હોય તો નાના બાળકો અથવા

પુત્રીઓને તે વારસાના હકથી મહરૂમ (વંચિત) કરવાનો કોઈ અર્થ નથી રહેતો.

પછી કુર્આને કરીમની વર્ણનશૈલીને પણ જુઓ કે لِلرِّجَالِ وَالنِّسَآءِ (પુરુષો અને સ્ત્રીઓ માટે)ને ભેગા કરીને ટૂંકા શબ્દોમાં જ તેમના હકનું વર્ણન થઈ શકતું હતું, તેને અપનાવ્યું નહીં બલકે, જે પ્રમાણે પુરુષોના અધિકારોનું વર્ણન વિસ્તારથી કર્યું, એ જ પ્રમાણે સ્ત્રીઓના હકોનું વર્ણન વિસ્તારથી અલગ રીતે કર્યું, જેથી બંનેના અધિકારો અલગ-અલગ હોવાની અને તેનું મહત્ત્વ સરખું હોવાની સ્પષ્ટતા થઈ જાય.

વળી આ શબ્દ اَقْــــرَبُــوْنَ (અક્રબૂન)થી એક વાત એ પણ જાણ થઈ કે, વારસાના માલની વહેંચણી વ્યક્તિની આર્થિક જરૂરિયાતના માપદંડ કે આધાર ઉપર નહિ થાય, બલકે, તેના માટે સગપણ માપદંડ છે. એટલા માટે એ જરૂરી નથી કે, સગાંઓમાં જે વધારે ગરીબ અને જરૂરિયાતમંદ હોય તે વારસાનો વધારે હકદાર સમજવામાં આવે. બલકે, મય્યતની સાથે સગપણમાં જે જેટલો નજીક હશે તે દૂરના સગાં કરતાં તે એટલો વધારે હકદાર હશે. ભલે, જરૂરિયાત અને આવશ્યકતા દૂરના સગાંને વધારે હોય ! જો નજીકના સગપણના બદલે મોહતાજી અને લાચારીને જ માપદંડ બનાવવામાં આવે તો તેનું કોઈ પ્રમાણ નક્કી નહીં થઈ શકે અને આ જરૂરિયાતને વારસા-વહેંચણીનો આધાર બનાવવો એક નક્કી તથા મજબૂત કાયદાનું સ્વરૂપ ક્યારેય બની શકતું નથી. કારણ કે, સગપણ સિવાય દરેક અન્ય બાબત અનુમાન અને કામચલાઉ ધોરણો ઉપર અધારિત હશે. કારણ કે, જરૂરિયાત અને મોહતાજી કે લાચારી કોઈ કાયમી વસ્તુ નથી. બલકે, આવી હાલત અને પરિસ્થિતિ બદલાતી રહે છે. આવા સ્વરૂપમાં હકના ઘણા બધા દા'વેદારો પૈદા થઈ જશે અને ફૈંસલો કરનારાઓ આ બાબત ફૈંસલો કદી પણ નહીં કરી શકે.

### યતીમ પોત્રાઓના વારસાનો મસ્અલો :

જો કુર્આનના આ સિદ્ધાંતને સમજી લેવામાં આવે તો યતીમ પોત્રાઓના વારસાના મસ્અલાને જે આજકાલ વિના કારણે એક વિવાદાસ્પદ મસ્અલો બનાવી દેવામાં આવ્યો છે, તે આપમેળે જ એક સદંતર કતઈ (Established) ફૈંસલા દ્વારા હલ થઈ જાય છે કે, જો યતીમ પોત્રાઓ પુત્ર કરતાં વધારે

જરૂરિયાતમંદ હોય પરંતુ નજીકના સગાંઓના સિદ્ધાંત અનુસાર તેઓ પુત્ર કરતાં દૂરના સગાં હોવાથી વારસાના હકદાર બની શકતા નથી. કારણ કે, તેઓ પુત્રોની હયાતીમાં اَقْـــرَبُــوْنَ "અકરબૂન" (નજીકના) નથી. અલબત્ત તેમની જરૂરિયાત પૂરી કરવા માટે એક અલગ વ્યવસ્થા કરવામાં આવી છે જેમકે, આવી જ એક વ્યવસ્થાનું વર્ણન આગળની આયતમાં આવી રહ્યું છે.

આ મસ્અલાનો આધુનિકતાવાદીઓ અને પશ્ચિમવાદીઓ સિવાય અન્ય કોઈએ વિરોધ કર્યો નથી. સમગ્ર ઉમ્મત આજદિન સુધી કુર્આન અને હદીષની સ્પષ્ટતાથી એવું જ સમજતી ચાલી આવે છે કે, પુત્રો હયાત હોય તો પૌત્રાઓને વારસામાં હક મળશે નહીં. ભલે તે પૌત્રાનો પિતા હયાત હોય કે ન હોય.

**મરણ પામેલ વ્યક્તિની મિલકતમાં જે કંઈ પણ છે બધા જ વારસદારોને હક છે :**

આ આયતમાં مِمَّا قَلَّ مِنْهُ اَوْ كَثُرَ (તે વધારે હોય કે ઓછું) ફરમાવીને એક અન્ય અજ્ઞાનતાપૂર્ણ રિવાજની સુધારણા કરવામાં આવી છે. તે એ કે, અમુક પ્રજાઓ અને સમાજોમાં અમુક પ્રકારના માલમાંથી અમુક ખાસ વારસદારો માટે જ હક નક્કી સમજવામાં આવતો હતો. દાખલા તરીકે ઘોડાઓ, તલવારો વગેરે હથિયારો કે, આ બધા વારસામાં ફક્ત નવયુવાન પુરૂષોનો જ હક હતો, અન્ય વારસદારોને તેનાથી વંચિત કરી દેવામાં આવતા હતા. કુર્આને કરીમે આ માર્ગદર્શન દ્વારા સ્પષ્ટ કરી આપ્યું કે, મર્હૂમની મિલકતમાં જે કંઈ પણ વસ્તુ હશે, ભલે તે નાની હોય કે મોટી, દરેક વસ્તુમાં બધા જ વારસદારોનો અધિકાર છે, કોઈ વારસદારને કોઈ ખાસ વસ્તુના તે વસ્તુ વહેંચણીમાં મૂક્યા સિવાય સીધે-સીધા માલિક બનાવી દેવા જાઈઝ નથી.

**વારસાના નક્કી થયેલા ભાગો અલ્લાહ તરફથી જ નક્કી થયા છે :**

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, نَـصِيْبًـا مَّفْـرُوْضًـا (નિશ્ચિત ભાગ) તેમાં એ પણ બતાવી દીધું કે, દરેક વારસદારોના જે વિવિધ ચોક્કસ હિસ્સાઓ કુર્આને કરીમે નક્કી કર્યા છે, તે અલ્લાહ તઆલા તરફથી જ નક્કી કરવામાં આવેલા હિસ્સા (ભાગ) છે, તેમાં કોઈને પણ પોતાની મરજીથી કે અનુમાનથી વધતું-ઓછું કરવાનો કે, ફેરબદલી કરવાનો અધિકાર નથી.

**વારસો એક આપમેળે મળતી મિલકત છે, તેમાં માલિક થનારની પરવાનગી લેવાની કોઈ શરત નથી :**

અને આ જ શબ્દ مَفْرُوْضًا (મફ્રૂદન) "નિશ્ચિત"થી એક મસ્અલો એ પણ સ્પષ્ટ થયો કે, વારસા દ્વારા જે મિલકત વારસદારોને મળી રહી છે તે મિલકત આપમેળે મળતી મિલકત છે, તેને વારસદાર કબૂલ કરે એવી શરત લગાવવામાં નથી આવી. તે જબરદસ્તીથી માલિક બની રહ્યો છે અને આવા માલિકીપણા ઉપર તેનું રાજી થવું કે નારાજ થવું જરૂરી નથી. બલકે, જો તે પોતાની જીભથી સ્પષ્ટ શબ્દોમાં એવું પણ કહે કે, મારે મારો હિસ્સો નથી જોઈતો તો પણ તે શરીઅતની રૂએ પોતાના હિસ્સાનો માલિક બની ચૂક્યો છે, તે બીજી વાત છે કે, તે પોતાના હિસ્સાનો માલિક બન્યા પછી પોતાની માલિકીમાં આવેલી મિલકતને શરીઅતના કાયદા–કાનૂન પ્રમાણે કોઈ અન્યને ભેટ આપી દે અથવા તેને વેચીને વહેંચી આપે.

**મર્હૂમના સગાં–વહાલાઓ કે જેઓ વારસાથી શરઈ રીતે વંચિત થઈ રહ્યા છે, તેમણે મોટું મન રાખવાની આવશ્યકતા છે :**

મય્યતના રિશ્તેદારોમાંથી અમુક લોકો એવા પણ હશે, જેમને શરીઅતના નિયમ પ્રમાણે તેના વારસામાંથી કંઈપણ ભાગ નહીં મળે, પરંતુ એ દેખીતું છે કે, શરીઅતના કાયદાઓના સ્પષ્ટીકરણનું જ્ઞાન દરેક વ્યક્તિને હોતું નથી. સામાન્ય રીતે દરેક સગાંઓ એવી ઈચ્છા રાખતા હોય છે કે, મર્હૂમના વારસામાંથી તેમને પણ ભાગ મળે. એટલા માટે એવા સગાંઓ કે, જેમને શરઈરૂએ વારસામાં ભાગ ન મળે તેઓ વારસા–વહેંચણીના સમયે પોતાના દિલમાં અફસોસ અને દુ:ખી ન થાય. ખાસ કરીને જ્યારે વારસા–વહેંચણીના સમયે જો તેઓ મૌજૂદ હોય તો આવો રંજ અને ગમ થવાની શક્યતા છે અને વળી જો તેઓ ગરીબ અને યતીમ તથા જરૂરિયાતમંદ હોય તો એવી પરિસ્થિતિમાં જ્યારે કે, અન્ય સગાંઓ પોતાનો ભાગ લઈને જઈ રહ્યા હશે અને તેમાંથી તેમને કંઈ જ નહીં મળતું હોય અને તેઓ એ બધું જોઈ રહ્યા હશે તો તેમને રંજ અને ગમ થવાનો તથા દિલ તૂટવાનો અંદાજો અમુક તે લોકો જ કરી શકે છે, જેઓ આવી પરિસ્થિતિમાંથી પસાર થઈ ચૂક્યા હશે.

પરંતુ હવે કુર્આન શરીફની વ્યવસ્થાની ખૂબી અને સામાજિક નિયમની શ્રેષ્ઠતા જૂઓ કે, એક બાજુ તો કુર્આન શરીફે જ એવું બતાવ્યું છે કે, ન્યાયપૂર્ણ વ્યવસ્થા એ છે કે اَقْرَبُ "અક્રબ" એટલે કે નજીકના સગાંના મુકાબલામાં اَبْعَدُ "અબ્અદ" એટલે કે દૂરના સગાંઓને ભાગ નહીં મળે. બીજી બાજુ વારસામાંથી વંચિત થનારા દૂરના સગાં (અબ્અદ)ના રંજ–ગમને પણ પસંદ કરવામાં આવ્યો નથી. એટલા માટે એક અલગ આયતમાં તેનું માર્ગદર્શન આપવામાં આવ્યું, وَاِذَا حَضَرَ الْقِسْمَةَ اُولُوا الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنُ فَارْزُقُوْهُمْ مِنْهُ وَقُوْلُوْا لَهُمْ قَوْلًا مَّعْرُوْفًا، એટલે કે, "જે દૂરના રિશ્તેદારો અને યતીમ, મિસ્કીન વારસામાં હિસ્સો મેળવવાથી વંચિત રહી ગયા હોય અને જો તેઓ વારસા–વહેંચણી વખતે ઉપસ્થિત હોય તો વારસો મેળવનારાઓની આ નૈતિક ફરજ છે કે, તેઓ પોતાના માલમાંથી પોતાની મરજીથી રાજી–ખુશી થોડો–ઘણો હિસ્સો તેમને પણ આપી દે, જે એમના માટે એક પ્રકારનો સદકહ અને સવાબનું કારણ છે અને એવા સમયે જ્યારે કે, કોઈ માલ–મિલકત તમને વિના કોઈ મહેનત કે સંઘર્ષ ફક્ત અલ્લાહ તઆલાના દીનના સિદ્ધાંતોના આધારે મળી રહી છે તો સદકહ અને ખયરાત પણ ફી સબિલિલ્લાહ કરવાની દિલમાં ભાવના હોવી જોઈએ. જેમકે, તેનું ઉદાહરણ પ્રસ્તુત આયતમાં ઉપસ્થિત છે. كُلُوْا مِنْ ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَاٰتُوْا حَقَّهٗ يَوْمَ حَصَادِهٖ એટલે કે "પોતાના બગીચાના ફળો ખાઓ, જ્યારે કે તે ફળ આપવા લાગે અને જે દિવસે ફળ ઉતારો (કાપો) તો તેનો હક કાઢીને ફકીરો અને મિસ્કીનોને આપી દો." (આ આયત સૂરએ અન્આમમાં આવી રહી છે.)

**ખુલાસો :**

ખુલાસો એ છે કે, વારસાની વહેંચણી સમયે જો કોઈ દૂરનો સગો યતીમ, મિસ્કીન વગેરે ભેગા થઈ જાય, જેમનો શરીઅતના નિયમ પ્રમાણે વારસાઈમાં કોઈ હિસ્સો લાગતો નથી, તો તેમના ભેગા થવાથી તમે મન નાનું ન કરો બલકે, જે માલ અલ્લાહ તઆલાએ તમને વિના મહેનતે અર્પણ કર્યો છે તેના શુક્રિય્યહ તરીકે તેમને કંઈક આપી દો અને આ તકને ગનીમત સમજો કે, અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાનો એક સારો મૌકો મળી રહ્યો છે. આ તકે તે લોકોને કંઈને કંઈ આપી દેવાથી તેમના દૂરના રિશ્તેદારોના દિલનો રંજ–ગમ દૂર થઈ જશે અને આ રિશ્તેદારોમાં મરનાર મર્હૂમના વારસાથી વંચિત રહી જનાર પૌત્રાઓ પણ

આવી ગયા આથી તેમના કાકા, ફોઈ અને દાદી વગેરે પોતાના હિસ્સામાંથી ખુશી–ખુશી કંઈક આપી દે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَقُوۡلُوۡا لَهُمۡ قَوۡلًا مَّعۡرُوۡفًا (અને તેમની સાથે સારા શબ્દોમાં વાત કરો) જો આ લોકો આ પ્રમાણે કંઈ થોડું–ઘણું આપી દેવા ઉપર રાજી ન થાય બલકે, અન્યોના બરાબર હિસ્સાની માંગણી કરવા લાગે તો કારણ કે, આ માંગણી શરીઅતના કાનૂન વિરૂદ્ધ અને અન્યાયી માંગણી છે, એટલા માટે તેમની આ માંગણી પૂરી કરવાની કોઈ શક્યતા નથી, પરંતુ આવું હોવા છતાં પણ તેમને કોઈ એવી વાત કહેવામાં ન આવે કે, તેમનું દિલ તૂટી જાય, બલકે યોગ્ય રીતે તેમને સમજાવવામાં આવે કે, શરીઅતના કાયદા પ્રમાણે તમારો કોઈ હિસ્સો નથી. અમે જે કંઈ આપ્યું છે તે ફક્ત અલ્લાહ ખાતર આપ્યું છે તથા એક વાત જાણી લેવી જરૂરી છે કે, તે લોકોને જે કંઈ પણ આપો તે મર્હૂમના વહેંચ્યા પહેલાંના સામૂહિક માલમાંથી આપવામાં નહીં આવે, બલકે બાલિગ (પુખ્ત વયના) વારસદારો જે ત્યાં હાજર છે તે પોતાના હિસ્સાના માલિક બન્યા પછી પોતાના હિસ્સામાંથી કંઈક આપી દે. આ પ્રસંગે નાબાલિગ અને ગેરહાજર વારસદારના માલમાંથી તેમને આપવું બરાબર નથી.

**અલ્લાહનો ડર રાખી વારસાની વહેંચણી કરો :**

ત્રીજી આયતમાં બધા જ મુસલમાનોને સંબોધન કરવામાં આવ્યું છે કે, એ બાબતની પૂરી કાળજી રાખો કે, મૃત્યુ પામનારના વારસામાંથી તેમની ઔલાદને પૂરે–પૂરો હક મળી જાય અને દરેક એવી નીતિથી બચવામાં આવે જેમાં ઔલાદના હિસ્સા ઉપર કોઈ અણગમતો પ્રભાવ પડે. એટલા માટે નિયમમાં એ પણ છે કે, તમે કોઈ મુસલમાનને કોઈ એવી વસિય્યત અથવા ખર્ચ કરતા જુઓ જેમાં તેની ઔલાદ અને અન્ય વારસદારોને નુકસાન પહોંચવાનો ભય છે તો તમારા ઉપર ફરજ છે કે, તમે આવી વસિય્યત અથવા આવો ખર્ચ કરવાથી તેને રોકો, જેમકે રસૂલે કરીમ ﷺએ હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)ને પોતાનો પૂરો અથવા અડધો માલ સદકહ કરવાથી રોકી રાખ્યા અને ફક્ત ૧/૩ (એક તૃત્યાંશ) માલનો સદકહ કરવાની પરવાનગી આપી. કારણ કે, જો તેમણે પૂરો અથવા અડધો માલ સદકહ કરી આપ્યો હોત તો વારસદારોનો હિસ્સો ઓછો થઈ ગયો હોત અથવા સંપૂર્ણ ખતમ થઈ ગયો હોત. *(મિશ્કાત, બાબુલ વસાયા, પેજ : ૨૬૫)*

વળી, આ સિદ્ધાંતમાં એ પણ સામેલ છે કે, યતીમ બાળકોના વાલીઓ તેમના માલનું રક્ષણ કરવાની અને તેઓ પુખ્ત વયના થયા પછી તેમને પૂરે–પૂરો સોંપવાની ખૂબ કાળજી રાખે, તેમાં નાની સરખી ઉણપ પણ રહેવા ન દે અને અન્યના યતીમ બાળકોની પરિસ્થિતિની અને પોતાની ઔલાદ સાથેની મહોબ્બતની સરખામણી કરીને જૂએ અને જો તેઓ ઈચ્છે છે કે તેમના પછી તેમની ઔલાદ સાથે લોકો સારો વર્તાવ કરે અને તેઓ તકલીફ ન ભોગવે, કોઈ તેમના ઉપર અત્યાચાર ન કરે, તો એમણે પણ બીજાઓની ઔલાદ અને યતીમો સાથે ભલાઈનો વ્યવહાર કરવો જોઈએ.

**યતીમનો માલ જુલમથી ખાઈ જવો પેટમાં આગના અંગારા ભરવા સમાન છે :**

ચોથી આયતમાં યતીમોના માલમાંથી નાજાઈઝ ખર્ચ કરનાર માટે ઘણી જ કઠોર ચેતવણીનું વર્ણન થયું છે કે, જે વ્યક્તિ નાજાઈઝ રીતે યતીમોનો માલ ખાઈ જાય છે, તે પોતાના પેટમાં જહન્નમની આગ ભરી રહ્યો છે.

આ આયતે યતીમના માલને જહન્નમની આગ ઠરાવ્યો છે અને ઘણા બધા મુફસ્સિરો (વિવરણકારો)એ તેને જહન્નમની આગ દર્શાવવાનું કારણ એક દષ્ટાંત સ્વરૂપે હોવાનું કહ્યું છે. એટલે કે, યતીમોનો માલ નાહક ખાઈ જવો એવું છે, જાણે કોઈ પેટમાં આગ ભરી રહ્યો છે ! કારણ કે, તેનું પરિણામ છેવટે કયામતમાં એવું જ આવવાનું છે, પરંતુ સંશોધનકારોના નિવેદનો આ પ્રમાણે છે કે, આ આયતમાં કોઈ અતિશયોક્તિ કે ઉણપ નથી બલકે, જે વ્યક્તિ યતીમનો માલ નાજાઈઝ રીતે ખાઈ જાય છે તે હકીકતમાં એક આગ જ છે, જો કે, તે સમયે તે આગનું સ્વરૂપ તેને દેખાતું નથી. જેમકે કોઈ વ્યક્તિ દિવાસળીને કહે કે આ આગ છે અથવા ઝેરને કહે કે આ કાતિલ છે, તો દેખીતું છે કે દિવાસળીને હાથમાં લેવાથી હાથ સળગવાનો નથી અને ઝેરને હાથમાં લેવાથી કોઈ વ્યક્તિ મરવાનો નથી, પરંતુ દિવાસળીને થોડી ઘસવાથી તેને આગ કહેવામાં આવે છે, આ સાચું છે. એ જ પ્રમાણે ઝેર ગળાથી નીચે ઊતર્યા પછી ખબર પડે છે કે આ ઝેર કાતિલ છે અને તેને કાતિલ કહેનારો વ્યક્તિ સાચો હતો. એ જ પ્રમાણે કુર્આને કરીમના શબ્દોની પણ અસર એવી જ હોય છે કે, વ્યક્તિ જે નેક અથવા બુરા અમલો કરી રહ્યો છે, તે જ અમલ જન્નતના ઝાડો અને ફળફૂલ છે અથવા તો જહન્નમના અંગારા છે, જો

કે, તેનું સ્વરૂપ અહીંયાં દેખાતું નથી, પરંતુ કયામતના દિવસે તે અમલો પોતાના એ સ્વરૂપે સામે આવશે. કુર્આને કરીમનો ઈરશાદ છે وَوَجَدُوْا مَا عَمِلُوْا حَاضِرًا એટલે કે, "કયામતના દિવસે પોતાના કરેલા કર્મોને મૌજૂદ ભાળશે." (સૂરએ કહફ ૧૮ : ૪૯) અર્થાત્ જે અઝાબ અને સવાબ તેમને નજરે પડશે તે વાસ્તવમાં તેમના પોતાનો અમલ હશે.

અમુક રિવાયતોમાં છે કે, યતીમનો માલ નાહક ખાનારો કયામતના દિવસે એવી પરિસ્થિતિમાં ઉઠાવવામાં આવશે કે, તેના પેટમાંથી આગના ભડકા તેના મ્હોં, નાક, કાન અને આંખોમાંથી નીકળી રહ્યા હશે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "એક કૌમ કયામતના દિવસે એ પ્રમાણે ઉઠાવવામાં આવશે કે તેમનું મોઢું આગથી ભડકી રહ્યું હશે," સહાબએ કિરામ રદિ.એ વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! એ કોણ લોકો છે ?" આપ ﷺએ ફરમાવ્યું કે, "શું તમે કુર્આનમાં નથી પઢયું ? اَلَّذِيْنَ يَاْكُلُوْنَ اَمْوَالَ الْيَتٰمٰى ظُلْمًا (જેઓ યતીમોનો માલ અન્યાયપૂર્વક ખાઈ જાય છે.)"

*(ઈબ્ને કષીર, પેજ : ૪૫૬, ભાગ : ૧)*

આયતના વિષયનો ખુલાસો એ થયો કે યતીમોનો જે માલ નાહક ખાઈ જવામાં આવે છે તે વાસ્તવમાં જહન્નમની આગ છે, પરંતુ અત્યારે તે આગ હોવાની અનુભૂતિ થતી નથી. એટલા માટે રસૂલે કરીમ ﷺએ આ બાબતમાં સખત કાળજી લેવાની સ્પષ્ટ સૂચના આપી છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اُحَرِّجُ مَالَ الضَّعِيْفَيْنِ اَلْمَرْأَةِ وَالْيَتِيْمِ، (ابن کثیر، ص ۴۵۶، ج ۱)

*"હું તમને ખાસ બે કમજોરોના માલથી બચવાની તાકીદ કરું છું, એક સ્ત્રી અને બીજો યતીમ."* *(ઈબ્ને કષીર, પેજ : ૪૫૬, ભાગ : ૧)*

સૂરએ નિસાઅ્નો પ્રથમ રુકૂઅ્ શરૂઆતથી અંત સુધી લગભગ યતીમોના હુકમોના સંદર્ભમાં જ છે. યતીમોના માલની દેખરેખ રાખવી, તેમના માલને પોતાનો માલ ન બનાવી લેવો, તેમને વારસામાં મળેલ માલમાંથી તેમનો હિસ્સો આપી દેવાનો હુકમ કરવામાં આવ્યો અને મોટા થઈ જવાના ડરથી તેમના માલને ઉડાઉ રીતે જલદી-જલદી ખર્ચ કરવો તથા યતીમ છોકરીઓ સાથે નિકાહ કરીને

મહર ઓછી દેવી અથવા તેમના માલ ઉપર કબજો કરી લેવો, વગેરે બાબતોની મનાઈ કરવામાં આવી.

છેવટે ફરમાવ્યું કે, યતીમોનો માલ નાહક ખાઈ જવો પેટમાં અંગારા ભરવા સમાન છે. કારણ કે યતીમોનો માલ નાહક ખાઈ જવાના પરિણામ સ્વરૂપે મૃત્યુ પછી આ પ્રકારના લોકોના પેટમાં આગ ભરવામાં આવશે. અત્રે શબ્દ يَـاْكُلُوْنَ (યઅ્કુલૂન)નો ઉપયોગ કરવામાં આવ્યો છે અને યતીમનો માલ નાહક ખાવા બાબતે સખત ચેતવણી આપવામાં આવી છે, પરંતુ યતીમના માલનો દરેક પ્રકારનો નાહક ઉપયોગ ખાવામાં હોય કે, પીવામાં કે, વાપરવામાં; હરામ અને અલ્લાહના અઝાબ તથા ક્રોધનું નિમિત્ત બને છે. કારણ કે, જ્યારે રૂઢિપ્રયોગમાં કોઈના માલને નાહક ખાઈ જવો કહેવામાં આવે છે ત્યારે તેનો અર્થ તેનો દરેક પ્રકારનો દુરુપયોગ કરવાનો સમજવામાં આવે છે.

જ્યારે કોઈ વ્યક્તિ મૃત્યુ પામે છે તો તેના માલના દરેકે દરેક ભાગમાં ભલે કોઈ વસ્તુ નાની હોય કે મોટી દરેક વારસદારનો હક છે. જો વારસદારો યતીમ નાબાલિગ (સગીર) બાળકો હોય છે ત્યારે ઘણીવાર આવા બાળકો સાથે ઘણા કુટુંબોમાં જુલમ અને અન્યાયનો વર્તાવ કરવામાં આવે છે અને દરેક તે વ્યક્તિ જે આ બાળકોના પિતાના મૃત્યુ પછી માલ ઉપર કબજેદાર હોય છે, તેઓ ભલે યતીમ બાળકોના કાકા હોય કે, મોટા ભાઈ હોય અથવા પોતે માતા હોય અથવા કોઈ વાલી હોય, ઘણીવાર તેમનાથી એવો વર્તાવ થઈ જ જાય છે કે જેની મનાઈ કુર્આનના આ રુકૂઅ્માં કરવામાં આવી છે. પ્રથમ તો ઘણા વાલીઓ વર્ષોના વર્ષો વારસાની વહેંચણી જ કરતા નથી અને બાળકોના ભરણ-પોષણનો થોડો ખર્ચ કરતા રહે છે, પછી બિદ્અતો, કુરિવાજો અને વ્યર્થ ખર્ચાઓમાં આ સહિયારી મિલકતમાંથી ખર્ચ કરતા ચાલ્યા જાય છે. પોતાની જાત ઉપર પણ ખર્ચ કરે છે અને ક્યારેક સરકારી ખાતાઓમાં પોતાના નામ ઉપર મિલકત કરીને પોતાના બાળકોના નામ ઉપર મિલકત ચઢાવી આપે છે. આ એવી વાતો છે જેનાથી ભાગ્યે જ કોઈ ઘર બચતું હશે.

મદ્રસાઓ અને યતીમખાનાઓમાં જે ચંદો યતીમ માટે આવે છે, તેને યતીમો માટે ખર્ચ ન કરવો પણ યતીમોનો માલ પચાવી પાડવાનું જ એક સ્વરૂપ છે.

**મસ્અલો :**

મય્યતના શરીરના કપડાં પણ વારસામાં સામેલ હોય છે, તેને હિસાબમાં લગાવ્યા વિના જ સદકહ કરી દેવામાં આવે છે, અમુક વિસ્તારોમાં તાંબા–પિત્તળના વાસણોની વહેંચણી કર્યા વિના જ ફકીરોને આપી દેવામાં આવે છે. જ્યારે કે, આ બધામાં નાબાલિગ અને ગેરહાજર હોય એવા વારસદારોનો પણ ભાગ હોય છે. પ્રથમ માલને વહેંચી લેવો જોઈએ, જેમાં મરણ પામનારની ઔલાદ, પત્ની, માતા–પિતા, બહેનો અને જેનો–જેનો શરીઅત પ્રમાણે હિસ્સો લાગતો હોય તેમને આપી દે, ત્યારબાદ પોતાની ખુશી–ખુશી જે વ્યક્તિ ઈચ્છે મરનાર તરફથી ખયરાત કરી દે અથવા બધા ભેગા મળીને ફક્ત પુખ્ત વયના અને હાજર વારસદારો આવી ખયરાત કરે તો બરાબર છે. નાબાલિગ (સગીર) વારસદારોની ઈજાઝત ભરોસાપાત્ર નથી અને જે વારસદારો ગેરહાજર છે તેમના ભાગમાંથી તેમની પરવાનગી વિના ખર્ચ કરવો બરાબર નથી.

**મસ્અલો :**

મય્યતને કબ્રસ્તાન લઈ જતી વખતે જનાઝહની ચાદર જે ઉપર નાંખવામાં આવે છે, તે કફનમાં સામેલ નથી, તેને મય્યતના માલમાંથી ખરીદવી જાઈઝ નથી. કારણ કે, તે માલ બધા વારસદારોનો સહિયારો માલ છે, કોઈ વ્યક્તિ પોતાના તરફથી ખર્ચ કરે તો તે જાઈઝ છે. અમુક વિસ્તારોમાં જનાઝહની નમાઝ પઢાવનારા ઈમામ માટે કફનના કપડાંમાંથી જ મુસલ્લા તૈયાર કરાવવામાં આવે છે અને પછી આ મુસલ્લાઓ ઈમામને આપી દેવામાં આવે છે. આ ખર્ચ પણ કફનની જરૂરિયાતમાં સામેલ નથી. બલકે, ફાજલ ખર્ચ છે અને વારસદારોના સહિયારા માલમાંથી તેને ખરીદવું જાઈઝ નથી.

**મસ્અલો :**

અમુક જગ્યાએ મય્યતના ગુસ્લ માટે માટીના નવા વાસણો ખરીદવામાં આવે છે, પછી તેને તોડી નાંખવામાં આવે છે. પ્રથમ તો નવા વાસણો ખરીદવાની આવશ્યકતા જ નથી. કારણ કે, ઘરમાં ઉપલબ્ધ વાસણોથી ગુસલ આપી શકાય છે અને જો ખરીદવાની આવશ્યકતા ઊભી થાય તો આવા વાસણો તોડી નાંખવા જાઈઝ નથી. પ્રથમ તો તેમાં માલ બરબાદ થાય છે અને ઉપરથી તેમાં યતીમો

અને હાજર ન હોય એવા વારસદારોનો હક પણ હોય છે.

**મસ્અલો :**

વારસાની વહેંચણીથી પહેલાં મહેમાનો માટે તેમાંથી ખર્ચ કરવો અથવા સદકહ–ખયરાત વગેરે ખર્ચ કરવો જાઈઝ નથી. આવા સહિયારા માલમાંથી વારસદારોની પરવાનગી વિના સદકહ અને ખયરાત કરવાથી મર્હૂમને કોઈ સવાબ પહોંચતો નથી, બલકે આવો માલ સવાબ સમજીને આપવો વધારે સખત ગુનોહ છે, કારણ કે, મર્હૂમના મૃત્યુ પછી આ માલ બધા જ વારસદારોનો સહિયારો છે અને તેમાં ક્યારેક યતીમ પણ હોય છે. આ સહિયારા માલમાંથી કંઈ આપવું એવું છે જેમકે, કોઈનો માલ ચોરી લઈ મય્યત માટે સદકહ કરવામાં આવે. પ્રથમ માલની હિસ્સા પ્રમાણે વહેંચણી કરી લેવામાં આવે અને તેમાંથી જો કોઈ પુખ્ત વયના વારસદારો પોતાની મરજીથી મય્યત માટે કંઈક સદકહ ખયરાત કરે તો તેનો તેમને અધિકાર છે.

વહેંચણીથી પહેલાં પણ વારસદારોની પરવાનગી લઈને વારસાના સહિયારા માલમાંથી ખયરાત ન કરે, એટલા માટે કે, જો તેમાં યતીમ બાળકો પણ સામેલ છે તો તેમની પરવાનગી માન્ય ગણાશે નહીં અને જો વારસદારો પુખ્ત વયના છે તો એવું જરૂરી નથી કે તેઓએ ખુશી–ખુશી પરવાનગી આપી હોય, એવું પણ બની શકે છે કે તેઓ શરમા–શરમીથી સમાજમાં આબરૂ જાળવવા માટે પરવાનગી આપવા મજબૂર થયા હોય અને લોકોના મહેણા–ટોણાના ડરથી કે "પોતાના મર્હૂમ માટે બે પૈસા ખર્ચ ન કર્યો !" એવા કટાક્ષથી બચવા માટે દિલ ઇચ્છતું ન હોવા છતાં "હા" ભરી હોય...... જ્યારે કે, શરીઅતમાં ફક્ત તે માલ જ હલાલ છે જેને આપનારો રાજી–ખુશીથી, મહોબ્બતથી આપી રહ્યો હોય.....જેની વિગતો અગાઉ વર્ણન થઈ ચૂકી છે.

અત્રે અમે એક બુઝૂર્ગનો કિસ્સો વર્ણવીએ છીએ, જેથી આ મસ્અલો વધારે સ્પષ્ટ થઈ જાય. આ બુઝુર્ગ એક મુસલમાનની ઈયાદત (ખબરગીરી) કરવા માટે પહોંચ્યા થોડો સમય બીમાર પાસે બેઠા હતા કે તે બીમાર મૃત્યુ પામ્યો. એ સ્થળે દિવો સળગી રહ્યો હતો, તેમણે ઊભા થઈને તરત જ તે દીવો હોલવી નાંખ્યો અને પોતાની પાસેથી પૈસા આપીને તેલ મંગાવી દીવો સળગાવી

અજવાળુ કર્યું. લોકોએ તેનું કારણ પૂછ્યું તો ફરમાવ્યું, જ્યાં સુધી આ માણસ હયાત હતો દીવો તેની મિલકતમાં હતો અને તેના પ્રકાશનો ઉપયોગ કરવો જાઈઝ હતો. હવે, તે આ દુનિયામાંથી ઈન્તેકાલ કરી ચૂક્યો છે તો તેની દરેક વસ્તુમાં વારસદારોનો હક થઈ ગયો છે. માટે બધા વારસદારોની પરવાનગીથી જ આપણે આ દીવાનો ઉપયોગ કરી શકીએ છીએ અને તેઓ બધા અહીંયાં હાજર નથી. એટલા માટે મેં મારા પૈસાનું તેલ મંગાવીને અજવાળુ કર્યું છે.

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૧)

يُوْصِيْكُمُ اللّٰهُ فِيْٓ اَوْلَادِكُمْ ۤ لِلذَّكَرِ مِثْلُ حَظِّ الْاُنْثَيَيْنِ ۚ فَاِنْ كُنَّ نِسَآءً فَوْقَ
اثْنَتَيْنِ فَلَهُنَّ ثُلُثَا مَا تَرَكَ ۚ وَاِنْ كَانَتْ وَاحِدَةً فَلَهَا النِّصْفُ ۭ وَلِاَبَوَيْهِ لِكُلِّ
وَاحِدٍ مِّنْهُمَا السُّدُسُ مِمَّا تَرَكَ اِنْ كَانَ لَهٗ وَلَدٌ ۚ فَاِنْ لَّمْ يَكُنْ لَّهٗ وَلَدٌ وَّوَرِثَهٗٓ
اَبَوٰهُ فَلِاُمِّهِ الثُّلُثُ ۚ فَاِنْ كَانَ لَهٗٓ اِخْوَةٌ فَلِاُمِّهِ السُّدُسُ مِنْۢ بَعْدِ وَصِيَّةٍ يُّوْصِيْ
بِهَآ اَوْ دَيْنٍ ۭ اٰبَاۗؤُكُمْ وَاَبْنَاۗؤُكُمْ لَا تَدْرُوْنَ اَيُّھُمْ اَقْرَبُ لَكُمْ نَفْعًا ۭ
فَرِيْضَةً مِّنَ اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ⑪

## તરજુમો :

*અલ્લાહ તમને હુકમ (વસિય્યત) કરે છે તમારી અવલાદ વિશે કે એક પુરૂષનો હિસ્સો બે ઔરતો બરાબર છે; પછી જો ફક્ત ઔરતો જ હોય ભલે બેથી વધારે તો તેમના માટે તે માલમાંથી બે તૃત્યાંશ છે જે (મય્યતે) છોડયું; અને જો એક જ (ઔરત) હોય તો તેના માટે અડધો (ભાગ) છે અને તે (મય્યત)ના માં-બાપ માટે બંનેમાંથી દરેકનો છઠ્ઠો ભાગ છે તે માલમાંથી જે (મય્યતે) છોડયો જો તે (મય્યત)ને અવલાદ હોય; પછી જો તેને અવલાદ ન હોય અને તેના માં-બાપ જ વારસદાર હોય તો તેની માંનો ત્રીજો ભાગ છે; પછી જો તે (મય્યત)ના ઘણા ભાઈ હોય તો તેની માંનો છઠ્ઠો ભાગ છે તે*

*વસિય્યત પછી જે તે કરી ગયો અથવા કરજ અદા કર્યા પછી; તમારા બાપ અને તમારા પુત્રો તો તમને ખબર નથી તેમાં કોણ તમારા માટે લાભ પહોંચાડવામાં વધારે નજીક છે; આ અલ્લાહના નક્કી કરેલા ભાગ છે, બેશક! અલ્લાહ સઘળું જાણનારો (અને) હિકમતવાળો છે. (૧૧)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

પાછલા રુકૂઅ્માં لِلرِّجَالِ نَصِيبٌ مِّمَّا تَرَكَ الْوَالِدَانِ માં વારસાનો હક ધરાવનાર લોકોનું સામૂહિક વર્ણન હતું. આ રુકૂઅ્માં વારસાનો હક ધરાવનાર લોકોના અમુક પ્રકારોનું વિગતવાર વર્ણન થયું છે અને વિવિધ સગપણ આધારે તેમના ભાગે આવતા હિસ્સાઓનું વર્ણન છે. આ જ સિલસિલાની અમુક સ્પષ્ટતા સૂરતના અંતે પણ આવી રહી છે અને બાકી વિભાગ હદીષોમાં વર્ણન થયો છે, ફૂકહાએ શરીઅતની "નસ"માં તે બધી જ સ્પષ્ટતા વર્ણન કરીને એક આગવા વિષય તરીકે વારસા-વહેંચણીના સિદ્ધાંતો અને નિયમોને સંપાદિત પણ કર્યા છે.

પ્રસ્તુત આયતમાં ઔલાદ અને માતા-પિતાના હિસ્સાનું વર્ણન કરવામાં આવ્યું છે તથા સાથે-સાથે વારસા-વહેંચણીના અમુક મસ્અલાઓનો પણ ઉલ્લેખ થયો છે.

## તફસીર :

અલ્લાહ તઆલા તમને હુકમ આપે છે તમારી ઔલાદ(ના વારસા-વહેંચણી) બાબતે; (તે એ કે) છોકરાનો ભાગ બે છોકરીઓ બરાબર (એટલે એક છોકરાનો હિસ્સો બે છોકરી બરાબર એટલે કે છોકરાને બમણો એટલે કે બે તૃત્યાંશ અને છોકરીને અડધો એટલે કે એક તૃત્યાંશ મળશે) અને જો (ઔલાદમાં) ફક્ત છોકરીઓ જ હોય ભલે બેથી વધારે હોય તો આ છોકરીઓને બે તૃત્યાંશ મળશે, તે માલનો કે જે મરનાર છોડી ગયો છે (અને જો બે છોકરીઓ હોય ત્યારે તો બે તૃત્યાંશ મળવો દેખીતો જ છે. કારણ કે જો તે એક છોકરીની જગ્યાએ એક છોકરો હોત તો આ છોકરીનો ભાગ તેના ભાઈ કરતા ઓછો છે તો પણ એક તૃત્યાંશ કરતા ઘટ્યો ન હોત, બસ જ્યારે બીજી પણ છોકરી જ છે તો એક તૃત્યાંશ કરતા કોઈ કાળે ઘટી નથી શકતો અને બંને છોકરીઓની સરખી પરિસ્થિતિ છે. બસ, તેમાં પણ એક તૃત્યાંશ થશે, બંનેને મળીને ૨/૩ થયું.

અલબત્ત ત્રણ છોકરીઓમાં શંકા હતી કે, તેમને ત્રણે-ત્રણ ભાગ મળી જાય એટલે કે સંપૂર્ણ માલ મળી જાય, એટલા માટે ફરમાવ્યું કે, જો છોકરીઓ બે થી વધારે હોય, પરંતુ તે છતાં બે તૃત્યાંશ કરતાં વધશે નહીં) અને જો એક જ છોકરી હોય તો તેને (કુલ વારસાનો) અડધો ભાગ મળશે (અને પ્રથમ સ્વરૂપમાં વધેલો એક તૃત્યાંશ ભાગ અને બીજા સ્વરૂપમાં વધેલો અડધો ભાગ બીજા અન્ય નજીકના સગાંઓનો હક છે અને જો કોઈ જ ન હોય તો તે પણ તેને જ આપી દેવામાં આવશે, જેમકે "ફરાઈઝ"-વારસા વહેંચણીને લગતી કિતાબોમાં વર્ણન થયું છે) અને માં-બાપ(ને વારસો મળવાના ત્રણ સ્વરૂપ છે, પ્રથમ સ્વરૂપ) માટે એટલે કે બંનેમાંથી દરેકના માટે મય્યતના છોડેલા માલમાંથી છઠ્ઠો-છઠ્ઠો ભાગ (નક્કી) છે જો મય્યતની કોઈ અવલાદ હોય (ભલે તે પુરુષ હોય કે સ્ત્રી ! ભલે એક હોય અથવા વધારે અને બાકીનો વારસામાં છોડેલો માલ ઔલાદ અને બીજા ખાસ-ખાસ વારસદારોને મળશે અને પછી પણ કંઈ બચી જાય તો પછી બધાને જ આપી દેવામાં આવશે), અને જો આ મય્યતને કોઈ ઔલાદ ન હોય અને (ફક્ત) તેમના માં-બાપ જ તેમના વારસદાર હોય (આ બીજું સ્વરૂપ છે અહીંયાં "ફક્ત" શબ્દ એટલા માટે કહેવામાં આવ્યો છે કે, ભાઈ-બહેન પણ ન હોય. જેમકે આગળ આવે છે) તો (એવી પરિસ્થિતિમાં) તેની માં ને એક તૃત્યાંશ (ભાગ) છે (અને બાકી બે તૃત્યાંશ બાપનો ભાગ છે અને કારણ કે, પ્રસ્તુત સ્વરૂપમાં એ દેખીતું છે કે આ બાબતની સ્પષ્ટતાની આવશ્યકતા નથી) અને જો મય્યતના એકથી વધારે ભાઈ-બહેન (કોઈ પ્રકારે) હોય (ભલે માં-બાપ બંનેમાં ભાગીદાર હોય જેને "અયની" કહેવામાં આવે છે અથવા તો ફક્ત બાપ એક હોય અને માં અલગ-અલગ હોય જેને "અલ્લાતી" કહેવામાં આવે છે. મતલબ કે, કોઈપણ પ્રકારે ભાઈ-બહેન એકથી વધારે હોય, ઔલાદ ન હોય અને માં-બાપ હોય આ ત્રીજું સ્વરૂપ છે. તો એવા સ્વરૂપમાં) તેની માં ને (છોડેલા માલમાં) છઠ્ઠો ભાગ મળશે (અને બાકીનો બાપને મળશે.... આ બધા ભાગ) વસિય્યત (પ્રમાણે માલ) કાઢી લીધા પછી કે મય્યત તેની વસિય્યત કરી જાય અથવા કરજ (જો હોય તો તેને પણ કાઢી લીધા) પછી (વહેંચણી થશે), તમારા નિયમો અને અનુમાન જે છે તમે (તેના વિશે) સંપૂર્ણ રીતે એ નથી જાણી શકતા કે તેમાં કયો વ્યક્તિ તમને (દુનિયવી રીતે અથવા આખિરતમાં) નફો પહોંચાડવામાં (તમારા અનુમાન

કરતાં) વધારે નજીક છે. (એટલે કે, જો તમારા અભિપ્રાય ઉપર દારોમદાર રાખવામાં આવ્યો હોત તો તમે જે તમને નફો પહોંચાડવાનો હોય તેને તમારા માલમાં અગ્રિમતા આપી હોત અને તેનો આધાર તમને કોણ લાભ પહોંચાડે છે તેના ઉપર રાખ્યો હોત. હવે, આ પ્રમાણેની કોઈ પદ્ધતિ કોઈની પાસે નથી તો એ બાબતનો કોઈપણ આધાર રાખવો યોગ્ય ન હતો. બસ, જ્યારે તમને કોણ લાભ પહોંચાડે છે, તે આધાર માન્ય રાખવાને યોગ્ય જ નથી, એટલા માટે અન્ય મસ્લિહતો અને અભિપ્રાયોને તમારા દિમાગમાં ન આવવા દો અને આ હુકમને અલ્લાહનો હુકમ સમજીને તેણે બનાવેલ કાયદો જાણો તથા) આ હુકમ અલ્લાહ તઆલા દ્વારા નક્કી કરવામાં આવ્યા છે (અને આ હુકમ દેખીતું છે કે તેના જ તરફથી છે કે, જે) અલ્લાહ સર્વજ્ઞ અને હિકમતવાળો છે (બસ, જે હિકમતો તેણે પોતાના જ્ઞાનથી, પોતાની મરજીથી રાખી છે તે જ ભરોસાપાત્ર છે, તેમાં તમારા અભિપ્રાયની કોઈ માન્યતા કે આધાર નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### વારસા-વહેંચણીના હુકમો :

શરીઅતનો સિદ્ધાંત છે કે, મરનારના માલમાંથી પ્રથમ શરીઅત પ્રમાણે તેના કફન-દફનનો ખર્ચ પૂરો કરવામાં આવે, જેમાં કોઈપણ પ્રકારની ફુઝૂલખર્ચી (બિનજરૂરી ખર્ચ) કરવામાં ન આવે અને કંજૂસી પણ કરવામાં ન આવે. ત્યાર પછી તેના કરજને અદા કરવામાં આવે, જો કરજ એટલું જ હોય જેનાથી તેનો સઘળો માલ પૂરો થઈ જતો હોય અથવા તેનાથી પણ વધારે હોય તો કોઈને કંઈ જ વારસો મળશે નહીં અને કોઈપણ પ્રકારની વસિય્યત લાગુ પડશે નહીં અને જો કરજ ભરપાઈ કર્યા પછી માલ બચી જાય અથવા કરજ બિલકુલ જ ન હોય અને જો તેણે કોઈ વસિય્યત કરી હોય અથવા તે કોઈ ગુનાહની વસિય્યત ન હોય તો હવે જે માલ ઉપલબ્ધ છે તેના એક તૃત્યાંશ માલમાંથી તેની વસિય્યત પૂરી કરવામાં આવશે. જો કોઈ વ્યક્તિ સંપૂર્ણ માલની વસિય્યત કરી દે તો પણ એક તૃત્યાંશ માલની વસિય્યત જ માન્ય ગણાશે..... એક તૃત્યાંશ માલથી વધારેની વસિય્યત કરવી યોગ્ય પણ નથી અને એ જ રીતે વારસદારોને વારસાથી વંચિત કરવાના હેતુથી વસિય્યત કરવી ગુનોહ છે.

કરજની ભરપાઈ કર્યા પછી એક તૃત્યાંશ માલમાં વસિય્યત લાગુ કરીને શરીઅતની રૂએ નક્કી થયેલા વારસદારોમાં વહેંચણી કરવામાં આવશે જેની વિગતો "ફરાઈઝ" (વારસા–વહેંચણીને લગતા શરઈ મસ્અલાઓ)ની કિતાબોમાં વિસ્તારપૂર્વક મૌજૂદ છે. જો વસિય્યત ન કરી હોય તો કરજ આપ્યા પછી સંપૂર્ણ માલ વારસદારોમાં વહેંચી આપવામાં આવશે.

**સંતાનોનો ભાગ :**

જેમકે પાછળના રુકૂઅ્માં આવી ચૂક્યું છે કે, વારસાની વહેંચણી મય્યતના સગપણમાં કોણ વધારે નજીકનું સગપણ ધરાવે છે અને કોણ દૂરનું; તેના ઉપર આધાર રાખે છે. મરનારના સંતાનો અને તેના માતા–પિતા સૌથી નજીકના સગાં છે એટલા માટે તેમને દરેક પરિસ્થિતિમાં મય્યતના વારસાનો ભાગ મળશે. આ બંને સગપણ મનુષ્યના સૌથી નજીકના સગપણ અને સીધે–સીધા (પ્રત્યક્ષ) સગપણ છે. બીજા સગપણો સીધે–સીધા નથી, કુર્આન શરીફમાં પ્રથમ એમના જ હિસ્સાઓનું વર્ણન થયું છે અને સંતાનોના ભાગથી જ શરૂઆત કરી. એટલા માટે ઈરશાદ થયો,

يُوصِيكُمُ اللّٰهُ فِيٓ اَوْلَادِكُمْ لِلذَّكَرِ مِثْلُ حَظِّ الْاُنْثَيَيْنِ આ એક એવો સનાતન કાયદો છે જેનાથી છોકરા અને છોકરીઓ બંને–ને વારસાના હકદાર પણ બનાવવામાં આવ્યા છે અને તેમનો એક ચોક્કસ ભાગ પણ નક્કી કરવામાં આવ્યો છે અને હવે આ સિદ્ધાંતની જાણ થઈ ગઈ તો જ્યારે મરનારના સંતાનોમાં છોકરા અને છોકરીઓ (પુરુષો અને સ્ત્રીઓ) બંને હોય તો તેમના ભાગે જે માલની વહેંચણી થશે તે દરેક છોકરાને છોકરીઓ કરતાં બમણું મળશે. દાખલા તરીકે, કોઈને એક છોકરો અને બે છોકરીઓ હોય તો માલના ચાર ભાગ કરીને બે ચતુર્થાંશ છોકરાને અને એક ચતુર્થાંશ દરેક છોકરીને મળશે.

**છોકરીઓના ભાગનું મહત્ત્વ :**

કુર્આન મજીદે છોકરીઓના ભાગ અપાવવામાં એટલી કાળજી લીધી છે કે, છોકરીઓના હિસ્સા નક્કી કરીને તેના આધારે છોકરાઓના ભાગ બતાવ્યા છે અને لِلْاُنْثَيَيْنِ مِثْلُ حَظِّ الذَّكَرِ (બે છોકરીઓ એક છોકરા બરાબર) કહેવાને બદલે لِلذَّكَرِ مِثْلُ حَظِّ الْاُنْثَيَيْنِ (એક છોકરો બે છોકરીઓના ભાગ બરાબર)ના

શબ્દો કહેવામાં આવ્યા. જે લોકો બહેનોનો ભાગ નથી આપતા અને એવું સમજીને મને-ક-મને શરમા-શરમીથી બહેનો મા'ફ કરી આપે છે કે, ભાગ તો મળવાનો નથી પછી શા માટે ભાઈઓ સાથે સંબંધો ખરાબ કરે ? આવી મા'ફી શરઈ રૂએ મા'ફી આપેલી ગણાશે નહીં, તેનો હક ભાઈઓના માથે વાજિબ રહે છે. આવો વારસો દબાવવો સખત ગુનોહ છે, તેમાં નાબાલિગ બાળકો હોય છે, તેમને હિસ્સો ન આપવો એ બમણો ગુનોહ છે. એક ગુનોહ શરઈ રૂએ વારસદારનો ભાગ દબાવી દેવાનો અને બીજો યતીમનો માલ ખાઈ જવાનો ગુનોહ.

આ બાબતની વધારે સ્પષ્ટતા કરીને છોકરીઓના ભાગને આ રીતે વર્ણન કરવામાં આવ્યો. فَاِنْ كُنَّ نِسَآءً فَوْقَ اثْنَتَيْنِ فَلَهُنَّ ثُلُثَا مَا تَرَكَ એટલે કે, જો પુરૂષ ઔલાદ ન હોય, ફક્ત સ્ત્રીઓ હોય અને એકથી વધારે હોય તો તેમને મરનારના માલનો બે તૃત્યાંશ ભાગ મળશે, જેમાં બધી જ છોકરીઓ બરાબરની ભાગીદાર હશે અને બાકીનો એક તૃત્યાંશ ભાગ અન્ય વારસદારો દાખલા તરીકે, મરનારના માતા-પિતા, પત્ની અથવા પતિ વગેરે વારસદારોને મળશે. બે છોકરીઓ અને બેથી વધારે છોકરીઓ બધા મરનારના બે તૃત્યાંશમાં ભાગીદાર થશે.

બે છોકરીઓથી વધારેનો હુકમ કુર્આન શરીફની આયતમાં સ્પષ્ટ રીતે આવેલ છે, જેમકે فَوْقَ اثْنَتَيْنِ નો શબ્દ તેની દલીલ છે અને છોકરીઓ બે હોય તો તેનો હુકમ પણ તે જ છે, જે બે થી વધારેનો હુકમ છે તેની સાબિતી હદીષ શરીફમાં પણ મળે છે.

عَنْ جَابِرِبْنِ عَبْدِ اللّٰهِ قَالَ خَرَجْنَا مَعْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ حَتّٰى جِئْنَا اِمْرَئَةً مِّنَ الْاَنْصَارِ فِيْ الْاَسْوَافِ فَجَائَتِ الْمَرْئَةُ بِابْنَتَيْنِ لَهَا فَقَالَتْ يَارَسُوْلَ اللّٰهِ هَاتَانِ بِنْتَاثَابِتِ بْنِ قَيْسٍ قُتِلَ مَعَكَ يَوْمَ اُحُدٍ وَقَدِ اسْتَفَاءَ عَمُّهُمَا مَا لَهُمَا وَمِيْرَاثَهُمَا كُلَّهٗ وَلَمْ يَدَعْ مَالًا اِلَّا اَخَذَهٗ فَمَا تَرىٰ يَارَسُوْلَ اللّٰهِ فَوَاللّٰهِ لَاتُنْكَحَانِ اَبَدًا اِلَّا وَلَهُمَا مَالٌ، فَقَالَ رَسُوْلُ اللّٰه صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقْضِى اللّٰهُ فِيْ ذٰلِكَ وَقَالَ نَزَلَتْ سُوْرَةُ النِّسَآءِ "يُوْصِيْكُمُ اللّٰهُ فِيْ اَوْلَادِكُمْ" الاية، فَقَالَ رَسُوْلُ اللّٰهِ

صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اُدْعُوْا لِيَ الْمَرْئَةَ وَصَاحِبَهَا، فَقَالَ لِعَمِّهِمَا اَعْطِهِمَا الثُّلُثَيْنِ وَاَعْطِ اُمَّهُمَا الثُّمُنَ وَمَا بَقِيَ فَلَكَ، (اَبُوْدَاوُدَ كِتَابُ الْفَرَائِضِ، وَ بِمَعْنَاهُ فِي التِّرْمِذِيُ اَبْوَابُ الْفَرَائِضِ)

[قَالَ اَبُوْدَاوُدَ وَاَخْطَأَبِشْرٌفِيْهِ اِنَّمَاهُمَااِبْنَتَا سَعْدِ بْنِ الرَّبِيْعِ، وَثَابِتُ بْنُ قَيْسٍ قُتِلَ يَوْمَ الْيَمَامَةِ]

*"જાબિર (રદિ.)થી રિવાયત છે, ફરમાવે છે કે, એક વખતે હું રસૂલે કરીમ ﷺ સાથે બહાર નીકળ્યો, એટલામાં અમે અસ્વાફમાં એક અન્સારી સ્ત્રી પાસેથી પસાર થયા, તે સ્ત્રી પોતાની બે છોકરીઓને લઈને આવી અને કહેવા લાગી, હે અલ્લાહના રસૂલ ﷺ ! આ બંને છોકરીઓ ષાબિત બિન કૈસ (મારા પતિ)ની છે, જે તમારી સાથે રહી ગઝ્વએ ઉહદમાં શહીદ થઈ ગયા છે અને આ છોકરીઓના કાકા તેમના સંપૂર્ણ માલ અને તેમના સંપૂર્ણ વારસા ઉપર કબજેદાર થઈ ગયા છે અને તેઓના (છોકરીઓના) માટે કંઈ જ બાકી રાખ્યું નથી. આ બાબતે તમે શું કહો છો ? ખુદાની કસમ ! જો આ છોકરીઓની પાસે માલ ન હશે તો કોઈ વ્યક્તિ તેમને પોતાના નિકાહમાં રાખવા પણ તૈયાર નહિ થાય ! રસૂલુલ્લાહ ﷺએ આ સાંભળીને ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તારા હકમાં ફેંસલો ફરમાવી આપશે. હઝરત જાબિર (રદિ.) ફરમાવે છે કે, પછી જ્યારે સૂરએ નિસાઅ્ની આ આયત "يُوْصِيْكُمُ اللّٰهُ فِيْ اَوْلَادِكُمْ" નાઝિલ થઈ તો રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, તે સ્ત્રી અને તેમના દિયરને (છોકરીઓના તે કાકાઓ જેમણે બધા માલ ઉપર કબજો કરી લીધો હતો) બોલાવો, રસૂલે કરીમ ﷺએ છોકરીઓના કાકાઓને કહ્યું કે, છોકરીઓને બધા માલનો બે તૃત્યાંશ ભાગ આપી દો. તેમની માં ને આઠમો ભાગ; અને જે બચે તે તમે પોતે રાખી લો."*

આ હદીષમાં જે મસ્અલાનો ઉલ્લેખ છે તેમાં રસૂલે કરીમ ﷺએ બે છોકરીઓને પણ બે તૃત્યાંશ ભાગ આપી દીધો, જે પ્રમાણે બે થી વધારે છોકરીઓનો હુકમ પોતે પણ કુર્આને કરીમે પ્રસ્તુત આયતમાં બતાવી દીધો છે.

ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યું, وَاِنْ كَانَتْ وَاحِدَةً فَلَهَا النِّصْفُ "જો મરનારે પોતાની ઔલાદમાં ફક્ત એક છોકરી છોડી અને કોઈ પુરૂષ ઔલાદ બિલકુલ ન હોય તો તેને તેના પિતા અથવા માતાના છોડેલા માલનો અડધો હિસ્સો મળશે. બાકી બીજો અડધો હિસ્સો બીજા વારસદારો લઈ લેશે."

**માતા-પિતાનો ભાગ :**

ત્યારબાદ અલ્લાહ તબારક વ તઆલાએ મરનારના માતા-પિતાનો ભાગ બતાવ્યો અને ત્રણ પરિસ્થિતિઓનું વર્ણન કર્યું.

પ્રથમ એ કે માતા-પિતા બંને જીવંત હોય અને ઔલાદ પણ હોય ભલે એક જ છોકરો અથવા છોકરી હોય. આવી પરિસ્થિતિમાં માં-બાપને છટ્ઠો-છટ્ઠો ભાગ મળશે, બાકી વારસો અન્ય વારસદારો એટલે કે, ઔલાદ અને પત્ની અથવા પતિ લઈ લેશે અને અમુક પરિસ્થિતિઓમાં અમુક બચેલો માલ ફરી પિતાને મળશે, જે તેના નક્કી કરેલા છટ્ઠા ભાગ સિવાયનો હોય છે. "ફરાઈઝ"જ્ઞાનની પરિભાષામાં આ પ્રમાણેના હકને اِسْتِحْقَاقِ تَعْصِيبْ (ઈસ્તિહ્કાકે તઅ્સીબ) કહે છે.

બીજી પરિસ્થિતિ એવી બતાવી છે કે, મરનારની ઔલાદ અને ભાઈ-બહેન ન હોય અને માં-બાપ મૌજૂદ હોય, આવી પરિસ્થિતિમાં મરનારના માલમાં એક તૃત્યાંશ માલ માં ને મળશે અને બાકીનો બે તૃત્યાંશ માલ પિતાને મળશે. આ એવી પરિસ્થિતિનો હુકમ છે, જેમાં મરનારની પાછળ તેનો પતિ અથવા તેની પત્ની પણ મૌજૂદ ન હોય. જો પતિ અથવા પત્ની મૌજૂદ છે તો સૌ પ્રથમ તેમનો ભાગ અલગ કરવામાં આવશે અને બાકીનો એક તૃત્યાંશ માતાને અને બે તૃત્યાંશ પિતાને મળશે.

ત્રીજી પરિસ્થિતિ એ છે કે, મરનારને ઔલાદ તો નથી પરંતુ ભાઈ-બહેન છે, જેની સંખ્યા બે છે, ભલે બે ભાઈ હોય, બે બહેનો હોય અથવા બે થી વધારે હોય. આવી પરિસ્થિતિમાં માતાને છટ્ઠો ભાગ મળશે અને જો અન્ય કોઈ વારસદાર નથી તો પિતાને બાકીનો પાંચ છષ્ટમાંશ ($^{૫}/_{૬}$) ભાગ મળશે. ભાઈઓ અને બહેનોની ઉપસ્થિતિથી માતાનો ભાગ ઓછો થઈ ગયો પરંતુ ભાઈ-બહેનને પણ કંઈ નહિ મળે. કારણ કે ભાઈ-બહેનો કરતા પિતા વધારે નજીકના સગા છે, જે બચશે તે બાપને મળી જશે. આવી પરિસ્થિતિમાં માતાનો હિસ્સો એક તૃત્યાંશના બદલે એક છષ્ઠમાંશ થઈ ગયો. "ફરાઈઝ"ની પરિભાષામાં આ પરિસ્થિતિને حَجْبِ نُقْصَانْ "હજબે નુકસાન" કહેવામાં આવે છે અને આ બહેન-ભાઈ જેના કારણે માતા-પિતાનો હિસ્સો કપાઈ રહ્યો છે, ભલે સગા હોય

અથવા બાપ શરીક હોય, ભલે માં શરીક હોય. દરેક પરિસ્થિતિમાં તેમની ઉપસ્થિતિથી માં નો હિસ્સો ઘટી જશે. શરત એટલી જ છે કે, જો એકથી વધારે હોય.

નક્કી હિસ્સા વર્ણન કર્યા પછી ફરમાવ્યું, اٰبَـآءُ كُمْ وَاَبْـنَـاءُ كُمْ لَا تَدْرُوْنَ اَيُّهُـمْ اَقْـرَبُ لَـكُـمْ نَـفْعًا فَرِيْضَةً مِّنَ اللّٰهِ ؕ اِنَّ الـلّٰـهَ كَـانَ عَـلِيْمًا حَكِيْمًا، એટલે કે, અવલાદ અને માં-બાપના આ હિસ્સા અલ્લાહ તઆલાએ પોતાની રીતે નક્કી કરી દીધા છે અને અલ્લાહને સઘળી ખબર છે અને તે હિકમતવાળો છે, જે હિસ્સો નક્કી કરવામાં આવ્યો છે, તેમાં ઘણી હિકમતો છે. જો તમારા અભિપ્રાય પ્રમાણે વારસાની વહેંચણી નક્કી કરવામાં આવે તો તમે લોકો વહેંચણીનો આધાર લાભને ધ્યાનમાં રાખીને કરશો. પરંતુ લાભ પહોંચાડનાર કોણ હશે ? અને સૌથી વધુ લાભ કોણ પહોંચાડી શકે છે ? તેનું ચોક્કસ જ્ઞાન પ્રાપ્ત કરી લેવું તમારા માટે અત્યંત મુશ્કેલ હતું એટલા માટે લાભને આધાર બનાવવાના બદલે નજીકના સગપણને વારસા-વહેંચણીના હુકમનો આધાર બનાવવામાં આવ્યો.

કુર્આને કરીમની આ આયતે બતાવી આપ્યું છે કે, વારસાના જે ભાગ અલ્લાહ તઆલાએ નક્કી કર્યા છે, તે તેનો નક્કી કરેલો હુકમ છે, તેમાં કોઈ પોતાના અભિપ્રાયથી વધતું-ઓછું કરવાનો અધિકાર ધરાવી શકતો નથી અને તમારે સંપૂર્ણ સંતોષ સાથે આ વહેંચણીને સ્વીકારવી પડશે. તમારા સર્જક અને માલિકનો આ હુકમ અતિ ઉચ્ચ હિકમત અને હિત ઉપર આધારિત છે. તમારા નફાનું કોઈ ક્ષેત્ર તેના જ્ઞાનના ઘેરાથી બહાર નથી અને જે કંઈ પણ તે હુકમ કરે છે તે કોઈ હિકમતથી ખાલી નથી હોતો. તમને પોતે તમારા નફા-નુકસાનની વાસ્તવિક ઓળખ નથી થઈ શકતી. જો વારસા-વહેંચણીના મસ્અલાને પોતે તમારા અભિપ્રાય ઉપર છોડી દેવામાં આવ્યો હોત તો તમે જરૂર પોતાની અધૂરી બુદ્ધિના કારણે સાચો ફેંસલો ન કરી શક્યા હોત અને વારસાની વહેંચણીમાં અન્યાય થયો હોત ! અલ્લાહ જલ્લ શા'નુહૂએ આ ફરજની જવાબદારી પોતે લઈ લીધી, જેથી માલની વહેંચણીમાં ન્યાય અને ઇન્સાફની પૂરેપૂરી કાળજી લેવામાં આવે અને મરનારના વારસાને ન્યાયી રીતે વિવિધ હકદારો સુધી પહોંચાડી આપવામાં આવે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૨....)

وَلَكُمْ نِصْفُ مَا تَرَكَ اَزْوَاجُكُمْ اِنْ لَّمْ يَكُنْ لَّهُنَّ وَلَدٌ ۚ فَاِنْ كَانَ لَهُنَّ
وَلَدٌ فَلَكُمُ الرُّبُعُ مِمَّا تَرَكْنَ مِنْۢ بَعْدِ وَصِيَّةٍ يُّوْصِيْنَ بِهَآ اَوْ دَيْنٍ ۗ وَلَهُنَّ الرُّبُعُ
مِمَّا تَرَكْتُمْ اِنْ لَّمْ يَكُنْ لَّكُمْ وَلَدٌ ۚ فَاِنْ كَانَ لَكُمْ وَلَدٌ فَلَهُنَّ الثُّمُنُ مِمَّا
تَرَكْتُمْ مِّنْۢ بَعْدِ وَصِيَّةٍ تُوْصُوْنَ بِهَآ اَوْ دَيْنٍ ۗ.....

## તરજુમો :

*અને તમારા માટે અડધો (ભાગ) છે જે તમારી ઔરતો છોડીને મરી જાય જો તેમની કોઈ અવલાદ ન હોય, પછી જો તેમની અવલાદ હોય તો તમારા માટે ચોથો ભાગ છે તેમાંથી જે (માલ) તે છોડી ગઈ તે વસિય્યત પછી જે તેઓ કરી ગઈ અથવા કરજ ચૂકવ્યા પછી; અને ઔરતો માટે ચોથો ભાગ છે તેમાંથી જે તમે છોડી જાઓ છો જો તમારી ઔલાદ ન હોય; અને જો તમારી અવલાદ છે તો તેમના માટે આઠમો ભાગ છે તેમાંથી કે જે કંઈ તમે છોડયું, તે વસિય્યત પછી જે તમે કરી ગયા અથવા કરજ ચૂકવ્યા પછી (જો હોય તો)...*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

અહીંયાં સુધી તે હકદારોના વારસાના ભાગનું વર્ણન હતું, જેમનું મય્યતની સાથે નસબ (વંશ) અને ઔલાદનું સગપણ હતું. પ્રસ્તુત આયતમાં અમુક અન્ય હકદારોનું વર્ણન છે અને મય્યત સાથે જેમનું સગપણ વંશનું નથી બલકે, પત્ની તરફનું છે તેમનું વર્ણન નીચે મુજબ છે.

## તફસીર :

અને તમને અડધું મળશે તે વારસામાંથી જે તમારી પત્નીઓ છોડી જાય, જો તેમની કોઈ અવલાદ ન હોય (ન પુરુષ અવલાદ અથવા ન સ્ત્રી અવલાદ, ન તો એક અને ન જ વધારે) અને જો તે પત્નીઓની કોઈ અવલાદ હોય (ભલે તમારાથી હોય અથવા પ્રથમ પતિથી) તો (એવા સ્વરૂપમાં) તમને તેના

વારસામાંથી એક ચતુર્થાંશ મળશે (પરંતુ દરેક સ્વરૂપમાં આ વારસો) વસિય્યત (પ્રમાણેનો માલ) કાઢ્યા પછી કે જેની તે વસિય્યત કરી જાય અથવા કરજ (જો હોય તો તેને કાઢ્યા) પછી (મળશે); અને પત્નીઓને ચોથો ભાગ મળશે તે વારસામાંથી જેને તમે છોડી જાઓ છો (ભલે તે એક હોય અથવા અનેક તો આ ચોથાઈમાં બધા બરાબરના ભાગીદાર છે) જો તમારી કોઈ અવલાદ ન હોય (ન સ્ત્રી, ન પુરુષ, ન એક, ન વધારે); અને જો તમારે કોઈ ઔલાદ હોય તો (આ સ્વરૂપમાં) તેમને (ભલે એક હોય અથવા અનેક) તમારા વારસામાંથી આઠમો ભાગ મળશે......... (આ પણ બે સ્વરૂપો છે અને બંને સ્વરૂપોમાં બાકીનું બીજા વારસદારોને મળશે, પરંતુ આ વારસો) વસિય્યત (પ્રમાણેનો માલ) કાઢ્યા પછી જેની તમે વસિય્યત કરી જાઓ અથવા કરજ (જો હોય તો તેને પણ કાઢ્યા) પછી (મળશે)....

## મસ્અલા અને બોધપાઠ :

### પતિ અને પત્નીના ભાગ :

ઉપરોક્ત વર્ણનમાં પતિ અને પત્નીના ભાગોને નક્કી કરવામાં આવ્યા છે અને પ્રથમ પતિનો ભાગ બતાવવામાં આવ્યો છે. કદાચ તેને પ્રાથમિકતા આપવાનું કારણ એ છે કે, તેનું મહત્ત્વ જાહેર કરવાનો હેતુ છે. કારણ કે, પત્નીના મૃત્યુ પછી પતિ બીજા ઘરનો વ્યક્તિ બની જાય છે. જો પોતાના સાસરી પક્ષમાં પત્નીનું મૃત્યુ થાય અને પત્નીનો માલ ત્યાં જ હોય તો પતિને ભાગ આપવાની આનાકાની કરવામાં આવે છે. મતલબ કે આ અત્યાચારને રોકવા માટે પતિના ભાગને વર્ણન કરવામાં પ્રાથમિકતા આપવામાં આવી અને સ્પષ્ટ રીતે જાહેર કરવામાં આવ્યું કે, મૃત્યુ પામનાર સ્ત્રીએ જો કોઈ ઔલાદ ન છોડી હોય તો પતિને કરજની અદાયગી પછી અને વસિય્યત પૂર્ણ કર્યા પછી મરનાર પત્નીની મિલ્કતનો કુલ અડધો ભાગ મળશે અને બાકી અડધાનો બધા વારસદારો દાખલા તરીકે, મરનાર સ્ત્રીના માં–બાપ ભાઈ–બહેન વગેરે કાયદા પ્રમાણે વારસાના હકદાર બનશે.

અને જો મૃત્યુ પામનાર સ્ત્રીએ પોતાની અવલાદ છોડી હોય, એક–બે અથવા તેનાથી વધારે તો છોકરા પણ હોય અને છોકરી પણ હોય, આ પતિથી

હોય કે અગાઉના પતિથી, આ બધી ઔલાદ માટે આ સ્વરૂપમાં હાલના પતિને મરનારના માલમાંથી કરજ અને વસિય્યત પછી કુલ માલનો એક ચતુર્થાંશ મળશે અને બાકી ત્રણ ચતુર્થાંશ ભાગ બીજા વારસદારોને મળશે. આ પતિના ભાગની સ્પષ્ટતા છે.

અને જો પતિ–પત્નીમાં મરનાર પતિ હોય અને તેણે કોઈ ઔલાદ નથી છોડી તો કરજ અને વસિય્યત અદા કર્યા પછી પત્નીને મરનારના કુલ માલનો એક ચતુર્થાંશ માલ મળશે અને જો તેણે કોઈ ઔલાદ છોડી હોય, ભલે તે હાલની પત્નીથી હોય અથવા કોઈ બીજી પત્નીથી, તો આવા સ્વરૂપમાં કરજ અને વસિય્યત પછી આઠમો ભાગ મળશે અને જો પત્નીઓ એકથી વધારે છે તો પણ પ્રસ્તુત વર્ણન પમાણે એક પત્નીના ભાગે જેટલો વારસો આવે છે તે બધી પત્નીઓમાં સરખા ભાગે વહેંચી દેવામાં આવશે. એટલે કે, દરેક પત્નીને એક ચતુર્થાંશ અથવા એક અષ્ઠમાંશ ભાગ નહીં મળે બલકે, બધી પત્નીઓ ચોથા અથવા આઠમાં ભાગમાં ભાગીદાર થશે અને આ બંને પરિસ્થિતિઓમાં પતિ પત્નીને મળી ગયા પછી જે કંઈ પણ વારસો બચશે તે તેમના અન્ય વારસોમાં વહેંચી દેવામાં આવશે.

**મસ્અલો :**

એ જોવું જોઈએ કે પત્નીની મહર અદા થઈ ગઈ છે કે કેમ ? જો પત્નીની મહર આપવામાં નથી આવી તો અન્ય કરજની જેમ પ્રથમ કુલ માલમાંથી મહરનું કરજ પણ અદા કરવામાં આવશે અને ત્યારબાદ વારસાની વહેંચણી થશે અને મહર લીધા પછી પત્ની પોતાના વારસાનો ભાગ પણ વારસામાંથી લેવાની હકદાર છે અને તે તેને વસૂલ કરશે, અને જો મય્યતનો માલ એટલો જ છે કે, મહર અદા કર્યા પછી કશું જ નથી બચતું તો પણ બીજા અન્ય કરજની જેમ સંપૂર્ણ માલ મહરના કરજમાં પત્નીને આપી દેવો જોઈએ અને કોઈ વારસદારનો કોઈ ભાગ નહિ લાગે.

———————

—————————————

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. .....૧૨)

....وَاِنۡ كَانَ رَجُلٌ يُّوۡرَثُ كَلٰلَةً اَوِ امۡرَاَةٌ وَّلَهٗۤ اَخٌ اَوۡ اُخۡتٌ فَلِكُلِّ
وَاحِدٍ مِّنۡهُمَا السُّدُسُ ۚ فَاِنۡ كَانُوۡۤا اَكۡثَرَ مِنۡ ذٰلِكَ فَهُمۡ شُرَكَآءُ فِى
الثُّلُثِ مِنۡۢ بَعۡدِ وَصِيَّةٍ يُّوۡصٰى بِهَاۤ اَوۡ دَيۡنٍ ۙ غَيۡرَ مُضَآرٍّ ۚ وَصِيَّةً
مِّنَ اللّٰهِ ‌ؕ وَاللّٰهُ عَلِيۡمٌ حَلِيۡمٌ ؕ‏ ﴿۱۲﴾

## તરજુમો :

*.....અને જો તે પુરુષ કે જેની મીરાષ છે જે બાપ કે દિકરા વિનાનો હતો અથવા એવી જ સ્ત્રીનો છે (જે "કલાલહ" છે જેનો બાપ-બેટા નથી) અને તે મય્યતનો એક ભાઈ છે અથવા એક બહેન (માં જણી) છે તો બંનેમાંથી દરેકનો છટ્ઠો ભાગ છે, પછી જો તે એનાથી વધારે હોય તો તે બધા એક તૃત્યાંશમાં ભાગીદાર છે તે વસિય્યત પછી કે જે કરવામાં આવી ચૂકી છે અથવા કરજ (અદા કર્યા પછી); જ્યારે કે બીજાઓનું નુકસાન ન કર્યું હોય, આ અલ્લાહનો હુકમ છે અને અલ્લાહ જ સઘળું જાણનાર બહુ સહનશીલ છે. (૧૨)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

વંશ અને પત્નીઓનું જે સગપણ પૈદા થાય છે તે અંગે ટૂંકમાં વારસા-વહેંચણીના ભાગોનું વર્ણન કર્યા પછી હવે એવી મય્યતના વારસાનો હુકમ કરવામાં આવી રહ્યો છે, જેણે ઔલાદ અથવા માતા-પિતા છોડ્યા નથી (હયાત નથી).

## તફસીર :

.....અને જો કોઈ મય્યત જેનો વારસો બીજાઓને મળશે, ભલે તે મય્યત પુરુષ અથવા સ્ત્રી એવી હોય જેને ન આગળ કોઈ હોય (એટલે કે બાપ-દાદા) અને ન કોઈ પાછળ હોય (એટલે કે ઔલાદ) અને એ (મય્યત)નો એક ભાઈ અથવા એક બહેન હોય, તો તે બંનેમાંથી દરેકને છટ્ઠો ભાગ મળશે અને જો આ

લોકો તેનાથી (એટલે એકથી) વધારે હોય (દાખલા તરીકે બે હોય અથવા તેનાથી વધારે) તો આ બધા એક તૃત્યાંશમાં (બરાબર) ભાગીદાર થશે (અને તેમનામાં પુરુષ સ્ત્રીનો સરખો ભાગ છે અને બાકીનો વારસો બીજા વારસદારોને મળશે અને જો કોઈ બીજો વારસદાર ન હોય તો ફરી તેમને જ આપવામાં આવશે. આ બે પરિસ્થિતિઓ થઈ અને બંને સ્વરૂપોમાં આ વારસો) વસિય્યત (પ્રમાણેનો માલ) કાઢયા પછી જેની વસિય્યત કરવામાં આવી અથવા (જો) કરજ (હોય તો તેને પણ કાઢયા) પછી (મળશે) શરત એટલી કે (વસિય્યત કરનારો) કોઈ (વારસદાર)ને નુકસાન ન પહોંચાડે (ન જાહેરમાં, ન જાણીબુઝીને ! જાહેરમાં એ રીતે કે એક તૃત્યાંશથી વધારેની વસિય્યત કરે તો આવી વસિય્યત વારસા ઉપર લાગુ નહિ પડે અને જાણીબુઝીને એ રીતે કે એક તૃત્યાંશથી અંદર હોય પરંતુ નિય્યત એ હોય કે વારસદારોને ઓછું મળે. એ જાહેરમાં તો લાગુ થઈ જશે પરંતુ ગુનોહ થશે.) આ (જે પ્રમાણે અહીંયાં સુધી વર્ણન થયું) અલ્લાહ તઆલા તરફથી હુકમ કરવામાં આવ્યો છે અને અલ્લાહ તઆલા ખૂબ જાણે છે (કે કોણ માને છે અને કોણ નથી માનતું અને ન માનનારને જે તાત્કાલિક સજા નથી મળતી તો તેનું કારણ એ છે કે તે ઘણો) સહનશીલ (પણ) છે.

## મસ્અલા અને બોધપાઠ :

### "કલાલહ" كَلَالَةً નો વારસો :

ઉપરોક્ત વર્ણનમાં "કલાલહ"ના વારસાનું વર્ણન કરવામાં આવ્યું છે. કલાલહની ઘણી વ્યાખ્યાઓ કરવામાં આવી છે, જેને અલ્લામહ કુર્તુબીએ પોતાની તફસીરમાં પણ નકલ કરી છે. પ્રખ્યાત પરિભાષા એ જ છે, જે ઉપરોક્ત તફસીરના ખુલાસામાં પ્રસ્તુત છે કે, “જે મરનારનું આગળ–પાછળ કોઈ ન હોય તે "કલાલહ" છે.”

રૂહુલ મઆનીના લેખકે લખ્યું છે કે, “કલાલહ كَلَالَةٌ વાસ્તવમાં ક્રિયાપદ છે, જે "કલાલ" كَلَالٌ ના અર્થમાં છે અને "કલાલ"નો અર્થ "થાકી જવું" થાય છે, જે અશક્ત હોવાની દલીલ કરે છે. પિતા, પુત્રો સિવાયના સગપણને કલાલહ કહેવામાં આવ્યું છે. એટલા માટે આ સગપણ બાપ–બેટાના સગપણ કરતા કમજોર સગપણ છે.”

પછી "કલાલહ" તે મરનારને પણ લાગુ પડે છે જેણે આગળ-પાછળ કોઈ છોડ્યું નથી, ન તો ઔલાદ અને ન જ માતા-પિતા અને એવા વારસદારો ઉપર પણ તેને લાગુ કરવામાં આવ્યું જે મરનારનો પુત્ર અથવા માતા-પિતા નથી. શબ્દકોષના આધારે જે અધિકાર બતાવવામાં આવ્યા તેનો તકાદો એ છે કે, શબ્દ ذُوْ "ઝૂ" અનુગ્ હોય તો કલાલહ એ "ઝૂ કલાલહ" થશે, એટલે કે "કમજોર સગપણ ધરાવનાર"; પછી આ શબ્દનો વારસાના તે માલ માટે પણ વપરાશ થવા લાગ્યો જે એવી મય્યતે છોડ્યો હોય કે, જેને ન તો કોઈ ઔલાદ હોય અને ન જ માતા-પિતા હોય.

કહેવાનો મતલબ એ છે કે, જો કોઈ વ્યક્તિ પુરૂષ અથવા સ્ત્રી મૃત્યુ પામે અને ન તો તેને બાપ હોય, ન જ દાદા હોય અને ન તો ઔલાદ હોય અને તેણે એક ભાઈ અથવા એક બહેન માં-શરીક (એક માંના જણ્યા) છોડ્યા હોય તો તેમનામાંથી જે ભાઈ છે, તેને છટ્ઠો ભાગ મળશે અને નથી તો બહેનને છટ્ઠો ભાગ મળશે અને જો એકથી વધારે હોય દાખલા તરીકે એક ભાઈ અને એક બહેન હોય અથવા બે ભાઈઓ અને બે બહેનો હોય તો બધા જ મરનારના કુલ માલના એક તૃત્યાંશ ભાગમાં ભાગીદાર થશે અને તેમાં પુરૂષને સ્ત્રી કરતા બમણું નહીં મળે. અલ્લામહ કુર્તુબી ફરમાવે છે,

وَلَيْسَ فِى الْفَرَائِضِ مَوْضَعٌ يَكُوْنُ فِيْهِ الذَّكَرُ وَالْاُنْثٰى سَوَاءً اِلَّا فِىْ مِيْرَاثِ الْاَخُوَّةِ لِلْاُمِّ

**બહેન-ભાઈનો ભાગ :**

સ્પષ્ટ છે કે આ આયતમાં માં શરીક બહેન-ભાઈનો હિસ્સો બતાવવામાં આવ્યો છે. જો કે, કુર્આને કરીમની આ આયતમાં એ શરત લગાવવામાં નથી આવી, પરંતુ આ શરત ઈજ્માઅ્ દ્વારા આધારપાત્ર છે. હઝરત સઅદ બિન અબી વક્કાસ (રદિ.)ની કિરાઅતમાં પણ આ રીતે છે وَلَـهٗ اَخٌ اَوْاُخْـتٌ مِـنْ اُمِّـهٖ જેમકે અલ્લામહ કુર્તુબી, રૂહુલ મઆનીના લેખક અને અબૂબક્ર જસ્સાસ તથા અન્ય લોકોએ પણ ઉલ્લેખ કર્યો છે. જો કે, આ કિરાઅત ઉચ્ચ કક્ષાની માન્યતા પ્રાપ્ત કરેલ એટલે કે, મુતવાતિર નથી પરંતુ ઉમ્મતનો ઈજ્માઅ્ હોવાના કારણે એ જ બાબત માન્ય છે અને તેની એક સ્પષ્ટ દલીલ એ છે કે, અલ્લાહ તબારક વ તઆલાએ સૂરએ નિસાઅ્ની પૂર્ણતા ઉપર "કલાલહ"ના વારસાનું વર્ણન કર્યું છે,

તેમાં બતાવ્યું છે કે, જો એક બહેન હોય તો અડધું મળશે અને જો એક ભાઈ હોય તો પોતાની બહેનના પૂરા માલનો વારસદાર બનશે અને જો બે બહેનો હોય તો બે તૃત્યાંશ મળશે અને જો વધારે ભાઈ–બહેન હોય તો પુરૂષને સ્ત્રી કરતા બમણું મળશે. સૂરતની પૂર્ણતા ઉપર આ હુકમ ઈરશાદ ફરમાવ્યો છે. "અયૂની" એટલે કે સગા ભાઈ–બહેન અને "અલ્લાતી" એટલે કે બાપ શરીક ભાઈ–બહેનનું વર્ણન છે. જો અહીંયાં "અલ્લાતી" અને "અયૂની" ભાઈ–બહેનને સામેલ કરી લેવામાં આવે તો આ હુકમમાં વિરોધાભાસ ઊભો થશે.

**વસિય્યતના મસ્અલા :**

આ રુકૂઅ્માં ત્રણ વખતે વારસાની વહેંચણીના ઉલ્લેખ કરીને એ ફરમાવવામાં આવ્યું છે કે, હિસ્સાઓની વહેંચણી વસિય્યત અને કરજ પછી કરવામાં આવશે, જેમકે અગાઉ ઉલ્લેખ કરવામાં આવી ચૂક્યો છે કે, મય્યતના કફન–દફન પછી કુલ માલમાંથી કરજ અદા કર્યા પછી જે વધશે તેમાંથી ત્રીજા ભાગના માલ ઉપર વસિય્યત લાગુ પડશે અને તેનાથી વધારે વસિય્યત હોય તો તેનો શરીઅતમાં કોઈ આધાર નથી. નિયમ પ્રમાણે કરજની અદાયગી વસિય્યત લાગુ કરતા પહેલાં કરવાની છે. જો બધો જ માલ કરજ અદા કરવામાં પૂરો થઈ જાય તો ન તો વસિય્યત લાગુ પડશે અને ન જ કોઈ વારસદારને હિસ્સો મળશે. આ રુકૂઅ્માં ત્રણે સ્થળે જયાં–જયાં વસિય્યતનો ઉલ્લેખ આવ્યો છે ત્યાં વસિય્યતનો ઉલ્લેખ કરજ કરતાં પહેલાં આવ્યો છે, તેનાથી જાહેરમાં તો એવું ખબર પડે છે કે, વસિય્યતનો હક કરજ કરતાં અગ્ર સ્થાને છે, પરંતુ હઝરત અલી (રદિ.)એ આ ગેરસમજને દૂર કરતાં ફરમાવ્યું,

اِنَّكُمْ تَقْرَءُوْنَ هٰذِهِ الْاٰيَةَ مِنْۢ بَعْدِ وَصِيَّةٍ تُوْصُوْنَ بِهَا اَوْ دَيْنٍ وَاِنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَضٰى بِالدَّيْنِ قَبْلَ الْوَصِيَّةِ (مِشْكٰوةُ بَحَوَالَۂ تِرْمِذِیْ : ص ٢٦٤)

*"તમે લોકો.... આ આયત તિલાવત કરો છો* مِنْۢ بَعْدِ وَصِيَّةٍ تُوْصُوْنَ بِهَا اَوْ دَيْنٍ *તેમાં જો કે, શબ્દ "વસિય્યત" અગ્ર ક્રમે છે, પરંતુ અમલી રીતે રસૂલુલ્લાહ ﷺએ તેને "કરજ" પછી રાખી છે." (મિશ્કાત, બ હવાલએ તિરમિઝી, પેજ : ૨૬૪)*

અત્રે એ મુદ્દો સ્પષ્ટ થઈ જવો જરૂરી છે કે, જો અમલીકરણ કરવામાં

વસિય્યત પાછલા ક્રમે છે તો તેના શબ્દો કરજ કરતા અગ્ર ક્રમે કેમ વર્ણન કરવામાં આવ્યા ? રૂહુલ મઆનીના લેખકે એના વિશે લખ્યું છે. وَتَقْدِيْمُ الْوَصِيَّةِ عَلَى الدَّيْنِ ذِكْراً مَعَ اَنَّ الدَّيْنَ مُقَدَّمٌ عَلَيْهَا حُكْمًا لِاِظْهَارِ كَمَالِ الْعِنَايَةِ بِتَنْفِيْذِهَا لِكَوْنِهَا مَظَنَّةً لِلتَّفْرِيْطِ فِىْ اَدَائِهَا..... એટલે કે, આયતમાં કરજ ઉપર વસિય્યતને અગ્રિમતા આપવાનું કારણ એ છે કે, કારણ કે તે વારસાની જેમ કોઈ વળતર આપ્યા વિના મળે છે અને તેમાં સગપણ હોવું પણ જરૂરી નથી. એટલા માટે વારસદારો તરફથી તેને લાગુ કરવામાં નિષ્કાળજી થવાની અથવા મોડું થવાની સંભાવના રહેલી હતી કે, તેઓ પોતાના વારસાના માલમાંથી કશું કોઈની પાસે જતું જોવાનું નાપસંદ કરી શકતા હતા. એટલા માટે વસિય્યતના મહત્ત્વને સમજીને તેના ઉપર કાળજીપૂર્વક અમલ કરાવવા માટે વસિય્યતને કરજ કરતાં અગ્ર ક્રમે દર્શાવવામાં આવી છે. ઉપરાંત એવી વાત પણ છે કે, કરજ દરેક મય્યત ઉપર હોય જ, એવું જરૂરી પણ નથી અને જો જીવનમાં કરજ રહ્યું હોય તો મૌત સુધી તે બાકી રહ્યું જ હોય; એ પણ જરૂરી નથી અને જો મોત સુધી કરજ બાકી રહ્યું હોય તો પણ કારણ કે, લેણદાર તરફથી પોતાના લેણનો તકાદો રહેતો જ હોય છે, એટલા માટે વારસદારો તેનો ઈન્કાર પણ કરી શકતા નથી. આ કારણે કરજની બાબતમાં નિષ્કાળજી દાખવવાની ઘટનાઓ ઘણી ઓછી બને છે, તેનાથી વિપરીત વસિય્યત છે કે, જ્યારે મય્યત કોઈ માલ છોડી જાય છે તો તેનું દિલ એવું પણ ઈચ્છે છે કે, કોઈ "સદકએ જારિય્યહ" તરીકે પોતાના માલનો અમુક ભાગ અમુક ફલાણા નેક કામમાં વાપરીને જાઊં. અહીંયાં કારણ કે, આ માલમાંથી કોઈ માંગણી નથી કરી રહ્યું, એટલા માટે વારસદારો તરફથી બેદરકારી દાખવવાની શક્યતા વધારે રહેલી છે. આ શક્યતાને દૂર કરવા માટે ખાસ રીતે દરેક સ્થળે વસિય્યતને અગ્ર ક્રમે ઉલ્લેખવામાં આવી છે.

**મસ્અલો :**

જો કરજ અને વસિય્યત ન હોય તો કફન-દફન પછી બચેલો કુલ માલ વારસદારોમાં વહેંચી દેવામાં આવશે.

**મસ્અલો :**

વારસદારોના હકમાં વસિય્યત કરવી બાતિલ છે, જો કોઈએ પોતાના

છોકરા, છોકરી, પતિ અથવા પત્ની માટે અથવા કોઈ એવા વ્યક્તિ માટે વસિય્યત કરી કે, જેને વારસામાંથી ભાગ મળવાનો છે તો એવી વસિય્યતનો કોઈ એઅ્તેબાર કે આધાર નથી. વારસદારોને ફક્ત વારસાનો હક મળશે, તેનાથી વધારેના તે હકદાર નથી. રસૂલુલ્લાહ ﷺએ હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં ઈરશાદ ફરમાવ્યું,

اِنَّ اللّٰهَ قَدْ اَعْطٰى كُلَّ ذِىْ حَقٍّ حَقَّهٗ فَلَا وَصِيَّةَ لِوَارِثٍ، (مشکوٰۃ بحوالہ ابوداؤد، ص۲۶۵)

*"અલ્લાહ તઆલાએ દરેક હકદારને તેનો હક આપી દીધો છે, બસ કોઈ વારસદારના હકમાં કોઈ વસિય્યત ભરોસાપાત્ર નથી."*

હા ! જો અન્ય વારસદારો પરવાનગી આપે તો જે વારસદાર માટે વસિય્યત કરવામાં આવી છે તેના હકમાં વસિય્યત લાગુ કરીને બાકીના માલની શરઈ પદ્ધતિથી વહેંચણી થશે, જેમાં આ વારસદારને પણ પોતાના ભાગનો વારસો મળશે. અમુક હદીષની રિવાયતોમાં اِلَّا اَنْ يَّشَآءَ الْوَرَثَةُ (જ્યાં સુધી વારસદારો ન ઈચ્છે)નો અપવાદ પણ ઉપસ્થિત છે. (كَمَاذَكَرَ صَاحِبُ الْهِدَايَةِ)

## غَيْرَ مُضَارٍّ (ગય્ર મુદાર્રિન-"નુકસાન ન પહોંચાડવું")ની તફસીર :

"કલાલહ"ના વારસાના અંતે એ બતાવ્યું કે, આ વારસો વસિય્યત અને કરજ પછી લાગુ થશે. શબ્દ غَيْرَ مُضَارٍّ કહ્યો. આ શરત જો કે, ફક્ત આ જ સ્થળે ઉપસ્થિત છે, પરંતુ તેના પહેલાં જે અન્ય બે સ્થળે વસિય્યત અને કરજનું વર્ણન થયું છે, ત્યાં પણ ભરોસાપાત્ર અને યોગ્ય આ જ છે. એનો અર્થ એ છે કે, મરનાર માટે વસિય્યત અથવા કરજ દ્વારા વારસદારોને નુકસાન પહોંચાડવું જાઈઝ નથી. વસિય્યત કરવામાં અથવા પોતાના ઉપર જૂઠા બનાવટી કરજનો સ્વીકાર કરવામાં વારસદારોને વારસાથી વંચિત રાખવાનો ઈરાદો હોય તો આવા ઈરાદા ઉપર અમલ કરવાની સખત મનાઈ છે, આ ગુનાહે કબીરા (જઘન્ય અપરાધ) છે.

કરજ અથવા વસિય્યત દ્વારા નુકસાન પહોંચાડવાના ઘણા સંભવિત સ્વરૂપો હોઈ શકે છે. દાખલા તરીકે, કરજનો જૂઠો સ્વીકાર કરવો કે, કોઈ દોસ્ત વગેરેને અપાવવા માટે અથવા પોતાના ખાસ પ્રકારના માલ-મિલ્કતને જે તેની પોતાની વ્યક્તિગત મિલ્કત છે, એવું જાહેર કરી દે કે, આ મિલ્કત ફલાણા વ્યક્તિની અમાનત છે, જેથી તેમાંથી વારસદારોને વારસો નહીં મળે. અથવા તો

મરનાર એક તૃત્યાંશ માલથી વધારેની વસિય્યત કરે અથવા કોઈ વ્યક્તિ પાસેથી પોતાની લેણી રકમ નીકળતી હોય અને હજુ તેણે પરત ન આપી હોય પરંતુ જૂઠું બોલીને એવું કહી દે કે, તેનું કરજ મને મળી ચૂક્યું છે, જેથી આ લેણી રકમમાંથી વારસદારોને કંઈ મળી ન શકે અથવા મૌતની બીમારીમાં (મરણ પથારીએ) એક તૃત્યાંશથી વધારે માલ લોકોને ભેટ-સોગાતોમાં આપી દે વગેરે.

આ સ્વરૂપો વારસદારોને નુકસાન પહોંચાડવાના સ્વરૂપોમાં સામેલ છે. દરેક વ્યક્તિ જે દુનિયાથી કૂચ કરી રહ્યો છે, તેણે જીવનની અંતિમ ક્ષણોમાં આ પ્રમાણે વારસદારોને નુકસાન ન પહોંચાડવાની કાળજી રાખવી જોઈએ.

**નક્કી કરેલા ભાગ પ્રમાણે વહેંચણી કરવાની તાકીદ :**

વારસાના ભાગનું વર્ણન કર્યા પછી અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, وَصِيَّةً مِّنَ اللّٰهِ એટલે કે, જે કંઈ પણ ભાગ નક્કી કરવામાં આવ્યો, તથા કરજ અને વસિય્યત વિશે જે કંઈ પણ તાકીદ કરવામાં આવી, તે બધા ઉપર અમલ કરવો અત્યંત જરૂરી છે. આ અલ્લાહ તઆલા તરફથી એક મહાન વસિય્યત તથા ઉચ્ચ કક્ષાનો હુકમ છે, તેનાથી વિરૂદ્ધ કૃત્ય ન કરવું જોઈએ. આ બાબતે વધારે તાકીદ કરવા માટે ફરમાવવામાં આવ્યું, وَاللّٰهُ عَلِيۡمٌ حَلِيۡمٌ એટલે કે, અલ્લાહ તઆલા બધું જ જાણે છે અને તેના જ્ઞાનમાં દરેકની પરિસ્થિતિ હોવાથી તે પ્રમાણે હિસ્સા નક્કી કર્યા છે, જે કોઈ પણ વ્યક્તિ આ હુકમો ઉપર અમલ કરશે તે અલ્લાહ તઆલાની જાણ બહાર નથી અને તેનો સારો બદલો તેને જરૂર મળશે અને જે આ હુકમો વિરૂદ્ધ અમલ કરશે, તેની દુષ્ટતા પણ અલ્લાહના જ્ઞાનમાં જ છે અને તેના પરિણામે તેને અલ્લાહના ત્યાં હિસાબ આપવાનું ભારે પડશે.

વળી, જો કોઈ મરનાર વ્યક્તિ કરજ અથવા વસિય્યત દ્વારા વારસદારોને નુકસાન પહોંચાડશે તો અલ્લાહ તઆલા તે પણ જાણે છે અને તેનો હિસાબ આપવાનો વ્યક્તિએ ડર રાખવો જોઈએ. હા ! એવું થઈ શકે છે કે, અલ્લાહ તઆલાના હુકમનો અનાદર કરવાથી કદાચ આ દુનિયામાં તેને સજા ન પણ મળે, કારણ કે, અલ્લાહ તઆલા સહનશીલ પણ છે, અલ્લાહ તઆલાના હુકમની અવજ્ઞા અને અનાદર કરનાર એવા ભ્રમમાં ન રાચે કે, જે કંઈ પણ ઈચ્છયું કર્યું, છતાં અમે બચી ગયા !

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૩-૧૪)

| |
|---|
| تِلْكَ حُدُوْدُ اللّٰهِ ؕ وَ مَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ يُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا |
| الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۱۳﴾ وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَ |
| يَتَعَدَّ حُدُوْدَهٗ يُدْخِلْهُ نَارًا خَالِدًا فِيْهَا ۪ وَلَهٗ عَذَابٌ مُّهِيْنٌ ﴿۱۴﴾ |

### તરજુમો :

*આ અલ્લાહની બાંધેલી હદો છે અને જે કોઈ અલ્લાહના હુકમ ઉપર ચાલે અને રસૂલના, તેને (એવી) જન્નતોમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહેશે અને આ જ મોટી મુરાદ (સફળતા) પ્રાપ્ત કરવી છે. (૧૩) અને જે કોઈ નાફરમાની કરે અલ્લાહની અને તેના રસૂલની અને તેની હદો (મર્યાદાઓ)થી નીકળી જાય (તો) તેને આગમાં નાંખશે, તેમાં હંમેશા રહેશે, અને તેમના માટે અપમાનિત કરનાર અઝાબ છે. (૧૪)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

વારસાના પ્રસ્તુત હુકમો વર્ણન કર્યા પછી આ બે આયતોના આ હુકમોને માનનારા અને તેના ઉપર અમલ કરનારા લોકોની મહાન સફળતા તથા નાફરમાની કરનાર લોકોના ખરાબ પરિણામનું વર્ણન છે, તેનાથી આ હુકમની અગત્યતા સ્પષ્ટ કરવાનો હેતુ રહ્યો છે.

### તફસીર :

આ બધા પ્રસ્તુત હુકમો (વારસા અને તેના હુકમો તથા યતીમોના માલ વિશેના હુકમો) અલ્લાહની મર્યાદાઓ છે અને જે વ્યક્તિ અલ્લાહ અને રસૂલ (ﷺ)ની સંપૂર્ણ ઈતાઅત કરશે (એટલે કે આ મર્યાદાઓનું પાલન કરશે) અલ્લાહ તઆલા તેને એવી જન્નતમાં દાખલ કરશે જેના (મહેલો) નીચે નહેરો વહેતી હશે, (તેઓ) હંમેશા-હંમેશા તેમાં રહેશે અને આ મહાન સફળતા છે; અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના રસૂલ (ﷺ)ના હુકમની અવજ્ઞા કરશે અને મર્યાદાઓનો ભંગ કરશે (એટલે કે મર્યાદાઓ અને અલ્લાહની હદોને જરૂરી ન સમજશે તો આ પરિસ્થિતિ કુફ્રની છે, એટલા માટે) તેને (દોઝખની) આગમાં

દાખલ કરશે, (એવી રીતે કે) તેમાં હંમેશા-હંમેશા રહેશે અને તેમને એવી સજા થશે કે જેમાં અપમાન પણ છે.

## મસ્અલા અને બોધપાઠ :

કુર્આને કરીમની શૈલી એવી છે કે, હુકમો અને માન્યતાઓ વર્ણન કર્યા પછી તેના ઉપસંહાર સ્વરૂપે તે હુકમ ઉપર અમલ કરવા માટે પ્રેરણા અને પ્રોત્સાહન આપવામાં આવે છે તથા તે હુકમોની શ્રેષ્ઠતાનું વર્ણન કરવામાં આવે છે અને ન માનનારાઓ માટે સખત ચેતવણી અને શિક્ષાનો ઉલ્લેખ કરીને તેમની ટીકા અને નિંદા કરવામાં આવે છે.

અહીંયાં પણ હુકમોનું વર્ણન હતું એટલા માટે છેવટની આ બે આયતોમાં આજ્ઞાનું પાલન કરનારા તથા આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર અવજ્ઞાકારીઓના પરિણામોનું વર્ણન કરવામાં આવ્યું છે.

## વારસાના હુકમોની પૂર્ણતા :

### મુસલમાનનો વારસ કાફિર નથી બની શકતો :

જો કે વારસા-વહેંચણી સગપણની અગ્રિમતા ઉપર આધાર રાખે છે, પરંતુ તેમાં પણ અમુક વસ્તુઓ અપવાદ સ્વરૂપ છે. દાખલા તરીકે, વારસદાર અથવા મરનાર બે પરસ્પર જુદા-જુદા ધર્મના અનુયાયી ન હોવા જોઈએ. એટલા માટે મુસલમાન કોઈ કાફિરનો અને કાફિર કોઈ મુસલમાનનો વારસદાર નથી બની શકતો. ભલે પરસ્પર ગમે તેટલું નજીકનું સગપણ હોય ! રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

لَا يَرِثُ الْمُسْلِمُ الْكَافِرَ وَلَا الْكَافِرُ الْمُسْلِمَ، (مشکوٰة ص ۲۶۳)

*"મુસલમાન કાફિરનો અને કાફિર મુસલમાનનો વારસદાર નથી બની શકતો."*

*(મિશ્કાત શરીફ, પેજ : ૨૬૩)*

આ હુકમ એવા સ્વરૂપ બાબતે છે જ્યારે કે, જન્મ પછી કોઈ વ્યક્તિ મુસલમાન અથવા કાફિર થયો હોય, પરંતુ જો કોઈ વ્યક્તિ પ્રથમથી જ મુસલમાન હતો પછી નઊઝુબિલ્લાહ ઈસ્લામથી ફરી ગયો અને મુર્તદ બની ગયો અને જો આવો વ્યક્તિ મૃત્યુ પામે અથવા તેની હત્યા થાય, તો તેનો માલ જે

ઈસ્લામના અનુયાયી હોવાની પરિસ્થિતિમાં અર્જિત કરવામાં આવ્યો હતો, તેમાંથી મુસલમાન વારસદારોને મળશે અને જે માલ મુર્તદ હોવાની હાલતમાં કમાયો છે તે "બયતુલ માલ" (ઈસ્લામી શાસનની સરકારી તિજોરી)માં જમા કરાવી દેવામાં આવશે.

પરંતુ જો સ્ત્રી મુર્તદ થઈ ગઈ તો તેનો સંપૂર્ણ માલ ભલે તે તેના ઈસ્લામ ઉપર હોવાની હાલતમાં કમાયો હોય અથવા તો મુર્તદ હોવાની હાલતમાં કમાયો હોય, તે તેના મુસલમાન વારસદારોને મળશે, પરંતુ વારસદાર પોતે મુર્તદ પુરૂષ અથવા સ્ત્રી હોય તો તેમાંથી તેમને ન તો કોઈ મુસલમાનનો વારસો મળશે, ન જ કોઈ મુર્તદથી વારસો મળશે.

**હત્યારાનો વારસો :**

જો કોઈ વ્યક્તિ એવા કોઈ વ્યક્તિની હત્યા કરી નાંખે જેના માલમાંથી તેને વારસો મળવાનો હતો, તો આ હત્યારો તે વ્યક્તિના વારસામાંથી વંચિત રહેશે. રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે,

اَلْقَاتِلُ لَا يَرِثُ (مشكوة، ص ٢٦٣)

*"હત્યારો વારસદાર નથી." (મિશ્કાત, પેજ : ૨૬૩)*

અલબત્ત, ભૂલથી હત્યા થવાના અમુક સ્વરૂપો આ મસ્અલામાં અપવાદ સ્વરૂપ છે. (આ મસ્અલાની વિગતો ફિક્હની કિતાબોમાં જોઈ લેવી.)

**માતાના ગર્ભમાં જે બાળક છે તેનો વારસો :**

જો કોઈ વ્યક્તિએ પોતાની અમુક અવલાદને છોડી અને પત્નીના ગર્ભમાં પણ બાળક છે તો આ બાળક પણ વારસદારોની યાદીમાં આવશે, પરંતુ એ જાણવું મુશ્કેલ કામ છે કે, જે પેટમાં બાળક છે તે છોકરો છે અથવા છોકરી, અથવા એક છે કે તેથી વધારે છે, એટલા માટે વારસાની વહેંચણી ત્યાં સુધી મુલતવી રાખવી યોગ્ય છે અને જો વહેંચણી કરવી જરૂરી જ હોય તો એક છોકરો અથવા છોકરી અનુમાન લગાવીને બંને પ્રમાણે બે સ્વરૂપો કલ્પવામાં આવે અને બંને સ્વરૂપોમાંથી જે સ્વરૂપમાં વારસદારોને ઓછું મળતું હોય તે તેમનામાં વહેંચણી કરવામાં આવે અને બાકીનું ગર્ભમાં રહેલ બાળક માટે અમાનત રાખવામાં આવે.

**معتده (જે સ્ત્રીને તલાકે રજઈ આપવામાં આવી છે તે)નો વારસોઃ**

જે વ્યક્તિએ પોતાની પત્નીને તલાક આપી દીધી અને તે તલાક રજઈ તલાક છે, પછી તલાકથી રુજૂઅ્ (લગ્ન સંબંધો યથાવત્) કરતાં પહેલાં અથવા ઈદ્દત પૂરી થતા પહેલાં પતિનું મૃત્યુ થયું, તો આ સ્ત્રીને વારસામાં હક મળશે. કારણ કે, તેના નિકાહ હજુ બાકી છે.

જો કોઈ વ્યક્તિ મરણ પથારી (મર્ઝુલ મૌત) ઉપર પત્નીને તલાક આપે છે, ભલે તે "તલાકે બાઈન" અથવા "તલાકે મુગલ્લજા" હોય અને પત્નીની ઈદ્દત પૂરી થતાં પહેલાં પતિ મૃત્યુ પામ્યો, તો પણ તે સ્ત્રી તેના માલમાં વારસદાર થશે અને સ્ત્રીને વારસદાર બનાવવાના કારણોમાંથી એટલે કે, બે ઈદ્દતોમાંથી જે સૌથી લાંબી હોય, તેને અપનાવવામાં આવશે જેનો ટૂંકમાં ખુલાસો આ પ્રમાણે છે.

તલાકની ઈદ્દત ત્રણ "માસિક ધર્મ" (હૈઝ) છે અને મૃત્યુની ઈદ્દત ચાર મહિના દસ દિવસ છે. આ ઈદ્દતમાં જે લાંબી હોય તેને ઈદ્દત ઠરાવવામાં આવશે, જેથી, જ્યાં સુધી શક્ય હોય સ્ત્રીને વારસો મળી શકે.

અને જો કોઈ વ્યક્તિએ મરણ પથારીની પરિસ્થિતિ પહેલાં તલાકે બાઈન અથવા તલાકે મુગલ્લજા આપી દીધી અને અમુક દિવસો પછી સ્ત્રીની ઈદ્દત પૂરી થતાં પહેલાં જ મૃત્યુ પામ્યો તો આ સ્વરૂપમાં તેને વારસામાં હક મળશે નહીં. અલબત્ત, જો તલાકે રજઈ આપી છે તો તેની પત્ની વારસદાર થશે.

**મસ્અલો :**

જો કોઈ સ્ત્રીએ પતિની મરણ પથારીવાળી બીમારીમાં પોતે જ ખુલઅ્ (ઈસ્લામી ન્યાયાલયના માધ્યમથી પતિથી લગ્નસંબંધ વિચ્છેદ) કરી લીધો, તો તેને વારસો નહીં મળે. ભલે, આ પતિ તેની ઈદ્દતમાં જ મૃત્યુ પામ્યો હોય.

**عَصَبَاتٌ "અસ્બાત"નો વારસો :**

ફરાઈઝ (વારસા–વહેંચણી)ના નક્કી હિસ્સા ૧૨ પ્રકારના વારસદારો માટે નક્કી થયેલા છે અને તે વારસદારોને "અસ્હાબુલ ફુરૂઝ" કહેવામાં આવે છે, જેની વિગત મહદ્અંશે ઉપર વર્ણન થઈ ચૂકી છે. જો કોઈ અસ્હાબુલ ફુરૂઝમાંથી ન હોય અથવા અસ્હાબુલ ફુરૂઝના હિસ્સા વહેંચી દીધા પછી પણ અમુક માલ

વધી જાય તો તે عَصَبَهُ "અસ્બહ"ને આપી દેવામાં આવશે અને અમુક સમયે એક જ વ્યક્તિને બંને સ્વરૂપોથી માલ મળી જાય છે. અમુક સ્વરૂપોમાં મય્યતની ઔલાદ અને મય્યતના પિતા પણ "અસ્બહ" થઈ જાય છે. દાદાની ઔલાદ, એટલે કે કાકા અને બાપની ઔલાદ પણ એટલે કે ભાઈ પણ "અસ્બહ" થઈ જાય છે.

"અસ્બાત" عَصَبَاتُ ના કેટલાય પ્રકારો છે, જેની વિગતો ફરાઈઝની કિતાબો (વારસા–વહેંચણીના શરઈ કાનૂનોની કિતાબો)માં ઉપસ્થિત છે. અત્રે એક ઉદાહરણ આપવામાં આવે છે, દાખલા તરીકે ઝૈદ મૃત્યુ પામ્યો અને તેણે પોતાની પાછળ ચાર વારસદારો છોડ્યા; પત્ની, છોકરી, માં અને કાકા; તો તેના માલના કુલ ૨૪ (ચોવીસ) ભાગ કરવામાં આવશે, જેમાંથી અડધા એટલે કે ૧૨ (બાર) ભાગ છોકરીને, એક અષ્ઠમાંશના હિસાબથી ત્રણ ભાગ પત્નીને, એક છષ્ઠમાંશના હિસાબથી ચાર ભાગ માં ને અને બાકીના પાંચ ભાગ જે વધ્યા તે "અસ્બહ"ના સ્વરૂપે કાકાને મળશે.

**મસ્અલો :**

"અસ્બાત" عَصَبَاتُ જો ન હોય તો અસ્હાબે ફરાઈઝનો જે માલ વધે તેને હિસ્સા પ્રમાણે તેમને જ આપી દેવામાં આવશે અને તેને "ફરાઈઝ"ની વ્યાખ્યામાં "રદ" કહેવામાં આવે છે. અલબત્ત, પતિ અને પત્ની ઉપર "રદ" લાગુ નહિ પડે; કોઈપણ પરિસ્થિતિમાં તેમને નક્કી ભાગ કરતા વધારે આપવામાં નહિ આવે.

**મસ્અલો :**

જો "અસ્હાબે ફરાઈઝ"માંથી કોઈ ન હોય અને "અસ્બાત"માં પણ કોઈ ન હોય તો ذَوِی الْاَرْحَامِ (ઝવિલ્‌ અરહામિ)ને વારસો પહોંચી જશે. "ઝુલ્‌ અરહામ"ની યાદી લાંબી છે, જેમકે નવાસા, નવાસીઓ, બહેનની ઔલાદ, ફોઈ, મામા, માસી આ બધા લોકો "ઝુલ અરહામ"ની યાદીમાં આવે છે અને આ મસ્અલાની વિગતો લાંબી છે, જેનો અત્રે મૌકો નથી. અત્રે આટલા વર્ણનને પૂરતું સમજવામાં આવે છે.

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૫–૧૬)

وَالّٰتِیْ یَاْتِیْنَ الْفَاحِشَةَ مِنْ نِّسَآىِٕكُمْ فَاسْتَشْهِدُوْا عَلَیْهِنَّ اَرْبَعَةً مِّنْكُمْ ۚ فَاِنْ
شَهِدُوْا فَاَمْسِكُوْهُنَّ فِی الْبُیُوْتِ حَتّٰی یَتَوَفّٰىهُنَّ الْمَوْتُ اَوْ یَجْعَلَ اللّٰهُ لَهُنَّ
سَبِیْلًا ﴿۱۵﴾ وَالَّذٰنِ یَاْتِیٰنِهَا مِنْكُمْ فَاٰذُوْهُمَا ۚ فَاِنْ تَابَا وَاَصْلَحَا فَاَعْرِضُوْا عَنْهُمَا ؕ
اِنَّ اللّٰهَ كَانَ تَوَّابًا رَّحِیْمًا ﴿۱۶﴾

## તરજુમો :

*અને જો કોઈ તમારી ઔરતોમાંથી બદ્કારી (વ્યભિચાર) કરે તો તેના ઉપર ગવાહ લાવો ચાર પુરુષો પોતાનાઓમાંથી; પછી જો તે ગવાહી આપે તો તે સ્ત્રીઓને ઘરોમાં બંધ રાખો, એટલે સુધી કે મૌત તેમને ઉઠાવી લે અથવા અલ્લાહ તેમના માટે કોઈ "સબીલ" (રસ્તો) નક્કી કરી આપે. (૧૫) અને જો બે પુરુષો તમારામાંથી તે જ બદ્કારી (સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય) કરે તો તેમને શિક્ષા આપો, પછી જો તેઓ બંને તવબહ કરે અને પોતાની સુધારણા કરી લે તો તેમનો વિચાર (પીછો) છોડી દો; બેશક ! અલ્લાહ તવબહ સ્વીકાર કરનારો ઘણો જ મહેરબાન છે. (૧૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં તે અસંતુલિત બાબતો અને કુરિવાજોની સુધારણા કરવામાં આવી છે, જે અજ્ઞાનતાના યુગમાં યતીમોના અધિકારોમાં વારસા સંબંધિત આચરવામાં આવતા હતા. આ લોકો સ્ત્રીઓ ઉપર પણ અત્યાચાર કરતા હતા અને તેમની બાબતમાં અત્યંત નિંદનીય રસમો–રિવાજમાં સપડાયેલા હતા, જે સ્ત્રીઓ સાથે નિકાહ જાઈઝ ન હોય, તેમની સાથે પણ નિકાહ કરી લેતા હતા.

આગળની આયતોમાં આ બાબતોની સુધારણા કરવામાં આવી છે અને જો કોઈ સ્ત્રીથી કોઈ એવી ભૂલ થઈ જાય જે શરીઅતની રૂએ ભૂલ છે, તો તેને શિક્ષા કરવાની પરવાનગી આપવામાં આવી છે અને સુધારણા તથા શિક્ષાનો આ વિષય આગળના બે–ત્રણ રુકૂઅ્ સુધી ચાલે છે.

## તફસીર :

અને જે સ્ત્રીઓ બેહયાઈ (નિર્લજ્જતા)ના કામો (એટલે કે વ્યભિચાર) કરે તમારી (નિકાહમાં હોય એવી) સ્ત્રીઓમાંથી તો તમે લોકો તે સ્ત્રીઓ(ના આવા કૃત્ય) ઉપર ચાર પુરુષો પોતાનામાંથી (એટલે કે મુસલમાન, સ્વતંત્ર, આકિલ, પુખ્ત વયના) ગવાહ કરી લો (જેથી તેમની ગવાહી ઉપર અધિકારીઓ તેમના ઉપર શિક્ષા લાગુ કરે) બસ, જો તેઓ ગવાહી આપી દે તો (તેમની સજા એ છે કે) તમે તેમને (ઈસ્લામી કોર્ટના ન્યાયાધીશના હુકમથી) ઘરોની અંદર કેદ કરી દો, એટલે સુધી કે (યા તો) મોત તેમને ઉઠાવી લે અથવા અલ્લાહ તઆલા તેમના માટે કોઈ અન્ય રસ્તો (એટલે કે બીજો હુકમ) નક્કી કરે. (પાછળથી જે બીજો હુકમ આ બાબતે નક્કી કરવામાં આવ્યો છે, તેનું વર્ણન ''મસ્અલા અને બોધપાઠ''ના વિભાગમાં આવી રહ્યું છે) અને (વ્યભિચારની શિક્ષા કોઈ નિકાહવાળી સ્ત્રી માટે જ ખાસ નથી બલકે,) તમારામાંથી જે બે પુરુષો પણ આવું સૃષ્ટિ વિરૂદ્ધનું (એટલે કે વ્યભિચારનું નિર્લજ્જ Homosexual) કૃત્ય કરે તો તમારામાંથી (એટલે પુખ્ત વયના આકિલ, મુસલમાન) તે બંનેને પીડા આપે પછી (પીડા આપ્યા પછી) જો તે બંને (પોતાના આવા નિર્લજ્જ કૃત્યોથી) તવબહ કરી લે અને (હવે પછી પોતાની) સુધારણા કરી લે (એટલે કે તેઓ હવે પછી આવું બેહયાઈનું કૃત્ય ન કરે) તો તે બંનેને જતા કરો (કારણ કે,) નિઃશંક ! અલ્લાહ તઆલા તવબહ કબૂલ કરનારો (અને) રહમતવાળો છે (એટલા માટે પોતાની રહમતથી અલ્લાહ તઆલાએ તેમની ભૂલો મા'ફ કરી દીધી પછી તમારે પણ તેમને પીડા આપવાનું બંધ કરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં એવા પુરુષો અને સ્ત્રીઓ વિશે શિક્ષા નક્કી કરવામાં આવી છે, જેમનાથી નિર્લજ્જતાના એટલે કે, વ્યભિચારના કૃત્યો થયાનું સાબિત થઈ જાય. પ્રથમ આયતમાં ફરમાવ્યું કે, જે સ્ત્રીઓથી આવું નિર્લજ્જ કૃત્ય થઈ જાય તો તેની સાબિતી માટે ચાર પુરુષ ગવાહો નક્કી કરવામાં આવે. એટલે કે, જો ઈસ્લામી શરીઅતના શાસન હેઠળના ન્યાયાલયમાં આ મા'મલો રજૂ કરવામાં આવે તો વ્યભિચારની સાબિતી માટે ચાર પુરુષો બોલાવવામાં આવે, જે સાક્ષી

આપવાની કાબેલિયત ધરાવતા હોય અને પુરુષોની જ ગવાહી જરૂરી છે. આ સંબંધે સ્ત્રીઓની ગવાહી ભરોસાપાત્ર નથી.

વ્યભિચારના ગવાહોમાં શરીઅતમાં બે પ્રકારે કડકાઈ વર્તી છે, કારણ કે આ બાબત ઘણી જ મહત્ત્વની છે, જેનાથી ઈજ્જત અને ઈફ્ફત (પવિત્ર ચારિત્ર) ઘવાય છે અને પરિવારોમાં આક્ષેપો અને કલંકનો મસ્અલો સામે આવે છે. પ્રથમ તો આ શરત લગાવી કે, પુરુષ જ ગવાહ હોય. સ્ત્રીઓની ગવાહીનો કોઈ ભરોસો કરવામાં નહીં આવે. બીજું, ચાર પુરુષો હોવા જરૂરી ઠરાવવામાં આવ્યું. દેખીતું છે કે, એ શરત ઘણી કડક છે જે કોઈ-કોઈ વખતે જ શક્ય બની શકે છે. આ કડકાઈ એટલા માટે અપનાવવામાં આવી કે, પત્નીના પોતાના પતિ અથવા તેની માં, બહેન કોઈ વ્યક્તિગત મનદુઃખના કારણે વાહિયાત જૂઠા આક્ષેપ ન લગાવે અથવા અન્ય બુરું ઈચ્છનાર ઈર્ષ્યાળુઓ પોતાની દુશ્મનીના કારણે આવા આક્ષેપ અને તોહમત લગાવવાની હિંમત ન કરી શકે. કારણ કે, જો ચાર વ્યક્તિઓથી ઓછા લોકો વ્યભિચારની ગવાહી આપે તો તેમની ગવાહી વિશ્વસનીય નથી. આવા સ્વરૂપમાં દા'વેદાર અને ગવાહ બધા જૂઠા ઠરાવવામાં આવશે અને એક મુસલમાન પર ઈલ્જામ (આક્ષેપ) લગાવવાના કારણે તેમના ઉપર "હદ્દે કઝફ" લાગુ કરવામાં આવશે. સૂરએ નૂરમાં સ્પષ્ટ રીતે ફરમાવવામાં આવ્યું છે,

وَلَوْلَا جَآؤُا عَلَيْهِ بِاَرْبَعَةِ شُهَدَآءَ فَاِذْ لَمْ يَاْتُوْا بِالشُّهَدَآءِ فَاُولٰٓئِكَ عِنْدَ اللّٰهِ هُمُ الْكٰذِبُوْنَ

*"જે લોકો ચાર ગવાહો ન લાવી શકે, તેઓ જૂઠા છે."*

અમુક વિદ્વાનોએ ચાર ગવાહોની આવશ્યકતાની હિકમતના વર્ણનમાં ફરમાવ્યું છે કે, આ મા'મલામાં બે વ્યક્તિઓની સંડોવણી હોય છે, પુરુષ અને સ્ત્રી; એટલા માટે એક જ ઘટના જેમકે બે ઘટનાઓના હુકમમાં છે અને દરેક મા'મલામાં બે ગવાહો હોવા જરૂરી છે. એટલા માટે અહીંયાં ચાર ગવાહો હોવા જરૂરી છે.

આયતના અંતે ફરમાવ્યું કે, જો તે બંને તવબહ કરી લે અને પોતાની સુધારણા કરી લે તો તેમને તંગ ન કરો, તેનો મતલબ એ છે કે, શિક્ષા આપ્યા પછી જો તેઓએ તવબહ કરી લીધી તો પછી તેમની નિંદા ન કરો અને વધારે શિક્ષા ન આપો. એ મતલબ નથી કે, તવબહ કરવાથી સજા મા'ફ થઈ ગઈ. એટલા માટે

કે, આ તવબહનો સજા પછી ઉલ્લેખ થયો છે, જેમકે فَـــا (ફાઅ્)માં ઉપયોગથી દેખીતું છે. હા ! જો તવબહ ન કરી હોય તો શિક્ષા પછી પણ પીડા આપી શકાય છે.

કુર્આને કરીમની આ બે આયતોમાં વ્યભિચાર માટે કોઈ નક્કી શિક્ષાનું વર્ણન કરવામાં આવ્યું નથી. બલકે, ફક્ત એટલું જ કહેવામાં આવ્યું છે કે, "તેમને પીડા આપો અને વ્યભિચાર કરનાર સ્ત્રીઓને ઘરોમાં બંધ કરી દો."

પીડા આપવાની પણ કોઈ ખાસ પદ્ધતિ બતાવવામાં નથી આવી અને ન્યાયાલયની મુનસફી પર તેને છોડી દેવામાં આવ્યું. ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "અહીંયાં પીડા આપવાનો અર્થ એ છે કે, તેમની મૌખિક ટીકા કરી વખોડવામાં આવે અને તેમને શરમ અપાવવામાં આવે તથા હાથથી પણ જોડા (બૂટ-ચપ્પલ) વગેરે દ્વારા તેમની ધોલાઈ કરવામાં આવે." હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું આ નિવેદન પણ એક ઉદાહરણ સ્વરૂપે હોય એમ લાગે છે. મૂળભૂત બાબત એ જ છે કે, આ મા'મલાને ન્યાયાલયની મુનસફી ઉપર જ છોડી દેવામાં આવ્યો છે.

નાઝિલ થવાના ક્રમમાં કુર્આને કરીમની આ બે આયતોની ગોઠવણી એવી છે કે, શરૂઆતમાં તો તેમને પીડા આપવાનો હુકમ નાઝિલ થયો અને ત્યાર બાદ ખાસ પદ્ધતિથી સ્ત્રીઓ માટે એવો હુકમ વર્ણન કરવામાં આવ્યો કે, તેમને ઘરોમાં બંધ રાખવામાં આવે, ત્યાં સુધી કે, તે સ્ત્રીઓ મૃત્યુ પામે અથવા તેમની જિંદગીમાં જ કોઈ અન્ય હુકમ અલ્લાહ તરફથી આવી જાય, જેને શિક્ષા સ્વરૂપે લાગુ કરવામાં આવે.

એટલા માટે પાછળથી તે "સબીલ" سَبِيْـــل વર્ણન કરવામાં આવી જેનો અલ્લાહ જલ્લ શા'નુહૂએ આ આયતમાં વાયદો કર્યો હતો. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) સબીલની તફસીરમાં ફરમાવે છે, يَعْنِى الرَّجْمَ لِلثَّيِّبِ وَالْجَلْدَ لِلْبِكْرِ કે "શાદીશુદા માટે વ્યભિચારની શિક્ષા તેને સંગસાર કરી દેવું છે અને બિન શાદીશુદા માટે શિક્ષા સ્વરૂપે કોરડા મારવા." *(બુખારી, કિતાબુત્તફસીર, પેજ:૬૫૭)*

પ્રખ્યાત હદીષોમાં પણ આ "સબીલ"નું વર્ણન રસૂલે કરીમ ﷺએ સ્પષ્ટતા સાથે કર્યું છે અને શાદીશુદા (પરણિત) તથા બિનશાદીશુદા (અપરણિત)

દરેકના માટે અલગ-અલગ હુકમ વર્ણન કર્યા છે. રસૂલે કરીમ ﷺએ હઝરત માઈઝ બિન માલિક (રદિ.) અને કબીલએ ઈજ્દની એક સ્ત્રી ઉપર વ્યભિચારની શિક્ષા લાગુ કરી હતી. આ બંને શાદીશુદા હતા એટલા માટે તેમને "સંગસાર" (પથ્થર મારી મૃત્યુ નિપજાવવાની એક ખાસ શરઈ પદ્ધતિ) કરી દીધા હતા. વળી એક યહૂદીને પણ વ્યભિચારના કારણે "રજમ" કરવામાં આવ્યો હતો અને તેના હકમાં આ ફેંસલો તવરાતના હુકમ પ્રમાણે કરવામાં આવ્યો હતો.

બિનશાદીશુદા (અપરણિતો) માટે પોતે કુર્આને કરીમે સૂરએ નૂરમાં આ શિક્ષા નક્કી કરી છે.

الزَّانِيَةُ وَالزَّانِىْ فَاجْلِدُوْا كُلَّ وَاحِدٍ مِّنْهُمَا مِائَةَ جَلْدَةٍ

*"વ્યભિચાર કરનારી સ્ત્રીઓ અને વ્યભિચારી પુરૂષોમાંથી દરેકને એકસો (૧૦૦) કોરડા મારો."* *(૨૪ : ૨)*

શરૂઆતમાં "રજમ"ના આ હુકમ માટે કુર્આને કરીમની આયત પણ નાઝિલ કરવામાં આવી હતી, પરંતુ પાછળથી તેની તિલાવત મન્સૂખ કરી દેવામાં આવી. અલબત્ત હુકમ બાકી રાખવામાં આવ્યો.

હઝરત ઉમર (રદિ.)નો ઈરશાદ છે,

اِنَّ اللّٰهَ بَعَثَ مُحَمَّدًا بِالْحَقِّ وَاَنْزَلَ عَلَيْهِ الْكِتٰبَ فَكَانَ مِمَّا اَنْزَلَ اللّٰهُ تَعَالٰى اٰيَةَ الرَّجْمِ رَجَمَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَرَجَمْنَا بَعْدَهٗ وَالرَّجْمُ فِىْ كِتَابِ اللّٰهِ حَقٌّ عَلٰى مَنْ زَنٰى اِذَا اَحْصَنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ.... (بخاری،مسلم،بحوالہ مشکوۃ ص۳۰۹)

*"અલ્લાહ તઆલાએ હઝરત મુહમ્મદ ﷺને સાચા નબી બનાવીને મોકલ્યા અને તેમના ઉપર કિતાબ પણ નાઝિલ કરી દીધી, જે કંઈ વહી અલ્લાહ તઆલાએ નાઝિલ કરી તેમાં રહમ (કૃપા)ની આયતો પણ હતી. રસૂલુલ્લાહ ﷺએ "રજમ" (પથ્થર મારી મારી નાંખવાની એક શરઈ રીત) કર્યો અને અમે પણ તેમના પછી "રજમ" કર્યો. રજમનો હુકમ તે વ્યક્તિ માટે સાબિત થયેલ છે જે વ્યભિચાર કરે અને તે શાદીશુદા હોય, ભલે પુરૂષ હોય અથવા સ્ત્રી."* *(બુખારી, મુસ્લિમ બ હવાલએ મિશ્કાત, પેજ : ૩૦૯)*

ખુલાસો એ છે કે, આ આયતોમાં જે ઘરોમાં બંધ રાખવાનો અને પીડા આપવાનો હુકમ છે; તે શરીઅતની હદ (શિક્ષા)નો હુકમ નાઝિલ થયા પછી મન્સૂખ થઈ ગયો અને હવે વ્યભિચારની શિક્ષા સો (૧૦૦) કોરડા મારવા અથવા તો "રજમ" કરવો જરૂરી થઈ ગયો. વધારે વિગત ઈન્શાઅલ્લાહ ! સૂરએ નૂરની તફસીરમાં વર્ણન કરવામાં આવશે.

**સૃષ્ટિ વિરૂદ્ધ કૃત્ય (Homosexuality)ની સજા :**

કાઝી ષનાઉલ્લાહ સાહેબ પાણીપતી (રહ.) તફસીરે મઝહરીમાં લખે છે કે, "મારા નજીક اَلَّذَانِ يَاْتِيَانِهَا તે લોકો માટે છે, જે સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય કરે છે, એટલે કે બે પુરૂષો "ગે" કૃત્ય આચરે."

કાઝી સાહબ (રહ.) સિવાય બીજા લોકોએ પણ આ જ ભાવાર્થ લીધો છે. કુર્આન શરીફના શબ્દોમાં કારણ કે શબ્દ اَلَّذَانِ يَاْتِيَانِهَا એ مَوْصُولْ અને صِلَهٗ પુરુષવાચક સર્વનામો છે. એટલા માટે આ લોકોનો એ મત ખોટો નથી, જો કે, જે લોકોએ વ્યભિચારી પુરુષ અને વ્યભિચારી સ્ત્રીનો અર્થ લીધો છે તેમણે تَغْلِيْب તરીકે પુરૂષવાચક સર્વનામને વ્યભિચારી સ્ત્રી માટે પણ માન્ય રાખ્યું છે, જેથી સ્થળની યોગ્યતા પ્રમાણે "ગે" (લવાતત) કે Homosexuality હરામ હોવાની બાબત તથા તેની કઠોર શિક્ષાનું વર્ણન અત્રે અસ્થાને નહિ ગણાય.

હદીષો અને ઘટનાક્રમોથી જે કંઈ પણ સાબિત થાય છે, તેમાંથી અમુક નમૂના સ્વરૂપે અત્રે ઉલ્લેખ કરવામાં આવે છે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ رَضِىَ اللّٰهُ عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَعَنَ اللّٰهُ سَبْعَةً مِنْ خَلْقِهٖ مِنْ فَوْقِ سَبْعِ سَمٰوٰتِهٖ وَرَدَّدَاللَّعْنَةَ عَلٰى وَاحِدٍ مِّنْهُمْ ثَلَاثًا وَلَعَنَ كُلَّ وَاحِدٍ مِنْهُمْ لَعْنَةً تَكْفِيْهِ، قَالَ.. مَلْعُوْنٌ مَنْ عَمِلَ عَمَلَ قَوْمِ لُوْطٍ، مَلْعُوْنٌ مَنْ عَمِلَ عَمَلَ قَوْمِ لُوْطٍ، مَلْعُوْنٌ مَنْ عَمِلَ عَمَلَ قَوْمِ لُوْطٍ، اَلْحَدِيْث. (اَلتَّرْغِيْبُ وَالتَّرْهِيْب)

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ પોતાની મખ્લૂકમાંથી સાત પ્રકારના લોકો ઉપર સાત આસમાનો ઉપરથી લા'નત (ફિટકાર) મોકલી છે અને તે સાતમાંથી એક*

*ઉપર ત્રણ-ત્રણ વખતે લા'નત મોકલી છે અને બાકીનાઓ ઉપર એક(-એક) વખતે. ફરમાવ્યું, તે વ્યક્તિ લા'નતી છે જે કૌમે લૂતવાળો અમલ (ગે પ્રવૃત્તિ) કરતો હોય, તે વ્યક્તિ લા'નતી છે જે કૌમે લૂતવાળો અમલ કરતો હોય, તે વ્યક્તિ લા'નતી છે જે કૌમે લૂતવાળો અમલ કરતો હોય." (અત્તરગીબ વત્તરહીબ)*

وَعَنْ اَبِیْ هُرَيْرَةَ رَضِیَ اللّٰهُ عَنْهُ عَنِ النَّبِیِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اَرْبَعَةٌ يُصْبِحُوْنَ فِیْ غَضَبِ اللّٰهِ وَيُمْسُوْنَ فِیْ سَخَطِ اللّٰهِ قُلْتُ مَنْ هُمْ يَارَسُوْلَ اللّٰهِ قَالَ اَلْمُتَشَبِّهُوْنَ مِنَ الرِّجَالِ بِالنِّسَاءِ وَالْمُتَشَبِّهَاتُ مِنَ النِّسَاءِ بِالرِّجَالِ وَالَّذِیْ يَأْتِی الْبَهِيْمَةَ وَالَّذِیْ يَأْتِی الرِّجَالَ، (اَلتَّرْغِيْبُ وَالتَّرْهِيْب)

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ચાર વ્યક્તિ સવારના પહોરમાં અલ્લાહના ગુસ્સાનો ભોગ બને છે અને સાંજના સમયે પણ અલ્લાહ તઆલા તેમનાથી નારાજ હોય છે. મેં પૂછ્યું, તે કોણ લોકો છે ? તેમણે ફરમાવ્યું, તે પુરુષ જેઓ સ્ત્રીઓ જેવો શણગાર કરે છે અને તે સ્ત્રીઓ જેઓ પુરુષો જેવી બને (ઠને) છે અને તે પુરુષો જે પ્રાણીઓ સાથે સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય કરે છે અને તે પુરુષ જે પુરુષ સાથે સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય (ગે પ્રવૃત્તિ) કરે છે." (અત્તરગીબ વત્તરહીબ)*

وَعَنِ ابْنِ عَبَّاسٍ رَضِیَ اللّٰهُ عَنْهُمَا قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ مَنْ وَجَدْتُمُوْهُ يَعْمَلُ عَمَلَ قَوْمِ لُوْطٍ فَاقْتُلُوا الْفَاعِلَ وَالْمَفْعُوْلَ بِهٖ،(اَلتَّرْغِيْبُ وَالتَّرْهِيْب)

*"હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જેને તમે કૌમે લૂતની જેમ સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય કરતા જુઓ તો બંને પુરુષો (ફાઈલ અને મફઊલ "ગે")ને મારી નાંખો." (અત્તરગીબ વત્તરહીબ)*

હાફિઝ ઝકીઉદ્દીન (રહ.)એ "તરગીબ અને તરહીબ"માં લખ્યું છે કે, ચાર ખલીફા હઝરત અબૂબક્ર સિદીક, હઝરત અલી, હઝરત અબ્દુલ્લાહ બિન ઝુબૈર અને હિશામ બિન અબ્દુલ મલિક (રદિ.)એ પોતાના શાસનકાળમાં સૃષ્ટિ વિરૂદ્ધ કૃત્ય કરનારને આગમાં સળગાવી દીધા હતા.

આ સંદર્ભમાં તેમણે મુહમ્મદ બિન અલ મુન્કદિરની રિવાયતથી એક ઘટના પણ લખી છે કે, ખાલિદ બિન વલીદ (રદિ.)એ હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને પત્ર લખ્યો કે, "અહીંયાં અરબના એક વિસ્તારમાં એક પુરુષ છે તેની સાથે સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય કરવામાં આવે છે."

હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ આ બાબતે સહાબા (રદિ.)ને ભેગા કર્યા અને તેમાં હઝરત અલી (રદિ.) પણ હાજર રહ્યા. હઝરત અલી (રદિ.)એ કહ્યું, "આ એક એવો ગુનોહ છે જેને એક કૌમ સિવાય કોઈએ નથી કર્યો અને અલ્લાહ જલ્લ શા'નુહુએ તે કૌમ સાથે એવો વર્તાવ કર્યો, જે આપણા બધાને જ ખબર છે. મારો અભિપ્રાય એ છે કે તેને આગમાં સળગાવી દેવો જોઈએ." બીજા સહાબા (રદિ.)એ પણ તેના ઉપર સહમતિ દર્શાવી અને હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)એ તેને આગમાં સળગાવી દેવાનો હુકમ કર્યો.

પ્રસ્તુત રિવાયતોમાં કૌમે લૂતના આ કૃત્યનો હવાલો વારંવાર આવે છે. હઝરત લૂત (અલૈ.)ને જે કૌમ તરફ મોકલવામાં આવ્યા હતા, તે કૌમના લોકો કુફ્ર–શિર્કના ગુનાહ ઉપરાંત આ અત્યંત નીચ અને નિર્લજ્જ એવા સૃષ્ટિ વિરૂદ્ધના કૃત્યો કરવાની ટેવ ધરાવતા હતા અને જ્યારે હઝરત લૂત (અલૈ.)ની દઅ્વત અને તબ્લીગનો તેમના ઉપર કોઈ અસર ન થયો, તો અલ્લાહ જલ્લ શા'નુહૂના હુકમથી ફરિશ્તાએ તે કૌમની વસ્તીઓને જમીનથી ઉઠાવી પછી ઊંધી કરીને જમીન ઉપર પટકી દીધી, જેનું વર્ણન સૂરએ અઅ્રાફમાં આવશે. ઈન્શાઅલ્લાહ !

ઉપરોક્ત રિવાયતો સૃષ્ટિ વિરૂદ્ધના કૃત્યો બાબતે હતી. રિવાયતોમાં સ્ત્રીઓ સાથે સૃષ્ટિ વિરૂદ્ધનું કૃત્ય (મળદ્વાર વાટે સંભોગ) કરવાની પણ સખત ચેતવણીઓ આવેલી છે.

عَنِ ابْنِ عَبَّاسٍ رَضِىَ اللّٰهُ عَنْهُمَا اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَايَنْظُرُ اللّٰهُ عَزَّوَجَلَّ اِلٰى رَجُلٍ اَتٰى رَجُلًا اَوِامْرَئَةً فِىْ دُبُرِهَا. (اَلتَّرْغِيْبُ وَالتَّرْهِيْب)

*"હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, અલ્લાહ જલ્લ શા'નુહુ તે પુરુષ તરફ કૃપા (રહમત)ની દષ્ટિથી નથી જોતો જે પુરુષ સ્ત્રી સાથે સૃષ્ટિ વિરુદ્ધનું કૃત્ય કરે (મળદ્વાર વાટે સંભોગ કરે)."*

عَنْ خُزَيْمَةَ بْنِ ثَابِتٍ قَالَ قَالَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اِنَّ اللّٰهَ لَا يَسْتَحْيِيْ مِنَ الْحَقِّ ثَلَاثَ مَرَّاتٍ لَا تَأْتُوا النِّسَاءَ فِيْ اَدْبَارِهِنَّ، (اَلتَّرْغِيْبُ وَالتَّرْهِيْب)

*"ખુઝયમા બિન ષાબિત (રદિ.) ફરમાવે છે રસૂલુલ્લાહ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, અલ્લાહ જલ્લ શા'નુહુ વર્ણન કરવામાં શરમ નથી કરતો; રસૂલે કરીમ ﷺએ આ શબ્દો ત્રણ વખતે કહ્યા (પછી ફરમાવ્યું,) સ્ત્રીઓ પાસે સૃષ્ટિ વિરુદ્ધની પદ્ધતિએ (મળદ્વારના માર્ગે) ન જાઓ."*

وَعَنْ اَبِيْ هُرَيْرَةَ رَضِيَ اللّٰهُ عَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَلْعُوْنٌ مَنْ اَتَى امْرَئَةً فِيْ دُبُرِهَا، (اَلتَّرْغِيْبُ وَالتَّرْهِيْب) وَعَنْهُ اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ مَنْ اَتٰى حَائِضًا اَوِ امْرَئَةً فِيْ دُبُرِهَا اَوْ كَاهِنًا فَصَدَّقَهٗ فَقَدْ كَفَرَ بِمَا اُنْزِلَ عَلٰى مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمْ.

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, તે વ્યક્તિ ધિક્કારપાત્ર છે જે સૃષ્ટિ વિરુદ્ધ પદ્ધતિથી પત્ની સાથે સંભોગ કરે. હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી જ રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, જે પુરુષ માસિકધર્મની પરિસ્થિતિમાં પત્ની સાથે સંભોગ કરે છે અથવા સૃષ્ટિ વિરુદ્ધ પદ્ધતિથી સંભોગ કરે છે અથવા કોઈ જ્યોતિષી પાસે જાય છે અને તેની ગયૂબની (અદૃશ્ય) બાબતોની ખબરનું સમર્થન કરે છે, તો એવા લોકો એ દીનના ઈન્કારી થઈ ગયા, જે મુહમ્મદ ﷺ ઉપર નાઝિલ થયો."*

આ નિર્લજ્જ કૃત્ય માટે કોઈ નક્કી હદ (શિક્ષા) નક્કી કરવામાં તો ફુક્હામાં મતભેદો છે, જેની વિગત ફિક્હની કિતાબોમાં મૌજૂદ છે. જો કે, એટલું ચોક્કસ છે કે, તેના માટે ખૂબ કઠોર શિક્ષાઓ વર્ણન કરવામાં આવી છે. દાખલા તરીકે, આગમાં સળગાવી દેવું, દિવાલ ફેંકીને કચડી નાંખવું, ઊંચી જગ્યાએથી ફેંકીને સંગસાર કરી દેવું, તલવારથી કતલ કરી નાંખવું વગેરે.

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૭-૧૮)

| |
|---|
| إِنَّمَا التَّوْبَةُ عَلَى اللَّهِ لِلَّذِينَ يَعْمَلُونَ السُّوءَ بِجَهَالَةٍ ثُمَّ يَتُوبُونَ مِن قَرِيبٍ |
| فَأُولَٰئِكَ يَتُوبُ اللَّهُ عَلَيْهِمْ ۗ وَكَانَ اللَّهُ عَلِيمًا حَكِيمًا ﴿١٧﴾ وَلَيْسَتِ التَّوْبَةُ لِلَّذِينَ |
| يَعْمَلُونَ السَّيِّئَاتِ ۚ حَتَّىٰ إِذَا حَضَرَ أَحَدَهُمُ الْمَوْتُ قَالَ إِنِّي تُبْتُ الْآنَ وَلَا |
| الَّذِينَ يَمُوتُونَ وَهُمْ كُفَّارٌ ۚ أُولَٰئِكَ أَعْتَدْنَا لَهُمْ عَذَابًا أَلِيمًا ﴿١٨﴾ |

### તરજુમો :

*બેશક ! અલ્લાહે તવબહ કબૂલ કરવી અવશ્ય તેઓની છે જેઓ બુરું કામ નાદાની (જહાલત)થી કરે છે, પછી જલદીથી તવબહ કરે છે તો અલ્લાહ તેમને મા'ફ કરી આપે છે; અને અલ્લાહ સઘળું જાણનારો મહાન હિકમતવાળો છે. (૧૭) અને એવા લોકોની તવબહ (સ્વીકાર્ય) નથી જેઓ બુરા કૃત્યો કર્યે જાય છે, એટલે સુધી કે જ્યારે તેમનામાંથી કોઈની મૌત સામે આવી જાય તો કહેવા લાગ્યો, હું હવે તવબહ કરું છું; અને ન એવા લોકોની તવબહ કે જેઓ કુફ્રની હાલતમાં મૃત્યુ પામે છે; તેમના માટે તો અમે દર્દનાક અઝાબ તૈયાર કર્યો છે. (૧૮)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતમાં તવબહનું વર્ણન આવ્યું હતું, હવે આ બે આયતોમાં તવબહના સ્વીકાર્ય હોવાની શરતો અને તવબહ કબૂલ થવાના અને ન થવાના સ્વરૂપો બતાવ્યા છે.

### તફસીર :

તવબહ (જેને કબૂલ કરવી વાયદા પ્રમાણે) અલ્લાહ તઆલાની જવાબદારી છે, તે (વાયદો) તો તેમના જ માટે છે જેઓ નાદાનીથી કોઈ ગુનાહ (નાનો હોય અથવા મોટો, સગીરહ હોય અથવા કબીરહ) કરી બેસે છે, પછી તાત્કાલિક (એટલે કે મોત પહેલાં-પહેલાં જેનો ઉલ્લેખ આગળ આવે છે) તવબહ કરી લે છે, માત્ર એવા લોકો ઉપર તો અલ્લાહ તઆલા (તવબહ કબૂલ

કરવા વિશે) ધ્યાન આપે છે (એટલે કે તવબહ કબૂલ કરી લે છે) ! અને અલ્લાહ તઆલા ઘણી સારી રીતે જાણે છે (કે કોણે દિલથી તવબહ કરી છે કારણ કે, તે મહાન), હિકમતવાળો છે (કે દિલથી તવબહ ન કરનારને અપમાનિત નથી કરતો) અને એવા લોકોની તવબહ (સ્વીકાર્ય) નથી જેઓ (સતત) ગુનાહ કરતા રહે છે, એટલે સુધી કે જ્યારે તેમનામાંથી કોઈની સામે મોત જ આવીને ઊભું થઈ ગયું (મોત સામે આવીને ઊભું થવાનો અર્થ એ છે કે, તેને બીજી દુનિયાની વસ્તુઓ નજરે દેખાવા લાગે) તો કહેવા લાગે કે, હું હવે તવબહ કરું છું (બસ, ન તો એવા લોકોની તવબહ કબૂલ છે) અને ન જ તે લોકોની (તવબહ એટલે કે ઈમાન લાવવું આવા સમયમાં સ્વીકાર્ય છે) જેમને કુફ્રની હાલત ઉપર મોત આવી જાય છે તે (કાફિર) લોકો માટે અમે એક દર્દનાક સજા (એટલે કે દોઝખની આગ) તૈયાર રાખી છે.

## મસ્અલા અને બોધપાઠ :

### શું જાણીબૂઝીને ઇરાદાપૂર્વક કરેલો ગુનોહ મા'ફ નથી થતો ? :

અત્રે એક વાત વર્ણન કરવા યોગ્ય છે કે, કુર્આને મજીદમાં શબ્દ بِجَهَالَةٍ (બિ જહાલતિન્) આવ્યો છે, તેનો દેખીતો અર્થ એ થાય છે કે, અજાણતામાં નાદાનીથી ગુનાહ કરે તો તેની તવબહ કબૂલ થશે, જાણીબૂઝીને ગુનોહ કરે તો તવબહ કબૂલ નહીં થાય. પરંતુ સહાબએ કિરામ (રદિ.)એ આ આયતની જે તફસીર વર્ણન કરી છે તે એ છે કે, جَهَالَةٌ (જહાલત)નો આ સ્થળે એવો ભાવાર્થ નથી કે, તેને ગુનાહને ગુનાહ હોવાની ખબર જ ન હોય અથવા ગુનાહનો ઈરાદો કર્યો જ ન હોય. બલકે, અર્થ એ છે કે, આ ગુનાહના ખરાબ પરિણામ અને આખિરતના અઝાબથી બેદરકારી આ ગુનાહ કરવાનું કારણ બની ગયું હોય. જો કે, ગુનાહને ગુનોહ સમજતો હોય અને તેનો ઈરાદો પણ કર્યો હોય.

બીજા શબ્દોમાં "જહાલત"નો શબ્દ આ જગ્યાએ મૂર્ખાઈ અને બેવકૂફીના અર્થમાં છે, જેમકે તફસીરના ખુલાસામાં વર્ણન થઈ ચૂક્યું છે. તેનું ઉદાહરણ સૂરએ યૂસુફમાં છે. હઝરત યૂસુફ (અલૈ.)એ પોતાના ભાઈઓને કહ્યું હતું, هَلْ عَلِمْتُمْ مَّا فَعَلْتُمْ بِيُوْسُفَ وَاَخِيْهِ اِذْ اَنْتُمْ جَاهِلُوْنَ તેમાં ભાઈઓને જાહિલ કહેવામાં આવ્યા છે, જ્યારે કે તેમણે જે કામ કર્યું તે કોઈ ભૂલ અથવા નાદાનીથી

નહિ, બલકે, ઈરાદાપૂર્વક જાણીબૂઝીને કરેલું કૃત્ય હતું, પરંતુ આ કૃત્યના પરિણામથી અજાણ હોવાના કારણે તેમને જાહિલ કહેવામાં આવ્યા છે.

અબૂલ આલિયા અને કતાદહ (રદિ.)થી નકલ થયું છે કે, સહાબએ કિરામ (રદિ.) એ બાબતે સહમત છે કે, كُلُّ ذَنْبٍ اَصَابَهُ عَبْدٌ فَهُوَ جَهَالَةٌ عَمَدًا كَانَ اَوْغَيْرَهٗ એટલે કે, "બંદો જે ગુનાહ કરે છે, ભલે તે ઈરાદાપૂર્વક હોય અથવા ઈરાદાપૂર્વક ન હોય, દરેક પરિસ્થિતિમાં જહાલત (અજ્ઞાનતા) છે."

તફસીરના ઈમામ મુજાહિદ (રહ.)એ ફરમાવ્યું, كُلُّ عَامِلٍ بِمَعْصِيَةِ اللّٰهِ فَهُوَ جَاهِلٌ حِيْنَ عَمِلَهَا એટલે કે, "જે વ્યક્તિ કોઈ કામમાં અલ્લાહ તઆલાની નાફરમાની કરી રહ્યો છે, તે આવું કૃત્ય કરવામાં જાહિલ જ છે. જો કે, દેખાવમાં તે ગમે તેટલો મોટો વિદ્વાન અને જાણકાર હોય."

*(ઈબ્ને કષીર)*

અને અબૂ હય્યાનની તફસીર "ઈબ્ને મુહીત"માં ફરમાવવામાં આવ્યું છે કે, "આ એવું જ છે જેમકે હદીષમાં વર્ણન થયું છે "لَا يَزْنِى الزَّانِىْ وَهُوَ مُؤْمِنٌ" એટલે કે, "વ્યભિચાર કરનાર મો'મિન હોવાની હાલતમાં વ્યભિચાર નથી કરતો." તેનો અર્થ એ છે કે, જે સમયે તે આ દુષ્કૃત્યમાં સંડોવાયેલો હોય છે, તે સમયે તે ઈમાનના તકાદાઓથી દૂર જઈ પડે છે.

એટલા માટે હઝરત ઈકરીમા (રદિ.)એ ફરમાવ્યું, اُمُوْرُالدُّنْيَا كُلُّهَا جَهَالَةٌ એટલે કે "દુનિયાના તે બધા જ કામો જેમાં અલ્લાહ તઆલાની ફરમાંબરદારી અને આજ્ઞાપાલનથી વ્યક્તિ નીકળી જાય તે સઘળું અજ્ઞાનતા (જહાલત) છે અને તેનું કારણ દેખીતું છે કે, અલ્લાહ તઆલાની નાફરમાની કરનાર થોડા સમયના આનંદને હંમેશા બાકી રહેનારી લિજ્જત ઉપર અગ્રિમતા આપે છે અને જે થોડીવારના આનંદના બદલામાં હંમેશા-હંમેશનો કઠોર અઝાબ ખરીદી રહ્યો છે, તેને બુદ્ધિશાળી કદાપિ કહી શકાય નહીં. તેને દરેક વ્યક્તિ જાહિલ અજ્ઞાની જ કહેશે, ભલે તે પોતાના દુષ્કૃત્યથી વાકેફ (જ્ઞાત) હોય અને તેણે આ દુષ્કૃત્ય આચરવાનું ઈરાદો પણ કર્યો હોય.

ખુલાસો એ છે કે, વ્યક્તિ કોઈ ગુનોહ જાણીબૂઝીને કરે અથવા ભૂલથી, બંને પરિસ્થિતિમાં ગુનોહ જહાલત જ છે, એટલા માટે સહાબા (રદિ.) અને

તાબિઈન (રહ.) તથા તમામ ઉમ્મતનો એ બાબત ઉપર ઈજ્માઅ્ છે કે, જે વ્યક્તિ જાણીબૂઝીને કોઈ ગુનોહ કરતો હોય તેની પણ તવબહ કબૂલ થઈ શકે છે.

*(બહરે મુહીત)*

પ્રસ્તુત આયતમાં એક વાત ધ્યાન ખેંચે છે, તે એ છે કે, તવબહ કબૂલ થવા માટે એ શરત લગાવવામાં આવી છે કે, જલદી (તાત્કાલિક) તવબહ કરી લે. તવબહ કરવામાં મોડું ન કરે, તેમાં "જલદી"નો શું અર્થ છે અને કેટલો સમય જલદી કરવાનો સમજવામાં આવશે ? રસૂલે કરીમ ﷺની હદીષ તેની તફસીરમાં આવેલ છે, જે આ રીતે વર્ણન થઈ છે.

اِنَّ اللّٰهَ يَقْبَلُ تَوْبَةَ الْعَبْدِ مَالَمْ يُغَرْغِرْ હદીષનો અર્થ આ છે, "અલ્લાહ તઆલા પોતાના બંદાઓની તવબહ તે સમય સુધી સ્વકારે છે જ્યાં સુધી તેના ઉપર મૌત અને સકરાત (રૂહ કબ્જે થવાનો) ગળગળો ન આવે."

હદીષવેત્તા ઈબ્ને મરદૂયા (રહ.)એ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત કરી છે કે, તેમણે રસૂલુલ્લાહ ﷺને એવું ફરમાવતા સાંભળ્યા છે કે, "જે મો'મિન બંદો મૌતથી એક મહિના પહેલાં પોતાના ગુનાહોની તવબહ કરે અથવા એક દિવસ પહેલાં અથવા એક ઘડી પહેલાં તવબહ કરે તો અલ્લાહ તઆલા તેની તવબહ કબૂલ કરે છે, શરત માત્ર એટલી છે કે, બિલકુલ ઈખ્લાસ (નિખાલસતા)થી અને સાચા દિલથી તવબહ કરી હોય." *(ઈબ્ને કષીર)*

ખુલાસો આ છે કે, مِنْ قَرِيْبٍ (મિન કરીબિન્)ની તફસીર પોતે રસૂલે કરીમ ﷺએ કરી છે, તેનાથી સ્પષ્ટ થાય છે કે, વ્યક્તિનું સમગ્ર જીવન એ "નજીકનો સમય"માં જ સામેલ છે. મૌતથી પહેલાં-પહેલાં જે તવબહ કરી લેવામાં આવે તે સ્વીકાર્ય થશે અલબત્ત, મૌતના ગળગળા (સકરાત)ના સમયે તવબહ સ્વીકાર્ય નથી.

તેની વધુ સ્પષ્ટતા હકીમુલ ઉમ્મત હઝરત મવલાના થાનવી (રહ.)એ તફસીરે બયાનુલ કુર્આનમાં વર્ણન કરી છે કે, "મૌત નજીક હોવાના સમયે બે પરિસ્થિતિઓ સામે આવે છે, એક તો નિરાશા અને નાઉમ્મીદી, જ્યારે કે વ્યક્તિ દરેક દવા અને યુક્તિ-પ્રયુક્તિઓથી લાચાર થઈને એવું સમજી લે છે કે, હવે મૌત આવીને જ રહેશે. એવી પરિસ્થિતિ بَأْسٌ بِالْبَا (બઅ્સ બિલ્બા) સમજવામાં

આવશે. બીજી પરિસ્થિતિ તેના પછીની છે, જ્યારે કે રૂહ નીકળવાની શરૂઆત થઈ જાય છે અને સકરાતનો સમય આવી જાય છે, આવી પરિસ્થિતિને بَأْس કહેવામાં આવે છે. પહેલી પરિસ્થિતિ એટલે કે بأس સુધી તો مِنْ قَرِيْبٍના અર્થમાં સામેલ છે અને તે સમય સુધી તવબહ સ્વીકાર્ય થાય છે. પરંતુ બીજી પરિસ્થિતિ એટલે કે "હાલતે યાસ"ના સમયે તવબહ સ્વીકાર્ય નથી, જ્યારે કે ફરિશ્તા અને આખિરતના દશ્યો વ્યક્તિની સામે આવી જાય, કારણ કે તે مِنْ قَرِيْبٍ ની વ્યાખ્યામાં સામેલ નથી.

આ આયતમાં قَرِيْب (કરીબ)નો શબ્દ વધારીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, મનુષ્યની સમગ્ર જિંદગી જ એક ટૂંકો સમયગાળો છે અને મૌત જેને તે ખૂબ દૂર સમજી રહ્યો છે તે તો તેના બિલકુલ નજીક છે.

قَرِيْب (કરીબ)ની આ તફસીર જે રસૂલે કરીમ ﷺએ કરી છે, બીજી આયતમાં ખુદ કુર્આને કરીમે પણ એના તરફ ઈશારો કર્યો છે, જેમાં એવું બતાવવામાં આવ્યું છે કે મૌતના સમયે તવબહ સ્વીકાર્ય નથી.

આ આયતના વિષયનો ખુલાસો આ થયો કે, જે વ્યક્તિ કોઈ ગુનોહ કરે છે, ભલે જાણીબૂઝીને ઈરાદાપૂર્વક કરે અથવા તેને ભૂલથી અથવા અજાણતામાં કરે તે દરેક પરિસ્થિતિમાં જહાલત (અજ્ઞાનતા) હોય છે અને દરેક આવા ગુનાહની તવબહ અલ્લાહ તઆલાએ પોતાના ઝિમ્મે લીધી છે. શરત માત્ર એટલી છે કે, મૌત પહેલાં–પહેલાં સાચી તવબહ કરે.

પોતાના ઝિમ્મે લેવાનો ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ એનો વાયદો કર્યો છે અને તે વાયદો પૂરો થવો બિલકુલ ચોક્કસ અને નક્કી જ છે. નહિતર અલ્લાહ તઆલા ઉપર કોઈ ફરજ અથવા વાજિબ અથવા કોઈનો કંઈ હક નથી હોતો. પ્રથમ આયતમાં એ તવબહનું વર્ણન હતું જે અલ્લાહ તઆલા સમીપ સ્વીકાર્ય છે. બીજી આયતમાં તે તવબહનું વર્ણન છે જે સ્વીકાર્ય નથી.

વર્ણન કરવામાં આવ્યું છે કે, તે લોકોની તવબહ સ્વીકાર્ય નથી જેઓ સમગ્ર જીવન નફફટાઈ સાથે ગુનાહ કરતા રહે અને જ્યારે મૌત માથા પર આવી પહોંચે તથા રૂહ કબ્જે થવાની શરૂઆત થાય અને મૌતના ફરિશ્તા સામે આવી જાય, તે સમયે કહેવા લાગે કે, અમે તવબહ કરીએ છીએ. તેમણે પોતાના

જીવનનો ફુરસદનો સમય ગુમાવીને તવબહનો સમય ખોઈ નાંખ્યો, એટલા માટે તેમની તવબહ સ્વીકાર્ય નહીં થાય, જેમકે ફિરઔન અને ફિરઔનની અવલાદે ડૂબતાં-ડૂબતાં કહ્યું હતું કે, "અમે મૂસા અને હારૂનના પરવરદિગાર ઉપર ઈમાન લાવીએ છીએ," ત્યારે તેમને જવાબ આપવામાં આવ્યો હતો કે, "હવે ઈમાન લાવો છો ? જ્યારે કે ઈમાન લાવવાનો સમય પસાર થઈ ચૂક્યો !"

આ જ આયતના અંતિમ વાક્યમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, "એવા લોકોની તવબહ પણ સ્વીકાર્ય નથી જેમનું કુફ્રની હાલતમાં જ મૃત્યુ આવ્યું અને સકરાતના સમયે ઈમાનનો ઈકરાર કરવા લાગ્યા. આવા ઈમાનનો ઈકરાર ક-સમયનો અને લાભરહિત છે. તેમના માટે અઝાબ તૈયાર કરવામાં આવ્યો છે."

**તવબહની વ્યાખ્યા (પરિભાષા) અને તેની વાસ્તવિકતા :**

બંને આયતોની શાબ્દિક તફસીરમાં અમુક આવશ્યક વાતો એ બાકી રહી જાય છે કે, તવબહની વ્યાખ્યા શું છે ? અને તેની વાસ્તવિકતા શું છે ? અને તેનો દરજ્જો (કક્ષા) શું છે ?

ઈમામ ગઝાલીએ "અહ્યાઉલ ઉલૂમ"માં ફરમાવ્યું છે કે, "ગુનાહો કરવાની ત્રણ કક્ષાઓ છે.

પ્રથમ એ કે, કોઈ ગુનોહ ક્યારેય પણ ન કરે, આ માત્ર ફરિશ્તાઓની અથવા અંબિયા (અલૈ.)ની ખાસિયત છે. બીજી કક્ષા એ છે કે, ગુનાહો કરે અને તેના ઉપર ડટેલો રહે, ક્યારેય તેનો અફસોસ કે પસ્તાવો ન હોય અને તેને છોડવાનો દિલમાં વિચાર પણ ન આવે. આ દરજ્જો શયતાનનો છે. ત્રીજી કક્ષા મનુષ્યજાતિની છે કે, ગુનાહ થઈ જાય કે, તરત તેના ઉપર પસ્તાવો કરે અને હવે પછીના જીવનમાં તેને છોડી દેવાનો પાકો નિર્ધાર કરે."

આનાથી સ્પષ્ટ થયું કે, ગુનાહ થઈ ગયા પછી તવબહ ન કરવી તે ફક્ત શયતાનોનું જ કામ છે. એટલા માટે ઉમ્મતનો ઈજ્માઅ્ છે કે, ગુનાહોની તવબહ કરવી ફરજ છે. કુર્આન શરીફમાં ઈરશાદ છે,

يَـآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْ اتُوْ بُوْا اِلَى اللّٰهِ تَوْ بَةً نَّصُوْحًا، عَسٰى رَبُّكُمْ اَنْ يُّكَفِّرَ عَنْكُمْ
سَيِّاٰتِكُمْ وَيُدْ خِلَكُمْ جَنّٰتٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ، (66 : 8)

*"હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી તવબહ કરો; સાચી તવબહ; તો કોઈ*

*આશ્ચર્ય નથી કે અલ્લાહ તઆલા તમારા ગુનાહોનો કફ્ફારો (મા'ફ) કરી આપે; અને તમને એવી જન્નતોમાં પ્રવેશ કરાવી દે જેની નીચે નહેરો વહે છે."*

કરીમોના કરીમ, દયાળુઓના દયાળુ, મહાકૃપાળુના દરબારમાં રહમતની શા'ન તો જુઓ કે, કોઈ મનુષ્ય સમગ્ર જીવન દરમિયાન તેની નાફરમાનીમાં રાચેલો રહ્યો, પરંતુ મૌત પહેલાં સાચા દિલથી તવબહ કરી લીધી તો ફક્ત એટલું જ નહીં કે, તેના ગુનાહોને મા'ફ કરી દેવામાં આવ્યા બલકે, તેને પોતાના પ્રિય બંદાઓમાં સામેલ કરીને જન્નતનો વારસદાર પણ બનાવી દેવામાં આવ્યો.

હદીષ શરીફમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

اَلتَّائِبُ حَبِيْبُ اللّٰهِ وَالتَّائِبُ مِنَ الذَّنْبِ كَمَن لَّا ذَنْبَ لَهُ (اِبْنُ مَاجَهْ)

*"ગુનાહોથી તવબહ કરનારો અલ્લાહને ખૂબ પ્રિય છે અને જેણે ગુનાહોની તવબહ કરી, તે એવો થઈ ગયો જાણે કે તેણે ગુનોહ કર્યો જ ન હતો."*

*(ઈબ્ને માજહ)*

અમુક રિવાયતોમાં છે કે, જ્યારે બંદો કોઈ ગુનાહની તવબહ કરે અને તે અલ્લાહ સમીપ સ્વીકાર્ય થઈ જાય તો ફક્ત એટલું જ નહીં કે, તેના ગુનાહ ઉપર કોઈ પકડ નહીં થાય બલકે, તેને ફરિશ્તાઓએ લખેલ નામ-એ- આ'માલમાંથી ભૂંસી નાંખવામાં આવે છે, જેથી તેનું અપમાન પણ ન થાય.

અલબત્ત, એ જરૂરી છે કે, આ તવબહ સાચી અને "તવબતુન્નસૂહ" હોય, જેના ત્રણ વિભાગો છે. પ્રથમ પોતાના કરેલા કૃત્યો પર પસ્તાવો અને શરમ અનુભવે. હદીષમાં ઈરશાદ છે, اِنَّمَا التَّوْبَةُ النَّدَمُ એટલે કે, "તવબહનું નામ જ નદામત (અફસોસ) છે." તવબહનો બીજો વિભાગ એ છે કે, જે ગુનોહ થયો હોય તેને તરત જ છોડી દે અને આવનારા જીવનમાં તેને ક્યારેય ન કરવાનો પાકો નિર્ધાર કરે.

ત્રીજો વિભાગ એ છે કે, મા'ફી અને તેની ભરપાઈની ચિંતા કરે, એટલે કે, જે ગુનોહ થઈ ચૂક્યો છે, તે ગુનાહની પોતાની શક્તિ પ્રમાણે ભરપાઈ કરે. દાખલા તરીકે નમાઝ અને રોઝા છોડ્યા છે તો તેની કઝા કરી લે, છોડેલી નમાઝો અને રોઝાઓની સાચી સંખ્યા યાદ ન હોય તો વિચાર અને ચિંતન કરીને અમુક

સંખ્યા નક્કી કરે અને "નમાઝે-કઝા-એ-ઉમરી" પઢી લે. એ જ પ્રમાણે વિવિધ સમયમાં રોઝાઓની કઝાની કાળજી રાખે. ફરજ ઝકાત અદા નથી કરી, તો પાછલા સમયની ઝકાત પણ એકી સાથે અથવા ક્રમે-ક્રમે અદા કરે. કોઈ વ્યક્તિનો હક દબાવી લીધો હોય તો તેને તે પરત આપી દે, કોઈને તકલીફ પહોંચાડી હોય તો તેની ક્ષમા માંગે, પરંતુ જો પોતાના કરેલા ગુનાહો ઉપર અફસોસ અને પસ્તાવો ન હોય અથવા પસ્તાવો તો હોય, પરંતુ આવનાર સમયમાં એ ગુનાહને છોડે નહીં તો આવી તવબહ; તવબહ નથી. ભલે તે હજાર વખતે જીભથી તવબહ-તવબહ કહ્યા કરે.

توبہ برلب سُبحہ برکف دل پُر از ذوقِ گناہ　　معصیت راخندہ می آید ز استغفارِ ما

"મુખ પર તવબહ, હથેળીમાં તસ્બીહ અને દિલ ગુનાહો તરફ આકર્ષાયેલું હોય;
અમારા ઈસ્તિગફાર (તવબહ) ઉપર તો ગુનાહોને હસવું આવે છે !"

જ્યારે કોઈ વ્યક્તિ ઉપરોક્ત વિગત અને દર્શાવેલ નિયમો પ્રમાણે તવબહ કરી લે તો તે દરેક પ્રકારના ગુનાહ કરી ચૂક્યો હોવા છતાં અલ્લાહનો પ્યારો બંદો બની શકે છે.

અને જો ફરી ક્યારેક માનવસ્વભાવની કમજોરીના કારણે કોઈ ગુનોહ થઈ પણ જાય અને તરત જ તેની તવબહ કરીને ગફૂરો-રહીમ (મહાન ક્ષમાવાન-દયાવાન)ની બારગાહમાં મા'ફીની યાચના કરે, તો તે દરેક સમયે તવબહ કબૂલ થવાની ઉમ્મીદ રાખે.

ایں درگہِ مادرگہِ نا امیدی نیست　　صد بار اگر توبہ شکستی باز آ

"આ અમારો દરબાર નાઉમ્મીદીનો દરબાર નથી,
તવબહ તોડીને સો વખતે ફરીવાર તવબહ કરવા આવશો તો પણ સ્વીકાર્ય છે."

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૯-૨૦-૨૧)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا يَحِلُّ لَكُمْ أَن تَرِثُوا۟ ٱلنِّسَآءَ كَرْهًا ۖ وَلَا تَعْضُلُوهُنَّ
لِتَذْهَبُوا۟ بِبَعْضِ مَآ ءَاتَيْتُمُوهُنَّ إِلَّآ أَن يَأْتِينَ بِفَٰحِشَةٍ مُّبَيِّنَةٍ ۚ وَعَاشِرُوهُنَّ
بِٱلْمَعْرُوفِ ۚ فَإِن كَرِهْتُمُوهُنَّ فَعَسَىٰٓ أَن تَكْرَهُوا۟ شَيْـًٔا وَيَجْعَلَ ٱللَّهُ فِيهِ

خَيْرًا كَثِيْرًا ﴿١٩﴾ وَاِنْ اَرَدْتُّمُ اسْتِبْدَالَ زَوْجٍ مَّكَانَ زَوْجٍ ۙ وَّاٰتَيْتُمْ اِحْدٰهُنَّ
قِنْطَارًا فَلَا تَاْخُذُوْا مِنْهُ شَيْـًٔا ؕ اَتَاْخُذُوْنَهٗ بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا ﴿٢٠﴾ وَكَيْفَ
تَاْخُذُوْنَهٗ وَقَدْ اَفْضٰى بَعْضُكُمْ اِلٰى بَعْضٍ وَّاَخَذْنَ مِنْكُمْ مِّيْثَاقًا غَلِيْظًا ﴿٢١﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમારા માટે હલાલ નથી કે તમે સ્ત્રીઓને જબરદસ્તી મીરાષમાં લઈ લો, અને ન (જ) તેમને રોકી રાખો એ કારણે કે તેમની પાસેથી પોતાનું આપેલું કંઈક (પાછું) લઈ લો, પરંતુ એ કે તેઓ જાહેર બેશરમી(નું કૃત્ય) આચરે; અને ઔરતો સાથે સારી (પ્રચલિત) રીતે ગુજરાન કરો; પછી જો તે તમને નાપસંદ હોય (તો એવું સંભવિત છે કે), કદાચ તમને એક વસ્તુ નાપસંદ હોય અને અલ્લાહે તેમાં પુષ્કળ ભલાઈ રાખી હોય. (૧૯) અને જો એક ઔરત (પત્ની)ના બદલે બીજી ઔરત (પત્ની) બદલવા ઈચ્છતા હોય અને એકને પુષ્કળ માલ આપી ચૂક્યા હોય તો તેમાંથી કંઈ પાછું ન લો, શું તમે નાહક (આરોપ લગાવીને) તે (પાછું) લેવા ઈચ્છો છો ? અને ખુલ્લમ-ખુલ્લા ગુનાહ દ્વારા ? (૨૦) અને કઈ રીતે તેને (પાછું) લઈ શકો છો ? અને તમે આપસમાં એક બીજા સુધી (શરીરસુખ પ્રાપ્ત કરવા) પહોંચી ચૂક્યા છે અને તે સ્ત્રીઓ તમારી પાસેથી પાકું વચન લઈ ચૂકી છે. (૨૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરોક્ત આયતોમાં તવબહનું વર્ણન એક પરિસ્થિતિ અનુરૂપ આવ્યું હતું, આ અગાઉ સ્ત્રીઓ વિશેના હુકમોનો વિષય ચાલી રહ્યો હતો. આ આયતોમાં પણ સ્ત્રીઓ સંબંધિત હુકમો છે. અજ્ઞાનતાના યુગમાં સ્ત્રીઓ ઉપર તેમના પતિઓ તરફથી પણ અત્યાચાર થતો હતો અને તેમના વારસદારો તરફથી પણ.

જ્યારે સ્ત્રીઓના પતિ મરણ પામતા ત્યારે પતિના વારસદારો પોતાની મનમાની કરતા હતા. દિલ ઈચ્છતું તો તેઓ આવી સ્ત્રી સાથે જ નિકાહ કરી લેતા અથવા બીજાઓની સાથે તેનો નિકાહ કરાવી આપતા અને જો તેના પ્રત્યે જરા પણ લાગણી ન ધરાવતા હોય તો ન તો પોતે નિકાહ કરતા અને ન જ અન્યોને

નિકાહ કરવા દેતા અને તેમને કેદીની જેમ ગોંધી રાખતા, જેથી તેના દ્વારા આવક ઉપજાવતા અને એટલા માટે આવી પરિસ્થિતિમાં તે યા તો પોતાની માલ-દૌલત તેમને આપીને પોતાની જાતને છોડાવી લેતી, અથવા આ જ પ્રમાણે ઘરમાં કેદી બનીને જીવન વ્યતિત કરતી અને આવી પરિસ્થિતિમાં જ તેમને મૌત આવી જતી હતી.

પતિ પણ પોતાની પત્નીઓ ઉપર અત્યાચાર કર્યા કરતો હતો અને જો જરા પણ લાગણી ન હોય તો, ન તો લગ્નજીવનની ફરજો અદા કરતો અને ન જ તેને તલાક આપતો, જેથી તે સ્ત્રી આ અત્યાચારથી બચવા પોતાનો માલ આપીને તલાક મેળવી લેતી.

આ આયતોમાં આ જ પ્રકારના દરેક કુરિવાજોને દૂર કરવાનું વર્ણન છે અને عَاشِرُوْهُنَّ "આશિરૂહુન્ન" (તેમની સાથે રહો)થી ખાસ પતિને સંબોધન કરવામાં આવ્યું છે وَاِنْ اَرَدْتُّمُ اسْتِبْدَالَ زَوْجٍ થી مِّيْثَاقًا غَلِيْظًا સુધી આ બે આયતો પણ આ જ વિષય ઉપર આધારિત છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમારા માટે એ વાત હલાલ નથી કે, સ્ત્રીઓના (માલ અથવા જાનના) જબરદસ્તીથી માલિક બની બેસો. (માલના માલિક ત્રણ પ્રકારે બની શકાય છે, એક એ કે, તે સ્ત્રીનો જે શરઈ વારસો હોય તેને પોતે લઈ લે અને તેને ન આપે, બીજું એ કે, તે સ્ત્રીનો નિકાહ કરવામાં ન આવે, એટલે સુધી કે તે ત્યાં જ મૃત્યું પામે પછી તેનો માલ લઈ લે અથવા તે સ્ત્રી પોતાની જાતે કંઈ આપી દે. ત્રીજું એ કે, પતિ તેને વિના કારણે મજબૂર કરે કે તે સ્ત્રી પાસે પોતાનો કંઈ માલ હોય તો તે માલ આપીને તે પોતાની જાતને છોડાવી લે.

પ્રથમ અને ત્રીજા સ્વરૂપમાં જબરદસ્તીની શરત મૂકવાથી એ લાભ છે કે, જો આ કૃત્ય બિલકુલ સ્ત્રીની ખુશીથી થઈ રહ્યું છે તો જાઈઝ અને હલાલ છે અને બીજા સ્વરૂપમાં આ જબરદસ્તી વાસ્તવમાં નિકાહ કરવાથી રોકી રાખવામાં છે અને તેનો હેતુ માલ લઈ લેવાનો હતો એટલા માટે તેની સાથે શબ્દોનો સંબંધ જોડી દીધો. એનાથી પણ એ જ લાભ થયો એટલે કે, જો તેણી પોતાની ખુશીથી નિકાહ ન કરે, તો આ લોકોને કોઈ ગુનોહ નથી.

અને જીવનો માલિક થવું એ હતું કે, મરનારની પત્નીને પણ મરનારની

અન્ય માલ-મિલકતની જેમ પોતાના વારસાનો માલ સમજતા હતા.

આ સ્વરૂપમાં જબરદસ્તીની શરત વાસ્તવિક પરિસ્થિતિનું ચિત્રણ કરવા માટે છે કે, તેઓ આ પ્રમાણે કરતા હતા, પરંતુ તેનો એ અર્થ નથી કે, સ્ત્રી પોતાની ખુશીથી પોતાને મય્યતના અન્ય માલની જેમ વારસાની વસ્તુ બનાવવા માટે રાજી થઈ જાય કે, જેથી તે વારસાના માલની જેમ મિલકત બની જાય.) અને તે સ્ત્રીઓને એવી નિય્યતે ગોંધી ન રાખો કે જે કંઈ તમો લોકોએ (એટલે પોતે તમે અથવા તમારા સગાં-વહાલાઓએ) તેમને આપ્યું છે, એમાંથી કોઈ ભાગ (પણ તેમની પાસેથી પરત) વસૂલ કરી લો. (આ વિષયમાં પણ ત્રણ સ્વરૂપો આવી ગયા, એક એ કે, મય્યતના વારસદાર આ મય્યતની પત્નીને નિકાહ ન કરવા દે જેથી તે સ્ત્રી તેમને કંઈ આપી દે. બીજું એ કે, પતિ તેને મજબૂર કરે કે મને કંઈ આપી દે તો તને તલાક આપી છોડી દઉં, ત્રીજું એ કે, પતિ તલાક આપ્યા પછી પણ અને કંઈ લઈ લીધા પછી પણ તેને બીજા નિકાહ ન કરવા દે. અત્રે પ્રથમ સ્વરૂપ એ ઉપરના બીજા સ્વરૂપનો એક ભાગ છે, અને અહીંયાંનું બીજું સ્વરૂપ ઉપર વર્ણવેલ ત્રીજા પ્રકારનું સ્વરૂપ છે અને ઉપરનું પ્રથમ સ્વરૂપ અને અહીંયાં ત્રીજું સ્વરૂપ બંને અલગ-અલગ છે.) પરંતુ (અમુક સ્વરૂપોમાં તેમનો માલ લેવો અથવા તેમને ઘરોમાં ગોંધી રાખવું જાઇઝ છે, તે) એ કે, તે સ્ત્રીઓ કોઈ ખુલ્લમ-ખુલ્લી નિર્લજ્જ પ્રવૃત્તિ કરે (અને તેમાં પણ ત્રણ સ્વરૂપો આવી ગયા, એક નિર્લજ્જ પ્રવૃત્તિ એ કે, પતિની નાફરમાની કરે અને બદમાશ હોય તો પતિ માટે જાઇઝ છે કે, માલ લીધા વિના જે મહરથી વધારે ન હોય, તેને ન છોડે. બીજું એ કે, નિર્લજ્જ કૃત્ય વ્યભિચાર હોય તો ઈસ્લામની શરૂઆતમાં "હદ-શિક્ષા" નક્કી થતા પહેલાં પતિ માટે જાઇઝ હતું કે, તેને દંડ સ્વરૂપે પોતે આપેલો માલ પાછો લઈ લે અને તેને કાઢી મૂકે. હવે આ હુકમ મન્સૂખ "રદ" છે, વ્યભિચારથી મહર વાજિબ હોવું રદ નથી થતું. જો કે, ઉપરોક્ત બે સ્વરૂપોમાં માલ લઈ લેવામાં આવશે અને ત્રીજું સ્વરૂપ એ કે, નિર્લજ્જ કૃત્ય વ્યભિચાર હોય તો પતિને અને અન્ય વારસદારોને જેમકે શરૂઆતના રુકૂઅ્‌માં આવ્યું છે કે, સજા સ્વરૂપે સ્ત્રીઓને ઘરોમાં ગોંધી રાખવું જાઇઝ હતું, પછી આ હુકમ પણ રદ થઈ ગયો. જો કે, આ ગોંધી રાખવું સજા સ્વરૂપે હતું, માલ પાછો લેવાના હેતુથી ન હતું. અલબત્ત આ અપવાદ સ્વરૂપ અમલ છે, ન કે કેદ કરવાનું સ્વરૂપ માલ પ્રાપ્ત

કરવાના ઈરાદે હતું.....! આગળ પતિઓ માટે ખાસ હુકમ છે) અને તે સ્ત્રીઓ સાથે સારી રીતે જીવન વ્યતિત કર્યા કરો (એટલે કે સારી રીતે સદ્‌વર્તણૂક કરી તેમનું ભરણ-પોષણ અને ખબરગીરી કર્યા કરો) અને જો (સ્વભાવના તકાદા પ્રમાણે) તેઓ તમને નાપસંદ છે (પરંતુ તેમના તરફથી કોઈ નાપસંદ કરવાનું કારણ ઉપસ્થિત ન થયું હોય) તો (બુદ્ધિનો તકાદો સમજીને આ બધું સહન કરો કારણ કે) શક્ય છે કે તમે એક બાબતને નાપસંદ કરો અને અલ્લાહ તઆલા તેમાં કોઈ પુષ્કળ (દુનિયવી અથવા દીની) લાભ મૂકી દે (દાખલા તરીકે, તેઓ તમારી સેવા-સુશ્રુષા કરે તથા તમારી લાગણી ધરાવતી હોય, આ દુનિયાનો લાભ થયો અને તેમના દ્વારા કોઈ અવલાદ પેદા થાય અને બાળપણમાં જ મૃત્યુ પામે અથવા જીવંત રહે તથા તે અવલાદ નેક અને સાલિહ હોય કે, જે આખિરતનું ભાથું બને અથવા તો નાપસંદ વસ્તુઓ ઉપર સબ્ર કરવાનો સવાબ અને સારો બદલો ચોક્કસ મળશે.) અને જો તમે (પોતે જ પોતાની ઈચ્છાથી) એક પત્નીના (એટલે કે પ્રથમ પત્નીના) બદલે બીજી પત્ની કરવા ઈચ્છો (અને પ્રથમ પત્નીનો કોઈ દોષ ન હોય) અને તમે તેમાંથી એકને (મહરમાં અથવા એ જ પ્રમાણે ભેટ-સોગાતમાં) પુષ્કળ માલ આપી ચૂક્યા હોય (ભલે તેમની માલિકીમાં આપી દીધો હોય અથવા ખાસ મહર માટે ફક્ત વચન આપ્યું હોય) તો તમે તે (દીધેલો માલ અથવા આપેલા વચન)માંથી (સ્ત્રીને ત્રાસ આપીને) કંઈ પણ (પાછું) ન લો (અને મા'ફ કરાવવું પણ વાસ્તવમાં પાછું લેવું જ છે) શું તમે તેમનાથી (પરત) લો છો ? (તેણીના ઉપર નાફરમાની અથવા બદકારીનું બોહતાન) આરોપ મૂકીને અને (તેના માલમાં) ખુલ્લો ગુનોહ (એટલે કે અત્યાચાર) આચરીને ? (ભલે આક્ષેપ ખુલ્લમ-ખુલ્લો હોય અથવા તો એ પ્રમાણેનું વાતાવરણ ઉપસ્થિત કરવામાં આવે કે, ફક્ત નાફરમાની અને બદકારીના સ્વરૂપમાં જ તેનો માલ લઈ લેવાની પરવાનગી હતી. બસ, જ્યારે તેનો માલ લઈ લેવો હતો તો જાણે તેની નાફરમાની અને નિર્લજ્જતાનું અન્ય લોકો સમક્ષ ચિત્ર રજૂ કર્યું. અને આ અત્યાચાર માલના કારણે જ કર્યો એટલે દેખીતું છે કે, સ્ત્રીએ પોતાની ખુશી વિના જ આ બધું આપી દીધું છે. અને ભેટ બાબતે આવો જુલમ એટલા માટે કહેવાશે કે પતિ-પત્ની પરસ્પર કોઈ હદિયો આપી દે તો તેને પાછો લેવાનો શરીઅતમાં કોઈ અધિકાર નથી અને પાછો લેશે તો તે એક પ્રકારનો હક દબાવ્યો ગણાશે અને

તેનાથી આક્ષેપ પણ માથે આવશે. કારણ કે, આ રીતે પાછું લઈ લેવું એવું ગણાશે કે, આ મારી પત્ની ન હતી અને પતિ દ્વારા આક્ષેપ લગાવવો દેખીતું છે કે, તે પોતાની પત્નીને જૂઠી અને સમાજમાં બદકાર જાહેર કરી રહ્યો છે) અને તમે એ (આપેલા માલ)ને (પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે) કઈ રીતે લઈ લો છો ? જ્યારે કે (બોહતાન અને અત્યાચાર સિવાય તેમાંથી લઈ લેવાના બે સ્વરૂપો અમાન્ય છે. એક એ કે,) તમે પરસ્પર એકબીજાને બેપર્દા મળી ચૂક્યા છો (એટલે કે શરીરસુખ ભોગવી ચૂક્યા છો, અને મહર પણ તેનું જ વળતર હોય છે. બસ, વળતરનો બદલો લઈને વળતર પાછું લઈ લેવું અથવા તો વળતર જ ન આપવું બુદ્ધિ અને તર્કથી પણ વિરૂદ્ધ લેખાય છે અને જો તે મહરનો માલ નથી બલકે, કોઈ ભેટ–સોગાત હતી તો આ પ્રમાણે બેપર્દા મુલાકાત પછી લગ્નજીવનના કારણે પાછું લેવાની પણ મનાઈ છે અને વાસ્તવિક મનાઈ લગ્નસંબંધોના કારણે જ છે) અને (બીજી મનાઈ એ છે કે,) તે સ્ત્રીઓ તમારી પાસેથી એક વચન લઈ ચૂકી છે (તે વચન એ છે કે, નિકાહના સમયે તમે મહર આપવાની જવાબદારી લીધી હતી અને વચન આપીને વચનભંગ કરવો પણ બુદ્ધિ અને તર્કની દષ્ટિએ નિંદનીય છે અને જો આ ભેટ–સોગાત છે તો બેપર્દા મળતા પહેલાં પણ લગ્નજીવન યથાવત્ હોવાના કારણે આ રીતે મહર પાછી લેવાની મનાઈ છે. મતલબ કે, દરેક સ્વરૂપમાં માલ પાછો લેવો સખત નિંદનીય છે).

## મસ્અલા અને બોધપાઠ :

### ઇસ્લામ અગાઉ સ્ત્રીઓ ઉપર થનારા અત્યાચારોની રોકથામ :

આ ત્રણ આયતોમાં તે અત્યાચારોની રોકથામ છે, જે ઈસ્લામ અગાઉ નમણી–નાજુક નારીજાતિ ઉપર કરવામાં આવતા હતા, તેમાંથી સૌથી મોટો અત્યાચાર એ હતો કે, પુરુષ સ્ત્રીના પ્રાણ અને માલને પોતાની મિલકત સમજતો હતો, એક સ્ત્રી જેના પણ નિકાહમાં ચાલી ગઈ, તે પુરુષ તેના જાન–માલનો માલિક બની જતો હતો અને તેના મર્યા પછી તેના વારસદારો મરનારના અન્ય વારસાના માલની જેમ સ્ત્રીને પણ એક વારસાનો માલ જ સમજતા હતા. એ જ પ્રમાણે તેઓ મરનારની પત્નીના પણ વારસદાર અને માલિક બની જતા હતા. ભલે તે પોતે તેમનાથી નિકાહ કરી લે, અથવા અન્ય કોઈની પાસેથી માલ લઈને

તેનો નિકાહ કરાવી આપે. પતિનો પુત્ર જે કોઈ અન્ય સ્ત્રીથી હોય, તે પોતે પણ બાપના મૃત્યુ પછી આવી ઓરમાન (સાવકી) માતા સાથે નિકાહ કરી લેતો હતો અને જ્યારે સ્ત્રીની જાતને જ પોતાની મિલકત સમજી લેવામાં આવતી હતી, તો તેના માલની બાબતે તો દેખીતું છે કે, તેમાં એક નાની સરખી ભૂલના પરિણામે પણ સ્ત્રીઓ ઉપર જાત-જાતના જુલમ કરવામાં આવતા હતા. દાખલા તરીકે, એક જુલમ એ હતો કે જે માલ સ્ત્રીને કોઈ જગ્યાએથી વારસામાંથી મળ્યો હોય અથવા પોતાના પિયર પક્ષ તરફથી ભેટ સ્વરૂપે તોહફામાં મળ્યો હોય, બીચારી સ્ત્રીને તે બધાથી જ વંચિત કરી દેવામાં આવતી હતી અને આ બધો જ માલ સાસરી પક્ષના પુરુષો પચાવી પાડતા હતા.

બીજો જુલમ એ હતો કે, જો સ્ત્રીએ પોતાના ભાગના માલ ઉપર કબજો કરી લીધો હોય તો પુરુષ તેને નિકાહ કરવાથી એટલા માટે રોકતા હતા કે, આ સ્ત્રી માલ બહાર ન લઈ જઈ શકે. બલકે, અહીંયાં જ મૃત્યુ પામે અને માલ છોડી જાય, જેથી તે અમારા કબજામાં આવી જાય. ત્રીજો અત્યાચાર કોઈ-કોઈ જગ્યાએ એવો પણ થતો હતો કે, અમુક સમયે પત્નીનો કોઈ વાંક-ગુનોહ ન હોવા છતાં ફક્ત પતિને નાપસંદ હોવાના કારણે પતિ તેના લગ્નજીવન સંબંધિત હકો અદા કરતો ન હતો, પરંતુ તેને તલાક પણ ન આપતો હતો અને તે એટલા માટે કે, આ સ્ત્રી ત્રાસીને છેવટે ઘરેણા અથવા મહર તથા કોઈ માલ આપી દે, અથવા તો મા'ફ કરાવી લે, જેથી તેને આઝાદી મળી જાય અને અમુક સમયે પતિ તલાક પણ આપી દેતો હતો, પરંતુ તે પોતાની આ ત્યકતા સ્ત્રીને બીજા નિકાહ પણ કરવા દેતો ન હતો, જેથી તેણી મજબૂર થઈને તેની દીધેલી મહર પાછી આપી દેતી અથવા તો જે મહર આપવાની જિમ્મેદારી છે, તે પતિને મા'ફ કરી દેતી.

ચોથો અત્યાચાર અમુક સમયે એવો પણ થતો હતો કે, પતિ મૃત્યુ પામ્યો અને તેના વારસદારો તેની વિધવા સાથે કોઈને નિકાહ કરવા દેતા ન હતા યા તો અજ્ઞાનતાપૂર્ણ કુરિવાજના કારણે; અથવા તો તેના માલની લાલચમાં; કે, તેના દ્વારા કંઈ માલ વસૂલ કરીશું.

આ બધા જુલમો-સિતમ એ આધારે થતા હતા કે સ્ત્રીની માલ-મિલકત બલકે, તેની જાતના પણ પોતે માલિક હોવાનું સમજતા હતા. કુર્આને કરીમે આ કુરિવાજ અને ફસાદને જડમૂળથી ઉખેડી નાંખ્યા અને તે સંદર્ભે કરવામાં આવતા

પ્રત્યેક અત્યાચારનો નાશ કરવા માટે ફરમાવ્યું,

يٰٓاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا لَايَحِلُّ لَكُمْ اَنْ تَرِثُوا النِّسَآءَ كَرْهًا،

*"હે ઈમાનવાળાઓ ! તમારા માટે એ હલાલ નથી કે, તમે જબરદસ્તીથી સ્ત્રીઓના માલિક બની બેસો."*

જબરદસ્તીની શરતનો અર્થ એ નથી કે, જો પોતે સ્ત્રી રાજી-ખુશીથી કોઈને પોતાના માલિક બની જવા ઉપર સહમત થઈ જાય તો તે સાચું ઠરી જશે ! બલકે, આ વર્ણનનો ભાવાર્થ એ છે કે, સ્ત્રીઓની જાત અને માલના શરઈ અથવા તાર્કિક દલીલો આપી માલિક બની બેસવું દેખીતું છે કે બળજબરીએ જ થઈ શકે છે, કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ રાજી નહિ થાય કે તેનો કોઈ માલિક બની બેસે. (બહરે મુહીત) એટલા માટે જો કોઈ સ્ત્રી બેવકૂફીભરી રીતે મૂર્ખામીથી પોતે કોઈની મિલકત બનવા રાજી થઈ જાય તો શરીઅતે આ બાબતને તેની રજામંદી (ખુશી) ઉપર અવલંબિત નથી રાખ્યું કે ઈસ્લામ તેની પરવાનગી આપે. બલકે, ઈસ્લામી કાનૂન એ બાબતે સદંતર રાજી નથી કે કોઈ સ્વતંત્ર વ્યક્તિ અન્ય માલની જેમ કોઈની મિલકત બને.

જુલમ અને ફસાદની મનાઈ સામાન્ય રીતે નકારના શબ્દ "ના" દ્વારા કરી આપવામાં આવે છે, પરંતુ અહીંયાં કુર્આને કરીમે તે પ્રચલિત પદ્ધતિ છોડીને શબ્દ لَا يَحِلُّ (લા યહિલ્લુ)નો એટલા માટે ઉલ્લેખ કર્યો છે કે, આવી બાબતમાં કઠોર ગુનોહ હોવા ઉપરાંત તે તરફ પણ ઈશારો થઈ શકે છે કે, અગર કોઈ વ્યક્તિએ જો કોઈ પુખ્ત વયની સ્ત્રી સાથે તેની પરવાનગી અને ખુશી વિના નિકાહ પણ કરી લીધા તો તે નિકાહ શરીઅતની રૂએ હલાલ નથી. બલકે, તે નિકાહ અમાન્ય છે. આવા નિકાહથી ન તો તે બંને વચ્ચે પતિ-પત્નીનું સગપણ સ્થાપિત થાય છે અને ન જ વારસાના અથવા અન્ય સગપણના હુકમો તેનાથી લાગુ પડે છે.

આ પ્રમાણે જો કોઈ વ્યક્તિએ કોઈ સ્ત્રીને મજબૂર કરીને તેને આપેલી મહર પાછી લઈ લીધી અથવા તો જે મહર અદા કરવી વાજિબ હતી, તે જબરદસ્તી મા'ફ કરાવી લીધી, તો આ બળજબરીએ પાછી લીધેલી અથવા મા'ફ કરાવેલી મહરનો શરીઅતમાં કોઈ આધાર નથી. ન તો તેનો લીધેલો માલ પુરુષ માટે હલાલ થાય છે અને ન જ કોઈનો વાજિબ હક મા'ફ થાય છે. આ જ

વિષયની વધારે સ્પષ્ટતા માટે ફરમાવવામાં આવ્યું,

وَلَا تَعْضُلُوْهُنَّ لِتَذْهَبُوْا بِبَعْضِ مَا اٰتَيْتُمُوْهُنَّ એટલે કે, સ્ત્રીઓને પોતાની મરજીથી નિકાહ કરવાથી એ વિચારે ન રોકો કે, જે માલ તમે અથવા તમારા સગાં-વહાલાઓએ તેમને મહર સ્વરૂપે અથવા હદિયા સ્વરૂપે આપી દીધો છે, તે તેમની પાસેથી પાછો લઈ શકો. મહર આપવામાં અને પાછી લઈ લેવામાં એ પણ સામેલ છે કે, જે મહર આપવાનું નક્કી થઈ ચૂક્યું છે, તેને મા'ફ કરાવી લેવામાં આવે. મતલબ કે, આપેલી મહર બળજબરીએ પાછી લઈ લેવી અથવા જે હક અદા કરવા વાજિબ છે તેને જબરદસ્તી મા'ફ કરાવી લેવો. આ બધું નાજાઈઝ અને હરામ છે, આ જ પ્રમાણે જે માલની હદિયા અને ભેટ સ્વરૂપે પત્નીઓને માલિક બનાવી દેવામાં આવી છે, તે પાછું લેવું ન તો પોતે પતિ માટે હલાલ છે અને ન જ તેના વારસદારો માટે. કોઈ વસ્તુના માલિક બનાવી દેવાનો અર્થ એ છે કે, જે તે વસ્તુને માલિકીહકે માલિક બનાવી આપવામાં આવે, પરંતુ જો પતિએ કોઈ ઘરેણા અથવા અન્ય કોઈ વપરાશની વસ્તુ પત્નીને ફક્ત વાપરવા માટે આપી છે; માલિક બનાવીને નથી આપી, તો તે પત્નીની મિલકત જ નથી. એટલા માટે આવી વસ્તુ પાછી લેવાની કોઈ મનાઈ નથી.

ત્યાર પછી اِلَّا اَنْ يَّاْتِيْنَ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ ફરમાવીને અમુક એવી પરિસ્થિતિ અપવાદ સ્વરૂપે બતાવવામાં આવી છે, જેમાં પતિ માટે પત્ની પાસેથી પોતાનો માલ, મહર વગેરે પાછું લેવું જાઈઝ થઈ જાય છે.

આયતનો અર્થ એ છે કે, જો સ્ત્રી તરફથી કોઈ ખુલ્લમ-ખુલ્લી નિર્લજ્જતાની બેશરમીભરી હરકત એવી થઈ જાય કે જેના કારણે પતિ સ્વાભાવિક રીતે સ્ત્રીને તલાક આપવા માટે મજબૂર થઈ જાય, તો આવી પરિસ્થિતિમાં કોઈ વાંધો નથી કે, પતિ તે સમય સુધી તલાક ન આપે, જ્યાં સુધી પત્ની તેનો આપેલો માલ અથવા મહર વગેરે પાછી ન આપે અથવા જે હક અદા કરવો વાજિબ હતો તે અથવા મહર મા'ફ ન કરાવી લે.

અને આ સ્થળે શબ્દ "ફાહિશહ" فَاحِشَةٌ એટલે કે, કોઈ "નિર્લજ્જ કૃત્ય"નો ભાવાર્થ હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હઝરત આયશા સિદ્દીકા (રદિ.) અને હઝરત ઝહ્હાક (રદિ.) વગેરે નજીક તો પતિની નાફરમાની અને કંકાશભર્યો સ્વભાવ છે, પરંતુ અબૂલ કલાબહ (રહ.), હસન બસરી (રહ.)

વગેરેએ "ફાહિશહ"નો ભાવાર્થ "બેહયાઈ અને વ્યભિચાર"નો લીધો છે, માટે ભાવાર્થ એ છે કે, જો આ સ્ત્રીઓએ કોઈ બેશરમીનું કામ કર્યું હોય અથવા તો તે નાફરમાની અને કંકાશ કરતી હોય, જેનાથી મજબૂર થઈ પુરુષ તલાક આપવા માટે તૈયાર થઈ રહ્યો છે તો કારણ કે, દોષ સ્ત્રીનો છે, એટલા માટે પતિને એ અધિકાર પ્રાપ્ત છે કે, તેને તે સમય સુધી પોતાના નિકાહમાં રોકી રાખે, જ્યાં સુધી તેને પોતે આપેલો માલ પરત વસૂલ ન કરી લે અથવા તો નક્કી કરેલ મહર મા'ફ ન કરાવી લે.

આગલી બે આયતોમાં આ જ વિષયની સ્પષ્ટતા વર્ણન કરવામાં આવી છે. ઈરશાદ છે કે, જ્યારે સ્ત્રી તરફથી કોઈ નિર્લજ્જ અને બેશરમીનું કૃત્ય ન થયું હોય, પરંતુ પતિ ફક્ત પોતાની મનેચ્છા અને ખુશી માટે આ પત્નીને છોડીને અન્ય સ્ત્રી સાથે નિકાહ કરવા ઈચ્છે છે, તો જો આવી પરિસ્થિતિમાં તે પત્નીને પુષ્કળ માલ આપી ચૂક્યો હોય તો પણ તેના માટે એ જાઈઝ નથી કે તે દીધેલા માલનો કોઈ ભાગ તલાકના વળતર સ્વરૂપે પાછો લઈ લે, અથવા તો વાજિબ હકો મહર વગેરે મા'ફ કરાવી લે, કારણ કે સ્ત્રીનો આ પરિસ્થિતિમાં કોઈ દોષ નથી અને જે કારણથી મહર વાજિબ થાય છે તે કારણ પણ પૂરું થઈ ચૂક્યું છે, એટલે કે, નિકાહ પૂર્ણ થઈ ચૂક્યો છે અને પરસ્પર બંને બેપર્દા મળી પણ ચૂક્યા છે, તો હવે આપેલો માલ પાછો લેવો અથવા વાજિબ હક મહર વગેરે મા'ફ કરાવવાનો તેને કોઈ અધિકાર રહેતો નથી.

ત્યાર પછી આ રકમ પાછી લેવી જુલમ અને ગુનાહ હોવાનું ત્રણ તબક્કાઓમાં વર્ણન ફરમાવવામાં આવ્યું, પ્રથમ ફરમાવ્યું, اَتَاْخُذُوْنَهٗ بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا એટલે કે, "શું તમે એવું ઈચ્છો છો કે, પત્ની ઉપર વ્યભિચાર વગેરેનો આરોપ મૂકીને ખુલ્લો ગુનોહ કરીને પોતાનો માલ પાછો લઈ લેવાનો માર્ગ કાઢો?" એટલે કે, જ્યારે એવી જાણ થઈ ચૂકી છે કે, માલ પરત લેવો ફક્ત એવા સમયે જ જાઈઝ છે જ્યારે કે પત્ની કોઈ નિર્લજ્જ કૃત્ય આચરે, તો હવે તેની પાસેથી માલ પાછો લેવો વાસ્તવમાં એ બાબતની જાહેરાત કરવા જેવું છે કે, તેની પત્નીએ કોઈ નિર્લજ્જ હરકત કરી છે અથવા બેશરમીનું કૃત્ય આચર્યું છે. ભલે, મૌખિક રીતે તે પત્ની ઉપર વ્યભિચારનો આક્ષેપ કરે અથવા ન કરે. દરેક પરિસ્થિતિમાં આ એક તોહમત અને આરોપનું જ સ્વરૂપ છે, જેને اِثْمِ مُبِيْن (ઈષ્મે મુબીન) એટલે કે,

"ખુલ્લો જઘન્ય અપરાધ" કહેવામાં આવ્યો છે.

બીજું વાક્ય એ ઈરશાદ કરવામાં આવ્યું, وَكَيْفَ تَاْخُذُوْنَهٗ وَقَدْ اَفْضٰى بَعْضُكُمْ اِلٰى بَعْضٍ એટલે કે, "હવે તમારો માલ તેમની પાસેથી કેવી રીતે પરત લઈ શકો છો, જ્યારે કે ફક્ત તેમની સાથે નિકાહ જ નથી થયા બલકે, તમે પરસ્પર એકબીજાને બેપર્દા મળી ચૂક્યા છો ?" કારણ કે આ સ્વરૂપમાં દીધેલો માલ જો મહરનો છે, તો સ્ત્રીનો તેના ઉપર સંપૂર્ણ અધિકાર છે, તે તેની માલિક બની ચૂકી છે. કારણ કે, તેણે પોતાની જાતને પતિના હવાલે કરી દીધી છે. હવે તે મહર પરત લેવાનો કોઈ અર્થ નથી; અને જો આપેલો માલ હદિયા અથવા ભેટનો છે, તો પણ હવે તે પરત લેવો શક્ય નથી. કારણ કે, પતિ-પત્ની જે પરસ્પર એકબીજાને ભેટ-સોગાત આપે છે, તે શરીઅતની રૂએ પાછી લેવી જાઈઝ નથી અને કાનૂની રીતે પણ એ જ હુકમ લાગુ કરવામાં આવે છે. મતલબ કે, લગ્ન સંબંધોમાં ભેટ આપેલી વસ્તુ પાછી લેવાની મનાઈ છે.

અને આ જ વિષયના ત્રીજા વાક્યમાં ઈરશાદ ફરમાવ્યું, وَاَخَذْنَ مِنْكُمْ مِّيْثَاقًا غَلِيْظًا એટલે, "તે સ્ત્રીઓએ તમારી પાસેથી પાકું વચન લઈ લીધું છે," તેનો ભાવાર્થ નિકાહનું વચન લીધું હોવાનો છે. જે કરાર અલ્લાહના નામથી હાજરજનો સામે ખુત્બો પઢીને કરવામાં આવે છે.

ખુલાસો એ છે કે, લગ્નજીવનમાં નિકાહ થયા પછી અને પરસ્પર બેપર્દા મળ્યા પછી આપેલો માલ પરત લેવા માટે સ્ત્રીને મજબૂર કરવી ખુલ્લો ગુનોહ અને બળજબરી છે, મુસલમાનોએ તેનાથી બચવું અત્યંત જરૂરી છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૨૨-૨૩-૨૪)

وَلَا تَنْكِحُوْا مَا نَكَحَ اٰبَآؤُكُمْ مِّنَ النِّسَآءِ اِلَّا مَا قَدْ سَلَفَ ؕ اِنَّهٗ كَانَ فَاحِشَةً
وَّمَقْتًا ؕ وَسَآءَ سَبِيْلًا ﴿۲۲﴾ حُرِّمَتْ عَلَيْكُمْ اُمَّهٰتُكُمْ وَبَنٰتُكُمْ وَاَخَوٰتُكُمْ وَعَمّٰتُكُمْ وَخٰلٰتُكُمْ
وَبَنٰتُ الْاَخِ وَبَنٰتُ الْاُخْتِ وَاُمَّهٰتُكُمُ الّٰتِىْٓ اَرْضَعْنَكُمْ وَاَخَوٰتُكُمْ مِّنَ الرَّضَاعَةِ وَاُمَّهٰتُ
نِسَآئِكُمْ وَرَبَآئِبُكُمُ الّٰتِىْ فِىْ حُجُوْرِكُمْ مِّنْ نِّسَآئِكُمُ الّٰتِىْ دَخَلْتُمْ بِهِنَّ ؗ فَاِنْ لَّمْ
تَكُوْنُوْا دَخَلْتُمْ بِهِنَّ فَلَا جُنَاحَ عَلَيْكُمْ ؗ وَحَلَآئِلُ اَبْنَآئِكُمُ الَّذِيْنَ مِنْ اَصْلَابِكُمْ ۙ
وَاَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ اِلَّا مَا قَدْ سَلَفَ ؕ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿۲۳﴾

પારહ (૫)

وَّالْمُحْصَنٰتُ مِنَ النِّسَآءِ اِلَّا مَا مَلَكَتْ اَيْمَانُكُمْ ۚ كِتٰبَ اللّٰهِ عَلَيْكُمْ ۚ وَاُحِلَّ لَكُمْ
مَّا وَرَآءَ ذٰلِكُمْ اَنْ تَبْتَغُوْا بِاَمْوَالِكُمْ مُّحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ ؕ فَمَا
اسْتَمْتَعْتُمْ بِهٖ مِنْهُنَّ فَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ فَرِيْضَةً ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا تَرٰضَيْتُمْ
بِهٖ مِنْۢ بَعْدِ الْفَرِيْضَةِ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ﴿٢٤﴾

## તરજુમો :

*અને તે ઓરતો સાથે નિકાહ ન કરો જેની સાથે તમારા પિતાએ નિકાહ કર્યા હોય, પરંતુ જે (ભલે અગાઉ) થઈ ચૂક્યું; બેશક ! આ બેહયાઈ અને ક્રોધની (નિંદનીય) બાબત છે અને એક કુરિવાજ છે. (૨૨) તમારા ઉપર હરામ કરવામાં આવી છે તમારી માતાઓ, અને પુત્રીઓ, અને બહેનો, અને ફોઈઓ, અને માસીઓ, અને ભાઈની પુત્રીઓ (ભત્રીજીઓ), અને બહેનની (પુત્રીઓ એટલે કે ભાણકીઓ), અને (તમારી) તે માતાઓ જેમણે તમને દૂધ પીવાડયું, અને દૂધ શરીક (રજાઈ) બહેનો, અને તમારી પત્નીઓની માતાઓ (સાસુમાં), અને તમારી તે પત્નીઓ જેની સાથે તમે સમાગમ કરી ચૂક્યા છો તેમની (આગલા ઘરની) તે બેટીઓ જે તમારી દેખરેખ હેઠળ છે, બસ જો તમે તેમની સાથે સમાગમ નથી કર્યો તો તમારા ઉપર (તેની સાથેના નિકાહમાં) કંઈ ગુનોહ નથી, અને તમારા તે પુત્રોની પત્નીઓ જે (પુત્રો) તમારી નસ્લમાંથી છે, અને એ કે તમે બે બહેનોને (પોતાના નિકાહમાં) ભેગી કરો, પરંતુ જે અગાઉ થઈ ચૂક્યું (ભલે), બેશક ! અલ્લાહ બખ્શનાર મોટો મહેરબાન છે. (૨૩) અને પતિવાળી (શાદીશુદા) સ્ત્રીઓ (પણ હરામ છે) પરંતુ જેઓના તમે (પવિત્ર યુદ્ધ વડે) માલિક થઈ જાઓ, આ તમારા ઉપર અલ્લાહનો હુકમ થયો અને તેના સિવાય બધી સ્ત્રીઓ તમારા માટે હલાલ છે, એ શરતે કે તેમને પોતાના માલના બદલે (નિકાહના) બંધનમાં લાવવા ઈચ્છો, ન કે આનંદ-પ્રમોદ માટે; પછી તે ઓરતોમાંથી જેને તમે કામમાં લાવ્યા તો તેમને તેમનો નક્કી કરેલ હક*

*(મહર) આપી દો, અને તમને એ વાતમાં ગુનોહ નથી કે તમે (મહર) નક્કી કર્યા પછી જેટલા ઉપર પરસ્પર રાજી થઈ જાઓ; બેશક ! અલ્લાહ સઘળું જાણનારો, મહાન હિકમતવાળો છે. (૨૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરથી અજ્ઞાનતાના કુરિવાજોની નિંદા ચાલી આવી રહી છે તેમાં એક રિવાજ એ પણ હતો કે અમુક હરામ કરવામાં આવેલ સ્ત્રીઓ સાથે પણ નિકાહ કરી લેવામાં આવતા હતા. દાખલા તરીકે, પોતાની સાવકી માતા સાથે, એક બહેન નિકાહમાં હોય તો બીજી બહેન સાથે; આ જ કારણે નિકાહ હરામ હોવાનું વર્ણન કરવામાં આવ્યું. વળી, તે લોકો દત્તક પુત્રોની ત્યકતા પત્નીઓ સાથે નિકાહ કરવાનું હરામ સમજતા હતા તેનો પણ રદિયો આપવામાં આવ્યો. આ જ ક્રમમાં અમુક તે સ્ત્રીઓ હલાલ હોવાનું વર્ણન કરવામાં આવ્યું જેમાં મુસલમાનોને શંકા થઈ હતી. દાખલા તરીકે તે બાંદીઓ જે મુસલમાનોના કબજામાં આવી ગઈ હોય અને તેમના પ્રથમ પતિ "દારુલ હરબ"માં હોય, તેની સાથે નિકાહની શરતો અને તેને નક્કી મહર વગેરે આપવાનું વર્ણન પણ કરવામાં આવ્યું.

## તફસીર :

અને તમે તે સ્ત્રીઓ સાથે નિકાહ ન કરો, જેનાથી તમારા પિતા (દાદા અથવા નાના)એ નિકાહ કર્યા હોય પરંતુ (ખૈર,) જે વાત થઈ ચૂકી એ થઈ ચૂકી ! (હવે પછી ક્યારેય આવું ન થવું જોઈએ) બેશક ! આ (બાબત સામાજિક તેમજ તાર્કિક દૃષ્ટિએ પણ) ઘણી જ નિર્લજ્જતા છે અને (શુદ્ધ ચારિત્ર્ય તથા નૈતિક દૃષ્ટિએ પણ) અત્યંત નિંદનીય બાબત છે અને (શરઈ રૂએ પણ) ઘણો જ ખરાબ રિવાજ છે; તમારા ઉપર (આ સ્ત્રીઓ) હરામ કરવામાં આવી છે (એટલે તેમની સાથે નિકાહ કરવા હરામ અને બાતિલ છે તેના ઘણા પ્રકારો છે.

નિકાહ હરામ હોવાનો પ્રથમ પ્રકાર સગપણ પ્રમાણે) તમારી માતાઓ અને તમારી પુત્રીઓ (એમાં બધા જ પ્રત્યક્ષ અથવા પરોક્ષ સ્વરૂપો સામેલ છે), અને તમારી બહેનો, (ભલે સગી હોય અથવા "અલ્લાતી-બાપ શરીક સાવકી" અથવા "અખિયાફી-માં શરીક સાવકી" હોય) અને તમારી ફોઈઓ (અને તેમાં પિતાની બધી જ ઉપરોક્ત સ્વરૂપોની ત્રણે પ્રકારની બહેનો આવી ગઈ) અને

તમારી માસીઓ (તેમાં માં ની બધી જ ઉપરોક્ત પ્રકારની ત્રણે બહેનો આવી ગઈ) અને ભત્રીજીઓ (તેમાં ત્રણે પ્રકારના ભાઈઓની ઔલાદ પ્રત્યક્ષ અથવા પરોક્ષ બધું જ આવી ગયું), અને ભાણકીઓ (તેમાં ત્રણે પ્રકારની બહેનોની ઔલાદ પ્રત્યક્ષ અથવા પરોક્ષ બધું આવી ગયું), અને

(નિકાહ હરામ હોવાનો બીજો પ્રકાર દૂધ શરીક સગપણનો છે, તે એ છે કે), તમારી તે માતાઓ જેમણે તમને દૂધ પીવાડ્યું છે (એટલે કે "અન્ના" માતાઓ) અને તમારી તે બહેનો જે દૂધ પીવાના કારણે બહેન છે (દૂધ શરીક બહેન છે, એટલે કે તમને તેની સગી માં એ અથવા રજાઈ માં એ દૂધ પીવાડ્યું છે અથવા તેને તમારી સગી અથવા રજાઈ માં એ દૂધ પીવાડ્યું છે. મતલબ કે, વિવિધ સ્વરૂપોમાં આ રીતે દૂધ પીધું હોય) અને

(નિકાહ હરામ હોવાનો સગપણનો ત્રીજો પ્રકાર એ છે કે), તમારી પત્નીઓની માતાઓ (જેમાં પત્નીના બધા જ ઉપરોક્ત પ્રમાણેના સગાં અને સાવકા સગપણો પણ આવી ગયા) અને તમારી પત્નીઓની પુત્રીઓ (જેમાં પત્નીના બધા જ ઉપરોક્ત પ્રમાણેના સગાં અને સાવકા સગપણો પણ આવી ગયા) જે તમારી દેખરેખ હેઠળ છે (પરંતુ તેમાં એક શરત એ મૂકી છે કે, તે છોકરીઓ) એ પત્નીઓની (હોય) કે જેની સાથે તમે સહશયન કર્યું છે (અને કોઈ સ્ત્રી સાથે ફક્ત નિકાહ કરી લેવાથી તેની પુત્રી હરામ નથી થતી બલકે, જ્યારે તે સ્ત્રી સાથે નિકાહ પછી સહશયન પણ થઈ જાય ત્યારે તેની પુત્રી સાથે નિકાહ કરવા હરામ થઈ જાય છે) અને જો (હજુ) તમે તે પત્નીઓ સાથે સહશયન ન કર્યું હોય તો (ભલે નિકાહ થઈ ચૂક્યા છે તો આવી પત્નીઓની પુત્રીઓ સાથે નિકાહ કરવામાં તમને) કોઈ ગુનોહ નથી, અને તમારા તે પુત્રોની પત્નીઓ (સાથે પણ નિકાહ કરવા હરામ છે) જે તમારી નસ્‌લમાંથી છે (તેમાં પુરુષો માટેના બધા જ ઉપરોક્ત પ્રમાણેના સગપણો ધરાવતા પુત્રોની પત્નીઓ આવી ગઈ અને નસ્‌લની શરતનો અર્થ એ છે કે, દત્તક પુત્રો એટલે કે "મ્હો બોલ્યા પુત્રો" જેમને "મુતબન્ના" કહેવામાં આવે છે તેમની ત્યકતા પત્નીઓ હરામ નથી), અને એ (કૃત્ય પણ હરામ છે) કે તમે બે બહેનોને (દૂધ શરીક હોય અથવા સગી હોય પોતાના નિકાહમાં) એક સાથે રાખો પરંતુ જો (આ હુકમ આવતાં) પહેલાં થઈ ચૂક્યું હોય (તો મા'ફ છે) બેશક ! અલ્લાહ તઆલા મોટો બખ્શનાર રહમતવાળો

છે (કે પોતાની અપાર રહમતથી ગુનાહ મા'ફ કરી આપે છે)

અને (નિકાહ હરામ હોવાનો ચોથો પ્રકાર) તે સ્ત્રીઓ છે જેઓ શાદીશુદા છે પરંતુ (આ પ્રકારમાં તેઓ અપવાદ છે) જ્યારે કે (શરઈ રીતે) તેણી તમારી માલિકીમાં આવી જાય (અને તેનો હરબી પતિ દારુલ હરબમાં મૌજૂદ હોય અને એક માસિકધર્મ આવી ગયા પછી અથવા ગર્ભની મુદ્દત પૂરી થયા પછી હલાલ છે –કઝા ફિલ હિદાયા) અલ્લાહ તઆલાએ આ હુકમોને તમારા ઉપર ફરજ કરી દીધા છે અને તે સ્ત્રીઓ સિવાયની અન્ય (બાકી બધી જ) સ્ત્રીઓ તમારા માટે હલાલ કરવામાં આવી છે પરંતુ એ કે, તમે તેને પોતાના માલ દ્વારા (નિકાહમાં લાવવા) ઈચ્છો (એટલે કે, મહર હોવી નિકાહમાં જરૂરી છે અને) એ રીતે કે તમે (તેમને) પત્ની બનાવો (જેની શરતો શરીઅતમાં મશહૂર છે દાખલા તરીકે, ગવાહ પણ હોય અને નિકાહ કોઈ સમય મર્યાદાની શરત સાથે બંધાયેલ ન હોય વગેરે) ફક્ત આનંદ–પ્રમોદ માટે ન હોય (હરામના આ પ્રકારમાં વ્યભિચાર અને "મુત્આ" બધું જ સામેલ થઈ ગયું. બસ, એમાં પણ માલ ખર્ચ કરવામાં આવે છે) પછી (નિકાહ થઈ ગયા પછી) જે પ્રમાણે (ઉપરોક્ત ભરોસાપાત્ર શરઈ પદ્ધતિથી) તમે જે સ્ત્રીઓથી લાભ ઉઠાવો તો અલબત્ત, તેમને (તેમનું વળતર) મહર આપી દો, જે કંઈ નક્કી થઈ ચૂક્યું છે અને (એવું ન સમજો કે, આ નક્કી થયેલમાંથી કોઈપણ રીતે નમાઝ અને રોઝાની જેમ ઓછું–વત્તું કરવું શક્ય નથી બલકે,) નક્કી થયા પછી પણ જેટલા (પ્રમાણ) ઉપર તમે (પતિ–પત્ની) પરસ્પર રાજી થઈ જાઓ તેમાં તમારા ઉપર કોઈ ગુનોહ નથી. (દાખલા તરીકે, પતિએ મહર વધારી દીધી અથવા તો પત્નીએ ઓછી કરી દીધી અથવા મા'ફ કરી દીધી, બધી રીતે બરાબર છે.) બેશક ! અલ્લાહ તઆલા ખૂબ જાણનારો છે (તમારા હિતને ખૂબ સારી રીતે જાણે છે), ખૂબ હિકમતવાળો છે (આ હિતોને લક્ષમાં રાખી હુકમો નક્કી કરે છે, ભલે તમારી સમજમાં ન આવતું હોય).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં જેમની સાથે નિકાહ કરવા હરામ છે તેની સ્પષ્ટતા વર્ણન કરવામાં આવી છે, પછી અમુક નિકાહ કરવા હરામ હોય તે સ્ત્રીઓનો ઉલ્લેખ છે જે કોઈપણ પરિસ્થિતિમાં હલાલ નથી થઈ શકતી. જેમને સદંતર હરામ (મુહર્રમાતે અબદિય્યહ) કહેવામાં આવે છે, જે દરેક પરિસ્થિતિમાં કોઈપણ

સમયે હરામ જ રહે છે, અને અમુક તે સ્ત્રીઓનું વર્ણન છે, જેમની સાથે નિકાહ કરવા દરેક પરિસ્થિતિમાં હરામ નથી બલકે, અમુક પરિસ્થિતિઓમાં હલાલ પણ થઈ જાય છે.

શરૂઆતમાં ત્રણ પ્રકાર છે, એક, લોહીના સગપણના કારણે હરામ (મુહર્રમાતે નસબિય્યહ), બીજું, દુધ શરીક સગપણના કારણે હરામ (મુહર્રમાતે રજાઈય્યહ) અને ત્રીજું, "મુહર્રમાતે બિલમુસાહરહ" જે અન્ય સગપણોના કારણે હરામ થઈ જાય છે, અને છેલ્લો એક પ્રકાર તે શાદીશુદા સ્ત્રીઓ છે કે, જ્યાં સુધી તે અન્યના નિકાહમાં છે, તેમની સાથે નિકાહ કરવા હરામ છે.

وَلَا تَنْكِحُوْا مَا نَكَحَ اٰبَآؤُكُمْ અજ્ઞાનતાના યુગમાં એ બાબતની કોઈ સુગ ન હતી કે, પિતાના મૃત્યુ પછી પોતાની સાવકી માતા સાથે નિકાહ કરી લેવામાં આવતો હતો. આ આયતમાં અલ્લાહ તઆલાએ આ નિર્લજ્જ અને બેહયાઈનું કૃત્ય કરવાની મનાઈ કરી અને તેને અલ્લાહના ક્રોધ તથા તેની નારાજગી વહોરતું નિંદનીય કૃત્ય બતાવ્યું. દેખીતું છે કે, આ બાબત સંસ્કારોનું મૃત્યુ અને નૈતિકતાનું અધઃપતન છે કે, જેને એક લાંબા ગાળા સુધી માં કહેતો રહ્યો હવે, પિતાના મૃત્યુ પછી તે સાવકી માતાને પોતાની પત્ની બનાવીને રાખી લે.

**મસ્અલો :**

આયતમાં પિતાની નિકાહમાં હોય એવી સ્ત્રી સાથે નિકાહ કરવા હરામ કરી દેવામાં આવ્યા છે, તેમાં એ બાબતની શરત નથી લગાવી કે પિતાએ તેની સાથે સહશયન કર્યું હોય કે ન હોય. એટલા માટે કોઈપણ સ્ત્રી સાથે જો પિતાના નિકાહ માત્ર થઈ જાય તો તે સ્ત્રી સાથે પુત્રએ નિકાહ કરવા ક્યારેય હલાલ નહીં થાય.

આ જ પ્રમાણે પુત્રની પત્ની સાથે પિતાના નિકાહ કરવા પણ જાઈઝ નથી. ભલે, પુત્રના ફક્ત નિકાહ જ થયા છે,

قَالَ الشَّامِىُ وَتَحْرُمُ زَوْجَةُ الْاَصْلِ وَالْفَرْعِ بِمُجَرَّدِالْعَقْدِ دَخَلَ بِهَااَوْلَا،

**મસ્અલો :**

જો પિતાએ કોઈ સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો હોય તો પણ પુત્ર માટે તે સ્ત્રી સાથે નિકાહ કરવા હલાલ નથી.

حُرِّمَتْ عَلَيْكُمْ اُمَّهٰتُكُمْ એટલે પોતાની માતા સાથે નિકાહ કરવા હરામ છે અને આ શબ્દના اُمَّهٰتُكُمْ (ઉમ્મહાતુકુમ) સામાન્ય અર્થમાં દાદીઓ અને નાનીઓ બધું જ આવી ગયું.

وَبَنٰتُكُمْ (વ બનાતુકુમ) પોતાની સગી પુત્રી અથવા પુત્રીની પુત્રી એવી જ રીતે પુત્રની પુત્રી વગેરે સાથે પણ નિકાહ કરવા હરામ છે.

ખુલાસો એ છે કે, પુત્રી, પૌત્રી, પરપૌત્રી, નવાસી, પરનવાસી, આ બધા સાથે નિકાહ કરવા હરામ છે અને સાવકી પુત્રી જો આગલા પતિથી હોય અને પત્ની સાથે લાવી હોય તેની સાથે નિકાહ ન કરવાની સ્પષ્ટતા આગળ આવી રહી છે અને જે પુત્ર-પુત્રી સગાં અને પોતાની નસ્લમાંથી ન હોય, જેને દત્તક લઈને ભરણ-પોષણ કર્યું હોય, તેમની સાથે અને તેમની ઔલાદ સાથે નિકાહ જાઈઝ છે, એ શરતે કે કોઈ અન્ય પદ્ધતિથી નિકાહ કરવા હરામ ન થતા હોય. એ જ પ્રમાણે જો કોઈ વ્યક્તિએ કોઈ સ્ત્રી સાથે વ્યભિચાર કર્યો તો તેનાથી જે છોકરી પૈદા થઈ તે પણ તેની પુત્રીના જ હુકમમાં છે. એટલા માટે તેની સાથે પણ નિકાહ કરવા જાઈઝ નથી.

وَاَخَوٰتُكُمْ (વ અખવાતુકુમ), પોતાની સગી બહેન સાથે નિકાહ કરવા હરામ છે અને તે બહેન સાથે પણ જે બાપ શરીક સાવકી અને તે બહેન જે માં શરીક સાવકી હોય તે પણ હરામ છે.

وَعَمّٰتُكُمْ (વ અમ્માતુકુમ), પોતાના પિતાની સગી બહેન, બાપ શરીક અથવા માં શરીક સાવકી બહેન, આ ત્રણે પ્રકારની બહેનો સાથે નિકાહ કરવા હરામ છે. મતલબ કે, ત્રણે પ્રકારની ફોઈઓ સાથે નિકાહ થઈ શકતા નથી.

وَخٰلٰتُكُمْ (વ ખાલાતુકુમ), પોતાની માં ની બહેન સગી હોય અથવા બાપ શરીક અથવા માં શરીક સાવકી હોય દરેકની સાથે નિકાહ કરવા હરામ છે.

وَبَنٰتُ الْاَخِ (વ બનાતુલ અખિ), ભાઈની પુત્રીઓ એટલે કે ભત્રીજીઓ સાથે પણ નિકાહ હરામ છે, ભલે તે બાપ શરીક અથવા માં શરીક હોય, ત્રણે પ્રકારના ભાઈઓની પુત્રીઓ નિકાહ માટે હલાલ નથી.

وَبَنٰتُ الْاُخْتِ (વ બનાતુલ ઉખ્તિ), બહેનની પુત્રીઓ એટલે કે ભાણેજો સાથે પણ નિકાહ હરામ છે અને અહીંયાં પણ એ જ હુકમ છે કે, બહેનો સગી

હોય, બાપ શરીક હોય કે માં શરીક હોય તેમની પુત્રીઓ સાથે શરઈ રૂએ નિકાહ કરવા હરામ છે.

وَاُمَّهٰتُكُمُ الّٰتِیۡۤ اَرۡضَعۡنَكُمۡ (વ ઉમ્મહાતુકુમુલ્લાતી અરદઅ્નકુમ), જે સ્ત્રીઓનું દૂધ પીધું છે, ભલે તે સગી માતાઓ ન હોય તેમની સાથે પણ નિકાહ કરવા હરામ છે અને તે પણ નિકાહ સંદર્ભે માતાના હુકમમાં જ આવે છે. થોડું દૂધ પીધું હોય કે વધારે, એક વખતે પીધું હોય કે અનેક વખતે. દરેક સ્વરૂપમાં તે હરામ થઈ જશે. ફૂકહાની વ્યાખ્યામાં તેને حُرۡمَتِ رَضَاعَتُ (હુરમતે રજાઅત) એટલે કે, "દૂધ પીવાથી હરામ થતી બાબત" ગણવામાં આવે છે.

અલબત્ત એટલી વાત યાદ રાખવી જરૂરી છે કે, "હુરમતે રજાઅત" એટલે કે, કોઈ સ્ત્રીનું દૂધ પીવાથી હરામ હોવાનો હુકમ ત્યારે જ લાગુ પડે છે જે બાળપણનો દૂધ પીવાનો સમયગાળો હોય છે. રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે, اِنَّمَا الرَّضَاعَةُ مِنَ الۡمَجَاعَةِ એટલે કે, "રજાઅતથી જે હરામ હોવાનું સાબિત થશે તે; તે સમયગાળામાં જ દૂધ પીવાથી સાબિત થશે (લાગુ પડશે) જે સમયગાળામાં દૂધ પીવાથી બાળકનો ઉછેર થાય છે." *(બુખારી અને મુસ્લિમ)*

અને આ સમયગાળો ઈમામ અબૂ હનીફહ (રહ.) નજીક બાળકના જન્મથી લઈ અઢી વર્ષ સુધીનો છે અને બીજા ફૂકહાના મતે જેમાં ઈમામ અબૂ હનીફહના ખાસ શાગિર્દ ઈમામ અબૂ યુસૂફ અને ઈમામ મહુમ્મદ (રહ.) પણ છે, ફક્ત બે વર્ષની મુદત સુધી રજાઅત સાબિત થાય છે અને તેના ઉપર ઈમામ મુહમ્મદ (રહ.)નો ફત્વો પણ છે. જો કોઈ છોકરા અથવા છોકરીએ આ ઉંમર પછી કોઈ સ્ત્રીનું દૂધ પીધું તો તેનાથી "હુરમતે રજાઅત" લાગુ નહીં પડે.

وَاَخَوٰتُكُمۡ مِّنَ الرَّضَاعَةِ એટલે કે, દૂધ પીવાના સગપણમાં જે બહેનો છે તેમની સાથે પણ નિકાહ કરવા હરામ છે. તેની સ્પષ્ટતા એ છે કે, જ્યારે કોઈ છોકરા અથવા છોકરીએ દૂધ પીવાની ઉંમરમાં કોઈ સ્ત્રીનું દૂધ પીધું તો તે સ્ત્રી તેની દૂધ–માતા બની ગઈ અને તે સ્ત્રીનો પતિ તેનો દૂધ–પિતા બની ગયો અને તે સ્ત્રીની નસ્લના સગપણની ઔલાદ તેના બહેન–ભાઈ બની ગયા અને તે સ્ત્રીની બહેનો તેની માસીઓ બની ગઈ અને તે સ્ત્રીઓ જેઠ, દિયર આ બાળકના દૂધ–કાકા બની ગયા, અને આ સ્ત્રીના પતિની બહેનો તે બાળકની ફોઈઓ બની

ગઈ અને પરસ્પર આ બધામાં "હુરમતે રજાઅત" લાગુ પડશે. નસ્લના સગપણથી જે નિકાહ પરસ્પર હરામ છે દૂધના સગપણમાં પણ હરામ થઈ જાય છે. રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે, يَحْرُمُ مِنَ الرَّضَاعَةِ مَا يَحْرُمُ مِنَ الْوِلَادَةِ (بخاری) અને મુસ્લિમ શરીફની એક રિવાયતમાં છે,

اِنَّ اللّٰهَ حَرَّمَ مِنَ الرَّضَاعَةِ مَا حَرَّمَ مِنَ النَّسَبِ (بحوالہء مشکٰوۃ، ص ۲۷۳)

**મસ્અલો :**

જો કોઈ એક સ્ત્રીએ કોઈ એક છોકરા અને એક છોકરીને દૂધ પીવાડ્યું, તો તે બંનેના પરસ્પર નિકાહ નથી થઈ શકતા, એ જ પ્રમાણે દૂધ–ભાઈ અને દૂધ–બહેનની છોકરીઓ સાથે પણ નિકાહ નથી થઈ શકતા.

**મસ્અલો :**

દૂધ–ભાઈ અથવા દૂધ બહેનોની નસબી માતાઓ સાથે નિકાહ જાઈઝ છે અને નસબી બહેનોની દૂધ માતાઓ સાથે પણ હલાલ છે અને દૂધ બહેનોની નસબી બહેનો સાથે પણ અને નસબી બહેનોની દૂધ બહેનો સાથે પણ નિકાહ જાઈઝ છે.

**મસ્અલો :**

મોઢા અથવા નાક દ્વારા દૂધ પીવાડવાના સમયગાળામાં દૂધ બાળકના શરીરમાં પ્રવેશવાથી હુરમત (હરામ હોવું) સાબિત થઈ જશે અને જો કોઈ અન્ય માર્ગે દૂધ બાળકના શરીરમાં પહોંચાડવામાં આવ્યું અથવા તો ઈંજેક્શન દ્વારા બાળકના શરીરમાં દૂધ પહોંચાડવામાં આવ્યું તો "હુરમતે રજાઅત" લાગુ પડશે નહીં.

**મસ્અલો :**

સ્ત્રીના દૂધ સિવાય કોઈ અન્યનું દૂધ દાખલા તરીકે, જાનવરોનું દૂધ અથવા કોઈ પુરુષનું; તો તેનાથી હુરમતે રજાઅત લાગુ પડશે નહીં.

**મસ્અલો :**

દૂધ જો દવા તરીકે અથવા બકરી, ગાય, ભેંસના દૂધમાં ભેળવીને આપ્યું હોય તો હુરમતે રજાઅત તે સમયે સાબિત થશે જ્યારે કે સ્ત્રીના દૂધનું પ્રમાણ

ગાલિબ (વધારે) હોય અને જો બંને બરાબર હોય તો પણ "હુરમતે રજાઅત" લાગુ પડશે, પરંતુ જો દૂધના આ મિશ્રણમાં સ્ત્રીનું દૂધ પ્રમાણમાં ઓછું હોય અને અન્ય જાનવરોનું દૂધ વધારે હોય તો "હુરમતે રજાઅત" લાગુ નહીં પડે.

**મસ્અલો :**

જો પુરુષને દૂધ નીકળે તો તેનાથી "હુરમતે રજાઅત" સાબિત નથી થતી.

**મસ્અલો :**

જો દૂધ પીવામાં શંકા હોય તો તેનાથી "હુરમતે રજાઅત" સાબિત નહીં થાય. જો કોઈ સ્ત્રીએ કોઈ બાળકને મોઢામાં સ્તન આપ્યો, પરંતુ દૂધ બાળકના શરીરમાં ઊતરવાનું ચોક્કસ યકીન ન હોય તો તેનાથી "હુરમતે રજાઅત" સાબિત નહીં થાય અને નિકાહના હુકમોમાં તેનો કોઈ અસર નહીં પડે.

**મસ્અલો :**

જો કોઈ સ્ત્રીએ કોઈ વ્યક્તિ સાથે નિકાહ કરી લીધા અને કોઈ અન્ય સ્ત્રીએ કહ્યું કે, મેં તમને બંને પતિ-પત્નીને દૂધ પીવાડ્યું છે, તો જો બંને પતિ-પત્ની આ બાબતનું સમર્થન કરે તો નિકાહ તૂટી જવાનો નિર્ણય લેવામાં આવશે અને આ બંને તેનું સમર્થન ન કરે અને સ્ત્રી દીનદાર અને અલ્લાહથી ડરનારી હોય તો નિકાહ તોડવાનો નિર્ણય તો કરવામાં નહીં આવે, પરંતુ તલાક આપી આ શંકાનું સમાધાન કરી લેવું ઉત્તમ છે.

**મસ્અલો :**

"હુરમતે રજાઅત"ની સાબિતી માટે બે દીનદાર પુરૂષોની ગવાહી જરૂરી છે, એક પુરુષ અને એક સ્ત્રીની ગવાહીથી રજાઅત સાબિત નહીં થાય, પરંતુ કારણ કે મા'મલો હલાલ અને હરામ બાબતનો છે એટલા માટે ખૂબ કાળજી રાખવી સારી બાબત છે. એટલે સુધી કે, અમુક ફુક્હાએ આ સ્પષ્ટતા લખી છે કે, જો કોઈ સ્ત્રીએ નિકાહ કરવા છે અને એક દીનદાર પુરૂષ ગવાહી આપે કે, આ બંને રજાઈ એટલે કે દૂધ ભાઈ-બહેન છે, તો આવા નિકાહ કરવા જાઈઝ નથી અને જો નિકાહ પછી આવી ગવાહી આપે તો સારી વાત છૂટા પડવામાં જ છે. બલકે, જો એક સ્ત્રી પણ આવી ગવાહી આપે તો છૂટા પડવામાં જ બહેતરી છે.

**મસ્અલો :**

જે પ્રમાણે બે દીનદાર પુરુષોની ગવાહીથી "હુરમતે રજાઅત" સાબિત થઈ જાય છે, એ જ પ્રમાણે એક દીનદાર પુરુષ અને બે દીનદાર સ્ત્રીઓની ગવાહીથી પણ તેની સાબિતી થઈ જાય છે. અલબત્ત, કાળજી એમાં જ છે કે, જો શરઈ ગવાહી પૂરી ન થાય તો પણ શંકાથી બચવા માટે "હુરમતે રજાઅત"ને જ અગ્રિમતા આપવામાં આવે.

وَاُمَّهٰتُ نِسَآئِكُمْ (વ ઉમ્મહાતુ નિસાઈકુમ), પત્નીઓની માતાઓ સાથે નિકાહ કરવા પણ પતિ માટે હરામ છે. અહીંયાં પણ اُمَّهٰتُ (ઉમ્મહાત)ની સ્પષ્ટતા છે.

તેમાં પત્નીની નાનીઓ, દાદીઓ, નસબી હોય કે દૂધ શરીક, બધા જ સામેલ છે.

**મસ્અલો :**

જે પ્રમાણે શાદીશુદા પત્નીની માતા સાથે નિકાહ કરવા હરામ છે, એ જ પ્રમાણે તે ઔરતની માતા પણ હરામ છે જેની સાથે સહશયન કર્યું હોવાની શંકા હોય અથવા જેની સાથે વ્યભિચાર કર્યો હોય અથવા તો તેને વાસનાપૂર્ણ જાતીય આવેગમાં સ્પર્શ કર્યો હોય.

**મસ્અલો :**

માત્ર નિકાહ કરવાથી જ પત્નીની માતા હરામ થઈ જાય છે, સહશયન થયું હોય કે ન હોય તે બાબત આવશ્યક નથી.

وَرَبَآئِبُكُمُ الّٰتِىْ فِىْ حُجُوْرِكُمْ مِنْ نِّسَآئِكُمُ الّٰتِىْ دَخَلْتُمْ بِهِنَّ જે સ્ત્રી સાથે નિકાહ કર્યા અને નિકાહ કર્યા પછી સહશયન પણ થયું તો તે સ્ત્રીની પુત્રી જે આગલા પતિથી છે, એ જ પ્રમાણે તેની પૌત્રી, નવાસી નિકાહ માટે હરામ થઈ ગયા, તેની સાથે નિકાહ કરવા જાઈઝ નથી. પરંતુ જો સહશયન નથી કર્યું, ફક્ત નિકાહ કર્યા છે તો ફક્ત નિકાહથી પ્રસ્તુત પ્રકાર હરામ નહીં થાય, પરંતુ નિકાહ પછી જો તેને જાતીય આવેગો સાથે સ્પર્શ કર્યો અથવા તો તેને જાતીય આવેગો સાથે લૉલૂપ દૃષ્ટિથી જોયું તો પણ એ સહશયનના જ હુકમમાં છે, તેનાથી પણ તે સ્ત્રીની પુત્રી વગેરે નિકાહ માટે હરામ થઈ જાય છે.

**મસ્અલો :**

અહીંયાં પણ તે પત્નીની પુત્રી, પૌત્રી, નવાસી વગેરે પણ હરામ થઈ ગયા જેની સાથે સહશયન કર્યાની શંકા હોય અથવા તો વ્યભિચાર વગેરે કર્યો હોય.

وَحَلَآئِلُ اَبۡنَآئِكُمُ الَّذِيۡنَ مِنۡ اَصۡلَابِكُمۡ પુત્રની પત્ની સાથે નિકાહ કરવા હરામ છે અને પુત્રનો સામાન્ય અર્થમાં પૌત્ર અને નવાસો પણ સામેલ છે. એટલા માટે તેમની ત્યકતા પત્નીઓ સાથે પણ નિકાહ કરવા હરામ છે.

مِنۡ اَصۡلَابِكُمۡ ની શરતથી مُتَبَنّٰى "મુતબન્ના" (દત્તક)ને આ હરામ હોવાના હુકમમાંથી બહાર કરવાનો હેતુ છે. એટલે કે, તેની પત્ની સાથે (તેના તલાક આપ્યા પછી) નિકાહ હલાલ છે. અને દૂધ–પુત્ર પણ નિકાહના મા'મલામાં સગા પુત્રના હુકમમાં જ છે, માટે તેની ત્યકતા પત્ની સાથે પણ નિકાહ કરવા હરામ છે.

وَاَنۡ تَجۡمَعُوۡا بَيۡنَ الۡاُخۡتَيۡنِ બે સગી બહેનોને પોતાના નિકાહમાં ભેગી કરવી હરામ છે, સગી બહેનો હોય, માં શરીક હોય કે, બાપ શરીક, નસબના સગપણથી હોય કે દૂધ–બહેનો હોય, આ હુકમમાં બધા શામિલ છે. અલબત્ત, તલાક થઈ ગયા પછી આ સિવાયની અન્ય બહેનો સાથે નિકાહ જાઈઝ છે, પરંતુ આ જાઈઝ હોવું ઈદ્દત પૂર્ણ થયા પછી છે, ઈદ્દત દરમિયાન નિકાહ કરવા જાઈઝ નથી.

**મસ્અલો :**

જે પ્રમાણે બે બહેનોને એક સાથે પોતાના નિકાહમાં ભેગી કરવી હરામ છે, એ જ પ્રમાણે ફોઈ–ભત્રીજી અને માસી–ભાણેજને પણ કોઈ એક વ્યક્તિના નિકાહમાં ભેગી કરવી હરામ છે. قَالَ النَّبِىُّ صَلَّى اللّٰهُ عَلَيۡهِ وَسَلَّمَ لَايُجۡمَعُ بَيۡنَ الۡمَرۡئَةِ وَعَمَّتِهَا وَلَا بَيۡنَ الۡمَرۡئَةِ وَخَالَتِهَا (بخاری ومسلم)

**મસ્અલો :**

ફુક્હાએ કિરામે સર્વમાન્ય કાયદા સ્વરૂપે લખ્યું છે કે, એવી બે સ્ત્રીઓ જેમાંથી જો કોઈ સ્ત્રીને પુરૂષ ધારી લેવામાં આવે તો શરઈ રીતે તે બંનેના પરસ્પર નિકાહ કરવા હલાલ ન હોય, એવી બે સ્ત્રીઓને કોઈ એક પુરૂષના નિકાહમાં ભેગી કરી શકાતી નથી.

سَلَفَ مَـاقَـدُ اِلَّا એટલે કે, "જહાલતના યુગમાં જે કંઈ થતું રહ્યું તેનો કોઈ હિસાબ નથી," આ શબ્દો وَلَا تَـنۡـكِـحُوۡا مَانَكَحَ اٰبَآؤُكُمۡ ની આયતમાં પણ વર્ણન થયા છે અને ત્યાં પણ તેનો અર્થ એ જ છે કે, અજ્ઞાનતામાં જે કંઈ પણ તમારાથી થઈ ગયું હોય તો બસ થઈ ચૂક્યું, હવે ઈસ્લામ લાવ્યા પછી તેનો હિસાબ લેવામાં નહીં આવે, પરંતુ હવે પછી આવી બાબતોથી બચવું જરૂરી છે.

એ જ પ્રમાણે જ્યારે હરામ હોવાનો હુકમ નાઝિલ થયો તે સમયે પિતાની સાથે નિકાહ કરેલી સ્ત્રી એટલે કે, સાવકી માતા અથવા એ જ પ્રમાણે બે બહેનોને એક સાથે ભેગી કરવામાં તફાવત કરવો જરૂરી છે અને બે બહેનો હોય એવી પરિસ્થિતિમાં એક બહેનને અલગ કરી દેવી જરૂરી છે.

હઝરત બરાઅ્ બિન આઝિબ (રદિ.)ની રિવાયત છે કે, "નબીએ કરીમ ﷺએ હઝરત અબૂ બુરદહ બિન નિયાર (રદિ.)ને એક વ્યક્તિને કતલ કરવા માટે મોકલ્યો હતો. એટલા માટે કે તે વ્યક્તિએ બાપની પત્ની સાથે નિકાહ કરી લીધા હતા." *(મિશ્કાત, પેજ : ૨૭૪)*

ઈબ્ને ફિરોજ વયલમીની રિવાયત છે; તે પોતાના પિતાથી નકલ કરે છે કે, "જ્યારે હું ઈસ્લામ લઈ આવ્યો તો મારા નિકાહમાં બે બહેનો હતી, હું નબીએ કરીમ ﷺની સેવામાં હાજર થયો, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તેમાંથી એકને તલાક આપીને અલગ કરી દો અને એકને બાકી રાખો." *(મિશ્કાત, પેજ : ૨૭૪)*

આ રિવાયતોથી જાણ થઈ કે, ઈસ્લામની શરૂઆતની પરિસ્થિતિમાં પિતાની સાથે નિકાહમાં રહી ચૂકી હોય એવી સ્ત્રી તથા બે બહેનોને ભેગી કરવી જાઈઝ ન હતી. એ જ પ્રમાણે જો કુફ્રની પરિસ્થિતિમાં આ પ્રમાણેના નિકાહ કર્યા હોય તો ઈસ્લામ લાવી ચૂક્યા પછી આવા નિકાહને બાકી રાખવા જાઈઝ નથી.

اِنَّ اللّٰـهَ كَانَ غَفُوۡرًا رَّحِيۡمًا "ઈસ્લામ પહેલાં જે કંઈ તેમણે મૂર્ખામી કરી હતી, હવે ઈસ્લામ લાવ્યા પછી અલ્લાહ જલ્લ શા'નુહુ તેમની સાથે દરગુજર કરશે અને તેમની તરફ અલ્લાહની રહમત કેન્દ્રિત થશે."

وَالۡمُحۡصَنٰتُ مِنَ النِّسَاۤءِ પતિવાળી (શાદીશુદા) સ્ત્રીઓ પણ હરામ કરવામાં આવી છે. એટલે કે, જ્યાં સુધી કોઈ સ્ત્રી કોઈ વ્યક્તિના નિકાહમાં હોય, અન્ય વ્યક્તિ તેની સાથે નિકાહ નથી કરી શકતો, તેમાં સ્પષ્ટ રીતે એ જાણ થાય

છે કે, એક સ્ત્રી એકી સાથે એકથી વધારે પતિવાળી હોઈ નથી શકતી. આ આધુનિક યુગના જાહિલ મુલ્હિદો કહી રહ્યા છે કે, પુરૂષોને જો એકથી વધારે પત્નીઓ કરવાની પરવાનગી હોય તો સ્ત્રીઓને પણ એકથી વધારે પતિ કરવાની પરવાનગી મળવી જોઈએ. આ માંગણી આ આયતથી બિલકુલ વિરૂદ્ધ છે, આવી જહાલતભરી વાતો કરનારા લોકો એવું નથી સમજતા કે પુરૂષ માટે બહુપત્નીત્વ એક નેઅ્મત છે, જેને દરેક ધર્મ અને સમાજના લોકોએ જાઈઝ ઠરાવ્યું છે. જેના ઉપર મનુષ્યનો ઈતિહાસ સાક્ષી છે, પરંતુ સ્ત્રી માટે એક સમયમાં એકથી વધારે પતિ હોવા તે સ્ત્રી માટે પણ મુસીબતનું કારણ બની શકે છે અને જો બે પુરૂષો એક સ્ત્રીના પતિ બની પણ જાય તો એમના માટે પણ આ બાબત વાદ–વિવાદ અને વૈમનસ્યવાળી છે, તથા ખુલ્લમ–ખુલ્લી બેહયાઈ અને નિર્લજ્જતાની વાત છે. વળી, તેમાં બાળક કોનું તે પણ પ્રશ્ન ઉપસ્થિત થશે અને નસબ કોના નામથી ચલાવવો તેનો પણ કોઈ માર્ગ નહીં રહે. જ્યારે કોઈ બે પુરુષ કોઈ સ્ત્રી સાથે રહે તો પેદા થનાર અવલાદ તેમાંથી કોઈ એકનો પુત્ર હોવાનું નક્કી કરવાની પદ્ધતિ બાકી નથી. આ પ્રમાણેની નિર્લજ્જતાયુક્ત માંગણીઓ તે લોકો જ કરી શકે છે, જેઓ માનવતાના ઊઘાડા દુશ્મન છે અને જેમના સ્વમાન અને શરમનો જનાઝો નીકળી ચૂક્યો છે. આવા લોકો અવલાદ અને માતા–પિતાના હકોના સંદર્ભમાં અસ્તિત્વમાં આવનારી રહમતો અને કૃપાઓથી સમગ્ર માનવતાને વંચિત કરવાના સમર્થનમાં લાગ્યા છે. જો નસબ અને વંશ જ સાબિત નહીં થાય તો પરસ્પર હકો અને ફરજોની જવાબદારી કોના ઉપર આવશે ?

સ્વાભાવિક રીતે બુદ્ધિ તથા તર્કની દૃષ્ટિએ જોવામાં આવે તો પણ એક સ્ત્રી માટે અનેક પતિ હોવાની કોઈ છૂટછાટ નજરે પડતી નથી. તેના કારણો નીચે પ્રમાણે છે.

(૧) પતિ–પત્નીના લગ્નસંબંધનો એક હેતુ વંશને આગળ વધારવાનો પણ છે, આ આધારે અનેક સ્ત્રીઓ એક પુરુષથી ગર્ભવતી બની શકે છે પરંતુ એક સ્ત્રી અનેક પુરુષોથી ગર્ભવતી નથી થઈ શકતી અને તે માત્ર એક જ પુરુષથી ગર્ભવતી થઈ શકે છે. માટે અનેક પતિ હોવાના સ્વરૂપમાં એક સિવાય બાકી પતિઓની શક્તિ વ્યર્થ ગઈ અને વાસનાપૂર્તિ સિવાય તેનાથી કંઈ જ લાભ પ્રાપ્ત ન થઈ શક્યો.

(૨) અનુભવોથી સાબિત થયેલ છે કે, સ્ત્રી પુરુષ કરતા નાજુક હોય છે, તે વર્ષના મોટા ભાગમાં સહશયનના યોગ્ય પણ નથી હોતી. અમુક પરિસ્થિતિમાં તેના માટે એક જ પતિના અધિકારો પૂરા કરવા શક્ય નથી હોતા, તો પછી એકથી વધારે પુરૂષોના અધિકારો તેણી કઈ રીતે પૂર્ણ કરી શકે છે ?!

(૩) પુરુષ શારીરિક રીતે સ્ત્રી કરતાં વધારે શરીર સૌષ્ઠવ હોય છે, એટલા માટે જો કોઈ પુરુષની જાતિય શક્તિ સામાન્ય કરતાં વધારે હોય અને એક સ્ત્રીથી તેને સંતોષ ન થઈ શકતો હોય તો તેને જાઈઝ પદ્ધતિથી બે અથવા ત્રણ નિકાહ કરવાનો મૌકો મળવો જોઈએ, નહિતર તે અન્ય નાજાઈઝ પદ્ધતિઓ અપનાવશે અને સમગ્ર સમાજને બગાડી નાંખશે. પરંતુ સ્ત્રી માટે આવો બગાડ ફેલાવવાનો કોઈ ભય નથી.

શરીઅતે ઈસ્લામમાં આ મસ્અલાનું મહત્ત્વ એટલું વધારે છે કે, ન જ ફક્ત કોઈ વ્યક્તિના નિકાહમાં હોય એવી સ્ત્રીના અન્ય કોઈની સાથે નિકાહ કરવા હરામ ઠરાવ્યું બલકે, કોઈ સ્ત્રીને તેનો પતિ તલાક આપી દે અથવા મૃત્યુ પામે તો તેની ઈદ્દત પૂર્ણ થતા સુધી કોઈ અન્ય પુરુષ સાથે તે સ્ત્રીના નિકાહ નથી થઈ શકતા. وَالْمُحْصَنٰتُ مِنَ النِّسَآءِ આ વાક્ય اِلَّا مَامَلَكَتْ اَيْمَانُكُمْ થી આ બાબતમાં અપવાદ છે, તેનો અર્થ એ છે કે, શાદીશુદા સ્ત્રીઓ સાથે કોઈ અન્ય પુરુષના નિકાહ કરવા જાઈઝ નથી. પરંતુ એ કે, જો કોઈ સ્ત્રી બાંદી બનીને કોઈ મુસલમાનની મિલકતમાં આવી જાય, જેનું સ્વરૂપ એવું હોય કે, મુસલમાનોનો દારુલ હરબના કાફિરો સાથે જિહાદ થયો અને ત્યાંથી અમુક સ્ત્રીઓ કેદી તરીકે પકડાઈ, આ સ્ત્રીઓમાં જે સ્ત્રી દારુલ ઈસ્લામમાં લાવવામાં આવી અને તેમના પતિ દારુલ હરબમાં રહી ગયા તો આવી સ્ત્રી માટે દારુલ ઈસ્લામમાં આવવાથી પોતાના આગલા પતિ સાથેના નિકાહ ખતમ થઈ ગયા અને હવે આ ઔરત જો અહલે કિતાબ અથવા મુસ્લિમ હોય તો તેની સાથે દારુલ ઈસ્લામનો કોઈપણ મુસલમાન નિકાહ કરી શકે છે અને જો મુસલમાનોના અમીર તેને બાંદી બનાવીને કોઈ લશ્કરના સૈનિકને ગનીમતના માલ તરીકે વહેંચી આપે તો પણ તેની સાથે સહશયન જાઈઝ છે..... પરંતુ આ નિકાહ અને સહશયન એક માસિક ધર્મ પછી જ જાઈઝ છે અને જો ગર્ભ હોય તો તે ગર્ભના નિકાલ સુધી થોભવું જરૂરી છે.

**મસ્અલો :**

જો કોઈ કાફિર સ્ત્રી દારુલ હરબમાં મુસલમાન થઈ જાય અને તેનો પતિ કાફિર હોય તો શરીઅતના શાસનકર્તાએ તેના પતિને ઈસ્લામનું આમંત્રણ આપવું જોઈએ અને જો તે મુસલમાન થવાથી ઈન્કાર કરે તો કાઝી તે બંનેને છૂટા પાડી દેશે અને આ છૂટા પાડવું તલાક જ ગણાશે, ત્યાર પછી ઈદ્દત પૂરી કરીને તે સ્ત્રી કોઈ મુસલમાન સાથે નિકાહ કરી શકે છે.

كِتٰبَ اللّٰهِ عَلَيْكُمْ એટલે કે, નિકાહ હરામ હોવાના જે હુકમો વર્ણન કરવામાં આવ્યા છે તેને હરામ હોવાનું અલ્લાહ તઆલા તરફથી નક્કી થયું છે. قَالَ الْقُرْطُبِیُّ اَیْ حُرِّمَتْ هٰذِهِ النِّسَآءُ كِتَابًا مِنَ اللّٰهِ عَلَيْكُمْ،

وَاُحِلَّ لَكُمْ مَّاوَرَاءَ ذٰلِكُمْ એટલે કે, હરામ હોવાના જે હુકમો અત્યાર સુધી આવી ચૂક્યા તેના સિવાય અન્ય સ્ત્રીઓ તમારા માટે હલાલ છે. દાખલા તરીકે, કાકાની પુત્રી, માસીની પુત્રી, મામાની પુત્રી, મામા અથવા કાકાની સાથે નિકાહમાં રહી ચૂકી હોય એવી સ્ત્રી, એટલે કે કાકા અથવા મામાના ઈન્તેકાલ પછી અથવા તેમના તલાક આપ્યા પછી તેમની પત્નીઓ વગેરે, આ પ્રસ્તુત પ્રકારની સ્ત્રીઓ સાથે નિકાહ જાઈઝ છે પરંતુ શરત આ છે કે, આ સ્ત્રીઓ સિવાય અન્ય કોઈ સગપણથી તેઓ હરામ ન થતી હોવી જોઈએ.

એ જ પ્રમાણે જેમની સાથે નિકાહ કરવા જાઈઝ છે, તેમાં પોતાના મ્હોં બોલ્યા પુત્રની પત્ની જ્યારે તે પુત્ર તેણીને તલાક આપી દે અથવા તો મૃત્યુ પામે. એ જ પ્રમાણે પોતાની પત્ની મૃત્યુ પામે તો તેની બહેન સાથે; વગેરે આવા અસંખ્ય સ્વરૂપો અને પરિસ્થિતિઓ બની શકે છે. આ બધા وَرَاءَ ذٰلِكُمْ(વરા-અ ઝાલિકુમ)ના વર્તુળમાં સમાવવામાં આવ્યા છે.

**મસ્અલો :**

એક સમયે ચાર સ્ત્રીઓથી વધારે સ્ત્રીઓને નિકાહમાં રાખવી જાઈઝ નથી, તેની સ્પષ્ટતા સૂરએ નિસાઅ્ની શરૂઆતમાં જ થઈ ચૂકી છે. નજીકની આયતોમાં તેનું વર્ણન ન જોઈને કોઈને એવી શંકા ન રહેવી જાઈએ કે مَا وَرَآءَ ذٰلِكُمْ ના સામાન્ય હુકમમાં કોઈ અન્ય મર્યાદા સ્ત્રી સાથેના નિકાહના સંદર્ભમાં બાંધવામાં નથી આવી. વળી, અન્ય ઘણા બધા સ્વરૂપો એવા છે જેનું વર્ણન

હદીષની કિતાબોમાં છે અને તેના તરફ આયતોમાં ઈશારા પણ જોવા મળે છે, જેને અમે તફસીરમાં વર્ણન કરી રહ્યા છે.

اَنۡ تَبۡتَـغُـوۡا بِاَمۡوَالِكُمۡ એટલે કે, હરામ હોવાના હુકમોનું વર્ણન એટલા માટે કરવામાં આવ્યું છે કે, તમે પોતાના માલ દ્વારા હલાલ સ્ત્રીઓ શોધો અને તેમને પોતાના નિકાહમાં લાવો.

અબૂબક્ર જસ્સાસ (રહ.) "અહકામુલ કુર્આન"માં લખે છે કે, "તેનાથી બે વાતોની જાણ થઈ, એક એ કે, નિકાહ મહરથી ખાલી નથી હોઈ શકતી, (એટલે સુધી કે, જો પતિ-પત્ની પરસ્પર એવું નક્કી કરી લે કે, નિકાહ મહર વગર જ થશે તો પણ મહર જરૂરી છે, જેની સ્પષ્ટતા ફિક્હની કિતાબોમાં વર્ણન થઈ છે) બીજું એ બાબતની જાણ થઈ કે, મહર તે વસ્તુ હોવી જોઈએ જેને માલ કહી શકાય છે."

હનફી લોકોનો મસ્લક એ છે કે, દસ દિરહમથી ઓછી મહર ન હોવી જોઈએ. એક દિરહમ સાડા ત્રણ માશહ (ગ્રામ) ચાંદીનો હોય છે.

مُـحۡـصِـنِيۡنَ غَيۡرَ مُسَافِحِيۡنَ એટલે કે, પોતાના માલ દ્વારા હલાલ સ્ત્રીઓને શોધો અને એ સમજી લો કે સ્ત્રીઓની તલાશ ફક્ત ઈજ્જત અને ઈસ્મત સાચવવા માટે છે, જે નિકાહનો મહાન હેતુ છે અને નિકાહ દ્વારા આ બાબતને પ્રાપ્ત કરો. માલ ખર્ચ કરીને વ્યભિચાર કે વાસનાપૂર્તિ માટે સ્ત્રીઓ ન શોધો.

આ બાબતથી જાણ થઈ કે, જો કે વ્યભિચારી વ્યક્તિ પણ માલ ખર્ચ કરે છે, પરંતુ તે માલ ખર્ચ કરવો હરામ છે અને તે માલ દ્વારા જે સ્ત્રીને પ્રાપ્ત કરવામાં આવશે તેની સાથે સહશયન કરવું હલાલ નથી.

શબ્દ غَيۡـرَ مُسَـافِحِيۡنَ વધારીને વ્યભિચારની મનાઈ કરવામાં આવી અને એ બાબત તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે, વ્યભિચારમાં ફક્ત વાસનાપૂર્તિ અને પોતાની શહવત પૂરી કરવાનો મકસદ હોય છે. તેનાથી સંતાનપ્રાપ્તિ અને પોતાનો વંશવેલો આગળ વધારવાનો કોઈ ઈરાદો નથી હોતો. મુસલમાનોએ હંમેશા પાક દામન રહેવું જોઈએ અને વંશવેલો વધારવા માટે પોતાની શક્તિને યોગ્ય સ્થળે ખર્ચ કરવી જોઈએ, જેની પદ્ધતિ નિકાહ છે.

فَـمَـا اسۡتَمۡتَعۡتُمۡ بِهٖ مِنۡهُنَّ فَاٰتُوۡهُنَّ اُجُوۡرَهُنَّ فَرِيۡضَةً એટલે કે, નિકાહ પછી જે

સ્ત્રીઓ સાથે સહશયન કરી લો તો તેમને મહર આપી દો, આ મહર ફરજ કરવામાં આવી છે.

આ આયતમાં પત્નીઓ સાથે સહશયનનો અર્થ اِسْتِمْتَاعٌ (ઈસ્તિમ્તાઅ્) "શય્યા સુખ" છે, જો ફક્ત નિકાહ થઈ જાય અથવા રુખ્સતી (વિદાય) ન થાય અને પતિને સહશયનનો મૌકો ન મળે બલકે, એ પહેલાં જ તલાક આપી દેવામાં આવે તો અડધી મહર વાજિબ થાય છે અને જો સહશયન (શરીર સુખ)નો મૌકો મળી જાય તો પૂરી મહર આપવી વાજિબ થાય છે. આ આયતમાં ખાસ ધ્યાન દોરવામાં આવ્યું છે કે, જ્યારે નિકાહ પછી સ્ત્રી સાથે સહશયન કરી લેવામાં આવે તો તેને મહર આપવી દરેક પરિસ્થિતિમાં વાજિબ થઈ ગઈ, તેમાં આનાકાની કરવી શરીઅતે ઈસ્લામ વિરૂદ્ધ બાબત છે અને માનવીય સ્વમાનનો પણ એવો તકાદો છે કે, જ્યારે નિકાહનો હેતુ પ્રાપ્ત થઈ ગયો તો પત્નીના અધિકારોમાં આનાકાની કરવી ન જોઈએ. અલબત્ત, શરીઅતે સ્ત્રીને એવો અધિકાર પણ આપ્યો છે કે, જો મહર ઉધાર છે તો મહર વસૂલ કરતા સુધી પતિને પાસે આવવાથી ઈન્કાર કરી શકે છે.

## "મુત્આ" હરામ છે :

શબ્દ اِسْتِمْتَاعٌ (ઈસ્તિમ્તાઅ્) એ ع - ت - م થી બને છે, જેનો અર્થ કોઈ લાભ પ્રાપ્ત કરવો થાય છે. કોઈ વ્યક્તિથી અથવા માલથી લાભ પ્રાપ્ત કરવાને اِسْتِمْتَاعٌ (ઈસ્તિમ્તાઅ્) કહેવામાં આવે છે. અરબી કાયદાની રૂએ કોઈ વાક્યના માદહમાં س અને ت નો વધારો કરવામાં આવે તો પ્રાપ્ત કરવાનો હેતુ પૈદા થઈ જાય છે. આ શાબ્દિક સંશોધનના આધારે فَمَا اسْتَمْتَعْتُمْ (ફમસ્તમ્તઅ્તુમ)નો સીધો અર્થ સમગ્ર ઉમ્મત નજીક એ જ છે કે, જે અમે હમણા ઉપર વર્ણન કર્યું છે, પરંતુ એક ફિરકો એવું કહે છે કે, તેની વ્યાખ્યા "મુત્આ" થાય છે અને તે લોકો નજીક આ આયત આવા નિકાહ હલાલ હોવાની દલીલ છે. જ્યારે કે, જેને "મુત્આ" કહેવામાં આવે છે તેનો તો કુર્આને કરીમે સખત શબ્દોમાં રદિયો આપ્યો છે. ઉપરોક્ત આયતના શબ્દ مُحْصِنِيْنَ غَيْرَ مُسَافِحِيْنَ દ્વારા તે રદિયો મૌજૂદ છે, જેની સ્પષ્ટતા આગળ આવી રહી છે.

"મુત્આ"ની વ્યાખ્યા કે જે જાઈઝ હોવાનો એક ફિરકો દા'વો કરે છે, તે એ

છે કે, એક પુરૂષ કોઈ સ્ત્રીને એવું કહે કે હું તારી સાથે આટલા દિવસો માટે આટલા પૈસા દ્વારા અથવા આટલા ઘરેણા દ્વારા "મુત્આ" કરું છું. મુત્આની આ પ્રમાણેની વ્યાખ્યાને આ આયત સાથે કોઈ સંબંધ નથી. ફક્ત "માદ્દએ ઈશ્તિકાક"ને જોઈને આ ફિરકો દા'વો કરે છે કે આ આયતથી "મુત્આ" જાઈઝ હોવાની સાબિતી મળે છે.

પ્રથમ બાબત તો એ છે કે, જ્યારે અન્ય કોઈ અર્થની શક્યતા પણ હોય (જો કે અમારા મતે એવી શક્યતા બિલકુલ જ નથી) તો આ સાબિતી કયા આધારે છે ?

બીજી બાબત એ કે, કુર્આન મજીદે હરામના હુકમો એવું કહીને વર્ણન કર્યા છે કે, "તેના સિવાય પોતે નિયમ પ્રમાણે હલાલ સ્ત્રીઓને તલાશ કરો. એવી હાલતમાં કે ફક્ત વાસનાપૂર્તિનો હેતુ ન હોય," એટલે કે, ફક્ત મનેચ્છાઓ પૂર્ણ કરવાનો કે, આનંદ-પ્રમોદનો મકસદ ન હોય અને સાથે-સાથે مُحْصِنِيْنَ (મુહસિનીન)ની શરત પણ લગાવી દીધી છે, એટલે કે આવી શોધખોળમાં હલાલ સ્ત્રીઓની ઈજ્જત, ઈફ્ફત અને ઈસ્મતનું પણ ધ્યાન રાખવાનું છે..... "મુત્આ" કારણ કે એક ચોક્કસ સમય માટે કરવામાં આવે છે, માટે તેમાં સંતાનપ્રાપ્તિનો કોઈ હેતુ હોતો નથી, ન જ ઘરગૃહસ્થી વસાવવાનો હેતુ હોય છે અને આ પદ્ધતિમાં પરસ્પર એકબીજાના વારસામાં પણ કોઈ શામિલ ઠરાવવામાં નથી આવતું અને તેને પત્ની હોવાની વ્યાખ્યામાં પણ ગણવામાં નથી આવતી...... અને કારણ કે મકસદ ફક્ત અને ફક્ત પોતાની મનેચ્છા અને વાસના પૂર્ણ કરવાનો હોય છે, એટલા માટે પુરૂષ અને સ્ત્રી કામચલાઉ ધોરણે નવા-નવા જોડાં તલાશ કરતા રહે છે. જ્યારે પરિસ્થિતિ આવી છે તો "મુત્આ" ઈજ્જત, ઈફ્ફત અને ઈસ્મતનો જામિન કઈ રીતે થઈ શકે છે ? બલકે, તે તો ઈજ્જત, ઈફ્ફત અને ઈસ્મતનો દુશ્મન છે.

કેટલાક લોકોએ હિદાયાના કર્તાએ હઝરત ઈમામ માલિક (રહ.) તરફ આ બાબતનો સંબંધ જોડ્યો છે કે તેમના નજીક "મુત્આ" જાઈઝ છે, પરંતુ આવી નિસ્બત જોડવી બિલકુલ ખોટું છે, જેમકે "શર્હે હિદાયા" અને અન્ય અકાબિરોએ એની સ્પષ્ટતા કરી છે કે, હિદાયાના કર્તાને આ બાબતે કોઈ ગેરસમજ થઈ છે.

અલબત્ત, અમુક લોકો એવો દા'વો કરે છે કે, હઝરત ઈબ્ને અબ્બાસ

(રદિ.) છેવટ સુધી "મુત્આ" હલાલ હોવાનો મત ધરાવતા હતા, જ્યારે કે, એવું કંઈ જ નથી. ઈમામ તિરમિઝી (રહ.)એ "બાબ મા જાઅ ફિન્નિકાહુલ મુત્આ" بَابُ مَاجَاءَ فِیْ نِكَاحِ الْمُتعَةِ નું મથાળું બાંધીને બે હદીષો વર્ણન કરી છે. પ્રથમ હદીષ આ છે,

عَنْ عَلِیِّ بْنِ اَبِیْ طَالِبٍ اَنَّ النَّبِیَّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ نَهٰی عَنْ مُتْعَةِ النِّسَاءِ وَعَنْ لُحُوْمِ الْحُمُرِ الْاَهْلِیَّةِ زَمَنَ خَیْبَرَ

*"હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ગઝ્વએ ખયબરના પ્રસંગે સ્ત્રીઓ સાથે મુત્આ કરવાની અને પાલતુ ગધેડાનો માંસ ખાવાની મનાઈ ફરમાવી."*

હઝરત અલી (રદિ.)ની આ હદીષ બુખારી અને મુસ્લિમમાં પણ છે.

બીજી હદીષ જે ઈમામ તિરમિઝીએ નકલ કરી છે, તે આ પ્રમાણે છે,

عَنِ ابْنِ عَبَّاسٍ قَالَ اِنَّمَا كَانَتِ الْمُتْعَةُ فِیْ اَوَّلِ الْاِسْلَامِ حَتّٰی اِذَانَزَلَتِ الْاٰیَةُ اِلَّا عَلٰی اَزْوَاجِهِمْ اَوْمَا مَلَكَتْ اَیْمَانُهُمْ، قَالَ ابْنُ عَبَّاسٍ فَكُلُّ فَرَجٍ سِوَاهُمَا فَهُوَحَرَامٌ،

*"હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે, ફરમાવે છે, મુત્આ ઈસ્લામના શરૂઆતના સમયમાં પ્રચલિત હતો. એટલે સુધી કે આયતે કરીમા اِلَّا عَلٰی اَزْوَاجِهِمْ اَوْمَا مَلَكَتْ اَیْمَانُهُمْ નાઝિલ થઈ તો તે મન્સૂખ (રદ) થઈ ગયું. ત્યાર પછી હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, શરઈ રૂએ પત્ની અથવા શરઈ રીતે બાંદી સિવાય દરેક પ્રકારની શર્મગાહો (ગુપ્તાંગો)નો ઉપભોગ હરામ છે."*

અલબત્ત, એટલી વાત ચોક્કસ છે કે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) અમુક સમય સુધી "મુત્આ"ને જાઈઝ સમજતા હતા, પછી હઝરત અલી (રદિ.)ના સમજાવવાથી (જેમકે સહીહ મુસ્લિમ જિલ્દ : ૧, પેજ : ૪૫૨ ઉપર છે) આ આયતે શરીફા اِلَّا عَلٰی اَزْوَاجِهِمْ اَوْمَا مَلَكَتْ اَیْمَانُهُمْ થી જાણ કરવામાં આવી તો તેમણે પોતાનો મત બદલી નાંખ્યો. જેમકે, તિરમિઝીની ઉપરોક્ત રિવાયતથી જાણ થાય છે.

આ આશ્ચર્યની વાત છે કે, જે ફિરકો મુત્આ હલાલ હોવાનો મત ધરાવે છે, એ છતાં કે, હઝરત અલી (રદિ.)ના મહોબ્બતના દા'વેદાર અને ફરમાંબરદાર હોવાનો દમ ભરે છે, પરંતુ આ મસ્અલામાં તેઓ તેમનો પણ વિરોધ કરી રહ્યા છે. فَسَيَعْلَمُ الَّذِيْنَ ظَلَمُوْا اَىَّ مُنْقَلَبٍ يَّنْقَلِبُوْنَ

''રૂહુલ મઆની''ના કર્તા, કાઝી અયાઝ (રહ.)થી નકલ કરે છે કે, “ગઝ્વએ ખયબર પહેલાં મુત્આ હલાલ હતો, પછી ગઝ્વએ ખયબરમાં હરામ કરવામાં આવ્યો. ત્યાર બાદ ફત્હે મક્કાના દિવસોમાં હલાલ કરવામાં આવ્યો, પરંતુ પછી ત્રણ દિવસ બાદ સદાના માટે હરામ કરવામાં આવ્યો.”

વળી, આ બાબત પણ વિચાર કરવા યોગ્ય છે કે, અલ્લાહ તઆલાનો હુકમ وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حَافِظُوْنَ اِلَّا عَلٰى اَزْوَاجِهِمْ اَوْمَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ، (ગયૂરુ મલૂમીન) એવો સ્પષ્ટ હુકમ છે, જેમાં તા'વીલ કરવાની કોઈ સંભાવના જ નથી. તેનાથી મુત્આ હરામ હોવાનું સ્પષ્ટ અને સાફ જાહેર થાય છે. એના મુકાબલામાં અમુક શબ્દોની રમત રમી તા'વીલો (ખોટા અર્થઘટનો)નો સહારો લેવો સદંતર ખોટી વાત છે.

જેમકે, અગાઉ વર્ણન થઈ ચૂક્યું છે કે, اِسْتَمْتَعْتُمْ (ઈસ્તમ્તઅ્તુમ્)થી મુત્આ હોવાની કોઈ કતઈ (ઠોસ) દલીલ નથી. ફક્ત એક શક્યતા જેવું છે. આ શક્યતા اِلَّا عَلٰى اَزْوَاجِهِمْ اَوْمَامَلَكَتْ اَيْمَانُهُمْ ની કતઈ દલીલો વિષયથી કદાપિ વિરોધાભાસી હોઈ જ નથી શકતી અને ધારી લો કે જો બંને દલીલો પોતાની જગ્યાએ મજબૂત અને સરખી છે તો એવું કહેવામાં આવશે કે, બંને દલીલો હલાલ અને હરામ હોવામાં વિરોધાભાસી છે. ધારી લો કે, જો આવો વિરોધાભાસ માની લેવામાં આવે તો પણ માણસની અકલે સલીમ–હકારાત્મક વલણનો તકાદો એ છે કે, હરામને ''મુબાહ'' બાબત ઉપર અગ્રિમતા હોવી જોઈએ.

**મસ્અલો :**

મુત્આની જેમ અમુક ચોક્કસ સમયની શરત નક્કી કરી કરવામાં આવતા નિકાહ પણ હરામ અને બાતિલ છે. નિકાહ અમુક સમયગાળા માટેની શરત લગાવી નક્કી કરવું એ છે કે, કોઈ ચોક્કસ મુદ્દત સુધી જ નિકાહ નક્કી કરવામાં આવે... અને આ બંનેમાં ફરક એ છે કે, મુત્આમાં શબ્દ મુત્આ બોલવામાં આવે છે

અને આવા નિકાહમાં "નિકાહે મુવક્કત" نِكَاحِ مُوَقَّتُ ના શબ્દથી નિકાહ થાય છે.

وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا تَرَاضَيْتُمْ بِهٖ مِنْۢ بَعْدِ الْفَرِيْضَةِ આયતના આ વાક્યનો ભાવાર્થ એ છે કે, પરસ્પર મહર નક્કી કર્યા પછી નક્કી મહર કાયમી વસ્તુ નથી બની જતી કે તેમાં ઓછું-વત્તું કરવું દુરુસ્ત ન હોય બલકે, પતિ નક્કી મહરમાં પોતાના તરફથી વધારો પણ કરી શકે છે અને પત્ની જો પોતાની ખુશીથી ઈચ્છે તો તેને ઘટાડી પણ શકે છે અને મા'ફ પણ કરી શકે છે. શબ્દોના સામાન્ય અર્થથી જાણ થાય છે કે, સ્ત્રી જો કોઈ ઉધાર મહર નક્કી કરીને પાછળથી તે ઉધાર લેવાનું મંજૂર રાખે તો પણ બરાબર છે, તેમાં કોઈ ગુનોહ નથી.

اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ط આયતના અંતે આ વાક્ય વધારીને એક તો એ બતાવવામાં આવ્યું કે, અલ્લાહ તઆલાને બધી જ ખબર છે. ઉપરોક્ત હુકમોનો જો કોઈ વ્યક્તિ ભંગ કરે તો જો તેની ખબર કાઝી અથવા ઈસ્લામિક શાસનના શાસનકર્તા અથવા કોઈ અધિકારી અથવા કોઈ અન્ય વ્યક્તિને ન પણ હોય, પરંતુ અલ્લાહ તઆલાને આ બધી જ ખબર છે અને આ બાબતથી દરેક પરિસ્થિતિમાં ડરતા રહેવું જોઈએ.

એ પણ બતાવવામાં આવ્યું કે, જે હુકમો કરવામાં આવ્યા છે તે બધા જ કોઈને કોઈ હિકમત ઉપર આધારિત છે. હિકમત તે ઉચ્ચ પ્રકારની બાબત છે જે દરેક વ્યક્તિની સમજમાં નથી આવી શકતી. હરામ અને હલાલના હુકમો જે પ્રસ્તુત આયતમાં આવ્યા છે, તેનું વિશ્લેષણ કોઈની સમજમાં આવે કે ન આવે દરેક પરિસ્થિતિમાં તેને માનવું જરૂરી છે. આપણે આ બધી "જો-તો" સમજવાની પળોજણમાં પડવાની જરૂર નથી. કારણ કે, અલ્લાહ તબારક વ તઆલાને બધી જ ખબર છે, તે સર્વજ્ઞ છે અને મહાન હિકમતવાળો પણ છે.

આધુનિક યુગના અમુક ભણેલા જાહિલ લોકો અલ્લાહના હુકમોમાં આવા "જો-તો" અને વિશ્લેષણો શોધ્યા કરે છે અને જો કોઈ બાબત સમજમાં નથી આવતી તો નઊઝુબિલ્લાહ ! અલ્લાહના હુકમને અયોગ્ય ઠરાવે છે અથવા તો હાલની પરિસ્થિતિઓના તકાદાઓના ખિલાફ હોવાનું કહીને ટાળી દે છે. અત્રે આ શબ્દો દ્વારા એવા લોકોનું મોઢું બંધ કરવામાં આવ્યું છે અને કહેવામાં આવ્યું છે, તમે નાદાન છો, અલ્લાહ જલ્લ શા'નુહુ સર્વજ્ઞ છે, તમે નાસમજ છો અને

અલ્લાહ મહાન હિકમતવાળો છે. પોતાની સમજના મર્યાદિત માપદંડને અલ્લાહની મહાન હક્કાનિયત તોલવાનો કાંટો ન બનાવો. وَاللّٰهُ اَعْلَمُ وَ عِلْمُهٗ اَتَمُّ وَاَحْكَمُ

—————————

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૨૫)

وَمَنْ لَّمْ يَسْتَطِعْ مِنْكُمْ طَوْلًا اَنْ يَّنْكِحَ الْمُحْصَنٰتِ الْمُؤْمِنٰتِ فَمِنْ مَّا مَلَكَتْ
اَيْمَانُكُمْ مِّنْ فَتَيٰتِكُمُ الْمُؤْمِنٰتِ ؕ وَاللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِكُمْ ؕ بَعْضُكُمْ مِّنْۢ بَعْضٍ ۚ
فَانْكِحُوْهُنَّ بِاِذْنِ اَهْلِهِنَّ وَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ بِالْمَعْرُوْفِ مُحْصَنٰتٍ غَيْرَ
مُسٰفِحٰتٍ وَّلَا مُتَّخِذٰتِ اَخْدَانٍ ۚ فَاِذَآ اُحْصِنَّ فَاِنْ اَتَيْنَ بِفَاحِشَةٍ فَعَلَيْهِنَّ
نِصْفُ مَا عَلَى الْمُحْصَنٰتِ مِنَ الْعَذَابِ ؕ ذٰلِكَ لِمَنْ خَشِيَ الْعَنَتَ مِنْكُمْ ؕ
وَاَنْ تَصْبِرُوْا خَيْرٌ لَّكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٥﴾ ع

### તરજુમો :

*અને જો કોઈ તમારામાંથી શક્તિ ધરાવતો ન હોય કે તે મુસલમાન (આઝાદ) સ્ત્રીઓ સાથે નિકાહ કરે, તો જે તમારી આપસની મુસલમાન બાંદીઓ તમારી મિલકત (કબજા)માં હોય તેમની સાથે નિકાહ કરો; અને અલ્લાહ તમારા ઈમાન(ની હાલત)ને ખૂબ જાણે છે, તમે આપસમાં એક જ (સરખા) છો; બસ, તેમના માલિકોની પરવાનગીથી તેમની સાથે નિકાહ કરો અને તેમની મહર કાયદા મુજબ આપો; (તે નિકાહના) બંધનમાં (પત્ની તરીકે) આવનારીઓ (હોય), ન કે વાસના સંતોષનારીઓ કે ગુપ્ત મૈત્રી કરનારીઓ હોય, પછી જ્યારે (તેણીઓ નિકાહના) બંધનમાં આવી જાય પછી જો નિર્લજ્જતાનું કૃત્ય આચરે તો તેમના ઉપર અડધી સજા છે જે આઝાદ સ્ત્રીઓ ઉપર છે; આ તેના માટે છે કે જે કોઈ તમારામાંથી (વ્યભિચારની) તકલીફમાં પડવાથી ડરે; અને તમે સબ્ર કરો તો તમારા હકમાં અતિઉત્તમ છે; અને અલ્લાહ ઘણો મા'ફ કરનાર, મહેરબાન છે. (૨૫)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

ઉપરથી નિકાહના હુકમોનું વર્ણન થઈ રહ્યું છે, એટલા માટે તેના સંદર્ભમાં હવે શરઈ બાંદીઓ સાથે નિકાહ કરવાનું વર્ણન શરૂ થયું છે અને પછી તેમના વિષે વ્યભિચારની "હદ" (શિક્ષા)નું પણ વર્ણન કરવામાં આવ્યું કે, બાંદીઓ અને ગુલામોની શિક્ષા આઝાદ પુરુષો અને સ્ત્રીઓ કરતાં અલગ પ્રકારની હોય છે.

## તફસીર :

અને જે વ્યક્તિ તમારામાં પૂરી શક્તિ (અને ક્ષમતા) ન ધરાવતો હોય કે આઝાદ સ્ત્રીઓ સાથે નિકાહ કરે તો પોતાના (અંદર)માંથી મુસલમાન બાંદીઓ કે જેઓ તમારા લોકોની (શરઈ) મિલકતમાંથી છે નિકાહ કરી લે (કારણ કે મોટા ભાગે બાંદીઓની મહર વગેરે ઓછું હોય છે અને તેમને ગરીબની સાથે નિકાહ કરાવી આપવામાં કોઈ આક્ષેપ પણ નહીં રહે) અને (બાંદીઓ સાથે નિકાહ કરવામાં ક્ષોભ ન રાખે કારણ કે, શરીઅતની રૂએ શક્ય છે કે, તે તમારાથી બિલકુલ શ્રેષ્ઠ હોય કારણ એ છે કે, શ્રેષ્ઠતાનો આધાર દીન અને ઈમાન છે અને) તમારા ઈમાનની સંપૂર્ણ હાલત અલ્લાહને જ ખબર છે (કે તેમાંથી કોનું ઈમાન ઉચ્ચ કક્ષાનું છે અને કોનું નિમ્ન કક્ષાનું, કારણ કે ઈમાનનો સંબંધ દિલ સાથે છે જેની સંપૂર્ણ જાણકારી માત્ર અલ્લાહને જ છે અને દુનિયાની રૂએ નિકાહનું મોટું કારણ વંશવેલો આગળ વધારવો હોય છે, તો તેમાં જે વંશ આગળ વધવા માટેના મૂળમાં જવાબદાર હઝરત આદમ અલૈ. અને હઝરત હવ્વા અલૈ.ની ઔલાદ હોવાના આધારે) તમે બધા પરસ્પર એકબીજાના સમકક્ષ છો (પછી સૂગનું કોઈ કારણ ન હોવું જોઈએ) બસ, (જ્યારે સૂગનું કોઈ કારણ નથી રહ્યું તો આવશ્યકતા હોય એવા સમયે) તેમની સાથે નિકાહ કરી લો (પરંતુ શરત એ પણ છે કે) તેમના માલિકોની પરવાનગીથી (આવા નિકાહ થાય) અને તેઓ(ના તે માલિકો)ને તેમની મહર (શરઈ) કાયદા પ્રમાણે આપી દો (અને આ મહર આપવી) એ પ્રમાણે (હોય) કે તેને પત્ની બનાવવામાં આવે, ન તો વ્યભિચાર માટે હોય અને ન જ ગુપ્ત રીતે મૈત્રી કરનારીઓ હોય (એટલે કે, તે મહર નિકાહ પ્રમાણે હોય અને ન તો વ્યભિચારના વળતર સ્વરૂપે, જો એવું હશે તો તે હલાલ નહીં થાય,) પછી જ્યારે તે બાંદીઓને પત્ની બનાવવામાં આવે, ત્યારબાદ જો કોઈ જઘન્ય

નિર્લજ્જતાનું કૃત્ય આચરે (એટલે કે વ્યભિચાર કરે) તો (શરઈ સાબિતી થઈ ગયા પછી અને જો તેણીઓ મુસલમાન હોય તો) તેમના ઉપર અડધી સજા (લાગુ) કરવામાં આવશે, કે જે (કુંવારી) સ્વતંત્ર સ્ત્રીને કરવામાં આવે છે, (જેમકે નિકાહ પહેલાં પણ બાંદીઓની આ જ સજા હતી અને એ જ પ્રમાણે ગુલામોની પણ) આ (બાંદીઓ સાથે નિકાહ કરવા) તે વ્યક્તિ માટે (યોગ્ય) છે જે તમારામાં (જાતીય આવેગોથી ત્રાસેલો હોય અને આઝાદ સ્ત્રીઓ તેને ન મળી શકવાના કારણે) વ્યભિચાર(માં સપડાઈ જવા)ની આશંકા રાખતો હોય (અને જેને આવો ભય ન હોય તેના માટે આવું કરવું યોગ્ય નથી) અને (જો આવા ભયની પરિસ્થિતિમાં પણ પોતાના નફ્સ ઉપર કાબૂ ધરાવતો હોય તો) તમારા માટે સબ્ર કરવી અતિઉત્તમ છે (તે બાંદીઓ સાથે નિકાહ કરવા કરતાં); અને (આ રીતે) અલ્લાહ તઆલા મોટો મા'ફ કરનારો છે (જો સૂગની પરિસ્થિતિમાં પણ નિકાહ કરી લીધા તો તેની કોઈ પકડ નહીં કરે અને તે) મોટો દયાળુ છે (કે હરામ હોવાનો હુકમ ન કર્યો).

## મસ્અલા અને બોધપાઠ :

طَـوْلَ (તવ્લ) શક્તિ અને સામર્થ્યને કહે છે. આયતનો ભાવાર્થ એ છે કે, જે વ્યક્તિની આઝાદ સ્ત્રીઓ સાથે નિકાહ કરવાની શક્તિ ન હોય અથવા તેમની પાસે ઘરગૃહસ્થી માટે આવશ્યક ભૌતિક સાધનો ઉપલબ્ધ ન હોય, તો બાંદીઓ સાથે નિકાહ કરી શકે છે. આથી જાણ થઈ કે, જ્યાં સુધી શક્ય હોય સ્વતંત્ર સ્ત્રી સાથે જ નિકાહ કરવા જોઈએ, શક્ય હોય ત્યાં સુધી બાંદીઓ સાથે નિકાહ ન કરે અને જો બાંદીઓ સાથે નિકાહ કરવાની આવશ્યકતા ઊભી થાય તો મો'મિન બાંદી જ તલાશ કરે.

હઝરત ઈમામ અબૂ હનીફા (રહ.)નો આ જ મત છે કે, આઝાદ સ્ત્રી સાથે નિકાહની શક્તિ ધરાવતા હોય તો બાંદી સાથે નિકાહ કરી લેવા અથવા અહલે કિતાબ ધર્મ પાળતી બાંદી સાથે નિકાહ કરવા મકરૂહ (તિરસ્કૃત) છે.

અને હઝરત ઈમામ શાફઈ તથા અન્ય ઈમામો નજીક આઝાદ સ્ત્રીઓ સાથે નિકાહની શક્તિ હોવા છતાં બાંદીઓ સાથે નિકાહ કરવા હરામ છે અને અહલે કિતાબની બાંદીઓ સાથે નિકાહ કરવા સદંતર જાઈઝ નથી.

જો કે, બાંદીઓ સાથે નિકાહ કરવાથી બચવું, આઝાદ પુરુષ માટે દરેક પરિસ્થિતિમાં બહેતર છે અને જો મજબૂરીથી નિકાહ કરવા પડે તો મો'મિન બાંદી સાથે જ નિકાહ કરે. તેનું કારણ એ છે કે, બાંદીના પેટથી જો ઔલાદ પૈદા થશે તો તે ઔલાદ તે વ્યક્તિની ગુલામ હોય છે જે બાંદીનો માલિક હોય છે અને ગૈરમો'મિન બાંદીની જે ઔલાદ થશે તો સંભવિત છે કે તે તેની માતાની જેમ અન્ય ધર્મ અપનાવે, એટલા માટે ઔલાદને ગુલામીથી બચાવવા માટે અને મો'મિન બનાવવા માટે એ જરૂરી છે કે, બાળકોની માતા આઝાદ હોય અને જો બાંદી હોય તો ઓછામાં ઓછું મો'મિન હોવી જરૂરી છે. જેથી બાળકોનું ઈમાન સુરક્ષિત રહે. એટલા માટે ઉલમાએ કિરામ ફરમાવે છે કે, અહલે કિતાબ સ્ત્રી જે સ્વતંત્ર હોય તેની સાથે જો કે, નિકાહ કરવા જાઈઝ છે પરંતુ તેનાથી બચવું ઉત્તમ છે અને આ યુગમાં તો તેની અગત્યતા ઘણી જ વધી જાય છે. કારણ કે યહૂદી અને ઈસાઈઓની સ્ત્રી મોટે ભાગે મુસલમાનો સાથે એટલા માટે નિકાહ કરે છે કે, પોતે પતિને અને પતિની ઔલાદને પોતાના ધર્મ ઉપર લાવી દે.

પછી ફરમાવ્યું, وَاللّٰهُ اَعۡلَمُ بِاِيۡمَانِكُمۡ بَعۡضُكُمۡ مِّنۡۢ بَعۡضٍ એટલે કે, અલ્લાહ તઆલાને તમારા ઈમાનની ખૂબ જાણકારી છે. ઈમાન શ્રેષ્ઠતાનો આધાર છે, અમુક સમયે ગુલામ અને બાંદીઓ ઈમાની શ્રેષ્ઠતામાં આઝાદ પુરૂષો અને સ્ત્રીઓ કરતાં વધી જાય છે. એટલા માટે મો'મિન બાંદી સાથે નિકાહ કરવાને સુગની દષ્ટિથી જોવામાં ન આવે. બલકે, તેના ઈમાનની કદર કરે.

આયતના અંતે ફરમાવ્યું, بَعۡضُكُمۡ مِّنۡۢ بَعۡضٍ એટલે કે, આઝાદ અને ગુલામ બધા એક જ જાતિ એટલે કે, આદમ (અલૈ.)ની ઔલાદ છે અને બધા એક જ પિતા એટલે કે આદમ (અલૈ.)થી પૈદા થયા છે. એટલા માટે શ્રેષ્ઠતાનો આધાર ઈમાન અને તકવો છે. قَالَ فِى الۡمَظۡهَرِىّ فَهَاتَانِ الۡجُمۡلَتَانِ لِتَأۡنِيۡسِ النَّاسِ بِنِكَاحِ الۡاِمَاءِ وَمَنۡعِهِمۡ عَنِ الۡاِسۡتِنۡكَافِ مِنۡهُنَّ، એટલે કે, આ બંને વાક્યોનો ભાવાર્થ એ છે કે, લોકોને બાંદીઓ સાથે નિકાહ કરવાની પ્રેરણા મળે અને તેમની સાથે નિકાહ કરવાને સુગની દષ્ટિથી ન જુએ.

فَانۡكِحُوۡهُنَّ بِاِذۡنِ اَهۡلِهِنَّ وَاٰتُوۡهُنَّ اُجُوۡرَهُنَّ بِالۡمَعۡرُوۡفِ એટલે કે, બાંદીઓ સાથે નિકાહ તેમના માલિકોની પરવાનગીથી કરો અને તે પરવાનગી ન આપે તો બાંદીઓ સાથે નિકાહ કરવા યોગ્ય ન હશે. એટલા માટે કે, બાંદીઓ પોતે પોતાની

જાત ઉપર વાલીપણાનો અધિકાર ધરાવતી નથી હોતી. આવો જ હુકમ ગુલામો માટે પણ છે કે, તેઓ પોતાના માલિકોની પરવાનગી વગર નિકાહ કરી શકતા નથી.

પછી ફરમાવ્યું કે, બાંદીઓ સાથે નિકાહ કરો તો તેમની મહર ખુશી–ખુશી નિયમ પ્રમાણે અદા કરી દો. એટલે કે આનાકાની ન કરો અને પૂરી મહર અદા કરો, બાંદી સમજીને આ બાબતે તેમને તકલીફ ન આપો.

આ બાબતે ઈમામ માલિક (રહ.)નો મત એ છે કે, ‘‘મહર બાંદીનો અધિકાર છે.’’ બીજા ઈમામો ફરમાવે છે કે, ‘‘બાંદીને મહરનો જે માલ મળશે તેનો માલિક પણ બાંદીનો આકા (માલિક) જ છે.’’

مُحْصَنٰتٍ غَيْرَ مُسٰفِحٰتٍ وَّلَا مُتَّخِذَاتِ اَخْدَانٍ એટલે કે, ‘મો'મિન બાંદીઓ સાથે નિકાહ કરો, તે એવી હાલતમાં કે, તેણીઓ પાક દામન હોય. ન તો વ્યભિચારણી હોય કે, જે ખુલ્લમ–ખુલ્લા વ્યભિચારના દુષ્કૃત્ય આચરતી હોય અને ન તો ગુપ્ત રીતે આવા દુરાચારમાં સપડાયેલી હોય.’ બસ, આ સ્થળે બાંદીઓ વિશે ફરમાવવામાં આવ્યું છે કે, નિકાહ માટે પવિત્ર અને શુદ્ધ ચારિત્ર્યવાન બાંદીઓને તલાશ કરો, એ જ રીતે આઝાદ સ્ત્રીઓ જો વ્યભિચારણી હોય તો તેમની સાથે નિકાહ કરવાથી બચવાની કાળજી લેવી વધારે શ્રેષ્ઠ અને ઉત્તમ છે.

જેમકે, આ આયતથી જાણ થઈ કે જો આઝાદ (સ્વતંત્ર–ગુલામ ન હોય એવી) સ્ત્રી સાથે નિકાહ કરવાની શક્તિ ન હોય તો બાંદીઓ સાથે નિકાહ કરો, તેનાથી આ સાબિત થયું કે, "મુત્આ" કરવા જાઈઝ નથી. એટલા માટે કે, જો "મુત્આ" જાઈઝ હોત તો આઝાદ સ્ત્રીઓ ઉપલબ્ધ ન હોવાની હાલતમાં કોઈપણ વ્યક્તિ માટે સૌથી સરળ માર્ગ "મુત્આ" કરવાનો હતો કે, તેમાં જાતીય વાસનાપૂર્તિ પણ થાય છે અને તેનાથી આર્થિક ભાર પણ નિકાહ કરતાં ઓછો પડે છે.

વળી આયત مُحْصَنٰتٍ غَيْرَ مُسٰفِحٰتٍ સાથે બાંદીઓના નૈતિક અને ચારિત્ર્ય સંબંધિત લક્ષણો પણ વર્ણવી દીધા છે અને મુત્આની પરિસ્થિતિમાં તો આવી શક્યતા જ નથી, કેમકે એક સ્ત્રી લાંબા સમય સુધી અનેક પુરુષોના

સહવાસમાં આવે છે અને એ કારણે, બાળક કોનું છે તે પણ નક્કી નથી કરી શકાતું. એટલા માટે વંશવેલો વધારવાનો લાભ પણ પ્રાપ્ત નથી થતો અને દરેકની શક્તિ માત્ર વાસના સંતોષવામાં જ વ્યર્થ વેડફાય જાય છે.

પછી ફરમાવ્યું, فَاِذَآ اُحْصِنَّ فَاِنْ اَتَيْنَ بِفَاحِشَةٍ فَعَلَيْهِنَّ نِصْفُ مَاعَلَى الْمُحْصَنٰتِ مِنَ الْعَذَابِ એટલે કે, જ્યારે બાંદીઓ.... નિકાહમાં આવી ગઈ અને તેમના પવિત્ર રહેવાનો અને ચારિત્ર્યની શુદ્ધિનો બંદોબસ્ત થઈ ગયો તો હવે જો તેણીઓ વ્યભિચાર કરી બેશે તો સ્વતંત્ર સ્ત્રીઓ માટે જે સજા નક્કી કરવામાં આવી છે તેની અડધી સજા મળશે. એનો ભાવાર્થ અત્રે શાદીશુદા (પરણેલ) ન હોય એવી કુંવારી સ્ત્રીઓ અને શાદીશુદા ન હોય એવા કુંવારા પુરૂષો છે. જો ગેરશાદીશુદા (અપરણિત) આઝાદ કુંવારા પુરુષ અથવા સ્ત્રી વ્યભિચારનું દુષ્કૃત્ય આચરે તો તેને ઈસ્લામી હુકૂમતના માધ્યમ દ્વારા સો કોરડા મારવામાં આવશે, જેનું વર્ણન સૂરએ નૂરની બીજી આયતમાં છે પરંતુ જો કોઈ શાદીશુદા પુરુષ અથવા સ્ત્રી વ્યભિચાર આચરે તો તેની સજા "રજમ" છે. એટલે કે, તેમને પથ્થર મારી–મારીને મારી નાંખવામાં આવશે. કારણ કે, રજમમાં શિક્ષા અડધી કરવાનું કોઈ સ્વરૂપ નથી હોઈ શકતું, એટલા માટે ચારે ઈમામોનો મત એ જ છે કે, ગુલામ અથવા બાંદી ભલે શાદીશુદા હોય અથવા કુંવારા હોય, જો તેમનાથી વ્યભિચારનું દુષ્કૃત્ય થઈ જાય તો તેમની સજા પચાસ (૫૦) કોરડા છે. બાંદીઓનો હુકમ તો આયતમાં ઉપસ્થિત છે અને દલીલ સ્વરૂપે "નસ" આધારે ગુલામનો મસ્અલો પણ આ જ પ્રમાણે સમજવામાં આવશે.

ذٰلِكَ لِمَنْ خَشِيَ الْعَنَتَ مِنْكُمْ એટલે કે બાંદીઓ સાથે નિકાહ કરવાની પરવાનગી એવા વ્યક્તિ માટે છે જેને વ્યભિચારમાં સંડોવાઈ જવાનો ભય હોય.

وَاَنْ تَصْبِرُوْا خَيْرٌ لَّكُمْ એટલે કે, વ્યભિચારમાં સંડોવાય જવાની સંભાવના હોવા છતાં જો કોઈ મક્કમતાપૂર્વક ધીરજ ધરી ધૈર્ય રાખે અને સબ્ર કરે તથા પોતાના ચારિત્ર અને નૈતિકતાને પવિત્ર રાખે તો આ બાબત બાંદીઓ સાથે નિકાહ કરવા કરતાં અતિઉત્તમ છે.

આયતના છેવટમાં ફરમાવવામાં આવ્યું, وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ એટલે કે, બાંદીઓ સાથે નિકાહ કરવા મકરૂહ છે અને જો આવી કરાહત ઉપર અમલ કરી

લેશો તો પણ અલ્લાહ મા'ફ કરનારો છે અને તે દયાળુ પણ છે. કારણ કે, તેણે બાંદીઓ સાથે નિકાહ કરવાની પરવાનગી આપી દીધી છે અને તેને હરામ નથી ઠરાવ્યું.

**ફાયદો :**

ઉપરોક્ત આયતની તફસીરમાં જે ગુલામો અને બાંદીઓનું વર્ણન આવ્યું છે તેનાથી શરઈ ગુલામ અને શરઈ બાંદીઓ ભાવાર્થ સ્વરૂપે છે. જે કાફિર પુરુષો અથવા સ્ત્રીઓ જિહાદમાં કેદી બનાવી લેવામાં આવતા હતા અને મો'મિનોના અમીર તેમને મુજાહિદોમાં વહેંચી દેતા હતા. આ કેદીઓ ગુલામ અથવા બાંદી બની જતા હતા, પછી તેમનો વંશ પણ ગુલામ જ રહેતો હતો. (અમુક સ્વરૂપો તેમાં અપવાદરૂપ છે) જેનું વિગતવાર વર્ણન ફિક્હની કિતાબોમાં મૌજૂદ છે. જ્યારથી મુસલમાનોએ શરઈ પદ્ધતિથી જિહાદ કરવાનું છોડી દીધું છે અને પોતાના જિહાદ, સુલેહ તથા યુદ્ધનો આધાર દીનના દુશ્મનોના ઈશારાઓ ઉપર અને તેમના હિતો સાચવવા માટે રાખ્યો છે તથા ગૈરશરઈ સિદ્ધાંતોના પાબંદ બની ગયા છે, તે સમયથી ગુલામ અને બાંદીઓથી પણ વંચિત થઈ ગયા છે. હાલમાં જે સેવકો અથવા ઘરોમાં કામ કરનારી નોકરડીઓ હોય છે તેઓ ગુલામ કે બાંદી નથી, એટલા માટે તેઓ આઝાદ છે.

અમુક વિસ્તારોમાં બાળકોને વેચી દેવામાં આવે છે અને તેમને ગુલામ બનાવવામાં આવે છે, આ સદંતર હરામ છે અને આવું બાળક ખરીદવાથી તે ગુલામ કે બાંદી નથી બની જતું.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૨૬-૨૭-૨૮)

يُرِيْدُ اللّٰهُ لِيُبَيِّنَ لَكُمْ وَيَهْدِيَكُمْ سُنَنَ الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ وَيَتُوْبَ عَلَيْكُمْ ؕ
وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٢٦﴾ وَاللّٰهُ يُرِيْدُ اَنْ يَّتُوْبَ عَلَيْكُمْ ۫ وَيُرِيْدُ الَّذِيْنَ
يَتَّبِعُوْنَ الشَّهَوٰتِ اَنْ تَمِيْلُوْا مَيْلًا عَظِيْمًا ﴿٢٧﴾ يُرِيْدُ اللّٰهُ اَنْ يُّخَفِّفَ عَنْكُمْ ۚ
وَخُلِقَ الْاِنْسَانُ ضَعِيْفًا ﴿٢٨﴾

## તરજુમો :

*અલ્લાહ ઈચ્છે છે કે, તમારા માટે (હુકમોને સ્પષ્ટ રીતે) વર્ણન કરે અને તમારાથી આગલા (નબી)ઓના તરીકાઓ ઉપર ચલાવે અને તમને મા'ફ કરે, અને અલ્લાહ સર્વજ્ઞ (અને) બહુ હિકમતવાળો છે. (૨૬) અને અલ્લાહ ઈચ્છે છે કે, તે તમારા ઉપર કૃપા દષ્ટિ કરે અને જે લોકો મનેચ્છાઓ (મોજમજાઓ)નું અનુસરણ કરે છે તેઓ ઈચ્છે છે કે, તમે (સીધા માર્ગથી) ઘણા દૂર જઈ (ભટકી) પડો. (૨૭) અલ્લાહ ઈચ્છે છે કે, તમારા ઉપરથી ભાર હળવો કરે; અને મનુષ્યને કમજોર (અશક્ત) પેદા કરવામાં આવ્યો છે. (૨૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં હુકમોની સ્પષ્ટતા આવી હતી. આ આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહુ પોતાના ઈનામ અને અહેસાન બતાવે છે અને એ કે, તે હુકમોની શરતોમાં તમારા માટે નફો અને સુધારણાની બાબતો રાખવામાં આવી છે અને ભલે, તમે તેની વિગતોને ન સમજી શકો ! પછી સાથે-સાથે તે હુકમોના અમલ કરવાની પ્રેરણા પણ આપવામાં આવી છે તથા ગુમરાહો અને નાપાક ઈરાદાઓ ધરાવનારાઓ વિશે ચેતવણી આપવામાં આવી છે કે, એ લોકો તમારું અહિત ઈચ્છનારા લોકો છે તેઓ તમને સીધા માર્ગથી ભટકાવવા માંગે છે.

## તફસીર :

અલ્લાહ તઆલાને (આ ઉપરોક્ત વિષયોના વર્ણન કરવાથી કે, આ પ્રમાણેના અન્ય વિષયોથી કોઈ પોતાના લાભનો હેતુ નથી, તે અતાર્કિક બાબત છે બલકે, તેને તો તમને લાભ પહોંચાડવા માટે) એ મંજૂર છે કે (હુકમોની આયતોમાં તો) તમને (તમારા હિત સંબંધી હુકમો) વર્ણન કરી આપે અને (કિસ્સાઓની આયતોમાં) તમારાથી અગાઉના લોકોના અહેવાલ તમને બતાવી આપે (જેથી તમને અનુસરણ કરવાની પ્રેરણા જાગે અને એ માર્ગદર્શન વિરૂદ્ધ જવાનો ભય લાગે) અને (આ બધા ખુલાસાનો હેતુ એ છે કે) તમારા ઉપર (રહમતની સાથે) ધ્યાન કેન્દ્રિત કરે (અને તે ધ્યાન કેન્દ્રિત કરવું એ જ અર્થમાં છે કે, જેમાં બધે-બધો બંદાઓને જ લાભ છે, જેમકે વર્ણન થયું) અને અલ્લાહ

તઆલા સર્વજ્ઞ છે (કે બંદાઓના હિતોને જાણે છે), મહાન હિકમતવાળો છે (કે વિના માંગણીએ આવા હિત પૂરા કરે છે) અને અલ્લાહ તઆલાને તો (હુકમો અને કિસ્સાઓને વર્ણન કરવામાં જેમકે હમણા વર્ણન થઈ ચૂક્યું) તમારી પરિસ્થિતિ ઉપર (રહમતની સાથે) તવજ્જુહ (ધ્યાન) આપવાનું મંજૂર છે અને જે લોકો (કાફિરો અને દુરાચારીઓમાંથી) મનેચ્છાના પૂજારી છે, તેઓ એવું ઇચ્છે છે કે તમે (સીધા માર્ગથી) ખૂબ દૂર ભટકી જાઓ (અને તેમના જેવા થઈ જાઓ જેથી તેઓ પોતાની ફાસિદ ગુમરાહ વિચારસરણીને મુસલમાનોના કાનોમાં નાંખતા રહેતા હતા.... અલ્લાહ તઆલાના હુકમોમાં જે પ્રમાણે તમારું હિત છે તે પ્રમાણે તમારા માટે સરળતા ઉપર પણ ધ્યાન આપવામાં આવ્યું છે, જેમકે ઈરશાદ થયો છે) અલ્લાહ તઆલાને (હુકમોમાં) તમારી સાથે સરળતા કરવી મંજૂર છે અને (તેનું કારણ એ છે કે) મનુષ્ય (તકલીફો વેઠવામાં અને હિંમતમાં બંને રીતે) અશક્ત સર્જવામાં આવ્યો છે (તેની આ કમજોરી પ્રમાણે યોગ્ય હુકમો નક્કી કર્યા છે. નહિતર રિઆયત અને મસ્લિહતના આધારે થોડા સખત હુકમો નક્કી કરવા પણ કોઈ વાંધાજનક ન હતું, પરંતુ અલ્લાહે બંને બાબતો એટલે કે, તકલીફો વેઠવાની હિંમત અને માણસની શક્તિ બંનેને ધ્યાનમાં રાખ્યું છે અને આ બધું જ તેના જ્ઞાન, હિકમત, દયા અને તેની લાગણી ઉપર આધારિત છે).

## મસ્અલા અને બોધપાઠ :

નિકાહના ઘણા હુકમો વર્ણન કર્યા પછી આ આયતોમાં એવું બતાવવામાં આવ્યું છે કે, અલ્લાહ પાક સ્પષ્ટ રીતે ખૂબ ખોલી-ખોલીને તમારા માટે હુકમો વર્ણન કરે છે અને અંબિયા (અલૈ.) તથા નેક પૂર્વજોના તરીકાઓનું માર્ગદર્શન આપે છે. તમે એવું ન સમજો કે, આ હલાલ અને હરામની વિગતો ફક્ત તમારા જ માટે છે બલકે, તમારાથી અગાઉ જે ઉમ્મતો ગુજરી ચૂકી છે તેમને પણ આ જ રીતે હુકમો બતાવવામાં આવ્યા હતા, જેમણે અમલ કર્યો તેઓ અલ્લાહના ખાસ વહાલા બંદાઓ બની ગયા.

જે લોકો પોતાની મનેચ્છાઓ, વાસના અને વ્યભિચારના દુરાચારમાં પડી ગયા અથવા તે પ્રજાઓ અને બાતિલ ધર્મના અનુયાયીઓ જેમના નજીક હલાલ અથવા હરામ કોઈ બાબત નથી, તેઓ તો તમને પણ સીધા માર્ગથી હટાવીને પોતાના ખોટા ઈરાદાઓ તરફ દોરવા માંગે છે, તમે તેમનાથી હોશિયાર રહેજો.

અમુક ધર્મોમાં પોતાની મહરમ સ્ત્રીઓ સાથે પણ નિકાહ કરી લેવા દુરુસ્ત સમજી લેવામાં આવે છે અને ઘણા મુલ્હિદો આ યુગમાં પણ નિકાહની પ્રથાને ખતમ કરવાનો મત પણ ધરાવે છે અને અમુક દેશોમાં સ્ત્રીઓને બધાની સંયુક્ત મિલકત ઠરાવવાની વાતો પણ થઈ રહી છે. આ વાતો તે લોકો કરે છે, જેઓ નખશિખ મનેચ્છાઓના ગુલામ હોય છે. ઈસ્લામનો કલિમો પઢનારા અમુક ઈમાનના કમજોર લોકો જેઓ આ મુલ્હિદો સાથે ઊઠે–બેસે છે તેઓ તેમની વાતોમાં આવી જઈને પોતાના દીન પ્રત્યે અપરાધભાવ ધરાવવા લાગે છે અને દુશ્મનોની વાતોને માનવતાની પ્રગતિ સમજી બેસે છે. અમુક અજ્ઞાનપણે જ અને ફક્ત નરી કલ્પનાઓના આધારે જ દીવા–સ્વપ્નોમાં રાચે છે કે, જે રીતે આ લોકો આઝાદ વિચારસરણી ધરાવે છે, કાશ ! અમારો દીન પણ આવી પરવાનગી આપતો હોત! નઊઝુબિલ્લાહ ! અલ્લાહ પાક ચેતવણી આપે છે કે, તમે લોકો આ દુરાચારી દુષ્ટોથી અને તમારા પ્રત્યે સુગ અને નફરત ધરાવતી વિચારસરણીથી દૂર રહેજો.

પછી ફરમાવ્યું, يُرِيْدُ اللّٰهُ اَنْ يُّخَفِّفَ عَنْكُمْ અલ્લાહ પાક તમારા ઉપર હુકમોને સરળ અને હળવા કરવા ઈચ્છે છે. તમારી તકલીફોને દૂર કરવા માટે નિકાહ વિશે એવા સરળ અને હળવા હુકમો આપ્યા, જેના ઉપર બધા જ અમલ કરી શકે છે અને જો આઝાદ સ્ત્રીઓ સાથે નિકાહ કરવાની શક્તિ ન હોય તો બાંદીઓ સાથે પણ નિકાહની પરવાનગી આપી દેવામાં આવી છે. મહર બંને પક્ષોમાં પરસ્પર રાજી–ખુશીથી નક્કી કરવાનો અધિકાર આપી દીધો અને જરૂરતના સમયે એકથી વધારે પત્નીઓ સાથે નિકાહ કરવાની પણ પરવાનગી આપવામાં આવી. શરત માત્ર એટલી છે કે, ન્યાયપૂર્ણ અને સમાન રીતે બધી પત્નીઓ સાથે વર્તવામાં આવે.

પછી ફરમાવ્યું, وَخُلِقَ الْاِنْسَانُ ضَعِيْفًا એટલે કે, મનુષ્યને ઘણો કમજોર પ્રકૃતિનો પૈદા કરવામાં આવ્યો છે અને તેની અંદર મનેચ્છાઓની માત્રા પણ મૂકવામાં આવી છે. જો સ્ત્રીઓથી બિલકુલ જ દૂર રહેવાનો હુકમ આપવામાં આવ્યો હોત તો ઈતાઅત અને ફરમાંબરદારી કરવાથી તે લાચાર થઈ ગયો હોત. એટલા માટે તેની કમજોરી અને ઈચ્છાઓને ધ્યાનમાં રાખીને સ્ત્રીઓ સાથે નિકાહ કરવાની પરવાનગી જ નહીં, પરંતુ તેનું પ્રોત્સાહન પણ આપવામાં આવ્યું છે અને નિકાહ પછી પરસ્પર એકબીજા પ્રત્યે આત્માની અને ચારિત્ર્યની પવિત્રતાના લાભ દ્વારા પરસ્પર ફાયદો થાય છે અને તેમનું મનોબળ મજબૂત બને છે. નિકાહ

દ્વારા એક રીતે પતિ–પત્નીની પરસ્પરની કમજોરીઓ અને ઉણપોને દૂર કરવાનો કરાર થાય છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૨૯–૩૦)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ لَا تَأْكُلُوٓا۟ أَمْوَٰلَكُم بَيْنَكُم بِٱلْبَٰطِلِ إِلَّآ أَن تَكُونَ
تِجَٰرَةً عَن تَرَاضٍ مِّنكُمْ ۚ وَلَا تَقْتُلُوٓا۟ أَنفُسَكُمْ ۚ إِنَّ ٱللَّهَ كَانَ بِكُمْ رَحِيمًا ﴿٢٩﴾
وَمَن يَفْعَلْ ذَٰلِكَ عُدْوَٰنًا وَظُلْمًا فَسَوْفَ نُصْلِيهِ نَارًا ۚ وَكَانَ ذَٰلِكَ
عَلَى ٱللَّهِ يَسِيرًا ﴿٣٠﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! એકબીજાનો માલ માંહો–માંહે નાહક ન ખાઈ જાઓ, પરંતુ એ કે પરસ્પરની ખુશીથી (કોઈ) વેપાર હોય, અને આપસમાં (એકબીજાની) હત્યા ન કરો; બેશક ! અલ્લાહ તમારા ઉપર ઘણો મહેરબાન છે. (૨૯) અને જે વ્યક્તિ મર્યાદા ઓળંગીને (બળજબરીથી) અને અત્યાચારથી આવું કરશે તો અમે તેને (ઘણા જ જલદી જહન્નમની) આગમાં નાંખીશું, અને આ(વું કરવું) અલ્લાહ માટે ઘણું સરળ છે. (૩૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ નિસાઅ્ની શરૂઆતમાં બધા જ મનુષ્યો એક માં–બાપથી પેદા થયા હોવાનું અને બધા એક જ ભાઈચારાના સગપણના બંધનથી બંધાયેલા હોવાનું વર્ણન થયું હતું અને તેના દ્વારા સામાન્ય માનવીના અધિકારોની રક્ષા અને તેની અદાયગી તરફ અછડતો ઈશારો કરવામાં આવ્યો હતો. પછી યતીમો અને સ્ત્રીઓ સિવાય અન્ય સગાં–વહાલાઓના અધિકારો (હકો) અદા કરવાની તાકીદ કરવામાં આવી. ત્યારબાદ નિકાહના હુકમો આવ્યા કે કઈ ઔરત સાથે નિકાહ કરવા હલાલ છે અને કઈ ઔરત સાથે નિકાહ કરવા હરામ છે ? કારણ કે, નિકાહ એક એવો કરાર છે જેનાથી પુરુષને સ્ત્રીના જાન અને માલને વાપરવાનો અધિકાર મળે છે.

પ્રસ્તુત આયતોમાં સામાન્ય મનુષ્યોના પ્રાણ અને દૌલતની સુરક્ષાનું અને તેના દરેક પ્રકારના નાજાઈઝ વપરાશની મનાઈનું વર્ણન છે. ભલે તે મનુષ્ય સ્ત્રીઓ હોય કે પુરુષ, સગાં–વહાલાં હોય કે પારકા, એટલે સુધી કે, મુસ્લિમ હોય કે ગેરમુસ્લિમ કે જેમની સાથે યુદ્ધબંધીનો કોઈ કરાર થઈ ચૂક્યો હોય.

*(જેમકે મઝહરીમાં વર્ણન કરવામાં આવ્યું છે)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! પરસ્પર એકબીજાનો માલ નાહક રીતે (એટલે કે મુબાહ ન હોય એવો) ન ખાઈ જાઓ, પરંતુ (મુબાહ હોય તો દાખલા તરીકે) કોઈ વેપાર વગેરે હોય જે પરસ્પર રાજી–ખુશીથી થયો હોય (શરત માત્ર એટલી છે કે, આવા વેપારની બધી જ શરઈ શરતો પૂર્ણ થઈ હોય) તો કોઈ વાંધો નથી. (આ તો માલ વાપરવા બાબતનો હુકમ હતો, આગળ ઉપર મનુષ્યના પ્રાણની કિંમત દર્શાવતો હુકમ થયો) અને તમે પરસ્પર એકબીજાની હત્યા ન કરો, નિઃશંક ! અલ્લાહ તઆલા તમારા ઉપર ઘણો મહેરબાન છે. (એટલા માટે નુકસાન પહોંચાડવાના દરેક સ્વરૂપોની મનાઈ કરવામાં આવી, ખાસ કરીને જ્યારે કે, તેની એવી અસર હોય કે, અન્ય વ્યક્તિ ફરી તમને તેના બદલામાં નુકસાન પહોંચાડે તો આ અલ્લાહ તઆલાની મહેરબાની છે કે, તમને આવા નુકસાનથી પણ બચાવી લીધા) અને (કારણ કે હત્યા તે બંને બાબતોમાં ખૂબ જ સખત બાબત છે. એટલા માટે ખાસ કરીને આવી ચેતવણીઓ સંભળાવવામાં આવે છે કે,) જે વ્યક્તિ આવું કૃત્ય (એટલે કે હત્યા) કરશે એ પ્રમાણે કે (શરીઅતની) મર્યાદાને ઓળંગી જાય અને (એ મર્યાદાનું ઉલ્લંઘન પણ કોઈ ભૂલચૂકથી અથવા અજ્ઞાનતાના કારણે ન થયું હોય બલકે), એ રીતે કે (જાણીબૂઝીને) અત્યાચાર કરે તો અમે ઘણા જ જલદી (એટલે કે મોત પછી) તેને (જહન્નમની) આગમાં દાખલ કરીશું અને આ કામ (એટલે કે આવી સજા દેવાનું કામ) અલ્લાહ તઆલા માટે (બિલકુલ) સરળ છે. (તેમાં તેને કોઈ બળ પડશે નહીં, એવી શક્યતા કે સંભાવનાની કલ્પના પણ ન કરી શકાય કે કદાચ કોઈ વખતે સજા આપવા માટે જરૂરી સામાન ભેગો કરવાનો છે અને પછી સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

**જે પ્રમાણે અન્ય લોકોનો માલ નાહક ખાઈ જવો જાઇઝ નથી, એ જ રીતે પોતાનો માલ ખોટા માર્ગે ખર્ચ કરવો પણ જાઇઝ નથી :**

આયતના શબ્દોમાં اَمۡـوَالَـكُـمۡ بَيۡـنَـكُـمۡ નો શબ્દ આવ્યો છે, તેનો અર્થ "પોતાના માલને અંદર–અંદર" થાય છે, તેમાં એ બાબતે તો બધા જ મુફસ્સિરો સર્વાનુમતે સહમત છે કે, કોઈ વ્યક્તિ અન્યના માલને નાજાઈઝ પદ્ધતિથી ન ખાઈ જાય. અબૂ હય્યાને પોતાની તફસીર "તફસીરે બહરે મુહીત"માં ફરમાવ્યું છે કે, તેના ભાવાર્થમાં એ સામેલ છે કે "કોઈ પોતાના માલને પણ ખોટા માર્ગે નાજાઈઝ પદ્ધતિથી ન વાપરે." દાખલા તરીકે, એવા કામોમાં ખર્ચ કરે જે શરીઅતની દષ્ટિએ ગુનાહ છે અથવા અસ્થાને ફુઝૂલખર્ચી કરે તો આ બાબત પણ આ આયતની રૂએ હરામ અને નાજાઈઝ છે.

આયતમાં لَا تَـاۡكُلُوۡا (લા તઅ્કુલૂ)નો શબ્દ આવ્યો છે, તેનો અર્થ છે "ન ખાઓ" પરંતુ સામાન્ય રૂઢિપ્રયોગોના આધારે તેનો ભાવાર્થ એ છે કે, અન્યના માલને નાહક પદ્ધતિથી પોતાના કોઈપણ પ્રકારના ઉપયોગમાં ન લાવો. ભલે, તે ખાવા–પીવામાં ઉપયોગ કરતા હોય કે અન્ય કોઈ બાબતમાં. સામાન્ય બોલ–ચાલની બાબતમાં કોઈ માલનો ઉપયોગ કરવાને "માલ ખાઈ જવો" જ કહેવામાં આવે છે. ભલે, તે વસ્તુ ખાવા–પીવાની ન હોય ! શબ્દ "બાતિલ" بـاطل નો તરજુમો "નાહક" કરવામાં આવ્યો છે. અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) અને જમહૂર સહાબાઓના મતે બધા જ સ્વરૂપો ઉપર આ સ્વરૂપ છવાયેલું છે, જેની શરીઅતમાં મનાઈ કરવામાં આવી છે અને તે નાજાઈઝ છે, જેમાં ચોરી, લૂંટફાટ, માલ હડપ કરી લેવો, ખયાનત કરવી, લાંચ લેવી, વ્યાજ, જુગાર અને બધી જ માલ કમાવવાની નાજાઈઝ પદ્ધતિઓ તેમાં સામેલ છે. *(બહરે મુહીત)*

**ખોટી રીતે કોઈના માલને ખાઈ જવાની સ્પષ્ટતા અને તેની વિગત :**

કુર્આને કરીમમાં એક શબ્દ بِـالۡبَـاطِلِ (બિલ્ બાતિલિ) ફરમાવીને બધા જ પ્રકારની નાજાઈઝ પદ્ધતિથી પ્રાપ્ત કરેલા માલને હરામ ઠરાવ્યો છે, પછી નાજાઈઝ પદ્ધતિની સ્પષ્ટતા કરવાનું રસૂલે કરીમ ﷺના હવાલે કરી આપવામાં આવ્યું. રસૂલે કરીમ ﷺએ દરેક નાજાઈઝ લેવડ–દેવડની સ્પષ્ટતા અને વિગતો

વર્ણન કરી દીધી છે.

આથી એ પણ જાણ થઈ ગઈ કે, જે વિગતો નાજાઈઝ ખરીદ–વેચાણની હોય અથવા નાજાઈઝ ઈજારા (કોન્ટ્રાક્ટ) વગેરેની હોય, તે બધી પદ્ધતિઓનું વર્ણન અને હુકમો રસૂલે કરીમ ﷺની હદીષોમાં મૌજૂદ છે અને વાસ્તવમાં આ હદીષો કુર્આનના હુકમોની જ સ્પષ્ટતા છે. એટલા માટે તે બધા જ હુકમો એક રીતે કુર્આનની જ હેસિયતના હુકમો છે. રસૂલુલ્લાહ ﷺની હદીષોમાં જેટલા પણ શરીઅતના હુકમો થયા છે બધા જ મોટે ભાગે એવું જ સ્થાન ધરાવે છે કે, તે કોઈને કોઈ રીતે કુર્આનના હુકમોની સ્પષ્ટતા જ છે. ભલે, આપણને તેની જાણ થાય કે ન થાય કે, તે કઈ આયતની સ્પષ્ટતા છે.

આયતના પ્રથમ વાક્યમાં નાહક અને નાજાઈઝ પદ્ધતિથી કોઈના માલનો ઉપયોગ કરવાને હરામ ઠરાવવામાં આવ્યું છે. બીજા વાક્યમાં જાઈઝ પદ્ધતિથી હરામને અલગ કરવા માટે ઈરશાદ ફરમાવ્યો, اَلَّا اَنْ تَكُوْنَ تِجَارَةً عَنْ تَرَاضٍ مِّنْكُمْ એટલે કે, ‘‘અન્યોનો તે માલ હરામ નથી, જે વેપાર દ્વારા અથવા પરસ્પર રાજી–ખુશીથી પ્રાપ્ત કરવામાં આવ્યો હોય.’’

જાઈઝ પદ્ધતિ જો કે, વેપાર સિવાય અન્ય બાબતોમાં પણ હોઈ શકે છે. દાખલા તરીકે, કોઈને ભેટ–સોગાત આપવી, સદકહ, વારસો વગેરે, પરંતુ એક વ્યક્તિનો માલ બીજા વ્યક્તિના ઉપયોગમાં આવવાની પ્રખ્યાત રીત જે પ્રચલિત છે, તે વેપારની જ રીત છે.

પછી વેપારનો અર્થ સામાન્ય રીતે ખરીદ–વેચાણ કરવામાં આવે છે, પરંતુ તફસીરે મઝહરીમાં "ઈજારો" (કોન્ટ્રાક્ટ), નોકરી, મજૂરી, ભાડું વગેરે જેવા આર્થિક વ્યવહારો પણ વેપારના સ્વરૂપોમાં જ સામેલ ગણ્યા છે. કારણ કે, ખરીદ–વેચાણમાં તો ફક્ત માલના બદલે માલ અથવા રકમના બદલે માલ પ્રાપ્ત કરવામાં આવે છે અને ઈજારામાં તો મહેનત અને સેવાના બદલામાં માલ પ્રાપ્ત કરવામાં આવે છે એટલા માટે વેપારનો શબ્દ આ બધી જ બાબતોને લાગુ પડે છે.

આયતના વિષયનો ખુલાસો એ થયો કે, કોઈનો માલ નાહક ખાઈ જવો હરામ છે પરંતુ જો રાજી–ખુશીથી એટલે કે ખરીદ–વેચાણ અથવા નોકરી કે, મજૂરી દ્વારા આવા માલની લેવડ–દેવડ થઈ હોય તો આવી પદ્ધતિઓમાં અન્યોનો

માલ પ્રાપ્ત કરવો અને તે માલનો પોતાના માટે ઉપયોગ કરવો જાઈઝ છે.

**આર્થિક ઉપાર્જનના માધ્યમોમાં વેપાર અને મહેનત–મજૂરી સૌથી શ્રેષ્ઠ છે**

અન્યોના માલને પ્રાપ્ત કરવાના જાઈઝ સ્વરૂપોમાંથી આ આયતમાં ફક્ત વેપારનું વર્ણન કરવાનું એક કારણ એ પણ છે કે, આર્થિક ઉપાર્જનના માધ્યમોમાંથી વેપાર અને મહેનત–મજૂરી સૌથી ઉત્તમ અને હલાલ પવિત્ર રોજી છે.

હઝરત રાફેઅ્ બિન ખદીજ (રદિ.)એ રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે, “કઈ કમાણી હલાલ અને પવિત્ર છે ?” રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો,

عَمَلُ الرَّجُلِ بِيَدِهٖ وَكُلُّ مَبِيْعٍ مَبْرُوْرٌ، رَوَاهُ اَحْمَدُ وَالْحَاكِمُ، (مَظْهَرِىْ وَ تَرْغِيْبُ وَ تَرْهِيْب)

*“માણસના હાથની મજૂરી અને દરેક સાચું ખરીદ–વેચાણ (જેમાં જૂઠ અને ધોકાબાજી ન હોય) !”* *(મઝહરી અને તરગીબ વ તરહીબ)*

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

اَلتَّاجِرُ الصَّدُوْقُ الْاَمِيْنُ مَعَ النَّبِيِّيْنَ وَالصِّدِّيْقِيْنَ وَ الشُّهَدَاءِ (تِرْمِذِىْ)

*“સાચો વેપારી જે અમાનતદાર (પ્રામાણિક) હોય તે અંબિયા (અલૈ.) અને સિદ્દીકો તથા શહીદોની સાથે હશે.”* *(તિરમિઝી)*

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اَلتَّاجِرُ الصَّدُوْقُ تَحْتَ ظِلِّ الْعَرْشِ يَوْمَ الْقِيٰمَةِ، رَوَاهُ الْاَصْبَهَانِىُّ (تَرْغِيْب)

*“સાચો વેપારી કયામતના દિવસે અર્શના છાંયડામાં હશે.”* *(તરગીબ)*

**પાક–પવિત્ર કમાણીની ખાસ શરતો :**

હઝરત મઆઝ બિન જબલ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

*“સૌથી વધારે પાક (પવિત્ર) કમાણી વેપારીની કમાણી છે, એ શરતે કે જ્યારે વાત કરે જૂઠું ન બોલે અને જ્યારે વાયદો કરે તો વાયદાના વિરુદ્ધ ન કરે અને*

*જ્યારે તેમની પાસે કોઈ અમાનત રાખવામાં આવે તો તેમાં ખયાનત કરવામાં ન આવે અને જ્યારે કોઈ સામાન (કોઈની પાસેથી) ખરીદે તો (વેપારીઓની આદત પ્રમાણે) તે સામાનને બુરો અને ખરાબ ન બતાવે અને જ્યારે પોતાનો માલ વેચે તો (વાસ્તવિકતા કરતાં વધારે) વખાણ ન કરે અને જ્યારે તેના માથે કોઈનું કરજ હોય તો તેને ન ટાળે અને જ્યારે તેનું કરજ કોઈના માથે હોય તો તેને ત્રાસ ન આપે.”* (اَخْرَجَهُ الْاَصْبَهَانِيُّ، اَزْحَاشِيَةَ مَظْهَرِىْ)

એક હદીષમાં ઈરશાદ છે,

اِنَّ التُّجَّارَ يُبْعَثُوْنَ يَوْمَ الْقِيَامَةِ فُجَّارًا اِلَّامَنِ اتَّقَى اللّٰهَ وَبَرَّ وَصَدَقَ

(اَخْرَجَهُ الْحَاكِمُ عَنْ رِفَاعَةَ بْنِ رَافِعٍ)

*“કયામતના દિવસે વેપારી લોકો દુરાચારીઓ અને ગુનેહગારોની હરોળમાં હશે, તે વ્યક્તિ સિવાય કે જે અલ્લાહથી ડરે અને ભલાઈનો વ્યવહાર કરે અને સાચું બોલે.”*

**બીજાઓનો માલ હલાલ થવા માટે વેપાર અને "તરાજી" (રઝામંદી)ની બે શરતોઃ**

આયતના આ વાક્યમાં વેપારની સાથે عَنْ تَرَاضٍ مِّنْكُمْ ફરમાવીને એ પણ બતાવી દીધું કે, જ્યાં વેપાર જ ન હોય બલકે, વેપારના નામ ઉપર જુગાર, સટ્ટો હોય અથવા કોઈ માલ જ મૌજૂદ ન હોય, ફક્ત કાલ્પનિક રીતે માલ ઠરાવવામાં આવે અને સોદા કરવામાં આવે તો આવો વેપાર પણ બાતિલ અને હરામ છે.

એ જ પ્રમાણે જે વેપારમાં માલની અદલા–બદલી તો હોય, પરંતુ તેમાં બંને પક્ષે રાજી–ખુશી ન હોય, તેવી ખરીદ–વેચાણ પણ અમાન્ય અને નાજાઈઝ છે અને આ બંને સ્વરૂપો اَكْلِ اَمْوَالْ بِالْبَاطِلْ (નાહક રીતે હરામ માલ ખાઈ જવા)માં સામેલ છે. પ્રથમ સ્વરૂપને ફુકહા بَيْعِ بَاطِلْ "બયૂએ બાતિલ" (નાહક ખરીદ–વેચાણ)ના નામથી ઓળખાવે છે અને બીજા સ્વરૂપને بَيْعِ فَاسِدْ "બયૂએ ફાસિદ" (અમાન્ય ખરીદ–વેચાણ) કહે છે.

તેની સ્પષ્ટતા એ છે કે, એક માલને બીજા માલથી અદલા–બદલી કરવાનું

નામ વેપાર છે. જો તેમાં કોઈ એક પક્ષે માલ હોય અને તેના મુકાબલામાં સામે પક્ષે માલ જ ન હોય તો તે વેપાર જ નથી. બલકે, એક પ્રકારનો ધોકો છે. વ્યાજના વ્યવહારમાં પણ એવી જ પરિસ્થિતિ છે કે, વ્યાજની રકમ એ ઉધારની મુદતનું વળતર હોય છે અને આ મુદત એ કોઈ માલ નથી. એ જ પ્રમાણે સટ્ટો, જુગારમાં પણ એક બાજુ તો નક્કી માલ મૌજૂદ હોય છે અને બીજી બાજુ માલ હોવો અથવા ન હોવો શંકાસ્પદ છે. એ જ પ્રમાણે તે વાયદાના વેપાર કે સોદાબાજી જેમાં હજુ સુધી માલ અસ્તિત્વમાં જ નથી આવ્યો અને તેનો સોદો કરી લેવામાં આવે, તો એક બાજુ માલ અને બીજી બાજુ કોરો ઢાકોર વાયદો માત્ર જ છે. એટલા માટે વાસ્તવમાં આ કોઈ વેપાર થતો જ નથી બલકે, એક પ્રકારનો ધોકો અને છેતરપિંડી છે. એટલા માટે ફુક્હાએ તેને નાહક અને અમાન્ય ખરીદ–વેચાણ بَیۡعِ بَاطِلۡ (બય્એ બાતિલ) ઠરાવ્યું છે.

બીજું સ્વરૂપ એ છે કે, બંને બાજુથી માલની અદલા–બદલી તો થાય છે પરંતુ કોઈ એક પક્ષ તરફથી આ અદલા–બદલી રાજી–ખુશીથી નથી થતી (કોઈ દાબ–દબાણ કે ધાક–ધમકી હોય છે) તો પણ આવો વેપાર અમાન્ય અને ખોટી પદ્ધતિનો વેપાર છે. એટલા માટે તેને بَیۡعِ فَاسِدۡ (બય્એ ફાસિદ) "અમાન્ય વેપાર" કહેવામાં આવે છે અને તે નાજાઈઝ છે.

આ સ્પષ્ટતાથી ખરીદ–વેચાણ અને વેપારના જેટલા નાજાઈઝ સ્વરૂપો છે તે બધા જ જાહેર થઈ જાય છે.

**"તરાજી" (માલની રઝામંદી)ની વાસ્તવિકતા :**

અલબત્ત, એક ત્રીજો પ્રકાર પણ છે જેમાં બંને પક્ષો માલની અદલા–બદલી તો થાય છે અને દેખીતી રીતે બંને પક્ષ રાજી–ખુશી પણ હોય છે, પરંતુ તે રાજી–ખુશી વાસ્તવમાં મજબૂરીની રાજી–ખુશી છે, સાચી રાજી–ખુશી નથી હોતી. એટલા માટે શરીઅતે આ ત્રીજા પ્રકારને પણ બીજા પ્રકારમાં જ સામેલ કરી દીધું છે. દાખલા તરીકે, સામાન્ય જરૂરિયાતની ચીજ–વસ્તુઓને ચારે બાજુથી ભેગી કરી લઈને કોઈ એક વ્યક્તિ અથવા કોઈ એક કંપની તેનો સંગ્રહ કરી લે અને પછી તેની કિંમતોમાં પોતાની મનમાની રીતે વધારો કરીને વેચાણ કરે, તો કારણ કે બજારમાં અન્ય સ્થળે આ ચીજ–વસ્તુઓ મળતી જ નથી, ગ્રાહક

મજબૂર છે કે જીવન જરૂરી ચીજ-વસ્તુ મોંઘી અથવા સસ્તી જ્યાંથી મળતી હશે ત્યાંથી ખરીદવી પડશે. આવી પરિસ્થિતિમાં ગ્રાહક સામે ચાલીને વેપારી પાસે આવે છે અને જાહેરમાં તો તે રાજી-ખુશીથી આ વસ્તુ ખરીદે છે, પરંતુ તેની આ રાજી-ખુશી તેની મજબૂરી છે. એટલા માટે આવી સંગ્રહખોરી દ્વારા કરવામાં આવેલો વેપાર પણ અમાન્ય છે (સંગ્રહખોરી કાળાબજારનું સૌથી તિરસ્કૃત સ્વરૂપ છે).

એ જ પ્રમાણે કોઈ પતિ પોતાની પત્ની સાથે કોઈ એવું સામાજિક કારણ ઊભું કરે કે, પત્ની પોતાની મહર મા'ફ કરવા માટે મજબૂર થઈ જાય; તો ભલે તે મા'ફી સમયે તે પોતાની ખુશી જાહેર કરતી હોય છે, પરંતુ તે વાસ્તવમાં ખુશ હોતી નથી.

અથવા કોઈ વ્યક્તિ જ્યારે એવું જુએ કે, મારું જાઈઝ કામ પણ લાંચ આપ્યા વિના નહીં થાય તો રાજી-ખુશીથી તે લાંચ આપવા માટે તૈયાર થઈ જાય આવા સમયે કારણ કે, આ રાજી થવું પણ વાસ્તવમાં દિલથી રાજી થવું નથી હોતું. એટલા માટે તે પણ શરઈ રીતે અમાન્ય છે.

આથી જાણ થઈ કે, اِلَّا اَنْ تَكُوْنَ تِجَارَةً عَنْ تَرَاضٍ مِّنْكُمْથી ખરીદ-વેચાણ અને વેપારના ફક્ત તે જ સ્વરૂપો જાઈઝ હોવાનું સાબિત થયું, જેનું જાઈઝ હોવું રસૂલુલ્લાહ ﷺની હદીષોથી સાબિત થયેલ છે અને ફુક્હાઓએ તેને કાયદેસર રીતે કિતાબોમાં સંપાદિત કરી દીધું છે; અને જેટલા સ્વરૂપો ખરીદ-વેચાણ અને વેપારના શરઈ રીતે અમાન્ય અને નાજાઈઝ છે, તે બધા જ સ્વરૂપો રદબાતલ છે. કુર્આને કરીમે માત્ર એક શબ્દમાં જ ખરીદ-વેચાણ અને ઈજારાના ફિક્હી નિયમોને સંપૂર્ણ રીતે વર્ણન કરી દીધા.

આયતનું ત્રીજું વાક્ય છે, وَلَا تَقْتُلُوْٓا اَنْفُسَكُمْ જેનો શાબ્દિક અર્થ એ છે કે, "તમે પોતાની જાતને કતલ ન કરો," તેમાં બધા મુફસ્સિરોએ સર્વાનુમતે આત્મહત્યાને પણ સામેલ કર્યું છે અને એ પણ કે, એકબીજાની નાહક હત્યા ન કરો.

આયતના પ્રથમ વાક્યમાં સામાન્ય વ્યવહારોમાં માનવીના આર્થિક અધિકારો અને તેની સુરક્ષાનું વર્ણન હતું. આ વાક્યમાં તેના જીવનની સુરક્ષાનું

વર્ણન આવી ગયું..... અને આ સ્થળે માલને અગ્રિમ સ્થાને અને જીવનને પાછળથી લાવવાનો હેતુ કદાચ એ છે કે, આર્થિક અધિકારોમાં અત્યાચાર અને જબરદસ્તી અથવા ઉણપો અને બેદરકારી મોટા ભાગે ખૂબ પ્રચલિત બાબત છે. જ્યારે કે, નાહક હત્યા અને ખૂનામરકી જો કે, તેનાથી વધારે સખત બાબત છે, પરંતુ સ્વાભાવિક રીતે તેનું પ્રમાણ આર્થિક ભ્રષ્ટાચાર કરતાં ઓછું છે. એટલા માટે તેનું પાછલા ક્રમે વર્ણન થયું.

રઆયતના અંતે ઈરશાદ છે, اِنَّ اللّٰهَ كَانَ بِكُمْ رَحِيْمًا એટલે કે, જે હુકમો આ આયતમાં આપવામાં આવ્યા છે કે, લોકોનો માલ નાહક ન ખાઈ જાઓ અથવા કોઈની નાહક હત્યા ન કરો. આ બધા હુકમો તમારા હકમાં અલ્લાહની રહમત છે, જેથી તમે તે કામોના આખિરતના વબાલથી પણ સુરક્ષિત રહો અને દુનિયવી સજાઓથી પણ બચેલા રહો.

ત્યારબાદ બીજી આયતમાં ઈરશાદ ફરમાવ્યું, وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ عُدْوَانًا وَّظُلْمًا فَسَوْفَ نُصْلِيْهِ نَارًا એટલે કે, કુર્આનની હિદાયત હોવા છતાં જો કોઈ વ્યક્તિ તેનાથી વિરૂદ્ધ અમલ કરે અને જાણીબૂઝીને બળજબરી અને અત્યાચાર કરે તથા શરીઅતની મર્યાદાઓનું ઉલ્લંઘન કરીને કોઈના માલને નાહક રીતે પચાવી પાડે અથવા કોઈની નાહક હત્યા કરી નાંખે તો અલ્લાહ ઘણો જ જલદી તેને જહન્નમમાં નાંખી દેશે..... મર્યાદાઓનું ઉલ્લંઘન અને અત્યાચારની શરત લગાવવાથી સ્પષ્ટ થયું કે, જો કોઈ ભૂલથી આવું થઈ ગયું તો તે આ ચેતવણીમાં સામેલ નથી.

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૩૧)

اِنْ تَجْتَنِبُوْا كَبَآئِرَ مَا تُنْهَوْنَ عَنْهُ نُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَنُدْخِلْكُمْ مُّدْخَلًا كَرِيْمًا ﴿٣١﴾

## તરજુમો :

*જો તમે એવી વસ્તુઓથી બચતા રહેશો જે ગુનાહોમાં ઘણી મોટી (ગુનાહે કબીરહ) છે તો અમે તમારા નાના ગુનાહો (ગુનાહે સગીરહ) મા'ફ કરી આપીશું; અને અમે તમને ઈજ્જતવાળા સ્થળ (જન્નત)માં પ્રવેશ આપીશું. (૩૧)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

આ આયતથી અગાઉની આયતમાં અમુક મોટા-મોટા ગુનાહોનો ઉલ્લેખ કરી તેને આચરનારા લોકો ઉપર કઠોર અઝાબનું વર્ણન થયું છે. કુર્આને કરીમની ખાસ શૈલી એ જ છે કે, જ્યારે સજા અથવા ગુનાહથી ડરાવવામાં આવે છે જેને تَرْهِيْب "તરહીબ" (ચેતવણી) કહે છે, તો તેની સાથે تَرْغِيْب "તરગીબ" (પ્રેરણા-પ્રોત્સાહન) પણ આપવામાં આવે છે, તે એ કે, જો તમે મોટા-મોટા ગુનાહોથી બચી ગયા તો તમારા નાના ગુનાહોને પોતે મા'ફ કરી આપીશું અને એ રીતે તમને દરેક રીતે નાના-મોટા સગીરહ-કબીરહ ગુનાહોથી પાક અને પવિત્ર કરીને ઈજ્જત અને રાહતના એવા સ્થળમાં પ્રવેશ આપીશું કે જેનું નામ 'જન્નત' છે.

## તફસીર :

જે કામોની તમને (શરીઅતમાં) મનાઈ કરવામાં આવી છે (એટલે કે ગુનાહના કામો) તેમાંથી જે ભારે-ભારે કામો છે (એટલે કે મોટા-મોટા ગુનાહો છે) જો તમે તેનાથી બચતા રહો તો (તે બચવા ઉપર અમે વાયદો કરીએ છીએ કે, તમારા નેક અમલો જ્યારે સ્વીકાર્ય થઈ જશે તો) અમે તમારી નાની બુરાઈઓ (એટલે કે નાના-નાના ગુનાહો જે દોઝખમાં લઈ જઈ શકે છે તેને) તમારાથી દૂર કરી આપીશું (એટલે કે મા'ફ કરી આપીશું અને તમને દોઝખથી સુરક્ષિત કરી આપીશું) અને અમે તમને એક પ્રતિષ્ઠાવાળા સ્થળ (એટલે કે જન્નત)માં પ્રવેશ આપીશું.

## મસ્અલા અને બોધપાઠ :

### ગુનાહોના બે પ્રકારો :

પ્રસ્તુત આયતથી જાણ થઈ કે, ગુનાહોના બે પ્રકારો છે. અમુક "કબીરહ" મોટા અને જઘન્ય ગુનાહો છે અને અમુક "સગીરહ" નાના છતાં નિંદનીય ગુનાહો છે અને એ પણ જાણ થઈ કે, જો કોઈ વ્યક્તિ હિંમત કરીને કબીરહ ગુનાહોથી બચી જાય તો અલ્લાહ તઆલાનો વાયદો છે કે, તેના નાના ગુનાહોને તે મા'ફ કરી આપશે.

કબીરહ ગુનાહોથી બચવામાં એ પણ સામેલ છે કે, બધા જ ફરજો અને

વાજિબોને અદા કરે. કારણ કે, ફરજ અને વાજિબને છોડવા પોતે એક "કબીરહ" ગુનાહ છે, તો ખુલાસો એ છે કે, જે વ્યક્તિ એ બાબતની સંપૂર્ણ કાળજી રાખે કે બધા જ ફરજો અને વાજિબોને અદા કરે અને તમામ કબીરહ ગુનાહોથી પોતાને બચાવે તો અલ્લાહ તઆલા તેના સગીરહ ગુનાહોનો કફ્ફારો કરી આપે છે.

**નેક અમલો સગીરહ ગુનાહોનો કફ્ફારો (ક્ષમા) થઈ જાય છે :**

ગુનાહોનો કફ્ફારો હોવાનો મતલબ આ છે કે, જે તે વ્યક્તિના નેક અમલોને સગીરહ ગુનાહોનો કફ્ફારો બનાવીને તેને હિસાબથી નચિંત કરી આપવામાં આવશે અને તેને અઝાબના બદલે સવાબ અને જહન્નમના બદલે જન્નત નસીબ થશે..... જેમકે ઘણી સહીહ હદીષોમાં વર્ણન થયું છે કે, જ્યારે કોઈ વ્યક્તિ નમાઝ માટે વુઝૂ કરે છે તો દરેક અવયવ ધોવાની સાથે-સાથે તેના ગુનાહોનો કફ્ફારો પણ થતો જાય છે, ચહેરો ધોયો તો આંખ, કાન, નાક વગેરેનો કફ્ફારો થઈ ગયો. કોગળો કર્યો તો જીભથી કરેલા ગુનાહોનો કફ્ફારો થઈ ગયો, પગ ધોયા તો પગના ગુનાહો ધોવાઈ ગયા, પછી જ્યારે તે મસ્જિદ તરફ ચાલે છે તો દરેક ડગલા ઉપર ગુનાહોનો કફ્ફારો થતો રહે છે.

**કબીરહ (મોટા) ગુનાહ ફક્ત તવબહ કરવાથી જ મા'ફ થાય છે :**

આ આયતથી જાણ થઈ કે, વુઝૂ, નમાઝ વગેરે નેક અમલો દ્વારા ગુનાહોનો કફ્ફારો થવો જે હદીષોમાં આવ્યું છે તેનો અર્થ સગીરહ (નાના) ગુનાહ છે અને કબીરહ (મોટા) ગુનાહ તો તવબહ કર્યા વિના મા'ફ થતા નથી અને સગીરહ ગુનાહોના કફ્ફારાની શરત એ છે કે, વ્યક્તિ હિંમત અને પ્રયત્ન કરીને કબીરહ ગુનાહોથી બચેલો રહેતો હોય..... માટે હવે જાણ થઈ કે, જો કોઈ વ્યક્તિ કબીરહ ગુનાહોમાં ફસાયેલો રહ્યો અને નમાઝ માટે વુઝૂ કરે છે તો ફક્ત વુઝૂ, નમાઝ અથવા બીજા નેક અમલોથી તેનો સગીરહ ગુનાહોનો કફ્ફારો નહીં થાય અને કબીરહ ગુનાહો તો પોતાની જગ્યાએ ઊભા જ છે..... એટલા માટે કબીરહ ગુનાહોનું એક મોટું નુકસાન પોતે તે ગુનાહોનું અસ્તિત્વ છે જેના વિશે કુર્આન અને હદીષમાં સખત ચેતવણીઓ વર્ણન થઈ છે અને તે સાચી તવબહ વિના મા'ફ નહીં થાય. તે સિવાય બીજી મહરૂમી (વંચિતતા) એ પણ છે કે, તેના કારણે નાના ગુનાહો પણ મા'ફ થશે નહીં અને આ વ્યક્તિ મહશરમાં સગીરહ અને કબીરહ

ગુનાહોના ભારથી લદાયેલો હાજર થશે અને તે સમયે કોઈ પણ તેના બોજને હલકો નહીં કરી શકે.

**ગુનાહ અને તેના બે પ્રકારો; સગીરહ અને કબીરહ (નાના અને મોટા) :**

આયતમાં کَبَـــائِـــرُ (કબાઈર)નો શબ્દ આવ્યો છે, માટે એ સમજી લેવું જોઈએ કે, ગુનાહે કબીરહ કોને કહેવામાં આવે છે ? અને સગીરહ ગુનાહોની શું વ્યાખ્યા છે ? અને તેની સંખ્યા કેટલી છે ?

ઉમ્મતના ઉલમાએ આ મસ્અલા ઉપર વિવિધ સ્વરૂપે અનેક કિતાબો લખી છે.

ગુનાહે કબીરહ અને સગીરહની વહેંચણી અને તેમની વ્યાખ્યાઓ પહેલાં એ સારી રીતે સમજી લો કે, ગુનાહ એવા કામને કહેવામાં આવે છે જે કામ અલ્લાહ તઆલાની મરજી વિરૂદ્ધ હોય. એટલાથી જ આપને એ અંદાજો પણ થઈ જશે કે, જેને સગીરહ ગુનાહ તરીકે ઓળખવામાં આવે છે વાસ્તવમાં તે પણ નાના નથી. અલ્લાહ તઆલાની નાફરમાની અને તેની મરજી વિરૂદ્ધ કામ કરવું દરેક પરિસ્થિતિમાં ખુબ જ સખત અને મોટો અપરાધ છે. આ હેસિયતના કારણે ઈમામુલ હરમૈન અને ઘણા ઉલમાએ ઉમ્મત ફરમાવે છે કે અલ્લાહ તઆલાની નાફરમાની અને તેની મરજી વિરુદ્ધ કરવું ગુનાહે કબીરહ જ છે..... કબીરહ અને સગીરહનો તફાવત ફક્ત ગુનાહોની પરસ્પરની સરખામણીના આધારે કરવામાં આવે છે, તેની દલીલ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થઈ છે કે, كُـلُّ مَـانُهِـيَ عَـنْهُ فَهُوَ كَبِيْرَةٌ એટલે કે, “જે કામની શરીઅતે ઈસ્લામમાં મનાઈ કરવામાં આવી છે તે બધા જ કબીરહ ગુનાહો છે.”

ખુલાસો એ છે કે, જે ગુનાહોને પરિભાષામાં સગીરહ અથવા નાના ગુનાહો સમજવામાં આવે છે, તેનો અર્થ કોઈના પણ મતે એ નથી કે, આવા ગુનાહોથી બચવામાં ગફલત તથા સુસ્તી (આળસ) અને બેદરકારી કરવી જોઈએ અને તેને મા'મૂલી સમજીને ઉપેક્ષિત કરવા જોઈએ, બલકે સગીરહ ગુનાહોનું અલ્લડપણે અને લાપરવાહીથી આચરણ કરતા રહેવાથી તે સગીરહ ગુનાહ પણ કબીરહ ગુનાહ બની જાય છે.

કોઈ બુઝૂર્ગે ફરમાવ્યું છે કે, "નાના ગુનાહ અને મોટા ગુનાહનું ઉદાહરણ અનુભવના આધારે એવું છે જેમકે, નાનો વીંછી અથવા મોટો વીંછી અથવા આગનો મોટો અંગારો કે નાની ચિંગારી. મનુષ્ય આ બંનેમાંથી કોઈની તકલીફને બરદાશ્ત નથી કરી શકતો." એટલા માટે મુહમ્મદ બિન કઅ્બ કુર્તુબી (રહ.)એ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાની સૌથી મોટી ઈબાદત એ છે કે, ગુનાહોને છોડી દેવામાં આવે. જે લોકો નમાઝ તસ્બીહની સાથે-સાથે ગુનાહોને નથી છોડતા તેમની ઈબાદત સ્વીકાર્ય નથી." હઝરત ફુઝૈલ બિન અયાઝ (રહ.)એ ફરમાવ્યું કે, "તમે જે પ્રમાણે કોઈ ગુનાહને હલકો સમજશો અલાહ સમીપ તે એટલો જ મોટો અપરાધ થઈ જશે." અને સલફે સાલિહીન ફરમાવે છે કે, "દરેક ગુનાહ અમાન્ય (અસ્વીકાર્ય) છે, તે વ્યક્તિને કુફ્રિય્યહ અમલો અને ચારિત્રહીનતા તરફ આમંત્રણ આપે છે."

મુસ્નદે અહમદમાં છે કે, હઝરત આયશા સિદીકા (રદિ.)એ હઝરત મઆઝ (રદિ.)ને એક પત્રમાં લખ્યું કે, "બંદો જયારે અલ્લાહ તઆલાની નાફરમાની કરે છે તો તેના વખાણ કરવાવાળા પણ તેની નિંદા કરવા માંડે છે અને દોસ્તો પણ દુશ્મન બની જાય છે. ગુનાહોથી લાપરવાહી (બેદરકારી) મનુષ્ય માટે કાયમી તબાહીનું કારણ છે....." સહીહ હદીષમાં છે કે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "મો'મિન જ્યારે કોઈ ગુનોહ કરે છે તો તેના દિલ ઉપર એક કાળો ડાઘ લાગી જાય છે, પછી જો તવબહ અને ઈસ્તિગફાર કરી લે છે તો આ ડાઘ ભૂંસાય જાય છે અને જો તવબહ ન કરે તો આ ડાઘ વધતો રહે છે, એટલે સુધી કે તેના આખા દિલ ઉપર છવાય જાય છે." કુર્આનમાં તેનું નામ رَین છે. كَلَّا بَلْ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ એટલે કે "તેમના દિલો ઉપર તેમના આ'માલોના બદલામાં કાટ લગાવી દેવામાં આવ્યો છે." (૮૩ : ૧૪) અલબત્ત, ગુનાહોના નુકસાનો અને તેના ખરાબ પરિણામો તથા નુકસાન કરનાર ગેરલાભોના આધારે તેમાં તફાવત કરવો જરૂરી છે. આ તફાવતના કારણે કોઈ ગુનાહને સગીરહ કહેવામાં આવે છે અને કોઈ ગુનાહને કબીરહ કહેવામાં આવે છે.

**ગુનાહે કબીરહ (મોટા જઘન્ય અપરાધ) :**

ગુનાહે કબીરહની વ્યાખ્યા કુર્આન અને હદીષ તથા અગાઉના સલફ (પૂરોગામી વડીલ) લોકોની વ્યાખ્યાના આધારે એ છે કે, જે ગુનાહો ઉપર

કુર્આનમાં કોઈ શરઈ હદ અથવા સજા નક્કી કરવામાં આવી છે અથવા જેના ઉપર લા'નતના શબ્દો વર્ણન કરવામાં આવ્યા છે અથવા જેના ઉપર જહન્નમ વગેરેની ધમકીઓ આવી છે તે બધા જ ગુનાહે કબીરહ છે. એ જ પ્રમાણે દરેક તે ગુનાહ ગુનાહે કબીરહમાં સામેલ થઈ જશે, જેના નુકસાન અને ખરાબ પરિણામો કોઈ કબીરહ ગુનાહના સમકક્ષ અથવા તેનાથી વધારે હોય. આમ, જે ગુનાહે સગીરહ નીડરતાથી અને અલ્લડતાથી કરવામાં આવે અથવા જેને છાતી કાઢીને દા'વો કરીને કરવામાં આવે છે તો તે પણ ગુનાહે કબીરહમાં શામિલ થઈ જાય છે.

ઈબ્ને અબ્બાસ (રદિ.) સામે કોઈએ કબીરહ ગુનાહની સંખ્યા સાત બતાવી તો તેમણે ફરમાવ્યું, "સાત નથી સાતસો કહેવામાં આવે તો વધારે યોગ્ય છે."

ઈમામ ઈબ્ને હજર મક્કી (રહ.)એ પોતાની કિતાબ "અલ ઝવાજિર"માં આ બધા જ ગુનાહોની યાદી અને દરેકની સંપૂર્ણ સ્પષ્ટતા વર્ણન કરી છે, જે ઉપરોક્ત પ્રમાણેની વ્યાખ્યાના આધારે કબીરહ ગુનાહોમાં સામેલ છે. તેમની કિતાબમાં કબીરહ ગુનાહોની સંખ્યા ૪૭૦ (ચારસો સિત્તેર) સુધી પહોંચી છે અને વાસ્તવિકતા એ છે કે, અમુકે મોટા-મોટા ગુનાહોના પ્રકરણોની માત્ર ગણતરીને પૂરતું સમજ્યું છે, આથી તેની સંખ્યા ઓછી બતાવી છે. અમુકે તેની વિગત અને તેના પ્રકારોને સંપૂર્ણ રીતે લખ્યા તો સંખ્યા વધારે થઈ ગઈ. એટલા માટે આ કોઈ વાંધાજનક અને મતભેદની બાબત નથી.

રસૂલે કરીમ ﷺએ વિવિધ સ્થળોએ ઘણા બધા ગુનાહોને કબીરહ હોવાનું જણાવ્યું અને પરિસ્થિતિઓ અનુસાર કોઈ સ્થળે ત્રણ, કોઈ સ્થળે છ, કોઈ સ્થળે સાત અને કોઈ સ્થળે તેનાથી પણ વધારે વર્ણન કર્યા છે. એનાથી જ ઉમ્મતના ઉલમાએ એવું સમજ્યું છે કે, કોઈ નિશ્ચિત સંખ્યામાં તેને મર્યાદિત કરવાનો હેતુ નથી. બલકે, પરિસ્થિતિઓ અને સંજોગો અનુસાર જેટલું સમજવામાં આવ્યું એટલું વર્ણન કરવામાં આવ્યું.

બુખારી અને મુસ્લિમની એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "કબીરહ ગુનાહોમાં પણ જે સૌથી મોટા છે હું તમને તેની જાણ કરું છું, તે ત્રણ છે. અલ્લાહ તઆલા સાથે કોઈ મખ્લૂકને ભાગીદાર-જોડીદાર

ઠરાવવો, માં–બાપની નાફરમાની કરવી અને જૂઠી ગવાહી આપવી અથવા જૂઠું બોલવું.”

એ જ પ્રમાણે બુખારી અને મુસ્લિમની હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺને કોઈને પૂછ્યું કે, “સૌથી મોટો ગુનોહ શું છે ?” રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, “તમે અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો, જ્યારે કે તેણે જ તમને પૈદા કર્યા છે.” પછી પૂછ્યું કે, “ત્યાર પછી કયો ગુનોહ સૌથી મોટો છે ?” ફરમાવ્યું, “તમે પોતાના સંતાનને એ ડરથી મારી નાંખો કે, એ તમારા ખાવામાં ભાગીદાર થઈ ગયો, તમારે તેને ખવડાવવું પડશે.” ફરી પૂછ્યું, “ત્યાર બાદ કયો ગુનોહ સૌથી મોટો છે ?” ફરમાવ્યું, “તમારા પડોશીની પત્ની સાથે વ્યભિચાર કરવો.” વ્યભિચાર પોતે એક મોટો ગુનોહ છે અને પડોશીના ઘરવાળાઓનું રક્ષણ પણ પોતાના ઘરના માણસો જેમ જ કરવી દરેક વ્યક્તિ માટે જરૂરી છે. એટલા માટે આ ગુનાહની સંખ્યા બમણી થઈ ગઈ.

સહીહૈનમાં એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, “એ બાબત કબીરહ ગુનાહોમાંથી છે કે, કોઈ વ્યક્તિ પોતાના માં–બાપને ગાળો આપે.” સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, “યા રસૂલુલ્લાહ ﷺ ! એ કેવી રીતે થઈ શકે કે કોઈ વ્યક્તિ પોતાના જ માં–બાપને ગાળો આપવા માંડે ?” ફરમાવ્યું કે, “હા ! જે વ્યક્તિ કોઈ અન્ય વ્યક્તિના માં–બાપને ગાળો આપે છે અને તેના પરિણામે પેલો વ્યક્તિ તેના માં–બાપને ગાળો આપે છે, તો એ પણ એવું જ છે, જેમકે તેણે પોતે પોતાના માં–બાપને ગાળો આપી હોય. કારણ કે, તે જ આ ગાળોનું કારણ બન્યો છે.”

અને સહીહ બુખારીની એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ શિર્ક, નાહક હત્યા કરવી, યતીમોના માલને નાજાઇઝ પદ્ધતિથી ખાઈ જવો, વ્યાજની આવક, જિહાદના મેદાનમાંથી નાસી છૂટવું, પાક દામન સ્ત્રીઓ ઉપર તોહમત લગાવવી, માં–બાપની નાફરમાની કરવી અને બયતુલ્લાહની બેહુરમતી (અપમાન) કરવાને કબીરહ ગુનાહોમાં ગણ્યું છે.

અમુક હદીષની રિવાયતોમાં એને પણ કબીરહ ગુનાહ ઠરાવવામાં આવ્યું છે કે, કોઈ વ્યક્તિ દારુલ કુફ્રમાંથી હિજરત કર્યા પછી દારુલ હિજરતને છોડીને દારુલ કુફ્રમાં ફરીવાર ચાલ્યો જાય.

બીજી અન્ય હદીષની રિવાયતોમાં એ બાબતોને પણ ગુનાહે કબીરહની યાદીમાં સામેલ કરવામાં આવી છે જેમકે, જૂઠી કસમ ખાવી, પોતાની જરૂરતથી વધારે પાણી રોકી રાખવું અને બીજા જરૂરતમંદોને પાણી ન આપવું, જાદૂ શીખવું, જાદૂનો અમલ કરવો, દારૂ પીવું આ મોટા-મોટા કબીરહ ગુનાહો છે અને ફરમાવ્યું કે, દારૂ પીવું اُمُّ الْفَوَاحِشُ "ઉમ્મુલ્ ફવાહિશ" (તમામ બુરાઈઓની જનેતા) છે. કારણ કે, દારૂના નશામાં ધૂત થઈને વ્યક્તિ કોઈપણ પ્રકારનું ખરાબ કૃત્ય આચરી શકે છે.

એ જ પ્રમાણે એક હદીષમાં ઈરશાદ ફરમાવ્યો કે, "સૌથી મોટો કબીરહ ગુનોહ એ છે કે, કોઈ વ્યક્તિ પોતાના મુસલમાન ભાઈ ઉપર એવી તોહમત લગાવે કે જેનાથી તેની ઈજ્જત બરબાદ થઈ જાય."

એક હદીષમાં છે કે, "જે વ્યક્તિ કોઈ શરઈ કારણ વિના બે નમાઝોને એક સમયમાં ભેગી કરી દે તો તેણે કબીરહ ગુનોહ આચર્યો." મતલબ એ છે કે, કોઈ નમાઝને પોતાના નિયત સમયે ન પઢી બલકે, કઝા કરીને બીજી નમાઝ સાથે પઢી લીધી.

અમુક હદીષની રિવાયતોમાં ઈરશાદ છે કે, "અલ્લાહ તઆલાની રહમતથી નિરાશ થઈ જવું પણ કબીરહ ગુનોહ છે, એ જ પ્રમાણે અલ્લાહના અઝાબ અને શિક્ષાથી નચિંત અને નીડર થઈ જવું પણ કબીરહ ગુનોહ છે."

એક રિવાયતમાં છે કે, 'વારસદારને નુકસાન પહોંચાડવું અને તેના વારસાને ઓછો કરવા માટે કોઈને વસિય્યત કરવી પણ કબીરહ ગુનાહમાંથી છે.'

સહીહ મુસ્લિમની એક રિવાયતમાં છે કે, રસૂલે કરીમ ﷺએ એક વખતે ફરમાવ્યું કે, "ગુનેહગાર અનેક નુકસાનમાં પડ્યા તથા તબાહ થઈ ગયા" ત્રણ વખતે આ વાક્યનું પુનરાવર્તન કર્યું, હઝરત અબૂઝર ગિફારી (રદિ.)એ વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! આ કિસ્મતના મહરૂમ તથા તબાહ અને બરબાદ થનાર કોણ લોકો છે ?" તો રસૂલે કરીમ ﷺએ જવાબ આપ્યો, "એક તે વ્યક્તિ, જે અભિમાનની સાથે લેંગા અથવા લૂંગી અથવા કુરતો અને અબાઅ્ને ઘૂંટીઓ નીચે લટકાવે છે. બીજા તે વ્યક્તિ, જે અલ્લાહના રસ્તામાં ખર્ચ કરીને અહેસાન જતાવે છે, ત્રીજો તે વ્યક્તિ, જે ઘરડો હોવા છતાં વ્યભિચાર આચરે છે, ચોથો તે

વ્યક્તિ, જે બાદશાહ અથવા અધિકારી હોવા છતાં જૂઠું બોલે છે, પાંચમો તે વ્યક્તિ જે બાળ-બચ્ચાવાળો હોવા છતાં અભિમાન કરે છે, છઠ્ઠો તે વ્યક્તિ, જે કોઈ ઈમામના હાથ ઉપર ફક્ત દુનિયા માટે બયૂઅત કરે છે.''

સહીહૈનની એક હદીષમાં છે કે, ''(ચાડી) ચુગલી કરનારા જન્નતમાં જશે નહીં.''

નસઈ અને મુસ્નદે અહમદ વગેરેની એક હદીષ છે કે, ''અમુક વ્યક્તિઓ જન્નતમાં જશે નહીં. શરાબી (દારૂડિયો), માં-બાપનો નાફરમાન, સગાં-વહાલાઓથી વિના કારણે સંબંધ કાપી નાંખનાર, અહેસાન જતાવનાર, જિન્નાત, શયતાનો અને અન્ય માધ્યમો દ્વારા ગયૂબની ખબરો સંભળાવનાર, ડય્યુસ એટલે કે પોતાના સંતાનોને નિર્લજ્જ (બેહયાઈના) કૃત્યોથી ન રોકનાર.''

મુસ્લિમ શરીફની એક હદીષમાં છે કે, ''લા'નત છે અલ્લાહ તઆલાની તે વ્યક્તિ ઉપર; જે કોઈ જાનવરને અલ્લાહ સિવાય કોઈ અન્યના માટે કુરબાન કરે.''

-----------

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. 32-33)

وَلَا تَتَمَنَّوْا مَا فَضَّلَ اللّٰهُ بِهٖ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ ؕ لِلرِّجَالِ نَصِيْبٌ مِّمَّا اكْتَسَبُوْا ؕ
وَلِلنِّسَآءِ نَصِيْبٌ مِّمَّا اكْتَسَبْنَ ؕ وَسْـَٔلُوا اللّٰهَ مِنْ فَضْلِهٖ ؕ اِنَّ اللّٰهَ كَانَ بِكُلِّ شَیْءٍ
عَلِيْمًا ﴿۳۲﴾ وَلِكُلٍّ جَعَلْنَا مَوَالِیَ مِمَّا تَرَكَ الْوَالِدٰنِ وَالْاَقْرَبُوْنَ ؕ وَالَّذِيْنَ عَقَدَتْ
اَيْمَانُكُمْ فَاٰتُوْهُمْ نَصِيْبَهُمْ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ شَیْءٍ شَهِيْدًا ﴿۳۳﴾ ع

## તરજુમો :

*અને લાલસા ન રાખો (એમાં કે) જે વસ્તુમાં અલ્લાહે અમુકને અમુક ઉપર શ્રેષ્ઠતા આપી; પુરુષોનો હિસ્સો છે પોતાની કમાણીમાંથી અને સ્ત્રીઓનો હિસ્સો છે પોતાની કમાણીમાંથી; અને અલ્લાહ તઆલા પાસે તેનો ફઝ્લ (કૃપા) માંગો; બેશક ! અલ્લાહ તઆલાને દરેક વસ્તુની ખબર છે. (૩૨) અને અમે દરેકના માટે વારસદાર નક્કી કરી આપ્યા છે તે માલના જે*

*માતા-પિતા અને સગાં (મૃત્યુ પછી) છોડી જાય, અને જે લોકો સાથે તમારો કરાર થયો છે તો તેમને તેમનો હિસ્સો આપી દો; બેશક ! બધી જ વસ્તુઓ અલ્લાહ તઆલાની સામે છે. (૩૩)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં વારસાના હુકમો આવી ચૂક્યા છે, તેમાં પણ એવું બતાવવામાં આવ્યું હતું કે, મય્યતના વારસદારમાં જો પુરુષ અને સ્ત્રી હોય અને મય્યત સાથે સગપણ એક જ પ્રકારનું હોય, તો પુરુષને સ્ત્રી કરતાં બે ગણો ભાગ મળશે. એ જ પ્રમાણે તેની અન્ય શ્રેષ્ઠતાઓ પણ પુરુષો માટે સાબિત છે. હઝરત ઉમ્મે સલમા (રદિ.)એ એક વખતે રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે, "અમને અડધો વારસો મળે છે અને ફલાણાં-ફલાણાં કામમાં અમારા અને પુરુષો દરમિયાન તફાવત છે."

આવું કહેવાનો અર્થ કોઈ વાંધો કાઢવો ન હતો બલકે, એવી તમન્ના હતી કે, જો અમે લોકો પણ પુરુષ હોત તો પુરુષોની શ્રેષ્ઠતા અમને પણ પ્રાપ્ત થઈ હોત. અમુક સ્ત્રીઓએ એવી તમન્ના કરી કે કાશ ! અમે પણ પુરુષ હોત તો અમે પણ જિહાદમાં ભાગ લઈ શક્યા હોત અને જિહાદની શ્રેષ્ઠતાઓ અમને પણ પ્રાપ્ત થઈ હોત.

એક સ્ત્રીએ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી, "પુરુષને વારસામાં બે ઘણો ભાગ મળે છે અને સ્ત્રીની ગવાહી પણ પુરુષ કરતાં અડધી છે, તો શું ઈબાદતો અને અમલોમાં પણ અમને અડધો જ સવાબ મળશે ?" આ બાબતે આ આયત નાઝિલ થઈ, જેમાં બંને નિવેદનોનો જવાબ મળી ગયો છે. હઝરત ઉમ્મે સલમા (રદિ.)ના નિવેદનનો જવાબ وَلَا تَتَمَنَّوْا (વલા તતમન્નવ)થી આપવામાં આવ્યો અને આ ઔરતના નિવેદનનો જવાબ لِلرِّجَالِ نَصِيبٌ (લિર્રિજાલિ નસીબુન્)થી આપવામાં આવ્યો.

## તફસીર :

અને તમે (બધા પુરુષો અને સ્ત્રીઓ અલ્લાહની વહીના હુકમોમાંથી) એવા કોઈ કૃત્યની તમન્ના ન કર્યા કરો જેમાં અલ્લાહ તઆલાએ અમુકને અમુક ઉપર (દાખલા તરીકે પુરુષોને અમુક અંશે સ્ત્રીઓ ઉપર) શ્રેષ્ઠતા બક્ષી છે (જેમકે

પુરુષ હોવું અથવા સ્ત્રી હોવું, પુરુષોના વારસામાં બે ભાગ હોવા, તેમની ગવાહી માન્ય હોવી વગેરે) પુરુષો માટે તેમના અમલો(ના સવાબ)નો હિસ્સો (આખિરતમાં) સાબિત છે અને સ્ત્રીઓ માટે તેમના અમલો(ના સવાબ)નો હિસ્સો (આખિરતમાં) સાબિત છે (અને છુટકારાનો આધાર નિયમ પ્રમાણે અમલો જ છે અને તેમાં કોઈને કોઈ શ્રેષ્ઠતા નથી, તો જો અન્ય શ્રેષ્ઠતાઓ પ્રાપ્ત કરવાનો શોખ હોય તો અમલોમાં જે મૂળ બાબત છે, કોશીશ કરીને અન્યોથી વધારે સવાબ પ્રાપ્ત કરી લો. આવા સવાબના અમલો કર્યા વિના શ્રેષ્ઠતા અને ઉચ્ચતાની ફક્ત તમન્ના રાખવી વ્યર્થ છે.) અને (જો શ્રેષ્ઠતા અને ઉચ્ચતાનો શોખ છે તો જે અમલો ઉમદા, ઉચ્ચ ચારિત્ર્ય તરફ દોરે છે તો તે કરવા માંડો, પરંતુ તેની રીત એ નથી કે ફક્ત તમન્ના કર્યા કરો, બલકે એવું કરવું જોઈએ કે) અલ્લાહ તઆલાના (ખાસ) ફઝ્‌લની દરખાસ્ત (એટલે કે દુઆ) કર્યા કરો બેશક ! અલ્લાહ તઆલા દરેક બાબતને સારી રીતે જાણનારો છે. (તેમાં દરેક જ બાબતો આવી ગઈ એટલે કે, ફઝીલતો અને શ્રેષ્ઠતાના બધા જ પ્રકારો, ન્યાયના સ્વરૂપો તથા નેક અને સારા કૃત્યો ઉપર સવાબ આપવો તથા શ્રેષ્ઠતા અને ઉચ્ચતાના અન્ય સ્વરૂપોની દરખાસ્ત, બસ, આ વાક્ય સૌના વિશે છે.) અને દરેક એવા માલના માટે જેને માતા-પિતા અને (અન્ય) સગાંઓ (પોતાના મૃત્યુ પછી) છોડી જાય, અમે વારસદાર નક્કી કરી દીધા છે, અને જે લોકો સાથે તમારો કરાર (પ્રથમથી જ) થઈ ચૂક્યો હોય (જેને مَوْلَى الْمُوَالَاتْ કહે છે), તેને (હવે જ્યારે કે શરીઅતથી સગાંઓ વારસદાર નક્કી થઈ ગયા, તો સમગ્ર વારસો ન આપો બલકે ફક્ત) તે હિસ્સો (એટલે કે છઠ્ઠો ભાગ) આપી દો. બેશક ! અલ્લાહ તઆલા દરેક બાબતને જાણે છે (બસ, તેને સમગ્ર વારસો ન આપી દેવાની હિકમત અને છઠ્ઠો ભાગ નક્કી કરી દેવાની મસ્લિહત બધું જાણે છે અને એ પણ જાણે છે કે, આવો હિસ્સો કોણ આપે છે અને કોણ નથી આપતો).

## મસ્અલા અને બોધપાઠ :

### ઇચ્છાવર્તી અને અનિચ્છાવર્તી (વ્યક્તિના નિયંત્રણ હેઠળ હોય એવી અને નિયંત્રણ હેઠળ ન હોય એવી) બાબતોની તમન્ના કરવી :

આયતમાં તે અનિચ્છાવર્તી શ્રેષ્ઠતા અને ઉચ્ચતાઓની તમન્ના કરવાની

મનાઈ કરવામાં આવી છે, જે અન્યોને પ્રાપ્ત થઈ હોય..... તેનું કારણ એ છે કે, વ્યક્તિ જ્યારે પોતાને અન્યોના માલ–દૌલત, ઐશો–આરામ, સુંદરતા, ખુબીઓ, જ્ઞાન અને બુદ્ધિ વગેરે કરતા ઓછો (કમતર) જુએ છે તો માનવસ્વભાવ પ્રમાણે તેના દિલમાં એક પ્રકારની ઈર્ષ્યાની લાગણી જન્મે છે, જેનું ઓછામાં ઓછું પરિણામ એ હોય છે કે, હું પણ આ વ્યક્તિના સમકક્ષ થઈ જાઉં અથવા તેનાથી વધી જાઉં એવી લાગણી જન્મે છે, પરંતુ ઘણા વખતે તેના માટે આવી કોઈ શક્યતા હોતી નથી. કારણ કે, ઘણી આવડતો અને કૌશલ્ય એવા છે જે મનુષ્ય પોતાની મહેનત અને કોશીશ કરવાથી પ્રાપ્ત નથી કરી શકતો, તે ફક્ત અલ્લાહના ઈનામ સ્વરૂપે જ જે–તે વ્યક્તિને પ્રાપ્ત થાય છે. જેમકે કોઈ વ્યક્તિ પુરુષ છે અથવા કોઈ વ્યક્તિ ઉચ્ચ ખાનદાનમાં જન્મ લે છે અથવા તો કોઈ નબીના ઘરે પૈદા થાય છે અથવા તો કોઈ રાજાનો પુત્ર હોય છે, કોઈ ખૂબસૂરત જન્મે છે વગેરે...વગેરે.... હવે જે વ્યક્તિને આવા ઈનામો પ્રાપ્ત નથી થતા, ભલે તે સમગ્ર જીવન તેને પ્રાપ્ત કરવાની કોશીશમાં લાગેલો રહે દાખલા તરીકે, સ્ત્રી પુરુષ બનવાનો પ્રયત્ન કરે અથવા કોઈ વ્યક્તિ નબીના ખાનદાન એટલે કે સય્યિદ બનવાનો પ્રયત્ન કરે અથવા તો કોઈ વ્યક્તિ પોતાનો ચહેરો–મહોરો બદલી સુંદર બનવાનો પ્રયત્ન કરે, તો આ બધું તેની શક્તિ અને સામર્થ્યમાં નથી અને ન જ તે કોઈ દવા, ઈલાજ અથવા યુક્તિથી તે આ ખૂબી પ્રાપ્ત કરી શકે છે અને જ્યારે તેનામાં અન્યોની બરાબરી કરવાની શક્તિ નથી હોતી તો હવે તેના નફ્સમાં એવી ઈચ્છા જન્મ લે છે કે, અન્યો પાસેથી પણ અલ્લાહની આ નેઅ્મત છીનવાઈ જાય, જેથી તે તેના સમકક્ષ અથવા તેનાથી ઓછો થઈ જાય તેનું નામ જ "હસદ" (ઈર્ષ્યા) છે. જે માનવસ્વભાવની એક અત્યંત શરમજનક નુકસાનકર્તા કુટેવ અને દુર્ગુણ છે, જેણે જગતમાં અનેક ઝઘડા અને ફસાદ કરાવ્યા છે, જે અનેક હત્યાઓ અને ખૂનામરકીઓનું કારણ પણ બને છે.

કુર્આને કરીમની આ આયતે આ ફસાદનો દરવાજો બંધ કરવા માટે ઈરશાદ ફરમાવ્યો, وَلَا تَتَمَنَّوْا مَافَضَّلَ اللّٰهُ بِهٖ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ એટલે કે, અલ્લાહ તઆલાએ હિકમત અને મસ્લિહતના તકાદાના લીધે જે કૌશલ્યો અને વિવિધ શ્રેષ્ઠતઓની લોકોમાં વહેંચણી કરી છે, કોઈને અમુક પ્રકારના લક્ષણ અને ખાસિયત આપી દીધી તો બીજાને અન્ય કાંઈ, કોઈને ઓછું આપ્યું તો કોઈને

વધારે, તેમાં દરેક વ્યક્તિએ પોતાની કિસ્મત ઉપર રાજી-ખુશી રહેવું જોઈએ. બીજાની વિશિષ્ટતાઓ અને શ્રેષ્ઠતાઓની તમન્નામાં રાચેલા ન રહેવું જોઈએ કે, તેના પરિણામે પોતાને રંજ, ગમ અને ઈર્ષ્યાના મહાન ગુનાહ સિવાય કંઈ જ પ્રાપ્ત થતું નથી.

જેને અલ્લાહ તઆલાએ પુરુષ બનાવ્યો તે તેના માટે અલ્લાહનો ઉપકાર માને, જેને સ્ત્રી બનાવી તે તેના ઉપર રાજી રહે અને સમજે કે, જો હું પુરુષ બની હોત તો કદાચ પુરુષ તરીકેની જવાબદારીઓ પૂર્ણ ન કરી શકી હોત અને ગુનેહગાર બની હોત. જેને અલ્લાહ તઆલાએ ખૂબસૂરત બનાવ્યા છે તે પોતાની ખૂબસૂરતીનો શુક્ર અદા કરે કે, તેને આ નેઅ્મત મળી અને જે ખૂબસૂરત નથી તેણે પણ ગમગીન થવું જોઈએ, બલકે એવું સમજવું જોઈએ કે મારા માટે અલ્લાહે તેમાં કોઈ ભલાઈ મૂકી હશે. જો મને ખૂબસૂરત બનાવ્યો હોત તો કદાચ કોઈ ફિત્ના અથવા ખરાબીમાં સપડાઈ ગયો હોત. જો વ્યક્તિ નસબના આધારે સય્યિદ અથવા હાશમી છે, તે એનો શુક્ર અદા કરે કે, અલ્લાહ તઆલાનું આ એક મહાન ઈનામ છે અને જે સય્યિદ નથી તે તેની ફિકર-ચિંતામાં ન પડે અને તેની તમન્ના પણ ન કરે, કારણ કે જે વસ્તુ કોઈના પ્રયત્નો કરવાથી પ્રાપ્ત થઈ શકતી નથી, તેની તમન્ના ગુનાહોમાં સપડાવી દેશે અને રંજ-ગમ સિવાય કંઈ જ પ્રાપ્ત નહીં થાય. પોતાના નસબ ઉપર અફસોસ કરવા કરતાં નેક અમલો કરવાની ફિકર-ચિંતામાં લાગી જવું જોઈએ, આવું કરવાથી તે મોટા નસબવાળા લોકોથી પણ આગળ વધી શકે છે.

કુર્આનની આયતો અને રસૂલુલ્લાહ ﷺના ફરમાનોમાં مُسَابَقَتُ فِی الْخَیْرَاتُ "મુસાબકત ફિલ ખયરાત" એટલે કે, “નેક કામોમાં અન્યો કરતાં આગળ વધી જવાની કોશીશ” કરતા રહેવાનો હુકમ અથવા અન્યોની ખાસિયતો અને કૌશલ્યો અને વિશિષ્ટતાઓને જોઈને તેને પ્રાપ્ત કરવાના પ્રયત્નો અને સંઘર્ષોની પ્રેરણા આવી છે, આવું પ્રોત્સાહન તે અમલો અને કાર્યોના સંદર્ભમાં છે, જે મનુષ્યના અધિકારમાં છે અને મહેનત તથા સંઘર્ષ કરવાથી પ્રાપ્ત થઈ શકે છે. દાખલા તરીકે જ્ઞાનની વિશિષ્ટતા અને અમલ તથા અખ્લાકની ઉચ્ચતા કોઈનામાં નિહાળીને તેને પ્રાપ્ત કરવાનો શ્રેષ્ઠ અને સારો નેક રસ્તો અપનાવવા સંઘર્ષ કરવો એક સરાહનીય કૃત્ય છે. આ આયત તેની વિરોધી નથી બલકે, આયતનો અંતિમ

ભાગ આ જ બાબતને સમર્થન આપે છે, તેમાં ઈરશાદ છે لِلرِّجَالِ نَصِيبٌ مِّمَّا اكْتَسَبُوا وَلِلنِّسَاءِ نَصِيبٌ مِّمَّا اكْتَسَبْنَ એટલે કે, "જે કંઈ પુરુષે પોતાના (સંઘર્ષ અને) મહેનત દ્વારા પ્રાપ્ત કર્યું તેનો હિસ્સો તેને મળશે અને જે કંઈ સ્ત્રીઓએ મહેનત અને પ્રયત્નો દ્વારા પ્રાપ્ત કર્યું, તેનો હિસ્સો તેને મળશે."

તેમાં એ ઈરશાદ મૌજૂદ છે કે, ઉચ્ચ સ્થાન અને અમુક વિશિષ્ટતાઓ તથા કૌશલ્યો પ્રાપ્ત કરવા માટે મહેનત અને યોગ્ય માર્ગે સંઘર્ષ કરવાથી તે બેકાર નહીં જાય બલકે, દરેક પુરુષ–સ્ત્રીને તેના પ્રયત્નો અને અમલો (કર્મો)નો હિસ્સો અવશ્ય મળશે.

આથી એ પણ જાણ થઈ કે, કોઈ વ્યક્તિનું જ્ઞાન અથવા અમલ અથવા ચારિત્ર્યની વિશિષ્ટતા જોઈને તેની તમન્ના કરવી અને પછી તે તમન્ના પૂરી કરવા માટે પ્રયત્નો અને યોગ્ય માર્ગે સંઘર્ષ કરવો ઈચ્છનીય અને પસંદ કરવામાં આવેલ બાબત છે.

અત્રે એક ગેરસમજ દૂર થઈ ગઈ જેમાં ઘણા અજ્ઞાન લોકો સપડાઈ જાય છે. અમુક તો અનિચ્છાવર્તી વિશિષ્ટતાઓની તમન્નામાં લાગી જાય છે (જે પોતાના અધિકારમાં હોતી નથી) અને પોતાના ઐશો–આરામ, શાંતિ અને સંતોષને દુનિયામાં બરબાદ કરી નાંખે છે અને અમુક સમયે તો ઈર્ષ્યા સુધી નોબત પહોંચે છે. એટલે કે અન્યોની ખૂબીઓ અને ઉચ્ચ સ્થાનોને પડતી અને અધોગતિમાં જોવાની તમન્ના કરવા માંડે છે અને તેનાથી પોતાની આખિરત બરબાદ કરે છે. કારણ કે, આવું કરીને તે હસદ (ઈર્ષ્યા)નો મોટો ગુનોહ આચરે છે.

અમુક લોકો એવા પણ છે જેઓ પોતાની આળસ, કાયરતા બલકે બેગૈરતીથી પોતાના અધિકારમાં હોય એવી વિશિષ્ટતાઓ અને ગુણ–લક્ષણોને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન પણ નથી કરતા અને કોઈ ધ્યાન દોરે તો પોતાની કાયરતા અને આળસ ઉપર પડદો નાંખવા માટે કિસ્મત અને તકદીરનો હવાલો આપવા માંડે છે.

આ આયતે એક અત્યંત હિકમતભર્યા અંદાજમાં ન્યાયોચિત્ નિયમ બતાવ્યો કે, જે વિશિષ્ટતાઓ અને કૌશલ્યો અનિચ્છાવર્તી છે એટલે કે, પોતાના અધિકારમાં નથી, તેમાં મનુષ્યના પ્રયત્નો અને સંઘર્ષનો કોઈ પ્રભાવ નહીં પડે

જેમકે, કોઈ ઉચ્ચ ખાનદાનમાં પૈદા થવું અથવા ખૂબસૂરત પેદા થવું વગેરે. આવી શ્રેષ્ઠતાઓને તકદીરના હવાલે કરીને વ્યક્તિ જે હાલતમાં પણ છે તેના ઉપર રાજી રહેવું અને અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરવો જોઈએ, તેનાથી વધારેની તમન્ના પણ વ્યર્થ અને બેકાર છે, જે અંતે ગમ, રંજ અને ઈર્ષ્યાનું કારણ બને છે.

અને જે વિશિષ્ટતાઓ અને ખાસિયતો ઇચ્છાવર્તી છે, એટલે કે, પોતાના અધિકાર ક્ષેત્રમાં છે, જેને મહેનત અને યોગ્ય દિશામાં સંઘર્ષ કરીને પ્રાપ્ત કરી શકાય છે, તેની તમન્ના કરવી ફાયદાકારક છે, એ શરતે કે, સંઘર્ષ અને મહેનત યોગ્ય દિશામાં જાઈઝ પદ્ધતિથી કરવામાં આવે અને આ આયતમાં એ પણ વાયદો કરવામાં આવ્યો છે કે, આ પ્રમાણે મહેનત અને સંઘર્ષ કરનારની મહેનત વ્યર્થ જતી નથી. બલકે, દરેકને પોતાની મહેનત પ્રમાણે હિસ્સો અવશ્ય મળશે, ભલે તે પુરુષ હોય કે સ્ત્રી.

તફસીરે બહરે મુહીતમાં છે કે, આ આયત અગાઉ لَاتَـاْكُلُوْٓا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ અને لَا تَـقْتُـلُـوْٓا اَنْـفُسَـكُـمْ નો હુકમ આવ્યો હતો, જેમાં કોઈના માલને નાહક પદ્ધતિએ ઉપયોગ કરવાની અને કોઈની નાહક હત્યા કરવાની મનાઈ છે અને આ આયતમાં આ બંને ગુનાહોના મૂળ સ્ત્રોતોને જ બંધ કરવા માટે એવું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, અન્ય લોકોની માલ-દૌલત, ઐશો-ઈસરત, ઈજ્જત, હોદ્દો વગેરેમાં તમારા ઉપર અલ્લાહે તેમને ઉચ્ચતા બખ્શી છે, તો તમે એની તમન્ના પણ ન કરો.... તેમાં વિચાર કરવામાં આવે તો જાણ થશે કે, ચોરી, લૂંટફાટ અને અન્ય નાજાઈઝ પદ્ધતિઓથી કોઈનો માલ લઈ લેવો અથવા તો નાહક હત્યા કરવી, ખૂનરેઝી કરવી આ બધા અપરાધોનો મૂળ હેતુ એ જ હોય છે કે, એક વ્યક્તિ જ્યારે અન્ય વ્યક્તિને માલ-દૌલતમાં પોતાના કરતાં ખુબ આગળ વધેલો જુએ છે તો પ્રથમ તેના દિલમાં તેના સમકક્ષ અથવા તેનાથી આગળ વધી જવાની મહેચ્છા અને તમન્ના પેદા થાય છે. પછી આ તમન્ના જ તે બધા અપરાધો સુધી તેને ખેંચી જાય છે. કુર્આનના માર્ગદર્શનમાં આ બધા અપરાધોના મૂળ સ્ત્રોતોને બંધ કરવા માટે અન્યોની વિશિષ્ટતાઓ અને ફઝીલતોની ઈચ્છા કરવાથી રોકવામાં આવ્યા છે.

આયતમાં ત્યાર પછી ઈરશાદ છે, وَاسْـئَـلُـوا اللّٰـهَ مِـنْ فَـضْـلِـهٖ તેમાં એવું માર્ગદર્શન છે કે, જ્યારે તમે કોઈનો માલ પોતાના કરતાં વધારે જુઓ તો તેની આ

આગવી લાક્ષણિકતામાં પોતે સમકક્ષ બનવાની ઈચ્છા કરવા કરતાં અલ્લાહ તઆલા પાસે રહમ અને કૃપાની દરખાસ્ત કરો, કારણ કે, અલ્લાહની કૃપા.... દરેક વ્યક્તિ માટે વિવિધ સ્વરૂપોમાં જાહેર થાય છે. કોઈને માલ–દૌલતની છૂટછાટ હોય છે, જો તે નિર્ધન થઈ જાય તો શક્ય છે કે, ગુનાહો અને કુફ્રમાં સપડાઈ જાય, અને કોઈના માટે આર્થિક સંકડામણમાં જ તેની ભલાઈ હોય છે. જો તે માલદાર થઈ જાય તો શક્ય છે કે, હજારો ગુનાહોનો શિકાર થઈ જાય, આ જ પ્રમાણે કોઈની ઈજ્જત અને હોદ્દાના સ્વરૂપમાં પણ અલ્લાહની કૃપા જ હોય છે. કોઈના માટે ગુમનામી અલ્લાહની મસ્લિહત અને કૃપા ઉપર જ અવલંબિત હોય છે. જો વાસ્તવિકતા ઉપર દષ્ટિપાત કરીશું તો ખબર પડશે કે, તેને જો ઈજ્જત અને હોદ્દો મળ્યો હોત તો તે ઘણા ગુનાહોમાં સપડાઈ ગયો હતો.

એટલા માટે આ આયતમાં એવું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જ્યારે અલ્લાહ પાસે માંગો તો કોઈ ખાસ સિફ્ત અથવા વિશિષ્ટતા માંગવાના બદલે અલ્લાહ તઆલાની કૃપા માંગો, જેથી તે પોતાની હિકમત પ્રમાણે તમારા ઉપર તેની કૃપાના દરવાજા ખોલી નાંખે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, اِنَّ اللّٰـهَ كَانَ بِكُلِّ شَىْءٍ عَلِيْمًا એટલે કે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ જાણનારો છે, તેમાં ઈશારો કરવામાં આવ્યો કે, અલ્લાહ તઆલાની વહેંચણી હિકમત પ્રમાણે ન્યાયના સિદ્ધાંત આધારે જ થઈ છે, જેમાં જેને જે પરિસ્થિતિમાં રાખવામાં આવ્યો છે તે પરિસ્થિતિ તેના માટે યોગ્ય હતી, તેના માટે હિકમત અને ન્યાય હતો. પરંતુ મનુષ્યને પોતાના કર્મોની અને તેના પરિણામોની સંપૂર્ણ ખબર હોતી નથી. માત્ર અલ્લાહ તઆલા જ સારી રીતે જાણે છે કે, કોને કેવી પરિસ્થિતિમાં રાખવો વધારે લાભદાયક છે.

પ્રસ્તુત આયતનો શા'ને નુઝૂલ વર્ણન થઈ ગયો છે કે, જ્યારે વારસામાં પુરુષોનો બમણો ભાગ નક્કી થયો તો અમુક સ્ત્રીઓએ એવી તમન્ના કરી કે, જો અમે પુરુષ હોત તો અમને પણ બમણો હિસ્સો મળ્યો હોત. એટલા માટે આ અનુસંધાને બીજી આયતમાં વારસા–વહેંચણીના કાનૂનોનું વર્ણન એવી શૈલીમાં કરવામાં આવ્યું કે, "તેમાંથી જે કંઈ હિસ્સો નક્કી કરવામાં આવ્યો છે તે સંપૂર્ણ હિકમત અને ન્યાય પ્રમાણે કરવામાં આવ્યો છે." મનુષ્યની બુદ્ધિ દુનિયાની બધી મસ્લિહતો (હિતો) અને નુકસાનોને સમજી નથી શકતી. એટલા માટે તે એ

હિકમતોના મૂળ સુધી નહીં પહોંચી શકે જે અલ્લાહ તઆલાના નક્કી કરેલા કાનૂનમાં ઉપસ્થિત છે. એટલા માટે જે હિસ્સો જેના માટે નક્કી કરવામાં આવ્યો છે, તેણે તેના ઉપર રાજી રહી અલ્લાહનો શુક્ર અદા કરવો જોઈએ.

**કરાર અને વચન આધારે વારસો પહોંચવાનો હુકમ :**

આ આયતના અંતમાં જે પરસ્પર કરારના આધાર પર હિસ્સો દેવાનું નક્કી છે તે ઈસ્લામની શરૂઆતમાં હતું, પાછળથી આ આયત وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ (૩૩ : ૬) દ્વારા તે મન્સૂખ (રદ) થઈ ગયું. હવે, જો બીજા વારસદારો મૌજૂદ હોય તો બે વ્યક્તિઓએ પરસ્પર કરેલ કરારની વારસા-વહેંચણી ઉપર કોઈ અસર થશે નહીં.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૩૪-૩૫)

اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَآءِ بِمَا فَضَّلَ اللّٰهُ بَعْضَهُمْ عَلٰى بَعْضٍ وَّبِمَآ اَنْفَقُوْا
مِنْ اَمْوَالِهِمْ ؕ فَالصّٰلِحٰتُ قٰنِتٰتٌ حٰفِظٰتٌ لِّلْغَيْبِ بِمَا حَفِظَ اللّٰهُ ؕ وَالّٰتِىْ تَخَافُوْنَ
نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِى الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ ۚ فَاِنْ اَطَعْنَكُمْ
فَلَا تَبْغُوْا عَلَيْهِنَّ سَبِيْلًا ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيًّا كَبِيْرًا ﴿٣٤﴾ وَاِنْ خِفْتُمْ شِقَاقَ
بَيْنِهِمَا فَابْعَثُوْا حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا ۚ اِنْ يُّرِيْدَآ اِصْلَاحًا يُّوَ
فِّقِ اللّٰهُ بَيْنَهُمَا ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا خَبِيْرًا ﴿٣٥﴾

## તરજુમો :

*પુરુષો સ્ત્રીઓ ઉપર હાકિમ (દેખરેખ રાખનાર) છે, એટલા માટે કે અલ્લાહે અમુકને અમુક ઉપર મોટાઈ આપી, અને એટલા માટે કે તેમણે પોતાનો માલ ખર્ચ કર્યો; પછી જે સ્ત્રીઓ નેક છે, આજ્ઞાપાલક છે, (પતિની) ગેરહાજરીમાં અલ્લાહના રક્ષણથી (પતિના માલ અને ઈજ્જતની) દેખરેખ રાખે છે; અને જે(સ્ત્રીઓ)ની નાફરમાનીનો તમને ડર હોય તો તેમને (નરમીથી) સમજાવો અને શયન(કક્ષ)થી અલગ કરી દો અને (તે છતાં ન*

*માને તો) તેમને મારો, પછી જો તમારું કહ્યું માને તો તેમના ઉપર (ત્રાસ આપવા માટે) આક્ષેપબાજી કરવાનો (કોઈ) માર્ગ (બહાનું) ન શોધો; બેશક! અલ્લાહ સૌથી ઉચ્ચ (અને) સૌથી મહાન છે. (૩૪) પછી જો તમે ડરો કે તે બંને આપસમાં જીદ (અણબનાવ) રાખે છે તો પુરુષના ખાનદાનમાંથી એક (ઈન્સાફ પસંદ) લવાદ અને એક (ઈન્સાફ પસંદ) લવાદ સ્ત્રીના ખાનદાનમાંથી નક્કી કરો; જો આ બંને (દિલથી) ઈચ્છે કે સુલેહ કરાવી આપીએ, તો અલ્લાહ તેમની વચ્ચે મેળાપ કરી આપશે; બેશક! અલ્લાહ સર્વજ્ઞ, (અને) ખૂબ માહિતગાર છે. (૩૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સ્ત્રીઓ વિશે જે હુકમો આવી ચૂક્યા છે તેમાં તેમના હક દબાવવાની મનાઈ કરવામાં આવી, હવે આગળ પુરુષોના હકોનું વર્ણન છે અને તેમના હકો બરબાદ કરવાના સ્વરૂપમાં પત્નીને શિક્ષાની પણ ઈજાઝત આપવામાં આવી છે. સાથે-સાથે હકોમાં મતભેદ ઉપસ્થિત થવાના સ્વરૂપમાં તેના સમાધાનની પદ્ધતિ અને હકો પૂર્ણ કરનારાઓની શ્રેષ્ઠતાનું વર્ણન પણ પ્રસ્તુત છે, સાથે-સાથે એ બાબતની પણ સ્પષ્ટતા છે કે, પુરુષોનું સ્થાન સ્ત્રીઓ કરતાં અમુક અંશે વધારે છે, તેનો એ જવાબ પણ નીકળી આવ્યો કે, જ્યારે પુરુષ સ્ત્રીઓ કરતાં દરજ્જામાં મોટો છે તો તેમાં કોઈ શંકા ન રહેવી જોઈએ કે, વારસામાં પણ તેનો હિસ્સો સ્ત્રીઓ કરતાં વધારે કેમ હોય છે ?

## તફસીર :

પુરુષો સરદાર છે સ્ત્રીઓ ઉપર (બે કારણો થી, એક તો) આ કારણથી કે અલ્લાહ તઆલાએ અમુકને (એટલે કે, પુરુષોને) અમુક ઉપર (એટલે કે સ્ત્રીઓ ઉપર કુદરતી) ફઝીલત આપી છે (આ બાબત માનવ પ્રકૃતિને અનુરૂપ પણ છે) અને (બીજું) કારણ એ છે કે પુરુષોએ (સ્ત્રીઓ ઉપર) પોતાનો માલ (મહરમાં અને ભરણ-પોષણમાં) ખર્ચ કર્યો છે (અને ખર્ચ કરનારો હાથ ઊંચો અને ઉત્તમ હોય છે એનાથી કે જેના ઉપર ખર્ચ કરવામાં આવે અને આ કાર્ય મહેનત અને સંઘર્ષનું છે) બસ, જે ઔરતો નેક છે (તે પુરુષોની આ શ્રેષ્ઠતા અને તેના હકોના કારણે તેમની) ફરમાંબરદારી કરે છે (અને) પુરુષોની ગેરહાજરીમાં (પણ)

અલ્લાહની હિફાઝત (અને તવફીક) વડે (પતિના માલ અને ઈજ્જતની) દેખરેખ રાખે છે અને જે સ્ત્રીઓમાં (આ લક્ષણ નથી હોતું બલકે,) એવું હોય કે તમને (પત્નીઓના) કંકાશની (મજબૂત) શક્યતા હોય તો તેમને (પ્રથમ) મૌખિક શિખામણ આપો અને (ન માને તો) તેમને શયનકક્ષોમાં એકલી છોડી દો (એટલે કે તેમના ઓરડામાં ન સૂવો) અને (તો પણ ન માને તો) તેમને (હળવો) માર મારો પછી જો તે તમારી ફરમાંબરદારી કરવાનું શરૂ કરી આપે તો તેમના ઉપર (અતિરેક કરવા માટે પજવવાના હેતુથી) બહાના (અને મોકા) ન શોધો. (કારણ કે) નિઃશંક ! અલ્લાહ તઆલા અતિઉચ્ચ અને સૌથી મહાન છે. (જો તમે આવું કરશો તો પછી તે પણ તમારા ઉપર પોતાના હકો બાબતે હજારો આક્ષેપો લગાવી શકે છે) અને જો તમને ઉપરવાળા (સગાં–સંબંધી)ઓને તે બંને પતિ–પત્નીમાં (એવી ખેંચતાણની) શંકા હોય (કે તેઓ પરસ્પર સમાધાન નહીં કરી શકે) તો તમે લોકો એક પુરુષ જે સમાધાન કરવાની ક્ષમતા ધરાવતો હોય પુરુષના ખાનદાનમાંથી અને એક પુરુષ (આ જ પ્રમાણે) સમાધાન કરાવવાની ક્ષમતા ધરાવતો હોય, સ્ત્રીના ખાનદાનમાંથી (લવાદ તરીકે નક્કી કરીને આ ખેંચતાણ અને કંકાશને દૂર કરવા માટે તેમની પાસે) મોકલો (કે તેઓ તહકીક કરીને પરિસ્થિતિ જાણે અને જેની વાત ખોટી હોય તે બંનેને પોત–પોતાનો દોષ સમજાવે) જો તે બંને પુરુષોને (સાચા દિલથી) સુધારણા (કરવાનું) મંજૂર હશે તો અલ્લાહ તઆલા આ પતિ–પત્નીમાં (એ શરતે કે, આ લવાદના મશ્વરા ઉપર અમલ કરે) સુલેહ કરી આપશે. નિઃશંક ! અલ્લાહ તઆલા મોટો ઈલ્મવાળો અને ખૂબ માહિતગાર છે, (જે પ્રમાણે તેમનામાં પરસ્પર સુલેહ થઈ શકે છે તેને પણ જાણે છે અને લવાદની નિય્યત ઠીક હોય તો અલ્લાહ તેમના દિલોમાં સુલેહ–સંપની કોઈ તક ચોક્કસ ઉપસ્થિત કરશે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ નિસાઅ્ની શરૂઆતથી અહીંયાં સુધી મોટા ભાગના હુકમો અને હિદાયતો સ્ત્રીઓના અધિકારોના સંદર્ભમાં આવી છે, જેમાં તે અત્યાચારોને દૂર કરવામાં આવ્યા છે, જે ઈસ્લામ અગાઉ આખી દુનિયામાં આ નમણી–નાજુક નારી ઉપર કરવામાં આવતા હતા. ઈસ્લામે સ્ત્રીઓને તે તમામ માનવીય અધિકારો આપ્યા જે પુરુષોને પ્રાપ્ત છે. જો સ્ત્રીઓની જવાબદારી પુરુષોની અમુક

સેવાઓ કરવાની છે તો પુરુષો માટે પણ સ્ત્રીઓના અધિકારો પૂર્ણ કરવાની જવાબદારી ફરજ કરવામાં આવી છે.

સૂરએ બકરહની આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَلَهُنَّ مِثْلُ الَّذِىْ عَلَيْهِنَّ بِالْمَعْرُوْفِ એટલે કે, સ્ત્રીઓના અધિકારો પુરુષોના જિમ્મે એ જ પ્રમાણે વાજિબ છે જે પ્રમાણે પુરુષોના હકો સ્ત્રીઓના જિમ્મે છે અને તેમાં બંનેના અધિકારો (હકો)ની અદાયગીનો હુકમ આપીને તેની સ્પષ્ટતાઓ નિયમનો હવાલો આપી વર્ણન કરવામાં આવી. આખા જગતમાં પ્રચલિત અજ્ઞાનતાપૂર્ણ જુલમી રીત–રિવાજોનો આ હુકમ દ્વારા નાશ કરવામાં આવ્યો. હા ! એ જરૂરી નથી કે, પતિ–પત્ની બંનેના અધિકારોનું સ્વરૂપ બિલકુલ જ સમાન હોય, બલકે સ્ત્રીઓ ઉપર એક પ્રકારનું કામ જરૂરી છે તો સામે પક્ષે પુરુષો ઉપર પણ બીજા પ્રકારની જવાબદારી હોય છે. સ્ત્રીઓ ઘરગૃહસ્થીની જવાબદારી અને બાળકોની કેળવણી તથા તેની સુરક્ષાની જવાબદારી નિભાવે છે, તો પુરુષો પણ આવશ્યક જીવન–જરૂરી ખર્ચ માટે તથા આર્થિક ઉપાર્જનની જવાબદારી નિભાવે છે. સ્ત્રીઓની જવાબદારી પુરુષોની સેવા અને તેમની આજ્ઞાનું પાલન છે, તો પુરુષોની જવાબદારી તેમની મહર અને ભરણ–પોષણના સંપૂર્ણ ખર્ચની વ્યવસ્થા કરવાની છે. મતલબ કે, આ આયત દ્વારા સ્ત્રી અને પુરુષોને એકબીજાના પૂરક અધિકારો આપવામાં આવ્યા છે.

પરંતુ એક બાબત એવી પણ છે જેમાં પુરુષોને સ્ત્રીઓ ઉપર કંઈક અંશે શ્રેષ્ઠતા બખ્શવામાં આવી છે અને એક વિશિષ્ટ પ્રકારની ઉચ્ચતા અર્પવામાં આવી છે. એટલા માટે આ આયતના અંતે ફરમાવ્યું, وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ એટલે કે, "પુરુષોને સ્ત્રીઓ ઉપર એક વિશેષ દરજ્જો પ્રાપ્ત છે."

આ આયતોમાં એ જ દરજ્જાનું વર્ણન કુર્આને કરીમે હિકમતભરી શૈલીમાં એ રીતે કર્યું છે કે, પુરુષોની આ વિશેષતા અને શ્રેષ્ઠતા પોતે સ્ત્રીઓ માટે લાભદાયક અને તેમના હકમાં અને હિતમાં મસ્લિહત આધારિત છે, તેમાં સ્ત્રીના માન–મોભા કે મર્યાદા વિરુદ્ધ કશું જ નથી અને એમાં સ્ત્રીઓનું કોઈ નુકસાન પણ નથી.

ફરમાવ્યું, اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَآءِ આ આયતમાં આવતો શબ્દ قَوَّامُ

(કવ્વામ), قَيَّامٌ (કય્યામ), قَيِّمٌ (કય્યિમ) અરબી ભાષામાં તે વ્યક્તિને કહેવામાં આવે છે જે કોઈ કાર્યનો વ્યવસ્થાપક હોય અથવા કોઈ બાબતને ચલાવવાની જવાબદારી નિભાવતો હોય. એટલા માટે આ આયતમાં "કવ્વામ"નો તરજુમો સામાન્ય રીતે "હાકિમ" (સરદાર)નો કરવામાં આવ્યો છે, એટલે કે પુરુષો સ્ત્રીઓ ઉપર "હાકિમ" (સરદાર) છે. તેનો ભાવાર્થ એ છે કે, દરેક સામૂહિક વ્યવસ્થાઓમાં બૌદ્ધિક અને તાર્કિક રીતે એ આવશ્યક હોય છે કે, કોઈપણ વ્યવસ્થાનો સરદાર અથવા અમીર કે હાકિમ હોય છે અને મતભેદોના સમયે તેના ફેંસલાને આખરી નિર્ણય સમજવામાં આવે છે, જેનાથી આગળ કામ ચાલે છે. જે પ્રમાણે દેશ, રાજ્ય અથવા શા'સન માટે આવા હાકિમની આવશ્યકતા હોય છે એ જ પ્રમાણે કૌટુંબિક વ્યવસ્થાઓમાં પણ એવી આવશ્યકતા હંમેશા અનુભવવામાં આવે છે અને કોઈ એક વ્યક્તિને કુટુંબનો સરદાર અથવા હાકિમ બનાવવામાં આવે છે. એ જ પ્રમાણે આ સામાજિક વ્યવસ્થાઓમાં જેને ઘરગૃહસ્થી કહેવામાં આવે છે, તેમાં પણ એક અમીર અને સરદારની જરૂર હોય છે. સ્ત્રીઓ અને બાળકોના બદલે આ કાર્ય માટે અલ્લાહ તઆલાએ પુરુષોને નિયુક્ત કર્યા છે. તેમનું જ્ઞાન, કાર્ય કરવાની ક્ષમતા તથા સામર્થ્ય સ્ત્રીઓ અને બાળકો કરતાં વધારે હોય છે અને આ એવું સનાતન સત્ય છે કે, કોઈ પણ સમજદાર સ્ત્રી અથવા પુરુષ આ બાબતનો ઈન્કાર નહીં કરી શકે.

ખુલાસો એ છે કે, સૂરએ બકરહની આયતમાં وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ ફરમાવીને અને સૂરએ નિસાઅ્ની આયતમાં આ વર્ણન કરીને اَلرِّجَالُ قَوَّامُوْنَ عَلَى النِّسَآءِ બતાવી દીધું કે, જો કે સ્ત્રીઓના અધિકારો પુરુષો ઉપર એ જ પ્રમાણે વાજિબ અને આવશ્યક છે જે રીતે પુરુષોના સ્ત્રીઓ ઉપર છે અને બંનેના પરસ્પર હકો એકબીજાના પૂરક છે, પરંતુ એક બાબતમાં પુરુષોને વિશેષતા પ્રાપ્ત છે કે, તેને "હાકિમ" (સરદાર) બનાવવામાં આવ્યો છે..... અને કુર્આને કરીમની બીજી આયતોથી એ પણ સ્પષ્ટ થઈ ગયું છે કે આ સરદારી જે રીતે પુરુષોને સ્ત્રીઓ ઉપર આપવામાં આવી છે તે ફક્ત સરદારી અને હુકમ ચલાવવા માટેનો વિશેષાધિકાર નથી. બલકે, પોતે સરદાર એટલે કે, પતિ પોતે પણ શરીઅતના કાનૂન પ્રમાણે મશ્વરાનો બંધાયેલો છે. ફક્ત પોતાની ઈચ્છા પ્રમાણે કોઈ કામ નથી કરી શકતો, તેને હુકમ આપવામાં આવ્યો છે عَاشِرُوْ هُنَّ بِالْمَعْرُوْفِ એટલે

કે, "સ્ત્રીઓ સાથે નિયમ પ્રમાણે સારો વર્તાવ કરો."

એ જ પ્રમાણે બીજી આયતમાં عَنۡ تَرَاضٍ مِّنۡهُمَا وَتَشَاوُرٍનો તા'લીમ આપવામાં આવી, જેમાં એવું માર્ગદર્શન આપ્યું છે કે, ઘરગૃહસ્થીમાં પત્નીના સલાહ-મશ્વરાથી કામ કરે. આ સ્પષ્ટતા પછી પુરુષની સરદારી સ્ત્રીઓ માટે કોઈ લઘુતાગ્રંથીથી પીડાવાનું કારણ ન હોઈ શકે. અત્રે આવી સંભાવના હોવાના કારણે કે, પુરુષોના આ વિશેષાધિકારના લીધે અને પોતે પુરુષોના તાબે'દાર હોવાના કારણે સ્ત્રીઓને એ બાબત પસંદ નહીં પડે એટલા માટે અલ્લાહ તઆલાએ આ સ્થળે ફક્ત હુકમ બતાવીને અને તેને લાગુ પાડવાને પૂરતું નથી સમજ્યું. બલકે, પોતે તેની હિકમત અને કારણોને પણ જાહેર કરી દીધા. એક તો પ્રાકૃતિક કારણ છે જેમાં કોઈની પણ દખલગીરી શક્ય નથી અને બીજો ઈચ્છાવર્તી અને અધિકારમાં હોય એવું કાર્ય અને તેનો પ્રભાવ છે.

પ્રથમ કારણ આ જાહેર કર્યું, بِمَا فَضَّلَ اللّٰهُ بِهٖ بَعۡضَهُمۡ عَلٰى بَعۡضٍ એટલે કે, અલ્લાહ તઆલાએ દુનિયામાં ખાસ, હિકમત અને હિત હેઠળ એકને બીજા ઉપર વિશેષતા આપી છે. કોઈને શ્રેષ્ઠ તો કોઈને સામાન્ય કક્ષાનો બનાવ્યો છે. જેમકે, એક ખાસ મકાનને અલ્લાહ તઆલાએ પોતાનું "બયતુલ્લાહ" અને "કિબ્લો" ઠરાવી દીધો અને "બયતુલ મુકદસ"ને પણ ખાસ મહત્ત્વ આપ્યું, એ જ પ્રમાણે પુરુષોની સરદારી પણ એક અલ્લાહનો અર્પણ કરેલ વિશેષાધિકાર છે, જેમાં પુરુષોના પ્રયત્નો અને તેના કાર્યો અથવા તો સ્ત્રીઓની ઉણપો અને અશક્તિની કોઈ દખલગીરી વગેરે કારણો જવાબદાર નથી.

બીજું કારણ ઈચ્છાવર્તી અને મનુષ્યના અધિકારમાં હોય એવું છે કે, પુરુષો પોતાનો માલ સ્ત્રીઓ ઉપર ખર્ચ કરે છે. તેમની મહર અદા કરે છે અને તેની તમામ જીવન-જરૂરિયાતની આવશ્યકતાઓની જવાબદારી ઉઠાવે છે.... આ બે કારણોથી પુરુષને સ્ત્રીઓનો સરદાર બનાવવામાં આવ્યો છે.

**ખુલાસો :**

અત્રે એક વાત ધ્યાન કેન્દ્રિત કરે છે, ઈબ્ને હબ્બાન (રહ.) "બહરે મુહીત"માં લખે છે કે, "આયતમાં પુરુષની સરદારીના બે કારણોના વર્ણનથી એ સાબિત થઈ ગયું કે, કોઈનો વાલીપણાનો અથવા સરદારીનો હક ફક્ત

બળજબરીથી અથવા તો અત્યાચારથી સ્થાપિત નથી થતો. બલકે, કાર્ય કરવાની ક્ષમતા અને કુશળતા પણ હુકૂમતના હકદાર બનાવી શકે છે.

**પુરુષોના વિશેષાધિકારના વર્ણન માટે કુર્આને હકીમની આશ્ચર્યજનક વર્ણનશૈલી :**

પ્રથમ કારણના વર્ણનમાં ટૂંકી પદ્ધતિ એ હતી કે, "રિજાલ" (પુરુષ) અને "નિસાઅ્" (સ્ત્રી) તરફ "જમીરો" લગાવીને فَضَّلَهُمْ عَلَيْهِنَّ ફરમાવી શકાયું હોત, પરંતુ કુર્આને કરીમે વિષય બદલીને بَعْضَهُمْ عَلٰى بَعْضٍ નો શબ્દ અપનાવ્યો, તેમાં એ હિકમત છે કે, સ્ત્રીઓ અને પુરુષોને પરસ્પર એકબીજાના પૂરક ઠરાવવામાં આવ્યા અને એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, કોઈ બાબતમાં પુરુષોની વિશેષતા અને શ્રેષ્ઠતા સાબિત પણ થઈ જાય તો તેનું ઉદાહરણ એવું છે, જેમકે માનવીના શરીરનું માથું તેના હાથથી ઉચ્ચ સ્થાને છે અથવા મનુષ્યનું હૃદય તેના પાચન અવયવો કરતાં વધારે મહત્ત્વ ધરાવે છે, તો જે પ્રમાણે માથું હાથથી શ્રેષ્ઠ હોય છે, પરંતુ આ માથું હાથનું મહત્ત્વ ઓછું નથી કરતું એ જ પ્રમાણે પુરુષ સરદાર બની જવાથી સ્ત્રીઓનો દરજ્જો ઘટી નથી જતો, કારણ કે આ બંને એક જ શરીરના અવયવોની જેમ એકબીજાના પૂરક છે. પુરુષ માથું છે, તો સ્ત્રી તેનું બાકીનું શરીર છે.

અને અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, આ વિષયથી એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, આ વિશેષાધિકાર જે પુરુષને સ્ત્રીઓ ઉપર પ્રાપ્ત છે તે પુરુષ પ્રજાતિ (Gender) હોવાના કારણે છે. જ્યાં સુધી મનુષ્યનો સંબંધ છે તો ઘણું જ શક્ય છે કે, કોઈ સ્ત્રી જ્ઞાન અને કળામાં કોઈ પુરુષ કરતાં આગળ વધી જાય અને સરદારીના ગુણમાં પણ પુરુષ કરતાં શ્રેષ્ઠ હોય.

**પુરુષ અને સ્ત્રીના વિવિધ કૃત્યોની વહેંચણી પ્રકૃતિના સિદ્ધાંત ઉપર આધારિત છે :**

બીજું કારણ ઈચ્છાવર્તી છે, જે આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યું છે કે, "પુરુષ પોતાનો માલ સ્ત્રીઓ માટે ખર્ચ કરે છે," તેમાં પણ અમુક મહત્ત્વના સિદ્ધાંતો તરફ ઈશારો કરવામાં આવ્યો છે. દાખલા તરીકે, એક તો એ શંકાનું નિવારણ છે જે વારસા-વહેંચણીની આયતોમાં પુરુષોનો ભાગ સ્ત્રીઓ કરતાં

બમણો હોવાથી ઉત્પન્ન થઈ શકે છે. કારણ કે, આ આયતે તેનું પણ એક કારણ જાહેર કરી દીધું કે, બધા જ પ્રકારના ખર્ચની જવાબદારીઓ પુરુષોના જિમ્મે છે. સ્ત્રીઓની પરિસ્થિતિ તો એવી છે કે શાદી અગાઉ તેના બધા જ ખર્ચની જવાબદારી પિતાના શિરે હોય છે અને શાદી પછી આ જવાબદારી પતિના શિરે હોય છે. એટલા માટે જો વિચાર કરવામાં આવે તો પુરુષનો બમણો ભાગ આપવો તેને કંઈ વધારે આપેલું ન ગણાય, તે ફરી પાછું સ્ત્રીને જ મળશે.

બીજા એક મહત્ત્વના સિદ્ધાંત તરફ ઈશારો કરવામાં આવ્યો કે, સ્ત્રી પોતાની પ્રકૃતિ અને સ્વભાવના આધારે એટલી મજબૂત નથી કે, તે પોતાનો ખર્ચ પોતે કમાઈને ઉપાર્જિત કરી શકે, ન તો તેના માટે એવી પરિસ્થિતિ અનુકૂળ હોય છે કે, તે મહેનત–મજૂરી અને અન્ય આર્થિક ઉપાર્જનના માધ્યમોનો ઉપયોગ કરીને પુરુષોની જેમ બજારો અને કચેરીઓમાં આંટા–ફેરા કર્યા કરે.... એટલા માટે અલ્લાહ તઆલાએ સંપૂર્ણ આર્થિક જવાબદારી પુરુષો પર નાંખી દીધી. શાદી પહેલાં પિતા તેનો બોજો ઉપાડે છે અને શાદી પછી પતિ.... તેનાથી વિપરીત વંશ વધારવાનું માધ્યમ સ્ત્રીઓને બનાવવામાં આવ્યું, બાળકોનો ઉછેર અને ઘરગૃહસ્થીની જવાબદારી સ્ત્રીને સોંપવામાં આવી. પુરુષોની પ્રકૃતિ ગર્ભાધાનની જહેમત સહન કરી શકે એમ ન હતી.

એટલા માટે એવું ન સમજવું જોઈએ કે, સ્ત્રીઓને પોતાના જીવન–જરૂરી ખર્ચમાં પુરુષોની મોહતાજ કરીને તેના સન્માનને ઓછું કરવામાં આવ્યું છે, બલકે અલ્લાહની વહેંચણીના આ સિદ્ધાંત આધારે દરેકની ફરજોની વિભિન્ન પ્રકારની વહેંચણી કરવામાં આવી છે. આ ફરજોની વહેંચણી દરમિયાન જે પરસ્પર શ્રેષ્ઠતાઓ અને વિશેષતાઓ હોય છે તે અહીંયાં પણ છે.

ખુલાસો એ છે કે, ઉપરોક્ત બંને કારણો દ્વારા એ બતાવવામાં આવ્યું છે કે, પુરુષોની સરદારીના કારણે ન તો તેમનો દરજ્જો ઓછો થાય છે અને ન જ તેમાં તેમનું કોઈ નુકસાન છે બલકે તેનો ફાયદો સ્ત્રીઓને જ થાય છે.

**સાલેહ (નેક) પત્ની :**

આ આયતની શરૂઆતમાં નિયમ તરીકે બતાવવામાં આવ્યું કે, પુરુષ એ સ્ત્રી ઉપર સરદાર છે અને ત્યાર પછી નેક અને ખરાબ (બદ) બંને પ્રકારની

સ્ત્રીઓનું વર્ણન કર્યું, فَالصّٰلِحٰتُ قٰنِتٰتٌ حٰفِظٰتٌ لِّلْغَيْبِ بِمَا حَفِظَ اللّٰهُ એટલે કે, નેક સ્ત્રીઓ તે છે જે પુરુષોની સરદારીનો સ્વીકાર કરે છે, તેમની આજ્ઞાનું પાલન કરે છે અને પુરુષોની ગેરહાજરીમાં પોતાની આત્મરક્ષા અને માલની પણ સુરક્ષા કરે છે. એટલે કે પોતાની "ઈસ્મત" (ચારિત્ર્ય) અને ઘર તથા તેના પતિના માલનું રક્ષણ કે જે ઘરગૃહસ્થીની સૌથી મહત્ત્વની જવાબદારી છે તેને પૂર્ણ કરે છે. શરીઅતમાં ઘરગૃહસ્થીની જવાબદારી નિભાવતી વખતે સ્ત્રીઓએ પુરુષની હાજરી અથવા ગેરહાજરી બંને પરિસ્થિતિઓમાં સમાન રીતે વર્તવાનું છે. એવું ન હોવું જોઈએ કે પુરુષોની હાજરીમાં તો આ જવાબદારી પૂર્ણ કરવાની કાળજી લેવામાં આવે અને તે ગેરહાજર હોય તો આ બાબતોમાં નિષ્કાળજી દાખવે.

રસૂલે કરીમ ﷺએ આયતની તફસીર તરીકે ફરમાવ્યું,

خَيْرُ النِّسَآءِ اِمْرَأَةٌ اِذَا نَظَرْتَ اِلَيْهَا سَرَّتْكَ وَاِذَا اَمَرْتَهَا اَطَاعَتْكَ وَاِذَا غِبْتَ عَنْهَا حَفِظَتْكَ فِيْ مَالِهَا وَنَفْسِهَا،

*"શ્રેષ્ઠતમ્ સ્ત્રીઓ તે છે જ્યારે તમે તેમને જુઓ તો ખુશ થાઓ અને જ્યારે તેને કોઈ હુકમ આપો તો આજ્ઞાનું પાલન કરે અને જ્યારે તમે ગેરહાજર હોવ તો પોતાની જાતનું અને માલનું રક્ષણ કરે."*

કારણ કે, સ્ત્રીઓની આ જવાબદારીઓ એટલે કે, પોતાની ઈસ્મત (શીલ રક્ષા) અને પતિના માલનું રક્ષણ બંને સરળ કામ નથી. એટલા માટે આગળ ફરમાવવામાં આવ્યું, بِمَا حَفِظَ اللّٰهُ એટલે કે, "તેની હિફાઝત કરવામાં અલ્લાહ તઆલા સ્ત્રીઓની મદદ કરે છે," તેની મદદ અને તવફીકથી જ તે આ જવાબદારીઓ અને વચનોને નિભાવે છે. નહિતર વ્યક્તિનો નફ્સ (મનેચ્છાઓ) અને શયતાનની ધોકાબાજીઓ દરેક સમયે પ્રત્યેક પુરુષ અને સ્ત્રીને ઘેરી રાખતી હોય છે અને સ્ત્રીઓ ખાસ કરીને પોતાના જ્ઞાન અને અમલીકરણમાં પુરુષોના મુકાબલામાં થોડી અશક્ત પણ હોય છે, તે છતાં તે આ જવાબદારીઓમાં પુરુષોથી વધારે મજબૂત દષ્ટિગોચર થાય છે. આ બધું અલ્લાહ તઆલાની તવફીક અને મદદ જ છે, આ જ કારણ છે કે, બેહયાઈ (નિર્લજ્જતા)ના ગુનાહોમાં પુરુષો કરતાં સ્ત્રીઓ ઘણી ઓછી સંડોવાય છે.

આજ્ઞાપાલક, ફરમાંબરદાર, તાબે'દાર સ્ત્રીઓ દુનિયાની શ્રેષ્ઠતમ્ પત્નીઓ છે, તે આ આયતનો ભાવાર્થ સમજવામાં આવે છે, આ સંદર્ભે હદીષો પણ વર્ણન કરવામાં આવી છે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

"જે સ્ત્રી પોતાના પતિની તાબે'દાર અને આજ્ઞાપાલક હોય; તેમના માટે પક્ષીઓ હવામાં અને માછલીઓ દરિયામાં અને ફરિશ્તાઓ આસમાનમાં અને જંગલી જાનવરો જંગલોમાં ઈસ્તિગફાર (ક્ષમા–યાચના) કરે છે." *(બહરે મુહીત)*

## નાફરમાન અને પતિના હુકમોની અવજ્ઞા તથા અનાદર કરનાર સ્ત્રીઓની સુધારણાની પદ્ધતિ :

ત્યાર પછી તે સ્ત્રીઓનું વર્ણન છે, જે પોતાના પતિઓની ફરમાંબરદાર નથી અથવા જેમનાથી તેમના કામમાં ઉણપ રહી જતી હોય છે. કુર્આને કરીમમાં તેમની સુધારણા માટે પુરુષોને આવી સ્ત્રીઓની કેળવણીની ત્રણ પદ્ધતિઓ બતાવી છે. وَالّٰتِیْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِی الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ એટલે કે, સ્ત્રીઓ તરફથી જો કોઈ આજ્ઞાનો અનાદર થતો હોય અથવા થવાની શંકા હોય તો તેની સુધારણા માટેનું પ્રથમ પગલું એ છે કે, વિનમ્રતાથી તેમને સમજાવો અને જો તે ફક્ત સમજાવવાથી ન સમજે અને ન સુધરે તો બીજો હુકમ એ છે કે તેમને શયનકક્ષથી અલગ કરી દો, જેથી તેમને પતિની નારાજગીનો અહેસાસ થાય અને પોતાના કૃત્યો ઉપર અફસોસ થાય. કુર્આને કરીમના શબ્દો فِی الْمَضَاجِعِ (ફિલ્ મદાજિઈ) છે, તેનો ફુક્હાએ એ ભાવાર્થ કાઢ્યો છે કે ફક્ત શયનકક્ષથી જુદા કરવાનો અર્થ છે, મકાનથી જુદાઈ ન કરે કે, સ્ત્રીઓને મકાનમાં એકલી છોડી દે, તેમાં તેમને વધારે દુ:ખ પહોંચશે અને આવું કરવાથી ફસાદ તથા અણબનાવ વધવાની સંભાવના વધારે છે.

એક સહાબી (રદિ.)થી રિવાયત છે,

قُلْتُ یَارَسُوْلَ اللّٰهِ ﷺ مَاحَقُّ زَوْجَةِ اَحَدِ نَاعَلَیْهَا قَالَ اَنْ تُطْعِمَهَا اِذَا طَعِمْتَ وَتَكْسُوَهَا اِذَا اكْتَسَیْتَ وَلَا تَضْرِبِ الْوَجْهَ وَلَا تُقَبِّحْ وَلَا تَهْجُرْ اِلَّا فِی الْبَیْتِ

(مِشْكٰوةُ، ص ۲۸۱)

*"મેં રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે, અમારી પત્નીઓનો અમારા ઉપર શું હક છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, જ્યારે તમે જમો તો તેમને પણ જમાડો અને જ્યારે તમે પહેરો તો તેમને પણ પહેરાવો અને ચહેરા ઉપર ન મારો અને જો તેને અલગ કરવા ઈચ્છો તો ફક્ત એટલી કરો કે (શયનકક્ષથી અલગ કરી દો) મકાનથી અલગ ન કરો."*

અને જો તેણીઓ ઉપર આ વિનમ્રતાપૂર્વક કરવામાં આવેલ હળવી શિક્ષા અને ચેતવણીની પણ કોઈ અસર ન થાય તો પછી તેમને સામાન્ય માર મારવાની પણ પરવાનગી છે, જેનાથી તેના શરીર ઉપર પ્રભાવ ન પડે અને હાડકું તૂટવા અથવા ઘા લાગવા સુધીની નોબત ન આવે અને ચહેરા પર મારવાની તો સદંતર મનાઈ કરવામાં આવી છે.

શરૂઆતની બે શિક્ષાઓ તો વિનંમ્રતાપૂર્વકની હળવી શિક્ષા છે, એટલા માટે અંબિયા (અલૈ.) અને નેક લોકોના નિવેદનોમાં તો તેની પરવાનગી જોવા મળે છે અને તેના ઉપર અમલ થયાનું પણ સાબિત થયેલ છે, પરંતુ ત્રીજી સજા એટલે કે મજબૂરીની કક્ષામાં જો કે, એક ખાસ પદ્ધતિથી મારપીટની પુરુષને પરવાનગી આપવામાં આવી છે, પરંતુ તેની સાથે-સાથે હદીષમાં એ પણ ઈરશાદ છે وَلَنْ يَّضْرِبَ خِيَارُكُمْ એટલે કે, "સારા પુરુષો આ મારવાની શિક્ષા સ્ત્રીઓને ન આપે." એટલા માટે અંબિયા (અલૈ.)એ ક્યારેય આવો અમલ કર્યાનું સાબિત થયું નથી.

ઈબ્ને સઅદ અને બયહકીએ હઝરત સિદીકે અકબર (રદિ.)ની પુત્રીની આ રિવાયત નકલ કરી છે કે, "શરૂઆતમાં પુરુષો માટે સ્ત્રીઓને મારપીટ કરવાની સદંતર મનાઈ કરવામાં આવી હતી. પરંતુ જ્યારે સ્ત્રીઓ નીડર બની ગઈ તો આ પરવાનગી પુનઃસ્થાપિત કરવામાં આવી."

પ્રસ્તુત આયતનો સંબંધ પણ આ પ્રકારની એક ઘટનાથી છે, તેનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) એ છે કે, હઝરત ઝૈદ બિન ઝહીર (રદિ.)એ પોતાની પુત્રી હબીબહના નિકાહ હઝરત સઅદ બિન રબીઅ્ (રદિ.) સાથે કર્યા હતા, તેમનામાં પરસ્પર મતભેદ ઊભો થઈ ગયો, પતિએ પત્નીને એક તમાચો મારી દીધો. હબીબહ (રદિ.)એ પોતાના પિતાને ફરિયાદ કરી, પિતા તેને

લઈને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા, રસૂલે કરીમ ﷺએ હુકમ આપ્યો કે, "હબીબહ (રદિ.)ને અધિકાર છે કે, જેટલા જોરથી સઅદ બિન રબીઅ્‌ (રદિ.)એ તમાચો માર્યો છે, તે પણ એટલા જ જોરથી તેમને તમાચો મારે."

આ બંને નબી ﷺનો હુકમ સાંભળીને ચાલ્યા ગયા કે તે પ્રમાણે સઅદ બિન રબીઅ્‌ (રદિ.) પાસેથી તેનો બદલો લે, પરંતુ તે સમયે આ પ્રસ્તુત આયત નાઝિલ થઈ જેમાં છેલ્લી હદની પરિસ્થિતિઓમાં પુરુષ માટે સ્ત્રીની મારપીટ કરવાને પણ જાઈઝ ઠરાવવામાં આવ્યું અને તેના ઉપર પુરુષ પાસેથી વળતર અથવા બદલો લેવાની પરવાનગી આપવામાં ન આવી. આયત નાઝિલ થવાથી રસૂલે કરીમ ﷺએ તે બંનેને બોલાવીને અલ્લાહ તઆલાનો હુકમ સંભળાવ્યો અને પ્રથમ બદલો લેવાનો કરેલો હુકમ રદ કરી દીધો.

આયતના અંતે ઈરશાદ ફરમાવ્યું કે, જો આ ઉપરોક્ત વર્ણન કરવામાં આવેલ ત્રણે પદ્ધતિઓ અપનાવવાથી પત્નીઓ ઉપર અસર થાય અને તેઓ આજ્ઞાપાલક બની જાય તો પછી તમે આંખ આડા કાન કરી દરગુઝરથી કામ લો અને નાની–નાની વાતો પર આક્ષેપબાજી કરવાના માર્ગો ન શોધ્યા કરો અને સમજી લો કે, અલ્લાહની કુદરત બધા જ ઉપર પ્રભાવી છે.

**વિષયનો ખુલાસો :**

આયતના મૂળભૂત સિદ્ધાંતોના આધારે જે વાત ખૂલીને સામે આવે છે, તે એ છે કે, જો કે, પાછલી આયતોના હુકમ પ્રમાણે પુરુષો અને સ્ત્રીઓ પરસ્પરના અધિકારોમાં એકસમાન છે, પરંતુ સ્ત્રીઓના હકોની અદાયગીમાં એ કારણથી વધારે કાળજી રાખવામાં આવી છે કે તે પુરુષ કરતાં પ્રાકૃતિક રીતે કમજોર હોય છે, પોતાના અધિકારો પોતાના બાવડાંના બળે પુરુષ પાસેથી પ્રાપ્ત નથી કરી શકતી, પરંતુ આ સમાનતાનો એ અર્થ નથી કે, સ્ત્રી અને પુરુષોની પરસ્પરની ઉચ્ચતા અથવા દરજ્જામાં કોઈ ક્ષુલ્લક તફાવત પણ ન હોય. બલકે, હિકમત અને ન્યાયના તકાદા પ્રમાણે પુરુષોને સ્ત્રીઓ ઉપર સરદાર બનાવવામાં આવ્યા છે.

પ્રથમ તો પુરુષ પ્રજાતિ (Male Gender) પોતાના જ્ઞાન અને ગુણોના

આધારે સ્ત્રી પ્રજાતિ ઉપર એક અલ્લાહે અર્પેલ શ્રેષ્ઠતા અને અગ્રિમતા ભોગવે છે, આવી કુદરતી રીતે પ્રાપ્ત થયેલ પ્રતિષ્ઠા સ્ત્રી પ્રજાતિ માટે શક્ય નથી. વ્યક્તિગત અપવાદો અથવા અમુક ઘટનાઓ આમાંથી બાકાત છે, પરંતુ તે કોઈ સર્વસામાન્ય નિયમ નથી.

બીજું એ કે, સ્ત્રીઓની બધી જ આવશ્યકતાઓની જવાબદારી પુરુષ પોતાની કમાઈ અને પોતાના માલમાંથી કરે છે.... પ્રથમ કારણ તો ગેરઈખ્તિયારી (અનિચ્છાવર્તી – એટલે કે મનુષ્યના અધિકારક્ષેત્રમાં ન હોય એવું) હતું, પરંતુ આ બીજું કારણ ઈચ્છાવર્તી એટલે કે મનુષ્યના અધિકારક્ષેત્રમાં છે અને એવું પણ કહી શકાય છે કે, એક જ માં–બાપના સંતાનોમાંથી અમુકને સરદાર અને અમુકને તેમના તા'બામાં આજ્ઞાંકિત બનાવવા માટે બુદ્ધિ અને ન્યાયની રૂએ બે વસ્તુઓ આવશ્યક હતી. એક, જેને હાકિમ (સરદાર) બનાવવામાં આવે તેનામાં જ્ઞાન અને અમલના આધારે સરદારીની ક્ષમતા; બીજું, તેની સરદારી ઉપર તેના તા'બા હેઠળના લોકોની રાજી–ખુશી. કારણ કે, નિકાહના સમયે જ્યારે સ્ત્રી પોતાની મહર અને ભરણ–પોષણની જવાબદારીની શરત ઉપર નિકાહની પરવાનગી આપે છે ત્યારે તે પતિની સરદારીને પણ સ્વીકારે છે.

મતલબ કે, આ આયતના પહેલાં વાક્યમાં ઘરગૃહસ્થીનો એક સામાજિક પાયાનો સિદ્ધાંત બતાવવામાં આવ્યો છે કે, મોટા–ભાગની વસ્તુઓમાં હકોની સમાનતા હોવા છતાં પુરુષને સ્ત્રીઓ ઉપર એક પ્રકારે સરદારીની શ્રેષ્ઠતા પ્રાપ્ત છે અને સ્ત્રીઓ તેમના તા'બા હેઠળ આજ્ઞાંકિત છે.

આ પાયાના સિદ્ધાંતોના સંદર્ભે વાસ્તવમાં જગતમાં સ્ત્રીઓ બે વિભાગમાં વહેંચાઈ ગઈ છે. એક, તે જેણે આ પાયાના સિદ્ધાંત અને પોતાના કરારની પાબંદી કરી અને વચન પાળ્યું, તથા પતિની સરદારીનો સ્વીકાર કરીને તેનું આજ્ઞાપાલન કર્યું.... અને બીજો વિભાગ તે, જેઓ આ સિદ્ધાંત ઉપર સંપૂર્ણ રીતે કાયમ ન રહ્યા, પહેલો વિભાગ તો ઘરગૃહસ્થીની શાંતિ–સલામતી અને સંતોષનો પોતે જ નમૂનો છે, તેમાં કોઈને સુધારણા કરવાની કોઈ આવશ્યકતા નથી.

બીજા વિભાગની સુધારણા માટે આયતના બીજા વાક્યમાં એક એવી સંગઠિત અને વ્યવસ્થિત વ્યવસ્થાનો નિયમ બતાવવામાં આવ્યો કે, જેના દ્વારા

ઘરગૃહસ્થીની સુધારણા ઘરની ચાર દિવાલોમાં રહીને થઈ જાય છે તથા પતિ-પત્નીના ઝઘડા અને કંકાશ ઘરમાંને ઘરમાં જ નિપટી જાય છે. કોઈ ત્રીજા પક્ષની દખલગીરીની કે લવાદની આવશ્યકતા નથી હોતી, તેમાં પુરુષોને સંબોધીને ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, જો સ્ત્રીઓની ફરમાંબરદારી અથવા આજ્ઞાપાલનમાં કોઈ ઉણપ અનુભવવામાં આવે તો સૌ પ્રથમ કામ એ કરો કે, તેમને વિનમ્રતાથી સમજાવીને તેમને માનસિક રીતે આજ્ઞાપાલન માટે સજ્જ કરો અને જો તેનાથી કામ ચાલી જાય તો મા'મલો અહીંયાં જ પૂરો થઈ જાય છે. સ્ત્રી કાયમી ધોરણે ગુનાહોથી અને પુરુષ માનસિક ત્રાસથી અને બંને કજિયા કંકાશથી બચી જાય છે અને જો આવી વિનમ્ર સમજાવટથી કામ ન ચાલે તો સુધારણાનો બીજો પ્રકાર એ છે કે, તેને ચેતવણી આપીને પોતાની નારાજગીની જાહેરાત કરવા માટે પોતે તેમના શયનકક્ષથી દૂર રહે. આ એક મા'મૂલી શિક્ષા અને ઉત્તમ કક્ષાની ચેતવણી છે. જો સ્ત્રી તેનાથી ચેતી જાય તો કજિયો કંકાશ અહીંયાં જ પૂરો થઈ ગયો; અને જો તે આ વિનમ્ર શિક્ષા ઉપર પણ પોતાની નાફરમાની અને ખોટા વલણને ચાલુ રાખે અને સુધારણા ન કરે, તો ત્રીજા પ્રકારમાં મા'મૂલી મારપીટની પરવાનગી આપવામાં આવી છે, જેની મર્યાદા એ છે કે, આ મારપીટથી શરીર ઉપર કોઈ ઘા અથવા કોઈ તંદૂરસ્તી સંબંધિત ખરાબ પ્રભાવ ન પડે.... પરંતુ આ ત્રીજા પ્રકારની શિક્ષાને અપનાવવાનું રસૂલે કરીમ ﷺએ પસંદ કર્યું નથી. બલકે, ઈરશાદ ફરમાવ્યો કે, "ડાહ્યા અને સારા લોકો આવું કરતા નથી."

મતલબ કે, આ સામાન્ય કક્ષાની મારપીટથી પણ જો વાત સુધરી જાય તો પણ મકસદ પ્રાપ્ત થઈ ગયો, જ્યાં પુરુષોને સ્ત્રીઓની સુધારણા માટે આ ત્રણ પ્રકારના અધિકારો આપવામાં આવ્યા છે, ત્યાં આયતના અંતે એ પણ ઈરશાદ ફરમાવ્યો, فَاِنْ اَطَعْنَكُمْ فَلَا تَبْغُوْا عَلَيْهِنَّ سَبِيْلًا એટલે કે, "જો તે ત્રીજા પ્રકારની છૂટછાટ ઉપર તમારી વાતને માની જાય તો હવે તમે તેને વધારે ખણખોદ ન કર્યા કરો અને આક્ષેપબાજીઓ કરીને બહાના ન શોધ્યા કરો. બલકે, આંખ આડા કાન કરી લો અને થોડું જતું કરવાની વૃત્તિ કેળવો અને ખૂબી સારી રીતે જાણી લો કે, જો અલ્લાહ તઆલાએ સ્ત્રીઓ ઉપર તમને કોઈ શ્રેષ્ઠતા આપી છે તો અલ્લાહ તઆલાની મોટાઈ તમારા ઉપર પણ છવાયેલી છે. તમે અતિરેક કરશો તો તમે પણ તેની શિક્ષા ભોગવશો."

**કજિયો કંકાશ જો વધી જાય તો બંને પક્ષના કુટુંબીજનો તરફથી લવાદ નક્કી કરી સુલેહ કરાવવી :**

આ વ્યવસ્થા તો તે હતી કે જેના દ્વારા ઘરનો ઝઘડો ઘરમાં જ પતિ જાય, પરંતુ અમુક સમયે એવું પણ હોય છે કે ઝઘડો લાંબો ચાલે છે ભલે, એ કારણે કે પત્નીના સ્વભાવમાં કંકાશ અને બળવાખોર વૃત્તિ હોય અથવા એ કારણે કે, પતિનો વાંક હોય અને તેના તરફથી બિન વાંક ગુનાહે સ્ત્રી ઉપર અત્યાચાર કરવામાં આવતો હોય. મતલબ કે આવી પરિસ્થિતિમાં ઘરની વાત ઘરની ચાર દિવાલોથી ચોક્કસ બહાર જશે, પરંતુ પ્રચલિત રિવાજ પ્રમાણે તો એવું થાય છે કે, બંને પક્ષના ટેકેદારો પરસ્પર એકબીજાને બુરું-ભલું કહે છે અને આક્ષેપો કરતા રહે છે, જેનું પરિણામ બંને પક્ષે ઉશ્કેરાટ સ્વરૂપે સામે આવે છે અને પછી બંને વ્યક્તિઓનો ઝઘડો બે કુટુંબોના ઝઘડાનું સ્વરૂપ અપનાવી લે છે.

આ બીજી આયતમાં કુર્આને કરીમે આ ભયાનક કજિયાનો દરવાજો બંધ કરવા માટે સમકાલીન ઈસ્લામિક હુકૂમતોના સત્તાધીશોને બંને પક્ષના વાલીઓ અને ટેકેદારોને અને મુસલમાન સમુદાયને સંબોધીને એક એવી પવિત્ર પદ્ધતિ બતાવી છે કે જેનાથી બંને પક્ષોનો ઉશ્કેરાટ શાંત થઈ જાય છે અને આક્ષેપબાજીઓનો માર્ગ પણ બંધ થઈ જાય છે અને તેમનામાં પરસ્પર સુલેહ-સંપનો કોઈ માર્ગ પણ નીકળી આવે છે, અને કદાચ ઘરનો ઝઘડો ઘરમાં ખતમ ન થયો તો પણ ઓછામાં-ઓછું કુટુંબ અને લવાદના માધ્યમથી આ કજિયો શાંત થઈ જાય છે. કૉર્ટ-કચેરીઓમાં તથા રસ્તાઓ ઉપર આ ઘરનો ઝઘડો જશે નહીં.

અને તે એ કે, ઈસ્લામી શા'સનના સત્તાધીશો અથવા બંને પક્ષના વાલીઓ અથવા મુસલમાનોના કોઈ સન્માન અને પ્રતિષ્ઠાપાત્ર સમુદાય આ કામ કરે કે, તેમના પરસ્પરમાં સુલેહ-સંપ કરાવવા માટે બે લવાદ નક્કી કરે. એક પુરુષના કુટુંબમાંથી અને બીજો સ્ત્રીના કુટુંબમાંથી અને બંને સ્થળે ફક્ત حَكَمْ (હકમ) શબ્દ વાપરીને કુર્આન શરીફે આ બંને વ્યક્તિઓના આવશ્યક ગુણો પણ નક્કી કરી દીધા કે, તે બંનેમાં ઝઘડાઓ અને કંકાશ નિવારવાનો ફેંસલો કરવાની ક્ષમતા હોવી જોઈએ અને આ ક્ષમતા દેખીતું છે કે, એવા વ્યક્તિમાં જ હોઈ શકે છે જે જ્ઞાન અને કોઠાસૂઝ ધરાવનાર તથા નિખાલસ હોય.

ખુલાસો એ છે કે, એક "હકમ" (લવાદ) પુરુષના કુટુંબમાંથી અને એક સ્ત્રીના કુટુંબમાંથી નક્કી કરીને બંનેને પતિ-પત્ની પાસે મોકલવામાં આવે.... હવે ત્યાં પહોંચીને આ બંને લવાદ શું કામ કરશે ? અને તેમના અધિકારો શું છે ?.... કુર્આને કરીમે તે અધિકારો નક્કી નથી કર્યા, અલબત્ત અંતે એક વાક્યમાં ઈરશાદ ફરમાવ્યો, اِنْ يُّرِيْدَا اِصْلَاحًا يُّوَفِّقِ اللّٰهُ بَيْنَهُمَا એટલે કે, "જો આ બંને "હકમ" (લવાદ) પરસ્પર સુલેહ-સંપ કરાવવા સુધારણાનો ઈરાદો કરશે તો અલ્લાહ તઆલા તેમના કામમાં મદદ કરશે અને પતિ-પત્નીમાં મેળ-મિલાપ અને સહમતિ ઉત્પન્ન કરી આપશે."

આ વાક્યના બે અર્થ સમજાય છે.

એક તો એ કે, સુલેહ કરાવનારા બંને લવાદ જો નિખાલસ અને નેક નિય્યત હોય અને એવું દિલથી ઈચ્છે કે, પરસ્પર સુલેહ થઈ જાય, તો અલ્લાહ તઆલા તરફથી તેમની ગયૂબી (અદશ્ય) મદદ થશે કે, તેઓ પોતાના મકસદમાં સફળ થઈ જશે અને તેમના દ્વારા બંને પતિ-પત્નીના દિલોમાં અલ્લાહ તઆલા એકતા અને મહોબ્બત પેદા કરી દેશે. અત્રે એ પણ સમજી શકાય છે કે, જો પરસ્પર સુધારણા નથી થઈ જતી તો બંને લવાદોમાંથી કોઈ પક્ષે નિખાલસતામાં થોડી ઉણપ અથવા સુલેહ કરાવવાની યોજના માટેની મહેનતમાં ખામી રહી ગઈ હોવી જોઈએ.

બીજી બાબત આ વાક્યથી એ પણ સમજી શકાય છે કે, તે બંને લવાદોને મોકલવાનો હેતુ પતિ-પત્નીમાં સુલેહ કરાવવાનો છે, તેનાથી વધારે કોઈ કામ લવાદ મોકલવાના હેતુમાં સામેલ નથી. હા ! એ બીજી વાત છે કે, બંને પક્ષો રાજી-ખુશીથી તે બંને લવાદોને પોતાના વકીલ અને મુખ્તિયાર બનાવી દે અને એવું સ્વીકારી લે કે, તમે બંને મળીને જેવો અમારા માટે નિર્ણય કરશો, અમને મંજૂર હશે. આવી પરિસ્થિતિમાં આ બંને લવાદોને સંપૂર્ણ રીતે તેમના મા'મલામાં ફેંસલો કરવાનો અધિકાર મળી જશે. બંને તલાક ઉપર સહમત થઈ જાય તો તલાક થઈ જશે, બંને મળીને "ખુલઅ્" વગેરેનું કોઈ સ્વરૂપ નક્કી કરે તો બંને પક્ષે પતિ તરફથી આપવામાં આવેલ અધિકારની રૂએ પતિનો લવાદ પત્નીને તલાક આપી દે, તો બંને પક્ષોએ તે માન્ય રાખવું પડશે. સલફમાં હસન બસરી (રહ.) અને ઈમામ અબૂ હનીફા (રહ.)નો આ જ અભિપ્રાય છે. *(રૂહુલ મઆની વગેરે)*

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ સામે એક આવી જ ઘટના રજૂ કરવામાં આવી અને બંને પક્ષોની સાથે ઘણા મોટા જૂથો હતા. હઝરત અલી (રદિ.)એ હુકમ આપ્યો કે, એક લવાદ પુરુષના કુટુંબમાંથી અને એક સ્ત્રીના કુટુંબમાંથી નક્કી કરવામાં આવે. જ્યારે આ "હકમ" (લવાદ) નક્કી થઈ ગયા તો તે બંનેને સંબોધન કરીને હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું, "તમે જાણો છો તમારી જવાબદારીઓ શું છે ? અને તમારે શું કરવાનું છે ?.... સાંભળી લો ! જો તમે બંને આ પતિ-પત્નીને ભેગા કરવામાં અને પરસ્પર સુલેહ કરાવી આપવા માટે સહમત થઈ જાઓ તો એવું જ કરી લો. અને જો તમે એવું સમજો કે, આ બંનેમાં સુલેહ થઈ શકતી નથી અથવા તો સુલેહ ટકી શકતી નથી અને તમે બંને એ બાબત ઉપર સહમત થઈ જાઓ કે, તેમને અલગ કરી દેવામાં જ ભલાઈ છે, તો એવું જ કરી લો." આવું સાંભળીને સ્ત્રી બોલી કે, "મને આ મંજૂર છે. આ બંને લવાદો અલ્લાહના હુકમ પ્રમાણે જે ફેંસલો કરશે તે ભલે મારી મરજી પ્રમાણે હોય કે મારી મરજી વિરુદ્ધનો હોય, મને મંજૂર છે."

પરંતુ પુરુષે કહ્યું કે, "જુદાઈ અને તલાક તો હું કોઈપણ સ્વરૂપે પસંદ કરતો નથી, અલબત્ત લવાદને એ અધિકાર આપું છું કે, મારી પાસેથી જે કંઈ પણ આર્થિક વળતર લઈને ઇચ્છે તેને રાજી કરી લે."

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂ (રદિ.)એ ફરમાવ્યું, "નહીં ! તમારે પણ લવાદોને એવો જ અધિકાર આપવો જોઈએ, જેવો કે સ્ત્રીએ આપ્યો છે."

આ ઘટના પછી અમુક મુજ્તહિદીન ઈમામોએ આ મસ્અલો સંપાદિત કર્યો છે કે, આ લવાદોને અધિકાર હોવો જરૂરી છે, જેમકે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂએ બંને પક્ષોને આવું કહીને તેમને અધિકાર સુપ્રત કરાવ્યો હતો અને ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને હસન બસરી (રહ.)એ એવું ઠરાવ્યું કે, "જો આ લવાદોને અધિકાર હોવો શરીઅતનો હુકમ અને જરૂરી હોત તો હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહૂનું તે ફરમાન અને પરસ્પર બંને પક્ષને રાજી કરવાની કોઈ જરૂરિયાત જ ન હતી. બંને પક્ષને રાજી કરવાનો પ્રયત્ન પોતે જ એ બાબતની દલીલ છે કે, અસલમાં આ લવાદોને અધિકાર હોતો નથી. હા ! પતિ-પત્ની તેમને અધિકાર સોંપી દે તો પછી તેમને અધિકાર છે."

કુર્આને કરીમના આ શિક્ષણે લોકોના પરસ્પરના કજિયા-કંકાશ અને

ઝઘડાઓનો ફેંસલો કરવાના સંદર્ભમાં એક નવો અત્યંત લાભદાયક વિષયનો વધારો કર્યો, જેના દ્વારા કોર્ટ–કચેરીઓ કે સરકારો સુધી પહોંચવાની ઝંઝટ ન રહી તથા ઘણા બધા મુકદમા અને ઝઘડાઓનો ફેંસલો ખાનદાનો, બિરાદરીઓ અને પંચાયતોમાં થઈ શકે છે.

## અન્ય ઝઘડાઓ અને વાદ–વિવાદમાં પણ "હકમ" (લવાદ) દ્વારા સુલેહ કરાવી શકાય છે :

ઉમ્મતના ફૂક્હાઓએ પરસ્પર સુલેહ કરાવવા માટે બે હકમ (લવાદો)ને મોકલવાની આ તજવીજ ફક્ત પતિ–પત્નીના કજિયા કંકાશ સુધી મર્યાદિત હોવાનું નથી કહ્યું બલકે, અન્ય વિવાદો અને ઝઘડાઓમાં તેનાથી કામ લઈ શકાય છે અને કામ લેવું જ જોઈએ. ખાસ કરીને જ્યારે કે, ઝઘડો કરનાર બંને પક્ષો પરસ્પર સગા–સંબંધીઓ પણ હોય. કારણ કે, કોર્ટ–કચેરીના ફેંસલાઓ દ્વારા કામચલાઉ ધોરણે ઝઘડા ખતમ તો થઈ જાય છે, પરંતુ તે ફેંસલાઓથી દિલોમાં ધૃણા અને એક પ્રકારના ખોટના જીવાણુઓ બાકી રહે છે, જે પાછળથી અત્યંત અનિચ્છનીય સ્વરૂપોમાં જીવન પર્યંત જાહેર થતા રહે છે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ન્યાયાધીશો માટે આ ફરમાન લાગુ કર્યું હતું.

رُدُّوا الْقَضَاءَ بَيْنَ ذَوِى الْاَرْحَامِ حَتّٰى يَصْطَلِحُوْا فَاِنَّ فَصْلَ الْقَضَاءِ يُوْرِثُ الضَّغَائِنَ
(مُعِيْنُ الْحُكَّامْ، ص ٢١٤)

*"સગા–સંબંધીઓના મુકદમાઓને તેમને જ પાછા સોંપી દો, જેથી તેઓ પોતે પોતાના કુટુંબીજનોની મદદથી પરસ્પર સુલેહ–સંપનું કોઈ સ્વરૂપ શોધી લે. કારણ કે, ન્યાયધીશોના ફેંસલા દિલોમાં કિનો અને અદાવત પેદા કરવાનું કારણ હોય છે."*

હનફી ફુક્હાઓમાંથી કાઝી કુદ્સ અલાઊદીન તરાબલસીએ પોતાની કિતાબ "મુઈનુલ હુક્કામ"માં અને ઈબ્ને શુહનાએ "લિસાનુલ હુક્કામ"માં આ ફારૂકી ફરમાનને એવા પંચાયતી ફેંસલાઓ માટે ખાસ આધાર બનાવ્યો છે કે, જેના દ્વારા બંને પક્ષે સહમતી અને રાજી–ખુશીથી સુલેહનું કોઈ સ્વરૂપ કાઢવામાં આવે અને સાથે એ પણ લખ્યું છે કે, "જો કે, ફારૂકી ફરમાનમાં આ હુકમ

સગાં–વહાલાઓના પરસ્પર ઝઘડાઓ બાબતે છે, પરંતુ તેનું જે કારણ તેમણે બતાવ્યું તે એ છે કે, અદાલતી ફેંસલાઓથી સગાં–વહાલા અથવા અન્યો સાથે દિલોમાં વૈમનસ્ય અને અદાવત પૈદા થાય છે અને વેર–ઝેરના આ મૂળ સ્ત્રોતથી મુસલમાનોને બચાવવા માટે સત્તાધીશો અને ન્યાયાધીશો માટે યોગ્ય એ છે કે, મુકદ્દમાની સુનાવણી પહેલાં એવો પ્રયત્ન કરવામાં આવે કે, કોઈપણ સ્વરૂપે બંને પક્ષે સહમતી સધાઈ જાય અને સુલેહ–સંપનો માર્ગ મોકળો થઈ થાય અને બંને પક્ષો રાજી–ખુશીથી સુલેહ કરી લે.''

મતલબ કે, આ બે આયતોમાં વ્યક્તિની ખાનગી અને સામાજિક જિંદગીનો એક એવો ઠોસ અને સંપૂર્ણ સિદ્ધાંત તથા વ્યવસ્થા નક્કી કરવામાં આવી કે, જો તેનું સંપૂર્ણ અમલીકરણ થાય તો દુનિયામાંથી મોટા–ભાગના ઝઘડા–ફસાદ તથા યુદ્ધો અને ખૂનામરકી ખતમ થઈ જાય. પતિ–પત્ની, કુટુંબો વગેરે બધાને સંતોષ થઈ જાય અને તેઓ પોતાનું વ્યક્તિગત જીવન એક જન્નતનું જીવન હોવાની અનુભૂતિ કરવા લાગે તથા વ્યક્તિગત ઝઘડાઓથી જે કૌટુંબિક પછી સામૂહિક તથા પરસ્પરના રાષ્ટ્રોના ટકરાવ તથા યુદ્ધોની નોબત પહોંચે છે, તેમાં શાંતિ અને સલામતી સ્થાપિત થઈ જાય.

અંતે ફરી એકવાર આ આશ્ચર્યજનક કુર્આનની વ્યવસ્થાના ટકાઉપણા ઉપર એક ચિંતનયુક્ત અભ્યાસના અંતે તારણ કાઢીએ તો તેણે ઘરના ઝઘડાઓથી માંડી સમાજ અને કુટુંબ, જાતિ તેમજ રાષ્ટ્રોના ઝઘડાઓને નિર્મૂળ કરીને દુનિયાને જે આપ્યું છે તે આ છે.

(૧) ઘરના ઝઘડા ઘરમાં જ વિવેકબુદ્ધિ અને કોઠાસૂઝ દ્વારા ખતમ થઈ જાય.

(૨) જો આવું સ્વરૂપ શક્ય ન હોય તો સત્તાધીશો અથવા કુટુંબીજનોના બે હકમો (લવાદો) દ્વારા તેમના દરમિયાન સુલેહ કરાવવામાં આવે, જેથી ઘરમાં નહીં તો ખાનદાનમાં આ ઝઘડાઓ મર્યાદિત રહે અને લવાદો દ્વારા સુલેહ કરાવી ઝઘડો શાંત કરવામાં આવે.

(૩) જ્યારે એ પણ શક્ય ન હોય અને મા'મલો કૉર્ટ–કચેરી સુધી પહોંચે તો બંનેની પરિસ્થિતિ અને મા'મલાની તહકીક કરીને ન્યાયપૂર્ણ ફેંસલો કરવામાં આવે.

અંતે આયતમાં اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا خَبِيْرًا ફરમાવીને બંને હકમો

(લવાદો)ને પણ ચેતવણી આપી છે કે, તમે કોઈ અન્યાય અથવા ખોટો પક્ષ–પાત કરશો તો તમારે પણ એક માત્ર સર્વજ્ઞ અને સર્વત્ર છવાયેલ અલ્લાહ સમક્ષ ઉપસ્થિત થવાનું છે, તેને યાદ રાખજો !

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૩૬–૩૭–૩૮)

وَاعْبُدُوا اللّٰهَ وَلَا تُشْرِكُوْا بِهٖ شَيْـًٔا وَّبِالْوَالِدَيْنِ اِحْسَانًا وَّبِذِي الْقُرْبٰى وَالْيَتٰمٰى
وَالْمَسٰكِيْنِ وَالْجَارِ ذِي الْقُرْبٰى وَالْجَارِ الْجُنُبِ وَالصَّاحِبِ بِالْجَنْۢبِ وَابْنِ السَّبِيْلِ ۙ وَمَا
مَلَكَتْ اَيْمَانُكُمْ ۭ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ مُخْتَالًا فَخُوْرَا ۙ﴿۳۶﴾ الَّذِيْنَ يَبْخَلُوْنَ
وَيَاْمُرُوْنَ النَّاسَ بِالْبُخْلِ وَيَكْتُمُوْنَ مَآ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۭ وَاَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ
عَذَابًا مُّهِيْنًا ﴿۳۷﴾ۚ وَالَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ رِئَاۗءَ النَّاسِ وَلَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَلَا
بِالْيَوْمِ الْاٰخِرِ ۭ وَمَنْ يَّكُنِ الشَّيْطٰنُ لَهٗ قَرِيْنًا فَسَاۗءَ قَرِيْنًا ﴿۳۸﴾

## તરજુમો :

*અને અલ્લાહની ઈબાદત કરો, અને કોઈ વસ્તુને તેનો ભાગીદાર ન કરો, અને માં–બાપ સાથે સદ્‌વર્તન કરો અને નજીકના સગાંઓ સાથે અને યતીમો, અને મોહતાજો (મિસ્કીનો), અને નજીકના પાડોશી, અને દૂરના (અજનબી) પાડોશી, અને પાસે બેસનારા (ઉઠનારા)ઓ, અને મુસાફરની સાથે, અને જે તમારી મિલકત છે (બાંદી અથવા ગુલામ) તેમની સાથે; બેશક! અલ્લાહને પસંદ નથી શેખીખોર (બડાઈ હાંકનાર) અને મિથ્યાભિમાની. (૩૬) જે લોકો કંજૂસાઈ કરે છે અને લોકોને કંજૂસાઈ શિખવાડે છે અને જે તેમને અલ્લાહે પોતાની કૃપાથી આપ્યું છે (તેને) છુપાવે છે; અને અમે (આવા નગુણા) કાફિરો માટે અપમાનિત કરનાર અઝાબ તૈયાર રાખ્યો છે. (૩૭) અને જે લોકો પોતાનો માલ લોકોને બતાવવા માટે ખર્ચ કરે છે; અને અલ્લાહ ઉપર ઈમાન નથી લાવતા, અને ન જ કયામતના દિવસ ઉપર; અને શયતાન જેનો મિત્ર થયો, તો તે ઘણો જ બુરો મિત્ર છે. (૩૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ નિસાઅ્ની તફસીરમાં તમે જોતા આવ્યા છો કે, આ સૂરતમાં "હુકૂકુલ ઈબાદ" (બંદાના હકો)ની વધારે કાળજી લેવામાં આવી છે. શરૂઆતની સૂરતથી અહીંયાં સુધી સામાન્ય માનવીના અધિકારોના મહત્ત્વનું સામૂહિક વર્ણન થયું, ત્યારબાદ યતીમ (અનાથ) અને સ્ત્રીઓના અધિકારોના મહત્ત્વની સાથે-સાથે આ અધિકારોની અદાયગીમાં ઉણપ અથવા બેદરકારી દાખવવા બદલ શિક્ષાની ચેતવણીઓ અને તેના દ્વારા દુનિયામાં જે બે કમજોર પ્રજાતિ એટલે કે, બાળકો અને સ્ત્રીઓ ઉપર અત્યાચાર કરવામાં આવતો હતો તે બધા અત્યાચારી કુરિવાજોની સુધારણા, ત્યારબાદ વારસાના હકોનું વર્ણન આવ્યું, તે પછી માં-બાપ અને અન્ય સગાં-વહાલા તથા સંબંધીઓ, પડોશીઓ અને સામાન્ય મનુષ્યોના હકોનું અમુક ખુલાસાવાર વર્ણન આવી રહ્યું છે. કારણ કે આ હકો સંપૂર્ણ રીતે તે વ્યક્તિ જ અદા કરી શકે છે જે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺ તથા કયામત ઉપર સાચો અકીદહ ધરાવતો હોય. વળી કંજૂસ, અભિમાની અને પ્રદર્શનવૃત્તિ ધરાવનાર રિયાકાર પણ ન હોય. એટલા માટે કે, આ દુર્ગુણો હકોની અદાયગીમાં બાધક બને છે. એટલા માટે આ આયતોમાં તૌહીદની પ્રેરણા અને પ્રોત્સાહન આપવા માટે અમુક વિષયો ઈરશાદ ફરમાવ્યા તથા શિર્ક કયામતનો ઈન્કાર, રસૂલે કરીમ ﷺનો ઈન્કાર, બખીલાઈ વગેરેની અને અન્યો સાથે ગૈરવર્તણૂકની નિંદાનું પણ વર્ણન થયું.

## તફસીર :

અને તમે અલ્લાહની ઈબાદત અપનાવો (તેમાં તવહીદનો અકીદો સામેલ છે) અને તેની સાથે કોઈ વસ્તુને (ભલે તે મનુષ્ય હોય અથવા અન્ય કોઈ પદાર્થ, તેને અલ્લાહની ઈબાદતમાં અથવા તેની કોઈ ખાસ સિફતમાં) ભાગીદાર ન કરો અને (પોતાના) માતા-પિતા સાથે સદ્વર્તાવ કરો અને (અન્ય) સગાં-વહાલાઓ સાથે પણ અને ગરીબ ગુરબાઓ સાથે પણ અને પાસેવાળા પડોશી સાથે પણ અને દૂરવાળા પડોશી સાથે પણ અને સહવાસી મિત્રો સાથે પણ (ભલે તે મજલિસ કાયમી હોય જેમકે, કોઈ લાંબી મુસાફરીમાં સફરનો મિત્ર હોય અથવા કોઈ મુબાહ કામમાં ભાગીદાર હોય અથવા કામચલાઉ રીતે કોઈ બાબતમાં

સહભાગી હોય, નાના પ્રવાસ અથવા કોઈ જલસા વગેરેમાં સાથે ભેગા થયા હોય વગેરે) અને મુસાફર સાથે પણ (ભલે તે તમારો ખાસ મહેમાન હોય કે ન હોય) અને તે (ગુલામ બાંદીઓ)ની સાથે પણ જે (શરઈ રૂએ) તમારા માલિકીપણા હેઠળ કબજામાં છે. (મતલબ કે, તે બધાની સાથે જ સદ્વર્તાવ કરો જેની સ્પષ્ટતા શરીઅતે અન્ય સ્થળોએ કરી છે અને જે લોકો તેમના હકો અદા નથી કરતા, મોટે ભાગે તેના કેટલાય કારણો છે. યા તો તેમના સ્ભાવમાં અભિમાન છે કે, કોઈને મહત્ત્વ આપતા નથી અથવા તો તે તરફ ધ્યાન કેન્દ્રિત કરતા જ નથી અને યા તો તેઓ બખીલ છે કે, કોઈને આપવા-અપાવવામાં જીવ નીકળી જાય છે, અથવા તો તેમને રસૂલુલ્લાહ ﷺ ઉપર ભરોસો નથી કે, આપ ﷺના હુકમોને અને હકોના અદાયગીના સવાબના વાયદાઓ અને તિલાવતના હકોને તથા અઝાબની ચેતવણીઓને સાચી નથી સમજતા અને આવું તેમના કુફ્રના કારણે છે અથવા તો તેમની આદત પ્રદર્શન કરવાની અને નામના કમાવવાની છે. એટલા માટે જ્યાં નામના અને શોહરત હોય ત્યાં જ આપે છે, ભલે ત્યાં આપવાનો હક ન હોય અને જ્યાં નામના અને શોહરત હોતી નથી ત્યાં આપવાની હિંમત થતી નથી, ભલે ત્યાં આપવું જરૂરી હોય અથવા તો તેઓ મૂળેથી જ અલ્લાહ તઆલા સાથે અકીદહ ધરાવતા નથી અથવા તે કયામતની માન્યતામાં જ નથી માનતા અને એ પણ કુફ્ર છે. એટલા માટે તેમના આવા નિંદનીય કૃત્યો માટે વ્યક્તિગત અથવા સામૂહિક રીતે આવું કરનાર લોકોની પરિસ્થિતિ સાંભળી લો) બેશક ! અલ્લાહ તઆલા એવા લોકોથી મહોબ્બત નથી રાખતો જે (દિલમાં) પોતાને મોટો સમજે છે (અને મૌખિક રીતે) શેખીખોર (અને બડાઈ હાંકનાર) હોય છે. જેઓ બખીલાઈ કરે છે અને અન્ય લોકોને પણ બખીલાઈ કરવાનું શિખવાડે છે (ભલે મૌખિક રીતે હોય અથવા એવી રીતે કે તેમના દેખાદેખી અન્ય લોકો પણ બખીલાઈ શીખે છે) અને તે એવી બાબતોને છુપાવી રાખે છે જે અલ્લાહ તઆલાએ તેની કૃપાથી તેમને આપી છે (તેનો અર્થ યા તો માલ-દૌલત છે જેને કોઈ મસ્લિહત વિના જ ફક્ત બખીલાઈના કારણે છુપાવી રાખ્યો છે અને હકદારો તેની અપેક્ષા જ ન રાખે, અથવા તો તેનો અર્થ તે દીનનું જ્ઞાન છે જે યહૂદીઓને રસૂલુલ્લાહ ﷺની રિસાલતની જાણકારી વિશે હતું, તેને છુપાવી રાખતા હતા. બસ, બખીલાઈ પણ આમ સર્વસામાન્ય થઈ જશે, જેમાં બખીલો અને રસૂલુલ્લાહ ﷺના ઇન્કારીઓ

પણ સામેલ છે) અને અમે એવા નગુણા કાફિરો માટે (જેઓ અલ્લાહની આપેલ માલની નેઅ્મત અથવા રસૂલુલ્લાહ ﷺની રિસાલતની ખુશખબરીના જ્ઞાનને છુપાવે છે તેમના માટે) અપમાનજનક અઝાબ તૈયાર કરી રાખ્યો છે અને જે લોકો કે જેઓ પોતાનો માલ લોકોને બતાવવા માટે ખર્ચ કરે છે અને અલ્લાહ તઆલા ઉપર અને અંતિમ દિવસ (એટલે કે કયામતના દિવસ) ઉપર વિશ્વાસ નથી રાખતા (તેમની પણ એ જ હાલત છે કે અલ્લાહ તઆલા તેમની સાથે મહોબ્બત નથી રાખતો) અને (વાત એમ છે કે) શયતાન જેનો સાથી હોય (જેમકે આ પ્રસ્તુત લોકોનો સાથી છે) તો તેઓ તેમનો ઘણો જ ખરાબ સાથી છે (કે એવો મશવરો આપે છે જેનું પરિણામ ભયંકર દુઃખ-દર્દ પહોંચાડનાર અને નુકસાનકર્તા છે).

## મસ્અલા અને બોધપાઠ :

### ઉપરોક્ત આયતોમાં અધિકારોના વર્ણન પહેલાં "તવહીદ"નો ઉલ્લેખ શા માટે કરવામાં આવ્યો છે ?

અધિકારોના વર્ણન પહેલાં અલ્લાહ તઆલાના આજ્ઞાપાલન અને ઈબાદત તથા તવહીદના વિષયને આ રીતે ઈરશાદ ફરમાવવામાં આવ્યો. وَاعْبُدُ واللّٰهَ وَلَا تُشْرِكُوْا بِهٖ شَيْـًٔا એટલે કે, "અલ્લાહની ઈબાદત કરો અને તેની સાથે કોઈને ભાગીદાર ન બનાવો."

અધિકારોના વર્ણન પહેલાં અહીંયાં ઈબાદત અને તૌહીદના વિષયને ઉલ્લેખ કરવામાં ઘણી બધી હિકમતો રહેલી છે, જેમાંથી એક એ છે કે, જે વ્યક્તિને અલ્લાહ તઆલાનો ડર ન હોય અને તેના અધિકારોનું મહત્ત્વ સમજતો ન હોય તો તે દુનિયામાં અન્ય કોઈના અધિકારોની કાળજી રાખવાની પરવા કઈ રીતે રાખી શકે છે ? અને તેનાથી એવી આશા પણ કઈ રીતે રાખી શકાય ? કુટુંબ, સમાજની શરમ અથવા હુકૂમતના કાયદાથી બચવા માટે તેઓ હજારો યુક્તિઓ શોધી કાઢે છે, તે વસ્તુ જે મનુષ્યના અધિકારોની કદર કરવા માટે તેની ઉપસ્થિતિ અથવા અનુપસ્થિતિમાં વ્યક્તિને મજબૂર કરે છે, તે ફક્ત અલ્લાહ તઆલનો ડર અને તકવા છે. અલ્લાહનો આ ડર અને તકવા ફક્ત તૌહીદ દ્વારા જ પ્રાપ્ત થઈ શકે છે. એટલા માટે વિવિધ સગપણો તથા સંબંધોના અધિકારોની સ્પષ્ટતા પહેલાં અલ્લાહ તઆલા દ્વારા તવહીદ અને ઈબાદતને યાદ અપાવવું યોગ્ય જ છે.

**તવહીદ પછી માં-બાપના અધિકારોનું વર્ણન :**

ત્યારબાદ બધા જ સગાંઓ અને સંબંધીઓમાં સૌ પ્રથમ માતા-પિતાના અધિકારોનો ઉલ્લેખ કર્યો અને અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદત અને પોતાના અધિકારો પછી તરત જ માતા-પિતાના અધિકારોનું વર્ણન કરીને એ તરફ પણ ઈશારો કર્યો છે કે, વાસ્તવમાં તો બધા જ ઉપકાર અને ઈનામો અલ્લાહ તઆલા તરફથી જ છે, પરંતુ કાર્યકારણના સંબંધની રૂએ જોઈએ તો અલ્લાહ તઆલા પછી સૌથી વધારે ઉપકાર મનુષ્ય ઉપર તેના માતા-પિતાનો હોય છે. કારણ કે, મનુષ્યનું દુનિયામાં અસ્તિત્વમાં આવવાનું માધ્યમ તો માં-બાપ જ છે અને જન્મથી લઈને તેના યુવાન થવા સુધીની જેટલી પણ કઠિન પરિસ્થિતિઓ હોય છે તે બધામાં જ દેખીતા સબબો માં-બાપે જ પૂરા પાડ્યા છે. જેમકે, તેના જન્મથી લઈ તેના અસ્તિત્વને ટકાવી રાખવાની જામિનગીરી વગેરે. એટલા માટે કુર્આને કરીમે અન્ય સ્થળોએ પણ માં-બાપના અધિકારોને અલ્લાહ તઆલાની ઈબાદત અને આજ્ઞાપાલનની સાથે જ વર્ણન કરીને ફરમાવ્યું છે, એક જગ્યાએ ઈરશાદ છે,

اَنِ اشْكُرْلِىْ وَلِوَالِدَيْكَ

*"મારો ઉપકાર માનો (શુક્ર અદા કરો) અને પોતાના માં-બાપનો પણ ઉપકાર માનો."* *(૩૧ : ૧૪)*

બીજી જગ્યાએ ઈરશાદ છે,

وَاِذْاَخَذْنَا مِيْثَاقَ بَنِىْ اِسْرَائِيْلَ لَا تَعْبُدُوْنَ اِلَّا اللّٰهَ وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا، (2 : 83)

આ બંને આયતોમાં માં-બાપના સંદર્ભમાં એવું નથી ફરમાવ્યું કે, "તેમના હકો અદા કરો, અથવા તેમની સેવા-ચાકરી કરો." બલકે, શબ્દ اِحْسَانٌ "ઈહસાન" લાવવામાં આવ્યો છે, જેનો સામાન્ય અર્થ એ છે કે, આવશ્યકતા અનુસાર તેમના ભરણ-પોષણમાં પોતાનો માલ ખર્ચ કરો અને તેમાં એ પણ સામેલ છે કે, જેવી જરૂરત હોય તે પ્રમાણે શારીરિક સેવા-ચાકરી પણ કરતા રહો. એ પણ સામેલ છે કે તેમની સાથે વાતચીતમાં કઠોર અવાજથી અથવા મોટા અવાજથી ન બોલો કે જેમાં એક પ્રકારની અસભ્યતા હોય. કોઈ એવું વાક્ય ન

કહો જેનાથી તેમનું દિલ તૂટે, તેમના દોસ્તો અને સંબંધીઓ સાથે કોઈ એવો વર્તાવ ન કરો જેનાથી માતા–પિતાને દુઃખ પહોંચે. બલકે, તેમને સંતોષ અને શાંતિ પહોંચાડો, તેમને ખુશ રાખવા માટે જેટલા પણ સ્વરૂપો અપનાવવા પડે તે બધા જ અપનાવો. એટલે સુધી કે, જો માં–બાપે અવલાદના હકો પૂરા કરવામાં કોઈ ઉણપ પણ રાખી હોય તો પણ ઔલાદ માટે માતા–પિતા સાથે અસભ્ય વર્તન કરવું કોઈ પણ પરિસ્થિતિમાં યોગ્ય નથી.

હઝરત મઆઝ બિન જબલ (રદિ.) ફરમાવે છે કે, "મને રસૂલુલ્લાહ ﷺએ દશ વસિય્યતો કરી હતી. એક એ કે, અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો, ભલે તમારી હત્યા કરી નાંખવામાં આવે અથવા આગમાં સળગાવી દેવામાં આવે. બીજું એ કે, પોતાના માં–બાપની નાફરમાની ન કરો અથવા તેમના દિલને દુઃખ ન પહોંચાડો, ભલે તે હુકમ આપે કે <u>તમે પોતાના اَهْل અહ્‌લ (પત્ની તથા બાળકો) અને માલને છોડી દો."</u> *(મુસ્નદે અહમદ)*

રસૂલે કરીમ ﷺના આદેશોમાં જે પ્રમાણે માં–બાપનું આજ્ઞાપાલન કરવાની અને તેમની સાથે સદ્‌વર્તાવ કરવાની તાકીદો વર્ણન થઈ છે, એ જ પ્રમાણે તેની ઘણી ફઝીલતો અને સવાબના દરજ્જાઓ પણ વર્ણન થયા છે.

બુખારી અને મુસ્લિમની એક હદીષમાં છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જે વ્યક્તિ એવું ઇચ્છતો હોય કે, પોતાની રોજી અને ઉંમરમાં બરકત થાય તો સિલા–રહમી (ઉપકાર) કરે, એટલે કે, પોતાના સગાં–વહાલાઓના હકો અદા કરે."

તિરમિઝીની એક રિવાયતમાં છે કે "અલ્લાહ તઆલાની રજામંદી બાપની રજામંદીમાં અને અલ્લાહ તઆલાની નારાજગી બાપની નારાજગીમાં છે"

શોઅ્‌બુલ ઈમાનમાં ઈમામ બયહકીએ રિવાયત કરી છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જે પુત્ર પોતાના માં–બાપનો આજ્ઞાપાલક અને ફરમાંબરદાર હોય, જ્યારે તે પોતાના માતા–પિતાને ઈજ્જત અને મહોબ્બતની દષ્ટિથી નિહાળે છે તો દરેક દષ્ટિના બદલામાં તેને એક સ્વીકૃત હજ્જનો સવાબ મળે છે."

બયહકીની જ એક રિવાયતમાં છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, બધા જ ગુનાહો અલ્લાહ તઆલા મા'ફ કરી દે છે, પરંતુ જે વ્યક્તિ માં–બાપની

નાફરમાની કરતો હોય અને તેમનું દિલ દુઃખાવતો હોય તેને આખિરતથી પહેલાં દુનિયામાં જ જાત–જાતની આફતોમાં સપડાવી દેવામાં આવે છે.''

**સગાં–વહાલાઓ સાથે સદ્‌વર્તણૂક કરવાની તાકીદ :**

આયતમાં માતા–પિતા પછી નજીકના સગાંઓ એટલે કે બધા જ રિશ્તેદારો સાથે સદ્‌વર્તાવ કરવાની તાકીદ કરવામાં આવી છે. કુર્આને કરીમની એક ઠોસ અને મશહૂર આયતમાં જેને રસૂલુલ્લાહ ﷺ મોટેભાગે પોતાના ખુત્બા (પ્રવચન)ના અંતમાં તિલાવત કર્યા કરતા હતા; આ વિષયને આ રીતે વર્ણન કર્યો છે.

اِنَّ اللّٰهَ يَاْمُرُ بِالْعَدْلِ وَالْاِحْسَانِ وَاِيْتَآءِ ذِى الْقُرْبٰى (૧૬ : ૯૦) એટલે કે, ''અલ્લાહ તઆલા હુકમ આપે છે સૌની સાથે ન્યાય અને સદ્‌વર્તનનો અને રિશ્તેદારોના હકોને અદા કરવાનો, જેમાં સગાં–વહાલાંઓની પોતાની ક્ષમતા અને સામર્થ્ય અનુસાર આર્થિક અને શારીરિક સેવા–ચાકરી કરવી પણ સામેલ છે અને તેમની મુલાકાત કરવી અને તેમની ખબરગીરી કરવી પણ.

હઝરત સલમાન બિન આમિર (રદિ.) ફરમાવે છે કે, ''રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, સદકહ સામાન્ય મિસ્કિનો અને ફકીરોને આપવાથી તો ફક્ત સદકહનો સવાબ મળે છે અને જો પોતાના નજીકના સગાં–વહાલાંઓને આપવામાં આવે તો તેના બે સવાબ મળે છે. એક સદકહનો અને બીજો સિલા–રહમીનો એટલે કે સગાં–વહાલાંઓનો હક અદા કરવાનો.''

*(મુસ્નદે અહમદ, નસાઈ, તિરમિઝી)*

પ્રસ્તુત આયતમાં પ્રથમ માતા–પિતાના હકોની તાકીદ કરવામાં આવી, પછી સામાન્ય સગાં–વહાલાંઓની.

**યતીમો અને મિસ્કિનોનો હક :**

ત્રીજા નબંરમાં ઈરશાદ ફરમાવ્યું, وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنَ યતીમો અને મિસ્કીનોના અધિકારોનું વિસ્તૃત વર્ણન જો કે, સૂરતની શરૂઆતમાં આવી ચૂક્યું છે પરંતુ તેનું પુનરાવર્તન સગાં–વહાલાંઓના ઉલ્લેખની સાથે કરીને એ તરફ પણ ઈશારો કરી દીધો કે, લાવારિસ બાળકો અને નિરાધાર લોકોની મદદ કરતા રહો અને તેમની ખબરગીરી કરવી પણ જરૂરી સમજો, જેવી રીતે કે તમે પોતાના સગાં–વહાલાંઓ માટે કરો છો.

**પાડોશીના હકો :**

ચોથા નંબરમાં ઈરશાદ ફરમાવ્યું, والْـجَـارِذِى الْقُـرْبٰـى અને પાંચમાં નંબરમાં وَالْـجَـارِالْـجُنُبِ અહીંયાં جَـارُ (જાર)નો અર્થ "પાડોશી" થાય છે. આ આયતમાં તેના બે પ્રકારો વર્ણન કરવામાં આવ્યા છે. એક جَـــارِذِى الْـــقُـرْبٰـى (જારિઝીલ કુર્બા) અને બીજો جَارِ جُنُبُ (જારે જુનુબ). આ બંને પ્રકારોની તફસીર અને ખુલાસામાં અને સ્પષ્ટતામાં સહાબએ કિરામ (રદિ.)ના વિવિધ નિવેદનો છે.

સામાન્ય મુફસ્સિરોએ ફરમાવ્યું કે, جَـــارِذِى الْـقُـــرْبٰـــى નો ભાવાર્થ તે પાડોશીઓ છે જે તમારા મકાનની લગોલગ રહેતા હોય અને جَـــارِ جُـــنُـــبُ તે પાડોશીઓ કે, જે તમારા મકાનથી થોડા અંતરે રહેતા હોય.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, جَـارِذِى الْقُرْبٰى થી તે વ્યક્તિ સમજવામાં આવશે જે પાડોશી પણ હોય અને સગો પણ હોય. તેમાં બે હકો ભેગા થઈ ગયા અને جَـارِجُـنُبُ નો ભાવાર્થ છે કે, ફક્ત પાડોશી છે સગો નથી. એટલા માટે તેનો દરજ્જો પહેલા કરતાં પાછળના ક્રમે આવે છે.

અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, جَــــارِذِى الْـــقُـــرْبٰـــى તે પાડોશી છે જે ઈસ્લામી બિરાદરીમાં સામેલ છે અને મુસલમાન છે. جَـــارِجُـــنُـــبُ ગેરમુસ્લિમ પાડોશીના અર્થમાં છે.

કુર્આનના શબ્દો આ બધા અર્થોમાં મોઘમ છે અને વાસ્તવિક આધારે પણ દરજ્જાઓમાં તફાવત હોવું યોગ્ય બાબત છે અને ભરોસાપાત્ર પણ છે તથા પાડોશી સગો હોવાના આધારે પણ અને મુસલમાન તથા ગૈરમુસ્લિમ હોવાના આધારે પણ આ વિધાન યોગ્ય છે..... અને આ બાબત ઉપર બધા જ સહમત છે કે, પાડોશી ભલે નજીકનો હોય અથવા દૂરનો રિશ્તેદાર હોય, મુસલમાન હોય અથવા ગૈરમુસ્લિમ, દરેક પરિસ્થિતિમાં તેનો હક છે કે તમારી શક્તિ અને સામર્થ્ય પ્રમાણે તેમની મદદ અને ખબરગીરી કરતા રહેવું જોઈએ.

અલબત્ત, જેનો હક પાડોશી સિવાય અન્ય પ્રકારનો પણ છે, તે બીજા પાડોશીઓના દરજ્જા કરતાં અગ્ર સ્થાને છે. એક હદીષમાં..... પોતે રસૂલે કરીમ ﷺએ આ બાબતને સ્પષ્ટ કરવા માટે ઈરશાદ ફરમાવ્યો કે, "અમુક પાડોશીઓ તે છે જેનો ફક્ત એક હક છે, અમુક તે છે જેના બે હકો છે, અને અમુક તે જેના

ત્રણ હકો છે. એક હકવાળો પાડોશી તે ગૈરમુસ્લિમ છે જેની સાથે કોઈ સગપણ પણ નથી, બે હકવાળો પાડોશી તે છે જે પાડોશી હોવાની સાથે-સાથે મુસલમાન પણ છે, ત્રણ હકવાળો પાડોશી તે છે જે પાડોશી પણ છે મુસલમાન છે અને સગો પણ છે." *(ઈબ્ને કષીર)*

રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જિબ્રઈલ અમીન (અલૈ.) હંમેશા મને પાડોશીની દરકાર લેવાની અને મદદ કરવાની તાકીદ કરતા રહ્યા, એટલે સુધી કે મને એવું અનુમાન થવા લાગ્યું કે, કદાચ ! પાડોશીને પણ સગાં-વહાલાંઓની જેમ વારસા-હકમાં ભાગીદાર બનાવવામાં આવશે."

*(બુખારી અને મુસ્લિમ)*

તિરમિઝી અને મુસ્નદે અહમદની એક રિવાયતમાં છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કોઈ મહોલ્લાના લોકોમાં અલ્લાહ તઆલા સમીપ સૌથી વધારે શ્રેષ્ઠ અને ઉત્તમ તે વ્યક્તિ છે જે પોતાના પાડોશીઓના હક (અદા કરવામાં) સારો હોય."

મુસ્નદે અહમદની એક હદીષમાં ઈરશાદ છે કે, "એક પાડોશીએ ત્યાં સુધી પેટ ભરીને ખાવું જાઈઝ નથી જ્યાં સુધી કે તેનો પાડોશી ભૂખ્યો હોય."

**સાથે ઉઠક-બેઠક રાખનાર સહવાસી મિત્રનો હક :**

છઠ્ઠા નંબર ઉપર ઈરશાદ ફરમાવ્યું, وَالصَّاحِبِ بِالْجَنْبِ તેનો શાબ્દિક અર્થ "સાથે ઉઠવા-બેસવાવાળા" અથવા "સહવાસી" થાય છે, જેમાં પ્રવાસના સાથી પણ સામેલ છે, જે રેલગાડી, જહાઝ, બસ વગેરે વાહનોમાં તમારી સાથે બેઠા હોય અને તે વ્યક્તિ પણ સામેલ છે જે કોઈ સાર્વજનિક સ્થળે અથવા કોઈ મજલિસમાં તમારી સાથે બેઠા હોય.

શરીઅતે ઈસ્લામે જે પ્રમાણે નજીક અને દૂરના કાયમી પાડોશીઓના અધિકારો વાજિબ ફરમાવ્યા, એ જ પ્રમાણે તે વ્યક્તિઓની મિત્રતાના અધિકારો પણ જરૂરી કરી દીધા, જે થોડા સમય માટે જ કોઈ મજલિસ અથવા મુસાફરીમાં તમારી સાથે બેઠા હોય, જેમાં મુસલમાન અને ગૈરમુસ્લિમ, સગાં અને બિનસગાં બધા જ સમાન છે. તેમની સાથે પણ સદ્‌વર્તાવ કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, જેની નાનામાં-નાની કક્ષા એ છે કે, તમારા કોઈ નિવેદન અથવા

કૃત્યથી તેને મન–દુઃખ ન થવું જોઈએ. કોઈ વાતચીત એવી ન કરો જેનાથી તેને તકલીફ પહોંચે, કોઈ કામ એવું ન કરો જેનાથી તેને વેઠવું પડે. દાખલા તરીકે, બીડી–સિગારેટ પી ને ધૂમાડા તેના મોઢા તરફ ન છોડો, પાન ખાઈને તેના તરફ ન થૂંકો અને એ પ્રમાણે ન બેસો જેના કારણે જગ્યા તંગ થઈ જાય અને બેસવામાં તકલીફ પડે.

કુર્આને કરીમના આ માર્ગદર્શન ઉપર જો લોકો અમલ કરવા માંડે તો રેલગાડીઓ અને સાર્વજનિક યાત્રાના સાધનોમાં પ્રવાસીઓના પરસ્પરના કજિયા ખતમ થઈ જાય. દરેક વ્યક્તિ એ બાબત ઉપર વિચાર કરે કે, મને ફક્ત એક જ વ્યક્તિની જગ્યાનો ઉપયોગ કરવાનો અધિકાર છે, તેનાથી વધારે જગ્યા રોકવાનો કોઈ હક નથી. બીજો કોઈ વ્યક્તિ જો નજીક બેઠો છે તો તેનો પણ એટલો જ હક છે જેટલો કે મારો છે.

અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું છે કે, صَاحِبُ بِالْجَنْبِ (સાહિબ્ બિલ જન્બ)માં દરેક તે વ્યક્તિ સામેલ છે જે કોઈ કાર્ય અથવા ધંધા કે વેપાર–વાણિજ્યમાં આપની સાથે છે. ઉદ્યોગ, મજૂરી, ઑફિસ, નોકરી, પ્રવાસ અથવા કોઈ સાર્વજનિક સ્થળે આપની સાથે છે. *(રૂહુલ મઆની)*

**પ્રવાસીનો હક :**

સાતમાં નંબર ઉપર ઈરશાદ ફરમાવ્યું, وَابْنَ السَّبِيْلِ એટલે કે પ્રવાસી તે વ્યક્તિ છે જે પ્રવાસ દરમિયાન તમારી સાથે આવે અથવા તમારો મહેમાન બને. કારણ કે, તે અજનબી વ્યક્તિનું આપની સાથે કોઈ સગપણ કે સંબંધ હોતો નથી. એટલા માટે કુર્આને તેના ઈસ્લામી બલકે, માનવીય સંબંધની દરકાર લઈને તેનો પણ હક તમારા ઉપર જરૂરી કરી દીધો કે, તમારી શક્તિ અને સામર્થ્ય પ્રમાણે તેમની સાથે સદ્વર્તાવ કરો.

**ગુલામો, બાંદીઓ અને નોકરોનો હક :**

આઠમાં નંબર ઉપર ઈરશાદ ફરમાવ્યું, وَمَا مَلَكَتْ اَيْمَانُكُمْ જેનો અર્થ આપની મિલકતમાં હોય એવા ગુલામ અને બાંદીઓ છે. તેમનો પણ એ હક આવશ્યક કરવામાં આવ્યો કે, તેમની સાથે પણ સદ્વર્તાવ કરવામાં આવે. શક્તિ અને ક્ષમતા પ્રમાણે તેમને ખવડાવવા, પીવડાવવા અને પહેરાવવા વગેરેમાં કોઈ

ઉણપ ન રાખે અને તેમની શક્તિથી વધારે તેમના ઉપર કામનો ભાર ન નાંખે.

જો કે, આયતના શબ્દો સ્પષ્ટ રીતે મિલકતમાં હોય તેવા ગુલામ અને બાંદીઓ માટે દલીલ હોવાનું દેખીતું છે, પરંતુ નબીએ કરીમ ﷺના ઈરશાદોની બીના પર આ હુકમ તેમની સમકક્ષ એવા નોકરો અને સેવકો માટે પણ લાગુ પડે છે કે, તેમનો પણ એ જ હક છે કે, નક્કી કરેલ પગાર અને જમવાનું વગેરે આપવામાં કંજૂસાઈ અથવા મોડું ન કરે અને તેની શક્તિથી વધારે તેનાથી કામ ન લે.

## હકો અદા કરવામાં ઉણપ તે જ લોકો રાખે છે જેમના દિલોમાં તકબ્બુર (અભિમાન) હોય છે :

આયતના અંતમાં ઈરશાદ ફરમાવ્યું, اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ مُخْتَالًا فَخُوْرًا એટલે કે, "અલ્લાહ તઆલા એવા વ્યક્તિને પસંદ નથી કરતો જે અભિમાની અને અન્યો ઉપર પોતાની બડાઈ હાંકનારો હોય."

આયતનું આ અંતિમ વાક્ય ઉપર વર્ણન થયેલ બધા જ હુકમોની પૂર્ણતા છે કે, અગાઉના આઠ નંબરોમાં જે હુકમોની તાકીદ વર્ણન થઈ છે તેમાં ઉણપ તે જ લોકો રાખે છે જેમના દિલોમાં અભિમાન છે અને જેઓ ઘમંડી તથા મિથ્યાભિમાની છે. અલ્લાહ તઆલા બધા મુસલમાનોને આ દુર્ગુણથી સુરક્ષિત રાખે. આમીન.

અભિમાન, અજ્ઞાનતા તથા ઘમંડની ચેતવણીઓ સંદર્ભે ઘણી બધી હદીષો નકલ થઈ છે,

عَنِ ابْنِ مَسْعُوْدٍ رَضِيَ اللّٰهُ عَنْهُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يَدْخُلُ النَّارَ احَدٌ فِيْ قَلْبِهٖ مِثْقَالُ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ مِّنْ اِيْمَانٍ وَلَا يَدْخُلُ الْجَنَّةَ اَحَدٌ فِيْ قَلْبِهٖ مِثْقَالُ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ مِّنْ كِبْرٍ، (مِشْكٰوة، ص۴۳۳ بَحَوَالَه مُسْلِمْ)

*"હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે, તે વ્યક્તિ જહન્નમમાં (હંમેશાના માટે) નહીં રહે જેના દિલમાં રાઈના દાણા બરાબર ઈમાન છે અને જન્નતમાં એવો કોઈ વ્યક્તિ નહીં જઈ શકે જેના દિલમાં રાઈના દાણા બરાબર તકબ્બુર છે."* *(મિશ્કાત, પેજ : ૪૩૨, મુસ્લિમના હવાલા સાથે)*

عَنِ ابْنِ مَسْعُوْدٍ رَضِيَ اللّٰهُ عَنْهُ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَا يَدْخُلُ الْجَنَّةَ مَنْ كَانَ فِيْ قَلْبِهٖ مِثْقَالُ ذَرَّةٍ مِنْ كِبْرٍ فَقَالَ رَجُلٌ اِنَّ الرَّجُلَ يُحِبُّ اَنْ يَّكُوْنَ ثَوْبُهٗ حَسَنًا وَّنَعْلُهٗ حَسَنًا، قَالَ اِنَّ اللّٰهَ تَعَالٰى جَمِيْلٌ يُحِبُّ الْجَمَالَ اَلْكِبْرُ بَطَرُ الْحَقِّ وَغَمْطُ النَّاسِ، (مِشْكٰوةُ، ص ۴۳۳ بَحَوَالَه مُسْلِمْ)

*"હઝરત ઈબ્ને મસઊદ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, જન્નતમાં તે વ્યક્તિ પ્રવેશ નહીં પામી શકે જેના દિલમાં રજકણ બરાબર પણ તકબ્બુર (અભિમાન) હોય. હાજરજનોમાંથી એક વ્યક્તિએ પ્રશ્ન પૂછ્યો, લોકો ઈચ્છે છે કે, તેમના કપડાં સારા હોય, તેમના જોડા (પગરખા) સારા હોય. આપ ﷺએ ફરમાવ્યું, અલ્લાહ તઆલા ખૂબસૂરત છે અને ખૂબસૂરતીને પસંદ કરે છે. (તો શું આ પણ તકબ્બુરમાં સામેલ છે ? તો કહ્યું કે,) તકબ્બુર નામ છે હક રદ કરવાનું (દબાવી દેવાનું) અને લોકોને તુચ્છ સમજવાનું."*

*(મિશ્કાત, પેજ : ૪૩૩, બ હવાલા મુસ્લિમ)*

ત્યાર પછી اَلَّذِيْنَ يَبْخَلُوْنَ (અલ્લઝીન યબ્ખલૂન)માં વર્ણન છે કે, જે વ્યક્તિ અભિમાની હોય છે તે વાજિબ અધિકારોમાં પણ બખીલાઈ કરે છે. પોતાની જવાબદારીઓને સમજતો નથી અને બીજાઓને પણ પોતાના નિવેદનો અને વર્તનથી આવા દુર્ગુણને અપનાવવાની પ્રેરણા આપે છે.

આયતમાં ''બખીલાઈ''નો શબ્દ આવ્યો છે, જેનો ભાવાર્થ સામાન્ય બોલચાલની ભાષામાં આર્થિક અધિકારોમાં ઉણપ રાખવી સમજવામાં આવે છે, પરંતુ આયતના શા'ને નુઝૂલ (આયત ઉતરવાની પૂર્વભૂમિકા)થી સ્પષ્ટ થાય છે કે, અત્રે બખીલાઈનો શબ્દ પ્રચલિત અર્થમાં વાપરવામાં આવ્યો છે એટલે કે, તેમાં આર્થિક બખીલાઈ અથવા ઈલ્મની બખીલાઈ પણ સામેલ છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની રિવાયતથી જાણ થાય છે કે, આ આયત મદીનાના યહૂદીઓની વર્તણૂકના સંદર્ભમાં નાઝિલ થઈ હતી. તે લોકો ખૂબ જ અભિમાની હતા, અંતિમ કક્ષાના કંજૂસ પણ હતા, માલ ખર્ચ કરવામાં પણ બખીલાઈ કરતા હતા અને તેમના જ્ઞાનને પણ છુપાવતા હતા જે જ્ઞાન તેમને

તેમના ધર્મપુસ્તકો દ્વારા પ્રાપ્ત થયું હતું. આ પુસ્તકોમાં આપ ﷺની બઅ્ષતની ખુશખબરી આપવામાં આવી હતી અને આપ ﷺની નિશાનીઓનું વર્ણન હતું. પરંતુ યહૂદીઓએ આ બધી બાબતોનું પ્રમાણ મેળવી લીધા પછી પણ બખીલાઈ કરી. ન તો પોતે આ જ્ઞાનના તકાદા ઉપર અમલ કર્યો અને ન જ અન્યોને બતાવ્યું કે તેઓ અમલ કરે.

આગળ ફરમાવ્યું કે, આવા લોકો જેઓ અલ્લાહની આપેલી માલ-દૌલતમાં પણ બખીલાઈ કરે છે અને જ્ઞાન તથા ઈમાનના મા'મલામાં પણ બખીલાઈ કરે છે, એવા લોકો અલ્લાહની નેઅ્મતોના નાશુક્રા (નગુણા) છે અને તેમના માટે અપમાનિત કરનાર અઝાબ તૈયાર કરવામાં આવ્યો છે.

અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવાની ફઝીલત અને બખીલાઈની નિંદા વિશે નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું,

عَنْ اَبِیْ هُرَیْرَةَ ؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ مَا مِنْ یَوْمٍ یُصْبِحُ الْعِبَادُ فِیْهِ اِلَّا مَلَكَانِ یَنْزِلَانِ فَیَقُوْلُ اَحَدُ هُمَا اَللّٰهُمَّ اَعْطِ مُنْفِقًا خَلَفًا وَیَقُوْلُ الْاٰخَرُ اَللّٰهُمَّ اَعْطِ مُمْسِكًا تَلَفًا، (بُخَارِیْ وَ مُسْلِمْ)

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, દરેક સવારના સમયે બે ફરિશ્તાઓ ઊતરે છે, તેમાંથી એક એવું કહે છે, હે અલ્લાહ ! ભલાઈના માર્ગમાં ખર્ચ કરનારને સારું વળતર આપ અને બીજો કહે છે, હે અલ્લાહ ! કંજૂસ(ના માલ અને દૌલત)નો સર્વનાશ કર."*

*(બુખારી અને મુસ્લિમ)*

عَنْ اَسْمَاءَ ؓ قَالَتْ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ اَنْفِقِیْ وَ لَا تُحْصِیْ فَیُحْصِیَ اللّٰهُ عَلَیْكِ وَلَا تُوْعِیْ فَیُوْعِیَ اللّٰهُ عَلَیْكِ وَارْضِخِیْ مَا اسْتَطَعْتِ، (بُخَارِیْ وَ مُسْلِمْ)

*"હઝરત અસ્માઅ્ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, હે અસ્માઅ્ ! ભલાઈના માર્ગમાં ખર્ચ કર્યા કરો અને ગણી-ગણીને ન આપો*

*નહિતર અલ્લાહ પણ તમારા હકમાં ગણવાનું શરૂ કરશે અને માલ ખર્ચ કરવાથી બચવા માટે ખૂબ વધારે આરક્ષિત(વૃત્તિથી) ન વર્તો, નહિતર અલ્લાહ તઆલા પણ આવું આરક્ષણ શરૂ કરી દેશે અને ઓછામાં ઓછું જો તારાથી થઈ શકે તો તેના આપવાથી પીછેહઠ ન કરો." (બુખારી અને મુસ્લિમ)*

عَنْ اَبِیْ هُرَيْرَةَ ؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ اَلسَّخِیُّ قَرِيْبٌ مِّنَ اللّٰهِ، قَرِيْبٌ مِّنَ الْجَنَّةِ، قَرِيْبٌ مِّنَ النَّاسِ، بَعِيْدٌ مِّنَ النَّارِ، وَالْبَخِيْلُ بَعِيْدٌ مِّنَ اللّٰهِ، بَعِيْدٌ مِّنَ الْجَنَّةِ، بَعِيْدٌ مِّنَ النَّاسِ، قَرِيْبٌ مِّنَ النَّارِ، وَلَجَاهِلٌ سَخِیٌّ اَحَبُّ اِلَی اللّٰهِ مِنْ عَابِدٍ بَخِيْلٍ، (تِرْمِذِیْ)

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું, સખી (દાનવીર) અલ્લાહની નજીક છે, જન્નતની પણ નજીક છે અને લોકોની નજરોમાં પણ પ્રિય છે, તથા જહન્નમની આગથી દૂર છે અને બખીલ (કંજૂસ) અલ્લાહથી પણ દૂર છે, જન્નતથી પણ દૂર છે, લોકોથી પણ દૂર છે અને આગની નજીક છે અને જાહિલ વ્યક્તિ જો સખાવત કરે છે (અને ફરજો અદા કરવાની તથા હરામ વસ્તુઓથી બચવાની કાળજી રાખે છે તો આવો વ્યક્તિ) કંજૂસ કરતાં શ્રેષ્ઠ છે જે ઈબાદતગુઝાર હોય." (તિરમિઝી)*

وَعَنْ اَبِیْ سَعِيْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّی اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ خَصْلَتَانِ لَا تَجْتَمِعَانِ فِیْ مُؤْمِنٍ، اَلْبُخْلُ وَسُوْءُ الْخُلُقِ، (تِرْمِذِیْ)

*"હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું, બે ટેવો કોઈ મો'મિનમાં ભેગી નથી થતી, બખીલાઈ અને અનાચાર (દુરાચાર)." (તિરમિઝી)*

وَالَّذِيْنَ يُنْفِقُوْنَ (વલ્લઝીન યુન્‌ફિકૂન) દ્વારા અભિમાની લોકોનો એક બીજો દુર્ગુણ બતાવ્યો છે કે, આ લોકો પોતે પણ ખર્ચ નથી કરતા અને અન્યોને પણ બખીલાઈ કરવાની પ્રેરણા આપે છે. અલબત્ત લોકોને બતાવવા માટે ખર્ચ કરતા રહે છે અને કારણ કે, આ લોકો અલ્લાહ અને આખિરતના દિવસ ઉપર

ઈમાન નથી રાખતા, એટલા માટે અલ્લાહની ખુશી અને આખિરતના સવાબની નિય્યતથી ખર્ચ કરવાનો પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો. આવા લોકો તો શયતાનના મિત્રો છે, એટલા માટે તેમનો અંજામ પણ તે જ થશે જે તેમના મિત્ર શયતાનનો થશે.

આ આયતથી સ્પષ્ટ થયું કે, જે રીતે વાજિબ હકો અદા કરવામાં ઉણપ રાખવી, કંજૂસી કરવી વગેરે નિંદનીય દુર્ગુણો છે, એ જ પ્રમાણે લોકોને બતાવવા માટે અને પ્રદર્શનવૃત્તિ સંતોષવાના હેતુસર ખર્ચ કરવો પણ ખૂબ ટીકાપાત્ર છે. તે લોકો જેઓ નિખાલસપણે અલ્લાહ તઆલા માટે નહીં બલકે, લોકોને બતાવવા માટે નેકીઓ કરે છે તેમનો તે અમલ અલ્લાહ પાસે સ્વીકાર્ય નથી અને હદીષમાં પણ તેને શિર્ક ઠરાવવામાં આવ્યું છે.

عَنْ اَبِیْ هُرَيْرَةَؓ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اللّٰهُ تَعَالٰى اَنَا اَغْنَى الشُّرَكَاءِ عَنِ الشِّرْكِ مَنْ عَمِلَ عَمَلًا اَشْرَكَ فِيْهِ مَعِیَ غَيْرِیْ تَرَكْتُهٗ وَشِرْكَهٗ،

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, અલ્લાહ તઆલા ફરમાવે છે, હું શિર્કથી બિલકુલ લાપરવાહ છું, જે વ્યક્તિ કોઈ નેક કામ કરે છે અને તેમાં મારી સાથે કોઈ અન્યને ભાગીદાર ઠરાવે છે તો હું તેના અમલને તે ભાગીદાર માટે જ છોડી આપું છું અને તે અમલ કરનારને પણ છોડી આપું છું."*

وَعَنْ شَدَّادِبْنِ اَوْسٍ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ مَنْ صَلّٰى يُرَائِیْ فَقَدْ اَشْرَكَ وَمَنْ صَامَ يُرَائِیْ فَقَدْ اَشْرَكَ، وَمَنْ تَصَدَّقَ يُرَائِیْ فَقَدْ اَشْرَكَ، (اَحْمَدُ بَحَوَالَهِءِ مِشْكٰوةٌ)

*"શદ્દાદ બિન ઔસ (રદિ.)થી રિવાયત છે, ફરમાવે છે, મેં રસૂલુલ્લાહ ﷺને આવું ફરમાવતા સાંભળ્યા, જેણે બતાવવા માટે નમાઝ પઢી તો તેણે શિર્ક કર્યું, જેણે બતાવવા માટે રોઝા રાખ્યા તો તેણે શિર્ક કર્યું અને જેણે કોઈ સદકહ બતાવવા માટે કર્યો તો તેણે શિર્ક કર્યું." (અહમદ મિશ્કાતના હવાલાથી)*

عَنْ مَحْمُوْدِ بْنِ لَبِيْدٍ اَنَّ النَّبِيَّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنَّ اَخْوَفَ مَا اَخَافُ عَلَيْكُمُ الشِّرْكُ الْاَصْغَرُ، قَالُوْا يَارَسُوْلَ اللّٰهِ وَمَا الشِّرْكُ الْاَصْغَرُ، قَالَ الرِّيَاءُ.

(اَحْمَدُ بَحَوَالَۂِ مِشْكٰوةُ)

*"મહમૂદ બિન લુબયદ (રદિ.)થી રિવાયત છે, નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું, તમારા વિશે મને ખૂબ જ વધારે ભય નાના શિર્કનો છે. સહાબા (રદિ.)એ પૂછયું, નાનું શિર્ક શું છે ? આપ ﷺએ ફરમાવ્યું, રિયા (પ્રદર્શન વૃત્તિ)."*

*(અહમદ બ હવાલ-એ-મિશ્કાત)*

અને બયહકીની રિવાયતમાં એ વધારો પણ છે કે, કયામતના દિવસે જ્યારે સદ્કૃત્યોના સવાબની વહેંચણી થશે તો અલ્લાહ તઆલા રિયા (દેખાડો કરવા માટે સારા કામો) કરનારાઓને ફરમાવશે,

"તે લોકો પાસે ચાલ્યા જાઓ, જે લોકોને બતાવવા માટે તમે દુનિયામાં નેક અમલો કરતા હતા અને જોઈ લો કે, શું તેમની પાસે તમારા અમલોનો સવાબ અને તેનો બદલો છે ?"

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૩૯ થી ૪૨)

وَمَاذَا عَلَيْهِمْ لَوْ اٰمَنُوْا بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَاَنْفَقُوْا مِمَّا رَزَقَهُمُ اللّٰهُ ؕ وَكَانَ اللّٰهُ
بِهِمْ عَلِيْمًا ﴿٣٩﴾ اِنَّ اللّٰهَ لَا يَظْلِمُ مِثْقَالَ ذَرَّةٍ ۚ وَاِنْ تَكُ حَسَنَةً يُّضٰعِفْهَا وَيُؤْتِ
مِنْ لَّدُنْهُ اَجْرًا عَظِيْمًا ﴿٤٠﴾ فَكَيْفَ اِذَا جِئْنَا مِنْ كُلِّ اُمَّةٍۭ بِشَهِيْدٍ وَّجِئْنَا بِكَ
عَلٰى هٰٓؤُلَآءِ شَهِيْدًا ﴿٤١﴾ يَوْمَئِذٍ يَّوَدُّ الَّذِيْنَ كَفَرُوْا وَعَصَوُا الرَّسُوْلَ لَوْ تُسَوّٰى بِهِمُ
الْاَرْضُ ؕ وَلَا يَكْتُمُوْنَ اللّٰهَ حَدِيْثًا ﴿٤٢﴾

### તરજુમો :

*અને તેમનું શું નુકસાન હતું જો ઈમાન લઈ આવ્યા હોત અલ્લાહ ઉપર અને*

*કયામતના દિવસ ઉપર અને અલ્લાહના આપેલામાંથી (સાચા માર્ગે) ખર્ચ કર્યો હોત ! અને અલ્લાહને તેમની સારી પેઠે બધી ખબર છે. (૩૯) બેશક ! અલ્લાહ રજકણ બરાબર પણ કોઈનો હક નથી રાખતો (જુલમ નથી કરતો), અને જો નેકી હોય તો તેને અનેકઘણી કરી આપે છે, અને પોતાની પાસેથી મોટો સવાબ (શ્રેષ્ઠ બદલો) આપે છે. (૪૦) પછી શું હાલત થશે જ્યારે અમે દરેક ઉમ્મતમાંથી એક અહેવાલ કહેનાર (ગવાહ) બોલાવીશું અને તમને તે લોકો ઉપર અહેવાલ બતાવનાર (ગવાહ બનાવીને) બોલાવીશું? (૪૧) તે દિવસે તે લોકો તમન્ના કરશે જેઓ કાફિર થયા હતા અને રસૂલની નાફરમાની કરી હતી કે (કાશ !) તેઓ (માટીમાં દફન થઈને) જમીન સમથળ થઈ જાય ! અને તેઓ અલ્લાહથી કોઈ જ વાત છુપાવી શકવાના નથી ! (૪૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં અલ્લાહના ઈન્કાર, આખિરતનો ઈન્કાર અને બખીલાઈ વગેરેની નિંદા કરવામાં આવી હતી અને આ આયતોમાં અલ્લાહ તથા આખિરત ઉપર ઈમાન તથા અલ્લાહના રસ્તામાં ખર્ચ કરવાની પ્રેરણા આપવામાં આવી છે અને અંતે હશ્રના અહેવાલનું વર્ણન કરીને તે લોકોને ભયાનક અંજામથી ડરાવવામાં આવ્યા છે જે લોકો ઈમાન નથી લાવતા અને નેક અમલો નથી કરતા.

## તફસીર :

અને તેમના ઉપર શું મુસીબત નાઝિલ થઈ જવાની છે જો તે લોકો અલ્લાહ તઆલા ઉપર અને અંતિમ દિવસ (કયામત) ઉપર ઈમાન લઈ આવે અને અલ્લાહ તઆલાએ જે તેમને આપ્યું છે તેમાંથી કંઈક (નિખાલસતા પૂર્વક) ખર્ચ કરતા રહે (એટલે કે તેમને કંઈ નુકસાન નથી, દરેક રીતે નફો જ નફો છે), અને અલ્લાહ તઆલા તે (નેક અને ખરાબ)ને સારી પેઠે જાણે છે (બસ, ઈમાન અને અલ્લાહના રસ્તા ઉપર ખર્ચ કરવાના બદલામાં હક તઆલા સવાબ આપશે અને ખરાબ કૃત્યો કરવા ઉપર અઝાબ આપશે) નિઃશંક ! અલ્લાહ તઆલા એક

રજકણ બરાબર પણ જુલમ કરશે નહીં (કે કોઈના સારા કૃત્યોનો સવાબ ન આપે અથવા તો વિના કારણે કોઈને અઝાબ આપવા માંડે, પરંતુ અલ્લાહ આવું કરશે નહીં કારણ કે, આવું કરવું ઉઘાડો જુલમ છે જે અલ્લાહ કરશે નહીં) અને (બલકે તે તો એવો મહાકૃપાળુ છે કે,) જો એક નેકી હશે તો તેને અનેકગણી (કરીને સવાબ આપશે, જેમકે બીજી આયતમાં તેનો વાયદો આવી રહ્યો છે); અને આ સવાબ ઉપરાંત) તેની પાસેથી (કોઈ કૃત્યના અમલ સ્વરૂપે નહીં પરંતુ ઈનામ સ્વરૂપે) મહાન બદલો (અલગથી) આપશે. બસ, તે સમયે શું હાલત થશે જ્યારે કે દરેક ઉમ્મતમાંથી એક–એક ગવાહ હાજર કરવામાં આવશે અને તમને તે લોકો ઉપર (જેનાથી તમારે વાસ્તો પડ્યો છે) ગવાહી આપવા માટે હાજર કરાશે, (એટલે કે જે લોકોએ દુનિયામાં અલ્લાહના હુકમો ન માન્યા હતા તેમના કેસની સુનાવણી વખતે અંબિયા અલૈ.ને ગવાહી આપવા માટે ગવાહ સ્વરૂપે રજૂ કરવામાં આવશે કે જે–જે ઘટનાઓ અંબિયા અલૈ.ની ઉપસ્થિતિમાં બની હતી તેઓ તે બધાને જાહેર કરે અને આ ગવાહીના આધારે વિરોધીઓના અપરાધને સાબિત કરીને તેમને સજા કરવામાં આવશે, અને ઉપર ફરમાવ્યું હતું કે, તે સમયે શું હાલત થશે ? આગળ હવે તે હાલતને વર્ણન કરી ફરમાવવામાં આવ્યું કે,) તે દિવસે (એવી હાલત થશે કે) જે લોકોએ (દુનિયામાં) કુફ્ર કર્યું હશે અને રસૂલ (ﷺ)નું કહેવું ન માન્યું હશે તો તેઓ એ બાબતની તમન્ના કરશે કે કાશ ! (અત્યારે) અમે જમીનમાં સમાઈ જઈએ (જેથી અમે અપમાન અને મુસીબતથી સુરક્ષિત રહીએ) અને (ગવાહો ઉપરાંત પોતે પણ પોતાના કૃત્યોનો ઈકરાર કરનાર અપરાધી હશે, કારણ કે,) અલ્લાહ તઆલાથી કોઈ બાબત (જે તેમનાથી દુનિયામાં થઈ હતી) છુપી ન રહી શકશે (બસ, બંને પ્રકારે તેઓ અપરાધી હોવાનું સાબિત થઈ જશે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં ફરમાવ્યું, وَمَاذَا عَلَيْهِمْ لَوْ اٰمَنُوْا بِاللّٰهِ એટલે કે, તેમનું શું બગડી જવાનું હતું અથવા તેમને શું મુસીબત પડવાની હતી જો તે લોકો અલ્લાહ ઉપર અને આખિરત ઉપર ઈમાન લાવ્યા હોત ? જો આ લોકો અલ્લાહ ઉપર અને આખિરત ઉપર ઈમાન લાવે અને અલ્લાહના આપેલા માલમાંથી તેના

રસ્તામાં ખર્ચ કરે તો આ બધા તો સરળ કામો છે, તેમને આ કામો અપનાવવામાં કોઈપણ તકલીફ ન થવી જોઈએ, તો પણ શા માટે નારફમાન બનીને આખિરતની ભયંકર તબાહી પોતાના માથે લઈ રહ્યા છે ? ત્યાર પછી ફરમાવ્યું,

اِنَّ اللّٰهَ لَا يَظْلِمُ مِثْقَالَ ذَرَّةٍ એટલે કે, અલ્લાહ તઆલા કોઈના સારા કૃત્યનો સવાબ અને તેના સારા બદલામાંથી રજકણ બરાબર પણ ઓછું નહીં કરે બલકે, પોતાના તરફથી......... તેને અનેકગણું કરી આપશે અને આખિરતના સવાબને વધારીને તેનું સન્માન કરશે અને પોતાના તરફથી મહાન બદલો અર્પણ કરશે.

અલ્લાહ તઆલાના ત્યાં સવાબનું ઓછામાં ઓછું પ્રમાણ એ છે કે, એક નેકીની દશ નેકીઓ લખવામાં આવે છે અને તે ઉપરાંત વિવિધ બહાનાઓ હેઠળ તેમાં વધારા પર વધારો થતો રહે છે. અમુક હદીષની રિવાયતોથી જાણ થાય છે કે, અમુક અમલો એવા છે જેનો સવાબ વીસ (૨૦) લાખ ઘણો વધારે થઈ જાય છે અને અલ્લાહ તઆલાની જાત તો મહાકૃપાળુ છે, તે પોતાની અમર્યાદ રહમતથી એટલું વધારીને આપી શકે છે કે, જેનો હિસાબ-કિતાબ પણ શક્ય ન હોય ! وَاللّٰهُ يُضٰعِفُ لِمَنْ يَّشَآءُ આ મહાન બદલાની કલ્પના શું થઈ શકે છે, જે બદલો બારગાહે રબ્બુલ ઈજ્જતમાંથી મળે છે وَيُؤْتِ مِنْ لَّدُنْهُ اَجْرًا عَظِيْمًا ط

આયતમાં જે શબ્દ ذَرَّةٍ "ઝર્રતિન" આવ્યો છે, તેનો એક તરજુમો તો ખૂબ પ્રચલિત છે જે આ અગાઉ આવી ચૂક્યો છે અને અમુક લોકોએ કહ્યું છે કે, "ઝર્રહ" લાલ રંગની એક સૌથી નાની કીડીને કહેવામાં આવે છે. અરબના લોકો ઓછી વજનવાળી અને તુચ્છ વસ્તુને આ શબ્દ દ્વારા ઉદાહરણ સ્વરૂપે રજૂ કરે છે.

فَكَيْفَ اِذَا جِئْنَا مِنْ كُلِّ اُمَّةٍ થી આખિરતના મેદાનની ભયાનકતા તરફ ધ્યાન દોર્યું છે અને જેનાથી કુરૈશના કાફિરોને ચેતવણી આપવાનો પણ હેતુ હતો.

તે લોકોની 'મયદાને હશ્ર'માં શું હાલત થશે જ્યારે દરેક ઉમ્મતના નબી પોત-પોતાની ઉમ્મતના નેક અને ખરાબ અમલોના ગવાહ તરીકે રજૂ કરવામાં આવશે ? અને રસૂલે કરીમ ﷺ પણ પોતાની ઉમ્મત ઉપર ગવાહ બનાવી હાજર કરવામાં આવશે અને એક ખાસ સ્વરૂપે કાફિરો અને મુશ્રિકો સંબંધી અલ્લાહની અદાલતમાં ગવાહી આપશે કે, તેમણે ખુલ્લમ-ખુલ્લા મોઅ્જિઝાઓ

જોઈને પણ તેને જૂઠાડ્યા અને તારી તવહીદનો તથા મારી રિસાલતનો ઈન્કાર કર્યો અને ઈમાન ન લાવ્યા.

બુખારી શરીફની રિવાયતમાં છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)ને ફરમાવ્યું કે, મને કુર્આન સંભળાવો ! હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)એ વિનંતી કરી કે, આપ ﷺ મારાથી સાંભળવા ઈચ્છો છો? જ્યારે કે કુર્આન આપ ﷺ ઉપર નાઝિલ થયું છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હા, પઢો ! મેં સૂરએ નિસાઅ્ની તિલાવત શરૂ કરી કરી અને જ્યારે فَكَيْفَ اِذَا جِئْنَا مِن كُلِّ اَمَّةٍ بِشَهِيدٍ ط ઉપર પહોંચ્યો તો આપ ﷺએ ફરમાવ્યું કે, હવે બસ કરો અને જ્યારે મેં રસૂલે કરીમ ﷺ તરફ નજર ઉઠાવીને જોયું તો આપ ﷺની આંખોમાંથી આંસુ વહી રહ્યા હતા.''

અલ્લામહ કસ્તલાની (રહ.) લખે છે કે, ''રસૂલુલ્લાહ ﷺની સામે આ આયતથી આખિરતનું દૃષ્ય ખડું થઈ ગયું અને પોતાની ઉમ્મતની ઉણપો તથા બેઅમલ લોકો બાબતે વિચાર આવ્યો અને તેમની આંખો મુબારકમાંથી આંસુ વહેવા લાગ્યા.''

**ખુલાસો :**

અમુક લોકોએ ફરમાવ્યું કે, هٰٓـؤُلَآءِ (હા-ઉલાઈ)નો ઈશારો રિસાલતના સમયમાં હયાત હતા તે કાફિરો અને મુનાફિકો તરફ છે અને અમુક ફરમાવે છે કે, કયામત સુધી સમગ્ર ઉમ્મત માટે આ ઈશારો છે. એટલા માટે અમુક રિવાયતોથી જાણ થાય છે કે, રસૂલે કરીમ ﷺની ઉમ્મતના આ અમલો તેમની સામે રજૂ થતા રહે છે.

મતલબ કે, જાણ થાય છે કે અગાઉની ઉમ્મતના અંબિયા (અલૈ.) પોત-પોતાની ઉમ્મત ઉપર ગવાહ તરીકે રજૂ કરવામાં આવશે અને રસૂલે કરીમ ﷺ પણ પોતાની ઉમ્મતના કૃત્યોની ગવાહી આપશે.... કુર્આને કરીમની આ વર્ણનશૈલીથી જાણ થાય છે કે, રસૂલે કરીમ ﷺ પછી કોઈ નબી આવનાર નથી કે જે તેમની ઉમ્મત વિશે ગવાહી આપે. નહિતર કુર્આને કરીમમાં તેમનું અને તેમની ગવાહીનું જરૂર વર્ણન થયું હોત. આ સંદર્ભમાં આ આયત ''ખત્મે નુબુવ્વત'' (નબીઓનો સિલસિલો ખતમ થઈ જવા)ની દલીલ છે.

يَوۡمَئِذٍيَّوَدُّالَّذِيۡنَ كَفَرُوۡا માં આખિરતના મૈદાનમાં કાફિરોની દુર્દશાનું વર્ણન છે કે, આ લોકો કયામતના દિવસે તમન્ના કરશે કે, કાશ ! અમે જમીનમાં સમાઈ જઈએ. કાશ ! આ જમીન ફાટી જાય અને અમે તેમાં સમાઈ જઈએ અને તે માટી સમથળ થઈ જાય અને તે વખતની પૂછપરછ, અઝાબ અને હિસાબ–કિતાબથી છુટકારો મેળવી લઈએ.

હશ્રના મૈદાનમાં જ્યારે કાફિરો જોશે કે, બધા જ પ્રાણીઓ એકબીજાના અત્યાચાર વગેરેનો બદલો લીધા–દીધા પછી માટી બનાવી દેવામાં આવ્યા, તો તેમને પણ ખૂબ અફસોસ થશે અને તેઓ તમન્ના કરવા લાગશે કે કાશ ! અમે પણ માટી બની ગયા હોત. જેમકે, "સૂરએ નબાઅ્"ની આયતમાં ફરમાવ્યું છે, وَيَقُوۡلُ الۡكَافِرُيَالَيۡتَنِىۡ كُنۡتُ تُرَابًا ط

અંતે ફરમાવ્યું, وَلَا يَكۡتُمُوۡنَ اللّٰهَ حَدِيۡثًا ط એટલે કે, આ કાફિરો પોતાના અકીદહ અને કૃત્યો વિશે કંઈ પણ છુપાવી નહીં શકે, તેમના પોતાના હાથ–પગ તેમના અપરાધોનો સ્વીકાર કરશે. અંબિયા (અલૈ.) ગવાહી આપશે અને નામ–એ–આ'માલમાં પણ બધું જ મૌજૂદ હશે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ને પૂછવામાં આવ્યું કે, "કુર્આને કરીમમાં એક સ્થળે આ ઈરશાદ છે કે, કાફિરો કંઈ પણ છુપાવશે નહીં અને બીજા સ્થળે એ પણ છે કે, તેઓ કસમ ખાઈને કહેશે وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشۡرِكِيۡنَ કે અમે શિર્ક નથી કર્યું.... દેખીતી રીતે બંને આયતો વિરાધાભાસી છે.... તો તેમણે જવાબ આપ્યો કે, થશે એમ કે, જ્યારે શરૂઆતમાં કાફિરો એવું જોશે કે મુસલમાનો સિવાય કોઈ જન્નતમાં પ્રવેશ પામતું જ નથી તો તેઓ એવું નક્કી કરશે કે, અમારે પોતાના શિર્ક અને ખરાબ કૃત્યોનો ઈન્કાર કરવો જોઈએ. શક્ય છે કે, કદાચ આવી રીતે અમારો પણ છુટકારો થઈ જાય; પરંતુ આ ઈન્કાર પછી પોતે તેમના અવયવો તેમના વિરૂદ્ધ ગવાહી આપશે અને પોતાના કૃત્યો છુપાવવાનો જે તેમનો હેતુ હતો, તેમાં બિલકુલ નિષ્ફળ જશે. તે વખતે બધા (પોતાનો અપરાધ) સ્વીકારી લેશે. એટલા માટે ફરમાવ્યું, وَلَا يَكۡتُمُوۡنَ اللّٰهَ حَدِيۡثًا ط "કંઈ પણ છુપાવી શકશે નહીં."

――――――――――

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૪૩)

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقْرَبُوا الصَّلٰوةَ وَاَنْتُمْ سُكٰرٰى حَتّٰى تَعْلَمُوْا مَا تَقُوْلُوْنَ
وَلَا جُنُبًا اِلَّا عَابِرِيْ سَبِيْلٍ حَتّٰى تَغْتَسِلُوْا ۭ وَاِنْ كُنْتُمْ مَّرْضٰٓى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَاۗءَ
اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَاۗىِٕطِ اَوْ لٰمَسْتُمُ النِّسَاۗءَ فَلَمْ تَجِدُوْا مَاۗءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا
فَامْسَحُوْا بِوُجُوْهِكُمْ وَاَيْدِيْكُمْ ۭ اِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا غَفُوْرًا ﴿٤٣﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમે નમાઝની નજીક (પણ) ન જાઓ જ્યારે કે તમે નશા(ની હાલત)માં હોય, એટલે સુધી કે તમે (જીભથી) જે કહો છો તે સમજવા લાગો (શાન-ભાનમાં આવી જાઓ), અને ન જ એવા સમયે જ્યારે કે (ફરજ) ગુસ્લ (સ્નાન)ની હાજત હોય, -પરંતુ માર્ગે ચાલતી વખતે- એટલે સુધી કે ગુસ્લ કરી લો; અને જો તમે બીમાર હોય અથવા મુસાફરીમાં અથવા તમારામાંથી કોઈ વ્યક્તિ જરૂરી હાજતે (પેશાબ-પાખાના માટે) જઈ આવે અથવા ઔરતો (પત્નીઓ) પાસે ગયા (સહશયન કર્યું), પછી તમને પાણી ન મળ્યું તો પાક માટીથી તયમ્મુમ કરો, પછી મસહ કરી લો પોતાના ચહેરા અને પોતાના હાથોનો; બેશક ! અલ્લાહ મોટો મા'ફ કરનાર (અને) બખ્શનાર છે. (૪૩)*

## શા'ને નુઝૂલ (આયત નાઝિલ થવાની પૂર્વભૂમિકા) :

તિરમિઝીમાં હઝરત અલી (રદિ.)ની આ ઘટના વર્ણન થયેલ છે કે, દારૂ હરામ થતાં પહેલાં એક વખતે હઝરત અબ્દુર્રહમાન બિન ઔફ (રદિ.)એ અમુક સહાબએ કિરામ (રદિ.)ની દા'વત કરી હતી, જેમાં દારૂ પીવાની પણ વ્યવસ્થા હતી. જ્યારે આ બધા લોકો ખાઈ-પી ચૂક્યા તો મગરિબની નમાઝનો સમય થયો અને હઝરત અલી (રદિ.)ને ઈમામ બનાવવામાં આવ્યા, તેમનાથી નમાઝમાં قُلْ يٰٓاَيُّهَا الْكٰفِرُوْنَ ની તિલાવતમાં નશાની હાલતના કારણે સખત ભૂલ થઈ ગઈ, તેના ઉપર આ આયત નાઝિલ થઈ કે, નશાની હાલતમાં નમાઝ પઢવામાં ન આવે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમે નમાઝની પાસે પણ એવી હાલતમાં ન જાઓ (એટલે કે એવી હાલતમાં નમાઝ ન પઢો) કે તમે નશામાં હોય, એટલે સુધી કે તમે તે સમજવા લાગો જેને મોઢેથી બોલો છો (તે સમય સુધી નમાઝ ન પઢો, મતલબ એ છે કે, નમાઝ અદા કરવી તો પોતાના સમયમાં ફરજ જ છે અને આવી નશાની પરિસ્થિતિ નમાઝને વખત પર અદા કરવામાં બાધક નથી, એનો અર્થ એ થયો કે નમાઝના સમયમાં નશાકારક દ્રવ્યોનો ઉપયોગ ન કરો. ક્યાંક તમારા મોઢેથી નમાઝમાં ઊલટી–સીધી વાત ન નીકળે !) અને જનાબતની હાલતમાં પણ (એટલે કે જ્યારે ગુસ્લ ફરજ હોય ત્યારે પણ નમાઝ ન પઢો), જ્યાં સુધી કે ગુસ્લ કરી લો, (જો કે) મુસાફરીની પરિસ્થિતિ આમાંથી બાકાત છે, (કે તેનો હુકમ ઘણો જલદી આવે છે એટલે કે જનાબતનું ગુસ્લ નમાઝ સહીહ થવાની શરતોમાંથી છે અને આ હુકમ એટલે કે જનાબત પછી ગુસ્લ વિના નમાઝ ન પઢવી, એ પણ નમાઝ ન પઢવાના ઉઝ્રરમાંથી બાકાત છે), અને જો તમે (કોઈ ઉઝ્રર હોય દાખલા તરીકે,) બીમાર હોય (અને પાણીનો ઉપયોગ નુકસાનકર્તા હોય જેમકે આગળ આવે છે), અથવા મુસાફરીની હાલતમાં હોય (જેમકે ઉપરોક્ત હુકમમાંથી પણ બાકાત રાખવામાં આવ્યું છે, તેનો હુકમ પણ આગળ આવશે એટલે કે, પાણી ન મળે તો જેમકે ઉપર વર્ણન થઈ ગયું તો આ બંને પરિસ્થિતિઓમાં તયમ્મુમની પરવાનગી આપવામાં આવે છે અને તયમ્મુમ જાઈઝ થવું કંઈ આ બે પ્રસ્તુત કારણો એટલે કે મુસાફરી અને બીમારી માટે ખાસ નથી બલકે, ભલે તમે એવી પરિસ્થિતિમાં હોય) અથવા (એ કે ખાસ એવી પરિસ્થિતિમાં ન હોય એટલે કે તમે ન તો બીમાર હોય અને ન જ તમે પ્રવાસમાં હોય, બલકે, એમ જ કોઈનું વુઝૂ અથવા ગુસ્લ તૂટી જાય, દાખલા તરીકે) તમારામાંથી કોઈ વ્યક્તિ (પેશાબ અથવા પાખાના માટે) કુદરતી હાજત જઈ આવ્યો હોય (કે જેનાથી વુઝૂ તૂટી જાય છે) અથવા તમે પત્નીઓ સાથે સહશયન કર્યું (જેનાથી ગુસ્લ તૂટી જાય છે અને) પછી (આ બધી પરિસ્થિતિઓમાં તમે બીમારી અથવા મુસાફરીના સ્વરૂપમાં હોય અથવા તો ન બીમાર હોય, ન સફરમાં હોય, બસ એમ જ ગુસ્લ અને વુઝૂની જરૂરત હોય) તમને પાણી(ના ઉપયોગનો મોકો) ન મળે (ભલે તે બીમારીમાં નુકસાનકર્તા હોય એ કારણે

અથવા તો એટલા માટે કે ત્યાં પાણી જ ઉપલબ્ધ ન હોય, ભલે મુસાફરીમાં હોય અથવા ન હોય) તો (આ બધી પરિસ્થિતિઓમાં) તમે પાક માટીથી તયમ્મુમ કરી લો (એટલે કે તે પાક માટી પર બે વખતે હાથ મારીને) પોતાના ચહેરા અને હાથો પર (હાથ) ફેરવી લો, નિઃશંક ! અલ્લાહ તઆલા મોટો મા'ફ કરનાર (અને) મોટો બક્ષનાર છે (અને તેની એવી ટેવ છે કે, હુકમોને સરળ કરી આપે છે, એટલા માટે અલ્લાહ તઆલાએ એવા-એવા સરળ હુકમો આપ્યા છે કે તમને તકલીફ અને મુસીબત ન પડે).

## મસ્અલા અને બોધપાઠ :

### દારૂ (નશાકારક દ્રવ્યો)ના હરામ થવાના ક્રમબદ્ધ હુકમો :

શરીઅતે ઈસ્લામિય્યહને અલ્લાહ તઆલાએ ખાસ વિશિષ્ટતા અર્પણ કરી છે કે, તેના હુકમોમાં સરળતા અને સહૂલત કરવામાં આવી છે. આ જ સિલસિલાની એક કડી એ છે કે, દારૂ પીવું અરબની જૂની ટેવ હતી અને સમગ્ર કૌમ આ આદતમાં સપડાયેલી હતી. અમુક ખાસ લોકો સિવાય કે જેમનો સ્વભાવ જ અલ્લાહ તઆલાએ એવો સાલસ અને સરળ બનાવ્યો હતો કે, તેઓ આ આ નાપાક વસ્તુની પાસે ક્યારેય પણ ન ગયા હતા. જેમકે, રસૂલે કરીમ ﷺએ નુબુવ્વત પહેલાં દારૂને ક્યારેય હાથ પણ લગાવ્યો નથી અને એ બાબત પણ બધા જ જાણે છે કે, આદત કોઈપણ પ્રકારની હોય તેને છોડવી મનુષ્ય માટે ઘણી જ મુશ્કેલ હોય છે. ખાસ કરીને દારૂ અને નશાકારક દ્રવ્યોના સેવનની આદત તો મનુષ્યના સ્વભાવ ઉપર એવો કબ્જો જમાવી લે છે કે, આ આદત છોડવાને વ્યક્તિ પોતાની મૌત સમજવા લાગે છે.

અલ્લાહ તઆલા નજીક દારૂ પીવું અને નશાકારક દ્રવ્યોનું સેવન કરવું હરામ હતું અને ઈસ્લામ લાવ્યા પછી મુસલમાનોને તેનાથી બચાવવાનો હેતુ હતો, પરંતુ અચાનક જ તાત્કાલિક તેને હરામ કરવામાં આવે તો લોકો માટે આ હુકમનું પાલન કરવું ખૂબ કઠિન થઈ ગયું હોત. એટલા માટે શરૂઆતમાં તેના ઉપર તબક્કાવાર મનાઈ કરવામાં આવી અને તેના દુષ્પ્રભાવો ઉપર ચેતવણી આપીને મુસલમાનોને માનસિક રીતે તૈયાર કરવામાં આવ્યા. એટલા માટે શરૂઆતમાં આ આયતમાં ફક્ત એ હુકમ થયો કે, નશાની પરિસ્થિતિમાં નમાઝની પાસે પણ ન

જાઓ, જેનો હેતુ એ હતો કે નમાઝના સમયે નમાઝનો ઈરાદો કરવો તો ફરજ છે, નમાઝના સમયમાં દારૂનું સેવન ન કરવું જોઈએ. જેનાથી મુસલમાનોને એવી અનુભૂતિ થવા લાગી કે, આ એવી ખરાબ વસ્તુ છે જે વ્યક્તિને નમાઝથી રોકે છે. ઘણા લોકોએ તો તે જ સમયે તેને છોડી દેવાની કાળજી લીધી અને અન્ય લોકોએ પણ તેના દુષ્પ્રભાવો અને ખરાબીઓને વિચારીને છોડવાનું મન બનાવી લીધું. અંતે સુરએ માઈદહની આયતમાં દારૂ નાપાક અને હરામ હોવાનો ''કતઈ'' (સ્પષ્ટ) હુકમ આવી ગયો અને દરેક પરિસ્થિતિમાં દારૂ (અને પ્રત્યેક નશાકારક પદાર્થો)નું સેવન હરામ ઠરાવવામાં આવ્યું.

**મસ્અલો :**

જે પ્રમાણે નશાની હાલતમાં નમાઝ હરામ છે, અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, જ્યારે વ્યક્તિ પર ઘેન (તંદ્રાવસ્થા) છવાય જાય અને વ્યક્તિ પોતાની જીભ ઉપર કાબૂ ન રાખી શકે તો, એવી પરિસ્થિતિમાં નમાઝ પઢવી દુરુસ્ત નથી. જેમકે એક હદીષમાં ઈરશાદ છે,

اِذَانَعَسَ اَحَدُكُمْ فِىْ الصَّلٰوةِ فَلْيَرْقُدْحَتّٰى يَذْهَبَ عَنْهُ النَّوْمُ فَاِنَّهٗ لَايَدْرِىْ لَعَلَّهٗ يَسْتَغْفِرُ فَيَسُبَّ نَفْسَهٗ (قُرْطُبِى)

*"જો તમારામાંથી કોઈને નમાઝમાં ઊંઘ આવવા લાગે તો તેણે અમુક સમય માટે સૂઈ જવું જોઈએ, જેથી ઊંઘનો પ્રભાવ દૂર થઈ જાય, નહિતર ઊંઘની હાલતમાં તે સમજી નહીં શકે અને દુઆ તથા ઈસ્તિગફારના બદલે (કદાચ) પોતાની જાતને જ ગાળો આપવા માંડશે." (કુર્તુબી)*

**તયમ્મુમનો હુકમ એક ઇનામ છે, જે આ ઉમ્મતની વિશેષતા છે :**

અલ્લાહ તઆલાનું એટલુ મોટું અહેસાન અને કરમ છે કે, વુઝૂ અને પાકી માટે એવી વસ્તુને પાણીના સ્થાને મૂકી દીધી, જે પાણી કરતાં વધારે સરળતાથી પ્રાપ્ત થઈ શકે છે અને દેખીતું છે કે, જમીન અને માટી દરેક સ્થળે મૌજૂદ છે. હદીષમાં આવે છે કે, આ સહૂલત ફક્ત ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺને અર્પણ કરવામાં આવી છે. તયમ્મુમના જરૂરી મસ્અલાઓ ફિક્હની કિતાબો અને ઊર્દૂની પુસ્તિકાઓમાં મોટા પ્રમાણમાં છપાઈ ચૂક્યા છે, તેનો અભ્યાસ કરવા વિનંતી છે.

———————————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૪૪-૪૫-૪૬)

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يَشْتَرُوْنَ الضَّلٰلَةَ وَيُرِيْدُوْنَ اَنْ تَضِلُّوا
السَّبِيْلَ ۝٤٤ وَاللّٰهُ اَعْلَمُ بِاَعْدَآئِكُمْ ۭ وَكَفٰى بِاللّٰهِ وَلِيًّا ۡ وَّكَفٰى بِاللّٰهِ نَصِيْرًا ۝٤٥
مِنَ الَّذِيْنَ هَادُوْا يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ وَيَقُوْلُوْنَ سَمِعْنَا وَعَصَيْنَا وَاسْمَعْ
غَيْرَ مُسْمَعٍ وَّرَاعِنَا لَيًّا بِاَلْسِنَتِهِمْ وَطَعْنًا فِي الدِّيْنِ ۭ وَلَوْ اَنَّهُمْ قَالُوْا سَمِعْنَا
وَاَطَعْنَا وَاسْمَعْ وَانْظُرْنَا لَكَانَ خَيْرًا لَّهُمْ وَاَقْوَمَ ۙ وَلٰكِنْ لَّعَنَهُمُ اللّٰهُ بِكُفْرِهِمْ فَلَا
يُؤْمِنُوْنَ اِلَّا قَلِيْلًا ۝٤٦

## તરજુમો :

*શું તમે તેમને નથી જોયા જેમને કિતાબનો કંઈક ભાગ મળ્યો છે ! તેઓ ગુમરાહી ખરીદે છે અને ઈચ્છે છે કે તમે પણ માર્ગથી ભટકી જાઓ. (૪૪) અને અલ્લાહ તમારા દુશ્મનોને સારી પેઠે જાણે છે અને અલ્લાહ પૂરતો છે હિમાયતી અને અલ્લાહ પૂરતો છે મદદગાર (તરીકે). (૪૫) અમુક યહૂદી લોકો (અલ્લાહના) કલામને (વાક્યો અને શબ્દોને) તેના સ્થળેથી બદલી નાંખે છે (તહરીફ અર્થાત ફેરબદલી કરે છે) અને કહે છે, "અમે સાંભળ્યું અને ન માન્યું," અને કહે છે કે "સાંભળો ! નહિ સાંભળનાર થજો" અને પોતાની જીભને વાળીને "રાઈના" કહે છે, અને "દીન" ઉપર એબ લગાવવા (કટાક્ષ કરવા) માટે; અને જો તેઓએ કહ્યું હોત "અમે સાંભળ્યું અને માન્યું," (અને કહ્યું હોત) "સાંભળો ! અને અમારા ઉપર દષ્ટિપાત કરો" તો આ તેમના માટે ઉત્તમ હતું અને વધારે યોગ્ય હતું; પરંતુ અલ્લાહે તેમના કુફ્રના કારણે તેમના ઉપર લા'નત (ફિટકાર) કરી, બસ તેઓ ઈમાન નથી લાવતા પરંતુ ઘણું થોડું. (૪૬)*

## તફસીર :

(હે સાંભળનાર !) શું તમે તે લોકોને નથી જોયા ? (એટલે કે તે લોકો જોવા

જેવા છે, તેમને નિહાળો તો આશ્ચર્ય થશે) જેમને કિતાબ (એટલે કે તવરાતના જ્ઞાન)નો એક મોટો ભાગ મળ્યો છે (એટલે કે તવરાતનું ઈલ્મ ધરાવે છે તે છતાં) તે લોકો ગુમરાહી (એટલે કે કુફ્ર) અપનાવી રહ્યા છે અને (પોતે તો માર્ગ ભટકેલા જ હતા પરંતુ તેઓ) એવું ઈચ્છે છે કે તમે (પણ સીધો) માર્ગ ભટકી જાઓ (એટલે કે જાત-જાતની યુક્તિઓ કરતા રહે છે જેમકે, અગાઉ સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે) અને (જો તે લોકોને અત્યાર સુધી ખબર ન હોય તો શું થયું ?) અલ્લાહ તઆલા (તો) તમારા (તે) દુશ્મનોને સારી રીતે જાણે છે (એટલા માટે તમને જાણ કરી આપી, બસ તમે તેમનાથી બચતા રહો) અને (તેમની વિવિધ પ્રકારની પરિસ્થિતિઓ સાંભળીને વધારે ફિકર કરવાની આવશ્યકતા નથી કારણ કે,) અલ્લાહ તઆલા (તમારો) પૂરતો હિમાયતી છે (કે તમારી આવશ્યકતાને પૂર્ણ કરે છે) અને અલ્લાહ તઆલા (તમારા માટે) પૂરતો મદદગાર છે (કે તેમના પ્રપંચોથી તમારી સુરક્ષા કરશે અને) આ લોકો (જેમનું વર્ણન થઈ ચૂક્યું છે) યહૂદીઓમાંથી છે (અને તેમનું ગુમરાહી અપનાવવું જે ઉપર વર્ણન થઈ ચૂક્યું કે,) કલામ (એટલે કે તવરાત)ને તેના મૂળ સ્થળેથી (શાબ્દિક અથવા અર્થની દૃષ્ટિએ) બીજી જગ્યાએ ફેર-બદલી કરી નાંખે છે અને (એક ગુમરાહી તેમની જેમાં ધોકાથી અન્ય ભોળા-ભલા વ્યક્તિઓ ફસાઈ જવાની શક્યતા છે, તે એ છે કે તેઓ રસૂલુલ્લાહ ﷺ સાથે વાતચીત કરતી વખતે) એવા શબ્દો કહે છે (જે ઉપર વર્ણન થયા છે, આ શબ્દોના બે અર્થો છે, એક સારો અને બીજો ખરાબ. તે લોકો ખરાબ અર્થ લેતા હતા અને અન્યો પર જાહેર કરતા હતા કે અમે સારા મતલબથી કહીએ છીએ અને તેનાથી કોઈ મુસલમાન ધોકામાં આવીને અમુક એવા શબ્દોથી રસૂલુલ્લાહ ﷺને સંબોધન કરી શકતા હતા, એટલા માટે સૂરએ બકરહના રુકૂઅ્ નં. ૧૨માં મો'મિનોને શબ્દ "રાઈના" કહેવાની મનાઈ કરવામાં આવી છે. બસ, આ આધારે યહૂદીઓમાં તે શબ્દો કહેવું એક રીતે અન્યોને ગુમરાહ કરવાની એક ચાલ-બાજી પણ છે. ભલે, શબ્દો જ હોય, પરંતુ તેમાં يُرِيدُونَ اَنْ تَضِلُّوا નો શબ્દ કે જે ઉપર આવ્યો છે, વર્ણન પણ થઈ ગયો. જેમકે, اَلَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا માં વર્ણન હતું નું અને يُحَرِّفُوْنَમાં વર્ણન હતું مِنَ الَّذِيْنَ هَادُوْا يَشْتَرُوْنَ ના આ શબ્દોમાંથી એક આ છે سَمِعْنَا وَعَصَيْنَا જેનો તરજુમો તો આ પ્રમાણે છે કે, "અમે સાંભળી લીધું, અમે માનીએ નહીં." તેનો સારો મતલબ તો એ છે કે "આપ ﷺનો ઈરશાદ અમે સાંભળી લીધો અને આપ ﷺના વિરૂદ્ધનું

કોઈ નિવેદન કે વિધાન જે અમને બહેકાવતું હતું તે અમે ન માન્યું.'' અને ખરાબ મતલબ દેખીતો છે કે, ''અમે આપ ﷺની વાત તો સાંભળી લીધી પરંતુ અમે અમલ કરીશું નહીં.'') અને (બીજા શબ્દો આ પ્રમાણે છે) اِسْمَعْ غَيْرَ مُسْمَعٍ (તેનો શાબ્દિક અર્થ એ છે કે, ''તમે અમારી વાત સાંભળો અને અલ્લાહ કરે તમને કોઈ વાત ન સંભળાય.'' તેનો સારો મતલબ તો એ છે કે ''તમને કોઈ વિરોધી અને પીડા પહોંચાડે એવી વાત ન સંભળાય બલકે, આપ ﷺનો એવો દરજ્જો રહે કે જે વાત ફરમાવે બધાના મુખેથી તે વાતનું સમર્થન જ આપ ﷺ સાંભળો.'' અને ખરાબ મતલબ તો એ છે કે, ''તમે કોઈ સમર્થન તથા ખુશી થાય એવી વાત ન સાંભળો બલકે, આપ ﷺ જે વાત કહે તેના વિરોધમાં જ વાતો આપ ﷺના કાનમાં પડે.'') અને (ત્રીજો શબ્દ આ છે) "રાઈના" رَاعِنَا (તેના બંને સારા અને ખરાબ અર્થો સૂરએ બકરહમાં આવી ચૂક્યા છે કે સારો અર્થ તો એ છે કે, ''અમારી રિઆયત કરો'' અને ખરાબ અર્થ યહૂદીઓના શબ્દકોષ પ્રમાણે ''دُشْنَام'' "ગાળો" છે.) એ રીતે (કહે છે) કે પોતાની જીભથી (બોલવાની લઢણમાં ઉચ્ચાર બદલીને) ફેરફાર કરી અને (દિલથી) દીનમાં મહેણાં-ટોણા મારવા (અને અપમાન કરવા)ની નિય્યતથી (કારણ એ છે કે નબી ﷺ સાથે મહેણા-ટોણા, કટાક્ષ અને ઠઠ્ઠા-મશકરી દીનની જ ઠઠ્ઠા-મશકરી અને મહેણા-ટોણા છે) અને જો આ લોકોએ (દ્વિઅર્થી અર્થોવાળા શબ્દોના) આ વાક્યો કહ્યા હોત (سَمِعْنَا وَعَصَيْنَا ના બદલે) سَمِعْنَا وَاَطَعْنَا (જેનો અર્થ એ છે કે, ''અમે સાંભળી લીધું અને અમે માની લીધું'') અને (اِسْمَعْ غَيْرَ مُسْمَعٍ ના બદલે ફક્ત) اِسْمَعْ (જેનો અર્થ એ થાય છે કે ''તમે સાંભળી લો'') અને (رَاعِنَا ના બદલે) اُنْظُرْنَا (જેનો અર્થ એ છે કે, ''અમારા હિતો ઉપર ધ્યાન કેન્દ્રિત કરો'' અને આ શબ્દોનો અર્થ શરારતથી પાક છે, તો જો આ શબ્દો કહ્યા હોત) તો એ વાત એમના માટે ઉત્તમ (અને ફાયદાકારક) હતી અને (વાસ્તવિક રીતે પણ) મોકાની વાત હતી. પરંતુ (તેમણે તો લાભકારક અને મોકાસર યોગ્ય વાત કહી જ નથી બલકે, તે જ બેહૂદી વાહિયાત વાતો બકતા રહ્યા, એટલા માટે તેમને એવી તકલીફ પહોંચી કે) તેમને અલ્લાહ તઆલાએ તેમના કુફ્રના કારણે (જેમાં આ શબ્દો પણ આવી ગયા અને તેમના અન્ય નિવેદનો અને કુફ્રના કૃત્યો પણ સામેલ છે. બસ, આ તેમના કુફ્રના કારણે અલ્લાહ તઆલાએ તેમને) પોતાની રહમતથી દૂર ફેંકી દીધા. હવે તેઓ ઈમાન નહીં લાવે પરંતુ હા ! ઘણા થોડા (લોકો, એ કારણે કે

તેઓ આવી હરકતોથી દૂર રહ્યા તો તે અલ્લાહની ખાસ રહમતને આકર્ષિત કરવાનું કારણ બન્યા અને તેઓ ઈમાન પણ લઈ આવ્યા, જેમકે અબ્દુલ્લાહ બિન સલામ રદિ. વગેરે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં તકવાના પ્રસંગોનું વર્ણન હતું, જેમાં વધારે પડતો ઉલ્લેખ પરસ્પરના વ્યવહારોનો હતો, વચ્ચે અમુક ઈબાદતના હુકમો નમાઝ સંદર્ભે પણ વર્ણન કરવામાં આવ્યા, જે મનુષ્યમાં અલ્લાહનો ડર અને આખિરતની ચિંતા પૈદા કરે અને વ્યવહારોની સુધારણાને સરળ બનાવી દે છે. પ્રસ્તુત આયતોથી વિરોધીઓ સાથે વ્યવહાર કરવાનું વર્ણન કરવામાં આવ્યું છે, જેમાં યહૂદીઓની શરારતોનો ઈલાજ અને મુસલમાનોને શબ્દો તથા વિષયોમાં પણ અદબ, સભ્યતા, શિસ્ત અને એકબીજાની રિઆયત કરવાની પ્રેરણા આપવામાં આવી છે.

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૪૭)

يَآاَيُّهَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اٰمِنُوْا بِمَا نَزَّلْنَا مُصَدِّقًا لِّمَا مَعَكُمْ مِّنْ قَبْلِ اَنْ نَّطْمِسَ
وُجُوْهًا فَنَرُدَّهَا عَلٰٓى اَدْبَارِهَآ اَوْ نَلْعَنَهُمْ كَمَا لَعَنَّآ اَصْحٰبَ السَّبْتِ ؕ
وَكَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ﴿٤٧﴾

## તરજુમો :

*હે કિતાબવાળાઓ ! ઈમાન લાવો તેના ઉપર જે (કુર્આન) અમે નાઝિલ કર્યું સમર્થન કરનાર છે (તે કિતાબનું) જે તમારી પાસે છે, એ પહેલાં કે અમે ઘણા બધા ચહેરાઓ મિટાવી (બગાડી) નાંખીએ, પછી તેમને પીઠ તરફ ફેરવી નાંખીએ, અથવા તેમના ઉપર લા'નત કરીએ જેમકે "શનિવારના દિવસવાળાઓ" ઉપર લા'નત કરી; અને અલ્લાહનો હુકમ તો (પૂરો) થઈને જ રહેવાનો છે. (૪૭)*

## તફસીર :

હે લોકો ! જેમને કિતાબ (તવરાત) આપવામાં આવી છે, તમે તે કિતાબ (એટલે કે કુર્આન) ઉપર ઈમાન લાવો, જેને અમે નાઝિલ ફરમાવ્યું છે (અને તમારે તેના ઉપર ઈમાન લાવવાથી ગભરાવું ન જોઈએ, કારણ કે તેને) એવી પરિસ્થિતિમાં (નાઝિલ કર્યું) કે, તે સાચી બતાવે છે તે કિતાબને જે તમારી પાસે છે (એટલે કે તમારી અસલ કિતાબ માટે તે ખરાઈ કરે છે, બાકી ફેર-બદલ કરેલા ભાગને તેનાથી અલગ કરે છે. બસ, તમે કુર્આન ઉપર) તે (અલ્લાહ તરફથી હોવા ઉપર યકીન કરીને એ) પહેલાં-પહેલાં (ઈમાન લઈ આવો) કે અમે (તમારા) ચહેરાઓ(ના નાક-નકશા વગેરે)ને બિલકુલ મિટાવી નાંખીએ અને તે (ચહેરાઓ)ને તેમની ઉલટી દિશા (એટલે કે પાછળ પીઠ) તરફ ફેરવી આપીએ અથવા તેમના (ઈમાન ન લાવનારાઓ) ઉપર અમે એવી (ખાસ પદ્ધતિથી) લા'નત કરીએ જેવી લા'નત તે "શનિવારના દિવસવાળાઓ" ઉપર કરી હતી (જે યહૂદીઓમાં થઈ ચૂક્યા છે, જેનું વર્ણન સૂરએ બકરહમાં આવી ચૂક્યું છે, એટલે કે તેમને પણ વાંદરા જેવા બનાવી દઈએ.) અને અલ્લાહ તઆલાનો (જે) હુકમ (નક્કી થઈ જાય છે તે) પૂરો થઈને જ રહે છે (બસ, અલ્લાહ તઆલા તમારા ઈમાન ન લાવવા ઉપર જે ચહેરા બગાડી નાંખવાનો હુકમ કરે પછી એવું થવું જરૂરી થઈ જાય છે એટલા માટે તમારે ડરવું જોઈએ અને ઈમાન લઈ આવવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

### ખુલાસો ૧ :

અલ્લાહ તઆલા ફરમાવે છે, فَنَرُدَّهَا عَلٰى اَدْبَارِهَا "ઉલટાવી દે તેમની પીઠ તરફ" ઉલટાવવામાં બે સંભાવનાઓ છે કે, ચહેરાની શકલો-સૂરતને મિટાવીને આખા ચહેરાને પીઠ બાજુ ઉલટાવી દે અને એવું પણ થઈ શકે છે કે ચહેરાને બિલકુલ સપાટ કરી દે એટલે કે, ચહેરાને પાછળ ન ફેરવે બલકે તેને સપાટ અને સાફ કરી દે. *(મઝહરી, રૂહુલ મઆની)*

### ખુલાસો ૨ :

અત્રે એ સવાલ ઉપસ્થિત થાય છે કે, આવો ચહેરો બગાડવાની ઘટના

ક્યારે ઘટી કે ઘટશે ? અમુકે કહ્યું કે, આ અઝાબ કયામત પહેલાં યહૂદીઓને થશે અને અમુક લોકોનું કહેવું છે કે, આ અઝાબ એટલા માટે ન થયો કે, તેમનામાંથી અમુક લોકો ઈમાન લઈ આવ્યા હતા.

હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.) ફરમાવે છે કે, “મારા મતે મૂળેથી આ પ્રશ્ન જ ઉપસ્થિત નથી થતો કારણ કે, કુર્આનમાં કોઈ શબ્દ એવો નથી જેનાથી ખબર પડે કે, જો ઈમાન ન લાવશે તો ચહેરા બગાડવાની અથવા મિટાવી દેવાની સજા ચોક્કસ થશે જ ! બલકે, આ બાબતની સંભાવના બતાવી છે, એટલે કે જો તેમનો ગુનોહ જોવામાં આવે તો તેઓ આ જ સજાના હકદાર છે અને જો અલ્લાહ તેમને સજા ન કરે તો તે તેની રહમત (દયા-કૃપા) છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૪૮-૪૯-૫૦)

إِنَّ اللّٰهَ لَا يَغْفِرُ أَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ
بِاللّٰهِ فَقَدِ افْتَرٰٓى إِثْمًا عَظِيْمًا ﴿٤٨﴾ أَلَمْ تَرَ إِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ أَنْفُسَهُمْ ۭ بَلِ اللّٰهُ
يُزَكِّيْ مَنْ يَّشَآءُ وَلَا يُظْلَمُوْنَ فَتِيْلًا ﴿٤٩﴾ أُنْظُرْ كَيْفَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ۭ
وَكَفٰى بِهٖٓ إِثْمًا مُّبِيْنًا ﴿٥٠﴾ ع

## તરજુમો :

*બેશક ! અલ્લાહ તેને નથી બખ્શતો જે (કોઈને) તેનો ભાગીદાર ઠરાવે અને તેના સિવાય જેના ચાહે (તેનાથી) ઊતરતી કક્ષાના ગુનાહ બખ્શી આપે છે, અને જેણે અલ્લાહનો ભાગીદાર ઠરાવ્યો બસ તેણે જઘન્ય અપરાધ કર્યો (મોટું બુહતાન બાંધ્યું). (૪૮) શું તમે નથી જોયા તેમને જેઓ પોતાને પવિત્ર કહે છે ? બલકે, અલ્લાહ જ પવિત્ર કરે છે જેને ચાહે, અને તેમના ઉપર (ખજૂરના ઠળિયાના) રેસા બરાબર (પણ) અત્યાચાર થશે નહીં. (૪૯) જુઓ ! અલ્લાહ પર કેવું જૂઠ (બુહતાન) બાંધે છે ? અને આ જ ખુલ્લો ગુનાહ પૂરતો છે. (૫૦)*

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલા એ બાબતને (સજા આપીને પણ) મા'ફ કરશે નહીં કે, તેની સાથે કોઈને ભાગીદાર ઠરાવવામાં આવે (બલકે, કાયમી સજામાં ફેંકી દેવામાં આવશે) અને તેના સિવાય અન્ય જેટલા ગુનાહો છે (ભલે નાના હોય કે મોટા) જેના માટે મંજૂર હશે (શિક્ષા વિના જ) તે ગુનાહો બક્ષી આપશે (અલબત્ત, જો તે મુશ્રિક મુસલમાન થઈ જાય તો પછી મુશ્રિક જ ન રહ્યો. હવે, તેની કાયમી શિક્ષા પણ રદ્‌બાતલ થઈ ગઈ) અને (આ શિર્કને મા'ફ ન કરવાનું કારણ આ છે કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલા સાથે (કોઈને) ભાગીદાર ઠરાવે છે તે મોટો ગુનોહ આચરી રહ્યો છે (જે ગુનોહ જઘન્ય અપરાધ હોવાના અને અત્યંત ઘૃણાસ્પદ હોવાના કારણે મા'ફી પાત્ર જ નથી).

(હે સાંભળનાર !) શું તેં તે લોકોને નથી જોયા !? (એટલે કે, શું આ બાબત આશ્ચર્ય પમાડે એવી નથી કે) તેઓ પોતાની જાતને પવિત્ર બતાવે છે (તેમના બતાવવાથી કંઈ જ નથી થતું) બલકે, અલ્લાહ તઆલા જેને ઈચ્છે પવિત્ર બનાવે છે (અને અલ્લાહ તઆલા જેને પવિત્ર બનાવે છે, તેઓ જ ભરોસાપાત્ર છે અને અલ્લાહ તઆલા કુર્આનમાં મો'મિનોને પવિત્ર બતાવી ચૂક્યો છે, જેમકે સૂરહ "સબ્બિહિસ્મ"માં اَشْقٰی "અશ્કા" એટલે કે કાફિરોના મુકાબલામાં મો'મિનો માટે ફરમાવવામાં આવ્યું, قَدْ اَفْلَحَ مَنْ تَزَكّٰى બસ, તેઓ જ પવિત્ર હશે, ન કે કુફ્ર કરનારા જેમકે, યહૂદીઓ વગેરે) અને (તે યહૂદીઓને કયામતમાં તે જૂઠા દા'વાઓ જેના કારણે કુફ્રને ઈમાન સમજે છે તેની જે સજા થશે તે સજામાં) તેમના ઉપર દોરા બરાબર પણ અત્યાચાર કરવામાં નહીં આવે (એટલે કે તે સજા તેમના ગુનાહથી વધારે નહીં બલકે, એવા ગુનાહો ઉપર યોગ્ય સજા જ થશે, જરા !) જુઓ તો (આ દા'વામાં) આ લોકો અલ્લાહ ઉપર કેવી જૂઠી તોહમત લગાવે છે (કારણ કે જ્યારે તેઓ કુફ્ર કરતા હોવા છતાં અલ્લાહના ત્યાં સ્વીકૃત હોવાના દા'વેદાર છે, તો જાણે કહી રહ્યા છે કે, નઊઝુબિલ્લાહ અલ્લાહને કુફ્ર પસંદ છે. જ્યારે કે, એ માત્ર અલ્લાહ ઉપર લગાવવામાં આવતી જૂઠી તોહમત છે, એટલા માટે અલ્લાહ તઆલાએ દરેક શરીઅતોમાં એ બાબતની સ્પષ્ટતા કરી દીધી છે કે, કુફ્ર મારા નજીક સૌથી વધુ નાપસંદ કરવામાં આવેલ નિંદનીય અને ઘૃણાસ્પદ કૃત્ય છે) અને આ જ બાબત (અલ્લાહ ઉપર તોહમત લગાવવામાં આવી તે) ખુલ્લમ–ખુલ્લો અપરાધી હોવા માટે પૂરતી છે.

## મસ્અલા અને બોધપાઠ :

### શિર્કની વ્યાખ્યા અને તેના અમુક પ્રકારો :

અલ્લાહ તઆલા ફરમાવે છે, اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ અલ્લાહ તઆલાની જાત અને તેની સિફતો (ગુણ-લક્ષણો-ખાસિયતો) વિશે જે માન્યતાઓ છે તેમાં એ પ્રમાણેનો કોઈ અકીદહ અથવા માન્યતા કોઈ મખ્લૂક (સૃષ્ટિના કોઈ અંશ) માટે રાખવી એ શિર્ક છે, તેની અમુક વિગતો નીચે પ્રમાણે છે.

**(૧) અલ્લાહના ઇલ્મ (જ્ઞાન)માં કોઈને ભાગીદાર ઠરાવવું :**

એટલે કે કોઈ બુઝૂર્ગ અથવા પીર માટે એવી માન્યતા ધરાવવી કે, તેઓને હરપળે અમારી દરેક પરિસ્થિતિની ખબર હોય છે અથવા કોઈ જ્યોતિષી, પંડિત વગેરે પાસેથી ગૈબ (અદશ્ય) બાબતો વિશે પૂછવું અને તેને સાચું માનવું અથવા કોઈ બુઝૂર્ગના વાક્યોમાં "ફાલ" જોઈને તેને વિશ્વાસપૂર્વક સાચું સમજવું અથવા કોઈને દૂર-સુદૂર સ્થળેથી પોકારવું અને એવું સમજવું કે તેને ખબર થઈ ગઈ છે અથવા કોઈના નામનો રોઝો રાખવો વગેરે શિર્ક છે.

**(૨) નફો-નુકસાન પહોંચાડવામાં કોઈને અલ્લાહ સાથે ભાગીદાર ઠરાવવું :**

એટલે કે કોઈને લાભ અથવા નુકસાન પહોંચાડવા માટે સંપૂર્ણ મુખ્તાર (સર્વાધિકારી) સમજવો, કોઈની પાસે પોતાની મુરાદો માંગવી જેમકે રોઝી અથવા ઔલાદ માંગવી વગેરે શિર્ક છે.

**(3) ઇબાદતમાં અલ્લાહ સાથે અન્યને ભાગીદાર ઠરાવવું :**

કોઈને સિજદહ કરવો, કોઈના નામનું જાનવર છોડવું, કોઈના નામનો ચઢાવો ચઢાવવો, કોઈના નામની મન્નત માનવી, કોઈ કબ્ર અથવા મકાનનો તવાફ કરવો, અલ્લાહના હુકમના મુકાબલામાં અન્ય કોઈ બીજાના વિધાન-નિવેદન અથવા હુકમને અગ્રિમતા આપવી, કોઈની રૂબરૂ તેના સન્માનમાં રુકૂઅ્ કરતા હોય એ પ્રમાણે ઝૂકવું, દુનિયાના કારોબારમાં તારાઓ અને ગ્રહોનો પ્રભાવ હોય છે એવું સમજવું અને કોઈ મહિના અથવા દિવસને મનહૂસ (અપશુકનિયાળ) સમજવું, કોઈના નામ પર જાનવર ઝબહ કરવું વગેરે.

**પોતાના વખાણ (આત્મશ્લાઘા)માં પોતે દરેક ખામીઓ અને ઉણપોથી પવિત્ર હોવાનો દા'વો કરવો જાઇઝ નથી :**

અલ્લાહ તઆલા ફરમાવે છે, اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ اَنْفُسَهُمْ યહૂદીઓ પોતાને આપમેળે પવિત્ર જાહેર કરતા હતા, એટલા માટે અલ્લાહ તઆલાએ આ આયતમાં તેમની ટીકા કરીને ફરમાવ્યું કે, જરા તે લોકોને જુઓ તો ખરા ! પોતાની જાતને પવિત્ર બતાવી રહ્યા છે, તેમના ઉપર આશ્ચર્ય થવું જોઈએ !

એનાથી જાણ થાય છે કે, કોઈના માટે પોતાની અથવા અન્યોની પવિત્રતા જાહેર કરવી જાઇઝ નથી. આ મનાઈ ત્રણ પ્રકારે છે.

(૧) પોતાના વખાણ (આત્મશ્લાઘા)નું કારણ મોટા ભાગે મિથ્યાભિમાન જ હોય છે. વાસ્તવમાં આ અભિમાનની જ મનાઈ છે.

(૨) દરેકના અંતની હાલત અલ્લાહ તઆલાને જ ખબર છે કે, તેનો ખાત્મો તકવા અને પાકીઝગી ઉપર થશે અથવા નહીં થાય, એટલા માટે પોતાની જાતને પવિત્ર બતાવવી અલ્લાહના ડરથી વિરોધી બાબત છે. એક રિવાયતમાં હઝરત ઝૈનબ બિન્તે અબી સલમા (રદિ.) ફરમાવે છે કે, “રસૂલે કરીમ ﷺએ મને પૂછ્યું કે, તમારું નામ શું છે ? તે વખતે મારું નામ بَرَّة "બર્રહ" હતું (જેનો અર્થ "ગુનાહોથી પાક" થાય છે), મેં તે બતાવ્યું તો આપ ﷺએ ફરમાવ્યું, لَا تُزَكُّوْا اَنْفُسَكُمْ، اَللّٰهُ اَعْلَمُ بِاَهْلِ الْبِرِّ مِنْكُمْ، سَمُّوْهَا زَيْنَبَ (رَوَاهُ بِحَوَالَه مِشْكٰوة) એટલે કે, તમે પોતાની ગુનાહોથી પાકી વર્ણન ન કરો કારણ કે, એ જ્ઞાન ફક્ત અલ્લાહને જ છે કે તમારામાંથી કોણ પાક છે ? પછી "બર્રહ"ના બદલે રસૂલે કરીમ ﷺએ "ઝૈનબ" નામ રાખ્યું.”

*(મઝહરી)*

(૩) મનાઈનું ત્રીજું કારણ એ છે કે, મોટા ભાગે આવા દા'વાઓથી લોકોને એવો આભાસ થવા લાગે છે કે, આ વ્યક્તિ તો અલ્લાહના ત્યાં ઘણો મકબૂલ (સ્વીકૃતિ પ્રાપ્ત) છે કે, તે બધી જ ઉણપો અને ખામીઓથી પાક છે, જ્યારે કે તે જૂઠો છે કારણ કે, બંદામાં ઘણી બધી ખામીઓ મૌજૂદ હોય છે.

*(બયાનુલ કુર્આન)*

**મસ્અલો :**

જો પ્રસ્તુત કારણો ન હોય તો નેઅ્મતને જાહેર કરવા માટે પોતાના વિશેષ કૌશલ્ય અથવા વિશિષ્ટતાને વર્ણન કરવાની પરવાનગી છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૫૧-૫૨)

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ أُوتُوا نَصِيبًا مِّنَ الْكِتَابِ يُؤْمِنُونَ بِالْجِبْتِ وَالطَّاغُوتِ
وَيَقُولُونَ لِلَّذِينَ كَفَرُوا هَٰؤُلَاءِ أَهْدَىٰ مِنَ الَّذِينَ آمَنُوا سَبِيلًا ﴿٥١﴾ أُولَٰئِكَ
الَّذِينَ لَعَنَهُمُ اللَّهُ ۖ وَمَن يَلْعَنِ اللَّهُ فَلَن تَجِدَ لَهُ نَصِيرًا ﴿٥٢﴾

**તરજુમો :**

*શું તમે તેમને નથી જોયા જેમને કિતાબનો એક ભાગ મળ્યો છે ? જેઓ (જિબ્ત) મૂર્તિ(ઓ)ને માને છે અને (તાગૂત) શયતાનને; અને કાફિરો વિશે કહે છે કે આ (કાફિર) લોકો મુસલમાનો કરતાં વધારે સીધા (સત્ય) માર્ગ ઉપર છે. (૫૧) આ તે જ લોકો છે જેમના ઉપર અલ્લાહે લા'નત કરી છે અને જેના ઉપર અલ્લાહ લા'નત કરે તો (કદાપિ) તું તેમનો કોઈ મદદગાર નહીં જુએ. (૫૨)*

**તફસીર :**

(હે સાંભળનાર !) શું તેં તે લોકોને નથી જોયા જેમને (અલ્લાહની) કિતાબ (એટલે કે તવરાતના જ્ઞાન)નો એક ભાગ મળ્યો છે (તે છતાં) તેઓ મૂર્તિઓ અને શયતાનને માને છે (કારણ કે, મુશ્રિકોનો દીન મૂર્તિપૂંજા અને શયતાનનું અનુસરણ કરવાનો છે, આ લોકો આવા દીનને સારો બતાવી મૂર્તિઓ અને શયતાનનું સમર્થન કરી રહ્યા છે) અને આ લોકો (એટલે કે અહલે કિતાબ) કાફિરો (એટલે કે મુશ્રિકોના) માટે કહે છે કે, આ લોકો મુસલમાનો કરતાં વધારે સીધા માર્ગ ઉપર છે (આ તો તેઓ ખુલ્લમ-ખુલ્લું કહે છે), આ લોકો (જેમણે કુફ્રની આ માન્યતાને ઈસ્લામી માન્યતા કરતાં શ્રેષ્ઠ બતાવી) તે છે જેમને અલ્લાહ તઆલાએ લા'નતી બતાવ્યા છે. (આ જ લા'નતી હોવાની અસર છે કે તેઓ આવી

કુફ્રની વાહિયાત વાતો નીડર થઈને બકી રહ્યા છે) અને અલ્લાહ તઆલા જેને લા'નતી બનાવી દે તેનો (અઝાબના સમયે) કોઈ વ્યક્તિ મદદગાર નહીં હોય. (મતલબ એ છે કે, તેમને દુનિયામાં અને આખિરતમાં સખત સજા થશે, કારણ કે, દુનિયામાં અમુક તો કત્લ, કેદ, અપમાનિત વગેરે થતા રહેશે અને આખિરતમાં જે થવાનું છે તે થઈને જ રહેશે).

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયત اَلَـمْ تَـرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ الْكِتٰبِ يَشْتَرُوْنَ الضَّلٰلَةَ થી યહૂદીઓની ધૃણાસ્પદ ખસલતો અને નિંદનીય ટેવોનું વર્ણન ચાલી રહ્યું છે. આ આયતોનો સંબંધ પણ આ જ સંદર્ભમાં છે.

## મસ્અલા અને બોધપાઠ :

### اَلْجِبْتُ وَالطَّاغُوْتُ નો શું અર્થ છે ?

ઉપરની આયત નં. ૫૧માં બે શબ્દો اَلْـجِبْـت (જિબ્ત) અને اَلـطَّـاغُـوْتُ (તાગૂત)નું વર્ણન થયું છે, તેનો શું અર્થ છે ? મુફસ્સિરોએ તેના વિશે અનેક નિવેદનો કર્યા છે. હઝરત ઈબ્ને અબ્બાસ, ઈબ્ને ઝુબૈર અને અબૂલ આલિયા (રદિ.) ફરમાવે છે, "جِبْــت "જિબ્ત" હબશી શબ્દકોષમાં "સાહિર" سَـــاحِـرُ "જાદૂગર"ને કહેવામાં આવે છે અને "તાગૂત" طَـــــاغُـــوْتُ નો અર્થ જ્યોતિષી "કાહિન" છે."

હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે, "જિબ્તનો અર્થ જાદૂ છે અને તાગૂતનો અર્થ શયતાન છે." માલિક બિન અનસ (રદિ.)થી નકલ થયું છે કે, "અલ્લાહ સિવાય જે વસ્તુઓની ઈબાદત કરવામાં આવે, તે બધી જ તાગૂત કહેવામાં આવે છે."

ઈમામ કુર્તુબી (રહ.) ફરમાવે છે કે, "માલિક બિન અનસ (રદિ.)નો કૌલ વધારે પસંદ કરવા લાયક છે. કારણ કે, તેમાં કુર્આનની સાબિતી પણ ઉપલબ્ધ છે, ઈરશાદ છે, اَنِ اعْبُـدُوااللّٰـهَ وَاجْتَنِبُوا الطَّاغُوْتَ (૧૬ : ૩૬) પરંતુ આ વિવિધ નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી, એટલા માટે બધાનો જ અર્થ એકસમાન જ છે. જે પ્રમાણે "જિબ્ત" વાસ્તવમાં એક મૂર્તિનું નામ હતું પરંતુ પાછળથી તેનો

ઉપયોગ અલ્લાહ સિવાય બીજી કોઈપણ ઈબાદત કરવામાં આવતી વસ્તુ માટે થવા લાગ્યો.'' *(રૂહુલ મઆની)*

**પ્રસ્તુત આયતનો શા'ને નુઝૂલ :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, ''યહૂદીઓના સરદાર હુય્ય બિન અખ્તબ અને કઅ્બ બિન અશરફ પોતાના એક ગ્રૂપને લઈને મક્કામાં કુરૈશને મળવા આવ્યા, યહૂદીઓના સરદાર કઅ્બ બિન અશરફ અબૂ સુફિયાન પાસે આવ્યો અને તેણે રસૂલે કરીમ ﷺ વિરૂદ્ધ તેને મદદ કરવાનો વાયદો કર્યો, મક્કાવાળાઓએ કઅ્બ બિન અશરફને કહ્યું, તમે એક ધોકો આપનારી કૌમ છો, જો તમે ખરેખર તમારા વચનમાં સાચા છો તો અમારી આ બે મૂર્તિઓ ("જિબ્ત" અને "તાગૂત") સામે સિજદહ કરો.''

એટલા માટે તેમણે કુરૈશને સંતોષ અપાવવા માટે એવું જ કર્યું, ત્યાર પછી કઅ્બે કુરૈશને કહ્યું કે, ''ત્રીસ માણસો તમારામાંથી અને ત્રીસ માણસો અમારામાંથી સામે આવે જેથી કા'બાની રબની સામે એ બાબતનો કરાર કરીએ કે, આપણે બધા મળીને મુહમ્મદ (ﷺ) વિરૂદ્ધ યુદ્ધ કરીશું.''

કઅ્બની આ યોજનાને કુરૈશે પસંદ કરી અને એવી રીતે તેમણે મુસલમાનો વિરૂદ્ધ એક સંયુક્ત મોરચો કાયમ કર્યો, ત્યાર પછી અબૂ સુફિયાને કઅ્બને કહ્યું કે, ''તમારી પાસે અલ્લાહની કિતાબ છે, પરંતુ અમે તો બિલકુલ જાહિલ છે, એટલા માટે તમે અમારા વિશે બતાવો કે અમે સચ્ચાઈ ઉપર ચાલનારા છે કે મુહમ્મદ (ﷺ) ?''

કઅ્બે પૂછ્યું કે, ''તમારો દીન શું છે ?'' અબૂ સુફિયાને કહ્યું કે, ''અમે હજ્જ માટે પોતાના ઊંટોને ઝબહ કરીએ છીએ અને તેનું દૂધ પીવાડીએ છીએ. મહેમાનોની મહેમાનગતી કરીએ છીએ, પોતાના સગાં–વહાલાં અને લાગતા–વળગતાઓ સાથે સંબંધ કાયમ રાખીએ છીએ અને બયતુલ્લાહનો તવાફ અને ઉમરહ કરીએ છીએ, તેનાથી વિપરીત મુહમ્મદ (ﷺ)એ પોતાના બાપ–દાદાનો ધર્મ છોડી દીધો છે, તે પોતાનાઓથી અલગ થઈ ચૂક્યો છે અને તેણે અમારા જૂના ધર્મ વિરૂદ્ધ પોતાનો એક નવો ધર્મ રજૂ કર્યો છે.''

આ વાતો સાંભળીને કઅ્બ બિન અશરફે કહ્યું કે, ''તમે લોકો હક પર છો અને મુહમ્મદ (ﷺ નઊઝુબિલ્લાહ !) ગુમરાહ થઈ ચૂક્યો છે.''

આ અનુસંધાનમાં અલ્લાહ તઆલાએ પ્રસ્તુત આયતો નાઝિલ ફરમાવીને તેમના ષડયંત્રો અને ધોકાબાજીઓની નિંદા કરી છે. *(રૂહુલ મઆની)*

**મનેચ્છાઓ અમુક સમયે વ્યક્તિને દીન અને ઈમાનથી વંચિત કરી દે છે**

કઅ્‌બ બિન અશરફ યહૂદીઓનો એક મોટો આલિમ હતો, જે અલ્લાહ ઉપર પણ અકીદહ રાખતો હતો અને અલ્લાહની જ ઈબાદત કરતો હતો, પરંતુ જ્યારે તેના દિલ અને દિમાગ ઉપર મનેચ્છાઓનું ભૂત સવાર થઈ ગયું તો, તેણે મુસલમાનો વિરૂદ્ધ કુરૈશ હક પર હોવાનું વિધાન કર્યું. મક્કાના કુરૈશીઓએ તેને સાથ આપવાની એ શરત લગાવી કે, તે અમારી મૂર્તિઓ સામે સિજદહ કરે, તેણે તે પણ કબૂલ–મંજૂર રાખ્યું, જેની વિગત ઉપર આવી ચૂકી છે. તેણે પોતાના ધર્મ વિરૂદ્ધ કુરૈશની શરતને તો પૂરી કરી, પરંતુ પોતાની ધાર્મિક માન્યતાઓને કાયમ રાખવા માટે તેણે આ શરતથી દૂર રહેવાનું પસંદ ન કર્યું. કુર્આને કરીમે આ જ પ્રકારની એક અન્ય ઘટના બલઅમ બિન બાઊરા بَلْعَمْ بَاعُوْرَاءُ વિશે વર્ણન કરી છે. ઈરશાદ છે, (૭ : ૧૭૫)

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ الَّذِىْٓ اٰتَيْنٰهُ اٰيٰتِنَا فَانْسَلَخَ مِنْهَا فَاَتْبَعَهُ الشَّيْطٰنُ فَكَانَ مِنَ الْغٰوِيْنَ ط

મુફસ્સિરો (વિવરણકારો)એ લખ્યું છે કે, બલઅમ બિન બાઊરા એક મોટો આલિમ અને વિખ્યાત દુરવેશ હતો, પરંતુ જ્યારે તેણે પોતાની મનેચ્છાઓ પૂરી કરવા માટે હઝરત મૂસા (અલૈ.) વિરૂદ્ધ નાપાક ષડયંત્રો રચવાના શરૂ કર્યા, તો તેમનું તો કંઈ ન બગાડી શક્યો પરંતુ પોતે મરદૂદ (નિંદાપાત્ર) અને ગુમરાહ થઈ (માર્ગ ભટકી) ગયો.

હવે જાણ થઈ કે, ફક્ત કિતાબનું જ્ઞાન લાભકારક નથી બની શકતું જ્યાં સુધી કે, સાચા અર્થમાં તેનું અનુસરણ કરવામાં ન આવે, અને દુનિયવી લાલચ તથા મનેચ્છાઓની પૈરવીથી સંપૂર્ણ બચવામાં ન આવે, નહિતર વ્યક્તિ પોતાના ધર્મ જેવી પ્રાણ પ્યારી બાબતને પણ પોતાની મનેચ્છાઓની ભેટ ચઢાવવાથી ખચકાતો નથી. આધુનિક યુગમાં પણ અમુક લોકો એવા પ્રકારના છે જેઓ ભૌતિક અને રાજકીય સ્વાર્થ તથા હિત માટે પોતાના સાચા દીનને આસાનીથી છોડી દે છે અને ગેરદીની અકીદાઓ તથા વિચારસરણીઓને ઈસ્લામનો લબાદો ઓઢાડવાની ભરપૂર કોશીશો કરતા રહે છે, ન તો તેમને અલ્લાહ સાથે કરેલા

વાયદા, વચન કે કરારની પરવા હોય છે અને ન જ આખિરતનો ડર ! આ બધી અધમતા સાચા અને સત્ય ધર્મ "ઈસ્લામ" છોડીને શયતાનના ઈશારાઓ ઉપર નાચવાથી થાય છે.

**અલ્લાહની લા'નત (ફિટકાર) દુનિયા અને આખિરતમાં અપમાનનું કારણ છે :**

લા'નત અલ્લાહની રહમતથી દૂર થઈ જવાનું અને અંતિમ કક્ષાના અપમાનનું નામ છે, જેના ઉપર અલ્લાહની લા'નત થાય છે તે અલ્લાહની નિકટતા પ્રાપ્ત નથી કરી શકતો, તેના વિશે એટલી સખત ચેતવણીઓ આવી છે કે, مَلْعُوْنِيْنَ اَيْنَمَا ثُقِفُوْا اُخِذُوْا وَقُتِّلُوْا تَقْتِيْلًا ط "જેના ઉપર અલ્લાહની લા'નત છે તેઓ જ્યાં કંઈ પણ મળે તેમની ગરદન ઉડાવી દો."૩૩:૬૧ આ તો તેનું દુનિયાનું અપમાન છે અને આખિરતનું અપમાન તો તેનાથી પણ વધારે ભયાવહ છે.

**અલ્લાહની લા'નતના હકદાર કોણ લોકો છે ? :**

وَمَنْ يَّلْعَنِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ نَصِيْرًا ط આ આયતથી જાણ થાય છે કે, જેના ઉપર અલ્લાહની લા'નત છે તેનો કોઈ મદદગાર નથી હોતો. હવે, વિચારવા યોગ્ય બાબત છે કે અલ્લાહની લા'નતના હકદાર કોણ લોકો છે ?

એક હદીષમાં ઈરશાદ છે કે, "રસૂલુલ્લાહ ﷺએ વ્યાજ દેવા અને લેવાવાળા, વ્યાજ ખાનારા, તેને લખનારા અને તેની ગવાહી આપનારા બધા ઉપર લા'નત કરી છે અને તે બધા ગુનાહોમાં સમાન છે." *(રવાહુ મુસ્લિમ બ હવાલા મિશ્કાત)*

એક બીજી હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, مَلْعُوْنٌ مَنْ عَمِلَ عَمَلَ قَوْمِ لُوْطٍ (رَوَاهُ رَزِيْنُ بَحَوَالَهٔ مِشْكٰوةُ) એટલે કે, "જે વ્યક્તિ લૂત (અલૈ.)ની કૌમ જેવો અમલ કરે (સજાતીય સંબંધ બાંધે) તેઓ લા'નતી છે." પછી ઈરશાદ ફરમાવ્યો કે, "અલ્લાહ તઆલા ચોર ઉપર લા'નત મોકલે છે, જે ઈંડાથી લઈ દોરડા જેવી તુચ્છ વસ્તુ ચોરી કરવાથી પણ અટકતો નથી, જેના પરિણામે તેના હાથ કાપવામાં આવે છે." *(મુત્તફિક અલયહિ બ હવાલા મિશ્કાત)*

એક અન્ય હદીષમાં ઈરશાદ છે,

لَعَنَ اللّٰهُ اٰكِلَ الرِّبٰوٰ وَمُوْكِلَهٗ وَالْوَاشِمَةَ وَالْمُسْتَوْشِمَةَ وَالْمُصَوِّرَ (رَوَاهُ الْبُخَارِىْ بَحَوَالَه مِشْكٰوةُ)

*“અલ્લાહની લા'નત છે વ્યાજ ખાનારા અને ખવાડનારા ઉપર અને તે સ્ત્રીઓ ઉપર જે પોતાના શરીર ઉપર છુંદણા (Tatoo) ગોદનારી (એટલે કે સોયની અણીથી શરીરમાં કાણા પડાવીને છુંદણા ટંકાવે છે) અથવા ગોદાવનારી છે અને એ જ પ્રમાણે ચિત્ર ખેંચનાર (સજીવના ફોટા પાડનાર) ઉપર પણ લા'નત છે.”*

એક અન્ય હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, “અલ્લાહ તઆલા લા'નત મોકલે છે દારૂ ઉપર અને તેના પીનારાઓ ઉપર, પીવાડનારાઓ ઉપર, તેને વેચનારાઓ ઉપર, ખરીદનારાઓ ઉપર, તેને બનાવનારાઓ ઉપર, તેને ઉઠાવનારાઓ ઉપર, તેને મંગાવનારા બધા જ ઉપર.”

*(રવાહુ અબૂ દાવુદ, ઈબ્ને માજહ બ હવાલએ મિશ્કાત)*

એક અન્ય હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું છે કે, “છ વ્યક્તિઓ એવા છે, જેના ઉપર હું લા'નત મોકલું છું અને અલ્લાહ તઆલાએ પણ તેમના ઉપર લા'નત કરી છે અને દરેક નબી "મુસ્તજાબુદઅ્વાત" (જેમની દુઆ કબૂલ કરવામાં આવે છે) હોય છે અને તે છ માણસો આ છે.

(૧) અલ્લાહની કિતાબમાં સુધારો–વધારો કરનાર, (૨) અને તે વ્યક્તિ જે અત્યાચાર અને જુલમથી સત્તા પ્રાપ્ત કરીને એવા વ્યક્તિનું સન્માન કરે જેને અલ્લાહે અપમાનિત કર્યો છે અને જેને અલ્લાહે ઈજ્જત આપી છે તેવા વ્યક્તિને અપમાનિત કરે, (૩) અલ્લાહની તકદીરને જૂઠાડે, (૪) અલ્લાહની હરામ કરેલી વસ્તુઓને હલાલ સમજે, (૫) મારી અવલાદમાંથી તે વ્યક્તિ હરામને હલાલ કરનારો હોય અને (૬) મારી સુન્નતને છોડી દેનાર.”

*(રવાહુલ બયહકી ફિલ મુદખલ બ હવાલએ મિશ્કાત)*

એક અન્ય હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, لَعَنَ اللّٰهُ النَّاظِرَ وَالْمَنْظُوْرَ اِلَيْهِ એટલે કે, “જે કોઈ નામહરમ (જેમની સાથે નિકાહ કરવા નાજાઈઝ છે તેમના) ઉપર બુરી નજર નાંખે (અને જેના ઉપર નજર નાંખી છે તેમાં તેનો ઈરાદો અને મરજી પણ સામેલ હોય).”

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે لَعَنَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ الرَّجُلَ يَلْبَسُ لُبْسَةَ الْمَرْئَةِ وَالْمَرْئَةَ تَلْبَسُ لُبْسَةَ الرَّجُلِ એટલે કે, “રસૂલુલ્લાહ ﷺએ એવા પુરુષ ઉપર લા'નત કરી છે, જે સ્ત્રીઓ જેવો પહેરવેશ

ધારણ કરે અને એવી સ્ત્રીઓ ઉપર લા'નત કરી છે જે પુરુષો જેવો પહેરવેશ ધારણ કરે.” *(મિશ્કાત)*

عَنْ عَائِشَةَ رَضِىَ اللّٰهُ تَعَالٰى عَنْهَا اَنَّ امْرَئَةً تَلْبَسُ النَّعْلَ قَالَتْ لَعَنَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ الرَّجُلَةَ مِنَ النِّسَاءِ (رَوَاهُ اَبُوْدَاؤُدُ بَحَوَالَه مِشْكٰوةُ، ص٣٨٣)

*“હઝરત આયશા (રદિ.)ને કોઈએ વિનંતી કરી કે, એક સ્ત્રી (પુરુષો જેવા) જોડા પહેરે છે, હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું કે, અલ્લાહના રસૂલ ﷺએ એવી સ્ત્રીઓ ઉપર લા'નત કરી છે જે પુરુષો જેવી નિતી-રિતી અપનાવે.”* *(રવાહુ અબૂ દાવુદ બ હવાલએ મિશ્કાત, પેજ : ૩૮૩)*

عَنْ اِبْنِ عَبَّاسِ رَضِىَ اللّٰهُ عَنْهُمَا قَالَ لَعَنَ النَّبِىُّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ الْمُخَنِّثِيْنَ مِنَ الرِّجَالِ وَالْمُتَرَجِّلَاتِ مِنَ النِّسَاءِ وَقَالَ اَخْرِجُوْهُمْ مِنْ بُيُوْتِكُمْ،

(رَوَاهُ الْبُخَارِىْ بَحَوَالَهِءِ مِشْكٰوةُ)

*“હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ તે પુરુષો ઉપર લા'નત કરી જે સ્ત્રીઓ જેમ ચહેરો-મહોરો બનાવીને હિજડાઓ બને અને તે સ્ત્રીઓ ઉપર લા'નત કરી જે પુરુષો જેવી વેશ-ભૂષા (ચહેરો-મહોરો) અપનાવે અને ઈરશાદ ફરમાવ્યો કે, તેમને પોતાના ઘરોમાંથી કાઢી મૂકો.”* *(રવાહુલ બુખારી બ હવાલએ મિશ્કાત)*

બુખારી શરીફમાં છે કે, અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)એ ફરમાવ્યું કે,

لَعَنَ اللّٰهُ الْوَاشِمَاتِ وَالْمُسْتَوْشِمَاتِ وَالْمُتَنَمِّصَاتِ وَالْمُتَفَلِّجَاتِ لِلْحُسْنِ الْمُغَيِّرَاتِ خَلْقَ اللّٰهِ،

*“અલ્લાહ તઆલાની લા'નત થાય છુંદણા ગોદાવનારીઓ ઉપર અને ગોદનારીઓ ઉપર અને જે (પાંપણો અને ભવાંના વાળ) તોડતી હોય, (જેથી ભવાં પાતળા થઈ જાય) અને અલ્લાહની લા'નત છે તે સ્ત્રીઓ ઉપર જે રૂપાળી બનવા માટે દાંતો વચ્ચે જગ્યા કરે છે તે અલ્લાહના સર્જનને બદલનારીઓ છે.”*

**લા'નત (ફિટકાર)ના હુકમો :**

લા'નત જેટલી મોટી ખરાબ વસ્તુ છે, એટલા જ મોટા પ્રમાણમાં તેની મર્યાદાઓ પણ નક્કી કરવામાં આવી છે. કોઈ મુસલમાન ઉપર લા'નત કરવી હરામ છે અને કાફિરો ઉપર પણ ફક્ત એવા સ્વરૂપમાં જ લા'નત કરી શકાય છે જ્યારે કે, તે કુફ્ર ઉપર મૃત્યુ પામ્યો હોવાનું સાબિત થઈ જાય. આ વિશે રસૂલે કરીમ ﷺના અનેક ફરમાનો હદીષોમાં વર્ણન થયા છે.

عَنِ ابْنِ مَسْعُوْدٍ قَالَ قَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ لَيْسَ الْمُؤْمِنُ بِالطَّعَّانِ وَلَا بِاللَّعَّانِ وَلَاالْفَاحِشِ وَلَاالْبَذِيِّ، (رَوَاهُ التِّرْمِذِىْ بَحَوَالَهِءِ مِشْكٰوةُ)

*"હઝરત ઈબ્ને મસઊદ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, તે મો'મિન નથી જે મહેણા-ટોણા મારનાર અને લા'નત કરનાર હોય અને (તે પણ મો'મિન નથી જે) એલફેલ બોલનાર તથા બુરૂ બોલનાર હોય."*

*(રવાહુ તિરમિઝી બ હવાલએ મિશ્કાત)*

عَنْ اَبِى الدَّرْدَاءِ قَالَ سَمِعْتُ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ يَقُوْلُ اِنَّ الْعَبْدَ اِذَالَعَنَ شَيْئًا صَعِدَتِ اللَّعْنَةُ اِلَى السَّمَاءِ فَتُغْلَقُ اَبْوَابُ السَّمَاءِ دُوْنَهَا ثُمَّ تَهْبِطُ اِلَى الْاَرْضِ فَتُغْلَقُ اَبْوَابُهَادُوْنَهَا ثُمَّ تَاْخُذُ يَمِيْنًا وَّشِمَالًا فَاِذَا لَمْ تَجِدْ مَسَاغًا رَجَعَتْ اِلَى الَّذِىْ لَعَنَ فَاِنْ كَانَ لِذَالِكَ اَهْلًا وَالَّا رَجَعَتْ اِلٰى قَائِلِهَا،

(رَوَاهُ اَبُوْدَاوُدُ بَحَوَالَه مِشْكٰوةُ)

*"હઝરત અબૂ દાવુદ (રદિ.) ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ ﷺને એ ફરમાવતા સાંભળ્યું કે, જ્યારે બંદો કોઈ વસ્તુ ઉપર લા'નત કરે છે તો તે લા'નત આસમાન તરફ ચઢે છે, જેના ઉપર આસમાનના દરવાજા બંધ કરી દેવામાં આવે છે, પછી તે જમીન તરફ ઊતરે છે તો જમીનના દરવાજા બંધ કરી દેવામાં આવે છે. (એટલે કે જમીન તે લા'નતને સ્વીકારતી નથી) પછી તે ડાબે-જમણે ફરે છે, જ્યારે તેને કોઈ જગ્યાએ રસ્તો નથી મળતો તો જેના ઉપર લા'નત કરવામાં આવી છે તેની પાસે પહોંચે છે, જો તે ખરેખર લા'નતનો*

*હકદાર છે તો તે તેના ઉપર પડે છે, નહિતર પછી તે પોતાના કહેનારા ઉપર પડે છે.”* *(રવાહુ અબૂ દાવુદ બ હવાલએ મિશ્કાત)*

عَنِ ابْنِ عَبَّاسٍ اَنَّ رَجُلًا نَازَعَتْهُ الرِّيْحُ رِدَائَهٗ فَلَعَنَهَا فَقَالَ رَسُوْلُ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَ سَلَّمَ لَا تَلْعَنْهَا فَاِنَّهَا مَا مُوْرَةٌ وَاِنَّهٗ مَنْ لَعَنَ شَيْئًا لَيْسَ لَهٗ بِاَ هْلٍ رَجَعَتِ اللَّعْنَةُ عَلَيْهِ، (رَوَاهُ التِّرْمِذِىْ بَحَوَالَه مِشْكٰوة، ص ۴١٣)

*“હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે, પવને એક વ્યક્તિની ચાદર ઉડાવી તો તેણે હવા ઉપર લા'નત કરી, તે વિશે રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, તું તેના ઉપર લા'નત ન કર, એટલા માટે કે, તે અલ્લાહના હુકમ હેઠળ છે અને (યાદ રાખો !) જે વ્યક્તિ એવી વસ્તુઓ ઉપર લા'નત કરે જેનો તે હકદાર નથી, તો આ લા'નત તે કહેનાર ઉપર જ પાછી વળે છે.”*

*(રવાહુ તિરમિઝી બ હવાલએ મિશ્કાત, પેજ : ૪૧૩)*

**મસ્અલો :**

કોઈ નક્કી વ્યક્તિ વિશે જ્યાં સુધી એ જાણ ન થાય કે તેનું મૃત્યુ કુફ્રની હાલતમાં જ થયું છે, તેના ઉપર લા'નત કરવી જાઈઝ નથી. ભલે તે દુરાચારી હોય. આ સિદ્ધાંત ઉપર યઝીદ ઉપર લા'નત કરવાની અલ્લામહ શા'મીએ મનાઈ કરી છે, પરંતુ નક્કી કાફિર ઉપર કે જેની મૌત કુફ્ર ઉપર થઈ હોવાનું વિશ્વાસપૂર્વક સાબિત થઈ જાય, દાખલા તરીકે અબૂજહલ, અબૂલહબ, તો તેમના ઉપર લા'નત કરવી જાઈઝ છે. *(શા'મી, જિલ્દ : ૨, પેજ : ૮૩૬)*

**મસ્અલો :**

કોઈનું નામ લીધા વિના એવી રીતે લા'નત કરવી જાઈઝ છે કે, “અત્યાચારીઓ અને જૂઠાઓ ઉપર અલ્લાહની લા'નત છે.”

**મસ્અલો :**

શાબ્દિક રીતે લા'નતનો અર્થ અલ્લાહની રહમતથી દૂર થવાનો થાય છે, શરીઅતની રૂએ કાફિરો માટે તેનો અર્થ અલ્લાહની રહમતથી દૂર થવાનો છે અને મો'મિનો માટે નેક અને સાલેહ લોકોના દરજ્જાથી નીચી કક્ષાએ જવાનો થાય છે.

(نَـقَـلَـهُ الشَّامِىُ عَنِ الْقُهَسْتَانِىْ، ج ۲ ص ۸۳۲) એટલા માટે કોઈ મુસલમાન માટે તેના નેક અમલો ઓછા થઈ જવાની દુઆ કરવી પણ જાઈઝ નથી.

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૫૩-૫૪-૫૫)

| |
|---|
| اَمْ لَهُمْ نَصِيْبٌ مِّنَ الْمُلْكِ فَاِذًا لَّا يُؤْتُوْنَ النَّاسَ نَقِيْرًا ﴿٥٣﴾ اَمْ يَحْسُدُوْنَ النَّاسَ عَلٰى |
| مَآ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۚ فَقَدْ اٰتَيْنَآ اٰلَ اِبْرٰهِيْمَ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَاٰتَيْنٰهُمْ |
| مُّلْكًا عَظِيْمًا ﴿٥٤﴾ فَمِنْهُمْ مَّنْ اٰمَنَ بِهٖ وَمِنْهُمْ مَّنْ صَدَّ عَنْهُ ۭ وَكَفٰى بِجَهَنَّمَ سَعِيْرًا ﴿٥٥﴾ |

## તરજુમો :

*શું તેમનો સલતનત (રાજ્ય)માં કોઈ ભાગ છે ? પછી તો તેઓ લોકોને એક "તલ" જેટલું પણ નહીં આપે. (૫૩) અથવા લોકોની ઈર્ષ્યા કરે છે તેના ઉપર જે તેમને અલ્લાહે પોતાની કૃપાથી આપ્યું છે ! બસ, અમે તો ઈબ્રાહીમ (અલૈ.)ના કુટુંબને કિતાબ અને હિકમત (Wisdom) આપી છે અને અમે તેમને મોટી સલતનત આપી છે. (૫૪) પછી તેમનામાંથી કોઈએ તેને માન્યું અને કોઈ તેનાથી હટેલો રહ્યો, અને જહન્નમની ધગધગતી આગ(ની જ્વાળાઓ તેમના માટે) પૂરતી છે. (૫૫)*

## તફસીર :

હા ! તેમની પાસે કોઈ સલતનતનો કોઈ હિસ્સો છે ? બસ, આવી હાલતમાં તો તેઓ લોકોની નાની સરખી વસ્તુ પણ નહીં આપે અથવા અન્ય વ્યક્તિ (જેમકે રસૂલુલ્લાહ ﷺ)થી તે વસ્તુઓ ઉપર ઈર્ષ્યા કરે છે જે તેમને અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી અર્પણ કરી છે. બસ, (આપને એવી વસ્તુઓ મળી જવી કોઈ નવી વાત નથી, કારણ કે) અમે (પહેલેથી જ હઝરત) ઈબ્રાહીમ (અલૈ.)ના કુટુંબ(વાળાઓ)ને (આસમાની) કિતાબ પણ આપી છે અને ઈલ્મ પણ આપ્યું છે અને અમે તેમને ઘણી મોટી સલતનત પણ આપી છે. (એટલા માટે બની ઈસ્રાઈલમાં ઘણા બધા અંબિયા અલૈ. થઈ ચૂક્યા છે. અમુક અંબિયા અલૈ. બાદશાહો પણ હતા જેમકે, હઝરત યુસૂફ અલૈ., હઝરત દાવુદ અલૈ. અને હઝરત

દાવુદ અલૈ. બહુપત્નીત્વ ધરાવતા હતા તે પણ મશહૂર બાબત છે અને આ બધા હઝરત ઈબ્રાહીમ અલૈ.ની અવલાદમાંથી છે. બસ, જ્યારે કે રસૂલુલ્લાહ ﷺ પણ ઈબ્રાહીમ અલૈ.ની અવલાદમાંથી છે તો આપ ﷺને આ નેઅ્મતો અને ઈનાયતો મળી ગઈ તે કોઈ આશ્ચર્યની વાત નથી) બસ, (તે અંબિયા અલૈ.ના યુગમાં પણ કે જેઓ ઈબ્રાહીમ અલૈ.ના કુટુંબમાંથી થઈ ચૂક્યા છે, જે લોકો મૌજૂદ હતા) તેમાંથી અમુક તો એ (કિતાબ અને હિકમત) ઉપર ઈમાન લાવ્યા અને અમુક એવા હતા કે તેમણે ન માન્યું (બસ, જો આપ ﷺની રિસાલત અને કુર્આન ઉપર પણ આપ ﷺના યુગના અમુક લોકો ઈમાન ન લાવે તો કોઈ રંજ કરવાની કે દિલગીર થવાની બાબત નથી) અને (આ કાફિરો તથા વાંધો કાઢનાર લોકોને જો દુનિયામાં સજા ન થાય તો શું થયું ? તેમના માટે આખિરતમાં) દોઝખની ધગધગતી જ્વાળાઓ પૂરતી છે.

## મસ્અલા અને બોધપાઠ :

### યહૂદીઓની ઇર્ષ્યાની સખત ટીકા :

અલ્લાહ તઆલાએ નબીએ કરીમ ﷺને જે જ્ઞાન અને કૃપા તથા મરતબા અને સન્માનથી નવાજ્યા હતા, તેનાથી યહૂદીઓ ખૂબ બળતા હતા. અલ્લાહ તઆલાએ ઉપરોક્ત આયત નં. ૫૩ અને ૫૪માં તેમની ઈર્ષ્યા અને કિનાની સખત શબ્દોમાં ટીકા કરી છે અને તેમની ઈર્ષ્યાને અયોગ્ય અને અસ્થાને ઠરાવીને તેના બે કારણો વર્ણન કર્યા છે. એક કારણ આયત નં. ૫૩માં વર્ણન કર્યું અને બીજું કારણ આયત નં. ૫૪માં વર્ણન કર્યું. પરંતુ બંનેનો હેતુ એકસમાન છે કે તમારો હસદ કઈ બાબતે છે ? જો એ બાબત ઉપર કે સાચી બાદશાહત તમારી છે અને તમારી બાદશાહત તેમને મળી ગઈ ? તો તેનું ખોટું હોવું બિલકુલ જાહેર છે કે, તમે સલતનતથી આપમેળે વંચિત થઈ ગયા છો. તમોને જો સલતનતનો કોઈ ભાગ મળી પણ ગયો હોત તો તમે એક તસુ માત્ર પણ તેમને ન આપ્યું હોત અને જો તમારો હસદ એ બાબતે છે કે, ભલે સલતનત અમારી પાસેથી તેમની પાસે નથી પહોંચી, તો પણ એમને કેમ મળી ? તેમને સલતનત સાથે શું લેવા-દેવા ? તેનો જવાબ આ છે કે, તેઓ પણ અંબિયા (અલૈ.)ના કુટુંબોમાંથી છે, જેમાં સલતનત પહેલેથી જ ચાલી આવે છે. એટલા માટે આ સલતનત કોઈ અજનબી જગ્યાએ નથી આવી, એટલા માટે તમારી ઈર્ષ્યા કરવી અસ્થાને અને અયોગ્ય છે.

**હસદ (ઇર્ષ્યા)ની વ્યાખ્યા, હુકમ અને તેના દુષ્પ્રભાવો અને નુકસાનોનું વર્ણન :**

અલ્લામહ નવવી (રહ.) "શારિહે મુસ્લિમ"માં હસદની વ્યાખ્યા આ રીતે કરે છે, اَلْحَسَدُ تَمَنِّى زَوَالِ النِّعْمَةِ (મુસ્લિમ, જિલ્દ : ૨) એટલે કે, "અન્ય વ્યક્તિની નેઅ્મતની પડતી થાય એવી તમન્ના કરવી 'હસદ' કહેવાય છે અને તે હરામ છે."

રસૂલુલ્લાહ ﷺનો ઇરશાદ છે,

لَا تَبَاغَضُوْا وَلَا تَحَاسَدُوْا وَلَا تَدَابَرُوْا وَكُوْنُوْا عِبَادَ اللّٰهِ اِخْوَانًا وَلَا يَحِلُّ لِمُسْلِمٍ اَنْ يَّهْجُرَ اَخَاهُ فَوْقَ ثَلَاثٍ. (مُسْلِمُ، ج٢)

*"તમે પરસ્પર કપટ અને ઈર્ષ્યા ન કરો અને ન જ એકબીજાથી પીઠ ફેરવો, બલકે, અલ્લાહના બંદા અને ભાઈ બની જાઓ અને કોઈ મુસલમાન માટે જાઈઝ નથી કે તે પોતાના ભાઈ સાથે ત્રણ દિવસ કરતાં વધારે સંબંધ કાપી નાંખે."* *(મુસ્લિમ, જિલ્દ : ૨)*

અન્ય એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِيَّاكُمْ وَالْحَسَدَ فَاِنَّ الْحَسَدَ يَاْكُلُ الْحَسَنَاتِ كَمَا تَاْكُلُ النَّارُ الْحَطَبَ،

(رَوَاهُ اَبُوْدَاؤُدَ بَحَوَالَهِ مِشْكٰوةُ)

*"તમે હસદથી બચો, એટલા માટે કે હસદ નેકીઓને એવી રીતે ખાઈ જાય છે જેવી રીતે કે આગ લાકડીઓને ખાઈ જાય છે."*

*(રવાહુ અબૂ દાવુદ બ હવાલએ મિશ્કાત)*

عَنِ الزُّبَيْرِؓ قَالَ قَالَ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ دَبَّ اِلَيْكُمْ دَاءُ الْاُمَمِ قَبْلَكُمْ الْحَسَدُ وَالْبَغْضَاءُ هِىَ الْحَالِقَةُ لَا اَقُوْلُ تَحْلِقُ الشَّعَرَ وَلٰكِنْ تَحْلِقُ الدِّيْنَ،

(رَوَاهُ اَحْمَدُ وَالتِّرْمِذِىُ، بَحَوَالَهِ مِشْكٰوةُ)

*"હઝરત ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, તમારી તરફ (પણ) અગાઉની કૌમો જેમ બીમારી ધીમેથી ચાલી પડી છે અને તે હસદ*

*છે, અને બુગ્ઝ (વૈમનસ્ય) એવી ટેવ છે જે મૂંડી નાંખનારી છે, હું એવું નથી કહેતો કે તે બાલોને મૂંડી નાંખે છે બલકે, તે દીનને મૂંડી નાંખે છે."*

*(રવાહુ અહમદ વ તિરમિઝી બ હવાલએ મિશ્કાત)*

હસદ (ઈર્ષ્યા) દુનિયવી કૌશલ્યો, ગુણો અથવા વિશિષ્ટતાઓ બાબતે હોય અથવા દીની ગુણો ઉપર, બંને હરામ છે. એટલા માટે અલ્લાહ તઆલાના ફરમાન اَمۡ لَهُمۡ نَصِيۡبٌ مِّنَ الۡمُلۡكِ દ્વારા એ તરફ ઈશારો થયો હોવાનું જાણ થાય છે અને બીજો ઈશારો الۡكِتٰبَ وَالۡحِكۡمَةَ દ્વારા થયો છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૫૬-૫૭)

اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا بِاٰيٰتِنَا سَوۡفَ نُصۡلِيۡهِمۡ نَارًا ؕ كُلَّمَا نَضِجَتۡ جُلُوۡدُهُمۡ بَدَّلۡنٰهُمۡ
جُلُوۡدًا غَيۡرَهَا لِيَذُوۡقُوا الۡعَذَابَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَزِيۡزًا حَكِيۡمًا ﴿۵۶﴾ وَ الَّذِيۡنَ اٰمَنُوۡا
وَعَمِلُوا الصّٰلِحٰتِ سَنُدۡخِلُهُمۡ جَنّٰتٍ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِيۡنَ فِيۡهَاۤ اَبَدًا ؕ
لَهُمۡ فِيۡهَاۤ اَزۡوَاجٌ مُّطَهَّرَةٌ ۙ وَّ نُدۡخِلُهُمۡ ظِلًّا ظَلِيۡلًا ﴿۵۷﴾

## તરજુમો :

*બેશક ! જે અમારી આયતોના ઈનકારી થયા તેમને અમે (જહન્નમની) આગમાં નાંખીશું, જે વખતે તેમની ચામડી બળી જશે તો અમે તેમને બીજી ચામડી બદલી દઈશું, જેથી અઝાબ ચાખતા રહે; બેશક ! અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે. (૫૬) અને જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા, અલબત્ત અમે તેમને બગીચાઓમાં દાખલ કરીશું જેની નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહ્યા કરે, તેમના માટે ત્યાં સ્વચ્છ (સુઘડ અને પવિત્ર) સ્ત્રીઓ છે, અને અમે તેમને ઘટાદાર (શીતળ) છાંયડામાં દાખલ કરીશું. (૫૭)*

## તફસીર :

નિઃશંક ! જે લોકો અમારી આયતો (હુકમો)નો ઈનકાર કરે છે (અમે

તેમને) નિકટમાં જ એક સખત આગમાં દાખલ કરીશું (અને ત્યાં તેમની એવી પરિસ્થિતિ સતત ચાલતી રહેશે કે,) જ્યારે એક વખતે તેમની ચામડી (આગથી) બળી જશે, તો અમે તે(ચામડી)ના બદલે તરત બીજી (તાજી) ચામડી પેદા કરી આપીશું, જેથી (તેઓ હંમેશા) અઝાબ ભોગવતા રહે (કારણ કે, પ્રથમ ચામડી બળી ગયા પછી તેમાં સળગવાની અનુભૂતિ અને લાગણી ખતમ થઈ શકે છે, એટલા માટે આવું સંભળાવી દેવામાં આવ્યું); નિ:શંક ! અલ્લાહ તઆલા જબરદસ્ત છે (કે તે આવી સજા આપી શકે છે અને) હિકમતવાળો (પણ) છે, (એટલા માટે કે બળેલી ચામડીને પણ તે તકલીફ પહોંચાડી શકે છે, પરંતુ હિકમત હેઠળ તેને બદલી નાંખવામાં આવશે, જેમકે હમણાં વર્ણન થયું) અને જે લોકો ઈમાન લાવ્યા અને સારા કામો કર્યા, અમે તેમને નિકટમાં જ એવા બાગોમાં પ્રવેશ આપીશું કે, તેના (મહેલો) નીચે નહેરો વહે છે, તેમાં હંમેશા રહેશે, તેમના માટે તે (બગીચાઓ)માં પાક, સ્વચ્છ પત્નીઓ હશે અને અમે તેમને ખૂબ ઘટાદાર છાંયડા(ના સ્થળ)માં પ્રવેશ આપીશું.

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત મઆઝ (રદિ.) كُلَّمَا نَضِجَتْ جُلُوْدُهُمْ بَدَّ لْنٰهُمْ ની તફસીર કરતાં ફરમાવે છે કે, જ્યારે તેમની ચામડી બળી જશે તો તેને બદલી નાંખવામાં આવશે, અને આ કામ એટલી ઝડપથી થશે કે, એક સેકંડમાં સો વખતે ચામડી બદલવામાં આવશે.

تَاْكُلُ النَّارُ كُلَّ يَوْمٍ سَبْعِيْنَ اَلْفَ مَرَّةٍ كُلَّمَا اَكَلَتْهُمْ قِيْلَ لَهُمْ عُوْدُوْا فَيَعُوْدُوْنَ كَمَا كَانُوْا

(اَخْرَجَ الْبَيْهَقِيُّ عَنِ الْحَسَنِ بَحَوَالهِءِ مَظْهَرِىْ ج ٢)

*"અગ્નિ એક દિવસમાં સિત્તેર હજાર વખતે તેમને ખાઈ જશે, જ્યારે તેમને ખાઈ ચૂકશે તો આ લોકોને કહેવામાં આવશે કે, તમે પુન: સ્થિતિએ પરત આવો, બસ તેઓ મૂળ સ્થિતિએ આવી જશે."*

عَنِ النَّبِيِّ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنَّ اَهْوَنَ اَهْلِ النَّارِ عَذَابًا رَجُلٌ فِىْ اَخْمَصِ قَدَمَيْهِ جَمْرَتَانِ يَغْلِىْ مِنْهُمَا دِمَاغُهٗ كَمَايَغْلِى الْمِرْجَلُ بِالْقُمْقُمِ،

(رَوَاهُ الْبُخَارِىْ وَمُسْلِمٌ، بَحَوَالَهِءِ اَلتَّرْغِيْب وَالتَّرْهِيْب، ج ٤ س ٢٣٩)

*"નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું કે, જહન્નમમાં સૌથી ઓછો અઝાબ તે વ્યક્તિને થશે જેના (પગના) તળિયાઓમાં આગની બે ચિંગારીઓ હશે, જેના કારણે તેનું દિમાગ હાંડલીની જેમ ઉકળશે."*

**اَزْوَاجٌ مُّطَهَّرَةٌ "અઝવાજે મુતહ્હરહ" (પવિત્ર પત્નીઓ)ની તફસીર :**

હાકિમે અબૂ સઈદ ખુદરી (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જન્નતની સ્ત્રીઓ પાક હશે, એટલે કે તેઓ માસિક ધર્મ (હૈઝ), નિફાસ અને નાકમાંથી નીકળનાર ગંદકીથી પાક હશે."

હઝરત મુજાહિદ (રહ.)એ પ્રસ્તુત વસ્તુઓમાં વધારો કરીને ફરમાવ્યું છે કે, "તેઓ બાળક પૈદા કરવાથી અથવા તો નાપાક નુત્ફા (ગર્ભ ધારણ કરવા) વગેરેથી પાક હશે." *(મઝહરી)*

ظِلًّا ظَلِيْلًا (ઝિલ્લન ઝલીલા)માં ظِلٌّ (ઝિલ્લુન) પછી ظَلِيْلٌ (ઝલીલુન)નો શબ્દ લાવીને ઈશારો કર્યો કે, તે છાંયડો હંમેશા રહેનારો છે અને ઘટાદાર છાંયડો હશે, જેમકે કહેવામાં આવે છે شَمْسٌ شَامِسٌ અને لَيْلٌ لَئِيْلٌ તેમાં એ વાત તરફ ઈશારો છે કે, જન્નતની નેઅ્મતો હંમેશા રહેનારી કાયમી હશે.

عَنْ اَبِىْ هُرَيْرَةَ رضـ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ اِنَّ فِى الْجَنَّةِ لَشَجَرَةً يَسِيْرُ الرَّاكِبُ فِىْ ظِلِّهَا مِائَةَ عَامٍ مَايَقْطَعُهَا اِقْرَءُ وْا اِنْ شِئْتُمْ وَظِلٍّ مَّمْدُوْدٍ،

(مُتَّفَقٌ عَلَيْه، بَحَوَالَهءِ مَظْهَرِىْ)

*"હઝરત અબૂ હુરયરહ (રદિ.) રસૂલુલ્લાહ ﷺથી નકલ કરે છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ખરેખર જન્નતમાં એક એવું ઝાડ છે જેના છાંયડાને એક સવાર સો વર્ષમાં પણ પૂરું ન કરી શકશે. જો તમે ઈચ્છતા હોય તો આ આયત وَظِلٍّ مَّمْدُوْدٍ પઢો."* *(મુત્તફક અલયહ બ હવાલએ તિરમિઝી)*

રબીઅ્ બિન અનસે ظِلًّا ظَلِيْلًا (ઝિલ્લન ઝલીલા)ની તફસીરમાં કહ્યું, هُوَظِلُّ الْعَرْشِ الَّذِىْ لَايَزُوْلُ એટલે કે, તે છાંયડો અર્શનો છાંયડો છે, જે ક્યારેય નષ્ટ નહીં થાય.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૫૮-૫૯)

إِنَّ اللّٰهَ يَأْمُرُكُمْ أَنْ تُؤَدُّوا الْأَمٰنٰتِ إِلٰٓى أَهْلِهَا ۙ وَإِذَا حَكَمْتُمْ بَيْنَ النَّاسِ أَنْ
تَحْكُمُوْا بِالْعَدْلِ ۭ إِنَّ اللّٰهَ نِعِمَّا يَعِظُكُمْ بِهٖ ۭ إِنَّ اللّٰهَ كَانَ سَمِيْعًا بَصِيْرًا ﴿۵۸﴾
يٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا أَطِيْعُوا اللّٰهَ وَأَطِيْعُوا الرَّسُوْلَ وَأُولِي الْأَمْرِ مِنْكُمْ ۚ
فَإِنْ تَنَازَعْتُمْ فِيْ شَيْءٍ فَرُدُّوْهُ إِلَى اللّٰهِ وَالرَّسُوْلِ إِنْ كُنْتُمْ تُؤْمِنُوْنَ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ ۭ ذٰلِكَ خَيْرٌ وَّأَحْسَنُ تَأْوِيْلًا ﴿۵۹﴾ ع

### તરજુમો :

*બેશક ! અલ્લાહ તમને હુકમ આપે છે કે અમાનતો અમાનતવાળાઓને પહોંચાડી આપો, અને જ્યારે લોકો દરમિયાન ફેંસલો કરવા લાગો તો ન્યાયપૂર્ણ ફેંસલો કરો; બેશક ! અલ્લાહ તમને સારી શિખામણ આપે છે, બેશક ! અલ્લાહ સઘળું સાંભળનારો (અને) સઘળું જોનારો છે. (૫૮) હે ઈમાનવાળાઓ ! અલ્લાહનો હુકમ માનો, અને રસૂલનો હુકમ માનો, અને ઊલિલ્ અમ્ર (શરઈ હાકિમો)નો જે તમારામાંથી હોય; પછી જો કોઈ વસ્તુમાં ઝઘડી પડો તો તેને રુજૂઅ્ કરો અલ્લાહ તરફ અને રસૂલ તરફ જો તમે વિશ્વાસ ધરાવતા હોવ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર; આ વાત સારી છે અને તેનું પરિણામ ઘણું ઉત્તમ છે. (૫૯)*

### તફસીર :

(હે હુકૂમત કરનારાઓ ! ભલે ઓછા લોકો ઉપર હુકૂમત કરતા હોય કે વધારે લોકો ઉપર) નિઃશંક ! અલ્લાહ તઆલા તમને એ વાતનો હુકમ કરે છે કે, હકવાળાઓને તેમનો હક (જે તમારી જવાબદારી છે) પહોંચાડ્યા કરો અને (તમને) એ (પણ હુકમ આપવામાં આવે છે) કે જ્યારે (તમારા તા'બા હેઠળના) લોકો માટે ફેંસલો કરો (એવા હકો બાબતે જેમાં પરસ્પર એકબીજાની જવાબદારી હોય છે) તો ઈન્સાફથી ફેંસલો કર્યા કરો; બેશક ! અલ્લાહ તઆલા જે વાતોની તમને નસીહત કરે છે તે વાતો ઘણી સારી છે (દુનિયાના આધારે પણ... કે તેમાં

હુકૂમતનું ટકાઉપણુ પણ છે અને આખિરતના આધારે પણ કે તે અલ્લાહની નિકટતા અને સવાબનું કારણ છે) બેશક ! અલ્લાહ તઆલા (તમારા કાર્યોને જે તમારા દ્વારા અમાનત પહોંચાડવામાં તમે કરો છો) ખૂબ સાંભળે છે (અને તમારા કૃત્યોને જે તમારાથી તેના વિશે થાય છે) ખૂબ જુએ છે (તો જો કોઈ ઉણપ કે બેદરકારી કરશો તો જાણી લો કે, તમને સજા આપવામાં આવશે, આ હુકમ તો હાકિમો માટે થયો, આગળ તેમના તા'બા હેઠળના લોકો માટે ઈરશાદ છે કે,) હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહનું કહ્યું માનો અને રસૂલ (ﷺ)નું કહ્યું માનો (અને આ હુકમ તો તમારા અને હાકિમો બંને માટે સમાન છે કે,) તમારા (મુસલમાનો)માં જે લોકો હુકૂમતવાળા છે તેમનું પણ (કહ્યું માનો અને આ હુકમ ખાસ છે તમારા તા'બા હેઠળના લોકો માટે) પછી (એમના હુકમોનું અલ્લાહ અને રસૂલ ﷺના હુકમો વિરૂદ્ધ ન જવું હાકિમ અને તા'બા હેઠળના મહકૂમ લોકો માટે સરખું છે, તો) જો (હાકિમોના હુકમોમાંથી) કોઈ બાબતમાં તમે પરસ્પર મતભેદ કરવા લાગો (કે એ અલ્લાહ અને રસૂલ ﷺના કહ્યાના વિરૂદ્ધ છે અથવા નથી) તો (રસૂલ ﷺની હયાતીમાં આપ ﷺને પૂછીને અને આપ ﷺની હયાતી પછી મુજતહિદીન ઈમામો અને ઉલમાએ દીન તરફ રુજૂઅ્ કરીને) આ બાબતને અલ્લાહ(ની કિતાબ) અને રસૂલ (ﷺની સુન્નત)ના હવાલે કર્યા કરો. (અને તે લોકો દ્વારા જેઓ ફત્વો મળે તેના ઉપર હાકિમ અને મહકૂમ-રાજા અને રૈયત બધા જ અમલ કરો), જો તમે અલ્લાહ અને કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવતા હોય, (કારણ કે ઈમાનનો તકાદો એ જ છે કે, કયામતના દિવસે અલ્લાહ તઆલાની પૂછતાછ તેનો વિરોધ કરનારાઓને થશે, માટે તેનાથી ડરો) આ (જે હુકમો ઉપર વર્ણન થઈ ચૂક્યા એટલે કે અલ્લાહની ઈતાઅત, રસૂલની ઈતાઅત અને ઉલમાની ઈતાઅત તથા કોઈપણ વાદ-વિવાદના સમયે કિતાબુલ્લાહ અને સુન્નતે રસૂલ તરફ રુજૂઅ્ કરવું) બધા હુકમો (દુનિયામાં પણ) ઉત્તમ છે અને (આખિરતમાં પણ) તેનું પરિણામ ઘણું સારું છે (કારણ કે, તેનાથી દુનિયામાં શાંતિ અને સલામતી તથા આખિરતમાં છુટકારો પ્રાપ્ત થાય છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતનો શા'ને નુઝૂલ (આયત ઉતરવાની પૂર્વભૂમિકા) :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયત નાઝિલ થવાની એક ખાસ ઘટના એ

છે કે, કા'બાની સેવા કરવી ઈસ્લામ પહેલાં પણ ખૂબ મોટી ઈજ્જતનું કામ સમજવામાં આવતું હતું અને જે લોકો બયતુલ્લાહની કોઈ ખાસ સેવા માટે નક્કી થતા હતા, તેઓ સમગ્ર કૌમમાં પ્રિય અને ઊંચા સમજવામાં આવતા હતા. એટલા માટે બયતુલ્લાહની વિવિધ સેવાઓ વિવિધ લોકોમાં વહેંચી નાંખવામાં આવી હતી. અજ્ઞાનતાના કાળમાં પણ હજ્જના દિવસોમાં હાજીઓને ઝમઝમનું પાણી પીવડાવવાની સેવા રસૂલે કરીમ ﷺના કાકા હઝરત અબ્બાસ (રદિ.)ને સોંપવામાં આવી હતી, જે سقایہ "સકાયા" કહેવામાં આવતા હતા. આ પ્રમાણેની અમુક સેવાઓ રસૂલે કરીમ ﷺના બીજા કાકા અબૂતાલિબને સોંપવામાં આવી હતી, એ જ પ્રમાણે બયતુલ્લાહની ચાવી રાખવાની અને તેને અમુક ચોક્કસ દિવસોમાં ખોલવા અને બંધ કરવાની જવાબદારી ઉસ્માન બિન તલહા પાસે હતી.

ઉસ્માન બિન તલહાનું પોતાનું નિવેદન છે કે, "અજ્ઞાનતાના કાળમાં અમે સોમવાર અને જુમેરાતના દિવસે બયતુલ્લાહને ખોલ્યા કરતા હતા અને લોકો તેમાં પ્રવેશ પામવાની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરતા હતા. હિજરત પહેલાં રસૂલે કરીમ ﷺ પોતાના અમુક સહાબા (રદિ.) સાથે બયતુલ્લાહમાં પ્રવેશ માટે આવ્યા, (તે સમય સુધી ઉસ્માન બિન તલહાએ ઈસ્લામ સ્વીકાર કર્યો ન હતો) તેમણે રસૂલે કરીમ ﷺને અંદર જવાથી રોક્યા અને ખૂબ અક્કડતા બતાવી, રસૂલે કરીમ ﷺએ ખૂબ વિનમ્ર રીતે તેમના કઠોર શબ્દોને બરદાસ્ત કર્યા, પછી ફરમાવ્યું, "હે ઉસ્માન ! કદાચ તમે એક દિવસે આ બયતુલ્લાહની ચાવીઓ મારા હાથમાં જોશો, જ્યારે મને અધિકાર હશે કે હું જેને ચાહું તેને સોંપી આપું." ઉસ્માન બિન તલહાએ કહ્યું કે, "જો એવું થશે તો કુરૈશ હલાક અને અપનાનિત થઈ જશે." રસૂલે કરીમ ﷺએ કહ્યું, "નહીં ! તે સમયે કુરૈશ આબાદ અને ઈજ્જતવાળા થઈ જશે." રસૂલે કરીમ ﷺ આવું કહીને બયતુલ્લાહની ભીતર તશરીફ લઈ ગયા, ત્યારબાદ જ્યારે મેં મારા દિલને ટટોળ્યું તો મને વિશ્વાસ થઈ ગયો કે, રસૂલે કરીમ ﷺએ જે કંઈ ફરમાવ્યું છે, તે થઈને રહેશે, મેં તે જ સમયે મુસલમાન થઈ જવાનો ઈરાદો કરી લીધો, પરંતુ મેં મારી કૌમના બદલાયેલા તેવર જોયા, તેઓ બધા સખત રીતે મારી ટીકા કરવા લાગ્યા, એટલા માટે હું મારા ઈરાદાને પૂરો ન કરી શક્યો, જ્યારે મક્કા ફતેહ થયું, તો રસૂલુલ્લાહ ﷺએ મને બોલાવીને બયતુલ્લાહની ચાવી માંગી, મેં રજૂ કરી દીધી."

અમુક રિવાયતોમાં છે કે, ઉસ્માન બિન તલહા ચાવી લઈને બયતુલ્લાહની ઉપર ચઢી ગયા હતા, હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ રસૂલે કરીમ ﷺના હુકમને પૂર્ણ કરવા માટે જબરદસ્તી તેમના હાથમાંથી ચાવી લઈને રસૂલે કરીમ ﷺને આપી દીધી હતી. બયતુલ્લાહમાં પ્રવેશ કરી ત્યાં નમાઝ અદા કર્યા પછી જ્યારે રસૂલે કરીમ ﷺ બહાર આવ્યા તો ચાવી મને પરત આપીને ફરમાવ્યું કે, "લો ! હવે આ ચાવી હંમેશા માટે તમારા ખાનદાન પાસે કયામત સુધી રહેશે, જે વ્યક્તિ આ ચાવી તમારી પાસેથી લેશે તે જાલિમ હશે." હેતુ એ હતો કે કોઈ અન્ય વ્યક્તિનો એ હક નથી કે આ ચાવી તમારી પાસેથી લઈ લે, તેની સાથે જ એ હિદાયત પણ કરી કે, બયતુલ્લાહની સેવાના બદલામાં તમને જે કંઈ માલ મળી જાય તેને શરીઅતના કાયદા પ્રમાણે ઉપયોગ કરો.

ઉસ્માન બિન તલહા કહે છે કે, "જ્યારે હું ચાવી લઈને ખુશી–ખુશી ચાલવા લાગ્યો તો રસૂલે કરીમ ﷺએ ફરી મને અવાજ આપ્યો અને ફરમાવ્યું ! "કેમ ઉસ્માન ! જે વાત મેં તમને કહી હતી તે પૂરી થઈ કે નહીં ?" હવે તે વાત મને યાદ આવી ગઈ જે રસૂલે કરીમ ﷺએ હિજરત પહેલાં મને કહી હતી કે, એક દિવસે તમે આ ચાવી મારા હાથમાં જોશો. મેં વિનંતી કરી કે, "બેશક ! આપ ﷺનું કહ્યું પૂરું થઈને રહ્યું અને તે જ સમયે કલિમો પઢીને હું મુસલમાન થઈ ગયો." *(મઝહરી બ રિવાયત ઈબ્ને સઅદ)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) ફરમાવે છે કે, "એક દિવસે જ્યારે રસૂલે કરીમ ﷺ બયતુલ્લાહની બહાર આવ્યા, તો આ આયત તેમની જીભ મુબારક ઉપર હતી اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تُؤَدُّوا الْاَمٰنٰتِ اِلٰٓى اَهْلِهَا તે પહેલાં આ આયત મેં ક્યારેય રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળી ન હતી. દેખીતું છે કે, આ આયત તે સમયે કા'બાના વિસ્તારમાં નાઝિલ થઈ હતી, તે જ આયત ઉપર અમલ કરવા માટે રસૂલે કરીમ ﷺએ ફરીવાર ઉસ્માન બિન તલહાને બોલાવીને ચાવી તેમને સોંપી દીધી. કારણ કે, ઉસ્માન બિન તલહાએ આ ચાવી જ્યારે રસૂલે કરીમ ﷺને આપી હતી ત્યારે એવું કહીને આપી હતી કે, હું આ અમાનત આપને સોંપી રહ્યો છું. જો કે, નિયમ પ્રમાણે તેનું આવું કહેવું બરાબર ન હતું બલકે, રસૂલે કરીમ ﷺને દરેક રીતે અધિકાર હતો કે જે ઈચ્છે તે કરે, પરંતુ કુર્આને કરીમના અમાનતના આ હુકમ ઉપર અમલ કરીને રસૂલે કરીમ ﷺએ તે ચાવી ઉસ્માનને

જ પાછી સોંપી દીધી. જ્યારે કે તે સમયે હઝરત અબ્બાસ અને હઝરત અલી (રદિ.) પણ રસૂલે કરીમ ﷺ સામે એ દરખાસ્ત કરી ચૂક્યા હતા કે, જે પ્રમાણે બયતુલ્લાહની સેવા سِقَايَةُ અને سَدَانَةُ અમારી પાસે છે, આ ચાવીની ખિદમત પણ અમને અર્પણ કરવામાં આવે, પરંતુ પ્રસ્તુત આયતના માર્ગદર્શન પ્રમાણે રસૂલે કરીમ ﷺએ તેમની દરખાસ્તને રદ કરીને ચાવી ઉસ્માન બિન તલહાને પાછી આપી.'' *(તફસીરે મઝહરી)*

આટલે સુધી આયતની પૂર્વભૂમિકા ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો અને તેના ઉપર બધા જ સહમત છે કે, આયતો ઊતરવાની કોઈ ચોક્કસ ભૂમિકા એટલે કે શા'ને નુઝૂલ હોય છે પરંતુ હુકમ સર્વસામાન્ય હોય છે, જેની પાબંદી કરવી સમગ્ર ઉમ્મત માટે જરૂરી હોય છે. હવે, તેનો અર્થ અને મતલબ સમજો.

ઈરશાદ છે إِنَّ اللّٰهَ يَأْمُرُكُمْ أَنْ تُؤَدُّوا الْأَمٰنٰتِ إِلٰى أَهْلِهَا ''અલ્લાહ તઆલા તમને હુકમ કરે છે કે, અમાનતો તેમના હકદારોને પહોંચાડ્યા કરો.'' આ હુકમનું સંબોધન સામાન્ય મુસલમાનો માટે પણ હોઈ શકે છે અને એ પણ સંભાવના છે કે, આ હુકમ ખાસ કરી અમીરો અને શાસકો કે સત્તાધીશોને સંબોધીને કરવામાં આવ્યો હોય અને વધારે પડતી સંભાવના એ જ છે કે, દરેક તે વ્યક્તિ આ આયતના સંબોધન હેઠળ આવે છે, જે કોઈની અમાનતનો અમાનતદાર હોય, જેમાં સામાન્ય મુસ્લિમો અને શાસકો બધા જ સમાન રીતે સામેલ છે.

### અમાનત અદા કરવાની તાકીદ :

આ ઈરશાદનું તાત્પર્ય એ છે કે, જેના હાથમાં કોઈ અમાનત છે, તેના માટે જરૂરી છે કે, આ અમાનત તે તેના હકદારને પહોંચાડી આપે. રસૂલે કરીમ ﷺએ અમાનત પહોંચાડવાની ખૂબ તાકીદ કરી છે. હઝરત અનસ (રદિ.) ફરમાવે છે કે, ''ઘણુ ઓછું એવું બન્યું હશે કે રસૂલે કરીમ ﷺએ કોઈ ખુત્બો આપ્યો હોય અને તેમાં આ ઈરશાદ ન ફરમાવ્યો હોય.''

لَا إِيْمَانَ لِمَنْ لَا أَمَانَةَ لَهٗ وَلَا دِيْنَ لِمَنْ لَا عَهْدَ لَهٗ (بَيْهَقِىْ فِىْ شُعَبِ الْإِيْمَانْ)

*''જેનામાં અમાનતદારી (પ્રામાણિકતા) નથી તેનામાં ઈમાન નથી અને જે વ્યક્તિમાં કરાર (વચન) પૂરો કરવાની વચનબદ્ધતા નથી, તેનામાં દીન નથી.''*

*(આ રિવાયત બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં નકલ કરી છે.)*

**ખયાનત (અપ્રામાણિકતા) નિફાક (દોગલાપણા)ની નિશાની છે :**

બુખારી અને મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, "રસૂલે કરીમ ﷺએ એક દિવસે નિફાકની નિશાનીઓ બતાવતા એક નિશાની એ બતાવી કે, જ્યારે અમાનત તેમની પાસે મૂકવામાં આવે તો ખયાનત કરે."

**અમાનતના પ્રકારો :**

આ સ્થળે એ બાબત વિચાર કરવા યોગ્ય છે કે, કુર્આને હકીમમાં શબ્દ اَمٰنٰتْ "અમાનત" બહુવચનમાં ઉપયોગ કરવામાં આવ્યો છે, જેમાં એ ઈશારો છે કે, અમાનત ફક્ત તે નથી કે, કોઈનો માલ કોઈની પાસે રાખ્યો હોય જેને સામાન્ય રીતે અમાનત સમજવામાં આવે છે, બલકે અમાનતના અમુક પ્રકારો પણ છે, જે ઘટના આ આયતના શા'ને નુઝૂલમાં હમણાં વર્ણન થઈ ચૂકી પોતે તેમાં પણ કોઈ માલી અમાનત ન હતી. બયતુલ્લાહની ચાવી કોઈ ખાસ માલ ન હતો બલકે, આ ચાવી બયતુલ્લાહની ખિદમતનો એક ખાસ હોદ્દો અને પ્રતિષ્ઠાનું પ્રતીક હતું.

**હુકૂમતના હોદ્દાઓ અલ્લાહની અમાનતો છે :**

તેનાથી જાણ થઈ કે, જે હુકૂમતના હોદ્દાઓ છે તે બધા અલ્લાહની અમાનત છે, જેના અમીન તે અધિકારીઓ અને ઑફિસરો છે, જેના હાથમાં સત્તાના સુત્રો હોય છે. તેમના માટે એ જાઈઝ નથી કે પોતાના હોદ્દાનો દુરુપયોગ કરે અથવા કોઈ હોદ્દો કોઈ એવા વ્યક્તિને સોંપે જે તેની ક્ષમતા અને કાબિલિયત ધરાવતો નથી, બલકે તેના માટે જરૂરી છે કે, દરેક કામ અને દરેક હોદ્દા માટે પોતાની સત્તાના વર્તુળમાં રહીને તેના લાયક વ્યક્તિ શોધે.

**કોઈ હોદ્દા ઉપર અક્ષમ વ્યક્તિને બેસાડનાર ધિક્કારપાત્ર છે :**

સંપૂર્ણ ક્ષમતા અને સામર્થ્યવાળો કોઈ વ્યક્તિ ન મળે તો જે પણ લોકો ઉપસ્થિત છે તે બધામાં સૌથી વધારે કાબેલ વ્યક્તિ હોય તેને અગ્રિમતા આપવી જોઈએ.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જે વ્યક્તિને સામાન્ય મુસલમાનોની કોઈ જવાબદારી સોંપવામાં આવી હોય પછી તે વ્યક્તિ કોઈ હોદ્દો

કોઈ વ્યક્તિને ફક્ત દોસ્તી અને સંબંધના કારણે તેની ક્ષમતા (કાબેલિયત) જાણ્યા વિના આપી દે, તેના ઉપર અલ્લાહની લા'નત છે. ન તો તેના ફરજ સ્વીકાર્ય છે અને ન જ નફલ ! એટલે સુધી કે તે જહન્નમમાં દાખલ થઈ જશે.''

*(જમઉલ ફવાઈદ, પેજ : ૩૨૫)*

અમુક રિવાયતોમાં છે કે, જે વ્યક્તિ કોઈ હોદ્દો કોઈ વ્યક્તિને સોંપે, જ્યારે કે, તેને જાણ હતી કે અન્ય વ્યક્તિ આ વ્યક્તિ કરતાં વધારે સક્ષમ અને કાબેલ છે, તો તેણે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺ તથા સમગ્ર મુસલમાન કૌમની ખયાનત કરી. આજે જ્યાં રાજ્ય વ્યવસ્થાની અધોગતિ નજરે પડે છે, તે બધું આ કુર્આનના શિક્ષણને ઉપેક્ષિત કરવાનું જ પરિણામ છે કે, સંબંધો, સિફારસો (ભલામણો) અને લાંચ-રૂશ્વત દ્વારા હોદ્દાઓની નિમણૂક કરવામાં આવે છે, જેનું પરિણામ એ આવે છે કે અયોગ્ય અને અક્ષમ લોકો હોદ્દાઓ ઉપર કબજો જમાવીને અલ્લાહની મખ્લૂકને પરેશાન કરતા રહે છે, જેના કારણે હુકૂમતની સમગ્ર વ્યવસ્થા બરબાદ અને અસ્તવ્યસ્ત થઈ જાય છે.

એટલા માટે રસૂલે કરીમ ﷺની એક હદીષમાં ઈરશાદ છે, اِذَاوُسِّدَ الْاَمْرُاِلٰی غَیْرِ اَھْلِہٖ فَانْتَظِرِالسَّاعَةَ એટલે કે, ''જ્યારે જુઓ કે કાર્યોની જવાબદારી એવા લોકોને સોંપવામાં આવે, જે તે કામ માટે સક્ષમ અને કાબેલ નથી તો (આ ફસાદનો કોઈ ઈલાજ નથી) કયામતની રાહ જુઓ.'' આ સૂચના સહીહ બુખારીની ''કિતાબુલ ઈલ્મ''માં છે.

ખુલાસો એ છે કે, કુર્આને કરીમના શબ્દ اَمٰنٰتُ (અમાનાતુ) બહુવચનમાં દર્શાવીને એ બાજુ ઈશારો કર્યો છે કે, અમાનત ફક્ત એનું નામ નથી, જેમકે કોઈ વ્યક્તિનો માલ અન્ય કોઈ વ્યક્તિ પાસે અમાનત તરીકે મૂકવામાં આવે. બલકે, અમાનતના ઘણા બધા પ્રકારો છે, જેમાં રાજ્ય શાસનના સત્તાધીશોના હોદ્દાઓ પણ સામેલ છે.

એક હદીષમા રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

اَلْمَجَالِسُ بِالْاَمَانَةِ

*''મજલિસો અમાનતદારી સાથે થવી જોઈએ.''*

મતલબ એ છે કે, મજલિસમાં જે (ખાનગી) વાત કહેવામાં આવે તે, તે

મજલિસની અમાનત છે, તેમની પરવાનગી વિના તેને અન્યોને જણાવવું અને તેનો પ્રચાર–પ્રસાર કરવો જાઇઝ નથી.

આ પ્રમાણે એક હદીષમાં છે, اَلْـمُسْتَشَـارُ مُـؤْتَمَنٌ એટલે કે, "જે વ્યક્તિ પાસેથી કોઈ સલાહ–મશવરો લેવામાં આવે તો તે અમાનતદાર છે." તેના માટે જરૂરી છે કે, સલાહ–મશવરો તે જ આપે જે તેના મતે મશવરો લેનાર વ્યક્તિના હિતમાં હોય અને જાણતા હોવા છતાં તેનાથી ઊલટો મશવરો આપી દીધો તો તેણે અમાનતમાં ખયાનત કરી. એ જ પ્રમાણે કોઈએ આપને પોતાની કોઈ ખાનગી રાઝ (રહસ્ય)ની વાત કહી તો તે તેની અમાનત છે, તેની પરવાનગી વિના તે કોઈને કહેવી ખયાનત કરી કહેવાશે. પ્રસ્તુત આયતમાં આ બધી અમાનતોનો હક અદા કરવાની તાકીદ છે.

અહીંયાં સુધી પ્રથમ આયતના શરૂઆતના વાક્યની તફસીર હતી. આગળ પ્રથમ આયતના બીજા વાક્યની તફસીર છે. وَاِذَا حَكَمْتُمْ بَيْنَ النَّاسِ اَنْ تَحْكُمُوْا بِالْعَدْلِ એટલે કે, "જ્યારે તમે લોકોના પરસ્પરના ઝઘડાઓનો ફેંસલો કરવા માંડો તો ન્યાય અને ઈન્સાફની સાથે કર્યા કરો." દેખીતી રીતે આ સંબોધન શાસકો અને સત્તાધીશો માટે છે, જેઓ વાદ–વિવાદ અને ઝઘડાના ફેંસલાઓ કર્યા કરે છે અને તે અનુસંધાને અમુક લોકોએ પ્રથમ વાક્યને પણ શાસકો અને સત્તાધીશો માટે હોવાનું ઠરાવ્યું છે, પરંતુ પ્રથમ વાક્યની જેમ તેમાં પણ એ બાબતની શક્યતા છે કે, અધિકારીઓ, સત્તાધીશો અને સામાન્ય જનસમૂહ બધાના માટે આ સંબોધન એકસમાન છે. કારણ કે, સામાન્ય જનસમૂહના મોટાભાગના વિવાદમાં ઉલઝેલા પક્ષો કોઈ ત્રીજાને લવાદ બનાવી પોતાનો ફેંસલો કરાવ્યા કરતા હોય છે અને તેમાં એ જ પ્રમાણે ઝઘડાઓનો ફેંસલો કરવો સામાન્ય જનસમૂહમાં પણ પ્રચલિત હોઈ શકે છે, પરંતુ એમાં શંકા નથી કે પ્રથમ દષ્ટિએ આ બંને વાક્યોનું સંબોધન અધિકારીઓ, શાસકો અને સત્તાધીશો હોવાની જાણ થાય છે, તેમાં એવું કહી શકાય છે કે, તેનું પ્રથમ સંબોધન અધિકારીઓ, શાસકો અને સત્તાધીશો માટે છે અને ત્યારબાદ તેનું સંબોધન દરેક તે વ્યક્તિને પણ લાગુ પડે છે જેની પાસે કોઈની અમાનતો હોય અથવા તો જેને કોઈ વિવાદનો ફેંસલો કરવા માટે લવાદ અથવા મુનસફ બનાવવામાં આવે.

આ વાક્યમાં અલ્લાહ તઆલાએ بَيْـنَ الـنَّـاسِ (બયનન્નાસ) ફરમાવ્યું,

بَيْنَ الْمُسْلِمِيْنَ (બયનલ મુસ્લિમીન) અથવા بَيْنَ الْمُؤْمِنِيْنَ (બયનલ મુઅ્મિનીન) નથી ફરમાવ્યું, તેમાં ઈશારો કર્યો છે કે, વિવાદોના ફૈંસલાઓમાં બધા વ્યક્તિઓ એકસમાન છે, મુસ્લિમ હોય કે ગૈરમુસ્લિમ, દોસ્ત હોય કે દુશ્મન, પોતાના પ્રદેશનો હોય કે વિદેશી, પોતાના રંગ–નસ્લ કે ભાષાનો હોય કે અન્ય કોઈ, જ્યારે વિવાદી પક્ષો વચ્ચે ફૈંસલો કરે તો તેનો એ ફરજ છે કે, આ બધા જ સંબંધોથી તટસ્થ થઈને નિષ્પક્ષ રીતે જે પણ સત્ય હોય અને જે પણ ન્યાયનો તકાદો હોય તેના ઉપર ફૈંસલો કરે.

**ન્યાય અને ઇન્સાફ દુનિયાની સલામતીની જામિનગીરી છે :**

મતલબ કે, આયતના પ્રથમ વાક્યમાં અમાનત સોંપવાનો હુકમ છે અને બીજા વાક્યમાં ન્યાય અને ઈન્સાફ કરવાનો આદેશ છે, તેમાં અમાનત સોંપવાને અગ્રસ્થાને રાખવાનું કારણ કદાચ એ હોઈ શકે કે, સમગ્ર પ્રદેશમાં ન્યાય અને ઈન્સાફની સ્થાપના અમાનતની જે–તે વ્યક્તિને સોંપણી કર્યા વિના થઈ જ નથી શકતી કે, જેના હાથમાં રાષ્ટ્રનું સુકાન છે, તે પ્રથમ તો અમાનતો હકદારોને સોંપવાની ફરજને સારી રીતે પૂરી કરે. એટલે કે, હુકૂમતના હોદ્દાઓ ઉપર ફક્ત તે લોકોને જ નક્કી કરે જેમનામાં કાર્ય કરવાની ક્ષમતા, કાબેલિયત, અમાનતદારી અને નિષ્ઠા હોય અને તે આ હોદ્દા માટે બિલકુલ યોગ્ય હોય, તેના સિવાય અન્ય કોઈ આ હોદ્દા માટે યોગ્ય ન હોય. મિત્રતા, સંબંધ, સિફારસ અથવા લાંચ–રુશવત દ્વારા આવી નિમણૂકોમાં પક્ષપાત કરવામાં ન આવે. નહિતર પરિણામ એ હશે કે અયોગ્ય, અક્ષમ, ભ્રષ્ટાચારી અને અત્યાચારી લોકો હોદ્દાઓ ઉપર કબજો જમાવી લેશે, પછી જો શાસકો દિલથી પણ એવું ઈચ્છે કે રાષ્ટ્રમાં ન્યાય અને ઈન્સાફ વ્યાપેલો હોવો જોઈએ તો તેમના માટે પણ એવું કરવું અશક્ય થઈ જશે. કારણ કે, આ સત્તાધીશો જ હુકૂમતના હાથ અને પગ છે. જ્યારે તેઓ જ ભ્રષ્ટાચારી અને અયોગ્ય હશે તો ન્યાય અને ઈન્સાફની સ્થાપના કરવાનો કોઈ અન્ય માર્ગ નથી.

આ આયતમાં આ બાબત ખાસ યાદ રાખવા યોગ્ય છે કે, તેમાં અલ્લાહ જલ્લ શા'નુહુએ હુકૂમતના હોદ્દાઓને પણ અમાનત ઠરાવ્યા છે અને તેના દ્વારા સ્પષ્ટ કરી દીધું કે, જે પ્રમાણે અમાનત તેને જ આપવી જોઈએ જે તેનો માલિક છે કોઈ ફકીર, ગરીબ ઉપર દયા ખાઈને કોઈ અન્યની અમાનત તેને આપી દેવી

જાઈઝ નથી અથવા કોઈ સગાં-વહાલાં અથવા મિત્રનો હક અદા કરવા માટે કોઈ વ્યક્તિની અમાનત તેમને આપી દેવી બરાબર નથી. એ જ પ્રમાણે હુકૂમતના હોદ્દાઓ જેની સાથે સામાન્ય જનતાનો સંબંધ હોય છે, તે પણ અલ્લાહની અમાનતોમાંથી છે અને આ અમાનતોના હકદાર ફક્ત તે જ લોકો છે, જેઓ પોતાની ક્ષમતા, નિષ્ઠા અને કાબેલિયત દ્વારા આ હોદ્દા માટેના દા'વેદારોમાં સૌથી શ્રેષ્ઠ હોય અને પ્રમાણિકતા તથા નિષ્ઠાના આધારે કાર્ય કરવા હંમેશા તત્પર રહેતા હોય, તેના સિવાય અન્ય કોઈને આવા હોદ્દાઓ સોંપવા અમાનતમાં ખયાનત કરેલી કહેવાશે.

**પ્રાદેશિક અને કેન્દ્રિય વહીવટી વ્યવસ્થાના આધારે હુકૂમતના હોદ્દાઓ સોંપવા એક સૈદ્ધાંતિક ભૂલ છે :**

તેની સાથે-સાથે કુર્આને હકીમે આ વાક્ય દ્વારા તે ભૂલને પણ દૂર કરી જે મોટા ભાગના દેશોના બંધારણોમાં હોય છે કે, હુકૂમતના હોદ્દાઓને જે-તે દેશના નાગરિકોનો અધિકાર ઠરાવી દેવામાં આવ્યો અને આ સૈદ્ધાંતિક ભૂલની બીનાએ એવો કાનૂન પણ બનાવવામાં આવે છે કે, હુકૂમતના હોદ્દાઓ વસ્તીના ધોરણે વહેંચવામાં આવશે. દરેક રાજ્ય માટે અમુક કોટા નક્કી કરવામાં આવે છે. એક રાજ્યના કોટામાં બીજા રાજ્યનો વ્યક્તિ મૂકી નથી શકાતો, ભલે તે ગમે તેટલો યોગ્ય અને કાબેલ હોય અને તેના બદલે અયોગ્ય ભ્રષ્ટાચારી વ્યક્તિને કોટા સિસ્ટમના નિયમ પ્રમાણે નિમણૂક આપવામાં આવે છે કારણ કે, તે વ્યક્તિ તે જ રાજ્યનો હોય છે. કુર્આને કરીમે આ બાબતને સ્પષ્ટ એલાન કરીને ફરમાવ્યું કે, હોદ્દાઓમાં આ પ્રમાણે કરવાનો અધિકાર કોઈને નથી બલકે, તે તો અમાનતો છે જે ફક્ત તે અમાનતના હકદારોને જ આપી શકાય છે, ભલે તે કોઈ પણ રાજ્યમાં વસવાટ કરતો હોય. અલબત્ત, કોઈ ખાસ પ્રદેશ અથવા રાજ્યની હુકૂમત માટે તે જ પ્રદેશના વ્યક્તિને અગ્રિમતા આપી શકાય છે કે, તેમાં ઘણી બધી મસ્લિહતો હોય છે, પરંતુ શરત એ છે કે કામની કાબેલિયત, ક્ષમતા અને નિષ્ઠા માટે સંપૂર્ણ સંતોષકારક વ્યક્તિ હોય.

**રાજ્ય બંધારણના અમુક પાયાના સિદ્ધાંતો :**

એ જ પ્રમાણે આ નાની આયતમાં રાજ્ય બંધારણના અમુક પાયાના સિદ્ધાંતો આવી ગયા, જે નીચે પ્રમાણે છે.

પ્રથમ એ કે, આયતના પહેલો ટૂકડો اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ થી શરૂ કરીને તે તરફ ઈશારો કર્યો કે, વાસ્તવમાં હુકમ તો અલ્લાહ તઆલાનો જ છે, બાદશાહો કે શાસકો બધા જ દુનિયામાં અલ્લાહના હુકમને આધીન જ છે. તેનાથી સાબિત થાય છે કે, રાજ્યનું ખરું શાસન તો એકમાત્ર અલ્લાહનું જ છે.

બીજું એ કે, હુકૂમતના હોદ્દાઓ રાજ્યના બધા નાગરિકોનો હક નથી કે, જેથી તેને વસ્તીના ધોરણે વહેંચવામાં આવે બલકે, અલ્લાહ તઆલા તરફથી આપેલી અમાનત છે, તેના ઉપર યોગ્ય, સક્ષમ અને નિષ્ઠાવાન વ્યક્તિની જ નિમણૂક કરી શકાય છે.

ત્રીજું એ કે, પૃથ્વી ઉપર મનુષ્યનું શાસન ફક્ત એક નાયબ અને અમાનતદારના સ્વરૂપે જ હોય શકે છે, તે શાસક કે શાસકો દેશના કાનૂન બનાવવામાં અલ્લાહના હુકમોનો બંધાયેલા છે. કારણ કે, તે એકમાત્ર અલ્લાહ જ હાકિમે મુતલક સર્વ સત્તાધીશ છે અને આ હુકમો તેણે વહી દ્વારા મનુષ્યને બતાવી દીધા છે.

ચોથું એ કે, શાસકો અને અધિકારીઓની ફરજ છે કે, જ્યારે કોઈ મુકદ્દમો તેમની પાસે આવે તો નસ્લ (જ્ઞાતી), વતન, રંગ, ભાષા એટલે સુધી કે ધર્મ કે, સંપ્રદાયના પક્ષપાત વિના તટસ્થતાથી ઈન્સાફ અને ન્યાયના હકમાં ફેંસલો કરે.

આ આયતમાં રાજ્ય શાસનના પાયાના સિદ્ધાંતો બતાવીને અંતે ઈરશાદ થયો કે, અલ્લાહ તઆલાએ તમને જે નસીહત કરી છે, તે ઘણી જ સારી છે કારણ કે, અલ્લાહ તઆલા દરેક વ્યક્તિનું સાંભળે છે, એટલા માટે તેના બનાવેલા અને બતાવેલા સિદ્ધાંતો એવા છે જે હંમેશા દરેક પ્રદેશમાં અને દરેક યુગમાં અમલ કરવા યોગ્ય હોઈ શકે છે. માનવસર્જિત સિદ્ધાંતો અને બંધારણ ફક્ત પોતાની આસપાસની પરિસ્થિતિ અનુસાર મર્યાદિત હોય છે અને બદલાતા પરિવર્તનોની સાથે તેને બદલવું અનિવાર્ય હોય છે, જે પ્રમાણે પ્રથમ આયતનું સંબોધન શાસકો અને અમીરોને હતું, બીજી આયતનું સંબોધન સામાન્ય જનસમૂહને કરીને ઈરશાદ ફરમાવ્યો કે, "હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને તેના રસૂલની અને પોતાના ઊલૂલ અમ્રની આજ્ઞાનું પાલન કરો."

**"ઊલૂલ અમ્ર" કોણ લોકો છે ? :**

اُولِى الْاَمْرَ "ઊલૂલ અમ્ર" શાબ્દિક અર્થ પ્રમાણે તે લોકોને કહેવામાં આવે

છે જેમના હાથમાં કોઈ બાબતની વ્યવસ્થા અને વહીવટ હોય, એટલા માટે હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ (રહ.), હસન બસરી (રહ.) જેવા કુર્આનના વિવરણકારોએ ઊલૂલ અમ્ર ઉલમા અને ફુક્હાને ઠરાવ્યા છે. કારણ કે, તેઓ રસૂલુલ્લાહ ﷺના નાયબ છે અને દીનની વ્યવસ્થા તેમના હાથમાં છે.

મુફસ્સિરીનના એક જુથે જેમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.) પણ સામેલ છે, ફરમાવ્યું કે, "ઊલૂલ અમ્રનો અર્થ શાસકો અને સત્તાધીશો છે, જેમના હાથમાં રાજ્યનો વહીવટ છે."

તફસીરે ઈબ્ને કષીર અને તફસીરે મઝહરીમાં છે કે, "આ શબ્દમાં બંને પક્ષો સામેલ છે, એટલે કે ઉલમા પણ અને શાસકો તથા સત્તાધીશો પણ. કારણ કે, રાજ્ય શાસનનો કારભાર આ બંને પક્ષો સાથે સંકળાયેલો છે."

આ આયતમાં દેખીતી રીતે ત્રણની આજ્ઞાઓનું પાલન કરવાનો હુકમ હતો. અલ્લાહ, રસૂલુલ્લાહ (ﷺ) અને ઊલૂલ અમ્ર. પરંતુ કુર્આનની અન્ય આયતે સ્પષ્ટ કરી દીધું કે, આજ્ઞાપાલન અને તાબે'દારી વાસ્તવમાં માત્ર એક અલ્લાહની જ છે. اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ પરંતુ તેના હુકમ અને તેના આજ્ઞાપાલનને અમલી સ્વરૂપમાં ચાર વિભાગોમાં વહેંચ્યા છે.

### હુકમ અને આજ્ઞાપાલનના ત્રણ સ્વરૂપો :

એક એ છે કે, જે વસ્તુનો હુકમ ખુલ્લમ–ખુલ્લો પોતે અલ્લાહ તઆલાએ કુર્આન મજીદમાં નાઝિલ કર્યો અને તેમાં કોઈ વિગતની કે સ્પષ્ટતાની આવશ્યકતા નથી, જેમકે કુફ્ર અને શિર્કને એક જઘન્ય અપરાધ સમજવો, એકમાત્ર અલ્લાહની ઈબાદત કરવી, આખિરત અને કયામત ઉપર વિશ્વાસ રાખવો, રસૂલુલ્લાહ ﷺને અંતિમ અને સાચા નબી માનવા, નમાઝ, રોઝહ, ઝકાત અને હજ્જને ફરજ સમજવું. આ બધી એવી બાબતો છે, જે સીધે–સીધી પરવરદિગારના હુકમો છે, તેના ઉપર અમલ કરવો સીધે–સીધી અલ્લાહની ઈતાઅત (આજ્ઞાપાલન) છે.

હુકમોનો બીજો વિભાગ એ છે, જેની વિગતો જાણવા–સમજવા માટે કોઈ સ્પષ્ટતા થવાની ખાસ આવશ્કયતા છે, જેમાં કુર્આને કરીમ ખાસ એક મોઘમ હુકમ આપે છે અને તેની સ્પષ્ટતા અને ખુલાસો નબીએ કરીમ ﷺના હવાલાથી

કરવામાં આવે છે, પછી તે સ્પષ્ટતા અને ખુલાસો રસૂલે કરીમ ﷺ પોતાની હદીષો દ્વારા કરે છે તે પણ એક પ્રકારની વહી જ હોય છે. જો આ સ્પષ્ટતા અને ખુલાસામાં કોઈ ઈજ્તેહાદી ક્ષતિ અથવા ઉણપ રહી જાય છે તો વહી દ્વારા તેની સુધારણા કરવામાં આવે છે અને અંતે રસૂલે કરીમ ﷺના નિવેદનો અને અમલો અલ્લાહ તઆલાના હુકમોનું પ્રતિનિધિત્વ જ હોય છે.

આ પ્રકારના હુકમોની ફરમાંબરદારી પણ જો કે વાસ્તવમાં અલ્લાહ તઆલાની જ ફરમાંબરદારી છે, પરંતુ જાહેર સ્વરૂપે કારણ કે, આ હુકમો ખુલ્લમ-ખુલ્લા કુર્આનના નથી, રસૂલે કરીમ ﷺના મુખ મુબારકથી ઉમ્મતને પહોંચ્યા છે, એટલા માટે તેની ઈતાઅત જાહેર સ્વરૂપે રસૂલે કરીમ ﷺની ઈતાઅત કહેવાય છે, જે વાસ્તવમાં અલ્લાહની જ આજ્ઞાનું પાલન છે. આમ, આ હુકમો અલ્લાહની સાથે ભેગા હોવા છતાં બાહ્ય સ્વરૂપે એક અલગ પ્રકારની હેસિયત ધરાવે છે. એટલા માટે સંપૂર્ણ કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ તેની આજ્ઞાઓના પાલન કરવાની સાથે-સાથે રસૂલે કરીમ ﷺના હુકમોને અનુસરવાનો અલગથી હુકમ આપ્યો છે.

હુકમોનો ત્રીજો વિભાગ એ છે કે, જે ન તો કુર્આન શરીફમાં પ્રસ્તુત છે અને ન જ હદીષ શરીફમાં અથવા તો હદીષના સંગ્રહોમાં તેના વિશે વિરોધાભાસી રિવાયતો મળે છે. આવા હુકમોમાં મુજતહિદીન ઈમામો કુર્આન અને સુન્નતોનો આધાર લઈ "નુસૂસ" વડે ચિંતન અને મનન દ્વારા કોઈ મસ્અલાના ઊંચ-નીચની લાભ-મર્યાદાને ધ્યાનમાં રાખી કોઈ હુકમ શોધે છે. આ હુકમોની ઈતાઅત પણ જો કે, વાસ્તવમાં કુર્આન અને સુન્નતના આધાર દ્વારા જ ઉપલબ્ધ કરાવેલ હોવાથી તે પણ અલ્લાહની જ ઈતાઅત છે, પરંતુ બાહ્ય સ્વરૂપના આધારે આ ફિક્હી ફતાવા કહેવાય છે અને ઉલમા સાથે તેનો સંબંધ જોડવામાં આવે છે.

અને ત્રીજા પ્રકારમાં એવા હુકમો પણ છે, જેમાં કુર્આન અને સુન્નતની રૂએ કોઈ પાબંદી લાગુ પડતી નથી. બલકે, તેમાં અમલ કરનારને અધિકાર છે, જે પ્રમાણે ચાહે કરે, જેને વ્યાખ્યામાં "મુબાહ" કહેવામાં આવે છે. આવા હુકમોમાં વહીવટી વ્યવસ્થા સત્તાધીશો અને શાસકોને સોંપવામાં આવી છે કે, તેઓ પરિસ્થિતિ અનુસાર સર્વ જન હિતાર્થે કોઈ કાયદો બનાવી લોકોને તેના ઉપર ચલાવે. દાખલા તરીકે, કરાચી શહેરમાં પચાસ પોષ્ટ ઑફિસ હોવી જોઈએ ?

અથવા સો પૉલિસ સ્ટેશન હોવા જોઈએ ? રેલવેની વ્યવસ્થા કેવી હોય ? સુધરાઈના કાયદાઓ કેવા હોય ? આ બધું "મુબાહ" હુકમો છે, તેમાં કોઈ વાજિબ અથવા હરામ નથી, બલકે, તે સત્તાધીશો અને શાસકોના અધિકારક્ષેત્રમાં હોય છે. કારણ કે, જો આ અધિકાર સામાન્ય જનતાને આપવામાં આવે તો કોઈ વ્યવસ્થા ચાલી ન શકે. એટલા માટે આ વ્યવસ્થાની જવાબદારી સરકાર ઉપર છે.

પ્રસ્તુત આયતમાં ઊલૂલ અમ્રના આજ્ઞાપાલનમાં આલિમો અને શાસકો બંનેની આજ્ઞાનું પાલન કરવું જરૂરી છે. એટલા માટે આ આયતની રૂએ ફિક્હી મસ્અલાઓમાં ફુક્હાનું અનુસરણ અને વહીવટી બાબતોમાં શાસકો અને સત્તાધીશોનું આજ્ઞાપાલન જરૂરી હોય છે.

આ આજ્ઞાપાલન પણ વાસ્તવમાં અલ્લાહ જલ્લ શા'નુહુના હુકમોની જ ઈતાઅત છે. બાહ્ય સ્વરૂપે આ હુકમો ન તો કુર્આનમાં છે અને ન જ સુન્નતમાં. બલકે, તેનું વર્ણન યા તો ઉલમા તરફથી થયું અથવા તો શાસકો તરફથી. એટલા માટે આ આજ્ઞાપાલનનું ત્રીજુ સ્વરૂપ ભિન્ન પ્રકારનું ઠરાવવામાં આવ્યું છે અને તેને "ઊલૂલ અમ્ર"ની આજ્ઞાનું પાલન કરવાનું નામ આપવામાં આવ્યું છે અને જેવી રીતે કુર્આન અને સુન્નતના હુકમોની તાબે'દારી જરૂરી છે એ જ પ્રમાણે કુર્આન અને સુન્નતની "નુસૂસ" (કુર્આન અને સુન્નતના આધારે જ મુજતહિદો અને નિષ્ણાત ઉલમા દ્વારા કોઈ મસ્અલો પ્રતિપાદિત કરે તેના) દ્વારા ઊલૂલ અમ્રએ સંશોધિત કરેલ હુકમની તાબે'દારી કરવી પણ જરૂરી છે અને આ જ અર્થ ઊલૂલ અમ્રની ઈતાઅત વિશેનો સમજી શકાય છે.

## શરીઅત વિરૂદ્ધ કામોમાં શાસકો કે સત્તાધીશોની તા'બેદારી કરવી જાઇઝ નથી :

اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تُؤَدُّوا الْاَمٰنٰتِ اِلٰٓى اَهْلِهَا (الآية) આ આયતમાં અલ્લાહ તઆલાએ જે કામોનો હુકમ કર્યો છે કે, જો તમે લોકો દરમિયાન કોઈ ફેંસલો કરો તો ન્યાય અને ઈન્સાફથી કરો અને તે પહેલાં અલ્લાહ તઆલાએ લોકોને ઊલૂલ અમ્રની આજ્ઞાનું પાલન કરવાનું શિક્ષણ આપ્યું, તેનાથી એ વાત તરફ ઈશારો થાય છે કે, જો સત્તાધીશ ન્યાય અને ઈન્સાફ ઉપર કાયમ ન રહે તો તેની તાબે'દારી કરવી વાજિબ નથી અને જો તે ન્યાય અને ઈન્સાફને છોડીને શરીઅતના વિરૂદ્ધ ફરમાનો બહાર પાડે તો તેમાં સત્તાધીશની આજ્ઞાનું પાલન કરવામાં નહીં આવે.

કારણ કે, રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, لَا طَاعَةَ لِمَخْلُوْقٍ فِىْ مَعْصِيَةِ الْخَالِقِ એટલે કે, "મખ્લૂક (સર્જન)ની એવી તાબે'દારી જાઈઝ નથી જેમાં સર્જનહારની નાફરમાની થતી હોય."

وَاِذَا حَكَمْتُمْ بَيْنَ النَّاسِ اَنْ تَحْكُمُوْا بِالْعَدْلِ આ આયતમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો છે કે, "જો તમે લોકો વચ્ચે ફેંસલો કરો તો ન્યાય સાથે કરો," તેનાથી એ બાબતની જાણ થાય છે કે, જો વ્યક્તિ ન્યાય અને ઈન્સાફ કાયમ રાખવાની તાકાત અને ક્ષમતા ન ધરાવતો હોય તો તેણે ન્યાયાધીશ પણ ન બનવું જોઈએ. કારણ કે, ન્યાયયુક્ત હુકમ પણ એક અમાનત છે, જેની સુરક્ષા અશક્ત અને અયોગ્ય વ્યક્તિ કરી શકતો નથી. એટલા માટે જયારે હઝરત અબૂઝર (રદિ.)એ રસૂલે કરીમ ﷺને દરખાસ્ત કરી કે, "તમે મને કોઈ સ્થળે સત્તાધીશ (હાકિમ) નક્કી કરી દો," તો રસૂલે કરીમ ﷺએ જવાબમાં ફરમાવ્યું કે,

يَا اَبَاذَرٍّ اِنَّكَ ضَعِيْفٌ وَاِنَّهَا اَمَانَةٌ وَاِنَّهَا يَوْمَ الْقِيٰمَةِ خِزْىٌ وَنَدَامَةٌ اِلَّا مَنْ اَخَذَ بِحَقِّهَا وَاَدَّى الَّذِىْ عَلَيْهِ فِيْهَا، (رَوَاهُ مُسْلِمٌ بَحَوَالَهِءِ مَظْهَرِىْ)

*"હે અબૂઝર તમે અશક્ત વ્યક્તિ છો અને હોદ્દો એક અમાનત છે, જેના કારણે કયામતના દિવસે અત્યંત અપમાન અને રૂશ્વાઈ થશે. સિવાય તે વ્યક્તિના જેણે અમાનતનો હક પૂરો કર્યો હોય (એટલે કે તે વ્યક્તિ અપમાનથી બચી જશે)."*

**ન્યાયી વ્યક્તિ અલ્લાહનો સૌથી પ્રિય બંદો છે :**

એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, "ન્યાયી વ્યક્તિ અલ્લાહ તઆલાનો અતિપ્રિય અને સૌથી નિકટ વ્યક્તિ છે અને જાલિમ (અત્યાચારી) અલ્લાહની રહમત અને તેની કૃપાદષ્ટિથી દૂર હોય છે."

એક બીજી હદીષમાં આવે છે કે, "નબીએ કરીમ ﷺએ સહાબા (રદિ.)ને ફરમાવ્યું કે, તમે જાણો છો કે સૌથી પહેલાં અલ્લાહના (અર્શના) છાંયડા નીચે કોણ જશે ? તેમણે જવાબ આપ્યો કે, અલ્લાહ અને રસૂલને જ આ

વાતનું વધારે જ્ઞાન છે, તો પછી રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, આ તે લોકો હશે જેમની સામે જ્યારે સચ્ચાઈ આવી જાય તો તે તરત જ સ્વીકાર કરી લે છે અને જ્યારે તેઓ તમારો ફૈસલો કરે છે તો એવો ન્યાયપૂર્ણ કરે છે જેવો કે, તેમણે પોતાના માટે કર્યો હોય.''

**ઇજ્તેહાદ અને કયાસ (અનુમાન)ની સાબિતી :**

અલ્લાહ તઆલા ફરમાવે છે, فَاِنْ تَنَازَعْتُمْ فِیْ شَیْءٍ فَرُدُّوْهُ اِلَى اللّٰهِ وَالرَّسُوْلِ આ આયતમાં અલ્લાહ તઆલાએ હુકમ આપ્યો કે, ''જો તમારામાં કોઈ બાબતમાં વિવાદ અને મતભેદ થઈ જાય તો તમે અલ્લાહ અને રસૂલ ﷺ તરફ રુજૂઅ્ કરો (શરણમાં જાઓ).''

કુર્આન અને સુન્નત તરફ રુજૂઅ્ કરવાના બે સ્વરૂપો છે. એક એ કે, કુર્આન અને સુન્નતના હુકમોને નુસૂસ (સ્પષ્ટ અને ખુલ્લા હુકમો) દ્વારા મેળવવામાં આવે. બીજું સ્વરૂપ એ છે કે, જો નુસૂસ પ્રમાણે હુકમો મૌજૂદ નથી તો તેમાં ચિંતન-મનન અને કયાસ કરીને રુજૂઅ્ કરવામાં આવે. فَرُدُّوْهُ (ફરુદ્દૂહુ)નો શબ્દ સામાન્ય છે, જેમાં બંને સ્વરૂપો સામેલ છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૬૦ થી ૬૪)

| |
|---|
| اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يَزْعُمُوْنَ اَنَّهُمْ اٰمَنُوْا بِمَآ اُنْزِلَ اِلَيْكَ وَمَآ اُنْزِلَ مِنْ قَبْلِكَ |
| يُرِيْدُوْنَ اَنْ يَّتَحَاكَمُوْٓا اِلَى الطَّاغُوْتِ وَقَدْ اُمِرُوْٓا اَنْ يَّكْفُرُوْا بِهٖ ؕ وَيُرِيْدُ الشَّيْطٰنُ |
| اَنْ يُّضِلَّهُمْ ضَلٰلًاۢ بَعِيْدًا ﴿٦٠﴾ وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَآ اَنْزَلَ اللّٰهُ وَاِلَى الرَّسُوْلِ |
| رَاَيْتَ الْمُنٰفِقِيْنَ يَصُدُّوْنَ عَنْكَ صُدُوْدًا ﴿٦١﴾ فَكَيْفَ اِذَآ اَصَابَتْهُمْ |
| مُّصِيْبَةٌۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ ثُمَّ جَآءُوْكَ يَحْلِفُوْنَ ۖ بِاللّٰهِ اِنْ اَرَدْنَآ اِلَّآ اِحْسَانًا |
| وَّتَوْفِيْقًا ﴿٦٢﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ يَعْلَمُ اللّٰهُ مَا فِيْ قُلُوْبِهِمْ ۗ فَاَعْرِضْ عَنْهُمْ وَعِظْهُمْ وَقُلْ |

لَهُمْ فِيْٓ اَنْفُسِهِمْ قَوْلًا بَلِيْغًا ﴿٦٣﴾ وَمَآ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ اِلَّا لِيُطَاعَ بِاِذْنِ
اللّٰهِ ۭ وَلَوْ اَنَّهُمْ اِذْ ظَّلَمُوْٓا اَنْفُسَهُمْ جَاۗءُوْكَ فَاسْتَغْفَرُوا اللّٰهَ وَاسْتَغْفَرَ لَهُمُ الرَّسُوْلُ
لَوَجَدُوا اللّٰهَ تَوَّابًا رَّحِيْمًا ﴿٦٤﴾

## તરજુમો :

*શું તમે તે લોકોને નથી જોયા જેઓ દા'વો કરે છે કે ઈમાન લાવ્યા છે તેના ઉપર જે તમારા ઉપર ઊતર્યું અને જે તમારાથી પહેલાં ઊતર્યું; ઈચ્છે છે કે કજિયો (ચૂકાદા માટે) તાગૂત (શયતાન) પાસે લઈ જાય, અને તેમને હુકમ થઈ ચૂક્યો છે કે તે (શયતાન)ને ન માને, અને શયતાન ઈચ્છે છે કે તેમને બહેકાવીને દૂર ફેંકી (ગુમરાહીમાં માર્ગ ભટકાવી) દે. (૬૦) અને જ્યારે તેમને કહો કે અલ્લાહના હુકમ તરફ આવો જે તેણે ઉતાર્યું, અને રસૂલ તરફ; તો તમે મુનાફિકો (દંભીઓ)ને જોશો કે તમારાથી ખચકાઈને હટે છે. (૬૧) પછી શું થાય ! જ્યારે કે તેમને મુસીબત પહોંચે પોતાના હાથોના કર્યાથી ! પછી તમારી પાસે અલ્લાહની કસમો ખાતા(-ખાતા) આવે કે અમને તો ફક્ત ભલાઈ અને સુમેળ (કરવા)ની ગરજ હતી. (૬૨) આ તે લોકો છે કે અલ્લાહ જાણે છે જે તેમના દિલોમાં છે, બસ તમે તેમનાથી અજાણ બની જાઓ અને તેમને શિખામણ આપો અને તેમને તેમના હકમાં કામની (અસરકારક) વાત કહો. (૬૩) અને અમે કોઈ રસૂલ નથી મોકલ્યો, પરંતુ એટલા જ માટે કે તેનો હુકમ માને અલ્લાહના કહ્યાથી; અને જો તે લોકો જે વખતે તેમણે પોતાનું બુરું કર્યું હતું, તમારી પાસે આવ્યા હોત, પછી અલ્લાહથી મા'ફી માંગી હોત અને રસૂલે પણ તેમને બખ્શાવ્યા હોત તો અલબત્ત અલ્લાહને મા'ફ કરનારો મહાકૃપાળુ પામ્યો હોત. (૬૪)*

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) શું તમે તે લોકોને નથી જોયા ? જેઓ (જીભથી) દા'વા કરે છે કે તેઓ તે કિતાબ ઉપર પણ ઈમાન રાખે છે જે તમારા ઉપર નાઝિલ કરવામાં આવી (એટલે કે કુર્આન શરીફ) અને તે કિતાબો ઉપર પણ જે

તમારાથી અગાઉ નાઝિલ કરવામાં આવી (એટલે કે તવરાત, કારણ કે તેમાં મુનાફિકોનું વર્ણન છે અને મોટા ભાગના મુનાફિકો યહૂદીઓમાંથી હતા, મતલબ એ કે ફક્ત મૌખિક દા'વો કરે છે કે જે રીતે અમે તવરાતને માનીએ છીએ એ જ પ્રમાણે કુર્આનને પણ માનીએ છીએ, એટલે કે ઈસ્લામના દા'વેદાર છીએ. બલકે, તેમની પરિસ્થિતિ તો એવી છે કે) પોતાના મુકદમા શયતાન પાસે લઈ જવા ઈચ્છે છે (કારણ કે ગેરશરઈ રીતે મુકદમો લઈ જવા માટે તેમને શયતાન શિખવાડે છે, બસ તેના ઉપર અમલ કરવો એવું જ છે જેમકે, શયતાન પાસે કોઈ કજિયાનો ફેંસલો કરાવવા પોતાનો મુકદમો લઈ જવામાં આવે.) જ્યારે કે, (તેના બે પ્રતિબંધિત હુકમો મૌજૂદ છે, એક એ કે) તેમને (શરીઅત તરફથી) એ હુકમ થયો છે કે તે (શયતાન)ને ન માને (એટલે કે માન્યતાઓની દષ્ટિએ અને અમલીકરણ બંનેમાં તેનો વિરોધ કરે) અને (બીજો પ્રતિબંધ એ છે કે) શયતાન (તેમનો એવો દુશ્મન અને બુરું ઈચ્છનાર છે કે) તેમને (સત્ય માર્ગથી) ભટકાવીને ઘણે દૂર સુધી લઈ જવા ઈચ્છે છે (બસ, આ બંને પ્રતિબંધિત બાબતો કે જેનો તકાદો એ છે કે, શયતાનના કહ્યા પર અમલ કરવામાં ન આવે તો પણ આ લોકો તેની સાથે મેળ–મિલાપ રાખે છે) અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે આવો, તે હુકમ તરફ જે અલ્લાહ તઆલાએ ફરમાવ્યો છે અને (આવો) રસૂલ (ﷺ) તરફ (કે આપ ﷺ તે હુકમ પ્રમાણે ફેંસલો કરી આપે), તો આપ (ﷺ તે સમયે મુનાફિકોની એવી પરિસ્થિતિ) જોશો કે આપ (ﷺ પાસે આવવા)થી ખચકાય છે, પછી કોઈ મુસીબત આવી પડે છે તેમની હરકતના કારણે જે (આ મુસીબત આવતા પહેલાં) કરી ચૂક્યા હતા (આ હરકત એટલે કે શરીઅતને છોડીને અન્ય સ્થળે પોતાનો મુકદમો લઈ જાય છે અને મુસીબતનો અર્થ જેમકે હત્યા, ખયાનત વગેરે જાહેર થઈ જાય છે અને તે સમયે વિચારમાં પડી જાય છે કે, હવે શું કરવું જેનાથી ઈજ્જત બચી જાય અને તેની પકડ ન થાય ?) પછી (યુક્તિ વિચારીને) તમારી પાસે આવે છે, અલ્લાહની કસમો ખાતા–ખાતા કે (અમે જે અન્ય સ્થળે ફેંસલા માટે ચાલ્યા ગયા હતા તેનાથી) અમારો બીજો કોઈ હેતુ ન હતો એ સિવાય કે (કજિયાના બંને પક્ષો માટે) કોઈ ભલાઈ(નું સ્વરૂપ) નીકળી આવે અને (તેમનામાં) પરસ્પર મેળ–મિલાપ થઈ જાય. (મતબલ એ કે કાનૂન તો શરીઅતનો હક છે, અમે અન્ય સ્થળે શરીઅતને નાહક સમજીને ન ગયા હતા, પરંતુ વાત એમ છે કે, કાનૂની ફેંસલામાં તો હક ધરાવનાર વ્યક્તિને ફેંસલો કરનાર

જતું કરવા માટે કહી શકતો નથી અને પરસ્પરના ફેંસલામાં મોટે ભાગે જતું કરવામાં જ આવતું હોય છે. એ જ કારણ હતું કે અમે બીજી જગ્યાએ ચાલ્યા ગયા હતા અને કોઈની હત્યાનો બચાવ એવી રીતે કરવામાં આવે છે કે, મરનારના કોઈ કૃત્યનો હવાલો આપવામાં આવે, જેનાથી પોતાના છુટકારાનો હેતુ હતો અથવા હઝરત ઉમર રદિ. પર હત્યાનો દા'વો કરવો પણ હશે, અલ્લાહ તઆલા તેમની આવી તા'વીલો અને યુક્તિઓને જૂઠાડીને ફરમાવે છે કે,) આ તે લોકો છે કે અલ્લાહ તઆલાને ખબર છે જે કંઈ (નિફાક અને કુફ્ર) તેમના દિલોમાં છે (કે તેઓ કુફ્ર અને નિફાકના કારણે શરીઅતના હુકમોને તોડીને અન્ય સ્થળે ફેંસલા માટે જાય છે અને નક્કી સમયે તેઓ તેની શિક્ષા પણ મેળવી લેશે) બસ, (હિત એમાં જ છે કે) આપ (ﷺ અલ્લાહના જ્ઞાન અને અલ્લાહની પકડને તેમના માટે પૂરતી સમજીને) તેમનાથી અજાણ બની જાઓ (એટલે કે તેમને કંઈ પૂછતાછ ન કરો) અને (પોતાના રિસાલતના હોદ્દાની રૂએ તેના તકાદા પ્રમાણે) તેમને નસીહત કરતા રહો (કે તમે આવી હરકતો છોડી દો) અને તેમને ખાસ તેમની પોતાની જાત(ની સુધારણા) વિશે અસરકારક વેણ કહો. (જેથી તેમના ઉપર હુજ્જત પૂરી થઈ જાય, પછી જો ન માને તો તેઓ જાણે !) અને અમે બધા જ પયગમ્બરોને ખાસ એ જ કારણે મોકલ્યા હતા કે અલ્લાહના હુકમથી (જેમકે રસૂલે કરીમ ﷺની આજ્ઞાપાલનના વિષયમાં ફરમાવવામાં આવ્યું છે) તેમની આજ્ઞાનું પાલન કરવામાં આવે. (બસ, પ્રથમ તો તે લોકો માટે શરૂઆતથી જ આજ્ઞાપાલન કરવું વાજિબ હતું) અને જો (તેમણે નફ્સના ધોકામાં આવીને મૂર્ખામી કરી હતી તો) જે સમયે (આ ગુનોહ કરીને) પોતાનું નુકસાન કરી બેઠા હતા તે સમયે (અફસોસ સાથે) તમારી સેવામાં હાજર થયા હોત પછી (હાજર થઈને) અલ્લાહ તઆલા પાસે (પોતાના ગુનાહોની) મા'ફી માંગી હોત અને રસૂલ (ﷺ)એ (પણ) તેમના માટે અલ્લાહ તઆલા પાસે મા'ફી માંગી હોત.... તો અલ્લાહ તઆલાને તેમણે જરૂર તવબહ સ્વીકાર કરનારો અને દયાળુ પામ્યો હોત, (એટલે કે અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી તેમની તવબહ કબૂલ કરી લીધી હોત !).

## મસ્અલા અને બોધપાઠ :

**આયતોનો ક્રમ** : પ્રથમ આયતમાં બધા જ વ્યવહારોને અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે પૂરા કરવાનો હુકમ હતો, આગળની આ આયતોમાં શરીઅત

વિરૂદ્ધના કાયદાઓ તરફ પોતાના મુકદ્દમાના ફેંસલાઓ માટે જવાની ટીકા કરવામાં આવી છે.

**આયતોનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) :**

આ આયતો નાઝિલ થવાની એક ખાસ ઘટના છે, જેની વિગત એ છે કે, બશર નામનો એક મુનાફિક હતો, તેને એક યહૂદી સાથે ઝઘડો થઈ ગયો. યહૂદીએ કહ્યું, "ચાલ મુહમ્મદ (ﷺ) પાસે ! તેમની પાસે ફેંસલો કરાવીએ." પરંતુ બશર મુનાફિકે તેનો સ્વીકાર ન કર્યો બલકે, કઅ્બ બિન અશરફ યહૂદી પાસે જવાની અને તેની પાસે ફેંસલો કરાવવાની ભલામણ રજૂ કરી. કઅ્બ બિન અશરફ યહૂદીઓનો સરદાર અને રસૂલે કરીમ ﷺ તથા મુસલમાનોનો સખત દુશ્મન હતો. આ આશ્ચર્યની વાત હતી કે યહૂદીએ તો પોતાના સરદારને છોડીને રસૂલે કરીમ ﷺ પાસે ફેંસલો કરાવવાનું પસંદ કર્યું અને પોતાને મુસલમાન કહેનારા બશરે રસૂલે કરીમ ﷺના બદલે યહૂદી પાસે ફેંસલો કરાવવાની તજવીજ હાથ ધરી, પરંતુ એમાં રહસ્ય એ હતું કે તે બંનેને એ બાબતનું યકીન હતું કે, રસૂલે કરીમ ﷺ સાચો અને ન્યાયપૂર્ણ ફેંસલો કરશે, તેમાં કોઈને પક્ષપાત કે ગેરસમજની શંકા નહીં હોય અને કારણ કે આ ઝઘડામાં યહૂદી હક પર હતો એટલા માટે તેને પોતાના સરદાર કઅ્બ બિન અશરફ કરતાં વધારે ભરોસો રસૂલે કરીમ ﷺ ઉપર હતો અને બશર મુનાફિક ખોટો હતો, સચ્ચાઈ ઉપર ન હતો. એટલા માટે જાણતો હતો કે રસૂલે કરીમ ﷺનો ફેંસલો મારા વિરૂદ્ધ થશે, ભલે મને મુસલમાન કહેવામાં આવે છે.

પરસ્પર વાતચીત પછી આ બંનેએ એવો નિર્ણય કર્યો કે, બંને એ બાબત ઉપર રાજી થાય કે રસૂલે કરીમ ﷺ પાસે હાજર થઈને તેમની પાસે જ પોતાના મુકદ્દમાનો ફેંસલો કરાવે. મુકદ્દમો રસૂલે કરીમ ﷺ પાસે પહોંચ્યો, રસૂલે કરીમ ﷺએ ઘટનાની ઊલટ તપાસ કરી, તો જોયું કે યહૂદી સાચો હતો એટલા માટે તેના હકમાં ફેંસલો કરી દીધો અને બશર જે જાહેરમાં તો મુસલમાન હતો તે નિષ્ફળ ગયો. એટલા માટે તે આ ફેંસલા ઉપર રાજી ન થયો અને તેણે એક નવો રસ્તો કાઢયો અને કોઈ પણ રીતે તેણે યહૂદીને એ વાત ઉપર રાજી કરી લીધો કે, આપણે ઉમર બિન ખત્તાબ (રદિ.) પાસે ફેંસલો કરાવવા જઈએ. યહૂદીએ તેનો પણ સ્વીકાર કરી લીધો, એમાં રહસ્ય એ હતું કે બશર એવું સમજતો હતો કે

હઝરત ઉમર (રદિ.) કાફિરો વિશે ઘણા કડક છે, તે યહૂદીના હકમાં ફેંસલો આપવના બદલે મારા હકમાં જ ફેંસલો કરશે.

મતલબ કે, આ બંને હઝરત ઉમર ફારૂક (રદિ.) પાસે પહોંચ્યા, યહૂદીએ હઝરત ઉમર ફારૂક (રદિ.) સામે સમગ્ર ઘટના વર્ણન કરી કે, "અમે મુકદમાનો ફેંસલો રસૂલુલ્લાહ ﷺ પાસે કરાવી ચૂક્યા છે, પરંતુ આ વ્યક્તિને તેના ઉપર સંતોષ નથી અને આપની પાસે મુકદ્દમો લઈને આવ્યો છે."

હઝરત ઉમર (રદિ.)એ બશરને પૂછ્યું કે, "શું આ વાત સાચી છે ?" તેણે સ્વીકાર કર્યો. હઝરત ઉમર ફારૂક (રદિ.)એ ફરમાવ્યું, "ઊભા રહો હું આવું છું." ઘરમાં ગયા અને એક તલવાર લઈને આવ્યા અને તે મુનાફિકનું ઢીમ ઢાળી દીધું. "જે વ્યક્તિ રસૂલ ﷺના ફેંસલા ઉપર રાજી ન થાય તેનો આ જ ફેંસલો છે."

*(આ કિસ્સો રૂહુલ મઆનીમાં થોઅ્લબીથી અને ઈબ્ને અબી હાતિમે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ રદિ.થી નકલ થયો છે)*

મુફસ્સિરોએ તેમાં એ પણ લખ્યું છે કે, હઝરત ઉમરના હાથે માર્યા ગયેલા મુનાફિકના વારસદારોએ હઝરત ઉમર (રદિ.) વિરૂદ્ધ એવો દા'વો પણ કર્યો કે, તેમણે એક મુસલમાનને કોઈ શરઈ દલીલ વિના મારી નાંખ્યો છે અને તેને મુસલમાન સાબિત કરવા માટે તેના કુફ્રની મૌખિક અને અમલી દલીલો તથા તા'વીલો રજૂ કરવામાં આવી. પ્રસ્તુત આયતમાં અલ્લાહ તઆલાએ મા'મલાની અસલ વાસ્તવિકતા અને તે માર્યા ગયેલાને મુનાફિક જાહેર કરીને હઝરત ઉમર (રદિ.)ને આરોપથી મુક્ત કરી દીધા.

આ વિશે અમુક અન્ય બીજી ઘટનાઓ પણ ઘટી છે, જેમાં અમુક લોકોએ શરઈ ફેંસલો છોડીને કોઈ જ્યોતિષ અથવા નુજૂમીના ફેંસલાનો સ્વીકાર કર્યો હતો. હોઈ શકે છે કે, પ્રસ્તુત આયતો તે બધાના સંદર્ભમાં પણ નાઝિલ થઈ હોય.

આ આયતની તફસીર જુઓ, પહેલી આયતમાં ઈરશાદ થયો કે, આ વ્યક્તિને જુઓ કે તે એવો દા'વો કરે છે કે.... હું પાછલી કિતાબો તવરાત અને ઈન્જીલ ઉપર ઈમાન લાવ્યો હતો અને જે કુર્આન રસૂલે કરીમ ﷺ પર નાઝિલ કરવામાં આવ્યું તેના ઉપર પણ ઈમાન લાવું છું. એટલે કે, પ્રથમ અહલે કિતાબમાં સામેલ હોવું ફક્ત મૌખિક દા'વો હતો, દિલમાં તો કુફ્ર જ ભરેલું હતું,

પછી મુસલમાનોમાં સામેલ થઈ ગયો, પરંતુ આ મુસલમાનોમાં સામેલ થવું પણ ફક્ત મૌખિક દા'વો હતો, દિલમાં તે જ કુફ્ર ભરેલું હતું, જેની જાહેરાત ઝઘડાના સમયે એ પ્રમાણે થઈ ગઈ છે કે, રસૂલે કરીમ ﷺને છોડીને યહૂદીઓના સરદાર કઅ્બ બિન અશરફ પાસે પોતાનો મુકદમો રજૂ કરવાની યોજના હાથ ધરી અને ત્યાર પછી રસૂલે કરીમ ﷺએ જ્યારે એક સ્પષ્ટ અને ખુલ્લો ફેંસલો આપી દીધો તો તેના ઉપર રાજી ન થયો.

શબ્દ طَـاغُوْتُ "તાગૂત"નો શાબ્દિક અર્થ "સરકશી કરવી" થાય છે અને તે ઈસ્લામિક પરિભાષામાં "શયતાન"ને કહેવામાં આવે છે. આ આયતમાં કઅ્બ બિન અશરફ સામે જે મુકદમો લઈ જવાને શયતાન તરફ લઈ જવાનું ઠરાવવામાં આવ્યું છે, અથવા તો તે કારણથી કે કઅ્બ બિન અશરફ પોતે એક શયતાન હતો અથવા તો એ કારણથી કે શરીઅતનો ફેંસલો છોડીને શરીઅત વિરૂદ્ધ ફેંસલો કરાવવા માટે જવું શયતાનનું જ શિક્ષણ હોઈ શકે છે, તેની તાબે'દારી કરનારો તેના જેવો જ છે અને તેની પાસે પોતાનો મુકદ્દમો લઈ જનાર જાણે કે શયતાન પાસે જ પોતાનો મુકદ્દમો લઈ જઈ રહ્યો છે. એટલા માટે આયતના અંતે માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જે વ્યક્તિ શયતાનની પૈરવી કરશે તો શયતાન તેને દૂર સુધી ગુમરાહીમાં ભટકાવી દેશે.

બીજી આયતમાં બતાવવામાં આવ્યું કે, પરસ્પર કજિયા અને વિવાદના સમયે રસૂલે કરીમ ﷺના શરઈ ફેંસલાઓથી મતભેદ કરવો કોઈ મુસલમાનનું કામ હોઈ જ નથી શકતું, એવું કામ કરનારો મુનાફિક જ હોઈ શકે છે અને જ્યારે આ મુનાફિકનું કુફ્ર ખુલ્લમ-ખુલ્લું અમલી રીતે જાહેર થઈ ગયું કે, રસૂલે કરીમ ﷺના ફેંસલા ઉપર રાજી ન થયો અને તેથી જ ફારૂકે આ'ઝમ (રદિ.)એ તેને માર્યો તે બરાબર હતું. કારણ કે, હવે તે મુનાફિક મટીને મુર્તદ કાફિર બની ગયો હતો. એટલા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યો છે કે, "આ લોકો એવા છે કે જ્યારે એમને કહેવામાં આવે છે કે, આવી જાઓ તે હુકમ તરફ જે અલ્લાહ તઆલાએ ઊતાર્યું છે અને તેના રસૂલ (ﷺ) તરફ ! તો આ મુનાફિકો આપ ﷺ તરફ આવવાથી અટકી જાય છે."

ત્રીજી આયતમાં એ તા'વીલો બાતિલ અને ગલત હોવાનું સ્પષ્ટ કરવામાં

આવ્યું છે કે, જે કોઈપણ વ્યક્તિ શરીઅતના ફેંસલાને છોડીને ગૈરશરઈ ફેંસલા તરફ પોતાના મુકદમાને રજૂ કરે છે, તેઓ પોતાના આ કૃત્યને ન્યાયી સાબિત કરવા માટે એવો ખુલાસો કરતા ફરે છે કે, "અમે રસૂલુલ્લાહ ﷺને નાહક અને અન્યાયી સમજીને તેમના ફેંસલાને છોડી નથી દીધો અને અન્યોના ફેંસલાઓને સાચો સમજીને અપનાવી નથી લીધો પરંતુ અમુક મસ્લિહતોના કારણે અમે આવું કર્યું. દાખલા તરીકે, એ મસ્લિહત હતી કે રસૂલે કરીમ ﷺની પાસે તો કાયદા પ્રમાણે ફેંસલો થયો હોત, જેમાં પરસ્પર બાંધછોડ કરવાનો કોઈ પ્રશ્ન જ ઉપસ્થિત ન થયો હોત, પરંતુ અમે અમારા મુકદમાને અન્ય સ્થળે એટલા માટે લઈને ગયા કે, પરસ્પર બંને પક્ષોમાં કોઈ સમાધાન કરવાનું અથવા જતું કરવાનું સ્વરૂપ નીકળી આવે અને બંને પક્ષોમાં સમાધાન કરાવી દેવામાં આવે."

આવી તા'વીલો આ લોકોએ એવા સમયે રજૂ કરી જ્યારે કે, તેમની ગુપ્ત વાતો જાહેર થઈ ગઈ અને તેમના મનની ગંદકી અને નિફાક સ્પષ્ટ થઈ ગયો અને તેમનો એક વ્યક્તિ હઝરત ઉમર (રદિ.)ના હાથે માર્યો ગયો. મતલબ કે, જ્યારે તેમના ખરાબ કૃત્યોના પરિણામે તેમના ઉપર અપમાન અને હત્યાની મુસીબત આવી પડી તો કસમો ખાઈ–ખાઈને તા'વીલો કરવા લાગ્યા અને જાત–જાતની યુક્તિઓથી આ બાબતનો બચાવ કરવા લાગ્યા. અલ્લાહ તઆલાએ આ આયતમાં સ્પષ્ટ ફરમાવી દીધું કે, તે પોતાની કસમો અને ખુલાસામાં જૂઠા છે, તેમણે જે કંઈ પણ કર્યું પોતાના કુફ્ર અને નિફાકના કારણે કર્યું છે. ઈરશાદ ફરમાવ્યો કે, "જ્યારે તેમના ઉપર કોઈ ખરાબ કૃત્યોના પરિણામે કોઈ મુસીબત આવી પડે છે દાખલા તરીકે, ખયાનત અને નિફાક જાહેર થવાથી અપમાન થયું અથવા તેના પરિણામે હત્યાની ઘટના બની, તો એવા સમયે આ લોકો રસૂલે કરીમ ﷺ પાસે કસમો ખાતા–ખાતા આવે છે (અને કહે છે), અમારું તમને છોડીને અન્યો પાસે પોતાના મુકદમાને લઈ જવાનું કારણ કુફ્ર અથવા તમારા ફેંસલાને નાહક સમજવું ન હતું બલકે, અમારો મુકદમો ભલાઈ અને મેળ–મિલાપ માટે હતો. એટલે કે, બંને પક્ષો માટે કોઈ ભલાઈ અને સુલેહનો રસ્તો શોધવાનો અમારો હેતુ હતો."

ચોથી આયતમાં તેનો જવાબ આવ્યો છે કે, તેમના દિલોમાં જે કુફ્ર અને નિફાક છે અલ્લાહ તઆલા તેનાથી ખૂબ સારી રીતે વાકેફ છે અને તેમની તા'વીલો

તથા કસમો જૂઠી છે. એટલા માટે હે રસૂલ (ﷺ) તમે તેમના ખુલાસાઓનો સ્વીકાર ન કરો અને હઝરત ઉમર (રદિ.) વિરૂદ્ધ દા'વાઓ કરનારના દા'વાઓને રદ કરો. કારણ કે, આ મુનાફિકનું કુફ્ર સ્પષ્ટ અને જાહેર થઈ ચૂક્યું હતું.

ત્યારબાદ ફરમાવ્યું કે, આ મુનાફિકોને પણ હે રસૂલ (ﷺ) તમે ભલાઈની વાતો અને નસીહત કરતા રહો જે એમના દિલો ઉપર અસર કરે એટલે કે, આખિરતનો ડર અપાવીને તેમને નિખાલસતાથી ઈસ્લામનું આમંત્રણ આપો અથવા ન્યાયપૂર્ણ રીતે દુનિયાની સજાનું વર્ણન કરો કે, જો તમે નિફાકને છોડશો નહીં તો જે સમયે તમારો નિફાક (દોગલાપણું) જાહેર થઈ જશે તો તમારો પણ એ જ અંજામ થશે જે બશર મુનાફિકનો થયો હતો.

પાંચમી આયતમાં પ્રથમ તો એક સર્વસામાન્ય નિયમ બતાવવામાં આવ્યો કે, અમે જે રસૂલ ﷺને મોકલ્યા તે એટલા માટે મોકલ્યા કે, બધા જ લોકો અલ્લાહના ફરમાન પ્રમાણે તેમના હુકમોનું પાલન કરે, તો તેનું પરિણામ અવશ્ય એ આવશે કે જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺના હુકમોનો વિરોધ કરે તો તેમની સાથે કાફિરો જેવો જ વ્યવહાર કરવામાં આવશે. એટલા માટે હઝરત ઉમર ફારૂક (રદિ.)એ જે અમલ કર્યો તે સહીહ હતો. ત્યારબાદ તેમની ભલાઈ માટેનો મશવરો આપવામાં આવ્યો છે કે, આ લોકો ખોટી-ખોટી તા'વીલો અને ખુલાસાઓ તથા જૂઠી કસમોના બદલે પોતાના ગુનાહનો સ્વીકાર કરી લે અને રસૂલે કરીમ ﷺ પાસે હાજર થઈને પોતે પણ અલ્લાહ તઆલાથી મા'ફી માંગે અને રસૂલે કરીમ ﷺ પણ તેમની મા'ફીની દુઆ કરે તો અલ્લાહ તઆલા ચોક્કસ તેમની દુઆનો સ્વીકાર કરી લેશે.

આ સ્થળે તવબહના સ્વીકાર માટે રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થવાની અને પછી રસૂલે કરીમ ﷺની મગફિરતની દુઆ કરવાની શરત કદાચ એટલા માટે છે કે, તે લોકોએ રસૂલે કરીમ ﷺના નુબુવ્વતના હોદ્દા ઉપર હુમલો કર્યો હતો અને રસૂલે કરીમ ﷺના ફેંસલાને ઉપેક્ષિત કરીને તેમને પીડા પહોંચાડી હતી. એટલા માટે તેમના ગુનાહની તવબહ માટે રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજરી આપવી અને રસૂલુલ્લાહ ﷺ દ્વારા અલ્લાહ પાસે મા'ફી માંગવાની શરત કરવામાં આવી છે.

આ આયત જો કે, તે ખાસ ઘટનાના સંદર્ભમાં મુનાફિકો વિશે નાઝિલ થઈ છે, પરંતુ તેના શબ્દોનો એક સામાન્ય સિદ્ધાંત એ પણ છે કે, જે વ્યક્તિ રસૂલુલ્લાહ ﷺની સેવામાં હાજર થઈ જાય અને રસૂલે કરીમ ﷺ તેના માટે મગફિરતની દુઆ કરે તો તેની મગફિરત જરૂર થઈ જશે અને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજરી જેમકે રસૂલે કરીમ ﷺની દુનિયાની જિંદગીમાં થઈ શકતી હતી, એ જ પ્રમાણે આજે પણ રોઝએ અકદસ પર હાજરી આપવી આ જ હુકમમાંથી છે.

હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ ફરમાવ્યું કે, ''અમે રસૂલુલ્લાહ ﷺને દફન કરીને ફારિગ થયા તો તેના ત્રણ દિવસ પછી એક ગામડિયો આવ્યો અને કબર પાસે આવીને પડી ગયો તથા ખૂબ આક્રંદ કરવા લાગ્યો, રડતાં-રડતાં એ આયતનો હવાલો આપીને તેણે વિનંતી કરી, જેમાં અલ્લાહ તઆલાએ એ બાબતનો વાયદો કર્યો છે કે, જો ગુનેહગાર રસૂલુલ્લાહ ﷺની ખિદમતમાં ઉપસ્થિત થઈ જાય અને રસૂલુલ્લાહ ﷺ તેના માટે મગફિરત (મા'ફી)ની દુઆ કરી આપે તો તેની મગફિરત થઈ જશે. એટલા માટે હું રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો છું કે, રસૂલે કરીમ ﷺ મારા માટે મગફિરતની દુઆ કરો ! તે સમયે જે લોકો ઉપસ્થિત હતા તેમનું નિવેદન છે કે, તેના જવાબમાં રોઝએ અકદસમાંથી એ અવાજ આવ્યો قَدْ غُفِرَ لَكَ (કદ્ ગુફિ-ર લ-ક) એટલે કે, ''મગફિરત કરવામાં આવી.'' *(બહરે મુહીત)*

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૬૫)

فَلَا وَرَبِّكَ لَا يُؤْمِنُونَ حَتّٰى يُحَكِّمُوكَ فِيمَا شَجَرَ بَيْنَهُمْ ثُمَّ لَا يَجِدُوا فِيْٓ أَنْفُسِهِمْ حَرَجًا مِّمَّا قَضَيْتَ وَيُسَلِّمُوا تَسْلِيمًا ﴿٦٥﴾

## તરજુમો :

*બસ, કસમ છે તારા પરવરદિગારની ! તેઓ મો'મિન ન થશે ત્યાં સુધી કે તમને જ ફેંસલો કરનાર (મુનસિફ) જાણે તે ઝઘડામાં જે તેમના દરમિયાન ઊભા થાય, પછી પોતાના દિલોમાં તમારા ફેંસલાથી કોઈ તંગી (ખોટ) ન પામે અને (સંપૂર્ણ) ખુશીથી સ્વીકારી લે. (૬૫)*

## તફસીર :

પછી કસમ છે તમારા પરવરદિગારની ! તે લોકો (જેઓ ફક્ત મૌખિક રીતે ઈમાનને જાહેર કરતા ફરે છે, તેઓ અલ્લાહ પાસે) કદાપિ ઈમાનવાળા ન થશે જ્યાં સુધી એ વાત ન બને કે તેમના પરસ્પર જે ઝઘડાઓ ઉપસ્થિત થાય તેમાં આ લોકો આપ (ﷺ) પાસે (અને જો આપ ﷺ ન હોય તો આપ ﷺની શરીઅત પ્રમાણે) ફેંસલો કરાવે, પછી (જ્યારે આપ ﷺ ફેંસલો કરી આપે તો) તેઓ આપ (ﷺ)ના ફેંસલાથી પોતાના દિલોમાં કોઈ (ઇન્કારની) ખોટ ન લાવે અને (તે ફેંસલાને) સંપૂર્ણ રીતે (જાહેરમાં અને દિલથી પણ) સ્વીકારી (અપનાવી) લે.

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં રસૂલુલ્લાહ ﷺની શ્રેષ્ઠતા અને તેમના ઉચ્ચ સ્થાનને જાહેર કરવાની સાથે-સાથે રસૂલે કરીમ ﷺની આજ્ઞાનું પાલન કરવા માટે જે અનેક કુર્આનની આયતો આવી છે તે બધી આયતોનો સ્પષ્ટ ખુલાસો વર્ણન કરવામાં આવ્યો છે. આ આયતમાં અલ્લાહ તઆલા કસમ ખાઈને ફરમાવે છે કે, કોઈ વ્યક્તિ તે સમય સુધી મો'મિન અથવા મુસલમાન નથી બની શકતો જ્યાં સુધી કે તે રસૂલે કરીમ ﷺનો હૃદયથી સંતોષપૂર્વક સંપૂર્ણ સ્વીકાર ન કરી લે કે, તેમના દિલમાં પણ રસૂલે કરીમ ﷺએ કરેલા ફેંસલા વિશે કોઈ ખોટ ન હોય.

રસૂલુલ્લાહ ﷺ રસૂલ સ્વરૂપે પોતે ઉમ્મતના શાસક અને દરેક ઊભા થતા વિવાદના ફેંસલો કરનાર ન્યાયધીશની જવાબદારી ધરાવે છે. રસૂલે કરીમ ﷺની હુકૂમત અને તેમનો ફેંસલો કોઈ લવાદ બનાવવા ઉપર અવલંબિત નથી. અત્રે આ આયતમાં મુસલમાનોને હકમ (લવાદ) બનાવવાની પ્રેરણા એટલા માટે આપવામાં આવી છે કે, હુકૂમતના નક્કી કરેલા ન્યાયધીશો અને તેમના ફેંસલાઓ ઉપર ઘણા લોકોને સંતોષ નથી હોતો જેટલો સંતોષ અને વિશ્વાસ પોતે નક્કી કરેલા લવાદ ઉપર હોય છે, પરંતુ રસૂલે કરીમ ﷺ ફક્ત ન્યાયાધીશ જ નથી બલકે, "રસૂલે મા'સૂમ" પણ છે, "રહમતુલ્લિલ્ આલમીન" પણ છે, સમગ્ર ઉમ્મતના દયાળુ બાપ ﷺ પણ છે. તેમણે એવું શિક્ષણ આપ્યું છે કે, જ્યારે પણ કોઈ બાબતમાં અથવા સમસ્યામાં પરસ્પર વિવાદ ઊભો થાય તો બંને પક્ષોનો

ફરજ છે કે, રસૂલે કરીમ ﷺને લવાદ અને ન્યાયાધીશ બનાવી પોતાનો ફેંસલો કરાવે અને પછી તેમના ફેંસલાને સંપૂર્ણ ખુશીથી દિલથી સ્વીકારે અને અમલ કરે.

**વિવાદ અને કજિયામાં રસૂલે કરીમ ﷺને લવાદ બનાવવા તેમની હયાતી સુધી મર્યાદિત નથી. :**

મુફસ્સિરો (વિવરણકારો)એ ફરમાવ્યું છે કે, કુર્આનના ફરમાનો ઉપર અમલ કરવો માત્ર રસૂલે કરીમ ﷺની હયાતીના સમયગાળા માટે જ નથી બલકે, તેમના પછી તેમની પવિત્ર શરીઅતનો ફેંસલો તે પોતે રસૂલે કરીમ ﷺનો ફેંસલો છે. એટલા માટે આ હુકમ કયામત સુધી આ જ પ્રમાણે લાગુ પડે છે, જેમકે રસૂલે કરીમ ﷺના યુગમાં પોતે તેઓ પ્રત્યક્ષ રીતે ફેંસલો કરતા હતા અને તેમના પછી શરીઅતના ફેંસલાને અપનાવવામાં આવે તો વાસ્તવમાં તે રસૂલે કરીમ ﷺના ફેંસલાને અપનાવ્યો જ કહેવાશે.

**અમુક મહત્ત્વના મસ્અલાઓ :**

પ્રથમ એ કે, તે વ્યક્તિ મુસલમાન નથી જે પોતાના વિવાદ અને ઝઘડાઓના બધા જ મુકદ્દમાઓમાં રસૂલે કરીમ ﷺના ફેંસલાઓ ઉપર સંતોષ ન પામે. કારણ એ છે કે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ તે વ્યક્તિને મારી નાંખ્યો હતો જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺના ફેંસલા ઉપર રાજી ન થયો અને પછી પોતાના કજિયાને હઝરત ઉમર ફારૂક (રદિ.) પાસે લઈ ગયો. આ મરનારના વારસદારોએ રસૂલે કરીમ ﷺની અદાલતમાં હઝરત ઉમર ફારૂક (રદિ.) વિરુદ્ધ દા'વો કર્યો કે, તેમણે એક મુસલમાનની વિના કારણે હત્યા કરી છે. જ્યારે રસૂલે કરીમ ﷺની સેવામાં ગવાહો રજૂ થયા તો તેમના મુખ મુબારકથી આ શબ્દો આપોઆપ સરી પડ્યા مَا كُنْتُ اَظُنُّ اَنَّ عُمَرَ يَجْتَرِءُ عَلٰى قَتْلِ رَجُلٍ مُؤْمِنٍ એટલે કે, “મને આશા ન હતી કે, ઉમર કોઈ મો'મિન પુરૂષની હત્યા કરવાની હિંમત કરે!” તેનાથી સાબિત થયું કે, સર્વોચ્ચ ન્યાયાધીશ પાસે જો કોઈ પોતાના હાથ નીચેના નાયબ ન્યાયાધીશ અથવા ફેંસલાની અપીલ કરવામાં આવે તો તેને પોતાના નાયબ ન્યાયાધીશના પક્ષપાતથી બચીને તટસ્થ રીતે ફેંસલો કરવો જોઈએ. જેમકે આ ઘટનામાં આયત નાઝિલ થતા પહેલાં રસૂલે કરીમ ﷺએ હઝરત ઉમર (રદિ.)ના ફેંસલા ઉપર નારાજગી દર્શાવી હતી, પછી જ્યારે આ આયત નાઝિલ

થઈ તો વાસ્તવિકતા જાહેર થઈ ગઈ કે, આ આયતની રૂએ તે વ્યક્તિ મો'મિન જ ન હતો.

બીજો મસ્અલો આ આયતથી એ પ્રતિપાદિત થાય છે કે, શબ્દ فِيْمَا شَجَرَ (ફીમા શજર) ફક્ત વ્યવહાર અને અધિકારો સાથે સંબંધ નથી ધરાવતો બલકે, અકીદહ (માન્યતાઓ), વિચારસરણી અને અન્ય ઈસ્લામિક વિચારસરણી આધારિત પાયાના મસ્અલાઓ માટે પણ જરૂરી છે. *(બહરે મુહીત)*

દરેક મુસલમાનનો ફરજ છે કે, જ્યારે પણ કોઈ બાબતમાં પરસ્પર વિવાદ ઊભો થાય તો પોતે વિવાદમાં ઝઘડતા રહેવાને બદલે બંને પક્ષો રસૂલે કરીમ ﷺ તરફ અને તેમના પછી તેમની શરીઅત તરફ રજૂ થઈને પોતાની સમસ્યાનો અને વિવાદનો હલ શોધે.

ત્રીજો મસ્અલો એ જાણ થાય છે કે, જે કામ રસૂલે કરીમ ﷺના પોતાના મૌખિક હુકમ દ્વારા અથવા અમલથી સાબિત છે, તેને સ્વીકારવામાં અને તેના ઉપર અમલ કરી અપનાવવામાં દિલમાં કોઈ પ્રકારની ખોટ ન અનુભવે. આવું ન કરવું ઈમાનની કમજોરીની નિશાની છે. દાખલા તરીકે, શરીઅતે જે રીતે તયમ્મુમ કરીને નમાઝ પઢવાની પરવાનગી આપી ત્યાં તયમ્મુમ કરવાથી માણસનું દિલ રાજી ન થાય તો તે વ્યક્તિ તેને તકવો ન સમજે બલકે, આવી મનોસ્થિતિને પોતાની માનસિક બીમારી સમજે. કારણ કે, રસૂલે કરીમ ﷺથી વધારે કોઈ મુત્તકી નથી હોઈ શકતો, જે પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺએ બેસીને નમાઝ પઢવાની પરવાનગી આપી અને પોતે પણ બેસીને નમાઝ પઢી, જો કોઈ વ્યક્તિનું દિલ એના ઉપર રાજી ન થાય અને અસહ્ય મુસીબત અને પીડા સહન કરીને ઊભા-ઊભા જ નમાઝ પઢે તો તે સમજી લે કે, તે પણ તેની માનસિક બીમારી છે. હા ! સામાન્ય જરૂરત અને તકલીફના સમયે જો છૂટછાટ ઉપર અમલ ન કરીને થોડી ઘણી તકલીફ વેઠી લે તો રસૂલે કરીમ ﷺના શિક્ષણ પ્રમાણે બરાબર છે, પરંતુ સદંતર શરીઅતે આપેલ ખાસ મુસીબત અને તકલીફ વખતની છૂટછાટોને દિલથી રાજી થઈ ન સ્વીકારે તો તે તકવો નથી બલકે, માનસિક રોગ છે. એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِنَّ اللّٰهَ تَعَالٰى يُحِبُّ اَنْ تُؤْتٰى رُخَصُهٗ كَمَا يحِبُّ اَنْ تُؤْتٰى عَزَائِمُهٗ،

*"અલ્લાહ તઆલા જે પ્રમાણે મહેનત કરીને અમલો કરવાથી ખુશ થાય છે, એ*

*જ પ્રમાણે (શરઈ) છૂટછાટો ઉપર અમલ કરવાને પણ પસંદ કરે છે.''*

સામાન્ય ઈબાદતો અથવા ઝિક્ર અને તસ્બીહ, દુરૂદ વગેરેમાં સૌથી ઉત્તમ રીત એ જ છે, જે રસૂલે કરીમ ﷺએ પોતે અપનાવી હતી અને તેમના પછી આપ ﷺના સહાબએ કિરામ (રદિ.)એ જેના ઉપર અમલ કર્યો. મુસલમાનોની ફરજ છે કે, સહીહ રિવાયતોની હદીષથી જાણીને તેના ઉપર અમલ કરે.

**એક અગત્યનો લાભ :**

ઉપરોક્ત વિગતોથી એ બાબત સ્પષ્ટ થઈ ગઈ કે રસૂલે કરીમ ﷺ ઉમ્મતના ફક્ત સુધારક અથવા તેમના નૈતિક અને વ્યવહારિક માર્ગદર્શન માટે આવ્યા ન હતા બલકે, તેઓ એક ન્યાય તોલનાર ન્યાયાધીશ પણ હતા અને ન્યાયાધીશ પણ એવા કે, તેમના ફેંસલાને કુફ્ર અને ઈમાનનું માપદંડ બનાવવામાં આવ્યું, જેમકે બશર મુનાફિકની ઘટનાથી સ્પષ્ટ થઈ જાય છે. આ બાબતના ખુલાસા માટે અલ્લાહ તઆલાએ પોતાની પવિત્ર કિતાબમાં અનેક સ્થળે પોતાની આજ્ઞાનું પાલન કરવાના શિક્ષણની સાથે–સાથે રસૂલે કરીમ ﷺની આજ્ઞાનું પાલન કરવાને પણ જરૂરી ઠરાવ્યું છે. અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવે છે, اَطِيۡعُوا اللّٰهَ وَاَطِيۡعُوا الرَّسُوۡلَ ''તમે અલ્લાહની આજ્ઞાનું પાલન કરો અને અલ્લાહના રસૂલ (ﷺ)ની આજ્ઞાનું પાલન કરો.'' (૩:૩૨, ૩:૧૩૨, ૪:૫૯)

એક અન્ય સ્થળે ઈરશાદ ફરમાવ્યું, مَنۡ يُّطِعِ الرَّسُوۡلَ فَقَدۡ اَطَاعَ اللّٰهَ ''જે રસૂલ (ﷺ)ની આજ્ઞાનું પાલન કરે છે, તેણે વાસ્તવમાં અલ્લાહની આજ્ઞાનું પાલન કર્યું.'' (૪ : ૮૦)

આ આયતોમાં વિચાર કરવામાં આવે તો રસૂલે કરીમ ﷺનું એક શાસક તરીકેનું કૌશલ્ય પણ નિખરીને સામે આવે છે, જેનું પ્રેક્ટિકલ (અમલી) સ્વરૂપ જાહેર કરવા માટે અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺ પાસે પોતાનો કાનૂન મોકલ્યો, જેથી તેઓ મુકદમાના ફેંસલાઓ એ જ પ્રમાણે કરે. અલ્લાહનો ઈરશાદ છે, اِنَّاۤ اَنۡزَلۡنَاۤ اِلَيۡكَ الۡكِتٰبَ بِالۡحَقِّ لِتَحۡكُمَ بَيۡنَ النَّاسِ بِمَاۤ اَرٰىكَ اللّٰهُ એટલે કે, ''અમે તમારા ઉપર કિતાબને સચ્ચાઈ સાથે નાઝિલ કરી, જેથી તમે એ જ પ્રમાણે લોકો વચ્ચે ફેંસલો કરો જે પ્રમાણે અલ્લાહ આપને માર્ગદર્શન આપે અને સમજાવે.'' (૪ : ૧૦૫)

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૬૬-૬૭-૬૮)

وَلَوْ اَنَّا كَتَبْنَا عَلَيْهِمْ اَنِ اقْتُلُوْٓا اَنْفُسَكُمْ اَوِ اخْرُجُوْا مِنْ دِيَارِكُمْ مَّا فَعَلُوْهُ اِلَّا

قَلِيْلٌ مِّنْهُمْ ۭ وَلَوْ اَنَّهُمْ فَعَلُوْا مَا يُوْعَظُوْنَ بِهٖ لَكَانَ خَيْرًا لَّهُمْ وَاَشَدَّ تَثْبِيْتًا ﴿٦٦﴾

وَّاِذًا لَّاٰتَيْنٰهُمْ مِّنْ لَّدُنَّآ اَجْرًا عَظِيْمًا ﴿٦٧﴾ وَّلَهَدَيْنٰهُمْ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿٦٨﴾

## તરજુમો :

*અને જો અમે તેમના ઉપર હુકમ કર્યો હોત કે પોતાની જાતને કતલ કરો અથવા પોતાના ઘર(બાળ) છોડીને નીકળી જાઓ, તો તેમનામાંથી (અમુક) થોડાક સિવાય કોઈએ (ક્યારેય પણ આવું) ન કર્યું હોત, અને જો આ લોકો એવું કરે જેની તેમને શિખામણ આપવામાં આવે છે, તો અલબત્ત (આ) તેમના માટે ઉત્તમ હોત અને દીનમાં વધારે મક્કમ (ચુસ્ત) રાખવાવાળું હોત. (૬૬) અને તે વેળા અલબત્ત અમે તેમને પોતાની પાસેથી મહાન સવાબ (ઉત્તમ બદલો) આપીએ. (૬૭) અને તેમને સીધા (હિદાયતના) માર્ગે ચલાવીએ. (૬૮)*

## તફસીર :

અને અમે જો લોકો ઉપર એ બાબત (હુકમ સ્વરૂપે) ફરજ કરી આપીએ કે તમે આત્મહત્યા કરી લો અથવા પોતાના વતનથી બેવતન થઈ જાઓ તો અમુક ગણતરીના લોકો સિવાય (કે જેઓ સંપૂર્ણ મો'મિન છે) તેઓએ આ હુકમ ઉપર અમલ ન કર્યો હોત (એનાથી સાબિત થાય છે કે આજ્ઞાપાલન કરવાની ખાસિયત ઘણા ઓછા લોકો પાસે છે) અને જો આ (મુનાફિક) લોકો; જે કંઈ તેમને (રસૂલ ﷺની દિલો જાનથી આજ્ઞાનું પાલન કરવાની) નસીહત કરવામાં આવે છે, તેના ઉપર અમલ કર્યો હોત તો તેમના માટે (દુનિયામાં સવાબના હકદાર બનવાના કારણે) સારું હતું અને (વળી, દીન ઉપર સંપૂર્ણ અમલ કરવાના કારણે તેમની માનસિક હાલત અને માન્યતાઓના યકીનમાં ચોક્કસ પ્રગતિ થઈ હોત) અને એવી હાલતમાં (જ્યારે કે અમલોથી ભલાઈ અને દીનની પૂર્ણતા પ્રાપ્ત થઈ ગઈ હોત તો આખિરતમાં) અમે તેમને ખાસ પોતાની પાસેથી ભવ્ય બદલો અર્પણ

કર્યો હોત અને અમે તેમને (જન્નતનો) સીધો રસ્તો બતાવી આપ્યો હોત (કે તે લોકો રોક-ટોક વિના જન્નતમાં પ્રવેશ પામ્યા હોત, જે ઉત્તમ બદલા માટેનું શ્રેષ્ઠ સ્થળ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) :

જે ઘટનાના અનુસંધાને આ આયત અને તેના અગાઉની આયત નાઝિલ થઈ તેમાં બશર મુનાફિકની ઘટના પૂર્વભૂમિકા સ્વરૂપે હતી, જેણે પોતાના કજિયાનો ફેંસલો પ્રથમ કઅ્બ બિન અશરફ યહૂદી પાસે લઈ જવાની યોજના બનાવી હતી, પછી મજબૂર થઈને રસૂલે કરીમ ﷺ પાસે ગયો અને રસૂલે કરીમ ﷺનો ફેંસલો કારણ કે, તેના વિરૂદ્ધ હતો, એટલે તેના ઉપર તે રાજી ન થયો અને ફરીવાર ફેંસલો કરાવવા માટે હઝરત ઉમર (રદિ.) પાસે પહોંચ્યો. આ ઘટના મદીનામાં મશ્હૂર થઈ, તો યહૂદીઓએ મુસલમાનોને આત્મસન્માન યાદ અપાવ્યું કે, તમે કેવા લોકો છો કે જે રસૂલને માનો છો, જેની આજ્ઞાનું પાલન કરો છો, જેમની તાબે'દારી કરવાના દા'વેદાર છો, પરંતુ તેમના ફેંસલાનો સ્વીકાર નથી કરતા, જુઓ ! યહૂદીઓને કે જેમના ગુનાહની તવબહ અનુસંધાને એ હુકમ મળ્યો હતો કે, તમે એકબીજાને કતલ કરો, અમે તો તે સખત હુકમ ઉપર પણ અમલ કર્યો, એટલે સુધી કે અમારા સિત્તેર હજાર માણસો માર્યા ગયા, જો તમને કોઈ એવો હુકમ આપવામાં આવ્યો હોત, તો તમે શું કર્યું હોત ? તેના ઉપર આ આયત નાઝિલ થઈ, وَلَوْ اَنَّا كَتَبْنَا عَلَيْهِمْ એટલે કે, આ મુનાફિકો અથવા સામાન્ય લોકો જેમાં કાફિરો અને મો'મિનો બધા જ સામેલ છે તેમની એ જ હાલત છે કે, "જો તેમને બની ઈસ્રાઈલની જેમ કોઈ કઠોર હુકમ પરસ્પર એકબીજાને કતલ કરવાનો અથવા દેશનિકાલનો આપવામાં આવે તો તેમાંથી ઘણા ઓછા લોકોએ આ હુકમની તાબે'દારી કરી હોત."

તેમાં તે લોકોને સખત ચેતવણી આપવામાં આવી છે, જેઓ પોતાના કજિયા અને વિવાદનો ફેંસલો રસૂલે કરીમ ﷺ અથવા રસૂલ ﷺની શરીઅતને છોડીને કોઈ અન્યની પાસે લઈ જાય છે અને આ ચેતવણીમાં યહૂદીઓના મહેણા અને કટાક્ષનો જવાબ પણ છે કે, આ હાલત મુનાફિકોની છે, પાકા મુસલમાનો

આવું કદાપિ કરશે નહીં અને તે ઘટના એ બાબતની સાબિતી સ્વરૂપે રજૂ કરી શકાય છે કે, જ્યારે આ આયત નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.)માંથી એક વ્યક્તિએ કહ્યું કે, "અલ્લાહે અમને આ કસોટીમાં નથી નાંખ્યા." સહાબી (રદિ.)ના આ વાક્યો રસૂલે કરીમ ﷺ પાસે પહોંચ્યા, તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "મારી ઉમ્મતમાં એવા લોકો પણ છે જેમના દિલોમાં ઈમાન મજબૂત પહાડોથી વધારે અડગ છે." ઈબ્ને વહબનું વર્ણન છે કે, "આ વાક્યો હઝરત સિદ્દીક (રદિ.)ના છે."

એક રિવાયતમાં છે કે, "હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ આ આયત સાંભળીને કહ્યું કે, જો આ હુકમ નાઝિલ થયો હોત તો અલ્લાહની કસમ ! સૌથી પહેલાં હું પોતાની જાતને અને મારા કુટુંબીજનોને તેના ઉપર કુર્બાન કરી આપત."

અમુક રિવાયતોમાં છે કે, "આ આયતના નાઝિલ થવા પર રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જો આ પરસ્પર એકબીજાને કતલ કરવાનો અથવા વતન છોડવાનો હુકમ અલ્લાહ તરફથી આવી ગયો હોત તો ઉમ્મે અબ્દ એટલે કે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદે જરૂર તેના ઉપર અમલ કર્યો હોત." અને રહી વાત બીજા હુકમની, એટલે કે વતન છોડવાની તો સહાબએ કિરામ (રદિ.)એ તેના ઉપર તો અમલ કરીને બતાવી દીધું કે, પોતાના વતન મક્કા અને પોતાની સમગ્ર માલ-મિલકત, વેપાર-ધંધો છોડીને મદીના તય્યિબહની હિજરત અપનાવી.

છેલ્લી આયતમાં ફરમાવ્યું, "જો કે, ઘણું મુશ્કેલ છે પરંતુ જો તેઓએ અમારી આજ્ઞા પ્રમાણે તેનો સ્વીકાર કર્યો હોત તો અંતે પરિણામે એ જ તેમના માટે ઉત્તમ હોત અને આ અમલ તેમના ઈમાનને મજબૂત અને મક્કમ બનાવી આપત અને અમે તેના બદલામાં તેમને મહાન બદલો અર્પણ કર્યો હોત અને તેમને સીધા માર્ગે ચલાવ્યા હોત."

ત્યારપછી અંતિમ આયતમાં અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺની આજ્ઞાનું પાલન કરનારાઓના મહાન દરજ્જાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, જેમાં તેમને ખુશખબરી આપવામાં આવી છે કે, આ લોકો જન્નતમાં અંબિયા,

સિદ્દીકીન, શુહદા (અલ્લાહના રસ્તામાં શહીદ થનારા) અને નેક લોકો સાથે હશે.

આ આયત નાઝિલ થવાની એક ખાસ ઘટના છે તથા અંબિયા, સિદ્દીકીન, શુહદા અને સાલિહીન, આ ચારે દરજ્જાઓની વિગતનું વર્ણન કે જે આ આયતમાં આવ્યું છે, તેની સ્પષ્ટતા અને જન્નતમાં તેમની સાથે હોવાની તફસીર ઈન્શાઅલ્લાહ આગળ આવશે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૬૯-૭૦)

وَمَنْ يُّطِعِ اللّٰهَ وَالرَّسُوْلَ فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ

وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ ۚ وَحَسُنَ اُولٰٓئِكَ رَفِيْقًا ﴿٦٩﴾ ذٰلِكَ الْفَضْلُ

مِنَ اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ عَلِيْمًا ﴿٧٠﴾ ع

### તરજુમો :

*અને જે કોઈ અલ્લાહનો હુકમ માને અને તેના રસૂલનો, બસ તેઓ તેમની સાથે છે જેમના ઉપર અલ્લાહે ઈનામ કર્યું કે તે નબીઓ અને સિદ્દીકીન, અને શહીદો, અને સાલિહીન (નેક લોકો) છે, અને તેમની મિત્રતા સારી છે. (૬૯) આ અલ્લાહ તરફથી કૃપા (ફઝ્લ) છે અને અલ્લાહ પૂરતો છે; સર્વજ્ઞ. (૭૦)*

### તફસીર :

અને જે વ્યક્તિ (જરૂરી હુકમોમાં પણ) અલ્લાહ અને રસૂલે કરીમ (ﷺ)નું કહેવું માની લે છે (ભલે આજ્ઞાપાલનમાં શ્રેષ્ઠ દરજ્જો પ્રાપ્ત ન કરી શકે) તો આવા લોકો પણ (જન્નતમાં) તે લોકોની સાથે હશે, જેમના ઉપર અલ્લાહ તઆલાએ (સંપૂર્ણ) ઈનામ (દીન અને તેના સ્વીકારનું) કર્યું છે, એટલે કે અંબિયા (અલૈ.), અને સિદ્દીકીન (જે લોકો અંબિયા અલૈ.ની ઉમ્મતમાં તેમના પછી સૌથી ઉચ્ચ કક્ષાનું સ્થાન ધરાવે છે, જેમના ગુણો અને અંતર પણ શુદ્ધ અને પવિત્ર હોય છે, જેમને ઈસ્લામિક પરિભાષામાં "અવલિયા" કહેવામાં આવે છે), અને શહીદો (જેમણે દીનની મહોબ્બતમાં પોતાનો જીવ સુદ્ધાં ન્યોછાવર કર્યો),

અને સાલિહીન (જેઓ શરીઅતના પૂરેપૂરા તાબે'દાર હોય છે અને વાજિબો તથા સુન્નતોની અદાયગીના પાબંદ હોવાથી જેમને નેક અને દીનદાર કહેવામાં આવે છે) અને આ લોકો (જેમના મિત્રો હોય તેઓ) ઘણા જ સારા મિત્રો છે (અને આજ્ઞાપાલકની તેમની સાથે દોસ્તી મજબૂત છે, બસ તેનું પરિણામ એ હશે કે અલ્લાહના આજ્ઞાપાલનના બદલામાં તેને આવા મિત્રો મળ્યા). આ (કૃપા અને મોટું ઈનામ આ લોકોને ફક્ત) અલ્લાહની કૃપાથી તેના તરફથી મળ્યું છે (એટલે કે તેમના અમલોનો બદલો નથી, કારણ કે, તેનો તકાદો તો એ હતો કે જે દરજ્જા પ્રમાણે અમલ કરવો જોઈએ, તેમાં ચોક્કસ ઉણપ રહી જ જતી હોય છે, એટલા માટે આ તો અલ્લાહ તઆલાનું ઈનામ જ છે) અને અલ્લાહ તઆલા પૂરતો છે, સઘળુ જાણવા માટે. (એટલે કે દરેક અમલ અને તેના તકાદાને અને તે તકાદા પ્રમાણે ઈનામના પ્રમાણને ખૂબ સારી રીતે જાણે છે. કારણ કે, આ ઈનામમાં પણ તફાવત હશે, કોઈને વધારે મળશે તો કોઈને ઓછું મળશે. વલ્લાહુ અઅ્લમુ !)

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરોક્ત વર્ણનમાં અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના આજ્ઞાપાલન ઉપર ખાસ સંબોધન કરવામાં આવ્યું છે, જેમાં નેક અમલોના બદલામાં ભવ્ય બદલાનો વાયદો હતો. હવે આ આયતોમાં એક મજબૂત નિયમ સ્વરૂપે અલ્લાહની તાબે'દારી કરવા ઉપર જાહેર વાયદાનું વર્ણન છે.

## મસ્અલા અને બોધપાઠ :

### જન્નતના દરજ્જાઓ અમલો ઉપર આધારિત હશે :

જે લોકો તે બધી જ બાબતો ઉપર અમલ કરે છે, જેને કરવાનો હુકમ અલ્લાહ તઆલાએ અને તેના રસૂલે કરીમ ﷺએ આપ્યો છે અને તે બધી બાબતોથી બચેલો રહે, જેના કરવાથી અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺએ મનાઈ કરી છે.... તો અમલના આધારે તેના વિવિધ દરજ્જાઓ હશે, પ્રથમ દરજ્જો તે હશે કે, અલ્લાહ તઆલા તેમને અંબિયા (અલૈ.) સાથે જન્નતમાં ઉચ્ચ સ્થાને અર્પણ કરશે અને બીજો દરજ્જો તે નેક લોકોને તેમની સાથે સ્થાન અર્પણ કરશે જેઓ અંબિયા (અલૈ.) પછી ઉમ્મતમાં સૌથી શ્રેષ્ઠ છે, જેમને સિદ્દીકીન કહેવામાં આવે છે. એટલે કે તેઓ સહાબા (રદિ.) છે, જેમણે કોઈપણ

પ્રકારના ખચકાટ અને વિરોધ વગર પ્રથમથી જ ઈમાન સ્વીકારી લીધું, જેમકે હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.). પછી ત્રીજા દરજ્જાના લોકો શહીદો સાથે હશે, શહીદો તે લોકો છે જેમણે અલ્લાહના માર્ગમાં પોતાના જાન અને માલને કુરબાન કરી દીધો, પછી ચોથા દરજ્જામાં સાલિહીન હશે અને સાલિહીન તે લોકો છે, જેમણે પોતાના જાહેર, શારીરિક અને આધ્યાત્મિક જીવનને નેક અમલોનું પાબંદ બનાવ્યું.

ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺની સંપૂર્ણ તાબે'દારી કરનારાઓ તે લોકો સાથે હશે, જેઓ અલ્લાહ તઆલા નજીક સૌથી વધારે પ્રિય અને સ્વીકાર્ય છે. જેમના ચાર દરજ્જાઓ બતાવવામાં આવ્યા, અંબિયા (અલૈ.), સિદ્દીકીન, શુહદા અને સાલિહીન.

**આયતનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) :**

આ આયત એક ખાસ ઘટનાની બીના ઉપર નાઝિલ થઈ હતી, જેને તફસીરના ઈમામ હાફિઝ ઈબ્ને કષીરે અનેક સનદો સાથે નકલ કરી છે.

ઘટના એમ છે કે, હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે, "એક દિવસે એક સહાબી રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા અને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! મારા દિલમાં તમારી મહોબ્બત મારા જીવ કરતાં વધારે છે, પોતાની પત્ની કરતાં પણ વધારે, પોતાની ઔલાદ કરતાં પણ વધારે, અમુક સમયે હું મારા ઘરમાં બેચેન થઈ જાઉં છું, એટલે સુધી કે તમારી સેવામાં હાજર થઈને તમારી ઝિયારત (દર્શન) કરી લઉં છું ત્યારે જ મને શાંતિ થાય છે. હવે, મને ચિંતા છે કે, જ્યારે તમે આ દુનિયાથી સિધાવી જશો અને મને પણ મૌત આવી જશે, તો હું જાણુ છું કે, તમે અંબિયા (અલૈ.) સાથે ઉચ્ચ કક્ષાના દરજ્જાઓમાં હશો અને મને પ્રથમ તો એ જ ખબર નથી કે, હું જન્નતમાં હોઈશ કે નહીં ? જો પહોંચી પણ ગયો તો મારો દરજ્જો આપનાથી નીચો જ હશે, હું ત્યાં તમારી ઝિયારત નહીં કરી શકું, તો હું કેવી રીતે ધૈર્ય રાખીશ ?

રસૂલે કરીમ ﷺએ તેની વાત સાંભળીને કંઈ જવાબ ન આપ્યો, એટલે સુધી કે, પ્રસ્તુત આયત નાઝિલ થઈ, وَمَنْ يُّطِعِ اللّٰهَ وَالرَّسُوْلَ فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ તે સમયે રસૂલે

કરીમ ﷺએ આ ખુશખબરી સંભળાવી કે, આજ્ઞાપાલક લોકોને જન્નતમાં અંબિયા (અલૈ.), સિદ્દીકો, શહીદો અને સાલિહીન (નેક લોકો)ની મુલાકાતનો મોકો મળતો રહેશે, એટલે કે જન્નતના દરજ્જાઓમાં શ્રેષ્ઠ અને ઉચ્ચ તથા તેનાથી ઊતરતી કક્ષાના દરજ્જાઓ હોવા છતાં પરસ્પર મુલાકાત અને ભેગા થવાની તક મળતી રહેશે.''

**જન્નતમાં મુલાકાતના અમુક સ્વરૂપો :**

જેમાંથી એક સ્વરૂપ એ પણ હશે કે, પોત-પોતાના સ્થળે એકબીજાઓને જોશે, જેમકે મુઅત્તા ઈમામ માલિક (રહ.)માં અબૂ સઈદ ખુદરી (રદિ.)થી નકલ થયું છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જન્નતવાળા પોતાના ઝરૂખાઓમાંથી પોતાનાથી ઉપરના દરજ્જાવાળાઓને જોશે, જેમકે તમે દુનિયામાં તારાઓને જુઓ છો.''

એક સ્વરૂપ એવું પણ હશે કે, વિવિધ દરજ્જાઓમાં જન્નતીઓ પરસ્પર મુલાકાત માટે આવ્યા કરશે, જેમકે ઈબ્ને જરીર (રહ.)એ રબીઅ્ની રિવાયતથી નકલ કર્યું છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ આ આયતની તફસીરમાં એ ઈરશાદ ફરમાવ્યું કે, ઊંચી કક્ષાવાળા (દરજ્જાવાળા) નીચી કક્ષાવાળા તરફ ઊતરીને આવ્યા કરશે અને તેમની સાથે મુલાકાત અને મજલિસો થતી રહેશે.''

એ પણ શક્ય છે કે, નીચી કક્ષાવાળાઓને મુલાકાત માટે ઉચ્ચ કક્ષામાં જવાની પરવાનગી હશે, આ આયતના આધારે રસૂલે કરીમ ﷺએ ઘણા લોકોને જન્નતમાં પોતાની સાથે રહેવાની ખુશખબરી આપી.

સહીહ મુસ્લિમમાં છે કે, હઝરત કઅ્બ બિન અસ્લમી (રદિ.) રસૂલે કરીમ ﷺ સાથે રાત્રી પસાર કરતા હતા. એક રાત્રે તહજ્જુદના સમયે કઅ્બ અસ્લમી (રદિ.)એ રસૂલે કરીમ ﷺ માટે વુઝૂનું પાણી અને દાંતણ વગેરે જરૂરી વસ્તુઓ લાવીને મૂકી, તો રસૂલે કરીમ ﷺએ ખુશ થઈને કહ્યું, ''માંગો, શું માંગો છો?'' કઅ્બ અસ્લમી (રદિ.)એ વિનંતી કરી કે, ''હું જન્નતમાં તમારો સાથ-સંગાથ ઈચ્છું છું.'' રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, ''બીજું કંઈ ?'' તો તેમણે વિનંતી કરી, ''બીજું કંઈ જ નહીં !'' ત્યાર પછી રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, ''જો તમે મારી સાથે જન્નતમાં રહેવા ઈચ્છતા હોય તો

اَعِنِّیۡ عَلٰی نَفۡسِکَ بِکَثۡرَۃِ السُّجُوۡدِ એટલે કે, તમારો હેતુ પ્રાપ્ત થઈ જશે, પરંતુ તેમાં તમે પણ મારી મદદ એ પ્રમાણે કરો કે, વધારે પ્રમાણમાં સિજ્દહ કર્યા કરો, એટલે કે નફલો વધારે પ્રમાણમાં અદા કરો.''

મુસ્નદે અહમદમાં છે કે, રસૂલુલ્લાહ ﷺ પાસે એક વ્યક્તિ આવ્યો અને વિનંતી કરી, ''યા રસૂલુલ્લાહ ﷺ ! હું એ વાતની ગવાહી આપી ચૂક્યો છું કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી અને તમે સાચા રસૂલ છો અને હું પાંચ સમયની નમાઝનો પણ પાબંદ છું અને ઝકાત પણ અદા કરું છું અને રમઝાનના રોઝા પણ રાખું છું.'' આ સાંભળીને રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, ''જે વ્યક્તિ આવી હાલતમાં મૃત્યુ પામે તે અંબિયા (અલૈ.), સિદ્દીકીન અને શુહદાની સાથે હશે. શરત માત્ર એટલી છે કે, પોતાના માં-બાપની નાફરમાની ન કરે.''

એ જ પ્રમાણે તિરમિઝીની એક હદીષમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

اَلتَّاجِرُ الصَّدُوۡقُ الۡاَمِیۡنُ مَعَ النَّبِیّٖنَ وَالصِّدِّ یۡقِیۡنَ وَ الشُّھَدَآءِ،

*''તે વેપારી જે સાચો અને પ્રામાણિક હોય, તે અંબિયા (અલૈ.) અને સિદ્દીકીન અને શુહદાની સાથે હશે.''*

**નિકટ હોવાની શરત મહોબ્બત છે :**

રસૂલે કરીમ ﷺની મહોબ્બત અને મિત્રતા (તથા સંગાથ) રસૂલે કરીમ ﷺ સાથે મહોબ્બત કરવાથી પ્રાપ્ત થશે. એટલા માટે સહીહ બુખારીમાં "મુતવાતિર" (અનેક) સહાબએ કિરામ (રદિ.)થી નકલ થયું છે કે, ''રસૂલુલ્લાહ ﷺને પૂછવામાં આવ્યું કે, તે વ્યક્તિની શું કક્ષા હશે જે કોઈ જમાઅતથી મહોબ્બત અને સંબંધ રાખે છે પરંતુ અમલમાં તેમની કક્ષાએ નથી પહોંચ્યો ?'' રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَلۡمَرۡءُ مَعَ مَنۡ اَحَبَّ એટલે કે, ''મહશરમાં દરેક વ્યક્તિ તેની સાથે હશે જેનાથી તેને મહોબ્બત હશે.''

હઝરત અનસ (રદિ.) ફરમાવે છે, ''સહાબએ કિરામ (રદિ.)ને દુનિયામાં કોઈ વસ્તુની એટલી ખુશી નથી થઈ જેટલી કે આ હદીષથી ! કારણ કે,

આ હદીષમાં તેમને એવી ખુશખબરી આપવામાં આવી છે કે, રસૂલે કરીમ ﷺ સાથે મહોબ્બત કરનાર મહશરમાં અને જન્નતમાં પણ આપ ﷺની સાથે હશે.''

**રસૂલુલ્લાહ ﷺનો સથવારો કોઈ રંગ અથવા નસ્લ પર અવલંબિત નથી :**

તબરાનીએ મુઅ્જમે કબીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની આ રિવાયત નકલ કરી છે કે, ''એક હબશી વ્યક્તિ રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો, અને વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! તમે ખૂબસૂરતીમાં અને ખૂબસૂરત રંગમાં પણ શ્રેષ્ઠ છો અને નુબુવ્વત અને રિસાલતમાં પણ ! હવે જો હું પણ એ વસ્તુ ઉપર ઈમાન લઈ આવું, જેના ઉપર તમે ઈમાન રાખો છો, અને તે જ અમલ કરું જે તમે કરો છો, તો શું હું પણ જન્નતમાં તમારી સાથે હોઈ શકું છું ?

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હા ! જરૂર, (તમે પોતાના હબશી હોવાના સ્વરૂપે પણ) કસમ છે તે પરવરદિગારની ! જેના કબજામાં મારો પ્રાણ છે, જન્નતમાં કાળા રંગના હબશી સફેદ અને ખૂબસૂરત થઈ જશે અને એક હજાર વર્ષના અંતરેથી ચમકતા દેખાશે અને જે વ્યક્તિ لَآ اِلٰـــهَ اِلَّا الـلّٰــهُ (લા ઈલાહ ઈલ્લલ્લાહ)ની માન્યતા ધરાવતો થયો તેની સફળતા અને છુટકારો અલ્લાહ તઆલાની જવાબદારી થઈ જાય છે અને જે વ્યક્તિ سُبْــحَـــانَ الـلّٰـهِ وَبِـحَـمْـدِهٖ (સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી) પઢે છે, તેના નામ-એ-આ'માલમાં એક લાખ ચોવીસ હજાર નેકીઓ લખવામાં આવે છે.''

આ સાંભળીને મજલિસમાંથી એક વ્યક્તિએ વિનંતી કરી, ''યા રસૂલુલ્લાહ ﷺ ! જ્યારે અલ્લાહ તઆલાના દરબારમાં ભલાઈઓની આટલી સખાવત છે તો અમે કેવી રીતે હલાક થઈ શકીએ છીએ ? અથવા અઝાબમાં કેવી રીતે સપડાઈ શકીએ છીએ ?'' રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, ''(વાત એમ નથી), વાસ્તવિકતા એ છે કે, કયામતમાં અમુક લોકો એટલા અમલ અને નેકીઓ લઈને આવશે કે જો તેને એક પહાડ ઉપર મૂકી દેવામાં આવે તો પહાડ પણ તેનું વજન વેઠી ન શકે, પરંતુ તેના મુકાબલામાં જ્યારે અલ્લાહ તઆલાની નેઅ્મતો આવે છે અને (આ નેકીઓને) તેની સાથે સરખાવવામાં આવે છે, તો વ્યક્તિના અમલ તેના મુકાબલામાં પૂરા થઈ જાય છે, પરંતુ એ કે, અલ્લાહ તઆલા તેને પોતાની રહમતથી નવાઝે છે.''

આ હબશીના સવાલ અને જવાબનું પ્રતિબિંબ જ સૂરએ દહ્રની આ આયતમાં જોઈ શકાય છે. هَلۡ اَتٰى عَلَى الۡاِنۡسَانِ حِيۡنٌ مِّنَ الدَّهۡرِ لَمۡ يَكُنۡ شَيۡـًٔا مَّذۡكُوۡرًا (૭૬ : ૧) હબશીએ આશ્ચર્યથી પ્રશ્ન કર્યો, "યા રસૂલુલ્લાહ ﷺ ! મારી આંખો પણ એ નેઅ્મતોને જોશે જેનો તમારી આંખોએ નજરોનજર જોયું છે ?"

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "હા, જરૂર !" આ સાંભળીને તે હબશી નવમુસ્લિમે રડવાનું શરૂ કર્યું, એટલે સુધી કે રડતાં-રડતાં ત્યાં જ મૃત્યુ પામ્યો અને રસૂલે કરીમ ﷺએ પોતાના હાથોથી તેની કફન-દફનવિધી કરી.

**જન્નતના દરજ્જાઓ (કક્ષાઓ)ની વિગત :**

આયતની તફસીર શા'ને નુઝૂલ સાથે અને સંબંધિત ખુલાસાઓ સાથે વર્ણન થઈ ચૂકી, હવે એક વાત ધ્યાન આપવા યોગ્ય બાકી રહી ગઈ કે, અલ્લાહ તઆલાનું જે લોકો ઉપર ઈનામ છે, તેની ચાર કક્ષાઓ વર્ણન કરવામાં આવી છે. આ કક્ષાઓ કયા આધારે છે ? અને તે ચાર કક્ષાઓનો પરસ્પરનો સંબંધ અને તફાવત શું છે ? અને શું આ ચાર કક્ષાઓ કોઈ એક વ્યક્તિમાં પણ ભેગી થઈ શકે છે કે નહીં ?

મુફસ્સિર લોકોએ આ વિશે વિવિધ નિવેદનો અને લંબાણપૂર્વકના ખુલાસાઓ લખ્યા છે, અમુકે ફરમાવ્યું કે "આ ચારે દરજ્જાઓ (કક્ષાઓ) એક વ્યક્તિમાં પણ ભેગા થઈ શકે છે" અને આ ખાસિયતો ક્રમબદ્ધ છે. કારણ કે, કુર્આને કરીમમાં જેને નબી કહેવામાં આવ્યા છે, તેના માટે સિદ્દીક વગેરેના ઉપનામો પણ આપવામાં આવ્યા છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) વિશે ઈરશાદ છે اِنَّهٗ كَانَ صِدِّيۡقًا نَّبِيًّا (૧૯ : ૪૧) અને હઝરત યહ્યા (અલૈ.) વિશે આવ્યું છે, وَنَبِيًّا مِّنَ الصّٰلِحِيۡنَ (૩ : ૩૯) એ જ પ્રમાણે હઝરત ઈસા (અલૈ.) વિશે આવ્યું છે, وَكَهۡلًا وَّمِنَ الصّٰلِحِيۡنَ (૩ : ૪૬)

તેનો ખુલાસો એ છે કે, જો કે, અર્થ અને વ્યાખ્યાની દષ્ટિએ આ ચારે ખાસિયતો અને દરજ્જાઓ (કક્ષાઓ) ભિન્ન-ભિન્ન છે, પરંતુ આ ચારે ખાસિયતો એક વ્યક્તિમાં સંયુક્ત રીતે ભેગી હોઈ શકે છે, તેનો દાખલો એવો છે જેમકે, મુફસ્સિર (વિવરણકાર), મુહદ્દીસ (હદીષવેત્તા), ફકીહ (ઈસ્લામિક

કાયદાશાસ્ત્રી), મુઅર્રિખ (ઈતિહાસકાર) અને મુતકલ્લિમ (વક્તા). આમ, વિવિધ ખાસિયતો ઉલમામાં પણ છે, પરંતુ અમુક ઉલમા એવા પણ હોઈ શકે છે જેઓ મુફસ્સિર પણ હોય, મુહદ્દીસ પણ હોય, ફકીહ પણ હોય, મુઅર્રિખ પણ હોય અને મુતકલ્લિમ પણ હોય અથવા તો જે પ્રમાણે ડૉક્ટર, એન્જિનિયર, પાયલૉટ વગેરે વિવિધ ખાસિયતો કોઈ એક વ્યક્તિમાં ભેગી હોઈ શકે છે.

અલબત્ત, પ્રચલિત કાયદા પ્રમાણે જે વ્યક્તિ ઉપર જે ખાસિયત અને ગુણનો પ્રભાવ વધારે હોય છે તેના જ નામથી તે પ્રખ્યાત થઈ જાય છે. કક્ષાઓ ઉપર પુસ્તકો લખનારા તેમની તે જ કક્ષામાં ગણતરી કરે છે, એ જ કારણે બધા જ મુફસ્સિરોએ લખ્યું છે કે, સિદ્દીકીનનો અર્થ સહાબા (રદિ.) અને શુહદાનો અર્થ ઉહદના શહીદો તથા સાલિહીનનો અર્થ સામાન્ય નેક મુસલમાનો છે.

ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ ચાર દરજ્જાઓ ભિન્ન–ભિન્ન પ્રકારના દરજ્જાઓ ઠરાવ્યા છે. તફસીરે બહરે મુહીત, રૂહુલ મઆની અને મઝહરીમાં પણ આ જ પ્રસ્તુત છે, એટલે એ કે, આ આયતમાં અલ્લાહ તઆલાએ મો'મિનોને ચાર પ્રકારોમાં વહેંચણી કરીને દરેકના માટે ઉચ્ચ અને ઉતરતી કક્ષાઓ નક્કી કરી છે અને સામાન્ય મુસલમાનોને તેની પ્રેરણા આપી છે કે, તેઓ તેમાં કોઈપણ દરજ્જાથી પાછળ ન રહે. જ્ઞાન અને અમલ, સંઘર્ષ અને અલ્લાહના રસ્તામાં મહેનત દ્વારા આ ચાર દરજ્જાઓ સુધી પહોંચવાનો પ્રયત્ન કરે, તેમાં નુબુવ્વત એક એવી કક્ષા છે, જે મહેનતથી પણ કોઈ પ્રાપ્ત નથી કરી શકતું પરંતુ અંબિયા (અલૈ.)ની નિકટતા અવશ્ય પ્રાપ્ત થઈ શકે છે. ઈમામ રાગિબ (રહ.)એ ફરમાવ્યું કે, "આ દરજ્જાઓમાં સૌ પ્રથમ દરજ્જો અંબિયા (અલૈ.)નો છે, જેમને અલ્લાહ તઆલાની શક્તિની સહાય પ્રાપ્ત થાય છે અને તેમનું ઉદાહરણ એવું છે, જેમકે કોઈ વ્યક્તિ કોઈ વસ્તુને ખૂબ નજીકથી જોઈ રહ્યો હોય, એટલા માટે અલ્લાહે ઈરશાદ ફરમાવ્યો, اَفَتُمٰرُوْنَهٗ عَلٰى مَايَرٰى" (૫૩:૧૨)

## સિદ્દીકીન લોકોનો પારિભાષિક અર્થ :

બીજો દરજ્જો સિદ્દીકીન લોકોનો છે અને તે લોકો મઅ્રિફત (અલ્લાહ તઆલાના પરિચય)માં અંબિયા (અલૈ.)થી ઘણા નિકટ છે અને તેમનું ઉદાહરણ એવું છે, જેમકે કોઈ વ્યક્તિ કોઈ દૂરની વસ્તુને જોઈ રહ્યો છે. હઝરત અલી

કર્રમલ્લાહુ વજૂહહુને કોઈએ પૂછ્યું કે, "શું તમે અલ્લાહ તઆલાને જોયા છે ?" તેમણે ફરમાવ્યું, "હું કોઈ એવી વસ્તુની ઈબાદત નથી કરી શકતો જેને ન જોયો હોય !" પછી ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલાને લોકોની આંખો નથી જોઈ શકતી, પરંતુ તેમના દિલોમાંના ઈમાનની સચ્ચાઈ દ્વારા તેને જોઈ શકાય છે," આ જોવાથી હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહુના કહેવાનો અર્થ એ પ્રકારનું દર્શન છે કે, જેને મઅ્રિફત (અલ્લાહના પરિચય)ના જ્ઞાન વડે જોઈ શકાય છે.

**શહીદનો પારિભાષિક અર્થ :**

ત્રીજો દરજ્જો શહીદોનો છે. આ તે લોકો છે, જેઓ મકસદને દલીલો દ્વારા સર્વસ્વ કુરબાન કરીને પ્રાપ્ત કરે છે, તેમનું ઉદાહરણ એવું છે જેમકે કોઈ વ્યક્તિ કોઈ વસ્તુને અરીસામાં નજીકથી જોઈ રહ્યો છે. જેમકે હઝરત હારિષા (રદિ.) ફરમાવે છે કે, "મને એવી અનુભૂતિ થાય છે કે, હું મારા રબ્બે કરીમના અર્શને જોઈ રહ્યો છું."

આ હદીષ اَنْ تَعْبُدَ اللّٰهَ كَاَنَّكَ تَرَاهُ માં પણ આવા જ પ્રકારના દર્શનનો વિષય હોઈ શકે છે.

**સાલિહીન (નેક લોકો)નો પારિભાષિક અર્થ :**

ચોથો દરજ્જો નેક લોકોનો છે, આ તે લોકો છે જેઓ ધ્યેયને અનુસરણ અને આજ્ઞાપાલન કરીને ઓળખે છે. તેમનું ઉદાહરણ એવું છે જેમકે કોઈ વસ્તુને અરીસામાં દૂરથી જોવામાં આવે, હદીષમાં છે કે, فَاِنْ لَّمْ تَكُنْ تَرَاهُ فَاِنَّهٗ يَرَاكَ તેમાં પણ આ જ પ્રકારના દર્શનનો આ જ દરજ્જો ભાવાર્થ તરીકે હોઈ શકે છે. ઈમામ રાગિબ અસ્ફહાનીએ આ સંશોધનનો ખુલાસો બતાવ્યો છે કે, "આ દરજ્જો "મઅ્રિફતે રબ" (અલ્લાહનો પરિચય) છે" અને મઅ્રિફતના વિવિધ દરજ્જાઓની બીના પર તેની અનેક પેટા કક્ષાઓ છે. અર્થાત્, આયતનો વિષય સ્પષ્ટ છે કે, તેમાં મુસલમાનોને એ ખુશખબરી આપવામાં આવી છે કે અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺનું સંપૂર્ણ આજ્ઞાપાલન કરનારા ઉચ્ચ કક્ષાના દરજ્જાઓમાં રહેનારાઓ સાથે હશે. અલ્લાહ તઆલા આવી મહોબ્બત આપણ સૌને નસીબ કરે. આમીન.

————————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૭૧-૭૨-૭૩-૭૪)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ خُذُوا۟ حِذْرَكُمْ فَٱنفِرُوا۟ ثُبَاتٍ أَوِ ٱنفِرُوا۟ جَمِيعًا ﴿٧١﴾ وَإِنَّ مِنكُمْ لَمَن لَّيُبَطِّئَنَّ فَإِنْ أَصَٰبَتْكُم مُّصِيبَةٌ قَالَ قَدْ أَنْعَمَ ٱللَّهُ عَلَىَّ إِذْ لَمْ أَكُن مَّعَهُمْ شَهِيدًا ﴿٧٢﴾ وَلَئِنْ أَصَٰبَكُمْ فَضْلٌ مِّنَ ٱللَّهِ لَيَقُولَنَّ كَأَن لَّمْ تَكُنۢ بَيْنَكُمْ وَبَيْنَهُۥ مَوَدَّةٌ يَٰلَيْتَنِى كُنتُ مَعَهُمْ فَأَفُوزَ فَوْزًا عَظِيمًا ﴿٧٣﴾ فَلْيُقَٰتِلْ فِى سَبِيلِ ٱللَّهِ ٱلَّذِينَ يَشْرُونَ ٱلْحَيَوٰةَ ٱلدُّنْيَا بِٱلْءَاخِرَةِ ۚ وَمَن يُقَٰتِلْ فِى سَبِيلِ ٱللَّهِ فَيُقْتَلْ أَوْ يَغْلِبْ فَسَوْفَ نُؤْتِيهِ أَجْرًا عَظِيمًا ﴿٧٤﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! પોતાના (સ્વબચાવના) હથિયારો લઈ લો (શસ્ત્રસજ્જ થઈ જાઓ), પછી અલગ-અલગ (લશ્કરી) ટૂકડી બની અથવા બધા એકસાથે નીકળો (કૂચ કરો). (૭૧) અને બેશક ! તમારામાં અમુક એવો છે કે અલબત્ત મોડું કરશે, પછી જો તમને કોઈ મુસીબત પહોંચે તો કહે કે અલ્લાહે મારા ઉપર કૃપા કરી કે હું તેમની સાથે ન થયો. (૭૨) અને જો તમને અલ્લાહ તરફથી ફઝ્લ (વિજય-ગનીમત) પહોંચે તો એવી રીતે કહેવા લાગશે કે જાણે તમારા અને તેના દરમિયાન કોઈ સ્નેહ સંબંધ ન હતો 'હાય અફસોસ ! હું તેમની સાથે હોત તો મોટો ફાયદો મેળવ્યો હોત.' (૭૩) બસ, તે લોકોએ અલ્લાહના રસ્તામાં લડવું જોઈએ જેઓ દુનિયાની જિંદગી આખિરતના બદલામાં વેચે છે; અને જે અલ્લાહના રસ્તામાં લડે પછી માર્યો જાય અથવા વિજયી થાય તો (બંને સ્થિતિમાં) અમે તેને મહાન સવાબ (બદલો) આપીશું. (૭૪)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (કાફિરોના મુકાબલામાં) પોતાના સ્વબચાવમાં સાવધ રહો (એટલે કે તેમના ષડયંત્રોથી સાવધ અને હોશિયાર રહો અને તેમના મુકાબલા માટે યુદ્ધનો સામાન, હથિયારો દાખલા તરીકે તલવાર, ઢાલ તૈયાર

રાખો) પછી (તેમના મુકાબલા માટે) અલગ-અલગ ટૂકડીઓમાં અથવા તો સામૂહિક રીતે (જે પ્રમાણે પરિસ્થિતિ હોય) કૂચ કરો અને તમારા સમૂહમાં (જેમાં અમુક મુનાફિકો પણ સામેલ થઈ રહ્યા છે) અમુક-અમુક વ્યક્તિઓ એવા છે (એટલે કે, એવા મુનાફિકો પણ છે) જેઓ હટી જાય છે (એટલે કે, જિહાદમાં ભાગ લેતા નથી) પછી જ્યારે તમને કોઈ મુસીબત પહોંચે, (જેમકે પરાજય વગેરે) તો (પોતાના જિહાદમાં ભાગ ન લેવા બાબતે ખુશ થઈને) કહે છે, બેશક ! અલ્લાહ તઆલાએ મોટી મહેરબાની કરી કે હું તે લોકો સાથે (લડાઈમાં) હાજર ન હતો. (નહીં તો મારા ઉપર પણ મુસીબત આવી હોત) અને જો તમારા ઉપર અલ્લાહની કૃપા થઈ જાય (દાખલા તરીકે, વિજય પ્રાપ્ત કરો અથવા ગનીમતનો માલ પ્રાપ્ત કરો) તો એવી પરિસ્થિતિમાં (સ્વાર્થી બનશે) કે જેમકે તમારામાં અને તેમનામાં કોઈ સંબંધ જ નથી (અને માલ ન મળવા ઉપર અફસોસ કરીને) કહેશે કાશ ! કેટલું સારું થયું હોત જો મેં પણ તે લોકો સાથે (જિહાદમાં) ભાગ લીધો હોત! તો મને પણ મોટી સફળતા પ્રાપ્ત થઈ હોત (કે માલ-દૌલત લાવ્યો હોત અને સ્વાર્થ તથા ખુદગરજી આવી બાબતથી જાહેર થાય છે, જો ખરેખર સંબંધ અને તઅલ્લુક હોત તો મુસલમાનોની આવી સફળતા ઉપર તેણે પણ ખુશ થવું જોઈતું હતું પરંતુ તેના બદલે પોતાને કંઈ મળ્યું નહીં તેનો અફસોસ કરી બેસી જાય છે અને ખુશ થવાના બદલે અફસોસ કરે છે, અલ્લાહ તઆલા આવા વ્યક્તિ માટે કહે છે કે, સફળતા મફતમાં નથી મળતી, જો સફળતાના ઇચ્છુક હોય) તો તે વ્યક્તિ અલ્લાહના રસ્તામાં (એટલે કે, અલ્લાહના કલિમાને બુલંદ કરવાની નિય્યતથી ખાલિસ મો'મિન બની) તે (કાફિર) લોકો સાથે લડે જેઓ આખિરત(ને છોડીને તે)ના બદલામાં દુનિયાની જિંદગીને અપનાવી રહ્યા છે (એટલે કે તે વ્યક્તિને જો મહાન યોદ્ધા બનવાનો શોખ છે તો પોતાના દિલની હાલતને સુધારી લે, હાથ-પગ હલાવે, સંઘર્ષ કરે, તકલીફો વેઠે, તલવાર સામે છાતી કાઢીને ઊભો રહે પછી જુએ કે મહાન યોદ્ધો બને છે કે નહીં ? અને શું આ કોઈ રમત વાત છે ? પછી જે વ્યક્તિ આટલી તકલીફ વેઠીને સાચી સફળતા પ્રાપ્ત કરે છે તો દુનિયાની સફળતા તુચ્છ વસ્તુ છે, ક્યારેક વિજય પ્રાપ્ત થાય અને ન પણ થાય ! પરંતુ આખિરતની સફળતા જે આવા લોકો માટે નક્કી કરવામાં આવી છે, તે એટલી ભવ્ય અને મહાન છે કે, તે દરેક પરિસ્થિતિમાં તેમને મળશે, કારણ કે અલ્લાહનો

કાયદો છે કે,) જે વ્યક્તિ અલ્લાહના રસ્તામાં લડશે પછી ભલે (પરાજિત થઈને) માર્યો જાય અથવા તો વિજયી થઈ જાય (દરેક પરિસ્થિતિમાં) તેને (આખિરતનો) મહાન બદલો આપવામાં આવશે (અને તે મહાન યોદ્ધો કહેવાડવાના લાયક છે).

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺની આજ્ઞાપાલનનું વર્ણન હતું, આગળ આ આયતો દ્વારા ફરમાંબરદાર ઈમાનવાળા દીનદાર લોકોને જિહાદનો હુકમ આપવામાં આવ્યો છે. *(કુર્તુબી)*

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહના રસ્તામાં જિહાદ માટે શસ્ત્રસજ્જ થઈ કૂચ કરવાના લાભો :

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا خُذُوْا حِذْرَكُمْ.... આ આયતના પ્રથમ વિભાગમાં જિહાદ કરવા માટે શસ્ત્રસજ્જ થવાનો હુકમ આપવામાં આવ્યો છે અને બીજા વિભાગમાં જિહાદ માટે પ્રવૃત્ત થવાનો હુકમ છે, તેમાં એક વાત જેને અનેક સ્થળોએ સ્પષ્ટ કરવામાં આવી છે તેની જાણ થાય છે કે, દેખીતા કારણો અપનાવીને અલ્લાહ ઉપર તવક્કુલ (ભરોસો) રાખવો જોઈએ અને આ બાબત અલ્લાહ ઉપરના તવક્કુલના ખિલાફ નથી.

બીજી બાબત એ જાણ થઈ કે, અત્રે શસ્ત્રસજ્જ થવાનો હુકમ આપવામાં આવ્યો છે, પરંતુ વાયદો કરવામાં નથી આવ્યો કે, તેના કારણે તમે ચોક્કસ સુરક્ષિત થઈ જશો. એટલે તેનાથી એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, દરેક પ્રકારના ઉપલબ્ધ શસ્ત્રો, અન્ય સ્ત્રોતો વગેરે અપનાવવા ફક્ત મનની શાંતિ માટે હોય છે, નહિતર અલ્લાહના હુકમ વિના આપમેળે આ શસ્ત્રોમાં પણ કોઈ નફો–નુકસાન પહોંચાડવાની શક્તિ નથી. જેમકે ઈરશાદ છે,

قُلْ لَنْ يُّصِيْبَنَا اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا،

*"હે નબી ! તમે કહી આપો કે અમને કોઈ તકલીફ નહીં પહોંચે પરંતુ તે જ; જે અમારા મુકદ્દરમાં લખાઈ ચૂકી છે."* *(૯ : ૫૧)*

આ આયતમાં પ્રથમ તો જિહાદની તૈયારીનો હુકમ આપવામાં આવ્યો છે,

ત્યારબાદ તેના માટે નીકળવાની પદ્ધતિ બતાવી છે, જેના માટે બે વાક્યો વર્ણન કરવામાં આવ્યા, એટલે કે فَانْفِرُوْا ثُبَاتٍ اَوِانْفِرُوْا جَمِيْعًا તેમાં ثُبَاتُ "ષુબાત્" એ ثُبَةٌ "ષુબતુન"નું બહુવચન છે, જેનો અર્થ નાની ટૂકડી થાય છે, જેને લશ્કરી ટૂકડી કહેવામાં આવે છે. એટલે કે, જો તમે જિહાદ માટે નીકળો તો એકલા ન નીકળો બલકે, નાની–નાની ટૂકડીઓના સ્વરૂપમાં નીકળો અથવા એક મોટા લશ્કર સ્વરૂપે જાઓ. કારણ કે, એકલા લડવા જવામાં નુકસાન થવાની વધારે શક્યતા રહેલી છે અને દુશ્મન એવી તકનો પૂરેપૂરો લાભ ઉઠાવી લે છે.

આ તા'લીમ તો જિહાદના સમયે મુસલમાનોને આપવામાં આવી છે, પરંતુ સામાન્ય પરિસ્થિતિમાં પણ શરીઅતની એ જ તા'લીમ છે કે, એકલા મુસાફરી ન કરો કારણ કે, એક હદીષમાં એકલા મુસાફરી કરનારને એક શયતાન કહેવામાં આવ્યો છે અને બે મુસાફરોને બે શયતાન કહેવામાં આવ્યા છે અને ત્રણને જમાઅત કહેવામાં આવી છે.

એ જ પ્રમાણે એક અન્ય હદીષમાં ઈરશાદ છે,

خَيْرُا لصَّحَابَةِ اَرْبَعَةٌ وَخَيْرُالسَّرَايَااَرْبَعُ مِائَةٍ وَخَيْرُ الْجُيُوْشِ اَرْبَعَةُ اٰلافٍ،

(رَوَاهُ الطَّبْرَانِىُ بَحَوَالَهٖ مِشْكٰوةٌ)

*"ઉત્તમ મિત્રો ચાર છે અને ઉત્તમ લશ્કરી ટૂકડી ૪૦૦ ની છે અને ઉત્તમ લશ્કર ૪૦૦૦ છે."*

*(રવાહુ તબરાની બ હવાલએ મિશ્કાત)*

.....وَاِنَّ مِنْكُمْ આ આયતથી સ્પષ્ટ રીતે જાણ થાય છે કે, આ સંબોધન ઉપરછલ્લી રીતે જોતાં મો'મિનોને કરવામાં આવ્યું હોય એવું લાગે છે, જ્યારે કે આગળ જે ખાસિયતો વર્ણન કરવામાં આવી છે તે મો'મિનોની નથી હોઈ શકતી. આથી તેનું સંબોધન મુનાફિકો માટે છે, કારણ કે, તેઓ જાહેરમાં મુસલમાન હોવાનો દા'વો કરતા હતા એટલા માટે સંબોધનમાં તેમને પણ મો'મિનોની એક જમાઅત કહેવામાં આવી છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૭૫–૭૬)

وَمَا لَكُمْ لَا تُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ
وَالْوِلْدَانِ الَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَآ اَخْرِجْنَا مِنْ هٰذِهِ الْقَرْيَةِ الظَّالِمِ اَهْلُهَا ۚ
وَاجْعَلْ لَّنَا مِنْ لَّدُنْكَ وَلِيًّا ۙۚ وَّاجْعَلْ لَّنَا مِنْ لَّدُنْكَ نَصِيْرًا ﴿٧٥﴾ اَلَّذِيْنَ اٰمَنُوْا
يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ وَالَّذِيْنَ كَفَرُوْا يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ الطَّاغُوْتِ فَقَاتِلُوْٓا اَوْلِيَآءَ
ع الشَّيْطٰنِ ۚ اِنَّ كَيْدَ الشَّيْطٰنِ كَانَ ضَعِيْفًا ﴿٧٦﴾

## તરજુમો :

*અને તમને શું થયું કે અલ્લાહના રસ્તામાં લડતા નથી ? અને તેમના માટે જેઓ "મુસ્તદ્અફીન" (કમજોર–કચડાયેલા–મજલૂમ) પુરુષો અને સ્ત્રીઓ અને બાળકો છે; જેઓ કહે છે, હે અમારા પરવરદિગાર ! અમને આ વસ્તીમાંથી બહાર કાઢ કે અહીંયાંના લોકો જાલિમ છે, અને અમારા માટે પોતાની પાસેથી કોઈ હિમાયતી કરી દે, અને અમારા માટે પોતાની પાસેથી કોઈ મદદગાર કરી દે. (૭૫) જે લોકો ઈમાનવાળા છે, બસ અલ્લાહના રસ્તામાં લડે છે, અને જેઓ કાફિર છે, બસ શયતાન (તાગૂત)ના માર્ગમાં લડે છે; બસ, તમે શયતાનના હિમાયતીઓ સામે લડો; બેશક ! શયતાનના પ્રપંચો કમજોર (નબળા–સુસ્ત) છે. (૭૬)*

## તફસીર :

અને તમારી પાસે શું બહાનું છે કે તમે જિહાદ નહીં કરો ? (એમ છતાં કે તેનું મજબૂત કારણ મૌજૂદ છે, કારણ કે, આ જિહાદ) અલ્લાહના રસ્તામાં (હોય છે, એટલે કે, અલ્લાહના કલિમાને બુલંદ કરવા માટે હોય છે, જિહાદનું મહત્ત્વ જાણી તેમાં ભાગ લેવો જરૂરી છે) અને (આ જિહાદ દીનની બુલંદીમાં એક નિશાની સ્વરૂપે છે કે, એક મહત્ત્વની આવશ્યકતા આવી પડી છે અને તે એ કે) કમજોર (ઈમાનદાર–મઝલૂમ–કચડાયેલા) વર્ગ માટે (પણ લડવું જરૂરી છે, જેથી કાફિરોના જુલમો સિતમના ક્રૂર પંજામાંથી તેમને મુક્તિ મળે) જે (બીચારાઓ)માં અમુક પુરુષો છે, અમુક સ્ત્રીઓ છે, અમુક બાળકો છે જેઓ (કાફિરોથી તંગ અને

પરેશાન થઈને) દુઆ કરી રહ્યા છે કે, હે અમારા પરવરદિગાર ! અમને (કોઈપણ રીતે) આ વસ્તીમાંથી (એટલે કે મક્કામાંથી જે અમારા માટે જેલખાનું બનાવી દેવામાં આવ્યું છે) બહાર કાઢ ! જેના નિવાસીઓ ક્રૂર અત્યાચારીઓ છે (કે અમારા ઉપર મુસીબતોનો પહાડ તોડી રહ્યા છે) અને અમારા માટે અદશ્ય રીતે કોઈ સહાયક મોકલી આપ (કે તેઓ અમારી હિમાયત કરીને આ જાલિમોના ક્રૂર પંજામાંથી અમને છોડાવે) અને જે લોકો પાકા ઈમાનવાળા છે (તેઓ તો આ હુકમોને સાંભળીને) અલ્લાહના માર્ગમાં (એટલે કે ઈસ્લામને સરબુલંદી અપાવવા) જિહાદ કરે છે અને જે લોકો (તેમના મુકાબલામાં) કાફિરો છે તેઓ શયતાનના માર્ગમાં (એટલે કે કુફ્રને વિજય અપાવવા માટે) લડે છે (અને દેખીતું છે કે, આ બંનેમાં અલ્લાહની મદદ ઈમાનવાળાઓ તરફ હશે જ્યારે ઈમાનવાળાઓ સાથે અલ્લાહની મદદ છે તો હે ઈમાનવાળાઓ !) તમે શયતાનના સાથીદારો સાથે (એટલે કે કાફિરો સાથે જેઓ અલ્લાહની મદદથી વંચિત છે) જિહાદ કરો (અને ભલે તેઓ પણ વિજયી થવાની વિવિધ યુક્તિઓ કરે છે, પરંતુ) વાસ્તવમાં (તે શયતાની યુક્તિઓ છે કે, શયતાન તેમને કુફ્રના ષડયંત્રો કરવાનો હુકમ આપે છે પરંતુ) શયતાનના ષડયંત્રો અતિકમજોર હોય છે. (કારણ કે, તેમાં અલ્લાહની અદશ્ય મદદ નથી હોતી અને જો સંજોગવસાત્ વિજય પ્રાપ્ત થઈ જાય તો પણ અમુક દિવસની મહોલત અને ઢીલ મળે છે, જ્યારે કે, ગયૂબી મદદ મો'મિનોની સાથે જ છે પછી તેમના ષડયંત્રોની અલ્લાહની મદદ સામે શું વિસાત છે).

**ખુલાસો :**

મતલબ કે, ખુલાસો એ છે કે, સંપૂર્ણ કારણ પણ ઉપસ્થિત છે અને અલ્લાહની મદદનો વાયદો પણ છે, પછી (જિહાદ ન કરવાનું) શું બહાનું છે ? એટલા માટે પુનરાવર્તિત સ્વરૂપે અત્રે તાકીદ કરવામાં આવી છે.

## મસ્અલા અને બોધપાઠ :

**મજલૂમની ફરિયાદ સાંભળવી અને તેને અત્યાચારીના પંજામાંથી મુક્ત કરાવવો ઇસ્લામનો એક અગત્યનો ફરજ છે :**

મક્કામાં એવા કચડાયેલા વર્ગના મુસલમાનો રહી ગયા હતા, જેઓ

શારીરિક રીતે અશક્ત અને વંચિતતાની દશામાં જીવતા હતા. એ કારણે હિજરત ન કરી શક્યા હતા અને પાછળથી કાફિરોએ પણ તેમને જવાથી રોક્યા હતા અને જાત-જાતની પીડાઓ અને ત્રાસ આપવાનું શરૂ કર્યું કે, જેથી આ લોકો ઈસ્લામથી ફરી જાય, તે લોકોમાંથી અમુકના નામો પણ અમુક તફસીરોમાં આવ્યા છે. દાખલા તરીકે, ઈબ્ને અબ્બાસ (રદિ.) અને તેમની વાલિદહ, સલમા બિન્તે હિશામ (રદિ.), વલીદ બિન વલીદ (રદિ.) અને અબૂ ઝૂન્દુલ બિન સહલ (રદિ.). (કુર્તુબી) આ લોકો ઈમાનના પાકા હોવાના કારણે તેમના ઉપર થતા અત્યાચારો વેઠતા રહ્યા અને ઈસ્લામ ઉપર ખૂબ મજબૂતીથી અડગ રહ્યા. અલબત્ત, અલ્લાહ તઆલા પાસે તે મુસીબતોથી છુટકારો મેળવવાની દુઆઓ સતત કરતા રહ્યા, અંતે અલ્લાહ તઆલાએ તેમની દુઆ કબૂલ ફરમાવી અને મુસલમાનોને હુકમ આપ્યો કે, તેઓ જિહાદ કરીને આ કાફિરોના અત્યાચારથી તેમને છુટકારો અપાવે.

આ આયતમાં મો'મિનોએ અલ્લાહ તઆલાને બે બાબતોની દરખાસ્ત કરી હતી, એક એ કે અમને આ વસ્તીમાંથી બહાર કાઢ ! (અહીંયાં વસ્તીનો અર્થ મક્કા છે) બીજું એ કે અમારા માટે કોઈ હિમાયતી અને સહાયક-મદદગાર મોકલી આપ, જેથી અલ્લાહ તઆલાએ તેમની આ બંને માંગણીઓનો સ્વીકાર કર્યો. આમ, આ પ્રમાણે અમુકને તો ત્યાંથી નીકળવાની તક મળી ગઈ, જેનાથી તેમની પહેલી દરખાસ્ત પૂરી થઈ અને હજુ અમુક લોકો તે સ્થળે જ રહી ગયા હતા, એટલે સુધી કે, મક્કા મુસલમાનોના હાથે ફતહ (વિજયી) થયું, ત્યારે રસૂલુલ્લાહ ﷺએ ઈતાબ બિન ઉસૈદ (રદિ.)ને તેમના વાલી નક્કી કર્યા, જેમણે મજલૂમોને જાલિમોના જુલમો-સિતમમાંથી છુટકારો અપાવ્યો. આ પ્રમાણે તેમની બીજી માંગણી પણ પૂરી થઈ. આ આયતમાં સ્પષ્ટ શબ્દોમાં લડાઈનો હુકમ આપવાના બદલે કુર્આન શરીફે આ શબ્દો અપનાવ્યા છે, مَا لَكُمْ لَا تُقَاتِلُوْنَ જેમાં એ તરફ ઈશારો છે કે, આવી પરિસ્થિતિમાં યુદ્ધ અને જિહાદ કરવો એક સ્વાભાવિક અને નૈતિક ફરજ છે કે, કોઈ સારો માણસ તેના ઉપર અમલ ન કરે એવું બની ન શકે. ચોક્કસ તે અમલ કરશે જ !

**અલ્લાહ તઆલાએ દુઆને બધી જ મુસીબતોનો અક્સીર ઇલાજ બતાવ્યો છે :**

આ આયત يَقُوْلُوْنَ رَبَّنَا اَخْرِجْنَا થી એ બતાવવામાં આવ્યું કે, લડાઈના

હુકમનું એક કારણ તે કમજોર, કચડાયેલા, દબાયેલા મુસલમાન પુરુષો અને સ્ત્રીઓની દુઆ હતી જેનો સ્વીકાર કરીને મુસલમાનોને જિહાદનો હુકમ આપવામાં આવ્યો અને તેમની તકલીફો તાત્કાલિક દૂર થઈ.

**યુદ્ધ તો બધા જ કરે છે પરંતુ તેમાં મો'મિનો અને કાફિરોના લક્ષ્ય અને હેતુ જુદા-જુદા હોય છે :**

اَلَّـذِيْـنَ يُقَاتِلُوْنَ فِىْ سَبِيْلِ اللّٰهِ.... આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, મુસલમાનો અલ્લાહના માર્ગમાં લડે છે અને કાફિરો શયતાનના માર્ગમાં લડે છે, જેનાથી સ્પષ્ટ જાહેર થાય છે કે, મો'મિનોનો સંઘર્ષ અને યુદ્ધ એ જ હેતુસર હોય છે કે, દુનિયામાં અલ્લાહ તઆલાનો કાનૂન પ્રસ્થાપિત થઈ જાય અને અલ્લાહ તઆલાનો કાનૂન બુલંદ થાય. કારણ કે, અલ્લાહ તઆલા બધી જ મખ્લૂકોનો માલિક છે અને તેનો કાનૂન માત્ર અને માત્ર ન્યાય ઉપર આધારિત છે અને જ્યારે ન્યાય ઉપર આધારિત રાજ્ય વ્યવસ્થા કાયમ થઈ જશે તો આપોઆપ શાંતિ અને સલામતીની સ્થાપના થશે. દુનિયાની શાંતિ માટે એ બાબત આવશ્યક છે કે, દુનિયામાં એવો કાનૂન સ્થાપિત કરવામાં આવે જે અલ્લાહનો કાનૂન છે. એટલા માટે કામિલ (સંપૂર્ણ) મો'મિન જ્યારે જિહાદ કરે છે ત્યારે તેની સામે આ જ હેતુ અને લક્ષ્ય હોય છે.

પરંતુ એનાથી વિપરીત કાફિરોની ઈચ્છા હોય છે કે, કુફ્રની બોલબાલા થાય અને કુફ્ર વિજય પામે તથા શયતાની શક્તિઓ સત્તાના સિંહાસન ઉપર બિરાજમાન થાય, જેથી દુનિયામાં કુફ્ર અને શિર્ક ખૂબ પ્રસરે. કુફ્ર અને શિર્ક શયતાનનો માર્ગ છે. એટલા માટે કાફિરો શયતાનના કામમાં તેની મદદ કરે છે.

**શયતાનના ષડયંત્રો ઘણા નબળા હોય છે :**

اِنَّ كَيْـدَ الشَّيْـطٰـنِ كَـانَ ضَـعِيْـفًـا આ આયતમાં બતાવવામાં આવ્યું છે કે, શયતાનના ષડયંત્રો અત્યંત કમજોર અને નબળા હોય છે. એટલા માટે તેઓ મો'મિનોનું કંઈ જ બગાડી નથી શકતા, જેથી મુસલમાનોએ શયતાનના મિત્રો એટલે કે કાફિરોથી લડવામાં કોઈ પાછીપાની કરવી ન જોઈએ. કારણ કે, મો'મિનોનો મદદગાર અલ્લાહ છે અને કાફિરોને શયતાનની યુક્તિઓથી કોઈ લાભ થવાનો નથી.

એ જ કારણે બદ્રના યુદ્ધમાં એવું જ થયું કે, પ્રથમ શયતાન કાફિરો સામે મોટી–મોટી ડીંગો અને બડાઈ હાંકતો હતો અને તે કાફિરોને વિશ્વાસ અપાવતો હતો કે, لَا غَالِبَ لَكُمُ الْيَوْمَ આજના દિવસે તમે લોકો પરાજિત નહીં થઈ શકો, એટલા માટે કે اِنِّيْ جَارٌ لَّكُمْ "હું તમારો મદદગાર છું, હું મારા તમામ લાવ–લશ્કર સાથે તમારી મદદ કરીશ." જ્યારે યુદ્ધ શરૂ થયું તો તે પોતાના લશ્કર સાથે આગળ વધ્યો પરંતુ જ્યારે તેણે જોયું કે, મુસલમાનોની સહાયતા માટે ફરિશ્તાઓ આવી પહોંચ્યા છે, તો તેણે પોતાની યુક્તિઓ નિષ્ફળ થતી જોઈને પાછા પગે નાસી જવાનું શરૂ કરી દીધું અને પોતાના મિત્રોને એટલે કે કાફિરોને કહ્યું, اِنِّيْ بَرِيْءٌ مِّنْكُمْ، اِنِّيْ اَرٰى مَا لَا تَرَوْنَ اِنِّيْ اَخَافُ اللّٰهَ، وَاللّٰهُ شَدِيْدُ الْعِقَابِ "મારે તમો લોકો સાથે કોઈ લેવા–દેવા નથી, એટલા માટે કે હું તે વસ્તુ જોઈ રહ્યો છું, જેની તમને ખબર નથી. (એટલે કે ફરિશ્તાઓના લશ્કર) હું અલ્લાહથી ડરું છું, કારણ કે, તે સખત અઝાબ આપનારો છે." *(મઝહરી)*

આ આયતમાં શયતાનની યુક્તિઓ અને ષડયંત્રોને કમજોર બતાવવામાં આવ્યા છે. એટલા માટે આ આયતની બે શરતો સમજી શકાય છે. એક એ કે, તે વ્યક્તિ જેના મુકાબલામાં શયતાન ષડયંત્ર કરી રહ્યો છે, જો તે મુસલમાન હોય અને બીજું એ કે, આ કામ ફક્ત અલ્લાહ માટે જ હોય, કોઈ દુનિયવી હેતુ માટે અથવા મનેચ્છાઓ કે સ્વાર્થ સંતોષવા માટે ન હોય, જો આ બંને શરતો પૂર્ણ ન થતી હોય એટલે કે, પહેલી શરત اَلَّذِيْنَ اٰمَنُوْا થી અને બીજી يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ જો આ બંને સ્વરૂપોમાંથી કોઈ છૂટી જાય તો પછી જરૂરી નથી કે, શયતાનની તદ્‌બીરો તેમના મુકાબલામાં કમજોર રહે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું, "જ્યારે તમે શયતાનને જુઓ તો કોઈપણ પ્રકારના ડર કે ભય પામ્યા વિના તેના ઉપર હુમલો કરો." ત્યાર પછી તેમણે આ જ આયતની તિલાવત કરી, اِنَّ كَيْدَ الشَّيْطٰنِ كَانَ ضَعِيْفًا ط

*(અહકામુલ કુર્તુબી લિલ્ સુયૂતિ)*

———————————

————————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૭૭-૭૮-૭૯)

أَلَمْ تَرَ إِلَى الَّذِينَ قِيلَ لَهُمْ كُفُّوا أَيْدِيَكُمْ وَأَقِيمُوا الصَّلَوٰةَ وَآتُوا الزَّكَوٰةَ
فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ إِذَا فَرِيقٌ مِّنْهُمْ يَخْشَوْنَ النَّاسَ كَخَشْيَةِ اللَّهِ أَوْ
أَشَدَّ خَشْيَةً ۚ وَقَالُوا رَبَّنَا لِمَ كَتَبْتَ عَلَيْنَا الْقِتَالَ ۚ لَوْلَا أَخَّرْتَنَا إِلَىٰ أَجَلٍ
قَرِيبٍ ۗ قُلْ مَتَاعُ الدُّنْيَا قَلِيلٌ ۚ وَالْآخِرَةُ خَيْرٌ لِّمَنِ اتَّقَىٰ وَلَا تُظْلَمُونَ فَتِيلًا ﴿٧٧﴾
أَيْنَ مَا تَكُونُوا يُدْرِككُّمُ الْمَوْتُ وَلَوْ كُنتُمْ فِي بُرُوجٍ مُّشَيَّدَةٍ ۗ وَإِن تُصِبْهُمْ
حَسَنَةٌ يَقُولُوا هَٰذِهِ مِنْ عِندِ اللَّهِ ۚ وَإِن تُصِبْهُمْ سَيِّئَةٌ يَقُولُوا هَٰذِهِ مِنْ
عِندِكَ ۚ قُلْ كُلٌّ مِّنْ عِندِ اللَّهِ ۖ فَمَالِ هَٰؤُلَاءِ الْقَوْمِ لَا يَكَادُونَ يَفْقَهُونَ
حَدِيثًا ﴿٧٨﴾ مَّا أَصَابَكَ مِنْ حَسَنَةٍ فَمِنَ اللَّهِ ۖ وَمَا أَصَابَكَ مِن سَيِّئَةٍ فَمِن
نَّفْسِكَ ۚ وَأَرْسَلْنَاكَ لِلنَّاسِ رَسُولًا ۚ وَكَفَىٰ بِاللَّهِ شَهِيدًا ﴿٧٩﴾

## તરજુમો :

*શું તમે તે લોકોને નથી જોયા ? જેમને હુકમ થયો હતો કે પોતાના હાથ રોકી રાખો (લડાઈ ન કરો), અને નમાઝ કાયમ રાખો, અને ઝકાત આપતા રહો, પછી જ્યારે તેમના ઉપર લડાઈનો હુકમ થયો તે જ સમયે તેમનામાં એક જૂથ લોકોથી ડરવા લાગ્યું જેવો કે અલ્લાહનો ડર હોય અથવા તેનાથી પણ વધારે ડર ! અને કહેવા લાગ્યા, હે અમારા પરવરદિગાર ! કેમ અમારા ઉપર લડાઈ (જિહાદ) ફરજ કરી ? કેમ અમને થોડી મુદ્દત સુધી (મહોલત આપી) છોડી ન રાખ્યા ? કહી આપો કે દુનિયાનો ફાયદો થોડો છે અને આખિરત પરહેઝગાર (અલ્લાહથી ડરનાર) માટે ઉત્તમ છે, અને તમારો એક રેસા બરાબર (પણ) હક રહેશે નહીં. (૭૭) તમે જ્યાં કંઈ પણ હશો મૌત તમને પકડી લેશે, ભલે તમે મજબૂત કિલ્લાઓમાં હોય; અને જો લોકોને કંઈ ભલાઈ (લાભ) પહોંચે તો કહે, આ અલ્લાહ તરફથી છે; અને જો લોકોને*

*કંઈ બુરાઈ (નુકસાન) પહોંચે તો કહે, આ તમારા તરફથી છે; કહી આપો કે આ બધું અલ્લાહ તરફથી છે, બસ શું હાલત છે તે લોકોની, કદાપિ એવા નથી લાગતા કે કોઈ વાત સમજે ! (૭૮) તમને જે કોઈ ભલાઈ (લાભ) પહોંચે બસ અલ્લાહ તરફથી છે, અને તમને જે બુરાઈ (નુકસાન) પહોંચે બસ તમારા નફ્સ તરફથી છે; અને અમે તમને લોકોના સંદેશાવાહક (બનાવી) મોકલ્યા અને અલ્લાહ સામે જોનાર (ગવાહ તરીકે) પૂરતો છે. (૭૯)*

## તફસીર :

(હે સાંભળનાર !) શું તેં તે લોકોને નથી જોયા (જિહાદનો હુકમ નાઝિલ થતા પહેલાં તો યુદ્ધ માટેની પરવાનગીની એવી માંગણી કરતા હતા કે) તેમને (રોકવા માટે) એવું કહેવામાં આવ્યું હતું કે (અત્યારે) પોતાના હાથોને (લડાઈથી) રોકી રાખો અને (જે હુકમ આપવામાં આવી ચૂક્યો છે, તેના ઉપર અમલ કરતા રહો દાખલા તરીકે,) નમાઝોની પાબંદી કરો અને ઝકાત આપતા રહો (પણ હવે એવી પરિસ્થિતિ છે કે,) પછી તેમના ઉપર જિહાદ ફરજ કરવામાં આવ્યો તો શું હાલ થયો કે તેમનામાંથી અમુક–અમુક લોકો (વિરોધી) લોકોથી (સ્વભાવગત) એવા ડરવા લાગ્યા (કે તેઓ અમારી હત્યા કરી નાંખશે) જેમકે, (કોઈ) અલ્લાહ તઆલાથી ડરતા હોય બલકે, તેનાથી પણ વધારે ડરવા લાગ્યા (વધારે ડરવાના બે અર્થ હોઈ શકે છે, એક તો એ કે અલ્લાહ તઆલાથી ડરવું હંમેશા બૌદ્ધિક રીતે હોય છે અને દુશ્મનથી ડરવું માનવ સ્વભાવની પ્રકૃતિમાં હોય છે અને સામાન્ય નિયમ એ છે કે સ્વભાવગત ડર બૌદ્ધિક ડર કરતાં વધારે સખત હોય છે. બીજું એ કે અલ્લાહ તઆલાથી જેવો ડર હોય છે એવી જ તેની રહમત અને કૃપાની ઉમ્મીદ પણ હોય છે, જ્યારે કાફિર દુશ્મનોથી તો ફક્ત નુકસાન જ નુકસાનનો ડર હોય છે, કારણ કે આ ડર સ્વભાવગત હતો, એટલા માટે તેનો કોઈ ગુનોહ નથી) અને (આ લડાઈનો હુકમ મુલ્તવી રાખવાની ઈચ્છાથી) એવું કહેવા લાગ્યા (ભલે, મૌખિક રીતે અથવા દિલથી અને અલ્લાહ તઆલાના જ્ઞાનમાં મનની ઈચ્છા પણ મૌખિક રીતે કોઈ ઈચ્છા જાહેર કરવા બરાબર હોય છે, મતલબ કે કહેવા લાગ્યા) કે, હે અમારા પરવરદિગાર ! તેં અત્યારે અમારા ઉપર જિહાદ કેમ ફરજ કરી દીધો ? (પોતાની કૃપાદષ્ટિથી) હજુ થોડી મહોલત આપી દીધી હોત (થોડા

નચિંત થઈને અમે અમારી જરૂરતો પૂરી કરી લીધી હોત અને આવી તમન્ના કરવી જિહાદના હુકમનો વિરોધ કરવા માટે તથા ઈન્કાર કરવા માટે ન હતું. એટલા માટે કોઈ ગુનોહ નથી થયો, આગળ જવાબ આપવામાં આવે છે કે, હે મુહમ્મદ ﷺ !) તમે ફરમાવી આપો કે, દુનિયાથી લાભ લેવો (જેના માટે તમે મહોલતની તમન્ના કરો છો) ફક્ત અમુક દિવસ માટે છે અને આખિરત (જેને પ્રાપ્ત કરવા માટેનું શ્રેષ્ઠ માધ્યમ જિહાદ છે), દરેક રીતે ઉત્તમ છે (પરંતુ તે) એવા વ્યક્તિ માટે (છે) જે અલ્લાહ તઆલાનો વિરોધ કરવાથી બચે (કારણ કે, જો કુફ્ર સ્વરૂપે વિરોધ કર્યો ત્યારે તો તેના માટે આખિરતના સામાનમાં કંઈ પણ નથી અને જો ગુનાહો કર્યા તો શ્રેષ્ઠ દરજ્જાથી વંચિત રહેશે) અને તમારા ઉપર જરા પણ જુલમ કરવામાં નહીં આવે (એટલે કે, જેટલા અમલો હશે તેનો પૂરે-પૂરો સવાબ મળશે તો પછી જિહાદ જેવો અમલ સવાબથી કઈ રીતે ખાલી હોઈ શકે છે ! અને જો જિહાદ ન કર્યો તો નક્કી સમય પર શું તમે મૌતથી બચી જશો ? કદાપિ નહીં ! કારણ કે, મૌત એવી નિશ્ચિત છે કે,) તમે ભલે ગમે ત્યાં હોય, મૌત આવીને પકડી લેશે, ભલે તમે મજબૂત કિલ્લાઓમાં (જ કેમ ન) હોય! (મતલબ કે, જ્યારે મૌત તેના નક્કી સમયે આવવાની છે અને મૃત્યુ આવવાથી આ દુનિયા છોડવાની જ છે, તો આખિરતમાં ખાલી હાથે શા માટે જવું જોઈએ ? બલકે, બુદ્ધિની વાત તો એ જ છે કે, થોડાક દિવસોની મહેનત કરીને હંમેશા માટેની જન્નત કમાવવી જોઈએ) અને જો તેઓ (મુનાફિકો)ને કોઈ લાભ પહોંચે છે (જેમકે વિજય અથવા સફળતા) તો તેઓ કહે છે કે, આ અલ્લાહ તરફથી (અચાનક) થઈ ગયું (નહિતર મુસલમાનોની યોજનામાં કોઈ ભલીવાર ન હતો) અને જો તેમને કોઈ ખરાબ પરિસ્થિતિનો સામનો થાય છે (જેમકે જિહાદમાં હત્યા અથવા નુકસાન વગેરે) તો (હે મુહમ્મદ ﷺ ! તમારા વિશે નઊઝુબિલ્લાહ) કહે છે કે, આ તમારા (અને મુસલમાનોની નિષ્ફળ યોજનાઓના) કારણે છે (નહિતર જો આરામથી ઘરોમાં બેસી રહ્યા હોત તો આ મુસીબતનો સામનો ન કરવો પડ્યો હોત) તમે કહી આપો કે, (મારો તો એમાં જરા પણ હાથ નથી, બલકે) બધું જ કંઈ (ઈનામ અને નુકસાન) અલ્લાહ તરફથી જ છે (ભલે એ પ્રત્યક્ષ રીતે કે પરોક્ષ રીતે હોય, જેમકે ઘણી જ જલદી તેની સ્પષ્ટતા આગળ આવી રહી છે, જેનો ખુલાસો એ છે કે, ઈનામ તો ફક્ત અલ્લાહના ફઝ્લ અને કૃપાથી અમલોના કારણે મળે છે, જ્યારે

નુકસાન અને મુસીબત તો અલ્લાહના ન્યાયના તકાદા સ્વરૂપે બંદાના ગુનાહોના કારણે છે, બસ જે મુસીબત તમે મારા તરફથી હોવાનું સમજો છો, વાસ્તવમાં તમારા બુરા અમલોના કારણે છે, જેમકે ઉહદમાં હાર જેવી પરિસ્થિતિના કારણો આગળ પસાર થઈ ચૂક્યા છે અને આ વાત અત્યંત સ્પષ્ટ અને જાહેર છે, જો વ્યક્તિ થોડોક જ વિચાર કરે તો પોતાની સારી પરિસ્થિતિ નેક અમલના બદલામાં જોશે ત્યારે પોતાના કોઈ નેક અમલનો દરજ્જો એવો નહીં જુએ, ફક્ત તેમાં અલ્લાહની કૃપાદષ્ટિ જ સાબિત થશે અને એ જ પ્રમાણે પોતાની બુરી પરિસ્થિતિ ઉપર ચોક્કસ કોઈ ખરાબ કૃત્ય જોશે, જેની સજા સ્વરૂપે આ પરિસ્થિતિ આવી છે, જ્યારે આ વાત સ્પષ્ટ છે) તો તે (મૂર્ખ) લોકોને શું થયું છે કે, વાત સમજવાની પાસે પણ નથી ફરકતા ? (અને તેઓ ક્યારે સમજશે ? આ સ્પષ્ટતાનો ખુલ્લો જવાબ એ છે કે,) હે ઈન્સાન ! તને જે કોઈ સારી પરિસ્થિતિ આવે છે તે ફક્ત અલ્લાહ તઆલા તરફથી (તેની કૃપાદષ્ટિથી) છે અને જે કોઈ ખરાબ પરિસ્થિતિ આવે તો તે તારા જ (ખરાબ કૃત્યોના) કારણે છે (બસ, આ ખરાબ પરિસ્થિતિને શરીઅતના હુકમો ઉપર અમલ કરવાનું પરિણામ કહેવું અને શરીઅત તરફ તેનો સંબંધ જોડવો સંપૂર્ણ જહાલત છે, જેમકે મુનાફિકો જિહાદ અને જિહાદના ઈમામ સાથે તેનો સંબંધ જોડતા હતા) અને અમે તમને બધા જ લોકો તરફ પયગમ્બર બનાવીને મોકલ્યા છે અને (જો કોઈ મુનાફિક, કાફિર ઈન્કાર કરે તો તેના ઈન્કારની શું વિસાત હોઈ શકે છે ? કારણ કે,) અલ્લાહ તઆલા (આપ ﷺની રિસાલતના) ગવાહ તરીકે પૂરતો છે (જેણે પ્રત્યક્ષ અને પરોક્ષ સ્વરૂપે ગવાહી આપી દીધી છે, જેમકે, وَاَرۡسَلۡنٰكَ અને મોઅ્જિઝાઓ પણ આપ ﷺને નુબુવ્વતની દલીલ તરીકે આપવામાં આવ્યા છે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) :

اَلَمۡ تَرَ اِلَى الَّذِيۡنَ قِيۡلَ لَهُمۡ كُفُّوۡا اَيۡدِيَكُمۡ.... મક્કામાં હિજરત કરતા પહેલાં કાફિરો મુસલમાનોને ખૂબ સતાવ્યા કરતા હતા. મુસલમાન રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થઈને ફરિયાદ કરતા અને એવી પરવાનગી માંગતા હતા કે, અમને કાફિરો સાથે યુદ્ધ કરવાની રજા આપો, જેથી અમે તેમના

અત્યાચારોનો બદલો લઈએ. રસૂલે કરીમ ﷺએ મુસલમાનોને લડાઈથી રોકી રાખ્યા હતા કે, અલ્લાહ તરફથી મને લડાઈ કરવાનો હુકમ આપવામાં આવ્યો નથી. બલકે, ધૈર્ય રાખવાનો અને દરગુઝરથી કામ લઈ સબ્ર કરવાનો હુકમ આપવામાં આવ્યો છે તથા નમાઝ અને ઝકાતના જે હુકમો આવી ચૂક્યા છે, તેને બરાબર કરતા રહો, કારણ કે, જ્યાં સુધી વ્યક્તિ અલ્લાહની આજ્ઞાનું પાલન કરવામાં પોતાની જાત સાથે જિહાદ કરવાની શારીરિક તકલીફો વેઠવાની ટેવ ન પાડે, પોતાનો માલ ખર્ચ કરવાની આદત ન પાડે ત્યાં સુધી તેના માટે જિહાદ કરીને પોતાના પ્રાણ અલ્લાહના રસ્તામાં ન્યોછાવર કરવા અત્યંત કઠણ કામ હોય છે. આ વાતનો મુસલમાનોએ સ્વીકાર કરી લીધો હતો, ત્યારબાદ હિજરત પછી જ્યારે મુસલમાનોને જિહાદનો હુકમ થયો તો તેમણે ખુશ થવું જોઈતું હતું કે, અમારી દરખાસ્ત કબૂલ કરવામાં આવી, પરંતુ અમુક કાચા મુસલમાનો કાફિરો સાથે યુદ્ધ કરવાથી એવા ડરવા લાગ્યા જેવી રીતે કે કોઈએ માત્ર અલ્લાહના અઝાબથી આવું ડરવું જોઈએ અથવા તેનાથી પણ વધારે ડરવા લાગ્યા અને એવી તમન્ના કરવા લાગ્યા કે, થોડી મહોલત હજુપણ મળી જાય અને યુદ્ધનો હુકમ ન આવે અને અમે જીવતા રહીએ તો કેટલું સારું ! આ બાબત ઉપર આ આયત નાઝિલ થઈ. *(રૂહુલ મઆની)*

**જિહાદનો હુકમ નાઝિલ થયા પછી મુસલમાનો તરફથી આ હુકમને મુલતવી રાખવાની તમન્ના કયા કારણોસર કરવામાં આવી હતી ? :**

જિહાદના હુકમ ઉપર મુસલમાનો તરફથી મહોલતની તમન્ના કરવી વાસ્તવમાં આ હુકમનો વાંધો ઉઠાવવાના હેતુથી ન હતી બલકે, એક રસપ્રદ ફરિયાદ હતી, જેનું કારણ એ હતું કે સ્વાભાવિક રીતે બનતું એવું હોય છે કે, જ્યારે વ્યક્તિને અંતિમ કક્ષાની આર્થિક ભીડ, તકલીફો અને મુસીબતો પહોંચતી હોય છે, તો તેની લાગણીઓ અને ભાવનાઓ ભડકી ઉઠે છે. એટલા માટે એવા ઉશ્કેરાટના સમયે બદલો લેવો વધારે સરળ હોય છે. પરંતુ આરામ અને રાહતના સમયે વ્યક્તિનું મન લડાઈ માટે તૈયાર થતું નથી. આ એક મનુષ્યની પ્રકૃતિમાં વણાયેલી સ્વાભાવગત બાબત છે. એટલા માટે આ મુસલમાનો જ્યારે મક્કામાં હતા ત્યારે તે સમયે કાફિરોની પીડા, ત્રાસ અને અત્યાચારથી તંગ આવી જઈને જિહાદના હુકમની ઈચ્છા કર્યા કરતા હતા, પરંતુ મદીનામાં આવીને જ્યારે તેમને

શાંતિ અને સલામતી પ્રાપ્ત થઈ અને એવી પરિસ્થિતિમાં જ્યારે જિહાદનો હુકમ થયો ત્યારે તે સમયે તેમના ભૂતકાળની બદલાની ભાવનાઓ થોડી શાંત થઈ ચૂકી હતી અને તેમના દિલોમાં જે ઉત્સાહ અને ઉશ્કેરાટ હતો તે ઓછો થઈ ચૂક્યો હતો, એટલા માટે તેમણે ફક્ત એક ઈચ્છા કરી કે, જો આ સમયે જિહાદનો હુકમ ન હોત તો સારું થયું હોત ! આવી ઈચ્છા કરવી અલ્લાહના હુકમ ઉપર વાંધો ઉઠાવવાના કારણે ન હતું, આથી આવું કારણ ધરી આવી તમન્ના કરનાર મુસલમાનો સાથે ગુનાહનો સંબંધ જોડવો બરાબર નથી. આ ઈચ્છા બે પ્રકારે દર્શાવી શકાય છે. એક, પોતે મૌખિક શિકાયત કરી હોય અને બીજું, મૌખિક નહીં પરંતુ દિલમાં આવી ઈચ્છા પૈદા થઈ હોય તો આવી દિલમાં આવતી ઈચ્છાઓ (વસવસાઓ)ને શરીઅતે ગુનોહ ગણ્યો નથી. અત્રે આ બંને વસ્તુઓ હોઈ શકે છે. આ આયતમાં શબ્દ قَالُوْا (કાલૂ)ના કારણે એ બાબત ઉપર શંકા ન કરવામાં આવે કે, તેમણે મૌખિક પણ આ બાબત જાહેર કરી હતી. કારણ કે, તેનો એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે, તેમણે આવી તમન્ના પોતાના દિલમાં જ રાખી હોય.

*(બયાનુલ કુર્આન)*

અમુક મુફસ્સિરોએ આ આયતો વિશે નોંધ્યું છે કે, તેનો સંબંધ મો'મિનો સાથે નથી બલકે, મુનાફિકો સાથે છે. આ સ્વરૂપમાં તેના વિશે મુસલમાનોએ આ હુકમનો વાંધો ઉઠાવ્યો ન હતો એ બાબતમાં કોઈ શંકા બાકી રહેતી નથી.

*(તફસીરે કબીર)*

**રાજ્યની સુધારણા કરતાં પોતાની જાતની સુધારણા અગ્ર સ્થાને છે :**

اَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ અલ્લાહ તઆલાએ પ્રથમ નમાઝ અને ઝકાતના હુકમો વર્ણન ફરમાવ્યા, જે વ્યક્તિની પોતાની જાતની સુધારણા માટેના માધ્યમો છે અને ત્યારપછી જિહાદનો હુકમ આપ્યો છે, જે રાજ્ય (પ્રદેશ)ની સુધારણાનું કામ હોય છે. એટલે કે, તેના દ્વારા અત્યાચાર અને અતિરેકનો નાશ કરવામાં આવે છે અને પ્રદેશમાં શાંતિ અને સલામતીની સ્થાપના થાય છે. એનાથી જાણ થાય છે કે, વ્યક્તિએ બીજાઓની સુધારણાથી પહેલાં પોતાની જાતને સુધારવી જોઈએ. કારણ કે, દરજ્જાના આધારે પણ પોતાની જાતની સુધારણા કરવી ફરજે ઐન (દરેકના ઉપર વ્યક્તિગત રીતે ફરજ) છે અને રાજ્ય તથા પ્રદેશની સુધારણા માટે જિહાદ કરવો ફરજે કિફાયા છે, તેના કરતાં પોતાની

જાતની સુધારણા વધારે મહત્ત્વ ધરાવે છે અને તે આ બંને ફરજોમાં અગ્ર સ્થાને હોવાની બાબત સ્પષ્ટ છે. *(મઝ્હરી)*

**દુનિયા અને આખિરતની નેઅ્મતોનો તફાવત :**

આયતમાં દુનિયાની નેઅ્મતોના મુકાબલામાં આખિરતની નેઅ્મતોને શ્રેષ્ઠ અને ઉત્તમ કહેવામાં આવી છે, તેના નીચે પ્રમાણે ચાર કારણો છે.

(૧) દુનિયાની નેઅ્મતો ઓછી છે અને આખિરતની નેઅ્મતો ઘણી જ વધારે છે.

(૨) દુનિયાની નેઅ્મતો નષ્ટ થવાની છે અને આખિરતની નેઅ્મતો કાયમી અને હંમેશા બાકી રહેનારી છે.

(૩) દુનિયાની નેઅ્મતો સાથે જાત-જાતની તકલીફો પણ હોય છે અને આખિરતની નેઅ્મતો આ બધી ઉણપો અને ખામીઓથી પવિત્ર છે.

(૪) દુનિયાની નેઅ્મતો પ્રાપ્ત થવાની ખાતરી આપી શકાય નહિ અને આખિરતની નેઅ્મતો દરેક મુત્તકી મો'મિનોને ચોક્કસ મળશે.

*(તફસીરે કબીર)*

وَلَا خَيْرَ فِى الدُّنْيَا لِمَنْ لَمْ يَكُنْ لَّهٗ      مِنَ اللّٰهِ فِىْ دَارِ الْمَقَامِ نَصِيْبُ

فَاِنْ تُعْجِبِ الدُّنْيَا رِجَالًا فَاِنَّهَا      مَتَاعٌ قَلِيْلٌ وَالزَّوَالُ قَرِيْبُ

*"આ નષ્ટ થનારી દુનિયામાં એવા વ્યક્તિઓ માટે કોઈ ભલાઈ નથી જેમના માટે અલ્લાહ તઆલા તરફથી કાયમી ઘર એટલે કે, આખિરતમાં કોઈ જગ્યા ન હોય, પછી જો દુનિયા કોઈને આકર્ષિત કરે તો ચેતી જાઓ કે દુનિયાની સંપત્તિ થોડી છે અને તેની પડતી તથા અધોગતિ નિશ્ચિત છે અને તે ખૂબ નજીક છે. એટલા માટે આ બાજુ આંખ મીંચાઈ અને પેલી બાજુ આખિરત સામે આવી."*

**એક બોધદાયક ઘટના :**

....اَيْنَ مَا تَكُوْنُوْا يُدْرِكْكُّمُ الْمَوْتُ અલ્લાહ તઆલાએ આ જિહાદની આયતને રોકવાની ઈચ્છા ધરાવનાર લોકોની શંકા એવી રીતે દૂર કરી દીધી કે, કદાચ જિહાદથી જીવ બચાવીને મૌતથી બચી શકાય છે, એવું જો વિચારતા હોય

તો તે તમારો ભ્રમ છે. કારણ કે મૌત એક દિવસે આવીને રહેશે, ભલે તમે જ્યાં કંઈ પણ હોય મૌત આવીને જ રહેશે. જો વાત એમ જ છે તો પછી તમારું જિહાદથી મુખ ફેરવવું વ્યર્થ છે.

હાફિઝ ઈબ્ને કષીરે આ આયતના વિવરણમાં એક બોધદાયક ઘટના ઈબ્ને જરીર, ઈબ્ને અબી હાતિમ અને મુજાહિદ (રહ.)થી વર્ણન કરેલ છે કે, "અગાઉની ઉમ્મતમાં એક સ્ત્રી હતી, જ્યારે તેના બાળક જન્મવાની ઘડી શરૂ થઈ અને થોડા સમય પછી બાળક પૈદા થયું, તો તેણે પોતાના નોકરને આગ લાવવા માટે મોકલ્યો, તે દરવાજામાંથી નીકળી રહ્યો હતો કે, અચાનક એક વ્યક્તિ પ્રગટ થયો, તેણે પૂછ્યું કે, 'આ સ્ત્રીએ કોને જન્મ આપ્યો છે ?' નોકરે જવાબ આપ્યો, 'બાળક એક છોકરી છે,' તો તે વ્યક્તિએ કહ્યું કે, 'તમે યાદ રાખજો ! આ છોકરી સો પુરુષો સાથે વ્યભિચાર કરશે અને અંતે એક કરોળિયાના કરડવાથી મૃત્યુ પામશે.' નોકર આ સાંભળીને પાછો ફર્યો અને તરત તેણે એક ચાકુ વડે છોકરીનું પેટ ચીરી નાંખ્યું અને વિચાર્યું કે, હવે તે મરી ગઈ છે, એવું સમજી ત્યાંથી નાસી છૂટ્યો, પરંતુ છોકરીની માતાએ તેને ટાંકા લગાવીને તેનું પેટ સીવી લીધું, એટલે સુધી કે તે છોકરી સાજી થઈ ગઈ અને જ્યારે યુવાન થઈ, તો એટલી રૂપાળી હતી કે, શહેરમાં તેના જેવી સ્વરૂપવાન યુવતી અન્ય કોઈ ન હતી. આ બાજુ પેલો નોકર ત્યાંથી નાસી છૂટી દરિયાઈ માર્ગે બીજા પ્રદેશમાં જતો રહ્યો અને લાંબી મુદત સુધી માલ–દૌલત કમાતો રહ્યો, જ્યારે તે શાદી કરવા માટે શહેરમાં પાછો આવ્યો, તે સમયે તેને એક વૃદ્ધ સ્ત્રી મળી, નોકરે કહ્યું કે, 'હું એવી યુવતી સાથે લગ્ન કરવા ઈચ્છું છું, જે ખૂબ સ્વરૂપવાન હોય અને શહેરમાં તેના જેવી અન્ય કોઈ સ્વરૂપવાન ન હોય.' તે વૃદ્ધ સ્ત્રીએ કહ્યું, 'ફલાણી યુવતી સૌથી વધુ સ્વરૂપવાન છે, તમે તેનાથી શાદી કરી લો.' છેવટે તેણે પ્રયત્ન કર્યો અને તેની સાથે શાદી કરી લીધી, આ યુવતીએ તેને પૂછ્યું કે, 'તમે કોણ છો અને ક્યાં રહો છો ?' તેણે કહ્યું કે, 'હું આ જ શહેરનો રહેનારો છું પરંતુ એક છોકરીનું પેટ ચીરીને નાસી છૂટ્યો હતો,' પછી તેણે આખી ઘટના કહી સંભળાવી. આ સાંભળીને તે યુવતી બોલી, 'તે છોકરી તો હું જ છું !' આવું કહીને તેણે પોતાનું પેટ બતાવ્યું, જેના ઉપર ઘાના નિશાન મૌજૂદ હતા. આ જોઈને તે નોકરે કહ્યું, 'જો તું તે જ સ્ત્રી છે તો તારા વિશે બે વાતો બતાવું છું, એક એ કે, તું સો પુરુષો સાથે વ્યભિચાર કરીશ,' તે

સ્ત્રીએ કહ્યું, 'હા ! હું સ્વીકારું છું, મેં એવું કર્યું છે, પરંતુ સંખ્યા યાદ નથી.' પેલા નોકરે કહ્યું, 'સંખ્યા સો છે, બીજી વાત એ કે, તારું મૃત્યું કરોળિયો કરડવાથી થશે.'

ત્યારબાદ પેલા નોકરે એટલે કે, હવે તે સ્ત્રીના પતિએ એક આલિશાન મહેલ બનાવડાવ્યો, જેમાં એક પણ કરોળિયાના જાળાનું નામ–નિશાન ન હતું. એક દિવસે તે આ મહેલમાં સૂતો હતો કે, ભીંત ઉપર એક કરોળિયો દેખાયો, સ્ત્રી બોલી 'શું આ તે જ કરોળિયો છે જેનાથી તું મને ડરાવે છે ?' તેણે કહ્યું, 'હા !' તે તરત જ ઊઠી અને કહ્યું, 'હું તેને હમણાં મારી નાંખું છું,' આવું કહીને તેને નીચે પાડી પોતાના પગથી મસળી તે કરોળિયાને મારી નાંખ્યો.

કરોળિયો તો મરી ગયો પરંતુ તેના ઝેરના છાંટાઓ તેના પગ અને નખો ઉપર પડ્યા, જે અંતે તેના મૌતનું કારણ બન્યું." *(ઈબ્ને કષીર)*

આ સ્ત્રી, ચોખ્ખા અને સ્વચ્છ શાનદાર મહેલમાં અચાનક એક કરોળિયા દ્વારા મૃત્યુ પામી, તેના મુકાબલામાં કેટલાય એવા માણસો છે, જે આખી જિંદગી જંગલોમાં અને યુદ્ધોમાં પસાર કરે છે, તે છતાં તેમને ત્યાં મૌત ન આવ્યું. હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.) ઈસ્લામના સૈનિક અને પ્રખ્યાત જનરલ હતા. તેમને "સયફુલ્લાહ" (અલ્લાહની તલવાર)નો લકબ આપવામાં આવ્યો હતો. આખી જિંદગી શહાદતની તમન્નામાં જિહાદમાં પ્રવૃત્ત રહ્યા અને હજારો કાફિરોને ઠેકાણે લગાડ્યા, દરેક ભયની ખીણમાંથી નીડર થઈને નીકળી ગયા. હંમેશા એવી દુઆ કરતા હતા કે, મારું મૌત સ્ત્રીઓ જેવું મૌત ન હોય, ખાટલામાં સૂતાં–સૂતાં ન હોય બલકે, એક નીડર સૈનિકની જેમ જિહાદના મૈદાનમાં મૌત આવે. પરંતુ અંતે તેમનું મૌત પથારી ઉપર જ આવ્યું. આ બાબતથી સ્પષ્ટ થાય છે કે, જિંદગી અને મૌતની વ્યવસ્થા મહાન શક્તિશાળી અલ્લાહે પોતાના હાથમાં રાખી છે, જ્યારે તે ઈચ્છે તો આરામથી પથારી ઉપર એક કરોળિયા દ્વારા મારી નાંખે અને બચાવવા ઈચ્છે તો તલવારના છાંયડામાં બચાવી લે.

## પાકું મજબૂત ઘર બનાવવું "તવક્કુલ" (અલ્લાહ ઉપર વિશ્વાસ)ની વિરોધી બાબત નથી :

وَلَوْ كُنتُمْ فِى بُرُوجٍ مُّشَيَّدَةٍ આ આયતમાં કહેવામાં આવ્યું છે કે, "મૌત તમને દરેક પરિસ્થિતિમાં પકડી લેશે. ભલે, તમે મજબૂત કિલ્લાઓમાં જ કેમ ન

હોય.'' આ બાબતથી જાણ થાય છે કે, રહેવા-સહેવા માટે તથા માલ અને મિલકતની સુરક્ષા માટે મજબૂત અને ઉત્તમ કક્ષાનું ઘર બનાવવું તવક્કુલની વિરોધી બાબત નથી અને શરીઅત વિરૂદ્ધ બાબત પણ નથી. *(કુર્તુબી)*

**મનુષ્યને નેઅ્મતો ફક્ત અલ્લાહની કૃપાથી મળે છે :**

وَمَا اَصَابَکَ مِنۡ حَسَنَةٍ فَمِنَ اللّٰهِ અત્રે حَسَنَةُ નો ભાવાર્થ નેઅ્મત છે. *(મઝહરી)*

આ આયતથી એ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, મનુષ્યને જે નેઅ્મત મળે છે તેને તે નેઅ્મતનો અધિકાર કે હક નથી હોતો. બલકે, ફક્ત અલ્લાહનો કરમ (કૃપા) હોય છે, મનુષ્ય ગમે એટલી ઈબાદત કરે, તે એ નેઅ્મતનો હકદાર નથી બની શકતો. એટલા માટે કે, ઈબાદતની તવફીક પણ અલ્લાહ તરફથી જ હોય છે. પછી અલ્લાહની નેઅ્મતો તો અઘધઘ છે, તેને મર્યાદિત ઈબાદત વડે અને ઈતાઅત (આજ્ઞાપાલન) વડે કઈ રીતે પ્રાપ્ત કરી શકાય છે ? ખાસ કરીને જ્યારે કે, આપણી ઈબાદતો પણ રબ્બુલ આલમીન સર્વ શક્તિમાન અલ્લાહની શા'ન અનુરૂપ હોતી નથી.

એટલા માટે એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યું છે,

مَااَحَدٌ يَدۡخُلُ الۡجَنَّةَ اِلَّابِرَحۡمَةِ اللّٰهِ قِيۡلَ وَلَا اَنۡتَ قَالَ وَلَا اَنَا، (مُتَّفَقٌ عَلَيۡه)

(بَحَوَالَه مَظۡهَرِىۡ)

*''અલ્લાહ તઆલાની રહમત (કૃપા) સિવાય કોઈ વ્યક્તિ જન્નતમાં પ્રવેશ પામશે નહીં. રિવાયત કરનારે વિનંતી કરી, આપ પણ પ્રવેશ નહીં પામી શકો ? ફરમાવ્યું, હા! હું પણ નહીં.''*

**મુસીબત મનુષ્યના દુષ્કૃત્યોનું પરિણામ પણ હોઈ શકે છે :**

وَمَا اَصَابَکَ مِنۡ سَيِّئَةٍ فَمِنَ نَفۡسِکَ અહીંયાં سَيِّئَةٌ (સય્યિઅતુન)નો અર્થ મુસીબત છે. *(મઝહરી)*

મુસીબતનું સર્જન અલ્લાહ તઆલાએ જ કર્યું છે, પરંતુ તેનું કારણ પોતે મનુષ્યના દુષ્કૃત્યો હોય છે. હવે, જો કોઈ વ્યક્તિ કાફિર છે તો એના માટે દુનિયામાં જે મુસીબતો આવે છે, આ તેના માટે તે અઝાબનો એક નજીવો નમૂનો

હોય છે અને આખિરતનો અઝાબ તેના કરતાં અનેકઘણો વધારે છે અને જો કોઈ મો'મિન છે તો તેના માટે મુસીબતો અને તકલીફો તેના ગુનાહોનો કફ્ફારો બનીને આખિરતના છુટકારાનું કારણ બની જાય છે. એટલા માટે એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَا مِنْ مُصِيْبَةٍ تُصِيْبُ الْمُسْلِمَ اِلَّا كَفَّرَ اللّٰهُ بِهَا عَنْهُ حَتَّى الشَّوْكَةُ يُشَاكُهَا،

(تِرْمِذِىْ بَحَوَالَهءِ مَظْهَرِىْ)

*"કોઈ મુસીબત એવી નથી જે કોઈ મુસલમાનને પહોંચે, પરંતુ તે તેના ગુનાહોનો કફ્ફારો બની જાય છે. એટલે સુધી કે, જે કાંટો તેના પગમાં ભોંકાય છે." (તિરમિઝી, બ હવાલએ મઝહરી)*

એક અન્ય હદીષમાં ઈરશાદ ફરમાવ્યું,

عَنْ اَبِىْ مُوْسٰى اَنَّ رَسُوْلَ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ قَالَ لَا تُصِيْبُ عَبْدًا نَكْبَةٌ فَمَا فَوْقَهَا وَمَا دُوْنَهَا اِلَّا بِذَنْبٍ وَمَا يَعْفُوْا اَكْثَرُ، (تِرْمِذِىْ بَحَوَالَهءِ مَظْهَرِىْ)

*"હઝરત અબૂ મૂસા ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, બંદાને જે કોઈ હલકી અથવા ભારે મુસીબત પડે છે તો તે તેના ગુનાહોનું પરિણામ હોય છે અને તે ઘણા ગુનાહોને મા'ફ કરી આપે છે." (તિરમિઝી બ હવાલએ મઝહરી)*

**રસૂલે કરીમ ﷺની રિસાલત સમગ્ર દુનિયા માટે સમાન રીતે જાહેર છે**

وَاَرْسَلْنٰكَ لِلنَّاسِ رَسُوْلًا આ આયતથી સાબિત થાય છે કે, રસૂલે કરીમ ﷺ લોકો માટે રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા હતા. તેઓ ફક્ત અરબો માટે નબી અથવા રસૂલ ન હતા બલકે, રસૂલે કરીમ ﷺની રિસાલત સમગ્ર દુનિયાના મનુષ્યો માટે સર્વસામાન્ય છે. ભલે, તે સમયે તે મૌજૂદ હતા અથવા પાછળથી કયામત સુધી પૈદા થાય. *(મઝહરી)*

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૮૦)

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ ۚ وَمَنْ تَوَلّٰى فَمَآ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ﴿٨٠﴾

## તરજુમો :

*જેણે રસૂલનો હુકમ માન્યો તેણે અલ્લાહનો હુકમ માન્યો, અને જે ઊલટો ફર્યો (વિમુખ થયો) તો અમે તમને તેમના ઉપર નિગેહબાન (રખેવાળ બનાવી) નથી મોકલ્યા. (૮૦)*

## તફસીર :

જે વ્યક્તિએ રસૂલ (ﷺ)ની ઈતાઅત કરી, તેણે અલ્લાહ તઆલાની ઈતાઅત કરી (અને જેણે આપ ﷺની નાફરમાની કરી, તેણે અલ્લાહ તઆલાની નાફરમાની કરી અને અલ્લાહ તઆલાની ઈતાઅત બૌદ્ધિક રીતે પણ વાજિબ છે, બસ આ આધારે રસૂલે કરીમ ﷺની ઈતાઅત કરવી પણ વાજિબ છે) અને જે વ્યક્તિ (આપ ﷺની આજ્ઞાનું પાલન કરવાથી) વિમુખ થઈ જશે, બસ (આપ ﷺ તેનાથી દિલગીર ન થશો કારણ કે, અમે) તમને (જવાબદારી સ્વરૂપે) તેમના રખેવાળ બનાવીને નથી મોકલ્યા (કે આપ ﷺ તેમને કુફ્ર કરવાથી રોકી રાખે, બલકે તમારો ફરજ સંદેશ પહોંચાડવાનો છે, જે પૂરો થઈ જાય છે. ત્યારપછી પણ તેઓ કુફ્ર કરે તો તમને તેની કોઈ પૂછતાછ નહીં થાય, તેનાથી તમે નચિંત થઈ જાઓ).

---

## આયતો : (સૂરએ નિસાઅ્‌ : આયત નં. ૮૧-૮૨)

| |
|---|
| وَيَقُوْلُوْنَ طَاعَةٌ ؗ فَاِذَا بَرَزُوْا مِنْ عِنْدِكَ بَيَّتَ طَآئِفَةٌ مِّنْهُمْ غَيْرَ الَّذِىْ تَقُوْلُ ؕ |
| وَاللّٰهُ يَكْتُبُ مَا يُبَيِّتُوْنَ ۚ فَاَعْرِضْ عَنْهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿٨١﴾ |
| اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ ؕ وَلَوْ كَانَ مِنْ عِنْدِ غَيْرِ اللّٰهِ لَوَجَدُوْا فِيْهِ اخْتِلَافًا كَثِيْرًا ﴿٨٢﴾ |

## તરજુમો :

*અને કહે છે, 'કબૂલ છે'; પછી જ્યારે તમારી પાસેથી બહાર ગયા તો તેમનામાંથી અમુક-અમુક (મુનાફિકો) રાત્રે તેના વિરૂદ્ધ મશવરો કરે છે જે તમને કહી ચૂક્યા હતા (ગુપ્ત ષડ્‌યંત્રો રચે છે); અને અલ્લાહ તઆલા લખે છે જે તેઓ મશવરો કરે છે; બસ તમે તેમના તરફ લક્ષ ન આપો અને*

*અલ્લાહ ઉપર ભરોસો કરો અને અલ્લાહ પૂરતો કાર્યસાધક છે. (૮૧) શું કુર્આનમાં વિચાર (ચિંતન) નથી કરતા ? અને જો આ (કુર્આન) અલ્લાહ સિવાય કોઈ અન્યનું હોત તો અવશ્ય તેમાં ઘણા તફાવત (વિરોધાભાસ) જોયા હોત. (૮૨)*

## તફસીર :

અને આ (મુનાફિક) લોકો (આપ ﷺના હુકમો સાંભળીને તમારી સામે મૌખિક) કહે છે કે, અમારું કામ (તમારી) આજ્ઞાનું પાલન કરવાનું છે, પછી જ્યારે તમારી પાસેથી (ઊઠીને) બહાર જાય છે તો તેમનામાંથી એક વર્ગ રાત્રિના સમયે (ગુપ્ત) મંત્રણાઓ કરે છે, (એટલે કે તેમના આગેવાનોનો વર્ગ) તે (બાબતો)ના વિરૂદ્ધ કે જે કંઈ તેઓ મૌખિક કહી ચૂક્યા હતા (અને આ આગેવાનો જ ગુપ્ત મંત્રણાઓ કરી ષડયંત્રો રચે છે અને બાકીના તેમના તાબે'દાર રહે છે, આ બધાની આવી પરિસ્થિતિને) અલ્લાહ તઆલા લખી રાખે છે જે કંઈ તેઓએ રાત્રે મશવરો કર્યો છે (ષડયંત્રો રચ્યા છે અને આ ષડયંત્રોની યોગ્ય સમયે શિક્ષા આપવામાં આવશે), બસ તમે તેમના (વાહિયાતપણા) ઉપર ધ્યાન ન આપો અને (કંઈ ફિકર-ચિંતા ન કરો બલકે, સમગ્ર કિસ્સો) અલ્લાહ તઆલાના હવાલે કરી આપો અને અલ્લાહ તઆલા પૂરતો કાર્યસાધક છે (તે પોતે યોગ્ય પદ્ધતિથી તેમને દફા કરશે. એટલા માટે ક્યારેય તેમની શરારતોથી કોઈ નુકસાન પહોંચવાનું નથી), શું આ લોકો (કુર્આનની ઉચ્ચ કક્ષાની સાહિત્ય વર્ણનશૈલી અને તેણે આપેલ અદશ્ય બાબતોની સાચી-સાચી વિગતો જોઈ રહ્યા છે છતાં) કુર્આનમાં ચિંતન કરતા નથી ? (જેથી તે અલ્લાહનું કલામ હોવાનું સ્પષ્ટ થઈ જાય) અને જો એ અલ્લાહ સિવાય અન્ય કોઈના તરફથી હોત તો તે(ના વિષયો)માં (તેના લંબાણપૂર્વકના વર્ણનોના કારણે) ઘણા બધા વિરોધાભાસ જોયા હોત (જો દરેકે દરેક વિષયમાં એક-એક વિરોધાભાસ હોય તો પણ ઘણા બધા વિષયોમાં ઘણા બધા વિરોધાભાસ હોત, જ્યારે કે, કુર્આનના એક વિષયમાં પણ કોઈ સ્થળે કોઈ વિરોધાભાસ નથી અને એટલા માટે તે નિ:શંક ! અલ્લાહ સિવાય કોઈ અન્યનું કલામ હોઈ જ નથી શકતું).

## મસ્અલા અને બોધપાઠ :

وَيَقُوْلُوْنَ طَاعَةٌ فَاِذَا بَرَزُوْا مِنْ عِنْدِكَ بَيَّتَ طَائِفَةٌ مِّنْهُمْ غَيْرَ الَّذِىْ تَقُوْلُ

આ આયતમાં તે લોકોની ટીકા કરવામાં આવી છે, જેઓ ડબલ પૉલિસી (ક્રોસ પૉલિસી–દોગલાપણું) અપનાવે છે. મૌખિક કંઈ કહે છે અને દિલમાં બીજું હોય છે. ત્યાર પછી એવા લોકો વિશે રસૂલે કરીમ ﷺને એક ખાસ પ્રકારનો વ્યવહાર કરવાની સૂચના આપવામાં આવી છે.

**આગેવાનો માટે એક અગત્યની સૂચના** فَاَعْرِضْ عَنْهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا **છે :**

જ્યારે મુનાફિકો રસૂલે કરીમ ﷺ સામે આવતા હતા ત્યારે કહેતા હતા કે, અમે તમારી આજ્ઞાનો સ્વીકાર કર્યો અને જ્યારે પરત જતા તો પરસ્પર રસૂલે કરીમ ﷺની અવજ્ઞા કરવાની મંત્રણા કરતા, તેનાથી રસૂલે કરીમ ﷺને ખૂબ મન–દુઃખ થતું, આથી આ બાબતે અલ્લાહ તઆલાએ સૂચના આપી કે, તેમની પરવા ન કરો. તમે પોતાનું કામ અલ્લાહના ભરોસે ચાલુ રાખો. કારણ કે, અલ્લાહ તઆલા તમારા માટે પૂરતો છે.

એનાથી જાણ થાય છે કે, જે વ્યક્તિ લોકોનો આગેવાન અને માર્ગદર્શક હોય છે તેને જાત–જાતની અને ભાત–ભાતની મુશ્કેલીઓમાંથી પસાર થવું પડે છે. લોકો જાત–જાતના ઊલટા–સીધા આક્ષેપો તેમના ઉપર કરે છે. મિત્રોના સ્વરૂપમાં દુશ્મનો પણ હોય છે, આ બધી વસ્તુઓ હોવા છતાં તે આગેવાને પાકા નિર્ધાર અને દૃઢ વિશ્વાસ સાથે અલ્લાહ ઉપર ભરોસો કરી, પોતાના કામમાં ધ્યાન કેન્દ્રિત કરી, એકાગ્ર થઈ વળગી રહેવું જોઈએ. જો તેની નિય્યત સાફ હશે તો ઈન્શાઅલ્લાહ ! તે જરૂર સફળ થશે.

**કુર્આનમાં ચિંતન કરવું :**

اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ આ આયતમાં અલ્લાહ તઆલા કુર્આનમાં ચિંતન–મનન કરવાનું આમંત્રણ આપે છે, તેમાં અમુક બાબતો વિચાર કરવા યોગ્ય છે, એક એ કે, અલ્લાહ તઆલાએ اَفَلَا يَتَدَبَّرُوْنَ ફરમાવ્યું છે, اَفَلَا يَقْرَؤُوْنَ નથી ફરમાવ્યું, તેનાથી દેખીતી રીતે એક રસપ્રદ ઈશારો એ બાબત તરફ થયો હોવાની જાણ થાય છે કે, આ આયત દ્વારા એ બાબત સમજાવવામાં આવી રહી છે કે, તેઓ જો ચિંતન અને મનનની ઊંડી નજરથી કુર્આનને જોશે તો તેમને તેના વિષયો અને ભાવાર્થમાં કોઈ વિરોધાભાસ દેખાશે નહીં અને આ સમજણ

"તદબ્બુર" (ચિંતન) દ્વારા જ અદા થઈ શકે છે. ફક્ત તિલાવત અને કિરાઅતમાં ચિંતન ન હોવાના કારણે તેમાં ઘણા બધા વિરોધાભાસ દેખાશે, જે વાસ્તવિકતાથી ભિન્ન બાબત છે.

બીજી બાબત આ આયતથી એ જાણ થાય છે કે, કુર્આનનો હક એ છે કે, દરેક વ્યક્તિ તેના અર્થોમાં ચિંતન-મનન કરે. એટલા માટે એવું સમજવું કે, કુર્આનમાં ચિંતન અને મનન કરવું ફક્ત ઈમામો અને મુજતહિદોનું જ કામ છે, એ સાચું નથી. અલબત્ત, ચિંતન અને મનનના દરજ્જાઓ જ્ઞાન અને સમજની કક્ષાઓ પ્રમાણે વિભિન્ન હોઈ શકે છે. મુજતહિદીન ઈમામોનું ચિંતન એક-એક આયતમાંથી હજારો મસ્અલાઓ પ્રતિપાદિત કરવાનું હોય છે. સામાન્ય ઉલમાનું ચિંતન તે મસ્અલાઓને સમજાવવાનું હોય છે. જો સામાન્ય વ્યક્તિ કુર્આનનો તરજુમો અને તફસીર પોતાની ભાષામાં પઢે અને તેમાં ચિંતન અને મનન કરે તો તેનાથી અલ્લાહ તઆલાની શ્રેષ્ઠતા અને મહોબ્બત તથા આખિરતની ફિકર-ચિંતા પૈદા થાય છે, જે સફળતાની ચાવી છે. અલબત્ત સામાન્ય લોકો માટે ગેરસમજો અને ખોટી ધારણાઓથી બચવાનો ઉત્તમ ઉપાય એ છે કે, કોઈ આલિમ પાસેથી કુર્આનનો સબક શીખીને પઢે. એવું ન થઈ શકે, તો કોઈ પ્રામાણિક ભરોસાપાત્ર તફસીરનો અભ્યાસ કરે અને જ્યાં કોઈ શંકા ઉપસ્થિત થાય તો પોતાના અભિપ્રાયથી કોઈ ફેંસલો ન કરે બલકે, એ બાબતને સમજવા માટે ઉલમાઓના શરણમાં જાય.

## કુર્આન અને સુન્નતના વિવરણ અને સ્પષ્ટતા ઉપર કોઈ સમુદાય અથવા વ્યક્તિની ઇજારાદારી નથી પરંતુ તેના માટે અમુક શરતો છે :

પ્રસ્તુત આયતથી જાણ થાય છે કે, દરેક વ્યકિતને એ હક છે કે, તે કુર્આનમાં ચિંતન અને મનન કરે, પરંતુ જેમકે અમે કહ્યું તેમ ચિંતન અને મનન કરવાના વિવિધ દરજ્જાઓ અને તબક્કાઓ છે અને દરેકનો હુકમ જુદો-જુદો છે. મુજ્તહિદ ઈજ્તેહાદના દષ્ટિકોણથી ચિંતન-મનન કરીને કુર્આને હકીમમાંથી મસ્અલા અને કાયદા-કાનૂનો પ્રતિપાદિત કરે છે. એટલા માટે જરૂરી છે કે, તેઓ તેના વિષયનું સંપૂર્ણ ઈતર જ્ઞાન પણ પ્રાપ્ત કરે, જેથી તેઓ તેના સાચા પરિણામો સુધી પહોંચી શકે. હવે, જો તેઓ આ વિષયનું જ્ઞાન પ્રથમથી બિલકુલ જ ધરાવતા

નથી અથવા તો અધૂરું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, જે ખાસિયતો અને શરતો એક મુજ્તહિદ માટે હોવી જરૂરી છે, તે તેની પાસે નથી તો દેખીતું છે કે, તે ખોટા પરિણામો ઉપર પહોંચશે અને ખોટા મસ્અલાઓ પ્રતિપાદિત કરશે અને આવી પરિસ્થિતિમાં જો ઉલમા તેના ઉપર લગામ લગાવે તો તે બરાબર છે.

જો એક વ્યક્તિ જેણે ક્યારેય મૅડિકલ કૉલેજની બિલ્ડીંગ સુદ્ધાં જોઈ નથી, હવે તે ડૉક્ટરી જ્ઞાનમાં ભૂલો શોધવા લાગે અને દેશમાં ડિગ્રી ધરાવનાર ડૉક્ટરો સાથે બીમારી અને ઉપચાર વિશે દલીલબાજી કરે અને એવો વાંધો ઊભો કરે કે, ડિગ્રીધારી ડૉક્ટરોને જ શા માટે બીમારીના ઉપચારની ઈજારાદારી આપવામાં આવી છે ? મને પણ એક માનવ તરીકે આ હક મળવો જોઈએ !

અથવા કોઈ અક્કલનો ઓથમીર એવું કહેવા લાગે કે, દેશમાં નહેરો, પુલો, બંધ વગેરે બાંધવા માટેનું કૉન્ટ્રાક્ટ (ઈજારો) ફક્ત નિષ્ણાત ઍન્જિનિયરોને જ કેમ આપવામાં આવે છે ? દેશના એક નાગરિક તરીકે મને પણ આ અધિકાર મળવો જોઈએ !

અથવા તો કોઈ અક્કલનો બારદાન હોય એવો વ્યક્તિ એવો વાંધો ઉઠાવવા માંડે કે, દેશના કાયદા-કાનૂનોના ખુલાસા અને વ્યાખ્યા માટે ફક્ત કાયદા-કાનૂનોના નિષ્ણાતોને જ કેમ વકીલાતનું લાયસન્સ આપવામાં આવે છે ? હું પણ બુદ્ધિશાળી અને પુખ્ત વયનો છું અને આ કામ કરી શકું છું. આવી પરિસ્થિતિમાં આવા વ્યક્તિને એવો જવાબ આપવામાં આવશે કે, નિઃશંક ! તમને આ બધા જ કામોનો એક નાગરિક તરીકે અધિકાર પ્રાપ્ત છે, પરંતુ આ કામો કરવા માટેની ક્ષમતા પૈદા કરવા માટે વર્ષોના વર્ષો પુસ્તકોના થોથાં ઉથલાવવા પડે છે, નિષ્ણાત શિક્ષકો પાસેથી માન્ય યુનિવર્સિટીઓમાં શિક્ષણ મેળવવું પડે છે, ત્યાર પછી ડિગ્રીઓ માટે પરીક્ષા આપવી પડે છે, તમે પ્રથમ આ બધી મહેનત તો કરો ! પછી નિઃશંક ! તમને પણ તે બધી જ સેવાઓ આપવા માટે લાયસન્સ મળી જશે, પરંતુ જો આ જ વાત કુર્આન અને સુન્નતના ખુલાસા અને ઈસ્લામના અતિમહત્ત્વના નાજુક મસ્અલાઓ માટે કહેવામાં આવે છે, તો તેના ઉપર ઉલમાની ઈજારાદારી હોવાના મહેણા-ટોણા મારવામાં આવે છે. શું કુર્આન અને સુન્નતના ખુલાસા અને વ્યાખ્યા કરવા માટે કોઈ ક્ષમતા અને કાબેલિયત જરૂરી

નથી ? શું સમગ્ર દુનિયામાં એક કુર્આન અને સુન્નતનું જ્ઞાન જ એવું લાવારિસ રહી ગયું છે કે, તેના વિશે દરેક વ્યક્તિ પોત–પોતાની રીતે ખુલાસા અને વ્યાખ્યા કરવાનો અધિકાર પ્રાપ્ત કરી લે ? ભલે તેણે કુર્આન અને સુન્નતનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે બે–ચાર મહિના પણ ખર્ચ્યા ન હોય !

## "કયાસ" (અનુમાન)ની સાબિતી :

આ આયતથી એ બાબત પણ સ્પષ્ટ થઈ ગઈ કે, જો કોઈ મસ્અલાનો ખુલાસો કુર્આન અને સુન્નતમાં ન મળે તો તેમાં ચિંતન અને મનન કરીને તે સમસ્યાનો હલ શોધવાનો પ્રયત્ન કરવામાં આવે અને આ જ અમલને ઈસ્લામિક પરિભાષામાં "કયાસ" કહેવામાં આવે છે. *(કુર્તુબી)*

## અનેક વિરોધાભાસોની સ્પષ્ટતા :

لَوْ كَانَ مِنْ عِنْدِ غَيْرِ اللّٰهِ لَوَجَدُوْا فِيْهِ اخْتِلَافًا كَثِيْرًا "ઈખ્તેલાફે કષીરહ" (અનેક વિરોધાભાસો)નો અર્થ એ છે કે, જો કોઈ એક વિષયમાં વિરોધાભાસ હોય તો વિવિધ વિષયોમાં અસંખ્ય વિરોધાભાસો ઊભા થશે. (બયાનુલ કુર્આન) પરંતુ આ કુર્આન શરીફમાં કોઈ એક વિષયમાં પણ વિરોધાભાસ નથી. એટલા માટે આ અલ્લાહનું જ કલામ છે, કોઈ મનુષ્યના કલામમાં આવું સાતત્ય ન હોઈ શકે, ન જ કોઈ સ્થળે ઉચ્ચતમ્ કક્ષાની વર્ણનશૈલીમાં ક્યાંય કોઈ ઉણપ બાકી રહે છે, જેમકે તવહીદ અને કુફ્ર તથા હલાલ અને હરામના વર્ણનોમાં કોઈ વિરોધાભાસ કે તફાવત ઊભો જ નથી થતો. એ જ પ્રમાણે અદશ્ય બાબતોની જાણકારી આપવામાં પણ કોઈ ખબર એવી નથી જે વાસ્તવમાં ન ઘટી હોય, ન તો કુર્આન શરીફની સાહિત્યિક ગુણવત્તામાં કોઈ એવો તફાવત છે કે, જેમાં અમુક વિભાગ તો ખૂબ ઉચ્ચતમ્ શૈલીમાં અને અમુક બિલકુલ નિમ્ન કક્ષાના હોય. દરેક મનુષ્યના ભાષણ અને લખાણો ઉપર આસપાસના પર્યાવરણનો પ્રભાવ પડતો હોય છે. ખુશીના સમયે અલગ રંગ હોય છે અને જ્યારે રંજ અને ગમ હોય તો વર્ણનશૈલી બદલાય જાય છે પરંતુ કુર્આને કરીમ દરેક પ્રકારના આવા તફાવત અને વિરોધાભાસોથી બિલકુલ પવિત્ર છે અને આ જ તેના કલામે ઈલાહી હોવાની સ્પષ્ટ દલીલ છે.

————————

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૮૩)

وَ إِذَا جَآءَهُمْ أَمْرٌ مِّنَ الْأَمْنِ أَوِ الْخَوْفِ أَذَاعُوا بِهٖ ۖ وَلَوْ رَدُّوهُ إِلَى الرَّسُولِ

وَإِلَىٰٓ أُولِي الْأَمْرِ مِنْهُمْ لَعَلِمَهُ الَّذِينَ يَسْتَنبِطُونَهٗ مِنْهُمْ ۗ وَلَوْلَا فَضْلُ اللّٰهِ

عَلَيْكُمْ وَرَحْمَتُهٗ لَاتَّبَعْتُمُ الشَّيْطٰنَ إِلَّا قَلِيلًا ﴿٨٣﴾

## તરજુમો :

*અને જ્યારે તેમની પાસે શાંતિની અથવા ભયની કોઈ ખબર પહોંચે છે તો તેને (તરત જ) મશ્હૂર કરી (ફેલાવી) દે છે; અને જો તેને રસૂલ સુધી પહોંચાડી આપી હોત અથવા પોતાના હાકિમો (શરઈ શાસકો) સુધી તો તેની તહકીક કરી હોત જે તેમનામાં તેની તહકીક કરનારા છે; અને જો અલ્લાહનો તમારા ઉપર ફઝ્લ (કૃપા) ન હોત અને તેની મહેરબાની તો અલબત્ત તમે શયતાનની પાછળ થઈ ગયા હોત; પરંતુ ઘણા થોડા (સિવાય). (૮૩)*

## તફસીર :

અને જ્યારે તેમને કોઈ બાબતની ખબર પહોંચે છે, ભલે (તે બાબત) શાંતિની હોય અથવા ભયની હોય (દાખલા તરીકે, કોઈ મુસલમાનોનું લશ્કર કોઈ સ્થળે જિહાદ માટે ગયું છે અને તેમના વિજયી થવાની ખબર આવી તો આ સંતોષ અને આનંદની ખબર છે અને જો કોઈ ખબર તેમના પરાજિત થવાની આવી તો આ ભય પમાડનારી ખબર છે), તો એ (ખબર)ને (તરત જ) ફેલાવી દે છે (જ્યારે કે, અમુક સમયે તે ખબર જૂઠી પણ હોઈ શકે છે અથવા સાચી પણ હોઈ શકે છે તો પણ અમુક સમયે આવી ખબરો ફેલાવી દેવી વહીવટ અને વ્યવસ્થાની દષ્ટિએ ખોટું છે) અને જો (પોતે ખબર ફેલાવવાના બદલે) આ લોકો તે (ખબર)ને રસૂલ (ﷺ)ને અથવા જે (અકાબિર સહાબાઓ) તેમનામાં વહીવટનું કામકાજ સંભાળે છે તેમને પહોંચાડી હોત (અને પોતે કંઈ દખલગીરી ન કરી હોત) તો તે (ખબરની સાચા-જૂઠા હોવાની અથવા તેને સામાન્ય લોકો સુધી પહોંચાડવા વિશે)ની તહકીક (અને ઝીણવટભરી તપાસ) કરી લીધી હોત (જેમકે હંમેશા તેઓ આવી

ઝીણવટભરી તપાસ કરે છે, પછી તેના ઉપર આ લોકોએ કોઈ કાર્યવાહી કરી હોત, એટલા માટે આવી ખબરો ફેલાવનાર લોકોએ તેમાં કોઈ દખલગીરી કરવાના બદલે આ ખબરને આવા સત્તાધીશો સુધી દુનિયવી અને ઈસ્લામિક શાસનના હિતને નજર સમક્ષ રાખી પહોંચાડવી જોઈએ. આ હુકમ સંભળાવ્યા પછી એ લોકોને જાણ કરવામાં આવે છે કે) જો તમારા ઉપર અલ્લાહ તઆલાનો (ખાસ) ફઝ્લ અને રહમત (જેમકે તમને કુર્આન શરીફ આપવું, પોતાનો પયગમ્બર મોકલવો વગેરે) ન હોત તો તમે બધા જ (દુનિયા અને આખિરતના નુકસાન ઉઠાવનારાઓમાંથી હોત અને) ફક્ત અમુક લોકો સિવાય શયતાનની પૈરવી કરવા લાગ્યા હોત (અલ્લાહની અર્પણ કરેલ બુદ્ધિ પણ અલ્લાહની એક ખાસ રહમત અને કૃપા છે કે, આ બુદ્ધિ વડે તમે સુરક્ષિત રહો છો, નહિતર તમે વધારે નુકસાનમાં પડ્યા હોત, બસ તમારે આવા પયગમ્બર અને આવા કુર્આનને કે જે સુધારણા અને ભલાઈના હુકમો કરે છે, તેમને આ મુનાફિકો કરતાં ગનીમત સમજવા જોઈએ અને તેમની આજ્ઞાનું સંપૂર્ણ પાલન કરવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) :

وَاِذَا جَآئَهُمْ اَمْرٌ مِّنَ الاَمْنِ اَوِالْخَوْفِ اَذَاعُوْا بِهٖ ط હઝરત ઈબ્ને અબ્બાસ, ઝહ્હાક અને અબૂ મઆઝ (રદિ.)ના મતે આ આયત મુનાફિકો વિશે નાઝિલ થઈ છે અને હઝરત હસન તથા બીજા અન્ય લોકોના મતે આ આયત અશક્ત મુસલમાનો વિશે નાઝિલ થઈ છે. *(રૂહુલ મઆની)*

અલ્લામહ ઈબ્ને કષીર (રહ.)એ આ આયત વિશે અમુક ઘટનાઓ નકલ કર્યા પછી ફરમાવ્યું છે કે, ‘‘આ આયતના શા'ને નુઝૂલમાં હઝરત ઉમર બિન ખત્તાબ (રદિ.)ની હદીષનું વર્ણન કરવું જોઈએ, તે એ કે, હઝરત ઉમર (રદિ.)ને ખોટી ખબર મળી કે રસૂલુલ્લાહ ﷺએ પોતાની પત્નીઓને તલાક આપી દીધી છે, તો તેઓ પોતાના ઘરેથી મસ્જિદ તરફ આવ્યા, જ્યારે દરવાજા ઉપર પહોંચ્યા તો તેમણે સાંભળ્યું કે, લોકોમાં આ જ વાત થઈ રહી છે, તેમણે કહ્યું, ચાલો ! આપણે આ ખબરની તહકીક કરવી જોઈએ ! એટલા માટે તેઓ રસૂલે કરીમ ﷺ પાસે પહોંચ્યા અને પૂછ્યું કે, શું આપે (ﷺ) પોતાની પત્નીઓને તલાક આપી

દીધી છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, નહીં ! હઝરત ઉમર (રદિ.) ફરમાવે છે કે, હું મસ્જિદ તરફ પાછો ગયો અને દરવાજા પર ઊભો થઈને એવું એ'લાન કર્યું કે, રસૂલુલ્લાહ ﷺએ પોતાની પત્નીઓને તલાક આપી નથી, જે તમે લોકો કહી રહ્યા છો તે બધું જૂઠું છે. ત્યાર બાદ આ ઘટના સંદર્ભે આ આયત નાઝિલ થઈ, "وَاِذَا جَآئَهُمْ اَمْرٌ....." *(તફસીર ઈબ્ને કષીર)*

**તપાસ અને તહકીક કર્યા વિના અફવાઓ ઉડાવવી મોટો ગુનોહ અને મહાન ફિત્નો છે :**

આ આયતથી જાણ થાય છે કે, દરેક સાંભળેલી ખબર વિના તહકીકે ફેલાવવી જોઈએ નહીં, એટલા માટે રસૂલે કરીમ ﷺએ એક હદીષમાં ફરમાવ્યું છે કે, كَفٰى بِالْمَرْءِ كَذِبًا اَنْ يُّحَدِّثَ بِكُلِّ مَاسَمِعَ "કોઈ વ્યક્તિના જૂઠા હોવા માટે એટલી બાબત પૂરતી છે કે, તે દરેક સુની-સુનાઈ (માત્ર ગમે ત્યાંથી સાંભળેલી) વાતને તહકીક કર્યા વિના ફેલાવવા માંડે."

એક બીજી હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, مَنْ حَدَّثَ بِحَدِيْثٍ وَهُوَيَرٰى اَنَّهٗ كَذِبٌ فَهُوَاَحَدُالْكَاذِبَيْنِ એટલે કે, "જે વ્યક્તિ કોઈ એવી વાત વર્ણન કરે કે તે જાણે છે કે આ જૂઠી છે, તો બે જૂઠાઓમાં એક જૂઠો તે પણ છે."

*(તફસીરે ઈબ્ને કષીર)*

**ઊલૂલ અમ્ર કોણ છે ? :**

وَلَوْ رَدُّوْهُ اِلَى الرَّسُوْلِ وَاِلٰى اُولِى الْاَمْرِ مِنْهُمْ لَعَلِمَهُ الَّذِيْنَ يَسْتَنْبِطُوْنَهٗ مِنْهُمْ...

અહીંયાં શબ્દ اِسْتِنْبَاط "ઈસ્તિમ્બાત્" વાસ્તવમાં "કૂવાના તળિયેથી પાણી કાઢવા"ને કહેવામાં આવે છે. કૂવો ખોદવામાં જે પાણી શરૂઆતમાં નીકળે છે તેને مَاءِ مُسْتَنْبَط "મા-એ-મુસ્તમ્બત્" કહેવામાં આવે છે, પરંતુ અહીંયાં અર્થ એ છે કે, "કોઈ વાતના ઊંડે સુધી પહોંચીને તેની સાચી તહકીક અને તપાસ કરી હકીકત જાણવી." *(કુર્તુબી)*

اُولُوالْاَمْرِ (ઊલૂલ અમ્ર) કોણ છે ? તેના વિશે અસંખ્ય કૌલ અને નિવેદનો થયા છે, હઝરત હસન, કતાદહ અને ઈબ્ને અબી લયલા (રહ.)ના મતે ઉલમા અને ફુક્હા "ઊલૂલ અમ્ર" છે. હઝરત સુદ્દી (રહ.) ફરમાવે છે, સાચું એ છે કે, બંને "ઊલૂલ અમ્ર" છે, એટલા માટે ઊલૂલ અમ્ર તે બંનેને લાગુ પડે છે.

અલબત્ત, આ બાબતમાં અમુક લોકો એવી શંકા કરે છે કે, ઊલૂલ અમ્ર ફુક્હા નથી હોઈ શકતા. કારણ કે, ઊલૂલ અમ્ર પોતાના શાબ્દિક અર્થના આધારે તે લોકો છે જેમનો હુકમ ચાલે છે અને દેખીતું છે કે, ફુક્હાનું એ કામ નથી. વાસ્તવિકતા એ છે કે, હુકમ ચલાવવાના બે સ્વરૂપો છે. એક બળ વડે અને તે તો ફક્ત સરકાર અને સત્તાધીશો જ કરી શકે છે અને બીજું સ્વરૂપ કોઈના ઉપર ભરોસો હોવાના કારણે તેનો હુકમ માનવાનું છે. આ પ્રતિષ્ઠા કુક્હાઓને પ્રાપ્ત છે, જેનો પ્રત્યક્ષ અનુભવ સામાન્ય મુસલમાનોને દરેક પરિસ્થિતિમાં દરેક યુગમાં થતો રહે છે કે, દીનના મા'મલામાં સામાન્ય મુસલમાનો પોતાની મરજીથી ઉલમા અને ફુક્હાના જ હુકમોને પોતાના માટે અમલ કરવાનું વાજિબ ઠરાવે છે અને શરીઅતની રૂએ તેમના ઉપર તેમના હુકમોની તાબે'દારી કરવી વાજિબ પણ છે. એટલા માટે આ કારણથી "ઊલૂલ અમ્ર"ની વ્યાખ્યા તેમને પણ લાગુ પડે છે.

*(અહકામુલ કુર્આન લિલ્ જસ્સાસ)*

આ ચર્ચાની વધુ સ્પષ્ટતા قُلْ اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاُوْلِى الْاَمْرِ مِنْكُمْ (૪ : ૫૯) આયત હેઠળ આવી ચૂકી છે.

**આધુનિક યુગમાં ઉપસ્થિત થતા મસ્અલાઓમાં કયાસ અને ઇજ્તેહાદ સામાન્ય લોકો માટે ઇમામોની તકલીદ (અનુસરણ) કરવાની સાબિતી છેઃ**

આ આયતથી જાણ થાય છે કે, જે મસ્અલાઓમાં કોઈ "નસ" (કુર્આન અને હદીષનો ખુલ્લો અને સ્પષ્ટ હુકમ) ન હોય તેના હુકમો ઈજ્તેહાદ અને કયાસના સિદ્ધાંતો ઉપર કુર્આનની હેસિયત પ્રમાણે પ્રતિપાદિત કરવા જોઈએ. કારણ કે, આ આયતમાં એ વાતનો હુકમ આપવામાં આવ્યો છે કે, નવા મસ્અલાઓને હલ કરવા માટે જો રસૂલે કરીમ ﷺ મૌજૂદ છે, તો તેમના શરણમાં જવું જોઈએ અને જો તે મૌજૂદ ન હોય તો ઉલમા અને ફુક્હાના શરણમાં જવું જોઈએ. કારણ કે, તેઓ હુકમોને "મુસ્તમ્બત" (પ્રતિપાદન) કરવાની ક્ષમતા (સમજ) ધરાવે છે.

આ વર્ણનથી અમુક લાભદાયક બાબતો પ્રાપ્ત થાય છે.

એક એ કે, કુર્આન અને સુન્નતની "નસ" ન હોવાના સ્વરૂપમાં ફુક્હા અને ઉલમા તરફ રુજૂઅ્ કરવામાં આવશે.

બીજું એ કે, અલ્લાહના હુકમના બે પ્રકારો છે, અમુક તે છે, જેની સ્પષ્ટ "નસ" અને ખુલ્લા હુકમ મૌજૂદ છે અને અમુક તે છે, જે અસ્પષ્ટ અને સંદિગ્ધ છે, જેને આયતોની ઊંડાઈમાં અલ્લાહ તઆલાએ સંગ્રહિત કર્યા છે.

ત્રીજું એ કે, ઉલમાની એ ફરજ છે કે, માત્ર એવા જ ભાવાર્થોને ઈજ્તેહાદ અને કયાસ દ્વારા પ્રતિપાદિત કરે જેના વિશે સ્પષ્ટ હુકમો ઉપલબ્ધ નથી.

ચોથું એ કે, સામાન્ય લોકો માટે જરૂરી છે કે, તેઓ આ મસ્અલાઓમાં ઉલમાનું અનુસરણ (તકલીદ) કરે. *(અહકામુલ કુર્આન લિલ્ જસ્સાસ)*

**રસૂલે કરીમ ﷺ પણ "ઇસ્તિમ્બાત" (ઇજ્તેહાદ કરી મસ્અલાઓ પ્રતિપાદિત કરવા)ને અને દલીલોને માન્ય રાખતા હતા :**

આ આયતથી જાણ થાય છે કે, રસૂલે કરીમ ﷺ પણ દલીલો દ્વારા હુકમો પ્રતિપાદિત કરવાને માન્ય રાખતા હતા. એટલા માટે પ્રથમ આયતમાં બે વ્યક્તિઓ તરફ રુજૂઅ્ થવાનો હુકમ આપવામાં આવ્યો છે. એક રસૂલે કરીમ ﷺ અને બીજા ઊલૂલ અમ્ર તરફ. ત્યાર બાદ ફરમાવ્યું, لَعَلِمَهُ الَّذِيْنَ يَسْتَنْبِطُوْنَهٗ مِنْهُمْ અને આ જાહેર હુકમ છે, જેમાં પ્રસ્તુત બંને પક્ષોમાંથી કોઈ એક માટે ખાસ સંબોધન નથી. એટલા માટે એનાથી સાબિત થાય છે કે, રસૂલે કરીમ ﷺ જાતે પણ ઈજ્તેહાદ કરી હુકમો પ્રતિપાદિત કરવાની ક્રિયા કરતા હતા.

*(અહકામુલ કુર્આન લિલ્ જસ્સાસ)*

**ખુલાસો :**

જો કોઈને એવી શંકા હોય કે, આ આયતથી ફક્ત એટલી જ જાણ થાય છે કે, દુશ્મનો તરફથી શાંતિ કે ભય હોવા વિશે તમે આપમેળે કોઈ ખબર ન ઉડાવો બલકે, જે જ્ઞાન અને વિવેકબુદ્ધિ ધરાવનાર આગેવાન લોકો છે, તેમના તરફ રુજૂઅ્ કરો, પછી તેઓ જે કંઈ ચિંતન-મનન કરીને બતાવે તેના ઉપર અમલ કરો. દેખીતું છે કે, મસ્અલાઓ અને ઘટનાઓ સાથે તેનો કોઈ સંબંધ નથી.

હવે, આ શંકાનો જવાબ એ છે કે, આ આયત وَاِذَا جَآءَهُمْ اَمْرٌ مِّنَ الْاَمْنِ اَوِ الْخَوْفِ માં દુશ્મનોનું કોઈ વર્ણન નથી, એટલા માટે શાંતિ અને ભય એક સામાન્ય પરિસ્થિતિ છે, જેવી રીતે તેનો સંબંધ દુશ્મનોથી છે, એવી જ રીતે મસ્અલાઓ અને ઉપસ્થિત થતી પરિસ્થિતિઓ માટે પણ છે. કારણ કે, જ્યારે કોઈ નવો મસ્અલો સામે આવે છે તો તેના હલાલ અથવા હરામ હોવા વિશે જો

કોઈ "નસ" નથી તો તેના વિશે મુસલમાનો વિમાસણમાં પડી જાય છે કે, કઈ બાબત અપનાવવી જોઈએ ? બંને પરિસ્થિતિઓમાં નફો અને નુકસાન થવાની ભીતી રહેલી છે, તો તેનો ઉત્તમ માર્ગ શરીઅતે એ કાઢયો છે કે, જે લોકો ઈજ્તેહાદ કરી કુર્આન અને સુન્નતમાંથી મસ્અલા પ્રતિપાદિત કરવાની ક્ષમતા ધરાવતા હોય, તેમના તરફ રુજૂઅ્ કરો. તેઓ જે વાત બતાવે તેના ઉપર અમલ કરો. *(અહકામુલ કુર્આન લિલ્ જસ્સાસ)*

**"ઇજ્તેહાદ" અને "ઇસ્તિમ્બાત" કોઈ બાબતના હરામ–હલાલ હોવાનું વલણ સ્પષ્ટ કરે છે, નહીં કે ચોક્કસ નિશ્ચિત જાણકારીનું ! :**

"ઈસ્તિમ્બાત" (કુર્આન અને સુન્નતની "નસ" વડે કયાસ કરીને મસ્અલાઓ પ્રતિપાદિત કરવાની ક્રિયા) દ્વારા જે હુકમો ફુકહાઓ પ્રતિપાદિત કરશે તેના વિશે દઢ વિશ્વાસ સાથે એવું કહી ન શકાય કે, અલ્લાહ નજીક બસ આ જ એકમાત્ર સત્ય અને સાચું છે. બલકે, આ ઈજ્તેહાદ કરી પ્રતિપાદિત કરેલ હુકમમાં ઉણપ કે ભૂલ હોવાની શકયતા બાકી રહે છે. હા ! જો કે, તે સાચું હોવાનું સ્પષ્ટ વલણ પ્રાપ્ત થાય છે, જે અમલ કરવા માટે પૂરતું છે.

*(અહકામુલ કુર્આન લિલ્ જસ્સાસ, તફસીરે કબીર)*

———————

**આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૮૪)**

فَقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ لَا تُكَلَّفُ اِلَّا نَفْسَكَ وَحَرِّضِ الْمُؤْمِنِيْنَ ۚ عَسَى اللّٰهُ
اَنْ يَّكُفَّ بَاْسَ الَّذِيْنَ كَفَرُوْا ۭ وَاللّٰهُ اَشَدُّ بَاْسًا وَّاَشَدُّ تَنْكِيْلًا ﴿٨٤﴾

**તરજુમો :**

*બસ તમે અલ્લાહના માર્ગમાં લડો, તમે જવાબદાર નથી પરંતુ પોતાની જાતના, અને મુસલમાનોને તાકીદ કરો; નજીક છે કે અલ્લાહ કાફિરોની લડાઈ બંધ કરી દે, અને અલ્લાહ લડાઈમાં ઘણો સખત છે અને ઘણો કઠોર છે સજા આપનારો. (૮૪)*

**તફસીર :**

(જ્યારે જિહાદની આવશ્યકતા જણાય) બસ, તમે (હે મુહમ્મદ ﷺ!)

અલ્લાહના માર્ગમાં (કાફિરો સામે) લડો, (અને ધારો કે, કોઈપણ તમારી સાથે નથી તો તેની ચિંતા ન કરો, કારણ કે) તમારી જાત સિવાય (અન્ય વ્યક્તિઓના કૃત્યોની તમારા ઉપર) કોઈ જવાબદારી નથી અને (તેની સાથે-સાથે) મો'મિનોનો ઉત્સાહ વધારતા રહો (પછી જો કોઈ સાથ ન આપે તો તમે જવાબદારીથી મુક્ત છે, ન તો કોઈ ફિકર-ચિંતા કરો અને ન જ એકલા પડી જવાનો કોઈ ગમ કરો, જેનું કારણ એ છે કે) અલ્લાહ તઆલાથી આશા છે કે, (અને આ આશા રાખવાનો વાયદો પણ છે કે,) કાફિરોના યુદ્ધના બળને રોકવામાં આવશે (અને તેમને પરાજિત કરવામાં આવશે) અને (ભલે તેઓ જાહેરમાં ગમે તેટલા શક્તિશાળી દેખાતા હોય પરંતુ) અલ્લાહ તઆલાનું યુદ્ધબળ (તેમના કરતાં) અત્યંત સખત (અને મજબૂત) છે અને (વિરોધીઓને) કઠોર સજા આપે છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આયતનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) :

જ્યારે ગઝ્વએ ઉહદ શવ્વાલમાં થઈ ચૂકી ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ જિલ્કદમાં કાફિરો સાથે બદ્રમાં મુકાબલા માટે જવાની ઈચ્છા જાહેર કરી, તેને ઈતિહાસકારો "બદ્રે સુગરા"ના નામથી ઓળખે છે. તે સમયે અમુક લોકોએ તેમના જખ્મો તાજા હોવાના કારણે તથા અમુકે અફવાઓ સાંભળીને ત્યાં જવાથી થોડી ધીર ખમી, ત્યારે અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરી, જેમાં રસૂલે કરીમ ﷺને એ માર્ગદર્શન આપવામાં આવ્યું કે, જો આ કાચા મુસલમાનો લડાઈથી ડરે છે તો હે રસૂલ ﷺ ! તમે એકલા જ પોતાની જાતે જિહાદ કરવાથી અટકશો નહીં, અલ્લાહ તઆલા તમારો મદદગાર છે. આ આદેશ મળતાં જ રસૂલે કરીમ ﷺ ૭૦ સાથીઓ સાથે "બદ્રે સુગરા"ના સ્થળે ગયા, જ્યાં અબૂસુફિયાન સાથે ગઝ્વએ ઉહદ પછી યુદ્ધ કરવાનો વાયદો થયો હતો. અલ્લાહ તઆલાએ અબૂસુફિયાન અને કુરૈશના કાફિરોના દિલમાં રુઆબ અને ધાક બેસાડી દીધી અને કોઈ મુકાબલા માટે ફરક્યું પણ નહીં, તેઓ પોતાના વાયદામાં જૂઠા પડ્યા. અલ્લાહ તઆલાએ પોતાના ઈરશાદ પ્રમાણે કાફિરોની લડાઈને અટકાવી દીધી અને રસૂલે કરીમ ﷺ પોતાના સાથીઓ સહિત સહી સલામત પરત આવ્યા. *(કુર્તુબી, મઝહરી)*

**કુર્આનના આદેશોની રસપ્રદ શૈલી :**

.....فَقَاتِلْ فِىْ سَبِيْلِ اللّٰهِ આ આયતના પ્રથમ વાક્યમાં રસૂલુલ્લાહ ﷺને એવો હુકમ આપવામાં આવ્યો છે કે, હે રસૂલ ﷺ ! તમે એકલા જ યુદ્ધ માટે તૈયાર થઈ જાઓ, કોઈ અન્ય તમારી સાથે આવવા તૈયાર થાય કે ન થાય ! પરંતુ સાથે જ બીજા વાક્યમાં એ પણ ઈરશાદ ફરમાવ્યો કે, અન્ય મુસલમાનોને જિહાદ માટે પ્રોત્સાહિત કરવાનું કાર્ય છોડશો નહીં અને જો પ્રોત્સાહિત કર્યા પછી પણ તેઓ તૈયાર ન થાય તો તમે પોતાની આ ફરજ પૂર્ણ કરી ચૂક્યા અને તેમના કૃત્યોની તમને કોઈ પૂછતાછ થશે નહીં.

એની સાથે-સાથે એકલા જ જિહાદ કરવામાં જે ભયસ્થાનો હોઈ શકે છે, તેને નિર્મૂળ કરવા માટે ફરમાવ્યું કે, આશા એ છે કે, અલ્લાહ તઆલા કાફિરોને યુદ્ધ કરવાથી અટકાવી દે અને તેમને હતોત્સાહ તથા પરાજિત કરે અને તમે એકલા હોવા છતાં સફળ થઈ જાઓ. ત્યારબાદ આ સફળ થવા બાબતે દલીલ સ્વરૂપે ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહ તઆલાની મદદ તમારી સાથે જ હોય કે જેની શક્તિ અમર્યાદ છે, જેના યુદ્ધબળ સામે કાફિરોની કોઈ વિસાત નથી, તો પછી તમારી કામિયાબી નિશ્ચિત છે. ઉપરથી કાફિરોની સજાનું પણ વર્ણન કરવામાં આવ્યું અને આ સજા કયામતમાં થશે તે દેખીતું છે, જેમકે અમુકે કહ્યું કે, આ સજા દુનિયામાં પણ થશે. મતલબ કે, અલ્લાહની યુદ્ધની શક્તિ અને સામર્થ્ય જે રીતે અમર્યાદ છે એ જ રીતે અલ્લાહ તઆલાની સજા પણ ઘણી સખત અને કઠોર છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૮૫-૮૬-૮૭)

مَنْ يَّشْفَعْ شَفَاعَةً حَسَنَةً يَّكُنْ لَّهٗ نَصِيْبٌ مِّنْهَا ۚ وَمَنْ يَّشْفَعْ شَفَاعَةً
سَيِّئَةً يَّكُنْ لَّهٗ كِفْلٌ مِّنْهَا ۗ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ مُّقِيْتًا ﴿٨٥﴾ وَاِذَا
حُيِّيْتُمْ بِتَحِيَّةٍ فَحَيُّوْا بِاَحْسَنَ مِنْهَآ اَوْ رُدُّوْهَا ۗ اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ شَىْءٍ
حَسِيْبًا ﴿٨٦﴾ اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۗ لَيَجْمَعَنَّكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ فِيْهِ ۗ
وَمَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ حَدِيْثًا ﴿٨٧﴾

## તરજુમો :

*જે કોઈ નેક (ભલી) વાતની સિફારસ (ભલામણ) કરે તેને પણ તેમાંથી એક હિસ્સો મળશે, અને જે કોઈ બુરી વાતમાં સિફારસ કરે તેના ઉપર પણ તેમાંથી એક ભાર છે; અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર કુદરત (કાબૂ) ધરાવનાર છે. (૮૫) અને જ્યારે તમને કોઈ દુઆ આપે તો તમે પણ તેનાથી સારી દુઆ આપો અથવા પાછું એવું જ કહી દો; બેશક ! અલ્લાહ દરેક વસ્તુનો હિસાબ કરનારો છે. (૮૬) અલ્લાહના સિવાય કોઈની બંદગી નથી, બેશક ! તમને કયામતના દિવસે એકઠા કરશે, તેમાં કોઈ શંકા નથી; અને અલ્લાહ કરતાં સાચી વાત કોની (વાત) !? (૮૭)*

## તફસીર :

જે વ્યક્તિ સારી ભલામણ કરે, (એટલે કે જે પ્રમાણેનો હેતુ અને ધ્યેય હોય) તેને તે (ભલામણ)ના કારણે (સવાબનો) ભાગ મળશે અને જે વ્યક્તિ બુરી ભલામણ કરે (એટલે કે, જેની નિય્યત સાચી અને શરીઅત પ્રમાણે ન હોય) તેને તે (ભલામણ)ના કારણે (ગુનાહનો) ભાગ મળશે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કાબૂ ધરાવનાર છે (તે પોતાની કુદરતથી નેકી ઉપર સવાબ અને બુરાઈ ઉપર અઝાબ આપી શકે છે) અને જ્યારે તમારામાંથી કોઈ (શરીઅત પ્રમાણે) સલામ કરે તો તમે તેના (સલામ)થી સારા શબ્દોમાં સલામ કરો (એટલે કે જવાબ આપો) અથવા (જવાબમાં) એવા જ શબ્દો કહી આપો (તમને બંને અધિકાર આપવામાં આવે છે) નિઃશંક ! અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર (એટલે કે દરેક કાર્યોનો) હિસાબ લેશે (એટલે કે, તેનો કાયદો એ જ છે અને ફક્ત તે પોતાની કૃપાથી મા'ફ કરી દે તો તે વધારે સારું છે). અલ્લાહ એવો છે કે, તેના સિવાય કોઈ ઈબાદત કરવાના પાત્ર નથી, તે જરૂર તમને બધાને કયામતના દિવસે ભેગા કરશે એમાં કોઈ શંકા નથી અને અલ્લાહ તઆલાથી વધારે કોની વાત સાચી હશે ? (જ્યારે તે ખબર આપી રહ્યો છે તો તે બિલકુલ સાચી જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### સિફારસ (ભલામણ)ની વાસ્તવિકતા અને તેના હુકમો અને પ્રકારો :

وَمَنْ يَّشْفَعْ شَفَاعَةً حَسَنَةً.... આ આયતમાં સિફારસ (ભલામણ)ને સારા

અને ખરાબ બે પ્રકારોમાં વહેંચીને તેની વાસ્તવિકતા સ્પષ્ટ કરવામાં આવી છે અને એ પણ બતાવવામાં આવ્યું છે કે, ન તો દરેક સિફારસ ખરાબ હોય છે અને ન જ દરેક સિફારસ સારી હોય છે. એ પણ બતાવ્યું કે, સારી સિફારસ કરનારને સવાબમાં ભાગ મળશે અને બુરી સિફારસ કરવાથી તેનો અઝાબ પણ થશે. આયતમાં સારી ભલામણની સાથે نَصِيبٌ (નસીબુન)નો શબ્દ આવ્યો છે અને ખરાબ ભલામણ સાથે كِفْلٌ (કિફ્લુન) શબ્દ આવ્યો છે. શબ્દકોષમાં બંનેનો અર્થ એક જ છે, એટલે કે "કોઈ વસ્તુનો એક વિભાગ" પરંતુ સામાન્ય બોલચાલની ભાષામાં نَصِيبٌ (નસીબ) શબ્દ સારા વિભાગ માટે બોલવામાં આવે છે અને શબ્દ كِفْلٌ (કિફ્લ) મોટે ભાગે ખરાબ વિભાગ માટે બોલવામાં આવે છે. જો કે, ક્યારેક ક્યારેક સારા ભાગ માટે પણ આ શબ્દ كِفْلٌ (કિફ્લુન)નો ઉપયોગ થાય છે, જેમકે કુર્આને કરીમમાં كِفْلَيْنِ مِنْ رَّحْمَتِهٖ ઈરશાદ થયો છે.

સિફારસનો શાબ્દિક અર્થ "મળવું" અથવા "ભેગું કરવું" થાય છે, તે કારણે આ શબ્દ شُفْعَهٌ (શુફ્અહ) અરબી ભાષામાં તે જોડા (Couple)ના અર્થમાં પણ આવે છે અને તેનો વિરોધાર્થી શબ્દ وِتْرٌ એ طَاقٌ માટે ઉપયોગ થાય છે. આથી સિફારસનો શાબ્દિક અર્થ એ થાય છે કે, "કોઈ અશક્ત એવા સચ્ચાઈના ઈચ્છુક વ્યક્તિ સાથે પોતાની શક્તિ મેળવીને તેને મજબૂત કરવો" અથવા "એક એવા એકલા વ્યક્તિની સાથે પોતે ભેગા થઈને જોડી બનાવી લેવી."

આ ઉપરોક્ત બાબતથી સ્પષ્ટ થાય છે કે, જાઈઝ ભલામણ અને સિફારસ માટે શરત એ છે કે, જેની સિફારસ કરવામાં આવે તેની ઈચ્છા હક અને જાઈઝ હોય. બીજું એ કે, તે પોતાના અધિકારને કમજોર હોવાના કારણે મોટા લોકો પાસેથી પોતે નથી લઈ શકતો તો તમે તેને તેમાં મદદ કરો. આ બાબતથી સ્પષ્ટ થાય છે કે, સચ્ચાઈ વિરુદ્ધ ગૈરશરઈ સિફારસ કરવી અને અન્યોને તેને સ્વીકાર કરવા મજબૂર કરવા "શફાઅતે સય્યિઅહ" (ગુનાહયુક્ત સિફારસ) એટલે કે, બુરી સિફારસ છે. તદુપરાંત કોઈપણ કામની સિફારસમાં પોતાના સંબંધો અથવા હોદ્દો કે પોતાની પોઝીશનનો ઉપયોગ કર્યો હોય તો તે પણ જુલમ છે અને જાઈઝ નથી. એટલા માટે તે "શફાઅતે સય્યિઅહ"માં સામેલ છે.

હવે, પ્રસ્તુત આયતના વિષયનો ખુલાસો એ છે કે, જે વ્યક્તિ કોઈ

વ્યક્તિના જાઈઝ કામ માટે જાઈઝ પદ્ધતિથી જાઈઝ સિફારસ કરે તો તેને તે સવાબમાંથી એક હિસ્સો મળશે અને એ જ પ્રમાણે જો કોઈ નાજાઈઝ કામ માટે નાજાઈઝ પદ્ધતિથી સિફારસ કરશે તો તેને તેના અઝાબનો એક હિસ્સો મળશે.

હિસ્સો મળવાનો અર્થ એ છે કે, જ્યારે વ્યક્તિને સિફારસ કરવામાં આવે છે ત્યારે તે મજલૂમ અથવા કચડાયેલ વંચિત વ્યક્તિનું કામ કરાવી આપે છે તો હવે જેવી રીતે તે કામ કરનાર ઑફિસરને સવાબ મળશે એવી જ રીતે સિફારસ કરનાર વ્યક્તિને પણ તેનો સવાબ મળશે.

એ જ પ્રમાણે કોઈ નાજાઈઝ કામની ભલામણ કરનારો પણ ગુનેહગાર થશે અને આ અગાઉ જાણ થઈ ચૂકી છે કે, સિફારસ કરનારાનો સવાબ અથવા અઝાબ એ બાબત ઉપર અવલંબિત નથી કે, ભલામણ અસરકારક થઈ છે કે, કેમ ? સફળ થઈ છે કે, કેમ ? બલકે, તેને પોતાનો હિસ્સો સિફારસ કરવાના આધારે મળશે.

રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلدَّالُّ عَلَى الْخَيْرِ كَفَاعِلِهٖ (رَوَاهُ الْبَزَّارُعَنِ ابْنِ مَسْعُوْدٍ وَالطَّبْرَانِىُّ عَنْهُ وَعَنْ سَهْلِ بْنِ سَعْدٍ، بَحَوَالَهِءِ مَظْهَرِىْ) એટલે કે, "જે વ્યક્તિ કોઈ નેકી માટે કોઈને પ્રોત્સાહિત કરે તો તેને પણ તેનો એવો જ સવાબ મળશે જેમકે, તે નેક અમલ કરનારને."

એ જ પ્રમાણે ઈબ્ને માજહમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

مَنْ اَعَانَ عَلٰى قَتْلِ مُؤْمِنٍ بِشَطْرِ كَلِمَةٍ لَقِىَ اللّٰهَ مَكْتُوْبًا بَيْنَ عَيْنَيْهِ اٰئِسٌ مِّنْ رَّحْمَةِ اللّٰهِ (مَظْهَرِىْ)

*"જે વ્યક્તિએ કોઈ મુસલમાનની હત્યામાં એક શબ્દથી પણ મદદ કરી, તો કયામતમાં અલ્લાહ તઆલા સમક્ષ એવી રીતે હાજર કરવામાં આવશે કે, તેની પેશાની (કપાળ) ઉપર લખ્યું હશે કે, આ વ્યક્તિ અલ્લાહની રહમતથી વંચિત અને માયૂસ (નિરાશ) છે."* *(મઝહરી)*

આથી જાણ થાય છે કે, જે પ્રમાણે નેકી માટે કોઈને પ્રોત્સાહિત કરી નેક અમલની પ્રેરણા આપવાથી તેને તેના સવાબનો હિસ્સો મળે છે, એ જ પ્રમાણે

ગુનાહ અને બુરાઈઓ ઉપર કોઈને ઉત્તેજન આપવાથી અથવા મદદ કરવાથી તેને તેના ગુનાહમાંથી બરાબર ભાગ મળશે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યું, وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ مُّقِيْتًا અહીંયાં શબ્દ مُقِيْتُ (મુકીત)નો શાબ્દિક અર્થ "શક્તિશાળી" અથવા "બળવાન" થાય છે તથા "દેખરેખ રાખનાર" અને "ઉપસ્થિત રહેનાર" પણ થાય છે. આ ઉપરાંત "રોઝી વહેંચનાર" પણ થાય છે. આ વાક્યમાં આ ત્રણે અર્થો હોય શકે છે.

પ્રથમ અર્થના આધારે ભાવાર્થ એ થશે કે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર શક્તિ (કાબૂ) ધરાવે છે. અમલ કરનાર અથવા ભલામણ કરનારને સારો બદલો આપવો અથવા સજા કરવી તેના માટે કોઈ મુશ્કેલ કાર્ય નથી.

બીજો અર્થના આધારે ભાવાર્થ એ થશે કે, અલ્લાહ તઆલા દરેક વસ્તુની દેખરેખ રાખનાર અને હરપળે હાજર છે, તેને બધી જ બાબતની જાણકારી છે કે, કોણ કઈ નિય્યતે સિફારસ કરી રહ્યું છે. ફક્ત અલ્લાહ ખાતર પોતાના ભાઈની મદદ કરવાનો એકમાત્ર ઉદ્દેશ છે કે, પોતાનો કોઈ સ્વાર્થ સાધવાનો અથવા લાંચ વગેરે પ્રાપ્ત કરવાનો ઈરાદો છે ?

ત્રીજા અર્થના આધારે ભાવાર્થ એ થશે કે, રોઝી અને આજિવીકાની વહેંચણી ફક્ત અલ્લાહની જવાબદારી છે, જેટલું પણ જેના માટે લખવામાં આવ્યું છે, એટલું તેને મળીને રહેશે. ભલે કોઈ સિફારસ કરે અથવા ન કરે. અલ્લાહ મજબૂર નથી બલકે, જેને જેટલી રોજી આપવા ઈચ્છશે એટલી અર્પણ કરશે, બલકે, ભલામણ કરનારને મફતમાં સવાબ મળી જશે કે તેણે એક કમજોર વ્યક્તિની મદદનો ઈરાદો કર્યો.

હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

كَانَ اللّٰهُ فِىْ عَوْنِ عَبْدِهٖ مَا دَامَ فِىْ عَوْنِ اَخِيْهِ

*"અલ્લાહ તઆલા તે સમય સુધી પોતાના બંદાઓની મદદમાં લાગેલો રહે છે જ્યાં સુધી તે પોતાના મુસલમાન ભાઈની મદદમાં પ્રવૃત્ત રહે."*

આ જ પ્રકારે સહીહ બુખારીની એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો

ઈરશાદ છે,

اِشْفَعُوْا فَلْتُوْجَرُوْا وَيَقْضِى اللّٰهُ عَلٰى لِسَانِ نَبِيِّهٖ مَاشَاءَ(بُخَارِىْ، ج۲، ص ۸۹۱)

*"તમે ભલામણ કરો તમને સવાબ મળશે, પછી અલ્લાહ તઆલા પોતાના નબી દ્વારા જે ફેંસલો ફરમાવે તેના ઉપર રાજી થઈ જાઓ."*

*(બુખારી, જિલ્દ : ૨, પેજ : ૮૯૧)*

આ હદીષમાં જ્યાં સિફારસને સવાબ મળવાનું કારણ બતાવ્યું છે, ત્યાં એ પણ બતાવ્યું છે કે, સિફારસની મર્યાદા એ છે કે, કમજોર વ્યક્તિ જે પોતે પોતાની કોઈ વાત કોઈ મોટા વ્યક્તિ સુધી પહોંચાડવામાં અથવા તો પોતાની જરૂરિયાતને સાચી રીતે વર્ણન કરવાની શક્તિ ધરાવતો ન હોય, તો તમે તેની વાત ત્યાં સુધી પહોંચાડો. આગળ ઉપર તે સિફારસ માનવામાં આવે કે ન પણ માનવામાં આવે અને તે વ્યક્તિનું કામ પૂરું થાય કે ન થાય, તેમાં તમારી કોઈ દખલગીરી ન હોવી જોઈએ અને તેના વિરુદ્ધ થવાના સ્વરૂપમાં તમને કોઈ મનદુઃખ પણ ન થવું જોઈએ. હદીષના છેલ્લા વાક્ય وَيَقْضِىُ اللّٰهُ عَلٰى لِسَانِ نَبِيِّهٖ مَاشَاءَ નો આ જ અર્થ છે અને એ જ કારણ છે કે, કુર્આને કરીમના શબ્દોમાં એ બાજુ ઈશારો મૌજૂદ છે કે, સિફારસનો સવાબ અથવા અઝાબ એ બાબત ઉપર અવલંબિત નથી કે સિફારસ સફળ થઈ કે ન થઈ બલકે, તેના અઝાબ અને સવાબનો સંબંધ ફક્ત સિફારસ કરવા ઉપર આધારિત છે. તમે જો "શફાઅતે હુસ્ના" (સારી ભલામણ) કરી તો સવાબના હકદાર બની ગયા અને જો "શફાઅતે સય્યિઅહ" (બુરી ભલામણ) કરી તો અઝાબના હકદાર બન્યા. ભલે, તમારી ભલામણ ઉપર અમલ થાય કે ન થાય !

તફસીરે બહરે મુહીત અને બયાનુલ કુર્આન વગેરેમાં مَنْ يَّشْفَعْ (મય્યંશફઅ્)માં શબ્દ مِنْهَا (મિન્હા)ને "સય્યિઅહ" ઠરાવ્યું છે અને એ તરફ ઈશારો હોવાનું બતાવ્યું છે અને તફસીરે મઝહરીમાં તફસીરના ઈમામ મુજાહિદનો કૌલ નકલ થયો છે કે, "સિફારસ કરનારને સિફારસનો સવાબ મળશે, ભલે તેની સિફારસનો સ્વીકાર થાય કે ન થાય." અને આ વાત ફક્ત રસૂલુલ્લાહ ﷺ સાથે ખાસ નથી કોઈ અન્ય વ્યક્તિ પાસે પણ જો ભલામણ કરવામાં આવે તો તેનો પણ આ જ નિયમ છે કે, સિફારસ કરીને વ્યક્તિ છુટો પડી જાય, હવે તેને સ્વીકારવા ન સ્વીકારવા માટે સામાવાળો વ્યક્તિ કે જેને સિફારસ કરવામાં આવી છે તેને

મજબૂર ન કરવામાં આવે, જેમકે પોતે રસૂલે કરીમ ﷺએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની આઝાદ કરેલ બાંદી (કનીઝ)ને એવી સિફારસ કરી કે, "તેને પોતાના પતિ મુગૈશથી તલાક મળી છે પરંતુ તેઓ તેણીની મહોબ્બતમાં પરેશાન ફરે છે, તો ફરીવાર તેની સાથે નિકાહ કરી લો." તે કનીઝ બુરયરહ (રદિ.)એ વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! જો આ તમારો હુકમ છે તો તે હુકમ સર આંખો પર; મને સ્વીકાર્ય છે અને જો તે ભલામણ છે તો મારી તબિયત તેના માટે બિલકુલ તૈયાર નથી." રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "આ હુકમ નથી, ભલામણ છે." બુરયરહ (રદિ.) જાણતી હતી કે, રસૂલે કરીમ ﷺને શરઈ નિયમ પ્રમાણે કોઈ મનદુઃખ નહીં થાય, એટલા માટે તેમણે સ્પષ્ટ વિનંતી કરી આપી કે "તો પછી મને આ ભલામણ સ્વીકાર્ય નથી." રસૂલે કરીમ ﷺએ ખુશી-ખુશી તેને દિલથી સ્વીકારી લીધું અને તેને તેના હાલ ઉપર છોડી દીધી.

આ વાસ્તવિકતા હતી સિફારસ (ભલામણ)ની ! જે શરઈ રીતે સવાબનું કારણ હતી, પરંતુ આજકાલ લોકોએ ભલામણ કરવાનું સ્વરૂપ બગાડી નાંખ્યું છે, તે વાસ્તવમાં સિફારસ કહી શકાય એમ જ નથી. બલકે, પોતાના સંબંધો, હોદ્દા અને પોતાના રૂઆબ તથા પ્રભાવનું દબાણ લાવી સામેવાળાને વાત કબૂલ કરવા મજબૂર કરવામાં આવે છે અને એટલા માટે તેને ભલામણ ન કહી શકાય. કારણ કે, જ્યારે આવી ભલામણ માનવામાં આવતી નથી તો તેઓ નારાજ થાય છે બલકે, દુશ્મની કરવા ઉપર ઊતરી આવે છે. જ્યારે કે કોઈ એવા વ્યક્તિ ઉપર એવું દબાણ નાંખવું કે, જે તેની ઈચ્છા અને મરજી વિરુદ્ધ હોય અને તે પણ તે કામ કરવા મજબૂર થાય તો તે બળજબરી અને અત્યાચારમાં સામેલ છે. તે વ્યક્તિ શરઈ અને કાનૂની રીતે ખુદ મુખ્તિયાર હોવો જોઈએ. રસૂલે કરીમ ﷺએ તે કનીઝને મજબૂર કરીને તેની આઝાદી છીનવી લીધી ન હતી. બળજબરી કરી પોતાની સિફારસ (ભલામણ) મનાવવાનું ઉદાહરણ એવું થશે કે, જાણે તમે કોઈ મોહતાજની જરૂરિયાતને પૂરી કરવા માટે કોઈ અન્ય વ્યક્તિનો માલ ચોરીને તેને આપી દીધો.

### સિફારસ (ભલામણ) કરવાના બદલામાં કોઈ વળતર લેવું લાંચ છે અને તે હરામ છે :

જ્યારે સિફારસ કરવાના બદલામાં કોઈ વળતર લેવામાં આવે તો તે લાંચ

છે, હદીષમાં તેને હરામ ઠરાવવામાં આવ્યું છે. આથી તે લાંચ-રુશ્વતમાં જ સામેલ છે, ભલે તે આર્થિક બદલો હોય કે બીજું કંઈ જેમકે, કોઈની સિફારસ કરવાના બદલામાં તેની પાસે પોતાનું કોઈ કામ કરાવી લેવું, આ બધું પણ લાંચ છે.

તફસીરે કશ્શાફ વગેરેમાં છે કે, "શફાઅતે હુસ્ના" (સારી સિફારસ) એ છે કે, તેની નિય્યત કોઈ મુસલમાનનો હક પૂરો કરવાની હોય અથવા તેને કોઈ જાઈઝ લાભ પહોંચાડવાની હોય અથવા તેને કોઈ નુકસાન અથવા પીડાથી બચાવવાની હોય અને આ સિફારસનું કામ પણ કોઈ દુનિયવી જોડ-તોડ માટે ન હોય. બલકે, ફક્ત અલ્લાહ ખાતર અશક્ત લોકોની મદદ કરવાના હેતુથી ભલામણ કરવામાં આવી હોય અને સિફારસના બદલામાં કોઈ વળતર આર્થિક અથવા શારીરિક સ્વરૂપે ન લેવામાં આવે અને આ સિફારસ કોઈ નાજાઈઝ કામ માટે પણ ન હોય. વળી, આ સિફારસ કોઈ સાબિત થઈ ગયેલા ગુનાહની સજાની મા'ફી માટે ન હોય કે જેની સજા કુર્આનમાં નક્કી કરવામાં આવી છે.

તફસીરે બહરે મુહીત અને મઝહરી વગેરેમાં છે કે, કોઈ મુસલમાનની જરૂરિયાત પૂરી કરવા માટે અલ્લાહ તઆલાથી દુઆ માંગવી પણ "શફાઅતે હુસ્ના"માં સામેલ છે અને દુઆ કરનારાને પણ તેનો સવાબ મળે છે. એક હદીષમાં છે કે, જ્યારે કોઈ વ્યક્તિ પોતાના મુસલમાન ભાઈ માટે ભલાઈની દુઆ કરે છે તો ફરિશ્તા કહે છે, وَلَكَ بِمِثْلٍ (વ લક બિમિષ્લિન) એટલે કે, "અલ્લાહ તઆલા તારી જરૂરિયાત પણ પૂરી કરે."

## સલામ અને ઇસ્લામ :

....وَاِذَا حُيِّيْتُمْ بِتَحِيَّةٍ فَحَيُّوْا بِاَحْسَنَ مِنْهَا આ આયતમાં અલ્લાહ તઆલા સલામ કરવાની અને તેનો જવાબ આપવાની પદ્ધતિ અને નિયમો બતાવે છે.

## تحيّہ (તહિય્યહ) શબ્દની સ્પષ્ટતા અને તેનું ઐતિહાસિક પાસું :

تَحِيَّةُ (તહિય્યહ) શબ્દનો અર્થ કોઈને حَيَّاكَ اللّٰهُ (હય્યાકલ્લાહ) કહેવું એટલે કે, "અલ્લાહ તમને જીવતો રાખે" થાય છે. ઈસ્લામ પહેલાં અરબોની ટેવ હતી કે, જ્યારે પરસ્પર મળતા તો એકબીજાને حَيَّاكَ اللّٰه અથવા اَنْعَمَ اللّٰهُ بِكَ عَيْنًا અથવા اَنْعِمْ صَبَاحًا વગેરે શબ્દોથી સલામ કરતા હતા. ઈસ્લામે આ પદ્ધતિ

બદલીને اَلسَّلَامُ عَلَيْكُمْ (અસ્સલામુ અલયકુમ) કહેવાની પદ્ધતિ અપનાવી, જેનો અર્થ છે, "તમે દરેક પ્રકારની તકલીફ અને મુસીબતથી સુરક્ષિત રહો."

ઈબ્ને અરબીએ "અહકામુલ કુર્આન"માં ફરમાવ્યું કે, "સલામ શબ્દ અલ્લાહ તઆલાના પવિત્ર નામોમાંથી છે અને અસ્સલામુ અલયકુમનો અર્થ થાય છે, اَللّٰهُ رَقِيْبٌ عَلَيْكُمْ એટલે કે, અલ્લાહ તઆલા તમારો રક્ષક છે."

**ઇસ્લામી સલામ કરવાની પદ્ધતિ દુનિયાની તમામ સભ્યતાઓની સલામ કરવાની પદ્ધતિ કરતાં ઉત્તમ છે :**

દુનિયાના દરેક ધર્મો અને કૌમોમાં એવો રિવાજ છે કે, જ્યારે તેઓ આપસમાં મુલાકાત કરે છે ત્યારે કોઈ શબ્દ કહીને પરસ્પર પ્રેમ અને લાગણી જાહેર કરે છે. પરંતુ જો સરખામણી કરવામાં આવે તો ઈસ્લામની સલામ જેટલી મજબૂત અને ઉત્તમ કોઈ પદ્ધતિ કે રિવાજ જોવા નહીં મળે કારણ કે, તેમાં પ્રેમ અને લાગણીની ભાવના દર્શાવવાની સાથે–સાથે મહોબ્બતનો હક અદા કરવાના સ્વરૂપમાં અલ્લાહ તઆલા પાસે એવી દુઆ કરવામાં આવે છે કે, "દરેક પ્રકારની આફતો અને મુસીબતોથી અલ્લાહ તમને સલામત રાખે." પછી આ દુઆ પણ અરબની પદ્ધતિ પ્રમાણે ફક્ત જીવતા રાખવા માટે નથી બલકે, પવિત્ર જીવન અર્પણ કરવા માટેની દુઆ છે. એટલે કે, દરેક પ્રકારની આફતો અને મુસીબતોથી સુરક્ષિત રહેવાની દુઆ અને તેની સાથે–સાથે એવી જાહેરાત પણ છે કે, હું અને તમે બધા જ અલ્લાહ તઆલાના મોહતાજ છે, એકબીજાને કોઈ નફો અને નુકસાન પહોંચાડી શકવા માટે સમર્થ નથી. માત્ર અલ્લાહના હુકમથી જ એકબીજાને નફો અને નુકસાન પહોંચે છે. આમ, અર્થના આધારે આ વાક્ય એક ઈબાદત પણ છે અને પોતાના મુસલમાન ભાઈને અલ્લાહ તઆલાની યાદ અપાવવાનું માધ્યમ પણ છે.

એની સાથે–સાથે જો એવું જોવામાં આવે કે, જે વ્યક્તિ અલ્લાહ તઆલાથી આ દુઆ માંગી રહ્યો છે કે, મારા મિત્રને દરેક પ્રકારની આફતો અને તકલીફોથી સુરક્ષિત રાખજે તો તેના દ્વારા તે જાણે વાયદો પણ કરી રહ્યો છે કે, તમે મારા હાથ અને જીભથી સુરક્ષિત રહેશો. તમારી જાન, માલ, ઈજ્જત, આબરૂનો અલ્લાહ રક્ષક છે.

ઈબ્ને અરબીએ અહકામુલ કુર્આનમાં ઈમામ ઈબ્ને અઈનિય્યહ (રહ.)નો આ કૌલ નકલ કર્યો છે,

اَتَدْرِىْ مَاالسَّلَامُ ؟ يَقُوْلُ اَنْتَ آمِنٌ مِّنِّىْ،

*"તમે જાણો છો કે, સલામ શું વસ્તુ છે ? સલામ કરનારો કહે છે કે, તમે મારાથી સુરક્ષિત રહેશો."*

ખુલાસો એ છે કે, ઈસ્લામી સલામ કરવાની પદ્ધતિ (Greetings) આંતરરાષ્ટ્રીય સ્વીકૃતિ ધરાવે છે. (૧) તેમાં અલ્લાહ તઆલાનો પણ ઉલ્લેખ છે, (૨) તેમાં ઝિક્ર–દુઆ પણ છે, (૩) પોતાના મુસલમાન ભાઈ સાથે સંબંધ અને મહોબ્બતની જાહેરાત પણ છે, (૪) તેના માટે શ્રેષ્ઠ અને ઉત્તમ દુઆ પણ છે, (૫) અને તેની સાથે–સાથે એવો કરાર પણ છે કે, તમને મારા હાથ અને જીભથી કોઈ તકલીફ નહીં પહોંચે. જેમકે, સહીહ હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો,

اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِّسَانِهٖ وَيَدِهٖ، (اَلْحَدِيْث)

*"મુસલમાન તો તે જ છે, જેના હાથ અને જીભથી બધા મુસલમાનો સુરક્ષિત રહે, કોઈને તકલીફ ન પહોંચે."*

કાશ ! મુસલમાનો આ વાક્યને સામાન્ય લોકોની જેમ માત્ર રીત–રસમ સ્વરૂપે અદા ન કરે, બલકે તેની વાસ્તવિકતાને સમજી તેને અપનાવે તો કદાચ સમગ્ર સમાજની સુધારણા માટે આ પૂરતું થઈ જાય એમ છે. એ જ કારણ છે કે, રસૂલે કરીમ ﷺએ મુસલમાનોને પરસ્પર તેનો રિવાજ અપનાવવાની ખૂબ તાકીદ કરી અને તેને અમલોમાં ઉત્તમ કક્ષાનો અમલ બતાવ્યો તથા તેની ફઝીલતો અને બરકતો અને તેના સારો બદલા અને સવાબનું વર્ણન કર્યું. સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

*"તમે જન્નતમાં તે સમય સુધી પ્રવેશ નહીં પામી શકો જ્યાં સુધી કે મો'મિન ન હોવ, અને તમારું ઈમાન (ત્યાં સુધી) સંપૂર્ણ નથી થઈ શકતું જ્યાં સુધી તમે પરસ્પર એકબીજાથી મહોબ્બત ન કરો. હું તમને એવી વસ્તુ બતાવું છું કે, જો તમે તેના ઉપર અમલ કરી લો તો તમારામાં પરસ્પર મહોબ્બત કાયમ થઈ*

*જશે, તે એ કે પરસ્પર "સલામ"ને પ્રચલિત કરો, એટલે કે દરેક મુસલમાન માટે ભલે તેને ઓળખતો હોય કે ન હોય."*

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિ.) ફરમાવે છે કે, "એક વ્યક્તિએ રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે, ઈસ્લામના અમલોમાં સૌથી શ્રેષ્ઠ અમલ કયો છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, તમે લોકોને ખાવું ખવડાવો અને સલામને પ્રચલિત કરો, ભલે તમે તેને ઓળખતા હોય કે ન હોય." *(સહીહૈન)*

મુસ્નદે અહમદ, તિરમિઝી અને અબૂ દાવુદે હઝરત અબૂ ઉમામા (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા સમીપ સૌથી વધારે નિકટ તે વ્યક્તિ છે જે સલામ કરવાની શરૂઆત કરે."

મુસ્નદે બજાર અને મુઅજ્જમે કબીર તબરાનીમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)ની હદીષ વર્ણન થઈ છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, સલામ અલ્લાહના નામોમાંથી છે, જેને અલ્લાહ તઆલાએ જમીન ઉપર ઉતાર્યું છે, એટલા માટે તમે પરસ્પર સલામને પ્રચલિત કરો. કારણ કે, મુસલમાન વ્યક્તિ જ્યારે કોઈ મજલિસ (સભા)માં જાય છે અને તેમને સલામ કરે છે તો તે વ્યક્તિને અલ્લાહ તઆલા નજીક ફઝીલતનું એક ઉચ્ચ સ્થાન પ્રાપ્ત થાય છે. કારણ કે, તેણે બધાને સલામ કરી એટલે કે, અલ્લાહ તઆલાની યાદ અપાવી. જો મજલિસવાળાઓએ તેના સલામનો જવાબ ન આપ્યો તો એવા લોકો તેનો જવાબ આપશે જે તે મજલિસવાળાઓ કરતાં સારા છે, એટલે કે અલ્લાહ તઆલાના ફરિશ્તા."

અન્ય એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે કે, "તે વ્યક્તિ ખૂબ મોટો કંજૂસ છે જે સલામમાં કંજૂસાઈ કરે છે."

*(તબરાની, મુઅજ્જમે કબીર અન અબી હુરયરહ રદિ.)*

રસૂલે કરીમ ﷺના ફરમાનોનો સહાબાએ કિરામ (રદિ.) ઉપર જે પ્રભાવ પડ્યો તેનો અંદાજો આ રિવાયતથી થાય છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) મોટા ભાગે બજારમાં ફક્ત એટલા માટે જતા હતા કે, જો કોઈ મુસલમાન મળે તો તેને સલામ કરીને ઈબાદતનો સવાબ પ્રાપ્ત કરે, કંઈ ખરીદ-વેચાણ કરવાનો હેતુ રહેતો ન હતો. આ રિવાયત મુઅત્તા ઈમામ

માલિકમાં તુફયૂલ બિન ઉબય બિન કઅ્બ (રદિ.)એ નકલ કરી છે.

કુર્આને મજીદની ઉપર વર્ણન કરવામાં આવેલ આયતમાં ઈરશાદ એ પ્રમાણે છે કે, જ્યારે તમને સલામ કરવામાં આવે તો તેનો જવાબ તેનાથી સારા શબ્દોમાં આપો અથવા ઓછામાં ઓછું તે જ શબ્દો જવાબમાં કહી આપો, તેની સ્પષ્ટતા રસૂલે કરીમ ﷺએ પોતાના અમલથી આ રીતે કરી છે કે, એક સમયે રસૂલે કરીમ ﷺની પાસે એક વ્યક્તિ આવ્યો અને કહ્યું, ‘‘અસ્સલામુ અલયક યા રસૂલુલ્લાહિ વરહમતુલ્લાહુ’’ અને જવાબમાં એક શબ્દ વધારીને કહ્યું, ‘‘વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહિ વબરકાતુહુ’’ પછી એક વ્યક્તિ આવ્યો, તેણે પોતાના સલામમાં ત્રણે શબ્દો વધારીને કહ્યું, ‘‘અસ્સલામુ અલયક યા રસૂલુલ્લાહિ વરહમતુલ્લાહિ વબરકાતુહુ.’’ રસૂલે કરીમ ﷺએ જવાબમાં ફક્ત ‘‘વઅલયક’’ કહ્યું, તેના દિલમાં ફરિયાદ પૈદા થઈ અને વિનંતી કરી, ‘‘યા રસૂલુલ્લાહ ﷺ ! મારા માં-બાપ તમારા ઉપર કુરબાન, પ્રથમ જે લોકો આવ્યા તમે તેમને જવાબમાં ઘણા દુઆના શબ્દો કહ્યા અને જ્યારે મેં તે બધા જ શબ્દો સાથે સલામ કરી તો તમે માત્ર "વઅલયક" કહ્યું.’’ રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ‘‘તમે અમારા માટે કોઈ શબ્દ છોડ્યો જ નથી કે અમે જવાબમાં વધારો કરીએ, તમે બધા જ શબ્દો પોતાના સલામમાં ભેગા કરી દીધા છે. એટલા માટે અમે કુર્આની શિક્ષણ પ્રમાણે તમને સલામનો જવાબ એ જ પ્રમાણે કહેવાને પૂરતું સમજી લીધું.’’ આ રિવાયતને ઈબ્ને અબી જરીર અને ઈબ્ને અબી હાતિમે વિવિધ સનદો સાથે નકલ કરી છે.

પ્રસ્તુત હદીષથી એક બાબત તો એ જાણ થઈ કે, સલામનો જવાબ એનાથી સારા શબ્દોમાં આપવાનો જે હુકમ પ્રસ્તુત આયતમાં આવ્યો છે, તેનું સ્વરૂપ એ છે કે, સલામના શબ્દોને વધારીને જવાબ આપવામાં આવે. દાખલા તરીકે, તેણે કહ્યું, "અસ્સલામુ અલયકુમ" તો તમે જવાબમાં "વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહ" કહો, અને જો તેણે "અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહ" કહ્યું, તો તમે જવાબમાં "વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહિ વબરકાતુહુ" કહો.

બીજી બાબત એ જાણ થઈ કે, આ શબ્દોમાં વધારો ફક્ત ત્રણ શબ્દો સુધી સુન્નત છે, તેનાથી વધારે કરવું સુન્નત નથી અને તેનાથી હિકમત એ જાહેર થાય છે કે, સલામના મોકાનો તકાદો આ રીતે ટૂંકા સલામના વાક્યથી વાતચીત શરૂ

કરવાનો છે, તેમાં એટલો બધો વધારો કરવો યોગ્ય નથી કે, જેથી તે કોઈ કામમાં બાધારૂપ બની જાય અથવા તો સાંભળનારને ભારે પડે, એટલા માટે જ્યારે કોઈ વ્યક્તિએ શરૂઆતમાં સલામમાં ત્રણે શબ્દોને ભેગા કરી દીધા તો રસૂલુલ્લાહ ﷺએ તેમાં વધારો કરવાને મુનાસિબ નથી સમજ્યું, તેનો વધારે ખુલાસો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ રીતે કર્યો છે, પ્રસ્તુત શબ્દોથી વધારે કહેનારને આ રીતે રોકી દીધો કે, اِنَّ السَّلَامَ قَدْ اِنْتَهٰى اِلَى الْبَرَكَةِ (મઝહરી અનલ બગવી) એટલે કે, સલામ શબ્દ બરકત ઉપર પૂર્ણ થઈ જાય છે, એનાથી વધારે કરવું સુન્નત નથી. *(વ મિષલુહુ અન ઈબ્ને કષીર)*

ત્રીજી બાબત પ્રસ્તુત હદીષમાં એ જાણ થઈ કે, સલામમાં ત્રણ શબ્દો કહેનારના જવાબમાં જો ફક્ત એક શબ્દ જ કહી આપવામાં આવે તો પણ તે જવાબમાં તેના જ જેવા શબ્દો કહ્યા ગણાશે અને તે કુર્આનના હુકમ اَوْرُدُّوْهَا (અવ્રુદૂહા) ઉપર અમલ કરવા માટે પૂરતા ગણાશે. જેમકે, આ ઉપરોક્ત હદીષમાં રસૂલુલ્લાહ ﷺએ ફક્ત એક શબ્દ કહેવાને પૂરતું સમજ્યું.

*(તફસીરે મઝહરી)*

ઉપરોક્ત આયતના વિષયનો ખુલાસો એ થયો કે, જ્યારે કોઈ મુસલમાનને સલામ કરવામાં આવે તો તેને જવાબ આપવો તો વાજિબ છે જ, પરંતુ કોઈ શરઈ કારણ વિના જવાબ નહીં આપે તો ગુનેહગાર થશે. અલબત્ત, જવાબ આપવામાં બે વાતો અપનાવી શકે છે, એક એ કે, જે શબ્દોમાં સલામ કરવામાં આવી છે, તેનાથી સારા શબ્દોમાં જવાબ આપવામાં આવે. બીજું એ કે, સલામ કરનારના જ શબ્દોમાં જવાબ આપવામાં આવે.

આ આયતમાં સલામનો જવાબ આપવાને ખુલ્લમ-ખુલ્લું વાજિબ બતાવવામાં આવ્યું છે, પરંતુ સલામની શરૂઆત કરનારનો દરજ્જો શું છે તેની સ્પષ્ટતા થઈ નથી, પરંતુ اِذَا حُيِّيْتُمْ માં એ હુકમ તરફ પણ ઈશારો મૌજૂદ છે, કારણ કે, આ શબ્દને ગર્ભિત રીતે કર્તા (ફાઈલ)ને નક્કી કર્યા વિના વર્ણન કરવામાં એ ઈશારો હોઈ શકે છે કે, સલામ એવી વસ્તુ છે જે ટેવ મુજબ દરેક મુસલમાન કરતા જ હોય છે.

મુસ્નદે અહમદ, તિરમિઝી અને અબૂદાવુદમાં રસૂલે કરીમ ﷺનો

ઈરશાદ નકલ થયો છે કે, “અલ્લાહ સમીપ સૌથી વધારે નિકટ તે વ્યક્તિ છે જે સલામની શરૂઆત કરે.”

સલામની તાકીદ અને ફઝીલત રસૂલે કરીમ ﷺના ઈરશાદોથી હમણા ચર્ચા કરી ચૂક્યા છે, તેનાથી એટલી જાણ થાય છે કે, સલામની શરૂઆત કરવી પણ સુન્નતે મુઅક્કદહ કરતાં ઓછી નથી. તફસીરે બહરે મુહીતમાં છે કે, સલામની શરૂઆત મોટા ભાગના ઉલમા નજીક સુન્નતે મુઅક્કીદહ છે અને હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, اَلسَّلَامُ تَطَوُّعٌ وَالرَّدُّفَرِيْضَةٌ એટલે કે, “સલામની શરૂઆત કરવામાં તો અધિકાર છે પરંતુ સલામનો જવાબ દેવો ફરજ છે.”

રસૂલે કરીમ ﷺએ કુર્આનના હુકમની વધારે સ્પષ્ટતા સ્વરૂપે સલામ અને સલામના જવાબ વિશે વિગતવાર સ્પષ્ટતા કરી છે, તેની પણ અત્રે ચર્ચા કરી લઈએ. સહીહૈનની હદીષમાં છે કે, “જે વ્યક્તિ સવારી ઉપર હોય તેણે પગપાળા ચાલનારને પોતે સલામ કરવી જોઈએ અને જે ચાલી રહ્યો છે તે બેઠેલાને સલામ કરે અને જે લોકો ઓછી સંખ્યામાં હોય તે કોઈ મોટી સંખ્યાવાળા લોકો પાસેથી પસાર થાય તો તેમણે સલામની શરૂઆત કરવી જોઈએ.”

તિરમિઝીની એક હદીષમાં છે કે, “જ્યારે પોતાના ઘરમાં જાય તો પોતાના ઘરવાળાઓને સલામ કરવી જોઈએ કે, તેનાથી તેના માટે બરકત પણ થશે અને તેના ઘરવાળાઓ માટે પણ.”

અબૂ દાવુદની એક હદીષમાં છે કે, “એક મુસલમાન સાથે વારંવાર મુલાકાત થાય તો દરેક વખતે સલામ કરવી જોઈએ અને જે પ્રમાણે પ્રથમ મુલાકાતના સમયે સલામ કરવી સુન્નત છે એ જ પ્રમાણે છૂટા પડતી વખતે પણ સલામ કરવી સુન્નત અને સવાબ છે.” તિરમિઝી અને અબૂ દાવુદમાં આ હુકમ કતાદહ અને અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થયો છે.

આ હુકમ જે હમણા વર્ણન કરવામાં આવ્યો કે, સલામનો જવાબ આપવો વાજિબ છે તેમાં અમુક પરિસ્થિતિઓ અપવાદ સ્વરૂપ છે, જેમકે જે વ્યક્તિ નમાઝ પઢી રહ્યો છે અને કોઈ આવીને સલામ કરે તો નમાઝ પઢનાર વ્યક્તિ માટે જવાબ આપવો વાજિબ નથી, બલકે જો જવાબ આપશે તો નમાઝ તૂટી જશે. એ

જ પ્રમાણે જે વ્યક્તિ ખુત્બો આપી રહ્યો છે અથવા કુર્આન શરીફની તિલાવતમાં મશ્ગૂલ છે અથવા અઝાન કે ઈકામત કરી રહ્યો છે અથવા દીની કિતાબોનો સબક પઢાવી રહ્યો છે અથવા નૈસર્ગિક હાજતો ઈસ્તિન્જા વગેરે કરવામાં મશ્ગૂલ છે, તો આવી પરિસ્થિતિમાં સલામ કરવી જાઈઝ નથી અને જો કોઈ સલામ કરે તો તેનો જવાબ આપવો પણ વાજિબ નથી.

આયતના અંતે ફરમાવ્યું, اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ شَیْءٍ حَسِیْبًا ط એટલે કે, "અલ્લાહ તઆલા દરેક વસ્તુનો હિસાબ લેનારો છે," જેમાં મનુષ્ય અને તેના ઈસ્લામી હકો; સલામ, સલામનો જવાબ વગેરે બધા જ અમલો સામેલ છે અને અલ્લાહ તઆલા તેનો પણ હિસાબ લેશે.

પછી ફરમાવ્યું, اَللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ لَیَجْمَعَنَّكُمْ اِلٰى یَوْمِ الْقِیٰمَةِ لَا رَیْبَ فِیْهِ ؕ એટલે કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, તેને ઈબાદતને પાત્ર સમજો અને જે કામ કરો ઈબાદતની નિય્યતથી કરો, તે તમને કયામતના દિવસે ભેગા કરશે જેમાં કોઈ શંકા નથી, તે દિવસે બધાનો બદલો આપવામાં આવશે." કયામતનો વાયદો તથા સારા બદલા અને ખરાબ કૃત્યોની સજા બધું જ સત્ય છે ط وَمَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ حَدِیْثًا કારણ કે, આ અલ્લાહની આપેલી ખબર છે અને અલ્લાહની વાતથી વધીને કોની વાત સાચી હોઈ શકે છે ?

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૮૮-૮૯-૯૦-૯૧)

| |
|---|
| فَمَا لَكُمْ فِی الْمُنٰفِقِیْنَ فِئَتَیْنِ وَاللّٰهُ اَرْكَسَهُمْ بِمَا كَسَبُوْا ؕ اَتُرِیْدُوْنَ اَنْ |
| تَهْدُوْا مَنْ اَضَلَّ اللّٰهُ ؕ وَمَنْ یُّضْلِلِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ سَبِیْلًا ﴿۸۸﴾ وَدُّوْا لَوْ تَكْفُرُوْنَ |
| كَمَا كَفَرُوْا فَتَكُوْنُوْنَ سَوَآءً فَلَا تَتَّخِذُوْا مِنْهُمْ اَوْلِیَآءَ حَتّٰى یُهَاجِرُوْا فِیْ |
| سَبِیْلِ اللّٰهِ ؕ فَاِنْ تَوَلَّوْا فَخُذُوْهُمْ وَاقْتُلُوْهُمْ حَیْثُ وَجَدْتُّمُوْهُمْ ۪ وَلَا تَتَّخِذُوْا |
| مِنْهُمْ وَلِیًّا وَّلَا نَصِیْرًا ﴿۸۹﴾ اِلَّا الَّذِیْنَ یَصِلُوْنَ اِلٰى قَوْمٍۭ بَیْنَكُمْ وَبَیْنَهُمْ مِّیْثَاقٌ |
| اَوْ جَآءُوْكُمْ حَصِرَتْ صُدُوْرُهُمْ اَنْ یُّقَاتِلُوْكُمْ اَوْ یُقَاتِلُوْا قَوْمَهُمْ ؕ وَلَوْ شَآءَ |

اللّٰهُ لَسَلَّطَهُمْ عَلَيْكُمْ فَلَقٰتَلُوْكُمْ ۚ فَاِنِ اعْتَزَلُوْكُمْ فَلَمْ يُقَاتِلُوْكُمْ وَاَلْقَوْا اِلَيْكُمُ السَّلَمَ ۙ
فَمَا جَعَلَ اللّٰهُ لَكُمْ عَلَيْهِمْ سَبِيْلًا ﴿٩٠﴾ سَتَجِدُوْنَ اٰخَرِيْنَ يُرِيْدُوْنَ اَنْ يَّاْمَنُوْكُمْ
وَيَاْمَنُوْا قَوْمَهُمْ ۭ كُلَّمَا رُدُّوْٓا اِلَى الْفِتْنَةِ اُرْكِسُوْا فِيْهَا ۚ فَاِنْ لَّمْ يَعْتَزِلُوْكُمْ
وَيُلْقُوْٓا اِلَيْكُمُ السَّلَمَ وَيَكُفُّوْٓا اَيْدِيَهُمْ فَخُذُوْهُمْ وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ ۭ
ع وَاُولٰۗىِٕكُمْ جَعَلْنَا لَكُمْ عَلَيْهِمْ سُلْطٰنًا مُّبِيْنًا ﴿٩١﴾

## તરજુમો :

*પછી તમને શું થયું કે મુનાફિકોના મા'મલામાં બે પક્ષો થઈ રહ્યા છો ? અને અલ્લાહે તેમને તેમના અમલોના કારણે પલટાવી દીધા, શું તમે ઈચ્છો છો કે જેને અલ્લાહે ગુમરાહ કર્યો (તેને) માર્ગ ઉપર લાવો ? અને જેને અલ્લાહ ગુમરાહ કરે તમે કદાપિ તેના માટે કોઈ માર્ગ પામશો નહીં. (૮૮) ઈચ્છે છે કે તમે પણ કાફિર થઈ જાઓ જેવા તેઓ કાફિર થયા, પછી તમે બધા સરખા થઈ જાઓ; બસ, તમે તેમનામાંથી કોઈને મિત્ર ન બનાવો, ત્યાં સુધી કે અલ્લાહના માર્ગમાં વતન છોડી (હિજરત કરી) આવે, પછી જો તેને ન સ્વીકારે તો તેમને પકડો અને કતલ કરો, જ્યાં (પણ) જુઓ; અને તેમનામાંથી કોઈને મિત્ર ન બનાવો અને ન (જ) મદદગાર. (૮૯) પરંતુ તે લોકો જેઓ એક કૌમ સાથે મેળાપ (સંબંધ) રાખે છે કે તમારા અને તેમના વચ્ચે કરાર (સંધિ) છે, અથવા તમારી પાસે (એવી પરિસ્થિતિમાં) આવ્યા છે કે તેમના દિલો તમારી લડાઈથી તંગ થઈ (ત્રાસી) ચૂક્યા છે, અને પોતાની કૌમની લડાઈથી પણ; અને જો અલ્લાહે ઈચ્છયું હોત તો તેમને તમારા ઉપર કાબૂ આપ્યો હોત (મુસલ્લત કરી આપ્યા હોત) તો અવશ્ય તમારી સામે લડયા હોત, પછી જો તેઓ તમારાથી (એક બાજુ) અળગા રહે, પછી તમારી સામે ન લડે અને તમારા ઉપર સુલેહ(નો સંદેશ) રજુ કરે તો અલ્લાહે તેમના ઉપર તમને (ત્રાસ આપવાનો) માર્ગ આપ્યો નથી. (૯૦) હવે તમે એક બીજી કૌમને જોશો જેઓ ઈચ્છે છે કે સલામતીમાં રહે તમારાથી પણ અને પોતાની કૌમથી પણ, જ્યારે કદી તેઓ ફસાદ તરફ*

*બોલાવવામાં આવે છે તો તેના તરફ પલટી જાય છે; પછી જો તેઓ તમારાથી એક બાજુ (અળગા) ન રહે અને તમારા ઉપર સુલેહ(નો સંદેશ) રજુ ન કરે, અને પોતાના હાથ ન રોકે, તો તેમને પકડો અને કતલ કરો જ્યાં (પણ) જુઓ; અને અમે તેમના ઉપર તમને ખુલ્લી (જાહેર) સનદ આપી છે. (૯૧)*

## તફસીર :

## ત્રણ અલગ–અલગ પ્રકારના જૂથોનું વર્ણન અને તેના હુકમો

### પ્રથમ જૂથનું વર્ણન :

(જ્યારે તમે મુર્તદ થયેલ લોકોની પરિસ્થિતિ જોઈ ચૂક્યા) પછી તમને શું થઈ ગયું છે કે, તે મુનાફિકો વિશે તમે (વિરોધાભાસી અભિપ્રાય ધરાવીને) બે વિભાગો થઈ ગયા (કે એક વર્ગ તો હજુપણ તેમને મુસલમાન કહે છે) જ્યારે કે, અલ્લાહ તઆલાએ તેમને (તેમના જાહેર કુફ્ર તરફ) ઊલટા ફેરવી દીધા તેમના દુષ્કૃત્યોના કારણે (તેઓએ મુર્તદ થવાના દુષ્કૃત્ય દ્વારા દારુલ ઈસ્લામને શક્તિ હોવા છતાં છોડી દીધું, જે તે સમયે ઈસ્લામના ઈકરારને છોડી દેવાની કુફ્રની નિશાની હતી અને વાસ્તવમાં તો તેઓ પ્રથમથી જ મુસલમાન ન હતા અને એટલા માટે જ તેમને મુનાફિક કહેવામાં આવ્યા), શું તમે લોકો (કે જેમને તેમનું દારુલ ઈસ્લામને છોડી દેવું કુફ્રની નિશાની હોવું ખબર નથી) એવો ઈરાદો રાખો છો કે એવા લોકોની હિદાયત કરો જેમને અલ્લાહ તઆલાએ (તે લોકોના પોતે ગુમરાહી અપનાવવાના કારણે) ગુમરાહીમાં નાંખી રાખ્યા છે ? (જેમકે અલ્લાહ તઆલાની સુન્નત છે કે, કોઈ કૃત્યના ઈરાદા સમયે તે કામને પેદા કરી દે છે, મતલબ એ કે, ગેરમો'મિન ગુમરાહને તમે જે હિદાયત પામેલા મો'મિનો કહો છો, એ તમારા માટે જાઈઝ નથી) અને જેને અલ્લાહ તઆલા ગુમરાહીમાં નાંખી દે તેના (મો'મિન થવા) માટેનો કોઈ માર્ગ પામશો નહીં. (બસ, તે લોકોને મો'મિન ન કહેવા જોઈએ અને તે કેવી રીતે મો'મિન હોઈ શકે છે, તેમના કુફ્રની પરિસ્થિતિ તો એવી છે કે) તેઓ એવી તમન્ના કરે છે કે જેવા તેઓ કાફિર છે, તમને પણ (અલ્લાહ ન કરે) કાફિર બનાવી આપે, જેથી તમે અને તે બધા એકસમાન થઈ જાઓ. બસ, (જ્યારે તેમની આવી હાલત છે તો) તેમનામાંથી કોઈને મિત્ર ન બનાવો (એટલે કે, તેમની સાથે મુસલમાનો જેવો વર્તાવ ન કરો, કારણ કે ગાઢ

દોસ્તી જાઈઝ રાખવા માટે ઈસ્લામ શરત છે) જ્યાં સુધી તે અલ્લાહના માર્ગમાં (એટલે કે, સંપૂર્ણ ઈસ્લામના સ્વીકાર માટે) હિજરત ન કરે (કારણ કે, તે સમયે હિજરતનો એવો હુકમ હતો કે જે કરાર અથવા સુલેહનો છે અને તે ઈસ્લામની પૂર્ણતાની શરત એટલા માટે છે કે, ફક્ત દારુલ ઈસ્લામમાં આવવું પૂરતું નથી, આમ તો કાફિરો અને વેપારીઓ આવ–જા કર્યા કરતા હતા બલકે, તેઓ ઈસ્લામની હેસિયતથી આવે, એટલે કે ઈસ્લામ પણ જાહેર કરે જેથી એક મજબૂત ઈસ્લામનો સ્વીકાર અને હિજરત થઈ જાય અને દરેકના દિલની સચ્ચાઈનું જ્ઞાન તો ફક્ત અલ્લાહ તઆલાને જ હોઈ શકે છે. મુસલમાનોએ તેની છાનબીન કરવાની આવશ્યકતા નથી) અને જો તેઓ (ઈસ્લામથી) વાંધો ઉઠાવે (અને કાફિર જ રહે) તો તેમને પકડો અને કતલ કરી નાંખો જે સ્થળે તેમને જુઓ. (આ પકડવું કતલ કરવા માટે છે અથવા તો ગુલામ બનાવવા માટે) અને ન તો તેમનામાંથી કોઈને મિત્ર બનાવો અને ન જ સહાયક બનાવો, (મતલબ એ કે કોઈપણ પરિસ્થિતિમાં તેમની સાથે કોઈ સંબંધ ન રાખો, ન તો શાંતિમાં અને ન જ મિત્રતામાં અને ન જ ભયના સમયે તેમની કોઈ મદદ વગેરે કરો બલકે, તેમનાથી બિલકુલ અળગા રહો).

**બીજા જૂથનું વર્ણન :**

પરંતુ (આ કાફિરોમાં) જે લોકો એવા છે જેઓ (તમારી સાથે સુલેહ–સંપથી રહેવા ઈચ્છે છે, જેની બે રીતો છે, એક તો એ કે સુલેહ દ્વારા હોય એટલે કે, તેઓ) એવા લોકોથી જઈ મળે છે (એટલે કે કરારબદ્ધ થઈ જાય છે) કે તમારા અને તેમના વચ્ચે (શાંતિનો) કરાર છે (જેમકે, બનૂ મુદલજ કે તેમની સાથે સુલેહ થઈ છે તો તેમની સાથે કરારબદ્ધ થયેલા લોકો પણ આ કરારમાં સામેલ થઈ ગયા અને બનૂ મુદલજ પ્રથમથી જ કરારબદ્ધ થયા હતા, એટલે તેઓ આ આયતના હુકમથી બાકાત છે) અથવા (બીજી રીત એ છે કે પરોક્ષ રીતે સુલેહ થાય અને તે એવી રીતે કે) પોતે તમારી પાસે એવી પરિસ્થિતિમાં આવે કે તેમના દિલો તમારી સાથે અને પોતાની કૌમ સાથે પણ લડવાથી ત્રાસી ચૂક્યા હોય. (એટલા માટે ન તો પોતાની કૌમ સાથે રહીને તમારી સામે લડે અને ન જ તમારી સાથે થઈને તેમની કૌમ સામે લડે. બલકે, તેમની સાથે સુલેહ–સંપ રાખે અને તમારી સાથે પણ. બંને રીતોમાં જે પ્રમાણેની પણ સુલેહ કરે તે ઉપરોક્ત હુકમ

એટલે કે પકડવા અને કતલ કરવામાંથી બાકાત છે) અને (તમે તે લોકોની સુલેહની દરખાસ્તમાં અલ્લાહ તઆલાનો ઉપકાર માનો કે તેમના દિલમાં તમારી ધાક બેસી ગઈ છે નહિતર) જો અલ્લાહ તઆલાએ ઈચ્છયું હોત તો તેમને તમારા ઉપર થોપી બેસાડ્યા હોત (અને તમારાથી નિર્ભય અને નચિંત થઈ ગયા હોત) પછી તેઓ તમારાથી લડવા લાગ્યા હોત (પરંતુ અલ્લાહ તઆલાએ તમને તે મુસીબતથી બચાવી લીધા) પછી જો (સુલેહ કરીને) તેઓ તમારાથી અળગા રહે કે તમારી સાથે ન લડે અને તમારી સાથે સુલેહ-શાંતિનો વ્યવહાર રાખે (આ શબ્દોનો અર્થ એ છે કે તેઓ સુલેહ-સંપથી રહે, આ બધા શબ્દો તાકીદ માટે વર્ણન થયા છે), તો (આ સુલેહની પરિસ્થિતિમાં) અલ્લાહ તઆલાએ તમને તેમના ઉપર (કતલ અથવા કેદ વગેરે કરવાનો) કોઈ માર્ગ આપ્યો નથી (એટલે કે, કોઈ પરવાનગી આપી નથી).

**ત્રીજા જૂથનું વર્ણન :**

અમુક એવા લોકો પણ તમને જરૂર મળશે (એટલે કે તેમની એવી પરિસ્થિતિની જાણ થઈ ગઈ) કે (દગાબાજી દ્વારા) તેઓ એવું (પણ) ઈચ્છે છે કે, તમારાથી પણ નચિંત થઈને રહે અને પોતાની કૌમથી પણ નચિંત થઈને રહે (અને સાથે જ) જ્યારે પણ તેમને (ખુલ્લા વિરોધીઓ તરફથી) શરારત (અને ફિત્ના-ફસાદ) તરફ આમંત્રણ આપવામાં આવે છે (એટલે કે તેમને મુસલમાનો સાથે લડવા માટે કહેવામાં આવે છે) તો તેઓ (તરત જ) એ (શરારત)માં સામેલ થઈ જાય છે (એટલે કે મુસલમાનો સામે લડવા માટે તૈયાર થઈ જાય છે અને ધોકાથી સુલેહ તોડી નાંખે છે અને દગાબાજી કરે છે) બસ, એવા લોકો જો (સુલેહ તોડી નાંખે અને) તમારાથી (એટલે કે, તમારી સાથે લડવાથી) દૂર ન રહે અને ન તો તમારી સાથે શાંતિથી રહે અને ન જ પોતાના હાથોને (તમારો મુકાબલો કરવાથી) રોકે (બધાનો અર્થ ઉપર આવ્યા પ્રમાણે એક જ છે કે સુલેહ-કરારનો ભંગ કરે) તો તમે (પણ) તેમને પકડો અને જ્યાં કંઈ પણ જુઓ કતલ કરી નાંખો અને અમે તમને તેમના ઉપર સ્પષ્ટ હુજ્જત (દલીલ) આપી છે (જેનાથી તેમનું કતલ કરવું જાહેર થાય છે અને તે હુજ્જત સુલેહ-કરારના ભંગ ઉપર આપવામાં આવી છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં ત્રણ પ્રકારના જૂથોનું વર્ણન છે, જેના વિશે બે હુકમો પ્રસ્તુત છે, તે જૂથોની વાસ્તવિકતા નીચે પ્રમાણેની રિવાયતોથી વધુ સ્પષ્ટ થાય છે.

### પ્રથમ રિવાયત :

અબ્દુલ્લાહ બિન હમીદે મુજાહિદ (રહ.)થી રિવાયત કરી છે કે, "મક્કાના અમુક મુશ્રિકો મક્કાથી મદીના આવ્યા અને જાહેર કર્યું કે, અમે મુસલમાન અને મુહાજિર થઈને આવ્યા છે, પછી મુર્તદ થઈ ગયા અને હઝરત રસૂલે મકબૂલ ﷺ સામે વેપારનો સામાન લાવવાનું બહાનું કાઢીને મક્કા પાછા ચાલ્યા ગયા અને પછી પાછા ન આવ્યા. તેમના વિશે મુસલમાનોમાં અલગ-અલગ અભિપ્રાય હતો. અમુકે કહ્યું કે, તેઓ કાફિર છે, અમુકે કહ્યું કે, તેઓ મો'મિન છે. અલ્લાહ તઆલાએ તેમનું કાફિર હોવું આ આયત فَمَا لَكُمْ فِى الْمُنَافِقِيْنَ فِئَتَيْنِમાં વર્ણન કરી દીધું અને તેમને કતલ કરવાનો હુકમ આપ્યો."

હઝરત હકીમુલ ઉમ્મત થાનવી (રહ.) ફરમાવે છે કે, "તેમને મુનાફિક કહેવું એ અર્થમાં છે કે, તેમણે જ્યારે ઈસ્લામનો દા'વો કર્યો હતો ત્યારે પણ તેઓ મુનાફિક જ હતા, દિલથી ઈમાન લાવ્યા ન હતા અને મુનાફિકોને કતલ કરવામાં આવતા ન હતા, પરંતુ ત્યાં સુધી જ, જ્યાં સુધી કે તેઓ પોતાનું કુફ્ર છુપાવતા હતા, પરંતુ આ લોકોનું મુર્તદ હોવું હવે જાહેર થઈ ચૂક્યું હતું. અમુકે તેમને મુસલમાન કહ્યા, કદાચ ! આવું કહેવું સારો અભિપ્રાય અને તેમના પ્રત્યે સારું ગુમાન રાખવાના કારણે હતું. તેમણે તેમની મુર્તદ હોવાની દલીલ વિશે કોઈ તા'વીલ કરી લીધી હોવી જોઈએ. આ તા'વીલને માત્ર તેમનો પોતાનો અંગત અભિપ્રાય ગણવામાં આવશે અને તે કોઈ શરઈ દલીલ અથવા તેને શરીઅતના કાનૂનનું કોઈ સમર્થન પ્રાપ્ત નહીં થાય. એટલા માટે તેમની દલીલને ભરોસાપાત્ર ગણવામાં ન આવી.

### બીજી રિવાયત :

ઈબ્ને અબી શયબહથી હસને રિવાયત કરી છે કે, "સુરાકા બિન માલિક મુદલજીએ બદ્ર અને ઉહદની ઘટના પછી રસૂલુલ્લાહ ﷺ પાસે આવીને દરખાસ્ત કરી કે, અમારી કૌમ બની મુદલજ સાથે સુલેહ કરી લો. રસૂલે કરીમ

ﷺએ હઝરત ખાલિદને સુલેહની વિધિ પૂર્ણ કરવા માટે ત્યાં મોકલી આપ્યા. સુલેહની શરત આ હતી,

*"અમે રસૂલુલ્લાહ ﷺ વિરુદ્ધ કોઈની મદદ નહીં કરીએ અને કુરૈશ મુસલમાન થઈ જશે તો અમે પણ મુસલમાન થઈ જઈશું અને જે કૌમ અમારી સાથે ભેગી થઈ જશે, તેઓ પણ આ કરારમાં અમારી સાથે સામેલ છે."*

એના ઉપર આ આયત وَدُّوْالَوْ تَكْفُرُوْنَ اِلٰى قَوْلِهٖ اِلَّاالَّذِيْنَ يَصِلُوْنَ.... નાઝિલ થઈ.''

**ત્રીજી રિવાયત :**

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત કરવામાં આવી છે કે, ''سَتَجِدُوْنَ اٰخَرِيْنَ....'' આયતમાં જેનું વર્ણન છે તેનાથી "અસદ" અને "ગિતફાન"ના કબીલાઓ છે, તેઓ મદીનામાં આવ્યા ત્યારે તેઓ જાહેરમાં ઈસ્લામનો દા'વો કરતા હતા પરંતુ પોતાની કૌમને કહેતા હતા કે, અમે તો વાંદરા અને વીંછી ઉપર ઈમાન લાવ્યા છે અને મુસલમાનોને કહેતા હતા કે, અમે તમારા દીન ઉપર છીએ.''

ઝહ્હાકે ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જ પ્રમાણે બની અબ્દિદ્દારથી નકલ કર્યું છે, પ્રથમ અને બીજી રિવાયત રૂહુલ મઆનીમાં અને ત્રીજી મુઆલિમમાં છે.

હઝરત થાનવી (રહ.)એ ફરમાવ્યું છે કે, ''આ ત્રીજી રિવાયતવાળાઓની હાલત પ્રથમ રિવાયતવાળાઓ જેવી જ છે કે, દલીલથી તેમનું મુસલમાન ન હોવું સાબિત થઈ ગયું હતું, એટલા માટે તેનો હુકમ જાહેર કાફિરો જેવો છે. એટલે કે, સુલેહ–સંપના કરારની પરિસ્થિતિમાં તેમને કતલ કરવામાં ન આવે અને સુલેહ–કરાર ન થયો હોય તો એવી પરિસ્થિતિમાં તેમની સાથે યુદ્ધ કરી તેમને કતલ કરવામાં આવે. એટલા માટે પ્રથમ રિવાયતવાળાઓના વિષયમાં બીજી આયત એટલે કે, فَاِنْ تَوَلَّوْا فَخُذُوْهُمْ وَاقْتُلُوْهُمْમાં તેમને પકડવા અને કતલ કરવાનો હુકમ અને ત્રીજી આયતમાં اِلَّا الَّذِيْنَ يَصِلُوْنَ.... કરાર કરી તેમને બાકાત રાખવાનો હુકમ મૌજૂદ છે. જેમના સુલેહ–સંપનું વર્ણન બીજી રિવાયતમાં આવ્યું છે અને બાકાત રાખવાની તાકીદ માટે ફરી, فَاِنِ اعْتَزَلُوْكُمْ ફરમાવવામાં

આવ્યું અને તેની સ્પષ્ટતા કરી દેવામાં આવી.''

અને ત્રીજી રિવાયતવાળાઓના વિષયમાં ચોથી આયત એટલે કે, ...سَتَجِدُوْنَ اٰخَرِيْنَમાં વર્ણન કર્યું કે, જો આ લોકો તમારી સાથે તમારાથી દૂર ન રહે બલકે, મુકાબલો કરે તો તમે પણ તેમની સાથે જિહાદ કરો. તેનો અર્થ એ થયો કે, જો તેઓ સુલેહ કરે, તો તેમની સાથે લડાઈ કરવામાં ન આવે.

*(બયાનુલ કુર્આન)*

અત્રે નીચે પ્રમાણેના ત્રણ જૂથોનું વર્ણન કરવામાં આવ્યું.

(૧) જે સમયમાં ઈસ્લામમાં હિજરત ફરજ થઈ ચૂકી હોય અને શક્તિ હોવા છતાં હિજરત ન કરે અથવા હિજરત કર્યા પછી દારુલ ઈસ્લામને છોડીને દારુલ હર્બ (કુફ્રિસ્તાન)માં ચાલ્યા જાય.

(૨) મુસલમાનો સાથે યુદ્ધ ન કરવાનો કરાર પોતે કરી લે અથવા મુસલમાનો સાથે જેઓએ એવો કરાર કર્યો હોય તેઓ પણ તેમની સાથે કરાર કરી લે.

(૩) જેઓ પરિસ્થિતિ પ્રમાણે કામચલાઉ ધોરણે પોતાનો સ્વાર્થ સાધવા સુલેહ-કરાર કરી લે અને જ્યારે મુસલમાનો વિરુદ્ધ યુદ્ધનું આમંત્રણ આપવામાં આવે તો તેમાં સામેલ થઈ જાય અને પોતાના વાયદા અને કરાર ઉપર કાયમ ન રહે અને કરારભંગ કરે.

પ્રથમ જૂથનો હુકમ સામાન્ય કાફિરો જેવો છે, બીજા જૂથને પકડવાથી અથવા કતલ કરવાથી બાકાત રાખવાના છે અને ત્રીજું જૂથ સજાનું હકદાર છે. આ આયતોમાં કુલ બે હુકમોનો ઉલ્લેખ થયો છે, એટલે કે જ્યારે સુલેહ-સંપનો કરાર ન થયો હોય ત્યારે તેમની સાથે લડાઈ કરવી અને જ્યારે સુલેહ થઈ હોય ત્યારે લડાઈ પ્રતિબંધિત છે.

## હિજરતના વિવિધ સ્વરૂપો અને તેના હુકમો :

અલ્લાહ તઆલાનું ફરમાન છે, ....حَتّٰى يُهَاجِرُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ ઈસ્લામની શરૂઆતમાં હિજરત દારુલ કુફ્રમાં રહેતા બધા જ મુસલમાનો ઉપર ફરજ હતી (હિજરતના હુકમો વિશે વધારે વિગત સૂરએ નિસાઅ્ની ૧૦૦ નંબરની આયતતમાં આવે છે), એટલા માટે અલ્લાહ તઆલાએ એવા લોકો સાથે મુસલમાનો જેવો વર્તાવ કરવાની મનાઈ કરી છે જેમણે આ ફરજને છોડી દીધી

હોય. પછી જયારે મક્કા ફતહ થયું તો સરવરે કાઈનાત ﷺએ ફરમાવ્યું, لَا هِجْرَةَ بَعْدَ الْفَتْحِ (રવાહુલ બુખારી) એટલે કે, જયારે મક્કા ફતહ થઈને દારુલ ઈસ્લામ બની ગયું છે તો હવે, અહીંયાથી હિજરત કરવી ફરજ ન રહી. આ તે સમયનો હુકમ છે જયારે હિજરત ઈમાનની શરત હતી અને તે વ્યક્તિને મુસલમાન સમજવામાં આવતો ન હતો જે શક્તિ હોવા છતાં હિજરત ન કરે, પરંતુ પાછળથી આ હુકમ મન્સૂખ (રદ) થઈ ગયો. હવે, આ સ્વરૂપ બાકી રહ્યું નથી.

હિજરતનું બીજું સ્વરૂપ એ છે, જે કયામત સુધી બાકી રહેશે, જેના વિશે હદીષમાં આવે છે لَا تَنْقَطِعُ الْهِجْرَةُ حَتّٰى تَنْقَطِعَ التَّوْبَةُ એટલે કે, "હિજરત તે સમય સુધી બાકી રહેશે જયાં સુધી તવબહની કબૂલિયતનો સમય બાકી રહે છે."

*(સહીહ બુખારી)*

અલ્લામહ અયની બુખારીની શરાહમાં આ હિજરત વિશે લખે છે, اَنَّ الْمُرَادَ بِالْهِجْرَةِ الْبَاقِيَةِ هِيَ هَجْرُ السَّيِّئَاتِ એટલે કે, "આ હિજરતનો અર્થ ગુનાહોને છોડવું છે." જેમકે, એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે, اَلْمُهَاجِرُ مَنْ هَجَرَ مَانَهَى اللّٰهُ عَنْهُ એટલે કે, "મુહાજિર તે છે જે તમામ એવી વસ્તુઓથી બચેલો રહે જેને અલ્લાહ તઆલાએ હરામ કરી છે."

*(મિરકાતના હવાલાથી, જિલ્દ : ૧)*

પ્રસ્તુત ચર્ચાથી સ્પષ્ટ થાય છે કે, હિજરતની બે પ્રકારની વ્યાખ્યા થાય છે. એક, દીન ખાતર વતનને છોડી દેવું જેમકે, સહાબા અજમઈન (રદિ.) પોતાના વતન મક્કાને છોડીને મદીના અને હબશા હિજરત કરીને ચાલ્યા ગયા. બીજું, ગુનાહોને છોડી દેવું.

وَلَا تَتَّخِذُوْا مِنْهُمْ وَلِيًّا وَّلَا نَصِيْرًا આ આયતથી જાણ થાય છે કે, કાફિરો પાસે મદદ માંગવી હરામ છે. એટલા માટે એક રિવાયતમાં આવે છે કે, કાફિરો વિરુદ્ધ અનસારોએ જયારે યહૂદીઓથી સહાય માંગવાની રસૂલે કરીમ ﷺ પાસે પરવાનગી માંગી તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اَلْخَبِيْثُ لَا حَاجَةَ لَنَا بِهِمْ એટલે કે, "આ ખબીસ કૌમ (શયતાનના ચેલા) છે, તેમની આપણને કોઈ જરૂરત નથી." *(મઝહરી, જિલ્દ : ૨)*

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૯૨-૯૩)

وَمَا كَانَ لِمُؤْمِنٍ اَنْ يَّقْتُلَ مُؤْمِنًا اِلَّا خَطَـًٔا ۚ وَمَنْ قَتَلَ مُؤْمِنًا خَطَـًٔا
فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ وَّدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖٓ اِلَّآ اَنْ يَّصَّدَّقُوْا ۭ فَاِنْ كَانَ مِنْ
قَوْمٍ عَدُوٍّ لَّكُمْ وَهُوَ مُؤْمِنٌ فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ۭ وَاِنْ كَانَ مِنْ قَوْمٍۢ بَيْنَكُمْ وَ
بَيْنَهُمْ مِّيْثَاقٌ فَدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖ وَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ۚ فَمَنْ لَّمْ يَجِدْ
فَصِيَامُ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ ۡ تَوْبَةً مِّنَ اللّٰهِ ۭ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿٩٢﴾ وَمَنْ
يَّقْتُلْ مُؤْمِنًا مُّتَعَمِّدًا فَجَزَاۗؤُهٗ جَهَنَّمُ خٰلِدًا فِيْهَا وَغَضِبَ اللّٰهُ عَلَيْهِ وَ
لَعَنَهٗ وَاَعَدَّ لَهٗ عَذَابًا عَظِيْمًا ﴿٩٣﴾

### તરજુમો :

*અને મુસલમાનનું કામ નથી કે મુસલમાનને કતલ કરે, પરંતુ ભૂલથી; અને જે મુસલમાનને ભૂલથી કતલ કરે તો (તે) એક મુસલમાન ગુલામ આઝાદ કરે, અને દિય્યત (ખૂનનું વળતર) તેના ઘરવાળાઓને પહોંચાડે, પરંતુ એ કે તેઓ મા'ફ કરી આપે; પછી જો મરનાર એવી કૌમમાંથી હતો કે તેઓ તમારા દુશ્મન છે અને પોતે તે મુસલમાન હતો તો એક મુસલમાન ગુલામ આઝાદ કરે, અને જો તે એવી કૌમમાંથી હતો કે તમારા અને તેમના વચ્ચે (શાંતિ) કરાર છે તો તેના ઘરવાળાઓને દિય્યત પહોંચાડે, અને એક મુસલમાન ગુલામ આઝાદ કરે; પછી જેને મયસ્સર (આર્થિક શક્તિ) ન હોય તો બે મહિનાના લગાતાર રોઝા રાખે અલ્લાહથી ગુનોહ બખ્શાવવા; અને અલ્લાહ સઘળુ જાણનારો, હિકમતવાળો છે. (૯૨) અને જો કોઈ મુસલમાનને જાણીબૂઝીને કતલ કરે તો તેની સજા જહન્નમ છે, તેમાં જ પડયો રહેશે, અને અલ્લાહનો તેના ઉપર ગઝબ (ક્રોધ) થયો અને તેને લા'નત કરી, અને તેના માટે મોટો (ભયંકર) અઝાબ તૈયાર કર્યો. (૯૩)*

**તફસીર :**

અને કોઈ મો'મિનની એ શા'ન નથી કે, તે કોઈ મો'મિનને કતલ કરે પરંતુ ભૂલથી (થઈ જાય તો એ બીજી બાબત છે) અને જે વ્યક્તિ કોઈ મો'મિનને ભૂલથી કતલ કરી નાંખે તો (શરીઅત પ્રમાણે) એક મુસલમાન ગુલામ (અથવા બાંદી) આઝાદ કરવી (વાજિબ છે) અને દિય્યત (પણ વાજિબ) છે, જે તે (મરનાર)ના કુટુંબીજનોને (અથવા તેના જે વારસદારો છે તેને વારસાના હિસ્સા પ્રમાણે) હવાલે કરવામાં આવે (અને જેનો કોઈ વારસદાર ન હોય તો બયતુલ માલ વારસદારોના સ્થાને છે) પરંતુ એ કે તે લોકો (આ દિય્યતને) મા'ફ કરી આપે (ભલે પૂરેપૂરું મા'ફ કરી દે અથવા થોડું મા'ફ કરે) અને જો તે (ભૂલથી કતલ થયેલ વ્યક્તિ) એવી કૌમમાંથી હોય જે તમારા વિરોધીઓ છે (એટલે કે, હરબી છે અને તેમનામાં જ કોઈ કારણસર રહેતો હતો) અને તે વ્યક્તિ પોતે મો'મિન છે તો (ફક્ત) એક ગુલામ અથવા મુસલમાન બાંદીને આઝાદ કરવી (પડશે અને દિય્યત એટલા માટે નથી કે, જો આ મરનારના વારસદારો મુસલમાન છે તો ઈસ્લામી હુકૂમત હેઠળ ન હોવાના કારણે તે તેના હકદાર નથી અને જો કાફિર છે તો એવા સ્વરૂપમાં પણ દિય્યત બયતુલ માલનો હક હોય છે અને દારુલ હરબમાં દારુલ ઈસ્લામનો બયતુલ માલનો છોડેલો માલ લાવવામાં નથી આવતો) અને જો તે (ભૂલથી હત્યા થયેલ મરનાર) એવી કૌમમાંથી છે કે, તમારામાં અને તેમનામાં (સુલેહ અથવા શાંતિનો) કરાર છે (એટલે કે, જિમ્મી અથવા અન્ય પ્રકારે છે) તો દિય્યત (પણ વાજિબ) છે જે તે (મરનાર)ના ઘરવાળાઓને (એટલે કે તેના જે વારસદારો છે તેમના) હવાલે કરવામાં આવશે. (કારણ કે કાફિર, કાફિરનો વારસ હોય છે) અને એક ગુલામ અથવા મુસલમાન બાંદીને આઝાદ કરવી (પડશે) પછી (ગુલામ અથવા બાંદીને આઝાદ કરવાની વાજિબ છે પરંતુ) જે વ્યક્તિને (ગુલામ અથવા બાંદી) ન મળે (અને ન તો એટલા પૈસા છે કે તે ખરીદી શકે) તો (તેના માથે જરૂરી છે કે, તેને આઝાદ કરવાના બદલે) લગાતાર (સતત) બે મહિનાના રોઝા રાખે (આ આઝાદ કરવું ન બની શકે તો રોઝા રાખવા) તવબહ સ્વરૂપે અલ્લાહ તરફથી નક્કી થયેલ છે (એટલે કે તેની આ પદ્ધતિ શરીઅત પ્રમાણે છે) અને અલ્લાહ તઆલા સઘળુ જાણનારો (અને) મહાન હિકમતવાળો છે (પોતાના જ્ઞાન અને હિકમતની મસ્લિહતથી યોગ્ય હુકમો

નક્કી કરે છે, બસ દરેક સ્થળે શું હિકમત છે તે બંદાને જાણ ન પણ થાય) અને જે વ્યક્તિ મુસલમાનને જાણીબૂઝી કતલ કરી નાંખે તો તેની (અસલી) સજા જહન્નમ છે કે તેમાં હંમેશા-હંમેશા રહેશે. (પરંતુ અલ્લાહ તઆલાનો ફઝ્લ છે કે, આ અસલી સજા લાગુ નહીં પડે બલકે, ઈમાનની બરકતથી છેવટે છુટકારો થઈ જશે) અને તેના ઉપર (એક નક્કી સમય સુધી) અલ્લાહ તઆલા ક્રોધિત રહેશે અને તેને પોતાની (ખાસ) રહમતથી દૂર કરશે અને તેના માટે ભયંકર સજા તૈયાર રાખવામાં આવી છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરોક્ત આયતોમાં હત્યા અને લડાઈનું વર્ણન ચાલી રહ્યું છે, હત્યાના કુલ આઠ સ્વરૂપો છે. કારણ કે, કોઈપણ કતલ થનાર ચાર પરિસ્થિતિઓથી ખાલી નથી, યા તો તે મો'મિન છે અથવા ઝિમ્મી, અથવા જેમની સાથે સુલેહ કરવામાં આવી છે તે કરારબદ્ધ અથવા હર્બી (જે મુસલમાનો વિરુદ્ધ યુદ્ધમાં પ્રવૃત્ત) છે અને હત્યા બે પ્રકારની છે, યા તો જાણીબૂઝીને કરવામાં આવી છે અથવા તો ભૂલથી થઈ ગઈ છે. બસ, આ આધારે કુલ આઠ સ્વરૂપ હત્યાના છે. પ્રથમ મો'મિનને જાણીબુઝીને કતલ કરવું, બીજું મો'મિનને ભૂલથી કતલ કરવું, ત્રીજું ઝિમ્મીને જાણીબૂઝીને કતલ કરવું, ચોથું ઝિમ્મીને ભૂલથી કતલ કરવું, પાંચમું સુલેહથી કરારબદ્ધ થયેલ વ્યક્તિને જાણીબૂઝીને કતલ કરવું, છઠ્ઠું સુલેહના કરારબદ્ધ થયેલ વ્યક્તિને ભૂલથી કતલ કરવું, સાતમું હર્બીને જાણીબૂઝીને કતલ કરવું અને આઠમું હર્બીને ભૂલથી કતલ કરવું.

આ સ્વરૂપોમાં અમુકના હુકમો ઉપર આવી ચૂક્યા છે અને અમુકના આગળ આવશે અને અમુકના હુકમો હદીષોમાં મૌજૂદ છે. એટલા માટે પ્રથમ સ્વરૂપનો દુનિયવી હુકમ સૂરએ બકરહમાં "કિસાસ" સ્વરૂપે પ્રસ્તુત છે અને આખિરતનો હુકમ આગળની આયત وَمَنْ يَّقْتُلْ માં આવે છે અને બીજા સ્વરૂપનું વર્ણન وَمَا كَانَ لِمُؤْمِنٍ (الی قوله) وَهُوَ مُؤْمِنٌ فَتَحْرِيْرُ رَقَبَةٍ આયતમાં આવે છે, અને ત્રીજા સ્વરૂપનો હુકમ હદીષે દારે કુતનીમાં છે કે, ઝિમ્મીના બદલે રસૂલ ﷺએ મુસલમાનો પાસેથી કિસાસ લીધો. (اَخْرَجَهُ الزَّيْلَعِىُّ فِىْ تَخْرِيْجِ الْهِدَايَةِ) ચોથા

સ્વરૂપમાં અલ્લાહનો ઈરશાદ છે, وَاِنْ كَانَ مِنْ قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِيثَاقٌ અને પાંચમાં સ્વરૂપમાં ઉપરની આયતમાં અલ્લાહ તઆલાએ فَمَا جَعَلَ اللّٰهُ لَكُمْ عَلَيْهِمْ سَبِيلًا માં ફરમાવી દીધું. છઠ્ઠા સ્વરૂપનો હુકમ ચોથા સ્વરૂપ સાથે જ પ્રસ્તુત છે. કારણ કે, સામાન્ય વ્યાખ્યામાં તે કામચલાઉ અને કાયમી બંને રીતે સામેલ છે. બસ, ઝિમ્મી અને સુલેહના કરારથી બંધાયેલ બંને તેમાં આવી ગયા અને મુખ્તારની કિતાબ "અલ દિય્યાત"માં સુલેહના કરારબદ્ધ થયેલા વ્યક્તિની દિય્યત વાજિબ હોવાનું સહીહ કહેવામાં આવ્યું છે. સાતમા અને આઠમા સ્વરૂપનો હુકમ પોતે જિહાદની શરત પ્રમાણે ઉપરોક્ત વર્ણનથી જાણ થઈ ચૂકી. કારણ કે, જિહાદમાં હર્બીને જાણીબૂઝીને કતલ કરવામાં આવે છે અને ભૂલથી જાઈઝ હોવું અગ્ર ક્રમે સાબિત થશે. *(બયાનુલ કુર્આન)*

## કતલના ત્રણ પ્રકારો અને તેના શરઈ હુકમો :

### પ્રથમ પ્રકાર; عَمَدْ (અમદ્) જાણીબૂઝીને કતલ કરવું :

જાહેરમાં જાણીબૂઝીને એવા હથિયાર દ્વારા કતલ કરવામાં આવે જે લોઢાનું હોય અથવા જેને હથિયારોના પ્રકારમાં લોઢાના હથિયાર જેવું ગણવામાં આવે છે. જેમકે, ધારદાર વાંસ અથવા ધારદાર પથ્થર વગેરે.

### બીજો પ્રકાર; شِبْهِ عَمَدْ (શિબ્હે અમદ્) :

આ હત્યા જાણીબૂઝીને તો છે, પરંતુ એવા હથિયારથી નથી જે ઉપર પ્રમાણે છે.

### ત્રીજો પ્રકાર; خَطَاءْ (ખતાઅ્) ભૂલથી હત્યા કરવી :

દાખલા તરીકે, કોઈ વ્યક્તિ કોઈ શિકારી જાનવરને અથવા હર્બી કાફિર સમજીને નિશાન લગાવે અને આ કૃત્યમાં નિશાન તો જાનવરને જ લગાવ્યું હતું પરંતુ તે અન્ય વ્યક્તિને જઈને વાગ્યું, જેમાં ભૂલથી વિના ઈરાદે તેને વાગ્યું છે, તો બીજો અને ત્રીજો પ્રકાર તેમાં આવી ગયો, બંનેમાં દિય્યત પણ છે અને ગુનોહ પણ છે પરંતુ તે બંને કૃત્યમાં બે પ્રકારો સંયુક્ત છે. બીજા પ્રકારમાં દિય્યત સો ઊંટ છે, એટલે કે એક જ પ્રકારના ૨૫-૨૫ ઊંટ અને ત્રીજા પ્રકારની દિય્યત પણ સો ઊંટ છે. એટલે કે, એક-એક પ્રકારના ૨૦-૨૦ ઊંટ છે અલબત્ત જો દિય્યતમાં રોકડ

રકમ આપવામાં આવે તો બંને પ્રકારમાં દિય્યત ૧૦,૦૦૦ દિરહમ શરઈ અથવા ૧૦૦૦ દિનાર શરઈ છે અને ગુનોહ બીજા પ્રકારમાં વધારે છે કારણ કે હત્યા જાણીબૂઝીને કરી છે અને ત્રીજા પ્રકારમાં ગુનોહ ઓછો છે કારણ કે, તેમાં નિષ્કાળજી દાખવી હતી. (કઝા ફિલ હિદાયા) અત્રે દિય્યત વાજિબ છે અને તવબહ પણ કરવી જરૂરી છે, આમ તેની વાસ્તવિકતા આ ત્રણે પ્રકારોમાં દુનિયામાં લાગુ પાડવામાં આવતા શરીઅતના હુકમો છે અને ગુનાહના આધારે તે જાણીબૂઝીને અથવા ભૂલથી થયેલું હોવાનો આધાર માણસના દિલ અને ઈરાદા ઉપર છે, જેના ઉપર આખિરતના હુકમનો આધાર છે, તે માત્ર અલ્લાહને જ ખબર છે. શક્ય છે કે, આખિરતમાં આ આધારે પ્રથમ પ્રકારની ભૂલથી થઈ ગયેલું એ બીજા પ્રકારે જાણીબૂઝીને કરેલું સાબિત થાય.

**મસ્અલો :**

દિય્યતનું મજકૂર પ્રમાણ ત્યારે છે જ્યારે કે, જેની હત્યા થઈ છે તે પુરુષ હોય અને જો તે સ્ત્રી છે તો દિય્યત અડધી હશે. *(કઝા ફિલ હિદાયા)*

**મસ્અલો :**

મુસ્લિમ અને ઝિમ્મીની દિય્યત સરખી છે. આ બાબતે રસૂલ ﷺનો ઈરશાદ છે,

**دِيَةُ كُلِّ ذِیْ عَهْدٍ فِیْ عَهْدِهٖ اَلْفُ دِيْنَارٍ**، (كَذَافِی الْهِدَايَةِ اَخْرَجَهٗ اَبُوْدَاوٗدَ فِیْ مَرَاسِيْلِهٖ)

**મસ્અલો :**

કફ્ફારો એટલે કે, تَحْرِيْرُ رَقَبَه (ગુલામ આઝાદ કરવો) અથવા રોઝા રાખવા આ પોતે હત્યારાએ કરવું પડતું હોય છે અને દિય્યત હત્યારાના મદદગારો (વાલી-વારસો) ઉપર હોય છે, જેને શરીઅતની વ્યાખ્યામાં عَاقِلَه "આકિલહ" કહે છે. *(બયાનુલ કુર્આન)*

અત્રે એ શંકા ન થવી જોઈએ કે, હત્યારાના ગુનાહનો ભાગ તેના વાલી-વારસો અને મદદગારો પર કેમ નાંખવામાં આવે છે ? કારણ કે, તેઓ તો નિર્દોષ છે ! વાસ્તવમાં તેનું કારણ એ છે કે, તેમાં હત્યારાના વાલી-વારસો પણ અમુક અંશે દોષિત હોય છે કે, એમણે એ પ્રકારની બેદરકારી દાખવી અને તેને

આવું હત્યાનું કૃત્ય કરતાં રોક્યો નહીં અને દિય્યતના ડરથી હવે તે લોકો આ બાબતની કાળજી લેવામાં બેદરકારી કરશે નહીં.

**મસ્અલો :**

કફ્ફારામાં બાંદી અને ગુલામ બંને સમાન છે, શબ્દ رَقَبَـــــة "રકબહ" પ્રચલિત શબ્દ છે. અલબત્ત, તેના અવયવો સહી–સલામત હોવા જોઈએ (અપંગ ન હોય).

**મસ્અલો :**

દિય્યત માર્યા ગયેલાના શરઈ વારસદારોમાં વહેંચાઈ જશે અને જે પોતાનો હિસ્સો મા'ફ કરી આપે, હત્યારાને તે પ્રમાણે મા'ફી મળશે અને જો બધા મા'ફ કરી આપે તો બધું મા'ફ થઈ જશે.

**મસ્અલો :**

જો માર્યા ગયેલાનો કોઈ શરઈ વારસદાર ન હોય તો તેની દિય્યત બયતુલ માલમાં જમા થશે, કારણ કે દિય્યત એ વારસામાં છોડેલો જ માલ છે અને તેનો હુકમ વારસામાં છોડેલા માલ સમાન છે. *(બયાનુલ કુર્આન)*

**મસ્અલો :**

"અહલે મિષાક" (ઝિમ્મી અથવા જેમની સાથે કરાર થયા છે તે) બાબતે વિષયમાં જે દિય્યત વાજિબ છે, દેખીતું છે કે, આ તે વખતે છે જ્યારે તે ઝિમ્મી અથવા સુલેહના કરારથી બંધાયેલાના ઘરવાળાઓ મૌજૂદ હોય. જો તેના ઘરવાળા મૌજૂદ ન હોય અથવા તો તેના ઘરવાળા મુસલમાન હોય, તો મુસલમાન કાફિરનો વારસદાર બની નથી શકતો. એટલા માટે તેમાં પણ ઘરવાળા મૌજૂદ નથી એમ સમજવામાં આવશે. હવે, જો તે ઝિમ્મી છે તો તેની દિય્યત બયતુલ માલમાં જમા થશે, કારણ કે, ઝિમ્મી લાવારિસનો વારસો કે જેમાં દિય્યત પણ સામેલ છે, બયતુલ માલમાં જમા થાય છે. (દુર્રે મુખ્તારમાંથી) નહિતર વાજિબ નહીં થાય.

*(બયાનુલ કુર્આન)*

**મસ્અલો :**

રોઝામાં જો બીમારી વગેરેના કારણે રોઝાનું સાતત્ય (લગાતાર–બિનચૂક

-સતત રાખવાની પ્રક્રિયા) જળવાઈ ન રહે તો નવેસરથી રોઝા રાખવા પડશે. અલબત્ત સ્ત્રીના માસિક ધર્મ વગેરેના કારણે સાતત્ય ખતમ નહીં થાય.

**મસ્અલો :**

જો કોઈ શરઈ ઉઝરના કારણે રોઝા રાખવાની શક્તિ ન હોય તો શક્તિ આવતા સુધી તવબહ કર્યા કરે.

**મસ્અલો :**

قَتْـلِ عَـمَـدُ "કતલે અમદ" (જાણીબૂઝીને કરેલી હત્યા)માં આ કફ્ફારો નથી, તવબહ કરવી જોઈએ. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૯૪-૯૫-૯૬)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا ضَرَبْتُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ فَتَبَيَّنُوْا وَلَا تَقُوْلُوْا لِمَنْ اَلْقٰۤى
اِلَيْكُمُ السَّلٰمَ لَسْتَ مُؤْمِنًا ۚ تَبْتَغُوْنَ عَرَضَ الْحَيٰوةِ الدُّنْيَا ۫ فَعِنْدَ اللّٰهِ مَغَانِمُ
كَثِيْرَةٌ ؕ كَذٰلِكَ كُنْتُمْ مِّنْ قَبْلُ فَمَنَّ اللّٰهُ عَلَيْكُمْ فَتَبَيَّنُوْا ؕ اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ
خَبِيْرًا ﴿۹۴﴾ لَا يَسْتَوِي الْقٰعِدُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ غَيْرُ اُولِي الضَّرَرِ وَالْمُجٰهِدُوْنَ فِيْ
سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ؕ فَضَّلَ اللّٰهُ الْمُجٰهِدِيْنَ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ عَلَى
الْقٰعِدِيْنَ دَرَجَةً ؕ وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى ؕ وَفَضَّلَ اللّٰهُ الْمُجٰهِدِيْنَ عَلَى الْقٰعِدِيْنَ
اَجْرًا عَظِيْمًا ﴿۹۵﴾ دَرَجٰتٍ مِّنْهُ وَمَغْفِرَةً وَّرَحْمَةً ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۹۶﴾ ع

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! જ્યારે અલ્લાહના માર્ગમાં મુસાફરી કરો તો તહકીક (ખાતરી) કર્યા કરો; અને જે વ્યક્તિ તમને સલામ (અલયૂક) કરે તેને ન કહો કે તું મુસલમાન નથી, તમે દુનિયાની જિંદગીનો સર-સામાન ઈચ્છો છો ? બસ, અલ્લાહના ત્યાં ઘણી ગનીમતો છે, તમે પણ તો આથી પહેલાં આવા જ*

*હતા ! પછી અલ્લાહે તમારા ઉપર કૃપા કરી, બસ હવે તહકીક કરી લો; બેશક ! અલ્લાહ તમારા કામોથી ખબરદાર (ખૂબ વાકેફ) છે. (૯૪) સમાન નથી બેસી રહેનાર મુસલમાન જેમને કોઈ (શરઈ) ઉઝર (કારણ) નથી અને તે મુસલમાન જેઓ અલ્લાહના માર્ગમાં પોતાના માલથી અને પ્રાણથી લડનારા છે, અલ્લાહે મુજાહિદીન (અલ્લાહના માર્ગમાં લડનારાઓ)નો બેસી રહેનારાઓ ઉપર દરજ્જો વધારી દીધો પોતાના માલ અને પ્રાણથી, અને દરેકને અલ્લાહે ભલાઈનો વાયદો કર્યો, અને અલ્લાહે મુજાહિદીનને બેસી રહેનારાઓ કરતાં મહાન બદલામાં વધારે કર્યા. (૯૫) કે જે દરજ્જાઓ છે અલ્લાહ તરફથી, અને બખ્શિશ છે, અને રહમત છે, અને અલ્લાહ મહાન મા'ફ કરનાર મહેરબાન છે. (૯૬)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે અલ્લાહના રસ્તામાં (જિહાદ માટે) મુસાફરી કર્યા કરો તો દરેક કાર્યમાં (કોઈને કતલ કરતા હોય અથવા અન્ય કોઈ બાબત હોય) તહકીક કરીને કર્યા કરો અને એવો વ્યક્તિ કે જે તમારી સામે (કોઈ નિશાની સ્વરૂપે) ઈતાઅત જાહેર કરે (જેમકે કલિમો પઢે અથવા મુસલમાનો જેમ સલામ કરે) એવું ન કહી આપો કે આ તો (દિલથી) મુસલમાન નથી (એ તો પોતાનો જીવ બચાવવા સલામ કરી રહ્યો છે, એવું ન કહો એ જ પ્રમાણે) તમે દુનિયાની જિંદગીના સર–સામાનની ઈચ્છા કરો છો ? કારણ કે અલ્લાહની પાસે (એટલે કે તેના જ્ઞાન અને શક્તિમાં તમારા માટે) પુષ્કળ ગનીમતનો માલ છે (જે તમને જાઈઝ પદ્ધતિથી મળશે અને યાદ કરો કે) શરૂઆતમાં (એક સમય હતો જેમાં) તમે પણ તેમના જેવા જ હતા (કે તમારો ઈસ્લામ સ્વીકાર કરવાનો આધાર ફક્ત તમારા દા'વાની જાહેરાત જ હતી) પછી અલ્લાહ તઆલાએ તમારા ઉપર અહેસાન કર્યું (કે આ તમારા જાહેર ઈસ્લામને પૂરતો સમજવામાં આવ્યો અને તમારા બાતિન–દિલની હાલતની ખણખોદ કરવામાં ન આવી) બસ, (જરા) વિચાર (તો) કરો, બેશક ! અલ્લાહ તઆલા તમારા આ કાર્યોની સંપૂર્ણ ખબર રાખે છે (એટલે કે, આ હુકમ પછી તેના ઉપર કોણ અમલ કરે છે અને કોણ અમલ નથી કરતું); તે મુસલમાન જે વિના કારણે ઘરમાં બેસી રહે (એટલે કે જિહાદમાં ન જાય) અને તે લોકો જે અલ્લાહના રસ્તામાં પોતાના જાન અને

માલથી (એટલે કે જિહાદમાં માલને ખર્ચ કરીને અને જાનને ખપાવીને) જિહાદ કરે (બંને) એકસમાન નથી (બલકે,) અલ્લાહ તઆલાએ જે પોતાના માલ અને જાનથી જિહાદ કરે છે તે લોકોના દરજ્જાને વધાર્યો છે તેમના કરતાં જેઓ ઘરોમાં બેસી રહે છે અને (જિહાદ ફરજે ઐન ન હોવાના કારણે તેમના ઉપર પણ ગુનોહ નથી બલકે, ઈમાનના કારણે અને બીજા ફરજો બજાવી લાવવાના કારણે) સૌને (એટલે કે મુજાહિદોને પણ કાયદાની દષ્ટિએ) અલ્લાહ તઆલાએ ભલાઈનો (એટલે કે આખિરતમાં જન્નતમાં) વાયદો કરી રાખ્યો છે અને (ઉપર જે કહેવામાં આવ્યું છે કે, મુજાહિદોનો મોટો દરજ્જો છે, તેનું કારણ એ છે કે) અલ્લાહ તઆલાએ મુજાહિદોને (પ્રસ્તુત) ઘરમાં બેસી રહેનારા લોકો ઉપર સવાબમાં વધારી આપ્યા છે (આ દરજ્જો મહાન સવાબની સામૂહિક રીતે સ્પષ્ટતા કરે છે), એટલે (મુજાહિદોને પોતાના મહાન કાર્યના બદલામાં સવાબના) ઘણા બધા દરજ્જા જે અલ્લાહ તરફથી મળશે, અને (ગુનાહોથી) મગફિરત અને રહમત (આ બધી મહાન સવાબની વિગતો છે) અને અલ્લાહ તઆલા ઘણો મોટો મા'ફ કરનારો અને મહાન રહમતવાળો છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની આયતોમાં મો'મિનોની હત્યા કરવા બાબતે સખત ચેતવણી આપવામાં આવી હતી, આગળ ફરમાવે છે કે, શરીઅતના હુકમો લાગુ પાડવા માટે અને મો'મિનના મો'મિન હોવા બાબતે ફક્ત જાહેર ઈસ્લામ પૂરતો છે, જે વ્યક્તિ ઈસ્લામની જાહેરાત કરે તેને કતલ કરવાથી હાથ રોકી લેવો વાજિબ છે અને ફક્ત શંકા કુશંકાના કારણે તેના બાતિન (દિલની પરિસ્થિતિ)ની ખણખોદ ન કરવી જોઈએ અને શરીઅતના હુકમો લાગુ પાડવામાં તેના ઈમાનની પાકી સાબિતી મેળવવાની રાહ જોવી જાઇઝ નથી, જેમકે અમુક સહાબા (રદિ.)થી અમુક ગઝ્વાઓમાં આ પ્રમાણેની ભૂલો થઈ ગઈ હતી કે, અમુક લોકોએ પોતાને મુસલમાન જાહેર કર્યા, પરંતુ અમુક સહાબા (રદિ.)એ તેમની ઈસ્લામની નિશાનીઓને જૂઠ ઉપર આધારિત હોવાનું બતાવીને તેમને કતલ કરી નાંખ્યા અને કતલનો માલ ગનીમત તરીકે લઈ લીધો. અલ્લાહ તઆલાએ તેમના આ કાર્યને વખોડ્યું અને કારણ કે, તે સમય સુધી સહાબાઓને આ મસ્અલાની સ્પષ્ટ રીતે

જાણ ન હતી, એટલા માટે અલ્લાહ તઆલાએ માત્ર તેમને સૂચના આપી અને આ કાર્ય ઉપર કોઈ સખત વઈદ (ચેતવણી) ન આપી. *(બયાનુલ કુર્આન)*

**ઇસ્લામની અલામત (નિશાની) હોવું પૂરતું છે, કોઈ વ્યક્તિના અંતરાત્માની ખણખોદ કરવી જાઇઝ નથી :**

કોઈ પોતે મુસલમાન છે એવું જાહેર કરે તો કોઈ મુસલમાન માટે જાઈઝ નથી કે, તહકીક કર્યા વિના તેના નિવેદનને મુનાફિકપણું સમજે. આ આયત નાઝિલ થવાનું કારણ અમુક એવી ઘટનાઓ છે જેમા સહાબએ કિરામ (રદિ.)થી આ બાબતે અમુક ભૂલો થઈ ગઈ હતી.

તિરમિઝીમાં અને મુસ્નદે અહમદમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી નકલ થયું છે કે, "કબીલએ બનુ સલીમનો એક વ્યક્તિ સહાબએ કિરામ (રદિ.)ની એક જમાઅતને મળ્યો જ્યારે કે તે લોકો જિહાદ માટે જઈ રહ્યા હતા. આ વ્યક્તિ પોતાની બકરીઓ ચરાવી રહ્યો હતો, તેણે સહાબા (રદિ.)ને સલામ કરી, જે જાહેરમાં એ બાબતની જાહેરાત હતી કે હું મુસલમાન છું, સહાબએ કિરામ (રદિ.)એ સમજ્યું કે, અત્યારે તે ફક્ત પોતાનો પ્રાણ અને માલ બચાવવા મુસલમાન હોવાનો ઢોંગ કરી રહ્યો છે અને મુસલમાનો જેમ સલામ કરીને પોતાની જાતને બચાવી રહ્યો છે, એટલા માટે તેમણે તેને તકલ કરી નાંખ્યો અને તેની બકરીઓને ગનીમતનો માલ ઠરાવીને રસૂલુલ્લાહ ﷺની સેવામાં રજૂ કર્યો, એના ઉપર આ આયત નાઝિલ થઈ કે, જે વ્યક્તિ તમને ઈસ્લામી પદ્ધતિ પ્રમાણે સલામ કરે, તો તેને તહકીક કર્યા વિના એવું ન સમજો કે, તેણે ધોકો આપવાના કારણે પોતાને મુસલમાન જાહેર કર્યો છે, અને તેના માલને ગનીમતનો માલ સમજીને આંચકી ન લો." *(ઈબ્ને કષીર)*

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની બીજી રિવાયત છે, જેને બુખારીએ ટૂંકમાં અને બઝારે વિગતવાર નકલ કરી છે કે, "રસૂલુલ્લાહ ﷺએ મુજાહિદોની એક ટૂકડીને રવાના કરી, જેમાં હઝરત મિકદાદ બિન અસ્વદ (રદિ.) પણ હતા, જ્યારે તેઓ નિશ્ચિત સ્થળે પહોંચ્યા તો સામેવાળા બધા લોકો નાસી છૂટ્યા, ફક્ત એક વ્યક્તિ બાકી રહ્યો, જેની પાસે ઘણો બધો માલ હતો, તેણે સહાબએ કિરામ (રદિ.)ને કહ્યું, اَشْهَدُ اَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰـهُ પરંતુ હઝરત મિકદાદ

(રદિ.)એ એવું સમજીને કે આ તેણે દિલથી નથી કહ્યું, ફક્ત પોતાના પ્રાણ અને માલ બચાવવા માટે ઈસ્લામનો કલિમો પઢ્યો છે; તેને કતલ કરી નાંખીએ. હાજરજનોમાંથી એક સહાબીએ કહ્યું, તમે ઘણું ખરાબ કર્યું, એક એવા વ્યક્તિને કતલ કરી નાંખ્યો જેણે لَا اِلٰـهَ اِلَّا اللّٰـهُ ની ગવાહી આપી હતી. જો હું રસૂલુલ્લાહ ﷺની સેવામાં ઉપસ્થિત થઈશ તો આ ઘટનાને જરૂર વર્ણન કરીશ. જ્યારે તે લોકો મદીના પાછા આવ્યા તો રસૂલુલ્લાહ ﷺને આ ઘટના કહી સંભળાવી, રસૂલે કરીમ ﷺએ હઝરત મિકદાદ (રદિ.)ને બોલાવીને સખત તાકીદ કરી અને ફરમાવ્યું કે, કયામતના દિવસે તમારો શું જવાબ હશે જ્યારે لَا اِلٰـهَ اِلَّا اللّٰـه કલિમો તમારા મુકાબલામાં દા'વો કરશે ? આ ઘટના વિશે આ આયત નાઝિલ થઈ لَا تَقُوْلُوْا لِمَنْ اَلْقٰى اِلَيْكُمُ السَّلٰمَ لَسْتَ مُؤْمِنًا ط

પ્રસ્તુત આયત વિશે આ બે ઘટનાઓ સિવાય બીજી ઘણી ઘટનાઓનો ઉલ્લેખ થયો છે, પરંતુ સંશોધનકાર વિવરણકારોએ ફરમાવ્યું છે કે, આ રિવાયતોમાં કોઈ વિરોધાભાસ નથી, એટલા માટે આ અમુક ઘટનાઓ સામૂહિક સ્વરૂપે આયત ઊતરવાનું કારણ હોઈ શકે છે.

આયતના શબ્દો اَلْـقٰـى اِلَيْـكُـمُ السَّـلٰـمَ માં ઈરશાદ છે, તેના શબ્દ سَلَامٌ (સલામ) જો વ્યાખ્યાની દૃષ્ટિએ "સલામ"નો અર્થ લેવામાં આવે તો પ્રથમ ઘટના તેની સાથે વધારે બંધ બેસે છે અને જો શાબ્દિક અર્થની દૃષ્ટિએ સલામતી અને આજ્ઞાપાલનનો અર્થ લેવામાં આવે તો આ બધી જ ઘટનાઓ તેના આધારે બંધ બેસે છે. એટલા માટે મોટા ભાગના લોકોએ "સલામ"નું ભાષાંતર આ જગ્યાએ ઈતાઅત (આજ્ઞાપાલન) કર્યું છે.

**ઘટનાની તહકીક (ખાતરી) કર્યા વગર ફેંસલો કરવો જાઇઝ નથી :**

આ આયતના પ્રથમ વાક્યમાં એક મહત્ત્વનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, મુસલમાન કોઈપણ કામ તહકીક કર્યા વિના માત્ર અનુમાનથી ન કરે, ઈરશાદ છે, اِذَا ضَـرَبْتُـمْ فِـىْ سَبِيْـلِ الـلّٰـهِ فَتَبَيَّنُوْا એટલે કે, જ્યારે તમે અલ્લાહના માર્ગમાં સફર કરો તો દરેક કામ તહકીક સાથે (ખાતરી પૂર્વક) કર્યા કરો. ફક્ત અનુમાન અને પૂર્વગ્રહથી કોઈ કામ કરવામાં ઘણી વખતે ભૂલ થવાની શક્યતા રહેલી છે, તેમાં મુસાફરીની શરત પણ એ કારણે વર્ણન કરી છે કે, આવી

ઘટનાઓ મુસાફરીમાં બનતી હોય છે અથવા શંકા ઉદ્ભવવાનું કારણે મોટે ભાગે મુસાફરીમાં બનતું હોય છે. પોતાના શહેરમાં તો એકબીજાની પરિસ્થિતિથી લગભગ બધા જ વાકેફ હોય છે, નહિતર હુકમ સર્વસામાન્ય છે. સફરમાં હોય કે, સ્થાયી; વિના તહકીક કોઈપણ કાર્ય કરવું કે પગલાં લેવા જાઈઝ નથી. એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે, "સમજી વિચારીને કામ કરવું અલ્લાહ તરફથી હોય છે અને ઉતાવળે શયતાન તરફથી." *(બહરે મુહીત)*

બીજું વાક્ય એટલે تَبْتَغُوْنَ عَرَضَ الْحَيٰوةِ الدُّنْيَا છે, તેમાં બીમારીનો ઉપચાર છે, જે આ ભૂલ ઉપર પ્રવૃત્ત થાવના કારણે લાગુ પડી. એટલે કે, દુનિયાની દૌલત, માલે ગનીમત પ્રાપ્ત કરવાનો વિચાર.

આગળ એ પણ બતાવી આપ્યું કે, તમારા માટે અલ્લાહ તઆલાએ પુષ્કળ ગનીમતનો માલ નક્કી કર્યો છે, તમે માલ-દૌલતની ચિંતામાં ન પડો. ત્યાર પછી એક સૂચના આપવામાં આવી કે, જરા તેના ઉપર પણ નજર નાંખો કે, શરૂઆતમાં તમારામાંથી પણ ઘણા બધા લોકો આવા જ હતા કે, મક્કએ મુકર્રમહમાં પોતાના ઈસ્લામની જાહેરાત કરી શકતા ન હતા, પછી અલ્લાહ તઆલાએ તમારા ઉપર અહેસાન કર્યું કે, કાફિરોના ઘેરામાંથી છુટકારો અપાવ્યો ત્યારે ઈસ્લામની જાહેરાત કરી. તો શું એ શક્ય નથી કે, તે વ્યક્તિ જ્યારે ઈસ્લામનું લશ્કર જોઈને કલિમો પઢી રહ્યો છે તો તે વાસ્તવમાં પ્રથમથી જ ઈસ્લામનો અકીદતમંદ હોય ? પરંતુ કાફિરોના ભયના કારણે ઈસ્લામની જાહેરાત ન કરી શક્યો હોય અને તે સમયે ઈસ્લામનું લશ્કર જોઈને જાહેરાત કરી દીધી અથવા શરૂઆતમાં જ્યારે તમે ઈસ્લામનો કલિમો પઢીને પોતાને મુસલમાન કહી રહ્યા હતા, તે સમયે તમને મુસલમાન ઠરાવવા માટે શરીઅતે એ શરત ન લગાવી હતી કે, તમારા દિલોને પણ ચકાસવામાં આવે અને દિલમાં ઈસ્લામની સાબિતી મળે તો જ તમને મુસલમાન ઠરાવવામાં આવે. બલકે, ફક્ત ઈસ્લામનો કલિમો પઢી લેવાને તમારા મુસલમાન ઠરાવી લેવા માટે પૂરતું સમજવામાં આવ્યું હતું, એ જ પ્રમાણે હવે જે તમારી સામે કલિમો પઢે છે તેને પણ મુસલમાન સમજો.

**અહલે કિબ્લા (કિબ્લાવાળા)ને કાફિર ન કહેવાનો અર્થ :**

આ આયતે કરીમાથી એક અગત્યના મસ્અલાની જાણ થઈ કે, જે વ્યક્તિ

પોતાને મુસલમાન બતાવે છે, ભલે તે કલિમો પઢીને અથવા અન્ય કોઈ ઈસ્લામી પ્રતિકની જાહેરાત કરીને. દાખલા તરીકે, અઝાન, નમાઝ વગેરેમાં શરીક થાય છે. મુસલમાનો માટે જરૂરી છે કે, તેને મુસલમાન સમજે અને તેની સાથે મુસલમાનો જેવો વ્યવહાર કરે, એ બાબતની રાહ ન જુએ કે તે દિલથી મુસલમાન થયો છે કે નહીં, અથવા કોઈ મસ્લિહતથી ઈસ્લામની જાહેરાત કરી રહ્યો છે.

વળી આ બાબતમાં તેના અમલો ઉપર પણ આધાર ન હશે, કલ્પના કરી લો કે, તે નમાઝ નથી પઢતા, રોઝા નથી રાખતા, દરેક પ્રકારના ગુનાહોમાં પ્રવૃત્ત રહે છે તો પણ તેમને ઈસ્લામથી ખારિજ કહેવાનો અથવા તેમની સાથે કાફિરો જેવો વ્યવહાર કરવાનો કોઈને અધિકાર નથી. આથી ઈમામે આ'ઝમ અબૂ હનીફહ (રહ.) ફરમાવે છે, لَا نُكَفِّرُ اَهْلَ الْقِبْلَةِ بِذَنْبٍ એટલે કે, “અમે અહલે કિબ્લાને કોઈ ગુનાહના કારણે કાફિર નથી કહેતા.” અમુક હદીષની રિવાયતોમાં પણ આ પ્રકારના શબ્દો આવ્યા છે કે, “અહલે કિબ્લાને કાફિર ન કહો, ભલે તે કેટલોય ગુનેહગાર અને દુષ્કૃત્યો આચરનાર કેમ ન હોય !”

પરંતુ અત્રે એક વાત ખાસ ધ્યાનમાં રાખો કે, કુર્આન અને હદીષથી સાબિત છે કે, જે વ્યક્તિ પોતાની જાતને મુસલમાન કહે તેને કાફિર કહેવો અથવા સમજવો જાઈઝ નથી, તેનો સ્પષ્ટ અર્થ એ છે કે, જ્યાં સુધી તેના કોઈ કાર્ય અથવા નિવેદનથી એવું સાબિત ન થાય કે, આ બાબત તેના કુફ્રની ચોખ્ખે-ચોખ્ખી નિશાની છે, ત્યાં સુધી તેના ઈસ્લામ સ્વીકારને સાચો સમજો અને તેને મુસલમાન કહેવામાં આવશે અને તેની સાથે મુસલમાનો જેવો વ્યવહાર કરવામાં આવશે. તેના દિલની હાલત, ઈખ્લાસની હાલત, નિફાક વગેરેની ચર્ચા કરવાનો કોઈને અધિકાર નથી.

પરંતુ જે વ્યક્તિ ઈસ્લામની જાહેરાત અને ઈમાનના સ્વીકારની સાથે-સાથે અમુક શબ્દો કુફ્રના પણ બકે છે અથવા કોઈ મૂર્તિ વગેરેને સિજદહ પણ કરે છે અથવા ઈસ્લામના કોઈ એવા હુકમનો ઈન્કાર કરે છે, જે ઈસ્લામી હુકમ કતઈ અને જરૂરિયાતે દીન છે, અથવા કાફિરોના કોઈ ધાર્મિક પ્રતીકને અપનાવે છે. જેમકે, જનોઈ વગેરે પહેરે છે, તો નિઃશંક આવા ખુલ્લા કુફ્રના કૃત્યોથી તેને કાફિર ઠરાવવામાં આવશે. પ્રસ્તુત આયતમાં تَبَيَّنُوْا (તબય્યનૂ) શબ્દથી એ તરફ ઈશારો મૌજૂદ છે, નહિતર યહૂદી અને નસારા તો બધા જ

પોતાને મો'મિન અને મુસલમાન કહે છે અને મુસયલમા કઝ્ઝાબ કે જે સહાબા (રદિ.)ના નજીક સર્વાનુમતે કાફિર ઠરાવવામાં આવ્યો હતો અને કતલ કરવામાં આવ્યો હતો, તે ફક્ત ઈસ્લામના કલિમાનો સ્વીકાર જ ન કરતો હતો, બલકે ઈસ્લામના પ્રતીકો જેમકે, નમાઝ, અઝાન વગેરેનો પણ પાબંદ હતો. પોતાની અઝાનમાં اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ સાથે اَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ પણ કહેતો હતો, પરંતુ સાથે–સાથે તે પોતાને પણ નબી અને રસૂલ તથા સાહિબે વહી કહેતો હતો, જે કુર્આન અને સુન્નતની નુસૂસનો ખુલ્લો ઈન્કાર હતો. એટલા માટે તેને મુર્તદ ઠરાવવામાં આવ્યો અને તેના વિરુદ્ધ સહાબાના ઈજ્માઅ્થી જિહાદ કરવામાં આવ્યો.

મસ્અલાનો ખુલાસો એ થયો કે, દરેક કલિમો પઢનાર અહલે કિબ્લાને મુસલમાન સમજો અને તેના બાતિન તથા દિલમાં શું છે તેની ખણખોદ કરવી માણસનું કામ નથી, તેને અલ્લાહ તઆલાના હવાલે કરી દો. અલબત્ત, ઈમાનની જાહેરાત સાથે ઈમાન વિરુદ્ધ કોઈ બાબત સાબિત થઈ જાય તો તેને મુર્તદ સમજો. એ શરતે કે, તે બાબત ઈમાન વિરુદ્ધ કુફ્ર સાબિત થવું કતઈ અને બિલકુલ યકીની (વિશ્વાસપૂર્વકનું) હોય અને તેમાં કોઈ અન્ય બાબતની સંભાવના કે તા'વીલની શક્યતા ન હોય.

આ બાબતથી એ પણ સ્પષ્ટ થઈ ગયું કે, શબ્દ كَلِمَهُ گو (કલિમા ગો) અથવા اَهْلِ قِبْلَهُ (અહલે કિબ્લા)ની વ્યાખ્યા ફક્ત તે વ્યક્તિઓને લાગુ પડે છે જે ઈસ્લામનો દા'વેદાર થયા પછી કાફિરો જેવા કુફ્ર–શિર્કના કોઈ નિવેદન કે કાર્ય ન કરે.

## જિહાદ વિશેના હુકમો :

બીજી આયતમાં لَا يَسْتَوِى الْقٰعِدُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ માં જિહાદના અમુક હુકમો વર્ણન કરવામાં આવ્યા છે કે, જે લોકો કોઈપણ પ્રકારની મજબૂરી વિના જિહાદમાં સામેલ નથી થતા તેઓ એવા લોકો સમાન અને સમકક્ષ નથી હોઈ શકતા જેઓ અલ્લાહ રસ્તામાં પોતાના પ્રાણ અથવા માલથી જિહાદ કરે છે. બલકે, અલ્લાહ તઆલાએ મુજાહિદોને ગેરમુજાહિદો ઉપર દરજ્જામાં શ્રેષ્ઠતા અને અગ્રિમતા આપી છે. સાથે જ એ પણ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાએ બંને

સમૂહો એટલે કે, મુજાહિદો અને ગેરમુજાહિદો સાથે સારા બદલાનો વાયદો કર્યો છે. જન્નત અને મગફિરત (મા'ફી) બંનેને પ્રાપ્ત થશે. ફરક માત્ર દરજ્જાઓનો રહેશે.

વિવરણકાર ઉલમાએ ફરમાવ્યું કે, આ આયતથી જાણ થાય છે કે, સામાન્ય પરિસ્થિતિમાં જિહાદ "ફરજે કિફાયા" છે કે, અમુક લોકો તેને અદા કરી લે તો બાકી મુસલમાનો આ ફરજથી મુક્ત થઈ જાય છે. એ શરતે કે, જે લોકો જિહાદમાં પ્રવૃત્ત છે તેઓ તે જિહાદ માટે પૂરતી સંખ્યામાં હોય અને જો તેઓ પૂરતા નથી તો તેમની આજુબાજુના મુસલમાનો ઉપર જિહાદ "ફરજે ઐન" (દરેક મુસલમાન ઉપર ફરજ) થઈ જશે કે, તેઓ મુજાહિદીનની મદદ કરે.

**ફરજે કિફાયાની વ્યાખ્યા :**

ફરજે કિફાયા શરીઅતમાં એવા ફરજને કહેવામાં આવે છે જેને અદા કરવો દરેક મુસલમાન ઉપર જરૂરી નથી. બલકે, અમુક લોકોએ કરી લેવું પૂરતું છે અને સામાન્ય રીતે કૌમી અને સામૂહિક કાર્યો આ દરજ્જામાં આવે છે. દીની ઇલ્મનું શિક્ષણ અને પ્રચાર પણ આવો જ ફરજ છે. અમુક લોકો તેમાં પ્રવૃત્ત હોય અને તે પૂરતા હોય તો અન્ય મુસલમાનો આ ફરજથી મુક્ત થઈ જાય છે, પરંતુ જો કોઈપણ વ્યક્તિ આ પ્રવૃત્તિ ન કરે તો બધા ગુનેહગાર થાય છે.

જનાઝહની નમાઝ અને કફન-દફન પણ એક કૌમી વસ્તુ છે કે, એક ભાઈ પોતાના બીજા મુસલમાન ભાઈનો હક અદા કરે છે અને તેનો હુકમ પણ આ જ છે. મસ્જિદો અને મદ્રસાઓ બનાવવા તથા અન્ય સામૂહિક હિતના કાર્યો કરવા આ જ હુકમમાં સામેલ છે. એટલે કે, અમુક મુસલમાન કરી લે તો બાકીના આ ફરજથી મુક્ત થઈ જાય છે.

આ આયત وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى માં તે લોકોને પણ સંતોષિત કરી આપ્યા છે કે, જેઓ જિહાદ સિવાય અન્ય દીની જરૂરિયાતોમાં પ્રવૃત્ત છે, પરંતુ આ હુકમ સામાન્ય પરિસ્થિતિનો છે. જ્યારે કે અમુક લોકો ઈસ્લામના દુશ્મનોથી સંરક્ષણ માટે પૂરતા હોય અને જો તેમનો જિહાદ પૂરતો ન રહે અને તેમને વધારે ટૂકડીઓની જરૂરિયાત હોય તો પ્રથમ આજુબાજુના મુસલમાનો ઉપર જિહાદ ફરજે ઐન થઈ જાય છે. તે પણ પૂરતા ન હોય તો તેમની આસપાસના લોકો ઉપર

ફરજે ઐન થઈ જાય છે અને તે પણ પૂરતા ન રહે તો અન્ય મુસલમાનો ઉપર એટલે સુધી કે પૂર્વ અને પશ્ચિમના દરેક મુસલમાનોનો આ ફરજ થઈ જાય છે કે, તેમાં ભાગ લે.

ત્રીજી આયતમાં પણ આ જ ફઝીલતના દરજ્જાઓનું વર્ણન છે, જે મુજાહિદોને અન્યો ઉપર પ્રાપ્ત છે.

**મસ્અલો :**

લંગડા, લૂલા, આંધળા, બીમાર અને અન્ય શરઈ રીતે મા'ઝૂર (અશક્ત–પાંગળા) લોકો ઉપર જિહાદ ફરજ નથી.

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૯૭–૯૮–૯૯–૧૦૦)

اِنَّ الَّذِيْنَ تَوَفّٰهُمُ الْمَلٰٓئِكَةُ ظَالِمِيْٓ اَنْفُسِهِمْ قَالُوْا فِيْمَ كُنْتُمْ ؕ قَالُوْا كُنَّا
مُسْتَضْعَفِيْنَ فِي الْاَرْضِ ؕ قَالُوْٓا اَلَمْ تَكُنْ اَرْضُ اللّٰهِ وَاسِعَةً فَتُهَاجِرُوْا فِيْهَا ؕ
فَاُولٰٓئِكَ مَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَسَآءَتْ مَصِيْرًا ﴿٩٧﴾ اِلَّا الْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ
وَالْوِلْدَانِ لَا يَسْتَطِيْعُوْنَ حِيْلَةً وَّلَا يَهْتَدُوْنَ سَبِيْلًا ﴿٩٨﴾ فَاُولٰٓئِكَ عَسَى اللّٰهُ اَنْ
يَّعْفُوَ عَنْهُمْ ؕ وَكَانَ اللّٰهُ عَفُوًّا غَفُوْرًا ﴿٩٩﴾ وَمَنْ يُّهَاجِرْ فِيْ سَبِيْلِ اللّٰهِ يَجِدْ فِي
الْاَرْضِ مُرٰغَمًا كَثِيْرًا وَّسَعَةً ؕ وَمَنْ يَّخْرُجْ مِنْۢ بَيْتِهٖ مُهَاجِرًا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ
ثُمَّ يُدْرِكْهُ الْمَوْتُ فَقَدْ وَقَعَ اَجْرُهٗ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿١٠٠﴾ ع

**તરજુમો :**

*તે લોકો કે જેમનો જીવ ફરિશ્તાઓ કાઢે છે એવી હાલતમાં કે તેઓ પોતાનું બુરું કરી રહ્યા છે; તેમને ફરિશ્તાઓ કહે છે, તમે કઈ હાલતમાં હતા ? તેઓ કહે છે, અમે આ મુલ્ક (પ્રદેશ)માં બેબસ (લાચાર) હતા; ફરિશ્તાઓ કહે છે, શું અલ્લાહની જમીન વિશાળ ન હતી, જો વતન છોડી (હિજરત કરી) ત્યાં ચાલ્યા ગયા હોત ? બસ, એવા લોકોનું ઠેકાણું જહન્નમ છે અને તે ઘણું*

*બુરું ઠેકાણું છે. (૯૭) પરંતુ જેઓ બેબસ છે પુરુષો અને સ્ત્રીઓ અને બાળકોમાંથી, જેઓ કોઈ તદ્‌બીર (આયોજન) નથી કરી શકતા અને ક્યાંયનો રસ્તો નથી જાણતા. (૯૮) બસ, ઉમ્મીદ છે કે એવા લોકોને અલ્લાહ મા'ફ કરે, અને અલ્લાહ મોટો મા'ફ કરનાર બખ્શનાર છે. (૯૯) અને જે કોઈ અલ્લાહના રસ્તામાં વતન છોડે (હિજરત કરે), એના મુકાબલામાં ઘણી જગ્યા અને વિશાળતા પામશે; અને જે કોઈ પોતાના ઘરેથી હિજરત કરીને અલ્લાહ અને રસૂલ તરફ નીકળે, પછી તેને મૌત આવીને પકડે તો તેનો સવાબ અલ્લાહના ત્યાં નક્કી થઈ ચૂક્યો, અને અલ્લાહ મહાન બખ્શનાર મહેરબાન છે. (૧૦૦)*

## તફસીર :

બેશક ! એવા લોકોની રૂહ ફરિશ્તાઓ કબજે કરે છે, જેમણે (હિજરતની શક્તિ હોવા છતાં હિજરત છોડીને) પોતાને ગુનેહગાર બનાવી રાખ્યા હતા તો (તે સમયે) તેઓ (ફરિશ્તા) તેમને કહે છે કે તમે (દીનના) ક્યા (ક્યા) કામમાં હતા ? (એટલે કે દીનના કયા–કયા જરૂરી કામ કર્યા કરતા હતા ?) તેઓ (જવાબમાં) કહે છે કે, અમે (પોતાના રહેઠાણના) પ્રદેશમાં ફક્ત મગલૂબ (દબાયેલા–કચડાયેલા) હતા. (એટલા માટે ઘણી બધી જરૂરિયાતે દીન ઉપર અમલ કરી શકતા ન હતા, એટલે કે તે ફરજોને છોડવા માટે મા'ઝૂર હતા.) તે (ફરિશ્તાઓ) કહે છે, (જો આ સ્થળે ન કરી શકતા હતા તો) શું અલ્લાહ તઆલાની જમીન વિશાળ ન હતી ? તમારે વતન છોડીને તે(ના બીજા કોઈ ભાગ)માં ચાલ્યા જવું જોઈતું હતું (ત્યાં જઈને ફરજોને અદા કરી શકતા હતા, તેનો તેઓ જવાબ આપી નહીં શકે અને તેમનો ગુનોહ સાબિત થઈ જશે). બસ, તે લોકોનું ઠેકાણું જહન્નમ છે અને જવા માટે તે બુરું ઠેકાણું છે. પરંતુ જે પુરુષો અને સ્ત્રીઓ અને બાળકો (વાસ્તવમાં હિજરત કરવા ઉપર પણ) શક્તિશાળી ન હોય કે, ન કોઈ તદ્‌બીર કરી શકે છે, ન જ રસ્તાના જાણકાર છે. બસ, તેમના માટે ઉમ્મીદ છે કે, અલ્લાહ તઆલા મા'ફ કરી દે અને અલ્લાહ તઆલા મોટો મા'ફ કરનારો, મોટો મગફિરત કરનારો છે અને (જે લોકો માટે હિજરત જરૂરી છે તેમનામાંથી) જે વ્યક્તિ અલ્લાહ તઆલાના રસ્તામાં (એટલે કે દીન માટે) હિજરત કરશે તો તેમને પૃથ્વી ઉપર જવાની ઘણી જગ્યાઓ મળશે અને (દીનની જાહેરાત માટેની) ઘણી

શક્યતાઓ (મળશે. બસ, જો એવા સ્થળે પહોંચી ગયા તો દુનિયામાં પણ આ મુસાફરી અને પ્રચારથી સફળતા જાહેર છે) અને (જો સંજોગવસાત્ આ પ્રસ્તુત સફળતા ન મળે તો પણ આખિરતની સફળતામાં તો કોઈ શંકા નથી. કારણ કે, અમારો કાનૂન છે કે,) જે વ્યક્તિ પોતાના ઘરેથી એવી નિય્યત સાથે નીકળી જાય કે, અલ્લાહ અને રસૂલ(ના દીનને જાહેર કરી શકવાની જગ્યા–મૌકા) તરફ હિજરત કરીશ પછી (મકસદ પ્રાપ્ત કરવાથી પહેલાં) તેને મૌત આવીને પકડી લે, તો પણ તેનો સવાબ (જેનો વાયદો હિજરત કરવા ઉપર છે) સાબિત થઈ ગયો (જે વાયદાના કારણથી એવું છે જેમકે,) અલ્લાહ તઆલાના માથે; (બસ, હમણા આ મુસાફરીને હિજરત નથી કહી શકતા પરંતુ ફક્ત સારી નિય્યતથી તેણે હિજરત શરૂ કરવાથી તેને પૂરો બદલો મળી ગયો) અને અલ્લાહ તઆલા મહાન બખ્શનાર છે (આ હિજરતની બરકતથી ભલે તે અધૂરી રહી, ઘણા બધા ગુનાહો મા'ફ કરી દેશે જેમકે, હદીષમાં હિજરતની ફઝીલત આવી છે કે, હિજરતથી પાછલા ગુનાહો મા'ફ થઈ જાય છે અને તે) મોટો રહમતવાળો છે (કે અમલને સારી નિય્યતથી શરૂ કરવા માત્રથી જ અમલના સંપૂર્ણ હોવા બરાબર સવાબ અર્પણ કરે છે).

## મસ્અલા અન બોધપાઠ :

### હિજરતની વ્યાખ્યા :

આ ચાર આયતોમાં હિજરતની ફઝીલતો, બરકતો અને હુકમોનું વર્ણન છે. શબ્દકોષમાં "હિજરત", "હિજરાન" અને "હિજ્ર"નો અર્થ "કોઈ વસ્તુથી બેઝાર (દુ:ખી) થઈને તેને છોડી દેવું" અને પ્રચલિત રૂઢિપ્રયોગોમાં હિજરતનો શબ્દ વતન છોડવા માટે બોલવામાં આવે છે. શરીઅતની પરિભાષામાં "દારુલ કુફ્ર"ને છોડીને "દારુલ ઈસ્લામ"માં ચાલ્યા જવાને હિજરત કહે છે. *(રૂહુલ મઆની)*

મુલ્લા અલી કારી (રહ.)એ "શરહે મિશ્કાત"માં ફરમાવ્યું છે કે, "પોતાના વતનને દીની કારણોના લીધે છોડી દેવું પણ હિજરતમાં સામેલ છે."

*(મિશ્કાત, પેજ : ૩૯, જિલ્દ : ૧)*

સૂરએ હશ્રની આયત اَلَّـذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاَمْوَالِهِمْ (૫૯ : ૮) જે મુહાજિર સહાબા (રદિ.) વિશે નાઝિલ થઈ છે, તેનાથી જાણ થઈ કે, જો કોઈ

પ્રદેશના કાફિરો મુસલમાનોને તેમના મુસલમાન હોવાના કારણે જબરદસ્તી કાઢી મૂકે તો એ પણ હિજરતમાં સામેલ છે.

આ વ્યાખ્યાથી જાણ થઈ કે, હિન્દુસ્તાનથી પાકિસ્તાન તરફ આવેલા મુસલમાનો જેઓ "દારૂલ કુફ્ર"થી બેઝારીના કારણે પોતાની મેળે આ તરફ આવ્યા છે અથવા જેમને ગૈરમુસ્લિમોએ ફક્ત તેમના મુસલમાન હોવાના કારણે જબરદસ્તી કાઢી મૂક્યા છે, આ બધા લોકો શરઈ અર્થના આધારે "મુહાજિર" છે. અલબત્ત, જેમણે વેપારની પ્રગતિ અથવા નોકરીની સહૂલતોની નિય્યતથી પ્રવાસ કર્યો, તે શરઈ રૂએ "મુહાજિર" કહેવડાવવાના હકદાર નથી.

સહીહ બુખારી અને મુસ્લિમની એક હદીષમાં રસૂલુલ્લાહ ﷺનો ઈરશાદ છે,

اَلْمُهَاجِرُ مَنْ هَجَرَ مَا نَهٰى اللّٰهُ عَنْه وَرَسُوْلُهٗ

*"મુહાજિર તે છે જે તે તમામ વસ્તુઓને છોડી દે, જેનાથી અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺએ મનાઈ કરી છે."*

બસ, તેનો મતલબ આ હદીષના પહેલા વાક્યથી જાહેર થઈ જાય છે, જેમાં આ ઈરશાદ છે,

اَلْمُسْلِمُ مَنْ سَلِمَ الْمُسْلِمُوْنَ مِنْ لِسَانِهٖ وَيَدِهٖ

*"મુસલમાન તે છે, જેની જીભ અને હાથોની તકલીફથી બધા મુસલમાનો સુરક્ષિત અને સલામત રહેતા હોય."*

તેનો અર્થ જાહેર છે કે, સાચો અને પાકો મુસલમાન તે જ છે જે અન્યોને તકલીફ ન પહોંચાડે. એ જ રીતે સાચો અને સફળ મુહાજિર તે જ છે જે ફક્ત વતન છોડીને પરવારી ન ચૂક્યો હોય બલકે, જેટલી વસ્તુઓ શરીઅતે હરામ અને નાજાઈઝ ઠરાવી છે તે બધાને પણ છોડી દે.

**હિજરતની ફઝીલતો :**

કુર્આને કરીમમાં જે પ્રમાણે જિહાદ સંબંધિત આયતો સંપૂર્ણ કુર્આનમાં ફેલાયેલી છે, એ જ પ્રમાણે હિજરતનું વર્ણન ઘણી બધી સૂરતોમાં અનેક વખતે

આવ્યું છે. બધી આયતોને ભેગી કરવાથી જાણ થાય છે કે, હિજરતની આયતોમાં ત્રણ પ્રકારના વિષયો છે. પ્રથમ, હિજરતની ફઝીલતો, બીજું, તેની દુનિયવી આખિરતની બરકતો, ત્રીજું, શક્તિ હોવા છતાં દારુલ કુફ્રમાંથી હિજરત ન કરવાની વઈદો (ચેતવણીઓ).

આ વિષય એટલે કે, હિજરતની ફઝીલતોની એક આયત સૂરએ બકરહમાં છે,

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَاجَرُوْا وَجَاهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اُوْلٰٓئِكَ يَرْجُوْنَ رَحْمَةَ اللّٰهِ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ○

*"તેઓ જે ઈમાન લાવ્યા અને જેમણે અલ્લાહના રસ્તામાં હિજરત અને જિહાદ કર્યો, તે અલ્લાહ તઆલાની રહમતના ઉમ્મીદવાર છે, અને અલ્લાહ તઆલા મોટો ગફૂરો રહીમ (મહાન મા'ફ કરનાર અને મહાદયાળુ) છે." (૨ : ૨૧૮)*

બીજી આયત સૂરએ તવબહમાં છે,

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْ وَهَاجَرُوْا وَجَاهَدُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ اَعْظَمُ دَرَجَةً عِنْدَ اللّٰهِ وَاُوْلٰٓئِكَ هُمُ الْفَائِزُوْنَ ○

*"જે લોકો ઈમાન લાવ્યા અને જેમણે અલ્લાહના રસ્તામાં હિજરત અને જિહાદ અપનાવ્યો તેઓ અલ્લાહ પાસે મોટા દરજ્જામાં છે, અને આ જ લોકો સફળ અને મુરાદ પામનારા છે." (૯ : ૨૦)*

અને ત્રીજી આયત સૂરએ નિસાઅ્‌ની છે,

وَمَنْ يَّخْرُجْ مِنْ بَيْتِهٖ مُهَاجِرًا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ ثُمَّ يُدْرِكْهُ الْمَوْتُ فَقَدْ وَقَعَ اَجْرُهٗ عَلَى اللّٰهِ،

*"અને જે કોઈ પોતાના ઘરેથી હિજરત માટે નીકળે અલ્લાહ અને તેના રસૂલ તરફ, પછી તેને મૌત આવીને પકડે તો તેનો સવાબ અલ્લાહ ઉપર સાબિત (નક્કી) થઈ ગયો." (૪ : ૧૦૦)*

આ આયત અમુક રિવાયતો પ્રમાણે હઝરત ખાલિદ બિન હિઝામ વિશે હબશાની હિજરતના સમયકાળમાં નાઝિલ થઈ, તેઓ મક્કાથી હબસા (ઈથોપિયા) તરફ હિજરતની નિય્યતે નીકળ્યા હતા. રસ્તામાં તેમને સાપ કરડ્યો,

જેનાથી તેમનું મૃત્યુ થઈ ગયું. મતલબ કે, તે ત્રણ આયતોમાં દારુલ કુફ્રમાંથી હિજરતનું પ્રોત્સાહન અને તેની મોટી ફઝીલતોનું વર્ણન સ્પષ્ટ રીતે આવી ગયું.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَلْهِجْرَةُ تَهْدِمُ مَا كَانَ قَبْلَهَا એટલે કે, "હિજરત તે બધા જ ગુનાહોને ખતમ કરી નાંખે છે, જે હિજરતથી પહેલાં કર્યા હોય."

**હિજરતની બરકતો :**

હિજરતની બરકતો વિશે સૂરએ નહ્‌લની એક આયતમાં ઈરશાદ છે,

وَالَّذِيْنَ هَاجَرُوْا فِى اللّٰهِ مِنْ بَعْدِ مَاظُلِمُوْا لَنُبَوِّئَنَّهُمْ فِى الدُّنْيَا حَسَنَةً وَّلَاَجْرُ الْاٰخِرَةِ اَكْبَرُ، لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ؕ

*"જે લોકોએ અલ્લાહ માટે હિજરત કરી, એ પછી કે તેમના ઉપર જુલમ કરવામાં આવ્યો, અમે તેમને દુનિયામાં સારું ઠેકાણું આપીશું અને આખિરતનો સવાબ તો ઘણો મોટો છે; કાશ ! આ લોકોએ સમજી લીધું હોત." (૧૬ : ૪૧)*

સૂરએ નિસાઅ્‌ની ચાર આયતો જે ઉપર લખવામાં આવી છે તેમાંથી ચોથી આયતનો પણ લગભગ આ જ વિષય છે, જેમાં ઈરશાદ છે,

وَمَنْ يُّهَاجِرْ فِىْ سَبِيْلِ اللّٰهِ يَجِدْ فِى الْاَرْضِ مُرَاغَمًا كَثِيْرًا وَّسَعَةً،

*"અને જેઓ અલ્લાહના રસ્તામાં હિજરત (વતનનો ત્યાગ) કરે તેઓ પૃથ્વીમાં ઘણા રહેવાના સ્થળ અને વિશાળતા મેળવશે."*

આયતનો શબ્દ مُرَاغَمٌ (મુરાગમ) مَصْدَرٌ (મસ્દર-ક્રિયાપદ) છે, જેનો અર્થ છે "એક જમીન (પ્રદેશ)થી બીજી જમીન તરફ ચાલ્યા જવું (મુન્તકિલ થવું)" અને આ "મુન્તકિલ" થવાના સ્થળને પણ مُرَاغَمٌ (મુરાગમ) કહેવામાં આવે છે.

આ બંને આયતોમાં હિજરતની જાહેર અને અદશ્ય બરકતોનું વર્ણન છે, જેમાં અલ્લાહ તઆલાનો એ વાયદો છે કે, જે વ્યક્તિ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ માટે હિજરત કરે છે, અલ્લાહ તઆલા તેના માટે દુનિયામાં રસ્તાઓ ખોલી નાંખે છે અને તેને દુનિયામાં સારું ઠેકાણું આપે છે અને આખિરતનો સવાબ તથા દરજ્જાઓ તો કલ્પનામાં પણ સમાય ન શકે એવા મોટા છે.

સારા ઠેકાણાની તફસીર મુજાહિદ (રહ.)એ "હલાલ રોજી" અને હઝરત હસન બસરી (રહ.)એ "ઉત્તમ મકાન" અને અમુક બીજા મુફસ્સિરોએ "વિરોધીઓ ઉપર વિજય તથા પ્રતિષ્ઠા" હોવાની કરી છે અને હકીકત એ છે કે, આયતના ભાવાર્થમાં આ બધી વસ્તુઓ સામેલ છે. એટલા માટે દુનિયાનો ઈતિહાસ ગવાહ છે કે, જ્યારે કોઈએ અલ્લાહ માટે વતન છોડ્યું છે તો અલ્લાહ તઆલાએ તેના વતનના મકાન કરતાં સારું મકાન, વતનની ઈજ્જત અને આબરું કરતાં વધારે ઈજ્જત, વતનના આરામથી વધારે આરામ અર્પણ કર્યો છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના ઈરાકી વતનને છોડીને સિરીયા તરફ હિજરત કરી તો અલ્લાહ તઆલાએ આ બધી વસ્તુઓ તેમને એનાયત કરી અને હઝરત મૂસા (અલૈ.) અને તેમની સાથે બની ઈસ્રાઈલે અલ્લાહ માટે પોતાનું વતન મિસ્રને છોડ્યું, તો અલ્લાહ તઅલાએ તેમને તેનાથી સારું વતન સિરીયા અર્પણ કર્યું અને પછી મિસ્ર પણ તેમને મળી ગયું. આપણા આકા હઝરત ખાતિમુલ અંબિયા ﷺ અને આપ ﷺના સહાબા (રદિ.)એ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ માટે મક્કાને છોડ્યું, તો મુહાજિરોને મક્કાથી ઉત્તમ ઠેકાણું મદીના પ્રાપ્ત થયું. દરેક પ્રકારની ઈજ્જત, વિજય, રાહત અને સંતોષ અર્પણ કર્યો. હિજરતના શરૂઆતના સમયમાં થોડા દિવસ તકલીફ અને મુસીબત કોઈ ગણતરીમાં નથી. આ થોડા સમયના દૌર પછી જે નેઅ્મતો અલ્લાહ તઆલાએ આ લોકોને અતા કરી અને તેમની કેટલીય પેઢીઓ સુધી તે ચાલુ રહી તે ગણતરીમાં લેવાશે.

સહાબએ કિરામ (રદિ.)ની ભૂખ-પ્યાસની જે ઐતિહાસિક ઘટનાઓ મશહૂર છે તે મોટે ભાગે હિજરતના શરૂઆતના દૌરની છે અથવા તે ફકીરી તેમણે પોતે અપનાવેલી છે કે, તેમણે દુનિયાના માલ અને દૌલતને પસંદ જ ન કર્યું અને જે કંઈ પ્રાપ્ત થયું અલ્લાહના રસ્તામાં ખર્ચ કરી નાંખ્યું. જેમકે, પોતે રસૂલુલ્લાહ ﷺની હાલત પણ એ જ હતી કે રસૂલે કરીમ ﷺના ફક્રો-ફાકા (ભૂખ-તરસ) ફક્ત ઈખ્તિયારી (સ્વૈચ્છિક) હતા. રસૂલે કરીમ ﷺએ ગિના, અને માલદારીને ન અપનાવી અને તે છતાં હિજરતના છટ્ઠા વર્ષે ખય્બરના વિજય પછી રસૂલે કરીમ ﷺના બધા ઘરવાળાઓના પૂરતા ભરણ-પોષણની વ્યવસ્થા થઈ ગઈ હતી. એ જ પ્રમાણે ખુલફાએ રાશીદીન (રદિ.)માં બધાની જ એવી પરિસ્થિતિ હતી કે, મદીના પહોંચ્યા પછી અલ્લાહ તઆલાએ તેમને બધું જ આપ્યું હતું,

પરંતુ ઈસ્લામી જરૂરિયાત સામે આવવાથી હઝરત સિદીકે અકબર (રદિ.)એ પોતાના ઘરનો સમગ્ર માલ લાવીને રજૂ કરી દીધો. ઉમ્મુલ મુઅ્મિનીન હઝરત ઝયનબ (રદિ.)ને જે કંઈ વઝીફો મળતો હતો, બધો ફકીરો અને મિસ્કીનોમાં વહેંચીને પોતે ફકીરાના જિંદગી ગુજારતા હતા. આ કારણથી તેમનો લકબ "ઉમ્મુલ મસાકીન" થઈ ગયો હતો અને આમ છતાં તે માલદાર સહાબાઓ જેમણે મોટા પ્રમાણમાં માલ અને જાયદાદ પાછળ મૂકી હતી એવા સહાબા (રદિ.)ની સંખ્યા ઓછી ન હતી. ઘણા બધા સહાબા (રદિ.) એવા પણ હતા જે પોતાના વતન મક્કા મુકર્રમહમાં મુફલિસ અને નાદાર હતા, હિજરત પછી અલ્લાહ તઆલાએ તેમને માલ-દૌલત અને દરેક પ્રકારની નેઅ્મતોથી નવાજ્યા. હઝરત અબૂ હુરયરહ (રદિ.) જ્યારે એક પ્રાંતના વાલી બનાવવામાં આવ્યા, તો ઘણી રસપ્રદ રીતે પોતાની ભૂતકાળની જિંદગીનો નકશો ઉતાર્યા કરતા હતા અને પોતાના નફસને સંબોધીને ફરમાવ્યા કરતા હતા કે, "હે અબૂ હુરયરહ (રદિ.) ! તું તે જ છે જે ફલાણા કબીલાનો નોકર હતો અને તારો પગાર ફક્ત પેટ ભરીને રોટી હતી અને તારી ડ્યુટી એ હતી કે, જ્યારે તે લોકો સફરમાં જાય તો તું પગપાળા તેમની સાથે ચાલે અને જ્યારે તે કોઈ મંઝિલ ઉપર ઊતરે તો તું તેમના માટે સળગાવવા માટે લાકડાં ભેગા કરી લાવે. આજે ઈસ્લામના પ્રતાપે તું ક્યાંથી ક્યાં પહોંચ્યો ! તને ઈમામ અને અમીરુલ મુઅ્મિનીન કહેવામાં આવે છે !"

ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાએ જે વાયદો મુહાજિરો માટે કુર્આનમાં ફરમાવ્યો છે તેને દુનિયાએ પૂરો થતો પોતાની આંખોએ જોયો છે. અલબત્ત આ આયતની શરત આ છે કે, هَاجَرُوْا فِى اللّٰهِ "માત્ર અલ્લાહ માટે હિજરત" હોય. દુનિયાના માલ અને દૌલત અથવા હુકૂમત અને સલતનત અથવા ઈજ્જત અને હોદ્દાની લાલચમાં હિજરત ન કરવામાં આવે. સહીહ બુખારીની એક હદીષમાં છે કે, "રસૂલે કરીમ ﷺનો ઈરશાદ એ પણ છે કે, જે વ્યક્તિ અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺની નિય્યતથી હિજરત કરે છે, તો તેમની હિજરત અલ્લાહ અને રસૂલ ﷺ માટે જ છે. એટલે કે આ સાચી હિજરત છે. જેની ફઝીલતો અને બરકતો કુર્આનમાં વર્ણન થઈ છે અને જે વ્યક્તિએ કોઈ માલની તલબ અથવા કોઈ સ્ત્રીથી નિકાહના વિચારે હિજરત કરી તો તેની હિજરતનું વળતર તે જ વસ્તુ છે, જેના તરફ તેણે હિજરત કરી."

આજે જે અમુક મુહાજિરો પરેશાન હાલ છે અથવા તો તે પોતાના તે જ તકલીફના કામચલાઉ દૌરમાં છે જેમકે શરૂઆતમાં હિજરત વખતે પરેશાની સામે આવતી હોય છે, તો કદાચ તે સાચા અર્થમાં મુહાજિરો નથી, તેમણે તેમની પોતાની નિય્યત અને વર્તમાન હાલતની સુધારણા તરફ ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ. નિય્યત અને અમલની સુધારણા પછી તેઓ અલ્લાહ તઆલાના વાયદાની સચ્ચાઈનું પોતાની આંખોથી અવલોકન કરશે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૦૧ થી ૧૦૪)

وَ اِذَا ضَرَبْتُمْ فِی الْاَرْضِ فَلَیْسَ عَلَیْكُمْ جُنَاحٌ اَنْ تَقْصُرُوْا مِنَ الصَّلٰوةِ ۖ اِنْ
خِفْتُمْ اَنْ یَّفْتِنَكُمُ الَّذِیْنَ كَفَرُوْا ؕ اِنَّ الْكٰفِرِیْنَ كَانُوْا لَكُمْ عَدُوًّا مُّبِیْنًا ﴿۱۰۱﴾ وَ اِذَا
كُنْتَ فِیْهِمْ فَاَقَمْتَ لَهُمُ الصَّلٰوةَ فَلْتَقُمْ طَآىِٕفَةٌ مِّنْهُمْ مَّعَكَ وَ لْیَاْخُذُوْۤا
اَسْلِحَتَهُمْ ۫ فَاِذَا سَجَدُوْا فَلْیَكُوْنُوْا مِنْ وَّرَآىِٕكُمْ ۪ وَ لْتَاْتِ طَآىِٕفَةٌ اُخْرٰى
لَمْ یُصَلُّوْا فَلْیُصَلُّوْا مَعَكَ وَ لْیَاْخُذُوْا حِذْرَهُمْ وَ اَسْلِحَتَهُمْ ۚ وَدَّ الَّذِیْنَ
كَفَرُوْا لَوْ تَغْفُلُوْنَ عَنْ اَسْلِحَتِكُمْ وَ اَمْتِعَتِكُمْ فَیَمِیْلُوْنَ عَلَیْكُمْ مَّیْلَةً وَّاحِدَةً ؕ
وَ لَا جُنَاحَ عَلَیْكُمْ اِنْ كَانَ بِكُمْ اَذًى مِّنْ مَّطَرٍ اَوْ كُنْتُمْ مَّرْضٰۤى اَنْ تَضَعُوْۤا اَسْلِحَتَكُمْ ۚ
وَ خُذُوْا حِذْرَكُمْ ؕ اِنَّ اللّٰهَ اَعَدَّ لِلْكٰفِرِیْنَ عَذَابًا مُّهِیْنًا ﴿۱۰۲﴾ فَاِذَا قَضَیْتُمُ الصَّلٰوةَ فَاذْكُرُوا
اللّٰهَ قِیٰمًا وَّ قُعُوْدًا وَّ عَلٰى جُنُوْبِكُمْ ۚ فَاِذَا اطْمَاْنَنْتُمْ فَاَقِیْمُوا الصَّلٰوةَ ۚ اِنَّ الصَّلٰوةَ كَانَتْ
عَلَى الْمُؤْمِنِیْنَ كِتٰبًا مَّوْقُوْتًا ﴿۱۰۳﴾ وَ لَا تَهِنُوْا فِی ابْتِغَآءِ الْقَوْمِ ؕ اِنْ تَكُوْنُوْا تَاْلَمُوْنَ فَاِنَّهُمْ
یَاْلَمُوْنَ كَمَا تَاْلَمُوْنَ ۚ وَ تَرْجُوْنَ مِنَ اللّٰهِ مَا لَا یَرْجُوْنَ ؕ وَ كَانَ اللّٰهُ عَلِیْمًا حَكِیْمًا ﴿۱۰۴﴾ ع ۱۵ ۱۴ ۱۲

## તરજુમો :

*અને (હે નબી ﷺ !) જ્યારે તમે મુલ્ક (પ્રદેશ)માં મુસાફરી કરો તો તમારા*

*ઉપર કોઈ ગુનોહ નથી કે તમે નમાઝમાંથી કંઈ ઓછું (કસ્ર) કરો જો તમને ડર હોય કે તમને કાફિરો સતાવશે; અલબત્ત, કાફિરો તમારા ઊઘાડા દુશ્મન છે. (૧૦૧) અને જ્યારે તમે તેમનામાં મૌજૂદ હોય, પછી નમાઝમાં ઊભા કરો તો તેમના એક જૂથે તમારી સાથે ઊભા થવું જોઈએ, અને પોતાના હથિયાર સાથે લઈ લે (શસ્ત્રસજ્જ રહે), પછી જ્યારે આ સિજદહ કરે તો તમારી પાસેથી હટી જાય અને બીજું જૂથ આવે જેણે (હજુ) નમાઝ નથી પઢી, તેઓ તમારી સાથે નમાઝ પઢે, અને સાથે પોતાનો બચાવ અને હથિયાર લઈ લે; કાફિરો ઈચ્છે છે કે કોઈપણ રીતે તમે પોતાના શસ્ત્રો અને સામાનથી ગાફેલ રહો, જેથી તમારા ઉપર એકસામટા (અચાનક) હુમલો કરે; અને તમારા ઉપર કોઈ ગુનોહ નથી જો તમને વરસાદથી તકલીફ હોય, અથવા તમે બીમાર હોય કે પોતાના હથિયાર ઉતારી રાખો, અને પોતાનો બચાવ સાથે લઈ લો; બેશક ! અલ્લાહે કાફિરો માટે અપમાન (ઝિલ્લત)નો અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૧૦૨) પછી જ્યારે તમે નમાઝ પઢી ચૂકો તો અલ્લાહને યાદ કરો ઊભાં(–ઊભાં) અને બેઠાં(–બેઠાં) અને (પોતાના પડખાંઓ ઉપર) સૂતાં(–સૂતાં); પછી જ્યારે ભય દૂર થાય તો નમાઝને દુરુસ્ત (કાયમ) કરો, બેશક ! નમાઝ મુસલમાનો ઉપર પોતાના નિશ્ચિત વખતોમાં ફરજ છે. (૧૦૩) અને તેમનો (કાફિરોનો) પીછો કરવાથી હિંમત ન હારો, જો તમે આરામ વિનાના (દુ:ખી) થાઓ છો તો તેઓ પણ આરામ વિનાના (દુ:ખી) થાય છે જેવી રીતે કે તમે થાઓ છો, અને તમને અલ્લાહથી ઉમ્મીદ છે જે તેમને નથી, અને અલ્લાહ સઘળુ જાણનારો હિકમતવાળો છે. (૧૦૪)*

## તફસીર :

અને જ્યારે તમે પ્રદેશમાં મુસાફરી કરો (જેનું માપ ત્રણ મંઝિલો છે) બસ, તમને તેમાં કોઈ ગુનોહ ન થશે (બલકે, જરૂરી છે) કે તમે (ઝુહ્‌ર અને અસ્ર અને ઈશાંની ફરજ) નમાઝો(ની રકા'તો)ને ઓછી કરી આપો (એટલે કે ચાર રકા'તોના બદલે બે રકા'તો પઢ્યા કરો) જો તમને એ ભય હોય કે તમને કાફિર લોકો પરેશાન કરશે (અને આ ભયના કારણે એક સ્થળે વધારે સમય થોભવું હિત વિરુદ્ધ સમજવામાં આવે, કારણ કે) નિ:શંક ! કાફિર લોકો તમારા ખુલ્લા દુશ્મન

છે અને જ્યારે (હે નબી ﷺ !) તમે તેમનામાં હાજર હોય (અને એ જ પ્રમાણે આપ ﷺ પછી અન્ય જે ઈમામ હોય) પછી તમે તેમને નમાઝ પઢાવવા ઈચ્છો (અને ભય હોય કે જો બધા નમાઝમાં લાગી જઈશું તો કોઈ દુશ્મન મોકો જોઈને હુમલો કરી દેશે) તો (આવી પરિસ્થિતિમાં) એવું કરવું જોઈએ કે, (જમાઅતના બે જૂથ થઈ જાય પછી) તેમાંથી એક જૂથ તો તમારી સાથે (નમાઝમાં) ઊભા થઈ જાય (અને બીજું ગૃપ પહેરો ભરવા માટે દુશ્મનના મુકાબલામાં ઊભું રહે, જેથી દુશ્મનને જોતા રહે) અને તે લોકો (જે તમારી સાથે નમાઝમાં સામેલ છે તે પણ થોડા-થોડા) હથિયારો લઈ લે (એટલે કે નમાઝની શરૂઆત પહેલાં લઈને પોતાની સાથે રાખે, કદાચ મુકાબલાની જરૂરત પડી જાય તો હથિયારો લેવામાં વાર ન લાગે, તરત લડાઈ કરવા લાગે તો નમાઝ લડાઈથી તૂટી જશે પરંતુ ગુનોહ નથી) અને આ લોકો (પહેરા માટે) તમારી પાછળ થઈ જાય (એટલે કે રસૂલે કરીમ ﷺની અને બીજા જૂથની પાછળ કે જેઓ હમણાં નમાઝમાં સામેલ થશે, જેનું વર્ણન આગળ આવે છે. આ પહેલું જૂથ તે બધાની પાછળ થઈ જાય) અને બીજું જૂથ જેમણે હજું નમાઝ નથી પઢી (એટલે શરૂ પણ નથી કરી કે, તે આ પહેલા જૂથની જગ્યાએ ઈમામની પાસે) આવી જાય અને તમારી સાથે (નમાઝની એક રકા'ત જે બાકી રહી છે તેને) પઢી લે અને એ લોકો પણ પોતાના બચાવનો સામાન અને પોતાના હથિયારો લઈ લે (અને સામાન અને હથિયારો સાથે લેવાનો એટલા માટે હુકમ કર્યો છે કે) કાફિર લોકો એવું ઈચ્છે છે કે, જો તમે પોતાના હથિયારો અને સામાનોથી (થોડા પણ) ગાફેલ થઈ જાઓ તો તમારા ઉપર એકસામટો હુમલો કરી દે, (બસ આવી પરિસ્થિતિમાં કાળજી રાખવી જરૂરી છે) અને જો તમને વરસાદ (વગેરે)ના કારણે (હથિયાર લઈને ચાલવામાં) તકલીફ હોય અથવા તમે બીમાર હોય (અને તે કારણથી હથિયાર બાંધી નથી શકતા) તો તમને તેમાં (પણ) કંઈ ગુનોહ નથી કે હથિયાર ઉતારી રાખો અને (તો પણ) પોતાનો બચાવ(નો સામાન જરૂર) લઈ લો (અને એવો વિચાર ન કરો કે કાફિરોની દુશ્મનીનો ફક્ત દુનિયામાં ઈલાજ કરવામાં આવ્યો છે બલકે, આખિરતમાં તેનાથી વધીને તેમનો ઈલાજ થશે. કારણ કે,) નિ:શંક ! અલ્લાહ તઆલાએ કાફિરો માટે અપમાનજનક અઝાબ તૈયાર કરી રાખ્યો છે, પછી જ્યારે તમે નમાઝ-(એ-ખૌફ)ને અદા કરી ચૂકો તો (નિયમ પ્રમાણે) અલ્લાહ તઆલાની યાદમાં લાગી જાઓ, ઊભાં પણ અને બેઠાં પણ, અને સૂતાં પણ.

(એટલે કે, દરેક પરિસ્થિતિમાં એટલે સુધી કે, બિલકુલ લડાઈના સમયે પણ અલ્લાહનો ઝિક્ર ચાલુ રાખો, દિલથી પણ અને શરીઅતના હુકમોનું અનુસરણ કરીને પણ; કે તે પણ ઝિક્રમાં સામેલ છે. લડાઈમાં શરીઅતના ખિલાફ કોઈ કાર્યવાહી કરવાથી બચતા રહો. મતલબ નમાઝ તો પૂર્ણ થઈ, ઝિક્ર પૂર્ણ નથી થયો, સફર અથવા ડરના કારણે નમાઝમાં તો કસર થઈ ગઈ હતી, પરંતુ ઝિક્ર પોતાના મૂળ હાલત ઉપર જ છે) પછી જ્યારે તમે સંતોષિત થઈ જાઓ (એટલે કે મુસાફરી કરીને સ્થાયી થઈ જાઓ અને એ જ પ્રમાણે ડર પણ દૂર થયા પછી નચિંત થઈ જાઓ) તો નમાઝને (મૂળ) કાયદા પ્રમાણે પઢવા માંડો (એટલે કે નમાઝમાં આળસ વગેરે છોડી દો, કારણ કે તે શરઈ ઉઝરના કારણે જાઈઝ કર્યું હતું) ખરેખર, નમાઝ મુસલમાનો ઉપર ફરજ છે અને નિશ્ચિત સમયની સાથે છે (બસ, ફરજ થવાના કારણે અદા કરવી જરૂરી અને વખતની સાથે નિશ્ચિત હોવાના કારણે તે સમયમાં જ અદા કરવી જરૂરી છે. એટલા માટે અમુક–અમુક તેના સ્વરૂપોમાં ફેરફાર કરવામાં આવ્યો. નહિતર નમાઝનું મૂળ સ્વરૂપ તે અસલી સ્વરૂપ જ છે. બસ, બધું પૂર્ણ થયા પછી નમાઝની મૂળ સ્વરૂપમાં જ હિફાઝત કરવી જરૂરી થઈ ગઈ) અને હિંમત ન હારો તે વિરોધી કૌમનો પીછો કરવામાં (જ્યારે કે એ બાબત જરૂરી છે) જો તમે (જખમોથી) તકલીફમાં સપડાયેલા છો તો (શું થયું ?) તે પણ પીડામાં સપડાય છે જેવા તમે પીડામાં સપડાઓ છો (તો તે તમારાથી વધારે શક્તિ નથી ધરાવતા, પછી શા માટે ડરો છો) અને (તમારામાં એક વિશેષતા તેમના કરતાં એ છે કે,) તમે અલ્લાહ તઆલા તરફથી એવી વસ્તુઓની ઉમ્મીદ રાખો છો કે તે લોકો (તેની) ઉમ્મીદ નથી રાખતા (એટલે કે, સવાબની, તો દિલની શક્તિમાં તમે વધારે છો અને શરીરની કમજોરીમાં એકસમાન, તો તમારે વધારે ચુસ્ત હોવું જોઈએ.) અલ્લાહ તઆલા સર્વજ્ઞ છે (તેને કાફિરોનું કમજોર દિલ અને કમજોર શરીર ખબર છે અને) મોટો હિકમતવાળો છે (તમારી શક્તિ અને સહનશીલતાથી વધારે હોય એવો હુકમ કરતો નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર જિહાદ અને હિજરતનું વર્ણન હતું, જિહાદ અને હિજરત માટે

મુસાફરી કરવી પડતી હોય છે અને આવી મુસાફરીમાં મોટે ભાગે દુશ્મનો તરફથી ભય પણ રહેતો હોય છે. એટલા માટે મુસાફરી અને આવા ભયને નજર સમક્ષ રાખી જે નમાઝોમાં અમુક ખાસ સહૂલતો અને કસર કરવામાં આવી છે, આગળ તેનું વર્ણન કરવામાં આવ્યું.

**મુસાફરી અને કસરના હુકમો :**

**મસ્અલો :**

જે મુસાફરી ત્રણ મંઝિલો કરતાં ઓછી હોય તે મુસાફરીમાં નમાઝ પૂરી પઢવામાં આવે છે.

**મસ્અલો :**

અને જ્યારે સફર પૂર્ણ કરીને મંઝિલ ઉપર પહોંચો તો જો ત્યાં પંદર દિવસ કરતાં ઓછું થોભવાનો ઈરાદો હોય ત્યારે તો તે મુસાફરીના હુકમમાં છે. ચાર રકા'તોવાળી ફરજ નમાઝ અડધી-અડધી પઢવામાં આવશે અને તેને કસર કહે છે અને જો પંદર દિવસ અથવા એથી વધારે એક જ વસ્તીમાં રહેવાનો ઈરાદો હોય તો તે ''વતને ઈકામત'' (થોભવાનું વતન) બની જાય છે. ત્યાં પણ ''વતને અસલી'' (મૂળ વતન)ની જેમ કસર નહીં થાય બલકે, નમાઝ સંપૂર્ણ પઢવી પડશે.

**મસ્અલો :**

કસર ફક્ત ત્રણ સમયની નમાઝોમાં છે અને મગરિબ તથા ફજ્રમાં અને સુન્નત તથા વિત્રમાં નથી.

**મસ્અલો :**

મુસાફરીમાં ભય ન હોય તો પણ નમાઝ કસર કરીને પઢવામાં આવશે.

**મસ્અલો :**

અમુક લોકોને પૂરી નમાઝના બદલે કસરમાં ગુનોહ થયાનો વસવસો પૈદા થાય છે તે સાચું નથી. એટલા માટે કે, કસર પણ શરીઅતનો હુકમ છે, જેના ઉપર અમલ કરવાથી ગુનોહ નથી થતો બલકે, સવાબ મળે છે.

**મસ્અલો :**

આયતમાં છે وَاِذَا كُنْتَ فِيْهِمْ فَاَقَمْتَ لَهُمُ الصَّلٰوةَ એટલે કે, જ્યારે આપ

(ﷺ) તેમનામાં મૌજૂદ હોય, તેનાથી એવું સમજવામાં ન આવે કે, હવે "સલાતે ખૌફ"નો હુકમ બાકી નથી રહ્યો. કારણ કે, રસૂલે કરીમ ﷺની ઝાતે બાબરકત હવે આપણી વચ્ચે મૌજૂદ નથી. એટલા માટે આ શરત તે સમયના આધારે વર્ણન કરવામાં આવી છે. કારણ કે, નબી હાજર હોવાની પરિસ્થિતિમાં વિના ઉઝરે કોઈ બીજો વ્યક્તિ ઈમામ બની નથી શકતો. રસૂલે કરીમ ﷺ પછી હવે જે ઈમામ હશે તે જ આપ ﷺનો કાઈમ મકામ (તેમની જગ્યાએ) છે અને તે જ "સલાતે ખૌફ" પઢાવશે. બધા જ ઈમામો નજીક "સલાતે ખૌફ"નો હુકમ રસૂલે કરીમ ﷺ પછી પણ ચાલુ છે, મન્સૂખ (૨૬) થયો નથી.

**મસ્અલો :**

જેવી રીતે વ્યક્તિ માટે ડરના સમયે "સલાતે ખૌફ" પઢવી જાઈઝ છે, એવી જ રીતે જો કોઈ સિંહ, સાપ વગેરેને ડર હોય અને નમાઝનો સમય ઓછો હોય, તેવા વખતે પણ જાઈઝ છે.

**મસ્અલો :**

આયતમાં બંને જૂથનું એક-એક રકા'ત પઢવાનું તો વર્ણન કરવામાં આવ્યું, બીજી રકા'તનો તરીકો હદીષમાં આવ્યો છે કે, રસૂલુલ્લાહ ﷺએ જ્યારે બે રકા'ત ઉપર સલામ ફેરવી દીધી તો બંને જૂથોએ પોત-પોતાની એક-એક રકા'ત પઢી લીધી. વધારે વિગત હદીષોમાં છે.

-----------

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૦૫ થી ૧૧૩)

| |
|---|
| إِنَّآ أَنزَلْنَآ إِلَيْكَ ٱلْكِتَٰبَ بِٱلْحَقِّ لِتَحْكُمَ بَيْنَ ٱلنَّاسِ بِمَآ أَرَىٰكَ ٱللَّهُ ۚ وَلَا تَكُن |
| لِّلْخَآئِنِينَ خَصِيمًا ﴿١٠٥﴾ وَٱسْتَغْفِرِ ٱللَّهَ ۖ إِنَّ ٱللَّهَ كَانَ غَفُورًا رَّحِيمًا ﴿١٠٦﴾ وَلَا |
| تُجَٰدِلْ عَنِ ٱلَّذِينَ يَخْتَانُونَ أَنفُسَهُمْ ۚ إِنَّ ٱللَّهَ لَا يُحِبُّ مَن كَانَ خَوَّانًا أَثِيمًا ﴿١٠٧﴾ |
| يَسْتَخْفُونَ مِنَ ٱلنَّاسِ وَلَا يَسْتَخْفُونَ مِنَ ٱللَّهِ وَهُوَ مَعَهُمْ إِذْ يُبَيِّتُونَ مَا لَا يَرْضَىٰ |
| مِنَ ٱلْقَوْلِ ۚ وَكَانَ ٱللَّهُ بِمَا يَعْمَلُونَ مُحِيطًا ﴿١٠٨﴾ هَٰٓأَنتُمْ هَٰٓؤُلَآءِ جَٰدَلْتُمْ عَنْهُمْ فِى |

الْحَيٰوةِ الدُّنْيَا ۟ فَمَنْ يُّجَادِلُ اللّٰهَ عَنْهُمْ يَوْمَ الْقِيٰمَةِ اَمْ مَّنْ يَّكُوْنُ عَلَيْهِمْ وَكِيْلًا ﴿١٠٩﴾

وَمَنْ يَّعْمَلْ سُوْٓءًا اَوْ يَظْلِمْ نَفْسَهٗ ثُمَّ يَسْتَغْفِرِ اللّٰهَ يَجِدِ اللّٰهَ غَفُوْرًا رَّحِيْمًا ﴿١١٠﴾

وَمَنْ يَّكْسِبْ اِثْمًا فَاِنَّمَا يَكْسِبُهٗ عَلٰى نَفْسِهٖ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿١١١﴾ وَ

مَنْ يَّكْسِبْ خَطِيْٓئَةً اَوْ اِثْمًا ثُمَّ يَرْمِ بِهٖ بَرِيْٓـًٔا فَقَدِ احْتَمَلَ بُهْتَانًا وَّاِثْمًا مُّبِيْنًا ﴿١١٢﴾ ع

وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكَ وَرَحْمَتُهٗ لَهَمَّتْ طَّآئِفَةٌ مِّنْهُمْ اَنْ يُّضِلُّوْكَ ؕ وَمَا يُضِلُّوْنَ

اِلَّآ اَنْفُسَهُمْ وَمَا يَضُرُّوْنَكَ مِنْ شَیْءٍ ؕ وَاَنْزَلَ اللّٰهُ عَلَيْكَ الْكِتٰبَ وَالْحِكْمَةَ

وَعَلَّمَكَ مَا لَمْ تَكُنْ تَعْلَمُ ؕ وَكَانَ فَضْلُ اللّٰهِ عَلَيْكَ عَظِيْمًا ﴿١١٣﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) બેશક ! અમે તમારા તરફ સાચી કિતાબ ઉતારી કે (જેથી) તમે લોકો વચ્ચે ન્યાય કરો જે કંઈ આપને અલ્લાહ સમજાવે, અને તમે (ખયાનત કરનારા) દગાબાજો તરફથી ઝઘડનારા (વિવાદ કરનારા) ન થજો. (૧૦૫) અને અલ્લાહથી બખ્શીશ માંગો, બેશક ! અલ્લાહ મોટો બખ્શનાર ઘણો મહેરબાન છે. (૧૦૬) અને તેમના તરફથી ન ઝઘડો જેઓ પોતાના નફ્સ (જાત)માં દગો રાખે છે, અલ્લાહને પસંદ નથી જે કોઈ દગાબાજ ગુનેહગાર હોય. (૧૦૭) લોકોથી શરમાય છે અને અલ્લાહથી શરમાતા નથી, અને તેઓ તેમની સાથે છે જ્યારે કે રાત્રે એ વાતનો મશવરો કરે છે જેનાથી અલ્લાહ રાજી નથી, અને જે કંઈ તેઓ કરે છે બધું અલ્લાહના કાબૂમાં છે. (૧૦૮) સાંભળો છો !? તમે લોકો દુનિયાની જિંદગીમાં તેમના તરફથી ઝઘડો (વિવાદ) કરો છો, પછી તેમના બદલે કયામતના દિવસે અલ્લાહ સામે કોણ ઝઘડો કરશે ? અથવા કોણ તેમનો કાર્યસાધક હશે ? (૧૦૯) અને જે કોઈ ગુનાહ કરે અથવા પોતાનું બુરું કરે, પછી અલ્લાહ પાસે બખ્શાવે તો અલ્લાહને બખ્શનારો મહેરબાન પામે. (૧૧૦) અને જે કોઈ ગુનાહ કરે; બસ, પોતાના જ હકમાં કરે છે, અને અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૧૧૧) અને જે કોઈ કસૂર (ખતા) કરે અથવા*

*ગુનાહ, પછી કોઈ બેગુનાહ ઉપર તોહમત લગાવી દે, તેણે પોતાના માથે તોફાન ઉઠાવ્યું અને ખુલ્લો ગુનાહ. (૧૧૨) અને જો અલ્લાહનો ફઝ્લ (કૃપા) અને તેની રહમત તમારા ઉપર ન હોત તો તેમનામાં એક જૂથ ઈરાદો કરી જ ચૂક્યું હતું કે તમને બહેકાવી દે, અને નથી બહેકાવી શકતા પરંતુ પોતાની જાતને ! અને તમારું કંઈ બગાડી નથી શકતા, અને અલ્લાહે તમારા ઉપર કિતાબ ઉતારી અને હિકમત, અને તમને તે વાતો શિખવાડી જે તમે જાણતા ન હતા અને અલ્લાહનો ફઝ્લ તમારા ઉપર ઘણો મોટો છે. (૧૧૩)*

## તફસીર :

બેશક ! અમે તમારી પાસે આ કિતાબ મોકલી, (જેનાથી) વાસ્તવિકતા આધારે ફેંસલો કરો, જેમકે અલ્લાહ તઆલાએ (વહી દ્વારા) આપ (ﷺ)ને (વાસ્તવિક પરિસ્થિતિ) બતાવી દીધી છે (તે વહી એ છે કે વાસ્તવમાં બશીર ચોર છે અને કબીલા બનૂ ઉબયરિક જે તેમનો સહાયક છે, તેઓ જુઠ્ઠા છે) અને (જ્યારે સાચી પરિસ્થિતિની જાણ થઈ ગઈ તો) તમે તે ખયાનતકારોની તરફદારીની વાત ન કરો (જેમકે બનૂ ઉબયરિકની ઇચ્છા એવી જ હતી, એટલા માટે બીજા રુકૂઅ્માં આવે છે لَهَمَّتْ طَّـائِفَةٌ مِّنْهُمْ اَنْ يُّضِلُّوْكَ પરંતુ આપ ﷺએ એવું કર્યું ન હતું, પોતે આ જ વાક્યથી આપ ﷺએ તેના ઉપર અમલ ન કર્યો હોવાની પણ જાણ થઈ જાય છે. તેનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાના ફઝ્લએ આપ ﷺને ભૂલથી બચાવી લીધા, જેમાં દરેક પ્રકારની ભૂલનો નકાર થઈ ગયો અને મનાઈ કરવાથી એવું જરૂરી નથી થતું કે તે કાર્ય ભૂતકાળમાં થઈ જ ચૂક્યું હોય, બલકે વાસ્તવિક લાભ મનાઈ કરવાનો એ છે કે, હવે પછી વાસ્તવિક પરિસ્થિતિથી આગાહ થઈને તેને કરવાથી રોકાઈ છે. બસ, આપ ﷺની હાલત અને નકારનો ખુલાસો એ થયો કે, જેવી રીતે અત્યાર સુધી તમે તેમની તરફદારી નથી કરી, આવનારા સમયમાં પણ ન કરજો અને આ વ્યવસ્થા પણ નબીને સંપૂર્ણપણે મા'સૂમ એટલે કે ગુનાહોથી પાક રાખવા માટે છે અને આયતમાં તે ઘટનાના સંદર્ભે સૌને ખયાનતકાર કહ્યા –જ્યારે કે, બધા ખયાનતકાર ન હતા. એટલા માટે કે, જે લોકો ખયાનતકાર ન હતા તે પણ ખયાનતકારની મદદ કરી રહ્યા હતા. આથી તેઓ પણ ખયાનતકાર ઠર્યા અને લોકોના કહેવાથી "હુસ્ને ઝન"–સારો અભિપ્રાય ધરાવવાના કારણે રસૂલે કરીમ ﷺએ બનૂ ઉબયરિકને દીનદાર

સમજી લીધા હતા, જો કે આવું સમજવું ગુનોહ તો નથી પરંતુ કારણ કે, તેમાં સંભાવના એ હતી કે આપનું આટલું કહી દેવાથી હકવાળા પોતાનો હક છોડી દેશે. એટલા માટે એવું જ થયું કે, હઝરત રિફાઆ રદિ. ચૂપ થઈને બેસી રહ્યા. એટલા માટે એ કામ અયોગ્ય થયું, તેથી જ તેનાથી) તમે ઈસ્તિગફાર કરો (કે આપની મહાન શા'ન છે, આટલું કામ પણ આપ ﷺ માટે ઈસ્તિગફાર કરવા યોગ્ય છે), નિઃશંક ! અલ્લાહ તઆલા ખૂબ મગફિરત કરનારો મોટો રહમતવાળો છે અને તમે તે લોકો તરફથી કોઈ જવાબદારીની વાત ન કરો (જેમકે તે લોકો તમારાથી ઈચ્છતા હતા) જો કે, (લોકોની ખયાનત અને નુકસાન કરીને તેના વબાલ અને નુકસાન સ્વરૂપે વાસ્તવમાં) તેઓ પોતાનું નુકસાન કરી રહ્યા છે. નિઃશંક ! અલ્લાહ તઆલા એવા વ્યક્તિને પસંદ નથી કરતો (બલકે, તેને ધિક્કારે છે) જે મોટો ખયાનત કરનારો છે (જેમકે, થોડા ખયાનત કરનારાઓને પણ પસંદ નથી કરતો પરંતુ બશીરને મોટો ખયાનતકાર બતાવવાનો જ અત્રે હેતુ છે, એટલા માટે અતિશયોક્તિ અલંકાર વાપરવામાં આવ્યો) જે લોકોની પરિસ્થિતિ એવી છે કે, (પોતાની) ખયાનતને લોકોથી તો (શરમાઈને) છુપાવે છે અને અલ્લાહ તઆલાથી નથી શરમાતા, જ્યારે કે તેઓ (દરેક વખતની જેમ) એવા વખતે (પણ) તેમની પાસે છે જ્યારે કે તે અલ્લાહની મરજીના વિરુદ્ધ વાતચીત વિશે યુક્તિઓ કર્યા કરે છે અને અલ્લાહ તઆલાએ તેમના બધા અમલોને પોતાના (જ્ઞાનના) ઘેરામાં લઈ રાખ્યા છે, (જે બશીર વગેરેની હિમાયતમાં અમુક મહોલ્લાવાળા ભેગા થઈને આવ્યા હતા, તેઓ સાંભળી લે કે) તમે એવા છો કે, તમે દુનિયાની જિંદગીમાં તો તેમના તરફથી જવાબદારીની વાતો કરી લીધી, બસ (એ બતાવો કે) અલ્લાહ તઆલાના રૂબરૂ કયામતના દિવસે તેમની જવાબદારી કોણ લેશે ? તે કોણ વ્યક્તિ હશે જે તેમનું કામ બનાવનારો હશે ? (એટલે કે, ન તો કોઈ મૌખિક જવાબદારી લઈ શકશે અને ન જ કોઈ તેમના અમલોની દુરુસ્તી તેમના મુકદમા વિશે કરી શકશે) અને (આ ખયાનતકારો જો હજુ પણ શરઈ કાયદા પ્રમાણે તવબહ કરી લે તો મા'ફ થઈ જશે, કારણ કે અમારો કાનૂન એ છે કે,) જે વ્યક્તિ કોઈ બુરાઈ કરે અથવા (ફક્ત) પોતાની જાતને નુકસાન કરે (એટલે કે એવો ગુનોહ ન કરે કે જેનો અસર અન્યો સુધી પહોંચતો હોય અને) પછી અલ્લાહ તઆલા પાસે (શરીઅતના કાયદા પ્રમાણે) મા'ફી માંગે (જેમાં

બંદાઓના હકો અદા કરવાનું અથવા તેને મા'ફ કરાવવાનું પણ સામેલ છે), તો તે અલ્લાહ તઆલાની મોટી મગફિરત મેળવશે અને (જરૂર ગુનેહગારોએ આવી કોશિશ કરવી જોઈએ, કારણ કે) જે વ્યક્તિ કોઈ ગુનાહનું કામ કરે છે તો તે ફક્ત પોતાની જાત માટે જ કરે છે અને અલ્લાહ તઆલા મહાન ઈલ્મવાળો (સર્વજ્ઞ) છે, (બધા ગુનાહોની ખબર રાખે છે), મહાન હિકમતવાળો છે (યોગ્ય-યોગ્ય શિક્ષા નક્કી કરે છે) અને (આ તો પોતે ગુનાહ કરવાનું પરિણામ થયું અને જો કે અન્યો ઉપર તોહમત લગાવે તેનો હાલ સાંભળો કે,) જે વ્યક્તિ કોઈ નાનો ગુનાહ કરે અથવા મોટો ગુનાહ કરે પછી (તેની તવબહ કરવાના બદલે એવું કામ કરે કે) તે (ગુનાહ)ની તોહમત કોઈ બેગુનાહ પર લગાવી દે. બસ, તેણે તો મોટું બોહતાન અને ખુલ્લો ગુનોહ પોતાના (માથા) ઉપર લાદી દીધો (જેમકે બશીરે કર્યું કે, પોતે ચોરી કરી અને તે નેક બુઝૂર્ગ વ્યક્તિ લુબયદ પર ચોરીની તોહમત મૂકી દીધી) અને જો (આ મુકદ્દમામાં હે મુહમ્મદ ﷺ !) તમારા ઉપર અલ્લાહ તઆલાનો ફઝ્લ અને રહમત ન હોત (જેમકે હંમેશા તમારા ઉપર રહે છે) તો તે (ચાલાક) લોકોમાંથી એક જૂથે તો આપને ભૂલમાં નાંખવાનો ઈરાદો કરી લીધો હતો (પરંતુ અલ્લાહ તઆલાના ફઝ્લથી તેમની રંગીન વાતોની તમારા ઉપર કોઈ અસર ન થઈ અને હવે પછી પણ ન થશે. એટલા માટે અલ્લાહ તઆલા ફરમાવે છે) અને તેઓ (ક્યારેય પણ આપ ﷺને) ભૂલમાં નહીં નાંખી શકે, પરંતુ (આવા ઈરાદાથી) પોતાની જાનોને (ગુનાહમાં અને અઝાબના હકદાર બનાવે છે) અને તમને જરા બરાબર (આ પ્રકારે) નુકસાન નથી પહોંચાડી શકતા અને (આપ ﷺને ભૂલથી નુકસાન પહોંચાડવાનું ક્યારેય શક્ય નહીં બની શકે, કારણ કે) અલ્લાહ તઆલાએ તમારા ઉપર કિતાબ અને જ્ઞાનની વાતો નાઝિલ કરી છે. (જેના એક ભાગમાં આ ઘટનાની જાણકારી પણ આપી દીધી) અને તમને એવી-એવી ફાયદાકારક (અને ઉચ્ચ કક્ષાની) વાતો બતાવી છે જે તમે (પ્રથમથી) જાણતા ન હતા અને તમારા ઉપર અલ્લાહનો મોટો ફઝ્લ (કૃપા) છે.

## મસ્અલા અને બોધપાઠ :

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપરોક્ત વર્ણનમાં ઉઘાડા અને જાહેર કાફિરોની ઘટનાના સંદર્ભમાં અમુક

સ્થળે મુનાફિકોનું વર્ણન પણ આવ્યું છે કે, કુફ્રમાં બંને સરખા છે, આગળ મુનાફિકોના એક ખાસ કિસ્સાના સંદર્ભમાં પ્રસ્તુત વિષય આવ્યો છે.

*(બયાનુલ કુર્આન)*

**આયતોનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) :**

પ્રસ્તુત સાત આયતો એક ખાસ ઘટનાના સંદર્ભમાં છે, પરંતુ કુર્આનની એક ખાસ શૈલી પ્રમાણે જે માર્ગદર્શન આ સંદર્ભમાં આપવામાં આવ્યું તે ખાસ આ ઘટના સાથે સંલગ્ન નથી બલકે, હાલના અને ભવિષ્યમાં આવનારા મુસલમાનો માટે સર્વસામાન્ય છે અને ઘણા જ સૈદ્ધાંતિક તથા ગૌણ મસ્અલાઓ ઉપર એકસમાન રીતે લાગુ પડે છે.

પ્રથમ ઘટના શું છે તે જાણી લો ! પછી તેના સંબંધમાં માર્ગદર્શન અને તેનાથી પ્રતિપાદિત થતા મસ્અલાઓ ઉપર વિચાર કરો, ઘટના આ પ્રમાણે છે કે, મદીનામાં એક કુટુંબ "બનૂ ઉબયરિક"ના નામથી પ્રખ્યાત હતું, તેમાં એક વ્યક્તિ જેનું નામ તિરમિઝી અને હાકિમની રિવાયત પ્રમાણે બશીર બતાવવામાં આવ્યું છે અને બગવી તથા ઈબ્ને જરીરની રિવાયતોમાં તઅ્મહ નામ બતાવવામાં આવ્યું છે, તેણે હઝરત કતાદહ બિન નુઅ્માનના કાકા રિફાઆ (રદિ.)ના ઘરમાં બુકાની બાંધી ચોરી કરી.

તિરમિઝીની રિવાયતમાં પણ છે કે, આ વ્યક્તિ વાસ્તવમાં મુનાફિક હતો, મદીનામાં રહેતો હોવા છતાં સહાબએ કિરામ (રદિ.) માટે અપમાનજનક શાયરીઓ લખ્યા કરતો હતો અને બીજાના નામોથી તેને પ્રચલિત પણ કરતો હતો.

તેની ચોરીનું સ્વરૂપ એ હતું કે, હિજરતના શરૂઆતના સમયમાં સામાન્ય મુસલમાનો આર્થિક તંગી અને તંગદસ્તીમાં સમય પસાર કરતા હતા, તેમનો સામાન્ય ખોરાક જવનો આટો અથવા ખજૂરો અથવા ઘઉંનો આટો હતો, જેની ઘણી જ અછત હતી અને મદીનામાં મળતો પણ ન હતો. જ્યારે એનો જથ્થો સિરીયાથી આવતો હતો ત્યારે અમુક લોકો મહેમાનો માટે અથવા કોઈ ખાસ જરૂરત માટે ખરીદી લેતા હતા. હઝરત રિફાઆ (રદિ.)એ એ જ પ્રમાણે અમુક ઘઉંનો આટો ખરીદીને એક કોથરામાં પોતાના માટે રાખી લીધો, તેમાં અમુક

હથિયારો વગેરે પણ મૂકીને એક નાની ખોલીમાં સુરક્ષિત મૂકી દીધો. ઈબ્ને ઉબયરિક, બશીર અથવા તમ્અહએ આ જોઈ લીધું, તેણે દિવાલમાં બાકોરું પાડી આ કોથરો કાઢી લીધો. હઝરત રિફાઆ (રદિ.)એ જ્યારે સવારમાં આ જોયું તો પોતાના ભત્રીજા કતાદહની પાસે આવ્યા અને ચોરીની ઘટનાનું વર્ણન કર્યું. બધાએ મળીને મહોલ્લામાં તપાસ આદરી, અમુક લોકોએ બતાવ્યું કે, આજે રાત્રે અમે જોયું કે બનૂ ઉબયરિકના ઘરમાં આગ સળગતી હતી. અમારું માનવું છે કે, ત્યાં જમવાનું રાંધવામાં આવ્યું છે. બનુ ઉબયરિકને જ્યારે આ રહસ્ય જાહેર થઈ જવાની ખબર મળી તો પોતે આવ્યો અને કહેવા લાગ્યા કે, આ કામ લુબયૂદ બિન સહલનું છે. હઝરત લુબયૂદ (રદિ.)ને આપણે જાણીએ છીએ કે, તેઓ નિખાલસ અને નેક બુઝૂર્ગ મુસલમાન હતા. એમને જ્યારે આ ખબર થઈ તો તેઓ ઉઘાડી તલવાર લઈને આવ્યા અને કહ્યું કે, ‘‘ચોરી મારા માથે પાડો છો ? હવે, આ તલવાર હું ત્યાં સુધી મ્યાનમાં નહીં મૂકું જ્યાં સુધી ચોરીની હકીકત જાહેર ન થઈ જાય !’’

બનુઉબયરિકે ધીમેથી કહ્યું કે, ‘‘તમે નચિંત રહો ! આપનું નામ કોઈ નથી લેતું અને ન જ આ કામ આપનું હોઈ શકે છે.’’ બગવી અને ઈબ્ને જરીરની રિવાયતમાં આ સ્થળે આવ્યું છે કે, બનૂ ઉબયરિકે ચોરી એક યહૂદીના માથે પાડી અને હોશિયારી એ કરી કે, આટાનો કોથરાને થોડો ફાડી નાંખ્યો હતો, જેથી આટો વેરાવાના નિશાન રિફાઆના ઘરથી લઈને તે યહૂદીના મકાન સુધી પડી ગયા. જ્યારે ચોરીની વાત પ્રખ્યાત થઈ તો ચોરી કરેલ હથિયારો અને બખ્તર પણ તે યહૂદી પાસે મૂકી દીધું અને તહકીકના સમયે તેના ઘરમાંથી નીકળ્યું. યહૂદીએ કસમ ખાધી કે, ‘‘આ બખ્તરો મને ઈબ્ને ઉબયરિકે આપ્યા છે.’’

તિરમિઝીની રિવાયત અને બગવીની રિવાયતમાં સમાનતા આ રીતે હોઈ શકે છે કે, બનૂ ઉબયરિકે પ્રથમ તો ચોરી લુબયદ બિન સહલ (રદિ.)ના માથે પાડી હોય, પછી જ્યારે વાત બગડતી લાગી તો તેણે યહૂદીના માથે ઢોળી દીધું. અલબત્ત, હવે મા'મલો યહૂદી અને બનૂ ઉબયરિકનો બની ગયો.

આ બાજુ હઝરત કતાદહ (રદિ.) અને રિફાઆ (રદિ.)ને આ બધી ઘટનાના બધા પાસાઓ ઉપરથી એવું ચોક્કસ અનુમાન થઈ ગયું હતું કે, આ કામ બનૂ ઉબયરિકનું જ છે. હઝરત કતાદહ (રદિ.)એ રસૂલે કરીમ ﷺની સેવામાં

હાજર થઈને ચોરીની ઘટના અને ત્યાર પછી તેની તપાસનું ક્રમવાર વર્ણન કરી બનૂ ઉબયરિકે ચોરી કર્યાનું ચોક્કસ અનુમાન હોવાનું વર્ણન કર્યું. બનૂ ઉબયરિકને આ ખબર મળી તો રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને હઝરત રિફાઆ અને કતાદહ (રદિ.)ની શિકાયત કરી કે, "શરઈ સાબિતી વિના ચોરી અમારા માથે પાડી રહ્યા છે, જ્યારે કે ચોરીનો માલ યહૂદીના ઘરમાંથી મળ્યો છે. તમે તેમને રોકો કે, ચોરી અમારા માથે ન પાડે, યહૂદી ઉપર દા'વો કરે !"

જાહેર પરિસ્થિતિ અને સાંયોગિક પૂરાવાઓથી રસૂલે કરીમ ﷺનું વલણ પણ તે તરફ થઈ ગયું કે, આ કામ યહૂદીનું જ છે. બનૂ ઉબયરિક ઉપર આક્ષેપ બરાબર નથી. અહીંયાં સુધી બગવીની રિવાયતમાં છે કે, રસૂલે કરીમ ﷺનો ઈરાદો થઈ ગયો કે યહૂદી ઉપર ચોરીની સજા લાગુ પાડવામાં આવે અને તેનો હાથ કાપવામાં આવે.

આ બાજુ જ્યારે હઝરત કતાદહ (રદિ.) રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "તમે કોઈ દલીલ અને સાબિતી વિના એક મુસલમાન કુટુંબ ઉપર ચોરીનો આક્ષેપ લગાવી રહ્યા છો." હઝરત કતાદહ (રદિ.) આ ઘટનાથી પ્રથમ તો ખૂબ ગમગીન થયા અને અફસોસ કર્યો કે, કાશ ! મેં આ ઘટના વિશે રસૂલે કરીમ ﷺ સામે કોઈ વાત ન કરી હોત ! ભલે મારો માલ પણ ચાલ્યો ગયો. આ બાજુ હઝરત રિફાઆ (રદિ.)ને જ્યારે આ ખબર થઈ કે રસૂલે કરીમ ﷺએ આવું ફરમાવ્યું છે, તો તેમણે સબ્ર કરી અને કહ્યું, وَاللّٰهُ الْمُسْتَعَانُ "વલ્લાહુલ મુસ્તઆન !"

આ ઘટના ઉપર થોડો સમય પસાર થયો હતો કે, કુર્આને કરીમનો એક આખો રુકૂઅ્ આ વિષયમાં નાઝિલ થઈ ગયો, જેના દ્વારા રસૂલે કરીમ ﷺ ઉપર ઘટનાની હકીકત જાહેર કરવામાં આવી અને આવી ઘટનાઓ વિશે જાહેર માર્ગદર્શન આપવામાં આવ્યું.

કુર્આને કરીમે બનૂ ઉબયરિકની ચોરી જાહેર કરી દીધી અને યહૂદીને આક્ષેપમાંથી મુક્ત કર્યો, તો બનૂ ઉબયરિક મજબૂર થયા અને ચોરીનો માલ રસૂલે કરીમ ﷺની સેવામાં રજૂ કર્યો. રસૂલે કરીમ ﷺએ તે માલ રિફાઆ (રદિ.)ને પાછો અપાવ્યો અને તેમણે તે બધા જ હથિયારો હવે જિહાદ માટે વક્ફ કરી દીધા. આ બાજુ જ્યારે બનૂ ઉબયરિકની ચોરી જાહેર થઈ ગઈ તો બશીર

**બિન ઉબયરિક મદીનાથી મક્કા ભાગી છૂટ્યો અને મુશ્રિકો સાથે મળી ગયો. જો તે પહેલેથી જ મુનાફિક હતો તો હવે તે ખુલ્લો કાફિર થઈ ગયો અને જો તે પહેલેથી મુસલમાન હતો તો હવે મુર્તદ થઈ ગયો.**

**તફસીરે બહરે મુહીતમાં છે કે, અલ્લાહ અને રસૂલે કરીમ ﷺનો વિરોધ કરવાની વબાલથી બશીર બિન ઉબયરિકને મક્કામાં પણ ચેનથી રહેવાનું નસીબ ન થયું. જે સ્ત્રીના મકાનમાં તે રહેતો હતો, તેને આ ઘટનાની જાણ થઈ તો તેણે તેને તેના ઘરમાંથી કાઢી મૂક્યો. આ રીતે રખડતાં–રઝળતાં એક અન્ય વ્યક્તિના મકાનમાં ચોરી કરવા બાકોરું પાડ્યું, તે સમયે દિવાલ તેના ઉપર પડી અને તે ત્યાં જ દબાઈને મરી ગયો.**

**અહીંયાં સુધી ઘટનાની સંપૂર્ણ વિગત હતી, હવે તેના વિશે કુર્આનના ઈરશાદ ઉપર વિચાર કરો.**

**પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺને ચોરીની અસલ ઘટનાની હકીકત બતાવીને ફરમાવવામાં આવ્યું કે, અમે તમારા ઉપર કુર્આન અને વહી એટલા માટે નાઝિલ કરી છે કે, અલ્લાહ તઆલાએ જે ઈલ્મ અને મઅ્રિફત તમને અતા કરી છે, એ પ્રમાણે ફેંસલો કરો અને ખયાનતકારો એટલે કે, બનૂ ઉબયરિકની તરફદારી ન કરો અને જો કે, જાહેર પરિસ્થિતિ અને સાંયોગિક પૂરાવાઓની રૂએ ચોરીની ઘટનામાં યહૂદી તરફ તમારું વલણ થઈ જવું કોઈ ગુનોહ ન હતો પરંતુ તે સચ્ચાઈથી વિપરીત બાબત હતી. એટલા માટે બીજી આયતમાં રસૂલે કરીમ ﷺને ઈસ્તિગફાર કરવાનો હુકમ આપવામાં આવ્યો કે, અંબિયા (અલૈ.)નું સ્થાન ઘણું ઊંચું છે, તેમનાથી આવી વાત પણ પસંદ કરવામાં આવતી નથી.**

**આયત નં. ૧૦૭માં ફરીવાર એ બાબતની તાકીદ કરવામાં આવી કે, ખયાનત કરનારાઓની તમે કોઈ તરફેણ ન કરો કારણ કે, તે અલ્લાહને પસંદ નથી.**

**આયત નં. ૧૦૮માં આ ખયાનત કરનારાઓની ખરાબ પરિસ્થિતિ અને બેવકૂફીનું વર્ણન કર્યું છે કે, આ લોકો પોતાના જ જેવા મનુષ્યોથી તો શરમાય છે અને ચોરી છુપાવે છે અને અલ્લાહ તઆલાથી નથી શરમાતા, તે અલ્લાહ દરેક સમયે તેમની સાથે છે અને તેમના દરેક કામને જોઈ રહ્યો છે. ખાસ કરીને આવી**

ઘટનાનો જ્યારે કે, તેઓ પરસ્પર મશ્વરો કરીને એવું નક્કી કરે છે કે, ઈલ્ઝામ (આરોપ) યહૂદી ઉપર લગાવી દો અને કતાદાહ તથા રિફાઆની શિકાયત રસૂલુલ્લાહ ﷺને કરો કે, તેઓ અમારા ઉપર વિના કારણે ચોરીનો આક્ષેપ કરે છે અને રસૂલે કરીમ ﷺને એવી દરખાસ્ત કરો કે, તમે યહૂદીના મુકાબલામાં અમારી તરફેણ કરો.

આયત નં. ૧૦૯માં બનૂ ઉબયરિકની મદદ કરનાર હિમાયતીઓને ચેતવણી આપવામાં આવી છે કે, દુનિયામાં તો તમે તેમની હિમાયત કરી લીધી પરંતુ મા'મલો આટલેથી પૂર્ણ નથી થતો. કયામતમાં જ્યારે હક સુબ્હાનહુ વ તઆલાની અદાલતમાં મા'મલો રજૂ થશે ત્યાં કોણ હિમાયત કરશે ? આ આયતમાં તેમને વખોડવામાં પણ આવ્યા છે અને આખિરતનો ડર બતાવીને તેમને આવા કૃતયોથી તવબહ કરવાનું પ્રોત્સાહન અને પ્રેરણા પણ આપવામાં આવી છે.

આયત નં. ૧૧૦માં કુર્આને કરીમની વર્ણનશૈલી પ્રમાણે અપરાધીઓ અને ગુનેહગારોને નિરાશા અને હતાશાથી બચાવવા માટે ફરમાવવામાં આવ્યું કે, નાનો ગુનોહ હોય કે મોટો, જ્યારે ગુનેહગાર અલ્લાહ તઆલાથી ઈસ્તિગફાર કરે છે તો અલ્લાહ તઆલાને ગફૂરો રહીમ જુએ છે. (મહાકૃપાળુ અને મહાદયાળુ જુએ છે.) તેમાં તે લોકોને કે, જેમનાથી આ ગુનોહ થયો હતો તેમને પ્રોત્સાહન અને પ્રેરણા પણ આપવામાં આવી છે કે, આવી પ્રવૃત્તિથી દૂર રહો અને દિલથી તવબહ કરી લો તો કંઈ જ બગડ્યું નથી. અલ્લાહ તઆલા બધાને મા'ફ કરશે.

આયત નં. ૧૧૧માં એવું માર્ગદર્શન કરવામાં આવ્યું છે કે, જો આ લોકો હજુ પણ તવબહ નથી કરતા તો અલ્લાહ તઆલા અને તેના રસૂલનું તથા મુસલમાનોનું કંઈ જ બગાડી શકવાના નથી, તેની વબાલ પોતે તે વ્યક્તિ ઉપર છે.

આયત નં. ૧૧૨માં એક સામાન્ય સિદ્ધાંતનું સ્વરૂપ બતાવવામાં આવ્યું કે, પોતે કોઈ ગુનોહ કરે અને પછી તે ગુનોહ કોઈ નિર્દોષ વ્યક્તિના માથે પાડે (જેમકે, આ ઘટનામાં બનૂ ઉબયરિકે ચોરી પોતે કરી અને તેનો આક્ષેપ હઝરત લુબયદ અથવા યહૂદી પર લગાવ્યો) તો તેણે ઘણું મોટું બોહતાન અને ખુલ્લો ગુનોહ પોતાના ઉપર લાદયો.

આયત નં. ૧૧૩માં રસૂલે કરીમ ﷺને સંબોધીને ફરમાવવામાં આવ્યું કે,

જો તમારી સાથે અલ્લાહની કૃપા અને તેની રહમત ન હોત, જેણે વહી દ્વારા તમને આ ઘટનાની હકીકત બતાવી દઘી તો આ લોકોએ તમને ભૂલમાં સંડોવી દીધા હોત, પરંતુ કારણ કે, અલ્લાહ તઆલાની કૃપા અને રહમત તમારી સાથે છે. એટલા માટે તેઓ કદાપિ તમને ભૂલમાં નાંખી શકતા નથી. બલકે, પોતે જ ગુમરાહીમાં સપડાય છે અને તમને તો આ લોકો રજકણ બરાબર પણ નુકસાન નથી પહોંચાડી શકતા. કારણ કે, અલ્લાહ તઆલાએ તમારા ઉપર કિતાબ અને બુદ્ધિની વાતો નાઝિલ ફરમાવી છે, જેને તમે જાણતા ન હતા.

## રસૂલે કરીમ ﷺને ઇજ્તેહાદ કરવાનો હક પ્રાપ્ત હતો :

....اِنَّـا اَنْـزَلْنَـا اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ આ આયતમાં પાંચ મસ્અલાઓ સાબિત થયા. એક તો એ કે, રસૂલે કરીમ ﷺને એવા મસ્અલાઓમાં જેમાં કુર્આને કરીમનો કોઈ ખુલ્લો હુકમ નાઝિલ ન થયો હોય, પોતાના અભિપ્રાય મુજબ ઈજ્તેહાદ કરવાનો હક પ્રાપ્ત થયો હતો અને ઘટનાઓના ફેંસલાઓમાં રસૂલે કરીમ ﷺ ઘણા બધા ફેંસલાઓ પોતાના ઈજ્તેહાદથી પણ કરતા હતા.

બીજી વાત એ જાણ થઈ કે, અલ્લાહ તઆલા નજીક ઈજ્તેહાદનો અભિપ્રાય તે જ ભરોસાપાત્ર છે, જે કુર્આનના સિદ્ધાંતો અને નુસૂસમાંથી પ્રતિપાદિત કર્યો હોય અને ફક્ત પોતાના અભિપ્રાય તથા વિચારો ભરોસાપાત્ર નથી અને ન જ તેને શરીઅતમાં ઈજ્તેહાદ કહેવામાં આવે છે.

ત્રીજી વાત એ જાણ થઈ કે, રસૂલે કરીમ ﷺનો ઈજ્તેહાદ અન્ય મુજ્તહિદીન ઈમામો જેવો ન હતો, જેમાં ભૂલની શક્યતા કે સંભાવના હંમેશા બાકી રહે છે. બલકે, જ્યારે રસૂલે કરીમ ﷺ પોતાના ઈજ્તેહાદથી કોઈ ફેંસલો કરતા અને જો તેમાં કોઈ ભૂલ થઈ જતી તો અલ્લાહ તઆલા તેના ઉપર રસૂલે કરીમ ﷺને જાણ કરી સાચો અને હક પ્રમાણે ફેંસલો કરાવી આપતા હતા અને જ્યારે રસૂલે કરીમ ﷺએ કોઈ ફેંસલો પોતાના ઈજ્તેહાદથી કર્યો અને અલ્લાહ તઆલા તરફથી તેના વિરુદ્ધ કોઈ બાબત ન આવી તો તે એ બાબતની નિશાની હતી કે, આ ફેંસલો અલ્લાહ તઆલાને પસંદ છે અને અલ્લાહ તઆલા નજીક સાચો છે.

ચોથી વાત એ જાણ થઈ કે, નબીએ કરીમ ﷺ જે કંઈ કુર્આનથી

સમજતા હતા તે અલ્લાહ તઆલાનું જ સમજાવેલું હતું, તેમાં કોઈ ગેરસમજની શક્યતા ન હતી, તેનાથી વિપરીત અન્ય ઉલમા અને મુજ્તહિદોનું સમજેલું અલ્લાહ તરફથી હોવું તે નબીએ કરીમ ﷺ પ્રમાણે હોવાનું સમજી ન શકાય કે, અલ્લાહ તઆલાએ જ તેમને આ બતાવ્યું છે. જેમકે, આ આયતમાં રસૂલે કરીમ ﷺ વિશે بِمَا اَرٰكَ اللّٰهُ આવ્યું છે. આ જ કારણ છે કે, જ્યારે એક વ્યક્તિએ ફારુકે આ'ઝમ (રદિ.)ને કહ્યું, فَاحْكُمْ بِمَا اَرٰكَ اللّٰهُ તો તેમણે તેને ધમકાવ્યો કે, આ વિશેષતા માત્ર રસૂલે કરીમ ﷺની છે.

પાંચમો મસ્અલો એ જાણ થઈ કે, જૂઠા મુકદમા અને જૂઠા દા'વાની પૈરવી અથવા વકીલાત કરવી અથવા તેનું સમર્થન કે હિમાયત કરવી બધું હરામ છે.

**તવબહની હકીકત :**

આયત નં. ૧૧૦ એટલે કે, وَمَنْ يَّعْمَلْ سُوْٓءًا اَوْ يَظْلِمْ نَفْسَهٗ.... થી એ જાણ થઈ કે, ગુનોહ ભલે હુકૂકુલ્લાહ વિશેનો હોય કે હુકૂકુલ ઈબાદ (હુકૂકુલ ઈબાદ બંદાઓના હકો અદા કર્યા પછી અથવા મા'ફ કરાવ્યા પછી અલ્લાહ પાસે તવબહ કરવાથી મા'ફ થાય છે) વિશેનો હોય, દરેક પ્રકારના ગુનાહ તવબહ અને ઈસ્તિગફારથી મા'ફ થઈ શકે છે. અલબત્ત, તવબહ અને ઈસ્તિગફારની હકીકત જાણવી જરૂરી છે. ફક્ત મૌખિક રીતે اَسْتَغْفِرُ اللّٰهَ وَاَتُوْبُ اِلَيْهِ (અસ્તગફિરુલ્લાહ વઅતૂબુ ઈલયહિ) કહેવાનું નામ તવબહ કે ઈસ્તિગફાર નથી. એટલા માટે ઉલમા એ બાબત ઉપર સહમત છે કે, જે વ્યક્તિ કોઈ ગુનાહમાં સંડોવાય છે અને તેનો તેને અફસોસ પણ નથી અને તેને છોડતો પણ નથી અથવા આવનાર સમયમાં છોડવાનો ઈરાદો પણ નથી અને આવી પરિસ્થિતિમાં જીભથી તો તવબહ-તવબહ! કરે છે, તો આવું કરવું તવબહની મજાક કરવા સમાન છે.

ખુલાસો એ છે કે, તવબહ માટે ત્રણ વસ્તુઓ હોવી જરૂરી છે, એક પાછલા ગુનાહો ઉપર અફસોસ અને પસ્તાવો કરવો, બીજું જે ગુનાહમાં સંડોવાયા છો તેને તે જ સમયે છોડી દેવો, ત્રીજું આવનાર સમયમાં તે ગુનાહોથી બચવાનો પાકો ઈરાદો કરી લેવો. અલબત્ત, જે ગુનાહોનો સંબંધ હુકૂકુલ ઈબાદ સાથે છે તે ગુનાહો તે હકદાર પાસે જ મા'ફ કરાવવાથી અથવા તેમના હકો અદા કરવાથી મા'ફ થાય છે અને હુકૂકુલ ઈબાદની તવબહની આ જ મુખ્ય શરત છે.

**પોતાના ગુનાહોનો આક્ષેપ અન્ય લોકો ઉપર લગાવવો બમણા અઝાબનું કારણ બને છે :**

આયત નં. ૧૧૨ وَمَنۡ يَّكۡسِبۡ خَطِيۡٓـَٔةً اَوۡ اِثۡمًا ثُمَّ يَرۡمِ بِهٖ થી જાણ થઈ કે, જે વ્યક્તિ કોઈ ગુનોહ પોતે કરે અને તેનો આક્ષેપ અન્ય બેગુનાહ વ્યક્તિ ઉપર લગાવે, તો તેણે પોતાના ગુનાહને બમણો અને ખૂબ સખત બનાવી લીધો અને તે અઝાબનો સખત હકદાર બન્યો. એક તો પોતે અસલ ગુનાહનો અઝાબ અને બીજો અન્ય નિર્દોષ વ્યક્તિ પર બોહતાન લગાવવાનો સખત અઝાબ.

**કુર્આન અને સુન્નતની હકીકત :**

આયત નં. ૧૧૩ وَاَنۡزَلَ اللّٰهُ عَلَيۡكَ الۡكِتٰبَ وَالۡحِكۡمَةَ وَعَلَّمَكَ مَا لَمۡ تَكُنۡ تَعۡلَمُ... માં કિતાબની સાથે હિકમતને પણ સામેલ કરીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, હિકમત રસૂલે કરીમ ﷺની સુન્નત અને તેમના શિક્ષણનું નામ છે અને તે પણ અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયું છે. ફરક ફક્ત એ છે કે, તેમાં શબ્દો અલ્લાહ તઆલાના નથી. એટલા માટે તે કુર્આનમાં નથી અને તેનો અર્થ અને કુર્આન, બંને અલ્લાહ તરફથી જ છે. એટલા માટે બંને ઉપર અમલ કરવો વાજિબ છે.

તેનાથી આ કલામની પણ હકીકત જાણ થઈ ગઈ કે, જેના વિશે અમુક ફૂકહાઓએ લખ્યું છે કે, વહીના બે પ્રકારો છે. وَحۡىِ مَتۡلُوۡ "વહીએ મતલૂ" (જેની તિલાવત કરવામાં આવે છે) અને وَحۡىِ غَيۡرُ مَتۡلُوۡ "વહીએ ગયૂરમતલૂ" (જેની તિલાવત કરવામાં આવતી નથી). "વહીએ મતલૂ" કુર્આનનું નામ છે, જેના અર્થ અને શબ્દો બંને અલ્લાહ તરફથી છે અને "વહીએ ગયૂરમતલૂ" રસૂલુલ્લાહ ﷺની હદીષોનું નામ છે, જેના શબ્દો રસૂલે કરીમ ﷺના છે અને અર્થ અલ્લાહ તઆલા તરફથી છે.

**રસૂલે કરીમ ﷺનું ઇલ્મ સમગ્ર દુનિયાના ઇલ્મ કરતાં વધારે છે :**

બીજો મસ્અલો ...عَلَّمَكَ مَا لَمۡ تَكُنۡ تَعۡلَمُ થી એ સાબિત થાય છે કે, રસૂલે કરીમ ﷺનું મખ્લૂક વિશેનું ઈલ્મ અલ્લાહ તઆલા સમકક્ષ કે અલ્લાહ તઆલા જેટલું વિશાળ ન હતું, જેમકે કેટલાક જાહિલ લોકો કહે છે. બલકે, જેટલું ઈલ્મ અલ્લાહ તઆલા અતા કરતા હતા તેમને મળી જતું હતું. હા ! તેમાં કોઈ

બેમત નથી કે, રસૂલે કરીમ ﷺને જે ઈલ્મ અતા થયું તે સમગ્ર મખ્લૂકના ઈલ્મ કરતાં વધારે છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૧૪-૧૧૫)

لَا خَيْرَ فِىْ كَثِيْرٍ مِّنْ نَّجْوٰىهُمْ اِلَّا مَنْ اَمَرَ بِصَدَقَةٍ اَوْ مَعْرُوْفٍ اَوْ اِصْلَاحٍۢ
بَيْنَ النَّاسِ ؕ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ فَسَوْفَ نُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ﴿۱۱۴﴾
وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُ الْهُدٰى وَ يَتَّبِعْ غَيْرَ سَبِيْلِ
الْمُؤْمِنِيْنَ نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصْلِهٖ جَهَنَّمَ ؕ وَسَآءَتْ مَصِيْرًا ﴿۱۱۵﴾ ع

### તરજુમો :

*તેમના મોટા ભાગના (ઘણા ખરા) મશ્વરાઓ કંઈ સારા નથી, પરંતુ જે કોઈ કે સદકહ કરવાનું કહે અથવા નેક કામને, અથવા લોકોમાં સુલેહ કરાવવા માટે, અને જે કોઈ આવું કામ કરે અલ્લાહની ખુશી માટે તો અમે તેને મોટો સવાબ આપીશું. (૧૧૪) અને જે કોઈ રસૂલનો વિરોધ કરે જ્યારે કે તેમના ઉપર સીધો માર્ગ ખુલ્લો (જાહેર) થઈ ચૂક્યો; અને બધા મુસલમાનોના માર્ગથી વિરુદ્ધ ચાલે તો અમે તેને તેના જ તરફ હવાલે કરીશું જે (માર્ગ) તેણે અપનાવ્યો, અને અમે તેને જહન્નમમાં નાંખીશું અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે. (૧૧૫)*

### તફસીર :

સામાન્ય જનસમૂહની મોટા ભાગની કાનાફૂસીઓ (ગુપ્ત મંત્રણાઓ) ભલાઈ (એટલે કે સવાબ અને બરકત) નથી હોતી, હા ! પરંતુ જે લોકો એવા છે કે, ખયરાતને અથવા કોઈ નેક કામને અથવા લોકોમાં પરસ્પર સુલેહ કરવાને પ્રોત્સાહન આપે છે (અને તેના શિક્ષણ અને પ્રોત્સાહનની સંપૂર્ણ વ્યવસ્થા માટે અમુક મસ્લિહતોના કારણે ગુપ્ત આયોજનો કરે છે, તો તેમના મશ્વરાઓમાં અલબત્ત એટલે કે સવાબ અને બરકત છે) અને જે વ્યક્તિ એવા કામ કરશે (એટલે કે આવા અમલોને પ્રોત્સાહન આપશે) અલ્લાહ તઆલાની ખુશી

મેળવવા માટે (ન કે કોઈ માન-સન્માન કે શોહરતના કારણે) તો અમે તેને ઘણા જ જલદી તેનો મહાન બદલો અર્પણ કરીશું; અને જે વ્યક્તિ રસૂલ (ﷺ)નો વિરોધ કરે એ પછી કે હક કાર્ય જાહેર થઈ ચૂક્યું હતું અને મુસલમાનોનો (દીની) માર્ગ છોડીને અન્ય માર્ગ અપનાવે (જેમકે, બશીર મુર્તદ થઈ ગયો અને જ્યારે કે ઈસ્લામનું સાચું હોવું અને વળી એક ખાસ ઘટનામાં રસૂલ ﷺનો ફેંસલો તેને પોતે સાચો હોવાની જાણ હતી તો પણ તેને તેની બદબખ્તીએ ઘેરી લીધો) તો અમે તેને (દુનિયામાં) જે કંઈ તે કરે છે કરવા દઈશું અને (આખિરતમાં) તેને જહન્નમમાં દાખલ કરીશું અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

## મસ્અલા અને બોધપાઠ :

### પરસ્પર સલાહ-મશ્વરા અને મજલિસોના અદબો (શિષ્ટાચાર) :

ઈરશાદ છે, لَا خَيْرَ فِيْ كَثِيْرٍ مِّنْ نَّجْوٰهُمْ એટલે કે, લોકોના પરસ્પર મશ્વરા અને તદ્બીરો જે આખિરતની ફિકર અને તેના પરિણામ ઉપર વિચાર કરવાથી સ્વતંત્ર થઈને ફક્ત દુનિયાના અમુક દિવસોના કામચલાઉ ફાયદાઓ માટે હોય છે, તેમાં કોઈ ભલાઈ નથી.

આગળ ઈરશાદ ફરમાવ્યો, اِلَّا مَنْ اَمَرَ بِصَدَقَةٍ اَوْمَعْرُوْفٍ اَوْاِصْلَاحٍ بَيْنَ النَّاسِ એટલે કે, આવા મશ્વરાઓ અને ચર્ચાઓમાં જો કોઈ ભલાઈની વસ્તુ હોઈ શકે છે તો તે એ છે કે, એકબીજાને સદકહ-ખયરાતનું પ્રોત્સાહન આપે અથવા નેકીનો હુકમ કરે અથવા લોકોની પરસ્પર સુલેહ કરાવવાનો મશ્વરો આપે. એક હદીષમાં ઈરશાદ છે કે, ''વ્યક્તિનું દરેક કલામ (ઉચ્ચારણ) તેના માટે નુકસાનકારક જ છે, એ કલામ સિવાય કે, જેમાં અલ્લાહનો ઝિક્ર હોય અથવા ભલાઈનો હુકમ હોય અથવા બુરાઈથી રોકવાની બાબત હોય.''

مَعْرُوْفٌ (મઅ્રૂફ)નો અર્થ છે, દરેક તે કામ જે શરીઅતમાં સારું સમજવામાં આવે છે અને જેને શરીઅતવાળાઓને પહોંચાડવામાં આવે, તેના મુકાબલામાં مُنْكَرٌ (મુન્કર) છે. એટલે કે, દરેક તે કામ જે શરીઅતમાં પસંદ કરવામાં નથી આવ્યું અને શરીઅતવાળાઓમાં અપ્રિય અને અજનબી હોય.

''અમ્ર બિલ મઅ્રૂફ''માં દરેક નેકીનો હુકમ અને તેનું પ્રોત્સાહન સામેલ છે, જેમાં મજલૂમની મદદ કરવી, જરૂરિયાતમંદોને કરજ આપવું, ભટકેલાઓને

માર્ગ બતાવવો વગેરે બધી જ નેકીઓના કામો સામેલ છે અને સદકહ તથા લોકો વચ્ચે સુલેહ કરાવવી પણ જો કે એમાં સામેલ છે, પરંતુ તેને અલગ કરીને ખાસ સ્વરૂપે બતાવવામાં આવ્યું કે, તેમાં બંને વસ્તુઓનો નફો સમાયેલ છે. તેનાથી મિલ્લતની સામૂહિક જિંદગીની સુધારણા થાય છે.

વળી, આ બંને કામ "ખિદમતે ખલ્ક" (મખ્લૂકની સેવા)ના મહત્ત્વના કાર્યમાંથી છે. એક, તેનાથી અલ્લાહના સર્જનને ફાયદો પહોંચાડવામાં આવે છે અને બીજું, નુકસાનોને દૂર કરવામાં આવે છે, એટલે કે, લોકોને તકલીફ અને રંજ-ગમથી બચાવવામાં આવે છે. સદકહ નફો પહોંચાડવાનો મહત્ત્વનો વિષય છે, એટલા માટે જમહૂર વિવરણકાર ઉલમાનો કૌલ છે કે, આ સ્થળે બધા જ પ્રકારના સદકહનો હુકમ છે, જેમાં ઝકાત, વાજિબ સદકાઓ પણ સામેલ છે અને નફલ સદકાઓ પણ સામેલ છે અને દરેક તે જાઈઝ લાભની બાબત પણ સામેલ છે જે નફો પહોંચાડે છે.

**સુલેહ કરાવવાની ફઝીલત :**

લોકોના પરસ્પરના મન-દુઃખને દૂર કરાવવા અને તેમના પરસ્પરના વિવાદોમાં સુલેહ કરાવવાનો માર્ગ તૈયાર કરવા વિશે રસૂલે કરીમ ﷺના ઈરશાદો ખૂબ મહત્ત્વ ધરાવે છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

*"શું હું તમને એવું કામ ન બતાવું જેના દરજ્જાઓ રોઝા, નમાઝ અને સદકામાં સૌથી શ્રેષ્ઠ છે ? સહાબા (રદિ.)એ વિનંતી કરી, જરૂર બતાવો ! રસૂલે કરીમ ﷺએ બતાવ્યું કે, તે કામ પરસ્પર સુલેહ કરાવવાનું છે. એટલે કે બે વ્યક્તિઓ વચ્ચે કોઈ મન-દુઃખ પૈદા થઈ જાય તો પરસ્પર સુલેહ કરાવવી અને ફસાદને ખતમ કરવી."*

વળી, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, فَسَادُذَاتِ الْبَيْنِ هِيَ الْحَالِقَةُ "લોકોના આપસના ઝઘડા-ફસાદ મૂંડી નાંખનારી વસ્તુ છે." પછી તેની સ્પષ્ટતા એ રીતે કરી કે, "આ ઝઘડા માથું નથી મૂંડતા બલકે વ્યક્તિના દીનને મૂંડી નાંખે છે."

આયતના અંતમાં એક અન્ય મહત્ત્વનો વિષય એ ઈરશાદ ફરમાવ્યો કે, નેકીઓ, સદકહ અને "અમ્ર બિલ મઅ્રૂફ" (ભલાઈનો હુકમ કરવો) તથા

પરસ્પર સુલેહ કરાવવી એ જ વખતે ભરોસાપાત્ર અને સ્વીકાર્ય હોઈ શકે છે જ્યારે કે, તે ઈખ્લાસ સાથે ફક્ત અલ્લાહ તઆલાને રાજી રાખવા માટે કરવામાં આવે, તેમાં કોઈ મનેચ્છા અથવા સ્વાર્થ સામેલ ન હોય.

## ઇજ્માએ ઉમ્મત (ઉમ્મતનો સર્વસહમત અભિપ્રાય) હુજ્જત (શરઈ કાનૂનની દલીલ) છે :

આ وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْ بَعْدِ مَا تَبَيَّنَ لَهُ الْهُدٰى...(آیت نمبر ۱۱۵) આયતમાં બે વસ્તુઓને મહાન ગુનોહ અને જહન્નમમાં દાખલ થવાનું કારણ બતાવવામાં આવ્યું છે. એક બાબત રસૂલે કરીમ ﷺનો વિરોધ છે અને દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺનો વિરોધ કુફ્ર અને મોટી બરબાદી છે. બીજું એ કે, જે બાબત ઉપર બધા જ મુસલમાનો સહમત છે તેને છોડીને કોઈ બીજો માર્ગ અપનાવે. આથી જાણ થઈ કે, ઈજ્માએ ઉમ્મત હુજ્જત છે, એટલે કે, જે રીતે કુર્આન અને સુન્નતના વર્ણન કરેલા હુકમો ઉપર અમલ કરવો વાજિબ હોય છે, એવી જ રીતે ઉમ્મતની સહમતિ જે બાબત માટે થઈ જાય તેના ઉપર પણ અમલ કરવો વાજિબ છે અને તેનો વિરોધ કરવો મહાન ગુનોહ છે, જેમકે રસૂલે કરીમ ﷺએ એક હદીષમાં ઈરશાદ ફરમાવ્યો, يَدُ اللّٰهِ عَلَى الْجَمَاعَةِ مَنْ شَذَّ شُذَّفِى النَّارِ એટલે કે, "જમાઅત (સમૂહ)ના માથા ઉપર અલ્લાહનો હાથ છે અને જે વ્યક્તિ મુસલમાનોની જમાઅતથી અલગ થઈ ગયો તેને અલગ કરીને જહન્નમમાં નાંખવામાં આવશે."

હઝરત ઈમામ શાફઈ (રહ.)ને કોઈએ સવાલ કર્યો કે, "ઈજ્માએ ઉમ્મત હુજ્જત હોવાની દલીલ કુર્આન મજીદમાં છે ?" તેમણે કુર્આનથી દલીલ જાણવા ત્રણ દિવસ સુધી સતત કુર્આનની તિલાવતનો ક્રમ બનાવ્યો. દરરોજ દિવસમાં ત્રણ વખતે અને રાત્રે ત્રણ વખતે આખું કુર્આન ખતમ કરતા હતા. અંતે પ્રસ્તુત આયત દિમાગમાં આવી અને તેને ઉલમા સામે વર્ણન કરી તો બધાએ સ્વીકાર કર્યો કે, ઈજ્માઅની હુજ્જત માટે આ દલીલ પૂરતી છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયતો : ૧૧૬ થી ૧૨૧)

اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ؕ وَمَنْ يُّشْرِكْ
بِاللّٰهِ فَقَدْ ضَلَّ ضَلٰلًاۢ بَعِيْدًا ﴿١١٦﴾ اِنْ يَّدْعُوْنَ مِنْ دُوْنِهٖۤ اِلَّآ اِنٰثًا ۚ وَاِنْ يَّدْعُوْنَ
اِلَّا شَيْطٰنًا مَّرِيْدًا ﴿١١٧﴾ لَّعَنَهُ اللّٰهُ ۘ وَقَالَ لَاَتَّخِذَنَّ مِنْ عِبَادِكَ نَصِيْبًا
مَّفْرُوْضًا ﴿١١٨﴾ وَّلَاُضِلَّنَّهُمْ وَلَاُمَنِّيَنَّهُمْ وَلَاٰمُرَنَّهُمْ فَلَيُبَتِّكُنَّ اٰذَانَ الْاَنْعَامِ
وَلَاٰمُرَنَّهُمْ فَلَيُغَيِّرُنَّ خَلْقَ اللّٰهِ ؕ وَمَنْ يَّتَّخِذِ الشَّيْطٰنَ وَلِيًّا مِّنْ دُوْنِ اللّٰهِ فَقَدْ
خَسِرَ خُسْرَانًا مُّبِيْنًا ﴿١١٩﴾ يَعِدُهُمْ وَيُمَنِّيْهِمْ ؕ وَمَا يَعِدُهُمُ الشَّيْطٰنُ اِلَّا
غُرُوْرًا ﴿١٢٠﴾ اُولٰٓئِكَ مَاْوٰىهُمْ جَهَنَّمُ ۟ وَلَا يَجِدُوْنَ عَنْهَا مَحِيْصًا ﴿١٢١﴾

## તરજુમો :

*બેશક ! અલ્લાહ તેને નથી બખ્શતો જે કોઈને તેનો ભાગીદાર (શરીક) કરે (ઠરાવે), અને તેના સિવાય જેને ઈચ્છે બખ્શી (મા'ફ કરી) આપે છે, અને જેણે અલ્લાહનો ભાગીદાર ઠરાવ્યો તે બહેકીને દૂર જઈ પડયો. (૧૧૬) અલ્લાહ સિવાય નથી પોકારતા પરંતુ સ્ત્રીઓને, અને નથી પોકારતા પરંતુ ઉપદ્રવી (સરકશ) શયતાનને. (૧૧૭) જેના ઉપર અલ્લાહે લા'નત કરી, અને શયતાને કહ્યું કે અલબત્ત હું તારા બંદાઓ પાસેથી નિશ્ચિત હિસ્સો લઈશ. (૧૧૮) અને તેમને બહેકાવીશ અને તેમને (ખોટી) આશાઓ અપાવીશ અને તેમને શિખવાડીશ કે જાનવરોના કાન ચીરે, અને તેમને શિખવાડીશ કે અલ્લાહની બનાવેલી સૂરતો (સ્વરૂપો) બદલે; અને જે કોઈ અલ્લાહને છોડીને શયતાનને મિત્ર બનાવે તો તે ઉઘાડા નુકસાનમાં પડયો. (૧૧૯) તેમને વાયદો આપે છે અને (ખોટી) ઉમ્મીદો અપાવે છે, અને શયતાન તેમને જે કંઈ વાયદો આપે છે, બસ બધું (નર્યો) ધોકો (ફરેબ) છે. (૧૨૦) એવા લોકોનું ઠેકાણું જહન્નમ છે અને ત્યાંથી ક્યાંય નાસી છૂટવાની જગ્યા ન પામશે. (૧૨૧)*

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલા એ વાતને (સજા આપીને પણ) બખ્શશે નહીં કે, તેની સાથે કોઈને ભાગીદાર ઠરાવવામાં આવે (બલકે, હંમેશા–હંમેશની સજામાં નાંખી રાખશે) અને તેના સિવાય અન્ય જેટલા ગુનાહો છે (ભલે સગીરહ હોય અથવા કબીરહ, નાના હોય અથવા મોટા) જેના માટે મંજૂર હશે (વિના સજાએ પણ) તે ગુનાહો બખ્શી આપશે. (અલબત્ત, જો તે મુશ્રિક મુસલમાન થઈ જાય તો હવે તે મુશ્રિક જ ન રહ્યો, હવે તેની કાયમી સજા પણ ન રહી) અને (આ શિર્ક મા'ફ ન કરવાનું કારણ એ છે કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલા સાથે (કોઈને) ભાગીદાર ઠરાવે છે તે (સચ્ચાઈના કાર્યથી) ઘણો દૂર ગુમરાહીમાં જઈ પડ્યો (અને સચ્ચાઈ એકમાત્ર તવહીદ છે, જે બૌદ્ધિક રીતે પણ સાબિત છે અને સર્જનહારની શ્રેષ્ઠતાને માનવી તેનો હક છે. મુશ્રિકોએ સર્જનહારના આ હકને અદા ન કર્યો એટલા માટે તેઓ સજાના હકદાર બન્યા. એનાથી વિપરીત બીજા ગુનાહો કે, તે ગુમરાહી તો છે જ પરંતુ તે તવહીદના ખિલાફ અને તેનાથી દૂર નથી એટલા માટે તેને મા'ફીના પાત્ર ઠરાવ્યા. જ્યારે શિર્કની જેમ બીજો પ્રકાર કુફ્ર પણ છે તો તે પણ મા'ફી પાત્ર નથી. કારણ કે, તેમાં પણ તવહીદનો ઈન્કાર થાય છે. સર્જનહારની કોઈ બતાવેલી વાતનો ઈન્કાર કરવો કુફ્ર કહેવાય છે. બસ, તેઓ સર્જનહારનો જ ઈન્કાર કરી રહ્યા છે અને અમુક કાફિરો અલ્લાહ તઆલાની જાતના જ ઈન્કારી છે, જ્યારે અમુક કાફિરો તેની અમુક સિફતોના ઈન્કારી છે અને અમુક સિફતો અને તેની જાત બંનેના ઈન્કારી છે અને સર્જનહારની જાતનો અથવા તેની સિફતોનો ઈન્કાર એ તવહીદનો જ ઈન્કાર છે અને તેનાથી દૂર ભટકી જવું છે, બસ કુફ્ર અને શિર્ક મા'ફી પાત્ર નથી. આગળ મુશ્રિકોની મૂર્ખાઈ અને તેમના ધાર્મિક રીતિ–રિવાજને વર્ણન કરવામાં આવે છે). આ (મુશ્રિક) લોકો અલ્લાહ તઆલાને છોડીને (એક તો) ફક્ત અમુક સ્ત્રૈણ (નારીજાતિની) વસ્તુઓની ઈબાદત કરે છે અને (એક) ફક્ત શયતાનની ઈબાદત કરે છે, જે (અલ્લાહ તઆલાના) હુકમની બહાર છે (અને) જેને (આ જઘન્ય કૃત્યના કારણે) અલ્લાહ તઆલાએ પોતાની (ખાસ) રહમતથી દૂર નાંખી દીધો છે અને જેણે (જે સમયે ખાસ રહમતથી દૂર અને ધિક્કારપાત્ર થવા લાગ્યો હતો) એવું કહ્યું હતું (કે, જેનાથી તેની દુશ્મની સ્પષ્ટ જાહેર થઈ રહી હતી) કે હું (સંપૂર્ણ કોશીશ

કરવાનો ઈરાદો રાખું છું કે,) જરૂર તારા બંદાઓ પાસેથી પોતાનો ચોક્કસ હિસ્સો ફરમાંબરદારીનો લઈ લઈશ અને (આ હિસ્સાની વિગત એ છે કે,) હું તેમને (અકીદાઓમાં) ગુમરાહ કરીશ અને હું તેમને (વિચારોમાં) મનેચ્છાઓ(ની ખોટી આશાઓ) અપાવીશ (જેના કારણે તેમનું વલણ ગુનાહો તરફ થઈ જાય અને તેમાં તેમને નુકસાન ન દેખાય) અને હું તેમને (ખરાબ અમલો કરવાની) તા'લીમ આપીશ, જેનાથી તેઓ (મૂર્તિઓના નામ ઉપર) જાનવરોના કાન ચીરશે (અને આ બાબત કુફ્રિય્યહ અમલોમાંથી છે) અને હું તેમને (હજુ પણ વધારે) તા'લીમ આપીશ, જેનાથી તેઓ અલ્લાહની બનાવેલી સૂરતો બગાડી નાંખશે, (અને આ બાબત ફાસિક અમલોમાંથી છે, જેમકે દાઢી મૂંડાવવી, છૂંદણા–ટેટૂ વગેરે ત્રોફાવવા) અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાને છોડીને શયતાનને પોતાનો મિત્ર બનાવશે (એટલે કે અલ્લાહ તઆલાની ઈતાઅત ન કરશે અને શયતાનની પૈરવી કરશે) તે (વ્યક્તિ) ખુલ્લા નુકસાન (અને ગુનાહ)માં સપડાયો હશે (અને એ ગુનાહ તેને જહન્નમમાં લઈ જશે) શયતાન તે લોકોને (અકીદાઓ બાબતે જૂઠા) વાયદાઓ કર્યા કરે છે (કે તમે બેફિકર રહો, ન કોઈ હિસાબ થવાનો છે, ન કિતાબ) અને (ખોટી કલ્પનાઓમાં) તેમને મનેચ્છાઓ (અને ખોટી આશાઓ) અપાવે છે (કે આ ગુનાહમાં આવી–આવી મજા છે અને હરામ માધ્યમ દ્વારા આવી–આવી કમાઈ છે, પરંતુ શયતાની અમલોના અસ્તિત્વ અને વાહિયાતપણામાં તેના નુકસાનો પોતે સ્પષ્ટ છે) અને શયતાન તેમને ફક્ત જૂઠા (ધોકાયુક્ત) વાયદા કરે છે (કારણ કે, વાસ્તવમાં હિસાબ અને કિતાબ સત્ય છે અને તેમની મનેચ્છાઓ ફક્ત ધોકો હોવું ઘણું જ જલદી ખબર પડશે અને ખુલ્લું અને જાહેર થઈ જશે) એવા લોકોનું (જેઓ શયતાનના માર્ગે ચાલે છે) ઠેકાણું જહન્નમ છે (અને તેઓ મોટા નુકસાનમાં પડ્યા છે) અને તેઓ તેનાથી (એટલે કે જહન્નમથી) ક્યાંય બચવાની જગ્યા મેળવી નહીં શકે (કે ત્યાં જઈને આશરો લઈ શકે).

## મસ્અલા અને બોધપાઠ :

ઉપરોક્ત જિહાદના વર્ણનમાં બધા જ ઈસ્લામના વિરોધીઓ સામેલ છે, પરંતુ અત્યાર સુધીના વર્ણનમાં યહૂદીઓ અને મુનાફિકોની હાલત વર્ણન થઈ હતી અને વિરોધીઓમાં એક જૂથ એટલે કે, અન્યથી મોટું જૂથ મુશ્રિકોનું હતું.

આગળ ઉપર તેમના અમુક અકીદાઓની હાલત અને તેમની ધાર્મિક વિધીઓની ટીકા અને તેની સજાનું વર્ણન બતાવ્યું છે અને આ સ્થળે તેમના માટે એ વધારે યોગ્ય થઈ ગયું. ઉપર જે ચોરીનો કિસ્સો અને વિવાદ વર્ણન કરવામાં આવ્યો છે, તેમાં પણ ઉલ્લેખ છે કે તે ચોર મુર્તદ હતો. બસ, એનાથી તેની કાયમી સજાની પરિસ્થિતિ વિશે જાણ થઈ ગઈ. *(બયાનુલ કુર્આન)*

પ્રથમ આયત اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَادُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ શરૂઆતમાં સૂરએ નિસાઅ્માં આ શબ્દો સાથે આવી ચૂકી છે, ફરક ફક્ત એટલો છે કે, ત્યાં આયતની પૂર્ણતા ઉપર وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدِ افْتَرٰۤى اِثْمًا عَظِيْمًا આવ્યું છે અને અહીંયાં وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ ضَلَّ ضَلٰلًاۢ بَعِيْدًا આવ્યું છે. આ ફરકનું કારણ વિવરણકાર ઈમામોના ખુલાસા પ્રમાણે એ છે કે, જેને સંબોધન કરવામાં આવ્યું છે તે સીધે-સીધા યહૂદીઓ અને અહલે કિતાબ હતા, જેમને તવરાત દ્વારા તવહીદ સત્ય હોવાનું અને શિર્ક બાતિલ હોવાનું તથા રસૂલે કરીમ ﷺ સાચા નબી હોવાનું બધું જ જ્ઞાન હતું અને તેઓને આ બાબતની સંપૂર્ણ ખબર હતી, તે છતાં તેઓ શિર્કમાં પડી ગયા તો જાણે તેમણે પોતાની પ્રવૃત્તિઓથી એવું જાહેર કર્યું કે તવરાતનું પણ આવું જ શિક્ષણ છે, પરંતુ આવી અમલી જાહેરાત ખુલ્લમ-ખુલ્લી અતિશયોક્તિ અને બોહતાન છે. એટલા માટે આ આયતના અંતમાં فَقَدِ افْتَرٰۤى اِثْمًا عَظِيْمًا ઈરશાદ થયો અને બીજી આયતમાં સીધે-સીધા મક્કાના મુશ્રિકોનું વર્ણન કરવામાં આવ્યું હતું, જેમની પાસે આનાથી પહેલાં ન તો કોઈ કિતાબ હતી, ન જ કોઈ પયગમ્બર હતા, પરંતુ તવહીદની સ્પષ્ટ બૌદ્ધિક દલીલો હતી અને પોતાના હાથોથી કંડારેલી મૂર્તિઓને પોતાના મઅ્બૂદ બનાવી લેવા સામાન્ય બુદ્ધિ ધરાવનાર વ્યક્તિ માટે પણ વાહિયાત અને ગુમરાહીની બાબત હતી. એટલા માટે અહીંયાં ઈરશાદ થયો, فَقَدْ ضَلَّ ضَلٰلًاۢ بَعِيْدًا

## શિર્ક અને કુફ્રની સજા કાયમી છે :

અત્રે અમુક લોકો એવી શંકા કરે છે કે, સજા અપરાધના પ્રમાણમાં હોવી જોઈએ. મુશ્રિકો અને કાફિરોએ જે કુફ્ર અને શિર્કનો અપરાધ કર્યો છે તે એમની ખાસ મર્યાદિત ઉંમર સુધી કર્યો છે, તો તેની સજા અમર્યાદિત અને કાયમી કેમ છે? તેનો જવાબ એ છે કે, કુફ્ર અને શિર્ક કરનારા કારણ કે, તેને ગુનોહ જ નથી સમજતા બલકે નેકી સમજે છે. એટલા માટે તેમના ઈરાદા અને પાકો નિર્ધાર એ

જ હોય છે કે, તેઓ હંમેશા-હંમેશ તેના ઉપર કાયમ રહેશે અને જ્યારે મૃત્યુની છેલ્લી ઘડી સુધી તેના ઉપર અડીખમ રહ્યા, તો પોતાના અધિકારની હદ સુધી તેમણે આ ગુનાહને કાયમી કરી લીધો. એટલા માટે તેની સજા પણ કાયમી છે.

**જુલમ (અત્યાચાર)ના ત્રણ પ્રકારો :**

જુલમનો એક પ્રકાર એવો છે, જેને અલ્લાહ તઆલા કદી મા'ફ નહીં કરે. બીજો પ્રકાર એવો છે જેમાં મા'ફી થઈ શકશે અને ત્રીજો પ્રકાર એવો છે જેનો અલ્લાહ તઆલા બદલો લીધા વિના નહીં છોડે.

પ્રથમ પ્રકારનો જુલમ શિર્ક છે, બીજો પ્રકારનો જુલમ અલ્લાહના હકોમાં ઉણપ છે અને ત્રીજા પ્રકારનો જુલમ બંદાના હકો (હુકુકૂલ ઈબાદ)ને દબાવવા છે.

*(ઈબ્ને કષીર બ હવાલા મુસ્નદે બઝ્ઝાર)*

**શિર્કની હકીકત :**

શિર્કની હકીકત એ છે કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ મખ્લૂકને ઈબાદત અથવા મહોબ્બત અથવા સન્માનમાં અલ્લાહ તઆલાની સમકક્ષ સમજવું. કુર્આને કરીમમાં મુશ્રિકોનું આ વિધાન કે, જે તેઓ જહન્નમમાં પહોંચીને કહેશે, નકલ કર્યું છે,

تَاللّٰهِ اِنْ كُنَّا لَفِىْ ضَلَالٍ مُّبِيْنٍ ○ اِذْ نُسَوِّيْكُمْ بِرَبِّ الْعٰلَمِيْنَ ○

*"કસમ અલ્લાહ તઆલાની ! અમે ઉઘાડી ગુમરાહીમાં હતા, જ્યારે કે અમે તમને અલ્લાહ રબ્બુલ આલમીન સમકક્ષ ઠરાવી દીધા હતા." (૨૬ : ૯૭-૯૮)*

દેખીતું છે કે, મુશ્રિકોનો પણ એ અકીદહ ન હતો કે, અમારા ઘડેલા આ પથ્થરો આ દુનિયાના માલિક અને સર્જનહાર છે, બલકે તેમની બીજી ગેરસમજોની બિના ઉપર તેમણે ઈબાદત અથવા મહોબ્બત અથવા સન્માનમાં તેમને અલ્લાહ તઆલાની સમકક્ષ ઠરાવી રાખ્યા હતા. આ જ તે શિર્ક હતું જેણે તેમને જહન્નમમાં પહોંચાડી દીધા. *(ફત્હુલ મુલહમ فتح الملهم)*

જાણ થઈ કે, અલ્લાહ તઆલાની ખાસ સિફતો જેમકે, ખાલિક (સર્જનહાર), રાઝિક (રોજી આપનાર), કાદિરે મુત્લક (સર્વ શક્તિમાન), આલિમુલ ગયબ વશ્શહાદહ (દરેક દશ્ય અને અદશ્ય બાબતનો જાણકાર) વગેરેમાં કોઈ મખ્લૂકને અલ્લાહના સમકક્ષ સમજવું શિર્ક છે.

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૨૨ થી ૧૨૬)

وَالَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا الصّٰلِحٰتِ سَنُدْخِلُهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ۭ وَعْدَ اللّٰهِ حَقًّا ۭ وَمَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ قِيْلًا ﴿١٢٢﴾ لَيْسَ بِاَمَا
نِيِّكُمْ وَ لَآ اَمَانِيِّ اَهْلِ الْكِتٰبِ ۭ مَنْ يَّعْمَلْ سُوْۗءًا يُّجْزَ بِهٖ ۙ وَلَا يَجِدْ لَهٗ مِنْ
دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٢٣﴾ وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ مِنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ
مُؤْمِنٌ فَاُولٰۗىِٕكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ وَ لَا يُظْلَمُوْنَ نَقِيْرًا ﴿١٢٤﴾ وَ مَنْ اَحْسَنُ دِيْنًا
مِّمَّنْ اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ وَّ اتَّبَعَ مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ۭ وَاتَّخَذَ اللّٰهُ
اِبْرٰهِيْمَ خَلِيْلًا ﴿١٢٥﴾ وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ مُّحِيْطًا ﴿١٢٦﴾ ع ١٨ ١٥

## તરજુમો :

*અને જે લોકો ઈમાન લાવ્યા અને સારા અમલ કર્યા, તેમને અમે બગીચાઓમાં દાખલ કરીશું કે જેની નીચે નહેરો વહે છે, તેમાં જ હંમેશા રહ્યા કરે; અલ્લાહનો વાયદો સાચો છે, અને અલ્લાહથી વધારે સાચો કોણ ? (૧૨૨) ન તમારી ઉમ્મીદો ઉપર આધાર છે અને ન અહલે કિતાબની ઉમ્મીદો ઉપર; જે કોઈ બુરું કામ કરશે તેની સજા પામશે, અને અલ્લાહ સિવાય પોતાનો કોઈ હિમાયતી પામશે નહીં અને ન (જ) કોઈ મદદગાર. (૧૨૩) અને જે કોઈ સારા કામો કરે પુરુષ હોય અથવા સ્ત્રી, અને તે ઈમાન રાખતો હોય; બસ, તે લોકો જન્નતમાં દાખલ થશે, અને તેમનો હક માર્યો ન જશે તલ બરાબર (પણ). (૧૨૪) અને તેનાથી ઉત્તમ કોનો દીન જેણે અલ્લાહના હુકમ ઉપર કપાળ (માથું) મૂક્યું, અને નેક કામોમાં લાગેલો છે, અને ઈબ્રાહીમ (અલૈ.)ના દીન ઉપર ચાલ્યો જે એક જ બાજુના હતા, અને અલ્લાહે ઈબ્રાહીમ (અલૈ.)ને નિખાલસ દોસ્ત (ખલીલ) બનાવી લીધા. (૧૨૫) અને અલ્લાહનું જ છે જે કંઈ આસમાનોમાં છે, અને જે કંઈ જમીનમાં છે; અને દરેક વસ્તુ અલ્લાહના કાબૂમાં છે. (૧૨૬)*

**તફસીર :**

અને જે લોકો ઈમાન લાવ્યા અને (તેમણે) સારા કામો કર્યા, અમે તેમને ઘણા જ જલદી એવા બગીચાઓમાં પ્રવેશ આપીશું કે, તેના (મહેલો) નીચે નહેરો વહેતી હશે અને તેમાં તેઓ હંમેશા-હંમેશા રહેશે, અલ્લાહ તઆલાએ એનો વાયદો કર્યો છે અને અલ્લાહ તઆલાથી વધારે કોનું કહ્યું સાચું હશે ? ન તો તમારી તમન્નાઓથી (કામ ચાલે છે અને) ન જ અહલે કિતાબની તમન્નાઓથી (કે, ખાલી પોકળ વાતો જીભથી કહીને પોતાની શ્રેષ્ઠતાનું વર્ણન કરે છે બલકે, આધાર તો અલ્લાહના હુકમોની ઈતાઅત ઉપર છે. બસ,) જે વ્યક્તિ (આજ્ઞાપાલનમાં ઉણપ રાખશે અને) કોઈ બુરું કામ કરશે (ભલે અકીદહથી હોય અથવા અમલથી) તો તેના બદલામાં સજા આપવામાં આવશે (જો તે બુરાઈ કુફ્રના અકીદહ સુધીની છે તો સજા કાયમી અને હંમેશા-હંમેશની છે અને જો તેનાથી ઓછી છે તો સજા હંમેશા માટે નથી) અને તે વ્યક્તિને અલ્લાહ તઆલા સિવાય કોઈ હિમાયતી અને મદદગાર નહીં મળે (કે તેને અલ્લાહના અઝાબથી છોડાવી લે) અને જે વ્યક્તિ કોઈ નેક કામ કરશે, ભલે તે પુરુષ હોય અથવા સ્ત્રી, એ શરતે કે મો'મિન હોય. બસ, આવા લોકો જન્નતમાં પ્રવેશ પામશે અને તેમના ઉપર તલભાર પણ જુલમ કરવામાં નહીં આવે (કે તેમની કોઈ નેકી વ્યર્થ કરવામાં નહીં આવે) અને (ઉપર જે મો'મિન હોવાની શરત લગાવવામાં આવી છે, આ બાબત દરેક ફિરકાને લાગુ નથી પડતી બલકે, તે ફિરકો જેનો દીન અલ્લાહ તઆલા નજીક સ્વીકાર્ય હોવામાં સૌથી શ્રેષ્ઠ છે અને એવો ફિરકો ફક્ત ઈસ્લામને માનનારાઓનો જ છે, જેની દલીલ એ છે કે, તેમનામાં આવી સિફતો છે; સંપૂર્ણ અનુસરણ, ઈખ્લાસ, મિલ્લતે ઈબ્રાહીમ અલૈ.ની પૈરવી અને) આવા વ્યક્તિ(ના દીન)થી વધારે ઉત્તમ કોનો દીન હશે ? જે પોતાનું મુખ અલ્લાહ તઆલા સમક્ષ ઝુકાવી દે (એટલે કે ફરમાંબરદારી અપનાવી હોય, ફક્ત મસ્લિહત જાહેર ન કરી હોય) અને મિલ્લતે ઈબ્રાહીમ (એટલે કે ઈસ્લામ)ની તાબે'દારી કરવી જેમાં જૂઠનું નામો-નિશાન નથી અને (મિલ્લતે ઈબ્રાહીમ અવશ્ય તાબે'દારી કરવા પાત્ર છે, કારણ કે) અલ્લાહ તઆલાએ ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાના ખાસ મિત્ર (ખલીલ) બનાવ્યા હતા, (તો દેખીતું છે કે મિત્રના તરીકા ઉપર ચાલનારા પણ મહબૂબ અને સ્વીકૃત બને છે) બસ, ઈસ્લામનો તરીકો સ્વીકૃત બન્યો, બસ ઈસ્લામને પાળનારા

જ મો'મિનનો લકબ કહેવાડવાને લાયક ઠર્યા (અને અન્ય ફિકરકાઓએ ઈબ્રાહીમ અલૈ.ની પૈરવી છોડી દીધી કે તેઓ ઈસ્લામ ન લાવ્યા, એટલા માટે ફક્ત મુસલમાન જ એવા સાબિત થયા કે જેઓનો ફક્ત) ઈમાન(ની તમન્નાઓ) ઉપર સહારો નથી) બલકે તેઓ તાબે'દાર છે, બસ કામ તેનાથી જ ચાલશે અને (અલ્લાહ તઆલાની સંપૂર્ણ ફરમાંબરદારી કરવી તો જરૂરી જ છે કારણ કે, તેની બાદશાહત અને શક્તિ અને તેનું સમગ્ર સૃષ્ટિને ઘેરી રાખનારું જ્ઞાન બંને સંપૂર્ણ છે અને) આ જ કાર્યો ઉપર આધાર છે (ઈતાઅતના વાજિબ હોવાનો; કારણ કે,) અલ્લાહ તઆલાની જ મિલકત છે, જે કંઈ પણ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે (આ તો બાદશાહતની વિશેષતા થઈ) અને અલ્લાહ તઆલાએ બધી વસ્તુઓને (પોતાના જ્ઞાનમાં) ઘેરી રાખી છે (આ તેના જ્ઞાનની વિશેષતા થઈ).

## મસ્અલા અને બોધપાઠ :

### મુસલમાનો અને અહલે કિતાબ વચ્ચે ગર્વિષ્ઠ પ્રકારની વાતચીત :

لَيْسَ بِاَمَانِيِّكُمْ وَلَا اَمَانِيِّ اَهْلِ الْكِتٰبِ.... આ આયતોમાં પ્રથમ એક સંવાદ અને વાતચીતનું વર્ણન છે, જે મુસલમાનો અને અહલે કિતાબ વચ્ચે થઈ હતી અને પછી આ સંવાદની સમીક્ષા કરીને હુકમ આપવામાં આવ્યો છે. બંને પક્ષોને હિદાયતનો સાચો માર્ગ બતાવવામાં આવ્યો છે. અંતે અલ્લાહ તઆલા સમીપ સ્વીકૃત, ઉત્તમ અને શ્રેષ્ઠ હોવાનું એક માપદંડ બતાવવામાં આવ્યું છે, જેને સામે રાખવામાં આવે તો મનુષ્ય ક્યારેય ભૂલ અથવા ગુમરાહીનો શિકાર નહીં બને.

હઝરત કતાદહ (રદિ.) ફરમાવે છે કે, ''એક વખતે અમુક મુસલમાનો અને અહલે કિતાબ વચ્ચે ગર્વિષ્ઠ પ્રકારની વાતો થવા લાગી. અહલે કિતાબે કહ્યું કે, અમે તમારા કરતાં ઉત્તમ અને શ્રેષ્ઠ છે, કારણ કે અમારા નબી તમારા નબીથી પહેલાં અને અમારી કિતાબ તમારી કિતાબથી પહેલાં આવી છે. મુસલમાનોએ કહ્યું કે, અમે બધાથી શ્રેષ્ઠ છે, એટલા માટે કે અમારા નબી ખાતમુન્નબિય્યીન (નબીઓના ક્રમમાં અંતિમ નબી) છે અને અમારી કિતાબ અંતિમ કિતાબ છે, જેણે અગાઉની બધી કિતાબોને મન્સૂખ (રદ) કરી દીધી છે, તેના વિશે આ આયત નાઝિલ થઈ.'' ....لَيْسَ بِاَمَانِيِّكُمْ وَلَا اَمَانِيِّ اَهْلِ الْكِتٰبِ એટલે કે, ગર્વ કોઈના

માટે પણ શોભાસ્પદ નથી અને ફક્ત વિચારો અને તમન્નાઓ તથા દા'વો કરવાથી કોઈપણ શ્રેષ્ઠ નથી બની જતું, બલકે સમગ્ર આધાર અમલો ઉપર છે, કોઈના નબી અને કિતાબ કેટલા પણ શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાના હોય, પરંતુ તે અનુયાયીઓ ખોટા અમલો કરશે, તો તેની સજા અવશ્ય ભોગવશે કે તેને બચાવનારો પણ કોઈ નહીં મળે.

આ આયત જ્યારે નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.)ને એ બાબત ઘણી કઠોર લાગી. ઈમામ મુસ્લિમ, તિરમિઝી, નસાઈ અને ઈમામ અહમદ (રહ.)એ હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી આ રિવાયત નકલ કરી છે કે, તેમણે ફરમાવ્યું, "જ્યારે આ આયત નાઝિલ થઈ مَنْ يَّعْمَلْ سُوْٓءًا يُّجْزَ بِهٖ એટલે કે, "જે કોઈ બુરાઈ કરશે તેની સજા ભોગવશે." તો અમોને સખત રંજ અને ગમ થયો અને ફિકરમાં પડી ગયા, અમે રસૂલુલ્લાહ ﷺને વિનંતી કરી કે, આ આયતે તો કંઈ જ છોડ્યું નથી, નાની સરખી બુરાઈ પણ થશે તો તેનો બદલો ભોગવવો પડશે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, ચિંતામાં ન પડો અને પોતાની શક્તિ અને ક્ષમતા પ્રમાણે અમલ કરતા રહો, કારણ કે (જે સજાનું અહીંયાં વર્ણન છે, જરૂરી નથી કે, જહન્નમની જ સજા હોય બલકે,) તમને દુનિયામાં જે કંઈ મુસીબત અથવા તકલીફ પડે છે તે તમારા ગુનાહોનો કફ્ફારો અને બુરાઈનો બદલો હોય છે. એટલે સુધી કે, જો કોઈના પગમાં કાંટો વાગી જાય તો તે પણ ગુનાહનો કફ્ફારો છે."

એક રિવાયતમાં છે કે, "મુસલમાનોને દુનિયામાં જે કોઈ પણ ગમ, તકલીફ, બીમારી અથવા ચિંતા થાય છે તે તેના ગુનાહોનો કફ્ફારો બની જાય છે."

જામેઅ્ તિરમિઝી અને તફસીર ઈબ્ને જરીર વગેરેએ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)થી રિવાયત કરી છે કે, "નબીએ કરીમ ﷺએ જ્યારે આ આયત وَمَنْ يَّعْمَلْ سُوْٓءًا يُّجْزَ بِهٖ તેમને સંભળાવી તો તેમના ઉપર એવો અસર થયો, જેમકે કમર તૂટી ગઈ હોય. રસૂલે કરીમ ﷺએ આ અસર જોઈને ફરમાવ્યું, શું વાત છે? તો હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! અમારામાંથી કોણ એવો છે જેણે કોઈ બુરાઈ નથી કરી અને જ્યારે દરેક બુરાઈનો બદલો મળે છે તો અમારામાંથી કોણ બચશે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, હે

અબૂબક્ર ! તમે અને તમારા મો'મિન ભાઈ કોઈ ફિકર–ચિંતા ન કરે, કારણ કે દુનિયાની તકલીફો દ્વારા તમારા લોકોના ગુનાહોનો કફ્ફારો થઈ જશે.''

એક રિવાયતમાં છે કે, ''રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, શું તમે બીમાર નથી થતા ? શું તમને કોઈ મુસીબત અને ગમ નથી પહોંચતો ? સિદ્દીકે અકબર (રદિ.)એ વિનમ્રતાથી કહ્યું, બેશક ! બધી વસ્તુઓ પહોંચે છે. રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, બસ, આ જ બદલો છે તમારી બુરાઈઓનો !''

હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની એક હદીષમાં છે, જેને અબૂદાવુદ વગેરેએ રિવાયત કરી છે કે, ''બંદાને જે તાવ અથવા તકલીફ પહોંચે છે અથવા કાંટો વાગે છે, તો એ તેના ગુનાહોનો કફ્ફારો બની જાય છે. એટલે સુધી કે, કોઈ વ્યક્તિ પોતાની કોઈ વસ્તુ એક ખિસ્સામાં શોધે પરંતુ બીજા ખિસ્સામાંથી મળે, આટલી તકલીફથી પણ તેના ગુનાહોનો કફ્ફારો થાય છે.''

ખુલાસો એ છે કે, આ આયતથી મુસલમાનોને પણ આ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, ફક્ત દા'વાઓ અને તમન્નાઓમાં ન રાચો બલકે, અમલની ચિંતા કરો. કારણ કે, સફળતા ફક્ત એ નથી કે તમે ફલાણા નબી અથવા ફલાણા કિતાબના નામ લેનારા છો ! બલકે, અસલી સફળતા તેમાં છે કે, તેમના ઉપર સહીહ ઈમાન અને તેમના બતાવ્યા પ્રમાણે નેક અમલોના પાબંદ રહો. ઈરશાદ છે, وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ مِنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَاُولٰٓئِكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ وَلَا يُظْلَمُوْنَ نَقِيْرًا ط ''જે પુરુષ અથવા સ્ત્રી નેક અમલ કરે એ શરતે કે, આ અમલની સાથે ઈમાન પણ હોય તો અવશ્ય જન્નતમાં જશે અને તેમના અમલોનો બદલો પૂરે–પૂરો મળશે, જેમાં જરા પણ કમી કરવામાં નહીં આવે,'' એમાં ઈશારો એ ફરમાવ્યો છે કે, અહલે કિતાબ અથવા બીજા ગેરમુસ્લિમો જો તેમના અમલો નેક પણ હોય તો તેમનું ઈમાન સહીહ ન હોવાના કારણે તેમના આ અમલો સ્વીકાર્ય નથી અને મુસલમાનોનું કારણ કે, ઈમાન પણ સહીહ છે અને અમલો પણ નેક છે એટલા માટે તેઓ સફળ છે અને અન્યો કરતાં શ્રેષ્ઠ છે.

**અલ્લાહ તઆલા નજીક સ્વીકૃતીનું એક માપદંડ :**

ત્રીજી આયતમાં શ્રેષ્ઠતા અને અલ્લાહ તઆલા નજીક સ્વીકૃત હોવાનું

માપદંડ બતાવવામાં આવ્યું, જેમાં એ બાબતનો સાચો ફેંસલો થઈ શકે છે કે, કોણ સ્વીકૃત છે અને કોણ ધિક્કારપાત્ર ! આ માપદંડના બે વિભાગો છે, તેમાં જો એકમાં પણ ગરબડ થાય તો બધા પ્રયત્નો બેકાર અને વ્યર્થ થઈ જાય છે અને જો વિચાર કરવામાં આવે તો દુનિયામાં જ્યાં પણ કોઈ ગુમરાહી અથવા દુષ્કૃત્યો છે ત્યાં આ જ બે વિભાગોમાંથી કોઈ એક વિભાગમાં ગરબડ પૈદા થઈ ગઈ હોવાના કારણે છે. મુસલમાનો અને ગેરમુસ્લિમોમાં સરખામણી કરવામાં આવે અથવા પોતે મુસલમાનોના ફિરકાઓ, જૂથો અને પાર્ટીઓમાં મુકાબલો કરીએ તો જાણ થશે કે, આ જ બે મુદ્દા છે જેમાંથી કોઈ એક ઉપરથી હટી જવું પણ માણસને અપમાન અને ઝિલ્લતના ખાડામાં ફેંકી દે છે. ઈરશાદ છે, وَمَنْ اَحْسَنُ دِيْنًا مِّمَّنْ اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ وَّ اتَّبَعَ مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ؕ એટલે કે, તે વ્યક્તિથી ઉત્તમ કોઈનો દીન નથી હોઈ શકતો, જેમાં બે વાતો જોવા મળે. એક اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ એટલે કે, પોતાની જાતને અલ્લાહને સોંપી દે, રિયાકારી (દેખાડો) અથવા દુનિયા બનાવવા માટે નહીં બલકે, ઈખ્લાસ સાથે અલ્લાહને રાજી કરવા માટે અમલ કરે.

અને બીજું وَهُوَ مُحْسِنٌ એટલે કે, "તે અમલ પણ સીધા માર્ગે કરે," ઈમામ ઈબ્ને કષીર (રહ.) પોતાની તફસીરમાં ફરમાવે છે કે, "સાચી પદ્ધતિ ઉપર અમલ કરવાનો અર્થ એ છે કે, તેનો અમલ ફક્ત પોતે બનાવેલ પદ્ધતિ પ્રમાણે ન હોય બલકે, શરીઅતે મુતહ્હરહના બતાવેલા તરીકા ઉપર હોય. અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺની તા'લીમ પ્રમાણે હોય."

આ બાબતથી જાણ થઈ કે, અલ્લાહ તઆલા નજીક કોઈપણ અમલ સ્વીકાર્ય હોવાની બે શરતો છે. એક ઈખ્લાસ અને બીજું અમલને સાચી રીતે એટલે કે, શરીઅત અને સુન્નત પ્રમાણે કરવામાં આવે. આ બંને શરતોમાંથી પ્રથમ શરત ઈખ્લાસનો સંબંધ માણસના બાતિન (અંતરાત્મા) અને દિલ સાથે છે અને બીજી શરત એટલે કે, શરીઅત પ્રમાણે હોવાનો સંબંધ માણસના જાહેર સ્વરૂપ ઉપર છે. જ્યારે આ બંને શરતો કોઈ વ્યક્તિ પૂરી કરી લે તો તેનું બાહ્ય સ્વરૂપ અને આંતરિક સ્વરૂપ દુરુસ્ત થઈ ગયું અને જ્યારે તેમાંથી કોઈ શરત છૂટી ગઈ તો અમલ વ્યર્થ થઈ ગયો. ઈખ્લાસ ન રહ્યો તો તે અમલી મુનાફિક બની ગયો અને શરીઅતની તાબે'દારી છૂટી ગઈ તો તે ગુમરાહ થઈ ગયો.

**કૌમોની ગુમરાહી (સીધા માર્ગથી ભટકવા)નું કારણ ઇખ્લાસ અને અમલની સુધારણાનો અભાવ છે :**

કૌમો અને ધર્મોના ઈતિહાસ ઉપર નજર નાંખો તો જાણ થશે કે, જેટલા પણ માર્ગ ભટકેલ ફિરકાઓ અને કૌમો દુનિયામાં છે, તે કોઈનામાં ઈખ્લાસ નથી, કોઈનામાં સાચો અમલ નથી. આ જ બે જૂથો છે જેનું વર્ણન સૂરએ ફાતિહામાં "સિરાતે મુસ્તકીમ"થી હટી જવાના બારામાં مَغۡضُوۡبِ عَلَيۡهِمۡ અને ضَآلِّيۡنَ ના શબ્દો દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે. مَغۡضُوۡبِ عَلَيۡهِمۡ તે લોકો છે જેમનામાં ઈખ્લાસ નથી અને ضَآلِّيۡنَ તે લોકો છે જેમનો અમલ દુરુસ્ત નથી. પ્રથમ જૂથ મનેચ્છાઓનો શિકાર છે અને બીજું જૂથ શંકાઓનો !

પ્રથમ શરત એટલે કે, ઈખ્લાસની જરૂરત અને એના ન હોવાના સ્વરૂપમાં અમલનું બેકાર થવું તો સામાન્ય રીતે બધા સમજે છે, પરંતુ સારા અમલો એટલે કે, શરીઅતની તાબે'દારીની શરત ઉપર ઘણા મુસલમાનો ધ્યાન નથી આપતા. એવું સમજે છે કે, નેક અમલોને જેવી રીતે ચાહો કરી લો, જ્યારે કે કુર્આને કરીમે અને સુન્નતે સ્પષ્ટતા કરી દીધી છે કે, નેક અમલો ફક્ત નબીએ કરીમ ﷺની તા'લીમ અને તેમની સુન્નતની તાબે'દારી ઉપર અવલંબિત છે, તેનાથી ઓછો અમલ કરવો પણ ગુનોહ છે અને તેને વધારી લેવું પણ ગુનોહ છે. જે પ્રમાણે ઝુહ્રની ચાર રકા'તના બદલે ત્રણ રકા'ત નમાઝ પઢવી ગુનોહ છે એ જ પ્રમાણે પાંચ રકા'ત પઢવી પણ ગુનોહ છે. કોઈપણ ઈબાદતમાં જે શરત અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺએ લગાવી છે, તેમાં પોતાના તરફથી શરતોમાં વધારો કરવો અથવા રસૂલે કરીમ ﷺની બતાવેલી પદ્ધતિથી અલગ સ્વરૂપ અને તરીકો અપનાવવો આ બધું નાજાઈઝ અને નેક અમલો વિરુદ્ધ બાબત છે. ભલે દેખાવમાં તે ગમે તેટલો સારો અમલ કેમ ન લાગતો હોય ! બિદ્અતો અને નાપાકીઓ જેને રસૂલે કરીમ ﷺએ ગુમરાહી ઠરાવી છે અને તેનાથી બચવાની તાકીદ અને હિદાયતો કરી છે; આ બધું આ જ પ્રકારમાંથી છે, અજ્ઞાની વ્યક્તિ તેને સંપૂર્ણ ઈખ્લાસ સાથે અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺની ખુશી પ્રાપ્ત કરવા તથા ઈબાદત અને સવાબ સમજી કરતો રહે છે પરંતુ શરીઅતે મુહમ્મદી ﷺમાં તેનો આ અમલ વ્યર્થ અને બેકાર છે અને ગુનાહનું કારણ બને છે. એ જ કારણે કુર્આને કરીમે વારંવાર નેક અમલો એટલે કે, સુન્નતે રસૂલની તાબે'દારી

કરવાની તાકીદ ફરમાવી. સૂરએ મુલ્કમાં છે, لِيَبْلُوَكُمْ اَيُّكُمْ اَحْسَنُ عَمَلًا અહીંયાં اَحْسَنُ عَمَلًا (અહ્સનુ અમલા) ફરમાવ્યું, અને اَكْثَرُ عَمَلًا (અકષરુ અમલા) ન ફરમાવ્યું. એટલે કે, વધારે અમલ કરવાનું વર્ણન કર્યું નથી, બલકે, સારા અમલ કરવાનું વર્ણન કર્યું છે અને સારો અમલ તે જ છે જે રસૂલુલ્લાહ ﷺની સુન્નત પ્રમાણે થયો હોય.

કુર્આને કરીમમાં એક બીજી આયતમાં આ જ નેક અમલો (કર્મો) અને સુન્નતની તાબે'દારીને આ શબ્દોમાં ઓળખાવી છે. وَمَنْ اَرَادَ الْاٰخِرَةَ وَسَعٰى لَهَا سَعْيَهَا એટલે કે, પ્રયત્નો અને અમલ તે લોકોના જ સ્વીકાર્ય છે જેમની નિય્યત પણ ખાલિસ આખિરતની હોય અને જેમના પ્રયત્નો પણ યોગ્ય દિશામાં હોય અને એ પ્રમાણે હોય જે પ્રમાણે રસૂલે કરીમ ﷺએ પોતાની ઉમ્મતને પોતાના હુકમો અને અમલ દ્વારા બતાવ્યા છે. એનાથી હટીને જો પ્રયત્નોમાં ઉણપ રહી જાય અથવા વધારે થાય તો એ બંને વસ્તુઓ યોગ્ય પ્રયત્નો નથી અને યોગ્ય પ્રયત્નો તે જ છે જેનું બીજું નામ હુસ્ને અમલ (નેક અમલો) છે, જે આ આયતમાં પ્રસ્તુત થયા છે.

**ખુલાસો :**

ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલા નજીક કોઈ અમલ સ્વીકાર્ય હોવાની બે શરતો છે. એક, ઈખ્લાસ અને બીજું, હુસ્ને અમલ અને હુસ્ને અમલ સુન્નતે રસૂલ ﷺની તાબે'દારી કરવાનું નામ છે. એટલા માટે ઈખ્લાસની સાથે હુસ્ને અમલ કરનારા લોકોની એ ફરજ છે કે, અમલ કરતા પહેલાં જાણી લે કે, રસૂલુલ્લાહ ﷺએ આ અમલ કેવી રીતે કર્યો છે ? અને તેના વિશે શું માર્ગદર્શન આપ્યું છે ? અમારા જે અમલો સુન્નત તરીકાથી હટી ગયા હશે તો તે સ્વીકાર્ય નહીં થાય. નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત, સદકહ, ખયરાત અને અલ્લાહનો ઝિક્ર તથા દુરૂદો સલામ બધામાં આ જ કાળજી રાખવી જરૂરી છે કે, રસૂલે કરીમ ﷺએ આ અમલને કેવી રીતે કર્યો હતો ? અને કેવી રીતે કરવાનો હુકમ કર્યો છે ? છેલ્લી આયતમાં ઈખ્લાસ અને નેક અમલોનું એક ઉદાહરણ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું રજૂ કરીને તેમની તાબે'દારીનો હુકમ આપવામાં આવ્યો, وَاتَّخَذَ اللّٰهُ اِبْرٰهِيْمَ خَلِيْلًا ફરમાવીને એ બાજુ ઈશારો કરી આપ્યો કે, હઝરત ખલીલ (અલૈ.)નું ઉચ્ચ સ્થાન

એ જ કારણે છે કે, તેઓ નિખાલસ પણ હતા અને ઉચ્ચ કક્ષાનું સ્થાન પણ ધરાવતા હતા અને તેમના અમલ (કર્મો) પણ અલ્લાહ તબારક વ તઆલાના હુકમ પ્રમાણે સહીહ અને દુરુસ્ત હતા.

———————————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૨૭ થી ૧૩૦)

وَيَسْتَفْتُوْنَكَ فِي النِّسَآءِ ؕ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِيْهِنَّ ۙ وَمَا يُتْلٰى عَلَيْكُمْ فِي
الْكِتٰبِ فِيْ يَتٰمَى النِّسَآءِ الّٰتِيْ لَا تُؤْتُوْنَهُنَّ مَا كُتِبَ لَهُنَّ وَتَرْغَبُوْنَ اَنْ
تَنْكِحُوْهُنَّ وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ الْوِلْدَانِ ۙ وَاَنْ تَقُوْمُوْا لِلْيَتٰمٰى بِالْقِسْطِ ؕ
وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ كَانَ بِهٖ عَلِيْمًا ﴿١٢٧﴾ وَاِنِ امْرَاَةٌ خَافَتْ مِنْ بَعْلِهَا
نُشُوْزًا اَوْ اِعْرَاضًا فَلَا جُنَاحَ عَلَيْهِمَآ اَنْ يُّصْلِحَا بَيْنَهُمَا صُلْحًا ؕ وَالصُّلْحُ خَيْرٌ ؕ
وَاُحْضِرَتِ الْاَنْفُسُ الشُّحَّ ؕ وَاِنْ تُحْسِنُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ
خَبِيْرًا ﴿١٢٨﴾ وَلَنْ تَسْتَطِيْعُوْٓا اَنْ تَعْدِلُوْا بَيْنَ النِّسَآءِ وَلَوْ حَرَصْتُمْ فَلَا تَمِيْلُوْا
كُلَّ الْمَيْلِ فَتَذَرُوْهَا كَالْمُعَلَّقَةِ ؕ وَاِنْ تُصْلِحُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ
غَفُوْرًا رَّحِيْمًا ﴿١٢٩﴾ وَاِنْ يَّتَفَرَّقَا يُغْنِ اللّٰهُ كُلًّا مِّنْ سَعَتِهٖ ؕ وَكَانَ اللّٰهُ وَاسِعًا حَكِيْمًا ﴿١٣٠﴾

### તરજુમો :

*અને તમારી પાસે સ્ત્રીઓના નિકાહની રજા માંગે છે, કહી આપો ! તમને તેમની પરવાનગી આપે છે અને તે જે તમને કુર્આનમાં સંભળાવવામાં આવે છે, બસ તે યતીમ સ્ત્રીઓનો હુકમ છે જેમને તમે નથી આપતા જે તેમના માટે નક્કી કર્યું છે, અને ઈચ્છો છો કે તેમને નિકાહમાં લઈ આવો અને "મુસ્તદ્અફીન" (અશક્ત) બાળકોનો હુકમ છે; અને એ કે યતીમોના હકમાં ઈન્સાફ ઉપર કાયમ રહો અને જે ભલાઈ કરશો, બસ તે અલ્લાહને ખબર છે. (૧૨૭) અને જો કોઈ સ્ત્રી પોતાના પતિના લડવા (કજિયા–કંકાસ)થી*

*ડરે અથવા (તેના) જીવ (મન) ભરાઈ જવાથી; તો બંને ઉપર કંઈ ગુનોહ નથી કે પરસ્પર કોઈ રીતે સુલેહ કરી લે, અને સુલેહ ભલી વસ્તુ છે અને દિલોની સામે (માનવ સ્વભાવમાં) લાલચ મોજૂદ છે, અને જો તમે નેકી (ભલાઈ) કરો અને પરહેઝગારી કરો (અલ્લાહથી ડરો) તો અલ્લાહને તમારા બધા કામોની ખબર છે. (૧૨૮) અને તમે કદાપિ સ્ત્રીઓ વચ્ચે (સાચી) સમાનતા રાખી શકશો નહીં, ભલે તેની હિરસ (તમન્ના) કરો, બસ (એક પક્ષે એવા) બિલકુલ ન ઢળી જાઓ કે એક સ્ત્રીને જાણે કે અદ્ધર લટકતી રાખો, અને જો સમાધાન કરતા રહો અને પરહેઝગારી કરતા રહો તો અલ્લાહ મહાન બખ્શનાર મહેરબાન છે. (૧૨૯) અને જો બંને અલગ (છૂટા) થઈ જાય તો અલ્લાહ પોતાની વિશાળતા (સામર્થ્ય) વડે દરેકને બેપરવા કરી દેશે, અને અલ્લાહ વિશાળતાવાળો (સમર્થ) તદ્‌બીરવાળો (હકીમ) છે. (૧૩૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

શરૂઆતની આયતમાં યતીમો અને સ્ત્રીઓના ખાસ હુકમો અને તેમના અધિકારો અદા કરવા વાજિબ હોવાનું વર્ણન હતું. કારણ કે, અજ્ઞાનતાના યુગમાં ઘણા લોકો તેમને વારસો જ આપતા ન હતા, અમુક લોકો જે માલ તેમને વારસામાં અથવા અન્ય કોઈ રીતે મળતો હતો તેને નાજાઇઝ પદ્ધતિથી ખાઈ જતા હતા અને અમુક તેમની સાથે નિકાહ કરીને તેમને પૂરી મહર પણ આપતા ન હતા. ઉપરોક્ત વર્ણનમાં આ બધી ખરાબીઓ ઉપર પ્રતિબંધ લાદવામાં આવ્યો, એ બાબતે અમુક ઘટનાઓ ઘટી. અમુકે તો એવો વિચાર કર્યો કે, સ્ત્રીઓ અને બાળકો વ્યક્તિગત રીતે વારસાના અધિકારી જ નથી, કોઈ સમયે મસ્લિહતના કારણે આ હુકમ અમુક લોકો માટે થઈ ગયો છે. આશા છે કે, કદાચ રદ થઈ જાય! અને અમુક લોકો એવી રાહ જોવા લાગ્યા, પરંતુ જ્યારે આ હુકમ રદ ન થયો ત્યારે તેમણે એ મશ્વરો કર્યો કે, પોતે રસૂલુલ્લાહ ﷺને પૂછવું જોઈએ અને તેઓએ રસૂલુલ્લાહ ﷺની સેવામાં ઉપસ્થિત થઈને આ વિશે પૂછ્યું. ઇબ્ને જરીરે અને ઇબ્નુલ મુંઝરે આ આયતનો સબબે નુઝૂલ (આયત ઊતરવાનું કારણ) આ જ સવાલ હોવાનું વર્ણન કર્યું છે અને ત્યાર પછીની આયતોમાં સ્ત્રીઓ વિશે અમુક અન્ય મસ્અલાઓ વર્ણન કરવામાં આવ્યા છે. *(બયાનુલ કુર્આન)*

## તફસીર :

અને જે લોકો તમને સ્ત્રીઓ(ના વારસા અને મહર) વિશે હુકમ પૂછે છે, આપ (ﷺ) ફરમાવી આપો કે, અલ્લાહ તઅલાએ તમને તેમના વિશે (તે જ પાછલો) હુકમ આપ્યો છે અને તે આયતો પણ (તમને હુકમ આપે છે) કે જે (તેનાથી પહેલાં નાઝિલ થઈ ચૂકી છે અને) કુર્આનની અંદર તમને પઢીને સંભળાવવામાં આવે છે (કારણ કે કુર્આનની તિલાવતમાં તે આયતોની તિલાવત પણ દેખીતું છે કે, થયા જ કરતી હતી) કે જે તે યતીમ સ્ત્રીઓ વિશે (નાઝિલ થઈ ચૂકી) છે, જે(ની સાથે તમારો આ વ્યવહાર છે કે, જો તે પૈસાદાર અને ખૂબસૂરત હોય તો તમે તેનાથી નિકાહ કરો છો, પરંતુ) તેમને (શરીઅત પ્રમાણે) તેમનો હક (વારસો અથવા મહરનો) નક્કી છે તે નથી આપતા અને (જો તે ખૂબસૂરત ન હોય, ફક્ત માલદાર હોય તો) તેમની સાથે (ખૂબસૂરત ન હોવાના કારણે) નિકાહ કરવાથી નફરત કરો છો (પરંતુ માલદાર હોવાના કારણે એ ડરથી કે, ક્યાંક આ માલ અન્ય સ્થળે ન ચાલ્યો જાય, જેથી અન્ય કોઈની સાથે નિકાહ કરવા દેતા નથી) અને (જે આયતો કે) કમજોર બાળકોના વિશે અને (જે આયતો કે) એ વિશે (છે) કે યતીમોની (બધી) કાર્યવાહી (સામાન્ય રીતે તેમની મહર અથવા વારસા સંબંધી હોય અથવા અન્ય કોઈ બાબત વિશે) ન્યાયની સાથે કરો (આ પાછલી આયતોના વિષય વિશે હુકમ થયો, બસ તે આયતો પોતાના વિષયમાં હવે તમારી જવાબદારી વાજિબ કરી રહી છે અને તેનો હુકમ જેવો છે એવો જ બાકી રાખવામાં આવ્યો છે, હવે તમે તે પ્રમાણે અમલ કરો) અને જે નેક કામ કરશો (સ્ત્રીઓ વિશેના હુકમમાં અથવા અન્ય હુકમો પૂરા કરીને તો) નિઃશંક ! અલ્લાહ તઆલા ખૂબ જાણનારો છે, (તમને તેનો સારો બદલો આપશે અને અલ્લાહ જે નેક કામો નથી તેને પણ જાણે છે પરંતુ અત્રે ભલાઈનું પ્રોત્સાહન આપવાનો હેતુ છે, એટલા માટે આવું વિશેષ સ્વરૂપે કહેવામાં આવ્યું) અને જો કોઈ સ્ત્રીને (ચોક્કસ અનુમાન હોય કે) પોતાના પતિથી ચોક્કસ એવી બદ્દિમાગી (કજિયા-કંકાસ)ની સંભાવના હોય અથવા બેપરવાહી (અને બેરુખી-અવગણના)નો ડર હોય, બસ (એવી પરિસ્થિતિમાં) બંનેને એ બાબતમાં કોઈ ગુનોહ નથી કે તેઓ બંને પરસ્પર એક ખાસ પદ્ધતિથી સુલેહ કરી લે (એટલે કે, સ્ત્રી પોતાના એવા પતિની પાસે રહેવા ઇચ્છે જે સંપૂર્ણ હક અદા કરવા

ઈચ્છતો નથી, એટલા માટે તેને તે છોડી દેવા ઈચ્છે છે તો સ્ત્રી માટે જાઈઝ છે કે, પોતાના અમુક હકોને છોડી દે, દાખલા તરીકે, ભરણ-પોષણ મા'ફ કરી દે અથવા તેનું પ્રમાણ ઓછું કરી દે અથવા પોતાનો વારો મા'ફ કરી દે, જેથી તે છોડી ન દે અને પતિ માટે પણ જાઈઝ છે કે તેની મા'ફીનો સ્વીકાર કરી લે) અને (વિવાદ અથવા કજિયામાં તો) આ સુલેહ (જ) ઉત્તમ છે અને (આવી સુલેહ કરવી કંઈ મુશ્કેલ વાત નથી કારણ કે, માનવ) સ્વભાવ (સ્વાભાવિક રીતે) લાલચની સાથે જોડાયેલ હોય છે. (જ્યારે તેની લાલચ પૂરી થઈ જાય છે તો તે રાજી થઈ જાય છે, બસ જ્યારે પતિ જોશે કે મને આર્થિક અને શારીરિક આઝાદીમાં કોઈ સ્વાભાવિક રીતે નુકસાન નથી અને મફતમાં પત્ની મળે છે તો તે કદાચ તેને પોતાના નિકાહમાં જ રાખવા તૈયાર થઈ જશે અને પત્નીની નિકાહમાં રહેવાની લાલચ ભલે ગમે તેના લીધે હોય, દેખીતું છે કે સુલેહનું તે જ મૂળ કારણ છે. બસ, બંને પક્ષે એક ખાસ પ્રકારના લાભની પૂર્ણતા થઈ ગઈ અને એટલે તેમણે સુલેહ કરી લીધી) અને (હે પુરુષો !) જો તમે (પોતે સ્ત્રીઓ સાથે) સારો વર્તાવ રાખો (અને તેમના હકો મા'ફ કરાવવાના ઈચ્છુક ન હોવ) અને તેમની સાથે (ખોટો વર્તાવ અને નિરસતા દાખવવાથી) બચતા રહો તો (તમને સવાબ મળશે કારણ કે,) નિઃશંક ! અલ્લાહ તઆલા તમારા આ'માલોની સારી રીતે ખબર રાખે છે (અને નેક અમલો ઉપર સવાબ આપ્યા કરે છે) અને (સ્વાભાવિક રીતે) તમારાથી એવું તો કદી નહીં થઈ શકે કે બધી પત્નીઓમાં (દરેક રીતે) સમાનતા રાખો (એટલે સુધી કે તમારા દિલની આકર્ષણના વલણમાં પણ) બસ, (આ સમાનતાને તમે ગમે એટલી ઈચ્છા કરો અને તમે ગમે એટલા પ્રયત્નો કરો પરંતુ કારણ કે, દિલનું વલણ અનિચ્છાવર્તી એટલે કે કાબૂ બહાર હોય છે, એટલા માટે તે તમારા કાબૂ બહારની વાત છે. બસ, જે સ્વાભાવિક રીતે તમારા કાબૂમાં નથી તેમાં પણ જો કદાચ તમે સમાનતા રાખો તો આ આયતથી તેનો નકાર કરવાનો હેતુ નથી. મતલબ કે, જ્યારે તમારા અધિકારમાં નથી તો તમે તેના માટે જવાબદાર પણ નથી પરંતુ આ અનિચ્છાવર્તી હોવાના કારણથી એ જરૂરી નથી હોતું કે, જાહેર હકોમાં પણ સમાનતા અપનાવવામાં ન આવે. બલકે, તે તો ઈચ્છાવર્તી છે અને જ્યારે તે તમારા કાબૂમાં છે) તો (તમારા ઉપર વાજિબ છે કે,) તમે બિલકુલ એક જ પક્ષે ન ઢળી જાઓ (બિલકુલનો મતલબ એ છે કે, તમારા

બાતિનથી પણ જેમાં તમે અશક્ત હતા અને બાહ્ય રીતે પણ જેમાં તમે અધિકાર ધરાવો છો, એટલે કે શરીઅતના હકો અદા કરવામાં વાંધા–વચકા ન કરો) જેનાથી તે (મઝલૂમા)ને એવું કરો કે જેના કારણે તે ન આ બાજુ, ન તે બાજુ (એટલે કે અધવચ્ચે) લટકતી હોય (એટલે ન તો તેના હકો અદા કરવામાં આવે કે તેને પતિવાળી સ્ત્રી સમજવામાં આવે અને ન જ તેને તલાક આપવામાં આવે કે તેને પતિ વિનાની સમજવામાં આવે. બલકે, રાખો તો એવી રીતે રાખો) અને (રાખવાના સ્વરૂપમાં જો ભૂતકાળના સમયમાં કોઈ નાપસંદ વ્યવહાર તેની સાથે કરવામાં આવ્યો) જો (આ વ્યવહારમાં અત્યારે) સુધારણા કરી લો અને (આવનાર સમયમાં આવા વ્યવહારથી) બચતા રહો તો (તે પાછલા વ્યવહાર મા'ફ કરવામાં આવશે કારણ કે,) નિઃશંક ! અલ્લાહ તઆલા મોટો બખ્શનાર (અને) મોટો રહમ કરનાર છે. (કારણ કે, સુલેહ દ્વારા બંને પક્ષે હુકૂકુલ ઈબાદ મા'ફ કરાવી લેવામાં આવે છે અને સુલેહ હુકૂકુલ ઈબાદનું મા'ફ કરવાનું જ કામ છે. બસ, સુલેહમાં આ મા'ફી પણ આવી ગઈ. આવું કરવાથી શરઈ દૃષ્ટિએ તવબહ પણ સહીહ થઈ ગઈ કે હવે હુકૂકુલ ઈબાદ પણ બાકી નથી, તો હવે આવી તવબહ સ્વીકાર્ય થઈ જશે) અને જો બંને પતિ–પત્ની(માં કોઈપણ રીતે મેળ બેસતો નથી અને બંને) જુદા થઈ જાય (એટલે કે તલાક અથવા ખુલાઅ્ થઈ જાય) તો (કોઈ તેમનામાંથી ભલે પુરુષનો અત્યાચાર છે અથવા તો પત્નીનો વાંક છે, તો એવું ન સમજે કે બંનેને એકબીજા વિના ચાલી જ નહીં શકે. કારણ કે,) અલ્લાહ તઆલા પોતાની ઉદારતાથી (અને કુદરતથી) બંનેને (દરેકને એકબીજાથી) બેપરવા કરી દેશે (એટલે કે દરેકના જરૂરી કામ, એકબીજા વિના ચાલી જશે) અને અલ્લાહ તઆલા ઘણો ઉદાર અને મોટો હિકમતવાળો છે (કે દરેકને તેનો યોગ્ય માર્ગ કાઢી આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

### લગ્નજીવન સંબંધિત કુર્આનના અમુક માર્ગદર્શનો :

وَاِنِ امْـرَاَةٌ خَافَتْ مِنْۢ بَعْلِـهَا (اِلٰی قَوْلِهٖ) وَاسِعًا حَكِيْـمًا ط આ ત્રણ આયતોમાં અલ્લાહ તઆલાએ લગ્નજીવનના અમુક કડવા–મીઠા પાસાંઓ વિશે માર્ગદર્શન આપ્યું છે, જેનો આ લાંબી જિંદગીના વિવિધ સમયમાં દરેક પતિ–પત્નીને ક્યારેક

તો સામનો કરવો જ પડતો હોય છે, તે છે પરસ્પર મનદુઃખ, તનાવ વગેરે. આ એવી વસ્તુઓ છે કે, એના ઉપર સાચા સિદ્ધાંતો હેઠળ કાબૂ મેળવવાનો પ્રયત્ન કરવામાં ન આવે તો એનાથી ફક્ત પતિ–પત્ની માટે જ દુનિયા જહન્નમ નહીં બને પરંતુ ઘણી વખતે આ ઘરેલુ મનદુઃખ કુટુંબો અને ખાનદાનોમાં પરસ્પર લડાઈ, ઝઘડા, ખૂનામરકી સુધીની નોબત પહોંચાડી દે છે. કુર્આને કરીમમાં સ્ત્રી–પુરુષ બંનેની બધી જ ભાવનાઓ અને લાગણીઓને નજર સમક્ષ રાખી દરેક પક્ષને એક એવી જીવન વ્યવસ્થા બતાવવામાં આવી છે કે, જેના ઉપર અમલ કરવાના પરિણામે મનુષ્યનું ઘર ચોક્કસ દુનિયામાં જ જન્નત બની જશે. ઘરમાં ઊભી થયેલી કડવાશ મહોબ્બત અને રાહતમાં પરિવર્તિત થઈ જશે અને જો અનિવાર્ય સંજોગો ઉપસ્થિત થાય અને છૂટા થવાની નોબત પણ આવી જાય તો પણ સારી રીતે એકબીજા સાથે ભલો વર્તાવ કરી છૂટા પડવાનું છે. સંબંધ વિચ્છેદ પણ એવી રીતે થાય કે અદાવત, દુશ્મની, એકબીજાને તકલીફ આપવાની વૃત્તિ વગેરે બાબતો પોતાની પાછળ છોડી ન જાય.

આયત નં. ૧૨૮ આવી પરિસ્થિતિ વિશે છે, જેમાં અનિચ્છાએ પતિ–પત્ની વચ્ચે સંબંધોમાં તાણ ઊભી થઈ જાય ત્યારે બંને પક્ષને પોતાની જગ્યાએ મા'ઝૂર સમજવામાં આવે અને પરસ્પર કડવાશના કારણે એવી શંકા થઈ જાય કે, પરસ્પર એકબીજાના હકો અદા કરવામાં ઉણપ રહી જશે, જેમકે કોઈ પતિનું તેની પત્નીથી દિલ નથી મળતું અને આ દિલ ન મળવાના કારણો દૂર કરવાનો સ્ત્રીના હાથમાં અધિકાર નથી. દાખલા તરીકે, પત્ની કદરૂપી છે અથવા વૃદ્ધ છે અને પતિ ખૂબસૂરત છે તો દેખીતું છે કે ન તો તેમાં પુરુષનો કોઈ કુસૂર છે અને ન જ પુરુષને ગુનેહગાર સમજી શકાય છે.

એટલા માટે આ આયતના શા'ને નુઝૂલમાં આ જ પ્રકારના અમુક પ્રસંગો મઝહરી વગેરેએ નકલ કર્યા છે. આવી પરિસ્થિતિમાં પુરુષ માટે તો એક સામાન્ય નિયમ કુર્આને કરીમે આ બતાવ્યો કે, فَاِمْسَاكٌ بِمَعْرُوْفٍ اَوْتَسْرِيْحٌ بِاِحْسَانٍ (૨:૨૨૯) તે સ્ત્રીને નિયમ પ્રમાણે રાખવી હોય તો તેના પૂરા હકો અદા કરીને રાખો અને જો તેની શક્તિ ન હોય તો તેને ભલાઈથી સદ્‌વર્તન કરી સ્વતંત્ર કરી આપો, હવે આ સ્ત્રી પણ આઝાદ થવા માટે તૈયાર છે તો મા'મલો ચોખ્ખો થઈ

ગયો કે, સંબંધનો વિચ્છેદ પણ સારી રીતે સારા વાતાવરણમાં થઈ જશે. પરંતુ આવી પરિસ્થિતિમાં સ્ત્રી કોઈ કારણથી આઝાદી નથી ઇચ્છતી, ભલે તે પોતાની ઔલાદના ફાયદાના કારણથી અથવા એ કારણથી કે તેનો કોઈ બીજો સહારો નથી, તો અહીંયાં એક રસ્તો છે કે, પતિને કોઈ વસ્તુ ઉપર રાજી કરી લે. દાખલા તરીકે, સ્ત્રી પોતાના બધા જ અથવા તો અમુક હકોની માંગણી છોડી દે અને પતિ એવો વિચાર કરે કે, ઘણા બધા હકોથી તો છૂટછાટ મળે છે, પત્ની મફતમાં મળે છે તો હવે સુલેહ થઈ જાય.

કુર્આને કરીમે આ આયતમાં એક તો આ પ્રકારની સુલેહ સંભવિત હોવાનું માર્ગદર્શન આ રીતે કર્યું, وَاُحْضِرَتِ الْاَنْفُسُ الشُّحَّ એટલે કે, લાલચ દરેક વ્યક્તિની સામે પડેલી હોય છે. આવી સુલેહમાં સ્ત્રીને તો એવી લાલચ હોય છે કે, જો મને આઝાદ કરી દેવામાં આવશે, તો મારી ઔલાદ બરબાદ થઈ જશે અથવા મારી જિંદગી બીજી જગ્યાએ વધારે કડવી હશે અને પતિને એ લાલચ છે કે, જ્યારે સ્ત્રીએ પોતાની બધી મહર અથવા થોડી મહર અથવા અન્ય હકો મા'ફ કરી દીધા, તો હવે તેને રાખવામાં મારી શું મુશ્કેલી છે ? એટલા માટે પરસ્પર સુલેહ સરળ બની જશે, એની સાથે ઇરશાદ ફરમાવ્યો, وَاِنِ امْرَأَةٌ خَافَتْ مِنْ بَعْلِهَا نُشُوْزًا اَوْاِعْرَاضًا فَلَا جُنَاحَ عَلَيْهِمَا اَنْ يُّصْلِحَا بَيْنَهُمَا صُلْحًا، એટલે, "જો કોઈ સ્ત્રી પોતાના પતિથી લડાઈ-ઝઘડો અથવા બેરૂખીનો ખતરો મહસૂસ કરે તો બંનેમાંથી કોઈના માટે ગુનોહ નહીં થાય જો તેઓ પરસ્પર ખાસ શરતો ઉપર સુલેહ કરી લે" અને ગુનોહ ન થવાના વિષયથી તેને એટલા માટે ઓળખાવ્યો કે, આ મા'મલાનું સ્વરૂપ જાહેરમાં લાંચ-રૂશ્વત જેવું લાગે છે કે, પતિને મહર વગેરે મા'ફીની લાલચ આપી લગ્નજીવનનો સંબંધ બાકી રાખવામાં આવ્યો છે. પરંતુ કુર્આનના આ ઇરશાદે સ્પષ્ટ કરી દીધું કે, આ બાબત રૂશ્વત (લાંચ)માં સામેલ નથી. બલકે, મસ્લિહત (હિત સંબંધી) છે, જેમાં બંને પક્ષ પોત-પોતાની માંગણીઓ છોડીને કોઈ વચ્ચેના રસ્તા ઉપર રાજી થઈ જાય છે અને આવું કરવું જાઇઝ છે.

**પતિ-પત્નીના ઝઘડામાં અન્યોએ વિના કારણે દખલગીરી કરવી યોગ્ય નથી :**

તફસીરે મઝહરીમાં છે કે, આ સ્થળે અલ્લાહ તઆલાએ اَنْ يُّصْلِحَا بَيْنَهُمَا

صُلْحًا ફરમાવ્યું. એટલે કે, પતિ–પત્ની બંને પરસ્પર કોઈ વચ્ચેના માર્ગ ઉપર સુલેહ કરી લે, તેમાં શબ્દ بَيْنَهُمَا (બયનહુમા)થી એ તરફ ઈશારો થાય છે કે, પતિ–પત્નીના મા'મલામાં બહેતર એ જ છે કે, કોઈ ત્રીજી વ્યક્તિએ દખલગીરી ન કરવી, તે બંને પોતે જ પરસ્પર કોઈ બાબત નક્કી કરી લે. કારણ કે, ત્રીજી વ્યક્તિની દખલગીરીથી ક્યારેક સુલેહ કરવી જ શક્ય નથી હોતી અને જો સુલેહ થઈ પણ જાય તો બંને પક્ષની એબો (ખામીઓ) ત્રીજા વ્યક્તિની સામે વિના કારણે જાહેર થઈ જાય છે, જેનાથી બચવું બંને માટે સારી બાબત છે.

પ્રસ્તુત આયતમાં અંતે ફરમાવ્યું, وَاِنْ تُحْسِنُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا એટલે કે, આવી પરિસ્થિતિમાં જ્યારે કે તમારું દિલ પત્નીથી નથી મળતું અને એ કારણે તમે તેના હકો અદા કરવા મુશ્કેલ સમજીને તેને આઝાદ કરવા ઈચ્છો છો, જો કે નિયમ પ્રમાણે તમને આઝાદ કરવાનો અધિકાર પ્રથમથી જ પ્રાપ્ત થયો છે અને આયતના શરૂઆતના વાક્યની રૂએ સ્ત્રી અમુક માંગણીઓ છોડી દે તો સુલેહ કરી લેવી પણ જાઈઝ છે. પરંતુ જો અલ્લાહ તઆલાનો ડર સામે રાખે અને ઉપકારથી કામ લે તથા દિલ ન મળતું હોવા છતાં તેની સાથે સંબંધ નિભાવે અને તેમના હકો પણ પૂરા કરે, તો તમારા આ નેક અમલો અલ્લાહ તઆલાની સામે છે, જેનું પરિણામ દેખીતું છે કે, અલ્લાહ તઆલા તમારી આ સહનશીલતા અને નેક અમલના બદલામાં એવી નેઅ્મતો અને હકો આપશે કે જેની તમે કલ્પના પણ નથી કરી શકતા. કદાચ, આ જ કારણે અહીંયાં ફક્ત આટલું બતાવીને છોડી દીધું કે, “તમારો આ નેક અમલ અમારી સામે છે” એવું વર્ણન ન કર્યું કે તેનો બદલો શું આપીશું ? ઈશારો એ બાજુ છે કે, બદલો તમારી કલ્પના અને અપેક્ષાથી વધારે હશે.

સંબંધિત આયતોના વિષયમાં ખુલાસો એ થયો કે, પતિ જ્યારે એવું જુએ કે, કોઈ કારણસર તેનું દિલ પોતાની પત્ની સાથે નથી મળતું અને તેના હકો પૂરા નથી થતા તો જ્યાં સુધી પત્નીના ઈખ્તિયારી (ઈચ્છાવર્તી) મા'મલાનો સંબંધ છે, તેને સુધારવાનો પ્રયત્ન કરે. ચેતવણી સ્વરૂપે કામચલાઉ ધોરણે બેરૂખી, મૌખિક ચેતવણી અને મજબૂરી હોય તો એકદમ હળવી ધોલ–ધપાટ કરવી પડે તો પણ કરે, જેમકે સૂરએ નિસાઅ્ની શરૂઆતની આયતમાં આવી ચૂક્યું છે અને જો બધી જ કોશીશો કરવા છતાં સુલેહ અને સુધારણા થવાથી નિરાશા સાંપડે અથવા

મા'મલો કોઈ એવો છે જેને સુધારવો સ્ત્રીના અધિકારમાં નથી તો હવે તેને શરીઅતનો કાનૂન આ હક બતાવી આપે છે કે, કોઈપણ પ્રકારના કજિયા–કંકાસ કે ટંટા–ફસાદ વિના ભલાઈથી તલાક આપીને સ્ત્રીને આઝાદ કરી દે, પરંતુ જો તેના સંબંધને આવી પરિસ્થિતિમાં પણ નિભાવે, પોતાના હકોને જતા કરે અને તેના હકોને પૂરેપૂરા અદા કરે તો આ તેના માટે અતિશ્રેષ્ઠ તથા મહાન સવાબનું નિમિત્ત બને છે. એનાથી વિપરિત જો મા'મલો ઊલટો છે કે, પુરુષ વાજિબ હકો અદા નથી કરતો એટલા માટે પત્ની આઝાદી ઈચ્છે છે તો આવા સ્વરૂપમાં જો પતિ પણ આઝાદ કરવા માટે રાજી થઈ જાય તો મા'મલો ચોખ્ખો છે. પત્નીને પણ એ હક મળે છે કે, જ્યારે પતિ તેના હક અદા કરવામાં ઉણપ રાખે છે અને આ કારણે તે તેને આઝાદ કરવા ઈચ્છે તો પત્ની પણ પોતાની આઝાદી અપનાવી લે અને જો પતિ પોતાની જાતે આઝાદ કરવા તૈયાર નથી તો પત્નીને એ અધિકાર છે કે, ઈસ્લામી અદાલતમાં પોતાના અધિકારોની માંગણી કરીને પોતે આઝાદ થઈ જાય પરંતુ જો તે પતિની બેરૂખી અને તેના દુર્વ્યવહાર ઉપર સબ્ર કરીને પોતાના હકોની માંગણી છોડીને તેને નિભાવે અને પતિના હકો અદા કરે તો એ તેના માટે શ્રેષ્ઠ અને મહાન સવાબ છે.

ખુલાસો એ છે કે, એક બાજુ પોતાની તકલીફને દૂર કરવા અને પોતાના હકો વસૂલ કરવાના બંને પક્ષોના કાનૂની હકો કુર્આને કરીમે આપી દીધા. બીજી બાજુ બંનેને ઉચ્ચ કક્ષાની વર્તણૂક અને પોતાના અધિકારોને છોડવા ઉપર સબ્ર અને ધૈર્યનું પ્રોત્સાહન આપ્યું અને એવું માર્ગદર્શન આપ્યું કે, જ્યાં સુધી એવું શક્ય હોય કે, પતિ–પત્નીના સંબંધો વિચ્છેદ થવાથી બચાવવા જોઈએ અને કદાચ બંને પક્ષે થોડા–થોડા હકો છોડીને પણ કોઈ ખાસ સ્વરૂપ ઉપર સુલેહ કરી લેવામાં આવે તો તે ઉત્તમ છે.

આ આયતની શરૂઆતમાં પતિ–પત્નીમાં પરસ્પર મતભેદના સમયે સુલેહ ફક્ત જાઈઝ હોવાનું બતાવવામાં આવ્યું છે અને છેલ્લી આયતમાં સુલેહ ન થવાના સ્વરૂપમાં પણ સબ્ર અને સહનશીલતા સાથે સંબંધ નિભાવવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. વચ્ચે એક એવું વાક્ય ઈરશાદ ફરમાવ્યું છે, જેનાથી સુલેહ પ્રિય, શ્રેષ્ઠ અને ઉત્તમ હોવાનું સાબિત થાય છે. ઈરશાદ છે, وَالصُّلْحُ خَيْرٌ એટલે કે, "પરસ્પર સુલેહ કરવી ઉત્તમ છે" અને આ વાક્ય એવા

**જાહેર વિષય હેઠળ વર્ણન કર્યું, જેની ચર્ચા હેઠળ પતિ–પત્નીના ઝઘડાઓને પણ સામેલ કરવામાં આવ્યા છે અને ઘરમાં ઉપસ્થિત થતા અન્ય પ્રકારના મતભેદો તથા દુનિયાના બધા મા'મલામાં પરસ્પર ઝઘડા અને મનદુઃખો તથા મુકદમાઓને તેમાં આવરી લેવામાં આવ્યા છે. કારણ કે, કુર્આનના શબ્દો સામાન્ય રીતે જાહેર હિતમાં છે કે સુલેહ ઉત્તમ વસ્તુ છે.**

**ખુલાસો :**

**ખુલાસો આ વિષયનો એ છે કે, પોત–પોતાની માંગણીઓ ઉપર અડગ રહેવાના બદલે ઉત્તમ એ છે કે, બંને પક્ષ પોતાના અમુક અધિકારો છોડીને જતા કરે અને કોઈ વચ્ચેનો માર્ગ કાઢી તેના ઉપર રાજી થઈ સુલેહ કરી લે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,**

**كُلُّ صُلْحٍ جَائِزٌ بَيْنَ الْمُسْلِمِيْنَ اِلَّا صُلْحًا اَحَلَّ حَرَامًا اَوْحَرَّمَ حَلاً لًا وَالْمُسْلِمُوْنَ عَلٰى شُرُوْطِهِمْ اِلَّا شَرْطًا حَرَّمَ حَلاَلًا،** (رَوَاهُ الْحَاكِمُ عَنْ كَثِيْرِ بْنِ عَبْدُ اللّٰه، تَفْسِيْرِ مَظْهَرِىْ)

***"મુસલમાનો વચ્ચે દરેક પ્રકારની સુલેહ જાઈઝ છે એ સુલેહ સિવાય કે, જેમાં કોઈ હરામને હલાલ અને હલાલને હરામ ઠરાવવામાં આવ્યું હોય અને મુસલમાનોએ પોતાની સ્વીકારેલ શરતો ઉપર કાયમ રહેવું જોઈએ. ફક્ત એ શરતો સિવાય કે જેના દ્વારા કોઈ હલાલને હરામ ઠરાવવામાં આવ્યું હોય."***

*(રવાહુલ હકીમ, અન કષીર બિન અબ્દુલ્લાહ, તફસીરે મઝહરી)*

**દાખલા તરીકે, કોઈ સ્ત્રીએ એ વાત પર સુલેહ કરી લેવી જાઈઝ નથી કે તેની સાથે તેની બહેનને પણ નિકાહમાં રાખવામાં આવે. કારણ કે, બે બહેનો એક પુરુષના નિકાહમાં ભેગી કરવી શરીઅતમાં હરામ છે અથવા એવી શરતે સુલેહ કરે કે બીજી પત્નીના અધિકારો અદા કરીશ નહીં. કારણ કે, તેમાં પણ એક હલાલને હરામ ઠરમાવામાં આવી રહ્યું છે.**

**રિવાયતમાં જાહેર રીતે બધાના જ માટે સુલેહ જાઈઝ ઠરાવવામાં આવી છે. આ જાહેર હુકમના કારણે ઈમામે આ'ઝમ અબૂહનીફા (રહ.)એ આ મસ્અલો પ્રતિપાદિત કર્યો છે કે, સુલેહના બધા જ સ્વરૂપો જાઈઝ છે, ભલે પછી તે સ્વીકાર કરવા ઉપર અવલંબિત હોય, જેમકે જેના ઉપર દા'વો કરવામાં આવ્યો છે તે**

સ્વીકાર કરે કે, દા'વેદારના દા'વા પ્રમાણે મારી જવાબદારી એક હજાર રૂપિયા આપવાની છે. પછી સુલેહ એ શરત ઉપર થઈ જાય કે, દા'વેદાર તેમાંથી અમુક રકમ છોડી દે અથવા તે રકમના વળતર સ્વરૂપે તેની પાસેથી કોઈ વસ્તુ લઈ લે અથવા જેના ઉપર દા'વો છે તે દા'વા વિશે સ્વીકાર–અસ્વીકાર કશું ન કરે અને કહે કે, વાસ્તવમાં જે કંઈ પણ છે હું ઈચ્છું છું કે તમે તે સ્વરૂપમાં સુલેહ કરી લો. દાખલા તરીકે, જેના ઉપર દા'વો છે તે દા'વેદારના દા'વાનો ખુલ્લો ઈન્કાર કરે પરંતુ આવા ઈન્કાર કરવા છતાં ઝઘડો મિટાવવા માટે કંઈ આપવા માટે રાજી થઈ જાય અને તેના ઉપર સુલેહ થઈ જાય. આ બધા પ્રકારોની સુલેહ જાઈઝ છે. મૌન ધારણ કરવામાં અને ઈન્કાર કરવાના સ્વરૂપમાં અમુક ઈમામો અને ફકીહોનો મતભેદ પણ છે.

અંતે એક મસ્અલો વર્ણન કરવા પાત્ર છે, જેનો સંબંધ પતિ–પત્નીની પરસ્પર સુલેહ સંબંધિત છે જેનું વર્ણન આ આયતમાં કરવામાં આવ્યું છે, તે એ કે, જો કોઈ સ્ત્રીએ પોતાના અમુક હકોની માંગણી છોડી દેવાની શરતે સુલેહ કરી લીધી, તો આ સુલેહ સ્ત્રીના તે હકને સદંતર ખતમ નથી કરી દેતી જે સુલેહના સમયે પતિ ઉપર લાગુ પડી ચૂક્યા છે, જેમકે મહર આપવી કે તે શોહર ઉપર આ સુલેહથી પહેલાં આપવી વાજિબ થઈ ચૂકી છે. અલબત્ત જ્યારે તે સંપૂર્ણ મહર અથવા તેનો કોઈ ભાગ મા'ફ કરી દેવાની શરતે સુલેહ કરે, તો આ મહર અથવા તેનો કોઈ ભાગ સુષુપ્ત (મા'ફ) થઈ જશે, ત્યાર પછી તેને તેનો માંગવાનો હક બાકી ન રહેશે, પરંતુ જે હકો એવા છે કે સુલેહના સમયે તેને અદા કરવા પતિ માટે વાજિબ જ ન હતા, દાખલા તરીકે આવનાર સમયનું ભરણ–પોષણ અથવા રાતવાસાનો હક જે આવનારા સમયમાં હવે પછી વાજિબ થવાનું છે. અત્યારે તેને તે અદા કરવું વાજિબ નથી. આ હકોને છોડી દેવા ઉપર સુલેહ કરવામાં આવી તો સ્ત્રીનો હક હંમેશા માટે ખતમ નથી થઈ જતો, બલકે, તેનું દિલ જ્યારે ઈચ્છે તે કહી શકે છે કે હવેથી હું મારો હક છોડવા માટે તૈયાર નથી. આવા સ્વરૂપમાં પતિને અધિકાર હશે કે તે તેણીને આઝાદ કરી દે.

*(તફસીરે મઝહરી વગેરે)*

છેલ્લી આયત وَاِنْ يَّتَفَرَّقَا يُغْنِ اللّٰهُ كُلًّا مِّنْ سَعَتِهٖ ؕ માં બંને પક્ષને દિલાસો આપવામાં આવ્યો છે કે, જો સુલેહ અને સમાધાનના બધા જ પ્રયત્નો નિષ્ફળ જાય

તો તેમાં પરેશાન થવાની કોઈ જરૂર નથી. અલ્લાહ તઆલા દરેકને બેપરવા કરી દેશે, સ્ત્રી માટે કોઈ બીજું ઠેકાણું અને તેના ભરણ-પોષણનો ઝરિયો અને પુરુષ માટે કોઈ બીજી સ્ત્રી મળી જશે. અલ્લાહ તઆલાની કુદરત ઘણી વિશાળ છે, તેમાં નિરાશ થવાનું કોઈ કારણ નથી, તેમાંથી દરેક પક્ષ નિકાહ અગાઉના જીવન ઉપર નજર નાંખે કે, તેઓ એકબીજાને ઓળખતા પણ ન હતા, અલ્લાહ તઆલાએ જોડું બનાવ્યું, આજે પણ ફરી એકવાર એવી પરિસ્થિતિ પૈદા થઈ શકે છે.

છેલ્લી આયતમાં وَكَانَ اللّٰهُ عَلِيۡمًا حَكِيۡمًا ફરમાવીને એ બાબતને વધારે પાકી કરી દીધી કે, અલ્લાહ તઆલાના ત્યાં ઘણી વિશાળતા છે અને તેનું દરેક કામ હિકમત ઉપર આધારિત છે. શક્ય છે કે આ છૂટા પડવામાં પણ કોઈ હિકમત અને મસ્લિહત હોય, જુદાઈ પછી બંનેને એવા જોડાં મળી જાય કે બંનેની જિંદગી સુધરી જાય.

## અનિચ્છાવર્તી (જેના ઉપર માણસનો કાબૂ નથી એવી) બાબતો ઉપર કોઈ પકડ થશે નહીં :

લગ્નજીવનને ખુશીઓથી ભરપૂર અને ટકાઉ બનાવવા માટે કુર્આને કરીમે પ્રસ્તુત આયતમાં જે માર્ગદર્શન બંને પક્ષોને આપ્યું છે, તે આયતોમાં એક આયત આ છે, وَلَنۡ تَسۡتَطِيۡعُوۡۤا اَنۡ تَعۡدِلُوۡا بَيۡنَ النِّسَآءِ જેમાં બંને પક્ષને એક ખાસ પ્રકારનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, તે એ કે એક પુરુષના નિકાહમાં એકથી વધારે પત્નીઓ હોય તો કુર્આને કરીમે સૂરએ નિસાઅ્ની શરૂઆતમાં તેના વિશે એવું માર્ગદર્શન આપ્યું કે, બધી પત્નીઓમાં ન્યાય અને સમાનતા કાયમ રાખવી પતિના માથે ફરજ છે અને જો એવો વિચાર કરે કે, તે ફરજ અદા નહીં કરી શકે તો તેણે એકથી વધારે પત્નીઓ કરવી જ ન જોઈએ. ઈરશાદ છે, فَاِنۡ خِفۡتُمۡ اَلَّا تَعۡدِلُوۡا فَوَاحِدَةً "જો તમને એ ભય હોય કે, બે પત્નીઓમાં સમાનતા સ્થાપી નહીં શકો તો પછી એકને જ પૂરતી સમજો."

રસૂલે કરીમ ﷺએ પોતાના નિવેદનો અને અમલ (કાર્ય) દ્વારા પત્નીઓમાં ન્યાય અને સમાનતાને ખૂબ તાકીદી હુકમ ઠરાવ્યો છે અને તેના વિરુદ્ધ વર્તન કરવા ઉપર સખત ચેતવણીઓ (વઈદો) સંભળાવી છે. હઝરત

આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે, "રસૂલે કરીમ ﷺ પોતાની પત્નીઓમાં સમાનતા અને ન્યાયની પૂરી કાળજી રાખતા હતા અને સાથે જ અલ્લાહ જલ્લ શા'નુહુના દરબારમાં વિનંતી કર્યા કરતા હતા.

اَللّٰهُمَّ هٰذَا قَسْمِىْ فِيْمَا اَمْلِكُ فَلَا تَلُمْنِىْ فِيْمَا تَمْلِكُ وَلَا اَمْلِكُ

*હે અલ્લાહ ! આ મારી ન્યાયપૂર્ણ વહેંચણી અને સમાનતા એવી વસ્તુમાં છે કે જે મારા અધિકારમાં છે, આથી જે વસ્તુઓ તારા અધિકારમાં છે મારા અધિકારમાં નથી એટલે કે દિલનું વલણ અને આકર્ષણ, તો તેના વિશે મારી પકડ કરીશ નહીં."*

રસૂલે કરીમ ﷺથી વધારે પોતાની જાત ઉપર કાબૂ રાખનાર કોણ હોઈ શકે છે !? પરંતુ દિલનું આકર્ષણ અને વલણ રસૂલે કરીમ ﷺના અધિકાર બહાર હોવાનું ઠરાવવામાં આવ્યું અને અલ્લાહ તઆલાના દરબારમાં તેનો ઉઝર રજૂ કર્યો.

સૂરએ નિસાઅ્ની શરૂઆતની આયતમાં જાહેર શબ્દોથી પત્નીઓમાં સદંતર સમાનતા અને બરાબરી કરવી ફરજ હોવાનું સાબિત થાય છે, જેમાં દિલના વલણમાં પણ સમાનતા રાખવી સામેલ છે અને આ બાબત માણસના અધિકારમાં નથી, એટલા માટે સૂરએ નિસાઅ્ની આયતમાં વાસ્તવિક પરિસ્થિતિની સ્પષ્ટતા કરવામાં આવી કે, જે બાબતો તમારા કાબૂમાં નથી તેમાં સમાનતા રાખવી ફરજ નથી, અલબત્ત જે બાબતો તમારા કાબૂમાં છે તેમાં સમાનતા રાખવી દાખલા તરીકે, ભરણ–પોષણ, નાન–નફકો, રાતવાસો વગેરે. અલ્લાહ તઆલાએ આ હુકમને એ વિષય હેઠળ ફરમાવ્યો જેનાથી સામાન્ય રીતે દરેક વ્યક્તિ અમલ કરવા મજબૂર થઈ જાય, ફરમાવ્યું,

وَلَنْ تَسْتَطِيْعُوْٓا اَنْ تَعْدِلُوْا بَيْنَ النِّسَآءِ وَلَوْ حَرَصْتُمْ فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ فَتَذَرُوْهَا كَالْمُعَلَّقَةِ તમને જાણ છે કે તમે બધા પત્નીઓમાં જો કોશીશ કરો તો પણ દિલના આકર્ષણ વિશે સમાનતા નહીં રાખી શકો, કારણ કે, તે તમારા અધિકારમાં નથી, તો પછી આવું ન કરો કે સંપૂર્ણ એક બાજુ ઢળી જાઓ, એટલે કે, દિલનું આકર્ષણ અને વલણ તો તે તરફ હતું જ, પરંતુ હવે જે બાબતો તમારા અધિકારમાં છે તેમાં પણ તમે તેને અગ્રિમતા આપવા માંડો, જેનું પરિણામ એ આવશે કે,

અન્ય પત્નીઓ લટકતી રહી જશે એટલે કે, પતિ તેમના હકો અદા પણ ન કરે અને તેમને આઝાદ પણ ન કરે.

જાણ થઈ કે, આ આયતમાં ન્યાય ઉપર કોઈનો કાબૂ ન હોવાનું જે વર્ણન થયું છે તે હૃદયમાં જન્મતું આકર્ષણ છે અને આવા આકર્ષણમાં સમાનતા રાખવી મનુષ્યના અધિકારની વાત નથી અને આ આયતના શબ્દો فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ માં પોતે તેના મફહૂમ (ભાવાર્થ)નો ઈશારો મૌજૂદ છે. કારણ કે, આ શબ્દોનો અર્થ એ છે કે જો કે દિલના આકર્ષણમાં બરાબરી કરવી તમારા કાબૂમાં નથી પરંતુ એક જ પક્ષે ઝૂકી ન જાઓ કે તમારા અધિકારમાં હોય એવી બાબતોમાં પણ તમે તેને અગ્રિમતા આપવા માંડો.

આ રીતે આ આયત સૂરએ નિસાઅ્ની પ્રથમ આયતની સ્પષ્ટતા કરે છે કે, તેના જાહેર શબ્દોથી દિલમાં જન્મતા આકર્ષણમાં બરાબરી રાખવી ફરજ હોવાની જાણ થઈ રહી હતી. આ આયતે સ્પષ્ટ કરી આપ્યું કે, જે અનિચ્છાવર્તી બાબતો છે તે તમારા ઉપર ફરજ નથી બલકે, જે તમારા અધિકારમાં છે એવી બાબતોમાં સમાનતા અને બરાબરી રાખવી ફરજ છે.

**આ આયતથી પત્નીઓની સંખ્યા વિશે દલીલ કરવી સદંતર ખોટું છે :**

પ્રસ્તુત સ્પષ્ટતાથી તે લોકોની ગેરસમજનો પણ ખુલાસો થઈ ગયો કે, જેઓ આ બંને આયતોને મિલાવીને એ પરિણામ કાઢવા ઈચ્છે છે કે, સૂરએ નિસાઅ્ની શરૂઆતની આયતમાં આ હુકમ આપવામાં આવ્યો કે, જો અમુક પત્નીઓમાં બરાબરી ન કરી શકો તો પછી એકની સાથે જ નિકાહ કરવાને પૂરતું સમજો. બીજા નિકાહ ન કરો અને તેની બીજી આયતે એ બતાવી દીધું કે બે પત્નીઓ વચ્ચે સમાનતા સ્થાપવી શક્ય જ નથી. એટલા માટે આ પરિણામ નીકળ્યું કે, બે પત્નીઓને નિકાહમાં રાખવી જાઈઝ જ નથી અને આશ્ચર્યની વાત તો એ છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુએ પોતે આ બંને આયતોમાં જ આ ગેરસમજને દૂર કરવાની વ્યવસ્થા કરી દીધી છે. બીજી આયતમાં આવેલ ઈશારો હમણા જ વર્ણન થઈ ચૂક્યો, فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ ના શબ્દો છે અને પહેલી આયતમાં ફરમાવ્યું, فَاِنْ خِفْتُمْ اَلَّا تَعْدِلُوْا فَوَاحِدَةً તેમાં શરત સ્વરૂપે એ ફરમાવવું કે, "જો તમને ડર હોય" આ શબ્દો સ્પષ્ટ અને ખુલ્લો એ વાતનો ઈશારો છે કે, બે પત્નીઓમાં ન્યાય અને સમાનતા અસંભવ અને વ્યક્તિના

અધિકારથી બિલકુલ ખારિજ નથી નહિતર આ લાંબા લખાણની અને પછીની બે આયતોમાં તેના ઉલ્લેખની કોઈ જરૂરત જ ન હતી, જેમકે حُرِّمَتْ عَلَيْكُمْ اُمَّهَاتُكُمْ وَبَنٰتُكُمْ વાળી આયતમાં તે સ્ત્રીઓની વિગત વર્ણન કરવામાં આવી છે, જેમની સાથે નિકાહ હરામ છે અને وَاَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ (૪ : ૨૩) ફરમાવીને બે બહેનોને એક પુરુષે નિકાહમાં ભેગી કરવાનું હરામ બતાવ્યું છે. એ જ રીતે એવું પણ ફરમાવવામાં આવી શક્યું હોત કે, "એક સમયમાં એકથી વધારે પત્નીઓ રાખવી હરામ છે" અને આવું ફરમાવવાથી اَنْ تَجْمَعُوْا ની સાથે بَيْنَ الْاُخْتَيْنِ ની શરત વ્યર્થ થઈ જાય છે. બલકે, એક જ વાક્યમાં એવું ફરમાવવામાં આવ્યું હોત وَاَنْ تَجْمَعُوْا بَيْنَ امْرَأتَيْنِ એટલે કે, "સદંતર બે સ્ત્રીઓને નિકાહમાં ભેગી કરવી હરામ છે" પરંતુ કુર્આને કરીમે આ ટૂંકા વાક્યને છોડીને ન ફક્ત એક લાંબુ વાક્ય અપનાવ્યું બલકે, બે આયતોમાં તેની વિગતો પણ વર્ણન કરી, એનાથી એ પણ જાણ થાય છે કે, આયત وَاَنْ تَجْمَعُوْا بَيْنَ الْاُخْتَيْنِ પણ એક સ્વરૂપે તે જાઈઝ હોવું જ બતાવી રહી છે કે, "એકથી વધારે સ્ત્રીઓને નિકાહમાં ભેગી રાખવી તો જાઈઝ છે પરંતુ શરત એ છે કે, તે બંને પરસ્પર બહેનો ન હોય."

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૩૧ થી ૧૩૪)

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ وَلَقَدْ وَصَّيْنَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ
قَبْلِكُمْ وَاِيَّاكُمْ اَنِ اتَّقُوا اللّٰهَ ؕ وَاِنْ تَكْفُرُوْا فَاِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى
الْاَرْضِ ؕ وَكَانَ اللّٰهُ غَنِيًّا حَمِيْدًا ﴿١٣١﴾ وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ
وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿١٣٢﴾ اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ اَيُّهَا النَّاسُ وَيَاْتِ بِاٰخَرِيْنَ ؕ وَكَانَ
اللّٰهُ عَلٰى ذٰلِكَ قَدِيْرًا ﴿١٣٣﴾ مَنْ كَانَ يُرِيْدُ ثَوَابَ الدُّنْيَا فَعِنْدَ اللّٰهِ ثَوَابُ الدُّنْيَا
وَالْاٰخِرَةِ ؕ وَكَانَ اللّٰهُ سَمِيْعًا بَصِيْرًا ﴿١٣٤﴾ ع

**તરજુમો :**

*અને અલ્લાહનું છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે; અને*

*અમે પહેલા કિતાબવાળાઓને હુકમ આપ્યો છે અને તમને (પણ) કે અલ્લાહથી ડરતા રહો, અને જો માનશો નહીં તો અલ્લાહનું છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે, અને અલ્લાહ બેપરવા બધી ખૂબીઓવાળો છે. (૧૩૧) અને અલ્લાહનું છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે, અને અલ્લાહ પૂરતો કાર્યસાધક (ભરોસાપાત્ર) છે. (૧૩૨) જો ઈચ્છે તો તમને દૂર કરી (હટાવી) દે હે લોકો ! અને બીજા લોકોને લઈ આવે, અને અલ્લાહને એવી તાકાત છે. (૧૩૩) જે કોઈ દુનિયાનો સવાબ (બદલો) ઈચ્છતો હોય તો અલ્લાહ પાસે દુનિયા અને આખિરતનો સવાબ (બદલો) છે; અને અલ્લાહ સઘળું સાંભળે જુએ છે. (૧૩૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સ્ત્રીઓ અને યતીમોના હકો વિશેના હુકમો બયાન કર્યા પછી કુર્આન શરીફે પોતાની શૈલી પ્રમાણે ફરી એકવાર આ હુકમો ઉપર અમલ કરવા માટે પ્રોત્સાહન અને પ્રેરણાનો વિષય ઈરશાદ ફરમાવ્યો.

## તફસીર :

અને અલ્લાહ તઆલાની જ મિલકત છે જે કંઈ બધું આસમાનો અને જમીનોમાં છે (તો એવા માલિકના હુકમો માનવા ઘણા જ જરૂરી છે) અને (હુકમો બજાવી લાવવાનું સંબોધન ખાસ તમને જ કરવામાં આવ્યું નથી બલકે,) હકીકતમાં અમે તે લોકોને પણ હુકમ આપ્યા જ હતા જેઓને તમારાથી અગાઉ (આસમાની) કિતાબ (એટલે કે તવરાત અને ઈન્જીલ) મળી હતી અને તમને પણ (હુકમ આપવામાં આવ્યો છે) કે અલ્લાહ તઆલાથી ડરો (જેને "તકવો" કહેવામાં આવે છે, જેમાં દરેક હુકમને પૂરો કરવો સામેલ છે, એટલા જ માટે આ સૂરતને તકવાથી શરૂ કરીને તેની વિગતોમાં વિવિધ હુકમો લાવવામાં આવ્યા છે) અને (એ પણ તેમના અને તમારા માટે સંભળાવવામાં આવ્યું છે કે) જો તમે નાશુક્રી કરશો (એટલે કે, તમે અલ્લાહના હુકમોનો વિરોધ કરશો) તો (અલ્લાહ તઆલાને તમારી કોઈ જરૂર નથી બલકે, તમને તેની જરૂર છે કારણ કે,) અલ્લાહ તઆલાનું જ (તો) છે સઘળુ કંઈ જે આસમાનોમાં છે અને જે કંઈ જમીનોમાં છે

અને (આવા મોટા સુલતાનને તમારી શું જરૂર હશે ? અલબત્ત, આવા મોટા અધિપતિનો વિરોધ કરવો, નિઃશંક ! નુકસાનકર્તા છે; કારણ કે) અલ્લાહ તઆલા કોઈ(ની ફરમાંબરદારી)નો હાજતમંદ નથી (અને) પોતે પોતાની જાતમાં સંપૂર્ણ (એટલે કે દરેક સિફતોમાં સંપૂર્ણ) છે (બસ, કોઈના વિરોધથી તેની સિફતને કોઈ નુકસાન થવાનું નથી) અને અલ્લાહ તઆલાની જ મિલકત છે જે વસ્તુઓ આસમાનોમાં છે અને જે વસ્તુઓ જમીનમાં છે અને (જ્યારે તે આવો સર્વશક્તિમાન છે તો પોતાના ફરમાંબરદાર બંદાઓ માટે તે) અલ્લાહ તઆલા સંપૂર્ણ કારસાઝ (કાર્યસાધક) છે (બસ, તે કાર્યસાધક હોવાથી ફરમાંબરદારોને કોણ નુકસાન પહોંચાડી શકે છે ? બસ, તેમણે કોઈનાથી ન ડરવું જોઈએ અને અલ્લાહ તઆલા તમને દીનનું કામ બતાવે છે તો તે તો તમારી જ ખૂશનસીબી છે નહિતર તે અન્યોથી પણ આ કામ લઈ શકે છે, કારણ કે તેનામાં એવી શક્તિ છે કે,) જો અલ્લાહ તઆલા ઈચ્છે તો તે તમને બધાને નષ્ટ કરી નાંખે અને અન્યોને (તમારી જગ્યાએ) લઈ આવે (અને તેમનાથી કામ લઈ લે, જેમકે બીજી આયતમાં છે ....اِنْ تَتَوَلَّوْا يَسْتَبْدِلْ) અને અલ્લાહ આવું કરવાની સંપૂર્ણ શક્તિ (કાબૂ) ધરાવે છે (પછી એવું જો ન કર્યું તો તે તેની કૃપાદષ્ટિ છે, હુકમની તાબે'દારી કરવાને ગનીમત સમજીને ખુશનસીબી પ્રાપ્ત કરો અને જુઓ કે દીનના કામોનો અસલી બદલો આખિરતમાં છે, દુનિયામાં જો કંઈ ન મળે તો મનદુઃખ ન થવું જોઈએ બલકે,) અલ્લાહ તઆલા પાસે (એટલે કે, તેની કુદરતમાં) તો દુનિયા અને આખિરત બંનેનો બદલો (મૌજૂદ) છે (જ્યારે કે તે નાની અને મોટી દરેક બાબત ઉપર શક્તિ ધરાવે છે, તો શા માટે શ્રેષ્ઠ વસ્તુ જ ન માંગવામાં આવે!) અને અલ્લાહ તઆલા સઘળુ સાંભળનારો, સઘળુ જોનારો છે. (બધાના નિવેદનો અને દરખાસ્તોને દુનિયાની હોય અથવા દીનની સાંભળે છે અને બધાની નિય્યતોને પણ જૂએ છે. બસ, આખિરતના તલબગારોને આખિરતનો સવાબ આપશે અને દુનિયાના તલબગારોને આખિરતથી વંચિત રાખશે, જેથી આખિરતની જ નિય્યત અને દરખાસ્ત કરવી જોઈએ. અલબત્ત, દુનિયાની જરૂરિયાત આગવી રીતે માંગવામાં કોઈ વાંધો નથી, પરંતુ પોતાની ઈબાદતનો ફક્ત દુનિયા માટે જ ઈરાદો ન કરે).

## મસ્અલા અને બોધપાઠ :

**ફાયદો :**

لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَافِى الْاَرْضِ એટલે “અલ્લાહ તઆલા માટે જ છે આસમાનો અને જમીનની સઘળી મખ્લૂક (સર્જન)” આ સ્થળે આ શબ્દોનું ત્રણ વખતે પુનરાવર્તન થયું છે. પ્રથમ, તેની વિશાળતા અને વિસ્તારનો હેતુ છે કે, તેના ત્યાં કોઈ વસ્તુની ખોટ નથી. બીજું, તે બેપરવા અને બેનિયાઝ બતાવવાનો મકસદ છે કે, તેને કોઈની પરવા નથી, જો તમે બધા ઈન્કારી થઈ જશો તો પણ તેને કોઈ પરવા નથી, ત્રીજી વખતે તેની રહમત અને કાર્યસાધકતાની જાહેરાત છે કે, જો તકવા અને ઈતાઅત અપનાવશો તો તે તમારા બધા કામો બનાવી દેશે.

ત્રીજી આયતમાં એ વાતને સ્પષ્ટ કરવામાં આવી છે કે, અલ્લાહ તઆલા એ બાબતની સંપૂર્ણ શક્તિ ધરાવે છે કે, તમારા બધાનો નાશ કરી નાંખે અને દુનિયાથી ઉઠાવી લે તથા તમારી જગ્યાએ અન્ય લોકોને ફરમાંબરદાર અને તાબે'દાર પૈદા કરે, એટલા માટે પણ આ વર્ણનથી અલ્લાહ તઆલાની બેનિયાઝી અને ઈસ્તિગના જાહેર થઈ ગયો અને નાફરમાનોનું કમીનાપણું અને નીચતા પણ જાહેર થઈ.

———————

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૩૫)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا قَوّٰمِيْنَ بِالْقِسْطِ شُهَدَآءَ لِلّٰهِ وَلَوْ عَلٰۤى اَنْفُسِكُمْ |
| اَوِ الْوَالِدَيْنِ وَالْاَقْرَبِيْنَ ۚ اِنْ يَّكُنْ غَنِيًّا اَوْ فَقِيْرًا فَاللّٰهُ اَوْلٰى بِهِمَا ۫ فَلَا تَتَّبِعُوا |
| الْهَوٰۤى اَنْ تَعْدِلُوْا ۚ وَاِنْ تَلْوٗۤا اَوْ تُعْرِضُوْا فَاِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿١٣٥﴾ |

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! ન્યાય ઉપર કાયમ (મક્કમ) રહો, અલ્લાહ માટે ગવાહી આપો ભલે તમારું નુકસાન હોય અથવા માં–બાપનું અથવા સગાં–સંબંધીઓનું; જો કોઈ માલદાર છે અથવા મોહતાજ છે તો અલ્લાહ*

*તેનો ખૈરખ્વાહ (ભલું ઈચ્છનાર) તમારાથી વધીને છે; બસ, તમે ઈન્સાફ કરવામાં દિલોની ઈચ્છાઓ (મનેચ્છાઓ)ની પૈરવી ન કરો, અને જો તમે જીભ ચાવશો અથવા બચાવ કરી જશો તો અલ્લાહ તમારા બધા કામોથી વાકેફ છે. (૧૩૫)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (બધા જ વ્યવહારોમાં હક અદા કરવામાં પણ અને ફૅસલો કરવાના સમયે પણ) ન્યાય ઉપર ખૂબ કાયમ રહેનારા (તથા સ્વીકાર કરવામાં અને ગવાહી આપવાની નોબત આવે ત્યારે) અલ્લાહ(ની ખુશી) માટે (સાચી) ગવાહી આપનારા બનો, ભલે (તે ગવાહી અને જાહેરાત) પોતાની જાત વિરુદ્ધ કેમ ન હોય ! (જેને ઈકરાર કહે છે) અથવા માતા–પિતા અને અન્ય સગાં–વહાલાં વિરુદ્ધ હોય (અને ગવાહીના સમયે એ વિચાર ન કરો કે, જેના વિરુદ્ધ હું ગવાહી આપી રહ્યો છું તે માલદાર છે, તેને લાભ પહોંચવો જોઈએ, જેથી તેનાથી બેમુરૂવ્વતી–બેઈજ્જતી ન થાય અથવા એ કે તે ગરીબ છે, એટલા માટે તેનું નુકસાન કરી બેસો. તમે ગવાહી આપવામાં કોઈની ગરીબી અથવા અમીરી તથા નફો અને નુકસાન ન જુઓ, કારણ કે) આ વ્યક્તિ (જેના વિરુદ્ધ ગવાહી આપવી પડશે) તે અમીર છે અથવા ગરીબ છે તો બંનેની સાથે અલ્લાહ તઆલાને વધારે સંબંધ છે (એટલો સંબંધ તમારે નથી, કારણ કે તમારો સંબંધ જે પ્રકારે છે તે પણ તેનો જ આપેલો છે અને અલ્લાહ તઅલાનો જે સંબંધ છે તે તમારો આપેલો નથી, પછી આટલા ગાઢ સંબંધ હોવા છતાં અલ્લાહ તઆલાએ તેનું હિત એમાં જ રાખ્યું છે કે, ગવાહીમાં હક વાત કહેવામાં આવે, ભલે તે કામચલાઉ ધોરણે કંઈ નુકસાન પણ પહોંચાડે તો તમે કમજોર હોવા છતાં પોતાની ગવાહીમાં તેના એક કામચલાઉ હિતનો શા માટે વિચાર કરો છો ?) બસ, તમે (આ ગવાહીમાં) નફ્સની ખ્વાહીશની તાબે'દારી ન કરો, ક્યારેય તમે હક (સચ્ચાઈ)થી ન હટી જાઓ, જો તમે જૂઠું વર્ણન કરશો (એટલે કે, ખોટી ગવાહી આપશો) અથવા જીભ ચાવશો (એટલે કે, ગવાહી આપવાનું ટાળશો) તો (યાદ રાખજો !) નિઃશંક ! અલ્લાહ તઆલાને તમારા બધા અમલોની પૂરેપૂરી ખબર છે.

**મસ્અલા અને બોધપાઠ :**

**દુનિયામાં અંબિયા (અલૈ.) અને આસમાની કિતાબો મોકલવાનો અસલ હેતુ ન્યાય અને ઇન્સાફ કાયમ કરવાનો છે અને તેના દ્વારા જ દુનિયામાં શાંતિ અને સલામતીની સ્થાપના થઈ શકે છે :**

સૂરએ નિસાઅ્ની આ આયતમાં બધા જ મુસલમાનોને ન્યાય અને ઈન્સાફ ઉપર કાયમ રહેવા અને સાચી ગવાહી આપવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે અને જે વસ્તુઓ ન્યાયની સ્થાપનામાં અથવા સાચી ગવાહીમાં અવરોધ બની શકે છે તેને ખૂબ ઉચ્ચ કક્ષાની શૈલીમાં દૂર કરવાનો હુકમ કરવામાં આવ્યો છે. આ વિષયની એક આયત "સૂરએ માઈદહ"માં પણ આવવાની છે. બંનેના વિષયો બલકે, શબ્દો પણ લગભગ સરખા જેવા છે અને "સૂરએ હદીદ"ની આયતથી જાણ થાય છે કે, દુનિયામાં આદમ (અલૈ.)ને અલ્લાહના ખલીફા બનાવીને મોકલવાનો અને તેમના પછી અન્ય અંબિયા (અલૈ.)ને એક પછી એક અલ્લાહના ખલીફા તરીકે મોકલતા રહેવાનો અને તેમની સાથે ઘણી બધી કિતાબો અને સહીફા નાઝિલ કરવાનો મુખ્ય હેતુ એ જ હતો કે, દુનિયામાં ઈન્સાફ કાયમ કરવામાં આવે જેથી તેના દ્વારા શાંતિ અને સલામતીની સ્થાપના થાય. દરેક માનવી પોત-પોતાના અધિકારક્ષેત્રના વર્તુળમાં ન્યાયને પોતાનો જીવનમંત્ર બનાવી લે અને જે તોફાની તત્ત્વો છે અથવા બગાવત આચરનાર લોકો છે, જો તેઓ શિખામણ, શિક્ષણ અને સાચી વાતના પ્રચાર દ્વારા ન્યાય અને ઈન્સાફ ઉપર ન આવે બલકે, પોતાની અધમતા ઉપર મક્કમ રહે તો તેમને રાજ્યના કાયદા તથા સજા દ્વારા ન્યાય ઉપર કાયમ રાખવા માટે મજબૂર કરવામાં આવે.

સૂરએ હદીદની પચ્ચીસમી આયતમાં આ હકીકતને આ રીતે સ્પષ્ટ કરવામાં આવી છે.

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَاَنْزَلْنَا مَعَهُمُ الْكِتٰبَ وَالْمِيْزَانَ لِيَقُوْمَ النَّاسُ بِالْقِسْطِ
وَاَنْزَلْنَا الْحَدِيْدَ فِيْهِ بَاْسٌ شَدِيْدٌ وَّمَنَافِعُ لِلنَّاسِ،

*"અમે અમારા રસૂલ (અલૈ.) નિશાનીઓ આપીને મોકલ્યા છે અને ઉતારી તેમની સાથે કિતાબ અને ત્રાજવું, જેથી લોકો ન્યાય ઉપર સીધા રહે અને અમે ઉતાર્યું લોખંડ, તેમાં ઘણી વેધકતા છે અને તેમાં લોકો માટે ઘણા ફાયદાઓ છે."*

આનાથી જાણ થાય છે કે, અંબિયા (અલૈ.)ની બઅ્‌ષત અને આસમાની કિતાબો નાઝિલ થવાની સંપૂર્ણ વ્યવસ્થા ન્યાયના લીધે જ ઊભી કરવામાં આવી છે. રસૂલોનું મોકલવું અને કિતાબોનું નાઝિલ કરવું આ જ મકસદ માટે અસ્તિત્વમાં આવ્યું છે અને અંતે લોખંડ ઉતારવાનું વર્ણન કરીને એ તરફ પણ ઈશારો કરી દીધો કે, બધા લોકોને ન્યાય ઉપર કાયમ રાખવા માટે ફક્ત વઅ્‌ઝ, શિખામણ કે નસીહત પૂરતી નથી બલકે, અમુક તોફાની તત્ત્વો એવા પણ છે કે, જેમના માટે લોખંડની સાંકળો અને બીજા હથિયારોનો ઉપયોગ કરીને તેમને ન્યાય ઉપર કાયમ રાખવામાં આવે.

**ન્યાય અને ઇન્સાફ ઉપર કાયમ રહેવું ફક્ત હુકૂમતની ફરજ નથી બલકે, દરેક મનુષ્યને તે લાગુ પડે છે :**

સૂરએ હદીદની પ્રસ્તુત આયતમાં અને સૂરએ નિસાઅ્‌ની આ આયતમાં كُوْنُوا قَوّٰمِيْنَ لِلّٰهِ شُهَدَآءَ بِالْقِسْطِ તથા સૂરએ માઈદહની આ આયત (૫ : ૮) وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ عَلٰٓى اَنْ لَّا تَعْدِلُوْا ۭ اِعْدِلُوْا هُوَ اَقْرَبُ لِلتَّقْوٰى ۡ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ થી સ્પષ્ટ રીતે આ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, ન્યાય ઉપર કાયમ કરવું અને રહેવું ફક્ત સરકાર અને ન્યાયપાલિકાની ફરજ નથી. બલકે, દરેક મનુષ્યને તે લાગુ પડે છે અને આ સંબોધન સમગ્ર માનવજાતિ માટે છે કે, તે પોતે ઈન્સાફ ઉપર કાયમ રહે અને અન્યોને ઈન્સાફ ઉપર કાયમ રાખવા માટે પ્રયત્નો કરે. આ ન્યાયનો ફક્ત એક દરજ્જો સરકાર અને અધિકારીઓ સાથે ખાસ રીતે જોડાયેલ છે કે, તેઓ અરાજક તથા તોફાની તત્ત્વોને કે જેઓ ન્યાય વિરુદ્ધ કામ કરી રહ્યા છે, ન તો પોતે ઈન્સાફ ઉપર કાયમ રહે છે અને ન જ બીજાઓને ન્યાય પ્રમાણે વર્તવા દે છે, જેથી સત્તાની રૂએ તેમને સજા કરવાની જરૂરત છે અને આ ઈન્સાફ અને ન્યાય દેખીતું છે કે, સરકાર જ કરી શકે છે, જેમના હાથમાં સત્તા છે.

આજે દુનિયામાં અજ્ઞાન સામાન્ય જનતાને છોડી, ભણેલા–ગણેલા ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલ લોકો પણ એવું સમજે છે કે, ન્યાય કરવો ફક્ત સરકાર અને ન્યાયપાલિકાઓની ફરજ છે, સામાન્ય માનવી તેનો જવાબદાર નથી અને એ જ સૌથી મોટું કારણ છે કે, જેણે દરેક દેશની સરકાર અને નાગરિકોને બે વિરોધાભાસી જૂથોમાં પરિવર્તિત કરી નાંખ્યા છે. સરકાર અને પ્રજાજનો વચ્ચે

વિરોધ–વંટોળની એવી ઊંડી ખાઈ ઉપસ્થિત કરી દીધી છે કે દરેક પ્રદેશનો નાગરિક પોતાની સરકાર પાસે ન્યાય અને ઈન્સાફની માંગણી કરતો રહે છે પરંતુ પોતે કોઈ ન્યાય ઉપર કાયમ રહેવા માટે તૈયાર નથી. તેનું પરિણામ એ આવ્યું છે કે જેને આજે દુનિયા પોતાની આંખોથી જોઈ રહી છે, દરેક સ્થળે કાયદો સ્થિતિપ્રજ્ઞ છે, ગુનાહો અને અપરાધો દરરોજ પ્રગતિ પર છે, આજે દરેક દેશમાં કાયદા ઘડનારી સંસ્થાઓ, વિધાનસભાઓ ઉપલબ્ધ છે, તેના ઉપર કરોડો રૂપિયા ખર્ચ કરવામાં આવે છે, તેના પ્રતિનિધિઓ ચૂંટી કાઢવા માટે ચૂંટણીઓમાં અલ્લાહની સમગ્ર જમીનને હલાવી નાંખવામાં આવે છે અને પછી આખા દેશના દિલ અને દિમાગ, દેશની જરૂરિયાતો, લોકોની લાગણીઓ અને જઝબાતોને સામે રાખીને ખૂબ કાળજી લઈને કાનૂનો બનાવવામાં આવે છે, અને પછી પ્રદેશના નાગરિકોની સર્વસહમતી મેળવવા માટે તેને પ્રકાશિત કરવામાં આવે છે, લોકોની સર્વસહમતી જાણી લીધા બાદ આ કાનૂન લાગુ પાડવા યોગ્ય સમજવામાં આવે છે, પછી તેને લાગુ પાડવા માટે સરકારની અનેક સંસ્થાઓ ગતિમાં આવે છે, જેના હજારો બલકે, લાખો વિભાગો હોય છે અને દરેક વિભાગમાં દેશના મોટા–મોટા કાબેલ નિષ્ણાત લોકોની મહેનતોથી કામ લેવામાં આવે છે, પરંતુ જ્યારે દુનિયામાં કાર્યરત આ પ્રથા ઉપર જરા નજર ઊંચી કરીને દષ્ટિપાત કરીશું અને જે લોકો સભ્યતા–સભ્યતાના તથા સંસ્કૃતિ અને પ્રગતિના ઠેકેદાર બની બેઠા છે, શાંતિથી તેમના અંગત જીવન વિશે સમીક્ષા કરીશું, તો દરેક વ્યક્તિ અનાયાસે આ કહેવા મજબૂર થશે,

نگاہِ خلق میں دنیا کی رونق بڑھتی جاتی ہے؛ مری نظروں میں پھیکا رنگِ محفل ہوتا جاتا ہے۔

મખ્લૂકની નિગાહમાં દુનિયાની રોનક વધતી જાય છે,
મારી નજરોમાં મહેફિલનો રંગ ફિક્કો થઈ રહ્યો છે.

આજથી ઘણા વર્ષો પહેલાં ઈ.સ. ૧૮૫૭ થી ૧૯૫૭ની પરિસ્થિતિઓની સમીક્ષા કરો, આંકડાઓ સુરક્ષિત છે, તેઓ સાક્ષી આપશે કે જેમ–જેમ કાયદાઓ વધતા ગયા, કાયદામાં સામાન્ય જનતાનું પ્રતિનિધિત્વ વધતું ગયું તથા કાયદા લાગુ પાડનારી સંસ્થાઓ વધતી ગઈ, એક પૉલિસના બદલે અનેક પૉલિસોના પ્રકારો અસ્તિત્વમાં લાવવામાં આવ્યા, પરંતુ અપરાધો દરરોજ કૂદકેને ભૂસકે

વધતા રહ્યા, લોકો ન્યાયથી દૂર થતા ગયા અને આવી જ ગતિથી દુનિયામાં અસંતોષ અને અસલામતી વધતી ચાલી.

## દુનિયાની શાંતિની જામિનગીરી ફક્ત આખિરતનો અકીદહ અને અલ્લાહનો ડર આપી શકે છે :

છે કોઈ બહાદુર વ્યક્તિ ! જે આંખ ખોલીને જૂએ અને દુનિયામાં ચાલતા કુરિવાજોના બંધનોને તોડીને જરા રસૂલે અરબી ﷺના લાવેલા પયગામને વિચારે અને સમજે તથા એ વાસ્તવિકતા ઉપર વિચાર કરે કે, દુનિયામાં શાંતિ અને સલામતી ન તો પરિવર્તનોથી મળી છે, અને ન જ આવનારા ભવિષ્યમાં મળી શકવાની છે. દુનિયામાં શાંતિ અને સલામતીની જામિનગીરી ફક્ત આખિરતનો અકીદહ અને અલ્લાહનો ડર આપી શકે છે, જેના દ્વારા બધી જ પ્રજાકીય ફરજો તથા સામાન્ય નાગરિકો અને સરકાર વચ્ચે સુમેળ સધાય છે અને દરેક વ્યક્તિ પોતાની જવાબદારીને અનુભવવા લાગે છે. કાયદાના રક્ષણ અને ઈજ્જત માટે સામાન્ય નાગરિકો એવું કહીને સ્વતંત્ર નથી થઈ જતા કે, આ કામ સરકારનું છે. કુર્આન મજીદની પ્રસ્તુત આયતો ક્રમવાર ન્યાયના આ જ ક્રાંતિકારી અકીદહ માટે પ્રોત્સાહિત કરી પ્રેરણા આપે છે.

સૂરએ નિસાઅ્ની આ આયતના અંતે اِنَّ اللّٰـهَ كَـانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا નો ઈરશાદ થયો અને સૂરએ માઈદહની આયતના અંતે પ્રથમ તકવાની હિદાયત કરી અને પછી ફરમાવ્યું, اِنَّ اللّٰهَ خَبِيْرٌ بِمَا تَعْمَلُوْنَ અને સૂરએ હદીદની આયતના અંતે ઈરશાદ થયો, اِنَّ اللّٰهَ قَوِىٌّ عَزِيْزٌ

આ ત્રણે આયતોમાં સત્તાધીશો અને નાગરિકો બંનેને ઈન્સાફ ઉપર કાયમ રાખવાનું માર્ગદર્શન આપ્યા પછી આયતના અંતે બધાની દૃષ્ટિને એ વાસ્તવિકતા તરફ ફેરવવામાં આવી છે, જે મનુષ્યની જિંદગી અને તેના વિચારો, તેની લાગણીઓમાં મહાન ક્રાંતિ જન્માવી શકે છે. એટલે કે, અલ્લાહ તઆલાની કુવ્વત અને સલતનત તેની સામે હાજરી અને હિસાબ-કિતાબ, સજા અને સારો બદલો, આ બધાની કલ્પના અને અકીદહ જ એ વસ્તુ હતી જેણે આજથી સેંકડો વર્ષો પહેલાંની અભણ દુનિયાને આજના કરતાં વધુ શાંતિ અને સલામતી બક્ષી હતી અને આ જ તે બાબતો છે જેને ઉપેક્ષિત કરવાથી આજના પ્રગતિ સંપન્ન અવકાશ

સાથે વાતો કરનાર, ગ્રહો–ઉપગ્રહોનું આરોહણ કરનાર, કહેવાતી પ્રગતિશીલ દુનિયા શાંતિ અને સલામતીથી વંચિત થઈ ચૂકી છે.

આધુનિકતાવાદી વિચારધારા ધરાવનારા સાંભળી લે કે, વિજ્ઞાનની આશ્ચર્યજનક પ્રગતિથી તેઓ અવકાશમાં તો આરોહણ કરી શકે છે, ગ્રહો–ઉપગ્રહો ઉપર જઈ શકે છે, સમંદરના તળિયા ખૂંદી શકે છે, પરંતુ શાંતિ અને સલામતી, શાંતિ અને સંતોષ જે તેમના બધા જ ભૌતિક સાધનો અને બધા જ કારખાનાઓનો અસલી મકસદ છે, ન તો તેમને કોઈ ગ્રહમાં મળશે, ન જ કોઈ નવા–નવા સંશોધનોથી મળશે, જો એ મળશે તો પયગમ્બરે અરબી રસૂલે કરીમ ﷺના સંદેશ અને તેમની તા'લીમમાં મળશે. અલ્લાહ તઆલાને માનવા અને આખિરતના હિસાબ ઉપર અકીદહ રાખવામાં શાંતિ અને સલામતી રહેલી છે. اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ (૧૩ : ૨૮) વિજ્ઞાનના આશ્ચર્યજનક સંશોધનો દીન–પ્રતિદીન અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતને અને તેની અજોડ કારીગીરીને વધારે જાહેર કરતા જાય છે, જેની સામે દરેક માનવીય પ્રગતિ પોતાના તુચ્છ અને અશક્ત હોવાનો સ્વીકાર કરી લે છે.

چہ سود چوں دل دانا و چشم بینا نیست

શું ફાયદો જ્યારે કે દિલ નાદાન છે અને આંખ જોતી નથી !

કુર્આને હકીમે એક બાજુ તો દુનિયાની બધી વ્યવસ્થાઓનો હેતુ જ ન્યાયની સ્થાપના બતાવી છે. બીજી બાજુ તેની એક આશ્ચર્યજનક અને અજોડ એવી વ્યવસ્થા બતાવી કે, જો તેની સંપૂર્ણ વ્યવસ્થાને અપનાવવામાં આવે અને તેના ઉપર અમલ કરવામાં આવે, તો આ જ ખૂંખાર અને દુષ્કૃત્યોના દલદલમાં લથડતી દુનિયા એવા પવિત્ર સમાજમાં પરિવર્તિત થઈ જશે, જે આખિરતમાં આવનાર જન્નત પહેલાં દુનિયાને જન્નત બનાવી દેશે. અલ્લાહનો ઈરશાદ છે, وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ جَنَّتٰنِ જેની એક તફસીર એ પણ છે કે, અલ્લાહથી ડરનારાઓને બે જન્નતો મળશે, એક આખિરતમાં અને બીજી રોકડી જન્નત દુનિયામાં. તે અસ્તિત્વમાં આવી શકે છે, કારણ કે, આ કોઈ ફક્ત કપોળ–કલ્પિત કલ્પનાઓ આધારિત ગપગોળા નથી, આ પયગામ લાવનાર મુકદ્દસ વ્યક્તિ (પવિત્ર) રસૂલે કરીમ ﷺએ તેને અમલી સ્વરૂપે કરીને બતાવ્યું છે અને તેમના

પછી ખુલફાએ રાશીદીન (રદિ.) અને અન્ય સુન્નતના તાબે'દાર સુલતાનોએ જ્યારે પણ તેના ઉપર અમલ કર્યો તો વાઘ અને બકરી એક ઘાટ ઉપર પાણી પીવાનું કાલ્પનિક ઉદાહરણ વાસ્તવિકતા બનીને લોકો માટે આદર્શ બની ગયું. ગરીબ અને અમીર, મજૂર અને મૂડીપતિનો તફાવત મૂળેથી નાશ પામ્યો, કાયદાનું પાલન દરેક વ્યક્તિ પોતાના ઘરના બંધ દરવાજાઓની ભીતર રાતના ઘોર અંધકારમાં પણ કરવા લાગ્યા. આ કોઈ કાલ્પનિક વાર્તા નથી, આ ઐતિહાસિક સત્યો અને તથ્યો છે, જેનો સ્વીકાર ગેરો (પારકાઓ)એ પણ કર્યો છે અને દરેક સાફ દિલ ગેરમુસ્લિમ પણ આ બાબત માનવા મજબૂર થયો છે.

આયતના વિષય પછી આયતની તફસીર વિગતવાર જોઈએ.

પ્રસ્તુત આયતમાં كُوْنُوْا قَوَّامِيْنَ بِالْقِسْطِ ફરમાવવામાં આવ્યું, قِسْطٌ بِكَسْرِ الْقَافْ નો અર્થ ન્યાય અને ઈન્સાફ થાય છે અને ઈન્સાફની વાસ્તવિકતા એ છે કે, દરેક હકદારને તેનો હક પૂરે-પૂરો આપવામાં આવે, તેમાં સામાન્ય રીતે અલ્લાહના હકો પણ સામેલ છે અને દરેક પ્રકારના બંદાના હકો પણ તેમાં આવી જાય છે. એટલા માટે قِيَامٌ بِالْقِسْطِ (કિયામ બિલ કિસ્ત)ના સમજવામાં આવતા ભાવાર્થમાં એ પણ સામેલ છે કે, કોઈ કોઈના ઉપર અત્યાચાર નહીં કરે અને એ પણ સામેલ છે કે, જાલિમને જુલમ કરવાથી અટકાવવામાં આવે, મજલૂમની હિમાયત કરવામાં આવે અને એ પણ સામેલ છે કે, જાલિમના જુલમને રોકવા માટે અને મજલૂમને તેનો હક અપાવવા માટે ગવાહીની આવશ્યકતા ઊભી થાય તો ગવાહી આપવાથી પણ પાછા ન હટે અને એ પણ સામેલ છે કે, ગવાહીમાં સત્ય અને વાસ્તવિકતાની જાહેરાત કરવામાં આવે. ભલે તે કોઈના વિરુદ્ધ જાય કે કોઈની તરફેણમાં જાય, એ પણ સામેલ છે કે જે લોકોના હાથમાં વહીવટ અને સરકારની વ્યવસ્થા છે, જ્યારે બે પક્ષોનો કોઈ મુકદ્દમો તેમની સામે રજૂ થાય તો બંને પક્ષે સમાનતાનો વ્યવહાર કરે, કોઈ એક તરફે કોઈપણ પ્રકારનો પક્ષપાત ન કરે, ગવાહોના નિવેદનો ધ્યાનથી સાંભળે અને તેના ઉપર વિચાર કરે, ઘટનાની તહકીક કરવા પોતાનાથી બનતો સંપૂર્ણ પ્રયત્ન કરે, ત્યારબાદ ફેંસલો પૂરેપૂરા ન્યાય અને ઈન્સાફથી કરે.

**ન્યાયની સ્થાપનામાં અવરોધ બનનારા કારણો :**

સૂરએ નિસાઅ્ અને સૂરએ માઈદહની આ બંને આયતો જો કે,

અલગ-અલગ સૂરતોની આયતો છે, પરંતુ બંનેનો વિષય લગભગ સરખો છે. ફરક માત્ર એટલો છે કે, ન્યાયના માર્ગમાં અવરોધ નાંખનારી સ્વાભાવિક બે વસ્તુઓ હોય છે. એક કોઈની મહોબ્બત, સંબંધ, દોસ્તી અથવા મિત્રતા, જેનો તકાદો ગવાહના દિલ ઉપર એવો હોય છે કે, ગવાહી તેમની તરફેણમાં આપવામાં આવે, જેથી તેઓ નુકસાનથી સુરક્ષિત રહે અને ફૈસલો તેમના તરફેણમાં થાય. બીજી વસ્તુ કોઈની અદાવત, દુશ્મની વગેરે છે, જે ગવાહને તેના દુશ્મન વિરુદ્ધ ગવાહી આપવા માટે પ્રોત્સાહિત કરી શકે છે, જે ન્યાયાધીશ અથવા કાઝીને તેમના વિરુદ્ધ ફૈસલો આપવાનું કારણ બની શકે છે. મતલબ કે, મહોબ્બત અને દુશ્મની એવી વસ્તુઓ છે, જે ન્યાયના માર્ગેથી હટાવીને વ્યક્તિને અત્યાચાર અને જબરદસ્તીમાં સપડાવી શકે છે. સૂરએ નિસાઅ્ અને સૂરએ માઈદહની બંને આયતોમાં આ જ બંને અવરોધોને દૂર કરવામાં આવ્યા છે. સૂરએ નિસાઅ્ની આયતમાં ન્યાયના માર્ગમાંથી સગાઈ-સંબંધોના અવરોધ દૂર કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. ઈરશાદ છે, اَوِالْـوَالِـدَيْـنِ وَالْاَقْرَبِيْنَ (૪ : ૧૩૫) એટલે કે, જો તમારી ગવાહી તમારા પોતાના માતા-પિતા અથવા નજીકના સગાંઓ વિરુદ્ધ પણ હોય તો પણ સત્ય વાત કહેવામાં અને સાચી ગવાહી આપવામાં આ સંબંધોને ધ્યાનમાં ન લેવા.

સૂરએ માઈદહની આયતમાં વેરભાવ અને દુશ્મનીના અવરોધને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એટલા માટે ફરમાવ્યું, لَا يَـجْـرِمَـنَّـكُمْ شَنَـاٰنُ قَـوْمٍ عَـلٰـى اَنْ لَّا تَـعْـدِلُوْا اِعْدِلُوْا هُوَاَقْرَبُ لِلتَّقْوٰى (૫ : ૨) એટલે કે, કોઈ કૌમનો કીનો અને અદાવત પણ તમારા માટે એ બાબતનું કારણ ન બનવું જોઈએ કે, તમે ઈન્સાફનો માર્ગ છોડીને તેમના વિરુદ્ધ ગવાહીઓ અને ફૈસલા આપવા માંડો.

બંને આયતોના વિષય અને વ્યાખ્યામાં થોડો ફરક છે, સૂરએ નિસાઅ્ની આયતમાં قَـوَّامِيْـنَ بِـالْـقِسْطِ شُهَدَآءَ لِلّٰـهِ (૪ : ૧૩૫) ફરમાવવામાં આવ્યું, અને સૂરએ માઈદહની આયતમાં قَـوَّامِيْـنَ لِـلّٰـهِ شُهَدَآءَ بِـالْقِسْطِ ઈરશાદ થયો. પ્રથમ આયતમાં બે વસ્તુઓનું માર્ગદર્શન છે, એક قِيَـامٌ بِالْقِسْطِ (કિયામ બિલ કિસ્ત) છે અને બીજું شَهَـادَةٌ لِـلّٰـه (શહાદત લિલ્લાહ) છે. અને બીજી આયતમાં પણ બંને વસ્તુઓ એક જ પ્રકારની છે પરંતુ વિષય બદલીને قِيَـامٌ لِـلّٰــه (કિયામ લિલ્લાહ) અને شَهَادَةٌ بَالْقِسْط (શહાદત બિલ કિસ્ત) ફરમાવવામાં આવ્યું છે.

ઘણા વિવરણકારોએ ફરમાવ્યું કે, વિષય બદલવાથી જાણ થઈ કે આ બંને વસ્તુઓ વાસ્તવમાં એક જ હકીકતની બે વ્યાખ્યાઓ છે. ક્યાંક "કયામ બિલ કિસ્ત" અને "શહાદત લિલ્લાહ"થી ઓળખાવવામાં આવ્યું છે તો ક્યાંક "કયામ લિલ્લાહ" અને "શહાદત બિલ કિસ્ત"થી વર્ણન કરવામાં આવ્યું છે. આ બંને આયતોની વર્ણનશૈલીમાં આ વાત ખાસ ધ્યાનમાં રાખવાની છે કે, كُونُوا قَوَّامِينَ بِالْقِسْطِ يا قَوَّامِينَ لِلّٰهِ નું લાંબું વાક્ય અપનાવવામાં આવ્યું. જ્યારે કે, ન્યાયનો હુકમ ફક્ત એક શબ્દ اَقْسِطُوْ (અકિસતૂ) દ્વારા પણ આપી શકાતો હતો. આ લાંબુ વાક્ય અપનાવવાથી એ બાબત તરફ ઈશારો કરવો મંજૂર છે કે, અનાયાસે કોઈ ઘટનામાં ન્યાય કરવાથી જવાબદારી પૂરી નથી થઈ જતી. કારણ કે, ક્યારેક કોઈ મા'મલામાં ન્યાય થઈ જવો એક એવું સ્વાભાવિક કૃત્ય છે કે, દરેક ખરાબમાં ખરાબ અને જાલિમથી જાલિમ સત્તાધીશ પણ તેને અપનાવે છે કે, તેનાથી પણ કોઈ મા'મલામાં તો ન્યાય થઈ જ જાય છે. આ વાક્યમાં શબ્દ قَوَّامِيْنَ (કવ્વામીન)નો ઉપયોગ કરીને બતાવવામાં આવ્યું કે, ન્યાય ઉપર હંમેશા દરેક સમયે દરેક પરિસ્થિતિમાં દોસ્ત હોય કે દુશ્મન, કાયમ રહેવું જરૂરી છે.

પછી આ બંને આયતોમાં સમગ્ર દુનિયાને ન્યાય ઉપર કાયમ રાખવા માટે અને ન્યાયને સ્થાપિત કરાવવા માટે જે પાયાના સિદ્ધાંતો અપનાવવાની વાત કરવામાં આવી છે, તે પણ કુર્આને કરીમની આગવી ખાસિયતોમાંથી છે, તેમાંથી એક મહત્ત્વની બાબત તો એ છે કે, સત્તાધીશો અને સામાન્ય જનતા બધાને અલ્લાહની કહ્‌હારની સિફતથી અને આખિરતના હિસાબથી ડરાવીને તેમને માનસિક રીતે તૈયાર કરવામાં આવ્યા છે કે, સામાન્ય જનતા પોતે પણ કાયદાનું પાલન કરે અને સત્તાધીશો કે જેમના માથે કાયદો લાગુ પાડવાની જવાબદારી છે, તે પણ કાયદો લાગુ પાડવામાં અલ્લાહ અને આખિરતને સામે રાખીને અલ્લાહની મખ્લૂકના સેવક બને, કાયદાને મખ્લૂકની સેવા અને દુનિયાની સુધારણાનું માધ્યમ બનાવે, લોકોની તકલીફો અને પરેશાનીઓમાં વધારો કરી અને મજલૂમને ઑફિસોના ચક્કરોમાં ફસાવી વધારે જુલમ ઉપર જુલમનું કારણ ન બનાવે, કાયદાને પોતાની તુચ્છ મહેચ્છાઓ અથવા થોડી નજીવી કિંમતમાં વેચી ન મારે, قَوَّامِيْنَ لِلّٰهِ અથવા شُهَدَآءَ لِلّٰهِ ફરમાવીને સત્તાધીશો અને સામાન્ય જનતા બંનેને લિલ્લાહિયત અને ઈખ્લાસ (નિખાલસતા) ઉપર અમલ કરવાનું આમંત્રણ આપવામાં આવ્યું છે.

બીજી પાયાની બાબત એ છે કે, ન્યાયની સ્થાપનાની જવાબદારી સમગ્ર મનુષ્યજાતિ ઉપર નાંખવામાં આવી છે. સૂરએ નિસાઅ્ અને માઈદહમાં તો يَـٰٓأَيُّهَا الَّـذِيْنَ اٰمَنُوْا ફરમાવી સમગ્ર મુસ્લિમ ઉમ્મતને એ બાબતનું સંબોધન થયું છે અને સૂરએ હદીદમાં لِيَـقُوْمَ النَّاسُ بِالْقِسْطِ (૫૭ : ૨૫) ફરમાવી આ ફરજને બધી જ મનુષ્યજાતિ ઉપર લાગુ પાડવામાં આવી છે. સૂરએ નિસાઅ્ની આયતમાં وَلَـوْ عَـلٰـى اَنْـفُسِكُمْ ફરમાવીને એ તરફ માર્ગદર્શન આપવામાં આવ્યું કે, ન્યાયની માંગણી ફક્ત અન્યો માટે ન હોય. બલકે, પોતાના નફ્સ માટે પણ હોવી જોઈએ, પોતાના નફ્સ (મનેચ્છા) વિરુદ્ધ કોઈ નિવેદન અથવા જાહેરાત કરવી પડે તો પણ સત્ય અને ન્યાયના વિરુદ્ધ કશું જ ન બોલે. ભલે તેનું નુકસાન તેની પોતાની જાતને પણ ઉઠાવવું પડતું હોય તો પણ આ નુકસાન તુચ્છ અને થોડા સમય માટેનું કામચલાઉ નુકસાન છે અને જૂઠું બોલીને જો તે પોતાની જાતને બચાવી લેશે તો કયામતના દિવસે સખત અઝાબ પોતાની જાત માટે ખરીદી લેશે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૩૬-૧૩૭)

يَٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَالْكِتٰبِ الَّذِيْ نَزَّلَ عَلٰى رَسُوْلِهٖ وَالْكِتٰبِ الَّذِيْٓ
اَنْزَلَ مِنْ قَبْلُ ۭ وَمَنْ يَّكْفُرْ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ وَالْيَوْمِ الْاٰخِرِ فَقَدْ
ضَلَّ ضَلٰلًاۢ بَعِيْدًا ﴿١٣٦﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا ثُمَّ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا ثُمَّ
ازْدَادُوْا كُفْرًا لَّمْ يَكُنِ اللّٰهُ لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ سَبِيْلًا ﴿١٣٧﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! ઈમાન (યકીન) લાવો અલ્લાહ ઉપર અને તેના રસૂલ ઉપર, અને તેની કિતાબ (કુર્આન) ઉપર જે પોતાના રસૂલ ઉપર ઉતારી છે, અને તે કિતાબ ઉપર જે તમારાથી પહેલાં ઉતારી, અને જે કોઈ યકીન કરશે નહીં અલ્લાહ ઉપર અને તેના ફરિશ્તાઓ ઉપર અને કિતાબો ઉપર અને રસૂલો ઉપર અને કયામતના દિવસ ઉપર તે બહેકીને દૂર જઈ પડયો. (૧૩૬) ખરેખર ! જે લોકો મુસલમાન થયા પછી કાફિર થયા, ફરી*

*મુસલમાન થયા ફરી કાફિર થયા, પછી કુફ્રમાં વધતા રહ્યા તો અલ્લાહ તેમને કદી મા'ફ કરનારો નથી, અને તેમને માર્ગ નહીં બતાવે. (૧૩૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ આયતો અગાઉ મોટા ભાગનું વર્ણન નૈતિકતાને લગતા વિષયનું હતું અત્રે ઈમાન અને કુફ્રની ચર્ચા પણ અમુક–અમુક સ્થળે વિરોધીઓના સંદર્ભમાં આવી ગઈ છે. અહીં આ ચર્ચા વિગતવાર પ્રસ્તુત છે અને સૂરત પૂર્ણ થવાની બિલકુલ નજીક સુધી આ ચર્ચા ચાલતી રહે છે. વર્ણન કરવાના ક્રમમાં પ્રથમ એ બાબતનું વર્ણન છે કે, શરીઅતમાં ઈમાન માન્ય કયું છે ? પછી કાફિરોના અનેકવિધ ફિરકાઓની ટીકા અને તેમના અમુક અકીદાઓને પણ વખોડવામાં આવ્યા છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (એટલે કે જેઓ ઈમાન લાવીને મો'મિનોના વર્ગમાં સામેલ થઈ ચૂક્યા છે) તમે (અકીદહની આ સ્પષ્ટતા સાંભળી લો કે,) અલ્લાહ ઉપર વિશ્વાસ રાખો (તેની જાત અને સિફાત ઉપર પણ) અને તેના રસૂલ (મુહમ્મદ ﷺની રિસાલત ઉપર) અને તે કિતાબ(ના સત્ય હોવા ઉપર) જે તેણે (એટલે કે અલ્લાહ તઆલાએ) પોતાના રસૂલ (મુહમ્મદ ﷺ) ઉપર નાઝિલ કરી અને તે કિતાબો(ના સત્ય હોવા) ઉપર (પણ) જે (રસૂલ ﷺથી) અગાઉ (અન્ય નબીઓ ઉપર) નાઝિલ થઈ ચૂકી છે (અને રસૂલે કરીમ ﷺ તથા આગલી કિતાબો ઉપર ઈમાન લાવવામાં ફરિશ્તાઓ અને અન્ય અંબિયા અલૈ. તથા કયામતના દિવસ ઉપર ઈમાન લાવવું પણ સામેલ થઈ ગયું) અને જે વ્યક્તિ અલ્લાહ(ની જાત અથવા સિફાત)નો ઈન્કાર કરે અને (એ જ રીતે જે) તેના ફરિશ્તાઓનો (ઈન્કાર કરે) અને (એ જ પ્રમાણે જે) તેની કિતાબોનો (જેમાં કુર્આન શરીફ પણ આવી ગયું, ઈન્કાર કરે) અને (એ જ પ્રમાણે જે) તેના રસૂલોનો (જેમાં રસૂલે કરીમ ﷺ પણ સામેલ છે, ઈન્કાર કરે) અને (એ જ પ્રમાણે જે) કયામતના દિવસનો (ઈન્કાર કરે) તો તે વ્યક્તિ ગુમરાહીમાં ખૂબ દૂર (સુધી) ભટકી ગયો. નિઃશંક ! જે લોકો (પહેલાં તો) મુસલમાન થયા, પછી કાફિર થઈ ગયા, પછી મુસલમાન થઈ ગયા (અને આ વખતે પણ ઈસ્લામ ઉપર

કાયમ ન રહ્યા, નહિતર પ્રથમ વખતનું મુર્તદ થવું મા'ફ થઈ ગયું હોત, પરંતુ) પછી કાફિર થઈ ગયા.... પછી (મુસલમાન જ ન થયા, નહિતર તો પણ ઈમાન સ્વીકાર્ય થઈ ગયું હોત, બલકે, તેઓ તો) કુફ્રમાં જ વધતા ચાલ્યા ગયા, (એટલે કે કુફ્ર ઉપર મૌત સુધી અડગ રહ્યા) અલ્લાહ તઆલા એવા લોકોને કદાપિ બખ્શશે નહીં અને ન (જ) તેમને (ઇચ્છિત મંઝિલ એટલે કે જન્નતનો) રસ્તો બતાવશે (કારણ કે, મા'ફી અને જન્નત માટે મૌત સુધી ઈમાન ઉપર રહેવું શરત છે).

## મસ્અલા અને બોધપાઠ :

**ફાયદો :**

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا.... નો ભાવાર્થ મુનાફિકો છે અને અમુક ફરમાવે છે કે, આ આયત યહૂદીઓ માટે છે કે પ્રથમ ઈમાન લાવ્યા, પછી વાછરડાની પૂજા શરૂ કરી કાફિર થઈ ગયા, ફરી તવબહ કરી મો'મિન થઈ ગયા, પછી ઈસા (અલૈ.)નો ઈન્કાર કરી કાફિર થઈ ગયા. ત્યારબાદ રસૂલુલ્લાહ ﷺનો ઈન્કાર કરી કુફ્રમાં વધતા ચાલ્યા. *(રૂહુલ મઆની)*

لَمْ يَكُنِ اللّٰهُ لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ سَبِيْلًا આ આયતનો અર્થ એ છે કે, તેમના વારંવાર કુફ્ર તરફ પાછા ફરવાથી તેમનામાં સત્યને અનુસરવાની તવફીક જતી રહી અને તેમનામાં સત્ય સમજવાની શક્તિ જ નષ્ટ પામી અને હવે તેમને આવનારા સમયમાં તવબહ કરી ઈમાન લાવવાનો મોકો જ પ્રાપ્ત નહીં થાય. નહિતર જે કાયદો કુર્આન અને સુન્નતની નુસૂસથી કતઈ રીતે સાબિત છે, તે એ છે કે, કોઈપણ કાફિર અથવા મુર્તદ થયો તે સાચી તવબહ કરી લે તો પાછલા ગુનાહો મા'ફ થઈ જાય છે અને આ લોકો પણ જો તવબહ કરી લે તો મા'ફીનો કાનૂન તેમના માટે પણ ખુલ્લો છે.

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૩૮ થી ૧૪૧)

| |
|---|
| بَشِّرِ الْمُنٰفِقِيْنَ بِاَنَّ لَهُمْ عَذَابًا اَلِيْمَا ۝١٣٨ الَّذِيْنَ يَتَّخِذُوْنَ الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ |
| دُوْنِ الْمُؤْمِنِيْنَ ۭ اَيَبْتَغُوْنَ عِنْدَهُمُ الْعِزَّةَ فَاِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا ۝١٣٩ وَقَدْ نَزَّلَ |
| عَلَيْكُمْ فِي الْكِتٰبِ اَنْ اِذَا سَمِعْتُمْ اٰيٰتِ اللّٰهِ يُكْفَرُ بِهَا وَيُسْتَهْزَاُ بِهَا فَلَا تَقْعُدُوْا |

مَعَهُمْ حَتّٰى يَخُوْضُوْا فِيْ حَدِيْثٍ غَيْرِهٖٓ ۖ اِنَّكُمْ اِذًا مِّثْلُهُمْ ۭ اِنَّ اللّٰهَ جَامِعُ

الْمُنٰفِقِيْنَ وَالْكٰفِرِيْنَ فِيْ جَهَنَّمَ جَمِيْعَاۨ ۝١٤٠ الَّذِيْنَ يَتَرَبَّصُوْنَ بِكُمْ ۚ فَاِنْ كَانَ لَكُمْ فَتْحٌ

مِّنَ اللّٰهِ قَالُوْٓا اَلَمْ نَكُنْ مَّعَكُمْ ښ وَاِنْ كَانَ لِلْكٰفِرِيْنَ نَصِيْبٌ ۙ قَالُوْٓا اَلَمْ نَسْتَحْوِذْ

عَلَيْكُمْ وَنَمْنَعْكُمْ مِّنَ الْمُؤْمِنِيْنَ ۭ فَاللّٰهُ يَحْكُمُ بَيْنَكُمْ يَوْمَ الْقِيٰمَةِ ۭ وَلَنْ يَّجْعَلَ

ع ٢٠ ١٨ اللّٰهُ لِلْكٰفِرِيْنَ عَلَى الْمُؤْمِنِيْنَ سَبِيْلًا ۝١٤١ ع

## તરજુમો :

*મુનાફિકોને ખુશખબરી સંભળાવી દો કે તેમના માટે દર્દનાક અઝાબ છે. (૧૩૮) (તે) જેઓ કાફિરોને પોતાના મિત્ર બનાવે છે મુસલમાનોને છોડીને, શું તેમની પાસે ઈજ્જત ઢૂંઢે છે !? બસ, ઈજ્જત તો અલ્લાહના જ માટે છે સઘળી ! (૧૩૯) અને તમારા ઉપર કુર્આનમાં હુકમ ઉતારી ચૂક્યો, જ્યારે અલ્લાહની આયતો ઉપર ઈન્કાર થતો અને ઠઠ્ઠા–મશ્કરી થતી સાંભળો તો તેમની સાથે ન બેસો, એટલે સુધી કે પોતાની બીજી કોઈ વાતમાં પ્રવૃત્ત થાય, નહિતર તમે પણ તેમના જ જેવા થઈ ગયા, અલ્લાહ મુનાફિકોને અને કાફિરોને દોઝખમાં એક સ્થળે એકઠા કરશે. (૧૪૦) તે મુનાફિકો જે તમારી તાકમાં છે, પછી જો તમને અલ્લાહના ઈરાદાથી વિજય મળે તો કહે, શું અમે તમારી સાથે ન હતા ? અને જો કાફિરોને નસીબ થાય તો કહે, શું અમે તમને ઘેરી ન લીધા હતા ? અને તમને મુસલમાનોથી બચાવી દીધા ! બસ, અલ્લાહ તમારી વચ્ચે કયામતના દિવસે ફેંસલો કરશે અને અલ્લાહ કાફિરોને મુસલમાનો ઉપર કદી પણ (વર્ચસ્વનો) માર્ગ નહીં આપે. (૧૪૧)*

## તફસીર :

મુનાફિકોને ખુશખબરી સંભળાવી દો, એની કે તેમના માટે (આખિરતમાં) કષ્ટદાયક સજા (નક્કી કરવામાં આવી) છે, જેમની એવી હાલત છે કે (ઈમાનવાળાઓ જેવા અકીદહ તો નથી રાખતા પરંતુ ઈમાનવાળાઓ જેવો હુલિયો–દેખાવ પણ ન રાખી શક્યા, કારણ કે) કાફિરોને દોસ્ત બનાવે છે

મુસલમાનોને છોડીને, શું તેમની પાસે (જઈને) ઈજ્જત પ્રાપ્ત કરવા ઈચ્છે છે ? બસ, (ખૂબ સમજી લો કે) ઈજ્જત તો સઘળી અલ્લાહ તઆલાના કબ્જામાં છે (તે જેને ઈચ્છે છે તેને આપે છે, બસ અલ્લાહ તઆલા તેમને અથવા જેમની પાસે તેઓ જાય છે તે દોસ્તોને ઈજ્જત ન આપે તો ક્યાંથી તેઓ ઈજ્જતવાળા આબરૂદાર બની શકે છે ?!) અને (હે મુસલમાનો ! જુઓ તમે મુનાફિકોની જેમ કાફિરોને ખાસ ન બનાવો, ખાસ ગાઢ મિત્ર કરીને જે સમયે તેઓ કુફ્રની વાતનું વર્ણન કરતા હોય, જેથી આ મદની સૂરત પહેલાં પણ) અલ્લાહ તઆલા તમારી પાસે આ ફરમાન (સૂરએ અન્આમમાં કે જે મક્કી સૂરહ છે) મોકલી ચૂક્યો છે, (જેનો ખુલાસો એ છે) કે જ્યારે (કોઈ મહેફીલમાં) અલ્લાહના હુકમોની સાથે ઠેકડી અને કુફ્ર થતું સાંભળો તો તે લોકોની પાસે ન બેસો, જ્યાં સુધી કે તેઓ કોઈ અન્ય વાત શરૂ ન કરે (અને આ વિષય તથા આ આયતનો પાયો છે وَاِذَارَاَيْتَ الَّذِيْنَ يَخُوْضُوْنَ..... બસ, આ ઠેકડી ઉડાવનારા મક્કમાં મુશ્રિકો હતા અને મદીનામાં યહૂદી હતા, સરેઆમ આવું કરતા હતા અને મુનાફિકો ફક્ત ગરીબ અને કમજોર મુસલમાનો રૂબરૂ આવું કરતા હતા. બસ, જેવી રીતે ત્યાં મુશ્રિકોની સાથે મહેફીલ માણવાની તે વખતે મનાઈ હતી, અહીંયાં યહૂદીઓ અને મુનાફિકો સાથે મહેફીલ માણવાની મનાઈ એટલા માટે કરીએ છીએ) કે એ હાલતમાં તમે પણ (ગુનાહમાં) તેમના જેવા થઈ જશો. (જો બંનેની હાલતનો તફાવત હોય તો એક ગુનોહ કુફ્ર છે અને બીજું ફિસ્ક છે અને તે મહેફીલ માણવાની મનાઈમાં કાફિરો અને મુનાફિકો બંને સરખા છે. કારણ કે, તે બંનેની વાતોનો વિષય કુફ્રનું વર્ણન કરવું છે અને તેનો હેતુ કુફ્ર જ છે અને તે બંને આ બાબતમાં સરખા છે. એટલા માટે કુફ્રની સજા એટલે કે, દોઝખનું ઈંધણ બનવામાં તેઓ બંને બરાબર છે. કારણ કે) ચોક્કસ અલ્લાહ તઆલા મુનાફિકો અને કાફિરોને બધાને દોઝખમાં ભેગા કરી દેશે (અને) તે (મુનાફિકો) એવા છે કે તમારા ઉપર આફત આવવાની રાહ જૂએ છે (અને એની તમન્ના પણ કરતા રહે છે) પછી (તેમની રાહ જોયા પછી) જો તમને અલ્લાહ તરફથી વિજય પ્રાપ્ત થઈ જાય તો (તમારી પાસે આવીને) વાતો બનાવે છે કે, શું અમે તમારી સાથે (જિહાદમાં સામેલ) ન હતા ? (કારણ કે બનાવટ કરીને નામ પૂરતા મુસલમાન હોવાનું જાહેર કરતા રહેતા હતા, મતલબ કે તેમનો હેતુ ગનીમતના માલમાં હિસ્સો મેળવવાનો હતો) અને જો તે

કાફિરોને (વિજયનો) કોઈ ભાગ મળી ગયો (એટલે કે તેઓ અનાયાસે વિજયી થઈ ગયા) તો (તેમની પાસે જઈને) વાતો બનાવે છે કે, શું અમે તમારી ઉપર ગાલિબ ન આવવા લાગ્યા હતા ? (પરંતુ અમે જાણીબૂઝીને તમને વિજયી કરવા માટે મુસલમાનોની મદદ ન કરી અને એવી યુક્તિઓ કરી કે, લડાઈ બગડી ગઈ) અને શું અમે (જ્યારે તમે પરાજિત થવા લાગ્યા હતા) તમને મુસલમાનોથી બચાવી ન લીધા હતા ? (એ રીતે કે અમે તેમની મદદ ન કરી અને યુક્તિઓ કરી લડાઈનું રૂખ ફેરવી દીધું, મતલબ એ કે, અમારું અહેસાન માનો અને જે કંઈ તમારા હાથ લાગ્યું છે, તેમાંથી અમને પણ કંઈ ભાગ આપો, મતલબ કે બંને બાજુ આ પ્રમાણે હાથ મારતા હતા) બસ, (દુનિયામાં જો કે ઈસ્લામની જાહેરાતની બરકતથી મુસલમાનોની જેમ જિંદગી પસાર કરી રહ્યા છે પરંતુ) અલ્લાહ તઆલા તમારો અને તેમનો (અમલ સંબંધી) કયામતમાં ફેંસલો કરી દેશે અને (આ ફેંસલામાં) કદાપિ અલ્લાહ તઆલા કાફિરોને મુસલમાનોના મુકાબલામાં ગાલિબ કરશે નહીં (બલકે, કાફિરોને અપરાધી ઠરાવીને જહન્નમમાં નાંખી દેવામાં આવશે અને મુસલમાનો સચ્ચાઈ ઉપર સાબિત થઈને જન્નતમાં જશે અને સાચો અંતિમ ફેંસલો આ જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં મુનાફિકો માટે કષ્ટદાયક અઝાબની ખબર આપવામાં આવી છે અને આ ગમનાક ખબરને ખુશખબરીના શબ્દથી વર્ણન કરવામાં એ તરફ ઈશારો થયો છે કે, દરેક વ્યક્તિ પોતાના ભવિષ્ય માટે ખુશખબરી સાંભળવા આતુર રહે છે, પરંતુ મુનાફિકો માટે આના સિવાય કોઈ ખબર નથી, એટલે તેમની ખુશખબરીના બદલામાં આ જ ખબર છે (અને આ ખુશખબરીનો શબ્દ કદાચ કટાક્ષ માટે વ્યંગ સ્વરૂપે પણ કહેવામાં આવ્યો હોય એ શક્ય છે).

### ઇજ્જત-આબરૂ અલ્લાહ પાસે જ માંગવી જોઈએ :

બીજી આયતમાં કાફિરો અને મુશ્રિકો સાથે મિત્રતાનો વ્યવહાર રાખીને તેમની સાથે ઓળઘોળ થઈ હળી-મળી જવાની મનાઈ કરવામાં આવી છે અને એવું કરનારાઓ માટે ચેતવણી પણ વર્ણન થઈ છે અને તેની સાથે-સાથે આ બીમારીમાં સપડાયેલા હોવાનો અસલ હેતુ અને કારણ વર્ણન કરીને તેને વ્યર્થ

અને વાહિયાત હોવાનું પણ બતાવવામાં આવ્યું છે. ઈરશાદ ફરમાવ્યો, اَيَبْتَغُوْنَ عِنْدَهُمُ الْعِزَّةَ فَاِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا એટલે કે, કાફિર મુશ્રિકોની સાથે મિત્રતાભર્યો વ્યવહાર રાખવા અને તેમની સાથે હળવા–મળવાનો હેતુ એ હોય છે કે, તેમની જાહેર ઈજ્જત, શક્તિ અને મોટા જથ્થાથી પ્રભાવિત થઈને એવું સમજવામાં આવે છે કે, તેમની સાથે દોસ્તી રાખવામાં આવે તો અમને પણ ઈજ્જત–આબરૂ અને શક્તિ પ્રાપ્ત થશે. અલ્લાહ તઆલાએ આ વાહિયાત વાતની વાસ્તવિકતા એ પ્રમાણે સ્પષ્ટ કરી કે, તમે તેમના દ્વારા ઈજ્જત પ્રાપ્ત કરવા ઈચ્છો છો ? જ્યારે કે, તેમની પોતાની કોઈ ઈજ્જત નથી. ઈજ્જત જેનો અર્થ શક્તિ અને મોભાનો છે, તે ફક્ત અલ્લાહ તઆલાને ત્યાં ખાસ છે અને મખ્લૂકમાંથી જે કોઈને જ્યારે પણ શક્તિ અથવા માન–મોભો પ્રાપ્ત થાય છે, તે બધું અલ્લાહ તઆલાનું આપેલું હોય છે, તો એ કેટલી બુદ્ધિહીનતાની બાબત છે કે ઈજ્જત–આબરૂ પ્રાપ્ત કરવા માટે ઈજ્જતના સાચા માલિક ઈજ્જત આપનાર અલ્લાહને તો નારાજ કરવામાં આવે અને તેના દુશ્મનો દ્વારા ઈજ્જત પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરવામાં આવે !

કુર્આને કરીમમાં સૂરએ મુનાફિકૂનમાં પણ આ જ વિષય આ વિશેષ વધારા સાથે આ પ્રમાણે આવ્યો છે.

وَلِلّٰهِ الْعِزَّةُ وَلِرَسُوْلِهٖ وَلِلْمُؤْمِنِيْنَ وَلٰكِنَّ الْمُنٰفِقِيْنَ لَا يَعْلَمُوْنَ،

*“ઈજ્જત તો ફક્ત અલ્લાહ માટે છે અને તેના રસૂલ (ﷺ) માટે અને મુસલમાનો માટે, પરંતુ મુનાફિકો આ ગુણને સમજતા નથી.”* *(૬૩:૮)*

તેમાં અલ્લાહ તઆલાની સાથે રસૂલે કરીમ ﷺ અને મો'મિનોનો વધારો કરીને એ પણ બતાવી દીધું કે, અસલ ઈજ્જતનો માલિક ફક્ત અલ્લાહ તઆલા જ છે અને જેને ઈચ્છે છે ઈજ્જતનો અમુક હિસ્સો અર્પણ કરી આપે છે અને અલ્લાહ તઆલાના રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવનારા અલ્લાહને પ્રિય અને સ્વીકાર્ય છે. એટલા માટે તેમને ઈજ્જત અને માન–મોભો આપવામાં આવે છે. કાફિરો અને મુશ્રિકોને તો પોતે જ કોઈ ઈજ્જત પ્રાપ્ત નથી થઈ, તો તેમના દ્વારા બીજાઓને કેવી રીતે ઈજ્જત–આબરૂ મળી શકે છે ? એટલા માટે હઝરત ફારૂકે આઝમ (રદિ.)એ ફરમાવ્યું,

مَنِ اعْتَزَّ بِالْعَبِيْدِ اَذَلَّهُ اللّٰهُ،

*"જે વ્યક્તિ મખ્લૂક (અલ્લાહના દરેક સર્જન) અને બંદાઓ દ્વારા ઈજ્જત પ્રાપ્ત કરવા ઈચ્છે તો અલ્લાહ તઆલા તેને અપમાનિત કરે છે." (જસ્સાસ)*

મુસ્તદ્‌રક હાકિમમાં છે કે, હઝરત ફારૂકે આઝમ (રદિ.)એ સીરિયાના ગવર્નરને ફરમાવ્યું, كُنْتُمْ اَقَلَّ النَّاسِ وَاَذَلَّ النَّاسِ فَكَثَّرَكُمْ بِالْاِسْلَامِ وَكُنْتُمْ اَذَلَّ النَّاسِ فَاَعَزَّكُمُ اللّٰهُ بِالْاِسْلَامِ مَهْمَا تَطْلُبُوْا الْعِزَّةَ بِغَيْرِ اللّٰهِ يُذِلُّكُمُ اللّٰهُ (مستدرک،ص۸۲) "(હે અબૂ ઉબયદહ રદિ. !) તમે સંખ્યામાં ઘણા ઓછા અને સૌથી વધારે અશક્ત અને કમજોર હતા, તમને ફક્ત ઈસ્લામના કારણે ઈજ્જત અને સન્માન મળ્યું છે, સમજી લો કે, જો તમે ઈસ્લામ સિવાય કોઈ બીજા માધ્યમ દ્વારા ઈજ્જત પ્રાપ્ત કરવા ઈચ્છશો તો અલ્લાહ તઆલા તમને અપમાનિત કરશે."

અબૂબક્ર જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, "પ્રસ્તુત આયતનો હેતુ એ છે કે, કાફિરો અને ફાજિરો સાથે દોસ્તી કરીને ઈજ્જતની તમન્ના ન કરો, હા ! મુસલમાનો દ્વારા ઈજ્જત અને શક્તિ પ્રાપ્ત કરવામાં આવે તો તેની મનાઈ નથી. કારણ કે, સૂરએ મુનાફિકૂનની આયતે એ બાબત જાહેર કરી દીધી છે કે, અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺ અને મો'મિનોને ઈજ્જત બક્ષી છે." *(જસ્સાસ, પેજ : ૩૫૨, જિલ્દ : ૨)*

અહીંયાં ઈજ્જતનો અર્થ એ હંમેશની કાયમી બાકી રહેનારી ઈજ્જત છે, દુનિયામાં તે અલ્લાહ, રસૂલે કરીમ ﷺ અને મો'મિનો માટે ખાસ હોવાનું દેખીતું છે. કારણ કે, આખિરતની ઈજ્જત કોઈ કાફિર અને મુશ્રિકને કદાપિ પ્રાપ્ત નહીં થઈ શકે અને જો તેનો અર્થ દુનિયાની ઈજ્જત લેવામાં આવે તો કામચલાઉ મુસીબતો અને અનાયાસે આવતી દુર્ઘટનાઓને છોડીને પરિણામના આધારે આ ઈજ્જત અને વિજય અંતે ઈસ્લામ અને મુસલમાનોના જ હકમાં છે. જ્યાં સુધી મુસલમાનો સાચા અર્થમાં મુસલમાન રહે તો દુનિયાની આંખોએ તેનું અવલોકન કરી લીધું છે અને અંતિમ યુગમાં પણ હઝરત ઈસા (અલૈ.)ની ઈમામત અને દોરવણીમાં મુસલમાનો સાચા ઈસ્લામ ઉપર કાયમ થઈ જશે, ફરી એકવાર તેમને જ વિજય પ્રાપ્ત થશે. વચ્ચેના કામચલાઉ યુગમાં મુસલમાનોની ઈમાનની કમજોરી અને ગુનાહોમાં ફસાયેલા રહેવાના કારણે તેઓનું અશક્ત દેખાવું, એ આ

સિદ્ધાંતની વિરોધી બાબત નથી.

આ આયત ....قَدۡ نَزَّلَ عَلَيۡكُمۡ فِى الۡكِتٰبِ માં કુર્આન મજીદની એક અન્ય આયત, જે સૂરએ અન્આમમાં હિજરત પહેલાં મક્કાએ મુકર્રમહમાં નાઝિલ થઈ ચૂકી હતી, તેનો હવાલો આપીને બતાવવામાં આવ્યું છે કે, અમે તો મનુષ્યજાતિની સુધારણા માટે પ્રથમથી જ આ હુકમ મોકલી આપ્યો હતો કે, કાફિરો અને ફાજિરોની મજલિસમાં ન બેસો અને આશ્ચર્ય છે કે, આ ગાફેલ બેદરકાર લોકો એનાથી પણ આગળ વધી ગયા કે તેમની સાથે મિત્રતા કરવા લાગ્યા અને તેમને ઈજ્જત અને શક્તિના માલિક સમજવા લાગ્યા.

સૂરએ નિસાઅ્ની પ્રસ્તુત આયત અને સૂરએ અન્આમની તે આયત કે જેનો હવાલો સૂરએ નિસાઅ્માં આપવામાં આવ્યો છે, બંનેનો હેતુ એકસરખો એ છે કે, જો કોઈ મજલિસમાં અમુક લોકો અલ્લાહ તઆલાની આયતોનો ઈન્કાર કરી રહ્યા હોય અથવા તો તેની ઠેકડી ઉડાવી રહ્યા હોય, તો જ્યાં સુધી તે આવી બેહૂદા અને વાહિયાત પ્રવૃત્તિમાં રત છે, તેમની મજલિસમાં બેસવું અને મજલિસમાં સામેલ થવું પણ હરામ છે. પછી સૂરએ અન્આમના શબ્દોમાં આ બાબતની થોડી વધારે સ્પષ્ટતા થઈ છે, કારણ કે તેના શબ્દો આ પ્રમાણે છે.

وَاِذَا رَاَيۡتَ الَّذِيۡنَ يَخُوۡضُوۡنَ فِىۡۤ اٰيٰتِنَا فَاَعۡرِضۡ عَنۡهُمۡ حَتّٰى يَخُوۡضُوۡا فِىۡ حَدِيۡثٍ
غَيۡرِهٖ وَاِمَّا يُنۡسِيَنَّكَ الشَّيۡطٰنُ فَلَا تَقۡعُدۡ بَعۡدَ الذِّكۡرٰى مَعَ الۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ○

*"જ્યારે તમે તે લોકોને જૂઓ જેઓ ઝઘડે છે અમારી આયતોમાં, તો તેમનાથી કિનારો કરી લો (દૂર હટી જાઓ), ત્યાં સુધી કે તેઓ કોઈ અન્ય બાબતમાં મશ્ગૂલ થઈ જાય અને જો તમને શયતાન ભૂલાવી દે તો યાદ આવ્યા પછી જાલિમો સાથે ન બેસો." (૬:૬૮)*

આ આયતમાં અલ્લાહની આયતોમાં ઝઘડો કરવાનું વર્ણન થયું છે, જેમાં કાફિરો દ્વારા ઠેકડી ઉડાવવી પણ સામેલ છે અને આયતમાં ફેરબદલ કરવી અથવા વધારો-ઘટાડો કરવો અથવા કુર્આનની આયતોનો એવો અર્થ કાઢવો, જે રસૂલે કરીમ ﷺ તથા સહાબએ કિરામ (રદિ.)ની તફસીરના વિરુદ્ધ હોય તથા ઈજ્માએ ઉમ્મતના વિરુદ્ધ હોય, તે પણ આ બધામાં સામેલ છે. એટલા માટે

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની ઝહ્હાકે રિવાયત નકલ કરી છે કે, "આ આયતના અર્થમાં તે લોકો પણ સામેલ છે, જે કુર્આનની ગલત તફસીર અથવા તેમાં તહરીફ કરે અથવા બિદ્અતો કાઢનારા છે." તેના શબ્દો આ પ્રમાણે છે دَخَلَ فِیْ هٰذِهِ الْاٰیَةِ كُلُّ مُحْدَثٍ فِی الدِّیْنِ وَكُلُّ مُبْتَدَعٍ اِلٰی یَوْمِ الْقِیٰمَةِ (مَظْهَرِیْ، ص۲۶۳، ج۲)

**પોતાના અભિપ્રાયથી તફસીર કરનારની મજલિસમાં સામેલ થવું જાઇઝ નથી :**

જાણ થઈ કે, જે વ્યક્તિ કુર્આને કરીમના દર્સ અથવા તફસીરમાં સલફે સાલિહીનની તફસીરનો પાબંદ નથી, બલકે તેમના વિરુદ્ધ અર્થ વર્ણન કરે છે, તેના દર્સ અને તફસીરમાં હાજરી આપવી કુર્આનની "નસ" આધારે જાઈઝ નથી અને તે સવાબના બદલે ગુનાહનું કામ છે. તફસીરે બહરે મુહીતમાં અબૂ હય્યાન (રહ.)એ ફરમાવ્યું છે કે, "આ આયતોથી જાણ થાય છે કે, જે વાતોનું જીભથી કહેવું ગુનોહ છે, તે વાતોને સ્વેચ્છાએ કાનોથી સાંભળવું પણ ગુનોહ છે." અને આ શે'ર પણ નકલ કર્યો,

وَسَمْعَكَ صُنْ عَنْ سِمَاعِ الْقَبِیْحِ    كَصَوْنِ اللِّسَانِ عَنِ النُّطْقِ بِهٖ

"પોતાના કાનોને ખરાબ વાત સાંભળવાથી બચાવો,
જેવી રીતે જીભને ખરાબ વાતો કહેવાથી બચાવો છો."

સૂરએ અન્આમની આયતમાં બીજી વાત એટલી વધારે છે કે, જો કોઈ વ્યક્તિ ભૂલથી અથવા અજાણતામાં કોઈ વ્યક્તિ અથવા એવી મજલિસમાં સામેલ થઈ ગયો, પછી જાણ થઈ તો તે જ સમયે તે મજલિસથી અલગ થઈ જવું જોઈએ. જાણ થયા પછી જાલિમ લોકો સાથે ન બેસે.

સૂરએ નિસાઅ્ અને સૂરએ અન્આમની બંને આયતોમાં એવું ફરમાવવામાં આવ્યું છે કે, જ્યાં સુધી તે લોકો આ વાહિયાત વાતચીતમાં મશ્ગૂલ રહે તે સમય સુધી તેમની મજલિસમાં બેસવું હરામ છે.

આ મસ્અલાનું બીજું પાસું એ છે કે, જ્યારે તેઓ આ વાતચીત પૂર્ણ કરીને કોઈ અન્ય વાત શરૂ કરે, તો તે સમયે તેમની સાથે મજલિસમાં બેસવું જાઈઝ છે કે કેમ ? કુર્આને કરીમે તેને ખુલ્લમ-ખુલ્લું વર્ણન નથી કર્યું, એટલા માટે ઉલમાનો એમાં મતભેદ છે. અમુકે ફરમાવ્યું કે, મનાઈનું કારણ અલ્લાહની આયતોનું

અપમાન અને તેની તહરીફ હતી, જ્યારે એ બાબત પૂર્ણ થઈ તો મનાઈ પણ પૂર્ણ થઈ ગઈ. એટલા માટે બીજી વાતો શરૂ થઈ ગયા પછી તેમની મજલિસોમાં બેસવું ગુનોહ નથી. અને અમુકે કહ્યું, એવા કાફિરો, ફાજિરો અને જાલિમ લોકોની દોસ્તી અને મજલિસોમાં બેસવું ત્યાર પછી પણ બરાબર નથી. હઝરત હસન બસરી (રહ.)નું આવું જ કહેવું છે, તેમણે સૂરએ અન્આમના આ વાક્યથી દલીલ કરી છે, فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ "યાદ આવી ગયા પછી જાલિમો સાથે ન બેસો" અને દેખીતું છે કે, જાલિમ આ વાતચીત પૂર્ણ કર્યા પછી પણ જાલિમ જ છે. એટલા માટે તેમની મિત્રતા અને તેમની મજલિસોમાં ત્યાર પછી બેસવાથી પણ બચવું જરૂરી છે. *(જસ્સાસ)*

તફસીરે મઝહરીમાં કાજી સાહબ (રહ.)એ બંનેમાં આ પ્રમાણે સુમેળ સાધ્યો છે કે, જ્યારે કાફિરો ઠેકડી ઉડાવવાની અને કુર્આનની તહરીફની વાતચીત બંધ કરીને કોઈ અન્ય વાત શરૂ કરે તો તે સમયે પણ એવા લોકોની મજલિસમાં વિના જરૂરતે સામેલ થવું હરામ છે અને જો કોઈ શરઈ જરૂરત હોય અથવા બીજી કોઈ જાઈઝ દુનિયવી જરૂરત હોય અથવા તો દા'વત વગેરેના કારણે હોય તો જાઈઝ છે.

**ખરાબ લોકોની મિત્રતા કરતાં એકાંત સારું :**

ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, "આ આયતથી સાબિત થયું કે, જે મજલિસમાં કોઈ ગુનાહનું કામ થઈ રહ્યું હોય તો મુસલમાનો ઉપર "નહી અનિલ મુન્કર" (બુરાઈઓથી રોકવા)ની રૂએ એ જરૂરી છે કે, જો તે તેને રોકવાની શક્તિ ધરાવતો હોય તો શક્તિનો ઉપયોગ કરી તેને રોકે અને જો એ શક્તિ પણ ન હોય તો ઓછામાં ઓછું આ ગુનાહથી પોતાની નારાજગી અને અણગમાને પ્રગટ કરે, જેનો અદના દરજ્જો એ છે કે તે મજલિસમાંથી ઊઠી જાય." આ જ કારણ છે કે, હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ એક સમયે અમુક લોકોની દારૂ પીવાના ગુનાહમાં ધરપકડ કરી, તેમાંથી એક વ્યક્તિ વિશે એવું સાબિત થયું કે, તેણે રોઝો રાખ્યો હતો અને તેણે દારૂ પીધું ન હતું પરંતુ તે વ્યક્તિ તે મજલિસમાં બેઠો હતો. હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ તેને પણ એ કારણે સજા આપી કે, તે તેમની મજલિસમાં શા માટે બેઠો ? *(બહરે મુહીત, પેજ : ૩૭૫, જિલ્દ : ૩)*

તફસીરે ઈબ્ને કષીરમાં આ સ્થળે આ હદીષ નકલ કરી છે,

مَنْ كَانَ يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ فَلَا يَجْلِسُ عَلٰى مَائِدَةٍ يُدَارُ عَلَيْهَا الْخَمْرُ،

(اِبْنِ كَثِيْر، ص ۵۶۷ ج ۱)

*"જે વ્યક્તિ અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર ઈમાન રાખે છે, તેણે તે દસ્તરખ્વાન (અથવા તો ખાવાના ટેબલ) ઉપર પણ ન બેસવું જોઈએ, જ્યાં સુધી કે દારૂનો દૌર ચાલતો હોય."* *(ઈબ્ને કષીર, પેજ : ૫૬૭, જિલ્દ : ૧)*

પ્રસ્તુત ચર્ચામાં મજલિસમાંથી ઊઠી જવા વિશે જે કંઈ કહેવામાં આવ્યું છે, તેના માટે શરત એ છે કે, શરઈ હેસિયતથી આ મજલિસ છોડી દેવામાં કોઈ ગુનોહ ન થતો હોય. દાખલા તરીકે, મસ્જિદમાં જમાઅતમાં સામેલ થવું જરૂરી બાબત છે, હવે જો ત્યાં કોઈ શરીઅતના વિરુદ્ધ કામ થવા લાગે તો તે કારણે જમાઅત ન છોડે, બલકે ફક્ત દિલથી નારાજ થઈને અણગમો પ્રગટ કરવાને પૂરતું સમજે. એ જ પ્રમાણે કોઈ અન્ય જરૂરી મજલિસ જેની જરૂરિયાત શરીઅતથી સાબિત થાય છે, જો ત્યાં અમુક લોકો કોઈ શરીઅત વિરુદ્ધ કામ કરવા માંડે તો અન્યોના ગુનાહના કારણે તે મજલિસ છોડીને પોતે ગુનાહમાં સંડોવાવું યોગ્ય નથી. એટલા માટે હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, "જો આપણે લોકોના ગુનાહોના કારણે પોતાના જરૂરી કામો છોડી દઈશું તો આપણે ફાસિકો અને ફાજિરો માટે સુન્નત અને શરીઅતને મિટાવવાનો માર્ગ મોકળો કરી આપીશું !"

ખુલાસો એ થયો કે, બાતિલની પૈરવી કરનારાઓની સાથે મજલિસ માણવાના અમુક સ્વરૂપો નીચે પ્રમાણે છે.

પ્રથમ, તેમના કુફ્રિય્યહ વાર્તાલાપ સાથે સહમત થવું એ કુફ્ર છે.

બીજું, કુફ્રિય્યહ વાર્તાલાપની જાહેરાત સમયે વિના જરૂરતે બેસી રહેવું ફિસ્ક (મોટો ગુનોહ) છે. ભલે, તે આ વાર્તાલાપથી અણગમો દર્શાવતો હોય.

ત્રીજું, કોઈ દુનિયાની જરૂરતના કારણે આવી મજલિસ (સભા)માં બેસવું મુબાહ છે.

ચોથું, હુકમોના પ્રચાર માટે જવું ઈબાદત છે.

પાંચમું, લાચારી (ઈજ્તિરાર) અને અનિચ્છાએ બેસવું મજબૂરી છે.

**કુફ્ર ઉપર સહમત (રાજી) થવું કુફ્ર છે :**

છેલ્લી આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اِنَّكُمْ اِذًا مِّثْلُهُمْ એટલે કે, જો તમે એવી મજલિસમાં રાજી-ખુશીથી સામેલ રહ્યા જેમાં અલ્લાહની આયતોનો ઈન્કાર થઈ રહ્યો હતો અથવા તેની ઠેકડી ઉડાવવામાં આવી રહી હતી અથવા તેની તહરીફ થઈ રહી હતી, તો તમે તેમના ગુનાહમાં સામેલ થઈને એમના જેવા જ થઈ ગયા, એનો અર્થ એ છે કે અલ્લાહ ન ચાહે તમારી લાગણીઓ અને વિચારો પણ એવા જ છે કે, તમે તેમની કુફ્રિય્યહ વાતોને પસંદ કરવા માંડો અને તેના ઉપર રાજી થઈ જાઓ, તો હકીકતમાં તમે પણ કાફિર છો. કારણ કે, કુફ્રને પસંદ કરવું પણ કુફ્ર છે અને જો વાત એવી નથી તો "તેમના જેવા થઈ જવા"નો અર્થ એ છે કે, જેવી રીતે તેઓ ઈસ્લામ અને મુસલમાનોને નુકસાન પહોંચાડવામાં અને દીનને જૂઠાડવામાં પ્રવૃત્ત છે, તમે પણ તેમાં સામેલ થઈને તેમની મદદ કરી છે અને એટલા માટે મઆઝલ્લાહ ! તમે પણ તેમના જેવા થઈ ગયા.

---

**આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૪૨-૧૪૩-૧૪૪)**

اِنَّ الْمُنٰفِقِيْنَ يُخٰدِعُوْنَ اللّٰهَ وَ هُوَ خَادِعُهُمْ ۚ وَاِذَا قَامُوْٓا اِلَى الصَّلٰوةِ قَامُوْا
كُسَالٰى ۙ يُرَآءُوْنَ النَّاسَ وَلَا يَذْكُرُوْنَ اللّٰهَ اِلَّا قَلِيْلًا ﴿۱۴۲﴾ مُّذَبْذَبِيْنَ بَيْنَ ذٰلِكَ ۖ
لَآ اِلٰى هٰٓؤُلَآءِ وَلَآ اِلٰى هٰٓؤُلَآءِ ۗ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ سَبِيْلًا ﴿۱۴۳﴾ يٰٓاَيُّهَا
الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ۭ اَتُرِيْدُوْنَ
اَنْ تَجْعَلُوْا لِلّٰهِ عَلَيْكُمْ سُلْطٰنًا مُّبِيْنًا ﴿۱۴۴﴾

**તરજુમો :**

*અલબત્ત, મુનાફિકો અલ્લાહથી દગાબાજી કરે છે અને તે જ તેમને દગો આપશે; અને જ્યારે નમાઝ માટે ઊભા થાય તો નિર્માલ્ય (સુસ્ત) જેવા ઊભા થાય લોકોને બતાવવા, અને અલ્લાહને યાદ ન કરે પરંતુ ઘણું ઓછું (નામ પૂરતું). (૧૪૨) બંનેની વચ્ચે અધ્ધર લટકે છે, ન એમની તરફ ન*

*તેમની તરફ; અને જેને અલ્લાહ ગુમરાહ કરે તો કદાપિ તમે તેમના માટે ક્યાંય માર્ગ પામશો નહીં. (૧૪૩) હે ઈમાનવાળાઓ ! મુસલમાનોને છોડીને કાફિરોને પોતાના મિત્ર ન બનાવો, શું પોતાના ઉપર અલ્લાહનો ખુલ્લો ઈલ્ઝામ (દલીલ) લેવા ઈચ્છો છો ? (૧૪૪)*

## તફસીર :

નિઃશંક ! મુનાફિક લોકો (ઈમાન જાહેર કરવા બાબતે) અલ્લાહ સાથે ચાલબાજીઓ કરે છે (જો કે, તેમની ચાલબાજીઓ અલ્લાહથી છૂપી નથી રહી શકતી અને ભલે તેમની માન્યતા અલ્લાહ સાથે ચાલબાજી કરવાની ન પણ હોય પરંતુ તેમની આ કાર્યવાહી આવી ચાલબાજીઓ કરવા સમાન જ છે, જેમકે તેઓ એવી માન્યતા પણ ધરાવે છે) જ્યારે કે, અલ્લાહ તઆલા તેમની આ ચાલબાજીની સજા તેમને આપવાનો છે અને (કારણ કે, દિલમાં ઈમાન તો છે નહીં એટલા માટે ન તો નમાઝને ફરજ સમજે છે અને ન જ એમાં સવાબની માન્યતા ધરાવે છે, એટલા માટે) જ્યારે નમાઝ ઊભી થાય છે તો બહુ સુસ્તી (એટલે કે આળસ)થી ઊભા થાય છે (કારણ કે, અમલમાં નિખાર માન્યતા અને ઉમ્મીદથી પેદા થાય છે) ફક્ત લોકોને (પોતાની નમાઝ) બતાવે છે (જેથી તેમને મુસલમાન સમજવામાં આવે) અને (કારણ કે, તેમની નમાઝ ફક્ત નામ પૂરતી હોય છે, એટલા માટે નમાઝમાં) અલ્લાહનો ઝિક્ર (મૌખિક રીતે) નથી કરતા પરંતુ ખૂબ જ ઓછો (એટલે કે, ફક્ત નમાઝનું સ્વરૂપ બનાવે છે, જેમાં નમાઝ ફક્ત નામ પૂરતી થઈ જાય બલકે, એવું કહી શકાય કે ઉઠક–બેઠક કરે છે, કારણ કે, મોટેથી કિરાઅત કરવાની આવશ્યકતા તો મોટે ભાગે ઈમામને જ હોય છે, ઈમામત તો તેમના નસીબમાં નથી. મુક્તદી હોવાની પરિસ્થિતિમાં જો કોઈ બિલકુલ કશું ન પઢે, ફક્ત હોઠ હલાવ્યા કરે તો કોઈને શું ખબર પડે કે તે શું પઢી રહ્યો છે ? આવા મુનાફિકોથી કોઈ આશ્ચર્યની વાત નથી કે, તેઓ ફક્ત હોઠ હલાવ્યા કરતા હોય) અદ્ધરતાલ લટકી રહ્યા છે, ન (સંપૂર્ણ) આ બાજુ, ન સંપૂર્ણ તે બાજુ (કારણ કે, દેખાવમાં મો'મિનો તો કાફિરો કરતા અલગ અને બાતિનમાં કાફિરો તો મો'મિનોથી અલગ) અને જેને અલ્લાહ તઆલા ગુમરાહીમાં નાંખી દે (જેમકે અલ્લાહની આદત છે કે, કોઈ કામનો ઈરાદો માત્ર કરવાથી તે કામ થઈ જાય છે) એવા વ્યક્તિ(ના મો'મિન થવા) માટે તું કોઈ માર્ગ નહીં મેળવે (મતલબ

એ છે કે, તે મુનાફિકોના માર્ગ ઉપર આવવાની ઉમ્મીદ ન રાખો, તેમને મુનાફિકોની માનસિકતા બતાવી દેવામાં આવી તથા મો'મિનોને સંતોષ થઈ ગયો કે, હવે તેઓ તેમની શરારતોથી દિલગીર ન થાય). હે ઈમાનવાળાઓ ! તમે મો'મિનોને છોડીને કાફિરોને (ભલે મુનાફિક હોય કે કાફિર મુહાજિર હોય) દોસ્ત ન બનાવો (જેમકે મુનાફિકોની ટેવ છે, કારણ કે તમને તેમની કુફ્રની અને અદાવતની પરિસ્થિતિની જાણ થઈ ચૂકી છે) શું તમે (તેમની સાથે મિત્રતા કરીને) એવું ઈચ્છો છો કે, તમારા ઉપર (એટલે કે, પોતાના મુજરિમ હોવાની અને સજાના હકદાર હોવાની) અલ્લાહ તઆલાની સ્પષ્ટ દલીલ કાયમ કરી લો ? (સ્પષ્ટ દલીલ એ છે કે, અમે જ્યારે મનાઈ કરી હતી, પછી તમે તેનો ભંગ કેમ કર્યો ?)

## મસ્અલા અને બોધપાઠ :

### મસ્અલો :

قَامُوْا كُسَالٰى નમાઝમાં સુસ્તી કરનાર જે લોકોને અહીંયાં વખોડવામાં આવ્યા છે અહીંયાં તે અકીદહની રૂએ મુનાફિક લોકો વિશે કહેવામાં આવ્યું છે, પરંતુ જેઓ સાચો અકીદહ ધરાવે છે અને કોઈ વખતે સુસ્તી થઈ જાય છે, તો તે આ હુકમથી ખારિજ અને બાકાત છે, પછી જો કોઈ ઉઝર (શરઈ કારણ) હોય જેમકે, બીમારી, ડર, રાતનો અંધકાર વગેરે.... તો આ બાબત વખોડવા પાત્ર પણ નથી અને જો વિના કારણે આવી સુસ્તી કરે તો વખોડવા પાત્ર છે. *(બયાનુલ કુર્આન)*

---

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૪૫-૧૪૬-૧૪૭)

اِنَّ الْمُنٰفِقِيْنَ فِي الدَّرْكِ الْاَسْفَلِ مِنَ النَّارِ ۚ وَلَنْ تَجِدَ لَهُمْ نَصِيْرًا ﴿١٤٥﴾
اِلَّا الَّذِيْنَ تَابُوْا وَاَصْلَحُوْا وَاعْتَصَمُوْا بِاللّٰهِ وَاَخْلَصُوْا دِيْنَهُمْ لِلّٰهِ
فَاُولٰٓئِكَ مَعَ الْمُؤْمِنِيْنَ ۭ وَسَوْفَ يُؤْتِ اللّٰهُ الْمُؤْمِنِيْنَ اَجْرًا عَظِيْمًا ﴿١٤٦﴾ مَا
يَفْعَلُ اللّٰهُ بِعَذَابِكُمْ اِنْ شَكَرْتُمْ وَاٰمَنْتُمْ ۭ وَكَانَ اللّٰهُ شَاكِرًا عَلِيْمًا ﴿١٤٧﴾

## તરજુમો :

*બેશક ! મુનાફિકો દોઝખના સૌથી નીચેના દરજ્જામાં છે અને તમે કદાપિ તેમની પાસે કોઈ મદદગાર પામશો નહીં. (૧૪૫) પરંતુ જેમણે તવબહ કરી અને પોતાની સુધારણા કરી અને અલ્લાહને મજબૂતીથી પકડયો અને માત્ર (ખાલિસ) અલ્લાહના આજ્ઞાપાલક થયા; બસ, તેઓ ઈમાનવાળાઓ સાથે છે, અને અલ્લાહ ઈમાનવાળાઓને જલદી મોટો સવાબ (બદલો) આપશે. (૧૪૬) અલ્લાહ તમને અઝાબ કરીને શું કરશે જો તમે હકને માનો (શુક્ર કરો) અને યકીન રાખો ? અને અલ્લાહ કદરદાન છે; સઘળું જાણનારો. (૧૪૭)*

## તફસીર :

નિઃશંક ! મુનાફિકો દોઝખના સૌથી નીચેના તબક્કામાં જશે અને (હે લોકો!) તમે હરગીઝ તેમનો કોઈ મદદગાર નહીં જુઓ (જે તેમને આ સજાથી બચાવી શકે), પરંતુ (તેમનામાંથી) જે લોકો (નિફાકથી) તવબહ કરી લે અને (મુસલમાનો સાથે જે તેમની પીડા પહોંચાડવાની વૃત્તિ હતી તેની) સુધારણા કરી લે (એટલે કે ફરી એવી પ્રવૃત્તિ ન કરે) અને (જેમકે તેઓ કાફિરોના શરણમાં રહેવાના કારણે તેમની દોસ્તી કરે છે તે કાફિરોને છોડીને) અલ્લાહ તઆલા ઉપર સંપૂર્ણ ભરોસો રાખે અને (રિયાકારી–દેખાડો છોડીને) પોતાના દીન(ના અમલો)ને ખાલિસ અલ્લાહ માટે જ કરી લે (મતલબ કે, પોતાના અકીદાઓની, વ્યવહારની, નૈતિકતાની, ચારિત્ર્યની, બાહ્ય અને આંતરિક દરેક રીતે દુરુસ્તી કરી લે) તો એ (તવબહ કરનાર) લોકો (તે) મો'મિનોની સાથે (જન્નતના દરજ્જાઓમાં) હશે (જેઓ પ્રથમથી જ સંપૂર્ણ ઈમાન ધરાવે છે) અને (તે) મો'મિનોને અલ્લાહ તઆલા (આખિરતમાં) મહાન બદલો અર્પણ કરશે (બસ, જ્યારે તેઓ મો'મિનોની સાથે હશે તો તેમને પણ મહાન બદલો મળશે અને હે મુનાફિકો !) અલ્લાહ તઆલા તમને સજા આપીને શું કરશે ? જો તમે (તેની નેઅ્મતો જે તમારા ઉપર ઇનામ કરી છે, તેનો) શુક્ર અદા કરો (આ શુક્ર અદા કરવાની સાચી રીત જે અમને પસંદ છે તે એ છે કે, તમે) ઈમાન લઈ આવો (એટલે કે, અલ્લાહ તઆલાનું કોઈ કામ અટકી નથી પડ્યું કે તમને સજા આપ્યા વિના નહીં ચાલે ! ફક્ત તમારું કુફ્ર જે અંતિમ કક્ષાનું કુફ્ર અને નેઅ્મતોની નાશુક્રી

છે, તે જ તમારી સજાનું કારણ છે. જો તે છોડી દો તો પછી તેની રહમત જ રહમત છે) અને અલ્લાહ તઆલા (તો સેવા કરનારની) મહાન કદ્ર કરનારો (અને સેવા કરનારની નિખાલસતા વગેરેને) ખૂબ જાણનારો છે (બસ, જે વ્યક્તિ ફરમાંબરદારી અને નિખાલસતાથી રહે તેને ઘણું બધુ આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

اَخۡـلَصُوۡا دِيۡنَهُمۡ આ આયતથી જાણ થાય છે કે, અલ્લાહ તઆલાના ત્યાં તે જ અમલ સ્વીકાર્ય છે, જે રિયાકારી (દેખાડા)થી પવિત્ર છે અને તે અમલ ફક્ત અલ્લાહની જાત માટે જ કરવામાં આવ્યો છે. કારણ કે "મુખ્લિસ"નો અર્થ ફુક્હાએ આ પ્રમાણે વર્ણન કર્યો છે કે,

اَلَّذِىْ يَعْمَلُ لِلّٰهِ لَا يُحِبُّ اَنْ يَّحْمَدَهُ النَّاسُ عَلَيْهِ، (بحوالہ مظهری)

*"મુખ્લિસ (નિખાલસ) તે વ્યક્તિ છે જે ફક્ત અલ્લાહના માટે જ અમલ કરે અને તે એવી વાતને તે પસંદ નથી કરતો કે લોકો તેના અમલના વખાણ કરે."*

*(મઝહરીના હવાલાથી)*

---

પારહ (૬)

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૪૮ થી ૧૫૨)

لَا يُحِبُّ اللّٰهُ الْجَهْرَ بِالسُّوْٓءِ مِنَ الْقَوْلِ اِلَّا مَنْ ظُلِمَ ؕ وَكَانَ اللّٰهُ سَمِيْعًا
عَلِيْمًا ﴿۱۴۸﴾ اِنْ تُبْدُوْا خَيْرًا اَوْ تُخْفُوْهُ اَوْ تَعْفُوْا عَنْ سُوْٓءٍ فَاِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا
قَدِيْرًا ﴿۱۴۹﴾ اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاللّٰهِ وَرُسُلِهٖ وَيُرِيْدُوْنَ اَنْ يُّفَرِّقُوْا بَيْنَ
اللّٰهِ وَرُسُلِهٖ وَ يَقُوْلُوْنَ نُؤْمِنُ بِبَعْضٍ وَّنَكْفُرُ بِبَعْضٍ ۙ وَّيُرِيْدُوْنَ اَنْ
يَّتَّخِذُوْا بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ﴿۱۵۰﴾ اُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ حَقًّا ۚ وَاَعْتَدْنَا
لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ﴿۱۵۱﴾ وَالَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ وَلَمْ يُفَرِّقُوْا بَيْنَ اَحَدٍ
مِّنْهُمْ اُولٰٓئِكَ سَوْفَ يُؤْتِيْهِمْ اُجُوْرَهُمْ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۵۲﴾

## તરજુમો :

*અલ્લાહને કોઈ બુરી વાતને જાહેર કરવી પસંદ નથી, પરંતુ જેના ઉપર જુલમ થયો હોય; અને અલ્લાહ સઘળું સાંભળનારો, જાણનારો છે. (૧૪૮) જો તમે કોઈ ખુલ્લમ-ખુલ્લી ભલાઈ કરો અથવા તેને છુપાવો અથવા બુરાઈને મા'ફ કરો, તો અલ્લાહ પણ મોટો મા'ફ કરનાર મહાન કુદરતવાળો (શક્તિશાળી) છે. (૧૪૯) બેશક ! જે લોકો ઈન્કારી છે અલ્લાહથી અને તેના રસૂલોથી, અને ઈચ્છે છે કે અલ્લાહમાં અને તેના રસૂલોમાં ફરક કાઢે (ભેદભાવ કરે), અને કહે છે અમે અમુકને માનીએ છીએ અને અમુકને નથી માનતા, અને ઈચ્છે છે કે તેના વચ્ચે એક માર્ગ કાઢે. (૧૫૦) આવા લોકો તે જ છે "અસલ કાફિર"; અને અમે કાફિરો માટે ઝિલ્લતનો (અપમાનજનક) અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૧૫૧) અને જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા અને તેના રસૂલો ઉપર, અને તેમનામાંથી કોઈને અલગ ન કર્યો (ભેદભાવ ન કર્યો), તેમને તેમનો સવાબ જલદી જ આપશે, અને અલ્લાહ મહાન બખ્શનાર મહેરબાન છે. (૧૫૨)*

## તફસીર :

અલ્લાહ તઆલા કોઈ ઝુબાન ઉપર (કોઈના માટે) બુરી વાત લાવે તે પસંદ નથી કરતો મઝલૂમ સિવાય (કે તે પોતાના ઉપર થયેલ અત્યાચાર વિશે કોઈ ઘટનાક્રમ સંભળાવવા અને શિકાયત કરવા લાગે તો કંઈ ગુનોહ નથી) અને અલ્લાહ તઆલા (મઝલૂમની વાત) ખૂબ સાંભળે છે (અને જાલિમના જુલમની હાલત) સારી રીતે જાણે છે, (એમાં ઈશારો છે કે, મઝલૂમને પણ ઘટનાની ખોટી રજૂઆત કરવાની પરવાનગી નથી અને આવી શિકાયત કરવી જાઈઝ તો છે પરંતુ) જો નેક કામ જાહેરમાં કરવામાં આવે અથવા તેને ગુપ્ત કરો (જેમાં મા'ફ કરવું પણ આવી ગયું) અથવા (ખાસ કરીને) કોઈ(ની) બુરાઈને મા'ફ કરી આપો તો (વધારે સારું છે કારણ કે,) અલ્લાહ તઆલા (પણ) મોટો મા'ફ કરનારો છે (તે છતાં કે,) સંપૂર્ણ કુદરતવાળો છે (કે, પોતાના અપરાધીઓ પાસેથી દરેક રીતે બદલો લઈ શકે છે, પરંતુ તે છતાં મોટે ભાગે મા'ફ જ કરી આપે છે, બસ જો તમે એવું કરો તો પ્રથમ તો અલ્લાહ તઆલાની સુન્નતનું અનુસરણ કર્યું ગણાશે અને પછી અલ્લાહ તઆલા તરફથી તમારી સાથે પણ એવો જ વર્તાવ કરવાની આશા

છે), જે લોકો કુફ્ર કરે છે અલ્લાહ તઆલાની સાથે (જેમકે તેમના અકીદહ અને નિવેદનથી જે આગળ આવે છે, સ્પષ્ટ રીતે લાગુ પડે છે) અને (કુફ્ર કરે છે) તેના રસૂલોની સાથે (એટલે કે, અમુકને તો ખૂબ વખાણે કારણ કે, યહૂદીઓ હઝરત ઈસા અલૈ. અને રસૂલે કરીમ ﷺની નુબુવ્વતના ઈન્કારી હતા અને બધાની ઉપર ઈમાન લાવવું જરૂરી છે, જેમકે આગળ આવે છે.) અને એવું ઈચ્છે છે કે, અલ્લાહ અને તેના રસૂલોની વચ્ચે (ઈમાન લાવવાના અનુસંધાને) ફરક રાખે અને (પોતાના આ અકીદાઓને જીભથી પણ) કહે છે કે, અમે (પયગમ્બરોમાંથી) અમુક ઉપર તો ઈમાન લાવ્યા છે અને અમુકના ઈન્કારી છે (આ નિવેદન અને અકીદહથી અલ્લાહની સાથે પણ કુફ્ર લાગુ પડે છે અને બધા રસૂલોની સાથે પણ કુફ્ર લાગુ પડે છે, કારણ કે અલ્લાહ તઆલાએ તો દરેક રસૂલોને રસૂલ કહ્યા છે. જ્યારે તમે અમુકનો ઈન્કાર કરો છો તો અલ્લાહ તઆલાને અને બાકીના રસૂલોને જૂઠાડવું થઈ ગયું, જે સચ્ચાઈની અને ઈમાનની વિરુદ્ધ બાબત છે) અને એવું ઈચ્છે છે કે, વચ્ચે–વચ્ચેનો એક માર્ગ કાઢીએ (કે ન તો બધા નબીઓ ઉપર ઈમાન રહે જેમકે મુસલમાનો બધા નબીઓ ઉપર ઈમાન રાખે છે અને ન જ બધાનો ઈન્કાર કરીએ જેમકે, મુશ્રિકો કરે છે, બસ) એવા લોકો ચોક્કસ કાફિર છે (કારણ કે, અમુક રસૂલો ઉપર ઈમાન ન લાવવું પણ કુફ્ર છે અને ઈમાન અને કુફ્ર વચ્ચે કોઈ સંબંધ નથી, જ્યારે ઈમાન સંપૂર્ણ નથી તો તે કુફ્ર જ છે). અને કાફિરો માટે અમે અપમાનજનક સજા તૈયાર કરી રાખી છે (તે જ એમના માટે પણ હશે) અને જે લોકો અલ્લાહ તઆલા ઉપર ઈમાન રાખે છે અને તેના બધા જ રસૂલો ઉપર પણ અને તેમાંથી કોઈનામાં પણ (ઈમાન લાવવા વિશે) તફાવત નથી કરતા અને આ લોકોને અલ્લાહ તઆલા જરૂર તેનો સવાબ આપશે અને (કારણ કે) અલ્લાહ તઆલા મોટો મા'ફ કરનારો છે (એટલા માટે ઈમાન લાવતાં પહેલા જેટલા ગુનાહો થઈ ચૂક્યા છે તે બધા મા'ફ કરવામાં આવશે અને કારણ કે, તે) મહાન રહમતવાળો છે (એટલા માટે ઈમાનની બરકતથી તેની ભલાઈઓમાં વધારો કરીને મોટો સવાબ અને સારો બદલો અર્પણ કરશે).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાંથી પ્રથમ આયત અને બીજી આયત દુનિયામાંથી જુલમ અને અત્યાચારનો નાશ કરવા માટે એક કાયદા સ્વરૂપે છે, પરંતુ સામાન્ય

દુનિયાના કાયદાઓની જેમ આ કાયદો નથી કે જેનું સ્વરૂપ ફક્ત આજ્ઞા અને હુકમ સ્વરૂપે હોય છે. બલકે, પ્રોત્સાહન અને પ્રેરણાના અંદાઝ (શૈલી)માં એક નિયમ છે, જેમાં એક બાજુ તો એવી પરવાનગી આપવામાં આવી છે કે, જે વ્યક્તિ ઉપર કોઈ જુલમ કરે તો મજલૂમ તેના જુલમની શિકાયત–ફરિયાદ કોઈ અદાલતમાં કરી શકે છે, જે ન્યાય અને ઈન્સાફનો તકાદો છે અને અપરાધને રોકવા માટેનું એક માધ્યમ પણ છે. પરંતુ એની સાથે–સાથે એક શરત "સૂરએ નહ્‌લ"ની આ આયતમાં મૂકવામાં આવી છે, وَاِنْ عَاقَبْتُمْ فَعَاقِبُوْا بِمِثْلِ مَاعُوْقِبْتُمْ بِهٖ ؕ وَلَئِنْ صَبَرْتُمْ لَهُوَ خَيْرٌ لِّلصَّابِرِيْنَ એટલે કે, જો કોઈ વ્યક્તિ તમારા ઉપર જુલમ કરે તો તમે પણ તે જુલમનો બદલો લઈ શકો છો પરંતુ શરત એ છે કે, જેટલો જુલમ અને અતિરેક તે વ્યક્તિએ કર્યો છે, બદલો એનાથી વધારે ન થવો જોઈએ, નહિતર તમે પણ જાલિમ થઈ જશો, જેનો હેતુ એ છે કે, જુલમનો જવાબ જુલમથી આપવાની પરવાનગી નથી. બલકે, જુલમનો બદલો ન્યાયથી લઈ શકાય છે, એની સાથે–સાથે એ પણ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, બદલો લેવો જો કે જાઈઝ છે પરંતુ સબ્ર કરવી અને મા'ફ કરી દેવું વધારે ઉત્તમ છે.

આ આયતથી એ પણ જાણ થઈ કે, જો કોઈના ઉપર અત્યાચાર થયો હોય તો, જો તે તેની ફરિયાદ અથવા શિકાયત લોકો સામે કરે તો તે ગીબત કે હરામમાં સામેલ નથી. કારણ કે, જાલિમે પોતે તેને શિકાયત કરવાની તક આપી છે. મતલબ કે, કુર્આને હકીમે એક બાજુ તો મજલૂમ ઉપર જેટલો જુલમ થયો છે એટલી મર્યાદામાં બદલો લેવાની પરવાનગી આપી છે અને બીજી બાજુ ઉચ્ચ વર્તણૂકનું શિક્ષણ તથા મા'ફ કરવાની અને દરગુજર કરવાની તથા તેના દ્વારા આખિરતમાં ઉત્તમ લાભ મેળવવાની પ્રેરણા અને પ્રોત્સાહન પૂરું પાડ્યું છે અને મજલૂમને એના ઉપર રાજી કરવામાં આવ્યો છે કે, તે પોતાના આ જાઈઝ હક ઉપર દરગુજરથી કામ લે અને જુલમનો બદલો ન લે. ઈરશાદ છે, وَاِنْ تُبْدُوْا خَيْرًا اَوْتُخْفُوْهُ اَوْتَعْفُوْا عَنْ سُوْٓءٍ فَاِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا قَدِيْرًا ؕ (૪ : ૧૪૯) એટલે કે, જો તમે કોઈ નેકી જાહેર કરીને કરો અથવા ગુપ્ત રીતે કરો, કોઈના જુલમ અને બુરાઈને મા'ફ કરી દો તો એ ઉત્તમ છે. કારણ કે અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનાર અને મહાશક્તિશાળી છે.

આ આયતમાં અસલ હેતુ તો જુલમને મા'ફ કરવા વિશે છે, પરંતુ તેની સાથે ખુલ્લમ–ખુલ્લું અને ગુપ્ત રીતે નેકીનું પણ વર્ણન કરીને એ તરફ ઈશારો

કરવામાં આવ્યો કે, આ મા'ફી અને દરગુજર એક મહાન નેકી છે, જે વ્યક્તિ પણ તેને અપનાવશે અલ્લાહ તઆલાની મહેરબાની અને મા'ફીનો હકદાર થઈ જશે.

છેલ્લી આયતમાં فَاِنَّ اللّٰـهَ كَانَ عَفُوًّا قَدِيْرًا ફરમાવીને એ બતાવી દીધું કે, અલ્લાહ તઆલા જલ્લ શા'નુહૂ કાદિરે મુતલક (સર્વશક્તિશાળી) છે, જેને ઈચ્છે, તેને સજા આપી શકે છે, તે છતાં તે મહાન મા'ફ કરનારો છે, હવે જ્યારે મનુષ્ય જેની શક્તિ અને અધિકારની કોઈ જ હેસિયત નથી, જો તે કોઈ બાબતનો બદલો લેવા ઈચ્છે તો શક્ય છે કે, તેનામાં બદલો લેવાની શક્તિ પણ ન હોય. એટલા માટે માનવીએ મા'ફી અને દરગુજરથી કામ લેવું જ વધારે યોગ્ય છે.

આ છે, અત્યાચાર અને જુલમની સુધારણા કરવાનો કુર્આનનો સામાજિક સિદ્ધાંત; અને એક અત્યંત રસપ્રદ રીતે એક બાજુ જુલમનો બદલો બરાબર લેવાનો હક આપીને ન્યાય અને ઈન્સાફનો શ્રેષ્ઠ કાનૂન બનાવ્યો અને બીજી બાજુ મજલૂમને ઉચ્ચ અખ્લાકની તા'લીમ આપીને મા'ફી આપવા અને દરગુજર કરવા માટે મનાવવામાં આવ્યો, જેનું ચોક્કસ પરિણામ એ આવે છે કે, જેને કુર્આને કરીમની અન્ય એક આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યું છે,

فَاِذَا الَّذِىْ بَيْنَكَ وَبَيْنَهٗ عَدَاوَةٌ كَاَنَّهٗ وَلِىٌّ حَمِيْمٌ

*"તમારી અને જે વ્યક્તિ વચ્ચે દુશ્મની હતી, આ પ્રકારની વર્તણૂકથી એ તમારો નિખાલસ મિત્ર બની જશે." (૪૧ : ૩૪)*

અદાલતી ફૈસલા દ્વારા જુલમનો બદલો લઈ લેવાથી જુલમની રોકથામ ચોક્કસ થઈ જાય છે. પરંતુ બંને પક્ષોના દિલોમાં એક લાંબા ગાળાની નકારાત્મક અસર છોડી જાય છે, જે આવનાર સમયમાં ફરી એકવાર પરસ્પર ઝઘડા-ફસાદનું નિમિત્ત બની શકે છે અને આ અખ્લાકી શિક્ષણ જે કુર્આને કરીમે આપ્યું, તેના પરિણામે ઊંડી અને ખૂબ જૂની અદાવતો તથા વેર-ઝેર મિત્રતામાં પરિવર્તિત થઈ જાય છે.

ત્રીજી, ચોથી અને પાંચમી આયતોમાં કુર્આને કરીમે આ ખુલ્લો ફૈસલો આપ્યો છે કે, જે વ્યક્તિ અલ્લાહ તઆલાને માને પરંતુ તેના રસૂલો ઉપર ઈમાન ન લાવે અથવા અમુક રસૂલોને માને અને અમુકને ન માને, તે અલ્લાહ નજીક

મો'મિન નથી બલકે, ખુલ્લો કાફિર છે, જેના છુટકારાનો આખિરતમાં કોઈ માર્ગ નથી.

## છુટકારાનો એકમાત્ર આધાર ઇસ્લામ છે, કોઈ અન્ય ધર્મ છુટકારાનો આધાર નથી :

કુર્આને હકીમના આ સ્પષ્ટ ફેંસલાએ તે લોકોના ખોટા માર્ગની તથા ખોટી વિચારસરણીની પોલ સંપૂર્ણ રીતે ખોલી નાંખી છે, જે લોકો બીજા ધર્મની સાથે હમદર્દી રાખી ધર્મ અને ધાર્મિક અકીદાઓને એક અંગત અને મા'મૂલી વસ્તુ તરીકે રજૂ કરવા ઈચ્છે છે અને કુર્આન તથા સુન્નતના ઉઘાડા ફેંસલાઓ વિરુદ્ધ અન્ય ધર્મના લોકોને એવું બતાવવા ઈચ્છે છે કે, મુસલમાનો નજીક છુટકારો ફક્ત ઈસ્લામ ઉપર અવલંબિત નથી. યહૂદી પોતાના ધર્મ ઉપર અને ઈસાઈ પણ પોતાના ધર્મ ઉપર રહીને છુટકારો મેળવી શકે છે. જ્યારે કે, આ લોકો બધા રસૂલોના અથવા ઓછામાં ઓછું અમુક રસૂલોના ઈન્કારી છે, આ આયત તેમના કાફિર અને જહન્નમી હોવાની જાહેરાત કરે છે.

એમાં કોઈ શંકા નથી કે, ઈસ્લામે ગેરમુસ્લિમો સાથે ન્યાય, ઈન્સાફ, હમદર્દી, ભલાઈ, અહેસાન અને રવાદારીનો વ્યવહાર કરવાનું એક ઉદાહરણ પૂરું પાડ્યું છે પરંતુ અહેસાન અને વર્તણૂક પોતાના હકો અને પોતાની મિલકતમાં હોય છે. ધાર્મિક સિદ્ધાંતો અને અકીદાઓ આપણી મિલકત નથી કે જેને આપણે કોઈને તોહફામાં આપી દઈએ, ઈસ્લામ જેવી રીતે ગેરમુસ્લિમો સાથે રવાદારી અને ભલાઈથી વર્તવાની તા'લીમમાં અત્યંત ઉદાર છે, એ જ પ્રમાણે તે પોતાની સરહદોની સુરક્ષામાં ખૂબ ચોક્કસ અને કઠોર પણ છે. તે ગેરમુસ્લિમોની સાથે હમદર્દી, ભલાઈ અને અત્યંત રવાદારીની સાથે કુફ્રના રિવાજોથી સંપૂર્ણ રીતે અલગતાનું એલાન પણ કરે છે. મુસલમાનોને ગેરમુસ્લિમોથી એક અલગ કૌમ હોવાની જાહેરાત પણ કરે છે અને પોતાના કૌમી પ્રતીકોની સંપૂર્ણ રીતે સુરક્ષા પણ કરે છે, ઈસ્લામ ઈબાદતની જેમ જ મુસલમાનો માટે સામાજિકતા પણ અન્યોથી ઉચ્ચ કક્ષાની રાખવા ઈચ્છે છે, જેના અનેક દાખલાઓ કુર્આન અને સુન્નતમાં મૌજૂદ છે.

જો ઈસ્લામ અને કુર્આનનો એ અકીદહ હોત કે, દરેક જ ધર્મ અને મિલ્લતમાં છુટકારો મળી શકે છે તો તેને ઈસ્લામના ધર્મની તબલીગ અને

પ્રચાર–પ્રસાર ઉપર આટલું જોર દેવાનો કોઈ અધિકાર ન હતો અને તેના માટે જીવ સટોસટની બાજી લગાવવી સૈદ્ધાંતિક રીતે ખોટું અને બુદ્ધિ કે તર્ક વિરુદ્ધ પણ હતું. બલકે, આવા સ્વરૂપમાં રસૂલુલ્લાહ ﷺની બઅ્ષત અને કુર્આને કરીમનું નાઝિલ થવું પણ નઊઝુબિલ્લાહ ! બેકાર અને વ્યર્થ ગણાય અને રસૂલે કરીમ ﷺ તથા ખુલફાએ રાશિદીનના બધા જ જિહાદ નિરર્થક ગણાય બલકે, તે ફક્ત રાજ્ય અને શા'સનની હવસ સિવાય કંઈ ન ગણાય. (નઊઝુબિલ્લાહ !)

આ મા'મલામાં અમુક લોકોએ સૂરએ બકરહની આયત નંબર ૬૨થી શંકા કરી છે, જેમાં ઈરશાદ છે,

اِنَّ الَّذِیۡنَ اٰمَنُوۡا وَالَّذِیۡنَ هَادُوۡا وَالنَّصٰرٰی وَالصَّابِئِیۡنَ مَنۡ اٰمَنَ بِاللّٰهِ وَالۡیَوۡمِ الۡاٰخِرِ

وَعَمِلَ صَالِحًا فَلَهُمۡ اَجۡرُهُمۡ عِنۡدَ رَبِّهِمۡ وَلَا خَوۡفٌ عَلَیۡهِمۡ وَلَا هُمۡ یَحۡزَنُوۡنَ

*"નિઃશંક જે લોકો ઈમાન લાવ્યા અને જે લોકો યહૂદી થયા અને નસારા અને સાબી (થયા); જેઓ ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને આખિરતના દિવસ ઉપર અને સારા કામો કર્યા તો એમના માટે તેનો બદલો તેમના રબ પાસે (છે); અને એમના ઉપર ન કોઈ ડર (હશે) અને ન તેઓ ગમગીન થશે." (૨ : ૬૨)*

આ આયતમાં કારણ કે, ઈમાનિયાતની સંપૂર્ણ વિગત આપવાના બદલે ફક્ત અલ્લાહ ઉપર ઈમાન, આખિરત અને આખિરતના દિવસ ઉપર ઈમાનના વર્ણન ઉપર બસ કરવામાં આવ્યું, તો જે લોકો કુર્આનને ફક્ત અધૂરા અભ્યાસથી સમજવા ઈચ્છે છે, તેઓ તેનાથી એવું સમજી બેઠા કે, ફક્ત અલ્લાહ તઆલા અને કયામત ઉપર ઈમાન રાખવાથી છુટકારો મળી જવું પૂરતું છે. રસૂલો ઉપર ઈમાન છુટકારાની શરતમાં સામેલ નથી અને એ ન સમજી શક્યા કે, કુર્આનની પરિભાષામાં અલ્લાહ ઉપરનું ઈમાન એ જ ભરોસાપાત્ર છે, જે ઈમાન રસૂલે કરીમ ﷺ ઉપરના ઈમાન સાથે હોય, નહિતર ફક્ત અલ્લાહનો ઈકરાર અને તવહીદ તો શયતાન પણ માને છે. કુર્આને કરીમે પોતે આ હકીકતને આ શબ્દોમાં સ્પષ્ટ કરી છે, فَاِنۡ اٰمَنُوۡا بِمِثۡلِ مَا اٰمَنۡتُمۡ بِهٖ فَقَدِ اهۡتَدَوۡا وَاِنۡ تَوَلَّوۡا فَاِنَّمَا هُمۡ فِیۡ شِقَاقٍ فَسَیَكۡفِیۡكَهُمُ اللّٰهُ وَهُوَ السَّمِیۡعُ الۡعَلِیۡمُ، (૨:૧૩૭) એટલે કે, "તેમનું ઈમાન ત્યારે જ ભરોસાપાત્ર થશે જ્યારે તેઓ સામાન્ય (સાચા) મુસલમાનોની જેમ ઈમાન

અપનાવશે, જેમાં અલ્લાહ ઉપર ઈમાનની સાથે-સાથે રસૂલુલ્લાહ ﷺ ઉપર ઈમાન લાવવું જરૂરી છે, નહિતર ફરી સમજી લો કે તે જ લોકો ભેદભાવ અને વિરોધ-વંટોળ ઊભો કરાવવા ઈચ્છે છે. બસ, અલ્લાહ તઆલા તમારા તરફથી તેમના માટે પૂરતો છે અને તે સઘળું સાંભળનારો અને સઘળું જાણનારો છે."

આ આયતની રૂએ તો તેમાં વધારે સ્પષ્ટ રીતે બતાવવામાં આવ્યું કે, જે વ્યક્તિ અલ્લાહના કોઈ એક રસૂલનો પણ ઈન્કારી છે, તે ઉઘાડો કાફિર છે અને તેના માટે જહન્નમનો અઝાબ નિશ્ચિત છે. અલ્લાહ ઉપર ઈમાન તે જ ભરોસાપાત્ર છે, જે "ઈમાન બિર્રુસૂલ"ની સાથે હોય, તેના વિના તેને "ઈમાન બિલ્લાહ" કહેવું સાચું નથી.

છેલ્લી આયતમાં ફરી હકારાત્મક સ્વરૂપે વર્ણન કર્યું કે, આખિરતનો છુટકારો ફક્ત તે જ લોકોનો હક છે, જેઓ અલ્લાહની સાથે-સાથે તેના બધા જ રસૂલો ઉપર ઈમાન રાખે. એટલા માટે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِنَّ الْقُرْاٰنَ يُفَسِّرُ بَعْضُهٗ بَعْضًا،

*"કુર્આનનો એક વિભાગ બીજા વિભાગનું વિવરણ (તફસીર) અને સ્પષ્ટતા (તસ્રીહ) કરે છે."*

કુર્આનની તફસીર વિરુદ્ધ કોઈ બીજી તફસીર કરવી કોઈના માટે પણ જાઈઝ નથી.

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૫૩-૧૫૪)

يَسْـَٔلُكَ اَهْلُ الْكِتٰبِ اَنْ تُنَزِّلَ عَلَيْهِمْ كِتٰبًا مِّنَ السَّمَآءِ فَقَدْ سَاَلُوْا مُوْسٰۤى اَكْبَرَ مِنْ
ذٰلِكَ فَقَالُوْۤا اَرِنَا اللّٰهَ جَهْرَةً فَاَخَذَتْهُمُ الصّٰعِقَةُ بِظُلْمِهِمْ ۚ ثُمَّ اتَّخَذُوا الْعِجْلَ
مِنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ فَعَفَوْنَا عَنْ ذٰلِكَ ۚ وَاٰتَيْنَا مُوْسٰى سُلْطٰنًا مُّبِيْنًا ﴿١٥٣﴾ وَ
رَفَعْنَا فَوْقَهُمُ الطُّوْرَ بِمِيْثَاقِهِمْ وَقُلْنَا لَهُمُ ادْخُلُوا الْبَابَ سُجَّدًا وَّقُلْنَا لَهُمْ لَا
تَعْدُوْا فِى السَّبْتِ وَاَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا غَلِيْظًا ﴿١٥٤﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) અહલે કિતાબ તમને દરખાસ્ત કરે છે કે તમે તેમના ઉપર આસમાનથી લખેલી કિતાબ ઉતારી લાવો; બસ, આથી પણ મોટી વસ્તુ મૂસા (અલૈ.) પાસે માંગી ચૂક્યા છે, અને અમને કહ્યું, અલ્લાહને બિલકુલ સામે બતાવી આપે; બસ, તેમના ઉપર તેમના ગુનાહોના કારણે વીજળી આવી પડી, પછી વાછરડાને (મઅ્બૂદ) બનાવી લીધો ઘણી બધી નિશાનીઓ પહોંચી ચૂક્યા પછી; પછી અમે તે પણ મા'ફ કર્યું અને અમે મૂસા (અલૈ.)ને ખુલ્લું વર્ચસ્વ આપ્યું. (૧૫૩) અને અમે તેમના ઉપર કરાર લેવા માટે તૂર (પહાડ) ઉઠાવ્યો અને અમે કહ્યું, દરવાજામાં સિજ્દહ કરતાં(-કરતાં) દાખલ થાઓ, અને અમે કહ્યું કે શનિવારના દિવસમાં અતિરેક ન કરો, અને અમે તેમની પાસેથી મજબૂત વચન લીધું. (૧૫૪)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ આયતો અગાઉની આયતોમાં યહૂદીઓની ખોટી માન્યતાઓનું વર્ણન કરી તેમને વખોડવામાં આવ્યા છે. આ આયતોમાં પણ તેમની અમુક અન્ય ખોટી હરકતોની એક લાંબી યાદી અને તેમની નિર્લજ્જતાના કારણે તેમને થયેલી સજા અને અઝાબનું વર્ણન છે અને આ ક્રમ દૂર સુધી ચાલ્યો ગયો છે.

## તફસીર :

(હે મુહમ્મદ ﷺ !) આપની પાસે અહલે કિતાબ (યહૂદીઓ) એવી દરખાસ્ત કરે છે કે, તમે તેમની પાસે એક લખેલી કિતાબ આસમાનથી મંગાવી આપો, બસ (આપ ﷺ તે લોકોની આવી માંગણી કરવાને અજુગતું ન સમજો, કારણ કે આ ફિરકો એવો નફ્ફટ છે કે,) તેમણે (આ ફિરકાના જે લોકો મૂસા અલૈ.ના સમયમાં મૌજૂદ હતા) મૂસા (અલૈ.)ને આનાથી મોટી વાતની દરખાસ્ત કરી હતી અને એવું કહ્યું હતું કે, અમને અલ્લાહ તઆલા ખુલ્લમ-ખુલ્લો (બેપરદા) બતાવી આપો, જેનાથી તેમની ગુસ્તાખીના કારણે તેમના ઉપર વીજળીનો કડાકો આવી પડ્યો, પછી (તેમનાથી એનાથી મોટી હરકત થઈ ચૂકી છે કે,) તેમણે વાછરડાને (પૂંજા માટે) ઠરાવી લીધો હતો ત્યાર પછી કે તેમની પાસે ઘણી સ્પષ્ટ (સત્ય અને અસત્યને અલગ તારવનારી) દલીલો પહોંચી ચૂકી

હતી (એનો અર્થ તે દલીલો અને મોઅ્જિઝાઓ છે જે મૂસા અલૈ. દ્વારા ફિરઔનના ડૂબવાથી લઈ અનેક નજરે ઘટેલ ઘટનાઓ સ્વરૂપે જાહેર થઈ ચૂક્યું હતા) પછી અમે તેમને મા'ફ કરી દીધા હતા અને મૂસા (અલૈ.)ને અમે મહાન રુઆબ અર્પણ કર્યો હતો (આ રુઆબ અને અમારી મા'ફી તથા મહેરબાનીઓ છતાં આ લોકોની એવી હાલત હતી કે, તેઓ ન તો મહેરબાનીઓથી પ્રભાવિત થતા હતા અને ન જ રુઆબથી).

## મસ્અલા અને બોધપાઠ :

યહૂદીઓના અમુક સરદારો રસૂલે કરીમ ﷺની સેવામાં આવ્યા અને આપ ﷺ પાસે માંગણી કરી કે, જેવી રીતે હઝરત મૂસા (અલૈ.) ઉપર આસમાનથી લખેલી કિતાબ નાઝિલ થઈ હતી, એવી જ રીતે એક કિતાબ તમે પણ આસમાનથી લાવો તો અમે ઈમાન લઈ આવીશું. તેમની આ માંગણી એટલા માટે ન હતી કે, તેઓ દિલથી ઈમાન લાવવા ઈચ્છતા હતા અને આ એમની ઈમાન લાવવા માટેની એક શરત હતી. બલકે, તેઓ હઠધર્મી અને જીદના કારણે કોઈને કોઈ બહાનું કરતા રહેતા હતા. અલ્લાહ તઆલાએ આ આયત નાઝિલ કરીને રસૂલે કરીમ ﷺને વાસ્તવિકતાથી વાકેફ કર્યા અને તેમને દિલાસો આપ્યો કે વાસ્તવમાં આ કૌમ જ એવી છે કે, અલ્લાહ તઆલાના રસૂલોને સતાવતી રહે છે અને અલ્લાહ તઆલા વિરુદ્ધ બગાવતો કરવા માટે મોટી-મોટી હરકતો પણ કરી ચૂકે છે. તેમના પૂર્વજોએ હઝરત મૂસા (અલૈ.) સાથે આનાથી મોટી વાતની માંગણી કરી હતી કે, અમોને અલ્લાહ તઆલા ખુલ્લમ-ખુલ્લો બતાવવામાં આવે. તેમની આ ગુસ્તાખી ઉપર આસમાનથી વીજળી આવી અને તેમને હલાક કરી દીધા, પછી તવહીદ અને અલ્લાહ વહ્દહુ લા શરીકની નિશાનીઓ અને ખુલ્લી દલીલોને સારી રીતે સમજી લીધા પછી પણ ખાલિકે હકીકી સર્જનહાર અલ્લાહની ઈબાદત છોડીને વાછરડાની પૂજા શરૂ કરી દીધી હતી. પરંતુ આ બધું હોવા છતાં અમે તેમની સાથે મા'ફી અને દરગુજરથી કામ લીધું, નહિતર તેઓનો સર્વનાશ થઈ જાય એવા તેમના કૃત્યો હતા.... અને અમે અમારા પયગમ્બર હઝરત મૂસા (અલૈ.)ને વિજય અપાવ્યો.... એક મોકો તો એવો પણ આવ્યો હતો કે, આ લોકોએ શરીઅતના માર્ગને માનવાથી સ્પષ્ટ ઈન્કાર કરી દીધો હતો, ત્યારે અમે તૂર પહાડને ઉઠાવીને તેમના ઉપર અદ્ધર કરી દીધો કે, શરીઅતને માનવી જ

પડશે નહિતર પહાડ નીચે કચડી નાંખવામાં આવશો. અમે તેમને એ પણ કહ્યું કે, જ્યારે "એલિયા" શહેરના દરવાજામાં દાખલ થાઓ તો અત્યંત આજિઝી અને અલ્લાહની ઈતાઅતની ભાવનાથી માથું નમાવીને દાખલ થજો, એ પણ અમે એમને કહી દીધું હતું કે શનિવારના દિવસે માછલીઓનો શિકાર ન કરજો, આ અમારો હુકમ છે, તેનાથી મોઢું ન ફેરવો અને આ રીતે અમે તેમની પાસેથી મજબૂત વચન લીધું હતું, પરંતુ થયું એમ કે, તેમણે એક-એક કરીને હુકમોનો વિરોધ કર્યો અને અમારા વાયદાને તોડી નાંખ્યો તેથી અમે, દુનિયામાં પણ તેમને અપમાનિત કરી દીધા અને આખિરતમાં પણ તેમને અતિ કઠોર કષ્ટદાયક સજા ભોગવવી પડશે.

—————————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૫૫ થી ૧૫૯)

فَبِمَا نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ وَكُفْرِهِمْ بِاٰيٰتِ اللّٰهِ وَقَتْلِهِمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ
وَّقَوْلِهِمْ قُلُوْبُنَا غُلْفٌ ؕ بَلْ طَبَعَ اللّٰهُ عَلَيْهَا بِكُفْرِهِمْ فَلَا يُؤْمِنُوْنَ اِلَّا قَلِيْلًا ۪﴿۱۵۵﴾
وَّبِكُفْرِهِمْ وَقَوْلِهِمْ عَلٰى مَرْيَمَ بُهْتَانًا عَظِيْمًا ۙ﴿۱۵۶﴾ وَّقَوْلِهِمْ اِنَّا قَتَلْنَا
الْمَسِيْحَ عِيْسَى ابْنَ مَرْيَمَ رَسُوْلَ اللّٰهِ ۚ وَمَا قَتَلُوْهُ وَمَا صَلَبُوْهُ
وَلٰكِنْ شُبِّهَ لَهُمْ ؕ وَاِنَّ الَّذِيْنَ اخْتَلَفُوْا فِيْهِ لَفِيْ شَكٍّ مِّنْهُ ؕ مَا لَهُمْ بِهٖ
مِنْ عِلْمٍ اِلَّا اتِّبَاعَ الظَّنِّ ۚ وَمَا قَتَلُوْهُ يَقِيْنًا ۙ﴿۱۵۷﴾ بَلْ رَّفَعَهُ اللّٰهُ اِلَيْهِ ؕ وَكَانَ اللّٰهُ
عَزِيْزًا حَكِيْمًا ﴿۱۵۸﴾ وَاِنْ مِّنْ اَهْلِ الْكِتٰبِ اِلَّا لَيُؤْمِنَنَّ بِهٖ قَبْلَ مَوْتِهٖ ۚ
وَيَوْمَ الْقِيٰمَةِ يَكُوْنُ عَلَيْهِمْ شَهِيْدًا ۚ﴿۱۵۹﴾

**તરજુમો :**

*તેમને જે સજા મળી બસ તેમના વચનભંગ ઉપર અને અલ્લાહની આયતોથી ઈન્કારી થવા ઉપર અને પયગમ્બરોનું નાહક ખૂન કરવા ઉપર અને એવું*

*કહેવા ઉપર કે અમારા દિલ ઉપર ગિલાફ (પડદો) છે; બસ, એવું નથી બલકે અલ્લાહે તેમના દિલ ઉપર કુફ્રના કારણે મહોર લગાવી દીધી છે, બસ ઈમાન નથી લાવતા પરંતુ થોડા. (૧૫૫) અને તેમના કુફ્ર ઉપર અને મરયમ (અલૈ.) ઉપર મોટું બોહતાન બાંધવા ઉપર. (૧૫૬) અને તેમનું એવું કહેવા ઉપર કે અમે મરયમના બેટા મસીહ ઈસા (અલૈ.)ને કતલ કર્યા કે જે અલ્લાહના રસૂલ હતા અને તેમણે તેમને નથી માર્યા અને ન જ શૂળી ઉપર ચઢાવ્યા પરંતુ તેમની આગળ એવું જ સ્વરૂપ બની ગયું, અને જે લોકો એનાથી જૂદી વાતો કરે છે તો તે લોકો આ સ્થળે શંકામાં પડયા છે; તેમને તેની કંઈ ખબર નથી, માત્ર અટકળ ઉપર ચાલી રહ્યા છે અને બેશક ! (તેઓએ) તેમને કતલ નથી કર્યા. (૧૫૭) બલકે તેમને અલ્લાહે પોતાના તરફ ઉઠાવી લીધા, અને અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે. (૧૫૮) અને અહલે કિતાબના જેટલા ફિરકાઓ છે બસ ઈસા (અલૈ.) ઉપર યકીન લાવશે તેની મોતથી પહેલાં, અને કયામતના દિવસે તેના ઉપર ગવાહ હશે. (૧૫૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ આયતો અગાઉ પણ યહૂદીઓની શરારતોનું વર્ણન હતું અને તેમની શરારતોના કારણે તેમની ટીકા અને વખોડવાની સાથે–સાથે સજાનું પણ વર્ણન થયું હતું અને આ આયતોમાં પણ યહૂદીઓના અમુક અપરાધોની વિગતનો ઉલ્લેખ થયો છે. આ સંદર્ભે હઝરત ઈસા (અલૈ.) વિશે યહૂદીઓની ખોટી વિચારસરણીનો રદિયો પણ આપવામાં આવ્યો છે અને એ બાબત સ્પષ્ટ કરવામાં આવી છે કે, હઝરત ઈસા (અલૈ.)ને તેમના જુલમ અને અત્યાચારથી બચાવીને સજીવન હાલતમાં જ આસમાન ઉપર ઉઠાવી લેવામાં આવ્યા અને આ લોકો જે દા'વો કરી રહ્યા છે કે, અમે સય્યિદના ઈસા (અલૈ.)ને કતલ કરી દીધા છે અને તેમને સૂળીએ ચઢાવી દીધા છે, તે સદંતર જૂઠો દા'વો છે, જે વ્યક્તિને તેમણે કતલ કર્યો હતો તે હઝરત ઈસા (અલૈ.) ન હતા બલકે, તેમનો હમશકલ એક અન્ય વ્યક્તિ હતો, જેને કતલ કરીને આ લોકો એવું સમજવા લાગ્યા કે, અમે હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરી નાંખ્યા.

## તફસીર :

બસ અમે (તેમની દુષ્ટ હરકતોના કારણે તેમને ધિક્કાર, ક્રોધ, અપમાન અને ચહેરા બદલી નાંખવા જેવી) સજાઓમાં સપડાવ્યા (એટલે કે) તેમના વચનભંગ કરવાના કારણે અને તેમના અલ્લાહના હુકમોના કુફ્ર (અને ઈન્કાર)ના કારણે અને તેમના અંબિયા (અલૈ.)ના (જે તેમના અભિપ્રાયમાં પણ) નાહક (હતું) કતલ કરવાના કારણે, અને તેમના એવું કહેવાના કારણે કે અમારા દિલો (એવા) સુરક્ષિત છે (કે વિરોધી ધર્મ એટલે કે ઈસ્લામની તેના ઉપર કોઈ અસર નહીં થાય અને અમે મજબૂત ધર્મ ઉપર છે, અલ્લાહ તઆલાએ તેનો રદિયો આપીને ફરમાવ્યું કે, આ મજબૂતી કે પરિપક્વતા નથી) બલકે, તેમના કુફ્રના કારણે તેમના દિલો ઉપર અલ્લાહ તઆલાએ મહોર લગાવી દીધી છે (કે સાચી વાત તેમના ઉપર કોઈ પ્રભાવ પાડતી નથી), બસ તેમનામાં ઈમાન નથી પરંતુ ઘણું થોડું, (અને થોડું ઈમાન સ્વીકાર્ય નથી, બસ તેઓ કાફિર જ ઠરશે) અને (અમે તેમને ધિક્કારની સજા વગેરેમાં એ કારણોથી પણ સપડાવીશું, એટલે કે) તેમના (એક ખાસ) કુફ્રના કારણે અને (તેની વિગત એ છે કે હઝરત) મરયમ (અલૈ.) ઉપર તેઓના ભારે તહોમત લગાવવાના કારણથી (જેના કારણે હઝરત ઈસા અલૈ.ને જૂઠાડવું સાબિત થાય છે, કારણ કે હઝરત ઈસા અલૈ. પોતાના મોઅ્જિઝાથી હઝરત મરયમ અલૈ. નિર્દોષ હોવાની જાહેરાત કરી ચૂક્યા છે) અને (વળી તેઓના ગર્વથી) એવું કહેવાના કારણે કે અમે મસીહ ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ને કે જેઓ અલ્લાહના રસૂલ છે તેમને કતલ કરી નાંખ્યા (આવું કહેવું પોતે અદાવતની દલીલ છે અને અંબિયા અલૈ. સાથે કોઈપણ પ્રકારનું વેર-ઝેર કુફ્ર છે, વળી તેમનો દા'વો તો કતલ કરવાનો છે અને નબીને કતલ કરવું પણ કુફ્ર છે અને દા'વો કરવો પણ કુફ્ર છે) જ્યારે કે, (આ કુફ્ર હોવા ઉપરાંત તેમનો એ દા'વો પણ ખોટો છે, કારણ કે) તેમણે (એટલે કે યહૂદીઓએ) ન તો તેમને (એટલે હઝરત ઈસા અલૈ.ને) કતલ કર્યા અને ન જ તેમને સૂળી પર ચઢાવ્યા પરંતુ તેમને (એટલે કે યહૂદીઓને) શંકા થઈ ગઈ અને જે લોકો (અહલે કિતાબમાંથી છે) તેમના (એટલે કે હઝરત ઈસા અલૈ.) વિશે મતભેદ કરે છે તે ખોટા વિચારમાં (સપડાયેલા) છે, તેમની પાસે તેના માટેની કોઈ (સાચી) દલીલ (મૌજૂદ) નથી. ફક્ત અટકળબાજીઓ સિવાય કંઈ જ નથી અને તેમણે (એટલે કે

યહૂદીઓએ) તેમને (એટલે કે હઝરત ઈસા અલૈ.ને) યકીની વાત છે કે કતલ નથી કર્યા (જેનો તેઓ દા'વો કરે છે) બલકે, તેમને અલ્લાહ તઆલાએ પોતાના તરફ (એટલે કે આસમાન ઉપર) ઉઠાવી લીધા (અને તેમના જ એક માણસને તેમનો હમશકલ બનાવી દીધો અને તે સૂળી પર ચઢી માર્યો ગયો અને એ જ કારણ છે કે, યહૂદીઓ શંકામાં છે અને આ શંકાથી અહલે કિતાબમાં ઈખ્તેલાફ અને મતભેદ પેદા થઈ ગયો) અને અલ્લાહ તઆલા મોટો જબરદસ્ત (શક્તિશાળી કુદરતવાળો) હિકમતવાળો છે, (તેણે પોતાની શક્તિ અને હિકમતથી હઝરત ઈસા અલૈ.ને બચાવી લીધા અને ઉઠાવી લીધા અને યહૂદીઓને શંકા કરવાના કારણે જાણ પણ ન થઈ) અને (યહૂદીઓને પોતાનું જૂઠ, અને ખોટાપણું ઈસા અલૈ.ની નુબુવ્વતનો ઈન્કાર એ બહું જ જલદીથી દુનિયામાં ખુલ્લું પડી જશે. કારણ કે, આયત નાઝિલ થવાના સમયથી લઈને આવનારા કોઈ યુગમાં) કોઈ વ્યક્તિ અહલે કિતાબમાંથી (બાકી) નહીં રહે, (પરંતુ તે હઝરત ઈસા અલૈ.ની નુબુવ્વતને) મૌતથી (થોડા સમય) પહેલાં (જ્યારે કે આલમે બરઝખ દેખાવા માંડે છે) જરૂર સમર્થન કરશે (બસ, તે સમયે સમર્થન કરવું નફો નહીં પહોંચાડે, પરંતુ તેમની ખોટી માન્યતા રદ કરવા માટે તે પૂરતું છે, હજુપણ જો તેઓ ઈમાન લઈ આવે તો તે લાભકારી થઈ જાય) અને (જ્યારે દુનિયા અથવા આલમે બરઝખ બંને ખતમ થઈ ચૂકશે એટલે કે,) કયામતના દિવસે તે (એટલે કે હઝરત ઈસા અલૈ.) પોતાના (ઈન્કાર કરનાર ઈન્કારીઓ) ઉપર ગવાહી આપશે.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ આલિ ઈમ્રાનની આ આયત يٰعِيْسٰى اِنِّىْ مُتَوَفِّيْكَ وَرَافِعُكَ اِلَىَّ માં અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ના દુશ્મન યહૂદીઓના ઈરાદાઓને નિષ્ફળ બનાવવા અને હઝરત ઈસા (અલૈ.)ને તેમના ષડયંત્રોથી બચાવવાના સિલસિલામાં પાંચ વાયદા કર્યા હતા, જેની વિગત અને સંપૂર્ણ ખુલાસો તથા તફસીર સૂરએ આલિ ઈમ્રાનની તફસીરમાં વર્ણન થઈ ચૂકી છે. આ વાયદાઓમાં એક વાયદો એ પણ હતો કે, યહૂદીઓને હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવાની શક્તિ આપવામાં નહીં આવે. બલકે, તેમને અલ્લાહ તઆલા પોતાના તરફ ઉઠાવી લેશે, આ આયતમાં યહૂદીઓની શરારતો અને જૂઠા દા'વાઓને વર્ણન કરીને તે અલ્લાહના વાયદાની પૂર્ણતા અને યહૂદીઓના ગલત દા'વાઓનું

વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે અને યહૂદીઓના હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવાના દા'વાને રદ કરવામાં આવ્યો છે.

આ આયતમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, وَمَا قَتَلُوْهُ وَمَا صَلَبُوْهُ એટલે કે, યહૂદીઓએ હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ને કતલ નથી કર્યા અને ન જ સૂળીએ ચઢાવ્યા, બલકે પરિસ્થિતિ એવી ઉપસ્થિત થઈ કે આ ઘટનાને શંકાસ્પદ બનાવી દેવામાં આવી.

**યહૂદીઓને શા માટે શંકા થઈ ? :**

وَلٰـكِنْ شُبِّهَ لَهُمْ તફસીરના ઈમામ ઝહ્હાક (રહ.) ફરમાવે છે કે, "ઘટના એ રીતે બની કે, જ્યારે યહૂદીઓએ હઝરત મસીહ (અલૈ.)ની હત્યા કરવાનો ઈરાદો કર્યો તો હઝરત ઈસા (અલૈ.)ના હવારી (નિકટના સાથીઓ) એક જગ્યાએ ભેગા થઈ ગયા. હઝરત મસીહ (અલૈ.) પણ તેમની પાસે હાજર થઈ ગયા, ઈબ્લીસે યહૂદીઓની એક ટૂકડીને કે જેઓ હઝરત ઈસા (અલૈ.)ની હત્યા માટે તૈયાર ઊભી હતી, હઝરત ઈસા (અલૈ.)નું સ્થળ બતાવી દીધું અને ચાર હજાર માણસોએ મકાનને ઘેરી લીધું. હઝરત ઈસા (અલૈ.)એ પોતાના હવારીઓને કહ્યું કે, તમારામાંથી કોઈ વ્યક્તિ એ માટે તૈયાર છે કે, બહાર નીકળે અને તે શહીદ થઈ જાય અને પછી જન્નતમાં મારી સાથે હોય. તેમાંથી એક વ્યક્તિએ પોતાની જાતને એ માટે રજૂ કરી, હઝરત ઈસા (અલૈ.)એ તેમને પોતાનો કુરતો અને અમામો આપ્યો, પછી તેને હઝરત ઈસા (અલૈ.) સમાન બનાવી દેવામાં આવ્યો અને જ્યારે તે વ્યક્તિ બહાર આવ્યો તો યહૂદીઓ પકડીને લઈ ગયા અને તેને સૂળી પર ચઢાવી દીધો અને હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લેવામાં આવ્યા." *(કુર્તુબી)*

અમુક રિવાયતોમાં છે કે, યહૂદીઓએ એક વ્યક્તિ તૈતલાનૂસને હઝરત ઈસા (અલૈ.)ને કતલ કરવા માટે મોકલ્યો હતો, હઝરત ઈસા (અલૈ.) તો મકાનમાં ન મળ્યા, એટલા માટે કે અલ્લાહ તઆલાએ તેમને ઉઠાવી લીધા હતા અને આ વ્યક્તિ જ્યારે ઘરમાંથી નીકળ્યો તો તેને હઝરત ઈસા (અલૈ.)નો હમશકલ બનાવી દેવામાં આવ્યો હતો અને યહૂદીઓ એવું સમજ્યા કે, આ જ ઈસા (અલૈ.) છે અને એટલા માટે તેમણે પોતાના જ માણસને કતલ કરી નાંખ્યો. *(મઝહરી)*

આમાંથી જે પણ પરિસ્થિતિ બની હોય બધાની શક્યતા અને સંભાવના છે, કુર્આને કરીમે કોઈ ખાસ પરિસ્થિતિ નક્કી રીતે નથી બતાવી. એટલા માટે વાસ્તવિકતાનું જ્ઞાન તો ફક્ત અલ્લાહને જ છે. અલબત્ત કુર્આને કરીમના આ વાક્ય અને અન્ય તફસીરી રિવાયતોથી એ ખુલાસો જરૂર મળે છે કે, યહૂદીઓ અને નસારાને જબરદસ્ત ગેરસમજ થઈ ગઈ હતી. વાસ્તવિક ઘટના એમનાથી ગુપ્ત રહી અને પોત-પોતાના અનુમાન અને અટકળો પ્રમાણે તેમણે જાત-જાતના દા'વાઓ કર્યા અને તેમના અંદર-અંદર જ મતભેદો પેદા થઈ ગયા. આ વાસ્તવિકતાનો કુર્આને કરીમે આ શબ્દોમાં ઈશારો કર્યો છે. وَاِنَّ الَّـذِيْـنَ اخْتَـلَـفُوْا فِيْهِ لَفِىْ شَكٍّ مِّنْهُ مَا لَهُمْ بِهٖ مِنْ عِلْمٍ اِلَّا اتِّبَا عَ الظَّنِّ وَمَا قَتَلُوْهُ يَقِيْنًا તેમની પાસે સાચા ઈલ્મના પાયા ઉપર કોઈ ચોક્કસ વાત નથી, જે-જે લોકોએ હઝરત ઈસા (અલૈ.) વિશે મતભેદ કરીને જાત-જાતના દા'વા કર્યા છે, આ બધી શંકા અને અટકળોની વાતો છે. સાચી પરિસ્થિતિ આ પ્રસંગ વિશે એ છે કે, તેમણે હઝરત મસીહ (અલૈ.)ને ચોક્કસ કતલ નથી કર્યા, બલકે, અલ્લાહ તઆલાએ તેમને પોતાના તરફ ઉઠાવી લીધા.

અમુક રિવાયતોમાં એ પણ છે કે, અમુક લોકોને આ બાબતનું યકીન થવા લાગ્યું, તો તેમણે કહ્યું કે, "આપણે તો આપણા જ માણસની હત્યા કરી નાંખી છે. એટલા માટે કે, આ મરનાર વ્યક્તિનો ચહેરો તો હઝરત મસીહ (અલૈ.) જેવો છે પરંતુ તેનું બાકીનું શરીર તેમના જેવું નથી અને એ કે, આ મરનાર જો મસીહ (અલૈ.) છે તો આપણો માણસ ક્યાં છે ? અને જો આ આપણો માણસ છે તો મસીહ (અલૈ.) ક્યાં છે ?"

وَكَانَ اللّٰـهُ عَـزِيْزًا حَكِيْمًا અલ્લાહ જલ્લ શા'નુહુ જબરદસ્ત કુદરતવાળો અને સંપૂર્ણ રીતે છવાયેલો છે. યહૂદીઓ લાખ વખતે હત્યા કરવાના ષડયંત્રો રચે, પરંતુ જ્યારે અલ્લાહ તઆલાએ હઝરત ઈસા (અલૈ.)ની સુરક્ષાની જવાબદારી લીધી હોય તો તેની શક્તિ અને કાબૂ સામે તેમના ષડયંત્રોની શું હેસિયત છે ? તે સઘળી શક્તિનો માલિક છે, ફક્ત ભૌતિકવાદના પૂજારીઓ હઝરત ઈસા (અલૈ.)ને ઉઠાવી લેવાની વાસ્તવિકતાને ન સમજી શકે તો તે તેમની કમજોરી છે. અલ્લાહ હિકમતવાળો છે, તેના દરેક કામમાં કોઈ હિકમત અને મસ્લિહત છુપાયેલી હોય છે.

અંતે આ જ વિષયની પૂર્ણતા ઉપર ફરમાવ્યું, وَاِنْ مِّنْ اَهْلِ الْكِتٰبِ اِلَّا لَيُؤْمِنَنَّ بِهٖ قَبْلَ مَوْتِهٖ આ લોકો અત્યારે ઈર્ષ્યાના કારણે વાસ્તવિકતાની આંખોથી જોવાની કોશીશ કરતા નથી અને હઝરત ઈસા (અલૈ.) વિશે ખોટી ધારણાઓ બાંધે છે. વળી, હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની નુબુવ્વતનો પણ ઈન્કાર કરી રહ્યા છે, પરંતુ એક સમય એવો આવવાનો છે જ્યારે કે, તેમની આંખો ખુલી જશે અને તે વખતે તેમને યકીન થઈ જશે કે, હઝરત ઈસા (અલૈ.) અને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ વિશે જે કંઈ પણ અમારી માન્યતા હતી તે બાતિલ અને ખોટી હતી.

આ આયતની એક તફસીર ઉપરોક્ત તફસીરના ખુલાસામાં વર્ણન થઈ ચૂકી છે કે, مَوْتِهٖ (મવતિહી)ની ઝમીર અહલે કિતાબ તરફ થાય છે અને આયતનો અર્થ આ સ્વરૂપમાં એ છે કે, આ યહૂદીઓ પોતાની મૌતના અમુક સમય પહેલાં જ્યારે આલમે બરઝખને જોઈ લેશે ત્યારે હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વત ઉપર ઈમાન લઈ આવશે. જો કે, તે સમયે તેમનું ઈમાન તેમને કોઈ લાભ પહોંચાડશે નહીં. જે રીતે કે, ફિરઔનને તેના ઈમાને કોઈ લાભ આપ્યો ન હતો જે ઈમાન તે ડૂબતાં-ડૂબતાં લાવ્યો હતો.

બીજી તફસીર જેને સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના મોટા વર્ગે અપનાવી છે અને સહીહ હદીષોથી તેનું સમર્થન પણ થાય છે, તે આ છે કે مَوْتِهٖ (મવતિહી)ની ઝમીર હઝરત મસીહ (અલૈ.) તરફ જાય છે અને તેનો અર્થ એ છે કે, આ અહલે કિતાબ જો કે, તે વખતે હઝરત ઈસા (અલૈ.) ઉપર ઈમાન લાવ્યા ન હતા, યહૂદી તો તેમને નબી માનવા જ તૈયાર ન હતા. બલકે, તેમને નઊઝુબિલ્લાહ ! બહુરૂપી અને જૂઠા ઠરાવતા હતા અને નસારા જો કે, તેમના ઉપર ઈમાન લાવવાનો દા'વો કરતા હતા પરંતુ અમુક તો પોતાની અજ્ઞાનતામાં એટલે સુધી પહોંચી ગયા કે, યહૂદીઓની જેમ હઝરત ઈસા (અલૈ.)ને મરણ પામેલા અને સૂળીએ ચઢેલા હોવાની માન્યતા ધરાવતા થઈ ગયા અને અમુક તેમની સાથેના અકીદહમાં એટલી હદે આગળ વધી ગયા કે, (નઊઝુબિલ્લાહ !) તેમને અલ્લાહ અને અલ્લાહના બેટા સમજવા લાગ્યા. કુર્આને કરીમે આ આયતમાં બતાવ્યું છે કે, આ લોકોએ જો કે તે સમયે હઝરત ઈસા (અલૈ.)ની નુબુવ્વત ઉપર સાચું ઈમાન રાખ્યું નથી, પરંતુ જ્યારે કયામતના નજીકના સમયે હઝરત ઈસા (અલૈ.) આ પૃથ્વી ઉપર ફરી નાઝિલ થશે ત્યારે બધા જ અહલે

કિતાબ તેમના ઉપર સાચું ઈમાન લઈ આવશે. નસારા તો બધા જ સાચા અકીદહ સાથે મુસલમાન થઈ જશે અને યહૂદીઓમાં જે લોકો વિરોધ કરશે તેમને કતલ કરી નાંખવામાં આવશે, બાકીના મુસલમાન થઈ જશે. એ સમયે કુફ્ર અને કુફ્રના બધા જ પ્રકારોને દુનિયામાંથી નેસ્ત–નાબૂદ કરી નાંખવામાં આવશે અને પૃથ્વી ઉપર ફક્ત ઈસ્લામ અને ઈસ્લામનું જ શાસન હશે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની એક રિવાયતમાં નકલ થયું છે,

عَنْ اَبِیْ هُرَیْرَةَؓ عَنِ النَّبِیِّ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ اَنَّهُ قَالَ لَیَنْزِلَنَّ ابْنُ مَرْیَمَ حَكَمًا عَدَلًا فَلَیَقْتُلَنَّ الدَّجَّالَ وَلَیَقْتُلَنَّ الْخِنْزِیْرَ وَلَیَكْسِرَنَّ الصَّلِیْبَ وَتَكُوْنُ السَّجْدَةُ وَاحِدَةًلِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ،

ثُمَّ قَالَ اَبُوْ هُرَیْرَةَؓ وَاقْرَأُوْا اِنْ شِئْتُمْ وَاِنْ مِّنْ اَهْلِ الْكِتٰبِ اِلَّا لَیُؤْمِنَنَّ بِهٖ قَبْلَ مَوْتِهٖ، قَالَ اَبُوْ هُرَیْرَةَ قَبْلَ مَوْتِ عِیْسٰی، یُعِیْدُهَا ثَلَاثَ مَرَّاتٍ، (قُرْطُبِی)

*“રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ઈસા ઈબ્ને મરયમ (અલૈ.) એક ન્યાયપ્રિય શાસક બનીને જરૂર નાઝિલ થશે, તે દજ્જાલ અને ખિન્ઝીર (સુવ્વર)ને કતલ કરશે, સલીબ (ક્રોસ)ને તોડી નાંખશે અને તે સમયે ઈબાદત ફક્ત પરવરદિગારે આલમની થશે.*

*ત્યાર પછી હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ ફરમાવ્યું કે, તમે ઈચ્છો તો કુર્આને કરીમની આ આયત પઢી લો, જેમાં આ હકીકતનું વર્ણન કરવામાં આવ્યું છે કે, અહલે કિતાબમાંથી કોઈપણ બાકી રહેશે નહીં પરંતુ એ કે, તે તેમના ઉપર તેમની મૌતથી પહેલાં ઈમાન લાવશે. તેમણે ફરમાવ્યું, "ઈસા (અલૈ.)ની મૌતથી પહેલાં" અને ત્રણ વખતે આ શબ્દનું પુનરાવર્તન કર્યું.” (કુર્તુબી)*

પ્રસ્તુત આયતની આ તફસીર એક જલીલુલ કદ્ર સહાબી હઝરત અબૂહુરયરહ (રદિ.)ની સહીહ રિવાયતથી સાબિત છે, જેમાં قَبْلَ مَوْتِهٖ (કબ્લ મવતિહી)નો અર્થ હઝરત ઈસા (અલૈ.)ની મૌત પહેલાં ઠરાવવામાં આવ્યો છે, જેનાથી આયતનો અર્થ સ્પષ્ટ રીતે નક્કી થઈ ગયો કે, આ આયત કયામત નજીક હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થવાના સંદર્ભમાં છે.

આ તફસીરની બીના પર આ આયત نَـاطِقٌ "નાતિક" (ખુલ્લમ-ખુલ્લું એ'લાન કરનારી) છે કે, હઝરત ઈસા (અલૈ.)ની હજુ સુધી વફાત થઈ નથી. બલકે, કયામત નજીક જ્યારે તેઓ આસમાનથી નાઝિલ થશે અને તેમના નાઝિલ થવાની સાથે અલ્લાહ જલ્લ શા'નુહુની જે હિકમતો જોડાયેલ છે તે હિકમતો પૂરી થઈ જશે, ત્યારે આ પૃથ્વી ઉપર જ તેમનું મૃત્યુ થશે.

આ બાબતનું સમર્થન સૂરએ ઝુખરુફની આ આયતમાં પણ થાય છે, وَاِنَّـهٗ لَعِلْمٌ لِّلسَّاعَةِ فَلَا تَمْتَرُنَّ بِهَا وَاتَّبِعُوْنِ "ઈસા (અલૈ.) કયામતની એક નિશાની છે, બસ તમે કયામત આવવામાં શંકા ન કરો અને મારું કહ્યું માનો." (૪૩ : ૬૧)

વિવરણકારોના એક મોટા જૂથે આ સ્થળે લખ્યું છે કે, اِنَّـــــهٗ (ઈન્નહુ)ની ઝમીર હઝરત ઈસા (અલૈ.) તરફ જાય છે. તેનો અર્થ એ છે કે, હઝરત ઈસા (અલૈ.) કયામતની એક નિશાની છે, એનાથી જાણ થઈ કે, આ આયતમાં હઝરત મસીહ (અલૈ.)ના નાઝિલ થવાની ખબર આપવામાં આવી છે કે, તે કયામત નજીક નાઝિલ થશે અને તેમનું આવવું કયામતની નિશાનીઓમાંથી હશે.

આ આયતમાં એક બીજી કિરાઅત لَعَـلَـمٌ (લઅલમુન્) પણ નકલ થયેલ છે, તેનાથી આ અર્થ વધારે સ્પષ્ટ થઈ જાય છે. કારણ કે, عَلَمٌ بِفَتْحِ اللَّامِ નો અર્થ "નિશાની" થાય છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીરમાં પણ આ જ બાબત જોવા મળે છે. عَـنِ ابْنِ عَبَّاسٍ رَضِيَ اللّٰهُ عَنْهُ فِيْ قَوْلِهٖ تَعَالٰى وَاِنَّهٗ لَعِـلْـمٌ لِـلِّسَّـاعَةِ، قَـالَ خُـرُوْجُ عِيْسٰـى عَلَيْـهِ السَّلَامُ قَبْلَ يَوْمِ الْقِيٰمَةِ، હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી وَاِنَّهٗ لَعِلْمٌ لِّلسَّاعَةِ વિશે નકલ થયું છે કે, તેનાથી હઝરત ઈસા (અલૈ.) ભાવાર્થ સ્વરૂપે છે, જેઓ કયામત પહેલાં તશરીફ લાવશે. *(ઈબ્ને કષીર)*

ખુલાસો એ છે કે, પ્રસ્તુત આયતમાં قَبْـلَ مَـوْتِـهٖ (કબ્લ મવતિહી)ની સાથે હઝરત અબૂહુરયરહ (રદિ.)ની સહીહ હદીષ તફસીરમાં સામેલ કરવામાં આવે તો તેનાથી સ્પષ્ટ રીતે હઝરત ઈસા (અલૈ.) સજીવન હોવાનું અને કયામત નજીક નાઝિલ થઈને યહૂદીઓ ઉપર સંપૂર્ણ વિજય પ્રાપ્ત કરવાનું સાબિત થઈ જાય છે. આ જ પ્રમાણે આયત وَاِنَّـهٗ لَعِـلْمٌ لِّلسَّـاعَةِ (૪૩ : ૬૧)થી પણ તફસીર પ્રમાણે ઈબ્ને અબ્બાસ (રદિ.)નો આ વિષય પાકો અને ચોક્કસ બની જાય છે.

તફસીરના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ આયત وَاِنَّـهٗ لَعِـلْـمٌ لِّلسَّـاعَةِ ની

તફસીરમાં લખ્યું છે,

وَقَدْ تَوَاتَرَتِ الْاَحَادِيْثُ عَنْ رَسُوْلِ اللّٰهِ صَلّٰى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَنَّهُ اَخْبَرَ بِنُزُوْلِ عِيْسٰى عَلَيْهِ السَّلَامُ قَبْلَ يَوْمِ الْقِيٰمَةِ اِمَامًا عَادِلًا، (اِبْنِ كَثِيْر)

*"રસૂલુલ્લાહ ﷺની હદીષો આ વિશે મુતવાતિર છે કે, આપ ﷺએ કયામત પહેલાં હઝરત ઈસા (અલૈ.)ના દુનિયામાં નાઝિલ થવાની ખબર આપી છે."*

*(ઈબ્ને કષીર)*

આ મુતવાતિર રિવાયતો અમારા ઉસ્તાદ હુજ્જતુલ ઈસ્લામ હઝરત મવલાના મુહમ્મદ અનવરશાહ કશ્મિરી (રહ.)એ ભેગી કરી છે, જેની સંખ્યા એકસોથી વધારે છે. મોહતરમ ઉસ્તાદના હુકમથી મુજ નાચિઝે આ સંગ્રહને અરબી ભાષામાં સંપાદિત કર્યો છે. હઝરત (રહ.)એ તેનું નામ اَلتَّصْرِيْحُ بِمَاتَوَاتَرَ نُـزُوْلُ الْمَسِيْحِ(અત્તસ્રીહુ બિમા તવાત–ર–નુઝૂલુલ્ મસીહિ અલૈ.) રાખ્યું છે, જે તેમની હયાતીમાં જ પ્રકાશિત થઈ ચૂક્યું હતું. હાલમાં હલબે શામ (સીરિયા)ના એક મોટા આલિમ અલ્લામહ અબ્દુલ ફત્તાહ અબૂગિદાહે શરાહ (ખુલાસો) અને હાસિયાનો વધારો કરી બૈરૂતમાં સુંદર લખાણ સાથે પ્રકાશિત કર્યું છે.

**અંતિમ યુગમાં હઝરત ઈસા (અલૈ.)ના નાઝિલ થવાનો અકીદહ કતઈ અને ઇજ્માઈ છે, જેનો ઇન્કાર કરનાર કાફિર છે :**

આ વિષયની પ્રસ્તુત આયતથી એ પણ સ્પષ્ટ થઈ ચૂક્યું છે અને તેની સંપૂર્ણ તફસીર સૂરએ આલિ ઈમ્રાનમાં આવી ચૂકી છે, તે પણ અહીંયાં જોઈ લેવામાં આવે, તેમાં તે શંકાઓનો જવાબ ઉપસ્થિત છે જે આ યુગમાં અમુક મુલ્હિદો તરફથી આ અકીદહને શંકાસ્પદ બનાવવા માટે રજૂ કરવામાં આવ્યો છે. વલ્લાહુ વલિય્યુલ હિદાયહ.

**આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૬૦–૧૬૧)**

فَبِظُلْمٍ مِّنَ الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا عَلَيْهِمْ طَيِّبٰتٍ اُحِلَّتْ لَهُمْ وَبِصَدِّهِمْ
عَنْ سَبِيْلِ اللّٰهِ كَثِيْرًا ﴿١٦٠﴾ وَّاَخْذِهِمُ الرِّبٰوا وَقَدْ نُهُوْا عَنْهُ وَاَكْلِهِمْ اَمْوَالَ النَّاسِ
بِالْبَاطِلِ ۭ وَاَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ مِنْهُمْ عَذَابًا اَلِيْمًا ﴿١٦١﴾

## તરજુમો :

*બસ, યહૂદીઓના ગુનાહના કારણે અમે તેમના ઉપર ઘણી પાક વસ્તુઓ હરામ કરી જે તેમના માટે હલાલ હતી, અને એ કારણથી કે (તેઓ લોકોને) અલ્લાહના માર્ગથી ઘણું રોકતા હતા. (૧૬૦) અને એ કારણે કે વ્યાજ લેતા હતા અને તેમને તેની મનાઈ થઈ ચૂકી હતી, અને એ કારણે કે લોકોનો માલ નાહક ખાતા હતા, અને અમે કાફિરો માટે જે તેમનામાં છે દર્દનાક અઝાબ તૈયાર કરી રાખ્યો છે. (૧૬૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં યહૂદીઓની શરારતોનું અને તે શરારતોના કારણે તેમની સજાનું વર્ણન હતું. આ આયતોમાં પણ તેમના અમુક દુષ્કૃત્યોનું વર્ણન થયું છે અને સજાનો એક પ્રકાર પણ વર્ણન કર્યો છે અને તે એ કે, કયામતમાં તો તેમને સજા થશે જ અને દુનિયામાં પણ તેમની ગુમરાહીનું એક પરિણામ એ આવ્યું કે, ઘણી બધી પાક અને પવિત્ર વસ્તુઓ જે તેમના ઉપર હલાલ હતી, તે સજા સ્વરૂપે તેમના ઉપર હરામ કરવામાં આવી છે.

## તફસીર :

બસ, યહૂદીઓને તેમના મોટા-મોટા ગુનાહોના કારણે (જેમાંથી ઘણા ગુનાહોનું વર્ણન સૂરએ બકરહમાં વર્ણન થઈ ચૂક્યું છે) અમે તેમને ઘણી બધી પાક (એટલે કે હલાલ અને લાભદાયક સ્વાદિષ્ટ) વસ્તુઓ જે (પ્રથમથી) તેમના માટે (પણ) હલાલ હતી, (જેમકે આયત كُلُّ الطَّعَامِ كَانَ حِلًّا لِّبَنِیٓ اِسۡرَاۤئِیۡلَ માં છે) તેમના માટે (એટલે કે હઝરત મૂસા અલૈ.ની શરીઅતમાં) હરામ કરી દીધી (જેનું વર્ણન સૂરએ અન્આમની આયત وَعَلَى الَّذِیۡنَ هَادُوۡا حَرَّمۡنَا كُلَّ ذِیۡ ظُفُرٍ.... માં છે અને ત્યાં પણ એ બતાવી દેવામાં આવ્યું છે કે, તે હલાલ પાક વસ્તુઓને તેમના ઉપર હરામ કરવી તેમના ગુનાહ અને નાફરમાનીઓની બીના ઉપર થયું હતું, ذٰلِكَ جَزَیۡنٰهُمۡ بِبَغۡیِهِمۡ....) અને (હઝરત મૂસા અલૈ.ની શરીઅતમાં પણ આ બધું હરામ જ રહ્યું, કશું હલાલ ન થયું) એ કારણે કે (તેઓ હવે પછી પણ આવી હરકતો કરવાથી રોકાશે નહીં, દાખલા તરીકે એ કે) તેઓ (હુકમોમાં હેરફેર કરીને અથવા અલ્લાહના હુકમને છુપાવીને) ઘણા બધા લોકોને અલ્લાહ તઆલાના

માર્ગ (એટલે કે દીને હકને કબૂલ કરવા)થી અટકાવવાનું નિમિત્ત બનતા હતા (કારણ કે તેમની આવી કાર્યવાહીથી સામાન્ય લોકોને શંકા થઈ જતી હતી. બસ, આ શંકાના કારણે સચ્ચાઈ સ્વીકારવાથી દૂર જવું શક્ય હતું) અને એ કારણે કે તેઓ વ્યાજ લેતા હતા, જ્યારે કે, તેમને (તવરાતમાં) તેની મનાઈ કરવામાં આવી હતી અને એ કારણે કે તેઓ લોકોનો માલ નાહક રીતે (એટલે કે ગેરશરઈ રીતે) ખાઈ જતા હતા (બસ, આ રીતે સચ્ચાઈમાં રુકાવટ બનતા હતા અને વ્યાજ લેતા હતા અને નાજાઈઝ પદ્ધતિથી અન્યોનો માલ ખાઈ જવાના કારણે તેમની શરીઅતે આ સજામાં કોઈ છૂટછાટ ન આપી, અલબત્ત હઝરત ઈસા અલૈ.ની શરીઅતમાં એમાંથી અમુક હુકમો બદલવામાં આવ્યા હતા, જેમકે આ આયત وَلِاُحِلَّ لَكُمْ بَعْضَ الَّذِىْ حُرِّمَ عَلَيْكُمْ થી જાણ થાય છે અને શરીઅતે મુહમ્મદી ﷺમાં ઘણી બધી છૂટછાટ થઈ ગઈ, જેમકે يُحِلُّ لَهُمُ الطَّيِّبٰتِ થી સાબિત થયું છે. આ તેમની દુનિયવી સજા હતી) અને (આખિરતમાં) અમે તે લોકો માટે જેઓ તેમાંથી કાફિરો છે દર્દનાક અઝાબ તૈયાર કરી રાખ્યો છે (અલબત્ત જેઓ શરીઅતના કાયદા પ્રમાણે ઈમાન લઈ આવશે, તેમના પાછલા બધા અપરાધો મા'ફ કરવામાં આવશે).

## મસ્અલા અને બોધપાઠ :

શરીઅતે મુહમ્મદી ﷺમાં પણ અમુક વસ્તુઓ હરામ છે પરંતુ તે કોઈ શારીરિક અથવા રૂહાની નુકસાનના કારણે હરામ કરવામાં આવી છે, એનાથી વિપરીત યહૂદીઓ માટે કે તેમના ઉપર જે પવિત્ર અને પાક વસ્તુઓ હરામ કરવામાં આવી હતી, તેમાં કોઈ શારીરિક અથવા રૂહાની નુકસાન ન હતું બલકે, તે બધું તેમની નાફરમાનીની સજા સ્વરૂપે હરામ કરવામાં આવ્યું હતું.

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૬૨)

لٰكِنِ الرّٰسِخُوْنَ فِى الْعِلْمِ مِنْهُمْ وَالْمُؤْمِنُوْنَ يُؤْمِنُوْنَ بِمَآ اُنْزِلَ اِلَيْكَ وَمَآ
اُنْزِلَ مِنْ قَبْلِكَ وَالْمُقِيْمِيْنَ الصَّلٰوةَ وَالْمُؤْتُوْنَ الزَّكٰوةَ وَالْمُؤْمِنُوْنَ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ اُولٰٓئِكَ سَنُؤْتِيْهِمْ اَجْرًا عَظِيْمًا ﴿١٦٢﴾ ع ٢٢

## તરજુમો :

*પરંતુ તેમનામાં જેઓ ઈલ્મમાં પાકા (પ્રખર વિદ્વાન) છે અને ઈમાનવાળા; બસ, જે તમારા ઉપર નાઝિલ થયું તેને માને છે અને જે તમારાથી અગાઉ નાઝિલ થયું અને આફરીન છે નમાઝ ઉપર કાયમ રહેનારાઓને; અને જે ઝકાતને આપનારા છે અને અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર યકીન રાખનારા છે; બસ, એવાઓને અમે મોટો સવાબ (બદલો) આપીશું. (૧૬૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં તે યહૂદીઓનું વર્ણન હતું જેઓ કુફ્ર ઉપર કાયમ હતા અને તેઓ આયતોમાં જણાવ્યા પ્રમાણેના ગુનાહોમાં સંડોવાયેલા હતા. હવે અહીંયાં એવા લોકોનું વર્ણન છે, જેઓ અહલે કિતાબ હતા અને જ્યારે રસૂલુલ્લાહ ﷺની બઅષત થઈ અને તે સિફતો જે તેમની કિતાબોમાં ખાતિમુન્નબિય્યિન ﷺ વિશે મૌજૂદ હતી તેને રસૂલે કરીમ ﷺમાં પૂરેપૂરી જોઈ લીધી તો ઈમાન લઈ આવ્યા. જેમકે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.), હઝરત ઉસૈદ (રદિ.), હઝરત ષુઅ્લબા (રદિ.) વગેરે. આ આયતોમાં આ જ લોકોના વખાણ અને તેમની ખાસિયતો વર્ણન થઈ છે.

## તફસીર :

પરંતુ તે (યહૂદીઓ)માંથી જે લોકો જ્ઞાન (દીન)માં પાકા (એટલે કે, શરીઅત પ્રમાણે અમલ કરવામાં મજબૂત) છે (અને તેમના આવા વલણના કારણે તેમના ઉપર સચ્ચાઈની સ્પષ્ટતા અને સચ્ચાઈના સ્વીકારને સરળ કરી દેવામાં આવ્યું, જેમકે આગળ વર્ણન થઈ રહેલ છે) અને જેઓ (તેમનામાંથી) ઈમાન લઈ આવ્યા છે કે, તે કિતાબ ઉપર પણ ઈમાન લાવે છે, જે તમારા ઉપર ઉતારવામાં આવી અને તે (કિતાબો)ના ઉપર પણ (ઈમાન લાવે છે) જે તમારાથી પહેલાં (અંબિયા અલૈ. ઉપર) નાઝિલ કરવામાં આવ્યું (જેમકે, તવરાત અને ઈન્જીલ) અને જેઓ (તેમનામાં) નમાઝની પાબંદી કરનારા છે અને જેઓ (તેમનામાં) ઝકાત આપનારા છે અને તેઓ (તેમનામાં) અલ્લાહ તઆલા ઉપર અને કયામતના દિવસ ઉપર વિશ્વાસ રાખનારા છે (બસ), આવા લોકોને અમે અવશ્ય

(આખિરતનો) ભવ્ય બદલો આપીશું.

**મસ્અલા અને બોધપાઠ :**

આયતમાં જે લોકો માટે સંપૂર્ણ અને ભવ્ય બદલાનો વાયદો કરવામાં આવ્યો છે, તે એટલા માટે કે, તેઓ ઈમાન અને નેક અમલોમાં સંપૂર્ણ અને પાકા છે અને જ્યાં સુધી કોઈ વ્યક્તિના છુટકારાનો સંબંધ છે તે અકીદાઓ અને જરૂરિયાતે દીનના સહીહ હોવા ઉપર અવલંબિત છે. શરત એ છે કે, તેનો અંત ઈમાન અને સઆદત (ખાત્મા બિલ ખૈર) ઉપર નસીબ થાય.

———————

**આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૬૩ થી ૧૬૯)**

إِنَّآ أَوْحَيْنَآ إِلَيْكَ كَمَآ أَوْحَيْنَآ إِلَىٰ نُوحٍ وَّالنَّبِيّٖنَ مِنْۢ بَعْدِهٖ ۚ وَأَوْحَيْنَآ
إِلَىٰٓ إِبْرٰهِيمَ وَ إِسْمٰعِيلَ وَ إِسْحٰقَ وَ يَعْقُوبَ وَ الْأَسْبَاطِ وَ عِيسٰى وَأَيُّوبَ
وَ يُونُسَ وَ هٰرُونَ وَ سُلَيْمٰنَ ۚ وَ اٰتَيْنَا دَاوٗدَ زَبُورًا ﴿١٦٣﴾ وَرُسُلًا قَدْ قَصَصْنٰهُمْ
عَلَيْكَ مِنْ قَبْلُ وَرُسُلًا لَّمْ نَقْصُصْهُمْ عَلَيْكَ ۗ وَ كَلَّمَ اللّٰهُ
مُوسٰى تَكْلِيمًا ﴿١٦٤﴾ رُسُلًا مُّبَشِّرِينَ وَ مُنْذِرِينَ لِئَلَّا يَكُونَ لِلنَّاسِ
عَلَى اللّٰهِ حُجَّةٌۢ بَعْدَ الرُّسُلِ ۗ وَكَانَ اللّٰهُ عَزِيزًا حَكِيمًا ﴿١٦٥﴾ لٰكِنِ اللّٰهُ
يَشْهَدُ بِمَآ أَنْزَلَ إِلَيْكَ أَنْزَلَهٗ بِعِلْمِهٖ ۚ وَالْمَلٰٓئِكَةُ يَشْهَدُونَ ۗ وَكَفٰى بِاللّٰهِ
شَهِيدًا ﴿١٦٦﴾ إِنَّ الَّذِينَ كَفَرُوا وَصَدُّوا عَنْ سَبِيلِ اللّٰهِ قَدْ ضَلُّوا ضَلٰلًا
بَعِيدًا ﴿١٦٧﴾ إِنَّ الَّذِينَ كَفَرُوا وَظَلَمُوا لَمْ يَكُنِ اللّٰهُ لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ
طَرِيقًا ﴿١٦٨﴾ إِلَّا طَرِيقَ جَهَنَّمَ خٰلِدِينَ فِيهَآ أَبَدًا ۗ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيرًا ﴿١٦٩﴾

**તરજુમો :**

*(હે મુહમ્મદ ﷺ !) બેશક ! અમે તમારા તરફ વહી મોકલી જેવી નૂહ*

*(અલૈ.) ઉપર મોકલી અને તે નબીઓ ઉપર જેઓ તેમના પછી થયા, અને ઈબ્રાહીમ (અલૈ.) ઉપર વહી મોકલી, અને ઈસ્માઈલ (અલૈ.) ઉપર, અને ઈસ્હાક (અલૈ.) ઉપર, અને યાકૂબ (અલૈ.) ઉપર અને તેની અવલાદ ઉપર, અને ઈસા (અલૈ.) ઉપર, અને ઐયૂબ (અલૈ.) ઉપર, અને યૂનુસ (અલૈ.) ઉપર, અને હારૂન (અલૈ.) ઉપર, અને સુલયમાન (અલૈ.) ઉપર અને અમે દાવુદ (અલૈ.)ને ઝબૂર આપી. (૧૬૩) અને એવા રસૂલ મોકલ્યા જેમનો અહેવાલ અમે તમને આથી પહેલાં સંભળાવ્યો, અને એવા રસૂલ જેમનો અહેવાલ તમને નથી સંભળાવ્યો; અને અલ્લાહે મૂસા (અલૈ.) સાથે બોલીને વાતો કરી. (૧૬૪) ખુશખબરી સંભળાવનાર અને ડર સંભળાવનાર પયગમ્બર મોકલ્યા, જેથી લોકોને અલ્લાહ ઉપર રસૂલો પછી ઈલ્ઝામ (બહાના)નો મોકો બાકી ન રહે, અને અલ્લાહ જબરદસ્ત છે હિકમતવાળો. (૧૬૫) પરંતુ અલ્લાહ ગવાહ છે એના ઉપર જે તમારા ઉપર નાઝિલ કર્યું કે આ નાઝિલ કર્યું છે પોતાના ઈલ્મની સાથે અને ફરિશ્તાઓ પણ ગવાહ છે, અને અલ્લાહ પૂરતો છે સત્ય જાહેર કરનારો. (૧૬૬) જે લોકો કાફિર થયા અને અલ્લાહના માર્ગથી રોક્યા તેઓ બહેકીને દૂર જઈ પડ્યા. (૧૬૭) બેશક ! જે લોકો કાફિર થયા અને હક દબાવી રાખ્યો અલ્લાહ તેમને કદાપિ બખ્શનાર નથી, અને તેમને સીધો માર્ગ બતાવશે નહીં. (૧૬૮) પરંતુ દોઝખનો માર્ગ; તેમાં હંમેશા રહ્યા કરે અને આ અલ્લાહ માટે ઘણું સરળ છે. (૧૬૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

يَسْـَٔـلُكَ اَهْـلُ الْـكِتٰـبِ થી યહૂદીઓના એક મૂર્ખતાપૂર્ણ સવાલને નકલ કરીને તેની વિગતોનો એક આરોપયુક્ત જવાબ આપવામાં આવ્યો. અહીંયાં પણ એક બીજા વિષયથી તે સવાલને રદ કરવામાં આવી રહ્યો છે કે, તમે રસૂલ ﷺ ઉપર ઈમાન લાવવાની જે શરત મૂકી રહ્યા છો કે, તેઓ આસમાનથી લખેલી કિતાબ લાવીને બતાવે, તો બતાવો કે આ મહાન અંબિયા (અલૈ.) જેમનું વર્ણન આ આયતમાં છે, જેનો તમે પણ સ્વીકાર કરો છો અને તેમના સાચા હોવામાં તમે આ પ્રકારની માંગણી નથી કરતા, પછી જે દલીલથી તમે તે અંબિયા (અલૈ.)નો સ્વીકાર કરો છો, એટલે કે મોઅ્જિઝાઓથી; તો હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ

પાસે પણ મોઅ્જિઝા છે, માટે તેમના ઉપર ઈમાન લઈ આવો, પરંતુ વાત એ છે કે તમારી આ માંગણી સચ્ચાઈની પ્રાપ્તિ માટે નથી બલકે, દુશ્મનાવટ ઉપર આધારિત છે.

આગળ અંબિયા (અલૈ.)ની બઅ્ષતની હિકમત પણ વર્ણન કરવામાં આવી અને રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને બતાવવામાં આવ્યું કે, આ લોકો જો તમારા ઉપર ઈમાન નથી લાવતા જેથી પોતાનો અંજામ પોતે ખરાબ કરી રહ્યા છે. તમારી નુબુવ્વતનો તો અલ્લાહ પોતે ગવાહ છે અને અલ્લાહના ફરિશ્તા પણ તેની પોતે ગવાહી આપે છે.

## તફસીર :

અમે (આપને કંઈ વિશેષ પ્રકારે અનોખા રસૂલ બનાવીને નથી મોકલ્યા, તે લોકો આવી અદ્ધરતાલ માંગણીઓ કરે છે અથવા તો આવી વાતો કરે છે, બલકે,) તમારી પાસે (પણ એવી જ) વહી મોકલી છે જેવી (હઝરત) નૂહ (અલૈ.) ઉપર મોકલી હતી અને તેમના પછી અન્ય પયગમ્બરો પાસે (મોકલી હતી) અને (તેમનામાંથી અમુકના નામ પણ બતાવવામાં આવે છે, જેમકે) અમે (હઝરત) ઈબ્રાહીમ, અને ઈસ્માઈલ, અને ઈસ્હાક, અને યાકૂબ, અને યાકૂબની અવલાદ(માં જે અંબિયા ગુઝરી ચૂક્યા છે) અને ઈસા, અને અય્યુબ, અને યુનૂસ, અને હારૂન, અને સુલયમાન (અલૈ.)ની પાસે વહી મોકલી હતી અને (એવી જ રીતે) અમે દાવુદ (અલૈ. પાસે પણ વહી મોકલી હતી. જેથી તેમ)ને (કિતાબ) ઝબૂર આપી હતી અને (આ ઉપરાંત) અન્ય (ઘણા) એવા પયગમ્બરોને (પણ) વહીવાળા બનાવ્યા હતા, જેમના અહેવાલો આ પહેલાં (સૂરએ અન્આમ વગેરે મક્કી સૂરતોમાં) અમે તમને વર્ણન કરી ચૂક્યા છે અને (અમુક) એવા પયગમ્બરોને (સાહિબે વહી એટલે કે, વહીવાળા બનાવ્યા) જેમના અહેવાલ (હજુ સુધી) અમે તમને વર્ણન નથી કર્યા અને (હઝરત) મૂસા (અલૈ.ને પણ સાહિબે વહી બનાવ્યા, એટલા માટે તેમની) સાથે અલ્લાહ તઆલાએ ખાસ-ખાસ રીતે વાતચીત કરી (અને) તે સૌને (ઈમાન ઉપર) ખુશખબરી (છુટકારાની) આપનારા અને (કુફ્ર ઉપર અઝાબનો) ડર સંભળાવનારા પયગમ્બર બનાવીને એટલા માટે મોકલ્યા, જેથી લોકો પાસે અલ્લાહ તઆલાની સામે આ પયગમ્બરો (આવ્યા) પછી કોઈ ઉઝર (દેખીતુ જાહેર બહાનું પણ)

બાકી ન રહે (નહિતર કયામતમાં તેઓ એવું કહેશે કે, ઘણી બધી વસ્તુઓનું સારું અથવા ખરાબ હોવું અક્કલથી જાણી શકતા ન હતા પછી અમારી શું ભૂલ ?) અને (આ રીતે) અલ્લાહ તઆલા સંપૂર્ણ જોર (અને કાબૂ) રાખનારો છે (કે રસૂલો મોકલ્યા વિના પણ સજા આપે તો તે સાચો હકીકી માલિક હોવાના કારણે એવો અધિકાર ધરાવતો હતો અને તે પણ જુલમમાં સાબિત ન થાત, પરંતુ હકીકતમાં બહાનું કાઢવાનો હક કોઈને આપવામાં ન આવ્યો, એટલા માટે) મહાન હિકમતવાળો (પણ) છે. (આથી હિકમતથી જ રસૂલો મોકલવામાં આવ્યા, જેથી કોઈ દેખીતો ઉઝર-બહાનું પણ ન રહે. આ હિકમતનું વર્ણન વચ્ચે આવી ગયું હતું, આગળ હઝરત મુહમ્મદ ﷺની નુબુવ્વતની શંકાઓના જવાબની પૂર્ણતા ફરમાવવામાં આવે છે કે, ભલે તેઓ પોતાની આ શંકા દૂર થવા છતાં આપની નુબુવ્વતને ન સ્વીકારે) પરંતુ (વાસ્તવમાં તો સાબિત થઈ જ ચૂક્યું છે અને તેની સાબિતી ઉપર સાચી દલીલ કાયમ થઈ ચૂકી છે એટલા માટે) અલ્લાહ તઆલા આ કિતાબ દ્વારા જેને તમારા ઉપર ઉતારી છે અને (આ કિતાબ) મોકલી પણ પોતાની ઈલ્મી વિશેષતાઓ સાથે (કે જેનાથી તે કિતાબ ઉચ્ચ કક્ષાનો મોઅ્જિઝો બની ગઈ, જે નુબુવ્વતની કતઈ અને ઠોસ દલીલ પણ છે, આ કિતાબના મોઅ્જિઝા દ્વારા અલ્લાહ તઆલા આપ ﷺની) ગવાહી આપી રહ્યા છે (એટલે કે, દલીલ કાયમ કરી રહ્યા છે, જેમકે હમણા જાણ થઈ કે કિતાબનો મોઅ્જિઝો નાઝિલ ફરમાવ્યો, જે નુબુવ્વતની શ્રેષ્ઠતા અને સન્માનની દલીલ છે. બસ, દલીલથી નુબુવ્વત સાબિત થઈ ગઈ, રહ્યો સવાલ કોઈના માનવા-ન માનવાનો તો એ વિચાર જ શા માટે ?) અને (જો તબિયત જ એવું ઈચ્છતી હોય તો શ્રેષ્ઠ મખ્લૂક એટલે કે,) ફરિશ્તાઓ (આપ ﷺની નુબુવ્વતની) ખરાઈ કરી રહ્યા છે (અને મોઅ્મિનોની ખરાઈ અને સમર્થન તો ગવાહ સ્વરૂપે હતું જ, જો અમુક મૂર્ખાઓ ન માને તો ભલે !) અને (અસલી વાત એ છે કે,) અલ્લાહ તઆલાની જ ગવાહી (એટલે કે દલીલ કાયમ કરવાની હકીકત) પૂરતી છે (કોઈની ખરાઈ, સમર્થન અથવા સ્વીકારની આપ ﷺને કોઈ જ આવશ્યકતા નથી), જે લોકો (આ કતઈ દલીલો જાણ્યા પછી પણ) ઈન્કારી છે અને (નીતિરીતિ એવી છે કે, અન્યોને પણ) અલ્લાહના દીનથી રોકે છે, તેઓ (સચ્ચાઈ અને સીધા માર્ગથી) ઘણા દૂર ગુમરાહીમાં જઈ પડ્યા છે (આ તો દુનિયામાં તેમના ધર્મનો અંજામ છે

અને તેમના કૃત્યોનો બદલો આખિરતમાં જે મળશે તે સાંભળો કે,) નિઃશંક ! જે લોકો (સચ્ચાઈના) ઈન્કારી છે અને (સચ્ચાઈના અવરોધક બનીને) અન્યોનું પણ નુકસાન કરી રહ્યા છે, અલ્લાહ તઆલા તેમને કદાપિ મા'ફ કરશે નહીં અને જહન્નમના માર્ગ સિવાય કોઈ અન્ય માર્ગ (એટલે કે, જન્નતનો માર્ગ) બતાવશે નહીં, એ જ રીતે કે તે (જહન્નમ)માં હંમેશા-હંમેશા રહ્યા કરશે અને અલ્લાહ નજીક આ સજા આપવી મા'મૂલી વાત છે (આવી સજા આપવા માટે કોઈ વિશેષરૂપે તેને તૈયારી કરવી પડતી નથી કે સામાન ભેગો કરવો પડતો નથી, કારણ કે તે સર્વશક્તિમાન છે).

## મસ્અલા અને બોધપાઠ :

إِنَّآ أَوْحَيْنَآ إِلَيْكَ كَمَآ أَوْحَيْنَآ إِلَىٰ نُوحٍ وَّالنَّبِيِّنَ مِنْۢ بَعْدِهِ આનાથી જાણ થઈ કે, વહી ખાસ અલ્લાહનો હુકમ અને તેનો સંદેશ હોય છે, જે પયગમ્બરો (અલૈ.) ઉપર મોકલવામાં આવે છે અને અગાઉના અંબિયાઓ ઉપર જે પ્રમાણે અલ્લાહની વહી નાઝિલ થઈ હતી, એ જ પ્રમાણે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર પણ અલ્લાહે વહી મોકલી, હવે જેણે તેને માન્યું તેણે અવશ્ય તેને માનવું જ જોઈતું હતું અને જેણે તેનો ઈન્કાર કર્યો, જાણે કે, તે બધાનો જ ઈન્કારી થઈ ગયો અને હઝરત નૂહ (અલૈ.) અને તેમના પછીના અંબિયા (અલૈ.)ની સાથે સામ્યતાનું કારણ કદાચ એ છે કે, હઝરત આદમ (અલૈ.)ના સમયથી વહીનો જે ક્રમ શરૂ થયો તો તે સમય બિલકુલ શરૂઆતની પરિસ્થિતિ હતી. હઝરત નૂહ (અલૈ.) ઉપર તેની પૂર્ણતા થઈ ગઈ. જેમકે, પ્રથમ હાલત ફક્ત શરૂઆતની તા'લીમની પરિસ્થિતિ હતી અને હઝરત નૂહ (અલૈ.)ના યુગમાં તે પરિસ્થિતિ પૂરી થઈને માનવજાત એ માટે સક્ષમ થઈ ગઈ કે, તેમની કસોટી લેવામાં આવે અને ફરમાંબરદારોને ઈનામ તથા નાફરમાનોને સજા આપવામાં આવે. એટલા માટે શરૂઆતના અંબિયા (અલૈ.)નો સિલસિલો પણ હઝરત નૂહ (અલૈ.)થી જ શરૂ થયો અને અલ્લાહની વહીનો ઈન્કાર કરનારાઓ ઉપર સૌ પ્રથમ અઝાબ પણ હઝરત નૂહ (અલૈ.)ના સમયથી જ શરૂ થયો.

ખુલાસો એ છે કે, નૂહ (અલૈ.)થી પહેલાં અલ્લાહનો હુકમ અને અંબિયા (અલૈ.)ના વિરોધ કરવાના કારણે અઝાબ નાઝિલ થતો ન હતો. બલકે, તેમને

કમજોર સમજીને ઢીલ આપવામાં આવતી હતી અને સમજાવવાની કોશીશ કરવામાં આવતી હતી. હઝરત નૂહ (અલૈ.)ના સમયમાં જ્યારે દીની શિક્ષણ ખૂબ સ્પષ્ટ રીતે જાહેર થઈ ચૂક્યું અને લોકો માટે અલ્લાહના હુકમની તાબે'દારી કરવામાં કોઈ વસ્તુની જાહેરાત બાકી ન રહી, ત્યારબાદ હવે નાફરમાનો ઉપર અઝાબ નાઝિલ થયો. પ્રથમ હઝરત નૂહ (અલૈ.)ના યુગમાં તોફાન આવ્યું, ત્યાર પછી હઝરત હૂદ, હઝરત સાલિહ, હઝરત શુઐબ (અલૈ.) વગેરે અંબિયા (અલૈ.)ના ઝમાનામાં કાફિરો ઉપર અનેક પ્રકારના અઝાબો આવ્યા, હવે રસૂલે કરીમ ﷺની વહીને હઝરત નૂહ (અલૈ.)ની વહી અને તેમના પછીના અંબિયા (અલૈ.)ની વહી સાથે સરખાવીને અહલે કિતાબ અને મક્કાના મુશ્રિકોને સંપૂર્ણ રીતે ચેતવણી આપવામાં આવી કે, જે લોકો આપ ﷺની વહી એટલે કે કુર્આનને નહીં માને તે મહાન અઝાબનો હકદાર બનશે. *(ફવાઈદે અલ્લામહ ઉસ્માની)*

હઝરત નૂહ (અલૈ.) પોતે એક અલ્લાહના પ્રિય બંદા હતા, તેમને ૯૫૦ વર્ષોની ઉંમર અર્પણ કરવામાં આવી હતી. આપનો કોઈ દાંત પડ્યો ન હતો, ન જ તેમનો કોઈ બાલ સફેદ થયો હતો, તેમની શારીરિક શક્તિમાં પણ કોઈ કમજોરી આવી ન હતી અને સમગ્ર જિંદગી કૌમ તરફથી પીડાઓ સહન કરવામાં સબ્ર કરતા રહ્યા. *(મઝહરી)*

وَرُسُلًا قَدْ قَصَصْنٰهُمْ عَلَيْكَ હઝરત નૂહ (અલૈ.) પછી જે અંબિયા (અલૈ.) થયા તેમનો ઉલ્લેખ કરીને તેમાંથી અમુક જેઓ મહાન અને જલીલુલ કદ્ર અંબિયા (અલૈ.) છે તેમનું વિશેષ સ્વરૂપે વર્ણન કર્યું, જેમાં એ બતાવવાનો હેતુ હતો કે, આ બધા અંબિયા (અલૈ.) છે અને અંબિયા (અલૈ.) પાસે વિવિધ પદ્ધતિઓથી વહી આવી છે, ક્યારેક ફરિશ્તાઓ સંદેશા લઈને આવ્યા છે તો ક્યારેક લખેલી કિતાબ મળી ગઈ છે. ક્યારેક અલ્લાહ તઆલાએ પોતે સીધે–સીધી રસૂલ સાથે વાત કરી છે. મતલબ કે, જે પદ્ધતિથી પણ વહી આવી જાય તેના ઉપર અમલ કરવો વાજિબ હોય છે, એટલા માટે યહૂદીઓનું એ કહેવું કે, તવરાતની જેમ કોઈ લખેલી કિતાબ નાઝિલ થાય તો જ અમે માનીશું, નહિતર નહીં માનીએ. આ તેમની નરી મૂર્ખતા અને કુફ્ર છે.

હઝરત અબૂ ઝર ગિફારી (રદિ.)થી રિવાયત છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, અલ્લાહ તઆલાએ એક લાખ ચોવીસ હજાર (૧,૨૪૦૦૦) અંબિયા

(અલૈ.) મોકલ્યા છે, જેમાંથી ત્રણસો તેર (૩૧૩) શરીઅત ધરાવનાર રસૂલો હતા.''

رُسُلًا مُّبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ અલ્લાહ તઆલાએ પયગમ્બરોને બરાબર મોકલ્યા કે, મો'મિનોને ખુશખબરી સંભળાવે અને કાફિરોને ડરાવે, જેથી કયામતના દિવસે કોઈ બહાનું ન રહે કે, અમને તો તારી મરજી અને નામરજી ખબર જ ન હતી. જો અમને ખબર હોત તો અવશ્ય તેના ઉપર ચાલ્યા હોત. બસ, જ્યારે અલ્લાહ તઆલાએ પયગમ્બરોને મોઅ્જિઝાઓ આપીને મોકલ્યા અને પયગમ્બરોને સત્ય માર્ગ બતાવ્યો તો હવે, દીને હક સ્વીકાર ન કરવામાં કોઈ બહાનું સાંભળવામાં આવશે નહીં. અલ્લાહની વહી એવી કતઈ દલીલ છે કે, તેની સામે કોઈ અન્ય દલીલ ચાલી જ નહીં શકે, બલકે, બધી જ દલીલો આપોઆપ રદ થઈ જાય છે અને આ અલ્લાહ તઆલાની હિકમત અને તેની તદ્બીર છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, ''યહૂદીઓનું એક જૂથ રસૂલે કરીમ ﷺ પાસે આવ્યું, આપ ﷺએ ફરમાવ્યું, ખરેખર ! તમે ચોક્કસ જાણો છો કે, હું અલ્લાહનો સાચો રસૂલ છું.... તેમણે તેનો ઈન્કાર કર્યો, તો એના ઉપર આ આયત નાઝિલ થઈ لٰكِنِ اللّٰهُ يَشْهَدُ بِمَآ اَنْزَلَ اِلَيْكَ જેમાં બતાવવામાં આવ્યું કે, અલ્લાહ તઆલા આ કિતાબના મોઅ્જિઝા દ્વારા જે તેની જ્ઞાનપૂર્ણ વિશેષતાની જાહેરાત છે; તમારી નુબુવ્વત ઉપર ગવાહ છે. તેણે આ જાણીને કિતાબ નાઝિલ કરી છે કે, તમે તેના માટે સક્ષમ છો અને ફરિશ્તાઓ પણ તેના ઉપર ગવાહ છે અને સર્વજ્ઞ, સર્વવ્યાપી અલ્લાહની જાતની ગવાહી પછી કઈ દલીલની આવશ્યકતા બાકી રહી જાય છે ?''

કુર્આન મજીદ અને રસૂલે કરીમ ﷺની ખરાઈ પછી ફરમાવવામાં આવ્યું છે કે, હવે જે લોકો ઈન્કારી છે અને તવરાતમાં આપ ﷺના જે ગુણ–લક્ષણો અને નિશાનીઓ મૌજૂદ છે તેને છુપાવે છે અને લોકો સમક્ષ કંઈનું કંઈ જાહેર કરીને તેમને પણ સત્ય દીનથી અળગા રાખે છે. બસ, તેવાઓને ન તો મગફિરત (મા'ફી) નસીબ થશે અને ન જ હિદાયત, આથી હવે સારી રીતે જાણ થઈ કે, હિદાયત રસૂલે કરીમ ﷺની તાબે'દારી કરવા ઉપર અવલંબિત છે અને ગુમરાહી રસૂલે કરીમ ﷺનો વિરોધ કરવાનું નામ છે. તેનાથી યહૂદીઓના બધા વિચારો ગલત હોવાનું સાબિત થઈ ગયું.

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૭૦)

يَاَيُّهَا النَّاسُ قَدْ جَاۤءَكُمُ الرَّسُوْلُ بِالْحَقِّ مِنْ رَّبِّكُمْ فَاٰمِنُوْا خَيْرًا لَّكُمْ ۭ وَاِنْ تَكْفُرُوْا فَاِنَّ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ۝۱۷۰

### તરજુમો :

*હે લોકો ! તમારી પાસે રસૂલ આવી ચૂક્યો તમારા રબની હક વાત લઈને તો માની લો જેથી તમારું ભલું થાય, અને જો માનશો નહીં તો અલ્લાહ તઆલાનું છે જે કંઈ આસમાનોમાં અને જમીનમાં છે, અને અલ્લાહ સઘળું જાણનારો હિકમતવાળો છે. (૧૭૦)*

### આયતોનો ક્રમ અને ગોઠવણી :

યહૂદીઓના વાંધાઓનો જવાબ અને નુબુવ્વતે મુહમ્મદિય્યાહ ﷺની શંકાઓ પછી હવે સમગ્ર દુનિયાના લોકોને સંબોધન કરવામાં આવે છે કે, તમારો છુટકારો તેમાં જ છે કે, તમે મુહમ્મદ ﷺની નુબુવ્વત ઉપર ઈમાન લઈ આવો.

### તફસીર :

હે (દુનિયાના સઘળા) લોકો ! તમારી પાસે આ રસૂલ (ﷺ) સાચી વાત (એટલે કે સાચો દા'વો અને સાચી દલીલ) લઈને તમારા પરવરદિગાર (જલ્લ શા'નુહૂ) તરફથી તશરીફ લાવ્યા છે, બસ (આ દા'વાઓની સાચી દલીલનો તકાદો એ જ છે કે) તમે (તેમના ઉપર તે જે-જે ફરમાન કરે બધા ફરમાનો ઉપર) યકીન રાખો (જે પહેલેથી વિશ્વાસ રાખે છે, તે તેના ઉપર કાયમ રહે અને જે ઈમાન નથી લાવ્યા, હવે લાવે) એ તમારા માટે ઉત્તમ હશે, (કારણ કે તેનાથી તમારો છુટકારો થશે) અને જો તમે ઈન્કારી થઈ ગયા તો (તે તમારું જ નુકસાન છે, અલ્લાહ તઆલાનું કોઈ નુકસાન નથી કારણ કે,) અલ્લાહ તઆલાની (તો) મિલકત છે, આ બધું જે કંઈ (પણ).... આસમાનોમાં અને જમીનમાં (મૌજૂદ) છે, (તો આવા મોટા અઝીમુશ્શાન માલિક અને કુદરતવાળાનું શું નુકસાન પહોંચાડી શકો છો ? પરંતુ તમે પોતાની ખૈર મનાવી લો) અને અલ્લાહ તઆલા (બધાના ઈમાન અને કુફ્રને) સારી પેઠે જાણે છે (અને દુનિયામાં તે પૂરી સજા નથી

આપતો, તે એટલા માટે કે અલ્લાહ તઆલા) સંપૂર્ણ હિકમતવાળો (પણ) છે (અને હિકમતનો આ જ તકાદો છે).

---

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૭૧)

يَاَهْلَ الْكِتٰبِ لَا تَغْلُوْا فِيْ دِيْنِكُمْ وَلَا تَقُوْلُوْا عَلَى اللّٰهِ اِلَّا الْحَقَّ ؕ اِنَّمَا
الْمَسِيْحُ عِيْسَى ابْنُ مَرْيَمَ رَسُوْلُ اللّٰهِ وَكَلِمَتُهٗ ۚ اَلْقٰهَاۤ اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ ۫
فَاٰمِنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَلَا تَقُوْلُوْا ثَلٰثَةٌ ؕ اِنْتَهُوْا خَيْرًا لَّكُمْ ؕ اِنَّمَا اللّٰهُ اِلٰهٌ
وَّاحِدٌ ؕ سُبْحٰنَهٗۤ اَنْ يَّكُوْنَ لَهٗ وَلَدٌ ۘ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَكَفٰى
بِاللّٰهِ وَكِيْلًا ﴿۱۷۱﴾

### તરજુમો :

*હે કિતાબવાળાઓ ! પોતાના દીનની વાતમાં અતિશયોક્તિ ન કરો અને અલ્લાહની શા'નમાં ન કહો પરંતુ હક (પાકી) વાત; બેશક ! મસીહ જે છે ઈસા મરયમના પુત્ર તે રસૂલ છે અલ્લાહના અને તેનું કલામ છે જેને મરયમ તરફ નાંખ્યા, અને રૂહ છે તેના ત્યાંની; બસ, અલ્લાહને માનો અને તેના રસૂલોને, અને ન કહો કે ખુદા ત્રણ (ત્રિનિટી) છે, એ વાતને છોડી દો, તમારા માટે સારું થશે, બેશક ! અલ્લાહ એકલો મઅ્બૂદ છે, એના લાયક નથી કે તેને અવલાદ હોય, તેનું છે જે કંઈ આસમાનોમાં છે અને જે કંઈ જમીનમાં છે, અને અલ્લાહ પૂરતો છે કાર્યસાધક. (૧૭૧)*

### આયતનો ક્રમ અને ગોઠવણી :

આ આયતો અગાઉની આયતોમાં યહૂદીઓને સંબોધન હતું અને તેમની ગુમરાહીઓનું વર્ણન કરવામાં આવ્યું હતું. આ આયતોમાં ખ્રીસ્તીઓને સંબોધન કરવામાં આવ્યું છે અને તેમના ખોટા અકીદાઓ અને અલ્લાહ તથા હઝરત ઈસા (અલૈ.) વિશેની તેમની ખોટી માન્યતાઓનો રદિયો આપવામાં આવ્યો છે.

## તફસીર :

હે અહલે કિતાબ ! (એટલે કે ઈન્જીલવાળાઓ) તમે પોતાના દીન(ના વિષય)માં (સાચા અકીદહની) હદથી ન નીકળી જાઓ અને અલ્લાહ તઆલાની શા'નમાં ખોટી વાતો ન કહો (કે નઊઝુબિલ્લાહ ! તેને અવલાદ છે, જેમકે અમુક કહે છે اِنَّ اللّٰهَ ثَالِثُ ثَلٰثَةٍ અને બાકી બે અંગો એક હઝરત ઈસા અલૈ.ને કહેતા હતા અને એક હઝરત જિબ્રઈલ અલૈ.ને કહેતા હતા, જેમકે આગળની આયતમાં وَلَا الْمَلٰٓئِكَةُ الْمُقَرَّبُوْنَ ના વધારાથી જાણ થાય છે અને અમુક હઝરત મરયમ અલૈ.ને, જેમકે اِتَّخِذُوْنِىْ وَاُمِّىَ થી જાણ થાય છે, અથવા તે પોતે મસીહ અલૈ. હતા જેમકે અમુક કહેતા હતા اِنَّ اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ, મતલબ કે, આ બધા અકીદાઓ બાતિલ છે.) મસીહ જે મરયમના બેટા ઈસા (અલૈ.) છે તે બીજું કંઈ નથી માત્ર અલ્લાહના રસૂલ છે અને અલ્લાહ તઆલાનો એક કલિમહ (પેદાઈશનું ફરમાન) છે, જેને અલ્લાહ તઆલાએ (હઝરત) મરયમ (અલૈ.) સુધી (હઝરત જિબ્રઈલ અલૈ. દ્વારા) પહોંચાડ્યું હતું અને અલ્લાહ તઆલા તરફથી એક જીવ છે (કે તે જીવને હઝરત મરયમ અલૈ.ના શરીરમાં હઝરત જિબ્રઈલ અલૈ. દ્વારા પહોંચાડવામાં આવ્યો હતો, ન તો તેઓ અલ્લાહના પુત્ર છે અને ન જ તે ત્રિનિટીમાંથી એક છે જેમકે, ખ્રીસ્તીઓની માન્યતા છે) બસ, (જ્યારે આ બધી વાતો ખોટી છે તો બધા તવબહ કરી લો અને) અલ્લાહ ઉપર અને તેના બધા રસૂલો ઉપર (તેમની તા'લીમ પ્રમાણે) ઈમાન લઈ આવો (અને તે અકીદહ તવહીદ ઉપર અવલંબિત છે, માટે બસ તવહીદ ઉપર અકીદહ રાખો) અને એવું ન કહો કે (અલ્લાહ) ત્રણ છે; (એનો હેતુ શિર્ક કરવાથી અટકાવવાનો છે અને આ બધા પ્રસ્તુત નિવેદનો શિર્ક સમાન છે, માટે તેનાથી) અટકી જાઓ, તે તમારા માટે અતિઉત્તમ હશે (અને તવહીદની માન્યતામાં માનનારા થઈ જાઓ કારણ કે) હકીકી મઅ્બૂદ તો એકમાત્ર અલ્લાહ જ છે (અને) તે અવલાદ હોવાથી પવિત્ર છે, જે કંઈ આસમાનો અને જમીનમાં મૌજૂદ છે બધી જ તેની મિલકત છે (અને તેનું અવલાદ વગેરેથી પવિત્ર હોવું તથા સમગ્ર સૃષ્ટીનો એકમાત્ર માલિક હોવું એ તવહીદની દલીલ છે) અને (એક દલીલ તો એ છે કે) અલ્લાહ તઆલા કાર્યસાધક તરીકે પૂરતો છે (અને તેના સિવાય કોઈપણ કાર્ય પૂર્ણ કરવામાં કોઈપણ શક્તિ અમુક મર્યાદા સુધી પહોંચીને લાચાર અને મજબૂર

થઈ જાય છે, જ્યારે કે, અલ્લાહ તઆલા પોતાની કાર્યસાધકતામાં સંપૂર્ણ છે અને આ સંપૂર્ણ હોવાની સિફત અલ્લાહ સર્વશ્રેષ્ઠ હોવાની સૌથી મોટી દલીલ છે, અલ્લાહ સિવાય અન્ય કોઈ ચીજ પોતાની સિફતમાં સંપૂર્ણ હોઈ જ નથી શકતી, માટે તે ચીજ–વસ્તુ સૌથી મહાન કહી શકાય નહીં, કારણ કે, અલ્લાહની તવહીદ સાબિત થઈ ચૂકી છે).

## મસ્અલા અને બોધપાઠ :

وَكَلِمَتُهٗ (વકલિમતુહુ) આ શબ્દમાં એ બતાવવામાં આવ્યું છે કે, હઝરત ઈસા (અલૈ.) અલ્લાહનો كَلِمَهٗ (કલિમહ) છે. મુફસ્સિરોએ તેના વિવિધ અર્થો વર્ણન કર્યા છે.

(૧) ઈમામ ગઝાલી (રહ.) ફરમાવે છે કે, "કોઈ બાળકની પેદાઈશમાં બે કારણો જવાબદાર હોય છે. એક, ગર્ભ ધારણ થવાનું કારણ અને બીજું, અલ્લાહ તઆલાનો કલિમહ كُنْ "કુન" કહેવું. ત્યાર પછી તે બાળક અસ્તિત્વમાં આવે છે..... હઝરત ઈસા (અલૈ.) વિશે કારણ કે, પ્રથમ કારણ ગર્ભ સ્થાપિત થવાનું છે, એટલા માટે બીજા કારણ બાજુ સંબંધ જોડીને તેમને كَلِمَةُ اللّٰه (કલિમતુલ્લાહ) કહેવામાં આવ્યા, જેનો અર્થ એ છે કે, તેઓ ભૌતિક કારણો વિના ફક્ત કલિમહ كُنْ "કુન"થી જન્મ્યા છે... આ પરિસ્થિતિમાં اَلْقَاهَا اِلٰى مَرْيَمَ નો અર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ આ કલિમહ હઝરત મરયમ (અલૈ.) સુધી પહોંચાડ્યો, જેના પરિણામે હઝરત ઈસા (અલૈ.)નો જન્મ થયો."

(૨) અમુક લોકોએ ફરમાવ્યું કે, كَلِمَةُ اللّٰهِ (કલિમતુલ્લાહ) એ بَشَارَةُاللّٰه (બશારતુલ્લાહ)ના અર્થમાં છે, તેનો ભાવાર્થ હઝરત ઈસા (અલૈ.) છે, અલ્લાહ જલ્લ શા'નુહુએ ફરિશ્તાઓ દ્વારા હઝરત મરયમ (અલૈ.)ને હઝરત ઈસા (અલૈ.)ની જે ખુશખબરી આપી હતી, તેમાં كَلِمَهٗ (કલિમહ) શબ્દનો ઉપયોગ થયો છે. اِذْ قَالَتِ الْمَلٰٓئِكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ يُبَشِّرُكِ بِكَلِمَةٍ (૩ : ૪૫)

(૩) અમુકે કહ્યું કે, كَلِمَة (કલિમતુ) આયત અને નિશાનીના અર્થમાં છે, જેમકે અન્ય સ્થળે આ શબ્દ આયતના અર્થમાં વાપરવામાં આવ્યો છે. وَصَدَّقَتْ بِكَلِمٰتِ رَبِّهَا (૬૬ : ૧૨)

وَرُوْحٌ مِّنْهُ (વર્રૂહુ મિન્હુ) આ શબ્દમાં બે વાતો ધ્યાન આપવા યોગ્ય છે.

એક એ કે, હઝરત ઈસા (અલૈ.)ને "રૂહ" કહેવાનો શું અર્થ છે ?.... અને બીજું એ કે, અલ્લાહ જલ્લ શા'નુહુ તરફ જે તેમનો સંબંધ જોડવામાં આવ્યો છે, આ સંબંધનો શું અર્થ છે ?

આ વિશે મુફસ્સિરોએ અનેક નિવેદનો કર્યા છે.

(૧) અમુક ફરમાવે છે, સામાન્ય બોલચાલમાં પ્રચલિત છે કે, જ્યારે કોઈ વસ્તુની પવિત્રતા અને પાકીઝગીને વર્ણન કરતા હોય તો અતિશયોક્તિ માટે તેને "રૂહ" કહેવામાં આવે છે. હઝરત ઈસા (અલૈ.)ના જન્મમાં કારણ કે, કોઈ પિતાના નુતફા (બીજ)ની કોઈ દખલગીરી ન હતી અને તે ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહુનો ઈરાદો અને "કલિમએ કુન"નું જ પરિણામ હતું. એટલા માટે તેઓ પોતાની પવિત્રતા અને પાકીઝગીમાં શ્રેષ્ઠતાએ પહોંચ્યા હતા. એ કારણે સામાન્ય બોલચાલના પ્રચલિત મુહાવરા અને રૂઢિપ્રયોગમાં તેમને "રૂહ" કહેવામાં આવ્યા અને અલ્લાહ તરફ તેનો સંબંધ જોડીને તેમની ઈજ્જત અને પ્રતિષ્ઠા વધારવાનો હેતુ છે. જેમકે, મસ્જિદોની પ્રતિષ્ઠા અને માન-સન્માન માટે તેની નિસ્બત અલ્લાહ સાથે જોડવામાં આવે છે. જેમકે, "મસાજિદલ્લાહ" (અલ્લાહની મસ્જિદો), કા'બાની નિસ્બત અલ્લાહ તરફ કરીને "બયતુલ્લાહ" (અલ્લાહનું ઘર) કહેવામાં આવે છે અથવા કોઈ અલ્લાહના ફરમાંબરદાર બંદાની નિસ્બત અલ્લાહ તરફ જોડીને તેને "અબ્દુલ્લાહ" (અલ્લાહનો બંદો) કહેવામાં આવે છે. એટલા માટે સૂરએ બની ઈસ્રાઈલમાં રસૂલે કરીમ ﷺ માટે આ જ શબ્દ વાપરવામાં આવ્યો છે. اَسۡرٰی بِعَبۡدِهٖ (અસ્રા બિ અબ્દિહિ).

(૨) અમુક લોકોએ ફરમાવ્યું કે, હઝરત ઈસા (અલૈ.)ની બઅ્ષત (આગમન)નો હેતુ એ હતો કે, લોકોના મૃત દિલોમાં રૂહાની જિંદગી ધબકતી કરી તેમને ખરા અર્થમાં સજીવન કરવામાં આવે. કારણ કે તેઓ રૂહાની જીવનનું કારણ હતા જે રીતે કે રૂહ શારીરિક જીવન માટેનું કારણ હોય છે એટલા માટે આ આધારે તેમને "રૂહ" કહેવામાં આવ્યા છે. જેમકે, પોતે કુર્આને કરીમમાં પણ આ શબ્દ વાપરવામાં આવ્યો છે. وَكَذٰلِكَ اَوۡحَيۡنَاۤ اِلَيۡكَ رُوۡحًا مِّنۡ اَمۡرِنَا (૪૨ : ૫૨) કારણ કે, કુર્આને કરીમ પણ રૂહાની જિંદગી અર્પણ કરે છે.

(૩) અમુક લોકોએ ફરમાવ્યું કે, "રૂહ"નો ઉપયોગ "રહસ્ય"ના અર્થમાં છે.

હઝરત ઈસા (અલૈ.) પોતાની આશ્ચર્યજનક પેદાઈશના કારણે અલ્લાહ જલ્લ શા'નહુની એક "નિશાની" અને "રહસ્ય" હતા. એટલા માટે તેમને "રૂહુલ્લાહ" કહેવામાં આવ્યા.

(૪) અમુક લોકોએ કહ્યું કે, અહીંયાં વ્યાકરણની દષ્ટિએ એ વિશેષતા બતાવવાનો હેતુ હતો ذُوْرُوْحٍ مِّنْهُ કે, કારણ કે બધા જ સજીવો "રૂહ" અને જીવનમાં તથા પેદાઈશમાં એકસમાન છે, પરંતુ હઝરત ઈસા (અલૈ.)ની પેદાઈશ વિશેષ સ્વરૂપે એક અપવાદ તરીકે, કાર્ય-કારણના સંબંધ વિના સીધે-સીધી અલ્લાહ તરફથી થઈ, એટલા માટે તેમની નિસ્બત અલ્લાહ જલ્લ શા'નુહુ તરફ કરવામાં આવી.

(૫) એક નિવેદન એ પણ છે કે, "રૂહ" ફૂંકના અર્થમાં પણ હોય છે. હઝરત જિબ્રઈલ (અલૈ.)એ હઝરત મરયમ (અલૈ.)ના ગરેબાનમાં અલ્લાહ તઆલાના હુકમથી ફૂંક મારી હતી અને તેના કારણે જ તેમને ગર્ભ સ્થાપિત થયો હતો. હઝરત ઈસા (અલૈ.) એક મોઅ્જિઝા સ્વરૂપે ફક્ત ફૂંકથી પૈદા થયા હોવાના કારણે "રૂહુલ્લાહ" કહેવામાં આવ્યા. કુર્આને કરીમની બીજી આયત فَنَفَخْنَا فِيْهَا مِنْ رُّوْحِنَا (૨૧ : ૯૧)થી આ બાબત તરફ ઈશારો મળે છે.

આ ઉપરાંત અસંખ્ય સંભાવનાઓ વર્ણન કરવામાં આવે છે, મતલબ કે, તેનો અર્થ એ કદાપિ નથી કે, ઈસા (અલૈ.) અલ્લાહનો એક અંગ છે અને તે અંગ મનુષ્ય સ્વરૂપે હઝરત ઈસા (અલૈ.) તરીકે પ્રગટ થયો. નઊઝુબિલ્લાહ !

## એક લતીફો (રમૂજ) :

અલ્લામહ આલૂસી (રહ.)એ એક ઘટનાનું વર્ણન કર્યું છે કે, "હારૂન રશીદના દરબારમાં એક ખ્રીસ્તી હકીમે હઝરત અલી બિન હુસૈન વાકદી સાથે મુનાજરો કર્યો અને તેમને કહ્યું કે, તમારી કિતાબમાં એવો શબ્દ મૌજૂદ છે, જેનાથી જાણ થાય છે કે, હઝરત ઈસા (અલૈ.) અલ્લાહનું જ અંગ છે અને દલીલમાં આ આયત પઢી સંભળાવી, જેમાં رُوْحٌ مِّنْهُ (રૂહુમ્મિન્હુ)નો શબ્દ આવ્યો છે. અલ્લામહ વાકદીએ તેના જવાબમાં એક બીજી આયત પઢી وَسَخَّرَ لَكُمْ مَّا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ جَمِيْعًا مِّنْهُ આ આયતમાં એવું કહેવામાં આવ્યું છે કે, આસમાનો અને જમીનમાં જે કંઈ પણ છે તે બધું અલ્લાહનું જ છે અને مِنْهُ (મિન્હુ) દ્વારા તે બધી વસ્તુઓની નિસ્બત અલ્લાહ સાથે જોડી દેવામાં આવી છે અને ફરમાવ્યું કે,

رُوۡحٌ مِّنۡهُ નો અર્થ જો એ છે કે, હઝરત ઈસા (અલૈ.) અલ્લાહનો અંગ છે, તો પછી આ આયતનો અર્થ એ થઈ ગયો કે આસમાન અને જમીનમાં જે કંઈ પણ છે તે બધા જ અલ્લાહના અંગ છે. આ સાંભળી પેલો ખ્રીસ્તી હકીમ ચૂપ થઈ ગયો અને છેવટે મુસલમાન બની ગયો.''

وَلَا تَقُوۡلُوۡا ثَلٰثَةٌ કુર્આન શરીફ નાઝિલ થવાના સમયે જેટલા મોટા-મોટા ખ્રીસ્તીઓના ફિરકાઓ વહેંચાયેલા હતા, તે બધાનો ત્રિનિટી વિશેનો અકીદહ ત્રણ જુદા-જુદા સિદ્ધાંતો ઉપર આધારિત હતો. એક ફિરકો કહેતો હતો કે, મસીહના સ્વરૂપમાં પોતે અલ્લાહ છે અને તે પોતે જ મસીહના સ્વરૂપમાં દુનિયામાં ઊતરી આવ્યા છે. બીજા ફિરકાનું કહેવું હતું કે, મસીહ "ઈબ્નુલ્લાહ" (અલ્લાહના બેટા) છે અને ત્રીજા ફિરકાનો એ દા'વો હતો કે, એકતાનું રહસ્ય આ ત્રણમાં છુપાયેલું છે, એટલે બાપ, બેટો અને મરયમ. આ ફિરકાના પણ બે પેટા વિભાગ હતા. બીજું જૂથ હઝરત મરયમ (અલૈ.)ની જગ્યાએ "રૂહુલ કુદુસ" (હઝરત જિબ્રઈલ અલૈ.)ને ત્રિનિટીનો એક ભાગ માનતા હતા. મતલબ કે, આ લોકો હઝરત મસીહ (અલૈ.)ને ત્રણ (ત્રિનિટી)ના સ્વરૂપમાં માનતા હતા. એટલા માટે કુર્આને કરીમે ત્રણે ફિરકાઓને અલગ-અલગ સંબોધન કર્યું છે અને એક સ્થળે એકી સાથે ભેગું પણ. અને આવું કરીને ખ્રીસ્તીઓ માટે સ્પષ્ટ કરી દીધું છે કે, <u>અલ્લાહ તઆલા માત્ર અને માત્ર એક જ છે અને મસીહ (અલૈ.) હઝરત મરયમ (અલૈ.)ના પેટે પૈદા થનાર મનુષ્ય અને અલ્લાહના સાચા રસૂલ છે, તેનાથી વધારે જે કંઈ પણ કહેવામાં આવે છે તે બધું જ વ્યર્થ અને બાતિલ છે.</u> મતલબ કે, જો અકીદહમાં વધારો-ઘટાડો હોય, જેમકે યહૂદીઓનો અકીદહ છે કે, નઊઝુબિલ્લાહ ! તેઓ બહુરૂપી હતા અને નસારાનો અકીદહ છે કે, તેઓ અલ્લાહ છે અથવા અલ્લાહના બેટા છે અથવા ત્રણમાં એક છે. આ બધું જ ખોટું અને વ્યર્થ છે.

કુર્આને કરીમે અનેક આયતોમાં એક બાજુ તો નસારા અને યહૂદીઓની ગુમરાહીને સ્પષ્ટ રીતે જાહેર કરી અને બીજી બાજુ હઝરત ઈસા (અલૈ.)ના ઉચ્ચ મરતબા અને અલ્લાહ પાસે તેમના શ્રેષ્ઠ દરજ્જાને જાહેર કર્યો છે. જેથી વધારા-ઘટાડા અને અતિશયોક્તિ કરનારા ખોટા માર્ગોના બદલે મધ્યમ કક્ષાનો સાચો માર્ગ સ્પષ્ટ અને જાહેર થઈ જાય.

ખ્રીસ્તીઓના અકીદાઓ અને તેના વિવિધ પાસાંઓ ઉપર અને તેના

મુકાબલામાં ઈસ્લામની સચ્ચાઈ ઉપર જો વિગતવાર જાણકારી પ્રાપ્ત કરવી હોય તો હઝરત મવલાના રહમતુલ્લાહ કૈરાનવી સાહબની મશ્હૂર ઈલ્મી કિતાબ "ઈજ્હારે હક"નો અભ્યાસ કરવા વિનંતી છે, જેનો અરબીમાંથી તરજુમો શરહ અને સંશોધનયુક્ત હાસિયાઓ સાથે દારુલ ઉલૂમ કરાચીથી ત્રણ જિલ્દોમાં પ્રકાશિત કરવામાં આવ્યો છે.

لَهٗ مَافِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ وَكَفٰی بِاللّٰهِ وَكِيْلًا એટલે કે, આસમાનો અને જમીનમાં ઉપરથી નીચે સુધી જે કંઈ પણ બધી જ સૃષ્ટિ અને મખ્લૂક છે તે અલ્લાહની જ મિલકત અને તેના જ બંદાઓ છે. પછી એવું કહેવું કે, તેનો કોઈ ભાગીદાર છે અથવા તેનો કોઈ બેટો છે, તે કઈ રીતે શક્ય છે ? કારણ કે, અલ્લાહ તઆલા જ સઘળા કામ બનાવનાર છે, તે જ સંપૂર્ણ કાર્યસાધક છે અને કાર્યસાધક તરીકે તે પૂરતો છે. કોઈ અન્યની તેને કોઈ જરૂરત નથી, પછી બતાવો તેને ભાગીદારની કે બેટાની જરૂરિયાત કઈ રીતે હોઈ શકે છે ?

ખુલાસો એ થયો કે, ન તો કોઈ મખ્લૂકમાંથી તેનો ભાગીદાર બનવાની ક્ષમતા અને શક્તિ ધરાવે છે અને ન જ તેની પવિત્ર જાતમાં આવી કોઈ સંભાવના કે શક્યતા છે, ન જ તેને તેની આવશ્યકતા છે, જેનાથી જાણ થઈ કે, સમગ્ર મખ્લૂકમાંથી કોઈને પણ અલ્લાહનો ભાગીદાર અથવા બેટો કહેવો તે જ લોકોનું કામ છે જેઓ ઈમાન અને બુદ્ધિ બંનેથી વંચિત અને મૂર્ખ છે.

## દીનમાં અતિશયોક્તિ (ગુલૂ) કરવી હરામ છે :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, لَا تَغْلُوْا فِیْ دِيْنِكُمْ આ આયતમાં અહલે કિતાબે દીનમાં જે અતિશયોક્તિ (ગુલૂ) કરી છે, તેવું કરવાની તેમને મનાઈ કરવામાં આવી છે. અતિશયોક્તિનો શાબ્દિક અર્થ હદથી આગળ વધી જવું છે અને ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે,

اَلْغُلُوُّ فِی الدِّيْنِ هُوَ مُجَاوَزَةُ حَدِّ الْحَقِّ فِيْهِ،

*"દીન વિશે અતિશયોક્તિ (ગુલૂ) એ છે કે, દીનમાં જે વસ્તુની હદ નક્કી કરવામાં આવી છે, તેમાંથી નીકળી જવું."*

અહલે કિતાબ એટલે કે યહૂદીઓ અને ખ્રીસ્તીઓ બંનેને આ હુકમ દ્વારા સંબોધન કરવામાં આવ્યું છે કે, દીનમાં અતિશયોક્તિ કરવામાં તેઓ બંને સરખા

છે અને બંને ફિરકાઓ દીનમાં અતિશયોક્તિના શિકાર બન્યા છે. કારણ કે, ખ્રીસ્તીઓએ તો હઝરત ઈસા (અલૈ.)ને માનવામાં અને તેમના માન-સન્માનમાં અતિશયોક્તિ કરી અને તેમને ખુદા અથવા ખુદાના બેટા અથવા ત્રણ ખુદાનો એક ભાગ બતાવી દીધા અને યહૂદીઓએ તેમને ન માન્યા, તેમની નુબુવ્વતનો ઈન્કાર કરીને તેઓ હદથી નીકળી ગયા કે, તેમણે રસૂલને પણ ન માન્યા બલકે નઊઝુબિલ્લાહ ! તેમના પવિત્ર પાક દામન વાલિદહ હઝરત મરયમ (અલૈ.) ઉપર તોહમત લગાવી અને હઝરત ઈસા (અલૈ.) ઉપર નઊઝુબિલ્લાહ ! નસબનો આરોપ લગાવ્યો. અસ્તગફિરૂલ્લાહ !

કારણ કે, દીનમાં અતિશયોક્તિ કરવાના અથવા હદથી નીકળી જવાના કારણે યહૂદીઓ અને ખ્રીસ્તીઓની ગુમરાહી અને તબાહી સાબિત થઈ ચૂકી હતી. એટલા માટે રસૂલે કરીમ ﷺએ પોતાની ઉમ્મતને આ બાબતમાં ખૂબ કાળજી લેવાની તાકીદ ફરમાવી છે. મુસ્નદે અહમદમાં હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું,

لَا تُطْرُوْنِّیْ کَمَا اَطْرَتِ النَّصَارٰی عِیْسَی بْنَ مَرْیَمَ فَاِنَّمَا اَنَاعَبْدٌ فَقُوْلُوْا عَبْدُ اللّٰہِ وَرُسُوْلُہٗ

*"મારા વખાણ અને તા'રીફમાં એટલી અતિશયોક્તિ ન કરો જેમકે ખ્રીસ્તીઓએ ઈસા ઈબ્ને મરયમ (અલૈ.) વિશે કરી છે. સારી રીતે સમજી લો કે, હું અલ્લાહનો બંદો છું, એટલા માટે તમે મને અલ્લાહનો બંદો અને રસૂલ કહ્યા કરો."*

(આ રિવાયતને બુખારી અને ઈબ્ને માજહે પણ રિવાયત કરી છે અને તેની સનદને સહીહ કહી છે.)

ખુલાસો એ છે કે, હું અલ્લાહનો બંદો અને મનુષ્ય હોવામાં બધાના જેવો જ છું, મારો સૌથી મોટો દરજ્જો એ છે કે, હું અલ્લાહ તઆલાનો રસૂલ છું, તેનાથી આગળ વધારવું એટલે કે, અલ્લાહ તઆલાની સિફતોમાં મને શરીક ઠરાવી દેવો આ અતિશયોક્તિ છે. તમે નસારાની જેમ ક્યાંક આ રીતે અતિશયોક્તિમાં ન સપડાય જશો અને યહૂદીઓ તથા ખ્રીસ્તીઓનું દીનમાં હદથી નીકળી જવું ફક્ત અંબિયા (અલૈ.)ની હદ સુધી જ નથી રહ્યું બલકે, તેમણે તો એવી આદત જ બનાવી લીધી છે કે, અંબિયા (અલૈ.)ના હવારીઓ, અનુયાયીઓ,

તેમના નાયબો વગેરે માટે પણ આ જ પ્રમાણે અકીદહ ઈખ્તિયાર કરે છે. રસૂલને તો ખુદા બનાવી દીધા હતા અને રસૂલના અનુયાયીઓને માસૂમનો દરજ્જો આપી દીધો હતો, પછી એ પણ સંશોધન ન કર્યું કે, આ લોકો ખરેખર અંબિયા (અલૈ.)ના તાબે'દારો અને તેમની તા'લીમ ઉપર સાચી રીતે કાયમ હતા કે નહીં કે પછી તેમને ફક્ત વારસાના કારણે જ આલિમ અથવા શૈખ સમજવા લાગ્યા છે ? પરિણામ એ આવ્યું કે, પાછળથી તેમની આગેવાની એવા લોકોના હાથમાં આવી ગઈ, જેઓ પોતે તો ગુમરાહ હતા જ અને તેઓ તેમને પણ ગુમરાહીમાં વધારતા ગયા. અંતે દીન અને દીનની બાબતોના માર્ગે જ તેમનો દીન બરબાદ થઈ ગયો. કુર્આને હકીમે આ લોકોની આવી પરિસ્થિતિનું વર્ણન કરવા આ આયત નાઝિલ ફરમાવી, اِتَّخَذُوْٓا اَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ એટલે કે, તે લોકોએ પોતની ધાર્મિક નેતાગીરીને પણ મઅ્બૂદનો દરજ્જો આપી દીધો છે, એ જ પ્રમાણે રસૂલને તો ખુદા બનાવી જ દીધા હતા, પરંતુ રસૂલની તાબે'દારીના નામ ઉપર તેમના ધાર્મિક નેતાઓની પણ પૂજા શરૂ કરી દીધી હતી.

એનાથી જાણ થાય છે કે દીનમાં અતિશયોક્તિ કરવી તે એવી ભયાનક વસ્તુ છે, જેનાથી પાછલી ઉમ્મતોનો દીન દીનના નામ ઉપર જ બરબાદ થઈ ગયો છે. એટલા માટે આપણા આકા હઝરત નબીએ કરીમ ﷺએ પોતાની ઉમ્મતને આ ગંભીર બીમારીથી બચાવવા માટે સંપૂર્ણ તદ્બીર અને તા'લીમ આપી છે.

હદીષમાં છે કે, હજ્જના મૌકા ઉપર રસૂલે કરીમ ﷺએ જમરાતની રમી માટે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ને ફરમાવ્યું કે, રસૂલે કરીમ ﷺ માટે કાંકરીઓ ભેગી કરી લાવો, તેમણે મધ્યમ કક્ષાની કાંકરીઓ રજૂ કરી, રસૂલે કરીમ ﷺએ તેને ખૂબ પસંદ કરી અને બે વખતે ફરમાવ્યું, بِمِثْلِهِنَّ , بِمِثْلِهِنَّ એટલે કે, આવી મધયમ કક્ષાની કાંકરીઓથી જ જમરાત ઉપર રમી કરવી જોઈએ. પછી ફરમાવ્યું,

اِيَّاكُمْ وَالْغُلُوَّ فِى الدِّيْنِ فَاِنَّمَا هَلَكَ مَنْ قَبْلَكُمْ بِا لْغُلُوِّ فِىْ دِيْنِهِمْ،

*"દીનમાં અતિશયોક્તિ (ગુલૂ) કરવાથી બચતા રહો કારણ કે, તમારાથી અગાઉની ઉમ્મતો દીનમાં અતિશયોક્તિ કરવાના કારણે જ હલાક અને બરબાદ થઈ ગઈ છે."*

આ હદીષથી અમુક મહત્ત્વના મસ્અલાઓની જાણ થઈ.

**ફાયદો :**

પ્રથમ એ કે, હજ્જમાં જે કાંકરીઓ જમરાત પર ફેંકવામાં આવે છે, તેની સુન્નત પ્રમાણેની મર્યાદા એ છે કે, તે મધ્યમ કક્ષાની હોય, ન તો ઘણી નાની અને ન જ ઘણી મોટી હોય. મોટા-મોટા પથ્થર ઉઠાવવા દીનમાં અતિશયોક્તિ કરવા (હદથી આગળ વધવા) સમાન છે.

બીજી બાબત એ જાણ થઈ કે, દરેક વસ્તુની શરઈ હદ હોય છે અને તે રસૂલે કરીમ ﷺએ પોતાના કૌલ અથવા અમલથી નક્કી કરી દીધી છે. તેને ઓળંગવી દીનમાં અતિશયોક્તિ કરવા બરાબર છે.

ત્રીજી સ્પષ્ટતા એ બાબતની થઈ કે, દીનમાં અતિશયોક્તિ કરવાની વ્યાખ્યા એ છે કે, કોઈપણ કામમાં તેના સુન્નત તરીકાની હદથી આગળ વધી જવામાં આવે.

**દુનિયાની મહોબ્બતની હદો :**

જરૂરિયાતથી વધારે દુનિયાની માલ-દૌલત અને આનંદ-પ્રમોદની લાલચ ઈસ્લામમાં નિંદનીય છે અને તેને છોડવાની સૂચનાઓ અને માર્ગદર્શન પણ કુર્આનમાં મોટા પ્રમાણમાં જોવા મળે છે. પરંતુ રસૂલે કરીમ ﷺએ જ્યાં દુનિયાની લાલચ અને દુનિયાની મહોબ્બતથી મનાઈ ફરમાવી છે, ત્યાં જ પોતાના કૌલ અને અમલથી તેની હદો અને મર્યાદાઓ પણ નક્કી કરી દીધી છે. નિકાહ કરવાને પોતાની સુન્નત ઠરાવી અને તેનું પ્રોત્સાહન આપ્યું, ઔલાદના ફાયદાઓ અને તેના દરજ્જાઓ બતાવ્યા, ઘરવાળાઓ સાથે સારો વ્યવહાર અને તેમના હકો પૂરા કરવાને ફરજ ઠરાવ્યું, પોતાની અને પોતાના બાળ-બચ્ચાંની જરૂરિયાતો માટે રોજી-રોટી કમાવવાને ફરજ ઠરાવ્યું, વેપાર-ઉદ્યોગ, કળા-કારીગીરી, મજૂરી કરવાની લોકોને તાકીદ કરી, ઈસ્લામિક હુકૂમતની સ્થાપના, ઈસ્લામિક વ્યવસ્થા લાગુ પાડવાને નુબુવ્વતનો ફરજ ઠરાવીને તેના ઉપર અમલ કરી સંપૂર્ણ અરબ પ્રદેશ ઉપર એક ઈસ્લામિક શાસનવ્યવસ્થા કાયમ કરી અને ખુલફાએ રાશિદીન (રદિ.)એ તેની સીમાઓ પૂર્વથી પશ્ચિમ સુધી વિસ્તારી દીધી, આ બધાથી જાણ થાય છે કે, આવશ્યકતા પ્રમાણે આ બધી બાબતો માટે સંઘર્ષ કરવો ન તો દુનિયાની મહોબ્બતમાં સામેલ છે, ન જ તે લોભ અને લાલચ કહેવાય છે.

યહૂદીઓ અને નસારાએ આ વાસ્તવિકતા ન સમજી અને સન્યાસીપણામાં સપડાઈ ગયા. કુર્આને હકીમે તેમના બાતિલ અને વ્યર્થ રિવાજોને આ શબ્દોમાં રદ કર્યા. رَهْبَانِيَّةَ ۨابْتَدَعُوهَا مَا كَتَبْنَا هَا عَلَيْهِمْ اِلَّا ابْتِغَآءَ رِضْوَانِ اللّٰهِ فَمَا رَعَوْهَا حَقَّ رِعَا يَتِهَا (૫૭ : ૨૭) એટલે કે, તે લોકોએ પોતાના તરફથી રુહબાનિયત એટલે કે, દુનિયા છોડવાની પદ્ધતિ (સન્યાસીપણાની રીત) અપનાવી છે જે તેમના માથે જવાબદારી ન હતી, પછી તેઓએ જે વસ્તુઓ પોતે પોતાના તરફથી લાગુ પાડી હતી તેને પૂરી પણ ન કરી શક્યા.

**સુન્નત અને બિદ્અતની હદો :**

રસૂલે કરીમ ﷺએ ઈબાદતો, વ્યવહાર, રોજી-રોટી બધી જ વસ્તુઓમાં પોતાના નિવેદનો અને અમલથી મધ્યમ કક્ષાની હદો નક્કી કરી દીધી છે, તેનાથી પાછળ રહેવું આળસ અને ઉણપ છે અને આગળ વધી જવું તથા મર્યાદા ઓળંગવી પણ ગુમરાહી છે. એટલા માટે રસૂલે કરીમ ﷺએ બિદ્અતો અને કુરિવાજો ઉપર સખત રીતે પ્રતિબંધ મૂક્યો છે. ઈરશાદ ફરમાવ્યો,

كُلُّ بِدْعَةٍ ضَلَا لَةٌ وَكُلُّ ضَلَالَةٍ فِى النَّارِ،

*"દરેક બિદ્અત ગુમરાહી છે અને ગુમરાહીનું પરિણામ જહન્નમ છે."*

બિદ્અત એવી બાબતને કહેવામાં આવે છે, જે બાબતમાં રસૂલુલ્લાહ ﷺના કૌલ અને અમલમાં સ્પષ્ટ રીતે અથવા તેના સમર્થનનો કોઈ ઈશારો મૌજૂદ ન હોય.

હઝરત શાહ વલીયુલ્લાહ (રહ.)એ સ્પષ્ટ રીતે લખ્યું છે કે, "ઈસ્લામમાં બિદ્અતને એટલા માટે સખત ગુનોહ ઠરાવવામાં આવ્યો છે કે, તે દીનમાં તહરીફ (વધારો-ઘટાડો કરવા)નો માર્ગ ખોલી નાંખે છે. પાછલી ઉમ્મતોમાં આવું જ થયું કે, તેમણે પોતાની કિતાબ અને પોતાના રસૂલોની તા'લીમમાં વધારો કર્યો અને દરેક આવનારી પેઢી તેમાં વધારો કરતી જ રહી, એટલે સુધી કે, એ પણ ખબર ન રહી કે, અસલી દીન શું હતો ? અને લોકોએ કરેલો વધારો શું છે ?"

શાહ સાહબ (રહ.)એ પોતાની કિતાબ "હુજ્જતુલ્લાહિલ બાલિગહ"માં વર્ણન કર્યું છે કે, "દીનમાં તહરીફના દુનિયામાં જે-જે કારણો બને છે તેમાં

શરીઅતે ઈસ્લામે તે બધા દરવાજાઓ ઉપર એવી રીતે પહેરો બેસાડ્યો છે કે, કોઈપણ માર્ગેથી આ બીમારી ઉમ્મતમાં ન ફેલાવા પામે.''

**ઉલમા, મશાઇખોના સન્માન અને તાબે'દારીમાં મધ્યમ માર્ગ જરૂરી છે :**

દીનમાં તહરીફના કારણોમાંથી દીન વિશે અતિશયોક્તિ (ગુલુફીદ્દીન) એક મોટું કારણ ઠરાવવામાં આવ્યું છે, પરંતુ અફસોસ છે કે, રસૂલે કરીમ ﷺએ આટલી કાળજી રાખીને શરીઅતની ખૂબ પાબંદીઓ કરી હોવા છતાં આજે ઉમ્મતે મુસ્લિમહ આ જ "ગુલુ" (અતિશયોક્તિ)નો બુરી રીતે શિકાર બની ચૂકી છે. દીનના બધા જ ક્ષેત્રોમાં તેના ચિહ્નો નજરે પડે છે, તેમાંથી ખાસ કરીને જે બાબતો મિલ્લત માટે અત્યંત ખતરનાક અને ઘણી જ નુકસાનકારક સાબિત થઈ રહી છે તે દીની આગેવાનો અને રાહબરોનો હાલ-હવાલ છે. મુસલમાનોની એક જમાઅત તો એ તરફ ગઈ છે કે, તેમના મતે દીની આગેવાનો, પેશ્વાઓ, ઉલમા વગેરે કોઈ વસ્તુ જ નથી. તેઓ માને છે કે, અલ્લાહની કિતાબ અમારા માટે પૂરતી છે, જે રીતે તેઓ અલ્લાહની કિતાબને સમજે છે, અમે પણ સમજી શકીએ છીએ, رِجَـــــــالٌ એટલે કે, તે પણ માણસ છે, અમે પણ માણસ છીએ. એનું પરિણામ એ આવ્યું કે, તેમનામાંનો દરેક અધૂરો વ્યક્તિ જે ન તો અરબી ભાષાથી વાકેફ છે, ન જ કુર્આનની સચ્ચાઈથી, ન તો તેના મઆરિફથી, ન જ રસૂલે કરીમ ﷺના વર્ણનો અને તફસીરથી, ફક્ત કુર્આનનો અનુવાદ જોઈને પોતાને કુર્આનનો આલિમ કહેવા લાગ્યો, કુર્આને કરીમની જે તફસીર અને ખુલાસો પોતે રસૂલે કરીમ ﷺએ અથવા આપ ﷺના નિવેદનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પોતાના સહાબએ કિરામ (રદિ.) દ્વારા નકલ થયા છે, તે બધાથી અલગ હટીને જે વાત દિમાગમાં આવી ગઈ તેને નઊઝુબિલ્લાહ ! કુર્આનના નામ પર થોકી બેસાડ્યું. જ્યારે કે, જો ફક્ત પુસ્તક શિક્ષક વિના પૂરતું હોત તો અલ્લાહ તઆલાની એ કુદરત હતી કે, કિતાબના નુસ્ખા લખેલા જ લોકો સુધી પહોંચાડી દીધા હોત. રસૂલે કરીમ ﷺને મુઅલ્લિમ (કેળવણીકાર) બનાવીને મોકલવાની જરૂરત જ શું હતી ? જો વિચાર કરવામાં આવે તો જાણ થશે કે, આ બાબત ફક્ત અલ્લાહની કિતાબ માટે વિશેષ નથી. કોઈપણ જ્ઞાન અને કળાના પુસ્તકનો ફક્ત અનુવાદ જોઈને ક્યારેય કોઈ વ્યક્તિ આ કળાનો આલિમ નથી બની શકતો, ડૉક્ટરી

અથવા યુનાની હિકમતની કિતાબોનો તરજુમો જોઈને ન તો આજદિન સુધી કોઈ હકીમ અથવા ડૉક્ટર બન્યો છે અને ન જ ઍન્જિનિયરીંગના પુસ્તકોનો અભ્યાસ કરીને કોઈ ઍન્જિનિયર બન્યો છે, કપડાં સિવવા અથવા ખાવા પકાવવાના પુસ્તકો જોઈને કોઈ દરજી કે રસોઈયો નથી બની જતો. બલકે, આ બધી કળાઓ પ્રાપ્ત કરવા માટે શિક્ષક અને કેળવણીકારની જરૂરત અતિઆવશ્યક છે, પરંતુ અફસોસ ! કે, કુર્આન અને સુન્નતને એટલું સસ્તુ સમજી લેવામાં આવ્યું છે કે, તેના માટે કોઈ શિક્ષકની જરૂરત જ સમજવામાં નથી આવતી. એટલા માટે એક ઘણો મોટો ભણેલા–ગણેલા લોકોનો વર્ગ આ રીતે અતિશયોક્તિ (ગુલુફીદીન)માં વહી ગયો કે, ફક્ત કુર્આનના વાંચનને પૂરતું સમજી બેઠા. ઉલમાએ સલફની તફસીરો અને વ્યાખ્યાઓને અને તેમને અનુકરણીય સમજવાને પણ ઉપેક્ષિત કરી દીધું. આમ, તેઓ દીનની હદથી નીકળી ગયા.

બીજી બાજુ મુસલમાનોનો એક મોટો સમૂહ એ પ્રકારના ગુલુફીદીનમાં સંડોવાય ગયો કે, અંધાધૂંધ જેને ઇચ્છયું પોતાના ધાર્મિક રહેબર અને દીની મુક્તદા (આગેવાન) બનાવી લીધા, પછી તેમની આંધળી તકલીદ અને અનુસરણ શરૂ કરી દીધું. ન તો એ જાણવાની કોશીશ કરી કે, અમે જેને અનુકરણીય અને પેશ્વા બનાવી રહ્યા છે તે ઈલ્મ અને અમલ તથા ઈસ્લાહ અને તકવાના માપદંડમાં પૂરા છે કે કેમ ? અને ન જ એ તરફ કોઈએ ઘ્યાન આપ્યું કે, જે શિક્ષણ તેઓ આપી રહ્યા છે તે કુર્આન અને સુન્નતનું વિરોધી છે કે નહીં ? ઈસ્લામી શરીઅતે ગુલૂથી બચાવીને આ બંને પદ્ધતિઓ વચ્ચેનો એક મધ્યમ કક્ષાનો માર્ગ બતાવ્યો કે, અલ્લાહની કિતાબને રિજાલુલ્લાહ એટલે કે અલ્લાહના બંદાઓથી શીખો અને રિજાલુલ્લાહને કિતાબુલ્લાહથી ઓળખો, એટલે કે, કુર્આન અને સુન્નતની મશ્હૂર તા'લીમ દ્વારા પ્રથમ તે લોકોને ઓળખો જેઓ કિતાબ અને સુન્નતના જ્ઞાનમાં પ્રવૃત્ત છે અને તેમની જિંદગી કિતાબ અને સુન્નતના રંગમાં રંગાયેલી હોય પછી જ કિતાબ અને સુન્નતના દરેક ગહન મસ્અલાઓમાં તેમની તફસીર અને સ્પષ્ટતાને પોતાના અભિપ્રાય ઉપર અગ્રિમતા આપો અને પછી તેમનું અનુસરણ કરો.

———————

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૭૨-૧૭૩)

لَنْ يَّسْتَنْكِفَ الْمَسِيْحُ اَنْ يَّكُوْنَ عَبْدًا لِّلّٰهِ وَ لَا الْمَلٰٓئِكَةُ الْمُقَرَّبُوْنَ ؕ
وَمَنْ يَّسْتَنْكِفْ عَنْ عِبَادَتِهٖ وَيَسْتَكْبِرْ فَسَيَحْشُرُهُمْ اِلَيْهِ جَمِيْعًا ﴿۱۷۲﴾ فَاَمَّا
الَّذِيْنَ اٰمَنُوْا وَ عَمِلُوا الصّٰلِحٰتِ فَيُوَفِّيْهِمْ اُجُوْرَهُمْ وَيَزِيْدُهُمْ مِّنْ فَضْلِهٖ ۚ
وَ اَمَّا الَّذِيْنَ اسْتَنْكَفُوْا وَاسْتَكْبَرُوْا فَيُعَذِّبُهُمْ عَذَابًا اَلِيْمًا ۙ وَّلَا يَجِدُوْنَ
لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿۱۷۳﴾

## તરજુમો :

*મસીહ (અલૈ.)ને કદાપિ એનાથી નાનમ (શરમ કે ઈન્કાર) નથી કે તે અલ્લાહનો બંદો હોય, અને ન જ ફરિશ્તાઓને જે મુકર્રબ છે; અને જેને નાનમ આવે અલ્લાહની બંદગીથી અને તકબ્બુર કરે બસ તે (અલ્લાહ) એ સૌને પોતાની પાસે એકઠા કરશે. (૧૭૨) પછી જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સારા અમલ કર્યા તો તેમને તેમનો સવાબ પૂરે-પૂરો આપશે, અને પોતાના ફઝ્લ (કૃપા)થી વધારે આપશે; અને જેમણે નાનમ અનુભવી અને તકબ્બુર કર્યો, બસ તેમને અઝાબ આપશે, દર્દનાક અઝાબ; અને પોતાના માટે અલ્લાહના સિવાય કોઈ હિમાયતી પામશે નહીં અને ન જ મદદગાર. (૧૭૩)*

## તફસીર :

(ખ્રીસ્તીઓ વિના જાણ્યે-વિચાર્યે હઝરત ઈસા મસીહ અલૈ.ને અલ્લાહનું અંગ બનાવી રહ્યા છે, જ્યારે કે પોતે હઝરત) મસીહ (અલૈ.ની એવી હાલત છે કે, પૃથ્વી ઉપર પોતાના નિવાસ સમયે તો તેમણે પોતે અલ્લાહના બંદા હોવાનો સ્વીકાર કર્યો અને તેમણે અલ્લાહના અંગ હોવાનો પોતે જ રદિયો આપ્યો, તે સૌને ખબર છે, પરંતુ હજુપણ આસમાન ઉપર નિવાસની પરિસ્થિતિમાં કે પૃથ્વીના નિવાસ કરતાં જે ઉચ્ચ કક્ષાનો અને ઊંચાઈ ઉપર છે અથવા કયામત સુધી તે જે હાલતમાં હોય તેમને કોઈ પૂછી જૂએ, દરેક પરિસ્થિતિમાં તેઓ) કદાપિ

અલ્લાહના બંદા બનવામાં નાનમ (અને ઈન્કાર) નહીં કરે અને ન જ મુકર્રબ ફરિશ્તાઓ (કે ક્યારેય નાનમ કે શરમ અનુભવી ઈન્કાર નહીં કરે, જેમાં હઝરત જિબ્રઈલ અલૈ. પણ સામેલ છે, જેમને ખ્રીસ્તીઓ ત્રિનિટીનો એક ભાગ માને છે, કોઈ એમને પોતે પૂછી જુએ) અને (તે નાનમ કે શરમ કેવી રીતે અનુભવે ? કારણ કે, અલ્લાહનો બંદો બનવાથી નાનમ કે શરમ અનુભવનાર અને અભિમાન કરનારનું એવું બુરું પરિણામ છે કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલાની બંદગીથી નાનમ અનુભવશે અને તકબ્બુર કરશે તો (તેનું પરિણામ સાંભળી લો) અલ્લાહ તઆલા સઘળા લોકોને પોતાની પાસે (એટલે કે હિસાબ વખતે) ભેગા કરશે પછી જે લોકો (દુનિયામાં) ઈમાન લાવ્યા હશે અને તેમણે સારા કામો કર્યા હશે (એટલે કે, બંદા બનીને રહ્યા હશે, કારણ કે બંદો બનવાનું તાત્પર્ય જ એ છે કે, ઈમાન લાવે અને નેક કામો કરે) તો તેમને તો તેમનો પૂરેપૂરો સવાબ (પણ) આપશે (જે ઈમાન અને અમલો ઉપર અવલંબિત છે) અને (તે ઉપરાંત) પોતાના ફઝ્લથી હજુ વધારે (પણ) આપશે, (જેની વિગત આપવામાં આવી નથી) અને જે લોકોએ (બંદા બનવાથી) નાનમ કરી હશે અને અભિમાન કર્યું હશે તો તેમને સખત દર્દનાક સજા આપશે અને તે લોકો અલ્લાહ સિવાય કોઈ અન્યને પોતાનો મિત્ર અથવા મદદગાર નહીં ભાળે.

## મસ્અલા અને બોધપાઠ :

....لَنۡ يَّسۡتَنۡكِفَ الۡمَسِيۡحُ اَنۡ يَّكُوۡنَ عَبۡدًا لِّلّٰهِ એટલે કે, હઝરત ઈસા મસીહ (અલૈ.)ને અલ્લાહના બંદા હોવામાં કોઈ નાનમ નથી અને ન જ અલ્લાહના મુકર્રબ ફરિશ્તાઓને. એટલા માટે અલ્લાહના બંદા હોવું અને અલ્લાહની ઈબાદત કરવી તથા તેના હુકમો પૂરા કરવા ઉચ્ચ કક્ષાની શરાફત, સન્માન અને ઈજ્જત-આબરૂનું કામ છે. હઝરત ઈસા મસીહ (અલૈ.) અને મુકર્રબ ફરિશ્તાઓને આ નેઅ્મતની કદર અને કિંમત પૂછો, તેમને કઈ રીતે નાનમ કે શરમ આવી શકે છે ? અલબત્ત અપમાન અને શરમ તો અલ્લાહ સિવાય કોઈ અન્યની બંદગી કરવામાં આવવી જોઈએ, જેમકે ખ્રીસ્તીઓએ હઝરત ઈસા મસીહ (અલૈ.)ને અલ્લાહના બેટા અને મઅ્બૂદ બનાવી લીધા અને મુશ્રિકોએ ફરિશ્તાઓને બેટીઓ માનીને તેમની અને મૂર્તિઓની પૂજા શરૂ કરી દીધી. બસ, એમના માટે હંમેશાનો અઝાબ અને અપમાન છે. *(ફવાઈદે ઉસ્માની)*

## આયતો : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૭૪–૧૭૫)

يَاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمْ بُرْهَانٌ مِّنْ رَّبِّكُمْ وَاَنْزَلْنَآ اِلَيْكُمْ نُوْرًا مُّبِيْنًا ﴿١٧٤﴾

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَاعْتَصَمُوْا بِهٖ فَسَيُدْخِلُهُمْ فِيْ رَحْمَةٍ مِّنْهُ وَفَضْلٍ ۙ

وَّيَهْدِيْهِمْ اِلَيْهِ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿١٧٥﴾

## તરજુમો :

*હે લોકો ! તમારી પાસે તમારા રબ તરફથી સનદ પહોંચી ચૂકી અને અમે તમારા ઉપર સ્પષ્ટ રોશની ઉતારી. (૧૭૪) બસ, જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા અને તેને મજબૂત પકડયો તો તેમને પોતાની રહમતમાં દાખલ કરશે અને કૃપામાં, અને તેમને પોતાના તરફ સીધા માર્ગ ઉપર પહોંચાડી દેશે. (૧૭૫)*

## તફસીર :

હે (સઘળા) લોકો ! ચોક્કસ તમારી પાસે તમારા પરવરદિગાર પાસેથી એક (પૂરતી) દલીલ આવી ચૂકી છે (તે દલીલ રસૂલુલ્લાહ ﷺની જાત મુબારક છે) અને અમે તમારી પાસે એક સ્પષ્ટ નૂર મોકલ્યું છે (તે નૂર કુર્આન શરીફ છે, બસ રસૂલુલ્લાહ ﷺ અને કુર્આન દ્વારા જે કંઈ પણ તમને બતાવવામાં આવે તે બધું સાચું છે, જેમાં પ્રસ્તુત વિષયો પણ સામેલ છે) બસ, જે લોકો અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા (જેના માટે તવહીદ અને પોતાના બંદા હોવાની માન્યતા જરૂરી છે) અને તેમણે અલ્લાહ(ના દીન)ને (એટલે કે ઈસ્લામને) મજબૂતીથી પકડયો (જેના માટે રસૂલે કરીમ ﷺ અને કુર્આનની ખરાઈ અને સમર્થન કરવું જરૂરી છે) બસ, તેમને અલ્લાહ તઆલા પોતાની રહમતમાં (એટલે કે, જન્નતમાં) દાખલ કરશે અને પોતાની મહેરબાનીમાં (લઈ લેશે, એટલે કે જન્નતમાં દાખલ કરવા ઉપરાંત તેમને અન્ય નેઅ્મતો પણ આપશે); અને પોતાના સુધી (પહોંચવાનો) તેમને સીધો રસ્તો બતાવશે (એટલે કે, દુનિયામાં તેમને પોતાના પ્રિય અમલો ઉપર કાયમ અને અડગ રાખશે).

## મસ્અલા અને બોધપાઠ :

### "બુરહાન" بُرهَانُ નો શું અર્થ છે ? :

અલ્લાહનો ઈરશાદ છે قَدۡ جَآءَكُمۡ بُرۡهَانٌ مِّنۡ رَّبِّكُمۡ તેમાં بُرهَانُ "બુરહાન"નો શાબ્દિક અર્થ "દલીલ" છે, તેનો અર્થ રસૂલે કરીમ ﷺની જાતે અકદસ છે. *(રૂહુલ મઆની)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "રસૂલે કરીમ ﷺની જાતે અકદસને શબ્દ બુરહાન દ્વારા એટલા માટે સંબોધન કર્યું છે કે, તેમની જાતે મુબારક એટલે કે આપ ﷺના અખ્લાક અને નિતિમત્તાની કક્ષા, આપ ﷺના મોઅ્જિઝાઓ અને આપ ﷺ ઉપર ઉતારવામાં આવેલ કિતાબ, આ બધી વસ્તુઓ રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને તેમની રિસાલત માટે ખુલ્લમ–ખુલ્લી દલીલો છે. જેને જોઈ લીધા પછી કોઈ અન્ય દલીલની આવશ્યકતા બાકી નથી રહેતી, એટલા માટે એવું સમજવું જોઈએ કે રસૂલે કરીમ ﷺની જાત મુબારક પોતે જ એક સચોટ દલીલ છે."

"નૂર"નો અર્થ "કુર્આન મજીદ" છે. (રૂહુલ મઆની) જેમકે, સૂરએ માઈદહની આયતથી પણ જાણ થાય છે, قَدۡ جَآءَكُمۡ مِّنَ اللّٰهِ نُوۡرٌ وَّكِتٰبٌ مُّبِيۡنٌ એટલે કે, તમારી પાસે અલ્લાહ તરફથી એક રોશન (પ્રકાશિત) વસ્તુ આવી ચૂકી છે અને તે સ્પષ્ટ કિતાબ એટલે કે કુર્આન છે. (બયાનુલ કુર્આન) આ આયતમાં જેને "નૂર" કહેવામાં આવ્યું છે, આગળ તેને "કિતાબે મુબીન" કહેવામાં આવ્યું છે.

જો નૂરનો ભાવાર્થ પયગમ્બરે ઈસ્લામ ﷺની જાતે અકદસ હોય અને કિતાબનો ભાવાર્થ કુર્આન મજીદ હોય તો એ પણ સાચું છે. (રૂહુલ મઆની) પરંતુ તેનાથી રસૂલે કરીમ ﷺ પોતે એવું નૂર હોવાનું સાબિત નથી થતું કે જે મનુષ્યપણાથી અથવા મનુષ્યના શારીરિક ભૌતિક બંધારણથી ભિન્ન પ્રકારનું હોય.

―――――――――

―――――――――――――

## આયત : (સૂરએ નિસાઅ્ : આયત નં. ૧૭૬)

| |
|---|
| يَسْتَفْتُوْنَكَ ؕ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِي الْكَلٰلَةِ ؕ اِنِ امْرُؤٌا هَلَكَ لَيْسَ لَهٗ وَلَدٌ وَّ لَهٗۤ |
| اُخْتٌ فَلَهَا نِصْفُ مَا تَرَكَ ۚ وَهُوَ يَرِثُهَاۤ اِنْ لَّمْ يَكُنْ لَّهَا وَلَدٌ ؕ فَاِنْ كَانَتَا |
| اثْنَتَيْنِ فَلَهُمَا الثُّلُثٰنِ مِمَّا تَرَكَ ؕ وَاِنْ كَانُوْۤا اِخْوَةً رِّجَالًا وَّ نِسَآءً فَلِلذَّكَرِ |
| مِثْلُ حَظِّ الْاُنْثَيَيْنِ ؕ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اَنْ تَضِلُّوْا ؕ وَاللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿۱۷۶﴾ ع |

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમને હુકમ પૂછે છે, બસ કહી આપો ! અલ્લાહ તમને "કલાલહ"નો હુકમ બતાવે છે; જો કોઈ પુરુષ મરી ગયો અને તેને બેટા (અવલાદ) નથી, અને તેને એક બહેન છે તો તેને અડધું પહોંચે એનું જે તે છોડી મર્યો, અને તે ભાઈ વારિસ છે તે બહેનનો જો તેને બેટા (અવલાદ) ન હોય; પછી જો બે બહેનો હોય તો તેમને તે માલનું બે તૃત્યાંશ પહોંચે જે તે છોડી મર્યો; અને જો ઘણા વ્યક્તિઓ તે જ રિશ્તાના હોય અમુક પુરુષો અને અમુક સ્ત્રીઓ તો એક પુરુષનો હિસ્સો છે બે સ્ત્રીઓ બરાબર; અલ્લાહ તમારા માટે વર્ણન કરે છે જેથી તમે ગુમરાહ ન થાઓ અને અલ્લાહ દરેક વસ્તુથી વાકેફ છે. (૧૭૬)*

## તફસીર :

લોકો આપ (ﷺ)ને (કલાલહની વારસા–વહેંચણી એટલે કે, જેને ન તો અવલાદ હોય ન જ માં–બાપ હયાત હોય) હુકમ પૂછે છે, તમે (જવાબમાં) ફરમાવી આપો કે, અલ્લાહ તઆલા તમને કલાલહ વિશે હુકમ બતાવે છે (તે એ છે કે,) જો કોઈ વ્યક્તિ મરી જાય જેને અવલાદ ન હોય (એટલે કે ન તો પુરુષ સંતાન, ન જ સ્ત્રી સંતાન અને ન જ માં–બાપ હયાત હોય) અને તેને એક ("ઐની" અથવા "અલ્લાતી") બહેન હોય તો તે (બહેન)ને તેના બધા જ છોડેલા માલનું અડધું મળશે (એટલે કે, બધા અગ્ર કક્ષાના હકો અદા કર્યા પછી અને બાકીના અડધા ભાગ પછી કોઈ અન્ય જરૂરી અને બાકી કરજ હશે તો તે આપવામાં આવશે, નહિતર પછી તે તેના ઉપર જ રદ થઈ જશે) અને તે વ્યક્તિ

તે (પોતાની બહેન)નો વારસદાર (સંપૂર્ણ છોડેલા માલનો) થશે, જો (તે બહેન મરી જાય અને) તેની અવલાદ ન હોય (અને માતા–પિતા પણ ન હોય) અને જો (એવી) બે બહેનો (અથવા વધારે) હોય તો તેમને તેના કુલ છોડેલા માલમાંથી બે તૃત્યાંશ મળશે (અને એક તૃત્યાંશ જરૂરી કરજ માટે; નહિતર રદ સ્વરૂપે તેમને જ મળી જશે) અને જો (એવી મય્યત કે જેની ન તો અવલાદ છે, ન જ માતા–પિતા તે મય્યત પુરુષ હોય કે સ્ત્રી) વારસામાં અમુક (એટલે કે એકથી વધારે એવા જ) ભાઈ–બહેન હોય પુરુષ અથવા સ્ત્રી તો (છોડેલો માલ એ પ્રમાણે વહેંચવામાં આવશે કે) એક પુરુષને બે સ્ત્રીઓના બરાબર હિસ્સો મળશે (એટલે કે, ભાઈને બહેન કરતાં બમણું અને બહેનને એક ઘણું, પરંતુ "ઐની" બહેનની "અલ્લાતી" ભાઈ–બહેન બધું જ સાકિત થઈ જાય છે અને ઐની બહેનથી ક્યારેક તે સાકિત થઈ જાય છે અને ક્યારેક હિસ્સો ઘટી જાય છે, જેની વિગતો ફરાઈજ–વારસા–વહેંચણીની કિતાબોમાં મૌજૂદ છે). અલ્લાહ તઆલા તમને (દીનની વાતો) એટલા માટે વર્ણન કરે છે કે, તમે (અજાણતાથી) ગુમરાહીમાં ન પડો (આ તો ભલાઈનું વર્ણન છે) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (બસ, હુકમોની મસ્લિહતોથી પણ સુપેરે માહિતગાર છે અને હુકમોમાં તેની રિઆયત કરવામાં આવે છે, આ હિકમતનું વર્ણન છે).

## મસ્અલા અને બોધપાઠ :

**ફાયદો :**

(૧) અલ્લાહનો ઈરશાદ છે, يَسْتَفْتُوْنَكَ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِى الْكَلٰلَةِ આ સ્થળે "કલાલહ"ના હુકમ અને તેના નાઝિલ થવાની પૂર્વભૂમિકા વર્ણન કરવાથી અમુક બાબતો જાણ થઈ. એક એ કે, જેમકે પ્રથમ وَاِنْ تَكْفُرُوْا فَاِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ફરમાવ્યું ત્યાર પછી ઉદાહરણ તરીકે અહલે કિતાબની હાલત વર્ણન કરી હતી. એ જ રીતે ઈરશાદ ...فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَاعْتَصَمُوْا بِهٖ પછી રસૂલુલ્લાહ ﷺના સહાબા (રદિ.)નું ઉદાહરણ વર્ણન કર્યું, જેથી વહીનો વિરોધ કરનારા અને ન માનનારા લોકોની ગુમરાહી અને બુરાઈ તથા વહીનું અનુસરણ કરનાર લોકોની સચ્ચાઈ અને ભલાઈ સારી રીતે સમજમાં આવી જાય.

(૨) બીજી બાબત એ પણ જાહેર થાય છે કે, અહલે કિતાબે તો એ ભયંકર

ભૂલ કરી હતી કે, અલ્લાહની જાતે અકદસ સુબ્હાનહુ વ તઆલા માટે ભાગીદાર અને ઔલાદ જેવી અત્યંત નીચ કક્ષાની માન્યતાને પોતાનું ઈમાન બનાવી લીધું અને અલ્લાહની વહીનો છાતી ઠોકીને વિરોધ કર્યો અને રસૂલુલ્લાહ ﷺના સહાબાઓની એ હાલત છે કે, તેઓ ઈમાન અને ઈબાદતોના સિદ્ધાંતોમાં તો ખરા જ પરંતુ નાના-નાના મસ્અલાઓમાં અને મા'મૂલી બાતોમાં પણ તથા એ જ રીતે જીવનની અન્ય બાબતો જેમકે, વારસા-વહેંચણી, નિકાહ વગેરેમાં વહીની રાહ જોતા હતા અને દરેક કામમાં રસૂલે કરીમ ﷺના માર્ગદર્શન અને રાહબરી ઈચ્છતા હતા. પોતાની અક્કલ અને મનેચ્છાઓના આધારે નિર્ણય કરતા ન હતા અને જો એક વખતે મનને સંતોષ ન થાય તો વારંવાર રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થઈને પૂછતા રહેતા હતા.

ببیں تفاوتِ رہ از کجاست تا بہ کجا،

એ પણ જાણ થઈ કે, હઝરત સય્યિદુલ મુરસલીન ﷺ પણ વહીના હુકમ વિના પોતાના તરફથી કોઈ હુકમ ફરમાવતા ન હતા. જો કોઈ બાબતમાં વહીનો હુકમ મૌજૂદ ન હોય તો હુકમ કરવામાં વહી નાઝિલ થવાની રાહ જોતા, જ્યારે વહી નાઝિલ થઈ જતી ત્યારે હુકમ કરતા. વળી, ઈશારો એ પણ છે કે, એકી વખતે આખી કિતાબ નાઝિલ થઈ જવામાં જેમકે અહલે કિતાબ દરખાસ્ત કરતા હતા, કોઈ ખૂબી કે વિશેષતા ન હતી કે જે ખૂબી અને વિશેષતા જરૂરતના સમયે અને પ્રસંગ અનુસાર વિવિધ સમયે નાઝિલ થવામાં છે. કારણ કે, દરેક કોઈ પોતાની આવશ્યકતા પ્રમાણે સવાલ કરી શકે છે અને વહી દ્વારા પોતાના ઈચ્છિત સવાલનો જવાબ મેળવી શકે છે, જેમકે આ સ્થળે અને કુર્આન મજીદમાં અન્ય અનેક સ્થળે આ બાબત મૌજૂદ છે તથા આ સ્વરૂપ સૌથી વધુ લાભદાયી હોવા ઉપરાંત અલ્લાહ તબારક વ તઆલા દ્વારા સન્માનનીય પ્રતિષ્ઠાયુક્ત સંબોધન એવી મહાન ગૌરવયુક્ત શૈલીમાં ઉપસ્થિત છે, જે કોઈપણ ઉમ્મતને નસીબ નથી થયું. وَاللّٰهُ ذُوالْفَضْلِ الْعَظِيْمِ જે સહાબીની ભલાઈમાં અથવા તેના સવાલના જવાબમાં કોઈ આયત નાઝિલ થઈ તે તેના માટે કારણરૂપ ગણવામાં આવે છે અને કોઈપણ મતભેદના સમયે જેના અભિપ્રાય પ્રમાણે અથવા નિવેદન પ્રમાણે વહી નાઝિલ થઈ, કયામત સુધી તેની ખૂબી અને નેકનામી બાકી રહી ગઈ. બસ,

"કલાલહ"ના સંદર્ભમાં સવાલ અને જવાબનું વર્ણન કરીને આ પ્રકારના બધા જ સવાલો અને જવાબો તરફ ઈશારો કરી દેવામાં આવ્યો. *(ફવાઈદે ઉસ્માની)*

تَمَّتْ سُوْرَةُ النِّسَآءِ وَلِلّٰهِ الْحَمْدُ اَوّ لَهٗ وَاٰخِرَهٗ

સૂરએ નિસાઅ્ પૂર્ણ થઈ, અલ્હમ્દુલિલ્લાહ !

❑❑❑❑❑❑❑❑❑❑❑

**તારીખ :** ૧૫ ફેબ્રુઆરી રવિવાર ૨૦૦૯ બમુતાબિક ૧૯ સફર ૧૪૩૦ હિજરી.

**મૂળ તફસીરકાર :** હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ્ ઉસ્માની (રહ.)

**ગુજરાતી અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી




### કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)





**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

**સ્થાપક તથા મોહતમિમ**

**જામિઅતુલ બનાત ટંકારીઆ**

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)




પ્રકરણ : ૫

# સૂરએ માઇદહ

સૂરએ માઈદહ મદની સૂરત છે, તેમાં કુલ ૧૬ રુકૂઅ્ છે અને ૧૨૦ આયતો છે.

**આયત : (સૂરએ માઇદહ : આયત નં. ૧)**



**તરજુમો :**

*અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો જ કૃપાળુ અને દયાળુ છે.*

*હે ઈમાનવાળાઓ ! પોતાના વચનો (કૌલ-કરાર) પૂરા કરો, તમારા માટે ચાર પગવાળા જાનવરો હલાલ થયા, એના સિવાય કે જે તમને આગળ સંભળાવવામાં આવશે, પરંતુ શિકારને અહેરામની હાલતમાં હલાલ ન જાણો; બેશક ! અલ્લાહ જે ઈચ્છે હુકમ કરે છે. (૧)*

**સૂરત ઊતરવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) અને વિષયનો ખુલાસો :**

આ સૂરએ માઈદહની શરૂઆતની આયત છે. સૂરએ માઈદહ સંજોગોવસાત્ મદની સૂરત છે અને મદની સૂરતોમાં પણ છેલ્લી સૂરત છે, એટલે સુધી કે, અમુક રિવાયતોમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) અને અસ્મા બિન્તે યઝીદથી નકલ થયું છે કે, "સૂરએ માઈદહ નબીએ કરીમ ﷺ ઉપર તે સમયે નાઝિલ થઈ હતી, જ્યારે કે તેઓ મુસાફરીમાં "અદ્બા" નામની ઊંટણી

ઉપર સવાર હતા. વહી નાઝિલ થતી વખતે જે અસામાન્ય પરિસ્થિતિ અને અસહ્ય ભાર અનુભવાતો હતો, એ જ પ્રમાણે આ વખતે પણ આવો અનુભવ થયો, એટલે સુધી કે, ઊંટણી ભાર વેંઢારવાથી લાચાર થઈ ગઈ, ત્યારે રસૂલે કરીમ ﷺ નીચે ઊતરી ગયા.'' આ મુસાફરી દેખીતું છે કે "હજ્જતુલ વદાઅ્"ની મુસાફરી છે, જેમકે અમુક રિવાયતોથી એનું સમર્થન પણ થયું છે. હજ્જતુલ વદાઅ્ હિજરતના દશમાં વર્ષે થઈ અને પરત આવ્યા પછી રસૂલે કરીમ ﷺનું પવિત્ર જીવન લગભગ ૮૦ દિવસ રહ્યું. ઈબ્ને હય્યાને બહરે મુહીતમાં ફરમાવ્યું છે કે, ''સૂરએ માઈદહના અમુક વિભાગો "સુલહે હુદૈબિય્યહ"માં અને અમુક વિભાગો "ફત્હે મક્કા"ની મુસાફરીમાં અને અમુક "હજ્જતુલ વદાઅ્" મુસાફરી પછી નાઝિલ થયા છે.'' તેનાથી જાણ થાય છે કે, આ સૂરત કુર્આન નાઝિલ થવાના અંતિમ તબક્કામાં ઊતરી છે, જો કે તે અંતિમ સૂરહ ના પણ હોય.

રૂહુલ મઆનીમાં અબૂ ઉબયદ, હઝરત હમ્ઝા બિન હબીબ અને અતિય્યા બિન કૈસની આ રિવાયત નબીએ કરીમ ﷺથી નકલ થઈ છે, اَلْمَائِدَةُ مِنْ اٰخِرِالْقُرْاٰنِ تَنْزِيْلًا فَاَحِلُّوْا حَلَالَهَا وَحَرِّمُوْا حَرَامَهَا એટલે કે, ''સૂરએ માઈદહ તે બાબતોમાંથી છે, જે કુર્આને કરીમના અંતિમ તબક્કામાં નાઝિલ કરવામાં આવી છે, તેમાં જે વસ્તુઓ હલાલ કરવામાં આવી છે તેને કાયમ માટે હલાલ અને જે વસ્તુઓ હરામ કરવામાં આવી છે તેને કાયમ માટે હરામ સમજો.''

આ જ પ્રકારની એક અન્ય રિવાયત ઈબ્ને કષીરે "મુસ્તદ્રક હાકીમ"ના હવાલાથી હઝરત ઝુબૈર બિન નુફૈર (રદિ.)થી નકલ કરી છે કે, ''તેઓ હજ્જ પછી હઝરત આઈશા સિદ્દીકહ (રદિ.)ની સેવામાં ઉપસ્થિત થયા તો તેમણે ફરમાવ્યું, ઝુબૈર ! તમે સૂરએ માઈદહ પઢો છો ? તેમણે કહ્યું કે, હા ! પઢું છું. આઈશા સિદ્દીકા (રદિ.)એ ફરમાવ્યું, આ કુર્આને કરીમની અંતિમ સૂરત છે, તેમાં જે હુકમો હલાલ અને હરામના આવ્યા છે તે સ્થાયી છે. તેમાં "નસ્ખ" (પાછળથી આ હુકમને રદ કરતો બીજો કોઈ હુકમ આવવા)ની શક્યતા નથી, તેની ખાસ કાળજી રાખો.'' સૂરએ માઈદહમાં પણ સૂરએ નિસાઅ્ની જેમ જ સામાજિક હુકમો, વ્યવહાર, કરાર, વાયદા-વચનો વગેરેને મોટા પ્રમાણમાં વર્ણન કરવામાં આવ્યા છે. એટલા માટે જ રૂહુલ મઆનીમાં ફરમાવ્યું છે કે, સૂરએ બકરહ અને સૂરએ આલિ ઈમ્રાનના વિષયો સમાન છે. કારણ કે, તેમાં વધારે પડતા હુકમો,

અકીદહ, તવહીદ, રિસાલત, કયામત વગેરેના આવ્યા છે અને સામાજિક જીવનને લગતા વિષયો ઉપરછલ્લા આવે છે. એ જ પ્રમાણે સૂરએ નિસાઅ્ અને સૂરએ માઈદહમાં સામાજિક વિષયોના સંદર્ભમાં વધારે વર્ણન આવ્યું છે અને તેમાં પાયાની માન્યતાઓ વિશેનો ઉલ્લેખ ઓછો જોવા મળે છે. સૂરએ નિસાઅ્માં પરસ્પર વ્યવહાર અને હુકૂકુલ ઈબાદ (અન્ય માનવો વિશે વ્યક્તિની ફરજો) ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. પતિ-પત્નીના પરસ્પરના અધિકારો, અનાથ (યતીમો)ના હકો, માં-બાપ અને અન્ય સગાં-સંબંધીઓના હકોની સ્પષ્ટતા વર્ણન કરવામાં આવી છે. સુરએ માઈદહની પ્રથમ આયતમાં પણ આ તમામ વ્યવહાર અને સામાજિક રીતિ-રિવાજોના નિયમો અને તેને પૂર્ણ કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. يَـــاَيُّهَاالَّـذِيْـنَ اٰمَـنُوْا اَوْفُوْا بِالْعُقُوْدِ એટલા માટે સૂરએ માઈદહનું બીજું નામ "સૂરએ ઉકૂદ" પણ છે. *(બહરે મુહીત)*

વચનબદ્ધતા અને સામાજિકતાના સંદર્ભમાં તો આ સૂરત અને વિશેષ સ્વરૂપે તેની શરૂઆતની આયત એક ખાસ હેસિયત ધરાવે છે. એટલા માટે રસૂલુલ્લાહ ﷺએ પણ જ્યારે અમ્રુ બિન હઝમ (રદિ.)ને યમનના સૂબેદાર (ગવર્નર) બનાવીને મોકલ્યા અને એક ફરમાન (આદેશ) તેમને સુપરત કર્યું ત્યારે આ ફરમાનના મથાળે રસૂલે કરીમ ﷺએ આ આયત લખી હતી.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! (તમારા ઈમાનનો તકાદો એ જ છે કે) પોતાના વચનોને (જે તમે ઈમાનના અનુસંધાને અલ્લાહ તઆલાથી કર્યા છે) પૂરા કરો, (એટલે કે, શરીઅતના હુકમોને પૂરા કરો, કારણ કે, ઈમાન લાવવાથી બધા હુકમો લાગુ પડી ગયા અને આ હુકમો લાગુ પડ્યા પછી તેનો તકાદો તે હુકમો અદા કરવામાં જ છે), તમારા માટે બધા જ જાનવરો જે ઈનામ છે (જેમકે ઊંટ, બકરી, ગાય, જેનું હલાલ હોવું હવે પછીની સૂરએ અન્આમ જે મક્કી સૂરહ છે તેમાં જાણ થશે. બસ, તેના જેવા જેટલા પણ જાનવરો છે બધા) હલાલ કરવામાં આવ્યા છે (જેમકે હરણ, નીલગાય વગેરે તે પ્રાણીઓ ઊંટ, ગાય, બકરી સમાન છે કે આ જાનવરો હિંસક નથી, શિકાર કરીને ચીર-ફાડ કરનારા નથી તે અમુક અપવાદરૂપ પ્રાણીઓ સિવાય કે, જેના માટે શરીઅતે ઈસ્લામમાં અન્ય હદીષ વગેરે દલીલો મૌજૂદ છે, જેમકે ગધેડો, ખચ્ચર વગેરે. આ અપવાદો સિવાય અન્ય

તમામ જાનવરો હલાલ છે) પરંતુ જેનું વર્ણન (حُرِّمَتْ عَلَيْكُمُ الْمَيْتَةُ....માં) આગળ આવે છે (કે તે بَهِيْمَةُ الْاَنْعَامِ માં સામેલ હોવા છતાં અને વિશેષ સ્વરૂપે હદીષ વગેરે દલીલો દ્વારા સાબિત થવાથી હરામ છે અને બાકીના હલાલ છે) પરંતુ (તેમાં) જે શિકાર (છે તે)ને હલાલ ન સમજજો એવી હાલતમાં કે તમે અહેરામ (અથવા હરમ)માં હોય (દાખલા તરીકે, હજ્જ, ઉમરહનો અહેરામ બાંધ્યો હોય અને તમે જુઓ કે, કોઈ શિકાર હરમની અંદર પણ મૌજૂદ છે, તેનો શિકાર કરવો હરામ છે. કારણ કે, અસલ હુકમ હરમની અંદર શિકાર હરામ હોવાનો છે, ભલે અહેરામ બાંધ્યો હોય કે ન બાંધ્યો હોય. બંને પરિસ્થિતિઓમાં પાલતું અથવા જંગલી જાનવરોનો શિકાર કરવો હરામ છે) બેશક ! અલ્લાહ તઆલા જે ઇચ્છે હુકમ કરે છે, (બસ અલ્લાહનો હુકમ દરેક પરિસ્થિતિમાં યોગ્ય જ હોય છે, બસ જે જાનવરને ઇચ્છ્યું હંમેશા માટે ગેરઈજ્તેરારી હરામ કરી દીધું અથવા જેને ઇચ્છ્યું હંમેશ માટે હલાલ કરી દીધું, જેને ઇચ્છ્યું કોઈ વિશેષ પરિસ્થિતિમાં હલાલ કરી દીધું અથવા હરામ કરી દીધું. તમારે દરેક પરિસ્થિતિમાં તેના હુકમ ઉપર અમલ કરવાનો છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરતની પ્રથમ આયતના પહેલા વાક્યમાં એક એવું ઠોસ વર્ણન છે કે, તેના વિવરણ અને સ્પષ્ટતા માટે હજારો પેજ લખી શકાય છે અને લખવામાં આવ્યા પણ છે. ઈરશાદ છે, يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَوْفُوْا بِالْعُقُوْدِ એટલે કે, "હે ઈમાનવાળાઓ ! પોતાના વચનો (કરારો)ને પૂરા કરો." તેમાં પ્રથમ يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا થી સંબોધન કરીને વિષયની અગત્યતા તરફ ધ્યાન કેન્દ્રિત કરવામાં આવ્યું છે, તેમાં જે હુકમ છે તે વિશેષ રીતે ઈમાનનો તકાદો છે, ત્યાર પછી હુકમ ફરમાવ્યો, اَوْفُوْا بِالْعُقُوْدِ શબ્દ عُقُوْدُ (ઉકૂદ) તે عَقْدَ (અક્દ)નું બહુવચન છે, જેનો શાબ્દિક અર્થ "બાંધવું" થાય છે અને જે કરાર બે વ્યક્તિઓ વચ્ચે અથવા બે સમુદાયો વચ્ચે થાય છે તેને પણ "અક્દ" કહેવામાં આવે છે. એટલા માટે તેનો અર્થ "વચન" પણ થાય છે.

તફસીરના ઈમામ ઈબ્ને જરીરે મુફસ્સિરીન સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નો આ બાબત ઉપર ઈજ્માઅ્ વર્ણન કર્યો છે. ઈમામ જસ્સાસે ફરમાવ્યું કે, "કરાર કહેવામાં આવે અથવા વચન; તે એવી બાબતોને લાગુ પડે છે

જેમાં બે પક્ષો આવનારા સમયમાં કોઈ કામ કરવા અથવા છોડવાની પાબંદી (શરત) એકબીજા ઉપર નક્કી કરી લે અને બંને પક્ષો પરસ્પર સહમતીથી તે શરતોનો સ્વીકાર કરે." આપણી વ્યાખ્યામાં પણ "કરાર" એને જ કહેવામાં આવે છે અને કરારની આ જ ઓળખ પ્રચલિત છે. એટલા માટે આ વાક્યનો ખુલાસો એ થયો કે, પરસ્પરનો કરાર અથવા વચન બંને પક્ષોએ પૂરું કરવું આવશ્યક સમજો.

હવે જોવાનું એ છે કે, આ કરારોમાં કયો કરાર અત્રે સમજવામાં આવે ? તેમાં મુફસ્સિરીનના દેખીતી રીતે વિવિધ વિરોધાભાસી નિવેદનો નજરે પડે છે. કોઈએ એવું કહ્યું કે, એનો અર્થ તે કરાર છે જે અલ્લાહ તઆલાએ પોતાના બંદા પાસેથી ઈમાન ઉપર અડગ રહી આજ્ઞાપાલક બની રહેવાના સંદર્ભમાં લીધો છે અથવા તે કરારો છે જે અલ્લાહ તઆલાએ પોતાના હરામ અને હલાલના હુકમો અનુસંધાને પોતાના બંદાઓ પાસેથી લીધો હતો. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)થી આ જ વર્ણન થયું છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે, કરારથી અત્રે તે કરાર છે જે લોકો પરસ્પરના વ્યવહારમાં એકબીજા સાથે કર્યા કરે છે. જેમકે નિકાહ, ખરીદ-વેચાણ અને અન્ય આર્થિક વ્યવહારો વગેરે. મુફસ્સિરીનમાંથી ઈબ્ને ઝૈદ બિન અસ્લમ (રહ.) આ જ મત ધરાવે છે અને અમુક લોકોએ એવું કહ્યું કે, કરારથી તે સોગંદનામું અને વચન છે જે અજ્ઞાનતાના યુગમાં પરસ્પર એકબીજાની મદદ માટે લેવામાં આવતા હતા. મુજાહિદ, રબીઅ, કતાદહ (રહ.) વગેરે મુફસ્સિરોએ પણ આ જ કહ્યું છે. પરંતુ સાચી વાત એ છે કે, તેમાં કોઈ વિરોધાભાસ કે મતભેદ નથી બલકે, આ બધા જ પ્રકારના કરારો શબ્દ 'ઉકૂદ'માં સામેલ છે અને દરેકને પૂરા કરવાનું કુર્આને કરીમે માર્ગદર્શન આપ્યું છે.

ઈમામ રાગિબ અસ્ફહાનીએ ફરમાવ્યું છે કે, "કરારના જેટલા પ્રકારો છે બધા જ આ શબ્દના હુકમમાં સામેલ છે" અને પછી ફરમાવ્યું કે, "તેના શરૂઆતમાં ત્રણ પ્રકારો છે, એક તે કરાર, જે મનુષ્યનો પરવરદિગારે આલમ સાથે છે. દાખલા તરીકે ઈમાન, આજ્ઞાપાલન અથવા હલાલ-હરામની મર્યાદાઓનું અનુસરણ... બીજો તે કરાર છે, જે એક વ્યક્તિનો ખુદ પોતાના નફ્સ સાથે હોય છે. જેમકે, કોઈ વસ્તુની નજર (મન્નત) માની લે અથવા કોઈ સોગંદ ખાઈને કોઈ વસ્તુને પોતાના માટે જરૂરી બનાવી લે. ત્રીજા પ્રકારમાં તે બધા જ

કરારો સામેલ છે, જે બે વ્યક્તિઓ અથવા બે ગ્રુપ કે સમુદાયો વચ્ચે અથવા બે સરકારો વચ્ચે થાય છે.''

સરકારોના આંતરરાષ્ટ્રીય કરારો અથવા પરસ્પરની સમજૂતીઓ, વિભિન્ન સમુદાયોના પરસ્પર વાયદા–વચનો અને બે વ્યક્તિ વચ્ચેના દરેક પ્રકારના વ્યવહારો, નિકાહ, વેપાર–વાણિજ્ય, ભાગીદારી, ઈજારો, હિબા વગેરે તે બધા જ કરારો જે પરસ્પર જાઈઝ શરતો સાથે નક્કી થાય તે આ આયતની રૂએ પૂરા કરવા બંને પક્ષો માટે જરૂરી અને ફરજ છે અને અત્રે જાઈઝની શરત એટલા માટે લગાવી છે કે, શરીઅત વિરુદ્ધ કોઈ શરત નક્કી કરવી અથવા તેનું કબૂલ કરવું કોઈના માટે જાઈઝ નથી.

ત્યારબાદ આયતના બીજા વાક્યમાં આ સામાન્ય નિયમના વિશેષ વિભાગોનું વર્ણન કરવામાં આવ્યું છે. ઈરશાદ છે أُحِلَّتْ لَكُمْ بَهِيمَةُ الْأَنْعَامِ શબ્દ بَهِيمَة (બહીમહ) તે પ્રાણીઓ માટે બોલવામાં આવે છે જેમને સામાન્ય રીતે સમજદારી કે તર્કશક્તિ વિનાના સમજવામાં આવે છે. કારણ કે, સ્વાભાવિક છે કે, માનવો તેમની બોલી સમજી શકતા નથી. ઈમામ શઅ્રાનીએ ફરમાવ્યું છે કે بَهِيمَه ને بَهِيمَه એટલા માટે નથી કહેતા કે, તેમનામાં મનુષ્ય જેવી બુદ્ધિ નથી અને બુદ્ધિની વાતો તેમની સમજશક્તિથી બહાર છે. જેમકે, લોકો સામાન્ય રીતે આવો મત ધરાવે છે, પરંતુ વાસ્તવિકતા એ છે કે, બુદ્ધિથી કોઈ પ્રાણી, બલકે કોઈ ઝાડ કે સૃષ્ટિનો કોઈ અંશ ખાલી નથી. હા ! બુદ્ધિની કક્ષામાં ચોક્કસ ફરક છે. આ પદાર્થોમાં એટલી બુદ્ધિ નથી હોતી જેટલી કે મનુષ્યમાં હોય છે. એટલા માટે જ મનુષ્યને અલ્લાહના હુકમો પૂર્ણ કરવા માટે જવાબદાર બનાવવામાં આવ્યો, નહિતર પોતાની જીવન જરૂરિયાતની મર્યાદા સુધી દરેક જાનવર બલકે, દરેક ઝાડ અને પ્રત્યેક પદાર્થને અલ્લાહ તઆલાએ બુદ્ધિ અર્પણ કરી છે. એ જ કારણ છે કે, દરેક વસ્તુ અલ્લાહ તઆલાના વખાણ કરે છે وَإِنْ مِّن شَيْءٍ إِلَّا يُسَبِّحُ بِحَمْدِهِ (૧૭ : ૪૪) જો બુદ્ધિ ન હોત તો પોતાના પરવરદિગાર અને સર્જનહારને કેવી રીતે ઓળખ્યો હોત?! અને કેવી રીતે તેના વખાણ કર્યા હોત ?!

ઈમામ શઅ્રાનીના વર્ણનનો ખુલાસો એ છે કે بَهِيمَه ને بَهِيمَه એટલા માટે નથી કહેતા કે, તેની બુદ્ધિહીનતાના કારણે જાણકારી તેના માટે અસ્પષ્ટ હોય છે બલકે, એટલા માટે કે લોકો તેની ભાષા સમજી નથી શકતા અને તે પ્રાણીઓ

માનવોની ભાષા નથી સમજી શકતા. મતલબ કે, શબ્દ بَهِيْمَهٌ દરેક સજીવ માટે બોલવામાં આવે છે અને અમુક લોકોએ કહ્યું છે કે, ચાર પગવાળા પ્રાણીઓ માટે આ શબ્દનો ઉપયોગ થાય છે.

શબ્દ اَنْعَامْ (અન્આમ) એ نَعَمٌ (નઅમુન)નું બહુવચન છે. પાલતુ પ્રાણીઓ જેવા કે, ઊંટ, ગાય, ભેંસ, બકરી વગેરે જેના આઠ પ્રકારો સૂરએ અન્આમમાં વર્ણન કરવામાં આવ્યા છે, તેમને "અન્આમ" કહેવામાં આવે છે. بَهِيْمَهٌ નો શબ્દ પ્રચલિત હતો અન્આમ اَنْعَامْ ના શબ્દએ તેને ખાસ બનાવી દીધો. આ આયતનો અર્થ એ થયો કે, પાલતું પ્રાણીઓના આઠ પ્રકારો તમારા માટે હલાલ કરવામાં આવ્યા. શબ્દ عُقُوْدٌ (ઉકૂદ)ની ચર્ચા દરમિયાન હમણાં જ આપણે જાણી ચૂક્યા કે, તેમાં બધા જ પ્રકારના કરારો સામેલ છે, તેમાં એક કરાર એ પણ છે જે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ પાસેથી હરામ અને હલાલ અનુસંધાને લીધો હતો. આ વાક્યમાં તે ખાસ કરારનું વર્ણન આવ્યું છે કે, અલ્લાહ તઆલાએ તમારા માટે ઊંટ, બકરી, ગાય, ભેંસ વગેરેને હલાલ કરી દીધું છે, તેમને શરીઅતના કાયદા પ્રમાણે ઝબહ કરીને આરોગી શકાય છે.

અલ્લાહ તઆલાના આ હુકમને તેની મર્યાદાઓમાં રહીને પૂર્ણ કરો, ન તો મજૂસી (અગ્નિપૂંજકો) અને મૂર્તિપૂંજકોની જેમ સદંતર આ જાનવરોને ઝબહ કરવાનું જ હરામ ઠરાવી લો કે, આવો નિર્ણય તો હક તઆલા શા'નુહુની હિકમત ઉપર જ વાંધો ઉઠાવવા જેવી વાત છે અને તેની નેઅ્મતોની નાશુક્રી છે, અને ન જ અન્ય માંસાહારી લોકોની જેમ દરેક પ્રકારના જાનવર કોઈપણ જાતની હલાલ-હરામની મર્યાદાનું પાલન કર્યા વિના આરોગવા માંડો. બલકે, અલ્લાહ તઆલાએ આપેલા નિયમો હેઠળ જે જાનવરોને તેણે હલાલ કર્યા છે તેને આરોગો અને જે જાનવરોને હરામ ઠરાવ્યા છે તેનાથી બચો, કારણ કે, અલ્લાહ તઆલા જ એકમાત્ર સમગ્ર સૃષ્ટિનો સર્જક છે, તે દરેક જાનવરના ગુણ-લક્ષણો અને ખાસિયતો તથા જાનવરોના માંસના સેવનથી મનુષ્યના શરીરમાં પેદા થનારી અસરોથી સારી રીતે વાકેફ છે. તે પાક અને સ્વચ્છ વસ્તુઓને મનુષ્ય માટે હલાલ કરી આપે છે, જેને ખાવાથી મનુષ્યની શારીરિક અથવા આધ્યાત્મિક તંદુરસ્તી ઉપર તથા અખ્લાક ઉપર કોઈ દુષ્પ્રભાવ નથી પડતો. અલ્લાહ ગંદા અને નાપાક જાનવરોની મનાઈ કરે છે, જે મનુષ્યના શારીરિક સ્વાસ્થ્ય માટે હાનિકારક છે

અથવા તો તેનાથી અખ્લાકમાં ખરાબી પેદા થવાનો ભય હોય છે. એટલા માટે આ સર્વસામાન્ય હુકમ દ્વારા અમુક બાબતોથી મનુષ્યને વંચિત રાખવામાં આવ્યો.

પ્રથમ બાકાત રાખવામાં આવેલ બાબત આ છે اِلَّا مَايُتْلٰى عَلَيْكُمْ એટલે તે જાનવરો સિવાય કે જેનું હરામ હોવું કુર્આનમાં વર્ણન કરવામાં આવ્યું છે. દાખલા તરીકે, મૃત જાનવર અથવા સુવ્વર (ભૂંડ) વગેરે; બીજું, બાકાત રાખવામાં આવેલ જાનવર غَيْرَ مُحِلِّى الصَّيْدِ وَاَنْتُمْ حُرُمٌ છે, જેનો અર્થ એ છે કે, ચાર પગવાળા પ્રાણીઓ તમારા માટે હલાલ છે અને જંગલોના શિકાર પણ હલાલ છે પરંતુ જ્યારે તમે હજ્જ અથવા ઉમરહનો અહેરામ બાંધેલો હોય ત્યારે સામાન્ય શિકાર કરવો પણ અપરાધ અને ગુનોહ છે, તેનાથી બચો. અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યું, اِنَّ اللّٰهَ يَحْكُمُ مَا يُرِيْدُ એટલે કે, અલ્લાહ તઆલા જે ચાહે છે હુકમ આપે છે, કોઈને પણ એવો અધિકાર નથી કે, તેના માનવામાં ચું-ચા કરે. તેમાં કદાચ એ વાસ્તવિકતા તરફ ઈશારો છે કે મનુષ્ય માટે અમુક જાનવરોને ઝબહ કરીને ખાવામાં કોઈ જુલમ નથી, જે માલિકે બધા જ જીવ બનાવ્યા છે તેણે જ સંપૂર્ણ હિકમત અને વિવેકથી આ વ્યવસ્થા કાયમ કરી છે કે, અદનાને ઊંચાનો ખોરાક બનાવ્યો છે, પ્રાણીઓ માટે જમીનની માટી વનસ્પતિ અને વૃક્ષોનો ખોરાક છે અને પ્રાણીઓ મનુષ્યનો ખોરાક છે, મનુષ્ય કરતાં ઊંચી કક્ષાનું કોઈ સર્જન આ દુનિયામાં નથી, એટલા માટે મનુષ્ય કોઈનો ખોરાક નથી બની શકતો.

———————

## આયત : (સૂરએ માઇદહ : આયત નં. ૨)

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحِلُّوْا شَعَآئِرَ اللّٰهِ وَلَا الشَّهْرَ الْحَرَامَ وَلَا الْهَدْيَ وَلَا
الْقَلَآئِدَ وَلَآ اٰمِّيْنَ الْبَيْتَ الْحَرَامَ يَبْتَغُوْنَ فَضْلًا مِّنْ رَّبِّهِمْ وَرِضْوَانًا ؕ وَ
اِذَا حَلَلْتُمْ فَاصْطَادُوْا ؕ وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ اَنْ صَدُّوْكُمْ عَنِ الْمَسْجِدِ
الْحَرَامِ اَنْ تَعْتَدُوْا ۘ وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى ۪ وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ
وَالْعُدْوَانِ ۪ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿۲﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! "શઆઈરિલ્લાહ" (અલ્લાહની નિશાનીઓ)ને (અપમાનિત કરવી) હલાલ ન જાણો, અને ન અદબવાળા મહિનાઓને, અને ન તે જાનવરને જે કા'બાની નિયાઝ (હરમમાં કુર્બાન થનાર) હોય, અને ન (જ) કે જેમના ગળામાં પટ્ટા નાંખી (કુર્બાની માટે) કા'બાએ લઈ જાય, અને ન (તો) હૂરમતવાળા ઘર (ખાન-એ-કા'બા) તરફ આવનારાઓને જેઓ પોતાના રબનો ફઝ્લ (કૃપા) અને તેની ખુશી ઢૂંઢે છે; અને જ્યારે અહેરામથી નીકળો તો (ઈચ્છો તો) શિકાર કરી લો, અને તમને તે કૌમની દુશ્મની કે જે તમને મસ્જિદે હરામથી રોકતી હતી તે એનું કારણ ન બને કે તમે અતિરેક (જ્યાદતી) કરવા માંડો; અને પરસ્પર (એકબીજાને) નેક કામ અને પરહેઝગારીમાં મદદ કરો અને ગુનાહ અને જુલમ (અત્યાચાર) ઉપર મદદ ન કરો, અને અલ્લાહથી ડરતા રહો; બેશક ! અલ્લાહનો અઝાબ ઘણો સખત છે. (૨)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ માઈદહની પ્રથમ આયતમાં કરાર અને વચનો પૂરા કરવાની તાકીદ કરવામાં આવી હતી, તે કરારોમાંથી એક કરાર એ પણ છે કે, અલ્લાહ તઆલાના નક્કી કરેલા હલાલની પાબંદી કરવામાં આવે. આ બીજી આયતમાં તે કરારની બે મહત્ત્વની કલમોનું વર્ણન કરવામાં આવ્યું છે. એક, અલ્લાહના પ્રતીકોનું સન્માન અને તેને અપમાનિત કરવાથી બચવાનું માર્ગદર્શન, બીજું, પોતાના અન્ય દોસ્ત-દુશ્મન બધાની સાથે ન્યાયપૂર્ણ વર્તણૂક અને વ્યવહાર તથા અત્યાચારનો બદલો અત્યાચારથી લેવાની મનાઈ.

આ આયતના નાઝિલ થવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ)માં અમુક ઘટનાઓ છે. પ્રથમ તેને સાંભળી લો, જેથી આયતનો વિષય પૂરી સ્પષ્ટતાથી હૃદયમાં અંકિત થઈ જાય. એક ઘટના હુદૈબિય્યહની છે, જેની વિગત કુર્આને બીજા સ્થળે વર્ણન કરી છે, તે એ કે, હિજરતના છઠ્ઠા વર્ષે રસૂલે કરીમ ﷺ એક હજારથી વધારે સહાબા સાથે ઉમરહનો અહેરામ બાંધીને ઉમરહ કરવાના હેતુથી મક્કહ મુકર્રમહ રવાના થયા. મક્કાની પાસે હુદૈબિય્યહના સ્થળે પહોંચીને

મક્કાવાળાઓને ખબર પહોંચાડી કે, અમે કોઈ યુદ્ધ અથવા લડાઈના હેતુથી નથી આવ્યા બલકે, ફક્ત ઉમરહ કરવા માટે આવી રહ્યા છે. અમને તેની પરવાનગી આપો. પરંતુ મક્કાના મુશ્રિકોએ પરવાનગી ન આપી અને અત્યંત કડક શરતો સાથે એવો કરાર કર્યો કે, અત્યારે બધા પોતાના અહેરામ ખોલી નાંખે અને પરત જતા રહે. આવતા વર્ષે ઉમરહ માટે એવી રીતે આવે કે હથિયારો સાથે ન હોય, ફક્ત ત્રણ દિવસ રોકાય અને ઉમરહ કરીને ચાલ્યા જાય. અન્ય બીજી ઘણી એવી શરતો હતી જેનો સ્વીકાર કરવો દેખીતી રીતે દરેક મુસલમાનના માન અને સન્માનથી વિરુદ્ધ હતું, પરંતુ રસૂલે કરીમ ﷺના હુકમથી બધા સંતોષિત થઈ ગયા. ત્યારબાદ સન હિજરી ૭માં ફરીવાર જિલ્દકદમાં તે જ શરતોને આધીન આ ઉમરહ કઝા કરવામાં આવ્યો. મતલબ કે હુદૈબિય્યહ અને તેની અપમાનજનક શરતોએ સહાબએ કિરામ (રદિ.)ના હૃદયોમાં મુશ્રિકો માટે અત્યંત નફરત અને વૈમ્નસ્યનું બીજ રોપી દીધું હતું. બીજી ઘટના એ બની કે, મક્કાના મુશ્રિકોમાંથી હાતિમ બિન હિન્દ વેપારનો માલ લઈને મદીના તય્યિબહ આવ્યો અને માલ વેચ્યા પછી પોતાનો સામાન અને પોતાના માણસોને મદીનાની બહાર છોડીને રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયો અને ષડયંત્ર કરી ધોકો આપવા માટે પોતે ઈસ્લામ લાવ્યો છે એવું જાહેર કર્યુ કે જેથી મુસલમાનો તેનાથી સંતોષ પામી નચિંત થઈ જાય, પરંતુ નબીએ કરીમ ﷺને તેના આવતાં પહેલાં જ વહી દ્વારા ખબર થઈ ચૂકી હતી અને આપ ﷺએ તેના આવતા પહેલાં આ ખબર સહાબા (રદિ.)ને સંભળાવી દીધી હતી કે, ''આપણી પાસે એક વ્યક્તિ આવશે જે શયતાનના મુખેથી વાત કરશે'' અને જ્યારે તે પાછો ફર્યો તો રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું ''આ વ્યક્તિ કુફ્ર સાથે આવ્યો અને ધોકા તથા ગદારી સાથે પાછો ફર્યો છે.'' આ વ્યક્તિ રસૂલે કરીમ ﷺની મજલિસથી નીકળીને સીધો મદીનાની ખહાર આવ્યો, જ્યાં મદીનાના નિવાસીઓના જાનવરો ચરી રહ્યા હતા. આ ધોકેબાજ તે જાનવરોને હાંકીને સાથે લઈ ગયો. સહાબા (રદિ.)ને આ વાતની જાણકારી થોડી વાર પછી થઈ, તેઓ તેનો પીછો કરવા નીકળ્યા પરંતુ તે તેમની પહોંચથી બહાર નીકળી ચૂક્યો હતો, પછી જ્યારે હિજરતના સાતમાં વર્ષે રસૂલે કરીમ ﷺ સહાબએ કિરામ (રદિ.) સાથે હુદૈબિય્યહના ઉમરહની કઝા માટે જઈ રહ્યા હતા ત્યારે દૂરથી પોકારવાનો અવાજ સંભળાયો. જોયું તો આ જ

હાતિમ બિન હિન્દ મદીનાના નિવાસીઓના તે જાનવરો કે જે તે પોતાની સાથે મદીનાથી ઉઠાવી લાવ્યો હતો. કુર્બાની તરીકે સાથે લઈને ઉમરહ કરવા જઈ રહ્યો હતો, તે સમયે સહાબા (રદિ.)એ નિર્ણય કર્યો કે, તેના ઉપર હુમલો કરીને તેની પાસેથી પોતાના જાનવરો છોડાવી લેવામાં આવે અને તેને અહીંયાં જ પતાવી દે.

ત્રીજી ઘટના એ બની કે, હિજરતના આઠમાં વર્ષે રમઝાનુલ મુબારકમાં મક્કા મુકર્રમહ ફતેહ થયું અને લગભગ સંપૂર્ણ અરબ ઉપર ઈસ્લામનો કબજો થઈ ગયો અને મક્કાના મુશ્રિકોને રસૂલે કરીમ ﷺએ કોઈ બદલો લીધા વિના છોડી દીધા. તેઓ સ્વતંત્ર રીતે પોતાના કામો કરતા રહ્યા, એટલે સુધી કે, પોતાના અજ્ઞાનતાના રિવાજ પ્રમાણે જ હજ્જ અને ઉમરહના અરકાનો અદા કરતા રહ્યા, તે સમયે સહાબા (રદિ.)ના દિલોમાં હુદૈબિય્યહની ઘટનાનો બદલો લેવાનો વિચાર આવ્યો કે, તેઓએ અમને જાઈઝ અને સાચી પદ્ધતિથી ઉમરહ કરવાથી રોકી રાખ્યા હતા, માટે હવે અમે શા માટે તેમને ખોટી અને નાજાઈઝ પદ્ધતિથી ઉમરહ અને હજ્જ કરવા માટે સંપૂર્ણ સ્વતંત્રતા આપીએ ? તેમણે વિચાર્યુ કે, તેમની ઉપર હુમલો કરીને તેમના જાનવરો ઝૂંટવી લઈ તેમનો નાશ કરી નાંખીએ.

આ ઘટના ઈબ્ને જરીર, ઈકરીમા અને સુદ્દીએ નકલ કરી છે. આ અમુક તે ઘટનાઓ હતી કે જેના કારણે આ આયત નાઝિલ થઈ, જેમાં મુસલમાનોને એવું માર્ગદર્શન અને સૂચના આપવામાં આવી કે અલ્લાહના પ્રતીકોનું માન–સન્માન અને મર્યાદા જાળવવી તમારા માટે ફરજ છે. કોઈ દુશ્મન સાથેની નફરત અને અદાવતના કારણે તેમાં ખલેલ નાંખવાની સદંતર પરવાનગી નથી, હુરમતવાળા મહિનાઓમાં હત્યા કરવી કે યુદ્ધ કરવું જાઈઝ નથી. કુર્બાનીના જાનવરોને હરમ સુધી જવાથી રોકવાની અથવા તેને ઝૂંટવી લેવાની પરવાનગી નથી અને જે મુશ્રિકો અહેરામ બાંધીને પોતાની માન્યતા પ્રમાણે અલ્લાહની કૃપા અને તેનો રાજીપો મેળવવાના ઈરાદે ચાલ્યા છે (જો કે, કુફ્રના કારણે આ માત્ર તેમના દીવાસ્વપ્ન છે તો પણ) અલ્લાહના શઆઈર (પ્રતીકો)નો તકાદો એ જ છે કે, તેમની સાથે કોઈ લડાઈ કરવામાં ન આવે. વળી, જે લોકોએ આ મુસલમાનોને ઉમરહ કરવાથી રોક્યા હતા તેમની સાથેની નફરત અને દુશ્મનીના કારણે એ રીતે બદલો લેવો જાઈઝ નથી કે, મુસલમાનો તેમને મક્કાહમાં દાખલ થવાથી અથવા હજ્જના અરકાન અદા કરવાથી રોકી રાખે. કારણ કે, આ તેમના અત્યાચારના

બદલામાં મુસલમાનો તરફથી પણ અત્યાચાર કર્યો જ ગણાશે, જે ઈસ્લામમાં જાઈઝ નથી. હવે આયતની સંપૂર્ણ તફસીર જુઓ.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! બેહુરમતી (બેઈજ્જતી) ન કરો અલ્લાહ તઆલા(ના દીન)ના પ્રતીકોની (એટલે કે, જે વસ્તુઓના સન્માનની સુરક્ષા માટે અલ્લાહ તઆલાએ અમુક હુકમો નક્કી કર્યા છે, તે હુકમો વિરુદ્ધ આચરણ કરીને તેનું અપમાન ન કરો, દાખલા તરીકે હરમ અને અહેરામ માટે એવું સન્માન નક્કી કરવામાં આવ્યું છે કે તેમાં શિકાર ન કરો, તો હવે શિકાર કરવો એ અપમાન છે અને તે હરામ છે) અને ન જ હુરમતવાળા (સન્માનનીય) મહિનાઓની (બેઅદબી કરો કે તેમાં કાફિરો સાથે લડવા લાગો) અને ન જ હરમમાં કુર્બાની થનારા જાનવરોની (બેઅદબી કરો કે, તેને કોઈની પાસેથી ઝૂંટવી લો) અને ન તો તે જાનવરોની (બેઅદબી કરો) જેના ગળામાં (તેમની નિશાની માટે) પટ્ટા બાંધ્યા છે (કે, એ અલ્લાહની નિયાઝ છે, તે હરમમાં ઝબહ કરવામાં આવનાર છે) અને ન જ તે લોકોની (માનહાની કરો) જેઓ બયતુલ હરમ (એટલે કે બયતુલ્લાહ)ના ઈરાદાથી જઈ રહ્યા છે, (અને) પોતાના પાલનહારની કૃપા અને તેના રાજીપાના યાચક રહો (એટલે કે, તે વસ્તુઓનું સન્માન કરવાથી અળગા ન રહો અથવા કાફિરો સાથે બદલો લેવાની ભાવનાથી અતિરેક ન કરો) અને (ઉપરની આયતમાં જે અહેરામની મર્યાદાના કારણે શિકાર હરામ કરવામાં આવ્યો છે, તે અહેરામ સુધી જ છે, નહિતર) જે સમયે તમે અહેરામ ખોલી નાંખો (પરવાનગી છે) શિકાર કર્યા કરો (એ શરતે કે, તે શિકાર હરમમાં ન હોય) અને (ઉપર જે જે વસ્તુઓની મનાઈ કરવામાં આવી છે) એવું ન થાય કે, તેમાં કોઈ કૌમથી કે, જેમની સાથે એ કારણે વૈમનસ્ય (દુશ્મનાવટ) છે કે, તેમણે (તમને હુદૈબિય્યહ વખતે) મસ્જિદે હરમ(માં આવવા)થી અટકાવ્યા હતા (એટલે કે, કુરૈશના કાફિરો) તે (અદાવત) તમારા માટે એનું કારણ ન બની જાય કે, તેમાં (શરીઅતની) મર્યાદાઓથી બિલકુલ બહાર નીકળી જાઓ (એટલે કે, ઉપરોક્ત હુકમો વિરુદ્ધ કૃત્યો ન કરવા માંડો. કદાપિ એવું ન કરશો) અને નેકી અને તકવા(ની વાતો)માં એકબીજાની મદદ કરતા રહો (દાખલા તરીકે આ હુકમ અદા કરવામાં અન્યોને પણ પ્રેરણા અને પ્રોત્સાહન આપતા રહો) અને ગુનાહ અને અત્યાચાર(ની વાતો)માં

એકબીજાની મદદ ન કરો (દાખલા તરીકે કોઈ કામ કરવાનો હુકમ છે અને જો કોઈ તેના વિરુદ્ધ આચરણ કરવા લાગે તો તેમાં તેની મદદ ન કરો) અને અલ્લાહ તઆલાથી ડરો (કે તેના ડરના કારણે બધા હુકમોની પાબંદી કરવી સરળ બની જાય છે) બેશક ! અલ્લાહ તઆલા (હુકમોનો વિરોધ કરનારને) સખત સજા આપનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

આયતના પ્રથમ વાક્યમાં ઈરશાદ છે يَـاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا لَاتُحِلُّوْا شَعَآئِرَاللّٰهِ એટલે કે, “હે ઈમાનવાળાઓ ! અલ્લાહની નિશાનીઓ (પ્રતીકો)નું અપમાન ન કરો,” તેમાં શબ્દ "શઆઈર" જેનો અર્થ "નિશાનીઓ" કરવામાં આવ્યો છે, તે "શઈરહ"નું બહુવચન છે અને "શઈરહ" તે ખાસ વસ્તુને કહે છે જે કોઈ વસ્તુની નિશાની હોય. "શઆઈરે ઈસ્લામ" (ઈસ્લામના પ્રતીકો) તે કૃત્યો અને અમલોને કહેવામાં આવે છે, જે પ્રચલિત રીતે મુસલમાન હોવાની નિશાની સમજવામાં આવે છે અને તે ખાસ નિશાનીઓ આ છે જેમકે નમાઝ, હજ્જ, ખત્ના, સુન્નત પ્રમાણે દાઢી રાખવી વગેરે. "શઆઈરીલ્લાહ"ની તફસીર આ આયતમાં વિવિધ શબ્દોમાં આવી છે, પરંતુ સ્પષ્ટ વાત એ છે જે બહરે મુહીત અને રૂહુલ મઆનીમાં હઝરત હસન બસરી (રહ.)થી નકલ થઈ છે અને ઈમામ જસ્સાસે આ બધા જ નિવેદનોને સંપાદિત કર્યા છે, તે એ કે "શઆઈરૂલ્લાહ"નો અર્થ "શરીઅત અને દીનના બધા જ નક્કી કરવામાં આવેલા વાજિબો, ફરજો અને તેની મર્યાદાઓ" છે. આ આયતમાં لَاتُحِلُّوْا شَعَآئِرَاللّٰهِ ના ઈરશાદનો આ જ અર્થ છે કે, “અલ્લાહના પ્રતીકોનું અપમાન ન કરો.” અલ્લાહના પ્રતીકોનું એક અપમાન તો એ છે કે, મૂળેથી જ તેના હુકમો અને આદેશોને ઉપેક્ષિત કરવામાં આવે, બીજું એ કે, તેના ઉપર અમલ તો કરે પરંતુ અધૂરો કરે, પૂરો ન કરે. ત્રીજું એ કે, નક્કી કરેલી મર્યાદાઓનું ઉલ્લંઘન કરી અતિરેક કરે. لَاتُحِلُّوْا شَعَآئِرَاللّٰهِ માં આ તે સ્વરૂપોની મનાઈ કરવામાં આવી છે.

આ જ માર્ગદર્શન કુર્આને કરીમે અન્ય વિષયો હેઠળ આ રીતે ઈરશાદ ફરમાવ્યું છે, وَمَنْ يُّعَظِّمْ شَعَآئِرَاللّٰهِ فَاِنَّهَا مِنْ تَقْوَى الْقُلُوْبِ (૨૨ : ૩૨) એટલે કે, જો વ્યક્તિ અલ્લાહના પ્રતીકોનું સન્માન કરે છે, તો તે દિલોના તકવાનો અસર છે. આયતના બીજા વાક્યમાં અલ્લાહના પ્રતીકોના એક ખાસ પ્રકાર એટલે કે,

હજ્જના પ્રતીકની વિગતો દર્શાવવામાં આવી છે.

ઈરશાદ છે وَلَاالشَّهْرَالْحَرَامَ وَلَاالْهَدْىَ وَلَا الْقَلَائِدَوَلَا اٰمِّيْنَ الْبَيْتَ الْحَرَامَ يَبْتَغُوْنَ فَضْلًا مِّن رَّبِّهِمْ وَرِضْوَانًا એટલે કે, પવિત્ર મહિનામાં લડાઈ-ઝઘડો કરી અથવા ખૂનામરકી કરીને તેનું અપમાન ન કરો. ચાર મહિના "અશ્હુરે હુરુમ" (સન્માનનીય મહિના) છે, જેમાં પરસ્પર લડાઈ કરવી શરઈ રૂએ હરામ હતું. તે ચાર મહિનાઓ જિલ્કદ, જિલ્હજ્જ, મુહર્રમ અને રજબ છે. પાછળથી આ હુકમ જમહુર ઉલમાના મતે મન્સૂખ (રદ) થઈ ગયો. વળી હરમે મક્કામાં કુરબાન થનારા જાનવરો અને ખાસ કરીને જેમના ગળામાં કુર્બાનીની નિશાની સ્વરૂપે પટ્ટો બાંધવામાં આવ્યો હોય તેમની બેહુરમતી (અપમાન) ન કરો, તેમાં જાનવરોની બેહુરમતીનું એક સ્વરૂપ તો એ હોય છે કે, તેમને હરમ સુધી પહોંચવાથી અટકાવી દેવામાં આવે અથવા ઝૂંટવી લેવામાં આવે. બીજું સ્વરૂપ એ છે કે, તે જાનવરો ઉપર સવારી કરવાનું અથવા દૂધ મેળવવા વગેરેનું કામ લેવામાં આવે. આ આયતે આ બધા જ સ્વરૂપોને નાજાઈઝ ઠરાવ્યા છે.

પછી ફરમાવ્યું, وَلَاآمِّيْنَ الْبَيْتَ الْحَرَامَ يَبْتَغُوْنَ فَضْلًا مِّنْ رَّبِّهِمْ وَرِضْوَانًا એટલે કે, તે લોકોનું અપમાન ન કરો જેઓ હજ્જ કરવાના ઈરાદે મસ્જિદે હરામ સુધી પહોંચવા ઘરોએથી નીકળ્યા છે અને આ પ્રવાસથી તેમનો હેતુ એ છે કે, તેઓ પોતાના પરવરદિગારની કૃપા અને તેની ખુશી પ્રાપ્ત કરે, આવા લોકોનું અપમાન કરવામાં ન આવે, આ પ્રવાસીઓ ઉપર આક્રમણ કરવામાં ન આવે અને ન જ તેમને કોઈ તકલીફ પહોંચાડવામાં આવે. ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યું, وَاِذَا حَلَلْتُمْ فَاصْطَادُوْا એટલે પ્રથમ આયતમાં અહેરામની હાલતમાં શિકાર કરવાની જે મનાઈ કરવામાં આવી છે અહીં તેની મર્યાદા બતાવવામાં આવી છે. એટલે કે, જ્યારે તમે અહેરામથી પરવારી જાઓ તો હવે શિકાર કરવાની મનાઈ પૂરી થઈ ગઈ, હવે શિકાર કરી શકો છે.

પ્રસ્તુત આયતમાં તે કરારના વિભાગોનું વર્ણન થઈ રહ્યું છે, જે કરાર દરેક મનુષ્યએ પોતાના પરવરદિગાર સાથે કર્યો છે, તેના અમુક વિભાગોનું અહીંયાં સુધી વર્ણન થયું છે, જેમાં શરૂઆતમાં પ્રત્યેક "શઆરિલ્લાહ" (અલ્લાહની નિશાનીઓ-પ્રતીકો)નું સન્માન કરવાનું અને તેની બેહુરમતી કરવાથી બચવાનું માર્ગદર્શન અને સૂચના આપવામાં આવી છે અને પછી વિશેષ સ્વરૂપે આ

અલ્લાહના પ્રતીકોની અમુક વિગતો હજ્જ વિશે આપવામાં આવી. તેમાં હજ્જના ઈરાદાથી આવનારા પ્રવાસીઓ (ઝાઈરીન) અને તેમની સાથે આવનારા કુર્બાનીના જાનવરોને કોઈ પ્રકારની તકલીફ કે પીડા ન આપવાનો, તેમના ઉપર આક્રમણ ન કરવાનો તથા તેમના અપમાન કરવાથી બચવાનો આદેશ આપવામાં આવ્યો છે.

ત્યારબાદ કરારના બીજા ભાગને આ પ્રમાણે ઈરશાદ ફરમાવ્યો, وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ اَنْ صَدُّوْكُمْ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ اَنْ تَعْتَدُوْا એટલે કે, જે કૌમે તમારી સાથે હુદૈબિય્યહની ઘટના સમયે તમને મક્કહમાં પ્રવેશવાથી અને ઉમરહ કરવાથી રોક્યા હતા, હવે જ્યારે કે તમને શક્તિ અને સામર્થ્ય પ્રાપ્ત થયું છે તો એવું ન હોવું જોઈએ કે, તમે ભૂતકાળના ક્રોધ અને તેમણે કરેલા દૂર્વ્યવહારનો બદલો લેવા માંડો અને તમે તેમને બયતુલ્લાહ તથા મસ્જિદે હરામમાં પ્રવેશવાથી અને હજ્જ કરવાથી અટકાવી દો. કારણ કે આ અત્યાચાર છે, અને ઈસ્લામ અત્યાચારનો બદલો અત્યાચાર કરીને લેવાથી મનાઈ કરે છે. બલકે, અત્યાચારના બદલામાં ન્યાય ઉપર કાયમ રહેવાનું શિખવાડે છે. તેમણે જ્યારે શક્તિ અને આધિપત્ય (કાબૂ) ધરાવતા હતા ત્યારે મુસલમાનોને મસ્જિદે હરામમાં પ્રવેશ કરવાથી અને ઉમરહ કરવાથી અત્યાચાર આદરી અટકાવ્યા હતા, તો એનો જવાબ એ ન હોવો જાઈએ કે, હવે મુસલમાનો પોતાના શાસન અને સત્તાના સમયે તેમને તેમની હજ્જ કરવાથી અટકાવી દે.

કુર્આને કરીમનું શિક્ષણ એ છે કે, ન્યાય, ઈન્સાફની બાબતમાં દોસ્ત અને દુશ્મન બધા જ એકસમાન હોવા જોઈએ. ભલે તમારો દુશ્મન ગમે એટલો સખત હોય અને તમને ગમે તેવી પીડા આપી હોય, તેમના વિશે ઈન્સાફ કરવો જ તમારો ફરજ છે.

આ ઈસ્લામની જ વિશેષતાઓમાંથી છે કે, જુલમનો જવાબ જુલમથી નહીં બલકે, ઈન્સાફથી આપવાનું શિખવાડે છે.

**પરસ્પર સહાય અને સમર્થન કરવાના કુર્આનિક સિદ્ધાંતો :**

وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى وَلَا تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ وَاتَّقُوا اللّٰهَ ط اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ આ સૂરએ માઈદહની બીજી આયતનું અંતિમ વાક્ય છે.

તેમાં કુર્આને કરીમે એક એવા સૈદ્ધાંતિક પાયાના મસ્આલા વિશે વિવેકપૂર્ણ ફેંસલો આપ્યો છે કે, જે સમગ્ર વૈશ્વિક વ્યવસ્થાની આત્મા છે અને જેના ઉપર મનુષ્યની દરેક સફળતા, પ્રગતિ અને વિકાસનો આધાર છે. બલકે, મનુષ્યના અસ્તિત્વ અને તેના જીવનનું ટકાઉપણું અવલંબિત છે અને આ મસ્અલો છે પરસ્પર સહકાર અને મદદગારીનો ! દરેક વિવેકબુદ્ધિ ધરાવનાર વ્યક્તિને ખબર છે કે, આ જગતની સંપૂર્ણ વ્યવસ્થા મનુષ્યોના પરસ્પરના સહકાર અને સહાયતા ઉપર કાયમ છે. જો એક માનવી બીજા માનવીની સહાય ન કરે તો કોઈ એકલો વ્યક્તિ ભલે તે ગમે એટલો બુદ્ધિશાળી હોય અથવા ગમે એટલો શક્તિશાળી હોય કે, આર્થિક રીતે સદ્ધર હોય, પોતાના જીવનની બધી આવશ્યકતાઓ (જરૂરતો)ને આપમેળે પૂર્ણ નથી કરી શકતો. એકલો વ્યક્તિ ન તો ખોરાક માટે ધાન કે અનાજ ઉગાડવાથી લઈ તેને ખાવા યોગ્ય બનાવવા સુધીના બધા જ તબક્કાઓ આપમેળે પસાર કરી શકે છે, ન જ પોતાના પહેરવેશ માટે રૂ ઉગાડવાથી લઈ તેના દ્વારા કારખાનામાં પોતાના શરીર લાયક પોષાક આપમેળે તૈયાર કરી શકે અને ન જ પોતાનો ભાર એક જગ્યાએથી બીજી જગ્યાએ વહન કરી શકે છે. મતલબ કે, દરેક માનવી પોતાના જીવનના દરેક ક્ષેત્રમાં અન્ય હજારો–લાખો માનવીઓનો મોહતાજ છે. તેમના પરસ્પરના સહકાર અને મદદ વડે જ સમગ્ર જગતની વ્યવસ્થા ચાલે છે અને વિચાર કરવામાં આવે તો આ સહકાર માત્ર દુનિયવી જીવનમાં જ આવશ્યક નથી બલકે, મૃત્યુથી લઈ કબરમાં દફન થવા સુધી બધા જ તબક્કાઓમાં આ સહકાર જરૂરી છે. બલકે, ત્યાર પછી પણ માનવી પોતાની પાછળ છોડેલા લોકોની દુઆએ મગફિરત અને ઈસાલે સવાબનો મોહતાજ રહે છે.

અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાની ઉચ્ચ કક્ષાની હિકમત અને પ્રચંડ શક્તિ વડે વિશ્વની એવી ટકાઉ વ્યવસ્થા બનાવી કે, દરેક મનુષ્યને અન્ય વ્યક્તિના મોહતાજ બનાવી દીધા. ગરીબ વ્યક્તિ પૈસા માટે માલદારનો મોહતાજ છે, તો મોટામાં મોટો માલદાર પણ મહેનત અને મજૂરીના કામો માટે ગરીબનો મોહતાજ છે, ગ્રાહક વેપારીનો મોહતાજ છે, મકાન બનાવવાની ઈચ્છા ધરાવનાર વ્યક્તિ કડિયાનો, લુહાર અને સુથારનો મોહતાજ છે. જો આ પ્રમાણે પરસ્પર કાર્યોની સાંકળ ન હોત અને એકબીજાના સહકાર ફક્ત ઉચ્ચ ચારિત્ર્યના આધારે

જ નક્કી થતા હોત તો કોણ કોનું કામ કરત ? તેનું એ જ પરિણામ આવ્યું હોત જે દરેક ચારિત્ર્ય વિશેના માપદંડોનું આવી રહ્યું છે અને જો માની લો કે, કોઈ રાષ્ટ્રીય અથવા આંતરરાષ્ટ્રીય કાયદો બનાવીને આ પ્રકારની વહેંચણી કરવામાં આવે તો પણ આ કાયદાનો અંજામ એ જ થયો હોત જેમકે, આજે દરેક પ્રકારના કાયદાઓનો થઈ રહ્યો છે. કાયદાઓ કાયદાના પુસ્તકોમાં બંધ પડ્યા છે અને સરકારી કર્મચારીઓમાં લાંચ–રૂશ્વતનું બજાર ગરમ છે. ચારે બાજુ અરાજકતા, ફરજ પ્રત્યેની નિષ્ઠાનો અભાવ, કામચોરી વગેરે દરેક સ્થળે આ બધો ભ્રષ્ટાચાર વણલખ્યા કાયદા બની ગયા છે. આ ફક્ત તે ન્યાયાધિશોના ન્યાયાધીશ, મહાશક્તિશાળી અલ્લાહ તઆલાની જ મજબૂત, સમવાયી અને સંપૂર્ણ વ્યવસ્થા છે કે, વિવિધ લોકોના દિલોમાં વિવિધ પ્રકારના કામ–ધંધાનો રસ અને ઉમંગ તથા ક્ષમતા ઉત્પન્ન કરવામાં આવે છે. તેમણે પોત–પોતાના જીવનને આ જ કામ માટે નિર્ધારિત કરી લીધું છે.

ہر یکے را بہر کارے ساختند میل اورا در دلش انداختند !

અલ્લાહ તઆલાએ દરેકનું કોઈને કોઈ કામ માટે સર્જન કર્યું છે,
પછી તે કામનું આકર્ષણ તેના દિલમાં નાંખી દીધું છે.

જો કોઈ આંતરરાષ્ટ્રીય કાયદો બનાવનારી સંસ્થા અથવા કોઈ સરકાર લોકોમાં કામની વહેંચણી એ રીતે કરે કે, કોઈને લુહારનું કામ, કોઈને સુથારનું કામ તો કોઈને ખેતીવાડીના કામમાં, તો કોઈને પાણી માટે, કોઈને ખોરાક માટે નક્કી કરે તો વિચારો ! કોણ કોનું માને અને સાંભળે તથા કોણ કોના હુકમોનો આદર કરે !? શું આ બધી કાર્યોની વહેંચણી પ્રમાણે કોઈ કાર્ય કરત ખરું!?

અલ્લાહ જલ્લ શા'નુહુએ જે વ્યક્તિને જે કામ માટે પેદા કર્યો છે, તેના હૃદયમાં તે કામ માટેની રૂચી પેદા કરી દીધી છે, તે કોઈ પણ પ્રકારની કાયદાકીય મજબૂરી વિના આ સેવાને જ પોતાનું જીવન પૂર્ણ કરવાનું કામ સમજે છે, તેના દ્વારા જ પોતાની આજિવિકા કમાય છે. આ મજબૂત વ્યવસ્થાનું એ પરિણામ હોય છે કે, મનુષ્ય જીવનની બધી જ આવશ્યકતાઓ થોડા પૈસા ખર્ચ કરીને પ્રાપ્ત કરી શકાય છે. તૈયાર પકાવેલુ ભોજન, તૈયાર સીવેલાં કપડાં, તૈયાર ફર્નિચર, બાંધેલુ તૈયાર મકાન, બધું જ માનવીને થોડા રૂપિયા ખર્ચ કરવાથી સરળતાથી પ્રાપ્ત થઈ

જાય છે. જો આ વ્યવસ્થા ન હોત તો એક કરોડપતિ વ્યક્તિ પોતાની સંપૂર્ણ દૌલત ખર્ચીને ઘઉંનો એક દાણો પણ મેળવી શક્યો ન હોત. આ તે કુદરતી વ્યવસ્થાનું જ પરિણામ છે કે, તમે હૉટલમાં રોકાયને જે જે વસ્તુઓનો લાભ ઉઠાવો છો, જો તેની સમીક્ષા કરવામાં આવે તો ખબર પડશે કે, લોટ અમેરિકાનો, ઘી પંજાબનું, માંસ સિંધનો, મસાલા વિવિધ દેશોના, વસ્ત્રો અને વિવિધ ફર્નિચર વિવિધ પ્રદેશોના, કામ કરનારા વૅઈટર અને રસોઈયા વિવિધ શહેરોના આપની સેવામાં લાગેલા છે અને એક કોળિયો જે આપના મોઢા સુધી પહોંચ્યો છે, તેમાં લાખો મશીનરી અને જાનવરો તથા મનુષ્યોએ કામ કર્યું છે. આ બધા પછી તે આપના સ્વાદ પ્રમાણે ખોરાક આપને ઉપલબ્ધ કરાવી રહ્યા છે. તમે ઘરેથી સવારે નીકળો છો, ત્રણ-ચાર માઈલ ચાલો છો, જો તમારી પાસે સમય ઓછો છે તો આપને કોઈ ટેક્સી, બસ કે રીક્ષા નજીકમાં જ ઊભેલી મળે છે, જેનું લોખંડ ઑસ્ટ્રેલિયાનું, લાકડું બર્માનું, મશીનરી અમેરિકાની, ડ્રાઈવર સુબા-સરહદનો, કંડક્ટર યુ.પી.નો; મતલબ કે, ક્યાં-ક્યાંનો સામાન અને ક્યાં-ક્યાંની મખ્લૂક આપની સેવા માટે ઊભી છે ! ફક્ત થોડા પૈસા ખર્ચીને તમે તે બધાની સેવા લઈ શકો છો. તેમને કઈ સરકારે મજબૂર કર્યા હતા ? તેમને કોણે ફરજ પાડી છે કે, આ બધી વસ્તુઓ આપને ઉપલબ્ધ કરાવી આપે ? આ તે જ અલ્લાહનો કામની વહેંચણીનો અદશ્ય કાનૂન છે જેને અલ્લાહે દરેક વ્યક્તિના દિલમાં અદશ્ય રીતે લાગુ પાડ્યો છે.

આજકાલ સામ્યવાદી (Communist) દેશોમાં આ કુદરતી વ્યવસ્થાને બદલીને આ બાબતોને સરકારની જવાબદારી બનાવી લેવામાં આવી છે કે, કોણ વ્યક્તિ કયું કામ કરશે ? એટલા માટે એમને સૌ પ્રથમ જબરદસ્તી અને જુલમનો આશરો લઈ માણસની સ્વતંત્રતાને નષ્ટ કરવી પડી છે, જેના પરિણામે હજારો માનવીઓની હત્યા કરવામાં આવી, હજારો કેદ કરવામાં આવ્યા અને અન્ય બાકી રહેલા લોકોને સખત જુલમ અને જબરદસ્તીના લોખંડી પંજા દ્વારા યંત્રોની મશીનરીની જેમ ઉપયોગ કરવામાં આવ્યો, એના પરિણામે જો કોઈ સ્થળે કોઈ વસ્તુનું ઉત્પાદન વધી ગયું તો પણ માનવોનું માનવપણુ નાશ પામ્યું. એટલા માટે આ સોદો સસ્તો ન હતો. કુદરતી વ્યવસ્થામાં દરેક વ્યક્તિ સ્વતંત્ર પણ છે અને કુદરતી વહેંચણીના આધારે અમુક ખાસ-ખાસ કામો ઉપર નિયુક્ત થવા મજબૂર

પણ છે, પરંતુ આ મજબૂરી પોતાના સ્વભાવના કારણે હોવાથી તે કોઈ પણ પ્રકારનું દુઃખ અનુભવતો નથી. કઠોરથી કઠોર મહેનત અને ગમે તેવું નાનું કામ પણ પોતે આગળ વધીને કરવાની કોશીશ કરનારા દરેક યુગમાં દરેક સ્થળે મળે છે અને જો કોઈ સરકાર તેમને આ કામ માટે મજબૂર કરવા માંડે તો પ્રજા આવું કરવાથી પલાયન કરશે.

ખુલાસો એ છે કે, સમગ્ર દુનિયાની વ્યવસ્થા તાણા–વાણા જેમ જોડાયેલા પરસ્પરના સંબંધો ઉપર આધારિત છે, પરંતુ આ કલ્પનાનું એક બીજું પાસું એ પણ છે કે, જો ચોરી, લૂંટફાટ, હત્યા, અપરાધ, ખૂનામરકી વગેરે માટે આ પ્રકારના પરસ્પર સહકાર થવા માંડે અથવા ચોર અથવા ડાકુઓની મોટી–મોટી સંગઠિત અને મજબૂત ટોળકીઓ બની જાય તો આ જ સહકાર અને મદદ દુનિયાની સમગ્ર વ્યવસ્થાને છિન્ન–ભિન્ન કરી શકે છે. એટલા માટે જાણ થઈ કે, પરસ્પર સહકાર અને મદદ કરવી એક બેધારી તલવાર છે, જે ક્યારેક પોતાના ઉપર પણ વાર કરી શકે છે અને દુનિયાની વ્યવસ્થાને બરબાદ પણ કરી શકે છે. અને આ દુનિયા કારણ કે, સારા અને નરસા, ભલા અને બુરા, નેક અને દુષ્ટ આમ આ બધા જ પ્રકારોનું મિશ્રણ છે. એટલા માટે તેમાં આવું થવું કોઈ મોટી બાબત ન હતી કે, અપરાધ, હત્યા, ખૂનામરકી તથા એકબીજાને નુકસાન પહોંચાડવા માટે પરસ્પર સહકાર અને મદદની શક્તિનો ઉપયોગ થવા લાગે અને આ ફક્ત સંભાવના કે શક્યતા નથી, બલકે વાસ્તવિકતા બનીને દુનિયાની સામે આવી ગયું તો તેના પ્રત્યાઘાત સ્વરૂપે દુનિયાના બુદ્ધિશાળીઓએ પોતાની સુરક્ષા માટે વિવિધ વિચારસરણીઓ ઉપર ખાસ–ખાસ સમુદાયો અથવા કૌમોનો પાયો નાંખ્યો કે, એક સમુદાય અથવા એક કૌમ વિરુદ્ધ જ્યારે બીજો સમુદાય અથવા કૌમ આક્રમણ કરે તો તે બધા તેમના મુકાબલામાં પરસ્પર મદદ અને સહકારની શક્તિનો ઉપયોગ કરી સ્વરક્ષણ કરી શકે.

**કૌમોની વહેંચણી :**

અબ્દુલ કરીમ સજિસ્તાની "અલ મિલાલ વલ નિહાલ"માં લખે છે કે, ‘‘શરૂઆતમાં જ્યાં સુધી માનવીની વસ્તી વધારે ન હતી દુનિયાની ચાર દિશાઓના આધારે ચાર કૌમો બની ગઈ. પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ.

તેમાંથી દરેક દિશાના લોકો પોતાની એક કૌમ અને બીજાની બીજી કૌમ સમજવા લાગ્યા અને આ જ આધારે સહકાર અને મદદ કરવાની વ્યવસ્થા કામય થઈ. ત્યારબાદ જ્યારે વસ્તી વિસ્તરતી ચાલી ત્યારે દરેક દિશાના લોકોમાં વંશ અને કૌટુંબિક આધારો ઉપર કવમિયત અને સમુદાયની કલ્પના એક સિદ્ધાંત બની ગઈ. અરબની સંપૂર્ણ વ્યવસ્થા એ જ કૌટુંબિક અને વંશના પાયા ઉપર રચાયેલી હતી. આ જ આધારે યુદ્ધો લડવામાં આવતા હતા. બનૂ હાશિમ એક કૌમ, બનૂ તમીમ બીજી કૌમ, બની ખુઝાઆ ત્રીજી કૌમ. ભારતના હિન્દુઓમાં આજ સુધી ઊંચી જાતિ અને નીચી જાતિનો ભેદભાવ આ જ પ્રમાણે ચાલી રહ્યો છે.''

યુરોપની કૌમોએ આધુનિક યુગમાં પોતાનો કોઈ વંશવાદ બાકી નથી રાખ્યો અને દુનિયાના વંશવાદને તેણે સમજ્યો પણ નથી. જ્યારે દુનિયામાં વંશવાદ ચરમસીમાએ પહોંચ્યો, તો વંશ અને કુટુંબ આધારિત કૌમો અને સમુદાયોની વહેંચણીને ખતમ કરીને પછી પ્રદેશ અને રાષ્ટ્ર તથા વતન, ભાષા વગેરેની બુનિયાદ ઉપર માનવ સમુદાયના ટુકડા-ટુકડા કરીને અલગ-અલગ કૌમો કરી દેવામાં આવી અને આજે આ જ સિક્કો લગભગ આખી દુનિયામાં ચાલી રહ્યો છે. એટલે સુધી કે, આ જાદૂ મુસલમાનો ઉપર પણ ચાલી ચૂક્યું છે. અરબી, તૂર્કી, ઈરાકી, સિંધીની વહેંચણી જ નહીં બલકે, તેમાં પણ વહેંચણી થતા-થતા પેટા વિભાગો ઊભા થયા. જેમકે અરબોમાં મિસરી, શામી, હિજાઝી, નજદી અને એશિયામાં પંજાબી, બંગાળી, સિંધી, હિન્દી વગેરે વગેરે અલગ-અલગ કૌમો બની ગઈ. સરકારની બધી વ્યવસ્થાઓ આ જ પ્રદેશવાદના આધારે ચલાવવામાં આવી. એટલે સુધી કે, આ પ્રાદેશિક પૂર્વગ્રહો તેમની રગ-રગમાં વ્યાપી ગયા અને દરેક રાજ્યના લોકોનો સહકાર અને મદદ આ જ આધારે લેવામાં આવ્યો.

## રાષ્ટ્રીયતા અને સામૂહિકતા માટે કુર્આનનું શિક્ષણ :

કુર્આને કરીમે મનુષ્યને ફરી ભૂલેલો સબક યાદ અપાવ્યો. સૂરએ નિસાઅ્ની શરૂઆતની આયતમાં એ સ્પષ્ટ કરી દીધું કે, બધા મનુષ્યો એક જ માં-બાપની ઔલાદ છે. રસૂલે કરીમ ﷺએ તેની સ્પષ્ટતા કરતાં હજ્જતુલ વદાઅ્ના ખુત્બામાં જાહેરાત કરી દીધી કે, કોઈ અરબીને કોઈ અજમી

(બિનઅરબ) ઉપર અથવા કોઈ ગોરાને કાળા ઉપર કોઈ શ્રેષ્ઠતા નથી. શ્રેષ્ઠતાનો આધાર ફક્ત તકવા અને અલ્લાહની ફરમાંબરદારી ઉપર અવલંબિત છે. આ કુર્આનની તા'લીમને اِنَّمَا الْمُؤْمِنُوْنَ اِخْوَةٌ (૪૯ : ૧૦)નું એલાન કરીને હબશાના કાળા હબશીઓને, તૂર્કના લાલ અને રૉમના સફેદ તથા એશિયાના નીચી જાતિના ગણાતા લોકોને અરબના કુરૈશી અને હાશમી લોકોના ભાઈ બનાવી "એક કૌમ" અને ઈસ્લામને ન માનનારી "બીજી કૌમ" બનાવી દીધી. રાષ્ટ્રીયતા અથવા બિરાદરી કે કબીલો એ બાબત ઉપર સ્થાપવામાં આવ્યો કે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺને માનનારા એક કૌમ કે સમુદાય અને ન માનનારા બીજી કૌમ કે સમુદાય છે. આ જ તે આધાર હતો કે જેના કારણે અબૂજહલ અને અબૂલહબની કૌટુંબિક સગાઈઓને રસૂલે કરીમ ﷺએ તોડી નાંખી અને બિલાલ હબશી અને સુહૈબ રૂમી સાથે સગાઈ–સંબંધ જોડી દીધો.

حسن ز بصرہ بلال ز حبش صہیب از روم   ز خاک مکہ ابوجہل ایں چہ بوالعجبی ست

હસન બસરી (રહ.) બસરાના અને બિલાલ (રદિ.) હબશા (ઈથોપિયા)ના અને
સુહૈબ (રદિ.) રૉમના રહેવાસી હતા, અને અબૂજહલ મક્કા જેવી પવિત્ર ભૂમિની
ઉપજ હતી, આ કેટલી નવાઈ પમાડે તેવી વાત છે !

એટલે સુધી કે, કુર્આને કરીમે એલાન કરી દીધું, خَلَقَكُمْ فَمِنْكُمْ كَافِرٌ وَّمِنْكُمْ مُّؤْمِنٌ એટલે કે, "અલ્લાહ તઆલાએ તમને બધાને પેદા કર્યા, પછી તમને બે વિભાગોમાં વહેંચવામાં આવ્યા, અમુક કાફિર થઈ ગયા, અમુક મો'મિન." (૬૪ : ૨) બદ્ર, ઉહદ, અહઝાબ અને હુનૈનના યુદ્ધો આ જ કુર્આનની વહેંચણીના સ્પષ્ટ નમૂનાઓ હતા કે, લોહીની સગાઈવાળો ભાઈ જ્યારે અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺની તાબે'દારીના વર્તુળની બહાર હોય તો મુસલમાન ભાઈનો રિશ્તો–નાતો તેનાથી કપાઈ ગયો અને તે તેની તલવારની માર હેઠળ આવી ગયો. લોહીની સગાઈ તલવાર લઈને મુકાબલા ઉપર આવી તો ઈસ્લામી ભાઈ મુકાબલા માટે પહોંચી ગયો. ગઝ્વએ બદ્ર, ઉહદ, ખંડક આ ઘટનાઓની સાક્ષી છે.

ہزار خویش کہ بیگانہ از خدا باشد   فدائے یک تن بیگانہ کہ آشنا باشد

હજારો સગાસ્નેહીઓ જો દીનથી વિમુખ હોય તો તેને છોડી દે, અને તે એક ઉપર જે
પારકો છે પરંતુ અલ્લાહ સાથે સંબંધ ધરાવતો હોય તો તેના ઉપર કુર્બાન થઈ જા.

પ્રસ્તુત આયતમાં કુર્આને હકીમે સહકાર અને મદદના આ જ યોગ્ય અને સાચા–સહીહ સિદ્ધાંત બતાવ્યા છે. تَعَاوَنُوا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى وَلَا تَعَاوَنُوْا عَلَى الْإِثْمِ وَالْعُدْوَانِ એટલે કે, “નેકી અને અલ્લાહથી ડરવા વિશે પરસ્પર મદદ કરો તથા બુરાઈ અને અત્યાચારમાં એકબીજાની મદદ ન કરો.”

વિચાર કરો કે, તેમાં કુર્આને કરીમે એ વિષય પણ અપનાવ્યો નથી કે, મુસલમાન ભાઈઓ સાથે સહકારથી વર્તો અને ગેરમુસ્લિમોને સહકાર ન આપો. બલકે, મુસલમાનો સાથે પણ સહકારથી વર્તવાની જે અસલ બુનિયાદ છે, તે નેકી અને અલ્લાહનો ડર છે અને આ જ બે બાબતો સહકાર અને મદદની બુનિયાદ અને આધાર ઠરાવવામાં આવી.

જેનો સ્પષ્ટ અર્થ એ થાય છે કે, મુસલમાન ભાઈ પણ જો સચ્ચાઈ વિરુદ્ધ ચાલશે અથવા જો અત્યાચાર અને જબરદસ્તી કરી રહ્યો છે તો તેના નાહક જુલમ અને જબરદસ્તીમાં તેમની મદદ ન કરો. બલકે, એવી કોશીશ કરો કે, તે નાહક જુલમ અને જબરદસ્તીથી રોકાય જાય. કારણ કે, વાસ્તવમાં આ જ સાચી મદદ છે, જેથી જુલમ અને અત્યાચારથી તેની આ દુનિયા અને આખિરત તબાહ–બરબાદ ન થાય.

સહીહ બુખારી અને મુસ્લિમમાં હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, “રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, اُنْصُرْ اَخَاكَ ظَالِمًا اَوْمَظْلُوْمًا એટલે કે, પોતાના ભાઈની મદદ કરો, ભલે તે જાલિમ હોય અથવા મજલૂમ. સહાબએ કિરામ (રદિ.)એ જે કુર્આની તા'લીમના રંગે રંગાઈ ચૂક્યા હતા, આશ્ચર્યથી પૂછ્યું કે, યા રસૂલુલ્લાહ ﷺ ! મજલૂમ ભાઈની મદદ તો સમજમાં આવે છે, પરંતુ જાલિમ (અત્યાચારી)ની મદદનો શું અર્થ છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, તેને જુલમ કરવાથી રોકો, તે જ તેની મદદ છે.”

કુર્આને કરીમે આ તા'લીમને بِرُّوَتَقْوٰى એટલે કે નેકી અને અલ્લાહના ડરનો સિદ્ધાંત અને માપદંડ બનાવી અને આ જ પાયા ઉપર મુસ્લિમ કૌમની ઈમારત ઊભી કરી. તેના ઉપર મદદ અને સહકારનું આમંત્રણ આપ્યું, એનાથી વિપરીત اِثْمٌ وَعُدْوَانٌ ને સખત અપરાધ અને ગુનોહ ઠરાવવામાં આવ્યો, તેના ઉપર એકબીજાને સહકાર આપવાથી રોક્યા. بِرُّوَتَقْوٰى ના બે શબ્દો અપનાવ્યા.

જમહૂર ઉલમાએ بِرٌ (બિર્ર)નો અર્થ આ જગ્યાએ "ભલાઈની પ્રવૃત્તિઓ" એટલે કે "નેક અમલ" ઠરાવ્યા છે અને તકવાનો અર્થ “ગુનાહોથી રોકાઈ જવું એટલે કે, બુરાઈઓને છોડી દેવું” બતાવ્યો છે અને શબ્દ اِثْمٌ (ઈષ્મ)નો અર્થ ગુનાહ અને અપરાધનો બતાવ્યો છે. ભલે તે નક્કી કરેલ હકોમાં હોય અથવા ઈબાદતમાં હોય અને عُدْوَانٌ નો શાબ્દિક અર્થ મર્યાદા ઓળંગી જઈ હદથી વધી જવાનો છે, તેનો અર્થ જુલમ, અત્યાચાર અને બળજબરી છે.

بِرُّوَتَقْوٰی (ભલાઈના કાર્યો) ઉપર મદદ અને સહકાર કરવા વિશે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો اَلدَّالُّ عَلَى الْخَيْرِ كَفَاعِلِهٖ એટલે કે, “જે વ્યક્તિ કોઈ ભલાઈનો માર્ગ બતાવે તો તેનો સવાબ એવો છે, જાણે તે નેકી તેણે પોતે કરી હોય.” આ હદીષ ઈબ્ને કષીરે બઝારના હવાલાથી નકલ કરી છે અને સહીહ બુખારીમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, “જે વ્યક્તિ લોકોને હિદાયત અને નેકીનું આમંત્રણ આપે તો જેટલા વ્યક્તિ તેના આમંત્રણ ઉપર નેક અમલ કરશે, તે બધાના સવાબ બરાબર તેને પણ સવાબ મળશે, તે લોકોના સવાબ કરતાં તેને કંઈ જ ઓછું કરવામાં નહીં આવે અને જે વ્યક્તિએ ગુમરાહી અથવા ગુનાહ તરફ આમંત્રણ આપ્યું તો જેટલા લોકો તેના આમંત્રણથી ગુનાહમાં સપડાશે તે બધાના ગુનાહો સમાન તેને પણ ગુનોહ થશે અને તેમના ગુનાહોમાંથી તેને કંઈ જ પણ ઓછું કરવામાં નહીં આવે.”

ઈબ્ને કષીરમાં તબરાનીની રિવાયતથી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, “જે વ્યક્તિ કોઈ જાલિમની સાથે તેની મદદ કરવા માટે ચાલ્યો, તે ઈસ્લામથી નીકળી ગયો.” આના ઉપર સલફે સાલિહીને જાલિમ બાદશાહોની નોકરી અને કોઈ હોદ્દો સ્વીકારવાથી સખત પરહેઝ કરી છે કે, તેમાં તેના અત્યાચાર અને જુલમની મદદ થાય છે. તફસીરે રૂહુલ મઆનીમાં આયતે કલિમહ فَلَنْ اَكُوْنَ ظَهِيْرًا لِّلْمُجْرِمِيْنَ (૨૮ : ૧૭) હેઠળ આ હદીષ નકલ થઈ છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, “કયામતના દિવસે અવાજ આપવામાં આવશે કે, ક્યાં છે જાલિમ લોકો અને તેમના મદદગારો ? એટલે સુધી કે, તે લોકો જેમણે જાલિમોની શાહી–કલમ ઠીકઠાક કરી છે તે બધા પણ એક લોઢાના તાબૂતમાં ભેગા કરીને જહન્નમમાં ફેંકી દેવામાં આવશે.”

આ છે કુર્આન અને સુન્નતનું તે શિક્ષણ ! જેણે દુનિયામાં નેકી, ન્યાય, હમદર્દી અને ઉચ્ચ ચારિત્ર્ય તથા માનવીય મૂલ્યોને ફેલાવવા માટે મિલ્લતના દરેક વ્યક્તિને એક દાઈ (પ્રચારક) બનાવીને ઊભો કરી દીધો હતો અને અપરાધો તથા જુલમ અને જબરદસ્તીનો નાશ કરવા માટે મિલ્લતના દરેક વ્યક્તિને એક એવો સૈનિક બનાવી દીધો કે, જે ગુપ્ત અને જાહેરમાં પોતાની ડ્યુટી બજાવવા માટે અલ્લાહના ડરના કારણે મજબૂર છે. આ જ હિકમતપૂર્ણ શિક્ષણ અને કેળવણીનું એ પરિણામ હતું કે, જેને દુનિયાએ સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના યુગમાં જોયું, આજે પણ જો કોઈ દેશમાં યુદ્ધનો ભય ઊભો થાય છે તો નાગરિકોના રક્ષણ માટે સંરક્ષણ ખાતુ બનાવીને દરેક વ્યક્તિને યુદ્ધકળાનું શિક્ષણ આપવામાં આવે છે, પરંતુ અપરાધ અને ગુનાહોના ખાત્મા માટે કોઈ કાળજી લેવામાં આવતી નથી કે, લોકોને ભલાઈના પ્રચારક અને બુરાઈથી રોકનારા સૈનિક બનાવવાની કોશીશ કરવામાં આવતી નથી અને દેખીતું છે કે, તેની ટ્રેનીંગ ન તો લશ્કરી પરેડથી થઈ શકે છે અને ન જ નાગરિકના સંરક્ષણની પદ્ધતિઓથી થઈ શકે છે. આ કળા તો શિક્ષણ કેન્દ્રોમાં શીખવા અને શીખવવાની છે, જે આજકાલ બદકિસ્મતીથી આ બધી બાબતોથી બિલકુલ અલિપ્ત છે. بِـرٌوَتَـقْـوىٰ (ભલાઈના કાર્યો) અને તેનું શિક્ષણ આજકાલ સામાન્ય શિક્ષણ કેન્દ્રોમાં લગભગ પ્રતિબંધિત છે અને اِثْـمٌ وَعُدْوَانٌ (બુરાઈ અને ગુનાહના કાર્યો)નો દરેક માર્ગ ખુલ્લો છે. પછી આ બીચારી પોલીસ ક્યાં સુધી અપરાધ થતા રોકી શકે છે ? જ્યારે સમગ્ર સમાજ હલાલ અને હરામ, હક અને નાહક, સાચ અને જૂઠથી બિલકુલ પરાયા થઈને અપરાધી માનસ ધરાવતા થઈ જાય તો પછી આજે જે મોટા પ્રમાણમાં અપરાધ થઈ રહ્યા છે, જેમકે ચોરી, લૂંટફાટ, નિર્લજ્જતા, હત્યા, ખૂનામરકી, અપહરણ વગેરે સમગ્ર દેશમાં દિવસે-દિવસે વધતું જ ચાલ્યું જાય છે અને કાનૂની એજન્સીઓ તથા કાયદો લાગુ પાડનારી સંસ્થાઓ તેનો નાશ કરવાથી લાચાર છે.

એના બે જ કારણો છે કે, એક બાજુ તો સરકારો આ કુર્આનની વ્યવસ્થાથી દૂર છે, તેમના શાસકો પોતાની જિંદગીને بِـرٌوَتَـقْوىٰ ના સિદ્ધાંત ઉપર નાંખવાથી ખચકાટ અનુભવે છે. જો કે, તેના પરિણામે હજારો કડવાશ અને મુસીબતો વેઠવી પડે છે. કાશ ! તે આ કડવા ઘૂંટનો એક વખતે અનુભવ કરીને તેને પી જાય અને

અલ્લાહ તઆલાની કુદરતનો નિઝામ જૂએ કે, કઈ રીતે તેને અને સામાન્ય જનતાને શાંતિ અને સલામતિ, ચેન અને રાહતની પવિત્ર જિંદગી અર્પણ થાય છે?!

બીજી બાજુ સામાન્ય જનતાએ એવું સમજી લીધું છે કે, ગુનાહો અને અપરાધોનો ખાત્મો ફક્ત સરકારોનું કામ છે, તે દરેક ગુનાહિત પ્રવૃત્તિ ઉપર પડદો નાંખવાની આદત બનાવી ચૂક્યા છે. ફક્ત સચ્ચાઈની જાહેરાત અને મદદ માટે તથા અપરાધનો નાશ કરવા માટે સાચી ગવાહીનો રિવાજ પણ તેમનામાં નથી. તેમણે એ સમજવું જોઈએ કે, અપરાધીના અપરાધ ઉપર પડદો નાંખવો અને સાક્ષી આપવાથી દૂર રહેવું ગુનાહની મદદ કરવા સમાન છે, જે કુર્આને કરીમની રૂએ હરામ અને સખત ગુનોહ છે. وَلَا تَعَاوَنُوا عَلَى الْإِثْمِ وَالْعُدْوَانِ (૫:૨)ના હુકમથી બગાવત છે.

---

## આયત : (સૂરએ માઇદહ : આયત નં. 3)

حُرِّمَتْ عَلَيْكُمُ الْمَيْتَةُ وَالدَّمُ وَلَحْمُ الْخِنْزِيرِ وَمَا أُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ
وَالْمُنْخَنِقَةُ وَالْمَوْقُوذَةُ وَالْمُتَرَدِّيَةُ وَالنَّطِيحَةُ وَمَا أَكَلَ السَّبُعُ إِلَّا مَا ذَكَّيْتُمْ
وَمَا ذُبِحَ عَلَى النُّصُبِ وَأَنْ تَسْتَقْسِمُوا بِالْأَزْلَامِ ۚ ذٰلِكُمْ فِسْقٌ ۗ الْيَوْمَ يَئِسَ
الَّذِينَ كَفَرُوا مِنْ دِينِكُمْ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِ ۚ الْيَوْمَ أَكْمَلْتُ لَكُمْ
دِينَكُمْ وَأَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِي وَرَضِيتُ لَكُمُ الْإِسْلَامَ دِينًا ۚ فَمَنِ اضْطُرَّ فِي
مَخْمَصَةٍ غَيْرَ مُتَجَانِفٍ لِإِثْمٍ ۙ فَإِنَّ اللّٰهَ غَفُورٌ رَحِيمٌ ③

## તરજુમો :

*હરામ થયું તમારા ઉપર મૃત જાનવર અને લોહી અને સુવ્વરનું માંસ અને જે જાનવર ઉપર ગયરૂલ્લાહ (અલ્લાહ સિવાય કોઈ અન્ય)નું નામ પોકારવામાં આવે અને જે ગળું દાબવાથી મરી ગયું હોય અથવા ઈજાથી અથવા ઊંચાઈએથી પડીને અથવા શિંગડુ મારવાથી અને જેને હિંસક પ્રાણી*

*(દરિન્દા)એ (ફાડી) ખાધું પરંતુ જેને તમે ઝબહ કરી લીધું અને હરામ છે જે કોઈ (દેવી-દેવતાના) સ્થાનક ઉપર ઝબહ (વધ) થાય અને એ કે જુગારના તીરોથી વહેંચણી કરો આ ગુનાહનું કામ છે; આજે કાફિર તમારા દીનથી નાઉમ્મીદ થઈ ગયા, બસ તેમનાથી ન ડરો અને મારાથી ડરો, આજે હું તમારા માટે તમારો દીન પૂરો કરી ચૂક્યો છું અને મેં તમારા ઉપર મારું અહેસાન પુરું કર્યું અને મેં તમારા માટે ઈસ્લામને દીન (તરીકે) પસંદ કર્યો, પછી જે કોઈ ભૂખમાં લાચાર થઈ જાય પરંતુ ગુનાહ ઉપર વલણ ન હોય તો અલ્લાહ મહાન મા'ફ કરનારો મહેરબાન છે. (૩)*

## તફસીર :

તમારા ઉપર (આ જાનવરો વગેરે) હરામ કરવામાં આવ્યા છે, મૃત (પ્રાણીને ઝબહ કરવાનું વાજિબ હોવા છતાં કોઈ શરઈ કારણ વિના મૃત્યુ પામે) અને લોહી (જે વહે છે) અને ડુક્કરનું માંસ (એવી જ રીતે તેના બધા અવયવો અને શરીરના ભાગો) અને જે જાનવરો કે ગયરુલ્લાહના (માટે તેમની નિકટતા પ્રાપ્ત કરવા માટે તેમના) નામ ઉપર કરવામાં આવ્યા હોય અને જે ગળું દાબવાથી મરી જાય અને જે કોઈ વાગવાથી મરી જાય અને જે ઊંચાઈએથી પડીને મરી જાય (દાખલા તરીકે, પહાડ ઉપરથી પડીને અથવા કૂવામાં પડીને મરી જાય) અને જે કોઈની ટક્કર વાગવાથી મરી જાય અને જે કોઈ હિંસક પ્રાણીના ફાડી ખાવાથી (અથવા તો તેના પકડવાથી આઘાતના કારણે મરી જાય) પરંતુ (જો આ પ્રાણી મૃત્યુ પામતાં પહેલાં જેનું مَــااَكَـلَ السَّبُعُ માં વર્ણન છે) જેને તમે (તેનો પ્રાણ નીકળતા પહેલાં શરીઅતના નિયમ પ્રમાણે) ઝબહ કરી લો (તો તે આ હરામ હોવામાં સામેલ નથી) અને (વળી) જે જાનવરો (ગયરુલ્લાહની) પૂજાવિધી માટે તેમના સ્થાનકો ઉપર વધ કરવામાં આવે (હરામ છે, બસ જીભથી ગયરુલ્લાહના નામ ઉપર ન થયું હોય તો પણ; કારણ કે હરામ હોવાનો આધાર નાપાક નિય્યતો ઉપર છે, તેની જાહેરાત ક્યારેક મૌખિક રીતે થાય છે કે, કોઈના નામ ઉપર જાનવર ઝબહ કરવામાં આવે, ક્યારેક તે પોતાની પ્રવૃત્તિ દ્વારા પણ જાહેર થાય છે કે, ક્યારેક તે જાનવરને એવી નાપાક જગ્યાઓએ ઝબહ કરે જ્યાં મૂર્તિપૂજા વગેરે થતી હોય) અને એ (પણ હરામ છે) કે, (માંસ વગેરેની) વહેંચણી તીરોના ફાલ દ્વારા કરો, આ સઘળું ગુનાહ(ના કામો અને હરામ) છે, આજના

દિવસે (એટલે કે હવે) નિરાશ થઈ ગયા કાફિર લોકો તમારા દીન(ના છવાઈ જવાથી અને તેઓ નિર્બળ થવા)થી (કારણ કે માશાઅલ્લાહ ઈસ્લામ ખૂબ ફેલાઈ ચૂક્યો) બસ તે (કાફિરો)થી ડરો નહીં (એ રીતે કે તમારા દીનને નુકસાન પહોંચાડશે) અને મારાથી ડરતા રહો (એટલે કે મારા હુકમોનો વિરોધ ન કરો) આજના દિવસે તમારો દીન મેં (દરેક રીતે) સંપૂર્ણ કરી દીધો (શક્તિમાં પણ, જેનાથી કાફિરોને નિરાશા થઈ અને હુકમો તથા કાયદાઓમાં પણ) અને (આ વિશિષ્ટતા સાથે) મેં તમારા ઉપર મારું ઈનામ પૂર્ણ કરી દીધું (દીની ઈનામ પણ કે હુકમોની પૂર્ણતા થઈ ગઈ અને દુનિયવી ઈનામ પણ કે શક્તિ પ્રાપ્ત થઈ ગઈ અને દીનની પૂર્ણતામાં બંને બાબતો આવી ગઈ) અને મેં તમારા માટે ઈસ્લામને જ દીન તરીકે (હંમેશા માટે) પસંદ કરી લીધો (એટલે કે, કયામત સુધી તમારો આ જ દીન રહેશે, તેના રદ થવાની કે અન્ય કોઈ દીન તેના બદલે આવવાની કોઈ શક્યતા નથી. બસ, તમારે મારી નેઅ્મતોનો શુક્ર અદા કરીને આ દીન ઉપર પૂરેપૂરા કાયમ રહેવાનું છે) પછી (ઉપરોક્ત હરામ વસ્તુઓને જાણી લીધા પછી એ પણ જાણી લો કે) જે વ્યક્તિ ખૂબ સખત ભૂખથી લાચાર થઈ જાય (અને તેના કારણે ઉપરોક્ત વસ્તુઓમાંથી જીવ બચાવવા જરૂર પૂરતું ખાઈ લે) એ શરતે કે કોઈ ગુનાહ તરફ તેનું વલણ ન હોય (એટલે કે, જરૂરતથી વધારે ન ખાય અને ન જ તેનાથી સ્વાદ અને લિજ્જત માણવાનો હેતુ હોય, જેમકે સૂરએ બકરહમાં غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ ની તફસીરમાં ફરમાવ્યું છે) તો ચોક્કસ અલ્લાહ તઆલા મા'ફ કરનારો છે. (જો જરૂરત પૂરી થવાનો અંદાજો ન થાય અને એકાદ લુક્મો વધારે ખાઈ લીધો તો પણ અલ્લાહ) રહમતવાળો છે (કે આવી હાલતમાં જરૂર પૂરતું ખાવાની પરવાનગી આપી દીધી).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ માઈદહની આ ત્રીજી આયત છે, જેમાં ઘણા બધા સૈદ્ધાંતિક અને તેના પેટા કાયદાઓ, હુકમો અને મસ્અલાઓ વર્ણન કરવામાં આવ્યા છે. પ્રથમ મસ્અલો હલાલ અને હરામ જાનવરોનો છે, જે જાનવરોનો માંસ મનુષ્યો માટે નુકસાનકારક છે ભલે શારીરિક રીતે તેનાથી મનુષ્યના શરીરમાં બીમારીનો ભય હોય અથવા રૂહાની રીતે તેનાથી મનુષ્યના અખ્લાક અને દિલની પરિસ્થિતિ ખરાબ થવાનો ડર હોય, તેને કુર્આને "ખબાઈશ" (નાપાક) ઠરાવીને હરામ કર્યું

છે અને જે જાનવરોમાં શારીરિક અથવા રૂહાની નુકસાન ન હોય તેને હલાલ અને પાક ઠરાવ્યા છે.

આ આયતમાં ફરમાવ્યું છે કે, તમારા ઉપર મૃત જાનવરો હરામ છે. "મુરદાર"નો અર્થ તે જાનવર છે, જે કોઈપણ રીતે શરઈ ઝબહ કરવાની પદ્ધતિ વિના કોઈ બીમારીના કારણે અથવા તો પોતાના સ્વાભાવિક મૌતથી મરી જાય. આવા મુરદા જાનવરોનો માંસ ડૉક્ટરી વિજ્ઞાન અનુસાર પણ મનુષ્ય માટે સખત નુકસાનકારક હોય છે અને રૂહાની રીતે પણ.

અલબત્ત, હદીષ શરીફમાં રસૂલે કરીમ ﷺએ બે વસ્તુઓને તેમાંથી અપવાદ ઠરાવી છે, જે હલાલ છે. એક માછલી અને બીજું તીડ. આ હદીષને મુસ્નદે અહમદ, દારેકુતની, બયહકી વગેરેએ રિવાયત કરી છે.

બીજી વસ્તુ જેને આ આયતે હરામ ઠરાવી દીધું છે, તે "લોહી" છે. કુર્આને કરીમની બીજી આયતમાં اَوْ دَمًا مَّسْفُوْحًا (૬ : ૧૪૫) ફરમાવીને બતાવવામાં આવ્યું કે, લોહીનો અર્થ "વહેતું અથવા વહી શકે તેવું લોહી" છે. એટલા માટે યકૃત (લીવર) અને તલી (સ્પ્લીન) લોહીનું સ્વરૂપ હોવા છતાં તે આ હુકમ હેઠળ આવતું નથી. પ્રસ્તુત હદીષમાં જેમ મૃત પ્રાણીથી માછલી અને તીડને હરામના હુકમમાં સમાવેશ કર્યો નથી, તે જ પ્રમાણે જિગર અને તિહાલ (યકૃત અને સ્પ્લીન)ને પણ લોહી માટેના હુકમ હેઠળ સમાવેશ કર્યો નથી.

ત્રીજી વસ્તુ لَحْمِ خِنْزِيْر (ડુક્કરનું માંસ)છે, જેને હરામ કરી છે. لَحْمُ "લહ્મ"નો અર્થ ડુક્કર (ભૂંડ)નું સંપૂર્ણ શરીર છે, જેમાં ચરબી, હાડકાં વગેરે બધું જ સામેલ છે.

ચોથું તે જાનવર, જે ગયરૂલ્લાહ (અલ્લાહ સિવાય અન્ય)ના નામ ઉપર કરવામાં આવે છે, પછી જો તેને ઝબહ કરતી વખતે તેના ઉપર ગયરૂલ્લાહનું જ નામ લેવામાં આવે છે, ત્યારે તો તે ખુલ્લું શિર્ક છે અને આ જાનવર સર્વસહમતિથી મુરદાર (મૃત)ના હુકમમાં ગણાશે.

જેમકે અરબના મુશ્રિકો પોતાની મૂર્તિઓના નામ ઉપર જાનવરો ઝબહ કર્યા કરતા હતા, અથવા અમુક જાહિલો કોઈ પીર-ફકીરના નામ ઉપર જાનવરો કરીને તેને ઝબહ કરતી વખતે તો અલ્લાહનું નામ લેતા હતા, પરંતુ જાનવર

ગયરૂલ્લાહના નામ ઉપર નજર કરેલું હોવાથી અને તેની ખુશ્નૂદી પ્રાપ્ત કરવા માટે કર્યું છે, એટલા માટે જમહૂર ફુક્હાના મતે તે પણ مَـآاُهِـلَّ بِـهٖ لِغَيْرِ اللّٰـه ના હુકમ હેઠળ જ હરામ ઠરાવવામાં આવ્યું છે.

પાંચમું مُـنْـخَـنِـقَـةُ એટલે કે તે જાનવર હરામ છે, જે ગળું દબાવીને મારી નાંખવામાં આવ્યું હોય અથવા પોતે જ કોઈ જાળ વગેરેમાં ફસાઈને મરી ગયું હોય. જો કે, مُـنْخَنِقَةُ અને مَوْقُوْذَةُ પણ મુરદારમાં સામેલ છે, પરંતુ જાહિલ લોકો તેને હલાલ સમજતા હતા, એટલા માટે ખાસ રીતે આગળ ઉપર તેનું વર્ણન કરવામાં આવ્યું.

છટ્ઠું مَوْقُوْذَةُ એટલે તે જાનવર જે સખત ઈજા થવાથી મરી ગયું હોય, જેમકે લાકડી, પથ્થર વગેરે મારવાથી મરી ગયું હોય અને જે તીર કોઈ શિકારને એવી રીતે મારી નાંખે કે, તે તેની ધાર (અણી) બાજુથી ન વાગે. એમ જ ઈજા થાય અને મરી જાય તો તે પણ مَوْقُوْذَةُ માં સામેલ થઈ હરામ છે.

હઝરત અદી બિન હાતિમ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને વિનંતી કરી કે, ''હું અમુક સમયે બુઠ્ઠા તીરથી શિકાર કરું છું, જો શિકાર તેનાથી મરી જાય તો શું હું ખાઈ શકું છું ?'' રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''જો આ જાનવર બુઠ્ઠું તીર વાગવાથી મરી જાય તો તે مَـوْقُـوْذَةُમાં સામેલ છે, તેને ન ખાઓ અને જો તેને ધાર (અણી) તરફથી વાગ્યું છે અને તીરની ધારથી તે ઘાયલ થઈ ગયું છે, તો તમે ખાઈ શકો છો.'' આ રિવાયત જસ્સાસે અહકામુલ કુર્આનમાં પોતાની સનદથી નકલ કરી છે, તેમાં શરત એ છે કે, તીર ફેંકતી વખતે બિસ્મિલ્લાહ કહીને ફેંકવામાં આવ્યું હોય.

જે શિકાર બંદુકની ગોળી વગેરેથી મરી જાય છે, તેને પણ ફુક્હાએ مَوْقُوْذَةُ માં સામેલ કરીને હરામ ઠરાવ્યું છે. ઈમામ જસ્સાસ (રહ.)એ હઝરત અબ્દુલ્લાહથી નકલ કર્યું છે કે, તેઓ ફરમાવતા હતા اَلْمَقْتُوْلَةُ بِالْبُنْدُ قَةِ تِلْكَ الْمَوْقُوْذَ ةُ એટલે કે, ''બંદુક દ્વારા જે જાનવર કતલ કરવામાં આવે છે, તે પણ مَـــوْقُوْذَةُ છે, એટલા માટે હરામ છે.'' ઈમામે આ'ઝમ અબૂહનીફા (રહ.), શાફઈ, માલિક વગેરે ફુક્હા તેના ઉપર સહમત છે. *(કુર્તુબી)*

સાતમું مُتَــرَدِّيَـــةُ એટલે કે, તે જાનવર જે કોઈ પહાડ ઉપરથી, ટેકરા

ઉપરથી અથવા ઊંચી ઈમારત ઉપરથી પડીને અથવા કૂવા વગેરેમાં પડવાથી મરી જાય, તો તે પણ હરામ છે. એટલા માટે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે, "જો કોઈ શિકાર પહાડ ઉપર ઊભો છે અને તમે બિસ્મિલ્લાહ કહીને તીર તેના ઉપર ફેંકો અને તે તીર વાગવાથી નીચે પડી જાય અને મરી જાય તો તેને ન ખાઓ." કારણ કે, તેમાં એ પણ શક્યતા રહેલી છે કે, તેનું મૌત કદાચ તીર વાગવાથી ન થયું હોય બલકે, નીચે પડી જવાના આઘાતથી થયું હોય, ત્યારે તે مُتَرَدِّيَةُ માં સામેલ થઈ જશે. એ જ પ્રમાણે જો કોઈ પક્ષી ઉપર તીર ફેંક્યું અને તે પાણીમાં પડી ગયું અને મરી ગયું, તો તેને પણ ખાવાની મનાઈ એટલા માટે કરવામાં આવી છે કે, શક્ય છે કે, તેનું મૃત્યુ તીર વાગવાના કારણે નહીં બલકે, પાણીમાં ડૂબવાના કારણે થયું હોય. *(જસ્સાસ)*

હઝરત અદી બિન હાતિમ (રદિ.)એ આ જ વિષય રસૂલે કરીમ ﷺથી રિવાયત કર્યો છે. *(જસ્સાસ)*

આઠમું, نَطِيْحَةُ એટલે કે, તે જાનવર જે કોઈની સાથે ટક્કર થવાથી અથવા અથડાવાથી મરી ગયું હોય, જેમકે રેલગાડી, મોટર કાર વગેરે સાથે ટક્કર વાગવાથી મરી જાય અથવા તો કોઈ અન્ય જાનવર સાથે અથડાવાથી મરી જાય.

નવમું, તે જાનવર જે કોઈ હિંસક પ્રાણીના ફાડી ખાવાથી મરી જાય.

આ નવ પ્રકારના જાનવરો હરામ હોવાનું ફરમાવીને એક અપવાદ પણ વર્ણન કર્યો. ફરમાવ્યું, اِلَّا مَا ذَكَّيْتُمْ.... એટલે કે, "જો આ જાનવરોમાંથી તમે કોઈ જાનવરને જીવતું જુઓ અને તમે તેને શરઈ રીતે હલાલ કરી લીધું તો તે હલાલ થઈ જશે, તેને ખાવું જાઈઝ છે."

આ અપવાદમાં શરૂઆતના ચાર પ્રકારોનો સમાવેશ થતો નથી. કારણ કે, મુરદાર, લોહી વગેરેમાં તો આ પ્રકારની કોઈ શક્યતા જ નથી અને સુવ્વર તથા مَآ اُهِلَّ لِغَيْرِ اللّٰه અલ્લાહના નામ સિવાય અન્યના નામ ઉપર ઝબહ કરવામાં આવેલું તો સદંતર કતઈ હરામ છે, તેમાં ઝબહ કરવું, ન કરવું, બધું સરખું છે. એટલા માટે હઝરત અલી (રદિ.), હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.), હસન બસરી, કતાદહ (રહ.) વગેરે સલફે સાલિહીન એ બાબત ઉપર સહમત છે કે, આ અપવાદ શરૂઆતના ચાર પ્રકારો પછી એટલે કે, مُنْخَنِقَةُ અને ત્યાર પછી ઉપર

લાગુ પડે છે. એટલા માટે તેનો અર્થ એ છે કે, તે તમામ સ્વરૂપોમાં જો જાનવર જીવતું હોય અને તેનામાં જીવનની નિશાનીઓ અનુભવી શકાતી હોય અને તેવી હાલતમાં તેને શરઈ રીતે અલ્લાહના નામ ઉપર ઝબહ કરવામાં આવે તો તે હલાલ છે, ભલે તે مُنۡخَنِقَةُ હોય અથવા مَوۡقُوۡذَةُ અથવા مُتَرَدِّيَةُ અથવા نَطِيۡحَةُ અથવા જેને કોઈ હિંસક પ્રાણીએ ફાડી નાંખ્યું હોય. તેનામાં જ્યાં સુધી જીવન બાકી છે અને જો ઝબહ કરી લેવામાં આવે તો તે હલાલ થઈ જશે.

દશમું, તે જાનવર હરામ છે જેને نُصُبُ (નુસુબ) ઉપર ઝબહ કરવામાં આવ્યું હોય. "નુસ્બ" તે પથ્થર છે જે કા'બાની આજુબાજુ ઊભા કરવામાં આવ્યા હતા અને જાહિલિયતના દૌર (ઈસ્લામ અગાઉની અજ્ઞાનતાના સમય)માં લોકો તેની પૂજા કરતા હતા અને જાનવરોને તેની પાસે લાવીને કુર્બાની કર્યા કરતા હતા અને આવું કરવાને ઈબાદત સમજતા હતા.

જાહિલિયતના દૌરમાં આ બધા પ્રકારના જાનવરોને લોકો ખાવાની આદત ધરાવતા હતા જે નાપાકીમાં સામેલ છે. કુર્આને કરીમે તે બધાને હરામ ઠરાવી દીધું.

અગિયારમી વસ્તુ જેને આ આયતે હરામ ઠરાવી છે તે اِسۡتِقۡسَامُ بِالۡاَزۡلَامُ છે. اَزۡلَامُ એ زَلَمُનું બહુવચન છે. زَلَمُ તે તીરને કહેવામાં આવે છે, જે જાહિલિયતના દૌરમાં અરબોમાં કોઈ કામ માટે નક્કી હતા કે, તેના દ્વારા તેઓ કિસ્મત અજમાવ્યા કરતા હતા અને આ સાત તીરો હતા, જેમાંથી એક ઉપર نَعَمُ (નઅ્મ) અને બીજા ઉપર لاَ (લા) એવી રીતે બીજા શબ્દો લખેલા રહેતા હતા અને આ તીરો બયતુલ્લાહના સેવક પાસે રહેતા હતા.

જ્યારે કોઈ વ્યક્તિ પોતાની કિસ્મત અથવા આવનારા કોઈ કામને લાભદાયી અથવા નુકસાનકર્તા જાણવા ઈચ્છતો હતો તો તે કા'બાના ખાદિમ પાસે જઈને અમુક રકમ નજરાનું આપીને તે તીરોને ભાથામાંથી એક-એક કરીને કાઢતો હતો, અને જેના ઉપર શબ્દ نَعَمۡ નીકળી આવે તો એવું સમજતો હતો કે, આ કામ તેના માટે લાભદાયી છે અને શબ્દ لاَءٌ નીકળી આવે તો સમજતો હતો કે આ કામ ન કરવું જોઈએ. હરામ જાનવરોના ક્રમમાં તેનું વર્ણન કરવાનું કારણ એ છે કે, અરબોની એ પણ આદત હતી કે, અમુક લોકો ભેગા થઈને કોઈ ઊંટ વગેરે

ઝબહ કરતા, પરંતુ માંસની વહેંચણી દરેકના ભાગ પ્રમાણે વહેંચવાના બદલે જે તે તીરોથી નક્કી થતું હતું અને તે પ્રમાણે વહેંચતા હતા તેમાં કોઈ બિલકુલ વંચિત રહેતા હતા, કોઈને વધારે માંસ મળતું હતું, તો કોઈને બિલકુલ ઓછું માંસ મળતું હતું. એટલા માટે જાનવરોના હરામના હુકમોની સાથે આ પદ્ધતિ હરામ હોવાનું પણ વર્ણન કરવામાં આવ્યું છે.

ઉલમાએ ફરમાવ્યું કે, "હવે પછીની પરિસ્થિતિઓ અને ભવિષ્યની બાબતો જાણવા માટે જેટલી પણ પદ્ધતિઓ અસ્તિત્વમાં છે, ભલે તે તારા-નક્ષત્રો કે ગ્રહો દ્વારા હોય, હાથની રેખાઓ જોઈને હોય કે પછી કોઈ ફાલ વગેરે જોઈને હોય, આ બધી પદ્ધતિઓ اِسۡتِقۡسَامُ بِالۡاَزۡلَامُ હુકમ હેઠળ હરામ છે."

ઉપરોક્ત પદ્ધતિઓમાં શબ્દ قِــمَــارُ (કિમાર) એટલે કે, જુગાર માટે પણ આ શબ્દ બોલવામાં આવે છે, જેમાં ચિઠ્ઠીઓ નાંખીને અથવા તો લોટરી દ્વારા હક નક્કી કરવામાં આવતો હતો. આ પણ કુર્આનની "નસ"થી હરામ છે, જેની કુર્આને કરીમે مَيۡسِـرُ (મયસિર)ના નામથી મનાઈ ઠરાવીને હરામ કર્યું છે. એટલા માટે હઝરત સઈદ બિન ઝુબૈર, મુજાહિદ અને શોઅ્બી (રહ.)એ ફરમાવ્યું કે, જે રીતે અરબો اَزۡلَامُ (અઝલામ) દ્વારા ભાગ પાડતા હતા એ જ રીતે ઈરાન અને રોમમાં શતરંજ, સોગઠાબાજી વગેરેના મોહરાઓ દ્વારા કામ લેવામાં આવતું હતું અને તે اَزۡلَامُના હુકમમાં છે.

મઝહરીએ ઉપરોક્ત પ્રકારોને હરામ જાહેર કરતાં ઈરશાદ ફરમાવ્યું,

ذٰلِـكُـمۡ فِسۡـقٌ એટલે કે, આ પદ્ધતિથી કિસ્મત જાણવી અથવા ભાગ નક્કી કરવા ફિસ્ક અને ગુમરાહી છે. ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો,

اَلۡيَوۡمَ يَئِسَ الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡ دِيۡنِكُمۡ فَلَا تَخۡشَوۡهُمۡ وَاخۡشَوۡنِ

*"આજના દિવસે કાફિરો તમારા દીન ઉપર વર્ચસ્વ મેળવવાથી નિરાશ થઈ ચૂક્યા છે, એટલા માટે તમે તેમનો કોઈ ડર ન રાખો, અલબત્ત અલ્લાહ તઆલાથી ડરતા રહો."*

આ આયત હિજરતના દશમાં વર્ષે હજ્જતુલ વદાઅ્ના અરફાના દિવસે રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થઈ. જ્યારે કે, મક્કા અને લગભગ આખું

અરબસ્તાન ફતેહ થઈ ચૂક્યું હતું, સંપૂર્ણ અરબ પ્રદેશ ઉપર ઈસ્લામી કાયદો લાગુ પડી ચૂક્યો હતો. એટલા માટે ફરમાવવામાં આવ્યું કે, આ અગાઉ કાફિરો એવા મન્સૂબાઓ અને ષડયંત્રો રચ્યા કરતા હતા કે, મુસલમાનોની જમાઅત અમારા મુકાબલામાં ઘણી ઓછી છે, કમજોર પણ છે અને તેમનો નાશ કરવામાં આવે, પરંતુ ન તો તેમનામાં હવે તે હિમ્મત બાકી રહી છે અને ન જ હવે તેમનામાં તે તાકાત બાકી રહી છે. એટલા માટે મુસલમાનોએ તેમનાથી નચિંત થઈને પોતાના પરવરદિગારની ફરમાંબરદારી અને ઈબાદતમાં લાગી જવું જોઈએ.

اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ نِعْمَتِىْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا ؕ

આ આયત નાઝિલ થવાની એક ખાસ શા'ન છે. અરફાનો દિવસ કે જે વર્ષના બધા જ દિવસોમાં "સય્યિદુલ અય્યામ" (ફઝીલતવાળો દિવસ) છે અને સંજોગવસાત્ આ અરફો જુમ્આના દિવસે આવ્યો, જેની ફઝીલતો ઘણી પ્રખ્યાત છે. અરફાતના મેદાનમાં જબલે રહમત પાસે અરફાના દિવસે અલ્લાહ તઆલા પાસેથી રહમતના એક ખાસ સ્થળે અસરની નમાઝ પછીનો સમય કે જે સમય સામાન્ય દિવસોમાં પણ મુબારક સમય હોય છે, ખાસ કરીને જુમ્આના દિવસે તેમાં દુઆની કબુલિયતની ઘડી ઘણી બધી રિવાયતો પ્રમાણે આ સમયે આવતી હોય છે અને અરફાના દિવસે તો ખાસ આ દુઆઓ કબૂલ થવાની શક્યતા રહેલી છે. હજ્જ માટે આટલા બધા મુસલમાનોનો સૌથી મોટો સમૂહ છે, જેમાં લગભગ દોઢ લાખ સહાબએ કિરામ (રદિ.) સામેલ થયા છે, રહમતુલ્લિલ આલમીન ﷺ સહાબએ કિરામ (રદિ.) સાથે જબલે રહમત નીચે પોતાની ઊંટણી عَضْبَاءُ "અજબા" ઉપર સવાર છે અને હજ્જના મહત્ત્વના ફરજ એટલે કે, અરફાતમાં થોભવાના ફરજમાં મશગૂલ છે. તેવા સમયે આ ફઝીલતો, બરકતો અને રહમતોના છાંયડાંમાં આ આયતે કરીમા રસૂલે કરીમ ﷺ ઉપર નાઝિલ થાય છે. સહાબએ કિરામ (રદિ.)નું વર્ણન છે કે, "જ્યારે રસૂલે કરીમ ﷺ ઉપર આ આયત વહી દ્વારા નાઝિલ થઈ તો નિયમ પ્રમાણે વહીનો ભાર એટલો અનુભવાયો કે, ઊંટણી તેના ભારથી દબાઈ જઈ રહી હતી, એટલે સુધી કે તે મજબૂર થઈને બેસી ગઈ."

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "આ આયત લગભગ કુર્આનની છેલ્લી આયત છે, ત્યાર પછી હુકમની કોઈ આયત નાઝિલ થઈ નથી. ફક્ત પ્રેરણા અને પ્રોત્સાહન માટેની અમુક આયતો છે, જે આ આયત

પછી નાઝિલ થયાનું બતાવવામાં આવે છે. આ આયતના નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺ આ દુનિયામાં ફક્ત ૮૧ દિવસ હયાત રહ્યા. કારણ કે, સન હિજરી દશની નવમી જિલ્હજ્જામાં આ આયત નાઝિલ થઈ અને સન હિજરી અગિયારની બારમી રબીઉલ અવ્વલે રસૂલે કરીમ ﷺની વફાત થઈ."

આ આયત જે ખાસ શા'ન અને દબદબાથી નાઝિલ થઈ હતી, તેનો અર્થ પણ મિલ્લતે ઈસ્લામ અને મુસલમાનો માટે એક ઘણી મોટી ખુશખબરી અને ઈનામ તથા ઈસ્લામનો વિશિષ્ટ પ્રકારનો દસ્તાવેજ છે, જેનો ખુલાસો એ છે કે, દીને હક અને અલ્લાહની નેઅ્મતોની જે ઉચ્ચ કક્ષાની પરિસીમા છે તે દુનિયામાં મનુષ્યને અર્પણ થવાની હતી, આજે તે સંપૂર્ણ થઈ ચૂકી. મતલબ કે, હઝરત આદમ (અલૈ.)ના યુગથી દીને હક અને અલ્લાહની નેઅ્મત નાઝિલ થવાનો જે ક્રમ સતત ચાલી રહ્યો હતો અને દરેક યુગમાં દુનિયાના દરેક ખૂણામાં પરિસ્થિતિ પ્રમાણે યોગ્ય સ્વરૂપે આ નેઅ્મતનો એક ભાગ આદમની ઔલાદને એટલે કે, માનવજાતિને અર્પણ થતો રહ્યો હતો. આજે તે દીને હક અને નેઅ્મત પૂર્ણ સ્વરૂપે ખાતમુલ અંબિયા રસૂલે કરીમ ﷺ અને તેમની ઉમ્મતને અર્પણ કરવામાં આવી.

તેમાં બધા જ અંબિયા અને રસૂલ (અલૈ.)ના સમૂહમાં સય્યિદુલ અંબિયા ﷺની શ્રેષ્ઠતા અને વિશેષ શા'ન તો જાહેર થાય જ છે, એની સાથે-સાથે બધી જ ઉમ્મતોના મુકાબલામાં ઉમ્મતે મુહમ્મદી ﷺની એક વિશિષ્ટ શા'ન પણ સ્પષ્ટ રીતે સાબિત થાય છે.

એ જ કારણ છે કે, એક વખતે અમુક યહૂદી ઉલમા હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ની સેવામાં ઉપસ્થિત થયા અને વિનંતી કરી કે, "તમારા કુર્આનમાં એક એવી આયત છે કે, જો તે યહૂદીઓ ઉપર નાઝિલ થઈ હોત તો તેમણે તેની નાઝિલ થવાની ખુશીમાં ઈદનો તહેવાર મનાવ્યો હોત." ફારૂકે આ'ઝમ (રદિ.)એ સવાલ કર્યો કે, "તે કઈ આયત છે ?" તેમણે اَلْيَوْمَ اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ આયત પઢી. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ તેના જવાબમાં ફરમાવ્યું કે, "હા ! અમે જાણીએ છીએ કે, આ આયત કયા સ્થળે અને કયા દિવસે નાઝિલ થઈ હતી !" ઈશારો એ વાત તરફ હતો કે તે દિવસ અમારા માટે બમણી ઈદનો દિવસ હતો. એક અરફાનો અને બીજો જુમ્આનો.

**ઇદ અને અન્ય તહેવારો મનાવવાનો ઇસ્લામી સિદ્ધાંત :**

ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ જવાબમાં એક ઈસ્લામી સિદ્ધાંત તરફ પણ ઈશારો કર્યો છે, જે દુનિયાની બધી જ કૌમો, સમાજો અને ધર્મોમાં ફક્ત ઈસ્લામની જ વિશિષ્ટતા છે, તે એ કે, દુનિયામાં દરેક કોમ અને દરેક ધર્મ તથા સમુદાયના લોકો પોતાની પરિસ્થિતિ અને વિશેષતાઓ હેઠળ પોતાની ખાસ-ખાસ ઐતિહાસિક ઘટનાઓની યાદગીરીને મનાવે છે અને તે દિવસોને તેમણે ઈદ અથવા તહેવારનું સ્વરૂપ આપી દીધું છે.

કોઈ કૌમના મોટા વ્યક્તિના જન્મદિનને અથવા મરણદિનને અથવા કોઈ રાજાના સિંહાસન ઉપર આરૂઢ થવાના દિવસે આવા તહેવાર મનાવવામાં આવે છે અને ક્યારેક કોઈ ખાસ દેશ અથવા શહેરના વિજય અથવા તો કોઈ મહાન ઐતિહાસિક ઘટનાના સંદર્ભમાં કે, જેનો હેતુ ખાસ વ્યક્તિ અથવા ખાસ પ્રસંગોની ઈજ્જત અને તેમને માન-સન્માન તથા પ્રતિષ્ઠા આપવા સિવાય કશું નથી હોતું. ઈસ્લામે વ્યક્તિપૂજાને સદંતર અમાન્ય ઠરાવ્યું છે, ઈસ્લામે તમામ અજ્ઞાનતાના કુરિવાજો જેમકે, કોઈ વ્યક્તિની યાદગીરી સ્વરૂપે કોઈ તહેવાર ઉજવવાના રિવાજને છોડીને તેના બદલે સૈદ્ધાંતિક રીતે હેતુની કે ધ્યેયની પ્રાપ્તિની યાદગીરી સ્થાપવા માટેના સિદ્ધાંતો સ્થાપિત કર્યા છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને "ખલીલુલ્લાહ" લકબ આપવામાં આવ્યો અને કુર્આને કરીમમાં તેમની કસોટીઓ અને તે બધામાં તેમના ખરા ઊતરવાને વખાણવામાં આવ્યું. وَاِذِابْتَـلٰى اِبْرٰهٖيمَ رَبُّهٗ بِكَلِمَاتٍ فَاَ تَمَّهُنَّ (૨ : ૧૨૪)નો આ જ અર્થ સમજાય છે, પરંતુ ન તો તેમનો જન્મદિવસ મનાવવામાં આવ્યો, ન જ તેમનો મૃત્યુદિન મનાવવામાં આવ્યો. તેમના વહાલસોયા પુત્ર હઝરત ઈસ્માઈલ (અલૈ.) અને તેમની વાલિદહના જન્મ અને મોત તથા અન્ય પરિસ્થિતિઓની કોઈ યાદગીરી કાયમ કરવામાં નથી આવી. બલકે, તેમના અમલોમાં જે વસ્તુ દીનના હેતુઓ પ્રાપ્ત કરવા ઉપર આધારિત હતી, તે યાદગીરીઓને ન જ ફક્ત સુરક્ષિત કરવામાં આવી બલકે, આવનારી નસ્લોના દીન અને ધર્મોનો અંગ તથા ફરજ અને વાજિબ.... ઠરાવવામાં આવ્યું. કુર્બાની, ખત્ના, સફા-મરવહ દરમિયાન દોડવું (સઈ કરવી), મિનામાં ત્રણ જગ્યાએ કાંકરીઓ મારવી. આ બધું તે જ મહાન હસ્તીઓની એવી પ્રવૃત્તિઓની યાદગીરીમાં છે, જે તેમણે પોતાની

મનેચ્છાઓ અને મનુષ્યના પ્રાકૃતિક તકાદાઓને અલ્લાહ તઆલાની ખુશ્નૂદીના મુકાબલામાં કચડી નાંખી અદા કરી અને જેમાં દરેક યુગ અને પ્રત્યેક સમયના લોકોને તેમાંથી બોધપાઠ મળે છે કે, માનવોએ અલ્લાહ તઆલાની ખુશ્નૂદી માટે પોતાની વહાલામાં વહાલી વસ્તુને પણ કુરબાન કરી દેવી જોઈએ.

આ જ પ્રમાણે ઈસ્લામમાં કોઈ મોટામાં મોટામાં વ્યક્તિની મોત અથવા જિંદગી અથવા તેના વ્યક્તિગત જીવનની કોઈ ખાસ બાબતને મનાવવાના બદલે તેમના દીનના અમલોને મનાવવામાં આવ્યા, જે કોઈ ખાસ ઈબાદતના સ્વરૂપમાં અસ્તિત્વમાં આવ્યા. જેમકે, શબે બરાઅ્ત, રમઝાનુલ મુબારક, શબે કદ્ર, યવ્મે અરફા, યવ્મે આશૂરા, બંને ઈદો વગેરે... ઈદો ફક્ત બે રાખવામાં આવી, તે પણ ખાસ દીની પદ્ધતિ પ્રમાણે. પહેલી ઈદ રમઝાનુલ મુબારક પૂર્ણ થયે શવ્વાલનો મહિનો શરૂ થવા ઉપર રાખવામાં આવી અને બીજી ઈદ હજ્જની પૂર્ણતા ઉપર નક્કી કરવામાં આવી.

ખુલાસો એ છે કે, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના તે જવાબે એ બતાવી દીધું કે, યહૂદીઓ અને નસારાની જેમ અમારી ઈદો ઐતિહાસિક ઘટનાઓના આધારે નથી કે, જેમાં ઈતિહાસમાં કોઈ અગત્યની ઘટના ઘટી હોય તેને ઈદ સ્વરૂપે મનાવીએ, જેમકે અજ્ઞાનતાના યુગમાં આવા કુરિવાજો હતા અને આજકાલ આધુનિક જાહિલો તો તેને ખૂબ ફેલાવી રહ્યા છે. એટલે સુધી કે, બીજી કૌમોની નકલ કરીને મુસલમાનોને પણ આ કુરિવાજમાં સપડાવી દીધા છે.

ઈસાઈઓએ હઝરત ઈસા (અલૈ.)ના જન્મ દિવસને ઈદ સ્વરૂપે મનાવ્યો, તેમને જોઈને અમુક મુસલમાનોએ રસૂલે કરીમ ﷺના જન્મદિવસને "ઈદે મિલાદુન્નબી"ના નામથી એક ઈદ બનાવી દીધી, તે દિવસે બજારોમાં જુલૂસ કાઢવા લગ્યા અને તેમાં જાત-જાતની બિદ્અતો થવા લાગી તથા રાત્રે દીવા સળગાવવા વગેરેને ઈબાદત સમજીને કરવા લાગ્યા. કોઈને આવા તહેવારો ઉજવ્યાનો કોઈ હવાલો સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અથવા અસ્લાફે દીનના જીવનમાં જોવા નહીં મળે.

હકીકત એ છે કે, આ દિવસોને તહેવાર તરીકે મનાવવો તે કૌમોના રિવાજમાં તો ચાલી શકે છે કે, જેઓ વિશેષતા ધરાવનાર મહામાનવોના

આશ્ચર્યજનક કારનામાઓથી વંચિત છે. બે–ચાર વ્યક્તિઓ સમગ્ર કૌમમાં એ પ્રમાણે યોગ્ય હોય અને તેમાંથી પણ અમુક ખાસ નામો એવા હોય છે, જેમની યાદ મનાવવામાં આ કૌમો પોતાનો કૌમી ગર્વ અને ફખ્ર સમજે છે.

ઈસ્લામમાં આ દિવસો મનાવવાનો રિવાજ ચલાવવામાં આવે તો એક લાખ ચોવીસ હજાર ઓછા–વત્તા અંબિયા (અલૈ.) આવ્યા છે, જેમાંથી દરેકનો જન્મ બલકે, તેમના આશ્ચર્યજનક કારનામાઓની એક લાંબી યાદી છે, જે દિવસો તહેવાર તરીકે ઉજવવા જોઈએ. અંબિયા (અલૈ.) પછી ખાતમુલ અંબિયા ﷺની પવિત્ર જિંદગી ઉપર દષ્ટિપાત કરો તો આપને તેમના પવિત્ર જીવનનો કોઈ એકાદ દિવસ પણ આવા કારનામાઓથી ખાલી નહીં મળે, તો પછી આ બધા જ દિવસોને તહેવાર તરીકે ઉજવવા જોઈએ. રસૂલે કરીમ ﷺના બાળપણથી લઈને યુવાની સુધી તે વિશેષતાઓ જેણે સંપૂર્ણ અરબમાં આપ ﷺને "અમીન"નો લકબ અપાવ્યો હતો, શું તે એવી બાબત નથી કે મુસલમાનો તેની યાદગીરી સ્વરૂપે તહેવાર ઉજવે ? ત્યાર પછી કુર્આનનું નાઝિલ થવું, હિજરતનો પ્રસંગ, ગઝ્વએ બદ્ર, ઉહદ, ખંડક, ફત્હે મક્કા, હુનૈન અને તબૂકના પવિત્ર યુદ્ધો અને બધા જ ગઝ્વાતમાં રસૂલે કરીમ ﷺ સામેલ છે. એક પણ એવી ઘટના નથી કે, જે યાદગીરી મનાવવાના કાબેલ ન હોય ! એ જ પ્રમાણે રસૂલે કરીમ ﷺના અનેક મોઅ્જિઝાઓ યાદગીરી મનાવવાની વસ્તુઓ છે અને વિવિકેબુદ્ધિના અંતઃચક્ષુથી રસૂલે કરીમ ﷺના જીવન ઉપર એક દષ્ટિ નાંખશો તો તમને રસૂલે કરીમ ﷺની પવિત્ર જિંદગીમાં દરેક દિવસે નહીં પરંતુ દરેક ક્ષણ યાદગારી મનાવવાનો પ્રસંગ દેખાશે.

રસૂલે કરીમ ﷺ પછી લગભગ દોઢ લાખ સહાબએ કિરામ (રદિ.) તે સહાબા છે કે, તે બધા જ વાસ્તવમાં રસૂલે કરીમ ﷺનો એક જીવતો–જાગતો મોઅ્જિઝો છે. શું તે અન્યાય નહીં કહેવાય જો આપણે તેમની યાદગીરી ન મનાવીએ ? અને જો આ જ રિવાજ ચાલુ થઈ જશે તો પછી સહાબએ કિરામ (રદિ.) પછી ઉમ્મતના અકાબીરો, અવલિયાઓ, અલ્લાહવાળા અને ઉલમા, મશાઈખ તથા વલીઓ ઉપર નજર નાંખો, જે કરોડોની સંખ્યામાં છે. જો સહાબાઓને છોડીને આ બધા લોકોની યાદગીરી મનાવવામાં આવે તો શું તેમના હકમાં અન્યાય અને તેમની કદર ન કરવાનો આક્ષેપ નહીં લાગે ? અને જો એવું

નક્કી કરી લેવામાં આવે તો વર્ષમાં એક દિવસ પણ આવી યાદગીરી મનાવવાથી ખાલી નહીં રહે. બલકે, દરેક દિવસ, દરેક કલાક કોઈને કોઈ યાદગીરી અને કોઈને કોઈ ઈદ મનાવવી જ પડશે.

એ જ કારણ છે કે, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)એ જાહિલિયતના આવા કુરિવાજોને અજ્ઞાનતાના રિવાજો ઠરાવી છોડી દીધા. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના ઉપરોક્ત વર્ણવેલ ફરમાનમાં પણ આ જ ઈશારો છે.

હવે, આયતનો અર્થ અને તેના હેતુઓની વિગત સાંભળો, તેમાં અલ્લાહ તબારક વ તઆલાએ રસૂલે કરીમ ﷺ અને આપની ઉમ્મતને ત્રણ વિશિષ્ટ ઈનામો અર્પણ કરવાની ખુશખબરી આપી છે. એક, દીનની પૂર્ણતા; બીજું, નેઅ્મતો પૂર્ણ થવી; ત્રીજું, શરીઅતે ઈસ્લામને આ ઉમ્મત માટે કાયમી ધોરણે નક્કી કરવું.

દીનની પૂર્ણતાનો અર્થ કુર્આનના મુફસ્સિર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) વગેરેએ એ રીતે વર્ણન કર્યો છે કે, આજે દીને હક તમામ હદો અને ફરજો તથા હુકમો અને અદબોમાં પૂર્ણ કરવામાં આવ્યો છે. હવે, તેમાં ન કોઈ વધારો અથવા તો અતિરેક કરવાની આવશ્યકતા બાકી રહે છે અને ન જ કોઈ કમી કરવાની સંભાવના છે. (રૂહુલ મઆની) એ જ કારણ છે કે, ઈસ્લામના અમુક હુકમોમાં કોઈ નવો હુકમ નાઝિલ નથી થયો. આ આયત પછી જે અમુક આયતો નાઝિલ થઈ છે, તેમાં પ્રોત્સાહન અને પ્રેરણાના વિષયો છે અથવા તો અગાઉ અત્યાર સુધી કરવામાં આવેલ હુકમોની તાકીદ છે.

આ બાબત એનાથી વિપરીત નથી કે, સિદ્ધાંતોની રૂએ અથવા ઈજ્તેહાદ હેઠળ મુજ્તહિદીન ઈમામોએ નવા-નવા ઉપસ્થિત થનારા પ્રસંગો અને સમસ્યાઓ સંદર્ભે પોતાના ઈજ્તેહાદથી શરીઅતના હુકમો વર્ણન કર્યા છે. કારણ કે, કુર્આને કરીમે જે પ્રમાણે શરીઅતના હુકમોની મર્યાદાઓ અને ફરજો વગેરે વર્ણન કર્યું છે, એ જ પ્રમાણે ઈજ્તેહાદના સિદ્ધાંતો પણ કુર્આને નક્કી કર્યા છે, તેના દ્વારા જે હુકમો કયામત સુધી કાઢવામાં આવશે, તે બધા કુર્આનના એ સ્વરૂપમાંથી જ સંશોધિત કરેલા હુકમો ગણાશે. કારણ કે, તે જ સિદ્ધાંતો હેઠળ આ હુકમો સંશોધિત થયેલા છે જે સિદ્ધાંતોને કુર્આને વર્ણન કર્યા છે.

ખુલાસો એ છે કે, દીનની પૂર્ણતાનો અર્થ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)ની તફસીર પ્રમાણે એ છે કે, દીનના બધા જ હુકમો પૂર્ણ કરવામાં આવ્યા અને હવે ન તેમાં કોઈ વધારાની જરૂરત બાકી રહે છે, ન તો કોઈ હુકમ મન્સૂખ થવાની અથવા રદ થવાની કોઈ સંભાવના બાકી રહે છે. કારણ કે, ત્યાર પછી સતત ચાલી રહેલો વહીનો ક્રમ રસૂલે કરીમ ﷺની વફાત સાથે જ હંમેશાના માટે તૂટી જવાનો છે અને અલ્લાહની વહી વિના કુર્આનનો કોઈ હુકમ મન્સૂખ અથવા રદ નથી થઈ શકતો અને જે દેખીતી રીતે હુકમોમાં વધારા ઈજ્તેહાદના સિદ્ધાંત સ્વરૂપે ફુકૂહા અથવા મુજ્તહિદીન તરફથી થાય છે, તે વાસ્તવમાં કોઈ વધારો, અતિશયોક્તિ કે અતિરેક નથી. બલકે, કુર્આનના હુકમોની સ્પષ્ટતા અને ખુલાસો છે.

નેઅ્મત પૂર્ણ થવાનો અર્થ મુસલમાનોનો વિજય અને તેમની પ્રગતિ તથા વિરોધીઓના પરાજિત થવાના સંદર્ભમાં છે, જે મક્કા મુકર્રમહની ફતહ સાથે જાહેર થયું અને અજ્ઞાનતાના કુરિવાજોનો નાશ કરવાથી અને તે વર્ષે હજ્જમાં કોઈ મુશ્રિક સામેલ ન થવાથી નેઅ્મતોનું પૂર્ણ થવું સાબિત થઈ ગયું.

અહીંયાં કુર્આનમાં આ બાબત પણ વિચાર કરવા યોગ્ય છે કે, દીનની સાથે "સંપૂર્ણ" (اِکْمَال ઈકમાલ)નો ઉપયોગ કરવામાં આવ્યો અને નેઅ્મતની સાથે શબ્દ اِتْمَام (ઈતમામ)નો ઉપયોગ થયો. જ્યારે કે, આ બંને શબ્દો દેખીતી રીતે એકબીજાના સમાનાર્થી છે, પરંતુ વાસ્તવમાં આ બંનેના અર્થમાં એક તફાવત એ છે જેને મુફરદાતુલ કુર્આનમાં ઈમામ રાગિબ અસ્ફહાની (રહ.)એ આ રીતે વર્ણન કર્યો છે કે, કોઈ વસ્તુનું اِکْمَال અને تَکْمِیْل (પૂર્ણ થવું) તેને કહેવામાં આવે છે કે, તે વસ્તુ જે હેતુ અને ધ્યેય માટે હતી તે હેતુ પૂર્ણ થઈ ગયો અને શબ્દ اِتْمَام (ઈતમામ) "પૂરું થવું"નો અર્થ એ છે કે, હવે બીજી કોઈ વસ્તુની આવશ્યકતા કે જરૂરત નથી રહી. એટલા માટે اِکْمَالِ دِیْن (ઈકમાલે દીન)નો અર્થ એ થયો કે, અલ્લાહનો કાનૂન અને દીનના અહકામ આ દુનિયામાં મોકલવાનો જે મકસદ હતો, તે આજે પૂર્ણ કરી દેવામાં આવ્યો અને اِتْمَامِ نِعْمَتْ (ઈતમામે નેઅ્મત)નો અર્થ એ થયો કે, હવે મુસલમાન કોઈનો પણ મોહતાજ નથી, તેને પોતે અલ્લાહ જલ્લ શા'નુહૂએ વિજયી બનાવ્યો છે અને તેને શક્તિ તથા શા'સન અર્પણ કર્યું છે, જેના દ્વારા તે આ દીને હકના હુકમોને લાગુ પાડશે.

અત્રે એ વાત પણ ધ્યાન આપવા પાત્ર છે કે, આ આયતમાં દીનને તો મુસલમાનો સાથે નિસ્બત જોડીને ફરમાવવામાં આવ્યું છે અને નેઅ્‌મતને હક તઆલા શા'નુહૂ સાથે નિસ્બત જોડી વર્ણન થયું છે, તેનું કારણ એ છે કે દીનની જાહેરાત તેના અમલો અને પ્રવૃત્તિઓ દ્વારા થાય છે, જે ઉમ્મતના લોકો દ્વારા જાહેર થાય છે. જ્યારે કે નેઅ્‌મતની પૂર્ણતા સીધે-સીધી અલ્લાહ તબારક વ તઆલા તરફથી થાય છે. *(ઈબ્ને કય્યિમ, તફસીરુલ કય્યિમ)*

આ ચર્ચાથી એ બાબત સ્પષ્ટ થઈ ગઈ કે, દીન આજે પૂર્ણ થવાનો અર્થ એ નથી કે, અગાઉના અંબિયા (અલૈ.)ના દીન અધૂરા અને અપૂર્ણ હતા. બલકે, જેમકે તફસીરે બહરે મુહીતમાં કિફાલ મરવુઝી (રહ.)ના હવાલાથી વર્ણન થયું છે કે, દીન તો દરેક નબી અને રસૂલ (અલૈ.)ના તેમના જમાનાના સંદર્ભમાં સંપૂર્ણ હતો, એટલે કે, જે યુગમાં જે પયગમ્બર (અલૈ.) કોઈપણ શરીઅત અથવા દીન અલ્લાહ તરફથી લઈને આવ્યા, ત્યારે તે યુગ પ્રમાણે તેમનો લાવેલ દીન કૌમ માટે સંપૂર્ણ અને મુકમ્મલ દીન હતો, પરંતુ અલ્લાહ જલ્લ શા'નુહૂના જ્ઞાનમાં આ વિગત પ્રથમથી જ હતી કે, જે દીન આ યુગ અને આ કૌમ માટે સંપૂર્ણ છે તે હવે પછી આવનારા યુગમાં અને તે યુગની કૌમો માટે સંપૂર્ણ નહીં હોય. બલકે, તેને મન્સૂખ (રદ) કરીને બીજો દીન અને શરીઅત લાગુ પાડવામાં આવશે અને અંતે ઈસ્લામની શરીઅત નાઝિલ કરવામાં આવી, જે દરેક સ્વરૂપે દરેક રીતે સંપૂર્ણ અને મુકમ્મલ છે. ન તે કોઈ ખાસ યુગ માટે વિશેષ સ્વરૂપે છે અને ન કોઈ ચોક્કસ પ્રદેશ કે કૌમ સાથે જોડાયેલ છે બલકે, કયામત સુધી દરેક યુગમાં, દરેક પ્રદેશમાં, દરેક કૌમમાં આ જ શરીઅત સંપૂર્ણ અને અંતિમ શરીઅત તરીકે લાગુ પાડવામાં આવી છે.

ત્રીજું ઈનામ જે આ ઉમ્મત માટે આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે, તે એ છે કે, આ ઉમ્મત માટે અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાના તરફથી દીને ઈસ્લામને નક્કી કરી દીધો, જે દરેક સ્વરૂપે સંપૂર્ણ છે અને છુટકારો તેના ઉપર અમલ કરવામાં જ છે.

ચર્ચાનો ઉપસંહાર (સારાંશ-ખુલાસો) એ છે કે, આ આયતે એવું બતાવી દીધું કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે દીને ઈસ્લામ એક ઘણી મોટી નેઅ્‌મત

છે, જે તેમને અર્પણ કરવામાં આવી છે અને આ જ તે દીન છે જે દરેક સ્વરૂપમાં, દરેક યુગમાં સંપૂર્ણ અને અમલ કરવા પાત્ર છે અને હવે ન તો કોઈ નવો દીન આવશે અને ન જ આ દીનમાં કોઈ સુધારો–વધારો થશે.

આ જ કારણ હતું કે, જ્યારે આ આયત નાઝિલ થઈ તો સામાન્ય મુસલમાનો તેને સાંભળીને ખુશ થઈ રહ્યા હતા, પરંતુ હઝરત ઉમર ફારૂક (રદિ.) ઉપર ગમ સવાર હતો. રસૂલે કરીમ ﷺએ તેમને રડવાનું કારણ પૂછ્યું તો કહ્યું કે, "આ આયતથી તે તરફ ઈશારો થાય છે કે, હવે તમે આ દુનિયામાં થોડા સમય માટે રહેવાના છો. કારણ કે, પૂર્ણતાની સાથે રસૂલ મોકલવાની જરૂરત પૂરી થઈ ચૂકી." રસૂલે કરીમ ﷺએ તેમની વાતને સમર્થન આપ્યું.

*(તફસીરે ઈબ્ને કષીર, બહેર મુહીત વગેરે..)*

એટલા માટે ત્યાર પછી આવનારા સમયે બતાવી દીધું કે, ફક્ત ૮૧ દિવસ પછી રસૂલે કરીમ ﷺ આ દુનિયાથી રવાના થઈ ગયા.

આયતના અંતમાં فَمَنِ اضْطُرَّ فِىْ مَخْمَصَةٍ નો સંબંધ તે જાનવરો સાથે છે, જેને આયતની શરૂઆતમાં હરામ ઠરાવવામાં આવ્યા છે અને આ વાક્યોનો અર્થ એક ખાસ પરિસ્થિતિમાં સામાન્ય કાયદામાં એક અપવાદ સ્વરૂપે છે કે, જો કોઈ વ્યક્તિ ભૂખથી લાચાર અને બેતાબ થઈ જાય અને તેને ભૂખના કારણે મૃત્યુનો ભય હોય, એવી પરિસ્થિતિમાં જો તે ઉપરોક્ત વર્ણવેલ હરામ જાનવરોમાંથી જીવ બચાવવા પૂરતું ખાઈ લે તો તેને કોઈ ગુનોહ નથી, પરંતુ શરત માત્ર એ છે કે, પેટ ભરીને અથવા સ્વાદ કે લિજ્જત માટે ખાવાનો હેતુ ન હોય, બલકે ફક્ત એટલું ખાય જેનાથી ઈજ્તિરાર (મજબૂરી)ની પરિસ્થિતિ અને ભૂખથી મૃત્યુ થવાની આશંકા દૂર થઈ જાય.

આયતમાં غَيْرَ مُتَجَانِفٍ لِّاِثْمٍ નો આ જ ભાવાર્થ છે કે, આ ખાવામાં તેનું વલણ ગુનાહ તરફ ન હોય બલકે, ફક્ત ઈજ્તિરારની પરિસ્થિતિ દૂર કરવાનું કારણ હોય. અંતે فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ કહીને એ તરફ ઈશારો કર્યો છે કે, હરામ વસ્તુઓ તો તેની જગ્યાએ આવા સમયે હરામ જ છે અને નાજાઈઝ જ છે. ફક્ત ઈજ્તિરારની પરિસ્થિતિના કારણે આવા વ્યક્તિ માટે તે હરામ વસ્તુઓ ખાવાનો ગુનોહ મા'ફ કરવામાં આવ્યો.

———————

## આયત : (સૂરએ માઇદહ : આયત નં. ૪)

| |
|---|
| يَسْـَٔلُوْنَكَ مَاذَآ اُحِلَّ لَهُمْ ؕ قُلْ اُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ ۙ وَمَا عَلَّمْتُمْ مِّنَ |
| الْجَوَارِحِ مُكَلِّبِيْنَ تُعَلِّمُوْنَهُنَّ مِمَّا عَلَّمَكُمُ اللّٰهُ ۫ فَكُلُوْا مِمَّآ اَمْسَكْنَ |
| عَلَيْكُمْ وَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهِ ۪ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ④ |

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમને પૂછે છે કે કઈ વસ્તુ તેમના હલાલ છે ? કહી આપો ! તમને હલાલ છે તય્યિબ (પાક-સાફ) વસ્તુઓ અને જે શિકારી પ્રાણીને શિકાર ઉપર દોડાવવા માટે છોડો કે તેમને તેમાંથી શિખવાડો છો જે તમને અલ્લાહે શિખવાડયું છે, બસ તેમાંથી ખાઓ જે તમારા માટે પકડી રાખે, અને તેના ઉપર અલ્લાહનું નામ લો અને અલ્લાહથી ડરતા રહો; બેશક ! અલ્લાહ જલદી હિસાબ લેનારો છે. (૪)*

## આયતનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતમાં હલાલ અને હરામ જાનવરોનું વર્ણન હતું, આ આયતમાં એ જ બાબત સંદર્ભે એક પ્રશ્નનો જવાબ છે. સહાબએ કિરામ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને શિકારી કૂતરા તથા શિકારી બાજ (શકરા) દ્વારા શિકાર કરવાનો હુકમ પૂછ્યો હતો. આ આયતમાં તેનો જવાબ આપવામાં આવ્યો છે.

## તફસીર :

લોકો આપ (ﷺ)ને પૂછે છે કે, (કૂતરા અને બાજના શિકાર કરેલા જાનવરમાંથી) કયું કયું જાનવર તેમના માટે હલાલ કરવામાં આવ્યું છે ? (એટલે જેટલા હલાલ શિકાર ઝબહ કરવાથી હલાલ થઈ જાય છે, શું કૂતરા અને બાજના શિકાર કરેલા તે બધા જ જાનવર હલાલ રહે છે અથવા તેમાંથી માત્ર કોઈ ખાસ જાનવર જ હલાલ હોય છે ? અથવા તો સદંતર કોઈ હલાલ નથી હોતું ? અથવા તો જે હલાલ હોય છે તેની હલાલ હોવાની શરતો શું છે ? વગેરે....) તમે (જવાબમાં) કહી આપો કે, તમારા માટે બધા જ હલાલ જાનવરો (જે શિકારના

પ્રકાર સ્વરૂપે પહેલેથી હલાલ છે અને તે બધા જ કૂતરા અને બાજ–શકરા દ્વારા શિકાર કરવાથી પણ) હલાલ રાખવામાં આવ્યા છે. (આ સવાલના પહેલા વિભાગનો જવાબ છે, આગળ બીજા વિભાગનો જવાબ એ છે કે, કૂતરા અને બાજના શિકાર હલાલ થવા માટે અમુક શરતો છે, તે એ કે) જે શિકારી જાનવરોને (દાખલા તરીકે, કૂતરા, બાજ વગેરે) તમે ખાસ પદ્ધતિથી (જેનું વર્ણન આગળ આવશે) તા'લીમ આપો (આ એક શરત છે) અને તમે તેને (શિકાર ઉપર) છોડો પણ (આ બીજી શરત છે); અને તેમને (જે તા'લીમ આપવાનું ઉપર વર્ણન થયું છે) એ પદ્ધતિથી તા'લીમ આપો કે જેવી તમને અલ્લાહે (શરીઅતમાં) તા'લીમ આપી છે (તે પદ્ધતિ એ છે કે, કૂતરાને તો એવી તા'લીમ આપવામાં આવે કે શિકાર પકડી રાખે, તેને ખાય નહીં અને બાજને એવી તા'લીમ આપવામાં આવે કે, જ્યારે તેને બોલાવે ત્યારે ભલે તે શિકાર પાછળ પડ્યો હોય, તરત જ પાછો આવી જાય. આ પ્રથમ શરતનું વર્ણન છે) તો આવા શિકારી જાનવરો જે શિકારને તમારા માટે પકડે તેને ખાઈ લો (આ ત્રીજી શરત છે જેની નિશાની ટ્રેનીંગની પદ્ધતિમાં વર્ણન થઈ ચૂકી છે. બસ, જો કોઈ કૂતરો આ શિકારને ખાવા માંડે અથવા બાજ બોલાવવાથી પાછો ન આવે તો સમજવામાં આવશે કે, આ શિકારી જાનવરો તેના કહ્યામાં નથી, એવી પરિસ્થિતિમાં એવું સમજવામાં આવશે કે, તેણે શિકાર પણ તેના માલિક માટે નથી પકડ્યો, બલકે પોતાના માટે પકડ્યો છે) અને (જ્યારે શિકાર ઉપર તે શિકારી જાનવરોને છોડવા માંડો તો) તે (જાનવર) ઉપર (એટલે કે, તેને છોડતી વખતે) અલ્લાહનું નામ પણ લઈ લો (એટલે કે, બિસ્મિલ્લાહ પઢીને છોડો. આ ચોથી શરત છે) અને (બધા જ કામોમાં) અલ્લાહથી ડરતા રહો (દાખલા તરીકે, ન શિકારમાં એવા મશ્ગૂલ થઈ જાઓ કે, નમાઝ વગેરેથી બેદરકારી થવા લાગે અથવા તો એટલી લાલચ ન કરો કે, હલાલની શરતો વિના પણ તેમાંથી ખાવા માંડો), બેશક ! અલ્લાહ તઆલા ઘણો જ જલદી હિસાબ લેનારો છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત સવાલ–જવાબમાં શિકારી કૂતરા અને બાજ (શકરા) વગેરે દ્વારા કરવામાં આવેલ શિકાર હલાલ હોવા માટે ચાર શરતોનું વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રથમ એ કે, કૂતરા અથવા બાજ તા'લીમ આપેલા અને કેળવાયેલા હોવા

જોઈએ અને તા'લીમ તથા કેળવણી માટેનો નિયમ એ ઠરાવવામાં આવ્યો કે, જ્યારે તમે કૂતરાને શિકાર ઉપર છોડો ત્યારે તે શિકારને પકડીને તમારી પાસે લઈ આવે, પોતે તેને ખાવા ન માંડે અને બાજ માટે પણ આ જ નિયમ નક્કી કર્યો છે કે, જ્યારે તમે તેને પાછો બોલાવો ત્યારે તે તરત તમારી પાસે પરત આવી જાય. ભલે તે શિકારની પાછળ પડ્યો હોય, જ્યારે આ શિકારી જાનવર આ પ્રમાણે કેળવાય જાય ત્યારે એવું સાબિત થશે કે, તે જે પણ હલાલ જાનવર કે પક્ષીનો શિકાર કરે છે તે પોતાના માટે નથી કરતા. હવે, તે શિકારી જાનવરે કરેલો શિકાર તમારો શિકાર સમજવામાં આવશે અને જો કોઈ વખતે તે આ કેળવણી અને ટ્રેનીંગ વિરુદ્ધ વર્તન કરે, દાખલા તરીકે કૂતરો પોતે શિકાર ખાવા માંડે અથવા બાજ તમારા બોલાવવાથી પાછો ન આવે, તો આ શિકાર તમારો રહ્યો નથી. એટલા માટે તે શિકારને ખાવો જાઈઝ નથી.

બીજી શરત એ છે કે, તમે પોતે જ પોતાના ઈરાદાથી કૂતરાને અથવા બાજને શિકારની પાછળ છોડો, એવું ન થાય કે તે પોતે જ કોઈ શિકારની પાછળ દોડીને તેનો શિકાર કરી લે. પ્રસ્તુત આયતમાં આ શરતને આ શબ્દ مُكَلِّبِيْنَ થી વર્ણન કરવામાં આવી છે, જેનો વાસ્તવિક અર્થ "કૂતરાઓને શિખવાડવા"નો થાય છે, પછી સામાન્ય શિકારી પ્રાણીઓને શિખવાડવું એ શિકાર ઉપર છોડવાના અર્થમાં પણ ઉપયોગ થવા લાગ્યું. જલાલૈનના કર્તાએ આ સ્થળે مُكَلِّبِيْنَ ની તફસીર اِرْسَال થી કરી છે, જેનો અર્થ "શિકાર ઉપર છોડવું" થાય છે અને તફસીરે કુર્તુબીમાં પણ આ જ કૌલ નકલ થયો છે.

ત્રીજી શરત એ છે કે, શિકારી જાનવર શિકારને પોતે ન ખાવા માંડે બલકે, તમારી પાસે લઈ આવે. આ શરતનું વર્ણન مِمَّا اَمۡسَكۡنَ عَلَيۡكُمۡ થી થયું છે.

ચોથી શરત એ છે કે, જ્યારે શિકારી કૂતરાને અથવા બાજને શિકાર ઉપર છોડો તો "બિસ્મિલ્લાહ" કહીને છોડો. જ્યારે આ ચાર શરતો પૂરી થઈ હોય અને જો જાનવર તમારી પાસે આવતા સુધીમાં મરી ચૂક્યું હોય તો પણ હલાલ છે, ઝબહ કરવાની જરૂરત નથી. ઉપરોક્ત શરતો પૂર્ણ ન થતી હોય તો ઝબહ કર્યા વગર તમારા માટે તે જાનવર હલાલ નહીં થાય.

ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) નજીક એક પાંચમી શરત પણ છે કે,

આ શિકારી જાનવર શિકારને ઘાયલ પણ કરે, આ શરતનો جَـــــوَارِحُ શબ્દમાં ઈશારો મૌજૂદ છે.

**મસ્અલો :**

આ હુકમ પાળેલાં પાલતું પ્રાણીઓ સિવાયના હલાલ જાનવરો માટેનો છે કે, જે જાનવરો પોતાના કબજામાં હોતા નથી. જો કોઈ આવા પાળેલાં ન હોય એવા જંગલી જાનવરને પોતાના કાબૂમાં કરી લે તો તે જાનવર કાયદેસર શરઈ રીતે ઝબહ કર્યા વિના જાઇઝ નહીં થાય.

આયતના અંતે એ માર્ગદર્શન પણ આપવામાં આવ્યું છે કે, જાનવરનો શિકાર અલ્લાહ જલ્લ શા'નુહૂ દ્વારા હલાલ તો કરવામાં આવ્યો છે, પરંતુ જો શિકારની પાછળ એટલા ઓતપ્રોત થઈ જાય કે નમાઝ અને શરીઅતના જરૂરી હુકમોથી બેદરકારી સેવવા લાગે તો તે જાઇઝ નથી.

---

**આયત : (સૂરએ માઇદહ : આયત નં. ૫)**

اَلْيَوْمَ اُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ ؕ وَطَعَامُ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ حِلٌّ لَّكُمْ ۪
وَطَعَامُكُمْ حِلٌّ لَّهُمْ ۪ وَالْمُحْصَنٰتُ مِنَ الْمُؤْمِنٰتِ وَالْمُحْصَنٰتُ مِنَ
الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ اِذَآ اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ مُحْصِنِيْنَ
غَيْرَ مُسٰفِحِيْنَ وَلَا مُتَّخِذِيْٓ اَخْدَانٍ ؕ وَمَنْ يَّكْفُرْ بِالْاِيْمَانِ فَقَدْ حَبِطَ عَمَلُهٗ ۫
وَهُوَ فِي الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ۵ ع

**તરજુમો :**

*આજે હલાલ થઈ તમને બધી તય્યિબ (પાક-સાફ) વસ્તુઓ અને અહલે કિતાબનું ખાવું તમને હલાલ છે અને તમારું ખાવું તેમને હલાલ છે, અને તમને હલાલ છે પાકદામન મુસલમાન સ્ત્રીઓ અને તેમનામાંથી પાકદામન સ્ત્રીઓ જેમને તમારાથી પહેલાં કિતાબ આપવામાં આવી, જ્યારે તેમને*

*તેમની મહર આપો (નિકાહના) બંધનમાં લાવવા માટે, ન મસ્તી (વાસના સંતોષવા આનંદ પ્રમોદ) કરવા માટે અને ન ગુપ્ત મજા કરવા માટે; અને જે ઈમાનથી ઈન્કારી થયો તો તેની મહેનત વ્યર્થ થઈ અને આખિરતમાં તે નુકસાનવાળાઓમાં છે. (૫)*

## તફસીર :

આજે (તમારા ઉપર હંમેશ માટે કાયમ રહેનાર દીનનું ઈનામ સંપૂર્ણ રીતે આપી દેવામાં આવ્યું છે, એ જ પ્રમાણે એક દુનિયાનું ઈનામ પણ આપવામાં આવ્યું કે) તમારા માટે હલાલ વસ્તુઓ (કે જે આનાથી પહેલાં હલાલ કરવામાં આવી હતી, હંમેશ માટે) હલાલ રાખવામાં આવી (કે હવે ક્યારેય આ હુકમ રદ નહીં થાય) અને જે લોકોને (તમારાથી અગાઉ આસમાની) કિતાબ આપવામાં આવી છે (એટલે કે યહૂદી અને નસારા) તેમનું ઝબહ કરેલું (પણ) તમારા માટે હલાલ છે અને (તેનું હલાલ હોવું એવું ચોક્કસ છે જેમકે) તમારું ઝબહ કરેલું તેમના માટે હલાલ છે અને પાકદામન સ્ત્રીઓ પણ, જે મુસલમાન હોય (તમારા માટે હલાલ છે) અને (જે રીતે મુસલમાન ઔરતોનું હલાલ હોવું ચોક્કસ છે, એ જ પ્રમાણે) નેક દામન ઔરતો તે લોકોમાંથી પણ જેમને તમારા અગાઉ (આસમાની) કિતાબ આપવામાં આવી છે (તમારા માટે નિકાહમાં લાવવી હલાલ છે), જ્યારે તમે તેમને તેમનું વળતર (મહર) આપી દો (એટલે કે મહર આપવી શરત તો નથી પરંતુ વાજિબ છે અને પ્રસ્તુત ઔરતો જે હલાલ કરવામાં આવી છે તો) એ પ્રમાણે કે તમે (તેમને) પત્ની બનાવો (એટલે કે નિકાહમાં લાવો, જેની શરઈ શરતો તમને ખબર છે) ન તો ખુલ્લમ–ખુલ્લી બદ્કારી તરફ અને ન જ ગુપ્ત રીતે છાનગપતિયાં કરો (આ બધા શરીઅતના હુકમો છે, જેના ઉપર ઈમાન લાવવું ફરજ છે) અને જે વ્યક્તિ ઈમાન (લાવવાની વસ્તુઓ) સાથે કુફ્ર કરશે (દાખલા તરીકે, કતઈ હલાલને હલાલ અને કતઈ હરામને હરામ હોવાનો ઈન્કાર કરશે) તો આવા વ્યક્તિના (દરેક નેક) અમલો બરબાદ (અને વ્યર્થ) થઈ જશે અને તે વ્યક્તિ આખિરતમાં ભારે નુકસાન ઉઠાવનારાઓમાંથી હશે (બસ, હલાલને હલાલ સમજો અને હરામને હરામ સમજો).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ માઈદહની પ્રથમ આયતમાં પાલતું જાનવરો જેમકે, બકરી, ગાય,

ભેંસ, ઘેટા વગેરે વિશે હલાલ હોવાનું વર્ણન થયું છે અને ત્રીજી આયતમાં જાનવરોના હરામ પ્રકારોનું વિગતવાર વર્ણન છે, પરંતુ આ વિગતના પ્રથમ વાક્યમાં આ સંપૂર્ણ વિષયનો ખુલાસો એ રીતે વર્ણન કરી દીધો છે કે, તેમાં જાનવરોના હલાલ અને હરામ હોવાની ખાસિયતો પણ જાણ થઈ અને તેનું એક માપદંડ તથા નિયમો પણ સમજમાં આવી ગયા.

ઈરશાદ થયો છે, اُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ એટલે કે, "આજે તમારા માટે બધી સ્વચ્છ પાક વસ્તુઓ હલાલ થઈ છે." 'આજ'થી મુરાદ (ભાવાર્થ) તે દિવસ છે, જે દિવસે આ આયત અને તેની આગળની આયત નાઝિલ થઈ છે. એટલે કે, "હજ્જતુલ વદાઅ્ સન હિજરી ૧૦ અને અરફાના દિવસે," મતલબ એ છે કે, જે પ્રમાણે આજે તમારો દીન સંપૂર્ણ કરી દેવામાં આવ્યો અને અલ્લાહ તઆલાની નેઅ્મત તમારા ઉપર સંપૂર્ણ થઈ ગઈ. એ જ પ્રમાણે અલ્લાહ તઆલાની પવિત્ર વસ્તુઓ જે પ્રથમથી જ તમારા માટે હલાલ હતી, હવે કાયમી ધોરણે હલાલ રાખવામાં આવી છે અને આ હુકમ મન્સૂખ (રદ) થવાની કોઈ શક્યતા નથી. કારણ કે, વહીનો ક્રમ હવે બંધ થવાનો છે.

આ વાક્યમાં طَيِّبٰتُ (તય્યિબાત) હલાલ હોવાનું વર્ણન છે અને એક બીજી આયતમાં ઈરશાદ થયો છે, يُحِلُّ لَهُمُ الطَّيِّبٰتِ وَيُحَرِّمُ عَلَيْهِمُ الْخَبَائِثَ (૭:૧૫૭) એટલે કે, "તય્યિબાત" (પવિત્ર વસ્તુઓ) તેમના માટે હલાલ કરે છે અને "ખબાઈશ" (નાપાક વસ્તુઓ) હરામ કરે છે, તેમાં "તય્યિબાત"ના વિરોધી શબ્દ તરીકે "ખબાઈશ" લાવીને આ બંને શબ્દોની હકીકત સ્પષ્ટ કરી દીધી.

શબ્દકોષ (લુગત)માં તય્યિબાતનો અર્થ સ્વચ્છ અને આકર્ષણ પેદા થાય એવી વસ્તુઓને કહેવામાં આવે છે અને ખબાઈશ ગંદી તથા જેનાથી મનમાં સૂગ અને નફરત ઉપજે એવી વસ્તુઓને કહેવામાં આવે છે. એટલા માટે આ આયતના આ વાક્યએ એ બતાવી દીધું કે, જેટલી વસ્તુઓ સાફ-સુથરી અને પાક છે તે મનુષ્ય માટે હલાલ કરવામાં આવી છે અને જે ગંદી તથા સૂગ જન્માવે એવી નુકસાનકારક છે, તે હરામ કરવામાં આવી છે. આ હલાલ અને હરામ કરવાનું કારણ એ છે કે, મનુષ્ય અન્ય પ્રાણીઓ જેવો નથી કે, તેની જિંદગીનો મકસદ દુનિયામાં ખાવું-પીવું, સૂવું-જાગવું અને આ બધું મૃત્યુ સુધી મર્યાદિત હોય.

બલકે, મનુષ્યને અસ્તિત્વમાં લાવીને અલ્લાહ તબારક વ તઆલાએ સમગ્ર મખ્લૂકને તેની સેવક બનાવીને એક ખાસ મકસદ અને હેતુ નક્કી કર્યો છે અને તે ઉચ્ચ કક્ષાના પવિત્ર મકસદને અખ્લાક તથા ઉચ્ચ કક્ષાના ચારિત્ર્ય વિના પ્રાપ્ત ન કરી શકાય. એટલા માટે બદ્અખ્લાક વ્યક્તિ વાસ્તવમાં મનુષ્ય કહેડાવવાના પાત્ર પણ નથી.

આથી કુર્આને કરીમે એવા લોકો વિશે ફરમાવ્યું, بَـلْ هُـمْ اَضَـلُّ એટલે કે, "તે જાનવરોથી પણ વધારે ગુમરાહ છે" અને જ્યારે મનુષ્ય માનવતાના નક્કી કરવામાં આવેલા માપદંડ પ્રમાણે સુધારણા અને અખ્લાક ઉપર કાયમ રહે તો જરૂરી છે કે, જેટલી વસ્તુઓ મનુષ્યના અખ્લાકને ગંદા અને ખરાબ કરનારી છે તેનાથી તે સંપૂર્ણ બચતો રહે છે. મનુષ્યના અખ્લાક (નૈતિકતા) ઉપર અને તેના આસપાસના પર્યાવરણમાં ઉપલબ્ધ ચીજવસ્તુઓ ઉપર અને તે વસ્તુઓનો સમાજ ઉપર ખરાબ પ્રભાવ વગેરેથી માણસ ખૂબ વાકેફ છે અને એ દેખીતું છે કે, જ્યારે આસપાસના સામાજિક વાતાવરણથી મનુષ્યના અખ્લાક પ્રભાવિત થાય છે અને તે ખરાબ વસ્તુઓ જો માણસના શરીરનો એક ભાગ બને તો તેનાથી અખ્લાક કેટલા પ્રમાણમાં પ્રભાવિત થશે ? એટલા માટે ખાવા-પીવાની સારી વસ્તુઓમાં કાળજી રાખવી ખૂબ જરૂરી છે. ચોરી, લૂંટફાટ, લાંચ, વ્યાજ, જુગાર વગેરેની હરામ આવક ખાવાથી શરીરનો જે ભાગ બને છે તે ચોક્કસ મનુષ્યને માનવતાથી દૂર અને શયતાનિયતથી વધારે નજીક લઈ જશે.

આથી કુર્આને કરીમનો ઇરશાદ છે, يٰۤاَيُّهَـا الـرُّسُـل كُلُوْا مِنَ الطَّيِّبٰتِ وَاعْمَلُوْا صَـالِـحًا (૨૩:૫૧) અમલે સાલેહ (સદ્કાર્યો)ના સંદર્ભમાં હલાલ ખાવાનો હુકમ આપવામાં આવ્યો છે. કારણ કે, હલાલ ખાધા વિના સદ્કાર્યો કે, નેક અમલોની કલ્પના પણ થઈ શકતી નથી. ખાસ કરીને માંસ કે જે મનુષ્યના શરીરનો અગત્યનો ભાગ બને છે, તેમાં તો એટલી કાળજી રાખવી વધારે જરૂરી છે કે, કોઈ એવો માંસ તેના ખોરાકમાં પ્રવેશ ન કરવા પામે જે તેના અખ્લાકને ખરાબ કરે, એ જ પ્રમાણે તે માંસ જે શારીરિક રીતે મનુષ્ય માટે નુકસાનકારક છે કે, બીમારી અને હલાકતના જંતુઓ તેમાં હોય છે. તેનાથી મનુષ્યએ પરહેઝ કરવી અત્યંત જરૂરી હોવાનું બધા જ જાણે છે. જેટલી વસ્તુઓને શરીઅતે "ખબાઇશ" (નાપાક) ઠરાવી છે તે ચોક્કસ મનુષ્યના શરીર અને તેની રૂહ બંનેને ખરાબ કરનારી અને

મનુષ્યના જીવનને અને તેના અખ્લાકને તબાહ-બરબાદ કરનારી છે. એટલા માટે તેને હરામ કરવામાં આવ્યું છે. એનાથી વિપરીત જે વસ્તુઓ પવિત્ર અને સ્વચ્છ છે અને જે મનુષ્યના શરીર અને રૂહની કેળવણી તથા ઉચ્ચ કક્ષાના અખ્લાકનું નિમિત્ત બને છે, તેને હલાલ ઠરાવવામાં આવી છે. મતલબ કે, કુર્આને પાકમાં أُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ વાક્યએ હલાલ અને હરામની ફિલોસોફી પણ જાહેર કરી દીધી અને તેની પાછળનો નિયમ પણ સ્પષ્ટ કરી દીધો.

હવે, રહી એ બાબત કે કઈ વસ્તુ "તય્યિબાત" એટલે કે પાક, સ્વચ્છ, ફાયદાકારક તથા આકર્ષણ જન્માવે એવી છે અને કઈ વસ્તુઓ "ખબાઈશ" એટલે કે, નાપાક, ગંદી, નુકસાનકર્તા અને નફરત પૈદા કરે એવી છે ? તેનો અસલી ફેંસલો પવિત્ર અને મુત્તકી સ્વભાવના વ્યક્તિના કોઈ વસ્તુ પ્રત્યેના આકર્ષણ અને નફરતથી જાણ થઈ જ જાય છે. એ જ કારણે જે જાનવરોને ઈસ્લામે હરામ ઠરાવ્યા છે, દરેક સમયમાં ઉચ્ચ અને પવિત્ર તબિયત (સ્વભાવ)ના માણસોએ તેને ગંદુ અને નફરત કરવાપાત્ર જ સમજ્યું છે, જેમકે મૃત જાનવર અથવા લોહી. અલબત્ત અમુક સમયે અજ્ઞાનતાના રસ્મો-રિવાજ માનવસ્વભાવ ઉપર છવાય જાય છે ત્યારે સારા અને નરસાનો ભેદ નથી રહેતો અને અમુક વસ્તુઓની નાપાકી એવા માનવીની દષ્ટિથી છુપાય જાય છે. આવી પરિસ્થિતિમાં અંબિયા (અલૈ.)નો ફેંસલો સૌના માટે હુજ્જત છે. કારણ કે, માનવોમાં સૌથી વધારે ઉચ્ચ કક્ષાનો સ્વભાવ અંબિયા (અલૈ.)નો જ છે, જેમકે અલ્લાહ તઆલાએ ખાસ રીતે તેમને આ શ્રેષ્ઠતમ્ તબિયતની ભેટ ધરી અને તેમની કેળવણીની પોતે જવાબદારી નિભાવી અને તેમની આજુબાજુ પોતાના ફરિશ્તાઓનો પહેરો લગાવી દીધો, જેનાથી તેમના દિલ અને દિમાગ ઉપર કોઈ ગલત અને ખોટા માહોલની અસર ન થઈ શકે. તેમણે જે વસ્તુઓને "ખબાઈશ" (નાપાક) ઠરાવી દીધી તે વાસ્તવમાં "ખબાઈશ" છે અને જેને "તય્યિબાત" સમજાવી તે હકીકતમાં "તય્યિબાત" (સ્વચ્છ અને પવિત્ર વસ્તુઓ) છે.

આથી નૂહ (અલૈ.)ના યુગથી લઈ ખાતમુલ અંબિયા ﷺના જમાના સુધી દરેક પયગમ્બરે મૃત જાનવરને તથા ડુક્કર (ખિન્ઝીર-ભૂંડ) વગેરેને હરામ ઠરાવીને પોત-પોતાના સમયકાળમાં એ'લાન કર્યું હતું, જેનાથી જાણ થાય છે કે, આ વસ્તુઓ એવી ખબાઈશ છે કે દરેક યુગમાં ઉચ્ચ કક્ષાની તબિયત ધરાવનાર

લોકોએ આ ગંદકીને હંમેશા નુકસાનકર્તા વસ્તુ જ સમજી છે.

હઝરત શાહ વલીયુલ્લાહ કુદ્દિસ્સિર્રુહુ દહેલવીએ ''હુજ્જતુલ્લાહુલ બાલિગહ''માં વર્ણન કર્યું છે કે, "જેટલા જાનવરો શરીઅતે ઈસ્લામે હરામ ઠરાવ્યા છે, તે બધામાં વિચાર કરવામાં આવે તો સમેટાઈને તે બધી વસ્તુઓ બે સિદ્ધાંતો હેઠળ આવી જાય છે. એક એ કે, કોઈ જાનવર પોતાની ફિતરત અને પ્રકૃતિ આધારે ખબીશ (નાપાક) છે, અને બીજું એ કે તે જાનવરનો ઝબહ કરવાનો તરીકો ખોટો છે, જેનું પરિણામ એ હશે કે, તે ઝબહ કરેલું નહીં ગણાય બલકે મુરદાર ઠરાવવામાં આવશે."

સૂરએ માઈદહની ત્રીજી આયતમાં નવ વસ્તુઓ હરામ બતાવવામાં આવી, તેમાં ડુક્કર–ભૂંડ પ્રથમ પ્રકારમાં સામેલ છે, બાકીના આઠ બીજા પ્રકારમાં સામેલ છે. કુર્આને કરીમે وَيُحَرِّمُ عَلَيْهِمُ الْخَبَائِثَ ફરમાવીને સામૂહિક રીતે આ બધા જ ખબીસ જાનવરોને હરામ હોવાનો હુકમ આપ્યો અને તેની વિગતમાં અમુક વસ્તુઓ કુર્આન મજીદમાં સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધી, જેમકે لَحم خِنزِير અને دَم مَّسفُوح વગેરે. બાકી આઠ વસ્તુઓનું વર્ણન રસૂલે કરીમ ﷺને સોંપવામાં આવ્યું, રસૂલે કરીમ ﷺએ કોઈપણ જાનવરના ખબીશ હોવાની એક નિશાની એ બતાવી છે કે, "કોઈ કૌમને અઝાબ સ્વરૂપે કોઈ જાનવરના સ્વરૂપમાં મસ્ખ અને બદલી નાંખવામાં આવી હોય, આ તે નિશાની છે કે તે જાનવર પોતાની પ્રકૃતિમાં ખબીશ છે કે, જે લોકો ઉપર અલ્લાહ તઆલાનો ગુસ્સો નાઝિલ થયો, તેમને આ જાનવરની શકલ આપવામાં આવી." દાખલા તરીકે, કુર્આને કરીમમાં وَجَعَلَ مِنْهُمُ الْقِرَدَةَ وَالْخَنَازِيرَ છે, એટલે કે અમુક કૌમોને ખિન્ઝીર અને વાંદરાઓની શકલમાં અઝાબ સ્વરૂપે મસ્ખ કરી નાંખવામાં આવ્યા છે, એનાથી સાબિત થયું કે, જાનવરોના આ બંને પ્રકારો તેમની પ્રકૃતિના આધારે ખબાઈશમાં સામેલ છે. જો તેમને કાયદેસર ઝબહ કરવામાં આવે તો પણ તે હલાલ નહીં થઈ શકે અને ઘણા બધા જાનવરો એવા પણ છે કે, જેમની ટેવો અને નિશાનીઓથી ખબીશ (નાપાક) હોવું સામાન્ય તબિયતનો વ્યક્તિ પોતે પણ અનુભવી શકે છે. દાખલા તરીકે, હિંસક પ્રાણીઓ (વાઘ, સિંહ, ચિત્તો વગેરે); જેમનું કામ જ અન્ય જાનવરોને જખ્મી કરવું, ફાડી ખાવું અને ક્રૂર રીતે જાનવરોને મારવું છે.

આથી રસૂલે કરીમ ﷺને કોઈએ વરૂ વિશે પૂછ્યું તો આપ ﷺએ

ફરમાવ્યું કે, "શું કોઈ મનુષ્ય તેને ખાઈ શકે છે ?" એ જ પ્રમાણે ઘણા એવા જાનવરોમાં કે જેમની આદત જ અન્યોને તકલીફ પહોંચાડવી, વસ્તુઓ ઉઠાવી લેવી વગેરે છે, જેમકે સાપ, વીંછી, ગરોળી, માંખી, સમડી, ગરુડ વગેરે. એટલા માટે રસૂલે કરીમ ﷺએ એક નિયમ આ પ્રમાણે વર્ણન કર્યો કે, દરેક હિંસક પ્રાણી જે દાંતોથી ફાડી ખાય છે જેમકે, વાઘ, વરૂ વગેરે અને પક્ષીઓમાં જે જાનવરો પોતાના પંજાથી શિકાર કરે છે, જેમકે બાજ (શકરો) વગેરે, આ બધા પશુ-પક્ષીઓ હરામ છે. અથવા તો એવા જાનવરો જેમની પ્રકૃતિ જ અપમાનજનક, ગંદી અને જુગુપ્સા (અણગમો) પેદા થાય એવી છે, જેમકે ઉંદર અથવા મરેલું જાનવર ખાનારા પક્ષીઓ (જેમકે ગીધ વગેરે) અને એવા પ્રાણીઓ (જેમકે ઝરખ વગેરે) અથવા ગધેડો વગેરે. આ બધી વસ્તુઓ એવી છે કે, આ જાનવરોની પ્રાકૃતિક ખાસિયતો અને તેમનું નુકસાનકારક હોવું સામાન્ય અને સરળ સ્વભાવ ધરાવનાર વ્યક્તિ પણ અનુભવી શકે છે.

ખુલાસો એ છે કે, જે જાનવરોને ઈસ્લામી શરીઅતે હરામ ઠરાવ્યા છે, તે બધામાં એક પ્રકાર તે જાનવરોનો છે જેમાં તેમની પોતાની પ્રકૃતિ પણ નાપાકીની જોવા મળે છે. બીજો પ્રકાર તે છે જેમની પોતાની જાતમાં તો કોઈ નાપાકી નથી હોતી પરંતુ આ જાનવરોની ઝબહ કરવાની પદ્ધતિ અલ્લાહ તઆલાએ નક્કી કરેલ પદ્ધતિ પ્રમાણે નથી, એટલે તેનો અર્થ એ થયો કે તે જાનવર મૂળેથી ઝબહ જ નથી થયું જેમકે, કોઈ જાનવરને ઝટકો મારીને મારી નાંખવામાં આવે અથવા ઈજા પહોંચાડીને મારવામાં આવે અથવા તો કોઈ જાનવર ઝબહ તો કરવામાં આવ્યું પરંતુ તેના ઉપર અલ્લાહના બદલે કોઈ અન્યનું નામ લેવામાં આવ્યું અથવા કોઈનું પણ નામ લેવામાં ન આવ્યું અથવા જાણીબૂજીને અલ્લાહનું નામ ઝબહ કરતી વખતે ન લીધું તો આ ઝબહ કરેલું પણ શરીઅત પ્રમાણે ભરોસાપાત્ર નથી. બલકે, આ જાનવરો એવા જ છે જેમકે કોઈ જાનવરને ઝબહ કર્યા વિના જ હલાક કરી દીધું હોય.

અહીંયાં એક વાત ખાસ ધ્યાન આપવા યોગ્ય છે કે, મનુષ્ય જે કંઈ પણ ખાઈ-પીએ છે તે બધી અલ્લાહ તઆલાની જ આપેલી નેઅ્મતો છે, પરંતુ જાનવરો સિવાય કોઈ અન્ય વસ્તુના ખાવા-પકાવવાનું હલાલ થવા ઉપર "બિસ્મિલ્લાહ" પઢવાની પાબંદી નથી કે, "અલ્લાહુ અકબર" અથવા

"બિસ્મિલ્લાહ" કહીને ખાશો અથવા પકાવશો તો જ તે જાઈઝ થશે તેના વગર તે હલાલ નહીં થાય; એવું નથી. વધારેથી વધારે એટલું છે કે, દરેક વસ્તુ ખાતી-પીતી વખતે બિસ્મિલ્લાહ કહેવું મુસ્તહબ ઠરાવવામાં આવ્યું છે, પરંતુ હલાલ જાનવરોને ઝબહ કરતી વખતે અલ્લાહનું નામ લેવું વાજિબ ઠરાવવામાં આવ્યું છે, તેમાં શું હિકમત છે ?

વિચાર કરવામાં આવે તો તફાવત સ્પષ્ટ છે કે, દરેક સજીવના જીવ એક પ્રકારે સમાન છે. એટલે કે, તેમાં એક "રૂહ" હોય છે, એટલા માટે એક સજીવ માટે બીજા સજીવને મારવું અથવા ઝબહ કરીને ખાઈ લેવું દેખીતી રીતે જાઈઝ ન હોવું જોઈએ. હવે, જેના માટે આ જાનવર જાઈઝ કરવામાં આવ્યું છે તો તેના ઉપર અલ્લાહ તઆલાનું એક મોટું ઈનામ છે. એટલા માટે જાનવરને ઝબહ કરતી વખતે અલ્લાહની આ રહમતનો શુક્રિય્યહ અને ઉપકાર માનવો જરૂરી ઠરાવવામાં આવ્યો અને તેનાથી વિપરીત અનાજ, દાણા, ફળો વગેરે કે તેમની પેદાઈશ અને ઉત્પાદન જ એટલા માટે થયું છે કે, મનુષ્ય તેને પોતાના ખોરાક તરીકે ઉપયોગીને પોતાની જરૂરિયાત પૂરી કરે. એટલા માટે તેના ઉપર બિસ્મિલ્લાહ કહેવું મુસ્તહબના દરજ્જામાં રાખવામાં આવ્યું છે, વાજિબ અને જરૂરી ઠરાવવામાં આવ્યું નથી.

આ ઉપરાંત એક કારણ એ પણ છે કે, અજ્ઞાનતાના યુગમાં એવો રિવાજ હતો કે, મુશ્રિકો જાનવરોને ઝબહ કરતી વખતે પોતાની મૂર્તિઓના નામો લેતા હતા. ઈસ્લામી શરીઅતે તેમના આ કાફિર રિવાજનો નાશ કરવા માટે યોગ્ય સ્વરૂપ અપનાવ્યું કે, ખોટા નામના બદલે સાચું નામ તજ્વીઝ કરવામાં આવ્યું અને આ કુરિવાજને એક ઉત્તમ ઈબાદતમાં પરિવર્તિત કરી દીધું કે, ઝબહ કરતી વખતે અલ્લાહનું નામ લેવું જરૂરી ઠરાવી દીધું અને આ શિર્કયુક્ત રિવાજનો નાશ કરવાનું યોગ્ય સ્વરૂપ એ જ હતું કે, ખોટા નામના બદલે અલ્લાહનું નામ તજ્વીઝ કરવામાં આવે, નહિતર જો આવું ન કરવામાં આવ્યું હોત તો પરાપૂર્વેથી ચાલી આવતા રિવાજને અને આદતને છોડવી મુશ્કેલ બની ગઈ હોત. અહીંયાં સુધી પ્રથમ વાક્યની સ્પષ્ટતા હતી, હવે બીજું વાક્ય આ છે وَطَعَامُ الَّذِيْنَ اُوتُوا الْكِتٰبَ حِلٌّ لَّكُمْ وَطَعَامُكُمْ حِلٌّ لَّهُم એટલે કે, "અહલે કિતાબનું ખાવું તમારા માટે હલાલ છે અને તમારું ખાવું અહલે કિતાબ માટે હલાલ છે."

આ સ્થળે જમહૂર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના મતે ખાવાનો અર્થ ઝબહ કરેલું જાનવર છે. હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), હઝરત અબૂ દરદઅ્, હઝરત ઈબ્રાહીમ, કતાદહ, સુદ્દી, જહ્હાક, મુજાહિદ (રહ.) વગેરે દ્વારા પણ આ જ કૌલ નકલ કરવામાં આવ્યો છે. (રૂહુલ મઆની, જસ્સાસ) બીજા પ્રકારનું ખાવામાં અહલે કિતાબ અને મૂર્તિપૂજકો, મુશ્રિકો બધા સમાન છે કે, બધા જ રોટી, આટો, દાળ, ચોખા, ફળો વગેરે જેમાં ઝબહ કરવાની આવશ્યકતા નથી હોતી તે કોઈપણ જાઈઝ પદ્ધતિથી પ્રાપ્ત થાય તો મુસલમાન માટે તેને ખાવું જાઈઝ છે અને મુસલમાનો દ્વારા તેમને મળે તો તેમના માટે હલાલ છે. એટલા માટે આ વાક્યના વિષયનો ખુલાસો એ થયો કે, "અહલે કિતાબનું ઝબહ કરેલું મુસલમાનો માટે અને મુસલમાનોનું ઝબહ કરલું અહલે કિતાબ માટે હલાલ છે."

હવે, આ સ્થળે અમુક મસ્અલા વિચાર કરવા યોગ્ય છે. પ્રથમ એ કે, કુર્આન અને સુન્નતની પરિભાષામાં અહલે કિતાબ કોણ લોકો છે ? કિતાબનો શું અર્થ છે ? અને શું અહલે કિતાબની ઓળખ માટે જરૂરી છે કે તે લોકો અહલે કિતાબ છે જેઓ પોતાની કિતાબ ઉપર સંપૂર્ણ ઈમાન અને યકીન રાખે છે ? તેમાં તો એ દેખીતું છે કે, કિતાબનો શાબ્દિક અર્થ એટલે કે, દરેક લખેલા પેજ તેનો અર્થ નથી હોઈ શકતો. કિતાબનો અર્થ તે જ હોઈ શકે છે જે અલ્લાહ તરફથી આવી હતી, એટલા માટે ઉમ્મતના ઈજ્માઅ્થી કિતાબનો અર્થ તે કિતાબ છે જે કિતાબનું અલ્લાહ તરફથી હોવાનું કુર્આને પણ સમર્થન કર્યું છે અને એવું ચોક્કસ યકીન ધરાવતા હોય કે આ કિતાબો ચોક્કસ તે જ કિતાબો છે જેને અલ્લાહ તઆલાએ નાઝિલ કરી છે. જેમકે, તવરાત, ઝબૂર, ઈન્જીલ, સુહુફે મૂસા અને સુહુફે ઈબ્રાહીમ (અલૈ.) વગેરે. એટલા માટે જે કૌમો જો કોઈ એવી કિતાબ ઉપર ઈમાન રાખે અને તેને અલ્લાહની વહી હોવાનું ઠરાવે, જે કિતાબ અલ્લાહ તરફથી હોવાનું કુર્આન અને સુન્નતમાં ચોક્કસ માધ્યમો દ્વારા સાબિત નથી, તે કૌમો અહલે કિતાબમાં સામેલ નથી. જેમકે મક્કાના મુશ્રિકો, મજૂસીઓ (અગ્નિ પૂજકો), મૂર્તિપૂજક હિંદુઓ, બોદ્ધો, આર્યો, શીખો વગેરે.

આથી જાણ થઈ કે, યહૂદીઓ–નસારા જે તવરાત અને ઈન્જીલ ઉપર ઈમાન રાખનારા છે, કુર્આનની પરિભાષામાં અહલે કિતાબ છે. ત્રીજી એક કૌમ

જેમને સાબિઈન કહેવામાં આવે છે, તેમની હાલત શંકાસ્પદ છે. જે લોકોના મતે આ લોકો હઝરત દાવુદ (અલૈ.)ની ઝબૂર ઉપર ઈમાન ધરાવે છે તેઓ તેમને પણ અહલે કિતાબમાં સામેલ હોવાનું ઠરાવે છે અને જેમનું સંશોધન એ હોય કે, ઝબૂરથી તેમને કોઈ સંબંધ નથી, બલકે આ તો અવકાશી પદાર્થોની પૂજા કરનારી કૌમ છે તો તેઓ તેમને મૂર્તિપૂજકો અને અગ્નિપૂજકોની સાથે મુશ્રિક ઠરાવે છે. મતલબ કે, ચોક્કસ રીતે જેમને સર્વસહમતીથી અહલે કિતાબ કહેવામાં આવે છે, તેઓ યહૂદીઓ અને નસારા છે, માટે કુર્આને હકીમના આ હુકમનો ખુલાસો એ છે કે, યહૂદીઓ અને નસારાનું હલાલ (ઝબહ) કરેલું જાનવર મુસલમાનો માટે અને મુસલમાનોનું ઝબહ કરેલું જાનવર તેમના માટે હલાલ છે.

હવે રહી વાત એ કે, યહૂદીઓ અને નસારાને અહલે કિતાબ સમજવા માટે શું શરત છે ? અને શું તેમને અહલે કિતાબ કહેવા માટે એ શરત જરૂરી છે કે, તેઓ અસલી તવરાત અને ઈન્જીલ ઉપર અમલ કરતા હોય ? અથવા જે તવરાત અને ઈન્જીલનો ફેરફાર કરી નાંખવામાં આવ્યો છે તેનું અનુસરણ કરનારા અને હઝરત ઈસા (અલૈ.) અને હઝરત મયરમ (અલૈ.)ને અલ્લાહની જાતમાં ભાગીદાર ઠરાવનારા પણ અહલે કિતાબમાં સામેલ છે ? બસ, કુર્આને કરીમની અનેક આયતોના ખુલાસાથી સ્પષ્ટ છે કે, અહલે કિતાબ હોવા માટે ફક્ત એટલી વાત પૂરતી છે કે, તેઓ કોઈ આસમાની કિતાબને માનતા હોય અને તેની તાબે'દારી કરવાના દા'વેદાર હોય. ભલે, તે તેની તાબે'દારી કરવામાં ગમે એટલી ગુમરાહીઓમાં જઈ પડ્યા હોય.

કુર્આને કરીમે જેમને અહલે કિતાબનો લકબ આપ્યો, તેમના વિશે એ પણ અનેક જગ્યાએ ઈરશાદ ફરમાવ્યો કે, આ લોકો પોતાની આસમાની કિતાબોમાં ફેરફાર (તહરીફ) કરે છે, يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَوَاضِعِهٖ (૫:૧૩) અને એ પણ ફરમાવ્યું કે, યહૂદીઓએ હઝરત ઉઝૈર (અલૈ.)ને અલ્લાહના બેટા ઠરાવી દીધા અને નસારાએ હઝરત ઈસા (અલૈ.)ને قَالَتِ الْيَهُوْدُ عُزَيْرُ ٌبْنُ اللّٰهِ وَقَالَتِ النَّصَارَى الْمَسِيْحُ ابْنُ اللّٰهِ (૯:૩૦) આ પરિસ્થિતિઓ અને સિફતો (ખાસિયતો) હોવા છતાં કુર્આને કરીમે તેમને અહલે કિતાબ ઠરાવ્યા છે, તો જાણ થાય છે કે યહૂદીઓ અને નસારા જ્યાં સુધી સંપૂર્ણ રીતે યહૂદિય્યત અથવા નસરાનિય્યત બિલકુલ ન છોડી દે, તેઓ અહલે કિતાબમાં સામેલ છે. ભલે, તેમના અકીદાઓ ગમે તેટલા

ખોટા હોય અથવા તેઓ ગમે તેવા ગુનાહોમાં લાગેલા હોય.

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં નકલ કર્યું છે કે, ‘‘હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને પોતાના ખિલાફતકાળમાં પોતાના કોઈ ગવર્નર અથવા વહીવટદારે એક પત્ર લખીને આ પૂછ્યું કે, "અહીંયાં અમુક લોકો એવા છે જેઓ તવરાત પઢે છે અને શનિવાર (યવમુસ્સબ્ત)ના દિવસનું સન્માન પણ યહૂદીઓની જેમ કરે છે પરંતુ તેઓ કયામતના દિવસ ઉપર ઈમાન ધરાવતા નથી. આવા લોકોની સાથે શું વહેવાર કરવામાં આવે ?" હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ જવાબમાં લખી જણાવ્યું કે, તેમને અહલે કિતાબનો જ એક ફિરકો સમજી લેવામાં આવે.’’

## ફક્ત નામ પૂરતા યહૂદીઓ અને નસારાઓ જેઓ હકીકતમાં "દહરિયા" છે, તે અહલે કિતાબમાં સામેલ નથી :

આજકાલ યુરોપના ઈસાઈઓ અને યહૂદીઓમાં ઘણી મોટી સંખ્યા એવા લોકોની પણ છે, જેઓ પોતાને વસ્તી ગણતરીના આધારે યહૂદી અથવા નસરાની કહેવાડે છે પરંતુ વાસ્તવમાં તેઓ અલ્લાહના અસ્તિત્વમાં અને કોઈપણ ધર્મમાં માનતા જ નથી. ન તો તવરાત અને ઈન્જીલને અલ્લાહની કિતાબો માને છે અને ન જ મૂસા અને ઈસા (અલૈ.)ને અલ્લાહના નબી અને પયગમ્બર તરીકે સ્વીકારે છે. એ દેખીતું છે કે, તેઓ વસ્તી ગણતરીના નામના કારણે અહલે કિતાબના હુકમમાં સામેલ નથી થઈ શકતા.

નસારા વિશે હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુએ જે એવું ફરમાવ્યું છે કે, તેમનું ઝબહ કરેલું હલાલ નથી, તેનું કારણ એ બતાવ્યું કે આ લોકો નસરાનિય્યત ધર્મમાં દારૂ પીવા ઉપરાંત કોઈ વસ્તુને માનતા નથી. હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુનો ઈરશાદ છે,

رَوَى ابْنُ الْجَوْزِىّ بِسَنَدِهٖ عَنْ عَلِيٍّ قَالَ لَاتَاْكُلُوْا مِنْ ذَبَائِحِ نَصَارٰى بَنِىْ تَغْلِبَ فَاِنَّهُمْ لَمْ يَتَمَسَّكُوْا مِنَ النَّصْرَانِيَةِ بِشَىْءٍ اِلَّا بِشُرْبِهِمُ الْخَمْرَ وَرَوَاهُ الشَّافِعِىُّ بِسَنَدٍ صَحِيْحٍ عَنْهُ (تَفْسِيْرِ مَظْهَرِىْ، ص ۳۴، جلد ۳ مائده)

*‘‘ઈબ્ને જવઝીએ સહીહ સનદ સાથે હઝરત અલી (રદિ.)નો એ કૌલ નકલ*

*કર્યો છે કે, નસારા બની તગલબનું ઝબહ કરેલું ન ખાઓ. કારણ કે તેમણે નસરાનિય્યત ધર્મમાંથી દારૂ પીવા સિવાય કંઈ જ લીધું નથી. ઈમામ શાફઈએ પણ સહીહ સનદ સાથે આ રિવાયત નકલ કરી છે.''*

*(તફસીરે મઝહરી, પેજ : ૩૪, જિલ્દ : ૩, માઈદહ)*

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહુના બની તગલબ વિશેના હુકમનું કારણ તેમની એ જાણકારી હતી કે, તેઓ બેદીન છે, નસરાની નથી. જો કે, નસરાની કહેવાય છે, એટલા માટે તેમના ઝબહ કરેલા જાનવર ખાવાની મનાઈ ફરમાવી. જમહૂર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)નું સંશોધન એ હતું કે, આ લોકો પણ સામાન્ય નસરાનીઓ જેવા છે, બિલકુલ દીનના ઈન્કારી નથી. એટલા માટે તેમણે તેમના ઝબહ કરેલા જાનવરને પણ હલાલ ઠરાવ્યું.

وَقَالَ جُمْهُوْرُ الْاُمَّةِ اِنَّ ذَبِيْحَةَ كُلِّ نَصْرَانِيٍّ حَلَالٌ سَوَاءٌ كَانَ مِنْ بَنِىْ تَغْلِبَ اَوْ غَيْرِهِمْ وَكَذَالِكَ الْيَهُوْدِ. (تَفْسِيْرِ قُرْطُبِىْ، ص ٧٨، جلد ٦)

*''અને જમહુર ઉમ્મત કહે છે કે, નસરાનીનું ઝબહ કરેલું હલાલ છે, ભલે બની તગલબમાંથી હોય અથવા તેમના સિવાય કોઈ બીજા કબીલા અથવા સમુદાયનો હોય. એ જ પ્રમાણે દરેક યહૂદીનું ઝબહ કરેલું પણ હલાલ છે.''*

*(તફસીરે કુર્તુબી, પેજ : ૭૮, જિલ્દ : ૬)*

ખુલાસો એ છે કે, જે નસારા વિશે એ બાબત વિશ્વાસપૂર્વક જાણ થઈ જાય કે, તેઓ અલ્લાહના અસ્તિત્વને જ નથી માનતા અથવા હઝરત મૂસા (અલૈ.)ને અલ્લાહના નબી નથી માનતા, તેઓ અહલે કિતાબના હુકમમાં નથી.

**અહલે કિતાબનું ઝબહ કરેલું ખાવાથી શું મતલબ છે ? :**

طَعَامُ (તઆમ)નો શાબ્દિક અર્થ "ખાવાની વસ્તુ" થાય છે, જેમાં અરબીના શબ્દકોષ પ્રમાણે "દરેક પ્રકારના ખાવાની વસ્તુ" તેમાં સામેલ છે. પરંતુ જમહૂર ઉમ્મતના મતે આ સ્થળે ભાવાર્થ ફક્ત અહલે કિતાબના ઝબહ કરેલા જાનવરનો માંસ છે. કારણ કે, ગોસ્ત (માંસ) સિવાય બીજી ચીજવસ્તુઓ ખાવામાં અહલે કિતાબ અને બીજા મુશ્રિકો વચ્ચે કોઈ તફાવત કે ફરક નથી. ખાવા–પીવાનો સામાન્ય ખોરાક દાખલા તરીકે, ઘઉં, ચણા, ચાવલ, ફળ વગેરે

દરેક કાફિરોના હાથનું પણ હલાલ અને જાઈઝ છે. તેમાં કોઈનો કોઈ મતભેદ નથી અને જે ખાવાની ચીજવસ્તુમાં માણસની આવડત અને ઉદ્યોગ સામેલ છે, તેમાં કારણ કે, કાફિરોના વાસણો અને તેમના હાથોની પાકીનો કોઈ ભરોસો નથી. એટલા માટે કાળજી એ રાખવાની છે કે તેનાથી શક્ય હોય એટલું બચવું જોઈએ. સખત જરૂરત વિના આવી વસ્તુઓનો ઉપયોગ ન કરવો જોઈએ, પરંતુ તેમાં મુશ્રિકો અને મૂર્તિપૂજકોની જે પરિસ્થિતિ છે તે જ અહલે કિતાબની પણ છે કે, નાપાકીની સંભાવના બંનેમાં બિલકુલ સરખી છે.

ખુલાસો એ છે કે, અહલે કિતાબ અને બીજા કાફિરોના ખાવામાં જે શરઈ ફરક હોઈ શકે છે તે ફક્ત તેમના ઝબહ કરેલા માંસમાં છે. એટલા માટે પ્રસ્તુત આયતમાં ઉમ્મતની સહમતીથી અહલે કિતાબનું ખાવાનો ભાવાર્થ તેમનું ઝબહ કરેલું જાનવર છે. તફસીરના ઈમામ કુર્તુબી (રહ.)એ લખ્યું છે,

وَالطَّعَامُ اِسْمٌ لِمَايُؤْكَلُ وَالذَّبَائِحُ مِنْهُ وَهُوَهٰهُنَاخَاصٌّ بِالذَّبَائِحِ عِنْدَ كَثِيْرٍ مِّنْ اَهْلِ الْعِلْمِ بِالتَّأْوِيْلِ وَاَمَّا مَا حُرِّمَ مِنْ طَعَامِهِمْ فَلَيْسَ بِدَاخِلٍ فِيْ عُمُوْمِ الْخِطَابِ.

(قُرْطُبِیْ، ص۷۷، ج۶)

*"طَعَام (તઆમ) શબ્દ દરેક ખાવાની વસ્તુ માટે બોલવામાં આવે છે, જેમાં ઝબહ કરેલું (જાનવર) પણ સામેલ છે અને આ આયતમાં "તઆમ"નો શબ્દ ખાસ ઝબહ કરેલા (જાનવર) માટે ઉપયોગ થયો છે. મોટા ભાગના તફસીરના ઉલમા નજીક આ અહલે કિતાબના તઆમમાંથી જે વસ્તુઓ મુસલમાનો માટે હરામ છે તે આ જાહેર સંબોધનમાં સામેલ નથી." (કુર્તુબી, પેજ : ૭૭, જિલ્દ : ૬)*

ત્યાર બાદ ઈમામ કુર્તુબીએ વધારે સ્પષ્ટતા કરીને આ રીતે વર્ણન કર્યું છે.

لَا خِلَافَ بَيْنَ الْعُلَمَاءِ اَنَّ مَالَا يُحْتَاجُ اِلٰى ذَبْحٍ كَالطَّعَامِ الَّذِىْ لَا مُحَاوَلَةَ فِيْهِ كَالْفَاكِهَةِ وَالْبُرِّ جَائِزٌ اَكْلُهُ اِذْلَا يَضُرُّ فِيْهِ تَمَلُّكُ اَحَدٍ. وَالطَّعَامُ الَّذِىْ تَقَعُ فِيْهِ الْمُحَاوَلَةُ عَلٰى ضَرْبَيْنِ اَحَدُهُمَامَافِيْهِ مُحَاوَلَةُ صَنْعَةٍ لَا تَعَلُّقَ لَهَا بِالدِّيْنِ كَخَبْزِهِ الدَّقِيْقَ وَعَصْرِهِ الزَّيْتَ وَنَحْوِهٖ. فَهٰذَااِنْ تَجَنَّبَ مِنَ الذِّمِّيِّ فَعَلٰى وَجْهِ التَّقَذُّرِ.

وَالضَّرُبُ الثَّانِى التَّذْكِيَةُ الَّتِىُ ذَكَرُنَا اَنَّهَا هِىَ اللَّتِىُ تُحتَاجُ اِلَى الدِّيُنِ وَالنِّيَّةِ. فَلَمَّا كَانَ الْقِيَاسُ اَنُ لَّا تَجُوُزَ ذَبَائِحُهُمُ كَمَا نَقُوُلُ اِنَّهُمُ لَا صَلَاةَ لَهُمُ وَلَا عِبَادَةً مَقْبُوُلَةً لَهُمُ. رَخَّصَ اللّٰهُ تَعَالٰى فِىُ ذَبَائِحِهِمُ عَلٰى هٰذِهِ الْاُمَّةِ وَاَخُرَجَهَاالنَّصُّ عَنِ الْقِيَاسِ عَلٰى مَاذَكَرُنَا مِنُ قَوُلِ ابُنِ عَبَّاسٍ. (قُرُطُبِىُ سُوُرَةُ مَائِدَهُ، ص۷۷، ج۲)

*"ઉલમા દરમિયાન એમાં કોઈ મતભેદ નથી કે, તે વસ્તુઓ જેમાં* ذَكَاةٌ *(કોઈ કાર્ય કરવા)ની જરૂરત નથી હોતી. દાખલા તરીકે, તે ખાવું જેમાં* تَصَرُّفٌ *ખાસ કાર્ય કરવું પડતું નથી. જેમકે, મેવા, ઘઉં વગેરે. તે ખાવું જાઈઝ છે. એટલા માટે તેમાં કોઈનું માલિક બનવું નુકસાનકારક નથી. અલબત્ત, તે ખાવાની વસ્તુઓ જેમાં મનુષ્યને કંઈ કાર્ય કરવું પડે છે, તેના બે પ્રકારો છે. એક તે જેમાં કોઈ એવું કામ કરવું પડે જેનો દીન સાથે કોઈ સંબંધ ન હોય. દાખલા તરીકે, લોટમાંથી રોટલી બનાવવી, જૈતુનમાંથી તેલ કાઢવું વગેરે, તો કાફિર જિમ્મીની આવી વસ્તુઓથી જો કે બચવું જોઈએ, તે ફક્ત સ્વભાવગત સુગની બીના પર હશે અને બીજો પ્રકાર તે છે જેમાં ઝબહ કરવાનો અમલ કરવો પડે છે, જેના માટે દીન અને નિય્યત જરૂરી છે. જો કે, અનુમાનનો તકાદો એ હતો કે, તે (અહલે કિતાબના) કાફિરોની નમાઝ અને ઈબાદતોની જેમ તેમનો ઝબહ કરવાનો અમલ પણ કબૂલ ન હોવો જોઈતો હતો, પરંતુ અલ્લાહે આ ઉમ્મત માટે ખાસ રીતે તેમના ઝબહ કરેલાને હલાલ કરી દીધું અને હઝરત અબ્બાસ (રદિ.)એ "નસ" આધારે આ મસ્અલાને કયાસ (અનુમાન)થી ખિલાફ સાબિત કર્યો છે."* *(કુર્તુબી, સૂરએ માઈદહ: પેજ : ૭૭, જિલ્દ : ૬)*

ખુલાસો એ છે કે, અહલે કિતાબના તઆમનો ભાવાર્થ ઉલમાની સર્વસહમતી પ્રમાણે આ આયતની તફસીર થકી એ ખાવાની વસ્તુઓ છે, જેનું હલાલ હોવું ધર્મ અને અકીદહ ઉપર અવલંબિત છે. એટલે કે, દરેક ખાવાની વસ્તુઓમાંથી ઝબહ થયેલ જાનવર અહલે કિતાબ સાથે વિશેષ પ્રકારનો હુકમ ધરાવે છે. કારણ કે, તે પણ અલ્લાહની મોકલેલી કિતાબો અને પયગમ્બરો ઉપર ઈમાનના દા'વેદારો છે. જો કે, તેમણે કરેલી ફેરબદલીઓએ તેમના દા'વાને આઘાત પહોંચાડ્યો છે. એટલે સુધી કે, શિર્ક અને કુફ્રમાં સપડાય ગયા છે, પરંતુ

તેનાથી વિપરીત મૂર્તિપૂજકો અને મુશ્રિકો કે, જેઓ કોઈ આસમાની કિતાબનો અથવા નબી કે રસૂલ ઉપર ઈમાન લાવવાનો દા'વો પણ નથી કરતા અને જે કિતાબો અને વ્યક્તિઓ ઉપર તેમનું ઈમાન છે તે ન તો અલ્લાહની મોકલેલી કિતાબો છે અને ન જ તે વ્યક્તિઓનું નબી કે રસૂલ હોવું અલ્લાહના કલામથી સાબિત થયું છે.

**અહલે કિતાબનું ઝબહ કરેલ જાનવર હલાલ હોવાની હિકમત અને કારણ :**

જે મસ્અલો ચર્ચા હેઠળ છે, તેનો આ ત્રીજો સવાલ છે. તેનો જવાબ મોટા ભાગે સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને તફસીરના ઈમામો તરફથી એ છે કે, બધા જ કાફિરોમાંથી અહલે કિતાબ યહૂદીઓ અને નસારાનું ઝબહ કરેલું અને તેમની પાકદામન સ્ત્રીઓથી નિકાહ કરવા હલાલ ઠરાવવાનું કારણ એ છે કે, તેમણે દીનમાં સેંકડો ફેરબદલીઓ (તહરીફ) કરી હોવા છતાં આ બે મસ્અલાઓમાં તેમનો ધર્મ બિલકુલ ઈસ્લામ પ્રમાણે છે. એક એ કે, તેઓ ઝબહ કરવા માટે જાનવર ઉપર અલ્લાહનું નામ લેવાના અકીદહને જરૂરી સમજે છે અને એ વિના જાનવરને મૃત તથા નાપાક સમજીને તેઓ તેને હરામ ઠરાવે છે.

આ પ્રમાણે નિકાહના મસ્અલામાં પણ જે ઔરતો સાથે ઈસ્લામમાં નિકાહ કરવા હરામ છે, તેમના ધર્મમાં પણ આવા નિકાહ હરામ છે અને જે પ્રમાણે ઈસ્લામમાં નિકાહની જાહેરાત અને ગવાહોનું સામે હોવું જરૂરી છે. એ જ પ્રમાણે તેમના ધર્મોમાં પણ આ જ હુકમો છે.

ઈમામે તફસીર ઈબ્ને કષીરે આ જ નિવેદન ઘણા સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)થી નકલ કર્યું છે, જેની ઈબારત (લખાણ) આ પ્રમાણે છે.

(وَطَعَامُ اَهْلِ الْكِتَابِ) قَالَ ابْنُ عَبَّاسٍ وَاَبُوْاُمَامَةَ وَمُجَاهِدٌ وَسَعِيْدُ بْنُ جُبَيْرٍ وَعِكْرِمَةُ وَعَطَاءٌ وَالْحَسَنُ وَمَكْحُوْلٌ وَاِبْرٰهِيْمُ النَّخَعِيُّ وَالسُّدِّيُّ وَمُقَاتِلُ بْنُ حَيَّانَ يَعْنِىْ ذَبَائِحَهُمْ حَلَالٌ لِلْمُسْلِمِيْنَ لِاَ نَّهُمْ يَعْتَقِدُوْنَ تَحْرِيْمَ الذَّبْحِ لِغَيْرِ اللّٰهِ وَلَا يَذْكُرُوْنَ عَلٰى ذَبَائِحِهِمْ اِلَّا اسْمَ اللّٰهِ وَاِنِ اعْتَقَدُوْا فِيْهِ تَعَالٰى مَاهُوَمُنَزَّهٌ عَنْهُ تَعَالٰى وَتَقَدَّسَ. (اِبْنِ كَثِيْر مَائِدَةُ، ص ۱۹، ج ۳)

*"ઈબ્ને અબ્બાસ (રદિ.), અબૂ ઉમામહ મુજાહિદ, સઈદ બિન ઝુબૈર, ઈકરીમા, અતાઅ્, હસન, મકહૂલ, ઈબ્રાહીમ નકઈ, સુદ્દી અને મુકાતિર બિન હય્યાન (રહ.)એ 'તઆમે અહલે કિતાબ'ની તફસીર તેમના ઝબહ કરેલ હોવાની કરી છે અને આ મસ્અલો મુસલમાનો માટે અહીંયાં સામૂહિક છે કે, તેમણે ઝબહ કરેલું (જાનવર) મુસલમાનો માટે હલાલ છે. કારણ કે, તેઓ પણ ગયરૂલ્લાહ માટે ઝબહ કરવાને હરામ સમજે છે અને પોતાના ઝબહ કરેલા ઉપર અલ્લાહ સિવાય કોઈનું નામ લેતા નથી. અલબત્ત, તેઓ અલ્લાહ વિશે એવી વાતોનો અકીદહ ધરાવતા હોય છે કે જેનાથી અલ્લાહ રબ્બુલ ઈજ્જત પાક અને મહાન છે."* *(ઈબ્ને કષીર, સૂરએ માઈદહ, પેજ : ૧૯, જિલ્દ : ૩)*

ઈબ્ને કષીરના આ વર્ણનથી એક વાત એ પણ જાણ થાય છે કે, બધા જ ઉપરોક્ત સહાબા અને તાબિઈન નજીક "તઆમે અહલે કિતાબ"નો ભાવાર્થ અહલે કિતાબનું ઝબહ કરેલ જાનવર સમજાય છે અને તેના હલાલ હોવા ઉપર ઉમ્મતનો ઈજ્માઅ્ છે.

બીજી વાત એ જાણ થઈ કે, આ બધા લોકો નજીક અહલે કિતાબનું ઝબહ કરેલું હલાલ હોવાનું કારણ એ છે કે, યહૂદીઓ અને નસારાના ધર્મમાં ઘણા બધા ફેરફારો થયા હોવા છતાં ઝબહ કરવાનો મસ્અલો ઈસ્લામી શરીઅત પ્રમાણે બાકી છે કે, તેઓ પણ ગયુરૂલ્લાહ (અલ્લાહ સિવાય અન્ય)ના નામ ઉપર ઝબહ કરેલ જાનવરને હરામ કહે છે અને ઝબહ કરવા માટે અલ્લાહનું નામ લેવું જરૂરી સમજે છે. એ અલગ બાબત છે કે, અલ્લાહ તઆલાની શા'નમાં તેઓ ત્રિનિટીનો શિર્કિય્યહ અકીદહ ધરાવતા થઈ ગયા અને અલ્લાહ તથા હઝરત મસીહ (અલૈ.) અને મરયમ (અલૈ.)ને એક જ કહેવા લાગ્યા છે, જેને કુર્આને કરીમે આ શબ્દોમાં રદ કર્યું છે.

لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ

*"બેશક ! કાફિર થઈ ગયા તે લોકો, જેમણે કહ્યું કે અલ્લાહ તો મસીહ ઈબ્ને મરયમ છે."*

એનો ખુલાસો એ થયો કે, ઝબહ કરવાના સંદર્ભમાં બધી જ કુર્આનની આયતો જે સૂરએ બકરહ અને સૂરએ અન્આમમાં આવી છે, જેમાં ગયરૂલ્લાહના

નામ ઉપર ઝબહ કરેલ જાનવરને પણ અને તે જાનવરને પણ જેના ઉપર અલ્લાહનું નામ લેવામાં નથી આવ્યું, તેને હરામ ઠરાવવામાં આવ્યું છે. આ બધી આયતો પોતાની જગ્યાએ મુહકમ (મજબૂત અને સ્પષ્ટ અર્થવાળી) અને ખુલ્લી છે. સૂરએ માઈદહની આયત જેમાં "તઆમે અહલે કિતાબ"ને હલાલ ઠરાવવામાં આવ્યું છે, તે પણ આ આયતના હુકમથી જુદું નથી. કારણ કે, તઆમે અહલે કિતાબ (અહલે કિતાબના ઝબહ કરેલ જાનવર)ને હલાલ ઠરાવવાનું કારણ એ જ છે કે, તેમના ધર્મમાં પણ ગયરૂલ્લાહના નામ ઉપર ઝબહ કરેલું જાનવર અને તે જાનવર કે જેના ઉપર અલ્લાહનું નામ લેવામાં નથી આવ્યું તે હરામ છે. આધુનિક યુગમાં તવરાત અને ઈન્જીલના જે નુસ્ખાઓ આજે પણ મૌજૂદ છે, તેમાં પણ ઝબહ કરવાના અને નિકાહના હુકમો લગભગ આજે પણ તે જ છે, જે કુર્આને કરીમ અને ઈસ્લામમાં છે, તેની વિગત નિકટમાં જ વર્ણન કરવામાં આવશે. ઈન્શાઅલ્લાહ !

હા ! એવું બની શકે છે કે, અમુક જાહિલ લોકો પોતાના મઝહબના તે હુકમો વિરુદ્ધ અમલ કરે, જેમકે મુસલમાન જાહિલ લોકોમાં પોતે પણ અમુક જાહિલિયતના કુરિવાજો સામેલ થઈ ગયા છે, પરંતુ તેને ઈસ્લામ ધર્મનો હુકમ કહી શકાય નહીં. એ જ પ્રમાણે નસારાના જાહિલ લોકોની ઝબહ કરવાની પદ્ધતિ જોઈને અમુક તાબિઈન (રહ.)એ ફરમાવ્યું છે કે, "જ્યારે અલ્લાહ તઆલાએ તઆમે અહલે કિતાબને હલાલ ઠરાવ્યું અને અલ્લાહ તઆલા જાણે છે કે, તેઓ પોતાના ઝબહ કરેલા સાથે શું વર્તણૂક કરે છે, કોઈ તેના ઉપર મસીહ અને અઝીઝનું નામ લે છે, કોઈ બિસ્મિલ્લાહ વિના જ ઝબહ કરી નાંખે છે, તો જાણ થઈ કે આયતે માઈદહ જેમાં તઆમે અહલે કિતાબને હલાલ ઠરાવ્યું છે, આ આયતે અહલે કિતાબના ઝબહ કરેલાના હકમાં સૂરએ બકરહ અને સૂરએ અન્આમની તે આયતોમાં ચોક્કસ એક પ્રકારનું નસ્ખ (રદ) ઠરાવી દીધું છે, જેમાં ગયરૂલ્લાહના નામ ઉપર ઝબહ કરવાને અથવા અલ્લાહનું નામ લીધા વિના જ ઝબહ કરવાને હરામ ઠરાવવામાં આવ્યું છે."

અમુક અકાબિર ઉલમાના નિવેદનોથી જાણ થાય છે કે, જે તાબિઈન (રહ.)એ અહલે કિતાબના બિસ્મિલ્લાહ વિના ઝબહ કરેલા તથા ગયરૂલ્લાહના નામ ઉપર ઝબહ કરેલા જાનવરને હલાલ કહ્યું છે, તેમના નજીક પણ અહલે

કિતાબનો અસલ અકીદહ (જાનવર ઝબહ કરવા વિશે) ઈસ્લામથી જુદો નથી, પરંતુ તેમના જાહિલ લોકો ભૂલો કરે છે, તે છતાં પણ તે જાહિલ લોકોને અહલે કિતાબના હુકમથી અલગ નથી કર્યા અને ઝબહ કરવાના તથા નિકાહના સંદર્ભમાં તેમનો પણ એ જ હુકમ રાખવામાં આવશે, જે તેમના બાપ–દાદાના અસલ ધર્મના અનુસરણ કરનારાઓનો છે કે, તેમનું ઝબહ કરેલું જાનવર અને તેમની સ્ત્રીઓ સાથે નિકાહ કરવા જાઈઝ હતા.

ઈબ્ને અરબી (રહ.)એ અહકામુલ કુર્આનમાં લખ્યું છે કે, ''મેં મારા ઉસ્તાદ અબૂલ ફતહ મુકદ્દસીને સવાલ કર્યો કે, અત્યારના નસારા તો ગયરૂલ્લાહના નામ ઉપર ઝબહ કરે છે, દાખલા તરીકે, મસીહનું નામ અથવા અઝીઝનું નામ જાનવર ઝબહ કરતી વખતે લે છે, તો તેમનું ઝબહ કરેલું કેવી રીતે હલાલ હોઈ શકે છે ?'' તેના જવાબમાં અબુલ ફતહ મુકદ્દસીએ ફરમાવ્યું,

هُمْ مِّنْ اٰبَائِهِمْ وَقَدْ جَعَلَهُمُ اللّٰهُ تَعَالٰى تَبْعًا لِّمَنْ كَانَ قَبْلَهُمْ مَعَ عِلْمِهٖ بِحَالِهِمْ

(اَحْكَامُ اِبْنِ عَرَبِی، ص ۲۲۹، جلد اول)

*''તેમનો હુકમ પોતાના બાપ–દાદા જેવો છે (આજના અહલે કિતાબની) આ હાલત અલ્લાહ તઆલાને ખબર હતી પરંતુ અલ્લાહે તેમને તેમના બાપ–દાદાના તાબે બનાવી દીધા છે.''*

તેનો ખુલાસો એ થયો કે, અસ્લાફે ઉમ્મત (પુરોગામી ઈસ્લામિક વિદ્વાનો)માં જે ઉલમાએ અહલે કિતાબના આવા ઝબહ કરેલા જાનવરની પરવાનગી આપી છે કે, જેના ઉપર અલ્લાહનું નામ લેવામાં નથી આવ્યું બલકે ગયરૂલ્લાહનું નામ લેવામાં આવ્યું છે, તેમના નજીક પણ અસલ અહલે કિતાબનો મઝહબ એ જ છે કે, તે વસ્તુઓ તેમના મઝહબમાં પણ હરામ છે, પરંતુ તે લોકોએ ખોટું કરનાર સામાન્ય લોકોને પણ આ હુકમમાં સામેલ રાખ્યા કે, જે હુકમ અસલ અહલે કિતાબનો હુકમ છે. એટલા માટે તેમનું ઝબહ કરેલું પણ હલાલ ઠરાવી દીધું પરંતુ જમહૂર સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.) અને મુજતહિદીન ઈમામોએ એ બાબત ઉપર નજર કરી કે, અહલે કિતાબના જાહિલ સામાન્ય લોકો જો ગયરૂલ્લાહના નામ ઉપર અથવા અલ્લાહના નામ વગર ઝબહ કરે છે તો આ બાબત ઈસ્લામી હુકમના તો વિરોધ છે જ, પોતે નસારાઓના

હાલના ધર્મની પણ વિરુદ્ધ બાબત છે. એટલા માટે તેમના અમલનો હુકમ ઉપર કોઈ અસર ન થવો જોઈએ અને તેમણે એ ફેંસલો આપ્યો કે, આ લોકોનું ઝબહ કરેલું "તઆમે અહલે કિતાબ"માં સામેલ છે જ નહીં, એટલા માટે તેના હલાલ હોવાનું કોઈ કારણ જ ઉપસ્થિત થતું નથી અને તેમના કોઈ ગલત અમલ (પ્રવૃત્તિ)ના કારણે કુર્આનની આયતમાં નસ્ખનો અભિપ્રાય અપનાવવો કોઈ રીતે સહીહ નથી.

એટલા માટે બધા જ તફસીરના ઈમામો ઈબ્ને જરીર, ઈબ્ને કષીર, અબૂહય્યાન (રહ.) વગેરે આ બાબત ઉપર સહમત છે કે, સૂરએ બકરહ અને સૂરએ અન્આમની આયતોમાં કોઈ નસ્ખ (રદિયો) છે જ નહીં. આ જ જમહૂર સહાબા અને તાબિઈનનો અકીદહ છે, જેમકે ઈબ્ને કષીરના હવાલાથી ઉપર નકલ થઈ ચૂક્યું છે અને તફસીરે બહરે મુહીતમાં નીચે પ્રમાણેના શબ્દોમાં આ બાબત નકલ થઈ છે.

وَذَهَبَ اِلٰی اَنَّ الْكِتَابِیَّ اِذَالَمْ يَذْكُرِا للّٰهَ عَلَى الذَّ بِيْحَةِ وَذَكَرَ غَيْرَاللّٰهِ لَمْ تُؤْكَلْ. وَبِهٖ قَالَ اَبُوْالدَّ رْدَآءِ وَعُبَادَةُ بْنُ الصَّامِتِ وَجَمَاعَةٌ مِّنَ الصَّحَابَةِ وَبِهٖ قَالَ اَبُوْ حَنِيْفَةَ وَاَبُوْيُوْسُفَ وَمُحَمَّدٌ وَزُفَرُوَ مَالِكٌ وَكَرِهَ النَّخَعِیُّ وَالثَّوْرِیُّ اَكْلَ مَاذُبِحَ وَاُهِلَّ بِهٖ لِغَيْرِاللّٰهِ. (بَحْرِ مُحِيْطْ، ص ۴۳۱، ج ۴)

*"તેમનો મઝહબ એ છે કે, અહલે કિતાબવાળા જો ઝબહ કરેલા ઉપર અલ્લાહનું નામ ન લે બલકે, અલ્લાહ સિવાય કોઈનું પણ નામ ન લે તો તેનું ખાવું જાઈઝ નથી. આવો જ કૌલ અબૂ દરદઅ્, ઉબાદા બિન સામિત અને સહાબએ કિરામ (રદિ.)ના એક સમૂહનો છે અને ઈમામ અબૂહનીફા, અબૂયૂસુફ, મુહમ્મદ, ઝફર અને માલિક (રહ.)નો આ જ મઝહબ છે. નખઈ અને ષૌરી (રહ.) તેને ખાવું મકરૂહ ઠરાવે છે." (બહરે મુહીત, પે.:૪૩૧, જિ.:૪)*

કહેવાનું તાત્પર્ય એ છે કે, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) તથા ઉમ્મતના અસ્લાફોનો એ બાબતમાં કોઈ મતભેદ નથી કે, અહલે કિતાબનો અસલ ધર્મ કુર્આનના નાઝિલ થવાના સમયે પણ એ જ હતો કે, જે જાનવર ઉપર અલ્લાહ સિવાય અન્યનું નામ લેવામાં આવે અથવા તો જાણીબુજીને અલ્લાહનું

નામ લેવાનું છોડી દે તો તે હરામ છે. એ જ પ્રમાણે નિકાહના હલાલ અને હરામ હોવામાં પણ અહલે કિતાબના વાસ્તવિક ધર્મમાં આધુનિક યુગ સુધી મોટા ભાગની વસ્તુઓમાં હુકમ ઈસ્લામી શરીઅત પ્રમાણે જ છે, તેના વિરુદ્ધ જે કંઈ પણ અહલે કિતાબમાં જોવા મળે છે, તે તેમના જાહિલ અવામ (સામાન્ય જનતા)ના કુરિવાજો છે, તેને તેમના ધર્મ સાથે કોઈ લેવા–દેવા નથી.

અત્યારે ઉપસ્થિત તવરાત અને ઈન્જીલ જે વિવિધ ભાષાઓમાં છાપેલી મળે છે, તેમાં પણ આ વાતનું સમર્થન મળે છે. પ્રસ્તુત કેટલાક અવતરણો બાઈબલના જૂના કરારમાંથી આધુનિક યુગના યહૂદીઓ અને નસારા નજીક સ્વીકાર્ય છે, તે વાંચો.

ઝબહ કરવા સંબંધિત હુકમો :

(૧) જે જાનવરો આપમેળે મૃત્યુ પામે અને જેને હિંસક પ્રાણી ફાડી ખાય તેની ચરબી બીજા કાર્યમાં લાવવી હોય તો લાવો, તમે તેને કોઈપણ હાલતમાં ન ખાઓ. (Leviticus 7:24)

(૨) માંસથી ભરેલ તો પોતાના બધા ફાટકો (વાડાઓ)માં પોતાના દિલના લગાવથી અને ખુદાવંદ પોતાને આપેલી બરકત પ્રમાણે ઝબહ કરીને ખાઈ શકશે..... પરંતુ તમે લોહી બિલકુલ ન ખાશો. (Deuteronomy 12:15)

(૩) તમે મૂર્તિઓની કુર્બાનીઓનો માંસ અને લોહી અને ગળું દાબીને મારી નાંખવામાં આવેલ જાનવરો અને હરામ કાર્યોથી બચતા રહો.
(عَهِدْ نَامَهُ جَدِيْد كِتَابِ اَعْمَالُ નવો કરાર, Acts 15:29)

(૪) ઈસાઈઓના સૌથી મોટા આગેવાન I Corinthians پُوْلَسْ كَرَنْتِهُيُوْنُ ના નામે લખાયેલા પ્રથમ પત્રમાં લખે છે કે, જે કુર્બાની ગૈરકૌમો કરે છે તે શયતાનો માટે કુર્બાની કરે છે અને ન જ હું ઈચ્છું છું કે તમે શયતાનના ભાગીદાર થાઓ. તમે ખુદાવંદના પ્યાલા અને શયતાનના પ્યાલા બંનેમાંથી નથી પી શકતા. (I Corinthians 10:20-21)

(૫) كِتَابُ اَعْمَالُ حَوَارِيِّنُ માં છે, અમે આ ફેંસલો કરીને લખ્યું હતું કે, તેઓ ફક્ત મૂર્તિઓની કુર્બાનીના માંસથી અને લોહીથી અને ગળું દાબેલા જાનવરો અને ખરાબ કૃત્યોથી પોતાને બચાવી રાખશે. (Acts 21:25)

આ તવરાત અને ઈન્જીલના તે ખુલાસાઓ છે, જે આજકાલની બાઈબલમાં છે તેને બાઈબલ સોસાયટીઓએ છાપેલ છે, જેમાં સેંકડો ફેરબદલ અને સુધારા–વધારા પછી પણ કુર્આને કરીમ જેવા જ હુકમો પ્રમાણે આ વસ્તુઓ બાકી છે. કુર્આને કરીમની આયત આ પ્રમાણે છે,

حُرِّمَتْ عَلَيْكُمُ الْمَيْتَةُ وَالدَّمُ وَلَحْمُ الْخِنْزِيْرِ وَمَا اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ وَالْمُنْخَنِقَةُ وَالْمَوْقُوْذَةُ وَالْمُتَرَدِّيَةُ وَالنَّطِيْحَةُ وَمَا اَكَلَ السَّبُعُ اِلَّامَاذَكَّيْتُمْ وَمَاذُبِحَ عَلَى النُّصُبِ. (اَلْمَائِدَة ٣)

*“હરામ કરવામાં આવ્યું તમારા ઉપર મૃત (પ્રાણી) અને લોહી અને સુવ્વરનું માંસ અને જેના ઉપર અલ્લાહ સિવાય (કોઈ અન્યનું નામ) પોકારવામાં આવે, અને ગળું દાબવાથી મૃત્યુ પામેલું, અને ઈજા પામીને મરેલું, અને ઊંચાઈએથી પડીને, અને શિંગડુ મારવાથી (વાગવાથી મરેલું) અને જેને હિંસક પ્રાણીએ ફાડી ખાધું પરંતુ (મરતાં પહેલાં) જો તમે ઝબહ કરી લીધું (તો હલાલ છે) અને (હરામ કરવામાં આવ્યું) જે કોઈ (મંદિરોના) સ્થાનકો ઉપર વધ કરવામાં આવ્યું હોય....”* *(સૂરએ માઈદહ : ૩)*

આ આયતે મૃત એટલે કે આપમેળે મરેલા જાનવર, લોહી, ડુક્કરનું માંસ અને જેના ઉપર અલ્લાહ સિવાય કોઈ અન્યનું નામ લેવામાં આવ્યું હોય, ગળું દાબીને મારી નાંખવામાં આવ્યું હોય, વાગવાથી મરી ગયું હોય, ઊંચી જગ્યાએથી પડીને મરી ગયું હોય અથવા શિંગડું વાગવાની ઈજાથી મરી ગયું હોય અને જેને હિંસક પ્રાણીએ ફાડી ખાધું હોય... બધું હરામ છે. તવરાત અને ઈન્જીલના પ્રસ્તુત ખુલાસાઓમાં પણ ડુક્કરના માંસ સિવાય લગભગ બધું જ હરામ ઠરાવવામાં આવ્યું છે. ફક્ત ઈજા થવાથી અથવા ઊંચી જગ્યાએથી પડીને અથવા શિંગડું વાગવાથી મરેલા જાનવરની વિગતો ઉપસ્થિત નથી, પરંતુ તે બધું પણ લગભગ પોતે મરી ગયેલા અથવા ગળું દાબવાથી મરી ગયેલા જાનવરોના હુકમમાં સામેલ છે.

એ જ પ્રમાણે કુર્આને કરીમે ઝબહ કરવાના જાનવર ઉપર અલ્લાહનું નામ લેવાની તાકીદ ફરમાવી છે. كُلُوْا وَاذْكُرُوْا اسْمَ اللّٰهِ عَلَيْهِ (૫:૪) અને જે જાનવર

ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું ન હોય તેને હરામ ઠરાવ્યું છે, لَاتَأْكُلُوْا مَالَمْ يُذْكَرِاسْمُ اللّٰهِ عَلَيْهِ (૬:૧૨૧) બાઈબલમાં 'કિતાબે ઈસ્તિસ્ના' (Deuteronomy)માં ઉપરોક્ત મુદા નંબર–રથી પણ આ જ તાકીદ સમજમાં આવે છે કે, જાનવરને અલ્લાહના નામ ઉપર ઝબહ કરવામાં આવે. એ જ પ્રમાણે નિકાહના મા'મલામાં પણ અહલે કિતાબનો ધર્મ ઘણી બધી બાબતોમાં ઈસ્લામ પ્રમાણે જ છે.

બાઈબલમાં અહબાર (Leviticus) ૧૮, ૬ થી ૧૯ જેમાં એક લાંબી યાદી હરામ વસ્તુઓની આપવામાં આવી છે, જેમાં મોટા ભાગે એ જ વસ્તુઓ છે જેને કુર્આને હરામ કહી છે. અહીંયાં સુધી કે, جَمَعُ بَيْنَ الْاُخْتَيْنِ એટલે કે, બે બહેનોને એક સાથે નિકાહમાં ભેગી કરવી હરામ હોવાની બાબત અને માસિકધર્મમાં સ્ત્રી ઉપભોગ ન કરવાની પણ વિગતો મૌજૂદ છે. વળી, બાઈબલમાં એનો પણ ખુલાસો છે કે, મૂર્તિપૂજકો અને મુશ્રિક કૌમો સાથે નિકાહ કરવા જાઈઝ નથી. પ્રસ્તુત છે તવરાતના અમુક શબ્દો,

*"તો તેમની સાથે શાદી પણ ન કરો, ન એમના દિકરાઓને તમારી દિકરીઓ આપો અને ન જ પોતાના દિકરાઓ માટે તેમની દિકરીઓ લાવો. કારણ કે, તેઓ મારા પુત્રોને મારું અનુસરણ કરવાથી ભટકાવી દેશે, જેથી તે અન્ય મઅબૂદોની ઈબાદત કરે."* *(Leviticus 4-3-7 اِسْتِثْنَا ٧-٣-٤)*

**ખુલાસો :**

ખુલાસો એ છે કે, અહલે કિતાબના ઝબહ કરેલા જાનવર અને તેમની સ્ત્રીઓ સાથે નિકાહ કરવાનું મુસલમાનો માટે હલાલ ઠરાવવામાં આવ્યું છે જ્યારે અન્ય કાફિરોના ઝબહ કરેલા જાનવર અને તેમની સ્ત્રીઓ સાથે નિકાહ કરવા હરામ ઠરાવવામાં આવ્યું. તેનું કારણ એ છે કે, આ બંને મસ્અલાઓમાં અહલે કિતાબનો અસલ ધર્મ આજે પણ ઈસ્લામી કાયદાઓ પ્રમાણે છે અને જે કંઈ પણ તેનાથી વિરુદ્ધ અમલ તેમના સામાન્ય લોકોમાં જોવા મળે છે, તે તેમનામાંના જાહિલોનો ખોટો અમલ છે. તેમના ધર્મમાં એવું નથી. એ જ પ્રમાણે જમહૂર સહાબા (રદિ.), તાબિઈન (રહ.) અને મુજતહિદીન ઈમામોના મતે સૂરએ બકરહ, સૂરએ અન્આમ અને સૂરએ માઈદહની બધી જ આયતોમાં કોઈ વિરોધાભાસ અથવા નસ્ખ (રદિયો) નથી અને જે આલિમો અને તાબિઈન

(રહ.)એ ખોટું કરનાર અહલે કિતાબના સામાન્ય લોકોના ખોટા અમલોને પણ અહલે કિતાબના હુકમોમાં સામેલ રાખ્યા છે અને સૂરએ બકરહ, સૂરએ અન્આમની આયતોમાં નસ્ખ (૨૬)નો જે મત અપનાવ્યો છે તેનો આધાર પણ આ જ મસ્અલાઓનો તે કૌલ છે કે, اِنَّ اللّٰـهَ هُوَا لْـمَسِيْـحُ ابْنُ مَـرْيَم (૫ : ૭૨) એટલે કે, અલ્લાહ તો ઈસા ઈબ્ને મરયમ છે. આ લોકો જો અલ્લાહનું નામ પણ લે તો તેમનાથી ઈસા ઈબ્ને મરયમનું નામ લેવાનો અર્થ સમજાય છે. એટલા માટે તેમના ઝબહ કરેલા જાનવર ઉપર અલ્લાહનું નામ લેવું અથવા હઝરત મસીહ (અલૈ.)નું નામ લેવું તેમના નજીક બરાબર છે. એ આધારે તે તાબિઈન (રહ.)એ અહલે કિતાબના ઝબહ કરેલા જાનવરમાં પરવાનગી આપી છે. ઈબ્ને અરબીએ અહકામુલ કુર્આનમાં આ આધારે સ્પષ્ટતા કરી છે.

*(અહકામ, ઈબ્ને અરબી, પેજ : ૨૨૯, જિલ્દ : ૧)*

પરંતુ જમહૂર ઉમ્મતે તેને કબૂલ નથી કર્યું, જેમકે તફસીરે ઈબ્ને કષીર અને તફસીરે બહરે મુહીતના હવાલાઓમાં હમણા આવી ચૂક્યું છે અને તફસીરે મઝહરીએ વિવિધ નિવેદનો કર્યા પછી લખ્યું છે,

وَالصَّحِيْحُ الْمُخْتَارُ عِنْدَنَا هُوَالْقَوْلُ الْاَوَّلُ. يَعْنِىْ ذَبَائِحَ اَهْلِ الْكِتَابِ تَارِكًا لِّلتَّسْمِيَةِ عَامِدًا اَوْعَلٰى غَيْرِ اسْمِ اللّٰهِ تَعَالٰى لَايُؤْكَلُ اِنْ عُلِمَ ذَالِكَ يَقِيْنًا اَوْكَانَ غَالِبُ حَالِهِمْ ذٰلِكَ وَهُوَ مَحْمِلُ النَّهْيِ عَنْ اَكْلِ ذَبَائِحِ نَصَارَى الْعَرَبِ وَمَحْمِلُ قَوْلِ عَلِيٍّ لَاتَاْكُلُوْا مِنْ ذَبَائِحِ نَصَارٰى بَنِىْ تَغْلِبَ فَاِنَّهُمْ لَمْ يَتَمَسَّكُوْا مِنَ النَّصْرَانِيَّةِ بِشَيْءٍ اِلَّا بِشُرْبِهِمُ الْخَمْرَ فَلَعَلَّ عَلِيًّا عَلِمَ مِنْ حَالِهِمْ اَنَّهُمْ لَا يُسَمُّوْنَ اللّٰهَ عِنْدَ الذَّبْحِ اَوْيَذْبَحُوْنَ عَلٰى غَيْرِ اسْمِ اللّٰهِ هٰكَذَا حُكْمُ نَصَارَى الْعَجَمِ اِنْ كَانَ عَادَتُهُمُ الذَّبْحَ عَلٰى غَيْرِ اسْمِ اللّٰهِ تَعَالٰى غَالِبًا لَايُؤْكَلُ ذَبِيْحَتُهُمْ. وَلَا شَكَّ اَنَّ النّصَارٰى فِىْ هٰذَالزَّمَانِ لَا يَذْبَحُوْنَ بَلْ يَقْتُلُوْنَ بِالْوَقْذِ غَالِبًا فَلَا يَحِلُّ طَعَامُهُمْ.

(تَفْسِيْرِ مَظْهَرِىْ، ص۳۷، جلد ۳)

*"અને સાચું તથા પાકું અમારા મતે તે પહેલું નિવેદન છે. એટલે એ કે, અહલે*

*કિતાબના ઝબહ કરેલા કે જેના ઉપર જાણીબુઝી અલ્લાહનું નામ લેવાનું છોડી દેવામાં આવ્યું હોય અથવા અલ્લાહ સિવાય અન્યનું નામ લઈને ઝબહ કરવામાં આવ્યું હોય, તે હલાલ નથી. જો વિશ્વાસપૂર્વક એવું જાણ થઈ જાય કે તેના ઉપર અલ્લાહનું નામ નથી લીધું અથવા અલ્લાહ સિવાય અન્યનું નામ લીધું છે અથવા અહલે કિતાબની સામાન્ય ટેવ એવી થઈ જાય કે જે બુઝૂર્ગોએ અરબના નસારાના ઝબહ કરેલાની મનાઈ કરી છે તેમના કૌલનો મકસદ પણ એ જ છે. એ જ પ્રમાણે હઝરત અલી (રદિ.)એ એવું ફરમાવ્યું છે કે, નસારા બની તગલીબનું ઝબહ કરેલું ખાવું જાઈઝ નથી. કારણ કે, તેમણે નસરાની ધર્મમાંથી દારૂ પીવા સિવાય અન્ય કંઈ લીધું નથી અને તેનો ભાવાર્થ પણ એ જ છે કે, હઝરત અલી (રદિ.) સમક્ષ એ સાબિત થઈ ચૂક્યું હશે કે, બની તગલીબ પોતાના ઝબહ કરેલા ઉપર અલ્લાહનું નામ લેતા નથી અથવા તો અલ્લાહ સિવાય અન્યનું નામ લે છે.*

*બસ, આ જ હુકમ અજમી (બિનઆરબ) નસારાનો પણ છે. જો તેમની ટેવ એવી થઈ જાય કે, સામાન્ય રીતે અલ્લાહના નામ સિવાય અન્યના નામ ઉપર ઝબહ કરે છે તો તેમનું ઝબહ કરેલું ખાવું જાઈઝ નથી અને તેમાં કોઈ શંકા નથી કે, આજકાલના નસારા તો ઝબહ જ નથી કરતા બલકે, સામાન્ય રીતે ઈજા પહોંચાડીને કતલ કરી નાંખે છે. એટલા માટે તેમનું ઝબહ કરેલું જાઈઝ નથી.''* *(તફસીરે મઝહરી, પેજ : ૩૭, જિલ્દ : ૩)*

આ વિગતવાર ચર્ચા ફક્ત એટલા માટે વર્ણન કરવામાં આવી છે કે, આ સ્થળે મિસ્રના મશ્હૂર આલિમ મુફતી અબ્દહે એક ઘણી સખત ભૂલ કરી છે, જે ભૂલ કિતાબ તથા સુન્નત અને જમહૂર ઉમ્મતના વિરુદ્ધ હોવામાં કોઈ શંકા બાકી નથી. તેમણે "તફસીરુલ મિનાર"માં આ સ્થળે બે પ્રકારની ભૂલ કરી છે.

પ્રથમ તો એ કે, અહલે કિતાબના અર્થમાં દુનિયાના કાફિરો, અગ્નિપૂજકો, હિન્દુઓ, શીખો વગેરેને સામેલ કરીને અહલે કિતાબની વ્યાખ્યા એટલી સામાન્ય બનાવી દીધી કે, આખા કુર્આનમાં જે કાફિરો અને અહલે કિતાબ તથા ગેરઅહલે કિતાબની વહેંચણી અને તફાવત કરવામાં આવ્યો છે તે બિલકુલ અર્થ વગરનું અને મહત્ત્વહીન બનાવી દીધું અને આ વહેંચણીનો જાણે કોઈ અર્થ જ નથી એવી વ્યાખ્યા કરી.

બીજી ભૂલ તેનાથી મોટી એ કરી કે, "તઆમે અહલે કિતાબ" (અહલે કિતાબનું ઝબહ કરેલા)ના અર્થમાં અહલે કિતાબના દરેક ખાવાને કોઈપણ પ્રકારની શરત વિના હલાલ ઠરાવી દીધું. ભલે તે જાનવર ઝબહ કરે અથવા ન કરે અને તેના ઉપર અલ્લાહનું નામ લે અથવા ન લે. દરેક પરિસ્થિતિમાં તે જાનવરને જે રીતે ખાવું હોય મુસલમાનો માટે હલાલ ઠરાવી દીધું.

જે સમયે તેમણે આ ફત્વો મિસ્રમાં પ્રકાશિત કર્યો, તે સમયે પોતે મિસ્રના અને દુનિયાના બધા જ અકાબિર ઉલમાએ તેને ખોટો ઠરાવ્યો, તેના ઉપર ઘણા બધા મુકાબલા થયા અને ઘણી બધી પુસ્તિકાઓ લખવામાં આવી, મુફતી અબ્દહના ફત્વો આપવાના હોદ્દાને નિલંબિત કરવાની માંગણી ચારે તરફથી ઉઠવા લાગી. આ બાજુ મુફતી સાહેબ અને તેમના વિદ્યાર્થીઓની અમુક પશ્ચિમ પરસ્ત યુરોપીયન સમાજના સમર્થનમાં બહસો ચાલી. કારણ કે, આ ફત્વો તેમના રસ્તામાં આવતી બધી જ મુશ્કેલીઓનો હલ હતો કે, યુરોપના યહૂદીઓ, નસારાઓ બલકે, નાસ્તિકો વગેરેનું દરેક પ્રકારનું ખાવા તેમના માટે હલાલ થઈ ગયું.

પરંતુ ઈસ્લામનો એ પણ મોઅ્જિઝો છે કે, શરીઅત વિરુદ્ધનું કામ કરવાનું આહ્વાન ભલે ગમે એટલા મોટા આલિમ દ્વારા કેમ ન આપવામાં આવતું હોય પરંતુ સામાન્ય મુસલમાનોના દિલો તેનાથી ક્યારેય સંતોષિત થતા નથી. આ ઘટનામાં પણ એવું જ થયું અને આખી દુનિયાના મુસલમાનોએ તેને ગુમરાહી ઠરાવી દીધી અને તે સમયે આ મા'મલો દબાય ગયો પરંતુ આધુનિક યુગના નાસ્તિકોનો મકસદ એ જ છે કે, ઈસ્લામનું નવું ઍડિશન (સ્વરૂપ) તૈયાર કરવામાં આવે કે, જેમાં યુરોપની દરેક નિરર્થક વાતો ખપી જાય અને નવા નવયુવાનોને મનેચ્છાઓ તથા મહેચ્છાઓ પૂરી કરવામાં તેમણે પાછી આ ચર્ચાને એવા અંદાઝથી ચગાવી કે જાણે તેઓ પોતે આ સંશોધન રજૂ કરી રહ્યા છે. જ્યારે કે આ બધી મુફતી અબ્દહની નકલ અને તેમના લેખો ઉપર આધારિત ચર્ચા છે. એટલા માટે જરૂરી છે કે, આ ચર્ચાને થોડી વિસ્તારથી લખવામાં આવે.

હવે, અલહમ્દુલિલ્લાહ જરૂરત જેટલું તો વર્ણન થઈ ચૂક્યું છે અને તેની સંપૂર્ણ વિગત મારી કિતાબ "ઈસ્લામી ઝબીહા"માં છે, તે વાંચવા વિનંતી છે.

બીજો મસ્અલો આ સ્થળે એ છે કે, કુર્આને કરીમના આ ઈરશાદમાં એક હુકમ જે મુસલમાનો માટે વર્ણન કરવામાં આવ્યો છે કે, "અહલે કિતાબનું ખાવા જે તમારા માટે જાઈઝ છે," એ તો દેખીતું છે પરંતુ તેનો બીજો વિભાગ એટલે કે, "મુસલમાનોનું ખાવું અહલે કિતાબ માટે જાઈઝ છે," તેનો શું હેતુ છે ? કારણ કે, અહલે કિતાબ જે કુર્આનના ઈરશાદને નથી માનતા તેમના માટે હરામ શું અને હલાલ શું ? તેના વર્ણન કરવાનો શું લાભ ?

તફસીરે બહરે મુહીત વગેરેમાં એના વિશે ફરમાવવામાં આવ્યું છે કે, વાસ્તવમાં આ હુકમ મુસલમાનોને જ બતાવવા માટે છે કે, તમારા ઝબહ કરેલા જાનવરો તેમના માટે હલાલ છે. એટલા માટે તમે પોતાના ઝબહ કરેલામાંથી કોઈ ગેરમુસ્લિમ અહલે કિતાબને ખવડાવો તો કોઈ ગુનોહ નથી. એટલે કે, પોતાની કુર્બાનીમાંથી કોઈ અહલે કિતાબને આપી શકો છો અને જો આપણા ઝબહ કરેલા જાનવરો તેમના માટે હરામ હોત તો આપણા માટે એ જાઈઝ ન હોત કે, આપણે તેમને તેમાંથી ખવડાવીએ. એટલા માટે ભલે આ હુકમ જાહેર દેખાવમાં તો અહલે કિતાબનો છે પરંતુ વાસ્તવમાં તે મુસલમાનોને સંબોધન કરે છે.

અને તફસીરે રૂહુલ મઆનીમાં સુદ્દીના હવાલાથી આ વાક્ય એક અપવાદરૂપ વર્ણન કરવામાં આવ્યું છે, તે એ છે કે, "અહલે કિતાબ યહૂદી અને નસારાના ધર્મમાં અમુક હલાલ જાનવરો અથવા તેની કોઈ વસ્તુ સજા સ્વરૂપે હરામ કરવામાં આવી હોય. એટલા માટે તે જાનવરો અથવા જાનવરોના શરીરનો ભાગ 'તઆમે અહલે કિતાબ'માં દેખીતી રીતે સામેલ નથી. પરંતુ આયતના એ વાક્યએ બતાવી દીધું છે કે, જે જાનવરો તમારા માટે હલાલ છે ભલે અહલે કિતાબ તેને હલાલ ન જાણતા હોય અને જો અહલે કિતાબનું ઝબહ કરેલું મળે તો તે પણ મુસલમાનો માટે હલાલ જ સમજવામાં આવશે. وَطَعَامُكُمْ حِلٌّ لَهُمْ માં આ જ બાબત તરફ ઈશારો કરવામાં આવ્યો છે." આ ચર્ચાથી પણ અંતે આ વાક્યનો સંબંધ પોતે મુસલમાનો સાથે જ જોડાય ગયો.

અને તફસીરે મઝહરીમાં ફરમાવ્યું છે કે, "આ વાક્યનો લાભ ઝબહ કરેલાના મા'મલામાં અને નિકાહના મા'મલામાં તફાવત વર્ણન કરવાનો છે, તે ફરક આ છે કે, ઝબહ કરેલું તો બંને તરફથી હલાલ છે. અહલે કિતાબનું ઝબહ

કરેલું મુસલમાનો માટે અને મુસલમાનોનું ઝબહ કરેલું અહલે કિતાબ માટે હલાલ છે, પરંતુ સ્ત્રીઓ સાથે નિકાહનો હુકમ એવો નથી. અહલે કિતાબની સ્ત્રીઓ મુસલમાનો માટે તો હલાલ છે પરંતુ મુસલમાનોની સ્ત્રીઓ અહલે કિતાબ માટે હલાલ નથી.''

ત્રીજો મસ્અલો એ છે કે, જો કોઈ મુસલમાન નઊઝુબિલ્લાહ મુર્તદ થઈને યહૂદી અથવા નસારા બની જાય તો તે અહલે કિતાબમાં સામેલ નથી. બલકે, તે મુર્તદ છે, તેનું ઝબહ કરેલું ઉમ્મતના ઈજ્માઅ્થી હરામ છે. એ જ પ્રમાણે જે મુસલમાન જરૂરિયાતે દીન અને ઈસ્લામના કતઈ હુકમોના ઈન્કાર કરવાના કારણે મુર્તદ થઈ ગયો છે, જો કે, તે કુર્આન અને રસૂલે કરીમ ﷺને માનવાનો દા'વો પણ કરતો હોય, તો પણ તે મુર્તદ જ છે, તેનું ઝબહ કરેલું હલાલ નથી. ફક્ત કુર્આન પઢવું અથવા કુર્આન પઢવાનો દા'વો કરવાથી તે અહલે કિતાબમાં સામેલ નહીં થઈ શકે. હા ! કોઈ બીજા મઝહબ અને મિલ્લતનો વ્યક્તિ પોતાનો મઝહબ છોડીને યહૂદી અથવા નસરાની બની જાય તો તે અહલે કિતાબમાં ગણાશે અને તેનું ઝબહ કરેલું હલાલ ઠરાવવામાં આવશે.

આયતનું ત્રીજું વાક્ય આ પ્રમાણે છે,

وَالْمُحْصَنٰتُ مِنَ الْمُؤْمِنٰتِ وَالْمُحْصَنٰتُ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ اِذَا اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ مُحْصِنِيْنَ غَيْرَ مُسَافِحِيْنَ وَلَا مُتَّخِذِيْٓ اَخْدَانٍ ؕ

*''તમારા માટે મુસલમાન નેક અને પાકદામન તથા પવિત્ર સ્ત્રીઓ સાથે નિકાહ હલાલ છે, એવી જ રીતે અહલે કિતાબની નેક અને પાકદામન સ્ત્રીઓ સાથે પણ નિકાહ હલાલ છે.''*

તેમાં બે જગ્યાએ مُحْصَنٰتُ (મુહસનાત)નો શબ્દ આવ્યો છે, જેનો અર્થ અરબી શબ્દકોષ અને રૂઢિપ્રયોગના આધારે બે પ્રકારનો થઈ શકે છે. એક, "સ્વતંત્ર સ્ત્રી" જેનો વિરોધી શબ્દ "બાંદી" છે અને બીજું, "નેક અને પાકદામન સ્ત્રીઓ" શબ્દકોષના આધારે આ સ્થળે પણ બંને અર્થ તરીકે હોય શકે છે.

એટલા માટે તફસીરના ઉલમામાંથી મુજાહિદે આ સ્થળે مُحْصَنٰتُ (મુહસનાત)ની તફસીર حَرَائِرُ (હરાઇર)થી કરી છે, જેનો ભાવાર્થ એ છે કે,

"અહલે કિતાબની આઝાદ સ્ત્રીઓ મુસલમાનો માટે હલાલ છે, બાંદીઓ (કનીઝ) હલાલ નથી." *(મઝહરી)*

પરંતુ જમહૂર ઉલમા, સહાબા (રદિ.), તાબિઈન (રહ.)ના મતે આ સ્થળે مُحۡصَنٰتُ (મુહસનાત)નો અર્થ "નેક અને પાકદામન સ્ત્રીઓ" છે અને આયતનો ભાવાર્થ એ છે કે, "જે રીતે મુસલમાન નેક અને પાકદામન સ્ત્રીઓ સાથે નિકાહ જાઈઝ છે, એ જ પ્રમાણે અહલે કિતાબની નેક અને પાકદામન સ્ત્રીઓ સાથે પણ નિકાહ જાઈઝ છે." *(અહકામુલ કુર્આન, જસ્સાસ અને મઝહરી)*

પરંતુ સર્વાનુમતે જમહૂર ઉમ્મત આ સ્થળે નેક અને પાકદામન સ્ત્રીઓની શરતનો અર્થ એ નથી સમજતા કે, નેક અને પાકદામન ન હોય તેવી સ્ત્રીઓ સાથે નિકાહ કરવા જ હરામ છે. બલકે, આ શરતનો લાભ બહેતર અને યોગ્ય સ્વરૂપનું પ્રોત્સાહન અને પ્રેરણા આપવા માટે છે, ભલે તે મુસલમાન સ્ત્રી સાથે નિકાહ કરવાના હોય અથવા અહલે કિતાબની સ્ત્રી સાથે. દરેક પરિસ્થિતિમાં આ બાબત નજર સમક્ષ રહેવી જોઈએ કે, નેક અને પાકદામન સ્ત્રી સાથે નિકાહ કરવા જોઈએ, બદકાર અને દુષ્ટ સ્ત્રીઓ સાથે નિકાહનું સગપણ જોડવું કોઈ શરીફ મુસલમાનનું કામ નથી. *(મઝહરી વગેરે)*

આથી વિષયનો ખુલાસો આ વાક્યથી એ થયો કે, મુસલમાનો માટે હલાલ છે કે, કોઈ મુસલમાન સ્ત્રી સાથે નિકાહ કરે અથવા અહલે કિતાબની સ્ત્રી સાથે. અલબત્ત, બંને સ્વરૂપોમાં એ બાબતની કાળજી રાખવી જોઈએ કે, નેક અને પાકદામન સ્ત્રી સાથે નિકાહ કરે. બદકાર, દુષ્ટ અને ભરોસો ન કરી શકાય એવી સ્ત્રી સાથે નિકાહનું સગપણ જોડવું દીન અને દુનિયાની તબાહી છે, તેનાથી બચવું જોઈએ. આ આયતમાં અહલે કિતાબની શરત ઈજ્માએ ઉમ્મતથી સાબિત થઈ કે જે ગેરમુસ્લિમો અહલે કિતાબમાં સામેલ નથી તેમની સ્ત્રીઓ સાથે નિકાહ હલાલ નથી.

પાછલા વર્ણનમાં સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે, આજના યુગમાં જેટલા ફિરકાઓ અને સમુદાયો ગેરમુસ્લિમોના ઉપસ્થિત છે, તેમાં ફક્ત યહૂદી અને નસારા બે જ કૌમો એવી છે જે અહલે કિતાબમાં સામેલ થઈ શકે છે. બાકી આધુનિક ધર્મોમાંથી કોઈ પણ અહલે કિતાબમાં સામેલ નથી. અગ્નિપૂજકો

(મજૂસીઓ), મૂર્તિપૂજકો, હિન્દુ, શીખ, આર્ય સમાજ કે બોદ્ધો વગેરે અહલે કિતાબમાં સામેલ નથી. કારણ કે, એ બાબત વર્ણન થઈ ચૂકી છે કે અહલે કિતાબથી તે જ લોકો સમજવામાં આવે છે જે કોઈ એવી કિતાબના માનનારા અને તેનું અનુસરણ કરવાના દાવે'દારો છે, જેનું આસમાની કિતાબ અથવા અલ્લાહની વહી હોવું કુર્આન અનુ સુન્નતની નુસૂસથી સાબિત છે અને દેખીતું છે કે, તે માત્ર તવરાત અને ઈન્જીલ જ છે, જેને માનનારી અમુક કૌમો આ સમયે દુનિયામાં મૌજૂદ છે અને બાકીની ઝબૂર તથા સુહૂફે ઈબ્રાહીમ (અલૈ.) ન તો કોઈ જગ્યાએ સુરક્ષિત છે, ન જ તેનું અનુસરણ અને તાબે'દારી કરવાનો દા'વો કરતી કોઈ કૌમ મૌજૂદ છે અને વેદ તથા ગુરુગ્રંથ અથવા તો અવેસ્તા વગેરે કિતાબો જે દુનિયામાં પવિત્ર સમજવામાં આવે છે તે અલ્લાહની વહી હોવાની અથવા આસમાની કિતાબ હોવાની કોઈ સાબિતી કે કોઈ શરઈ દલીલ ઉપસ્થિત નથી. ફક્ત એ શક્યતા છે કે, કદાચ તે ઝબૂર અને સુહૂફે ઈબ્રાહીમના બદલાયેલા સ્વરૂપો જ છે, જે બોદ્ધોની કિતાબો અથવા વેદ વગેરેના નામોથી ઓળખાય છે. પરંતુ આ ફક્ત શક્યતા અને સંભાવના છે, જે સાબિતી માટે પૂરતું નથી. એટલા માટે ઈજ્માએ ઉમ્મતથી સાબિત થઈ ગયું કે, હાલના યુગમાં વિવિધ ધર્મોમાંથી માત્ર યહૂદી અને નસારાની સ્ત્રીઓ સાથે મુસલમાનોના નિકાહ હલાલ છે અને અન્ય કોઈ કૌમની સ્ત્રીઓ સાથે જ્યાં સુધી કે તે મુસલમાન ન થઈ જાય, નિકાહ હરામ છે.

કુર્આને કરીમની આયત ....وَلَا تَنْكِحُوا الْمُشْرِكٰتِ حَتّٰى يُؤْمِنَّ આ જ વિષય માટે આવી છે, જેનો ભાવાર્થ એ છે કે, "મુશ્રિક સ્ત્રીઓ સાથે ત્યાં સુધી નિકાહ ન કરો જ્યાં સુધી કે તેઓ મુસલમાન ન થઈ જાય" અને અહલે કિતાબના સિવાય બીજી બધી કૌમો મુશ્રિકોમાં સામેલ છે.

મતલબ કે, કુર્આને મજીદની બે આયતો આ મસ્અલા વિશે નાઝિલ થઈ છે. એકમાં એવું છે કે, મુશ્રિક સ્ત્રીઓ સાથે તે સમય સુધી નિકાહ હલાલ નથી જ્યાં સુધી કે તેઓ મુસલમાન ન થઈ જાય. બીજી સૂરએ માઈદહની આ આયત છે, જેનાથી જાણ થાય છે કે અહલે કિતાબની સ્ત્રીઓ સાથે નિકાહ જાઈઝ છે.

આથી જમહૂર ઉલમા, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)એ બંને આયતોને દલીલ બનાવી તેનો અર્થ એ ઠરાવ્યો છે કે, સૈદ્ધાંતિક સ્વરૂપે ગેરમુસ્લિમ સ્ત્રીઓ સાથે મુસલમાનોના નિકાહ ન થવા જોઈએ, પરંતુ સૂરએ

માઈદહની આ આયત અહલે કિતાબની સ્ત્રીઓ વિશેના આ હુકમમાં અપવાદ છે. એટલા માટે યહૂદીઓ અને નસારાની સ્ત્રીઓ સિવાય અન્ય કૌમની સ્ત્રીઓ સાથે જ્યાં સુધી તેઓ ઈસ્લામ ન સ્વીકારે નિકાહ નથી થઈ શકતા.

હવે, મસ્અલો એ બાકી રહ્યો કે, અહલે કિતાબ એટલે કે યહૂદી અને નસારાની સ્ત્રીઓ સાથે નિકાહની વાત તો અમુક સહાબએ કિરામ (રદિ.) નજીક પણ જાઈઝ નથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)નો આ જ મત છે, તેમને જ્યારે કોઈ પૂછતું તો તેઓ ફરમાવતા હતા કે, અલ્લાહ તઆલાનો ઈરશાદ કુર્આને કરીમમાં સ્પષ્ટ છે. وَلَا تَنۡكِحُوا الۡمُشۡرِكٰتِ حَتّٰى يُؤۡمِنَّ એટલે કે, "મુશ્રિક સ્ત્રીઓ સાથે ત્યાં સુધી નિકાહ ન કરો જ્યાં સુધી કે, તેઓ મુસલમાન ન થઈ જાય અને હું નથી જાણતો કે એનાથી મોટું કયું શિર્ક હશે કે તેઓ ઈસા ઈબ્ને મરયમ (અલૈ.) અથવા કોઈ અન્ય અલ્લાહના બંદાને પોતાનો પરવરદિગાર અને રબ ઠરાવે છે."

*(અહકામુલ કુર્આન, જસ્સાસ)*

એક વખતે મયમૂન બિન મહરાને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને સવાલ કર્યો કે, "અમે એક એવા દેશમાં વસીએ છીએ જ્યાં અહલે કિતાબ બહુમતીમાં છે, તો શું અમે તેમની સ્ત્રીઓ સાથે નિકાહ કરી શકીએ છીએ? અને તેમનું ઝબહ કરેલું ખાઈ શકીએ છીએ ?" હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ જવાબમાં આ બંને આયતો પઢીને સંભળાવી, એક તે જેમાં મુશ્રિકો સાથે નિકાહ હરામ ઠરાવવામાં આવ્યા છે અને બીજી આ સૂરએ માઈદહની આયત જેમાં અહલે કિતાબની સ્ત્રીઓ સાથે નિકાહ હલાલ હોવાનું વર્ણન છે.

મયમૂન બિન મહરાને કહ્યું, "આ બંને આયતો તો હું પણ કુર્આને મજીદમાં પઢું છું અને જાણું છું. મારો સવાલ એ છે કે, આ બંને આયતોને નજર સમક્ષ રાખી શરીઅતમાં મારા માટે શું હુકમ છે ?" તેના જવાબમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ ફરી આ બે આયતો પઢીને સંભળાવી દીધી અને પોતાના તરફથી કંઈ જ ન કહ્યું, જેનો મતલબ ઉલમાએ ઉમ્મતે એ ઠરાવ્યો છે કે, હઝરત અબદુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ને અહલે કિતાબની સ્ત્રીઓ સાથે

નિકાહ હલાલ હોવા વિશે સંતોષ ન હતો.

સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ના મતે જો કે, કુર્આનની રૂએ અહલે કિતાબની સ્ત્રીઓ નિકાહ માટે હલાલ છે પરંતુ તેમની સાથે નિકાહ કરવાથી જે બીજા દુષણો અને ખરાબીઓ પોતાના માટે અને પોતાની ઔલાદ માટે બલકે પૂરી ઉમ્મતે ઈસ્લામિય્યહ માટે અનુભવની રૂએ ચોક્કસ પેદા થાય છે, તે બીના પર અહલે કિતાબની સ્ત્રીઓ સાથે નિકાહ કરવા તેઓ પણ મકરૂહ સમજતા હતા.

જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં શફીક બિન સલમા (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, "હઝરત હુઝયફા બિન યમાન (રદિ.) જ્યારે મદાઈન પહોંચ્યા તો ત્યાં એક યહૂદી સ્ત્રી સાથે નિકાહ કરી લીધા. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને આ બાબતની જાણ થઈ તો પત્ર લખ્યો કે, તેને તલાક આપી દો. હઝરત હુઝયફા (રદિ.)એ જવાબમાં લખ્યું કે, શું તે મારા માટે હરામ છે ? તેના જવાબમાં પછી અમીરુલ મુઅ્મિનીન ફારૂકે આ'ઝમ (રદિ.)એ જવાબમાં લખ્યું કે, હું હરામ નથી કહેતો પરંતુ તે લોકોની સ્ત્રીઓમાં સામાન્ય રીતે શીલ રક્ષા અને પાકદામની નથી હોતી. એટલા માટે મને ડર છે કે તમારા લોકોના ઘરોમાં આ રસ્તે નિર્લજ્જતા અને વ્યભિચાર પ્રવેશ ન પામી જાય." ઈમામ મુહમ્મદ બિન હસન (રદિ.)એ "કિતાબુલ આષાર"માં આ ઘટના અને ઈમામે આ'ઝમ અબૂહનીફા (રહ.)થી આ પ્રમાણે નકલ કર્યું છે કે, બીજી વખતે ફારૂકે આ'ઝમ (રદિ.)એ જ્યારે પત્ર લખ્યો ત્યારે તેના આ શબ્દો હતા.

اَعْزِمُ عَلَيْكَ اَنْ لَّا تَضَعَ كِتَابِىْ حَتّٰى تُخَلِّىَ سَبِيْلَهَا فَاِنِّىْ اَخَافُ اَنْ يَّقْتَدِيَكَ الْمُسْلِمُوْنَ فَيَخْتَارُوْا نِسَاءَ اَهْلِ الذِّمَّةِ لِجَمَالِهِنَّ وَكَفٰى بِذٰلِكَ فِتْنَةً لِّنِسَاءِ الْمُسْلِمِيْنَ. (كِتَابُ الْآثَارْ. ص١٥٦)

*"આપને કસમ આપું છું કે, મારો આ પત્ર આપના હાથમાં(થી નીચે) રાખતા પહેલાં જ તેને તલાક આપીને આઝાદ કરી દો, મને એ ભય છે કે, અન્ય મુસલમાનો પણ આપનું અનુસરણ ન કરવા લાગે અને જવાબદાર લોકો અહલે કિતાબની સ્ત્રીઓને તેમની ખૂબસૂરતીના કારણે મુસલમાન સ્ત્રીઓ ઉપર*

*અગ્રિમતા આપવા લાગે, તો મુસલમાન સ્ત્રીઓ માટે તેનાથી મોટી મુસીબત શું હશે?"* *(કિતાબુલ આષાર, પેજ : ૧૫૬)*

આ ઘટના નકલ કરીને હઝરત મુહમ્મદ બિન હસન (રહ.)એ ફરમાવ્યું કે, "હનફી ફુકૂહાનો મત એ છે કે, તેઓ આ નિકાહને હરામ તો નથી કહેતા પરંતુ અન્ય દુષણો તથા ખરાબીઓના કારણે મકરૂહ સમજે છે અને અલ્લામહ ઈબ્ને હમ્મામ (રહ.)એ ફત્હુલ કદીરમાં નકલ કર્યું છે કે, હઝરત હુઝયફા (રદિ.) સિવાય હઝરત તલ્હા અને કઅ્બ બિન માલિક (રદિ.) સાથે પણ આવી જ ઘટના બની હતી કે, તેમણે સૂરએ માઈદહની આયતની બીના પર અહલે કિતાબની સ્ત્રીઓ સાથે નિકાહ કરી લીધા, પછી જ્યારે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને તેની ખબર મળી તો સખત નારાજ થયા અને હુકમ આપ્યો કે, તલાક આપી દો."

*(મઝહરી)*

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)નો યુગ ખયરુલ કુરૂનનો યુગ હતો, જ્યારે એવી કોઈ સંભાવના ન હતી કે, કોઈ યહૂદી અથવા નસરાની સ્ત્રી મુસલમાનની પત્ની બનીને ઈસ્લામ અને મુસલમાનો વિરુદ્ધ કોઈ ષડયંત્ર રચી શકે. તે સમયે તો ફક્ત એ જ ભય સામે હતો કે, ક્યાંક તેમનામાં પણ વ્યભિચારની ટેવ હોય તો તેના કારણે આપણા ઘરોમાં પણ ગંદકી ન ફેલાય જાય અથવા તો તેમની ખૂબસૂરતીના કારણે લોકો તેમને અગ્રિમતા ન આપવા લાગે, જેનું પરિણામ એ હોય કે, મુસલમાન સ્ત્રીઓ મુસીબતમાં પડી જાય પરંતુ ફારૂકી દિર્ઘદષ્ટિએ આ બધા જ દુષણોને સામે રાખી તે લોકોને તલાક આપવા મજબૂર કર્યા. જો આજનો નકશો આ લોકોની સામે હોત તો અંદાજો લગાવો કે, તેમણે આ વિશે શું અમલ કર્યો હોત? પ્રથમ તો આ લોકો જેઓ આજે પોતાના નામની સાથે વસ્તી ગણતરીના રજિસ્ટરોમાં યહૂદી અથવા ઈસાઈ લખાવે છે, તેમનામાંથી ઘણા બધા લોકો એવા છે જેઓ પોતાના અકીદહની રૂએ યહૂદિય્યત અથવા નસરાનિય્યતને એક લા'નત સમજે છે, ન તો તેમનો તવરાત કે ઈન્જીલ ઉપર અકીદહ છે, ન જ તેઓ હઝરત ઈસા (અલૈ.) કે હઝરત મૂસા (અલૈ.)ને માને છે. તેઓ અકીદહના આધારે બિલકુલ બેદીન અને દહરિયા (નાસ્તિક) છે. ફક્ત કૌમ અને રિવાજની રૂએ પોતાને યહૂદી અથવા નસરાની કહે છે.

દેખીતું છે કે, તે લોકોની સ્ત્રીઓ મુસલમાનો માટે કોઈ રીતે હલાલ નથી

અને જો માની લેવામાં આવે કે, તેઓ પોતાના મઝહબના પાબંદ પણ હોય અને તેમને પોતાના મુસલમાન ઘરોમાં જગ્યા આપવી તેમના કુટુંબ માટે દીની અને દુનિયવી આમંત્રણ આપવાનો મકસદ હોય. પરંતુ ઈસ્લામ અને મુસલમાનોના વિરુદ્ધ જે ષડયંત્રો આ માર્ગે આ અંતિમ યુગમાં થયા છે અને થઈ રહ્યા છે, જેના ઈબ્રતનાક પરિણામો રોજ આંખો સામે આવતા રહે છે કે, એક છોકરીએ પૂરી મુસલમાન કૌમ અને સલતનતને તબાહ કરી દીધી. આ એવી બાબતો છે કે, હલાલ અને હરામના મસ્અલાથી ઉપર ઉઠીને કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ તેની પાસે જવા માટે પણ તૈયાર ન થઈ શકે.

મતલબ કે, કુર્આન અને સુન્નત તથા સહાબએ કિરામ (રદિ.)ના જીવન ચરિત્ર્યની રૂએ મુસલમાનો ઉપર જરૂરી છે કે, આજકાલની અહલે કિતાબની સ્ત્રીઓને નિકાહમાં લાવવાથી સંપૂર્ણ પરહેઝ કરવામાં આવે. અંતિમ આયતમાં એ માર્ગદર્શન પણ આપવામાં આવ્યું છે કે, અહલે કિતાબની સ્ત્રીઓને જો રાખવી જ હોય તો કાયદેસર નિકાહ કરીને પત્ની બનાવીને રાખે. તેમના હકો મહર વગેરે અદા કરે, તેમને રખાત અથવા અન્ય રીતે રાખવી અથવા જાહેર વ્યભિચાર કે આનંદ-પ્રમોદ માટે રાખવી આ બધું સદંતર હરામ છે. ફક્ત અલ્લાહ વધુ જાણનાર છે.

———————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૬-૭)

| |
|---|
| يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا قُمْتُمْ اِلَى الصَّلٰوةِ فَاغْسِلُوْا وُجُوْهَكُمْ وَاَيْدِيَكُمْ اِلَى الْمَرَافِقِ |
| وَامْسَحُوْا بِرُءُوْسِكُمْ وَاَرْجُلَكُمْ اِلَى الْكَعْبَيْنِ ؕ وَاِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا ؕ |
| وَاِنْ كُنْتُمْ مَّرْضٰۤى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَآءَ اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآئِطِ اَوْ لٰمَسْتُمُ |
| النِّسَآءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا فَامْسَحُوْا بِوُجُوْهِكُمْ وَ |
| اَيْدِيْكُمْ مِّنْهُ ؕ مَا يُرِيْدُ اللّٰهُ لِيَجْعَلَ عَلَيْكُمْ مِّنْ حَرَجٍ وَّلٰكِنْ يُّرِيْدُ |
| لِيُطَهِّرَكُمْ وَلِيُتِمَّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝٦ وَاذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ |

عَلَيْكُمْ وَ مِيْثَاقَهُ الَّذِىْ وَ اثَقَكُمْ بِهٖٓ ۙ اِذْ قُلْتُمْ سَمِعْنَا وَ اَطَعْنَا ۡ

وَاتَّقُوا اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ۝

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝ માટે ઊઠો તો પોતાનું મોઢું અને હાથ કોણીઓ સુધી ધોઈ લો અને પોતાના માથાનો "મસહ" કરો અને પગ ઘૂંટીઓ સુધી; અને જો તમને "જનાબત" હોય (એટલે કે ગુસ્લ ફરજ છે) તો સારી રીતે પાક થાઓ (ગુસ્લ કરી લો), અને જો તમે બીમાર છો, અથવા મુસાફરીમાં, અથવા તમારામાંથી કોઈ જરૂરી હાજતેથી (બયતુલ ખલાએ જઈ) આવે, અથવા સ્ત્રીઓ પાસે ગયા હોય, પછી તમને પાણી ન મળે તો પાક માટીથી "તયમ્મુમ" કરો અને પોતાના મોઢાનો મસહ કરો અને એનાથી હાથોનો; અલ્લાહ નથી ઈચ્છતો કે તમારા ઉપર તંગી કરે અને પરંતુ ચાહે છે કે તમને પાક કરે અને પોતાનું અહેસાન તમારા ઉપર પુરું કરે જેથી તમે અહેસાન માનો. (૬) અને પોતાના ઉપર અલ્લાહનું અહેસાન યાદ કરો અને તેનો કરાર જે તમે ઠરાવ્યો હતો, જ્યારે તમે કહ્યું હતું કે અમે સાંભળ્યું અને માન્યું; અને અલ્લાહથી ડરતા રહો, (ખરેખર) અલ્લાહ દિલોની વાત સારી પેઠે જાણે છે. (૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં શરીઅતના અમુક હુકમોનું વર્ણન કરવામાં આવ્યું, જેનો સંબંધ માણસની જિંદગી અને ખાવા-પીવા સાથે છે. આ આયતમાં ઈબાદત વિશે શરીઅતના અમુક હુકમો વર્ણન કરવામાં આવ્યા છે.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝ માટે ઊઠવા લાગો (એટલે કે નમાઝ પઢવાનો ઈરાદો કરો અને તમારું તે સમયે વુઝૂ ન હોય) તો (વુઝૂ કરી લો, એટલે કે) પોતાના ચહેરાને ધોઈ લો અને પોતાના બંને હાથોને કોણીઓ સહિત (ધોઈ લો), અને પોતાના માથાઓ ઉપર (ભીંજવેલો) હાથ ફેરવી લો અને પોતાના પગોને પણ ઘૂંટીઓ સહિત (ધોઈ લો) અને જો તમે જનાબત (ગુસ્લ

ફરજ હોવા)ની હાલતમાં છો તો (નમાઝ પહેલાં) સંપૂર્ણ બદન પાક કરી લો અને જો તમે બીમાર છો (અને પાણીનો ઉપયોગ નુકસાનકારક છે) અથવા મુસાફરીની પરિસ્થિતિમાં છો (અને પાણી નથી મળતું જેમકે આગળ આવે છે, આ શરઈ ઉજ્રની પરિસ્થિતિ છે) અથવા (જો બીમારી અથવા મુસાફરીનો ઉજ્ર ન હોય બલકે, એમ જ વુઝૂ અને ગુસ્લ તૂટી જાય, એ પ્રમાણે કે દાખલા તરીકે) તમારામાંથી કોઈ વ્યક્તિ (પેશાબ–પાખાના માટે) ઈસ્તિન્જાથી (પરવારીને) આવ્યો હોય (જેના કારણે વુઝૂ તૂટી જાય છે) અથવા તમે પત્નીઓ સાથે સહવાસ કર્યો હોય (જેનાથી ગુસ્લ તૂટી જાય છે અને) પછી (આ બધી પરિસ્થિતિઓમાં) તમને પાણી(નો ઉપયોગ કરવાનો મોકો) ન મળે (ભલે તે શારીરિક નુકસાન થવાના ભયે હોય અથવા તો પાણી જ ન હોય) તો (આ બધી પરિસ્થિતિઓમાં તમે પાક માટીથી "તયમ્મુમ" કરી લો એટલે કે) પોતાના ચહેરાઓ ઉપર અને હાથો ઉપર મસહ કરો તે પાક માટી(ના પ્રકાર) ઉપરથી (હાથ મારીને); અલ્લાહ તઆલાને (આ હુકમો નક્કી કરવાથી) એ મંજૂર નથી કે તમારા ઉપર કોઈ તંગી નાંખે (એટલે કે એ મંજૂર છે કે, તમારા ઉપર કોઈ તંગી ન રહે એટલા માટે પ્રસ્તુત હુકમોમાં ખાસ કરીને સર્વસામાન્ય શરીઅતના હુકમોમાં હંમેશા સરળતા અને સહૂલતનું હિત રાખ્યું છે) પરંતુ અલ્લાહ તઆલાને એ મંજૂર છે કે તમને પાક–સાફ રાખે (એટલા માટે પાકીના કાયદાઓ અને શરઈ છૂટછાટ અથવા કોઈ એક પ્રકારને પૂરતું નથી સમજવામાં આવ્યું કે, જો તે ન હોય તો પાક થવું શક્ય જ નથી. દાખલા તરીકે, ફક્ત પાણીને પાક કરવાનું માધ્યમ બનાવવામાં આવ્યું હોત તો પાણી ન મળવાની પરિસ્થિતિમાં પાક થવું શક્ય જ ન હોત. આ શારીરિક પાકી–પવિત્રતા તો ખાસ પાકીના હુકમોમાંથી છે અને દિલની પાકી બધા જ પ્રકારના હુકમોની અદાયગીમાં સામાન્ય રીતે હોય છે. બસ, આ પાકી બંનેમાં સામેલ છે અને જો આ હુકમો ન હોત તો કોઈપણ પ્રકારની પાકી પ્રાપ્ત ન થઈ હોત) અને એ (મંજૂર છે) કે તમારા ઉપર પોતાના ઈનામો પૂરા કરે.

(એટલા માટે હુકમોને પૂર્ણ કર્યા જેથી દરેક પરિસ્થિતિમાં શારીરિક અને દિલની પવિત્રતા કે જેનું પરિણામ અલ્લાહ તઆલાની નિકટતા છે, જે ઘણું જ મોટું ઈનામ છે, તે પ્રાપ્ત કરી શકો) જેથી તમે (તેના ઉપકારોનો) શુક્ર અદા કરો (શુક્રમાં તેના બધા જ ઉપકારો અને શરઈ છૂટછાટો સામેલ છે) અને તમે લોકો

અલ્લાહ તઆલાના ઈનામો જે તમારા ઉપર થયા છે તેને યાદ કરો (જેમાં સૌથી મોટું ઈનામ એ છે કે, તમારી સફળતાની રીત તમારા માટે શરઈ રૂએ નક્કી કરી) અને તે કરારને પણ (યાદ કરો) જેનાથી તમે કરાર કર્યો હતો, જ્યારે કે તમે (તેનો પાકો વાયદો પણ કરી લીધો હતો કે કરાર લેવાના સમયે તમે) કહ્યું હતું કે, અમે (આ હુકમો વિશે બધું) સાંભળ્યું અને માની લીધું (કારણ કે ઈસ્લામ લાવતી વખતે દરેક વ્યક્તિ આ બાબતનો કરાર કરે છે) અને અલ્લાહ તઆલા(નો વિરોધ કરવા)થી ડરો, નિઃશંક ! અલ્લાહ તઆલા દિલોની વાતની સારી પેઠે ખબર રાખવાવાળો છે. (એટલા માટે જે પણ કામ કરો તેમાં ઈખ્લાસ અને પાકો અકીદહ હોવો જોઈએ, મુનાફિકપણુ માન્ય નથી. મતલબ એ કે, આ હુકમોમાં પ્રથમ તો તમારો જ નફો છે પછી તમે તમારા માથે પણ એ લીધેલું છે, તો પછી વિરોધ કરવાનું કારણ હોવું જ ન જોઈએ અને જે કંઈ પણ અમલ કરો તે દિલથી થવો જોઈએ, નહિ તો તે અમલ ન કર્યા બરાબર ગણાશે).

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૮-૯-૧૦)

يَآيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا قَوّٰمِيْنَ لِلّٰهِ شُهَدَآءَ بِالْقِسْطِ ۡ وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ
قَوْمٍ عَلٰٓى اَلَّا تَعْدِلُوْا ؕ اِعْدِلُوْا ۟ هُوَ اَقْرَبُ لِلتَّقْوٰى ۡ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا
تَعْمَلُوْنَ ۝٨ وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۙ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ
عَظِيْمٌ ۝٩ وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ۝١٠

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! ઊભા થઈ જનારા બની જાઓ અલ્લાહના વાસ્તે ઈન્સાફની ગવાહી આપવા માટે; અને કોઈ કૌમની દુશ્મનીના કારણે ઈન્સાફને કદાપિ ન છોડો, ન્યાય કરો; આ જ વાત તકવાની વધારે નજીક છે અને અલ્લાહથી ડરતા રહો, બેશક ! અલ્લાહને સારી પેઠે ખબર છે જે તમે કરો છો. (૮) અલ્લાહે ઈમાનવાળાઓથી વાયદો કર્યો અને જે નેક અમલ કરે છે, કે તેમના માટે બખ્શિશ અને મોટો સવાબ (બદલો) છે. (૯) અને જે લોકોએ કુફ્ર કર્યું અને અમારી આયતો જૂઠાડી તે દોઝખવાળા છે. (૧૦)*

## તફસીર (બયાનુલ કુર્આનમાંથી) :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા(ની ખુશ્નુદી) માટે (હુકમોની) સંપૂર્ણ પાબંદી કરનારા (અને ગવાહી આપવાની નોબત આવે તો) ઈન્સાફની ગવાહી અદા કરનારા રહો, અને કોઈ ખાસ સમુદાયની દુશ્મની તમારા માટે એ બાબતનું કારણ ન બની જાય કે તમે (તેમની સાથેના મા'મલામાં) ન્યાય ન કરો (જરૂર દરેક મા'મલામાં) ન્યાય કર્યા કરો (એટલે કે ઈન્સાફથી વર્તો) આ તકવાથી વધારે નજીક છે (એટલે કે તે તકવાની સાથે જોડાયેલું કહેવાય છે), અને (તકવો કરવો તમારા ઉપર ફરજ છે, એટલા માટે હુકમ થયો છે કે) અલ્લાહ તઆલા(ના હુકમનો વિરોધ કરવા)થી ડરો (આ જ હકીકત તકવાની છે અને તકવો ન્યાય ઉપર અવલંબિત છે અને ન્યાય કરવો ફરજ છે) નિઃશંક ! અલ્લાહ તઆલાને તમારા બધા અમલોની પૂરેપૂરી ખબર છે. (બસ, હુકમોના વિરોધ કરવા ઉપર સજા આપવામાં આવશે) અલ્લાહ તઆલાએ એવા લોકોને જેઓ ઈમાન લઈ આવ્યા અને (તેમણે) સારા કામો કર્યા (તેમને) વાયદો કર્યો છે મગફિરત અને સારા બદલાનો; અને જે લોકોએ કુફ્ર કર્યું અને અમારા હુકમોને જૂઠાડ્યા એવા લોકો દોઝખમાં રહેનારા છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત ત્રણ આયતોમાંથી પ્રથમ આયતનો વિષય લગભગ આ જ શબ્દો સાથે સૂરએ નિસાઅ્માં પણ આવી ચૂક્યો છે. ફરક એટલો જ છે કે, ત્યાં كُوْنُوْا قَوَّامِيْنَ بِالْقِسْطِ شُهَدَآءَ لِلّٰهِ (૪ : ૧૩૫) ઈરશાદ થયો હતો અને અહીંયાં كُوْنُوْا قَوَّامِيْنَ لِلّٰهِ شُهَدَآءَ بِالْقِسْطِ ફરમાવવામાં આવ્યું છે. આ બંને આયતોમાં શબ્દોનું આગળ-પાછળ થવા વિશે એક રસપ્રદ કારણ છે. અબૂ હય્યાને તફસીરે બહરે મુહીતમાં તેનું વર્ણન કર્યું છે, એનો ખુલાસો એ છે કે,

મનુષ્યને ન્યાય (ઈન્સાફ)થી રોકવું અને અત્યાચાર તથા જબરદસ્તીમાં સપડાવી દેવા માટે સ્વાભાવિક રીતે બે કારણો જવાબદાર છે. એક, પોતાનો નફ્સ (મનેચ્છા) અથવા પોતાના દોસ્તો, સગા-સંબંધીઓનું સમર્થન અને તરફદારી અને બીજું કારણ, કોઈ વ્યક્તિની દુશ્મની અને તેના પ્રત્યેનો વેરભાવ. સૂરએ નિસાઅ્ની આયતની રૂએ પ્રથમ વિષય માટે સંબોધન છે અને સૂરએ માઈદહની આ આયતમાં બીજા વિષય માટે સંબોધન છે.

આથી સૂરએ નિસાઅ્માં એના પછી ઇરશાદ છે, وَلَوْ عَلٰى اَنْفُسِكُمْ اَوِالْوَالِدَيْنِ وَالْاَقْرَبِيْنَ એટલે કે, “ન્યાય અને ઈન્સાફ ઉપર કાયમ રહો, ભલે તે ન્યાય અને ઈન્સાફનો હુકમ પોતે તમારી જાત અથવા તમારા માતા-પિતા અથવા દોસ્તોના વિરુદ્ધ હોય” અને સૂરએ માઇદહની આ આયતમાં પ્રસ્તુત આયત પછી ઇરશાદ ફરમાવ્યો, وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ عَلٰى اَنْ لَّاتَعْدِلُوْا એટલે કે, “કોઈ કૌમની દુશ્મની અને વેર તમને એ બાબત ઉપર પ્રોત્સાહિત ન કરે કે, તમે ઈન્સાફથી વિરુદ્ધ (ફેંસલો) કરવા લાગો.”

એટલા માટે સૂરએ નિસાઅ્ની આયતનો ભાવાર્થ એ થયો કે, ન્યાય અને ઈન્સાફના મા'મલામાં પોતાના નફ્સ અને માતા-પિતા તથા રિશ્તેદારો કે સંબંધીઓની પરવા ન કરો. જો ન્યાયનો હુકમ તેમના વિરુદ્ધ હોય તો પણ તેના ઉપર કામય રહો અને સૂરએ માઇદહની આયતનો ખુલાસો એ થયો કે, ન્યાય અને ઈન્સાફના મા'મલામાં કોઈ દુશ્મનની દુશ્મનીના કારણે કોઈ ઉણપ કે ક્ષતિ ન થવા પામે કે, તેને નુકસાન પહોંચાડવા માટે ઈન્સાફ વિરુદ્ધ કામ કરવા લાગો.

એ જ કારણ છે કે, સૂરએ નિસાઅ્ની આયતમાં قِسْطٌ એટલે કે, ઈન્સાફને અગ્ર ક્રમે રાખીને ઇરશાદ ફરમાવ્યો, كُوْنُوْا قَوَّامِيْنَ بِالْقِسْطِ شُهَدَاءَ لِلّٰهِ અને સૂરએ માઇદહની આયતમાં لِلّٰهِ ને અગ્ર સ્થાને રાખી ઇરશાદ ફરમાવ્યો, كُوْنُوْا قَوَّامِيْنَ لِلّٰهِ شُهَدَاءَ بِالْقِسْطِ જો કે, પરિણામ અને હેતુના સંદર્ભમાં આ બંને વિષયોનો ધ્યેય એક જ છે, કારણ કે, જે વ્યક્તિ ઈન્સાફ ઉપર ઊભો થશે તે અલ્લાહના માટે જ ઊભો થયો છે અને જે વ્યક્તિ અલ્લાહ માટે ઊભો થયો છે, તે ચોક્કસ ઈન્સાફ જ કરશે, પરંતુ પોતાની જાત, પોતાના દોસ્તો, સંબંધીઓના સમર્થનમાં એવો વિચાર આવી શકે છે કે, તેમના સંબંધોને ધ્યાનમાં રાખવા પણ અલ્લાહ માટે જ છે. એટલા માટે અહીંયાં શબ્દ قِسْطٌ ને અગ્ર સ્થાને લાવીને એ બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, એવું સમર્થન અલ્લાહ માટે નથી હોઈ શકતું, જે ન્યાય અને ઈન્સાફના વિરુદ્ધ હોય અને સૂરએ માઇદહમાં દુશ્મનો સાથે ન્યાય અને ઈન્સાફથી વર્તવાનો હુકમ આપવો હતો, તો ત્યાં لِلّٰهِ શબ્દને અગ્ર સ્થાને લાવીને માણસની સ્વાભાવગત લાગણીઓના પ્રભાવને દૂર કરવામાં આવી કે, તમે લોકો અલ્લાહ માટે ઊભા થાઓ, જેનું પરિણામ એ ચોક્કસ છે કે, તમારે દુશ્મનો સાથે પણ હંમેશા ન્યાયથી વર્તવાનું છે.

ખુલાસો એ છે કે, સૂરએ નિસાઅ્ અને સૂરએ માઈદહની બંને આયતોમાં બે વસ્તુઓ માટેનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. એક એ કે, પોતે પોતાનો કોઈ વ્યવહાર દોસ્તો સાથે કરતા હોય કે દુશ્મનો સાથે, હંમેશા ઈન્સાફ ઉપર કાયમ રહેવાનો હુકમ છે. ન તો કોઈ સંબંધ કે સગપણને ધ્યાને રાખવામાં આવશે અથવા તો ન જ તેના કારણે કોઈ ફૈસલામાં કમજોરી આવે અને એ જ રીતે ન જ કોઈની દુશ્મની અથવા વેર તમારા ફૈસલા ઉપર ઈન્સાફના વિરુદ્ધ પ્રભાવી થાય. બીજી હિદાયત આ બંને આયતોમાં એ પણ છે કે, સાચી ગવાહી અને સત્ય વાત વર્ણન કરવાથી પાછા ન હટી જજો, જેથી ફૈસલો કરનારાઓને સાચો અને સહીહ ફૈસલો કરવામાં કોઈ મુશ્કેલી ન પડે.

કુર્આને કરીમે આ વિષય ઉપર વિવિધ આયતોમાં વિવિધ વિષયો હેઠળ એ બાબતનું જોર આપ્યું છે અને તાકીદ કરી છે કે, લોકો સાચી ગવાહી આપવામાં આળસ કે સુસ્તી ન કરે. એક આયતમાં ખૂબ સ્પષ્ટ રીતે ખુલ્લમ-ખુલ્લો હુકમ આપવામાં આવ્યો છે, وَلَا تَكْتُمُوا الشَّهَادَةَ وَمَنْ يَّكْتُمْهَا فَإِنَّهٗٓ اٰثِمٌ قَلْبُهٗ એટલે કે, "ગવાહીને છુપાવો નહીં અને જે વ્યક્તિ છુપાવશે, તેનું દિલ ગુનેહગાર થશે," જેનાથી સાચી ગવાહી આપવી અતિઆવશ્યક અને વાજિબ થઈ જાય છે, સાચી ગવાહીને છુપાવવી સખત ગુનોહ છે તે સાબિત થાય છે.

પરંતુ તેની સાથે-સાથે કુર્આને હકીમે આ બાબત ઉપર પણ નજર રાખી છે કે, લોકોને સાચી ગવાહીથી રોકનારી વસ્તુ વાસ્તવમાં એ છે કે, ગવાહોને વારંવાર અદાલતોમાં હાજર થવું પડે છે અને વકીલોના વાહિયાત પ્રકારના પ્રશ્નોનો સામનો કરવો પડે છે, જેનું પરિણામ એ હોય છે કે, જે વ્યક્તિનું નામ કોઈ ગવાહ તરીકે આવી ગયું, તે જાણે કે, કોઈ મુસીબતમાં ફસાઈ જાય છે. પોતાના કારોબારમાં ધ્યાન પણ આપી શકતો નથી અને તેણે મફતમાં મુસીબત વહોરી લીધી હોય એમ લાગે છે.

આથી કુર્આને કરીમે જ્યાં સાચી ગવાહી દેવાને જરૂરી અને વાજિબ ઠરાવ્યું છે, ત્યાં જ આ બાબત પણ ઈરશાદ ફરમાવી وَلَا يُضَآرَّ كَاتِبٌ وَّلَا شَهِيْدٌ (૨ : ૨૮૨) એટલે કે, "વ્યવહારનું લખાણ લખનારાઓને અને ગવાહોને નુકસાન ન પહોંચાડવામાં આવે."

આજની અદાલતો (કૉર્ટો) અને તેમાં રજૂ થનારા મુકદમાઓની જો સાચી તહકીક કરવામાં આવે તો જાણ થશે કે, ખરેખર વાસ્તવિક સ્થળ ઉપરના સાચા ગવાહો ભાગ્યે જ કોઈ જગ્યાએ મળે છે. સમજદાર અને સરળ સ્વભાવના માનવી જ્યાં કંઈ પણ આવી ઘટના જૂએ છે ત્યાંથી તે દૂર ભાગે છે કે, ક્યાંક ગવાહ તરીકે નામ ન આવી જાય. પોલીસ આમ–તેમના ગવાહો પકડી લાવી કાગળિયાં પૂરા કરે છે અને પરિણામ તેનું એ જ આવી શકે છે કે, જે રાત–દિવસ જોવા મળી રહ્યું છે કે, પાંચ–દશ ટકા મુકદમાઓમાં પણ ન્યાય અને ઈન્સાફ ઉપર ફેંસલો નથી થતો અને અદાલતો પણ મજબૂર છે. જેવી ગવાહીઓ તેમની પાસે પહોંચે છે, તે તેમના દ્વારા કોઈ પરિણામ ઉપર પહોંચી શકતી નથી અને તેમના આધારે ફેંસલો આપી શકતી નથી.

પરંતુ આ પાયાની ભૂલને કોઈ જોતા નથી કે, જો ગવાહો સાથે માનવતાપૂર્ણ વ્યવહાર કરવામાં આવે અને તેમને વારંવાર પરેશાન કરવામાં ન આવે તો સારા–ભલા અને નેક લોકો તથા સાચા માણસો કુર્આનના શિક્ષણને નજર સમક્ષ રાખીને ગવાહી આપવા માટે કતરાશે નહીં, જે કંઈ પણ થઈ રહ્યું છે તે એ છે કે, કોઈપણ પ્રસંગની શરૂઆતની તહકીક જે પોલીસ કરે છે તે જ વારંવાર ગવાહને એટલો પરેશાન કરે છે કે, તે હવે પછી પોતાની ઔલાદને વસિય્યત કરીને મરે છે કે, ક્યારેય કોઈ મા'મલામાં ગવાહ ન બનજો. પછી જો મા'મલો અદાલતમાં પહોંચે છે ત્યારે ત્યાં કેસની તારીખો ઉપર તારીખો પડે છે. દરેક તારીખે આ ગવાહને હાજરી આપવાની સજા ભોગવવી પડે છે અને આ લાંબી કાર્યવાહીમાં કે, જેને ભારતીય ઉપખંડમાં અંગ્રેજો પોતાની યાદગીરી સ્વરૂપે છોડી ગયા છે, તેણે આપણી બધી જ અદાલતો અને સરકારી કચેરીઓને ગંદી કરી નાંખી છે. પ્રાચીન સમયમાં જે સાદી પદ્ધતિ હતી તે આજે પણ હિજાજ અને અમુક અન્ય દેશોમાં પ્રચલિત છે. તેના કારણે મુકદમાઓનો ભરાવો નથી થતો અને ન જ મુકદમાઓ એટલા લાંબા થાય છે કે, ગવાહો માટે ગવાહી આપવી મુસીબત બની જાય.

ખુલાસો એ છે કે, ગવાહી આપવાની પદ્ધતિ અને કાર્યવાહી જો કુર્આની શિક્ષણ પ્રમાણે બનાવવામાં આવે તો આજે પણ આપણી આંખો તેની બરકતોનો સાક્ષાત્કાર કરી શકે છે. કુર્આને કરીમે એક તરફ ઘટના જાણનારા લોકો માટે

સાચી ગવાહી અદા કરવાનું વાજિબ અને જરૂરી ઠરાવ્યું, તો બીજી બાજુ લોકોને એવી હિદાયત આપી છે કે, ગવાહોને વિના કારણે પરેશાન કરવામાં ન આવે. ખૂબ ઓછા સમયમાં તેમના નિવેદનો નોંધી તેમને ફારેગ કરી દેવામાં આવે.

**પરીક્ષાઓના માર્ક્સ, સનદ, સર્ટિફિકેટ, ચૂંટણીઓના વૉટ વગેરે બધું ગવાહીના હુકમમાં સામેલ છે :**

અંતે એક મહત્ત્વની વાત પણ અત્રે જાણવી જરૂરી છે, તે એ છે કે, શહાદતનો શબ્દ અને ગવાહીનો જે અર્થ આજકાલ પ્રચલિત અને મશ્હૂર થઈ ગયો છે, તે તો ફક્ત મુકદ્દમા અને કોઈ સત્તાધીશ સામે ગવાહી આપવા સુધી સીમિત થઈ ગયો છે. પરંતુ કુર્આન અને સુન્નતની પરિભાષામાં શહાદત શબ્દ તેનાથી વધારે વિસ્તૃત અને અર્થસભર છે. દાખલા તરીકે, કોઈ બીમારને ડૉક્ટરી સર્ટિફિકેટના આધારે પોતાની ફરજ અદા કરવા માટે યોગ્ય ન સમજવો અથવા નોકરી માટે યોગ્ય ન સમજવો, આ પણ એક ગવાહી છે, જો તેમાં વાસ્તવિકતા કરતાં ઊલટું લખવામાં આવ્યું તો તે જૂઠી ગવાહી બનીને ગુનાહે કબીરહ થઈ ગયો.

એ જ પ્રમાણે પરીક્ષાઓમાં વિદ્યાર્થીઓને જે માર્ક્સ આપવામાં આવે છે, તે પણ એક પ્રકારની ગવાહી છે અને જાણીબૂજીને અથવા બેદરકારીથી માર્ક્સમાં વધારો–ઘટાડો કરવો તે પણ જૂઠી ગવાહી છે તથા હરામ અને સખત ગુનોહ છે.

પાસ થનારા વિદ્યાર્થીઓને પોતાના કોર્ષના અંતે સનદ અથવા સર્ટિફિકેટ આપવામાં આવે છે, આ પણ તે કોર્ષ કે અભ્યાસની તેની ક્ષમતા અને કાબેલિયતની ગવાહીનું સ્વરૂપ જ છે. જો તે વ્યક્તિ વાસ્તવમાં એવો નથી, તો તે સર્ટિફિકેટ અથવા સનદ ઉપર સહી કરનાર બધા જ ગવાહો જૂઠા અને ગુનેહગાર ઠરે છે.

એ જ પ્રમાણે એસૅમ્બલીઓ અને કાઉન્સીલ વગેરેની ચૂંટણીઓમાં મત આપવો એ પણ એક પ્રકારની ગવાહી છે, જેમાં મતદાર તરફથી એ બાબતની ગવાહી આપવામાં આવે છે કે, અમારા મતે આ વ્યક્તિ તેની ક્ષમતા અને કાબેલિયતના આધારે પણ અને પ્રામાણિકતા તથા નિષ્ઠાના આધારે પણ જનતાનો પ્રતિનિધિ બનવા માટે યોગ્ય છે.

હવે, વિચાર કરો કે આપણા પ્રતિનિધિઓમાં કેટલા એવા હોય છે, જેમના

વિશે આ ગવાહી સાચી અને સહીહ સાબિત થઈ શકે છે ? પરંતુ આપણી સામાન્ય જનતાએ તેને ફક્ત હાર-જીતનો ખેલ સમજી લીધો છે. એટલા માટે કેટલાક વખતે મતના અધિકારને પૈસાઓ દ્વારા ખરીદવામાં પણ આવે છે. ક્યારેક કોઈ દાબ-દબાણ અથવા ધાક-ધમકીનો ઉપયોગ પણ કરવામાં આવે છે અને ક્યારેક જૂઠી મિત્રતા અને જૂઠા વાયદાઓના ભરોસા ઉપર આ મતાધિકારનો ઉપયોગ કરવામાં આવે છે.

સામાન્ય અભણ જનતાની વાત છોડો, બલકે ભણેલા-ગણેલા અને દીનદાર લોકો પણ અયોગ્ય વ્યક્તિઓને મત આપતી વખતે ક્યારેય એવી અનુભૂતિ નથી કરતા કે, અમે આ જૂઠી ગવાહી આપીને લા'નત અને અઝાબના હકદાર બની રહ્યા છે.

ઉમેદવારો અને પ્રતિનિધિઓની ચૂંટણી વખતે વૉટ આપવાનું કુર્આનની રૂએ એક બીજું સ્વરૂપ એ પણ છે, જેને ભલામણ અથવા સિફારસ કહેવામાં આવે છે કે, વૉટ આપનાર એવી સિફારસ કરી રહ્યો છે કે, ફલાણા ઉમેદવારને પ્રતિનિધિત્વ આપવામાં આવે. તેનો હુકમ કુર્આને કરીમના શબ્દોમાં અગાઉ વર્ણન થઈ ચૂક્યો છે. ઈરશાદ છે, وَمَنْ يَّشْفَعْ شَفَاعَةً حَسَنَةً يَّكُنْ لَّهُ نَصِيبٌ مِّنْهَا وَمَنْ يَّشْفَعْ شَفَاعَةً سَيِّئَةً يَّكُنْ لَّهُ كِفْلٌ مِّنْهَا (૪ : ૮૫) જે વ્યક્તિ સાચી અને સારી સિફારસ કરશે, તો જેના હકમાં તે સિફારસ કરી છે, તેના નેક અમલનો હિસ્સો તેને પણ મળશે અને જે વ્યક્તિ બુરી સિફારસ કરે છે, એટલે કે કોઈ અયોગ્ય અને બુરા વ્યક્તિને સફળ બનાવવાનો પ્રયત્ન કરે છે, તેને તેના ખરાબ કર્મોનો હિસ્સો મળશે.

એનું પરિણામ એ છે કે, આ ઉમેદવાર પોતાની કારકિર્દીના પાંચ વર્ષોમાં ખોટા અને નાજાઈઝ કામો કરશે, તે બધાનો વબાલ વૉટ આપનારના માથે પણ છે.

મતનું એક ત્રીજું સ્વરૂપ વકીલાત પણ છે કે, મત આપનારો તે ઉમેદવારને પોતાના પ્રતિનિધિત્વ માટે વકીલ બનાવે છે, પરંતુ જો આ વકીલાત કોઈ વ્યક્તિગત હક સંદર્ભે હોત તો તેનો નફો અથવા નુકસાન ફક્ત તે વ્યક્તિ સુધી સીમિત રહ્યું હોત અને તેનો તે પોતે જવાબદાર હોત, પરંતુ અહીંયાં એવું નથી. કારણ કે, આ વકીલાત એક એવા હકના સંદર્ભમાં છે, જેમાં તેની સાથે આખી કૌમ સામેલ છે. એટલા માટે જો કોઈ અયોગ્ય વ્યક્તિને પોતાનો પ્રતિનિધિ

બનાવવા માટે મત આપીને સફળ કર્યો, તો સમગ્ર કૌમના હકો પાયમાલ કરવાનો ગુનોહ તેની ગરદન ઉપર પડશે.

**ખુલાસો :**

ખુલાસો એ છે કે, આપણા મતાધિકારના ત્રણ સ્વરૂપો છે. એક ગવાહી, બીજી સિફારસ અને ત્રીજું સામૂહિક અધિકારોની સંયુક્ત વકીલાત અને ત્રણે સ્વરૂપોમાં જે પ્રમાણે નેક અને યોગ્ય વ્યક્તિને મત આપવો મોટા સવાબનું કામ છે, એ જ પ્રમાણે તેના ફાયદાઓ પણ મળે છે. એટલા માટે કોઈ અયોગ્ય અને લાયકાત ન ધરાવતા વ્યક્તિને મત આપવો જૂઠી ગવાહી તો છે જ, પરંતુ ખરાબ સિફારસ પણ છે અને નાજાઇઝ વકીલાત પણ; તથા તેના ખરાબ પરિણામો તેના નામ-એ-આ'માલમાં લખવામાં આવશે.

આથી દરેક મુસલમાન મતદારો ઉપર ફરજ છે કે, મત આપતા પહેલાં એની સંપૂર્ણ તહકીક કરી લે કે, જેને મત આપવામાં આવે છે તેનામાં કાર્ય કરવાની ક્ષમતા છે કે નહીં ? તે પ્રામાણિક અને નિષ્ઠાવાન છે કે નહીં ? ફક્ત ગફલત અને બેદરકારીથી વિના કારણે અયોગ્ય વ્યક્તિને ચૂંટી લાવવાના ગુનાહમાં સામેલ ન થાય.

————————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૧-૧૨)

يَآاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ هَمَّ قَوْمٌ اَنْ يَّبْسُطُوْٓا اِلَيْكُمْ
اَيْدِيَهُمْ فَكَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ ۚ وَاتَّقُوا اللّٰهَ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿۱۱﴾ ع
وَلَقَدْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ۚ وَبَعَثْنَا مِنْهُمُ اثْنَيْ عَشَرَ نَقِيْبًا ؕ وَ
قَالَ اللّٰهُ اِنِّيْ مَعَكُمْ ؕ لَئِنْ اَقَمْتُمُ الصَّلٰوةَ وَ اٰتَيْتُمُ الزَّكٰوةَ وَاٰمَنْتُمْ
بِرُسُلِيْ وَعَزَّرْتُمُوْهُمْ وَ اَقْرَضْتُمُ اللّٰهَ قَرْضًا حَسَنًا لَّاُكَفِّرَنَّ عَنْكُمْ سَيِّاٰتِكُمْ
وَلَاُدْخِلَنَّكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ فَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ مِنْكُمْ فَقَدْ
ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ﴿۱۲﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! પોતાના ઉપર અલ્લાહનું અહેસાન યાદ રાખો, જ્યારે લોકોએ ઈરાદો કર્યો કે તમારા ઉપર હાથ ચલાવે, પછી તમારાથી તેમના હાથ રોકી દીધા; અને અલ્લાહથી ડરતા રહો અને અલ્લાહ ઉપર જ ઈમાનવાળાઓને ભરોસો હોવો જોઈએ. (૧૧) અને અલ્લાહ બની ઈસ્રાઈલથી કરાર લઈ ચૂક્યો છે, અને અમે તેમનામાં બાર સરદાર નક્કી કર્યા; અને અલ્લાહે કહ્યું, હું તમારી સાથે છું જો તમે નમાઝ કાયમ રાખશો અને ઝકાત આપતા રહેશો અને મારા રસૂલો ઉપર યકીન (ઈમાન) લાવશો અને તેમની મદદ કરશો અને અલ્લાહને કરજ આપશો કરજે હસનહ (સારું કરજ) તો અલબત્ત, હું તમારાથી તમારા ગુનાહો દૂર કરી આપીશ અને તમને બગીચાઓમાં દાખલ કરી આપીશ કે જેના નીચે નહેરો વહે છે, પછી ત્યારબાદ તમારામાંથી જે કોઈ કાફિર થયો તો તે બેશક ! સીધા માર્ગથી ગુમરાહ થયો. (૧૨)*

## તફસીર (બયાનુલ કુર્આનમાંથી) :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાના ઈનામોને યાદ કરો, જે તમારા ઉપર થયા છે, જ્યારે કે, એક કૌમ (એટલે કે કુરૈશના કાફિરો, ઈસ્લામની શરૂઆતમાં જ્યારે કે મુસલમાનો કમજોર હતા) એ ચિંતામાં હતી કે, તમારા ઉપર (એવી રીતે) હાથ લાંબો કરે (કે તમારો અંત આવી જાય), બસ અલ્લાહ તઆલાએ તેમનો કાબૂ તમારા ઉપર (એવી રીતે) ન ચાલવા દીધો (અને અંતે તમે જ વિજયી થયા, બસ એ નેઅ્મતને યાદ કરો) અને (હુકમો પૂર્ણ કરવામાં) અલ્લાહ તઆલાથી ડરો (કે તેની નેઅ્મતોનો શુક્રિય્યહ અદા કરો) અને (હવે પછી પણ) ઈમાનવાળાઓએ અલ્લાહ તઆલા ઉપર જ ભરોસો રાખવો જોઈએ, (જેણે પહેલાં પણ તમારા બધા કામો બનાવ્યા છે અને હવે પછી પણ આખિરત સુધી ઉમ્મીદ રાખો અને اِتَّقُوا اللّٰه માં અલ્લાહે ડર અપાવ્યો અને ભરોસો રાખવામાં ઉમ્મીદ, આમ આ બંને અમલો એકબીજાના પૂરક બનાવવામાં આવ્યા) અને અલ્લાહ તઆલાએ (હઝરત મૂસા અલૈ. દ્વારા) બની ઈસ્રાઈલ પાસેથી (પણ) વચન લીધું હતું (જેનું વર્ણન ઘણું જ જલદી આવી રહ્યું છે) અને

(આ વચનની તાકીદ માટે) અમે તેમનામાંથી (તેમના કબીલાઓની સંખ્યા પ્રમાણે) બાર સરદારો નક્કી કર્યા (કે દરેક કબીલા ઉપર એક-એક સરદાર રહે જે પોતાના હાથ નીચેના તાબા હેઠળના લોકો ઉપર હંમેશા વચન નિભાવવાની તાકીદ કરતા રહે) અને (વચનો પૂરા કરવાની વધારે તાકીદ માટે તેમને) અલ્લાહ તઆલાએ એ (પણ) ફરમાવી દીધું કે, હું તમારી પાસે છું (તમારા બુરા-ભલાની મને બધી જ ખબર છે, મતલબ એ છે કે વચન લીધા પછી તેની તાકીદ વારંવાર કરવામાં આવી અને આ વચનના વિષયનો ખુલાસો એ હતો કે,) જો તમે નમાઝની પાબંદી રાખશો અને ઝકાત અદા કરતા રહેશો અને મારા બધા રસૂલો ઉપર (જે હઝરત મૂસા અલૈ. પછી પણ આવશે) ઈમાન લાવતા રહેશો અને (દુશ્મનોના મુકાબલામાં) તેમની મદદ કરતા રહેશો અને (ઝકાત ઉપરાંત રમઝાનમાં પણ સારું એવું દાન કરતા રહીને) અલ્લાહ તઆલાને સારી રીતે (એટલે કે, નિખાલસતાથી) કરજ આપતા રહેશો તો હું જરૂર તમારા ગુનાહો તમારાથી દૂર કરી આપીશ અને તમને જરૂર (જન્નતના) એવા બગીચાઓમાં દાખલ કરીશ, જેના (મહેલોની) નીચે નહેરો વહેશે અને જે વ્યક્તિ તે (વચન અને કરાર લીધા) પછી પણ કુફ્ર કરશે તો બેશક ! તે સીધા માર્ગથી દૂર ભટકી ગયો.

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ માઈદહની સાતમી આયત, જે અગાઉ પસાર થઈ ચૂકી છે, તેમાં અલ્લાહ તઆલાએ મુસલમાનો પાસેથી એક વચન અને કરાર લેવાની અને તેને માનવાની તથા સ્વીકાર કરવાની બાબત વર્ણન કરી છે. وَاذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ وَمِيْثَاقَهُ الَّذِىْ وَاثَقَكُمْ بِهٖ اِذْ قُلْتُمْ سَمِعْنَا وَاَطَعْنَا وَاتَّقُوا اللّٰهَ (૫ : ૭) આ વચન અલ્લાહ અને રસૂલ ﷺના આજ્ઞાપાલન વિશે તથા શરીઅતના હુકમોના અનુસરણ વિશે હતું, જે પરિભાષાની રૂએ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ કલિમએ તવહીદ છે અને આ કલિમો પઢનાર મુસલમાન આ કરારમાં સામેલ છે. ત્યારબાદની આયતમાં કરાર અને વચનની અમુક કલમો એટલે કે, ખાસ-ખાસ શરીઅતના હુકમો વર્ણન કરવામાં આવ્યા છે, જેમાં દોસ્ત, દુશ્મન દરેકના માટે ઈન્સાફથી વર્તવાની અને સત્તા પ્રાપ્ત કરી લીધા પછી પણ દુશ્મનો સાથે બદલાની ભાવનાથી વર્તવાને બદલે ઈન્સાફ અને માનવતાપૂર્ણ વ્યવહાર કરવાની તા'લીમ આપવામાં આવી છે. આ કરાર પોતે પણ અલ્લાહનું એક ઘણું મોટું ઈનામ છે,

એટલા માટે તેને اُذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ થી શરૂ કરવામાં આવ્યું છે.

પ્રસ્તુત આયત ફરી એ જ વાક્ય اُذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْથી શરૂ કરવાથી એવું બતાવવાનું મંજૂર છે કે, જ્યારે મુસલમાનોએ પોતાના આ વચન અને કરારની પાબંદી કરી, તો અલ્લાહ તઆલાએ તેમને દુનિયા અને આખિરતમાં ઉચ્ચ દરજ્જાઓ અને શ્રેષ્ઠતા અર્પણ કરી અને તેમના દુશ્મનોના મુકાબલામાં તેમની દરેક પ્રકારે મદદ કરી, તથા દુશ્મનોનો કાબૂ મુસલમાનો ઉપર ચાલવા ન દીધો.

આ આયતમાં ખાસ રીતે એ બાબતનું વર્ણન છે કે, દુશ્મનોએ વારંવાર રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોનો નાશ કરવાની તથા તેમને કતલ કરવાની યોજનાઓ બનાવી અને તૈયારીઓ કરી. પરંતુ અલ્લાહ તઆલાએ બધી જ યોજનાઓને નિષ્ફળ કરી તેમને અપમાનિત કર્યા. ઈરશાદ છે કે, "એક કૌમ એ ફિકરમાં હતી કે, તમારા ઉપર હાથ લાંબો કરે પરંતુ અલ્લાહ તબારક વ તઆલાએ તેમના હાથને તમારાથી રોકી લીધો."

સામૂહિક સ્વરૂપે તો આવી અનેક ઐતિહાસિક ઘટનાઓ ઈસ્લામમાં છે કે, કાફિરોના મનસૂબાઓ અલ્લાહ તઆલાના ફઝલો કરમથી માટીમાં ભળી ગયા, પરંતુ અમુક ખાસ-ખાસ મહત્ત્વની ઘટનાઓ એવી પણ છે, જેને મુફસ્સિર લોકોએ આ આયતના સંદર્ભમાં હોવાનું ઠરાવ્યું છે. દાખલા તરીકે, મુસ્નદે અબ્દુર્રઝ્ઝાકમાં હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે,

"કોઈ જિહાદમાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) એક મંઝિલ ઉપર થોભ્યા. સહાબએ કિરામ (રદિ.) વિવિધ વિભાગોમાં પોત-પોતાના ઠેકાણાઓ ઉપર આરામ કરવા લાગ્યા, રસૂલે કરીમ ﷺ એકલા જ એક ઝાડ નીચે થોભી ગયા અને પોતાનું હથિયાર એક ઝાડ ઉપર લટકાવી દીધું. દુશ્મનોમાંથી એક ગામડિયો તકનો લાભ ઉઠાવવા એ તરફ લપક્યો અને આવતાવેંત જ રસૂલે કરીમ ﷺની તલવાર ઉપર કબજો કરી લીધો અને આપ ﷺ ઉપર તલવાર ખેંચીને બોલ્યો, مَنْ يَّمْنَعُكَ مِنِّىْ આપ બતાવો ! આપને મારા હાથથી કોણ બચાવી શકે છે ? રસૂલે કરીમ ﷺએ બેધડક (નીડરતાથી) જવાબ આપ્યો, "અલ્લાહ અઝ્ઝ વ જલ્લ !" ગામડિયાએ ફરી તે પ્રશ્ન દોહરાવ્યો, مَنْ يَّمْنَعُكَ مِنِّىْ રસૂલે કરીમ ﷺએ ફરીવાર એ જ નચિંત થઈ જવાબ આપ્યો,

"અલ્લાહ અઝ્ઝ વ જલ્લ !" બે-ત્રણ વખતે આ પ્રકારની વાતચીત થતી રહી, એટલે સુધી કે, એક ગૈબી કુદરતી રુઆબે તે વ્યક્તિને મજબૂર કરી દીધો કે તલવારને મ્યાનમાં નાંખી દીધી. તે સમયે રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને બોલાવ્યા અને આ ઘટના સંભળાવી. આ ગામડિયો હજુ સુધી રસૂલે કરીમ ﷺ પાસે જ બેઠો હતો, આપ ﷺએ તેને કંઈ જ ન કહ્યું." *(ઇબ્ને કષીર)*

આ જ રીતે અમુક સહાબએ કિરામ (રદિ.)થી આ આયતની તફસીરમાં નકલ થયું છે કે, કઅ્બ બિન અશરફ યહૂદીએ એક વખતે રસૂલે કરીમ ﷺને ઘરમાં બોલાવીને તેમની હત્યા કરવાની યોજના બનાવી હતી. અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને તેની ખબર આપી દીધી અને તેની આખી યોજના ધૂળમાં મળી ગઈ. *(ઇબ્ને કષીર)*

હઝરત મુજાહિદ, ઈકરિમા (રહ.) વગેરેથી નકલ થયું છે કે, એક વખતે રસૂલે કરીમ ﷺ કોઈ મા'મલા માટે યહૂદી બનૂ નઝીર પાસે ગયા, તેમણે રસૂલે કરીમ ﷺને એક ભીંત પાસે બેસાડીને વાતોમાં મશ્ગૂલ કરી દીધા અને બીજી બાજુ અમ્ર બિન જહશને એ કામ માટે નક્કી કર્યો કે, ભીંતની પાછળથી ઉપર ચઢી પથ્થરની એક શીલા રસૂલે કરીમ ﷺ ઉપર ફેંકી દે. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલે કરીમ ﷺને તેમના ઈરાદાઓની જાણ કરી દીધી અને આપ ﷺ તરત જ ત્યાંથી ઊભા થઈ ગયા. *(ઇબ્ને કષીર)*

આ ઘટનાઓમાં કોઈ વિરોધાભાસ નથી. બધી જ ઘટનાઓના સંદર્ભે ઉપરોક્ત આયત હોઈ શકે છે. પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺ અને મુસલમાનોની ગૈબી હિફાઝતનું વર્ણન કર્યા પછી ફરમાવ્યું, اِتَّقُوا اللّٰهَ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ

એમાં એક ઈરશાદ તો એ છે કે, આ ઈનામો અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺ સાથે ખાસ વિશેષ સ્વરૂપે નથી રાખ્યા બલકે, આ મદદ અને સહકાર તથા ગુપ્ત હિફાઝતના બંદોબસ્તનું અસલી કારણ અલ્લાહનો ડર (તકવા) અને અલ્લાહ ઉપરનો સંપૂર્ણ ભરોસો છે. જે કૌમ અથવા જે વ્યક્તિ કોઈપણ યુગમાં, કોઈપણ સ્થળે આ બે લક્ષણો અપનાવશે, તેમને પણ આ જ પ્રમાણે અલ્લાહ તઆલા તરફથી હિફાઝત અને મદદ થતી રહેશે. કોઈએ સાચે જ કહ્યું છે,

فضائے بدر پیدا کر فرشتے تیری نُصرت کو

اُتر سکتے ہیں گردوں سے قطار اندر قطار اب بھی

અને એવું પણ હોઈ શકે છે કે, આ વાક્યને પાછલી આયતોના સમૂહ સાથે લગાવવામાં આવે જેમાં સૌથી ખરાબ દુશ્મનો સાથે સારી વર્તણૂક કરવાનો અને ન્યાય તથા ઈન્સાફથી વર્તવાના હુકમો આપવામાં આવ્યા છે, પછી આ વાક્યમાં એ તરફ ઈશારો થયો કે, એવા સખત દુશ્મનો સાથે પણ સદ્‌વર્તાવ અને દરગુજરથી કામ લેવાનું શિક્ષણ જાહેરમાં એક રાજકીય ભૂલ અને દુશ્મનોની હિમ્મત તથા તેમની તાકાત વધવાનું કારણ સમજવામાં આવે છે, એટલા માટે, આ વાક્યમાં મુસલમાનોને એ બાબતની સૂચના આપવામાં આવી અને ચેતવવામાં આવ્યા કે, તમે અલ્લાહથી ડરનારા (તકવાવાળા) તથા અલ્લાહ ઉપર સંપૂર્ણ ભરોસો કરનારા રહો તો આ દરગુજરથી કામ લેવાની અને સદ્‌વર્તાવ કરવાની પ્રવૃત્તિ તમારા માટે કદાપિ નુકસાનકારક નહીં હોય અને દુશ્મનો તમારો વિરોધ કરવાની હિમ્મત કરવાના બદલે તમારી અસર હેઠળ લાવવામાં અને ઈસ્લામની નજીક કરવાનો સબબ બનશે. વળી, તકવા અને અલ્લાહનો ડર જ તે વસ્તુઓ છે જે કોઈપણ મનુષ્યને વાયદો અને કરારની પાબંદી ઉપર જાહેર રીતે તથા અંતઃકરણથી એટલે કે, દિલથી મજબૂર કરી શકે છે. જ્યાં આ તકવો એટલે કે, અલ્લાહનો ખૌફ નથી હોતો ત્યાં કરાર અને વચનની એવી જ હાલત થાય છે જેમકે આજકાલ સામાન્ય લોકોમાં જોવા મળે છે. આથી ઉપરની જે આયતોમાં વચનનું અને કરારનું વર્ણન છે ત્યાં ક્યારેક તો અંતિમ આયતમાં وَاتَّقُوا اللّٰهَ ફરમાવવામાં આવ્યું હતું અને અહીંયાં પણ તેનું જ પુનરાવર્તન કરવામાં આવ્યું. વળી, આ પૂરી આયતમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે, મુસલમાનોને વિજય અને મદદ ફક્ત જાહેર શસ્ત્રસરંજામથી પ્રાપ્ત નથી થતો બલકે, તેની અસલ તાકાતનું માધ્યમ અને સ્ત્રોત તકવા (અલ્લાહના ડર) અને તવક્કુલ (અલ્લાહ ઉપર સંપૂર્ણ ભરોસા)ના રહસ્યમાં છુપાયેલું છે.

આ આયતમાં મુસલમાનોને કરાર અને વચન લેવા અને તે વચન પૂરું કરવા ઉપર દુનિયા અને આખિરતમાં તેના અતિઉત્તમ પરિણામોને વર્ણન કર્યા

બાદ મા'મલાનું બીજું પાસું સામે લાવવા માટે બીજી આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, આ કરાર અને વચન લેવું ફક્ત મુસલમાનો માટે ખાસ નથી. બલકે, તે અગાઉ બીજી ઉમ્મતો પાસેથી પણ આ પ્રકારના કરાર લેવામાં આવ્યા હતા, પરંતુ તેમણે પોતાનો કરાર પૂરો ન કર્યો. એટલા માટે તેમના ઉપર જાત-જાતના અઝાબો ઉતારવામાં આવ્યા. ઈરશાદ ફરમાવ્યો છે કે, અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલ પાસેથી પણ એક કરાર લીધો હતો અને તેમના કરાર લેવાનું સ્વરૂપ એ અપનાવવામાં આવ્યું હતું કે, બની ઈસ્રાઈલની સંપૂર્ણ કૌમ કે, જેઓ બાર કુટુંબો ઉપર આધારિત હતી, તેમનો દરેક કુટુંબનો એક સરદાર નક્કી કરવામાં આવ્યો અને તેમના તરફથી તેમના સરદારે જવાબદારી ઉઠાવી કે, હું અને મારું સંપૂર્ણ કુટુંબ આ અલ્લાહના કરારની પાબંદી કરીશું. એ જ પ્રમાણે તે બાર સરદારોએ સંપૂર્ણ બની ઈસ્રાઈલ કૌમની જવાબદારી લઈ લીધી અને તેમની જવાબદારી એ હતી કે, પોતે પણ આ કરારની પાબંદી કરે અને પોતાના કુટુંબો પાસે પણ કરાવે. અત્રે આ વાત પણ વર્ણન કરવા પાત્ર છે કે, ઈજ્જત અને બુઝુર્ગીના મા'મલામાં ઈસ્લામનો વાસ્તવિક સિદ્ધાંત તો એ છે કે,

بندۂ عشق شدی ترکِ نَسب کن جامی

کہ دریں راہ فلاں بن فلاں چیزے نیست

હે જામી ! તું ઈશ્ક (મહોબ્બત)નો ગુલામ બની ગયો છે ! એટલા માટે
ખાનદાન-નસબની વાતો છોડી દે.

કારણ કે, ઈશ્કના રસ્તામાં ફલાણો એ ફલાણાનો પુત્ર હોવાની કોઈ હકીકત નથી.

રસૂલે કરીમ ﷺએ હજ્જતુલ વદાઅ્ના ઐતિહાસિક ખુત્બામાં સંપૂર્ણ સ્પષ્ટતા સાથે એ બાબતનું એ'લાન કર્યું હતું કે, ઈસ્લામમાં અરબ અને અજમ (બિનઆરબ), ગોરા અને કાળા, ઊંચી જાતિ-નીચી જાતિનો કોઈ આધાર નથી. જે ઈસ્લામમાં પ્રવેશ પામી ગયા તે બધા જ મુસલમાનો ભાઈ-ભાઈ થઈ ગયા. વંશ, નસબ, રંગ, વતન, ભાષા વગેરેની વિશેષતાઓ જે અજ્ઞાનતાની મૂર્તિઓ હતી, તે બધાને ઈસ્લામે તોડી નાંખી, પરંતુ એનો અર્થ એ નથી કે, વહીવટી બાબતોમાં એકરુપતા અને વ્યવસ્થા સાચવવા માટે પણ કૌટુંબિક વિશેષતાઓને ધ્યાનમાં લેવામાં ન આવે.

એ સ્વાભાવિક બાબત છે કે, એક કુટુંબના લોકો પોતાના કુટુંબને જાણે-ઓળખે છે. અન્ય લોકો કરતાં તે પોતાના કુટુંબના લોકો ઉપર વધારે ભરોસો મૂકી શકે છે અને આ વ્યક્તિ તેની સંપૂર્ણ માનસિકતાથી વાકેફ હોવાની બીના પર તેમના જઝબાત, લાગણીઓ, ભાવનાઓ વગેરેને ધ્યાને રાખીને વ્યવહાર કરી શકે છે. આ જ હિકમત હતી કે, બની ઈસ્રાઈલના બાર કબીલાઓ પાસેથી જ્યારે વચન લેવામાં આવ્યું તો દરેક કબીલાનો એક-એક સરદાર જવાબદાર ઠરાવવામાં આવ્યો.

અને આ જ તે વ્યવસ્થા હતી કે, સહૂલત માટે, સંપૂર્ણ સંતોષ અને શાંતિ માટે આ બાબતને તે વખતે પણ ધ્યાને લેવામાં આવી જ્યારે કે બની ઈસ્રાઈલની કૌમ પાણી ન મળવાના કારણે સખત મુશ્કેલીમાં હતી. હઝરત મૂસા (અલૈ.)એ દુઆ કરી અને અલ્લાહના હુકમથી તેમણે પોતાની લાઠી એક પથ્થર ઉપર મારી તેનાથી અલ્લાહે તે પથ્થરમાંથી બાર ઝરણા બાર કબીલાઓ માટે અલગ-અલગ વહાવ્યા.

સૂરએ અઅ્રાફમાં કુર્આને કરીમે અલ્લાહ તઆલાના આ મહાન અહેસાનનું આ પ્રમાણે વર્ણન કર્યું છે.

وَقَطَّعۡنَا هُمُ اثۡنَتَىۡ عَشۡرَةَ اَسۡبَاطًا اُمَمًا. اور فَانۡبَجَسَتۡ مِنۡهُ اثۡنَتَا عَشۡرَةَ عَيۡنًا ؕ

*"અમે વહેંચી દીધા તેમને બાર જૂથોમાં પછી ફૂટી નીકળ્યા પથ્થરમાંથી બાર ઝરણાં (દરેક કબીલા માટે અલગ-અલગ)."*

બારની સંખ્યા પણ કોઈ વિસ્મયકારી ખાસિયત અને સ્વીકૃતિ ધરાવે છે.

જે સમયે મદીનાના અન્સારો રસૂલે કરીમ ﷺને મદીના આવવા માટે આમંત્રણ આપવા હાજર થયા તો રસૂલે કરીમ ﷺએ તેમની પાસેથી કરાર લીધો હતો અને આ કરારમાં પણ અન્સારના બાર સરદારોએ જવાબદારી લઈને રસૂલે કરીમ ﷺના હાથ મુબારક ઉપર "બયઅત" કરી હતી. તેમાંથી ત્રણ સરદારો "ઔસ કબીલા"ના અને નવ સરદારો "ખઝરજ કબીલા"ના હતા.

*(ઈબ્ને કષીર)*

સહીહૈનમાં હઝરત જાબિર બિન સમૂરા (રદિ.)થી રિવાયત છે કે, "રસૂલે

કરીમ ﷺએ ફરમાવ્યું કે, લોકોના કામો અને વ્યવસ્થા તે સમય સુધી ચાલતી રહેશે જ્યાં સુધી કે, બાર ખલીફાઓ તેમની આગેવાની કરશે." ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ આ રિવાયતને નકલ કરીને ફરમાવ્યું છે કે, આ હદીષના કોઈપણ શબ્દથી એ સાબિત નથી થતું કે, આ બાર ઈમામો એક પછી એક વારાફરતી થશે બલકે, તેમના વચ્ચે અંતર પણ હોઈ શકે છે. એટલા માટે ચાર ખલીફા સિદીકે અકબર, ફારૂકે આ'ઝમ, ઉસ્માન ગની અને હઝરત અલી (રદિ.) એકધારા વારાફરતી થયા અને વચ્ચે અમુક મુદત પછી હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ઉમ્મતના ઈજ્માઅ્થી પાંચમાં ખલીફએ બરહક (સાચા ખલીફા) માનવામાં આવે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, બની ઈસ્રાઈલ પાસેથી કરાર લેવા માટે અલ્લાહ તઆલાએ તેમના બાર કુટુંબોના બાર સરદારોને જવાબદાર ઠરાવ્યા અને તેમને ઈરશાદ ફરમાવ્યો, اِنِّیْ مَعَکُمْ એટલે કે, "હું તમારી સાથે છું." મતલબ એ છે કે, જો તમે કરારની પાબંદી કરી અને અન્યોને પાબંદી કરાવવાનો પાકો ઈરાદો કર્યો તો મારી મદદ અને સહકાર તમારી સાથે હશે. ત્યારબાદ પ્રસ્તુત આયતમાં આ કરારની અમુક શરતો અને બની ઈસ્રાઈલના કરારભંગ કરવાના કારણે તેમના ઉપર થયેલા અલ્લાહના અઝાબનું વર્ણન છે.

કરારની શરતોનું વર્ણન કરતા પહેલાં એક વાક્ય ફરમાવવામાં આવ્યું, اِنِّیْ مَعَکُمْ જેમાં બે વાતો બતાવવામાં આવી છે. એક એ કે, જો તમે કરાર ઉપર કાયમ રહ્યા તો મારી મદદ તમારી સાથે રહેશે અને તમે દરેક કદમ ઉપર તેનો અનુભવ કરશો. બીજું એ કે, અલ્લાહ તઆલા દરેક વખતે અને દરેક સ્થળે તમારી સાથે છે અને તે કરારની દેખરેખ રાખી રહ્યો છે. તમારા કોઈપણ ઈરાદા અને નિર્ણયની તથા ફિકર અને ચિંતાની અથવા તમારી દરેક પ્રવૃત્તિ તેના જ્ઞાનની બહાર નથી. તે તમારા એકાંતના રહસ્યોને પણ જૂએ અને સાંભળે છે, તે તમારા દિલોની નિય્યતો અને ઈરાદાઓથી પણ વાકેફ છે. કરારનો ભંગ કરીને તમે કોઈપણ રીતે તેની પકડથી બચી શકતા નથી. ત્યાર પછી કરારની શરતોમાં સૌ પ્રથમ اِقَامَتِ صَلٰوۃ નું વર્ણન છે અને પછી ઝકાત અદા કરવાનું વર્ણન છે. એનાથી જાણ થાય છે કે, નમાઝ અને ઝકાતના ફરજો ઈસ્લામ અગાઉ હઝરત મૂસા (અલૈ.)ની કૌમ ઉપર લાદવામાં આવ્યા હતા અને કુર્આનના બીજા ઈશારાઓ

અને રિવાયતોથી સાબિત થાય છે કે, આ ફરજો ફક્ત બની ઈસ્રાઈલ સાથે જ ખાસ ન હતા. બલકે, દરેક પયગમ્બર અને દરેક શરીઅતમાં હંમેશા લાદવામાં આવ્યા છે. ત્રીજી શરત કરારમાં એ છે કે, અલ્લાહ તઆલાના બધા રસૂલો ઉપર ઈમાન લાવવામાં આવે અને તેમના મકસદમાં તથા હિદાયતની દા'વતમાં તેમની મદદ કરવામાં આવે.

બની ઈસ્રાઈલમાં કારણ કે, ઘણા બધા રસૂલો આવવાના હતા. એટલા માટે તેમની ખાસિયત વિશે તેમને વિશેષરૂપે તાકીદ કરવામાં આવી અને જો કે, ઈમાનનો દરજ્જો અમલો, નમાઝ, ઝકાતથી અગ્ર ક્રમે છે પરંતુ કરારમાં અગ્રતા તેને રાખવામાં આવી જેના ઉપર અમલ અને બધી જ પ્રવૃત્તિઓ અવલંબિત છે અને ત્યાર પછી લાગુ પડતી ફરજો ઉપર અમલ કરવાનો છે. આવનારા રસૂલો તો પાછળથી આવશે, તેમના ઉપર ઈમાન લાવવું અને તેમને સહકાર આપવો વગેરે પણ પાછળથી ભવિષ્યમાં ઘટનારી ઘટનાઓ છે, એટલા માટે તેને પાછળના ક્રમમાં વર્ણન કરવામાં આવ્યું.

ચોથી શરત કરારમાં એ છે કે, اَقْرَضْتُمُ اللّٰهَ قَرْضًا حَسَنًا એટલે કે, "તમે અલ્લાહ તઆલાને કરજ આપો; સારું કરજ." સારું કરજ આપવાનો અર્થ એ છે કે, નિખાલસતાથી અલ્લાહના રસ્તામાં ખર્ચ કરો કોઈ દુનિયવી સ્વાર્થ એમાં સામેલ ન હોય અને અલ્લાહના રસ્તામાં પોતાની પ્રિય વસ્તુ ખર્ચ કરો, રદ્દી અથવા બેકાર વસ્તુ આપી ટાળી ન દો, તેમાં અલ્લાહ તઆલાના રસ્તામાં ખર્ચ કરવાને અલ્લાહને કરજ આપવા સ્વરૂપે એટલા માટે ઓળખાવ્યું છે કે, કરજનો બદલો આપવો કાયદેસર રીતે તેમજ તાર્કિક રીતે અને નૈતિકતાની રૂએ પણ વાજિબ સમજવામાં આવે છે. એ જ પ્રમાણે એવો વિશ્વાસ રાખીને અલ્લાહના રસ્તામાં ખર્ચ કરે કે તેને તેનો બદલો અવશ્ય મળશે.

ફરજ ઝકાતનું વર્ણન અલગ સ્વરૂપે કર્યા પછી આ સ્થળે "કરજે હુસ્ના" (સારું કરજ) આપવાનું વર્ણન કરીને બતાવવામાં આવ્યું છે કે, એનો અર્થ ઝકાત સિવાય અન્ય સદકહ અને ખયરાત વગેરે પણ છે. તેનાથી એ પણ જાણ થાય છે કે, મુસલમાન ફક્ત ઝકાત અદા કરીને સઘળી આર્થિક જવાબદારીઓથી મુક્ત નથી થઈ જતો. ઝકાત સિવાય પણ અન્ય અમુક પ્રકારની આર્થિક જવાબદારીઓ

માણસના શિરે જરૂરી છે. કોઈ સ્થળે મસ્જિદ નથી તો મસ્જિદ બનાવવી અથવા દીની શિક્ષણ માટે જો સરકાર ખર્ચ નથી ઉઠાવતી તો દીની શિક્ષણની વ્યવસ્થા કરવી મુસલમાનો ઉપર જ જરૂરી છે. ફરક માત્ર એટલો જ છે કે, ઝકાત ફરજે ઐન છે અને આ (અલ્લાહના રસ્તામાં નિઃસ્વાર્થ ખર્ચ કરવો) ફરજે કિફાયહ છે.

ફરજે કિફાયહનો અર્થ એ છે કે, કૌમના અમુક વ્યક્તિઓ કૌમની એ જરૂરિયાતો પૂરી કરી આપે તો અન્ય મુસલમાનો એ ફરજમાંથી મુક્ત થઈ જશે અને જો કોઈપણ વ્યક્તિ એ ફરજ અદા ન કરે તો બધા જ ગુનેહગાર થશે. આજકાલ દીની શિક્ષણ અને મદ્રસાઓ જે આર્થિક ભીંસ અને અન્ય મુસીબતોથી ઘેરાયેલા જોવા મળે છે, તેને તે ચલાવનારા જ જાણે છે જેમણે દીનની આ મહત્ત્વની સેવાને સ્થાપિત કરી છે. ઝકાત અદા કરવાની હદ સુધી તો મુસલમાન જાણે છે કે, અમારા માથે તે ફરજ છે અને એવું જાણવા છતાં ઘણા ઓછા લોકો છે જેઓ ઝકાત અદા કરે છે અને અદા કરનારાઓમાં પણ ઘણા ઓછા લોકો છે, જેઓ પૂરો હિસાબ કરીને પૂરી ઝકાત અદા કરે છે અને જે સંપૂર્ણ ઝકાત અદા કરનારા છે તેઓ પણ બિલકુલ એવું સમજે છે કે, હવે અમારા માથે કોઈ જવાબદારી નથી. જો તેમની સામે મસ્જિદની જરૂરિયાતો આવે તો જાણે–અજાણે ઝકાતનો માલ રજૂ કરે છે અને દીની મદ્રસાની જરૂરિયાતો સામે આવે તો ફક્ત ઝકાતનો માલ આપે છે. જ્યારે કે, આ ફરજ ઝકાત સિવાય મુસલમાનો ઉપર અન્ય આર્થિક ફરજો કુર્આને કરીમની આ આયતની રૂએ ફરજ છે અને તેના ઘણા બધા ઉદાહરણો આ જ પ્રકારની આયતોથી સ્પષ્ટ કરવામાં આવ્યા છે.

કરારની મહત્ત્વની શરત વર્ણન કર્યા પછી પણ એ બતાવ્યું કે, "જો તમે કરારની પાબંદી કરી તો તેનો બદલો એ હશે કે, તમારા પાછલા ગુનાહો પણ મા'ફ કરવામાં આવશે અને તમે કાયમી રાહત તથા સહૂલતવાળી જન્નતમાં રાખવામાં આવશો" અને અંતે એ પણ બતાવ્યું કે, તે આ સ્પષ્ટ વર્ણનો અને ઈરશાદો પછી પણ "જો કોઈએ કુફ્ર કર્યું અથવા વિરોધ કર્યો તો એક સીધો સાદો માર્ગ છોડીને તેણે પોતાના હાથે પોતાની જાતને તબાહીના ખાડામાં નાંખી દીધી."

————————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૩-૧૪)

فَبِمَا نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ لَعَنّٰهُمْ وَجَعَلْنَا قُلُوْبَهُمْ قٰسِيَةً ۚ يُحَرِّفُوْنَ الْكَلِمَ
عَنْ مَّوَاضِعِهٖ ۙ وَنَسُوْا حَظًّا مِّمَّا ذُكِّرُوْا بِهٖ ۚ وَلَا تَزَالُ تَطَّلِعُ عَلٰى خَآئِنَةٍ مِّنْهُمْ
اِلَّا قَلِيْلًا مِّنْهُمْ فَاعْفُ عَنْهُمْ وَاصْفَحْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿۱۳﴾ وَمِنَ
الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰٓى اَخَذْنَا مِيْثَاقَهُمْ فَنَسُوْا حَظًّا مِّمَّا ذُكِّرُوْا بِهٖ ۠
فَاَغْرَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ؕ وَسَوْفَ يُنَبِّئُهُمُ اللّٰهُ
بِمَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿۱۴﴾

## તરજુમો :

*બસ, તેમના કરાર તોડવા ઉપર અમે તેમના ઉપર લા'નત (ફિટકાર) કરી અને તેમના દિલોને સખત (કઠોર) કરી દીધા, કલામને તેના ઠેકાણેથી ફેરવે છે (હેરફેર કરે છે), અને તે નસીહતથી લાભ ઉઠાવવાનું ભૂલી ગયા જે તેમને કરવામાં આવી હતી, અને તમે તેમના કોઈ દગા ઉપર હંમેશા જાણકાર થતા રહો છો પરંતુ તેમનામાંથી થોડા લોકો; બસ, મા'ફ કરો અને તેમનાથી દરગુજર કરો, અલ્લાહ અહેસાન કરનારાઓને દોસ્ત રાખે છે. (૧૩) અને તે જેઓ પોતાને નસારા કહે છે તેમનાથી પણ અમે તેમનો કરાર લીધો હતો, પછી એ નસીહતથી લાભ ઉઠાવવાનું ભૂલી ગયા જે તેમને કરવામાં આવી હતી, પછી અમે તેમની વચ્ચે (આપસમાં) દુશ્મની અને કીનો કયામતના દિવસ સુધી લગાવી દીધો, અને અલ્લાહ તેમને અંતે બતાવી દેશે જે કંઈ (તેઓ) કરતા હતા. (૧૪)*

## તફસીર :

(પરંતુ બની ઈસ્રાઈલે પ્રસ્તુત કરારને તોડી નાંખ્યો અને તોડ્યા પછી જાત-જાતની તકલીફોમાં જેમાં ચહેરા બદલાઈ જવા જેવા અપમાન વગેરેમાં સપડાયા. બસ, આ બધો અઝાબ તેમને અલ્લાહના ઈનામો અને નેઅ્મતો અર્પણ કર્યા પછી તેના હુકમોનો વિરોધ કરવાના કારણે થયો) તો ફક્ત તેમના કરારભંગ

થવાના કારણે અમે તેમને પોતાની રહમત (એટલે કે તેની ખાસિયતો)થી દૂર કરી દીધા (અને આ જ લા'નતની હકીકત છે) અને (આ લા'નતની નિશાનીઓ એ છે કે) અમે તેમના દિલોને સખત કરી દીધા (કે સાચી વાતની તેમના ઉપર અસર જ નથી થતી અને આ દિલો સખત થવાની નિશાની એ છે કે) તે લોકો (એટલે કે તેમના ઉલમા) કલામ (અલ્લાહનું કલામ એટલે કે તવરાત)ને તેના (શબ્દો અને અર્થોની) જગ્યાએથી બદલે છે (એટલે કે શાબ્દિક હેરફેર તેમજ અર્થની હેરાફેરી કરે છે) અને (આ હેરફેરની અસર એ છે કે,) તે લોકો જે કંઈ તેમને (તવરાતમાં) નસીહત કરવામાં આવી હતી, તેમાંથી તેનો એક મોટો ભાગ (લાભનો કે જે તેમને અમલ કરવા માટે પ્રોત્સાહિત કરતો હતો) ભૂલાવી બેઠા (કારણ કે, વધારે હેરાફેરી તેમણે રસૂલે કરીમ ﷺની બઅ્ષતના સમર્થનમાં કરવામાં આવેલી આગાહીઓ અંગેની આયતોમાં કરી હતી અને દેખીતું છે કે, ઈમાનથી વધારે મોટો હિસ્સો કયો હશે ? મતલબ કે કરારભંગ ઉપર લા'નતના હકદાર થયા અને લા'નતના કારણે તેમના દિલો સખત થઈ ગયા અને દિલો સખત થવાના કારણે તેમણે હેરાફેરી કરી અને હેરાફેરીના કારણે તેમણે તવરાતનો મોટો ભાગ ગુમાવી દીધો) અને (પછી એવું પણ નથી કે જેટલું કરી ચૂક્યા તેના ઉપર રોકાઈ ગયા પરંતુ હાલત તો એ છે કે) આપ (ﷺ)ને રોજબરોજ (એટલે કે હંમેશા દીનની બાબતમાં) કોઈને કોઈ (નવી) ખયાનતની ખબર થતી રહે છે, જે તેમના દ્વારા થતી રહે છે. અમુક થોડા લોકો સિવાય (કે જેઓ મુસલમાન થઈ ગયા હતા); બસ તમે તેમને મા'ફ કરી દો અને તેમનાથી દરગુજર કરો, (એટલે કે જ્યાં સુધી શરઈ જરૂરત ન હોય તેમની ખયાનતોને જાહેર કરીને તેમને અપમાનિત ન કરો). નિ:શંક ! અલ્લાહ તઆલા અહેસાન કરનાર લોકો સાથે મહોબ્બત કરે છે (અને વિના જરૂરતે અપમાન ન કરવું પણ એક અહેસાન છે) અને જે લોકો (દીનના સહકારી હોવાના દા'વાથી) કહે છે કે, અમે નસારા છે અમે તેમનાથી તેનો કરાર (યહૂદીઓ પ્રમાણે જ) લીધો હતો. બસ, તેઓ પણ જે કંઈ તેમને (ઇન્જીલ વગેરેની) નસીહત કરવામાં આવી હતી તેમાંથી તેનો એક મોટો ભાગ (નફાનો કે જે તેમને અમલ કરવાથી પ્રાપ્ત થયો હોત) ગુમાવી બેઠા. (કારણ કે, એ બાબત જેને ગુમાવી બેઠા, તે તવહીદ છે અને ઈમાન છે, રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાનો જે તેમને હુકમ થયો હતો, તો તેને પણ ભૂલાવી બેઠા અને દેખીતું છે કે,

તેના કારણે તેઓ તવહીદને જ છોડી બેઠા) તો અમે તેમનામાં પરસ્પર કયામત સુધી વેર અને અદાવત નાંખી દીધી (આ તો દુનિયાની સજા થઈ) અને ઘણું જ જલદી (આખિરતમાં) કે તે પણ ખૂબ નજીક છે, તેમને અલ્લાહ તઆલા તેમનું કરેલું બતાવી દેશે (પછી તેમને સજા આપશે).

## મસ્અલા અને બોધપાઠ :

આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, બની ઈસ્રાઈલે પોતાની બદ્નસીબીથી આ સ્પષ્ટ માર્ગદર્શન ઉપર ધ્યાન ન આપ્યું અને કરારનો વિરોધ કર્યો, તો અલ્લાહ તઆલાએ તેમને જાત-જાતના અઝાબોમાં નાંખી દીધા.

બની ઈસ્રાઈલ ઉપર તેમના દુષ્કૃત્યો અને બળવાખોરીના કારણે સજામાં બે પ્રકારનો અઝાબ આવ્યો. એક, જાહેર અને અનુભવી શકાય તેવો, જેમકે તેમના ઉપર લોહી અને દેડકા વગેરેનો વરસાદ થયો એ જ પ્રમાણે પથરાવ થયો અથવા જમીનનો ભાગ ઉલટાવી દેવામાં આવ્યો વગેરે, જેનું વર્ણન કુર્આને કરીમમાં વિવિધ આયતોમાં વિવિધ સ્થળોએ થયું છે.

બીજા પ્રકારનો અઝાબ માનસિક અને આધ્યાત્મિક (રૂહાની) છે કે, બળવાખોરીની સજા સ્વરૂપે તેમના દિલ અને દિમાગ ધોવાઈ ગયા. તેમનામાં વિચારવાની, સમજવાની ક્ષમતા ન રહી અને પોતાના ગુનાહોના વબાલમાં તેઓ વધારે ગુનાહો કરતા ચાલ્યા ગયા.

ઈરશાદ છે, فَبِمَا نَقْضِهِمْ مِيْثَاقَهُمْ لَعَنّٰهُمْ وَجَعَلْنَا قُلُوْبَهُمْ قٰسِيَةً એટલે કે, "અમે તેમના કરારભંગ અને વચન પાલન ન કરવાના કારણે સજામાં તેમને પોતાની રહમતથી દૂર કરી દીધા અને તેમના દિલોને સખત બનાવી દીધા" કે, તેમાં કોઈ વસ્તુની સંભાવના જ બાકી ન રહી. આ જ રહમતથી દૂર કરવાને અને દિલોની સખતીને કુર્આને કરીમે સૂરએ મુતફિફ્ફીન مُطَفِّفِيْنَ માં رَانَ (રા'ન)ના શબ્દથી ઓળખાવ્યું છે. كَلَّا بَلْ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَا كَانُوْا يَكْسِبُوْنَ એટલે કે, કુર્આનની સ્પષ્ટ આયતો અને ખુલ્લમ-ખુલ્લી નિશાનીઓનો વિરોધ કરવાનું કારણ એ છે કે, "તેમના દિલો ઉપર તેમના ગુનાહોના કારણે કાટ ચઢી ગયો છે."

રસૂલે કરીમ ﷺએ એક હદીષમાં ઈરશાદ ફરમાવ્યો છે,

"મનુષ્ય જ્યારે પ્રથમ કોઈ ગુનોહ કરે છે, તો તેના દિલ ઉપર એક કાળો

ડાઘ લાગી જાય છે, જેની બુરાઈનો તે દરેક સમયે એવો અનુભવ કરે છે, જેમકે કોઈ સાફ સફેદ કપડા ઉપર એક કાળો ડાઘ લાગી જાય અને દરેક સમયે તે આંખોને તકલીફ આપે છે, પછી જો તેણે આ ડાઘથી ચેતીને તવબહ કરી લીધી અને હવે પછી ગુનાહોથી બચી ગયો, તો તે ડાઘ મિટાવી દેવામાં આવે છે અને જો તેણે પરવા ન કરી બલકે, બીજા ગુનાહોમાં પ્રવૃત્ત થતો રહ્યો તો દરેક ગુનાહ ઉપર એક કાળા ડાઘાનો વધારો થતો રહે છે. એટલે સુધી કે, તેનું દિલ આ કાળા ડાઘાઓથી બિલકુલ કાળું થઈ જશે, તે સમયે તેના દિલની એવી હાલત થઈ જશે, જેમકે કોઈ વાસણને ઊંધું રાખ્યું હોય કે તેમાં કોઈ વસ્તુ નાંખવામાં આવે તો તરત જ બહાર નીકળી જાય છે. એટલા માટે કોઈ સારી વાત અથવા નેકીની વાત તેના દિલમાં ટકતી નથી, તે સમયે તેના દિલની એવી હાલત થઈ જાય છે કે, لَا يَعْرِفُ مَعْرُوْفًا وَّلَا يُنْكِرُ مُنْكَرًا એટલે કે, હવે ન તે કોઈ નેકીને નેકી સમજે છે અને ન જ બુરાઈને બુરાઈ; બલકે, મા'મલો બિલકુલ ઊલટો થવા લાગે છે કે, ઐબને હુનર, બદીને નેકી અને ગુનાહને સવાબ સમજવા લાગે છે અને પોતાની દુષ્ટતા તથા બગાવતમાં આગળ વધતો જાય છે. આ તેના ગુનાહોની રોકડ સજા છે, જે તેને દુનિયામાં જ મળી જાય છે."

અમુક અકાબીરોએ ફરમાવ્યું છે, اِنَّ مِنْ جَزَاءِ الْحَسَنَةِ بَعْدَهَا وَاِنَّ مِنْ جَزَاءِ السَّيِّئَةِ السَّيِّئَةَ بَعْدَهَا એટલે કે, નેકીનો એક રોકડ બદલો એ છે કે, ત્યાર બાદ તેને બીજી નેકીની તવફીક મળે છે. એ જ પ્રમાણે ગુનાહની રોકડ સજા એ છે કે, એક ગુનાહ પછી તેનું દિલ બીજા ગુનાહો તરફ પ્રેરિત થવા લાગે છે, માટે જાણ થઈ કે, અલ્લાહની ફરમાંબરદારી અને ગુનાહોમાં પરસ્પર અપાકર્ષણ અને વિરોધાભાસ છે.

زر زر کشد در جہاں گنج گنج

દુનિયામાં સોનું સોનાને ખેંચે છે, ખઝાનો ખઝાનાને.

એક નેકી બીજી નેકીનું આમંત્રણ આપે છે અને એક બુરાઈ બીજી બુરાઈ અને ગુનાહ સાથે લઈ આવે છે.

બની ઈસ્રાઈલના કરારભંગની રોકડ સજા નિયમ પ્રમાણે એ મળી કે, તેઓ અલ્લાહની રહમતથી દૂર થઈ ગયા, જે સૌથી મોટું છુટકારાનું માધ્યમ છે

અને તેમના દિલો સખત થઈ ગયા, જેનાથી નોબત ત્યાં સુધી પહોંચી ગઈ કે, يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ એટલે કે, "આ લોકો અલ્લાહના કલામમાં તેમના મૂળ સ્થાનેથી હેર-ફેર કરવા લાગ્યા," એટલે કે, અલ્લાહના કલામને ફેરવી દેતા હતા. ક્યારેક શાબ્દિક રીતે તો ક્યારેક તેના અર્થોની રૂએ, તો ક્યારેક તિલાવતમાં. હેરાફેરીના આ બધા પ્રકારો કુર્આને કરીમ અને હદીષની કિતાબોમાં વર્ણન કરવામાં આવ્યા છે, જેનો સ્વીકાર આજકાલ ઘણા બધા યુરોપીયન ઈસાઈઓ પણ કરી રહ્યા છે. *(તફસીરે ઉસ્માની)*

આ આધ્યાત્મિક અને અદશ્ય (તકવીની) સજાનું આ પરિણામ એ આવ્યું કે, وَنَسُوْا حَظًّا مِّمَّا ذُكِّرُوْا بِهٖ એટલે કે, "જે નસીહત તેમને કરવામાં આવી હતી, તેનાથી લાભ ઉઠાવવાનું ભૂલી ગયા" અને પછી ફરમાવ્યું કે, "તેમની આ સજા તેમના ગળાનો હાર બની ગઈ." وَلَا تَزَالُ تَطَّلِعُ عَلٰى خَآئِنَةٍ مِّنْهُمْ એટલે કે, "આપ (ﷺ)ને હંમેશા તેમની કોઈને કોઈ દગાબાજી અને મક્કારીની ખબર મળતી રહેશે, اِلَّا قَلِيْلًا مِّنْهُمْ અમુક થોડા લોકો સિવાય" જેમકે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.) વગેરે જેઓ પ્રથમ અહલે કિતાબના દીન ઉપર હતા પછી સાચા મુસલમાન બની ગયા.

અહીંયાં સુધી બની ઈસ્રાઈલની દુષ્ટતા અને તેમના ખરાબ અખ્લાકનું જે વર્ણન આવ્યું, દેખીતી રીતે એનો તકાદો એ હતો કે, રસૂલે કરીમ ﷺએ તેમની સાથે અત્યંત નફરત અને અપમાનનો વ્યવહાર કરવા જોઈએ અને તેમને પાસે પણ ન આવવા દેવા જોઈએ. પરંતુ આયતના અંતિમ વાક્યમાં રસૂલે કરીમ ﷺને એવું માર્ગદર્શન આપવામાં આવ્યું કે, فَاعْفُ عَنْهُمْ وَاصْفَحْ ۭ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ એટલે કે, "આપ ﷺ તેમને મા'ફ કરી આપો અને તેમની દુષ્ટતાને દરગુજર કરો. (તેમની સાથે નફરતનું સ્વરૂપ ન અપનાવો. કારણ કે,) અલ્લાહ તઆલા અહેસાન કરનારાઓને પસંદ કરે છે." મતલબ એ થયો કે, તેમની આવી પરિસ્થિતિ હોવા છતાં પોતાના સ્વાભાવિક તકાદાઓ ઉપર અમલ ન કરો, એટલે કે તેમની સાથે નફરતથી ન વર્તો. કારણ કે, તેમનું દિલ સખત છે અને તેમની નિર્લજ્જતાના કારણે જો કે, કોઈ નસીહત અને શિખામણની અસર તેમના ઉપર થવી અશક્ય છે, પરંતુ અહેસાન અને સારો વર્તાવ કરવાનો કિમીયો એવો છે કે, તેના દ્વારા નિર્લજ્જ લોકોમાં પણ થોડી શરમ પેદા થઈ શકે છે અને કદાચ

તેમનામાં શરમ-હયા પેદા થાય કે ન થાય, દરેક પરિસ્થિતિમાં તમારે પોતે અખ્લાક અને વ્યવહારને સારા રાખવા જરૂરી છે. અહેસાનનો વ્યવહાર અલ્લાહ તઆલાને પસંદ છે, એટલા માટે તેના દ્વારા મુસલમાનોને તો અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત થઈ જ જશે.

وَمِنَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰىٓ (૫ : ૧૪) આ આયતથી અગાઉની આયતમાં યહૂદીઓના કરારભંગ અને તેમના અઝાબનું વર્ણન હતું, આ આયતમાં નસારાની અમુક હાલતો વર્ણન કરી છે.

**ઇસાઈ ફિરકાઓ (સંપ્રદાયો)માં પરસ્પર અદાવત :**

આ આયતમાં અલ્લાહ તઆલાએ ઈસાઈઓના કરારભંગની એ સજા વર્ણન કરી છે કે, તેમનામાં મતભેદ, વૈમનસ્ય અને પરસ્પર અદાવત નાંખી દેવામાં આવી, જે કયામત સુધી ચાલતી રહેશે.

એના ઉપર ઈસાઈઓની હાલની પરિસ્થિતિઓથી કદાચ એવી શંકા પેદા થઈ શકે છે કે, તેઓમાં તો પરસ્પર એકતા નજરે પડે છે. તેનો જવાબ એ છે કે, આ હાલત એવા લોકોની વર્ણન થઈ છે, જે સાચા ઈસાઈઓ છે અને ઈસાઈ ધર્મની પાબંદી કરે છે અને જેઓ પોતાના ધર્મને છોડીને નાસ્તિક જેવા બની ગયા છે, તેઓ વાસ્તવમાં ઈસાઈઓની યાદીમાં સામેલ નથી. ભલે, તે એક કૌમ તરીકે પોતાને ઈસાઈ કહેતા હોય. આવા લોકોમાં જો તે ધાર્મિક મતભેદો અને પરસ્પર અદાવત ન હોય તો તે આ આયતથી વિપરીત નથી અને આયતમાં એવા લોકોનું વર્ણન છે, જેઓ ધાર્મિક રીતે ઈસાઈ છે, તેમનામાં મતભેદ અને અદાવત ખૂબ પ્રખ્યાત બાબત છે.

બયઝાવીના હાંસિયામાં તયસીરથી નકલ થયું છે કે, વાસ્તવમાં નસારાના ત્રણ ફિરકા (સંપ્રદાયો) હતા. એક "નિસ્તૂરિય્યહ" જેઓ ઈસા (અલૈ.)ને અલ્લાહનો બેટો કહેતા હતા, બીજા "યાકૂબિય્યહ" જે પોતે ઈસા (અલૈ.)ને અલ્લાહનું સંયુક્ત અંગ માનતા હતા અને ત્રીજા "મલકાઈય્યહ" જેઓ હઝરત ઈસા (અલૈ.)ને ત્રણ ખુદાઓ (ત્રિનિટી)માંથી એક માનતા હતા. અને દેખીતું છે કે, આટલા મોટા અકીદહના મતભેદો તેમનામાં પરસ્પર અદાવત અને દુશ્મનીનું કારણ થવું જરૂરી હતું.

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૫ થી ૧૮)

| |
|---|
| يٰٓاَهْلَ الْكِتٰبِ قَدْ جَآءَكُمْ رَسُوْلُنَا يُبَيِّنُ لَكُمْ كَثِيْرًا مِّمَّا كُنْتُمْ تُخْفُوْنَ مِنَ |
| الْكِتٰبِ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ۬ قَدْ جَآءَكُمْ مِّنَ اللّٰهِ نُوْرٌ وَّكِتٰبٌ مُّبِيْنٌ ﴿١٥﴾ يَّهْدِيْ بِهِ |
| اللّٰهُ مَنِ اتَّبَعَ رِضْوَانَهٗ سُبُلَ السَّلٰمِ وَيُخْرِجُهُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ |
| بِاِذْنِهٖ وَيَهْدِيْهِمْ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿١٦﴾ لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ هُوَ |
| الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ ۭ قُلْ فَمَنْ يَّمْلِكُ مِنَ اللّٰهِ شَيْـًٔا اِنْ اَرَادَ اَنْ يُّهْلِكَ |
| الْمَسِيْحَ ابْنَ مَرْيَمَ وَاُمَّهٗ وَمَنْ فِي الْاَرْضِ جَمِيْعًا ۭ وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَ |
| الْاَرْضِ وَمَا بَيْنَهُمَا ۭ يَخْلُقُ مَا يَشَآءُ ۭ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿١٧﴾ |
| وَقَالَتِ الْيَهُوْدُ وَالنَّصٰرٰى نَحْنُ اَبْنٰٓؤُا اللّٰهِ وَاَحِبَّآؤُهٗ ۭ قُلْ فَلِمَ يُعَذِّبُكُمْ |
| بِذُنُوْبِكُمْ ۭ بَلْ اَنْتُمْ بَشَرٌ مِّمَّنْ خَلَقَ ۭ يَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَيُعَذِّبُ مَنْ يَّشَآءُ ۭ وَ |
| لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا ۡ وَاِلَيْهِ الْمَصِيْرُ ﴿١٨﴾ |

## તરજુમો :

*હે કિતાબવાળાઓ (અહલે કિતાબ) ! ચોક્કસ તમારી પાસે અમારો રસૂલ આવ્યો છે, તમારા ઉપર ઘણી વસ્તુઓ જાહેર કરે છે જેને તમે કિતાબમાંથી છુપાવતા હતા, અને ઘણી બધી વસ્તુઓથી દરગુજર કરે છે; બેશક ! તમારી પાસે અલ્લાહના તરફથી રોશની આવી છે અને કિતાબ ખુલ્લું કરનારી.*
*(૧૫) જેનાથી અલ્લાહ તેને સલામતીના માર્ગો હિદાયત કરે છે જે તેની ખુશી (રઝા)ના તા'બે થયો; અને તેમને પોતાના હુકમથી અંધારાઓમાંથી કાઢે છે અને તેમને સીધા માર્ગે ચલાવે છે. (૧૬) બેશક ! કાફિર થયા જેમણે*
*કહ્યું કે અલ્લાહ તો તે જ મસીહ છે મરયમનો પુત્ર, તમે કહી આપો ! પછી અલ્લાહની આગળ કોનો બસ (તાકાત) ચાલી શકે છે જો તે ઇચ્છે કે હલાક કરે મરયમના પુત્ર મસીહને અને તેમની માંને અને જેટલા લોકો જમીનમાં*

*છે બધાને ? અને અલ્લાહના જ માટે છે આસમાનો અને જમીનની સલતનત અને જે કંઈ તે બંને વચ્ચે છે; જે ઈચ્છે પેદા કરે, અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાદિર (કાબૂ ધરાવનાર) છે. (૧૭) અને યહૂદ અને નસારા કહે છે, અમે અલ્લાહના બેટા છે અને તેના પ્યારા; તમે કહો ! પછી કેમ તમારા ગુનાહો ઉપર તમને અઝાબ કરે છે ? કોઈ નથી; બલકે તમે પણ એક માનવ છો તેની મખ્લૂકમાં, જેને ઈચ્છે બખ્શે અને જેને ઈચ્છે અઝાબ કરે; અને અલ્લાહના જ માટે છે આસમાનો અને જમીનની સલતનત અને જે કંઈ બંનેની મધ્યમાં છે, અને એના જ તરફ પાછા વળીને જવાનું છે. (૧૮)*

## તફસીર :

હે અહલે કિતાબ ! (એટલે કે યહૂદી અને નસારા) તમારી પાસે અમારા આ રસૂલ (મુહમ્મદ ﷺ) આવ્યા છે (જેમના જ્ઞાનની વિશિષ્ટતાની તો એવી હાલત છે કે,) કિતાબના વિષયોમાંથી જે બાબતો તમે છુપાવો છે, તેમાંથી ઘણી બાબતો(ને જાહેર કરે છે અને તે પણ એ રીતે કે, તેમણે પોતે કોઈ જ્ઞાન શીખ્યું નથી. બલકે, ફક્ત વહી દ્વારા વાકેફ થઈને) તમારી સામે સાફ–સાફ ખોલી આપે છે અને (જ્ઞાન તથા વર્તણૂકની આ વિશિષ્ટતાની એવી હાલત છે કે, જે બાબતોને તમે છુપાવી લેતા હતા તેમાંથી) ઘણી બધી બાબતોને (જાણવા અને વાકેફ હોવા છતાં અખ્લાકી રીતે તેને જાહેર કરવાથી) દરગુજર કરે છે (જ્યારે કે તેને જાહેર કરવામાં કોઈ શરઈ હિત ન હોય ફક્ત તમારી ફજેતી થતી હોય અને આવી ખાસિયત એ નુબુવ્વતની તર્કપૂર્ણ દલીલ છે અને વર્તણૂકની વિશિષ્ટતા તેની પૂરક અને સમર્થનમાં છે, આથી જાણ થઈ કે રસૂલુલ્લાહ ﷺના અન્ય મોઅ્જિઝાઓ ઉપરાંત પોતે તમારી સાથે આપ ﷺનો આવો વર્તાવ આપ ﷺની નુબુવ્વતને સાબિત કરવા માટે પૂરતો છે અને તે જ રસૂલ દ્વારા) તમારી પાસે અલ્લાહ તરફથી એક રોશન વસ્તુ આવી છે અને (તે) એક સ્પષ્ટ કિતાબ (છે) કે તેના દ્વારા અલ્લાહ તઆલા એવા લોકોને જેઓ અલ્લાહની ખુશીના ઈચ્છુક હોય, સલામતીના માર્ગો બતાવે છે. (એટલે કે, જન્નતમાં જવાના તરીકાઓ જે ખાસ અકીદાઓ અને અમલો શિખવાડયા છે, કારણ કે વાસ્તવમાં સંપૂર્ણ સલામતી તો જન્નતમાં જ હોઈ શકે છે કે, ન તો તેમાં કોઈ કમી હોય છે અને ન જ તેના નષ્ટ થવાનો કોઈ ભય હોય છે) અને તેમની પોતાની તવફીકથી (કુફ્ર અને ગુનાહોના)

અંધકારોમાંથી કાઢીને (ઈમાન અને ફરમાંબરદારીના) નૂર (પ્રકાશ) તરફ લઈ આવે છે અને તેમને (હંમેશા) સીધા રસ્તા ઉપર કાયમ રાખે છે, નિઃશંક ! તે લોકો કાફિર છે જેઓ એવું કહે છે કે, અલ્લાહ તઆલા ઈસા મસીહ ઇબ્ને મરયમ છે, તમે તેમને એવું પૂછો કે, જો એવું જ છે તો બતાવો કે જો અલ્લાહ તઆલા ઈસા ઇબ્ને મરયમ (જેને તમે અલ્લાહ જ સમજો છો) અને તેમની માતા (હઝરત મરયમ)ને અને જેટલું પૃથ્વી ઉપર ઉપસ્થિત છે તે બધાને (મૌત આપી) હલાક કરવા ઇચ્છે (તો) શું કોઈ વ્યક્તિ એવો છે જે અલ્લાહ તઆલાથી સહેજ પણ તેમને બચાવી શકે ? (એટલે આટલી વાતને તો તમે પણ માનો છો કે તેમને હલાક કરવું અલ્લાહની કુદરતમાં છે, તો જે જાતનો નાશ કરવો અન્યના કબજામાં હોય તે ખુદા કેવી રીતે હોઈ શકે છે ? તેનાથી મસીહ અલૈ.નો ખુદા હોવાનો અકીદહ ખોટો સાબિત થયો છે) અને (જો વાસ્તવમાં અલ્લાહ જ આ બધાનો મઅ્બૂદ છે એટલે કે,) અલ્લાહ તઆલા (તેની એવી શા'ન છે કે તેના) જ માટે આસમાનો અને જમીનની હુકૂમત છે અને જેટલી વસ્તુઓ આ બંનેના મધ્યમાં છે તેના ઉપર; અને તે વસ્તુઓને (જેવી રીતે) ઇચ્છે છે પેદા કરે છે અને અલ્લાહ તઆલાને દરેક વસ્તુઓ ઉપર સંપૂર્ણ કુદરત છે અને યહૂદીઓ તથા નસારા (બંને પક્ષો) કહે છે કે અમે અલ્લાહના પુત્રો છે અને તેના વહાલા છે (મતલબ કે, અમે કારણ કે, અંબિયા અલૈ.ની અવલાદ છે, એટલા માટે અલ્લાહ તઆલાના ત્યાં અમારું એક ખાસ સ્થાન છે કે, અમે ગુનાહ પણ કરીએ તો તેના ઉપર એટલી નારાજગી નથી થતી જેટલી અન્યો ઉપર થાય છે. જેમકે, બાપને પોતાના બેટાની નાફરમાનીની એટલી અસર નથી થતી, જેટલી કોઈ પરાયા વ્યક્તિના એવા કૃત્યથી થાય છે. તેમના આ વિચારો ખોટા અને વ્યર્થ છે અને તેને ખોટા સાબિત કરવા માટે આપ ﷺને સંબોધન થયું છે કે,) તમે (તેમને) પૂછો કે, વારું ! પછી તમને તમારા ગુનાહોના બદલામાં (આખિરતમાં) અઝાબ કેમ આપે છે ? (જેને તમે પણ માનો છો, જેમકે યહૂદીઓનો કૌલ હતો لَنْ تَمَسَّنَا النَّارُ اِلَّا اَيَّامًا مَّعْدُوْدَةً અને જો અમને જહન્નમનો અઝાબ પણ થશે તો અમુક દિવસ હશે અને પોતે પણ હઝરત મસીહ અલૈ.નો કૌલ કુર્આનમાં પ્રસ્તુત છે... اِنَّهٗ مَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ حَرَّمَ اللّٰهُ عَلَيْهِ الْجَنَّةَ એટલે કે, જે વ્યક્તિએ અલ્લાહની સાથે કોઈ અન્યને ભાગીદાર ઠરાવ્યો, તો અલ્લાહ તઆલા તેના ઉપર જન્નતને હરામ કરી દે છે, આ નસારાઓના અલ્લાહ

ઉપર અવલાદ હોવાના આક્ષેપનું ઉદાહરણ હતું.

ખુલાસો એ છે કે, આખિરતના અઝાબને તેઓ પણ સ્વીકારે છે તો એ બતાવો કે શું કોઈ બાપ પોતાના પુત્ર અથવા વહાલાને અઝાબ આપે છે ? માટે તેમને સજા થવી પુત્ર હોવાનો નકાર કરે છે, એટલા માટે પોતાને અલ્લાહની અવલાદ કહેવી બાતિલ ઠરે છે.

અહીંયાં એ શંકા ન હોવી જોઈએ કે, અમુક સમયે પિતા પણ પોતાની અવલાદની સુધારણા અને કેળવણી માટે શિક્ષા કરે છે, માટે સજા થવી બેટા હોવાનો નકાર નથી કરતી. પરંતુ બાપની સજા શિક્ષા સ્વરૂપે સુધારણા માટે હોય છે, જેથી તે હવે પછી આવું કામ ન કરે અને આખિરતમાં હવે આવી શિક્ષાની કોઈ આવશ્યકતા નથી. કારણ કે, તે અમલ કરવાનું સ્થળ જ નથી બલકે, બદલો મેળવવાનું સ્થળ છે. ત્યાં કોઈ કામ આગળ ઉપર કરવાનું નથી અથવા કોઈ કામથી રોકવાની કોઈ જરૂરત કે શક્યતા નથી કે જેને શિક્ષા અથવા કેળવણી કહી શકાય. એટલા માટે ત્યાં જે સજા થશે તે ફક્ત સજા અને અઝાબ જ હોઈ શકે છે, આવો અઝાબ પોતાની અવલાદ અથવા પોતાના વહાલાઓને કદાપિ આપવામાં ન આવી શકે. એટલા માટે જાણ થઈ કે તમારી અલ્લાહના ત્યાં કોઈ આગવી વિશેષતા નથી). બલકે, તમે પણ અન્ય મખ્લૂકની જેમ એક મા'મૂલી મનુષ્ય છો, અલ્લાહ તઆલા જેને ચાહશે મા'ફ કરી દેશે અને જેને ચાહશે સજા આપશે અને અલ્લાહની જ સમગ્ર હુકૂમત આસમાનોમાં અને જમીનોમાં અને જે કંઈ તેના મધ્યમાં છે તેના ઉપર પણ છે, અને અલ્લાહ તરફ જ બધાએ પાછા વળીને જવાનું છે. (અને તેના સિવાય કોઈ અન્ય શરણનું સ્થળ છે જ નહીં).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતમાં નસારાના એક ફિરકાની માન્યતાનો રદિયો આપવામાં આવ્યો છે કે, તેમનામાંથી એક ફિરકો એવો અકીદહ ધરાવે છે કે, હઝરત ઈસા (અલૈ.) નઊઝુબિલ્લાહ પોતે જ ખુદા છે, પરંતુ રદિયો જે દલીલ સાથે આપવામાં આવ્યો છે તે તમામ ફિરકાઓના ખોટા અકીદાઓને રદ કરે છે કે, તેઓ પણ તવહીદ (એકેશ્વરવાદ)ના વિરોધી છે. ભલે, તેઓ હઝરત ઈસા (અલૈ.) અલ્લાહના દિકરા હોવાની માન્યતા ધરાવે, અથવા તેઓની ત્રણ ખુદા

(ત્રિનિટી)માંથી એક ખુદા હોવાની માન્યતા હોય, બધા જ અકીદહ ખોટા છે અને આથી જ આ આયતમાં તે બધા અકીદાઓનો રદિયો આપવામાં આવ્યો છે.

આ સ્થળે હઝરત મસીહ (અલૈ.) અને તેમની વાલિદહનું વર્ણન કરવામાં બે હિકમતો હોઈ શકે છે. પ્રથમ તો એ કે, અલ્લાહ તઆલા સામે હઝરત ઈસા (અલૈ.)ની લાચારી વર્ણન થઈ કે, તેમને પોતાની જાતને પણ માત્ર અલ્લાહ તઆલા જ બચાવી શકે છે અને તેઓ તેમની વાલિદહને પણ અલ્લાહ તઆલાથી બચાવી શકવા સમર્થ નથી કે, જેમની ખિદમત અને સુરક્ષા દરેક નેક દિકરો પોતાના દિલથી પણ વધારે કરવાનું પસંદ કરે છે. બીજું એ કે, તેમાં તે ફિરકા (સંપ્રદાય)ની માન્યતાનો પણ રદિયો થઈ ગયો, જેઓ હઝરત મરયમ (અલૈ.)ને પણ ત્રણ ખુદાઓમાંથી એક ખુદા માને છે.

આ સ્થળે હઝરત મસીહ અને મરયમ (અલૈ.)ની મૌતને એક કાલ્પનિક સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. અલબત્ત, હઝરત મરયમ (અલૈ.)નું કુર્આન નાઝિલ થવાના સમયે કોઈ કાલ્પનિક મૌત ન થયું હતું બલકે, તેમની વફાત થઈ ચૂકી હતી, આવું વર્ણન કરવાનું કારણ વાતનું વજન વધારવા માટે છે કે, વાસ્તવમાં હઝરત ઈસા (અલૈ.)ના મૌતને કાલ્પનિક સ્વરૂપે વર્ણન કરવાનો હેતુ હતો, પરંતુ તેમની વાલિદહનું વર્ણન પણ એ વિષય હેઠળ જ કરવામાં આવ્યું, જો કે તેમની વફાત થઈ ચૂકી છે. મતલબ કે, હઝરત મસીહ (અલૈ.) અને બીજી બધી જ મખ્લૂકને આ જ રીતે મૌત આપી દેવી અમારા કબજામાં જ છે અને يَخۡلُقُ مَا يَشَآءُ (૫:૧૭)માં ઈસાઈઓના આ બાતિલ અકીદહનો રદિયો આપવાનો હેતુ છે. કારણ કે, હઝરત મસીહ (અલૈ.)ને ખુદા બનાવી લેવાનો અસલ હેતુ તેમના ત્યાં એ છે કે, તેમનો જન્મ દુનિયાના ભૌતિક નિયમો વિરુદ્ધ વિના બાપે ફક્ત માં દ્વારા થયો છે, જો તેઓ પણ મનુષ્ય હોય તો કાયદા પ્રમાણે માં અને બાપ બંને દ્વારા તેમનો જન્મ થયો હોત. આ વાક્યમાં એ બાબતનો જવાબ આપવામાં આવ્યો કે, અલ્લાહ તઆલા દરેક પ્રકારની સંપૂર્ણ કુદરત અને શક્તિ ધરાવે છે કે, તે જે ઇચ્છે, જેવી રીતે ઇચ્છે, પેદા કરે. જેમકે આયત છે, اِنَّ مَثَلَ عِيۡسٰى عِنۡدَ اللّٰهِ كَمَثَلِ اٰدَمَ (૩ : ૫૯)માં આ શંકાનો જવાબ આપવામાં આવ્યો કે, હઝરત મસીહ (અલૈ.)ની પેદાઈશ સામાન્ય ભૌતિક નિયમોથી એક અલગ સ્વરૂપે થઈ હતી, પરંતુ તે તેમની ખુદાઈની દલીલ નથી બની શકતી.

જૂઓ, હઝરત આદમ (અલૈ.)ને તો અલ્લાહે માતા અને પિતા બંને વિના પેદા કર્યા હતા. માટે અલ્લાહ બધા જ પ્રકારની શક્તિ ધરાવે છે, તે જ સર્જનહાર માલિક તથા ઈબાદતના લાયક છે અને તેની જાતમાં અન્ય કોઈ ભાગીદાર નથી બની શકતો.

---

## આયત : (સૂરએ માઇદહ : આયત નં. ૧૯)

| |
|---|
| يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ قَدْ جَآءَكُمْ رَسُولُنَا يُبَيِّنُ لَكُمْ عَلَىٰ فَتْرَةٍ مِّنَ ٱلرُّسُلِ أَن تَقُولُوا۟ مَا |
| جَآءَنَا مِنۢ بَشِيرٍ وَلَا نَذِيرٍ ۖ فَقَدْ جَآءَكُم بَشِيرٌ وَنَذِيرٌ ۗ وَٱللَّهُ عَلَىٰ كُلِّ شَىْءٍ قَدِيرٌ ١٩ |

## તરજુમો :

*હે કિતાબવાળાઓ (અહલે કિતાબ) ! તમારી પાસે અમારો રસૂલ આવ્યો છે, તમારા ઉપર ખોલે છે રસૂલોનો ક્રમ તૂટ્યા પછી, ક્યાંક તમે કહેવા લાગો કે અમારી પાસે કોઈ ન આવ્યું ખુશી અથવા ડર સંભળાવનાર; બસ, તમારી પાસે ખુશી અને ડર સંભળાવનાર આવી ચૂક્યો, અને અલ્લાહ દરેક વસ્તુ ઉપર કાદિર (કાબૂ ધરાવનાર) છે. (૧૯)*

## તફસીર :

હે અહલે કિતાબ ! તમારી પાસે આ તમારા રસૂલ (હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ) આવી પહોંચ્યા, જે તમને (શરીઅતની વાતો વિશે) ચોખ્ખે-ચોખ્ખું બતાવે છે. એવા સમયમાં કે રસૂલોનો (આવવાનો) ક્રમ (લાંબા સમયથી) મુલતવી હતો (અને આગલી શરીઅતોમાં ભેળ-સેળ થઈ તે શરીઅતો ગુમ થઈ ચૂકી હતી અને અંબિયા અલૈ.નો ક્રમ લાંબા સમયથી બંધ રહેવાના કારણે આ ગુમ થઈ ચૂકેલી શરીઅતોને ફરીવાર શોધવાની શક્યતા પણ રહી ન હતી. એટલા માટે હવે કોઈ રસૂલ આવવાની સખત જરૂરત હતી, તો એવા સમયે આપ ﷺનું તશરીફ લાવવું એક મોટી નેઅ્મત છે, જેને ગનીમત સમજવી જોઈએ) જેથી તમે (કયામતમાં) એવું ન કહેવા લાગો કે (દીનના મા'મલામાં ભૂલ અને ઉણપમાં આ બાબત અમારા માટે મા'ઝૂરી છે કે,) અમારી પાસે (કોઈ રસૂલ કે જે) ખુશખબરી આપનાર અને ડરાવનાર (હોય જે અમને દીનનું સાચું ઈલ્મ અને અમલ તરફ

દોરવણી કરી પ્રોત્સાહિત કરી શકે) નથી આવ્યો. (તો લો ! હવે આ બહાનાની પણ શક્યતા બાકી નથી રહી. કારણ કે,) તમારી પાસે ખુશખબરી આપનાર અને ડરાવનાર (એટલે કે, મુહમ્મદ મુસ્તફા ﷺ) આવી ચૂક્યા (માટે પોતાનો અંજામ પોતે જ વિચારી લો) અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કુદરત ધરાવે છે (કે જ્યારે ઈચ્છે રહમતના અંબાર મોકલી આપે અને જ્યારે ઈચ્છે હિકમતથી તેને રોકી લે, એટલા માટે કોઈને એવું કહેવાનો અધિકાર નથી કે, જ્યારે લાંબા સમયથી અંબિયા અલૈ.નો આ ક્રમ બંધ છે તો હવે કોઈ નબી નથી આવી શકતા. કારણ કે, આ ક્રમ એક સમય સુધી મૌકૂફ રાખવું અલ્લાહ તઆલાની હિકમતમાંથી હતું.

આ જ ક્રમના કારણે નુબુવ્વત બંધ અને પૂરી કરી દેવાનું એ'લાન તે સમય સુધી થયું ન હતું. બલકે, અગાઉના તમામ અંબિયા અલૈ. દ્વારા એ ખબર આપી દેવામાં આવી હતી કે, અંતિમ યુગમાં અંતિમ રસૂલ એક ખાસ શા'ન અને ખાસ સિફતો સાથે આવનારા છે, જેમના ઉપર નુબુવ્વત પૂર્ણ થશે. આ એ'લાન પ્રમાણે ખાતમુલ અંબિયા અલૈ. તશરીફ લઈ આવ્યા).

## મસ્અલા અને બોધપાઠ :

عَلٰی فَتْرَةٍ مِّنَ الرُّسُلِ માં فَتْرَتْ નો શાબ્દિક અર્થ "સુષુપ્ત થવું" (સુસ્ત પડવું-બંધ પડવું) અથવા "કોઈ કામને કામચલાઉ ધોરણે અટકાવી દેવું" અથવા "મુલતવી કરવું" વગેરે થાય છે. આ આયતમાં તફસીરના ઈમામોએ فَتْرَتْ (ફતરત)નો આ જ અર્થ વર્ણન કર્યો છે અને એનો ભાવાર્થ અમુક સમય માટે નુબુવ્વતનો ક્રમ અને અંબિયા (અલૈ.)નું આવવાનું બંધ રહેવાનો બતાવ્યો છે. હઝરત ઈસા (અલૈ.) પછી ખાતમુલ અંબિયા (અલૈ.)ના બઅ્ષતના યુગ સુધી નુબુવ્વત અને અંબિયા (અલૈ.)નો ક્રમ થોડા સમય માટે મુલતવી રહ્યો.

## "ઝમાનાએ ફતરત" (વહી અને નુબુવ્વતનો ક્રમ મુલતવી રહેવા)ની તહકીક :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "હઝરત મૂસા અને હઝરત ઈસા (અલૈ.) વચ્ચે એક હજાર વર્ષનો યુગ છે. આ બધા સમયગાળામાં અંબિયા (અલૈ.)ની બઅષતનો ક્રમ બરાબર ચાલુ રહ્યો, તેમાં

ક્યારેય ફતરત નથી થઈ. ફક્ત બની ઈસ્રાઈલમાં એક હજાર અંબિયા (અલૈ.) આ સમયગાળામાં થયા અને બની ઈસ્રાઈલ સિવાય જે નબીઓ થયા તે આ ઉપરાંતના છે. પછી હઝરત ઈસા (અલૈ.)નો જન્મ અને નબીએ કરીમ ﷺની બઅ્ષત વચ્ચે ફક્ત ૫૦૦ વર્ષનો સમયગાળો છે, તેમાં અંબિયા (અલૈ.)નો ક્રમ મુલતવી રહ્યો. એટલા માટે આ યુગને "ફતરત"નો યુગ કહેવામાં આવે છે. આ અગાઉ ક્યારેય કોઈ યુગ અંબિયા (અલૈ.)ની બઅ્ષતથી ખાલી નથી રહ્યો.

*(કુર્તુબી, ઈજાહ સાથે)*

હઝરત મૂસા (અલૈ.) અને હઝરત ઈસા (અલૈ.) વચ્ચેનો સમયગાળો અને એ જ રીતે હઝરત ઈસા (અલૈ.) અને ખાતમુલ અંબિયા ﷺ વચ્ચેના સમયગાળામાં પણ અમુક રિવાયતોમાં જેમાં તેમની ઓછી-વધતી મુદ્દતો વર્ણન થઈ છે, એનાથી અસલ મકસદ ઉપર કોઈ અસર નથી પડતો. ઈમામ બુખારી (રહ.)એ હઝરત સલમાન ફારસી (રદિ.)થી રિવાયત કરી છે કે, "હઝરત ઈસા (અલૈ.) અને ખાતમુલ અંબિયા (અલૈ.) વચ્ચેનો સમયગાળો ૬૦૦ વર્ષનો હતો અને આ સમગ્ર સમય દરમિયાન એક પણ નબી મબઊષ નથી થયા." જેમકે સહીહ બુખારી અને મુસ્લિમ શરીફના હવાલાથી મિશ્કાત શરીફમાં હદીષ આવી છે, જેમાં રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, اَنَـا اَوْلَـى الـنَّـاسِ بِعِيْسٰـى એટલે કે, "હું હઝરત ઈસા (અલૈ.) સાથે બધા લોકોથી વધારે નજીક છું" અને એનો અર્થ હદીષના અંતે એ વર્ણન કર્યો છે, لَيْـسَ بَيْـنَـنَـا نَبِـىٌّ એટલે કે, "અમારા બંને વચ્ચે કોઈ નબી મબઊષ થયા નથી."

સૂરએ યાસીનમાં જે ત્રણ રસૂલોનું વર્ણન છે, તે વાસ્તવમાં હઝરત ઈસા (અલૈ.)ના મોકલેલા સંદેશાવાહકો છે, જેમને શાબ્દિક અર્થના આધારે રસૂલ કહેવામાં આવ્યા છે.

ખાલિદ બિન સનાન અરબીએ તેમજ અમુકે આ યુગ "ફતરત"નો સમયકાળ હોવાનું વર્ણન કર્યું છે. તે વિશે તફસીરે રૂહુલ મઆનીમાં શિહાબના હવાલાથી વર્ણન થયું છે કે, તેમનું નબી હોવું તો સાચું છે, પરંતુ તેમનો યુગ હઝરત ઈસા (અલૈ.)થી પહેલાંનો છે; પાછળનો નથી.

**"ફતરત"ના યુગના હુકમો :**

પ્રસ્તુત આયતથી જાહેર થાય છે કે, કલ્પના કરો ! જો કોઈ કૌમ એવી છે

કે તેમની પાસે ન તો કોઈ રસૂલ અને ન જ કોઈ પયગમ્બર આવ્યા અથવા તો ન જ તેમના નાયબો પહોંચ્યા અને ન તો પાછલા અંબિયા (અલૈ.)ની શરીઅતો તેમની પાસે સુરક્ષિત હતી, પછી આ લોકો જો શિર્ક સિવાય અન્ય દુષ્કૃત્યોમાં અથવા ગુમરાહીમાં સપડાય જાય તો તેમને મા'ઝૂર સમજવામાં આવશે. તેઓ અઝાબના હકદાર નહીં થાય. એટલા માટે ફકીહોમાં અહલે ફતરત (ફતરતના યુગના લોકો)ના મા'મલામાં મતભેદ છે કે, તેઓને મા'ફ કરવામાં આવશે અથવા નહીં ?

જમહૂરનું વલણ એ છે કે, આશા છે કે તેઓને મા'ફ કરવામાં આવશે, જ્યારે કે, તેઓ પોતાના એ મઝહબના પાબંદ રહ્યા હોય કે જે તેમની પાસે હઝરત મૂસા (અલૈ.) સાથે સંબંધિત કરવામાં આવતો ભેળસેળવાળો મઝહબ મૌજૂદ હતો. શરત એટલી છે કે, તેઓ તવહીદના વિરોધી અને શિર્કમાં સપડાયેલા ન હોય. કારણ કે, તવહીદના મસ્અલામાં કોઈ નકલનો મોહતાજ નથી, એ બાબત દરેક વ્યક્તિ થોડુંક જ ચિંતન કરે તો પોતાની અક્કલથી પણ જાણી શકે છે.

**એક સવાલ અને તેનો જવાબ :**

અત્રે એવો સવાલ પેદા થઈ શકે છે કે, જે અહલે કિતાબ યહૂદી અને નસારાને આ આયતમાં સંબોધન છે, તેમના માટે જો કે, ફતરતના યુગમાં કોઈ રસૂલ નથી પહોંચ્યો પરંતુ તેમની પાસે તવરાત અને ઈન્જીલ તો મૌજૂદ હતી, તેમના ઉલમા પણ હતા, તો પછી તેમના માટે આ ઉજર (બહાનું) કરવાની શું તક હતી કે, અમારી પાસે કોઈ હિદાયત પહોંચી ન હતી ? જવાબ એ છે કે, રસૂલે કરીમ ﷺના યુગ સુધી તવરાત અને ઈન્જીલ પોતાના અસલી સ્વરૂપમાં બાકી રહી ન હતી, તેમાં ભેળસેળ થઈને જૂઠા કિસ્સા-કહાણીઓ સામેલ થઈ ગઈ હતી. આથી તેનું અસ્તિત્વ ન હોવા બરાબર હતું અને સંજોગવસાત્ ક્યાંકથી કોઈ અસલી નુસ્ખો (પ્રત) કોઈની પાસે કોઈ ગુમનામ સ્થળે સુરક્ષિત રહ્યો પણ હોય તો તેનો પણ અત્રે નકાર થતો નથી અને એ આ બાબતથી વિરોધાભાસી નથી. જેમકે, અમુક ઉલમા ઇબ્ને તયમિય્યહ વગેરેએ લખ્યું છે કે, ''તવરાત અને ઈન્જીલ પોતાના અસલી સ્વરૂપમાં અમુક-અમુક સ્થળે મૌજૂદ હતી.''

**અંતિમ નબી ﷺના ખાસ ગુણો અને એ તરફ ઇશારો :**

આ આયતમાં અહલે કિતાબને સંબોધન કરીને આ ઈરશાદ ફરમાવ્યો કે,

અમારા રસૂલ મુહમ્મદ મુસ્તફા ﷺ એક લાંબા ફતરતના યુગ પછી આવ્યા છે. તેમાં એક ઈશારો એ તરફ પણ છે કે, તમે લોકો રસૂલે કરીમ ﷺના અસ્તિત્વને ગનીમત અને મોટી નેઅ્મત સમજો. કારણ કે, એક લાંબા સમયથી વહીનો સિલસિલો બંધ હતો, હવે તે તમારા માટે ખોલવામાં આવ્યો છે.

બીજો ઈશારો એ તરફ પણ છે કે, રસૂલે કરીમ ﷺનું તશરીફ લાવવું એવા યુગ અને એવા સ્થળે થયું છે, જ્યાં ઈલ્મ અને દીનનો કોઈ પ્રકાશ ઉપસ્થિત ન હતો. અલ્લાહની મખ્લૂક અલ્લાહથી દૂર થઈને મૂર્તિપૂજામાં લાગી ગઈ હતી. આવા યુગમાં આવી કૌમની સુધારણા કરવી એ કોઈ સરળ કામ ન હતું, એવા અજ્ઞાનતાના યુગમાં આવી બગડેલી કૌમ રસૂલે કરીમ ﷺના હવાલે કરવામાં આવી. રસૂલે કરીમ ﷺના સાંન્નિધ્યમાં અને તેમના નુબુવ્વતના નૂરથી થોડા જ સમયમાં આ કૌમ આખી દુનિયા માટે જ્ઞાન, અમલ, અખ્લાક, વ્યવહાર, સામાજિકતા વગેરે જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં શિક્ષક અને અનુસરણ કરવાપાત્ર ઠરાવવામાં આવી, જેનાથી રસૂલે કરીમ ﷺની નુબુવ્વત અને રિસાલત તથા રસૂલે કરીમ ﷺની પયગમ્બરી સમગ્ર અંબિયા (અલૈ.) કરતાં શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાની હોવાનું સાબિત થાય છે, જે ડૉક્ટર કોઈ ઈલાજથી લાચાર થઈ ગયેલ બીમારનો ઈલાજ કરે અને એવી જગ્યાએ કરે જ્યાં ડૉક્ટરી સાધનો અને દવાઓ પણ ઉપલબ્ધ ન હોય અને પછી તે તેના ઈલાજમાં એટલો સફળ થાય કે, જે બીમાર છે તે ન જ ફક્ત તંદુરસ્ત થઈ જાય બલકે એક નિષ્ણાત તબીબ પણ બની જાય, તો આવા ડૉક્ટરની વિશિષ્ટતામાં કોને શું શંકા હોઈ શકે છે ?

એ જ પ્રમાણે એક લાંબા સમયની ફતરત પછી જ્યારે કે દરેક રીતે કુફ્ર અને ગુનાહોનો અંધકાર જ અંધકાર છવાયેલો હતો. રસૂલે કરીમ ﷺએ તા'લીમ અને કેળવણીનું એવું અજવાળું પાથર્યું કે, તેનું ઉદાહરણ અગાઉના કોઈ યુગમાં જોવા નથી મળતું. બધા જ મોઅ્જિઝાઓ એક બાજુ અને માત્ર આ એક મોઅ્જિઝો બીજી બાજુ કે, જે મનુષ્યને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવા માટે મજબૂર કરી શકે છે.

———————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૨૦ થી ૨૬)

وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ جَعَلَ فِيْكُمْ اَنْۢبِيَآءَ
وَجَعَلَكُمْ مُّلُوْكًا ۖ وَّاٰتٰىكُمْ مَّا لَمْ يُؤْتِ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿٢٠﴾ يٰقَوْمِ ادْخُلُوا
الْاَرْضَ الْمُقَدَّسَةَ الَّتِيْ كَتَبَ اللّٰهُ لَكُمْ وَلَا تَرْتَدُّوْا عَلٰٓى اَدْبَارِكُمْ فَتَنْقَلِبُوْا
خٰسِرِيْنَ ﴿٢١﴾ قَالُوْا يٰمُوْسٰٓى اِنَّ فِيْهَا قَوْمًا جَبَّارِيْنَ ۖ وَاِنَّا لَنْ نَّدْخُلَهَا حَتّٰى
يَخْرُجُوْا مِنْهَا ۚ فَاِنْ يَّخْرُجُوْا مِنْهَا فَاِنَّا دٰخِلُوْنَ ﴿٢٢﴾ قَالَ رَجُلٰنِ مِنَ الَّذِيْنَ
يَخَافُوْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمَا ادْخُلُوْا عَلَيْهِمُ الْبَابَ ۚ فَاِذَا دَخَلْتُمُوْهُ فَاِنَّكُمْ
غٰلِبُوْنَ ۚ وَعَلَى اللّٰهِ فَتَوَكَّلُوْٓا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٢٣﴾ قَالُوْا يٰمُوْسٰٓى اِنَّا لَنْ
نَّدْخُلَهَآ اَبَدًا مَّا دَامُوْا فِيْهَا فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَآ اِنَّا هٰهُنَا قٰعِدُوْنَ ﴿٢٤﴾
قَالَ رَبِّ اِنِّيْ لَآ اَمْلِكُ اِلَّا نَفْسِيْ وَاَخِيْ فَافْرُقْ بَيْنَنَا وَبَيْنَ الْقَوْمِ
الْفٰسِقِيْنَ ﴿٢٥﴾ قَالَ فَاِنَّهَا مُحَرَّمَةٌ عَلَيْهِمْ اَرْبَعِيْنَ سَنَةً ۚ يَتِيْهُوْنَ فِي الْاَرْضِ ۗ
فَلَا تَاْسَ عَلَى الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿٢٦﴾ ع

## તરજુમો :

*અને જ્યારે મૂસા (અલૈ.)એ પોતાની કૌમને કહ્યું, હે કૌમ ! અલ્લાહના અહેસાનો યાદ કરો પોતાના ઉપર જ્યારે તમારામાં નબી પેદા કર્યા અને તમને બાદશાહ કરી દીધા, અને તમને આપ્યું જે દુનિયામાં કોઈને ન આપ્યું હતું. (૨૦) હે કૌમ ! મુકદ્દસ (પવિત્ર) ભૂમિમાં દાખલ થાઓ જે અલ્લાહે તમારા માટે મુકર્રર (નક્કી) કરી દીધી છે, અને પોતાની પીઠ તરફ પાછા ન વળો પછી નુકસાનમાં જઈ પડશો. (૨૧) બોલ્યા, હે મૂસા (અલૈ.) ! ત્યાં એક જબરદસ્ત કૌમ છે, અને અમે કદાપિ ત્યાં જઈશું નહીં એટલે સુધી કે તેઓ એમાંથી નીકળી જાય; પછી જો તેઓ એમાંથી નીકળી જશે તો અમે જરૂર દાખલ થઈશું. (૨૨) અલ્લાહથી ડરનારાઓમાંથી બે પુરુષોએ કે*

*અલ્લાહની તે બંને ઉપર નવાજિશ હતી કહ્યું, ઘુસી જાઓ તેમના ઉપર હુમલો કરીને દરવાજામાં, પછી જ્યારે તમે તેમાં ઘુસી જશો તો તમે જ ગાલિબ (વિજયી) થશો; અને અલ્લાહ ઉપર ભરોસો કરો જો યકીન રાખતા હોય. (૨૩) બોલ્યા, હે મૂસા (અલૈ.) ! અમે કદાપિ ત્યાં જઈશું નહીં પૂરી જિંદગી જ્યાં સુધી તેઓ તેમાં રહેશે; બસ, તું જા અને તારો રબ્બ ! અને તમે બંને લડો, અમે તો અહીંયાં બેઠા છે ! (૨૪) બોલ્યા, હે મારા રબ્બ ! મારા ઈખ્તિયારમાં નથી પરંતુ મારી જાત અને મારો ભાઈ; બસ, તું અમારામાં અને તે નાફરમાન કૌમમાં જુદાઈ કરી દે. (૨૫) કહ્યું, ચોક્કસ તે જમીન તેમના ઉપર હરામ કરવામાં આવી છે, ચાલીસ વર્ષો માથું પટકતા ફરશે પ્રદેશમાં; બસ, તમે નાફરમાન લોકો ઉપર અફસોસ ન કરો. (૨૬)*

## તફસીર :

(અને તે સમય પણ વર્ણન કરવાપાત્ર છે) જ્યારે (હઝરત) મૂસા (અલૈ.)એ પોતાની કૌમ (એટલે કે બની ઈસ્રાઈલ)ને (પ્રથમ જિહાદ માટે પ્રોત્સાહિત કરવા માટે એવું) કહ્યું કે, હે મારી કૌમ ! તમે અલ્લાહ તઆલાના ઈનામોને જે તમારા ઉપર થયા છે, યાદ કરો ! જ્યારે કે, અલ્લાહે તમારામાંથી ઘણા બધા પયગમ્બરો બનાવ્યા (જેમકે, હઝરત યાકૂબ અલૈ. અને હઝરત યુસૂફ અલૈ. અને પોતે હઝરત મૂસા અલૈ. અને હઝરત હારૂન અલૈ. વગેરે. કોઈ કૌમમાં પયગમ્બરો આવવા દુનિયવી અને દીની શ્રેષ્ઠતા ગણાય છે, તો આ નેઅ્મત અમે તમને આપી) અને (બીજી નેઅ્મત એ આપી કે) તમને બાદશાહત અર્પણ કરી (એટલા માટે ફિરઔનના પ્રદેશ ઉપર હમણાં કબજો જમાવી ચૂક્યા છો) અને તમને (અમુક–અમુક) તે વસ્તુઓ આપી છે જે દુનિયાવાળાઓમાંથી કોઈને નથી આપી (જેમકે, દરિયામાં માર્ગ બનાવી દેવો, દુશ્મનને આશ્ચર્યજનક રીતે ડૂબાડી દેવો જેવા વારંવાર ઈનામો આપ્યા તથા અનેક વખતે અપમાન અને તકલીફોમાંથી છુટકારો અપાવ્યો અને રાહત પહોંચાડી, એટલે તેમાં તમને ખાસ વિશેષતા આપી, પછી આ પ્રસ્તાવના પછી અસલ હેતુ તરફ હઝરત મૂસા અલૈ.એ તેમને સંબોધન કર્યું કે,) હે મારી કૌમ ! (આ નેઅ્મતો અને અહેસાનોનો તકાદો એ છે કે, અલ્લાહે જિહાદ વિશે કરેલા હુકમ ઉપર તૈયાર થઈ જાઓ અને) આ પવિત્ર પ્રદેશ (એટલે કે, સિરીયા અને તેના પાટનગર)માં (જ્યાં અમાલિકા

શાસકો છે, તેમની સામે જિહાદ કરવાના ઈરાદે) પ્રવેશ કરો કે, અલ્લાહ તઆલાએ તે તમારા હિસ્સામાં લખી દીધું છે (એટલા માટે ઈરાદો કરતાં જ વિજયી થશો) અને પાછળ (વતન તરફ) પાછા ન ચાલો કે, ફરી બિલકુલ નુકસાનમાં પડી જશો (દુનિયામાં પણ પ્રદેશના વિસ્તારથી એટલે કે વિસ્તાર વધારાથી વંચિત રહેશો અને આખિરતમાં જિહાદનો ફરજ છોડવાના કારણે ગુનેહગાર થશો), કહેવા લાગ્યા, હે મૂસા (અલૈ.) ! ત્યાં તો મોટા જબરદસ્ત વ્યક્તિઓ (રહે) છે અને અમે તો ત્યાં કદાપિ કદમ નહીં મૂકીએ, જ્યાં સુધી કે તેઓ (કોઈપણ રીતે) ત્યાંથી નીકળી ન જાય, હા ! જો તેઓ ત્યાંથી ક્યાંક અન્ય (સ્થળે) ચાલ્યા જાય, તો અમે બેશક ! જવા માટે તૈયાર છે. (હઝરત મૂસા અલૈ.ના સમર્થનમાં) તે બે વ્યક્તિઓએ (પણ) કે જે (અલ્લાહથી) ડરનારાઓ (એટલે કે, મુત્તકીઓ)માંથી હતા (અને) જેમના ઉપર અલ્લાહ તઆલાએ કૃપા કરી હતી (કે પોતાના કરાર ઉપર અડગ અને મક્કમ રહ્યા હતા, તેમણે નાહિમ્મત લોકોને સમજાવવા માટે) કહ્યું કે, તમે તેના ઉપર (ચઢાઈ કરીને આ શહેરના) દરવાજા સુધી તો ચાલો; બસ જે સમયે તમે દરવાજામાં કદમ મૂકશો તે સમયે વિજયી થઈ જશો. (મતલબ એ છે કે, જલદી વિજયી થઈ જશો, ભલે તેઓ રૂઆબથી નાસી છૂટે અથવા ઘણા થોડા લોકો મુકાબલો કરવા સામે આવે) અને અલ્લાહ ઉપર નજર રાખો, જો તમે ઈમાન ધરાવનારા છે, (એટલે કે, તમે દુશ્મનોના જબરદસ્ત હોવાને લક્ષમાં ન લો, પરંતુ તે બની ઈસ્રાઈલ ઉપર આ ફરમાઈશની કોઈ અસર ન થઈ બલકે, તે બંને બુઝુર્ગોને તો તેમણે સંબોધન કરવા લાયક પણ ન સમજ્યા અને હઝરત મૂસા અલૈ.ને અત્યંત ગુસ્તાખીથી એકદમ અક્કડ જવાબ આપ્યો કે,) કહેવા લાગ્યા કે, હે મૂસા (અલૈ. ! અમે તો કહી ચૂક્યા છે કે) કદાપિ ત્યાં કદમ નહીં રાખીએ જ્યાં સુધી તેઓ ત્યાં મૌજૂદ છે, (જો લડવું જરૂરી છે તો) તું અને તારો અલ્લાહ ચાલ્યા જાઓ અને બંને (જઈને) લડી લો, અમે તો અહીંયાંથી ખસવાના નથી, (હઝરત મૂસા અલૈ.ને ખૂબ જ ગમ અને પરેશાની થઈ, તેઓ તંગ આવી જઈને) દુઆ કરવા લાગ્યા, હે મારા પરવરદિગાર ! (હું શું કરું ? તેમના ઉપર મારો કોઈ કાબૂ નથી) હા ! મારી જાત અને મારા ભાઈની જાતની ઉપર અલબત્ત (સંપૂર્ણ) ઈખ્તિયાર ધરાવું છું કે તું અમો બંને (ભાઈઓ) અને આ નાફરમાન કૌમ વચ્ચે (યોગ્ય) ફેંસલો કરી આપ.

(એટલે કે, જેના માટે જે હાલત યોગ્ય છે તે તજવીજ કરી આપ) ઈરશાદ થયો, (વારું !) તો (અમે તો આ ફેંસલો કરીએ છીએ કે,) આ પ્રદેશ તેમના હાથમાં ચાલીસ વર્ષો સુધી નહીં આવે અને ઘરે જવાનું પણ નસીબ નહીં થાય (રસ્તો નહીં મળે), આમ જ ચાલીસ વર્ષો (સુધી) પૃથ્વીમાં માથું પટકતા રહેશે (હઝરત મૂસા અલૈ.એ જ્યારે આ ફેંસલો સાંભળ્યો જેનું કોઈ ગુમાન ન હતું, વિચારતા હતા કે કોઈ મા'મૂલી શિક્ષા થઈ જશે, તો સ્વાભાવિકપણે ફિકર–ચિંતામાં પડી ગયા અને ગમ કરવા લાગ્યા તો ઈરશાદ થયો કે, હે મૂસા ! જ્યારે અમે આ નાફરમાનો માટે જે નક્કી કર્યું છે તે બરાબર જ છે) બસ, તમે આ નાફરમાન કૌમ(ની આવી તકલીફવાળી પરિસ્થિતિ) ઉપર (જરા પણ) ગમ ન કરો.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પહેલી આયતમાં તે કરારનું વર્ણન હતું, જે અલ્લાહ તઆલાએ તેમના રસૂલોની ફરમાંબરદારી કરવા વિશે બની ઈસ્રાઈલ પાસેથી લીધો હતો અને તેમની સાથે તેમના કરારભંગ અને વચનના વિરુદ્ધ કર્મો કરવા સબબ તેમને કરવામાં આવેલ સજાનું વર્ણન હતું. આ આયતોમાં તેમના કરારભંગ વિશેની એક ખાસ ઘટનાનું વર્ણન છે.

તે એ છે કે, જ્યારે ફિરઔન અને તેનું લશ્કર ડૂબી ગયું અને હઝરત મૂસા (અલૈ.) અને તેમની કૌમ બની ઈસ્રાઈલ ફિરઔનની ગુલામીથી છુટકારો મેળવીને મિસ્રની હુકૂમતના માલિક બની ગયા, ત્યારે અલ્લાહ તઆલાએ તેમને વધારે ઈનામો આપ્યા અને તેમના પૈત્રિક વતન સિરીયા દેશને પણ તેમના કબજામાં પાછો લાવવા માટે હઝરત મૂસા (અલૈ.) દ્વારા એ હુકમ આપ્યો કે, તેઓ જિહાદની નિય્યતથી અર્ઝે મુકદ્દસ (પવિત્ર ભૂમિ) એટલે કે, સિરીયામાં દાખલ થાય અને સાથે જ તેમને ખુશખબરી પણ સંભળાવી દીધી કે, એ જિહાદમાં તેઓ જ વિજયી થશે. અલ્લાહ તઆલાએ આ પવિત્ર ભૂમિને તેમના હિસ્સામાં લખી દીધી છે, તે જરૂર તેમને મળીને રહેશે, પરંતુ બની ઈસ્રાઈલ પોતાના નાફરમાનીવાળા સ્વભાવની ખાસિયતના કારણે અલ્લાહ તઆલાના ઈનામો જેવા કે, ફિરઔનનું ડૂબી જવું, મિસ્રનું ફતહ થવું, વગેરે પોતાની આંખોથી અનુભવી લીધા પછી પણ અહીંયાં પોતાના કરાર ઉપર કાયમ ન રહ્યા અને સિરીયાના જિહાદ વિશેના અલ્લાહના હુકમની નાફરમાની અને જીદ કરી બેઠા, જેની સજા

તેમને કુદરત તરફથી એ પ્રમાણે મળી કે, ચાલીસ વર્ષો સુધી એક મર્યાદિત પ્રદેશમાં અટવાઈ ગયા કે દેખીતી રીતે તેમની આજુબાજુ તો કોઈ કિલ્લો કે આડશ ન હતી, ન જ તેમના હાથો–પગોમાં બેડીઓ નાંખેલી હતી, બલકે ખુલ્લા મેદાનમાં હતા અને પોતાના વતન મિસ્ર તરફ પાછા જવા માટે દરરોજ સવારથી સાંજ સુધી મુસાફરી પણ કરતા હતા, પરંતુ સાંજે ફરી ત્યાં જ પાછા આવી જતા જ્યાંથી સવારમાં નીકળ્યા હતા. આ દરમિયાન હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.)ની વફાત થઈ ગઈ, આ લોકો આ જ રીતે "વાદીએ તીહ"માં માર્યા–માર્યા ફરતા રહ્યા, ત્યાર બાદ અલ્લાહ તબારક વ તઆલાએ બીજા પયગમ્બરને તેમની હિદાયત માટે મોકલ્યા.

ચાલીસ વર્ષો આ પ્રમાણે પૂરા કર્યા પછી ફરી તેમની બાકી રહેલી નસ્લે તે સમયે તે પયગમ્બરની આગેવાનીમાં શામ (સિરીયા) અને બયતુલ મુકદ્દસ માટે જિહાદનો ઈરાદો કર્યો અને અલ્લાહ તઆલાએ પોતાનો વાયદો પૂરો કર્યો કે, "અર્ઝે મુકદ્દસ (પવિત્ર ભૂમિ) તમારા હિસ્સામાં લખી દેવામાં આવી છે" અને તે કિસ્સાનું આ પરિણામ છે જે ઉપરોક્ત અયતોમાં વર્ણન થયું છે. હવે, તેની વિગત કુર્આનના શબ્દોમાં જોઈ લઈએ.

હઝરત મૂસા (અલૈ.)ને જ્યારે એવો હુકમ મળ્યો કે, પોતાની કૌમને બયતુલ મુકદ્દસ અને સિરીયાનો પ્રદેશ ફતહ કરવા માટે જિહાદનો હુકમ આપો, તો તેમણે પયગમ્બરી હિકમત અને શિખામણને નજર સમક્ષ રાખી આ હુકમ સંભળાવતા પહેલાં અલ્લાહ તઆલાના તે ઈનામોને યાદ અપાવ્યા, જે બની ઈસ્રાઈલ ઉપર અત્યાર સુધી થઈ ચૂક્યા હતા. ઈરશાદ ફરમાવ્યો, اُذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ جَعَلَ فِيْكُمْ اَنْبِيَآءَ وَجَعَلَكُمْ مُّلُوْكًا وَّاٰتٰكُمْ مَّالَمْ يُؤْتِ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ એટલે કે, "અલ્લાહ તઆલાના તે ફઝ્લ અને ઈનામને યાદ કરો જે તમારા ઉપર થયા છે કે, તમારી કૌમમાં ઘણા બધા અંબિયા (અલૈ.) મોકલ્યા અને તમને પ્રદેશ અર્પણ કર્યો અને તમને તે નેઅ્મતો અને બક્ષિશો મળી જે દુનિયામાં અન્ય કોઈને નથી મળી."

તેમાં ત્રણ નેઅ્મતોનું વર્ણન છે, જેમાંથી પહેલી નેઅ્મત રૂહાની નેઅ્મત છે, તેમની કૌમમાં અંબિયા (અલૈ.) સતત અને મોટા પ્રમાણમાં મોકલવામાં આવ્યા, જેનાથી વધીને આખિરતની દષ્ટિએ બીજી કોઈ મોટી પ્રતિષ્ઠા નથી હોઈ

શકતી. તફસીરે મઝહરીમાં વર્ણન કરવામાં આવ્યું છે કે, "કોઈ કૌમ અને કોઈ ઉમ્મતમાં એટલા મોટા પ્રમાણમાં અંબિયા (અલૈ.) નથી થયા, જેટલા કે બની ઈસ્રાઈલમાં થયા છે."

હદીષના ઈમામ ઈબ્ને અબી હાતિમે અઅ્મસ (રદિ.)થી નકલ કર્યું છે કે, "બની ઈસ્રાઈલની કૌમના અંતિમ સમયમાં જે હઝરત મૂસા (અલૈ.)થી લઈને હઝરત ઈસા (અલૈ.) સુધીનો છે, ફક્ત આ યુગમાં જ એક હજાર અંબિયા (અલૈ.) મોકલવામાં આવ્યા હતા. બીજી નેઅ્મત જેનું વર્ણન આ આયતમાં છે તે દુનિયવી અને જાહેર નેઅ્મત છે કે, તેમને પ્રદેશના માલિક બનાવ્યા અને બાદશાહત આપી હતી." તેમાં એ તરફ ઈશારો છે કે, આ બની ઈસ્રાઈલ કૌમ જે લાંબા સમય સુધી ફિરઔન અને ફિરઔનની કૌમના ગુલામ બનીને દિવસ-રાત તેમના જુલમો-સિતમના શિકાર હતી. આજે અલ્લાહ તઆલાએ તેમના દુશ્મનોને નેસ્તો-નાબૂદ કરીને તેમને તેમની પોતાની હુકૂમત અને સલતનતના માલિક બનાવી દીધા. અત્રે એ વાત વિચારપાત્ર છે કે, અંબિયા (અલૈ.)ના મા'મલામાં તો ઈરશાદ થયો جَعَلَ فِيْكُمْ اَنْبِيَاءَ "અને તમારી કૌમમાંથી ઘણા લોકોને અંબિયા (અલૈ.) બનાવી દેવામાં આવ્યા," જેનો સમજવામાં આવતો અર્થ એ છે કે, સંપૂર્ણ કૌમ અંબિયા (અલૈ.) ન હતી અને આ જ વાસ્તવિકતા પણ છે કે, અંબિયા (અલૈ.) અમુક થોડા હોય છે, સમગ્ર કૌમ અને ઉમ્મત તેમની અનુયાયી હોય છે અને જ્યારે દુનિયાના પ્રદેશ અને સલતનતનું વર્ણન આવ્યું તો ત્યાં ફરમાવ્યું, وَجَعَلَكُمْ مُلُوْكًا એટલે કે, "બનાવી દીધા તમને બાદશાહ !" જેનો દેખીતો સમજવામાં અર્થ એ છે કે, તમને مُلُوْكٌ (મુલૂક) બનાવી દીધા. શબ્દ مُلُوْكٌ (મુલૂક) એ مَلِكٌ (મલિક)નું બહુવચન છે, જેનો અર્થ પ્રચલિત ભાષામાં બાદશાહ થાય છે અને એ દેખીતું છે કે, સમગ્ર કૌમ નબી અને પયગમ્બર નથી હોતી, એ જ પ્રમાણે કોઈ પ્રદેશમાં બધી જ કૌમ બાદશાહ પણ નથી હોતી. બલકે, કૌમનો એક વ્યક્તિ અથવા અમુક લોકો શાસકો હોય છે. બાકી કૌમ તેમની પ્રજા હોય છે, પરંતુ કુર્આનના શબ્દોમાં આ બધાને مُلُوْكٌ (મુલૂક) ઠરાવ્યું.

તેનું એક કારણ તો એ છે કે, જે બયાનુલ કુર્આનમાં અમુક અકાબીરોના હવાલાથી વર્ણન કરવામાં આવ્યું છે કે, પ્રચલિત પદ્ધતિ પ્રમાણે જે કૌમનો બાદશાહ હોય છે તે સલતનત અને હુકૂમતને તે સમગ્ર કૌમ સાથે જોડીને

બોલવામાં આવે છે. જેમકે, ઈસ્લામના મધ્ય યુગમાં બનુ ઉમય્યા અને બનુ અબ્બાસની હુકૂમત કહેવાતી હતી, એ જ પ્રમાણે હિન્દુસ્તાનમાં ગઝનવી અને ઘોરીઓની હુકૂમત હતી, પછી તેઓની હુકૂમતનો અંત આવ્યો અને અંગ્રેજોની હુકૂમત સમગ્ર કૌમના દરેક વ્યક્તિ સાથે જોડીને બોલવામાં આવતી હતી કે, 'હિન્દુસ્તાનમાં અંગ્રેજોની હુકૂમત છે.' એટલા માટે જે કૌમનો એક શાસક હોય, તો સમગ્ર કૌમ શાસક અને બાદશાહ સ્વરૂપે પ્રચલિત ભાષામાં રૂઢિપ્રયોગ તરીકે બોલવામાં આવે છે.

આ રૂઢિપ્રયોગ પ્રમાણે સમગ્ર બની ઈસ્રાઈલ કૌમને કુર્આને કરીમે مُلُوْكً ઠરાવી, એમાં ઈશારો એ તરફ પણ હોઈ શકે છે કે, ઈસ્લામી હુકૂમત વાસ્તવમાં લોકોની જ હુકૂમત હોય છે, લોકો જ પોતાનો અમીર અને ઈમામ નક્કી કરવાનો અધિકાર ધરાવતા હોય છે અને સામાન્ય જનતા જ પોતાના સામૂહિક અભિપ્રાય પ્રમાણે તેને હોદ્દા ઉપરથી બરતરફ પણ કરી શકે છે. એટલા માટે દેખીતા સ્વરૂપમાં ભલે એક વ્યક્તિ શાસક હોય છે પરંતુ વાસ્તવમાં તે હુકૂમત સામાન્ય જાહેર જનતાની જ હોય છે.

બીજું કારણ એ છે કે, ઈબ્ને કષીર અને તફસીરે મઝહરી વગેરેમાં અમુક સલફ (પુરોગામી વિદ્વાનો)થી નકલ થયું છે કે, શબ્દ مَلِكً (મલિક) બાદશાહના અર્થથી વધારે પ્રચલિત છે. એવા વ્યક્તિને પણ مَلِكً કહી દેવામાં આવે છે જે ખૂબ માલદાર હોય, જેની પાસે મકાન, જાયદાદ, નોકર–ચાકર વગેરે હોય અને અર્થના આધારે તે સમયે બની ઈસ્રાઈલનો દરેક વ્યક્તિ مَلِكً કહેવાડવાને લાયક હતો. આથી તે બધાને مُلُوْكً (મુલૂક) કહ્યું.

ત્રીજી નેઅ્મત જેનું વર્ણન આ આયતમાં છે, તે દેખીતું છે કે રૂહાની અને જાહેર બંને પ્રકારની નેઅ્મતોનું મિશ્રણ છે. ફરમાવ્યું, وَاٰتٰكُمْ مَّا لَمْ يُؤْتِ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ એટલે કે, “તમને તે નેઅ્મતો અર્પણ કરી, જે દુનિયામાં અન્ય કોઈને આપવામાં નથી આવી,” આ નેઅ્મતોમાં રૂહાની શ્રેષ્ઠતા, નુબુવ્વત અને રિસાલત પણ સામેલ છે અને દેખીતી જાહોજલાલી સ્વરૂપે હુકૂમત, બાદશાહત, માલ–દૌલત વગેરે પણ સામેલ છે. અલબત્ત, અત્રે એવો સવાલ ઉપસ્થિત થઈ શકે છે કે, કુર્આનની "નસ" વડે તો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ બધી જ ઉમ્મતોથી શ્રેષ્ઠ છે !

કુર્આનનો ઈરશાદ كُنتُمْ خَيْرَ أُمَّةٍ أُخْرِجَتْ لِلنَّاسِ (૩:૧૧૦) અને كَذٰلِكَ جَعَلْنٰكُمْ أُمَّةً وَّسَطًا (૨:૧૪૩) એના ઉપર ગવાહ છે અને હદીષોમાં પણ અનેક રિવાયતો તેના સમર્થનમાં આવી છે. જવાબ એ છે કે, આ આયતમાં દુનિયાના અન્ય લોકોનું વર્ણન છે જે બની ઈસ્રાઈલના હઝરત મૂસા (અલૈ.)ના સમયમાં મોજૂદ હતા કે, તે સમયે સમગ્ર દુનિયામાં કોઈને પણ આ નેઅ્મતો આપવામાં આવી ન હતી જે બની ઈસ્રાઈલને મળી હતી. આવનારા યુગમાં કોઈ ઉમ્મતને તેમનાથી વધારે ઉત્તમ નેઅ્મતો મળી જાય તો તેનો નકાર નથી થઈ શકતો.

આ પ્રથમ આયતમાં હઝરત મૂસા (અલૈ.)નો જે કૌલ નકલ કરવામાં આવ્યો છે તે પ્રસ્તાવના હતી, જે હુકમ કરતા પહેલાં આગલી આયતમાં આ વિશે ઈરશાદ થયો, يَاقَوْمِ ادْخُلُوا الْأَرْضَ الْمُقَدَّسَةَ الَّتِي كَتَبَ اللّٰهُ لَكُمْ એટલે કે, "હે મારી કૌમ ! તમે આ અર્ઝે મુકદ્દસ (પવિત્ર ભૂમિ)માં દાખલ થઈ જાઓ, જેને અલ્લાહે તમારા હિસ્સામાં લખી રાખી છે."

## અર્ઝે મુકદ્દસ (પવિત્ર ભૂમિ) પૃથ્વીના કયા ભાગને કહેવામાં આવે છે?

અર્ઝે મુકદ્દસ પૃથ્વીના કયા ભૂ ભાગને કહેવામાં આવી છે ? તેમાં મુફસ્સિરીનના વિવિધ વિરોધાભાસી અભિપ્રાયો છે. અમુકે ફરમાવ્યું કે, તે બયતુલ મુકદસ છે, અમુકે કુદ્સ શહેર અને એલિયાને અર્ઝે મુકદસ કહ્યું છે, અમુક અરીહા શહેર જે જોર્ડન નદી અને બયતુલ મુકદ્દસની વચ્ચે દુનિયાનું સૌથી પ્રાચીન શહેર હતું અને આજ સુધી મૌજૂદ છે અને હઝરત મૂસા (અલૈ.)ના યુગમાં તેની શ્રેષ્ઠતાની આશ્ચર્યજનક પરિસ્થિતિઓનું વર્ણન કરવામાં આવે છે; તેને સમજે છે.

અુમક રિવાયતોમાં છે કે, "આ શહેરના એક હજાર વિભાગો (સેક્ટર) હતા. દરેક ભાગમાં એક–એક હજાર બાગ હતા" અને અમુક રિવાયતોમાં છે કે, "અર્ઝે મુકદ્દસ દમાસ્કસ, પેલેસ્ટાઈન અને અમુકના મતે જોર્ડન છે." હઝરત કતાદહ (રદિ.)એ ફરમાવ્યું કે, "સિરીયાનો આખો દેશ અર્ઝે મુકદ્દસ છે." કઅ્બ બિન અહબાર (રદિ.)એ ફરમાવ્યું કે, અલ્લાહની કિતાબ (લગભગ તવરાત)માં જોયું છે કે, "સિરીયાનો આખો પ્રદેશ અલ્લાહની પૃથ્વીમાં એક ખાસ ખજાનો છે અને તેમાં અલ્લાહના વિશિષ્ટ મકબૂલ બંદાઓ રહે છે. આ જમીનને પવિત્ર

એટલા માટે કહેવામાં આવે છે કે, તેઓ અંબિયા (અલૈ.)નું વતન અને રહેઠાણ રહ્યું છે.'' અમુક રિવાયતોમાં છે કે, ''એક દિવસે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) લેબેનોનના પહાડ ઉપર ચઢ્યા. અલ્લાહ તઆલાએ ફરમાવ્યું કે, હે ઈબ્રાહીમ ! અહીંયાંથી નજર નાંખો, જ્યાં સુધી આપની દષ્ટિ પહોંચશે, અમે તેને અર્ઝે મુકદ્દસ (પવિત્ર ભૂમિ) બનાવી દીધી.'' આ બધી રિવાયતો તફસીરે ઈબ્ને કષીર અને તફસીરે મઝહરીમાંથી નકલ કરવામાં આવી છે અને ચોખ્ખીને ચટ વાત એ છે કે, આ બધા નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી. સંપૂર્ણ સિરીયા છેલ્લી રિવાયતો પ્રમાણે અર્ઝે મુકદ્દસ છે, વર્ણન કરવામાં અમુક લોકોએ સિરીયાના કોઈ ભાગને વર્ણન કરી દીધો, કોઈએ આખો પ્રદેશ કરી દીધો. (સિરીયાનો મૂળ પ્રદેશ હાલના સિરીયા દેશ કરતાં વધારે વિસ્તૃત હતો.)

قَالُوْا يٰمُوْسٰى આ અગાઉની આયતમાં અલ્લાહ તઆલાએ બની ઈસ્રાઈલને હઝરત મૂસા (અલૈ.) દ્વારા હુકમ આપ્યો હતો કે, અમાલિકા કૌમ સાથે જિહાદ કરીને સિરીયા ઉપર વિજય પ્રાપ્ત કરો અને સાથે જ એ ખુશખબરી આપી હતી કે, સિરીયાની જમીન અલ્લાહ તઆલાએ તેમના માટે લખી દીધી છે અને તેમનો વિજય નિશ્ચિત છે.

આ આયતમાં એનું વર્ણન છે કે, વિજયની ખુશખબરી આપવા છતાં બની ઈસ્રાઈલે પોતાની ટેવ મુજબ બગાવત કરી અને તેમના સ્વભાવ પ્રમાણે આ હુકમનો સ્વીકાર ન કર્યો. બલકે, હઝરત મૂસા (અલૈ.)ને કહ્યું કે, ''હે મૂસા ! આ પ્રદેશમાં તો મોટા-મોટા શક્તિશાળી લોકોનો કબજો છે, અમે તો એ પ્રદેશમાં ત્યાં સુધી પ્રવેશ નહીં કરીએ જ્યાં સુધી કે તે લોકો ત્યાં કબજેદાર છે. હા ! તેઓ ક્યાંક અન્ય સ્થળે ચાલ્યા જાય તો બેશક ! અમે ત્યાં જઈ શકીએ છીએ.''

આ ઘટના જે તફસીરના ઈમામો હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ ઈકરીમા અને અલી બિન અબી તલહા (રદિ.) વગેરેથી નકલ થઈ છે, તે એ છે કે, ''તે સમયે સિરીયાના પ્રદેશ અને બયતુલ મુકદ્દસ ઉપર અમાલિકાનો કબજો હતો, જે કૌમ કૌમે આદની કોઈ શાખામાંથી હતી અને મોટા-મોટા વિશાળ કદ-કાઠીવાળા તથા જબરદસ્ત શરીર સૌષ્ઠવ ધરાવતા લોકો ત્યાં રહેતા હતા, જેમની સાથે જિહાદ કરીને બયતુલ મુકદ્દસ ફતહ કરવાનો હુકમ હઝરત મૂસા (અલૈ.) અને તેમની કૌમને મળ્યો હતો.''

હઝરત મૂસા (અલૈ.) અલ્લાહનો હુકમ પૂરો કરવા માટે પોતાની કૌમ બની ઈસ્રાઈલને સાથે લઈને સિરીયા તરફ રવાના થયા. જવું તો બયતુલ મુકદ્દસ તરફ હતું, જ્યારે જોર્ડન નદી પસાર કરી અને દુનિયાના સૌથી પ્રાચીન શહેર આરીહા પહોંચ્યા ત્યારે ત્યાં થોભી ગયા અને બની ઈસ્રાઈલની વહીવટી વ્યવસ્થા માટે બાર સરદારોની નિમણૂક કરવી કુર્આને કરીમની પાછલી આયતોમાં વર્ણન થઈ ચૂક્યું છે. આ બાર સરદારોને આગળ મોકલ્યા કે તેઓ એમની પરિસ્થિતિઓ અને યુદ્ધના મોરચાઓની હાલત જાણીને આવે કે, જેઓ બયતુલ મુકદ્દસ ઉપર કબજો ધરાવે છે અને જેમની સાથે જિહાદ કરવાનો હુકમ મળ્યો છે. આ લોકો બયતુલ મુકદ્દસ પહોંચ્યા ત્યારે શહેરની બહાર જ અમાલિકા કૌમનો કોઈ વ્યક્તિ મળી ગયો અને તે એકલો બધાને કેદ પકડીને લઈ ગયો અને પોતાના બાદશાહ સામે રજૂ કર્યા કે, આ લોકો આપણી સાથે યુદ્ધ કરવા માટે આવી રહ્યા છે. શાહી દરબારમાં મશ્વરો કરવામાં આવ્યો કે, આ બધાને કતલ કરવામાં આવે અથવા તો કોઈ અન્ય સજા આપવામાં આવે. અંતે એવો ફેંસલો થયો કે, તે બધાને આઝાદ કરી દો જેથી તેઓ પોતાની કૌમ પાસે જઈને અમાલિકા કૌમની શક્તિ અને દબદબાનો પોતે આંખે જોયેલો અહેવાલ રજૂ કરે અને તેઓ ક્યારેય પણ આ બાજુ આક્રમણ કરવાનો વિચાર સુદ્ધાં દિલમાં ન લાવે.

આ સ્થળે મોટા ભાગની તફસીરની કિતાબોમાં ઈસ્રાઈલી રિવાયતોની લાંબી–લાંબી વાર્તાઓ વર્ણન થઈ છે, જેમાં તેમને મળનારા વ્યક્તિનું નામ ઔજ બિન ઇનક બતાવ્યું છે અને તેમાં તેની પ્રચંડ શક્તિ અને વિશાળ શરીર અને કદ–કાઠીનું એવું અતિશયોક્તિભર્યું વર્ણન થયું છે કે, કોઈ પણ સમજદાર વ્યક્તિ માટે તે બાબતો નકલ કરવી પણ અતિકઠિન છે.

તફસીરના ઈમામ ઈબ્ને કષીરે ફરમાવ્યું કે, ઔજ બિન ઇનકનો કિસ્સો જેનો બની ઈસ્રાઈલની કિતાબોમાં ઉલ્લેખ થયો છે, ન તો બુદ્ધિ તેને સ્વીકારી શકે છે અને ન જ તેની શરીઅતમાં કોઈ હેસિયત છે. બલકે, આ બધું જૂઠ અને અતિશયોક્તિ છે. વાત ફક્ત એટલી છે કે, અમાલિકા કૌમના લોકો હઝરત આદ (અલૈ.)ની કૌમના વંશજો હતા અને તેમના શરીર સૌષ્ઠવ અને કદ–કાઠી વિશે પોતે કુર્આને કરીમે વર્ણન કર્યું છે. આ કૌમની કદ–કાઠી અને શક્તિનો જોટો જડે

એમ ન હતો, તેમનામાંનો એક વ્યક્તિ બની ઈસ્રાઈલના બાર લોકોને કેદ પકડીને લઈ જવા ઉપર શક્તિમાન થઈ ગયો હતો.

અલબત્ત, બની ઈસ્રાઈલના બાર સરદાર અમાલિકાની કેદમાં રહીને પોતાની કૌમ પાસે અરીહા પહોંચ્યા અને હઝરત મૂસા (અલૈ.)ને તે આશ્ચર્યજનક કૌમ અને તેમની અકલ્પનીય શક્તિનું વર્ણન કર્યું. હઝરત મૂસા (અલૈ.)ના દિલ ઉપર તો આ વાતોની કોઈ અસર ન થઈ. કારણ કે, અલ્લાહ તઆલાએ તેમને વહી દ્વારા જીત અને સફળતાની ખુશખબરી સંભળાવી દીધી હતી.

مجھکوبےدِل کردےایساکون ہے          یادمجھکواَنۡتُمُ الۡاَعۡلَوۡنَ ہے

હઝત મૂસા (અલૈ.) તો તેમની શક્તિ અને કદ-કાઠીની પરિસ્થિતિ સાંભળીને પોતે પોતાના સ્થળ ઉપર અડગ રહ્યા અને જિહાદની તૈયારી કરવા લાગ્યા, પરંતુ સંદેહ એ થઈ ગયો કે, બની ઈસ્રાઈલને જો વિરોધીઓની આ શક્તિની જાણ થઈ ગઈ તો તે લોકો ફસકી પડશે. એટલા માટે આ બાર સરદારોને સૂચના આપી કે, આ અમાલિકા કૌમની હાલત બની ઈસ્રાઈલને ક્યારેય ન બતાવશો. બલકે, તેને ગુપ્ત રાખજો, પરંતુ થયું એમ કે તેમાંથી દરેકે પોત-પોતાના દોસ્તોને ગુપ્ત રીતે તેની જાણ કરી દીધી. ફક્ત બે વ્યક્તિઓ જેમાંથી એકનું નામ યૂશઅ્ બિન નૂન અને બીજાનું નામ કાલિબ બિન યૂકના હતું, તેમણે હઝરત મૂસા (અલૈ.)ની સૂચના ઉપર અમલ કરીને આ રહસ્યને જાહેર ન કર્યું.

દેખીતું છે કે, બારમાંથી જ્યારે દશ લોકોએ રહસ્ય ખોલી નાંખ્યું, તો સ્વાભાવિક રીતે આ વાત બની ઈસ્રાઈલમાં ફેલાઈ ગઈ. જ્યારે અમાલિકાની પરિસ્થિતિ અને તેમની હાલતનું વર્ણન બની ઈસ્રાઈલમાં થવા લાગ્યું તો તેઓ રડવા-કકળવા લાગ્યા અને કહેવા લાગ્યા, આનાથી સારું તો એ જ હતું કે, ફિરઔનની કૌમ જેમ અમે પણ દરિયામાં ડૂબી ગયા હોત ! ત્યાંથી બચાવી લાવીને અમને અહીંયાં મૌતના મુખમાં ધકેલવામાં આવી રહ્યા છે, તે હાલતમાં બની ઈસ્રાઈલે આ શબ્દો કહ્યા, يٰمُوۡسٰى اِنَّ فِيۡهَا قَوۡمًا جَبَّارِيۡنَ وَاِنَّا لَنۡ نَّدۡخُلَهَا حَتّٰى يَخۡرُجُوۡا مِنۡهَا "હે મૂસા ! આ શહેરમાં તો ઘણી જબરદસ્ત કૌમ વસે છે, જેનો મુકાબલો અમે નથી કરી શકતા. એટલા માટે જ્યાં સુધી તે લોકો ત્યાં વસે છે અમે

ત્યાં જવાનું નામ પણ નહીં લઈએ.'' આગલી આયતમાં છે કે, તેમાંથી બે વ્યક્તિઓ જેઓ અલ્લાહથી ડરનારા હતા અને જેમના ઉપર અલ્લાહે ઈનામ કર્યું હતું, તેમણે બની ઈસ્રાઈલની આ વાતચીત સાંભળી તો નસીહત સ્વરૂપે તેમને કહ્યું, તમે પ્રથમથી જ શા માટે ડરીને મરી રહ્યા છો ? જરા કદમ ઉઠાવીને બયતુલ મુકદસના શહેરના દરવાજા સુધી તો ચાલો ! અમને પાકો વિશ્વાસ છે કે, તમારા આટલું કરવાથી જ તમને વિજય પ્રાપ્ત થઈ જશે અને બયતુલ મુકદસના દરવાજામાં પ્રવેશતાની સાથે જ તમે વિજયી થઈ જશો, દુશ્મન હારીને ભાગી જશે. આ બે વ્યક્તિઓ જેમનું કુર્આને કરીમમાં વર્ણન છે, મોટા ભાગના મુફસ્સિરોના મતે તે જ બારમાંથી બે સરદારો હતા, જેમણે હઝરત મૂસા (અલૈ.)ની સૂચના ઉપર અમલ કરીને અમાલિકાની સંપૂર્ણ હાલત બની ઈસ્રાઈલને બતાવી ન હતી. એટલે કે, યૂસઅ્ બિન નૂન અને કાલિબ બિન યૂકના.

કુર્આને કરીમે આ સ્થળે આ બંને મહાનુભવોની બે ખાસિયતોનું વિશેષરૂપે વર્ણન કર્યું છે. એક اَلَّذِيْنَ يَخَافُوْنَ એટલે કે, ''તે લોકો જેઓ ડરે છે,'' તેમાં એ વર્ણન કર્યું નથી કે, કોનાથી ડરે છે. ઈશારો આ વાત તરફ જ છે કે, ડરવાપાત્ર જો કોઈની જાત હોય તો તે સમગ્ર વિશ્વમાં એકમાત્ર અલ્લાહ જલ્લ શા'નુહુની જ જાત છે. કારણ કે, સમગ્ર કાઈનાત (સૃષ્ટિ) તેના કાબૂ હેઠળ છે, તેની ઈચ્છા અને હુકમ વિના ન તો કોઈ માનવી કોઈને સામાન્ય લાભ પહોંચાડી શકે છે અને ન જ કોઈ નુકસાન ! અને જ્યારે ડરવાપાત્ર માત્ર એક અલ્લાહની જાત જ છે અને તે નક્કી જ છે તો હવે તેને નક્કી કરવાની આવશ્યકતા નથી રહી.

આ બુઝુર્ગોનું બીજું લક્ષણ કુર્આને કરીમે એ બતાવ્યું કે, اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمَا એટલે કે, ''અલ્લાહ તઆલાએ તેમના ઉપર ઈનામ ફરમાવ્યું.'' તેમાં એ વાત તરફ ઈશારો છે કે, જે વ્યક્તિમાં જિહાદ કરવાની કોઈ ખૂબી અથવા ભલાઈ છે, તે બધું અલ્લાહ તઆલાના ઈનામ અને બખ્શિશ છે નહિતર આ બાર સરદારોમાંથી શરીર સૌષ્ઠવ, હાથ, પગ, આંખો, કાન વગેરે જાહેર અંગો તેમજ બુદ્ધિ અને સમજદારી હઝરત મૂસા (અલૈ.)નો ખાસ સંગાથ અને તેમના નાયબ હોવાના કારણે બધાને સરખી રીતે પ્રાપ્ત હતી. આમ છતાં તે બધા જ ફસકી પડ્યા અને આ બે સરદારો અડગ રહ્યા, માટે જાણ થાય છે કે, વાસ્તવિક હિદાયત મનુષ્યની જાહેરમાં દેખાતી શક્તિ અથવા તેના પ્રયત્નો અને અમલોના તાબે નથી.

બલકે, તે અલ્લાહ તઆલાનું ઈનામ છે, અલબત્ત આ ઈનામ માટે પ્રયત્ન અને અમલ (પ્રવૃત્તિ)ની શરત ચોક્કસ લગાવવામાં આવી છે.

એનાથી જાણ થઈ કે, જે વ્યક્તિને અલ્લાહ તઆલાએ બુદ્ધિ, સમજદારી અને હોશિયારી અર્પણ કરી છે, તેણે પોતાની શક્તિ ઉપર ગર્વ ન કરવો જોઈએ. બલકે, અલ્લાહ તઆલા પાસે હિદાયત અને તવફીક માંગવી જોઈએ. આરિફ રૂમીએ આનો ઘણો જ સરસ જવાબ આપ્યો છે.

فہم وخاطر تیز کردن نیست راہ　　جز شکستہ می نگیرد فضل شاہ

દિલો–દિમાગની ચપળતાથી કંઈ જ નથી મળતું

બાદશાહની મહેરબાની તો નમ્રતાથી મળી શકે છે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, બંને બુઝુર્ગોએ પોતાની કૌમને એવી નસીહત કરી કે, અમાલિકાની જાહેરમાં દેખાતી શક્તિ અને દબદબાથી ગભરાઈ ન જાઓ. અલ્લાહ ઉપર સંપૂર્ણ ભરોસો કરીને બયતુલ મુકદસના દરવાજા સુધી ચાલો તો વિજય તમારો જ છે. આ બુઝુર્ગોનો એવો ફેંસલો કે, દરવાજા સુધી પહોંચ્યા પછી તેમને વિજય જરૂર પ્રાપ્ત થઈ જશે અને દુશ્મન હારીને નાસી છૂટશે, હોઈ શકે છે કે, તેમનું આવું તારણ અમાલિકાની પરિસ્થિતિની સમીક્ષા કરવાના આધારે હોય કે તેઓ મોટા કદ–કાઠીવાળા, શક્તિવાળા હોવા છતાં દિલના કાચા છે. જ્યારે હુમલાની ખબર મળશે તો ટકી નહીં શકે અને એ પણ શક્ય છે કે, અલ્લાહનો હુકમ વિજયની ખુશખબરી સ્વરૂપે મૂસા (અલૈ.) સંભળાવી ચૂક્યા હતા, તેના ઉપર વિશ્વાસ રાખવાને કારણે પણ આવું કહ્યું હોય.

પરંતુ બની ઈસ્રાઈલે જ્યારે પોતાના પયગમ્બર હઝરત મૂસા (અલૈ.)ની વાત ન સાંભળી તો તેઓ આ બંને બુઝુર્ગોનું શું સાંભળવાના હતા ? તેમણે ફરી તે જ જવાબ વધારે ભૂંડી રીતે આપ્યો, فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَا اِنَّا هٰهُنَا قَاعِدُوْنَ એટલે કે, "તમે અને તમારો અલ્લાહ જઈને તેમની સાથે લડાઈ કરી લો, બસ અમે તો અહીંયાં બેસી રહીશું." જો બની ઈસ્રાઈલનો આ જવાબ ઠઠ્ઠા–મશ્કરી સ્વરૂપે હોત તો તે ચોક્કસ કુફ્ર હતું અને ત્યાર પછી હઝરત મૂસા (અલૈ.)નું તેમની સાથે રહેવું અને તીહના મેદાનમાં દુઆઓ કરવું, જેનું વર્ણન આગલી આયતોમાં આવી રહ્યું છે, તેની સંભાવના ન હતી.

આથી તફસીરના ઈમામોએ આ વાક્યનો અર્થ એ ઠરાવ્યો છે કે, "તમે જાઓ અને તેમનાથી લડી લો ! તમારો રબ તમારી મદદ કરશે. અમારામાં તો તમારી મદદ કરવાની શક્તિ નથી." આ ભાવાર્થના આધારે આ વાક્ય કુફ્રની હદથી નીકળી ગયું. જો કે, આ જવાબ અત્યંત નપાવટ હોવાના કારણે ખૂબ દિલ દુભાવનારો હતો અને એ જ કારણે બની ઈસ્રાઈલનું આ વાક્ય એક ભૂંડું ઉદાહરણ બની ગયું.

ગઝ્વએ બદ્રમાં ભૂખ્યા, નિહત્થા (હથિયાર વિનાના–નિઃશસ્ત્ર) મુસલમાનોના મુકાબલામાં એક હજાર શસ્ત્રસજ્જ નવયુવાનોનું લશ્કર આવીને ઊભું થયું અને રસૂલે કરીમ ﷺ એ જોઈને પોતાના પરવરદિગારથી દુઆ કરવા લાગ્યા, ત્યારે હઝરત મિકદાદ બિન અસ્વદ સહાબી (રદિ.) આગળ વધ્યા અને વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! અલ્લાહની કસમ છે, અમે કદાપિ એવી વાત નહીં કહીએ જે હઝરત મૂસા (અલૈ.)ની કૌમે હઝરત મૂસા (અલૈ.)ને કહી હતી فَاذْهَبْ اَنْتَ وَرَبُّكَ فَقَاتِلَا اِنَّا هٰهُنَا قَاعِدُوْنَ બલકે, અમે આપના ડાબે–જમણે અને સામે તથા પાછળ રહીને મુકાબલો કરીશું, તમે નચિંત થઈ મુકાબલાની તૈયારી શરૂ કરો."

રસૂલે કરીમ ﷺ એ સાંભળીને અત્યંત ખુશ થયા અને સહાબએ કિરામ (રદિ.)માં પણ જિહાદના જોશની એક નવી લહેર પેદા થઈ ગઈ. હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદિ.) હંમેશા ફરમાવ્યા કરતા હતા કે, "મિકદાદ બિન અસ્વદના તે કારનામા ઉપર મને ઘણો જ રશ્ક છે, કાશ ! આ સઆદત મને મળી હોત."

ખુલાસો એ છે કે, હઝરત મૂસા (અલૈ.)ની કૌમે આવી નાજુક પરિસ્થિતિમાં હઝરત મૂસા (અલૈ.)ને બિલકુલ લુખ્ખો જવાબ આપ્યો અને તેમણે પોતાના બધા વચનો અને કરારોનો ભંગ કર્યો.

## કૌમની અત્યંત બેવફાઈ અને હઝરત મૂસા (અલૈ.)ની અંતિમ કક્ષાની અડગતા અને સહનશીલતા :

قَالَ رَبِّ اِنِّىْ لَا اَمْلِكُ اِلَّا نَفْسِىْ બની ઈસ્રાઈલની કૌમની અગાઉ વર્ણવવામાં આવેલી હાલત અને તેમની ઘટનાઓ અને તેમની સાથે અલ્લાહ

તઆલા અને હઝરત મૂસા (અલૈ.)એ કરેલ વ્યવહારની સમીક્ષા કરનારો જો ઉપરછલ્લી નજરથી પણ એનો અભ્યાસ કરે કે, જે બની ઈસ્રાઈલ કૌમ સદીઓથી ફિરઔનની ગુલામીમાં જાત-જાતના અપમાનો અને અઝાબો બરદાશ્ત કરી રહી હતી, હઝરત મૂસા (અલૈ.)ની તા'લીમ અને તેમની બરકતથી અલ્લાહ તઆલાએ તેમને ક્યાંથી ક્યાં પહોંચાડી દીધા. તેમની આંખોની સામે અલ્લાહ જલ્લ શા'નુહુની સંપૂર્ણ કુદરતના કેવા-કેવા દશ્યો અને અવલોકનો સામે આવ્યા, ફિરઔન અને ફિરઔનની કૌમની હઝરત મૂસા અને હઝરત હારૂન (અલૈ.)ના હાથે પોતાના કાયમ કરેલા દરબારમાં હાર થઈ, જે જાદુગરો ઉપર તેમને ભરોસો હતો, તેઓ બધા હઝરત મૂસા (અલૈ.) ઉપર ઈમાન લઈ આવ્યા હતા અને હઝરત મૂસા (અલૈ.)ના સાથી બની ગયા હતા. પછી જેણે ખુદાઈનો દા'વો કર્યો હતો તે ફિરઔન અને તેની શાહી મહેલોમાં રહેનારી કૌમ અલ્લાહની કુદરતથી તેના ક્રોધનો શિકાર બની હલાક-બરબાદ થઈ ગઈ અને તેમના મહેલો તથા સરસામાનને અચાનક ઝૂંટવી લેવામાં આવ્યા અને કેવી રીતે બની ઈસ્રાઈલની આંખોની સામે તેમને દરિયામાં ડૂબાડી દેવામાં આવ્યા અને કઈ રીતે મોઅ્જિઝા સ્વરૂપે બની ઈસ્રાઈલને દરિયો પાર કરાવી દીધો અને કેવી રીતે જે દૌલત જેના ઉપર ફિરઔન ઘમંડ કર્યા કરતો હતો اَلَيۡسَ لِىۡ مُلۡكُ مِصۡرَ وَهٰذِهِ الۡاَنۡهٰرُ تَجۡرِىۡ مِنۡ تَحۡتِىۡ અલ્લાહ તઆલાએ સમગ્ર દેશ અને સંપૂર્ણ દુનિયાની નેઅ્મતો કોઈપણ પ્રકારના યુદ્ધ અને ખૂનરેજી સિવાય બની ઈસ્રાઈલને અર્પણ કરી દીધી.

આ બધી ઘટનાઓ અલ્લાહ જલ્લ શા'નુહુની કુદરતના ક્રોધનું સ્વરૂપ બનીને બની ઈસ્રાઈલની આંખો સામે જ છતું થયું હતું. હઝરત મૂસા (અલૈ.)એ આ કૌમને પ્રથમ અજ્ઞાનતા અને ગફલતથી તથા ફિરઔનની ગુલામીથી છુટકારો અપાવવામાં કેવી-કેવી ભયંકર મુસીબતો વેઠી. આ બધી બાબતો પછી પણ જ્યારે આ જ કૌમને અલ્લાહની મદદ અને ઈનામોના વાયદા સાથે સિરીયા સામે જિહાદ કરવાનો હુકમ મળ્યો, ત્યારે તે લોકોએ પોતાની અંતિમ કક્ષાની નિર્લજ્જતાનું પ્રદર્શન કર્યું અને કહેવા લાગ્યા, اِذۡهَبۡ اَنۡتَ وَرَبُّكَ فَقَاتِلَاۤ اِنَّا هٰهُنَا قَاعِدُوۡنَ દુનિયાનો મોટામાં મોટો સુધારક પણ દિલ ઉપર હાથ મૂકી જોઈ લે કે, આવી પરિસ્થિતિઓમાં અને આ બધી ઘટનાઓનું અવલોકન કર્યા પછી આ કૌમની

હરકતોની હઝરત મૂસા (અલૈ.) ઉપર શું અસર થઈ હશે ? પરંતુ અહીંયાં અલ્લાહ તઆલાના મહાન રસૂલ છે કે, તેઓ અડગ રહી મક્કમતાથી અને ધૈર્ય તથા સહનશીલતાથી પોતાના ઈરાદાઓમાં મજબૂતીથી ઊભા છે.

કૌમે સતત વાયદા ખિલાફી અને વચનભંગ કર્યો, તેનાથી લાચાર થઈને તેમણે પોતાના પવરદિગારને ફક્ત એટલી જ દુઆ કરી اِنِّیۡ لَاۤ اَمۡلِکُ اِلَّا نَفۡسِیۡ وَاَخِیۡ કે, મને તો પોતાની જાત અને પોતાના ભાઈ સિવાય કોઈના ઉપર અધિકાર નથી. અમાલિકા કૌમ સાથે જિહાદના આંદોલનમાં કેવી રીતે ઊતરવામાં આવે ? અહીંયાં એ વાત પણ વિચારવા યોગ્ય છે કે, બની ઈસ્રાઈલની કૌમમાંથી ઓછામાં-ઓછા બે સરદારો યુસઅ્ બિન નૂન અને કાલિબ બિન યૂકના જેમણે સંપૂર્ણ રીતે હઝરત મૂસા (અલૈ.)ની તાબે'દારીની સાબિતી આપી હતી અને કૌમને સમજાવવા તથા સાચા માર્ગે લાવવામાં હઝરત મૂસા (અલૈ.) સાથે સતત કોશીશો કરી હતી. તે સમયે હઝરત મૂસા (અલૈ.)એ તેમનું પણ વર્ણન ન કર્યું, બલકે ફક્ત પોતાનો અને હઝરત હારૂન (અલૈ.)નો ઉલ્લેખ કર્યો. તેનું કારણ એ જ બની ઈસ્રાઈલની કૌમનું વચનભંગ અને કરારભંગ તથા નાફરમાની હતી કે, ફક્ત હઝરત હારૂન (અલૈ.) કે જેઓ નબી અને પયગમ્બર હોવાના કારણે "માસૂમ" હતા. આવી અત્યંત દિલગીરીભરી ક્રોધની પરિસ્થિતિમાં ફક્ત તેમનું જ વર્ણન કર્યું, જેમનો સચ્ચાઈ ઉપર કાયમ રહેવાનો હઝરત મૂસા (અલૈ.)ને દઢ વિશ્વાસ હતો. આથી જાહેરાત કરી કે, 'મને પોતાની જાત અને પોતાના ભાઈ સિવાય અન્ય કોઈના ઉપર અધિકાર નથી.'

હઝરત મૂસા (અલૈ.)એ આ દુઆ કરી કે, فَافۡرُقۡ بَیۡنَنَا وَبَیۡنَ الۡقَوۡمِ الۡفٰسِقِیۡنَ એટલે કે, "અમારા બંને અને અમારી કૌમ વચ્ચે તું જ ફેંસલો કરી આપ." આ દુઆનો ખુલાસો હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના વિવરણ પ્રમાણે એ હતો કે, "આ લોકો જે શિક્ષાના હકદાર છે, તેમને તેની સજા આપવામાં આવે અને અમે બંને જે પરિસ્થિતિના હકદાર હોય એ અમને અર્પણ કરવામાં આવે."

અલ્લાહ તઆલાએ આ દુઆને એ રીતે કબૂલ કરી કે, ઈરશાદ થયો, فَاِنَّهَا مُحَرَّمَةٌ عَلَیۡهِمۡ اَرۡبَعِیۡنَ سَنَةً ۚ یَتِیۡهُوۡنَ فِی الۡاَرۡضِ એટલે કે, "સિરીયા દેશની ભૂમિ તેમના માટે ચાલીસ વર્ષો સુધી હરામ ઠરાવવામાં આવે છે. હવે, જો તેઓ

ત્યાં જવા પણ ઈચ્છે તો નહીં જઈ શકે અને પછી એટલું જ નથી કે, સિરીયા નહીં જઈ શકે બલકે, તેઓ પોતાના વતન મિસ્ર તરફ પણ પાછા વળવા ઈચ્છે તો ત્યાં પણ નહીં જઈ શકે.'' બલકે, તેઓ હવે આ મેદાનમાં નજરબંધ થઈ ગયા છે.

અલ્લાહ તબારક તઆલાને આ સજા આપવા માટે ન તો પૉલીસની જરૂર છે અને ન જ તેની હાથકડીઓની, ન તો જેલખાનાની મજબૂત દિવાલો અને તેના લોખંડી દરવાજાઓની બલકે, જ્યારે કોઈને કેદ કરવા અથવા નજરબંધ કરવા ઈચ્છે છે તો ખુલ્લા મેદાનમાં પણ કેદ કરી શકે છે. કારણ દેખીતું છે કે, સમગ્ર સૃષ્ટિ તેની જ મખ્લૂક છે અને તેના જ હુકમોના આધીન છે. જ્યારે સમગ્ર સૃષ્ટિમાંથી કોઈને કેદનો હુકમ આપવામાં આવે છે, તો હવા, દિશાઓ, પૃથ્વી, મકાનો તેના માટે જેલરની ભૂમિકા નિભાવે છે.

خاک وباد وآب وآتش بنده اند : با من وتو مرده با حق زنده اند

માટી, હવા, પાણી, આગ એ બધા અલ્લાહના સેવકો છે;
આપણને તો એ નિર્જીવ દેખાય છે પરંતુ અલ્લાહની સામે તેઓ જીવંત છે.

એટલા માટે આ નાનું અને વિસ્તારમાં ઓછું એવું મેદાન કે જે બયતુલ મુકદસ અને મિસ્રની વચ્ચે આવેલું છે, જેની સ્પષ્ટતા હઝરત મકાતિલની તફસીર પ્રમાણે કુલ ત્રીસ فَرْسَخ (ફરસખ) લંબાઈ અને નવ فَرْسَخ પહોળાઈ છે. એક فَرْسَخ (ફરસખ) જો ત્રણ માઈલ ઠરાવવામાં આવે, તો ૯૦ માઈલની લંબાઈ અને ૨૭ માઈલની પહોળાઈનો વિસ્તાર થાય અને અમુક રિવાયતો પ્રમાણે ફક્ત ૩૦ માઈલ લંબાઈ અને ૧૮ માઈલ પહોળાઈનો વિસ્તાર છે. અલ્લાહ તઆલાએ આ સમગ્ર કૌમને જેમની સંખ્યા હઝરત મકાતિલના નિવેદન પ્રમાણે ૬ લાખ વ્યક્તિઓ ઉપર આધારિત હતી. આ નાના ખુલ્લા મેદાનમાં કેદ કરવામાં આવ્યા. ૪૦ વર્ષો સુધી સતત એવી મુસીબત અને પરેશાનીમાં રહ્યા કે, માર્યા–મર્યા ફરતા હતા અને આ મેદાનમાંથી છૂટવા માટે બયતુલ મુકદસ તરફ લાખ પ્રયત્નો કરવા છતાં ફરી પાછા ચાલીને ત્યાં જ આવી જતા હતા. કારણ કે, થતું એવું હતું કે, આખો દિવસ મુસાફરી કર્યા પછી જ્યારે સાંજ થતી તો એવી જાણ થતી કે તેઓ ફરી–ફરીને તે જ સ્થળે પહોંચ્યા છે જ્યાંથી તેઓ સવારે ચાલ્યા હતા.

તફસીરના ઉલમા ફરમાવે છે કે, અલ્લાહ જલ્લ શા'નુહુ કોઈ કૌમને સજા આપે છે, તો તે સજા તેમના દુષ્કૃત્યો પ્રમાણે જ હોય છે. આ નાફરમાન કૌમે કારણ કે, એવું કહ્યું હતું, اِنَّا هٰهُنَا قَاعِدُوْنَ એટલે કે, "અમે તો અહીંયાં બેઠા છે." અલ્લાહ તઆલાએ તેમને એવું કહેવાની સજા સ્વરૂપે ચાલીસ વર્ષો સુધી ત્યાં જ કેદ કરી દીધા. ઐતિહાસિક રિવાયતો અનેક પ્રકારની છે અને ચાલીસ વર્ષોની મુદતમાં બની ઈસ્રાઈલની ઉપસ્થિત નસ્લ કે જેમણે નાફરમાની કરી હતી, બધા જ ફના થઈ ગયા અને તેમની નવી પેઢી બાકી બચી ગઈ. જે આ ચાલીસ વર્ષોની કેદથી છુટકારો મેળવીને બયતુલ મુકદસમાં દાખલ થયા અથવા તેમનામાંથી પણ અમુક લોકો બાકી હતા. અલબત્ત કુર્આને કરીમે એક તો એ વાયદો કર્યો હતો كَتَبَ اللّٰهُ لَكُمْ એટલે કે, "સિરીયાનો પ્રદેશ બની ઈસ્રાઈલના હિસ્સામાં લખી દીધો છે." આ વાયદો પૂરો થવો જરૂરી હતો કે, બની ઈસ્રાઈલની કૌમ આ દેશ ઉપર કબજો કરી ત્યાં શાસન કરે, પરંતુ બની ઈસ્રાઈલના હાલના ઉપસ્થિત લોકોએ નાફરમાની કરીને અલ્લાહના આ ઈનામથી મોઢું ફેરવ્યું જેથી તેમને સજા મળી ગઈ. مُحَرَّمَةٌ عَلَيْهِمْ اَرْبَعِيْنَ سَنَةً એટલે કે, "ચાલીસ વર્ષો સુધી તેઓ પવિત્ર ભૂમિ ઉપર વિજય પ્રાપ્ત કરવાથી વંચિત કરી દેવામાં આવ્યા," પછી તેમની નવી પેઢીમાં જે લોકો પેદા થયા તેમના હાથે આ પ્રદેશ વિજયી થયો અને અલ્લાહનો વાયદો પૂરો થયો.

આ તીહની ખીણમાં હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.) પણ પોતાની કૌમ સાથે હતા, આ વાદી બની ઈસ્રાઈલ માટે કેદ અને સજા હતી પરંતુ આ બંને બુઝુર્ગો માટે અલ્લાહના ઈનામ સ્વરૂપે હતી. એ જ કારણ છે કે, ચાલીસ વર્ષોનો યુગ જે બની ઈસ્રાઈલ ઉપર અલ્લાહના ક્રોધ સ્વરૂપે પસાર થયો, તેમાં પણ અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.) અને હઝરત હારૂન (અલૈ.)ની બરકતથી બની ઈસ્રાઈલને એવી-એવી નેઅ્મતો અર્પણ કરી કે, તેઓ ખુલ્લા મેદાનમાં તડકાથી લાચાર થઈ ગયા, તો હઝરત મૂસા (અલૈ.)ની દુઆથી અલ્લાહ તઆલાએ તેમના ઉપર વાદળોનો છાંયડો કર્યો, જે પ્રમાણે આ લોકો ચાલતા હતા વાદળો તેમની સાથે-સાથે ચાલતા હતા. તરસ અને પાણીની અછત ઊભી થઈ તો અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ને એક એવો પથ્થર અર્પણ કર્યો કે, જે દરેક સમયે તેમની સાથે રહેતો હતો અને જયારે

પાણીની આવશ્યકતા ઊભી થતી તો હઝરત મૂસા (અલૈ.) પોતાની લાકડી તેના ઉપર મારતા હતા તો તેમાંથી બાર ઝરણા ફૂટી નીકળતા હતા. અંધકારની શિકાયત થતી તો અલ્લાહ તઆલા પ્રકાશનો એક એવો મિનારો તેમના માટે ઊભો કરી દેતા કે જેના પ્રકાશમાં તે બધું જ પોતાનું કામકાજ કરી લેતા.

મતલબ કે, આ તીહના મેદાનમાં ફક્ત અલ્લાહના ક્રોધનો ભોગ બનેલ લોકો જ ન હતા બલકે, અલ્લાહ તઆલાના બે પ્યારા પયગમ્બર (અલૈ.) અને તેમની સાથે બે મકબૂલ બુઝુર્ગો યૂશઅ્ બિન નૂન અને કાલિબ બિન યૂકના પણ હતા, તેમની બરકતોથી આ કેદના સમયમાં પણ તેમના ઉપર આવા ઈનામો થતા રહ્યા અને અલ્લાહ તઆલા રહીમ અને રહમાન (મહાદયાળુ અને મહાકૃપાળુ) છે. શક્ય છે કે, બની ઈસ્રાઈલના આ લોકોએ પણ એ બાબતનો અનુભવ કર્યા પછી પોતાના ગુનાહોથી તવબહ કરી લીધી હોય અને તેના બદલામાં આ ઈનામો તેમને મળી રહ્યા હોય.

સહીહ રિવાયતો પ્રમાણે આ ચાલીસ વર્ષોના સમયગાળામાં પ્રથમ હઝરત હારૂન (અલૈ.)ની વફાત થઈ ગઈ અને તેમના એક વર્ષ પછી અથવા છ મહિના પછી હઝરત મૂસા (અલૈ.) પણ આ દુનિયાથી કૂચ કરી ગયા. તેમના પછી હઝરત યૂશઅ્ બિન નૂનને અલ્લાહે નબી તરીકે બની ઈસ્રાઈલની હિદાયત માટે નિમણૂક કરી અને ચાલીસ વર્ષોની કેદ પૂરી થયા પછી બની ઈસ્રાઈલના બાકી બચેલા લોકો હઝરત યૂશઅ્ બિન નૂનની સરદારી અને આગેવાનીમાં બયતુલ મુકદસની જિહાદ માટે રવાના થયા. અલ્લાહ તઆલાના વાયદા પ્રમાણે સિરીયા તેમના હાથે વિજયી થયું અને આ દેશની અકલ્પનીય દૌલત તેમના હાથમાં આવી.

અંતિમ આયતમાં જે ઈરશાદ થયો છે કે, فَلَا تَاْسَ عَلَى الْقَوْمِ الْفٰسِقِيْنَ એટલે કે, "આ નાફરમાન કૌમ ઉપર તમે દયા ન ખાઓ." આ એ કારણે થયું છે કે, હઝરત અંબિયા (અલૈ.) પોતાના સ્વભાવ અને પ્રકૃતિમાં એવા હોય છે કે, પોતાની ઉમ્મતની તકલીફ અને પરેશાનીને સહન નથી કરી શકતા. જો તેમને સજા મળે છે તો તેઓ પણ દિલગીર અને પ્રભાવિત થતા હોય છે. એટલા માટે હઝરત મૂસા (અલૈ.)ને દિલાસો આપવામાં આવ્યો કે, "તમે તેમની સજાથી દિલગીર ન થાઓ."

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૨૭ થી ૩૨)

وقف لازم

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ ابْنَيْ اٰدَمَ بِالْحَقِّ ۘ اِذْ قَرَّبَا قُرْبَانًا فَتُقُبِّلَ مِنْ اَحَدِهِمَا

النصف

وَلَمْ يُتَقَبَّلْ مِنَ الْاٰخَرِ ؕ قَالَ لَاَقْتُلَنَّكَ ؕ قَالَ اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ ﴿٢٧﴾

لَئِنْۢ بَسَطْتَّ اِلَيَّ يَدَكَ لِتَقْتُلَنِيْ مَاۤ اَنَا بِبَاسِطٍ يَّدِيَ اِلَيْكَ لِاَقْتُلَكَ ۚ اِنِّيْۤ

اَخَافُ اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ﴿٢٨﴾ اِنِّيْۤ اُرِيْدُ اَنْ تَبُوْۤاَ بِاِثْمِيْ وَاِثْمِكَ فَتَكُوْنَ مِنْ

اَصْحٰبِ النَّارِ ۚ وَذٰلِكَ جَزٰٓؤُا الظّٰلِمِيْنَ ﴿٢٩﴾ فَطَوَّعَتْ لَهٗ نَفْسُهٗ قَتْلَ اَخِيْهِ فَقَتَلَهٗ

فَاَصْبَحَ مِنَ الْخٰسِرِيْنَ ﴿٣٠﴾ فَبَعَثَ اللّٰهُ غُرَابًا يَّبْحَثُ فِي الْاَرْضِ لِيُرِيَهٗ كَيْفَ

وقف النبي صلى الله عليه وسلم معانقة

يُوَارِيْ سَوْءَةَ اَخِيْهِ ؕ قَالَ يٰوَيْلَتٰۤى اَعَجَزْتُ اَنْ اَكُوْنَ مِثْلَ هٰذَا الْغُرَابِ

فَاُوَارِيَ سَوْءَةَ اَخِيْ ۚ فَاَصْبَحَ مِنَ النّٰدِمِيْنَ ﴿٣١﴾ ۛۚ مِنْ اَجْلِ ذٰلِكَ ۛۚ كَتَبْنَا

عَلٰى بَنِيْۤ اِسْرَآءِيْلَ اَنَّهٗ مَنْ قَتَلَ نَفْسًۢا بِغَيْرِ نَفْسٍ اَوْ فَسَادٍ فِي الْاَرْضِ فَكَاَنَّمَا

قَتَلَ النَّاسَ جَمِيْعًا ؕ وَمَنْ اَحْيَاهَا فَكَاَنَّمَاۤ اَحْيَا النَّاسَ جَمِيْعًا ؕ وَلَقَدْ جَآءَتْهُمْ

رُسُلُنَا بِالْبَيِّنٰتِ ۫ ثُمَّ اِنَّ كَثِيْرًا مِّنْهُمْ بَعْدَ ذٰلِكَ فِي الْاَرْضِ لَمُسْرِفُوْنَ ﴿٣٢﴾

## તરજુમો :

*અને તેમને આદમ (અલૈ.)ના બે પુત્રોનો સાચો અહેવાલ સંભળાવ, જ્યારે બંનેએ નિયાઝ કરી કંઈક નિયાઝ (કુર્બાની) અને એકની કબૂલ થઈ અને બીજાની કબૂલ ન થઈ; કહ્યું, હું તને મારી નાંખીશ; તે બોલ્યો, અલ્લાહ કબૂલ કરે છે તો પરહેઝગારોથી. (૨૭) જો તું મારા ઉપર મારવા માટે હાથ ચલાવીશ, હું તારા ઉપર મારવા માટે હાથ ચલાવીશ નહીં, હું અલ્લાહથી ડરું છું જે સમગ્ર જહાનનો પરવરદિગાર છે. (૨૮) હું ઈચ્છું છું કે તું મારા ગુનાહ પ્રાપ્ત કરે અને પોતાના ગુનાહ, પછી તું દોઝખવાળાઓમાં થઈ જાય અને જાલિમોની આ જ સજા છે. (૨૯) પછી તેને તેના નફસએ પોતાના ભાઈની*

*હત્યા માટે રાજી કર્યો, પછી તેને મારી નાંખ્યો; બસ, નુકસાન ઉઠાવનારાઓમાં થઈ ગયો. (૩૦) પછી અલ્લાહે એક કાગડો મોકલ્યો જે જમીન ખોતરતો હતો, જેથી તેને બતાવે કઈ રીતે પોતાના ભાઈની લાશને છુપાવે છે; બોલ્યો, હાય અફસોસ ! મારાથી આટલું ન થઈ શક્યું કે આ કાગડા સમાન થાઉં કે હું પોતાના ભાઈની લાશને છુપાવું ! પછી પસ્તાવા લાગ્યો. (૩૧) આ જ કારણે; અમે બની ઈસ્રાઈલ ઉપર લખ્યું કે જે કોઈ એક વ્યક્તિની હત્યા કરે પ્રાણના બદલા વિના અથવા (તેણે) પ્રદેશમાં ફસાદ કરી ન હોવા છતાં તો જાણે તેણે સઘળા લોકોને મારી નાંખ્યા, અને જેણે એક જીવને જીવતો રાખ્યો તો જાણે બધા લોકોને જીવતા કરી દીધા, અને તેમની પાસે અમારો રસૂલ ખુલ્લા હુકમ લાવી ચૂક્યો છે, એના ઉપર પણ તેમનામાંથી ઘણા લોકો પ્રદેશમાં હાથ ઉઠાવે છે. (૩૨)*

## તફસીર :

અને (હે મુહમ્મદ ﷺ !) તમે તે અહલે કિતાબને (હઝરત) આદમ (અલૈ.)ના બે પુત્રો (એટલે કે, હાબિલ અને કાબિલ)નો કિસ્સો સાચી રીતે પઢીને સંભળાવો, (જેથી તેમનો નેક વ્યક્તિના વંશજો હોવાનો ઘમંડ નીકળી જાય, જેમકે તેઓ અમે અલ્લાહના પુત્રો છીએ, એવું કહી રહ્યા છે અને આ ઘટના તે સમયે બની હતી) જ્યારે કે બંનેએ (અલ્લાહ તઆલાના નામથી) એક એક નિયાઝ (કુર્બાની) રજૂ કરી અને તેમાંથી એકની (એટલે કે હાબિલની) તો કબૂલ થઈ ગઈ અને બીજાની (એટલે કે કાબિલની) કબૂલ ન થઈ (કારણ કે, જે મા'મલાના ફેંસલા માટે આ કુર્બાની ચઢાવવામાં આવી હતી, તેમાં હાબિલ હક ઉપર હતા, એટલા માટે તેમની કુર્બાની કબૂલ થઈ ગઈ અને કાબિલ હક ઉપર ન હતો, એટલા માટે તેની કુર્બાની કબૂલ ન થઈ. જો આવો ફેંસલો ન થયો હોત તો મા'મલો વધારે શંકાસ્પદ અને સંદિગ્ધ બની ગયો હોત, જ્યારે) તે બીજો (એટલે કે કાબિલ નિષ્ફળ થયો તો અકળાઈને) કહેવા લાગ્યો કે, હું ચોક્કસ તારી હત્યા કરી નાંખીશ, તે પ્રથમે (એટલે કે હાબિલે) જવાબ આપ્યો, (કે તારું નિષ્ફળ જવું તો તારી નાહક અને જૂઠી બાબતોની પૈરવી કરવાના કારણે છે, મારો શું વાંક-ગુનોહ? કારણ કે,) અલ્લાહ તઆલા પરહેઝગારોના અમલને કબૂલ કરે છે. (મેં તો પરહેઝગારી અપનાવી અને અલ્લાહના હુકમ ઉપર કાયમ રહ્યો, તેથી

અલ્લાહે મારી નિયાઝ કબૂલ કરી. તેં તકવાને છોડી દીધો અને અલ્લાહના હુકમોથી મોઢું ફેરવ્યું તેથી તારી નિયાઝ કબૂલ ન થઈ. બસ, તેમાં તારી ભૂલ છે કે મારી ? ન્યાય કર, પરંતુ જો આમ છતાં પણ તારો આવો જ ઈરાદો છે તો તું જાણી લે કે, મેં પાકો નિર્ધાર કરી લીધો છે કે) જો તું મારી હત્યા કરવા માટે હાથ લાંબો કરીશ તો પણ હું તને કતલ કરવા માટે કદાપિ તારા ઉપર હાથ લાંબો કરવાનો નથી. (કારણ કે,) હું તો સમગ્ર સૃષ્ટિના પરવરદિગારથી ડરું છું (કે તને કતલ કરવાનું એક કારણ પણ ઉપસ્થિત છે, એટલે કે તું મને કતલ કરવા ઈચ્છે છે, પરંતુ આ કારણ હજુ સુધી કોઈ અલ્લાહના સ્પષ્ટ હુકમ વડે મારા ઉપર જાહેર નથી થયું, એટલા માટે હું આવું બદલાનું કૃત્ય કરવું શિષ્ટાચારથી ખિલાફ સમજું છું અને તેમાં શંકાના કારણે અલ્લાહથી ડરું છું અને આ હિમ્મત તું જ બતાવે છે કે, તું મારી હત્યા કરવાનું કોઈ કારણ ઉપસ્થિત ન હોવા છતાં બલકે, તેની સ્પષ્ટ મનાઈ હોવા છતાં તું અલ્લાહથી નથી ડરતો) હું તો એવું ઈચ્છું છું કે, (મારાથી કોઈ ગુનાહનું કામ ન થાય ભલે મારા ઉપર કેટલાય જુલમ કેમ ન થાય, જેના કારણે) તું મારા ગુનાહો અને તારા ગુનાહો બધા તારા માથે રાખી દે, પછી દોઝખીઓમાં સામેલ થઈ જાય અને જુલમ કરનારાઓની આવી જ સજા હોય છે. બસ, (આમ તો પહેલેથી જ કાબિલ હાબિલને કતલ કરવાનો ઈરાદો કરી ચૂક્યો હતો અને જ્યારે એવું સાંભળ્યું કે, તે સ્વરક્ષણ પણ નહીં કરે તો તકાદો એ હતો કે, કાબિલ નરમ પડી ગયો હોત, પરંતુ નીડર થઈને હત્યાનું દુષ્કૃત્ય આચરવા માટે) તેને પોતાના નફ્સે પોતાના ભાઈની હત્યા કરવા પ્રોત્સાહિત કર્યો (પછી) અંતે તેને કતલ કરી જ નાંખ્યો, જેનાથી તે (કમ્બખ્ત) મોટું નુકસાન ઉઠાવનારાઓમાં સામેલ થઈ ગયો. (દુનિયામાં તો એ નુકસાન કે પોતાના બાવડાંનું બળ અને રૂહની રાહત અને ચૈન ગુમાવી બેઠો તથા આખિરતમાં એ નુકસાન થશે કે, તે સખત અઝાબમાં સપડાઈ જશે. હવે, જ્યારે હત્યા કરીને પરવારી ચૂક્યો તો હેરાન થઈ ગયો કે, લાશનું શું કરવું ? જેનાથી આ રહસ્ય છુપાયેલું રહે. કંઈ જ સમજમાં ન આવ્યું ત્યારે) પછી (અંતે) અલ્લાહ તઆલાએ એક કાગડો (ત્યાં) મોકલ્યો કે, તે (ચાંચ અને પંજાથી) જમીનને ખોતરતો હતો (અને ખોદીને એક બીજા મરેલા કાગડાને તે ખોદેલા ખાડામાં ધકેલીને તેના ઉપર માટી નાંખી દીધી.) જેથી (કાગડો) તે (કાબિલ)ને તા'લીમ આપે કે, પોતાના ભાઈ (હાબિલ)ની

લાશને કઈ રીતે છુપાવે ? (કાબિલે આ ઘટના જોઈને પોતાની જાતને ખૂબ તુચ્છ સમજી કે, મારામાં આ કાગડા જેટલી પણ બુદ્ધિ નથી અને પસ્તાવાથી) કહેવા લાગ્યો કે, અફસોસ ! મારી હાલત ઉપર ? શું હું આનાથી પણ ઉતરતી કક્ષાનો છું? અફસોસ ! હું આ કાગડા જેટલો જ બુદ્ધિશાળી હોત અને પોતાના ભાઈની લાશને છુપાવી (શક્યો) હોત (બસ, પોતાની આવી અપમાનિત સ્થિતિ ઉપર) ખૂબ લજ્જિત થયો. આ (ઘટનાના) કારણે; (આ બાબતથી નાહક હત્યા કરવી એક જઘન્ય અપરાધ સાબિત થાય છે) અમે (બધા જ સંબંધિત લોકોને સામાન્ય રીતે) બની ઈસ્રાઈલ ઉપર (ખાસ રીતે) આ (ફરમાન) લખી દીધું (એટલે કે નક્કી કરી દીધું) કે (નાહક હત્યા એટલો મોટો ગુનોહ છે કે) જે વ્યક્તિ કોઈ વ્યક્તિને કોઈ અન્ય વ્યક્તિના (હત્યાના) બદલા વિના (કે જેની તેણે નાહક હત્યા કરી છે) અથવા વિના કોઈ (અરાજકતા અને) ફસાદ કે જે પૃથ્વી ઉપર તેણે ફેલાવ્યું છે (મરનારની વિના વાંકે) હત્યા કરી નાંખે તો (અમુક કારણોસર આ એવો ગુનોહ થશે કે) જાણે તેણે સમગ્ર માનવજાતની હત્યા કરી નાંખી (અને અમુક કારણોસર જેણે હત્યાના ગુનાહની હિમ્મત કરીને અલ્લાહ તઆલાની નાફરમાની કરી, તેનાથી અલ્લાહ તઆલા નારાજ થયા અને તે દુનિયામાં કિસાસ–હત્યાનો બદલો આપવાનો હકદાર ઠર્યો. આખિરતમાં દોઝખનો પણ હકદાર ઠર્યો તથા આ કૃત્ય એક વ્યક્તિની અથવા એક હજાર વ્યક્તિની હત્યા કરવા સમાન થયું. મતલબ કે, આ સખત અને જઘન્ય અપરાધમાં બે અપવાદ એટલા માટે મૂક્યા છે કે, કિસાસ સ્વરૂપે કોઈને કતલ કરવો જાઈઝ છે. એ જ પ્રમાણે અન્ય સ્વરૂપ જે કોઈને કતલ કરવા માટેનું જાઈઝ સ્વરૂપ છે તેની રીત પણ આગળ ઉપર આવશે અને જે હરબી કાફિરો છે, જેમનું વર્ણન જિહાદના હુકમોમાં આવી ચૂક્યું છે, આ બધા પ્રકારો કતલ કરવાના જાઈઝ સ્વરૂપ હોવામાં સામેલ છે અને અમુક સ્વરૂપોમાં તો તે વાજિબ છે) અને (એ પણ લખી દીધું હતું કે, જે રીતે નાહક હત્યા કરવી મહાન ગુનોહ છે, તે સમગ્ર માનવજાતની હત્યા કરવા સમાન કૃત્ય છે બસ, એ જ પ્રમાણે કોઈ વાજિબ ન હોય એવી હત્યા થવાથી કોઈને બચાવી લે તો તે પણ એવો જ મહાન સવાબ છે કે) જે વ્યક્તિ કોઈ વ્યક્તિને બચાવી લે તો (તેને એવો સવાબ મળશે કે,) જાણે તેણે સમગ્ર માનવજાતને બચાવી લીધી (ગેરવાજિબની શરત એટલા માટે લગાવી છે કે, જે

વ્યક્તિને કતલ કરવો શરીઅતની રૂએ વાજિબ હોય છે તેની સિફારસ કરવી અથવા સહકાર આપવો હરામ છે અને આ વિષયની ગંભીરતા એનાથી સમજાય છે કે, જ્યારે કોઈને બચાવી લેવું આટલી મહાન બાબત છે તો ચોક્કસ કોઈની નાહક હત્યા કરવી કેટલું ધૃણાસ્પદ કૃત્ય હશે ! એટલા માટે તેના વર્ણન કરવાના ક્રમ અને વિષયની ગંભીરતા પણ مِنۡ اَجۡلِ ذٰلِکَ વિશે બરાબર થઈ ગઈ) અને બની ઈસ્રાઈલ પાસે (આ વિષય લખી દીધા પછી) અમારા ઘણા પયગમ્બરો પણ સ્પષ્ટ દલીલો (નુબુવ્વતની) લઈને આવ્યા (અને સમયાંતરે એના વિશે તાકીદ કરતા રહ્યા) પરંતુ ફરી તે (તાકીદ અને કાળજી) પછી પણ ઘણા બધા તેમાંથી દુનિયામાં અતિરેક કરનારા જ રહ્યા (અને તેમના ઉપર કંઈ જ અસર ન થઈ, એટલે સુધી કે, તેમાંથી અમુકે તો પોતે અંબિયા અલૈ.ની જ હત્યા કરી નાંખી).

## મસ્અલા અને બોધપાઠ :

### હાબિલ અને કાબિલનો કિસ્સો :

આ આયતોમાં અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને એવી સૂચના આપી છે કે, તમે અહલે કિતાબને તથા સમગ્ર ઉમ્મતને હઝરત આદમ (અલૈ.)ના બે પુત્રોનો કિસ્સો સાચે–સાચો સંભળાવી આપો.

કુર્આને કરીમ ઉપર નજર નાંખનારા જાણે છે કે, કુર્આને કરીમ કોઈ કિસ્સા–કહાણીઓ અથવા ઈતિહાસનું પુસ્તક નથી કે જેનો હેતુ કોઈ ઘટનાને પ્રથમથી અંત સુધી વર્ણન કરવાનો હોય, પરંતુ ભૂતકાળની ઘટનાઓ અને પાછલી ઉમ્મતોના અહેવાલો પોતાના પાલવમાં ઘણા બધા બોધપાઠો અને શિખામણો રાખે છે, જેના ઉપર શરીઅતના વિવિધ હુકમોનો આધાર હોય છે. આ લાભ નજર સમક્ષ રાખી કુર્આને કરીમની શૈલી દરેક સ્થળે એ છે કે, અમુક–અમુક સ્થળે કોઈ કિસ્સો અથવા ઘટના વર્ણન કરે છે અને મોટા ભાગે આખી ઘટના એક સ્થળે વર્ણન નથી થતી બલકે, તેનો જેટલો ભાગ એક સ્થળે એક હેતુ અનુસંધાને હોય છે, ઘટનાનો એટલો જ ટૂકડો વર્ણન કરવામાં આવે છે. હઝરત આદમ (અલૈ.)ના બે દિકરાઓનો આ કિસ્સો પણ આ જ શ્રેષ્ઠ શૈલીના આધારે વર્ણન કરવામાં આવી રહ્યો છે, તેમાં ઉપસ્થિત અને આવનારી પેઢીઓ

માટે ઘણી બધી ઈબ્રતો અને નસીહતો રહેલી છે અને તેના સંદર્ભથી ઘણા બધા શરીઅતના હુકમો તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

હવે, પ્રથમ કુર્આને કરીમના શબ્દોનો ખુલાસો અને તેના સંદર્ભ હેઠળ અસલ ઘટના જૂઓ, ત્યાર પછી તેનાથી સંબંધિત હુકમો અને મસ્અલાઓ વર્ણન થશે.

આ અગાઉ વર્ણન થઈ ચૂકેલી આયતોમાં બની ઈસ્રાઈલને જિહાદનો હુકમ અને તેમાં તેમની કાયરતા તથા બુઝદિલીનું વર્ણન હતું, આ ઘટનામાં તેનાથી બિલકુલ વિપરીત કોઈની નાહક અન્યાયપૂર્ણ હત્યાના જઘન્ય અપરાધ અને તેના વિધ્વંસક (ખરાબ) પરિણામોનો ઉલ્લેખ કરીને કૌમને મધ્યમ માર્ગ ઉપર લાવવાનો હેતુ છે, જે પ્રમાણે સચ્ચાઈના સમર્થનમાં અને અસત્યનો નાશ કરવામાં યુદ્ધ કરવાથી દૂર નાસવું અથવા અળગા રહેવું એક ભૂલ છે, એ જ પ્રમાણે કોઈની અન્યાયી અને નાહક હત્યા કરવી અથવા કોઈના ઉપર અન્યાયી યુદ્ધ થોપવાનું કૃત્ય પણ દુનિયા અને દીનની તબાહી અને બરબાદી છે.

પ્રથમ આયતમાં اِبْـنَـىْ اٰدَمَ નો શબ્દ ઉપસ્થિત છે. આમ તો દરેક વ્યક્તિ હઝરત આદમ (અલૈ.)ના પુત્રો છે, દરેકને ઈબ્ને આદમ કહી શકાય છે, પરંતુ જમહૂર તફસીરકાર ઉલમાના મતે આ સ્થળે اِبْنَىْ اٰدَمَ નો ભાવાર્થ હઝરત આદમ (અલૈ.)ના બે સગા પુત્રો હોવાનો ઉલ્લેખ થયો છે. એટલે કે, હાબિલ અને કાબિલ. અત્રે આ શબ્દ આ બંનેનો કિસ્સો વર્ણન કરવા માટે ઈરશાદ થયો છે.

## ઐતિહાસિક ઘટનાઓને વર્ણન કરવામાં કાળજી અને સચ્ચાઈ વાજિબ છે :

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَابْنَىْ اٰدَمَ بِالْحَقِّ "આ લોકોને હઝરત આદમ (અલૈ.)ના બે પુત્રોનો કિસ્સો સાચે–સાચા ઘટનાક્રમ સહિત સંભળાવી દો," તેમાં بِــالْـحَـقِّ (બિલ્હક્ક)નો શબ્દ ઐતિહાસિક રિવાયતોને વર્ણન કરવામાં એક મહત્ત્વનો સિદ્ધાંત પણ પ્રતિપાદિત કરે છે કે, ઐતિહાસિક ઘટનાઓ અને રિવાયતો વર્ણન કરવામાં ખૂબ કાળજી રાખવી જરૂરી છે, જેમાં ન તો કોઈ અસત્ય હોય, ન જ કોઈ અતિશયોક્તિ હોય, ન તો કોઈ દગાબાજી હોય અને ન જ મૂળ ઘટનામાં કોઈ પ્રકારનું પરિવર્તન અથવા વધારો–ઘટાડો કરવામાં આવ્યો હોય. *(ઈબ્ને કષીર)*

કુર્આને ફક્ત આ સ્થળે જ નહીં બલકે અન્ય બીજા અનેક સ્થળોએ પણ આ સિદ્ધાંત ઉપર કાયમ રહેવાનું માર્ગદર્શન આપ્યું છે. એક સ્થળે اِنَّ هٰـــذَا لَهُـــوَ الْقَصَصُ الْحَقُّ (૩:૬૨) બીજા સ્થળે نَحْنُ نَقُصُّ عَلَيْكَ نَبَأَ هُمْ بِالْحَقِّ (૧૮:૧૩) ત્રીજા સ્થળે ذٰلِكَ عِيْـسَى ابْـنُ مَـرْيَـمَ قَـوْلَ الْحَقِّ (૧૯:૩૪) આ બધા સ્થળોએ ઐતિહાસિક ઘટનાઓની સાથે શબ્દ "હક્ક" حَـــــقّ લાવીને એ બાબતનું મહત્ત્વ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, ઘટનાઓ નકલ કરતી વખતે સચ્ચાઈ અને હક્કને ધ્યાનમાં રાખવું જરૂરી છે. રિવાયતો અને ઘટનાઓના આધારે જે પ્રમાણે દુનિયામાં ખોટી માન્યતાઓ હોય છે, તે બધાનો આધાર સામાન્ય રીતે ઘટનાઓ વર્ણન કરવામાં કાળજી ન લેવાના કારણે હોય છે. થોડાક શબ્દો અને વિષય બદલી નાંખવાથી ઘટનાની વાસ્તવિકતા અને હકીકત બદલાઈ જાય છે. અગાઉ પસાર થઈ ચૂકેલી કૌમોના ધર્મો અને શરીઅતો આવી કાળજી ન લેવાના કારણે જ નાશ પામી અને તેમના ધાર્મિક પુસ્તકો અમુક અપ્રામાણિક અને અવાસ્તવિક વાર્તાઓ અને કિસ્સા-કહાણીઓના સંગ્રહ બનીને રહી ગયા. આ સ્થળે એક શબ્દ بِـــالْـحَقِّ (બિલ હક્ક)નો વધારો કરીને આ મહાન હેતુ તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

આ ઉપરાંત આ શબ્દમાં કુર્આને કરીમનું સંબોધન એ બાબતનું પણ માર્ગદર્શન કરે છે કે, રસૂલે કરીમ ﷺ જેઓ પોતે ઉમ્મી માત્ર છે અને હજારો વર્ષો પહેલાંની ઘટનાઓ બિલકુલ સત્ય અને સાચી વર્ણન કરી રહ્યા છે, તેનું કારણ વહી-એ-ઈલાહી અને નુબુવ્વત સિવાય અન્ય શું હોઈ શકે છે ?

આ પ્રસ્તાવના પછી આ બંને પુત્રોની ઘટના કુર્આને કરીમે આ પ્રમાણે વર્ણન કરી. اِذْقَـرَّبَـا قُـرْبَـانًـا فَتُـقُبِّلَ مِنْ اَحَدِهِمَا وَلَمْ يُتَقَبَّلْ مِنَ الْآخَرِ એટલે કે, આ બંનેએ અલ્લાહ તઆલા માટે પોત-પોતાની કુર્બાનીઓ રજૂ કરી, પરંતુ એકની જ કુર્બાની કબૂલ થઈ અને બીજાની કબૂલ ન થઈ.

શબ્દ "કુર્બાન" قُــــرْبَـــانْ અને શરીઅતની પરિભાષામાં તે ઝબહ કરેલા જાનવર વગેરેને કહેવામાં આવે છે કે જે અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરવા માટે કુર્બાન કરવામાં આવે છે.

આ કુર્બાની રજૂ કરવાની ઘટના જે સત્ય અને મજબૂત પ્રમાણો આધારે વર્ણન થઈ છે અને ઈબ્ને કષીરે તેને પુરોગામી ઉલમા અને નેક લોકોના સંયુક્ત

નિવેદનો ઠરાવ્યા છે તે એ છે કે, જ્યારે હઝરત આદમ અને હવ્વા (અલૈ.) દુનિયામાં આવ્યા તો અવલાદ જન્મવાનો ક્રમ શરૂ થયો. દરેક ગર્ભાધાનમાં બે બાળકો જન્મ્યા, એક પુત્ર અને એક પુત્રી. તે સમયે જ્યારે કે, હઝરત આદમ (અલૈ.)ની અવલાદમાં બહેન અને ભાઈઓ સિવાય કોઈ ન હતું અને ભાઈ-બહેનના પરસ્પર નિકાહ નથી થઈ શકતા, તો અલ્લાહ જલ્લ શા'નુહૂએ આવશ્યકતા પ્રમાણે આદમ (અલૈ.)ની શરીઅતમાં એ વિશિષ્ટ હુકમ લાગુ પાડ્યો હતો કે, એક ગર્ભાધાન (હમલ)થી જે છોકરો અને છોકરી પેદા થયા છે, તે પરસ્પર સગા ભાઈ-બહેન સમજવામાં આવશે અને તેમની વચ્ચે નિકાહ હરામ ઠરશે. પરંતુ બીજા વખતના ગર્ભાધાનથી જે બાળકો પેદા થાય છે, તે પ્રથમ હમલથી પેદા થયેલ છોકરી કે છોકરાના સગા ભાઈ-બહેનના હુકમમાંથી નથી. બલકે, તેમના દરમિયાન નિકાહનો સંબંધ જાઈઝ છે.

પરંતુ થયું એમ કે, આ પહેલા પુત્ર કાબિલની સાથે જે છોકરી પેદા થઈ તે સ્વરૂપવાન હતી અને બીજા પુત્ર હાબિલની સાથે પેદા થનારી પુત્રી ખૂબસૂરત ન હતી. જ્યારે નિકાહનો સમય આવ્યો ત્યારે, હાબિલની સાથે પેદા થનારી કદરૂપી પુત્રી કાબિલના ભાગે આવી જેથી કાબિલ નારાજ થઈને હાબિલનો દુશ્મન બની ગયો અને તે આગ્રહ કરવા લાગ્યો કે, મારી સાથે જે પુત્રી પેદા થઈ છે તે જ મારા નિકાહમાં આપવામાં આવે. હઝરત આદમ (અલૈ.)એ કાયદા પ્રમાણે તેને ન સ્વીકાર્યું અને હાબિલ તથા કાબિલ વચ્ચેનો મતભેદ દૂર કરવા માટે કુર્બાનીની શરત નક્કી કરી કે, આ છોકરી કુર્બાનીનો સ્વીકાર થનારના નિકાહમાં આપવામાં આવે ! કારણ કે, હઝરત આદમ (અલૈ.)ને વિશ્વાસ હતો કે, કુર્બાની તેની જ કબૂલ થશે, જેનો હક છે, એટલે કે હાબિલની.

તે યુગમાં કુર્બાની કબૂલ થવાની એક સ્પષ્ટ અને ખુલ્લી નિશાની એ હતી કે, આકાશેથી એક આગ આવતી અને કુર્બાનીને ખાઈ જતી હતી (બાળી નાંખતી હતી) અને જેની કુર્બાનીને આગ ન ખાય તો તે તેની કુર્બાની કબૂલ ન થવાની નિશાની ગણાતી હતી.

હવે, પરિસ્થિતિ એવી બની કે, હાબિલ પાસે ઘેટા-બકરાં હતા, તેણે એક ઉત્તમ ઘેટાની કુર્બાની કરી; કાબિલ ખેતી કરતો હતો, તેણે અમુક અનાજ-ઘઉં

વગેરે કુર્બાની માટે રજૂ કર્યા અને થયું એમ કે, નિયમ પ્રમાણે આકાશેથી આગ આવી અને હાબિલની કુર્બાનીને ખાઈ ગઈ અને કાબિલની કુર્બાની જેમની તેમ પડી રહી, તેનાથી કાબિલનો પોતાની નિષ્ફળતા ઉપર અપમાનિત થવાનો ગમ અને ગુસ્સો વધી ગયો, પછી તેનાથી રહી ન શકાયું અને ખુલ્લમ–ખુલ્લી રીતે તેણે પોતાના ભાઈને કહી દીધું, لَاَقْتُلَنَّكَ એટલે કે, "હું તારી હત્યા કરી નાંખીશ."

હાબિલે તે સમયે તો ગુસ્સાની વાતનો જવાબ ગુસ્સા સાથે આપવાના બદલે એક શાંત અને ઠંડો સૈદ્ધાંતિક જવાબ આપ્યો, જેમાં તેની હમદર્દી અને ભલાઈ પણ હતી કે, اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ એટલે કે, "અલ્લાહ તઆલાનો નિયમ એ જ છે કે, મુત્તકી–પરહેઝગારનો અમલ કબૂલ થાય છે, જો તમે તકવા (અલ્લાહનો ડર) અને પરહેઝગારી અપનાવી હોત તો તમારી કુર્બાની પણ કબૂલ થઈ હોત. તમે એવું નથી કર્યું, તો કુર્બાની કબૂલ નથી થઈ, તેમાં મારો શું વાંક–ગુનોહ ?"

આ વાર્તાલાપમાં ઈર્ષ્યાખોરની ઈર્ષ્યાનો ઈલાજ પણ વર્ણન થઈ ગયો છે કે, ઈર્ષ્યાળુને જ્યારે એવું દેખાય છે કે, કોઈ વ્યક્તિને અલ્લાહ તઆલાએ કોઈ ખાસ નેઅ્મત અર્પણ કરી છે, જે તે ઈર્ષ્યાળુને પોતાને મળી નથી ત્યારે તેણે પોતાની વંચિતતાને પોતાના કાર્યોની ઉણપ અને ગુનાહોના કારણે હોવાનું સમજવું જોઈએ અને તેનાથી તવબહ કરવાની ચિંતા કરવી જોઈએ. ન કે તે અન્યોની આ નેઅ્મતના છીનવાય જવાની ચિંતામાં પડી જાય, કારણ કે, એ તેના લાભના બદલે નુકસાનનું કારણ છે અને અલ્લાહ પાસે સ્વીકૃતિનો આધાર તકવો છે.

*(મઝહરી)*

## કબૂલિયત (કર્મની સ્વીકૃતી)નો આધાર નિખાલસતા અને તકવા (અલ્લાહના ડર) ઉપર છે :

અત્રે હાબિલ અને કાબિલની પરસ્પરની વાતચીતમાં એક એવું વાક્ય આવી ગયું છે, જે એક મહત્ત્વની સૈદ્ધાંતિક હેસિયત ધરાવે છે કે, "અમલો (કર્મો) અને ઈબાદતો કબૂલ થવાનો આધાર તકવા અને અલ્લાહના ડર ઉપર અવલંબિત છે," જેનામાં તકવો નથી, તેનો અમલ સ્વીકાર્ય નથી. આ કારણે પુરોગામી ઉલમાએ ફરમાવ્યું છે કે, આ આયત ઈબાદતગુજારો અને અમલ કરનારાઓ માટે

મોટી શિખામણ છે. એ જ કારણ હતું કે, હઝરત આમિર બિન અબ્દુલ્લાહ પોતાની વફાતના સમયે રડી રહ્યા હતા, લોકોએ વિનંતી કરી, "તમે તો સમગ્ર જીવન નેક અમલો અને અલ્લાહની ઈબાદતમાં મશ્ગૂલ રહ્યા, પછી રડવાનું શું કારણ છે ?" ફરમાવ્યું, "તમે આવું કહો છો પરંતુ મારા કાનોમાં અલ્લાહ તઆલાનો આ ઇરશાદ ગુંજી રહ્યો છે اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ મને કંઈ જ ખબર નથી કે, મારી ઈબાદતો કબૂલ થઈ પણ છે કે નહીં ?"

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે, "મને એવું યકીન થઈ જાય કે, મારો કોઈ અમલ અલ્લાહ તઆલાએ કબૂલ ફરમાવી લીધો, તો તે એવી નેઅ્મત છે કે જો સમગ્ર પૃથ્વી સોનાની બનીને મારા પોતાના કબજામાં આવી જાય તો પણ તેના મુકાબલામાં હું તેને લેશમાત્ર કિંમતી નહીં સમજું."

એ જ પ્રમાણે હઝરત અબૂદરદાઅ્ (રદિ.)એ ફરમાવ્યું કે, "જો એ વાત વિશ્વાસપૂર્વક નક્કી થઈ જાય કે, મારી એક નમાઝ અલ્લાહ તઆલાના ત્યાં કબૂલ થઈ ગઈ તો મારા માટે તે સમગ્ર દુનિયા અને તેની નેઅ્મતો કરતાં વધારે છે."

હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ એક વ્યક્તિને પત્રમાં એવી શિખામણ લખી કે, "હું તને તકવાની તાકીદ કરું છું, જેના વિના કોઈ અમલ કબૂલ નથી થતો અને તકવો ધારણ કરનારા સિવાય કોઈના ઉપર દયા કરવામાં આવતી નથી અને તેના વિના કોઈ વસ્તુ ઉપર સવાબ નથી મળતો. આ બાબતની વઅ્ઝ કરનારા તો ઘણા છે, પરંતુ અમલ કરનારા ઘણા થોડા છે."

હઝરત અલી મુર્તુઝા (રદિ.)એ ફરમાવ્યું કે, "તકવાની સાથે કોઈ નાનો અમલ પણ નાનો નથી અને જે અમલ કબૂલ થઈ જાય તે નાનો કઈ રીતે કહી શકાય છે ?"

*(ઈબ્ને કષીર)*

—————

—————————

———————————————

## અપરાધ અને સજાના અમુક કુર્આની કાયદાઓ

### આયતો : (સૂરએ માઇદહ : આયત નં. 33-34)

إِنَّمَا جَزَٰٓؤُا۟ ٱلَّذِينَ يُحَارِبُونَ ٱللَّهَ وَرَسُولَهُۥ وَيَسْعَوْنَ فِى ٱلْأَرْضِ فَسَادًا أَن يُقَتَّلُوٓا۟
أَوْ يُصَلَّبُوٓا۟ أَوْ تُقَطَّعَ أَيْدِيهِمْ وَأَرْجُلُهُم مِّنْ خِلَٰفٍ أَوْ يُنفَوْا۟ مِنَ ٱلْأَرْضِ ۚ
ذَٰلِكَ لَهُمْ خِزْىٌ فِى ٱلدُّنْيَا ۖ وَلَهُمْ فِى ٱلْءَاخِرَةِ عَذَابٌ عَظِيمٌ ﴿٣٣﴾ إِلَّا ٱلَّذِينَ
تَابُوا۟ مِن قَبْلِ أَن تَقْدِرُوا۟ عَلَيْهِمْ ۖ فَٱعْلَمُوٓا۟ أَنَّ ٱللَّهَ غَفُورٌ رَّحِيمٌ ﴿٣٤﴾

### તરજુમો :

*આ જ સજા છે તેમની જે લડે છે અલ્લાહથી અને તેના રસૂલથી અને મુલ્ક (પ્રદેશ)માં ફસાદ કરવા માટે દોડે છે કે તેમને કતલ કરવામાં આવે અથવા સૂળીએ ચઢાવવામાં આવે અથવા તેમના હાથ અને પગ વિરુદ્ધ દિશાએથી કાપવામાં આવે અથવા આ સ્થળેથી દૂર (દેશનિકાલ) કરવામાં આવે; આ તેમનું દુનિયાનું અપમાન છે અને તેમના માટે આખિરતમાં મોટો અઝાબ છે. (૩૩) પરંતુ જેમણે તમારા કાબૂ પામતા પહેલાં તવબહ કરી તો જાણી લો કે અલ્લાહ તઆલા બખ્શનારો મહેરબાન છે. (૩૪)*

### તફસીર :

જે લોકો અલ્લાહ તઆલા સાથે અને તેના રસૂલ (ﷺ) સાથે લડે અને (આ લડવાનો અર્થ એ છે કે,) પ્રદેશમાં ફસાદ (એટલે કે, અરાજકતા અને અશાંતિ) ફેલાવે છે (મતલબ કે, તેઓ લૂંટારા અથવા ડાકુ છે, એવા વ્યક્તિને લૂંટે છે કે જેની અલ્લાહના શરઈ કાનૂનથી રસૂલે કરીમ ﷺ દ્વારા રક્ષણની જાહેરાત થઈ છે કે આ કાનૂન હેઠળ તેમને રક્ષણ આપવામાં આવ્યું છે એટલે કે, મુસલમાનો અને જિમ્મીઓને લૂંટે અથવા કતલ કરી અરાજકતા ફેલાવે છે, તો તેને અંતે અલ્લાહ અને રસૂલ ﷺ સાથે લડવું કહેવામાં આવ્યું છે કે, તેણે અલ્લાહે આપેલી સુરક્ષાને તોડી નાંખી અને કારણ કે, રસૂલ ﷺ દ્વારા તેની જાહેરાત થઈ હતી એટલે તેનો સંબંધ રસૂલ ﷺ સાથે જોડી દીધો. મતલબ કે જે

લોકો આવું દુષ્કૃત્ય આચરે છે) તેમની એ જ સજા છે કે, (પ્રથમ સ્વરૂપમાં તો) તેમને કતલ કરવામાં આવે (અથવા હાલત એવી છે કે, તે ડાકુઓએ જો કોઈને મારી નાંખ્યો હોય અને માલ લૂંટી લેવાની નોબત ન આવી હોય) અથવા (બીજા સ્વરૂપની પરિસ્થિતિ ઊભી થઈ હોય તો તેમને) સૂળીએ ચઢાવવામાં આવે (અને જો તે પરિસ્થિતિ એ છે કે, તેમણે માલ પણ લઈ લીધો છે અને હત્યા પણ કરી છે) અથવા (જો ત્રીજા પ્રકારની પરિસ્થિતિ ઊભી થઈ હોય તો) તેમના હાથ-પગ વિરુદ્ધ દિશાએથી (એટલે કે, જમણો હાથ અને ડાબો પગ) કાપી નાંખવામાં આવે. (અને પરિસ્થિતિ એવી છે કે, ફક્ત માલ લઈ લીધો હોય, કોઈને કતલ ન કર્યો હોય) અથવા (ચોથા પ્રકારની પરિસ્થિતિ ઊભી થઈ હોય તો) પૃથ્વીમાં (આઝાદ અને સ્વતંત્ર ન રહેવા દઈ તેમને ત્યાં)થી કાઢી (મૂકીને જેલમાં મોકલી) દેવામાં આવે (આ તે હાલત છે કે, ન તો કોઈનો માલ લીધો હોય, ન જ કોઈને કતલ કર્યા હોય. માત્ર આવો ઈરાદો કર્યા પછી જ તેઓની ધરપકડ થઈ હોય.) આ (ઉપરોક્ત સજાઓ તો) તેમના માટે દુનિયાનું સખત અપમાન (અને ઝિલ્લત) છે અને તેમને આખિરતમાં (જે) મોટો અઝાબ થશે (તે તો અલગ). હા ! પરંતુ જે લોકો એ પહેલાં કે તેમની ધરપકડ કરવામાં આવે, તવબહ કરી લે તો (આ પરિસ્થિતિમાં) જાણી લો કે, બેશક ! અલ્લાહ તઆલા (પોતાના હકો) મા'ફ કરી દેશે (અને તવબહ કબૂલ કરવામાં) મહેરબાની ફરમાવી દેશે (મતલબ એ છે કે, ઉપર જે સજાઓ વર્ણન થઈ છે તે અલ્લાહની હદો અને મર્યાદાઓ સ્વરૂપે છે, જે બંદાઓના મા'ફ કરવાથી મા'ફ નથી થતી, બલકે એવી બાબતો છે કે જે હુકૂકુલ ઈબાદ અને કિસાસ સ્વરૂપે છે, જે બંદાના મા'ફ કરવાથી જ મા'ફ થાય છે. બસ, જ્યારે કે ધરપકડ પહેલાં તે લોકોએ તવબહ કરી હોવાનું સાબિત થઈ જાય, તો શિક્ષા રદ થઈ જશે. જે અલ્લાહના હકો હતા તે મા'ફ થઈ જશે, પરંતુ જે બંદાના હકો બાકી રહી ગયા છે બસ, જો કોઈનો માલ લીધો હોય તો તેની જામીનગીરી આપવી પડશે અને જો કોઈની હત્યા કરી હશે તો તેનો કિસાસ લેવામાં આવશે, પરંતુ આ જામીનગીરી, વળતર કે કિસાસ મા'ફ કરવાનો હક ફક્ત તે હકદાર કે જેનો માલ લૂંટાયો છે તે અથવા જેની હત્યા કરવામાં આવી છે તેના શરઈ વારસદારોને જ છે).

## મસ્અલા અને બોધપાઠ :

### કુર્આનના કાયદાઓની આશ્ચર્યજનક ક્રાંતિકારી વર્ણનશૈલી :

પ્રથમ આયતોમાં હાબિલની હત્યાના કિસ્સા દ્વારા તે કૃત્ય એક મહાન અપરાધ હોવાનું વર્ણન થયું હતું. ઉપરોક્ત આયતોમાં અને ત્યારબાદની આયતોમાં ખૂનામરકી, લૂંટમાર, ડાકુગીરી અને ચોરીની શરઈ સજાઓનું વર્ણન છે. લૂંટફાટ અને ચોરીની સજાઓ વચ્ચે અલ્લાહનો ડર અને તેના આજ્ઞાપાલન દ્વારા તેની નિકટતા પ્રાપ્ત કરવાનું પ્રોત્સાહન આપવામાં આવ્યું છે. કુર્આને કરીમની આ વર્ણનશૈલી અત્યંત રસપ્રદ રીતે માનસિક ક્રાંતિ જન્માવનારી છે કે, તે દુનિયાના કાયદાઓના પુસ્તકોની કલમોની જેમ ફક્ત ગુનાહ અને સજાના વર્ણન કરવાને પૂરતું સમજતું નથી. બલકે, દરેક ગુનાહ અને સજાની સાથે અલ્લાહનો ડર અને આખિરત તરફ ધ્યાન કેન્દ્રિત કરાવી મનુષ્યની દિશા અને દશાને એક એવી દુનિયા તરફ વાળવામાં આવે છે, જેની કલ્પના માત્ર તેને દરેક ઉણપ અને ગુનાહોથી પવિત્ર કરી આપે છે. જો પરિસ્થિતિ અને ઘટનાક્રમ ઉપર વિચાર કરવામાં આવે તો સાબિત થશે કે, અલ્લાહનો ડર અને આખિરતની કલ્પના વિના દુનિયાનો કોઈ કાયદો, પૉલીસ અથવા લશ્કર દુનિયામાં અપરાધ સમાપ્ત કરવાની જામીનગીરી આપી શકતા નથી. કુર્આને કરીમની આ જ હિકમતપૂર્ણ શૈલી અને રસપ્રદ વર્ણન પદ્ધતિ છે, જેણે દુનિયામાં ક્રાંતિ સર્જી દીધી અને એવા મનુષ્યોનો એક એવો સમાજ પેદા કર્યો જે પોતાની પવિત્રતામાં ફરિશ્તાઓ કરતાં ઉચ્ચ સ્થાને બિરાજે છે.

### શરઈ સજાઓના ત્રણ પ્રકારો :

લૂંટફાટ અને ચોરીની શરઈ સજાઓ જેનું વર્ણન પ્રસ્તુત આયતોમાં છે, તેની વિગતો અને સંબંધિત આયતોની તફસીર વર્ણન કરતા પહેલાં યોગ્ય છે કે, આ સજાઓ વિશે શરઈ પરિભાષાની અમુક સ્પષ્ટતા કરવામાં આવે, જેનાથી અજ્ઞાનતાના કારણે ઘણા ભણેલા-ગણેલા લોકો પણ શંકાનો શિકાર બની જાય છે. દુનિયાના સામાન્ય કાયદાઓમાં અપરાધની બધી સજાઓને સંબંધિત કલમો (Criminal procedure code)નું નામ આપવામાં આવે છે. ભલે તે કોઈપણ ગુનાહ વિશે હોય, જેમકે ભારતના બંધારણ અનુસાર ફલાણી કલમ,

પાકિસ્તાનના બંધારણની ફલાણી કલમ વગેરે નામોથી જે પુસ્તકો પ્રકાશિત થઈ રહ્યા છે, તેમાં દરેક પ્રકારના અપરાધોની દરેક પ્રકારની સજાઓ વર્ણન થઈ હોય છે પરંતુ શરીઅતે ઈસ્લામમાં એવું નથી. બલકે, અપરાધની સજાઓમાં ત્રણ પ્રકાર ઠરાવવામાં આવ્યા છે.

એક "શરઈ હદ", બીજું "કિસાસ" અને ત્રીજું "બંધારણ" આ ત્રણ પ્રકારોની વ્યાખ્યા અને અર્થ સમજવા માટે એ વાત જાણી લેવી જરૂરી છે કે, જે ગુનાહોથી કોઈ અન્ય વ્યક્તિને તકલીફ અથવા નુકસાન ઉઠાવવું પડે છે, તેનાથી મખ્લૂક ઉપર પણ જુલમ થાય છે અને અલ્લાહની પણ નાફરમાની થાય છે. એટલા માટે દરેક એવા ગુનાહમાં હુકૂકુલ્લાહ (અલ્લાહના હકો) અને હુકૂકુલ ઈબાદ (બંદાના હકો) બંને સામેલ હોય છે અને આવું કૃત્ય આચરનાર બંનેનો ગુનેહગાર બને છે.

અમુક ગુનાહોમાં હુકૂકુલ ઈબાદને વધારે મહત્ત્વ આપવામાં આવે છે અને અમુકમાં અલ્લાહના હકનું સ્વરૂપ વધારે સ્પષ્ટ હોય છે અને હુકમોમાં કાર્યનો આધાર આ જ સ્વરૂપો ઉપર રાખવામાં આવ્યો છે.

બીજી એ બાબત જાણવી જરૂરી છે કે, શરીઅતે ઈસ્લામે ખાસ-ખાસ ગુનાહો સિવાય અન્ય ગુનાહો માટે સજાઓનું કોઈ માપદંડ નક્કી નથી કર્યું, બલકે કાજી (ઈસ્લામિક કૉર્ટના ન્યાયાધીશ)ને એવો અધિકાર આપ્યો છે કે, દરેક યુગમાં, દરેક સ્થળે અને દરેક માહોલ પ્રમાણે, જેને જેટલી સજા આપવી જરૂરી સમજવામાં આવે તેને તે ગુનાહ માટે લાગુ કરવામાં આવે. એ પણ જાઈઝ છે કે, દરેક સ્થળે અને દરેક યુગમાં ઈસ્લામી હુકૂમત શરઈ કાયદાઓ ધ્યાનમાં રાખીને કાજીઓના અધિકાર ઉપર કોઈ મર્યાદા કે પાબંદી લગાવી આપે અને ગુનાહો અને ખાસ સજાઓનું કોઈ ચોક્કસ માપદંડ આપીને તેને તેનો પાબંદ બનાવી આપે, જેમકે અગાઉના વીતી ગયેલા યુગમાં એવું જ થતું રહ્યું છે અને હાલના સમયે બધા જ દેશોમાં લગભગ આ જ સ્વરૂપ પ્રચલિત છે.

હવે સમજો કે, જે ગુનાહોની સજા કુર્આન અને સુન્નતે નક્કી નથી કરી બલકે, શાસકોની મુનસફી (વિવેકબુદ્ધિ) ઉપર છોડી દીધી છે, તે સજાઓને શરીઅતની પરિભાષામાં "તા'ઝીરાત" કહેવામાં આવે છે અને જે ગુનાહોની

સજાઓ કુર્આન અને સુન્નતે નક્કી કરી દીધી છે તે બે પ્રકારો ઉપર આધારિત છે. એક તે, જેમાં અલ્લાહ તઆલાને ગાલિબ (સર્વોપરી) ઠરાવવામાં આવ્યો છે, તેવી સજાને "હદ" કહેવામાં આવે છે, જેનું બહુવચન "હુદૂદ" છે. બીજી તે, જેમાં હુકૂકુલ ઈબાદને શરીઅતની રૂએ મહત્તમ માનવામાં આવે છે, એવી સજાને "કિસાસ" કહેવામાં આવે છે. કુર્આને કરીમે, "હુદૂદ" અને "કિસાસ"નું વર્ણન સંપૂર્ણ સ્પષ્ટતાથી વિગતવાર પોતે કરી આપ્યું છે. બાકીના "તા'ઝીરી" ગુનાહોની સજાની વિગતોનું વર્ણન રસૂલે કરીમ ﷺ અને જે તે સમયના શરઈ શાસકોની મુનસફી ઉપર છોડવામાં આવ્યું છે.

ખુલાસો એ છે કે, કુર્આને કરીમે જે ગુનાહોની સજાને હુકૂકુલ્લાહ તરીકે નક્કી કરીને લાગુ પાડી છે, તેને "હુદૂદ" કહેવામાં આવે છે અને જેને હુકૂકુલ ઈબાદ તરીકે જાહેર કરી છે, તેને "કિસાસ" કહેવામાં આવે છે અને જે ગુનાહોની સજા નક્કી નથી કરી તેને "તા'ઝીર" કહેવામાં આવે છે. સજાના આ ત્રણ પ્રકારોના હુકમો ઘણી બધી બાબતોમાં વિવિધ પ્રકારના છે, જે લોકો પોતાના પ્રચલિત બોલચાલના આધારે દરેક ગુનાહની સજાને તા'ઝીર કહે છે અને શરીઅતની પરિભાષામાં તફાવત નથી કરતા, એના કારણે તેને શરીઅતના હુકમોમાં મોટા ભાગે ઘણી ભૂલોનો સામનો કરવો પડે છે.

તા'ઝીરી સજાઓ પરિસ્થિતિ અનુસાર ઓછામાં ઓછી અને હળવી પણ કરી શકાય છે અને અતિ કઠોર તથા ભારે પણ; અને એ જ રીતે મા'ફ પણ થઈ શકે છે. તેમાં ઈસ્લામી હુકૂમતના શાસકોના અધિકારો ખૂબ વિશાળ છે પરંતુ હુદૂદમાં કોઈ હુકૂમત અથવા કોઈ શાસક અથવા અમીરને નાનું સરખું પરિવર્તન અથવા સુધારો-વધારો કરવાની પણ પરવાનગી નથી અને ન તો સ્થળ અથવા યુગ બદલાવાથી આ સજાઓ ઉપર કોઈ અસર પડે છે, ન જ કોઈ અમીર અથવા શાસક તેને મા'ફ કરવાનો અધિકાર ધરાવે છે. શરીઅતે ઈસ્લામમાં હુદૂદ ફક્ત પાંચ છે. ડાકુગીરી (લૂંટફાટ), ચોરી, વ્યભિચાર, વ્યભિચારનો આક્ષેપ (તોહમત)ની સજાઓ કુર્આને કરીમની "નસ"થી સાબિત થયેલ છે અને પાંચમી દારૂ પીવાની હદ (સજા) છે, જે સહાબએ કિરામ (રદિ.)ના ઈજ્માઅ્થી સાબિત થયેલ છે. આ પ્રમાણે કુલ પાંચ ગુનાહોની સજાઓ નક્કી થઈ ગઈ, જેને "હુદૂદ" કહેવામાં આવે છે. આ સજાઓ જે રીતે કોઈ શાસક અથવા અમીર મા'ફ નથી

કરી શકતો, એ જ પ્રમાણે તવબહ કરી લેવાથી પણ તેની દુનિયવી સજામાં મા'ફી નથી થતી. હા ! આખિરતનો ગુનોહ નિખાલસ તવબહ કરવાથી મા'ફ થઈને ત્યાંનું ખાતું સ્વચ્છ થઈ જાય છે, તેમાં ફક્ત લૂંટફાટની સજામાં એક અપવાદ છે કે, જો ડાકુ પોતાની ધરપકડ થતા પહેલાં તવબહ કરી લે અને પોતાની લૂંટફાટનો ભોગ બનેલાઓના અધિકારો પૂરા કરે, તો પણ આ હદ રદ થઈ જાય છે. ધરપકડ કર્યા પછી તવબહ ભરોસાપાત્ર નથી, તે ઉપરાંત અન્ય 'હદો' તવબહથી પણ દુનિયાના હકમાં મા'ફ નથી થતી, ભલે આ તવબહ ધરપકડ પહેલાં કરી હોય અથવા પછી કરી હોય. બધા જ તા'ઝીરી અપરાધોમાં હક પ્રમાણે સિફારસો સાંભળી શકાય છે. અલ્લાહની હદોમાં સિફારસ કરવી જાઇઝ પણ નથી અને તેનું સાંભળવું પણ જાઇઝ નથી. રસૂલે કરીમ ﷺએ એની સખત મનાઈ કરી છે. હુદૂદની સજાઓ સામાન્ય રીતે ઘણી કઠોર હોય છે અને તેને લાગુ પાડનાર કાયદો પણ ઘણો કઠોર હોય છે, તેમાં કોઈપણ પ્રકારનો ફેરફાર કે વધારો-ઘટાડો કરવાની કોઈને પરવાનગી નથી, ન જ અન્ય કોઈ આ સજા મા'ફ કરી શકે છે. જ્યાં સજા અને કાયદાની આ કડકાઈ રાખવામાં આવી છે, ત્યાં જ મા'મલાને મધ્યમમાર્ગી બનાવવા માટે અપરાધ અને અપરાધની સંપૂર્ણ સાબિતી માટે શરતો પણ અત્યંત કડક અને કઠણ રાખવામાં આવી છે. આ શરતોમાંથી કોઈ એક શરત પણ ઓછી હશે તો 'હદ' (સજા) રદ થઈ જશે. બલકે, નાની સરખી શંકા પણ સાબિતીમાં જોવામાં આવે તો "હદ" રદ થઈ જશે. ઈસ્લામનો અડગ સ્થાયી કાયદો એમાં આ પ્રકારે છે કે, اَلْحُدُوْدُ تَنْدَرِءُ بِالشُّبُهَاتِ એટલે કે, "હદને સામાન્ય શંકાથી પણ રદ કરવામાં આવે."

અત્રે એ પણ સમજી લેવું જોઈએ કે, જે સ્વરૂપોમાં શરીઅતની હદ કોઈ શંકા અથવા કોઈ શરત પૂરી ન થતી હોવાના કારણે રદ થઈ જાય ત્યારે એ જરૂરી નથી કે, ગુનેહગારને ખુલ્લી છૂટ મળી જાય, જેનાથી તે ગુનાહ કરવાની વધારે હિમ્મત કરે. બલકે, શાસક તેને યોગ્ય પરિસ્થિતિ પ્રમાણે તા'ઝીરી સજા આપી શકે છે અને શરીઅતની તા'ઝીરી સજાઓ પણ મોટે ભાગે શારીરિક સજાઓ હોય છે, જેમાં દાખલો બેસાડવા માટે અને અપરાધોને સંપૂર્ણ રીતે નેસ્તો-નાબૂદ કરવા માટેની જોગવાઈ હોય છે. કલ્પના કરો કે, વ્યભિચારની સાબિતી માટે ફક્ત ત્રણ ગવાહો મળ્યા અને ગવાહો સાચા છે, તેમના ઉપર જૂઠું બોલવાની કોઈ શંકા નથી

થઈ શકતી, પરંતુ શરીઅતના કાયદાની રૂએ ચોથો ગવાહ ન હોવાના કારણે તેના ઉપર શરીઅતની હદ (સજા) લાગુ નહીં થાય પરંતુ તેનો એ અર્થ નથી કે, તે વ્યભિચારીને ખુલ્લી છૂટ આપવામાં આવે, બલકે, જે તે સમયનો ઈસ્લામી શરીઅતનો શાસક તેને યોગ્ય તા'ઝીરી સજા આપશે, જે કોરડા લગાવવાના સ્વરૂપમાં હશે અથવા ચોરીની સાબિતી માટે જે શરતો નક્કી છે, તેમાં કોઈ સુધારો અથવા શંકા પેદા થવાના કારણે તેના ઉપર શરીઅતની હદ એટલે કે, હાથ કાપવાની સજા લાગુ નથી પાડી શકાતી, ત્યારે તેનો એ અર્થ નથી કે, તે બિલકુલ સ્વતંત્ર થઈ ગયો. બલકે, તેને અન્ય તા'ઝીરી સજાઓ પરિસ્થિતિઓ અનુસાર આપી શકાય છે.

"કિસાસ"ની સજા પણ "હુદૂદ"ની જેમ કુર્આનમાં નક્કી છે કે, જીવના બદલામાં જીવ લેવામાં આવશે અને ઈજાના બદલામાં તે પ્રમાણેની ઈજા આપવાની સજા આપવામાં આવશે. પરંતુ તફાવત એ છે કે, હુદૂદને અલ્લાહ તઆલાની નક્કી કરેલી સજા સ્વરૂપે લાગુ પાડવામાં આવી છે. જો હકદાર માણસ મા'ફ કરવા ઈચ્છે તો પણ તે મા'ફ નહીં થાય અને સજા રદ નહીં થાય. દાખલા તરીકે, જેનો માલ ચોરી કર્યો છે, તે મા'ફ પણ કરી દે તો ચોરીની શરઈ સજા મા'ફ નહીં થાય. એનાથી વિપરીત કિસાસની સજા કે તેને બંદાના હક સ્વરૂપે કુર્આન અને સુન્નતે હુદૂદથી ઉપરવટ ઠરાવ્યું છે. એ જ કારણ છે કે, હત્યાનો ગુનોહ હત્યારા ઉપર સાબિત થઈ ગયા પછી પણ અધિકાર મરણ પામેલ વ્યક્તિના વારસદારોના હવાલે કરવામાં આવે છે કે, તે ઈચ્છે તો કિસાસ (વળતર) લઈ લે અને જો તે ઈચ્છે તો હત્યારાને ઈસ્લામી શરીઅતના માધ્યમથી મૌતની સજા અપાવે અથવા તો બિલકુલ મા'ફ કરી દે.

એ જ પ્રમાણે ઈજાના કિસાસમાં પણ આવી જ પરિસ્થિતિ છે. આ વાત તમે આ અગાઉ જાણી ચૂક્યા છો કે, 'હદ' અથવા 'કિસાસ' રદ થઈ જવાથી એ જરૂરી નથી કે, ગુનેહગારને ખુલ્લી છૂટ મળી જાય બલકે, જે તે સમયનો શાસક તેને તા'ઝીરી સજા જેટલી યોગ્ય સમજે, આપી શકે છે. એટલા માટે એ શંકા ન કરવી જોઈએ કે, હત્યાનો ગુનેહગાર તેના હાથે હત્યા થયેલ વારસદારોના મા'ફ કરવાથી છોડી દેવામાં આવે. જો આવું થશે તો હત્યારાઓની હિમ્મત વધી જશે અને હત્યાની વારદાતો સામાન્ય થઈ જશે. કારણ કે, તે વ્યક્તિનો જીવ લેવો તો

જેની હત્યા થઈ છે તેના વારસદારોનો હક હતો, પરંતુ તેમણે તો મા'ફ કરી દીધું પરંતુ હવે જે તે સમયની ઈસ્લામિક સરકાર બીજા લોકોની સુરક્ષા માટે એ અધિકાર ધરાવે છે કે, તેને આજીવન કેદની સજા આપીને આ ભયને દૂર કરી આપે.

અહીંયાં સુધી શરીઅતની સજાઓ, હુદૂદ, કિસાસ અને તા'ઝીરાતની ઈસ્લામિક પરિભાષા તથા તેના સંદર્ભમાં જરૂરી જાણકારીનું વર્ણન થયું. હવે, તેના વિશેની આયતોની તફસીર અને હુદૂદની વિગત જોઈ લઈએ. પ્રથમ આયતમાં એવા લોકોની સજાનું વર્ણન છે, જે અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ સાથે મુકાબલો અને યુદ્ધ કરે છે અને પૃથ્વીમાં ફસાદ ફેલાવી અરાજકતા ફેલાવે છે.

અહીંયાં પ્રથમ વાત વિચારવા યોગ્ય એ છે કે, અલ્લાહ અને રસૂલ ﷺ સાથે યુદ્ધ અને પૃથ્વી ઉપર ફસાદ ફેલાવવાનો શું અર્થ છે ? અને કોણ લોકો તેના હુકમ હેઠળ આવે છે ? શબ્દ مُحَارَبَةُ એ શબ્દ حَرْبٌ થી બન્યો છે અને તેનો અસલી અર્થ "મિટાવી દેવું" અથવા "ઝૂંટવી લેવું" થાય છે અને રૂઢિપ્રયોગમાં આ શબ્દ سَلَمْ ના વિરુદ્ધાર્થી તરીકે ઉપયોગ થાય છે, જેનો અર્થ "શાંતિ અને સલામતી" છે. હવે, જાણ થઈ કે حَرْبٌ નો અર્થ "અશાંતિ અને અરાજકતા ફેલાવવા"નો થાય છે. દેખીતું છે કે, એકાદ–બે હત્યા અથવા ચોરીની ઘટનાઓ જાહેર શાંતિના ભંગનું કારણ નથી બનતી બલકે, આવી પરિસ્થિતિ ત્યારે જ ઊભી થાય છે, જ્યારે કે, કોઈ શક્તિશાળી ગૃપ, ડાકુગીરી અથવા હત્યા કરવા માટે ઊભી થાય. એટલા જ માટે ફુકહાએ આ સજાના હકદાર ફક્ત તે ગેંગ અથવા વ્યક્તિને ઠરાવ્યા છે, જે શસ્ત્રસજ્જ થઈને સામાન્ય નાગરિકોને લૂંટે છે અને હુકૂમતના કાયદા–કાનૂનોને પોતાની શક્તિથી તોડવા ઇચ્છે છે, જેને બીજા શબ્દોમાં "બગાવત" (વિદ્રોહ) પણ કહેવામાં આવે છે. સામાન્ય વ્યક્તિગત અપરાધ કરનાર ચોર અથવા ખિસ્સાકાતરુ વગેરે તેમાં સામેલ નથી.

*(તફસીરે મઝહરી)*

બીજી વાત અત્રે એ ધ્યાન આપવા યોગ્ય છે કે, આ આયતમાં مُحَارَبَةُ નો અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ સાથે સંબંધ જોડવામાં આવ્યો છે. જ્યારે કે ડાકુગીરી અથવા બગાવત કરનાર જેઓ ઈસ્લામી શાસનનો મુકાબલો અથવા

બળવો કરે છે તે નાગરિકો ઉપર અત્યાચાર કરે છે, પરંતુ જ્યારે કોઈ શક્તિશાળી ગેંગ સંપૂર્ણ બળપૂર્વક અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺના કાયદાઓને તોડવા ઈચ્છે છે, તો જો કે જાહેરમાં તેમનો મુકાબલો સામાન્ય જનતા અને નાગરિકો વચ્ચે હોય છે, પરંતુ વાસ્તવમાં તેમનું યુદ્ધ હુકૂમત સામે જ હોય છે અને ઈસ્લામી હુકૂમતમાં અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના કાનૂન લાગુ પાડવામાં આવ્યા હોય ત્યારે તેમણે આ ડાકુગીરી અને બગાવત પણ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ સાથે જ કરેલી કહેવાશે.

ખુલાસો એ છે કે, પ્રથમ આયતમાં જે સજાનું વર્ણન છે, તે એવા ડાકુઓ અને બાગીઓ ઉપર લાગુ પડે છે, જેઓ પોતાની સામૂહિક શક્તિ સાથે આક્રમણ કરીને જાહેર શાંતિ અને સલામતીનો ભંગ કરે છે અને હુકૂમતના કાયદાઓને જાહેરમાં તોડવાનો પ્રયત્ન કરે છે અને દેખીતું છે કે, તેના વિવિધ સ્વરૂપો હોઈ શકે છે, જેમકે માલ લૂંટી લેવો, આબરૂ ઉપર હુમલો કરવો, હત્યા કરવી, ખૂનામરકી કરવી.... આ બધું જ તેના ભાવાર્થમાં સામેલ છે. એટલે مقاتله અને محاربه શબ્દ વચ્ચેના તફાવતની જાણ થઈ કે, શબ્દ مُقَاتَلَةُ (મુકાતલહ) ખૂનરેજ લડાઈઓને કહેવામાં આવે છે. ભલે તેમાં કોઈની હત્યા થાય કે ન થાય અને ભલે તેમાં માલ લૂંટાય કે ન લૂંટાય અને શબ્દ مُحَارَبَةُ (મુહારબહ) બળપૂર્વક અશાંતિ ફેલાવી જાહેર સલામતીનો ભંગ કરી અરાજકતા ફેલાવવાનું નામ છે. એટલા માટે આ શબ્દ સામૂહિક શક્તિથી સામાન્ય જનતાના જાન-માલ અને આબરૂમાંથી કોઈ વસ્તુ ઉપર આક્રમણ કરવા માટે ઉપયોગ થાય છે, જેને લૂંટફાટ, ડાકુગીરી અથવા બગાવત વગેરેથી ઓળખવામાં આવે છે.

આ ગુનાહની સજા કુર્આને કરીમે પોતે નક્કી કરી છે અને અલ્લાહના હક અનુસાર સરકારી અપરાધ તરીકે પણ લાગુ પાડી છે, જેને શરીઅતની પરિભાષામાં "હદ" (સજા) કહેવામાં આવે છે. હવે, સાંભળો કે, ડાકુગીરી અને લૂંટમારની શરઈ સજા શું છે ? પ્રસ્તુત આયતમાં લૂંટમારની ચાર સજાઓ નક્કી કરવામાં આવી છે.

اَنْ يُّقَتَّلُوْا اَوْيُصَلَّبُوْا اَوْتُقَطَّعَ اَيْدِيْهِمْ وَاَرْجُلُهُمْ مِنْ خِلَافٍ اَوْيُنْفَوْا مِنَ الْاَرْضِ

એટલે કે, "તેમને કતલ કરવામાં આવે અથવા શૂળી (ફાંસી)એ ચઢાવવામાં આવે, અથવા તેમના હાથ અને પગ વિરુદ્ધ દિશાએથી કાપી નાંખવામાં આવે અથવા

તેમને દેશ નિકાલો આપવામાં આવે.'' તેમાંથી પ્રથમ ત્રણ સજાઓમાં مُبَالَغَة (મુબાલગા)નો શબ્દ بَابِ تَفْعِيْل (બાબે તફઈલ)થી ઉપયોગ થયો છે, જે تَكْرَارِ فِعْل (તકરારે ફિઅ્લ) કોઈ કાર્યને વારંવાર અને સાતત્ય જાળવી સખત રીતે કરવામાં આવતું હોવાની દલીલ કરે છે, તેમાં બહુવચનના ક્રિયાપદનો ઉપયોગ કરીને એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે, તેમને કતલ કરવા અથવા શૂળી ઉપર ચઢાવવા અથવા હાથ–પગ કાપવા સામાન્ય સજાઓની જેમ નથી કે, જે પ્રમાણે કોઈ એક વ્યક્તિ ઉપર અપરાધ સાબિત થવાથી ફક્ત તે વ્યક્તિ ઉપર સજા લાગુ પાડવામાં આવે છે. બલકે, આ ગુનોહ કોઈ (ડાકુની) ગેંગમાંથી કોઈ એક વ્યક્તિથી પણ થઈ ગયો તો પૂરે–પૂરી આખી ગેંગને કતલ કરવા અથવા શૂળીએ ચઢાવવા અથવા હાથ–પગ કાપવાની સજા આપવામાં આવશે.

વળી, આનાથી એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે કે, આ કતલ કરવું અથવા શૂળીએ ચઢાવવું વગેરે કિસાસ સ્વરૂપે નથી કે, જેમાં માર્યા ગયેલ વ્યક્તિના વારસદારોના મા'ફ કરવાથી મા'ફ થઈ જશે. બલકે, આ શરઈ હદની સજા અલ્લાહ તઆલાએ લાગુ પાડેલ હદ સ્વરૂપે આપવામાં આવશે. જે લોકોને નુકસાન પહોંચાડ્યું છે જો તેઓ મા'ફ પણ કરી દે તો પણ શરઈ રૂએ તેમની સજા મા'ફ થશે નહીં. આ બંને હુકમો تَفْعِيْل ના ક્રિયાપદમાં ઉલ્લેખ કરવાથી નક્કી થાય છે. *(તફસીરે મઝહરી વગેરે)*

ડાકુગીરીની આ ચાર સજાઓ શબ્દ اَوْ (અવ) સાથે વર્ણન થઈ છે, જે અમુક વસ્તુઓમાં અધિકાર આપવા માટે પણ ઉપયોગ થાય છે અને કોઈ વસ્તુની વહેંચણી માટે પણ; એટલા માટે ઉમ્મતના ફુક્હા, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)ના એક સમૂહે શબ્દ اَوْ (અવ)ને પસંદગી કરવાના અર્થમાં ઠરાવીને નક્કી કર્યું છે કે, આ ચાર સજાઓમાં ઈમામ અથવા અમીરને શરઈ રીતે અધિકાર આપવામાં આવ્યો છે કે, ડાકુઓની તાકાત તેમના ગુનાહોની અને અપરાધોની કક્ષા તથા તેમણે લોકોમાં ફેલાવેલા ભયને નજર સમક્ષ રાખી તેમની પરિસ્થિતિ પ્રમાણે તેમના માટે આ ચાર સજાઓમાંથી કોઈ એક લાગુ કરે.

સઈદ બિન મુસયબ (રદિ.), અતાઅ્ (રદિ.), હસન બસરી, ઝહ્હાક, નખઈ, મુજાહિદ (રહ.) અને ચારે ઈમામો (રહ.)માંથી ઈમામ માલિક (રહ.)નો

પણ આ જ મત છે અને ઈમામ અબૂ હનીફા, ઈમામ શાફઈ અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) તથા સહાબાના એક સમૂહ અને તાબિઈન (રહ.)એ શબ્દ اَوْ (અવ)ને આ જગ્યાએ વહેંચણી કરી પસંદગી કરવાના અર્થમાં લાવીને આયતનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે, દરેક ડાકુ અને ચોર-લૂંટારાઓની વિવિધ પરિસ્થિતિઓમાં વિવિધ સજાઓ નક્કી છે, તેનું સમર્થન એક હદીષથી પણ થાય છે, જેમાં ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, "રસૂલુલ્લાહ ﷺએ અબૂ બુરદહ અસ્લમી સાથે સુલેહનો કરાર કર્યો હતો, પરંતુ તેણે કરારભંગ કર્યો અને અમુક લોકો મુસલમાન થવા માટે મદીના તય્યિબહ આવી રહ્યા હતા તેમને લૂંટી લીધા. આ ઘટનામાં જિબ્રઈલ અમીન (અલૈ.) આ સજાનો હુકમ લઈને નાઝિલ થયા કે, જે વ્યક્તિ કોઈને કતલ કરે અને માલ પણ લૂંટી લે, તેને શૂળીએ ચઢાવવામાં આવે અને જેણે ફક્ત હત્યા કરી અને માલ ન લૂંટ્યો તેને કતલ કરવામાં આવે અને જેણે કોઈ હત્યા ન કરી ફક્ત માલ લૂંટી લીધો, તેના હાથ અને પગ વિરોધી દિશાએથી કાપી નાંખવામાં આવે અને જે તેમનામાંથી મુસલમાન થઈ જાય, તેમનો ગુનોહ મા'ફ કરી દેવામાં આવે અને જેણે હત્યા અને ખૂનામરકી કશું જ ન કર્યું, ફક્ત લોકોને ડરાવ્યા જેનાથી જાહેર શાંતિ અને સલામતીનો ભંગ થયો, તેને દેશ નિકાલો આપવામાં આવે. જો તે લોકોએ દારુલ ઈસ્લામમાંથી કોઈ મુસલમાન અથવા ગેરમુસ્લિમ નાગરિકની હત્યા કરી છે પરંતુ માલ નથી લૂંટ્યો તો તેમની સજા اَنْ يُّقَتَّلُوْا એટલે કે, તે બધાને કતલ કરી નાંખવામાં આવે. જો કે, હત્યા કરવાનું કૃત્ય પ્રત્યક્ષ રીતે ફક્ત અમુક લોકોએ જ કર્યું હોય અને જો કોઈ ડાકુઓ કોઈની હત્યા પણ કરે અને માલ પણ લૂંટે તો તેમની સજા اَوْيُصَلَّبُوْا છે. એટલે કે, તેમને શૂળીએ ચઢાવવામાં આવે, જેનું સ્વરૂપ એ છે કે, તેમને જીવતા શૂળીએ લટકાવી દેવામાં આવે, પછી ભાલા વગેરેથી પેટ ચીરી નાંખવામાં આવે અને જો તે લોકોએ ફક્ત માલ લૂંટ્યો છે, કતલ નથી કર્યા તો તેમની સજા اَوْ تُقَطَّعَ اَيْدِيْهِمْ وَاَرْجُلُهُمْ مِنْ خِلَافٍ છે. એટલે કે, તેમનો જમણો હાથ કાડાંઓ પરથી અને ડાબો પગ ઘૂંટી પરથી કાપી નાંખવામાં આવે અને તેમાં પણ આ માલ લૂંટવાનું કૃત્ય અમુક પ્રત્યક્ષ રીતે કર્યું હોય, ત્યારે પણ સજા આ રીતે આખી (ડાકુઓની) ગેંગ માટે સરખી હશે. કારણ કે, કામ કરનારાઓએ જે કંઈ કર્યું છે તે પોતાના સાથીઓની મદદ, સહકાર અને ભરોસાથી કર્યું છે. એટલા

માટે બધા જ આ ગુનાહમાં સામેલ છે. અને જો હજુ સુધી હત્યા અને ખૂનામરકીનો કોઈ ગુનોહ તેમણે કર્યો નથી અને તે પહેલાં જ તે લોકો પકડાઈ ગયા, તો તેમની સજા اَوْ يُنْفَوْا مِنَ الْاَرْضِ છે, એટલે કે તેમને દેશનિકાલો આપવામાં આવે.

દેશનિકાલો આપવાનો અર્થ ફુકૂહાના એક સમૂહના મતે એ છે કે, તેમને દારુલ ઈસ્લામમાંથી કાઢી મૂકવામાં આવે અને અમુકના મતે એ છે કે, જે સ્થળ ઉપર લૂંટફાટ કરી છે, ત્યાંથી કાઢી મૂકવામાં આવે. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ પ્રકારની ઘટનાઓમાં એ ફૈસલો કર્યો હતો કે, જો ગુનેહગારને ત્યાંથી કાઢીને અન્ય શહેરોમાં સ્વતંત્ર છોડી દેવામાં આવશે, તો ત્યાં આ લોકોને પણ તેઓ સતાવશે. એટલે આવા અપરાધીઓને જેલખાનામાં બંધ કરી દેવા જોઈએ. અત્રે તેમને જમીનમાંથી કાઢી મૂકવાની જે વાત કહેવામાં આવી છે, તેનો અર્થ એ છે કે, જમીન ઉપર ક્યાંય સ્વતંત્ર હરવા-ફરવા ન દેવા. ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)એ પણ આ જ અભિપ્રાયને અપનાવ્યો છે.

રહ્યો સવાલ એ કે, આ રીતે સશસ્ત્ર આક્રમણો આજકાલ સામાન્ય રીતે ફક્ત માર-ધાડ કે લૂંટફાટ કે હત્યા અથવા ખૂનામરકી સુધી પૂરતા નથી રહ્યા. બલકે, મોટે ભાગે સ્ત્રીઓની આબરૂ લૂંટવામાં આવે છે તથા અપહરણ વગેરેની ઘટનાઓ પણ બનતી રહે છે અને કુર્આન મજીદનું વાક્ય وَيَسْعَوْنَ فِى الْاَرْضِ فَسَادًا આ પ્રકારના બધા જ ગુનાહોને સામેલ કરે છે, હવે આવા દોષીઓ કઈ સજાના હકદાર રહેશે ? તેમાં દેખીતું છે કે, ઈમામ અને અમીર (શાસક)ને અધિકાર છે કે, તે ચારે સજાઓમાંથી પરિસ્થિતિ અનુસાર જે યોગ્ય હશે, તે લાગુ પાડશે અને વ્યભિચારની શરઈ સાબિતી મળી જાય તો વ્યભિચારની હદ પણ લાગુ પાડવામાં આવશે.

એ જ પ્રમાણે જો સ્વરૂપ એવું હોય કે, ન તો કોઈની હત્યા કરી હોય, ન જ માલ લૂંટયો હોય પરંતુ અમુક લોકોને ઘાયલ કર્યા હોય તો ઘાયલનો કિસાસ કાયદા પ્રમાણે લાગુ કરવામાં આવશે. *(તફસીરે મઝહરી)*

છેલ્લી આયતમાં ફરમાવ્યું, ذٰلِكَ لَهُمْ خِزْىٌ فِى الدُّنْيَا وَلَهُمْ فِى الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ۙ એટલે કે, "આ શરઈ સજાઓ જે દુનિયામાં તેમના ઉપર લાગુ

પાડવામાં આવી છે, તે તો તેમના માટે દુનિયાનું અપમાન છે અને સજાનો એક નમૂનો છે અને આખિરતની સજા તેનાથી પણ વધારે કઠોર અને લાંબા ગાળાની છે.'' એનાથી જાણ થઈ કે, દુનિયાની સજાઓ કિસાસ તથા તા'ઝીરાતથી તવબહ વિના આખિરતની સજા મા'ફ નથી થતી. હા ! સજા પામેલ વ્યક્તિ જો દિલથી તવબહ કરી લે, તો મા'ફ થઈ જશે.

બીજી આયત اِلَّا الَّـذِيۡـنَ تَابُوۡا مِنۡ قَبۡلِ اَنۡ تَقۡدِرُوۡا عَلَيۡهِمۡ‌ۚ માં એક અપવાદ વર્ણન કરવામાં આવ્યો છે, તે એ છે કે, ડાકુ અને બાગી સરકાર દ્વારા ધરપકડ થતા પહેલાં અને તેના ઉપર કાબૂ મેળવતા પહેલાં જ્યારે કે તે સ્વતંત્ર અને પોતાની શક્તિ ઉપર ડટેલો છે, એવી પરિસ્થિતિમાં જો તે ડાકુગીરીથી તવબહ કરી લે અને ડાકુગીરી છોડી દે, તો તેના ઉપરની શરઈ હદ રદ થઈ જશે અને આ અપવાદ સામાન્ય કાયદાઓ અને હુદૂદથી અલગ છે. કારણ કે, અન્ય અપરાધો જેમકે ચોરી, વ્યભિચાર વગેરેમાં ગુનોહ કર્યા પછી અને કાજીની અદાલતમાં તે ગુનોહ સાબિત થઈ ગયા પછી પણ જો અપરાધી સાચા દિલથી તવબહ પણ કરી લે, તો ભલે તેની તવબહથી આખિરતની સજા મા'ફ થઈ જશે પરંત દુનિયામાં "શરઈ હદ" મા'ફ નહીં થાય. જેમકે અમુક આયતો પછી ચોરીની સજાના વિષય હેઠળ એનું વિગતવાર વર્ણન આવશે.

આ અપવાદની હિકમત એ છે કે, એક બાજુ ડાકુની સજામાં આવી કડકાઈ અપનાવવામાં આવી છે કે, આખી ગેંગમાંથી કોઈ એકે પણ કોઈ એક પણ ગુનોહ કર્યો હોય તો તેની સજા આખી ગેંગને આપવામાં આવે છે. એટલા માટે બીજી બાજુ આ અપવાદ દ્વારા મા'મલો હળવો કરી દેવામાં આવ્યો કે, તવબહ કરી લો તો દુનિયાની સજા પણ મા'ફ થઈ જશે, આ બાબતમાં એક રાજકીય મસ્લિહત (ડિપ્લોમેસી) પણ છે.... કે, એક શક્તિશાળી ગ્રૂપ ઉપર દરેક સમયે કાબૂ મેળવવો સરળ નથી હોતું. એટલા માટે તેમને ગુનોહ છોડવાથી પ્રોત્સાહન આપવા અને પ્રેરિત કરવા માટે આ દરવાજો ખુલ્લો રાખવામાં આવ્યો છે કે, જેથી તેઓ તવબહ તરફ કેન્દ્રિત થઈ જાય અને શરણે આવી જાય.

વળી, એમાં એ પણ મસ્લિહત છે કે, કોઈ વ્યક્તિને કતલ કરવો એ અંતિમ કક્ષાની સજા છે, એમાં ઈસ્લામી કાયદાઓનું વલણ એ છે કે, તે ઓછામાં

ઓછી લાગુ પાડવામાં આવે અને જ્યારે કે, લૂંટમારના કિસ્સામાં એક આખી ડાકુઓની ગેંગને કતલ કરવું જરૂરી હોય છે. એટલા માટે લૂંટફાટ છોડવાનું પ્રોત્સાહન આપવાના હેતુથી તેમની સુધારણાનું આમંત્રણ પણ સાથે-સાથે આ રીતે લાગુ પાડવામાં આવ્યું, એનો જ એ પ્રભાવ અને અસર હતી કે, અલી અસદી જે મદીના તય્યિબહની પાસે એક ગેંગ બનાવીને આવનારા-જનારાઓ ઉપર લૂંટમાર કરતો હતો; એક દિવસે કાફલામાં કોઈ કારીના મુખેથી આ આયત તેના કાનમાં પડી يٰعِبَادِىَ الَّذِيْنَ اَسْرَفُوْا عَلٰى اَنْفُسِهِمْ لَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ અને એ સાંભળી તે કારીની પાસે પહોંચ્યા અને તેમને ફરીવાર આયત પઢવાની દરખાસ્ત કરી, બીજી વખતે આ આયત સાંભળીને તરત જ પોતાની તલવાર મ્યાનમાં નાંખી દીધી અને ડાકુગીરીથી તવબહ કરીને મદીના તય્યિબહ પહોંચ્યા, તે વખતે મદીના ઉપર મરવાન બિન હકમ શાસક હતો. હઝરત અબૂહુરયરહ (રદિ.) તેમને તેમનો હાથ પકડીને મદીનાના અમીર પાસે લઈ ગયા અને કુર્આનની પ્રસ્તુત આયત પઢીને ફરમાવ્યું કે, તમે આ વ્યક્તિને કોઈ સજા નથી આપી શકતા.

હુકૂમત પણ તેમની અરાજકતા અને ડાકુગીરીથી લાચાર થઈ ગઈ હતી, માટે બધાને તેની ડાકુગીરી છોડવાની ઘોષણાનો આનંદ થયો.

એ જ પ્રમાણે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુના સમયકાળમાં પણ હારિષા બિન બદ્ર બળવો કરીને નીકળી ગયા અને ખૂનામરકીનો ધંધો અપનાવી લીધો, પરંતુ પાછળથી અલ્લાહ તઆલાએ તવફીક આપી અને તવબહ કરીને પાછા વળ્યા, ત્યારે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુએ તેમના ઉપર શરઈ હદ (સજા) લાગુ ન કરી.

અત્રે આ વાત વિચારવા અને યાદ રાખવા યોગ્ય છે કે, શરઈ હદ મા'ફ થઈ જવાથી એ જરૂરી નથી બની જતું કે, હુકૂકુલ ઈબાદ (બંદાના હકો) જે તેમણે બરબાદ કર્યા હતા, તે પણ મા'ફ થઈ જાય છે. બલકે, તેમને જે કોઈનો પણ માલ લૂંટી લીધો છે તે માલ તેને પાછો આપવો જરૂરી છે. જો કોઈની હત્યા કરી છે અથવા ઘાયલ કર્યો છે, તો તેનો કિસાસ (વળતર) તેના ઉપર જરૂરી છે. અલબત્ત, કારણ કે કિસાસ હુકૂકુલ ઈબાદ છે, તો માર્યા ગયેલાના વારસદારો અથવા જેમનો અધિકાર છે, તે મા'ફ કરી દે તો મા'ફ થઈ જશે અને જે કોઈ આર્થિક નુકસાન કોઈને પહોંચાડ્યું છે, તેનું વળતર આપીને તે મા'ફ કરાવવું જરૂરી છે. ઈમામે

આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને જમહૂર ફુક્હાનો આવો જ અભિપ્રાય છે અને જો વિચાર કરવામાં આવે તો એ બાબત દેખીતી છે કે, હુકૂકુલ ઈબાદ અદા કરીને મુક્ત થવું પોતે જ તવબહનો એક ભાગ છે, તેના વિના તવબહ સંપૂર્ણ જ નથી થતી. એટલા માટે કોઈ ડાકુની તવબહ તે સમય સુધી તવબહ માનવામાં નહીં આવે, જ્યાં સુધી કે તે હુકૂકુલ ઈબાદને અદા કરીને મા'ફ ન કરાવી લે.

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૩૫ થી ૪૦)

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا اتَّقُوا اللَّهَ وَابْتَغُوا إِلَيْهِ الْوَسِيلَةَ وَجَاهِدُوا فِي سَبِيلِهِ
لَعَلَّكُمْ تُفْلِحُونَ ۝٣٥ إِنَّ الَّذِينَ كَفَرُوا لَوْ أَنَّ لَهُمْ مَا فِي الْأَرْضِ جَمِيعًا وَمِثْلَهُ
مَعَهُ لِيَفْتَدُوا بِهِ مِنْ عَذَابِ يَوْمِ الْقِيَامَةِ مَا تُقُبِّلَ مِنْهُمْ ۖ وَلَهُمْ عَذَابٌ أَلِيمٌ ۝٣٦
يُرِيدُونَ أَنْ يَخْرُجُوا مِنَ النَّارِ وَمَا هُمْ بِخَارِجِينَ مِنْهَا ۖ وَلَهُمْ عَذَابٌ مُقِيمٌ ۝٣٧
وَالسَّارِقُ وَالسَّارِقَةُ فَاقْطَعُوا أَيْدِيَهُمَا جَزَاءً بِمَا كَسَبَا نَكَالًا مِنَ
اللَّهِ ۗ وَاللَّهُ عَزِيزٌ حَكِيمٌ ۝٣٨ فَمَنْ تَابَ مِنْ بَعْدِ ظُلْمِهِ وَأَصْلَحَ فَإِنَّ اللَّهَ يَتُوبُ عَلَيْهِ ۗ
إِنَّ اللَّهَ غَفُورٌ رَحِيمٌ ۝٣٩ أَلَمْ تَعْلَمْ أَنَّ اللَّهَ لَهُ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ ۗ
يُعَذِّبُ مَنْ يَشَاءُ وَيَغْفِرُ لِمَنْ يَشَاءُ ۗ وَاللَّهُ عَلَىٰ كُلِّ شَيْءٍ قَدِيرٌ ۝٤٠

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને એના સુધી "વસીલહ" ઢૂંઢો, અને એના માર્ગમાં જિહાદ કરો જેથી તમારું ભલું થાય. (૩૫) જે લોકો કાફિર છે જો તેમની પાસે જમીનમાં જે કંઈ છે બધું હોય અને એની સાથે એટલું જ બીજું હોય જેથી પોતાના બદલામાં આપે કયામતના દિવસે અઝાબથી, તો તેમની પાસેથી સ્વીકારાશે નહીં, અને તેમના માટે અઝાબ દર્દનાક છે. (૩૬) ઈચ્છશે કે આગથી નીકળી જાય અને તેઓ એનાથી નીકળનારા નથી, અને તેમના માટે અઝાબ કાયમી છે. (૩૭) અને ચોરી*

*કરનાર પુરુષ અને ચોરી કરનારી સ્ત્રી; કાપી નાંખો એમના હાથ એમની કમાણીની સજામાં, અલ્લાહ તરફથી શિક્ષા છે; અને અલ્લાહ ગાલિબ (વર્ચસ્વ ધરાવનાર) હિકમતવાળો છે. (૩૮) પછી જેણે તવબહ કરી પોતાના જુલમ પછી, અને સુધારણા કરી તો અલ્લાહ તઆલા એની તવબહ કબૂલ કરે છે; બેશક ! અલ્લાહ મહાન બખ્શનારો મહેરબાન છે. (૩૯) તમને ખબર નથી ? કે અલ્લાહના જ માટે છે આસમાનો અને જમીનની સલતનત, જેને ચાહે અઝાબ કરે અને જેને ચાહે બખ્શે; અને અલ્લાહ બધી વસ્તુઓ ઉપર કાદિર (શક્તિ ધરાવનાર) છે. (૪૦)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા(ના હુકમોનો વિરોધ કરવા)થી ડરો (એટલે કે ગુનાહો છોડી દો) અને (આજ્ઞાપાલન દ્વારા) અલ્લાહ તઆલાની નિકટતા (વસીલો) ઢૂંઢો (એટલે કે, જરૂરી હુકમોના પાબંદ રહો) અને (જરૂરી હુકમોમાં ખાસ કરીને) અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરો, આશા છે કે (આવી રીતે) તમે (સંપૂર્ણ) સફળતા પામી લો (અને સફળતા અલ્લાહ તઆલાની રજામંદીથી પ્રાપ્ત થાય છે અને દોઝખથી છુટકારો મળે છે); ખરેખર, જે લોકો કાફિર છે જો (ધારી લો કે,) તેમના(માંથી દરેક) પાસે દુનિયાભરની બધી જ વસ્તુઓ હોય (જેમાં બધા જ જાહેર–ગુપ્ત ખજાનાઓ પણ આવી ગયા) અને (તે વસ્તુઓની શું વાત ? બલકે,) આ વસ્તુઓની સાથે એટલી જ અન્ય વસ્તુઓ પણ હોય, જેથી તે તેને (બદલા તરીકે) કયામતના દિવસે આપીને અઝાબથી છૂટી જાય, તો પણ તે વસ્તુઓ કદાપિ તેમની પાસેથી સ્વીકારવામાં નહીં આવે (અને તેઓ અઝાબથી નહીં બચી શકે, બલકે) તેમને દર્દનાક અઝાબ થશે (પછી અઝાબમાં દાખલ થઈ ગયા પછી તેઓ) એ બાબતની ઈચ્છા (અને તમન્ના) કરશે કે, દોઝખમાંથી (કોઈપણ રીતે) નીકળી જઈએ અને (એ ઈચ્છા ક્યારેય પૂરી થશે નહીં) તે તેમાંથી કદાપિ નીકળનારા નથી અને તેમનો અઝાબ કાયમી હશે (એટલે કે, સજા ટાળવાની તેમની કોઈ યુક્તિ ચાલશે નહીં અને ન જ તેમને સજાથી છુટકારો મળશે).

અને જે પુરુષ ચોરી કરે અને (એ જ પ્રમાણે) જે સ્ત્રી ચોરી કરે, બસ (તેમનો હુકમ એ છે કે, હે શાસકો !) તે બંનેના જમણા હાથ (કાંડા પરથી) કાપી

નાંખો તેમના (એ ચોરીના) કૃત્યના બદલામાં (અને આ બદલો) સજા તરીકે (છે) અલ્લાહ તરફથી; અને અલ્લાહ તઆલા ઘણો શક્તિશાળી છે (જે સજા ઈચ્છે નક્કી કરી દે અને) મહાન હિકમતવાળો છે (કે યોગ્ય જ સજા નક્કી કરે છે). પછી જે વ્યક્તિએ (શરીઅતના કાયદા પ્રમાણે) તવબહ કરી પોતાના આ અતિરેક (એટલે કે ચોરી) કર્યા પછી અને (હવે પછીના સમય માટે) અમલોને ઠીકઠાક રાખે (એટલે કે ચોરી વગેરે ન કરે, પોતાની તવબહ ઉપર કાયમ રહે) તો બેશક ! અલ્લાહ તઆલા તેના (હાલ) ઉપર (રહમતની સાથે) ધ્યાન આપશે (કે તવબહથી પાછલા ગુનાહો મા'ફ ફરમાવી દેશે અને તવબહ ઉપર કાયમ રહેવાના કારણે વધારે અર્પણ કરશે) બેશક ! અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો છે (કે તેના ગુનાહો મા'ફ કરી દીધા) મહાન રહમતવાળો છે (કે હવે પછી વધારે અર્પણ કરશે, હે સાંભળનાર !) શું તું નથી જાણતો (એટલે કે, બધા જ જાણે છે) કે અલ્લાહ માટે જ સાબિત છે હુકૂમત બધા આસમાનોની અને જમીનની ! તે જેને ઈચ્છે સજા આપે અને જેને ઈચ્છે મા'ફ કરી આપે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ કુદરત (કાબૂ) ધરાવે છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોથી અગાઉ આવી ચૂકેલી આયતમાં લૂંટફાટ અને બગાવતની શરઈ સજાઓ અને તેના હુકમો વિગતવાર આવ્યા હતા અને આગળ ત્રણ આયતો પછી ચોરીની સજાનું વર્ણન આવ્યું છે. વચ્ચેની ત્રણ આયતોમાં આજ્ઞાપાલન, અલ્લાહની ઈબાદત તથા જિહાદનું પ્રોત્સાહન અને પ્રેરણા આપવાની સાથે-સાથે કુફ્ર અને ગુનાહોની તબાહી વર્ણન કરવામાં આવી છે. કુર્આને કરીમની આ ખાસ શૈલી ઉપર વિચાર કરો, તો જાણ થશે કે કુર્આને કરીમની સામાન્ય વર્ણન શૈલી એવી છે કે, ફક્ત અધિકાર જતાવીને કોઈ સજાની કલમ અથવા કાયદાને વર્ણન કરીને છોડી દેવામાં આવતું નથી. બલકે, એક ઉચ્ચ કક્ષાની કેળવણીના અંદાજથી માનસમાં ઘર કરી ગયેલ ગુનાહોના જંતુઓને સાફ પણ કરવામાં આવે છે. અલ્લાહ તઆલા અને આખિરતનો ડર તથા જન્નતની કાયમી નેઅ્મતો અને રાહતોને રસપ્રદ રીતે વર્ણન કરીને તેનાથી દિલોમાં ગુનાહ પ્રત્યે ધૃણા ઉપજાવવામાં આવે છે. આ જ કારણ છે કે, મોટા ભાગના ગુનાહોના

કાયદાઓ અને સજા પાછળ اِتَّقُوا اللّٰهَ વગેરેનો હેતુ હોય છે. અહીંયાં પણ પ્રથમ આયતમાં ત્રણ બાબતોનો હુકમ આપવામાં આવ્યો છે.

પ્રથમ اِتَّقُوا اللّٰهَ એટલે કે, અલ્લાહ તઆલાથી ડરો. કારણ કે, અલ્લાહનો ડર જ એવી બાબત છે જે મનુષ્યને સાચી રીતે જાહેરમાં અને એકાંતમાં ગુનાહોથી રોકી શકે છે.

બીજો ઈરશાદ છે, وَابْتَغُوْا اِلَيْهِ الْوَسِيْلَةَ એટલે કે, અલ્લાહ તઆલાની નિકટતા (વસીલો) તલાશ કરો. શબ્દ وَسِيْلَةُ (વસીલહ) એ وَسْلٌ (વસ્લુન) ક્રિયાપદથી બનેલ છે, જેનો અર્થ "મળવાનો" અથવા "જોડવાનો" થાય છે. આ શબ્દ سِيْنٌ (સીન) અને صَادٌ (સાદ) બંનેથી લગભગ એક જ અર્થમાં આવે છે. ફરક એટલો છે કે, وَصْلٌ (વસ્લુન) જ્યારે صَادٌ (સુઆદ)થી આવે ત્યારે તેનો અર્થ ફક્ત મળવાનો અથવા જોડવાનો થાય છે અને وَسْلٌ જ્યારે سِيْن (સીન)થી આવે ત્યારે તેનો અર્થ ભાવનાત્મક રીતે મહોબ્બત અને લાગણીથી મળવાનો ઉપયોગ થાય છે.

સિહાહે જોહરી અને મુફરદાતુલ કુર્આનમાં રાગિબ અસ્ફહાનીએ તેની છણાવટ કરી છે, એટલા માટે صَادٌ (સુઆદ) સાથે وُصْله (વુસ્લહ) અને وَصِيْلَه (વસીલહ) દરેક તે વસ્તુને કહેવામાં આવે છે, "જે બે વસ્તુઓ વચ્ચે મેળ-મિલાપ અને જોડ પેદા કરી દે. ભલે તે મેળ-મિલાપ અને જોડ ભાવનાત્મક રીતે અને મહોબ્બતથી હોય અથવા કોઈ અન્ય સ્વરૂપે" અને سِيْن (સીન) સાથે શબ્દ وَسِيْلَةُ (વસીલહ)નો અર્થ એ છે કે, "જે કોઈને કોઈ અન્ય સાથે મહોબ્બત અને લાગણી સાથે મેળવી આપે." *(લિસાનુલ અરબ, મુફરદાત –રાગિબ)*

અલ્લાહ તઆલા તરફ વસીલહ (માધ્યમ) દરેક તે બાબત છે, જે બંદાને મહોબ્બત અને લાગણી વડે પોતાના મઅ્બૂદની નજીક પહોંચાડી દે. એટલા માટે સલફે સાલિહીન (અગાઉ થઈ ચૂકેલા નેક લોકો)એ આ આયતમાં વસીલહની તફસીર ઈતાઅત, નિકટતા, ઈમાન અને નેક અમલ હોવાની કરી છે. હાકિમની રિવાયત પ્રમાણે હઝરત હુઝયફા (રદિ.)એ ફરમાવ્યું કે, "વસીલહનો અર્થ નિકટતા અને ઈતાઅત છે." અને ઈબ્ને જરીર (રહ.)એ હઝરત અતાઅ્, મુજાહિદ અને હસન બસરી (રહ.) વગેરેથી પણ આવું જ નકલ કર્યું છે.

ઈબ્ને જરીર (રહ.) વગેરેએ હઝરત કતાદહ (રહ.)થી આ આયતની તફસીર આ નકલ કરી છે, تَقَرَّبُوْا اِلَيْهِ بِطَاعَتِهٖ وَالْعَمَلِ بِمَا يُرْضِيْهِ એટલે કે, ''અલ્લાહ તઆલા તરફ નજદીકી પ્રાપ્ત કરો, તેની ફરમાંબરદારી અને રજામંદીના કામ કરીને.'' આથી આ આયતની તફસીરનો ખુલાસો એ થયો કે, ''અલ્લાહ તઆલાની નજદીકી તલાશ કરો; ઈમાન અને નેક અમલો દ્વારા.''

મુસ્નદે અહમદ (રહ.)ની એક સહીહ હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''વસીલહ જન્નતની એક ઉચ્ચ કક્ષા છે, જેના ઉપર કોઈ દરજ્જો નથી અને અલ્લાહ તઆલાથી દુઆ કરો કે, તે દરજ્જો મને અર્પણ કરે.''

સહીહ મુસ્લિમની એક હદીષમાં છે કે, ''રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું, જ્યારે મુઅઝ્ઝિન અઝાન આપે છે ત્યારે તમે તે જ શબ્દો કહેતા રહો જે મુઅઝ્ઝિન કહે છે, ત્યાર પછી મારા ઉપર દુરૂદ પઢો અને મારા માટે વસીલહની દુઆ કરો.''

આ હદીષોથી જાણ થઈ કે, "વસીલહ" જન્નતનો એક ખાસ દરજ્જો છે, જે રસૂલે કરીમ ﷺ માટે વિશિષ્ટરૂપે છે અને પ્રસ્તુત આયતમાં દરેક મો'મિનને વસીલહ માંગવા અને શોધવાનો હુકમ દેખીતી રીતે આ વિશેષતાના નકાર સ્વરૂપે છે, પરંતુ જવાબ સ્પષ્ટ છે કે જે પ્રમાણે હિદાયતનું ઉચ્ચ કક્ષાનું સ્થાન રસૂલે કરીમ ﷺ માટે વિશેષ સ્વરૂપે છે અને આપ ﷺ હંમેશા તેના માટે દુઆ કર્યા કરતા હતા પરંતુ તેના શરૂઆતના અને મધ્યમ કક્ષાના દરજ્જાઓ દરેક મો'મિન માટે સામાન્ય છે. એ જ રીતે વસીલહનો ઉચ્ચ કક્ષાનો દરજ્જો રસૂલે કરીમ ﷺ માટે વિશેષ સ્વરૂપે અને તેના નીચલી કક્ષાના દરજ્જાઓ બધા મો'મિનો માટે રસૂલે કરીમ ﷺ દ્વારા અને માધ્યમથી જ આમ અને જાહેર છે.

હઝરત મુજદ્દીદ અલફે ષાની (રહ.)એ પોતાના પત્રોમાં અને કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં એ બાબત ઉપર ધ્યાન દોર્યું છે કે, ''શબ્દ وَسِيْلَة (વસીલહ)માં મહોબ્બત અને લાગણીનો અર્થ સામેલ હોવાના કારણે તેમાં તે તરફ ઈશારો છે કે, વસીલહના દરજ્જાઓમાં પ્રગતિ અલ્લાહ અને તેના રસૂલે કરીમ ﷺની મહોબ્બત ઉપર અવલંબિત છે અને મહોબ્બત પેદા થાય છે, સુન્નતની તાબે'દારીથી. કારણ કે, અલ્લાહ તઆલાનો

ઇરશાદ છે, فَاتَّبِعُوْنِیْ یُحْبِبْکُمُ اللّٰهُ (૩ : ૩૧) એટલા માટે જે કોઈ પોતાની ઈબાદતમાં, વ્યવહારમાં, વર્તણૂકમાં, સમાજમાં અને પોતાના જીવનના બધા જ ક્ષેત્રોમાં જેટલી પણ રસૂલે કરીમ ﷺની તાબે'દારી કરશે એટલી જ અલ્લાહ તઆલાની મહોબ્બત તેને પ્રાપ્ત થશે અને તે પોતે અલ્લાહ તઆલા નજીક મહબૂબ બની જશે અને જેટલી વધારે મહોબ્બત વધશે, એટલી જ અલ્લાહ તઆલાની નિકટતા વધારે પ્રાપ્ત થશે.''

શબ્દ ''વસીલહ''ની શબ્દકોષ આધારે સ્પષ્ટતા અને સહાબા (રદિ.) તથા તાબિઈન (રહ.)ની તફસીરોથી જ્યારે એ જાણ થઈ કે, ''દરેક તે વસ્તુ જે અલ્લાહ તઆલાની ખુશી અને નજદીકીનું માધ્યમ બને, તે વ્યક્તિ માટે તે વસ્તુ અલ્લાહ તઆલા નજીક પહોંચવાનો વસીલહ છે,'' તેમાં જે રીતે ઈમાન અને નેક અમલો પણ સામેલ છે, એ જ પ્રમાણે અંબિયા (અલૈ.) અને નેક લોકોનું સાંન્નિધ્ય અને મહોબ્બત પણ સામેલ છે. કારણ કે, તેઓ પણ અલ્લાહની ખુશીના કારણોમાં સામેલ છે અને એટલા માટે તેમને વસીલહ બનાવીને અલ્લાહ તઆલા પાસે દુઆ કરવી દુરુસ્ત છે. જેમકે, હઝરત ઉમર (રદિ.)એ દુષ્કાળના સમયમાં હઝરત અબ્બાસ (રદિ.)ને વસીલહ બનાવીને અલ્લાહ તઆલા પાસે વરસાદ માંગ્યો ત્યારે અલ્લાહ તઆલાએ તે કબૂલ ફરમાવી.

એક રિવાયતમાં રસૂલે કરીમ ﷺએ પોતે એક નાબીના (આંધળા) સહાબી (રદિ.)ને આ રીતે દુઆ કરવાની સૂચના આપી اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ وَاَتَوَجَّهُ اِلَیْکَ بِنَبِیِّکَ مُحَمَّدٍ نَبِیِّ الرَّحْمَةِ (منار)

પ્રસ્તુત આયતમાં પ્રથમ તકવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે, પછી ઈમાન અને નેક અમલો દ્વારા અલ્લાહ તઆલાની નિકટતા પ્રાપ્ત કરવાનું ફરમાન, અને છેવટે ઇરશાદ ફરમાવ્યો, وَجَاهِدُوْا فِیْ سَبِیْلِهٖ ''જિહાદ કરો અલ્લાહના રસ્તામાં'' જો કે, નેક અમલોમાં જિહાદ પણ સામેલ હતો પરંતુ નેક અમલોમાં જિહાદનું ઉચ્ચ સ્થાન બતાવવા માટે તેને અલગથી વર્ણન કરવામાં આવ્યું, જેમકે હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઇરશાદ છે, وَذِرْوَةُ سَنَامِهِ الْجِهَادُ એટલે કે, ''ઇસ્લામનું ઉચ્ચ સ્થાન જિહાદ છે.'' બીજું, આ સ્થળે જિહાદનું મહત્ત્વ વર્ણન કરવાની એ હિકમત પણ છે કે, પાછલી આયતોમાં પૃથ્વી ઉપર ફસાદ,

અરાજકતા ફેલાવવાને હરામ અને નાજાઈઝ ઠરાવી તથા તેની દુનિયવી અને આખિરતની સજાઓ વર્ણન કરવામાં આવી હતી. જિહાદ પણ જાહેર સ્વરૂપે પૃથ્વી ઉપર ફસાદનું સ્વરૂપ લાગે છે. એટલા માટે શક્ય હતું કે, કોઈ નાવાકેફ વ્યક્તિ જિહાદ અને ફસાદનો તફાવત ન સમજી શકે, એટલા માટે પૃથ્વી ઉપર ફસાદ અને અરાજકતાની મનાઈ કર્યા પછી જિહાદનો હુકમ અગત્યતા સાથે વર્ણન કરીને બંનેમાં તફાવત સ્વરૂપે શબ્દ سَبِيۡلِهٖ થી ઈશારો ફરમાવ્યો. કારણ કે, લૂંટફાટ, ડાકુગીરી વગેરેમાં જે ખૂનામરકી કરવામાં આવે છે, હત્યાઓ કરવામાં આવે છે, માલ લૂંટવામાં આવે છે, તે ફક્ત પોતાના સ્વાર્થી હેતુઓ અને ઈચ્છાઓ તથા પોતાના નીચ કક્ષાના ધ્યેયો પ્રાપ્ત કરવા માટે હોય છે અને જિહાદની નોબત પણ આવે છે તો તે ફક્ત અલ્લાહ તઆલાના કલિમહને બુલંદ કરવા માટે તથા જુલમ અને અત્યાચારનો નાશ કરવા માટે હોય છે, જેમાં જમીન અને આસમાનનો ફરક છે. બીજી અને ત્રીજી આયતમાં કુફ્ર અને શિર્ક તથા ગુનાહોના મોટા વબાલને એવી શૈલીમાં વર્ણવવામાં આવ્યું છે કે, તેના ઉપર થોડોક જ વિચાર કરવામાં આવે તો તે મનુષ્યના જીવનમાં એક મહાન ક્રાંતિ પેદા કરી શકે છે તથા માનવીને કુફ્ર, શિર્ક, ગુનાહો બધું છોડવા ઉપર મજબૂર કરી દે છે.

તે ક્રાંતિકારી વિચાર આ છે કે, સામાન્ય રીતે મનુષ્ય જે ગુનાહોમાં સપડાયેલો હોય છે, તે પોતાની મનેચ્છાઓ, જરૂરિયાતો અથવા બાલ–બચ્ચાંઓની ઈચ્છાઓની પૂર્તિ માટે હોય છે અને તે બધાનો હેતુ માલ અને દૌલત ભેગી કરવાનો હોય છે. એટલા માટે માલ–દૌલત ભેગી કરવામાં હલાલ અને હરામનો તફાવત કર્યા વિના મંડી પડે છે. આ આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂએ તેની આ ખોટી નીતિરીતિના ઈલાજ માટે ફરમાવ્યું કે, આજે બે–પાંચ દિવસની જિંદગી અને તેની રાહતો માટે જે વસ્તુઓને તમે હજારો મહેનતો અને પ્રયત્નો કરીને ભેગી કરો છો અને આમ છતાં બધું ભેગું નથી થતું. આ નાજાઈઝ લોભ અને લાલસાનું પરિણામ એ આવે છે કે, કયામતનો અઝાબ જ્યારે સામે આવશે તો તે સમયે જો આ લોકો ઈચ્છશે કે, દુનિયામાં પ્રાપ્ત કરેલ માલ–દૌલત અને સઘળો સામાન, બધું જ બદલા અને ફિદિયામાં આપીને પોતાની જાતને અઝાબથી બચાવી લે પરંતુ ત્યાં એ બાબત અશક્ય છે. બલકે, ધારી લો કે, સમગ્ર દુનિયાની માલ–દૌલત અને બધો જ સામાન આ એક વ્યક્તિને મળી જાય. બલકે,

એટલું પૂરતું નથી ધારી લો કે, એટલો જ બીજો માલ પણ તેને મળી જાય અને એ બધાને પોતાની જાતને અઝાબથી બચાવવા માટે ફિદિયો અને વળતર સ્વરૂપે આપી દે, તો પણ આખિરતમાં કોઈ વસ્તુ સ્વીકાર્ય થશે નહીં અને તેને આખિરતના અઝાબથી છુટકારો નહીં મળે.

ત્રીજી આયતમાં એ પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, કાફિરનો આ અઝાબ કાયમી હશે, જેનાથી તે ક્યારેય છુટકારો નહીં મેળવી શકે.

ચોથી આયતમાં પણ અપરાધની સજાઓ નક્કી કરવામાં આવી છે અને ચોરીની શરઈ સજાનું વર્ણન કરવામાં આવ્યું છે. શરઈ સજાઓના ત્રણ પ્રકારો છે, જે અગાઉ વર્ણન થઈ ચૂક્યા છે. ચોરીની સજા તેના "હુદૂદ"ના પ્રકારમાં સામેલ છે, કારણ કે, કુર્આને કરીમે આ સજાને પોતે નક્કી કરી છે. શાસકોની મુનસફી ઉપર છોડવામાં નથી આવ્યું અને અલ્લાહ તઆલાએ પોતે તેને નક્કી કરી છે, એટલા માટે આ સજાને حَدِّ سَرِقَةُ (હદ્દે સરકહ) કહેવામાં આવે છે. આયતમાં ઈરશાદ છે, اَلسَّارِقُ وَالسَّارِقَةُ فَاقْطَعُوْٓا اَيْدِيَهُمَا جَزَآءًۢ بِمَا كَسَبَا نَكَالًا مِّنَ اللّٰهِ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ એટલે કે, “ચોરી કરનાર પુરુષ અને ચોરી કરનાર સ્ત્રીના હાથ કાપી નાંખો તેમના (આ) કૃત્યના બદલામાં; અને અલ્લાહ જબરદસ્ત હિકમતવાળો છે.”

અત્રે એ બાબત વિચારવા પાત્ર છે કે, કુર્આનના હુકમોમાં સંબોધન સામાન્ય રીતે પુરુષોને હોય છે અને સ્ત્રીઓને પણ તેમાં સ્વાભાવિક રીતે સામેલ સમજવામાં આવે છે. જેમકે, નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત અને અન્ય હુકમોમાં કુર્આન અને સુન્નતનો આ જ સિદ્ધાંત છે પરંતુ ચોરીની સજા અને વ્યભિચારની સજામાં ફક્ત પુરુષોના વર્ણનને પૂરતું સમજ્યું નથી. બલકે, પુરુષ અને સ્ત્રી જાતિ (Gender)ને અલગ–અલગ સંબોધન કરીને હુકમ આપ્યો છે.

તેનું કારણ એ છે કે, હદ (સજા)નો મા'મલો છે, જેમાં થોડી પણ શંકા કે સંદેહ ઉપજે તો તે રદ થઈ જાય છે. એટલા માટે સ્ત્રીઓને પુરુષોના સંબોધનમાં સામેલ સમજવાને પૂરતું સમજવામાં આવ્યું નથી. બલકે, સ્પષ્ટ રીતે સ્ત્રીઓનો ઉલ્લેખ કરીને પણ વર્ણન થયું છે.

બીજી બાબત આ સ્થળે વિચારવા પાત્ર એ છે કે, શબ્દ سَرِقَةُ નો શાબ્દિક

અર્થ અને શરીઅતની પરિભાષામાં તેની વ્યાખ્યા શું છે ? કામૂસમાં છે કે, કોઈ વ્યક્તિ બીજાનો માલ કોઈ સુરક્ષિત જગ્યાએથી તેની પરવાનગી વિના છુપાવીને લઈ લે, તેને سَـرِقَـةُ (ચોર) કહેવામાં આવે છે. આ જ તેની શરઈ પરિભાષા છે અને તેમાં વ્યાખ્યાની રૂએ ચોર સાબિત થવા માટે અમુક શરતો જરૂરી છે.

એક એ કે, તે માલ કોઈ વ્યક્તિ અથવા ગૃપની વ્યક્તિગત માલિકીનો હોય. ચોરનારો તેમાં ન તો કોઈ માલિકી ધરાવતો હોય, ન જ તેની માલિકીની શંકા હોય અને ન તો એવી વસ્તુઓ હોય જેમાં સામાન્ય જનતાના હકો સમાન રીતે રહ્યા હોય. જેમકે, કોઈ સાર્વજનિક સંસ્થા અને તેની ચીજવસ્તુઓ, આથી જાણ થાય છે કે કોઈ વ્યક્તિએ કોઈ એવી વસ્તુ લઈ લીધી જેમાં તેની માલિકી અથવા માલિકી હોવાની શંકા છે અથવા જેમાં દરેક નાગરિના હકો સમાન છે, તો حَـدِّ سَـرِقَـةُ તેના ઉપર ચોરીની હદ લાગુ પાડવામાં નહીં આવે. શાસક પોતાની મુનસફી પ્રમાણે તેને તા'ઝીરી સજા કરી શકે છે.

બીજી વસ્તુ ચોર સાબિત થવા માટે માલ સુરક્ષિત હોવો જરૂરી છે. એટલે કે, કોઈ બંધ મકાન દ્વારા અથવા કોઈ રખેવાળ કે ચોકીદાર દ્વારા માલ સુરક્ષિત હોય, જે માલ કોઈ સુરક્ષિત જગ્યાએ ન હોય તેને કોઈ વ્યક્તિ ઉઠાવી લે તો તે પણ ચોરીની "હદ"ની સજા માટે યોગ્ય નહીં થાય અને માલ સુરક્ષિત હોવામાં શંકા પણ થઈ જાય, ત્યારે પણ સજાની હદ રદ થઈ જશે. ગુનોહ અને તા'ઝીરી સજાનો મા'મલો અલગ બાબત છે.

ત્રીજી શરત, વિના પરવાનગીએ લઈ લીધું હોવું જોઈએ, જે માલ લઈને અથવા ઉઠાવીને વાપરવાની કોઈને પરવાનગી આપી દીધી છે, તે તેને સંપૂર્ણ લઈ લે તો ચોરીની હદ લાગુ નહીં થાય અને પરવાનગીની શંકા પણ પેદા થઈ જાય, તો પણ હદ(ની સજા) રદ થઈ જશે.

ચોથી શરત, છુપાવીને લઈ લેવું છે, કારણ કે બીજાનો માલ જાહેરમાં લૂંટી લેવામાં આવે તો તે ચોરી નથી બલકે લૂંટફાટ છે, જેની સજા અગાઉ વર્ણન થઈ ચૂકી છે. મતલબ કે, ગુપ્ત રીતે ન હોય તો ચોરીની હદ તેના ઉપર લાગુ નહીં થાય.

આ શરતોની વિગતો સાંભળવાથી એ જાણ થઈ ગઈ હશે કે, આપણી

પ્રચલિત બોલચાલની ભાષામાં જેને ચોરી કહેવામાં આવે છે, તેની એક સામાન્ય અને લાંબી વ્યાખ્યા છે, તેનાથી ચોરીના આરોપી તમામ વ્યક્તિઓ ઉપર ચોરીની હદ એટલે કે હાથ કાપવાની શરઈ સજા લાગુ નથી થતી. બલકે, ચોરીના ફક્ત તે સ્વરૂપમાં જ ચોરીની શરઈ હદ લાગુ પડે છે, જેમાં ઉપર મુજબની આ બધી જ શરતો પૂરી થતી હોય.

એની સાથે જ એ પણ જાણ થઈ ચૂકી છે કે, જે સ્વરૂપોમાં ચોરીની શરઈ હદ રદ થઈ જાય તો એ જરૂરી નથી કે, અપરાધીને ખુલ્લી છૂટ મળી જાય બલકે, જે–તે સમયનો શાસક પોતાની મુનસફી પ્રમાણે તેને તા'ઝીરી સજા આપી શકે છે, જે શારીરિક સજા એટલે કે, કોરડા મારવાની સજા સ્વરૂપે પણ હોઈ શકે છે.

એ જ પ્રમાણે એવું પણ ન સમજવામાં આવે કે, જે સ્વરૂપોમાં ચોરીની કોઈ શરત પૂર્ણ ન થવાના કારણે ચોરીની શરઈ હદ લાગુ ન થઈ તો તે શરઈ રીતે જાઈઝ અને હલાલ છે. તેનું કારણ ઉપર બતાવવામાં આવી ચૂક્યું છે. અહીંયાં ગુનોહ અને આખિરતના અઝાબનું વર્ણન નથી, દુનિયાની સજા અને તે પણ ખાસ પ્રકારની સજાનું વર્ણન છે. આમ, કોઈ વ્યક્તિનો માલ તેની દિલી ખુશી વિના કોઈપણ રીતે લઈ લેવામાં આવે, તો તે હરામ અને આખિરતના અઝાબનું કારણ બને છે. જેમકે કુર્આને કરીમની આયત لَا تَاْكُلُوْٓا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ (૨:૧૮૮)માં તેનો ખુલાસો મૌજૂદ છે.

અત્રે આ વાત પણ વર્ણન કરવાપાત્ર છે કે, ચોરીમાં જે શબ્દો કુર્આને કરીમમાં આવે છે, તે વ્યભિચારમાં પણ છે, પરંતુ ચોરીની બાબતમાં પુરુષનું પહેલાં વર્ણન થયું છે અને સ્ત્રીનું પછી, જ્યારે વ્યભિચારમાં તેનાથી ઊલટું છે, પ્રથમ સ્ત્રીનું વર્ણન કરવામાં આવ્યું છે. ચોરીની સજામાં વર્ણન થયું છે, اَلسَّارِقُ وَالسَّارِقَةُ (૫:૩૮) અને વ્યભિચારની સજામાં ફરમાવ્યું કે, اَلزَّانِيَةُ وَالزَّانِىْ (૨૪:૨) આ વર્ણનમાં પુરુષ–સ્ત્રીના ઉલટ–સુલટ ક્રમની હિકમતો મુફસ્સિરો (વિવરણકારો)એ અનેક પ્રકારની લખી છે, તેમાં વધારે જે યોગ્ય લાગે છે, તે એ છે કે, ચોરીના ગુનાહમાં પુરુષ સ્ત્રી કરતાં વધારે કઠણ હોય છે. કારણ કે, તેને અલ્લાહ તઆલાએ આર્થિક ઉપાર્જનની જે શક્તિ આપી છે, તે સ્ત્રીને પ્રાપ્ત થઈ નથી. પુરુષ ઉપર આર્થિક ઉપાર્જનના આટલા બધા દરવાજાઓ અને માધ્યમો ખુલ્લા હોવા છતાં ચોરીના અપમાનજનક અપરાધોમાં સંડોવાયો છે, એ

તેના અપરાધને વધારે સંગીન બનાવે છે અને વ્યભિચારના કિસ્સામાં સ્ત્રીને અલ્લાહ તઆલાએ સ્વાભાવિક લજ્જા અને શરમ સાથે એવો માહોલ અર્પણ કર્યો છે કે, તે બધી જ વસ્તુઓ હોવા છતાં જો વ્યભિચાર આચરે તો આ બેહયાઈ અને નિર્લજ્જ કૃત્ય આચરવું તેના માટે સખત અપરાધ સમજવામાં આવે છે. એટલા માટે ચોરીના કિસ્સામાં પુરુષના વર્ણનને અગ્રિમતા આપવામાં આવી છે અને વ્યભિચારની બાબતમાં સ્ત્રીનું વર્ણન અગ્ર ક્રમે છે.

પ્રસ્તુત આયતના શબ્દોમાં ચોરીની શરઈ સજાનું વર્ણન કર્યા પછી બે વાક્યો ઈરશાદ ફરમાવ્યા છે. એક, جَزَاءًۢ بِمَا كَسَبَا એટલે કે, "સજા બદલો છે, તેમના દુષ્કૃત્યોનો." બીજું વાક્ય ફરમાવ્યું, نَكَالًا مِّنَ اللّٰهِ તેમાં બે શબ્દો છે, نَكَالُ અને مِنَ اللّٰهِ શબ્દ نَكَالُ નો અર્થ અરબી શબ્દકોષમાં એવી સજાનો છે કે, "જેને જોઈને અન્યોને પણ શિખામણ મળે અને ગુનાહો કરવાથી દૂર રહે." એટલા માટે نَكَالُ નો તરજુમો આપણા રૂઢિપ્રયોગ આધારે "ઈબ્રતનાક સજા" થાય છે, તેમાં ઈશારો એ છે કે, હાથ કાપવાની સખત સજા ખાસ હિકમત ઉપર આધારિત છે કે, એક વ્યક્તિ ઉપર આ સજા લાગુ પાડવામાં આવશે તો બધા જ કાંપી ઉઠશે અને સમાજમાં ચોરીના ધૃણાસ્પદ કૃત્યનું પ્રમાણ ઓછું થઈ જશે. બીજો શબ્દ مِنَ اللّٰه વધારીને એક મહત્ત્વના વિષય તરફ ઈશારો કર્યો, તે એ છે કે, ચોરીના અપરાધના બે સ્વરૂપો છે. એક એ કે, તેમાં કોઈ બીજા વ્યક્તિનો માલ તેની પરવાનગી વિના અને હક વિના લઈ લેવામાં આવે, તે એના ઉપર જુલમ થયો. બીજું એ કે, તેણે અલ્લાહ તઆલાના હુકમની અવગણના કરી તેનો ભંગ કર્યો. પ્રથમ સ્વરૂપથી આ સજા મજલૂમનો હક છે અને તેનો તકાદો એ છે કે, જેનો હક છે જો તે સજા મા'ફ કરી દે તો મા'ફ થઈ જશે, જેમકે કિસાસના બધા મસ્અલાઓમાં આ જ પ્રમાણે છે. બીજા સ્વરૂપ મુજબ આ સજા અલ્લાહ તઆલાના હુકમનું ઉલ્લંઘન કર્યું છે એટલે તેનો તકાદો એ છે કે, જે વ્યક્તિના માલની ચોરી કરી છે, જો તે મા'ફ પણ કરી આપે તો પણ મા'ફ નહીં થાય. જ્યાં સુધી કે અલ્લાહ તઆલા તેને મા'ફ ન કરે, જેને શરીઅતની પરિભાષામાં "હદ" અથવા "હુદૂદ" કહેવામાં આવે છે. શબ્દ مِنَ اللّٰهِ (મિનલ્લાહ)થી આ બીજું સ્વરૂપ નક્કી કરીને એ તરફ ઈશારો કર્યો કે, આ સજા "હદ" છે, "કિસાસ" નથી. એટલે કે, તેને સરકારી ગુનોહ કરવાના કારણે આ સજા આપવામાં આવી છે.

એટલા માટે જેની ચોરી કરી છે, તે મા'ફ પણ કરી દે તો તેના મા'ફ કરવાથી પણ સજા રદ થશે નહીં.

અંતિમ આયતમાં وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ફરમાવીને એ શંકાનો જવાબ આપી દીધો, જેની આજકાલ સામાન્ય રીતે લોકો ચર્ચા કરી રહ્યા છે કે, આ સજા ઘણી કઠોર છે અને અમુક ગુસ્તાખ, અજ્ઞાન લોકો તો એવું કહેવાથી પણ ખચકાતા નથી કે, આ જંગલી સજા છે. નઊઝુબિલ્લાહ ! ઈશારો એ તરફ ફરમાવ્યો કે, આ સખત સજા લાગુ પાડવી ફક્ત અલ્લાહ તઆલાના મજબૂત અને જબરદસ્ત હોવાના લીધે નથી બલકે, તેના હુકમ ઉપર આધારિત છે. જે શરીઅતની સજાઓને આજકાલ યુરોપના કહેવાતા બુદ્ધિશાળીઓ કઠોર અને જંગલી કહે છે, તેની હિકમત અને જરૂરત તથા ફાયદાઓની ચર્ચા આ જ આયતોની તફસીર પછી વિગતવાર આગળ આવશે.

બીજી આયતમાં ઇરશાદ ફરમાવ્યો, فَمَنْ تَابَ مِنْ بَعْدِ ظُلْمِهٖ وَاَصْلَحَ فَاِنَّ اللّٰهَ يَتُوْبُ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ؕ એટલે કે, જે વ્યક્તિ પોતાના દુષ્કૃત્યો અને ચોરીથી રોકાઈ જાય અને પોતાના આચરણની સુધારણા કરી લે, અલ્લાહ તઆલા તેને મા'ફ કરી દેશે. કારણ કે, અલ્લાહ ઘણો જ મોટો બખ્શનારો અને મહેરબાન છે. ડાકુગીરીની શરઈ સજા જેનું વર્ણન અમુક આયતો પહેલાં આવ્યું હતું, તેમાં પણ મા'ફીનું વર્ણન છે અને ચોરીની સજા પછી પણ મા'ફીનું વર્ણન છે, પરંતુ બંને સ્થળે મા'ફીના વર્ણનમાં એક વિશેષ તફાવત છે અને આ તફાવતની બીના પર બંને સજાઓમાં મા'ફીનો ભાવાર્થ ફુક્હાના મતે અલગ-અલગ છે. ડાકુગીરીની સજામાં તો અલ્લાહ તઆલાએ અપવાદ સ્વરૂપે ફરમાવ્યું, اِلَّا الَّذِيْنَ تَابُوْا مِنْ قَبْلِ اَنْ تَقْدِرُوْا عَلَيْهِمْ (૫ : ૩૪) જેનો હેતુ એ છે કે, ડાકુગીરીની જે શરઈ સજા આયતમાં વર્ણન થઈ છે, તેમાંથી આ સ્વરૂપ અપવાદ છે કે, ડાકુઓ ઉપર હુકૂમત કાબૂ મેળવે અથવા તેમની ધરપકડ કરે તે પહેલાં જો તેઓ તવબહ કરી લે તો તેમની આ શરઈ સજા મા'ફ કરી દેવામાં આવશે અને ચોરીની સજા પછી જે મા'ફીનું વર્ણન છે, તેમાં તેમની દુનિયવી સજા અપવાદમાં સામેલ નથી. બલકે, આખિરતના આધારે તેમની તવબહ કબૂલ થઈ હોવાનું વર્ણન છે, જેમાં فَاِنَّ اللّٰهَ يَتُوْبُ عَلَيْهِ ؕ તરફ ઈશારો મૌજૂદ છે કે, જે-તે સમયના શાસક ચોરની આ તવબહના કારણે શરઈ સજામાં બાંધછોડ નહીં કરે. બલકે,

અલ્લાહ તઆલા તેમના ગુનાહને મા'ફ કરીને આખિરતની સજાથી છુટકારો આપશે. એટલા માટે બધા જ ફુકહા લગભગ આ બાબત ઉપર સહમત છે કે, ડાકુ જો ધરપકડ થતાં પહેલાં તવબહ કરી લે તો તેના ઉપર ડાકુગીરીની શરઈ સજા લાગુ નહીં થાય, પરંતુ ચોર જો ચોરી કર્યા પછી ભલે ધરપકડ પહેલાં અથવા પછી ચોરીથી તવબહ કરી લે તો ચોરીની દુનિયવી હદ સજા સ્વરૂપે મા'ફ નહીં થાય. ગુનાહની મા'ફી આખિરતના આધારે થશે અને તેની તવબહના કારણે તેને આખિરતમાં છુટકારો મળવાનો ઈન્કાર થઈ શકતો નથી.

પછીની આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ يُعَذِّبُ مَنْ يَّشَاۗءُ وَيَغْفِرُ لِمَنْ يَّشَاۗءُ ۭ وَاللّٰهُ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ એટલે કે, "શું તમને ખબર નથી કે, આસમાનો અને જમીનની સલતનત અને હુકૂમત ફક્ત અલ્લાહ તબારક વ તઆલા માટે જ છે અને તેની એ શા'ન છે કે, જેને ઈચ્છે છે અઝાબ આપે છે, જેને ઈચ્છે છે મા'ફ કરી આપે છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ ઉપર કુદરત (કાબૂ) ધરાવે છે."

આ આયતની પાછળની આયત સાથે યોગ્ય ગોઠવણી આ પ્રમાણે છે કે, લૂંટફાટ અને ચોરીની શરઈ હદો જેમાં હાથ-પગ અથવા ફક્ત હાથ કાપી નાંખવાના સખત હુકમો છે. દેખીતી દૃષ્ટિએ આ હુકમો માનવતાની ઉચ્ચતા અને સન્માન વિરુદ્ધ અને તેના સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ હોવાના મરતબાની વિરુદ્ધનો લાગે છે. પરંતુ આ શંકાના નિવારણ માટે આ આયતમાં અલ્લાહ તબારક વ તઆલાએ પોતે સમગ્ર વિશ્વના એકમાત્ર હકીકી માલિક હોવાનું વર્ણન કર્યું, પછી પોતાના સંપૂર્ણ શક્તિશાળી હોવાનું વર્ણન કર્યું અને વચ્ચે એ ઈરશાદ ફરમાવ્યો કે, તે ફક્ત સજા અથવા અઝાબ જ નથી આપતો બલકે, મા'ફ પણ કરે છે અને આ મા'ફી અથવા સજાનો આધાર તેની હિકમત ઉપર છે. કારણ કે, તે જે પ્રમાણે માલિક અને સર્વશક્તિમાન છે, એ જ પ્રમાણે તે મહાન હિકમતવાળો પણ છે. જે પ્રમાણે તેની કુદરત અને સલતનતનો કોઈ તાગ મેળવવો મનુષ્યની શક્તિ બહારની વાત છે, એ જ પ્રમાણે તેની હિકમતોનું સંપૂર્ણ માપ કાઢવું પણ મનુષ્યની બુદ્ધિ અને તર્કમાં સમાય શકે એમ નથી અને સૈદ્ધાંતિક રીતે ચિંતન-મનન કરનાર લોકોને અમુક પૂરતા પ્રમાણમાં કંઈક જાણ થઈ જાય છે, જેનાથી તેમના દિલો સંતોષિત થઈ જાય છે.

ઈસ્લામી સજાઓ વિશે યુરોપના લોકો અને તેમના શિક્ષણ તથા સભ્યતાથી પ્રભાવિત થયેલ લોકો સામાન્ય રીતે આવા વાંધાઓ કાઢતા ફરે છે કે, આ સજાઓ કઠોર છે અને અમુક અડધા ઘડા અને ખાલી ચણા જેવા લોકો તો એવું કહેવાથી પણ ખચકાતા નથી કે, આ સજાઓ જંગલી છે અને માનવ અધિકારોની વિરુદ્ધ છે.

તે વિશે પ્રથમ એ બાબત સામે રાખો કે જે ઉપરોક્ત ફકરાઓમાં વર્ણન થઈ ચૂકી છે કે, કુર્આને કરીમે ફક્ત પાંચ અપરાધોની સજાઓ પોતે નક્કી કરીને લાગુ પાડી છે, જેને શરીઅતની પરિભાષામાં ''હદ'' કહેવામાં આવે છે. ડાકુગીરી–લૂંટફાટની સજા જમણો હાથ અને ડાબો પગ, ચોરીની સજા ડાબો હાથ કાડાં ઉપરથી કાપવો, વ્યભિચારની સજા અમુક સ્વરૂપોમાં સો કોરડા મારવા અને અમુક સ્વરૂપોમાં 'સંગસાર' કરીને કતલ કરી નાંખવાની સજા અને વ્યભિચારની જૂઠી તોહમત કોઈના ઉપર લગાવવાની સજા ૮૦ કોરડા અને દારૂ પીવાની શરઈ હદ જે સહાબા (રદિ.)ના ઈજ્માઅ્થી ૮૦ કોરડાઓ નક્કી કરવામાં આવ્યા છે. આ પાંચ ગુનાહો સિવાય બધા જ ગુનાહોની સજા જે–તે સમયના શાસકની મુનસફી ઉપર અવલંબિત છે કે, ગુનાહ અને ગુનેહગારની પરિસ્થિતિનું આકલન કરી જેટલી અને જેવી ઇચ્છે સજા આપે, તેમાં એવું પણ બની શકે છે કે, સજાઓની હદ લાગુ કરવાની કોઈ ખાસ વ્યવસ્થા ઈલ્મવાળા લોકો અને સલાહ આપવાની ક્ષમતા ધરાવનાર લોકોના મશવરાથી નક્કી કરીને કાજી અથવા જજને તેના બાધ્ય બનાવવા જોઈએ. જેમકે, આજકાલ સામાન્ય રીતે એસૅમ્બલીઓ દ્વારા ફોજદારી કાયદાઓ નક્કી કરવામાં આવે છે અને કાજી અને જજ નક્કી કરેલ સજાઓની જોગવાઈ અનુસાર મર્યાદાઓમાં રહીને સજાઓ જાહેર કરે છે. અલબત્ત ઉપરોક્ત ગુનાહોમાં જેની સજાઓ કુર્આન અને ઈજ્માઅ્થી નક્કી કરવામાં આવી છે, તેમાં કોઈ ગૃપ અથવા એસૅમ્બલી પરિવર્તન કે ફેરબદલીનો કોઈ અધિકાર ધરાવતા નથી. બલકે, તેમાં પણ જો અપરાધની સાબિતી શરીઅતે ઠરાવેલ માપદંડ અથવા ગવાહીઓથી ન થઈ શકે અથવા અપરાધની સાબિતી તો મળે પરંતુ જે શરતો સાથે આ સજા લાગુ પાડવામાં આવે છે તે શરતો પૂર્ણ ન થતી હોય અને અપરાધ કાજી અથવા જજ સામે સાબિત થાય તો આ સ્વરૂપમાં પણ શરઈ હદ લાગુ નહીં થાય. બલકે, ફોજદારી કાયદા અનુસાર સજા આપવામાં

આવશે, તેની સાથે શરીઅતનો એ કાયદો પણ નક્કી અને અટલ છે કે, શંકાનો ફાયદો અપરાધીને મળે છે. અપરાધની સાબિતીથી અથવા અપરાધની શરતોમાંથી કોઈ વસ્તુમાં શંકા ઊભી થઈ જાય તો શરીઅતની હદ રદ થઈ જાય છે, પરંતુ આવી પરિસ્થિતિમાં પણ જો અપરાધ અન્ય રીતે સાબિત થાય તો ફોજદારી સજા આપી શકાય છે.

જાણ થઈ કે, આ ગુનાહોના ઘણા બધા સ્વરૂપો એવા નીકળશે કે તેમાં શરીઅતની હદો લાગુ પાડવામાં નહીં આવે. બલકે, ફોજદારી સજાઓ આપીને શાસક કે સરકારે નક્કી કરેલ સજાઓ આપવામાં આવશે. ફોજદારી સજાઓ ઈસ્લામી શરીઅતે નક્કી નથી કરી બલકે, દરેક સમયમાં દરેક પરિસ્થિતિ પ્રમાણે સામાન્ય રીતે જે તે દેશના કાયદાઓ પ્રમાણે તેમાં પરિવર્તન અને ફેરબદલ કે સુધારા–વધારા કરી શકાય છે. આથી તેના ઉપર કોઈને પણ કોઈ પ્રકારનો વાંધો ઉઠાવવાની સંભાવના રહેતી નથી. હવે, ચર્ચા ફક્ત ઉપરોક્ત પાંચ ગુનાહોની સજાઓની છે, તેમાં પણ અમુક ખાસ સ્વરૂપો બાકી રહ્યા છે. દાખલા તરીકે, ચોરીને જ લઈ લો અને જુઓ કે, ઈસ્લામી શરીઅતે હાથ કાપવાની સજા દરેક જ ચોરી ઉપર લાગુ નથી કરી કે, જેને સામાન્ય બોલચાલની ભાષામાં ચોરી કહેવામાં આવે છે બલકે, ચોર પુરુષ અને ચોર સ્ત્રીનો જે ચોરીના ગુનાહ સબબ હાથ કાપવામાં આવે છે તેની એક ખાસ શરઈ વ્યાખ્યા છે, જેની વિગત ઉપર વર્ણન થઈ ચૂકી છે કે, કોઈનો માલ સુરક્ષિત જગ્યાએથી સુરક્ષાનો ભંગ કરી નાજાઈઝ પદ્ધતિથી ગુપ્ત રીતે કાઢી લે. આવી વ્યાખ્યાની રૂએ ઘણા બધા સ્વરૂપો જેને સામાન્ય બોલચાલની ભાષામાં ચોરી કહેવામાં આવે છે તે ચોરીની વ્યાખ્યામાંથી નીકળી જાય છે. દાખલા તરીકે, સુરક્ષિત સ્થળે માલ મૂક્યો હોવાની શરતથી જાણ થઈ કે, જાહેર પબ્લીક સ્થળોએ દાખલા તરીકે, મસ્જિદ, ઈદગાહ, બગીચા, ક્લબો, સ્ટેશન, વેઈટીંગ રૂમ, રેલવે, જહાઝ વગેરે જાહેર સ્થળો ઉપર મૂકવામાં આવેલ માલની કોઈ ચોરી કરે અથવા ઝાડ ઉપર લાગેલા ફળો ચોરી લે અથવા મધની ચોરી કરે તો તેના ઉપર શરીઅતની હદ લાગુ નહીં થાય બલકે, અન્ય દેશોના કાયદાઓની જેમ ફોજદારી સજા લાગુ કરવામાં આવશે. એ જ પ્રમાણે તે વ્યક્તિ જેને તમારા ઘરમાં પ્રવેશ કરવાની પરવાનગી આપવામાં આવી છે, ભલે તે તમારો નોકર હોય અથવા મજૂર કે કડિયો અથવા કોઈ દોસ્ત કે રિશ્તેદાર, જો

તે તમારા મકાનમાંથી કોઈ વસ્તુ લઈ જાય તો તે જો કે, બોલચાલની ભાષામાં ચોરી કરેલી કહેવાશે પરંતુ તેમાં ફોજદારી સજાની જોગવાઈ છે, હાથ કાપવાની શરઈ સજા લાગુ નહીં પડે. કારણ કે, તેણે તમારા ઘરમાં તમારી પરવાનગીથી પ્રવેશ કર્યો છે, તેના કિસ્સામાં મકાનની સુરક્ષાની શરત પૂર્ણ થતી નથી.

એ જ પ્રમાણે જો કોઈએ કોઈનું ખિસ્સુ કાપી લીધું અથવા હાથમાંથી કોઈ ઘરેણું અથવા રોકડ રકમ ઝૂંટવી લીધી અથવા ધોકો આપીને વસૂલ કરી લીધી અથવા અમાનત લઈને ફરી ગયો. આ બધી વસ્તુઓ હરામ અને નાજાઈઝ છે તથા સામાન્ય બોલચાલની ભાષામાં તેને ચોરી કહેવાય છે, પરંતુ તે બધા અપરાધો માટે ફોજદારી સજાની જોગવાઈ છે. તે જે તે સમયની સરકારોના કાયદાઓ ઉપર અવલંબિત છે. આવા કિસ્સાઓમાં ચોર માટેની શરઈ સજાના માપદંડ આધારે હદ લાગુ નહીં પડે. એટલા માટે તેનો હાથ કાપવામાં નહીં આવે.

એ જ પ્રમાણે કફનની ચોરી કરનારનો હાથ કાપવામાં નહીં આવે, કારણ કે, તે સુરક્ષિત સ્થળ નથી. બીજું એ કે, કફન ઉપર મય્યતની માલિકી નથી. હા ! તેનું આ કૃત્ય સખત હરામ છે, તેના ઉપર ફોજદારી સજા નિયમ અનુસાર આપવામાં આવશે. એ જ પ્રમાણે જો કોઈએ એક સંયુક્ત ભાગીદારીના માલમાંથી ચોરી કરી લીધી, જેમાં એક ભાગ તેનો પણ છે. ભલે તે વારસાનો માલ હોય અથવા વેપારની ભાગીદારીનો માલ હોય તો આ માલમાં ચોરી કરનારનો પોતાની માલિકીનો પણ અમુક હિસ્સો તેમાં સામેલ હતો. એટલા માટે આ માલિકીની શંકાના કારણે શરીઅતની શરઈ હદ લાગુ નહીં થાય બલકે, ફોજદારી સજા આપવામાં આવશે.

આ બધી શરતો તો ગુનાહની સાબિતી પૂર્ણ થવા માટે જરૂરી છે, જેનું સામૂહિક માળખું તમે જોઈ ચૂક્યા છો. હવે, બીજી બાબત સાબિતીઓ પૂર્ણ થવી છે. શરઈ હુદૂદને લાગુ પાડવામાં ઈસ્લામી શરીઅતે ખૂબ કાળજીપૂર્વક માપદંડો, ગવાહીઓ વગેરેમાં સામાન્ય વ્યવહારો કરતા વિશેષ કાળજી રાખી છે, વ્યભિચારની સજામાં તો બે ગવાહોના બદલે ચાર ગવાહોની શરત ઠરાવી છે, અને તે પણ જયારે કે તેઓ એવા નજરે જોનારા ગવાહો છે જેમાં કોઈપણ શબ્દ શંકાસ્પદ ન હોય. ચોરી વગેરેની ઘટનામાં જો કે, બે જ ગવાહો પૂરતા છે પરંતુ તે બે ગવાહો માટે સામાન્ય ગવાહોની શરતો ઉપરાંત અમુક વધારાની શરતો પણ

નક્કી કરવામાં આવી છે. દાખલા તરીકે, બીજા વ્યવહારોમાં જરૂરતની તકોમાં કાજીને અધિકાર આપ્યો છે કે, કોઈ ફાસિક દુષ્ટ આદમી વિશે જો કાજીને એવો સંતોષ થઈ જાય કે, તે વ્યક્તિનું આચરણ દુષ્ટ કક્ષાનું જ છે પરંતુ તે જૂઠું નથી બોલતો, તો કાજી તેની ગવાહી કબૂલ કરી શકે છે, પરંતુ શરઈ હુદૂદમાં કાજીને તેની ગવાહી કબૂલ કરવાનો અધિકાર નથી. સામાન્ય મા'મલાઓમાં એક પુરુષ અને બે સ્ત્રીઓની ગવાહી ઉપર ફેંસલો કરી શકાય છે, પરંતુ શરઈ હદ લાગુ પાડવામાં બે પુરુષોની ગવાહી જરૂરી છે. સામાન્ય મા'મલાઓમાં ઈસ્લામી શરીઅતે લાંબો સમય પસાર થઈ જવાની કોઈ મર્યાદા નક્કી નથી કરી. ઘટનાના કેટલાય સમય પછી કોઈ ગવાહી આપે તો કબૂલ કરી શકાય છે, પરંતુ "શરઈ હદ"ની બાબતમાં જો તાત્કાલિક ગવાહી ન આપે બલકે એક મહિનો અથવા તેનાથી વધારે સમય પસાર કર્યા પછી ગવાહી આપે, તો તે સ્વીકાર્ય નથી.

ચોરીની હદ લાગુ પાડવાની શરતોનો સામૂહિક મુસદ્દો જે અત્રે વર્ણન કરવામાં આવ્યો છે તેની વિગતો ફિક્હે હનફીની અત્યંત પ્રમાણિત કિતાબ "બદાએ ઉસ્સનાએઅ્"માંથી સંપાદિત કર્યો છે.

આ બધી શરતોનો ખુલાસો એ છે કે, શરીઅતની હદ ફક્ત એવા સ્વરૂપમાં જ લાગુ પાડવામાં આવશે, જ્યારે કે પવિત્ર શરીઅતે નક્કી કરેલ શરતો પ્રમાણે ગુનોહ પૂર્ણ થતો હોય અને તેની સાબિતી પણ સંપૂર્ણ હોય અને સંપૂર્ણ પણ એવી કે, તેનું કોઈ પણ પાસું શંકાસ્પદ ન હોય. આથી જાણ થઈ કે, શરીઅતે ઈસ્લામે જ્યાં આ ગુનાહોની સજા હિકમતના તકાદા પ્રમાણે સખત અને કઠોર પ્રકારની નક્કી કરી છે, ત્યાં જ શરીઅતની હદો લાગુ પાડવામાં પણ અત્યંત કાળજી રાખી છે. શરઈ હુદૂદની ગવાહીના માપદંડો પણ સામાન્ય ઘટનાઓના ગવાહીના માપદંડોથી અલગ અને ખૂબ જ ચીવટ તથા કાળજી ઉપર આધારિત છે, તેમાં થોડી ઘણી પણ જો ઉણપ કે ત્રુટી રહી જાય તો શરઈ હદને ફોજદારી ગુનાહમાં પરિવર્તિત કરવામાં આવે છે. એ જ પ્રમાણે ગુનાહની પૂર્ણતાની બાબતમાં કોઈ ઉણપ અથવા ક્ષતિ જોવામાં આવે, તો પણ શરઈ હદ રદ થઈ જાય છે. જો કે, તેના માટે ફોજદારી સજા બાકી રહી જાય છે, જેનું દેખીતું સ્વરૂપ એ હશે કે, "શરઈ હુદૂદ"ને લાગુ પાડવાની નોબત જવલ્લે જ આવે છે. સામાન્ય પરિસ્થિતિઓમાં શરઈ હુદૂદવાળા ગુનાહોમાં પણ ફોજદારી સજાઓ લાગુ

પાડવામાં આવે છે, પરંતુ જ્યાં કોઈ ગુનાહની સંપૂર્ણ સાબિતી શરતો સાથે પ્રમાણિત થઈ જાય ત્યારે તે એક ટકો કિસ્સાઓમાં ભલે હોય તો પણ તેની સજા અત્યંત કઠોર અને ઈબ્રતનાક આપવામાં આવે છે, જેનો ભય લોકોના દિલ અને દિમાગ ઉપર છવાય જાય છે અને તેઓ આ ગુનાહની પાસે જવાથી પણ ધ્રૂજી ઊઠે છે. આમ, હંમેશ માટે ગુનાહોનો નાશ થઈ જાય છે તથા જાહેર શાંતિ અને સલામતી સ્થાપિત થઈ જાય છે. એનાથી વિપરીત ફોજદારી કાયદાઓમાં જે ધંધાદારી અપરાધીઓ હોય છે, તેમની નજરમાં આવા કાયદાઓ એક રમત સમાન છે, જેની સાથે તેઓ ખૂબ હળવાશથી રમત રમે છે. જેલખાનામાં બેઠાં–બેઠાં પણ પોતાના ધંધાને ખૂબ ચમકાવે છે અને જેલમાં બેઠાં–બેઠાં પણ પોતાના અપરાધનું જાળ ફેલાવેલું રાખે છે. જે દેશોમાં શરીઅની હદો લાગુ પાડવામાં આવે છે, તેમની પરિસ્થિતિની સમીક્ષા કરવામાં આવે તો હકીકત સામે આવી જશે કે ત્યાં તમને ન તો ઘણા લોકોના હાથ કાપેલા નજરે પડશે, ન જ વર્ષોના વર્ષો આપને કોઈ સંગસારીની ઘટના નજરે પડશે. પરંતુ આ શરઈ સજાઓની ધાક દિલો ઉપર એવી છે કે, ત્યાં ચોરી, લૂંટફાટ અને નિર્લજ્જતાનું નામો–નિશાન નજરે નહીં પડે. સાઉદી અરેબિયાની પરિસ્થિતિથી તો સામાન્ય મુસલમાનો સીધે–સીધા વાકેફ છે. કારણ કે, હજ્જ અને ઉમરહના પ્રસંગે દરેક સમાજના, દરેક દેશના લોકો ત્યાં હાજર થાય છે. દિવસમાં પાંચ વખતે દરેક વ્યક્તિ એવું જૂએ છે કે, દુકાનો ખુલ્લી હોય છે, લાખોનો સામાન તેમાં પડેલો હોય છે અને દુકાનનો માલિક દુકાન બંધ કર્યા વિના જ નમાઝના સમયે હરમ શરીફમાં પહોંચી જાય છે અને ખૂબ સંતોષ સાથે નમાઝ અદા કર્યા પછી જ આવે છે. તેને ક્યારેય એવો વસવસો થતો નથી કે, તેની દુકાનમાંથી કોઈ વસ્તુ ગાયબ થઈ જશે. વળી, આ એક દિવસની વાત નથી, આખી જિંદગી આ જ પ્રમાણે પસાર થાય છે. દુનિયાના કોઈપણ વિકસિત અને સભ્યતાવાળા કહેવાતા દેશમાં કોઈ આવું કરીને જોઈ લે, તો એક જ દિવસમાં સેંકડો ચોરીઓ અને લૂંટફાટની વારદાતો બનશે. માનવ અધિકારો અને માનવ સભ્યતાના દા'વેદારો વિચિત્ર છે કે, ધંધાદારી અપરાધીઓ ઉપર દયા ખાય છે પરંતુ સમગ્ર માનવ સમાજ ઉપર દયા ખાતા નથી કે, જેમની જિંદગી આ ધંધાદારી અપરાધી લોકોએ ત્રાસદાયક બનાવી દીધી છે. વાસ્તવિકતા એ છે કે, એક અપરાધી ઉપર દયા ખાવી સમગ્ર માનવજાતિ

ઉપર જુલમ કરવા સમાન છે અને જાહેર શાંતિ તથા સલામતી ભંગ થવાનું સૌથી મોટું કારણ બને છે. એ જ કારણ છે કે, અલ્લાહ રબ્બુલ આલમીન નેક લોકો, ખરાબ લોકો, મુત્તકીઓ, વલીઓ, કાફિરો, ફાજિરો વગેરે બધાને જ રોઝી આપે છે. સાપ, વીંછી, વાઘ, વરુ, સિંહ વગેરેને પણ રોઝી આપે છે, તેની રહમત સમગ્ર વિશ્વ ઉપર છવાયેલી છે, તેણે જ્યારે શરીઅતની હદનો હુકમ કુર્આનમાં નાઝિલ ફરમાવ્યો તો સાથે એ પણ ફરમાવ્યું وَلَا تَاْخُذْكُمْ بِهِمَا رَأْفَةٌ فِىْ دِيْنِ اللّٰهِ એટલે કે, અલ્લાહની હદો મુજરિમો ઉપર લાગુ પાડવામાં કદાપિ દયા ન ખાવી જોઈએ અને બીજી બાજુ કિસાસને માનવ સમાજની જિંદગી ઠરાવી છે. وَلَكُمْ فِى الْقِصَاصِ حَيٰوةٌ يّٰاُولِى الْاَلْبَابِ જાણ થાય છે કે, ઈસ્લામી હદોનું ઉલ્લંઘન કરનારા એવું ઈચ્છતા જ નથી કે ગુનાહોનો નાશ થાય, નહિતર જ્યાં સુધી દયા અને કોઈની સાથે સદ્‌વર્તાવ કરવાનો સંબંધ છે, ઈસ્લામી શરીઅતથી વધારે તે કોણ શિખવાડી શકે છે, જેણે યુદ્ધના મેદાનમાં પણ પોતાના કાતિલ દુશ્મનોના હકનો ખ્યાલ રાખવાનું શિખવાડ્યું છે અને હુકમ આપ્યો છે કે, ઔરત સામે આવી જાય તો હાથ રોકી લો, બાળક સામે આવી જાય તો હાથ રોકી લો, ઘરડો સામે આવી જાય તો હાથ રોકી લો. જો અન્ય ધર્મનો ધાર્મિક વિદ્વાન કે સંત તમારા મુકાબલામાં યુદ્ધ માટે ભાગીદાર નથી થયો અને પોતાના ધર્મ પ્રમાણે પૂજાપાઠમાં મશ્ગૂલ હોય તો તેને કતલ ન કરો.

આ બધાથી વધીને આશ્ચર્યની વાત એ છે કે, આ ઈસ્લામી સજાઓ ઉપર વાંધા ઉઠાવવા માટે તે લોકોની જ જીભ ઉપડે છે, જેમના હાથ અત્યાર સુધીમાં લાખો બેગુનાહ નિર્દોષ લોકોના ખૂનથી રંગાયેલા છે, જેમના વિશે કોઈ યુદ્ધ અને મુકાબલાની કલ્પના પણ નથી થઈ શકતી કે જેમાં સ્ત્રીઓ, બાળકો, ઘરડાઓ બધાને બચાવવાનો પ્રયત્ન કરવામાં આવતો હોય બલકે, જેમના ક્રોધની આગને હિરોશીમા અને નાગાસાકીની ઘટના પણ ઠંડી નથી કરી શકી, બલકે દરરોજ કોઈ નવા ખતરનાકથી ખતરનાક બૉમ્બ બનાવવાના અખતરામાં પ્રવૃત્ત છે. આપણે એના સિવાય શું કહી શકીએ કે, અલ્લાહ તઆલા તેમની આંખો ઉપરથી સ્વાર્થના પડદા હટાવી દે અને દુનિયામાં શાંતિ સ્થાપવામાં સહીહ ઈસ્લામની પદ્ધતિઓ તરફ આવવાની હિદાયત આપે.

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૪૧-૪૨-૪૩)

يٰٓاَيُّهَا الرَّسُوْلُ لَا يَحْزُنْكَ الَّذِيْنَ يُسَارِعُوْنَ فِي الْكُفْرِ مِنَ الَّذِيْنَ قَالُوْٓا اٰمَنَّا
بِاَفْوَاهِهِمْ وَلَمْ تُؤْمِنْ قُلُوْبُهُمْ ۛ وَمِنَ الَّذِيْنَ هَادُوْا ۛ سَمّٰعُوْنَ لِلْكَذِبِ سَمّٰعُوْنَ
لِقَوْمٍ اٰخَرِيْنَ ۙ لَمْ يَاْتُوْكَ ۭ يُحَرِّفُوْنَ الْكَلِمَ مِنْۢ بَعْدِ مَوَاضِعِهٖ ۚ يَقُوْلُوْنَ
اِنْ اُوْتِيْتُمْ هٰذَا فَخُذُوْهُ وَاِنْ لَّمْ تُؤْتَوْهُ فَاحْذَرُوْا ۭ وَمَنْ يُّرِدِ اللّٰهُ فِتْنَتَهٗ
فَلَنْ تَمْلِكَ لَهٗ مِنَ اللّٰهِ شَيْـًٔا ۭ اُولٰۗىِٕكَ الَّذِيْنَ لَمْ يُرِدِ اللّٰهُ اَنْ يُّطَهِّرَ
قُلُوْبَهُمْ ۭ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ ښ وَّلَهُمْ فِي الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ﴿٤١﴾ سَمّٰعُوْنَ
لِلْكَذِبِ اَكّٰلُوْنَ لِلسُّحْتِ ۭ فَاِنْ جَاۗءُوْكَ فَاحْكُمْ بَيْنَهُمْ اَوْ اَعْرِضْ عَنْهُمْ ۚ
وَاِنْ تُعْرِضْ عَنْهُمْ فَلَنْ يَّضُرُّوْكَ شَيْـًٔا ۭ وَاِنْ حَكَمْتَ فَاحْكُمْ بَيْنَهُمْ بِالْقِسْطِ ۭ
اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُقْسِطِيْنَ ﴿٤٢﴾ وَكَيْفَ يُحَكِّمُوْنَكَ وَعِنْدَهُمُ التَّوْرٰىةُ فِيْهَا حُكْمُ
اللّٰهِ ثُمَّ يَتَوَلَّوْنَ مِنْۢ بَعْدِ ذٰلِكَ ۭ وَمَآ اُولٰۗىِٕكَ بِالْمُؤْمِنِيْنَ ﴿٤٣﴾

## તરજુમો :

*હે રસૂલ ! તેમનો ગમ ન કરો જેઓ દોડીને કુફ્રમાં પડે છે, તે લોકો જેઓ પોતાના મોઢાંથી કહે છે અમે મુસલમાન છે, અને તેમના દિલ મુસલમાન નથી; અને તે જેઓ યહૂદી છે, જૂઠું બોલવા માટે જાસૂસી કરે છે, તેઓ બીજી જમાઅતના જાસૂસ છે જે તમારા સુધી નથી આવી, વાતને એનું ઠેકાણું છોડીને બદલી નાંખે છે; કહે છે, જો તમને આ હુકમ મળે તો કબૂલ કરી લેજો અને જો આ હુકમ ન મળે તો બચતા રહેજો; અને જેને અલ્લાહે ગુમરાહ કરવા ઈચ્છયું, બસ અલ્લાહના ત્યાં તમે તેમના માટે કંઈ કરી શકતા નથી, આ તે જ લોકો છે જેમને અલ્લાહે ઈચ્છયું નહીં કે તેમના દિલ પાક કરે, તેમને દુનિયામાં ઝિલ્લત છે અને તેમને આખિરતમાં મોટો અઝાબ છે.*

*(૪૧) જાસૂસી કરનારા જૂઠું બોલવા માટે અને મોટું હરામ ખાનારા; બસ, જો તેઓ તમારી પાસે આવે તો તેમનામાં ફેંસલો કરી આપો અથવા તેમનાથી મોઢું ફેરવી લો, અને જો તમે તેમનાથી મોઢું ફેરવી લેશો તો તેઓ તમારું કંઈ જ બગાડી શકશે નહીં, અને જો તમે ફેંસલો કરો તો તેમનામાં ઈન્સાફથી ફેંસલો કરો; બેશક ! અલ્લાહ ઈન્સાફ કરનારાઓને દોસ્ત રાખે છે. (૪૨) અને તેઓ તમને કઈ રીતે મુન્સિફ બનાવશે ? અને તેમની પાસે તો તવરાત છે જેમાં અલ્લાહનો હુકમ છે, પછી તેના પછી ફરી જાય છે અને તેઓ કદાપિ માનનારા નથી. (૪૩)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

સૂરએ માઈદહના ત્રીજા રુકૂઅથી અહલે કિતાબનું વર્ણન ચાલી રહ્યું છે. વચ્ચે અમુક-અમુક ટૂંકા વિષયો ખાસ-ખાસ યોગ્ય વસ્તુસ્થિતિ આધારે વર્ણન થયા હતા. હવે, આગળ ફરી અહલે કિતાબનું વર્ણન દૂર સુધી ચાલ્યું ગયું છે. અહલે કિતાબમાં યહૂદીઓ અને નસારાના બે ફિરકા તો હતા જ, એક ત્રીજો ફિરકો તેમાં સામેલ થઈ ગયો હતો, જે વાસ્તવમાં યહૂદી હતો પરંતુ મુનાફિકપણું અપનાવી દંભી રીત અપનાવી મુસલમાન થઈ ગયો હતો. તે લોકો મુસલમાનો સામે પોતાના ઈસ્લામને જાહેર કરતા હતા અને જ્યારે પોતાના સહધર્મી યહૂદીઓમાં બેસતા ત્યારે ઈસ્લામ અને મુસલમાનોની ઠઠ્ઠા-મશ્કરી કરતા હતા, પ્રસ્તુત ત્રણ આયતો આ જ ત્રણ ફિરકાઓના આવા આચરણ અને તેમની પરિસ્થિતિના સંદર્ભમાં છે, જેનાથી જાહેર થાય છે કે, આ લોકો અલ્લાહ તઆલાના હુકમો અને હિદાયતોમાં તા'વીલ (યુક્તિપૂર્વકની બાંધછોડ) કરીને તેને પોતાની મનેચ્છાઓ પ્રમાણે બનાવવાની કોશીશમાં અને ચિંતામાં રહેતા હતા. પ્રસ્તુત આયતોમાં આવા લોકોનું દુનિયા અને આખિરતમાં અપમાન અને તેમના ખરાબ પરિણામનું વર્ણન છે. આ સંદર્ભમાં મુસલમાનોને અમુક પાયાની સૂચનાઓ અને શરીઅતના હુકમો વર્ણન કર્યા છે.

## આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

પ્રસ્તુત આયતો નાઝિલ થવાનું કારણ બે ઘટનાઓ છે, જે રસૂલે કરીમ ﷺના સમયકાળમાં મદીના મુનવ્વરહના આસપાસના રહેનારા યહૂદી

કબીલાઓમાં બની હતી. એક ઘટના હત્યા અને કિસાસની અને બીજી ઘટના વ્યભિચાર અને તેની સજાની છે.

એ વાત તો કોઈ ઈતિહાસના જાણનાર માટે ગુપ્ત નથી કે, ઈસ્લામ આવ્યા અગાઉ દરેક સ્થળે દરેક પ્રદેશમાં અને દરેક વર્ગના લોકોમાં અત્યાચાર અને જોર-જબરદસ્તીની બોલબાલા હતી. દરેક તાકતવર કમજોરને, ઈજ્જતવાળો બેઈજ્જતને ગુલામ બનાવી રાખતો હતો. મજબૂત અને આબરૂદાર વ્યક્તિઓ માટે અલગ કાયદાઓ હતા તથા કમજોર અને માન-મોભા વિનાના લોકો માટે બીજા કાયદાઓ હતા, જેમકે આજે પણ પોતાને ધાર્મિક અને સભ્ય સમાજ કહેનારા ઘણા સુસંસ્કૃત ગણાતા લોકોમાં કાળા અને ગોરાનો કાયદો જુદો-જુદો છે. (આ મૂળ તફસીર લખાઈ ત્યારે દક્ષિણ આફ્રિકા અને અન્ય અમુક દેશોમાં કાળા-ગોરાના રંગભેદ આધારે દેશના બંધારણમાં એક જ બાબત માટે અલગ-અલગ કાયદાઓની જોગવાઈ હતી. -અનુવાદક) માનવતાના ઉપકારક રસૂલે કરીમ ﷺએ આવીને માનવજાતિને માનવતા અને માનવ અધિકારોનો સબક શિખવાડયો, રસૂલે કરીમ ﷺએ મદીના તય્યિબહ આવતાં પહેલાં મદીનાની આજુબાજુ યહૂદીઓના બે કબીલાઓ બનુ કુરયઝા અને બનુ નજીર વસવાટ કરતા હતા. તેમનામાંથી બનુ નજીર શક્તિ અને દબદબામાં તથા દૌલત અને ઈજ્જતમાં બનુ કુરયઝા કરતાં વધારે હતા. એટલે સુધી કે, બનુ નજીરને બનુ કુરયઝાએ એ અપમાનજનક કરાર કરવા માટે મજબૂર કર્યા હતા કે, જો બનુ નજીરનો કોઈ વ્યક્તિ બનુ કુરયઝાના કોઈ વ્યક્તિની હત્યા કરે, તો તેનો કિસાસ એટલે કે, જીવના બદલે જીવ લેવાનો તેમને હક ન હશે. બલકે, ફક્ત ૭૦ વસક ("વસક" અરબોનું વજન કરવાનું એક માપ હતું, જે આજના યુગ પ્રમાણે લગભગ ૧૯૫.૩૦ કિ.ગ્રા. થાય છે) ખજૂરો ખૂનબહા (વળતર) તરીકે આપવામાં આવશે અને જો ઘટના તેનાથી ઊલટી હોય, એટલે કે બનુ કુરયઝાનો કોઈ વ્યક્તિ બનુ નજીરના કોઈ વ્યક્તિની હત્યા કરે તો કાયદો એ હશે કે, તેના હત્યારાને કતલ કરવામાં આવશે અને "ખૂનબહા" (હત્યાનું વળતર) પણ લેવામાં આવશે અને તે બનુ નજીરના ખૂનબહાથી બમણુ એટલે કે, ૧૪૦ વસક ખજૂરો છે, એટલું જ નહીં બલકે, તેની સાથે એ પણ કે, જો તેમની સ્ત્રીની હત્યા થઈ હોય તો તેના બદલામાં બનુ કુરયઝાનો એક પુરુષ કતલ કરવામાં આવશે અને જો

હત્યા થયેલ વ્યક્તિ પુરુષ હોય તો બનુ કુરયઝાના બે પુરુષોની હત્યા કરવામાં આવશે અને જો બનુ નજીરના ગુલામને કતલ કરવામાં આવ્યો હોય તો તેના બદલામાં બનુ કુરયઝાના આઝાદ વ્યક્તિને કતલ કરવામાં આવશે અને જો બનુ નજીરના કોઈ વ્યક્તિનો બનુ કુરયઝાના કોઈ વ્યક્તિએ એક હાથ કાપી નાંખ્યો હોય તો બનુ કુરયઝાના વ્યક્તિના બે હાથ કાપી નાંખવામાં આવશે, એક કાન કાપી નાંખ્યો હોય તો બે કાન કાપી નાંખવામાં આવશે. ઈસ્લામ પહેલાં આ કાયદો બંને કબીલાઓ વચ્ચે લાગુ પાડવામાં આવેલ હતો અને બનુ કુરયઝા પોતાની અશક્તિ અને લાચારીના કારણે આ અન્યાયી કાયદો માનવા માટે મજબૂર હતા.

જ્યારે રસૂલે કરીમ ﷺ હિજરત કરીને મદીના તશરીફ લાવ્યા અને મદીના એક દારુલ ઈસ્લામ બની ગયું, આ બંને કબીલાઓ હજુ પણ ન તો ઈસ્લામમાં દાખલ થયા હતા અને ન જ કોઈ કરારની રૂએ ઈસ્લામના હુકમોના પાબંદ હતા, પરંતુ ઈસ્લામી કાનૂનના ન્યાય અને તેની જાહેર સરળતા અને સહૂલતોને દૂરથી અનુભવી રહ્યા હતા. આ સમય દરમિયાન એક ઘટના બની કે, બનુ કુરયઝાના એક વ્યક્તિએ બનુ નજીરના એક વ્યક્તિની હત્યા કરી નાંખી તો બનુ નજીરે ઉપરોક્ત કરાર પ્રમાણે બનુ કુરયઝા પાસે બમણી દિય્યત (વળતર)ની ખૂનબહા તરીકે માંગણી કરી. બનુ કુરયઝા જો કે, ઈસ્લામમાં દાખલ થયા ન હતા, ન જ નબીએ કરીમ ﷺ સાથે તે સમય સુધી તેમનો કોઈ કરાર થયો હતો, પરંતુ આ લોકો યહૂદી હતા, તેમનામાં ઘણા બધા ભણેલા-ગણેલા લોકો હતા, જે તવરાતની આગાહીઓ પ્રમાણે જાણતા હતા કે, રસૂલે કરીમ ﷺ જ અંતિમ યુગના નબી છે, જેમના આવવાની ખુશખબરી તવરાતે આપી છે, પરંતુ ધાર્મિક પૂર્વગ્રહ અથવા દુનિયવી લાલચના કારણે તેઓ ઈમાન લાવ્યા ન હતા અને એવું પણ જોઈ રહ્યા હતા કે, રસૂલે કરીમ ﷺનો ધર્મ માનવીય સમાનતા, ન્યાય, અને ઈન્સાફનો ઝંડેધારી છે. એટલા માટે બનુ નજીરના જુલમથી બચવા માટે આ એક સહારો અને આધાર મળ્યો અને તેમણે બમણી દિય્યત આપવાથી એવું કહીને ઈન્કાર કરી દીધો કે, આપણે બંને એક જ કુટુંબના એક જ પ્રદેશના નાગરિકો છે અને આપણા બંનેનો ધર્મ પણ એક જ છે, એટલે કે આપણા બંને કબીલાઓ યહૂદી જ છે, તો આ અન્યાયી વ્યવહાર જે આજ સુધી તમારી જબરદસ્તી અને જુલમથી અમારી કમજોરીના કારણે અમારી સાથે થતો રહ્યો છે, હવે અમે તેને

ચાલવા નહીં દઈએ.

આ જવાબથી બનૂ નજીરમાં ક્રોધની જ્વાળા ભભૂકી ઊઠી અને લગભગ એવું લાગતું હતું કે, બંને વચ્ચે યુદ્ધ છેડાય જશે, પરંતુ તો પણ અમુક ઘરડાઓ અને વડીલોના મશ્વરાથી એવું નક્કી થયું કે, આ મા'મલાનો ફેંસલો રસૂલે કરીમ ﷺ પાસે કરાવવામાં આવે. બનૂ કુરયઝા તો એવું ઇચ્છતા જ હતા કારણ કે, તેઓ જાણતા હતા કે રસૂલે કરીમ ﷺ બનૂ નજીરના અત્યાચારને મંજૂરી અને માન્યતા નહીં આપે. બનૂ નજીરે પણ પરસ્પર સલાહ-મશ્વરો કર્યો અને સુલેહની રૂએ એ બાબત ઉપર મજબૂર થઈ ગયા, પરંતુ તેમણે એવું ષડયંત્ર રચ્યું કે, રસૂલે કરીમ ﷺની પાસે મુકદ્દમો લઈ જતા પહેલાં કોઈ એવા લોકોને આગળ મોકલ્યા, જે વાસ્તવમાં તો તેમના સહધર્મી યહૂદીઓ જ હતા, પરંતુ તેમણે મુનાફિક બનીને ઇસ્લામની જાહેરાત કરી અને રસૂલુલ્લાહ ﷺ પાસે આવતા-જતા હતા અને તેમનો હેતુ એ હતો કે, આ લોકો કોઈપણ પ્રકારે મુકદ્દમાના ફેંસલાથી પહેલાં આ મા'મલામાં રસૂલે કરીમ ﷺનું વલણ અને તેમની વિચારસરણી જાણી લે અને આ જ તાકીદ તેમના લોકોને પણ કરી દીધી કે, રસૂલે કરીમ ﷺ જો આપણી માંગણી પ્રમાણે ફેંસલો કરે, તો તેને સ્વીકારી લેવો અને જો તેનાથી વિરુદ્ધ ફેંસલો કરે તો તેને સ્વીકાર ન કરવો.

આ આયતની પૂર્વભૂમિકા સ્વરૂપે આ ઘટનાને વિગતવાર વર્ણન કરીને બગવીએ લખ્યું છે અને મુસ્નદે અહમદ તથા અબૂદાવુદમાં હઝરત અબ્દુલ્લાહ ઇબ્ને અબ્બાસ (રદિ.) દ્વારા તેનો ખુલાસો વર્ણન થયો છે. *(મઝહરી)*

આ જ પ્રમાણે એક બીજી ઘટના વ્યભિચારની છે, જેની વિગત બગવી (રહ.)એ એવી નકલ કરી છે કે, ખયબરના યહૂદીઓમાં આ ઘટના બની અને તવરાતની નક્કી કરેલ સજા પ્રમાણે તે બંનેને સંગસાર કરવા જરૂરી હતા પરંતુ આ બંને કોઈ એક મોટા કુટુંબના વ્યક્તિઓ હતા. યહૂદીઓએ પોતાની જૂની ટેવ પ્રમાણે તેમની સજામાં નરમી થાય એમ ઇચ્છયું અને તેમને એ ખબર હતી કે, ઇસ્લામ ધર્મમાં ઘણી સહૂલતો આપવામાં આવી છે, એ બીનાએ તેમણે એવું સમજ્યું કે, ઇસ્લામમાં તેમની સજામાં કોઈ ઘટાડો થશે. ખયબરના લોકોએ પોતાના કુટુંબી બનુ કુરયઝા પાસે સંદેશ મોકલ્યો કે, આ ઘટનાનો ફેંસલો મુહમ્મદ (ﷺ) પાસે કરાવી આપે અને બંને ગુનેહગારોને પણ સાથે મોકલી આપ્યા.

તેમનો ઈરાદો એવો હતો કે, જો રસૂલે કરીમ ﷺ કોઈ હલકી સજા લાગુ પાડે તો માની લેવી નહિતર ઈન્કાર કરી દેવો. બનુ કુરયઝાએ પ્રથમ તો ખચકાટ અનુભવ્યો કે, ખબર નહીં, આપ ﷺ શું ફેંસલો કરે ? અને ત્યાં ગયા પછી તેને માનવો જ પડે. પરંતુ અમુક સમય ચર્ચા-વિચારણા કર્યા પછી નક્કી કર્યું કે, તેમના અમુક આગેવાનો રસૂલે કરીમ ﷺની સેવામાં આ ગુનેહગારોને લઈને જાય અને આપ ﷺ પાસે તેનો ફેંસલો કરાવે.

આથી કઅ્બ ઈબ્ને અશરફ વગેરેનું એક પ્રતિનિધિ મંડળ આ ગુનેહગારોને સાથે લઈ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયું અને સવાલ કર્યો કે, શાદીશુદા પુરુષ અને સ્ત્રી જો વ્યભિચારનું દુષ્કૃત્ય આચરે તો તેમની શું સજા છે ? રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, શું તમે મારો ફેંસલો માનશો ? તેમણે ઈકરાર કર્યો તે જ સમયે હઝરત જિબ્રઈલ (અલૈ.) અલ્લાહ તઆલાનો આ હુકમ લઈને આવ્યા કે, તેમની સજા સંગસાર કરી દેવાની અથવા કતલ કરી નાંખવાની છે. આ લોકોએ જ્યારે આ ફેંસલો સાંભળ્યો તો તેઓ હતપ્રભ બની ગયા અને આ ફેંસલો માનવાથી ઈન્કાર કરી દીધો.

જિબ્રઈલ (અલૈ.)એ રસૂલુલ્લાહ ﷺને મશ્વરો આપ્યો કે, તમે તે લોકોને એવું કહો કે, મારા આ ફેંસલાને માનવા અને ન માનવા માટે ઈબ્ને સૂરિયાને હકમ (લવાદ) બનાવી દો અને હઝરત જિબ્રઈલે ઈબ્ને સૂરિયાનું ચારિત્ર્ય અને નૈતિકતા રસૂલે કરીમ ﷺને બતાવી આપી. આપ ﷺએ આવેલા પ્રતિનિધિ મંડળને પૂછ્યું કે, શું તમે આ યુવાનને ઓળખો છો ? જે સફેદ રંગનો છે પરંતુ એક આંખે મા'ઝૂર છે, ફિદકમાં રહે છે, જેને ઈબ્ને સૂરિયા કહેવામાં આવે છે. બધાએ ઈકરાર કર્યો. રસૂલે કરીમ ﷺએ પૂછ્યું, તમે લોકો તેને કેવો સમજો છો ? તેમણે કહ્યું કે, યહૂદી વિદ્વાનોની રૂએ પૃથ્વી ઉપર તેનાથી મોટો કોઈ વિદ્વાન નથી. આપ ﷺએ ફરમાવ્યું, તેને બોલાવો.

આથી તેને બોલાવવામાં આવ્યો, રસૂલે કરીમ ﷺએ તેને કસમ આપીને પૂછ્યું કે, "આવી પરિસ્થિતિમાં તવરાતનો શું હુકમ છે ?" તે બોલ્યો કે, "કસમ તે જાતની જેની કસમ તમે મને આપી છે. જો તમે એ કસમ ન આપી હોત અને મને એ ભય ન હોત કે જૂઠી વાત કહેવાની હાલતમાં તવરાત મને સળગાવી નાંખે,

હું આ હકીકત કદાપિ જાહેર ન કરત. હકીકત એ છે કે, ઈસ્લામના હુકમની જેમ જ તવરાતમાં પણ એ જ હુકમ છે કે, તે બંનેને સંગસાર કરીને કતલ કરી નાંખવામાં આવે.''

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, ''પછી તમારા ઉપર શું આફત આવી કે તમે તવરાતના હુકમનો વિરોધ કરી રહ્યા છો ?'' ઈબ્ને સૂરિયાએ કહ્યું, ''અસલ વાત એ છે કે, વ્યભિચારની શરઈ સજા અમારા ધર્મોમાં પણ આ જ છે પરંતુ અમારો એક શાહજાદો આ ગુનાહમાં સંડોવાઈ ગયો, અમે તેને જતો કરી છોડી દીધો, તેને સંગસાર ન કર્યો, પછી આ જ ગુનોહ એક સામાન્ય માણસથી થયો અને જવાબદારોએ તેને સંગસાર કરવાની ઈચ્છા દર્શાવી, તો આરોપીના જૂથના લોકોએ વિરોધ કર્યો કે, જો શરઈ સજા તેને આપવી હોય તો પહેલાં શાહજાદાને આપો, નહિતર અમે આ સજા અમારા ઉપર લાગુ નહીં થવા દઈએ. આ વાત વધી તો બધાએ મળીને સૂલેહ કરી લીધી કે, બધાના માટે એક જ સરખી સજા નક્કી કરવામાં આવે અને તવરાતના હુકમને છોડી દેવામાં આવે. એટલા માટે અમે મારપીટ કરીને મોઢું કાળું કરી જુલૂસ કાઢવાની સજા નક્કી કરી અને હવે અમારામાં આ જ રિવાજ થઈ ગયો.''

## તફસીર :

હે રસૂલ (ﷺ) ! જે લોકો કુફ્ર(ની વાતો)માં દોડી-દોડીને પડે છે (એટલે કે તેમની સાથે કોઈ જાતના ખચકાટ વિના હળી-મળી રસપૂર્વક તેમની સાથે વાતો કર્યા કરે છે) તમને તે ગમગીન ન કરે (એટલે કે, આપ ﷺ તેમના કુફ્રથી ગમગીન અને દિલગીર ન થાઓ) ભલે તેઓ એવા લોકોમાંથી હોય, જેઓ પોતાના મોઢાથી તો (જૂઠું બોલીને) કહે છે કે, અમે ઈમાન લાવ્યા અને તેમના દિલ યકીન (એટલે કે ઈમાન) લાવ્યા નથી અને (અત્રે આ મુનાફિકો બાબતે કહેવાયું છે જેઓ એક ઘટનામાં રસૂલે કરીમ ﷺની સેવામાં હાજર થયા હતા અને) ભલે તે લોકોમાંથી હોય જેઓ યહૂદી છે (જેમકે બીજી ઘટનામાં એ લોકો હાજર થયા હતા), એ (બંને પ્રકારના) લોકો (પ્રથમથી જ દીન બાબતે પોતાના માર્ગ ભટકેલા આલિમો પાસેથી) ખોટી વાતો સાંભળવાની ટેવ ધરાવે છે (અને તેમની ગલત વાતોના સમર્થન માટે અહીંયાં આવીને) તમારી વાતો બીજી કૌમ

તરફથી કાન ધરી-ધરીને સાંભળે છે, જે કૌમની એવી હાલત છે કે (એક તો) તેઓ તમારી પાસે (અભિમાન અને અદાવતના કારણે પોતે) નથી આવ્યા (બલકે, બીજાઓએ મોકલ્યા છે અને બીજાઓએ મોકલ્યા તો છે, પરંતુ સચ્ચાઈના સંશોધન માટે નહીં બલકે, કદાચ પોતાના ફેરબદલ કરવામાં આવેલ હુકમો પ્રમાણે તેના સમર્થનમાં કોઈ વાત મળી જાય. કારણ કે, પ્રથમથી જ તેઓ); કલામ(-એ-ઈલાહી) એમ છતાં કે તે (કલામ) પોતાના (સત્ય) જગ્યાએ (કાયમ) હોય છે (શબ્દોની હેરાફેરીથી અથવા અર્થોની દૃષ્ટિએ અથવા બંને રીતે) બદલતા રહે છે (એટલા માટે આ આદત પ્રમાણે "દિય્યત" અને "રજમ"ના હુકમને પણ પોતાના નક્કી કરેલા રિવાજ દ્વારા બદલી નાંખ્યો, પછી એ સંભાવનાથી કે કદાચ શરીઅતે મુહમ્મદિય્યહ ﷺ દ્વારા આ રિવાજને કોઈ સહારો મળી જાય. એટલે સુધી કે, પોતાના જાસૂસોને મોકલ્યા. ત્રીજું એ કે, પોતાના બદલી નાંખેલ રિવાજ પ્રમાણે વાત શોધવા માટે તેમની પાસે રહેતા હતા બલકે, વિશેષતઃ એ કે, જનારાઓને) કહે છે કે, જો તમને (ત્યાં જઈને) એ હુકમ મળી જાય (જે આપણે બદલી નાંખ્યો છે) ત્યારે તો તે કબૂલ કરી લેજો (એટલે કે તે પ્રમાણે અમલ કરવાનો ઈકરાર કરી લેજો) અને જો તમને એ હુકમ (જે આપણે બદલી નાંખ્યો છે) ન મળે, તો (તેને કબૂલ કરવાથી) એહતિયાત રાખજો, (બસ આ મોકલનારી કૌમમાં જેની જાસૂસી કરવા આ લોકો આવ્યા છે, અમુક ખરાબીઓ થઈ, પ્રથમ, અભિમાન અને વેર-ઝેરના કારણે પોતે હાજર ન થયા, બીજું, સચ્ચાઈના સંશોધન કરવાનો હેતુ ન હતો બલકે, સચ્ચાઈને ફેરબદલ કરીને તેનું સમર્થન પ્રાપ્ત કરવાની ચિંતામાં હતા. ત્રીજું, અન્યોને પણ સત્ય કબૂલ કરવાથી રોકતા હતા, અહીંયાં સુધી આવનારા અને મોકલનારાઓની અલગ-અલગ ટીકા થઈ છે. આગળ એ બધાની સામૂહિક ટીકા થાય છે) અને (અસલ વાત એ છે કે,) જેનું ખરાબ (અને માર્ગ ભટકેલ) હોવું અલ્લાહને જ મંજૂર હોય (જો કે આ મંજૂરીનું સર્જન તે ગુમરાહના ગુમરાહ થવાના ઈરાદા પછી જ થાય છે) તો તેના માટે અલ્લાહ સામે (હે શ્રોતાગણ) તારું કંઈ જ ચાલી નહીં શકે (કે આ ગુમરાહીને પેદા ન થવા દે, આ તો એ વિશેનો સામાન્ય નિયમ થયો. હવે, એ સમજી લો કે) આ લોકો એવા (જ) છે, અલ્લાહ તઆલાને તેમના દિલોનું (કુફ્રની વાતથી) પાક કરવું મંજૂર ન થયું (કારણ કે, આ લોકો ઈરાદો જ

નથી કરતા. એટલા માટે અલ્લાહ તઆલા તેમને પવિત્ર નથી કરતો બલકે, તેમના ગુમરાહીના ઈરાદાના કારણે સ્વાભાવિક રીતે તેમનું ખરાબ હોવું જ મંજૂર છે. બસ, પ્રસ્તુત નિયમના કારણે કોઈ વ્યક્તિ તેમને હિદાયત નથી આપી શકતો. મતલબ એ કે, તેઓ પોતે ખરાબ રહેવાનો ઈરાદો રાખે છે અને તેમના ઈરાદા પછી આ કૃત્યના બદલાની ઉપરોક્ત પ્રમાણે સ્વાભાવિક ઈલાહી ટેવ છે અને અલ્લાહની એ ટેવને કોઈ રોકી નથી શકતું. આથી તે લોકોના સાચા માર્ગ ઉપર આવવાની આશા શું રાખી શકાય ? એનાથી રસૂલે કરીમ ﷺને વધારે સંતોષ થઈ શકે છે જેનાથી કલામ શરૂ થયું હતું. બસ, કલામના આરંભ અને અંતનો વિષય સંતોષ આપવાનો થયો. આગળ તે અમલોનું વર્ણન ફરમાવે છે કે,) એ (બધા) લોકો માટે દુનિયામાં અપમાન છે અને આખિરતમાં તે (બધા) માટે મોટી સજા છે (એટલે કે, દોઝખમાં; મુનાફિકોનું એ અપમાન થયું કે, મુસલમાનોને તેમના દોગલાપણાની જાણ થઈ ગઈ અને બધા જ તેમને અપમાનજનક દૃષ્ટિથી જોતા હતા ! યહૂદીઓને કતલ અને કેદ તથા દેશનિકાલ કરવાના વર્ણનની રિવાયતો મશ્હૂર છે અને આખિરતમાં અઝાબ થવો દેખીતું છે) એ લોકો (દીન વિશે) ખોટી વાતો સાંભળવાની ટેવ ધરાવે છે (જેમકે, અગાઉ આવી ચૂક્યું) મોટા હરામ (માલ)ને ખાનારા છે (અને લાલચે તેમને હુકમોમાં ખોટું વર્ણન કરવાનો કે જેના બદલામાં અમુક ભેટ-સોગાતો વગેરે મળે છે, તેમને તેના રસિયા બનાવી દીધા. જ્યારે તે લોકોની આવી હાલત છે) તો જો આ લોકો (પોતાનો કોઈ મુકદમો લઈને) તમારી પાસે (ફેંસલો કરાવવા માટે) આવે, તો (આપ ﷺને અધિકાર છે) ભલે તમે તે (મા'મલા)માં ફેંસલો કરી આપો અથવા તેને ટાળી દો અને જો આપ (ﷺનો એ જ અભિપ્રાય હોય કે, તમે) તેમને ટાળી જ આપો તો (એવી શંકા ન કરો કે, કદાચ તેઓ નાખુશ થઈને વેર વાળે, કારણ કે) તેમની મજાલ નથી કે, તમને જરાપણ નુકસાન પહોંચાડી શકે (કારણ કે, અલ્લાહ તઆલા તમારો નિગેહબાન અને સાર સંભાળ રાખનાર છે) અને જો (ફેંસલો કરવાનું નક્કી કરી લો અને) તમે ફેંસલો કરો તો તેમની વચ્ચે ન્યાય (એટલે કે ઈસ્લામ)ના નિયમ પ્રમાણે ફેંસલો કરો. બેશક ! અલ્લાહ તઆલા ન્યાય કરનારાઓ સાથે મહોબ્બત કરે છે (અને હવે તે ન્યાય ઈસ્લામના કાયદામાં નક્કી થઈ ગયો છે. બસ, તે જ લોકો અલ્લાહના પ્યારા હશે જે આ કાયદા પ્રમાણે ફેંસલો કરે છે) અને

(આશ્ચર્યની વાત છે કે) તે (દીનના મા'મલામાં) તમારી પાસે એવો ફેંસલો કરાવે કે જ્યારે કે તેમની પાસે તવરાત (મૌજૂદ) છે, જેમાં અલ્લાહનો હુકમ (લખી આપ્યો) છે. (જેને માનવાનો તેઓ દા'વો કરે છે, પ્રથમ તો આ વાત અસંભવ છે) પછી (આ આશ્ચર્ય તેનાથી વધારે બેવડાઈ જાય છે કે,) તે (ફેંસલો કરાવવા આવ્યા) પછી (જ્યારે આપ ﷺનો ફેંસલો સાંભળે છે, તો તે ફેંસલાથી પણ) હટી જાય છે (એટલે કે, પ્રથમ તો આવી હાલતમાં ફેંસલો કરવા આવવું જ આશ્ચર્યની વાત હતી, પરંતુ એ સંભાવનાથી તે શંકા દૂર થઈ શકતી હતી કે, કદાચ આપ ﷺનું સાચા હોવું તેમના ઉપર જાહેર થઈ ગયું છે એટલા માટે આવ્યા છે, પરંતુ જ્યારે આ ફેંસલાને ન માન્યો તો તે આશ્ચર્ય બેવડાઈ ગયું કે, હવે તો તેની શક્યતા પણ ન રહી બલકે, એ શું વાત હતી કે, જેના કારણે તેઓ ફેંસલો કરાવવા આવ્યા છે) અને (તેનાથી દરેક બુદ્ધિશાળી વ્યક્તિને અંદાજો થઈ ગયો કે) આ લોકો કદાપિ વિશ્વાસ ધરાવનારા નથી (અત્રે તેઓ આપ ﷺ ઉપર ભરોસો હોવાના કારણે નથી આવ્યા, પોતાનો સ્વાર્થ સાધવા માટે આવ્યા છે અને જ્યારે ન માનવું ઈમાન ન હોવાની દલીલ છે તો તેનાથી એ પણ જાણ થઈ કે, જે રીતે તેમને હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ ઉપર કોઈ ભરોસો નથી, એ જ પ્રમાણે પોતાની કિતાબ ઉપર પણ સંપૂર્ણ ઈમાન નથી, નહિતર તેને છોડી તેઓ શા માટે ફેંસલો કરાવવા માટે અહીંયાં આવ્યા ? મતલબ કે, બંને બાજુથી હાથ ધોઈ બેઠેલા છે કે, જેનાથી તેમનો ઇન્કાર જ સાબિત થાય છે. એટલા માટે તેમનો કોઈ વિશ્વાસ નથી અને જેના ઉપર પોતાનું ઈમાન હોવાનો દા'વો કરે છે તેના ઉપર પણ તેમને કોઈ ભરોસો નથી).

## મસ્અલા અને બોધપાઠ :

આ ત્રણ આયતો અને ત્યાર પછીની આયતો જે કારણો અને ઘટનાઓના સંદર્ભમાં નાઝિલ થઈ છે, તેનું વિગતવારનું વર્ણન અગાઉ આવી ચૂક્યું છે, જેનો ખુલાસો એ છે કે, યહૂદીઓની જૂની ટેવ એ હતી કે ક્યારેક પોતાના સગાં-વહાલાંઓની મહોબ્બતમાં તો ક્યારેક હોદ્દા અને માલની લાલચમાં લોકોની ઇચ્છા પ્રમાણે ફતવા બનાવી લેતા હતા. દાખલા તરીકે, સજાઓના મા'મલામાં એવો રિવાજ સામાન્ય થઈ પડ્યો હતો કે, જ્યારે કોઈ મોટા વ્યક્તિનો ગુનોહ સાબિત થઈ જાય તો તવરાતની કઠોર સજાને હળવી સજામાં ફેરવી નાખતા

હતા. તેમની આ હાલતને પ્રસ્તુત આયતમાં આ શબ્દોમાં વર્ણન કરવામાં આવી છે
يُحَرِّفُوْنَ الْكَلِمَ مِنْ بَعْدِ مَوَاضِعِهٖ

જયારે રસૂલે કરીમ ﷺ મદીના તય્યિબહ તશરીફ લઈ ગયા અને ઈસ્લામી શરીઅતની આશ્ચર્યજનક વ્યવસ્થા તેમની સામે આવી, જેમાં સરળતા અને સહૂલતનો ઘણો ખ્યાલ રાખવામાં આવ્યો હતો અને અપરાધને નાબૂદ કરવા માટે સજાઓનું એક યોગ્ય માળખું હતું, તે સમયે તેઓ લોકોને તવરાતની કઠોર સજાઓ આપવાના બદલે તેને હળવી કરી લેતા હતા, હવે તેમને આ તક પણ મળી કે આવી ઘટનાઓમાં રસૂલે કરીમ ﷺને "હકમ" (ફેંસલો કરનાર) બનાવી આપે. જેથી રસૂલે કરીમ ﷺના શરીઅતના સરળ અને નરમ હુકમોથી ફાયદો પણ ઉઠાવી લે અને તવરાતમાં હેર-ફેર કરવાના અપરાધી પણ ન બને. પરંતુ તેમાં પણ તેમની આ ચાલબાજી અને શરારત રહેતી હતી કે, કાયદેસર હકમ બનાવતા પહેલાં કોઈ પદ્ધતિથી પોતાના હકમાં નિર્ણય ફતવા સ્વરૂપે શું છે તે જાણી લે, પછી રસૂલે કરીમ ﷺનો આ હુકમ તેમની ઈચ્છા પ્રમાણે હોય તો તેમને હકમ બનાવીને ફેંસલો કરાવી લે, નહિતર તેમને છોડી દે. આ સિલસિલાની જે ઘટનાઓ વર્ણન કરવામાં આવી છે, તેમાં કારણ કે, રસૂલે કરીમ ﷺને દુઃખ પહોંચતું હતું, એટલા માટે શરૂઆતની આયતમાં રસૂલે કરીમ ﷺને સાંત્વના આપવામાં આવી છે કે, આ બાબતથી તમે ગમગીન ન થાઓ, અંતે તો તમારા માટે ભલાઈ જ છે.

પછી આ સૂચના આપી કે, આ લોકો નિખાલસ રીતે તમને હકમ બનાવી રહ્યા નથી. બલકે, તેમની નિય્યતોમાં ફસાદ છે. પછી પાછળની આયતોમાં રસૂલે કરીમ ﷺને અધિકાર આપ્યો કે, તમે ઈચ્છો તો તેમના મા'મલાનો ફેંસલો કરી આપે અથવા તો ટાળી દો, તમને અધિકાર છે અને એવી પણ સૂચના આપી કે, જો તમે ટાળવા ઈચ્છો તો તેઓ તમને કોઈ નુકસાન નહીં પહોંચાડી શકે. فَاحْكُمْ بَيْنَهُمْ اَوْ اَعْرِضْ عَنْهُمْ...... નો આ જ ભાવાર્થ છે અને ત્યાર પછીની આયતમાં ઈરશાદ છે કે, જો તમે ફેંસલો આપવાનું જ પસંદ કરો તો તેમાં તમને એ સૂચના આપવામાં આવી કે, ફેંસલો ન્યાય અને ઈન્સાફ આધારે હોવો જોઈએ. જેનો અર્થ એ છે કે, ફેંસલો પોતાની શરીઅત પ્રમાણે કરે. કારણ કે, રસૂલે કરીમ ﷺની બઅ્ષત પછી અગાઉની તમામ શરીઅતો અને તેના કાયદાઓ રદ થઈ ગયા છે

તે કાયદાઓ સિવાય કે, જે ઈલાહી કાનૂનો કુર્આને કરીમ અને શરીઅતે મુસ્તફવી ﷺમાં બાકી રાખવામાં આવ્યા છે. એટલા માટે પાછળની આયતોમાં અલ્લાહના કાનૂન વિરુદ્ધ કોઈ અન્ય કાનૂન કે, રસમો-રિવાજ ઉપર ફેંસલો કરવાને અત્યાચાર અને ફિસ્ક તથા કુફ્ર ઠરાવવામાં આવ્યું છે.

## ઇસ્લામી હુકૂમતમાં ગૈરમુસ્લિમોના મુકદ્દમાનો નિયમ :

અત્રે એ વાત યાદ રાખવા યોગ્ય છે કે, આ યહૂદીઓ જેઓ રસૂલે કરીમ ﷺની અદાલતમાં મુકદ્દમો લઈને આવ્યા હતા અને રસૂલે કરીમ ﷺ તથા આપ ﷺની શરીઅત ઉપર તેમનું ઈમાન ન હતું અને ન જ તેઓ મુસલમાનોના તા'બા હેઠળના જિમ્મી લોકો હતા. અલબત્ત, રસૂલે કરીમ ﷺ સાથે તેમને યુદ્ધ ન કરવાનો કરાર થયો હતો. એ જ કારણે રસૂલે કરીમ ﷺને અધિકાર આપવામાં આવ્યો કે, તેઓ ઈચ્છે તો પોતાની શરીઅત પ્રમાણે ફેંસલો કરે અને જો ઈચ્છે તો ટાળી દે. કારણ કે, તે લોકોની કોઈ જવાબદારી ઈસ્લામી હુકૂમત ઉપર નથી અને જો તેઓ જિમ્મી હોત અને ઈસ્લામી હુકમતના શરણે ગયા હોત તો મુસ્લિમ સત્તાધીશો ઉપર ફેંસલો કરવો ફરજ થયો હોત અને ટાળી દેવું નાજાઈઝ હોત. કારણ કે, તેમના હકોની દેખરેખ રાખવી અને તેમને અત્યાચારથી બચાવવા ઈસ્લામી સરકારની જવાબદારી છે. જેમકે, મુસલમાનોના હકો અને તેમના ઉપર થતા અત્યાચારો દૂર કરવા ઈસ્લામી હુકૂમતનો ફરજ છે. એટલા માટે હવે પછી આવનારી એક આયતમાં આવો પણ ઈરશાદ છે وَاَنِ احْكُمْ بَيْنَهُمْ بِمَا اَنْزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعْ اَهْوَاۤءَهُمْ એટલે કે, "જો આ લોકો પોતાનો મા'મલો તમારી પાસે લાવે તો તમે તેનો ફેંસલો પોતાની શરીઅત પ્રમાણે કરી આપો."

આ આયતમાં અધિકાર આપવાના બદલે એક નક્કી ફેંસલો આપવાનો હુકમ આપવામાં આવ્યો છે. ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં આ બંનેની સમીક્ષા આ રીતે કરી છે કે, "પ્રથમ આયતમાં જેમાં આવો અધિકાર આપવામાં આવ્યો છે તે એવા ગેરમુસ્લિમોના સંદર્ભમાં છે, જે ઈસ્લામી હુકૂમતના નાગરિકો અથવા જિમ્મી નથી. બલકે, પોતાના પ્રદેશમાં રહે છે અને તેમની સાથે કોઈ કરાર થઈ ગયો છે. જેમકે, બનૂ કુરયઝા અને બનૂ નજીરની પરિસ્થિતિ હતી કે, ઈસ્લામી હુકૂમત સાથે તેમને એ સિવાય કોઈ સંબંધ ન હતો

કે, એ કરાર દ્વારા તેઓ યુદ્ધ ન કરવાના પાબંદ થઈ ગયા હતા અને બીજી આયત તે ગેરમુસ્લિમોના સંદર્ભમાં છે, જેઓ મુસલમાનોના જિમ્મી, ઈસ્લામી હુકૂમતના નાગરિકો અને ઈસ્લામી હુકૂમતના તા'બા હેઠળ રહેનારા છે.''

હવે, અત્રે એ બાબત વિચાર કરવા યોગ્ય છે કે, પ્રથમ જે આયતમાં અધિકાર આપવામાં આવ્યો છે તે અને બીજી આયત બંનેમાં રસૂલે કરીમ ﷺને એવી સૂચના આપવામાં આવી છે કે, જ્યારે પણ તમે તે ગેરમુસ્લિમોના મા'મલામાં ફેંસલો કરો તો અલ્લાહ તઆલાના નાઝિલ કરેલ હુકમ અનુસાર એટલે કે, શરીઅતના કાનૂન પ્રમાણે કરો અને ગેરમુસ્લિમોની મનેચ્છાઓ અથવા તેમના ધર્મ પ્રમાણે ફેંસલો ન કરો.

એનો ખુલાસો એ છે કે, આ હુકમ તે ઘટનાઓના સંદર્ભમાં છે જેનું વર્ણન આ આયતોનો શા'ને નુઝૂલ છે, જેનો વાંચકો અભ્યાસ કરી ચૂક્યા છે કે, આ એક કતલના સજાના મા'મલાની અને તેની દિય્યત (વળતર)ની બાબત હતી અને બીજી ઘટના એક વ્યભિચાર અને તેની સજાની હતી. આ પ્રકારના મા'મલાઓમાં એટલે કે, અપરાધ અને તેની સજાઓમાં સમગ્ર દુનિયાનો એ જ નિયમ છે કે, આખા દેશનો એક જ કાયદો હોય છે, જેને સામાન્ય નિયમ કહેવામાં આવે છે અને આ સામાન્ય નિયમમાં દરેક વર્ગના, ધર્મના, જાતિ-જ્ઞાતિના લોકો એક જ હોય છે, તેમાં કોઈ ભેદભાવ કરવામાં આવતો નથી. દાખલા તરીકે, ચોરની સજા હાથ કાપવાની છે તો આ ફક્ત મુસલમાનો માટે ખાસ નથી બલકે, દેશના દરેક નાગરિકો માટે એ જ સજા હશે. એ જ પ્રમાણે હત્યા અને વ્યભિચારની સજાઓ પણ બધાના માટે સરખી હશે, પરંતુ તેનાથી એ જરૂરી નથી હોતું કે, ગેરમુસ્લિમોના વ્યક્તિગત અને સંપૂર્ણ ધાર્મિક મા'મલાઓમાં પણ ઈસ્લામી શરીઅત પ્રમાણે ફેંસલો કરવો જરૂરી હોય.

પોતે નબીએ કરીમ ﷺએ દારૂ અને ડુક્કરને મુસલમાનો માટે હરામ ઠરાવ્યું અને તેની સજા નક્કી કરી, પરંતુ ગેરમુસ્લિમોને તેનાથી બાકાત રાખ્યા. ગેરમુસ્મિોના નિકાહ-શાદી વગેરે વ્યક્તિગત મા'મલાઓમાં ક્યારેય દખલગીરી ન કરી, તેમને તેમના ધર્મ પ્રમાણે જે નિકાહ થયા હોય, તેને માન્ય રાખ્યા.

હિજ્રના નિવાસી અગ્નિપૂજકો અને નજરાન તથા વાદીએ કૂરાના

યહૂદીઓ અને નસારા ઈસ્લામી હુકૂમતના જિમ્મી બન્યા અને રસૂલે કરીમ ﷺને એ ખબર હતી કે, યહૂદીઓ અને નસારાઓમાં ઈદ્દત પસાર કર્યા વિના અથવા ગવાહો વિના પણ નિકાહ માન્ય છે, પરંતુ રસૂલે કરીમ ﷺએ તેમના વ્યક્તિગત મા'મલાઓમાં કોઈ દખલગીરી ન કરી અને તેમની નિકાહને માન્ય ઠરાવ્યા.

ખુલાસો એ છે કે, ગેરમુસ્લિમો જેઓ ઈસ્લામી હુકૂમતના નાગરિકો છે, તેમની વ્યક્તિગત તથા ધાર્મિક બાબતોમાં ફેંસલો તેમના જ ધર્મ અને વિચારસરણી પ્રમાણે કરવામાં આવશે અને જો મુકદ્દમો ચલાવવાની જરૂરત જણાય તો તેમના જ ધર્મના ન્યાયાધીશ નક્કી કરી ફેંસલો કરાવવામાં આવશે.

અલબત્ત, જો તેઓ મુસ્લિમ ન્યાયાધીશ પાસે પોતાનો મુકદ્દમો લઈ જાય અને બંને પક્ષો વાદી-પ્રતિવાદી આ ફેંસલાથી રાજી હોય તો પછી મુસ્લિમ ન્યાયાધીશ ફેંસલો પોતાની શરીઅત પ્રમાણે જ કરશે. કારણ કે, હવે તે બંને પક્ષો તરફથી લવાદના હુકમમાં પણ છે. આયત اَنِ احْكُمْ بَيْنَهُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ આગળ આવે છે, તેમાં ઈસ્લામી શરીઅત પ્રમાણે ફેંસલો આપવાનો જે હુકમ નબીએ કરીમ ﷺએ આપ્યો છે અથવા તો તેની રૂએ સામાન્ય કાનૂન જે બંધારણનો કાનૂન છે, જેમાં કોઈપણ વર્ગના લોકો વચ્ચે કોઈ ભેદભાવ નથી કરી શકાતો અથવા એ આધાર ઉપર છે કે, આ લોકો પોતે રસૂલે કરીમ ﷺનો હુકમ સ્વીકાર કરીને તેમની પાસે જ ફેંસલો કરાવવા માટે આવ્યા, તો દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺનો ફેંસલો તે જ હોવો જોઈએ, જેના ઉપર આપ ﷺનું ઈમાન છે અને આપ ﷺની શરીઅતનો હુકમ છે.

ઉપરની આયતોમાંથી પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺને દિલાસો આપવામાં આવ્યો, ત્યારબાદ યહૂદીઓના ષડયંત્રની તેમને જાણ કરવામાં આવી يٰۤاَيُّهَا الرَّسُوْلُ لَا يَحْزُنْكَ થી અંત સુધી એનું જ વર્ણન છે, જેનાથી એ જાહેર કરવામાં આવ્યું છે કે, રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થનાર પ્રતિનિધિ મંડળ મુનાફિકો છે, તેઓનું યહૂદીઓ સાથે ગુપ્ત ગઠબંધન છે અને તેમણે જ તેમને મોકલ્યા છે. એ રીતે પાછળથી આવનાર પ્રતિનિધિ મંડળની અમુક ખરાબ ટેવોનું વર્ણન કરીને મુસલમાનોને તેમની બુરી ટેવોથી ચેતવ્યા છે અને મોઘમ રીતે એવી સૂચના પણ આપી કે, આ ટેવો કાફિરાના ટેવો છે અને તેનાથી બચો અને તેનાથી દૂર રહેવાનો પ્રબંધ કરો.

**યહૂદીઓની એક ખરાબ ટેવ :**

પ્રથમ ટેવ આ બતાવી سَمّٰعُوْنَ لِلْكَذِبِ એટલે કે, આ લોકો જૂઠી અને ખોટી વાતો સાંભળવાની ટેવ ધરાવે છે અને પોતાને આલિમ કહેવાડનાર ગદ્દાર યહૂદીઓના એવા આંધળા અનુયાયીઓ છે કે, તવરાતના હુકમનો ખુલ્લો વિરોધ થતો હોવાનું જોવા છતાં તેમનું અનુસરણ કરતા રહે છે અને તેમની આ ગલત-સલત વર્ણન કરેલી વાતો અને કહાણીઓ સાંભળતા રહે છે.

**સામાન્ય જનસમૂહ માટે ઉલમાનું અનુસરણ કરવાનું માપદંડ :**

એમાં જે રીતે હેરાફેરી કરનારા અને અલ્લાહ તથા રસૂલે કરીમ ﷺના હુકમોમાં ખોટી વાતો સામેલ કરનારાઓ માટે ચેતવણીઓ છે, એ જ પ્રમાણે તે લોકોને પણ સખત અપરાધી ઠરાવવામાં આવ્યા છે, જે આવા લોકોના ઈમામ બનીને બિનભરોસાપાત્ર તથા ખોટી રિવાયતો સાંભળવાની ટેવ બનાવી ચૂક્યા છે. એમાં મુસલમાનો માટે એક અગત્યની સૈદ્ધાંતિક સૂચના એ છે કે, જો કે, અભણ જનતા માટે દીન ઉપર અમલ કરવાનો માર્ગ ફક્ત એ જ છે કે, ઉલમાના ફતવા અને તેમની તા'લીમ ઉપર અમલ કરે, પરંતુ આ જવાબદારીથી સામાન્ય જનતા પણ છટકી નથી શકતી કે, ફતાવા લેવા અને અમલ કરતાં પહેલાં પોતાના આગેવાનો કે જેનું તેઓ અનુસરણ કરી રહ્યા છે તેના વિશે એટલી તહકીક કરે કે, આ બીમારી માટે કયો ડૉક્ટર નિષ્ણાત છે ? કયો હકીમ સારો છે ? તેની શું-શું ડીગ્રીઓ છે ? તેની પાસે જનાર દર્દીઓની શું હાલત થાય છે ? શક્ય એટલી તહકીક કર્યા પછી પણ જો તે કોઈ ખોટા ડૉક્ટર અથવા હકીમની જાળમાં ફસાઈ જાય અથવા તે કોઈ ભૂલ કરે તો બુદ્ધિશાળીઓ પાસે તે ટીકાપાત્ર હોતો નથી, પરંતુ જે વ્યક્તિ તહકીક કર્યા વિના જ કોઈ બહુરુપિયાની જાળમાં ફસાઈ જાય ત્યારે તે બુદ્ધિશાળીઓની દષ્ટિએ પોતે જ આત્મહત્યાનો જવાબદાર છે.

આ જ હાલત સામાન્ય જનતા માટે દીની કાર્યો વિશે પણ છે કે, જો તેમણે પોતાની વસ્તીના જ્ઞાની અને કળાના અનુભવી નિષ્ણાત લોકોની તહકીક કર્યા પછી કોઈ આલિમની "તકલીદ" (અનુસરણ) શરૂ કરી અને તેના ફતવા ઉપર અમલ કર્યો તો તે સામાન્ય જનતામાં પણ મા'ઝૂર સમજવામાં આવશે અને અલ્લાહ પાસે પણ. આવી જ ઘટનાઓ સંદર્ભે રસૂલે કરીમ ﷺની હદીષમાં

ઈરશાદ છે, فَاِنَّ اِثْمَهٗ عَلٰى مَنْ اَفْتٰى એટલે કે, આવી પરિસ્થિતિમાં જો આલિમ અને મુફતીએ ભૂલ કરી અને કોઈ મુસલમાને તેના ખોટા ફતવા ઉપર અમલ કરી લીધો, તો તેનો ગુનોહ તેને નહીં થાય બલકે, તે આલિમ અને મુફતીને થશે અને તે પણ એ સમય સુધી જ્યારે કે, તે આલિમે જાણીબૂજીને તે ભૂલ કરી હોય અથવા શક્ય એટલી પ્રમાણિકતાથી ફતવો આપતા પહેલાં વિચાર, ચિંતન અને સંશોધન ન કર્યું હોય અથવા એ કે, તે આલિમ જ ન હોય અને લોકોને ધોકો આપીને આ હોદ્દા ઉપર ચઢી બેઠો હોય.

પરંતુ જો કોઈ વ્યક્તિ તહકીક વિના ફક્ત એ વિચારે કોઈને આલિમ અથવા "મુક્તદા" (અનુસરણ કરવાપાત્ર) ઠરાવે અને તેના કૌલ ઉપર અમલ કરે અને ખરી રીતે તે વ્યક્તિમાં આ ક્ષમતા અને યોગ્યતા નથી, ત્યારે તેનો વબાલ ફક્ત તે મુફતી અથવા આલિમ ઉપર નથી બલકે, આ વ્યક્તિ પણ બરાબરનો દોષી છે, જેણે તહકીક વિના જ પોતાના ઈમાનની લગામ એવા વ્યક્તિના હવાલે કરી જે વાસ્તવમાં ઇલ્મથી કોરો છે. આવા જ લોકો વિશે કુર્આનમાં આ ઈરશાદ આવ્યો છે, سَمّٰعُوْنَ لِلْكَذِبِ એટલે કે, આ લોકો જૂઠી વાતો સાંભળવાની ટેવ ધરાવે છે. પોતાના મુક્તદા કે જેમનું તેઓ અનુસરણ કરી રહ્યા છે, તેમના આચરણ, તેમની પ્રામાણિકતા અને નિષ્ઠાની તહકીક કર્યા વિના જ તેમની પાછળ દોરવાઈ રહ્યા છે અને તેમની પાયા વિનાની ઘડી કાઢેલી ગલત રિવાયતો સાંભળવાની અને માનવાની ટેવ ધરાવે છે.

કુર્આને કરીમે યહૂદીઓની આવી હાલત વર્ણન કરી છે અને મુસલમાનોને સંભળાવ્યું છે કે, તમે તેનાથી સુરક્ષિત રહો, પરંતુ આજે દુનિયામાં મુસલમાનોની ઘણી મોટી બરબાદીનું એક કારણ એ પણ છે કે, તેઓ દુનિયાના વ્યવહારોમાં તો ખૂબ હોશિયાર ચુસ્ત અને ચાલાક છે, બીમાર હોય તો સારાથી સારા ડૉક્ટર અને હકીમને શોધી કાઢે છે, કોઈ મુકદમો ઊભો થાય તો સારા-સારા વકીલો અને બેરિસ્ટરો શોધી લાવે છે, કોઈ મકાન બનાવવું હોય તો ઉચ્ચ કક્ષાના આર્કિટેક અને ઍન્જીનિયરોની ભાળ મેળવી લે છે, પરંતુ દીનના મા'મલામાં એવો ઉદાર છે કે, જેની દાઢી અને કુરતો જોઈ લીધો, જેને બે શબ્દો બોલતાં સાંભળી લીધો, તેને પોતાનો મુક્તદા આલિમ, મુફતી અને રહેબર માની લીધો, એની તહકીક પણ ન કરી કે, તેણે કાયદેસર કોઈ મદ્રસામાં શિક્ષણ પ્રાપ્ત કર્યું પણ છે કે કેમ ? નિષ્ણાત

ઉલમાની સેવામાં રહીને દીન પ્રત્યે કોઈ લગાવ પેદા કર્યો છે કે કેમ ? કોઈ ઇલ્મી સેવાઓ કરી છે કે કેમ ? સાચા બુઝુર્ગો અને અલ્લાહવાળાઓના સાંન્નિધ્યમાં રહીને અલ્લાહનો ડર અને પવિત્રતા જન્માવી છે કે કેમ ? વગેરે....

એનું પરિણામ એ આવ્યું છે કે, મુસલમાનોમાં જે લોકો દીન તરફ કેન્દ્રિત પણ થાય છે તે જાહિલ, અજ્ઞાની, વાઅ્ઝ કરનારાઓ અને દુકાનો ખોલીને બેઠેલા પીરોની જાળમાં ફસાઈને દીનના સાચા રસ્તાથી દૂર સુધી ભટકી જાય છે, તેમનું દીની ઇલ્મ ફક્ત કિસ્સા-કહાણીઓ સુધી સીમિત રહી જાય છે, જે બાબત મનેચ્છાઓની અવરોધક ન બને તેનાથી ખુશ થાય છે. તેઓ એવી ગલતફહમીમાં રાચે છે કે, અમે દીન ઉપર ચાલી રહ્યા છે, મોટી ઇબાદતો કરી રહ્યા છે, પરંતુ વાસ્તવમાં તેમના અમલોને કુર્આને કરીમે આવા શબ્દોમાં વર્ણન કર્યા છે. اَلَّذِيْنَ ضَلَّ سَعْيُهُمْ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ يَحْسَبُوْنَ اَنَّهُمْ يُحْسِنُوْنَ صُنْعًا એટલે કે, ''આ તે લોકો છે જેમના પ્રયત્નો અને આચરણો દુનિયામાં જ બરબાદ થઈ ગયા છે અને તેઓ પોતે એવું સમજી રહ્યા છે કે, અમે તો ઘણો સારો અમલ કર્યો.''

ખુલાસો એ છે કે, કુર્આને કરીમે આ મુનાફિક યહૂદીઓની હાલત سَمّٰعُوْنَ لِلْكَذِبِ ના શબ્દોમાં વર્ણન કરીને એક મહત્ત્વનો મોટો સિદ્ધાંત બતાવ્યો કે, જાહિલ લોકો માટે ઉલમાની પૈરવી કરવી તો જરૂરી જ છે, પરંતુ તેમના માટે એ બાબત આવશ્યક છે કે, તહકીક વિના કોઈ આલિમને પોતાનો મુક્તદા (અનુસરણ કરવાપાત્ર) ન બનાવી લે અને નાવાકેફ લોકોથી ગલત-સલત વાતો સાંભળવાની આદત ન પાડે.

### યહૂદીઓની બીજી ખરાબ ટેવ :

આ મુનાફિકોની બીજી ખરાબ ટેવ એ બતાવી છે કે, سَمّٰعُوْنَ لِقَوْمٍ اٰخَرِيْنَ لَمْ يَاْتُوْكَ એટલે કે, આ લોકો જાહેરમાં તો રસૂલે કરીમ ﷺ પાસે એક દીની મા'મલાનો હુકમ પૂછવા આવે છે, પરંતુ વાસ્તવમાં તેમનો હેતુ ન તો દીન છે, ન જ દીની બાબતોનો હુકમ જાણવાનો છે. બલકે, આ એક એવી યહૂદી કૌમના જાસૂસો છે, જેઓ પોતાના અભિમાનના કારણે રસૂલે કરીમ ﷺ પાસે પોતે નથી આવતા, તેમની ઇચ્છા પ્રમાણે ફક્ત એવું ચાહે છે કે, વ્યભિચારની સજા વિશે રસૂલે કરીમ ﷺનો વિચાર જાણીને તેમને બતાવી આપે, પછી માનવા - ન

માનવાનો નિર્ણય પોતે કરશે; તેમાં મુસલમાનોને પણ એવી ચેતવણી આપવામાં આવી છે કે, કોઈ દીની આલિમ પાસેથી ફતવો જાણવા માટે જરૂરી છે કે, પૂછવાની નિય્યત અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના હુકમને જાણવાની અને તેના ઉપર અમલ કરવાની હોવી જોઈએ. ફક્ત મુફતીઓનો અભિપ્રાય જાણી પોતાની મનેચ્છા પ્રમાણે હુકમ શોધવા, એ ખુલ્લમ-ખુલ્લું મનેચ્છાઓ અને શયતાનનું અનુસરણ છે અને તેનાથી બચવું જોઈએ.

### ત્રીજી ખરાબ ટેવ; અલ્લાહની કિતાબમાં ફેરફાર કરવો :

ત્રીજી ખરાબ ટેવ આ લોકોમાં આ વર્ણન કરવામાં આવી છે કે, આ યહૂદી અલ્લાહના કલામને તેના સ્થળેથી હટાવીને ખોટા અર્થ કરી અલ્લાહના હુકમોમાં ફેરફાર કરતા રહેતા હતા, તેમાં એવું સ્વરૂપ પણ સામેલ છે કે, તવરાતના શબ્દોમાં અમુક ફેરફાર કરી નાંખે અથવા તો શબ્દો તો તે જ રહેવા દે, પરંતુ તેના અર્થોમાં ખોટી રીતે તા'વીલ અને યુક્તિપૂર્વકની બાંધછોડ કરી અર્થમાં ફેરફાર કરી નાંખે. યહૂદીઓ આ બંને પ્રકારના ફેરફાર કરવાની ટેવ ધરાવતા હતા.

મુસલમાનો માટે એમાં પણ ચેતવણી છે કે, કુર્આને કરીમની સુરક્ષાની અલ્લાહ તઆલાએ પોતે જવાબદારી લીધી છે. તેમાં શાબ્દિક ફેરફાર કરવાની તો કોઈ હિંમત નથી કરી શકતું કે, લખેલ પ્રતોમાં અને લાખો મનુષ્યના દિલોમાં અલ્લાહનું કલામ એક ઝબર-ઝેરની ભૂલ વિના સુરક્ષિત છે અને તેમાં નાની સરખી પણ કોઈ ભૂલ કરે તો તે તરત જ પકડાઈ જાય છે, પરંતુ અર્થોમાં ફેરફાર દેખીતી સ્વરૂપે થઈ શકે છે અને એવો ફેરફાર કરનારાઓ મોજૂદ પણ છે, પરંતુ તેની સુરક્ષા માટે અલ્લાહ તઆલાએ એવી વ્યવસ્થા કરી છે કે, આ ઉમ્મતમાં કયામત સુધી એક એવો સમૂહ અસ્તિત્વ ધરાવતો રહેશે જેઓ કુર્આન અને સુન્નતના સહીહ અર્થો સાથે કાયમ રહેશે. તેઓ ફેરફાર કરનારાઓના ષડયંત્રોને ખુલ્લા પાડતા રહેશે.

### ચોથી ખરાબ ટેવ; લાંચ-રુશ્વત :

બીજી આયતમાં તેમની એક બુરી ટેવ આ વર્ણન કરી છે, اَكّٰلُوْنَ لِلسُّحْتِ એટલે કે, આ લોકો سُحْت (સુહ્‌ત) લાંચ ખાવાની ટેવ ધરાવે છે. سُحْت નો શાબ્દિક અર્થ "કોઈ વસ્તુના પાયા અને જડ ખોદી નાંખી તેને બરબાદ કરવા"નો

થાય છે. આ અર્થમાં કુર્આને કરીમે ફરમાવ્યું, فَيُسْحِتَكُمْ بِعَذَابٍ એટલે કે, "જો તમે પોતાના આ દુષ્કૃત્યથી બચશો નહીં તો અલ્લાહ તઆલા પોતાના અઝાબથી તમારો સત્યાનાશ કરી નાંખશે." એટલે કે, તમારા મૂળિયાં અને બુનિયાદોને ખતમ કરી દેવામાં આવશે. કુર્આન મજીદમાં આ સ્થળે سُحُتُ નો અર્થ "રુશ્વત" છે. હઝરત અલી કર્રમલ્લાહુ વજૂહહુ, ઈબ્રાહીમ નખઈ, હસન બસરી, મુજાહિદ, કતાદહ, જહ્હાક (રહ.) વગેરેએ તેની તફસીર રુશ્વત હોવાની કરી છે.

રુશ્વતને سُحُتُ કહેવાનું કારણ એ છે કે, તે ફક્ત આપનારને નહીં બલકે, લેનારને પણ બરબાદ કરી નાંખે છે. બલકે, લાંચ-રુશ્વત સમગ્ર દેશ અને મિલ્લતની બુનિયાદો અને જડો તથા શાંતિ અને સલામતીને તબાહ-બરબાદ કરનારી વસ્તુ છે. જે દેશમાં અથવા જે સરકારી ખાતામાં રુશ્વતનું ચલણ હોય ત્યાં કાયદો ખતમ થઈ જાય છે અને કાયદો જ તે વસ્તુ છે જે દેશ અને મિલ્લતમાં શાંતિ સ્થાપી શકે છે. જો તે જ ખતમ થઈ જાય તો ન તો કોઈનો જીવ સુરક્ષિત રહે છે, ન જ આબરૂ, ન તો ઈજ્જત અને ન જ માલ. એટલા માટે ઈસ્લામી શરીઅતે તેને سُحُتَ ફરમાવીને સખત હરામ ઠરાવ્યું છે અને તેના દરવાજા બંધ કરવા માટે શાસકો અને અધિકારીઓને જે ભેટ-સોગાતો અને તોહફા આપવામાં આવે છે, તેને પણ સહીહ હદીષમાં રુશ્વત ઠરાવીને હરામ કરવામાં આવ્યું છે. *(જસ્સાસ)*

એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો છે કે, "અલ્લાહ તઆલા લાંચ લેનાર અને આપનાર ઉપર ફિટકાર (લા'નત) વરસાવે છે અને તે વ્યક્તિ ઉપર પણ કે જે તે બંને વચ્ચે દલાલ બની સંપર્કનું માધ્યમ બને છે."

*(જસ્સાસ)*

રુશ્વત (લાંચ)ની શરઈ પરિભાષા એ છે કે, જેનું વળતર લેવું શરઈ રૂએ યોગ્ય ન હોય તેનું પણ વળતર લેવામાં આવે. દાખલા તરીકે, કોઈ કામ કોઈ વ્યક્તિની ફરજમાં સામેલ છે અને તેને પૂરું કરવાની જવાબદારી તેના માટે જરૂરી છે, હવે તે કામ માટે કોઈ પક્ષ પાસેથી વળતર લેવું જેમકે, સરકારનો કોઈ અધિકારી અથવા ક્લાર્ક સરકારી નોકરીની રૂએ પોતાની ફરજ અદા કરવા માટે બંધાયેલો છે, તે એની જવાબદારી છે. હવે, જો કોઈ વ્યક્તિ પોતાનું કામ લઈને ત્યાં જાય અને તેની પાસેથી જો પેલો અધિકારી કે ક્લાર્ક કામના બદલામાં કોઈ રકમ લે તો આ લાંચ-રુશ્વત છે. એ જ પ્રમાણે છોકરીના માં-બાપના માથે તેની

શાદી કરાવવાની જવાબદારી છે, તેનું કોઈ વળતર હોઈ નથી શકતું, જો માં-બાપ જેની સાથે તેનું સગપણ કરે તેની પાસેથી કોઈ વળતર લે તો તે પણ રુશ્વત (લાંચ) છે. અથવા નમાઝ, રોઝા અને હજ્જ તથા કુર્આનની તિલાવત વગેરે ઈબાદતો છે, તે મુસલમાનની જવાબદારી છે, આ અમલો કરવાનું કોઈની પાસેથી જો વળતર લેવામાં આવે તો તે પણ રુશ્વત છે. કુર્આનનું શિક્ષણ આપવું અને ઈમામત કરાવવી આ બાબતમાં અપવાદ છે.

*(عَلٰی فَتْوَی الْمُتَاءَ خِّرِیْنَ અલા ફતાવા અલ મુતઅખ્ખિરીન)*

પછી જે વ્યક્તિ રુશ્વત લઈને કોઈ કામ હક પ્રમાણે કરે, તો તે લાંચ-રુશ્વત લેવાનો ગુનેહગાર છે અને આ માલ તેના માટે سُحت અને હરામ છે અને જો લાંચ-રુશ્વત લઈને હક વિરુદ્ધ કામ કર્યું, તો આ બીજો સખત ગુનોહ અને કોઈનો હક મારવા સમાન છે અને અલ્લાહના હુકમને બદલવો તે ઉપરાંત વધારાનો ગુનોહ છે. અલ્લાહ તઆલા મુસલમાનોને તેનાથી બચાવે. આમીન.

----------

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૪૪ થી ૫૦)

إِنَّآ أَنزَلْنَا ٱلتَّوْرَىٰةَ فِيهَا هُدًى وَنُورٌ ۚ يَحْكُمُ بِهَا ٱلنَّبِيُّونَ ٱلَّذِينَ أَسْلَمُوا۟
لِلَّذِينَ هَادُوا۟ وَٱلرَّبَّٰنِيُّونَ وَٱلْأَحْبَارُ بِمَا ٱسْتُحْفِظُوا۟ مِن كِتَٰبِ ٱللَّهِ وَكَانُوا۟
عَلَيْهِ شُهَدَآءَ ۚ فَلَا تَخْشَوُا۟ ٱلنَّاسَ وَٱخْشَوْنِ وَلَا تَشْتَرُوا۟ بِـَٔايَٰتِى ثَمَنًا قَلِيلًا ۚ
وَمَن لَّمْ يَحْكُم بِمَآ أَنزَلَ ٱللَّهُ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلْكَٰفِرُونَ ﴿٤٤﴾ وَكَتَبْنَا عَلَيْهِمْ
فِيهَآ أَنَّ ٱلنَّفْسَ بِٱلنَّفْسِ وَٱلْعَيْنَ بِٱلْعَيْنِ وَٱلْأَنفَ بِٱلْأَنفِ وَٱلْأُذُنَ
بِٱلْأُذُنِ وَٱلسِّنَّ بِٱلسِّنِّ وَٱلْجُرُوحَ قِصَاصٌ ۚ فَمَن تَصَدَّقَ بِهِۦ فَهُوَ
كَفَّارَةٌ لَّهُۥ ۚ وَمَن لَّمْ يَحْكُم بِمَآ أَنزَلَ ٱللَّهُ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلظَّٰلِمُونَ ﴿٤٥﴾
وَقَفَّيْنَا عَلَىٰٓ ءَاثَٰرِهِم بِعِيسَى ٱبْنِ مَرْيَمَ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ
ٱلتَّوْرَىٰةِ ۖ وَءَاتَيْنَٰهُ ٱلْإِنجِيلَ فِيهِ هُدًى وَنُورٌ وَمُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ

التَّوْرٰىةِ وَهُدًى وَّمَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ۝٤٦ وَلْيَحْكُمْ اَهْلُ الْاِنْجِيْلِ بِمَآ اَنْزَلَ
اللّٰهُ فِيْهِ ۭ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰۗىِٕكَ هُمُ الْفٰسِقُوْنَ ۝٤٧ وَاَنْزَلْنَآ
اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ الْكِتٰبِ وَمُهَيْمِنًا
عَلَيْهِ فَاحْكُمْ بَيْنَهُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعْ اَهْوَاۗءَهُمْ عَمَّا جَاۗءَكَ مِنَ
الْحَقِّ ۭ لِكُلٍّ جَعَلْنَا مِنْكُمْ شِرْعَةً وَّمِنْهَاجًا ۭ وَلَوْ شَاۗءَ اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً
وَّاحِدَةً وَّلٰكِنْ لِّيَبْلُوَكُمْ فِيْ مَآ اٰتٰىكُمْ فَاسْتَبِقُوا الْخَيْرٰتِ ۭ اِلَى اللّٰهِ مَرْجِعُكُمْ
جَمِيْعًا فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ۝٤٨ وَاَنِ احْكُمْ بَيْنَهُمْ بِمَآ
اَنْزَلَ اللّٰهُ وَلَا تَتَّبِعْ اَهْوَاۗءَهُمْ وَاحْذَرْهُمْ اَنْ يَّفْتِنُوْكَ عَنْۢ بَعْضِ مَآ اَنْزَلَ اللّٰهُ
اِلَيْكَ ۭ فَاِنْ تَوَلَّوْا فَاعْلَمْ اَنَّمَا يُرِيْدُ اللّٰهُ اَنْ يُّصِيْبَهُمْ بِبَعْضِ ذُنُوْبِهِمْ ۭ وَاِنَّ
كَثِيْرًا مِّنَ النَّاسِ لَفٰسِقُوْنَ ۝٤٩ اَفَحُكْمَ الْجَاهِلِيَّةِ يَبْغُوْنَ ۭ وَمَنْ اَحْسَنُ مِنَ
اللّٰهِ حُكْمًا لِّقَوْمٍ يُّوْقِنُوْنَ ۝٥٠ ع

## તરજુમો :

*બેશક ! અમે તવરાત નાઝિલ કરી કે એમાં હિદાયત અને રોશની છે, એના ઉપર પયગમ્બર કે જે અલ્લાહના હુકમબરદાર હતા યહૂદને હુકમ કરતા હતા, અને (એ જ રીતે) હુકમ કરતા હતા દૂરવેશ અને આલિમ એ કારણે કે તેઓ અલ્લાહની કિતાબ ઉપર નિગેહબાન (દેખરેખ રાખનાર) ઠરાવવામાં આવ્યા હતા, અને એની ખબરગીરી ઉપર મુકર્રર હતા; બસ, તમે લોકોથી ન ડરો અને મારાથી ડરો, અને મારી આયતો ઉપર થોડી કિંમત ન ખરીદો, અને જે કોઈ એના પ્રમાણે હુકમ ન કરે કે જે અલ્લાહે ઉતાર્યું બસ તે જ લોકો કાફિર છે. (૪૪) અને અમે તેમના ઉપર તે કિતાબમાં લખી દીધું કે જીવના બદલે જીવ, અને આંખના બદલે આંખ, અને નાકના બદલે નાક, અને કાનના બદલે કાન, અને દાંતના બદલે દાંત, અને ઝખ્મોનો બદલો તેના*

*બરાબર જેટલો; જેણે મા'ફ કરી દીધું તો તે ગુનાહથી પાક થઈ ગયો, અને જે કોઈ એ પ્રમાણે હુકમ ન કરે કે જે અલ્લાહે ઉતાર્યું, બસ તે જ લોકો છે જાલિમ. (૪૫) અને પાછળ મોકલ્યા અમે તેમના જ કદમો ઉપર મરયમના પુત્ર ઈસા (અલૈ.)ને તવરાતની ખરાઈ કરનાર જે અગાઉથી હતી, અને અમે તેમને ઈન્જીલ આપી જેમાં હિદાયત અને રોશની હતી, અને પોતાનાથી આગલી કિતાબ તવરાતની ખરાઈ કરતી હતી, અને માર્ગ બતાવનારી અને ડરનારાઓ માટે નસીહત હતી. (૪૬) અને ઈન્જીલવાળાઓને જોઈએ કે એ પ્રમાણે હુકમ કરે કે જે અલ્લાહે એમાં ઉતાર્યું, અને જે કોઈ એના પ્રમાણે હુકમ ન કરે કે જે અલ્લાહે ઉતાર્યું; બસ તે જ લોકો છે નાફરમાન. (૪૭) અને તમારા ઉપર અમે સાચી કિતાબ ઉતારી આગલી કિતાબોની ખરાઈ કરનારી, અને તેઓના વિષયો ઉપર નિગેહબાન; બસ, તમે તેમનામાં એના પ્રમાણે હુકમ કરો કે જે અલ્લાહે ઉતાર્યું, અને તેમની ખુશી ઉપર ન ચાલો સીધો માર્ગ છોડીને કે જે તમારી પાસે આવ્યો; તમારામાંથી દરેકને અમે એક દસ્તૂર (બંધારણ) અને માર્ગ આપ્યો, અને અલ્લાહે ઈચ્છયું હોત તો તમને એક દીન ઉપર કરી દીધા હોત, પરંતુ તમને પોતાના આપેલા હુકમોમાં અજમાવવા ઈચ્છે છે; બસ તમે દોડીને ભલાઈઓ લો, અલ્લાહની પાસે તમારે બધાએ પહોંચવાનું છે, પછી બતાવી આપશે જે વાતમાં તમને મતભેદ હતો. (૪૮) અને આ ફરમાવ્યું કે તેમનામાં એ પ્રમાણે હુકમ કરો કે જે અલ્લાહે ઉતાર્યું અને તેમની ખુશી ઉપર ન ચાલો, અને તેમનાથી બચતા રહો કે તમને બહેકાવી ન દે કોઈ એવા હુકમથી જે અલ્લાહે તમારા ઉપર ઉતાર્યો, પછી જો ન માને તો જાણી લો કે અલ્લાહે એવું જ ઈચ્છયું છે કે તેમને તેમના ગુનાહોની કંઈ સજા પહોંચાડી દે, અને બેશક ! લોકોમાં ઘણા નાફરમાન છે. (૪૯) હવે શું કુફ્રના વખતનો હુકમ ઈચ્છે છે ! અને અલ્લાહથી બહેતર યકીન કરનારાઓ માટે હુકમ કરનાર કોણ છે ? (૫૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ સૂરએ માઈદહનો સાતમો રુકૂઅ્ છે, તેમાં અલ્લાહ તઆલાએ યહૂદી, નસારા અને મુસલમાનોને સમાન રીતે એક મહત્ત્વના અને વિશેષ પ્રકારના શરીઅતના હુકમ ઉપર ચેતવણી આપીને ફરમાવ્યું છે જેનું વર્ણન સૂરએ

માઈદહમાં ભિન્ન–ભિન્ન સ્વરૂપે.... આગળથી ચાલ્યું આવે છે અને આ મા'મલો છે અલ્લાહ જલ્લ શા'નુહૂ સાથે કરેલા તે કરારો અને વાયદાઓના ભંગનો; અને તેના મોકલેલા હુકમોમાં ફેરબદલ અને પરિવર્તન તથા તા'વીલોનો; જે યહૂદી અને નસારાની કાયમી ટેવ બની ચૂકી હતી.

આ રુકૂઅ્માં અલ્લાહ તઆલાએ પ્રથમ તવરાત ધરાવનાર યહૂદીઓને સંબોધન કરીને તેમની આ ખોટી પદ્ધતિ અને તેના પરિણામ ઉપર શરૂઆતની બે આયતોમાં ચેતવણી આપેલ છે અને તેના સંદર્ભમાં કિસાસ સંબંધી અમુક હુકમો પણ વિષયની યોગ્યતા આધારે વર્ણન કરવામાં આવ્યા છે કે, પાછલી આયતોમાં જે યહૂદીઓની ઘટના અને ષડયંત્રનું વર્ણન કરવામાં આવ્યું છે તે કિસાસના સંદર્ભમાં હતું. બનૂ નજીર દિય્યત અને કિસાસમાં સમાનતાના નિયમમાં માનતા ન હતા, બલકે બનૂ કુરયઝાને પોતાનાથી ઓછી દિય્યત (વળતર) ઉપર મજબૂર કરી રાખ્યા હતા અને બંને આયતોમાં યહૂદીઓને અલ્લાહ તઆલાએ નાઝિલ કરેલ તે વિશેના કાયદાના વિરુદ્ધમાં પોતાનો કાયદો બનાવી લેવાના કારણે સખત ચેતવણી ફરમાવી અને એવું કરનારાઓને કાફિર અને અત્યાચારી ઠરાવ્યા.

ત્યારબાદ ત્રીજી આયતમાં ઈન્જીલ ધરાવનાર નસારાને આ વિષયનું સંબોધન કરીને અલ્લાહે નાઝિલ કરેલ કાયદાઓ વિરુદ્ધ કોઈ કાયદો બનાવવા વિશે સખત ચેતવણી આપી અને આવું કરનારાઓને બળવાખોર અને નાફરમાન ઠરાવ્યા.

ત્યારબાદ ચોથી, પાંચમી અને છટ્ઠી આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને મુસલમાનોને આ વિષય વિશે માર્ગદર્શન અને સૂચના આપવામાં આવી છે કે, તેઓ અહલે કિતાબની આ બીમારીમાં સપડાય ન જાય કે, હોદ્દા અને માલની લાલચમાં અલ્લાહ તઆલાના હુકમો બદલવા માંડે અને અલ્લાહના કાયદા વિરુદ્ધ કોઈ કાયદો પોતાના તરફથી ઘડી કાઢે.

આ સંદર્ભમાં એક મહત્ત્વનો સૈદ્ધાંતિક મસ્અલો એ પણ વર્ણન કર્યો કે, જો કે, અકીદાઓના સિદ્ધાંતો અને અલ્લાહ જલ્લ શા'નુહૂની તાબે'દારીની બાબતમાં બધા જ અંબિયા (અલૈ.) એક જ અકીદહ અને એક જ તરીકાના પાબંદ છે, પરંતુ હિકમતના તકાદાના કારણે દરેક પયગમ્બરને તેમના યુગની યોગ્યતા આધારે

શરીઅત આપવામાં આવી છે, જેમાં ઘણા બધા મુખ્ય અને ગૌણ હુકમો અલગ–અલગ પ્રકારના છે અને એ બતાવ્યું કે, દરેક પયગમ્બરને જે શરીઅતો આપવામાં આવી, તેને તેમના જમાના પ્રમાણે હિકમતના તકાદા અનુસાર અનુસરવું વાજિબ હતું અને જ્યારે તેને મન્સૂખ (રદ) કરીને બીજી શરીઅતો લાવવામાં આવી તો તે સમયે એ જ હિકમત અને મસ્લિહત પ્રમાણે તે અનુસરણ માટે વાજિબ થઈ ગઈ. તેમાં શરીઅતોના ભિન્ન–ભિન્ન સ્વરૂપે આવતા રહેવાની કે બદલાતા રહેવાની એક ખાસ હિકમત તરફ પણ ઈશારો કરવામાં આવ્યો છે.

## તફસીર :

અમે (મૂસા અલૈ. ઉપર) તવરાત નાઝિલ ફરમાવી હતી, જેમાં (સાચા અકીદાઓની પણ) હિદાયત હતી અને (આચરણ માટેના હુકમોની પણ) સ્પષ્ટતા હતી. (બની ઈસ્રાઈલના) અંબિયા (અલૈ.) જેઓ કે (લાખો વ્યક્તિઓના આગેવાન અને અનુસરણ કરવાપાત્ર મુક્તદા હોવા છતાં) અલ્લાહ તઆલાના તાબે'દાર હતા અને તે (તવરાત) પ્રમાણે યહૂદીઓને હુકમ આપ્યા કરતા હતા અને (એ જ પ્રમાણે તેમનામાંના) અલ્લાહવાળા અને ઉલમા પણ (એના જ પ્રમાણે હુકમ આપતા હતા કે તે, એ સમયની શરીઅત હતી) એ કારણે કે તેઓને (એટલે કે, અલ્લાહવાળા અને ઉલમા–વિદ્વાનોને) આ અલ્લાહની કિતાબ (ઉપર અમલ કરવા અને કરાવવા)ની દેખરેખનો હુકમ (અંબિયા અલૈ. દ્વારા) આપવામાં આવ્યો અને તેઓ તેના (એટલે કે, તેઓ તેના ઉપર આચરણ કરવા અને કરાવવાના) ઈકરાર કરનારા થઈ ગયા હતા (કારણ કે તેમને એવો હુકમ થયો હતો અને તેમણે આ હુકમનો સ્વીકાર કર્યો હતો, એટલા માટે હંમેશા તેના પાબંદ રહ્યા) બસ, (હે આ યુગના યહૂદી માલદારો અને વિદ્વાનો ! જ્યારે હંમેશાથી તમારા બધાના આગેવાન અને જેમનું અનુસરણ કરવાપાત્ર છે, તે લોકો તવરાતને માનતા ચાલ્યા આવે છે, તો) તમે પણ (મુહમ્મદ ﷺની રિસાલત વિશે જે હુકમ તવરાતમાં છે) લોકો વિશે (એવી) શંકા ન કરો (કે અમે સમર્થન કરીશું તો સામાન્ય જનસમૂહની દષ્ટિમાં અમારા હોદ્દામાં ફરક પડી જશે) અને (ફક્ત) મારાથી ડરો (કે સમર્થન ન કરવા ઉપર સજા થશે) અને મારા હુકમોના બદલામાં (દુનિયાનો) થોડો માલ (જે તમે પોતાના સામાન્ય લોકો પાસેથી વસૂલ કરો છો) ન લો (કે આ જ હોદ્દાની મહોબ્બત અને માલની મહોબ્બત તમારા માટે સમર્થન

ન કરવાનું કારણ બને છે) અને (યાદ રાખો કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલાએ નાઝિલ કર્યા પ્રમાણે હુકમ ન કરે (બલકે, ગેરશરઈ હુકમોને ઈરાદાપૂર્વક શરીઅતના હુકમો બતાવીને તે પ્રમાણે હુકમ કરે) બસ, એવા લોકો બિલકુલ કાફિર છે. (જેવું આ યહૂદીઓ તમારી સાથે કરી રહ્યા છે, તે મુહમ્મદ ﷺની રિસાલતના અકીદહમાં પણ અને આ'માલમાં પણ જેમકે, રજમ વગેરેના હુકમમાં પોતાની મનેચ્છાઓને અલ્લાહનો હુકમ બતાવીને ઝિલ્લત અને નામોશીમાં સપડાઈ રહ્યા છે) અને અમે તે (યહૂદી)ઓ ઉપર તે (તવરાત)માં આ વાત ફરજ કરી હતી કે, (જો કોઈ વ્યક્તિ કોઈની નાહક ઈરાદાપૂર્વક હત્યા કરી નાંખે અથવા ઘાયલ કરે અને ભોગ બનેલા હકદારો દા'વો કરે તો) પ્રાણના બદલે પ્રાણ, અને આંખના બદલે આંખ, અને નાકના બદલે નાક, અને કાનના બદલે કાન, અને દાંતના બદલે દાંત, અને (એ જ પ્રમાણે બીજા) ખાસ જખ્મોનો પણ બદલો છે. પછી જે વ્યક્તિ (આ કિસાસ એટલે કે, બદલો લેવાનો હકદાર થઈને પણ) એ (કિસાસ-વળતર)ને મા'ફ કરી દે, તો (મા'ફ કરવું) એ (મા'ફ કરનારા)ના માટે (તેના ગુનાહોનો) કફ્ફારો (એટલે કે, ગુનાહોથી દૂર થવાનું કારણ) બની જશે (એટલે કે, મા'ફ કરવું સવાબનું કારણ છે) અને (કારણ કે, યહૂદીઓએ આ હુકમને છોડી દીધો હતો, એટલા માટે વારંવાર ચેતવણીઓ સંભળાવવામાં આવે છે કે) જે વ્યક્તિ અલ્લાહ તઆલાએ નાઝિલ કર્યા પ્રમાણે હુકમ ન કરે (જેનો અર્થ ઉપર આવી ચૂક્યો છે) બસ, આવા લોકો બિલકુલ અત્યાચાર કરી રહ્યા છે (અને ઘણું ખરાબ કામ કરી રહ્યા છે) અને અમે તે (અંબિયા)ઓની પાછળ (જેનું વર્ણન يَحْكُمُ بِهَا النَّبِيُّوْنَ માં આવ્યું છે હઝરત) ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)ને એવી પરિસ્થિતિમાં (પયગમ્બર બનાવીને) મોકલ્યા કે તેઓ પોતાનાથી અગાઉની કિતાબ એટલે કે, તવરાતનું સમર્થન કરતા હતા (જે રિસાલત એટલે કે રસૂલ હોવાના ફરજોમાંથી છે કે, તેઓ તે બધી જ અલ્લાહની કિતાબોનું સમર્થન કરે) અને અમે તેમને ઈન્જીલ આપી જેમાં (તવરાતની જેમ જ સાચા અકીદાઓની પણ) હિદાયત હતી અને (આચરણ કરવાના હુકમોની પણ) સ્પષ્ટતા હતા અને (ઈન્જીલ) પોતાનાથી અગાઉની કિતાબ (એટલે કે, તવરાત)નું સમર્થન (પણ) કરતી હતી (કે આ પણ રિસાલતની ફરજોમાંથી છે કે બધી જ ઈલાહી કિતાબોનું સમર્થન કરે) અને તે

ખુલ્લમ-ખુલ્લી હિદાયત અને શિખામણ હતી અલ્લાહથી ડરનારાઓ માટે અને (ઇન્જીલ આપીને હુકમ કર્યો હતો કે) ઇન્જીલવાળાઓએ અલ્લાહે જે કંઈ નાઝિલ કર્યું છે તેના પ્રમાણે હુકમ કર્યા કરવો જોઈએ અને (તે યુગના નસારાઓ સાંભળી રાખો કે,) જે વ્યક્તિ અલ્લાહ તઆલાના નાઝિલ કરેલા પ્રમાણે હુકમ ન કરે (અને તેનો અર્થ ઉપર વર્ણન થઈ ચૂક્યો છે) તો એવા લોકો બિલકુલ બેહુકમી કરનારા છે (અને ઇન્જીલ હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના રસૂલ હોવાની ખબર આપી રહી છે, તો તમે તેના વિરુદ્ધ કેમ ચાલી રહ્યા છો ?) અને (તવરાત અને ઇન્જીલ પછી) અમે આ કિતાબ (એટલે કે, કુર્આન) આપ (ﷺ)ની પાસે મોકલી છે, જે પોતે પણ સચ્ચાઈ (અને સીધા માર્ગ)ની સાથે મૌજૂદ છે અને તેનાથી અગાઉ જે (આસમાની) કિતાબો (આવી ચૂકી) છે (જેમકે તવરાત, ઇન્જીલ અને ઝબૂર) તેમનું પણ સમર્થન કરે છે (કે તે પણ અલ્લાહ તરફથી જ નાઝિલ થઈ છે) અને (કારણ કે તે કિતાબ એટલે કે, કુર્આન કયામત સુધી સુરક્ષિત અને અમલ કરવાપાત્ર છે અને તેમાં આ આસમાની કિતાબોનું સમર્થન પણ ઉપસ્થિત છે. એટલા માટે તે કિતાબ) એ કિતાબો(ના સાચા હોવા વિશે)ની (હંમેશા માટે) સંરક્ષક (ગવાહ) છે, (કારણ કે કુર્આનમાં હંમેશા એ સુરક્ષિત રહેશે કે તે કિતાબો અલ્લાહ તરફથી જ નાઝિલ થઈ છે. જ્યારે કુર્આન આવી કિતાબ છે) તો તેઓના (એટલે કે અહલે કિતાબના) પરસ્પરના મા'મલાઓમાં (જ્યારે કે, આપની સામે મજલિસમાં રજૂ થાય) આ જ મોકલેલી કિતાબ પ્રમાણે ફેંસલો કર્યા કરો અને આ જે સાચી કિતાબ આપને મળી છે, તેનાથી દૂર થઈને તેમની (શરીઅત વિરુદ્ધ) મનેચ્છાઓ અને ફરમાઈશો ઉપર (હવે પછી પણ) અમલ ન કરો (જેમકે આજ સુધી તેમની દરખાસ્ત અને વિનંતી છતાં આપ ﷺએ સાફ ઇન્કાર કરી દીધો, એટલે કે આપ ﷺનો અભિપ્રાય એકદમ યોગ્ય જ છે, તેના ઉપર જ હંમેશા કાયમ રહેજો અને હે અહલે કિતાબ ! તમે આ કુર્આનમાં સત્ય જાણવાથી અને તેનો ફેંસલો માનવાથી કેમ ઇન્કાર કરો છો ? શું નવો દીન આવવો કોઈ આશ્ચર્યની વાત છે ? અંતે) તમારામાંથી દરેક (ઉમ્મત)ના માટે (રસૂલે કરીમ ﷺથી અગાઉ) અમે ખાસ શરીઅત અને ખાસ બંધારણ તજ્વીઝ કર્યું હતું (દાખલા તરીકે, યહૂદીઓની શરીઅત અને બંધારણ તવરાત હતી અને નસારાની શરીઅત અને બંધારણ ઇન્જીલ હતી, પછી જો ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે

શરીઅત અને બંધારણ કુર્આન નક્કી કરવામાં આવ્યું, જેનું સત્ય હોવું પણ દલીલોથી સાબિત છે, તો ઈન્કાર કરવાનું કારણ શું?) અને જો અલ્લાહ તઆલાને (બધાને એક જ તરીકા અને શરીઅત ઉપર રાખવું) મંજૂર હોત તો (તે તેની પણ શક્તિ ધરાવતો હતો કે,) તમને સૌ (યહૂદી અને નસારા અને ઈસ્લામના માનનારાઓ)ને (એક જ શરીઅત આપીને) એક જ ઉમ્મતમાં કરી આપત (અને નવી શરીઅત ન આવી હોત, જેનો તમે વિરોધ કરો છો) પરંતુ (પોતાની હિકમતથી) એવું નથી કર્યું (બલકે, દરેક ઉમ્મતને અલગ-અલગ બંધારણ આપ્યું) જેથી જે દીન તમને (દરેક યુગમાં નવો-નવો) આપ્યો છે, તેમાં તમારા સૌની (તમારા અનુસરણ કરવાની જાહેરાત માટે) કસોટી કરી લે (કારણ કે, મોટાભાગે સ્વાભાવિક બાબત છે કે, નવા બંધારણથી વિરોધ અને ઈન્કાર તરફ વલણ થાય છે પરંતુ જે વ્યક્તિ સાચી બુદ્ધિ, સમજદારી અને ન્યાયથી કામ લે છે, તે તેની હકીકત જાહેર થયા પછી પોતાના સ્વભાવને તેને માનવા માટે મજબૂર કરી આપે છે અને આ એક મહાન કસોટી છે, જો બધાની એક જ શરીઅત હોત તો આ શરીઅતની શરૂઆતના સમયે જે લોકો હતા, તેમની તો કસોટી થઈ જાત પરંતુ અન્ય જેઓ તેમના અનુયાયીઓ અને આ તરીકાથી અજાણ હોત તેમની કસોટી ન થઈ હોત અને હવે દરેક ઉમ્મતની કસોટી થઈ ચૂકી છે. પરીક્ષાનું એક સ્વરૂપ એ હોય છે કે, વ્યક્તિને જે વસ્તુથી રોકવામાં આવે, ભલે તે હકારાત્મક હોય કે નકારાત્મક તે વસ્તુ કરવાની લાલચ ઉત્પન્ન થાય છે અને આ કસોટી શરીઅતને મજબૂત અને સ્થિર બનાવે છે અને શરીઅતની એકતામાં લાભદાયી છે, જેમાં ગુનાહોથી રોકવામાં આવે છે અને તેની હકીકતમાં કોઈ શંકા નથી હોતી. આ કસોટીઓની સામૂહિકતા દરેક ઉમ્મતના નેક લોકો અને સામાન્ય જનસમૂહ બધાના માટે સર્વસામાન્ય થઈ ગઈ. જેમકે પ્રથમ સૂરતમાં ફક્ત નેક લોકો સાથે વિશેષ સ્વરૂપે છે. બસ, જ્યારે નવી શરીઅતમાં આ હિકમત છે) તો (પૂર્વગ્રહ છોડીને) લાભદાયક વાતો તરફ (એટલે કે, તે અકીદાઓ, આચરણો અને હુકમો તરફ જેના ઉપર કુર્આન શરીફ હુકમ આપે છે) દોડો. (એટલે કે કુર્આન ઉપર ઈમાન લાવી તેના ઉપર ચાલો. એક દિવસે) તમારા બધાએ અલ્લાહની જ પાસે પાછા વળીને જવાનું છે, પછી તે તમને બધાને બતાવી દેશે જેમાં તમે (સ્પષ્ટ સચ્ચાઈ સાબિત થઈ ગયા છતાં દુનિયામાં ફોગટમાં) મતભેદ કર્યા કરતા હતા

(એટલા માટે આ ખોટા વિરોધને છોડીને સત્યને કે જે હવે કુર્આન ઉપર અવલંબિત છે, કબૂલ કરી લો) અને (કારણ કે, આ અહલે કિતાબે એવો ઘમંડ કર્યો કે, તમને દરખાસ્ત તો પોતાની તરફેણમાં નિર્ણય કરવા માટે કરે છે, જેમાં એ સંભાવના છે જ નથી, એટલા માટે તેમની હિમ્મત તોડવા માટે અને તેમને સંભળાવીને હંમેશા-હંમેશા માટે નાઉમ્મીદ કરી દેવા માટે) અમે (વારંવાર) હુકમ આપીએ છીએ કે, તમે તેઓના (એટલે કે અહલે કિતાબના) પરસ્પરના મા'મલાઓમાં (જ્યારે કે, આપ ﷺની મજલિસમાં રજૂ થાય) તે મોકલેલી કિતાબ પ્રમાણે ફેંસલો કરી આપો અને તેમની (શરીઅત વિરુદ્ધની) મનેચ્છાઓ (અને ફરમાઈશો) ઉપર (હવે પછી પણ અગાઉની જેમ જ) કાળજી રાખજો કે તેઓ આપ (ﷺ)ને અલ્લાહ તઆલાના મોકલેલા કોઈ હુકમથી ફેરવી ન દે (એટલે કે, જો કે તેની શક્યતા તો નથી, પરંતુ ફક્ત આવો ઈરાદો કરવાથી પણ તે સવાબનું કારણ બનશે) પછી (કુર્આન શરીફમાં આટલી સ્પષ્ટતા હોવા છતાં અને તેનો ફેંસલો સત્ય હોવા છતાં) જો આ લોકો (કુર્આનથી અને આપ ﷺનો ફેંસલો જે કુર્આન પ્રમાણે હશે, તેનાથી) વાંધો ઉઠાવે, તો યકીન કરી લો કે બસ, અલ્લાહને જ મંજૂર છે કે, તેમના અમુક ગુનાહો ઉપર (દુનિયામાં) તેની સજા આપી દે (અને તે અમુક ગુનાહ ફેંસલા ન માનવાના છે અને કુર્આનની સચ્ચાઈને ન માનવાની સજા સંપૂર્ણ રીતે આખિરતમાં મળશે. કારણ કે, પ્રથમ ગુનોહ જિમ્મી હોવાના વિરુદ્ધ છે, બીજો ગુનોહ ઈમાનના વિરુદ્ધ હરબિય્યત-બગાવતની સજા દુનિયામાં હોય છે અને કુફ્રની સજા તો આખિરતમાં મળશે જ, એટલા માટે જ્યારે યહૂદીઓની બદમાશી અને તેમનો કરારભંગ કરવાની પ્રવૃત્તિઓ હદથી વધી ગઈ તો તેમને કત્લ કરવાની અને કેદની સજા તથા દેશનિકાલની સજા આપવામાં આવી) અને (હે મુહમ્મદ ﷺ ! તેમની આ હાલત સાંભળીને તમને ગમ જરૂર થશે પરંતુ તમે વધારે ગમ ન કરો, કારણ કે) વધારે પડતા લોકો તો (દુનિયામાં હંમેશાથી) બેહુકમ જ હોય છે, આ લોકો (કુર્આનના ફેંસલાને છોડીને જો કે, તે બિલકુલ ન્યાય આધારિત છે, છતાં તેનો વિરોધ કરીને) પછી શું આ અજ્ઞાનતાના યુગનો ફેંસલો ઇચ્છે તો (જેનાથી તેમણે આકાશી શરીઅતો વિરુદ્ધ પોતે નવા કાયદાઓ ઘડી લીધા હતા, જેનું વર્ણન બુદ્ધિશાળીઓના યુગના સંદર્ભમાં આ જ રુકૂઅના આગળના રુકૂઅમાં يَآاَيُّهَاالرَّسُوْلُની પ્રસ્તાવનામાં આવી ચૂક્યું છે. હાલાં

કે, તે સદંતર ન્યાય અને દલીલોના વિરુદ્ધ બાબત છે, એટલે કે જ્ઞાની થઈને પણ જ્ઞાનનો વિરોધ કરવો અને જહાલતની માંગણી કરવી આશ્ચર્યજનક બાબત છે) અને ફેંસલો કરવામાં અલ્લાહ તઆલાથી કોણ સારો (ફેંસલો કરનારો) હશે ? (બલકે, કોઈ તેના સમકક્ષ પણ નથી, બસ અલ્લાહના ફેંસલાને છોડીને અન્યોના ફેંસલાની માંગણી કરવી અજ્ઞાનતા નથી તો બીજું શું છે ? પરંતુ આ વાત પણ) વિશ્વાસ (અને ઈમાન) ધરાવનારાઓ માટે જ (છે, કારણ કે, આવું સમજવું બુદ્ધિના સત્ય માર્ગ ઉપર હોવા ઉપર આધારિત છે અને કાફિરોના નસીબમાં તે નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો,

اِنَّـآ اَنْـزَلْـنَـا التَّـوْرٰةَ فِيْهَا هُدًى وَّنُوْرٌ એટલે, "અમે અમારી કિતાબ તવરાત મોકલી જેમાં સત્યનું માર્ગદર્શન અને એક વિશેષ નૂર (પ્રકાશ) હતું." એમાં એ વાત તરફ ઈશારો કરવામાં આવ્યો હતો, આજે જે રીતે તવરાતની શરીઅતને મન્સૂખ (રદ) કરવામાં આવી રહી છે, તેમાં તવરાતનું કોઈ સન્માન ઘટાડવામાં નથી આવી રહ્યું. બલકે, યુગ પરિવર્તનના કારણે હુકમોના પરિવર્તનની આવશ્યકતા હેઠળ આવું કરવામાં આવ્યું, નહિતર તવરાત પણ અમારી જ નાઝિલ કરેલી કિતાબ છે. તેમાં બની ઈસ્રાઈલ માટે હિદાયતના સિદ્ધાંતો પણ ઉપલબ્ધ છે અને એક ખાસ નૂર (પ્રકાશ) પણ; જે આધ્યાત્મિક રીતે તેમના દિલો ઉપર પ્રભાવી થાય છે.

ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો, يَـحْـكُـمُ بِهَـا الـنَّبِيُّوْنَ الَّذِيْنَ اَسْلَمُوْا لِلَّذِيْنَ هَــادُوْا وَالـرَّبّـانِيُّونَ وَالْاَحْبَـارُ એટલે કે, તવરાતને અમે એટલા માટે નાઝિલ કરી હતી, કે જ્યાં સુધી તેની શરીઅતને રદ કરવામાં ન આવે, તે સમય સુધી આવનારા નબીઓ અને તેમના નાયબો, અલ્લાહવાળાઓ અને વિદ્વાનો (ઉલમા) બધા જ આ તવરાત પ્રમાણે ફેંસલો કર્યા કરે. એના જ કાયદાને દુનિયામાં લાગુ પાડે, તેમાં અંબિયા (અલૈ.)ના નાયબોના બે પ્રકારોનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ رَبَّـانِيُّوْنَ અને બીજું اَحْبَار શબ્દ رَبَّانِىُّ (રબ્બાની) એ رَبّ (રબ્બ)થી બને છે, જેનો અર્થ છે "અલ્લાહવાળાઓ" અને اَحْبَـارُ (અહ્‌બાર) એ حِبْـر (હિબ્ર)નું

બહુવચન છે. યહૂદીઓના રૂઢિપ્રયોગમાં વિદ્વાનને "હિબ્ર" કહેવામાં આવતા હતા. જો કે, એ વાત દેખીતી છે કે જેઓ અલ્લાહવાળા હોય છે, જરૂરી છે કે તેમને અલ્લાહ તઆલાના જરૂરી હુકમોનું આવશ્યક જ્ઞાન પણ હોય, નહિતર જ્ઞાન વિના આચરણ શક્ય નથી અને ઈલાહી હુકમોના અનુસરણ અને આચરણમાં કોઈ વ્યક્તિ અલ્લાહવાળો નહીં બની શકે. એ જ પ્રમાણે અલ્લાહ તઆલા પાસે વિદ્વાન (આલિમ) તેને જ કહેવામાં આવે છે જે પોતાના ઈલ્મ (જ્ઞાન) ઉપર આચરણ પણ કરે છે. નહિતર તે આલિમ જે અલ્લાહના હુકમોથી વાકેફ હોવા છતાં જરૂરી ફરજો અને વાજિબો ઉપર અમલ નથી કરતો અને ન જ તેના તરફ ધ્યાન આપે છે, તે અલ્લાહ અને રસૂલે કરીમ ﷺ પાસે જાહિલો અને અજ્ઞાનીઓથી બદ્તર છે. તેનું પરિણામ એ હોવું જોઈએ કે, દરેક અલ્લાહવાળો આલિમ હોવો જ જોઈએ અને દરેક આલિમ અલ્લાહવાળો; પરંતુ આ સ્થળે આ બંને બાબતોને ભિન્ન-ભિન્ન સ્વરૂપે વર્ણન કરીને એ બાબત ઉપર ધ્યાન દોરવામાં આવ્યું છે કે, જો કે, અલ્લાહવાળા માટે જ્ઞાન જરૂરી છે અને આલિમ માટે અમલ જરૂરી છે, પરંતુ જેના ઉપર જે રંગ વધારે છવાયેલો હશે તે આધારે જ તેનું નામ રાખવામાં આવશે, જે વ્યક્તિનું ધ્યાન વધારે પડતું ઈબાદતો, આચરણ અને ઝિક્રુલ્લાહમાં કેન્દ્રિત રહે છે અને દીનનું જ્ઞાન ફક્ત આવશ્યકતા પ્રમાણે પ્રાપ્ત કરી લે છે, તે "રબ્બાની" એટલે કે "અલ્લાહવાળા" કહેવાય છે, જેને વર્તમાન સમયમાં ઈસ્લામિક પરિભાષામાં શૈખ, મુરશદ, પીર વગેરે નામ આપવામાં આવે છે અને જે વ્યક્તિ આચરણમાં નિષ્ઠા પેદા કરી તેનો નિષ્ણાત બનીને લોકોને શરીઅતના હુકમો બતાવવાની અને શિખવાડવાની સેવામાં વધારે પડતા પ્રવૃત્ત રહે છે તથા ફરજો, વાજિબો અને સુન્નતે મુઅક્કિદહ ઉપરાંત નફ્લ ઈબાદતોમાં વધારે સમય વ્યતિત નથી કરી શકતો, તેને "હિબ્ર" અથવા "આલિમ" કહેવામાં આવે છે.

ખુલાસો એ છે કે, તેમાં શરીઅત અને તરીકત, ઉલમા, મશાઈખનું વાસ્તવિક ઐક્ય પણ બતાવી દેવામાં આવ્યું અને કાર્ય કરવાની પદ્ધતિ તથા દરેકની પ્રવૃત્તિના આધારે તેમનામાં તફાવત પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યો, જેનાથી જાણ થાય છે કે, ઉલમા, સુફીઓ વગેરે કોઈ બે ફિરકા અથવા બે અલગ-અલગ સમુદાયો નથી. બલકે, બંનેના જીવનનો હેતુ અલ્લાહ અને તેના

રસૂલે કરીમ ﷺનું અનુસરણ અને આજ્ઞાપાલનતા જ છે. અલબત્ત તેને પ્રાપ્ત કરવા માટે તેમની પદ્ધતિમાં તફાવત જરૂર નજરે પડે છે.

ત્યારબાદ ઇરશાદ ફરમાવ્યો, بِمَا اسْتُحْفِظُوْا مِنْ كِتَابِ اللّٰهِ وَكَانُوْا عَلَيْهِ شُهَدَآءَ એટલે કે, આ અંબિયા અને તેમના બંને પ્રકારના નાયબો, ઉલમા અને મશાઈખ તવરાતના હુકમો લાગુ પાડવા માટે એટલા માટે બંધાયેલા હતા કે, અલ્લાહ તઆલાએ તવરાતની સુરક્ષા કરવાની જવાબદારી તેમને સોંપી હતી અને તેમની પાસેથી જ તેની સુરક્ષાનો કરાર અને વચન લીધું હતું.

અહીંયાં સુધી તવરાત અલ્લાહની કિતાબ હોવાનું તથા તે હિદાયત અને નૂર હોવાનું વર્ણન હતું અને એ પણ ઉલ્લેખ હતો કે, અંબિયા (અલૈ.) તથા તેમના નાયબો, મશાઈખો અને ઉલમાએ તેની સુરક્ષા કરી. ત્યારબાદ સમકાલીન (એક જ સમયકાળના) યહૂદીઓને તેમના ખોટો માર્ગ ધારણ કરવાના વાસ્તવિક કારણો તરફ ધ્યાન દોરવવામાં આવ્યું છે કે, તમે તમારા પૂર્વજોના પગલે ચાલીને તવરાતની સુરક્ષા કરવાના બદલે તેના હુકમોમાં ફેરફાર અને પરિવર્તન કરો છો, જેમકે તવરાતમાં ખૂબ સ્પષ્ટ રીતે વિગતપૂર્વક અંતિમ યુગના નબી હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ આવવાની ભવિષ્યવાણી અને યહૂદીઓને તેમના ઉપર ઈમાન લાવવાની હિદાયતનું વર્ણન ઉપસ્થિત હતું. આ લોકોએ તેનો વિરોધ કર્યો અને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાના બદલે તેમનો વિરોધ શરૂ કરી દીધો અને સાથે જ તેમની આ ભયંકર ભૂલનું કારણ પણ વર્ણન કર્યું કે, તે તમારી હોદ્દાની મહોબ્બત અથવા દૌલતની મહોબ્બત છે કે, તમે રસૂલે કરીમ ﷺને સાચા રસૂલ તરીકે જાણતા-ઓળખતા હોવા છતાં તેમનું અનુસરણ કરવાથી એટલા માટે ગભરાઓ છો કે, હમણા તો તમે પોતાની કૌમના આગેવાન અને અનુસરણ કરવાપાત્ર સન્માનનીય ગણાઓ છો. યહૂદીઓનો સામાન્ય જનસમૂહ તમારું અનુસરણ કરે છે, જો તમે ઈસ્લામ સ્વીકારી લીધો તો તમે મુસલમાન હોવાના સ્વરૂપમાં એક સામાન્ય વ્યક્તિ બની જશો અને તમારી આ આગેવાની નષ્ટ પામશે. બીજું, તે લોકોએ એ ધંધો બનાવી લીધો હતો કે, મોટા અને પ્રભાવશાળી લોકો પાસેથી લાંચ-રૂશ્વત લઈને તેમના માટે તવરાતના હુકમોમાં ફેરફાર કરીને સરળતા પેદા કરી દીધી હતી, તેના ઉપર ધ્યાન અને ચેતવણી અપાવવા માટે સમકાલીન યહૂદીઓને ફરમાવવામાં આવ્યું કે,

فَلَا تَخۡشَوُا النَّاسَ وَاخۡشَوۡنِ وَلَا تَشۡتَرُوۡا بِاٰیٰتِیۡ ثَمَنًا قَلِیۡلًا ؕ એટલે કે, "તમે લોકોથી ન ડરો કે તેઓ તમારું અનુસરણ છોડી દેશે અથવા વિરોધી બની જશે અને તમે દુનિયાનો થોડો માલ લઈને તેમના માટે અલ્લાહના હુકમમાં ફેરફાર ન કરો કે, આ તમારા માટે દીન અને દુનિયાની બરબાદી છે." કારણ કે, وَمَنۡ لَّمۡ یَحۡکُمۡ بِمَاۤ اَنۡزَلَ اللّٰہُ فَاُولٰٓئِکَ ہُمُ الۡکٰفِرُوۡنَ એટલે કે, જે લોકો અલ્લાહના નાઝિલ કરેલ હુકમોને જરૂરી નથી સમજતા અને તે પ્રમાણે ફેંસલો નથી આપતા, બલકે તેના વિરુદ્ધ ફેંસલો કરે છે તે કાફિર અને ઇન્કારી છે, જેની સજા જહન્નમનો કાયમી અઝાબ છે.

ત્યારબાદ બીજી આયતમાં કિસાસના હુકમો આ જ અનુસંધાને વર્ણન થયા છે કે, અમે આ હુકમો તવરાતમાં નાઝિલ કર્યા છે. ઈરશાદ છે, وَکَتَبۡنَا عَلَیۡہِمۡ فِیۡہَاۤ اَنَّ النَّفۡسَ بِالنَّفۡسِ وَالۡعَیۡنَ بِالۡعَیۡنِ وَالۡاَنۡفَ بِالۡاَنۡفِ وَالۡاُذُنَ بِالۡاُذُنِ وَالسِّنَّ بِالسِّنِّ وَالۡجُرُوۡحَ قِصَاصٌ એટલે કે, "અમે યહૂદીઓ માટે તવરાતમાં કિસાસનો આ હુકમ નાઝિલ કરી દીધો હતો કે, પ્રાણના બદલે પ્રાણ, આંખના બદલે આંખ, નાકના બદલે નાક, કાનના બદલે કાન અને દાંતના બદલે દાંત અને ખાસ જખમોનો બદલો (પણ) છે."

બનૂ કુરયઝા અને બનૂ નજીરનો જે મુકદમો રસૂલે કરીમ ﷺ સમક્ષ રજૂ થયો હતો કે, બનૂ નજીરે પોતાની શક્તિ અને મોભાના બળે બનૂ કુરયઝાને એ વાત માનવા ઉપર મજબૂર કરી રાખ્યા હતા કે, બનૂ નજીરના કોઈ વ્યક્તિની બનૂ કુરયઝાનો વ્યક્તિ હત્યા કરે તો તેનો કિસાસ પણ પ્રાણના બદલે પ્રાણ લેવામાં આવે તે ઉપરાંત દિય્યત પણ લેવામાં આવે અને જો ઘટના તેનાથી વિપરીત હોય એટલે કે, બનૂ નજીરનો કોઈ વ્યક્તિ બનૂ કુરયઝાના કોઈ વ્યક્તિને મારી નાંખે તો તેનો કિસાસ નહીં હોય, ફક્ત દિય્યત આપવામાં આવે; તે પણ બનૂ નજીર કરતાં અડધી હશે.

આ આયતમાં અલ્લાહ તઆલાએ તે લોકોના આ અત્યાચારનો અંત લાવી દીધો કે, પોતે તો તવરાતમાં..... પણ કિસાસ અને દિય્યતના એકસમાન હોવાના હુકમો મૌજૂદ છે, આ લોકો જાણીબૂઝીને તે હુકમથી મોઢું ફેરવે છે અને ફક્ત હીલા–હવાલા કરીને પોતાનો મુકદમો રસૂલે કરીમ ﷺ પાસે લાવે છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَمَنۡ لَّمۡ یَحۡکُمۡ بِمَاۤ اَنۡزَلَ اللّٰہُ فَاُولٰٓئِکَ

هُمُ الظّٰلِمُوْنَ ط એટલે કે, જે અલ્લાહે નાઝિલ કરેલા હુકમો પ્રમાણે ફેંસલો ન કરે, તે કાફિર છે. કારણ કે, તે અલ્લાહના હુકમોનો ઇન્કારી અને બાગી–બળવાખોર છે. ત્રીજી આયતમાં પ્રથમ હઝરત ઈસા (અલૈ.)ના આગમનનું વર્ણન થયું છે કે, તેઓ પાછલી કિતાબ એટલે કે, તવરાતનું સમર્થન કરવા માટે મોકલવામાં આવ્યા હતા. પછી ઇન્જીલનું વર્ણન છે કે, તે પણ તવરાતની જેમ જ હિદાયત (માર્ગદર્શન) અને નૂર (પ્રકાશ) છે.

ચોથી આયતમાં ઇરશાદ ફરમાવ્યો કે, ઇન્જીલવાળાઓએ જે હુકમો અલ્લાહ તઆલાએ ઇન્જીલમાં નાઝિલ કર્યા છે તે પ્રમાણે હુકમો લાગુ પાડવા જોઈએ અને જે લોકો અલ્લાહના નાઝિલ કરેલા હુકમો વિરુદ્ધ અન્ય હુકમ લાગુ પાડશે, તેઓ નાફરમાન અને બળવાખોર છે.

## કુર્આન એ તવરાત અને ઇન્જીલનું સમર્થક અને સંરક્ષક છે :

પાંચમી અને છટ્ઠી આયતોમાં નબીએ કરીમ ﷺને સંબોધન છે કે, અમે તમારા ઉપર કુર્આન નાઝિલ કર્યું, જે પોતાનાથી અગાઉની કિતાબો તવરાત અને ઇન્જીલનું સમર્થન પણ કરે છે અને તેનું સંરક્ષક (મુહાફિઝ) પણ છે. કારણ કે, જ્યારે તવરાતવાળાઓએ તવરાતમાં અને ઇન્જીલવાળાઓએ ઇન્જીલમાં ફેરફાર અને પરિવર્તન કર્યું, તો કુર્આન જ તે સંરક્ષક અને દેખરેખ રાખનાર સાબિત થયું જેણે આ ફેરફારોનો પર્દાફાશ કરીને સચ્ચાઈ અને હકીકતને સ્પષ્ટ કરી દીધી અને તવરાત તથા ઇન્જીલની વાસ્તવિક તા'લીમ આજે પણ કુર્આન દ્વારા જ દુનિયામાં બાકી અને સલામત છે. જ્યારે કે, આ કિતાબોના વારસદારોએ અને તેનું અનુસરણ કરવાના દાવે'દારોએ તેનું સ્વરૂપ એવું બગાડી નાંખ્યું છે કે, સત્ય અને અસત્યમાં તફાવત કરવો અશક્ય થઈ ગયો. અંતિમ આયતમાં રસૂલે કરીમ ﷺને એવો જ હુકમ આપવામાં આવ્યો જેવો હુકમ તવરાતવાળાઓ અને ઇન્જીલવાળાઓને આપવામાં આવ્યો હતો કે, આપ ﷺના હુકમો અને ફેંસલાઓ બધા જ અલ્લાહના નાઝિલ કરેલા હુકમો પ્રમાણે થવા જોઈએ અને તેમના ષડયંત્રોથી ચેતેલા રહે. આ વર્ણન કરવાનું એક ખાસ કારણ એ હતું કે, યહૂદીઓના અમુક ઉલમા રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને તેમણે કહ્યું કે, “તમે જાણો છો કે, અમે યહૂદીઓના ઉલમા અને આગેવાનો છે. જો

અમે મુસલમાન થઈ ગયા તો તેઓ બધા પણ મુસલમાન થઈ જશે પરંતુ અમારી એક શરત એ છે કે, અમારો એક મુકદમો તમારી કૌમના લોકો સાથે છે અને આ મુકદમો અમે તમારી પાસે લાવીશું. જો તમે તે મુકદમામાં અમારી તરફેણમાં ફેંસલો કરી આપો તો અમે મુસલમાન થઈ જઈશું.'' પરંતુ અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને આ બાબતે ચેતવણી આપી કે, તમે તે લોકોના મુસલમાન થઈ જવાને નજર સમક્ષ રાખી ન્યાય અને ઈન્સાફ તથા અલ્લાહ તઆલાએ નાઝિલ કરેલ હુકમ વિરુદ્ધ કદાપિ ફેંસલો ન કરજો અને એની પરવા કદાપિ ન કરો કે, તેઓ મુસલમાન થશે કે નહીં થાય !

## અંબિયા (અલૈ.)ની શરીઅતમાં ગૌણ બાબતો અને નિયમોમાં ભિન્નતા અને તેની હિકમત :

આ આયતમાં અન્ય માર્ગદર્શનની સાથે-સાથે એક અગત્યના સૈદ્ધાંતિક પ્રશ્નનો જવાબ પણ વર્ણન કરવામાં આવ્યો છે. તે એ કે, જ્યારે બધા જ અંબિયા (અલૈ.) અલ્લાહ તઆલા તરફથી જ મોકલવામાં આવ્યા છે અને તેમના ઉપર નાઝિલ કરવામા આવેલ કિતાબો, સહીફાઓ તથા તેમની શરીઅતો, બધું જ અલ્લાહ જલ્લ શા'નુહૂ તરફથી જ છે. તો પછી તે કિતાબો અને શરીઅતોમાં ભિન્નતા અને તફાવત કેમ છે ? અને આવનારી શરીઅત અને કિતાબ પાછલી શરીઅત અને કિતાબને રદ શા માટે કરે છે ? તેનો જવાબ અલ્લાહની હિકમત અનુસાર પ્રસ્તુત આયતમાં વર્ણન કરવામાં આવ્યો છે. لِكُلٍّ جَعَلْنَا مِنْكُمْ شِرْعَةً وَّمِنْهَاجًا وَلَوْشَآءَ اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ لِّيَبْلُوَكُمْ فِيْمَا اٰتَاكُمْ فَاسْتَبِقُوا الْخَيْرٰتِ એટલે કે, અમે તમારામાંથી દરેક વર્ગ માટે એક ખાસ શરીઅત અને આચરણની પદ્ધતિ બનાવી છે, જેમાં મૂળ સિદ્ધાંતો સમાન અને સર્વસામાન્ય હોવાની સાથે-સાથે અમુક ગૌણ હુકમોમાં તફાવત મસ્લિહતના આધારે હોય છે અને જો અલ્લાહ તઆલાએ ચાહ્યું હોત તો તેના માટે એ કોઈ મુશ્કેલ કામ ન હતું કે, તમને બધાને (એટલે કે, અગાઉની શરીઅતો અને હાલની મુહમ્મદી શરીઅત) એક જ ઉમ્મત, એક જ મિલ્લત બનાવી આપી હોત, બધાની એક જ કિતાબ, એક જ શરીઅત હોત. પરંતુ અલ્લાહ તઆલાએ આવું એટલા માટે પસંદ ન કર્યું કે, લોકોની કસોટી કરવાનો હેતુ હતો કે, તે કોણ લોકો છે જેઓ ઈબાદતોની વાસ્તવિકતાથી વાકેફ થઈને દરેક સમયે અલ્લાહના હુકમને માનવા

માટે અને તેના ઉપર આચરણ કરવા માટે તૈયાર રહે છે, જે કોઈ પણ નવી કિતાબ અથવા શરીઅત આવે છે તેનું અનુસરણ કરે છે તથા અગાઉની કિતાબ અને શરીઅત તેમને કેટલીય વહાલી હોય, તેમના પૂર્વજોના ધર્મને છોડવું તેમના માટે કેટલુંય કષ્ટદાયક હોય, પરંતુ તેઓ દરેક સમયે આજ્ઞાનું પાલન કરવા માટે તત્પર રહે છે; અને તે કોણ છે જે આ વાસ્તવિકતાથી બેદરકાર રહીને કોઈ ખાસ શરીઅત અથવા કિતાબને પોતાનો જીવનધ્યેય બનાવી બેસે અને તેના બાપ-દાદાના ધર્મ વિરુદ્ધ કોઈ વાત કે અલ્લાહના કોઈ હુકમને ધ્યાને ન ધરે ?

શરીઅતોના આ તફાવતમાં એક મોટી હિકમત એ છે કે, તેના દ્વારા દરેક સમયકાળમાં દરેક વર્ગના લોકોને સાચી ઈબાદત અને પોતે અલ્લાહના બંદા હોવાની વાસ્તવિકતાથી જ્ઞાત કરાવવામાં આવે છે કે, વાસ્તવમાં ઈબાદત એ માત્ર બંદગી, અનુસરણ અને પૈરવી જે નમાઝ, રોઝા, હજ્જ, ઝકાત, ઝિક્ર અને તિલાવત ઉપર અવલંબિત રહેવાનું નામ નથી અને ન જ આ આચરણો પોતે કોઈ પોતાના અસ્તિત્વમાં એક હેતુ છે. બલકે, આ બધાનો હેતુ ફક્ત એક જ અલ્લાહના હુકમો અને આજ્ઞાઓનું પાલન કરવાનો છે. એ જ કારણ છે કે, જે સમયોમાં નમાઝની મનાઈ કરવામાં આવી છે, તે સમયોમાં નમાઝ પઢવાથી કોઈ સવાબ નથી મળતો બલકે, તે ગુનાહનું કારણ બને છે. ઈદ વગેરે દિવસોમાં રોઝો રાખવાની મનાઈ છે તો તે દિવસે રોઝો રાખવો ગુનોહ છે. નવમી જિલ્હજ્જા સિવાય કોઈપણ દિવસે કોઈ મહિનામાં અરફાતના મેદાનમાં ભેગા થઈ દુઆ અને ઈબાદત કરવું નવમી જિલ્હજ્જા પ્રમાણે મહત્ત્વનું નથી. કારણ કે, આ ખાસ ઈબાદત અને દુઆ નવમી જિલ્હજ્જાના દિવસે વિશેષ સ્વરૂપે કરવામાં આવે છે. આમ, આ જ પ્રમાણે બીજી દરેક ઈબાદતોની પરિસ્થિતિ આવી જ છે. જ્યાં સુધી તેને કરવાનો હુકમ છે, ત્યાં સુધી તે ઈબાદતો છે અને જ્યારે જે મર્યાદા અને સીમા ઉપર આવીને તેનાથી રોકવામાં આવે છે, ત્યારે આ જ ઈબાદતો હરામ અને નાજાઈઝ બની જાય છે. અજ્ઞાન લોકો આ વાસ્તવિકતાને જાણતા નથી હોતા, જે ઈબાદતો તેમની ટેવ બની જાય છે, બલકે, જે રસમો-રિવાજને તેઓ ઈબાદતો સમજીને અપનાવી લે છે અને તેમાં અલ્લાહ તથા રસૂલે કરીમ ﷺના સ્પષ્ટ આદેશો અને હુકમોને પણ ઉપેક્ષિત કરે છે. આ જ તે બિદ્અતો અને કુરિવાજો દીનનો એક અંગ બની જાય છે, જે પાછલી શરીઅતો અને કિતાબોના ફેરફાર

કરવાના કારણે બન્યું હતું. અલ્લાહ જલ્લ શા'નુહૂએ અનેક પયગમ્બરો ઉપર વિવિધ કિતાબો અને શરીઅતો નાઝિલ કરીને માનવજાતિને એ જ શિખવાડ્યું છે કે, કોઈ એક અમલ અથવા કોઈ એક પ્રકારની ઈબાદતને પોતાનો જીવન ધ્યેય ન બનાવી લે, બલકે સાચા અર્થમાં અલ્લાહના આજ્ઞાપાલક બંદા બને અને જે સમયે પાછલા આચરણોને છોડી દેવાનો હુકમ થાય, તરત જ તેને છોડી દે અને જેના ઉપર અમલ કરવાનો હુકમ કરવામાં આવે, તેના ઉપર તાત્કાલિક અમલ શરૂ કરી દે.

તદુપરાંત વિવિધ શરીઅતોમાં તફાવતની એક મોટી હિકમત એ પણ છે કે, દુનિયાના દરેક યુગના અને દરેક વર્ગના માનવોનો સ્વભાવ અને પ્રકૃતિ ભિન્ન પ્રકારની હોય છે. યુગ પરિવર્તન માનવ સ્વભાવમાં પરિવર્તન લાવવા માટે પ્રભાવી કારણ હોય છે. જો બધા જ ગૌણ હુકમો એકસમાન કરી આપવામાં આવે તો મનુષ્ય માટે ઘણી મુશ્કેલી ઊભી થઈ જાય. એટલા માટે અલ્લાહની હિકમતનો તકાદો એ જ થયો કે, દરેક યુગમાં દરેકના સ્વભાવ અને લાગણીઓને ધ્યાનમાં રાખીને ગૌણ હુકમોમાં યોગ્ય પરિવર્તન કરવામાં આવ્યું. અહીંયાં નાસિખ (રદ કરનાર) અને મન્સૂખ (રદ થનાર)નો એ અર્થ નથી થતો કે, હુકમ આપનારને પ્રથમથી પરિસ્થિતિની જાણ ન હતી એટલે એક પ્રકારનો હુકમ આપી દીધો, પછી નવી પરિસ્થિતિની જાણ થઈ ત્યારે તેને રદ કરી દીધો અથવા પ્રથમ કોઈ બેદરકારી અથવા ભૂલના કારણે કોઈ હુકમ લાગુ પાડ્યો હતો, પછી જાણ થયા પછી તેને બદલી નાંખ્યો બલકે, શરીઅતમાં નાસિખ અને મન્સૂખ (કોઈ હુકમને અન્ય હુકમ વડે બદલવો અથવા તેમાં ફેરફાર કરવા)નું ઉદાહરણ બિલકુલ એક ડૉક્ટર અને હકીમના નુસ્ખા પ્રમાણે છે કે, જેમાં દવાઓ ક્રમાનુસાર બદલવામાં આવે છે, તે હકીમ અથવા ડૉક્ટરને પહેલેથી જ અનુભવના આધારે એ અંદાજો હોય છે કે, ત્રણ દિવસ આ દવાનો ઉપયોગ કર્યા પછી બીમારની હાલત બદલાશે અને ત્યારે તેને ફલાણી-ફલાણી દવા આપવામાં આવશે, આથી તે પાછલો નુસ્ખો રદ કરીને નવી દવા આપે છે, માટે એવું કહેવું બિલકુલ યોગ્ય નથી હોતું કે પાછલો નુસ્ખો ખોટો હતો એટલા માટે ડૉક્ટરે તેને રદ કર્યો. બલકે, વાસ્તવિકતા એ હોય છે કે, બીમારીના પાછલા દિવસોમાં તે જ નુસ્ખો જરૂરી અને યોગ્ય હતો અને પાછળથી પરિસ્થિતિમાં સુધારો થતાં આ બીજો નુસ્ખો સાચો અને જરૂરી છે.

**પ્રસ્તુત આયતોમાં આવેલા સ્પષ્ટ અને અસ્પષ્ટ હુકમોનો ખુલાસો :**

પ્રથમ, શરૂઆતની આયતોથી જાણ થઈ કે, યહૂદીઓનો મુકદ્દમો રસૂલે કરીમ ﷺ સમક્ષ રજૂ થયો હતો અને રસૂલે કરીમ ﷺએ તેનો ફેંસલો કર્યો, તો આ ફેંસલો તવરાતની શરીઅત પ્રમાણે હતો. એનાથી સાબિત થયું કે, પાછલી શરીઅતોમાં અલ્લાહે જે હુકમો નાઝિલ કર્યા હતા, જ્યાં સુધી કુર્આને અથવા અલ્લાહની વહીએ તેને મન્સૂખ (રદ) ન કર્યા ત્યાં સુધી તે કાયદેસર ચાલુ રહ્યા હતા. જેમકે, યહૂદીઓના મુકદમાઓમાં કિસાસની સમાનતા અને વ્યભિચારની સજામાં સંગસાર કરવાનો હુકમ તવરાતમાં પણ હતો. પછી કુર્આને પણ તેને જેમનો તેમ એ જ પ્રમાણે બાકી રાખ્યો.

એ જ પ્રમાણે બીજી આયતમાં જખ્મોના કિસાસનો હુકમ જે તવરાતના હવાલાથી વર્ણન કરવામાં આવ્યો છે, ઈસ્લામમાં પણ એ જ હુકમ રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યો. આ જ કારણે જમહૂર ઉલમાએ ઈસ્લામના (ઈસ્લામિક વિદ્વાનોનો સર્વાનુમતે) અભિપ્રાય અનુસાર કાયદો એ છે કે, અગાઉની શરીઅતોના તે હુકમો જેને કુર્આને મન્સૂખ નથી કર્યા તે આપણી શરીઅતમાં પણ લાગુ પડશે અને તેનું અનુસરણ કરવું વાજિબ છે. એ જ કારણ છે કે, પ્રસ્તુત આયતમાં તવરાતવાળાઓને તવરાત પ્રમાણે અને ઈન્જીલવાળાઓને ઈન્જીલ પ્રમાણે હુકમ આપવા અને અમલ કરવાનો હુકમ આપવામાં આવ્યો છે. જ્યારે કે, આ બંને કિતાબો અને તેમની શરીઅતો રસૂલે કરીમ ﷺના આગમન પછી મન્સૂખ થઈ ચૂકી છે. મતલબ એ છે કે, તવરાત અને ઈન્જીલના જે હુકમો કુર્આને રદ નથી કર્યા, તેના ઉપર આજે પણ અમલ કરવો વાજિબ છે.

ત્રીજો હુકમ આ આયતોથી એ સાબિત થાય છે કે, અલ્લાહ તઆલાએ નાઝિલ કરેલ હુકમ વિરુદ્ધ હુકમ આપવો અમુક સ્વરૂપોમાં કુફ્ર છે. જ્યારે કે, હુકમ આપનારના અકીદાઓ પણ એ પ્રમાણેના જ હોય અને અમુક સ્વરૂપોમાં આ બાબત અત્યાચાર અને દુરાચાર છે. જ્યારે કે, અકીદાની રૂએ અલ્લાહના આ હુકમોને તો સત્ય માને છે પરંતુ આચરણ તેના વિરુદ્ધ કરે છે.

ચોથો હુકમ આ આયતોમાં એ આવ્યો છે કે, લાંચ-રૂશ્વત લેવી સદંતર હરામ છે અને ખાસ કરીને અદાલતી ફેંસલાઓમાં લાંચ-રૂશ્વત લેવી ઘણો જ જઘન્ય અપરાધ છે.

પાંચમો હુકમ આ આયતોથી એ સ્પષ્ટ થાય છે કે, બધા જ અંબિયા (અલૈ.) અને તેમની શરીઅતો સૈદ્ધાંતિક રીતે તો બિલકુલ એકસમાન અને સરખી છે પરંતુ અમુક ગૌણ હુકમોમાં તેમનામાં તફાવત છે અને આ તફાવત અલ્લાહની હિકમતો ઉપર આધારિત છે.

———————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૫૧ થી ૫૮)

وقف لازم وقف منزل عند البعض وقف غفران يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الْيَهُوْدَ وَالنَّصٰرٰۤى اَوْلِيَآءَ ۘ بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ؕ
وَمَنْ يَّتَوَلَّهُمْ مِّنْكُمْ فَاِنَّهٗ مِنْهُمْ ؕ اِنَّ اللّٰهَ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۵۱﴾ فَتَرَى
الَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ يُّسَارِعُوْنَ فِيْهِمْ يَقُوْلُوْنَ نَخْشٰۤى اَنْ تُصِيْبَنَا
دَآئِرَةٌ ؕ فَعَسَى اللّٰهُ اَنْ يَّاْتِىَ بِالْفَتْحِ اَوْ اَمْرٍ مِّنْ عِنْدِهٖ فَيُصْبِحُوْا عَلٰى مَاۤ اَسَرُّوْا
فِىْۤ اَنْفُسِهِمْ نٰدِمِيْنَ ﴿۵۲﴾ؕ وَيَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْۤا اَهٰۤؤُلَآءِ الَّذِيْنَ اَقْسَمُوْا
بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ ۙ اِنَّهُمْ لَمَعَكُمْ ؕ حَبِطَتْ اَعْمَالُهُمْ فَاَصْبَحُوْا خٰسِرِيْنَ ﴿۵۳﴾
يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَنْ يَّرْتَدَّ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَسَوْفَ يَاْتِى اللّٰهُ بِقَوْمٍ
يُّحِبُّهُمْ وَيُحِبُّوْنَهٗۤ ۙ اَذِلَّةٍ عَلَى الْمُؤْمِنِيْنَ اَعِزَّةٍ عَلَى الْكٰفِرِيْنَ ۫ يُجَاهِدُوْنَ فِىْ
سَبِيْلِ اللّٰهِ وَلَا يَخَافُوْنَ لَوْمَةَ لَآئِمٍ ؕ ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ؕ
وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿۵۴﴾ اِنَّمَا وَلِيُّكُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ وَالَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ
يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ رٰكِعُوْنَ ﴿۵۵﴾ وَمَنْ يَّتَوَلَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَ
ع الَّذِيْنَ اٰمَنُوْا فَاِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُوْنَ ﴿۵۶﴾ع يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا
تَتَّخِذُوا الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَكُمْ هُزُوًا وَّلَعِبًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ
قَبْلِكُمْ وَالْكُفَّارَ اَوْلِيَآءَ ۚ وَاتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۵۷﴾ وَاِذَا نَادَيْتُمْ اِلَى
الصَّلٰوةِ اتَّخَذُوْهَا هُزُوًا وَّلَعِبًا ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُوْنَ ﴿۵۸﴾

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! યહૂદ અને નસારાને દોસ્ત ન બનાવો, તેઓ પરસ્પર એકબીજાના દોસ્ત છે; અને જે કોઈ તમારામાંથી તેમનાથી દોસ્તી કરે તો તે તેમનામાંથી જ છે; બેશક ! અલ્લાહ જાલિમ લોકોને હિદાયત નથી કરતો. (૫૧) હવે તમે તેમને જોશો જેમના દિલોમાં બીમારી છે, તેમને દોડીને મળે છે, કહે છે કે અમને ડર છે કે, અમારા ઉપર ખરાબ હાલત (ઝમાનાની ગર્દિશ) ન આવી જાય, બસ નિકટ છે કે અલ્લાહ જલદી વિજય જાહેર કરી દે અથવા પોતાની પાસેથી કોઈ હુકમ, તો પોતાના મનની છુપી વાત ઉપર પસ્તાવા લાગે. (૫૨) અને મુસલમાન કહે છે, શું આ તે જ લોકો છે જે અલ્લાહની તાકીદથી કસમો ખાતા હતા કે અમે તમારી સાથે છે ? તેમના અમલ બરબાદ થયા; પછી નુકસાનમાં રહી ગયા. (૫૩) હે ઈમાનવાળાઓ! જે કોઈ તમારામાં પોતાના દીનથી ફરશે તો અલ્લાહ નિકટમાં એવી કૌમને લાવશે કે અલ્લાહ તેમને ચાહે છે અને તેઓ તેને ચાહે છે, મુસલમાનો ઉપર નરમદિલ છે, કાફિરો ઉપર જબરદસ્ત છે, અલ્લાહના માર્ગમાં લડે છે અને કોઈના આક્ષેપથી ડરતા નથી, આ અલ્લાહની કૃપા (ફઝ્લ) છે જેને ચાહે આપશે, અને અલ્લાહ વિશાળતાવાળો ખબરદાર છે. (૫૪) તમારો મિત્ર તો તે જ અલ્લાહ છે અને તેનો રસૂલ અને જેઓ ઈમાનવાળા છે કે જેઓ નમાઝ ઉપર કાયમ છે અને ઝકાત આપે છે અને આજિઝી (અલ્લાહને કાકલૂદી) કરનારા છે. (૫૫) અને જે કોઈ અલ્લાહ અને તેના રસૂલને દોસ્ત રાખે અને ઈમાનવાળાઓને, તો તે જ અલ્લાહની જમાઅત બધા ઉપર ગાલિબ (વિજયી) છે. (૫૬) હે ઈમાનવાળાઓ ! ન બનાવો પોતાના દોસ્ત તે લોકોને જેઓ તમારા દીનને ઠઠ્ઠો અને રમત ઠરાવે છે એ લોકો જેમને તમારાથી પહેલાં કિતાબ આપવામાં આવી અને ન કાફિરોને, અને અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા છો. (૫૭) અને જ્યારે તમે નમાઝ માટે (અઝાન) પોકારો છો તો તેઓ એને ઠઠ્ઠો અને રમત ઠરાવે છે, આ એટલા માટે કે તે લોકો બુદ્ધિહીન (મૂર્ખ) છે. (૫૮)*

**આયતોનો ક્રમ અને ગોઠવણી :**

પ્રસ્તુત આયતોમાં ત્રણ મહત્ત્વના સૈદ્ધાંતિક વિષયોનું વર્ણન છે, જે

મુસલમાનોની સામૂહિક અને મિલ્લી એકતાના અસ્તિત્વ માટે તથા તેમની સંગઠનશક્તિને મજબૂત બનાવી ટકાવી રાખવા માટેના પાયાના મજબૂત સિદ્ધાંતો છે. પ્રથમ એ કે, મુસલમાનો ગેરમુસ્લિમો સાથે સદ્‌વર્તાવ, હમદર્દી, ભલાઈ, ન્યાય અને ઇન્સાફ તથા ઉપકાર અને સન્માનજનક વ્યવહાર બધું જ કરી શકે છે અને એવું કરવું જ જોઈએ કે, તેને આવો વ્યવહાર કરવાનું ઇસ્લામે શિક્ષણ આપ્યું છે, પરંતુ તેમની સાથે કોઈ એવી ગાઢ મિત્રતા રાખવામાં ન આવે અથવા તેમની સાથે એટલા ઓળ–ઘોળ થવામાં ન આવે કે જેનાથી ઇસ્લામની વિશિષ્ટ નિશાનીઓ ભેળસેળ થઈ જાય; એની પરવાનગી નથી. આ જ તે મસ્અલો છે જે تَرْکِ مُوَالَاتْ (તર્કે મવાલાત)ના નામથી પ્રખ્યાત છે.

બીજો વિષય એ છે કે, જો કોઈ સ્થળે મુસલમાનો કોઈ સમયે આ પાયાના સિદ્ધાંતોથી હટીને ગેરમુસ્લિમોની સાથે ઓળ–ઘોળ અને ઓતપ્રોત થઈ જાય તો એનાથી ઇસ્લામને કોઈ નુકસાન અથવા ક્ષતિ કે હાનિ નહીં પહોંચે. કારણ કે, ઇસ્લામની સુરક્ષા કરવી તથા તેને ટકાવી રાખવાની જવાબદારી અલ્લાહ તઆલાએ લીધી છે, તેને કોઈ મિટાવી નહીં શકે. જો કોઈ કૌમ ગદ્દારી કરે અને ઇસ્લામ અને શરીઅતની હદોને તોડી નાંખે બલકે, કલ્પના કરો કે, સમૂળગો ઇસ્લામ જ છોડી બેસે, તો અલ્લાહ તઆલા કોઈ અન્ય કૌમને ઊભી કરી દેશે, જે ઇસ્લામના સિદ્ધાંતોને કાયમ કરી લેશે.

ત્રીજો વિષય એ છે કે, જ્યારે એક બાજુ નકારાત્મક પાસાની જાણ થઈ તો હવે મુસલમાનોની ગાઢ મિત્રતા તો માત્ર અલ્લાહ તબારક વ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺ અને તેમના ઉપર ઈમાન લાવનારાઓની સાથે જ હોઈ શકે છે. આ સામૂહિક વિષયો ઉપરોક્ત આ પાંચ આયતોમાં વર્ણન થયા છે. હવે, આ આયતોની તફસીર જોઈ લઈએ.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમે (મુનાફિકોની જેમ) યહૂદ અને નસારાને (પોતાના) દોસ્ત ન બનાવો, તેઓ (પોતે જ) એકબીજાના મિત્ર છે, (એટલે કે યહૂદી–યહૂદી પરસ્પર અને ખ્રીસ્તી–ખ્રીસ્તી પરસ્પર, મતલબ એ છે કે દોસ્તી બરાબરવાળા સાથે હોય છે, બસ તેમનામાં પરસ્પર તો સમાનતા છે પરંતુ તમારી

અને તેમની કોઈ સમાનતા નથી) અને (જ્યારે આ હુકમથી જાણ થઈ કે, દોસ્તી દીન આધારિત સમાન લોકો સાથે જ હોય છે તો) જે વ્યક્તિ તમારામાંથી તેમની સાથે દોસ્તી કરશે, બેશક ! તે (કોઈ ખાસ સમાનતાના આધારે) તેમનામાંથી જ થઈ ગયો (અને જો કે આ કૃત્ય દેખીતું છે પરંતુ) બાકી અલ્લાહ તઆલા (આવા કૃત્યની) બુદ્ધિ જ નથી આપતો એવા લોકોને જેઓ (કાફિરોથી દોસ્તી કરીને) પોતાનું નુકસાન કરી રહ્યા છે (એટલે કે, દોસ્તીમાં રાચેલા હોવાના કારણે આ વાત તેમની સમજમાં જ નથી આવતી અને કારણ કે આવા લોકો આવા કૃત્યને સમજતા નથી); એટલા માટે (હે જોનારાઓ !) તમે એવા લોકોને કે જેમના દિલમાં (નિફાકનો) રોગ છે, જુઓ છો કે દોડી-દોડીને તે (કાફિરો)માં ઘૂસે છે (અને કોઈ ટીકા કરે તો હીલા-હવાલા અને વાતો બનાવવા માટે એવું) કહે છે કે, (અમારું તેમની સાથે મળવું દિલથી નથી બલકે, અમે દિલથી તો તમારી સાથે જ છે. ફક્ત એક મસ્લિહતના કારણે તેમની સાથે મળીએ છીએ, તે એ છે કે) અમને ભય છે કે (કદાચ યુગ પરિવર્તનના કારણે) અમારા ઉપર કોઈ દુર્ઘટના આવી જાય (જેમકે દુકાળ, તંગી વગેરે અને આ યહૂદીઓ અમારા શાહુકાર છે, તેમની પાસેથી કરજ અને ઉધાર મળી જાય છે, જો જાહેરમાં મેળ-મિલાપ નહીં રાખીએ તો સમય પડ્યે અમને તકલીફ પડશે, દેખીતો نَخْشٰى اَنْ تُصِيْبَنَا دَائِرَةٌ ؕ નો આ અર્થ લેતા હતા પરંતુ દિલમાં તેનો મતલબ એ હતો કે, કદાચ અંતે મુસલમાનો ઉપર કાફિરો વિજય પ્રાપ્ત કરી લે અને કદાચ આપણે તેમની જરૂર પડી જાય, એટલા માટે તેમની સાથે દોસ્તી રાખવી જોઈએ.) બસ, ઘણો જ જલદી આશા (વાયદો) છે કે, અલ્લાહ તઆલા (મુસલમાનોને સંપૂર્ણ) વિજય (આ કાફિરોના મુકાબલામાં જેમની સાથે તે દોસ્તી કરી રહ્યા છે) આપી દે (જેમાં મુસલમાનોના પ્રયત્નોની પણ દખલગીરી હશે) અથવા કોઈ અન્ય બાબત ખાસ પોતાના તરફથી (જાહેર કરી દે, એટલે કે તેમના નિફાકને સ્પષ્ટ રીતે વહી દ્વારા જાહેરાત કરી દે, જેમાં મુસલમાનોના પ્રયત્નોની વાસ્તવમાં કોઈ દખલગીરી નથી. મતલબ એ કે, મુસલમાનોનો વિજય અને તેમનો પર્દાફાશ બંને ઘટનાઓ ઘણી જ જલદી બનવાની છે) પછી (તે સમયે) પોતાના (પાછલા) ગુપ્ત દિલી વિચારો ઉપર પસ્તાવો થશે (કે અમે કેવું સમજતા હતા કે કાફિરો વિજયી થશે અને આ તો તેનાથી બિલકુલ ઊલટું થઈ ગયું, એક પસ્તાવો તો પોતાના ભૂલ ભરેલા વિચાર

ઉપર હશે કે, આવો પસ્તાવો સ્વાભાવિક બાબત છે અને બીજો પસ્તાવો પોતાના નિફાક ઉપર થશે, જેના કારણે તેઓ આજે અપમાનિત થયા مَـــا اَسَـــرُّوْا માં આ બંને સામેલ છે અને ત્રીજો પસ્તાવો એ છે કે, કાફિરો સાથે દોસ્તી કરવી બેકાર થઈ અને મુસલમાનો સામે પણ બુરા સાબિત થયા છે. કારણ કે, દોસ્તી مَـا اَسَرُّوْا ઉપર અવલંબિત હતી. એટલા માટે આ બંને પસ્તાવાનું વર્ણન કરીને ત્રીજા પ્રકારના પસ્તાવાને વર્ણન કર્યા વિના સમજાવી દેવામાં આવ્યો) અને (જ્યારે આ વિજયના સમયે તે લોકોનો નિફાક પણ સામે આવી જશે, અને પરસ્પર તેમનું નિફાક એટલે કે દોગલાપણુ ખુલી જશે તો આપસમાં) મુસલમાન લોકો (આશ્ચર્યથી) કહેશે, અરે ! શું આ તે જ લોકો છે કે ખૂબ બઢી–ચઢીને (અમારી સામે) કસમો ખાયા કરતા હતા કે અમે (દિલથી) તમારી સાથે છે ? (આ તો કંઈ બીજું જ સાબિત થયું, અલ્લાહ તઆલા ફરમાવે છે કે) આ લોકોની સમગ્ર કાર્યવાહી (કે બંને પક્ષો સાથે ભલા બનીને રહેવા ઈચ્છતા હતા) બરબાદ થઈ ગઈ, જેનાથી (બંને બાજુથી) નિષ્ફળ રહ્યા, (કારણ કે કાફિરો તો પરાજિત થયા, તેમનો સાથ આપવો બેકાર ગયો અને મુસલમાનો સામે રહસ્ય જાહેર થઈ ગયું, તેમની સાથે પણ ભલું બનવું મુશ્કેલ થઈ ગયું. આ તો તેનું જ ઉદાહરણ થયું *از یں سو راندہ ازاں سو ماندہ* ન ઘરના, ન ઘાટના) હે ઈમાનવાળાઓ ! (એટલે કે જે લોકો આ આયત નાઝિલ થઈ તે સમયે ઈમાનવાળા છે) જે વ્યક્તિ તમારામાંથી પોતાના (આ) દીનથી ફરી જશે તો (ઈસ્લામનું કોઈ નુકસાન નથી, કારણ કે ઈસ્લામની સેવા કરવા માટે) અલ્લાહ તઆલા ઘણો જ જલદી (તેમની જગ્યાએ) એવી કૌમને પેદા કરી દેશે જેનાથી અલ્લાહ તઆલાને મહોબ્બત હશે અને તેમને અલ્લાહ તઆલાથી મહોબ્બત હશે, તેઓ મુસલમાનો સાથે નરમ હશે અને કાફિરો ઉપર સખત હશે (કે તેમની સાથે) જિહાદ કરતા હશે અલ્લાહના રસ્તામાં, અને (દીન અને જિહાદની બાબતમાં) તે લોકો કોઈ ટીકા કરનારની ટીકાથી ગભરાશે નહીં (જેમકે મુનાફિકોની હાલત છે કે, તેઓ દબાતા–દબાતા જિહાદ માટે જતા હતા પરંતુ ગભરાતા રહેતા હતા કે, કાફિરો કે જેમની સાથે દિલથી દોસ્તી છે, તેઓ ટીકા કરશે અથવા સંજોગવસાત્ જેમના મુકાબલામાં જિહાદ માટે જઈ રહ્યા છે, કદાચ તે જ પોતાના દોસ્ત અને વહાલા હોય તો બધા આ જોઈને સાંભળીના મહેણા મારશે કે, આવા લોકોને મારવા ગયા હતા ?) આ

(સઘળું કાંઈ) અલ્લાહ તઆલાની મહેરબાની છે, જેને ઈચ્છે છે અર્પણ કરે છે અને અલ્લાહ તઆલા બહુ ઉદાર છે (કે જો ઈચ્છે તો બધાને સારી સિફતો આપી શકે છે પરંતુ) સર્વજ્ઞાની (પણ) છે (તેના જ્ઞાનમાં જેને આપવાની મસ્લિહત હોય છે, તેને જ આપે છે) તમારા મિત્ર તો માત્ર (જેનાથી તમે દોસ્તી રાખવા ઈચ્છો) અલ્લાહ તઆલા અને તેના રસૂલ (ﷺ) અને ઈમાનવાળા લોકો છે, જેઓ કે આ પ્રમાણે નમાઝની પાબંદી રાખે છે, અને ઝકાત આપે છે કે, તેમના (દિલો)માં ખુશૂઅ્ (અલ્લાહ પ્રત્યે એકાગ્રતા) હોય છે (એટલે કે, અકીદાઓ, અખ્લાક અને શારીરિક આચરણો તથા આર્થિક અમલો બધામાં જ મજબૂત છે) અને જે વ્યક્તિ (ઉપરોક્ત વર્ણન પ્રમાણે) અલ્લાહ સાથે દોસ્તી રાખશે અને તેના રસૂલ (ﷺ) સાથે અને ઈમાનવાળાઓ સાથે, બસ (તે અલ્લાહના ગૃપ "હિજબુલ્લાહ"માં સામેલ થઈ ગયો અને) અલ્લાહની જમાઅત બેશક ! ગાલિબ છે (અને કાફિરો પરાજિત છે, વિજયી બનેલાની પરાજિત થયેલા સાથે સાંઠ–ગાંઠ અને દોસ્તીની ચિંતા કરવી ફક્ત એક હાસ્યાસ્પદ બાબત જ છે) હે ઈમાનવાળાઓ ! જે લોકોને તમારાથી અગાઉ (આસમાની) કિતાબ (એટલે કે, તવરાત અને ઈન્જીલ) મળી ચૂકી છે (એટલે કે, યહૂદીઓ અને નસારાને) જે એવા છે કે, તેમણે તમારા દીનને હંસી–મઝાક અને રમત બનાવી રાખ્યો છે (જે તેમના જૂઠાડવાની નિશાની છે) તેમને અને (એ જ પ્રમાણે) બીજા કાફિરોને (પણ જેમકે મુશ્રિકો વગેરેને) દોસ્ત ન બનાવો (કારણ કે, અસલ શરત કુફ્ર અને દીનને જૂઠાડવાની તે બંનેમાં સમાન છે) અને અલ્લાહ તઆલાથી ડરો, જો તમે ઈમાનવાળા છો. (એટલે કે, ઈમાનવાળા તો છો જ, પરંતુ જે વસ્તુથી અલ્લાહ તઆલાએ મનાઈ કરી છે, તેને ન કરો) અને (જે દીનના સિદ્ધાંતો સાથે મઝાક કરે છે, એ જ પ્રમાણે પાયાના અકીદાઓ સાથે પણ જેમકે,) જ્યારે તમે નમાઝ માટે (અઝાન દ્વારા) એલાન કરો છો, તો આ લોકો (તમારી) એ (ઈબાદત)ની સાથે (જેમાં અઝાન અને નમાઝ બંને આવી ગયું) હંસી–મઝાક અને રમત રમે છે (અને) આ (પ્રવૃત્તિ) એ કારણે કરે છે કે, તેઓ એવા લોકો છે જેઓ બિલકુલ બુદ્ધિહીન છે (નહિતર સત્યને સમજ્યા હોત તો તેની સાથે હંસી–મઝાક ન કરી હોત).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રથમ આયતમાં મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો છે કે, તેઓ

યહુદીઓ અને નસારા સાથે "મવાલાત" એટલે કે, ગાઢ મિત્રતા ન રાખે. જેમકે સામાન્ય ગેરમુસ્લિમોનો અને યહૂદી તથા નસારાનો પોતે જ એક નિયમ છે કે, તેઓ ગાઢ મિત્રતા ફક્ત પોતાની કૌમ સુધી જ સીમિત રાખે છે, મુસલમાનો સાથે આવો વ્યવહાર કરતા નથી.

પછી જો કોઈ મુસલમાન તેનો ભંગ કરીને કોઈ યહૂદી અથવા નસરાની સાથે ગાઢ મિત્રતા કરી લે તો તે ઈસ્લામી દષ્ટિએ મુસલમાનના બદલે તે જ કાફિર કૌમમાંથી ગણવાપાત્ર થશે.

**આયત ઊતરવાની પૂર્વભૂમિકા :**

તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ ઈકરિમા (રદિ.)ની રિવાયતથી વર્ણન કર્યું છે કે, આ આયત એક ખાસ પ્રસંગે નાઝિલ થઈ છે. તે એ કે, રસૂલે કરીમ ﷺએ મદીના તય્યિબહમાં સ્થાયી થયા પછી આજુબાજુના યહૂદીઓ અને નસારા સાથે એક કરાર એવો કરી લીધો હતો કે, તેઓ મુસલમાનો સાથે ન તો પોતે યુદ્ધ કરશે અને ન જ કોઈ યુદ્ધ કરનાર લોકોની મદદ કરશે. બલકે, મુસલમાનો સાથે મળીને તે યુદ્ધ કરનાર કૌમનો મુકાબલો કરશે, એ જ પ્રમાણે મુસલમાનો પણ તે લોકો સાથે ન તો યુદ્ધ કરશે, ન જ તેમના વિરુદ્ધ કોઈ કૌમની મદદ કરશે, બલકે વિરોધી કૌમનો મુકાબલો કરશે. અમુક સમય સુધી આ કરાર ઉપર બંને પક્ષો કાયમ રહ્યા, પરંતુ યહૂદીઓ પોતાની ષડયંત્રકારી પ્રવૃત્તિઓ અને ઈસ્લામ દુશ્મન સ્વભાવના કારણે આ કરાર ઉપર લાંબો સમય ટકી ન શક્યા અને મુસલમાનો વિરુદ્ધ મક્કાના મુશ્રિકો સાથે ષડયંત્રો કરીને તેમને પોતાના કિલ્લામાં બોલાવવા માટે પત્ર લખ્યો. રસૂલે કરીમ ﷺને જ્યારે આ ષડયંત્રની જાણ થઈ તો આપ ﷺએ તેમના મુકાબલા માટે મુજાહિદીનની એક બટાલિયનને મોકલી. બનુ કુરયઝાના આ યહૂદી એક બાજુ તો મક્કાના મુશ્રિકો સાથે મળીને ષડયંત્ર રચી રહ્યા હતા અને બીજી બાજુ મુસલમાનોમાં ઘૂસીને મુસલમાનો સાથે દોસ્તીનો દા'વો કરી રહ્યા હતા અને આ બાજુ મુસલમાનો વિરુદ્ધ મુશ્રિકો માટે જાસૂસીનું કામ પણ કરતા હતા. એટલા માટે આ પ્રસ્તુત આયત નાઝિલ થઈ, જેણે મુસલમાનોને યહૂદી અને નસારાની ગાઢ મિત્રતાથી રોકી લીધા, જેથી મુસલમાનોની ખાસ-ખાસ ખબરો તેઓ જાણી ન શકે. તે સમયે અમુક સહાબએ કિરામ (રદિ.) હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.) વગેરેએ તો ખુલ્લમ-ખુલ્લા

તે લોકો સાથે પોતાનો કરાર પૂરો થયો હોવાનું જાહેર કરીને "મવાલાત" પૂરો થયો હોવાની જાહેરાત કરી દીધી અને અમુક લોકો જેઓ મુનાફિકપણે મુસલમાનો સાથે મળેલા હતા અથવા હજુ તેમનું ઈમાન તેમના દિલોની ઊંડાઈઓ સુધી ન પહોંચ્યું હતું, તે લોકો યહૂદીઓ સાથે પોતાનો સંબંધ તોડી નાંખવાથી એવો ભય અનુભવતા હતા કે, શક્ય છે કે મુશ્રિકો અને યહૂદીઓના ષડયંત્રો સફળ થઈ જાય અને મુસલમાનો પરાજિત થઈ જાય, માટે અમારે તે લોકો સાથે સંબંધ ટકાવી રાખવો જોઈએ કે જેથી તે સમયે તેઓ અમારી મુસીબત ન બને. અબ્દુલ્લાહ બિન ઉબયે આ જ કારણે કહ્યું કે, "તે લોકોની સાથે સંબંધ તોડવાથી મને ભય લાગે છે, એટલા માટે હું એવું નથી કરી શકતો." આ બાબત ઉપર બીજી આયત નાઝિલ થઈ.

فَتَرَى الَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَرَضٌ يُّسَارِعُوْنَ فِيْهِمْ يَقُوْلُوْنَ نَخْشٰى اَنْ تُصِيْبَنَا دَائِرَةٌ એટલે કે, "ગાઢ મિત્રતા છોડવાનો શરઈ હુકમ સાંભળીને તે લોકો કે, જેમના દિલોમાં નિફાકનો રોગ છે, પોતાના કાફિર દોસ્ત તરફ દોડવા લાગે અને કહેવા લાગે કે, તેમની સાથે સંબંધ તોડવાથી અમને ભય છે."

અલ્લાહ જલ્લ શા'નુહૂએ તેના જવાબમાં ફરમાવ્યું, فَعَسَى اللّٰهُ اَنْ يَّاْتِىَ بِالْفَتْحِ اَوْ اَمْرٍ مِّنْ عِنْدِهٖ فَيُصْبِحُوْا عَلٰى مَا اَسَرُّوْا فِىْ اَنْفُسِهِمْ نٰدِمِيْنَ એટલે કે, આ લોકો તો એવું વિચારે છે કે, મુશ્રિકો અને યહૂદીઓ મુસલમાનો ઉપર વિજય પ્રાપ્ત કરી લેશે, પરંતુ અલ્લાહ તઆલા ફેંસલો ફરમાવી ચૂક્યો છે કે, એવું નહીં થાય. બલકે, ખૂબ જ નિકટમાં મક્કા ઉપર વિજય પ્રાપ્ત થશે અને મક્કા ઉપર વિજય પ્રાપ્ત થતા પહેલાં અલ્લાહ તઆલા આ મુનાફિકોના નિફાકનો પર્દાફાશ કરીને તેમને અપમાનિત કરી દેશે, ત્યારે તે સમયે આ લોકો પોતાના ગુપ્ત વિચારો ઉપર પસ્તાવો કરશે.

ત્રીજી આયતમાં એની વધારે સ્પષ્ટતા આ પ્રમાણે વર્ણન થઈ છે કે, જ્યારે મુનાફિકોના નિફાકનો પર્દાફાશ થઈ જશે અને તેમની દોસ્તીના દા'વાઓ અને કસમોની પોલ ખુલી જશે, ત્યારે મુસલમાનો આશ્ચર્યમાં પડી જશે અને કહેશે કે, શું આ તે જ લોકો છે જેઓ અમારી સામે અલ્લાહ તઆલાની ખોટી કસમો ખાઈને મિત્રતાનો દા'વો કર્યા કરતા હતા ? અને આજે તેમનો એવો અંજામ આવ્યો કે, તેમના બધા ઈસ્લામી આચરણો જે ફક્ત દેખાડા માટે કર્યા કરતા હતા

વ્યર્થ થઈ ગયા અને અલ્લાહ જલ્લ શા'નુહૂએ આ આયતોમાં જે મક્કા વિજયનું અને મુનાફિકોના અપમાનિત થવાનું વર્ણન કર્યું છે તેને અમુક દિવસો પછી તે બધું જ બધા લોકોએ પોતાની આંખો સામે બનતું જોઈ લીધું.

ચોથી આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, ગેરમુસ્લિમો સાથે ગાઢ મિત્રતા અને તેમની સાથે ઓત-પ્રોત થઈ જવાની મનાઈ કરવામાં આવી છે. આ બાબત પોતે મુસલમાનોના ફાયદા માટે છે, નહિતર ઈસ્લામ તે દીને હક છે જેની સુરક્ષાની જવાબદારી અલ્લાહ તઆલાએ લઈ લીધી છે. કોઈ વ્યક્તિ અથવા સમુદાયની ખોટી અવધારણાઓ અથવા અવજ્ઞાઓ (નાફરમાની) તેને કંઈ નુકસાન પહોંચાડી શકતી નથી. મુસલમાનોમાંથી જો કોઈ વ્યક્તિ અથવા કોઈ સમૂહ ખરેખર ઈસ્લામને છોડી જ દે અને બિલકુલ મુર્તદ થઈ જાય અને ગેરમુસ્લિમોમાં હળી-મળી જાય, તેનાથી પણ ઈસ્લામને કોઈપણ પ્રકારની ક્ષતિ કે હાનિ પહોંચી શકતી નથી. કારણ કે, સર્વશક્તિમાન અલ્લાહ રબ્બુલ ઈજ્જતે તેની સુરક્ષાની જવાબદારી લીધી છે, તે તરત જ કોઈ અન્ય સમાજને, કૌમને આચરણના મેદાનમાં લઈ આવશે, જેઓ અલ્લાહ તઆલાના દીનની સુરક્ષા અને તેના પ્રચાર-પ્રસારનો ફરજ અદા કરશે અને તેમનું કામ ન જ કોઈ વ્યક્તિ ઉપર અવલંબિત છે, ન કોઈ મોટા-મોટા સંગઠનો અથવા સંસ્થાઓ ઉપર આધારિત છે, તે જ્યારે ઈચ્છે છે ત્યારે મુઠ્ઠીભર લોકોથી હજારો વ્યક્તિઓનું કામ લઈ લે છે, તણખલાથી જંગલનું કામ લઈ લે છે. કોઈએ સાચે જ કહ્યું છે,

اِنَّ الْمَقَادِيْرَ اِذَاسَاعَدَتْ اَلْحَقَتِ الْعَاجِزَ بِالْقَادِرِ،

*"અલ્લાહની તકદીર જ્યારે કોઈની સહાયક બની જાય છે તો એક લાચાર અને કમજોર વ્યક્તિ પાસેથી શક્તિશાળી અને માંધાતાઓ જેવું કામ લઈ લે છે."*

આ આયતમાં જ્યાં આ ઉલ્લેખ થયો છે કે, મુસલમાન મુર્તદ થઈ જાય તો કોઈ પરવા નથી. અલ્લાહ તઆલા એક અન્ય સમુદાય ઊભો કરશે, ત્યાં આ પવિત્ર જમાઅતના અમુક ગુણ-લક્ષણોનું પણ વર્ણન કર્યું છે કે આ જમાઅત અમુક ચોક્કસ ખાસિયત ધરાવતી હશે, દીનની સેવા કરનારાઓએ આ ખાસિયતો અને ખસલતો ધ્યાનમાં રાખવી જોઈએ. કારણ કે, આ આયતથી જાણ થાય છે કે, આ ખાસિયતો અને ગુણ-લક્ષણો તથા ટેવો ધરાવનાર વ્યક્તિ અલ્લાહનો મકબૂલ અને મહબૂબ બંદો છે.

તેમનો પ્રથમ ગુણ કુર્આને કરીમે એ બતાવ્યો છે કે, અલ્લાહ તઆલા તેમને મહોબ્બત કરશે અને તેઓ અલ્લાહ તઆલાને મહોબ્બત કરશે. આ ગુણના બે વિભાગો છે; એક, તે લોકોની મહોબ્બત અલ્લાહ સાથે હોવી, એ બાબત તો અમુક હદે સમજી શકાય છે કે તે મનુષ્યના અધિકારમાં છે. એક વ્યક્તિને કોઈની સાથે જો સ્વાભાવિક પ્રેમ ન હોય તો ઓછામાં ઓછું બૌદ્ધિક અને તાર્કિક રીતે પણ તે પોતાના ઈરાદાઓને, કાર્યોને તેના તા'બે રાખી શકે છે અને સ્વાભાવિક મહોબ્બત પણ જો કે, કોઈના અધિકારમાં નથી પરંતુ તેના કારણો પણ વ્યક્તિના અધિકારમાં હોઈ શકે છે. દાખલા તરીકે, અલ્લાહ તઆલાની મહાનતા, તેની મોટાઈ અને તેની સંપૂર્ણ શક્તિ તથા માનવજાતિ ઉપર અને સમગ્ર સૃષ્ટિ ઉપર તેના અધિકારો અને ઈનામોની કલ્પના કરવામાં આવે અને તેના ઉપર ચિંતન–મનન કરવામાં આવે તો આ બાબત અલ્લાહ તઆલાની મહોબ્બત ચોક્કસ સ્વાભાવિક રીતે વ્યક્તિના દિલમાં જન્માવી શકે છે.

પરંતુ બીજો વિભાગ એટલે કે, અલ્લાહ તઆલાની મહોબ્બત તે લોકોની સાથે હશે, એમાં તો દેખીતું એમ લાગે છે કે, તેમાં વ્યક્તિના અધિકાર અને આચરણની કોઈ દખલગીરી નથી હોઈ શકતી અને જે વસ્તુઓ આપણી શક્તિ અને કાબૂ બહારની હોય છે, તેને સંભળાવવા અને બતાવવાથી દેખીતું કોઈ પરિણામ પ્રાપ્ત નથી થઈ શકતું.

પરંતુ કુર્આને કરીમની અન્ય આયતોમાં ચિંતન કરીશું તો જાણ થશે કે, મહોબ્બતના આ વિભાગોના કારણો પણ મનુષ્યના અધિકાર ક્ષેત્રમાં જ છે અને જો માનવી તે કારણોનો ઉપયોગ કરે, તો અલ્લાહ તઆલાની મહોબ્બત તેમના દિલોમાં ચોક્કસ પેદા થશે અને આ કારણોને કુર્આન શરીફે قُلْ اِنْ كُنْتُمْ تُحِبُّوْنَ اللّٰهَ فَاتَّبِعُوْنِىْ يُحْبِبْكُمُ اللّٰهُ (૩ : ૩૧)માં વર્ણન કર્યા છે. એટલે કે, હે રસૂલ ﷺ તમે લોકોને બતાવી આપો કે, જો તમને અલ્લાહ તઆલા સાથે મહોબ્બત છે તો મારું અનુસરણ કરો અને પરિણામ એ આવશે કે, અલ્લાહ તઆલા તમારી સાથે મહોબ્બત રાખશે.

આ આયતથી જાણ થાય છે, જે વ્યક્તિઓ એવું ઈચ્છે છે કે અલ્લાહ તઆલા તેમની સાથે મહોબ્બત રાખે, તેમણે સુન્નતે રસૂલ ﷺ પ્રમાણે પોતાની

જિંદગી વ્યતિત કરવી જોઈએ અને જિંદગીના પ્રત્યેક ક્ષેત્રમાં દરેક કાર્યમાં સુન્નતનું અનુસરણ કરવાની ટેવ બનાવી લેવી જોઈએ, આવા જીવન વિશે અલ્લાહ તઆલાનો વાયદો છે કે, તે તેમનાથી મહોબ્બત કરશે અને આ આયતથી એ પણ જાણ થઈ કે, કુફ્ર અને ઈરતિદાદ (ઈસ્લામથી ફરી જનારા)નો મુકાબલો તે જ સમુદાય કરી શકે છે જેઓ સુન્નતને અનુસરનાર છે. તેઓ શરીઅતના હુકમો પ્રમાણે આચરણ કરવામાં કોઈ ઉણપ રાખતા નથી અને પોતાના તરફથી સુન્નત વિરુદ્ધ કોઈ નવી બિદ્અતો દીનમાં લાગુ પાડતા નથી.

બીજો ગુણ આ સમુદાયનો એ બતાવવામાં આવ્યો છે કે, اَذِلَّةٍ عَلَی الْمُؤْمِنِیْنَ اَعِزَّةٍ عَلَی الْکَافِرِیْنَ તેમાં શબ્દ اذِلّه કામૂસમાં કરેલ ખુલાસા પ્રમાણે ذَلِیْل (ઝલીલ) અથવા ذَلُوْلٌ (ઝલૂલ) બંનેનું બહુવચન હોઈ શકે છે. ઝલીલનો અરબી ભાષામાં અર્થ તે જ છે, જે ઉર્દૂ ભાષામાં પ્રખ્યાત છે અને ઝલુલનો અર્થ નરમ, સરળ વગેરે છે. એટલે કે, જે સરળતાથી કાબૂ હેઠળ આવી જાય. જમહૂર વિવરણકારોના મતે આ સ્થળે આ જ અર્થ છે. એટલે કે, આ લોકો મુસલમાનો સામે નરમ હશે, જો કોઈ બાબતમાં વિરોધ પણ હશે તો સરળતાથી લડાઈ–ઝઘડો છોડી વિવાદ ઉપર કાબૂ પામી લેશે. ભલે આ વિવાદમાં સચ્ચાઈ તેમના તરફ હોય, જેમકે સહીહ હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું છે, اَنَا زَعِیْمٌ بِبَیْتٍ فِی رَبَضِ الْجَنَّةِ لِمَنْ تَرَکَ الْمِرَاءَ وَهُوَ مُحِقٌّ એટલે કે, "હું એવા વ્યક્તિને જન્નતની મધ્યમાં મકાન અપાવવાની જવાબદારી લઉં છું, જે સચ્ચાઈ ઉપર હોવા છતાં ઝઘડો છોડી દે."

માટે આ શબ્દનો અર્થ એ થયો કે, આ લોકો મુસલમાનો પાસેથી પોતાના હકો અને મા'મલાઓમાં કોઈ ઝઘડો કે વાદ–વિવાદ નહીં કરે. બીજો શબ્દ اَعِزَّةٍ عَلَی الْکَافِرِیْنَ આવ્યો છે, તેમાં પણ اَعِزّة એ عزیز નું બહુવચન છે. જેનો અર્થ "ગાલિબ" (છવાયેલો–વર્ચસ્વ ધરાવનાર), શક્તિશાળી થાય છે. અર્થ એ થયો કે, આ લોકો અલ્લાહ અને તેના દીનના વિરોધીઓના મુકાબલામાં ખૂબ કઠોર અને સખત છે અને તે વિરોધીઓ તેમને જેર નહીં કરી શકે.

અને બીજા વાક્યોને મેળવવાથી ભાવાર્થ એવો નીકળે છે કે, તે એક એવી કૌમ કે સમુદાય હશે, જેમની મહોબ્બત અને અદાવત, દોસ્તી અને દુશ્મની પોતાના વ્યક્તિગત અધિકારો અને વ્યવહારોના બદલે ફક્ત અલ્લાહ અને તેના

રસૂલે કરીમ ﷺ અને દીને ઈસ્લામ ખાતર હશે. એટલા માટે તેમની લડાઈનું કેન્દ્ર અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના નિષ્ઠાપૂર્વકના આજ્ઞાપાલકો સામે નહીં હોય બલકે, તેઓનું યુદ્ધ દીનના દુશ્મનો અને નાફરમાનોની સામે હશે. સૂરએ ફત્હમાં પણ એક આયત આ જ વિષયના સંદર્ભમાં આવી છે. اَشِدَّآءُ عَلَى الْكُفَّارِ رُحَمَآءُ بَيْنَهُمْ (૪૮ : ૨૯)

પ્રથમ ખાસિયતનું પરિણામ હકો અને અધિકારોની પૂર્ણતા હતી અને બીજી ખાસિયતનું પરિણામ બંદાના હકો તથા વ્યવહારોમાં મધ્યમ માર્ગ છે. ત્રીજી ખાસિયત આ સમુદાયની આ વર્ણન કરવામાં આવી છે, يُجَاهِدُوْنَ فِىْ سَبِيْلِ اللّٰهِ એટલે કે, આ લોકો દીને હકના પ્રચાર અને પ્રસાર માટે જિહાદ કરતા રહેશે, તેનો અર્થ એ છે કે, કાફિરો અને મુર્તદોના મુકાબલા માટે ફક્ત પ્રખ્યાત પ્રકારની ઈબાદત કરવી અથવા નરમ અથવા કઠોર થવું પૂરતું નથી. બલકે, એ પણ જરૂરી છે કે, દીનને ટકાવી રાખવા માટેનો અને તેને સ્થાપવાનો જઝબો અને ભાવના પણ હોવી જોઈએ અને આ જ ભાવનાની પૂર્ણતા માટે ચોથી ખાસિયત આ બતાવવામાં આવી, وَلَا يَخَافُوْنَ لَوْمَةَ لَآئِمٍ એટલે કે, દીનને ટકાવવા–સ્થાપવા અને હકના કલિમાની સરબુલંદી કરવાની કોશીશમાં આ લોકો કોઈ ટીકાકારની ટીકાની પણ પરવા નહીં કરે.

જો વિચાર કરવામાં આવે તો જાણ થશે કે, કોઈપણ ચળવળ ચલાવનારાના માર્ગમાં બે પ્રકારના અવરોધો હોય છે. એક વિરોધી શક્તિઓનું બળ અને બીજું, પોતાનાઓના મહેણા–ટોણા અને ટીકા. અનુભવો સાક્ષી છે કે, જે લોકો કોઈ આંદોલન કે ચળવળ ચલાવવાનો પાકો નિર્ધાર કરીને ઊભા થાય છે, તેઓ મોટા ભાગે વિરોધી શક્તિઓથી તો પરાજિત નથી થતા. જેલ, ભૂખ, જખમ, ખૂન બધું જ સહન કરી લે છે પરંતુ પોતાનાઓના મહેણા–ટોણા, લા'ન–તાન અને ટીકા મોટા–મોટા પાકો નિર્ધાર ધરાવનારાઓના પણ કદમ ડગમગાવી દે છે. કદાચ એટલા જ માટે અલ્લાહ તઆલાએ તેનું મહત્ત્વ બતાવવા માટે આટલું કહેવા ઉપર બસ કર્યું કે, આ લોકો કોઈ ટીકાકારની પરવા કર્યા વિના પોતાનો સંઘર્ષ ચાલુ રાખે છે.

અંતિમ આયતમાં એવું પણ બતાવી દેવામાં આવ્યું કે, આ સિફતો, ખાસિયતો અને સારી ટેવો અલ્લાહ તઆલાનું ઈનામ છે. તે જેને ઈચ્છે છે અર્પણ

કરે છે, મનુષ્ય ફક્ત પોતાના પ્રયત્નો અને આચરણોથી અલ્લાહની દયા અને કૃપા વિના તેને પ્રાપ્ત નથી કરી શકતો.

આયતના શબ્દોના ખુલાસાથી એ સ્પષ્ટ થઈ ચૂક્યું કે, જો મુસલમાનોમાંથી અમુક લોકો મુર્તદ પણ થઈ જાય તો તેનાથી ઈસ્લામને કોઈ ક્ષતિ કે હાનિ પહોંચશે નહીં બલકે, તેની સુરક્ષા અને મદદ માટે અલ્લાહ જલ્લ શા'નુહૂ એક ઉચ્ચ પ્રકારના આચરણ ધરાવતો સમુદાય ઊભો કરી આપશે.

લગભગ બધા જ વિવરણકારોએ નોંધ્યું છે કે, આ આયત વાસ્તવમાં આવનારા ફિત્નાઓની આગાહીઓ અને તેનો હિમ્મતપૂર્વક મુકાબલો કરીને સફળ થનારા સમુદાય માટે ખુશખબરી છે. ભવિષ્યમાં આવનારા ઈરતિદાદના ફિત્નાના જીવાણુઓ તો નુબુવ્વતના સમયકાળના અંતિમ દિવસોમાં જ ફેલાવા લાગ્યા હતા અને રસૂલે કરીમ ﷺની વફાત પછી તેનો ચેપ ખૂબ ફેલાયો અને સમગ્ર અરબ પ્રદેશમાં તેનું તોફાન ઊભું થઈ ગયું. એવા સમયે આ ખુશખબરી પામનારી જમાઅત કે જે સહાબએ કિરામ (રદિ.)ની જમાઅત છે, જેમણે પ્રથમ ખલીફા હઝરત સિદ્દીકે અકબર (રદિ.) સાથે મળીને તેમની આગેવાનીમાં આ ઈરતિદાદના ફિત્નાનો મુકાબલો કર્યો.

ઘટના એમ હતી કે, સૌ પ્રથમ તો મુસયલમા કજ્જાબે રસૂલે કરીમ ﷺ સાથે નુબુવ્વતમાં ભાગીદાર હોવાનો દા'વો કર્યો અને એટલે સુધી હિમ્મત કરી કે, રસૂલે કરીમ ﷺના સંદેશાવાહકોને એવું કહીને પાછા કાઢ્યા કે, જો તબ્લીગ અને પ્રચારનો આ જાહેર નિયમ ન હોત કે, સંદેશાવાહકો અને એલચીઓને કતલ કરવામાં નથી આવતા તો મેં તેમને કતલ કરી નાંખ્યા હોત. મુસયલમા પોતાના દા'વામાં સદંતર જૂઠો હતો, પછી રસૂલે કરીમ ﷺને તેના વિરુદ્ધ જિહાદની તક ન મળી, એટલે સુધી કે, આપ ﷺ આ ફાની દુનિયાથી સિધાવી ગયા.

ત્યાર પછી યમનમાં કબીલએ મુજ્જઝના સરદાર અસ્વદે અનસીએ પોતાની નુબુવ્વતની જાહેરાત કરી દીધી. રસૂલે કરીમ ﷺએ પોતાના તરફથી નક્કી કરેલ યમનના ગવર્નરને તેનો મુકાબલો કરવાનો હુકમ આપી દીધો, પરંતુ જે રાત્રે તેને કતલ કરવામાં આવ્યો, તેના આગલા જ દિવસે નબીએ કરીમ ﷺનો ઈન્તેકાલ થઈ ગયો. સહાબએ કિરામ (રદિ.) સુધી આ ખબર રબિઉલ અવ્વલના

અંતિમ દિવસોમાં પહોંચી. એ જ પ્રમાણે આ ઘટના કબીલએ બનૂ અસદમાં બની કે, તેના સરદાર તુલયહા બિન ખુવયલદે પણ નુબુવ્વતનો દા'વો કર્યો.

આ ત્રણે કબીલાની જમાઅતો તો રસૂલે કરીમ ﷺની મૃત્યુશૈયાની બીમારીના સમયે જ મુર્તદ થઈ ચૂકી હતી. રસૂલે કરીમ ﷺની વફાતની ખબરે આ ઈરતિદાદના ફિત્નાએ એક તોફાની સ્વરૂપ ધારણ કરી લીધું. અરબના સાત કબીલાઓ વિવિધ સ્થળો ઉપર ઈસ્લામ અને તેમની હુકૂમતથી ફરી ગયા અને બળવો કર્યો. તેમણે સમકાલીન ખલીફા હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને ઈસ્લામી કાયદા પ્રમાણે ઝકાત આપવાનો ઈન્કાર કરી દીધો.

સરવરે કાઈનાત ફખરે દો આલમ ﷺના ઈન્તેકાલ પછી પ્રદેશ અને મિલ્લતની જવાબદારી પ્રથમ ખલીફા હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના ખભા ઉપર આવી પડી. એક બાજુ આ લોકો ઉપર પયગમ્બરે ઈસ્લામ ﷺની વફાતના હાદસાનો ઘેરો શોક અને આઘાત હતો અને બીજી બાજુ આ ફિત્નાઓ અને બળવાઓનું ચારે બાજુથી ઊઠવું. હઝરત આયશા સિદ્દીકા (રદિ.) ફરમાવે છે કે, "રસૂલે કરીમ ﷺના ઈન્તેકાલ પછી જે આઘાત મારા વાલિદ (પિતા) હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.)ને લાગ્યો, જો તે કોઈ મજબૂત પહાડ ઉપર પણ પડી જાય તો તે ટૂકડે–ટૂકડા થઈ જાય, પરંતુ અલ્લાહ તબારક વ તઆલાએ તેમને સબ્ર અને સહનશીલતાના તે ઉચ્ચ સ્થાન ઉપર બિરાજમાન કર્યા હતા કે, તેમણે તમામ આફતો અને મુશ્કેલીઓનો સંપૂર્ણ મક્કમતાથી અને હિમ્મતપૂર્વક મુકાબલો કર્યો અને છેવટે તેઓ તેમાં સફળ રહ્યા."

બળવાઓના મુકાબલો દેખીતું છે કે, શક્તિ પ્રદર્શન કરીને જ કરી શકાય છે પરંતુ પરિસ્થિતિની ગંભીરતા એટલી હદે પહોંચી ચૂકી હતી કે, હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ સહાબએ કિરામ (રદિ.) સાથે સલાહ–મશ્વરો કર્યો, ત્યારે કોઈનો ફેંસલો અને અભિપ્રાય એવો ન હતો કે, આ સમય બળવાખોરોનો મુકાબલો કરવાનો અને કઠોર પગલાં લેવાનો છે. ભય એ હતો કે, સહાબએ કિરામ (રદિ.) જો ગૃહ યુદ્ધમાં મશ્ગૂલ થઈ જાય તો બહારની શક્તિઓ આ નવા સ્થપાયેલા ઈસ્લામી દેશ ઉપર આક્રમણ કરી શકે છે. પરંતુ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)એ સહાબએ કિરામ (રદિ.) સામે એક એવું પ્રવચન કર્યું કે, તેઓ

પણ જિહાદ માટે જોશ અને ઉમંગથી અભિપ્રેત થઈને પ્રોત્સાહિત થઈ ગયા. આ ખુત્બામાં તેમણે પોતાની મક્કમતા, નીડરતા અને નક્કર ઈરાદાને આવા શબ્દોમાં વર્ણન કર્યું,

*"જે લોકો મુસલમાન થયા પછી રસૂલે કરીમ ﷺના લાવેલા હુકમો અને ઈસ્લામના કાયદાઓનો ઈન્કાર કરે તો મારી ફરજ છે કે, હું પણ તેમના વિરુદ્ધ જિહાદ કરું. જો મારા મુકાબલા માટે દુનિયાના બધા જ જિન્નાતો અને મનુષ્યો દુનિયાના બધા જ વૃક્ષો અને પર્વતો ભેગા થઈ જાય અને કોઈ મારી તરફેણમાં ઊભો ન રહે, તો પણ હું એકલો મારી ગરદનથી આ જિહાદના ફરજને પૂર્ણ કરીશ."*

અને આવું કહીને ઘોડા ઉપર સવાર થઈ ગયા અને ચાલવા માંડ્યા, તે સમયે સહાબએ કિરામ (રદિ.) આગળ આવ્યા અને સિદ્દીકે અકબર (રદિ.)ને પોતાની જગ્યાએ બેસાડીને વિવિધ મોરચાઓ ઉપર વિવિધ લોકોની નિયુક્તિની યોજના બનાવી.

એટલા માટે હઝરત અલી મુર્તુઝા (રદિ.), હસન બસરી (રહ.), ઝહ્હાક (રહ.), કતાદહ (રદિ.) વગેરે જમહૂર તફસીરના ઈમામોએ વર્ણન કર્યું છે કે, આ આયત હઝરત અબૂબક્ર સિદ્દીક (રદિ.) અને તેમના સાથીદારોના સંદર્ભમાં આવી છે. તે જ સૌ પ્રથમ ઉપરોક્ત ખાસિયતો ધરાવનારી કૌમ સાબિત થયા, જે સમુદાયને અલ્લાહ તઆલાએ અમલના મેદાનમાં લાવવાનું પ્રસ્તુત આયતમાં વર્ણન કર્યું હતું.

પરંતુ આ બધું એ બાબતનો નકાર નથી કરતું કે, કોઈ અન્ય ગૃપ કે સમુદાય પણ આ આયત હેઠળ ન આવી શકે. એટલા માટે જે લોકોએ આ આયત હઝરત અબૂ મૂસા અશ્અરી (રદિ.) અથવા બીજા સહાબએ કિરામ (રદિ.) માટે હોવાનું ઠરાવ્યું છે, તે પણ આ બાબતનું વિરોધી નથી. બલકે, સાચું પણ એ જ છે કે, આ બધા લોકો અને કયામત સુધી આવનાર દરેક તે મુસલમાન કુર્આનની હિદાયત અને માર્ગદર્શન પ્રમાણે કુફ્ર અને ઈરતિદાદનો મુકાબલો કરતા જ રહેશે, તે બધાના સંદર્ભમાં આ આયત લાગુ પડે છે. મતલબ કે, સહાબએ કિરામ (રદિ.)નો એક સમૂહ હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની આગેવાનીમાં તેમના

માર્ગદર્શન પ્રમાણે આ આયતના સંદર્ભમાં સામેલ છે. કારણ કે, તે સમૂહ ઈરતિદાદના ફિત્નાના મુકાબલા માટે ઊભો થયો હતો. હઝરત ખાલિદ બિન વલીદ (રદિ.)ને એક મોટું લશ્કર આપીને મુસયલમા કજ્જાબના મુકાબલા માટે યમામા તરફ રવાના કર્યા, ત્યાં મુસયલમા કજ્જાબના ટોળાએ ઘણી મોટી શક્તિ પ્રાપ્ત કરી લીધી હતી. તેની સાથે સખત યુદ્ધ થયું, અંતે મુસયલમા કજ્જાબ હઝરત વહશી (રદિ.)ના હાથે માર્યો ગયો અને તેના અનુયાયીઓએ તવબહ કરીને ફરીવાર મુસલમાન હોવાની જાહેરાત કરી અને મુસલમાનો સાથે ભળી ગયા. એ જ પ્રમાણે તલયહા બિન ખુવયલદ્‌ના મુકાબલામાં પણ હઝરત ખાલિદ (રદિ.)ને જ મોકલવામાં આવ્યા, તે બહાર ભાગી છૂટયા, પછી અલ્લાહ તઆલાએ તેને આપમેળે જ ફરીવાર ઈસ્લામની તવફિક બક્ષી અને તે મુસલમાન બનીને પાછો આવ્યો.

હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ની ખિલાફતના પહેલા મહિના, એટલે કે રબિઉલ અવ્વલના અંતિમ દિવસોમાં જ અસ્વદે અનસીને કતલ કરવાની અને તેની કૌમ ફરીવાર આજ્ઞાપાલક અને તાબે'દાર થવાની ખબર પહોંચી ગઈ હતી અને આ જ ખબર સૌ પ્રથમ વિજયની ખબર હતી, જે હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ને આવી પરિસ્થિતિમાં મળી હતી. એ જ રીતે દરેક મોરચેથી ઝકાતનો ઈન્કાર કરનાર બીજા કબીલાઓના મુકાબલામાં અલ્લાહ તઆલાએ સહાબએ કિરામ (રદિ.)ને વિજય અપાવ્યો.

આ રીતે અલ્લાહ તબારક વ તઆલાનો આ ઈરશાદ ત્રીજી આયતના અંતે થયો છે فَاِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُوْنَ એટલે કે, “અલ્લાહવાળાઓની જમાઅત (હિજબુલ્લાહ) જ ગાલિબ (વિજયી) બનીને રહેશે.” આ આયતની એક અમલી તફસીર દુનિયાએ પોતાની આંખો સમક્ષ જોઈ લીધી અને જ્યારે કે, ઈતિહાસ અને ઘટનાઓના આધારે આ વાત નિઃશંક સાબિત થઈ ચૂકી છે કે, રસૂલે કરીમ ﷺની વફાત પછી અરબના કબીલાઓના ઈરતિદાદનો ફિત્નો ફેલાઈ ગયો હતો ત્યારે અલ્લાહ તઆલાએ આ ફિત્નાનો મુકાબલો કરવા માટે જે કૌમ ઊભી કરી તે હઝરત સિદ્દીકે અકબર (રદિ.) અને તેમના સહાબએ કિરામ (રદિ.) જ હતા. માટે આ આયતથી એ પણ સાબિત થઈ ગયું કે, જે ગુણો અને ખાસિયતો આ સમૂહમાં હોવાનું કુર્આન શરીફે વર્ણન કર્યું છે, તે બધા જ ગુણો હઝરત સિદ્દીકે

અકબર (રદિ.) અને તેમના સાથી સહાબએ કિરામ (રદિ.)માં મૌજૂદ હતા.

પ્રથમ એ કે, અલ્લાહ તઆલા તેમને મહોબ્બત કરે છે.

બીજું એ કે, તેઓ અલ્લાહ તઆલાને મહોબ્બત કરે છે.

ત્રીજું એ કે, આ બધા લોકો મુસલમાનો સાથે વ્યવહારમાં ખૂબ જ નરમ અને સરળ છે, જ્યારે કાફિરોના મા'મલામાં ખૂબ જ કઠોર.

ચોથું એ કે, તેમનો જિહાદ બિલકુલ અલ્લાહના માર્ગમાં જ હતો, જેમાં તેમને કોઈની ટીકા વગેરેની બિલકુલ પરવા ન હતી.

અંતિમ આયતમાં આ વાસ્તવિકતા બિલકુલ સ્પષ્ટ કરી દેવામાં આવી છે કે, આ બધા ગુણો અને ખાસિયતો પછી દરેક વખતે આ ખાસિયતો ઉપર આચરણ કરવું અને પછી તેના દ્વારા ઈસ્લામના મિશનમાં સફળતા મેળવવી, આ બધી નરી યુક્તિઓ અથવા શક્તિ, અથવા સંખ્યાના બળે પ્રાપ્ત થતી બાબત નથી. બલકે, આ ફક્ત અલ્લાહ તઆલાનો કરમ છે, તેની કૃપાદષ્ટિ છે, તે જેને ઈચ્છે છે તેને આ નેઅ્મત અર્પણ કરે છે.

પાછળ ચાર આયતોમાં મુસલમાનોને કાફિરો સાથે ગાઢ મિત્રતા રાખવાની મનાઈ કરવામાં આવી હતી. પાંચમી આયતમાં યોગ્ય પદ્ધતિથી એવું બતાવવામાં આવ્યું હતું કે, મુસલમાનોની ગાઢ મિત્રતા અને દોસ્તીનો વિશેષ સંબંધ ખાસ જેમની સાથે હોઈ શકે છે, તે કોણ છે ? તેમાં સૌ પ્રથમ અલ્લાહ તબારક વ તઆલા ત્યાર પછી તેના રસૂલે કરીમ ﷺનો ઉલ્લેખ છે કે, વાસ્તવમાં મો'મિનની હૃદયપૂર્વકની ભાવનાત્મક દોસ્તી દરેક સમયે અલ્લાહ તઆલા સાથે જ હોઈ શકે છે અને તે અલ્લાહ જ એકમાત્ર મો'મિનોનો વલી હોઈ શકે છે. તેના સંબંધ સિવાયના દરેક સંબંધો અને દરેક મિત્રતા નષ્ટ થનાર છે અને રસૂલે કરીમ ﷺ સાથેનો સંબંધ પણ વાસ્તવમાં અલ્લાહ તબારક વ તઆલા સાથેનો જ સંબંધ છે, તેનાથી ભિન્ન નથી. ત્રીજા નંબરે મુસલમાનોના સાચા મિત્ર અને નિખાલસ દોસ્તો તે મુસલમાનોને ઠરાવવામાં આવ્યા છે, જેઓ ફક્ત નામ માત્રના મુસલમાનો નથી બલકે, સાચા મુસલમાનો છે, જેમની ત્રણ ખાસિયતો અને નિશાનીઓ આ બતાવવામાં આવી છે.

اَلَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ رَاكِعُوْنَ પ્રથમ એ કે, તેઓ

નમાઝને તેની સંપૂર્ણ શરતો સાથે નિયમિત અદા કરે છે. બીજું એ કે, પોતાના માલમાંથી ઝકાત આપે છે. ત્રીજું એ કે, તે લોકો અલ્લાહ સામે પોતાને લાચાર સમજે છે અને લોકો સાથે સદ્‌વર્તાવ કરે છે. પોતાના અમલો અને સદ્‌કૃત્યો ઉપર ગર્વ તથા અભિમાન નથી કરતા.

આ આયતના ત્રીજા વાક્ય وَهُمْ رَاكِعُوْنَ માં શબ્દ "રુકૂઅ્"નો શું અર્થ સમજી શકાય છે ? અત્રે તફસીરના ઈમામોમાંથી અમુકે કહ્યું છે કે, "રુકૂઅ્"નો ભાવાર્થ આ જગ્યાએ પારિભાષિક રુકૂઅ્‌ના અર્થમાં છે, જે નમાઝનો એક ફરજ છે અને يُقِيْمُوْنَ الصَّلٰوةَ પછી وَهُمْ رَاكِعُوْنَ નું વાક્ય એ હેતુથી લાવવામાં આવ્યું છે કે, મુસલમાનોની નમાઝને અન્ય ધર્મોની પૂજા કરવાની પદ્ધતિથી એક અલગ વિશેષ સ્વરૂપ આપવાનો મકસદ છે. કારણ કે, નમાઝ તો યહૂદીઓ અને નસારા પણ પઢે છે, પરંતુ તેમાં રુકૂઅ્ નથી હોતો. રુકૂઅ્ ફક્ત ઈસ્લામની નમાઝનો જ એક વિશિષ્ટ અમલ છે. *(મઝહરી)*

પરંતુ જમહૂર વિવરણકારોએ લખ્યું છે કે, રુકૂઅ્ رُكُوْعٌ નો આ સ્થળે પારિભાષિક રુકૂઅ્ હોવાનો અર્થ નથી. બલકે, તેનો શાબ્દિક અર્થ હોવાનું સમજાય છે. એટલે કે, ઝુકવું, આજિઝી અને વિનવણી કરવી અને તફસીરે મઝહરી તથા બયાનુલ કુર્આન વગેરેમાં પણ આ જ અર્થ લેવામાં આવ્યો છે, માટે આ વાક્યનો અર્થ એ થયો કે, તે લોકો પોતાના નેક અમલો ઉપર અભિમાન કરતા નથી. બલકે, વિનવણી કરવી અને અલ્લાહ સામે લાચારી બતાવવી તેમની ટેવ છે.

અને અમુક રિવાયતોમાં છે કે, આ વાક્ય હઝરત અલી કર્રમલ્લાહુ વજ્‌હહુ માટે એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થયું છે. તે એ કે, એક દિવસે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્‌હહુ નમાઝમાં મશ્ગૂલ હતા, જ્યારે તેઓ રુકૂઅ્‌માં ગયા તો કોઈ સવાલ કરનારે આવીને સવાલ કર્યો. હઝરત અલી (રદિ.)એ રુકૂઅ્‌ની હાલતમાં જ પોતાની એક આંગળીમાંથી વીંટી કાઢીને તેના તરફ ફેંકી દીધી. ગરીબ ફકીરની જરૂરત પૂરી કરવામાં એટલી વાર લગાડવાનું પણ પસંદ ન કર્યું કે, નમાઝ પૂરી કરીને તેની જરૂરત પૂરી કરે. દાન કરવામાં આ ઉતાવળ અલ્લાહ તઆલાને ખૂબ પસંદ પડી અને આ વાક્ય દ્વારા તેમના આ અમલની કદ્ર કરી.

આ રિવાયતની સનદમાં મુજ્તહીદીન અને મુહદ્દીસીન ઉલમાએ ઘણું બધું લખ્યું છે, પરંતુ જો આ રિવાયતને સાચી ઠરાવવામાં આવે તો તેનો નિષ્કર્ષ એ નીકળશે કે, મુસલમાનો માટે ગાઢ મિત્રતાપાત્ર વ્યક્તિ નમાઝ અને ઝકાતની પાબંદી કરનાર સામાન્ય મુસલમાન છે અને તેમાં વિશેષ સ્વરૂપે હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ આવી દોસ્તીના વધારે હકદાર છે. જેમકે, એક બીજી સહીહ હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, مَنۡ كُنۡتُ مَوۡلَاهُ فَعَلِىٌّ مَوۡلَاهُ، એટલે કે, "હું જેનો દોસ્ત છું અલી પણ તેનો દોસ્ત છે." *(રવાહુ અહમદ અઝ મઝહરી)*

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اَللّٰهُمَّ وَالِ مَنۡ وَالَاهُ وَعَادِ مَنۡ عَادَاهُ એટલે કે, "યા અલ્લાહ ! તમે તે વ્યક્તિને મહબૂબ બનાવી લો, જે અલી મુર્તઝા (રદિ.) સાથે મહોબ્બત રાખે છે અને તે વ્યક્તિને દુશ્મન બનાવી લો જે હઝરત અલી (રદિ.) સાથે દુશ્મની રાખે છે."

હઝરત અલી (રદિ.)ને આ ખાસ શ્રેષ્ઠતાથી કદાચ એટલા માટે નવાઝવામાં આવ્યા છે કે, રસૂલે કરીમ ﷺને હવે પછી આવનારા અમુક ફિત્નાઓની જાણ થઈ ગઈ હતી કે, અમુક લોકો હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ સાથે વેર અને દુશ્મની રાખશે અને તેમના મુકાબલામાં બગાવતનો ઝંડો ઊંચો કરી બળવો કરશે. જેમકે, ખવારિજના ફિત્નાના સંદર્ભમાં આ બાબત જાહેર થઈ.

મતલબ કે, પ્રસ્તુત આયતના શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) ભલે આ ઘટનાના સંદર્ભમાં હોય, પરંતુ આયતના શબ્દો સર્વસામાન્ય છે, જે બધા જ સહાબએ કિરામ (રદિ.) અને બધા જ મુસલમાનોને પોતાના અર્થમાં સામેલ રાખે છે. હુકમની રૂએ કોઈ વ્યક્તિની કોઈ આગવી વિશેષતા નથી. એટલા માટે જ્યારે કોઈએ હઝરત ઈમામ બાકિર (રહ.)ને પૂછ્યું કે, "આ આયતમાં اَلَّذِيۡنَ اٰمَنُوۡا થી હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ ભાવાર્થ તરીકે છે ?" ત્યારે તેમણે જવાબ આપ્યો, "તેઓ પણ મો'મિનીનમાં સામેલ હોવાની હેસિયતથી આ આયતના ભાવાર્થમાં સામેલ છે."

ત્યારબાદ બીજી આયતમાં તે લોકોને વિજય અને મદદ તથા તેમના દુનિયા ઉપર વિજયી થવાની ખુશખબરી આપવામાં આવી છે, જેઓ પ્રસ્તુત

કુર્આનની આયતોના હુકમોની અદાયગી કરીને ગેરમુસ્લિમો સાથે ગાઢ મિત્રતા કરવાથી અટકી જાય અને ફક્ત અલ્લાહ તબારક વ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺ તથા ઈમાનવાળાઓને પોતાનો દોસ્ત બનાવે.

وَمَنْ يَّتَوَلَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَالَّذِيْنَ اٰمَنُوْا فَاِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُوْنَ તેમાં ઈરશાદ ફરમાવ્યું કે, આ અલ્લાહના હુકમો પૂર્ણ કરનાર મુસલમાન અલ્લાહને ખૂબ પ્રિય છે અને પછી એવી ખુશખબરી સંભળાવી કે, અલ્લાહના પ્રિય બંદાઓ જ અંતે વિજયી થઈને રહેશે.

અત્રે આવનાર ઘટનાઓનું પણ એવું સમર્થન કરી દીધું કે, દરેક જોનારાઓએ પોતાની આંખોથી જોઈ લીધું કે, સહાબએ કિરામ (રદિ.) બધા ઉપર વિજયી થઈને રહ્યા. જે શક્તિઓ પણ તેમનાથી ટકરાતી હતી તેઓ ચૂર–ચૂર થઈ જતી. પ્રથમ ખલીફા હઝરત સિદ્દીકે અકબર (રદિ.)ના મુકાબલામાં અંદરના ફિત્નાઓ અને બગાવતો ઊભી થઈ ત્યારે અલ્લાહ તબારક વ તઆલાએ તે બધા ઉપર વિજય અપાવ્યો. હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ના મુકાબલામાં દુનિયાની મોટી–મોટી શક્તિઓ કૈસર (રૉમન સામ્રાજ્ય) અને કિસરા (ફારસ–ઈરાન) પણ આવ્યા, તો પણ અલ્લાહ તબારક વ તઆલાએ તેમનું નામો–નિશાન મિટાવી દીધું અને ત્યાર બાદ ખલીફાઓ અને મુસલમાનોમાં જ્યાં સુધી આ હુકમોની પાબંદી રહી કે, મુસલમાનોને ગેરમુસ્લિમો સાથે ભેળસેળ ન કર્યા અને તેમની સાથે ગાઢ મિત્રતાનો સંબંધ સ્થાપિત ન કર્યો, તેઓ હંમેશા વિજયી અને ઉપરવટ જ રહ્યા.

છઠ્ઠી આયતમાં ફરી આ હુકમનું તાકીદ સ્વરૂપે પુનરાવર્તન કરવામાં આવ્યું છે જે રુકૂઅ્ની શરૂઆતમાં વર્ણન થયું હતું, જેનો અર્થ આ છે કે, "હે ઈમાનવાળાઓ ! તમે તે લોકોને પોતાના ગાઢ મિત્ર અથવા દોસ્ત ન બનાવો, જે તમારા દીનને ખેલ–તમાશો ઠરાવે છે અને આ બે સમુદાયો છે. એક અહલે કિતાબ અને બીજા સામાન્ય કાફિરો અને મુશ્રિકો."

ઈમામ અબૂ હય્યાને બહરે મુહીતમાં વર્ણન કર્યું છે કે, શબ્દ "કુફ્ફાર"માં તો અહલે કિતાબ પણ સામેલ હતા, પછી ખાસ વિશેષ સ્વરૂપે અહલે કિતાબને અલગથી વર્ણન કરવાનું આ સ્થળે કદાચ એ કારણ છે કે, અહલે કિતાબ જો કે,

જાહેરમાં બીજા કાફિરો કરતાં ઈસ્લામથી વધારે નજીક હતા, પરંતુ અનુભવે એ બતાવ્યું કે, તેમનામાંથી ઘણા ઓછા લોકોએ ઈસ્લામ સ્વીકાર કર્યો અને એ જ કારણ છે કે, રસૂલે કરીમ ﷺના સમયકાળમાં અને ત્યાર પછીના યુગમાં ઈમાન લાવનાર લોકોની આંકડાકીય સમીક્ષા કરવામાં આવે તો તેમાં બહુમતી સામાન્ય કાફિરોની જ નીકળશે, અહલે કિતાબમાંથી મુસલમાન થનારાની સંખ્યા ઘણી ઓછી હશે.

આનું કારણ એ છે કે, અહલે કિતાબને એ બાબતનું ગર્વ અને અભિમાન છે કે, અમે અલ્લાહના દીન અને આસમાની કિતાબના પાબંદ છે. આ ગર્વ અને અભિમાને તેમને સચ્ચાઈનો સ્વીકાર કરવાથી અટકાવી દીધા અને મુસલમાનો સાથે ઠટ્ઠો-મશ્કરી વધારે પડતો તેમણે જ કર્યો. આ શરારત અને ઠટ્ઠો-મશ્કરી કરવાની ટેવની એક ઘટના એ છે કે, જે સાતમી આયતમાં આ પ્રમાણે વર્ણન કરવામાં આવી છે. وَاِذَا نَادَيْتُمْ اِلَى الصَّلٰوةِ اتَّخَذُوْهَا هُزُوًا وَّلَعِبًا એટલે કે, "જ્યારે મુસલમાન નમાઝ માટે અઝાન આપે છે, ત્યારે આ લોકો તેમની મઝાક ઉડાવે છે," આ પ્રસંગ ઈબ્ને અબી હાતિમના હવાલાથી તફસીરે મઝહરીમાં આ પ્રમાણે નકલ થયું છે કે, મદીના તય્યિબહમાં એક ખ્રીસ્તી હતો. જ્યારે અઝાનમાં તે اَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ શબ્દો સાંભળતો તો એવું કહ્યા કરતો હતો اَحْرَقَ اللّٰهُ الْكَاذِبَ એટલે કે, "જૂઠાઓને અલ્લાહ સળગાવી દે."

અંતે તેની પોતાની આ બદ્દુઆ જ તેનું સમગ્ર કુટુંબ સળગીને રાખ થઈ જવાનું કારણ બની. જેની ઘટના એ રીતે બની કે, રાત્રે જ્યારે તે સૂઈ રહ્યો હતો, તેનો કોઈ નોકર જરૂરતથી આગ લેવા માટે ઘરમાં આવ્યો, તેની ચીંગારી ઊડીને કપડાં ઉપર પડી અને બધા સૂઈ ગયા પછી આગ ભડકી ઊઠી અને તે આગમાં બધા જ સળગીને રાખ થઈ ગયા.

આ આયતના અંતે ફરમાવ્યું, ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُوْنَ એટલે કે, "દીને હક સાથે આ ઠટ્ઠા-મશ્કરીનું કારણ એના સિવાય કંઈ જ નથી હોઈ શકતું કે આ લોકો બુદ્ધિહીન છે."

તફસીરે મઝહરીમાં કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.) ફરમાવે છે કે, "અલ્લાહ તઆલાએ તેમને બુદ્ધિહીન કહ્યા છે. જ્યારે કે, દુનિયાના વ્યવહારોમાં

તેમની બુદ્ધિ અને સમજદારી ખૂબ પ્રખ્યાત અને મશ્હૂર છે. એનાથી જાણ થઈ કે, એવું બની શકે છે કે, કોઈ વ્યક્તિ એક પ્રકારના કાર્યમાં તો ખૂબ હોશિયાર અને બુદ્ધિશાળી હોય, પરંતુ બીજા પ્રકારના કાર્યમાં તે બુદ્ધિથી બિલકુલ કામ ન લેતો હોય અને તેની બુદ્ધિ તેમાં ચાલતી જ ન હોય. એટલા માટે તેમાં તે બેવકૂફ અને બુદ્ધિહીન સાબિત થાય છે." કુર્આને કરીમે આ જ વિષયને બીજી આયતમાં આ રીતે વર્ણન કર્યો છે.

يَعۡلَمُوۡنَ ظَاهِرًا مِّنَ الۡحَيٰوةِ الدُّنۡيَا وَهُمۡ عَنِ الۡاٰخِرَةِ هُمۡ غٰفِلُوۡنَ (૩૦ : ૭)

એટલે કે, "આ લોકો દુનિયવી જિંદગીના પ્રચલિત કાર્યોને તો ખૂબ સારી રીતે જાણે છે પરંતુ પરિણામ અને આખિરતથી બિલકુલ ગાફેલ છે."

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૫૯-૬૦-૬૧)

قُلۡ يٰۤاَهۡلَ الۡكِتٰبِ هَلۡ تَنۡقِمُوۡنَ مِنَّاۤ اِلَّاۤ اَنۡ اٰمَنَّا بِاللّٰهِ وَمَاۤ اُنۡزِلَ اِلَيۡنَا وَمَاۤ اُنۡزِلَ مِنۡ قَبۡلُ ۙ وَاَنَّ اَكۡثَرَكُمۡ فٰسِقُوۡنَ ۝٥٩ قُلۡ هَلۡ اُنَبِّئُكُمۡ بِشَرٍّ مِّنۡ ذٰلِكَ مَثُوۡبَةً عِنۡدَ اللّٰهِ ؕ مَنۡ لَّعَنَهُ اللّٰهُ وَغَضِبَ عَلَيۡهِ وَجَعَلَ مِنۡهُمُ الۡقِرَدَةَ وَالۡخَنَازِيۡرَ وَعَبَدَ الطَّاغُوۡتَ ؕ اُولٰۤئِكَ شَرٌّ مَّكَانًا وَّاَضَلُّ عَنۡ سَوَآءِ السَّبِيۡلِ ۝٦٠ وَاِذَا جَآءُوۡكُمۡ قَالُوۡۤا اٰمَنَّا وَقَدۡ دَّخَلُوۡا بِالۡكُفۡرِ وَهُمۡ قَدۡ خَرَجُوۡا بِهٖ ؕ وَاللّٰهُ اَعۡلَمُ بِمَا كَانُوۡا يَكۡتُمُوۡنَ ۝٦١

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહો, હે કિતાબવાળાઓ ! તમને અમારાથી શું જીદ છે પરંતુ એ જ કે અમે અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા અને જે નાઝિલ થયું અમારા ઉપર અને જે પહેલાં ઊતરી ચૂક્યું, અને એ જ કે તમારામાં ઘણા નાફરમાન છે. (૫૯) તમે કહો, હું તમને બતાવું ! તેમનામાં અલ્લાહના ત્યાં કોનો બુરો બદલો છે ? તે જ જેના ઉપર અલ્લાહે લા'નત કરી અને તેના ઉપર ગઝબ (ક્રોધ) ઉતાર્યો અને તેમનામાંથી અમુકને વાંદરા કરી દીધા અને*

*અમુકને સુવ્વર; અને જેમણે શયતાનની બંદગી કરી તે જ લોકો દરજ્જામાં બદ્તર (અતિખરાબ) છે, અને સીધા માર્ગથી ઘણા બહેકેલા (ભટકેલા) છે. (૬૦) અને જ્યારે તમારી પાસે આવે છે તો કહે છે અમે ઈમાન લાવ્યા છે, અને હાલત એ છે કે કાફિર જ આવ્યા હતા અને કાફિર જ ચાલ્યા ગયા; અને અલ્લાહ સારી પેઠે જાણે છે જે કંઈ (તેમણે) છુપાવેલ હતું. (૬૧)*

## તફસીર :

આપ (ﷺ) કહી આપો કે, હે અહલે કિતાબ ! તમે અમારામાં શું ખામી જૂઓ છો ? એ જ કે, અમે ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર અને તેની કિતાબ ઉપર, જે અમારી પાસે મોકલવામાં આવી છે (એટલે કે, કુર્આન) અને તે કિતાબ ઉપર (પણ) જે (અમારાથી) અગાઉ મોકલવામાં આવી ચૂક્યું છે (એટલે કે, તમારી કિતાબ તવરાત અને ઇન્જીલ) ? એમ છતાં તમારામાંથી મોટા ભાગના લોકો ઈમાનથી વંચિત છે (કે ન તો કુર્આન ઉપર તેમનું ઈમાન છે જે ન તો પોતે કુર્આનનો સ્વીકાર કરે છે અને ન જ તવરાત અને ઇન્જીલ ઉપર ઈમાન રાખે છે, કારણ કે, જો તેના ઉપર ઈમાન હોત તો તેમાં રસૂલે કરીમ ﷺ અને કુર્આન ઉપર ઈમાન લાવવાની સ્પષ્ટ સૂચના અને માર્ગદર્શન મૌજૂદ છે, માટે તેઓ તેના ઉપર જરૂર ઈમાન લાવ્યા હોત. કુર્આનનો ઇન્કાર કરવો એ બાબતની સાક્ષી છે કે, તવરાત અને ઇન્જીલ ઉપર પણ તેમનું ઈમાન નથી. આ હાલત તો તમારા લોકોની થઈ અને અમે તેનાથી ઊલટું બધી જ કિતાબો ઉપર પણ ઈમાન રાખીએ છીએ, તો ખામી અમારામાં નથી, ખુદ તમારી જાતમાં છે. તમે વિચાર કરો,) અને તમે તેમને કહી આપો કે, (જો આમ છતાં પણ તમે અમારા તરીકાને ખરાબ સમજતા હોય તો આવો) શું હું (સારા અને ભલામાં સરખામણી કરવા માટે) તમને એવો તરીકો બતાવું જે (અમારા) આનાથી (એટલે કે આ તરીકાથી) પણ (જેને તમે ખરાબ સમજી રહ્યા છો) અલ્લાહના ત્યાં સજા મળવામાં વધારે ખરાબ છે. એ તે લોકોનો તરીકો છે, જેને (તેમના આચરણોના કારણે) અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી દૂર કરી દીધા અને તેમના ઉપર ક્રોધિત થયો અને તેમને વાંદરા અને ડુક્કરો બનાવી દીધા અને તેમણે શયતાનની ઈબાદત કરી, (હવે જોઈ લો કે, કોનો તરીકો ખરાબ છે ? તે તરીકો જેમાં ગયરુલ્લાહની ઈબાદત અને તેના લીધે સજાની વબાલ હોય તે ? અથવા તે તરીકો કે, જે ફક્ત અને ફક્ત

તવહીદ અને અંબિયા અલૈ.ની નુબુવ્વતની ગવાહી આપતો હોય અને તેનું સમર્થન કરતો હોય ? હવે સરખામણી કરો, પરિણામ તમારી સામે છે કે,) એવા લોકો (જેમના તરીકાનું હમણા વર્ણન કરવામાં આવ્યું છે, આખિરતમાં) સ્થળના આધારે પણ (જે તેમને સજા સ્વરૂપે મળશે) ઘણા જ ખરાબ છે (કારણ કે, તે સ્થળ દોઝખ છે) અને (દુનિયામાં) સીધા રસ્તાથી પણ તેઓ ખૂબ દૂર છે (ઈશારો એ છે કે, તમે લોકો ઉપર હસો છો બલકે, ઠઠ્ઠો-મશ્કરી કરવાપાત્ર તો તમારો તરીકો છે. આ બધી ટેવો તમારામાં જોવા મળે છે કે, યહૂદીઓએ વાછરડાને અને ખ્રીસ્તીઓએ હઝરત ઈસા મસીહ અલૈ.ને મઅ્બૂદ બનાવી લીધા, પછી પોતાના ઉલમા, મશાઈખને અલ્લાહના અધિકારો સોંપી દીધા હોવાની માન્યતા ધરાવો છો, એટલા માટે યહૂદીઓએ જ્યારે શનિવારના દિવસના હુકમોનો વિરોધ કર્યો, ત્યારે અલ્લાહ તઆલાનો અઝાબ આવ્યો અને તેઓને વાંદરા બનાવી દેવામાં આવ્યા અને આકાશમાંથી મન્ન અને સલવા ઉતાર્યું, તે છતાં તેમણે નાશુક્રી કરી. આ બધા જઘન્ય અપરાધોના કારણે તેમના ચહેરા-મહોરા વાંદરા અને સુવ્વરો જેવા બનાવી દેવામાં આવ્યા. આગળ ઉપર પણ એક અન્ય સમુદાયનું વર્ણન છે, જેઓ મુનાફિક હતા કે તેઓ મુસલમાનો સામે ઈસ્લામની જાહેરાત કરતા હતા, પરંતુ અંદરખાને તેઓ યહૂદી જ હતા) અને જ્યારે આ (મુનાફિક) લોકો તમો લોકો પાસે આવે છે, તો કહે છે કે અમે ઈમાન લાવ્યા છે. જ્યારે કે, તેઓ કુફ્ર લઈને જ (મુસલમાનોની મજલિસમાં) આવ્યા હતા અને કુફ્ર સાથે જ ચાલ્યા ગયા. અને અલ્લાહ તઆલા સઘળું જાણે છે, જેને તેઓ (પોતાના હૃદયમાં) ગુપ્ત રાખે છે (એટલા માટે તેમનો નિફાક અલ્લાહ સામે કામ નહીં આપે અને તેમને કુફ્રની અત્યંત કઠોર સજા ભોગવવી પડશે).

## મસ્અલા અને બોધપાઠ :

اَكْثَـرَكُـمْ فَـاسِـقُـوْنَ માં અલ્લાહ તઆલાએ યહૂદીઓ અને ખ્રીસ્તીઓને સંબોધન કરવામાં "બધા"ના બદલે "મોટા ભાગના" ઈમાનથી વંચિત હોવાનું વર્ણન કર્યું છે. તેનું કારણ એ છે કે, તે લોકોમાંથી અમુક લોકો એવા પણ હતા, જેઓ દરેક પરિસ્થિતિમાં મો'મિન જ રહ્યા, જ્યાં સુધી રસૂલુલ્લાહ ﷺની બઅ્ષત ન થઈ હતી ત્યાં સુધી તવરાત અને ઈન્જીલના હુકમોના તાબે'દાર હતા અને તેના ઉપર જ ઈમાન રાખતા હતા અને જ્યારે રસૂલુલ્લાહ ﷺ મબ્ઊષ

થયા (મોકલવામાં આવ્યા) અને કુર્આન નાઝિલ થયું, તો તેમના ઉપર પણ ઈમાન લાવ્યા અને કુર્આન ઉપર અમલ કરી તેમની તાબે'દારી કરવા લાગ્યા.

**દા'વત અને તબ્લીગના કાર્યમાં જેને સંબોધન કરો છો તેના ગમા-અણગમાને ધ્યાનમાં રાખવું જોઈએ :**

અહીંયાં قُلْ هَلْ اُنَبِّئُكُمْ માં જે પરિસ્થિતિ એક ઉદાહરણ સ્વરૂપે એવા લોકોની વર્ણન થઈ છે, જેના ઉપર અલ્લાહની લા'નત અને ક્રોધ નાઝિલ થયો છે તે વાસ્તવમાં આ યહૂદીઓ જ હતા. કારણ આ હતું કે, તેમના ઉપર એવો આક્ષેપ કરવામાં આવતો હતો કે, તમે આવા છો, પરંતુ કુર્આને કરીમે વર્ણનની શૈલી બદલીને એક ઉદાહરણ રજૂ કર્યું, જેમાં પયગમ્બર તરીકે દા'વતની એક ખાસ પદ્ધતિ બતાવી કે, વર્ણન કરવાની શૈલી એવી અપનાવવી જોઈએ જેનાથી તમે જેને સંબોધન કરો છો તે ઉશ્કેરાઈ ન જાય.

---

**આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૬૨-૬૩)**

وَتَرٰى كَثِيْرًا مِّنْهُمْ يُسَارِعُوْنَ فِى الْاِثْمِ وَالْعُدْوَانِ وَاَكْلِهِمُ السُّحْتَ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٦٢﴾ لَوْلَا يَنْهٰهُمُ الرَّبّٰنِيُّوْنَ وَالْاَحْبَارُ عَنْ قَوْلِهِمُ الْاِثْمَ وَاَكْلِهِمُ السُّحْتَ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿٦٣﴾

**તરજુમો :**

*અને તમે તેમનામાં ઘણાને જોશો કે ગુનાહ અને જુલમ ઉપર દોડે છે અને હરામ ખાવા ઉપર; ઘણા બુરા કામ છે જે કરી રહ્યા છે. (૬૨) કેમ તેમના દૂરવેશ અને ઉલમા ગુનાહની વાત કહેવાથી રોકતા નથી અને હરામ ખાવાથી ? ઘણા બુરા (અત્યંત ખરાબ) અમલ છે જે કરી રહ્યા છે. (૬૩)*

**તફસીર :**

અને આપ (ﷺ) તે (યહૂદી)ઓમાં ઘણા વ્યક્તિઓ એવા જૂઓ છો, જેઓ દોડી-દોડીને ગુનાહ (એટલે કે, જૂઠ) અને જુલમ અને હરામ (માલ) ખાવા તૂટી પડે છે. વાસ્તવમાં તેમનું આચરણ અત્યંત ખરાબ છે. (આ તો

સામાન્ય જનસમૂહની પરિસ્થિતિ હતી, આગળ તેમના ખાસ લોકોનું પણ વર્ણન છે કે,) તેમના મશાઈખ અને ઉલમા ગુનાહની વાત કહેવાથી (તેમને તે મસ્અલાની જાણ હોવા છતાં અને પરિસ્થિતિ જાણતા હોવા છતાં) કેમ રોકતા નથી? વાસ્તવમાં આ અત્યંત ખરાબ ટેવ છે.

## મસ્અલા અને બોધપાઠ :

### યહૂદીઓનું નૈતિક અધઃપતન :

પ્રસ્તુત આયતમાં યહૂદીઓમાંથી મોટા ભાગના લોકોના નૈતિક અધઃપતનનું અને તેમનું આચરણ વ્યર્થ હોવાનું વર્ણન છે, એનાથી સાંભળનારને શિખામણ મળે છે કે, તેઓ પણ આવા કૃત્યો અને તેના કારણોથી બચેલા રહે.

સામાન્ય રીતે યહૂદીઓની આવી જ પરિસ્થિતિ હતી, જો કે તેમનામાં અમુક સજ્જનો પણ હતા. કુર્આને કરીમે તેમને અપવાદ સ્વરૂપે વર્ણન કરવામાં શબ્દ كَثِيْرًا નો ઉપયોગ કર્યો છે અને અત્યાચાર, અતિરેક તથા હરામ માલ ખાવો જો કે, اِثْم શબ્દ એટલે કે, ગુનાહના અર્થમાં સામેલ છે, પરંતુ આ બંને પ્રકારના ગુનાહોની તબાહી અને તેના કારણે સંપૂર્ણ શાંતિ અને સલામતી નષ્ટ થવાની સ્પષ્ટતા કરવા માટે તેનું વર્ણન આગવા સ્વરૂપે કર્યું છે. *(બહરે મુહીત)*

તફસીરે રૂહુલ મઆની વગેરેમાં છે કે, આ લોકો વિશે "દોડી-દોડીને ગુનાહો ઉપર તૂટી પડવા"નો ઉલ્લેખ કરીને કુર્આને કરીમે એ તરફ ઈશારો કર્યો છે કે, આ લોકો તે બુરી ટેવો અને આદતોના અપરાધી છે અને આ બુરા આચરણો કરવાની ટેવ તેમના ચારિત્ર્યમાં વણાઈ ચૂકી છે, તેમના લોહીમાં એવી બુરી ખસલતો દોડી રહી છે કે વિના ઈરાદે પણ તેઓ એ જ માર્ગે ચાલી પડે છે.

એનાથી જાણ થઈ કે, નેક અમલ હોય અથવા ખરાબ; જ્યારે કોઈ વ્યક્તિ તેને વારંવાર કરે છે, ત્યારે ધીરે-ધીરે તે માણસના સ્વભાવ સાથે વણાઈ જાય છે અને પાકી ટેવ બની જાય છે. પછી તે આચરણ કરવામાં તેને કોઈ મુશ્કેલી કે તકલીફ પડતી નથી. ખરાબ ટેવોમાં યહૂદીઓ એ હદે પહોંચી ચૂક્યા હતા કે, તેને જાહેર કરવા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યો, يُسَارِعُوْنَ فِى الْاِثْمِ અને એ જ પ્રમાણે સારી ટેવોમાં જે પ્રમાણે અંબિયા (અલૈ.), અવલિયા વગેરેની હાલત છે, તેમના માટે પણ કુર્આને يُسَارِعُوْنَ فِى الْخَيْرَاتِ (૩:૧૧૪) શબ્દોનો ઉપયોગ કર્યો છે.

**અમલોની સુધારણા માટેની પદ્ધતિ :**

આચરણની સુધારણા માટે સૌથી વધારે કાળજી લેનારા સૂફી લોકો અને અલ્લાહના વલીઓ છે. આ લોકોએ આ જ કુર્આની ઈરશાદોના આધારે એવો મહત્ત્વનો સિદ્ધાંત અપનાવ્યો કે, જેટલા પણ ખરાબ અને સારા અમલો વ્યક્તિ કરે છે, વાસ્તવમાં તેનો અસલ સ્ત્રોત તે ગુપ્ત ઈચ્છાઓ અને વર્તણૂક હોય છે, જે મનુષ્યના સ્વભાવ (Unconscious Mind)માં વણાઈ જાય છે. એટલા માટે ખરાબ આચરણો અને અપરાધોને રોકવા માટે તેમની દૃષ્ટિ હંમેશા આ જ ગુપ્ત સ્ત્રોતો ઉપર હોય છે અને તેની સુધારણા કરવામાં આવે છે, ત્યારે તે બધા જ આચરણો આપમેળે સુધરવા લાગે છે. દાખલા તરીકે, કોઈના હૃદયમાં દુનિયાની લાલચ અને માલની મહોબ્બત છવાયેલી હોય ત્યારે તેના પરિણામે તે લાંચ પણ લે છે, વ્યાજ પણ ખાય છે અને તક મળે તો ચોરી કે લૂંટફાટ સુધીની નોબત પહોંચી શકે છે. સૂફીયાએ કિરામ આ રૂહાની બીમારીઓનો અલગ-અલગ ઈલાજ કરવાના બદલે એવો નુસ્ખો અપનાવે છે, જેનાથી આ બધી બીમારીઓનો પાયો નાશ પામે છે અને તે એ છે કે, દુનિયાનું અસ્થાયીપણું અને તેની અય્યાશીઓ તથા આનંદ-પ્રમોદ ઝેરયુક્ત હોવાની સંકલ્પના હૃદયમાં દૃઢ કરાવવામાં આવે છે.

એ જ પ્રમાણે કોઈના હૃદયમાં અભિમાન, ગર્વ, ક્રોધ વગેરે જેવી રૂહાની બીમારીઓ છે અને અન્યોને તુચ્છ સમજી તેમનું અપમાન કરે છે. મિત્રો અને પાડોશીઓ સાથે કાયમ ઝઘડતો રહે છે. એવા લોકોને આખિરતની ચિંતા અને અલ્લાહ તઆલાની સામે જવાબ આપવા માટે હાજર થવાની સંકલ્પના દૃઢ કરાવવાનો ઈલાજ અપનાવવામાં આવે છે, જેના કારણે આ ખરાબ અમલો અને ટેવો આપોઆપ નાશ પામે છે.

ખુલાસો એ છે કે, કુર્આનના આ ઈશારાથી જાણ થાય છે કે, મનુષ્યમાં અમુક સુષુપ્ત સ્વભાવગત ટેવો હોય છે, જે મનુષ્યના સ્વભાવનો અભિન્ન અંગ બની જાય છે. આ સુષુપ્ત ટેવો અને વલણો ખરાબ હોય તો વ્યક્તિ ખરાબ અમલ કરવા તરફ પ્રેરાય છે અને તે તરફ આપોઆપ દોડવા માંડે છે. સંપૂર્ણ સુધારણા માટે આવા ગુપ્ત અજાગૃત મન (Unconscious Mind)માં ધરબાયેલા વલણો અને સુષુપ્ત ટેવોને સુધારવી અત્યંત જરૂરી છે.

**ઉલમા (વિદ્વાનો) ઉપર સામાન્યજનોના આચરણોની જવાબદારી છે :**

બીજી આયતમાં યહૂદીઓના મશાઈખો (ધાર્મિક આગેવાનો) અને ઉલમા (વિદ્વાનો) માટે ખૂબ કઠોર ચેતવણી ઉચ્ચારવામાં આવી છે, તેઓ દુષ્ટ લોકોને દુષ્કૃત્યો આચરવાથી કેમ રોકતા નથી ? કુર્આને કરીમમાં આ સ્થળે બે શબ્દોનો ઉપયોગ થયો છે. એક رَبَّانِيُّوْنَ જેનો તરજુમો છે, "અલ્લાહવાળા" એટલે કે, ઈબાદતગુઝાર, ઝાહિદ (અલ્લાહના માર્ગમાં સતત સંઘર્ષરત રહેનાર) જેને સામાન્ય બોલચાલની પ્રચલિત ભાષામાં "દૂરવેશ", "પીર" અથવા "મશાઈખ" કહેવામાં આવે છે અને બીજો શબ્દ اَحْبَارْ (અહબાર)નો ઉપયોગ કરવામાં આવ્યો છે. યહૂદીઓના ઉલમાને "અહબાર" કહેવામાં આવે છે, એનાથી જાણ થાય છે કે "અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર" (ભલાઈનો હુકમ કરવાની અને બુરાઈથી રોકવા)ની વાસ્તવમાં બે વર્ગો ઉપર જવાબદારી છે. એક મશાઈખ અને બીજા ઉલમા અને અમુક વિવરણકારોએ ફરમાવ્યું કે, رَبَّانِيُّوْنَ નો અર્થ તે ઉલમા છે, જેમને ઈસ્લામી હુકૂમત તરફથી જવાબદારી સોંપીને સત્તા આપવામાં આવી છે અને اَحْبَارْ "અહબાર"નો અર્થ સામાન્ય ઉલમા છે. આમ, દુરાચારોથી રોકવાની જવાબદારી અધિકારીઓ (શાસકો) અને ઉલમા બંને ઉપર હોય છે અને બીજી અમુક આયતોમાં તેની સ્પષ્ટતા પણ આવી છે.

**ઉલમા અને મશાઇખો માટે સૂચના (ચેતવણી) :**

અંતિમ આયતમાં ઉલ્લેખ થયો لَبِئْسَ مَا كَانُوْا يَصْنَعُوْنَ એટલે કે, આ મશાઈખો અને ઉલમાની એવી ખતરનાક બુરી ટેવ છે કે, તેઓ પોતાના હોદ્દાની ફરજ એટલે કે, અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કરને છોડી બેસે છે તથા કૌમને, સમાજને બરબાદી અને નાશ થવાના આરે જતી નિહાળતા હોવા છતાં તેમને એવું કરવાથી રોકતા નથી.

વિવરણકાર ઉલમાએ વર્ણન કર્યું છે કે, પ્રથમ આયત જેમાં સામાન્ય જનસમૂહના દૂરાચારોનું વર્ણન હતું, તેના અંતે لَبِئْسَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ફરમાવવામાં આવ્યું અને બીજી આયત જેમાં મશાઈખ અને ઉલમાની ભૂલો ઉપર ચેતવણી આપવામાં આવી, તેના અંતે لَبِئْسَ مَا كَانُوْا يَصْنَعُوْنَ ના શબ્દોનો ઉલ્લેખ થયો. કારણ એ છે કે, અરબી શબ્દકોષના આધારે શબ્દ فِعْلْ તો દરેક કાર્યમાં સામેલ

હોય છે, ભલે તે ઈરાદાપૂર્વક કરવામાં આવે અથવા વિના ઈરાદે; અને શબ્દ صُنْعٌ (અમલ) ફક્ત તે કામ માટે બોલવામાં આવે છે, જે ઈરાદાપૂર્વક કરવામાં આવ્યું હોય અને શબ્દ صُنْعٌ અને صَنْعَتٌ ને એવા કાર્ય માટે કહેવામાં આવે છે, જેમાં પોતાના અધિકારથી ઈરાદો કરેલ હોય અને તે કાર્યને વારંવાર પુનરાવર્તિત સ્વરૂપે કરવાની આદત અને મકસદ સ્વરૂપે કરવામાં આવે છે. એટલા માટે સામાન્ય જનસમૂહના દૂરાચારોના પરિણામમાં તો ફક્ત શબ્દ عَمَلٌ (અમલ)ને અપનાવ્યો لَبِئْسَ مَا كَانُوْا يَعْمَلُوْنَ અને ખાસ મશાઈખ ઉલમાના દૂરાચારોના પરિણામ માટે صُنْعٌ શબ્દ અપનાવવામાં આવ્યો. لَبِئْسَ مَا كَانُوْا يَصْنَعُوْنَ તેમાં એ તરફ ઈશારો હોઈ શકે છે કે, તેમના ઉલમા અને મશાઈખ આવું ખોટું વલણ જાણીબૂજીને અપનાવતા હતા કે, જો અમે તેમને દુષ્કૃત્યોથી અટકાવીશું તો તેઓ અમારું કહ્યું માનશે અને તેનાથી રોકાઈ જશે, પછી તેઓને લોકોની ભેટ–સોગાતોની લાલચ હોય છે, આથી તેમનો ભરોસો ખોઈ બેસવાના ડરથી તેમના દિલોમાં સચ્ચાઈના સમર્થન માટેનું કોઈ વલણ કે ભાવના પેદા થતી નથી. આ બાબત તે દૂરાચારીઓના દુષ્કૃત્યો કરતાં પણ વધારે સખત અને ખતરનાક બાબત છે.

જેનો ખુલાસો એ છે કે, જે કૌમના લોકો અપરાધ અને ગુનાહોમાં સપડાયેલા હોય અને તેમના મશાઈખ અને ઉલમાનું એવું વલણ હોય કે, જો અમે તેમને રોકીશું તો તેઓ ચોક્કસ રોકાઈ જશે. આવી પરિસ્થિતિ હોવા છતાં પણ તેઓ લાલચ અથવા ડરના કારણે આ અપરાધો અને ગુનાહોથી સામાન્ય જનસમૂહને રોકવાનો પ્રયત્ન કરતા નથી, એવા સમયે તેમનો ગુનોહ મૂળ મુજરિમો અને દુરાચારીઓના ગુનાહો કરતાં પણ વધારે સખત અને ધિક્કારપાત્ર છે. એટલા માટે હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "મશાઈખ અને ઉલમા માટે સમગ્ર કુર્આનમાં આ આયતથી વધારે કઠોર ચેતવણી ક્યાંય આપવામાં આવી નથી." અને તફસીરના ઈમામ ઝહ્હાકે ફરમાવ્યું છે, "મારા મતે મશાઈખ અને ઉલમા માટે આ આયત સૌથી વધારે ખૌફનાક છે."

*(ઈબ્ને જરીર અને ઈબ્ને કષીર)*

કારણ એ છે કે, આ આયતની રૂએ તેમના ગુનાહો બધા જ ચોરો, ડાકૂઓ અને દરેક પ્રકારના દૂરાચારીઓના ગુનાહો કરતાં પણ વધારે જઘન્ય અને કઠોર

થઈ જાય છે. (અલ્લાહની પનાહ) ! પરંતુ યાદ રાખો, આ કઠોર ચેતવણી અને ધમકી એ જ સ્વરૂપમાં લાગુ પડે છે કે, જ્યારે મશાઈખ અને ઉલમાને એવું અનુમાન પણ હોય કે તેમની વાત સાંભળવામાં અને માનવામાં આવશે અને જે જગ્યાએ દેખીતા ચિહ્નો અને અનુભવોથી એવું ચોક્કસપણે અનુમાન હોય કે, તેમનું કોઈ સાંભળશે નહીં બલકે, તેમના મુકાબલા માટે ઊભા થઈ જશે અને તેમને પીડા આપશે, ત્યારે ત્યાં હુકમ એવો છે કે, તેમની જવાબદારી તો મુલતવી થઈ જાય છે પરંતુ શ્રેષ્ઠ અને ઉત્તમ બાબત તો એ જ છે કે, કોઈ માને કે ન માને આ લોકોએ પોતાની ફરજ પૂરી કરવી જોઈએ અને તેમાં કોઈની ટીકા અથવા પીડાની ચિંતા ન કરવી જોઈએ. જેમકે, અમુક આયતોમાં પ્રથમ અલ્લાહ તઆલાએ સ્વીકૃતિપ્રાપ્ત મુજાહિદો (માત્ર અલ્લાહ ખાતર તેના માર્ગમાં પવિત્ર યુદ્ધ કરનાર)ના ગુણ–લક્ષણો અને ખાસિયતોનું વર્ણન કર્યું છે. وَلَا يَخَافُوْنَ لَوْمَةَ لَآئِمٍ એટલે કે, ‘‘આ લોકો અલ્લાહના માર્ગમાં અને સત્યને પ્રસ્થાપિત કરવા માટે કોઈ ટીકાકારની ટીકાની પણ પરવા કરતા નથી.’’

ખુલાસો એ છે કે, જે સ્થળે વાત સાંભળવા અને માનવાની શક્યતા વધારે હોય ત્યાં મશાઈખ અને ઉલમા બલકે, દરેક મુસલમાન ઉપર કે જેને આ દુષ્કૃત્યો અને દૂરાચારોની ખબર હોય તેના માટે ફરજ છે કે તે ગુનાહોથી રોકવા અને તેનાથી અટકાવવા માટે પોતાના શક્ય એટલા તમામ પ્રયત્નો આદરે. ભલે, હાથથી (શારીરિક રીતે), જીભથી (મૌખિક રીતે ટોકીને) અથવા ઓછામાં ઓછું આ દુષ્કૃત્યો પ્રત્યે પોતાના હૃદયપૂર્વકની ધૃણા અને નફરત જાહેર કરીને; અને જે સ્થળે એવું ચોક્કસ અનુમાન હોય કે, તેની વાત સાંભળવામાં નહીં આવે અથવા તો તેના વિરુદ્ધ દુશ્મની ભડકી ઊઠશે, ત્યારે એવી પરિસ્થિતિમાં ગુનાહ આચરતા રોકવું અથવા અટકાવવું ફરજ તો નથી પરંતુ શ્રેષ્ઠ અને ઉત્તમ બાબત તો એ જ છે કે, જે કોઈપણ પરિસ્થિતિ માટે "અમ્ર બિલ મઅ્‌રૂફ અને નહી અનિલ મુન્કર" સંબંધે સહીહ હદીષોમાં વર્ણન થયું છે કે, પોતે સદ્‌કૃત્યોને અપનાવો, ભલાઈના કામો કરો, બુરા અમલોથી બચતા રહો અને સાથે–સાથે અન્યોને પણ ભલાઈ તરફ આમંત્રણ આપો અને બુરાઈથી રોકતા રહો. બુરાઈથી રોકવાની અને ભલાઈ તરફ આમંત્રણ આપવાની ફરજ મુસલમાનો ઉપર અને ખાસ કરીને ઉલમા અને મશાઈખ ઉપર નાંખીને ઈસ્લામે દુનિયામાં શાંતિ અને સલામતી પેદા

કરવા માટે એક એવો મહત્ત્વનો સિદ્ધાંત બનાવી દીધો કે, તેના ઉપર જો સંપૂર્ણપણે અમલ થવા લાગે તો સમગ્ર કૌમ ખૂબ સરળતાથી બધી જ બુરાઈઓથી અને દૂરાચારોથી મુક્ત થઈ પવિત્ર બની શકે છે.

**ઉમ્મતની સુધારણાની રીત :**

ઈસ્લામના શરૂઆતના યુગમાં અને ત્યારબાદના યુગમાં પણ જ્યાં સુધી આ પાયાના સિદ્ધાંત ઉપર અમલ થતો રહ્યો, મુસલમાનોની સમગ્ર કૌમ જ્ઞાન, આચરણ, નૈતિકતા અને ચારિત્ર્યના આધારે સમગ્ર દુનિયામાં ઉચ્ચ કક્ષાએ વિશેષતા ભોગવતી રહી અને જ્યારથી મુસલમાનોએ આ ફરજને ઉપેક્ષિત કરી દીધી તથા અપરાધોને રોકવાની જવાબદારી ફક્ત સરકારો અને પૉલિસની હોવાનું સમજી પોતે તેનાથી અલિપ્ત થઈને બેસી ગયા, પછી તેનું પરિણામ એ જ આવ્યું, જે આજે દરેક સ્થળે આપણી સામે છે કે, માં-બાપ અને સમગ્ર કુટુંબ દીનદાર અને શરીઅતના પાબંદ છે પરંતુ ઔલાદ અને સગાં-સંબંધીઓ તેનાથી બિલકુલ ઊલટી દિશાએ છે. તેમની વિચારસરણી અને ચિંતનની દિશા પણ અલગ છે તથા આચરણમાં પણ તેઓ ભિન્ન છે. એટલા માટે મિલ્લતની સામૂહિક સુધારણા માટે કુર્આન અને હદીષમાં "અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર" ઉપર ખાસ ભાર આપવામાં આવ્યો છે. કુર્આને કરીમે આ કામ ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની તે વિશેષતાઓમાં સામેલ કર્યું છે કે, જેનો વિરોધ કરનાર સખત ગુનાહમાં સપડાઈને અઝાબનો હકદાર ઠરાવવામાં આવે છે. હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જ્યારે કોઈ કૌમમાં ગુનાહના કામ કરવામાં આવે અને કોઈ વ્યક્તિ તે કૌમમાં રહે છે છતાં તેને અટકાવતો નથી, તો નિકટ છે કે અલ્લાહ તઆલા તે તમામ લોકો ઉપર અઝાબ મોકલી આપે." *(બહરે મુહીત)*

**ગુનાહો પ્રત્યે નફરત અને ધૃણા જાહેર ન કરવા સબબ ચેતવણીઓ અને ધમકીઓ :**

માલિક બિન દીનાર (રહ.) ફરમાવે છે કે, "એક સ્થળે અલ્લાહ તઆલાએ પોતાના ફરિશ્તાઓને હુકમ આપ્યો કે, ફલાણી વસ્તીને તબાહ કરી નાંખો. ફરિશ્તાઓએ વિનંતી કરી કે, તે વસ્તીમાં તો તમારો ફલાણો ઈબાદતગુઝાર બંદો પણ રહે છે. હુકમ આપવામાં આવ્યો કે, તેને પણ અઝાબ ચખાડો, કારણ

કે, અમારી નાફરમાનીઓ અને ગુનાહોને જોઈને તેને તેના ઉપર ગુસ્સો આવતો ન હતો અને તેનો ચહેરો ક્યારેય ક્રોધના કારણે બદલાયો નથી.''

હઝરત યૂશઅ્ ઈબ્ને નૂન (અલૈ.) ઉપર અલાહ તઆલાએ વહી મોકલી કે, ''તમારી કૌમના એક લાખ વ્યક્તિઓ અઝાબ દ્વારા હલાક કરવામાં આવશે.'' હઝરત યૂશઅ્ (અલૈ.)એ વિનંતી કરી કે, ''યા રબ્બુલ આલમીન ! દુરાચારીઓના નાશનું કારણ તો દેખીતું છે, પરંતુ સદાચારીઓ (નેક લોકો)ને શા માટે હલાક કરવામાં આવી રહ્યા છે ?'' તો ઈરશાદ થયો કે, ''આ નેક અને ભલા લોકો પણ તે દુરાચારીઓ સાથે મિત્રતાપૂર્ણ વ્યવહાર રાખે છે. તેમની સાથે ખાય-પીએ છે અને તેમના આનંદ-પ્રમોદમાં ભાગીદાર બને છે. મારી નાફરમાનીઓ અને ગુનાહો જોઈને ક્યારેય તેમના ચહેરાઓ ઉપર અણગમાનો ભાવ સુદ્ધાં નથી આવતો.'' *(આ બધી રિવાયતો બહરે મુહીતમાંથી નકલ કરવામાં આવી છે.)*

------------

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૬૪ થી ૬૭)

وَقَالَتِ الْيَهُوْدُ يَدُ اللّٰهِ مَغْلُوْلَةٌ ؕ غُلَّتْ اَيْدِيْهِمْ وَلُعِنُوْا بِمَا قَالُوْا ۘ بَلْ يَدٰهُ
مَبْسُوْطَتٰنِ ۙ يُنْفِقُ كَيْفَ يَشَآءُ ؕ وَلَيَزِيْدَنَّ كَثِيْرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ
طُغْيَانًا وَّكُفْرًا ؕ وَاَلْقَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ؕ كُلَّمَآ
اَوْقَدُوْا نَارًا لِّلْحَرْبِ اَطْفَاَهَا اللّٰهُ ۙ وَيَسْعَوْنَ فِى الْاَرْضِ فَسَادًا ؕ وَاللّٰهُ لَا
يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿٦٤﴾ وَلَوْ اَنَّ اَهْلَ الْكِتٰبِ اٰمَنُوْا وَاتَّقَوْا لَكَفَّرْنَا عَنْهُمْ سَيِّاٰتِهِمْ
وَلَاَدْخَلْنٰهُمْ جَنّٰتِ النَّعِيْمِ ﴿٦٥﴾ وَلَوْ اَنَّهُمْ اَقَامُوا التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ وَمَآ اُنْزِلَ
اِلَيْهِمْ مِّنْ رَّبِّهِمْ لَاَكَلُوْا مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ اَرْجُلِهِمْ ؕ مِنْهُمْ اُمَّةٌ مُّقْتَصِدَةٌ ؕ
وَكَثِيْرٌ مِّنْهُمْ سَآءَ مَا يَعْمَلُوْنَ ﴿٦٦﴾ يٰۤاَيُّهَا الرَّسُوْلُ بَلِّغْ مَآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ ؕ
وَاِنْ لَّمْ تَفْعَلْ فَمَا بَلَّغْتَ رِسَالَتَهٗ ؕ وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ ؕ اِنَّ اللّٰهَ
لَا يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿٦٧﴾

## તરજુમો :

*અને યહૂદીઓ કહે છે, અલ્લાહનો હાથ બંધ થઈ ગયો; તેમના જ હાથો બંધ થઈ જાય અને તેમને આવું કહેવા ઉપર લા'નત છે; બલકે તેના તો બંને હાથ ખુલેલા છે, જે રીતે ઈચ્છે ખર્ચ કરે છે; અને તેમનામાં ઘણાઓની શરારત અને ઈન્કાર વધશે એ કલામથી જે તારા પરવરદિગાર તરફથી તારા ઉપર ઊતર્યું, અને અમે તેમનામાં દુશ્મની અને વેર કયામતના દિવસ સુધી નાંખી રાખ્યું છે, જ્યારે કદી લડાઈના માટે આગ સળગાવે છે અલ્લાહ તેને બુઝાવી દે છે, અને મુલ્ક (પ્રદેશ)માં ફસાદ કરતા(–કરતા) દોડે છે, અને અલ્લાહ ફસાદ કરનારાઓને પસંદ નથી કરતો. (૬૪) અને જો અહલે કિતાબ ઈમાન લાવ્યા હોત અને ડર્યા હોત તો અમે તેમનાથી તેમની બુરાઈઓ દૂર કરી આપત, અને તેમને નેઅ્મતના બગીચાઓમાં દાખલ કરી આપત. (૬૫) અને જો તેઓ તવરાતને કાયમ રાખત અને ઈન્જીલને અને એને કે જે તેમના ઉપર તેમના પરવરદિગાર તરફથી ઊતર્યું, તો ખાતા હોત પોતાની ઉપરથી અને પોતાના પગોની નીચેથી, તેમનામાં અમુક લોકો સીધા માર્ગ ઉપર છે અને તેમનામાં ઘણા બધા બુરા કામ કરી રહ્યા છે. (૬૬) હે રસૂલ (ﷺ) ! પહોંચાડી દો જે તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું, અને જો એવું ન કર્યું તો તમે તેનો કંઈ સંદેશ ન પહોંચાડયો; અને અલ્લાહ તમને લોકોથી બચાવી લેશે, બેશક ! અલ્લાહ કાફિર કૌમને માર્ગ નથી બતાવતો.(૬૭)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછળની આયતોમાં યહૂદીઓના અમુક અહેવાલોનું વર્ણન હતું. આગળ તે આયતોથી પણ વધારે અમુક ખાસ પરિસ્થિતિઓનું વર્ણન છે, જેની ઘટના એ પ્રમાણે બની છે કે, નબાશ બિન કૈસ અને ફિનહાસ નામના યહૂદી કબીલા કૈનકાઅ્ના આગેવાને અલ્લાહ તઆલા વિશે અત્યંત અપમાનજનક શબ્દો બખીલાઈ વગેરેના કહ્યા, જેનું વર્ણન આગળ આવે છે, તેના વિશે આગલી આયત નાઝિલ થઈ.

(كَذَا فِى الْبَابِ بِرِوَايَةِ الطَّبْرَانِيِّ عَنِ ابْنِ عَبَّاسٍ وَبِرِوَايَةِ اَبِى الشَّيْخِ عَنْهُ)

## તફસીર :

અને યહૂદીઓએ કહ્યું કે, અલ્લાહ તઆલાનો હાથ બંધ થઈ ગયો છે; (એટલે કે નઊઝુબિલ્લાહ બખીલાઈ કરવા લાગ્યો છે, પરંતુ વાસ્તવમાં) તેમના જ હાથ બંધ છે, (એટલે કે, હકીકતમાં તેઓ પોતે આ દુર્ગુણમાં એટલે કે કંજૂસાઈમાં સપડાયેલા છે અને તેઓ અલ્લાહ વિશે આવી ઐબ કાઢે છે) અને પોતે આવું કહેવાથી તેઓને (અલ્લાહની) રહમતથી દૂર કરી દેવામાં આવ્યા. (જેનો પ્રભાવ દુનિયામાં અપમાન અને કેદ તથા કતલ વગેરે દ્વારા સામે આવ્યો અને આખિરતમાં જહન્નમનો અઝાબ તથા અલ્લાહ તઆલાના ક્રોધના મુસ્તહિક પણ બન્યા અને) બલકે, તેના બંને હાથ ખુલ્લા છે (એટલે કે તે ઘણો મહેરબાન અને દયાળુ છે પરંતુ હિકમતવાળો પણ છે એટલા માટે) જે પ્રમાણે ઈચ્છે છે, ખર્ચ કરે છે (બસ, યહૂદીઓ ઉપર જે તંગી થઈ તેનું કારણ એ હિકમત છે કે તેમના કુફ્રના વબાલના કારણે તેમને આ સજા ચખાડવાનો હેતુ છે, ન તો બખીલાઈ કે ન જ કંજૂસાઈ તેનું કારણ છે) અને (યહૂદીઓના કુફ્ર અને શરારતોની એવી પરિસ્થિતિ છે કે તેમને આ તવફીક જ નહીં થાય, દાખલા તરીકે પોતાનું નિવેદન બાતિલ હોવાનું દલીલ દ્વારા સાબિત થઈ જાય તો પણ તવબહ કરતા નથી. બલકે,) જે વિષય તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી મોકલવામાં આવે છે તે તેમનામાંના ઘણા બધા માટે શરારત અને કુફ્ર વધવાનું કારણ બની જાય છે (એ રીતે કે તેઓ તેનો પણ ઈન્કાર કરે છે અમે અમુકમાં તો પ્રથમથી જ ઘમંડ અને કુફ્ર હતું, પછી તે ખૂબ વધી ગયું) અને (તેમના કુફ્રના કારણે જે તેમના ઉપર લા'નત કરવામાં આવી, એટલે કે તેમને રહમતથી દૂર કરી દેવામાં આવ્યા. તેના ચિહ્નો દુનિયામાં એ છે કે) તેમનામાં પરસ્પર (દીન વિશે) કયામત સુધી અદાવત અને વેર નાખી દીધું (એટલા માટે તેમનામાં વિવિધ ફિરકાઓ છે અને દરેક ફિરકો એકબીજાનો દુશ્મન છે, એટલા માટે પરસ્પર અદાવતો અને વૈમનસ્યના કારણે) જ્યારે કદી (મુસલમાનો સાથે) લડાઈની આગ ભડકાવવા ઈચ્છે છે (એટલે કે, લડવાનો ઈરાદો કરે છે તો) અલ્લાહ તઆલા તેને બુઝાવી દે છે (અને શાંત કરી દે છે, એટલે કે તેઓ દબાય જાય છે અથવા તો લડાઈમાં પરાજિત થઈ જાય છે અને પરસ્પર મતભેદના કારણે તેમનામાં એકતાની કોઈ નોબત જ આવતી નથી) અને (જ્યારે યુદ્ધ નથી કરી શકતા તો પોતાનું વેર બીજી રીતે

વાળવાનો પ્રયત્ન કરે છે કે) પ્રદેશમાં (ગુપ્ત રીતે) ફસાદ કરતા ફરે છે (જેમકે નવમુસ્લિમોને ભડકાવે છે, એકબીજાની ઉશ્કેરણી કરે છે, સામાન્ય જનસમૂહને તવરાતના ભેળસેળિયા વિષયો સંભળાવીને ઈસ્લામથી રોકે છે વગેરે) અને અલ્લાહ તઆલા (કારણ કે) ફસાદ કરનારને પસંદ કરતો નથી (એટલા માટે તેમના ઉપર ક્રોધિત થાય છે અને તે જ કારણથી ફસાદ કરનાર અને અરાજકતા ફેલાવનારને સખત સજા થશે. ભલે દુનિયામાં પણ થાય અને આખિરતમાં તો ચોક્કસ થશે.) અને જો આ અહલે કિતાબ (યહૂદીઓ અને નસારા જે સત્યના ઈન્કારી છે, જેમકે હઝરત મુહમ્મદ ﷺની રિસાલત અને કુર્આનની હકીકત વગેરે, આ બધા ઉપર) ઈમાન લઈ આવ્યા હોત અને (રસૂલે કરીમ ﷺના માધ્યમથી જે કાર્યો કુફ્ર અને ગુનાહ હોવાનું બતાવવામાં આવ્યું છે, તે બધાથી રોકાઈને) તકવો (એટલે કે, ગુનાહોથી બચાવ) અપનાવ્યો હોત તો અમે ચોક્કસ તેમની બધી (પાછલી) બુરાઈઓ (કુફ્ર અને શિર્ક તથા ગુનાહો જેમાં બધા નિવેદનો અને અહેવાલો આવી ગયા તે બધી બુરાઈઓને) મા'ફ કરી આપી હોત અને (મા'ફ કરીને) ચોક્કસ તેમને રાહત (અને આરામ)ના બગીચાઓમાં (એટલે કે, જન્નતમાં) પ્રવેશ કરાવ્યો હોત (આ તો આખિરતની બરકતો થઈ), અને જો આ લોકો (ઈમાન અને તકવા, જે ઉપરોક્ત મુજબ અપનાવવા માટે કહેવામાં આવ્યું છે, જેને બીજા શબ્દોમાં એવું કહી શકાય છે કે) તવરાતની અને ઈન્જીલની અને જે કિતાબ તેમના પરવરદિગાર તરફથી (હવે) તેમની પાસે (રસૂલે કરીમ ﷺના માધ્યમથી) મોકલવામાં આવી (એટલે કે, કુર્આન) તેની સંપૂર્ણ પાબંદી કરી લીધી હોત (એટલે કે, તેમાં જે-જે બાબતો ઉપર અમલ કરવાનું લખ્યું છે, બધા ઉપર સંપૂર્ણ આચરણ કરી લીધું હોત, તેમાં રિસાલતનું સમર્થન કરવું પણ સામેલ છે જો કે, તેમાંથી જે ફેરફાર કરી નાંખવામાં આવેલા સ્પષ્ટ હુકમો છે તે અને એ જ રીતે જે હુકમો રદ કરવામાં આવ્યા છે તે બધા આમાંથી નીકળી જાય છે. કારણ કે, આ બધી કિતાબોનો સમૂહ તેના ઉપર અમલ કરવાનું નથી કહેતો પરંતુ એવું કરવાથી રોકે છે, જો તેઓ ઈમાન લાવીને ઉપર મુજબ આચરણ કરે) તો આ લોકો (એ કારણે કે) ઉપરથી (એટલે કે આસમાનથી પાણી વરસવાથી) અને નીચેથી (એટલે કે જમીનમાંથી સારું ઉત્પાદન થવાથી) ખૂબ છૂટથી ખાતા હોત (અને વાપરતા હોત, આમ આ

ઈમાનની દુનિયવી બરકતોનું વર્ણન થયું, પરંતુ તેઓ કુફ્ર ઉપર અડગ રહ્યા અને એટલા માટે તંગીમાં પડી ગયા, જેમાંથી અમુકે અલ્લાહ તઆલાની શા'નમાં કંજૂસીનો સંબંધ જોડવાની ગુસ્તાખી કરી પરંતુ એમ છતાં બધા યહૂદીઓ અને નસારા એકસરખા નથી. કારણ કે,) તેમનામાંથી (જ) એક જમાઅત સીધા માર્ગ ઉપર ચાલનારી (પણ) છે (જેમકે, યહૂદીઓમાં હઝરત અબ્દુલ્લાહ બિન સલામ રદિ. અને તેમના મિત્રો અને ખ્રીસ્તીઓમાં હઝરત નજ્જાશી અને તેમના મિત્રો, પરંતુ આવા લોકો ઘણા થોડા છે) અને (બાકીના) વધારે પડતા તેમનામાં એવા છે કે, તેમનું આચરણ ઘણું જ ખરાબ છે. (કારણ કે, કુફ્ર અને ઘમંડથી વધારે બીજો શું દુરાચાર હોઈ શકે છે ?) હે રસૂલ (ﷺ) ! જે કંઈ તમારા પરવરદિગાર તરફથી તમારા ઉપર નાઝિલ કરવામાં આવ્યું છે, તમે (લોકોને) પહોંચાડી આપો અને જો (કે, આ બાબત અશક્ય હોવા છતાં કલ્પના કરો કે,) તમે એવું ન કર્યું, તો (એવું સમજવામાં આવશે જેમકે) તમે અલ્લાહ તબારક વ તઆલાનો કોઈ સંદેશ જ નથી પહોંચાડ્યો (કારણ કે, આ સંપૂર્ણ અને ઠોસ ફરજ છે જેમકે આ ફરજને પૂરેપૂરી છોડી દેવાથી તે છૂટી ગયેલી ગણાય છે, એ જ પ્રમાણે તેમાંથી અમુક બાબતો છોડવાથી પણ તે ફરજ છૂટી ગયેલી ગણાશે) અને (તબ્લીગ વિશે કાફિરોથી લેશમાત્ર ન ડરો, કારણ કે) અલ્લાહ તઆલા તમને લોકોથી (એટલે કે, આપ ﷺના વિરુદ્ધ ઊભા થઈ નઊઝુબિલ્લાહ ! તમારી હત્યા કરી નાંખે વગેરે બાબતોથી) સુરક્ષિત રાખશે (અને) ખરેખર, અલ્લાહ તઆલા કાફિર લોકોને (આ પ્રમાણે તમારી હત્યા કરવા માટે તમારા સુધી) માર્ગ નહીં આપે.

## મસ્અલા અને બોધપાઠ :

### યહૂદીઓની ગુસ્તાખી અને બેહૂદગીનો જવાબ :

અલ્લાહ તઆલા ફરમાવે છે, وَقَالَتِ الْيَهُوْدُ આ આયતમાં યહૂદીઓના એક સખત અને તદ્દન નીચ કક્ષાના ગુનાહયુક્ત નિવેદનનું વર્ણન કરવામાં આવ્યું છે કે, તેઓ કમ્બખ્ત એવું કહેવા લાગ્યા હતા કે, (નઊઝુબિલ્લાહ!) "અલ્લાહ તંગદસ્ત (ગરીબ) થઈ ગયો."

ઘટના એમ બની હતી કે, અલ્લાહ તઆલાએ મદીનાના યહૂદીઓને માલદાર અને પૈસાપાત્ર બનાવ્યા હતા. પરંતુ જ્યારે રસૂલે કરીમ ﷺ મદીનામાં

તશરીફ લાવ્યા અને આપ ﷺ દ્વારા ઈસ્લામનું આમંત્રણ તેમને પહોંચ્યું, ત્યારે આ જાલિમોએ પોતાની સમાજ ઉપરની આગેવાની અને પોતાના અજ્ઞાનતાના કુરિવાજો દ્વારા પ્રાપ્ત થનારી ભેટ–સોગાતો બંધ થવાના ભયે સચ્ચાઈના આમંત્રણ ઠુકરાવીને રસૂલે કરીમ ﷺનો વિરોધ કર્યો, આથી તેની સજા સ્વરૂપે અલ્લાહ તઆલાએ તેમના માટે દુનિયામાં પણ તંગી ઊભી કરી દીધી અને તેઓ તંગદસ્ત બની ગયા. તેના કારણે આ નાલાયકોએ પોતાના મુખેથી એવા વેણ કાઢ્યા કે, (નઊઝુબિલ્લાહ !) "અલ્લાહ તઆલાના ખજાનામાં કમી આવી ગઈ અથવા તો અલ્લાહ તઆલા બખીલ બની ગયો," તેના જવાબમાં આ આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે, હાથ તો આવું કહેનારના જ બંધાશે અને આવું કહેવા સબબ તેમના ઉપર લા'નત થશે, જેની અસર આખિરતના અઝાબ અને દુનિયામાં અપમાન તથા ઝિલ્લત સ્વરૂપે સામે આવ્યું. અલ્લાહ તઆલાના હાથ હંમેશા ખુલ્લા જ છે, તેની ઉદારતા અને સખાવત હંમેશાથી છે અને ચિરૂકાળ રહેશે, પરંતુ જે પ્રમાણે તે ગની અને ઉદાર છે એ જ પ્રમાણે હિકમતવાળો પણ છે. હિકમતના તકાદા પ્રમાણે ખર્ચ કરે છે, જેના ઉપર યોગ્ય સમજે છે, પોતાની મહેરબાની કરી છૂટછાટ અર્પણ કરે છે અને જેને યોગ્ય સમજે છે, તેના ઉપર તંગી કરે છે.

પછી ફરમાવ્યું કે, આ શરારતખોર લોકો છે. રસૂલે કરીમ ﷺ ઉપર જે કુર્આની વહી નાઝિલ થાય છે, તેનાથી ફાયદો ઉઠાવવાનો બદલે તેનો ઈન્કાર કરી કુફ્ર ઉપર અડગ રહે છે. અલ્લાહ તઆલા મુસલમાનોને તેમની શરારતથી બચાવવા માટે તેમને પરસ્પર સખત મતભેદોમાં નાંખી દે છે, જેના કારણે તેઓ મુસલમાનો વિરુદ્ધ ન તો ખુલ્લું યુદ્ધ કરવાની હિમ્મત કરી શકે છે અને ન જ તેમની સામે તેમનું કોઈ ષડયંત્ર ચાલી શકે છે. كُلَّمَآ اَوْقَدُوْا نَارًا لِّلْحَرْبِ اَطْفَاَهَا اللّٰهُ માં સ્પષ્ટ રીતે ખુલ્લા યુદ્ધની નિષ્ફળતા અને يَسْعَوْنَ فِى الْاَرْضِ فَسَادًا માં ગુપ્ત ષડયંત્રોની નિષ્ફળતાનું વર્ણન છે.

## ઈલાહી હુકમો ઉપર સંપૂર્ણ અમલ કરવાથી દુનિયામાં પણ બરકતો પ્રાપ્ત થાય છે :

આયત નં. ૬૪માં યહૂદીઓને માર્ગદર્શન આપવામાં આવ્યું છે, તવરાત અને ઈન્જીલની હિદાયતો અને અંબિયા (અલૈ.)ના ફરમાનોથી આ લોકોએ કોઈ

લાભ ન ઉઠાવ્યો. દુનિયાની લાલચમાં સપડાઈને બધું જ ભૂલાવી બેઠા, જેના પરિણામે દુનિયામાં પણ તંગીનો શિકાર બન્યા, પરંતુ હજુ પણ જો આ લોકો ઈમાન અને અલ્લાહનો ડર અપનાવે, તો અલ્લાહ તેમની બધી પાછલી ભૂલોને મા'ફ કરી આપશે અને તેમને નેઅ્મતોથી ભરેલા બગીચાઓ અર્પણ કરશે.

## અલ્લાહના હુકમો ઉપર સંપૂર્ણ અમલ કઈ રીતે થાય છે ? :

અલ્લાહ તઆલા ફરમાવે છે, وَلَوْ اَنَّهُمْ اَقَامُوا التَّوْرَاةَ આ આયતમાં તે જ ઈમાન અને તકવાની અમુક વિગત ઉપસ્થિત છે, જેના ઉપર દુનિયાની બરકતો અને રાહતોનો વાયદો પાછલી આયતોમાં કરવામાં આવ્યો છે અને તેની વિગત એમ છે કે, તવરાત અને ઈન્જીલ તથા ત્યાર પછી અંતિમ કિતાબ કુર્આન મજીદ મોકલવામાં આવી, તેને કાયમ કરે. અહીંયાં અમલ કરવાના બદલે શબ્દ اِقَامَتْ (ઈકામત) એટલે કે, "કાયમ કરવું" લાવવામાં આવ્યો છે, તેનો હેતુ એ છે કે આ શિક્ષણ ઉપર સંપૂર્ણ અને સાચો અમલ ત્યારે જ કર્યો કહેવાશે જ્યારે કે, તેમાં ન તો કોઈ ઉણપ કે ક્ષતિ બાકી રહે અથવા ન જ તેમાં કોઈ અતિરેક કરવામાં આવે. જે પ્રમાણે કોઈ થાંભલાને ત્યારે જ કાયમ થયેલો કહી શકાય છે જ્યારે કે, તે કોઈપણ દિશાએ નમેલો ન હોય, બિલકુલ સીધો ઓળંબે ઊભેલો હોય.

કહેવાનું તાત્પર્ય એ છે કે, યહૂદીઓ જો આજે પણ તવરાત અને ઈન્જીલ તથા કુર્આને કરીમની હિદાયતો ઉપર ઈમાન લઈ આવે અને તેના ઉપર આપેલ માર્ગદર્શન પ્રમાણે સંપૂર્ણ આચરણ કરે, અને આ આચરણમાં ન તો તેમાં કોઈ ઉણપ કે ક્ષતિ રહેવા પામે અથવા તો ન જ તેમાં કોઈ અતિરેક કરી મર્યાદા વટાવે. એટલે કે, પોતે ઘડી કાઢેલા રીત-રિવાજોને દીન ન ઠરાવે, તો આખિરતની નેઅ્મતોના હકદાર બની જશે અને દુનિયામાં પણ તેમના માટે રોઝીના દરવાજા ખોલી નાંખવામાં આવશે. ઉપરથી રોઝીનો વરસાદ થશે અને નીચે પૃથ્વીમાંથી પણ રોઝી પેદા થશે. અત્રે નીચે ઉપરનો અર્થ દેખીતી રીતે એ છે કે, સરળતાથી સતત રોઝી અર્પણ થશે. *(તફસીરે કબીર)*

ઉપરની આયતમાં તો ફક્ત આખિરતની નેઅ્મતોનો વાયદો હતો, આ આયતમાં દુનિયવી આરામ અને રાહતનો વાયદો પણ ખૂબ વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યો છે. તેનું કારણ કદાચ એ હોય કે, યહૂદીઓના દુષ્કૃત્યો તથા

તવરાત અને ઈન્જીલના હુકમોમાં ફેરફાર અને તા'વીલ કરવી તથા આયતોને તોડવી–મરોડવી વગેરેનું મોટું કારણ તેમની દુનિયાપરસ્તી અને માલની લાલચ હતી અને આ તે આફત હતી, જેના કારણે તેમણે કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺની સ્પષ્ટ નિશાનીઓ જોઈને પણ તેને અપનાવવાના બદલે વિરોધ કર્યો. તેમને ભય એ હતો કે, જો અમે મુસલમાન થઈ જઈશું તો અમારી આ આગેવાની ખતમ થઈ જશે અને અમને ધાર્મિક નેતા હોવાની હેસિયતથી જે ભેટ–સોગાતો અને હદિયા મળતા હતા, તેનો ક્રમ બંધ થઈ જશે. અલ્લાહ તઆલાએ તેમના આ ભ્રમને દૂર કરવા માટે એ પણ વાયદો કર્યો કે, જો તેઓ બિલકુલ સાચી રીતે ઈમાન લાવે અને સદ્કૃત્યો કરે તો તેમની દુનિયાની દૌલત અને રાહતમાં પણ કોઈ કમી નહીં થાય, બલકે તેમાં વધારો થશે.

## એક શંકાનો જવાબ :

ઉપરોક્ત વિગતથી એ જાણ થઈ કે, આ વાયદો જે યહૂદીઓ સાથે કરવામાં આવ્યો હતો તે રસૂલે કરીમ ﷺના સમયમાં જે યહૂદીઓ મોજૂદ હતા તેમના માટે હતો. તેઓએ જો તે હુકમોને માની લીધા હોત તો દુનિયામાં પણ તેમને દરેક પ્રકારની નેઅ્મતો અને રાહતો આપવામાં આવી હોત. એટલા માટે તે સમયે જે લોકોએ ઈમાન અને અમલે સાલિહ (ભલાઈના કૃત્યો) અપનાવ્યા નેમને આ નેઅ્મત સંપૂર્ણ રીતે મળી. જેમકે, હબશાના બાદશાહ નજ્જાશી અને અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.) વગેરે. આનાથી એ જરૂરી નથી થઈ જતું કે, જ્યારે કોઈ ઈમાન લાવે અને નેક અમલોનો પાબંદ થઈ જાય ત્યારે દુનિયામાં તેના માટે રોઝી વિસ્તારવામાં આવે છે અને જો એમ ન કરે, તો તેના ઉપર રોઝીની તંગી અવશ્ય થઈ જાય છે ! કારણ કે, અત્રે કોઈ સામાન્ય કાયદો કે નિયમ વર્ણન કરવાનો હેતુ નથી બલકે, એક વિશેષ સમુદાયને ખાસ પરિસ્થિતિમાં એક વાયદો કરવામાં આવ્યો હતો.

અલબત્ત ઈમાન અને અમલે સાલિહ (નેક અને ભલા અમલો) ઉપર સામાન્ય કાયદા અને નિયમ સ્વરૂપે પવિત્ર જીવન અર્પણ થવાનો વાયદો સર્વસામાન્ય છે, પરંતુ એ રોઝીની છૂટછાટના સ્વરૂપમાં પણ હોઈ શકે છે અને દેખીતી તંગીના સ્વરૂપમાં પણ; જેમકે, અંબિયા (અલૈ.) અને અવલિયા (અલૈ.)ની પરિસ્થિતિ આ બાબત ઉપર ગવાહ છે કે, તે બધાને હંમેશા રોઝીની

છૂટછાટ નથી મળી, પરંતુ બધાને પવિત્ર જિંદગી ચોક્કસ અર્પણ કરવામાં આવી હતી.

અંતિમ આયતમાં ન્યાયના તકાદાના કારણે એ પણ વર્ણન થયું કે, જે રીતે અત્રે યહૂદીઓના દુરાચારો અને તેમની ખોટી નીતિરીતિઓ વર્ણન થઈ છે, તે પ્રમાણે બધા જ યહૂદીઓની પરિસ્થિતિ નથી. બલકે, مِنْهُمْ اُمَّةٌ مُّقْتَصِدَةٌ તેમનામાં એક નાનો વર્ગ એવો પણ છે, જે સીધા રસ્તા ઉપર છે, પરંતુ તેમનામાં મોટા ભાગના દુરાચારી અને દુષ્ટ લોકો છે. સીધા માર્ગ ઉપર હોવાના ભાવાર્થમાં એવા લોકો છે, જેઓ પહેલાં યહૂદી અથવા નસરાની હતા પછી કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લઈ આવ્યા. આ બંને આયતોમાં અને તેનાથી અગાઉ સતત બે રુકૂઅ્માં યહૂદીઓ અને ખ્રીસ્તીઓની ખોટી નીતિ અને ખોટા માર્ગની હઠધર્મી તથા તેમના ઈસ્લામ વિરુદ્ધના ષડયંત્રોનું વર્ણન ચાલી રહ્યું હતું.

**તબ્લીગ (ઇસ્લામના પ્રચાર-પ્રસાર)ની તાકીદ અને રસૂલે કરીમ ﷺને આપવામાં આવેલો દિલાસો (તસલ્લી) :**

યહૂદીઓના વિરોધનો એક પ્રભાવ સ્વાભાવિક રીતે મનુષ્યની પ્રકૃતિના તકાદા આધારે એ પણ હોઈ શકતો હતો કે, નબીએ કરીમ ﷺ દ્વારા તેમની આશા છોડી દેવામાં આવે અથવા તેમના ન માનવાના કારણે મજબૂર થઈને તબ્લીગ અને રિસાલતના પ્રચાર-પ્રસારમાં કમી થઈ જાય અને બીજો પ્રભાવ એ પણ પડી શકતો હતો કે, રસૂલે કરીમ ﷺ તેમના વિરોધ અને દુશ્મનીની તથા તેમની પરપીડન વૃત્તિની પરવા કર્યા વિના રિસાલતના પ્રચારમાં લાગેલા રહે અને તેના પરિણામે રસૂલે કરીમ ﷺને તે દુશ્મનોના હાથે તકલીફ અને મુસીબતો ઉઠાવવી પડે. એટલા માટે ત્રીજી આયતમાં એક બાજુએ તો રસૂલે કરીમ ﷺને આ તાકીદનો હુકમ કરવામાં આવ્યો કે, જે કંઈ પણ તમારા ઉપર અલ્લાહ તઆલા તરફથી નાઝિલ કરવામાં આવ્યું છે, તે બધું વિના કોઈ ખચકાટ તમે લોકોને પહોંચાડી આપો. કોઈ તેને ખરાબ સમજે અથવા સારું, તેનો વિરોધ કરે અથવા તેને સ્વીકારે, તમે પોતાની તબ્લીગ અને પ્રચારની પ્રવૃત્તિ ચાલુ રાખો અને બીજી બાજુ રસૂલે કરીમ ﷺને એવી ખુશખબરી આપીને સાંત્વના આપવામાં આવી કે, તબ્લીગ અને રિસાલતના પ્રચારના સિલસિલામાં આ કાફિરો તમારું કશું બગાડી નહીં શકે, અલ્લાહ તઆલા પોતે તમારી સુરક્ષા કરશે.

આ આયતમાં એક વાક્ય ચિંતન કરવા યોગ્ય છે, فَإِنْ لَّمْ تَفْعَلْ فَمَابَلَّغْتَ رِسَالَتَهٗ જેનો અર્થ એ છે કે, જો અલ્લાહનો કોઈ એક હુકમ પણ આપ ﷺએ ઉમ્મતને ન પહોંચાડ્યો તો તમે પોતાની પયગમ્બરીની ફરજમાંથી મુક્ત થશો નહીં. એ જ કારણ હતું કે, રસૂલે કરીમ ﷺએ પોતાની સમગ્ર જિંદગી આ ફરજ સંપૂર્ણ હિંમત અને શક્તિ ખર્ચીને પૂર્ણ કર્યો અને હજ્જતુલ વદાઅ્ના મશ્હૂર ખુત્બામાં એની જાહેરાત કરી, જે એક સ્વરૂપે ઈસ્લામનું બંધારણ હતું અને બીજા સ્વરૂપે એક દયાળુ અને કૃપાળુ તથા માતા–પિતાથી પણ વધારે રહમદિલ પયગમ્બરે ઈસ્લામ ﷺની અંતિમ વસિય્યત હતી.

### હજ્જતુલ વદાઅ્ના પ્રસંગે રસૂલે કરીમ ﷺની એક નસીહત :

આ ખુત્બામાં રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ના એક મોટા સમૂહની સામે મહત્ત્વની સૂચનાઓ અને હિદાયતો આપ્યા પછી ઉપસ્થિત શ્રોતાજનોને એક સવાલ કર્યો હતો. اَلَا هَـلْ بَـلَّـغْـتُ "જુઓ ! શું મેં તમને દીન પહોંચાડી દીધો ?" સહાબએ કિરામ (રદિ.)એ સ્વીકાર કર્યો અને કહ્યું કે, "ચોક્કસ પહોંચાડી દીધો." ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યું કે, "તમે એના ઉપર ગવાહ રહેજો," તેની સાથે જ આ પણ ફરમાવ્યું કે, فَـلْيُبَـلِّغِ الشَّاهِدُالْغَائِبَ એટલે કે, "જે લોકો આ સભામાં હાજર છે, તેઓ જે હાજર નથી તેમના સુધી મારી વાત પહોંચાડી આપે." ગેરહાજરમાં તે લોકો પણ સામેલ છે, જેઓ તે સમયે દુનિયામાં મૌજૂદ હતા પરંતુ તે જલસામાં હાજર ન હતા અને તે લોકો પણ સામેલ છે, જેઓ હજુ પેદા થયા ન હતા, તેમને સંદેશ પહોંચાડવાની પદ્ધતિ દીનના ઈલ્મનો પ્રચાર અને પ્રસાર હતી. જેને સહાબએ કિરામ (રદિ.) અને તાબિઈન (રહ.)એ સંપૂર્ણ પ્રયત્નો દ્વારા પૂર્ણ કર્યું.

એની જ આ અસર હતી કે, સામાન્ય પરિસ્થિતિમાં સહાબએ કિરામ (રિદ્વાનુલ્લાહિ અલયહિમ અજ્મઈન)એ રસૂલે કરીમ ﷺના ફરમાનો, નિવેદનો અને કાર્યો વગેરેને અલ્લાહની એક મોટી અમાનત સમજી અને તેમાંથી લેશમાત્ર ઓછું–વધતું કર્યા વિના એવી કોશીશો કરી કે, રસૂલે કરીમ ﷺના મુખ મુબારકથી સાંભળેલું કોઈ વાક્ય એવું બાકી ન રહી જાય કે જે ઉમ્મત સુધી જેમનું તેમ ન પહોંચે. જો કોઈ ખાસ કારણ અથવા મજબૂરીના કારણે કોઈએ કોઈ ખાસ

હદીષને લોકો સામે વર્ણન ન કરી, તો પોતાના મૃત્યુથી પહેલાં બે–ચાર વ્યક્તિઓને જરૂર સંભળાવી દીધી, જેથી તેઓ આ અમાનતથી મુક્ત થઈ જાય. સહીહ બુખારીમાં હઝરત મઆઝ (રદિ.)ની એક હદીષના સંદર્ભમાં આવી જ ઘટના આવેલ છે કે, اَخْبَرَبِهٖ مُعَاذٌعِنْدَ مَوْتِهٖ تَاَثُّمًا એટલે કે, ''હઝરત મઆઝ (રદિ.)એ આ હદીષ પોતાની મૌત પહેલાં વર્ણન કરી, જેથી આ અમાનત ન પહોંચાડવાના કારણે ગુનેહગાર ન થઈ જાય.''

આયતનું બીજું વાક્ય وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ છે, જેમાં ખુશખબરી આપવામાં આવી છે કે, હજારો વિરોધ હોવા છતાં દુશ્મનો રસૂલે કરીમ ﷺનું કંઈ જ બગાડી શકવાના નથી.

હદીષમાં છે કે, આ આયત નાઝિલ થતા પહેલાં અમુક સહાબએ કિરામ (રદિ.) રસૂલે કરીમ ﷺની સુરક્ષા માટે સામાન્ય રીતે સતત તેમની સાથે રહેવા લાગ્યા અને મુસાફરીમાં પડાવ નાંખ્યો હોય એવી પરિસ્થિતિમાં તેમની સુરક્ષા કરતા હતા. આ આયત નાઝિલ થયા પછી રસૂલે કરીમ ﷺએ તે બધાને રજા આપી દીધી કે, હવે કોઈ પહેરા અથવા સુરક્ષાની આવશ્યકતા રહી નથી. અલ્લાહ તઆલાએ આ કામની પોતે જવાબદારી લઈ લીધી છે.

એક હદીષમાં હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે, ''રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે મને તબ્લીગ અને રિસાલતના હુકમો મળ્યા ત્યારે મારા દિલમાં એક મોટો ડર હતો કે, દરેક બાજુથી લોકો મને જૂઠાડશે અને વિરોધ કરશે, પછી જ્યારે આ આયત નાઝિલ થઈ ત્યારે શાંતિ અને સંતોષ પ્રાપ્ત થઈ ગયો.''

*(તફસીરે કબીર)*

એટલા માટે આ આયત નાઝિલ થયા પછી કોઈની હિંમત નથી થઈ કે, તબ્લીગ અને રિસાલતના પ્રચાર–પ્રસારના મુકાબલામાં રસૂલે કરીમ ﷺનું કોઈ અહિત કરે. યુદ્ધ અને જિહાદમાં કામચલાઉ ધોરણે કોઈ તકલીફ પહોંચી જાય, તો તે બાબતનો નકાર ન થઈ શકે.

———————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૬૮-૬૯)

قُلْ يَاَهْلَ الْكِتٰبِ لَسْتُمْ عَلٰى شَيْءٍ حَتّٰى تُقِيْمُوا التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ وَمَآ اُنْزِلَ
اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ ؕ وَلَيَزِيْدَنَّ كَثِيْرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ طُغْيَانًا وَّ
كُفْرًا ۚ فَلَا تَاْسَ عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٦٨﴾ اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَ الَّذِيْنَ هَادُوْا
وَالصّٰبِـُٔوْنَ وَالنَّصٰرٰى مَنْ اٰمَنَ بِاللّٰهِ وَ الْيَوْمِ الْاٰخِرِ وَعَمِلَ صَالِحًا فَلَا خَوْفٌ
عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦٩﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) કહી આપો, હે કિતાબવાળાઓ ! તમે કોઈ માર્ગ ઉપર નથી જ્યાં સુધી તવરાત અને ઈન્જીલને કાયમ ન કરો અને જે તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું; અને તેમનામાં ઘણાઓને આ કલામથી જે તમારા ઉપર તમારા પરવરદિગાર તરફથી ઊતર્યું શરારત અને કુફ્ર વધશે; બસ, તમે એ કાફિર કૌમ ઉપર અફસોસ ન કરો. (૬૮) બેશક ! જે મુસલમાન છે અને જે યહૂદી છે અને ફિરકએ સાબી અને નસારા; જે કોઈ અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઈમાન લાવે અને નેક અમલ કરે, ન તેમના ઉપર ડર છે અને ન (જ) તેઓ ગમગીન થશે. (૬૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં અહલે કિતાબને ઈસ્લામ સ્વીકાર માટે પ્રોત્સાહન અને પ્રેરણા આપવામાં આવી હતી અને અહીંયાં પ્રસ્તુત તરીકાને જેના સત્ય હોવાના તેઓ દા'વેદાર હતા, અલ્લાહ સમીપ તે નકામું, વ્યર્થ અને છુટકારા માટે અપૂરતું હોવાનું અને છુટકારા માટે ઈસ્લામ જ એકમાત્ર માર્ગ હોવાનું વર્ણન છે અને ત્યારબાદ પણ તેમના કુફ્ર ઉપર અડગ રહેવાના કારણે રસૂલે કરીમ ﷺને દિલગીર થયા વિના મક્કમ રહેવાનો તથા દિલાસો અપવાનો વિષય પણ અત્રે રજૂ થયો છે અને વચ્ચે એક ખાસ પ્રસંગને અનુરૂપ આવશ્યકતા અનુસાર તબલીગ એટલે કે, ઈસ્લામના પ્રચાર-પ્રસારનો વિષય પણ રજૂ થયો છે.

## તફસીર :

આપ (ﷺ તે યહૂદીઓ અને નસારાને) કહી આપો કે, હે અહલે કિતાબ! તમે કોઈ પણ માર્ગ ઉપર નથી (કારણ કે, અસ્વીકૃત માર્ગ ઉપર હોવું માર્ગ ઉપર ન હોવા બરાબર જ છે), જ્યાં સુધી કે, તવરાતની અને ઈન્જીલની અને જે કિતાબ (હવે) તમારી પાસે (રસૂલે કરીમ ﷺના માધ્યમ દ્વારા) તમારા પરવરદિગાર તરફથી મોકલવામાં આવી છે (એટલે કે, કુર્આને કરીમ) તેની પણ સંપૂર્ણ પાબંદી નહીં કરો ! (જેનો ભાવાર્થ અને તેની પ્રેરણા તથા બરકતો ઉપર મુજબ વર્ણન થઈ ચૂકી છે) અને (હે મુહમ્મદ ﷺ ! કારણ કે, તેમાં મોટા ભાગના લોકો પૂર્વગ્રહ અને નિંદા કરવામાં સપડાયેલા છે, એટલા માટે એ) જરૂર (છે કે) જે વિષય આપ (ﷺ) પાસે તમારા પરવરદિગાર તરફથી મોકલવામાં આવ્યો છે, તે તેમનામાંથી ઘણાઓની શરારત અને કુફ્ર વધવાનું કારણ બની જાય છે (અને એ પણ શક્ય છે કે, તમને તેનાથી રંજ અને ગમ પણ થાય પરંતુ જ્યારે એવી જાણ થઈ ગઈ કે, આ લોકો પૂર્વગ્રહથી પીડાય છે) તો તમે તે કાફિર લોકો(ની હાલત) ઉપર ગમ ન કર્યા કરો, અને બેશક ! જેઓ મો'મિન (મુસલમાન) છે, અને યહૂદી, અને સાબી ફિરકાના અને નસારા (તે બધામાં) જે વ્યક્તિ વિશ્વાસ રાખે છે અલ્લાહ(ની જાત અને સિફાત) ઉપર અને કયામત ઉપર અને નેક કામો કરે છે (એટલે કે, શરીઅતના કાયદા અનુસાર આચરણ કરે) તેવા લોકો ઉપર (આખિરતમાં) ન તો કોઈ ભય હશે, ન જ તેઓ ગમગીન (દિલગીર) થશે.

## મસ્અલા અને બોધપાઠ :

### અહલે કિતાબને ઈલાહી શરીઅતના અનુસરણનું માર્ગદર્શન :

પ્રથમ આયતમાં અહલે કિતાબ યહૂદી અને નસારાને ઈલાહી શરીઅતના અનુસરણનું માર્ગદર્શન એ વિષય હેઠળ વર્ણન કરવામાં આવ્યું હતું કે, જો તમે શરીઅતના હુકમોની પાબંદી ન કરી, તો તમે કંઈ જ નથી. મતલબ એ કે, શરીઅતે ઈસ્લામની પાબંદી વિના તમારા બધા જ ગુણો, અમલો બધું જ વ્યર્થ છે, તમને અલ્લાહ તબારક વ તઆલાએ એક સ્વાભાવિક વિશેષતા એ અર્પણ કરી છે કે, તમે અંબિયા (અલૈ.)ની ઔલાદ છો. બીજું કે, તવરાત અને ઈન્જીલની જ્ઞાનપૂર્ણ વિશેષતાઓ પણ તમને પ્રાપ્ત થઈ છે.

તમારામાંથી ઘણા લોકો દૂરવેશ અને અલ્લાહવાળા પણ છે, અલ્લાહના માર્ગમાં ઈબાદત અને રિયાઝત પણ કરે છે, પરંતુ આ બધી વસ્તુઓની કિંમત અલ્લાહ સમીપ ફક્ત એ બાબત ઉપર અવલંબિત છે કે, શરીઅતે ઈલાહિય્યહની તાબે'દારી કરો, તેના વિના ન તો કોઈ ફઝીલત કામ આવશે, ન જ ઈલ્મી વિશેષતાઓ તમારા છુટકારાનું માધ્યમ બની શકશે, ન જ તમારી ઈબાદતો અને રિયાઝતો તમને છુટકારો અપાવી શકશે.

આ ફરમાનોમાં મુસલમાનોને પણ એ માર્ગદર્શન મળ્યું છે કે, કોઈની દૂરવેશી, સુલૂક, તરીકત, મુજાહદાત, રિયાઝત, કશ્ફ અને ઈલ્હામ (આ બધી બાબતો ઈબાદતોના સંદર્ભમાં ઈસ્લામિક પારિભાષિક શબ્દો દ્વારા વ્યક્ત થઈ છે, જેની વ્યાખ્યાઓ શબ્દકોષમાં જોઈ લેવી. -અનુવાદક) વગેરે તે સમય સુધી અલ્લાહ સમીપ શ્રેષ્ઠતા અને છુટકારાની બાબત નથી જ્યાં સુધી કે તે વ્યક્તિ શરીઅતનો સંપૂર્ણ પાબંદ ન હોય.

આ આયતમાં શરીઅતે ઈલાહિય્યહની પૈરવી માટે ત્રણ વસ્તુઓનું અનુસરણ કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. પ્રથમ તવરાત, બીજું ઈન્જીલ જે યહૂદીઓ અને નસારા માટે નાઝિલ થઈ ચૂક્યું છે. ત્રીજું, مَآ اُنْزِلَ اَلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ એટલે કે, "જે કંઈ અલ્લાહ તઆલા તરફથી તમારી પાસે મોકલવામાં આવ્યું."

જમહૂર વિવરણકાર સહાબા (રદિ.), તાબિઈન (રહ.) એ બાબતે સહમત છે કે એનો ભાવાર્થ કુર્આન શરીફ છે, જે બધી જ ઉમ્મતના આમંત્રણ માટે, જેમાં યહૂદીઓ, નસારા વગેરે પણ સામેલ છે તે નબીએ કરીમ ﷺ મારફતે મોકલવામાં આવ્યું. આથી આયતનો અર્થ એ થશે કે, જ્યાં સુધી તમે તવરાત, ઈન્જીલ અને કુર્આન શરીફના લાવેલા હુકમો ઉપર સાચો-સાચો અને સંપૂર્ણ અમલ નહીં કરો ત્યાં સુધી તમારી પેઢી, વંશ અથવા જ્ઞાનની કોઈપણ વિશેષતાઓ અલ્લાહ સમીપ સ્વીકાર્ય અને ભરોસાપાત્ર નહીં થાય.

અત્રે એક વાત વર્ણન કરવાપાત્ર છે કે, આ આયતમાં તવરાત અને ઈન્જીલ જેમ કુર્આનમાં ટૂંકા નામનું વર્ણન કરી દેવાના બદલે એક લાંબા વાક્ય وَمَآ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ નો ઉપયોગ કરવામાં આવ્યો છે, તેમાં શું હિકમત છે ? બની શકે છે કે, તેમાં તે હદીષોના વિષય તરફ ઈશારો હોય, જેમાં રસૂલે કરીમ

ﷺએ ફરમાવ્યું છે કે, "જે પ્રમાણે મને ઇલ્મ અને હિકમતનો ખજાનો કુર્આને કરીમ આપવામાં આવ્યું, એ જ પ્રમાણે બીજા જ્ઞાન અને ગૂઢાર્થો (મઆરિફ) પણ અર્પણ કરવામાં આવ્યા છે, જેને એક સ્વરૂપે કુર્આનની સ્પષ્ટતા પણ કહી શકાય છે." હદીષના શબ્દો આ પ્રમાણે છે,

اَلَا اِنِّیۡ اُوۡتِیۡتُ الۡقُرۡاٰنَ وَمِثۡلَہٗ مَعَہٗ اَلَا یُوۡشِکُ رَجُلٌ شَبۡعَانُ عَلٰی اَرِیۡکَتِہٖ یَقُوۡلُ عَلَیۡکُمۡ بِھٰذَاالۡقُرۡاٰنِ فَمَا وَجَدۡتُّمۡ فِیۡہِ مِنۡ حَلَالٍ فَاَحِلُّوۡہُ وَمَاوَجَدۡتُّمۡ فِیۡہِ مِنۡ حَرَامٍ فَحَرِّمُوۡہُ وَاِنَّ مَا حَرَّمَ رَسُوۡلُ اللّٰہِ (ﷺ) کَمَا حَرَّمَ اللّٰہُ،

(اَبُوۡدَاوُٗدُ، اِبۡنِ مَاجَہۡ،دَارِمِیۡ وَغَیۡرُھَا)

*"યાદ રાખો કે, મને કુર્આન આપવામાં આવ્યું અને તેની સાથે તેના જેવા બીજા પણ જ્ઞાન આપવામાં આવ્યા, આવનાર યુગમાં એવું થવાનું છે કે, કોઈ પેટભર્યો રાહતપસંદ એવું કહેવા માંડે કે, તમારે ફક્ત કુર્આન પૂરતું છે, જે તેમાં હલાલ છે, ફક્ત તેને જ હલાલ સમજો અને જે તેમાં હરામ છે તેને જ હરામ સમજો. જ્યારે કે, હકીકત એમ છે કે જે વસ્તુને અલ્લાહના રસૂલ ﷺએ હલાલ ઠરાવી છે, તે પણ એવી જ હરામ છે જેવી રીતે કે, અલ્લાહ તઆલાના કલામ દ્વારા હરામ કરેલી વસ્તુ હરામ છે." (અબૂદાવુદ, ઇબ્ને માજહ, દારમી વગેરે)*

**હુકમોના ત્રણ પ્રકાર :**

પોતે કુર્આન શરીફ પણ આ વિષયનું સાક્ષી છે وَمَا یَنۡطِقُ عَنِ الۡھَوٰی اِنۡ ھُوَ اِلَّا وَحۡیٌ یُّوۡحٰی એટલે કે, "રસૂલે કરીમ ﷺ કોઈ વાત પોતાના તરફથી નથી કહેતા, જે કંઈ તેઓ કહે છે તે બધું અલ્લાહ તઆલા તરફથી વહી હોય છે" અને જે પરિસ્થિતિમાં રસૂલે કરીમ ﷺ કોઈ વાત પોતાના ઈજ્તિહાદ અને અનુમાન (કયાસ) દ્વારા કહે છે અને વહી દ્વારા પણ આપ ﷺને તેના વિરુદ્ધ કોઈ સૂચના નથી મળતી તો અંતે તે અનુમાન અને કયાસ અથવા ઈજ્તિહાદ પણ વહીનો હુકમ બની જાય છે.

જેનો ખુલાસો એ થયો કે, રસૂલે કરીમ ﷺએ જે હુકમો ઉમ્મતને આપ્યા, તેમાં એક તો એ છે, જે કુર્આને કરીમમાં સ્પષ્ટ રીતે વર્ણન થયા છે. બીજા તે છે, જે

ખુલ્લમ-ખુલ્લા કુર્આન શરીફમાં વર્ણન થયા નથી. બલકે, રસૂલે કરીમ ﷺ ઉપર અલગ પ્રકારે વહી દ્વારા નાઝિલ થયા છે. ત્રીજું તે, જે આપ ﷺએ પોતાના ઈજ્તિહાદ અને કયાસથી કોઈ હુકમ આપ્યો અને પછી અલ્લાહ તઆલાએ તે હુકમ વિરુદ્ધ કોઈ સૂચના અને જ્ઞાન નાઝિલ ન કર્યું, ત્યારે તે પણ વહીનો હુકમ બની ગયો. આ ત્રણે પ્રકારના હુકમોનું અનુસરણ કરવું વાજિબ છે અને مَآ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ માં સામેલ છે.

કદાચ પ્રસ્તુત આયતમાં કુર્આનનું ટૂંકું નામ છોડીને આ લાંબું વાક્ય وَمَآ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ તરફ ઈશારો કરવા માટે લાવવામાં આવ્યું છે કે, આ બધા જ હુકમોનું અનુસરણ જરૂરી અને વાજિબ છે, જે કુર્આન શરીફમાં ખુલ્લમ-ખુલ્લું વર્ણન થયું હોય અથવા રસૂલે કરીમ ﷺએ તે હુકમો આપ્યા હોય.

બીજી બાબત આ આયતમાં ચિંતન કરવાપાત્ર છે, તે એ છે કે તેમાં યહૂદીઓ અને નસારાને તવરાત, ઈન્જીલ તથા કુર્આન શરીફના હુકમો ઉપર અમલ કરવાની સૂચના આપવામાં આવી છે. જ્યારે કે, તેમાંથી અમુક હુકમો અમુક હુકમોના નાસિખ (રદ કરનાર) છે. ઈન્જીલે તવરાતના અમુક હુકમોને મન્સૂખ (રદ) ઠરાવ્યા અને કુર્આને તવરાત અને ઈન્જીલના ઘણા બધા હુકમોને મન્સૂખ ઠરાવ્યા, તો પછી ત્રણે ઉપર ભેગો અમલ કઈ રીતે શક્ય છે ?

જવાબ સ્પષ્ટ છે કે, દરેક આવનારી કિતાબે પાછલી કિતાબોના જે હુકમોને બદલી નાંખ્યા, તો બદલાયેલા તરીકા ઉપર આચરણ કરવું જ બંને કિતાબો ઉપર અમલ ગણાશે. રદ કરવામાં આવેલ હુકમો ઉપર અમલ કરવો બંને કિતાબોના હુકમનો વિરોધ કર્યા સમાન ગણાશે.

### રસૂલુલ્લાહ ﷺને એક સાંત્વના (તસલ્લી) :

અંતે રસૂલે કરીમ ﷺને તસલ્લી આપવા માટે ઈરશાદ થયો કે, અહલે કિતાબ સાથે અમારી આ બાંધછોડની નીતિ અને કૃપાદષ્ટિ હોવા છતાં તેમનામાંના ઘણા લોકો એવા હશે કે, તેઓ અલ્લાહની કૃપા અને મહેરબાનીથી કોઈ લાભ નહીં ઉઠાવે બલકે, તેમનું કુફ્ર અને દુશ્મનાવટ વધતી જ ચાલશે, તેના કારણે તમે ગમગીન ન થશો અને એવા લોકો માટે કોઈ દિલગીરી ન દર્શાવશો.

## ચાર કૌમોને ઈમાન અને નેક કાર્યો કરવાનું પ્રોત્સાહન અને આખિરતમાં છુટકારાનો વાયદો :

બીજી આયતમાં અલ્લાહ તઆલાએ ચાર કૌમોને સંબોધન કરીને ઈમાન અને સારા આચરણોનું પ્રોત્સાહન આપ્યું છે તથા તેના ઉપર જ આખિરતમાં સફળતાનો વાયદો કર્યો છે. તેમાંથી પ્રથમ اَلَّـذِيْـنَ اٰمَنُوْا એટલે કે, મુસલમાનો છે, બીજા اَلَّذِيْنَ هَادُوْا એટલે કે યહૂદીઓ, ત્રીજા صَابِئُوْنَ એટલે કે, શા'બી અને ચોથા نَـصَـــارٰى એટલે ખ્રીસ્તીઓ. તેમાં ત્રણ કૌમો મુસલમાન, યહૂદી અને ખ્રીસ્તી તો પ્રખ્યાત છે કે દુનિયાના મોટા ભાગના પ્રદેશોમાં મૌજૂદ છે. "શા'બીઊન" અથવા "શા'બીના" નામથી વર્તમાન સમયમાં કોઈ કૌમ પ્રખ્યાત નથી. આથી તેમને ઓળખાવવા માટે ઉલમાએ વિવિધ નિવેદનો કર્યા છે. તફસીરના ઈમામ ઈબ્ને કષીરે કતાદહ (રહ.)ના હવાલાથી એક નિવેદન નકલ કર્યું છે કે, "શા'બીઊન" તે લોકો છે જેઓ ફરિશ્તાઓની ઈબાદત કરે છે અથવા કિબ્લાની વિરુદ્ધ દિશામાં નમાઝ પઢે છે અને આસમાની કિતાબ ઝબૂરની તિલાવત કરે છે (જે હઝરત દાવુદ અલૈ. ઉપર નાઝિલ કરવામાં આવી હતી).

કુર્આને કરીમની આ તા'લીમથી દેખીતું તે બાબતનું પણ સમર્થન થાય છે કે, ચાર આસમાની કિતાબો જેનું કુર્આન મજીદમાં વર્ણન છે, તે તવરાત, ઝબૂર, ઈન્જીલ અને કુર્આન શરીફ છે અને આ આયતમાં આ ચાર કિતાબોના માનનારાઓનું વર્ણન આવી ગયું.

આ વિષયની એક આયત લગભગ આ જ શબ્દો સાથે સૂરએ બકરહમાં આવી ચૂકી છે, اِنَّ الَّـذِيْـنَ اٰمَـنُوْا وَالَّذِيْنَ هَادُوْا وَالنَّصَارٰى وَالصَّابِئِيْنَ مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَـوْمِ الْاٰخِـرِ وَعَـمِـلَ صَـالِحًا فَلَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَـوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۘ (૨:૬૨) તેમાં સ્થળના તકાદા પ્રમાણે અમુક શબ્દોમાં અગ્ર સ્થાને અને અમુકને પાછલા ક્રમે વર્ણન કરવા સિવાય કોઈ તફાવત નથી.

## અલ્લાહ તઆલા સમીપ આધાર નેક કામો અને ભલાઈ જ છે :

આ બંને આયતોના વિષયનો ખુલાસો એ છે કે, અલ્લાહના દરબારમાં કોઈ વંશ, પ્રદેશ, સમાજ વગેરેની વિશેષતાનું કંઈ જ ઉપજવાનું નથી. જે વ્યક્તિ સંપૂર્ણ તાબે'દારી, અનુસરણ અને સંપૂર્ણ ઈમાન ધરાવી નેક અમલો અપનાવશે,

ભલે તે પ્રથમથી ગમે તેવો હોય અલ્લાહના ત્યાં સ્વીકૃત છે અને તેની સેવાની કદર કરવામાં આવશે અને એ દેખીતું છે કે, કુર્આને કરીમ નાઝિલ થયા બાદ સંપૂર્ણ ઈતાઅત મુસલમાન બનવા ઉપર જ અવલંબિત છે. કારણ કે, પાછલી કિતાબો તવરાત અને ઈન્જીલમાં પણ તેનું માર્ગદર્શન મૌજૂદ છે અને કુર્આને કરીમ તો ખુલ્લમ-ખુલ્લું એટલા માટે જ નાઝિલ થયું છે. આથી કુર્આનના નાઝિલ થયા પછી અને ખાતિમુન્નબિય્યિન ﷺની બઅ્ષત પછી કુર્આન અને રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યા વિના ન તો તવરાત અને ઈન્જીલનું અનુસરણ સહીહ થઈ શકે છે અને ન જ ઝબૂરનું. એટલા માટે આ આયતનો અર્થ એ થયો કે, તે તમામ કૌમોમાંથી જે મુસલમાન થઈ જશે, તે જ આખિરતમાં છુટકારા અને સવાબનો હકદાર થશે, તેમાં એ શંકાનો પણ જવાબ થઈ ગયો કે, આ કુફ્ર અને ગુનાહો તથા ઈસ્લામ અને મુસલમાનો વિરુદ્ધ શરારતો જે હજુ સુધી તેઓ કરતા રહ્યા છે, મુસલમાન થઈ ગયા પછી તેમનો અંજામ શું થશે ? જાણ થઈ કે, પાછલા બધા જ ગુનાહો અને ભૂલો મા'ફ કરવામાં આવશે અને આખિરતમાં ન તો તે લોકોને કોઈ ભય હશે અને ન જ તેઓને કોઈ રંજ, ગમ કે દિલગીરીનો સામનો કરવો પડશે.

વિષય ઉપર દષ્ટિપાત કરવાથી જાહેરમાં એ જાણ થાય છે કે, અહીંયાં મુસલમાનોનું વર્ણન ન થવું જોઈએ. કારણ કે, તેઓ ઈમાન અને ઈતાઅતની તે કક્ષા ઉપર છે જે આ આયતનો હેતુ છે. અહીંયાં વર્ણન ફક્ત તે લોકોનું કરવું જોઈએ જેમને તે સ્થાન સુધી આમંત્રણ આપવાનું છે પરંતુ આ શૈલીમાં ખાસ મુસલમાનોનું વર્ણન તેમની સાથે કરીને એક વિશેષ સ્વરૂપની સાહિત્યિક ઉચ્ચતા સ્થાપવામાં આવી. એનું દષ્ટાંત એવું છે કે, કોઈ શાસક અથવા રાજા કોઈ એવી પરિસ્થિતિમાં એવું કહે કે, અમારો કાયદો સર્વસામાન્ય છે. ભલે, તે અમારા પક્ષનો હોય અથવા અમારો વિરોધી, જે વ્યક્તિ પણ અમારા હુકમોનું પાલન કરશે, તે ઈનામ અને ભેટ-સોગાતોના પાત્ર બનશે. હવે, દેખીતું છે કે રાજા કે શાસકના વફાદાર લોકો તો તેના હુકમોનું પાલન કરી જ રહ્યા છે, એટલા માટે આવું સંભળાવવું વાસ્તવમાં એ લોકો માટે નથી, પરંતુ એવા લોકો માટે છે જેઓ તેનો વિરોધ કરી રહ્યા છે, પરંતુ આ સ્થળે વફાદારોનું પણ વર્ણન કરવાની હિકમત એ છે કે, અમારી વફાદારો સાથે જે પ્રમાણે હમદર્દી અને કૃપાદષ્ટિ છે, તે કોઈ

વંશ અથવા કૌમની વિશેષતાના આધારે નથી. બલકે, તેમના આ વફાદારીના ગુણ ઉપર આ બધી ભેટ-સોગાતો, ઈનામો અને કૃપાદષ્ટિ અવલંબિત છે. જો વિરોધીઓ પણ હુકમો પૂર્ણ કરવાની નીતિ અપનાવશે તો તેઓ પણ અમારી આ કૃપાદષ્ટિના અને અમારા ઈનામોના હકદાર બનશે.

ઉપરોક્ત વર્ણન કરવામાં આવેલ ચાર પ્રકારના લોકોને સંબોધન કરીને જે બાબતનું માર્ગદર્શન આપવામાં આવ્યું, તેના ત્રણ વિભાગો છે. (૧) ઈમાન બિલ્લાહ (અલ્લાહ ઉપર ઈમાન), (૨) ઈમાન બિલ્ યવમિલ્ આખિર (કયામતના દિવસ ઉપર ઈમાન) અને (૩) અમલે સાલિહ (સત્યનિષ્ઠ ભલાઈનું આચરણ).

**રિસાલત ઉપર ઈમાન વિના છુટકારો નથી :**

દેખીતું છે કે, આ આયતમાં બધા જ ઈમાનિયાત અને ઈસ્લામના અકીદાઓની વિગતો વર્ણન કરવાનો હેતુ નથી, ન જ એનો કોઈ મોકો છે. ઈસ્લામની અમુક પાયાની માન્યતાઓનું વર્ણન કરીને ઈસ્લામના બધા જ અકીદાઓ તરફ ઈશારો કરવાનો અને તેના તરફ આમંત્રણ આપવાનો હેતુ છે અને ન જ એ કોઈ જરૂરી બાબત છે કે, દરેક આયતમાં જ્યાં પણ ઈમાનનો ઉલ્લેખ કરવામાં આવે, તેમાં સંપૂર્ણ વિગત ત્યાં જ વર્ણન થઈ જાય. એટલા માટે આ સ્થળે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન અથવા નુબુવ્વત ઉપર ઈમાનનું વર્ણન સ્પષ્ટ અને ખુલ્લમ-ખુલ્લું ન હોવાથી કોઈ સામાન્ય બુદ્ધિ ધરાવનાર અને ન્યાયી તથા સમજદાર વ્યક્તિ માટે શંકાની કોઈ સંભાવના નથી. ખાસ કરીને જ્યારે કે, સંપૂર્ણ કુર્આન અને તેની સેંકડો આયતો ઈમાન બિર્રિસાલત (રસૂલે કરીમ ﷺ અલ્લાહના નબી અને રસૂલ હોવાનું ઈમાન)ની વિગતો અને સ્પષ્ટતાઓથી ભરી પડી છે, જેમાં આ બધી સ્પષ્ટતાઓ ઉપસ્થિત છે કે, રસૂલે કરીમ ﷺ અને તેમના ફરમાનો ઉપર સંપૂર્ણ ઈમાન લાવ્યા વિના છુટકારો નથી અને કોઈ ઈમાન તથા અમલ એના વિના સ્વીકૃત અને ભરોસાપાત્ર નથી. પરંતુ મુલ્હિદો (નાસ્તિકો)ના એક સમૂહે કે, જેઓ યેન-કેન પ્રકારે કુર્આનમાં પોતાની ધિક્કારપાત્ર વિચારસરણીને થોપવા ઈચ્છે છે તેમણે આ આયતમાં રિસાલતનો સ્પષ્ટ ઉલ્લેખ ન હોવાના કારણે એક નવી વિચારસરણી બનાવી લીધી છે, જે

કુર્આન અને સુન્નતની અસંખ્ય સ્પષ્ટતાઓ અને ખુલાસાઓથી તદ્દન વિપરીત અને વિરોધાભાસી છે, તે એ કે, દરેક વ્યક્તિ પોતાના ધર્મ એટલે કે, યહૂદી, નસરાની એટલે સુધી કે, મૂર્તિપૂજક હિન્દુઓ વગેરે ધર્મો પાળતા રહેવા છતાં પણ જો ફક્ત અલ્લાહ અને કયામતના દિવસ ઉપર ઈમાન રાખે, અને નેક કામો કરે તો આખિરતના છુટકારાનો હકદાર બની શકે છે. આખિરતના છુટકારા માટે ઈસ્લામમાં પ્રવેશ મેળવવો આવશ્યક નથી. નઊઝુબિલ્લાહ !

અલ્લાહ તઆલાએ જેમને કુર્આને કરીમની તિલાવતની તવફીક અને ઉપરથી સાચું ઈમાન અર્પણ કર્યું છે તેઓ કુર્આનની સ્પષ્ટતાઓ દ્વારા આ શંકા દૂર કરવા કોઈ બહુ મોટી વિદ્વતાપૂર્ણ દષ્ટિના મોહતાજ નથી. કુર્આને કરીમનો ઉર્દૂ તરજુમો જાણનારા લોકો પણ આ વિચારસરણીની ભૂલને સરળતાથી સમજી શકે છે. ઉદાહરણ સ્વરૂપે અમુક આયતો અત્રે રજૂ કરવામાં આવે છે.

કુર્આને કરીમે જે સ્થળે ઈમાનનું વિગતવાર વર્ણન કર્યું, તેમાં સૂરએ બકરહમાં આ પ્રમાણે વર્ણન છે.

كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ لَانُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْ رُّسُلِهٖ،

*"બધા ઈમાન લાવ્યા અલ્લાહ ઉપર, અને તેના ફરિશ્તાઓ ઉપર, અને તેની કિતાબો ઉપર, અને તેના રસૂલો ઉપર, એ પ્રમાણે કે તેના રસૂલો દરમિયાન કોઈ તફાવત કરતા નથી." (૨ : ૨૮૫)*

આ આયતમાં સ્પષ્ટ રીતે ઈમાનની જે વિગત વર્ણન કરવામાં આવી છે, તેમાં એ પણ સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, કોઈ એક અથવા અમુક રસૂલો ઉપર ઈમાન લઈ આવવું સદંતર છુટકારા માટે પૂરતું નથી. બલકે, તમામ રસૂલો ઉપર ઈમાન લાવવું શરતમાં સામેલ છે. જો કોઈ એક રસૂલ ઉપર પણ ઈમાન નહીં લાવે તો તેનું ઈમાન અલ્લાહ સમીપ સ્વીકાર્ય અને ભરોસાપાત્ર નથી. બીજી જગ્યાએ ઈરશાદ છે,

اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاللّٰهِ وَرُسُلِهٖ وَيُرِيْدُوْنَ اَنْ يُّفَرِّقُوْا بَيْنَ اللّٰهِ وَرُسُلِهٖ وَيُرِيْدُوْنَ اَنْ يَّتَّخِذُوْا بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ۙ اُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ حَقًّا ۚ

*"જે લોકો અલ્લાહ અને તેના રસૂલોનો ઈન્કાર કરે છે અને એવું ઈચ્છે છે કે,*

*અલ્લાહ અને તેના રસૂલો વચ્ચે તફાવત કરે કે અલ્લાહ ઉપર તો ઈમાન લઈ આવે પરંતુ તેના રસૂલો ઉપર ઈમાન ન હોય અને તેઓ એવું ઈચ્છે છે કે, કુફ્ર અને ઈસ્લામ વચ્ચે એક વચ્ચેનો માર્ગ કાઢવામાં આવે, તો સમજી લો કે, વાસ્તવમાં તેઓ જ કાફિર છે." (૪ : ૧૫૧)*

રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

لَوْ كَانَ مُوْسٰى حَيًّا لَمَا وَسِعَهُ اِلَّا اتِّبَاعِيْ،

*"ધારી લો કે, કદાચ હઝરત મૂસા (અલૈ.) પણ જો આજે જીવતા હોત તો તેમને મારું અનુસરણ કર્યા વિના છૂટકો ન હતો."*

માટે જો હવે કોઈ એવું કહે કે, દરેક ધર્મવાળા પોત-પોતાના ધર્મો ઉપર અમલ કરે તો રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યા વિના અને મુસલમાન થયા વિના પણ તે જન્નત અને આખિરતની સફળતા પામી શકે છે. આવું કહેવું કુર્આને કરીમની ઉપરોક્ત આયતોનો ખુલ્લો વિરોધ છે.

આ ઉપરાંત જો દરેક ધર્મ અને સમાજના લોકોમાં કોઈ એવી સમાન બાબત હોય કે, તેના ઉપર દરેક યુગમાં આચરણ કરી લેવાથી છુટકારો અને સફળતા માટે પૂરતું ગણાય, તો પછી ખાતિમુલ અંબિયા ﷺની બઅ્ષત અને કુર્આને કરીમ નાઝિલ કરવાનો હેતુ જ અર્થ વગરનો થઈ ગયો અને એક શરીઅત પછી બીજી શરીઅત મોકલવી વ્યર્થ ગણાય, પછી શરીઅતો મોકલવાની શું જરૂર હતી ? વધુથી વધુ એવા લોકોનું અસ્તિત્વમાં આવવું પૂરતું હતું, કે જેઓ જે તે શરીઅતો અને આસમાની કિતાબોને ટકાવી રાખવાનું અને તેના ઉપર અમલ કરવાનું અને કરાવવાનું કાર્ય કાળજીપૂર્વક કરતા રહે, જે સામાન્ય રીતે દરેક ઉમ્મત અને મિલ્લતના વિદ્વાનો અને ઉલમાનો ફરજ છે અને આ સ્વરૂપમાં કુર્આને કરીમનો આ ઈરશાદ لِكُلٍّ جَعَلْنَا مِنْكُمْ شِرْعَةً وَّمِنْهَاجًا ط (૫ : ૪૮) એટલે કે, "અમે તમારામાંથી દરેક ઉમ્મત માટે એક ખાસ શરીઅત અને ખાસ માર્ગ બતાવ્યો છે." આ બધું અર્થહીન બની ગયું હોત.

પછી તેની આવશ્યકતા જ શું રહી જાય છે કે, રસૂલે કરીમ ﷺએ પોતાના ઉપર અને પોતાના ઉપર નાઝિલ થયેલી કિતાબ કુર્આને કરીમ ઉપર ઈમાન ન લાવનાર બધા જ યહૂદીઓ અને નસારા સાથે તથા અન્ય કૌમો સાથે ન

જ ફક્ત ઈસ્લામનું આમંત્રણ આપવાનો સંઘર્ષ કર્યો બલકે, તેમની સાથે પવિત્ર યુદ્ધો પણ કર્યા અને હથિયારો તથા શસ્ત્રસંરજામોનો પણ આ યુદ્ધોમાં ઉપયોગ કર્યો અને જો વ્યક્તિ માટે અલ્લાહના ત્યાં સ્વીકૃત અને મહબૂબ થવા માટે ફક્ત અલ્લાહ ઉપર અને આખિરત ઉપર ઈમાન લઈ આવવું પૂરતું હોત તો ઈબ્લીસ મલઊનને કયા ગુનાહના આધારે મરદૂદ કહેવામાં આવે છે ? શું તેનું અલ્લાહ ઉપર ઈમાન ન હતું ? અથવા તે કયામતના દિવસનો કે આખિરતનો ઈન્કારી હતો? તેણે તો ખૂબ ક્રોધિત હોવાની પરિસ્થિતિમાં પણ اِلٰی يَوۡمِ يُبۡعَثُوۡنَ (૩૪:૭૯) કહીને આખિરત ઉપર ઈમાનનો સ્વીકાર કર્યો છે.

વાસ્તવિકતા એ છે કે, આ ભૂલ તે વિચારસરણીની ઉપજ છે કે, જેઓ ધર્મને જ્ઞાતિના જમણવારની જેમ કોઈને નોતરામાં આપી શકાય એવી બાબત સમજે છે અને એવું સમજે છે કે, તેના દ્વારા અન્ય કૌમો સાથે સંબંધ મજબૂત કરી શકાય છે બલકે, કુર્આને કરીમે ખોલી-ખોલીને સ્પષ્ટ કરી દીધું છે કે, ગેરમુસ્લિમો સાથે હમદર્દી સદ્‌વ્યવહાર, ઉપકાર અને ભલાઈનો વ્યવહાર કરવો જોઈએ, પરંતુ દીનની મર્યાદાનું સંપૂર્ણ પાલન કરી તેની સુરક્ષા કરવી જોઈએ. દીનની હદોની સંપૂર્ણ દેખરેખ રાખીને આવો વ્યવહાર કરી શકાય છે.

કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં જો ધારી લો કે, રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાનું બિલકુલ વર્ણન ન થયું હોત તેમ છતાં કુર્આનની આયતોમાં જેનો ઉપરોક્ત ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેમાં એ બાબતની સખત તાકીદ ઉપસ્થિત છે અને તે રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવા બાબતે પૂરતી હતી પરંતુ જો ચિંતન કરવામાં આવે, તો પોતે આ આયતમાં પણ રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાની બાબત તરફ સ્પષ્ટ રીતે ઈશારો મૌજૂદ છે. કારણ કે, કુર્આનની પરિભાષામાં અલ્લાહ ઉપર ઈમાન તે જ ભરોસાપાત્ર છે, જેમાં અલ્લાહની બતાવેલી બધી વસ્તુઓ ઉપર ઈમાન હોય. કુર્આને કરીમે પોતાની આ પરિભાષાને આ શબ્દોમાં સ્પષ્ટ કરી દીધું છે. فَاِنۡ اٰمَنُوۡا بِمِثۡلِ مَاۤ اٰمَنۡتُمۡ بِهٖ فَقَدِ اهۡتَدَوۡا (૨ : ૧૩૭) એટલે કે, જેવી રીતે સહાબએ કિરામ (રદિ.)નું ઈમાન હતું, ફક્ત તે જ ઈમાન બિલ્લાહ કહેવાડવાનું હકદાર છે અને દેખીતું છે કે, તેમાં ઈમાનનો મોટો અગત્યનો વિભાગ રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવવાનો હતો. એટલા માટે مَنۡ آمَنَ بِاللّٰهِ શબ્દોમાં પોતે જ ઈમાન બિર્રસૂલ ﷺ સામેલ છે.

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૭૦-૭૧)

لَقَدْ اَخَذْنَا مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ وَاَرْسَلْنَآ اِلَيْهِمْ رُسُلًا ۭ كُلَّمَا جَآءَهُمْ
رَسُوْلٌۢ بِمَا لَا تَهْوٰٓى اَنْفُسُهُمْ ۙ فَرِيْقًا كَذَّبُوْا وَفَرِيْقًا يَّقْتُلُوْنَ ۝٧٠ وَحَسِبُوْٓا
اَلَّا تَكُوْنَ فِتْنَةٌ فَعَمُوْا وَصَمُّوْا ثُمَّ تَابَ اللّٰهُ عَلَيْهِمْ ثُمَّ عَمُوْا وَصَمُّوْا كَثِيْرٌ
مِّنْهُمْ ۭ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا يَعْمَلُوْنَ ۝٧١

## તરજુમો :

*ખરેખર, અમે બની ઈસ્રાઈલ પાસેથી પાકો કરાર લીધો હતો અને તેમના તરફ રસૂલ મોકલ્યા, જ્યારે તેમની પાસે કોઈ રસૂલ તે હુકમ લાવ્યો જે તેમના મન (નફ્સ)ને પસંદ ન પડ્યો તો ઘણાઓને જૂઠાડ્યા અને ઘણાઓને કતલ કરી નાંખતા હતા. (૭૦) અને વિચાર્યું કે કંઈ ખરાબી થશે નહીં; બસ, આંધળા થઈ ગયા અને બહેરા, પછી અલ્લાહે તેમની તવબહ કબૂલ કરી, ફરી તેમનામાંથી ઘણા આંધળા અને બહેરા થયા; અને અલ્લાહ સઘળું જુએ છે જે કંઈ તેઓ કરે છે. (૭૧)*

## તફસીર :

અમે બની ઈસ્રાઈલ પાસેથી (તવરાતમાં બધા જ પયગમ્બરોનું સમર્થન અને તેમનું અનુસરણ કરવાનો) કરાર લીધો અને (આ કરાર યાદ અપાવવા માટે) અમે તેમની પાસે ઘણા પયગમ્બરો મોકલ્યા (પરંતુ તેમની એ પરિસ્થિતિ હતી કે,) જ્યારે તેમની પાસે કોઈ પયગમ્બર એવો હુકમ લાવ્યો જે તેમનું દિલ ઇચ્છતું ન હતું (તો તેનો વિરોધ કરવા લાગ્યા) બસ, અમુકને (તો) જૂઠાડતા અને અમુકની (બેધડક) હત્યા કરી નાંખતા. અને (હંમેશા દરેક શરારત ઉપર જ્યારે સજા અથવા મોહલત આપવામાં આવી ત્યારે તેમણે) એ જ અનુમાન લગાવ્યું કે, કંઈ જ સજા નહીં થાય. આ (માન્યતા)થી તેઓ વધારે આંધળા અને બહેરા (જેવા) બની ગયા (કે ન તો અંબિયા અલૈ.ની સચ્ચાઈને જોઈ અને ન જ તેમના કલામને સાંભળ્યું), પછી (એક મુદ્દત પછી) અલ્લાહ તઆલાએ તેમના ઉપર (રહમતની સાથે) ધ્યાન આપ્યું (કે અન્ય કોઈ પયગમ્બરને મોકલ્યા કે, હવે તો

સીધા માર્ગ ઉપર આવે ! પરંતુ) તો પણ (આ જ પ્રમાણે) આંધળા અને બહેરા બની રહ્યા છે, (એટલે બધા તો નહીં પરંતુ) તેમનામાંના ઘણા બધા ! અને અલ્લાહ તઆલા તેમના (આ) અમલોને સારી રીતે જોઈ રહ્યો છે (એટલે કે, તેમની ધારણા ખોટી છે, એટલા માટે તેમને સમયે-સમયે સજા પણ થતી રહી પરંતુ તેમની આ જ પ્રણાલિકા રહી, એટલે સુધી કે હવે આપ ﷺની સાથે આ જ પ્રમાણે જૂઠાડવાની નીતિ અને વિરોધ કરવાનો વર્તાવ શરૂ કર્યો).

## મસ્અલા અને બોધપાઠ :

### બની ઇસ્રાઈલનો કરારભંગ :

كُلَّمَا جَآءَهُمْ رَسُوْلٌ بِمَا لَا تَهْوٰىٓ اَنْفُسُهُمْ એટલે કે, જ્યારે બની ઈસ્રાઈલની પાસે તેમના રસૂલો કોઈ હુકમ લઈને આવતા, જે તેમની મરજી પ્રમાણે ન હોય તો કરાર અને વચન તોડીને અલ્લાહ સાથે ગદ્દારી કરતા રહેતા હતા. અલ્લાહ તઆલાના પયગમ્બરોમાંથી અમુકને જૂઠાડતા અને અમુકની હત્યા કરી નાંખતા. આ તો તેમના "ઈમાન બિલ્લાહ" અને "અમલે સાલિહ"ની પરિસ્થિતિ હતી. હવે, "ઈમાન બિલ્ યવમિલ્ આખિર" (કયામતના દિવસ ઉપર ઈમાન)નો અંદાજો એનાથી લગાવી લો કે, તેઓ આ પ્રમાણે સખત અત્યાચાર અને બળવાખોર અપરાધો આચરીને બિલકુલ નચિંત થઈને બેઠા હતા. જાણે કે તેમની આવી પ્રવૃત્તિઓની તેમને કોઈ શિક્ષા જ નહીં થાય અને જુલમ તથા બગાવતના ખરાબ પરિણામો ક્યારેય સામે નહીં આવે. આવી ધારણા બાંધીને અલ્લાહની નિશાનીઓ અને અલ્લાહના કલામ સાથે આંધળા અને બહેરા થઈ ગયા અને જે દુષ્કૃત્યોનું આચરણ કરતા હતા તે બધી પ્રવૃત્તિઓ કરતા રહ્યા. એટલે સુધી કે, અમુક અંબિયા (અલૈ.)ને તો તેમણે કતલ કરી નાંખ્યા અને અમુકને કેદ કર્યા. અંતે અલ્લાહ તઆલાએ તેમના માથા ઉપર બુખ્તે નસર નામના જાલિમને થોપી દીધો. ત્યારબાદ એક લાંબા સમય પછી ફારસના રાજાએ બુખ્તે નસરની અપમાનજનક કેદમાંથી છોડાવીને બેબિલૉનના શાસક પાસેથી બયતુલ મુકદ્દસને પાછું આપ્યું. તે સમયે આ લોકોએ તવબહ કરી અને પોતાની પરિસ્થિતિની સુધારણા તરફ ધ્યાન આપ્યું, ત્યારે અલ્લાહ તઆલાએ તેમની તવબહ કબૂલ કરી, પરંતુ અમુક સમય પછી ફરી પાછી એવી જ શરારતો શરૂ કરી અને બિલકુલ આંધળા-બહેરા થઈને હઝરત ઝકરિયા (અલૈ.) અને હઝરત

યહ્યા (અલૈ.)ની હત્યા કરવાની હિંમત કરી બેઠા તથા હઝરત ઈસા (અલૈ.)ની હત્યા કરવા તૈયાર થઈ ગયા. *(ફવાઈદે ઉસ્માની)*

―――――――――――

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૭૨ થી ૭૬)

لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ ؕ وَ قَالَ الْمَسِيْحُ
يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اعْبُدُوا اللّٰهَ رَبِّيْ وَرَبَّكُمْ ؕ اِنَّهٗ مَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ
حَرَّمَ اللّٰهُ عَلَيْهِ الْجَنَّةَ وَ مَاْوٰىهُ النَّارُ ؕ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿٧٢﴾ لَقَدْ
وقف لازم كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ ثَالِثُ ثَلٰثَةٍ ۘ وَمَا مِنْ اِلٰهٍ اِلَّآ اِلٰهٌ وَّاحِدٌ ؕ وَاِنْ لَّمْ
يَنْتَهُوْا عَمَّا يَقُوْلُوْنَ لَيَمَسَّنَّ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٧٣﴾ اَفَلَا
يَتُوْبُوْنَ اِلَى اللّٰهِ وَيَسْتَغْفِرُوْنَهٗ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٧٤﴾ مَا الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ
اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ وَ اُمُّهٗ صِدِّيْقَةٌ ؕ كَانَا يَاْكُلٰنِ
الطَّعَامَ ؕ اُنْظُرْ كَيْفَ نُبَيِّنُ لَهُمُ الْاٰيٰتِ ثُمَّ انْظُرْ اَنّٰى يُؤْفَكُوْنَ ﴿٧٥﴾ قُلْ اَتَعْبُدُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَكُمْ ضَرًّا وَّلَا نَفْعًا ؕ وَاللّٰهُ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٧٦﴾

## તરજુમો :

*બેશક ! કાફિર થયા, જેમણે કહ્યું અલ્લાહ તે જ મસીહ છે મરયમનો પુત્ર; અને મસીહ (અલૈ.)એ કહ્યું છે કે, હે બની ઈસ્રાઈલ ! અલ્લાહની બંદગી કરો, રબ્બ છે મારો અને તમારો; બેશક ! જેણે અલ્લાહનો શરીક (ભાગીદાર) ઠરાવ્યો બસ, અલ્લાહે તેના ઉપર જન્નત હરામ કરી, અને તેનું ઠેકાણું દોઝખ છે, અને ગુનેહગારોની મદદ કરવાવાળું કોઈ નથી. (૭૨) બેશક ! કાફિર થયા, જેમણે કહ્યું અલ્લાહ ત્રણ (ત્રિનિટી)માં એક છે; જ્યારે કે કોઈ મઅ્બૂદ નથી એક મઅ્બૂદના સિવાય; અને જો એ વાતથી અટકશે નહીં કે (જે) કહે છે તો બેશક ! તેમનામાંથી કુફ્ર ઉપર કાયમ રહેનારાઓને દર્દનાક અઝાબ પહોંચશે. (૭૩) અલ્લાહની આગળ કેમ તવબહ કરતા*

*નથી અને તેનાથી ગુનાહ બખ્શાવતા (નથી) ? અને અલ્લાહ મહાન બખ્શનારો મહેરબાન છે. (૭૪) મરયમનો પુત્ર મસીહ નથી પરંતુ રસૂલ ! તેમનાથી પહેલાં ઘણા રસૂલ ગુઝરી ચૂક્યા, અને તેમની માં વલી (સિદ્દીકહ) છે, બંને ખાવું ખાતા હતા; જુઓ અમે કઈ રીતે તેમને દલીલો બતાવીએ છીએ ? પછી જુઓ તેઓ ક્યાં ઊલટા (ઉંધા) જઈ રહ્યા છે ! (૭૫) તમે કહી આપો ! શું તમે અલ્લાહને છોડીને એવી વસ્તુની બંદગી કરો છો જે માલિક નથી તમારા બુરાની અને ન (જ) ભલાઈની ? અને અલ્લાહ તે જ છે સઘળું સાંભળવાવાળો જાણવાવાળો. (૭૬)*

## તફસીર :

બેશક ! તે લોકો કાફિર થઈ ચૂક્યા, જેમણે એવું કહ્યું કે, અલ્લાહ મસીહ ઈબ્ને મરયમ (અલૈ.) જ છે (એટલે કે, બંને એક જ સંયુક્ત છે) જ્યારે કે, (હઝરત) મસીહ (અલૈ.)એ કહ્યું હતું, હે બની ઈસ્રાઈલ ! તમે અલ્લાહ તઆલાની ઈબાદત કરો, જે મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે (અને તેમણે આ નિવેદન વડે પોતાના બંદા હોવાની સ્પષ્ટતા કરી દીધી છે, પછી તેમને નઊઝુબિલ્લાહ ! અલ્લાહ કહેવું એવી જ વાત છે કે, "મુદઈ સુસ્ત ગવાહ ચુસ્ત" દા'વેદારને કંઈ પડી નથી અને ગવાહ અધીરો થઈ રહ્યો છે) બેશક ! જે વ્યક્તિ અલ્લાહ તઆલા સાથે (કોઈને તેની ખુદાઈમાં અથવા ખુદાઈ સિફતોમાં) ભાગીદાર ઠરાવે છે, બસ તેના ઉપર અલ્લાહ જન્નત હરામ કરી દે છે અને તેનું ઠેકાણું (હંમેશા માટે) દોઝખ છે અને એવા અત્યાચારીઓનો કોઈ મદદગાર હશે નહીં (કે તેમને દોઝખથી બચાવીને જન્નતમાં પહોંચાડી શકે અને જેવી રીતે હઝરત ઈસા અલૈ. અલ્લાહ સાથે સંયુક્ત હોવાની માન્યતા કુફ્ર છે, એ જ પ્રમાણે ત્રિનિટીની માન્યતા પણ કુફ્ર છે. બસ,) નિઃશંક ! તે લોકો પણ કાફિર છે, જેઓ કહે છે કે અલ્લાહ તઆલા ત્રણ (મઅ્બૂદો)માં એક (ત્રિનિટી) છે. જ્યારે કે, એકમાત્ર તે મઅ્બૂદ સિવાય કોઈ મઅ્બૂદ નથી (ન બે અને ન ત્રણ, જ્યારે આવો અકીદહ જ કુફ્ર અને શિર્ક છે તો .....اِنَّهٗ مَنۡ يُّشۡرِكۡ પ્રમાણે જે સજા નક્કી છે, તે તેમના ઉપર પણ લાગુ પડશે) અને જો આ (બંને અકીદાઓથી) લોકો પોતાના (કુફ્રિય્યહ) નિવેદનોથી અટકશે નહીં તો (સમજી રાખો કે) જે લોકો તેમનામાં કાફિર રહેશે તેમના ઉપર (આખિરતમાં) દર્દનાક

અઝાબ આવી પડશે. શું (આ વિષયો એટલે કે તવહીદ અને તેના વિરુદ્ધ કરવા ઉપર ચેતવણીઓ અને ધમકીઓ સાંભળ્યા) પછી પણ (પોતાની તે માન્યતાઓ અને નિવેદનોથી) અલ્લાહ સમક્ષ તવબહ નથી કરતા અને તેની મા'ફી નથી ઇચ્છતા ? જ્યારે કે અલ્લાહ તઆલા (જ્યારે કોઈ તવબહ કરે છે તો) મહાન મા'ફ કરનારો (અને) મહાન રહમતવાળો છે ! (હઝરત) મસીહ ઈબ્ને મરયમ (અલૈ. ખુદા અથવા ખુદાના કોઈ અંગ) કંઈ પણ નથી, ફક્ત એક પયગમ્બર છે, જેમના અગાઉ અન્ય પયગમ્બરો (મોઅ્જિઝાઓ સાથે) ગુઝરી ચૂક્યા છે (જેમને ખ્રીસ્તીઓ ખુદા નથી માનતા, બસ જો પયગમ્બરી અથવા તાર્કિક દલીલથી કોઈ ખુદા બની જતું હોત તો બધાને જ ખુદા માનવું જોઈએ અને જો ખુદા હોવાની આ દલીલ નથી, તો હઝરત મસીહ અલૈ.ને શા માટે ખુદા કહો છો ? મતલબ કે, જ્યારે અન્યોને ખુદા નથી કહેતા તો હઝરત ઈસા અલૈ.ને પણ ન કહો) અને (એ જ પ્રમાણે) તેમની વાલિદહ (પણ ખુદા નથી બલકે, તે) એક "વલી" સ્ત્રી છે (જેમકે, અન્ય સ્ત્રીઓ પણ વલી થઈ ચૂકી છે અને બંને વ્યક્તિઓ ખુદા ન હોવાની દલીલોમાંથી એક સરળ અને સ્પષ્ટ દલીલ આ છે કે,) બંને (વ્યક્તિઓ) ખાવું ખાતા હતા (અને જે વ્યક્તિ ખાવું ખાય છે, તે તેનો મોહતાજ હોય છે અને ભોજન કરવું ભૌતિક જરૂરિયાતોમાંથી છે. આમ, ભૌતિકતાની જરૂરિયાત અસ્તિત્વ ટકાવી રાખવા માટે હોય છે અને આમ, આ શક્ય–અશક્ય તથા કાર્ય અને કારણથી સંબંધ ધરાવતી બાબત છે. માટે જે વ્યક્તિ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે કાર્ય–કારણનો મોહતાજ હોય, તે ખુદા હોઈ જ ન શકે) જૂઓ (તો ખરા !) અમે કેટલી સ્પષ્ટ દલીલો તેમની સામે વર્ણન કરી રહ્યા છે, પછી જૂઓ તેઓ કઈ ઊંધી દિશાએ જઈ રહ્યા છે ? આપ (ﷺ) કહી આપો ! શું અલ્લાહના સિવાય એ(વી મખ્લૂક)ની ઈબાદત કરો છો જે ન તો તમને કોઈ નુકસાન પહોંચાડવાનો અધિકાર ધરાવે છે અને ન જ લાભ પહોંચાડવાનો (અધિકાર ધરાવે છે અને પોતે લાચાર હોવું તો ખુદાઈ શા'નની બિલકુલ વિરોધી બાબત છે). જ્યારે કે, અલ્લાહ તઆલા સઘળું સાંભળે છે, સઘળું જાણે છે (તો પણ અલ્લાહથી નથી ડરતા ? અને પોતાના કુફ્ર અને શિર્કથી અટકતા નથી ?)

## મસ્અલા અને બોધપાઠ :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, اِنَّ اللّٰهَ ثَالِثُ ثَلٰثَةٍ એટલે કે, નસારાના

મતે હઝરત મસીહ (અલૈ.), રૂહૂલ કુદ્દસ (પવિત્ર આત્મા) અને અલ્લાહ અથવા બીજા શબ્દોમાં કહીએ તો હઝરત ઈસા (અલૈ.), હઝરત મરયમ (અલૈ.) અને અલ્લાહ આ ત્રણે મળીને અલ્લાહ છે. નઊઝુબિલ્લાહ ! આ ત્રણમાંથી એક હિસ્સેદાર અલ્લાહ થયો પછી તે ત્રણે એક અને તે એક ત્રણ છે. ખ્રીસ્તીઓની સામાન્ય માન્યતા આ જ પ્રમાણે છે અને અતાર્કિક તથા ગુમરાહ અકીદહના સમર્થનમાં ગોળ-ગોળ અને સંદિગ્ધ લખાણો રજૂ કરે છે અને જ્યારે કોઈની સમજમાં કશું નથી આવતું તો તેને અક્કલ દ્વારા સમજાવી ન શકાય એવી બાબત ઠરાવે છે. *(ફવાઈદે ઉસ્માની)*

**હઝરત ઈસા (અલૈ.) ઈલાહી હોવાનો રદિયો :**

હઝરત ઈસા (અલૈ.) સર્વશક્તિમાન નથી. અલ્લાહ તઆલા ફરમાવે છે, قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ એટલે કે, જેવી રીતે અન્ય અંબિયા (અલૈ.) દુનિયામાં આવ્યા અને અમુક દિવસો રહીને આ ફાની દુનિયામાંથી કૂચ કરી ગયા અને તેમને કોઈ કાયમી જીવન પ્રાપ્ત ન થયું હતું કે જે માત્ર ઈલાહીની જ શા'ન છે. એ જ પ્રમાણે હઝરત મસીહ (અલૈ.) પણ તેમના જ જેવા એક મનુષ્ય છે જેમને અનંતકાળ સુધીનું કાયમી દુનિયવી જીવન પ્રાપ્ત નથી. એટલા માટે તેઓ ઈલાહી નથી હોઈ શકતા.

થોડો વિચાર કરો તો જાણ થશે કે, જે વ્યક્તિ ખાવા-પીવાનો મોહતાજ છે તે લગભગ દુનિયાની દરેક બાબતોનો મોહતાજ છે. જમીન, હવા, પાણી, સૂર્ય અને પ્રાણીઓ વગેરે બધી જ જરૂરિયાતની ચીજવસ્તુઓથી તે અલિપ્ત નથી રહી શકતો, જે સાબિત થયેલ બાબત છે અને નક્કર દલીલો સાથે સાબિત થયેલ છે. જે વ્યક્તિ ખાવા અને પીવાની જરૂરતથી ઉપરવટ ન હોય તે દુનિયાની કોઈ આવશ્યક ભૌતિક બાબતથી છુટકારો મેળવી નથી શકતો. પછી તમે જ કહો કે, જે વ્યક્તિ તમામ મનુષ્યોની જેમ પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા કાર્ય-કારણના ભૌતિક સંબંધોથી ઉપરવટ ન હોય તે ખુદા કઈ રીતે બની શકે છે ? આ એવી નક્કર અને સ્પષ્ટ દલીલ છે, જેને વિદ્વાન અથવા અજ્ઞાની બધા જ સમાન રીતે સમજી શકે છે. એટલે કે, ખાવું-પીવું ખુદાના દરજ્જાથી વિરુદ્ધ બાબત છે. જો કે, ન ખાવું પણ કોઈ ઈલાહિય્યતની દલીલ નથી, નહિતર બધા જ ફરિશ્તાઓ ખુદા બની ગયા હોત. નઊઝુબિલ્લાહ. *(ફવાઈદે ઉસ્માની)*

**હઝરત મરયમ (અલૈ.) નબી હતા કે વલી ? :**

હઝરત મરયમ (અલૈ.)ના જન્મ અને નુબુવ્વત વિશે વિવિધ મતભેદો છે. પ્રસ્તુત આયતમાં તેમના વખાણમાં શબ્દ صِدِّيۡقَةٌ (સિદીકહ) વડે દેખીતી રીતે એ તરફ ઈશારો થયો હોવાનું જાણ થાય છે કે, હઝરત મરયમ (અલૈ.) وَلِـىٌ "વલી" હતા, નબી ન હતા. કારણ કે, વખાણમાં ઉચ્ચ કક્ષાનું વર્ણન કરવામાં આવે છે. જો હઝરત મરયમ (અલૈ.)ને નુબુવ્વત મળી હોત તો અહીંયાં نَبِيَّـــــــةٌ (નબિય્યહ) કહેવામાં આવ્યું હોત. બલકે, અહીંયાં صِدِّيۡقَةٌ "સિદીકહ" કહેવામાં આવ્યું છે, જે "વલી"નો દરજ્જો છે. *(રૂહુલ મઆનીના ટૂંક સારમાંથી)*

જમહૂર ઉમ્મતની તહકીક એ જ છે કે, સ્ત્રીઓમાં નુબુવ્વત નથી આવી. આ હોદ્દો પુરુષો માટે જ ખાસ વિશિષ્ટ રહ્યો છે. وَمَـا اَرۡسَلۡنَا مِنۡ قَبۡلِكَ اِلَّا رِجَالًا نُوۡحِىۡ اِلَيۡهِمۡ مِّنۡ اَهۡلِ الۡقُرٰى (يُوسُفُ، ركوع ١٢) *(ફવાઈદે ઉસ્માની)*

---

**આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૭૭ થી ૮૧)**

قُلۡ يٰۤاَهۡلَ الۡكِتٰبِ لَا تَغۡلُوۡا فِىۡ دِيۡنِكُمۡ غَيۡرَ الۡحَـقِّ وَلَا تَتَّبِعُوۡۤا اَهۡوَآءَ قَوۡمٍ قَدۡ
ضَلُّوۡا مِنۡ قَبۡلُ وَاَضَلُّوۡا كَثِيۡرًا وَّضَلُّوۡا عَنۡ سَوَآءِ السَّبِيۡلِ ﴿٧٧﴾ لُعِنَ الَّذِيۡنَ
كَفَرُوۡا مِنۡۢ بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ عَلٰى لِسَانِ دَاوٗدَ وَعِيۡسَى ابۡنِ مَرۡيَمَ‌ ؕ ذٰلِكَ بِمَا
عَصَوْا وَّكَانُوۡا يَعۡتَدُوۡنَ ﴿٧٨﴾ كَانُوۡا لَا يَتَنَاهَوۡنَ عَنۡ مُّنۡكَرٍ فَعَلُوۡهُ‌ ؕ لَبِئۡسَ مَا
كَانُوۡا يَفۡعَلُوۡنَ ﴿٧٩﴾ تَرٰى كَثِيۡرًا مِّنۡهُمۡ يَتَوَلَّوۡنَ الَّذِيۡنَ كَفَرُوۡا‌ ؕ لَبِئۡسَ مَا
قَدَّمَتۡ لَهُمۡ اَنۡفُسُهُمۡ اَنۡ سَخِطَ اللّٰهُ عَلَيۡهِمۡ وَفِى الۡعَذَابِ هُمۡ خٰلِدُوۡنَ ﴿٨٠﴾ وَلَوۡ
كَانُوۡا يُؤۡمِنُوۡنَ بِاللّٰهِ وَالنَّبِىِّ وَمَاۤ اُنۡزِلَ اِلَيۡهِ مَا اتَّخَذُوۡهُمۡ اَوۡلِيَآءَ وَلٰـكِنَّ
كَثِيۡرًا مِّنۡهُمۡ فٰسِقُوۡنَ ﴿٨١﴾

**તરજુમો :**

*(હે નબી ﷺ !) તમે કહો, હે અહલે કિતાબ ! પોતાના દીનની વાતમાં*

*નાહકની અતિશયોક્તિ (ગુલૂ) ન કરો, અને તે લોકોની મનેચ્છાઓ ઉપર ન ચાલો જેઓ પહેલાં ગુમરાહ થઈ ચૂક્યા અને ઘણાઓને ગુમરાહ કરી ગયા અને સીધા માર્ગથી બહેકી (ભટકી) ગયા. (૭૭) મલઊન (શાપિત) થયા બની ઈસ્રાઈલમાંના કાફિર દાવુદ (અલૈ.)ની જીભ ઉપર અને ઈસા મરયમના બેટા (અલૈ.)ની; આ એટલા માટે કે તેઓ નાફરમાન હતા અને હદથી ગુજરી (મર્યાદા ઓળંગી) ગયા હતા. (૭૮) પરસ્પર બુરા કામથી રોકતા ન હતા જે તેઓ કરી રહ્યા હતા, કેટલું ખરાબ કામ છે જે કરતા હતા ! (૭૯) તમે તેમનામાં ઘણા લોકો જુઓ છો કાફિરો સાથે દોસ્તી કરે છે, તેમણે પોતાના માટે કેટલો બુરો સામાન મોકલ્યો ! તે એ કે તેમના ઉપર અલ્લાહનો ગઝબ (ક્રોધ) થયો, અને તેઓ હંમેશા અઝાબમાં રહેવાવાળા છે. (૮૦) અને જો તેઓ અલ્લાહ ઉપર યકીન રાખત અને નબી ઉપર અને જે નબી ઉપર ઊતર્યું (તેના ઉપર), તો કાફિરોને દોસ્ત ન બનાવત પરંતુ તેમનામાં ઘણા લોકો નાફરમાન છે. (૮૧)*

## તફસીર :

આપ (ﷺ તે નસારાને) કહી આપો કે, હે અહલે કિતાબ ! તમે તમારા દીન(ના મા'મલા)માં નાહક અતિશયોક્તિ ન કરો (અને મર્યાદા ન વટાવો) અને તે (અતિશયોક્તિના વિષય)માં તે લોકોની મનેચ્છાઓ (તથા વાહિયાત અને વ્યર્થ વાતો) ઉપર ન ચાલો જે (તે સમય) અગાઉ પોતે પણ ભૂલમાં પડી ચૂક્યા છે અને (પોતાની સાથે) ઘણા બધાઓને (લઈને ખોટા માર્ગે ડૂબ્યા છે અને તેમને પણ) ભૂલમાં નાંખી ચૂક્યા છે અને (તેમની ભૂલના કારણે સત્ય બદલાય ગયું નથી અને એવું નથી કે આ બાબત અસત્ય હોવાની જાણ પણ ન થાય, બલકે) તે લોકો સીધા માર્ગ(ઉપલબ્ધ હોવા છતાં જાણીબૂજી તેના)થી દૂર (અને અલગ) થઈ ગયા હતા (એટલે કે, જ્યારે તેમની ભૂલ દલીલોથી સાબિત થઈ ગઈ, પછી તેનું અનુસરણ કરવાનું કેમ નથી છોડતા ?) બની ઈસ્રાઈલમાં જે લોકો કાફિર હતા તેમના ઉપર (અલ્લાહ તઆલા તરફથી સખત) લા'નત કરવામાં આવી હતી (ઝબૂર અને ઈન્જીલમાં જેની જાહેરાત હઝરત) દાવુદ (અલૈ.) અને (હઝરત) ઈસા ઇબ્ને મરયમ (અલૈ.)ની જીભેથી (થઈ, એટલે કે ઝબૂર અને ઈન્જીલમાં

કાફિરો ઉપર લા'નત લખવામાં આવી હતી, જેમકે કુર્આન મજીદમાં પણ છે فَلَعْنَةُ اللّٰهِ عَلَى الْكٰفِرِيْنَ કારણ કે, આ કિતાબો હઝરત દાવુદ અને હઝરત ઈસા અલૈ. ઉપર નાઝિલ થઈ. એટલા માટે આ વિષય તેમના મુખેથી જાહેર થયો અને) આ લા'નત એ કારણે થઈ કે, તેમણે (ઈમાન વિશેના) હુકમનો વિરોધ કર્યો (કે જે કુફ્ર છે) અને (આ વિરોધમાં) મર્યાદાથી (ઘણે દૂર) નીકળી ગયા (એટલે કે, તેમનું કુફ્ર પણ સખત હતું, પછી સખતની સાથે-સાથે નીચ કક્ષાનું પણ હતું અને તેમણે તેના ઉપર પોતાની માન્યતાનો આધાર લગભગ ભવિષ્ય માટે પણ અવલંબિત રાખ્યો હતો એટલા માટે) જે ખરાબ કૃત્ય (એટલે કે કુફ્ર) તેમણે (અપનાવી) કરી રાખ્યું હતું, તેનાથી (હવે પછી આવનારા સમયમાં પણ) અટકવાના ન હતા (બલકે, તેના ઉપર અડગ હતા. પછી તેમનું કુફ્ર સખત અને કઠોર હોવાના કારણે તેમના ઉપર વધારે સખત લા'નત કરવામાં આવી) વાસ્તવમાં તેમનું (આ ઉપરોક્ત પ્રમાણેનું) કૃત્ય (અને તે પણ ખૂબ સખત અને કઠોર) બેશક ! ઘણું જ ખરાબ હતું (કે તેના ઉપર તેમની સજા નક્કી કરવામાં આવી) તમે તેમનામાંથી (એટલે કે યહૂદીઓમાંથી) ઘણા બધા લોકોને જોશો કે, (મુશ્રિક) કાફિરો સાથે દોસ્તી કરે છે (એટલા માટે મદીનાના યહૂદીઓ અને મક્કાના મુશ્રિકોમાં મુસલમાનોની દુશ્મનીના કારણે જેનો હેતુ કુફ્રના અનુયાયીઓનું સંગઠન હતું, પરસ્પર ખૂબ સાઠ-ગાંઠ હતી) જે કામ તેમણે આગળ (ભોગવવા) માટે કર્યું છે (એટલે કે કુફ્ર, જે કાફિરો સાથે દોસ્તીનું અને મો'મિનો સાથે વેર-ઝેરનું કારણ છે) બેશક ! તે ઘણું ખરાબ છે કે, (તેના કારણે) અલ્લાહ તઆલા તેમના ઉપર (હંમેશા માટે) નાખુશ થયો અને (આ નાખુશીનું કાયમી પરિણામ એ હશે કે) એ લોકો અઝાબમાં હંમેશા માટે રહેશે અને જો આ (યહૂદી) લોકો અલ્લાહ ઉપર ઈમાન રાખતા હોત અને પયગમ્બર (એટલે કે, હઝરત મૂસા અલૈ.) ઉપર (ઈમાન રાખતા હોત, જેનો તેઓ દા'વો કરી રહ્યા છે) અને તેમની કિતાબ ઉપર (ઈમાન રાખતા હોત) જે તે (પયગમ્બર અલૈ.)ની પાસે (ઉપર) મોકલવામાં આવી હતી (એટલે કે તવરાત) તો તેઓને (એટલે કે મુશ્રિકોને) દોસ્ત ન બનાવ્યા હોત, પરંતુ તેમાં મોટા ભાગના લોકો ઈમાન(ના વર્તુળ)થી બહાર જ છે (એટલા માટે કાફિરો સાથે તેમનું સંગઠન અને સાંઠગાંઠ બંધાઈ ગઈ).

## મસ્અલા અને બોધપાઠ :

**બની ઇસ્રાઈલના ખોટા અને જૂઠા પ્રપંચોનું એક બીજું પાસું :**

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, قُلْ يٰٓاَهْلَ الْكِتٰبِ لَا تَغْلُوْا فِىْ دِيْنِكُمْ પાછલી આયતમાં બની ઈસ્રાઈલની શરારત અને તેમના અત્યાચાર તથા અતિરેકનું વર્ણન કરવામાં આવ્યું હતું કે, અલ્લાહ તઆલાના મોકલેલા રસૂલ (અલૈ.) જે તેમના માટે શ્રેષ્ઠ જીવન સંદેશ અને તેમની દુનિયા અને આખિરતને શણગારવાનું બંધારણ લઈને આવ્યા હતા, તેમને પોતાની ઈચ્છિત મંઝિલ સુધી પહોંચાડવાના બદલે અને તેમનું માન–સન્માન કરવાના બદલે તેમણે તેમની સાથે દુષ્ટતાથી વર્તન કર્યું, فَرِيْقًا كَذَّبُوْا وَفَرِيْقًا يَّقْتُلُوْنَ એટલે કે, "અમુક અંબિયા (અલૈ.)ને જૂઠાડ્યા અને અમુકની તો હત્યા કરી નાંખી."

પ્રસ્તુત આયતોમાં તે જ બની ઈસ્રાઈલના ખોટા અનાચારો અને દુરાચારોનું બીજું પાસું બતાવવામાં આવ્યું છે કે, આ અજ્ઞાનીઓ શરારત અને અવજ્ઞા કરવામાં એ હદે પહોંચી ચૂક્યા હતા કે, તેમણે અલ્લાહ તઆલાના રસૂલોને જૂઠા કહ્યા અને અમુકની તો હત્યા કરી નાંખી અથવા તો માર્ગ ભટકી જઈ ખોટા માર્ગે એવા દરજ્જે પહોંચી ગયા કે, રસૂલોના માન–સન્માનમાં અતિશયોક્તિ કરીને તેમને ખુદા જ બનાવી બેઠા. لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْا اِنَّ اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ એટલે કે, "તે બની ઈસ્રાઈલ કાફિર થઈ ગયા, જેમણે એવું કહ્યું કે અલ્લાહ તો ઈસા ઈબ્ને મરયમ (અલૈ.)નું જ નામ છે." નઊઝુબિલ્લાહ.

અહીંયાં તો આ નિવેદન ફક્ત નસારાએ કહ્યું હોવાનું પ્રસ્તુત છે. અન્ય સ્થળે આ અતિરેક અને ગુમરાહી યહૂદીઓએ પણ કરી હોવાનું વર્ણન છે. قَالَتِ الْيَهُوْدُ عُزَيْرُ ۨابْنُ اللّٰهِ وَقَالَتِ النَّصٰرَى الْمَسِيْحُ ابْنُ اللّٰهِ એટલે કે, "યહૂદીઓએ તો એમ કહી આપ્યું કે, હઝરત ઉઝૈર (અલૈ.) અલ્લાહના દિકરા છે અને નસારાએ એવું કહ્યું કે, હઝરત ઈસા ઈબ્ને મરયમ (અલૈ.) અલ્લાહના બેટા છે."

"ગુલૂ"નો અર્થ મર્યાદાના વર્તુળથી બહાર નીકળી જવાનો છે. દીનમાં ગુલૂનો અર્થ એ છે કે, માન્યતા અને આચરણમાં દીને જે હદો નક્કી કરી છે તેનું ઉલ્લંઘન કરી અતિશયોક્તિ કરવી. દાખલા તરીકે, અંબિયા (અલૈ.)ના સન્માનની

હદ એ છે કે, તેમને અલ્લાહની મખ્લૂકમાં સૌથી શ્રેષ્ઠ સમજવા જોઈએ. આ હદથી આગળ વધીને જો કોઈ તેમને ખુદા અથવા ખુદાના બેટા જ કહી આપે, તો માન્યતાની દ્દષ્ટિએ આ બાબત "ગુલૂ" અથવા અતિશયોક્તિ છે.

## બની ઇસ્રાઈલની "ઇફરાત" (કોઈના હોદ્દા અથવા અધિકાર વિશે અતિશયોક્તિ કરવી) અને "તફરીત" (કોઈના હોદ્દા અથવા અધિકારને હલકુ પાડી અપમાનજનક નીચી કક્ષાનું માનવું) :

આમ અંબિયા (અલૈ.)ની બાબતમાં બની ઈસ્રાઈલના આ બે વિરોધાભાસી આચરણો કે, યા તો તેમણે અંબિયા (અલૈ.)ને જૂઠા કહ્યા અથવા તો તેમની હત્યા કરી નાંખવા સુદ્ધાંમાં ખચકાટ ન અનુભવ્યો અથવા તો એવો અતિરેક અને અતિશયોક્તિ કરી કે, તેમને પોતે જ ખુદા અથવા ખુદાના બેટા ઠરાવી દીધા. આ એ જ "ઈફરાત" અને "તફરીત" છે જે અજ્ઞાનતાના કાળના મુખ્ય દુર્ગુણમાંથી છે. અરબની મશ્હૂર કહેવત اَلْـجَـاهِـلُ اِمَّامُفْرِطٌ اَوْمُفَرِّطٌ એટલે કે, અજ્ઞાની વ્યક્તિ ક્યારેક મધ્યમ માર્ગ અને વચ્ચેનો રસ્તો છોડી દે છે બલકે, ક્યારેક તેમાં અતિશયોક્તિ કરી બેસે છે અથવા તો કોઈ બાબતને હલકુ પાડી તેને નીચલા દરજ્જાનો બતાવે છે. અહીંયાં "ઈફરાત"નો અર્થ "મર્યાદા વટાવી અતિશયોક્તિ કરવા"નો થાય છે અને "તફરીત"નો અર્થ "કોઈ ફરજ પૂર્ણ કરવામાં ઉણપ રાખવી" અને "હોય તેના કરતા ઓછું કરવું." આ ઈફરાત અને તફરીત વિશે એ પણ શક્ય છે કે, તે બની ઈસ્રાઈલના બે વિરોધી વર્ગો તરફથી પ્રચલિત થયું હોય અને એ પણ શક્ય છે કે, એક જ વર્ગના આ બે વિરોધી આચરણો વિવિધ અંબિયા (અલૈ.) સાથે કરવામાં આવ્યા હોય કે, અમુકને તો જૂઠાડી તેમની હત્યા કરવાની કક્ષાએ પહોંચી ગયા અને અમુકને તો ખુદા બનાવી બેઠા.

આ આયતોમાં અહલે કિતાબને સંબોધન કરીને જે માર્ગદર્શન તેમને અને કયામત સુધી આવનારી પેઢીઓને આપવામાં આવ્યું છે, તે દીન અને ધર્મ અને તેના અનુસરણ કરવા માટેના એક પાયાના સિદ્ધાંતનું સ્વરૂપ ધરાવે છે કે, તેનાથી લેશમાત્ર આમ–તેમ થવાથી મનુષ્ય ગુમરાહીની ગુફામાં ધકેલાય જાય છે. એટલા માટે તેની સ્પષ્ટતા સમજી લઈએ.

**અલ્લાહ જલ્લ શા'નુહૂ સુધી પહોંચવાની રીત :**

હકીકત એમ છે કે, સમગ્ર દુનિયા અને તેમાં ઉપસ્થિત દરેક પદાર્થ અને મખ્લૂકનો એકમાત્ર માલિક અને સર્જનહાર ફક્ત એક અલ્લાહ જલ્લ શા'નુહૂ જ છે, સઘળી તેની જ મિલકત છે અને સર્વત્ર તેનો જ હુકમ છે, તેનું જ અનુસરણ અને તાબે'દારી દરેક વ્યક્તિ ઉપર જરૂરી છે, પરંતુ બીચારો મનુષ્ય માટીનું પૂતળું પોતાની ભૌતિક જરૂરિયાતોની વિટંબળાઓમાં ઘેરાયેલો છે ! તેની સમગ્ર પહોંચ જાતે કુદુસ સુધી અથવા તેના હુકમો અને માર્ગદર્શન પ્રાપ્ત કરવા સુધી કઈ રીતે હોઈ શકે ? અલ્લાહ જલ્લ શા'નુહૂએ પોતાની કૃપાથી તેના માટે બે માર્ગો અને માધ્યમો નક્કી કર્યા, જેથી તેના દ્વારા મનુષ્યને અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણેનું "પ્રિય અને અપ્રિય" તથા "કરો અને ન કરો"નું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે. તે માધ્યમોમાં એક, અલ્લાહની કિતાબો જે મનુષ્ય માટે કાયદો અને માર્ગદર્શક પત્રિકાનું સ્વરૂપ ધરાવે છે અને બીજું, પોતાના એવા ખાસ ચૂંટી કાઢેલા અતિપ્રિય બંદાઓ જેને અલ્લાહ તઆલાએ મનુષ્યોમાંથી જ ચૂંટી કાઢયા છે અને તેમને પોતાની પ્રિય અને અપ્રિય બાબતોનો તાદશ્ય નમૂનો બનાવીને તથા પોતાની કિતાબની સજીવન તફસીર બનાવીને મોકલ્યા, જેને દીનની પરિભાષામાં રસૂલ અથવા નબી (અલૈ.) કહેવામાં આવે છે. કારણ કે, અનુભવો સાક્ષી છે કે, કોઈ કિતાબ ભલે ગમે એટલી ઠોસ અને વિગતવાર કેમ ન હોય, કોઈ મનુષ્યની સુધારણા અને કેળવણી માટે પૂરતી નથી હોતી. બલકે, સ્વાભાવિક રીતે મનુષ્યનો કેળવણીકાર અને સુધારક માત્ર મનુષ્ય જ હોય શકે છે. એટલા માટે અલ્લાહ તબારક વ તઆલાએ માનવોની સુધારણા અને કેળવણી માટે બે ક્રમ (સિલસિલા) રાખ્યા. એક, "કિતાબુલ્લાહ" (અલ્લાહની કિતાબ) અને બીજું, "રિજાલુલ્લાહ" (અલ્લાહના અલ્લાહવાળા બંદાઓ), તેમાં અંબિયા (અલૈ.) અને પછી તેમના વારસદાર અને નાયબો, ઉલમા, મશાઈખ બધા જ સામેલ છે. રિજાલુલ્લાહના આ ક્રમ વિશે પ્રાચીન સમયથી દુનિયામાં "ઈફરાત" અને "તફરીત"ની ભૂલો થતી આવી છે. દરેક ધર્મમાં જેટલા પણ વિવિધ સંપ્રદાયો ઉપસ્થિત થયા, તે બધા જ આ એક ભૂલની પેદાવાર છે કે, ક્યાંક તો તેમાં મર્યાદા વટાવીને વ્યક્તિપૂજાની નોબત સુધી પહોંચી ગયા અને ક્યાંક તો તેનાથી બિલકુલ વિરુદ્ધ આચરણ કરીને حَسْبُنَا كِتَابُ اللّٰهِ ના ગલત અર્થો કાઢી તેને પોતાનું પ્રતીક બનાવી લીધું. એક

બાજુ રસૂલે કરીમ ﷺને બલકે, પીરોને પણ આલિમુલ ગયૂબ અને ખાસ ખુદાઈ સિફતોના માલિક સમજી બેઠા અને ક્યાંક તો પીરપૂજા બલકે, કબ્રપૂજા સુધી પહોંચી ગયા. વળી, એનાથી વિપરીત બીજી બાજુ અલ્લાહના રસૂલ ﷺને પણ ફક્ત એક ચિટ્ઠીના ચાકર અને માત્ર સંદેશાવાહક સ્વરૂપે સમજવામાં આવ્યા. નઊઝુબિલ્લાહ !

પ્રસ્તુત આયતોમાં રસૂલોનું અપમાન કરનારાઓને પણ કાફિર ઠરાવવામાં આવ્યા છે અને તેમને હદથી વધારીને અલ્લાહ તઆલા સમકક્ષ કહેનારાઓને પણ કાફિર કહેવામાં આવ્યા છે. આયત لَا تَغْلُوْا فِىْ دِيْنِكُمْ આ જ વિષયની પ્રસ્તાવના છે, જેણે સ્પષ્ટ અને ચોખ્ખો ખુલાસો કરી દીધો કે, દીન વાસ્તવમાં અમુક મર્યાદાઓ અને સીમાઓનું જ નામ છે. મર્યાદાઓ અને સીમાઓમાં ઉણપ રાખી તેમાં ઓછું કરવું અથવા હલકું પાડવું જે પ્રમાણે મોટો ગુનોહ છે, તે જ પ્રમાણે આ મર્યાદાઓનું ઉલ્લંઘન કરી કોઈ બાબતને હદથી વધારી અતિશયોક્તિ કરવી પણ મહાન અપરાધ છે. જે પ્રમાણે રસૂલો અને તેના નાયબોની વાત ન માનવી, તેમનું અપમાન કરવું વગેરે જઘન્ય અપરાધ અને મોટો ગુનોહ છે, એ જ પ્રમાણે તેમને અલ્લાહ તઆલાની ખાસ વિશિષ્ટ સિફતોના માલિક અથવા તો તેના સમકક્ષ સમજી લેવું તેનાથી પણ મોટો ગુનોહ છે.

**ન્યાયી રીતે જ્ઞાનપૂર્ણ સંશોધન કરવું "ગુલૂ" (અતિશયોક્તિ) નથી :**

પ્રસ્તુત આયતમાં لَا تَغْلُوْا فِىْ دِيْنِكُمْ સાથે غَيْرَ الْحَقِّ લાવવામાં આવ્યું છે, જેનો અર્થ એ છે કે, નાહક ગુલૂ (અતિશયોક્તિ) ન કરો. વિવિધ વિવરણકારોના મતે આ શબ્દનો તાકીદ માટે ઉપયોગ થયો છે. કારણ કે, "ગુલૂ ફિ દીન" (દીનમાં અતિશયોક્તિ) હંમેશા અસત્ય અને નાહક જ હોય છે, તેના હક હોવાની સંભાવના જ નથી. અલ્લામહ જમખશરી (રહ.) વગેરેએ આ સ્થળે ગુલૂના બે પ્રકારો ઠરાવ્યા છે. એક, નાહક અને બાતિલ જેની મનાઈ આ સ્થળે કરવામાં આવી છે. બીજું, હક અને જાઈઝ જેના ઉદાહરણમાં કોઈ બાબતમાં ન્યાયી રીતે જ્ઞાનપૂર્ણ સંશોધનને રજૂ કર્યું છે, જેમકે અકીદહના મસ્અલાઓમાં મુતકલ્લિમીન (વિદ્વાન થિયોલૉજીસ્ટ) અને ફિક્હી મસ્અલાઓમાં ફુક્હાઓની રીત રહી છે, તેમના સમીપ એ પણ જો કે ગુલૂ છે પરંતુ "ગુલૂ-એ-હક્ક" અને જાઈઝ છે તથા

જમહૂરનું સંશોધન એ છે કે, આ બાબત ગુલૂની વ્યાખ્યામાં સામેલ જ નથી. કુર્આન અને સુન્નતના મસ્અલાઓમાં ઊંડી દૃષ્ટિ ધરાવવી અને ખૂબ ગહન સંશોધન સુધી પહોંચવું જેટલી મર્યાદામાં રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.) તથા તાબિઈન (રહ.)થી સાબિત થયું છે, તે ગુલૂમાં સામેલ નથી અને જો કોઈ આ બાબતમાં પણ ગુલૂની મર્યાદા સુધી પહોંચે તો તે પણ ટીકાપાત્ર છે.

## બની ઇસ્રાઈલને મધ્યમમાર્ગ ઉપર ચાલવાનું માર્ગદર્શન :

પ્રસ્તુત આયતના અંતે ઉપસ્થિત બની ઈસ્રાઈલને સંબોધન કરીને માર્ગદર્શન આપવામાં આવ્યું કે, وَلَا تَتَّبِعُوٓا اَهۡوَآءَ قَوۡمٍ قَدۡضَلُّوۡا مِنۡ قَبۡلُ وَاَضَلُّوۡا كَثِيۡرًا એટલે કે, "તે કૌમની મનેચ્છાઓનું અનુસરણ ન કરો, જે તમારાથી પહેલાં પોતે પણ માર્ગ ભટકી ચૂક્યા હતા અને અન્યોને પણ તેમણે ગુમરાહ કરી રાખ્યા હતા," ત્યારબાદ તેમની ગુમરાહીની હકીકત અને કારણનો આ શબ્દોમાં ઉલ્લેખ કર્યો, وَضَلُّوۡا عَنۡ سَوَآءِ السَّبِيۡلِ એટલે કે, "આ લોકો "સીરાતે મુસ્તકીમ" (સીધા માર્ગ)થી હટી ગયા હતા," જે ઈફરાત અને તફરીતની વચ્ચેનો મધ્યમ માર્ગ હતો તેનાથી ભટકી ગયા હતા. એ જ પ્રમાણે આ આયતમાં ગુલૂ (અતિશયોક્તિ) અને ઈરાફત-તફરીત ભયંકર નુકસાનકર્તા ભૂલ હોવાની જાહેરાત અને તેના કારણો પણ આવી ગયા અને મધ્યમ માર્ગ એટલે કે, સીરાતે મુસ્તકીમ ઉપર કાયમ રહેવું પણ આવી ગયું.

## બની ઇસ્રાઈલનો ભયાનક અંજામ :

બીજી આયતમાં ઈફરાત-તફરીતના લીધે બની ઈસ્રાઈલના ખરાબ પરિણામ ભોગવવાનું વર્ણન થયું છે, જેઓ આ ઈફરાત અને તફરીતની ગુમરાહીમાં સપડાયેલા હતા તેમના ઉપર અલ્લાહ તઆલાની લા'નત (ફિટકાર) થઈ. પ્રથમ હઝરત દાવુદ (અલૈ.)ના મુખેથી, જેના પરિણામે તેમના ચહેરાઓ બદલાઈને ડુક્કર જેવા બની ગયા. ત્યારબાદ હઝરત ઈસા (અલૈ.)ના મુખેથી પણ આ લા'નત તેમના ઉપર થોપવામાં આવી, જેનો પ્રભાવ દુનિયામાં એ પડ્યો કે, તેઓની શકલો બદલાઈને વાંદરાની શકલો બની ગઈ અને અમુક વિવરકારોએ નોંધ્યું છે કે, આ સ્થળે માત્ર બે પયગમ્બરોના મુખેથી તેમના ઉપર લા'નત કરવાનું વર્ણન વિષયવસ્તુના તકાદાના સંદર્ભમાં છે. વાસ્તવિકતા તો એમ છે કે,

તેમના ઉપર લા'નતની શરૂઆત હઝરત મૂસા (અલૈ.)ના સમયથી શરૂ થઈ અને તેનો અંત હઝરત ખાતમુલ અંબિયા ﷺ ઉપર આવ્યો. આ પ્રમાણે સતત ચાર પયગમ્બરોના મુખે તે લોકો ઉપર લા'નત થોપવામાં આવી જેમણે અંબિયા (અલૈ.)નો વિરોધ કર્યો અથવા જેમણે તેમને મર્યાદાથી આગળ વધારી અલ્લાહ તઆલાની સિફતોના ભાગીદાર બનાવી દીધા.

અંતે બંને આયતોમાં કાફિરો સાથે ગાઢ મિત્રતાની અને રાઝદારી (રહસ્યની વાતોની આપ-લે) રાખવાની મનાઈ કરવામાં આવી તથા તેના ભયાનક અને વિધ્વંસક પરિણામોનું વર્ણન કરવામાં આવ્યું, જેમાં એક બાજુ તો એ ઈશારો હોઈ શકે છે કે, બની ઈસ્રાઈલની આ સમગ્ર ખોટી નીતિરીતિ અને ગુમરાહી તેમના ખોટા પ્રકારના માહોલ અને કાફિરો સાથે તેમની હૃદયપૂર્વકની ગાઢ મિત્રતા કરવાના પરિણામે હતી, જેણે તેમને બરબાદીના ખાડામાં ધકેલી દીધા હતા.

————————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૮૨ થી ૮૬)

لَتَجِدَنَّ اَشَدَّ النَّاسِ عَدَاوَةً لِّلَّذِيْنَ اٰمَنُوا الْيَهُوْدَ وَالَّذِيْنَ اَشْرَكُوْا ۚ وَ
لَتَجِدَنَّ اَقْرَبَهُمْ مَّوَدَّةً لِّلَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰى ؕ ذٰلِكَ بِاَنَّ
مِنْهُمْ قِسِّيْسِيْنَ وَرُهْبَانًا وَّاَنَّهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿۸۲﴾

પારહ : (૭)

الجزء وَاِذَا سَمِعُوْا مَآ اُنْزِلَ اِلَى الرَّسُوْلِ تَرٰٓى اَعْيُنَهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ مِمَّا عَرَفُوْا
مِنَ الْحَقِّ ۚ يَقُوْلُوْنَ رَبَّنَآ اٰمَنَّا فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿۸۳﴾ وَمَا لَنَا لَا نُؤْمِنُ بِاللّٰهِ
وَمَا جَآءَنَا مِنَ الْحَقِّ ۙ وَنَطْمَعُ اَنْ يُّدْخِلَنَا رَبُّنَا مَعَ الْقَوْمِ الصّٰلِحِيْنَ ﴿۸۴﴾
فَاَثَابَهُمُ اللّٰهُ بِمَا قَالُوْا جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ
وَذٰلِكَ جَزَآءُ الْمُحْسِنِيْنَ ﴿۸۵﴾ وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ
الْجَحِيْمِ ﴿۸۶﴾ ع

## તરજુમો :

*તમે બધા લોકોથી વધારે મુસલમાનોના દુશ્મન યહૂદીઓ અને મુશ્રિકોને પામશો, અને મુસલમાનોની મહોબ્બતમાં સૌથી નજીક તે લોકોને પામશો જેઓ કહે છે કે અમે નસારા છે, આ એટલા માટે કે નસારામાં આલિમ (વિદ્વાનો) છે અને દૂરવેશ છે, અને એટલા માટે કે તેઓ તકબ્બુર નથી કરતા. (૮૨) અને જ્યારે એને સાંભળે છે જે રસૂલ ઉપર ઊતર્યું તો તમે તેમની આંખોને જુઓ તો કે આંસુઓથી ઊભરાય છે, એ કારણથી કે તેમણે સત્ય વાતને ઓળખી લીધી; કહે છે, હે અમારા પરવરદિગાર ! અમે ઈમાન લાવ્યા, બસ તું અમને માનનારાઓની સાથે લખી લે. (૮૩) અને અમને શું થયું કે અમે યકીન ન લાવીએ અલ્લાહ ઉપર અને એ વસ્તુ ઉપર જે અમને સત્ય સાથે પહોંચી અને એની આશા રાખીએ કે અમને અમારો રબ્બ નેકબખ્તો (સાલિહીન) સાથે સામેલ રાખે. (૮૪) પછી તેમને અલ્લાહે આવું કહેવા ઉપર બદલામાં એવા બગીચા આપ્યા કે જેના નીચે નહેરો વહે છે, તેમાં જ રહ્યા કરે અને આ છે નેકી કરનારાઓનો બદલો. (૮૫) અને જે લોકો ઈન્કારી થયા અને અમારી આયતોને જૂઠાડવા લાગ્યા તેઓ દોઝખના રહેવાવાળાઓ છે. (૮૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉ યહૂદીઓનું મુશ્રિકો સાથે દોસ્તી રાખવા બાબતનું વર્ણન હતું, આગળ તેમની સાથે હળી-મળીને મુશ્રિકો પણ મુસલમાનો સાથે વેરભાવ રાખતા હતા તેનો ઉલ્લેખ થયો છે કે, આ બંને સમુદાયોની દોસ્તીનું અસલી કારણ તેઓની માન્યતા મુજબ બંનેના સમાન શત્રુ મુસલમાનો હતા; તે હતું. અને કારણ કે, દરેક બાબતમાં કુર્આન મજીદ ન્યાય અને ઈન્સાફનું સૌથી મોટું દાવે'દાર છે. એટલા માટે યહૂદી અને નસારામાં પણ બધાને એક જ કક્ષામાં સામેલ ગણવામાં આવ્યા નથી, જેઓમાં કોઈ ગુણ અને વિશેષતા હતી તેની પણ જાહેરાત કરવામાં આવી. દાખલા તરીકે, નસારાની એક ખાસ જમાઅતમાં યહૂદીઓ કરતા મુસલમાનો પ્રત્યે પૂર્વગ્રહ ઓછો હોવાનું અને તે નસારામાં જેમણે સત્યનો સ્વીકાર કરી લીધો હતો, તેના માટે તેઓ સારા બદલાના અને વખાણપાત્ર હતા;

તેનું વર્ણન થયું. આ ખાસ વર્ગ હબશાના ખ્રીસ્તીઓનો છે, જ્યારે મદીનાની હિજરત પહેલાં મુસલમાનો પોતાનું વતન મક્કા છોડીને હબશા ચાલ્યા ગયા હતા ત્યારે તેમણે તેમને કોઈ જ તકલીફ આપી ન હતી અને જે બીજા ખ્રીસ્તીઓ એમના જેવા જ હોય, તેઓ પણ હુકમની દષ્ટિએ તેમનામાં જ સામેલ છે અને તેમનામાંથી જેમણે સત્યનો સ્વીકાર કરી લીધો હતો, તે નજ્જાશી બાદશાહ અને તેના સાથીદારો છે કે, તેઓ હબશામાં પણ કુર્આન સાંભળીને રડ્યા અને મુસલમાન થઈ ગયા અને ત્રીસ વ્યક્તિઓ રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને કુર્આન સાંભળીને રડ્યા અને ઈસ્લામનો સ્વીકાર કર્યો. આ જ ઘટના આ આયતનો શા'ને નુઝૂલ (આયત ઊતરવાની પૂર્વભૂમિકા) છે.

## તફસીર :

(ગેરમુસ્લિમોમાં) બધા લોકોથી વધારે મુસલમાનો સાથે અદાવત રાખનારા તમે તે યહૂદીઓ અને મુશ્રિકોને જોશો અને તે (ગેરમુસ્લિમ લોકો)માં મુસલમાનોની સાથે દોસ્તી રાખવામાં સૌથી નજીક (અન્યો કરતાં) તે લોકોને જોશો, જે પોતાને નસારા કહે છે (સૌથી નજીકનો અર્થ એ છે કે, મિત્ર તો તે પણ નહીં હોય, પરંતુ અન્ય કાફિરો કે, જેમનું વર્ણન ઉપર થયું છે તેમના કરતાં તેઓ સારા છે) આ (દોસ્તીની નજીક હોવું અને ઓછી દુશ્મનાવટ હોવી) એ કારણે છે કે, તે (નસારા)ઓમાં ઘણા વિદ્વાનો છે અને ઘણા બધા દુનિયા છોડી બેઠેલા (દૂરવેશો) છે, (અને જ્યારે કોઈ કૌમમાં આવા લોકો મોટા પ્રમાણમાં હોય તો સામાન્ય જનસમૂહમાં પણ સત્ય સાથે વધારે દુશ્મની નથી હોતી, જો કે ખાસ અને આમ, સત્યનો સ્વીકાર કદાચ ન પણ કરે) અને એ કારણે કે એ (નસારા) લોકો અભિમાની નથી (દુનિયા છોડવાના ગુણને લીધે સત્ય તરફ વલણ અપનાવે છે અને તેમનામાં વિનમ્રતાનું પાસું પણ છે કે, તેઓ સચ્ચાઈ સામે થોડા નરમ પડી જાય છે, એટલા માટે તેમનામાં વધારે દુશ્મની નથી. આથી તેમનો દુનિયા છોડવાનો ગુણ તથા વિદ્વતાનું અસ્તિત્વ એ બાબતનું કારણ બને છે કે, તેઓ અભિમાની નથી હોતા. એનાથી વિપરીત યહૂદીઓ અને મુશ્રિકો દુનિયાની મહોબ્બત ધરાવતા હોવાના કારણે અભિમાની હોય છે અને યહૂદીઓમાં પણ અમુક સત્યવાદી ઉલમા હતા, તેઓ મુસલમાન થઈ ગયા હતા, પરંતુ તેમની સંખ્યા ખૂબ ઓછી હોવાના કારણે સામાન્ય જનસમૂહ ઉપર તેમનો કોઈ પ્રભાવ

ન હતો. એટલા માટે તેમનામાં મુસલમાનો પ્રત્યે વેરભાવ છે, જે વેરભાવ અને દુશ્મનાવટ સખત હોવાનું કારણ બને છે. એટલા માટે યહૂદીઓ તો ઓછા ઈમાન લાવ્યા અને મુશ્રિકોમાંથી જ્યારે દુશ્મનાવટ ઓછી થઈ, ત્યારે તેમણે ઈમાન લાવવાનું શરૂ કર્યું) અને (અમુક તેમનામાં.... જેઓ અંતે મુસલમાન થઈ ગયા હતા, એવા છે કે) જ્યારે તેઓ આ (કલામ)ને સાંભળે છે, જે રસૂલ (ﷺ) તરફ મોકલવામાં આવ્યું છે (એટલે કે, કુર્આન) તો પોતાની આંખોમાંથી આંસુઓ વહેતા જૂએ છે. એ કારણથી કે, તેમણે સત્ય (દીન, એટલે કે ઈસ્લામના સત્ય દીન હોવા)ને ઓળખી લીધું (મતલબ એ કે, સચ્ચાઈ સાંભળીને પ્રભાવિત થાય છે અને) એવું કહે છે કે, હે અમારા પરવરદિગાર ! અમે મુસલમાન થઈ ગયા તો અમને પણ તે લોકોની સાથે ગણી લે, (એટલે કે તેમનામાંથી ગણી લે) જેઓ (મુહમ્મદ ﷺ અને કુર્આન સત્ય હોવાનું) સમર્થન કરે છે.... અને અમારી પાસે શું બહાનું છે કે, અમે અલ્લાહ તઆલા ઉપર (શરીઅતની તા'લીમ પ્રમાણે મુહમ્મદ ﷺ) અને જે સત્ય (દીન હવે) અમને પહોંચેલ છે, તેના ઉપર ઈમાન ન લાવીએ ? અને (પછી) એ વાતની આશા (પણ) રાખીએ કે અમારો પરવરદિગાર અમને નેક (સ્વીકૃત) લોકોની યાદીમાં દાખલ કરશે (બલકે, આ ઉમ્મીદ ઈસ્લામ ઉપર અવલંબિત છે, એટલા માટે મુસલમાન થવું જરૂરી છે) બસ, તેવા (લોકો)ને અલ્લાહ તઆલા તેમના (આ) નિવેદન (અને માન્યતા)ના બદલામાં (જન્નતના) એવા બગીચાઓ આપશે, જેના (મહેલોની) નીચેથી નહેરો વહેતી હશે (અને) તેઓ તેમાં હંમેશા-હંમેશા માટે રહેશે અને નેકી કરનારાઓનો આ જ સારો બદલો છે અને (તેનાથી વિપરીત) જે લોકો કાફિર રહ્યા અને અમારી આયતો (અને હુકમ)ને જૂઠા કહેતા રહ્યા, તે લોકો દોઝખ(માં રહેવા)વાળા છે.

## મસ્અલા અને બોધપાઠ :

### અહલે કિતાબના અમુક સત્યપ્રિય લોકો :

આ આયતોમાં મુસલમાનો સાથે વેરભાવ અને અદાવતનું માપદંડ બતાવી તે અહલે કિતાબનું વર્ણન કર્યું છે, જેઓ પોતાની સત્ય પ્રિયતા, ન્યાય પ્રિયતા અને અલ્લાહના ડરના કારણે મુસલમાનો સાથે વૈમનસ્ય કે વેરભાવ રાખતા ન હતા, પરંતુ આવા ગુણ ધરાવતા લોકો સંખ્યામાં ઘણા ઓછા હતા. જેમકે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.) વગેરે. નસારામાં તેમના કરતાં આવા લોકોની

સંખ્યા વધારે હતી. ખાસ કરીને, રસૂલે કરીમ ﷺના સમયકાળમાં હબશા દેશના રાજા નજ્જાશી તથા તેના અધિકારીઓ અને સામાન્ય પ્રજામાં આવા લોકોની સંખ્યા ઘણી વધારે હતી અને એ જ કારણે જ્યારે મક્કા મુકર્રમહથી મુસલમાનો કુરૈશના જુલમો-સિતમથી તંગ આવી ગયા, ત્યારે રસૂલે કરીમ ﷺએ તેમને હબશા હિજરત કરી જવાની સલાહ આપી અને ફરમાવ્યું કે, મેં સાંભળ્યું છે કે, હબશાનો રાજા ન તો જુલમ કરે છે અને ન જ કોઈના ઉપર જુલમ થવા દે છે. એટલા માટે મુસલમાનો અમુક સમય માટે ત્યાં ચાલ્યા ગયા.

આ સલાહ ઉપર અમલ કરીને પ્રથમ વખતે અગિયાર લોકો હબશા તરફ જવા નીકળ્યા, જેમાં હઝરત ઉસ્માન ગની (રદિ.) અને તેમની પત્ની એટલે કે, રસૂલે કરીમ ﷺની વહાલસોયી દિકરી હઝરત રૂકૈય્યહ (રદિ.) પણ સામેલ હતા. ત્યાર પછી હઝરત જા'ફર ઈબ્ને અબી તાલિબ (રદિ.)ની આગેવાનીમાં મુસલમાનોનો એક મોટો કાફલો સ્ત્રીઓ ઉપરાંત ૮૨ પુરુષો ઉપર આધારિત હતો, તેઓ હબશા પહોંચી ગયા. હબશાના રાજા અને ત્યાંના નિવાસીઓએ તેમને ખૂબ આદર-સત્કાર સાથે આવકાર્યા. આ લોકો ત્યાં શાંતિ અને સલામતીથી ખૂબ સારી રીતે રહેવા લાગ્યા.

મક્કાના કુરૈશીઓના ક્રોધે તેમને રજા ન આપી કે તેઓ આ લોકોને કોઈ બીજા દેશમાં શાંતિથી જીવન ગુજારવા દે. તેમણે પોતાના એક પ્રતિનિધિ મંડળને ઘણી બધી ભેટ-સોગાતો લઈને હબશાના રાજા પાસે રવાના કર્યા અને એવી દરખાસ્ત કરી કે મુસલમાનોને પોતાના દેશમાંથી હાંકી કાઢે, પરંતુ હબશાના રાજાએ પરિસ્થિતિની તહકીક કરી અને હઝરત જા'ફર બિન અબી તાલિબ (રદિ.) તથા તેમના સાથીદારો પાસેથી ઈસ્લામ અને પયગમ્બરે ઈસ્લામ ﷺ બાબતે જાણ્યું. આ પરિસ્થિતિ અને ઈસ્લામની તા'લીમને હઝરત ઈસા (અલૈ.) અને ઈન્જીલની ભવિષ્યવાણીઓ પ્રમાણે જોઈને કે, જેમાં હઝરત ખાતમુલ અંબિયા ﷺની બઅ્ષતનું વર્ણન અને તેમની તા'લીમનો ટૂંક અહેવાલ તથા તેમના સહાબા (રદિ.)ની હાલત વગેરેનો ઉલ્લેખ થયો હતો, તે ખૂબ પ્રભાવિત થયો અને તેણે કુરૈશના પ્રતિનિધિ મંડળની ભેટ-સોગાતો પાછી આપી તેમને સ્પષ્ટ જવાબ આપી દીધો કે, હું આવા લોકોને મારા દેશમાંથી કાઢી મૂકવાનો ક્યારેય હુકમ નથી આપી શકતો.

## હઝરત જા'ફર બિન અબી તાલિબ (રદિ.)ના પ્રવચનની નજ્જાશી બાદશાહ ઉપર અસર :

હઝરત જાફર બિન અબી તાલિબ (રદિ.)એ નજ્જાશીના દરબારમાં ઈસ્લામ અને તેની તા'લીમનો એક ટૂંકો પરંતુ ખૂબ સચોટ અહેવાલ રજૂ કર્યો હતો અને પછી તે લોકોના ત્યાં સ્થાયી થવાથી ન જ ફક્ત તેમના દિલોમાં બલકે, ત્યાંના શાસકો અને સામાન્ય જનતા બધાના દિલોમાં ઈસ્લામ અને પયગમ્બરે ઈસ્લામ ﷺની સાચી મહોબ્બત અને સન્માન પેદા કરી દીધું, જેનું પરિણામ એ હતું કે, જ્યારે રસૂલે કરીમ ﷺએ મદીના તય્યિબહ તરફ હિજરત કરી અને ત્યાં તેમને અને તેમના સહાબા (રદિ.)ને સંતોષ થઈ ગયાની જાણ થઈ અને હબશાના મુહાજિરોએ મદીના તય્યિબહ જવાનો ઈરાદો કર્યો, ત્યારે હબશાના બાદશાહ નજ્જાશીએ તેમની સાથે પોતાના સહધર્મી નસારાના મોટા-મોટા ઉલમા-મશાઈખનું એક પ્રતિનિધિ મંડળ રસૂલે કરીમ ﷺની સેવામાં મોકલ્યું, જે સિત્તેર વ્યક્તિઓ ઉપર આધારિત હતું જેમાંથી ૬૨ લોકો હબશાના હતા અને આઠ લોકો સિરીયાના હતા.

## હબશાના રાજાના પ્રતિનિધિ મંડળની રસૂલે કરીમ ﷺની સેવામાં હાજરી :

આ પ્રતિનિધિ મંડળ રસૂલે કરીમ ﷺની સેવામાં એક દૂરવેશ (ફકીરી) અને પાદરીની વેશભૂષામાં હાજર થયા. રસૂલે કરીમ ﷺએ સૂરએ યાસીન પઢીને સંભળાવી, આ લોકો સાંભળતા ચાલ્યા જતા હતા અને તેમની આંખોમાંથી આંસુ વહી રહ્યા હતા. બધાએ કહ્યું કે, આ કલામ તે કલામ સાથે કેટલી સામ્યતા ધરાવે છે ! જે હઝરત ઈસા (અલૈ.) ઉપર નાઝિલ થતું હતું અને આ બધા જ લોકો મુસલમાન થઈ ગયા.

તેમના પરત ફર્યા પછી ઈથોપિયા (હબશા)ના રાજા નજ્જાશીએ પણ ઈસ્લામ સ્વીકાર કરવાની જાહેરાત કરી અને પોતાનો એક પત્ર આપીને પોતાના પુત્રને એક બીજા પ્રતિનિધિ મંડળનો આગેવાન બનાવી મોકલ્યો. પરંતુ અચાનક આ જહાઝ સમંદરમાં ડૂબી ગયું. મતલબ કે, હબશાનો બાદશાહ અને ત્યાંના શાસકો, અધિકારીઓ અને સામાન્ય જનતાએ ઈસ્લામ અને મુસલમાનોની સાથે

ન જ ફક્ત સન્માનપૂર્વક ન્યાયપૂર્ણ વ્યવહાર કર્યો બલકે, અંતે પોતે પણ મુસલમાન થઈ ગયા.

જમહૂર વિવરણકારોએ નોંધ્યું છે કે, પ્રસ્તુત આયત આ જ લોકો વિશે નાઝિલ થઈ છે. لَتَجِدَنَّ اَقْرَبَهُمْ مَّوَدَّةً لِّلَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰى અને ત્યાર પછીની આયતમાં તેમનું અલ્લાહ તઆલાના ડરથી રડવાનું અને સચ્ચાઈને કબૂલ કરવાનું વર્ણન કરવામાં આવ્યું. આ બાબત ઉપર પણ જમહૂર મુફસ્સિરોની સર્વસહમતી છે કે, જો કે આ આયતો નજ્જાશી અને તેના મોકલેલા પ્રતિનિધિ મંડળ વિશે નાઝિલ થઈ છે પરંતુ તેના શબ્દો જાહેર અને સામાન્ય છે, એટલા માટે સામાન્યપણે તે દરેકને લાગુ પડે છે. એટલે કે, આ હુકમમાં તે બધા જ નસારા સામેલ છે જેઓ હબશાના નિવાસીઓની જેમ જ ન્યાયપ્રિય અને સત્યનિષ્ઠ હોય, એટલે કે ઈસ્લામ આવતા પહેલાં ઈન્જીલનું અનુસરણ કરતા હતા અને ઈસ્લામ આવ્યા પછી ઈસ્લામની પૈરવી કરવા લાગ્યા.

યહૂદીઓમાં પણ જો કે, અમુક લોકો આવા જ પ્રકારના મોજૂદ હતા જેઓ હઝરત મૂસા (અલૈ.)ના સમયમાં તવરાત ઉપર અમલ કરતા રહ્યા, પછી ઈસ્લામ આવ્યા પછી તેમણે ઈસ્લામનો સ્વીકાર કર્યો, પરંતુ તેમની સંખ્યા એટલી ઓછી હતી કે, ઉમ્મતો અને કૌમોના વર્ણન સમયે તેમનો ઉલ્લેખ કરી શકાય એમ નથી. બાકીના યહૂદીઓની પરિસ્થિતિ અને હાલત તો બિલકુલ જાહેર જ હતી કે, તેઓ મુસલમાનોની દુશ્મનાવટમાં અને તેમની પડતી માટે સૌથી વધારે આગળ પડતો ભાગ લેતા હતા. એટલા માટે પાછળની આયતોમાં યહૂદીઓની આવી પરિસ્થિતિનું વર્ણન થયું છે. لَتَجِدَنَّ اَشَدَّ النَّاسِ عَدَاوَةً لِّلَّذِيْنَ اٰمَنُوا الْيَهُوْدَ એટલે કે, "મુસલમાનોની સાથે અદાવતમાં સૌથી વધારે સખત યહૂદીઓ છે."

કહેવાનું તાત્પર્ય એ છે કે, આ આયતમાં નસારાના એક ખાસ વર્ગના વખાણ કરવામાં આવ્યા છે, જેઓ અલ્લાહનો ડર રાખતા હતા અને સત્યપ્રિય હતા. તેમાં નજ્જાશી અને તેના સત્તાધીશો, અધિકારીઓ અને મુસલમાનોના હિમાયતકર્તા લોકો પણ સામેલ છે અને અન્ય નસારાઓ પણ કે, જેમનામાં આ પ્રકારના ગુણ–લક્ષણો હતા અથવા હવે પછીના યુગમાં આવા ગુણ–લક્ષણો ધરાવનાર પણ તેમાં સામેલ છે. પરંતુ તેનો.... અર્થ એ નથી કે, અને ન જ કોઈ

એવો અર્થ આ આયતોથી પણ નીકળી શકે છે કે, નસારા ભલે ગમે તેટલા ગુમરાહ થઈ જાય અને ઈસ્લામ દુશ્મનીમાં ગમે તેવા કઠોર પગલાં ભરે અને પ્રવૃત્તિઓ કરે, તેમને દરેક પરિસ્થિતિમાં મુસલમાનોના દોસ્ત સમજવામાં આવે અને મુસલમાનો એમના તરફ દોસ્તીનો હાથ લાંબો કરે. કારણ કે, આ ઈસ્લામના માર્ગદર્શન પ્રમાણે ખોટી અને પ્રસંગોથી અને પરિસ્થિતિઓથી બિલકુલ વિરોધાભાસી બાબત છે. એટલા માટે ઈમામ અબૂબક્ર જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું છે કે, અમુક અજ્ઞાનીઓ જે એવું વિચારે છે કે, આ આયતોમાં બધા જ નસારાઓના વખાણ છે અને તેઓ યહૂદીઓ કરતાં દરેક રીતે સારા છે, આવું વિચારવું સદંતર અજ્ઞાનતા છે. કારણ કે, જો સામાન્ય રીતે બંને વર્ગોની ધાર્મિક માન્યતાઓની સરખામણી કરવામાં આવે તો ખ્રીસ્તીઓનું મુશ્રિક હોવું વધારે જાહેર અને સ્પષ્ટ છે અને મુસલમાનો સાથે તેમનો વ્યવહાર જોવામાં આવે તો વર્તમાન સમયમાં ખ્રીસ્તીઓ પણ ઈસ્લામ દુશ્મનીમાં યહૂદીઓ કરતાં કોઈ રીતે પાછા પડે એમ નથી. હા ! એ સાચું છે કે, નસારામાં એવા લોકોનું પ્રમાણ વધારે છે જેઓ ખુદાનો ડર અને સત્યપ્રિયતા ધરાવે છે. તેના પરિણામે તેમને ઈસ્લામ સ્વીકાર કરવાનો શ્રેય પણ પ્રાપ્ત થયો હતો અને આ આયતો આ બંને વર્ગો વચ્ચેના આ તફાવતને સ્પષ્ટ કરવા માટે નાઝિલ થઈ છે. પોતે આ જ આયતના અંતમાં કુર્આને આ હકીકતને આવા શબ્દોમાં સ્પષ્ટ કરી દીધી છે. ذٰلِکَ بِاَنَّ مِنۡهُمۡ قِسِّيۡسِيۡنَ وَرُهۡبَانًا وَّاَنَّهُمۡ لَا يَسۡتَكۡبِرُوۡنَ એટલે કે, નસારાના વખાણ આ આયતોમાં કરવામાં આવ્યા છે તેનું કારણ એ છે કે તેમના ઉલમા (વિદ્વાનો) અને અલ્લાહથી ડરનારા દુનિયા છોડીને પાદરી બની ચૂકેલા લોકો પણ સારી એવી સંખ્યામાં છે અને તેમનામાં અભિમાન નથી હોતું કે, તેઓ બીજાઓની વાતો ઉપર વિચાર કરવા માટે તૈયાર જ ન થાય; એવું નથી હોતું. જો સરખામણી કરવામાં આવે તો યહૂદીઓની પરિસ્થિતિ આવી ન હતી, તેમનામાં અલ્લાહનો ડર અને સત્યપ્રિયતા ન હતી, તેમના વિદ્વાનો પણ દુનિયા છોડવાના બદલે પોતાના જ્ઞાનને ફક્ત આર્થિક ઉપાર્જનનું માધ્યમ બનાવતા હતા અને દુનિયાપ્રાપ્તિમાં એવા મસ્ત બની રચ્યા–પચ્યા રહેતા હતા કે, સત્ય–અસત્ય અને હલાલ–હરામની કોઈ દરકાર કે પરવા કરતા ન હતા.

**કૌમ કે મિલ્લતનો અસલી આત્મા સત્યપ્રિય નિષ્ઠાવાન ઉલમા (વિદ્વાનો) અને મશાઇખ છે :**

પ્રસ્તુત આયતના વર્ણનથી એક મહત્ત્વની વાત એ જાણમાં આવી કે, કૌમ કે મિલ્લતનો અસલી આત્મા (રૂહ) સત્યનિષ્ઠ અલ્લાહથી ડરનાર ઉલમા અને મશાઈખ છે. તેમનું અસ્તિત્વ સંપૂર્ણ કૌમની જિંદગી છે, જ્યાં સુધી કોઈ કૌમમાં આવા ઉલમા અને મશાઈખ મૌજૂદ છે, જેઓ દુનિયાની ઈચ્છાઓ અને ભૌતિકતા પાછળ દોટ નથી મૂકતા અને અલ્લાહથી ડરે છે તો તે કૌમ ભલાઈ અને બરકતથી વંચિત નથી રહેતી.

---

**આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૮૭-૮૮)**

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَيِّبٰتِ مَاۤ اَحَلَّ اللّٰهُ لَكُمْ وَلَا تَعْتَدُوْا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ۝٨٧ وَكُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا ۪ وَّاتَّقُوا اللّٰهَ الَّذِيْۤ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ۝٨٨

**તરજુમો :**

*હે ઈમાનવાળાઓ ! તે તય્યિબ (પાકસાફ, લિજ્જતવાળી) વસ્તુઓને હરામ ન ઠરાવો જે અલ્લાહે તમારા માટે હલાલ કરી આપી, અને હદથી ન વધો (મર્યાદા ન ઓળંગો), બેશક ! અલ્લાહ હદથી વધનારાઓને પસંદ નથી કરતો. (૮૭) અને અલ્લાહના આપેલામાંથી જે વસ્તુઓ હલાલ તય્યિબ (પાક) હોય ખાઓ, અને અલ્લાહથી ડરતા રહો જેના ઉપર તમે ઈમાન રાખો છો. (૮૮)*

**આયતોનો ક્રમ અને ગોઠવણી :**

અહીંયાં સુધી અહલે કિતાબ વિશે ચર્ચા હતી, આગળ ફરી એકવાર ગૌણ હુકમોનું વર્ણન થશે, જેનો ઉલ્લેખ સૂરતની શરૂઆતમાં અને અમુક વચ્ચે-વચ્ચે પણ થયો છે અને સ્થળ અગત્યતાના આધારે એક ખાસ પ્રકારનો ક્રમ પણ ગોઠવવામાં આવ્યો. તે એ કે, ઉપર વખાણ કરવાના સંદર્ભમાં "રુહબાનિયત"

(સન્યાસીપણા)નું વર્ણન થયું છે. જો કે, આ તેના અનુસંધાનમાં એક ખાસ વિભાગ એટલે કે, દુનિયા છોડી દેવી અને દુનિયાની મહોબ્બતથી અલિપ્ત થઈ જવું છે, પરંતુ શક્યતા એ હતી કે કોઈ વ્યક્તિ રુહબાનિયત સમકક્ષ ગુણો અને ખાસિયતોને વખાણ કરવા પાત્ર સમજી બેસે, એટલા માટે આ સ્થળે એ બાબતનો ઉલ્લેખ કરવો યોગ્ય છે કે, અલ્લાહે જે વસ્તુઓને હલાલ કરી છે તેને પોતાના માટે હરામ કરવાની અત્રે મનાઈ કરવામાં આવી છે. *(બયાનુલ કુર્આનના સારમાંથી)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! જે વસ્તુઓ અલ્લાહ તઆલાએ તમારા માટે હલાલ કરી છે, (ભલે તે ખાવા–પીવા અથવા પહેરવાના પ્રકારમાંથી હોય અથવા અન્ય જીવન જરૂરી ચીજવસ્તુઓના સ્વરૂપમાં હોય) તેમાં સ્વાદિષ્ટ (અને આકર્ષક) વસ્તુઓ(ના સ્વરૂપમાં ટેક લઈને પોતાની ઉપર તેને) હરામ ન કરો અને (શરીઅતની) હદોથી (જે હલાલ અને હરામ વિશે અલ્લાહે નક્કી કરી છે) આગળ ન વધો, બેશક ! અલ્લાહ તઆલા (શરીઅતની) હદથી નીકળી જનારાઓને પસંદ કરતો નથી અને અલ્લાહ તઆલાએ જે વસ્તુઓ તમને આપી છે, તેમાંથી હલાલ અને આકર્ષક વસ્તુઓને ખાઓ (પીઓ અને વાપરો) અને અલ્લાહ તઆલાથી ડરો, જેના ઉપર તમે ઈમાન ધરાવો છો. (એટલે કે, હલાલને હરામ ઠરાવવું અલ્લાહની ખુશી વિરુદ્ધ છે, તેનાથી ડરો અને એવું કરવાની ચેષ્ટા ન કરો).

## મસ્અલા અને બોધપાઠ :

### દુનિયાનો ત્યાગ જો અલ્લાહની નક્કી કરેલી હદોની અંદર હોય તો જાઇઝ છે, નહિતર હરામ છે :

પ્રસ્તુત આયતોમાં એ બતાવવામાં આવ્યું છે કે, જો કે, દુનિયાનો ત્યાગ કરવો અને દુનિયાની ઈચ્છાઓ તથા તેની સ્વાદિષ્ટ મજેદાર ચીજ–વસ્તુઓને ત્યાગવી એક કક્ષા સુધી પ્રિય અને પસંદ હોય છે, પરંતુ તેમાં પણ અલ્લાહની નક્કી કરેલી સીમાઓ અને મર્યાદાઓનું ઉલ્લંઘન કરી આગળ વધવું જોઈએ નહીં. આવું કરવું ટીકાપાત્ર અને હરામ છે, જેની વિગત નીચે પ્રમાણે છે.

**કોઈ હલાલ વસ્તુને હરામ ઠરાવવાની ત્રણ કક્ષાઓ (દરજ્જાઓ) છે :**

કોઈ હલાલ વસ્તુને હરામ ઠરાવવાની ત્રણ કક્ષાઓ (દરજ્જાઓ) છે. (૧) આ બાબત માન્યતા અને અકીદહની દષ્ટિએ હરામ સમજી લેવામાં આવે, (૨) મૌખિક રીતે ટેક લઈને કોઈ વસ્તુને પોતાના માટે હરામ ઠરાવી લે. દાખલા તરીકે, કસમ ખાઈ લે કે, ઠંડુ પાણી નહીં પીઉં અથવા ફલાણા પ્રકારના હલાલ ખાણાને નહીં ખાઉં અથવા ફલાણું જાઈઝ કામ નહીં કરું અને (૩) અકીદહ અને મૌખિક વગેરે સ્વરૂપમાંથી ન હોય, ફક્ત આચરણની દષ્ટિએ હંમેશા માટે કોઈ એવો શિરસ્તો અપનાવે કે, કોઈ હલાલ વસ્તુને છોડી દેવાનો નિર્ણય કરી લે.

પ્રથમ સ્વરૂપમાં જો એ વસ્તુનું હલાલ હોવું સ્પષ્ટ દલીલોથી સાબિત થયું હોય, તો તેને હરામ સમજનાર અલ્લાહના કાયદાનો ખુલ્લમ-ખુલ્લો વિરોધ કરવાના કારણે કાફિર થઈ જશે.

બીજા સ્વરૂપમાં જો સોગંદ વગેરે ખાઈને કોઈ હલાલ વસ્તુને પોતાના માટે હરામ ઠરાવી લે તો કસમ માન્ય ગણાશે. કસમના શબ્દો ઘણા છે, જે ફિક્હની કિતાબોમાં વિગતવાર વર્ણન થયા છે, તેમાં એક ઉદાહરણ આ પ્રમાણે છે કે, સ્પષ્ટ શબ્દોમાં કહે કે, "હું અલ્લાહની કસમ ખાઉં છું કે ફલાણી વસ્તુ ખાઈશ નહીં અથવા ફલાણું કામ નહીં કરું." અથવા એવું કહે કે, "હું ફલાણી વસ્તુને મારા માટે હરામ કરું છું," તેનો હુકમ એ છે કે, વિના જરૂરતે આવી કસમ ખાવી ગુનોહ છે અને તેના માટે જરૂરી છે કે, તે આ કસમ તોડી નાંખે અને તેનો કફ્ફારો અદા કરે, જેની વિગત આગળ આવશે.

ત્રીજી કસમ એ છે કે, જેમાં માન્યતાની દષ્ટિએ તો મૌખિક નિવેદન દ્વારા કોઈ હલાલ વસ્તુને હરામ કરવામાં નથી આવી પરંતુ આચરણમાં એવું વર્તન કરે છે જેમકે કોઈ હરામ વસ્તુ સાથે કરવામાં આવે છે કે, કાયમી રીતે તેને છોડવાની ટેવ બનાવી લે છે. તેનો હુકમ એ છે કે, જો હલાલને છોડવું સવાબ સમજતો હોય તો તે બિદ્અત છે અને સન્યાસીપણું છે, જે મહાન ગુનોહ હોવું કુર્આન અને સુન્નતની "નસ" દ્વારા સાબિત થયેલ છે, તેનો વિરોધ કરવો વાજિબ છે અને જો કોઈ આવી પાબંદી પોતાના માટે કાયમ રાખે તો તે ગુનોહ છે. હા ! જો કોઈ આવી પાબંદી સવાબની નિય્યતે ન કરે બલકે કોઈ અન્ય કારણે કરે, દાખલા તરીકે કોઈ શારીરિક અથવા માનસિક બીમારીના કારણે કોઈ ખાસ વસ્તુને કાયમી

ધોરણે છોડી દે તો તેમાં કોઈ ગુનોહ નથી. અમુક સૂફી લોકોની અને બુઝુર્ગોની હલાલ વસ્તુઓ છોડવાની જે રિવાયતો નકલ થઈ છે, તે બધી આ પ્રકારમાં સામેલ છે કે, તેમણે તેને પોતાના માટે આ વસ્તુઓને નુકસાનકારક સમજી અથવા બુઝૂર્ગોએ તેને નુકસાનકર્તા બતાવી. એટલા માટે ઈલાજના કારણે તેને છોડી દીધી. જો આવું કર્યું હોય તો તેમાં કોઈ વાંધો નથી.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَلَا تَعْتَدُوْا اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ એટલે કે, "અલ્લાહની હદોથી આગળ ન વધો, કારણ કે, અલ્લાહ તઆલા આવા સીમાઓથી આગળ વધનારાને પસંદ કરતો નથી."

સીમાનું ઉલ્લંઘન કરી મર્યાદા બહાર નીકળી જવાનો અર્થ એ છે કે, કોઈ હલાલ વસ્તુને વિના કોઈ કારણે સવાબ સમજીને છોડી દેવામાં આવે, જેને નાવાકેફ વ્યક્તિ તકવો સમજે છે અને અલ્લાહ તઆલા સમીપ તે ખોટું અને નાજાઈઝ કૃત્ય છે, આથી બીજી આયતમાં ફરમાવ્યું, وَاتَّقُوا اللّٰهَ الَّذِیْۤ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ એટલે કે, "જે હલાલ પાક રોજી અલ્લાહ તઆલાએ તમને અર્પણ કરી છે તેને ખાઓ અને અલ્લાહ તઆલા ઉપર તમારું ઈમાન છે, તેનાથી ડરતા રહો."

આ આયતમાં સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, હલાલ પાક વસ્તુઓને સવાબ સમજીને છોડી દેવું તકવો નથી. બલકે, તકવો એમાં છે કે તે અલ્લાહ તઆલાની નેઅ્મત સમજીને તેનો ઉપયોગ કરે અને અલ્લાહનો શુક્ર અદા કરે. હા ! કોઈ શારીરિક અથવા માનસિક બીમારીના કારણે ઈલાજ માટે કોઈ વસ્તુને છોડી દીધી, તો તે તેમાં સામેલ નથી.

---

## આયત : (સૂરએ માઈદહ : આયત નં. ૮૯)

| |
|---|
| لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْۤ اَيْمَانِكُمْ وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا عَقَّدْتُّمُ الْاَيْمَانَ ۚ فَكَفَّارَتُهٗۤ |
| اِطْعَامُ عَشَرَةِ مَسٰكِيْنَ مِنْ اَوْسَطِ مَا تُطْعِمُوْنَ اَهْلِيْكُمْ اَوْ كِسْوَتُهُمْ اَوْ تَحْرِيْرُ |
| رَقَبَةٍ ؕ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ ؕ ذٰلِكَ كَفَّارَةُ اَيْمَانِكُمْ اِذَا حَلَفْتُمْ ؕ |
| وَاحْفَظُوْۤا اَيْمَانَكُمْ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۸۹﴾ |

## તરજુમો :

*અલ્લાહ તમને તમારી બેહૂદા (વાહિયાત) કસમો ઉપર પકડતો નથી, પરંતુ એના ઉપર પકડે છે જે કસમને તમે મજબૂત બાંધી (પાકી કસમ ખાધી); બસ, તેનો કફ્ફારો દશ મોહતાજોને ખાવા આપવું છે, મધ્યમ કક્ષાનું ખાવા જે પોતાના ઘરવાળાઓને આપો છો, અથવા દશ મોહતાજોને કપડાં પહેરાવી આપવા અથવા એક ગુલામ આઝાદ કરવો; પછી જેને પ્રાપ્ત ન હોય તો ત્રણ દિવસના રોઝા રાખવાના છે; આ તમારી કસમોનો કફ્ફારો છે જ્યારે કસમો ખાઈ બેસો, અને પોતાની કસમોની હિફાઝત રાખો, આ જ રીતે અલ્લાહ તમારા માટે પોતાના હુકમ વર્ણન કરે છે જેથી તમે અહેસાન માનો. (૮૯)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર હલાલ વસ્તુઓને હરામ કરી લેવા બાબતનું વર્ણન હતું. કારણ કે, અમુક સમયે આવી પરિસ્થિતિ કોઈ કસમ ખાઈ લેવાથી બનતી હોય છે, એટલા માટે ત્યારબાદ કસમો ખાવાના હુકમોનું વર્ણન થયું.

## તફસીર :

અલ્લાહ તઆલા તમારો (દુનિયવી) હિસાબ નથી કરતો (એટલે કે, કફ્ફારો વાજિબ નથી કરતો) તમારી કસમોમાં વાહિયાત કસમો (તોડવા) ઉપર પરંતુ (આવી) પકડ તેના ઉપર કરે છે કે, તમે કસમોને (ભવિષ્ય માટે) કાયમ કરી દો (અને પછી તેને તોડી નાંખો); બસ એ (કસમ તોડવા)નો કફ્ફારો (એ છે કે) દશ મોહતાજોને મધ્યમ કક્ષાનું ખાવા ખવડાવો, જે પોતાના ઘરવાળાઓને (સામાન્ય રીતે) ખવડાવો છો અથવા તેઓને (એટલે કે દશ મોહતાજોને) કપડાં આપો (મધ્યમ કક્ષાના) અથવા એક ગુલામ (પુરુષ અથવા બાંદી) આઝાદ કરો (એટલે કે, ત્રણે બાબતનો અધિકાર છે, જે ઈચ્છે તેના ઉપર અમલ કરે) અને જેને (આ ત્રણેમાંથી એક પણ) પ્રાપ્ત ન હોય, તો (તેનો કફ્ફારો) ત્રણ દિવસના (ક્રમાનુસાર) રોઝા છે. આ (જે વર્ણન થયું તે) કફ્ફારો છે તમારી (એવી) કસમોનો જ્યારે કે, તમે કસમ ખાઈ બેસો (અને પછી તેને તોડી નાંખો) અને (કારણ કે, આ કફ્ફારો વાજિબ છે એટલા માટે) પોતાની કસમોનું ધ્યાન રાખ્યા

કરો (ક્યાંક એવું ન થાય કે, કસમ તોડી નાંખો અને કફ્ફારો પણ ન આપો અને અલ્લાહ તઆલાએ જે પ્રમાણે આ હુકમ તમારા દુનિયવી અને દીની સુધારણા માટેનો વર્ણન કર્યો છે) એ જ પ્રમાણે અલ્લાહ તઆલા તમારા માટે પોતાના (અન્ય) હુકમો (પણ) વર્ણન કરે છે, જેથી તમે (આ નેઅ્મત એટલે કે, મખ્લૂકના હિતોનો ખ્યાલ રાખ્યા હોવાનો) શુક્ર કરો.

## મસ્અલા અને બોધપાઠ :

### કસમ ખાવાના અમુક સ્વરૂપો અને તે વિશેના હુકમો :

આ આયતમાં કસમ ખાવાના અમુક સ્વરૂપોનું વર્ણન છે. અમુકનું વર્ણન સૂરએ બકરહમાં પણ આવી ચૂક્યું છે અને ખુલાસો બધાનો એ છે કે, જો કોઈ ભૂતકાળની બની ચૂકેલી ઘટના ઉપર જાણીબૂજીને જૂઠી કસમ ખાય લે, તેને ફિક્હની પરિભાષામાં يَمِيۡنِ غَمُوۡس (યમીને ગમૂસ) કહેવામાં આવે છે. દાખલા તરીકે, એક વ્યક્તિએ કામ કરી લીધું અને તે જાણે છે કે, મેં આ કામ કર્યું છે અને પછી જાણીબૂજીને કસમ ખાય લે કે, મેં તે કામ કર્યું જ નથી તો આ જૂઠી કસમ સખત ગુનાહે કબીરહ અને દુનિયા-આખિરતની વબાલનું કારણ બને છે, પરંતુ એના ઉપર કોઈ કફ્ફારો વાજિબ નથી થતો, એના માટે તવબહ અને ઈસ્તિગફાર કરવો જરૂરી છે. એટલા માટે તેને ફિક્હની પરિભાષામાં "યમીને ગમૂસ" કહેવામાં આવે છે. કારણ કે, "ગમૂસ"નો અર્થ "ડૂબાડી દેવા"નો થાય છે અને આ કસમ મનુષ્યને ગુનાહના વબાલમાં ડૂબાડી દે છે.

બીજું સ્વરૂપ એ છે કે, ભૂતકાળની કોઈ ઘટનાને પોતાના મતે સાચી સમજીને કસમ ખાઈ બેસે, પરંતુ વાસ્તવમાં તે બાબત ખોટી હોય. દાખલા તરીકે, કોઈ માધ્યમથી તેને જાણ થઈ કે ફલાણો વ્યક્તિ આવી ગયો છે તો તેના ઉપર ભરોસો કરીને તેણે કસમ ખાઈ લીધી કે, તે આવી ગયો છે. પાછળથી જાણ થઈ કે આ બાબત સાચી ન હતી, તેને يَمِيۡنِ لَغۡوۡ (યમીને લગ્વ) કહેવામાં આવે છે. એ જ પ્રમાણે ઈરાદા વિના જીભથી કસમ નીકળી જાય, તો તેને પણ "યમીને લગ્વ" કહેવામાં આવે છે, તેનો હુકમ એ છે કે તેનો કફ્ફારો પણ નથી અને તેનો ગુનોહ પણ નહીં થાય.

ત્રીજા સ્વરૂપની કસમ એ છે કે, ભવિષ્યમાં કોઈ કામ કરવા અથવા ન

કરવાની કસમ ખાવામાં આવે, તેને يَمِيْنِ مُنْعَقِدَةٌ (યમીને મુન્અકિદહ) કહેવામાં આવે છે. તેનો હુકમ એ છે કે, આ કસમને તોડી નાંખવાના સ્વરૂપમાં કફ્ફારો વાજિબ થાય છે અને અમુક સ્વરૂપોમાં તેનો ગુનોહ પણ થાય છે; અને અમુકમાં નથી થતો.

આ સ્થળે કુર્આને કરીમની પ્રસ્તુત આયતમાં દેખીતી રીતે "લગ્વ"થી આ જ કસમ હોવાનું નક્કી થાય છે, જેના માટે કફ્ફારો નથી હોતો, ભલે ગુનોહ થાય અથવા ન થાય. કારણ કે, عَقَّدْتُّمُ الْاَيْمَانَ ના મુકાબલામાં مُوَاخَذَةٌ પ્રસ્તુત છે, એનાથી જાણ થઈ કે, અહીંયાં مُوَاخَذَةٌ (મુઆખઝહ) એટલે કે, "પકડ"થી એ જ અર્થ સમજાય છે કે તેના માટે ફક્ત દુનિયામાં પકડ થશે જે કફ્ફારા સ્વરૂપે હોય છે.

સૂરએ બકરહની આયતમાં ઈરશાદ છે, لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِىْٓ اَيْمَانِكُمْ وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا كَسَبَتْ قُلُوْبُكُمْ (૨ : ૨૨૫) તેમાં "લગ્વ"નો અર્થ બે પ્રકારનો છે, જે વિના ઈરાદે જીભથી નીકળી જાય અથવા પોતાના મતે કોઈ વાતને સાચી સમજીને કસમ ખાઈ લે પરંતુ વાસ્તવમાં તે વાત ખોટી નીકળે, એનાથી વિપરીત તે કસમનો પ્રકાર જે ઉપરોક્ત વર્ણન થયો છે કે જેમાં જાણીબૂજીને જૂઠું બોલવામાં આવ્યું હોય જેને "યમીને ગમૂસ" કહેવામાં આવે છે, તેના માટે આ આયતનો અર્થ એ થયો કે, "યમીને લગ્વ" માટે તો કોઈ ગુનોહ નથી, પરંતુ ગુનોહ "યમીને ગમૂસ" ઉપર છે જેમાં જાણીબૂજીને જૂઠું બોલવામાં આવ્યું હોય. તો આ રીતે સૂરએ બકરહમાં આખિરતના ગુનાહનું વર્ણન છે અને સૂરએ માઈદહની ઉપરોક્ત આયતમાં દુનિયવી હુકમ એટલે કે "કફ્ફારા"નું વર્ણન છે, જેનું તાત્પર્ય એ થયું કે, "યમીને લગ્વ" માટે અલ્લાહ તઆલા તમારી પકડ નહીં કરે. એટલે કે, કફ્ફારો વાજિબ નહીં થાય. બલકે, કફ્ફારો ફક્ત એવી કસમ ઉપર જરૂરી કરવામાં આવ્યો છે, જે ભવિષ્યમાં કોઈ કામ કરવા અથવા ન કરવા વિશે કસમ ખાધી હોય અને પછી તેને તોડી નાંખી હોય. ત્યારબાદ કફ્ફારાની વિગતવાર સ્પષ્ટતા આ રીતે વર્ણન કરવામાં આવી.

فَكَفَّارَتُهٗٓ اِطْعَامُ عَشَرَةِ مَسٰكِيْنَ مِنْ اَوْسَطِ مَا تُطْعِمُوْنَ اَهْلِيْكُمْ اَوْ كِسْوَتُهُمْ اَوْ تَحْرِيْرُ رَقَبَةٍ ط એટલે કે, ત્રણ કામોથી કોઈ એક પોતાના અધિકારથી કરી લેવામાં આવે. પ્રથમ એ કે, દશ મિસ્કીનોને મધ્યમ કક્ષાનું ખાવું (ભોજન) સવાર

અને સાંજનું બે વખતનું ખવડાવવામાં આવે અથવા દશ મિસ્કીનોને સતર સારી રીતે ઢાંકી શકાય એવું કપડું આપવામાં આવે. દાખલા તરીકે, એક લેંઘો અથવા લૂંગી અથવા લાંબો કુરતો અથવા કોઈ ગુલામ અથવા બાંદી જે પોતાની મિલકતમાં હોય, તેને આઝાદ કરવામાં આવે.

ત્યાર પછી ઈરશાદ છે, فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ એટલે કે, જો કોઈ કસમ તોડી નાંખનારો આ આર્થિક કફ્ફારાને અદા કરવાની શક્તિ ન ધરાવતો હોય, એટલે કે દશ ફકીરોને ખાવું ન ખવડાવી શકતો હોય અથવા કપડું ન આપી શકતો હોય અથવા તો તેનામાં ગુલામ આઝાદ કરવાની શક્તિ ન હોય તો પછી તેનો કફ્ફારો એ છે કે, ત્રણ દિવસના રોઝા રાખે. બલકે રિવાયતમાં આ સ્થળે ત્રણ રોઝા સતત રાખવાનો હુકમ આવ્યો છે. એટલા માટે ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને અમુક અન્ય ઈમામોના મતે કસમના કફ્ફારાના ત્રણ રોઝા સતત એકધારા (મુસલસલ) રાખવા જરૂરી છે.

પ્રસ્તુત આયતમાં કસમના કફ્ફારા વિશે પ્રથમ શબ્દ اِطْعَامُ (ઈત્આમ) આવ્યો છે અને "ઈત્આમ"નો અરબી શબ્દકોષ પ્રમાણે અર્થ "ખાવું ખવડાવવું" થાય છે અને "કોઈને ખાવું આપી દેવા"નો પણ થાય છે. એટલા માટે ફુક્હાએ પ્રસ્તુત આયતનો અર્થ એ ઠરાવ્યો છે કે, કફ્ફારો દેનારાને બે પ્રકારનો અધિકાર આપવામાં આવ્યો છે કે, દશ મિસ્કીનોની દા'વત કરીને ખાવું ખવડાવી આપે અથવા તો ખાવું તેમને સોંપી આપે. પરંતુ પ્રથમ સ્વરૂપમાં એ જરૂરી છે કે, મધ્યમ કક્ષાનું ખાવા જે સ્વાભાવિક પોતાના ઘરમાં ખાતા હોય છે તે દશ મિસ્કીનોને બે સમયે પેટ ભરીને ખવડાવી દે અને બીજા સ્વરૂપમાં એક મિસ્કીનને એક ફિત્રના પ્રમાણ જેટલું આપી દે. દાખલા તરીકે, પોણા બે શેર (જૂના માપ–તોલ પ્રમાણે) ઘઉં અથવા તેની કિંમત; તેમાંથી જે કંઈ ઈચ્છે તેને અપનાવે, પરંતુ રોઝા રાખવા ફક્ત એવા જ સ્વરૂપમાં યોગ્ય હોઈ શકે છે, જ્યારે કે તેનામાં ઉપરોક્ત આર્થિક ખર્ચ કરવાની શક્તિ ન હોય.

### કસમ તોડતાં પહેલાં કફ્ફારો અદા કરી શકાય નહીં :

અંતિમ આયતમાં ચેતવણી માટે બે બાબતો ઈરશાદ કરવામાં આવી. પ્રથમ كَفَّارَةُ اَيْمَانِكُمْ اِذَا حَلَفْتُمْ એટલે કે, "આ તમારી કસમનો કફ્ફારો છે

જ્યારે કે તમે કસમ ખાઈ લીધી.'' ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.) અને અન્ય મોટા ભાગના ઈમામોના મતે તેનો અર્થ એ છે કે, જ્યારે તમે કોઈ આવનાર સમયમાં કામ કરવા અથવા ન કરવાની કસમ ખાઈ લીધી, પછી તેના વિરુદ્ધ કામ કરી કસમ તોડી નાંખી તો તેનો કફ્ફારો તે છે જેનું વર્ણન ઉપર થઈ ચૂક્યું છે. તેનો ખુલાસો એ છે કે, કફ્ફારાની અદાયગી કસમ તૂટી ગયા પછી કરવી જોઈએ. કસમ તોડતાં પહેલાં જો કફ્ફારો આપવામાં આવશે તો તે સ્વીકાર્ય અને માન્ય નથી. કારણ એ છે કે, કફ્ફારો વાજિબ થવાનું કારણ કસમનું તોડવું છે. જ્યાં સુધી કસમ નથી તૂટી, ત્યાં સુધી કફ્ફારો વાજિબ જ નથી થયો, માટે જે રીતે નમાઝ પોતાના નક્કી કરેલ સમય પહેલાં પઢવાથી અદા થતી નથી, જે પ્રમાણે રમઝાનના રોઝા રમઝાન આવતા પહેલાં રાખવાથી માન્ય નહીં ગણાય, એ જ પ્રમાણે કસમ તોડતાં પહેલાં કસમનો કફ્ફારો અદા કરવાથી તે માન્ય અને સ્વીકાર્ય નથી.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, وَاحْفَظُوْا اَيْمَانَكُمْ એટલે કે, ''પોતાની કસમની હિફાઝત કરો.'' મતલબ એ છે કે, જો કોઈ વસ્તુની કસમ ખાઈ લીધી છે, તો આવશ્યકતા વિના શરઈ અથવા સ્વાભાવિક કસમને ન તોડો અને અમુક લોકોએ કહ્યું છે કે તેનો ભાવાર્થ એ છે કે, કસમ ખાવામાં ઉતાવળથી કામ ન લો, પોતાની કસમને સુરક્ષિત રાખો, જ્યાં સુધી કોઈ સખત મજબૂરી ન હોય, કસમ ન ખાઓ. *(મઝહરી)*

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૯૦-૯૧-૯૨)

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓا۟ إِنَّمَا ٱلْخَمْرُ وَٱلْمَيْسِرُ وَٱلْأَنصَابُ وَٱلْأَزْلَٰمُ رِجْسٌ مِّنْ عَمَلِ
ٱلشَّيْطَٰنِ فَٱجْتَنِبُوهُ لَعَلَّكُمْ تُفْلِحُونَ ﴿٩٠﴾ إِنَّمَا يُرِيدُ ٱلشَّيْطَٰنُ أَن يُوقِعَ بَيْنَكُمُ
ٱلْعَدَٰوَةَ وَٱلْبَغْضَآءَ فِى ٱلْخَمْرِ وَٱلْمَيْسِرِ وَيَصُدَّكُمْ عَن ذِكْرِ ٱللَّهِ وَعَنِ ٱلصَّلَوٰةِ ۖ
فَهَلْ أَنتُم مُّنتَهُونَ ﴿٩١﴾ وَأَطِيعُوا۟ ٱللَّهَ وَأَطِيعُوا۟ ٱلرَّسُولَ وَٱحْذَرُوا۟ ۚ فَإِن
تَوَلَّيْتُمْ فَٱعْلَمُوٓا۟ أَنَّمَا عَلَىٰ رَسُولِنَا ٱلْبَلَٰغُ ٱلْمُبِينُ ﴿٩٢﴾

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! આ જે શરાબ (દારૂ) છે અને જુગાર અને મૂર્તિઓ અને પાસાઓ; બધા જ શયતાનના ગંદા કામો છે; બસ તેનાથી બચતા રહો જેથી તમે છુટકારો પામો. (૯૦) શયતાન તો એ જ ઈચ્છે છે કે તમારામાં શરાબ અને જુગાર દ્વારા દુશ્મની અને વેર નાંખે, અને તમને અલ્લાહની યાદથી રોકે અને નમાઝથી; બસ, હજુ પણ તમે અટકશો ? (૯૧) અને અલ્લાહનો હુકમ માનો અને રસૂલનો હુકમ માનો અને બચતા રહો, પછી જો તમે ફરી જશો તો જાણી લો કે અમારા રસૂલની જવાબદારી માત્ર ખોલીને પહોંચાડી દેવાની છે. (૯૨)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર હલાલ વસ્તુઓને છોડી દેવાને પોતાના માટે જરૂરી બનાવી લેવાની મનાઈ કરવામાં આવી હતી અને અમુક હરામ વસ્તુઓનો ઉપયોગ કરવાથી પણ રોકવામાં આવ્યા હતા.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! વાત એ જ છે કે, દારૂ અને જુગાર અને મૂર્તિઓ (વગેરે) અને ફાલના તીર, આ બધી ગંદી વાતો શયતાની કામો છે; બસ, તેનાથી બિલકુલ બચીને રહો, જેથી તમે (તેના નુકસાનોથી બચતા રહો, જેનું વર્ણન આગળ ઉપર આવી રહ્યું છે અને) છુટકારો પામો (અને તેમાં દુનિયાના નુકસાનો પણ છે અને દીનના પણ, જેનો ઉલ્લેખ આ પ્રમાણે છે કે), શયતાન તો એવું ઈચ્છે છે કે દારૂ અને જુગાર દ્વારા તમારા વચ્ચે (પરસ્પરના વ્યવહારમાં) વેર-ઝેર અને (દિલોમાં) દુશ્મનાવટ ઊભી કરી દે, (જેથી દેખીતું છે કે, દારૂ પીવામાં તો સભાનતા પણ જતી રહે છે, વ્યક્તિ ગાળા-ગાળી અને દંગા-ફસાદ કરતો ફરે છે, તે ઉપરાંત તેમાં એક પ્રકારનો સ્વાભાવિક અણગમો પણ ઉપજતો હોય છે અને જુગારમાં જે વ્યક્તિ તલ્લીન રહે છે તે હંમેશા ક્રોધ અને ગુસ્સાનો ભોગ બને છે અને જ્યારે તેને કોઈ નુકસાન થાય છે ત્યારે તેનાથી સંલગ્ન અન્ય લોકો પણ તેનાથી પ્રભાવિત થાય છે. આમ, આ તો કુટેવો અને દુનિયવી નુકસાનો ગણાય) અને (શયતાન તો એવું ઈચ્છે છે કે, આ જ દારૂ અને જુગાર દ્વારા) અલ્લાહ

તઆલાના ઝિક્રથી અને નમાઝથી (કે જે અલ્લાહને યાદ કરવાનો સૌથી શ્રેષ્ઠ તરીકો છે) તમને રોકી રાખે (એટલા માટે આ પણ જાહેર બાબત છે; કારણ કે દારૂમાં તો તે સભાનતા ખોઈ બેસે છે અને જુગારમાં એક પ્રકારનો નશો હોય છે કે, વ્યક્તિ એટલી અંતિમ કક્ષાએ તેમાં ડૂબી જાય છે કે તે બરબાદ થઈ જાય છે. બલકે, તે ભયંકર નુકસાનમાં પહોંચે છે અને તે નુકસાન પૂરું કરવાના શક્ય પ્રયત્નો કરે છે પરંતુ તેમાં તે સફળ નથી થતો. આમ, આ કુટેવો અને ખરાબ કૃત્યોના નુકસાનો છે); બસ, (તમે બતાવો) શું હજુ પણ તમે (તેનાથી) નહીં બચો? અને (તમે બધા જ હુકમોમાં) અલ્લાહ તઆલાનું આજ્ઞાપાલન કરતા રહો અને રસૂલ (ﷺ)નું આજ્ઞાપાલન કરતા રહો અને (હુકમના વિરુદ્ધ આચરણ કરવાથી) બચતા રહો અને જો (આજ્ઞાપાલન કરવાથી) વિરોધ કરતા રહ્યા, તો જાણી લો કે અમારા રસૂલ (ﷺ)ના જિમ્મે ફક્ત સાફ-સાફ (ખુલ્લમ-ખુલ્લું હુકમને) પહોંચાડી દેવાનું હતું (અને તેઓ તેને સારી રીતે પૂર્ણ કરી ચૂક્યા છે. હવે, તમારી પાસે બહાનાબાજીની કોઈ સંભાવના બાકી નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### સૃષ્ટિનું સર્જન મનુષ્યના લાભ માટે જ કરવામાં આવ્યું છે :

આ આયતોમાં આ બાબત બતાવવી મંજૂર છે કે, સૃષ્ટિના માલિકે સમગ્ર સૃષ્ટિને મનુષ્યની સેવા માટે પેદા કરી અને દરેક વસ્તુને મનુષ્યની સેવામાં લગાવી દીધી અને માનવીને સમગ્ર સૃષ્ટિનો સર્વોપરી બનાવ્યો છે. મનુષ્ય ઉપર ફક્ત એક મર્યાદા બાંધવામાં આવી કે, અમારી મખ્લૂક (સર્જન)થી ફાયદો ઉઠાવવાની જે હદ અને સીમા નક્કી ઠરાવવામાં આવી છે, તેનું ઉલ્લંઘન કરવામાં ન આવે અને જે વસ્તુઓને તમારા માટે હલાલ અને પાક-પવિત્ર બનાવી છે તેને પોતાના માટે હરામ ઠરાવી લેવી અલ્લાહની નાશુક્રી અને અપકાર છે અને ઉપકારનો બદલો એ રીતે આપે કે જે વસ્તુઓના કોઈ ખાસ ઉપયોગને હરામ ઠરાવવામાં આવ્યો છે તેનો ભંગ કરી નાફરમાની કરે તો એ અલ્લાહના હુકમ સામે બળવો છે. બંદાનું કામ તો એ છે કે, માલિકની સૂચના અને માર્ગદર્શન પ્રમાણે તેની સૃષ્ટિના દરેક તત્ત્વનો ઉપયોગ કરે અને તેમાં જ તેના બંદાપણા (અબ્દિય્યહ)નું રહસ્ય છુપાયેલું છે.

પ્રથમ આયતમાં દારૂ, જુગાર, મૂર્તિઓ અને જુગારના તીરો; આ ચાર વસ્તુઓ હરામ કરવામાં આવી છે. આ જ વિષયની એક આયત લગભગ આ જ શબ્દો સાથે સૂરએ બકરહમાં પણ આવી ચૂકી છે. يَـٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّمَا الْخَمْرُ وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ وَالْاَزْلَامُ رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ તેમાં આ ચાર વસ્તુઓને ગંદી رِجْسٌ (રિજ્સ) કહ્યું. "રિજ્સ" અરબી ભાષામાં એવી ગંદી વસ્તુને કહેવામાં આવે છે, જેનાથી માણસની તબિયતમાં એક પ્રકારની નફરત (ધૃણા) અને સૂગ પેદા થાય છે. આ ચાર વસ્તુઓ એવી છે કે, જો મનુષ્યમાં જરા પણ સદ્‌બુદ્ધિ હોય અને નિર્મળ સ્વભાવ ધરાવતો હોય, તો આપમેળે જ તે આ વસ્તુઓથી ધૃણા કરશે અને તેને નફરતની દષ્ટિથી નિહાળશે.

**اَزْلَامُ "અઝ્‌લામ"ની સ્પષ્ટતા :**

આ ચાર વસ્તુઓમાંથી એક اَزْلَامُ (અઝ્‌લામ) છે, જે زَلَمٌ (ઝલમ)નું બહુવચન છે. અઝ્‌લામ તે તીરોને કહેવામાં આવે છે, જેના ઉપર ચિઠ્ઠીઓ નાંખીને (કુર્રા અંદાજી કરીને) અરબસ્તાનમાં જુગાર રમવાનો રિવાજ પ્રચલિત હતો, જેનું સ્વરૂપ એ હતું કે, દશ વ્યક્તિઓ ભાગીદારીમાં એક ઊંટ ઝબહ કરતા હતા, પછી તેના માંસની વહેંચણી કરવાના બદલે તેના દશ બરાબર સરખા ભાગ કરતા, તેમાં એક પ્રકારનો જુગાર રમતા અને તે એ કે, દશ તીરોમાંથી સાત તીરો ઉપર અમુક નક્કી ભાગના નિશાનો બનાવી રાખતા હતા. જેમકે, કોઈ તીર ઉપર એક, કોઈ તીર ઉપર બે અને કોઈ તીર ઉપર ત્રણ... અને ત્રણ તીર તેમાંથી બિલકુલ સાદા અને કોરા રાખતા હતા, જેના ઉપર કશું લખવામાં આવતું ન હતું. આ તીરોને ભાથામાં મૂકીને હલાવતા હતા, પછી દરેક ભાગીદાર એક-એક કરીને તે ભાથામાંથી તીર કાઢતા હતા અને જેટલા ભાગના તીર જેના નામ ઉપર નીકળી આવે, તેને તે ભાગનો હકદાર સમજી લેવામાં આવતો હતો અને જેના નામ ઉપર કોરું તીર નીકળે તે વ્યક્તિ ભાગથી વંચિત રહી જતો હતો, જેમકે આજના યુગમાં ઘણા બધા પ્રકારની લોટરીઓ આ જ પદ્ધતિ ઉપર માર્કેટમાં ચાલી રહી છે. આ પ્રમાણેની કુર્રા અંદાજી "કિમાર" એટલે કે જુગાર છે, જે કુર્આને કરીમની દષ્ટિએ હરામ છે.

**ચિઠ્ઠીઓ નાંખી વહેંચણી કરવાનું જાઇઝ સ્વરૂપ :**

હા ! ચિઠ્ઠીઓ નાંખી વહેંચણી કરવાના પ્રકારમાંથી એક પ્રકારનું જાઈઝ

સ્વરૂપ રસૂલે કરીમ ﷺ દ્વારા સાબિત થયેલ છે, તે એ કે, જ્યારે બધાના હિસ્સા સરખા હોય અને સરખી રીતે હિસ્સાની વહેંચણી કરવામાં આવી હોય, પછી તે હિસ્સાઓને નક્કી કરવા માટે ચિઠ્ઠી નાંખવામાં આવે. દાખલા તરીકે, એક મકાનને ચાર ભાગીદારો વચ્ચે વહેંચવું છે, તો કિંમત પ્રમાણે તે મકાનના ચાર બરાબર હિસ્સા કરવામાં આવે, હવે નક્કી એ કરવાનું છે કે, કયો હિસ્સો કયા ભાગીદાર પાસે રહે? તે નક્કી કરવા માટે બધા ભાગીદારો જો પરસ્પર સંપૂર્ણ સહમત અને રાજીખુશી ન હોય કે કયો ભાગ કોને મળે એવી પરિસ્થિતિમાં ચિઠ્ઠી નાંખી ફેંસલો કરવો જાઇઝ છે અથવા દાખલા તરીકે, કોઈ વસ્તુ મેળવવાની એક હજાર લોકો ઈચ્છા રાખે છે અને દરેકના હકો સરખા છે, (દા.ત. કોઈ દુકાન ઉપર કોઈ વસ્તુ ખરીદવા માટે એક હજાર ગ્રાહકો ઊભા છે, પરંતુ જે વસ્તુ ખરીદવાની તેઓ ઈચ્છા ધરાવે છે) તે વસ્તુની સંખ્યા માત્ર સો છે, તો આવા સમયે ચિઠ્ઠી નાંખી ફેંસલો કરી શકાય છે.

"અઝ્‌લામ" દ્વારા ચિઠ્ઠી નાંખી માંસની વહેંચણી કરવાનો કુરિવાજ હરામ હોવા વિશે સૂરએ માઈદહની એક આયતમાં આ અગાઉ આવી ચૂક્યું છે, وَاَنْ تَسْتَقْسِمُوْا بِالْاَزْلَامِ "અને એ કે તમે તીરો દ્વારા વહેંચણી નક્કી કરો છો." (૫ : ૩)

ખુલાસો એ છે કે, પ્રસ્તુત આયતમાં જે ચાર વસ્તુઓ હરામ હોવાનો ઉલ્લેખ છે, તેમાંથી બે વસ્તુઓ એટલે કે, مَيْسِـــرُ અને اَزْلَامُ પરિણામના આધારે એક જ છે. બાકી ત્રણમાં એક اَنْصَابُ છે, જે نُصُبٌ નું બહુવચન છે અને એવી વસ્તુઓને نُصُبُ કહેવામાં આવે છે જે ઈબાદત માટે ઊભી કરવામાં આવી હોય. ભલે પછી તે મૂર્તિ હોય, ઝાડ હોય કે પછી પથ્થર હોય વગેરે.

## દારૂ અને જુગારના શારીરિક અને માનસિક નુકસાનો :

આ આયત નાઝિલ થવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) અને ત્યાર પછી આવનારી આયતથી જાણ થાય છે કે, આ આયતનો અસલ હેતુ બે વસ્તુઓ હરામ કરવાનો અને તેના નુકસાનોનો ઉલ્લેખ કરવાનો છે. એટલે કે, દારૂ અને જુગાર. انصابُ (અન્સાબ) એટલે કે, મૂર્તિઓનું વર્ણન તેની સાથે મેળવી દેવામાં આવ્યું કે, જેથી સાંભળનાર સમજી લે કે, દારૂ અને જુગારનો મા'મલો એટલો સખત અને જઘન્ય અપરાધ છે, જેવી રીતે કે મૂર્તિપૂજા.

ઈબ્ને માજહની એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો છે شَارِبُ الْخَمْرِ كَعَابِدِ الْوَثَنِ એટલે કે, "દારૂ પીનારા એવા ગુનેહગારો છે જેમકે, મૂર્તિપૂજા કરનારા" અને અમુક રિવાયતોમાં છે કે, شَارِبُ الْخَمْرِ كَعَابِدِ اللَّاتِ وَالْعُزّٰى એટલે કે, "દારૂ પીનારા એવા છે જેમકે "લાત" અને "ઉઝ્ઝા" (મૂર્તિઓ)ની પૂજા કરનારા."

કહેવાનું તાત્પર્ય એ છે કે, અહીંયાં દારૂ અને જુગાર સખત રીતે હરામ હોવાનું અને તેના માનસિક તથા શારીરિક નુકસાનોનું વર્ણન કરવાનો હેતુ છે. પ્રથમ માનસિક અને ભૌતિક નુકસાનો رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ ના શબ્દો દ્વારા વર્ણન કરવામાં આવ્યા, જેનો અર્થ એ છે કે, આ વસ્તુઓ સાલસ સ્વભાવ ધરાવનાર વ્યક્તિ માટે પણ ગંદી અને નફરતપાત્ર વસ્તુઓ તથા શયતાની ચરખો છે, જેમાં ફસાઈ ગયા બાદ મનુષ્ય અસંખ્ય નુકસાનો અને ભયંકર ખરાબીઓના ખાડામાં જઈ પડે છે. આ માનસિક નુકસાનો વર્ણન કર્યા પછી હુકમ આપવામાં આવ્યો فَاجْتَنِبُوْهُ એટલે કે, "જ્યારે આ વસ્તુઓ આવી નુકસાનકર્તા છે તો તેનાથી બચેલા રહો અને પરહેઝ કરો."

અંતે ફરમાવ્યું, لَعَلَّكُمْ تُفْلِحُوْنَ જેમાં બતાવવામાં આવ્યું છે કે, તમારી દુનિયા અને આખિરતની ભલાઈ એ બાબત ઉપર અવલંબિત છે કે તમે તે વસ્તુઓથી બચતા રહો.

ત્યારબાદ બીજી આયતમાં દારૂ અને જુગારના દુનિયવી અને જાહેર નુકસાનોનું વર્ણન આ શબ્દોમાં કર્યું, اِنَّمَا يُرِيْدُ الشَّيْطٰنُ اَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ فِى الْخَمْرِ وَالْمَيْسِرِ એટલે કે, "શયતાન તો એવું ઈચ્છે છે કે, તમને દારૂ અને જુગારમાં સંડોવીને તમારા વચ્ચે વેર-ઝેર અને દુશ્મનાવટનો પાયો નાંખે."

આ આયતો નાઝિલ થવા પાછળ એક ઘટના કારણભૂત છે જેમાં, દારૂના નશામાં એવી ચેષ્ટાઓ થઈ કે, જે પરસ્પર ગુસ્સા અને ક્રોધનું અને પછી લડાઈનું કારણ બની ગઈ અને આ કોઈ અચાનક ઘટતી ઘટના નથી હોતી. બલકે, દારૂના નશામાં જ્યારે વ્યક્તિ હોશ ખોઈ બેસે છે, ત્યારે તેના દ્વારા આવી ચેષ્ટાઓ અને હરકતો થવી નવાઈની વાત નથી.

એ જ પ્રમાણે જુગાર વિશે છે કે, હારનારો જો કે પોતાની હાર માનીને તે

સમયે નુકસાન ઉઠાવી લે છે પરંતુ પોતાના હરીફ ઉપર મનમાં ક્રોધિત થાય છે અને આ ક્રોધમાં તેના હરીફ માટે વૈમનસ્ય તથા દુશ્મનાવટના ભાવ પેદા થવો સ્વાભાવિક છે. હઝરત કતાદહ (રદિ.) આ આયતની તફસીરમાં ફરમાવે છે કે, "અમુક અરબોની ટેવ હતી કે, જુગારમાં પોતાના બાળ–બચ્ચાં અને માલ–સામાન બધું જ હારીને અત્યંત રંજ અને ગમમાં જીવન પસાર કરતા હતા."

અંતિમ આયતમાં પછી તે વસ્તુઓની એક અન્ય ખરાબી આવા શબ્દોમાં વર્ણન થઈ. وَيَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ એટલે કે, "આ વસ્તુઓ તમને અલ્લાહની યાદ અને નમાઝથી ગાફિલ (બેદરકાર) કરી દે છે."

આ ખરાબી જાહેર આધ્યાત્મિક અને આખિરતની ખરાબી છે, જેની દુનિયવી ખરાબી ત્યાર પછી પુનરાવર્તિત સ્વરૂપે વર્ણન કરવામાં આવી છે, એનાથી ઈશારો એ હોઈ શકે છે કે, અસલ જે જિંદગી તરફ અંગૂલી નિર્દેશ છે અને જેની ચિંતા કરવાપાત્ર છે, તે જિંદગી આખિરતની જિંદગી છે જે હંમેશા રહેનારી છે. બુદ્ધિશાળીઓ સમીપ તેની જ વિશેષતાઓ ઈચ્છિત હોય છે અને તે જ તેમને આકર્ષિત કરનારી હોવી જોઈએ અને તેની ખરાબીથી ડરવું જોઈએ. દુનિયાની અમુક દિવસની જિંદગીની વિશેષતા કે ખૂબી ન તો કોઈ ગર્વ કરવાપાત્ર બાબત છે, ન જ તેની ખરાબી કોઈ વધારે રંજ અને ગમ કરવાપાત્ર બાબત છે. એટલા માટે કે, આ બંને પરિસ્થિતિઓ થોડા દિવસોમાં પૂરી થઈ જવાની છે.

دورانِ بقا چو بادِ صحرا بگزشت      تلخی وخوشی وزشت وزیبا بگزشت

જીવનનું ચક્ર જંગલની હવાની જેમ ચાલ્યું ગયું,
સુખ–દુઃખ, સારું–ખરાબ બધું જ કંઈ ચાલ્યું ગયું.

અને એવું પણ કહી શકાય છે કે, અલ્લાહનો ઝિક્ર અને નમાઝથી ગફલત તથા બેદરકારી એ દુનિયા અને આખિરત તથા શરીર અને રૂહ (આત્મા) બંનેના માટે નુકસાનકારક છે. આખિરત અને રૂહ માટે તો નુકસાનકારક હોવું દેખીતું છે કે, અલ્લાહ તઆલાથી ગફલત કરનારની અને બેનમાઝીની આખિરત તબાહ થવાની છે કારણ કે, તેની રૂહ મૃત્યુ પામી ચૂકી છે. જરા વિચાર તો કરો કે, અલ્લાહ તઆલાથી ગાફિલ થયેલની દુનિયા પણ તેના માટે તેના જીવનો વબાલ

હોય છે કે, જયારે અલ્લાહથી ગાફિલ થઈને તેનો અંતિમ ધ્યેય દુનિયાની માલ–દૌલત, ઈજ્જત–આબરૂ અને હોદ્દા વગેરે થઈ જાય ત્યારે તે એટલા બધા બખેડા પોતાની સાથે લઈને આવે છે કે, તે પોતે એક આગવો ગમ હોય છે, જેમાં સંડોવાઈને મનુષ્ય પોતાના અંતિમ ધ્યેય એટલે કે, રાહત અને આરામ તથા સંતોષ અને શાંતિથી વંચિત થઈ જાય છે અને તે રાહતનો સામાન મેળવવામાં એવો મસ્ત થઈ જાય છે કે, પોતે રાહતને જ ભૂલી જાય છે. જો કોઈ સમયે તેની પાસેથી આ માલ–દૌલત અથવા ઈજ્જત–આબરૂ કે હોદ્દો જતો રહે છે અથવા જે ઉપલબ્ધ છે તેનાથી ઓછું થઈ જાય છે, ત્યારે તેના રંજ અને ગમની કોઈ સીમા નથી રહેતી. મતલબ કે, આ માત્ર દુનિયાદાર મનુષ્યો બંને પરિસ્થિતિઓમાં રંજ અને ચિંતા તથા ગમના સમંદરમાં ડૂબેલા જ રહે છે.

اگر دنیا نباشد دردمندیم     وگر باشد بمہرش پائے بندیم

દુનિયા ન હોવાની હાલતમાં અમો ચિંતાતૂર રહીએ છીએ,
અને જો દુનિયા હોય તો તેની મહોબ્બતમાં પગ બંધાયેલા રહે છે.

એનાથી વિપરીત એવો વ્યક્તિ કે જેનું દિલ અલ્લાહની યાદથી પ્રકાશિત અને નમાઝના નૂરથી ઝળહળે છે, દુનિયાનો માલ, ઈજ્જત અને હોદ્દો તેના કદમોમાં આવી પડે છે અને તેને સાચી રાહત અને સંતોષ પહોંચાડે છે અને જો આ વસ્તુઓ જતી રહે તો તેનું દિલ તેનાથી પ્રભાવિત નથી થતું. કારણ કે, તેમની પરિસ્થિતિ આવી હોય છે.

نہ شادی داد سامانے نہ غم آورد نقصانے     بہ پیشِ ہمّتِ ماہَر چہ آمد بود مہمانے

ન દુનિયવી માલ–સામાન હોવામાં ખુશી થાય છે, ન દુનિયાના નુકસાનથી દુ:ખ;
અમારા મજબૂત મનોબળના કારણે દરેક વસ્તુ મહેમાન સ્વરૂપે હોય છે.
(જેમ મહેમાન આવે છે, જાય છે; આમ દુ:ખ–સુખ આવે છે, જાય છે.)

ખુલાસો એ છે કે, જો વિચારપૂર્વક જોવામાં આવે તો અલ્લાહનો ઝિક્ર અને નમાઝથી ગફલત આખિરત અને દુનિયા બંને રીતે નુકસાનકર્તા છે. એટલા માટે શક્ય છે કે, رِجْسٌ مِّنْ عَمَلِ الشَّيْطٰنِ થી માત્ર આખિરતનું અને રૂહાની નુકસાનનું વર્ણન કરવાનો અત્રે હેતુ છે અને يُوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ થી માત્ર દુનિયવી અને શારીરિક નુકસાન બતાવવાનો હેતુ રહ્યો હોય અને يَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ

وَعَنِ الصَّلٰوةِ દ્વારા દીન અને દુનિયાની સંયુક્ત રીતે તબાહી અને બરબાદીનું વર્ણન કરવાનો હેતુ હોય.

અહીંયાં એ વાત પણ ધ્યાને લેવા જેવી છે કે, અલ્લાહના ઝિક્રમાં તો નમાઝ પણ સામેલ છે, તો પછી નમાઝનું અલગથી વર્ણન કરવામાં શું હિકમત છે ? કારણ એ છે કે, તેમાં નમાઝનું મહત્ત્વ દર્શાવવા અને તે અલ્લાહના ઝિક્રના બધા જ પ્રકારોમાં શ્રેષ્ઠ અને ઉત્તમ હોવા તરફ ઈશારો કરવા માટે અત્રે નમાઝનું આગવું વર્ણન પણ કરવામાં આવ્યું છે.

બધા જ દીની તથા દુનિયવી, શારીરિક અને માનસિક નુકસાનોની વિગત બતાવ્યા પછી આ વસ્તુઓથી બચેલા રહેવાનું માર્ગદર્શન એક ખૂબ જ રસપ્રદ શૈલીમાં વર્ણન કરવામાં આવ્યું છે. ઈરશાદ છે, فَهَلْ اَنْتُمْ مُّنْتَهُوْنَ એટલે કે, "જ્યારે આ બધા નુકસાનો તમારી જાણમાં આવી ગયા તો હવે પણ શું તેનાથી તમે નહીં બચો ?"

આ બંને આયતોમાં દારૂ અને જુગાર વગેરેની સખત રીતે મનાઈ કરી તેને હરામ ઠરાવવાનો ઉલ્લેખ હતો, જે અલ્લાહના કાનૂનની એક કલમ છે. ત્રીજી આયતમાં આ હુકમને સરળ કરવા અને તેના ઉપર આચરણ કરવાને સહજ બનાવવા માટે કુર્આને કરીમે પોતાની ખાસ શૈલીમાં વર્ણન કર્યું, وَاَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاحْذَرُوْا، فَاِنْ تَوَلَّيْتُمْ فَاِنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ જેનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલા અને તેના રસૂલ ﷺનું અનુસરણ કરવાનો હુકમ તમારા જ લાભમાં છે. જો તમે ન માન્યું તો અલ્લાહ જલ્લ શા'નુહૂનું કોઈ નુકસાન નથી અને ન જ તેના રસૂલ ﷺનું કોઈ નુકસાન છે. અલ્લાહ તઆલા આ નફા-નુકસાનથી ઉપરવટ હોવું તો દેખીતું છે. રસૂલે કરીમ ﷺ વિશે એવો વિચાર આવી શકે છે કે, જો તેમની વાત ન માનવામાં આવી તો તેમના સવાબ અને તેમના હોદ્દામાં કદાચ કોઈ ફરક પડી જાય. આ શંકાને દૂર કરવા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યો, فَاِنْ تَوَلَّيْتُمْ فَاِنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ એટલે કે, "તમારામાંથી જો કોઈપણ અમારા રસૂલ ﷺની વાત નહીં માને, તો પણ તેમના દરજ્જામાં કંઈ ફરક નહીં પડે. કારણ કે જેટલું કાર્ય તેમને સોંપવામાં આવ્યું તેટલું તેઓ કરી ચૂક્યા. એટલે કે, સાફ-સાફ અને સ્પષ્ટ રીતે અલ્લાહ તઆલાના હુકમો ખોલી-ખોલીને તેમણે પહોંચાડી દીધા અને ત્યારબાદ જો કોઈ વ્યક્તિ નથી

માનતો તો તે પોતાનું જ નુકસાન કરે છે, અમારા રસૂલ ﷺનું તેનાથી કંઈ જ બગડવાનું નથી.''

———————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૯૩ થી ૯૬)

لَيْسَ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جُنَاحٌ فِيْمَا طَعِمُوْٓا اِذَا مَا اتَّقَوْا وَّ
اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ثُمَّ اتَّقَوْا وَّاٰمَنُوْا ثُمَّ اتَّقَوْا وَّاَحْسَنُوْا ؕ وَاللّٰهُ يُحِبُّ
الْمُحْسِنِيْنَ ﴿۹۳﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَيَبْلُوَنَّكُمُ اللّٰهُ بِشَيْءٍ مِّنَ الصَّيْدِ تَنَالُهٗٓ
اَيْدِيْكُمْ وَرِمَاحُكُمْ لِيَعْلَمَ اللّٰهُ مَنْ يَّخَافُهٗ بِالْغَيْبِ ۚ فَمَنِ اعْتَدٰى بَعْدَ
ذٰلِكَ فَلَهٗ عَذَابٌ اَلِيْمٌ ﴿۹۴﴾ يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقْتُلُوا الصَّيْدَ وَاَنْتُمْ حُرُمٌ ؕ
وَمَنْ قَتَلَهٗ مِنْكُمْ مُّتَعَمِّدًا فَجَزَآءٌ مِّثْلُ مَا قَتَلَ مِنَ النَّعَمِ يَحْكُمُ بِهٖ
ذَوَا عَدْلٍ مِّنْكُمْ هَدْيًا بٰلِغَ الْكَعْبَةِ اَوْ كَفَّارَةٌ طَعَامُ مَسٰكِيْنَ اَوْ عَدْلُ ذٰلِكَ
صِيَامًا لِّيَذُوْقَ وَبَالَ اَمْرِهٖ ؕ عَفَا اللّٰهُ عَمَّا سَلَفَ ؕ وَمَنْ عَادَ فَيَنْتَقِمُ اللّٰهُ
مِنْهُ ؕ وَاللّٰهُ عَزِيْزٌ ذُو انْتِقَامٍ ﴿۹۵﴾ اُحِلَّ لَكُمْ صَيْدُ الْبَحْرِ وَطَعَامُهٗ مَتَاعًا لَّكُمْ وَ
لِلسَّيَّارَةِ ۚ وَحُرِّمَ عَلَيْكُمْ صَيْدُ الْبَرِّ مَا دُمْتُمْ حُرُمًا ؕ وَاتَّقُوا اللّٰهَ الَّذِيْٓ اِلَيْهِ
تُحْشَرُوْنَ ﴿۹۶﴾

## તરજુમો :

*જે લોકો ઈમાન લાવ્યા અને નેક કામ કર્યા તેમના ઉપર એમાં ગુનોહ નથી જે કંઈ પહેલાં ખાઈ ચૂક્યા, જ્યારે કે હવે પછી માટે ડરી ગયા અને ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા, પછી ડરતા રહ્યા અને યકીન કર્યું, પછી ડરતા રહ્યા અને નેકી કરી; અને અલ્લાહ નેકી કરનારાઓને દોસ્ત રાખે છે. (૯૩) હે ઈમાનવાળાઓ ! અલબત્ત, અલ્લાહ તમને એક વાતથી અજમાવશે એ શિકારમાં કે જેના ઉપર તમારા હાથ અને તમારા ભાલા પહોંચ્યા છે, જેથી*

*અલ્લાહ જાણી લે કોણ તેનાથી જોયા વિના ડરે છે ? પછી તેણે એ પછી અતિરેક કર્યો તો તેના માટે દર્દનાક અઝાબ છે. (૯૪) હે ઈમાનવાળાઓ ! શિકાર ન મારો જે વખતે તમે અહેરામમાં હોવ, અને જો કોઈ તમારામાં તેને જાણીબૂઝી મારે તો તેના ઉપર તે મારેલા સમાન બદલો છે જાનવરમાંથી જે તમારામાંથી બે ભરોસાપાત્ર વ્યક્તિ તજ્વીજ (નક્કી) કરે, એ રીતે કે તે બદલાનું જાનવર નિયાઝ સ્વરૂપે કા'બા સુધી પહોંચાડવામાં આવે અથવા તેના ઉપર કફ્ફારો છે અમુક મોહતાજોને ખવડાવવું અથવા એના બરાબર રોઝા, જેથી પોતાના કામની સજા ચાખે; અલ્લાહે મા'ફ કર્યું જે થઈ ચૂક્યું અને જે કોઈ ફરી કરશે તેનાથી અલ્લાહ બદલો લેશે અને અલ્લાહ જબરદસ્ત બદલો લેનારો છે. (૯૫) તમારા માટે દરિયાનો શિકાર હલાલ થયો અને દરિયાનું ખાવું; તમારા ફાયદા માટે અને બધા મુસાફરોના; અને તમારા ઉપર જંગલનો શિકાર હરામ થયો જ્યાં સુધી તમે અહેરામમાં રહો, અને અલ્લાહથી ડરતા રહો જેની પાસે તમે એકઠા થશો. (૯૬)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

લુબાબમાં મુસ્નદે અહમદની રિવાયત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ થઈ છે કે, જ્યારે ઉપરની આયતમાં દારૂ અને જુગાર હરામ હોવાનો હુકમ નાઝિલ થઈ ચૂક્યો ત્યારે અમુક લોકોએ વિનંતી કરી કે, યા રસૂલુલ્લાહ ﷺ ! ઘણા લોકો જેઓ શરાબ પીતા હતા અને જુગારનો માલ ખાતા હતા, તે હરામ થતાં પહેલાં જ મૃત્યું પામ્યા અને હવે, જાણ થઈ કે, આ બાબતો હરામ છે તો તેમની શું હાલત થશે ? તેના વિશે આ આયત ....لَيْسَ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا નાઝિલ થઈ.

અને પાછલી આયત يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَيِّبٰتِ માં હલાલ વસ્તુઓને પોતાના માટે હરામ ઠરાવી લેવાની મનાઈનું વર્ણન હતું. હવે, આ આયત ...يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَيَبْلُوَنَّكُمُ اللّٰهُ بِشَيْءٍ દ્વારા વર્ણન કરવામાં આવ્યું છે કે, અલ્લાહ તઆલાને સંપૂર્ણ અધિકાર છે કે, અમુક વિશેષ પરિસ્થિતિઓમાં અમુક ખાસ–ખાસ વસ્તુઓને હરામ ઠરાવે. *(બયાનુલ કુર્આન)*

## તફસીર :

એવા લોકો ઉપર કે જેઓ ઈમાન ધરાવે છે અને નેક કામો કરે છે,

(તેમને) એ બાબતમાં કોઈ ગુનોહ નથી, જેને તેઓ ખાતા–પીતા હોય (અને તે સમયે તે હલાલ હોય, ભલે પાછળથી હરામ થઈ જાય તો તેમને તેનો ગુનોહ કેવી રીતે થાય ?) જ્યારે કે, (ગુનાહનું કોઈ કામ કર્યું જ ન હોય, બલકે, આવી બાબતથી બચવાની એક સારી વાત એ છે કે) તે લોકો (અલ્લાહના ડરથી તે સમયે નાજાઈઝ થયેલ વસ્તુઓથી) બચતા હતા અને (દલીલ આ ડરની એ છે કે તે લોકો) ઈમાન ધરાવતા હતા (જે અલ્લાહના ડરનું મુખ્ય કારણ છે) અને નેક કામો કરતા હોય (જ્યારે કે તે અલ્લાહના ડરની નિશાની છે અને આવી પરિસ્થિતિમાં તેઓ આખી જિંદગી રહ્યા, એટલા માટે જો તે હલાલ વસ્તુઓ જેને તેઓ પહેલાં ખાતા–પીતા હતા અને હવે તે હલાલ વસ્તુઓ હરામ થઈ ચૂકી, તો) પછી (તેનાથી પણ તેમણે અલ્લાહના ડરના કારણે) પરહેઝ કરવા માંડી હોય અને (આ ડર પણ પાછલી દલીલનું ઉદાહરણ જ છે કે, આ લોકો) ઈમાન ધરાવે છે અને ખૂબ સારા કાર્યો કરે છે (જે ઈમાન ઉપર આધારિત છે બસ આ જ કારણ અને અલ્લાહના ડરની નિશાનીનું સંયુક્ત મિશ્રણ છે. મતલબ એ કે, દરેક સમયે કોઈપણ હરામ થયેલ બાબતથી બચવામાં તેમનો આ જ શિરસ્તો રહ્યો છે. કોઈ બે–ત્રણ બાબતોમાં આવી વિશિષ્ટતા નથી બલકે, હંમેશા તેઓ પરહેઝગારી અપનાવે છે, માટે આવી હરામ વસ્તુઓથી બચવાના કારણે અમારી કૃપાદષ્ટિ તેમને કેવી રીતે ગુનેહગાર ગણે ?) અને (તેમનો આ ખાસ તરીકો કે જે ઉપરોક્ત વર્ણન થયો કે ભલાઈ ફક્ત ગુનાહ ન કરવાના કારણે નથી બલકે, તેમના આવા નેક કાર્યોના લીધે તેમને સવાબ અને અલ્લાહની દોસ્તી પ્રાપ્ત થવાની તક પણ મળે છે. કારણ કે,) અલ્લાહ તઆલા આવા નેક અમલો કરનાર સાથે મહોબ્બત રાખે છે (બસ, તેમનું અપ્રિય હોવું કેવી રીતે શક્ય છે ? તે લોકો તો અલ્લાહની નિકટતા પ્રાપ્ત કરી તેના પ્રિય હોવાની કક્ષાએ પહોંચ્યા છે).

હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા અમુક શિકારથી તમારી કસોટી કરશે, જેના સુધી (તમારાથી દૂર ન ભાગવાના કારણે) તમારા હાથ અને તમારો ભાલો પહોંચી શકે છે (મતલબ કે, કસોટી એ કે અહેરામની હાલતમાં તમારા ઉપર શિકારને હરામ કરીને અજમાવશે, જેનો ખુલાસો આગળ આવે છે) જેથી અલ્લાહ તઆલા (દેખીતી રીતે પણ) જાણી લે કે કોણ વ્યક્તિ તેમાં (એટલે કે, તેના અઝાબથી) જોયા વિના ડરે છે (અને હરામથી કે જે અઝાબનું કારણ છે,

બચવાની કોશીશ કરે છે. એ જ પ્રમાણે એ પણ જાણ થઈ કે, આ શિકાર હરામ છે); બસ, જે વ્યક્તિ તે (હરામ થયા) પછી (જેના ઉપર પરિસ્થિતિ પણ દલીલ કરી રહી છે, શરઈ) હદથી નીકળી જશે. (એટલે કે, મનાઈ કરેલ શિકાર કરશે) તેના માટે દર્દનાક સજા (નક્કી ઠરાવી) છે (એટલા માટે શિકારી જાનવર તેમની આજુબાજુ ઘુમતા રહેતા હતા; જો કે, સહાબા રદિ.માંથી ઘણા શિકારની ટેવ ધરાવતા હતા, આથી તેમાં તેમની ફરમાંબરદારીની પરીક્ષા થઈ રહી હતી, જેમાં તેઓ પૂરા ઉતર્યા અને આગળ હવે મનાઈની વધારે સ્પષ્ટતા આવે છે કે,) હે ઈમાનવાળાઓ ! જંગલી શિકારને (તે અપવાદ સિવાય કે જેની શરીઅતે છૂટ આપી છે) કતલ ન કરો, જ્યારે કે તમે અહેરામની હાલતમાં હોવ. (એ જ પ્રમાણે જ્યારે કે શિકાર હરમમાં હોય ભલે શિકારી અહેરામમાં ન હોય, એનો પણ આ જ હુકમ છે) અને જે વ્યક્તિ તમારામાંથી તેને જાણીબૂજીને મારશે, તો તેના ઉપર (આ કૃત્યનો) બદલો વાજિબ થશે, જે (કિંમતમાં મારેલા જાનવરના) બરાબર હશે તે જાનવર પ્રમાણે કે જેને તેણે કતલ કર્યું છે, જે (અંદાઝો લગાવવા માટે)નો ફૈંસલો તમારામાંથી બે ન્યાયી વ્યક્તિઓ કરશે (કે દીનદારીમાં પણ ભરોસાપાત્ર હોય તથા કોઠાસૂઝ ધરાવનાર અનુભવી પણ હોય, પછી તે મારેલા જાનવરની કિંમતનો અંદાઝો લગાવ્યા પછી અધિકાર છે) ભલે (એટલી કિંમતનું કોઈ એવું જાનવર ખરીદી લે કે,) તે (જાનવર) ખાસ પશુઓની શ્રેણીમાંથી હોય (એટલે કે, ઊંટ, ગાય, ભેંસ, બકરી નર હોય અથવા માદા) એ શરતે કે, નિયાઝ તરીકે કા'બા(ની પાસે) પહોંચાડી આપે (એટલે કે, હરમની અંદર પહોંચાડવામાં આવે) અને ભલે (એટલી કિંમતનું અનાજ વગેરેનો) કફ્ફારો ફકીરોને આપી દેવામાં આવે (એટલે કે, એક ફકીરને એક સદકએ ફિત્ર પ્રમાણે આપવામાં આવે) અને ભલે તે (અનાજ)ના બરાબર રોઝા રાખવામાં આવે, (પ્રમાણ સરખું હોવાનું સ્વરૂપ એ છે કે, દરેક ફકીરના ભાગે એટલે કે ફિત્રાના બદલામાં એક રોઝો; અને આ એટલા માટે નક્કી કર્યું છે) જેથી પોતાના કરેલા કૃત્યની સજા ચાખે (તે વ્યક્તિથી વિપરીત કે જેણે જાણીબૂઝીને શિકાર નથી કર્યો કે, જો કે, તેના ઉપર બદલો તો એ જ વાજિબ છે પરંતુ તેની તે બાબત સજા સ્વરૂપે નહીં બલકે હરમમાં શિકાર ન કરવાના હુકમનો ભંગ થવાના કારણે અને અહેરામની હાલતમાં શિકાર કર્યો હોવાના કારણે તે હરામ કામ કરી બેઠો છે, માટે તેનો બદલો છે અને આ

બદલો અદા કરી દેવાથી) અલ્લાહ તઆલાએ અગાઉ થઈ ચૂકેલું મા'ફ કરી દીધું અને જે વ્યક્તિ ફરીવાર આવી હરકત કરશે (કારણ કે, મોટા ભાગના કિસ્સામાં પ્રથમવાર કરતાં બીજીવાર તે ગુનાહનું પુનરાવર્તન કરવાની હિંમત વધારે હોય છે) તો (આ કારણ ઉપરાંત પ્રસ્તુત બદલાનું વર્ણન કે જે મુખ્ય હરામ કૃત્ય કરવાના કારણે છે. આખિરતમાં) અલ્લાહ તઆલા તેનો (આ ગુનાહની હિંમત કરવાના કારણે) બદલો લેશે (અલબત્ત, જો તવબહ કરી લે તો બદલાનું કારણ સમાપ્ત થઈ જશે) અને અલ્લાહ તઆલા જબરદસ્ત બદલો લઈ શકે છે. તમારા માટે (અહેરામની હાલતમાં) દરિયા (એટલે કે, પાણી)નો શિકાર પકડવો અને તેને ખાવું (બધું) હલાલ કરવામાં આવ્યું છે, તમારા લાભના કારણે (અને તમારા) મુસાફરોના (ફાયદાના) કારણે (કે મુસાફરીમાં તેને પોતાનું ભાથું બનાવે) અને ખુશ્કીનો શિકાર (ભલે અમુક સ્વરૂપોમાં ખાવો હલાલ હોય પરંતુ) પકડવો (અથવા તેમાં નક્કી કરવું) તમારા માટે હરામ કરવામાં આવ્યું છે, જ્યાં સુધી કે તમે અહેરામની હાલતમાં રહો અને અલ્લાહ તઆલા(નો વિરોધ કરવા)થી ડરો, જેની પાસે તમને ભેગા (કરીને હાજર) કરવામાં આવશે.

## મસ્અલા અને બોધપાઠ :

સંશોધકોએ લખ્યું છે કે, તકવો (એટલે કે દીનની નુકસાનકર્તા વાતોથી બચવા)ની કેટલીય કક્ષાઓ છે અને ઈમાન તથા આસ્થાના તકાદાઓ પણ શક્તિ અને કમજોરીના આધારે વિવિધ પ્રકારના છે. અનુભવ અને શરઈ "નુસૂસ"થી સાબિત છે કે, જે પ્રમાણે મનુષ્ય ઝિક્ર અને ચિંતન, સારા આચરણો અને અલ્લાહ માટે જિહાદમાં પ્રગતિ કરે છે, એ જ પ્રમાણે અલ્લાહનો ડર અને તેનું સન્માન તથા પ્રતિષ્ઠાની કલ્પનાથી હૃદય પ્રકાશિત થઈને ઈમાન અને વિશ્વાસ મજબૂત અને ટકાઉ થતો રહે છે. અલ્લાહ તરફના આકર્ષણની આ જ પ્રગતિ અને ઉચ્ચતા તરફ આ આયતમાં તકવા અને ઈમાનના પુનરવર્તનથી ઈશારો કર્યો અને "સુલૂક"ની અંતિમ કક્ષા (અહેસાન) અને તેના વિભાગો તરફ પણ માર્ગદર્શન આપ્યું છે. *(તફસીરે ઉસ્માની)*

### મસ્અલો :

صَيْد (સયૂદ) હરમની હદોમાં અને અહેરામની હાલતમાં હરામ છે અને

આ બાબત પ્રચલિત છે, ભલે હલાલ જાનવર હોય અથવા હરામ જાનવર હોય. (لِإِطْلَاقِ الْآيَةِ) *(અલ ઈતલાકુલ આયહ)*

**મસ્અલો :**

صَيْـــــــــــــد (સયૃદ) તે જાનવરોને કહેવામાં આવે છે, જે જંગલી હોય. સ્વાભાવિક રીતે મનુષ્ય પાસે ન રહેતા હોય, બસ જે સ્વાભાવિક પાલતુ પ્રાણીઓ છે જેમકે, ઘેટું, બકરી, ગાય, ઊંટ વગેરે તેમને ઝબહ કરવું અને ખાવું હલાલ છે.

**મસ્અલો :**

અલબત્ત, જે જાનવર દલીલથી આ હુકમમાં અપવાદ જાહેર થઈ ગયું, તેને પકડવું, મારવું હલાલ છે. જેમકે, દરિયાઈ જાનવરનો શિકાર; અલ્લાહ તઆલા ફરમાવે છે, أُحِـــلَ لَـكُـمْ صَيْـدُ الْبَـحْـرِ અને અમુક ભૂચર (જમીન ઉપર રહેનારા જાનવરો.) અમુક આ પ્રકારના જાનવરોને (તેના નુકસાનોથી બચવા માટે) મારવું જાઇઝ છે, જેમકે કાગડો, સમડી, વરુ, સાપ, વીંછી, હડકાયું કૂતરું અને તે જંગલી જાનવર જે તમારા ઉપર હુમલો કરે તેને મારવું જાઇઝ છે. હદીષમાં આવા જાનવરોને મારવા માટે આ હુકમમાં અપવાદ સ્વરૂપે છૂટ છે, તેનાથી જાણ થઈ કે, اَلصَّيْدُ (૫ : ૯૫)માં અલિફ–લા'મ શરતનો છે.

**મસ્અલો :**

જે હલાલ જાનવરોનો શિકાર અહેરામ બાંધેલી હાલતમાં અથવા અહેરામ બાંધ્યો ન હોય એવી હાલતમાં કરવામાં આવે, તેનું ખાવું અહેરામ બાંધેલ વ્યક્તિ માટે જાઇઝ છે. જ્યારે કે, તે જાનવરને મારવામાં મદદગાર અથવા સલાહકાર ન હોય. હદીષમાં આવો જ ઈરશાદ છે અને આયતના શબ્દો لَا تَـقْتُـلُوْا માં પણ એ તરફ ઈશારો છે. કારણ કે, અહીંયાં لَا تَـقْتُـلُوْا ફરમાવ્યું છે, لَا تَـاْكُـلُوْ કહેવામાં આવ્યું નથી.

**મસ્અલો :**

હરમના શિકારને જે પ્રમાણે જાણીબૂજીને મારવા ઉપર બદલો આપવો વાજિબ છે, એ જ પ્રમાણે ભૂલથી અથવા અજાણતામાં આવું કરવાથી પણ તે વાજિબ થશે. *(અબ્રૂરજર્રૂહ)*

**મસ્અલો :**

જેમકે પ્રથમ વખતે બદલો વાજિબ છે, એ જ પ્રમાણે જો બીજા-ત્રીજા વખતે આ રીતે જાનવર મારે તો પણ તે વાજિબ છે.

**મસ્અલો :**

આ બદલાનો ખુલાસો એ છે કે, જે સ્થળે અને જે જગ્યાએ આ જાનવર કતલ થયું છે, શ્રેષ્ઠ તો એ જ છે કે, બે ન્યાયી વ્યક્તિ પાસે અને જાઈઝ એ પણ છે કે, એક જ ન્યાયપ્રિય વ્યક્તિ પાસે આ જાનવરની કિંમતનો અંદાજો કરાવી લે, પછી તેમાં એવી સ્પષ્ટતા છે કે, તે મારવામાં આવેલ જાનવર જો હરામ હોય તો પણ તેની આ કિંમત એક બકરીની કિંમતથી વધારે વાજિબ નહીં થાય અને જો તે જાનવર હલાલ હતું તો જે પ્રમાણે અંદાજો કરવામાં આવશે તે બધું વાજિબ થશે અને બંને પરિસ્થિતિમાં હવે તેને ત્રણ સ્વરૂપોમાં બદલો આપવાનો અધિકાર છે. ભલે, તેની કિંમત પ્રમાણે કોઈ જાનવર કુર્બાનીની શરત પ્રમાણે ખરીદી લે અને હરમની હદોમાં ઝબહ કરે. ફકીરોમાં માંસ વહેંચી દે અથવા તો તેની કિંમત બરાબરનું અનાજ સદકએ ફિત્રની શરતો પ્રમાણે દરેક ફકીરને "અડધો સાઅ્" (હાલના પ્રમાણે ૧.૬૨૦ કિ.ગ્રા.) આપી દે અથવા તો "અડધા સાઅ્" પ્રમાણે એક ફકીર ગણી જેટલા ફકીરને તે પહોંચી શકે છે, એટલા રોઝા રાખી લે અને અનાજ વહેંચવામાં તથા રોઝા રાખવામાં હરમના સ્થળની શરત લગાવવામાં આવી નથી અને જો કિંમત અડધા સાઅ્થી પણ ઓછી નક્કી થઈ હોય તો તેને અધિકાર છે કે ભલે એક જ ફકીરને આપી દે અથવા એક રોઝો રાખી લે. આ પ્રમાણે જો દરેક ફકીરને અડધો સાઅ્ આપે અને અડધા સાઅ્થી ઓછું બચી જાય, તો પણ એ જ રીત છે કે, ભલે તે બાકી બચેલું એક ફકીરને આપી દે અથવા એક રોઝો રાખી લે. અડધા સાઅ્નું વજન આપણા વજનના આધારે પોણા બે શેર અથવા ૧.૬૨૦ કિ.ગ્રા. લગભગ થાય છે.

**મસ્અલો :**

ઉપરોક્ત અંદાજા પ્રમાણે જેટલા ફકીરોનો જે હિસ્સો ઠરે, જો તેને બે સમયનું પેટ ભરીને ખાવું ખવડાવી આપે તો તે પણ જાઈઝ છે.

**મસ્અલો :**

જો આ કિંમત બરાબર ઝબહ કરવા માટે જાનવર નક્કી કરવામાં આવે, પરંતુ અમુક રકમ વધી છે તો આ વધેલી રકમમાં તેને અધિકાર છે કે, તે બીજું જાનવર ખરીદી લે અથવા તો તેનું અનાજ આપી દે અથવા અનાજના હિસાબ ગણી રોઝા રાખી લે. જે પ્રમાણે કતલ કરવામાં બદલો વાજિબ છે, એ જ પ્રમાણે આવા જાનવરને ઘાયલ કરવા બાબતે પણ અંદાજો લગાવવામાં આવશે કે, આ જાનવર ઘાયલ થવાથી તેની કેટલી કિંમત ઓછી થઈ ગઈ ? પછી એ પ્રમાણે ઉપરોક્ત પ્રમાણેના ત્રણ સ્વરૂપોના આધારે કિંમત નક્કી કરી બદલો આપવો જાઇઝ છે.

**મસ્અલો :**

અહેરામની હાલતમાં જે જાનવરનો શિકાર કરવો હરામ છે, તેને ઝબહ કરવું પણ હરામ છે. જો તેને ઝબહ કરશે તો તેનો હુકમ પણ મુરદાર જાનવર જેવો થઈ જશે. (وَفِیْ لَاتَقْتُلُوْا اِشَارَةٌ اِلٰی اَنَّ ذَبْحَهٗ كَالْقَتْلِ)

**મસ્અલો :**

જો જાનવરને મારવાનું સ્થળ જંગલ છે, તો જે વસ્તી તેની સૌથી નજીક હોય ત્યાં તેના પ્રચલિત રિવાજને આધારે જ કિંમતનો અંદાજો લગાવવામાં આવશે.

**મસ્અલો :**

(અહેરામની હાલતમાં મસ્જિદે હરામમાં) શિકાર કરવા માટે ઈશારો કરવો અથવા મદદ કરવી પણ શિકાર કરવામાં સામેલ છે અને તે હરામ છે.

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૯૭ થી ૧૦૦)

| |
|---|
| جَعَلَ اللّٰهُ الْكَعْبَةَ الْبَيْتَ الْحَرَامَ قِيٰمًا لِّلنَّاسِ وَالشَّهْرَ الْحَرَامَ وَالْهَدْيَ |
| وَالْقَلَآئِدَ ۭ ذٰلِكَ لِتَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ |
| وَاَنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿٩٧﴾ اِعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ وَاَنَّ |

اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٩٨﴾ مَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ ۭ وَاللّٰهُ يَعْلَمُ
مَا تُبْدُوْنَ وَمَا تَكْتُمُوْنَ ﴿٩٩﴾ قُلْ لَّا يَسْتَوِي الْخَبِيْثُ وَالطَّيِّبُ وَلَوْ اَعْجَبَكَ
كَثْرَةُ الْخَبِيْثِ ۚ فَاتَّقُوا اللّٰهَ يٰٓاُولِي الْاَلْبَابِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٠٠﴾ ع

## તરજુમો :

*અલ્લાહે કા'બાને કે જે બુઝૂર્ગીવાળું (એહતિરામવાળું પવિત્ર) ઘર છે લોકો માટે કયામ (થોભવાનું-ટકાવવા)નું કારણ કરી દીધું, અને બુઝૂર્ગીવાળા મહિનાઓને અને કુર્બાનીને કે જે કા'બાની નિયાઝ હોય અને જેમના ગળામાં પટ્ટા નાંખીને કા'બાએ લઈ જાય; આ એટલા માટે કે તમે જાણી લો, બેશક ! અલ્લાહને ખબર છે જે કંઈ કે આસમાનોમાં અને જમીનમાં છે, અને અલ્લાહ દરેક વસ્તુથી સારી પેઠે વાકેફ છે. (૯૭) જાણી લો કે બેશક ! અલ્લાહનો અઝાબ સખત છે અને બેશક ! અલ્લાહ મહાન બખ્શનારો મહેરબાન છે. (૯૮) રસૂલના જિમ્મે નથી પરંતુ પહોંચાડી દેવું, અને અલ્લાહને ખબર છે જે તમે જાહેરમાં કરો છો અને જે છુપાવીને કરો છો. (૯૯) તમે કહી આપો કે નાપાક અને પાક બરાબર (સમાન) નથી, ભલે તને નાપાકનું વધારે હોવું ભલું લાગે; બસ, હે બુદ્ધિશાળીઓ ! અલ્લાહથી ડરતા રહો જેથી તમારો છુટકારો થાય. (૧૦૦)*

## તફસીર :

અલ્લાહ તઆલાએ કા'બાને કે જે અદબવાળું મકાન છે, લોકો(ના હિતો)ને કાયમ રાખવાનું કારણ ઠરાવ્યું છે અને (એ જ પ્રમાણે) સન્માનવાળા મહિનાઓને પણ અને (એ જ પ્રમાણે) હરમમાં કુર્બાની માટેના જાનવરોને પણ અને (એ જ પ્રમાણે) તે જાનવરોને પણ જેમના ગળામાં (તે નિશાનીના માટે) પટ્ટા હોય (કે આ અલ્લાહની નિયાઝ છે, જે હરમમાં ઝબહ થશે) આ (નિયમ દુનિયવી હિતો ઉપરાંત) તે (દીની મસ્લિહતો) માટે (પણ) છે, જેથી (તમારી માન્યતા દુરુસ્ત અને પાકી થઈ જાય, એ પ્રમાણે કે તમે તેની મસ્લિહતોની દલીલો દ્વારા) એ વાતનું પાકું યકીન કરી લો કે, બેશક ! અલ્લાહ તઆલા (જ) તો બધા જ

આસમાનો અને જમીનોમાંની ચીઝોનું (સંપૂર્ણ) જ્ઞાન ધરાવે છે. (કારણ કે, એવો હુકમ નક્કી કરવો, જેમાં ભવિષ્ય માટે એવી મસ્લિહતો અને લાભકારી યોજનાઓ છે કે, માનવીની બુદ્ધિ તેને કલ્પી શકતી નથી અને એ જ અલ્લાહની તે સર્વજ્ઞ હોવાની સિફતની દલીલ છે) અને (આ પ્રસ્તુત જાણકારી સાથે જ્ઞાનના સંપૂર્ણ સંબંધથી દલીલ કરીને વિશ્વાસ કરી લો કે,) બેશક ! અલ્લાહ તઆલા બધી વસ્તુઓને ખૂબ સારી પેઠે જાણે છે. (કારણ કે, તેના જ્ઞાન અને જાણ બહાર કોઈ વસ્તુ નથી. જાણ થઈ કે, વ્યક્તિગત જ્ઞાનનો સંબંધ સામૂહિક જ્ઞાન સાથે સરખો હોય છે.) તમે યકીન રાખી જાણી લો કે, અલ્લાહ તઆલા સજા પણ સખત આપનારો છે, અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનાર અને મહાન રહમતવાળો (પણ) છે, (માટે તેના હુકમોનો વિરોધ ન કર્યા કરો અને જે કંઈ ભૂલો થઈ ગઈ છે, શરીઅતના કાયદા પ્રમાણે તવબહ કરી લો) રસૂલ (ﷺ)ની જવાબદારી તો ફક્ત પહોંચાડી આપવાની છે (બસ, તે ખૂબ સારી રીતે પહોંચી ચૂક્યું, હવે તમારી પાસે કોઈ બહાનું કે હીલો બાકી રહ્યો નથી) અને અલ્લાહ તઆલા સઘળું જાણે છે, જે કંઈ તમે (જીભથી અથવા ગણગણીને) જાહેર કરો છો અને જે કંઈ (દિલમાં) ગુપ્ત રાખો છો. (બસ, તમારે જોઈએ કે જાહેર અને અંતરમન બંને રીતે ઈતાઅત કરો) આપ (હે મુહમ્મદ ﷺ! તેમને એ પણ) ફરમાવી આપો કે, નાપાક અને પાક (એટલે કે, ગુનાહ અને ફરમાંબરદારી તથા ગુનાહ કરનારો અને તાબે'દારી કરનારો બંને) સમાન નથી (બલકે, ગુનાહ નાપાક અને તિરસ્કૃત છે, અને નેકી પાક અને સ્વીકૃત છે. બસ, અનુસરણ કરીને સ્વીકૃત બનવું જોઈએ, ગુનાહ કરીને તિરસ્કૃત ન બનવું જોઈએ, ભલે, હે જોનારાઓ ! ) તમને નાપાક વસ્તુઓનું વધુ પ્રમાણ (જેમકે મોટા ભાગે દુનિયામાં એવું જ બનતું હોય છે) આશ્ચર્યમાં નાંખતું હોય (કે આ વસ્તુઓ નાપસંદ હોવા છતાં શા માટે તેનું પ્રમાણ વધારે છે ? પરંતુ એ સમજી લો કે, વધારે પ્રમાણમાં હોવું જે કશા હિકમતના કારણે છે તે છુટકારાની દલીલ નથી. કોઈ વસ્તુ બહુમતીમાં હોવી અથવા લઘુમતીમાં હોવી એ સત્યનું માપદંડ નથી અને જ્યારે કે, અલ્લાહ તઆલાના જ્ઞાન અને તેની પકડ કરવાની શક્તિથી એની જાણ થઈ ગઈ) તો (વસ્તુઓના પ્રમાણને માપદંડ તરીકે ન જુઓ બલકે,) અલ્લાહ તઆલા(ના હુકમનો વિરોધ કરવા)થી ડરતા રહો, જેથી તમે (સંપૂર્ણ રીતે) સફળ થાઓ. (તે જન્નત અને અલ્લાહની ખુશ્નૂદી છે).

## મસ્અલા અને બોધપાઠ :

### શાંતિ અને સલામતીના ચાર માધ્યમો :

પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાએ ચાર વસ્તુઓને લોકોના થોભવા માટેનું તથા શાંતિ અને સલામતીનું કારણ બતાવ્યું છે.

પ્રથમ કા'બા છે. "કા'બા" શબ્દ અરબી ભાષામાં એવા મકાનને કહે છે, જે ચતુષ્કોણ હોય. અરબસ્તાનમાં કબીલએ ખષ્અમનું બનાવેલું એક અન્ય મકાન પણ આ જ નામ ધરાવતું હતું, જેને "કા'બએ યમાનીયા" કહેવામાં આવતું હતું. એટલા માટે અલ્લાહ તઆલાએ આ કા'બાને વિશિષ્ટ સ્વરૂપે બતાવવા માટે કા'બા શબ્દની સાથે اَلْبَيْتَ الْحَرَامَ (અલ બયતુલ હરામ)નો શબ્દ વધારી દીધો.

قِيَـامُ (કિયામ) શબ્દ અને قِوَامُ (કિવામ) સર્વનામ છે, આ તે વસ્તુઓને કહેવામાં આવે છે, જેના ઉપર કોઈ વસ્તુનું થોભવું અથવા તેનું અસ્તિત્વ અવલંબિત હોય. એટલા માટે قِيَـامًـا لِّلـنَّـاسِ નો અર્થ એવો થાય છે કે, કા'બા પોતાનાથી સંબંધિત લોકોના થોભવાનું તથા બાકી રહેવાનું કારણ અને માધ્યમ છે.

અને શબ્દ نَـــاسٌ "નાસુન" શબ્દકોષમાં "સામાન્ય જનસમૂહ" (આમ જનતા) માટે બોલવામાં આવે છે. આ જગ્યાએ ચોક્કસ સ્થળના કારણે તે ખાસ મક્કાવાળા અથવા અરબસ્તાનના લોકોના ભાવાર્થ તરીકે હોઈ શકે છે અને સામાન્ય રીતે દુનિયાના બધા જ મનુષ્યો પણ આ ભાવાર્થમાં સામેલ હોઈ શકે છે અને દેખીતું એ જ છે કે, સમગ્ર દુનિયાના મનુષ્યો તેમાં સામેલ છે. અલબત્ત, મક્કા અને અરબસ્તાન એક ખાસ વિશેષ પ્રકારની વિશિષ્ટતા ધરાવે છે, એટલા માટે આ આયતનો ભાવાર્થ એ હોય શકે છે કે, અલ્લાહ તઆલાએ કા'બા બયતુલ્લાહ અને જે વસ્તુઓનો ઉલ્લેખ આગળ આવે છે, તેને સંપૂર્ણ દુનિયાના મનુષ્યો માટે થોભવાનું અને તેમના અસ્તિત્વ ટકાવી રાખવા માટેનું તથા શાંતિ અને સલામતીનું માધ્યમ બનાવી દીધું છે. જ્યાં સુધી દુનિયાના દરેક દેશ, દરેક ખૂણા અને દરેક દિશાના લોકો આ બયતુલ્લાહ તરફ મોઢું કરી નમાઝ અદા કરતા રહેશે અને બયતુલ્લાહની હજ્જ થતી રહેશે, એટલે કે, જેમના ઉપર હજ્જ ફરજ છે, તેઓ હજ્જ અદા કરતા રહેશે, તે સમય સુધી આ સમગ્ર દુનિયા કાયમ અને

સુરક્ષિત રહેશે અને જો એક વર્ષ પણ એવું પસાર થાય કે, કોઈ હજ્જ ન કરે અથવા કોઈ બયતુલ્લાહ તરફ રૂખ કરી નમાઝ અદા ન કરે, તો સમગ્ર દુનિયા ઉપર સામૂહિક અઝાબ આવી જશે.

## "બયતુલ્લાહ" સમગ્ર વિશ્વનું કેન્દ્ર છે :

આ વિષયને તફસીરના ઈમામ હઝરત અતાઅ્ (રહ.)એ આ શબ્દોમાં વર્ણન કર્યો છે, لَوْ تَـرَكُوْهُ عَامًا وَاحِدًا لَمْ يُنْظَرُوْا وَلَمْ يُؤَخَّرُوْا (بَحْرِمُحِيْط) (બહરે મુહીત) એનાથી જાણ થાય છે કે, બયતુલ્લાહનું મહત્ત્વ સમગ્ર દુનિયાનું કેન્દ્ર હોવાના સ્વરૂપે છે. જ્યાં સુધી તેના તરફ મોઢું કરી નમાઝ પઢવામાં આવશે અથવા હજ્જ થતી રહેશે, દુનિયા ટકી રહેશે અને જો કોઈ સમયે બયતુલ્લાહનું આ સન્માન અને પ્રતિષ્ઠા સમાપ્ત થઈ જાય, ત્યારે દુનિયા પણ સમાપ્ત કરી દેવામાં આવશે. રહી વાત આ જગતના અસ્તિત્વ અને તેની વ્યવસ્થાની, તો તેની અને બયતુલ્લાહની વચ્ચે શું સંબંધ છે ? બસ, તેની હકીકતની જાણ થવી આવશ્યક નથી, જે પ્રમાણે ચુંબક અને લોખંડ તથા વિદ્યુતશક્તિ અને તણખલાનું એકબીજા તરફ આકર્ષાવું વગેરેના પરસ્પરના સંબંધની વાસ્તવિકતા કોઈને ખબર નથી, પરંતુ તે એક એવી હકીકત છે જે પ્રયોગસિદ્ધ બાબત છે, તેનો કોઈ ઈન્કાર કરી શકતું નથી. બયતુલ્લાહ અને આ વિશ્વની વ્યવસ્થાના પરસ્પરના સંબંધની હકીકતનો સ્વીકાર પણ માનવીના કબજાની વાત નથી, તે સમગ્ર સૃષ્ટિના સર્જનહારના બતાવવાથી જ જાણ થઈ શકે છે. બયતુલ્લાહનું સમગ્ર દુનિયાના અસ્તિત્વ ટકી રહેવા માટેનું કારણ હોવું એક રૂહાની રહસ્ય છે. જાહેર દૃષ્ટિએ તેને પામી લેવું શક્ય નથી, પરંતુ અરબ અને મક્કાના લોકો માટે તે શાંતિ અને સલામતીનું કારણ હોવું અનુભવો અને અવલોકનોથી સાબિત થયેલ બાબત છે.

## બયતુલ્લાહનું અસ્તિત્વ સમગ્ર વિશ્વ માટે શાંતિનું કારણ છે :

દુનિયામાં શાંતિનું વાતાવરણ સરકારોના કાયદાઓ અને તેની પકડના કારણે હોય છે, તેના કારણે ડાકુઓ, ચોર, હત્યારાઓ, ખુનામરકી કરનારા વગેરેની હિંમત નથી થતી, પરંતુ અરબના અજ્ઞાનતાના કાળમાં ન તો કોઈ કાયદેસરની સરકાર સ્થાપિત થઈ હતી અને ન જ જાહેર શાંતિ માટે કોઈ સર્વમાન્ય કાયદો હતો. રાજકીય વ્યવસ્થા ફક્ત કબીલાઓના આધાર ઉપર

સ્થાપિત થયેલ હતી. એક કબીલો જ્યારે ઇચ્છે બીજા કબીલાની જાન–માલ, ઇજ્જત–આબરૂ બધી જ વસ્તુઓ ઉપર હુમલો કરી શકતો હતો. એટલા માટે કોઈ કબીલા માટે કોઈપણ સમયે શાંતિ અને સલામતીનું વાતાવરણ કાયમી ધોરણે ન હતું. અલ્લાહ તઆલાએ પોતાની સંપૂર્ણ શક્તિ વડે મક્કએ મુકર્રમહમાં બયતુલ્લાહને હુકૂમત (સરકાર)ની જગ્યાએ સ્થાપીને શાંતિ અને સલામતીનું માધ્યમ બનાવ્યું. જેવી રીતે સરકારના કાયદાઓનો વિરોધ કરવાની હિંમત કોઈ સમજદાર વ્યક્તિ નથી કરી શકતો, એ જ પ્રમાણે બયતુલ્લાહ શરીફના સન્માન અને પ્રતિષ્ઠા અલ્લાહ તઆલાએ અજ્ઞાનતાના કાળમાં પણ સામાન્ય લોકોના દિલોમાં એ પ્રમાણે બેસાડી દીધી હતી કે, તેનું સન્માન જાળવવા માટે તેઓ પોતાની બધી જ લાગણીઓ અને ઇચ્છાઓને પણ પાછળ છોડી દેતા હતા.

અજ્ઞાન અરબોનું યુદ્ધખોર માનસ અને તેમના કબીલાઓની પરસ્પરની દુશ્મનાવટ સમગ્ર વિશ્વમાં એક અનોખા દાખલા સ્વરૂપે હતી. અલ્લાહ તબારક વ તઆલાએ બયતુલ્લાહ અને તેનાથી સંલગ્ન દરેક વસ્તુનું એટલું સન્માન અને પ્રતિષ્ઠા તેમના દિલોમાં નાંખી દીધી હતી કે, તેમનો કેવોય પણ જાની દુશ્મન અથવા સખતથી સખત અપરાધી હોય, પરંતુ જો તે હરમ શરીફમાં પ્રવેશ કરી લે, તો અત્યંત ગમ અને ક્રોધ હોવા છતાં તેને કશું જ કહેતા ન હતા. એટલે સુધી કે, જો પિતાનો હત્યારો હરમમાં બેટાને મળી જાય, તો બેટો પોતાની નજરોને નીચી કરી ત્યાંથી પસાર થઈ જતો હતો.

એ જ પ્રમાણે જે વ્યક્તિ હજ્જ અને ઉમરહ માટે નીકળ્યો હોય અથવા જે જાનવર હરમ શરીફમાં કુર્બાની માટે લાવવામાં આવ્યું હોય, તેનું પણ એટલું જ સન્માન અરબસ્તાનમાં પ્રચલિત હતું કે, કોઈ ખરાબથી ખરાબ વ્યક્તિ પણ તેને કોઈ નુકસાન ન પહોંચાડતા હતા અને જો તે જાની દુશ્મન પણ છે, તો આવી પરિસ્થિતિમાં જ્યારે કે, તેણે હજ્જ અથવા ઉમરહની કોઈ નિશાની, દાખલા તરીકે એહરામ અથવા ફૂલહાર પહેર્યો હોય તો તેને સદંતર કશું જ કહેતા કે કરતા ન હતા.

સન હિજરી ૬માં એટલે કે, જ્યારે રસૂલે કરીમ ﷺ સહાબએ કિરામ (રદિ.)ના એક ખાસ જૂથ સાથે ઉમરહ માટે અહેરામ બાંધી બયતુલ્લાહના ઇરાદાથી રવાના થયા અને હરમની હદો નજીક હુદૈબિય્યહના સ્થળે થોભીને

હઝરત ઉસ્માન ગની (રદિ.)ને અમુક સાથીઓ સાથે મક્કા મોકલ્યા કે, મક્કાના સરદારોને કહી આપે કે, મુસલમાનો આ સમયે કોઈ યુદ્ધની નિય્યતથી નથી આવ્યા. બલકે, ઉમરહ અદા કરવા માટે આવ્યા છે. એટલા માટે તેમના માર્ગમાં કોઈ અવરોધ ઊભો કરવામાં ન આવે.

કુરૈશના સરદારોએ ઘણી જ ચર્ચા–વિચારણા પછી એક પ્રતિનિધિ રસૂલે કરીમ ﷺની સેવામાં મોકલ્યો. આપ ﷺએ તેને જોયો તો કહ્યું કે, "આ વ્યક્તિ બયતુલ્લાહના સન્માનની લાજ રાખનારો છે. એટલા માટે પોતાની કુર્બાનીના જાનવર જેના ઉપર કુર્બાનીનું નિશાન કર્યું છે, તેને સામે કરી દો. તેણે જ્યારે એ નિયાઝ (કુર્બાનીના જાનવર) જોયા, તો બેશક ! એવો સ્વીકાર કર્યો કે, લોકોને બયતુલ્લાહથી કદાપિ ન રોકવા જોઈએ."

ખુલાસો એ છે કે, સન્માનનીય હરમની પ્રતિષ્ઠા અને સન્માન અજ્ઞાનતાના કાળમાં પણ અલ્લાહ તઆલાએ તેમના દિલોમાં એવું જમાવેલ હતું કે, તેના કારણે શાંતિ અને સલામતી સ્થાપિત રહેતી હતી, તેના સન્માનના કારણે ફક્ત હરમ શરીફમાં આવનારા–જનારા લોકોથી સામાન્ય નાગરિકો એવા પ્રભાવિત થઈ જતા હતા કે, આ લોકો હજ્જ અને ઉમરહ માટે નીકળ્યા છે અને હજ્જની કોઈ નિશાની તેમના ઉપર લાગેલી છે. દુનિયામાં ચારેબાજુના લોકોને તેનાથી કોઈ લાભ શાંતિ અને સલામતીના સંદર્ભમાં ન થતો હતો, પરંતુ અરબસ્તાનમાં જે પ્રમાણે બયતુલ્લાહના મકાન અને તેના આજુબાજુના વિસ્તારોમાં હરમની ઈજ્જત અને પ્રતિષ્ઠા સર્વમાન્ય હતી. એ જ પ્રમાણે હજ્જના મહિનાઓનો પણ ખાસ અદબ હતો કે, તે મહિનાઓને اَشْهُرِ حُرُمْ (અશહુરિહુરુમ) કહેતા હતા, તેની સાથે રજબને પણ અમુક લોકોએ સામેલ રાખ્યો હતો. આ મહિનાઓમાં હરમની બહાર પણ ખૂનામરકી કે યુદ્ધ કરવું બધા જ અરબો હરામ સમજતા હતા અને તેનાથી બચતા હતા.

આથી કુર્આને કરીમે قِيَامًا لِّلنَّاسِ થવામાં કા'બાની ત્રણ વસ્તુઓને સામેલ કરી છે. પ્રથમ الشَّهْرَ الْحَرَامَ એટલે કે, ઈજ્જત અને અદબવાળો મહિનો. અહીંયાં કારણ કે, شَهْرُ "શહરુ" શબ્દ એકવચનમાં લાવવામાં આવ્યો છે, એટલા માટે બધા જ વિવરણકારોએ નોંધ્યું છે કે, આ સ્થળે "શહરે હરમ"નો અર્થ

જિલ્હજ્જાનો મહિનો છે, જેમાં હજ્જના અરકાન અને અમલો અદા કરવામાં આવે છે અને અમુક લોકોએ ફરમાવ્યું કે, આ શબ્દ જો કે, એકવચન છે પરંતુ તેનો અર્થ તેના સમકક્ષ મહિનાઓ પણ છે. એટલા માટે બધા જ અશ્હુરુહુરુમ (અદબના મહિનાઓ) તેમાં સામેલ છે.

બીજી બાબત هَدْیٌ (હદ્‌ય) છે, هَدْیٌ તે જાનવરોને કહેવામાં આવે છે, જેમની કુર્બાની હરમ શરીફમાં કરવામાં આવે. આવા જાનવરો જે વ્યક્તિ સાથે હોય, તો સામાન્ય રીતે અરબોનો એવો રિવાજ હતો કે, તેને કશું જ કહેતા ન હતા. તે શાંતિ અને સલામતી સાથે મુસાફરી કરતો હતો અને પોતાનો મકસદ પૂર્ણ કરી શકતો હતો. એટલા માટે هَــدْیٌ પણ શાંતિ અને સલામતી સ્થાપિત થવાનું એક કારણ હતું.

ત્રીજી વસ્તુ قَلَائِـدُ (કલાઈદ) છે, قَلَائِـدُ એ قَلَادَةٌ (કલાદહ)નું બહુવચન છે. ગળામાં હાર માટે આ શબ્દ બોલવામાં આવે છે. અજ્ઞાનતાના કાળમાં અરબોનો રિવાજ એ હતો કે, જે વ્યક્તિ હજ્જ માટે નીકળતો તો પોતાના ગળામાં એક ખાસ પ્રકારનો હાર નિશાની સ્વરૂપે નાંખી રાખતો હતો, જેથી તેને જોઈને લોકો સમજી લેતા હતા કે, આ વ્યક્તિ હજ્જ માટે જઈ રહ્યો છે, તેને કોઈ તકલીફ પહોંચાડતું ન હતું. એ જ પ્રમાણે કુર્બાનીના જાનવરોના ગળામાં પણ આ જ પ્રમાણે હાર નાંખવામાં આવતા હતા, તેને પણ قَلَائِـدُ કહેવામાં આવે છે. એટલા માટે قَلَائِدُ પણ શાંતિ અને સલામતી સ્થાપવાનું એક માધ્યમ હતું.

અને જો વિચાર કરવામાં આવે તો ત્રણે વસ્તુઓ شَهْـرِ حَرَامُ , هَدْیٌ અને قَلَائِـــــــدُ બધી જ બયતુલ્લાહથી સંલગ્ન બાબતોમાંથી છે, તેનું સન્માન પણ બયતુલ્લાહના સન્માનનો જ એક ભાગ છે. ખુલાસો એ છે કે, બયતુલ્લાહ અને તેનાથી સંલગ્ન બાબતોને અલ્લાહ તઆલાએ દુનિયાની સમગ્ર મનુષ્યજાતિ માટે અને ખાસ કરીને અરબો અને મક્કાના લોકો માટે તથા બધી જ દીન અને દુનિયાની પ્રવૃત્તિઓ તથા દરેક માટે ટકી રહેવાનું અને કાયમ રહેવાનું માધ્યમ બનાવ્યું છે.

قِیَـــامًـــا لِّلـنَّـــاسِ ની તફસીરમાં અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું છે કે, તેનો ભાવાર્થ એ છે કે, બયતુલ્લાહ અને સન્માનનીય હરમને સૌના માટે સલામત

બનાવવામાં આવ્યું છે. અમુકે ફરમાવ્યું કે, તેનો ભાવાર્થ મક્કાના લોકો માટે રોઝી–રોટીની છૂટછાટ છે કે, ત્યાંની જમીનમાં કોઈ વસ્તુ પેદા થતી નથી, છતાં અલ્લાહ તઆલા દુનિયાની બધી વસ્તુઓ ત્યાં પહોંચાડતા રહે છે.

અમુકે કહ્યું કે, મક્કાના લોકો જેઓ બયતુલ્લાહના સેવકો અને સંરક્ષક કહેવાતા હતા, તે લોકોને અલ્લાહવાળા સમજીને હંમેશા તેમની સાથે સન્માન અને ઈજ્જતનો વ્યવહાર કરવામાં આવતો હતો. قِيَامًا لِّلنَّاسِ નો ભાવાર્થ આ જ ખાસ સન્માન હોવાનો અર્થ છે.

ઈમામ અબ્દુલ્લાહ રાઝી (રહ.)એ ફરમાવ્યું કે, "આ બધા નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી. શબ્દ قِيَامًا لِّلنَّاسِનો સમજવામાં આવતો પ્રચલિત અર્થ છે, તેમાં આ બધી જ વસ્તુઓ સામેલ છે કે, અલ્લાહ તઆલાએ બયતુલ્લાહને બધા જ લોકોના અસ્તિત્વ ટકાવી રાખવાનું અને આર્થિક ઉપાર્જન તથા સુધારણા અને સફળતાનું માધ્યમ બનાવ્યું છે અને અરબસ્તાનના લોકોને અને મક્કાના નિવાસીઓને વિશેષ સ્વરૂપે તેની જાહેર અને છુપી બરકતોથી નવાજવામાં આવ્યા છે."

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, ذٰلِكَ لِتَعْلَمُوْا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَافِى السَّمٰوَاتِ وَمَا فِى الْاَرْضِ وَاَنَّ اللّٰهَ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ એટલે કે, "અમે દુનિયામાં બયતુલ્લાહને અને તેનાથી સંલગ્ન બાબતોને લોકો માટે શાંતિ અને સલામતી અને સ્થિરતા તથા અસ્તિત્વનું માધ્યમ બનાવ્યું છે." તેનો અનુભવ અરબસ્તાનના નિવાસીઓ વિશેષ સ્વરૂપે કરતા રહે છે. આ એટલા માટે કહેવામાં આવ્યું છે કે, બધા જ લોકો આ જાણી લે કે, અલ્લાહ તઆલા જમીન અને આસમાનની દરેક વસ્તુઓની સંપૂર્ણ જાણકારી ધરાવે છે અને તે જ તેની વ્યવસ્થા કરી શકે છે.

બીજી આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો اِعْلَمُوْا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ وَاَنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ એટલે કે, "સમજી લો કે, અલ્લાહ તઆલા સખત અઝાબ આપનારો છે અને એ કે, અલ્લાહ તઆલા ખૂબ મા'ફ કરનારો મહાકૃપાળુ પણ છે." એમાં બતાવવામાં આવ્યું કે, હલાલ અને હરામના જે હુકમો આપવામાં આવ્યા છે તે હિકમત અને મસ્લિહત માટે છે. તેના અનુસરણ કરવામાં જ તમારા માટે ભલાઈ છે, તેનો વિરોધ કરવાથી સખત અઝાબ અને

વબાલ આવી પડશે, સાથે જ એ પણ બતાવામાં આવ્યું કે, મનુષ્ય ભૂલ અથવા બેદરકારીથી કોઈ ગુનોહ કરી બેસે તો અલ્લાહ તઆલા તરત અઝાબ નથી આપતો. બલકે, તવબહ કરનાર અને લજ્જિત થનાર લોકો માટે મગફિરત (મા'ફી)નો દરવાજો ખુલ્લો રાખે છે.

ત્રીજી આયતમાં ઇરશાદ ફરમાવ્યો, مَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ ؕ وَاللّٰهُ يَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا تَكْتُمُوْنَ ؕ એટલે કે, અમારા રસૂલ ﷺની જવાબદારી તો એટલી જ છે કે, અમારા હુકમો મખ્લૂકને પહોંચાડી આપે, પછી તેઓ માને અથવા ન માને, તેનો નફો અને નુકસાન તેમને જ પહોંચશે. તેમની નાફરમાનીથી અમારા રસૂલ ﷺને કંઈ જ નુકસાન થવાનું નથી અને એ પણ સમજી લો કે, અલ્લાહ તઆલાને કોઈ ધોકો નથી આપી શકતું, તે તમારા જાહેર અને બાતિન (ખુલ્લી અને ગુપ્ત) બધી જ પ્રવૃત્તિઓથી સારી પેઠે વાકેફ છે.

ચોથી આયતમાં ઇરશાદ ફરમાવ્યો, قُلْ لَّا يَسْتَوِى الْخَبِيْثُ وَالطَّيِّبُ અરબી ભાષામાં طَيِّبُ (તય્યિબ) અને خَبِيْثُ (ખબીષ) બે વિરુદ્ધાર્થી શબ્દો છે. "તય્યિબ" દરેક વસ્તુના શ્રેષ્ઠતમ્ અને પસંદ કરવામાં આવેલ ભાગને કહેવામાં આવે છે અને "ખબીષ" દરેક વસ્તુના ખરાબ અને રદ્દી ભાગને કહેવામાં આવે છે. આ આયતમાં મોટા ભાગના મુફસ્સિરો સમીપ "ખબીષ"નો અર્થ હરામ અને નાપાક વસ્તુઓ છે અને તય્યિબનો અર્થ પાક અને હલાલ હોવાનો છે. આ આયતનો ભાવાર્થ એ થયો કે, અલ્લાહ તઆલા સમીપ બલકે, દરેક બુદ્ધિશાળી વ્યક્તિ સમીપ પાક અને નાપાક અથવા હલાલ અને હરામ એકસમાન નથી હોઈ શકતું.

આ સ્થળે ખબીષ અને તય્યિબ બાબતોમાં પોતાના સર્વસામાન્યપણાના આધારે હરામ અને હલાલ માલ–દૌલત પણ સામેલ છે અને સારા તથા ખરાબ મનુષ્યો પણ, ભલા અને ખરાબ કૃત્યો પણ; અને સારી–નરસી વર્તણૂંક પણ, મતલબ કે, આયતની સ્પષ્ટતા એ છે કે, કોઈ બુદ્ધિશાળી વ્યક્તિ સમીપ નેક અને ખરાબ, ભલું અને બુરું બરાબર નથી હોઈ શકતું. પ્રાકૃતિક નિયમના આધારે અલ્લાહ તઆલા સમીપ હલાલ અને હરામ અથવા પાક અને નાપાક વસ્તુઓ એકસમાન નથી હોઈ શકતી. એ જ પ્રમાણે દુરાચારી દુષ્ટ માણસ અને સદાચારી ભલો માણસ પણ એકસમાન નથી.

આગળ ઈરશાદ ફરમાવ્યો, وَلَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِيْثِ જો કે, જોનારાઓને અમુક સમયે ખરાબ અને નાપાક ચીજવસ્તુઓ મોટા પ્રમાણમાં (મોટી સંખ્યામાં) હોવાના કારણે પ્રભાવિત અને આકર્ષિત કરે છે અને પોતાની આસપાસ નાપાક અને ખરાબ વસ્તુઓ મોટા પ્રમાણમાં વિસ્તરેલી તથા છવાયેલી હોવાના કારણે તેઓ તેને જ સારી સમજવા લાગે છે, પરંતુ આવી બાબત મનુષ્યની જ્ઞાન અને સમજશક્તિની બીમારી છે અને તેનામાં સારા–નરસાના પારખાની માનસિક ત્રુટી અને ઉણપ છે.

**આ આયત ઊતરવાની પૂર્વભૂમિકા :**

આ આયત ઊતરવાની પૂર્વભૂમિકાના સંદર્ભમાં અમુક રિવાયતોમાં છે કે, જ્યારે ઈસ્લામમાં દારૂ હરામ કરવામાં આવ્યું અને તેના ખરીદ–વેચાણની પણ મનાઈ કરવાનું ઠરાવવામાં આવ્યું, ત્યારે એક વ્યક્તિએ જેનો કારોબાર દારૂ વેચવાનો હતો અને તેના દ્વારા તેણે અમુક માલ ભેગો કરી રાખ્યો હતો, તેણે રસૂલે કરીમ ﷺને સવાલ કર્યો કે, "યા રસૂલુલ્લાહ ﷺ ! આ માલ જે દારૂના વેપારથી મારી પાસે ભેગો થયો છે, જો હું તેને કોઈ નેક કામમાં ખર્ચ કરું, તો શું તે મારા માટે લાભદાયક હશે ?" આપ ﷺએ ફરમાવ્યું કે, "જો તમે તેને હજ્જ અથવા જિહાદ વગેરેમાં ખર્ચ કરશો તો તે અલ્લાહ સમીપ મચ્છરની એક પાંખ સમાન પણ કિંમત ધરાવશે નહીં. અલ્લાહ તઆલા પાક અને હલાલ ચીજવસ્તુઓ સિવાય કોઈ વસ્તુનો સ્વીકાર કરતો નથી."

હરામ માલની આ ખામી તો આખિરતના આધારે થઈ અને જો ગહન દષ્ટિથી સમીક્ષા કરવામાં આવે અને બધા કાર્યોના અંતિમ પરિણામને દષ્ટિ સમક્ષ રાખવામાં આવે તો જાણ થશે કે, દુનિયાના વેપાર–વાણિજ્યમાં પણ હલાલ અને હરામ માલ એક સમાન નથી હોતો. હલાલથી જેટલો લાભ અને સારા પરિણામો તથા વાસ્તવિક આરામ અને રાહત પ્રાપ્ત થાય છે, તે કદાપિ હરામ માલથી પ્રાપ્ત થતું નથી.

તફસીરે દૂર્રે મન્સૂરમાં ઈબ્ને અબી હાતિમના હવાલાથી નકલ થયું છે કે, "તાબિઈન (રહ.)ના યુગના ખલીફએ રાશિદ હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ જે પાછલા અમીરોના સમયમાં તેમણે જે ખોટા ટેક્સ લાદયા હતા, તે

બંધ કર્યા અને જે લોકોના માલને નાજાઇઝ પદ્ધતિથી લઈ લેવામાં આવ્યો હતો, તેને પરત કર્યો આથી સરકારી બયતુલ માલ ખાલી થઈ ગયો. આવક ખૂબ મર્યાદિત થઈ ગઈ ત્યારે એક પ્રાંતના ગવર્નરે તેમની સેવામાં એક પત્ર લખ્યો કે, બયતુલ માલ (સરકારી તિજોરી)ની આવક ખૂબ ઘટી ગઈ છે, એવી ચિંતા થવા લાગી છે કે, સરકારનું કામકાજ આ પ્રમાણે કઈ રીતે ચાલશે ? હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.)એ આ આયત લખી મોકલાવી قُلْ لَّا يَسْتَوِى الْخَبِيْثُ وَالطَّيِّبُ وَلَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِيْثِ અને લખ્યું કે, તમારાથી અગાઉના લોકોએ અત્યાચાર અને જબરદસ્તીથી જેટલો ખજાનો ભર્યો હતો, તમે તેનાથી વિપરીત ન્યાય અને ઈન્સાફની સ્થાપના કરીને પોતાના ખજાનાને ઓછો કરી લો અને કોઈની પરવા ન કરો. સરકારના કામો આ જ ઓછા ખર્ચમાં પૂર્ણ કરો.''

આ આયત જો કે, એક ખાસ ઘટનાના અનુસંધાનમાં નાઝિલ થઈ છે કે, સંખ્યાનું વધતું-ઓછું હોવું કોઈ મહત્ત્વપૂર્ણ બાબત નથી. બહુમતી અથવા લઘુમતી એ ભલાઈ અને બુરાઈનું કે સારા-નરસાનું માપદંડ નથી. મનુષ્યના માથાં અથવા હાથ ગણીને ૫૧ હાથોને ૪૯ હાથોના મુકાબલામાં સચ્ચાઈ અને હક ઉપર હોવાનું સમજી ન શકાય.

બલકે, જો દુનિયાના દરેક વર્ગની પરિસ્થિતિ ઉપર અછડતો દૃષ્ટિપાત કરશો તો સમગ્ર દુનિયામાં ભલાઈનું પ્રમાણ અને સંખ્યા ઓછી તથા બુરાઈની સંખ્યા વધારે નજરે પડશે. ઈમાનના મુકાબલામાં કુફ્ર, તકવા અને પરહેઝગારી તથા દયાનતદારી અને પ્રમાણિકતાના મુકાબલામાં દુષ્ટતા અને અધમતા, ન્યાય-ઈન્સાફના મુકાબલામાં જુલમ, જબરદસ્તી. જ્ઞાનના મુકાબલામાં અજ્ઞાનતા, જહાલત. બુદ્ધિના મુકાબલામાં મૂર્ખતા વધારે પ્રમાણમાં હોવાનો અનુભવ થશે, જેનાથી એ બાબતનો વિશ્વાસ ચોક્કસપણે આવી જાય છે કે, કોઈ બાબત અથવા કોઈ વર્ગ સંખ્યામાં બહુમતી ધરાવતો હોય તો તેનું બહુમતીમાં હોવું સારા અથવા નરસા હોવાની સદંતર કોઈ દલીલ કે માપદંડ નથી હોઈ શકતું. બલકે, કોઈ બાબતની ભલાઈ અને શ્રેષ્ઠતા તે વસ્તુની અથવા તે વર્ગની વ્યક્તિગત પરિસ્થિતિઓ અને આચરણોના વર્તુળમાં હોય છે. પરિસ્થિતિઓ અને વર્તણૂક સારી હોય ત્યારે તે સારી નહિતર બુરી હોય છે. કુર્આને કરીમમાં આ હકીકતને وَلَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِيْثِના શબ્દો દ્વારા સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

હા ! સંખ્યાનું મોટું પ્રમાણ અથવા બહુમતી ઈસ્લામમાં અમુક સમયે નિર્ણાયક ઠરાવવામાં આવે છે, તે એવા સ્થળે અને એવી જગ્યાએ જ્યાં શક્તિની દલીલ અથવા વ્યક્તિગત ખૂબીઓમાં સરખાપણાનો ફેંસલો આપનાર કોઈ સત્તાધીશ અથવા શાસક ઉપસ્થિત ન હોય, આવી પરિસ્થિતિમાં સામાન્ય જનતાનો ઝઘડો સમાપ્ત કરવા માટે સંખ્યાના બળને અગ્રિમતા આપવામાં આવે છે. જેમકે, ઈમામના હોદ્દાનો મસ્અલો છે, ત્યાં કોઈ ઈમામ અને અમીર ફેંસલો કરનારો મૌજૂદ નથી એટલા માટે બહુમતી અભિપ્રાયને અમુક સમયે વિવાદ ટાળવા માટે અગ્રિમતા આપી દેવી જોઈએ. એવું કદાપિ નથી કે, જે વસ્તુને બહુમતી લોકો અપનાવી લે, તે જ વસ્તુ હલાલ અને જાઇઝ તથા સત્ય ઉપર હોવી જોઈએ.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યું, فَاتَّقُوا اللّٰهَ يَا اُولِى الْاَلْبَابِ એટલે કે, "હે બુદ્ધિશાળીઓ ! અલ્લાહથી ડરો." જેમાં એ તરફ ઈશારો કરવામાં આવ્યો કે, કોઈ વસ્તુના સંખ્યાબળ અથવા બહુમતીથી પ્રભાવિત થવું અથવા બહુમતીને લઘુમતીના મુકાબલામાં હક અને સત્યનું માપદંડ ઠરાવવું બુદ્ધિશાળીઓનું કામ નથી. એટલા માટે બુદ્ધિશાળીઓને સંબોધન કરીને તેમને આવું ખોટું વલણ અપનાવવાથી فَاتَّقُوا اللّٰهَ નો હુકમ આપ્યો.

————————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૦૧-૧૦૨-૧૦૩)

يَٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَسْـَٔلُوْا عَنْ اَشْيَآءَ اِنْ تُبْدَ لَكُمْ تَسُؤْكُمْ ۚ وَاِنْ تَسْـَٔلُوْا
عَنْهَا حِيْنَ يُنَزَّلُ الْقُرْاٰنُ تُبْدَ لَكُمْ ؕ عَفَا اللّٰهُ عَنْهَا ؕ وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿۱۰۱﴾
قَدْ سَاَلَهَا قَوْمٌ مِّنْ قَبْلِكُمْ ثُمَّ اَصْبَحُوْا بِهَا كٰفِرِيْنَ ﴿۱۰۲﴾ مَا جَعَلَ اللّٰهُ مِنْۢ
بَحِيْرَةٍ وَّلَا سَآئِبَةٍ وَّلَا وَصِيْلَةٍ وَّلَا حَامٍ ۙ وَّلٰكِنَّ الَّذِيْنَ كَفَرُوْا يَفْتَرُوْنَ
عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ وَاَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ﴿۱۰۳﴾

### તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! એવી વાતો ન પૂછો કે જો તમારા ઉપર ખોલવામાં આવે*

*તો તમને બુરી લાગે, અને જો આ વાતો પૂછશો એવા વખતમાં કે કુર્આન નાઝિલ થઈ રહ્યું છે તો તમારા ઉપર જાહેર કરી દેવામાં આવશે; અલ્લાહે તેમનાથી દરગુઝર કર્યું છે અને અલ્લાહ મહાન બખ્શનારો સહનશીલતાવાળો છે. (૧૦૧) આવી વાતો તમારાથી પહેલાં એક જમાઅત (કૌમ) પૂછી ચૂકી છે, પછી તે વાતોથી ઈન્કારી થઈ ગયા. (૧૦૨) અલ્લાહે મુકર્રર નથી કર્યું "બહીરહ" અને ન "સાઈબહ" અને ન "વસીલહ" અને ન "હામી", અને પરંતુ કાફિર અલ્લાહ ઉપર બોહતાન બાંધે છે અને તેમનામાં ઘણાઓને અક્કલ નથી. (૧૦૩)*

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! એવી (વ્યર્થ) વાતો ન પૂછો (જેમાં એવી સંભાવના હોય કે) જો તમારી સમક્ષ જાહેર કરવામાં આવે તો તમને નાપસંદ હોવાનું કારણ બને (એટલે કે, એવી સંભાવના હોય કે જવાબ તમારી ઈચ્છાથી વિરુદ્ધ આવે, તો તમને નાપસંદ પડે) અને (જેમાં એવી સંભાવના હોય કે) જો તમે કુર્આન નાઝિલ થવાના સમયકાળ (અને વહી ઊતરવાના સમય)માં આ વાતોને પૂછો તો તમારી સામે જાહેર કરી દેવામાં આવે (એટલે કે સવાલ કરવામાં તો બીજી સંભાવના એ છે કે, જવાબ મળી જાય અને જવાબ મળવામાં પ્રથમ શક્યતા એ હોય કે, તે તમને નાપસંદ પડે અને આ બંને સંભાવનાઓ જો કે સામૂહિક સ્વરૂપે કાયદો નથી પરંતુ સવાલ ઉપર આધારિત વાસ્તવિકતા છે. બસ, આવો સવાલ કરવાની મનાઈ છે. ખૈર) પાછલા સવાલો (જે–તે સમય સુધી કરી ચૂક્યા હોય તે તો) અલ્લાહ તઆલાએ મા'ફ કરી દીધા (પરંતુ હવેથી આવું ન કરશો) અને અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો છે (એટલા માટે પાછલા સવાલો મા'ફ કરી દીધા અને) ખૂબ સહનશીલ છે. (એટલા માટે જો હવે પછી કંઈક એનો ભંગ થઈ જાય અને દુનિયામાં સજા ન આપે તો ધોકામાં ન રહેજો કે હવે પછી કોઈ અઝાબ અથવા સજા નહીં થાય) આવી વાતો તમારાથી અગાઉ(ના યુગમાં) અન્ય (ઉમ્મતોના) લોકોએ પણ (પોતાના પયગમ્બરોથી) પૂછી હતી પછી (તેનો જવાબ મળ્યો તો) એ બાબતોનો હક અદા ન કર્યો (એટલે કે, તે જવાબો પ્રમાણે જે સંબંધિત હુકમો હતા, તે પ્રમાણે આચરણ ન કર્યું અને જે સંબંધિત ઘટનાઓ વિશે જવાબ હતો તેનાથી પ્રભાવિત ન થયા. બસ, ક્યાંક તમારી પણ આવી જ

નોબત ન આવે ! એટલા માટે ઉત્તમ એ જ છે કે, આવા સવાલો કરવાનું છોડી દો) અલ્લાહ તઆલાએ ન તો "બહીરહ"ની શરત લગાવી છે અને ન જ "સાઈબહ"ની અને ન તો "વસીલહ"ની અને ન જ "હામી"ની, પરંતુ જે લોકો કાફિર છે તેઓ (આ રિવાજો બાબતે) અલ્લાહ તઆલા ઉપર આક્ષેપ લગાવે છે (કે અલ્લાહ તઆલા તે અમલોથી ખુશ થાય છે) અને મોટા ભાગના કાફિર (દીનની) બુદ્ધિ ધરાવતા નથી (અને તેનાથી કામ લેતા નથી. બલકે, ફક્ત પોતાના વડીલોની દેખાદેખીમાં આવી અજ્ઞાનતામાં રાચેલા છે).

## મસ્અલા અને બોધપાઠ :

### વિના જરૂરતે સવાલ કરવાની મનાઈ :

આ આયતોમાં એ બાબત ઉપર ચેતવણી આપવામાં આવી છે કે, અમુક લોકોને અલ્લાહના હુકમોમાં વિના જરૂરતે પિષ્ટપેષણ કરવાનો તથા બાલની ખાલ કાઢવાનો શોખ હોય છે અને જે હુકમો આપવામાં આવ્યા નથી, તેના વિશે કોઈ આવશ્યકતા વિના સવાલો કર્યા કરે છે. આ આયતમાં તેમને એવી સૂચના આપવામાં આવી છે કે, તેઓ એવા સવાલો ન કરે જેના પરિણામે તેમના ઉપર કોઈ તકલીફ આવી પડે અથવા તો તેમના ગુપ્ત રહસ્યો જાહેર થવાથી તેઓ અપમાનિત થાય.

### આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

આ આયતોનો શા'ને નુઝૂલ (આયતો ઊતરવાની પૂર્વભૂમિકા) મુસ્લિમની રિવાયતો પ્રમાણે એ છે કે, જ્યારે હજ્જ ફરજ થવાનો હુકમ નાઝિલ થયો, ત્યારે અકઅ્ બિન હાબિસ (રદિ.)એ સવાલ કર્યો કે, "શું દર વર્ષે અમારા ઉપર હજ્જ ફરજ છે ?" રસૂલે કરીમ ﷺએ આ સવાલનો જવાબ ન આપ્યો, પછી તેમણે ફરીવાર સવાલ કર્યો. રસૂલે કરીમ ﷺએ ત્યારે પણ મૌન ધારણ કર્યું, તેમણે ત્રીજીવાર આ સવાલ કર્યો, તો તે વખતે રસૂલે કરીમ ﷺએ ગુસ્સે થઈ ચેતવણી આપી કે, "જો હું તમારા સવાલના જવાબમાં એવું કહી આપું, હા ! દર વર્ષે હજ્જ ફરજ છે તો એવું જ થઈ જાય અને પછી તમે તેને પૂર્ણ કરી શકશો નહીં." ત્યાર પછી ઈરશાદ ફરમાવ્યો, "જે વસ્તુઓ વિશે હું તમને હુકમ ન આપું તેને તેવી જ રહેવા દો, તેમાં ખણખોદ કરી સવાલો ન કર્યા કરો, તમારાથી અગાઉની ઉમ્મતો

આવા જ મોટા પ્રમાણમાં સવાલો કરવાથી હલાક થઈ ચૂકી છે કે, જે વસ્તુઓ અલ્લાહે અને તેના રસૂલોએ ફરજ ન કરી હતી તેમણે સવાલ કરી કરીને તેને ફરજ કરાવી લીધું અને પછી તેનો ભંગ કરવામાં રાચી પડ્યા. તમારી પ્રણાલિકા તો એવી હોવી જોઈએ કે, જે કામનો હું હુકમ આપું તેને પોતાની શક્તિ અનુસાર પૂર્ણ કરો અને જે વસ્તુથી મનાઈ કરું, તેને છોડી દો (તેનો અર્થ એ છે કે, જે બાબતો વિશે મૌન ધારણ કરવામાં આવ્યું છે, તેમાં ખણખોદ ન કર્યા કરો).''

## રસૂલે કરીમ ﷺ પછી નુબુવ્વત અને વહીનો ક્રમ પૂર્ણ થઈ ચૂક્યો છે

આ આયતમાં મોઘમ રીતે એ પણ ઈરશાદ કરવામાં આવ્યો, اِنْ تَسْـئَـلُوْاعَـنْهَـا حِيْـنَ يُـنَزَّلُ الْقُرْاٰنُ تُبْدَ لَكُمْ એટલે કે, ''કુર્આન નાઝિલ થવાના સમયમાં જો તમે આવા સવાલો કરશો તો વહી દ્વારા તેના જવાબો આવી જશે.'' તેમાં કુર્આન નાઝિલ થવાની સાથે આ બાબતને જોડીને એ તરફ ઈશારો કર્યો છે કે, કુર્આન ઊતરવાની પૂર્ણતા પછી નુબુવ્વત અને વહીનો ક્રમ બંધ થઈ જશે.

નુબુવ્વત સમાપ્ત થયા પછી અને વહીના ક્રમ પૂર્ણ થઈ ગયા પછી આવા સવાલોથી જો કે કોઈ ફરક નથી પડતો કે, કોઈ નવો હુકમ આવશે અથવા જે વસ્તુઓ ફરજ નથી તે ફરજ થશે અથવા વહી દ્વારા ગુપ્ત રહસ્યો જાહેર કરી દેવામાં આવશે, તેમ છતાં અનાવશ્યક સવાલો કરવા અને નાની-નાની વાતમાં ખોટી-ખોટી તહકીકોમાં પડી જવું તથા વિના જરૂરતે બિનપયોગી વસ્તુઓ વિશે સવાલો કર્યા કરવા વહીનો સિલસિલો પૂર્ણ થયા પછી પણ વખોડવાપાત્ર છે અને તેની મનાઈ કરવામાં આવી છે. કારણ કે, તેમાં પોતાનો અને અન્યોનો સમય બરબાદ થાય છે. રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, مِنْ حُسْنِ اِسْلَامِ الْمَرْءِ تَرْكُهٗ مَا لَا يَـعْـنِيْـهِ એટલે કે, ''મુસલમાન થવાની એક ખૂબી એ છે કે, વ્યક્તિ વ્યર્થ અને નકામી વાતોને છોડી દે છે.'' એનાથી જાણ થઈ કે, ઘણા બધા મુસલમાનો જે બિલકુલ વ્યર્થ અને નકામી રિસર્ચમાં લાગેલા રહે છે. દાખલા તરીકે, મૂસા (અલૈ.)ની વાલિદહનું નામ શું હતું ? નૂહ (અલૈ.)ના જહાઝની લંબાઈ-પહોળાઈ શું હતી ? જેનો કોઈ પ્રભાવ અથવા અસર માણસના આચરણ ઉપર નથી પડતો, આવા બિનજરૂરી સવાલો કરવા તિરસ્કૃત છે, ખાસ કરીને જ્યારે કે એ પણ ખબર હોય કે આવા સવાલો કરનાર લોકો મોટા ભાગે જરૂરી

અને મહત્ત્વના દીનના મસ્અલાઓથી બેખબર હોય છે. ફુઝૂલ અને વ્યર્થ કામોમાં પડવાનું પરિણામ એ જ હોય છે કે, વ્યક્તિ મહત્ત્વની જરૂરી બાબતો અને કામોથી વંચિત થઈ જાય છે. રહી વાત, ફુક્હા (ઈસ્લામિક કાયદાશાસ્ત્રીઓ)ની, તો તેઓ પોતે જ ઘણા બધા સ્વરૂપોના મસ્અલાઓ કાઢીને અને સવાલો ઉપસ્થિત કરીને તેના હુકમ વર્ણન કરી આપે છે. બસ, આ અનાવશ્યક વસ્તુ નથી. ફુક્હાએ સંભવિત ભવિષ્યમાં ઘટનાર ઘટનાઓ વિશે હુકમો બતાવી દીધા છે કે, આવનારી પેઢીઓને આની જરૂરત હશે. આથી તેઓ ફુઝૂલ અને વિના મતલબના સવાલો ન હતા. ઈસ્લામની તા'લીમમાં આ પણ એક તા'લીમ છે કે, જ્ઞાન હોય અથવા આચરણ, કોઈપણ કામ હોય અથવા કોઈ વક્તવ્ય કે નિવેદન, જ્યાં સુધી તેમાં કોઈ દીન અથવા દુનિયાનો ફાયદો દૃષ્ટિ સમક્ષ ન હોય, તેમાં ઓત–પ્રોત થઈને સમય બરબાદ ન કરવો જોઈએ.

**બહીરહ, સાઈબહ વગેરેની વ્યાખ્યા :**

બહીરહ, સાઈબહ, વસીલહ, હામી; આ બધા અજ્ઞાનતાના યુગના કુરિવાજો અને પ્રતીકો છે. વિવરણકારોના તેના વિવરણમાં ઘણા બધા મતભેદો છે. શક્ય છે કે, તેમાંથી દરેક શબ્દ જુદા–જુદા સ્વરૂપોમાં લાગુ પડતો હોય. આપણે માત્ર સઈદ બિન મુસયબની તફસીરને સહીહ બુખારીના હવાલાથી નકલ કરીએ છીએ.

**બહીરહ :**

બહીરહ એટલે તે જાનવર જેનું દૂધ મૂર્તિઓના નામ ઉપર વક્ફ કરવામાં આવતું હતું, તેને કોઈ પોતાના વ્યક્તિગત ઉપયોગમાં લેતું ન હતું.

**સાઈબહ :**

સાઈબહ એટલે તે જાનવર જે મૂર્તિઓના નામ ઉપર વર્તમાન સમયમાં જે રીતે સાંઢ વગેરેને છોડી દેવામાં આવે છે, તે સ્વરૂપે હતું.

**હામી :**

હામી એટલે તે નર ઊંટ, જે એક ખાસ સંખ્યામાં પટ્ટી બાંધેલ હોય, જેને મૂર્તિઓના નામ ઉપર છોડવામાં આવતા હતા.

**વસીલહ :**

વસીલહ એટલે તે ઊંટણી જે સતત નારી જાતિના બચ્ચાં જણે અને વચ્ચે નર બચ્ચું પેદા ન થાય, તેને પણ મૂર્તિઓના નામ ઉપર છોડી દેતા હતા.

આ ઉપરાંત એવી વસ્તુઓ શિર્કના પ્રતીકોમાંથી હતી, જેમકે જે જાનવરોનો માંસ, દૂધ અથવા સવારી વગેરેથી લાભ ઉઠાવવો અલ્લાહ તઆલાએ જાઈઝ કર્યું છે, તેના હલાલ હોવાને પોતાના માટે પોતાના તરફથી હરામ કરી લેવું અથવા પાબંદી લગાવવી, જાણે કે, પોતાના માટે શરીઅતના જાઈઝ-નાજાઈઝ હુકમો પોતે જ તજ્વીઝ કરવા બરાબર કૃત્ય હતું અને સૌથી મોટો અત્યાચાર તો એ હતો કે, પોતાના આ શિર્કયુક્ત કુરિવાજોને અલ્લાહ તઆલાની ખુશી અને તેની નિકટતાનું માધ્યમ હોવાની કલ્પના કરતા હતા. તેનો જવાબ આપવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલાએ કદાપિ આવા કુરિવાજો નક્કી કર્યા નથી. તેમના વડીલોએ અલ્લાહ તઆલા ઉપર આવું બોહતાન બાંધી આક્ષેપ લગાવ્યો છે અને મોટા ભાગની બુદ્ધિહીન પ્રજાએ તેનો સ્વીકાર કરી લીધો છે. મતલબ કે, અહીંયાં એ ચેતવણી ઉચ્ચારવામાં આવી છે કે, જે રીતે વ્યર્થ, ફુઝૂલ નકામા સવાલ કરીને શરીઅતના હુકમોમાં તંગી કરવી અને તેને સ્વજાતે કઠોર બનાવવા હરામ છે, એનાથી કેટલોય ઘણો વધીને અપરાધ એ છે કે, શરીઅતના હુકમ વિના ફક્ત પોતાના અભિપ્રાય અને મનેચ્છાઓના કારણે કોઈ વસ્તુ પોતાના માટે હલાલ અને હરામ નક્કી કરી લેવામાં આવે. *(ફવાઈદે ઉસ્માની)*

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૦૪-૧૦૫)

وَإِذَا قِيلَ لَهُمْ تَعَالَوْا إِلَىٰ مَا أَنزَلَ اللَّهُ وَإِلَى الرَّسُولِ قَالُوا حَسْبُنَا مَا وَجَدْنَا
عَلَيْهِ آبَاءَنَا ۚ أَوَلَوْ كَانَ آبَاؤُهُمْ لَا يَعْلَمُونَ شَيْئًا وَلَا يَهْتَدُونَ ﴿١٠٤﴾ يَا أَيُّهَا
الَّذِينَ آمَنُوا عَلَيْكُمْ أَنفُسَكُمْ ۖ لَا يَضُرُّكُم مَّن ضَلَّ إِذَا اهْتَدَيْتُمْ ۚ
إِلَى اللَّهِ مَرْجِعُكُمْ جَمِيعًا فَيُنَبِّئُكُم بِمَا كُنتُمْ تَعْمَلُونَ ﴿١٠٥﴾

**તરજુમો :**

*અને જ્યારે તેમને કહેવામાં આવે છે, આવો એના તરફ કે જે અલ્લાહે*

*નાઝિલ કર્યું અને રસૂલના તરફ; તો કહે છે, અમને પૂરતું છે તે જેના ઉપર અમે પોતાના બાપ–દાદાઓને પામ્યા; ભલા ! જો તેમના બાપ–દાદાઓ ન કંઈ ઈલ્મ (જ્ઞાન) રાખતા હોય અને ન માર્ગ જાણતા હોય તો પણ એવું જ કરશે !? (૧૦૪) હે ઈમાનવાળાઓ ! તમારા ઉપર તમારી જાતની ફિકર જરૂરી છે, તમારું કંઈ જ નથી બગાડતો જે કોઈ ગુમરાહ થયો જ્યારે કે તમે માર્ગ ઉપર હોય, અલ્લાહની પાસે તમારા સૌને પાછા વળીને જવાનું છે, પછી તે તમને બતાવી દેશે જે કંઈ તમે કરતા હતા. (૧૦૫)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

અગાઉની આયતોમાં રિવાજોના પૂજારી કાફિરોની એક પ્રકારની અજ્ઞાનતાનું વર્ણન હતું અને એવી–એવી અજ્ઞાનતાઓ તેમનામાં મોટા પ્રમાણમાં હતી કે, જેને સાંભળીને મો'મિનોને રંજ અને અફસોસ થતો હતો. આથી હવે, આગળ મો'મિનોને એ સંદર્ભે ઈરશાદ છે કે, તમે શા માટે દિલગીર થાઓ છો ? તમને પોતે પોતાની સુધારણાનો અને અન્યોની સુધારણાનો પોતાની શક્તિ અને સામર્થ્ય અનુસાર પ્રયત્ન કરવાનો હુકમ છે, બાકી આ પ્રયત્નો ઉપર પરિણામ આવવું તમારા અધિકાર ક્ષેત્રમાં નથી. એટલા માટે "કારે ખુદ કુન, કારે બૈગાના મકુન" (પોતાનું કામ કરો, બીજાના કામની ચિંતા ન કરો) ઉપર અમલ કરો.

## તફસીર :

જ્યારે તેમને કહેવામાં આવે છે કે, અલ્લાહ તઆલાએ જે હુકમો નાઝિલ ફરમાવ્યા છે, તેના તરફ અને રસૂલ (ﷺ જેમના તરફ આ હુકમો નાઝિલ થયા છે)ના શરણમાં જાઓ, (જે હુકમ તેમના દ્વારા સત્ય સાબિત થાય સત્ય સમજો અને જે અસત્ય હોય તેને અસત્ય અને બાતિલ સમજો) તો કહે છે કે, અમને (તે હુકમો અને રસૂલ ﷺની આવશ્યકતા નથી. અમારા માટે તો) તે જ (રીત–રસમો વગેરે) પૂરતું છે જેના ઉપર અમે પોતાના વડીલોને જોયા છે, (અલ્લાહ તઆલા ફરમાવે છે કે) શું (તે તરીકો તેમના માટે દરેક પરિસ્થિતિમાં પૂરતો છે ?) જો કે તેમના વડીલો (દીનની) કંઈ જ સમજ ન રાખતા હોય અને ન જ (કોઈ આસમાની કિતાબની) હિદાયત ધરાવતા હોય. હે ઈમાનવાળાઓ ! પોતાની (સુધારણાની) ફિકર કરો (અસલી કામ તમારી જવાબદારીનું એ જ છે

બાકી અન્યોની સુધારણા વિશે એવું છે કે, જ્યારે તમે પોતાના તરફથી પોતાની સંપૂર્ણ શક્તિ પ્રમાણે સુધારણાની કોશીશ કરી રહ્યા હોય પરંતુ અન્યો ઉપર તેની અસર નથી થતી તો તમે તે અસર કેમ નથી થતી; તેની ફિકર–ચિંતામાં ન પડો કારણ કે,) જ્યારે તમે (દીનના) માર્ગે ચાલી રહ્યા છો (અને દીનના હુકમોને અને આવશ્યક ફરજોને પૂર્ણ કરી રહ્યા છો અને એ રીતે પોતાની સુધારણા કરી રહ્યા છો અને બીજાઓની સુધારણાની પણ કોશીશ કરી રહ્યા છો) તો જે વ્યક્તિ (તમારી સુધારણાની કોશીશ છતાં) ગુમરાહ રહે તો તે(ના ગુમરાહ રહેવા)થી તમારું કોઈ નુકસાન નથી (અને જે પ્રમાણે સુધારણા વગેરેમાં મર્યાદાથી વધારે ફિકર–ચિંતા કરવામાં આવે ત્યારે કદાચ તેઓની હિદાયતથી નાઉમ્મીદ થવાના સ્વરૂપમાં ક્રોધિત થઈને દુનિયામાં જ તેમના ઉપર સજા નાઝિલ થવાની તમન્ના કરી બેસો તો એવું કરવાની પણ મનાઈ છે. કારણ કે, સત્ય અને અસત્યનો સંપૂર્ણ ફેંસલો તો આખિરતમાં થવાનો છે. એટલા માટે કે,) અલ્લાહ પાસે જ તમારે બધાને પાછા વળવાનું છે, પછી તે તમને બતાવી આપશે જે કંઈ તમે કરી રહ્યા હતા (અને બતાવીને સત્ય ઉપર સવાબ અને બાતિલ ઉપર અઝાબનો હુકમ લાગુ પાડશે).

## મસ્અલા અને બોધપાઠ :

### આયતો ઊતરવાની પૂર્વભૂમિકા :

અજ્ઞાનતાના કુરિવાજોમાંથી એક કુરિવાજ પોતાના બાપ–દાદા અને પૂર્વજોના તરીકાનું અનુસરણ કરવાનો પણ હતો, જેના કારણે તેઓ દરેક પ્રકારની બુરાઈઓમાં સંડોવાઈ ગયા હતા અને દરેક પ્રકારની ભલાઈઓથી વંચિત થઈ ગયા હતા. તફસીરે દૂર્રે મન્થૂરમાં ઉબય ઈબ્ને હાતિમના હવાલાથી નકલ થયું છે કે, “તેમનામાંથી કોઈ ખુશનસીબ જો સત્ય વાત માનીને મુસલમાન થઈ જતો હતો તો તેને એવું મહેણું મારવામાં આવતું હતું કે, તેં તારા બાપ–દાદાને મૂર્ખ ઠરાવ્યા છે કે, તેમના તરીકાને છોડીને બીજો તરીકો અપનાવી લીધો.” તેમની આવી ગુમરાહી ઉપર આ આયત નાઝિલ થઈ. وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَا اَنْزَلَ اللّٰهُ وَاِلَى الرَّسُوْلِ قَالُوْا حَسْبُنَا مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآئَنَا એટલે કે, “જ્યારે કહેવામાં આવે છે કે, તમે અલ્લાહ તઆલાના નાઝિલ કરેલ સત્ય હુકમો તથા રસૂલ ﷺના શરણમાં જાઓ, જે દરેક સ્વરૂપમાં હિકમત અને મસ્લિહત તથા તમારી

સુધારણા અને સફળતાની જામીનગીરી છે, તો તેમની પાસે એના સિવાય કોઈ જવાબ નથી હોતો કે અમારા માટે તો એ જ તરીકો પૂરતો છે, જેના ઉપર અમે અમારા બાપ–દાદા અને પૂર્વજોને જોયા છે.''

આ તે શયતાની દલીલ છે જેણે લાખો મનુષ્યોને સામાન્ય સમજબૂઝ અને જ્ઞાન તથા કળાના માલિક હોવા છતાં માર્ગ ભટકાવી દીધા. કુર્આને કરીમે તેના જવાબમાં ઈરશાદ ફરમાવ્યું, اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَايَعْلَمُوْنَ شَيْـًٔا વિચાર કરનારાઓ માટે કુર્આને આ એક વાક્યથી કોઈ વ્યક્તિ અથવા વર્ગના અનુસરણ કરવાનો એક સાચો સિદ્ધાંત વર્ણન કરીને આંધળાઓ માટે પણ દષ્ટિ પ્રદાન કરી તથા જાહિલ અને ગાફેલ માટે પણ સચ્ચાઈનો સામાન સંપૂર્ણ રીતે અર્પણ કર્યો છે અને તે એ કે, એ બાબત યોગ્ય જ છે કે, ''જે ન જાણતો હોય તે જાણનારાનું અને જે નાવાકેફ છે તે વાકેફનું અનુસરણ કરે.'' હિદાયતના માપદંડથી હટીને પોતાના પૂર્વજો અથવા કોઈ મિત્રનું અનુસરણ કરવાને પોતાનો જીવન માર્ગ બનાવી લેવો અને જાણ્યા વિના જ તેને પોતાનો રાહબર સમજી લેવો અને તે અમને ક્યાં પહોંચાડશે તેવું સમજ્યા વિના જ તેમના પૂંછડે–પૂંછડે ફરવું નરી મૂર્ખતા જ છે.

## અયોગ્ય અને સામર્થ્યહીન વ્યક્તિને પોતાનો આગેવાન અને લીડર નક્કી કરવો સર્વનાશ અને બરબાદીને આમંત્રણ આપવા સમાન છે :

કુર્આને કરીમના આ વાક્યએ સમગ્ર માનવજાતને એક સ્પષ્ટ અને જાહેર હિકમતની શિખામણ આપી છે કે, માનવજાતનું કોઈ લક્ષણ તેને લીડર અને આગેવાન બનાવવા માટે કદાપિ પૂરતું નથી. બલકે, દરેક મનુષ્ય માટે સૌ પ્રથમ તો એ જરૂરી છે કે, પોતાની જિંદગીનો હેતુ અને પોતાના જીવનધ્યેયની દિશા નક્કી કરે, પછી તે હેતુ પ્રાપ્ત કરવા માટે એ જૂએ કે, કોઈ એવો વ્યક્તિ છે જે આ મકસદપ્રાપ્તિ સુધીના માર્ગને જાણનારો છે ? અને તે માર્ગ ઉપર તે વ્યક્તિ પોતે પણ ચાલી રહ્યો છે ? જ્યારે કોઈ એવો વ્યક્તિ મળી જાય ત્યારે બેશક ! તેની પાછળ ચાલવામાં, તેનું અનુસરણ કરવામાં ઈચ્છિત મંઝિલ સુધી પહોંચી શકાય છે. એ જ વાસ્તવિકતા છે મુજ્તહિદ ઈમામોના અનુસરણની ! તેઓ દીન જાણનારા પણ છે અને તેના ઉપર આચરણ કરનારા પણ છે. એટલા માટે ન જાણનારાઓ તેમનું અનુસરણ કરવાથી દીનનો મકસદ એટલે કે, અલ્લાહ અને

રસૂલે કરીમ ﷺની આજ્ઞાપાલન કરવાની ઈચ્છિત મંઝિલ પ્રાપ્ત કરી શકે છે અને જે માર્ગ ભટકેલા લોકો હોય, ઈચ્છિત મંઝિલને પોતે જ ન જાણતા હોય અથવા તો જાણીબૂજીને ઈચ્છિત મંઝિલથી વિરુદ્ધ દિશાએ ચાલી પડ્યા હોય, તેમની પાછળ ચાલવું અથવા તેમનું અનુસરણ કરવું પ્રત્યેક બુદ્ધિશાળીના મતે પોતાના પ્રયત્નો અને આચરણોને વ્યર્થ કરવા સમાન છે. બલકે, પોતાની જાતને સર્વનાશનું આમંત્રણ આપવા સમાન છે. આ ઈલ્મ, હિકમત અને આધુનિક વિચારસરણીના યુગમાં પણ અફસોસ છે કે, ઘણા ભણેલા-ગણેલા બુદ્ધિશાળી સમજવામાં આવતા લોકો આ વાસ્તવિકતા ઉપર વિચાર કરતા નથી અને આજે કૌમો અને જ્ઞાતિઓના સર્વનાશનું સૌથી મોટું કારણ આ જ અસમર્થ અને અયોગ્ય તથા માર્ગ ભટકેલા લોકોને આગેવાન અને લીડર બનાવી તેમની પાછળ ચાલવું છે.

**આગેવાનીનું માપદંડ :**

કુર્આને કરીમે આ વાક્યને આગેવાનીનું ખૂબ યોગ્ય અને સ્પષ્ટ માપદંડ બનાવ્યું છે, તેમાં બે બાબતો છે. એક જ્ઞાન અને બીજું સત્ય માર્ગ ઉપર હોવું. જ્ઞાનનો અર્થ ઈચ્છિત મંઝિલ સુધી પહોંચવાની પદ્ધતિઓથી પરીચિત હોવું; અને સીધા માર્ગ ઉપર હોવાનો અર્થ તે હેતુપ્રાપ્તિ માટે ઈચ્છિત માર્ગ ઉપર ચાલવું. એટલે કે, સાચું જ્ઞાન અને મજબૂત આચરણ, એ જ આગેવાનીનું સાચું માપદંડ છે.

**ખુલાસો :**

ખુલાસો એ છે કે, જે વ્યક્તિને આગેવાન અથવા લીડર બનાવવામાં આવે તો પ્રથમ એ જોવું જોઈએ કે, જે હેતુ માટે તેને આગેવાન બનાવવામાં આવી રહ્યો છે, તે ઈચ્છિત હેતુ અને તેના તરીકાથી સંપૂર્ણ વાકેફ છે કે કેમ ? પછી એ જૂઓ કે, તે પોતે તે સાચા માર્ગ ઉપર ચાલી પણ રહ્યો છે કે કેમ ? અને તેનું આચરણ પોતાના જ્ઞાન પ્રમાણે છે કે કેમ ?

મતલબ કે, કોઈને આગેવાન બનાવવા માટે સાચા ઈલ્મ અને મજબૂત આચરણના માપદંડથી તેને ચકાસવો જરૂરી છે. ફક્ત બાપ-દાદા હોવું અથવા તે વ્યક્તિ કે લોકોનું પોતાના પૂર્વજ હોવું અથવા તો ઘણા બધા લોકોના લીડર હોવું

અથવા તો માલદાર હોવું અથવા તો શાસક કે સત્તાધીશ હોવું, એવી કોઈ યોગ્ય બાબતો કે સાચું માપદંડ નથી કે જેથી તેમને પોતાના રાહબર અને આગેવાન સમજવામાં આવે.

**આગેવાનની ચકાસણી કરવાની રીત :**

કુર્આને કરીમે આ સ્થળે પૂર્વજોના અનુસરણ કરનારા લોકો ભૂલમાં પડેલા હોવાની સ્પષ્ટતા કરી દીધી અને તેની સાથે જ કોઈ અન્યની ટીકા–ટિપ્પણી કરવાની અને તેના ભૂલ ઉપર હોવાની જાણ કરી તેના પ્રત્યે અંગૂલિ નિર્દેશ કરવાની એક ખાસ પ્રભાવશાળી પદ્ધતિ પણ બતાવી આપી કે, જેનાથી જેને સંબોધન કરવામાં આવી રહ્યું છે તેને મનદુઃખ ન થાય અથવા તો તે ક્રોધિત ન થાય કે ઉશ્કેરાટ ન અનુભવે. કારણ કે, પૂર્વજોના ધર્મનું અનુસરણ કરનારાઓના જવાબમાં એવું કહેવામાં નથી આવ્યું કે, તમારા બાપ–દાદા અજ્ઞાની અથવા માર્ગ ભટકેલા છે. બલકે, એક પ્રશ્નાર્થસૂચક શૈલીમાં એવો પ્રશ્ન કરી કહેવામાં આવ્યું છે કે, "શું પૂર્વજોનું અનુસરણ એવી પરિસ્થિતિમાં પણ કોઈ યોગ્ય વાત હોઈ શકે છે? જ્યારે કે પૂર્વજોમાં જ્ઞાન ન હોય અથવા તો તેઓ તેના ઉપર આચરણ ન કરતા હોય ?"

**અલ્લાહના બંદાઓની સુધારણાની ફિકર–ચિંતા કરનારાઓને એક તસલ્લી (દિલાસો) :**

બીજી આયતમાં અલ્લાહના બંદાઓની સુધારણામાં પોતાનું સર્વસ્વ લૂંટાવનારા મુસલમાનોને તસલ્લી આપવામાં આવી છે કે, જ્યારે તમે તબ્લીગ અને તા'લીમ (પ્રચાર અને પ્રસાર)નો પોતાની શક્તિ અને સામર્થ્ય અનુસાર હક અદા કર્યો અને શિખામણ તથા ભલાઈની સંપૂર્ણ કોશીશ કરી અને જો ત્યાર પછી પણ કોઈ ગુમરાહી ઉપર મક્કમ રહે, તો તમે તેની ફિકર–ચિંતામાં ન પડો. આવી પરિસ્થિતિમાં અન્યોની ગુમરાહી અથવા ખોટી રીત–ભાતથી ખોટા માર્ગે હોવાથી તમારું કંઈ જ નુકસાન નહીં થાય. અલ્લાહનો ઈરશાદ છે, يَـــاَيُّهَـا الَّـذِيْنَ اٰمَنُوْا عَـلَيْـكُمْ اَنْفُسَكُمْ لَا يَضُرُّكُمْ مَنْ ضَلَّ اِذَا اهْتَدَيْتُمْ એટલે કે, "હે મુસલમાનો ! તમે પોતાની ચિંતા કરો, જ્યારે તમે સીધા માર્ગ ઉપર ચાલી રહ્યા છો, ત્યારે જે વ્યક્તિ માર્ગ ભટકેલો રહે તો તેનાથી તમારું કોઈ નુકસાન નથી."

આ આયતના જાહેર શબ્દોથી કારણ કે, એવું સમજવામાં આવે છે કે, દરેક વ્યક્તિને ફક્ત પોતાના આચરણ અને પોતાની સુધારણાની ફિકર કરવું પૂરતું છે. અન્ય લોકો કંઈ પણ કરતા રહે, તેના ઉપર ધ્યાન આપવાની કોઈ આવશ્યકતા નથી અને એ કે, આ બાબત કુર્આનના અનેક ખુલાસાઓથી વિરુદ્ધ છે કે, જેમાં અમ્ર બિલ મઅ્રૂફ અને નહી અનિલ મુન્કર (ભલાઈની આજ્ઞા આપવી અને દુષ્કૃત્યોથી અટકાવવા)ને ઈસ્લામનો મહત્ત્વનો ફરજ અને આ ઉમ્મતનો એક વિશિષ્ટ ગુણ ઠરાવવામાં આવ્યો છે. એટલા માટે આ આયત નાઝિલ થવાથી અમુક લોકોને શંકાઓ ઊભી થઈ. તેમણે રસૂલે કરીમ ﷺને આ બાબતે સવાલો કર્યા ત્યારે તેમણે સ્પષ્ટતા કરી કે, આ આયત અમ્ર બિલ મઅ્રૂફના હુકમોના વિરુદ્ધ નથી. અમ્ર બિલ મઅ્રૂફને છોડી આપશો તો અપરાધીઓની સાથે તમે પણ સામેલ થશો. એટલા માટે તફસીરે બહરે મુહીતમાં હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)થી આ આયતની તફસીર નકલ થઈ છે કે, તમે પોતાના આવશ્યક શરઈ કાર્યોને અદા કરતા રહો, જેમાં જિહાદ અને અમ્ર બિલ મઅ્રૂફ પણ સામેલ છે. આ બધું કંઈ કરવા પછી પણ જે લોકો માર્ગ ભટકેલા રહે, તો તેનાથી તમને કોઈ નુકસાન નથી. કુર્આને કરીમના શબ્દ اِذَا اهْتَدَيْتُمْ માં વિચાર કરો, તો આ તફસીર આપમેળે સ્પષ્ટ થઈ જાય છે. કારણ કે, એનો અર્થ એ છે કે, "જ્યારે તમે સીધા માર્ગ ઉપર ચાલી રહ્યા છો, ત્યારે અન્યોની ગુમરાહી તમારા માટે નુકસાનકર્તા નથી" અને દેખીતું છે કે, જે વ્યક્તિ અમ્ર બિલ મઅ્રૂફનો ફરજ છોડી આપે, તે સીધા માર્ગ ઉપર ચાલી નથી રહ્યો.

તફસીરે દૂર્રે મન્થૂરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)ની ઘટના નકલ થઈ છે કે, "તેમની સમક્ષ કોઈએ સવાલ રજૂ કર્યો કે, ફલાણા–ફલાણા વ્યક્તિઓમાં પરસ્પર સખત ઝઘડો છે, તેઓ એકબીજાને મુશ્રિક કહે છે, આ સાંભળી ઈબ્ને ઉમર (રદિ.)એ ફરમાવ્યું કે, શું તમારો એવો વિચાર છે કે, હું તમને એવું કહી આપું કે, જાઓ ! એ લોકો સાથે યુદ્ધ કરો ! કદાપિ નહીં, જાઓ ! તે લોકોને વિનમ્રતાથી સમજાવો, સ્વીકાર કરે તો ઠીક અને ન કરે તો તેમની ફિકર છોડીને પોતાની ફિકર–ચિંતામાં લાગી જાઓ. પછી આ જ આયત હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ પોતાના જવાબના સમર્થનમાં ગવાહી સ્વરૂપે તિલાવત કરી."

**ગુનાહોની રોકથામના વિષયમાં હઝરત સિદીકે અકબર (રદિ.)નો એક ખુત્બો (પ્રવચન) :**

આયતના જાહેર શબ્દો ઉપર ઉપરછલ્લો દષ્ટિપાત કરવામાં જે શંકા થઈ શકતી હતી, તેને દષ્ટિ સમક્ષ રાખી હઝરત સિદીકે અકબર (રદિ.)એ એક પ્રવચન આપ્યું. ઈરશાદ ફરમાવ્યો કે, "તમે લોકો આ આયતને પઢો છો અને તેનો અયોગ્ય સ્થળે ઉપયોગ કરો છો. એટલે (સમજો છો કે) અમ્ર બિલ મઅ્રૂફની આવશ્યકતા નથી, સારી પેઠે સમજી લો કે, મેં પોતે રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે, જે લોકો કોઈ ગુનોહ થતો જૂએ અને (પોતાની યથાશક્તિ) તેને રોકવાનો પ્રયત્ન ન કરે તો (શક્ય છે કે) જલદી જ અલ્લાહ તઆલા અપરાધીઓની સાથે તે અન્ય લોકોને પણ અઝાબમાં પકડી લે."

આ રિવાયત તિરમિઝી, ઈબ્ને માજહમાં ઉપસ્થિત છે અને અબૂ દાવુદના શબ્દોમાં આ પ્રમાણે છે કે, "જે લોકો કોઈ જાલિમને અત્યાચાર કરતો જૂએ અને તેના અત્યાચારને (પોતાની શક્તિ પ્રમાણે) ન રોકે, તો અલ્લાહ તઆલા બધાને અઝાબમાં પકડી લેશે."

**"મઅ્રૂફ" અને "મુન્કર"નો અર્થ :**

અગાઉ વિગતવાર એ બાબતને જાણી ચૂક્યા છે કે, દરેક મુસલમાન માટે અતિઆવશ્યક છે કે, તે મુન્કર એટલે કે, નાજાઈઝ કૃત્યોની રોકથામ કરે અથવા ઓછામાં ઓછું તેનાથી પોતાની નફરત અને ધૃણાની જાહેરાત કરે. હવે, એ જાણી લો કે મઅ્રૂફ અને મુન્કર કોને કહે છે ?

શબ્દ مَعْرُوْفٌ (મઅ્રૂફ) مَعْرِفَةٌ (મઅ્રિફહ)થી અને مُنْكَرٌ (મુન્કર) اِنْكَارٌ (ઈન્કાર)થી બનેલ શબ્દ છે. મઅ્રિફહ એટલે "કોઈ વસ્તુને ચિંતન અને મનન કરીને સમજી અથવા ઓળખી શકાય છે." તેનો વિરુદ્ધાર્થી શબ્દ "ઈન્કાર" છે, "જે ન માનવા અને ન ઓળખવાને કહેવામાં આવે છે." આ બંને શબ્દો પરસ્પર વિરુદ્ધાર્થી સમજવામાં આવે છે. કુર્આને કરીમમાં એક સ્થળે ફરમાવવામાં આવ્યું છે, يَعْرِفُوْنَ نِعْمَةَ اللّٰهِ ثُمَّ يُنْكِرُوْنَهَا (૧૬ : ૮૩) એટલે કે, "અલ્લાહની સંપૂર્ણ શકિતનો સાક્ષાત્કાર કર્યા પછી તેની નેઅ્મતોને ઓળખે છે, પરંતુ ત્યારબાદ પોતાની દુશ્મનાવટના કારણે ઈન્કાર કરે છે, જાણે કે, આ નેઅ્મતોને

જાણતા જ નથી.'' એનાથી જાણ થઈ કે, ''મઅ્‌રૂફ''નો શાબ્દિક અર્થ ''ઓળખેલી પરિચીત વસ્તુ''નો થાય છે અને ''મુન્કર'' ''અપરિચીત વસ્તુ''ને કહેવામાં છે. ઈમામ રાગિબ અસ્ફહાનીએ મુફરદાતુલ કુર્આનમાં મઅ્‌રૂફ અને મુન્કર વિશે શરઈ પરિભાષા આ પ્રકારે વર્ણવી છે કે, ''મઅ્‌રૂફ દરેક એવી પ્રવૃત્તિ અને કૃત્યને કહેવામાં આવે છે, જેનું ભલાઈ અથવા સારું હોવું બુદ્ધિ અથવા શરીઅત અનુસાર ઓળખવામાં આવતું હોય'' અને ''મુન્કર દરેક તે પ્રવૃત્તિનું નામ છે, જે બુદ્ધિ અથવા શરઈ રીતે અપરિચીત હોય અને જેને ખરાબ સમજવામાં આવતું હોય.'' એટલા માટે ''અમ્ર બિલ મઅ્‌રૂફ''નો અર્થ સારા અને ભલા આચરણો તરફ આમંત્રણ આપવાનો અને ''નહી અનિલ મુન્કર''નો અર્થ બુરી તથા ખરાબ પ્રવૃત્તિઓથી અટકાવવાનો થાય છે.

### મુજ્તહિદીન ઇમામોના કોઈ એક મસ્અલાના વિરોધાભાસી નિવેદનોમાં કશું ''મુન્કરે શરઈ'' (શરીઅતમાં પ્રતિબંધિત) નથી હોતું :

પરંતુ આ સ્થળે ગુનાહ અને સવાબ અથવા આજ્ઞાપાલન કે, અવજ્ઞાના બદલે મઅ્‌રૂફ અને મુન્કરનો શબ્દ ઉપયોગ કરવામાં કદાચ એ તરફ પણ ઈશારો હોઈ શકે છે કે, તે જટિલ અને ઈજ્‌તેહાદી મસ્અલાઓ જેમાં કુર્આન અને સુન્નતમાં સ્પષ્ટ હુકમ ન હોવાના કારણે અથવા શંકા થવાના કારણે બે વિરોધાભાસી અભિપ્રાયો હોય અને તે બીના ઉપર તેમાં ઉમ્મતના ફુક્હાના નિવેદનો વિવિધ પ્રકારના હોય, તે આ મુન્કરના વર્તુળથી બાકાત છે. મુજ્‌તહિદીન ઈમામો (સંશોધનકાર વિદ્વાનો)ની ઈજ્‌તેહાદની શા'ન (સંશોધનની કક્ષા) વિશે ઉમ્મતના ઉલમામાં પ્રચલિત છે કે, જો કોઈ મસ્અલામાં તેમના બે વિરોધાભાસી નિવેદનો હોય તો તેમાંથી કોઈને પણ ''મુન્કરે શરઈ'' કહી શકાય નહીં. બલકે, તે બંને બાબતો મઅ્‌રૂફમાં સામેલ છે. આવા મસ્અલાઓમાં એક અભિપ્રાયને સત્ય સમજનાર લોકોને એ અધિકાર નથી હોતો કે, કોઈ બીજા તેનાથી વિપરીત મત ધરાવનારનો એવો ઈન્કાર કરે જાણે કે તે કોઈ ગુનોહ કરી રહ્યો હોય. એ જ કારણ છે કે, સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)માં ઘણા બધા ઈજ્‌તેહાદી વિરોધાભાસો અને વિરોધાભાસી મત-મતાંતર હોવા છતાં એવું ક્યાંય નોંધવામાં નથી આવ્યું કે, તેઓએ એકબીજાને ફાસિક (દુષ્ટ) અથવા ગુનેહગાર હોવાનો ફત્વો આપ્યો હોય. ચર્ચા, જ્ઞાનગોષ્ઠી અથવા જ્ઞાનપૂર્ણ વાદ તથા લેખન બધું જ

કંઈ થતું હતું અને દરેક પોતાના અભિપ્રાયને અગ્રિમતા આપવાનું કારણ રજૂ કરતા હતા તથા અન્યો ઉપર વાંધો ઉઠાવતા હતા, પરંતુ કોઈએ પણ પોતાના વિરોધાભાસી મતના કારણે કોઈને ગુનેહગાર ન કહ્યા હતા, ન જ ગુનેહગાર સમજ્યા હતા.

ખુલાસો એ છે કે, ઈજ્તેહાદી મતભેદના સમયે દરેક વિદ્વાન વ્યક્તિને અધિકાર છે કે, જે બાબતને વધારે અમલ કરવા યોગ્ય અને સત્યની સમીપ સમજે તેને અપનાવે, પરંતુ અન્યોની પ્રવૃત્તિઓ કે તે બાબતના અમલને મુન્કર (ગુનોહ) સમજી તેનો ઈન્કાર ન કરે. કારણ કે, આવું કરવાનો કોઈને અધિકાર નથી, તેનાથી સ્પષ્ટ થયું કે ઈજ્તેહાદી મસ્અલાઓમાં યુદ્ધ અથવા નફરત કે વાદ-વિવાદ અને એકબીજા પ્રત્યે વૈમનસ્ય ફેલાવનારા લખાણો કે વિષયો અમ્ર બિલ મઅ્રૂફ અથવા નહી અનિલ મુન્કરમાં સામેલ નથી. આ મસ્અલાઓ ફક્ત અભણ અને અજ્ઞાની લોકોના કારણે જ યુદ્ધનું મેદાન બને છે.

———————

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૦૬ થી ૧૦૮)

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا شَهَادَةُ بَيْنِكُمْ اِذَا حَضَرَ اَحَدَكُمُ الْمَوْتُ حِيْنَ الْوَصِيَّةِ
اثْنٰنِ ذَوَا عَدْلٍ مِّنْكُمْ اَوْ اٰخَرٰنِ مِنْ غَيْرِكُمْ اِنْ اَنْتُمْ ضَرَبْتُمْ فِي الْاَرْضِ
فَاَصَابَتْكُمْ مُّصِيْبَةُ الْمَوْتِ ؕ تَحْبِسُوْنَهُمَا مِنْۢ بَعْدِ الصَّلٰوةِ فَيُقْسِمٰنِ بِاللّٰهِ اِنِ
ارْتَبْتُمْ لَا نَشْتَرِيْ بِهٖ ثَمَنًا وَّلَوْ كَانَ ذَا قُرْبٰى ۙ وَلَا نَكْتُمُ شَهَادَةَ ۙ اللّٰهِ اِنَّاۤ
اِذًا لَّمِنَ الْاٰثِمِيْنَ ﴿١٠٦﴾ فَاِنْ عُثِرَ عَلٰۤى اَنَّهُمَا اسْتَحَقَّاۤ اِثْمًا فَاٰخَرٰنِ يَقُوْمٰنِ
مَقَامَهُمَا مِنَ الَّذِيْنَ اسْتَحَقَّ عَلَيْهِمُ الْاَوْلَيٰنِ فَيُقْسِمٰنِ بِاللّٰهِ لَشَهَادَتُنَاۤ
اَحَقُّ مِنْ شَهَادَتِهِمَا وَمَا اعْتَدَيْنَاۤ ۖ اِنَّاۤ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ﴿١٠٧﴾ ذٰلِكَ اَدْنٰۤى اَنْ
يَّاْتُوْا بِالشَّهَادَةِ عَلٰى وَجْهِهَاۤ اَوْ يَخَافُوْۤا اَنْ تُرَدَّ اَيْمَانٌۢ بَعْدَ اَيْمَانِهِمْ ؕ وَاتَّقُوا
اللّٰهَ وَاسْمَعُوْا ؕ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿١٠٨﴾ ع

## તરજુમો :

*હે ઈમાનવાળાઓ ! તમારી વચ્ચે જ્યારે કે કોઈને તમારામાં મૌત (નજીક આવી) પહોંચે બે ભરોસાપાત્ર વ્યક્તિ ગવાહ તમારામાંથી વસિય્યતના સમયે હોવા જોઈએ અથવા બે ગવાહ બીજા હોય તમારા સિવાય જો તમે પ્રદેશમાં સફર કર્યો હોય, પછી તમને મૌતની મુસીબત પહોંચે; તો તે બંનેને નમાઝ પછી ઊભા કરો, તે બંને અલ્લાહની કસમ ખાય જો તમને શંકા પડે, કહે કે અમે કસમના બદલે માલ નથી લેતા, ભલે કોઈને અમારાથી નિકટનું સગપણ (કરાબત) પણ હોય, અને અમે અલ્લાહની ગવાહી નથી છુપાવતા નહિતર અમે બેશક ! ગુનેહગાર છીએ. (૧૦૬) પછી જો ખબર થઈ જાય કે તે બંને સત્ય વાત દબાવી ગયા તો તેમની જગ્યાએ તેમનામાંથી બે ગવાહ બીજા ઊભા થાય કે જેમનો હક દબાયો છે, જે સૌથી વધારે મય્યતના નજીક હોય; પછી અલ્લાહની કસમ ખાય કે અમારી ગવાહી પહેલાંઓની ગવાહી કરતાં તહકીકી (સાચી) છે, અને અમે અતિરેક નથી કર્યો નહિતર અમે બેશક ! જાલિમ છીએ. (૧૦૭) એમાં ઉમ્મીદ છે કે ગવાહીને ઠીક રીતે અદા કરે અને ડરે કે અમારી કસમ તેમની કસમ પછી ઊલટી પડશે, અને અલ્લાહથી ડરતા રહો અને સાંભળી રાખો અને અલ્લાહ નાફરમાનોને સીધા માર્ગ ઉપર નથી ચલાવતો. (૧૦૮)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

આ અગાઉની આયતોમાં દીનની સુધારણા અનુસંધાને હુકમો હતા, આગળ દુનિયાની સુધારણાના અમુક હુકમોનું વર્ણન કરવામાં આવ્યું છે અને એમાં ઈશારો કરવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલા પોતાની રહમત અને કૃપાદષ્ટિ અનુસાર આખિરતની સુધારણા જેમ જ દુનિયાની સુધારણા પણ કરે છે.

*(બયાનુલ કુર્આન)*

## શા'ને નુઝૂલ (આયતો ઊતરવાની પૂર્વભૂમિકા) :

પ્રસ્તુત આયતો ઊતરવાની પૂર્વભૂમિકા (શા'ને નુઝૂલ) એ છે કે, એક બુદિયલ નામનો મુસલમાન વ્યક્તિ તમિમ અને અદી નામના બે વ્યક્તિઓ સાથે કે જેઓ તે સમયે ખ્રીસ્તી હતા; વેપાર અર્થે સિરીયા ગયો. સિરીયા પહોંચીને

બુદિયલ બીમાર થઈ ગયો, તેણે પોતાના માલની લીસ્ટ (યાદી) લખીને માલમાં મૂકી દીધી અને પોતાના બંને સાથીઓને જાણ ન કરી. બીમારી જ્યારે વધી ગઈ તો તેણે બંને ખ્રીસ્તી સાથીઓને વસિય્યત કરી કે, મારો બધો સામાન મારા વારસદારોને પહોંચાડી આપજો. તેમણે બધો સામાન લાવીને તેના વારસદારોના હવાલે કરી દીધો, પરંતુ ચાંદીનો એક પ્યાલો જેના ઉપર સોનાના વરકથી નકશીકામ કરવામાં આવ્યું હતું, તેમાંથી કાઢી લીધો. વારસદારોને માલમાંથી માલની યાદી મળી, તેમણે મરનારના ખ્રીસ્તી મિત્રોને પૂછ્યું કે, મરનારે કોઈ માલ વેચ્યો હતો ? અથવા વધારે બીમાર રહ્યા હોય તો ઈલાજ વગેરેમાં ખર્ચ થયો હતો ? તે બંનેએ નકારમાં જવાબ આપ્યો. અંતે મા'મલો નબીએ કરીમ ﷺની અદાલતમાં રજૂ થયો, કારણ કે વારસદારો પાસે ગવાહો ન હતા, માટે તે બંને ખ્રીસ્તીઓને કસમ ખવડાવવામાં આવી કે, અમે મય્યતના માલમાં કોઈપણ પ્રકારની ખયાનત કરી નથી, ન જ કોઈ વસ્તુ અમે છુપાવી છે. છેવટે કસમ ઉપર ફેંસલો તેમના હકમાં કરી આપવામાં આવ્યો. અમુક સમય પછી એ વાત જાહેર થઈ કે, તે પ્યાલો તે બંનેએ મક્કામાં એક સોનીને વેચ્યો છે. જ્યારે તેમને સવાલ કર્યો તો કહેવા લાગ્યા કે, "અમે મરનાર પાસેથી ખરીદી લીધો હતો. કારણ કે, ખરીદારી કરતી વખતે ગવાહ મૌજૂદ ન હતા, એટલા માટે અમે પહેલાં વર્ણન કર્યું ન હતું. કદાચ, શક્ય છે કે અમને જૂઠાડવામાં પણ આવે !"

મરનારના વારસદારો ફરી નબીએ કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા, હવે પ્રથમ સ્વરૂપથી વિપરીત મરનારના ખ્રીસ્તી સાથીદારો ખરીદારી કરવાના દા'વેદાર હતા જ્યારે કે, વારસદારો તેનો ઈન્કાર કરી રહ્યા હતા, બંને પાસે ગવાહો હતા નહીં. એટલા માટે વારસદારોમાંથી બે વ્યક્તિઓ કે જે મરનારના ખૂબ નિકટના સગા હતા કસમ ખાધી કે, "પ્યાલો મરનારની જ મિલકત હતી અને આ બંને ખ્રીસ્તીઓએ જૂઠી કસમ ખાધી છે." એટલા માટે જે (૧૦૦૦ દિરહમ) કિંમત ઉપર તેમણે ખરીદ્યો હતો, તેમણે તે વારસદારોને આપવા પડ્યા.

## તફસીર :

હે ઈમાનવાળાઓ ! તમારા માટે આપસ(ના વ્યવહાર)માં (દાખલા તરીકે, વારસદારોને માલ સોંપવા માટે) બે વ્યક્તિઓને વસિય્યતના ગવાહો

બનાવવા યોગ્ય છે (જો કે બિલકુલ ગવાહ ન બનાવવા પણ જાઈઝ છે) જ્યારે કે તમારામાંથી કોઈને મોત આવવા લાગે (એટલે કે) જ્યારે વસિય્યત કરવાનો સમય હોય; (અને) તે બે વ્યક્તિઓ એવા હોય કે દીનદાર હોય અને તમારામાંથી (એટલે કે મુસલમાનોમાંથી) હોય અથવા ગેરકૌમના બે વ્યક્તિઓ હોય, જો (મુસલમાન ન મળે, દાખલા તરીકે) તમે ક્યાંક મુસાફરીમાં હોય, પછી તમને મોતની મુસીબત આવી પડે (અને આ બધી બાબતો વાજિબ નથી પરંતુ યોગ્ય અને ઉત્તમ બાબત છે, નહિતર જે પ્રમાણે બિલકુલ વસિય્યતના ગવાહો ન બનાવવા જાઈઝ છે, એ જ પ્રમાણે જો કોઈ એક ગવાહ હોય અથવા તે ન્યાયી ન હોય અથવા મુસાફરીમાં ગેરમુસ્લિમને ગવાહ બનાવે, બધું જાઈઝ છે, પછી વસિય્યતના ગવાહોનો હુકમ એ છે કે) જો (કોઈ કારણથી તેમના ઉપર) તમને (તે વારસદારોને) શંકા હોય તો (હે મુકદમાનો ફેંસલો કરનાર અધિકારીઓ ! એવી રીતે ફેંસલો કરો કે પ્રથમ વારસદારોને કારણ કે તેઓ દા'વેદાર છે, એ બાબતની ગવાહી આપવા માટે બોલાવો કે તેમણે એટલે કે વસિય્યતના ગવાહોએ ફલાણી વસ્તુ દાખલા તરીકે મરનારના ખ્રીસ્તી સાથીદારોએ પ્યાલો લઈ લીધો છે અને જો તે વારસદારો ગવાહ ન લાવી શકે તો તે વસિય્યતના ગવાહોને કારણ કે, તેઓ સત્ય ઉપર હોવાના દાવે'દાર છે. એ પ્રમાણે કસમ ખવડાવો કે) તે બંને (વસિય્યતના ગવાહો)ને નમાઝ પછી (દાખલા તરીકે, અસર પછી) રોકી લો (કારણ કે મોટા ભાગે તે સમયે હાજરજનોની સંખ્યા વધારે હોય છે, તો આવા સમયે જૂઠી કસમ ખાનારો કંઈને કંઈ શરમાશે. વળી, આ સમય પણ ખૂબ બરકતવાળો છે, અમુક તેનો પણ ખ્યાલ હોય છે અને આ સ્થળ તથા સમયની પસંદગી કરવાનો હેતુ જૂઠી કસમથી દરેકને બચાવવાનો છે, તો સ્થળ અને સમયની પવિત્રતા તથા નમાઝીઓના સમૂહની સામે) ફરી બંને (એ પ્રમાણે) અલ્લાહની કસમ ખાય કે, (કસમના શબ્દો સાથે એવું કહે કે) અમે આ કસમના બદલામાં કોઈ (દુનિયા)નો નફો કમાવવા નથી ઇચ્છતા (કે દુનિયાનો નફો પ્રાપ્ત કરવા માટે કસમમાં સાચું બોલવાનું છોડી આપીએ) ભલે (આ ઘટનામાં અમારો) કોઈ સગો પણ (કેમ ન) હોય (કે જેના લાભ માટે અમે તેનો લાભ સમજીને જૂઠી કસમ ખાઈ લઈએ અને હવે તો કંઈ એવું પણ નથી, જ્યારે બે પ્રકારના ફાયદા માટે અમે જૂઠું નથી બોલતા, તો પછી આ મસ્લિહત માટે શા

માટે જૂઠું બોલીશું ?) અને અલ્લાહની વાત (એટલે કે અલ્લાહ તરફથી જે વાત કહેવાનો અમને હુકમ છે તે)ને અમે છુપાવીશું નહીં (નહિતર) અમે (જો એવું કરીએ તો) એવી પરિસ્થિતિમાં સખત ગુનેહગાર થઈશું (આવું કરવાનો હેતુ તેમને ખોટું બોલવાથી બચાવવાનો છે તથા આ બાબત સચ્ચાઈને જાહેર કરવાની અને જૂઠના હરામથી બચીને અલ્લાહની પ્રતિષ્ઠા અને સન્માનના વિરુદ્ધ ખોટા સોગંદથી બચવાની પદ્ધતિ છે. હવે, બંનેની કસમો પછી જો સત્તાધીશનો અભિપ્રાય હોય તો કોઈને જૂઠો કહ્યા વિના અસલ વિષયની કસમ ખાય. દાખલા તરીકે, ''અમને મરનારે પ્યાલો આપ્યો નથી'' અને તેના ઉપર મુકદ્દમાનો ફેંસલો કરી દેવો જોઈએ, એટલા માટે આ આયતની ઘટનામાં પણ આવું જ થયું) પછી (ત્યારબાદ) જો (કોઈ રીતે જાહેરમાં) એની જાણ થઈ જાય કે, બંને વસિય્યતના ગવાહો કોઈ ગુનાહને પાત્ર ઠર્યા છે. (દાખલા તરીકે, આયતની ઘટનામાં જેમકે, અગાઉ વર્ણન કરી દેવામાં આવ્યું છે કે પ્યાલો મક્કામાં મળ્યો અને બંને વસિય્યતના ગવાહોને બોલાવીને પૂછવાથી તેમણે તે પ્યાલો મરનાર પાસેથી ખરીદી કર્યો હોવાનો દા'વો કર્યો, જેનાથી મરનાર પાસેથી પ્યાલો લેવાનો એકરાર કરવાનું ચોક્કસપણે સાબિત થાય છે અને તે તેમના પ્રથમ સોગંદપૂર્વક કરેલા નિવેદનથી વિરોધી બાબત છે, જેમાં તેઓએ સદંતર કોઈ વસ્તુ લેવાનો જ ઈન્કાર કર્યો હતો. કારણ કે, આવો એકરાર કરવો તેમની વાતને ખોટી ઠરાવે છે એટલા માટે જાહેરમાં તેઓ પોતાના જ વિરોધાભાસી નિવેદનોના કારણે અપ્રમાણિક અને જૂઠા ઠરે છે, તો આવી પરિસ્થિતિમાં મુકદ્દમાનું વલણ બદલાઈ જશે. વસિય્યતના ગવાહો જે પ્રથમ કોઈ વસ્તુ ખરીદ–વેચાણ ન કર્યા હોવાના દા'વેદાર હતા અને હવે આ પ્યાલો ખરીદ કર્યા હોવાના દા'વેદાર બની ગયા અને વારસદારો કે જેઓ પ્રથમ આ વસિય્યતના ગવાહોએ ખયાનત કરી હોવાની દાવે'દારી કરતા હતા, હવે તેમનો પક્ષ વધારે મજબૂત થઈ ગયો. એટલા માટે હવે, આ ફેંસલાનું સ્વરૂપ એવું થઈ ગયું કે, પ્રથમ તે વસિય્યતના ગવાહો કે જેઓ પ્યાલો ખરીદવાની દાવે'દારી કરે છે, તેમને બોલાવવામાં આવે અને તેઓ ગવાહ રજૂ ન કરી શકે તો) તે (વારસદાર) લોકોમાંથી જેના મુકાબલામાં (આ વસિય્યતના ગવાહો દ્વારા પ્રસ્તુત) ગુનોહ થયો હતો અને (જે શરીઅતના કાયદેસરના હકદારો છે. દાખલા તરીકે, પ્રસ્તુત આયતમાં) બે વ્યક્તિઓ (હતા) જે (વારસામાં હક અને મીરાષમાં

મરનારની) સૌથી વધુ નજીક છે, (જે પ્રમાણે અગાઉ કસમ ખાવા માટે) તે બંને (વસિય્યતના ગવાહો) ઊભા થયા હતા (હવે) આ બંને (કસમ માટે) ઊભા થાય, પછી બંને (એવી રીતે) અલ્લાહની કસમ ખાય કે (મતલબ કે, કસમના શબ્દો સાથે એવું કહે કે) અમે વિશ્વાસપૂર્વક અમારી આ કસમમાં (કે અમે બિલકુલ શંકારહિત જાહેરમાં અને વાસ્તવમાં પણ અમારા અભિપ્રાયમાં સાચા છે) આ બંને (વસિય્યતના ગવાહો)ની કસમથી વધારે સાચા છે, (કારણ કે તેની વાસ્તવિકતાની જો કે અમને જાણ નથી પરંતુ દેખીતા કારણોથી એટલે કે, તેમના પોતાના વિરોધાભાસી નિવેદનોથી તેમની વાત શંકાસ્પદ બની ગઈ છે) અને અમે (સત્ય વાતમાં) જરા પણ હદ ઓળંગી નથી (નહિતર) અમે (જો આવું કરીએ તો) આવી પરિસ્થિતિમાં સખત જાલિમ ઠરીશું.

(કારણ કે, પારકો માલ જાણીબૂજીને વિના પરવાનગીએ લઈ લેવો અત્યાચાર છે. આ કસમ પણ એક પ્રકારની સામાવાળાના અભિપ્રાયને ખોટો ઠરાવવાની બાબત છે અને આવું ફૈસલો કરનાર કાઝીના અભિપ્રાયના આધારે થયું છે. પછી સોગંદપૂર્વકનું નિવેદન મૂળ વિષય ઉપર લાવવામાં આવે, હવે તેનો આધાર અન્યની એટલે કે, વસિય્યતના ગવાહોની પ્રવૃત્તિ ઉપર છે, એટલે કે નિવેદન એવું હશે કે, ''અલ્લાહની કસમ અમારી જાણ મુજબ આ દાવે'દારોએ મરનાર પાસેથી પ્યાલો ખરીદયો નથી'' હવે આ ઘટનામાં કારણ કે, વાસ્તવિક જાણકારી અને ઘટનાની નજરે જોયાની કોઈ સાબિતી નથી હોઈ શકતી, એટલા માટે આ સાંયોગિક પૂરાવાઓને વધારે મજબૂત ગણીને કસમ ખાવામાં આવી છે, જેમકે શબ્દ اَحَقُّ આવ્યો છે, જેનો હેતુ એ થયો કે તેનો આધાર મારા નિવેદન ઉપર છે, એટલા માટે કસમ ખાઉં છું કે, જે રીતે તેમાં જાહેર જૂઠની સાબિતી નથી, એ જ પ્રમાણે વાસ્તવિક ઘટના પણ જૂઠી નથી અને મારું આ અનુમાન વધારે લાભકારક છે કે, અહીંયાં કસમ જાણકારી ઉપર છે અને કારણ કે, તેનું જૂઠ તેના પોતાના ઈકરાર વિના ક્યારેય સાબિત નથી થઈ શકતું. એટલા માટે જે હક મરાઈ રહ્યો છે, તે સખત પ્રકારનો જુલમ કહેવાશે. એમાં કોઈ આશ્ચર્યની વાત નથી કે, અહીંયાં આ અત્યાચારીઓ માટે આવું કહેવામાં આવ્યું હોય)

આ (કાયદો જે સામૂહિક રીતે આ આયતોમાં પ્રસ્તુત થયો) ઘણું જ નજીક

છે કે આવી પ્રવૃત્તિના માધ્યમથી તે (વસિય્યતના ગવાહ) લોકો ઘટનાને સાચી રીતે જાહેર કરી આપે (જો વધારાના માલની સોંપણી નથી કરવામાં આવી, કસમ ખાય લે અને જો સોંપણી થઈ છે, તો ગુનાહથી ડરીને ઈન્કાર કરી દે. આ હિકમત તો ગવાહોના સોગંદમાં છે) અથવા એ વાતથી ડરી(ને કસમ ખાવાથી રોકાઈ) જાય કે, તેમની પાસેથી તે કસમ લીધા પછી (વારસદારો ઉપર) કસમ ધ્યાને લેવામાં આવશે (ત્યારબાદ અમારે અપમાનિત થવું પડશે, આ હિકમત વારસદારોના કસમ ખાવામાં છે અને તે બધી શંકાઓમાં હકદારને તેનો હક પહોંચાડવાનો છે કે, જે શરીઅતનો મૂળ તકાદો છે, કારણ કે જો વારસદારોના ગવાહોની કસમ શરીઅત પ્રમાણે ન હોત, અને ગવાહો માલની સોંપણી કરવામાં સાચા હોત તો પણ તેમની તોહમતને દૂર કરવા માટેની કોઈ રીત ન હોત, પરંતુ હવે સાચા હોવાના સમયે તેમનો છુટકારો થઈ ગયો હોત અને જૂઠા હોવાના સમયે જૂઠી કસમથી ડરીને ઈન્કાર કરે તો વારસદારોનો હક સાબિત થઈ જાય છે અને જો વારસદારોની કસમ શરીઅત પ્રમાણે ન હોત અને શરઈ રીતે હકનો ઈન્કાર થતો હોત તો હકને સાબિત કરવાનું કોઈ સ્વરૂપ ન હતું અને જો શરઈ રીતે હકનો ઈન્કાર ન થતો હોત તો વસિય્યતના ગવાહોને હક ઉપર સાબિત હોવાની કોઈ રીત ન હતી અને હવે વારસદારોનો હક હોવાના સમયે તેમના હકની સાબિતી થઈ શકે છે અને હક ન હોવાના સમયે કસમથી ઈન્કાર કરવાથી વસિય્યતના ગવાહોનો હક સાબિત થઈ જશે. બસ, બે શંકાઓ વસિય્યતના ગવાહોની કસમની હિકમતમાંથી છે કે, يَّاْتُوْا بِالشَّهَادَةِ બંનેને સામેલ છે અને તેમાં બે શંકાઓ વસિય્યતના ગવાહોની પહેલી સોગંદમાં સામેલ છે અને પ્રથમ શક اَوْيَخَافُوْاની દલીલ છે. બસ, સામૂહિક રીતે બે કસમોમાં સૌ શંકાઓ દૂર થઈ જશે) અને અલ્લાહ તઆલાથી ડરો (અને વ્યવહાર તથા હકની બાબતમાં જૂઠું ન બોલો) અને (તેના હુકમોને) સાંભળો (એટલે કે, માનો) અને (જો તેના હુકમો વિરુદ્ધ કરશો તો ફાસિક–દુરાચારી બની જશો) અલ્લાહ તઆલા ફાસિક (દુરાચારી–દુષ્ટ) લોકોને (કયામતના દિવસે ફરમાંબરદાર લોકોના દરજ્જાઓ તરફ) માર્ગદર્શન નહીં કરે. (બલકે, છુટકારો મેળવવાના સમયે પણ તેઓ નુકસાનમાં રહેશે, તો શા માટે તેઓ આ નુકસાન પોતાના માટે પસંદ કરે છે?)

## મસ્અલા અને બોધપાઠ :

**મસ્અલો :**

મરનાર જે વ્યક્તિને માલ સોંપીને તેના વિશે જેને આપવા–અપાવવાનું કહી જાય તો તે "વસી" કહેવાશે. વસી એક વ્યક્તિ પણ હોઈ શકે છે અને તેનાથી વધુ પણ હોઈ શકે છે.

**મસ્અલો :**

"વસી"નું મુસલમાન અથવા ન્યાયી હોવું ભલે મુસાફરીની પરિસ્થિતિ હોય અથવા સ્થાયી હોય ઉત્તમ છે, પરંતુ જરૂરી નથી.

**મસ્અલો :**

વિવાદની પરિસ્થિતિમાં જે ફરિયાદ કરે તે "મુદઈ" (દાવે'દાર) કહેવામાં આવે છે અને જ્યારે બીજા પક્ષને "મુદઆ અલયહ" (સામાવાળા) કહેવામાં આવે છે.

**મસ્અલો :**

પ્રથમ મુદઈ પાસેથી ગવાહી લેવામાં આવે છે, જો શરીઅતના નિયમો અનુસાર ગવાહો રજૂ કર્યા, તો મુકદમાનો ફેંસલો તેની તરફેણમાં થાય છે અને જો રજૂ ન કરી શકે તો "મુદઆ અલયહ" પાસેથી સોગંદ લેવામાં આવે અને મુકદમાનો ફેંસલો તેની તરફેણમાં થાય છે. અલબત્ત, જો કસમ ખાવાથી ઈન્કાર કરી દે તો પછી ફેંસલો મુદઈની તરફેણમાં થાય છે.

**મસ્અલો :**

સોગંદને વધારે વજનદાર અને મહત્ત્વની બનાવવા માટે ચોક્કસ સમય અને સ્થળ નક્કી કરવામાં આવે, જેમકે ઉપરોક્ત આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે. આ બાબત ન્યાયાધીશની વિવેકબુદ્ધિ અને અભિપ્રાય ઉપર આધારિત છે, જરૂરી નથી. આ આયતથી પણ એ જરૂરી હોવાનું સાબિત નથી થયું અને બીજી આયતો તથા રિવાયતોથી પણ તે જરૂરી હોવાનું સાબિત નથી થયું.

**મસ્અલો :**

જો મુદઆ અલયહ (Respondent) પોતાની કોઈ પ્રવૃત્તિ વિશે કસમ ખાય, તો શબ્દો આ પ્રમાણે હોય છે કે, "મને આ કૃત્યની જાણ નથી."

**મસ્અલો :**

જો વારસાના મુકદ્દમામાં વારસદાર મુદ્દઆ અલયૂહ હોય તો જેમને શરઈ રૂએ વારસો મળવાનો છે, તો તેમણે સોગંદ લેવા પડશે. ભલે, તે એક હોય અથવા અનેક અને જો વારસદાર નથી તો તેમના ઉપર સોગંદ જરૂરી નથી. *(બયાનુલ કુર્આન)*

**એક કાફિરની ગવાહી બીજા કાફિરના મા'મલામાં સ્વીકાર્ય છે :**

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, يٰۤاَيُّهَاالَّذِيْنَ اٰمَنُوْا شَهَادَةُ بَيْنِكُمْ (اِلٰى قَوْلِهٖ) اَوْ اٰخَرَانِ مِنْ غَيْرِكُمْ આ આયતમાં મુસલમાનોને હુકમ આપવામાં આવ્યો છે કે, જ્યારે તમારામાંથી કોઈનું મૌત આવવા લાગે તો તે એવા વ્યક્તિઓને વસી બનાવે, જે તમારામાંથી હોય અને નેક હોય અને જો પોતાની કૌમનો કોઈ વ્યક્તિ ન મળે તો ગેરકૌમ (એટલે કે કાફિર)ને (વસી) બનાવો.

આથી ઈમામ અબૂ હનીફા (રહ.)એ આ મસ્અલો બતાવ્યો છે કે, કાફિરની ગવાહી વિશે હુકમ એ છે કે અમુકની ગવાહી અમુક માટે જાઈઝ છે. કારણ કે, આ આયતમાં કાફિરની ગવાહી મુસલમાનો માટે જાઈઝ ઠરાવવામાં આવી છે, જેમકે اَوْ اٰخَرٰنِ مِنْ غَيْرِكُمْ થી જાહેર થાય છે, માટે કાફિરની ગવાહી અમુકની અમુક ઉપર અગ્રિમતાના ધોરણે જાઈઝ છે, પરંતુ પાછળથી આયત يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا اِذَاتَدَايَنْتُمْ بِدَيْنٍ اِلٰى اَجَلٍ مُّسَمًّى فَاكْتُبُوْهُ (اِلٰى قَوْلِهٖ) وَاسْتَشْهِدُوْا شَهِيْدَيْنِ مِنْ رِّجَالِكُمْ (૨ : ૨૮૨)થી કાફિરોની ગવાહી મુસલમાનો માટે રદ થઈ ગઈ. પરંતુ કાફિરોની પરસ્પર અમુકની ગવાહી અમુક માટે એ જ પ્રમાણે માન્ય છે. *(કુર્તુબી, અહકામુલ કુર્આન લિલ્ જસ્સાસ)*

ઈમામ સાહબના અભિપ્રાયનું સમર્થન આ હદીષથી પણ થાય છે કે, એક યહૂદીએ વ્યભિચાર કર્યો, તો તેમના લોકોએ તેનો ચહેરો કાળો કરી રસૂલે કરીમ ﷺના દરબારમાં રજૂ કર્યો. રસૂલે કરીમ ﷺએ તેની પરિસ્થિતિ જોઈને કારણ પૂછ્યું, તેમણે કહ્યું કે, તેણે વ્યભિચાર કર્યો છે. રસૂલે કરીમ ﷺએ ગવાહોની ગવાહી પછી તેને "રજમ" કરવાનો હુકમ આપી દીધો. *(જસ્સાસ)*

**જે વ્યક્તિ ઉપર કોઈનો હક હોય, તો તે તેને જેલમાં મોકલી શકે છે**

تَحْبِسُوْنَهُمَا આ આયતથી એક સિદ્ધાંતની જાણ થાય છે કે, જે વ્યક્તિ

ઉપર કોઈનો કોઈ કાયદેસરનો હક હોય, તો તેના હક માટે જરૂર પડ્યે તેને જેલમાં મોકલી શકાય છે. *(કુર્તુબી)*

مِنْۢ بَعْدِ الصَّلٰوةِ "સલાત"થી અત્રે અસરની નમાઝ હોવાનું સમજાય છે, તે સમયને અપનાવવાનું કારણ એ હોય છે કે, તે સમયની માન-મર્યાદા અહલે કિતાબના લોકો ખૂબ કરતા હતા. જૂઠું બોલવાથી તે સમયે મોટે ભાગે તેઓ અટકી જતા હતા, એનાથી જાણ થાય છે કે, કસમ ખાવામાં કોઈ ખાસ સમય અથવા ખાસ સ્થળ વગેરેની પસંદગી કરી તેના મહત્ત્વને વધારવું જાઈઝ છે. *(કુર્તુબી)*

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૦૯-૧૧૦)

يَوْمَ يَجْمَعُ اللّٰهُ الرُّسُلَ فَيَقُوْلُ مَاذَآ اُجِبْتُمْ ؕ قَالُوْا لَا عِلْمَ لَنَا ؕ اِنَّكَ اَنْتَ عَلَّامُ
الْغُيُوْبِ ﴿۱۰۹﴾ اِذْ قَالَ اللّٰهُ يٰعِيْسَى ابْنَ مَرْيَمَ اذْكُرْ نِعْمَتِيْ عَلَيْكَ وَعَلٰى وَالِدَتِكَ ۘ
اِذْ اَيَّدْتُّكَ بِرُوْحِ الْقُدُسِ ۫ تُكَلِّمُ النَّاسَ فِي الْمَهْدِ وَكَهْلًا ۚ وَاِذْ عَلَّمْتُكَ الْكِتٰبَ
وَالْحِكْمَةَ وَالتَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ ۚ وَاِذْ تَخْلُقُ مِنَ الطِّيْنِ كَهَيْـَٔةِ الطَّيْرِ بِاِذْنِيْ فَتَنْفُخُ
فِيْهَا فَتَكُوْنُ طَيْرًا بِۢاِذْنِيْ وَتُبْرِئُ الْاَكْمَهَ وَالْاَبْرَصَ بِاِذْنِيْ ۚ وَاِذْ تُخْرِجُ
الْمَوْتٰى بِاِذْنِيْ ۚ وَاِذْ كَفَفْتُ بَنِيْٓ اِسْرَآءِيْلَ عَنْكَ اِذْ جِئْتَهُمْ بِالْبَيِّنٰتِ فَقَالَ
الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ ﴿۱۱۰﴾

## તરજુમો :

*જે દિવસે અલ્લાહ બધા પયગમ્બરોને ભેગા કરશે, પછી કહેશે, તમને શું જવાબ મળ્યો હતો ? તેઓ કહેશે, અમને ખબર નથી, તું જ છે છુપી વાતોને જાણવાવાળો. (૧૦૯) જ્યારે અલ્લાહ કહેશે, હે ઈસા મરયમના પુત્ર (અલૈ.) ! મારું અહેસાન યાદ કરો જે તમારા ઉપર થયું અને તમારી માં ઉપર; જ્યારે મેં તમારી "રૂહુલ કુદુસ" (પવિત્ર રૂહ)થી મદદ કરી, તમે ખોળામાં લોકો સાથે વાતચીત કરતા હતા અને મોટી ઉંમરમાં, અને જ્યારે મેં તમને કિતાબ શિખવાડી અને હિકમતની વાતો અને તવરાત અને ઈન્જીલ,*

*અને જ્યારે તમે ગાળા (ભીની ગુંદેલી માટી)માંથી જાનવરનું સ્વરૂપ બનાવતા હતા મારા હુકમથી પછી એમાં ફૂંક મારતા હતા તો ઉડનારું (પક્ષી) થઈ જતું મારા હુકમથી, અને જન્મજાત આંધળાઓને સારા કરતા હતા અને કોઢવાળાને મારા હુકમથી, અને જ્યારે મુરદાંઓને બહાર કાઢી ઊભા કરતા હતા મારા હુકમથી, અને જ્યારે મેં બની ઈસ્રાઈલને તમારાથી રોક્યા જ્યારે તમે તેમની પાસે નિશાનીઓ લઈને આવ્યા તો જેઓ તેમનામાં કાફિર હતા કહેવા લાગ્યા, બીજું કંઈ નથી આ તો ઉઘાડો જાદૂ છે. (૧૧૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર વિવિધ પ્રકારના હુકમોનું વર્ણન થયું છે અને વચ્ચે–વચ્ચે તેના ઉપર આચરણ કરવાનું પ્રોત્સાહન અને પ્રેરણા આપવામાં આવી છે તથા તેનો વિરોધ કરવાથી ચેતવણી આપી છે. એની જ તાકીદ સ્વરૂપે આગળની આયતમાં કયામતના ભયાનક દૃષ્યો અને ઘટનાઓ યાદ અપાવવામાં આવી છે, જેથી તે આજ્ઞાપાલનનું મહત્ત્વનું કારણ બને તથા આજ્ઞાનો અનાદર કરવાથી રોકાઈ જવાનું કારણ સાબિત થાય અને મોટા ભાગે કુર્આન મજીદની વર્ણનશૈલી આવી જ છે. પછી સૂરતની પૂર્ણતાએ અહલે કિતાબનો વાર્તાલાપ વર્ણન થયો છે, જે તે પહેલાં અનેક આયતોમાં વર્ણન થઈ ચૂક્યો છે, જેનો હેતુ અહલે કિતાબને હઝરત ઈસા (અલૈ.) વિશે અમુક વિષયો સંભળાવવાનો છે, જેમાં તેમની અલ્લાહના બંદા અને મનુષ્યજાત હોવાની સાબિતી તથા તેમના ખુદા કે ખુદાના બેટા હોવાનો નકાર થયો છે. (જો કે, આ સંબોધન મુજબની પરિસ્થિતિનું નિર્માણ કયામતમાં થશે.)

## તફસીર :

(તે દિવસ પણ કેટલો ભયાનક હશે !) જે દિવસે અલ્લાહ તઆલા બધા જ પયગમ્બરોને (પોત–પોતાની ઉમ્મતો સહિત) ભેગા કરશે, પછી (તે ઉમ્મતોમાંથી જેઓ ગુનેહગાર હશે, તો તેમને ધમકી આપવાના હેતુથી સંભળાવવા માટે તે પયગમ્બરોને) ઈરશાદ ફરમાવશે કે, તમને (આ ઉમ્મતો તરફથી) શું જવાબ મળ્યો હતો ? તેઓ વિનંતી કરશે કે, (જાહેર જવાબમાં તો અમને ખબર છે અને તેનું વર્ણન પણ તેઓ કરી દેશે પરંતુ તેમના દિલોની જે કંઈ

ગુપ્ત વાતો હોય તેની) અમને ખબર નથી (તેને હે પરવરદિગાર ! તું જ સારી પેઠે જાણે છે કારણ કે,) બેશક ! તું ગુપ્ત વાતોને સારી પેઠે જાણનારો છે. (મતબલ એ કે એક દિવસ એવો આવશે, જેમાં આચરણ અને બધી જ પ્રવૃત્તિઓની છાનબીન થશે. એટલા માટે તમારે વિરોધ કરવાથી અને ગુનાહોથી ડરતા રહેવું જોઈએ અને તે જ દિવસે હઝરત ઈસા અલૈ.ની સાથે ખાસ પ્રકારનો વાર્તાલાપ પણ થશે.) જ્યારે કે, અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવશે કે, હે મરયમના બેટા ઈસા (અલૈ.) ! મારા ઈનામોને યાદ કરો (જેથી આનંદ અને લિજ્જતમાં તાજગી આવે), જે તમારા ઉપર અને તમારી વાલિદહ ઉપર (વિવિધ સમયે વિવિધ સ્વરૂપોમાં થયા છે, દાખલા તરીકે) જ્યારે મેં તમારું રૂહુલ કુદુસ (એટલે કે, હઝરત જિબ્રઈલ અલૈ.) દ્વારા મદદ અને સમર્થન કર્યું, (અને) તમે લોકો સાથે (બંને પરિસ્થિતિઓમાં સમાન રીતે) વાર્તાલાપ કરતા હતા (માં ના) ખોળામાંથી પણ અને મોટી ઉંમરમાં પણ (બંને વાતચીતમાં કોઈ તફાવત ન હતો) અને જ્યારે કે, મેં તમને (આસમાની) કિતાબો અને સમજદારીની વાતો, અને (વિશેષ રૂપે) તવરાત અને ઈન્જીલની તા'લીમ આપી અને જ્યારે કે તમે માટીના ગાળાથી એક સ્વરૂપ બનાવતા હતા, જેવા પક્ષીની શકલ બનાવતા મારા હુકમથી પછી તમે તેમાં (કૃત્રિમ રીતે) ફૂંક મારતા હતા, જેનાથી તે (સાચે-સાચનું સજીવન) પક્ષી બની જતું હતું મારા હુકમથી; અને તમે સાજા કરી દેતા હતા જન્મજાત આંધળાઓને અને કોઢની બીમારીવાળાઓને મારા હુકમથી; અને જ્યારે કે તમે મૃત્યુ પામેલાને (કબ્રોમાંથી) કાઢીને (અને ચલાવીને) ઊભા કરી દેતા હતા મારા હુકમથી; અને જ્યારે કે મેં બની ઈસ્રાઈલ(માંથી જેઓ આપના વિરોધીઓ હતા અને તેઓ)થી તમને (એટલે કે, તમને કતલ અથવા હલાક થવાથી) અટકાવી રાખ્યા, જ્યારે (તેમણે તમને નુકસાન પહોંચાડવા ઈચ્છ્યું, જ્યારે કે) તમે તેમની પાસે (પોતાની નુબુવ્વતની) દલીલો (મોઅ્જિઝાઓ) લઈને આવ્યા હતા, પછી તેમનામાં જેઓ કાફિર હતા, તેમણે કહ્યું હતું કે આ (મોઅ્જિઝાઓ) ખુલ્લમ-ખુલ્લા જાદૂ સિવાય બીજું કંઈ જ નથી.

## મસ્અલા અને બોધપાઠ :

**કયામતના દિવસે અંબિયા (અલૈ.)ને સૌ પ્રથમ સવાલ કરવામાં આવશેઃ** يَوْمَ يَجْمَعُ اللّٰهُ الرُّسُلَ કયામતમાં જો કે, શરૂઆતથી અંત સુધી પેદા

થનારા બધા જ મનુષ્યો એક ખુલ્લા મેદાનમાં ઊભા હશે અને કોઈપણ ખૂણાનો, કોઈપણ પ્રદેશનો, કોઈપણ યુગનો, વ્યક્તિ આ મેદાનમાં હાજરી આપશે અને સૌને પોતાના સમગ્ર જીવનના આચરણોનો હિસાબ આપવો પડશે, પરંતુ અત્રે આ વર્ણનમાં વિશેષ સ્વરૂપે અંબિયા (અલૈ.)નું વર્ણન કરવામાં આવ્યું. يَوْمَ يَجْمَعُ اللّٰهُ الرُّسُلَ એટલે કે, "તે દિવસને યાદ કરો, જે દિવસે અલ્લાહ તઆલા બધા રસૂલોને હિસાબ માટે ભેગા કરશે," આવું કહેવાનો અર્થ એ છે કે, ભેગા તો સમગ્ર દુનિયાના હઝરત આદમ (અલૈ.)થી અંત સુધીના બધા જ મનુષ્યોને કરવામાં આવશે ! પરંતુ સૌ પ્રથમ સવાલ અંબિયા (અલૈ.)ને કરવામાં આવશે, જેથી સમગ્ર મખ્લૂક જોઈ લે કે, આજના દિવસે કોઈ હિસાબ અને સવાલ-જવાબથી બાકાત નથી. પછી રસૂલોને જે સવાલ કરવામાં આવશે તે એ છે કે, مَاذَآ اُجِبْتُمْ એટલે કે, "જ્યારે કે તમે અંબિયા (અલૈ.)એ પોત-પોતાની ઉમ્મતના લોકોને અલ્લાહ તઆલા અને સત્ય દીન તરફ બોલાવ્યા તો તેમણે તમને શું જવાબ આપ્યો હતો ? તેમણે તમારા બતાવેલા હુકમો ઉપર અમલ કર્યો? અથવા તમારો વિરોધ કે ઈન્કાર કર્યો ?"

આ સવાલનું સંબોધન જો કે, અંબિયા (અલૈ.)ને કરવામાં આવશે, પરંતુ વાસ્તવમાં તેનો હેતુ આવું તેમની ઉમ્મતોને સંભળાવવાનો હશે કે, ઉમ્મતોએ જે નેક અથવા ખરાબ અમલો કર્યા છે, તેની ગવાહી સૌ પ્રથમ તે રસૂલો પાસેથી લેવામાં આવશે. ઉમ્મતો માટે આ સમય ખૂબ નાજુક હશે કે, તેઓ તો એવા ભયાનક કયામતના મંજરમાં પોત-પોતાના અંબિયા (અલૈ.) પાસેથી આશા રાખીને બેઠા હશે કે, તેઓ તેમની ભલામણ કરીને તેમને બચાવે. આ બાજુ અંબિયા (અલૈ.)ને તેમના જ સંદર્ભમાં આ સવાલ કરવામાં આવશે, તો દેખીતું છે કે, અંબિયા (અલૈ.) કોઈ ખોટી અથવા વાસ્તવિકતાથી વિરુદ્ધ વાત તો કહી નથી શકતા. એટલા માટે અપરાધીઓ અને ગુનેહગારોને એવી શંકા થશે કે, જ્યારે પોતે અંબિયા (અલૈ.) જ અમારા ગુનાહોના સાક્ષી બનશે, તો હવે કોણ છે જે અમારી ભલામણ અથવા મદદ કરી શકે છે ?

અંબિયા (અલૈ.) આ સવાલનો જવાબ આ રીતે આપશે, قَالُوْا لَا عِلْمَ لَنَا اِنَّكَ اَنْتَ عَلَّامُ الْغُيُوْبِ એટલે કે, "અમને તેમના ઈમાન અને અમલનું કોઈ જ્ઞાન નથી, હે પરવરદિગાર ! તું પોતે જ તમામ ગયૂબની વાતો અને ગુપ્ત રહસ્યોને સારી પેઠે જાણનાર છે."

**એક શંકા અને તેનો જવાબ :**

અત્રે સવાલ એ ઉપસ્થિત થાય છે કે, દરેક રસૂલની ઉમ્મતના તે લોકો જેઓ તેમની વફાત પછી પેદા થયા, તેમના વિશે તો અંબિયા (અલૈ.)નો આ જવાબ સ્પષ્ટ અને ચોખ્ખો છે કે, તેમના ઈમાન અને અમલની તેમને ખબર નથી કારણ કે, ગુપ્ત વાતોનું જ્ઞાન અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી પરંતુ ઉમ્મતની એક ઘણી મોટી સંખ્યા તે લોકોની પણ છે, જેઓ પોતે અંબિયા (અલૈ.)ની અનથક કોશીશો દ્વારા મુસલમાન થયા અને પછી તેમના હુકમોનું અનુસરણ કરતા રહ્યા, એ જ પ્રમાણે તે કાફિરો કે, જેમણે અંબિયા (અલૈ.)ની વાત ન માની અને વિરોધ તથા દુશ્મનીથી વર્તતા રહ્યા, તેમના વિશે આવું કહેવું કેવી રીતે સાચું હશે કે, અમને તેમના ઈમાન અને અમલનું જ્ઞાન નથી ? તફસીરે બહરે મુહીતમાં છે કે, ઈમામ અબ્દુલ્લાહ રાઝી (રહ.)એ આ સવાલના જવાબમાં ફરમાવ્યું કે, અત્રે બે બાબતો ભિન્ન-ભિન્ન છે. એક જ્ઞાન, જેનો અર્થ સંપૂર્ણ યકીન (વિશ્વાસ) છે અને બીજું અનુમાન, એટલે કે નક્કી અનુમાન છે અને દેખીતું છે કે, એક વ્યક્તિ બીજા વ્યક્તિની સામે હોવા છતાં તેના ઈમાન અને અમલની ગવાહી જો આપી શકે છે તો ફક્ત પોતાના નક્કર અભિપ્રાય અને અનુમાનના આધારે જ આપી શકે છે, નહિતર દિલોની ગુપ્ત વાતો અને વાસ્તવિક ઈમાનનું રહસ્ય કે જે દિલ સાથે સંબંધ ધરાવે છે, તે તો ચોક્કસ કોઈને અલ્લાહની વહી સિવાય જાણ થઈ શકતી નથી. દરેક ઉમ્મતમાં મુનાફિકોનો વર્ગ રહ્યો જ છે, જેઓ જાહેરમાં ઈમાન લાવતા હતા અને હુકમોનું અનુસરણ પણ કરતા હતા પરંતુ તેમના દિલમાં ઈમાન ન હતું અને ન જ તેમનામાં પૈરવી કરવાની કોઈ ભાવના હતી. તેઓ જે કંઈ પણ કરી રહ્યા હતા, તે માત્ર રિયાકારી અને દેખાડો હતો. હા ! દુનિયાના બધા જ હુકમો જાહેર પ્રવૃત્તિઓ ઉપર લાગુ પડે છે. જે વ્યક્તિ પોતાને મુસલમાન કહે અને અલ્લાહના હુકમોનું પાલન કરે તથા ઈસ્લામ અને ઈમાન વિરુદ્ધ કોઈ નિવેદન કે પ્રવૃત્તિ કર્યાનું સાબિત ન થાય, અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતો આવા નેક મો'મિનોને સાલિહ (ભલા અને નેક) લોકો કહેવા માટે મજબૂર છે. ભલે તેમના દિલમાં ઈમાન નિખાલસતાપૂર્વક હોય અથવા તેઓ મુનાફિક હોય અને એટલા જ માટે રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો.

نَحۡنُ نَحۡكُمُ بِالظَّوَاهِرِ وَاللّٰهُ مُتَوَلِّى السَّرَآئِرِ

*"અમે તો જાહેર પ્રવૃત્તિઓ (અમલો) ઉપર હુકમ લાગુ પાડીએ છીએ, દિલોના ગુપ્ત રહસ્યોની દેખરેખ રાખનાર પોતે અલ્લાહ જલ્લ શા'નુહૂ જ છે."*

આ જ સિદ્ધાંત હેઠળ દુનિયામાં અંબિયા (અલૈ.) અને તેમના નાયબો, ખલીફાઓ તથા વિદ્વાનો (ઉલમા) જાહેર પ્રવૃત્તિઓ ઉપર સારું અનુમાન લગાવી તેના પ્રમાણે મો'મિન અને નેક વ્યક્તિ હોવાની ગવાહી આપી શકે છે, પરંતુ આજે તે દુનિયા કે જેનો સમગ્ર આધાર સારા અનુમાન અને નેક ગુમાન ઉપર હતો, તે સમાપ્ત થઈ ચૂકી છે. કારણ કે, આ મહશરનું મેદાન છે, જ્યાં બાલની પણ ખાલ (ચામડું) કાઢવામાં આવશે. સચ્ચાઈ સામે લાવવામાં આવશે, અપરાધીઓના મુકાબલામાં પ્રથમ અન્ય લોકોની ગવાહીઓ લેવામાં આવશે, તેમાં જો અપરાધી સંતોષિત નહીં થાય અને પોતાના ગુનાહનો સ્વીકાર નહીં કરે, તો ખાસ પ્રકારના સરકારી ગવાહોને ઉપસ્થિત કરવામાં આવશે. અપરાધીઓના મોઢાં અને જીભ ઉપર તાળું મારી દેવામાં આવશે અને તેમના હાથ-પગ, ચામડી વગેરે શરીરના અવયવો પાસેથી ગવાહી લેવામાં આવશે. તે તેની દરેક પ્રવૃત્તિની સંપૂર્ણ હકીકત વર્ણન કરી આપશે, اَلۡيَوۡمَ نَخۡتِمُ عَلٰٓى اَفۡوَاهِهِمۡ وَتُكَلِّمُنَآ اَيۡدِيۡهِمۡ وَتَشۡهَدُ اَرۡجُلُهُمۡ بِمَا كَانُوۡا يَكۡسِبُوۡنَ તે સમયે મનુષ્યને જાણ થઈ જશે કે, મારા બધા જ અવયવો રબ્બુલ આલમીનની સિક્રેટ પોલીસ (ગુપ્તચર) હતી, તેમના નિવેદનો લીધા પછી ઈન્કાર કરવાનું કોઈ સ્વરૂપ બાકી નહીં બચે. મતલબ કે, તે દુનિયામાં કોઈ હુકમ ફક્ત અનુમાન અને અંદાજો લગાવીને આપવાનું નહીં ચાલે, બલકે જાણકારી અને સંપૂર્ણ વિશ્વાસપૂર્વકના અવલોકન ઉપર દરેક વસ્તુનો આધાર હશે અને એ પણ જાણ થઈ ચૂકી છે કે, કોઈ વ્યક્તિના ઈમાન અને અમલની વાસ્તવિક પરિસ્થિતિનું જ્ઞાન અલ્લાહ સિવાય કોઈને ખબર નથી. એટલા માટે અંબિયા (અલૈ.)ને જ્યારે મહશરમાં આ સવાલ થશે مَاذَآ اُجِبۡتُمۡ ત્યારે તેઓ આ સવાલની હકીકતને ઓળખી લેશે કે, આ સવાલ દુનિયામાં નથી થઈ રહ્યો કે, જેનો જવાબ બાહ્ય સ્વરૂપ અને અનુમાનના આધારે આપી શકાય. બલકે, આ સવાલ મહશર વિશે થઈ રહ્યો છે, જેનું યકીન કે વિશ્વાસ કોઈ અનુમાન ઉપર ચલાવી લેવામાં નહીં આવે. એટલા માટે એવો જવાબ આપવો કે અમને તેના વિશે કોઈ જ્ઞાન

નથી એટલે કે, ચોક્કસ વિશ્વાસપૂર્વકનું જ્ઞાન નથી; બિલકુલ યોગ્ય અને દુરુસ્ત છે.

**એક સવાલ અને તેનો જવાબ; અંબિયા (અલૈ.)ની મહાન કૃપાદષ્ટિનો જાહેર અહેવાલ :**

અત્રે એ સવાલ ઉપસ્થિત થાય છે કે, ઉમ્મતોના સ્વીકારની અને અસ્વીકારની તથા આજ્ઞાપાલન અને અનાદરની જે ઘટનાઓ રજૂ થશે, તેમાં જે પ્રમાણે વધારે પડતું અનુમાન તેમને પ્રાપ્ત થયું છે, તે સવાલના જવાબમાં તેઓએ તે વર્ણન કરી દેવું જોઈતું હતું અને ફક્ત એ સવાલના જવાબ વિશેની સંપૂર્ણ વિશ્વાસપૂર્વકની જાણકારીનો હવાલો અલ્લાહ તઆલા ઉપર છોડી શકાતો હતો, પરંતુ અત્રે અંબિયા (અલૈ.)એ પોતાની જાણકારી અને રજૂ થનાર ઘટનાઓનું વર્ણન જ નથી કર્યું. અલ્લાહના જ્ઞાનનો હવાલો આપી મૌન થઈ ગયા ?

તેમાં વિવેકબુદ્ધિ એ હતી કે, અંબિયા (અલૈ.) પોતાની ઉમ્મતો અને સામાન્ય રીતે દરેક અલ્લાહની મખ્લૂક માટે અનહદ દયાળુ હોય છે, અંબિયા (અલૈ.) તેમના વિશે એવી કોઈ વાત પોતાની જીભથી કહેવા નહીં ઇચ્છે, જેનાથી તેઓ પકડમાં આવી જાય. હા ! કોઈ મજબૂરી થાય અને કહેવું પડે તો અલગ વાત છે. અત્રે વિશ્વાસપૂર્વકનું જ્ઞાન ન હોવાનો ઉજર (બહાનુ) મૌજૂદ હતો, એટલા માટે આ ઉજરથી કામ લઈ પોતાની જીભથી પોતાની ઉમ્મત વિરુદ્ધ કંઈ કહેવાથી બચી શકતા હતા અને એટલા જ માટે તેઓ આવો જવાબ આપી તેનાથી બચી ગયા.

**મહશરમાં પાંચ વસ્તુઓનો સવાલ :**

ખુલાસો એ છે કે, આ આયતમાં કયામતના ભયંકર દષ્યોની એક ઝલક ઉપસ્થિત કરવામાં આવી કે, અહીંયાં હિસાબ-કિતાબમાં અલ્લાહ તઆલાના સૌથી વધારે પ્રિય અને સ્વીકૃત બંદા એટલે કે નબીઓ અને રસૂલો સામે ઊભા છે. તેઓ ધ્રુજી રહ્યા છે અને ડરી રહ્યા છે, તો અન્યોની શું પરિસ્થિતિ હશે ? એટલા માટે તે દિવસની ચિંતા આજથી જ હોવી જોઈએ અને જિંદગીની પ્રથમ ફુરસદને એ હિસાબની તૈયારી માટે ગનીમત સમજવી જોઈએ.

તિરમિઝી શરીફની એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

لَا تَـزُوْلُ قَـدَمَـا ابْـنِ اٰدَمَ يَـوْمَ الْقِيَامَةِ حَتّٰى يُسْئَلَ عَنْ خَمْسٍ عَنْ عُمُرِهٖ فِيْمَا اَفْنَاهُ وَعَنْ شَبَابِهٖ فِيْمَا اَبْلَاهُ وَعَنْ مَالِهٖ مِنْ اَيْنَ اكْتَسَبَهٗ وَاَيْنَ اَنْفَقَهٗ وَمَا ذَاعَمِلَ بِمَا عَلِمَ،

*"કોઈ વ્યક્તિના કદમ મહશરમાં તે સમય સુધી આગળ નહીં સરકી શકશે જ્યાં સુધી કે, તેની પાસેથી પાંચ સવાલોના જવાબ ન લઈ લેવામાં આવે. એક એ કે, તેણે પોતાની જિંદગીને લાંબા અને મોટા ભાગના રાત-દિવસ કયા કાર્યમાં ખર્ચ કર્યા ? બીજો એ કે, ખાસ યુવાનીનો સમય જે શક્તિ અને પ્રવૃત્ત રહેવાનો (જીવન)કાળ હતો, તેને કયા કાર્યોમાં ખર્ચ કર્યો ? ત્રીજો એ કે, સમગ્ર જિંદગીમાં તેણે જે માલ પ્રાપ્ત કર્યો તે ક્યાંથી અને કયા હલાલ અથવા હરામ તરીકાઓથી કમાયો ? ચોથો એ કે, માલને કયા જાઈઝ અથવા નાજાઈઝ કાર્યોમાં ખર્ચ કર્યો ? પાંચમો એ કે, પોતાના જ્ઞાન ઉપર કેવો અમલ કર્યો ?"*

અલ્લાહ તઆલાએ પોતાની મહાન કૃપાદષ્ટિ અને રહમતના કારણે આ પરીક્ષાનું સવાલ પેપર પ્રથમથી જ નબીએ કરીમ ﷺ દ્વારા ઉમ્મતને બતાવી દીધું. હવે, ઉમ્મતનું કાર્ય ફક્ત એટલું જ રહી ગયું છે કે, આ સવાલોના હલ શીખે અને તેની સુરક્ષા કરે. પરીક્ષા પહેલાં જ સવાલો બતાવી દીધા પછી પણ જો કોઈ તેમાં નાપાસ કે નિષ્ફળ થાય તો તેનાથી વધારે વંચિત કોણ હોઈ શકે છે ?

**હઝરત ઈસા (અલૈ.) સાથે વિશિષ્ટ સવાલ-જવાબ :**

પ્રથમ આયતમાં તો સામાન્ય રીતે બધા જ અંબિયા (અલૈ.)ની પરિસ્થિતિ અને તેમના સવાલ-જવાબનું વર્ણન હતું. બીજી આયતમાં અને ત્યાર પછી સૂરતના અંત સુધી નવ આયતોમાં વિશેષ સ્વરૂપે બની ઈસ્રાઈલના અંતિમ પયગમ્બર હઝરત ઈસા (અલૈ.)નું વર્ણન અને તેમના ઉપર અલ્લાહ તઆલાના વિશિષ્ટ પ્રકારના ઈનામોની અમુક વિગતનું વર્ણન છે તથા મહશરમાં તેમને થનારા એક ખાસ સવાલ અને તેના જવાબનો ઉલ્લેખ છે, જે આગળની આયતોમાં આવી રહ્યો છે.

આ સવાલ અને જવાબનું તાત્પર્ય અને હેતુ પણ બની ઈસ્રાઈલ અને સમગ્ર મખ્લૂકને એ ભયાનક દશ્ય બતાવવાનું છે કે, આ મેદાનમાં જ્યારે

કલિમતુલ્લાહ અને રવહુલ્લાહ હઝરત ઈસા (અલૈ.)થી સવાલ થાય છે કે, તમારી ઉમ્મતે તમને અલ્લાહના ભાગીદાર બનાવ્યા હતા ? ત્યારે તેઓ સમગ્ર સન્માન, ઈજ્જત અને નુબુવ્વતની પવિત્રતા હોવા છતાં અમુક હદે ગભરાઈને પોતે તેનાથી બેઝાર હોવાની જાહેરાત અલ્લાહ અજ્જ-વજલ્લની બારગાહમાં રજૂ કરશે, અને તે ઈન્કાર કોઈ એક રીતે નહીં, પરંતુ વારંવાર વિવિધ વિષયો હેઠળ કરશે કે, મેં તેમને આ પ્રમાણેની તા'લીમ કદાપિ ન આપી હતી. પ્રથમ વિનંતી કરી, سُبۡحٰنَكَ مَا يَكُوۡنُ لِىۡۤ اَنۡ اَقُوۡلَ مَا لَيۡسَ لِىۡ بِحَقٍّ એટલે કે, "પવિત્ર છે તું અને મારી શું મજાલ હતી કે હું આવી વાતો કહું જેનો મને અધિકાર ન હતો?"

મસીહુલ્લાહ (અલૈ.) આ બાબતથી પોતાની અલિપ્તતા અને લેવા-દેવા ન હોવાનું બીજું પાસું આ રીતે રજૂ કરશે કે, અલ્લાહ તઆલાને પોતાનો ગવાહ બનાવીને કહે છે કે, "જો મેં આવું કહ્યું હોત તો, હે પરવરદિગાર ! તેનું ચોક્કસ તને જ્ઞાન હોત કારણ કે, મારા દિલના ભેદથી તું વાકેફ છે, મારા નિવેદનો અને પ્રવૃત્તિઓની તો વાત જ શું કરવી ? હે પરવરદિગાર ! તું તો ગુપ્ત રહસ્યોના ભેદોને ખૂબ સારી પેઠે જાણનારો છે."

આવી પ્રસ્તાવના બાંધી મૂળ પ્રશ્નનો ઉત્તર આપશે.

### હઝરત ઈસા (અલૈ.)નો જવાબ અલ્લાહ રબ્બુલ ઇજ્જતની બારગાહમાં:

એટલે એ કે, મેં મારી ઉમ્મતને તે જ તા'લીમ આપી હતી, જેનો હે પરવરદિગાર ! તેં મને હુકમ આપ્યો હતો. اَنِ اعۡبُدُوا اللّٰهَ رَبِّىۡ وَرَبَّكُمۡ એટલે કે, "અલ્લાહ તઆલાની ઈબાદત કરો, જે મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ," પછી એવી તા'લીમ આપ્યા બાદ હું જ્યાં સુધી તે લોકો વચ્ચે રહ્યો, હું તેમના જ નિવેદનો અને પ્રવૃત્તિઓનો સાક્ષી હતો (તે સમય સુધી તેમનમાંથી કોઈ આવું શિર્કિય્યહ કલામ કહેતું ન હતું), પછી જ્યારે હે પરવરદિગાર ! તેં મને ઉઠાવી લીધો, ત્યારબાદ આ લોકો તારી જ દેખરેખમાં હતા, તું જ તેમના નિવેદનો અને પ્રવૃત્તિઓથી સારી પેઠે વાકેફ છે.

### હઝરત ઈસા (અલૈ.) ઉપર અમુક ખાસ ઇનામોનું વર્ણન :

આ આયતોમાં હઝરત ઈસા (અલૈ.)ના જે સવાલ અને જવાબનું વર્ણન

કરવામાં આવ્યું છે, તે અગાઉ તે ખાસ ઈનામોનું પણ વર્ણન હતું, જે વિશેષરૂપે હઝરત ઈસા (અલૈ.) ઉપર થયા હતા અને મોઅ્જિઝાઓ સ્વરૂપે તેમને અર્પણ કરવામાં આવ્યા હતા. આ સંયુક્ત મિશ્રણમાં એક બાજુ ખાસ-ખાસ ઈનામો છે તો બીજી બાજુ તેમની પાસેથી જવાબ માંગવામાં આવશે, તેમાં એ દષ્ય ઊભું કરીને બની ઈસ્રાઈલની આ બંને કૌમોને ચેતવણી આપવામાં આવી છે, જેમાંથી એકે તો તેમનું અપમાન અને બેઈજ્જતી કરીને તેમના ઉપર જાત-જાતના આક્ષેપો કર્યા, તોહમતો લગાવી અને તેમને સતાવ્યા અને બીજી કૌમ કે, જેમણે તેમને ખુદા અથવા ખુદાના બેટા બનાવી લીધા. ઈનામોનું વર્ણન કરીને પ્રથમ કૌમને અને સવાલ-જવાબનો ઉલ્લેખ કરીને બીજી કૌમને ચેતવણી આપવામાં આવી. અહીંયાં તે બધા ઈનામોનું વિગતવાર વર્ણન કરવામાં આવ્યું છે. તેમાંથી એક વાક્ય વધારે ધ્યાન આપવા યોગ્ય છે, જેમાં ઈરશાદ થયો છે تُكَلِّمُ النَّاسَ فِى الْمَهْدِ وَكَهْلاً ط એટલે કે, એક ખાસ સ્વરૂપનો મોઅ્જિઝો જે હઝરત ઈસા (અલૈ.)ને આપવામાં આવ્યો તે એ છે કે, તેઓ લોકો સાથે નવજાત શિશુ અવસ્થામાં પણ વાતચીત કરતા હતા અને આધેડ ઉંમરે પહોંચ્યા પછી પણ; શિશુ અવસ્થામાં અને આધેડ વયે બંને હાલતમાં સમાન જ વાતચીત કરતા હતા.

એમાં પ્રથમ વાત મોઅ્જિઝો અને ખાસ ઈનામ હોવાનું તો દેખીતું છે. જન્મના શરૂઆતના દિવસોમાં બાળક શિશુ અવસ્થામાં વાતચીત કરવાપાત્ર નથી હોતું. કોઈ બાળક માં ના ખોળામાં અથવા ઘોડિયામાં બોલવા લાગે, તો આ એક આગવી વિશેષતા છે. આધેડ ઉંમરમાં બોલવું અથવા વાતચીત કરવી જેનો ઉલ્લેખ થયો છે તો તે વર્ણન કરવાપાત્ર અથવા કોઈ ખાસ વિશેષતા નથી. દરેક વ્યક્તિ આ ઉંમરમાં વાતચીત કરી શકે છે અને બોલી શકે છે, પરંતુ હઝરત ઈસા (અલૈ.)ની વિશેષ પરિસ્થિતિ ઉપર વિચાર કરીએ, તો તે પણ મોઅ્જિઝો હોવું સ્પષ્ટ અને દેખીતું છે. કારણ કે, હઝરત ઈસા (અલૈ.) આધેડ ઉંમરે પહોંચતા પહેલાં જ આ દુનિયામાંથી આસમાન ઉપર ઉઠાવી લેવામાં આવ્યા હતા. હવે, અહીંયાં લોકો સાથે તેમનો વાર્તાલાપ કરવો આધેડ ઉંમરમાં પહોંચ્યા પછી ત્યારે જ શક્ય હોઈ શકે છે, જ્યારે કે તેઓ ફરીવાર આ દુનિયામાં તશરીફ લાવે. જેમકે, મુસલમાનોનો સર્વગ્રાહી અને સામૂહિક અકીદહ (માન્યતા) છે. જે કુર્આન અને સુન્નતના ખુલાસાઓથી સાબિત છે, એનાથી જાણ થઈ કે જે પ્રમાણે હઝરત ઈસા

(અલૈ.)ની નવજાત શિશુ અવસ્થામાં વાતચીત કરવી એક મોઅ્જિઝો હતો, એ જ પ્રમાણે આધેડ ઉંમરમાં વાતચીત કરવી પણ; એટલે કે, આ દુનિયામાં ફરીવાર પાછા આવી વાતચીત કરવી પણ એક મોઅ્જિઝો જ ગણાશે.

----------

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૧૧ થી ૧૧૫)

| |
|---|
| وَاِذْ اَوْحَيْتُ اِلَى الْحَوَارِيّٖنَ اَنْ اٰمِنُوْا بِيْ وَبِرَسُوْلِيْ ۚ قَالُوْٓا اٰمَنَّا وَاشْهَدْ |
| بِاَنَّنَا مُسْلِمُوْنَ ﴿١١١﴾ اِذْ قَالَ الْحَوَارِيُّوْنَ يٰعِيْسَى ابْنَ مَرْيَمَ هَلْ يَسْتَطِيْعُ رَبُّكَ |
| اَنْ يُّنَزِّلَ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ ۭ قَالَ اتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١١٢﴾ |
| قَالُوْا نُرِيْدُ اَنْ نَّاْكُلَ مِنْهَا وَتَطْمَىِٕنَّ قُلُوْبُنَا وَنَعْلَمَ اَنْ قَدْ صَدَقْتَنَا |
| وَنَكُوْنَ عَلَيْهَا مِنَ الشّٰهِدِيْنَ ﴿١١٣﴾ قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ اللّٰهُمَّ رَبَّنَآ اَنْزِلْ |
| عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ تَكُوْنُ لَنَا عِيْدًا لِّاَوَّلِنَا وَاٰخِرِنَا وَاٰيَةً مِّنْكَ ۚ |
| وَارْزُقْنَا وَاَنْتَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿١١٤﴾ قَالَ اللّٰهُ اِنِّيْ مُنَزِّلُهَا عَلَيْكُمْ ۚ فَمَنْ |
| يَّكْفُرْ بَعْدُ مِنْكُمْ فَاِنِّيْٓ اُعَذِّبُهٗ عَذَابًا لَّآ اُعَذِّبُهٗٓ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿١١٥﴾ ع |

## તરજુમો :

*અને જ્યારે મેં હવારીઓના દિલમાં નાંખી દીધું કે મારા ઉપર ઈમાન લાવો અને મારા રસૂલ ઉપર તો કહેવા લાગ્યા, અમે ઈમાન લાવ્યા અને તમે ગવાહ રહો કે અમે ફરમાંબરદાર છે. (૧૧૧) જ્યારે હવારીઓએ કહ્યું, હે ઈસા મરયમના પુત્ર (અલૈ.) ! તમારો પરવરદિગાર કરી શકે છે કે અમારા ઉપર ભરેલો ખ્વાન (ખુમચો) આસમાનથી ઉતારે ? બોલ્યા, અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા હોવ. (૧૧૨) બોલ્યા કે અમે ઇચ્છીએ છીએ કે એમાંથી ખાઈએ અને અમારા દિલો સંતોષિત થઈ જાય અને અમે જાણી લઈએ કે તમે અમને સાચું કહ્યું અને અમે એના ઉપર ગવાહ છીએ. (૧૧૩) ઈસા મરયમના પુત્ર (અલૈ.)એ કહ્યું, હે અલ્લાહ અમારા રબ્બ ! અમારા ઉપર*

*આસમાનથી ભરેલો ખ્વાન (થાળ) ઉતાર કે તે દિવસ અમારા માટે આગલાઓ અને પાછલાઓ માટે ઈદ રહે અને તારા તરફથી નિશાની હોય, અને અમને રોજી આપ, અને તું જ સૌથી બહેતર રોજી આપનારો છે. (૧૧૪) અલ્લાહે કહ્યું, બેશક ! હું તમારા ઉપર તે ખ્વાન ઉતારીશ, પછી જે કોઈ તમારામાં ત્યાર પછી નાશુક્રી કરશે તો હું તેને તે અઝાબ આપીશ જે દુનિયામાં કોઈને નહીં આપું. (૧૧૫)*

**તફસીર :**

અને જ્યારે કે, મેં હવારીઓને (ઈન્જીલમાં તમારી ભાષામાં) હુકમ આપ્યો કે, તમે મારા ઉપર અને મારા રસૂલ (હઝરત ઈસા અલૈ.) ઉપર ઈમાન લાવો, તેમણે (જવાબમાં તમને) કહ્યું કે, અમે (અલ્લાહ અને રસૂલ એટલે કે, તમારા ઉપર) ઈમાન લાવ્યા અને તમે ગવાહ રહેજો કે અમે (અલ્લાહના અને તમારા) સંપૂર્ણ ફરમાંબરદાર છીએ, તે સમય યાદ રાખવા યોગ્ય છે જ્યારે કે હવારીઓએ (હઝરત ઈસા અલૈ.ને) વિનંતી કરી કે, હે મરયમના બેટા ઈસા (અલૈ.) ! શું તમારો પરવરદિગાર એવું કરી શકે છે (એટલે કે કોઈ બાબત હિકમત વિરુદ્ધ હોવી વગેરે તેના માર્ગમાં તેનો અવરોધ તો નથી ને ?) કે અમારા ઉપર આસમાનથી કંઈ ખાવાનું (તૈયાર રાંધેલું) ઉતારવામાં આવે ? તેમણે કહ્યું કે, અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા છો (મતલબ એ કે, તમે તો ઈમાન ધરાવો છો, એટલા માટે અલ્લાહથી ડરો અને મોઅ્જિઝાઓની ફરમાઈશ જરૂરત વિના ન કરો, કારણ કે તે સભ્યતા અને અદબના વિરુદ્ધ બાબત છે. માટે તેનાથી બચો) તેઓ બોલ્યા કે, (અમારો હેતુ વિના જરૂરતે ફરમાઈશ કરવાનો નથી બલકે, એક મસ્લિહતના કારણે આવી દરખાસ્ત કરીએ છીએ, તે એ કે) અમે (એક તો) એવું ઇચ્છીએ છીએ કે (બરકત પ્રાપ્ત કરવા માટે) તેમાંથી ખાઈએ અને બીજું એવું ઇચ્છીએ છીએ કે અમારા દિલોને (ઈમાન ઉપર) સંપૂર્ણ સંતોષ થઈ જાય અને (સંતોષનો અર્થ એ છે કે) અમારું એ યકીન વધી જાય કે, તમે (તમારા રસૂલ હોવાના દા'વામાં) અમને સાચું કહો છો (કારણ કે, જે પ્રમાણે દલીલો વધતી જાય છે, દા'વા ઉપર વિશ્વાસ અને યકીન વધતું જાય છે) અને (ત્રીજું એ કે, અમે એવું ઇચ્છીએ છીએ કે) અમે (તે લોકોની સામે જેમણે આ મોઅ્જિઝો જોયો નથી) ગવાહી આપનારાઓમાંથી થઈ જઈએ (કે અમે આવો મોઅ્જિઝો જોયો છે, જેથી

તેમની સામે રિસાલતની સાબિતી રજૂ કરી શકીએ અને આ બાબત હિદાયતનું માધ્યમ બની જાય) મરયમના પુત્ર ઈસા (અલૈ.)એ (જ્યારે એ જોયું કે, આ દરખાસ્તમાં તેમનો હેતુ સાચો છે, તો તેમણે અલ્લાહ તઆલાથી) દુઆ કરી કે, હે અલ્લાહ અમારા પરવરદિગાર ! અમારા ઉપર આસમાનથી ખાવા ઉતાર કે તે (ખાણીપીણીથી ભરેલો થાળ) અમારા માટે (એટલે) અમારામાંથી જે આગલા (એટલે કે, વર્તમાન સમયમાં) છે અને જે પાછળના (યુગમાં આવનારા) છે, બધાના માટે એક ખુશીની વાત બની જાય (હાજરજનોની ખુશી ખાવાના લીધે અને દરખાસ્તનો સ્વીકાર થવાના લીધે છે અને પાછળથી આવનાર લોકોની ખુશી પોતાના પૂરોગામી બુઝૂર્ગોને આ ઈનામ મળ્યું હોવાથી તે ખાસ નેઅ્મત હોવાથી મો'મિનો માટે) અને (મારી પયગમ્બરી ઉપર) તારા તરફથી એક નિશાની બની જાય (કે તેનાથી મો'મિનોનો વિશ્વાસ વધી જાય અને જે હાજર છે અથવા પાછળથી આવનાર અથવા ગેરહાજર છે, એવા ઈન્કારીઓ ઉપર દલીલ કાયમ થઈ જાય અને આ હેતુ બધા જ મો'મિનો અને અન્યો માટે સર્વસામાન્ય છે) અને તું અમને (તે ભરેલો થાળ) અર્પણ કર અને તું સૌથી વધારે સારું અર્પણ કરનારો છે (કારણ કે, બધાની દુનિયા પોતાના નફા માટે અને તારી દુનિયા મખ્લૂકના નફા માટે છે, એટલા માટે અમે પોતાના નફાને રજૂ કરીને તારી પાસે ભરેલા થાળની દરખાસ્ત કરીએ છીએ) અલ્લાહ તઆલાએ (જવાબમાં) ઈરશાદ ફરમાવ્યો કે, (તમે લોકોને કહી આપો કે) હું તે ખાવા (આસમાનથી) તમારા લોકો ઉપર ઉતારનારો છું, પછી જે વ્યક્તિ તમારામાંથી ત્યારબાદ (તેની) નાશુક્રી કરશે (એટલે કે, તેના વાજિબ હકોને બૌદ્ધિક રીતે અને વહીએ ઈલાહી પ્રમાણે અદા નહીં કરે) તો હું તેમને એવી સજા આપીશ કે તે સજા (તે સમયના) દુનિયાવાળાઓમાંથી કોઈને નહીં આપી હોય.

## મસ્અલા અને બોધપાઠ :

### મો'મિનોએ મોઅ્જિઝાની માંગણી કરવી જોઈએ નહીં :

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, قَالَ اتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ જ્યારે હવારીઓએ હઝરત ઈસા (અલૈ.) પાસે આસમાનથી مَـــــائِـــدَةً (માઈદહ) "ખાણીપીણીનો થાળ" ઉતારવાની માંગણી કરી, તો હઝરત ઈસા (અલૈ.)એ જવાબમાં ફરમાવ્યું કે, જો તમે ઈમાનવાળા છો તો અલ્લાહથી ડરતા રહો. તેનાથી

જાણ થાય છે કે, ઈમાન ધરાવનાર વ્યક્તિ માટે એ યોગ્ય નથી કે, તે એવા પ્રકારની કોઈ ફરમાઈશ કરીને અલ્લાહની કસોટી કરે અથવા પ્રાકૃતિક અને ભૌતિક સિદ્ધાંતો વિરુદ્ધ કોઈ વસ્તુની માંગણી કરે. બલકે, તેને તો રોઝી વગેરેના તે જ માધ્યમોની માંગણી કરવી જોઈએ, જે અલ્લાહે નક્કી કરી રાખ્યા છે.

**જ્યારે કોઈ નેઅ્મત અસામાન્ય અને મોટી હોય ત્યારે તેની નાશુક્રી કરવાનો વબાલ પણ ખૂબ ભયંકર હોય છે :**

અલ્લાહ તઆલા ફરમાવે છે, فَاِنِّیۡۤ اُعَذِّبُهٗ عَذَابًا لَّاۤ اُعَذِّبُهٗۤ اَحَدًا مِّنَ الۡعٰلَمِیۡنَ આ આયતથી જાણ થાય છે કે, જ્યારે નેઅ્મત અસામાન્ય અને મોટી હોય તો તેનો શુક્ર કરવાનો તકાદો અને તાકીદ પણ સામાન્ય કરતાં વધારે હોવી જોઈએ અને નાશુક્રી કરવાથી અઝાબ પણ અસામાન્ય અને ખૂબ અનોખા પ્રકારનો થાય છે.

આસમાનથી થાળ નાઝિલ થયો અથવા નહીં ? તે વિષયમાં મુફસ્સિર લોકોનો મતભેદ છે. જમહૂર મુફસ્સિરો થાળ ઊતર્યો હોવાનો અભિપ્રાય ધરાવે છે, એટલા માટે તિરમિઝીની હદીષમાં હઝરત અમ્માર બિન યાસિર (રદિ.)થી નકલ થયું છે કે, "આસમાનથી થાળ નાઝિલ થયો, તેમાં રોટી અને માંસ હતું" અને આ હદીષમાં એ પણ છે કે, તે લોકોએ (એટલે કે, અમુકે) ખયાનત કરી અને આગલા દિવસ માટે ઉઠાવીને મૂકી દીધો, બસ તેઓ વાંદરા અને ડુક્કર જેવી શકલમાં તબદીલ થઈ ગયા. નઊઝુબિલ્લાહી મિન ગઝબિલ્લાહ.

આ હદીષથી એ પણ જાણ થાય છે કે, તેઓ તેમાંથી ખાતા પણ હતા જેમકે, نَاْكُلَ માં તેનો આ હેતુ પણ વર્ણન થયો છે, અલબત્ત તેને આગલા સમય માટે બચાવી રાખવાની મનાઈ હતી. *(બયાનુલ કુર્આન)*

---

**આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૧૬-૧૧૭-૧૧૮)**

وَاِذۡ قَالَ اللّٰهُ يٰعِيۡسَى ابۡنَ مَرۡيَمَ ءَاَنۡتَ قُلۡتَ لِلنَّاسِ اتَّخِذُوۡنِىۡ وَاُمِّىَ اِلٰهَيۡنِ
مِنۡ دُوۡنِ اللّٰهِ ؕ قَالَ سُبۡحٰنَكَ مَا يَكُوۡنُ لِىۡۤ اَنۡ اَقُوۡلَ مَا لَيۡسَ لِىۡ ۚ بِحَقٍّ ؕ

إِنْ كُنْتُ قُلْتُهُ فَقَدْ عَلِمْتَهُ ۚ تَعْلَمُ مَا فِي نَفْسِي وَلَا أَعْلَمُ مَا فِي نَفْسِكَ ۚ إِنَّكَ أَنْتَ
عَلَّامُ الْغُيُوبِ ﴿١١٦﴾ مَا قُلْتُ لَهُمْ إِلَّا مَا أَمَرْتَنِي بِهِ أَنِ اعْبُدُوا اللَّهَ رَبِّي وَرَبَّكُمْ ۚ
وَكُنْتُ عَلَيْهِمْ شَهِيدًا مَا دُمْتُ فِيهِمْ ۖ فَلَمَّا تَوَفَّيْتَنِي كُنْتَ أَنْتَ الرَّقِيبَ عَلَيْهِمْ ۚ
وَأَنْتَ عَلَىٰ كُلِّ شَيْءٍ شَهِيدٌ ﴿١١٧﴾ إِنْ تُعَذِّبْهُمْ فَإِنَّهُمْ عِبَادُكَ ۖ وَإِنْ تَغْفِرْ لَهُمْ
فَإِنَّكَ أَنْتَ الْعَزِيزُ الْحَكِيمُ ﴿١١٨﴾

## તરજુમો :

*અને જ્યારે અલ્લાહ કહેશે, હે મરયમના પુત્ર ઈસા (અલૈ.) ! શું તમે લોકોને કહ્યું કે મને અને મારી માંને અલ્લાહના સિવાય બે મઅ્બૂદ ઠરાવી લો ? કહ્યું, તું પાક છે, મને યોગ્ય નથી કે એવી વાત કહું જેનો મને હક નથી, જો મેં એવું કહ્યું હશે તો તને જરૂર ખબર હશે, તું જાણે છે જે મારા મનમાં છે અને હું નથી જાણતો જે તારા મનમાં છે; બેશક ! તું જ છુપી વાતોનો જાણનાર છે. (૧૧૬) મેં તેમને કંઈ નથી કહ્યું પરંતુ જે તેં મને હુકમ કર્યો કે અલ્લાહની બંદગી કરો જે રબ્બ છે મારો અને તમારો, અને હું તેમનાથી ખબરદાર (જાણકાર) હતો જ્યાં સુધી તેમનામાં રહ્યો, પછી જ્યારે તેં મને ઉઠાવી લીધો તો તું જ તેમની ખબર રાખનારો હતો, અને તું દરેક વસ્તુથી ખબરદાર (જાણકાર) છે. (૧૧૭) જો તું તેમને અઝાબ આપે તો તે તારા બંદા છે, અને જો તું તેમને મા'ફ કરી આપે તો તું જ જબરદસ્ત હિકમતવાળો છે. (૧૧૮)*

## તફસીર :

અને તે સમય પણ વર્ણન કરવાપાત્ર છે, જ્યારે કે અલ્લાહ તઆલા (કયામતમાં હઝરત ઈસા અલૈ.ને કાફિર નસારાને સંભળાવવા માટે) ફરમાવશે કે, હે મરયમના બેટા (હઝરત) ઈસા (અલૈ.) ! (તે લોકોમાં જેમની માન્યતા ત્રિનિટીની હતી, એટલે કે અલ્લાહ સાથે હઝરત ઈસા અલૈ. અને મરયમને ખુદાઈના ભાગીદાર સમજતા હતા તો) શું તમે તે લોકોને કહી આપ્યું હતું કે, મને (એટલે કે હઝરત ઈસા અલૈ.ને) અને મારી માં (હઝરત મરયમ અલૈ.)ને પણ અલ્લાહ સિવાય મઅ્બૂદ ઠરાવી આપો ? તો હઝરત ઈસા (અલૈ.) વિનંતી કરશે

કે (તવબહ ! તવબહ !) હું તો (પોતે પોતાના અકીદહમાં) તને (તારો કોઈ ભાગીદાર ઠરાવવાથી) ઉપરવટ સમજું છું, (જેમકે) તું (વાસ્તવમાં આ બધી ગંદકીથી) પાક છે (તો આવી પરિસ્થિતિમાં) મારા માટે કઈ રીતે યોગ્ય હતું કે, મેં એવી વાત કહી હોય જેને કહેવાનો મને કોઈ અધિકાર નથી (ન તો મારી પોતાની માન્યતા ત્રિનિટીની હતી બલકે, હું પોતે જ તવહીદ એટલે કે, એકમાત્ર અલ્લાહના મઅ્બૂદ હોવાની માન્યતા ધરાવું છું અને ન જ મેં અલ્લાહના સંદેશ પહોંચાડવામાં આવો કોઈ સંદેશ આપ્યો હતો અને મારી આવી ત્રિનિટીની માન્યતાનો સંદેશ તેમને ન કહેવાની દલીલ એ છે કે) જો મેં (વાસ્તવમાં તેમને આવું) કહ્યું હોત તો તને તેનું (ચોક્કસ) જ્ઞાન હોત (પરંતુ જ્યારે તું પણ એ બાબત જાણે છે કે, મેં એવું કશું કહ્યું નથી અને સાચે જ મેં નથી કહ્યું અને કહેવાની પરિસ્થિતિમાં હે પરવરદિગાર ! તને તેનું જ્ઞાન હોવું એટલા માટે જરૂરી છે કે,) તું તો મારા દિલની ગુપ્ત વાતોને પણ જાણે છે (તો જે જીભથી કહ્યું હોય, તેનું જ્ઞાન તને કેમ ન હોય ?) અને હું (બીજી અન્ય મખ્લૂકની જેમ જ એટલો લાચાર અને મજબૂર છું કે,) તારા જ્ઞાનમાં જે કંઈ છે, તેને (તારા બતાવ્યા વિના) નથી જાણતો (જેવી રીતે અન્ય મખ્લૂકની પણ આવી જ પરિસ્થિતિ છે. બસ,) બધા જ ગય્બ (ગુપ્ત રહસ્યો)ને જાણનારો તું જ છે (બસ, જ્યારે તારી આટલા મોટા પ્રમાણમાં પ્રતિષ્ઠા અને અને તારી સિફતો મને ખબર છે, તો હું ઉલૂહિય્યતમાં કઈ રીતે ભાગીદારીનો દા'વો કરી શકું છું ? આટલે સુધી તો આ વાતને કહેવાનો નકાર થયો, આગળ પણ તે બાબતના નકારની સાબિતી એ છે કે,) મેં તો તેમને બીજું કંઈ જ નથી કહ્યું ફક્ત તારું (ફરમાન); જે તેં મને કહેવાનો હુકમ આપ્યો હતો કે, તમે અલ્લાહની બંદગી અપનાવો, જે મારો પણ પરવરદિગાર છે અને તમારો પણ પરવરદિગાર છે અને (અહીંયાં સુધી તો ઈસા અલૈ.એ પોતાની પરિસ્થિતિ વિશે કહ્યું, આગળ તે લોકોની હાલત વિશે કહે છે, કારણ કે ءَ اَنْتَ قُلْتَ لِلنَّاسِ اتَّخِذُوْنِىْ માં જો કે, સ્પષ્ટ સ્વરૂપે સવાલ એ છે કે, આપે આવું વાક્ય કહ્યું છે કે નહીં ? પરંતુ ઈશારો તેમાં પણ પ્રશ્ન હોવાનું જાણ થાય છે કે, આ ત્રિનિટીની માન્યતા ક્યાંથી પેદા થઈ ? બસ, હઝરત ઈસા અલૈ. તે વિષયમાં એવી વિનંતી કરશે કે,) હું તે (લોકોની હાલત) ઉપર જાણકાર રહ્યો (અલબત્ત, એ સમય સુધીની પરિસ્થિતિનો તો હું પોતે ગવાહ છું, તેના વિશે વર્ણન કરી શકું છું)

ત્યારબાદ તેં મને ઉઠાવી લીધો (એટલે કે, પ્રથમ વખતે તો આસમાન ઉપર સજીવન સદેહે અને બીજા વખતે મૃત્યુ સ્વરૂપે) તો (તે સમયે ફક્ત) તું જ તેમના (અહેવાલ) ઉપર દેખરેખ રાખનાર રહ્યો, અને (તે સમયની મને કંઈ જાણ નથી કે તેમની આ ગુમરાહીનું કારણ શું છે ? અને મને તેની જાણ કઈ રીતે હોય ? કારણ કે) તું જ દરેક વસ્તુની સારી પેઠે ખબર રાખનાર છે (આટલે સુધી તો પોતાની અને તેમની પરિસ્થિતિની વિનંતી કરી, આગળ તેમના અને અલ્લાહ તઆલાના મા'મલા વિશે વિનંતી કરે છે કે) જો તું તેમને (આ અકીદહ ઉપર) સજા આપે તો (તને અધિકાર છે, કારણ કે) આ તારા જ બંદા છે (અને તું તેમનો માલિક છે અને માલિકને અધિકાર છે કે, પોતાના બંદાઓને તેના ગુનાહો ઉપર સજા આપે) અને જો તું તેમને મા'ફ કરી દે તો (પણ તું તેનો અધિકાર ધરાવે છે, કારણ કે) તું જબરદસ્ત (શક્તિશાળી) છે (તું મા'ફી આપવા માટે પણ શક્તિ ધરાવે છે અને) હિકમતવાળો (પણ) છે, (તો તારી મા'ફી પણ હિકમત પ્રમાણે જ હશે, એટલા માટે તેમાં પણ કોઈ બુરાઈ નથી હોઈ શકતી. મતલબ એ છે કે, બંને પરિસ્થિતિમાં તને અધિકાર છે, તું જ કુલમુખ્તિયાર છે, તેમાં મારી કોઈ જ દખલગીરી નથી).

(મતલબ કે, હઝરત ઈસા અલૈ.ની વિનંતી પ્રથમ ....سُبۡحٰنَكَ માં પોતાના ત્રિનિટીના અકીદહથી કોઈ લેવા–દેવા ન હોવા વિશે હતી, ત્યારબાદ બીજી વિનંતી وَكُنۡتُ عَلَيۡهِمۡ દ્વારા પોતાને તે ત્રિનિટીની તા'લીમથી કોઈ લેવા–દેવા ન હોવાની અને તેમના આ અકીદહને વિગતપૂર્વક જાણતા ન હોવા સુધીની જાહેરાત કરી અને ત્રીજી વિનંતી اِنۡ تُعَذِّبۡهُمۡ માં તેમના વિશે પોતાના તરફથી કોઈ પ્રવૃત્તિ કરવાની અથવા એ વિશે કોઈ લેવા–દેવા ન હોવાની જાહેરાત થઈ અને અહીંયાં હેતુ એ હતો કે, અલ્લાહ તબારક વ તઆલાના હઝરત ઈસા અલૈ. સાથેના આ સંબોધન દ્વારા તે કાફિરોને પોતાની મૂર્ખતા અને નિષ્ફળતા ઉપર અફસોસ થાય.)

## મસ્અલા અને બોધપાઠ :

### મહત્ત્વની નોંધ :

અલ્લાહ તઆલા ફરમાવે છે, .....وَاِذۡ قَالَ اللّٰهُ يٰعِيۡسٰى "અલ્લાહ

તઆલા દરેક વસ્તુને જાણનારો છે.'' આથી હઝરત ઈસા (અલૈ.)થી એટલા માટે સવાલ નથી કરી રહ્યો કે તેને જાણ નથી. બલકે, અલ્લાહ તઆલાનો હેતુ તેમની કૌમ નસારાની ટીકા કરવાનો અને વખોડવાનો છે કે, તેમણે તેમને ઈલાહી માની લીધા હતા, પરંતુ હઝરત ઈસા (અલૈ.) પોતે તમારી માન્યતાથી વિરુદ્ધ પોતાના અલ્લાહના બંદા હોવાનો ઈકરાર કરી રહ્યા છે અને તમારા આક્ષેપથી પોતે કાંઈ લેવા–દેવા ન હોવાનું જાહેર કરી રહ્યા છે. *(ઈબ્ને કષીર)*

فَلَمَّا تَوَ فَّيۡتَنِىۡ كُنۡتَ اَنۡتَ الرَّقِيۡبَ عَلَيۡهِمۡ ط હઝરત ઈસા (અલૈ.)ની વફાત અથવા આસમાન તરફ તેમના ઉઠાવી લેવા વગેરેની ચર્ચા સૂરએ આલિ ઈમ્રાનની આયત اِنِّىۡ مُتَوَ فِّيۡكَ وَرَافِعُكَ (૩ : ૫૫) હેઠળ પસાર થઈ ચૂકી છે, ત્યાં વાંચી લેવામાં આવે. فَلَمَّا تَوَفَّيۡتَنِىۡ આ આયતને હઝરત ઈસા (અલૈ.)ની વફાતની અને તેમના આસમાન તરફ ઉઠાવી લેવા વિશેની ઈન્કારની દલીલ બનાવવી સાચું નથી. એટલા માટે કે આ ચર્ચા કયામતના દિવસે થશે અને તે સમયે આસમાનથી નાઝિલ થયા બાદ તેમને વાસ્તવિક મૌત આવી ચૂકી હશે. આથી ઈબ્ને કષીરે હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.)ની રિવાયતથી એક હદીષ નકલ કરી છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જ્યારે કયામતનો દિવસ આવશે તો અંબિયા (અલૈ.) અને તેમની ઉમ્મતોને બોલાવવામાં આવશે, પછી હઝરત ઈસા (અલૈ.)ને બોલાવવામાં આવશે, ત્યારબાદ અલ્લાહ તઆલા તેમને પોતાની નેઅ્મતો યાદ અપાવશે અને તેમને પોતાની નજીક કરીને ફરમાવશે કે, ''હે મરયમના બેટા ઈસા (અલૈ.) ! اُذۡكُرۡ نِعۡمَتِىۡ عَلَيۡكَ وَعَلٰى وَالِدَتِكَ '' અહીંયાં સુધી કહીને ફરમાવશે يٰعِيۡسَى ابۡنَ مَرۡيَمَ ءَ اَنۡتَ قُلۡتَ لِلنَّاسِ اتَّخِذُوۡنِىۡ وَاُمِّىَ اِلٰهَيۡنِ مِنۡ دُوۡنِ اللّٰهِ ઈસા (અલૈ.) ઈન્કાર કરશે કે, ''પરવરદિગાર મેં આવું નથી કહ્યું.'' પછી નસારાને સવાલ કરવામાં આવશે, તો એ લોકો કહેશે કે, ''હા ! તેમણે અમને આ જ હુકમ આપ્યો હતો.'' ત્યારબાદ તેમને દોઝખ તરફ હાંકવામાં આવશે.

અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, اِنۡ تُعَذِّبۡهُمۡ فَاِنَّهُمۡ عِبَادُكَ એટલે કે, '' (હે પરવરદિગાર !) તું પોતાના બંદાઓ ઉપર જુલમ અને બિનજરૂરી સખતી નથી કરી શકતો.'' આથી જો તેમને સજા આપીશ તો તે બિલકુલ ન્યાયોચિત જ હશે અને ધારી લો કે, મા'ફ કરી આપીશ તો આ મા'ફી પણ અયોગ્ય નહીં હોય.

કારણ કે, તું જબરદસ્ત અને છવાયેલો છે. એટલા માટે કોઈ અપરાધી તારા કાબૂ બહાર નીકળીને ભાગી નથી શકતો કે, તેના ઉપર તારો કોઈ કાબૂ જ ન રહે અને કારણ કે, તું હિકમતવાળો પણ છે. એટલા માટે એ પણ શક્ય નથી કે, કોઈ અપરાધીને અમસ્તો જ છોડી દેવામાં આવે. મતલબ કે, જે ફેંસલો તું તે અપરાધીઓના હકમાં કરીશ તે બિલકુલ હિકમતપૂર્ણ અને શક્તિ મુજબ ન્યાયપૂર્ણ જ હશે. હઝરત ઈસા (અલૈ.)નો આ વાર્તાલાપ કારણ કે, મહશરમાં થશે જ્યાં કાફિરોના હકમાં કોઈ સિફારશ અને દુઆ અથવા દયા વગેરેની માંગણી નથી થઈ શકતી. એટલા માટે હઝરત મસીહ (અલૈ.)એ عَزِيْزٌ حَكِيْمٌ (અઝીઝુન હકીમ)ની જગ્યાએ غَفُوْرٌ رَّحِيْمٌ (ગફૂરુર્રહીમ) વગેરે સિફતોને ન અપનાવી, તેનાથી વિપરીત હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ દુનિયામાં પરવરદિગાર પાસે વિનંતી કરી હતી اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِّنَ النَّاسِ فَمَنْ تَبِعَنِىْ فَاِنَّهٗ مِنِّىْ وَمَنْ عَصَانِىْ فَاِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ (૧૪ : ૩૬) "હે પરવરદિગાર ! આ મૂર્તિઓએ ઘણા બધા મનુષ્યોને ગુમરાહ કરી દીધા, તો જે તેમનામાંથી મારા તાબે'દાર હોય, તે મારો માણસ છે અને જેણે મારી નાફરમાની કરી, તો પછી તું મહાકૃપાળુ દયાળુ છે." એટલે કે, હજુ મોકો છે કે, તું પોતાની રહમતથી આવનારા સમયમાં તેમને તવબહ અને સત્ય તરફ આવવાની તવફીક આપીને તેમના પાછલા ગુનાહો મા'ફ ફરમાવી આપ. *(ફવાઈદે ઉસ્માની)*

ઈબ્ને કષીર (રહ.)એ અબૂ ઝર ગિફારી (રહ.)થી નકલ કર્યું છે કે, "રસૂલે કરીમ ﷺ એક વખતે આખી રાત એક જ આયત પઢતા રહ્યા અને તે આયત اِنْ تُعَذِّبْهُمْ فَاِنَّهُمْ عِبَادُكَ છે. પછી જ્યારે સવાર થઈ, ત્યારે મેં વિનંતી કરી, યા રસૂલુલ્લાહ ﷺ ! આપ આ જ આયત પઢતા રહ્યા રુકૂઅ્ તેનાથી જ અને સિજ્દહ તેનાથી જ કરતા રહ્યા, એટલે સુધી કે સવાર થઈ ગઈ, તો ફરમાવ્યું કે, મેં મારા પરવરદિગાર પાસે મારા માટે શફાઅત (સિફારસ)ની દરખાસ્ત કરી, તો મને (શફાઅત) અર્પણ કરવામાં આવી અને તે ઈન્શાઅલ્લાહ તઆલા એવા વ્યક્તિ માટે મળવાની છે, જેણે અલ્લાહ તઆલા સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન ઠરાવી હોય."

બીજી રિવાયતમાં આવે છે કે, "રસૂલે કરીમ ﷺએ પ્રસ્તુત આયત પઢીને આસમાન તરફ હાથ ઉઠાવ્યા અને કહ્યું, اَللّٰهُمَّ اُمَّتِىْ એટલે કે, "મારા પાક

પરવરદિગાર ! મારી ઉમ્મત તરફ કૃપાની દૃષ્ટિ નાંખ'' અને પછી રસૂલે કરીમ ﷺ રડવા લાગ્યા, આથી અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલૈ.) દ્વારા રડવાનું કારણ પૂછ્યું, તો રસૂલે કરીમ ﷺએ જિબ્રઈલ અમીન (અલૈ.)ને પોતાના પ્રસ્તુત નિવેદનની જાણકારી આપી. એના ઉપર અલ્લાહ તઆલાએ હઝરત જિબ્રઈલ (અલૈ.)ને ફરમાવ્યું કે, પાછા જાઓ અને (હઝરત) મુહમ્મદ (ﷺ)ને કહી આપો કે, અમે ઘણા જ જલદી તમને તમારી ઉમ્મત વિશે રાજી કરી આપીશું અને તમને નાખુશ નહીં કરીએ.''

---

## આયતો : (સૂરએ માઇદહ : આયત નં. ૧૧૯-૧૨૦)

قَالَ اللّٰهُ هٰذَا يَوْمُ يَنْفَعُ الصّٰدِقِيْنَ صِدْقُهُمْ ؕ لَهُمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۱۱۹﴾
لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا فِيْهِنَّ ؕ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۱۲۰﴾ ع

## તરજુમો :

*અલ્લાહે ફરમાવ્યું, આ દિવસ છે કે સાચાઓને તેમનું સત્ય કામ આવશે, તેમના માટે બગીચા છે જેના નીચે નહેરો વહે છે, તેમાં જ હંમેશા રહ્યા કરશે, અલ્લાહ તેમનાથી રાજી થયો અને તેઓ એનાથી રાજી થયા, આ જ છે મોટી સફળતા. (૧૧૯) અલ્લાહના જ માટે સલતનત છે આસમાનોની અને જમીનની અને જે કંઈ તેના મધ્યમાં છે, અને તે દરેક વસ્તુ ઉપર કાદિર (કાબૂ ધરાવનાર) છે. (૧૨૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર બંને રુકૂઅ્માં કયામતના દિવસે બધા જ અમલો અને સમગ્ર જીવન દરમિયાન કરેલ પ્રવૃત્તિઓનો હિસાબ-કિતાબ અને સવાલ-જવાબ થવાનું વર્ણન હતું. હવે, આગળ આ જ તપાસ અને હિસાબના પરિણામનો ઉલ્લેખ કરવામાં આવે છે.

## તફસીર :

(તે બધો જ વાર્તાલાપ જે ઉપર વર્ણન થયો, ત્યારબાદ) અલ્લાહ તઆલા ઈરશાદ ફરમાવશે કે, આ (કયામતનો દિવસ) તે દિવસ છે કે જે લોકો (દુનિયામાં અકીદાઓ, પ્રવૃત્તિઓ અને મૌખિક નિવેદનોમાં) સાચા હતા (કે તેઓનું સાચા હોવું જાહેર થઈ રહ્યું છે, જેમાં અંબિયા અલૈ. છે કે, જેમને સંબોધન થઈ રહ્યું છે અને મો'મિનો જેમના ઈમાનની અંબિયા અલૈ. અને ફરિશ્તાઓ ગવાહી આપી રહ્યા છે, બધા જ સામેલ છે અને તેમાં રસૂલના સમર્થન અને ખરાઈનો ઈશારો તથા હઝરત ઈસા અલૈ.ના સમર્થન તરફ પણ ઈશારો થયો છે અને તેઓ પણ આ સંબોધનમાં સામેલ છે. મતલબ કે, આ બધા લોકો જેઓ દુનિયામાં સાચા હતા) તેમનું સાચા હોવું (આજે) તેમના કામ લાગશે (અને તે કામ લાગવું એ છે કે) તેમને (જન્નતના) બગીચા (રહેવા માટે) મળશે, જેના (મહેલોની) નીચે નહેરો વહેતી હશે, જેમાં તેઓ સદાકાળ રહેશે (અને આ નેઅ્મતો કેમ ન મળે ? કારણ કે) અલ્લાહ તઆલા તેમનાથી રાજી અને ખુશ, અને તેઓ અલ્લાહ તઆલાથી રાજી અને ખુશ છે (અને જે વ્યક્તિથી અલ્લાહ રાજી-ખુશી હોય તેને આવી નેઅ્મતો મળે છે) આ (જે કંઈ વર્ણન થયું તે) મહાન સફળતા છે (કે દુનિયાની કોઈ સફળતા આ સફળતાના તોલે આવી શકતી નથી).

## મસ્અલા અને બોધપાઠ :

قَالَ اللّٰهُ هٰذَا يَوْمُ يَنْفَعُ الصّٰدِقِيْنَ صِدْقُهُمْ સામાન્ય રીતે વાસ્તવિક પરિસ્થિતિ અનુસારની પ્રવૃત્તિને સચ્ચાઈ અને તેનાથી વિપરીત અને વિરોધી બાબતને જૂઠ કહેવામાં આવે છે. પરંતુ કુર્આન અને સુન્નતથી જાણ થાય છે કે, સાચ અને જૂઠ આચાર-વિચાર બંનેમાં હોય છે. એટલે કે, તેના માપદંડમાં વ્યક્તિનું નિવેદન અને આચરણ બંને સામેલ છે, એટલા માટે આ હદીષમાં વાસ્તવિકતાના વિરોધી આચરણને જૂઠ કહેવામાં આવ્યું છે.

مَنْ تَحَلّٰى بِمَا لَمْ يُعْطَ كَانَ كَلَابِسِ ثَوْبَىْ زُوْرٍ (مِشْكوٰة)

*"જો કોઈ પોતાને એવા ઘરેણાથી શણગારે જે તેને આપવામાં આવ્યા નથી, એટલે કોઈ એવા ગુણ અથવા અમલનો દા'વો કરે જે તેનામાં નથી, તો જાણે કે તેણે જૂઠના બે કપડાં પહેર્યાં."* *(મિશ્કાત)*

એક બીજી હદીષમાં જાહેર અથવા એકાંતમાં સારી નમાઝ પઢનારને સાચો બંદો કહેવામાં આવ્યો છે. ઈરશાદ છે,

اِنَّ الْعَبْدَ اِذَا صَلّٰى فِى الْعَلَانِيَةِ فَاَحْسَنَ وَصَلّٰى فِى السِّرِّ فَاَحْسَنَ قَالَ اللّٰهُ تَعَالٰى هٰذَا عَبْدِىْ حَقًّا (مِشْكوٰة)

*"જે વ્યક્તિ જાહેરમાં સારી રીતે નમાઝ પઢે છે અને એકાંતમાં પણ એવી જ રીતે અદા કરે છે, તો આવા વ્યક્તિ વિશે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તે મારો સાચો બંદો છે." (મિશ્કાત)*

رَضِىَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ એટલે કે, અલ્લાહ તેમનાથી જ રાજી થયો અને તેઓ અલ્લાહથી રાજી થયા અને એક હદીષમાં આવે છે કે, જન્નત મળ્યા પછી અલ્લાહ તઆલા ફરમાવશે, સૌથી મોટી નેઅ્‌મત એ છે કે, હું તમારાથી રાજી છું. હવે, કદાપિ તમારાથી નારાજ નહીં થાઉં.

ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ એટલે કે, આ જ સૌથી મોટી સફળતા છે. દેખીતું છે કે, આનાથી વધીને બીજી કઈ સફળતા હશે કે, સૃષ્ટિનો સર્જનહાર અને માલિક અલ્લાહ જલ્લ જલાલુહુ રાજી થઈ જાય ! فَلِلّٰهِ الْحَمْدُ اَوَّلَهٗ وَاٰخِرَهٗ

અલ્હમ્દુલિલ્લાહ સૂરએ માઈદહ પૂરી થઈ.

---

**તારીખ :** ૩૧ માર્ચ ૨૦૦૯ બમુતાબિક ૪ રબિઉલ આખર ૧૪૩૦ હિજરી.

**મૂળ તફસીરકાર :** હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્‌ ઉસ્માની (રહ.)

**ગુજરાતી અનુવાદ :** ઈલ્યાસ પટેલ ખાનપુરી

❑❑❑❑❑❑❑❑❑

અલ્હમ્દુલિલ્લાહ !

ત્રીજી જિલ્દ (ભાગ-૩)

સમાપ્ત



## કુર્આનની સર્વગ્રાહી તફસીર (વિવરણ)

# મઆરિફુલ કુર્આન

## ગુજરાતી


**મૂળ લેખક**

હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક**

ઈલ્યાસ ગુલામમુહમ્મદ આદમ સાલેહ પટેલ (ખાનપુરી)



**પ્રકાશક**

હઝરત મવલાના ઈસ્માઈલ વલી ભૂતા સા. (દા.બ.)

સ્થાપક તથા મોહતમિમ

જામિઅતુલ બનાત ટંકારીઆ

મુ.પો. ટંકારીઆ,

તા. જિ. ભરૂચ (ગુજરાત)






પ્રકરણ (૬)

# સૂરએ અન્આમ

સૂરએ અન્આમ મક્કામાં નાઝિલ થઈ, તેમાં ૧૬૫ આયતો અને ૨૦ રુકૂઅ્ છે.

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧ થી ૫)

اٰیاتها ۱۶۵ ۶ سُوْرَةُ الْاَنْعَامِ مَكِّيَّةٌ ۵۵ رکوعاتها ۲۰

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ○

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوْرَ ۬ ثُمَّ الَّذِیْنَ
كَفَرُوْا بِرَبِّهِمْ یَعْدِلُوْنَ ۝۱ هُوَ الَّذِیْ خَلَقَكُمْ مِّنْ طِیْنٍ ثُمَّ قَضٰۤی اَجَلًا ؕ وَ
اَجَلٌ مُّسَمًّی عِنْدَهٗ ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ ۝۲ وَهُوَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَفِی الْاَرْضِ ؕ
یَعْلَمُ سِرَّكُمْ وَجَهْرَكُمْ وَیَعْلَمُ مَا تَكْسِبُوْنَ ۝۳ وَمَا تَاْتِیْهِمْ مِّنْ اٰیَةٍ مِّنْ اٰیٰتِ
رَبِّهِمْ اِلَّا كَانُوْا عَنْهَا مُعْرِضِیْنَ ۝۴ فَقَدْ كَذَّبُوْا بِالْحَقِّ لَمَّا جَآءَهُمْ ؕ فَسَوْفَ یَاْتِیْهِمْ
اَنْۢبٰٓؤُا مَا كَانُوْا بِهٖ یَسْتَهْزِءُوْنَ ۝۵

**તરજુમો :**

*સઘળા વખાણ અલ્લાહ માટે છે જેણે આસમાનો અને જમીન પેદા કર્યા અને અંધારા અને અજવાળાને બનાવ્યું, તો પણ આ કાફિર પોતાના પરવરદિગાર સાથે અન્યોને સમાન ઠરાવે છે ? (૧) તે જ છે જેણે તમને માટીથી પેદા કર્યા પછી એક સમય નક્કી કર્યો અને તેના ત્યાં એક સમય નક્કી છે તો પણ તમે શંકા કરો છો ? (૨) અને તે જ અલ્લાહ છે આસમાનોમાં અને જમીનમાં; જાણે છે તમારા છુપા અને જાહેરને; અને જાણે છે તમે જે કંઈ કરો છો. (૩)*

*અને નથી આવી તેમની પાસે તેમના પરવરદિગારની નિશાનીઓમાંથી કોઈ નિશાની ! પરંતુ તેઓ તેનાથી ગફલત કરે છે (મોઢું ફેરવે છે). (૪) બસ, બેશક ! તેમણે સત્યને જૂઠાડ્યું જ્યારે તેમના સુધી પહોંચ્યું; બસ હવે તેની હકીકત તેમની સામે આવવા જઈ રહી છે જેની તેઓ ઠેકડી ઉડાવી રહ્યા હતા. (૫)*

## તફસીર :

બધા જ વખાણ અલ્લાહના લાયક છે જેણે આસમાનો અને જમીનને પેદા કર્યું અને અંધકાર તથા પ્રકાશને બનાવ્યો તો પણ કાફિર લોકો (ઈબાદતમાં અન્યોને) પોતાના પરવરદિગાર સમકક્ષ ઠરાવે છે અને તે (અલ્લાહ તઆલા) એવો છે જેણે તમને (સૌને હઝરત આદમ અલૈ.ના માધ્યમથી) માટીથી બનાવ્યા, પછી (તમારા મોતનો) એક સમય નક્કી કર્યો અને બીજો નક્કી સમય (ફરીવાર જીવંત કરીને ઉઠાવવાનો) ખાસ અલ્લાહ પાસે (તેને જ ખબર) છે તો પણ તમો(માંથી ઘણા લોકો) શંકા કરો છો (કે કયામતને અશક્ય સમજો છે જ્યારે કે અલ્લાહે પ્રથમ જિંદગી અર્પણ કરી હતી, પછી બીજીવાર આપવી તેના માટે શું મુશ્કેલ કામ છે) અને તે જ છે સાચો મઅ્બૂદ આસમનોમાં પણ અને જમીનમાં પણ (એટલે કે અન્ય બધા જ મઅ્બૂદો બાતિલ અને જૂઠા છે), અને તે જ ગુપ્ત પરિસ્થિતિઓને પણ અને તમારી જાહેર હાલતોને પણ (સમાન રીતે) જાણે છે અને (ખાસ કરીને તમે જે જાહેરમાં અથવા ગુપ્ત રીતે) અમલ કરો છો (તેના ઉપર સારો બદલો અથવા સજાનો આધાર છે) તેને જાણે છે, અને તેઓ (કાફિરો)ની પાસે કોઈ નિશાની પણ તેમના પરવરદિગારની નિશાનીઓમાંથી નથી આવી પરંતુ તે તેનો વિરોધ જ કરે છે, બસ (કારણ કે તેમની ટેવ આ પ્રમાણેની જ થઈ ચૂકી છે કે) તેમણે તેની સત્ય કિતાબ (કુર્આન)ને પણ જૂઠું બતાવ્યું જ્યારે કે તે તેમની પાસે પહોંચ્યું, બસ (તેમનું આ જૂઠાડવું બેકાર ન જશે, બલકે) જલદી જ તેમને ખબર પડી જશે તે વસ્તુની જેની આ લોકો ઠેકડી ઉડાવ્યા કરતા હતા (તેનો ભાવાર્થ એ છે કે, તે અઝાબ છે જેની ખબર કુર્આનમાં સાંભળીને તેઓ હસતા હતા અને તેની ખબર પડી જવાનો મતલબ એ છે કે, જ્યારે અઝાબ નાઝિલ થશે ત્યારે તેની ખરાઈ પોતાની નજરે નિહાળી લેશે).

## મસ્અલા અને બોધપાઠ :

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "સૂરએ અન્આમની વિશેષતા એ છે કે, આ સમગ્ર સૂરત માત્ર અમુક આયતો સિવાય આખેઆખી એકસામટી મક્કામાં એ પ્રમાણે નાઝિલ થઈ કે, સિત્તેર હજાર ફરિશ્તાઓ તેના જુલૂસમાં તસ્બીહ પઢતા-પઢતા આવ્યા હતા." તફસીરના ઈમામોમાંથી મુજાહિદ (રહ.), કલબી (રહ.), કતાદહ (રહ.) વગેરેનું પણ લગભગ આ જ નિવેદન છે.

અબૂઈસ્હાક અસ્ફરાઈની (રહ.) ફરમાવે છે કે, "આ સૂરત તવહીદના બધા જ સિદ્ધાંતો અને કાયદાઓ ઉપર આધારિત છે. આ સૂરતને કલિમએ اَلْحَمْدُلِلّٰهِ (અલહમ્દુલિલ્લાહ)થી શરૂ કરવામાં આવી, જેમાં એ ખબર આપવામાં આવી છે કે, બધા જ વખાણ અલ્લાહ તબારક વ તઆલા માટે છે અને આ ખબરનો ભાવાર્થ લોકોને વખાણ કરવાની તા'લીમ આપવાનો છે અને આ તા'લીમની ખાસ વર્ણનશૈલીમાં એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, અલ્લાહ તઆલા કોઈના વખાણ અને સ્તુતિનો મોહતાજ નથી. કોઈ વખાણ કરે કે ન કરે, તે પોતાની જાતમાં દરેક પ્રકારની ઉચ્ચ ખાસિયતો અને સિફતોના કારણે આપમેળે જ સૌથી મહાન છે. આ વાક્ય પછી જમીન અને આસમાન તથા અંધારા અને અજવાળાની ઉત્પત્તિનું વર્ણન કરીને અલ્લાહ તઆલાએ પોતાની મહાનતાની દલીલ પણ રજૂ કરી દીધી કે, જે જાત પોતે મહાન, સર્વશક્તિમાન તથા સંપૂર્ણ હિકમતની માલિક છે તે જ સમગ્ર વખાણ અને સ્તુતિની હકદાર હોઈ શકે છે.

આ આયતમાં سَمٰوٰت (સમાવાત) "આસમાનો" બહુવચન અને اَرْض (અર્દ) "જમીન" એકવચનના સ્વરૂપમાં વર્ણન કરવામાં આવ્યું છે. જો કે, બીજી આયતમાં આસમાનની જેમ જ જમીનો પણ સાત હોવાનું વર્ણન ઉપસ્થિત છે. કદાચ એમાં એ તરફ ઈશારો હોઈ શકે છે કે, સાત આસમાનો પોતાની વિશાળતા અને રચનામાં તથા અન્ય ખાસિયતો અને ગુણધર્મોના આધારે પરસ્પરમાં એક પ્રકારનો આગવો ફરક ધરાવે છે અને સાતેય જમીનો એકબીજાની સમકક્ષ અને સમાન છે, એટલા માટે તેનું ઉદાહરણ એક જ સંખ્યા સ્વરૂપે ઠરાવવામાં આવ્યું હોઈ શકે છે. *(મઝહરી)*

એ જ પ્રમાણે ظُلُمٰتٌ (જુલુમાતુન) "અંધારું અથવા અંધારાના પડ" બહુવચન અને نُوْرٌ (નૂર) "પ્રકાશ" એકવચન વર્ણન થયું છે, તેમાં એ તરફ ઈશારો છે કે, "નૂર" એક સાંકેતિક પારિભાષિક શબ્દ છે, જેનો અર્થ "સીધો રસ્તો" અથવા "સિરાતે મુસ્તકીમ" પણ થઈ શકે છે અને એ જ પ્રમાણે "જુલુમાત" પણ એક સાંકેતિક પારિભાષિક શબ્દ છે, જેનો અર્થ "ખોટો માર્ગ" હોઈ શકે છે, આવા માર્ગો હજારોની સંખ્યામાં છે. *(મઝહરી અને બહરે મુહીત)*

અત્રે એ વાત પણ વિચારવા યોગ્ય છે કે, આસમાનો અને જમીનના બનાવવાને શબ્દ خَلَقَ (ખલક) "પેદા કરેલ" દ્વારા ઉલ્લેખવામાં આવ્યો છે અને અંધારા તથા અજવાળાને શબ્દ جَعَلَ (જઅલ) "બનાવ્યું" તરીકે બતાવવામાં આવ્યો છે. તેમાં એ તરફ પણ ઈશારો છે કે, અંધારું અને અજવાળું આસમાન અને જમીનની જેમ કોઈ ભૌતિક પદાર્થ નથી. બલકે, એક ખાસિયત કે ગુણ છે અને ظُلُمٰتٌ (જુલુમાત) "અંધારા"ને نُوْر (નૂર) "પ્રકાશ" કરતાં કદાચ એ કારણે અગ્ર ક્રમે વર્ણન કર્યું છે કે, વાસ્તવમાં વિશ્વમાં અંધારું જ અંધારું છે અને પ્રકાશ અમુક–અમુક વસ્તુઓમાં જ હોય છે, જ્યારે તે સામે હોય છે તો પ્રકાશ પેદા થાય છે અને જ્યારે તે પ્રકાશ ઉત્પન્ન કરનાર પદાર્થ સામે ઉપસ્થિત નથી હોતો ત્યારે અંધારું રહે છે.

આ આયતનો હેતુ તવહીદ (અલ્લાહના એકમાત્ર હોવા)ની વાસ્તવિકતા અને તેની સ્પષ્ટ દલીલો વર્ણન કરીને દુનિયાની તે કોમોને તાકીદ કરવાનો અને ચેતવણી આપવાનો છે, જે મૂળેથી તવહીદના અકીદહમાં આસ્થા જ ધરાવતી નથી અથવા તો તવહીદના અકીદહને માને તો છે પરંતુ તેની અસલિયતને છોડી બેઠા છે !

અગ્નિપૂજકો દુનિયામાં બે સર્જનહાર હોવાનું માને છે, "યજદાન" અને "અહરમન". તેઓ આ બંનેમાંથી યજદાનને ભલાઈનો સર્જનહાર અને અહરમનને બુરાઈનો સર્જક ઠરાવે છે અને તે બંનેને જ અત્રે "નૂર" (પ્રકાશ) અને "જુલમન" (અંધકાર) વડે ઓળખાવવામાં આવ્યા છે.

ભારતમાં મુશ્રિકો ૩૩ કરોડ દેવી–દેવતાઓને અલ્લાહના ભાગીદાર બતાવે છે. આર્યસમાજવાળા તવહીદ (એકેશ્વરવાદ)ને માને છે પરંતુ આત્મા અને ભૌતિક પદાર્થોને પ્રાચીન અને અલ્લાહ તઆલાની શક્તિ અને સર્જનથી

સ્વતંત્ર હોવાનું ઠરાવીને તવહીદની વાસ્તવિકતાથી હટી ગયા છે. એ જ પ્રમાણે નસારા તવહીદની આસ્થા ધરાવતા હોવાની સાથે-સાથે હઝરત ઈસા (અલૈ.) અને તેમની વાલિદહને અલ્લાહ તઆલાના ભાગીદાર અને જોડીદાર ઠરાવે છે અને પછી તવહીદના અકીદહને જાળવી રાખવા માટે તેમને એકમાં ત્રણ અને ત્રણમાં એક (ત્રિનિટી)ની એક અતાર્કિક વિચારસરણી અપનાવવી પડી છે અને અરબસ્તાનના મુશ્રિકો અલ્લાહની વહેંચણીમાં એટલા બધા ઉદાર બની ગયા હતા કે દરેક પહાડનો દરેક પથ્થર તેમના મતે મનુષ્યજાતિનો મઅ્બૂદ બની જતો હતો. મતલબ કે, મનુષ્ય જેને અલ્લાહ તઆલાએ સર્જનમાં શ્રેષ્ઠ (અશરફુલ મખ્લૂકાત) બનાવ્યો હતો તે જ્યારે માર્ગ ભટકી ગયો ત્યારે તેણે ન જ ફક્ત ચાંદ-સૂરજ અને તારાઓને બલકે આગ, પાણી, ઝાડ અને પથ્થર એટલે સુધી કે, કીડા-મકોડાઓને પણ પોતાના મઅ્બૂદ અને માથું ઝુકાવવા લાયક તથા પોતાની તમામ જરૂરિયાતો પૂરી કરનાર બનાવી લીધા.

કુર્આને કરીમે આ આયતમાં અલ્લાહ તઆલાને આસમાન અને જમીનના સર્જનહાર તથા અંધારા અને અજવાળાને બનાવનાર બતાવીને ઉપરોક્ત બધી જ ખોટી વિચારસરણીઓનો રદિયો આપ્યો અને બતાવ્યું કે, પ્રકાશ અને અંધારું તથા આસમાન અને પૃથ્વી અને તેમાં અસ્તિત્વ ધરાવતી બધી જ વસ્તુઓ અલ્લાહ તબારક વ તઆલાએ પેદા કરેલી અને બનાવેલી છે, પછી તમે કઈ રીતે અલ્લાહ તઆલાનો ભાગીદાર અને જોડીદાર બનાવો છો ?

પ્રથમ આયતમાં વિરાટ વિશ્વને એટલે કે આખી દુનિયાના મોટા-મોટા પદાર્થોને અલ્લાહ તઆલાનું સર્જન (મખ્લૂક) અને મોહતાજ બતાવીને મનુષ્યને સાચા તવહીદના અકીદહ (માન્યતા) તરફ આવવાની તા'લીમ આપવામાં આવી છે અને ત્યારબાદ બીજી આયતોમાં મનુષ્યને બતાવ્યું છે કે, તારું અસ્તિત્વ પોતે જ એક નાની સરખી દુનિયા છે. જો તેના શરૂઆત અને અંત ઉપર તથા તેના હોવા અને ન હોવા ઉપર દષ્ટિપાત કરવામાં આવે તો તવહીદની માન્યતા એક સ્પષ્ટ હકીકત બનીને સામે આવી જશે. તેમાં ઈરશાદ ફરમાવ્યો, هُوَ الَّذِىْ خَلَقَكُمْ مِّنْ طِيْنٍ ثُمَّ قَضٰٓى اَجَلًا એટલે કે, અલ્લાહની જ તે જાત છે જેણે તમને માટીથી પેદા કર્યા કે, આદમ (અલૈ.)ને માટીના ખમીર (ગાળા)થી પેદા કરીને તેમનામાં જીવ નાંખી દીધો અને સામાન્ય રીતે દરેક મનુષ્યનો ખોરાક માટીમાંથી જ પેદા થાય છે

અને એ ખોરાકમાંથી જ વીર્ય અને વીર્યથી જ મનુષ્યના જન્મનો ક્રમ ચાલે છે.

હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) ફરમાવે છે કે, “મેં રસૂલે કરીમ ﷺ પાસેથી સાંભળ્યું છે કે, હઝરત આદમ (અલૈ.)ને અલ્લાહે માટીના એક ચોક્કસ પ્રમાણથી પેદા કર્યા, જેમાં સમગ્ર જમીનના બધા જ તત્ત્વો સામેલ કરવામાં આવ્યા. એ જ કારણ છે કે, હઝરત આદમ (અલૈ.)ની અવલાદ રંગ અને રૂપમાં, અખ્લાક અને ટેવોમાં વિવિધતા ધરાવે છે. કોઈ કાળો છે, કોઈ ગોરો છે, કોઈ લાલ છે, કોઈ કઠોર છે તો કોઈ નરમ, કોઈ પવિત્ર સુટેવો ધરાવે છે તો કોઈ અધમ (નીચ) સ્વભાવનો હોય છે.” *(મઝહરી બ રિવાયતે ઈબ્ને અદી બ સનદે હસન)*

આ તો મનુષ્યની શરૂઆતની ઉત્પત્તિનું વર્ણન હતું, ત્યારબાદ તેના અંતની બે મંઝિલોનું વર્ણન છે. એક મનુષ્યની વ્યક્તિગત શારીરિક અંત આવવાની બાબત કે જેને મૌત કહેવામાં આવે છે અને બીજી મંઝિલનું વર્ણન એટલે કે, સમગ્ર માનવજાતિ અને તેના વૈશ્વિક સેવકો બધાનો જ અંત આવી જશે, જેને "કયામત" કહેવામાં આવે છે. મનુષ્યની વ્યક્તિગત શારીરિક જિંદગીના અંત માટે ફરમાવ્યું, قَضٰٓى اَجَلًا એટલે કે, “મનુષ્યના જન્મ પછી અલ્લાહ તઆલાએ તેના અસ્તિત્વને અને તેના જીવનને ટકાવી રાખવા માટે એક ચોક્કસ સમય નક્કી કરી દીધો.” આ નક્કી સમય ઉપર પહોંચવાનું નામ મૌત છે, જેને જો કે મનુષ્ય જાણતો નથી પરંતુ અલ્લાહના ફરિશ્તાઓ જાણે છે બલકે, પોતે ઈન્સાન પણ એ સ્વરૂપે પોતાનું મૌત આવશે એવું જાણે છે કે, દરેક સમયે દરેક સ્થળે તે પોતાની આજુબાજુ આદમની અવલાદ એટલે કે, માનવોને મૃત્યુ પામતા જોઈ રહ્યો છે.

ત્યાર પછી સમગ્ર દુનિયાનો અંત એટલે કે કયામતનું વર્ણન આ રીતે કરવામાં આવ્યું, اَجَلٌ مُّسَمًّى عِنْدَهٗ એટલે કે, એક બીજો સમય નક્કી જ છે જેનું જ્ઞાન ફક્ત અલ્લાહ તબારક વ તઆલાને જ છે, તે નિશ્ચિત સમય ઉપર કયામત આવશે, જેનું જ્ઞાન ન તો ફરિશ્તાઓને છે, ન જ કોઈ માનવજાતિને.

કહેવાનું તાત્પર્ય એ છે કે, પ્રથમ આયતમાં "આલમે અકબર" એટલે કે સમગ્ર વિશ્વની પરિસ્થિતિ એ બતાવવામાં આવી કે, તે અલ્લાહ તઆલાનું પેદા કરેલું અને બનાવેલું છે અને બીજી આયતમાં એ જ પ્રમાણે "આલમે અસગર" એટલે કે, મનુષ્ય પોતે અલ્લાહની મખ્લૂક અને સર્જન હોવાનું વર્ણન કરવામાં

આવ્યું. ત્યારબાદ મનુષ્યને ગફલતથી બેદાર કરવા માટે એ બતાવ્યું કે, દરેક વ્યક્તિની એક નક્કી જિંદગી છે, ત્યાર પછી મોત ચોક્કસ આવશે અને એ એવી વસ્તુ છે કે, જેની સાબિતી દરેક માનવીને પોતાની આજુબાજુ દરેક સમયે મળતી રહે છે. وَاَجَلٌ مُسَمًّى عِنْدَهٗ માં એ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, માનવીની વ્યક્તિગત અને શારીરિક જિંદગીનો અંત એ સમગ્ર દુનિયાના સાર્વજનિક મૌત એટલે કે કયામતની એક ચિંતનયુક્ત તાર્કિક દલીલ હોવું સ્વાભાવિક રીતે સાબિત થાય છે. એટલા માટે કયામત આવવામાં શંકાનું કોઈ સ્થાન નથી. જેમકે અંતિમ આયતમાં ફરમાવ્યું ثُمَّ اَنْتُمْ تَمْتَرُوْنَ "આવી સ્પષ્ટ દલીલો હોવા છતાં તમે કયામત વિશે શંકા કરો છો ?"

ત્રીજી આયતમાં પ્રથમ બે આયતોના વિષયનું પરિણામ વર્ણન કર્યું કે, "અલ્લાહ જ તે જાત છે, જે આસમાનો અને પૃથ્વી ઉપર ઈબાદત અને અનુસરણ કરવાપાત્ર છે અને તે જ તમારી જાહેર અને ગુપ્ત બધી જ પરિસ્થિતિઓથી તથા તમારા દરેક ઉચ્ચારણો અને પ્રવૃત્તિઓથી સંપૂર્ણપણે વાકેફ છે."

ચોથી આયતમાં ગફલતમાં ડૂબેલા મનુષ્યની હઠધર્મી અને સત્ય વિરુદ્ધની જીદ વિશેની શિકાયતને આ પ્રમાણે વર્ણન કરવામાં આવી, وَمَا تَاْتِيْهِمْ مِّنْ اٰيَةٍ مِّنْ اٰيٰتِ رَبِّهِمْ اِلَّا كَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ એટલે કે, "અલ્લાહ તઆલાની તવહીદની સ્પષ્ટ દલીલો અને ખુલ્લી નિશાનીઓ હોવા છતાં તેના ઈન્કારી ઘણા લોકોએ એવી રીત અપનાવી રાખી છે કે, તેઓ અલ્લાહ તઆલા તરફથી જે કોઈપણ નિશાની તેમની હિદાયત અને માર્ગદર્શન માટે મોકલવામાં આવે છે તેનાથી મોઢું ફેરવી લે છે અને તેમાં થોડું પણ ચિંતન કે મનન કરતા નથી."

પાંચમી આયતમાં આ બેદરકાર અને ગફલતમાં ડૂબેલ મનુષ્યોની ખાસિયતનો અમુક વિગતપૂર્વક આ રીતે ઈશારો કરીને વર્ણન કર્યું કે, فَقَدْ كَذَّبُوْا بِالْحَقِّ لَمَّا جَآءَهُمْ એટલે કે, "જ્યારે સત્ય (હક્ક) તેમની સામે આવ્યું ત્યારે તેમણે સત્યને જૂઠાડ્યું." અહીંયાં સત્યનો અર્થ કુર્આન પણ હોઈ શકે છે અને નબીએ કરીમ ﷺની પવિત્ર જાત પણ હોઈ શકે છે.

રસૂલે કરીમ ﷺ શરૂઆતની ઉંમરથી લઈ અંત સુધી પોતાના અરબ કબીલાઓ વચ્ચે જ રહ્યા, પોતાનું બાળપણ અને યુવાની તથા યુવાનીથી લઈ

ઘડપણની અવસ્થા બધું જ તેમની આંખો સામે જ પસાર થયું. તેમને એ પણ સ્પષ્ટ રીતે ખબર હતી કે, રસૂલે કરીમ ﷺએ કોઈ વ્યક્તિ પાસેથી સદંતર કોઈપણ પ્રકારનું ઔપચારિક શિક્ષણ પ્રાપ્ત નથી કર્યું, એટલે સુધી કે, પોતાનું નામ પણ પોતાની જાતે લખતા ન હતા અને સમગ્ર અરબસ્તાનમાં આપ ﷺનો લકબ (ઉપનામ) "ઉમ્મી" (નિરક્ષર) મશ્હૂર હતો. ચાલીસ વર્ષની ઉંમર આવી જ હાલતમાં તેમની વચ્ચે પસાર કરી, ન તો કોઈ શે'ર-શાયરીમાં રસ હતો, ન જ ક્યારેય કોઈ શિક્ષણ કે ઔપચારિક તા'લીમ સાથે વાસ્તો પડ્યો, પરંતુ ચાલીસ વર્ષની ઉંમર પૂરી થતાં જ રસૂલે કરીમ ﷺની જીભ મુબારકથી તે સત્ય અને જ્ઞાન તથા કળાના ગૂઢાર્થો વહેવા લાગ્યા કે, દુનિયાના મોટા-મોટા નિષ્ણાત ફિલોસોફરો પણ તેમની સામે લાચાર દેખાવા લાગ્યા. અરબસ્તાનના બધા જ વાક્પટુ વક્તૃત્વ કળાના નિષ્ણાતોને પોતાના લાવેલા કલામનો મુકાબલો કરવા માટે ચેલેન્જ આપવામાં આવ્યું. આ લોકો જો કે રસૂલે કરીમ ﷺને પરાજિત કરવા માટે પોતાની પ્રાણ સુદ્ધાંની બાજી લગાવી દેતા હતા, પોતાની ઈજ્જત-આબરૂ, અવલાદ-કુટુંબ બધું જ બરબાદ કરવા તૈયાર રહેતા હતા, તે છતાં તેમનામાંથી કોઈએ પણ એ હિંમત ન કરી કે, આ પડકારનો સ્વીકાર કરી કુર્આનની એક આયતનું ઉદાહરણ રજૂ કરી બતાવે.

એ જ પ્રમાણે નબીએ કરીમ ﷺ અને કુર્આને કરીમનું પોતાનું અસ્તિત્વ જ પોતે સત્ય (હક્ક) હોવાની સૌથી મોટી નિશાની હતી. તદુપરાંત રસૂલે કરીમ ﷺના હાથે હજારો મોઅ્જિઝાઓ (ચમત્કારો) તથા ખુલ્લી અને સ્પષ્ટ નિશાનીઓ એવી રજૂ થઈ કે જેનો ઈન્કાર કોઈપણ સામાન્ય સૂઝબૂઝ ધરાવનાર વ્યક્તિ કરી શકતો નથી. પરંતુ તે લોકોએ આ બધી નિશાનીઓને એકી સાથે જૂઠાડી, એટલા માટે આ આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો,

فَقَدْ كَذَّبُوْا بِالْحَقِّ لَمَّا جَآئَهُمْ

અંતિમ આયતમાં કાફિરોના કુફ્ર, ઈન્કાર અને જૂઠાડવાના ખરાબ પરિણામ તરફ ઈશારો કરીને ફરમાવ્યું, فَسَوْفَ يَاْتِيْهِمْ اَنْبٰٓؤُا مَا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ એટલે કે, આજે તો આ લોકો પરિણામથી અજાણ થઈને રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓ અને આપ ﷺની લાવેલ હિદાયતો (માર્ગદર્શનો) અને કયામત

તથા આખિરત બધાની ઠેકડી ઉડાવે છે પરંતુ ઘણો જ જલદી એ સમય આવવાનો છે જ્યારે તે બધી વાસ્તવિકતાઓ તેમની દૃષ્ટિ સમક્ષ ઉપસ્થિત થઈ જશે, કયામત કાયમ થઈ જશે, ઈમાન અને અમલનો હિસાબ આપવો પડશે અને દરેક વ્યક્તિ પોતાના સારા કૃત્યોનો સારો બદલો અથવા દુષ્કૃત્યોની સજા મેળવશે. પરંતુ તે સમયનું લાવેલું યકીન અને ઈકરાર તેમના કોઈ કામ નહીં આવે. કારણ કે, તે અમલ કરવાનો દિવસ નથી બલકે, બદલાનો દિવસ છે. હજુ પણ ચિંતન અને મનન કરવાની ફુરસદ અલ્લાહ તઆલાએ આપી રાખી છે, તેને ગનીમત સમજીને અલ્લાહની આયતો ઉપર ઈમાન લાવવામાં જ દુનિયા અને આખિરતની સફળતા છે.

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૬ થી ૧૧)

| |
|---|
| أَلَمْ يَرَوْا كَمْ أَهْلَكْنَا مِن قَبْلِهِم مِّن قَرْنٍ مَّكَّنَّاهُمْ فِي الْأَرْضِ مَا لَمْ نُمَكِّن لَّكُمْ |
| وَأَرْسَلْنَا السَّمَاءَ عَلَيْهِم مِّدْرَارًا وَجَعَلْنَا الْأَنْهَارَ تَجْرِي مِن تَحْتِهِمْ |
| فَأَهْلَكْنَاهُم بِذُنُوبِهِمْ وَأَنشَأْنَا مِن بَعْدِهِمْ قَرْنًا آخَرِينَ ⑥ وَلَوْ نَزَّلْنَا عَلَيْكَ |
| كِتَابًا فِي قِرْطَاسٍ فَلَمَسُوهُ بِأَيْدِيهِمْ لَقَالَ الَّذِينَ كَفَرُوا إِنْ هَٰذَا إِلَّا سِحْرٌ مُّبِينٌ ⑦ |
| وَقَالُوا لَوْلَا أُنزِلَ عَلَيْهِ مَلَكٌ ۖ وَلَوْ أَنزَلْنَا مَلَكًا لَّقُضِيَ الْأَمْرُ ثُمَّ لَا يُنظَرُونَ ⑧ |
| وَلَوْ جَعَلْنَاهُ مَلَكًا لَّجَعَلْنَاهُ رَجُلًا وَلَلَبَسْنَا عَلَيْهِم مَّا يَلْبِسُونَ ⑨ وَلَقَدِ |
| اسْتُهْزِئَ بِرُسُلٍ مِّن قَبْلِكَ فَحَاقَ بِالَّذِينَ سَخِرُوا مِنْهُم مَّا كَانُوا بِهِ |
| يَسْتَهْزِئُونَ ⑩ ع قُلْ سِيرُوا فِي الْأَرْضِ ثُمَّ انظُرُوا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِينَ ⑪ ع |

## તરજુમો :

*શું જોતા નથી કે અમે તેમનાથી અગાઉ કેટલી ઉમ્મતોનો નાશ કરી નાંખ્યો ! જેમને અમે પ્રદેશમાં એટલા જમાવી દીધા હતા (મજબૂતી પ્રદાન કરી સત્તા આપી હતી) કે જેટલા તમને જમાવ્યા નથી, અને અમે તેમના ઉપર*

*આસમાનોને મૂશળધાર વરસતા છોડી દીધા અને અમે તેની નીચે વહેતી નહેરો બનાવી દીધી, પછી અમે તેમનો તેમના ગુનાહોના કારણે નાશ કર્યો અને અમે તેમના પછી બીજી ઉમ્મતોને પેદા કરી. (૬) અને જો અમે તમારા ઉપર કાગળમાં લખેલું ઉતારીએ પછી તેઓ તેને પોતાના હાથોથી સ્પર્શી પણ લે; અલબત્ત કાફિર કહેશે, આ તો કંઈ નથી પરંતુ ઉઘાડો જાદૂ છે. (૭) અને કહે છે, તેના ઉપર કોઈ ફરિશ્તો કેમ નથી ઊતર્યો ? અને જો અમે ફરિશ્તો ઉતારીએ તો વાર્તા પૂરી થઈ જાય, પછી તેમને મહોલત પણ ન મળે! (૮) અને જો અમે કોઈ ફરિશ્તાને રસૂલ બનાવીને મોકલ્યો હોત તો તે પણ માણસના જ સ્વરૂપમાં હોત, અને તેમને એ જ શંકામાં નાંખ્યા હોત જેમાં તેઓ અત્યારે પડેલા છે. (૯) અને નિઃશંક ! તમારાથી આગલા રસૂલોની પણ ઠેકડી ઉડાવતા રહ્યા છે, પછી ઘેરી લીધા તેમનામાંથી ઠેકડી ઉડાવનારાઓને એવી વસ્તુએ જેના ઉપર હસ્યા કરતા હતા. (૧૦) (હે નબી ﷺ !) તમે કહી આપો ! પ્રદેશમાં હરોફરો, પછી જુઓ જૂઠાડનારાઓનું કેવું પરિણામ આવ્યું ! (૧૧)*

## તફસીર :

શું તેમણે જોયું નથી કે અમે તેમનાથી અગાઉ કેટલી ઉમ્મતોનો (અઝાબ દ્વારા) નાશ કરી ચૂક્યા છે !? જેમને અમે એવી (આર્થિક અને શારીરિક) શક્તિ આપી હતી કે તમને તેવી શક્તિ આપવામાં નથી આવી અને તેમના ઉપર ખૂબ વરસાદ વરસાવ્યો અને તેમના (ખેતી અને બગીચાઓની) નીચેથી નહેરો વહાવી (જેનાથી ખેતી અને ફળોના ઉત્પાદનમાં ખૂબ પ્રગતિ થઈ અને તેઓ તેનાથી સુખમય જિંદગી પસાર કરવા લાગ્યા) પછી (આ શક્તિ, સામર્થ્ય, ભૌતિકતાનો સામાન અને સહૂલત હોવા છતાં) અમે તેમનો તેમના ગુનાહોના કારણે (અનેક પ્રકારના અઝાબથી) નાશ કરી નાંખ્યો અને તેમના પછી અન્ય લોકોને પેદા કર્યા (તો જો તમારા ઉપર પણ અઝાબ ઉતારવામાં આવે તો કોઈ આશ્ચર્યની વાત નથી અને તે લોકોની દુશ્મનાવટની એ પરિસ્થિતિ છે કે) જો અમે કાગળ ઉપર લખેલું તમારા ઉપર નાઝિલ કરીએ પછી આ લોકો તેને પોતાના હાથો વડે સ્પર્શી પણ લે (જેમકે તેઓ માંગણી કરી રહ્યા હતા કે, આસમાનથી કોઈ લખેલી કિતાબ આવી

જાય અને હાથો વડે સ્પર્શ કરવાનું વર્ણન કરીને કોઈ નજરબંદી વગેરેની શંકા પણ દૂર કરી દઈએ જેવું કે તેઓ ઇચ્છતા હતા પરંતુ) તો પણ આ કાફિર લોકો એવું જ કહેશે કે આ કંઈ પણ નથી પરંતુ ઉઘાડો જાદૂ છે (કારણ કે, જ્યારે વાત માનવાનો ઈરાદો જ નથી તો દરેક દલીલમાં કોઈને કોઈ નવી વાત કાઢી લેવી કોઈ મુશ્કેલ કામ નથી) અને આ લોકો એવું પણ કહે છે કે તે (પયગમ્બર)ની પાસે કોઈ ફરિશ્તો (જેને અમે જોઈ લઈએ અને તેની વાતો સાંભળીએ) કેમ નથી મોકલવામાં આવ્યો; (અલ્લાહ તઆલા ફરમાવે છે) અને જો અમે કોઈ ફરિશ્તો (આ પ્રમાણે) મોકલી આપ્યો હોત તો સમગ્ર કિસ્સો જ પૂર્ણ થઈ ગયો હોત, પછી (ફરિશ્તો ઉતાર્યા બાદ) તેમને જરા પણ મોહલત આપવામાં આવી ન હોત (કારણ કે અલ્લાહની ટેવ એવી છે કે જ્યારે લોકોને માંગણી મુજબનો મોઅ્જિઝો બતાવવામાં આવે ત્યારબાદ પણ જો તેઓ ઈમાન લાવવાથી ઇન્કાર કરી બેસે તો તરત જ કોઈપણ પ્રકારની મોહલત આપ્યા વિના અઝાબ દ્વારા તેમનો નાશ કરી નાંખવામાં આવે છે અને જ્યાં સુધી આવો માંગણી મુજબનો મોઅ્જિઝો ન જુએ દુનિયામાં મોહલત મળતી રહે છે) અને જો અમે એ (સંદેશ પહોંચાડનારા)ને ફરિશ્તો જ ઠરાવી દીધો હોત (જેમકે તેને ફરિશ્તાના સ્વરૂપમાં મોકલીએ તો તેનું સ્વરૂપ મનુષ્યોથી બરદાસ્ત નહીં થાય, એટલા માટે) અમે તે (ફરિશ્તા)ને પુરુષ(ના સ્વરૂપમાં) જ બનાવ્યો હોત તો તેના ઉપર પણ એવી જ શંકા કરી હોત જેવી કે હમણાં કરી રહ્યા છે (એટલે કે, એ ફરિશ્તાને મનુષ્ય સમજીને ત્યારે પણ વાંધો ઉઠાવ્યો હોત. મતલબ કે, ફરિશ્તો નાઝિલ કરવાની જે માંગણી કરો છો જો તેને પૂરી કરવામાં આવે તો તેનાથી તેમને કોઈ લાભ એટલા માટે નથી થઈ શકતો કે, ફરિશ્તાને ફરિશ્તાના સ્વરૂપમાં જોવાની તેમનામાં શક્તિ નથી અને ફરિશ્તાને મનુષ્યના સ્વરૂપમાં મોકલવાથી તેમની શંકા દૂર થવાની નથી અને બીજી બાજુ તેમને નુકસાન એ થશે કે ન માનવા ઉપર પોતે જ અઝાબના હકદાર બની જશે) અને (આપ ﷺ તેમની વાહિયાત માંગણીઓનો ગમ ન કરો, કારણ કે) તમારા અગાઉ જે પયગમ્બરો (અલૈ.) થયા છે તેમની સાથે પણ (વિરોધીઓ તરફથી) ઠેકડી ઉડાવવામાં આવી છે, પછી જે લોકોએ તેમનામાંથી ઠેકડી ઉડાવી હતી તેમને તે અઝાબે ઘેરી લીધા જેની તેઓ ઠેકડી ઉડાવતા હતા (એનાથી જાણ થઈ કે, તેમના આવા તરીકાથી અંબિયા અલૈ.ને કોઈ નુકસાન નથી પહોંચતું બલકે,

આ તેમના પોતાના માટે જ અઝાબ અને મુસીબત છે અને જો આ લોકો પાછલી ઉમ્મતોના અઝાબનો ઈન્કાર કરે) તો તમે (તેમને) કહી આપો કે જરા પૃથ્વી ઉપર હરો-ફરો અને જુઓ કે જૂઠાડનારાઓનો શું અંજામ આવ્યો ?

## મસ્અલા અને બોધપાઠ :

પાછળની આયતોમાં અલ્લાહના હુકમો અને રસૂલ ﷺની તા'લીમ ઉપર વાંધો ઉઠાવનાર અને વિરોધ કરનાર લોકોને સખત ચેતવણીઓ આપવાનું વર્ણન હતું. આ આયતોમાં એ જ ઈન્કારીઓના વલણને પોતાની આસપાસની પરિસ્થિતિઓ અને અગાઉના યુગની ઐતિહાસિક ઘટનાઓ તરફ ફેરવીને તેમને શિખામણ અને બોધપાઠ પ્રાપ્ત કરવાની તક આપવામાં આવી છે. નિઃશંક ! દુનિયાનો ઈતિહાસ બોધપાઠ ગ્રહણ કરવાનું એક પુસ્તક છે, તેને જો કોઈ દિર્ઘદષ્ટિથી ચિંતન કરે તો આ ઘટનાઓ હજારો પ્રવચનો અને વઅ્ઝથી વધારે પ્રભાવશાળી બોધપાઠ છે. એક ફિલોસોફરનું આ વાક્ય ખૂબ મશ્હૂર છે કે, "દુનિયા એક ઉત્તમ પુસ્તક છે અને સમય એક શ્રેષ્ઠ શિક્ષક." એ જ કારણ છે કે, કુર્આને કરીમનો એક ઘણો મોટો ભાગ ઐતિહાસિક ઘટનાઓ ઉપર આધારિત છે, પરંતુ સામાન્ય રીતે બેદરકાર અને નાવાકેફ મનુષ્યએ દુનિયાના ઈતિહાસને પણ એક હરવા-ફરવાની વસ્તુનું સ્વરૂપ બનાવી દીધું અને એથી વિશેષ તેનું મહત્ત્વ તેમની પાસે કંઈ નથી. બલકે, તેઓ આ બોધપાઠ અને હિકમતસભર અતિઉત્તમ પુસ્તકને પણ પોતાની બેદરકારી અને ગુનાહોનું એક માધ્યમ બનાવી રહ્યા છે. અગાઉના કિસ્સા-કહાણીઓનું ફક્ત એટલું જ કામ રહી ગયું છે કે, સૂતાં પહેલાં તેને એક સ્વપ્ન સ્વરૂપે ઉપયોગ કરવામાં આવે અને પછી ફુરસદના સમયે તેને દિલ બહેલાવવાનું અને પછી તેને ટાઈમ પાસ કરવાનું સાધન બનાવી લેવામાં આવે.

કદાચ એટલા જ માટે કુર્આને કરીમે ઐતિહાસિક દુનિયાની રૂહને ઈબ્રત અને નસીહત તથા બોધપાઠ ગ્રહણ કરવા માટે વર્ણન કર્યું છે પરંતુ સામાન્ય દુનિયાનો ઈતિહાસ એ વાર્તાઓ અને નૉવેલો જેમ નથી કે, જેમાં ફક્ત વાર્તા અથવા ઐતિહાસિક ઘટનાઓનું વર્ણન કરવું જ એકમાત્ર હેતુ હોય છે. એટલા માટે કુર્આનમાં ઐતિહાસિક ઘટનાઓને હંમેશા વાર્તા અને કિસ્સા-કહાણીઓના સ્વરૂપમાં વર્ણન કરવામાં નથી આવી બલકે, કિસ્સાનો જેટલો ટૂકડો જે ઘટના

અને જે પરિસ્થિતિના સંદર્ભમાં હતો, ત્યાં તેટલું જ તેનું વર્ણન કરવામાં આવ્યું, પછી અન્ય સ્થળે આ કિસ્સાના બીજા ટૂકડાનું તે વિષયના અનુસંધાનમાં યોગ્યતા આધારે વર્ણન કરવામાં આવ્યું. તેમાં એ હકીકત તરફ ઈશારો હોઈ શકે છે કે, કોઈ ખબર અથવા કિસ્સો ક્યારેય આપમેળે કોઈ હેતુ નથી. બલકે, દરેક ખબર પાછળ કોઈ ચોક્કસ મકસદ અને દરેક ઘટનાના વર્ણન પાછળ કોઈ પરિણામ દર્શાવવાનો મકસદ હોય છે. એટલા માટે ઘટનાના જેટલા ભાગને તે મકસદ માટે જરૂરી સમજવામાં આવે છે, તેને પઢો અને આગળ વધો અને પોતાની હાલતની સમીક્ષા કરો અને ભૂતકાળની ઘટનાઓથી બોધપાઠ ગ્રહણ કરીને પોતાની સુધારણા કરો.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺને પ્રત્યક્ષ સંબોધન કરીને મક્કાના નિવાસીઓ માટે એ ઈરશાદ ફરમાવ્યો કે, "તે લોકોએ પોતાનાથી અગાઉ ભૂતકાળમાં ગુજરી ચૂકેલી કૌમોનો અહેવાલ નથી જોયો ? જેનાથી તેમને બોધપાઠ અને ઈબ્રત થવી જોઈએ" અને જોવાનો અર્થ તેમની હાલત ઉપર ચિંતન અને મનન કરવાનો છે. કારણ કે, તે કૌમો તે સમયે તો તેમની સામે ઉપસ્થિત ન હતી જેથી તેમને જોઈ શકે. ત્યારબાદ અગાઉ થઈ ગયેલી કૌમો અને તેમના સર્વનાશ તથા બરબાદીનું વર્ણન થયું છે. كَمْ اَهْلَكْنَا مِنْ قَبْلِهِمْ مِنْ قَرْنٍ એટલે કે, અમે તેમનાથી અગાઉ (નાફરમાનીના કારણે) કેટલીય قُرُوْن "પેઢીઓ"નો નાશ કરી નાંખ્યો.

શબ્દ قَرْن (કર્ન) તે સમુદાયને પણ કહેવામાં આવે છે, જે એક સમયે અને એક યુગમાં સંયુક્ત રીતે ઉપસ્થિત હોય અને કોઈ સમયકાળના એક લાંબા ભાગને પણ જેના વિશે દશ વર્ષથી લઈને સો વર્ષ સુધી હોવાના વિવિધ મંતવ્યો છે. પરંતુ અમુક ઘટનાઓ અને હદીષની રિવાયતોનું સમર્થન એ બાબતનું છે કે, શબ્દ قَرْن (કર્ન) સો વર્ષ સુધીના સમયગાળાને કહેવામાં આવે છે. જેમકે એક હદીષમાં છે કે, રસૂલે કરીમ ﷺએ અબ્દુલ્લાહ બિન બશીર માઝનીને ફરમાવ્યું હતું કે, તમે એક "કર્ન" જીવિત રહેશો અને તેઓ પૂરા એકસો વર્ષ સુધી જીવતા રહ્યા હતા. રસૂલે કરીમ ﷺએ એક બાળકને દુઆ આપી કે, "કર્ન" સુધી જીવિત રહો; તો તે પૂરા સો વર્ષ સુધી જીવિત રહ્યા. મોટા ભાગના ઉલમાએ હદીષ خَيْرُ الْقُرُوْنِ قَرْنِىْ ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ નો આ જ અર્થ ઠરાવે છે કે, દરેક "કર્ન" સો વર્ષ માનવામાં આવશે.

આ આયતમાં અગાઉ થઈ ચૂકેલી કૌમોની પરિસ્થિતિઓ વિશે પ્રથમ એ બતાવવામાં આવ્યું કે, તેઓને અલ્લાહ તઆલાની પૃથ્વી ઉપર તે વિશાળતા, શક્તિ તથા આર્થિક અને ભૌતિક સામાન અર્પણ કરવામાં આવ્યો હતો જે પાછળથી આવનાર લોકોને પ્રાપ્ત પણ નથી થયો. પરંતુ જ્યારે તેમણે રસૂલોને જૂઠાડવાની અને અલ્લાહના હુકમોનો વિરોધ કરવાની નીતિ અપનાવી ત્યારે આ બધી જાહોજલાલી તથા દબદબો અને માલ-સામાન અલ્લાહના અઝાબની સામે બેકાર સાબિત થઈ ગયું અને સૌનો સર્વનાશ થઈ ગયો અને તેઓ નેસ્તો નાબૂદ થઈ ગયા તો આજે જેમને સંબોધન કરવામાં આવ્યું છે તે મક્કાના નિવાસીઓ કે, જેમનામાં ન તો કૌમે આદ અને કૌમે ષમૂદ જેવી શક્તિ અને સામર્થ્ય છે અને ન જ શામ અને યમન જેવી જાહોજલાલી અને ખુશહાલી છે, માટે આ લોકોએ તો ભૂતકાળની કૌમોની ઘટનાઓમાંથી બોધપાઠ અને શિખામણ ગ્રહણ કરીને પોતાના આચરણની સમીક્ષા કરવી જોઈએ કે, સત્યનો વિરોધ કરવાથી તેમનો શું અંજામ આવ્યો.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَاَنْشَاْنَا مِنْۢ بَعْدِهِمْ قَرْنًا اٰخَرِيْنَ એટલે કે, "અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરતનો ફક્ત એ જ કરિશ્મો ન હતો કે, મોટા-મોટા જાહોજલાલ અને દબદબાવાળી હુકૂમતો અને બાદશાહતના માલિક તથા શરીર સૌષ્ઠવ ધરાવતી શક્તિશાળી કોમોનો આંખના પલકારામાં નાશ કરી નાંખ્યો. બલકે, તેમનો નાશ કરતાની સાથે જ તેમની જગ્યાએ બીજી કૌમોને પેદા કરીને ત્યાં તેમના જેવી જ વસાવી દીધી કે, જોનારને એ પણ અનુભૂતિ ન થઈ શકે કે અહીંયાં કોઈ માનવસંખ્યા ઓછી થઈ છે."

અને અલ્લાહ જલ્લ શા'નુહૂની આ કુદરત તથા હિકમતનું અવલોકન તો આમ પણ દરેક યુગમાં દરેક સમયે અને સ્થળે થતું જ રહે છે કે, દરરોજ હજારો-લાખો મનુષ્યો મૌતને ભેટે છે, પરંતુ ક્યાંય કોઈ ખાલીપો દષ્ટિગોચર થતો નથી. ક્યાંય એવી અનુભૂતિ થતી નથી કે, અહીંયાં આટલા વ્યક્તિઓ મૌતને ભેટયા છે, માટે હવે ત્યાં કોઈ વસવાટ કરનાર બાકી નહીં રહે.

خدا جانے یہ دنیا جلوہ گاہِ ناز ہے کس کی!؟ ہزاروں اُٹھ گئے رونق وہی باقی ہے مجلس کی

અલ્લાહ જાણે આ દુનિયા કોના શણગાર સજવા-ધજવાનું સ્થળ છે !?
હજારો અહીંયાંથી ઉઠી ગયા છતાં પણ મહેફિલની રોનક એવીને એવી જ બાકી છે.

એક સમયે અરફાતના મેદાનમાં જ્યાં લગભગ દશ લાખ માણસોનો સમૂહ હતો તે બાજુ નજર ગઈ તો વિચાર્યું કે, આજથી લગભગ સિત્તેર અથવા એંસી વર્ષ પહેલાં આ સમગ્ર સમૂહમાંથી કોઈ વ્યક્તિનું પણ અસ્તિત્વ ન હતું અને આ જ સ્થળે લગભગ આટલા જ બીજા માનવો મૌજૂદ હતા, જેમનું આજે નામો-નિશાન નથી. એ જ પ્રમાણે મનુષ્યોના દરેક સમુદાય અને લોકોના દરેક જમઘટને જ્યારે તેમના ભૂતકાળ અને ભવિષ્યને મેળવીને નિહાળવામાં આવે તો એક અત્યંત પ્રભાવશાળી બોધયુક્ત ઘટના નજરે પડે છે فَتَبَارَكَ اللّٰهُ اَحۡسَنُ الۡخَالِقِيۡنَ

બીજી આયત એક ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ છે. અબ્દુલ્લાહ બિન અબી ઉમય્યાએ રસૂલુલ્લાહ ﷺ સામે એક વાહિયાત પ્રકારની માંગણી રજૂ કરી અને કહ્યું કે, "હું તો તમારા ઉપર ત્યાં સુધી ઈમાન નથી લાવી શકતો, જ્યાં સુધી કે, હું આ ઘટના નજરે ન નિહાળી લઉં કે તમે આસમાન ઉપર ચઢી જાઓ અને ત્યાંથી અમારી સમક્ષ એક કિતાબ લઈને આવો, જેમાં મારું નામ લઈને એ આવ્યું હોય કે, હું તમારું સમર્થન કરું" અને આ બધું કહીને એ પણ કહી દીધું કે, "જો તમે આ બધું કદાચ કરી બતાવો તો પણ હું તો મુસલમાન થતો હોવું એમ દેખાતું નથી."

અને આશ્ચર્યજનક સંયોગ એ છે કે, આમ છતાં આ વ્યક્તિ પાછળથી મુસલમાન થઈ ગયો અને એવો મુસલમાન થયો કે, ઈસ્લામનો ગાઝી બનીને ગઝ્વએ તાઈફમાં શહીદ થઈ ગયો. કૌમોની આવી વાહિયાત અને વ્યર્થ માંગણીઓથી તથા ઠેકડીઓ ઉડાવવાના રંગમાં થયેલા વાર્તાલાપથી માતા-પિતાથી વધારે મહેરબાન રસૂલે કરીમ ﷺના દિલ ઉપર શું અસર થઈ હશે ? સાચો અંદાજો આપણે નથી લગાવી શકતા. ફક્ત તેની અનુભૂતિ તે જ વ્યક્તિને થઈ શકે છે, જેણે કૌમોની સુધારણા અને સફળતાની ફિકર-ચિંતા રસૂલે કરીમ ﷺ જેવી કરી હોય.

એટલા માટે આ આયતમાં આપ ﷺને સાંત્વના આપવા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, તેમની આ માંગણી કોઈ સ્વાર્થ અથવા હેતુ માટે નથી, ન જ તેના ઉપર તેમનો અમલ કરવાનો મકસદ છે, તેમની હાલત તો એવી છે કે, જે કંઈ તેઓ માંગણી કરી રહ્યા છે, જો તેનાથી પણ વધારે સ્પષ્ટ સ્વરૂપો આપ ﷺની સચ્ચાઈના તેમની સામે આવી જાય તો પણ તેઓ તેને સ્વીકારશે નહીં.

દાખલા તરીકે, તેમની ફરમાઈશ પ્રમાણે આસમાનોમાંથી કાગળ ઉપર લખેલી કિતાબ ઉતારવામાં આવે અને ફક્ત એટલું જ નહીં કે તેઓ તેને પોતાની નજરે નિહાળી લે, જેથી તેમાં નજરબંદી કે જાદૂની કોઈ સંભાવના ન રહે બલકે, તેઓ આ કિતાબને પોતાના હાથોથી સ્પર્શીને જોઈ લે કે, આ ફક્ત કોઈ કલ્પના નથી, હકીકત છે. પરંતુ કારણ કે, તેમની બધી જ વાતો દુશ્મનાવટ અને ઈર્ષ્યાના કારણે છે એટલા માટે ત્યારે પણ તેઓ એવું જ કહેશે કે, اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ આ તો ઉઘાડો જાદૂ છે.

ત્રીજી આયતના નાઝિલ થવાના સંદર્ભમાં પણ એક ઘટના છે કે, આ જ અબ્દુલ્લાહ બિન અબી ઉમય્યા અને નજર બિન હારિષ તથા નવફલ બિન ખાલિદ એક સમયે ભેગા થઈને રસૂલે કરીમ ﷺની સેવામાં ઉપસ્થિત થયા અને એવી માંગણી રજૂ કરી કે, “અમે તો તમારા ઉપર ત્યારે જ ઈમાન લાવીશું, જ્યારે કે, તમે આસમાનથી એક કિતાબ લઈને આવો અને તેની સાથે ચાર ફરિશ્તાઓ આવે અને તેઓ ગવાહી આપે કે, આ કિતાબ અલ્લાહ તરફથી જ આવી છે અને તમે અલ્લાહના રસૂલ છો.”

તેના જવાબમાં અલ્લાહ તબારક વ તઆલાએ એક તો એ કહ્યું કે, આ અજ્ઞાન લોકો એવી માંગણીઓ કરીને પોતાના મૌત અને સર્વનાશને આમંત્રણ આપી રહ્યા છે. કારણ કે અલ્લાહનો કાનૂન એ છે કે, જ્યારે કોઈ કૌમ કોઈ પયગમ્બર પાસે કોઈ ખાસ મોઅ્જિઝાની માંગણી કરે અને અલ્લાહ તઆલા તરફથી તેમની માંગણી મુજબનો મોઅ્જિઝો બતાવવામાં આવે અને તેમ છતાં પણ જો તેઓના માનવામાં અને ઈસ્લામ લાવવામાં થોડું પણ મોડું થાય, તો તરત જ તેમને સામૂહિક અઝાબ દ્વારા હલાક કરી નાંખવામાં આવે છે. આ કૌમ એટલે કે, મક્કાના નિવાસીઓ પણ આ માંગણી કોઈ પ્રમાણિક નિય્યત કે ઈરાદાના કારણે નથી કરતા, જેને માની લેવાનું અનુમાન કરવામાં આવે. لَوْ اَنْزَلْنَا مَلَكًا لَّقُضِيَ الْاَمْرُ ثُمَّ لَا يُنْظَرُوْنَ એટલે કે, “જો અમારા તેમની માંગણી મુજબનો મોઅ્જિઝો બતાવ્યા પછી પણ જો તેઓ વિરોધ કરશે તો તેમનો નાશ કરવા માટે અલ્લાહનો હુકમ લાગુ પડી જશે અને ત્યારબાદ તેમને થોડા સમયની પણ મોહલત આપવામાં નહીં આવે.” એટલા માટે તેમણે સમજી લેવું જોઈએ કે, જો તેમની માંગણી મુજબની કોઈ નિશાની જાહેર કરવામાં નથી આવતી તો તેમાં તેમની ભલાઈ છે.

આ બાબતનો એક બીજો જવાબ ચોથી આયતમાં એક અલગ અંદાજથી આ પ્રમાણે આપવામાં આવ્યો કે, આવો સવાલ કરનારા મહામૂરખ છે કે, ફરિશ્તાઓને નાઝિલ કરવાની માંગણી કરી રહ્યા છે. કારણ કે, ફરિશ્તાઓ ઊતરવાના બે સ્વરૂપો હોય છે, એક તો એ કે ફરિશ્તા પોતાના મૂળ સ્વરૂપમાં સામે આવી જાય તો તેના પ્રભાવને કોઈ મનુષ્ય સહન કરી શકતો નથી. બલકે, ડરના માર્યા તરત જ મૃત્યુ પામવાનો ભય રહ્યો હોય છે.

બીજું સ્વરૂપ એ છે કે, ફરિશ્તો મનુષ્યના સ્વરૂપમાં આવે, જેમકે હઝરત જિબ્રઈલ અમીન (અલૈ.) નબીએ કરીમ ﷺ પાસે ઘણા વખતે માનવ સ્વરૂપે આવ્યા હતા, તો આ સ્વરૂપમાં આ સવાલ કરનારને જે વાંધો રસૂલે કરીમ ﷺ સાથે છે, તે જ વાંધો ફરિશ્તા સાથે પણ રહેશે કે, હવે તે તેને પણ માનવી જ સમજશે.

આ બધી વાહિયાત માંગણીઓ અને સવાલોના જવાબ આપ્યા પછી પાંચમી આયતમાં નબીએ કરીમ ﷺને દિલાસો આપવા માટે ઈરશાદ ફરમાવવામાં આવ્યું કે, આ ઠેકડી અને મઝાક-મશ્કરી તથા પીડા આપવાની વૃત્તિનો મા'મલો જે તમારી સાથે તમારી કૌમ કરી રહી છે, તે કોઈ ખાસ માત્ર તમારી સાથે જ નથી થયું બલકે, તમારા અગાઉ પણ બધા રસૂલો (અલૈ.)ને આવી પરિસ્થિતિ અને હિંમત તોડી નાંખે એવી હૃદય દ્રાવક ઘટનાઓ સાથે વાસ્તો પડી ચૂક્યો છે. પરંતુ તેમણે હિંમત નથી હારી અને પરિણામ એ આવ્યું કે, ઠેકડી ઉડાવનાર મઝાક-મશ્કરી કરનાર લોકોને તે જ અઝાબે પકડી લીધા કે જેના વિશે તેઓ મશ્કરી કર્યા કરતા હતા.

ખુલાસો એ છે કે, રસૂલે કરીમ ﷺનું કામ હુકમોની તબ્લીગ (પ્રચાર-પ્રસાર)નું છે. તે પ્રવૃત્તિ કરીને પોતાના દિલને તેનાથી ફારેગ થયેલ સમજો, તેની અસર કોઈને કંઈ થઈ હોય કે ન થઈ હોય, તે જોવાની રસૂલે કરીમ ﷺની જવાબદારી નથી. એટલા માટે તેમાં મશ્ગૂલ થઈને આપ ﷺ પોતાના હૃદયને દિલગીર ન બનાવો.

————————————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૨-૧૩-૧૪)

قُلْ لِّمَنْ مَّا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قُلْ لِّلّٰهِ ؕ كَتَبَ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ ؕ
لَيَجْمَعَنَّكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ فِيْهِ ؕ اَلَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ فَهُمْ لَا
يُؤْمِنُوْنَ ﴿۱۲﴾ وَلَهٗ مَا سَكَنَ فِي الَّيْلِ وَالنَّهَارِ ؕ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۱۳﴾ قُلْ اَغَيْرَ
اللّٰهِ اَتَّخِذُ وَلِيًّا فَاطِرِ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ يُطْعِمُ وَلَا يُطْعَمُ ؕ قُلْ اِنِّيْٓ اُمِرْتُ
اَنْ اَكُوْنَ اَوَّلَ مَنْ اَسْلَمَ وَلَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۱۴﴾

### તરજુમો :

*તમે પૂછો કે જે કંઈ આસમાનો અને જમીનમાં છે, કોનું છે ? કહી આપો ! અલ્લાહનું છે, તેણે પોતાના જિમ્મે મહેરબાની લખી છે, અલબત્ત તમને કયામતના દિવસ સુધી એકઠા કરશે કે તેમાં કોઈ શંકા નથી, જે લોકો પોતાની જાતોને નુકસાનમાં નાંખી ચૂક્યા તે જ ઈમાન નથી લાવતા. (૧૨) અને અલ્લાહનું જ છે જે કંઈ કે રાત્રે અને દિવસે આરામ કરે છે, અને તે જ સઘળું સાંભળનારો, જાણનારો છે. (૧૩) તમે કહી આપો ! શું બીજો કોઈ મદદગાર બનાવું અલ્લાહના સિવાય જે આસમાનો અને જમીનનો બનાવનાર છે, અને તે સૌને ખવડાવે છે અને તેને કોઈ નથી ખવડાવતું; કહી આપો ! મને હુકમ થયો છે કે સૌથી પહેલાં હુકમ માનું અને તું કદાપિ શિર્કવાળો ન થા. (૧૪)*

### તફસીર :

(હે નબી ﷺ !) તમે (તે વિરોધીઓને તેમના આક્ષેપના જવાબમાં) કહી આપો કે, જે કંઈ આસમાનો અને જમીનમાં મોજૂદ છે એ સઘળું કોની મિલકત છે? (પ્રથમ તો તેઓ પણ આ જ જવાબ આપશે જેનાથી તવહીદ સાબિત થશે અને જો કોઈ કારણે કોઈ ડરના માર્યા જવાબ ન આપે તો) તમે કહી આપો કે, સઘળી અલ્લાહની જ મિલકત છે (અને તેમને એ પણ કહી આપો કે), અલ્લાહ તઆલાએ (પોતાની કૃપાથી તવબહ કરનારાઓની સાથે) મહેરબાની કરવાનું પોતાના માથે જરૂરી કરી લીધું છે (અને એ પણ કહી આપો કે, જો તમે તવહીદનો

સ્વીકાર ન કર્યો તો પછી તમારે સજા પણ ભોગવવી પડશે, કારણ કે) તમને અલ્લાહ તઆલા કયામતના દિવસે (કબ્રોમાંથી જીવતા ઉઠાડીને હશ્રના મેદાનમાં) ભેગા કરશે (અને કયામતની હાલત એ છે કે) તેના આવવામાં કોઈ શંકા નથી (પરંતુ) જે લોકોએ પોતાને (એટલે કે પોતાની બુદ્ધિ અને સમજદારીને કામે ન લગાડીને) બરબાદ કરી લીધા છે બસ, તેઓ ઈમાન નહીં લાવે (અને તેમને હુજ્જત પૂરી કરવા માટે એ પણ કહી આપો કે), અલ્લાહની જ મિલકત છે જે કંઈ રાતમાં અને દિવસમાં રહે છે (આ અને તેનાથી આગળની આયત قُلْ لِمَنْ مَّا فِى السَّمٰوٰتِ નો સંયુક્ત હેતુ એ થયો કે, જેટલી પણ વસ્તુઓ કોઈપણ સ્થળે અથવા યુગમાં છે બધી જ અલ્લાહની મિલકત છે) અને તે જ સઘળું સાંભળનાર સર્વજ્ઞ છે (પછી તવહીદની સાબિતી આપ્યા બાદ) તેમને કહી આપો કે, શું અલ્લાહ સિવાય અન્ય કોઈ આસમાન અને જમીનને પેદા કરનારો છે ? અને જે (સૌને) ખાવું ખવડાવે છે અને તેને કોઈ નથી ખવડાવતું (કારણ કે, તે ખાવા-પીવા જેવી બાબતોથી ઉપરવટ અને પવિત્ર છે તો શું આવા અલ્લાહ સિવાય) કોઈ અન્યને પોતાનો મઅ્બૂદ ઠરાવી આપું ? (તમે ઈન્કાર કરનારાઓને ખુલાસા સ્વરૂપે પોતે) કહી આપો (કે હું અલ્લાહ તઆલા સિવાય અન્યને મઅ્બૂદ કેવી રીતે ઠરાવી શકું છું !? જે બુદ્ધિ અને વાસ્તવિકતાથી પણ વિરુદ્ધ બાબત છે) મને તો એ હુકમ થયો છે કે, સૌ પ્રથમ હું ઈસ્લામનો સ્વીકાર કરી લઉં (જેમાં તવહીદનો અકીદહ પણ આવી ગયો) અને (મને આ કહેવામાં આવ્યું છે કે) તમે મુશ્રિકોમાંથી કદાપિ ન થજો.

## મસ્અલા અને બોધપાઠ :

આયત قُلْ لِّمَنْ مَّافِى السَّمٰوٰتِ માં કાફિરોને સવાલ કરવામાં આવ્યો છે, આસમાન અને જમીન અને તેની સમગ્ર સૃષ્ટિનો માલિક કોણ છે ? પછી પોતે જ રસૂલે કરીમ ﷺની જીભ મુબારકથી એનો જવાબ આપવામાં આવ્યો કે, આ બધાનો માલિક અલ્લાહ તબારક વ તઆલા જ છે. કાફિરોના જવાબની રાહ જોયા વિના પોતે જ જવાબ આપવાનું કારણ એ છે કે, આ જવાબ મક્કાના કાફિરો નજીક પણ માન્ય હતો. જો કે, તેઓ શિર્ક અને મૂર્તિપૂજામાં ઓત-પ્રોત હતા પરંતુ જમીન, આસમાન અને સમગ્ર સૃષ્ટિનો માલિક અલ્લાહ તઆલાને જ માનતા હતા.

فِیۡ لَیَجۡمَعَنَّکُمۡ اِلٰی یَوۡمِ الۡقِیٰمَۃِ માં શબ્દ اِلٰی (ઈલા) "તરફ" યા તો (ફી)ના અર્થમાં છે અને તેનો અર્થ એ છે કે, અલ્લાહ તઆલા બધા જ આગલા અને પાછલા લોકોને કયામતના દિવસે ભેગા કરશે અથવા તો جَمَعُ فِی الۡقُبُوۡر ના અર્થમાં છે. તેનો ભાવાર્થ એ નીકળ્યો કે, કયામત સુધી બધા જ મનુષ્યોને કબરોમાં ભેગા કરતા રહેશે, એટલે સુધી કે, કયામતના દિવસે બધાને સજીવન કરશે.

*(કુર્તુબી)*

کَتَبَ عَلٰی نَفۡسِہِ الرَّحۡمَۃَ સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જયારે અલ્લાહ તઆલાએ સમગ્ર મખ્લૂકને પેદા કરી તો વાયદાનું એક લખાણ પોતાના જિમ્મે લખી લીધું, જે અલ્લાહ તઆલા પાસે છે, જેનો વિષય એ છે اِنَّ رَحۡمَتِیۡ تَغۡلِبُ عَلٰی غَضَبِیۡ એટલે કે, મારી રહમત મારા ગુસ્સા ઉપર ગાલિબ (પ્રભાવી) રહેશે." *(કુર્તુબી)*

اَلَّذِیۡنَ خَسِرُوۡا اَنۡفُسَھُمۡ એમાં ઈશારો છે કે, શરૂઆતની આયતમાં અલ્લાહ તઆલાએ જે સર્વસામાન્ય રહમતનું વર્ણન કર્યું છે જો કાફિરો અને મુશ્રિકો એનાથી વંચિત થઈ જાય તો પોતે તેઓ પોતાના આચરણથી વંચિત થઈ જશે. કારણ કે, તેમણે રહમત પ્રાપ્ત કરવાનો તરીકો એટલે કે, ઈમાનને અપનાવ્યું નહીં. *(કુર્તુબી)*

لَہٗ مَا سَکَنَ فِی الَّیۡلِ وَا لنَّھَارِ અહીંયાં سُکُوۡن (સુકૂન)નો અર્થ યા તો "આરામ" અને "રાહત" છે અથવા તો એ અર્થ છે કે જે વસ્તુઓ દુનિયાના રાત અને દિવસમાં ઉપસ્થિત છે તે બધી જ અલ્લાહની મિલકત છે અને એ પણ હોઈ શકે છે કે એનો અર્થ આરામ અને હલન-ચલન બંને સંયુક્ત રીતે હોય, એટલે مَا سَکَنَ وَمَا تَحَرَّکَ અને વર્ણન ફક્ત આરામનું કરવામાં આવ્યું, હલન-ચલન જે તેનો વિરોધી શબ્દ છે તે આપોઆપ સમજમાં આવી શકે છે.

————————

—————

———

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૫ થી ૨૧)

قُلْ إِنِّىٓ أَخَافُ إِنْ عَصَيْتُ رَبِّى عَذَابَ يَوْمٍ عَظِيمٍ ﴿١٥﴾ مَّن يُصْرَفْ عَنْهُ يَوْمَئِذٍ
فَقَدْ رَحِمَهُۥ ۚ وَذَٰلِكَ ٱلْفَوْزُ ٱلْمُبِينُ ﴿١٦﴾ وَإِن يَمْسَسْكَ ٱللَّهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهُۥٓ إِلَّا هُوَ ۖ
وَإِن يَمْسَسْكَ بِخَيْرٍ فَهُوَ عَلَىٰ كُلِّ شَىْءٍ قَدِيرٌ ﴿١٧﴾ وَهُوَ ٱلْقَاهِرُ فَوْقَ عِبَادِهِۦ ۚ وَ
هُوَ ٱلْحَكِيمُ ٱلْخَبِيرُ ﴿١٨﴾ قُلْ أَىُّ شَىْءٍ أَكْبَرُ شَهَٰدَةً ۖ قُلِ ٱللَّهُ ۖ شَهِيدٌۢ بَيْنِى وَ
بَيْنَكُمْ ۚ وَأُوحِىَ إِلَىَّ هَٰذَا ٱلْقُرْءَانُ لِأُنذِرَكُم بِهِۦ وَمَنۢ بَلَغَ ۚ أَئِنَّكُمْ لَتَشْهَدُونَ أَنَّ
مَعَ ٱللَّهِ ءَالِهَةً أُخْرَىٰ ۚ قُل لَّآ أَشْهَدُ ۚ قُلْ إِنَّمَا هُوَ إِلَٰهٌ وَٰحِدٌ وَإِنَّنِى بَرِىٓءٌ مِّمَّا
تُشْرِكُونَ ﴿١٩﴾ ٱلَّذِينَ ءَاتَيْنَٰهُمُ ٱلْكِتَٰبَ يَعْرِفُونَهُۥ كَمَا يَعْرِفُونَ أَبْنَآءَهُمُ ۘ ٱلَّذِينَ
خَسِرُوٓا۟ أَنفُسَهُمْ فَهُمْ لَا يُؤْمِنُونَ ﴿٢٠﴾ وَمَنْ أَظْلَمُ مِمَّنِ ٱفْتَرَىٰ عَلَى ٱللَّهِ كَذِبًا ع
أَوْ كَذَّبَ بِـَٔايَٰتِهِۦٓ ۚ إِنَّهُۥ لَا يُفْلِحُ ٱلظَّٰلِمُونَ ﴿٢١﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! હું એક મોટા દિવસના અઝાબથી ડરું છું જો મારા પરવરદિગારની નાફરમાની કરું. (૧૫) જેના ઉપરથી તે દિવસે તે અઝાબ ટળી ગયો તો તેના ઉપર અલ્લાહે રહમત કરી, અને તે જ મોટી સફળતા છે. (૧૬) અને જો તમને અલ્લાહ કોઈ સખતી (કઠણાઈ) પહોંચાડે તો તેના સિવાય તેને કોઈ દૂર કરનાર નથી, અને જો ભલાઈ પહોંચાડે તો તે દરેક વસ્તુ ઉપર શક્તિ (કાબૂ) ધરાવે છે. (૧૭) અને પોતાના બંદાઓ ઉપર તેનું જ જોર (સત્તા) છે, અને તે જ મોટી હિકમતવાળો સૌની ખબર રાખનારો છે. (૧૮) તમે પૂછો, સૌથી મોટો ગવાહ કોણ છે ? કહી આપો ! મારી અને તમારી વચ્ચે અલ્લાહ ગવાહ છે, અને મારા ઉપર આ કુર્આન ઊતર્યું છે જેથી તમને તેનાથી ખબરદાર કરી આપું અને જેને એ પહોંચે; શું તમે ગવાહી આપો છો કે અલ્લાહની સાથે બીજા પણ મઅ્બૂદ છે ? તમે કહી આપો ! હું તો ગવાહી નહીં આપું; કહી*

*આપો ! તે જ મઅ્બૂદ છે એકમાત્ર અને હું તમારા શિર્કથી બેઝાર છું (તમારા શિર્કથી મારે કંઈ જ લેવાદેવા નથી). (૧૯) જેમને અમે કિતાબ આપી છે તેઓ તેમને એવી રીતે ઓળખે છે જેમકે પોતાના બેટાઓને ઓળખે છે, જે લોકો પોતાની જાતોને નુકસાનમાં નાંખી ચૂક્યા તેઓ જ ઈમાન નથી લાવતા. (૨૦) અને એનાથી વધીને જાલિમ કોણ જે અલ્લાહ ઉપર તોહમત લગાવે અથવા તેની આયતોને જૂઠાડે ? નિઃશંક ! જાલિમોને ભલાઈ નસીબ નથી થતી. (૨૧)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો કે, જો હું મારા પરવરદિગારનું કહ્યું ન માનું (કે ઈસ્લામ અને ઈમાનના હુકમનું અનુસરણ ન કરું અથવા શિર્કમાં સંડોવાઈ જાઉં) તો હું એક મોટા દિવસ (એટલે કે કયામત)ના અઝાબથી ડરું છું (એ દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺ માસૂમ છે, ઈસ્લામ અને ઈમાનના વિરુદ્ધ શિર્ક અને ગુનાહ થવા આપ ﷺ માટે શક્ય નથી પરંતુ અહીંયાં સામાન્ય ઉમ્મતને સંભળાવવાનો હેતુ છે કે માસૂમ નબી પણ અલ્લાહના અઝાબથી ડરે છે, પછી ફરમાવ્યું કે તે અઝાબ એવો છે કે) જે વ્યક્તિ ઉપરથી તે દિવસનો અઝાબ હટાવી દેવામાં આવ્યો તેના ઉપર અલ્લાહ તઆલાની મોટી કૃપા થઈ અને આ (અઝાબનું હટી જવું અને અલ્લાહની રહમતનું કેન્દ્રિત થઈ જવું) ઉઘાડી સફળતા છે (તેમાં તે રહમતનું પણ વર્ણન આવી ગયું જેનો ઉલ્લેખ આ અગાઉ كَتَبَ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ માં આવ્યો છે) અને (આપ ﷺ તેમને એ પણ સંભળાવી આપો કે, હે માનવ !) જો તને અલ્લાહ તઆલા કોઈ તકલીફ (દુનિયા અથવા આખિરતમાં) પહોંચાડવા ઈચ્છે તો તેને દૂર કરનાર અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી. (તે ઈચ્છે તો દૂર કરે અથવા ન કરે અથવા જલદી કરે અથવા મોડું કરે) અને જો તને (આ જ પ્રમાણે) કોઈ લાભ પહોંચાડે (તો એને હટાવનાર પણ કોઈ નથી, જેમકે બીજી જગ્યાએ છે لَا رَآدَّ لِفَضْلِهٖ કારણ કે) તે દરેક વસ્તુ ઉપર સંપૂર્ણ શક્તિ (કાબૂ) ધરાવે છે (અને પ્રસ્તુત વિષયની તાકીદ માટે એ પણ ફરમાવી આપો કે) તે જ અલ્લાહ તઆલા (શક્તિના આધારે) પોતાના બંદાઓ ઉપર સત્તાધીશ અને જોરાવર છે (અને જ્ઞાનના આધારે) તે જ મહાન હિકમતવાળો અને સંપૂર્ણ ખબર રાખનારો છે (બસ, તે જ્ઞાનથી બધાની હાલતને

સારી પેઠે જાણે છે અને પોતાની શક્તિથી બધાને ભેગા કરી દેશે અને હિકમત પ્રમાણે દરેકને યોગ્ય બદલો અને સજા આપશે) તમે (તે તવહીદ અને રિસાલતના ઈન્કારીઓને) કહી આપો કે, (વારું ! એ તો બતાવો કે) સૌથી વધીને કોઈ વસ્તુ ગવાહી માટે કઈ છે ? (જેની ગવાહી આપવાથી સૌનો વિરોધ દૂર થઈ જાય તો તેનો જવાબ દેખીતું છે કે એ જ હશે કે, અલ્લાહ તઆલાની ગવાહી સૌથી વધીને હશે, પછી) તમે કહી આપો કે મારા અને તમારા વચ્ચે (જે મસ્અલામાં વિરોધ છે તેમાં તે જ) અલ્લાહ તઆલા ગવાહ છે (જેની ગવાહી સૌથી વધીને છે) અને (તેની ગવાહી એ છે કે) મારી પાસે આ કુર્આન વહી સ્વરૂપે (અલ્લાહ તરફથી) મોકલવામાં આવ્યું છે, જેથી હું તે કુર્આન દ્વારા તમને અને જેને-જેને આ કુર્આન પહોંચે તે બધાને (તે ચેતવણીઓથી) ડરાવું (જે તવહીદ અને રિસાલતના ઈન્કાર કરવા ઉપર તેમાં ઉપસ્થિત છે, કારણ કે કુર્આન મજીદની પ્રતિષ્ઠા એવી છે કે તેનું ઉદાહરણ બનાવવાથી સમગ્ર દુનિયા લાચાર છે, આથી તે અલ્લાહ તઆલાની ગવાહી અને રસૂલ ﷺની સચ્ચાઈની સાબિતી છે અને કુર્આનના વિષયો તેની સ્પષ્ટતાની ગવાહી છે) શું તમે (આ મહાન ગવાહી પછી પણ જેમાં તવહીદ સામેલ છે) તવહીદના વિષયમાં સાચે-સાચી તે જ ગવાહી આપશો કે અલ્લાહ તઆલા સાથે (ઈબાદતના અધિકારમાં) કોઈ અન્ય મઅ્બૂદ પણ (ભાગીદાર) છે ? (અને જો તેઓ હઠધર્મીથી એવું પણ કહી આપે કે હા ! અમે તો એ જ ગવાહી આપીએ છીએ, તો તે વખતે તેમની સાથે ચર્ચા કરવી વ્યર્થ છે બલકે ફક્ત) તમે (પોતાના અકીદહને જાહેર કરવા માટે) કહી આપો કે, હું તો એવી ગવાહી નથી આપતો અને બેશક ! હું તમારા અકીદહથી બિલકુલ અળગો છું (અને આપ ﷺની રિસાલત વિશે જે આ લોકો કહે છે કે, અમે યહૂદ અને નસારાથી પૂછીને જોઈ લીધું તો આ મા'મલાની તહકીક એ છે કે) જે લોકોને અમે કિતાબ (તવરાત અને ઈન્જીલ) આપી છે તે બધા લોકો રસૂલ (ﷺ)ને (એવી રીતે) ઓળખે છે કે જે પ્રમાણે પોતાના દિકરાઓને ઓળખે છે (પરંતુ જ્યારે મોટી ગવાહીની વાત હોય છે તો અહલે કિતાબની ગવાહી ઉપર આધાર નથી માટે તે ગવાહી ન હોવાથી પણ કોઈ દલીલ કરી શકાતી નથી અને આવી મોટી ગવાહી હોવા છતાં પણ) જે લોકોએ પોતાને નુકસાનમાં નાંખ્યા તેઓ ઈમાન નહીં લાવે (બુદ્ધિભ્રષ્ટ થવાનો અર્થ એ છે કે તેમણે પોતાની બુદ્ધિને સુષુપ્ત કરી દીધી અને

અક્કલથી કામ ન લીધું) તેનાથી વધારે કોણ જાલિમ હશે જે અલ્લાહ ઉપર જૂઠું બોહતાન બાંધે અથવા અલ્લાહ તઆલાની આયતોને જૂઠાડે ? આવા નાઈન્સાફો(ની હાલત એ હશે) કે તેમનો (કયામતના દિવસે) છુટકારો નહીં થાય (બલકે તેઓ કાયમી અઝાબમાં સપડાયેલા રહેશે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછળની આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરતનો ઉલ્લેખ કરીને તેના ઉપર ઈમાન લાવવાનો અને શિર્કથી બચવાનો હુકમ આપવામાં આવ્યો હતો. પ્રસ્તુત આયતોની પ્રથમ આયતમાં આ હુકમનો વિરોધ કરવાના કારણે અઝાબનું એક ખાસ પ્રકારની શૈલીમાં વર્ણન થયું છે કે, રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો છે કે, તમે લોકોને કહી આપો કે, જો ધારી લો કે હું પણ પરવરદિગારના હુકમનો વિરોધ કરું તો મને પણ કયામતના દિવસે અઝાબનો ડર છે. એ દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺ પ્રત્યેક ગુનાહથી પાક અને માસૂમ (નિર્દોષ) છે. રસૂલે કરીમ ﷺ માટે અલ્લાહની નાફરમાનીની કલ્પના સુદ્ધાં પણ કરી શકાય નહીં, પરંતુ રસૂલે કરીમ ﷺને સંબોધીને ઉમ્મતને એ બતાવવાનું છે કે, આ હુકમનો વિરોધ કરવાથી જો નબીઉલ અંબિયા ﷺને પણ મા'ફ કરવામાં નહિ આવે તો પછી અન્ય કોઈ માનવીની શું મજાલ છે ?

ત્યાર પછી ફરમાવ્યું مَنْ يُّصْرَفْ عَنْهُ يَوْمَئِذٍ فَقَدْ رَحِمَهٗ એટલે કે, મહશરના દિવસનો અઝાબ અત્યંત ભયંકર અને ખૂબ કઠિન હશે. જે વ્યક્તિના માથેથી આ અઝાબ ટળી ગયો, તો તે એવું સમજે કે, તેના ઉપર અલ્લાહની ઘણી મોટી રહમત (દયા-કૃપા) થઈ. وَذٰلِكَ الْفَوْزُ الْمُبِيْنُ એટલે કે, એ જ મહાન અને ખુલ્લમ-ખુલ્લી સફળતા છે. અહીંયાં સફળતાનો અર્થ જન્નતમાં પ્રવેશ પામવો છે, એનાથી જાણ થઈ કે અઝાબથી છુટકારો મળવાથી જન્નતમાં અવશ્ય પ્રવેશ મળશે.

બીજી આયતમાં ઈસ્લામના એક પાયાના અકીદહ (માન્યતા)નું વર્ણન કરવામાં આવ્યું છે કે, દરેક નફા અને નુકસાનનો માલિક વાસ્તવમાં ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂ જ છે. કોઈ વ્યક્તિ વાસ્તવિકતાના આધારે ન કોઈને ક્ષુલ્લક લાભ પહોંચાડી શકે છે અને ન જ ક્ષુલ્લક નુકસાન. દેખીતું છે કે, જો કોઈને કોઈના હાથે

લાભ અથવા નુકસાન પહોંચતું દેખાય છે તો તે ફક્ત તેનું જાહેર સ્વરૂપ છે અને વાસ્તવમાં તો એક પડદો છે, જે કાર્ય–કારણ સિવાય કોઈ હકીકત ધરાવતો નથી.

کار زلفِ تست مشک افشانی امّا عاشقاں مصلحت را تہمتے برآہُوئے چین بستہ اند؛

તારી લત (ઝુલ્ફ)નું કામ મુશ્કની સુગંધ ફેલાવવાનું છે પરંતુ તારા આશિકો માટે,
શું તું એવું ઈચ્છે છે કે દોષારોપણ ચીનના હરણ ઉપર આવે ?

આ માન્યતા પણ ઈસ્લામની તે ક્રાંતિકારી માન્યતાઓમાંથી છે, જેણે મુસલમાનોને સમગ્ર મખ્લૂકથી બેનિયાઝ બનાવી ફક્ત સર્જનહારનો નિયાઝમંદ બનાવીને એક એવો ઉદાહરણીય વર્ગ તૈયાર કરી આપ્યો, જે ગરીબી અને ભૂખા પેટે કે અત્યંત કફોડી પરિસ્થિતિમાં પણ સમગ્ર દુનિયા ઉપર ભારે છે. આ વર્ગ કોઈની સામે પોતાનું માથું નમાવવાનું નથી જાણતો.

فقر میں بھی میں سر بسر فخر و غرور و ناز ہوں : کس کا نیاز مند ہوں سب سے جو بے نیاز ہوں

તંગીમાં પણ હું ગર્વિષ્ઠ અને આનંદમય રહું છું,
કોનો હું મોહતાજ છું ? જ્યારે કે હું બેનિયાઝ (બેપરવા) છું.

કુર્આન મજીદમાં ઘણે ઠેકાણે આ વિષય વિવિધ વિષયો હેઠળ વર્ણન થયો છે. એક આયતમા ઈરશાદ છે,

مَا يَفْتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنْ رَّحْمَةٍ فَلَا مُمْسِكَ لَهَا وَمَا يُمْسِكْ فَلَا مُرْسِلَ لَهٗ مِنْ بَعْدِهٖ

*"અલ્લાહ તઆલાએ જે રહમત લોકો માટે ખોલી આપી તેને કોઈ રોકનારો નથી અને જેને રોકી આપે તેને કોઈ ખોલનારો નથી."* *(સૂરહ:૩૫, આયત:૨)*

સહીહ હદીષોમાં છે કે, રસૂલે કરીમ ﷺ પોતાની દુઆઓમાં મોટે ભાગે આવું કહ્યા કરતા હતા,

اَللّٰهُمَّ لَا مَانِعَ لِمَا اَعْطَيْتَ وَ لَا مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَاالْجَدِّ مِنْكَ الْجَدُّ،

*"હે અલ્લાહ ! જે તેં આપ્યું, તેને કોઈ રોકનારો નથી અને જે તેં રોકી લીધું તેને કોઈ આપનારો નથી અને કોઈ પ્રયત્ન કરનારનો પ્રયત્ન તારા મુકાબલામાં લાભ નથી આપી શકતો."*

ઈમામ બગવી (રહ.)એ આ આયત હેઠળ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)થી નકલ કર્યું છે કે, "એક વખતે રસૂલે કરીમ ﷺ એક સવારી ઉપર સવાર થયા અને મને પોતાની પાછળ સવારી ઉપર બેસાડ્યો, અમુક દૂર ચાલ્યા પછી મારા તરફ કેન્દ્રિત થઈને ફરમાવ્યું કે, હે છોકરા ! મેં વિનંતી કરી; જી! હાજર છું, શું હુકમ છે ? આપ ﷺએ ફરમાવ્યું કે, તમે અલ્લાહને યાદ રાખો ! અલ્લાહ તમને યાદ રાખશે, તમે અલ્લાહને યાદ રાખશો તો તમે દરેક પરિસ્થિતિમાં તેને પોતાની સામે અનુભવશો, તમે શાંતિ અને રાહત તથા ખુશી–આનંદના સમયે અલ્લાહને ઓળખો તો તમારી મુસીબતના સમયે અલ્લાહ તમને ઓળખશે. જ્યારે તમારે સવાલ કરવાનો હોય તો ફક્ત અલ્લાહથી સવાલ કરો અને મદદ માંગવી હોય તો ફક્ત અલ્લાહથી મદદ માંગો. જે કંઈ દુનિયામાં થવાનું છે તકદીરની કલમ (લેખણી) તેને લખી ચૂકી છે. જો સમગ્ર મખ્લૂક (સૃષ્ટિના પ્રત્યેક તત્ત્વો) ભેગા મળી એવો પ્રયત્ન કરે કે, તમને કોઈ એવો લાભ પહોંચાડે કે જે અલ્લાહ તઆલાએ તમારા હિસ્સામાં નથી રાખ્યો, તો તેઓ એવું કદાપિ નહીં કરી શકે અને જો તે બધા મળીને એવો પ્રયત્ન કરે કે, તમને કોઈ એવું નુકસાન પહોંચાડે જે તમારી કિસ્મતમાં નથી, તો તેઓ કદાપિ તેની શક્તિ નહીં મેળવી શકે; તો સબ્ર કરો (ધૈર્ય ધરો) ! કારણ કે, પોતાના સ્વભાવ વિરુદ્ધ વસ્તુઓ ઉપર ધૈર્ય ધરવામાં જ મોટી ભલાઈ અને બરકત છે અને સારી પેઠે સમજી લો કે, અલ્લાહ તઆલાની મદદ સબ્રની સાથે છે અને મુસીબતની સાથે રાહત અને તંગીની સાથે છૂટછાટ (પણ) છે."

*(આ હદીષ તિરમિઝી અને મુસ્નદે અહમદમાં સહીહ સનદ સાથે ઉપસ્થિત છે.)*

અફસોસ છે કે, કુર્આનના આ સ્પષ્ટ એલાન અને રસૂલે કરીમ ﷺની સમગ્ર જિંદગીની તા'લીમ છતાં આ ઉમ્મત આ મા'મલામાં ભટકવા લાગી છે. પામર માનવીએ સમગ્ર ખુદાઈ અધિકારો અને સત્તા મખ્લૂકને ફાળે વહેંચી દીધી. આજે મુસલમાનોની એક મોટી સંખ્યા છે જે મુસીબતના સમયે અલ્લાહ તઆલાને પોકારવા અને તેનાથી દુઆ માંગવા કે તેના વિવિધ નામો અને સિફતોથી તેને યાદ કરવા અને દુહાઈ દેવા તથા તેનાથી મદદ માંગવાના બદલે તેના તરફ ધ્યાન સુદ્ધાં નથી આપતા. અંબિયા (અલૈ.) અને અવલિયા (રહ.)ના વસીલાથી દુઆ માંગવી જાઈઝ હોવું બીજી વાત છે અને પોતે નબીએ કરીમ

ﷺની તા'લીમમાં તેની સાબિતી મળે છે પરંતુ સીધે-સીધી કોઈ મખ્લૂકની જરૂરિયાત પૂરી કરવા માટે તેમને પોકારવું અને તેમની પાસેથી પોતાની જરૂરિયાતો માંગવી કુર્આનના આ હુકમથી ખુલ્લી બગાવત (બળવો) છે. અલ્લાહ તઆલા મુસલમાનોને સીરાતે મુસ્તકીમ (સીધા માર્ગ) ઉપર કાયમ રાખે. આમીન.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ وَهُوَ الْحَكِيْمُ الْخَبِيْرُ એટલે કે, અલ્લાહ તઆલા જ પોતાના બધા બંદાઓ ઉપર કાબૂ અને સત્તા ધરાવે છે અને બધા તેની કુદરતના આધીન અને તેના મોહતાજ છે. એ જ કારણ છે કે, દુનિયાનો કોઈ મોટામાં મોટો માણસ ભલે અલ્લાહનો મહબૂબ અને નિકટનો રસૂલ હોય અથવા દુનિયાનો મોટામાં મોટો કોઈ બાદશાહ હોય, પોતાના પ્રત્યેક ઈરાદામાં સફળ નથી થતો અને તેની દરેક ઈચ્છા પૂર્ણ કે ફળિભૂત નથી થતી.

તે હકીમ પણ છે કે તેના તમામ કૃત્યો હિકમત ઉપર આધારિત છે અને દરેક વસ્તુને સારી પેઠે જાણનારો પણ છે, તેમાં શબ્દ قَاهِرٌ (કાહિર)થી અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનો અને શબ્દ حَكِيْم (હકીમ)થી તેના સર્વત્ર છવાયેલા જ્ઞાનનું વર્ણન કરીને બતાવવામાં આવ્યું કે, તે પોતાની બધી જ ખાસિયતો અને જ્ઞાનની વિશેષતાઓ અને સર્વશક્તિમાન હોવાની હેસિયતથી આ બધી જ બાબતોમાં એકમાત્ર છે.

પાંચમી આયત વિશે એક ખાસ ઘટના શા'ને નુઝૂલ તરીકે હોવાનું મુફસ્સિરોએ વર્ણન કર્યું છે કે, એક વખતે મક્કાના નિવાસીઓનું એક પ્રતિનિધિ મંડળ નબીએ કરીમ ﷺ પાસે આવ્યું અને તેઓ કહેવા લાગ્યા કે, ‘‘તમે અલ્લાહના રસૂલ હોવાનો જે દા'વો કરો છો, તેના ઉપર તમારો ગવાહ કોણ છે ? કારણ કે, અમને કોઈ વ્યક્તિ એવો નથી મળ્યો, જે તમારા દા'વાની ખરાઈ કરે. જ્યારે કે અમે યહૂદીઓ અને નસારાથી તેની તહકીક કરવાની સંપૂર્ણ કોશીશ કરી.'' એ બાબત ઉપર આ આયત નાઝિલ થઈ قُلْ اَىُّ شَىْءٍ اَكْبَرُ شَهَادَةً એટલે કે, (હે નબી ﷺ !) તમે કહી આપો કે, અલ્લાહથી વધીને કોની ગવાહી હશે ? જેના કબજામાં સમગ્ર સૃષ્ટિ અને બધા જ લાભ અને નુકસાન છે. પછી તમે કહી આપો કે, મારા અને તમારા દરમિયાન અલ્લાહ ગવાહ છે અને અલ્લાહ તઆલાની ગવાહથી અર્થ તે મોઅ્જિઝાઓ અને ખુલ્લી નિશાનીઓ છે, જે

અલ્લાહ તઆલાએ આપ ﷺ માટે રસૂલે બરહક હોવાના સંદર્ભમાં જાહેર કરી હતી. એટલા માટે ત્યારબાદ મક્કાના નિવાસીઓને સંબોધન કરીને આ ફરમાવ્યું, أَئِنَّكُمْ لَتَشْهَدُوْنَ مَعَ اللّٰهِ اٰلِهَةً اُخْرٰى શું અલ્લાહ તઆલાની આ ગવાહી પછી પણ તમે તેના વિરોધમાં ગવાહી આપો છો કે, અલ્લાહ તઆલાની સાથે અન્ય મઅ્બૂદ પણ છે? જો એવું જ છે તો પોતાના અંજામને સમજો (જાણો), હું તો આવી ગવાહી નથી આપી શકતો. قُلْ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ એટલે કે, "આપ ﷺ કહી આપો કે, અલ્લાહ તઆલા એકમાત્ર મઅ્બૂદ છે જેનો કોઈ ભાગીદાર નથી."

અને ઈરશાદ ફરમાવ્યો, وَاُوْحِيَ اِلَيَّ هٰذَا الْقُرْاٰنُ لِاُنْذِرَكُمْ بِهٖ وَمَنْۢ بَلَغَ એટલે કે, "મારા ઉપર વહી સ્વરૂપે કુર્આન મોકલવામાં આવ્યું, જેથી તેના દ્વારા હું તમને અલ્લાહ તઆલાના અઝાબથી ડરાવું અને તે લોકોને ડરાવું જેમને કયામત સુધી આ કુર્આન પહોંચશે."

એનાથી સાબિત થયું કે, નબીએ કરીમ ﷺ ખાતમુન્નબિય્યિન (અંતિમ નબી) અને અંતિમ પયગમ્બર છે અને કુર્આને કરીમ અલ્લાહ તઆલાની અંતિમ કિતાબ છે. કયામત સુધી તેનું શિક્ષણ અને તિલાવત બાકી રહેશે અને લોકો માટે તેનું અનુસરણ આવશ્યક રહેશે.

હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)એ ફરમાવ્યું કે, "જે વ્યક્તિને કુર્આન પહોંચી ગયું, તે એવો થઈ ગયો જેમકે તેણે હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺની ઝિયારત (દર્શન) કરી લીધી." એક હદીષમાં છે કે, "જે વ્યક્તિને કુર્આન પહોંચી ગયું, હું તેનો ડરાવનાર છું."

રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને તાકીદ ફરમાવી, بَلِّغُوْا عَنِّيْ وَلَوْ اٰيَةً એટલે કે, "મારા હુકમો અને તા'લીમ લોકો સુધી પહોંચાડો, ભલે તે એક જ આયત (વાત) હોય."

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.) ફરમાવે છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા તે વ્યક્તિને તાજો-માજો અને તંદુરસ્ત રાખે, જેણે મારી કોઈ વાત સાંભળી, પછી તેને યાદ રાખી, પછી તેને ઉમ્મત સુધી પહોંચાડી દીધી." કારણ કે, ઘણી વખતે એવું બનતું હોય છે કે, એક વ્યક્તિ પોતે કોઈ વાતનો અર્થ એટલો નથી સમજતો જેટલો પાછળથી આવનારા તેને સમજે છે કે, જેમને આ વાત પહોંચાડવામાં આવી છે.

અંતિમ આયતમાં તે લોકોના એવા નિવેદનનો રદિયો છે કે, અમે યહૂદીઓ અને નસારા બધાથી તહકીક કરી લીધી, કોઈપણ આપ ﷺની સચ્ચાઈ અને નુબુવ્વતની ગવાહી આપતા નથી, તે સંદર્ભમાં ઈરશાદ થયો, اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْرِفُوْنَهٗ كَمَا يَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ એટલે કે, "યહૂદીઓ અને નસારા તો હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺને એવી રીતે ઓળખે છે, જે રીતે પોતાના સંતાનોને ઓળખતા હોય છે."

કારણ એ છે કે, તવરાત અને ઈન્જીલમાં રસૂલે કરીમ ﷺનું સંપૂર્ણ શબ્દચિત્ર, આપ ﷺનું અસલ વતન, પછી તેમના હિજરતી વતન, આપ ﷺની ટેવો, તેમની વર્તણૂંક અને આપ ﷺના કારનામાઓનું એવું વિગતવાર વર્ણન થયું છે કે, ત્યાર પછી તેમાં કોઈ શંકા-કુશંકાની સંભાવના જ નથી રહેતી. બલકે, ફક્ત આપ ﷺનું જ વર્ણન નથી, આપ ﷺના સહાબએ કિરામ (રદિ.)ની પરિસ્થિતિઓનું વિગતવાર વર્ણન તવરાત અને ઈન્જીલમાં મોજૂદ છે. એટલા માટે એની કોઈ શક્યતા નથી કે, જે વ્યક્તિ તવરાત અને ઈન્જીલને પઢતો હોય અને તેના ઉપર ઈમાન રાખતો હોય, તે રસૂલે કરીમ ﷺને ન ઓળખે.

આ સ્થળે અલ્લાહ તબારક વ તઆલાએ તેમની શંકા-કુશંકાના જવાબમાં ફરમાવ્યું કે, "જે રીતે કે તે લોકો પોતાના સંતાનોને ઓળખે છે," એવું ન કહ્યું કે, "જેવી રીતે બાળકો પોતાના માં-બાપને ઓળખે છે." કારણ એ છે કે, માં-બાપની પોતાના બાળકો વિશેની ઓળખ વધારે ચોક્કસ અને સ્પષ્ટ હોય છે. બાળકોના શરીરના દરેક અવયવને માં-બાપ સારી રીતે ઓળખે છે, કારણ કે તે તેમની સામે સતત રહે છે. બાળપણથી લઈને યુવાની સુધી બાળક તેમના હાથોમાં અને ખોળામાં પાલણ-પોષણ પામે છે. એટલા માટે માતા-પિતા જેટલી પોતાની અવલાદને ઓળખે છે, એટલી અવલાદ માં-બાપને નથી ઓળખી શકતી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને સલામ (રદિ.) જે પ્રથમ યહૂદી હતા અને પછી મુસલમાન થઈ ગયા, હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ તેમને પ્રશ્ન કર્યો કે, "અલ્લાહ તઆલાએ કુર્આનમાં ખબર આપી છે કે, તમારા લોકો અમારા રસૂલે કરીમ ﷺને એવી રીતે ઓળખે છે, જેવી રીતે કે તેઓ પોતાની અવલાદને ઓળખે છે, તેનું શું કારણ છે ?" અબ્દુલ્લાહ બિન સલામ (રદિ.)એ ફરમાવ્યું કે,

"હા ! અમે રસૂલે કરીમ ﷺના અલ્લાહ તઆલાએ વર્ણન કરેલ ગુણ-લક્ષણો સહિત તેમને ઓળખીએ છીએ, જે અલ્લાહ તઆલાએ તવરાતમાં નાઝિલ ફરમાવ્યા છે. એટલા માટે તેનું જ્ઞાન અમને ચોક્કસ અને દૃઢ વિશ્વાસ સાથે છે. પોતાની અવલાદ કરતાં પણ વધારે, કારણ કે એમાં તો શંકા પણ થઈ શકે છે કે આ અમારી અવલાદ છે કે નહીં ?"

હઝરત ઝૈદ બિન ષના જે અહલે કિતાબમાંથી છે, તેમણે રસૂલે કરીમ ﷺને તવરાત અને ઇન્જીલના વર્ણન કરેલ ગુણ-લક્ષણોથી જ ઓળખ્યા હતા. ફક્ત એક લક્ષણ એવું હતું જેની તેમને પ્રથમ ખરાઈ ન થઈ શકી હતી પરંતુ કસોટી પછી તેની પણ ખરાઈ થઈ ગઈ, તે એ કે રસૂલે કરીમ ﷺની સહનશીલતા તેમના ગુસ્સા ઉપર છવાયેલી હતી. પછી રસૂલે કરીમ ﷺની સેવામાં પહોંચીને એનો અનુભવ કર્યો તો આ સિફત પણ સંપૂર્ણ રીતે રસૂલે કરીમ ﷺમાં જોઈ અને તે જ વખતે તેઓ મુસલમાન થઈ ગયા.

અંતિમ આયતમાં ફરમાવ્યું છે કે, આ અહલે કિતાબ જે સંપૂર્ણ રીતે સારી પેઠે રસૂલે કરીમ ﷺને ઓળખે છે; તે છતાં મુસલમાન થતા નથી. આ રીતે તેઓ પોતાના હાથોથી પોતાને બરબાદ કરી રહ્યા છે અને નુકસાનમાં પડી રહ્યા છે. اَلَّذِیْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ فَهُمْ لَا یُؤْمِنُوْنَ

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૨૨ થી ૨૬)

وَ یَوْمَ نَحْشُرُهُمْ جَمِیْعًا ثُمَّ نَقُوْلُ لِلَّذِیْنَ اَشْرَكُوْٓا اَیْنَ شُرَكَآؤُكُمُ الَّذِیْنَ
كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿۲۲﴾ ثُمَّ لَمْ تَكُنْ فِتْنَتُهُمْ اِلَّآ اَنْ قَالُوْا وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِیْنَ ﴿۲۳﴾
اُنْظُرْ كَیْفَ كَذَبُوْا عَلٰٓى اَنْفُسِهِمْ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا یَفْتَرُوْنَ ﴿۲۴﴾ وَ مِنْهُمْ
مَّنْ یَّسْتَمِعُ اِلَیْكَ ۚ وَجَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ یَّفْقَهُوْهُ وَفِیْٓ اٰذَانِهِمْ وَقْرًا ؕ
وَ اِنْ یَّرَوْا كُلَّ اٰیَةٍ لَّا یُؤْمِنُوْا بِهَا ؕ حَتّٰٓى اِذَا جَآءُوْكَ یُجَادِلُوْنَكَ یَقُوْلُ
الَّذِیْنَ كَفَرُوْٓا اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِیْرُ الْاَوَّلِیْنَ ﴿۲۵﴾ وَهُمْ یَنْهَوْنَ عَنْهُ وَ
یَنْـَٔوْنَ عَنْهُ ۚ وَ اِنْ یُّهْلِكُوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا یَشْعُرُوْنَ ﴿۲۶﴾

## તરજુમો :

*અને જે દિવસે અમે તે સૌને ભેગા કરીશું પછી જેમણે શિર્ક કર્યું હતું તે લોકોને કહીશું, ક્યાં છે તમારા શરીક જેમનો તમને દા'વો હતો ? (૨૨) પછી તેમની પાસે કોઈ ફરેબ રહેશે નહીં પરંતુ એ જ કે કહેશે, કસમ છે અલ્લાહની જે અમારો પરવરદિગાર છે, અમે શિર્ક કરનારા ન હતા. (૨૩) જુઓ તો પોતાની જાત ઉપર કેવું જૂઠું બોલ્યા ! અને તેમનાથી તે વાતો ખોવાઈ ગઈ જે બનાવ્યા કરતા હતા. (૨૪) અને તેમનામાં અમુક તમારા તરફ કાન ધરી રાખે છે અને અમે તેમના દિલો ઉપર પડદા નાંખી રાખ્યા છે જેથી તેને ન સમજે અને તેમના કાનોમાં ભાર રાખી દીધો, અને જો બધી નિશાનીઓ જોઈ લે તો પણ તેના ઉપર ઈમાન ન લાવે એટલે સુધી કે જ્યારે તમારી પાસે તમારી સાથે વાદ-વિવાદ માટે આવે છે તો તે કાફિર કહે છે, આ કંઈ નથી પરંતુ અગાઉના લોકોની (દંત)કથાઓ ! (૨૫) અને આ લોકો તેનાથી રોકે છે અને તેનાથી નાસે છે અને હલાક નથી કરતા પરંતુ પોતાની જાતને અને સમજતા નથી ! (૨૬)*

## તફસીર :

### મુશ્રિકોની અસફળ થવાની પરિસ્થિતિ :

(અને તે વખતને પણ યાદ રાખવા યોગ્ય છે) જે દિવસે અમે બધી જ મખ્લૂકને (હશ્રના મેદાનમાં) ભેગી કરીશું, પછી અમે મુશ્રિકોથી (પ્રત્યક્ષ અથવા પરોક્ષ રીતે ઉલટ તપાસમાં) કહીશું કે (બતાવો) તમારા તે ભાગીદારો ક્યાં છે જેમના મઅ્બૂદ હોવાનો તમે દા'વો કરતા હતા ? (કે તમારી સિફારસ નથી કરતા કે જેમના ઉપર તમને ભરોસો હતો) પછી તેમના શિર્કનો અંજામ તેના સિવાય બીજો કંઈ પણ (જાહેર) નહીં થાય કે તેઓ (આ શિર્કથી પોતે બેઝારી-અલગાવ અને નફરતની જાહેરાત કરશે અને બદ્હવાસીની પરિસ્થિતિમાં) એવું કહેશે, અલ્લાહની કસમ ! હે પરવરદિગાર અમે મુશ્રિક ન હતા. (અલ્લાહ તઆલાએ ફરમાવ્યું આશ્ચર્યની દષ્ટિથી) જરા જુઓ તો ! કેવી રીતે (ઉઘાડું) જૂઠ પોતાની જાત ઉપર બોલ્યા અને જે વસ્તુઓને તે જૂઠી રીતે ઉપજાવી કાઢતા હતા (એટલે કે, તેમની મૂર્તિઓ જેમને તેઓ અલ્લાહના ભાગીદાર ઠરાવતા હતા) તે બધું

અદશ્ય થઈ ગયું. (આપ ﷺના કુર્આન પઢવાના સમયે તેને સાંભળવા માટે) તમારા તરફ કાન લગાવે છે (પરંતુ કારણ કે આ સાંભળવું સત્યના સંશોધન માટે નહીં બલકે, ફક્ત ખેલ–તમાશો અને ઠેકડી ઉડાવવાની નિય્યતથી હોય છે, એટલા માટે તેનાથી તેમને કંઈ લાભ નથી થતો, જેથી) અમે તેમના દિલો ઉપર પડદા નાંખી રાખ્યા છે એનાથી કે તે (કુર્આનના હેતુ)ને સમજે અને તેમના કાનોમાં ભાર ભરી દીધો છે (કે તેને હિદાયત માટે નથી સાંભળતા, આ તો તેમના દિલો અને કાનોની હાલત હતી, હવે તેમની સમજદારી અને દષ્ટિને પણ જુઓ) જો તે લોકો (આપ ﷺની નુબુવ્વતની ખરાઈની) બધી જ દલીલોને (પણ) જોઈ લે તો પણ ઈમાન નહીં લાવે (તેમની દુશ્મનાવટની નોબત) એટલે સુધી (પહોંચી છે) કે જ્યારે આ લોકો તમારી પાસે આવે છે તો તમારી સાથે નિરર્થક વાદ–વિવાદ કરે છે, (એ પ્રમાણે કે) આ લોકો જેઓ કાફિરો છે એવું કહે છે કે આ (કુર્આન) તો કંઈ પણ નથી, ફક્ત વગર સનદની વાતો છે જે આગળના લોકો દ્વારા (કહેવાતી) ચાલી આવે છે (એટલે કે, ધર્મવાળા પ્રથમથી જ આવી વાતો કરતા ચાલ્યા આવ્યા છે કે, મઅ્બૂદ તો માત્ર એક જ છે અને એ કે માનવી અલ્લાહનો પયગમ્બર બની શકે છે, કયામતમાં ફરી જીવતા થવાનું છે, એવું કહેવાનો હેતુ દુશ્મનાટ અને જૂઠાડવાનો છે, આગળ ઉપર આ દુશ્મનાવટમાં પ્રગતિ કરીને અન્યોને પણ હિદાયતથી રોકવાનું કામ શરૂ કરે છે) અને ફરી આ લોકો આ (કુર્આન)થી અન્યોને પણ રોકે છે અને પોતે પણ (તેનાથી ધિક્કાર જાહેર કરવા માટે) દૂર રહે છે અને (આવી પ્રવૃત્તિઓ દ્વારા) આ લોકો પોતાને જ તબાહ કરી રહ્યા છે અને (મૂર્ખામી તથા દુશ્મનાવટમાં) કંઈ ભાન નથી રાખતા (કે અમે કોનું નુકસાન કરી રહ્યા છે; અમારી આવી પ્રવૃત્તિથી રસૂલ અને કુર્આનનું કંઈ જ બગડવાનું નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પાછળની આયતોમાં એ ઉલ્લેખ હતો કે, જાલિમો અને કાફિરોને સફળતા પ્રાપ્ત નહીં થાય. ઉપરોક્ત આયતોમાં તેની વિગત અને સ્પષ્ટતા છે. પહેલી અને બીજી આયતમાં તે સૌથી મોટી કસોટીનું વર્ણન છે જે મહશરમાં પરવરદિગારે આલમ સામે થવાની છે. ઈરશાદ ફરમાવ્યો, وَيَوْمَ نَحْشُرُهُمْ جَمِيعًا એટલે કે, "તે દિવસ યાદ રાખવા જેવો છે, જેમાં અમે તે બધાને (તે મુશ્રિકોને અને તેમના જૂઠા મઅ્બૂદોને) ભેગા કરીશું." ثُمَّ نَقُولُ اَيْنَ شُرَكَآءُ كُمُ الَّذِيْنَ كُنْتُمْ تَزْعُمُوْنَ એટલે

કે, "પછી અમે તેમને એ પ્રશ્ન કરીશું કે તમે જે મઅ્બૂદોને અમારા ભાગીદાર અને સમકક્ષ ઠરાવતા હતા અથવા પોતાની જરૂરિયાત પૂરી કરનાર અને આફતો દૂર કરનાર સમજતા હતા તેઓ આજે ક્યાં છે ? તમારી મદદ કેમ નથી કરતા ?"

તેમાં શબ્દ ثُمَّ (ષુમ્મ) અપનાવવામાં આવ્યો છે, જે અત્રે "મોડું" બતાવવા માટે ઉપયોગ થયો છે. એટલે કે, મહશરમાં ભેગા થયા પછી તરત જ સવાલ-જવાબ નહીં થાય. બલકે, એક લાંબા સમય સુધી આશ્ચર્ય અને અસમંજસની પરિસ્થિતિમાં ઊભા રહેશે, લાંબી મુદત પછી સવાલ-જવાબ અને હિસાબ-કિતાબ શરૂ થશે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "તે સમયે તમારી શું હાલત થશે કે, જે સમયે અલ્લાહ તઆલા તમને હશ્રના મેદાનમાં એવી રીતે ભેગા કરશે, જેમકે તીરોને ભાથામાં ભેગા કરવામાં આવે છે અને પચાસ હજાર વર્ષ આ જ પ્રમાણે રહેશો." અને એક રિવાયતમાં છે કે, "કયામતના દિવસે એક હજાર વર્ષ સુધી અંધારુ રહેશે, પરસ્પર વાતચીત પણ નહીં કરી શકો."

*(આ રિવાયત હાકિમે મુસ્તદરકમાં અને બયહકીએ વર્ણન કરી છે.)*

આ રિવાયતમાં પચાસ હજાર અને એક હજારનો જે તફાવત છે, તે જ તફાવત કુર્આનની બે આયતોમાં પણ ઉપસ્થિત છે. એક જગ્યાએ ઈરશાદ છે, كَانَ مِقْدَارُهُ خَمْسِيْنَ اَلْفَ سَنَةٍ એટલે કે, "તે દિવસનું પ્રમાણ પચાસ હજાર વર્ષનું હશે" (૭૦:૪) અને બીજા સ્થળે ફરમાવ્યું છે, اِنَّ يَوْمًا عِنْدَ رَبِّكَ كَاَلْفِ سَنَةٍ એટલે કે, "એક દિવસ તમારા પરવરદિગાર પાસે એક હજાર વર્ષનો હશે" (૨૨:૪૭) અને આ તફાવતનું કારણ એ છે કે, તે દિવસ તકલીફ અને મુસીબતની કઠણાઈના આધારે લાંબો હશે અને મુસીબત તથા કઠણાઈના આધારે જ ટૂંકો હશે. એટલે કે, અમુકને તે એક દિવસ પચાસ હજાર વર્ષનો લાગશે અને અમુકને એક હજાર વર્ષની અનુભૂતિ થશે.

ખુલાસો એ છે કે, આ સૌથી મોટી કસોટીનું સ્થળ છે. પ્રથમ તો એક લાંબો સમય એવો પસાર થશે કે, કસોટી શરૂ જ નહીં થાય. એટલે સુધી કે, એ લોકો તમન્ના કરવા લાગશે કે, કોઈપણ રીતે હિસાબ-કિતાબ જલદી પૂર્ણ થઈ જાય, પરિણામ જે કંઈ પણ આવે. આ સખત પરિસ્થિતિ, અસમંજસ, તકલીફ

તથા કઠણાઈ તો દૂર થાય ! આ જ લાંબા સમયગાળા તરફ ઈશારો કરવા માટે શબ્દ ثُمَّ (ષુમ્મ) "પછી" કહેવામાં આવ્યો છે, ثُمَّ نَقُوْلُ (ષુમ્મ નકૂલુ) "પછી અમે કહીશું." એ જ પ્રમાણે બીજી આયતમાં મુશ્રિકો તરફથી જે જવાબ પ્રસ્તુત છે, તે પણ શબ્દ ثُمَّ (ષુમ્મ) સાથે આવ્યો છે, એનાથી જાણ થાય છે કે, તે લોકો પણ એક લાંબા સમય પછી ખૂબ વિચાર કરીને આ જવાબ આપશે કે, وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ એટલે કે, "અલ્લાહ રબ્બુલ આલમીનની કસમ ખાઈને કહીએ છીએ કે, અમે મુશ્રિક ન હતા." આ આયતમાં તેમના જવાબને શબ્દ فِتْنَةٌ (ફિત્નહ)થી ઓળખાવવામાં આવ્યો છે અને આ શબ્દ કસોટી તથા અજમાયશ માટે બોલવામાં આવે છે અને કોઈના ઉપર ખૂબ આકર્ષિત થઈને પ્રેમમાં ગળાડૂબ થઈ જવા માટે અને ફિત્નામાં સંડોવાઈ જવા માટે પણ બોલવામાં આવે છે અને અહીંયાં બંને અર્થો હોઈ શકે છે. પ્રથમ સ્વરૂપમાં તેમના કસોટીના જવાબને પરીક્ષાથી ઓળખાવામાં આવ્યું છે અને બીજા સ્વરૂપમાં ભાવાર્થ એ જ છે કે, આ લોકો દુનિયામાં સ્વનિર્મિત મૂર્તિઓ અને હાથે કંડારેલ મઅ્બૂદોના પ્રેમમાં ગળાડૂબ હતા અને તેમના ફિત્નામાં સંડોવાયેલા હતા. પોતાનો જાન-માલ તેમના ઉપર કુર્બાન કરતા હતા, પરંતુ આજે તે બધી જ મહોબ્બત અને આકર્ષણ નષ્ટ થઈ ગયું અને તેમનો જવાબ તેના સિવાય કંઈ ન રહ્યો કે, તેઓ તેમનાથી કોઈ લેવા-દેવા ન હોવાને અને તેમની સાથે પોતાનો કોઈ નાતો-સંબંધ ન હોવાનો દા'વો કરી રહ્યા છે.

તેના જવાબમાં એક આશ્ચર્યજનક વસ્તુ એ છે કે, કયામતના મેદાનના ભયાનક દષ્યો અને પરવરદિગારે આલમની સંપૂર્ણ કુદરતના આશ્ચર્યજનક કરિશ્માઓનું અવલોકન કર્યા પછી તેઓ એવી હિંમત કઈ રીતે દાખવી શકે કે, પરવરદિગારે આલમ સામે ઊભા થઈને જૂઠું બોલે અને તે પણ એટલું સખત અને મજબૂતીથી કે, તેની મહાન જાતના સોગંદ લઈને કહી રહ્યા છે કે, અમે તારી ખુદાઈમાં કોઈની ભાગીદારી નથી કરી, અમે શિર્ક નથી કર્યું.

લગભગ તમામ મુફસ્સિરો (વિવરણકારો)એ તેનો જવાબ એ આપ્યો છે કે, તેમનો આ જવાબ કોઈ બુદ્ધિ અથવા સભાનપણે અપાયેલો નથી અને પરિણામ સાથે સંબંધિત નથી. બલકે, અલ્લાહ તઆલાની મોટાઈની હેબતથી હેબતાઈને આવું કહેશે અને આવી પરિસ્થિતિમાં વ્યક્તિ જે કંઈ મોઢામાં આવી

જાય છે તે બોલી જતો હોય છે. પરંતુ હશ્રના મેદાનની અસામાન્ય ઘટનાઓ અને પરિસ્થિતિઓ ઉપર વિચાર કર્યા પછી એ પણ કહી શકાય છે કે, અલ્લાહ તઆલાએ જ આ પરિસ્થિતિ તેમની આ હાલતને સામે લાવવા માટે પેદા કરી અને તેમને એક શક્તિ પણ આપી કે, તેઓ સ્વતંત્ર રીતે જે ઈચ્છે કહે, જેવી રીતે કે તેઓ દુનિયામાં કહ્યા કરતા હતા. જેથી કુફ્ર અને શિર્કના મહાન ગુનાહોની સાથે તેમની આ ઉણપ અને ઐબ પણ મહશરમાં ઉપસ્થિત લોકો સામે આવી જાય કે, આ લોકો જૂઠું બોલવામાં પણ અજોડ છે કે, આવી ભયંકર પરિસ્થિતિમાં પણ જૂઠું બોલવાથી ખચકાતા નથી. કુર્આન મજીદે એક બીજી આયતમાં فَيَحْلِفُوْنَ لَهٗ كَمَا يَحْلِفُوْنَ لَكُمْ (સૂ. ૫૮ : આ. ૧૮) કહીને તે તરફ ઈશારો કર્યો છે, જેનો અર્થ એ છે કે, "આ લોકો જે રીતે મુસલમાનો સામે જૂઠી કસમો ખાતા ફરે છે, એ જ પ્રમાણે પોતે પરવરદિગારે આલમની સામે પણ ખોટા સોગંદ ખાવાથી ચૂકશે નહીં."

મહશરમાં જ્યારે તેઓ કસમો ખાઈને શિર્ક અને કુફ્રનો ઈન્કાર કરશે, ત્યારે તે વખતે સર્વશક્તિમાન અલ્લાહ તેમના મોઢા ઉપર મૌનનું તાળું લગાવી દેશે અને તેમના શરીરના અંગોને, હાથ-પગને હુકમ આપશે કે તમે ગવાહી આપો કે આ લોકો શું-શું કરતા હતા ? તે વખતે સાબિત થઈ જશે કે, માનવીના હાથ-પગ, આંખ, કાન બધા જ અલ્લાહ તઆલાની છુપી પોલીસ હતી અને બધી જ પ્રવૃત્તિઓ અને આચરણોને એક-એક કરીને સામે રજૂ કરી આપશે. આ અનુસંધાને સૂરએ યાસીનમાં ઈરશાદ છે, اَلْيَوْمَ نَخْتِمُ عَلٰى اَفْوَاهِهِمْ وَتُكَلِّمُنَا اَيْدِيْهِمْ وَتَشْهَدُ اَرْجُلُهُمْ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ (સૂ. ૩૬ : આ. ૬૫) અલ્લાહની શક્તિનો આ પરચો જોઈ લીધા પછી કોઈની એવી હિંમત નહીં રહે કે, ત્યાર પછી કોઈ વાત છુપાવે અથવા જૂઠું બોલે.

કુર્આને મજીદમાં બીજી જગ્યાએ ઈરશાદ છે, وَلَا يَكْتُمُوْنَ اللّٰهَ حَدِيْثًا એટલે કે "તે દિવસે તેઓ અલ્લાહથી કોઈ વાત ગુપ્ત નહીં રાખી શકે." (૪:૪૨) તેનો ભાવાર્થ હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.)એ એ જ બતાવ્યો છે કે, "પ્રથમ તો તેઓ ખૂબ જૂઠું બોલશે અને જૂઠી કસમો ખાશે પરંતુ જ્યારે તેમના હાથ-પગ તેમના વિરુદ્ધ ગવાહી આપશે, ત્યારે તે વખતે તેઓ કોઈ ખોટી વાત કહેવાની હિંમત નહીં કરી શકે."

મતલબ કે, ન્યાયાધીશોના ન્યાયાધીશની અદાલતમાં આરોપીને પોતાનું બયાન આપવાનો સંપૂર્ણ મોકો સ્વતંત્ર રીતે આપવામાં આવશે અને જે પ્રમાણે તે દુનિયામાં જૂઠું બોલતો હતો, તે વખતે પણ તેનો આ અધિકાર જપ્ત કરવામાં નહીં આવે. કારણ કે, સર્વશક્તિમાન અલ્લાહ તેના જૂઠનો પર્દાફાશ પોતે તેના હાથ-પગ અને શરીરના અંગોના હવાલાથી કરી આપશે.

એ જ કારણ છે કે, મૌત પછી જે પ્રથમ કસોટી કબ્રમાં મુન્કર અને નકીર ફરિશ્તાઓ સામે થશે, જેને આખિરતના પ્રવેશની પ્રથમ કસોટી કહી શકાય છે, તેના વિશે હદીષમાં છે કે, મુન્કર-નકીર જ્યારે કાફિરોને સવાલ કરશે, مَنْ رَبُّكَ وَمَا دِيْنُكَ એટલે કે, તારો પરવરદિગાર કોણ છે ? અને તારો દીન શું છે ? તો કાફિરો કહેશે, هَاهُ هَاهُ لَا اَدْرِیْ હાય ! હાય ! હું કશું જ નથી જાણતો. તેનાથી વિપરીત મો'મિન رَبِّیَ اللّٰهُ وَدِيْنِیَ الْاِسْلَامُ કહીને જવાબ આપશે. જાણ થાય છે કે, આ પરીક્ષામાં કોઈપણ જૂઠું બોલવાની હિંમત નહીં કરી શકે, નહીં તો કાફિર પણ એવો જ જવાબ આપી શકતો હતો કે જે મુસલમાને આપ્યો. તેનું કારણ એ છે કે, તે કસોટી લેનારા ફરિશ્તાઓ હશે અને ન તો તેમને ગુપ્ત વાતોની જાણકારી છે અને ન જ તેમને એવી શક્તિ પ્રાપ્ત છે કે, માનવીના હાથ અને પગ પાસે ગવાહી લઈ શકે. જો ત્યાં માનવીને જૂઠું બોલવાનો અધિકાર હોત તો ફરિશ્તાઓએ તો તેના જવાબ પ્રમાણે જ વર્તણૂંક કરી હોત અને સંપૂર્ણ વ્યવસ્થા અસ્તવ્યસ્ત થઈ ગઈ હોત. પરંતુ તેનાથી વિપરીત હશ્રની મેદાનની કસોટીમાં જ્યાં સવાલ અને જવાબ સીધે-સીધો સર્વશક્તિમાન સર્વત્ર છવાયેલ અલ્લાહ રબ્બુલ ઈજ્જત સાથે થશે અને કોઈ જૂઠું બોલશે તો પણ તેનું કંઈ જ ચાલી નહીં શકે.

તફસીરે બહરે મુહીત અને મઝહરીમાં અમુક બુઝૂર્ગોનો આ કૌલ પણ નકલ કરવામાં આવ્યો છે કે, જૂઠી કસમો ખાઈને પોતાના શિર્કથી ઈન્કાર કરનારા તે લોકો હશે કે, જેઓ જાહેરમાં કોઈ મખ્લૂકને અલ્લાહ અથવા અલ્લાહના નાયબ નથી કહેતા પરંતુ તેમનું આચરણ એવું હતું કે, અલ્લાહના બધા જ અધિકારો તેણે મખ્લૂકને વહેંચી રાખ્યા છે અને એટલા જ માટે પોતાની જરૂરિયાતો તેમની પાસે જ માંગતા હતા અને તેમના જ નામની મન્નત અને નિયાઝ કરતા હતા. તેમનાથી જ રોઝી, તંદુરસ્તી, અવલાદ અને બધી જ મુરાદો માંગતા હતા. આ લોકો પોતાને

મુશ્રિક સમજતા ન હતા. એટલા માટે હશ્રના મેદાનમાં પણ તેઓ કસમ ખાઈને એવું જ કહેશે કે, અમે મુશ્રિક ન હતા, પછી અલ્લાહ તઆલા તેમના અપમાનને જાહેર કરશે.

બીજો સવાલ આ આયતમાં એ થાય છે કે, કુર્આનની અમુક આયતોથી જાણ થાય છે કે, અલ્લાહ જલ્લ શા'નુહૂ કાફિરો અને દુષ્ટ લોકો સાથે વાતચીત નહીં કરે અને આ આયતથી તો સ્પષ્ટ રીતે એવી જાણ થાય છે કે, તેમને સંબોધન કરવામાં આવશે અને વાતચીત પણ કરવામાં આવશે.

તેનો જવાબ એ છે કે, સંબોધન અને વાતચીત તેમના સન્માન અને પ્રતિષ્ઠા માટે કે તેમની દુઆની સ્વીકૃતિ માટે નહીં હોય. ધમકી અને ચેતવણીના સંબોધનનો નકાર આ આયતનો ભાવાર્થ નથી અને એ પણ કહી શકાય છે કે, આ સંબોધન જે આ આયતમાં પ્રસ્તુત છે તે ફરિશ્તાઓ દ્વારા હોય અને જે આયતમાં સંબોધન અને અલ્લાહની વાતચીતનો નકાર કરવામાં આવ્યો છે, તેનો અર્થ પરોક્ષ રીતે વાતચીત કરવાનો થાય છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اُنْظُرْ كَيْفَ كَذَبُوْا عَلٰٓى اَنْفُسِهِمْ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ તેમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરવામાં આવ્યું છે કે, આપ ﷺ જૂઓ કે, તે લોકો પોતાની જાત ઉપર કેવું જૂઠું બોલ્યા છે ? અને જે કંઈ તેઓ અલ્લાહ ઉપર આક્ષેપ કરી રહ્યા હતા આજે બધું ગુમ થઈ જશે. પોતાની જાત ઉપર જૂઠું બોલવાનો અર્થ એ છે કે, આ જૂઠું બોલવાનો વબાલ તેમની પોતાની જાત ઉપર પડવાનો છે અને આક્ષેપનો અર્થ પણ એ જ હોઈ શકે છે કે, દુનિયામાં તેમણે જૂઠા મઅ્બૂદોને અલ્લાહના સમકક્ષ અને ભાગીદાર ઠરાવ્યા, તો એ પણ એક પ્રકારનો આક્ષેપ અને બોહતાન હતું. આજે હકીકત સામે આવીને ઊભી થઈ ગઈ અને આ આક્ષેપનો પર્દાફાશ થઈ ગયો તથા એ પણ હોઈ શકે છે કે, આ આક્ષેપનો અર્થ જૂઠી કસમ છે જેને મહશરમાં તે લોકો ખાશે. ત્યારબાદ તેમના હાથ અને પગો તથા શરીરના અવયવોના ગવાહી આપવાથી તેમના જૂઠનો પર્દાફાશ થઈ જશે.

અને અમુક વિવરણકારોએ ફરમાવ્યું છે કે, આક્ષેપનો અર્થ મુશ્રિકોએ ઉપજાવી કાઢેલ તે ખોટી તા'વીલો (યુક્તિ-પ્રયુક્તિ દ્વારા મૂળ વાસ્તવિકતા સાથે

બાંધછોડ કરવાની નીતિ) છે, જે તેમણે પોતાના જૂઠા મઅ્બૂદો વિશે દુનિયામાં ઉપજાવી કાઢી હતી. દાખલા તરીકે, مَا نَعْبُدُهُمْ اِلَّا لِيُقَرِّبُوْنَا اِلَى اللّٰهِ زُلْفٰى એટલે કે, અમે આ મૂર્તિઓને ખુદા સમજીને તેની ઈબાદત નથી કરતા બલકે, એટલા માટે કરીએ છીએ કે, તે અમને અલ્લાહ તઆલાથી સિફારસ કરીને તેની નિકટ પહોંચાડી દેશે. મહશરમાં આ આક્ષેપ એ પ્રમાણે ખુલ્લો થઈ જશે કે, તેની સૌથી મોટી મુસીબતના સમયે કોઈએ ન તો તેની સિફારસ કરી અને ન જ તેમના અઝાબ ઓછો થવાનું કોઈ માધ્યમ બન્યું.

અત્રે એક પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, આ આયતથી તો એ જાણ થાય છે કે, જે સમયે આ સવાલ અને જવાબ થશે તે જૂઠા મઅ્બૂદો ત્યાં ઉપસ્થિત નહીં હોય. ત્યાં કોઈ તેમના સમક્ષ હાજર નહીં હોય અને કુર્આન મજીદની આયતમાં આ ઈરશાદ છે, اُحْشُرُ واالَّذِيْنَ ظَلَمُوْا وَاَزْوَاجَهُمْ وَمَا كَانُوْا يَعْبُدُوْنَ (૩૭:૨૨) એટલે કે, કયામતમાં અલ્લાહ તઆલાનો હુકમ એ હશે કે, "ભેગા કરી આપો જાલિમોને અને તેમના સાથીદારોને અને જેમની આ લોકો ઈબાદત કર્યા કરતા હતા." એનાથી જાણ થાય છે કે, મહશરમાં જૂઠા મઅ્બૂદો પણ હાજર અને મોજૂદ હશે.

જવાબ એ છે કે, આયતમાં તેમના અનુપસ્થિત હોવાનો ભાવાર્થ એ છે કે, તેઓ અલ્લાહના સમકક્ષ કે ભાગીદાર અથવા તેમની સિફારસ કરવા માટે તો અનુપસ્થિત જ હશે અને તે લોકોને કોઈ નફો પહોંચાડી શકશે નહીં, હા ! કહેવા માટે તો હાજર હશે. એ જ પ્રમાણે બંને આયતોમાં કોઈ વિરોધાભાસ ન રહ્યો અને એવું પણ હોઈ શકે છે કે, એક સમયે આ બધા એક સ્થળે ભેગા કરવામાં આવે, પછી તેઓ છૂટાછવાયા થઈ જાય અને આ સવાલ આ છૂટા પડ્યા પછી કરવામાં આવે.

આ બંને આયતોમાં આ વાત વિશેષ સ્વરૂપે યાદ રાખવાની છે કે, અલ્લાહ જલ્લ શા'નુહૂએ મુશ્રિકોને હશ્રના ભયાનક મેદાનમાં જે અધિકાર આપ્યો છે કે, તેઓ સ્વતંત્ર રીતે જે ઈચ્છશે કહી શકશે. એટલે સુધી કે, જૂઠી કસમ ખાઈને પોતાના શિર્કનો પણ ઈન્કાર કરશે, તેમાં કદાચ એ તરફ પણ ઈશારો છે કે, જૂઠું બોલવાની આદત એક એવી નાપાક ટેવ છે જે છૂટતી નથી. એટલે સુધી કે, એ લોકો જે દુનિયામાં મુસલમાનો સામે જૂઠી કસમો ખાતા હતા ત્યાં પણ તેનાથી

બચશે નહીં અને અલ્લાહની સમગ્ર મખ્લૂક સામે તેમનું અપમાન થશે. એટલા માટે કુર્આન અને હદીષમાં જૂઠું બોલવા ઉપર સખત ધમકી આપવામાં આવી છે અને જૂઠાની ટીકા કરવામાં આવી છે. કુર્આને કરીમમાં અનેક ઠેકાણે જૂઠાઓ ઉપર લા'નત (ફિટકાર)નો શબ્દ આવ્યો છે અને રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જૂઠથી બચો. કારણ કે, જૂઠ દુષ્ટતાનું મિત્ર છે અને જૂઠો તથા દુષ્ટ બંને જહન્નમમાં જશે." *(ઈબ્ને હિબ્બાન ફી સહીહા)*

રસૂલે કરીમ ﷺને પૂછવામાં આવ્યું કે, "તે અમલ કયો છે જેનાથી વ્યક્તિ દોઝખમાં જશે ?" આપ ﷺએ ફરમાવ્યું, "તે અમલ જૂઠ છે."

*(મુસ્નદે અહમદ)*

શબે મેઅ્રાજમાં રસૂલે કરીમ ﷺએ એક વ્યક્તિ જોયો કે, તેના બંને જડબાં ચીરી નાંખવામાં આવતાં હતા અને પાછા હતાં તેમ થઈ જતા હતા. ફરી ચીરી નાંખવામાં આવતા હતા, આ જ પ્રમાણે આ વ્યવહાર તેની સાથે કયામત સુધી થતો રહેશે. રસૂલે કરીમ ﷺએ જિબ્રઈલ અમીન (અલૈ.)ને પૂછ્યું કે, "આ કોણ છે ?" તેમણે જવાબ આપ્યો કે, "આ જૂઠું બોલનારો છે."

મુસ્નદે અહમદની રિવાયતમાં છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "કોઈ વ્યક્તિ તે સમય સુધી પૂર્ણ મો'મિન નથી બની શકતો જ્યાં સુધી જૂઠને બિલકુલ છોડી ન દે, એટલે સુધી કે મઝાક-મશ્કરીમાં પણ જૂઠ ન બોલે."

વળી, બયહકી વગેરેમાં સહીહ સનદ સાથે વર્ણન થયું છે કે, "મુસલમાનના સ્વભાવમાં અન્ય બુરી ટેવો તો હોઈ શકે છે, પરંતુ અપ્રમાણિકતા અને જૂઠું બોલવાની ટેવ નથી હોઈ શકતી" અને એક હદીષમાં છે કે, "જૂઠા મનુષ્યોની રોઝી ઘટાડી દેવામાં આવે છે."

وَهُمْ يَنْهَوْنَ عَنْهُ મોટા ભાગના વિવરણકારો જેમકે, હઝરત ઝહ્હાક (રહ.), કતાદહ (રહ.), મુહમ્મદ બિન હનફિય્યહ (રહ.) વગેરેના મતે આ આયત મક્કાના સમગ્ર કાફિરો વિશે નાઝિલ થઈ છે, જેઓ લોકોને કુર્આન સાંભળવાની અને તેનું અનુસરણ કરવાની મનાઈ કરતા હતા અને પોતે પણ તેનાથી દૂર-દૂર રહેતા હતા. હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિ.) દ્વારા પણ આ જ બાબત નકલ થઈ છે કે, આ આયત રસૂલે કરીમ ﷺના કાકા અબૂ

તાલિબ અને તેમના અન્ય કાકાઓ વિશે છે, જેઓ લોકોને રસૂલે કરીમ ﷺને ઈજા પહોંચાડવાથી રોકતા હતા અને રસૂલે કરીમ ﷺની હિમાયત કરતા હતા પરંતુ કુર્આન ઉપર ઈમાન ન લાવતા હતા અને તેના ઉપર અમલ ન કરતા હતા. આ સ્વરૂપમાં يَـنْهَوْنَ عَنْـهُ ઝમીર લાવવાના બદલે કુર્આને કરીમે નબીએ કરીમ ﷺ તરફ સર્વનામનો ઉપયોગ કર્યો છે.

*(મઝહરી, બ રિવાયતે ઈબ્ને અબી હાતિમ અન સઈદ બિન અબી હિલાલ)*

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૨૭ થી ૩૨)

وَلَوْ تَرٰٓى اِذْ وُقِفُوْا عَلَى النَّارِ فَقَالُوْا يٰلَيْتَنَا نُرَدُّ وَلَا نُكَذِّبَ بِاٰيٰتِ رَبِّنَا وَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٢٧﴾ بَلْ بَدَا لَهُمْ مَّا كَانُوْا يُخْفُوْنَ مِنْ قَبْلُ ؕ وَلَوْ رُدُّوْا لَعَادُوْا لِمَا نُهُوْا عَنْهُ وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿٢٨﴾ وَقَالُوْٓا اِنْ هِىَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا وَمَا نَحْنُ بِمَبْعُوْثِيْنَ ﴿٢٩﴾ وَلَوْ تَرٰٓى اِذْ وُقِفُوْا عَلٰى رَبِّهِمْ ؕ قَالَ اَلَيْسَ هٰذَا بِالْحَقِّ ؕ قَالُوْا بَلٰى وَرَبِّنَا ؕ قَالَ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿٣٠﴾ ع قَدْ خَسِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِلِقَآءِ اللّٰهِ ؕ حَتّٰٓى اِذَا جَآءَتْهُمُ السَّاعَةُ بَغْتَةً قَالُوْا يٰحَسْرَتَنَا عَلٰى مَا فَرَّطْنَا فِيْهَا ۙ وَهُمْ يَحْمِلُوْنَ اَوْزَارَهُمْ عَلٰى ظُهُوْرِهِمْ ؕ اَلَا سَآءَ مَا يَزِرُوْنَ ﴿٣١﴾ وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا لَعِبٌ وَّلَهْوٌ ؕ وَلَلدَّارُ الْاٰخِرَةُ خَيْرٌ لِّلَّذِيْنَ يَتَّقُوْنَ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٣٢﴾

## તરજુમો :

*અને જો તમે જુઓ જે સમયે કે તેઓ દોઝખ ઉપર ઊભા કરવામાં આવશે; બસ કહેશે, હાય અફસોસ ! અમને ફરી પાછા મોકલી દેવામાં આવે અને અમે પોતાના પરવરદિગારની આયતોને ન જૂઠાડીએ અને અમે ઈમાનવાળાઓમાં થઈ જઈએ. (૨૭) કંઈ નથી; બલકે જાહેર થઈ ગયું જે*

*પહેલાં છુપાવતા હતા, અને જો ફરી પાછા મોકલવામાં આવે તો પણ ફરી તે જ કામ કરે જેનાથી રોકવામાં આવ્યા હતા અને બેશક ! તેઓ જૂઠા છે. (૨૮) અને કહે છે, અમારા માટે જિંદગી નથી પરંતુ આ જ દુનિયાની, અને અમારે ફરી સજીવન થવાનું નથી. (૨૯) અને કાશ ! તમે જુઓ જે સમયે તેઓ પોતાના પરવદિગાર સામે ઊભા કરવામાં આવશે; ફરમાવશે, શું આ સાચું નથી ? કહેશે, કેમ નહીં ! કસમ છે અમારા પરવરદિગારની; ફરમાવશે, તો અઝાબ ચાખો પોતાના કુફ્રના બદલામાં ! (૩૦) તે લોકો તબાહ થયા જેમણે અલ્લાહને મળવાને જૂઠું જાણ્યું, એટલે સુધી કે જ્યારે તેમના ઉપર અચાનક કયામત આવી પહોંચશે તો કહેશે, હાય અફસોસ ! અમે તેમાં કેવી કોતાહી (કસર) કરી ! અને તેઓ પોતાનો ભાર પોતાની પીઠ ઉપર ઉઠાવશે, ખબરદાર થઈ જાઓ કે ખરાબ ભાર છે જેને તેઓ ઉઠાવશે ! (૩૧) અને દુનિયાની જિંદગી કંઈ નથી પરંતુ ખેલ અને દિલ બહેલાવવું, અને આખિરતનું ઘર પરહેઝગારો માટે ઉત્તમ છે, શું તમે સમજતા નથી ? (૩૨)*

## તફસીર :

અને જો તમે (તેમને) તે સમયે જુઓ (તો ઘણી ભયાનક ઘટનાઓ નજરે પડશે) જ્યારે કે તે (ઈન્કારી)ઓ દોઝખ પાસે ઊભા કરવામાં આવશે (અને હવે તૈયારી જ છે કે, તેમને જહન્નમમાં નાંખી દેવામાં આવે) તો (હજારો ઈચ્છાઓ સાથે) કહેશે, હાય (હાય) ! કેટલું સારું થાત જો અમને (દુનિયામાં) પાછા મોકલવામાં આવે અને જો એવું થઈ જાય તો અમે (ફરી) પોતાના પરવરદિગારની આયતો (દાખલા તરીકે કુર્આન અલ્લાહની કિતાબ)ને કદી જુઠી ન બતાવીએ અને અમે (જરૂર) ઈમાનવાળાઓમાંથી થઈ જઈએ (અલ્લાહ તઆલા ફરમાવે છે કે, તેમની આ તમન્ના અને વાયદો સાચી ભાવના અને ફરમાંબરદારીના ઈરાદાથી નથી) બલકે, (તેઓ અત્યારે એક મુસીબતમાં ફસાઈ રહ્યા છે કે,) જે વસ્તુને તેઓ પ્રથમ (દુનિયામાં) દબાવ્યા (અને મિટાવ્યા) કરતા હતા તે આજે તેમની સમક્ષ આવી ગયું છે, (એનો અર્થ તે આખિરતનો અઝાબ છે જેની ચેતવણીઓ અને ધમકીઓ કુફ્ર અને ગુનાહો માટે તે લોકોને દુનિયામાં આપવામાં આવતી હતી અને દબાવવાનો અર્થ ઈન્કાર કરવો છે. મતલબ એ છે

કે, તે સમયે તેમના જીવ ઉપર આવી પડી હોવાથી જાન છોડાવવા માટે તેઓ આવા બધા વાયદાઓ કરી રહ્યા છે અને દિલથી કદાપિ તેઓ વાયદો પૂરો કરવાનો ઈરાદો ધરાવતા નથી, એટલે સુધી કે) જો (ધારી લો કે) આ લોકો ફરી પાછા મોકલવામાં પણ આવે તો પણ તેઓ એવું જ કામ કરે જેની તેમને મનાઈ કરવામાં આવી હોય (એટલે કે કુફ્ર અને નાફરમાની) અને ચોક્કસ તેઓ (તેમના વાયદાઓમાં) બિલકુલ જુઠા છે (એટલે કે ન તો તે સમયે તેઓ વાયદો પૂરો કરવાનો ઈરાદો ધરાવે છે અને ન જ દુનિયામાં તેઓ વાયદો પૂરો કરે એવી શક્યતા છે) અને તે (ઈન્કારી)ઓ કહે છે કે જિંદગી બીજું કંઈ નથી બસ આ જ દુનિયાની જિંદગી ! અને અમે (આ જિંદગી પૂર્ણ થયા પછી ફરીવાર) સજીવન કરવામાં નહીં આવીએ ! (જેમકે અંબિયા અલૈ. ફરમાવે છે) અને જો તમે (તેમને) તે સમયે જુઓ (તો ઘણી આશ્ચર્યજનક ઘટના દેખાશે) જ્યારે કે તેઓને પોતાના પરવરદિગાર સામે હિસાબ માટે ઊભા કરવામાં આવશે અને અલ્લાહ તઆલા તેમને ફરમાવશે, (કહો) શું આ (કયામતના દિવસે ફરીવાર સજીવન થવાની) બાબત હકીકત નથી ? તેઓ કહેશે, નિઃશંક ! (સાચે જ હકીકત છે) કસમ અમારા પરવરદિગારની ! અલ્લાહ તઆલા ફરમાવશે, તો હવે પોતાના કુફ્રની મજા ચાખો! (ત્યારબાદ તેમને દોઝખમાં નાંખી દેવામાં આવશે) બેશક ! (અત્યંત) નુકસાનમાં પડ્યા છે તે લોકો જેમણે અલ્લાહને મળવાને (એટલે કે, કયામતના દિવસે સજીવન થઈ અલ્લાહ તઆલાની સામે રજૂ થવાને) જુઠાડ્યું (અને આ જુઠાડવું થોડા દિવસ જ રહેશે) એટલે સુધી કે જ્યારે તે નક્કી સમય (એટલે કે, કયામતનો સમય અને બધા મુકદમાઓ) તેમના ઉપર અચાનક (કોઈ જાતની પૂર્વ ખબર આપ્યા વિના) આવી પહોંચશે (તે સમયે બધા દા'વા અને જુઠાણું નષ્ટ થઈ જશે અને) કહેવા લાગશે, હાય અફસોસ ! અમારી કસર (અને બેદરકારી) ઉપર જે તે (કયામત) વિશે (અમે લોકોએ) કરી અને તેમની હાલત એવી હશે કે, તેમનો પોતાનો (કુફ્ર અને નાફરમાનીનો) ભાર તેમના ઉપર લાદેલો હશે. સારી પેઠે સાંભળી લો કે, તે વસ્તુ ખરાબ હશે જે તેમના ઉપર લાદી હશે અને દુનિયાની જિંદગી તો કંઈ જ નથી, ફક્ત (થોડા દિવસનો) ખેલ-તમાશો ! (કારણ કે, આ દુનિયાનો વિનાશ થવાનો જ છે અને આ દુનિયા ફાની છે) અને આખિરતનું ઘર અલ્લાહવાળાઓ માટે ઉત્તમ છે, શું તે છતાં તમે વિચારતા નથી !?

## મસ્અલા અને બોધપાઠ :

ઈસ્લામના ત્રણ પાયાના સિદ્ધાંતો છે ૧. તવહીદ (અલ્લાહનું એકમાત્ર હોવું), ૨. રિસાલત (હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺ અલ્લાહના નબી અને રસૂલ હોવું) અને ૩. આખિરતની માન્યતા (મૃત્યુ પછી પરલોકમાં દુનિયામાં કરેલા સારા-નરસા કૃત્યોનો બદલો અથવા સજા મળવી), બાકી બધી માન્યતાઓ આ ત્રણ મુખ્ય માન્યતાઓ હેઠળ આવે છે અને આ તે સિદ્ધાંતો છે જે મનુષ્યોને પોતાની વાસ્તવિકતા અને જિંદગીના હેતુને ઓળખાવી તેમની જિંદગીમાં ક્રાંતિ લાવે છે અને તેમને એક સીધા અને સ્પષ્ટ માર્ગ ઉપર લાવીને ઊભા કરી દે છે. તેમાં પણ આખિરતની માન્યતા અને તેમાં હિસાબ-કિતાબ તથા સજા અને સારા બદલાની માન્યતા તો એક એવી ક્રાંતિકારી માન્યતા છે જે મનુષ્યના પ્રત્યેક આચરણની દિશા અને દશા નક્કી કરે છે. એ જ કારણે કુર્આને કરીમના બધા જ વિષયો આ ત્રણ માન્યતાઓના વર્તુળમાં જ પ્રસ્તુત છે. ઉપરોક્ત આયતોમાં વિશેષ સ્વરૂપે આખિરતના સવાલ-જવાબ અને ત્યાંની કઠોર અને ભયાનક પરિસ્થિતિઓ વચ્ચે સવાબ અને અઝાબનું એ'લાન તથા દુનિયાની અસ્થિરતાની વાસ્તવિકતાનું વર્ણન કરવામાં આવ્યું છે.

પ્રથમ આયતમાં ગુનેહગાર ઈન્કારીઓની એ હાલત વર્ણન કરવામાં આવી છે કે, જ્યારે તેમને આખિરતમાં દોઝખના કિનારા ઉપર ઊભા કરવામાં આવશે અને તેઓ માનવીની કલ્પનાથી અને કોઈની વિચારવાની મર્યાદાથી પણ વધારે ભયાનક અઝાબનો સાક્ષાત્કાર કરશે, ત્યારે તેઓ એવી ઈચ્છા જાહેર કરશે કે કાશ ! અફસોસ ! અમને દુનિયામાં ફરીવાર મોકલી દેવામાં આવે, તો અમે અમારા પરવરદિગારની મોકલેલી આયતો અને હુકમોને ન જૂઠાડીએ. બલકે, તેના ઉપર ઈમાન લાવીએ અને મો'મિનોમાં સામેલ થઈ જઈએ.

બીજી આયતમાં સર્વજ્ઞ અને સર્વવ્યાપી અહકમુલ હાકિમીન (ન્યાયાધીશોના ન્યાયાધીશ) અલ્લાહ રબ્બુલ ઈજ્જતે તેમની આ ઠાલી ઈચ્છાઓની પોલ આ રીતે ખોલી છે કે ઈરશાદ ફરમાવ્યો, આ લોકો જે પ્રમાણે હંમેશાથી જૂઠું બોલવાની ટેવવાળા હતા, એ જ પ્રમાણે તેઓ પોતાના આ નિવેદન અને ઈચ્છામાં પણ જૂઠા જ છે અને એના સિવાય કોઈ બીજી બાબત નથી કે, અંબિયા (અલૈ.) દ્વારા જે હકીકતો તેમની સામે લાવવામાં આવી હતી અને આ

લોકો તેમને ઓળખતા-જાણતા હોવા છતાં ફક્ત હઠધર્મીના કારણે અથવા દુનિયાના ક્ષુલ્લક સ્વાર્થના કારણે આ હકીકતો ઉપર પડદો નાંખવાની કોશીશ કર્યા કરતા હતા. આજે તે બધી બાબતો તેમની સામે એક-એક કરીને આવી ગઈ. અલ્લાહ જલ્લ શા'નુહૂની એકમાત્ર હોવાની અને તેના સંપૂર્ણ સર્વશક્તિમાન હોવાની વાસ્તવિકતા તેમની આંખોએ જોઈ લીધી, અંબિયા (અલૈ.)ની સત્યતાને નજરે જોઈ લીધી. આખિરતમાં પુનઃ સજીવન થવાની માન્યતા કે જેનો તેઓ હંમેશા ઈન્કાર કરતા રહેતા હતા, હવે હકીકત બનીને તેમની સમક્ષ આવી ગઈ. સારો બદલો અથવા સજાનો સાક્ષાત્કાર થયો. દોઝખને નજરે નિહાળી, તો હવે તેમની પાસે કોઈ દલીલ અથવા વિરોધ કરવાની બાબત બાકી ન રહી. એટલા માટે જ એવું કહેવા લાગ્યા કે, કાશ ! અમને ફરીવાર દુનિયામાં પાછા મોકલવામાં આવ્યા હોત તો મો'મિન બનીને અહીંયાં પાછા આવ્યા હોત, પરંતુ સમગ્ર સૃષ્ટિના રચયિતા, સર્વજ્ઞ, સર્વશક્તિમાન માલિકે ફરમાવ્યું કે, હમણા તો આ લોકો આવું કહી રહ્યા છે પરંતુ ધારી લો કે તેમને પુનઃ દુનિયામાં મોકલવામાં આવે, તો પણ તેઓ પોતાના આ વચન અને કરારને ભૂલી જશે અને ફરી પાછા બધું જ તે કરવા માંડશે જે તેઓ પ્રથમથી કર્યા કરતા હતા અને જે હરામ બાબતોથી તેમને રોકવામાં આવ્યા હતા આ લોકો ફરીવાર તેમાં સંડોવાઈ જશે, એટલા માટે તેમનું આવું કહેવું પણ એક જૂઠાણું અને ધોકો માત્ર છે.

તેમના આ નિવેદનને જૂઠું કહેવું તેમના કૃત્યોના આધારે પણ હોઈ શકે છે કે, તેઓ અત્યારે આવો વાયદો કરી રહ્યા છે, જો ફરીવાર તેમને દુનિયામાં મોકલવામાં આવે તો તેઓ નહીં જૂઠાડે, પરંતુ એવું થશે નહીં. આ લોકો ત્યાં પાછા જઈને પણ જૂઠાડવા જ લાગશે અને તેમના જૂઠનો આ મતલબ પણ એ હોઈ શકે છે કે, તે સમયે પણ જે કંઈ આ લોકો કહી રહ્યા છે તે તેમનો સાચો ઈરાદો નથી. બલકે, ફક્ત એક આવી પડેલ મુસીબતને ટાળવા માટે અને અઝાબથી બચવા માટે ફક્ત મૌખિક રીતે કહેવા માટે આવું કહી રહ્યા છે. દિલમાં હજુપણ તેનો કોઈ મજબૂત ઈરાદો નથી.

ત્રીજી આયતમાં ઈરશાદ છે, وَقَالُوْا اِنْ هِىَ اِلَّا هَيَاتُنَا الدُّنْيَا તેનો عَطْف (અત્ફ) عَادُوْا (આદૂ) ઉપર છે. જેનો અર્થ એ છે કે, જો તેમને ફરી એકવાર દુનિયામાં પાછા મોકલવામાં આવે તો પણ દુનિયામાં પહોંચી એવું જ કહેશે કે,

અમારી તો આ દુનિયાની જિંદગી સિવાય કોઈ બીજી જિંદગી છે જ નથી અને અમે તેને માનતા નથી. બસ, અહીંયાંનું જીવન જ એકમાત્ર જીવન છે, અમને બીજીવાર સજીવન કરવામાં નહીં આવે.

અત્રે એક સવાલ એ ઉપસ્થિત થાય છે કે, જ્યારે કયામતમાં પુનઃ સજીવન થવાનો અને ત્યારબાદ હિસાબ-કિતાબ તથા સજા અથવા બદલાને આંખોથી જોઈ ચૂક્યા હશે તો એ કેવી રીતે શક્ય હશે કે, પાછા દુનિયામાં આવીને તેઓ તેનો ઈન્કાર કરવા માંડે ?

જવાબ એ છે કે, ઈન્કાર કરવા માટે એ જરૂરી નથી કે વાસ્તવમાં તેમને આ ઘટનાઓ અને વાસ્તવિકતાનો વિશ્વાસ ન રહે બલકે, જે રીતે આજે ઘણા બધા કાફિરો અને ગુનેહગારો ઈસ્લામની સત્યતાનો સંપૂર્ણ વિશ્વાસ ધરાવે છે, પરંતુ ફક્ત દુશ્મનાવટ અને હઠધર્મીના કારણે ઈન્કાર કરી જૂઠ ઉપર મક્કમ રહ્યા છે. એ જ પ્રમાણે આ લોકો દુનિયામાં પાછા આવ્યા પછી કયામત આવવાની તથા ફરીવાર જીવતા થવાની અને આખિરતની તે તમામ પરિસ્થિતિઓનો સંપૂર્ણ વિશ્વાસ રાખવા છતાં ફક્ત શરારત અને દુશ્મનાવટના કારણે ફરી જૂઠાડવા ઉપર ઊતરી આવશે. જેમકે, કુર્આને કરીમે અત્યારના આ જીવન વિશે અમુક કાફિરોના સંદર્ભમાં ઈરશાદ કર્યો છે.

وَجَحَدُوْا بِهَا واسْتَيْقَنَتْهَا اَنْفُسُهُمْ ظُلْمًاوَّعُلُوًّا

*"આ લોકો અમારી આયતોનો ઈન્કાર કરવા માટે સંઘર્ષ કરી રહ્યા છે, જ્યારે કે તેના સત્ય હોવાનો ચોક્કસ વિશ્વાસ ધરાવે છે, - તેમના અત્યાચાર અને અતિરેક (કરવાના કારણે)."* *(સૂરહ : ૨૭, આયત : ૧૪)*

જેમકે યહૂદીઓ વિશે ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, "તેઓ ખાતમુલ અંબિયા રસૂલે કરીમ ﷺને એ રીતે ઓળખે છે, જેમકે તે લોકો પોતાના સંતાનોને ઓળખે છે પરંતુ તે છતાં તેઓ રસૂલે કરીમ ﷺનો વિરોધ કરવામાં મક્કમ છે."

ખુલાસો એ છે કે, સૃષ્ટિનો સર્જનહાર પોતે સર્વજ્ઞ હોવાના નાતે એ બાબત જાણે છે કે, તે લોકોનું એવું કહેવું કે તેઓને ફરીવાર દુનિયામાં મોકલવાની તક આપવામાં આવે તો તેઓ મો'મિન અને સદાચારી બની જશે, તે બિલકુલ જૂઠું અને ધોકો માત્ર છે અને તેમના કહેવા પ્રમાણે જો તેમને ફરીવાર દુનિયામાં પેદા

કરીને તેમની હાલત ઉપર છોડી દેવામાં આવે તો આ લોકો ફરી પાછા તે જ બધું કંઈ કરશે જે પહેલી જિંદગીમાં કર્યા કરતા હતા.

તફસીરે મઝહરીમાં તબરાનીના હવાલાથી આ રિવાયત નબીએ કરીમ ﷺ દ્વારા નકલ કરવામાં આવી છે કે, "હિસાબ–કિતાબના સમયે અલ્લાહ તઆલા હઝરત આદમ (અલૈ.)ને ન્યાયના ત્રાજવા પાસે ઊભા કરીને ફરમાવશે કે, પોતાની અવલાદના આચરણને પોતે નજરે નિહાળો અને જે વ્યક્તિના નેક કૃત્યો તેના ગુનાહોથી તસુ માત્ર પણ વધી જાય તો તેને તમે જન્નતમાં પહોંચાડી શકો છો અને અલ્લાહ તઆલાનો ઈરશાદ થશે કે, હું જહન્નમના અઝાબમાં ફક્ત તે જ વ્યક્તિને નાંખીશ કે જેના વિશે હું જાણું છું કે, તેને જો ફરીવાર દુનિયામાં મોકલવામાં આવે તો ફરી પાછી તે જ પ્રવૃત્તિઓ કરશે જે પ્રથમ કરી ચૂક્યો છે."

وَهُمْ يَحْمِلُوْنَ اَوْزَارَهُمْ હદીષની રિવાયતોમાં છે કે, "કયામતના દિવસે નેક લોકોના અમલો તેમની સવારી બની જશે અને દુષ્ટ લોકોના દુષ્ટ આચરણો મોટો ભાર બનીને તેમના માથાઓ ઉપર લાદવામાં આવશે."

અત્રે એ વાત ખાસ ધ્યાન આપવા યોગ્ય છે કે, કાફિરો અને દુષ્ટ લોકો હશ્રના મેદાનમાં પોતાની જાતને બચાવવા માટે હતપ્રભ બની જાત–જાતની વાતો કરશે. ક્યાંક તો જૂઠી કસમો ખાશે, ક્યાં તો એવી ઈચ્છા વ્યક્ત કરશે કે, તેમને દુનિયામાં ફરીવાર પાછા મોકલવામાં આવે પરંતુ કોઈ એવું કહેશે નહીં કે, અમે હવે ઈમાન લઈ આવ્યા અને હવે નેક અમલો કર્યા કરીશું. કારણ કે, વાસ્તવિકતા હકીકત બની તેમની સામે આવી જશે કે, આખિરતની દુનિયા અમલ કરવાનું સ્થળ નથી અને ઈમાનની પૂર્ણતા તે સમય સુધી જ સીમિત છે જ્યાં સુધી ગયૂબ ઉપર ઈમાન હોય. કોઈ બાબતને નજરે જોયા પછી તેની ખરાઈ અને સમર્થન કરવું તો પોતાના અવલોકન ઉપર અમલ કરવા સમાન છે. અલ્લાહ રબ્બુલ ઈજ્જત અને રસૂલે કરીમ ﷺની આ સાચી ખરાઈ અથવા સમર્થન નથી. આથી જાણ થઈ કે અલ્લાહ તઆલાની મરજી, ખુશી તથા હંમેશા– હંમેશની નેઅ્મતો, કાયમી રાહત, શાંતિ અને સલામતીયુક્ત જીવન તથા આખિરતના પવિત્ર ઈનામો પ્રાપ્ત કરવા ફક્ત દુનિયાની જિંદગીના માધ્યમ દ્વારા જ શક્ય છે. ન તો તેનાથી પહેલા "આલમે અરવાહ"થી તે પ્રાપ્ત થઈ શકે છે અને ન જ આ જીવન પસાર કર્યા પછી "આલમે આખિરત"માં એ પ્રાપ્ત કરવું શક્ય છે.

આથી સ્પષ્ટ થઈ ગયું કે, દુનિયાનું જીવન એક મહાન નેઅ્મત અને સૌથી મોટી કિંમતી વસ્તુ છે, જેમાં આ મહાન સોદો ખરીદી શકાય છે. એટલા માટે ઈસ્લામમાં આત્મહત્યા હરામ છે બલકે, મૌતની દુઆ અથવા તમન્ના કરવાની પણ મનાઈ છે, તેમાં અલ્લાહ તઆલાની એક મહાન નેઅ્મતની નાશુક્રી થાય છે. અમુક બુઝુર્ગોના સંદર્ભમાં વર્ણન થયું છે કે, મૃત્યુના નિકટ સમયે મવલાના જામી (રહ.)ની આ શે'રનો ભાવાર્થ તેમના મુખેથી નીકળતો હતો.

بادوروزِ زندگی جامی نشد سَیر غمت

وہ چہ خوش بودے کہ عمرِ جاودانی داشتیم

આથી આ બાબત પણ સ્પષ્ટ થઈ ગઈ કે, પ્રસ્તુત અંતિમ આયતમાં અને કુર્આનની બીજી અનેક આયતોમાં જે દુનિયાના જીવનને ફાની (નષ્ટ થનાર) અને ખેલ-તમાશો કહેવામાં આવ્યો છે અથવા તો ઘણી બધી હદીષોમાં દુનિયાની જે ટીકા કરવામાં આવી છે, તેનો અર્થ દુનિયાની જિંદગીની તે ક્ષણો અને કિંમતી પળો છે જે અલ્લાહ તઆલાની યાદ અને ચિંતનથી બેદરકારીમાં પસાર કરવામાં આવી હોય. નહિતર જે સમય અલ્લાહની ફરમાંબરદારી તથા તેના ઝિક્ર-ફિક્રમાં પસાર થાય છે તેનાથી મોટી અથવા સમકક્ષ દુનિયાની અન્ય કોઈ નેઅ્મત અથવા દૌલત નથી.

دن وہی دن ہے شب وہی شب ہے      جو تری یاد میں گزر جائے

**ભાવાર્થ :** દિવસ અને રાત તે જ સાચા દિવસ અને રાત કહેવાશે,
હે પરવરદિગાર ! જે તારી યાદમાં પસાર થઈ જાય.

એક હદીષમાં પણ આ બાબતનું સમર્થન થયું છે, તેમાં ઈરશાદ છે,

اَلدُّنْيَا مَلْعُوْنٌ وَمَلْعُوْنٌ مَّا فِيْهَا اِلَّا ذِكْرُا للّٰهِ اَوْعَالِمٌ اَوْمُتَعَلِّمٌ

*"દુનિયા ધિક્કારપાત્ર છે અને તેમાં જે કંઈ છે તે બધું ધિક્કારપાત્ર છે, સિવાય કે અલ્લાહની યાદ અને આલિમ અથવા ઈલ્મનો તલબગાર (વિદ્વાન અથવા વિદ્યા ગ્રહણ કરવાની ઈચ્છા ધરાવનાર)."*

અને જો ચિંતનની નજરે નિહાળવામાં આવે તો વિદ્વાન અથવા વિદ્યા

ગ્રહણ કરવાનો આગ્રહી પણ અલ્લાહના ઝિક્રમાં જ લાગેલો છે. કારણ કે, અત્રે જ્ઞાનથી તે જ્ઞાન હોવાનો ઉલ્લેખ છે જે અલ્લાહ તઆલાની ખુશીનું માધ્યમ બને અને આવું જ્ઞાન શીખવું અને શિખવાડવું બંને અલ્લાહના ઝિક્રમાં જ સામેલ છે. બલકે, ઈમામ જઝરી (રહ.)ના ખુલાસા પ્રમાણે દુનિયાનું દરેક તે કામ જે અલ્લાહ તઆલાની ઈતાઅત એટલે કે, શરીઅતના હુકમો અનુસાર હોય તે બધા કાર્યો અલ્લાહના ઝિક્રમાં સામેલ છે. આથી જાણ થઈ કે, દુનિયાના બધા જ જરૂરી કાર્યો, આર્થિક ઉપાર્જનની બધી જ જાઈઝ પદ્ધતિઓ તથા અન્ય આવશ્યકતાઓ પૂર્ણ કરવાની રીતો, જે શરીઅતની મર્યાદાઓ ન વટાવે તો તે બધા જ કાર્યો અલ્લાહના ઝિક્રમાં સામેલ છે. સંતાનો, સગાં-વહાલાંઓ, દોસ્તો, પાડોશીઓ, મહેમાનો વગેરેના હકો અદા કરવાને સહીહ હદીષોમાં સદકહ અને ઈબાદતથી ઓળખાવવામાં આવ્યું છે.

ખુલાસો એ થયો કે, આ દુનિયામાં અલ્લાહ તઆલાની ઈતાઅત અને અલ્લાહના ઝિક્ર સિવાય કોઈ વસ્તુ અલ્લાહ તઆલા નજીક પ્રિય નથી. મારા ઉસ્તાદ હઝરત મવલાના અનવર શાહ કશ્મિરી (રહ.) ફરમાવે છે,

بگزراز یادِگلُ وگلبن کہ ہیچم یادنیست ؛ درزمین وآسماں جز ذکرِ حق آبادنیست

ફૂલો અને બગીચાની યાદ છોડી દે કે મને કંઈ પણ યાદ નથી,
જમીન અને આસમાનોમાં અલ્લાહના ઝિક્ર સિવાય કંઈ જ આબાદ નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે, આ દુનિયામાં એવી વસ્તુ જે દરેક મનુષ્યને પ્રાપ્ત થયેલ છે એમાં સૌથી વધારે કિંમતી અને પ્રિય તેનું જીવન છે અને એ પણ જાણ થઈ કે, દરેક મનુષ્યના જીવનનો એક મર્યાદિત સમયગાળો છે, પરંતુ તેને પોતાની જિંદગીની સાચી સમય સીમાની જાણ નથી કે તે સિત્તેર વર્ષની થશે કે એથી વધુ.

બીજી બાજુ એ જાણ થઈ કે, અલ્લાહની ખુશી સ્વરૂપે પ્રાપ્ત થતી કિંમતી દૌલત જે દુનિયા અને આખિરતની રાહત તથા કાયમી આરામની જામિનગીરી છે, તે ફક્ત આ જ મર્યાદિત દુનિયાની જિંદગીમાં પ્રાપ્ત કરી શકાય છે. હવે, દરેક મનુષ્ય જેને અલ્લાહે બુદ્ધિ અને સભાનતા અર્પણ કરી છે, તે પોતે નિર્ણય લઈ શકે છે કે, જીવનની આ મર્યાદિત ક્ષણોને કયા કાર્યમાં ખર્ચ કરવી જોઈએ. નિઃશંક !

બુદ્ધિનો તકાદો એ જ હશે કે, આ કિંમતી સમયને વધુથી વધુ તે કામમાં ખર્ચ કરવામાં આવે જેનાથી અલ્લાહ તઆલાની ખુશી પ્રાપ્ત થઈ શકે. બાકી અન્ય કાર્યો જે દુનિયાના જીવનને ટકાવી રાખવા માટે આવશ્યક છે તેને આવશ્યકતા અનુસાર અપનાવવામાં આવે.

એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે,

اَلْكَيِّسُ مَنْ دَانَ نَفْسَهٗ وَرَضِىَ بِالْكَفَافِ وَعَمِلَ لِمَا بَعْدَ الْمَوْتِ،

*"બુદ્ધિશાળી અને હોશિયાર તે વ્યક્તિ છે જે પોતાની જાતનો હિસાબ કરતો રહે.... અને પોતાનું જીવન વ્યતિત થઈ શકે એટલા આર્થિક ઉપાર્જન (આવક) ઉપર રાજી થઈ જાય અને મૃત્યુ પછી(ના જીવન) માટે બધા આચરણો વક્ફ કરી આપે."*

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૩૩ થી ૪૧)

قَدْ نَعْلَمُ اِنَّهٗ لَيَحْزُنُكَ الَّذِىْ يَقُوْلُوْنَ فَاِنَّهُمْ لَا يُكَذِّبُوْنَكَ وَلٰكِنَّ الظّٰلِمِيْنَ
بِاٰيٰتِ اللّٰهِ يَجْحَدُوْنَ ﴿۳۳﴾ وَلَقَدْ كُذِّبَتْ رُسُلٌ مِّنْ قَبْلِكَ فَصَبَرُوْا عَلٰى مَا
كُذِّبُوْا وَ اُوْذُوْا حَتّٰۤى اَتٰىهُمْ نَصْرُنَا ۚ وَلَا مُبَدِّلَ لِكَلِمٰتِ اللّٰهِ ۚ وَلَقَدْ جَآءَكَ
مِنْ نَّبَاِى الْمُرْسَلِيْنَ ﴿۳۴﴾ وَ اِنْ كَانَ كَبُرَ عَلَيْكَ اِعْرَاضُهُمْ فَاِنِ اسْتَطَعْتَ
اَنْ تَبْتَغِىَ نَفَقًا فِى الْاَرْضِ اَوْ سُلَّمًا فِى السَّمَآءِ فَتَاْتِيَهُمْ بِاٰيَةٍ ؕ وَلَوْ شَآءَ
اللّٰهُ لَجَمَعَهُمْ عَلَى الْهُدٰى فَلَا تَكُوْنَنَّ مِنَ الْجٰهِلِيْنَ ﴿۳۵﴾ اِنَّمَا يَسْتَجِيْبُ الَّذِيْنَ
يَسْمَعُوْنَ ؕ وَ الْمَوْتٰى يَبْعَثُهُمُ اللّٰهُ ثُمَّ اِلَيْهِ يُرْجَعُوْنَ ﴿۳۶﴾ وَقَالُوْا لَوْلَا نُزِّلَ عَلَيْهِ
اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ قُلْ اِنَّ اللّٰهَ قَادِرٌ عَلٰۤى اَنْ يُّنَزِّلَ اٰيَةً وَّ لٰكِنَّ اَكْثَرَهُمْ لَا
يَعْلَمُوْنَ ﴿۳۷﴾ وَمَا مِنْ دَآبَّةٍ فِى الْاَرْضِ وَلَا طٰٓئِرٍ يَّطِيْرُ بِجَنَاحَيْهِ اِلَّاۤ اُمَمٌ
اَمْثَالُكُمْ ؕ مَا فَرَّطْنَا فِى الْكِتٰبِ مِنْ شَىْءٍ ثُمَّ اِلٰى رَبِّهِمْ يُحْشَرُوْنَ ﴿۳۸﴾

النصف ‧ وقف غفران ‧ وقفة منزل عند البعض على يسمعون

| |
|---|
| وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا صُمٌّ وَّبُكْمٌ فِي الظُّلُمٰتِ ۭ مَنْ يَّشَاِ اللّٰهُ يُضْلِلْهُ ۭ وَمَنْ |
| يَّشَاْ يَجْعَلْهُ عَلٰي صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٣٩﴾ قُلْ اَرَءَيْتَكُمْ اِنْ اَتٰىكُمْ عَذَابُ اللّٰهِ |
| اَوْ اَتَتْكُمُ السَّاعَةُ اَغَيْرَ اللّٰهِ تَدْعُوْنَ ۚ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٠﴾ بَلْ اِيَّاهُ |
| تَدْعُوْنَ فَيَكْشِفُ مَا تَدْعُوْنَ اِلَيْهِ اِنْ شَاۗءَ وَتَنْسَوْنَ مَا تُشْرِكُوْنَ ﴿٤١﴾ ع |

## તરજુમો :

*(હે નબી ﷺ !) અમને ખબર છે તમને તેમની વાતો ગમમાં નાંખે છે, બસ તેઓ તમને નથી જૂઠાડતા પરંતુ એ જાલિમો તો અલ્લાહની આયતોનો ઈન્કાર કરે છે. (૩૩) અને તમારાથી અગાઉ ઘણા રસૂલ જૂઠાડવામાં આવ્યા છે, બસ જૂઠાડવા ઉપર અને ત્રાસ ઉપર સબ્ર કરતા રહ્યા એટલે સુધી કે તેમને અમારી મદદ પહોંચી, અને અલ્લાહની વાતો કોઈ બદલી શકતું નથી, અને તમને રસૂલોના અમુક અહેવાલ પહોંચી ચૂક્યા છે. (૩૪) અને જો તમારા ઉપર તેમનું મોઢું ફેરવવું ભારે (અઘરું) લાગે તો જો તમારાથી થઈ શકે કે જમીનમાં કોઈ સુરંગ શોધી કાઢો અથવા આસમાનમાં કોઈ નિસરણી, પછી તેમની પાસે એક મોઅજિઝો લાવી આપો; અને જો અલ્લાહે ઈચ્છયું હોત તો સૌને સીધા માર્ગ ઉપર એકઠા કરી દીધા હોત; બસ, તમે નાદાનોમાંથી ન થાઓ. (૩૫) માને તે જ છે જેઓ સાંભળે છે અને અલ્લાહ મુરદાઓને જીવતા કરશે, પછી તેના તરફ લાવવામાં આવશે. (૩૬) અને કહે છે, કેમ તેના ઉપર કોઈ નિશાની ન ઊતરી તેના પરવરદિગાર તરફથી ? કહી આપો કે અલ્લાહને એ વાત ઉપર કાબૂ છે કે નિશાની ઉતારે, પરંતુ તેમનામાંના ઘણા જાણતા નથી. (૩૭) અને નથી કોઈ ચાલનારું જમીનમાં અને ન કોઈ પક્ષી કે જે પોતાની બંને પાંખોથી ઉડે છે પરંતુ દરેક ઉમ્મત (સમુદાય) છે તમારી જેમ જ, અમે લખવામાં કોઈ વસ્તુ નથી છોડી, પછી સૌ પોતાના પરવરદિગારની સામે એકઠા થશે. (૩૮) અને જેઓ અમારી આયતોને જૂઠાડે છે તેઓ બહેરા અને ગૂંગા છે, અંધારાઓમાં; જેને ચાહે અલ્લાહ ગુમરાહ કરે અને જેને ચાહે સીધા માર્ગ ઉપર નાંખી દે. (૩૯) તમે*

*કહો ! જુઓ તો જો તમારા ઉપર અલ્લાહનો અઝાબ આવે અથવા તમારા ઉપર કયામત (આવે તો) શું અલ્લાહના સિવાય કોઈ અન્યને પોકારશો ? બતાવો ! જો તમે સાચા છો. (૪૦) બલકે તેને જ પોકારો છો, પછી તે મુસીબતને દૂર કરી આપે છે જેના માટે પોકારો છો જો ઈચ્છે છે, અને તમે ભૂલી જાઓ છો જેમને શરીક કરતા હતા. (૪૧)*

## તફસીર :

### કાફિરો અને યહૂદીઓની વાતો ઉપર રસૂલે કરીમ ﷺને આપવામાં આવેલી સાંત્વના (તસલ્લી) :

અમે સારી પેઠે જાણીએ છીએ કે, આપ (ﷺ)ને તેઓના (કાફિરોના) નિવેદનો દિલગીર કરે છે, બસ (તમે ગમ ન કરો બલકે, તેમના મા'મલાને અલ્લાહને સોંપી દો કારણ કે) આ લોકો (સીધે-સીધા) તમને જુઠા નથી કહેતા પરંતુ આ જાલિમો તો અલ્લાહની આયતોનો (જાણીબૂઝીને) ઈનકાર કરે છે. (બસ તેનાથી તમને જુઠાડવું સાબિત થાય છે, પરંતુ તેમનો મૂળ હેતુ અલ્લાહની આયતોને જુઠાડવાનો છે, જેમકે તેમાંથી અમુક દાખલા તરીકે અબૂજહલ એનો સ્વીકાર પણ કરે છે અને જ્યારે તેમનો મૂળ હેતુ અલ્લાહની આયતોને જૂઠાડવાનો છે ત્યારે તેમનો આ મા'મલો પોતે અલ્લાહ તઆલા સાથે થયો, તે પોતે જ તેમની સાથે સમજી લેશે, તમે શા માટે દિલગીર થાઓ છો ?) અને (કાફિરોનું આ જુઠાડવું કોઈ નવી વાત નથી બલકે) ઘણા બધા પયગમ્બરો જે તમારા અગાઉ થઈ ચૂક્યા છે તેમને પણ જુઠાડવામાં આવી ચૂક્યા છે, જેના ઉપર તેમણે સબ્ર જ કરી કે તેમને જુઠાડવામાં આવ્યા અને તેમને (જાત-જાતની) પીડાઓ આપવામાં આવી, એટલે સુધી કે અમારી મદદ તેમને પહોંચી ચૂકી (જેનાથી વિરોધીઓ પરાજિત થઈ ગયા, તે સમય સુધી તેઓ સબ્ર જ કરતા રહ્યા) અને (એ જ પ્રમાણે સબ્ર કર્યા પછી તમને પણ અલ્લાહની મદદ પહોંચશે, કારણ કે) અલ્લાહ તઆલાની વાતો (એટલે કે વાયદાઓ) કોઈ બદલનારું નથી (અને મદદનો વાયદો તમારી સાથે થઈ ચૂક્યો છે, જેમકે ફરમાવવામાં આવ્યું لَاَغۡلِبَنَّ اَنَا وَرُسُلِىۡ) અને તમારી પાસે પયગમ્બરોના અમુક કિસ્સાઓ (કુર્આનમાં) પહોંચી ચૂક્યા છે (જેનાથી અલ્લાહ તઆલાની મદદ અને વિરોધીઓનું અંતે

પરાજિત થવું સાબિત થઈ જાય છે, વાસ્તવમાં આ સાંત્વના અને તસલ્લી આપવાનો હેતુ એ છે કે આ અલ્લાહ તઆલાનો વાયદો છે, શરૂઆતના અમુક દિવસો સબ્ર કર્યા પછી તે પોતાના રસૂલોને મદદ મોકલે છે, જેનાથી સચ્ચાઈનો વિજય થાય છે અને અસત્ય પરાજિત થઈ જાય છે અને આખિરતમાં પણ તેમને સન્માન અને સફળતા મળે છે. તમારી સાથે પણ એ જ વ્યવહાર થવાનો છે, તમે દિલગીર ન થાઓ અને રસૂલે કરીમ ﷺને કારણ કે, આખી દુનિયાના મનુષ્યો માટે દયા અને પ્રેમ તથા કરુણા સૌથી વધુ હતી, તેથી તેઓ આ તસલ્લી અને સાંત્વના હોવા છતાં એવું ઈચ્છતા હતા કે, આ મુશ્રિકો જો પ્રસ્તુત મોઅ્જિઝાઓ અને નુબુવ્વતની દલીલોથી સંતોષિત થઈને ઈમાન નહીં લાવે તો જે પ્રકારના મોઅ્જિઝાઓની તેઓ માંગણી કરી રહ્યા છે તે જ મોઅ્જિઝાઓ અસ્તિત્વમાં આવી જાય અને કદાચ તેઓ ઈમાન લઈ આવે અને તે અનુસંધાને આ કાફિરોની હાલત જોઈને તેમને ભારે દુઃખ થતું હતું, એટલા માટે આગળની આયતોમાં અલ્લાહ તઆલાએ બતાવી આપ્યું કે અલ્લાહની હિકમતના તકાદા પ્રમાણે તેમની માંગણી મુજબના મોઅ્જિઝાઓ બતાવવામાં નહીં આવે. આપ ﷺ સબ્ર કરો, ધૈર્ય ધરો અને આવા મોઅ્જિઝાઓની ફિકર-ચિંતા ન કરો, એટલા માટે ફરમાવવામાં આવ્યું, (وَاِنْ كَانَ كَبُرَ عَلَيْكَ) અને જો તમને તે (ઈનકારી)ઓના વાંધાઓ (અને ઈનકાર) ભારે લાગતા હોય (અને એટલા માટે એવું ઈચ્છતા હોય કે, તેમની માંગણી પ્રમાણેના મોઅ્જિઝાઓ જાહેર થઈ જાય) તો જો તમને એ શક્તિ છે કે જમીનમાં (જવા માટે) કોઈ સુરંગ અથવા આસમાનમાં (જવા માટે) કોઈ નિસરણી શોધી લો (પછી તેના દ્વારા જમીન અથવા આસમાનમાં જઈને ત્યાંથી) મોઅ્જિઝા (માંગણી પ્રમાણેના મોઅ્જિઝાઓમાંથી) લઈ આવો તો (બહેતર છે તમે એવું જ) કરી લો (એટલે અમે તો તેમની આ ફરમાઈશ આવશ્યકતા ન હોવાના કારણે અને હિકમતના તકાદાના વિરુદ્ધ હોવાના કારણે પૂરી નથી કરતા, જો તમે એવું જ ઈચ્છો છો કે કોઈપણ રીતે આ લોકો મુસલમાન થઈ જ જાય તો તમે પોતે જ તેની વ્યવસ્થા કરી લો) અને અલ્લાહને (જો) મંજૂર હોત તો તે સૌને સીધા માર્ગ ઉપર એકઠા કરી આપ્યા હોત (પરંતુ તેઓ પોતે જ પોતાનું ભલું નથી ઈચ્છતા, એટલા માટે અલ્લાહ તઆલાને એ મંજૂર નથી, પછી આપ ﷺના ઈચ્છવા ન ઈચ્છવાથી શું થવાનું છે !?) બસ, તમે (એ ફિકર છોડી

દો અને) બેખબર લોકોમાંથી ન થાઓ ! (સત્ય અને હિદાયતની બાબત તો) તે લોકો જ સ્વીકાર કરે છે જેઓ (સત્ય વાતને સત્ય સ્વીકાર કરવાના ઈરાદે) સાંભળે છે અને (જો આ વાંધાની અને ઈનકારની સંપૂર્ણ સજા તેમને દુનિયામાં ન મળી તો શું થયું ? અંતે એક દિવસ) મુરદાઓને અલ્લાહ તઆલા કબ્રોમાંથી સજીવન કરીને ઉઠાવશે, પછી તે સૌ અલ્લાહ પાસે જ (હિસાબ–કિતાબ માટે) લાવવામાં આવશે અને એ (ઈનકાર કરનારા) લોકો (દુશ્મનાવટના લીધે) કહે છે કે જો આ નબી છે તો તેના ઉપર (અમારી માંગણી મુજબના મોઅ્જિઝાઓમાંથી) કોઈ મોઅ્જિઝો કેમ નાઝિલ કરવામાં ન આવ્યો ? તમે કહી આપો કે, અલ્લાહ તઆલાને બેશક એના ઉપર સંપૂર્ણ શક્તિ છે કે તે (આવો જ) મોઅ્જિઝો નાઝિલ કરી આપે, પરંતુ તેમાં મોટા ભાગના લોકો (તેના પરિણામથી) બેખબર છે (એટલા માટે આવી દરખાસ્ત કરી રહ્યા છે અને તે પરિણામ એ છે કે, જો તેઓ માંગણી મુજબનો મોઅ્જિઝો જોયા પછી પણ ઈમાન નહીં લાવે તો બધાનો તરત જ નાશ કરી નાંખવામાં આવશે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, وَلَوْ اَنْزَلْنَا مَلَكًا لَّقُضِىَ الْاَمْرُ જેનો ખુલાસો એ છે કે, તેમનો માંગણી મુજબનો મોઅ્જિઝો જાહેર કરવાની આવશ્યકતા તો એટલા માટે નથી કે પ્રથમથી જ જેટલા મોઅ્જિઝાઓ છે તે પૂરતા છે. અલ્લાહ તઆલા ફરમાવે છે, اَوَلَمْ يَكْفِهِمْ અને અમે જાણીએ છીએ કે માંગણી મુજબના મોઅ્જિઝા ઉપર પણ તેઓ ઈમાન લાવશે નહીં, જેના કારણે તરત જ અઝાબના હકદાર બની જશે, એટલા માટે હિકમતનો તકાદો એ છે કે તે કાફિરોના માંગણી મુજબના મોઅ્જિઝા જાહેર કરવામાં ન આવે અને આયતના અંતે وَلَا تَكُوْنَنَّ مِنَ الْجَاهِلِيْنَ ફરમાવવું મહોબ્બત અને કૃપા સ્વરૂપે છે. શબ્દ جَهَالَتْ "જહાલત" અરબી ભાષામાં સામાન્ય રીતે એ બાબતે ઉપયોગ કરવામાં આવે છે, તેનાથી વિરુદ્ધ ઉર્દૂ ભાષામાં તેનો તરજુમો જાહિલ અથવા જહાલતથી કરવો સભ્યતાના વિરુદ્ધ છે, એટલા માટે તરજુમો જહાલતના બદલે "બેખબર" કરવો વધુ યોગ્ય છે. આગલી આયતમાં ચેતવણી માટે કયામત અને તમામ મખ્લૂકના પરિણામનું વર્ણન છે) અને જેટલા પ્રકારના પ્રાણીઓ જમીન ઉપર (ભલે જમીન ઉપર અથવા પાણીમાં) ચાલનારા છે અને જેટલા પ્રકારના પક્ષીઓ છે પોતાની બંને પાંખોથી ઊડે છે તેમાં કોઈ પ્રકાર એવો નથી જે કયામતના દિવસે સજીવન થઈને ઉઠવામાં) તમારી જેમ સમૂહ ન હોય અને (જો

કે, આ સૌ પોતાની મોટી સંખ્યાના કારણે અસંખ્ય હશે પરંતુ અમારા હિસાબથી તેઓ બાકાત નથી, કારણ કે) અમે (પોતાની) કિતાબ (લવહે મહફૂઝ)માં કોઈ વસ્તુ (જે કયામત સુધી થવાની છે તે લખવાની) બાકી નથી છોડી (જો કે, અલ્લાહ તઆલાને લખવાની કોઈ આવશ્યકતા ન હતી, તેનું જ્ઞાન કાયમી અને છવાયેલું છે અને તે પૂરતું છે પરંતુ લખાણ દ્વારા તેણે સુરક્ષિત કરી દીધું અને આ બાબત સામાન્ય માણસોની સમજથી વધારે નિકટ છે.) પછી (ત્યારબાદ પોતાના નક્કી સમય ઉપર) બધા (મનુષ્ય અને પ્રાણીઓ) પોતાના પરવરદિગાર પાસે એકઠા કરવામાં આવશો (આગળ ફરી રસૂલે કરીમ ﷺને દિલાસો આપવાનો વિષય છે) અને જે લોકો અમારી આયતોને જૂઠાડે છે તે તો (સત્ય સાંભળવાથી) બહેરા (જેવા) અને (સત્ય કહેવાથી) મૂંગા (જેવા) બની રહ્યા છે (અને તેના કારણે) પ્રકાર-પ્રકારના અંધારાઓમાં (ભટકી રહ્યા) છે (કારણ કે, દરેક કુફ્ર એક અંધારું છે અને તેમનામાં વિવિધ પ્રકારના કુફ્ર ભેગા થયા છે, પછી તેમના કુફ્રોના પ્રકાર, અનેક પ્રકારના અંધારાઓ છે) અલ્લાહ તઆલા જેને ઈચ્છે (પોતાના હક હોવાના અધિકારે) માર્ગ ભટકાવી આપે અને જેને ઈચ્છે (પોતાની કૃપાદષ્ટિથી) સીધા માર્ગ ઉપર લાવી આપે, તમે (તે મુશ્રિકોથી) કહી અપો કે, (વારું !) એ તો બતાવો કે જો તમારા ઉપર અલ્લાહનો કોઈ અઝાબ આવી પડે અથવા કયામત જ આવી જાય તો શું (આ અઝાબ અને કયામતની ભયંકર પરિસ્થિતિઓથી બચવા માટે) અલ્લાહના સિવાય કોઈ અન્યને પોકારશો ? જો તમે (શિર્કના દા'વામાં) સાચા છો (તો તમારે તે સમયે પણ અલ્લાહ સિવાય અન્યને પણ પોકારવા જોઈએ પરંતુ કદાપિ એવું થશે નહીં) બલકે, (તે સમયે તો) ખાસ તેને જ પોકારવા લાગો પછી જે (આફત)ને (હટાવવા) માટે તમે (તેને) પોકારો, જો તે ઈચ્છે તો તેને હટાવી પણ આપે (અને ન ઈચ્છે તો ન પણ હટાવે) અને જેને તમે (હવે અલ્લાહનો) ભાગીદાર ઠરાવો છો (તે સમયે) તે બધાને ભૂલી જાઓ છો.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં ફરમાવવામાં આવ્યું છે, فَاِنَّهُمْ لَا يُكَذِّبُوْنَكَ એટલે કે, આ કાફિરો વાસ્તવમાં રસૂલે કરીમ ﷺને જૂઠાડતા નથી બલકે, અલ્લાહ તઆલાની આયતોને જૂઠાડી રહ્યા છે. આ ઘટના તફસીરે મઝહરીમાં સુદ્દીની રિવાયતથી એ રીતે વર્ણન થઈ છે કે, એક સમયે

કુરૈશના કાફિરોના બે સરદારો અખનસ બિન શરીક અને અબૂ જહલની મુલકાત થઈ તો અખનસે અબૂ જહલને પૂછ્યું કે, "હે અબૂલ હિકમ ! (અરબસ્તાનમાં અબૂ જહલને અબૂલ હિકમના નામથી બોલાવવામાં આવતો હતો. ઈસ્લામમાં તેના કુફ્ર અને દુશ્મનાવટના કારણે તેનું ઉપનામ અબૂજહલ પડી ગયું.) આ એકાંત છે, મારી અને તમારી વાતચીત કોઈ ત્રીજો સાંભળી નથી રહ્યો, મને મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહ (ﷺ) વિશે તમારો અભિપ્રાય સાચે-સાચો બતાવો કે તેને સાચો (સાચા) સમજો છો કે જૂઠો (જૂઠા) ?" અબૂજહલે અલ્લાહની કસમ ખાઈને કહ્યું, "નિઃશંક ! મુહમ્મદ (ﷺ) સાચો (સાચા) છે, તેઓ પોતાના સમગ્ર જીવન દરમિયાન ક્યારેય જૂઠું નથી બોલ્યા, પરંતુ વાત એમ છે કે કુરૈશના કબીલાની એક શાખ બની કુસય્યમાં બધા જ પ્રકારની ખૂબીઓ અને વિશેષતાઓ ભેગી થઈ જાય અને એમના સિવાય સમગ્ર કુરૈશ બાકી રહી જાય, તેને અમે કઈ રીતે સહન કરી શકીએ છીએ ? ઝંડો બની કુસય્યના હાથમાં છે, હરમમાં હાજીઓને પાણી પીવડાવવાની મહત્ત્વની સેવા તેમના હાથમાં છે, બયતુલ્લાહની ચોકીદારી અને તેની ચાવી પણ તેમના હાથમાં છે. હવે, જો નુબુવ્વત પણ અમે તેમનામાં હોવાનું સ્વીકાર કરી લઈએ તો બીજા કુરૈશના લોકો પાસે શું બાકી બચશે ?"

એક અન્ય રિવાયત નાજિયા ઈબ્ને કઅ્બથી નકલ થઈ છે, કે અબૂજહલે એક વખતે પોતે રસૂલે કરીમ ﷺને કહ્યું કે, "અમને તમારા ઉપર જૂઠનું કોઈ અનુમાન નથી અને ન અમે તમને જૂઠાડીએ છીએ. હા ! અમે તે કિતાબ અથવા દીનને જૂઠો કહીએ છીએ જેને તમે લાવ્યા છો." *(મઝહરી)*

આ રિવાયતોની બીના પર આ આયતને એ વાસ્તવિક અર્થમાં પણ લઈ શકાય છે કે, આ કાફિરો રસૂલે કરીમ ﷺને નહીં પરંતુ અલ્લાહની આયતોને જૂઠાડતા હતા અને આ આયતનો ભાવાર્થ એ પણ થઈ શકે છે કે, આ કાફિરો જો કે, જાહેરમાં આપ ﷺને જ જૂઠાડતા હતા પરંતુ વાસ્તવમાં રસૂલે કરીમ ﷺને જૂઠાડવાનું પરિણામ પોતે અલ્લાહ તઆલા અને તેની આયતોને જૂઠાડવું ગણાય છે. જેમકે હદીષમાં છે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જે વ્યક્તિ મને ત્રાસ આપે છે તે વાસ્તવમાં અલ્લાહ તઆલાને ત્રાસ આપવાના હુકમમાં છે."

છટ્ઠી આયત وَمَا مِنْ دَآبَّةٍ થી જાણ થઈ કે, કયામતના દિવસે મનુષ્યોની

સાથે-સાથે સમગ્ર પ્રાણી જગતને સજીવન કરવામાં આવશે અને ઈબ્ને જરીર, ઈબ્ને હાતિમ તથા બયહકીએ અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, "કયામતના દિવસે સમગ્ર પ્રાણીઓ, જંગલી પશુ-પક્ષીઓને પણ પુનઃ સજીવન કરવામાં આવશે અને અલ્લાહ તઆલાનો ન્યાય એ હદ સુધી છે કે, જો કોઈ શિંગડાવાળા જાનવરે શિંગડા વિનાના જાનવરને દુનિયામાં માર્યું હશે તો તેનો બદલો તેની પાસેથી લેવામાં આવશે. (એ જ પ્રમાણે બીજા જાનવરોના પરસ્પર અત્યાચારનો બદલો લેવામાં આવશે) અને જ્યારે તેમને તેમના પરસ્પર હકો અને અત્યાચારોનો બદલો પૂર્ણ થઈ ચૂકશે તો તેમને હુકમ થશે કે, બધા માટી બની જાઓ અને બધા જાનવરો તે જ સમયે માટીના ઢગલામાં ફેરવાઈ જશે. આ જ તે સમય હશે, જ્યારે કાફિરો કહેશે, يٰلَيْتَنِىْ كُنْتُ تُرَابًا એટલે કે, કાશ ! મારી સાથે પણ આવી જ ઘટના ઘટે કે મને પણ માટી બનાવી દેવામાં આવે જેથી હું જહન્નમના અઝાબથી બચી જાઉં."

ઈમામ બગવી (રહ.)એ એક અન્ય રિવાયતમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી નકલ કર્યું છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, કયામતના દિવસે બધા હકદારોને હક અદા કરવામાં આવશે, એટલે સુધી કે શિંગડા વગરની બકરીનો બદલો શિંગડાવાળી બકરી પાસેથી લેવામાં આવશે."

### મખ્લૂકના અધિકારોનું મહત્ત્વ :

આ બધાથી જાણ થાય છે કે, જાનવરોને શરીઅતના કોઈ હુકમો લાગુ પડતા નથી, તે ફક્ત મનુષ્યો અને જિન્નાતોને જ લાગુ પડે છે અને દેખીતું છે કે, જે શરીઅતના હુકમોના કાયદા હેઠળ નથી, તેમની સાથે બદલો અથવા સજાનો મા'મલો નથી થઈ શકતો. એટલા માટે ઉલમા ફરમાવે છે કે, મહશરમાં જાનવરનો બદલો તેમના ઈસ્લામી શરીઅતના હુકમોના આધીન હોવાના કારણે નહીં બલકે, પરવરદિગારે આલમના ઈન્સાફના તકાદાના કારણે છે. તેથી જો એક જાનવર કોઈ અન્ય જાનવર ઉપર અત્યાચાર કરે તો તેને પણ બદલો અપાવવામાં આવશે, જાનવરોને આ સિવાય તેમના કોઈ અન્ય આચરણ ઉપર સજા અથવા બદલો ન હશે. આથી જાણ થાય છે કે, અલ્લાહના સર્જનના પરસ્પરના હકોમાં જુલમ અને અત્યાચારના આચરણો એટલા સંગીન અપરાધ છે કે, જેને શરીઅતના હુકમો લાગુ પડતા નથી તે પશુઓને પણ તેનાથી બાકાત રાખવામાં

આવ્યા નથી, પરંતુ અફસોસ છે કે ઘણા દીનદાર અને ઈબાદતગુજાર મનુષ્યો પણ આ બાબતમાં ગફલતથી વર્તી રહ્યા છે.

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૪૨-૪૩-૪૪-૪૫)

| |
|---|
| وَلَقَدْ اَرْسَلْنَآ اِلٰٓى اُمَمٍ مِّنْ قَبْلِكَ فَاَخَذْنٰهُمْ بِالْبَاْسَآءِ وَالضَّرَّآءِ لَعَلَّهُمْ |
| يَتَضَرَّعُوْنَ ﴿٤٢﴾ فَلَوْلَآ اِذْ جَآءَهُمْ بَاْسُنَا تَضَرَّعُوْا وَلٰكِنْ قَسَتْ قُلُوْبُهُمْ وَزَيَّنَ |
| لَهُمُ الشَّيْطٰنُ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٤٣﴾ فَلَمَّا نَسُوْا مَا ذُكِّرُوْا بِهٖ فَتَحْنَا عَلَيْهِمْ اَبْوَابَ |
| كُلِّ شَيْءٍ ؕ حَتّٰٓى اِذَا فَرِحُوْا بِمَآ اُوْتُوْٓا اَخَذْنٰهُمْ بَغْتَةً فَاِذَا هُمْ مُّبْلِسُوْنَ ﴿٤٤﴾ |
| فَقُطِعَ دَابِرُ الْقَوْمِ الَّذِيْنَ ظَلَمُوْا ؕ وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٤٥﴾ |

### તરજુમો :

*અને અમે તમારાથી અગાઉ ઘણી ઉમ્મતો ઉપર રસૂલ મોકલ્યા હતા, પછી અમે તે લોકોને કઠણાઈમાં અને તકલીફમાં પકડયા જેથી તેઓ કરગરે. (૪૨) પછી કેમ ન કરગર્યા જ્યારે તેમના ઉપર અમારો અઝાબ આવ્યો ? પરંતુ તેમના દિલ કઠણ થઈ ગયા અને શયતાને તેમને તે કામ ભલા કરી દેખાડયા જે તેઓ કરી રહ્યા હતા. (૪૩) પછી જ્યારે તેઓ એ નસીહતને ભૂલી ગયા જે તેમને કરવામાં આવી હતી (તો) અમે તેમના ઉપર દરેક વસ્તુના દરવાજા ખોલી નાંખ્યા એટલે સુધી કે તે વસ્તુઓ ઉપર ખુશ થયા જે તેમને આપવામાં આવી (પછી) અમે તેમને અચાનક પકડી લીધા, બસ તે વખતે તેઓ નાઉમ્મીદ (નિરાશ) થઈને રહી ગયા. (૪૪) પછી તે જાલિમોના મૂળિયાં કપાઈ ગયા, અને સઘળા વખાણ અલ્લાહના જ માટે છે જે દુનિયાઓનો પાલનહાર છે. (૪૫)*

### તફસીર :

અને અમે આપ (ﷺ)થી અગાઉની ઉમ્મતો તરફ પણ પયગમ્બરો મોકલ્યા હતા (પરંતુ તેમણે તેમને ન માન્યા) તો અમે તેમને તંગદસ્તી અને

બીમારીથી પકડી લીધા જેથી તેઓ ઢીલા પડી જાય (અને પોતાના કુફ્ર અને ગુનાહથી તવબહ કરી લે). બસ, જ્યારે તેમના દિલો તો (એવા જ) સખત (કઠણ) રહ્યા અને શયતાન તેમના દુષ્ટ કૃત્યોને તેમના વિચારમાં (કાયદેસર રીતે) શણગારીને (અને સદ્કૃત્યો બતાવીને) બતાવતો રહ્યો, પછી જ્યારે તે લોકો (કાયદેસર) તે વસ્તુઓને ભૂલી ગયા (અને છોડી બેઠા) જે તેઓને (પયગમ્બર તરફથી) નસીહત કરવામાં આવતી હતી (એટલે કે, ઈમાન અને ઇતાઅત) તો અમે તેમના ઉપર (આનંદ અને સુખની) દરેક વસ્તુઓના દરવાજા ખોલી નાંખ્યા, એટલે સુધી કે જ્યારે તે વસ્તુઓ ઉપર જે તેમને મળી હતી તેઓ ખૂબ ઇતરાઈ ગયા (અને બેદરકારી તથા આળસમાં તે કાફિરો હજુ આગળ વધી ગયા તે સમયે) અમે તેમને અચાનક (તેમને કલ્પના પણ ન હોય તેવા અઝાબમાં) પકડી લીધા (અને સખત અઝાબ નાઝિલ કર્યો જેનું વર્ણન કુર્આનમાં અનેક ઠેકાણે આવે છે) પછી (તે અઝાબથી) જાલિમ લોકોના મૂળિયાં (સુદ્ધાં) કાપી નાંખવામાં આવ્યા અને અલ્લાહનો શુક્ર છે જે બધી જ દુનિયાઓનો પાલનહાર છે (કે આવા જાલિમોના પાપને નષ્ટ કરી નાંખ્યા કે જેના કારણે દુનિયામાં અરાજકતા ફેલાઈ ગઈ હતી).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાં શિર્ક અને કુફ્રના રદિયા અને તવહીદની સાબિતીઓને એક ખાસ શૈલીમાં વર્ણન કરવામાં આવી છે કે, પ્રથમ મક્કાના મુશ્રિકોને સવાલ કરવામાં આવ્યો કે, જો તમારા ઉપર આજે કોઈ મુસીબત આવી જાય, દાખલા તરીકે, અલ્લાહ તઆલાનો અઝાબ આ દુનિયામાં જ તમારા ઉપર આવી જાય અથવા મૌત કે કયામતની ભયંકર પરિસ્થિતિઓ ઉપસ્થિત થઈ જાય તો પોતાના દિલોમાં વિચાર કરીને બતાવો કે, તે સમયે તમે પોતાની મુસીબતને દૂર કરવા માટે કોને પોકારશો ? અને કોનાથી આશા રાખશો કે તે તમને અઝાબ અને મુસીબતથી છુટકારો અપાવે ? શું આ પથ્થર કે જે પોતે અન્યના હાથે કંડાળાયેલી મૂર્તિ માત્ર છે અથવા માનવોમાંથી તે લોકો જેને તમે સર્વશક્તિમાનનું સ્વરૂપ આપી બેઠા છો, શું તે સમયે તેઓ તમારા કામ લાગશે ? અને તમે તેમને ફરિયાદ કરશો કે, પછી એક માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂને જ તે સમયે પોકારશો ?

તેનો જવાબ કોઈપણ બુદ્ધિશાળી વ્યક્તિ તરફથી એના સિવાય બીજો કોઈ

જ નથી હોઈ શકતો કે, તે પોતે અલ્લાહ તઆલાનું નામ પોતાના તરફથી લે. કારણ કે, સામાન્ય રીતે મુસીબતના સમયે મોટા–મોટા મુશ્રિકો પણ મૂર્તિઓને અને પોતે ઘડી કાઢેલા મઅ્બૂદોને ભૂલી જશે અને ફક્ત એકમાત્ર અલ્લાહ તઆલાને પોકારશે, માટે હવે પરિણામ જાહેર છે કે, આ તમારી મૂર્તિઓ અને જે મઅ્બૂદોને તમે ખુદાનું સ્વરૂપ આપી બેઠા છો અને તેમને જ પોતાની દરેક પ્રકારની જરૂરિયાતો પૂરી કરનાર સમજો છો અને કહો છો કે, જ્યારે તેઓ કોઈ મોટી મુસીબતના સમયે તમારા કામ નહીં લાગે અને તમારી એવી હિંમત પણ નથી કે, તમે એવા સમયે તેમને પોતાની મદદ માટે બોલાવો તો પછી તેમની ઈબાદત અને તેમના વિશેની જરૂરિયાતો પૂરી કરવાની તમારી માન્યતા કયા દિવસે કામ આવવાની છે ?

આ વિષય પાછળ આવી ચૂકેલી આયતોનો ખુલાસો છે, તેમાં અનુમાન (કલ્પના) કરીને બતાવવામાં આવ્યું છે કે, તમારા કુફ્ર–શિર્ક અને નાફરમાનીની સજામાં જો ધારી લો કે, આ દુનિયામાં જ તમારા ઉપર અઝાબ આવી પડે અને ધારી લો કે, આ જિંદગીમાં અઝાબ ન આવ્યો તો કયામતમાં જે થવાનું છે તે ચોક્કસ થવાનું જ છે. જ્યાં મનુષ્યના બધા આચરણો, પ્રવૃત્તિઓ અને કાર્યોનો હિસાબ–કિતાબ કરવામાં આવશે તથા તેના ઉપર બદલા અને સજાના હુકમો લાગુ કરવામાં આવશે.

અહીંયાં કયામતનો અર્થ સામાન્ય અર્થમાં કયામતનો જે અર્થ સમજવામાં આવે છે તે પણ હોઈ શકે છે અને એ પણ હોઈ શકે છે કે, શબ્દ سَاعَتٌ (સાઅત) આ સ્થળે "કયામતે સુગરા" એટલે કે, નાની કયામત અથવા કયામત જેવી ભયંકર પરિસ્થિતિ ભાવાર્થ તરીકે હોઈ શકે છે, જે દરેક મનુષ્યના મૌત ઉપર કાયમ થઈ જાય છે, જેમકે મશહૂર છે مَنْ مَّاتَ فَقَدْ قَامَتْ قِيَامَتُهٗ એટલે કે, જે વ્યક્તિ મૃત્યુ પામ્યો તેની કયામત તો આજે જ કાયમ થઈ ગઈ, કારણ કે કયામતમાં હિસાબ–કિતાબનો શરૂઆતનો નમૂનો કબ્રમાં જ એટલે કે, આલમે બરઝખમાં સામે આવી જશે અને ત્યાંનો બદલો અથવા સજાનો નમૂનો પણ અહીંયાંથી જ શરૂ થઈ જશે.

કહેવાનું તાત્પર્ય એ છે કે, નાફરમાની કરનારાઓને આ આયતમાં ધમકી

આપવામાં આવી છે કે, પોતાની આ નાફરમાનીથી નચિંત ન બની જાઓ, બની શકે છે કે, આ જ દુનિયાની જિંદગીમાં તમારા ઉપર અલ્લાહ તઆલાનો કોઈ અઝાબ આવી પડે, જેમકે અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતો ઉપર આવ્યો હતો અને એ પણ ન થાય તો મૌત અથવા કયામત પછી તો ચોક્કસ હિસાબ થવાનો જ છે, પરંતુ પોતાની જિંદગીના મર્યાદિત સમયમાં ઉપસ્થિત થનાર ખૂબ મર્યાદિત અનુભવો ઉપર સમગ્ર દુનિયા અને સમગ્ર દુનિયાની ઘટનાઓને અનુમાનિત કરનારા મનુષ્યનો સ્વભાવ આવી બાબતોમાં યુક્તિ-પ્રયુક્તિ શોધવાનો છે, તે અંબિયા (અલૈ.)ની ચેતવણીઓ અને ધમકીઓને માત્ર ઠાલી અને વ્યર્થ બાબત સમજીને ટાળે છે. ખાસ કરીને જ્યારે આવી પરિસ્થિતિ દરેક યુગમાં સામે આવે છે તો ઘણા લોકો અલ્લાહ તબારક વ તઆલા અને રસૂલે કરીમ ﷺની ઉઘાડી નાફરમાની કરતા હોવા છતાં ખૂબ વિકાસ અને પ્રગતિ કરી રહ્યા હોય એવું દેખાય છે. દુનિયામાં માલ અને દૌલત, ઈજ્જત અને જાહોજલાલી બધું જ કંઈ તેમને પ્રાપ્ત થતું દેખાય છે. એકબાજુ આ નજરે જોયેલો અહેવાલ અને બીજી તરફ અલ્લાહના પયગમ્બરોની એ ધમકી કે નાફરમાની કરનારાઓ ઉપર અઝાબ આવતો હોય છે, જ્યારે આ બંનેને મેળવીને જોવામાં આવે છે તો તેમનો યુક્તિ-પ્રયુક્તિઓ કરી હીલા-હવાલા કરવાનો સ્વભાવ જોવા મળે છે અને શયતાન તેમને એવું જ શિખવાડે છે કે, પયગમ્બરોના નિવેદનો તો માત્ર એક ધોકો અને વ્યર્થ બાબત છે. (નઊઝુબિલ્લાહ !)

આ બાબતનો જવાબ આપવા માટે ઉપરોક્ત આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂએ અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોની ઘટનાઓ અને તેમના ઉપર લાગુ પાડવામાં આવેલ કુદરતના કાયદાઓનું વર્ણન કરીને ઈરશાદ ફરમાવ્યું છે, وَلَقَدْ اَرْسَلْنَا اِلٰى اُمَمٍ مِّنْ قَبْلِكَ فَاَخَذْنٰهُمْ بِالْبَاْسَآءِ وَالضَّرَّآءِ لَعَلَّهُمْ يَتَضَرَّعُوْنَ એટલે કે, અમે તમારા અગાઉ પણ પોતાના રસૂલો અન્ય ઉમ્મતો તરફ મોકલ્યા અને બે રીતે તેમની પરીક્ષા લેવામાં આવી, પ્રથમ અમુક કઠણાઈ અને તકલીફ તેમના ઉપર નાંખીને એ જોવામાં આવ્યું કે, તકલીફ અને મુસીબતથી ગભરાઈને આ લોકો અલ્લાહ તઆલા તરફ કેન્દ્રિત થાય છે કે કેમ ? જ્યારે તેઓ તેમાં નિષ્ફળ રહ્યા અને અલ્લાહ તઆલાના શરણમાં જવાના બદલે અને બળવાખોર વૃત્તિથી બચવાને બદલે વધુને વધુ તેમાં ઓતપ્રોત થતા રહ્યા તો હવે તેમની બીજા

પ્રકારની પરીક્ષા લેવામાં આવી કે, તેમના ઉપર દુનિયાની રંગીનીઓ તથા અય્યાશીઓના દરવાજા ખોલી નાંખવામાં આવ્યા અને દુનિયાના જીવનના સંદર્ભમાં જેટલી પણ રાહતો હોય છે તે બધું આપી દેવામાં આવ્યું કે, કદાચ આ લોકો નેઅ્મતોને જોઈને પોતાના ઉપકારકને ઓળખી લે અને એ રીતે તેમને પોતાનો પાલનહાર યાદ આવી જાય પરંતુ તેઓ આ કસોટીમાં પણ નિષ્ફળ રહ્યા અને પોતાના ઉપકારક પાલનહારને ઓળખવાના બદલે, તેનો આભાર માનવાના બદલે અય્યાશીઓની ભૂલ-ભૂલૈયામાં એવા લીન થઈ ગયા કે, અલ્લાહ અને રસૂલ ﷺના સંદેશાઓ અને શિક્ષણને સદંતર ભૂલાવી બેઠા તથા અમુક દિવસની અય્યાશીમાં એવા મદ્મસ્ત બની ગયા કે સઘળું ભૂલાવી બેઠા ત્યારે હવે બંને પ્રકારની કસોટીઓ અને પરીક્ષાઓમાં નિષ્ફળ થયા પછી તેમના ઉપર દરેક પ્રકારની હુજ્જત પૂર્ણ થઈ ગઈ. છેવટે અલ્લાહ તઆલાના અઝાબે તેમને અચાનક આવીને પકડી લીધા અને તેમનો સર્વનાશ કરવામાં આવ્યો અને તેમનો વંશવેલો પણ બાકી ન રહ્યો. આ અઝાબ અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતો ઉપર મોટે ભાગે આ જ પ્રમાણે આવતો હતો કે, ક્યારેક આસમાનમાંથી તો ક્યારેક જમીનમાંથી તો ક્યારેક કોઈ અન્ય સ્વરૂપમાં એક સર્વવ્યાપી અઝાબ આવતો હતો અને સમગ્ર કૌમને તેમાં નષ્ટ કરી નાંખવામાં આવતી હતી. હઝરત નૂહ (અલૈ.)ની સમગ્ર કૌમને પાણીના એવા પ્રલયે ઘેરી લીધી કે, પહાડોની ટોચ સુદ્ધાં પણ સુરક્ષિત ન રહી શકી. આદ કૌમ ઉપર એવું સખત તોફાન આવ્યું કે, આઠ દિવસ સુધી સતત ચાલુ રહ્યું, જેના કારણે તેમનો એક પણ વ્યક્તિ ન બચી શક્યો. ષમૂદની કૌમનો એક ભયાનક અવાજ દ્વારા સર્વનાશ કરવામાં આવ્યો. હઝરત લૂત (અલૈ.)ની કૌમની સમગ્ર વસ્તીને ઊંધી ફેંકી દેવામાં આવી, જે આજ સુધી જોર્ડનના વિસ્તારમાં એક આશ્ચર્યજનક પાણી (મૃત સરોવર-Dead sea) સ્વરૂપે મૌજૂદ છે, જેમાં કોઈ જાનવર જેમકે, દેડકાં, માછલી વગેરે પણ જીવીત નથી રહી શકતી અને એટલા જ માટે તેને "મૃત સરોવર"ના નામે ઓળખવામાં આવે છે અને તે "લૂત સરોવર" તરીકે પણ પ્રખ્યાત છે.

મતલબ કે, અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોની નાફરમાનીઓની સજા મોટે ભાગે તેમને વિવિધ પ્રકારના અઝાબ સ્વરૂપે કરવામાં આવી, જેમાં આખે-આખી કૌમ એકી સમયે નાશ પામી અને ક્યારેક એવું પણ થયું કે તેઓ દેખીતી રીતે કોઈ

સ્વાભાવિક વૃત્તિથી ખતમ થઈ ગઈ અને આગળ ઉપર તેમનું કોઈ નામ લેનાર સુદ્ધાં બાકી ન રહ્યું.

પ્રસ્તુત આયતમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે, અલ્લાહ રબ્બુલ આલમીન કોઈ કૌમ ઉપર વ્યાપક પ્રમાણમાં અઝાબ અચાનક નથી મોકલતો. બલકે, ચેતવણી સ્વરૂપે થોડી-થોડી સજાઓ નાઝિલ કરતો રહે છે, જેના દ્વારા નેક અને સમજદાર લોકો પોતાની ગફલત અને બેદરકારીથી બચી જઈને સીધા માર્ગ ઉપર આવી જાય. એ પણ જાણ થઈ કે, જે તકલીફ અને મુસીબત દુનિયામાં સજા સ્વરૂપે આપવામાં આવે છે તેનું સ્વરૂપ જો કે, સજાનું હોય છે પરંતુ વાસ્તવમાં તે પણ સજા નથી હોતી, બલકે ગફલતના અંધકારોમાંથી પ્રકાશ તરફ લઈ જવા માટે એક ચેતવણી સ્વરૂપે હોય છે કે, જેથી તેઓ જાગૃત થઈ જાય. આ પણ અલ્લાહ તઆલાની એક રહમત જ છે. કુર્આન શરીફની એક અન્ય આયતમાં ઈરશાદ છે, وَلَنُذِيْقَنَّهُمْ مِّنَ الْعَذَابِ الْاَدْنٰى دُوْنَ الْعَذَابِ الْاَكْبَرِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ (૩૨ : ૨૧) એટલે કે, અમે તેમને મોટો અઝાબ ચખાડતા પહેલાં એક નાનો અઝાબ ચખાડીએ છીએ, જેથી તેઓ હજુપણ હકીકતને સમજીને પોતાના ખોટા માર્ગને ત્યજી દે.

આ આયતોથી એ શંકા પણ દૂર થઈ ગઈ કે, આ દુનિયા બદલાનું સ્થળ નથી, બલકે આચરણ કરવાનું સ્થળ છે. અહીંયાં તો નેક અને બદ્ (ખરાબ), ભલાઈ અને બુરાઈ એક જ પલ્લામાં તોલાય છે. બલકે, ક્યારેક દુષ્ટ લોકો ભલા લોકો કરતાં વધારે અધિકારો ભોગવે છે અને સારી રીતે રહે છે, પછી આ દુનિયામાં સજા લાગુ પાડવાનો શું મતલબ છે ? જવાબ સ્પષ્ટ છે કે, અસલ બદલો અને સજા તો કયામતના દિવસે જ થશે, જેનું નામ જ يَوْمُ الدِّيْن (યવમુદ્દીન) એટલે કે, બદલાનો દિવસ છે, પરંતુ અમુક તકલીફો અને અઝાબ નમૂના સ્વરૂપે અને એ જ પ્રમાણે અમુક રાહતો નમૂના સ્વરૂપે દુનિયામાં અલ્લાહની રહમતના તકાદા પ્રમાણે મોકલવામાં આવે છે અને અમુક સમજદાર બુદ્ધિશાળી લોકો તો એવું કહે છે કે, દુનિયામાં જેટલા આનંદ-પ્રમોદ અને રાહતો છે તે જન્નતની રાહતોનો નમૂનો માત્ર છે કે જેથી મનુષ્યને તેના તરફ આકર્ષણ પેદા થાય અને જેટલી તકલીફો અને પરેશાનીઓ રંજ-ગમ આ દુનિયામાં છે, તે બધા આખિરતના અઝાબના નમૂના માત્ર છે કે જેથી મનુષ્ય તેનાથી બચવાની

કાળજી લે, નહિતર નમૂના વિના કોઈપણ વસ્તુને ઓળખવી, તેની પ્રેરણા આપવી અને તે માટે પ્રોત્સાહિત કરવું શક્ય નથી અને ન જ કોઈ બાબતથી કોઈને ડરાવી શકાય છે.

મતલબ કે, દુનિયાની રાહતો અને તકલીફો વાસ્તવમાં સજા અથવા બદલો નથી બલકે, સજા અને બદલાનો નમૂનો માત્ર છે અને આ સમગ્ર દુનિયા આખિરતની ખેતી છે, બજાર છે, વેપારી પોતાના માલના નમૂના બતાવવા માટે તેને દુકાનમાં સૌની નજર પડે એ રીતે સામે સજાવે છે કે, જેથી તેને જોઈને ખરીદનારને આકર્ષણ પેદા થાય. જાણ થઈ કે, દુનિયાના રંજ-ગમ અથવા આનંદ અને રાહત વાસ્તવમાં સજા અથવા બદલો નથી બલકે, સર્જનહારથી વિખૂટી પડેલી મખ્લૂકનો નાતો ફરી પોતાના સર્જનહાર સાથે જોડવાની એક યુક્તિ માત્ર છે.

خلق رابا تو چنیں بدخو کنند　　　تا ترا ناچار رو آں سو کنند

પ્રસ્તુત આયતના અંત ભાગમાં આ હિકમતનું વર્ણન لَعَلَّهُمْ يَتَضَرَّعُوْنَ ના શબ્દોમાં કરવામાં આવ્યું છે, એટલે કે અમે તેમના ઉપર જે કઠણાઈ અને મુસીબત દુનિયામાં નાંખી તેનો હેતુ વાસ્તવમાં દુનિયાનો અઝાબ ન હતો. બલકે, એ હતો કે, મુસીબતમાં સ્વાભાવિક રીતે દરેક વ્યક્તિને અલ્લાહ યાદ આવી જતો હોય છે. એટલા માટે આ કઠણાઈમાં નાંખી પોતાના તરફ કેન્દ્રિત કરવાનો હેતુ હતો. જાણ થઈ કે, દુનિયામાં તકલીફો અને મુસીબતો અઝાબ સ્વરૂપે પણ જો કોઈ વ્યક્તિ અથવા વર્ગ ઉપર આવી પડે છે તેમાં એક પાસું અલ્લાહની રહમતનું પણ પ્રવૃત્ત હોય છે.

ત્યારબાદ ત્રીજી આયતમાં જે ઈરશાદ ફરમાવવામાં આવ્યો, فَتَحْنَا عَلَيْهِمْ اَبْوَابَ كُلِّ شَيْءٍ કે, જ્યારે તેમની નાફરમાનીની મર્યાદાઓ વટવા લાગી તો હવે એક ભયાનક કસોટીમાં તેમને નાંખવામાં આવ્યા..... કે તેમના ઉપર દુનિયાની નેઅ્મતો અને રાહતો તથા સફળતાઓના દરવાજા ખોલી નાંખવામા આવ્યા.

આ બાબતથી પણ સામાન્ય મનુષ્યોને ચેતવણી આપવામાં આવી છે કે, દુનિયામાં કોઈ વ્યક્તિ અથવા વર્ગને સુખી અને ભૌતિકતાના અધધ છૂટછાટમાં

**રાચેલા જોઈને ધોકો ન ખાઈ બેસો કે, આ જ લોકો સીધા માર્ગ ઉપર છે અને આ જ લોકો સફળ જીવનના માલિક છે. બલકે, ઘણા વખતે આવી પરિસ્થિતિ તેમની નાફરમાનીઓના કારણે અઝાબમાં સપડાવાના સ્વરૂપે પણ હોય છે કારણ કે તેના કારણે તેમને કઠોર અઝાબ અચાનક આવીને પકડી લેવાનું નક્કી થતું હોય છે.**

**આથી રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "જ્યારે તમે એવું જૂઓ કે, કોઈ વ્યક્તિ ઉપર નેઅ્મત અને દૌલત વરસી રહી છે, જ્યારે કે તે ગુનાહો અને નાફરમાનીઓ ઉપર અડગ હોય છે તો સમજી લો કે તેને ઢીલ આપવામાં આવી રહી છે, એટલે કે તેની આ ઐશો–ઈશરત અને આનંદ તેને સખત અઝાબમાં સપડાવવાની એક નિશાની પણ છે."** (رَوَاهُ اَحْمَدُ عَنْ عُقْبَةَ ابْنِ عَامِرٍ كَذَافِىْ تَفْسِيْرِ ابْنِ كَثِيْر)

**અને તફસીરના ઈમામ ઈબ્ને જરીર (રહ.)એ ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)થી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,**

***"જ્યારે અલ્લાહ તઆલા કોઈ કૌમને બાકી રાખવા અને વધારવા ઈચ્છે છે તો તેમનામાં બે (પ્રકારના) લક્ષણો પેદા કરી આપે છે. એક, દરેક કાર્યમાં મધ્યમ માર્ગ અને વચલો રસ્તો. બીજું, ઈફ્ફત અને ઈસ્મત (વિનમ્રતા અને શીલ રક્ષા), એટલે કે હક વિરુદ્ધની વસ્તુઓના ઉપયોગથી પરહેઝ. અને જ્યારે અલ્લાહ તઆલા કોઈ કૌમનો નાશ કરવા અને બરબાદ કરવા ઈચ્છે છે તો તેના ઉપર અપ્રમાણિકતા (ખયાનત)ના દરવાજા ખોલી નાંખે છે, એટલે કે, તે (કૌમ) પોતાની અપ્રમાણિકતાઓ અને દુરાચારો હોવા છતાં દુનિયામાં સફળ થતી નજરે પડે છે."***

**અંતિમ આયતમાં ફરમાવ્યું કે, જ્યારે અલ્લાહ તઆલાનો અઝાબ વ્યાપક સ્વરૂપમાં આવ્યો તો જાલિમોના વંશ પણ ખતમ થઈ ગયો અને અંતે ફરમાવ્યું, وَالْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ જેમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, અપરાધીઓ અને અત્યાચારીઓ ઉપર જ્યારે મુસીબત આવે તો તે સમગ્ર દુનિયા માટે એક નેઅ્મત છે, જેના ઉપર લોકોએ અલ્લાહ તઆલાનો આભાર (શુક્ર) માનવો જોઈએ.**

———————————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૪૬ થી ૪૯)

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَخَذَ اللّٰهُ سَمْعَكُمْ وَ اَبْصَارَكُمْ وَخَتَمَ عَلٰى قُلُوْبِكُمْ مَّنْ اِلٰهٌ غَيْرُ
اللّٰهِ يَاْتِيْكُمْ بِهٖ ؕ اُنْظُرْ كَيْفَ نُصَرِّفُ الْاٰيٰتِ ثُمَّ هُمْ يَصْدِفُوْنَ ﴿٤٦﴾ قُلْ اَرَءَيْتَكُمْ
اِنْ اَتٰىكُمْ عَذَابُ اللّٰهِ بَغْتَةً اَوْ جَهْرَةً هَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ الظّٰلِمُوْنَ ﴿٤٧﴾
وَمَا نُرْسِلُ الْمُرْسَلِيْنَ اِلَّا مُبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ ۚ فَمَنْ اٰمَنَ وَ اَصْلَحَ فَلَا
خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٤٨﴾ وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا يَمَسُّهُمُ الْعَذَابُ
بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿٤٩﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! જુઓ તો જો અલ્લાહ તમારા કાન અને આંખો ખૂંચવી લે અને તમારા દિલો ઉપર મહોર (સીલ) લગાવી દે તો કોણ એવો પરવરદિગાર છે અલ્લાહના સિવાય જે તમને આ વસ્તુઓ લાવી આપે? જુઓ, અમે કેવી રીતે પ્રકાર–પ્રકારથી વાતો વર્ણન કરીએ છીએ ! તો પણ તેઓ કિનારો કરે છે (અળગા રહે છે). (૪૬) તમે કહો, જુઓ તો ! જો તમારા ઉપર અલ્લાહનો અઝાબ અચાનક અથવા જાહેર થઈને આવે તો જાલિમ લોકો સિવાય કોનો નાશ થશે !? (૪૭) અને અમે રસૂલ નથી મોકલતા પરંતુ ખુશી અને ડર સંભળાવવાને, પછી જે કોઈ ઈમાન લાવ્યો અને સુધરી ગયો તો ન તો તેમના ઉપર ડર છે અને ન જ તેઓ ગમગીન થાય. (૪૮) અને જેમણે અમારી આયતોને જૂઠાડી તેમને અઝાબ પહોંચશે એટલા માટે કે તેઓ નાફરમાની કરતા હતા. (૪૯)*

## તફસીર :

આપ (ﷺ તે લોકોને આ પણ) કહી આપો કે, બતાવો ! જો અલ્લાહ તઆલા તમારી શ્રવણશક્તિ અને દષ્ટિ બિલકુલ ખૂંચવી લે (કે ન તમે કંઈ સાંભળી શકો અને ન તમે કશું જોઈ શકો) અને તમારા દિલો ઉપર સીલ મારી આપે (કે તમે હૃદયપૂર્વક કોઈ વસ્તુ સમજી ન શકો) તો અલ્લાહ તઆલા સિવાય

અન્ય કોઈ મઅ્બૂદ છે કે, એ (વસ્તુઓ) તમને પરત લાવી આપે ? (જ્યારે તમારા સ્વીકારથી પણ કંઈ એવું નથી જાહેર થતું તો પછી કોને ઈબાદતનો હકદાર સમજો છો ?) તમે જુઓ તો કે અમે કેવી કેવી રીતે દલીલોને વિવિધ પ્રકારે જાહેર કરી રહ્યા છે !? (તો પણ તે દલીલોમાં ચિંતન નથી કરતા ? અને તેના પરિણામોનો સ્વીકાર કરવાથી) આ વાંધો (અને બેદરકારી) દાખવો છો ? તમે (તેમને આ પણ) કહી આપો કે એ બતાવો ! જો તમારા ઉપર અલ્લાહનો અઝાબ આવી પડે, ભલે અજાણતામાં જ અથવા સભાન અવસ્થામાં, તો શું જાલિમ લોકો સિવાય (આ અઝાબથી) અન્ય કોઈ હલાક કરવામાં આવશે ? (મતલબ એ છે કે, જો અઝાબ આવ્યો તો તે તમારા જુલમના કારણે તમારા ઉપર જ પડશે, મો'મિનો બચેલા રહેશે, એટલા માટે તમારે ભાનમાં આવવું જોઈએ مرگِ انبوہ جشنے دارد નો સહારો પણ ભૂલી જવો જોઈએ કે, જો અઝાબ આવી ગયો તો તેમાં તમારી સાથે મુસલમાનો પણ સામેલ થઈ જશે) અને અમે પયગમ્બરોને (જેમની પયગમ્બરી સ્પષ્ટ દલીલો સાથે સાબિત કરી ચૂક્યા છે) ફક્ત એટલા માટે મોકલીએ છીએ કે, તેઓ (ઈમાન અને ઈતાઅત કરનારાઓને અલ્લાહની ખુશી અને જન્નતની નેઅ્મતોની) ખુશખબરી આપે અને (કુફ્ર અને ગુનાહ કરનારાઓને અલ્લાહની નારાજગીથી) ડરાવે. (એટલા માટે નથી મોકલતા કે હુજ્જત પૂરી થયા પછી પણ વિરોધીઓ દુશ્મનાવટપૂર્ણ રીતે તેમની પાસે વ્યર્થ માંગણીઓ કર્યા કરે અને તેઓ બધી માંગણીઓ પૂર્ણ કરી બતાવ્યા કરે) પછી (તે પયગમ્બરોએ ખુશખબરી આપ્યા અને ડરાવ્યા પછી) જો (કોઈ) વ્યક્તિ ઈમાન લઈ આવે અને (પોતાની હાલતની માન્યતાની રૂએ તથા આચરણ દ્વારા) સુધારણા કરી લે તો તે લોકો ઉપર (આખિરતમાં) કોઈ ભય નથી, ન જ તેઓ ત્યાં દિલગીર થશે અને જે લોકો (આ ખુશખબરી અને ચેતવણી પછી પણ) અમારી આયતોને જૂઠી બતાવે તેમને (અમુક સમયે તો દુનિયામાં જ નહિતર આખિરતમાં તો ચોક્કસ) અઝાબ પહોંચે છે, એ કારણે કે તેઓ ઈમાનના વર્તુળથી નીકળી જતા હતા.

———————

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૫૦-૫૧)

قُلْ لَّآ اَقُوْلُ لَكُمْ عِنْدِیْ خَزَآئِنُ اللّٰهِ وَلَآ اَعْلَمُ الْغَیْبَ وَلَآ اَقُوْلُ لَكُمْ اِنِّیْ مَلَكٌ ۚ
اِنْ اَتَّبِعُ اِلَّا مَا یُوْحٰۤی اِلَیَّ ؕ قُلْ هَلْ یَسْتَوِی الْاَعْمٰی وَ الْبَصِیْرُ ؕ اَفَلَا تَتَفَكَّرُوْنَ ﴿۵۰﴾
وَ اَنْذِرْ بِهِ الَّذِیْنَ یَخَافُوْنَ اَنْ یُّحْشَرُوْۤا اِلٰی رَبِّهِمْ لَیْسَ لَهُمْ مِّنْ دُوْنِهٖ
وَلِیٌّ وَّ لَا شَفِیْعٌ لَّعَلَّهُمْ یَتَّقُوْنَ ﴿۵۱﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! હું તમને નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે અને ન જ હું ગય્બની વાત જાણું છું અને ન જ હું તમને કહું કે હું ફરિશ્તો છું, હું એના જ ઉપર ચાલું છું જે મારી પાસે અલ્લાહનો હુકમ આવે છે, તમે કહી આપો ! ક્યારે સમાન થઈ શકે છે આંધળો અને દષ્ટિવાળો ? બસ, તમે વિચાર કરતા નથી ? (૫૦) અને ખબરદાર કરી દો તે લોકોને આ કુર્આનથી જેમને એનો ડર છે કે તેઓ પોતાના પરવરદિગારની સામે એ રીતે એકઠા થશે કે અલ્લાહના સિવાય ન તો તેમનો કોઈ હિમાયતી હશે અને ન જ કોઈ સિફારસ કરનાર જેથી તેઓ બચતા રહે. (૫૧)*

## તફસીર :

આપ (ﷺ તે માંગણી કરનાર લોકોને) કહી આપો કે, ન તો હું તમને એવું કહું છું કે મારી પાસે અલ્લાહ તઆલાના સમગ્ર ખજાના છે (કે જે કંઈ મારી પાસે માંગવામાં આવે તે મારી શક્તિથી આપી દઉં) અને ન જ હું બધી જ ગય્બની બાબતોને જાણું છું (જે અલ્લાહ તઆલાની જ એકમાત્ર સિફત છે) અને ન જ હું તમને એવું કહું છું કે હું ફરિશ્તો છું, હું તો માત્ર તે વહીનું અનુસરણ કરું છું જે મારી પાસે આવે છે (જે વહીના તકાદા ઉપર હું પોતે પણ આચરણ કરું છું અને અન્યોને પણ આમંત્રણ આપું છું, જે રીતે અગાઉ થઈ ચૂકેલા અંબિયા અલૈ.એ પણ આવું જ કર્યું હતું, પછી) તમે તેમને કહો કે, દષ્ટિહીન અને દષ્ટિવાળો શું સમાન હોય શકે છે ? (અને જ્યારે આ વાત બધા જ સ્વીકારે છે) તો શું તમે

(દષ્ટિ ધરાવનાર બનવા નથી ઈચ્છતા ? અને આ પ્રસ્તુત શિખામણમાં) વિચાર (અને સત્યના સંશોધન માટે ચિંતન-મનન) નથી કરતા (કે સત્ય જાહેર થઈ જાય અને તમે દષ્ટિ ધરાવનાર લોકોમાં સામેલ થઈ જાઓ) અને જો (એમ છતાં પણ તેઓ દુશ્મનાવટ છોડતા નથી તો તેમની સાથે ચર્ચા અને બહસ બંધ કરી દો અને તમારું જે મુખ્ય કાર્ય જે રિસાલતના પ્રચાર-પ્રસારનું છે તેમાં મશ્ગૂલ થઈ જાઓ અને) એવા લોકોને (કુફ્ર અને ગુનાહ ઉપર અલ્લાહના અઝાબથી ખાસ રીતે) ડરાવો (જેઓ માન્યતાની દષ્ટિએ અથવા ઓછામાં ઓછું શક્યતાના ધોરણે) જે એ બાબતનો ભય રાખે છે કે (કયામતમાં) પોતાના પરવરદિગાર પાસે એવી હાલતમાં ભેગા કરવામાં આવીશું કે, (અલ્લાહ તઆલા સિવાય જેમને-જેમને કાફિરો ભલામણ કરનારા અથવા સહાયક સમજતા હતા તે સમયે તેમનામાંથી) ન તો કોઈ તેમનો હિમાયતી હશે અને ન જ કોઈ સિફારસ કરનાર; કદાચ આ લોકો (આ રીતે ડરાવવાથી) અઝાબથી ડરી જાય (અને કુફ્ર તથા ગુનાહોથી બચી જાય) !

## મસ્અલા અને બોધપાઠ :

### અરબના કાફિરો તરફથી મોઅ્જિઝા બતાવવાની વાહિયાત માંગણીઓઃ

મક્કાના કાફિરો સામે રસૂલે કરીમ ﷺના અનેક મોઅ્જિઝાઓની અલ્લાહ તઅલાની સ્પષ્ટ આયતો (દલીલો) જાહેર થઈ ચૂકી હતી. રસૂલે કરીમ ﷺ દુનિયામાં યતીમ હોવાના સ્વરૂપે તશરીફ લાવ્યા હતા, લખવાનું કે વાંચવાનું જાણતા ન હતા બલકે, એક "ઉમ્મી" (નિરક્ષર) તરીકે તેમની સામે રહ્યા હતા. એવી ધરતી ઉપર પેદા થયા જેની ચારે બાજુ ન તો કોઈ વિદ્વાન હતો, ન જ કોઈ વિદ્યાનું કેન્દ્ર. આવી પરિસ્થિતિમાં પોતાની જિંદગીના ચાલીસ વર્ષો આ જ ઉમ્મી હોવાના સ્વરૂપમાં સમગ્ર મક્કાના નિવાસીઓ સામે જીવન વ્યતિત કર્યું, ત્યારબાદ ચાલીસ વર્ષો પછી અચાનક આપ ﷺની જીભ મુબારકથી એવું આશ્ચર્યચકિત્ કરનારું અત્યંત ગૂઢ અને ઉચ્ચ કક્ષાનું કલામ નીકળવા લાગ્યું, જેની સાહિત્યિક ઉચ્ચતાની શ્રેષ્ઠતાએ અરબસ્તાનના મોટા-મોટા સાહિત્યકારોને પડકાર આપીને કાયમી ધોરણે તેમના મોઢાંઓ બંધ કરી દીધા અને જેના હિકમતસભર અર્થો (ગૂઢાર્થો); અને કયામત સુધીની મનુષ્યની આવશ્યકતાની બધી જ બાબતો સાથે

મનુષ્યજાતિને એક સંપૂર્ણ જીવન બંધારણ અને વ્યવસ્થા આપી, જેને માણસની બુદ્ધિ અથવા દિમાગ ક્યારેય સંપાદિત નથી કરી શકતી અને ન જ ફક્ત વૈચારિક અથવા ચિંતન સ્વરૂપે એકઠું કરીને રજૂ કર્યું બલકે, આચરણની દષ્ટિએ પણ દુનિયામાં અત્યંત સફળતા સાથે તેને લાગુ પાડીને બતાવ્યું અને તે માનવી કે, જે પોતાની માનવતા ભૂલીને બળદ, બકરી, ઘોડા, ગધેડાની જેમ પોતાના જીવનનો હેતુ ફક્ત ખાવા-પીવા, સૂવા-જાગવાને ઠરાવી ચૂક્યો હતો, તેમને સાચી માનવતાનો સબક (પાઠ) આપ્યો, તેમના જીવનના રૂખને એવા ઉચ્ચ કક્ષાના હેતુ તરફ ફેરવી દીધું જેના માટે તેનો જન્મ થયો હતો. આ રીતે રસૂલે કરીમ ﷺની જિંદગીનો દરેક સમયગાળો અને તેમની સાથે ઉપસ્થિત થનાર દરેક સન્માનનીય ઘટનાઓમાં પ્રત્યેક એક આગવો મોઅ્જિઝો અને અલ્લાહની સ્પષ્ટ દલીલ હતી, જેના પ્રત્યક્ષ દર્શન કર્યા પછી કોઈપણ ન્યાયપ્રિય બુદ્ધિશાળી વ્યક્તિ માટે અન્ય કોઈ દલીલ કે મોઅ્જિઝાની સંભાવના બાકી રહી ન હતી.

પરંતુ એમ છતાં કુરૈશના કાફિરોએ અનેક પ્રકારના મોઅ્જિઝાઓ પોતાની ઈચ્છા પ્રમાણે બતાવવાની માંગણી મૂકી. તેમની મોઅ્જિઝાની માંગણીઓમાંથી પણ અમુકને અલ્લાહ તઆલાએ સ્પષ્ટ રીતે બતાવીને જાહેર કરીને બતાવી દીધું. ચાંદના બે ટૂકડા કરવાની માંગણી કરી હતી, شَقِّ قَمَرُ (શક્કે કમર)નો મોઅ્જિઝો ન જ ફક્ત કુરૈશે બલકે, તે સમયે દુનિયામાં રહેનારા લોકોએ મોટી સંખ્યામાં પોતાની આંખોથી આ મોઅ્જિઝો જોઈ લીધો.

પરંતુ તેમની માંગણી મુજબ આવા મહાન મોઅ્જિઝાઓ જાહેર થયા છતાં તેઓ પોતાના આ જ કુફ્ર અને ગુમરાહી ઉપર હઠધર્મી તથા દુશ્મનાવટના કારણે અડગ રહ્યા અને અલ્લાહની આ સ્પષ્ટ દલીલને اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّسْتَمِرٌّ કહીને ઉપેક્ષિત કરી દીધી અને આ બધી વસ્તુઓ જોવા અને સમજવા છતાં તેમના તરફથી રસૂલે કરીમ ﷺને રોજ-રોજ નવા-નવા મોઅ્જિઝા બતાવવાની માંગણી કરતા રહેતા હતા અને જેમકે, પાછલી આયતોમાં વર્ણન થઈ ચૂક્યું છે, لَوْ لَا نُزِّلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ قُلْ اِنَّ اللّٰهَ قَادِرٌ عَلٰٓى اَنْ يُّنَزِّلَ اٰيَةً وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ એટલે કે, આ લોકો કહે છે કે, "જો મુહમ્મદ (ﷺ) અલ્લાહના સાચા રસૂલ છે તો તેમનાથી કોઈ મોઅ્જિઝો કેમ જાહેર નથી થતો ?" કુર્આને કરીમમાં તેના જવાબમાં રસૂલે કરીમ ﷺને હુકમ આપવામાં આવ્યો કે, તમે તે લોકોને બતાવી

આપો કે, અલ્લાહ તઆલાની કુદરતમાં તો બધું જ કંઈ છે, તેણે જે રીતે તમારી માંગણી વિના પોતે જ અનેક સ્પષ્ટ દલીલો અને મોઅ્જિઝાઓ નાઝિલ કર્યા છે, એ જ પ્રમાણે તે તમારા માંગણી મુજબના મોઅ્જિઝાઓ બતાવી શકે છે, પરંતુ એનાથી તમારે જાણી લેવું જોઈએ કે, અલ્લાહની સુન્નત (ટેવ) આ વિષયમાં એ છે કે, જ્યારે કોઈ કૌમનો માંગણી મુજબનો મોઅ્જિઝો બતાવવામાં આવે અને છતાં પણ તેઓ તેના ઉપર ઈમાન ન લાવે તો તેમને તાત્કાલિક અઝાબમાં પકડી લેવામાં આવે છે. એટલા માટે કૌમની ભલાઈ એમાં જ હતી અને છે કે, તેમની માંગણી મુજબના મોઅ્જિઝાઓ જાહેર ન કરવામાં આવે, પરંતુ ઘણા લોકો કે જેઓ તે સમયે હિકમતના દૂરગામી પરિણામોથી અજ્ઞાન અને બેખબર છે તેમની જીદ એ જ રહેતી હતી કે, અમારી માંગણી મુજબનો મોઅ્જિઝો બતાવી આપો.

પ્રસ્તુત આયતમાં તે લોકોના આવા જ સવાલો અને માંગણીઓનો જવાબ એક ખાસ શૈલીથી આપવામાં આવ્યો છે.

મક્કાના કાફિરોએ રસૂલે કરીમ ﷺ પાસે જુદા-જુદા સમયે ત્રણ પ્રકારની માંગણી રજૂ કરી હતી. પ્રથમ એ કે, જો તમે અલ્લાહના સાચા રસૂલ છો તો અમારા માટે દુનિયાના બધા જ ખજાનાઓ ભેગા કરી આપવામાં આવે. બીજું એ કે, જો તમે ખરેખર સાચા રસૂલ છો તો અમારી ભવિષ્યમાં થનારી બધી જ ફાયદાકારક અથવા નુકસાનકારક પરિસ્થિતિઓ અને ઘટનાઓ બતાવી આપો, જેથી અમે ફાયદાકારક વસ્તુઓને પ્રાપ્ત કરવા અને નુકસાનકારક પરિસ્થિતિઓથી બચવાની વ્યવસ્થા પ્રથમથી જ કરી લઈએ. ત્રીજું એ કે, અમારી સમજમાં નથી આવતું કે અમારી જ કૌમનો એક વ્યક્તિ જે અમારી જેમ માતા-પિતાના માધ્યમથી જન્મ્યો છે અને તમામ માનવીય ગુણો જેમકે, ખાવું-પીવું, હરવું-ફરવું વગેરેમાં અમારી જેમ જ છે, તે અલ્લાહનો રસૂલ બની ગયો. કોઈ ફરિશ્તો હોત, જેનું પેદા થવું અથવા જેના ગુણો અને ખાસિયતો અમારા બધા કરતાં વિશેષ પ્રકારની હોત તો અમે તેને ચોક્કસ અલ્લાહ તઆલાનો રસૂલ અને અમારો આગેવાન માની લીધો હોત.

આ ત્રણે સવાલોના જવાબોમાં ઈરશાદ થયો, قُـلْ لَّا اَقُـوْلُ لَـكُـمْ عِـنْـدِى خَـزَآئِـنُ الـلّٰهِ وَلَآ اَعْلَمُ الْغَيْبَ وَلَا اَقُوْلُ لَكُمْ اِنِّىْ مَلَكٌ ۚ اِنْ اَتَّبِـعُ اِلَّا مَا يُوْحٰى اِلَىَّ

એટલે કે, રસૂલે કરીમ ﷺને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, આ લોકોના વાહિયાત સવાલોના જવાબમાં તમે તેમને સ્પષ્ટપણે દર્શાવી આપો કે, તમે મારી પાસે દુનિયાના ખજાના ભેગા કરવાની જે માંગણી કરી રહ્યા છો તો મેં ક્યારે એવો દા'વો કર્યો છે કે, અલ્લાહ તઆલાના બધા ખજાનાઓ મારા હાથમાં છે ? અને તમે જે એ માંગણી કરી રહ્યા છો કે, ભવિષ્યમાં રજૂ થનારી પ્રત્યેક ફાયદાકારક અથવા નુકસાનકારક ઘટનાઓ અને પરિસ્થિતિઓ હું તમને બતાવી આપું તો મેં ક્યારે એવો દા'વો કર્યો છે કે હું દરેક ગય્બની વસ્તુઓને જાણું છું ? અને તમે જે મારી પાસે ફરિશ્તાઓ જેવી ખાસ ખાસિયતો અને સિફતો જોવા ઈચ્છો છો તો મેં ક્યારે કહ્યું છે કે, હું ફરિશ્તો છું ?

ખુલાસો એ છે કે, મારી પાસે માત્ર એ બાબતની દલીલ માંગી શકાય છે જેનો હું દા'વો કરી રહ્યો છું. એટલે એ કે, હું અલ્લાહ તઆલાનો રસૂલ છું અને તેની મોકલેલી હિદાયત (માર્ગદર્શન) મનુષ્યોને પહોંચાડું છું અને પોતે પણ તેના ઉપર આચરણ કરું છે અને અન્યોને પણ એવું કરવાની તાકીદ કરું છું એટલા માટે તેના માટે એક-બે નહીં પણ અનેક સ્પષ્ટ દલીલો રજૂ કરવામાં આવી ચૂકી છે.

રિસાલતના આ દા'વા માટે ન તો એ જરૂરી છે કે, અલ્લાહના રસૂલ ﷺ અલ્લાહના બધા ખજાનાઓના માલિક બની જાય અને ન જ એ જરૂરી છે કે, તેઓ અલ્લાહ તઆલાની જેમ જ દરેક ગય્બની નાની-મોટી બાબતોથી વાકેફ હોય અને એ પણ જરૂરી નથી કે, તેઓ દરેક માનવ તરીકેની જરૂરિયાતો અને ગુણ-લક્ષણોથી ભિન્ન પ્રકારના બનીને ફરિશ્તા બની જાય. બલકે, રસૂલનો હોદ્દો ફક્ત એટલો છે કે, તે અલ્લાહ તરફથી મોકલવામાં આવેલ વહીનું અનુસરણ કરે, જેના ઉપર પોતે પણ અમલ કરે અને અન્યોને પણ તેના ઉપર અમલ કરવાનું આમંત્રણ આપે.

આ હિદાયતનામા (માર્ગદર્શન પત્રિકા)થી રિસાલતના હોદ્દાની વાસ્તવિકતા પણ સ્પષ્ટ કરવામાં આવી અને રસૂલે કરીમ ﷺ વિશે જે ખોટી-ખોટી કલ્પનાઓ તે લોકોએ ધારી રાખી હતી, તેનો રદિયો પણ આપવામાં આવ્યો અને આ જ સંદર્ભમાં મુસલમાનોને પણ એ માર્ગદર્શન આપવામાં આવ્યું કે, તેઓ ખ્રીસ્તીઓની જેમ પોતાના રસૂલને ખુદા ન બનાવી બેસે અથવા ખુદાઈના માલિક ન ઠરાવી લે. તેમના સન્માન અને મહોબ્બતનો તકાદો પણ એ

જ છે કે, તેમના વિશે યહૂદીઓ અને ખ્રીસ્તીઓની જેમ "ઈફરાત" અને "તફરીત" (અતિશયોક્તિ અને અધૂરપ) તથા મર્યાદા વટાવવાની ગંદકીમાં ન પડે કે, યહૂદીઓએ તો પોતાના અંબિયા (અલૈ.)ની હત્યા સુદ્ધાં કરવાથી પરહેઝ ન કરી અને ખ્રીસ્તીઓએ પોતાના રસૂલને ખુદા બનાવી લીધા. (નઊઝુબિલ્લાહ.)

આથી પહેલા વાક્યમાં જે એ ઈરશાદ ફરમાવ્યો કે, "અલ્લાહ તઆલાના ખજાના મારા હાથમાં નથી," તો તે ખજાનાઓનો શું અર્થ છે ? તફસીરના ઉલમાએ ઘણી બધી વસ્તુઓના નામ લીધા છે, પરંતુ પોતે કુર્આને કરીમે જ્યાં અલ્લાહના તઆલાના ખજાનાનું વર્ણન કર્યું છે તો તેમાં ઈરશાદ ફરમાવ્યું છે, وَاِنْ مِّنْ شَیْءٍ اِلَّا عِنْدَ نَاخَزَآئِنُهٗ (૧૫ : ૨૦) એટલે કે, દુનિયાની કોઈ વસ્તુ એવી નથી જેના ખજાના અમારી પાસે ન હોય. એનાથી જાણ થઈ કે, અલ્લાહના ખજાનાનો અર્થ દુનિયાની બધી જ વસ્તુઓ ઉપર છવાયેલો છે. કોઈ ખાસ વસ્તુ નક્કી કરી શકાતી નથી અને જે વિવરણકારોએ ખાસ-ખાસ વસ્તુઓના નામો લીધા છે તે પણ ઉદાહરણ સ્વરૂપે છે, એટલા માટે એમાં કોઈ વાદ-વિવાદ નથી અને જ્યાં આ આયતે એ બતાવી આપ્યું કે, અલ્લાહ તઆલાના સમગ્ર ખજાના સય્યિદુર્રુસૂલ ઈમામુલ અંબિયા સરવરે કાઈનાત ફખ્રે દો આલમ ખાતમુન્નબિય્યિન ﷺના હાથમાં પણ નથી તો પછી ઉમ્મતના કોઈ બુઝુર્ગ અથવા વલી વિશે એવી ધારણા બાંધવી કે, તે જેવું ઈચ્છે કરી શકે છે, જેને ચાહે આપી શકે છે; તે નરી જહાલત અને અજ્ઞાનતા છે.

અંતિમ વાક્યમાં ફરમાવ્યું, وَلَا اَقُوْلُ لَكُمْ اِنِّىْ مَلَكٌ એટલે કે, "હું તમને એવું નથી કહેતો કે, હું ફરિશ્તો છું," જેના કારણે તમે માનવ પ્રકૃતિ જોઈને રિસાલતનો ઈન્કાર કરો છો.

વચ્ચેના વાક્યમાં વર્ણનશૈલી બદલીને لَآ اَقُوْلُ لَكُمْ اِنِّىْ اَعْلَمُ الْغَيْبَ એટલે કે, "તમને હું એવું નથી કહેતો કે, હું ગયૂબ જાણું છું." કહેવાના બદલે ઈરશાદ ફરમાવ્યો وَلَآ اَعْلَمُ الْغَيْبَ એટલે કે, "હું ગયૂબને જાણતો નથી."

અબૂ હય્યાનની તફસીર બહરે મુહીતમાં આ વર્ણનશૈલી બદલવાનું રસપ્રદ વિવરણ એ રીતે થયું છે કે, અલ્લાહના બધા જ ખજાનાઓના માલિક થવું અથવા ન થવું, એ જ પ્રમાણે કોઈ વ્યક્તિનું ફરિશ્તો બનવું અથવા ન બનવું, આ બધું

પ્રત્યક્ષ દર્શન ઉપર આધારિત છે. જેમને સંબોધન કરવામાં આવી રહ્યું છે તે પણ જાણતા હતા કે અલ્લાહ તઆલાના બધા ખજાના રસૂલે કરીમ ﷺના હાથમાં નથી અને રસૂલે કરીમ ﷺ ફરિશ્તા પણ નથી. ફક્ત દુશ્મનાવટના કારણે આવી માંગણી કરી રહ્યા હતા, તેના જવાબમાં એવું કહી દેવું પૂરતું હતું કે, મેં ક્યારેય એવો દા'વો નથી કર્યો કે, હું અલ્લાહ તઆલાના ખજાનાનો માલિક છું અથવા હું ફરિશ્તો છું.

પરંતુ ગય્બના જ્ઞાનનો વિષય એવો ન હતો. કારણ કે, તે લોકો પોતાના જ્યોતિષિઓ અને ભવિષ્યવેત્તાઓ વિશે પણ એવી માન્યતા રાખતા હતા કે તેઓ ગય્બ જાણે છે, તો અલ્લાહ અને રસૂલ ﷺ વિશે આવી માન્યતા રાખવી તેમના દ્વારા કોઈ દૂરની વાત ન હતી. ખાસ કરીને જ્યારે કે, રસૂલે કરીમ ﷺની જીભ મુબારકથી તેમણે ઘણી બધી ગય્બની ખબરો પણ સાંભળી હતી, જે તેમને અલ્લાહ તઆલાએ વહી દ્વારા બતાવી હતી અને તે જ ખબરો પ્રમાણે ઘટના ઘટવાનો અનુભવ પણ તેઓ કરી ચૂક્યા હતા. એટલા માટે અત્રે ફક્ત દા'વો અથવા નિવેદનનો નકાર કરવાને પૂરતું સમજવામાં ન આવ્યું. બલકે, વાસ્તવિક કૃત્યનો નકાર કરવામાં આવ્યો અને એવું ફરમાવ્યું, وَلَآ اَعۡلَمُ الۡغَيۡبَ એટલે કે, “હું ગય્બ જાણતો નથી.” તેમાં તેમની આ ગેરસમજ પણ દૂર કરવામાં આવી કે, અલ્લાહ તઆલા તરફથી વહી દ્વારા અથવા ઈલહામ દ્વારા જે ગય્બની બાબતોનું જ્ઞાન કોઈ ફરિશ્તા, રસૂલ અથવા વલીને આપવામાં આવે છે તેને કુર્આનની પરિભાષામાં ગય્બનું ઈલ્મ અથવા તેના જાણકારને "આલિમુલ ગય્બ" (ગય્બ જાણનાર) કહી શકાય નહીં.

તેનાથી આ બાબત પણ સ્પષ્ટ થઈ ગઈ કે, આ બાબતમાં કોઈ મુસલમાનને કોઈ વાંધો નથી હોઈ શકતો કે, અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને ગય્બની હજારો-લાખો વસ્તુઓનું જ્ઞાન અર્પણ કર્યું હતું, બલકે બધા ફરિશ્તાઓ અને આગલા-પાછલા લોકોને જેટલું જ્ઞાન આપવામાં આવ્યું હતું, તેનાથી વધારે રસૂલે કરીમ ﷺને અર્પણ કરવામાં આવ્યું છે અને આ જ સમગ્ર ઉમ્મતનો અકીદહ પણ છે. હા ! તેની સાથે-સાથે કુર્આન અને સુન્નતની અનેક સ્પષ્ટતાઓ પ્રમાણે બધા જ ઈમામો સલફ-ખલફ બધાનો જ એ અકીદો છે કે, સમગ્ર કાઈનાત (સૃષ્ટિ)નું સર્વાંગી અને ઠોસ સંપૂર્ણ જ્ઞાન માત્ર અને માત્ર

અલ્લાહ તઆલાને જ છે અને તે તેની ખાસ સિફત છે. જે પ્રમાણે તેના સર્જનહાર હોવાની તથા પાલનહાર હોવાની, સર્વશક્તિમાન હોવાની સિફતમાં કોઈ ફરિશ્તો, કોઈ માનવી, કોઈ રસૂલ સમકક્ષ નથી હોઈ શકતો, એ જ પ્રમાણે તેના સર્વત્ર છવાયેલા સર્વવ્યાપી જ્ઞાનમાં પણ કોઈ તેનો સમકક્ષ હોઈ શકતો નથી. એટલા માટે અલ્લાહ તઆલા સિવાય કોઈ ફરિશ્તા અથવા કોઈ પયગમ્બરને ગય્બની લાખો વસ્તુઓનું જ્ઞાન અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવે તે છતાં તેમને "આલિમુલ ગય્બ" કહી શકાય નહીં.

ખુલાસો એ છે કે, સરવરે કાઈનાત ફખ્રુર્રસૂલ સય્યિદુર્રસૂલ ઈમામુલ અંબિયા હઝરત મુહમ્મદ મુસ્તફા ﷺના અકલ્પનીય અસાધારણ જ્ઞાન અને વિશેષતાઓ દર્શાવવા માટે માત્ર આટલું વાક્ય પૂરતું છે કે, بعد از خدا بزرگ توئی قصہ مختصر (ટૂંકીને ટચ વાત એ કે હે નબી ﷺ ! અલ્લાહ તઆલા પછી માત્ર તમે જ મોટા છો.)

જ્ઞાનની વિશેષતાઓ પણ એ જ છે કે, અલ્લાહ તઆલા પછી ફરિશ્તાઓ, અંબિયાઓ, રસૂલો વગેરે કરતાં રસૂલે કરીમ ﷺનું જ્ઞાન (ઈલ્મ) વધારે છે પરંતુ અલ્લાહ તઆલાની સમકક્ષ નથી. સમાનતાનો દા'વો કરવો ખ્રીસ્તીઓની જેમ અતિશયોક્તિ કરી મર્યાદા વટાવવાનો માર્ગ છે.

અંતિમ આયતમાં એ ઈરશાદ ફરમાવ્યો કે, દૃષ્ટિહીન (આંધળો) અને દૃષ્ટિ ધરાવનાર (જોઈ શકનારો) સમાન હોઈ શકતા નથી. તેનો અર્થ એ છે કે, પોતાની મનેચ્છાઓ તથા હઠધર્મી તથા દુશ્મનાવટને છોડીને વાસ્તવિકતા તરફ દૃષ્ટિપાત કરો, જેથી તમારી ગણતરી આંધળાઓમાં ન થાય. તમે સમજદાર વિવેકબુદ્ધિ ધરાવનાર અને આંખોવાળા જોનારા થઈ જાઓ જેથી આ દૃષ્ટિ તમને થોડું ચિંતન અને મનન કરવા માટે પ્રોત્સાહિત કરી શકે.

બીજી આયતમાં રસૂલે કરીમ ﷺને એવી સૂચના આપવામાં આવી છે કે, આ સ્પષ્ટ દલીલો પછી પણ જો એ લોકો પોતાની હઠધર્મીથી અટકે નહીં તો તેમની સાથે ચર્ચા અને બહસ મોકૂફ કરી દો અને જે અસલી કામ છે, એટલે કે રિસાલતના પ્રચાર અને પ્રસારનું; તેમાં મશ્ગૂલ થઈ જાઓ અને પ્રચાર-પ્રસારનું રૂખ તે લોકો તરફ ફેરવી આપો જેઓ કયામતમાં અલ્લાહ તબારક વ તઆલા સામે ઉપસ્થિત થઈને હિસાબ-કિતાબ આપવાની માન્યતા ધરાવે છે. જેમકે,

મુસલમાનો અથવા તેઓ જે ઓછામાં ઓછું તેના ઈન્કારી નથી, કાળજી સ્વરૂપે જ ભલે ઓછામાં ઓછો તેમને ડર તો છે કે, કદાચ અમારા આચરણોનો અમારી પાસેથી હિસાબ લેવામાં આવશે.

ખુલાસો એ છે કે, કયામત વિશે ત્રણ પ્રકારના માનવીઓ છે. એક, તે જેઓ ચોક્કસ તે સત્ય હોવાની માન્યતા ધરાવે છે, બીજા, તેઓ જેઓને શંકા છે અને ત્રીજા, તેઓ જે બિલકુલ તેનો ઈન્કાર કરે છે અને પ્રચાર તથા ચેતવણી આપવાનો હુકમ અંબિયા (અલૈ.)ને જો કે આ ત્રણે વર્ગના લોકો માટે સામાન્ય રીતે છે, જેમકે ઘણા બધા કુર્આનના ઈરશાદોથી જાહેર થાય છે પરંતુ પ્રથમ બે વર્ગોમાં તેના સ્વીકાર કરવાની સંભાવના વધારે હોવાના કારણે આ આયતમાં ખાસ સ્વરૂપે તેમના તરફ ધ્યાન કેન્દ્રિત કરવાની સૂચના (હિદાયત) આપવામાં આવી. وَاَنۡذِرۡبِهِ الَّذِيۡنَ يَخَافُوۡنَ اَنۡ يُّحۡشَرُوۡۤا اِلٰى رَبِّهِمۡ

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૫૨ થી ૫૫)

وَلَا تَطۡرُدِ الَّذِيۡنَ يَدۡعُوۡنَ رَبَّهُمۡ بِالۡغَدٰوةِ وَالۡعَشِىِّ يُرِيۡدُوۡنَ وَجۡهَهٗ ؕ
مَا عَلَيۡكَ مِنۡ حِسَابِهِمۡ مِّنۡ شَىۡءٍ وَّمَا مِنۡ حِسَابِكَ عَلَيۡهِمۡ مِّنۡ شَىۡءٍ فَتَطۡرُدَهُمۡ
فَتَكُوۡنَ مِنَ الظّٰلِمِيۡنَ ﴿۵۲﴾ وَكَذٰلِكَ فَتَنَّا بَعۡضَهُمۡ بِبَعۡضٍ لِّيَقُوۡلُوۡۤا اَهٰٓؤُلَاۤءِ
مَنَّ اللّٰهُ عَلَيۡهِمۡ مِّنۡۢ بَيۡنِنَا ؕ اَلَيۡسَ اللّٰهُ بِاَعۡلَمَ بِالشّٰكِرِيۡنَ ﴿۵۳﴾ وَاِذَا جَآءَكَ
الَّذِيۡنَ يُؤۡمِنُوۡنَ بِاٰيٰتِنَا فَقُلۡ سَلٰمٌ عَلَيۡكُمۡ كَتَبَ رَبُّكُمۡ عَلٰى نَفۡسِهِ الرَّحۡمَةَ ۙ
اَنَّهٗ مَنۡ عَمِلَ مِنۡكُمۡ سُوۡٓءًۢا بِجَهَالَةٍ ثُمَّ تَابَ مِنۡۢ بَعۡدِهٖ وَاَصۡلَحَ فَاَنَّهٗ غَفُوۡرٌ
رَّحِيۡمٌ ﴿۵۴﴾ وَكَذٰلِكَ نُفَصِّلُ الۡاٰيٰتِ وَلِتَسۡتَبِيۡنَ سَبِيۡلُ الۡمُجۡرِمِيۡنَ ﴿۵۵﴾ ع

### તરજુમો :

*(હે નબી ﷺ !) અને તે લોકોને દૂર ન હટાવો જેઓ પોતાના પરવરદિગારને સવાર અને સાંજ પોકારે છે, તેની ખુશી (રાજીપો) ઈચ્છે છે,*

*તમારા ઉપર તેમના હિસાબમાંથી કંઈ (જવાબદારી) નથી અને ન જ તમારા હિસાબમાંથી તેમના ઉપર કંઈ છે કે તમે તેમને દૂર હટાવવા લાગો (જો એવું કર્યું તો) બસ તમે અન્યાયીઓમાંથી થઈ જશો. (૫૨) અને એ જ પ્રમાણે અમે અમુક લોકોને અમુક લોકોથી અજમાવ્યા છે જેથી કહે, શું આ જ લોકો છે અમારા સૌમાં જેમના ઉપર અલ્લાહે કૃપા કરી ? શું અલ્લાહ શુક્ર કરનારાઓને સારી પેઠે જાણતો નથી ? (૫૩) અને જ્યારે તમારી પાસે અમારી આયતોને માનનારા આવે તો તમે કહી આપો, "તમારા ઉપર સલામ છે," તમારા પરવરદિગારે રહમત(કરવાની જવાબદારી)ને પોતાના ઉપર લખી લીધી છે કે જે કોઈ તમારામાંથી નાવાકેફીથી બુરાઈ કરે પછી ત્યારબાદ તવબહ કરી લે અને નેક બની જાય તો વાત એમ છે કે તે મહાન બખ્શનારો મહેરબાન છે. (૫૪) અને એ જ પ્રમાણે અમે આયતોને ખુલાસાવાર વર્ણન કરીએ છીએ, અને જેથી ગુનેહગારોનો તરીકો ખુલી (જાહેર થઈ) જાય. (૫૫)*

## તફસીર :

(હે નબી ﷺ !) અને તે લોકોને (પોતાની મજલિસમાંથી) ન કાઢો જે સવારે અને સાંજે (એટલે કે સૂર્યોદય અને સૂર્યાસ્ત સમયે) પોતાના પરવરદિગારની ઈબાદત કરે છે, જેનાથી ફક્ત અલ્લાહની ખુશીનો ઈરાદો રાખે છે (અને કોઈ માલ તથા હોદ્દાની લાલચ નથી, એટલે કે તેમની ઈબાદતમાં નિખાલસતા પણ છે અને વિનમ્રતા પણ; અને ઈખ્લાસ જો કે છૂપો અમલ છે પરંતુ તેને નિશાનીઓ દ્વારા ઓળખી શકાય છે અને જ્યાં સુધી ઈખ્લાસ ન હોવાની કોઈ દલીલ ન મળે તો તેઓના નિખાલસ હોવાનું જ અનુમાન રાખવું જોઈએ) અને તેમના (દિલોની હાલતનો) હિસાબ (અને ચકાસણી)ની જરા પણ તમારી જવાબદારી નથી અને (આ તેમના દિલોની હાલતની ચકાસણી ન કરવી એ પ્રમાણે નિશ્ચિતપણે ચોક્કસ છે જે રીતે કે) તમારા (દિલની હાલતનો) હિસાબ (અને ચકાસણી)નો સંબંધ જરાપણ તેમની સાથે નથી કે જેના કારણે તમે તેમને કાઢી મૂકો, (એટલે કે જો તેમના દિલની હાલતની નિખાલસતા અને ચકાસણી આપ ﷺની જવાબદારી હોત તો એ બાબતની સંભાવના હતી કે, જેમના ઈખ્લાસ...ની તહકીક ન થઈ જાય તેમને હટાવી આપવામાં આવે, પરંતુ તે આપ

ﷺની જવાબદારી નથી અને તેમને કાઢી મૂકવાનું અન્ય કોઈ યોગ્ય કારણ ઉપસ્થિત નથી અને કારણ કે આપ ﷺ ઉમ્મતના માર્ગદર્શક છો અને માર્ગદર્શક માટે પોતાના હાથ નીચેના લોકોની હાલતની ચકાસણી કરવાની શક્યતા રહેતી હોય છે અને તેનાથી વિપરીત આ લોકો પોતાના પયગમ્બર ﷺની હાલતની ચકાસણી કરે એની કોઈ શક્યતા જ નથી, એટલા માટે આ સદંતર નકારાત્મક બાબત છે. આ સ્થળે શક્યતાને વિશ્વાસ અને વાસ્તવિકતા સમકક્ષ ઠરાવીને તેમના ઈખ્લાસની ચકાસણીનો નકાર કરવામાં આવ્યો, જેથી તે નકારાત્મક હોવાનું પણ દઢતાપૂર્વક યકીન થઈ જાય.) નહિતર (તેમને કાઢી મૂકવાથી) તમે અયોગ્ય કામ કરનારાઓમાંથી બની જશો અને (અમે જે મો'મિનોને ગરીબ અને કાફિરોને માલદાર બનાવી રાખ્યા છે જે અનુમાનની મર્યાદાથી દેખીતી રીતે બહારની વાત છે તો તેનું કારણ એ છે કે) આ જ તરીકા ઉપર અમે (તેમનામાંથી) એકને (એટલે કે કાફિરોને) બીજાઓ (એટલે કે, મો'મિનો) દ્વારા આજમાયશમાં નાંખી રાખ્યા છે (એટલે કે આ પરિસ્થિતિમાં કાફિરોની પરીક્ષા છે) જેથી આ લોકો (મો'મિનો વિશે) કહ્યા કરે છે કે, શું આ જ લોકો છે અમારા બધામાંથી (ચૂંટી કાઢીને) અલ્લાહ તઆલાએ તેમના ઉપર પોતાની મહેરબાની કરી છે ? (એટલે કે પોતાના ધર્મ ઈસ્લામ માટે આ લોકોને ચૂંટી કાઢ્યા છે ?) શું એ વાત નથી કે અલ્લાહ તઆલા સત્ય ઓળખનારાઓને સારી પેઠે જાણે છે ? (અને ગરીબ લોકો પોતાના પરવરદિગારને સત્ય જાણીને તેના પ્રાપ્ત કરવાના સંઘર્ષમાં લાગી ગયા અને સત્ય ધર્મનો સ્વીકાર કર્યો, તેથી તેઓ અલ્લાહ તઆલા પાસે ઉત્તમ લોકો બની ગયા અને તે માલદારોએ નાશુક્રી કરી અને કુફ્ર કર્યું, આથી તેઓ આ નેઅ્મતથી વંચિત થઈ ગયા.) અને જ્યારે તે લોકો તમારી પાસે આવે જેઓ અમારી આયતો ઉપર ઈમાન પણ રાખે છે તો તમે (તેમને ખુશખબરી સંભળાવવા માટે) એવું કહી આપો કે, તમારા ઉપર સલામતી છે (એટલે કે કાફિરો ઉપર જે દરેક પ્રકારની આફતો આખિરતમાં આવવાની છે તેનાથી તમે સુરક્ષિત છો અને બીજું એ પણ કે,) તમારા પાલનહારે (પોતાની કૃપા અને મહેરબાનીથી) રહમત કરવી (અને તમને નેઅ્મતો આપવી) પોતાના માથે જરૂરી ઠરાવી રાખ્યું છે (એટલે સુધી) કે જે વ્યક્તિ તમારામાંથી કોઈ ખરાબ કૃત્ય કરી બેસે (જે કંઈ) નાદાનીથી (થઈ જાય છે, કારણ કે હુકમનો વિરોધ કરવો

આચરણની નાદાની છે પરંતુ) ત્યારબાદ તેઓ એનાથી તવબહ કરી લે (અને હવે પછી પોતાના આચરણની) સુધારણા કરી લે (તેમાં એ પણ આવી ગયું કે, જો તેઓની તવબહ તૂટી જાય તો ફરી તવબહ કરી લે) તો અલ્લાહ તઆલાની એ શા'ન છે કે (તેમના માટે પણ) તે મોટો મા'ફ કરનારો છે (કે ગુનાહોની સજા પણ મા'ફ કરી આપશે) અને મોટી રહમત કરનારો પણ છે (કે પ્રકાર-પ્રકારની નેઅ્મતો પણ આપશે) અને (જે પ્રમાણે અમે આ સ્થળે મો'મિનો અને કાફિરોની હાલતનું વર્ણન વિગતવાર કરી આપ્યું,) એ જ પ્રમાણે અમારી આયતોની (જે બંને પક્ષોની હાલત અને પરિસ્થિતિ ઉપર આધારિત છે) સ્પષ્ટતા કરતા રહીએ છીએ (જેથી મો'મિનોનો તરીકો પણ જાહેર થઈ જાય) અને જેથી અપરાધીઓનો તરીકો (પણ) જાહેર કરી આપવામાં આવે (તથા સત્ય અને અસત્યના સ્પષ્ટ અને જાહેર થઈ જવાથી સચ્ચાઈના તલબગાર માટે સચ્ચાઈને ગ્રહણ કરવું સરળ બની જાય).

## મસ્અલા અને બોધપાઠ :

### અજ્ઞાનતાપૂર્ણ માન્યતાનો રદિયો અને પ્રતિષ્ઠા તથા અપમાનનું ઇસ્લામી માપદંડ; -ઇસ્લામમાં અમીર અને ગરીબની કોઈ ભેદરેખા નથી :

જે લોકોએ મનુષ્ય હોવા છતાં માનવતાને ન ઓળખી બલકે, મનુષ્યને દુનિયાના વિવિધ પશુઓમાંથી એક બુદ્ધિશાળી પશુ ઠરાવ્યું, જેણે અન્ય પશુઓને પોતાના તાબા હેઠળ ગુલામ બનાવીને તેમની પાસે સેવા કરાવી, તેમના મતે મનુષ્યના અસ્તિત્વનો હેતુ એના સિવાય શું હોઈ શકે છે કે, તેઓ એક પશુની જેમ ખાય-પીએ, સુએ-જાગે અને અન્ય પશુઓ જેવી વૃત્તિઓનો ઉપયોગ કરવાને જીવનનો વાસ્તવિક ધ્યેય અને હેતુ સમજે અને જ્યારે જિંદગીનો હેતુ ફક્ત એ જ હોય તો દેખીતું છે કે, આ દુનિયામાં સારા-નરસા, નાના-મોટા, આબરૂદાર-ઝલીલ, ડાહ્યા-બદમાશને ઓળખવાનું માપદંડ એ જ હોઈ શકે છે કે, જેમની પાસે ખાવા-પીવા, પહેરવા-ઓઢવાનો ભૌતિક સામાન અઢળક પ્રમાણમાં હોય, તેઓ સફળ અને જેઓ સન્માનનીય અને ડાહ્યા છે અને જેમની પાસે આ વસ્તુઓ ઓછી છે તેઓ અપમાનિત, ઝલીલ, નિષ્ફળ તથા તુચ્છ છે.

ન્યાયની વાત તો એ છે કે, આવી પશુવૃત્તિની માન્યતા અને

વિચારસરણીમાં અખ્લાક કે સારા આચરણોની કોઈ ચર્ચા જ મનુષ્યના ડાહ્યા અથવા પ્રિય હોવાના સંદર્ભમાં કરવામાં નથી આવતી. આ વિચારસરણી પ્રમાણે તે જ આચરણ નેક આચરણ અને સદ્‌વ્યવહાર ગણવામાં આવે છે જેના દ્વારા માનવી પોતાના આ પશુવૃત્તિના હેતુઓને સારી રીતે પૂર્ણ કરી શકે.

એટલા માટે બધા જ અંબિયા (અલૈ.) અને તેમના લાવેલા દીને પ્રથમથી અંત સુધી આ જ સબક (બોધપાઠ) આપ્યો કે, આ જીવન પછી એક અન્ય જીવન આવવાનું છે, જે કાયમી અને કદી ન સમાપ્ત થનારું હશે. ત્યાંની રાહત પણ સંપૂર્ણ અને કાયમી હશે અને ત્યાંની તકલીફ તથા અઝાબ પણ સંપૂર્ણ અને કાયમી હશે. દુનિયાના જીવનનો પોતે કોઈ હેતુ નથી બલકે, દુનિયાના જીવનનો જે કંઈ સરસામાન આવનારા કાયમી જીવનમાં કામ લાગનારો છે, તેને પ્રાપ્ત કરવાનો આ થોડા દિવસની જિંદગીનો અસલી મકસદ છે.

رہا مرنے کی تیاری میں مصروف    مرا کام اور اس دنیا میں تھا کیا

**ભાવાર્થ :** મરવાની તૈયારીમાં પ્રવૃત્ત રહ્યો, આ દુનિયામાં મારું બીજું કામ શું હતું ?

અને મનુષ્ય તથા પશુઓમાં આ જ મહત્ત્વનો તફાવત છે કે, પશુઓને આગળના જીવનની કોઈ ફિકર–ચિંતા નથી, જ્યારે મનુષ્યને તેની સૌથી વધારે ફિકર–ચિંતા છે. બુદ્ધિશાળી તથા પ્રત્યેક સમજદાર લોકો સમક્ષ આવનારા કાયમી જીવનને વ્યવસ્થિત અને દુરુસ્ત કરવાનો હેતુ હોય છે. આ જ માન્યતા અને વિચારસરણી દ્વારા ઈજ્જત, પ્રતિષ્ઠા, શરાફત, સન્માન તથા ઝિલ્લત અને અપમાનના માપદંડનું અવલંબિત હોવું દેખીતું છે કે, વધારે ખાવું–પીવું અથવા વધારે માલ–દૌલત ભેગી કરી લેવી સફળતા નથી. બલકે, નેક કૃત્યો અને સદાચાર જ સફળતાનું માધ્યમ છે, જેના ઉપર આખિરતના સન્માન અને પ્રતિષ્ઠાનો આધાર છે.

દુનિયા જે સમયે પણ અંબિયા (અલૈ.)ના માર્ગદર્શન અને શિક્ષણ તથા આખિરતની માન્યતાથી બેદરકાર અને ગાફેલ થઈ ગઈ ત્યારે તેનું સ્વાભાવિક પરિણામ સામે એ આવ્યું કે ઈજ્જત, દૌલત, શરાફત અને અપમાનનું માપદંડ ફક્ત રોટી અને પેટ બનીને રહી ગયું, જે તેમાં સફળ છે તે શરીફ અને ઈજ્જતવાળો કહેવાય છે અને જે તેમાં અધૂરો છે તે નિષ્ફળ, ગરીબ, બેઈજ્જત, ઝલીલ તથા તુચ્છ સમજવામાં આવે છે.

એટલા માટે દરેક યુગમાં ફક્ત દુનિયાની જિંદગીની ભૂલ-ભૂલૈયામાં ફસાયેલા મનુષ્યોએ અમીરોને ઈજ્જતદાર અને શરીફ તથા ગરીબોને ફકીર, અપમાનિત અને તુચ્છ ઠરાવ્યા. હઝરત નૂહ (અલૈ.)ની કૌમના ઈમાન લાવનારા ગરીબ લોકોને આ જ માપદંડ આધારે તુચ્છ કહીને એ વાંધો ઉઠાવવામાં આવતો હતો કે, અમે આવા તુચ્છ લોકો સાથે ન બેસી શકીએ. જો તમે ઈચ્છતા હોય કે અમને કોઈ સંદેશ સંભળાવો તો તે ગરીબ ગુરબાઓને પોતાની પાસેથી હટાવી દો. قَالُوْٓا اَنُؤْمِنُ لَکَ وَاتَّبَعَکَ الْاَرْذَلُوْنَ (૨૬ : ૧૧૧) એટલે કે, "એ કેવી રીતે શક્ય છે કે અમે તમારા ઉપર એવી પરિસ્થિતિમાં ઈમાન લઈ આવીએ જ્યારે કે, તમારા અનુયાયીઓ તુચ્છ પ્રકારના છે." હઝરત નૂહ (અલૈ.)એ અત્યંત કઠોર અને દિલ તોડી નાંખનારા નિવેદનનો જવાબ પોતાની ખાસ પયગમ્બરી શૈલીમાં આવો આપ્યો કે, وَمَا عِلْمِیْ بِمَا کَانُوْا یَعْمَلُوْنَ، اِنْ حِسَابُهُمْ اِلَّا عَلٰی رَبِّیْ لَوْ تَشْعُرُوْنَ (૨૬ : ૧૧૨) એટલે કે, "હું તેમના આચરણોથી સંપૂર્ણ રીતે વાકેફ નથી કે એ ફેંસલો કરી શકું કે તેઓ તુચ્છ છે અથવા શરીફ કે ઈજ્જતદાર ! બલકે, દરેક વ્યક્તિમાં આચરણની વાસ્તવિકતા અને તેનો હિસાબ મારા પરવરદિગારને જ ખબર છે, જે દિલોના ભેદથી પણ સારી પેઠે જ્ઞાત છે."

નૂહ (અલૈ.)એ આ અજ્ઞાની અને અભિમાની, માનવીય શરાફત અને સન્માનની વાસ્તવિકતાથી બેખબર લોકોની દિશા એક સ્પષ્ટ વાસ્તવિકતા તરફ ફેરવી દીધી કે, એ બતાવો કે શરીફ અને તુચ્છના શબ્દોનો તમે લોકો ઉપયોગ તો કરો છો પરંતુ તેની વાસ્તવિકતાથી વાકેફ નથી. બલકે, પૈસાદાર માલદાર લોકોને શરીફ કહો છો અને ગરીબને તુચ્છ કહેવા લાગ્યા છો. જ્યારે કે, શરાફત અને તુચ્છતાનો આધાર અને માપદંડ પૈસા નથી. બલકે, સદાચાર અને અખ્લાક છે. આ તકે હઝરત નૂહ (અલૈ.) એવું કહી શકતા હતા કે, આચરણ અને અખ્લાકના માપદંડના આધારે આ લોકો તમારાથી વધારે શરીફ અને ઈજ્જતદાર છે પરંતુ પોતાની પયગમ્બરી શૈલીમાં પ્રચાર અને સુધારણાના હેતુએ એવું કહેવાની પરવાનગી ન આપી કે એવું કહેવાથી શક્ય છે કે, જેમને સંબોધન કરવામાં આવ્યું છે તે લોકો ઉશ્કેરાઈ ગયા હોત. એટલા માટે ફક્ત એટલું કહી આપ્યું કે, તુચ્છતા કે અપમાનનો આધાર તો માણસના કૃત્યો અને આચરણો ઉપર છે અને હું તેમના આચરણોથી સંપૂર્ણ રીતે વાકેફ નથી. એટલા માટે તેઓના સન્માનનીય અથવા તુચ્છ હોવાનો ફેંસલો હું કરી શકું નહીં.

હઝરત નૂહ (અલૈ.) પછી પણ દરેક યુગમાં, દરેક કૌમોમાં ગરીબ લોકો ભલે તેઓ પોતાના અખ્લાક અને આચરણોના આધારે કેટલાય ડાહ્યા અને સન્માનનીય હોય પરંતુ દુનિયાપરસ્ત પશુવૃત્તિ ધરાવનાર લોકો તેમને તુચ્છ અને ઝલીલ કહેતા આવ્યા છે અને આ જ તે લોકો છે, જેમણે પોતાની સમજણ, વિવેકબુદ્ધિ તથા સદાચારના કારણે દરેક યુગમાં અંબિયા (અલૈ.)ના આમંત્રણને સ્વીકાર કરવામાં પહેલ કરી. એટલે સુધી કે, ધર્મો અને કૌમોના ઈતિહાસ ઉપર દૃષ્ટિ રાખનાર લોકોના મતે કોઈ પયગમ્બરના સાચા અને હક હોવાની એક દલીલ એ બની ગઈ કે, એમના શરૂઆતના અનુયાયીઓ જે તે કૌમના ગરીબ લોકો જ હતા. એટલા માટે એ જ કારણ હતું કે, જ્યારે રૉમના બાદશાહ હર્ક્યુલસ પાસે રસૂલે કરીમ ﷺનો ઈસ્લામનું આમંત્રણ આપતો સન્માનનીય પત્ર પહોંચ્યો અને તેણે આપ ﷺની સચ્ચાઈની તહકીક કરવા ઈચ્છ્યું, તો જે લોકો જાણતા હતા તેમને રસૂલે કરીમ ﷺ વિશે જે સવાલો કર્યા, તેમાંથી એક સવાલ એ પણ હતો કે, તેમના મોટા ભાગના અનુયાયીઓ ગરીબ લોકો છે કે કૌમના માલદાર લોકો ? જ્યારે તેને બતાવવામાં આવ્યું કે, ગરીબ લોકો છે તો તેણે કહ્યું, هُمْ اَتْبَاعُ الرُّسُلِ "રસૂલોના શરૂઆતના અનુયાયીઓ એ જ લોકો હોય છે."

રસૂલે કરીમ ﷺના સમયકાળમાં પણ આ જ સવાલ ઊભો થયો. પ્રસ્તુત આયતોમાં તેનો જવાબ ખાસ સૂચના સાથે ઉપસ્થિત છે.

ઈબ્ને કષીર (રહ.)એ ઈબ્ને જરીર (રહ.)ની રિવાયત નકલ કરી છે કે, "કુરૈશના કાફિરોના અમુક સરદારો ઉતબા, શયબા, ઈબ્ને રબીઆ અને મુતઈમ બિન અદી તથા હારિષ બિન નવફલ વગેરે રસૂલે કરીમ ﷺના કાકા અબૂતાલિબ પાસે આવ્યા અને કહ્યું, તમારા ભત્રીજા મુહમ્મદ (ﷺ)ની વાત સાંભળવા અને માનવાથી અમારી એક અડચણ એ છે કે, તેની આસપાસ દરેક સમયે એવા લોકો રહે છે, જેઓ ક્યાંક તો અમારા ગુલામ છે અથવા તો અમારા આઝાદ કરેલા ગુલામો છે અથવા તો એવા લોકો છે જેઓ અમારી દયા અને મહેરબાની ઉપર જીવન ગુઝારે છે. આ તુચ્છ અને ઝલીલ લોકોના હોવાથી અમે તેમની મજલિસમાં ભાગ લઈ શકતા નથી. તમે તેમને કહી આપો કે, અમારા આવવાના સમયે તે લોકોને મજલિસમાંથી હટાવી દે તો અમે તેમની વાત સાંભળીશું અને વિચાર કરીશું.

અબૂતાલિબે રસૂલે કરીમ ﷺને આ વાત બતાવી તો હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એવો મશ્વરો આપ્યો કે, એમાં શું વાંધો છે ? રસૂલે કરીમ ﷺ થોડા દિવસો માટે આવું કરી જૂઓ, આ લોકો તો આપણા વહાલા અને બેતકલ્લુફ છે, તેઓ આ લોકોના આવવાના સમયે મજલિસમાંથી હટી જશે.

એના ઉપર પ્રસ્તુત આયત નાઝિલ થઈ, જેમાં ખૂબ સખતી (કડકાઈ)થી આવું કરવાની રસૂલે કરીમ ﷺને મનાઈ કરવામાં આવી. આયતના નાઝિલ થયા પછી ફારૂકે આ'ઝમ (રદિ.)એ મા'ફી માંગવી પડી કે, મારી સલાહ ખોટી હતી.''

અને આ ગરીબ લોકો જેમના વિશે આવી વાતચીત થઈ, તે સમયે હઝરત બિલાલ હબશી (રદિ.), સુહૈબ રૂમી (રદિ.), અમ્માર બિન યાસિર (રદિ.), સાલીમ બિન મૌલા (રદિ.), અબી હુઝયફા (રદિ.), સબીહ મૌલા (રદિ.), ઉસૈદ (રદિ.), હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.), મિકદાદ ઈબ્ને અમ્ર (રદિ.), મસ્ઊદ બિન કારી (રદિ.), ઝુશ્શિમાલઈન (રદિ.) વગેરે સહાબાઓ હતા, જેમની ઈજ્જત અને શરાફતનો પરવાનો આસમાનથી નાઝિલ થયો અને કુર્આનમાં આ જ સંદર્ભમાં અન્ય ઠેકાણે એની તાકીદ આ શબ્દોમાં વર્ણન થઈ છે,

وَاصْبِرْ نَفْسَكَ مَعَ الَّذِيْنَ يَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدَاةِ وَالْعَشِيِّ يُرِيْدُوْنَ وَجْهَهٗ وَلَا تَعْدُ عَيْنَاكَ عَنْهُمْ تُرِيْدُ زِيْنَةَ الْحَيٰوةِ الدُّنْيَا وَلَا تُطِعْ مَنْ اَغْفَلْنَا قَلْبَهٗ عَنْ ذِكْرِنَا وَاتَّبَعَ هَوَاهُ وَكَانَ اَمْرُهٗ فُرُطًا

જેમાં રસૂલે કરીમ ﷺને આ સૂચના આપવામાં આવી છે કે, ''તમે પોતાના નફ્સને તે લોકો સાથે બાંધી રાખો, જેઓ સવાર-સાંજ એટલે કે, દરેક સમયે પોતાના પરવરદિગારની ઈબાદત કરે છે નિખાલસતાથી; તમે પોતાની દૃષ્ટિ તેમના સિવાય કોઈના ઉપર ન નાંખો, આ સૂચનાનો હેતુ એ જ હોઈ શકે છે કે, દુનિયાની જિંદગીનો શણગાર જીવનધ્યેય હોય એવા લોકોની વાત ન માનો અને તેમની પણ કે, જેમના દિલોને અમે પોતાના ઝિક્રથી ગફલતમાં નાંખી દીધા અને જે પોતાની મનેચ્છાઓના ગુલામ બની ગયા અને જેમનું કામ જ મર્યાદાઓનું ઉલ્લંઘન કરવું છે.'' *(સૂરહ : ૧૮, આયત : ૨૮)*

પ્રસ્તુત આયતમાં તે ગરીબ લોકોની સિફત વર્ણન કરવામાં આવી છે કે,

જેઓ સવાર-સાંજ પોતાના પરવરદિગારને પોકારે છે. તેમાં સવાર અને સાંજનો અર્થ રૂઢિપ્રયોગ પ્રમાણે દિવસ-રાતના બધા સમયો છે અને પોકારવાનો અર્થ અલ્લાહની ઈબાદત કરવાનો છે અને રાત-દિવસની ઈબાદત સાથે એ શરત પણ લગાવી દીધી છે, يُرِيۡدُوۡنَ وَجۡهَهٗ જેમકે, તેનાથી બતાવી આપ્યું કે, "ઈબાદતમાં જ્યાં સુધી નિખાલસતા ન હોય ત્યાં સુધી તેનો કોઈ અર્થ નથી."

અંતિમ આયતમાં ફરમાવવામાં આવ્યું છે કે, તેમનો હિસાબ આપ ﷺની જવાબદારી નથી અને તમારો હિસાબ તેમની જવાબદારી નથી. ઈબ્ને અતિય્યા અને જમખશરી વગેરેના સંશોધન પ્રમાણે તેમાં حِسَابُهُمۡ (હિસાબુહૂમ) અને عَلَيۡهِمۡ (અલયહિમ)ના સર્વનામો તે મુશ્રિક માલદારો તરફ જોડી દેવામાં આવ્યા છે જેઓ ગરીબ મુસ્લિમોને મજલિસમાંથી હટાવવાની ફરમાઈશ કર્યા કરતા હતા. તેથી અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને બતાવી આપ્યું કે, આ લોકો ભલે ઈમાન લાવે કે ન લાવે તમે આ ગરીબ મુસલમાનોના મુકાબલામાં તેમની પરવા ન કરો. કારણ કે, તેમના હિસાબની જવાબદારી તમારા ઉપર નથી, જે રીતે તમારા હિસાબની જવાબદારી તેમના ઉપર નથી અને જો આ જવાબદારી તમારા ઉપર હોત એટલે કે, તેમના મુસલમાન ન હોવાના કારણે તમને પૂછતાછ થવાની હોત તો એ સ્વરૂપમાં તમે માલદાર મુશ્રિકો માટે ગરીબ મુસ્લિમોને મજલિસમાંથી હટાવી શકતા હતા અને જ્યારે હવે એવું નથી તો તેમને મજલિસમાંથી હટાવવા ખુલ્લો અન્યાય છે. જો તમે એવું કરશો તો તમે (પણ) અન્યાયી લોકોમાં સામેલ થઈ જશો.

બીજી આયતમાં ઈરશાદ ફરમાવવામાં આવ્યો કે, અમે એ જ પ્રમાણે એકને બીજા દ્વારા કસોટીમાં નાંખીશું, જેથી કુરૈશના માલેતુજારો અલ્લાહ તઆલાની આ ગઝબનાક શક્તિનો પરચો જૂએ કે ગરીબ મુસલમાનો જેમને તેઓ તુચ્છ અને ઝલીલ સમજી રહ્યા હતા, અલ્લાહ તઆલા અને રસૂલે કરીમ ﷺનું અનુસરણ કરવાના કારણે તેઓ ક્યાંથી કયા સ્થાને પહોંચી ચૂક્યા છે ?! અને દુનિયા તથા આખિરતમાં તેમને કેવી ઈજ્જત પ્રાપ્ત થઈ અને તે કુરૈશીઓ એવું કહેતા ફરે છે કે, "શું આ જ ગરીબ લોકો અલ્લાહના ઈનામ અને સન્માનના હકદાર હતા કે, અમો બધા માલદારોને છોડીને તેમને નવાજવામાં આવ્યા !?"

ہر دمش برمنِ دل سوختہ لطفِ دگر است    ایں گدا بیں کہ چہ شائستۂ انعام افتاد

કશ્શાફ વગેરેના સંશોધન આધારે તેમનું આ નિવેદન તે આજમાઈશ (કસોટી) અને પરીક્ષાનું પરિણામ છે, જે કસોટી ગરીબ–કમજોર મુસલમાનો દ્વારા તેમની પાસેથી લેવામાં આવી હતી અને તેઓ આ કસોટીમાં નિષ્ફળ નિવડ્યા. તેમણે અલ્લાહ તઆલાની કુદરત અને શક્તિ ઉપર ચિંતન–મનન કરીને કોઈ પરિણામ ઉપર પહોંચવાના બદલે કે, શરાફત એ પ્રતિષ્ઠા, સન્માન અપમાન તથા માલ–દૌલત વગેરે બાબતો ઉપર અવલંબિત નથી. બલકે, તેનો આધાર માણસના અખ્લાક અને આચરણ ઉપર છે, તેઓ ઊલટા અલ્લાહ તઆલા ઉપર એવો આક્ષેપ લગાવવા માંડ્યા કે, ઈજ્જત, સન્માન તથા પ્રતિષ્ઠાપાત્ર તો અમે હતા, અમને છોડીને તેમને શા માટે સન્માનિત કરવામાં આવ્યા ? અલ્લાહ તઆલાએ એના જવાબમાં ફરી એ બાબતની અસલ વાસ્તવિકતા તરફ આ વાક્યમાં ધ્યાન અપાવ્યું, اَلَيۡسَ اللّٰهُ بِاَعۡلَمَ بِالشّٰكِرِيۡنَ એટલે કે, અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે કે, કોણ લોકો સત્યનું સંશોધન કરનારા અને તેનો આભાર માનનારા છે. મતલબ એ કે, હકીકતના આધારે શરીફ અને સન્માનનીય વ્યક્તિ તે જ છે, જે પોતાના મહાન ઉપકારકના હકને ઓળખે અને તેનો આભાર માને અને તે જ ઈનામનો હકદાર છે, ન કે તે, જે રાત–દિવસ પોતાને ઈનામ આપનાર ઉપકારકની નેઅ્મતોમાં રમવા છતાં તેની નાફરમાની કરે છે.

**અમુક હુકમો અને સૂચનાઓ :**

પ્રસ્તુત આયતોથી અમુક હુકમો અને સૂચનાઓ જાણવા મળે છે.

(૧) કોઈના ફાટેલા કપડાં અથવા જાહેર ગરીબાઈ કે તંગહાલી જોઈને તેને તુચ્છ અને હલકો સમજવાનો કોઈને અધિકાર નથી. ઘણા સમયે આવા કપડાંઓમાં એવા માણસો પણ હોય છે જેઓ અલ્લાહ તબારક વ તઆલાને અત્યંત પ્યારા અને સ્વીકાર્ય હોય છે. એક હદીષમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "ઘણા ભગ્ન અવસ્થામાં ધૂળથી ખરડાયેલા લોકો એવા પણ હોય છે કે, તેઓ અલ્લાહના મકબૂલ (સ્વીકૃત બંદાઓ) હોય છે. જો કોઈ કામ માટે કસમ ખાઈ બેસે કે, આવું થશે તો અલ્લાહ તઆલા તેમની કસમ જરૂર પૂરી કરે છે."

(૨) શરાફત અને ઝિલ્લતનું માપદંડ ફક્ત દુનિયાની દૌલત અને આર્થિક

પરિસ્થિતિને સમજવી માનવતાનું અપમાન છે. તેનો અસલ આધાર અખ્લાક (વર્તણૂક) અને નેક આચરણો ઉપર હોય છે.

(૩) કોઈ કૌમના સુધારક અને પ્રચારક માટે જો કે, પ્રચાર કરવો તો આમ પણ સામાન્ય રીતે દરેક ઉપર જરૂરી છે, જેમાં તે પોતાના પક્ષનાઓને અને વિરોધીઓને તથા માનનારા અને ન માનનારાને બધાને સંબોધન કરે છે પરંતુ તેમનો અગ્રિમ હક એ છે કે, તેઓ કે, જે તેના શિક્ષણને અપનાવીને તેના ઉપર ચાલી રહ્યા હોય, અન્યોના કારણે તેમને પોતાનાથી દૂર કરવા અથવા ઉપેક્ષિત કરવા જાઈઝ નથી. દાખલા તરીકે, ગેરમુસ્લિમોમાં પ્રચાર માટે નાવાકેફ મુસલમાનોની તા'લીમ અને સુધારણાને પાછલા ક્રમે અથવા મુલતવી રાખવી જોઈએ નહીં.

(૪) અલ્લાહ તઆલાના ઈનામો શુક્રગુઝારી કરવાથી વધે છે. જે વ્યક્તિ અલ્લાહના ઈનામોમાં વધારો થવાના ઈચ્છુક છે, તેમના માટે આવશ્યક છે કે, તે પોતાના નિવેદન અને આચરણથી અલ્લાહનો આભાર માનવાને પોતાનો જીવનધ્યેય બનાવી લે છે.

આયત .....وَإِذَا جَآئَكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ વિશે તફસીરના ઈમામોના બે નિવેદનો વર્ણન થયા છે. મોટા ભાગના લોકોએ આ આયતોને પાછલી આયતો અને પાછળની ઘટના સાથે જ સંબંધિત હોવાનું ઠરાવ્યું છે અને તેના સમર્થનમાં આ રિવાયત રજૂ કરી છે કે, જ્યારે કુરૈશના માલદારોએ હઝરત અબૂતાલિબ દ્વારા એ માંગણી મૂકી કે, "રસૂલે કરીમ ﷺની મજલિસમાં તો ગરીબ અને તુચ્છ દરજ્જાના લોકો હોય છે, તેમની પંગતમાં બેસીને રસૂલે કરીમ ﷺની વાતચીત અમે સાંભળી નથી શકતા. જો અમારા આગમન ટાણે આ લોકોને આપ ﷺ પોતાની સભા (મજલિસ)માંથી હટાવ્યા કરે તો અમે રસૂલે કરીમ ﷺની વાતચીત સાંભળીશું અને તેના ઉપર વિચાર કરીશું."

આ માંગણી ઉપર હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ એવો મશ્વરો આપ્યો કે, "એમાં કોઈ વાંધો નથી, મુસલમાનો તો આપણા નિખાલસ મિત્રો છે, તેમને કહેવામાં આવશે તો અમુક સમય માટે તેઓ મજલિસમાંથી હટી જશે. શક્ય છે કે, આ રીતે તે કુરૈશના માલદારો અલ્લાહનું કલામ સાંભળે અને મુસલમાન થઈ જાય."

પરંતુ પાછળની આયતોમાં આ સલાહ વિરુદ્ધ આ હુકમ નાઝિલ થયો કે, "આવું કદાપિ કરવામાં નહીં આવે, આવું કરવું અત્યાચાર અને અન્યાય છે." આ હુકમના નાઝિલ થવાથી હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)ને પોતાના અભિપ્રાય અને મશ્વરાની ગલતી સ્પષ્ટ થઈ અને તેઓ ડરવા લાગ્યા બલકે, અલ્લાહ તઆલાની મરજી વિરુદ્ધ અભિપ્રાય દર્શાવીને ગુનેહગાર થઈ ગયો એવી લાગણી થવા લાગી જેથી તેનાથી દિલગીરી વ્યક્તિ કરવા માટે તેઓ હાજર થયા.

એના ઉપર પ્રસ્તુત આયત દિલાસો આપવા માટે નાઝિલ થઈ, જેનો ખુલાસો એ છે કે, હે રસૂલ ﷺ તે લોકોને પાછળ થઈ ચૂકેલી ભૂલોની પકડ ન થવાનો સંતોષ આપી દો. બલકે, ફક્ત એટલું જ નહીં કે, આ ભૂલ ઉપર કોઈ પકડ નહીં થાય બલકે, મહાકૃપાળુ અને મહાદયાળુ પરવરદિગારની અસંખ્ય નેઅ્મતોનો વાયદો પણ સંભળાવી આપો અને અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બારગાહનો આ કાયદો પણ જણાવી દો કે, જ્યારે કોઈ મુસલમાન અજ્ઞાનતામાં કોઈ ખોટું કામ કરી બેસે અને પોતાની ભૂલથી ચેતી જાય અને તેની તવબહ કરી લે તથા ભવિષ્યમાં પોતાના આચરણ ઠીકઠાક કરી લે તો અલ્લાહ તઆલા તેના ભૂતકાળમાં થઈ ચૂકેલા ગુનાહોને મા'ફ કરી આપે છે અને હવે પછી દુનિયા અને આખિરતની નેઅ્મતોથી તેને વંચિત કરશે નહીં.

આ સ્પષ્ટતા પ્રમાણે આ આયતો તે ખાસ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થઈ હતી, જેનું વર્ણન પાછલી આયતોમાં થઈ ચૂક્યું છે અને અમુક મુફસ્સિરો (વિવરણકારો)એ આ આયતોના વિષયને એક આગવી સૂચનાનું સ્વરૂપ હોવાનું માન્યું છે. તે એવા લોકો વિશે છે જેમનાથી કોઈ ગુનોહ થઈ જાય છે, પછી અફસોસ અને તવબહ કરીને પોતાના અમલને સુધારી લે છે.

અને જો વિચાર કરવામાં આવે તો આ બંને નિવેદનોમાં કોઈ વિરોધાભાસ નથી. કારણ કે, એ બાબત ઉપર બધાની જ સહમતી છે કે, કુર્આન મજીદનો કોઈ હુકમ જે કોઈ ઘટનાના સંદર્ભમાં નાઝિલ થયો હોય અને જો તેના શબ્દો અને વિષય સામાન્ય છે તો તે ફક્ત આ ઘટના માટે ખાસ નથી હોતા. બલકે, તે એક સર્વસામાન્ય હુકમનું સ્વરૂપ ધરાવે છે. એટલા માટે જો ધારી લો કે, પ્રસ્તુત આયતો નાઝિલ થવાનું કારણ ઉપર વર્ણવેલ આ જ ઘટના છે તો પણ આ હુકમ એક સર્વસામાન્ય સિદ્ધાંતનું સ્વરૂપ ધરાવે છે, જેમાં દરેક તે ગુનેહગાર સામેલ છે

જેને ગુનાહ પછી પણ પોતાની ગલતીનો અહેસાસ અને અફસોસ થયો અને હવે પછી પોતાના આચરણને સુધારી લીધું.

હવે, આ આયતોનો સંપૂર્ણ વિગતવાર ખુલાસો જોઈ લઈએ.

પ્રથમ આયતમાં ઈરશાદ છે, وَاِذَا جَآئَکَ الَّذِیْنَ یُؤْمِنُوْنَ بِاٰیٰتِنَا فَقُلْ سَلَامٌ عَلَیْکُمْ کَتَبَ رَبُّکُمْ عَلٰی نَفْسِهِ الرَّحْمَةَ એટલે કે, “જ્યારે તે લોકો આપ (ﷺ)ની પાસે આવે, જેઓ અમારી આયતો ઉપર ઈમાન ધરાવે છે.” "આયતો"નો અર્થ આ સ્થળે કુર્આનની આયતો પણ હોઈ શકે છે અને અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ કુદરતની સામાન્ય નિશાનીઓ પણ. આવા લોકો વિશે રસૂલે કરીમ ﷺને એ સૂચના આપવામાં આવી કે, તમે તેમને سَلَامٌ عَلَیْکُمْ વડે સંબોધન કરો અને અહીંયાં سَلَامٌ عَلَیْکُمْ (સલામુન અલયકુમ)ના બે અર્થ હોઈ શકે છે. એક એ કે, તેમને અલ્લાહ જલ્લ શા'નુહૂની સલામ પહોંચાડી આપો. જેમાં આ લોકોના અત્યંત સન્માન અને પ્રતિષ્ઠાની જાહેરાત થાય છે. આ સ્વરૂપમાં આ ગરીબ મુસલમાનોના તૂટેલ હૃદયોને ઉત્તમ પ્રકારની સાંત્વના મળી જશે, જેના વિશે કુરૈશના માલદારોએ તેમને મજલિસમાંથી હટાવી દેવાની તજ્વીઝ રજૂ કરી હતી અને એ અર્થ પણ હોઈ શકે છે કે, આપ ﷺ તે લોકોને સલામતીની ખુશખબરી સંભળાવી આપો કે, જો તે લોકો અમલમાં આળસ અથવા ભૂલ પણ કરી બેસે તો તવબહ કરવાથી તેને મા'ફ કરી દેવામાં આવશે અને તેઓ દરેક પ્રકારની આફતોથી સલામત રહેશે. બીજા વાક્ય کَتَبَ رَبُّکُمْ عَلٰی نَفْسِهِ الرَّحْمَةَ માં આ ઉપકાર ઉપર વધારે ઉપકાર અને ઈનામનો વાયદો એ રીતે વર્ણન કરવામાં આવ્યો છે કે, આપ ﷺ આ મુસલમાનોને ફરમાવી આપો કે તમારા પરવરદિગારે તમારા ઉપર રહમત કરવાને પોતાની જવાબદારી સ્વરૂપે લખી લીધું છે, એટલા માટે કોઈ ડર અથવા ગભરામણ ન રાખો. આ વાક્યમાં પ્રથમ તો શબ્દ رَبّ (રબ્બ)નો ઉપયોગ કરીને આયતના વિષયની દલીલ સ્થાપિત કરવામાં આવી કે, અલ્લાહ તઆલા તમારો પાલનહાર છે અને દેખીતું છે કે, કોઈ પાલનહાર પોતાના પાળેલાને વ્યર્થ અને બરબાદ નથી કરતો. ત્યારબાદ શબ્દ رَبّ (રબ્બ)માં જે રહમત અને કૃપા તરફ ઈશારો કર્યો હતો, તેને સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધું અને એ પણ એવા વિષયથી કે, “તે તમારા પાલનહારે તમારા ઉપર રહમત કરવાની જવાબદારી પોતાના ઉપર લખી લીધી છે” અને દેખીતું છે

કે, કોઈ શરીફ અને ભલો માણસ પણ જ્યારે કોઈ વાયદાનો ભંગ નથી કરતો તો પછી આ દુનિયાઓનો સર્જનહાર, પાલનહાર કેવી રીતે વચનભંગ કરી શકે છે ? ખાસ કરીને જ્યારે કે આ વાયદો કરાર સ્વરૂપે લખી લેવામાં આવ્યો છે !

સહીહ બુખારી, મુસ્લિમ, મુસ્નદે અહમદમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત પ્રસ્તુત છે કે, "નબીએ કરીમ ﷺએ ફરમાવ્યું છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ સમગ્ર સૃષ્ટિ (મખ્લૂક)ને પેદા કરી અને દરેકની તકદીરનો ફેંસલો કર્યો, ત્યારે એક કિતાબમાં જે અર્શ ઉપર અલ્લાહ તઆલાની પાસે છે; એ લખી લીધું કે, اِنَّ رَحْمَتِیْ غَلَبَتْ غَضَبِیْ એટલે કે, મારી રહમત મારા ગુસ્સા ઉપર છવાયેલી છે."

હઝરત સલમાન (રદિ.) ફરમાવે છે કે, "અમે તવરાતમાં એવું લખેલું જોયું છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ આસમાન અને જમીન અને તેની બધી મખ્લૂકોને પેદા કરી, ત્યારે રહમતની સિફતના સો ભાગ કરીને તેમાંથી એક ભાગ સમગ્ર મખ્લૂકોને વહેંચી આપવામાં આવ્યો અને મનુષ્યો તથા જાનવરો અને બીજી મખ્લૂકોમાં જ્યાં પણ કોઈ રહમતની અસર જોવા મળે છે, તે આ જ વહેંચવામાં આવેલ હિસ્સાની અસર છે. માં-બાપ અને અવલાદમાં ભાઈ-બહેનોમાં, પતિ-પત્નીમાં, સામાન્ય સગાં-વહાલાંઓમાં, પાડોશીઓ અને અન્ય દોસ્તોમાં જે પરસ્પર હમદર્દી અને મહોબ્બત તથા કૃપાદષ્ટિના સંબંધનું પ્રત્યક્ષ દર્શન કરવામાં આવે છે; તે બધું આ એક ભાગની રહમતના પરિણામે છે. બાકી નવ્વાણું રહમતના ભાગ અલ્લાહ તઆલાએ પોતાની પાસે પોતાના માટે રાખી મૂક્યા છે" અને અમુક રિવાયતોમાં તેને નબીએ કરીમ ﷺની હદીષ સ્વરૂપે વર્ણન કરવામાં આવ્યું છે. એનાથી માનવીએ અંદાઝો અને અનુમાન લગાવવું જોઈએ કે, અલ્લાહ તઆલાની રહમત (કૃપા) પોતાની મખ્લૂક ઉપર કેવી અને કયા દરજ્જાની છે ?

અને એ દેખીતું છે કે, કોઈ મનુષ્ય બલકે ફરિશ્તો પણ અલ્લાહ જલ્લ શા'નુહૂની શા'ન અને મરતબા પ્રમાણે તેની ઈબાદત અને ઈતાઅત (આજ્ઞાપાલન) નથી કરી શકતો અને જે ઈતાઅત તેની શા'ન વિરુદ્ધ હોય, તે દુનિયાના લોકોની દષ્ટિમાં ઈનામનું કારણ હોવાને બદલે નારાજગીનું કારણ સમજવામાં આવે છે અને આ હાલત તો આપણી ઈતાઅત, ઈબાદત અને સદ્કાર્યોની છે કે અલ્લાહ તઆલા શા'નુહૂની મહાન બારગાહની નિસ્બતથી

જોવામાં આવે તો તે ગુનાહોથી ઓછું નથી. ત્યારબાદ એનાથી વિશેષ એ કે, સાચે –સાચા ગુનાહો અને દુષ્કૃત્યોથી પણ કોઈ વ્યક્તિ ખાલી નથી. اِلَّا مَنْ عَصَمَهُ اللّٰهُ આ પરિસ્થિતિમાં ન્યાયનો તકાદો તો એ હતો કે, કોઈપણ વ્યક્તિ અઝાબથી બચી શકવો ન જોઈએ, પરંતુ થઈ એ રહ્યું છે કે, દરેક વ્યક્તિ ઉપર અલ્લાહ તઆલાની નેઅ્મતો દરેક સમયે વરસી રહી છે. આ બધી તેની રહમત અને કૃપાનું પરિણામ છે જે પરવરદિગારે આલમે પોતાના માથે જવાબદારી સ્વરૂપે લખી લીધું છે.

## તવબહથી દરેક ગુનાહ મા'ફ થઈ જાય છે :

ત્યારબાદ સંપૂર્ણ રહમતના ખુલાસાને એક કાયદા સ્વરૂપે આ રીતે વર્ણન કરવામાં આવ્યું, اَنَّهُ مَنْ عَمِلَ مِنْكُمْ سُوْٓءًۢا بِجَهَالَةٍ ثُمَّ تَابَ مِنْۢ بَعْدِهٖ وَاَصْلَحَ فَاَنَّهٗ غَفُوْرٌ رَّحِيْمٌ એટલે કે, જે વ્યક્તિ અજ્ઞાનતાના કારણે કોઈ ખોટું કામ કરી બેસે અને ત્યારબાદ તે તવબહ કરી લે અને પોતાના આચરણને સુધારી લે તો અલ્લાહ તઆલા મહાન મા'ફ કરનારો છે કે, જે ફક્ત મા'ફી આપીને બસ નહીં કરે બલકે, ઈનામોથી પણ નવાજશે.

આ આયતમાં "જહાલત"ના શબ્દથી દેખીતી રીતે કોઈને એવો વિચાર આવી શકે છે કે, ગુનાહોની મા'ફીનો વાયદો ફક્ત એ સ્વરૂપમાં છે કે, જ્યારે કે અજ્ઞાનતા અથવા નાવાકેફ હોવાના કારણે કોઈ ગુનોહ થઈ જાય, જાણીબૂજીને ગુનાહ કરનારા આ હુકમમાં સામેલ નથી, પરંતુ વાસ્તવિકતા એ નથી. કારણ કે, "જહાલત"નો અર્થ આ સ્થળે આજ્ઞાનતાનું આચરણ છે. એટલે કે, કોઈ એવું કામ કરી બેસે જેમકે કોઈ અજ્ઞાન અને જાહિલ વ્યક્તિ કરે છે. એ જરૂરી નથી કે, તે વાસ્તવમાં જાહિલ જ હોય. આ બાબતનું સમર્થન પોતે શબ્દ جَهَالَتْ "જહાલત" પણ છે કે, અહીંયાં શબ્દ جَهْل (જહ્લ)ના બદલે "જહાલત"નો શબ્દ કદાચ એના તરફ ઈશારો કરવા માટે જ ઉપયોગ કરવામાં આવ્યો છે. કારણ કે, "જહ્લ" તો "ઈલ્મ"નો વિરુદ્ધાર્થી શબ્દ છે અને "જહાલત" એ "સહનશીલતા તથા પ્રતિષ્ઠા"નો વિરુદ્ધાર્થી શબ્દ છે. એટલે કે, જહાલતનો શબ્દ રૂઢિપ્રયોગમાં અમલી જહાલત માટે અને જો વિચાર કરવામાં આવે તો જ્યારે પણ કોઈનાથી ગુનોહ થઈ જાય છે તો તે તેની અમલી અજ્ઞાનતાના કારણે જ થઈ જાય છે. એટલા માટે અમુક બુઝુર્ગોનું નિવેદન છે કે, "જે વ્યક્તિ અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના કોઈ હુકમનો વિરોધ કરે છે તે "જાહિલ" (અજ્ઞાની) છે." તેનો અર્થ તેનાથી આ

જ અમલી જહાલત છે, તેનો અર્થ ગુનાહથી નાવાકેફ હોવું, અજ્ઞાની હોવું જરૂરી નથી. કારણ કે, કુર્આને કરીમ અને સહીહ હદીષોમાં અસંખ્ય નુસૂસ એ બાબતનું સમર્થન કરે છે કે તવબહ કરવાથી દરેક પ્રકારના ગુનાહો મા'ફ થઈ શકે છે. ભલે, ગફલત અને અજ્ઞાનતાના કારણે થયા હોય અથવા જાણીબૂજીને મનેચ્છાઓમાં રાચીને નફ્સની શરારતના કારણે કર્યા હોય.

આ સ્થળે એ બાબત ખાસ ધ્યાન આપવા યોગ્ય છે કે, આ આયતમાં ગુનેહગારોને મા'ફી અને રહમતનો જે વાયદો થયો છે, તે બે વસ્તુઓની શરત ઉપર આધારિત છે. એક તવબહ અને બીજું અમલની સુધારણા. તવબહનો અર્થ છે કે, ગુનાહો ઉપર અફસોસ કરવામાં આવે. હદીષમાં ઈરશાદ છે, اِنَّمَا التَّوْبَةُ النَّدَمُ એટલે કે, "તવબહ અફસોસ કરવાનું નામ છે."

બીજું, આવનારા સમય માટે પોતાના આ અમલની સુધારણા કરી લે અને આ આચરણની સુધારણામાં એ પણ સામેલ છે કે, હવે પછી તે ગુનાહની પાછળ ન ફરકવાનો દઢ નિશ્ચય કરી એ નિર્ણય ઉપર અડગ રહેવાની કાળજી રાખે અને એ પણ સામેલ છે કે, ભૂતકાળમાં થઈ ચૂકેલ ગુનાહોથી જે કોઈના હકો બરબાદ કર્યા છે તે પોતાના અધિકારની મર્યાદા સુધી અદા કરે. ભલે, તે હક અલ્લાહનો હોય અથવા બંદાના હકો હોય. અલ્લાહના હકો દાખલા તરીકે નમાઝ, રોઝા, ઝકાત વગેરે ફરજોમાં ઉણપ રાખવી અને હુકૂકુલ ઈબાદ દાખલા તરીકે, કોઈના માલ ઉપર નાજાઈઝ કબજો કરી તેનો ઉપયોગ કરવો, કોઈની આબરૂ ઉપર હુમલો કરવો, કોઈને ગાળો આપવી અથવા બુરું-ભલું કહેવું અથવા કોઈ બીજા સ્વરૂપમાં પીડા આપવી વગેરે છે.

એટલા માટે તવબહની પૂર્ણતા માટે જે પ્રમાણે એ જરૂરી છે કે, પાછલા ગુનાહો ઉપર અફસોસ કરી અલ્લાહ તઆલા પાસે મા'ફી માંગવામાં આવે અને હવે પછીના સમય માટે પોતાના આચરણોને સુધારી લે અને એ ગુનાહની પાસે પણ ન ફરકે, એ જ પ્રમાણે એ પણ આવશ્યક છે કે, જે નમાઝો અથવા રોઝા બેદરકારીથી છોડી દીધા છે તેની કઝા કરે. જે ઝકાત નથી આપી તે હવે અદા કરે. કુર્બાની, સદકએ ફિત્ર અને વાજિબ ઈબાદતોમાં ઉણપ રહી ગઈ હોય તો તેને પૂર્ણ કરે. હજ્જ ફરજ હોવા છતાં નથી કરી તો હવે તે ફરજ પૂરો કરે અને પોતે ન કરી શકે તો "હજ્જે બદલ" કરાવે અને જો પોતાની હયાતીમાં હજ્જે બદલ અથવા

અન્ય ઈબાદતોની કઝાની તક ન મળે તો વસિય્યત કરે કે, જેથી તેના વારસો તેના માથે જે વજિબો છૂટી ગયા હતા તેનો ફિદિયહ આપે અથવા હજ્જે બદલની વ્યવસ્થા કરી લે. ખુલાસો એ છે કે, આચરણની સુધારણા માટે ફક્ત હવે પછી પોતાના અમલો સુધારી લેવા કે દુરુસ્ત કરી લેવા પૂરતું નથી, પાછલા ફરજો અને વાજિબો અદા કરવા પણ જરૂરી છે.

એ જ પ્રમાણે હુકૂકુલ ઈબાદમાં કોઈનો માલ જો નાજાઈઝ પદ્ધતિથી લઈ લીધો છે તો તેને પરત કરે અને મા'ફ કરાવે. જો કોઈને હાથ અથવા જીભથી પીડા પહોંચાડી છે તો તેનાથી મા'ફ કરાવે અને જો તેની પાસે મા'ફ કરાવવું તેના અધિકારમાં ન રહ્યું હોય, દાખલા તરીકે તે મૃત્યુ પામે અથવા એવા સ્થળે ચાલ્યો જાય જ્યાં તેનું સરનામું પણ ખબર નથી તો તેની યુક્તિ એ છે કે, તે વ્યક્તિ પાસે અલ્લાહ તબારક વ તઆલા પાસે મગફિરતની ક્ષમા-યાચના કરતો રહે. તેનાથી આશા છે કે તે હકદાર રાઝી થઈ જશે અને આ વ્યક્તિ તે હકથી છુટકારો મેળવી લેશે.

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૫૬-૫૭-૫૮)

قُلْ اِنِّيْ نُهِيْتُ اَنْ اَعْبُدَ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ؕ قُلْ لَّاۤ اَتَّبِعُ
اَهْوَآءَكُمْ ۙ قَدْ ضَلَلْتُ اِذًا وَّمَاۤ اَنَا مِنَ الْمُهْتَدِيْنَ ﴿۵۶﴾ قُلْ اِنِّيْ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّيْ
وَكَذَّبْتُمْ بِهٖ ؕ مَا عِنْدِيْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ ؕ اِنِ الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ يَقُصُّ الْحَقَّ
وَهُوَ خَيْرُ الْفٰصِلِيْنَ ﴿۵۷﴾ قُلْ لَّوْ اَنَّ عِنْدِيْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ لَقُضِيَ
الْاَمْرُ بَيْنِيْ وَبَيْنَكُمْ ؕ وَاللّٰهُ اَعْلَمُ بِالظّٰلِمِيْنَ ﴿۵۸﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! મને એનાથી અટકાવવામાં આવ્યો છે કે તેમની બંદગી કરું જેમને તમે અલ્લાહના સિવાય પોકારો છો, તમે કહો ! હું તમારી ખુશી ઉપર નથી ચાલતો (જો હું એમ કરું તો) બેશક ! ત્યારે તો હું ભટકી જઈશ અને હિદાયત પામનારાઓમાં ન રહીશ. (૫૬) તમે કહી*

*આપો ! મને મારા પરવરદિગારની ગવાહી પહોંચી અને તમે તેને જૂઠાડ્યું, મારી પાસે નથી જે વસ્તુની તમે ઉતાવળ કરી રહ્યા છો, અલ્લાહના સિવાય હુકમ કોઈનો નથી, સત્ય વાત વર્ણન કરે છે અને તે સૌથી સારો ફેંસલો કરનારો છે. (૫૭) તમે કહી આપો ! જો મારી પાસે તે વસ્તુ હોત જેની તમે ઉતાવળ કરી રહ્યા છો તો મારી વચ્ચે અને તમારી વચ્ચે ઝઘડો પતી ચૂક્યો હોત, અને અલ્લાહ જાલિમોને સારી પેઠે જાણે છે. (૫૮)*

## તફસીર :

(હે નબી ﷺ ! તે અપેક્ષા રાખનારાઓને) તમે કહી આપો કે, મને (અલ્લાહ તબારક વ તઆલા તરફથી) એની મનાઈ કરવામાં આવી છે કે હું તે (મઅ્બૂદો)ની ઈબાદત કરું જેની તમે લોકો અલ્લાહ(ની તવહીદ)ને છોડીને ઈબાદત કરો છો (અને તેમના તરીકાની ગુમરાહી જાહેર કરવા માટે) તમે કહી આપો કે, હું તમારા (ખોટા) વિચારોનું અનુસરણ નહીં કરું. કારણ કે, (જો નઊઝુબિલ્લાહ ! હું એવું કરું તો) એ હાલતમાં માર્ગ ભટકી જાઉં અને (સીધા) માર્ગ ઉપર ચાલનારાઓમાંથી ન રહું. તમે (તેમને એ પણ) કહી આપો કે, મારી પાસે તો (આ દીને ઈસ્લામ સત્ય હોવા માટેની) એક (પૂરતી) દલીલ (મોજૂદ છે) જે મારા પાલનહાર તરફથી છે (જે મને મળી છે, એટલે કે કુર્આન મજીદ જે મારો મોઅ્જિઝો છે, જેનાથી મારું સમર્થન થાય છે) અને તમે (વિના કારણે) તેને જૂઠાડો છો (અને તમે જે એવું કહો છો કે, જો ઈસ્લામ ધર્મ સત્ય છે તો અમારા ઈન્કાર કરવાથી આસમાનમાંથી પથ્થર વરસે અથવા કોઈ અન્ય સખત અઝાબ આવે, જેમકે બીજે ઠેકાણે આ શબ્દોમાં પ્રસ્તુત છે اِنْ كَانَ هٰذَا هُوَالْحَقَّ مِنْ عِنْدِكَ فَاَمْطِرْ عَلَيْنَا حِجَارَةً مِّنَ السَّمَآءِ اَوِائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ ط તો તેનો જવાબ એ છે કે) જે વસ્તુનો તમે તકાદો કરી રહ્યા છો, (એટલે કે અઝાબ) તે મારી પાસે (એટલે કે મારા કાબૂમાં) નથી. હુકમ કોઈનો નથી (ચાલતો) અલ્લાહ તઆલા સિવાય (અને અલ્લાહનો અઝાબ નાઝિલ થવાનો હુકમ નથી થયો તો હું કેવી રીતે અઝાબ બતાવું ?) અલ્લાહ તઆલા સત્ય વાતને (દલીલથી) બતાવી આપે છે અને સૌથી સારો ફેંસલો કરનારો તે જ છે (એટલે કે તેનાથી મારું રસૂલ હોવું સ્પષ્ટ અને ખુલ્લું છે તથા કુર્આને કરીમની મજબૂત દલીલ મોકલી આપવામાં આવી છે અને અન્ય સ્પષ્ટ મોઅ્જિઝાઓ જાહેર કરવામાં આવ્યા છે અને એક

સાચી દલીલ પણ પૂરતી હોય છે તો તમારી માંગણી મુજબની દલીલો જાહેર કરવાની કોઈ આવશ્યકતા નથી. એટલા માટે અત્યારે અઝાબ નાઝિલ કરીને ફેંસલો કરવામાં નથી આવતો). તમે કહી આપો કે, જો મારી પાસે (એટલે કે મારા અધિકારમાં) તે વસ્તુ હોત કે જેનો તમે તકાદો કરી રહ્યા છો (એટલે કે અઝાબ) તો (અત્યાર સુધીમાં) મારા અને તમારા દરમિયાન વિવાદનો ફેંસલો (ક્યારનોય) થઈ ચૂક્યો હોત અને જાલિમોને અલ્લાહ તઆલા સારી પેઠે જાણે છે (કે કોની સાથે કયા સમયે શું વર્તાવ કરવો જોઈએ ?).

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પ્રસ્તુત આયતોમાં કાફિરો તરફથી અઝાબની માંગણી અને તેનો જવાબ اَعْلَمُ بِالظّٰلِمِيْنَ માં અને અલ્લાહની સંપૂર્ણ શક્તિનું વર્ણન કરી خَيْرُ الْفٰصِلِيْنَ ફરમાવવામાં આવ્યું, આગળ સમગ્ર જાણકારી તથા વસ્તુઓ ઉપર અલ્લાહ તઆલાના જ્ઞાન અને શક્તિનું વર્ણન કરવામાં આવ્યું છે.

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૫૯-૬૦-૬૧-૬૨)

وَعِنْدَهٗ مَفَاتِحُ الْغَيْبِ لَا يَعْلَمُهَآ اِلَّا هُوَ ۭ وَيَعْلَمُ مَا فِي الْبَرِّ وَالْبَحْرِ ۭ وَمَا تَسْقُطُ
مِنْ وَّرَقَةٍ اِلَّا يَعْلَمُهَا وَلَا حَبَّةٍ فِيْ ظُلُمٰتِ الْاَرْضِ وَلَا رَطْبٍ وَّلَا يَابِسٍ اِلَّا فِيْ
كِتٰبٍ مُّبِيْنٍ ﴿٥٩﴾ وَهُوَ الَّذِيْ يَتَوَفّٰىكُمْ بِالَّيْلِ وَيَعْلَمُ مَا جَرَحْتُمْ بِالنَّهَارِ ثُمَّ
يَبْعَثُكُمْ فِيْهِ لِيُقْضٰٓى اَجَلٌ مُّسَمًّى ۚ ثُمَّ اِلَيْهِ مَرْجِعُكُمْ ثُمَّ يُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ﴿٦٠﴾ وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ وَيُرْسِلُ عَلَيْكُمْ حَفَظَةً ۭ حَتّٰٓى اِذَا جَاۗءَ
اَحَدَكُمُ الْمَوْتُ تَوَفَّتْهُ رُسُلُنَا وَهُمْ لَا يُفَرِّطُوْنَ ﴿٦١﴾ ثُمَّ رُدُّوْٓا اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ
الْحَقِّ ۭ اَلَا لَهُ الْحُكْمُ ۣ وَهُوَ اَسْرَعُ الْحٰسِبِيْنَ ﴿٦٢﴾

## તરજુમો :

*અને તેની જ પાસે ગયૂબની ચાવીઓ છે કે તેને તેના સિવાય કોઈ નથી જાણતું*

*અને તે જાણે છે જે કંઈ જંગલ અને દરિયામાં છે અને નથી ખરતું કોઈ પાંદડું પરંતુ તે તેને જાણે છે અને જમીનના અંધારાઓમાં કોઈ દાણો નથી પડતો અને ન જ કોઈ લીલી વસ્તુ અને ન જ કોઈ સૂકી વસ્તુ; પરંતુ તે સઘળું કિતાબે મુબીન (રોશન કિતાબ)માં છે. (૫૯) અને તે જ છે કે તમને રાત્રે કબ્જામાં લઈ લે છે અને જાણે છે કે જે કંઈ તમે દિવસમાં કરી ચૂક્યા હોય, પછી તમને એમાં ઉઠાડી આપે છે જેથી તે વાયદો પૂરો થાય જે નક્કી થઈ ચૂક્યો છે, પછી તેના જ તરફ તમે પાછા વાળવામાં આવશો, પછી તમને તેની ખબર આપશે જે કંઈ તમે કરો છો. (૬૦) અને તે જ પોતાના બંદાઓ ઉપર ગાલિબ (વર્ચસ્વવાળો સર્વાધિકારી) છે અને તમારા ઉપર નિગેહબાન (દેખરેખ રાખનાર) મોકલે છે એટલે સુધી કે જ્યારે તમારામાંથી કોઈના ઉપર મોત આવી પહોંચે તો એને અમારા મોકલેલા ફરિશ્તા કબ્જામાં લઈ લે છે, અને તેઓ કોતાહી (કમી) નથી કરતા. (૬૧) પછી અલ્લાહ તરફ પહોંચાડવામાં આવશે જે તેમનો સાચો માલિક છે; સાંભળી રાખો ! હુકમ તેનો જ છે અને તે ઘણો જ જલદી હિસાબ લેનારો છે. (૬૨)*

## તફસીર :

અને અલ્લાહ તઆલાની પાસે (એટલે કે તેના કાબૂમાં) ગુપ્ત વસ્તુઓના (દરેક પ્રકારના) ખજાનાઓ છે, (તેમાં જે વસ્તુઓ જે સમયે અને જેટલા પ્રમાણમાં જોઈએ અસ્તિત્વમાં લાવે છે અને તે વસ્તુઓમાં અઝાબના પ્રકારો પણ આવી ગયા. મતલબ એ કે અન્ય કોઈને તે વસ્તુઓ ઉપર કોઈ કાબૂ નથી અને જે પ્રમાણે સંપૂર્ણ કુદરત તેની જ સાથે ખાસ છે તે જ પ્રમાણે તેનું જ્ઞાન પણ સંપૂર્ણ છે, એટલા માટે) તે ગુપ્ત ખજાનાઓને અલ્લાહ તઆલા સિવાય કોઈ નથી જાણતું અને અલ્લાહ તે બધી વસ્તુઓને પણ જાણે છે જે જમીનમાં છે અને જે સમુદ્રમાં છે અને કોઈ પાંદડું (સુદ્ધાં વૃક્ષ ઉપરથી) નથી ખરતું પરંતુ તે તેને પણ જાણે છે અને કોઈ દાણો (સુદ્ધાં) જમીનના અંધકારભર્યા ભાગમાં નથી પડતો અને ન જ કોઈ લીલી અથવા સૂકી વસ્તુ (દાખલા તરીકે ફળ વગેરે) પડે છે પરંતુ આ બધું રોશન કિતાબ (એટલે કે લવહે મહફૂઝ)માં (લખાયેલું) છે, અને તે (અલ્લાહ તઆલા) એવો છે કે રાત્રે (સૂવાના સમયે) તમારી રૂહ (સભાનાવસ્થા)ને (જેમાં તમારી સભાનતા અને જાગૃતિ સંબંધિત બધી જ ઈન્દ્રિયો એક રીતે) કબજે કરી લે છે

(એટલે કે, તેને સુષુપ્ત કરી દે છે) અને જે કંઈ તમે દિવસમાં કરો છો તેને (સંપૂર્ણ વિગત સાથે) જાણે છે, ત્યારબાદ તમને દિવસમાં જગાડીને ઉઠાડે છે જેથી (તે સૂવા–જાગવા વચ્ચેની) નક્કી સમય સીમા (દુનિયવી જિંદગીની) સંપૂર્ણ કરવામાં આવે, પછી તે જ (અલ્લાહ) તરફ (મૃત્યુ પામીને) તમારે જવાનું છે, ત્યારબાદ તમને બતાવી આપવામાં આવશે જે કંઈ તમે (દુનિયામાં) કર્યા કરતા હતા (અને તેના યોગ્ય પ્રમાણમાં બદલો અથવા સજા લાગુ પાડવામાં આવશે) અને તે જ (અલ્લાહ તઆલાની કુદરત) પોતાના બંદાઓ ઉપર (ગાલિબ છે એટલે કે, અલ્લાહ સૌના ઉપર) સર્વાધિકાર ધરાવે છે અને (હે બંદાઓ !) તમારા ઉપર (તમારા આચરણો અને જીવની) સંભાળ કરવા માટે (ફરિશ્તાઓ) મોકલે છે (જેઓ જીવનભર તમારા આચરણોને પણ જુએ છે અને તમારા પ્રાણની પણ સુરક્ષા કરે છે) અહીંયાં સુધી કે જ્યારે તમારામાંથી કોઈનું મૃત્યુ આવી પહોંચે છે તો (તે સમયે) તેની રૂહ અમારા મોકલેલા (ફરિશ્તાઓ) કબજે કરી લે છે અને કંઈ પણ ઉણપ રાખતા નથી. (બલકે, જે સમયે સુરક્ષા કરવાનો હુકમ હતો, રક્ષણ કરતા રહ્યા, જ્યારે મૌતનો હુકમ થઈ ગયો તો આ જ રક્ષકો રૂહ કબજે કરનારા ફરિશ્તાઓ સાથે મળી જાય છે) પછી સૌને પોતાના સાચા માલિકની પાસે લઈ જવામાં આવશે. સારી રીતે સાંભળી લો ! (તે સમયે) ફેંસલો અલ્લાહનો જ હશે (અને કોઈ દખલગીરી નહીં ચાલી શકે) અને તે ઘણો જ જલદી હિસાબ લઈ લેશે.

## મસ્અલા અને બોધપાઠ :

### ગુનાહોથી બચવાનો અકસીર (અસરકારક) નુસખો (ફોર્મ્યુલા) :

દુનિયાના બધા જ ધર્મોમાં ઈસ્લામની વિશેષતા અને તેની મહાનતા "તવહીદ" (માત્ર એક જ અલ્લાહ તઆલા ઈબાદતપાત્ર હોવાનો અકીદહ–એકેશ્વરવાદ)ની માન્યતા છે અને એ પણ દેખીતું છે કે, ફક્ત અલ્લાહ તઆલાની જાતને એક માત્ર અને એકલો સમજવાનું નામ તવહીદ નથી, બધી જ સિફતો અને વિશેષતાઓમાં પણ તેને એકલો અને અજોડ માનવો અને તેના સિવાય કોઈ મખ્લૂક કે સર્જનમાં તે વિશિષ્ટ સિફતો કે ખાસિયતોમાં તેનો કોઈ સમકક્ષ કે ભાગીદાર ન સમજવાને તવહીદ કહેવામાં આવે છે.

અલ્લાહ તઆલાની વિશિષ્ટ સિફતો (ખાસિયતો) જેમકે, ૧. હયાત–

જીવંત હોવું, ૨. સર્વજ્ઞ હોવું, ૩. સર્વશક્તિમાન હોવું, ૪. સઘળું સાંભળનાર, ૫. બધું જોનાર, ૬. ઈચ્છાશક્તિ, ૭. સર્જનશક્તિ, ૮. પાલનહાર હોવું વગેરે. આ બધી ખાસિયતો અને સિફતોમાં તે સંપૂર્ણ છે. તેના સિવાય કોઈ મખ્લૂક, કોઈ સર્જન આ સિફતોમાં તેના સમકક્ષ હોઈ શકતું નથી. પછી તેની સિફતોમાંથી બે સિફતો સૌથી વધારે વિશેષતા ધરાવે છે. એક જ્ઞાન અને બીજું શક્તિ, તેનું જ્ઞાન પણ દરેક ઉપસ્થિત, અનુપસ્થિત, પ્રત્યક્ષ રીતે જાહેર અથવા ગુપ્ત, મોટી વસ્તુ હોય અથવા નાની; તે સૃષ્ટિના દરેક અણુએ અણુ ઉપર સર્વાધિકાર ધરાવનાર અને છવાયેલ છે અને તેની શક્તિ પણ તે બધા ઉપર સંપૂર્ણ રીતે છવાયેલી છે. પ્રસ્તુત બે આયતોમાં આ જ બે સિફતોનું વર્ણન છે અને આ બે સિફતો એવી છે કે, જો મનુષ્ય અલ્લાહ તઆલાની આ બે વિશેષતાઓ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા ધરાવે અને હળપળે એવી સ્થિતિ પેદા કરે કે જાણે આ બે વસ્તુઓ તેની નજર સમક્ષ જ છે તો તેનાથી કોઈ ગુનોહ અથવા અપરાધ થઈ જ નથી શકતો. દેખીતું છે કે, જો કોઈ વ્યક્તિને પોતાના પ્રત્યેક આચરણ અને નિવેદન તથા ઉઠવા-બેસવામાં દરેક ડગલે ને પગલે એવી અનુભૂતિ રહે કે, એક સર્વજ્ઞ અને સર્વસત્તાધીશ, સર્વશક્તિમાન મને હરપળે નિહાળી રહ્યો છે અને મારા જાહેર તથા ગુપ્ત અને દિલના ઈરાદાઓ તથા વિચાર સુદ્ધાંથી વાકેફ છે તો આવી અનુભૂતિ ક્યારેય તેના કદમ તે સર્વસત્તાધીશ અલ્લાહ તઆલાની નાફરમાની તરફ નહીં ઉઠવા દે. એટલા માટે આ બંને આયતો મનુષ્યને સંપૂર્ણ માનવી બનાવવા અને તેના આચરણો તથા વર્તણૂકને દુરુસ્ત બનાવવા અને તેને દુરુસ્ત હોવાની હાલતમાં ટકાવી રાખવાનો અકસીર નુસખો છે.

પ્રથમ આયતમાં ફરમાવવામાં આવ્યું છે وَعِنْدَهٗ مَفَاتِحُ الْغَيْبِ لَا يَعْلَمُهَا اِلَّا هُوَ એમાં શબ્દ مَفَاتِحُ (મફાતિહ) બહુવચન છે, તેનું એકવચન مَفْتَحُ (મફતહ) અથવા مِفْتَحُ (મિફતહ) હોઈ શકે છે, જેનો અર્થ ખજાના માટે બોલવામાં આવે છે અને "મિફતહ"ને م (મીમ)ને સુષુપ્ત રાખીને પણ બોલવામાં આવે છે, જેનો અર્થ "ચાવી" થાય છે. પરંતુ શબ્દ "મફાતિહ"માં બે અર્થની શક્યતા છે, એટલા માટે અમુક વિવરણકારો અને ભાષાંતરકારોએ તેનું ભાષાંતર "ખજાનાઓ" કર્યું છે અને અમુકે "ચાવીઓ" અર્થ કર્યો છે અને બંનેનો અર્થ એક જ છે કારણ કે, ચાવીઓનો માલિક હોવાથી પણ ખજાનાનો માલિક હોવાનો અર્થ સમજી શકાય છે.

**કુર્આને કરીમની પરિભાષામાં "ઇલ્મે ગયૂબ" (ગુપ્ત બાબતોનું જ્ઞાન) ધરાવનાર હોવું અને સર્વશકિતતમાન હોવું ફકતત અલ્લાહ તઆલાની જ ખાસ સિફત છે, કોઈ મખ્લૂક તેમાં ભાગીદાર નથી :**

શબ્દ غَيْــب (ગયૂબ)નો અર્થ બે બાબતો છે; એક, જે હમણા અસ્તિત્વમાં નથી આવી અથવા અસ્તિત્વમાં તો આવી ચૂકી છે પરંતુ અલ્લાહ તબારક વ તઆલાએ તેની કોઈને જાણ થવા દીધી નથી. *(મઝહરી)*

પ્રથમ પ્રકારનું ઉદાહરણ તે તમામ પ્રકારની પરિસ્થિતિઓ અને ઘટનાઓ છે જે કયામત વિશે છે અથવા સૃષ્ટિમાં હવે પછી અસ્તિત્વમાં આવનાર ઘટનાઓ સાથે સંબંધ ધરાવે છે. દાખલા તરીકે, કોણ, ક્યારે અને ક્યાં પેદા થશે ? શું-શું કામ કરશે ? કેટલી ઉંમર હશે ? જીવનમાં કેટલા શ્વાસ લેશે ? કેટલા ડગલાં ભરશે ? ક્યાં મૃત્યુ પામશે ? ક્યાં દફન થશે ? કોને કેટલી રોઝી મળશે અને ક્યા સમયે મળશે ? વરસાદ કયા સમયે અને ક્યાં કેટલો પડશે ? વગેરે....

અને બીજા પ્રકારનું ઉદાહરણ તે ગર્ભ છે જે માતાના ઉદરમાં અસ્તિત્વમાં આવી ચૂક્યો છે પરંતુ તે કોઈને ખબર નથી કે, તે પુત્ર છે કે પુત્રી ? ખૂબસૂરત છે કે બદ્સૂરત ? નેક છે કે બુરો ? એ જ પ્રમાણે અનેક એવી વસ્તુઓ જે અસ્તિત્વમાં આવવા છતાં મખ્લૂકના જ્ઞાન અને દૃષ્ટિથી ગુપ્ત હોય છે.

عِــنْــدَهٗ مَفَــاتِــحُ الْغَيْــبِ નો અર્થ એ થયો કે, અલ્લાહની પાસે ગયૂબના ખજાનાઓ છે. તેની પાસે હોવાનો અર્થ તેના માલિકીપણા હેઠળ અને તેના કબજામાં હોવાનો છે. મતલબ એ થયો કે, ગયૂબના ખજાનાઓનું જ્ઞાન પણ તેના કબજામાં છે અને તેને અસ્તિત્વમાં લાવવું તથા તેને જાહેરમાં લાવવું પણ તેની શકિતમાં છે. ક્યારે અને ક્યાં કેટલું-કેટલું અસ્તિત્વમાં આવશે ? જેમકે કુર્આને કરીમની એક અન્ય આયતમાં પ્રસ્તુત છે وَاِنْ مِّــنْ شَیْءٍ اِلَّا عِنْدَ نَا خَزَائِنُهٗ وَمَا نُنَزِّلُهٗٓ اِلَّا بِــقَـدَرٍ مَّعْـلُـوْمٍ (૧૫ : ૨૧) એટલે કે, અમારી પાસે દરેક વસ્તુના ખજાના છે પરંતુ અમે દરેક વસ્તુને એક ખાસ પદ્ધતિથી નાઝિલ કરીએ છીએ.

ખુલાસો એ છે કે, આ વાક્યથી અલ્લાહ તઆલાની અજોડ જ્ઞાનપૂર્ણ શ્રેષ્ઠતાઓ પણ સાબિત થઈ ગઈ અને તેની અજોડ શક્તિ અને કુદરત પણ; અને એ પણ કે, તેનું જ્ઞાન સર્વત્ર, સર્વવ્યાપી છે અને તે સર્વસત્તાધીશ છે; અને આ

માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂની જ સિફત છે અને કોઈને પ્રાપ્ત નથી થઈ શકતી. આયતનો શબ્દ عِنْدَهٗ (ઈન્દહુ)ને આગળ કરીને અરબીના વ્યાકરણ પ્રમાણે આ બાબતનો ઈશારો કરવામાં આવ્યો છે, આ ઈશારાને ખુલાસા સ્વરૂપે પરિવર્તિત કરી સંપૂર્ણ રસપ્રદ શૈલીથી વર્ણન કર્યું لَا يَعْلَمُهَآ اِلَّا هُوَ એટલે કે, "તે ગયૂબના ખજાનાઓને અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી."

એટલા માટે આ વાક્યથી બે વાતો સાબિત થઈ, પ્રથમ અલ્લાહ તઆલાનું બધી જ ગયૂબની વસ્તુઓ ઉપર વર્ચસ્વ ધરાવનાર હોવું અને સઘળા જ્ઞાનની સાથે સર્વજ્ઞ હોવું અને તેનું બધી જ વસ્તુઓ ઉપર સર્વસત્તાધીશ હોવું અને એકમાત્ર માલિક હોવું છે. બીજું, અલ્લાહની જાત સિવાય કોઈ મખ્લૂક અથવા કોઈ સર્જનને આવી શક્તિ અને સામર્થ્ય પ્રાપ્ત નથી.

કુર્આનની પરિભાષામાં શબ્દ "ગયૂબ"નો જે અર્થ તફસીરે મઝહરીના હવાલા પ્રમાણે ઉપર વર્ણન થઈ ચૂક્યો છે કે, તે એવી બાબતો છે કે જે હમણા અસ્તિત્વમાં નથી આવી અથવા આવી ચૂકી છે પરંતુ હજુ સુધી કોઈ મખ્લૂક ઉપર તેની જાહેરાત નથી થઈ. જો તેને સામે રાખવામાં આવે તો ગયૂબના મસ્અલા ઉપર ઉપરછલ્લી રીતે જે-જે શંકાઓ સામાન્ય લોકોને થતી રહે છે, તે આપમેળે સમાપ્ત થઈ જાય.

પરંતુ સામાન્ય રીતે લોકો "ગયૂબ" શબ્દનો શાબ્દિક અર્થ લે છે કે, જે વસ્તુઓ આપણા જ્ઞાન અથવા દૃષ્ટિથી ઓજલ છે, ભલે બીજાઓ પાસે તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાના સાધનો ઉપલબ્ધ હોય, તેને પણ "ગયૂબ" કહેવા માંડે છે. પરિણામે પ્રકાર-પ્રકારની શંકાઓ ઉપસ્થિત થાય છે. જ્યોતિષશાસ્ત્ર جَفَر (જફર), رَمَل "રમલ" (ભૂમિતિ -એટલે કે આંકડાઓના પવિત્ર અર્થો તથા રેતીમાં લીટીઓ દોરવાનું જ્ઞાન વગેરે) અથવા હાથની રેખાઓ વગેરેથી ભવિષ્યની ઘટનાઓનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં આવે છે અથવા "કશ્ફ" અને "ઈલ્હામ" દ્વારા કોઈ વ્યક્તિને ભવિષ્યની ઘટનાઓનું જ્ઞાન થઈ જાય છે અથવા વરસાદની જાણકારી હવાઓ અને પર્યાવરણની ગતિઓના આધારે નિષ્ણાત લોકો કરે છે અને તેમાં ઘણી બધી વાતો સાચી પણ હોય છે. આ બધી વસ્તુઓ સામાન્ય લોકોની દૃષ્ટિમાં "ઈલ્મે ગયૂબ" હોય છે. એટલા માટે પ્રસ્તુત આયત ઉપર શંકા થવા લાગે છે કે, કુર્આને હકીમે તો ગયૂબનું જ્ઞાન અલ્લાહ તઆલાની જાતની

ખાસ વિશેષતા બતાવી છે અને જાહેરમાં તો એવું જોવા મળે છે કે તે અન્યોને પણ પ્રાપ્ત થઈ જાય છે.

જવાબ સ્પષ્ટ છે કે કશ્ફ, ઈલ્હામ અને વહી દ્વારા જો અલ્લાહ તઆલા પોતાના બંદાઓને કોઈ આવનાર ઘટનાની જાણકારી આપી દે તો કુર્આનની પરિભાષામાં તે ગયૂબનું જ્ઞાન ન રહ્યું. એ જ પ્રમાણે કોઈ યંત્ર અથવા માધ્યમ દ્વારા જો કોઈ જ્ઞાન પ્રાપ્ત કરી શકાય, તે પણ કુર્આનની પરિભાષાના આધારે ગયૂબનું ઈલ્મ નથી. જેમકે, વેધશાળાઓ અથવા કોઈ હકીમ-ડૉક્ટરને એવી ખબર આપવાની તક ત્યારે જ મળે છે જ્યારે કે આ ઘટનાઓની ભૌતિક સંરચનાઓ તેમની નજર સમક્ષ જાહેર થઈ જાય છે. તફાવત એટલો હોય છે કે, હમણાં તે ઘટનાઓ સામાન્યપણે સંપૂર્ણ રીતે અસ્તિત્વમાં નથી આવી, પરંતુ યંત્ર દ્વારા કુશળ નિષ્ણાતો સમક્ષ તે જાહેર થઈ જાય છે. સામાન્ય લોકો તેનાથી બેખબર હોય છે અને જ્યારે આ ભૌતિક સંરચનાઓ સંપૂર્ણ થવા માંડે છે, ત્યારે તે સામાન્ય રીતે અસ્તિત્વમાં આવે છે. એ જ કારણ છે કે, વેધશાળાઓ મહિના-બેમહિના પછી થનાર વરસાદ (કે વાવાઝોડા)ની ખબર આજે નથી આપી શકતા. કારણ કે, હજુ તે વરસાદ કે હવામાનની ભૌતિક સંરચનાઓ અસ્તિત્વમાં નથી આવી. એ જ પ્રમાણે કોઈ હકીમ અથવા ડૉક્ટર વર્ષ-બે વર્ષ પહેલાં ખાધેલી અથવા વર્ષ-બે વર્ષ પછી ખાવામાં આવનાર દવા અથવા ખોરાક વગેરેની જાણકારી આજે તપાસીને નથી બતાવી શકતો. કારણ કે, તેની કોઈ અસર સામાન્ય રીતે નાડી કે શરીર ઉપર વર્તાવાની નથી.

ખુલાસો એ છે કે, આ બધી વસ્તુઓ એવી છે કે કોઈ વસ્તુ અને નિશાની જોઈને તેના અસ્તિત્વની જાણકારી આપવામાં આવે છે અને જ્યારે તેની નિશાનીઓ અને પ્રભાવો તથા ભૌતિક સંરચનાઓ જાહેર થઈ જાય છે તો હવે તે ગયૂબની પરિભાષામાં સામેલ ન રહ્યું બલકે, તે બાબત પ્રત્યક્ષ સામે આવી ગઈ. અલબત્ત, તેની નિશાનીઓ હજુ સંપૂર્ણ ન હોવાના કારણે બિલકુલ સામાન્ય રીતે તેને નિહાળી શકાતી નથી. જ્યારે તે સંપૂર્ણ ભૌતિક રચના પૂર્ણ કરી લેશે તો સામાન્ય સ્વરૂપે અસ્તિત્વમાં પણ આવી જશે.

એના સિવાય તે બધી વસ્તુઓથી પ્રાપ્ત થનારી જાણકારી સર્વ કાંઈ હોવા પછી પણ ફક્ત અનુમાન અને અંદાજાનું જ સ્વરૂપ ધરાવે છે, જે જ્ઞાન જેને

વિશ્વાસ અને યકીન સાથે અસ્તિત્વમાં આવશે એવું કહેવામાં આવે છે તે તેમાંથી કોઈ વસ્તુ દ્વારા કોઈને પ્રાપ્ત નથી થતી. એ જ કારણ છે કે, આ ખબરો ખોટી પડવાની પણ અસંખ્ય ઘટનાઓ રોજબરોજ બનતી રહે છે.

રહ્યું જ્યોતિષશાસ્ત્ર વગેરેનું જ્ઞાન; તો તેમાં જે જ્ઞાન આંકડાકીય ગણતરીઓ અને હિસાબોથી સંલગ્ન છે, તેનું જ્ઞાન તો એક જ્ઞાન છે પરંતુ તે ગયૂબ નથી. જેમકે, હિસાબ લગાવીને કોઈ એવું કહે કે, આજે પાંચ વાગીને એકતાળીસ મિનિટે સૂર્યોદય થશે અથવા ફલાણા મહિનાની ફલાણી તારીખે ચંદ્રગ્રહણ અથવા સૂર્યગ્રહણ થશે. દેખીતું છે કે, આ એક ગણતરીના આધારે અવકાશી પદાર્થોની ગતિનો હિસાબ લગાવીને સમય નક્કી કરવામાં આવે છે, આ એવું જ છે જેમકે, આપણે હવાઈ જહાજની ઍરપૉર્ટ ઉપર અથવા ગાડીની રેલવેના કોઈ પ્લેટફોર્મ અથવા સ્ટેશન ઉપર પહોંચવાની ખબર આપીએ છીએ, તે ઉપરાંત જ્યોતિષ વગેરેની જે જાણકારીઓ પ્રાપ્ત કરવાનો દા'વો કરવામાં આવે છે તે ધોકો આપવા સિવાય કશું નથી. સો જૂઠી વાતોમાંથી એકાદ વાત સાચી પડી જાય તો તે ભવિષ્યનું જ્ઞાન નથી.

ગર્ભમાં પુત્ર છે કે પુત્રી ? તે બાળક કાળું છે કે ગોરું ? કેટલું જીવશે ? ક્યારે મરશે ? વગેરે.... વિશે પણ ઘણા બધા જાણકારો કહ્યા કરે છે પરંતુ અનુભવ સાક્ષી છે કે, તે પણ માત્ર અનુમાન અને અંદાજો જ છે, ચોક્કસ નથી અને સોમાંથી બે–ચાર સાચું પડી જાય તો તે એક સ્વાભાવિક બાબત છે અને તેને ભવિષ્ય કે ગયૂબની જાણકારી સાથે કોઈ સંબંધ નથી.

[હા ! જ્યારે એક્ષરે (રૅડિયોલૉજીકલ યંત્રો) વગેરેનું સંશોધન થયું, તો અમુક લોકોનો વિચાર હતો કે, તેના દ્વારા ગર્ભ પુરુષ અથવા સ્ત્રી હોવાની જાણકારી પ્રાપ્ત થાય છે પરંતુ ગર્ભના શરૂઆતના તબક્કામાં મશીનો એ નક્કી નથી કરી શકતા કે, ગર્ભ પુરુષ છે કે સ્ત્રી ? ઉપરાંત રૅડિયોલૉજી ગર્ભ માટે અત્યંત નુકસાનકારક પણ છે. જો કે, ગર્ભના છેલ્લા તબક્કામાં ટેક્નીકલ યંત્રોની સહાયતાથી પુરુષ કે સ્ત્રી હોવાનો અંદાજો લગાવવામાં આવે છે, તે પણ સંપૂર્ણ સો ટકા જ સાચું છે એવું ડૉક્ટર પણ સર્ટિફિકેટ આપતા નથી કારણ કે, અમુક વખતે તે ખોટું પણ સાબિત થાય છે અને શરૂઆતના ગર્ભાધાનના તબક્કામાં આ બાબતની જાણકારી પાપ્ત ન થતી હોવાના કારણે તે ઈસ્લામના ઈલ્મે ગયૂબની

વિચારસરણીથી કોઈ રીતે ટકારાતી નથી. ઉપરાંત ગર્ભમાંનું સંતાન કાળું છે કે ગોરું, કેટલું જીવશે ? ક્યારે મરશે ? વગેરેની જાણકારી અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી.]

ખુલાસો એ છે કે, જે વસ્તુઓ કુર્આનની વ્યાખ્યામાં ગયૂબ છે તેનું જ્ઞાન અલ્લાહ તઆલા સિવાય કોઈને નથી અને જે વસ્તુઓનું ઈલ્મ લોકોને અથવા અમુક યંત્રો કે માધ્યમો દ્વારા પ્રાપ્ત થઈ જાય છે, તે વાસ્તવમાં ગયૂબ નથી. જો કે, સામાન્ય રીતે જાહેર ન થવાના કારણે લોકો તેને ગયૂબ સમજી બેસે છે.

એ જ રીતે કોઈ રસૂલ અથવા નબીને વહી દ્વારા અથવા કોઈ વલીને કશ્ફ તથા ઈલ્હામ દ્વારા જે ગયૂબની અમુક બાબતોનું જ્ઞાન આપવામાં આવે છે તો એ હવે ગયૂબની સીમાઓમાંથી બહાર નીકળી ગયું, તેને કુર્આનની પરિભાષામાં ગયૂબના બદલે, اَنۡبَاءُ الۡغَيۡبِ (અંબાઉલ ગયૂબ) કહેવામાં આવે છે. જેમકે, અનેક આયતોમાં પ્રસ્તુત છે تِلۡكَ مِنۡ اَنۡبَآءِ الۡغَيۡبِ نُوۡحِيۡهَا اِلَيۡكَ (૧૧ : ૪૯) એટલા માટે પ્રસ્તુત આયતમાં لَا يَعۡلَمُهَآ اِلَّا هُوَ એટલે કે, “ગયૂબના ખજાનાઓને અલ્લાહ સિવાય કોઈ નથી જાણતું,” તેમાં કોઈ શંકા કે અપવાદની સંભાવના નથી.

આ વાક્યમાં તો અલ્લાહ જલ્લ શા'નુહૂની વિશેષ સિફત બતાવવામાં આવી છે કે, તે "આલિમુલ ગયૂબ" છે, દરેક ગયૂબને જાણે છે. ત્યાર પછીના વાક્યોમાં ગયૂબથી વિપરીત પ્રકારનું જ્ઞાન એટલે કે, જે પ્રત્યક્ષ સ્વરૂપે ઉપસ્થિત વસ્તુઓ છે તે જ્ઞાનનો ઉલ્લેખ થયો છે કે, આ વસ્તુઓના જ્ઞાનમાં પણ અલ્લાહ જલ્લ શા'નુહૂની વિશેષતા એ છે કે, તેનું જ્ઞાન સર્વવ્યાપી અને સર્વત્ર છવાયેલ છે. એક રજકણ પણ તેના જ્ઞાનથી બાકાત નથી. ઈરશાદ ફરમાવ્યો કે, “તે જાણે છે દરેક તે વસ્તુને જે જમીનમાં છે અને જે વસ્તુ સમુદ્રમાં છે અને કોઈ પાંદડું વૃક્ષ ઉપરથી નથી ખરતું કે તેનું જ્ઞાન તેને ન હોય. એ જ પ્રમાણે કોઈ દાણો જે જમીનના અંધકારયુક્ત ભાગમાં પડ્યો રહે તે પણ તેના જ્ઞાનમાં છે અને દરેક લીલી-સુકી (વસ્તુ અને) સમગ્ર સૃષ્ટિના અણુએ-અણુ તેના જ્ઞાનમાં સમાયેલા છે અને લવહે મહફૂઝમાં લખવામાં આવ્યું છે.”

ખુલાસો એ છે કે, ઈલ્મ વિશે બે વસ્તુઓ અલ્લાહ તઆલાની

વિશેષતાઓમાંથી છે, જેમાં કોઈ ફરિશ્તો, કોઈ રસૂલ, કોઈ મનુષ્ય કે અન્ય મખ્લૂક તેનો ભાગીદાર નથી; અને તે છે, એક, ઈલ્મે ગયૂબ અને બીજું, સમગ્ર અસ્તિત્વ ધરાવતી વસ્તુઓનું સર્વવ્યાપી સર્વત્ર છવાયેલ જ્ઞાન, જે જ્ઞાનથી એક અણુ સુદ્ધાં પણ બાકાત નથી. પ્રથમ આયતમાં આ જ બંને ખાસ અને વિશિષ્ટ સિફતોનું વર્ણન એ પ્રકારે ઈરશાદ ફરમાવવામાં આવ્યું કે, તેના પ્રથમ વાક્યમાં પ્રથમ ખાસિયતનું વર્ણન છે. عِنْدَهٗ مَفَاتِحُ الْغَيْبِ لَا يَعْلَمُهَا اِلَّاهُوَ અને પછીના વાક્યોમાં સમગ્ર સૃષ્ટિ અને દરેક મોજૂદ અસ્તિત્વ ધરાવનાર વસ્તુઓનું સર્વત્ર સર્વવ્યાપી છવાયેલ ઈલ્મનું વર્ણન એ રીતે કરવામાં આવ્યું કે, પ્રથમ ઈરશાદ થયો, وَيَعْلَمُ مَافِى الْبَرِّ وَالْبَحْرِ એટલે કે, "અલ્લાહ તઆલા જ જાણે છે દરેક તે વસ્તુઓને જે જમીનમાં છે અને સમુદ્રમાં છે." તેનો ભાવાર્થ સમગ્ર કાઈનાત અને દરેક અસ્તિત્વ ધરાવનાર પદાર્થ છે, જેમકે સવાર–સાંજનો શબ્દ કહીને સમગ્ર વિશ્વ તથા પૂર્વ અને પશ્ચિમનો શબ્દ કહીને સમગ્ર પૃથ્વી અર્થ તરીકે લેવામાં આવે છે. એ જ પ્રમાણે જમીન અને સમુદ્ર તથા પહાડો અને નદીઓ કહીને સમગ્ર દુનિયાની બધી જ અસ્તિત્વ ધરાવતી વસ્તુઓ અર્થમાં લેવામાં આવે છે. એનાથી જાણ થાય છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂનું ઈલ્મ સર્વવ્યાપી અને સર્વત્ર છવાયેલ છે.

આગળ તેની વધારે સ્પષ્ટતા વિગતવાર એ રીતે વર્ણન થઈ છે કે, અલ્લાહ તઆલાનું જ્ઞાન સમગ્ર સૃષ્ટિ ઉપર માત્ર એ રીતે છવાયેલું નથી કે, મોટી–મોટી વિશાળ વસ્તુઓનું તેને જ્ઞાન હોય બલકે, દરેક નાનામાં નાની ગુપ્ત વસ્તુ પણ તેના જ્ઞાનમાં છે. ફરમાવ્યું, وَمَا تَسْقُطُ مِنْ وَّرَقَةٍ اِلَّا يَعْلَمُهَا એટલે કે, "સમગ્ર વિશ્વમાં વૃક્ષનું કોઈ પાંદડું નથી ખરતું જે તેના જ્ઞાનમાં ન હોય," તેનો અર્થ એ છે કે, દરેક વૃક્ષનું દરેક પાંદડું ખરતાં પહેલાં, ખરતી વખતે અને ખર્યા પછી તેના જ્ઞાનમાં છે. તે જાણે છે કે, દરેક પાંદડું જે વૃક્ષ ઉપર લાગેલું છે, તે કેટલી વખતે ઊલટું–સીધું થશે ? ક્યારે અને ક્યાં ખરશે ? અને પછી તે કઈ કઈ પરિસ્થિતિમાંથી પસાર થશે ? ખરવાનું વર્ણન કદાચ એટલા માટે કરવામાં આવ્યું છે કે, તેની તમામ પરિસ્થિતિ તરફ ઈશારો થઈ જાય. કારણ કે, ઝાડથી પાંદડું ખરવું તેના અસ્તિત્વની અને વનસ્પતિ જીવનની અંતિમ ઘડી છે. અંતિમ હાલતનું વર્ણન કરીને તેના અસ્તિત્વની સમગ્ર પરિસ્થિતિઓ તરફ ઈશારો કરવામાં આવ્યો છે.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, وَلَا حَبَّةٍ فِى ظُلُمٰتِ الْاَرْضِ એટલે કે, દરેક તે દાણો જે જમીનની ઊંડાઈઓમાં અને અંધારામાં ગમે ત્યાં પડ્યો હોય તે પણ તેના જ્ઞાનમાં છે. પ્રથમ વૃક્ષના પાંદડા ખરવાનું વર્ણન કર્યું, જે સામાન્ય રીતે નજર સામે ખરતું હોય છે. ત્યારબાદ દાણાનું વર્ણન કર્યું, જેને ખેડૂત જમીનમાં વાવે છે અથવા આપોઆપ કોઈ જમીનની ઊંડાઈઓમાં અને અંધારામાં દબાઈ જાય છે. ત્યારબાદ ફરી સમગ્ર સૃષ્ટિ ઉપર અલ્લાહ તઆલાના ઈલ્મનો સર્વાધિકાર હોવાની તથા લીલા અને સુક્કાના વિષયનું વર્ણન કરીને ફરમાવ્યું કે, "આ બધી વસ્તુઓ અલ્લાહ તઆલા નજીક "કિતાબે મુબીન" (લવહે મહફૂઝ)માં લખવામાં આવી છે." કિતાબે મુબીનનો અર્થ અમુક વિવરણકારોના મતે લવહે મહફૂઝ છે અને અમુકે ફરમાવ્યું કે, તેનો અર્થ "ઈલ્મે ઈલાહી" (અલ્લાહ તઆલાનું જ્ઞાન) છે અને એને "કિતાબે મુબીન" દ્વારા એટલા માટે ઓળખાવવામાં આવ્યું કે, જે રીતે કોઈ લખેલી વસ્તુ સુરક્ષિત રહી જાય છે તેમાં કોઈ ભૂલભાલ થવાની શક્યતા હોતી નથી. એ જ પ્રમાણે અલ્લાહ જલ્લ શા'નુહૂના આ સર્વત્ર સર્વવ્યાપી છવાયેલ સર્વાધિકારી અને સર્વાંગ સંપન્ન જ્ઞાન કાઈનાતના અણુએ અણુ ઉપર ફક્ત અનુમાન આધારિત નહીં, પરંતુ ચોક્કસ વિશ્વાસ સાથે છવાયેલ છે.

કુર્આન મજીદની ઘણી આયતો એ બાબતની સાક્ષી છે કે, આ પ્રકારનું સર્વવ્યાપી ઈલ્મ જેમાં વિશ્વનો કોઈ અણુ અથવા કોઈ પરિસ્થિતિ બાકાત ન હોય, એ ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂની જાત સાથે જ ખાસ છે. સૂરએ લુકમાનમાં છે,

اِنَّهَا اِنْ تَکُ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ فَتَكُنْ فِىْ صَخْرَةٍ اَوْفِى السَّمٰوٰتِ اَوْفِى
الْاَرْضِ يَاْتِ بِهَا اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ لَطِيْفٌ خَبِيْرٌ ○

*"જો કોઈ દાણો રાઈ સમાન હોય, પછી તે પથ્થર(ના જિગર-ભીતર)માં પેવસ્ત થઈ (સમાઈ) જાય તો આસમાનોમાં અથવા જમીનમાં ક્યાંય પણ હોય, કોઈપણ સ્થળે હોય, અલ્લાહ તઆલા તે બધાને ભેગું કરી લેશે. બેશક ! અલ્લાહ તઆલા ગૂઢ (હિકમતવાળો) અને દરેક વસ્તુથી જાણકાર છે."*

*(સૂરહ : ૩૧, આયત : ૧૬)*

આયતુલ કુરશીમાં છે કે,

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يُحِيْطُوْنَ بِشَيْءٍ مِّنْ عِلْمِهٖٓ اِلَّا بِمَا شَآءَ

*"અલ્લાહ તઆલા સમગ્ર મનુષ્યોની આગલી અને પાછલી બધી જ પરિસ્થિતિઓથી વાકેફ છે અને બધા મનુષ્યો મળીને તેના જ્ઞાનમાંથી કોઈ એક વસ્તુનો પણ (તાગ) મેળવી નથી શકતા, (હા ! પરંતુ) ફક્ત એટલા ઈલ્મને કે જે અલ્લાહ તઆલા કોઈને આપવા ઈચ્છે." (સૂરહ : ૨, આયત : ૨૫૫)*

لَا يَعْزُبُ عَنْ رَّبِّكَ مِنْ مِّثْقَالِ ذَرَّةٍ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ

*"એક રજકણ બરાબર પણ કોઈ વસ્તુ જમીન અને આસમાનમાં તમારા પરવરદિગારના જ્ઞાનથી અલગ નથી." (સૂરહ : ૧૦, આયત : ૬૧)*

અને સૂરએ તલાકમાં છે,

وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَيْءٍ عِلْمًا ط

*"અલ્લાહ તઆલાનું જ્ઞાન દરેક વસ્તુ ઉપર છવાયેલું છે." (સૂ. ૬૫ : આ. ૧૨)*

એ જ પ્રમાણે આ વિષય વિવિધ આયતોમાં જુદા-જુદા મથાળા હેઠળ આવ્યો છે. ખુલાસો એ છે કે, આ આયતોમાં ખૂબ સ્પષ્ટ રીતે ખુલ્લમ-ખુલ્લું એ વર્ણન થયું છે કે, ગય્બનું ઈલ્મ (જેને કુર્આનમાં ગય્બ કહેવામાં આવે છે અને જેનું વિવરણ ઉપર વર્ણન થઈ ચૂક્યું છે) અથવા સમગ્ર સૃષ્ટિના ઈલ્મ ઉપર સર્વાધિકાર સાથે છવાઈ જવું માત્ર અલ્લાહ જલ્લ શા'નુહૂની જ એક વિશિષ્ટ ખાસિયત (સિફત) છે. કોઈ ફરિશ્તો, કોઈ રસૂલ કે અન્ય કોઈના ઈલ્મને આ પ્રમાણે સમગ્ર સૃષ્ટિ ઉપર "મુહીત" (સર્વવ્યાપી) અને છવાયેલ સમજવું ઈસાઈઓની જેમ ખુદાનો દરજ્જો આપવા સમાન છે અને તેને અલ્લાહ તઆલાના સમકક્ષ ઠરાવવા જેવું છે, જે કુર્આનની પરિભાષા પ્રમાણે શિર્ક છે. સૂરએ શૂરામાં શિર્કની આ જ વાસ્તવિકતાને આ રીતે વર્ણન કરવામાં આવી છે.

تَاللّٰهِ اِنْ كُنَّا لَفِىْ ضَلَالٍ مُّبِيْنٍ ٥ اِذْ نُسَوِّيْكُمْ بِرَبِّ الْعٰلَمِيْنَ ٥

*"કયામતના દિવસે મુશ્રિકો કહેશે કે, સાચે જ અમે સખત ગુમરાહીમાં હતા કે તમને (એટલે કે મૂર્તિઓને) રબ્બુલ આલમીનના સમકક્ષ ઠરાવતા હતા." (સૂરહ : ૨૬, આયત : ૯૭-૯૮)*

નિઃશંક ! અલ્લાહ તઆલાએ પોતાના અંબિયા (અલૈ.)ને અને વિશેષરૂપે હઝરત ખાતમુન્નબિય્યિન ﷺને ગયૂબની હજારો-લાખો વસ્તુઓનું જ્ઞાન અર્પણ કર્યું છે અને બધા ફરિશ્તાઓ અને અંબિયાઓથી વધારે અર્પણ કર્યું છે. પરંતુ એ દેખીતું છે કે, અલ્લાહ તઆલાની સમકક્ષ કોઈનું જ્ઞાન નથી અને ન જ હોઈ શકે છે, અલ્લાહ ન ચાહે જો કોઈ એવી માન્યતા ધરાવે છે તો એ રસૂલે કરીમ ﷺના સન્માનમાં તે ગુલૂ (અતિશયોક્તિ) થશે જે રીતે કે ખ્રીસ્તીઓએ એવી માન્યતા અપનાવી કે રસૂલને ખુદા સમકક્ષ ઠરાવી દીધા અને તેનું નામ જ શિર્ક છે. (નઊઝુબિલ્લાહ.)

અહીંયાં સુધી પ્રથમ આયતનું વર્ણન હતું, જેમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની જ્ઞાનની સિફતની વિશેષતાઓનો ઉલ્લેખ છે કે, તે દરેક ગયૂબ અને ઉપસ્થિત તથા સૃષ્ટિના દરેક અણુએ અણુ ઉપર છવાયેલું છે અને વર્ચસ્વ ધરાવે છે. બીજી આયતમાં એ જ પ્રમાણે અલ્લાહ તઆલાની શક્તિની સિફત સર્વશક્તિમાન હોવાની છે તથા તેની કુદરતનું વર્ણન છે, જે ફક્ત તેની જાત માટે જ ખાસ છે. ઈરશાદ છે, وَهُوَ الَّذِىْ يَتَوَفّٰكُمْ بِالَّيْلِ وَيَعْلَمُ مَا جَرَحْتُمْ بِالنَّهَارِ ثُمَّ يَبْعَثُكُمْ فِيْهِ لِيُقْضٰىٓ اَجَلٌ مُّسَمًّى એટલે કે, અલ્લાહ તઆલા દરેક રાતમાં મારી રૂહને એક પ્રકારે કબજે કરી લે છે, પછી સવારમાં જગાડીને ઉઠાડે છે, જેથી તમારી નક્કી ઉંમર પૂરી કરી આપે પછી જ્યારે દિવસમાં જે કંઈ કરતા રહો છો તે બધું તેની જાણકારીમાં છે. એ અલ્લાહ તઆલાની જ સંપૂર્ણ શક્તિ છે કે, મનુષ્યને જીવાડવાનો, મારવાનો અને મૃત્યુ પછી ફરી સજીવન કરવાનો એક નમૂનો દરરોજ લોકો સામે આવતો રહે છે. હદીષમાં ઊંઘને મોતનો ભાઈ ઠરાવ્યો છે. એ વાસ્તવિકતા છે માણસની ઊંઘની કે તેની તમામ સભાનાવસ્થાને તે સુષુપ્ત કરી દે છે, જેમકે મોત.

આ આયતમાં અલ્લાહ તઆલાએ ઊંઘ અને ફરી ઉઠવાનું ઉદાહરણ રજૂ કરીને મનુષ્યને એ બાબતની ચેતવણી આપી છે કે, જે પ્રમાણે દરરોજ રાત્રે અને દરરોજ સવારમાં દરેક વ્યક્તિ વ્યક્તિગત રીતે મૃત્યુ પામીને પુનઃ સજીવન થવાનું એક પ્રકારના ઉદાહરણનો પ્રત્યક્ષ અનુભવ કરે છે, એ જ પ્રમાણે સમગ્ર વિશ્વના સામૂહિક મૃત્યુ અને ફરી સામૂહિક જીવનને સમજી લો, જેને કયામત કહેવામાં આવે છે. જે જાત તેના ઉપર કાબૂ ધરાવે છે તેની સંપૂર્ણ કુદરતથી તે પણ કોઈ

દૂરની વાત નથી. એટલા માટે અંતિમ આયતમાં ફરમાવ્યું, ثُمَّ اِلَيۡهِ مَرۡجِعُكُمۡ ثُمَّ يُنَبِّئُكُمۡ بِمَا كُنۡتُمۡ تَعۡمَلُوۡنَ એટલે કે, "ફરી તમને અલ્લાહ તઆલા તરફ જ પાછા વળીને જવાનું છે, ત્યારબાદ તે તમને બતાવી આપશે જે આચરણ તમે કર્યા કરતા હતા." તેનો અર્થ એ છે કે, દરેક આચરણનો હિસાબ થશે, પછી તેના ઉપર સજા અથવા બદલો નક્કી થશે.

ત્રીજી આયતમાં આ વિષયની વિસ્તૃત વિગત એ પ્રમાણે વર્ણન કરવામાં આવી છે કે, અલ્લાહ તઆલા પોતાના બધા બંદાઓને વશમાં રાખવાની શક્તિ પણ ધરાવે છે. જ્યાં સુધી તેને તે વ્યક્તિને જીવતો રાખવાનું મંજૂર હોય છે ત્યાં સુધી સુરક્ષા કરનારા ફરિશ્તાઓ તેના રક્ષણ માટે મોકલી આપે છે. કોઈની મજાલ નથી કે તેને નુકસાન પહોંચાડે અને જ્યારે કોઈ બંદાનો જિંદગીનો નક્કી સમય પૂરો થઈ ચૂકે છે તો આ જ રક્ષણ કરનાર ફરિશ્તાઓ તેની મૌતનું માધ્યમ બની જાય છે અને હવે તેની મૌતના કારણો ઉપલબ્ધ કરાવવામાં જરા પણ ઉણપ રાખતા નથી અને પછી મૃત્યુ પછી મા'મલો પૂર્ણ નથી થઈ જતો બલકે رُدُّوۡۤا اِلَى اللّٰهِ એટલે કે, પુનઃ સજીવન થઈને ફરી પાછા અલ્લાહ તઆલા પાસે હાજર કરવામાં આવશે. આ સ્થળે ન્યાયધીશોના ન્યાયાધીશની સામે રજૂ થઈને સમગ્ર જિંદગીભરના આચરણોના હિસાબનો વિચાર કરવામાં આવે તો કોની મજાલ છે કે તે સફળ થઈ શકે અને અઝાબથી બચી નીકળે. એટલા માટે તેની સાથે જ ઈરશાદ ફરમાવ્યો, اِلَى اللّٰهِ مَوۡلٰهُمُ الۡحَقِّ એટલે કે, અલ્લાહ તઆલા ફક્ત ન્યાયાધીશ અને શાસક જ નથી, તે પોતાના બંદાઓનો માલિક પણ છે જે દરેક પરિસ્થિતિમાં તેમની સહાયતા પણ કરતો રહે છે. ત્યારબાદ ફરમાવ્યું اَلَا لَهُ الۡحُكۡمُ "બેશક ! ફૈસલો અને હુકમ ફક્ત તેનો જ છે." અહીંયાં એ વિચાર આવી શકતો હતો કે, એક જાત અને અબજો મનુષ્યોની પૂરે-પૂરી જિંદગીનો હિસાબ તે કઈ રીતે નિપટાવશે ? એટલા માટે ત્યાર પછી ફરમાવ્યું, وَهُوَ اَسۡرَعُ الۡحَاسِبِيۡنَ એટલે કે, અલ્લાહ તઆલાના કાર્યોને પોતાના કાર્યો પ્રમાણે અનુમાનિત કરવા માત્ર અજ્ઞાનતા છે, તે ઘણો જ જલદી સઘળો હિસાબ પૂર્ણ કરી લેશે.

————————

————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૬૩-૬૪)

قُلْ مَنْ يُّنَجِّيْكُمْ مِّنْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ تَدْعُوْنَهٗ تَضَرُّعًا وَّ خُفْيَةً ۚ لَئِنْ اَنْجٰنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿٦٣﴾ قُلِ اللّٰهُ يُنَجِّيْكُمْ مِّنْهَا وَمِنْ كُلِّ كَرْبٍ ثُمَّ اَنْتُمْ تُشْرِكُوْنَ ﴿٦٤﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! તમને જંગલના અંધારાઓથી અને દરિયાના અંધારાઓથી કોણ બચાવી લાવે છે એવા વખતે કે તમે તેને કરગરીને પોકારો છો અને છાના-છાના કે જો અમને આ બલા (સંકટ)થી બચાવી લે તો અલબત્ત અમે અવશ્ય અહેસાન માનીશું. (૬૩) તમે કહી આપો ! અલ્લાહ તમને એનાથી બચાવે છે અને દરેક કઠણાઈથી; તો પણ તમે શિર્ક કરો છો ? (૬૪)*

## તફસીર :

(હે નબી ﷺ ! આ લોકોને) તમે કહી આપો કે તે કોણ છે જે તમને જમીન અને સમુદ્રના અંધકારો (એટલે કે વિપત્તિઓ)માંથી એ હાલતમાં છુટકારો અપાવી દે છે કે તમે તેને (છુટકારો મેળવવા માટે) પોકારો છો (ક્યારેક) કરગરીને અને (ક્યારેક) છાના-છાના (અને એવું કહો છો) કે (હે અલ્લાહ) જો તું અમને આ (અંધકારો)થી (હવે) છુટકારો અપાવી દે તો (પછી) અમે જરૂર સત્ય માર્ગ ઉપર (કાયમ) રહેનારાઓમાંથી બની જઈશું, (અને તારી તવહીદની માન્યતા ધરાવનાર બની જઈશું અને આ સવાલનો આ જ જવાબ નક્કી છે અને એટલા માટે લોકો પણ એના સિવાય કોઈ બીજો જવાબ નહીં આપે, આથી) તમે (જ) કહી આપો કે અલ્લાહ તઆલા જ તમને તેનાથી છુટકારો અપાવે છે (જ્યારે પણ તમને છુટકારો મળે છે) અને (આ પ્રસ્તુત અંધકારોની શું વિશેષતા છે ? બલકે) દરેક તકલીફથી (તે જ છુટકારો અપાવે છે પરંતુ); તમે (એવા છો કે) એમ છતાં (છુટકારો મેળવી લીધા પછી ફરી પાછા) શિર્ક કરવા લાગો છો (જે આગલી હરોળનું જૂઠ છે અને તમે વાયદો તો સત્ય ઉપર ચાલવાનો કર્યો હતો, મતલબ એ કે, આપત્તિઓના સમયે તમે તવહીદ ઉપર ચાલવાનો ઈકરાર કર્યો

હતો અને તે ઈકરારથી તવહીદની માન્યતા સત્ય હોવાનું સાબિત થઈ જાય છે, પછી તેમાં ઈન્કાર શા માટે કરો છો ?).

## મસ્અલા અને બોધપાઠ :

### અલ્લાહ તઆલાના જ્ઞાન અને તેની શકિતના કેટલાક નમૂના :

પાછળની આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂના જ્ઞાન અને શક્તિના લક્ષણો અને તેના બેનમૂન વિસ્તારને વર્ણન કરવામાં આવ્યો હતો. પ્રસ્તુત આયતોમાં આ જ જ્ઞાન અને શક્તિના અમુક ચિહ્નો અને દશ્યોને વર્ણન કરવામાં આવ્યા છે.

પ્રથમ આયતમાં શબ્દ ظُلُمَات (જુલુમાત) "અંધકારો" એ ظُلْمَةٌ (જુલ્મતુન)નું બહુચવન છે, જેનો અર્થ છે "અંધકાર" ظُلُمَاتِ الْبَرِّ وَالْبَحْرِ નો અર્થ "જમીન અને સમુદ્રના અંધકારો" છે અને કારણ કે, અંધકારોના વિવિધ પ્રકારો હોય છે. રાતનો અંધકાર, ઘટાદાર વાદળોનો અંધકાર, વંટોળિયા અને ધૂમાડાઓનો અંધકાર અને સમુદ્રના તળિયાનો અંધકાર વગેરે, આ બધા અંધકારોને સામેલ કરવા માટે શબ્દ ظُلُمَات (જુલુમાત) બહુવચનનો ઉપયોગ થયો છે.

જો કે, મનુષ્યના સૂવા અને આરામ કરવા માટે અંધકાર પણ એક નેઅ્મત છે, પરંતુ સામાન્ય પરિસ્થિતિમાં માણસનું કામ પ્રકાશથી જ ચાલે છે અને અંધકાર લગભગ બધા કામોને સ્થગિત કરી દે છે. ઉપરાંત તે ઘણી બધી આપત્તિઓ અને મુશ્કેલીઓનું કારણ પણ બની જાય છે. એટલા માટે અરબના પ્રખ્યાત રૂઢિપ્રયોગમાં શબ્દ ظُلُمَات (જુલુમાત) આપત્તિઓ, મુસીબતો અને તકલીફો માટે બોલવામાં આવે છે. આ આયતમાં પણ જમહૂર વિવરણકારોએ આ જ અર્થ વર્ણન કર્યો છે.

આ આયતનો મતલબ એ થયો કે, અલ્લાહ જલ્લ શા'નુહૂએ મક્કાના મુશ્રિકોને ચેતવણી આપવા અને તેમના ખોટા કૃત્યો ઉપર તેમને ખબરદાર કરવા માટે રસૂલે કરીમ ﷺને હુકમ આપ્યો કે, તેઓ તેમને એ સવાલ કરે કે, જમીન અને સમુદ્રની મુસાફરીમાં જ્યારે પણ તેઓ કોઈ મુસીબતમાં ફસાઈ જાય છે અને તે સમયે બધી મૂર્તિઓને ભૂલીને ફક્ત અલ્લાહ તઆલાને પોકારે છે, ક્યારેક

જાહેરમાં કાકલૂદી કરીને પોતાના લાચારી અને ઝિલ્લતનો સ્વીકાર કરે છે અને ક્યારેક મનમાં ને મનમાં તેનો એકરાર કરે છે કે, આ મુસીબતથી તો અલ્લાહ સિવાય કોઈ જ બચાવી નહીં શકે અને આ વિચાર સાથે એ વાયદો પણ કરે છે કે, જો અલ્લાહ તઆલાએ આ આપત્તિમાંથી છુટકારો અપાવી દીધો તો અમે તેનો આભાર માની સત્યનું સંશોધન કરી તે માર્ગ ઉપર ચાલવાને જ પોતાનો જીવનધ્યેય બનાવી લઈશું. એટલે કે, અલ્લાહ તઆલાના આભાર માનનારા બની જઈશું, તેને જ પોતાનો કાર્યસાધક માનીશું, તેના સિવાય કોઈ અન્યને તેનો ભાગીદાર નહીં ઠરાવીએ. એટલા માટે કે, જ્યારે અમારી મુસીબતમાં કોઈ કામ ન લાગ્યું તો અમે તેમનો પૂજાપાઠ શા માટે કરીએ ? હવે તમે તેમને પૂછો કે, આ પરિસ્થિતિમાં કોણ તેમને મુસીબત અને આપત્તિથી છુટકારો અપાવે છે, કારણ કે તેમનો જવાબ નક્કી છે અને ખબર જ છે કે, તેઓ તે બાબતનો ઈન્કાર નથી કરી શકતા કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ મૂર્તિ અથવા કોઈ દેવતા એવી પરિસ્થિતિમાં તેમના કામ નહીં આવે. એટલા માટે બીજી આયતમાં પોતે અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે, આપ ﷺ કહી આપો કે, અલ્લાહ તઆલા જ તમને તે મુસીબતથી છુટકારો અપાવશે. બલકે, તમારી દરેક તકલીફો અને આપત્તિઓ તથા અસંતોષને તે જ દૂર કરશે. પરંતુ આ બધી ખુલ્લી નિશાનીઓ હોવા છતાં પણ જ્યારે તમને છુટકારો અને આરામ પ્રાપ્ત થઈ જાય છે તો તમે ફરી પાછા શિર્કમાં રાચવા માંડો છો અને મૂર્તિઓની પૂજાપાઠમાં લાગી જાઓ છો. આ કેવી ગદ્દારી અને ખતરનાક પ્રકારની અજ્ઞાનતા છે !?

આ બંને આયતોમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ કુદરતનું વર્ણન પણ છે કે, દરેક માનવીને દરેક આપત્તિ અને મુસીબતથી છુટકારો અપાવવા માટે તે પોતાની સંપૂર્ણ શક્તિ ધરાવે છે અને એ પણ કે, દરેક પ્રકારની આપત્તિ અને મુસીબત તથા તકલીફો દૂર કરવી ફક્ત અલ્લાહ તઆલાના જ હાથમાં છે અને એ પણ કે, આ એક એવી ઉઘાડી વાસ્તવિકતા અને માર્ગદર્શન છે કે, સમગ્ર જીવન મૂર્તિઓ અને દેવતાઓની પૂજા કરનારા અને તેને પોકારનારા પણ જ્યારે કોઈ આપત્તિમાં સપડાય જાય છે, ત્યારે તે સમયે ફક્ત અલ્લાહ તઆલાને જ પોકારે છે અને તેના તરફ જ કેન્દ્રિત થઈ જાય છે.

**ઇબ્રત (બોધપાઠ) :**

મુશ્રિકોનો આ પ્રકારનો વ્યવહાર તેમની ગદ્દારીના સંદર્ભમાં કેટલો મોટો અપરાધ છે ! પરંતુ આપત્તિ પડવાના સમયે ફક્ત અલ્લાહ તઆલા તરફ ધ્યાન કેન્દ્રિત કરીને વાસ્તવિકતાનો સ્વીકાર કરવો આપણા મુસલમાનો માટે પણ એક ખૂબ ઈબ્રત અને બોધપાઠ લેવાનો પ્રસંગ છે કે, આપણામાંથી ઘણા અલ્લાહ તઆલા ઉપર ઈમાન રાખવા છતાં મુસીબતોના સમયે પણ અલ્લાહ તઆલાને યાદ નથી કરતા બલકે, તેમનું સમગ્ર ધ્યાન ભૌતિક સરસામાનમાં ગુમ થઈને રહી જાય છે. આપણે જો કે, મૂર્તિઓ અથવા કાલ્પનિક બૂતોને તો પોતાનો કાર્યસાધક નથી સમજતા પરંતુ આ ભૌતિક સરસામાન તથા કારણો અને યંત્રો પણ આપણા માટે મૂર્તિઓથી ઓછા નથી, જેની ચિંતામાં મોટે ભાગે એવા ગુમ થઈ જઈએ છીએ કે અલ્લાહ તઆલા અને તેની સંપૂર્ણ કુદરત તરફ ધ્યાન કેન્દ્રિત કરતા નથી.

**આપત્તિઓ અને મુસીબતોનો વાસ્તવિક ઇલાજ :**

આપણામાંથી ઘણા દરેક બીમારીમાં ફક્ત ડૉક્ટરો અને દવાઓને તથા દરેક વાવાઝોડાઓ અને પૂરની પરિસ્થિતિમાં ફક્ત ભૌતિક પદાર્થોને પોતાનો કાર્યસાધક સમજીને તેની ફિકરમાં એવા ગુમ થઈ જાય છે કે, સમગ્ર સૃષ્ટિના માલિક તરફ ધ્યાન સુદ્ધાં આપતા નથી. જ્યારે કે, કુર્આને કરીમમાં વારંવાર સ્પષ્ટ રીતે આ ઉલ્લેખ છે કે, દુનિયાની આપત્તિઓ અને મુસીબતો સામાન્ય રીતે મનુષ્યોના દુષ્કૃત્યોના પરિણામે અને આખિરતની શિક્ષાનો હલકો નમૂનો માત્ર હોય છે અને તેના આધારે આ આપત્તિઓ મુસલમાનો માટે એક પ્રકારની રહમત હોય છે કે તેના દ્વારા ગફલતમાં પડેલ માનવીને ચોંકાવવામાં આવે છે, જેથી તે હજુ પણ પોતાના દુષ્કૃત્યોની સમીક્ષા કરી તેનાથી બચવાની ચિંતામાં લાગી જાય અને આખિરતની મોટી અને સખત સજાથી સુરક્ષિત રહે. આ વિષય માટે કુર્આને કરીમે ઈરશાદ ફરમાવ્યો,

وَلَنُذِيقَنَّهُمْ مِّنَ الْعَذَابِ الْاَدْنٰى دُوْنَ الْعَذَابِ الْاَكْبَرِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ○

*"અમે લોકોને થોડા અઝાબ(નો નમૂનો) દુનિયામાં ચખાડી આપીએ છીએ, (આખિરતના) મોટા અઝાબથી પહેલાં; જેથી તે પોતાની ગફલત અને બુરાઈઓથી પાછો વળે."* *(સૂ. ૩૨ : આ. ૨૧)*

કુર્આને કરીમમાં એક અન્ય આયતમાં ઈરશાદ છે,

وَمَا اَصَا بَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ اَيْدِيْكُمْ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ (شوریٰ)

*"જે મુસીબતો તમને પહોંચે છે, તે તમારા દુષ્કૃત્યોના પરિણામે છે અને ઘણા દુષ્કૃત્યોને અલ્લાહ તઆલા મા'ફ કરે છે." (સૂ. ૪૨ : આ. ૩૦)*

આ આયતના વર્ણનમાં રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

*"કસમ છે તે જાતની જેના કબજામાં મારા પ્રાણ છે કે, કોઈ મનુષ્યને જો કોઈ લાકડીથી મા'મૂલી ઉઝરડો થાય છે અથવા ચાલવામાં કોઈ ડગલું ડગમગી જાય છે અથવા કોઈ નસમાં પીડા થાય છે, આ બધું કોઈ ગુનાહોનો પ્રભાવ હોય છે અને જે ગુનાહ અલ્લાહ તઆલા મા'ફ ફરમાવે છે, તે ઘણા બધા છે."*

બયઝાવી (રહ.)એ ફરમાવ્યું કે, "તેનો અર્થ એ છે કે, અપરાધીઓ અને ગુનેહગારોને જે બીમારીઓ અને મુસીબતો પડે છે તે બધું ગુનાહોના પ્રભાવો હોય છે અને જે લોકો ગુનાહોથી માસૂમ અથવા સુરક્ષિત છે, તેમની બીમારીઓ અને આફતો તેમની સબ્ર અને સહનશીલતાની પરીક્ષા તથા જન્નતમાં ઉચ્ચ દરજ્જાઓ અર્પણ કરવા માટે હોય છે."

ખુલાસો એ છે કે, સામાન્ય મનુષ્ય જો ગુનાહોથી ખાલી ન હોય અને એવા સમયે તેમને જે કંઈ પણ બીમારીઓ, આપત્તિઓ, મુસીબતો કે તકલીફો અને પરેશાનીઓ આવે છે તે બધું ગુનાહોના પરિણામે અને તેના પ્રભાવ સ્વરૂપે હોય છે.

આથી એ પણ જાણ થઈ કે, બધી મુસીબતો અને પરેશાનીઓનો અને દરેક પ્રકારની આપત્તિઓ અને આફતોનો અસલી અને વાસ્તવિક ઈલાજ એ છે કે, અલ્લાહ તબારક વ તઆલા તરફ કેન્દ્રિત થઈ તેના શરણમાં જવું જોઈએ. દરેક વ્યક્તિ પાછલા ગુનાહોથી મા'ફી માંગી હવે પછી તેનાથી બચવાનો પાકો નિર્ધાર કરે અને અલ્લાહ તઆલા પાસે જ તે આપત્તિઓ દૂર થવાની દુઆ કરે.

તેનો એ અર્થ નથી કે, ભૌતિક કારણો જેમકે દવા, ઈલાજ અને મુસીબતોથી બચવા માટેની ભૌતિક યુક્તિઓ બધી બેકાર છે. બલકે, મતલબ એ છે કે, વાસ્તવિક કાર્યસાધક તો અલ્લાહ તઆલાને જ સમજે અને ભૌતિક

કારણોને પણ તેનું ઇનામ સમજીને ઉપયોગ કરે કે, બધા કારણો અને મશીનો તેણે જ પેદા કર્યા છે અને તેણે જ અર્પણ કરેલ નેઅ્મતો છે અને તેના હુકમ અને ઇચ્છાના તા'બે રહીને મનુષ્યની સેવા કરે છે. આગ, હવા, પાણી, માટી અને દુનિયાની સમગ્ર શક્તિઓ બધી અલ્લાહના ફરમાનના તા'બે છે. તેના ઇરાદા વિના ન તો આગ સળગાવી શકે છે, ન પાણી આગ બુઝાવી શકે છે, ન કોઈ દવા લાભ પહોંચાડી શકે છે અને ન જ કોઈ ખોરાક નુકસાન પહોંચાડી શકે છે. મવલાના રૂમી ઘણું સરસ કહે છે,

خاک وباد وآب وآتش بندہ اند     با من وتو مردہ، باحق زندہ اند

પાણી, આગ, હવા, માટી બધા જ અલ્લાહના બંદાઓ છે.
મારા-તમારા સામે મુરદા (મરેલ) સમાન છે, પરંતુ અલ્લાહની સામે જીવંત છે.

અનુભવ સાક્ષી છે કે, જ્યારે મનુષ્ય અલ્લાહ તઆલાથી ગાફેલ થઈને ફક્ત ભૌતિક સરસામાન પાછળ પડી જાય છે, તો જેમ-જેમ આ સામાન વધતો જાય છે, આપત્તિઓ અને મુસીબતો પણ વધતી જાય છે.

مرض بڑھتا گیا جوں جوں دوا کی

જેમ-જેમ ઇલાજ વધતો ગયો, બીમારીમાં વધારો થતો ગયો !

વ્યક્તિગત રીતે પણ કોઈ દવા અથવા કોઈ ઇન્જૅક્શનનું કોઈ સમયે લાભદાયક સાબિત થવું અથવા ભૌતિક યુક્તિઓનું સફળ થઈ જવું ગફલત અને ગુનાહની સાથે પણ શક્ય છે, પરંતુ જ્યારે સામૂહિક સ્વરૂપે સમગ્ર મખ્લૂકની પરિસ્થિતિની સમીક્ષા કરવામાં આવે તો આ બધી વસ્તુઓ નિષ્ફળ હોવાનું દશ્યમાન થાય છે. આધુનિક યુગમાં મનુષ્યને રાહત પહોંચાડવા અને તેની મુસીબતોને દૂર કરવા માટે કેવા-કેવા યંત્રો અને સામાન શોધવામાં આવ્યા છે અને ઉત્પન્ન કરવામાં આવી રહ્યા છે કે, જે આજથી પચાસ વર્ષ પહેલાંના મનુષ્યને તેની કલ્પનામાં પણ કે ખ્વાબો-ખયાલમાં પણ ન આવી શકતું હતું. બીમારીઓના ઇલાજ માટે નવી-નવી અસરકારક દવાઓ અને જાત-જાતના ઇન્જૅક્શનો, મોટા-મોટા નિષ્ણાત ડૉક્ટરો, અનેક ઠેકાણે દવાખાનાઓ.... આ બધું કોણ નથી જાણતું કે આજથી ૫૦-૬૦ વર્ષ પહેલાંનો માનવી આ બધાથી વંચિત હતો, પરંતુ સામૂહિક પરિસ્થિતિની સમીક્ષા કરવામાં આવે તો આ યંત્રો અને સામાનથી

વંચિત માનવી એટલો બીમાર અને કમજોર ન હતો જેટલો આજનો મનુષ્ય બીમારીઓનો શિકાર છે. એ જ પ્રમાણે આજે સામાન્ય ચેપી રોગની જે પ્રકારે જાત-જાતની રસીઓ ઉપલબ્ધ છે, આફતોથી માનવીને બચાવવા માટે આગ બુઝાવનારા અગ્નિશમન દળો છે, મુસીબતના સમયે તાત્કાલિક ખબર આપી તાત્કાલિક (ઈમરજન્સી) સહાયના માધ્યમો ઉપલબ્ધ છે, પરંતુ જેટલો-જેટલો આ ભૌતિક સર-સામાન વધતો જાય છે, માનવી આપત્તિઓ અને આફતોનો શિકાર પહેલાંથી વધારે બનતો જાય છે, તેનું કારણ એ સિવાય કંઈ નથી કે, અગાઉના યુગમાં સૃષ્ટિના સર્જનહારથી ગફલત અને ખુલ્લી નાફરમાની એટલી ન હતી જેટલી આજે જોવા મળે છે. તેઓ રાહતના સામાનને અલ્લાહનું ઈનામ સમજીને તેનો આભાર માની તેનો ઉપયોગ કરતા હતા અને આજનો માનવી બળવો કરી તેનો ઉપયોગ કરવા ઈચ્છે છે. એટલા માટે રાહત અને આરામનો સામાન પણ તેને આપત્તિઓથી નથી બચાવી શકતો.

ખુલાસો એ છે કે, મુસલમાનોએ મુશ્રિકોના આ કિસ્સાથી ઈબ્રત અને બોધપાઠ ગ્રહણ કરવો જોઈએ કે, આપત્તિઓના સમયે એ પણ અલ્લાહને જ યાદ કરતા હતા. મો'મિનોનું કામ એ છે કે, પોતાની બધી જ મુસીબતો અને આપત્તિઓ દૂર કરવા માટે ભૌતિક સરસામાન તથા યુક્તિઓથી વધારે અલ્લાહ તઆલાના શરણમાં જાય, નહિતર પરિણામ એ જ આવશે જેનો રોજ-બરોજ અનુભવ થતો રહે છે કે, દરેક પ્રકારની યુક્તિઓ અને તદ્‌બીરો સામૂહિક સ્વરૂપે ઊલટી પડે છે. પૂરને રોકવા માટે અને તેના નુકસાનથી બચવા માટે હજારો યુક્તિઓ કરવામાં આવે છે પરંતુ પૂર આવે છે, વારંવાર આવે છે, બીમારીઓના ઈલાજ માટે નવી-નવી તદ્‌બીરો કરવામાં આવે છે, પરંતુ બીમારીઓ રોજ-બરોજ વધતી જ જાય છે. ચીજ-વસ્તુઓની કમી દૂર કરવા માટે હજારો યુક્તિઓ અમલમાં લાવવામાં આવે છે અને તે ઉપરછલ્લી રીતે અસરકારક હોવાનું પણ પૂરવાર થાય છે, પરંતુ સામૂહિક સ્વરૂપે પરિણામ એ હોય છે કે ફુગાવો રોજ-બરોજ વધતો જ જાય છે. ચોરી, લૂંટફાટ, અપહરણ, લાંચ-રૂશવત, કાળા બજારને રોકવા માટે કેટલાય ભૌતિક હલ આજે દરેક સરકારો અમલમાં લાવે છે, પરંતુ હિસાબ લગાવો તો દરરોજ આ અપરાધોમાં વધારો જ થતો નજરે પડે છે. કાશ ! આજનો માનવી ફક્ત વ્યક્તિગત રીતે

ઉપરછલ્લી રીતે નફા-નુકસાનની વ્યાખ્યાથી ઉપર ઉઠીને પરિસ્થિતિની સમીક્ષા કરે તો એનાથી સાબિત થઈ જશે કે, સામૂહિક રીતે આપણી ભૌતિક યુક્તિઓ નિષ્ફળ છે બલકે, આપણી આપત્તિઓમાં વધારો કરે છે. પછી આ કુર્આનના બતાવેલા ઈલાજ ઉપર દૃષ્ટિપાત કરે કે, આપત્તિઓથી બચવા માટે ફક્ત એક જ માર્ગ છે કે, સૃષ્ટિના સર્જનહાર તરફ કેન્દ્રિત થવામાં આવે અને તેના શરણમાં જવામાં આવે. ભૌતિક યુક્તિઓ પણ તેણે અર્પણ કરેલ નેઅ્મતો સ્વરૂપે ઉપયોગ કરવામાં આવે, તેના સિવાય શાંતિ અને સલામતીનો અન્ય કોઈ માર્ગ નથી.

-----------

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૬૫-૬૬-૬૭)

قُلْ هُوَ الْقَادِرُ عَلَىٰٓ اَنْ يَّبْعَثَ عَلَيْكُمْ عَذَابًا مِّنْ فَوْقِكُمْ اَوْ مِنْ تَحْتِ اَرْجُلِكُمْ
اَوْ يَلْبِسَكُمْ شِيَعًا وَّيُذِيْقَ بَعْضَكُمْ بَاْسَ بَعْضٍ ؕ اُنْظُرْ كَيْفَ نُصَرِّفُ الْاٰيٰتِ
لَعَلَّهُمْ يَفْقَهُوْنَ ﴿۶۵﴾ وَكَذَّبَ بِهٖ قَوْمُكَ وَهُوَ الْحَقُّ ؕ قُلْ لَّسْتُ عَلَيْكُمْ بِوَكِيْلٍ ﴿۶۶﴾
لِكُلِّ نَبَاٍ مُّسْتَقَرٌّ ؗ وَّسَوْفَ تَعْلَمُوْنَ ﴿۶۷﴾

### તરજુમો :

*(હે નબી ﷺ !) તમે કહી આપો ! તેને જ શક્તિ છે એ બાબત ઉપર કે તમારા ઉપર અઝાબ મોકલે ઉપરથી અથવા તમારા પગો નીચેથી, અથવા તમને વિવિધ જૂથો બનાવીને ભિડાવી દે અને અમુકને અમુકની લડાઈ(ની મજા) ચખાડે, જુઓ ! કેવી કેવી રીતે અમે આયતોને વર્ણન કરીએ છીએ જેથી તેઓ સમજી જાય ! (૬૫) અને તેને તમારી કોમે જૂઠું બતાવ્યું જ્યારે કે તે સત્ય છે, તમે કહી આપો કે હું તમારા ઉપર ચોકીદાર (દારોગો) નથી. (૬૬) દરેક ખબરનો એક સમય નિશ્ચિત છે અને નિકટ છે કે તેને જાણી લેશો. (૬૭)*

### તફસીર :

(હે નબી ﷺ !) તમે (એવું પણ) કહી આપો કે, (જે પ્રમાણે તે રબ્બે કરીમ છુટકારો અપાવવા ઉપર શક્તિ ધરાવે છે, એ જ પ્રમાણે) તેના ઉપર પણ

તે જ (અલ્લાહ તઆલા) શક્તિ ધરાવે છે કે તમારા ઉપર (તમારા કુફ્ર અને શિર્કના કારણે) કોઈ અઝાબ તમારી ઉપર(ની બાજુએ)થી મોકલે (જેમકે, પથ્થર અથવા હવા અથવા તોફાની વરસાદ) અથવા તમારા પગો નીચે (જે જમીનમાં છે, તેમાં)થી (જાહેર કરી આપે, જેમકે ધરતીકંપ અથવા જમીનમાં ધસી જવું અને તે અઝાબના કારણો તો અલ્લાહ સિવાય કોઈના અધિકારમાં નથી, ક્યારેક-ક્યારેક આ બધું પણ થશે, ભલે દુનિયામાં થાય કે આખિરતમાં) અથવા તમને (આ જ હેતુસર વિવિધ) જૂથો બનાવી સૌને (પરસ્પર) ટકરાવી આપે (એટલે કે લડાવે) અને તમારા એકને બીજાની લડાઈ (દ્વારા મજા) ચખાડે (અને તેના અધિકારમાં આ આફતોના કારણો છે કે તે બધી આફતો ભેગી કરી આપે, મતલબ કે દુનિયાનો છુટકારો અને અઝાબમાં સપડાવું બંને તેના કાબૂમાં છે, હે મુહમ્મદ ﷺ !) આપ જુઓ તો ખરા, અમે કેવી(-કેવી) રીતે (તવહીદની) દલીલોને વિવિધ પાસાંઓ દ્વારા વર્ણન કરીએ છીએ (કે), કદાચ તે (લોકો) સમજી જાય અને અલ્લાહ તઆલા અઝાબ આપવા ઉપર શક્તિ ધરાવે છે અને (કુફ્ર અને શિર્કના કારણે અઝાબ થવાનું જાણતા હોવા છતાં) તમારી કોમના લોકો (કુરૈશ અને અરબો પણ) એ (અઝાબ)ને જૂઠાડે છે (અને તેના અસ્તિત્વમાં ન આવવાની માન્યતા ધરાવે છે) જ્યારે કે તે નિશ્ચિત (અસ્તિત્વમાં આવનાર) છે (અને એને સાંભળી લો કે, તે એવું કહી શકે છે કે ક્યારે આવશે ? તો) તમે (એવું) કહી આપો કે, હું તમારા ઉપર (અઝાબ આવવા માટેની ખબર રાખનાર) વકીલ નથી (કે મને વિસ્તૃત જાણકારી હોય અથવા મારા અધિકારમાં હોય અલબત્ત), દરેક ખબરને (દલીલપૂર્વક) અસ્તિત્વમાં આવવાનો એક સમય (અલ્લાહની જાણકારીમાં નક્કી) છે અને જલદી જ તમને જાણ થઈ જશે (કે આ અઝાબ આવ્યો).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં અલ્લાહ જલ્લ શા'નુહૂનું વિશાળ જ્ઞાન અને અજોડ શક્તિના એ પ્રભાવનું વર્ણન પ્રસ્તુત હતું કે, દરેક મનુષ્યની દરેક આપત્તિ માત્ર તે અલ્લાહ જલ્લ શા'નુહૂ જ દૂર કરી શકે છે અને આપત્તિના સમયે જે તેને પોકારે છે અલ્લાહ તઆલાની સહાય તે પોતાની દૃષ્ટિ સમક્ષ જૂએ છે. કારણ કે, આ સમગ્ર સૃષ્ટિ ઉપર તેનો સંપૂર્ણ કાબૂ છે અને સમગ્ર સર્જન (મખ્લૂક) ઉપર સંપૂર્ણ

કૃપા પણ કરે છે. તેના સિવાય ન કોઈ આવો સંપૂર્ણ કાબૂ ધરાવે છે અને ન જ સમગ્ર સર્જન ઉપર દયા અને કૃપા.

પ્રસ્તુત આયતોમાં અલ્લાહ તઆલાની સંપૂર્ણ શક્તિના બીજા પાસાનું વર્ણન કરવામાં આવ્યું છે. જેમકે અલ્લાહ તઆલાની શક્તિમાં છે કે, કોઈ અઝાબ અથવા કોઈ આપત્તિ અથવા કોઈ ઘણી મોટી આફત હોય, તે તેને ટાળી શકે છે. એ જ પ્રમાણે તે એવી શક્તિ પણ ધરાવે છે કે, જ્યારે કોઈ વ્યક્તિ અથવા વર્ગને તેનાથી બળવો કરવાની સજા અને શિક્ષા આપવા ઈચ્છે છે તો દુનિયાના શાસકો અને સત્તાધીશો જેમ ન તો તેને કોઈ પોલીસ કે ફોજની આવશ્યકતા છે અને ન જ કોઈ સહાયકની જરૂરિયાત. આ વિષયને આ રીતે વર્ણન કરવામાં આવ્યો, هُوَ الْقَادِرُ عَلٰٓى اَنْ يَّبْعَثَ عَلَيْكُمْ عَذَابًا مِّنْ فَوْقِكُمْ اَوْمِنْ تَحْتِ اَرْجُلِكُمْ اَوْ يَلْبِسَكُمْ شِيَعًا એટલે કે, અલ્લાહ તઆલા એવી શક્તિ પણ ધરાવે છે કે, તમારા ઉપર કોઈ અઝાબ મોકલી દે, તમારા ઉપરથી અથવા તમારા પગો નીચેથી અથવા તમને વિવિધ પક્ષોમાં વહેંચીને પરસ્પર ભિડાવી દે અને એકનો બીજાના હાથે અઝાબમાં નાશ કરી આપે.

**અલ્લાહ જલ્લ શા'નુહૂના અઝાબના ત્રણ પ્રકારો :**

અલ્લાહ જલ્લ શા'નુહૂના અઝાબના ત્રણ પ્રકારોનો ઉલ્લેખ છે, પ્રથમ જે ઉપરની દિશાએથી આવે, બીજો જે નીચેથી આવે અને ત્રીજો જે વિવિધ વર્ગોમાં પરસ્પર વિવાદ ઊભો થાય. પછી શબ્દ عَذَابًا (અઝાબન)ને આ સ્થળે અરબી વ્યાખ્યા પ્રમાણે تَنْوِيْن (તનવીન–Nunnation) સાથે نَكِرَهْ (નક્રહ–Indefinite Noun) લાવીને એ બાબતે ચેતવણી આપી દીધી છે કે, આ ત્રણે પ્રકારોમાં પણ વિવિધ પ્રકારો અને પેટા સ્વરૂપો હોઈ શકે છે.

વિવરણકારોએ કહ્યું છે કે, ઉપરથી આવનાર અઝાબના ઉદાહરણો અગાઉ થઈ ચૂકેલી ઉમ્મતોમાં ઘણા બધા જોવા મળે છે. જેમકે, હઝરત નૂહ (અલૈ.)ની કૌમ ઉપર વરસાદનું સખત પૂર આવ્યું અને "આદ" કૌમ ઉપર હવાનું તોફાન થોપવામાં આવ્યું અને હઝરત લૂત (અલૈ.)ની કૌમ પર ઉપરથી પથ્થર વરસાવવામાં આવ્યા, બની ઈસ્રાઈલ ઉપર લોહી અને દેડકાં વગેરે વરસાવવામાં આવ્યા, "અસ્હાબે ફીલ" (હાથીવાળાઓ) ઉપર જ્યારે તેમણે

મક્કા ઉપર આક્રમણ કર્યું ત્યારે પક્ષીઓ દ્વારા તેમના ઉપર એવી કાંકરીઓ વરસાવવામાં આવી કે, તે બધા ખાધેલા ભૂસા (અને લોટ) જેવા બનીને રહી ગયા.

આ જ પ્રમાણે નીચેથી આવનાર અઝાબમાં પણ અગાઉ થઈ ચૂકેલી કૌમોમાં વિવિધ સ્વરૂપો થઈ ચૂક્યા છે. હઝરત નૂહ (અલૈ.)ની કૌમ ઉપર તો ઉપરથી વરસાદનું તોફાન સાથે-સાથે નીચેના અઝાબમાં જમીનમાંથી પાણી ફૂટવાની શરૂઆત થઈ હતી. મતલબ કે, ઉપર અને નીચેથી બંને અઝાબમાં એકી સાથે સપડાય ગયા અને ફિરઔનની કૌમને પગો નીચેથી આવનાર અઝાબથી ડૂબાડી દેવામાં આવ્યા, કારૂનને પણ પોતાના ખજાના સહિત અઝાબમાં પકડી લીધો અને જમીનમાં ધસાવી દીધો.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), મુજાહિદ (રહ.) અને તફસીરના ઈમામોએ ફરમાવ્યું છે કે, “ઉપરના અઝાબોનો અર્થ એ છે કે જાલિમ બાદશાહ અને અત્યાચારી નિર્દયી સત્તાધીશ થોપી દેવામાં આવે અને નીચેના અઝાબનો અર્થ એ છે કે પોતાના નોકર, ગુલામ અને સેવકો અથવા પોતાના હાથ નીચેના કર્મચારીઓ બેવફા, ગદ્દાર, કામચોર અને અપ્રામાણિક ભેગા થઈ જાય.”

રસૂલે કરીમ ﷺના અમુક ફરમાનોથી પણ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની આ તફસીરને સમર્થન મળે છે. મિશ્કાત શરીફમાં શોઅ્બુલ ઈમાનમાં બયહકીના હવાલાથી રસૂલે કરીમ ﷺનો આ ઈરશાદ નકલ થયો છે, كَمَا تَكُوْنُوْنَ يُوَمَّرُ عَلَيْكُمْ એટલે કે, “તમારા આચરણો જેવા ભલા અથવા ખરાબ હશે, એવા જ શાસકો અને સત્તાધીશો તમારા ઉપર થોપવામાં આવશે. જો તમે નેક અને અલ્લાહ તઆલાના ફરમાંબરદાર હશો તો તમારા શાસકો અને સત્તાધીશો પણ દયાળુ અને ન્યાયપ્રિય હશે અને તમે દુરાચારી હશો તો તમારા શાસકો પણ નિર્દયી અને અત્યાચારી થોપી દેવામાં આવશે.” મશ્હૂર કહેવત છે, اَعْمَا لُكُمْ عُمَّا لُكُمْ તેનો આ જ અર્થ છે.

મિશ્કાતમાં અબી નઈમથી રિવાયત થઈ છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

*“અલ્લાહ તઆલા ફરમાવે છે કે, હું અલ્લાહ છું, મારા સિવાય કોઈ મઅ્બૂદ*

*(પૂજાપાત્ર) નથી. હું બધા બાદશાહોનો માલિક અને બાદશાહ છું, બધા બાદશાહોના દિલો મારા હાથમાં છે, જ્યારે મારા બંદાઓ મારી ઈતાઅત (આજ્ઞાપાલન) કરે છે તો હું તેમના બાદશાહો અને અધિકારીઓના દિલોમાં તેમની લાગણી અને દયા નાંખી આપું છું અને જ્યારે મારા બંદા મારી નાફરમાની કરે છે તો હું તેમના સત્તાધિકારીઓના દિલ તેમના માટે કઠણ કરી આપું છું અને તેમને દરેક પ્રકારનો બુરો અઝાબ ચખાડું છું. એટલા માટે તમે સત્તાધિકારીઓ અને શાસકોને બુરું કહેવામાં પોતાનો વખત ન વેડફો, બલકે અલ્લાહ તઆલાના શરણમાં જાઓ અને પોતાના આચરણની સુધારણાની ચિંતામાં લાગી જાઓ, જેથી તમારા કાર્યો ઠીક કરી આપું."*

એ જ રીતે અબૂદાવુદ અને નસઈમાં હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

*"જ્યારે અલ્લાહ તઆલા કોઈ અમીર અથવા સત્તાધીશનું ભલું ઈચ્છે છે તો સારો પ્રધાન અને સારો નાયબ આપે છે અને જો અમીરથી કોઈ ભૂલ થઈ જાય તો તેને યાદ અપાવે છે અને જ્યારે અમીર સાચું કામ કરે તો તેની સહાય કરે છે અને જ્યારે કોઈ સત્તાધિકારી અથવા અમીર માટે કોઈ બુરાઈ નક્કી થઈ ગઈ હોય તો ખરાબ આદમીઓને તેમના પ્રધાનો અને તાબા હેઠળના લોકો બનાવી આપવામાં આવે છે." (હદીષ)*

આ રિવાયતો અને પ્રસ્તુત આયતની તફસીરનો ખુલાસો એ છે કે, મનુષ્યને જે તકલીફો અને આપત્તિઓ પોતાના શાસકો તરફથી પહોચે છે, તે ઉપરથી આવનારો અઝાબ છે અને જે પોતાના તાબા હેઠળના કર્મચારીઓ દ્વારા પહોંચે છે, તે નીચેથી આવનારો અઝાબ છે. આ બધી કોઈ અચાનક બનેલી ઘટનાઓ નથી હોતી, બલકે અલ્લાહના એક કાનૂન અનુસાર મનુષ્યના આચરણની સજા હોય છે. હઝરત સુફિયાન ષૌરી (રહ.)એ ફરમાવ્યું કે, "જ્યારે મારાથી કોઈ ગુનોહ થઈ જાય છે તો હું તેનો પ્રભાવ પોતાના નોકર.... અને પોતાની સવારીના ઘોડા અને ભાર ઉઠાવનારા ગધેડાના સ્વભાવમાં અનુભવ કરવા લાગું છું કે, તે બધા મારી નાફરમાની કરવા લાગે છે." મવલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું કે,

خلق رابا تو چنیں بدخو کنند تا ترا ناچار روآں سُو کنند

મખ્લૂક (સઘળા સર્જન)ને તારી સાથે ખોટો વ્યવહાર કરનારી બનાવી દે છે,
જેથી તું મજબૂર થઈને તેના તરફ ચહેરો કરે.

એટલે કે, અલ્લાહ તઆલા દુનિયામાં તમારા ઉપરી અધિકારીઓ અથવા તમારા હાથ નીચેના કર્મચારીઓ દ્વારા તમને સ્વભાવ વિરુદ્ધ તકલીફ આપીને વ્યવહારમાં જાહેર અઝાબ તમારા ઉપર થોપીને વાસ્તવમાં તમારા વલણને પોતાના તરફ ફેરવી દેવા ઈચ્છે છે. જેથી તમે ચેતી જાઓ અને પોતાના અમલોને ઠીકઠાક કરીને આખિરતના મહાન અઝાબથી બચી જાઓ.

ખુલાસો એ છે કે, હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)ની તફસીર પ્રમાણે સત્તાધિકારીઓના અત્યાચાર તથા બળજબરી એ ઉપરથી આવનારો અઝાબ છે અને હાથ નીચેના કર્મચારીઓની અપ્રામાણિકતા, કામચોરી, ગદ્દારી એ નીચેથી આવનારો અઝાબ છે. આ બંનેનો ઈલાજ એક જ છે કે, સૌ પોત–પોતાના આચરણોની સમીક્ષા કરે અને અલ્લાહ તઆલાની નાફરમાની અને ખોટા માર્ગથી અટકી જાય તો અલ્લાહ પોતે એવી પરિસ્થિતિ પેદા કરી આપશે કે આ આપત્તિઓ દૂર થઈ જશે, નહિતર ફક્ત ભૌતિક યુક્તિઓ દ્વારા તેની સુધારણાની આશા રાખવી ફક્ત પોતાની જાતને ધોકો આપવા સિવાય કંઈ નથી, જેનો અનુભવ હરપળે થતો રહે છે.

خویش را دیدیم و در رسوائی خویش امتحانِ ما مکن اے شاہ بیش

મારી જાત અને (મારા અમલોને લઈ) થતી બદનક્ષી મેં સગી આંખોએ જોઈ લીધી,
હે બાદશાહ ! હવે મારી વધુ પરીક્ષા ન લે.

ઉપર અને નીચેના અઝાબના જે વિવિધ વિવરણો તમે હમણા વાંચ્યા, વાસ્તવમાં તે બધામાં કોઈ વિરોધાભાસ નથી. કારણ કે, શબ્દ عَذَابًا (અઝાબન) જે આ આયતમાં આવ્યો છે, ખરી રીતે તે આ બધી જ તફસીરો ઉપર છવાયેલો છે. આસમાનથી વરસનારા પથ્થર, લોહી, આગ અને પાણીનું પૂર તથા અત્યાચારી સત્તાધીશોનો જુલમ અને બળજબરી, આ બધું ઉપરથી આવનારા અઝાબમાં સામેલ છે અને જમીનમાં તિરાડ પડી તેમાં કોઈ કૌમનું ધસી જવું અથવા જમીનથી પાણી ઊભરીને તેમાં ડૂબી જવું અથવા હાથ નીચેના

કર્મચારીઓ કે સેવકો દ્વારા કોઈ મુસીબતમાં ફસાઈ જવું, આ બધા નીચેથી આવનારા અઝાબ છે.

ત્રીજા પ્રકારના અઝાબનું જે આયતમાં વર્ણન થયું છે તે اَوۡيَلۡبِسَكُمۡ شِيَعًا છે; એટલે કે, તમારા વિવિધ પક્ષો બનાવીને તમને પરસ્પર ભિડાવી આપવામાં આવે અને પરસ્પર એકબીજાના માટે તેઓ અઝાબ બની જાય. તેમાં શબ્દ يَلۡبِسَكُمۡ (યલ્બિસકુમ્) એ لُبۡسَ (લુબ્સ)થી બન્યો છે, જેનો વાસ્તવિક અર્થ "છુપાવી લેવું" અથવા "ઢાંકી લેવું" થાય છે અને એ જ કારણે લિબાસ તે કપડાંને કહેવામાં આવે છે જે માનવીના શરીરને ઢાંકી લે છે અને એ જ કારણે اِلۡتِبَاسۡ (ઈલતિબાસ)નો "શંકા" અથવા "શંકાસ્પદ" અર્થ તરીકે ઉપયોગ થાય છે. જ્યારે કોઈ વાક્ય અથવા વર્ણન સંદિગ્ધ અર્થવાળું હોય અને ખુલ્લું ન હોય, ત્યાં તેનો ઉપયોગ થાય છે.

અને શબ્દ شِيَعَ (શિય-અ) એ شِيۡعَةٌ (શી-અતુન)નું બહુવચન છે, જેનો અર્થ છે કોઈના અનુયાયી અથવા તાબે'દાર. કુર્આનમાં وَاِنَّ مِنۡ شِيۡعَتِهٖ لَاِبۡرٰهِيۡمَ (૩૭ : ૮૩) અને નૂહ (અલૈ.)ના નકશે કદમ ઉપર ચાલનારા છે ઈબ્રાહીમ (અલૈ.); અને ઈબ્રાહીમ (અલૈ.) નૂહ (અલૈ.)ના નકશે કદમ ઉપર ચાલનારા છે. એટલા માટે રૂઢિપ્રયોગ અને કહેવતમાં શબ્દ شِيۡعَهٗ (શીઅહ) એવા જૂથ માટે બોલવામાં આવે છે, જે કોઈ ખાસ હેતુ માટે ભેગા થયા હોય અને આ હેતુમાં એકબીજાના સહાયક અને મદદગાર હોય, જે રૂઢિપ્રયોગનો તરજુમો આજકાલની ભાષામાં ફિરકો અથવા પાર્ટી કહેવાય છે.

એ જ પ્રમાણે આયતનો તરજુમો એ થયો કે, અઝાબનો એક પ્રકાર એ છે કે કૌમ વિવિધ પાર્ટીઓમાં વહેંચાઈને પરસ્પર ભિડાઈ જશે. એટલા માટે જ્યારે આ આયત નાઝિલ થઈ તો રસૂલુલ્લાહ ﷺએ મુસલમાનોને સંબોધન કરીને ફરમાવ્યું,

لَا تَرۡجِعُوۡا بَعۡدِیۡ كُفَّارًا يَّضۡرِبُ بَعۡضُكُمۡ رِقَابَ بَعۡضٍ،

(اَخۡرَجَهُ ابۡنُ اَبِیۡ حَاتِمٍ عَنۡ زَيۡدِ بۡنِ اَسۡلَمَ) مَظۡهَرِیۡ

*"તમે મારા પછી કાફિરો જેવા ન બની જશો કે એકબીજાની ગરદન મારવા લાગો."*

હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.) ફરમાવે છે કે, "એક વખતે હું રસૂલુલ્લાહ ﷺની સાથે જઈ રહ્યો હતો. અમે મસ્જિદે બની મુઆવીઆ પાસેથી પસાર થયા ત્યારે રસૂલુલ્લાહ ﷺ મસ્જિદમાં તશરીફ લઈ ગયા અને બે રકા'ત નમાઝ પઢી, અમે પણ બે રકા'ત નમાઝ અદા કરી. ત્યારબાદ રસૂલે કરીમ ﷺ દુઆમાં મશ્ગૂલ થઈ ગયા અને ઘણે મોડે સુધી દુઆ કરતા રહ્યા, ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો કે, મેં મારા પરવરદિગાર પાસે ત્રણ વસ્તુઓનો સવાલ કર્યો. એક એ કે, મારી ઉમ્મતનો ડૂબાડીને નાશ કરવામાં ન આવે. અલ્લાહ તઆલાએ આ દુઆ કબૂલ કરી. બીજું એ કે, મારી ઉમ્મતનો દુષ્કાળ અને ભૂખમરા દ્વારા નાશ કરવામાં ન આવે, એ પણ કબૂલ કરવામાં આવી. ત્રીજી દુઆ એ કરી કે, મારી ઉમ્મત પરસ્પર લડાઈ અને યુદ્ધોથી તબાહ ન થાય, મને આ દુઆથી અટકાવી દેવામાં આવ્યો." *(મઝહરી બ હવાલએ બગવી)*

આ વિષયની એક દહીષ હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી નકલ થઈ છે, જેમાં ત્રણ દુઆઓમાંથી એક દુઆ આ છે કે, મારી ઉમ્મત ઉપર કોઈ દુશ્મન થોપી દેવામાં ન આવે કે જે બધાને તબાહ-બરબાદ કરી નાંખે. એ દુઆનો સ્વીકાર થયો અને પરસ્પર ભિડાવી દેવામાં ન આવે, એ દુઆની મનાઈ કરવામાં આવી.

આ રિવાયતોથી સાબિત થાય છે કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ ઉપર એ પ્રકારનો અઝાબ તો નહીં આવે કે જેવો અગાઉની ઉમ્મતો ઉપર આસમાન અને જમીન ઉપરથી આવી ચૂક્યો છે, જેનાથી તેમની સમગ્ર કૌમ તબાહ અને બરબાદ થઈ ગઈ પરંતુ એક અઝાબ દુનિયામાં આ ઉમ્મત ઉપર પણ આવતો રહેશે અને તે અઝાબનું સ્વરૂપ પરસ્પર યુદ્ધો, લડાઈઓ અને પક્ષો કે પાર્ટીઓના પરસ્પરના ઝઘડાઓ છે. એટલા માટે નબીએ કરીમ ﷺએ ફિરકાઓ અને પક્ષોમાં વહેંચાઈને પરસ્પર લડવા-ઝઘડવાની અને ખેંચા-ખેંચી કરવાની મનાઈ અત્યંત તાકીદ સાથે કરી છે અને દરેક સ્થળે તેનાથી ડરાવ્યા છે કે, તમારા ઉપર અલ્લાહ તઆલાનો અઝાબ આ દુનિયામાં જો આવશે તો તે પરસ્પરના યુદ્ધ અને ઝઘડાઓના સ્વરૂપમાં જ આવશે.

સૂરએ હૂદની એક આયતમાં આ વિષયની વધારે સ્પષ્ટતા થઈ છે.

وَلَا يَزَالُوْنَ مُخْتَلِفِيْنَ اِلَّا مَنْ رَّحِمَ رَبُّكَ (هُوْد)

*"લોકો હંમેશા આપસમાં વિવાદ કરતા જ રહેશે તે લોકો સિવાય કે, જેના ઉપર અલ્લાહ તઆલાએ રહમત (કૃપા) નાઝિલ કરી."* *(સૂ. ૧૧ : આ. ૧૧૮)*

એનાથી સ્પષ્ટ થયું કે, જે લોકો પરસ્પર (કોઈ શરઈ કારણ વિના) વિરોધ કરતા રહે છે તે અલ્લાહની રહમતથી વંચિત અને ખૂબ દૂર છે.

એક આયતમાં ઈરશાદ છે, وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا وَّلَا تَفَرَّقُوْا "અને તમે સૌ અલ્લાહના દોરડાને મજબૂતીથી પકડો અને (ફિરકાઓમાં) વિખરાઈ ન જાઓ." (સૂરહ ૩ : આયત ૧૦૩) બીજી આયતમાં ઈરશાદ છે, وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ تَفَرَّقُوْا وَاخْتَلَفُوْا "અને તેમના જેવા ન બનો જેઓ ફિરકાઓમાં વહેંચાઈ ગયા અને વિવાદમાં પડ્યા." (સૂ. ૩ : આ. ૧૦૫)

આ બધી આયતો અને રિવાયતોનો ખુલાસો એ છે કે, વાદ-વિવાદ ઘણી ધિક્કારપાત્ર અને વખોડવાપાત્ર બાબત છે. આજે દીની અને દુનિયવી દરેક સ્વરૂપે મુસલમાનોની પડતી અને બરબાદીના કારણો ઉપર વિચાર કરવામાં આવે તો મોટા ભાગની મુસીબતોનું કારણ આ જ વિવાદ અને પૂર્વગ્રહો નજરે પડે છે. આપણા દુષ્કૃત્યોના પરિણામે આ અઝાબો આપણા ઉપર થોપવામાં આવ્યા કે તે કૌમ કે જેનું કેન્દ્ર એકતા એક કલિમએ لَا اِلٰهَ اِلَّا اللّٰهُ مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ (લા ઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસૂલુલ્લાહ ﷺ) હતું, તે કલિમાને માનનારો પૃથ્વીના કોઈપણ ખૂણામાં હોય, કોઈપણ ભાષા બોલતો હોય, કોઈપણ રંગનો હોય, કોઈપણ વંશનો હોય, બધા ભાઈ-ભાઈ હતા. પહાડો, નદીઓ, જંગલો તેમની એકતાના માર્ગમાં અવરોધ ન હતા. વંશ અને કુટુંબ, રંગ અને ભાષાનો તફાવત તેમના માર્ગની રુકાવટ ન હતી, તેમની કૌમી એકતા ફક્ત આ જ કલિમહ સાથે જોડાયેલી હતી. અરબી, મિસ્રી, શામી, તુર્કી, હિન્દી, ચીનીની વહેંચણી ફક્ત ઓળખ અને પરિચય માટે હતી અને તેનાથી વિશેષ કંઈ ન હતું. અલ્લામહ ઈકબાલ મર્હુમ કહે છે,

درویشِ خدامست نہ شرقی ہے نہ غربی     گھر اُس کا نہ دلّی نہ صفاہان نہ سمرقند

અલ્લાહનો આશિક દૂરવેશ (ફકીર) પૂર્વ અને પશ્ચિમનો નથી,
તેનું ઘર દિલ્હી, અસ્ફહાન (ઈરાનનું શહેર) અને સમરકંદ નથી.

આજે દુશ્મન કૌમોના ષડયંત્રકારી સંઘર્ષો અને તેમના સતત પ્રયત્નો દ્વારા ફરી તેઓ વંશ, ભાષા અને પ્રદેશમાં વહેંચાઈ ગયા અને ફરી તેમનામાં પણ દરેક કૌમ અને વર્ગ પોતે આંતરિક રીતે પણ વાદ-વિવાદમાં વેર-વિખેર થઈને વિવિધ પાર્ટીઓમાં વહેંચાઈ ગયો છે. તે કૌમ કે જેનું પ્રતીક ગેરો (પારકાંઓ) સાથે પણ દયા અને દરગુજર કરી લાગણી દર્શાવવાનું હતું તથા ઝઘડા-ફસાદથી બચવા માટે પોતાના ગમે એટલા મોટા હકને છોડી દેવાનું હતું, આજે તેના ઘણા બધા લોકો નાની-નાની તુચ્છ અને ઝલીલ મનેચ્છાઓની પાછળ મોટાથી મોટા સંબંધોને કુરબાન કરી આપે છે. આ જ તે સ્વાર્થને સંતોષવા માટે અને મનેચ્છાઓ પૂરી કરવા માટે ઊભા થતા મતભેદો છે જે કૌમ અને મિલ્લત માટે મનહૂસ, ધિક્કારપાત્ર અને આ દુનિયાનો રોકડો અઝાબ છે.

હા ! આ સ્થળે એ સમજી લેવું પણ જરૂરી છે કે, આ મતભેદો જેને કુર્આનમાં અલ્લાહના અઝાબ અને અલ્લાહની રહમતથી વંચિત રહેવાનું કારણ ફરમાવ્યું છે તો આ તે મતભેદો છે જે સૈદ્ધાંતિક અને પાયાની માન્યતાઓમાં હોય અથવા વ્યક્તિગત સ્વાર્થ અને મનેચ્છાઓના કારણે ઉપસ્થિત થતા હોય, તેમાં જે મતભેદો કોઈ બાબતના અભિપ્રાય વિશે હોય તે આમાં સામેલ નથી. દાખલા તરીકે, જે કુર્આન અને સુન્નતના બતાવેલા ઈજ્તિહાદના સિદ્ધાંત ઉપર ગૌણ મસ્અલાઓમાં ઉમ્મતના ફુકૂહામાં અને શરૂઆતના યુગમાં સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.)માં થતા ચાલ્યા આવ્યા છે, જેમાં બંને પક્ષે કુર્આન અને સુન્નતની હુજ્જત અને ઈજ્માઅ્ સાબિત છે અને દરેકની નિય્યત કુર્આન અને સુન્નતના હુકમોને પૂરા કરવાની છે. કુર્આન અને સુન્નતના સંદિગ્ધ અને અસ્પષ્ટ શબ્દોની વ્યાખ્યા તથા તેના ગૌણ અને પેટા મસ્અલાઓના સંશોધનમાં ઈજ્તિહાદ અને અભિપ્રાયનો મતભેદ એવી બાબત છે કે તેને હદીષમાં રહમત કહેવામાં આવી છે.

જામેઅ્ સગીરમાં નસ્ર મકદીસીના હવાલાથી અને બયહકી અને ઈમામુલ હરમૈને આ રિવાયત નકલ કરી છે કે, اِخْتِلَافُ اُمَّتِىْ رَحْمَةٌ "મારી ઉમ્મતનો ઈખ્તેલાફ રહમત છે." એને ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺની ખાસિયત એટલા માટે ફરમાવવામાં આવી કે, આ ઉમ્મતના ઉલમાએ હક અને ફુકૂહાએ મુત્તકીનમાં જે મતભેદો હશે તે હંમેશા કુર્આન અને સુન્નતના સિદ્ધાંતો અનુસાર હશે અને સાચી નિય્યત તથા લિલ્લાહિય્યતથી હશે. કોઈ વ્યક્તિગત સ્વાર્થ, હોદ્દો

અથવા માલની લાલચના કારણે એ મતભેદ નહીં હોય. એટલા માટે તે કોઈ યુદ્ધ કે લડાઈ-ઝઘડાનું કારણ પણ નહીં બને. બલકે, અલ્લામહ અબ્દુલ રઉફ મુનાદી જામેઅ્ સગીરની શરાહના લેખકના સંશોધન અનુસાર ઉમ્મતના ફુકૂહાના વિવિધ મસ્લકોનો એ દરજ્જો હશે, જે પાછલા યુગમાં અંબિયા (અલૈ.)ની વિવિધ શરીઅતોનો હતો કે, વિવિધતા હોવા છતાં તે બધા અલ્લાહના જ હુકમો હતા. એ જ પ્રમાણે ઉમ્મતના મુજ્તહિદોના વિવિધ મસ્લકો કુર્આન અને સુન્નતના મૂળભૂત સિદ્ધાંતો હોવાના કારણે બધા જ અલ્લાહ અને રસૂલ ﷺના હુકમો જ કહેવાશે.

આ ઈજ્તિહાદી મતભેદોનો દાખલો એવી રીતે આપી શકાય કે, જેમકે શહેરના કોઈ એક મોટા માર્ગને તેના ઉપર ચાલનારાઓની સરળતા માટે વિવિધ વિભાગો (ટ્રેક)માં વહેંચી દેવામાં આવે. એક વિભાગ (ટ્રેક) ઉપર બસો ચાલે છે, બીજા ઉપર અન્ય ગાડીઓ કે ટ્રામ વગેરે ચાલે છે, એ જ પ્રમાણે સાઈકલ સવાર અને પગપાળા ચાલનારાઓ માટે રોડથી એક અલગ વિભાગ ફૂટપાથ હોય છે. આમ, એક રોડની કેટલાય વિભાગો સ્વરૂપે આ વહેંચણી કરવામાં આવે છે. જો કે, આ રીતે વહેંચણી પણ દેખીતી રીતે તો એક વર્ગભેદનું સ્વરૂપ છે પરંતુ કારણ કે, બધાની દિશા એક જ તરફ છે અને આ સડક ઉપર દરેક ચાલનારાઓની ઈચ્છિત મંઝિલ એક જ છે, એટલા માટે રસ્તાઓના આ મતભેદ નુકસાનકર્તા હોવાના બદલે ફાયદાકારક અને ચાલનારાઓ માટે સરળતા અને રહમત છે.

એ જ કારણે મુજ્તહિદ ઈમામો અને ઉમ્મતના ફુકૂહા એ બાબત ઉપર સહમત છે કે, અહ્લે હક્કનો કોઈ મસ્લક બાતિલ નથી અને જે લોકો તેનું અનુસરણ કરે છે તેમને અન્યો સમીપ ગુનેહગાર કહેવું જાઈઝ નથી. મુજ્તહિદ ઈમામો અને ઉમ્મતના ફુકૂહાના મસ્લકના મતભેદનો ખુલાસો એનાથી વધારે નથી કે, એક મુજ્તહિદે જે મસ્લક અપનાવ્યો છે, તે તેના સમીપ વધારે અગ્ર સ્થાને છે, પરંતુ તેના મુકાબલામાં બીજા મુજ્તહિદોના મસ્લકને પણ તેઓ બાતિલ કે જૂઠા નથી કહેતા. બલકે, એકબીજાનું સંપૂર્ણ સન્માન કરે છે. સહાબા (રદિ.), તાબિઈન (રહ.), ફુકૂહા અને ચારે ઈમામોની અસંખ્ય ઘટનાઓ અને પરિસ્થિતિઓ આ બાબતે ગવાહ છે કે, ફિકૂહી મસ્લક ઘણા બધા મસ્અલાઓમાં ભિન્ન-ભિન્ન હોવા છતાં અને જ્ઞાનપૂર્ણ ચર્ચાઓ ચાલુ રહેવા છતાં તેઓ એકબીજા ઉપર સંપૂર્ણ ભરોસો રાખતા હતા અને પરસ્પર એકબીજાનું સન્માન કરતા હતા.

યુદ્ધ અને લડાઈ-ઝઘડા, વૈમ્નસ્ય કે વેર-ઝેરની કોઈ સંભાવના સુદ્ધાં ન હતી. ફુકૂહાના મસ્લકોના અનુયાયીઓ અને તેમને અનુસરનારાઓમાં પણ જ્યાં સુધી સાચું ઈલ્મ અને પ્રમાણિકતા રહી તેમનામાં પણ પરસ્પર આ જ પ્રમાણેના વ્યવહારો રહ્યા.

આ તે મતભેદો છે જે રહમત જ રહમત અને લોકો માટે સરળતા અને સહૂલતનું માધ્યમ છે અને ઘણા લાભદાયક પરિણામોનું કારણ બને છે અને વાસ્તવમાં આ જ ગૌણ મસ્અલાઓમાં રિવાયત કરનારાઓના મતભેદ જ્યાં સુધી પોતાની મર્યાદામાં રહે, તે કોઈ નુકસાનકારક બાબત નથી. બલકે, મસ્અલાઓના વિવિધ પાસાંઓને ખોલીને સ્પષ્ટ રીતે સાચા પરિણામ ઉપર પહોંચવામાં સહાયક બને છે અને જ્યાં પ્રામાણિક તથા નિષ્ઠાવાન બૌદ્ધિકો ભેગા થશે ત્યાં એ શક્ય જ નથી કે, કોઈ મસ્અલામાં આવો મતભેદ ન થાય. એવો કાયદો તો અજ્ઞાન લોકોમાં જ હોઈ શકે છે કે, જેમનામાં કોઈ સમજશક્તિ જ ન હોય અથવા દીનવિહોણા લોકોમાં જ એવું હોઈ શકે છે કે, કોઈ પાર્ટી કે પક્ષ વગેરેને સારું લગાડવા માટે પોતે પોતાની સમજણથી વિરુદ્ધ અભિપ્રાયો ઉપર પણ સહમતી દર્શાવે.

અભિપ્રાયનો મતભેદ જે પોતાની મર્યાદાઓમાં હોય, એટલે કે, કુર્આન અને સુન્નતના કતઈ અને માન્યતાઓથી સંબંધિત મસ્અલાઓ તથા કતઈ હુકમોમાં ન હોય, ફક્ત ગૌણ મસ્અલાઓના ઈજ્તેહાદમાં હોય, જેમાં કુર્આન અને સુન્નતની નુસૂસનો વિરોધ કે શંકા ન થતી હોય અને તે પણ યુદ્ધ અને વાદ-વિવાદ કે એકબીજાને ધિક્કારવા સુધી ન પહોંચે, ત્યારે તે નુકસાનકારક હોવાના બદલે ફાયદાકારક અને એક નેઅ્મત તથા રહમત છે. જેમકે, સમગ્ર સૃષ્ટિની બધી વસ્તુઓના સ્વરૂપો રંગ, ગંધ, ખાસિયતો, ગુણ-લક્ષણો અને ફાયદાઓમાં વિવિધતા છે. પ્રાણીઓમાં લાખો પ્રકારની વિવિધતા જોવા મળે છે. મનુષ્યના સ્વભાવોમાં, ધંધામાં, ઉદ્યોગમાં, રહેન-સહેનની પદ્ધતિઓમાં વિવિધતાઓ જોવા મળે છે. આ બધું દુનિયાની રોનક વધારનાર અને ખૂબ નફો આપનાર કારણો છે.

ઘણા લોકો જે આ વાસ્તવિકતાથી વાકેફ નથી તેઓ ફુકૂહાના મસ્લક અને ઉલમાએ હકના ફતવાઓમાં મતભેદને પણ ધૃણાની દૃષ્ટિથી જૂએ છે. તેમને એવું

કહેતા સાંભળવામાં આવે છે કે, ઉલમામાં મતભેદ છે તો આપણે ક્યાં જઈએ ? જ્યારે કે, વાત સ્પષ્ટ છે કે જે પ્રમાણે કોઈ બીમારીના કિસ્સામાં ડૉક્ટરો અને તબીબોનો મતભેદ હોય છે તો દરેક વ્યક્તિ એવું જાણવાનો પ્રયત્ન કરે છે કે, તેનામાં પોતાના ડૉક્ટરી જ્ઞાન અનુસાર વધારે નિષ્ણાત અને અનુભવી કોણ છે ? બસ, તેનો જ ઈલાજ કરાવે છે. બીજા ડૉક્ટરોને બુરું નથી કહેતો. કોઈ મુકદમાના વકીલોમાં પણ વિવાદ થઈ જાય છે તો જે વકીલ વધારે કાબેલ અને અનુભવી જણાય છે તેના કહેવા ઉપર અમલ કરવામાં આવે છે. બીજાઓની બુરાઈ કરવામાં આવતી નથી. આ જ સિદ્ધાંત અહીંયાં પણ લાગુ પાડવો જોઈએ. જ્યારે કોઈ મસ્અલામાં ઉલમાના ફતવાઓમાં મતભેદ થઈ જાય તો થોડી ઘણી તહકીક કર્યા પછી જે આલિમ જ્ઞાન અને તકવામાં બીજા કરતાં વધારે ઉત્તમ દેખાય, તેનું અનુસરણ કરે અને બીજા ઉલમાને બુરું-ભલું ન કહેતા ફરે.

હાફિઝ ઈબ્ને કય્યિમ (રહ.)એ "ઈઅ્લામુલ મુવક્કીઈન"માં વર્ણન કર્યું છે કે, "નિષ્ણાત મુફતીની નિમણૂક અને તેમના મતભેદોના સ્વરૂપમાં એવા વ્યક્તિના ફતવાને અગ્રિમતા આપવી જોઈએ, જે તેમના મતે ઈલ્મ અને તકવામાં સૌથી વધારે હોય." આ કામ ઘટના સાથે સંલગ્ન દરેક મુસલમાનના માથે જરૂરી છે, તેનું કામ એ તો નથી કે, ઉલમાના ફતવાઓમાંથી કોઈ ફતવાને અગ્રિમતા આપે પરંતુ તેનું કામ એ છે કે, જે મુફતીઓ અને ઉલમામાંથી જેને તે પોતાના મતે ઈલ્મ અને પ્રામાણિકતાના આધારે સૌથી વધારે શ્રેષ્ઠ સમજે છે, તેના ફતવા ઉપર અમલ કરે, પરંતુ બીજા ઉલમા અને મુફતીઓને બુરું ન કહેતો ફરે. આવો અમલ કર્યા પછી અલ્લાહ તઆલા સમીપ તે બિલકુલ ફરજ મુક્ત છે. જો વાસ્તવમાં ફતવા આપનારથી કોઈ ભૂલ થઈ ગઈ તો તે વ્યક્તિ એનો જવાબદાર નથી.

કહેવાનું તાત્પર્ય એ છે કે, ન તો દરેક વિરોધ અને મતભેદ વખોડવા લાયક કે ધિક્કારપાત્ર છે અને ન જ દરેક એકતા સદંતર ઈચ્છિત અને સારી હોય છે. જો ચોર, ડાકૂ, બાગી એક ગૃપ બનાવીને પરસ્પર ભેગા થઈ જાય તો કોણ નથી જાણતું કે તેમની આ એકતા વખોડવા લાયક અને નિંદનીય છે તથા કૌમ માટે અત્યંત નુકસાનકર્તા છે અને તેમના વિરુદ્ધ જે પ્રયત્નો અને પ્રવૃત્તિ સામાન્ય નાગરિકો અથવા પોલીસ વગેરે તરફથી કરવામાં આવે છે, તે દરેક બુદ્ધિશાળીની દષ્ટિમાં ઈચ્છિત વિરોધ અને ફાયદાકારક બાબત છે.

જાણ થઈ કે, ખરાબી વિરોધાભાસી અભિપ્રાય ધરાવવામાં નથી અને ન જ કોઈ એક અભિપ્રાય ઉપર અમલ કરવામાં છે. બલકે, બધી ખરાબીઓ બીજા વિશે પૂર્વગ્રહ અને નિંદા કરવાથી ઉપસ્થિત થાય છે, જે જ્ઞાન અને પ્રામાણિકતાની ઉણપ તથા સ્વાર્થ અને મનેચ્છાઓનું પરિણામ હોય છે અને જ્યારે કોઈ કૌમ અથવા સમાજમાં આ સ્વરૂપ પેદા થઈ જાય તો તેના માટે આ રહમત કહેવાતા મતભેદો પણ અઝાબ કહેવાતા મતભેદોમાં પરિવર્તિત થઈ જાય છે અને મુસલમાનો પક્ષા-પક્ષીમાં વહેંચાઈ જાય છે તથા એકબીજા વિરુદ્ધ યુદ્ધ અને લડાઈ તથા અમુક સમયે તો ખૂન વહાવવા સુધીમાં પણ સંડોવાય જાય છે અને એકબીજાના વિરુદ્ધ મહેણા-ટોણા અને હૃદયને ચોટ પહોંચાડે એવા વાક્યોને દીનની હિમાયત સમજી લેવામાં આવે છે. જ્યારે કે, દીનને એવા ગુલૂ અને અતિશયોક્તિથી કોઈ સંબંધ નથી હોતો. બલકે, આ તે જ લડાઈ-ઝઘડા છે જેની રસૂલે કરીમ ﷺએ ખૂબ તાકીદપૂર્વક મનાઈ કરી છે. સહીહ હદીષોમાં તેને કૌમોની ગુમરાહીનું કારણ ઠરાવવામાં આવ્યું છે. *(તિરમિઝી, ઈબ્ને માજહ)*

બીજી આયતમાં નબીએ કરીમ ﷺના કુટુંબ એટલે કે મક્કાના કુરૈશનો સત્યનો વિરોધ કરવાનું વર્ણન કરીને આપ ﷺને એ સૂચના આપવામાં આવી છે કે, આ લોકો જે તમને અઝાબ થવા બાબતના નક્કી સમય વિશે પૂછે છે; તમે ફરમાવી આપો કે, હું આ કાર્ય માટે નથી મોકલવામાં આવ્યો બલકે, દરેક વાતનો એક સમય અલ્લાહ તઆલાના જ્ઞાનમાં નક્કી છે, તે પોતાના સમયે થઈને જ રહેશે અને તેનું પરિણામ તમારી સામે આવી જશે.

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૬૮ થી ૭૩)

| |
|---|
| وَاِذَا رَاَيْتَ الَّذِيْنَ يَخُوْضُوْنَ فِيْٓ اٰيٰتِنَا فَاَعْرِضْ عَنْهُمْ حَتّٰى يَخُوْضُوْا فِيْ حَدِيْثٍ |
| غَيْرِهٖ ۭ وَاِمَّا يُنْسِيَنَّكَ الشَّيْطٰنُ فَلَا تَقْعُدْ بَعْدَ الذِّكْرٰى مَعَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿۶۸﴾ وَمَا |
| عَلَى الَّذِيْنَ يَتَّقُوْنَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَيْءٍ وَّلٰكِنْ ذِكْرٰى لَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿۶۹﴾ |
| وَذَرِ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَعِبًا وَّلَهْوًا وَّغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَذَكِّرْ بِهٖٓ اَنْ |

تُبْسَلَ نَفْسٌ بِمَا كَسَبَتْ ۖ لَيْسَ لَهَا مِنْ دُونِ اللّٰهِ وَلِيٌّ وَّلَا شَفِيعٌ ۚ وَإِنْ تَعْدِلْ
كُلَّ عَدْلٍ لَّا يُؤْخَذْ مِنْهَا ۗ أُولٰٓئِكَ الَّذِينَ أُبْسِلُوا بِمَا كَسَبُوا ۚ لَهُمْ شَرَابٌ مِّنْ حَمِيمٍ
وَّعَذَابٌ أَلِيمٌ بِمَا كَانُوا يَكْفُرُونَ ﴿٧٠﴾ قُلْ أَنَدْعُوا مِنْ دُونِ اللّٰهِ مَا لَا يَنْفَعُنَا وَلَا ع
يَضُرُّنَا وَنُرَدُّ عَلٰٓى أَعْقَابِنَا بَعْدَ إِذْ هَدٰىنَا اللّٰهُ كَالَّذِي اسْتَهْوَتْهُ الشَّيٰطِينُ فِي الْأَرْضِ
حَيْرَانَ ۠ لَهٗٓ أَصْحٰبٌ يَّدْعُونَهٗٓ إِلَى الْهُدَى ائْتِنَا ۗ قُلْ إِنَّ هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ۗ
وَأُمِرْنَا لِنُسْلِمَ لِرَبِّ الْعٰلَمِينَ ﴿٧١﴾ وَأَنْ أَقِيمُوا الصَّلٰوةَ وَاتَّقُوهُ ۗ وَهُوَ الَّذِيٓ إِلَيْهِ
تُحْشَرُونَ ﴿٧٢﴾ وَهُوَ الَّذِي خَلَقَ السَّمٰوٰتِ وَالْأَرْضَ بِالْحَقِّ ۗ وَيَوْمَ يَقُولُ كُنْ
فَيَكُونُ ۚ قَوْلُهُ الْحَقُّ ۗ وَلَهُ الْمُلْكُ يَوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ ۗ عٰلِمُ الْغَيْبِ النصف
وَالشَّهَادَةِ ۗ وَهُوَ الْحَكِيمُ الْخَبِيرُ ﴿٧٣﴾

## તરજુમો :

*અને જ્યારે તમે તે લોકોને જુઓ કે અમારી આયતોમાં ઝઘડે છે (ખોટી તકરાર કરે છે) તો તમે તેમનાથી કિનારો કરી લો (અળગા થઈ જાઓ), એટલે સુધી કે બીજી કોઈ વાતમાં પ્રવૃત્ત થઈ જાય અને જો તમને શયતાન ભૂલાવી દે તો યાદ આવ્યા પછી જાલિમોની સાથે ન બેસો. (૬૮) અને પરહેઝગારો ઉપર ઝઘડનારાઓના હિસાબમાંથી કોઈ વસ્તુ (ની જવાબદારી) નથી પરંતુ તેમના જિમ્મે નસીહત કરવી છે જેથી તેઓ ડરે. (૬૯) અને તેમને છોડી દો જેમણે પોતાના દીનને ખેલ અને તમાશો બનાવી રાખ્યો છે અને દુનિયાની જિંદગીએ તેમને ધોકો આપ્યો અને તેમને કુર્આનથી નસીહત કરો જેથી કોઈ પોતાના કરેલા (અમલો)માં પકડાઈ ન જાય કે તેના માટે અલ્લાહના સિવાય કોઈ હિમાયતી ન હોય અને ન જ સિફારસ કરનાર, અને જો બદલામાં આપે સઘળું વળતર તો (પણ) એની પાસેથી કબૂલ ન થાય, તે જ લોકો છે જેઓ પોતાના કરેલા (અમલો)માં પકડાયા, તેમને પીવાનું ગરમ પાણી છે અને કુફ્રના બદલામાં દર્દનાક અઝાબ છે. (૭૦) તમે*

*કહી આપો ! શું અમે અલ્લાહના સિવાય તેમને પોકારીએ જે ન તો અમને લાભ પહોંચાડી શકે અને ન જ નુકસાન ! અને શું અમે ઊલટા પગે ફરી જઈએ એ પછી કે અલ્લાહ અમને સીધો માર્ગ બતાવી ચૂક્યો એ માણસના જેમ કે જેને જંગલમાં શયતાનો (જિન્નાતો)એ રસ્તો ભૂલાવી દીધો જ્યારે કે તે આકુળ-વ્યાકુળ છે તેને તેના મિત્રો માર્ગ તરફ બોલાવતા હોય કે અમારી પાસે ચાલ્યો આવ, તમે કહી આપો કે અલ્લાહે જે માર્ગ બતાવ્યો તે જ સીધો માર્ગ છે અને અમને હુકમ થયો છે કે પરવરદિગારે આલમના તા'બે (આધીન) રહીએ. (૭૧) અને એ કે નમાઝને કાયમ રાખો અને અલ્લાહથી ડરતા રહો અને તે જ છે જેની સામે તમે સૌ એકઠા થશો. (૭૨) અને તે જ છે જેણે આસમાનો અને જમીનને ઠીક રીતે પેદા કર્યા, અને જે દિવસે કહેશે કે થઈ જા ! તો તે થઈ જશે; એની જ વાત સાચી છે અને એની જ સલતનત છે જે દિવસે સૂર ફૂંકવામાં આવશે, છુપી અને ખુલ્લી વાતોને જાણનારો અને તે જ છે હિકમતવાળો સર્વજ્ઞ.(૭૩)*

## તફસીર :

અને (હે શ્રોતા !) જ્યારે તું તે લોકોને જુએ (કે) જેઓ અમારી આયતો (અને હુકમો)માં ખામી શોધતા રહે છે તો તે લોકો(ની પાસે બેસવા)થી અળગો થઈ જા, એટલે સુધી કે તેઓ કોઈ અન્ય વાતમાં લાગી જાય અને જો તમને શયતાન ભૂલાવી દે (એટલે કે, આવી મજલિસમાં બેસવાની મનાઈ હોવાનું યાદ ન રહે તો) યાદ આવ્યા પછી ફરી તે જાલિમો પાસે ન જશો (તાત્કાલિક ઊભા થઈ જાઓ) અને (આવી મજલિસમાં જવાની જો કોઈ ખરેખર દુનિયવી અથવા દીની આવશ્યકતા હોય તો તેનો હુકમ એ છે કે,) જે લોકો (શરીઅતની મનાઈની કે જેમાં વિના જરૂરિયાતે આવી મજલિસોમાં જવું પણ સામેલ છે) કાળજી રાખે છે તેમના ઉપર તેઓ (મહેણા-ટોણા મારનારા અને જૂઠાડનારાઓ)ની પૂછતાછ (અને તેમના મહેણા-ટોણાના ગુનાહ)ની કોઈ અસર નહીં પહોંચે (એટલે કે, ત્યાં આવશ્યક હોવાથી જનાર ગુનેહગાર ન થશે) પરંતુ તેની જવાબદારી (પણ પોતાની શક્તિ અનુસાર) નસીહત કરવાની છે (કે એવું કરવાથી) કદાચ તેઓ (મહેણા-ટોણા મારનારા) પણ (આ ખોટા માર્ગથી) કાળજી રાખવા માંડે (ઈસ્લામનો સ્વીકાર કરીને અથવા તો તેની ઈજ્જત કરીને) અને (આ હુકમ

અમુક મજલિસો કે જે દીનને જૂઠાડવાની હોય છે તેના માટે ખાસ નથી બલકે,) એવા લોકોથી બિલકુલ અળગા રહો જેમણે પોતાના (તે) દીનને (જેને માનવું તેમના માથે જવાબદારી અને ફરજ હતી, એટલે કે ઈસ્લામને) ખેલ-તમાશો બનાવી રાખ્યો છે (કે તેની સાથે ઠઠ્ઠો-મશ્કરી કરે છે) અને દુનિયાની જિંદગીએ તેમને ધોકામાં નાંખી રાખ્યા છે (કે તેના આનંદ અને લિજ્જતોમાં મશગૂલ છે અને આખિરતનો ઈનકાર કરે છે. એટલા માટે આ ઠઠ્ઠા-મશ્કરીનું પરિણામ તેમને દેખાતું નથી) અને (અળગા થવા અને સંબંધ કાપી નાંખવાની સાથે-સાથે એવા લોકોને) આ કુર્આન દ્વારા (જેની તેઓ ઠઠ્ઠો-મશ્કરી કરી રહ્યા છે) નસીહત પણ કરતા રહો, જેથી કોઈ વ્યક્તિ પોતાના (ખરાબ) આચરણોના કારણે (અઝાબમાં) એવી રીતે ન સપડાઈ જાય કે અલ્લાહના સિવાય તેનો કોઈ મદદગાર ન હોય અને ન જ (કોઈ) ભલામણ કરનાર હોય અને એવી હાલત હોય કે જો (ધારો કે) દુનિયા આખી વળતર તરીકે પણ આપી દે (કે તેને ખર્ચ કરીને અઝાબથી બચી જાય) તો પણ તેની પાસેથી સ્વીકારવામાં નહીં આવે (તો નસીહતથી એ લાભ છે કે, ખરાબ કૃત્યોના પરિણામ ઉપર ચેતવણી થઈ જશે, હવે માનવું અથવા ન માનવું તેઓ જાણે, કારણ કે) આ (ઠઠ્ઠો-મશ્કરી કરનારા) એવા છે કે (નસીહત ન માની અને) પોતાના (ખરાબ) આચરણોના કારણે (અઝાબમાં) સપડાઈ ગયા (જે એ રીતે આખિરતમાં હાજર થશે કે) તેમના માટે અત્યંત ગરમ (ઊકળતું પાણી) પીવા માટે હશે અને (તદુપરાંત અન્ય એ જ પ્રમાણેની) દર્દનાક સજા થશે પોતાના કુફ્રના કારણે (કે ખરાબ કૃત્યો એ જ છે કે જેનો એક ભાગ ઠઠ્ઠો-મશ્કરી પણ હતો) તમે (સૌ મુસલમાનો તરફથી મુશ્રિકોને) કહી આપો કે શું અમે અલ્લાહ સિવાય (તમારી મરજી પ્રમાણે) એવી વસ્તુની ઈબાદત કરીએ કે ન તે(ની ઈબાદત કરવાના સ્વરૂપમાં તે) અમને નફો પહોંચાડે (એટલે કે નફો પહોંચાડવાની શક્તિ ધરાવતા હોય) અને ન જ તે (તેની ઈબાદત ન કરવાના સ્વરૂપમાં) અમને નુકસાન પહોંચાડે (એટલે કે નુકસાન પહોંચાડવાની શક્તિ ધરાવતો હોય, એનો અર્થ એ છે કે બાતિલ મઅ્બૂદોમાંથી નિર્જીવ મૂર્તિઓ વગેરેમાં તો મૂળેથી જ કોઈ શક્તિ નથી અને અમુક સજીવ પ્રાણીઓ-માણસોને મઅ્બૂદ માને છે તેમનામાં જીવ છે, એવા મઅ્બૂદોમાં ઓછામાં ઓછું પોતાના તરફદારો અને વિરોધીઓને લાભ કે નુકસાન પહોંચાડવાની સંપૂર્ણ શક્તિ હોવી

જોઈએ પરંતુ સૌ જાણે છે તેઓ એના માટે પણ સર્વશક્તિમાન નથી તો શું આવા અશક્ત મઅ્બૂદોની અમે ઈબાદત કરીએ ?) અને શું (મઆઝલ્લાહ !) અમે (ઈસ્લામથી) ઊલટા પગે ફરી જઈએ એ પછી કે અમને અલ્લાહ તઆલાએ (સત્ય માર્ગની) હિદાયત કરી આપી છે ! (એટલે કે પ્રથમ તો શિર્ક પોતે જ એક નિંદનીય બાબત છે, પછી ખાસ વિશેષરૂપે જ્યારે ઈસ્લામને સ્વીકારી લીધો છે તો એવી પ્રવૃત્તિ વધારે ધૃણાસ્પદ બની જાય છે, નહિતર અમારું તો એ ઉદાહરણ બની જશે) જેમકે કોઈ વ્યક્તિ હોય કે તેને શયતાને ક્યાંક જંગલમાં (માર્ગ ભટકાવી) ભૂલો પાડી દીધો હોય અને તે ભટકતો ફરતો હોય (અને) તેના અમુક સાથીઓ પણ હતા કે તેને સીધા માર્ગ તરફ (પોકારી–પોકારીને) બોલાવી રહ્યા છે કે (આ બાજુ) અમારી પાસે આવ (પરંતુ તે આશ્ચર્ય અને સ્તબ્ધ થઈ જવાના કારણે સમજતો નથી અને તે તરફ નથી આવતો. મતલબ એ છે કે, જેમકે આ વ્યક્તિ માર્ગ ઉપર હતો પરંતુ પોતાના મુસાફરીના સાથીઓથી વિખૂટો પડીને જંગલની ભૂલ–ભૂલૈયામાં ગુમ થઈને માર્ગ ભટકી ગયો અને હવે જ્યારે તેને તેના સાથીઓ સીધા માર્ગ ઉપર લાવવા ઈચ્છે છે પરંતુ તે સીધા માર્ગ ઉપર નથી આવતો, એવી જ અમારી હાલત થઈ જાય કે ઈસ્લામના સીધા માર્ગ ઉપર હોઈને અમારા માર્ગદર્શક પયગમ્બર ﷺથી અલગ થઈએ અને ગુમરાહીના દલદલમાં ફસાઈને માર્ગ ભટકી જઈએ અને તે માર્ગદર્શક ભલું ઈચ્છીને ઈસ્લામનું આમંત્રણ આપતા રહે અને અમને ગુમરાહીથી છોડાવે પરંતુ અમે ગુમરાહી ન છોડીએ ?! એટલે કે, શું અમે તમારી મરજી ઉપર અમલ કરીને પોતાનું આ પ્રકારનું ઉદાહરણ બનાવી લઈએ !?) તમે (તે લોકોને) કહી આપો, (કે જ્યારે આ ઉદાહરણથી જાણ થઈ કે સીધા માર્ગથી ભટકી જવું કેટલી ખરાબ વાત છે અને આ) નિશ્ચિત વાત છે કે સીધો માર્ગ અલ્લાહનો જ (બતાવેલો) માર્ગ છે (અને તે માર્ગ ઈસ્લામ છે. બસ, તે બાબત ચોક્કસ છે કે એને છોડવાથી માર્ગ ભટકી જવાય છે, પછી તેને શા માટે અને કેમ તેને છોડી આપીએ ?) અને (તમે કહી આપો કે અમે શિર્ક કેવી રીતે કરી શકીએ છીએ ?) અમને (તો) એ હુકમ થયો છે કે અમે સંપૂર્ણ તાબે'દાર બનીએ સમગ્ર દુનિયાઓના પાલનહારના (જે ઈસ્લામ માટે અનિવાર્ય છે) અને એ (હુકમ થયો છે) કે નમાઝની પાબંદી કરીએ (જેમકે તવહીદ ઉપર કે ઈમાનની તે જાહેર નિશાની છે) અને (આ હુકમ થયો છે કે)

તેનાથી (એટલે કે અલ્લાહથી) ડરીએ (એટલે કે વિરોધ ન કરીએ જેમાં સૌથી વધીને શિર્ક છે) અને તે જ (અલ્લાહ) છે જેની પાસે તમે સૌ (કયામતના દિવસે કબ્રોમાંથી નીકળીને હિસાબ માટે) એકઠા થવામાં આવશો (ત્યાં મુશ્રિકોને પોતાના શિર્કનું નુકસાન ભોગવવું પડશે) અને તે જ (અલ્લાહ) છે જેણે આસમાનો અને જમીનને લાભકારક પેદા કર્યા (જેનો મોટો ફાયદો એ છે કે, તેનાથી સર્જનહારના અસ્તિત્વ અને તવહીદની દલીલ લેવામાં આવે છે. બસ, તવહીદની એ પણ એક દલીલ છે) અને (ઉપર જે تُحْشَرُوْنَ "તુહશરૂન"માં حَشْرَ "હશ્ર" એટલે કે કયામતમાં પુનઃ સજીવન થવાની ખબર આપવામાં આવી છે તે પણ કોઈ અશક્ય વાત ન સમજો, કારણ કે તે અલ્લાહની કુદરત માટે ઘણી સહેલી વાત છે કે) જે સમયે અલ્લાહ તઆલા એટલું કહી આપશે કે, "થઈ જા" તો તે થઈ જશે (અને અલ્લાહના હુકમથી બીજી વખતે ફરિશ્તા દ્વારા) ફૂંક મારવામાં આવશે; સમગ્ર સત્તા (વાસ્તવમાં જાહેર રીતે) ખાસ તે (અલ્લાહ)ની જ હશે (અને તે પોતાની સત્તાથી તવહીદના માનનારા અને મુશ્રિકો વચ્ચે ફેંસલો કરશે) તે (અલ્લાહ) સઘળું જાણનારો છે ગુપ્ત વસ્તુઓને અને જાહેર વસ્તુઓને (બસ, મુશ્રિકોના અમલો અને પ્રવૃત્તિઓનું પણ તેને સંપૂર્ણ જ્ઞાન છે) અને તે જ છે મહાન હિકમતવાળો (એટલા માટે યોગ્ય બદલો દરેકને આપશે અને તે જ છે) સમગ્ર ખબર રાખનાર (એટલા માટે કોઈ કૃત્ય તેનાથી ગુપ્ત રહેવું શક્ય જ નથી).

## મસ્અલા અને બોધપાઠ :

### બાતિલની મજલિસોથી બચવાનો હુકમ :

પ્રસ્તુત આયતોમાં મુસલમાનોને એક અગત્યનું સૈદ્ધાંતિક માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે જે કાર્યને પોતે કરવું ગુનોહ છે એ જ પ્રમાણે તે ગુનોહ કરનારાઓની મજલિસમાં સામેલ રહેવું પણ ગુનોહ છે, તેનાથી બચવું જોઈએ. જેની વિગત એ છે કે,

પ્રથમ આયતમાં શબ્દ يَخُوْضُوْنَ એ خَوْض થી બન્યો છે, જેનો વાસ્તવિક અર્થ "પાણીમાં ઊતરવાનો અથવા તેમાંથી પસાર થવાનો" થાય છે અને "વ્યર્થ તથા વાહિયાત કાર્યોમાં પ્રવેશ પામવાને" પણ خَوْض કહેવામાં આવે

છે. કુર્આને કરીમમાં આ શબ્દનો સામાન્ય રીતે આ જ અર્થમાં ઉપયોગ થયો છે. كُنَّا نَخُوضُ مَعَ الْخَائِضِيْنَ، (૭૪ : ૪૫) فِى خَوْضِهِمْ يَلْعَبُوْنَ (૬ : ૯૧) વગેરે આયતો તેની સાક્ષી છે.

એટલા માટે خَوْض فِى الْآيَاتُનો તરજુમો આ સ્થળે "ખણખોદ કરી ખામીઓ શોધવી અથવા ખોટી તકરારો કરવી" કરવામાં આવ્યો છે. એટલે કે, "જ્યારે તમે તે લોકોને જુઓ કે જેઓ અલ્લાહ તઆલાની આયતોમાં ફક્ત ખેલ-તમાશો અને ઠઠ્ઠા-મશ્કરી કરવા માટે દખલગીરી કરે છે અને ખામીઓ શોધતા ફરે છે તો તમે તેમનાથી પોતાની દિશા બદલી નાંખો."

આ આયતનું સંબોધન સામાન્ય રીતે દરેકને છે, જેમાં નબીએ કરીમ ﷺ પણ સામેલ છે અને ઉમ્મતના વ્યક્તિઓ પણ અને વાસ્તવમાં રસૂલે કરીમ ﷺને સંબોધન પણ સામાન્ય મુસલમાનોને સંભળાવવા માટે જ કરવામાં આવ્યું છે, નહિતર રસૂલે કરીમ ﷺ તો બાળપણમાં પણ ક્યારેય આવી સભાઓ કે મજલિસમાં સામેલ થયા જ નથી. એટલા માટે આપ ﷺને મનાઈ કરવાની કોઈ આવશ્યકતા જ ન હતી.

વળી, બાતિલની મજલિસોથી અળગા થવાના વિવિધ સ્વરૂપો હોઈ શકે છે. એક એ કે, તે મજલિસોમાંથી ઊઠી જાઓ, બીજું એ કે, ત્યાં બેઠા હોય એવી પરિસ્થિતિમાં કોઈ અન્ય પ્રવૃત્તિમાં લાગી જાઓ, તેમના તરફ કોઈ ધ્યાન ન આપો, પરંતુ અંતિમ આયતમાં એ બતાવવામાં આવ્યું કે પ્રથમ હુકમ ઉપર અમલ કરાવવાનો હેતુ એ છે કે, તેમની મજલિસમાં બેસેલા ન રહો, ત્યાંથી ઊઠી જાઓ.

અંતિમ આયતમાં ફરમાવ્યું કે, જો તમને શયતાન ભૂલાવી દે એટલે કે ભૂલથી તેમની મજલિસોમાં સામેલ થઈ ગયા, ભલે એ રીતે કે આવી મજલિસોમાં સામેલ થવાની મનાઈ યાદ ન રહી અથવા એ પ્રમાણે કે એ યાદ ન રહ્યું કે આ લોકો અલ્લાહની આયતો અને રસૂલુલ્લાહ ﷺ વિરુદ્ધ પોતાની મજલિસમાં ચર્ચા કર્યા કરે છે તો એવી પરિસ્થિતિમાં જે સમયે પણ યાદ આવી જાય તે જ સમયે તે મજલિસમાંથી ઊઠી જવું જોઈએ. યાદ આવી ગયા પછી ત્યાં બેસી રહેવું ગુનોહ છે અને બીજી એક આયતમાં પણ આ જ વિષય વર્ણન થયો છે અને તેના અંતે એ ફરમાવ્યું કે, "જો તમે ત્યાં બેસી રહ્યા તો તમે પણ તેમના જેવા જ છો."

ઈમામ રાઝી (રહ.)એ તફસીરે કબીરમાં ફરમાવ્યું છે કે, "આ આયતનો મૂળ હેતુ ગુનાહની મજલિસોથી અને એવી મજલિસવાળાઓથી વાંધો ઉઠાવવો તથા તેમનાથી અળગા થઈ જવાનો છે જેનું શ્રેષ્ઠ સ્વરૂપ તો એ જ છે કે, ત્યાંથી ઉઠી જાઓ, પરંતુ જો ત્યાંથી ઉઠી જવામાં પોતાના પ્રાણ, માલ અથવા ઈજ્જત–આબરૂનો ભય હોય તો સામાન્ય લોકો માટે એ પણ જાઈઝ છે કે, તેમનાથી અળગા થવાનું કોઈ અન્ય સ્વરૂપ અપનાવે. દાખલા તરીકે, કોઈ અન્ય પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થઈ જાય અને તે લોકો તરફ ધ્યાન ન આપે, પરંતુ તે ખાસ લોકો જેમનું દીન વિશે અનુસરણ કરવામાં આવે છે તેમનું દરેક પરિસ્થિતિમાં ત્યાંથી ઊઠી જવું જ વધારે યોગ્ય છે."

ત્યારબાદ ફરમાવ્યું, وَاِمَّا يُنْسِيَنَّكَ الشَّيْطٰنُ એટલે કે, "જો તમને શયતાન ભૂલાવી દે," જો તેનું સંબોધન બધા જ મુસલમાનો છે તો વાત બિલકુલ સ્પષ્ટ છે કે, ભૂલ દરેક વ્યક્તિ સાથે જોડાયેલ બાબત છે અને જો સંબોધન નબીએ કરીમ ﷺ માટે છે તો અત્રે એ સવાલ પેદા થાય છે કે, જો અલ્લાહના રસૂલ અને નબી માટે પણ ભૂલી જવું શક્ય હોય તો તેમની તા'લીમ ઉપર કઈ રીતે ભરોસો રાખી શકાય છે ?

જવાબ એ છે કે, અંબિયા (અલૈ.)ને કોઈ ખાસ હિકમત અને મસ્લિહત હેઠળ ભૂલાવી દેવું તો શક્ય છે, પરંતુ અલ્લાહ તઆલા તરફથી તરત તેની ચેતવણી વહી દ્વારા આવી જાય છે જેથી તેઓ ભૂલ ઉપર કાયમ નથી રહેતા. એટલા માટે અંતે તેમનું શિક્ષણ અને તા'લીમ ભૂલોથી પવિત્ર અને શંકારહિત હોય છે.

અલબત્ત, આયતના આ વાક્યથી જાણ થઈ કે, જો કોઈ વ્યક્તિ ભૂલ અથવા ખતાથી કોઈ ગલતીમાં સપડાય જાય તો તે મા'ફ છે. નબીએ કરીમ ﷺની એક હદીષમાં ઈરશાદ છે,

رُفِعَ عَنْ اُمَّتِیَ الْخَطَاءُ وَالنِّسْيَانُ وَمَا اسْتُكْرِ هُوْا عَلَيْهِ

*"મારી ઉમ્મતમાં ખતા અને ભૂલના અને તે કાર્યના ગુનાહો મા'ફ કરી દેવામાં આવ્યા છે, જે કોઈએ બરજબરીથી તેની પાસે કરાવ્યા હોય."*

ઈમામ જસ્સાસ (રહ.)એ અહકામુલ કુર્આનમાં ફરમાવ્યું કે, "આ

આયતથી જાણ થઈ કે, મુસલમાનોએ દરેક એવી મજલિસોથી અળગાપણું અપનાવવું જોઈએ જેમાં અલ્લાહ તઆલા અથવા તેના રસૂલ ﷺ અથવા શરીઅતે ઈસ્લામના વિરુદ્ધ વાતો થઈ રહી હોય અને તેને બંધ કરવી અથવા કરાવવી અથવા ઓછામાં ઓછું સત્ય વાતને જાહેર કરવી તેના અધિકાર ક્ષેત્રમાં ન હોય. હા ! જો એવી મજલિસોમાં સુધારણાની નિય્યતથી સામેલ થાય અને તે લોકોને સત્ય વાતની પ્રેરણા આપે તો કોઈ વાંધો નથી.''

અંતિમ આયતમાં જે એવો ઈરશાદ થયો છે કે, ''યાદ આવી ગયા પછી જાલિમ કૌમ સાથે ન બેસો'' એનાથી ઈમામ જસ્સાસ (રહ.)એ આ મસ્અલો પ્રતિપાદિત કર્યો છે કે, એવા જાલિમ, બેદીન અને બીમાર માનસિકતા ધરાવતા લોકોની મજલિસમાં સામેલ થવું સદંતર ગુનોહ છે. ભલે તેઓ તે સમયે કોઈ નાજાઈઝ વાતચીતમાં મશગૂલ થાય અથવા ન થાય. કારણ કે, આવા લોકોને આવી વાહિયાત વાતચીત શરૂ કરતાં કોઈ વાર લાગતી નથી. આ દલીલનું કારણ એ છે કે, તેમાં સદંતર જાલિમો સાથે બેસવાની મનાઈ કરવામાં આવી છે. એમાં એ શરત નથી કે, તેઓ તે સમયે પણ અત્યાચાર કરવામાં મશગૂલ હોય.

કુર્આન મજીદની એક બીજી આયતમાં એ જ વિષય સ્પષ્ટ થયો છે કે, وَلَا تَرْكَنُوْا اِلَى الَّذِيْنَ ظَلَمُوْا فَتَمَسَّكُمُ النَّارُ (૧૧ : ૧૧૩) એટલે કે, ''જાલિમ લોકોની સાથે મેળ–મિલાપ અને (સહમતીનું) વલણ ન રાખો, નહિતર તમને પણ જહન્નમની આગથી વાસ્તો પડશે.''

જ્યારે પ્રસ્તુત આયત નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, ''યા રસૂલુલ્લાહ ﷺ ! જો તેમની મજલિસમાં સદંતર જવાની મનાઈ હશે તો અમે મસ્જિદે હરામમાં નમાઝ અને તવાફથી પણ વંચિત થઈ જઈશું. કારણ કે, તે લોકો તો હંમેશા ત્યાં બેસી રહે છે (આ ઘટના હિજરત અને ફત્હે મક્કા પહેલાંની છે) અને તેમનું કાર્ય જ ખામીઓ શોધવાનું અને ભૂંડુ બોલવાનું છે !'' તેના ઉપર ત્યાર પછીવાળી બીજી આયત નાઝિલ થઈ, وَمَا عَلَى الَّذِيْنَ يَتَّقُوْنَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَيْءٍ وَّلٰكِنْ ذِكْرٰى لَعَلَّهُمْ يَتَّقُوْنَ એટલે કે, ''જે લોકો કાળજી રાખનારા છે, તેઓ જો પોતાના કામે મસ્જિદે હરામમાં જાય તો તે શરારતખોર લોકોના દુષ્કૃત્યોની તેમના ઉપર કોઈ જવાબદારી નથી. હા ! એટલી વાત તેમના

માથે છે કે, સત્ય વાત તેમને પહોંચાડી આપે કે કદાચ તેઓ તેનાથી બોધપાઠ ગ્રહણ કરીને સત્ય માર્ગ ઉપર આવી જાય.''

ત્રીજી આયતમાં પણ લગભગ એ જ વિષયને તાકીદપૂર્વક આ રીતે ફરમાવવામાં આવ્યો છે, وَذَرِ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَهْوًا وَّلَعِبًا તેમાં શબ્દ ذَرْ (ઝર) એ وَذْرٌ (વઝ્ર)થી બન્યો છે. જેનો અર્થ છે કે, ''કોઈ વસ્તુથી નારાજ થઈને તેને છોડી દેવું.'' આયતનો અર્થ એ છે કે, ''તમે તેમને છોડી આપો જેમણે પોતાના દીનને ખેલ-તમાશો અને રમત-ગમત બનાવી રાખ્યો છે.'' તેના બે ભાવાર્થો હોઈ શકે છે; એક એ કે, જેઓ સત્ય દીન એટલે કે ઈસ્લામ અને તેના માટે જે મોકલવામાં આવ્યું છે તેને ખેલ-તમાશો બનાવી નાંખે, તેનો ઠઠ્ઠો-મશ્કરી કરે. બીજું એ કે, તેમણે અસલી દીન છોડીને પોતાના દીન અને ધર્મને જ રમત-ગમત બનાવી લીધી છે. બંને ભાવાર્થનો હેતુ લગભગ એકસરખો છે.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યું, وَغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا એટલે કે, ''તેમને દુનિયાની અમુક દિવસની જિંદગીએ તકબ્બુર અને ધોકામાં નાંખી દીધા છે.'' આ તેમની બીમારીનું અસલી કારણ વર્ણન કર્યું કે, તેમની સમગ્ર બળવાખોર વૃત્તિનું મૂળ કારણ એ છે કે, દુનિયાની થોડા દિવસની જિંદગી ઉપર જ તેઓ ઈતરાય રહ્યા છે અને આખિરતને ભૂલાવી બેઠા છે. જો તેઓ આખિરત અને કયામતની માન્યતા ધરાવતા હોત તો કદાપિ આવી વાહિયાત ચેષ્ટાઓ કરતા ન હોત.

આ આયતમાં રસૂલે કરીમ ﷺ અને દરેક મુસલમાનોને બે હુકમો આપવામાં આવ્યા છે. પ્રથમ એ કે, એવા લોકોથી અળગા થઈ જાઓ જેમનું વર્ણન પ્રસ્તુત વાક્યોમાં આવી ચૂક્યું છે. બીજું એ કે, તે લોકોથી ફક્ત અળગા થવું અને તેમનાથી ફક્ત વાંધો ઉઠાવવો પૂરતું નથી, પરંતુ હકારાત્મક રીતે એ પણ આવશ્યક છે કે કુર્આન દ્વારા તેમને બોધપાઠ પણ આપતા રહો અને અલ્લાહ તઆલાના અઝાબથી પણ ડરાવતા રહો.

અંતિમ આયતમાં આ અઝાબની વિગત એ રીતે વર્ણન થઈ છે કે, ''જો તેમની આ જ હાલત રહી તો આ લોકો પોતાના દુષ્કૃત્યોની જાળમાં પોતે ફસાઈ જશે.'' આયતમાં આ સ્થળે اَنْ تُبْسَلَ શબ્દનો ઉપયોગ ફરમાવ્યો છે, જેનો અર્થ "જેલ" થાય છે અને "ફસાઈ જવાનો" પણ થાય છે.

કારણ કે, દુનિયામાં મનુષ્ય એવી ટેવ ધરાવે છે કે, ક્યારેક કોઈ ભૂલ અથવા અત્યાચાર કરી બેસે છે અને તેની સજા તેની સામે આવી જાય છે તો સજાથી બચવા માટે ત્રણ પ્રકારના માધ્યમો અપનાવે છે. ક્યારેક પોતાના જૂથ અને જૂઠા વકીલોનો તેના વિરુદ્ધ ઉપયોગ કરીને પોતાના અત્યાચારના પરિણામોથી બચવાનો પ્રયત્ન કરે છે અને જો એનાથી લાચાર થઈ જાય તો મોટા લોકોની સિફારસ અને ભલામણથી કામ લે છે અને એ પણ ન ચાલે તો પછી એ પ્રયત્ન કરે છે કે, પોતાને સજાથી બચાવવા માટે થોડો માલ ખર્ચ કરે છે.

અલ્લાહ તબારક વ તઆલાએ આ આયતમાં બતાવ્યું છે કે, "અલ્લાહના અપરાધીઓ માટે સજાથી બચાવનાર ન કોઈ દોસ્ત કે વહાલા હોઈ શકે છે, ન જ કોઈની સિફારસ અલ્લાહ તઆલાની પરવાનગી વિના ચાલી શકે છે અને ન જ કોઈના માલનો બદલા સ્વરૂપે સ્વીકાર થઈ શકે છે. બલકે, જો સમગ્ર દુનિયાની દોલત પણ તેના કબજામાં હોય અને તે આ બધા માલને સજાથી બચવા માટે વળતર સ્વરૂપે આપવા ઈચ્છે તો પણ આ વળતરને તેની પાસેથી સ્વીકારવામાં નહીં આવે."

અંતિમ આયતમાં ફરમાવ્યું, اُولٰٓـئِكَ الَّذِيْنَ اُبْسِلُوْا بِمَا كَسَبُوْا لَهُمْ شَرَابٌ مِّنْ حَمِيْمٍ وَّعَذَابٌ اَلِيْمٌ بِمَا كَانُوْا يَكْفُرُوْنَ (૪૭ : ૧૫) એટલે કે, "આ તે લોકો છે જેઓ પોતાના દુષ્કૃત્યોની સજામાં પકડી લેવામાં આવ્યા છે, તેમને પીવા માટે જહન્નમનું ઉકળતું પાણી મળશે" જેના વિશે બીજી આયતમાં છે કે, તે પાણી તેમના આંતરડાઓના ટૂકડે-ટૂકડા કરી નાંખશે અને તે પાણી ઉપરાંત બીજા પણ ભયંકર પ્રકારના પીડાયુક્ત અઝાબ તેમને થશે તેમના કુફ્ર અને ઈનકારના કારણે.

આ અંતિમ આયથી એ પણ જાણ થઈ કે જે લોકો આખિરતથી ગાફેલ થઈ ફક્ત દુનિયાની જિંદગી પાછળ મગ્ન છે તેમની સાથેની સોબત અને ઊઠક-બેઠક પણ માણસ માટે ભયંકર નુકસાનકર્તા છે. તેનું પરિણામ એ છે કે, તેમની સોબતમાં રહેનારો પણ એ અઝાબનો શિકાર થશે જેમાં તેઓ સંડોવાયા છે.

આ ત્રણે આયતોનો હેતુ મુસલમાનોને ખરાબ માહોલ અને ખરાબ સોબતથી બચાવવાનો છે, જે મનુષ્ય માટે ભયંકર નુકસાનકર્તા છે. કુર્આન અને

હદીષના અસંખ્ય નુસૂસ ઉપરાંત અનુભવથી અને નજરે જોયાથી સિદ્ધ થયેલ છે કે, મનુષ્યને બધી જ ખરાબીઓ અને અપરાધમાં સંડોવનારી વસ્તુ તેનો ખરાબ સમાજ અને ખરાબ માહોલ છે, જેમાં ફસાયા પછી મનુષ્ય પ્રથમ તો પોતાના અંતરાત્મા વિરુદ્ધ અને પ્રકૃતિ વિરુદ્ધ બુરાઈઓમાં સંડોવાય જાય છે અને પછી જ્યારે ટેવ પડી જાય છે તો આ બુરાઈઓ વિશેનો અપરાધભાવ પણ નષ્ટ થઈ જાય છે. બલકે, બુરાઈને ભલાઈ અને ભલાઈને બુરાઈ સમજવા લાગે છે. જેમકે, એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે કે, "જ્યારે કોઈ વ્યક્તિ પ્રથમ ગુનાહમાં સંડોવાય છે ત્યારે તેના દિલ ઉપર એક કાળો ડાઘ લાગી જાય છે અને જેમ સફેદ કપડાં ઉપર એક કાળો ડાઘ દરેક વ્યક્તિને નાપસંદ હોય છે, તેને પણ ગુનાહથી દિલમાં અણગમો પેદા થાય છે, પરંતુ જ્યારે એક પછી બીજો અને ત્રીજો ગુનોહ કરતો ચાલ્યો જાય છે અને પાછલા ગુનાહોથી તવબહ નથી કરતો તો એક પછી એક કાળા ડાઘ લાગતા ચાલ્યા જાય છે, એટલે સુધી કે દિલનો પ્રકાશિત ભાગ બિલકુલ કાળો થઈ જાય છે, એનું પરિણામ એ હોય છે કે તેના મનમાં સારા-નરસાનો ભેદ નથી રહેતો." આ જ શબ્દને કુર્આનમાં رَانَ (રા'ન) તરીકે ઓળખાવવામાં આવ્યો છે. كَلَّا بَلْ سكتة رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ "તેમના દિલોમાં તેમના દુષ્કૃત્યોના કારણે કાટ ચઢી ગયો છે, હવે તેમની ક્ષમતા સ્થગિત થઈ ગઈ." (૮૩ : ૧૪)

અને જ્યાં સુધી વિચાર કરવામાં આવે મનુષ્યને એવી પરિસ્થિતિમાં પહોંચાડનારી વસ્તુ મોટે ભાગે તેનો ખોટો માહોલ અને બુરી સોબત હોય છે. નઊઝુબિલ્લાહ, એટલા માટે બાળકોના વડીલોની ફરજ છે કે, બાળકોને એવા ગંદા માહોલ અને સમાજથી બચાવવાની સંપૂર્ણ કોશીશ કરે. આગલી ત્રણ આયતોમાં પણ શિર્કની માનયતા ખોટી હોવાની અને તવહીદ તથા આખિરતની સાબિતીઓના વિષયોનું વર્ણન થયું છે જે તરજુમાથી જાહેર થાય છે.

————————

——————

———

## આયતો : (સુરએ અન્આમ : આયત નં. ૭૪ થી ૮૧)

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ لِاَبِيْهِ اٰزَرَ اَتَتَّخِذُ اَصْنَامًا اٰلِهَةً ۚ اِنِّيْٓ اَرٰىكَ وَقَوْمَكَ فِيْ
ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٧٤﴾ وَكَذٰلِكَ نُرِيْٓ اِبْرٰهِيْمَ مَلَكُوْتَ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلِيَكُوْنَ
مِنَ الْمُوْقِنِيْنَ ﴿٧٥﴾ فَلَمَّا جَنَّ عَلَيْهِ الَّيْلُ رَاٰ كَوْكَبًا ۚ قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّآ اَفَلَ قَالَ
لَآ اُحِبُّ الْاٰفِلِيْنَ ﴿٧٦﴾ فَلَمَّا رَاَ الْقَمَرَ بَازِغًا قَالَ هٰذَا رَبِّيْ ۚ فَلَمَّآ اَفَلَ قَالَ
لَئِنْ لَّمْ يَهْدِنِيْ رَبِّيْ لَاَكُوْنَنَّ مِنَ الْقَوْمِ الضَّآلِّيْنَ ﴿٧٧﴾ فَلَمَّا رَاَ الشَّمْسَ
بَازِغَةً قَالَ هٰذَا رَبِّيْ هٰذَآ اَكْبَرُ ۚ فَلَمَّآ اَفَلَتْ قَالَ يٰقَوْمِ اِنِّيْ بَرِيْٓءٌ مِّمَّا
تُشْرِكُوْنَ ﴿٧٨﴾ اِنِّيْ وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِيْ فَطَرَ السَّمٰوٰتِ وَالْاَرْضَ حَنِيْفًا وَّمَآ اَنَا
مِنَ الْمُشْرِكِيْنَ ﴿٧٩﴾ وَحَآجَّهٗ قَوْمُهٗ ۭ قَالَ اَتُحَآجُّوْٓنِّيْ فِي اللّٰهِ وَقَدْ هَدٰىنِ ۭ وَلَآ
اَخَافُ مَا تُشْرِكُوْنَ بِهٖٓ اِلَّآ اَنْ يَّشَاۗءَ رَبِّيْ شَيْـــًٔا ۭ وَسِعَ رَبِّيْ كُلَّ شَيْءٍ عِلْمًا ۭ
اَفَلَا تَتَذَكَّرُوْنَ ﴿٨٠﴾ وَكَيْفَ اَخَافُ مَآ اَشْرَكْتُمْ وَلَا تَخَافُوْنَ اَنَّكُمْ اَشْرَكْتُمْ
بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ عَلَيْكُمْ سُلْطٰنًا ۭ فَاَيُّ الْفَرِيْقَيْنِ اَحَقُّ بِالْاَمْنِ ۚ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٨١﴾

## તરજુમો :

*અને યાદ કરો જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપ આઝરને કહ્યું, શું તું મૂર્તિઓને ખુદા માને છે ? હું જોઉં છું કે તું અને તારી કોમ ઉઘાડી ગુમરાહ છે. (૭૪) અને એ જ પ્રમાણે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આસમાનો અને જમીનની અજાયબીઓ બતાવવા લાગ્યા અને જેથી તેમને યકીન આવી જાય. (૭૫) પછી જ્યારે તેમના (હઝરત ઈબ્રાહીમ અલૈ.) ઉપર રાત્રિએ અંધારું કરી લીધું તેમણે એક તારો જોયો, બોલ્યા; આ છે મારો રબ્બ !? પછી જ્યારે તે (આથમીને) ગાયબ થઈ ગયો તો બોલ્યા; હું ગાયબ થનારને પસંદ કરતો નથી. (૭૬) પછી જ્યારે ચમકતો ચાંદ જોયો, બોલ્યા; આ છે મારો રબ્બ !? પછી જ્યારે તે (આથમીને) ગાયબ થઈ ગયો, બોલ્યા; જો મારો*

*પરવરદિગાર મને માર્ગદર્શન કરશે નહીં તો બેશક ! હું ગુમરાહ લોકોમાં રહીશ. (૭૭) પછી જ્યારે ઝળહળતો સૂરજ જોયો, બોલ્યા; આ છે મારો રબ્બ !? આ સૌથી મોટો છે; પછી જ્યારે તે (આથમીને) ગાયબ થઈ ગયો, બોલ્યા; હે મારી કોમ ! હું બેઝાર (અળગો) છું એનાથી જેને તમે શરીક (અલ્લાહના ભાગીદાર) કરો છો. (૭૮) મેં મારું મોઢું સૌથી એકબાજુએ થઈ તેના જ તરફ કેન્દ્રિત કરી લીધું જેણે આસમાનો અને જમીન બનાવ્યા, અને હું શિર્ક કરનારો નથી. (૭૯) અને તેમની સાથે તેમની કોમે ઝઘડો કર્યો, બોલ્યા; શું તમે મારી સાથે અલ્લાહના એક હોવામાં ઝઘડો કરો છો ? અને તે મને સમજાવી ચૂક્યો, અને હું તેમનાથી ડરતો નથી જેમને તમે તેના ભાગીદાર કરો છો પરંતુ એ કે મારો પરવરદિગાર જ કોઈ તકલીફ પહોંચાડવા ઈચ્છે, મારા પરવરદિગારના જ્ઞાને બધી વસ્તુઓને સમાવી લીધી છે, શું તમે વિચારતા નથી ? (૮૦) અને હું તમારા શરીકો (તમે અલ્લાહના ઠરાવેલા ભાગીદારો)થી કઈ રીતે ડરું ? અને તમે એ વાતથી નથી ડરતા કે તેમને અલ્લાહના ભાગીદાર કરો છો જેની તેણે તમારા ઉપર કોઈ દલીલ ઉતારી નથી ? હવે બંને પક્ષોમાંથી કોણ શાંતિનો વધારે હકદાર છે ? બોલો જો તમે સમજ રાખતા હોય ! (૮૧)*

## તફસીર :

અને (તે સમયને પણ યાદ કરવા યોગ્ય છે) જ્યારે ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપ આઝર (આઝર વ્યક્તિનું નામ છે)ને કહ્યું કે, શું તું મૂર્તિઓને મઅ્બૂદ ઠરાવે છે ? બેશક ! હું તને અને તારી સમગ્ર કોમને (જે માન્યતામાં તારા ભાગીદાર છે) ખુલ્લી ભૂલમાં જોઈ રહ્યો છું (સિતારાઓ વિશે આગળ વાતચીત આવશે, વચ્ચે ઈબ્રાહીમ અલૈ.ના સાચા દષ્ટિકોણના સંદર્ભે અલ્લાહ તઆલા ફરમાવે છે કે) અને અમે એવી જ રીતે ઈબ્રાહીમ (અલૈ.)ને આસમાનો અને જમીનની મખ્લૂક (વિશેની હકીકત તેમને અર્પવામાં આવેલ દિર્ઘદષ્ટિ દ્વારા) બતાવી જેથી તેને (અલ્લાહની જાત અને સિફતોનો) પરિચય થઈ જાય (આગળ સિતારાઓ વિશેની વાતચીત મુનાજરાના સ્વરૂપમાં વર્ણન થાય છે કે ઉપરની વાતચીત તો મૂર્તિઓ વિશે થઈ ચૂકી, હવે) ત્યારબાદ (તે દિવસે અથવા અન્ય કોઈ દિવસે) જ્યારે રાત્રિનો અંધકાર તેમના ઉપર (એ જ પ્રમાણે અન્ય સૌના

ઉપર) છવાઈ ગયો તો તેમણે એક તારો જોયો (કે જે ચમકી રહ્યો છે), તેમણે (પોતાની કોમને સંબોધન કરીને) ફરમાવ્યું કે (તમારા વિચાર પ્રમાણે) આ મારો (અને તમારો) પરવરદિગાર (અને મારી પરિસ્થિતિ ઉપર કાબૂ ધરાવનાર) છે ? (ઘણું સારું ! હવે થોડી વારમાં હકીકતની જાણ થઈ જશે. એટલા માટે થોડીવાર પછી તે અથમાઈને છુપાઈ ગયો); બસ, જ્યારે તે અસ્ત થઈ ગયો તો તેમણે કહ્યું કે, હું અસ્ત થઈ જનારથી મહોબ્બત રાખતો નથી (અને મહોબ્બત પરવરદિગાર વિશેના વિશ્વાસની આવશ્યકતામાંથી છે, બસ ખુલાસો એ થયો કે હું તેને પરવરદિગાર સમજતો નથી) ત્યારબાદ (તે જ રાત્રે અથવા કોઈ અન્ય રાત્રે) જ્યારે ચંદ્રને જોયો (કે) ચળકતો (નીકળ્યો છે) તો (અગાઉની જેમ જ) કહ્યું કે, (તમારા વિચાર પ્રમાણે) આ મારો (અને તમારો) પરવરદિગાર (અને દરેક પરિસ્થિતિ ઉપર શક્તિ ધરાવનાર) છે ? (સારું, હવે થોડીવારમાં તેની પરિસ્થિતિ પણ જોઈ લઈએ છે, અંતે તે પણ આથમી ગયો) બસ, જ્યારે તે આથમી ગયો તો તેમણે કહ્યું કે જો મને મારો પરવરદિગાર (સાચી) હિદાયત (માર્ગદર્શન) ન કરતો રહે (જેમકે અત્યાર સુધી હિદાયત કરતો રહ્યો છે) તો હું પણ (તમારી જેમ) ગુમરાહ લોકોમાં સામેલ થઈ જાઉં એ પછી (એટલે કે, જો ચંદ્રની ઘટના તે જ તારાની ઘટનાની રાત્રે બની હતી તો તો કોઈ રાત્રિની સવારમાં અને જો ચાંદની ઘટના તે તારાની ઘટનાવાળી રાત્રે ન હતી તો ચંદ્રની ઘટનાવાળી રાત્રિની સવારે અથવા તેના સિવાય અન્ય કોઈ દિવસની સવારમાં) જ્યારે સૂર્ય જોયો (કે ખૂબ ઝળહળતો) ચમકતો (નીકળ્યો છે) તો (અગાઉ બે વખતે કર્યું એ જ પ્રમાણે) કહ્યું કે, (તમારા વિચાર પ્રમાણે) આ મારો (અને તમારો) પરવરદિગાર (અને દરેક પરિસ્થિતિ ઉપર કાબૂ ધરાવનાર) છે ? (અને) આ તો સૌ (પ્રસ્તુત સિતારાઓ)માં મોટો છે (જેના ઉપર વાતચીત પૂર્ણ થઈ જશે, જો તેની ખુદાઈ જૂઠી થઈ ગઈ તો નાના સિતારાઓની ખુદાઈ તો તેનાથી વધારે જૂઠી ગણાશે. મતલબ કે, સાંજ થઈ ત્યારે તે સૂર્ય પણ આથમી ગયો) બસ, જ્યારે તે અસ્ત થઈ ગયો તો તેમણે કહ્યું કે, બેશક ! હું તમારા શિર્કથી બેઝાર (અને અળગો) છું (એટલે કે સાચી વાત જાહેર કરું છું, માન્યતાની રૂએ તો હંમેશાથી બેઝાર જ હતો) હું (બધા તરીકાઓમાંથી) એક તરફ થઈને પોતાની દિશા (જાહેર સ્વરૂપે અને દિલથી પણ) તે (અલ્લાહની જાત)ના તરફ (કેન્દ્રિત કરું છું અને તમારી સામે

જાહેરાત) કરું છું જેણે આસમાનો અને જમીનને પેદા કર્યા અને હું (તમારી જેમ) શિર્ક કરનારાઓમાંથી નથી (ન તો માન્યતાની રૂએ અને ન જ મૌખિક રીતે અને ન આચરણ દ્વારા) અને તેમની સાથે તેમની કોમે (વાહિયાત) દલીલબાજી કરવાનું શરૂ કર્યું (તે એ કે આ રિવાજ તો પ્રાચીન છે وَجَدْنَا اٰبَآئَنَا لَهَا عٰبِدِيْنَ અને બાતિલ મઅ્બૂદોના ઇનકાર કરવા વિશે ડરાવ્યા પણ; કે કદાચ તમને આ ઇન્કાર કોઈ આફતમાં ન ફસાવી દે .....كَمَا يَدُلُّ عَلَيْهِ الْجَوَابُ بِقَوْلِهٖ وَلَا اَخَافُ) તેમણે (પ્રથમ વાતના જવાબમાં તો એ) કહ્યું કે, શું તમે અલ્લાહ(ની તવહીદ)ના મા'મલામાં મારી સાથે (જૂઠી) દલીલબાજી કરો છો ? જ્યારે કે તેણે મને (સાચી દલીલોનો) તરીકો બતાવી દીધો છે, (જેને હું તમારી રૂબરૂ રજૂ કરી ચૂક્યો છું, ફક્ત પ્રાચીન રિવાજ હોવો એ આ દલીલોનો જવાબ નથી હોઈ શકતો, પછી તેનો વિરોધ કરવો તમારા માટે બેકાર અને મારા માટે ધ્યાન ન આપવા યોગ્ય છે) અને (બીજી વાતના જવાબમાં એવું કહ્યું કે,) હું આ વસ્તુઓથી જેને તમે અલ્લાહ તઆલા સાથે (ઇબાદતના હકદાર હોવામાં) ભાગીદાર બનાવો છો નથી ડરતો (કે તે મને કોઈ રીતે નુકસાન પહોંચાડી શકે, કારણ કે તેમનામાં તો પોતે પણ શક્તિ નથી અને જો કોઈ વસ્તુમાં હોય પણ તો તેની શક્તિ પરજીવી છે) હા ! પરંતુ જો મારો પરવરદિગાર કોઈ વસ્તુ ઇચ્છે (તો તે બીજી વાત છે, તે થઈ જશે, પરંતુ તેનાથી ખોટા મઅ્બૂદોની શક્તિની સાબિતી અથવા તેનાથી ડરવાની આવશ્યકતા જણાતી નથી અને) મારા પરવરદિગારે (કે જે પ્રમાણે તે સર્વશક્તિમાન છે, જેમકે આ ચીજવસ્તુઓથી જાણ થઈ, એ જ પ્રમાણે તેણે) દરેક વસ્તુને પોતાના જ્ઞાન(ના વર્તુળ)માં (પણ) સમાવી રાખેલ છે (મતલબ કે, શક્તિ અને જ્ઞાન બંને તેની સાથે જ વિવિશિષ્ટતા ધરાવે છે અને તમારા જૂઠા મઅ્બૂદોમાં ન તો શક્તિ છે અને ન જ જ્ઞાન છે) શું તમે (સાંભળો છો ? અને) પછી (પણ) વિચાર કરતા નથી અને (જે પ્રમાણે મારા ન ડરવાનું કારણ એ છે કે, તે તમારા મઅ્બૂદ જ્ઞાન અને શક્તિમાં જે પ્રમાણે ફક્ત નપૂંસક છે એ જ પ્રમાણે એ વાત પણ છે કે, મને કોઈ કાર્યનો ડર નથી તો પછી) હું તે બાબતોથી કેવી રીતે ડરું જેને તમે (અલ્લાહ તઆલા સાથે ઈબાદતના હકદાર અને પરવરદિગારની માન્યતામાં) ભાગીદાર ઠરાવી લીધા છે, જ્યારે કે (તમારે ડરવું જોઈએ બે કારણોથી, એક તમારે ડરવું જોઈએ કે તમે શિર્ક કર્યું છે જેના ઉપર અઝાબ થશે, બીજું અલ્લાહ સર્વજ્ઞ હોવાની અને

સર્વશક્તિમાન હોવાની જાણ થઈ ચૂકી છે પરંતુ) તમે એ બાબત(ના વબાલ)થી નથી ડરતા કે તમે અલ્લાહ તઆલા સાથે એવી વસ્તુઓને ભાગીદાર ઠરાવી છે જે(ના મઅ્બૂદ હોવા) વિશે અલ્લાહ તઆલાએ તમારા ઉપર કોઈ દલીલ (શાબ્દિક અથવા અર્થની દષ્ટિએ) નાઝિલ નથી કરી (મતલબ એ કે, તમારે ડરવું જોઈએ જ્યારે કે તમે તેનાથી ઊલટું મને ડરાવી રહ્યા છો ?) બસ, (આ તકરીરને ન્યાયપૂર્વક સાંભળીને બતાવો કે) તે (પ્રસ્તુત) બે પક્ષોમાંથી (એટલે કે મુશ્રિકો અને તવહીદના પક્ષોમાંથી) શાંતિના (એટલે કે, નિર્ભય હોવાના) કોણ વધારે હકદાર છે ? (અને ભય પણ તે જે વાસ્તવમાં ભરોસાપાત્ર છે, એટલે કે આખિરતનો) જો તમે (કંઈ) જાણકારી રાખતા હોય.

## મસ્અલા અને બોધપાઠ :

આ અગાઉની આયતોમાં રસૂલે કરીમ ﷺનું અરબના મુશ્રિકોને સંબોધન અને મૂર્તિપૂજા છોડીને માત્ર એક અલ્લાહની ઈબાદત કરવાના આમંત્રણનું વર્ણન હતું.

આ આયતોમાં એ જ સત્યના આમંત્રણનું સમર્થન એક ખાસ શૈલીમાં આપવામાં આવ્યું છે, જે પાકૃતિક રીતે પણ અરબના નિવાસીઓ માટે રસપ્રદ હોઈ શકે છે અને તે એ કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) તમામ અરબના આદ્યપિતા છે અને એટલા માટે સમગ્ર અરબ તેમની ઈજ્જત અને સન્માનમાં હંમેશા એકમતે હતા. આ આયતોમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના તે મુનાજરાનું વર્ણન કરવામાં આવ્યું છે જે તેમણે મૂર્તિપૂજા અને તારાઓની પૂજા વિરુદ્ધ પોતાની કૌમ સાથ કર્યો હતો અને પછી બધાને સત્ય તવહીદનો બોધપાઠ આપ્યો હતો.

પ્રથમ આયતમાં છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના બાપ આઝરને કહ્યું કે, "તમે પોતાના હાથે બનાવેલ મૂર્તિઓને પોતાના મઅ્બૂદ બનાવી લીધા છે. હું તમને અને તમારી સમગ્ર કૌમને ગુમરાહ અને માર્ગ ભટકેલ જોઈ રહ્યો છું."

એવું પ્રખ્યાત છે કે, આઝર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાપનું નામ છે અને મોટા ભાગના ઈતિહાસકારોએ તેમનું નામ "તારખ" (Tarakh) હોવાનું બતાવ્યું છે અને આઝર તેમનું ઉપનામ છે. ઈમામ રાઝી (રહ.) અને ઉલમાએ

સલફમાંથી એક વર્ગનું કહેવું છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વાલિદનું નામ તારખ અને કાકાનું નામ આઝર છે. તેમના કાકા આઝર નમરૂદના પ્રધાન બન્યા પછી શિર્કમાં સંડોવાય ગયા હતા અને કાકાને બાપ કહેવું અરબી રૂઢિપ્રયોગમાં સામાન્ય રિવાજ છે. આ રૂઢિપ્રયોગ હેઠળ આયતમાં આઝરને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાપ કહેવામાં આવ્યા છે. ઝરકાનીની "શરહે મવાહિબ"માં તેની કેટલીય સાબિતીઓને નકલ કરવામાં આવી છે.

## અકીદાઓ અને આચરણની સુધારણાનું આમંત્રણ પોતાના ઘર અને પોતાના કુટુંબથી શરૂ કરવું જોઈએ :

આઝર હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વાલિદ હોય કે કાકા, મતલબ કે લોહીના સંબંધની રૂએ તે તેમના આદરણીય વડીલ હતા. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સૌ પ્રથમ સત્યનું આમંત્રણ પોતાના ઘરથી શરૂ કર્યું, જેમકે રસૂલુલ્લાહ ﷺને પણ તેનો હુકમ થયો છે. وَاَنْذِرْ عَشِيْرَتَكَ الْاَقْرَبِيْنَ (૨૬:૨૧૪) એટલે કે, પોતાના નજીકના સગાંઓને અલ્લાહના અઝાબથી ડરાવો અને રસૂલે કરીમ ﷺએ તે હુકમ હેઠળ સૌ પ્રથમ પોતાના કુટુંબને જ સફા પર્વત ઉપર ચઢીને સત્યનું આમંત્રણ આપવા ભેગા કર્યા.

તફસીરે બહરે મુહીતમાં છે કે, એનાથી જાણ થઈ કે જો કુટુંબમાં કોઈ આદરણીય વડીલ દીનના સાચા માર્ગ ઉપર ન હોય તો તેને સત્ય માર્ગ તરફ આમંત્રણ આપવું સન્માન વિરુદ્ધ બાબત નથી. બલકે, હમદર્દી અને ખૈરખ્વાહીનો તકાદો છે અને એ પણ જાણ થઈ કે, સત્યનું આમંત્રણ અને સુધારણાનું કામ પોતાના સગાં અને નજીકના લોકોથી શરૂ કરવું અંબિયા (અલૈ.)ની સુન્નત છે.

## માનવો બે કોમોમાં વહેંચાયેલ છે; એક મુસલમાન અને બીજી કાફિર કોમ

વળી, આ આયતમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાના કુટુંબ અને પોતાની કૌમનો સંબંધ પોતાની સાથે જોડવાને બદલે બાપને એવું કહ્યું કે, "તમારી કૌમ ગુમરાહીમાં છે" તેમાં તે મહાન કુરબાની તરફ પણ ઈશારો છે કે, જે ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહના માર્ગમાં પોતાના મુશ્રિક સમાજથી સંબંધ કાપીને અદા કરી અને પોતાના આચરણ દ્વારા બતાવી આપ્યું કે, મુસલમાન કૌમની ઓળખ ઈસ્લામના સંબંધથી કાયમ થાય છે. વંશ અથવા વતન મુસ્લિમ

કોમથી જો વિપરીત હોય તો તે બધું છોડી દેવા પાત્ર છે.

ہزار خویش کہ بیگانہ از خدا باشد فدائے یک تنِ بیگانہ کاشنا باشد

પોતાના હજારો સગાં-સ્નેહીઓને છોડી દે કે જે અલ્લાહથી દૂર છે,
અને એક તે પારકો કે જે અલ્લાહથી સંબંધ ધરાવતો હોય તેના પર કુર્બાન થઈ જા.

કુર્આને કરીમે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની આ ઘટનાનું વર્ણન કરીને આવનારી ઉમ્મતોને માર્ગદર્શન આપ્યું છે કે, તે પણ તેમના પગલે ચાલે. ઈરશાદ છે કે,

قَدْ كَانَتْ لَكُمْ اُسْوَةٌ حَسَنَةٌ فِيْ اِبْرٰهِيْمَ وَالَّذِيْنَ مَعَهٗ اِذْ قَالُوْا لِقَوْمِهِمْ اِنَّا بُرَءٰٓؤُا مِنْكُمْ وَمِمَّا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ (સૂરહ : ૬૦, આયત : ૪)

એટલે કે, ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ માટે "ઉસ્વએ હસનહ" અનુસરણ યોગ્ય છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેમના સાથીઓનો એ અમલ કે, તેમણે પોતાના વતનના સમાજને સાફ સ્પષ્ટ કહી દીધું કે, અમે તમારાથી અને તમારા જૂઠા મઅ્બૂદોથી બેઝાર અને અળગા છે. અમારા અને તમારા વચ્ચે અદાવતની દિવાલ ત્યાં સુધી કાયમ છે જ્યાં સુધી તમે એક અલ્લાહની ઈબાદત ન અપનાવો.

જાણ થઈ કે, આ બે કૌમની વિચારધારા છે જેણે પાકિસ્તાન બનાવડાવ્યું, જેનું એ'લાન સૌ પ્રથમ હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.)એ કર્યું હતું. ઉમ્મતે મુહમ્મદિય્યહ ﷺ અને અન્ય તમામ ઉમ્મતોએ સૂચના અને હિદાયત પ્રમાણે આ જ પદ્ધતિને અપનાવી. સામાન્ય રીતે મુસલમાનોમાં ઈસ્લામી એકતા મશહૂર થઈ ગઈ. હજ્જતુલ વદાઅ્ની મુસાફરીમાં રસૂલે કરીમ ﷺને એક કાફલો મળ્યો. આપ ﷺએ પૂછ્યું કે, તમે કઈ કૌમમાંથી છો ? તો જવાબ આપ્યો, نَحْنُ قَوْمٌ مُّسْلِمُوْنَ "અમે મુસ્લિમ કોમમાંથી છે." *(બુખારી)*

એમાં અરબના પ્રાચીન રિવાજ પ્રમાણે કોઈ કબીલા અથવા કુટુંબનું નામ લેવાના બદલે مُسْلِمُوْنَ (મુસ્લિમૂન) કહીને એ સાચી કૌમી ઓળખ બતાવવામાં આવી જે દુનિયાથી લઈ આખિરત સુધી ટકી રહેવાની છે. હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ આ સ્થળે પોતાના બાપને સંબોધન કરતી વખતે તો તેમની જ્ઞાતિનો સંબંધ તેમના તરફ જોડીને તેમનાથી પોતાની અલગતાનું એ'લાન કર્યું અને જે

સ્થળે કૌમથી પોતે અળગા હોવાનું અને સંબંધો કાપી નાંખવાનું એ'લાન કર્યું હતું તેને પોતાની સાથે જોડીને એ'લાન કર્યું. જેમકે આગલી આયતમાં છે, يَـا قَوۡمِ اِنِّـىۡ بَــرِىۡٓءٌ مِّــمَّــا تُشۡــرِكُوۡنَ એટલે કે, "હે મારી કોમ ! હું તમારા શિર્કથી બેઝાર (અળગો) છું." તેમાં એ તરફ ઈશારો છે કે, જો કે વંશ અને વતનના આધારે તમે મારી કૌમ છો પરંતુ તમારી શિર્કયુક્ત પ્રવૃત્તિઓએ મને તમારી જ્ઞાતિથી સંબંધ કાપવા માટે મજબૂર કરી દીધો છે.

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની જ્ઞાતિ અને તેમના પિતા બેવડા શિર્કમાં સંડોવાયેલા હતા કે, મૂર્તિઓની પૂજા પણ કરતા હતા અને તારાઓની પણ; એટલા માટે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તે બંને બાબતો ઉપર પોતાના પિતા અને તેમની કૌમ સાથે મુનાજરો (Debate) કર્યો.

મૂર્તિપૂજા ઝિલ્લત અને ગુમરાહી હોવાનું પ્રથમ વર્ણન કર્યું, આગલી આયતોમાં તારાઓ ઈબાદતપાત્ર ન હોવાનું વર્ણન થયું અને એનાથી પહેલાં એક આયતમાં પ્રસ્તાવના સ્વરૂપે અલ્લાહ તઆલાએ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના એક ખાસ મોભા તથા તેમના જ્ઞાન અને દિર્ઘદષ્ટિના ઉચ્ચ સ્થાનને આ રીતે વર્ણન કર્યું. وَكَـذٰلِكَ نُـرِىۡۤ اِبۡـرٰهِيۡـمَ مَـلَـكُـوۡتَ السَّـمٰوٰتِ وَالۡاَرۡضِ وَلِيَكُوۡنَ مِنَ الۡــمُــوۡقِــنِيۡــنَ એટલે કે, અમે ઈબ્રાહીમ (અલૈ.)ને આસમાનો અને જમીનની મખ્લૂકોને એ રીતે બતાવી કે તેની બધી વસ્તુઓની વાસ્તવિકતા સ્પષ્ટ રીતે જાણ થઈ જાય અને તેનો વિશ્વાસ સંપૂર્ણ થઈ જાય. એનું જ પરિણામ હતું કે, જેને પાછળની આયતોમાં એક આશ્ચર્યજનક મુનાજરાના સ્વરૂપમાં પ્રસ્તુત કરવામાં આવ્યું.

### દા'વત અને તબ્લીગ (ઇસ્લામના પ્રચાર-પ્રસાર)ના કામમાં વિવેકબુદ્ધિ અને યુક્તિતથી કામ લેવું અંબિયા (અલૈ.)ની સુન્નત છે :

فَـلَمَّا جَنَّ عَلَيۡهِ الَّيۡلُ رَاٰ كَوۡكَبًا‌ ۚ قَالَ هٰذَا رَبِّىۡ એટલે કે, એક રાત્રે જ્યારે અંધકાર છવાઈ ગયો અને એક તારા ઉપર નજર પડી તો (ઈબ્રાહીમ અલૈ.એ) પોતાની કૌમને સંભળાવીને કહ્યું કે, (શું) આ તારો મારો પરવરદિગાર છે ? કહેવાનો મતલબ એ હતો કે, તમારી ધારણા અને માન્યતાની રૂએ શું આ જ મારો અને તમારો પાલનહાર છે ? હવે, થોડીવારમાં તેની વાસ્તવિકતા જોઈ લો. એટલા

માટે થોડા સમય પછી તે અસ્ત થઈ ગયો તો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને પોતાની કૌમ ઉપર દલીલ કાયમ કરવાની તક મળી અને ફરમાવ્યું, لَا اُحِبُّ الْاٰفِلِیْنَ તેમાં آفِلِیْنَ એ શબ્દ اُفُوْلٌથી બન્યો છે. જેનો અર્થ છે "અસ્ત થવું" (અથમાઈ જવું).

મતલબ એ છે કે, "હું અસ્ત થનાર વસ્તુની મહોબ્બત નથી રાખતો કે જેને ખુદા કે મઅ્બૂદ બનાવી દેવામાં આવે." દેખીતું છે કે, તે મઅ્બૂદ તો સૌથી વધારે પ્રેમ અને સન્માનનો અધિકારી હોવો જોઈએ. મવલાના રૂમી (રહ.)એ એક શે'રમાં એ જ ઘટનાને વર્ણન કરી છે,

خلیل آسا درِ ملکِ یقیں زن نوائے لَا اُحِبُّ الْآفِلِیْن زن

ખલીલુલ્લાહ (હઝરત ઈબ્રાહીમ અલૈ.)ની જેમ યકીનની બાબતમાં માનનાર બનીને "લા ઉહિબ્બુલ આફિલીન" (હું અસ્ત થનારને પસંદ નથી કરતો)નો નારો લગાવ.

ત્યારબાદ ફરી કોઈ બીજી રાત્રે ચમકતો ચંદ્ર નજરે પડ્યો ત્યારે ફરી પોતાની કૌમને તે જ પદ્ધતિ અપનાવી કહ્યું કે, તમારી માન્યતાઓ પ્રમાણે શું આ જ મારો પરવરદિગાર છે ? પરંતુ તેની હકીકત પણ થોડી વાર પછી સામે આવી જશે. એટલા માટે જ્યારે ચંદ્ર અથમાઈ ગયો તો ફરમાવ્યું, જો મારો પરવરદિગાર માર્ગદર્શન ન આપતો રહ્યો હોત તો હું પણ તમારી જેમ માર્ગ ભટકેલાઓમાં સામેલ થઈ ગયો હોત અને ચંદ્રને જ પોતાનો પરવરદિગાર અને મઅ્બૂદ સમજી બેઠો હોત, પરંતુ તેના ઊગવા અને આથમવાની સમગ્ર પરિસ્થિતિઓએ મને ચેતવણી આપી દીધી કે આ તારાઓ પણ ઈબાદત કરવા પાત્ર નથી.

આ આયતમાં એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે, મારો પરવરદિગાર કોઈ અન્ય છે, જે એકમાત્ર અલાહ છે, જેના તરફથી મને માર્ગદર્શન થતું રહે છે.

ત્યારબાદ એક દિવસે સૂર્ય નીકળતો જોયો તો ફરી પોતાની કૌમને સંભળાવીને એ જ પદ્ધતિથી ફરમાવ્યું કે, શું તમારી માન્યતા અને ધારણા પ્રમાણે આ જ મારો પરવરદિગાર છે ? આ તો સૌથી મોટો છે પરંતુ એ મોટાની વાસ્તવિકતા પણ અને એનું સ્વરૂપ પણ ઘણું જ જલદી તમારી સામે આવી જશે. એટલા માટે સૂર્ય પણ પોતાના સમયે અસ્ત થઈ ગયો ત્યારે પોતાની કૌમ ઉપર અંતિમ દલીલ પૂર્ણ કર્યા પછી હવે મૂળ વાસ્તવિકતાને સ્પષ્ટ રીતે વર્ણન કરી

يَا قَوْمِ اِنِّیْ بَرِیٓءٌ مِّمَّا تُشْرِكُوْنَ એટલે કે, "હે મારી કોમ ! હું તમારા આ શિર્કયુક્ત વિચારોથી અળગો છું કે તમે અલ્લાહ તઆલાની મખ્લૂક (સર્જન)ને જ અલ્લાહના ભાગીદાર બનાવી રાખ્યા છે."

ત્યારબાદ એ વાસ્તવિકતા બતાવી દીધી કે, મારો અને તમારો પરવરદિગાર પાલનહાર આ બધી મખ્લૂકોમાંથી કોઈ નથી હોઈ શકતો, જે પોતે પોતાના અસ્તિત્વમાં અન્યનો મોહતાજ છે અને દરેક સમયે તે ઊગવા-આથમવા કે સવાર-સાંજ જેવા પરિવર્તનોમાં ઘેરાયેલા હોય છે. બલકે, આપણા સૌનો પાલનહાર તો તે છે જેણે આસમાનો અને જમીન અને તેમાં અસ્તિત્વ ધરાવનાર તમામ મખ્લૂકને પેદા કરી છે. એટલા માટે મેં પોતાની દિશા તમારી બધી પોતે કંડારેલ મૂર્તિઓ અને પરિવર્તન તથા ઊગવા-આથમવાના ચક્રમાં ઘેરાયેલ તારાઓથી ફેરવીને ફક્ત એક અલ્લાહ સુબ્હાનહુ વ તઆલા વહ્દહુ લા શરીક લહુ તરફ કરી લીધી છે અને હું તમારી જેમ મુશ્રિકોમાંથી નથી.

આ મુનાજરાની ઘટનામાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ પોતાની પયગમ્બર તરીકેની હિકમત, વિવેકબુદ્ધિ અને શિખામણથી કામ લઈને એક ઝટકે તેમની તારાઓની પૂજા કરવાની રીતને ખોટી અને ગુમરાહી ન ઠરાવી બલકે, એક એવી રીત અપનાવીને એવો શિરસ્તો કાયમ કર્યો, જેનાથી દરેક બુદ્ધિશાળી વ્યક્તિના દિલ અને દિમાગ પોતે પ્રભાવિત થઈને વાસ્તવિકતાને ઓળખી લે. હા! મૂર્તિપૂજા વિરુદ્ધ વાત કરવામાં પ્રથમથી જ કઠોરતા અપનાવી અને પોતાના બાપ અને સમગ્ર કૌમને મૂર્તિપૂજાની ગુમરાહીમાં ભટકેલા હોવાની સ્પષ્ટ વાત વર્ણન કરી. કારણ એ હતું કે, મૂર્તિપૂજાનું અયોગ્ય અને ગુમરાહી હોવું બિલકુલ સ્પષ્ટ છે અને જાહેર બાબત છે. જ્યારે તારાઓની પૂજાની ગુમરાહી મૂર્તિપૂજા જેટલી સ્પષ્ટ અને ખુલ્લી ન હતી.

અત્રે એ વાત પણ વિચાર કરવા યોગ્ય છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ તારાઓની પૂજા વિરુદ્ધ પોતાની કૌમ સામે જે દલીલો વર્ણન કરી છે તેનો ખુલાસો એ છે કે, જે વસ્તુ પરિવર્તનશીલ હોય અને તેની પરિસ્થિતિ સતત બદલાતી રહેતી હોય અને તે પોતાની ગતિઓમાં કોઈ અન્ય શક્તિના આધીન હોય તે કદાપિ એના લાયક નથી કે તેને પોતાનો પાલનહાર ઠરાવી લેવામાં આવે. આ દલીલોમાં તારાઓના ઊગવા, અસ્ત થવા અને તે વચ્ચેની બધી જ પરિસ્થિતિઓની દલીલો

કરી શકાતી હતી કે, તે પોતાની ગતિઓમાં પોતે સ્વતંત્ર નથી, કોઈના હુકમના આધીન એક નિશ્ચિત માર્ગ ઉપર ગતિ કરી રહેલ છે. પરંતુ હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ આ બધી પરિસ્થિતિઓ અને સ્વરૂપોમાંથી દલીલો માટે ફક્ત તારાઓના અસ્ત થવાની બાબતને રજૂ કરી. કારણ કે, તેનું અથમાઈ જવું સામાન્ય લોકોની નજરોમાં તેનું પતન સમજવામાં આવે છે અને અંબિયા (અલૈ.)ની સામાન્ય રીતે દલીલ કરવાની શૈલી એ જ હોય છે કે, તેઓ સામાન્ય જનતાના માનસ ઉપર પ્રભાવ પાડી શકે તેવા ફિલસુફીયુક્ત સંશોધનો પાછળ વધારે નથી પડતા. બલકે, સામાન્ય માનસિકતા પ્રમાણે સંબોધન કરે છે, એટલા માટે તે તારાઓના પતન અને તેના પ્રભાવહીન હોવાનું સાબિત કરવા માટે તેના અસ્ત થવાની બાબતને રજૂ કરી, નહિતર તેમના લાચાર અને અશક્ત કે આપમેળે સ્વતંત્ર ન હોવાના આધારે તેના ઊગવાને પણ દલીલ બનાવી શકાતી હતી અને ત્યાર પછી અસ્ત થતા પહેલાં જેટલા પણ પરિવર્તનો ઉપસ્થિત થાય છે તેને પણ દલીલ બનાવી શકાતી હતી.

**ઇસ્લામના પ્રચારકો માટે અમુક સૂચનાઓ :**

હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની મુનાજરાની આ શૈલી ઉલમા અને પ્રચારકો માટે અમુક મહત્ત્વના માર્ગદર્શન પૂરા પાડે છે. પ્રથમ એ કે, કૌમોની તબ્લીગ અને સુધારણામાં અમુક સ્થળે સખતી, કઠોરતા યોગ્ય છે અને અમુક સ્થળે નમ્રતા બલકે, દરેકની એક ચોક્કસ પરિસ્થિતિ અને મર્યાદા હોય છે. એટલા માટે મૂર્તિપૂજાના અનુસંધાને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ સખત અને કઠોર શબ્દો અપનાવ્યા છે. કારણ કે, તેમની તે ગુમરાહીને પ્રત્યક્ષ રીતે જોઈ શકાય છે અને તારાઓની પૂજાની ઘટનામાં આવા કઠોર શબ્દોનો ઉપયોગ નથી કર્યો બલકે, એક ખાસ યુક્તિપૂર્વક વાસ્તવિકતાને કૌમના દિમાગોમાં ઘર કરાવી. કારણ કે, ગ્રહો અને તારાઓ લાચાર અને પોતે કોઈ શક્તિ ધરાવતા ન હોવાનું એટલું સ્પષ્ટ અને ખુલ્લું ન હતું જેટલું પોતે કંડાળેલ મૂર્તિઓનું. એનાથી જાણ થાય છે કે, સામાન્ય લોકો જો કોઈ એવી ભૂલમાં સપડાયા હોય જે ભૂલ અથવા ગુમરાહી હોવું સામાન્ય દૃષ્ટિથી સ્પષ્ટ ન થતું હોય તો આલિમો, વિદ્વાનો, મુબલ્લિગો અને પ્રચારકોએ કઠોર થવાને બદલે તેમની શંકાઓ દૂર કરવાની યુક્તિ અપનાવવી જોઈએ.

બીજું માર્ગદર્શન તેમાં એ છે કે, સત્યની જાહેરાત અને હકીકત માટે તેમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ કૌમને એવું સંબોધન ન કર્યું કે, તમે આવું ન કરો. બલકે, પોતાની પરિસ્થિતિ બતાવી કે, હું તો તે ઊગવા અને આથમવાના ચક્કરમાં પડેલ ચીજ–વસ્તુઓને ઈબાદતપાત્ર ઠરાવી નથી શકતો. એટલા માટે હું મારી દિશા એક એવી હસ્તી તરફ કરી લઉં છું, જે આ બધી વસ્તુઓને પેદા કરનારો અને પોષણ આપનારો છે. મકસદ તો એ જ હતો કે, તમારે પણ આવું જ કરવું જોઈએ પરંતુ હિકમતયુક્ત અંદાઝમાં સ્પષ્ટ સંબોધનથી બચીને આ રીતે ફરમાવ્યું, જેથી તેઓ જીદ અને હઠ ન કરી બેસે. એનાથી જાણ થઈ કે, સુધારકો અને પ્રચારકોનું ફક્ત એ કામ નથી કે, સત્ય વાતને જેવી રીતે ઈચ્છે કહી નાંખે. બલકે, એમના માટે જરૂરી છે કે એવા અંદાઝ અને ઢબથી કહે કે જે લોકો ઉપર પ્રભાવશાળી હોય અને અસર પાડી શકે.

————————————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૮૨ થી ૮૯)

ع
الَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يَلْبِسُوْٓا اِيْمَانَهُمْ بِظُلْمٍ اُولٰٓئِكَ لَهُمُ الْاَمْنُ وَهُمْ مُّهْتَدُوْنَ ﴿۸۲﴾
وَتِلْكَ حُجَّتُنَآ اٰتَيْنٰهَآ اِبْرٰهِيْمَ عَلٰى قَوْمِهٖ ؕ نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ اِنَّ رَبَّكَ
حَكِيْمٌ عَلِيْمٌ ﴿۸۳﴾ وَوَهَبْنَا لَهٗٓ اِسْحٰقَ وَيَعْقُوْبَ ؕ كُلًّا هَدَيْنَا ۚ وَنُوْحًا هَدَيْنَا
مِنْ قَبْلُ وَمِنْ ذُرِّيَّتِهٖ دَاوٗدَ وَسُلَيْمٰنَ وَاَيُّوْبَ وَيُوْسُفَ وَمُوْسٰى وَهٰرُوْنَ ؕ
وَكَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿۸۴﴾ ۙ وَزَكَرِيَّا وَيَحْيٰى وَعِيْسٰى وَاِلْيَاسَ ؕ كُلٌّ مِّنَ
الصّٰلِحِيْنَ ﴿۸۵﴾ ۙ وَاِسْمٰعِيْلَ وَالْيَسَعَ وَيُوْنُسَ وَلُوْطًا ؕ وَكُلًّا فَضَّلْنَا عَلَى الْعٰلَمِيْنَ ﴿۸۶﴾ ۙ
وَمِنْ اٰبَآئِهِمْ وَذُرِّيّٰتِهِمْ وَاِخْوَانِهِمْ ۚ وَاجْتَبَيْنٰهُمْ وَهَدَيْنٰهُمْ اِلٰى صِرَاطٍ
مُّسْتَقِيْمٍ ﴿۸۷﴾ ذٰلِكَ هُدَى اللّٰهِ يَهْدِيْ بِهٖ مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَلَوْ اَشْرَكُوْا
لَحَبِطَ عَنْهُمْ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۸۸﴾ اُولٰٓئِكَ الَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ وَالْحُكْمَ
وَالنُّبُوَّةَ ۚ فَاِنْ يَّكْفُرْ بِهَا هٰٓؤُلَآءِ فَقَدْ وَكَّلْنَا بِهَا قَوْمًا لَّيْسُوْا بِهَا بِكٰفِرِيْنَ ﴿۸۹﴾

## તરજુમો :

*જે લોકો ઈમાન (યકીન) લઈ આવ્યા અને તેમણે પોતાના ઈમાનને કોઈ અન્યાય (નુકસાન) સાથે ભેળવ્યું નહીં તેમના જ માટે શાંતિ છે અને તેઓ જ સીધા માર્ગ ઉપર છે. (૮૨) અને આ અમારી દલીલ છે કે (જે) અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમની કોમના મુકાબલામાં આપી હતી, અમે જેના ઈચ્છીએ દરજ્જા બુલંદ કરીએ છીએ, બેશક ! તમારો પરવરદિગાર હિકમતવાળો સર્વજ્ઞ છે. (૮૩) અને અમે બખ્શયા ઈબ્રાહીમ (અલૈ.)ને ઈસ્હાક (અલૈ.) અને યાકૂબ (અલૈ.); સૌને અમે હિદાયત આપી છે, અને નૂહ (અલૈ.)ને અમે તે સૌથી પહેલાં હિદાયત કરી અને તેમની અવલાદમાંથી દાવુદ (અલૈ.) અને સુલયમાન (અલૈ.) અને અય્યૂબ (અલૈ.) અને યૂસુફ (અલૈ.) અને મૂસા (અલૈ.) અને હારૂન (અલૈ.)ને; અને અમે એ જ રીતે નેક કામવાળાઓને બદલો આપ્યા કરીએ છીએ. (૮૪) અને ઝકરિય્યા (અલૈ.), અને યહ્યા (અલૈ.) અને ઈસા (અલૈ.) અને ઈલ્યાસ (અલૈ.)ને; સૌ સાલિહીન (નેકો)માંથી છે. (૮૫) અને ઈસ્માઈલ (અલૈ.) અને યસઅ (અલૈ.) અને યૂનુસ (અલૈ.)ને અને લૂત (અલૈ.)ને અને સૌને અમે સમગ્ર દુનિયાવાળાઓ ઉપર બુઝુર્ગી (શ્રેષ્ઠતા) આપી. (૮૬) અને અમે તેમના બાપદાદાઓમાંથી અમુકને હિદાયત કરી અને તેમની અવલાદમાંથી અને ભાઈઓમાંથી અને અમે તેમને પસંદ કર્યા અને સીધા માર્ગે ચલાવ્યા. (૮૭) આ અલ્લાહની હિદાયત છે જેને ચાહે પોતાના બંદાઓમાંથી એના ઉપર ચલાવે છે અને જો આ લોકોએ શિર્ક કર્યું હોત તો અલબત્ત નકામું થઈ ગયું હોત જે કંઈ તેમણે કર્યું હતું. (૮૮) આ જ લોકો હતા જેમને અમે કિતાબ અને શરીઅત આપી અને નુબુવ્વત, પછી જો તે વાતોને (મક્કાવાળા) ન માને તો અમે તે વાતો માટે એવા લોકો નક્કી કરી દીધા છે જેઓ તેના ઈન્કારી નથી. (૮૯)*

## તફસીર :

જે લોકો (અલ્લાહ ઉપર) ઈમાન રાખે છે અને પોતાના (આ) ઈમાનને શિર્ક સાથે ભેળસેળ નથી કરતા તેવા લોકો માટે જ (કયામતમાં) શાંતિ છે અને

તેઓ જ (દુનિયામાં) સીધા માર્ગ ઉપર ચાલી રહ્યા છે (અને તેઓ ફક્ત એક અલ્લાહમાં માનનારા છે અને તેઓ મુશ્રિકોથી ભિન્ન માન્યતા ધરાવે છે કારણ કે તે મુશ્રિકો તો કહેવા માટે તો ખુદા ઉપર ઈમાન રાખે છે, કારણ કે તેઓ ખુદાની માન્યતામાં તો માને છે પરંતુ સાથે સાથે શિર્ક પણ કરે છે જેનાથી શરઈ ઈમાનનો નકાર થઈ જાય છે, જ્યારે કે ફક્ત એક અલ્લાહમાં માનનારા શાંતિ પ્રાપ્ત કરનારા છે, બસ આવા સ્વરૂપમાં તમે પોતે ડરો, ન કે મને ડરાવો. જ્યારે કે, ન તો તમારો મઅ્બૂદ ડરવાપાત્ર છે અને ન જ કોઈ કાર્ય મેં ડરવા જેવું કર્યું છે અને ન જ હું દુનિયાના ડર કે ભય ઉપર ભરોસો કરું છું અને તમારી પરિસ્થિતિ ત્રણે સ્વરૂપો આધારે ભય પામવા જેવી છે) અને આ (દલીલ જે હઝરત ઈબ્રાહીમ અલૈ.એ તવહીદ માટે કાયમ કરી હતી) અમારી (આપેલ) દલીલ હતી, તે અમે ઈબ્રાહીમ (અલૈ.)ને તેમની કોમના મુકાબલામાં આપી હતી (જ્યારે અમારી આપેલી હતી તો ચોક્કસ ઉચ્ચ પ્રકારની દલીલ હતી અને ઈબ્રાહીમ અલૈ.ની શું વિશેષતા છે ? બલકે,) અમે (તો) જેને ઇચ્છીએ છીએ (ઇલ્મી અને અમલી) દરજ્જાઓમાં વધારી આપીએ છીએ (એટલા માટે બધા અંબિયા અલૈ.ને આ શ્રેષ્ઠ દરજ્જાઓ અર્પણ કર્યા). બેશક ! તમારો પરવરદિગાર સઘળું જાણનારો અને મહાન હિકમતવાળો છે (કે દરેકની પરિસ્થિતિ અને સામર્થ્યને જાણે છે અને દરેકને યોગ્ય પ્રમાણમાં ગુણ અને વિશેષતાઓ અર્પણ કરે છે) અને (અમે જે પ્રમાણે ઈબ્રાહીમ અલૈ.ને વ્યક્તિગત વિશેષતા, જ્ઞાન અને આચરણ આપ્યું હતું એ જ પ્રમાણે વિશેષ ગુણોથી પણ નવાજ્યા હતા કે, તેમની મુખ્ય અને ગૌણ બધી જ બાબતોની વિશેષતાઓ ઘણા બધાને આપી. જેમકે) અમે તેમને (એક પુત્ર) ઈસ્હાક આપ્યો અને (એક પૌત્ર) યાકૂબ (આપ્યો, તેનાથી બીજી અવલાદનો ઈન્કાર નથી થતો અને બંને બુઝૂર્ગોમાંથી) દરેકને (સત્ય માર્ગની) અમે હિદાયત કરી અને (ઈબ્રાહીમ અલૈ.થી) અગાઉના યુગમાં અમે નૂહ (અલૈ.)ને (જેમનું ઈબ્રાહીમ અલૈ.ના વડવાઓમાંથી હોવું પ્રખ્યાત છે અને વાસ્તવમાં ગૌણ બાબતોની શ્રેષ્ઠતામાં પણ સત્યની રીતભાત જ પ્રભાવશાળી હોય છે) હિદાયત કરી અને તેઓ (ઈબ્રાહીમ અલૈ.)ની અવલાદ (લુગ્વી અથવા ઉર્ફી અથવા શરઈ)માંથી (અંતિમ સુધી જેટલા પણ આવ્યા છે સૌને સત્ય માર્ગની હિદાયત કરી, એટલે કે) દાવુદ (અલૈ.)ને અને (તેમના પુત્ર) સુલયમાન (અલૈ.)ને અને

અય્યૂબ (અલૈ.)ને અને યુસૂફ (અલૈ.)ને અને મૂસા (અલૈ.)ને અને હારૂન (અલૈ.)ને (સત્ય માર્ગની હિદાયત કરી) અને (જ્યારે આ હિદાયત ઉપર તેઓ ચાલ્યા તો અમે તેમને સારો બદલો પણ સવાબ અને મારી વધારે નિકટતાના સ્વરૂપમાં આપ્યો અને જે રીતે નેક કાર્યો ઉપર તેમને સારો બદલો આપ્યો) એવી જ રીતે (અમારી ટેવ છે કે) અમે નેક કામ કરનારાઓને (યોગ્ય) બદલો આપ્યા કરીએ છીએ અને વળી, (અમે સત્યની હિદાયત કરી) ઝકરિય્યા (અલૈ.)ને અને (તેમના પુત્ર) યહ્યા (અલૈ.)ને અને ઈસા (અલૈ.)ને અને ઈલ્યાસ (અલૈ.)ને; (અને આ) સૌ (બુઝૂર્ગો) સંપૂર્ણ સમજદાર લોકોમાંથી હતા અને વળી (અમે સત્ય માર્ગની હિદાયત આપી) ઈસ્માઈલ (અલૈ.)ને અને અલ-યસઅ્ (અલૈ.)ને અને યુનૂસ (અલૈ.) અને લૂત (અલૈ.) અને (તેમનામાંથી) દરેકને (પોત-પોતાના સમયકાળમાં) સમગ્ર દુનિયાવાળાઓ ઉપર (નુબુવ્વતથી) અમે શ્રેષ્ઠતા અર્પી અને વળી તેઓના (એટલે કે પ્રસ્તુત બુઝૂર્ગોના) અમુક બાપ-દાદાઓને અને અમુક અવલાદને અને અમુક ભાઈઓને (અમે સત્ય માર્ગની હિદાયત આપી) અને અમે તેઓ (સૌ)ને સત્ય માર્ગ (એટલે કે, દીને હક)ની હિદાયત કરી (અને તે દીન જેની તે સૌને હિદાયત થઈ હતી) અલ્લાહની (તરફથી જે) હિદાયત (હોય છે) તે આ જ (દીન) છે; પોતાના બંદાઓમાંથી જેને ઈચ્છે તેને હિદાયત (એટલે કે મંઝિલ ઉપર પહોંચાડવાના સ્વરૂપમાં) આપે છે (એટલા માટે હવે જે લોકો મોજૂદ છે તેમને પણ આ જ હિદાયત આ અર્થથી થઈ કે તેમને સીધો માર્ગ બતાવી આપ્યો, પછી મંઝિલ ઉપર પહોંચવું અથવા ન પહોંચવું તેમનું કામ છે પરંતુ તેમનામાંથી અમુકે તેને છોડીને શિર્ક અપનાવી લીધું) અને (શિર્ક એટલી બધી અપ્રિય વસ્તુ છે કે, જે નબી નથી તેમની તો વાત જ શું કરવી ?) જો ધારી લો કે આ લોકો (એટલે કે પ્રસ્તુત અંબિયા અલૈ.) પણ (નઊઝુબિલ્લાહ) શિર્ક કર્યું હોત તો જે કંઈ તેઓ (નેક) અમલો કરતા હતા તે બધા બેકાર થઈ ગયા હોત. (આગળ નુબુવ્વતના મસ્અલા તરફ ઈશારો છે કે,) આ (જેટલા પ્રસ્તુત અંબિયાઓ થયા છે તેઓ એવા હતા કે અમે તેમને મજબૂત આસમાની) કિતાબ અને હિકમત(નું જ્ઞાન) અને નુબુવ્વત અર્પણ કરી હતી (તો નુબુવ્વત કોઈ આશ્ચર્યજનક ઘટના નથી કે આ કાફિર લોકો તેના ઈન્કારી થઈ રહ્યા છે, કારણ કે હકીકત નજર સમક્ષ છે.) બસ, જો (ઉદાહરણ ઉપસ્થિત હોવા છતાં પણ) આ

લોકો (તમારી) નુબુવ્વતનો ઈન્કાર કરે તો (આપ ﷺ દિલગીર ન થાઓ કારણ કે) અમે તેને (માની લેવા) માટે ઘણા લોકો નક્કી કરી આપ્યા છે (એટલે કે મુહાજિરો અને અનસાર) જેઓ તેના ઈન્કારી નથી.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોથી અગાઉની આયતોમાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું પોતાના પિતા આઝર અને સમગ્ર નમરૂદની કૌમ સાથેના વાર્તાલાપનું વર્ણન ઉપસ્થિત હતું, જેમની મૂર્તિપૂજા અને તારાઓની પૂજા વિરુદ્ધ મજબૂત ગવાહીઓ રજૂ કરીને પાછળની પ્રસ્તુત આયતોમાં પોતાની કૌમને સંબોધન કર્યું કે, તમે મને પોતાની મૂર્તિઓથી ડરાવો છો કે, હું તેનો ઈન્કાર કરીશ તો તે મને બરબાદ કરી નાંખશે ?! જ્યારે કે, ન તો મૂર્તિઓમાં એવી કોઈ શક્તિ છે અને ન જ મેં કોઈ એવું કામ કર્યું છે જેના પરિણામે મને કોઈ નુકસાન થાય. બલકે, ડરવું તો તમારે જોઈએ કે, તમે એવો સખત અપરાધ કર્યો છે કે, અલ્લાહની મખ્લૂક બલકે મખ્લૂકના સમૂહને અલ્લાહના ભાગીદાર અને સમકક્ષ ઠરાવી દીધા અને વળી, અલ્લાહ તઆલાનું સર્વજ્ઞ અને સર્વવ્યાપી તથા સર્વશક્તિમાન હોવાનું પણ કોઈ બુદ્ધિશાળીથી છૂપું નથી, તો હવે તમે પોતે વિચાર કરીને બતાવો કે, શાંતિ અને સલામતીનો કોણ વધારે હકદાર છે ? અને કોણે ડરવું જોઈએ ?

આ આયતોમાંથી પ્રથમ આયતમાં આ વિષય રજૂ કરીને બતાવ્યું કે, અઝાબથી શાંતિ અને સલામતી માત્ર તે લોકો માટે જ હોઈ શકે છે જેઓ અલ્લાહ ઉપર ઈમાન લાવ્યા અને પછી પોતાના ઈમાનમાં કોઈ અત્યાચારની ભેળસેળ ન કરી. હદીષમાં છે કે, જ્યારે આ આયત નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.) હેબતાઈ ગયા અને વિનંતી કરી, "યા રસૂલુલ્લાહ ﷺ ! અમારામાંથી કોણ એવો છે જેણે પોતાની જાત ઉપર ગુનાહ દ્વારા કોઈ અત્યાચાર ન કર્યો હોય ? અને આ આયતમાં અઝાબથી સલામત હોવાની શરત છે કે ઈમાનની સાથે સાથે કોઈ અત્યાચાર ન કર્યો હોય તો પછી અમારા છુટકારાનો શું માર્ગ છે ?" રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "તમે આ આયતનો સાચો અર્થ સમજ્યા નથી. આયતમાં જુલમ (અત્યાચાર)નો અર્થ શિર્ક છે," જેમકે એક બીજી આયતમાં પણ ઈરશાદ છે, اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيْمٌ (૩૧ : ૧૩) એટલા માટે આ આયતનો અર્થ એ છે

કે, જે વ્યક્તિ ઈમાન લાવે, પછી અલ્લાહની જાત અને તેની સિફતોમાં કોઈને ભાગીદાર ન ઠરાવે તે અઝાબથી સલામત અને હિદાયત પામી ચૂકેલ છે.

ખુલાસો એ છે કે મૂર્તિઓ, પથ્થરો, વૃક્ષો, તારાઓ, નદીઓને પૂજનાર મખ્લૂક પોતાની મુર્ખાઈથી આ બધી વસ્તુઓને સર્વાધિકારી સમજે છે અને તેમની ઈબાદત છોડી દેવાથી ડરે છે કે, કદાચ આ વસ્તુઓ કંઈ નુકસાન ન પહોંચાડે. હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ ખૂબ સચોટ વાત દર્શાવી કે, અલ્લાહ રબ્બુલ ઈજ્જત જે તમારા દરેક કાર્યને જાણનારો છે અને તમારા પ્રત્યેક ભલા અને બુરા ઉપર કાબૂ પણ ધરાવે છે તેનાથી તો તમે ડરતા નથી કે તેનો વિરોધ કરવાથી કોઈ મુસીબત આવી જશે અને જે વસ્તુઓમાં ન તો જ્ઞાન છે, ન જ શક્તિ છે તેનાથી આ પ્રમાણે ડરો છો ? આ માત્ર મૂર્ખાઈ અને બુદ્ધિહીનતા નથી તો શું છે ? ડરવું તો ફક્ત અલ્લાહ તઆલાથી જોઈએ અને તેના ઉપર જેનું ઈમાન છે તે વ્યક્તિને કોઈ ભય નથી.

આ આયતમાં وَلَمْ يَلْبِسُوٓا اِيْمَانَهُمْ بِظُلْمٍ ફરમાવ્યું છે, તેમાં જુલમને તો રસૂલે કરીમ ﷺના ખુલાસા પ્રમાણે શિર્ક સમજવામાં આવે છે. તેનાથી સામાન્ય ગુનાહો અર્થમાં લેવાના નથી. પરંતુ શબ્દ بِظُلْمٍ નો نکرہ લાવીને અરબી ભાષાના કાયદા પ્રમાણે તેને સર્વસામાન્ય બનાવી દેવામાં આવ્યું, જેમાં દરેક પ્રકારનું શિર્ક સામેલ છે અને શબ્દ لَمْ يَلْبِسُوٓا એ لُبْس થી બને છે, જેનો એક અર્થ છે, "ઓઢવું" અથવા "ભેળસેળ કરવું." આમ, આયતનો અર્થ એ થયો કે, જે વ્યક્તિ પોતાના ઈમાનમાં કોઈ પ્રકારના શિર્કને ભેળવી દે, એટલે કે, અલ્લાહ તઆલાની બધી વિશેષ સિફતોને માનવા છતાં ગયરૂલ્લાહને તેની અમુક સિફતોનો ભાગીદાર સમજે તો તે શાંતિ અને ઈમાનથી બાકાત છે.

આ આયતથી જાણ થઈ કે, શિર્ક ફક્ત એ નથી કે કોઈ જાહેર રીતે ખુલ્લમ-ખુલ્લો મુશ્રિક અથવા મૂર્તિપૂજક બની જાય. બલકે, તે વ્યક્તિ પણ મુશ્રિક છે જે મૂર્તિપૂજા નથી કરતો અને ઈસ્લામનો કલિમો પઢે છે પરંતુ કોઈ ફરિશ્તા અથવા રસૂલ અથવા વલીને અલ્લાહની અમુક ખાસ સિફતોનો ભાગીદાર ઠરાવે, એમાં તે સામાન્ય લોકો માટે સખત ચેતવણી છે જે અલ્લાહના વલીઓને અને તેમની કબરોને જરૂરિયાતો પૂરી કરનાર સમજે છે અને અમલી

રીતે તેમને એવા સમજે છે કે જાણે ખુદાઈના અધિકારો તેમના હવાલે કરવામાં આવ્યા છે. નઊઝુબિલ્લાહ.

બીજી આયતમાં અલ્લાહ તઆલાએ ઈરશાદ ફરમાવ્યો કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)એ જે પોતાની કૌમ સાથેના મુનાજરામાં ઉઘાડો વિજય પ્રાપ્ત કર્યો અને તેમને મૂંગામંતર કરી દીધા તે બધું અમારું ઈનામ હતું, અમે જ તેમને તે સત્ય વિચારસરણી અર્પણ કરી પછી તેમને સ્પષ્ટ દલીલો બતાવવામાં આવી માટે કોઈને પોતાની બુદ્ધિ, સમજ અથવા વક્તૃત્વ કળા ઉપર અભિમાન ન હોવું જોઈએ. અલ્લાહ તઆલાની મદદ અને સહાયતા વિના કોઈનો બેડો પાર થતો નથી. માત્ર માણસની બુદ્ધિ સત્ય સમજવા માટે પૂરતી નથી જેનો અનુભવ રોજ બરોજ થતો રહે છે કે મોટા-મોટા નિષ્ણાત ફિલોસોફરો ખોટા માર્ગે ચાલી નીકળે છે અને ઘણા અજ્ઞાન અને અભણ સાચી માન્યતા અને વિચારસરણીના પાબંદ બની જાય છે. મવલાના રૂમીએ ખૂબ સરસ કહ્યું છે,

بے عنایاتِ حق وخاصانِ حق — گر ملک باشد سیہ ہستش ورق

હક્ક તઆલા અને હક્ક તઆલાના લાડલાઓની મહેરબાની વિના
જો ફરિશ્તો પણ હશે તો તેનું આ'માલનામું કાળું હશે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, نَرۡ فَعُ دَرَجٰتٍ مَّنۡ نَّشَآءُ એટલે કે, "અમે જેને ઈચ્છીએ છીએ દરજ્જાઓ બુલંદ કરી આપીએ છીએ" એમાં ઈશારો છે કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ને સમગ્ર દુનિયામાં અને કયામત સુધી આવનાર સમગ્ર વંશજોમાં એક ખાસ પ્રકારનું સન્માન અને સ્થાન અર્પણ થયું કે યહૂદી, નસારા, મુસલમાનો, બૌદ્ધો વગેરે બધા જ તેમને માનની નજરે જૂએ છે અને તેમનું સન્માન કરતા ચાલ્યા આવે છે. આ પણ અલ્લાહની જ કૃપા અને ઈનામ છે, તેમાં કોઈના કાર્ય કે ઈરાદાની કોઈ દખલગીરી નથી.

ત્યારબાદ છ આયતોમાં સત્તર અંબિયા (અલૈ.)ની યાદી ગણાવવામાં આવી છે, જેમાંથી અમુક લોકો હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના દાદા-પરદાદાઓ છે અને મોટા ભાગના તેમની અવલાદ છે, અને અમુક તેમના ભાઈ-ભત્રીજા છે. આ આયતમાં એક બાજુ તો એ લોકોનું હિદાયત ઉપર હોવાનું, નેક હોવાનું અને સીધા માર્ગ ઉપર હોવાનું વર્ણન થયું છે અને એ બતાવવામાં આવ્યું છે કે, અલ્લાહ

તઆલાએ પોતાના દીનની સેવા માટે તેમને ચૂંટી કાઢીને સ્વીકારી લીધા છે અને બીજી બાજુ એ બતાવી આપ્યું છે કે, ઈબ્રાહીમ (અલૈ.)એ અલ્લાહના માર્ગમાં પોતાના બાપ, કૌમ અને વતનને પણ છોડી દીધું હતું તો અલ્લાહ તઆલાએ આખિરતના મહાન દરજ્જાઓ આપ્યા અને કાયમી, અજોડ અને અકલ્પનીય રાહતોથી શરૂઆતમાં દુનિયામાં પણ નવાજ્યા અને પોતાની કૌમથી વધારે ઉત્તમ કક્ષાના લોકો અને પોતાના વતનથી શ્રેષ્ઠ કક્ષાનું વતન અર્પણ કર્યું અને એ મહાન કૃપા અર્પણ કરી કે, હઝરત ઈબ્રાહીમ (અલૈ.) પછી કયામત સુધી જેટલા નબીઓ અને રસૂલો થતા ગયા તે બધા તેમની અવલાદમાંથી છે. એક શાખા જે હઝરત ઈસ્હાક (અલૈ.)થી ચાલી એમાં સમગ્ર બની ઈસ્રાઈલના અંબિયા (અલૈ.) આવ્યા અને બીજી શાખા જે હઝરત ઈસ્માઈલ (અલૈ.)થી ચાલી તેમાં સય્યિદુલ અવ્વલીન વ આખિરીન નબિયુલ અંબિયા ખાતમુન્નબિય્યિન ﷺ પેદા થયા અને આ બધા હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વંશજો છે. એનાથી એ પણ જાણ થઈ કે, જો કે માન–સન્માન, અપમાન, છુટકારો અને અઝાબનો મુખ્ય દારોમદાર (આધાર) મનુષ્યના પોતાના વ્યક્તિગત કાર્યો ઉપર હોય છે, પરંતુ બાપ–દાદામાંથી કોઈ નબી કે વલીનું હોવું અથવા અવલાદમાંથી કોઈ ઉલમા કે નેક લોકોનું હોવું પણ એક મોટી નેઅ્મત છે અને તેનાથી પણ વ્યક્તિને લાભ પહોંચતો રહે છે.

આ સત્તર અંબિયા (અલૈ.)માં જેમની યાદી પ્રસ્તુત આયતમાં આપવામાં આવી છે તેમાં એક હઝરત નૂહ (અલૈ.) તેમના આદ્યપિતા (પરદાદા) છે. બાકી બધા તેમના વંશજો છે. وَمِنْ ذُرِّيَّتِهٖ دَاوٗدَ وَسُلَيْمَانَ તેમાં એક શંકા હઝરત ઈસા (અલૈ.) વિશે થઈ શકે છે કે, તેઓ વિના બાપે પેદા થવાના કારણે હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની પુત્રી તરફની અવલાદમાંથી છે એટલે કે, તે પૌત્ર નથી, નવાસો છે. તો તેમને વંશજ કહેવું કેટલે અંશે યોગ્ય હશે ? તેનો જવાબ સામાન્ય ઉલમા અને ફુકહાએ આપ્યો છે કે, શબ્દ ذُرِّيَّتُમાં પૌત્રો અને નવાસાઓ બંને સામેલ છે અને એ બાબતની દલીલ એનાથી કરવામાં આવી છે કે હઝરત હસન અને હુસૈન (રદિ.) રસૂલે કરીમ ﷺની ذُرِّيَّتُ (ઝૂર્રિય્યત–વંશજો)માં સામેલ છે.

બીજી શંકા હઝરત લૂત (અલૈ.) વિશે છે કે, તેઓ અવલાદમાંથી નથી

બલકે, ભત્રીજામાંથી છે. તેનો જવાબ પણ સ્પષ્ટ છે કે, પ્રચલિત રિવાજમાં કાકાને બાપ અને ભત્રીજાને પુત્ર કહેવું ઘણું પ્રખ્યાત છે.

પ્રસ્તુત આયતમાં હઝરત ખલીલુલ્લાહ (અલૈ.) ઉપર અલ્લાહના ઈનામોનું વર્ણન કરીને એકબાજુ તો કુદરતનો એ કાનૂન બતાવી આપ્યો કે, જે વ્યક્તિ અલ્લાહના માર્ગમાં પોતાની પ્રિય વસ્તુઓને કુરબાન કરે છે, અલ્લાહ તઆલા તેને દુનિયામાં પણ શ્રેષ્ઠ બદલો અર્પણ કરે છે અને બીજી બાજુ મક્કાના મુશ્રિકોને આ અહેવાલ સંભળાવીને તે તરફ માર્ગદર્શન આપવાનો હેતુ છે કે, તમે લોકો રસૂલે કરીમ ﷺની વાત નથી માનતા તો જુઓ, જેને તમે પણ સૌથી મોટા માનો છો, એટલે કે હઝરત ઈબ્રાહીમ (અલૈ.) અને તેમનું સમગ્ર કુટુંબ; તો તે બધા પણ એવું જ કહેતા ચાલ્યા આવે છે કે, ઈબાદતપાત્ર તો ફક્ત એકમાત્ર અલ્લાહ તઆલા જ છે, તેની સાથે કોઈને ઈબાદતમાં ભાગીદાર કરવું અથવા તેની ખાસ સિફતોના સમકક્ષ બતાવવું કુફ્ર અને ગુમરાહી છે. તમે લોકો પોતે પોતાની સ્વીકારેલ માન્યતાની રૂએ પણ આરોપી છો.

આઠમી આયતમાં આ જ વિષય વર્ણન થયો અને તેના અંતે રસૂલે કરીમ ﷺને સાંત્વના (દિલાસો) આપવા માટે ઈરશાદ થયો, فَاِنْ يَّكْفُرْ بِهَا هٰٓؤُلَآءِ فَقَدْ وَكَّلْنَا قَوْمًا لَّيْسُوْا بِهَا بِكٰفِرِيْنَ એટલે કે, "જો આપ (ﷺ)ના શ્રોતાઓ તમારી વાત નથી માનતા અને બધા જ અગાઉના અંબિયા (અલૈ.)ના માર્ગદર્શન રજૂ કર્યા પછી પણ ઈન્કાર કરવા ઉપર મક્કમ રહ્યા છે, તો તમે દિલગીર ન થાઓ. કારણ કે, અમે તમારા આમંત્રણ અને માર્ગદર્શન (હિદાયત)ને માનનારી અને અપનાવનારી એક એવી કૌમ નક્કી કરી રાખી છે, જે કુફ્ર અને ઈન્કારની પાસે પણ નહીં જાય" તેમાં વર્તમાન સમયના મુહાજિરો અને અનસારો પણ સામેલ છે અને કયામત સુધી આવનારા મુસલમાનો પણ અને આ આયતમાં આ બધા લોકો માટે ગર્વ લેવા જેવી બાબત છે કે, અલ્લાહ તઆલાએ તેમના વખાણમાં વર્ણન કર્યું, اَللّٰهُمَّ اجْعَلْنَا مِنْهُمْ وَاحْشُرْنَا فِىْ زُمْرَتِهِمْ આમીન.

—————————

—————————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૯૦ થી ૯૪)

أُولَٰٓئِكَ الَّذِينَ هَدَى اللَّهُ فَبِهُدَاهُمُ اقْتَدِهْ ۗ قُل لَّآ أَسْأَلُكُمْ عَلَيْهِ أَجْرًا ۖ
ع ١٠ ٨ ١٢ إِنْ هُوَ إِلَّا ذِكْرَىٰ لِلْعَٰلَمِينَ ﴿٩٠﴾ وَمَا قَدَرُوا اللَّهَ حَقَّ قَدْرِهِۦٓ إِذْ قَالُوا مَآ
أَنزَلَ اللَّهُ عَلَىٰ بَشَرٍ مِّن شَيْءٍ ۗ قُلْ مَنْ أَنزَلَ الْكِتَٰبَ الَّذِي جَآءَ بِهِۦ مُوسَىٰ نُورًا
وَهُدًى لِّلنَّاسِ ۖ تَجْعَلُونَهُۥ قَرَاطِيسَ تُبْدُونَهَا وَتُخْفُونَ كَثِيرًا ۖ وَعُلِّمْتُم مَّا
لَمْ تَعْلَمُوٓا أَنتُمْ وَلَآ ءَابَآؤُكُمْ ۖ قُلِ اللَّهُ ۖ ثُمَّ ذَرْهُمْ فِي خَوْضِهِمْ يَلْعَبُونَ ﴿٩١﴾ وَ
هَٰذَا كِتَٰبٌ أَنزَلْنَٰهُ مُبَارَكٌ مُّصَدِّقُ الَّذِي بَيْنَ يَدَيْهِ وَلِتُنذِرَ أُمَّ الْقُرَىٰ وَ
مَنْ حَوْلَهَا ۚ وَالَّذِينَ يُؤْمِنُونَ بِالْءَاخِرَةِ يُؤْمِنُونَ بِهِۦ ۖ وَهُمْ عَلَىٰ صَلَاتِهِمْ
يُحَافِظُونَ ﴿٩٢﴾ وَمَنْ أَظْلَمُ مِمَّنِ افْتَرَىٰ عَلَى اللَّهِ كَذِبًا أَوْ قَالَ أُوحِيَ إِلَيَّ وَلَمْ يُوحَ
إِلَيْهِ شَيْءٌ وَمَن قَالَ سَأُنزِلُ مِثْلَ مَآ أَنزَلَ اللَّهُ ۗ وَلَوْ تَرَىٰٓ إِذِ الظَّٰلِمُونَ فِي
غَمَرَٰتِ الْمَوْتِ وَالْمَلَٰٓئِكَةُ بَاسِطُوٓا أَيْدِيهِمْ أَخْرِجُوٓا أَنفُسَكُمُ ۖ الْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ
الْهُونِ بِمَا كُنتُمْ تَقُولُونَ عَلَى اللَّهِ غَيْرَ الْحَقِّ وَكُنتُمْ عَنْ ءَايَٰتِهِۦ تَسْتَكْبِرُونَ ﴿٩٣﴾ وَ
لَقَدْ جِئْتُمُونَا فُرَٰدَىٰ كَمَا خَلَقْنَٰكُمْ أَوَّلَ مَرَّةٍ وَتَرَكْتُم مَّا خَوَّلْنَٰكُمْ وَرَآءَ
ظُهُورِكُمْ ۖ وَمَا نَرَىٰ مَعَكُمْ شُفَعَآءَكُمُ الَّذِينَ زَعَمْتُمْ أَنَّهُمْ فِيكُمْ شُرَكَٰٓؤُا ۚ
ع ١١ ٣ ١٣ لَقَد تَّقَطَّعَ بَيْنَكُمْ وَضَلَّ عَنكُم مَّا كُنتُمْ تَزْعُمُونَ ﴿٩٤﴾

### તરજુમો :

*આ તે લોકો હતા જેમને અલ્લાહે હિદાયત કરી, બસ તમે તેમના તરીકા ઉપર ચાલો; (હે નબી ﷺ !) તમે કહી આપો ! હું તમારી પાસેથી એના ઉપર કોઈ બદલો નથી માંગતો, આ તો દુનિયાના લોકોને નસીહત માત્ર છે. (૯૦) અને તેમણે અલ્લાહને ઓળખ્યો નહીં જેવો કે ઓળખવાનો હક્ક*

*હતો, જ્યારે કહેવા લાગ્યા કે અલ્લાહે કોઈ મનુષ્ય ઉપર કોઈ વસ્તુ નથી ઉતારી; પૂછો તમે કહો ! કોણે તે કિતાબ ઉતારી જે મૂસા (અલૈ.) લઈને આવ્યા હતા, રોશન હતી અને હિદાયત હતી લોકો માટે, જેને તમે છૂટા-છૂટા પાનાં કરીને લોકોને બતાવ્યું અને ઘણી બધી વાતોને તમે છુપાવી રાખી હતી, અને તમને શિખવાડયું જેને તમે જાણતા ન હતા અને ન જ તમારા બાપદાદા; તમે કહી આપો કે અલ્લાહે ઉતારી પછી તેમને છોડી દો, પોતાની વાહિયાત પ્રવૃત્તિઓમાં રમતા રહે. (૯૧) અને આ કુર્આન કિતાબ છે કે જેને અમે બરકતવાળી ઉતારી તેની ખરાઈ (સમર્થન) કરનારી કે જે એનાથી અગાઉની (કિતાબો) છે, અને જેથી તમે ઉમ્મલ કુરા (મક્કા)વાળાઓને ડરાવો અને તેની આસપાસવાળાઓને; અને જેમને આખિરતનું યકીન છે તેઓ તેના ઉપર ઈમાન લાવે છે અને તેઓ પોતાની નમાઝથી ખબરદાર છે. (૯૨) અને એનાથી વધીને જાલિમ કોણ જે અલ્લાહ ઉપર બોહતાન બાંધે અથવા કહે, મારા ઉપર વહી ઊતરી અને તેના ઉપર કંઈ પણ વહી નથી ઊતરી અને જે કહે કે હું પણ એના જેવું જ ઉતારું છું જે અલ્લાહે ઉતાર્યું અને જો તમે જુઓ જે વખતે કે જાલિમ મોતની કઠણાઈઓમાં હોય અને ફરિશ્તાઓ પોતાના હાથ લંબાવી રહ્યા છે કે તમારા જીવ કાઢો ! આજે તમને બદલામાં ઝિલ્લતનો અઝાબ મળશે એ કારણે કે તમે અલ્લાહ વિશે જૂઠી વાતો કહેતા હતા અને તેની આયતોથી તકબ્બુર (અભિમાન) કરતા હતા. (૯૩) અને અલબત્ત તમે અમારી પાસે એક-એક થઈને આવી ગયા જેવી રીતે અમે તમને પ્રથમ વખતે પેદા કર્યા હતા અને તમે તેને પોતાની પીઠ પાછળ છોડી આવ્યા જે કંઈ સામાન અમે તમને આપ્યો હતો, અને અમે તમારી સાથે સિફારસ કરનારાઓને નથી જોતા જેમને તમે બતાવ્યા કરતા હતા કે તેમની-તમારી ભાગીદારી છે, અલબત્ત તમારો ઈલાકો (તાલ્લુક) કપાઈ ગયો અને તમે જે દા'વા કર્યા કરતા હતા જતા રહ્યા. (૯૪)*

**તફસીર :**

અને (અમે જે દિલગીર ન થવાનું અને ધીરજ ધરવાનું કહીએ છીએ તેનું કારણ એ છે કે બધા અંબિયા અલૈ.એ એવું જ કર્યું છે, એટલા માટે) આ લોકો

(જેમનું ઉપર વર્ણન થયું) એવા હતા જેમને અલ્લાહ તઆલાએ (આ પ્રમાણેની ધીરજ ધરવાની) હિદાયત કરી હતી, બસ (આ વિષયમાં) તમે પણ તેમના તરીકા (એટલે કે સબ્ર) ઉપર ચાલો (આથી તમને પણ તેનું જ માર્ગદર્શન આપવામાં આવ્યું છે, કારણ કે તેમનાથી આપ ﷺને ન તો કોઈ લાભ છે અને ન જ કોઈ નુકસાન છે કે જેના કારણે આપ દિલગીર થાઓ અથવા ધીરજ ન દાખવો અને આ વિષયની જાહેરાત માટે તેમનામાં પ્રચાર કરવાના સમયે) તમે (એ પણ) કહી આપો કે, હું તમારી પાસેથી (આ કુર્આનના પ્રચાર માટે) કંઈ વળતર નથી ઈચ્છતો (જેને મળવાથી લાભ અને ન મળવાથી નુકસાન હોય, હું તો નિઃસ્વાર્થ બોધ આપું છું) આ (કુર્આન) તો ફક્ત સમગ્ર દુનિયાઓ માટે એક શિખામણ છે (જેને માનવાથી તમારો જ લાભ અને ન માનવાથી તમારું જ નુકસાન છે) અને તે (ઈન્કારી) લોકોએ અલ્લાહ તઆલાની જેવી કદર જાણવી વાજિબ હતી એવી કદર ન જાણી જ્યારે કે (મોં ફાટ થઈને) એવું કહેવા માંડ્યા કે અલ્લાહ તઆલાએ કોઈ વ્યક્તિ ઉપર કોઈ પણ વસ્તુ (એટલે કે કોઈ કિતાબ) નાઝિલ નથી કરી (આ કહેવું કદર ન ઓળખવાનું એટલા માટે કહેવાય છે કે તેનાથી નુબુવ્વતનો ઈન્કાર કરવાનું માથે આળ આવે છે અને નુબુવ્વતના ઈન્કારીઓ અલ્લાહ તઆલાને જૂઠાડે છે જ્યારે કે, સત્યનું સમર્થન વાજિબ છે તો બસ તેમાં પણ કદર જાણવામાં ઉણપ ગણાશે માટે આ તો તહકીક ઉપર આધારિત જવાબ હતો અને વાહિયાત આક્ષેપબાજી ઉપર જવાબ આપવા માટે) તમે (તેમને) એવું કહો કે (એ તો બતાવો કે) તે કિતાબ કોણે નાઝિલ કરી છે જેને મૂસા (અલૈ.) લાવ્યા હતા ? (એટલે કે તવરાત જેને તમે પણ માનો છો) જેની એ પરિસ્થિતિ છે કે તે (પોતે એક સ્પષ્ટ) પ્રકાશ છે અને (જેમની હિદાયત માટે તે આવી હતી તે) લોકો માટે તે (શરીઅતનું વર્ણન કરવાનું માધ્યમ અને) હિદાયત છે જેને તમે (પોતાની મનેચ્છાઓ અને સ્વાર્થ સાધવા માટે) છૂટા-છૂટા પાનાંઓમાં છોડી દીધું જે(માં જેટલા પાનાંઓને ઈચ્છો છો તેને) જાહેર કરો છો (કે જેમાં તમારા સ્વાર્થ વિરુદ્ધ કોઈ વાત ન હોય) અને ઘણી બધી વાતોને (જે પોતાના સ્વાર્થ વિરુદ્ધ છે એટલે કે જે પાનાઓમાં તે લખેલી હોય છે તેને) છુપાવો છો અને (આ કિતાબ દ્વારા) તમને ઘણી એવી વાતોનું શિક્ષણ આપવામાં આવ્યું જેને (આ કિતાબ મળતા પહેલાં) ન તો તમે (એટલે કે બની ઈસ્રાઈલની કોમ જે આ આયત નાઝિલ થવાના સમયે

મોજૂદ હતી) જાણતા હતા અને ન જ તમારા (વડીલો અને) વડવાઓ (જાણતા હતા, મતલબ એ કે જે તવરાતની આ પરિસ્થિતિ છે કે તેને પ્રથમ તો તમે માનો છો, બીજું તે હિદાયતનો પ્રકાશ હોવાનું માનવાના યોગ્ય પણ છે, ત્રીજું દરેક સમયે તમે તેનો ઉપયોગ પણ કરો છો, ભલે તેનો ઉપયોગ શરમજનક રીતે અડધું છુપાવીને કરો છો પરંતુ તે કારણે ઈન્કાર કરવાની શક્યતા નથી રહેતી, ચોથું તમારા હિતમાં તે મોટી નેઅ્મત અને મન્નતની વસ્તુ છે તેના પ્રતાપે તમે વિદ્વાન બની બેઠા છો. આ સ્વરૂપમાં પણ તેમાં ઈન્કાર કરવાની સંભાવના નથી રહેતી, તો હવે એ બતાવો કે તેને કોણે નાઝિલ કરી છે ? કારણ કે આ સવાલનો જવાબ એવો જ નિશ્ચિત છે કે, તે લોકો પણ એના સિવાય કોઈ જવાબ ન આપી શક્યા હોત કે તે અલ્લાહે નાઝિલ કરી છે એટલા માટે આપ ﷺને પણ હુકમ થયો કે) તમે (તે જ) કહી આપો કે, અલ્લાહ તઆલાએ (પ્રસ્તુત કિતાબને) નાઝિલ કરી છે (અને તેનાથી તેમનો આ દા'વો ખોટો ઠર્યો) ત્યારબાદ (આ જવાબ સંભળાવીને) તેમને તેમની વાહિયાત પ્રવૃત્તિઓ સાથે લાગેલા રહેવા દો (એટલે કે, તમારા હોદ્દાનું કાર્ય સમાપ્ત થયું, ન માને તો તમે ફિકર–ચિંતામાં ન પડો, અમે પોતે જ તેમની સાથે સમજી લઈશું) અને (જે રીતે તવરાત અમારી નાઝિલ કરેલી કિતાબ હતી, એ જ પ્રમાણે) આ (કુર્આન) પણ (જેને જૂઠાડવું યહૂદીઓના ઉપરોક્ત વર્ણન થયેલ નિવેદનોનો મૂળ હેતુ છે) એવી જ કિતાબ છે જેને અમે (તમારા ઉપર) નાઝિલ કરી છે જે ઘણી મોટી (ભલાઈ અને) બરકતવાળી છે (એટલા માટે તેના ઉપર ઈમાન લાવવું અને અમલ કરવો સફળતાનું અને બંને જહાનના લાભનું કારણ બને છે અને) પોતાનાથી અગાઉની (નાઝિલ થઈ ચૂકેલ) કિતાબો (અલ્લાહ તરફથી નાઝિલ થવા)નું સમર્થન કરનારી છે (બસ, અમે આ કુર્આનને સૃષ્ટિના ભલા માટે અને અલ્લાહની નાઝિલ કરેલી કિતાબોના સમર્થન માટે નાઝિલ કરી) અને (એટલા માટે નાઝિલ કરી કે) જેથી તમે (તેના દ્વારા) મક્કાવાળાઓને અને તેની આસપાસના નિવાસીઓને (ખાસ તાકીદપૂર્વક અલ્લાહના અઝાબથી કે જે તેના વિરોધીઓને થશે) ડરાવો (અને સામાન્ય લોકોને પણ ડરાવતા રહો لِيَكُوْنَ لِلْعَالَمِيْنَ نَذِيْرًا) અને આપના ડરાવ્યા પછી (પણ જો કે બધા ઈમાન નહિ લાવે પરંતુ) જે લોકો આખિરતનું (સંપૂર્ણ) યકીન રાખે છે (જેનાથી અઝાબ થવાનો ભય લાગે અને તેનાથી બચવાની ફિકરમાં પડી જાય,

તેઓ હંમેશા છુટકારાનો માર્ગ પ્રાપ્ત કરવાની અને સત્ય માર્ગે ચાલવાની ધૂનમાં લાગી જાય, ભલે કોઈ દલીલ બુદ્ધિપૂર્વકની કે વર્ણન થયેલી વગેરેથી હોય) એવા લોકો (તો) આ (કુર્આન) ઉપર ઈમાન લઈ (જ) આવે છે અને (ઈમાન અને અકીદહની સાથે તેના અમલોના પણ પાબંદ હોય છે, કારણ કે અઝાબથી છુટકારો નક્કર રીતે એના ઉપર જ નિર્ભર છે, આથી) તેઓ પોતાની નમાઝની પાબંદી રાખે છે (અને જ્યારે તે ઈબાદત ઉપર તે દરરોજ પાંચ વખતે નક્કી અને જરૂરી છે પાબંદી કરે છે તો બીજી ઈબાદતો જે સમયાંતરે આવે છે અને સહેલી છે તો તેના તો તેઓ ચોક્કસ પાબંદ હોય જ છે. કહેવાનું તાત્પર્ય એ છે કે, તમે કોઈના માનવા ન માનવાની ચિંતા ન કરો, જે પોતાનું ભલું ઈચ્છશે તે માની લેશે અને જે નહીં ઈચ્છે તે નહિ માને. તમે પોતાનું કામ કર્યે જાઓ) અને તે વ્યક્તિથી વધારે કોણ જાલિમ હશે જે અલ્લાહ ઉપર જૂઠો આક્ષેપ લગાવે (અને નુબુવ્વતનો સદંતર ઈન્કારી હોય જેમકે ઉપર અમુકના નિવેદનો આવ્યા છે مَا اَنْزَلَ اللّٰهُ عَلٰى بَشَرٍ અને અમુકના નિવેદનો હતા (اَبَعَثَ اللّٰهُ بَشَرًا رَّسُوْلًا) અથવા એવું કહે કે મારા ઉપર વહી આવે છે, જ્યારે કે તેની પાસે કોઈ વસ્તુની વહી નથી આવતી (જેમકે મુસયલમા કઝ્ઝાબ વગેરે) અને (એ જ પ્રમાણે તેનાથી વધારે જાલિમ કોણ હશે) જે વ્યક્તિ એવું કહે કે, જેવું અલ્લાહ તઆલાએ કલામ (રસૂલુલ્લાહ ﷺના દા'વા પ્રમાણે તેમના ઉપર) નાઝિલ કર્યું છે એ જ પ્રમાણેનું હું પણ લાવી(ને બતાવી) આપું છું (જેમકે ઉપરોક્ત વર્ણન કરેલ નઝર અથવા અબ્દુલ્લાહ કહેતો હતો, મતલબ કે આ બધા લોકો ઘણા જાલિમ છે) અને (જાલિમોની હાલત એ છે કે) જો તમે (તેમને) તે સમયે જુઓ (તો ઘણા ભયાનક દશ્યો નજરે પડશે) જ્યારે કે આ જાલિમ લોકો (જેમનું વર્ણન થયું) મોતની (રૂહાની) સખતીઓમાં (પકડાયા) હશે અને (મોતના) ફરિશ્તાઓ (જે મલિકુલ મોતના આધીન છે, તેમની રૂહ કાઢવા માટે તેમના તરફ) પોતાના હાથ લંબાવી રહ્યા હશે (અને સખતી જાહેર કરવા માટે એવું કહી રહ્યા હશે કે), હા ! (જલદી) તમારો જીવ કાઢો (ક્યાં તેને બચાવતા ફરો છો ? જુઓ) આજે (મૃત્યુની સાથે જ) તમને અપમાનની સજા આપવામાં આવશે (એટલે કે, જેમાં શારીરિક પીડા પણ હશે અને રૂહનું અપમાન પણ) એ કારણથી કે તમે અલ્લાહ તઆલાના માથે જૂઠી (જૂઠી) વાતો બકતા હતા (જેમકે, مَا اَنْزَلَ اللّٰهُ અને اُوْحِىَ اِلَىَّ અને سَاُنْزِلُ વગેરે) અને તમે અલ્લાહ તઆલાની

આયતો(ને સ્વીકાર કરવા)થી (જે હિદાયતનું માધ્યમ હતું) તકબ્બુર કરતા હતા (આ પરિસ્થિતિ તો મોત સમયની હશે) અને (જ્યારે કયામતનો દિવસ હશે તો અલ્લાહ તઆલા ફરમાવશે) તમે અમારી પાસે (મિત્ર અને સહાયકો વિના જ) એકલા અટૂલા (થઈને) આવી ગયા ? (અને એવી હાલતમાં આવ્યા) જે પ્રમાણે અમે પ્રથમ વખતે તમને (દુનિયામાં) પેદા કર્યા હતા (કે ન તો શરીર ઉપર કપડાં હતા અને ન જ પગમાં જોડા) અને જે કંઈ અમે તમને (દુનિયામાં સર–સામાન વગેરે) આપ્યું હતું (જેના કારણે તમે બધું ભૂલી ગયા હતા) તેને પોતાની પાછળ જ છોડી આવ્યા (સાથે કંઈ જ ન લાવી શક્યા, મતલબ કે માલ અને દોલતના ભરોસા ઉપર ન રહેવું જોઈએ. આ બધું અહીંયાં જ રહી જવાનું છે) અને (તમારામાંથી જે અમુકને પોતાના બાતિલ મઅ્બૂદોની સિફારસનો ભરોસો હતો. બસ,) અમે તો તમારી સાથે (અત્યારે) તમારા તે સિફારસ કરનારાઓને નથી જોતા (એનાથી સાબિત થાય છે કે, વાસ્તવમાં પણ તેઓ તમારી સાથે નથી) જેના વિશે તમે દા'વો કરો છો કે તે તમારા મા'મલામાં (અમારા) ભાગીદાર છે (જે તમારો ઈબાદતનો મા'મલો અમારી સાથે હતો તે જ એમની સાથે રાખતા હતા) વાસ્તવમાં તમારા (અને તેમના) દરમિયાનમાં તો સંબંધ કપાઈ ગયો (કે આજે તમે તેમનાથી બેઝાર–અળગા અને તે તમારાથી બેઝાર છે, તેઓ સિફારસ શું કરી શકવાના છે ?) અને તે તમારા બધા દા'વા (જે અત્રે ઉપર રજૂ થયા છે) તમારાથી નકામા (વ્યર્થ) થયા (કંઈ કામના ન નીકળ્યા, બસ તમે તો હવે સંપૂર્ણ મુસીબતમાં સપડાશો) !

## મસ્અલા અને બોધપાઠ :

પાછળની આયતોમાં હઝરત ખલીલુલ્લાહ ઈબ્રાહીમ (અલૈ.) ઉપર અલ્લાહ તબારક વ તઆલાના શ્રેષ્ઠ ઈનામો અને તેમના ઉચ્ચ કક્ષાના દરજ્જાઓનું વર્ણન હતું, જેમાં સમગ્ર આદમ (અલૈ.)ના વંશને અને ખાસ કરી મક્કાના નિવાસીઓ અને અરબના લોકોને વ્યવહારૂ સ્વરૂપે એ બતાવવાનો હેતુ હતો કે, જે વ્યક્તિ અલ્લાહ તઆલાની સંપૂર્ણ ઈતાઅત (અનુસરણ)ને પોતાનો જીવનધ્યેય ઠરાવી લે અને તેના માટે પોતાની અતિપ્રિય વસ્તુઓની કુરબાની રજૂ કરે, જેમકે હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ રજૂ કરી કે, પોતાના પિતા, કૌમ અને વતન બધાને અલ્લાહ માટે છોડી દીધું. ત્યારબાદ બયતુલ્લાહના બાંધકામની

મહાન સેવા માટે સિરીયાના હરિયાળા પ્રદેશને છોડીને મક્કાના રણ વિસ્તારને અપનાવી લીધો. પત્ની અને બાળકને આ રણમાં છોડીને ચાલ્યા જવાનો હુકમ થયો તો તરત તેના ઉપર અમલ કર્યો. એક માત્ર પ્રાણપ્યારા દિકરાની કુરબાનીનો હુકમ (વહીએ મનામ) થયો ત્યારે પોતાના અધિકારની મર્યાદા સુધી તેને પૂર્ણ કરી બતાવ્યું; આવી ફરમાંબરદારીનો અસલ બદલો તો કયામત પછી જન્નતમાં જ મળશે, પરંતુ દુનિયામાં પણ તેમને તે દરજ્જાઓ અને દૌલત અર્પણ થઈ, જેની સામે સમગ્ર દુનિયાની માલ-દૌલત ફિક્કી પડી જાય છે.

હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)એ પોતાની કૌમ અને જ્ઞાતિને અલ્લાહ તઆલા માટે છોડી દીધી તો તેના બદલામાં તેમને અંબિયા (અલૈ.)ની જમાઅત મળી જે મોટા ભાગના તેમના વંશજોમાંથી છે. ઈરાક અને સિરીયા વતનને છોડ્યું તો અલ્લાહના ઘર અને સલામતીવાળું શહેર અને ઉમ્મલ કુરા એટલે કે, મક્કા નસીબ થયું. તેમની કૌમે તેમને અપમાનિત કરવા ઈચ્છ્યું તો તેના બદલામાં તેમને સમગ્ર દુનિયા અને કયામત સુધી આવનારી નસ્લોના ઈમામ અને પેશ્વા બનાવી દીધા કે, દુનિયાની વિધિવ કૌમો અને ધર્મો પરસ્પર મોટા-મોટા વિરોધ-વંટોળ હોવા છતાં હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની ઈજ્જત અને સન્માન વિશે હંમેશા સહમત રહી છે.

આ ક્રમમાં સત્તર અંબિયા (અલૈ.)ની યાદી આપવામાં આવી છે, જેમાંથી મોટા ભાગના હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ની અવલાદ અને વંશજોમાં સામેલ છે અત્રે એ બતાવવામાં આવ્યું કે, આ બધી તે મહાન હસ્તીઓ છે જેમને અલ્લાહ તઆલાએ સમગ્ર દુનિયાના મનુષ્યોમાંથી પોતાના દીનની સેવા માટે ચૂંટી લીધા અને તેમને સીધો માર્ગ બતાવ્યો છે.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને મક્કાના નિવાસીઓને સંભળાવવામાં આવ્યું કે, કોઈ કૌમના બાપ-દાદા અથવા વડવાઓ માત્ર વડીલ કે પૂરોગામી મોટેરા હોવાના કારણે અનુસરણપાત્ર નથી હોઈ શકતા કે તેમના દરેક નિવેદન અને પ્રવૃત્તિને અનુસરણપાત્ર સમજી લેવામાં આવે. જેમકે, સામાન્ય રીતે અરબ અને મક્કાના નિવાસીઓની માન્યતા હતી, બલકે અનુસરણ અને તાબે'દારી માટે પ્રથમ એ જાણવું આવશ્યક છે કે, અમે જેમનું અનુસરણ કરીએ છીએ તે પોતે પણ હિદાયતના સત્ય માર્ગ ઉપર હતા કે

કેમ ? એટલા માટે અંબિયા (અલૈ.)ની એક ટૂંકી યાદી આપીને ફરમાવવામાં આવ્યું, أُولَٰئِكَ الَّذِينَ هَدَى اللَّهُ એટલે કે, "આ જ તે લોકો છે, જેમને અલ્લાહે હિદાયત આપી છે." ત્યારબાદ ફરમાવ્યું, فَبِهُدَاهُمُ اقْتَدِهْ એટલે કે, "તમે પણ તેમની હિદાયત અને તરીકાને અપનાવો."

એમાં એક હિદાયત તો અરબસ્તાનના નિવાસીઓ અને સમગ્ર ઉમ્મત માટે એ છે કે, બાપ-દાદાના અનુસરણ કરવા માટે ભ્રામક માન્યતાઓની પૂજા છોડો અને અલ્લાહ તબારક વ તઆલા તરફથી પ્રાપ્ત થયેલ હિદાયત મેળવનાર બુઝૂર્ગો (મહાપુરુષો)નું અનુસરણ કરો.

બીજી હિદાયત પોતે રસૂલે કરીમ ﷺને છે કે, તમે પણ તે જ અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.)ની રીત-ભાતને અપનાવો.

અહીંયાં આ વાત વિચારવા યોગ્ય છે કે, અંબિયા (અલૈ.)ની શરીઅતોમાં ગૌણ અને પેટા વિભાગોના હુકમોમાં તફાવત પ્રમથથી જ થતા રહ્યા છે અને મિલ્લતે ઈસ્લામ માટે પણ અગાઉની શરીઅતોથી વિપરીત ઘણા બધા હુકમો નાઝિલ થયા છે તો પછી રસૂલે કરીમ ﷺનો અગાઉના અંબિયા (અલૈ.)ની રીતભાત ઉપર ચાલવા અને અમલ કરવાનો શું મતલબ થયો ? બીજી આયતો અને હદીષની રિવાયતોને નજર સમક્ષ રાખીએ તો જવાબ એ છે કે, અત્રે બધા જ ગૌણ અને પેટા હુકમોમાં અગાઉના અંબિયા (અલૈ.)ની રીતભાતને અપનાવવાનો હુકમ નથી. બલકે, દીનના મૂળભૂત સિદ્ધાંતો અને માન્યતાઓ જેમકે તવહીદ, રિસાલત, આખિરતમાં એ જ રીતભાત અપનાવવાનો હુકમ છે જે કોઈપણ પયગમ્બરની શરીઅતમાં અદલ-બદલ નથી થયો. આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા ﷺ સુધી બધા જ અંબિયા (અલૈ.)નો આ જ અકીદહ અને રીતભાત રહી છે, બાકી અન્ય ગૌણ હુકમોમાંથી કે જે હુકમોમાં કોઈ પરિવર્તન નથી કરવામાં આવ્યું, તેમાં પણ સમાન રીતભાત રહી અને જે હુકમોમાં પરિસ્થિતિઓમાં પરિવર્તન થવાના કારણે સમયના તકાદા અનુસાર અને હિકમતના કારણે કોઈ બીજો હુકમ આપવામાં આવ્યો તો તેના ઉપર અમલ કરવામાં આવ્યો.

એ જ કારણ છે કે, રસૂલુલ્લાહ ﷺની એવી ટેવ હતી કે, જ્યાં સુધી આપ

ﷺને વહી દ્વારા કોઈ ખાસ સૂચના આપવામાં આવતી ન હતી, ત્યાં સુધી તેઓ ગૌણ બાબતોમાં પણ પાછલા અંબિયા (અલૈ.)ની રીતભાત ઉપર જ ચાલતા હતા. *(મઝહરી વગેરે)*

ત્યારબાદ રસૂલે કરીમ ﷺને વિશેષ રીતે એક એવી જાહેરાત કરવાનો હુકમ આપવામાં આવ્યો, જેની જાહેરાત તમામ અગાઉના અંબિયાઓ પણ કરતા ચાલ્યા આવે છે. તે એ કે, قُلْ لَّا اَسْـَٔلُكُمْ عَلَيْهِ اَجْرًا اِنْ هُوَ اِلَّا ذِكْرٰى لِلْعٰلَمِيْنَ એટલે કે, હું તમારી જિંદગી શણગારવા માટે જે માર્ગદર્શન તમને આપી રહ્યો છું, તેના માટે તમારાથી કોઈ ફી અથવા વળતર નથી લેતો. તમે તેને માની લો તો મારો કોઈ લાભ નથી અને ન માનો તો કોઈ નુકસાન નથી. આ તો સમગ્ર જગતના લોકો માટે બોધપાઠ અને ભલાઈનો સંદેશ છે. શિક્ષણ અને પ્રચારનું કોઈ વળતર ન લેવું સમગ્ર અંબિયા (અલૈ.)નો હંમેશાથી સમાન નિયમ ચાલ્યો આવે છે અને પ્રચારના પ્રભાવકારક અને અસરકારક હોવામાં આ બાબતની મોટી દખલગીરી છે.

બીજી આયત તે લોકોના જવાબમાં આવી છે, જેમણે એવું કહ્યું હતું કે અલ્લાહ તઆલાએ ક્યારેય કોઈ મનુષ્ય ઉપર કોઈ કિતાબ નાઝિલ જ નથી ફરમાવી, આ કિતાબો અને રસૂલોના કજિયા મૂળેથી જ ખોટા છે. આવું કહેનારા જો મક્કાના મૂર્તિપૂજકો છે, જેમકે ઈબ્ને કષીર (રહ.)એ વર્ણન કર્યું છે, તો મા'મલો દેખીતો છે કે તેઓ કોઈ કિતાબ અને નબીની માન્યતા ધરાવતા ન હતા અને જો યહૂદીઓ છે, જેમકે અન્ય વિવરણકારોએ આ મત અપનાવ્યો અને આયતના ક્રમ દેખીતી રીતે તેના સમર્થનમાં છે તો પછી તેમનું એવું કહેવું ફક્ત ક્રોધ અને ચીડનું પરિણામ હતું જે પોતે તેમના ધર્મના પણ વિરુદ્ધ હતું. ઈમામ બગવી (રહ.)ની એક રિવાયત છે કે, એટલા જ માટે યહૂદીઓ પણ તે વ્યક્તિથી નારાજ થઈ ગયા જેણે એવી વાત કહી હતી અને આ જ ભૂલના કારણે તેને ધાર્મિક આગેવાનીના હોદ્દા ઉપરથી હટાવી દેવામાં આવ્યો હતો.

આ આયતમાં અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને ફરમાવ્યું કે, જે લોકોએ આ વાહિયાત કલિમો પઢ્યો, તેમણે અલ્લાહ તઆલાને જે પ્રમાણે ઓળખવો જોઈએ તે પ્રમાણે ઓળખ્યો નહિ, નહિતર આ ગુસ્તાખીભર્યું નિવેદન તેમના મુખેથી ન નીકળ્યું હોત. (હે નબી ﷺ !) તમે તે લોકોને કે જેઓ બધી જ

આસમાની કિતાબોનો ઈન્કાર કરે છે એવું કહી આપો કે, જો એવું જ છે કે અલ્લાહ તઆલાએ કોઈ મનુષ્ય ઉપર કોઈ કિતાબ નથી મોકલી તો એ બતાવો કે આ તવરાત જેને તમે પણ મનો છો અને એ જ કારણે કૌમના ચૌધરી બની બેઠા છો, તે કોણે નાઝિલ કરી છે ? અને સાથે-સાથે એ પણ બતાવી આપ્યું કે, તમે તો તે વાંકી ચાલનારી કૌમ છો કે, જે તવરાત કિતાબને તમે આસમાની કિતાબ કહો છો અને માનો છો તેની સાથે પણ તમારો વ્યવહાર એવો છે કે, તમે તે બાંધેલી કિતાબ હોવાના બદલે છૂટા-છૂટા પાનાંઓમાં લખી રાખ્યું છે. જેથી જ્યારે તમારું મન ચાહે છે કોઈ પાન વચ્ચેથી કાઢી નાંખો છો અને તેના સર્વાંગ સંપૂર્ણ હુકમોથી ઈન્કાર કરો છો, જેમકે તવરાતની તે આયતો જે રસૂલે કરીમ ﷺની નિશાનીઓ અને સિફતોના સંદર્ભમાં હતી તેને તમે કાઢી નાંખી છે. અંતિમ આયતમાં تَجۡعَلُوۡنَهٗ قَرَاطِيۡسَ વાક્યનો એ જ અર્થ છે. قَرَاطِيۡس એ قِرۡطَاسٌ નું બહુવચન છે, જેનો અર્થ છે "પાનાં-કાગળ."

ત્યાર પછી તે જ લોકોને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યું, وَعُلِّمۡتُمۡ مَا لَمۡ تَعۡلَمُوۡۤا اَنۡتُمۡ وَلَاۤ اٰبَآؤُكُمۡ એટલે કે, "કુર્આન દ્વારા તમને તવરાત અને ઈન્જીલથી વધારે જ્ઞાન આપવામાં આવ્યું છે, જેની આ અગાઉ ન તો તમને ખબર હતી અને ન જ તમારા વડવાઓને."

અંતિમ આયતમાં ફરમાવ્યું, قُلِ اللّٰهُ ثُمَّ ذَرۡهُمۡ فِىۡ خَوۡضِهِمۡ يَلۡعَبُوۡنَ એટલે કે, આ પ્રશ્નનો ઉત્તર કે (તમારા કહેવા પ્રમાણે) જ્યારે અલ્લાહ તઆલાએ કોઈ કિતાબ જ નથી મોકલી તો તવરાત કોણે નાઝિલ કરી ? તેનો જવાબ તેઓ શું આપશે ? (હે નબી ﷺ !) તમે જ કહી આપો કે, તે અલ્લાહ તઆલાએ જ નાઝિલ કરી છે અને હવે જ્યારે તેમના ઉપર દલીલ પૂર્ણ થઈ ગઈ તો તમારું કામ પૂરું થઈ ગયું. હવે, તેઓ જે વાહિયાત બાબતોમાં ગુમ થયેલા છે તેમને તેમની હાલત ઉપર જ છોડી આપો.

તેમના ઉપર અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયેલ કિતાબો વિશે તે બધી જ દલીલો પૂર્ણ કર્યા પછી ત્રીજી આયતમાં ઈરશાદ થયો, وَهٰذَا كِتٰبٌ اَنۡزَلۡنٰهُ مُبٰرَكٌ مُّصَدِّقُ الَّذِىۡ بَيۡنَ يَدَيۡهِ وَلِتُنۡذِرَ اُمَّ الۡقُرٰى وَمَنۡ حَوۡلَهَا એટલે કે, જે પ્રમાણે તવરાતનું અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થવું તેમને પણ સ્વીકાર્ય છે, એ જ

પ્રમાણે આ કુર્આન પણ અમે જ નાઝિલ કર્યું છે અને તે સત્ય અને હક્ક હોવા માટે એ સાબિતી પૂરતી છે કે, કુર્આન તે બધી બાબતોનું સમર્થન કરે છે જે તવરાત અને ઈન્જીલમાં નાઝિલ થયું છે. તવરાત અને ઈન્જીલ પછી તેના નાઝિલ કરવાની આવશ્યકતા એટલા માટે ઊભી થઈ કે, આ બંને કિતાબો તો બની ઈસ્રાઈલમાં મોકલવામાં આવી હતી, તેની બીજી શાખા બની ઈસ્માઈલ કે જે આરબો કહેવાય છે અને "ઉમ્મુલ કુરા" એટલે કે, મક્કા અને તેના આજુબાજુના વિસ્તારમાં નિવાસ કરે છે, તેમની હિદાયત માટે કોઈ ખાસ પયગમ્બર અથવા કિતાબ હજુ સુધી આવી ન હતી. હવે કુર્આન તેમના માટે વિશેષ સ્વરૂપે અને સમગ્ર દુનિયા માટે સામાન્ય રીતે નાઝિલ કરવામાં આવ્યું છે. મક્કએ મુઅઝ્ઝમહને કુર્આને કરીમે "ઉમ્મુલ કુરા" કહ્યું છે. એટલે કે, "તમામ શહેરો અને વસાહતોનો પાયો અને મૂળ." તેનું કારણ એ છે કે, ઈતિહાસની રિવાયતો પ્રમાણે શરૂઆતમાં વિશ્વની ઉત્પત્તિ સમયે પૃથ્વીનો પિંડ બનવાની શરૂઆત અહીંયાંથી જ થઈ છે. વળી એ જ કે સમગ્ર દુનિયાનો કિબ્લો અને ઈબાદતમાં ધ્યાન આકર્ષણનું કેન્દ્ર એ જ છે. *(મઝહરી)*

أُمَّ الْقُرٰى ની સાથે وَمَنْ حَوْلَهَا ફરમાવ્યું, એટલ કે, મક્કાના સમગ્ર આસપાસના વિસ્તારો જેમાં સમગ્ર દુનિયા પૂર્વ અને પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ સામેલ છે.

આયતના અંતે ઈરશાદ ફરમાવ્યો, وَالَّذِيْنَ يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ يُؤْمِنُوْنَ بِهٖ وَهُمْ عَلٰى صَلَاتِهِمْ يُحَافِظُوْنَ એટલે કે, જે લોકો આખિરત ઉપર ઈમાન રાખે છે, તેઓ કુર્આન ઉપર પણ ઈમાન લાવે છે અને પોતાની નમાઝોની પાબંદી કરે છે, તેમાં યહૂદીઓ અને મુશ્રિકોની એક સમાન પ્રકારની બીમારી ઉપર ચેતવણી આપવામાં આવી છે કે, આ બેફિકરી અને નચિંતપણું કે જેને ઈચ્છ્યું માન્યું અને જેને ઈચ્છ્યું રદ કર્યું અને તેમના વિરુદ્ધ મોરચો માંડી દીધો, આ અલ્લડપણાની બીમારીનો પ્રભાવ છે, તેઓ આખિરત ઉપર ઈમાન નથી ધરાવતા, જે વ્યક્તિનું આખિરત અને હિસાબના દિવસ ઉપર ઈમાન હશે તેને અલ્લાહનો ડર ચોક્કસ તેના તરફ કેન્દ્રિત કરશે કે, તેઓ દલીલોમાં ચિંતન કરશે અને સત્ય વાતનો સ્વીકાર કરવામાં બાપ-દાદાના અજ્ઞાનતાપૂર્ણ રીત-રિવાજોની પરવા નહીં કરે.

અને જો વિચાર કરવામાં આવે તો આખિરતથી નચિંત થઈ જવું જ સમગ્ર બીમારીઓની જડ છે. કુફ્ર અને શિર્ક પણ એનું જ પરિણામ હોય છે અને સમગ્ર ગુનાહો અને ભૂલો પણ; આખિરત ઉપર શ્રદ્ધા ધરાવનારથી જો કોઈ ભૂલ અથવા ગુનોહ થઈ જાય છે તો તેનું દિલ તડપી ઉઠે છે અને અંતે તવબહ કરીને આગળ ઉપર આવા ગુનાહોથી બચવાનો ઈરાદો કરે છે અને વાસ્તવમાં અલ્લાહનો ડર અને આખિરતની ફિકર જ તે વસ્તુ છે જે માનવીને માનવી બનાવે છે અને અપરાધથી મુક્ત રાખે છે. એટલા માટે કુર્આને કરીમની કોઈ સૂરત બલકે, કોઈ રુકૂઅ્ પણ કદાચ તેનાથી ખાલી નથી કે, જેમાં આખિરત તરફ ધ્યાન અપાવવામાં ન આવ્યું હોય. اَللّٰهُمَّ اجْعَلْ جُمْلَةَ هُمُوْمِنَا هَمًّا وَّاحِدًا هَمَّ الْاٰخِرَةِ "હે અલ્લાહ ! અમારી ફિકરોનું એક ફિકરમાં પરિવર્તન કરી દે અને તે પણ આખિરતની ફિકરમાં." આમીન.

—————————

**આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૯૫-૯૬-૯૭-૯૮)**

اِنَّ اللّٰهَ فَالِقُ الْحَبِّ وَ النَّوٰى ؕ يُخْرِجُ الْحَىَّ مِنَ الْمَيِّتِ وَ مُخْرِجُ الْمَيِّتِ
مِنَ الْحَىِّ ؕ ذٰلِكُمُ اللّٰهُ فَاَنّٰى تُؤْفَكُوْنَ ﴿۹۵﴾ فَالِقُ الْاِصْبَاحِ ۚ وَجَعَلَ الَّيْلَ
سَكَنًا وَّالشَّمْسَ وَالْقَمَرَ حُسْبَانًا ؕ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ﴿۹۶﴾ وَهُوَ الَّذِىْ
جَعَلَ لَكُمُ النُّجُوْمَ لِتَهْتَدُوْا بِهَا فِىْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ ؕ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ
يَّعْلَمُوْنَ ﴿۹۷﴾ وَهُوَ الَّذِىْٓ اَنْشَاَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ فَمُسْتَقَرٌّ وَّمُسْتَوْدَعٌ ؕ قَدْ
فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّفْقَهُوْنَ ﴿۹۸﴾

**તરજુમો :**

*બેશક ! અલ્લાહ છે કે ફાડી કાઢે છે દાણા અને ઠળિયા (ગોટલી)ને; કાઢે છે મૃતમાંથી સજીવ અને કાઢનારો છે સજીવમાંથી મૃત; આ છે અલ્લાહ ! પછી તમે ક્યાં ભટકતા જાઓ છો !? (૯૫) ફાડી કાઢનારો સવારના પ્રકાશનો અને તેણે રાત બનાવી આરામ માટે અને સૂરજ અને ચાંદ હિસાબ માટે, આ*

*અંદાજો (વ્યવસ્થા) રાખેલ છે મહાબળવાન ખબરદાર (સર્વજ્ઞ)નો. (૯૬) અને તેણે જ તમારા માટે તારાઓ બનાવી દીધા કે તેમના માધ્યમથી માર્ગ જાણો જંગલ અને દરિયાના અંધકારોમાં, અલબત્ત અમે નિશાનીઓ ખોલીને વર્ણન કરી દીધી તે લોકો માટે જેઓ જાણે છે. (૯૭) અને તે જ છે જેણે તમને સૌને પેદા કર્યા એક વ્યક્તિથી, પછી એક તો તમારું (રહેવાનું) ઠેકાણું અને એક અનામત રાખ્યું જવાનું સ્થળ, અલબત્ત અમે નિશાનીઓ ખોલીને વર્ણન કરી દીધી તે કોમ માટે જે વિચારે છે. (૯૮)*

## તફસીર :

બેશક ! અલ્લાહ તઆલા ફાડનાર છે દાણાને અને ઠળિયાને (એટલે કે, જમીનમાં દાટ્યા પછી જે દાણો અથવા ઠળિયો ફાટે છે તે અલ્લાહનું જ કાર્ય છે); તે સજીવ (વસ્તુ)ને નિર્જીવ (વસ્તુ)માંથી કાઢે છે (જેમકે, ઈંડામાંથી પક્ષી પેદા થાય છે) અને તે નિર્જીવ (વસ્તુ)માંથી સજીવ (વસ્તુને) કાઢનારો છે (જેમકે, પક્ષી ઈંડું આપે છે) અલ્લાહ તે છે (જેની કુદરત સર્વાંગ સંપૂર્ણ છે) બસ, તમે (તેની ઈબાદત છોડીને) ક્યાં (ગયરૂલ્લાહની ઈબાદત તરફ) ઊંધા ચાલીને જઈ રહ્યા છો!? તે (અલ્લાહ તઆલા) સવાર(ના પ્રકાશ)ને (રાતના અંધકારમાંથી) કાઢનારો છે (એટલે કે, રાત પૂરી થઈ જાય છે અને સવારનો પ્રકાશ જાહેર થાય છે) અને તેણે રાત્રિને આરામની વસ્તુ બનાવી છે (કે બધા થાકેલા-પાકેલા સૂઈને આરામ મેળવી લે છે) અને સૂર્ય અને ચંદ્ર(ની ગતિઓ)ને હિસાબ માટે રાખ્યા છે (એટલે કે, તેની ગતિઓ નિશ્ચિત છે જેનાથી સમયની નિશ્ચિત જાણકારી મેળવવાની સરળતા પ્રાપ્ત થાય છે). આ (હિસાબ પ્રમાણે તેમની નિશ્ચિત ગતિઓ) ઠરાવેલ બાબતો છે એવી જાતે જે સર્વશક્તિમાન છે (કે આ પ્રકારની ગતિઓ પેદા કરવાની તે સંપૂર્ણ શક્તિ ધરાવે છે અને) સર્વજ્ઞ છે (કે આ ગતિઓની કાર્યપદ્ધતિ અને તેના રહસ્યો અને હિકમતોને જાણે છે, એટલા માટે તેને વિશેષ સ્વરૂપે સ્થાયિત્વ આપ્યું) અને તે (અલ્લાહ) એવો છે જેણે તમારા (લાભ) માટે તારાઓને પેદા કર્યા (અને તેનો ફાયદો એ છે કે) જેથી તમે તેના દ્વારા (રાતના) અંધકારોમાં જમીનમાં પણ અને સમુદ્રમાં પણ માર્ગ જાણી શકો. બેશક ! અમે (આ) દલીલો (તવહીદ અને ઈનામની) ખૂબ ખોલી-ખોલીને વર્ણન કરી આપી છે (અને જો કે આ વસ્તુઓ સૌને જ લાભકર્તા છે પરંતુ) તે (જ) લોકો

માટે (ચિંતન દ્વારા હિદાયતનું માધ્યમ હશે) જેઓ (સારા-નરસાની કંઈ) ખબર રાખે છે (કારણ કે ચિંતન એવા લોકો જ કરતા હોય છે) અને તે (અલ્લાહ) એવો છે જેણે તમો (સૌ)ને (વાસ્તવમાં) એક વ્યક્તિ (એટલે કે આદમ અલૈ.) દ્વારા પેદા કર્યા, ત્યારબાદ (આગળ ઉપર તેમની પેઢી-દરપેઢી વંશ-દરવંશ આ ક્રમ ચાલુ રહ્યો છે કે તમારામાંથી દરેક વ્યક્તિ માટે નિશ્ચિત) એક સ્થળ થોભવા માટે છે (એટલે કે માતાનું ઉદર) અને એક સ્થળ (અલ્પકાલિન સમય માટે) રહેવાનું (એટલે કે પિતાની પીઠ لِقَوْلِهٖ تَعَالٰى مِنْ بَيْنِ الصُّلْبِ); બેશક ! અમે (આ) દલીલો (તવહીદ અને ઈનામની) ખૂબ ખોલી-ખોલીને વર્ણન કરી દીધી છે. (સામાન્ય રીતે તેનો નફો પણ અગાઉ કહ્યું તેવો છે પરંતુ) તે (તે જ) લોકો માટે (હશે) જેઓ સમજબૂઝ ધરાવે છે (આ વિસ્તારપૂર્વકની છણાવટ થઈ ગઈ ...يُخْرِجُ الْحَىَّ ની).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં કાફિરો અને મુશ્રિકોની હઠધર્મી તથા સત્ય અને પરિણામોથી ગફલત અને બેદરકારીનું વર્ણન હતું. તેમના બધા દુષણોનો મૂળ પાયો તેઓનું અલ્લાહ તઆલા અને તેની અકલ્પનીય અજોડ જ્ઞાન અને શક્તિથી અજાણ હોવું છે. એટલા માટે પ્રસ્તુત ચાર આયતોમાં અલ્લાહ તઆલાએ ગાફેલ મનુષ્યને તેના રોગનો ઈલાજ એ રીતે બતાવ્યો કે, પોતાના વિશાળ જ્ઞાન અને મહાન કુદરતના અમુક નમૂનાઓનું અને મનુષ્યો ઉપર પોતાના ઈનામોનું અને અહેસાનોના એક પરિચયનું વર્ણન કર્યું, જેમાં સામાન્ય ચિંતન કરનાર દરેક વિવેકબુદ્ધિ ધરાવનાર મનુષ્ય સૃષ્ટિના સર્જનહારની શ્રેષ્ઠતા અને તેની અજોડ કુદરતનો પરચો મેળવી એ વાત માનવા મજબૂર થયા વિના નથી રહી શકતો કે, આ મહાન કારનામા સમગ્ર સૃષ્ટિમાં અલ્લાહ તઆલા સિવાય કોઈની શક્તિમાં નથી.

પ્રથમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, اِنَّ اللّٰهَ فَالِقُ الْحَبِّ وَالنَّوٰى એટલે કે, "અલ્લાહ તઆલા ફાડનારો છે દાણા અને ઠળિયાઓને." તેમાં કુદરતનો એક આશ્ચર્યજનક કરિશ્મો બતાવવામાં આવ્યો છે કે, સૂક્કો દાણો અને સૂક્કો ઠળિયો ફાડીને તેમાંથી હર્યા-ભર્યા વૃક્ષો કાઢવા ફક્ત તે જ પાક જાતનું કાર્ય છે, જે સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર છે. મનુષ્યના પ્રયત્નો અને કાર્યની તેમાં કાંઈ જ દખલગીરી નથી. ખેડૂતની સમગ્ર કોશીશોનો હેતુ એથી વિશેષ નથી હોતો કે, દાણા અને

ઠળિયામાંથી જે નાજૂક કુંપળો અલ્લાહે પોતાની કુદરતથી કાઢી છે તેના માર્ગના અવરોધો અને નુકસાનકર્તા વસ્તુઓને દૂર કરે. જમીનને ખેડીને નરમ કરી પછી ખાતર–પાણી નાંખવું આ બધી પ્રવૃત્તિઓની અસર વધુથી વધુ એ જ હોય છે કે, ફૂટનારી નાજૂક કુંપળોના માર્ગમાં કોઈ અવરોધ બાકી ન રહે. બાકી મુખ્ય કામ કે દાણો અને ઠળિયો ફાડીને તેમાંથી વૃક્ષની કુંપળ કાઢવી અને પછી તેમાં રંગબેરંગી આશ્ચર્યજનક પાંદડા અને ફળ–ફૂલ લગાવવા માત્ર અલ્લાહનું જ કામ છે; મનુષ્યની બુદ્ધિ અને તેનું દિમાગ એક પાંદડું કે એક ફૂલ બનાવવાથી પણ લાચાર છે. દેખીતું છે કે, મનુષ્યના કોઈ કાર્યની તેમાં કોઈ દખલગીરી નથી. એટલા માટે કુર્આનમાં અન્ય સ્થળે ઈરશાદ છે, اَفَرَ اَيْتُمْ مَّا تَحْرُثُوْنَ ءَاَنْتُمْ تَزْرَعُوْنَهٗ اَمْ نَحْنُ الزّٰرِعُوْنَ એટલે કે, "શું તમે તે દાણાઓને નથી જોતા જેને તમે માટીમાં નાંખી દો છો કે તેમને તમે ઊગાડ્યા અને બનાવ્યા છે કે અમે ?"

બીજું વાક્ય એ ઈરશાદ ફરમાવ્યું, يُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَمُخْرِجُ الْمَيِّتِ مِنَ الْحَيِّ એટલે કે, અલ્લાહ તઆલા નિર્જીવ વસ્તુઓમાંથી સજીવ પેદા કરે છે. નિર્જીવ વસ્તુનો અર્થ અત્રે નુત્ફો (વીર્ય) અથવા ઈંડું છે, જેનાથી મનુષ્ય અને પ્રાણીઓનો જન્મ થાય છે. એ જ પ્રમાણે સજીવોમાંથી નિર્જીવ વસ્તુ કાઢે છે. અત્રે નિર્જીવ વસ્તુનો ભાવાર્થ તે જ નુત્ફો અથવા ઈંડું છે કે જે સજીવ વસ્તુઓમાંથી નીકળે છે.

ત્યારબાદ ફરમાવ્યું, ذٰلِكُمُ اللّٰهُ فَاَنّٰى تُؤْفَكُوْنَ એટલે કે, આ બધા કામો ફકત એક અલ્લાહ તઆલાના કરેલા અને બનાવેલા છે, પછી આ જાણવા–બૂઝવા છતાં તમે કઈ રીતે બહેકી જઈ રહ્યા છો કે પોતાના હાથોથી કંડારેલ મુર્તિઓને પોતાની જરૂરિયાતો અને મુશ્કેલીઓ દૂર કરનાર મઅ્બૂદ ઈબાદતપાત્ર કહેવા લાગ્યા ?

બીજી આયતમાં ઈરશાદ છે, فَالِقُ الْاِصْبَاحِ તેમાં فَالِقُ (ફાલિક)નો અર્થ "ફાડનારો" અને اِصْبَاحُ (ઈસ્બાહ)નો અર્થ અહીંયાં "સવારનો સમય" છે. فَالِقُ الْاِصْبَاحُનો અર્થ છે "ફાડનારો" અને સવારનો અર્થ "ગાઢ અંધકારની ચાદરને ફાડીને સવારના પ્રકાશને કાઢવો" થાય છે. એ પણ તે પ્રવૃત્તિઓ અને કાર્યોમાંથી છે જેની શક્તિ સામે કોઈ મનુષ્ય કે જિન્નાત અથવા સમગ્ર સૃષ્ટિની બધી જ શક્તિઓ તુચ્છ છે અને દરેક વિવેકની દષ્ટિ ધરાવનાર વ્યક્તિ તાદષ્ય આ

બાબતોને જોઈને એવું સમજવા મજબૂર છે કે, રાત્રિના અંધકાર પછી સવારનો પ્રકાશ પેદા કરનાર ન તો કોઈ મનુષ્ય હોઈ શકે છે, ન જ કોઈ ફરિશ્તો છે અને ન જ કોઈ અન્ય મખ્લૂક. બલકે, આ સર્વથી ફક્ત તે જ મહાન હસ્તીનું જ કાર્ય છે જેણે સમગ્ર વિશ્વનું સર્જન કર્યું છે.

## મખ્લૂક (સજીવો)ના આરામ માટે રાત્રિને કુદરતી અને પ્રાકૃતિક રીતે નક્કી કરવું એક મહાન નેઅ્મત છે :

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, وَجَعَلَ الَّيْلَ سَكَنًا, શબ્દ سَكَن (સકન) એ سُكُوْن (સુકૂન)થી બન્યો છે. દરેક એવી વસ્તુને "સકન" કહેવામાં આવે છે, જેના ઉપર પહોંચીને શાંતિ, સંતોષ અને રાહત પ્રાપ્ત થાય. એટલા માટે મનુષ્યના રહેવાના ઘરને કુર્આનમાં سَكَنْ (સકન) કહ્યું છે. جَعَلَ لَكُمْ مِنْ بُيُوْتِكُمْ سَكَنًا કારણ કે, મનુષ્યનું ઘર ભલે એક ઝૂંપડી હોય ત્યાં પહોંચીને મનુષ્યને સ્વાભાવિક શાંતિ અને રાહત પ્રાપ્ત થાય છે. એટલા માટે વાક્યનો અર્થ એ થયો કે, અલ્લાહ તઆલાએ રાત્રિને દરેક સજીવ માટે શાંતિ અને રાહતની વસ્તુ બનાવી છે. فَالِقُ الْاِصْبَاحِ માં તે નેઅ્મતોનું વર્ણન હતું જે મનુષ્યને પ્રકાશથી પ્રાપ્ત થાય છે અને રાતના અંધકારમાં નથી મળી શકતી. ત્યારબાદ جَعَلَ الَّيْلَ سَكَنًا ફરમાવીને એ તરફ ઈશારો કર્યો કે, જે પ્રમાણે દિવસનો પ્રકાશ એક મહાન નેઅ્મત છે કે, તેના દ્વારા મનુષ્ય પોતાના બધા કારોબાર કરે છે, એ જ પ્રમાણે રાતના અંધકારને પણ બુરો ન સમજો, તે પણ એક મહાન નેઅ્મત છે કે તેમાં દિવસભરનો થાકેલો-પાકેલો માનવી આરામ કરીને એ યોગ્ય થઈ જાય છે કે આવતી કાલે ફરી તાજગી, સ્ફૂર્તિ સાથે નવેસરથી કામ કરી શકે. નહિતર માનવીની પ્રકૃતિ સતત મહેનત સહન કરી શકતી નથી.

રાતના અંધકારને રાહત માટે નક્કી કરી દેવું એક આગવી નેઅ્મત અને અલ્લાહ તઆલાની જબરદસ્ત શક્તિનો એક ખાસ દ્યોતક છે, પરંતુ આ નેઅ્મત દરરોજ વિણમાંગે મળી જાય છે. એટલા માટે મનુષ્યનું તે તરફ ક્યારેય ધ્યાન સુદ્ધાં જતું નથી કે કેટલું મોટું અહેસાન અને ઈનામ છે. વિચાર કરો કે, જો દરેક વ્યક્તિ પોતાના અધિકાર અને ઈરાદાથી પોતાના આરામનો સમય નક્કી કરતો હોત તો કોઈ સવારે આઠ વાગ્યે સૂવાનો ઈરાદો કરતો હોત, કોઈ બાર વાગ્યે,

કોઈ ચાર વાગ્યે, કોઈ રાતના વિવિધ વિભાગોમાં, જેનું પરિણામ એ આવ્યું હોત કે, રાત-દિવસના ચોવીસ કલાકોમાં કોઈપણ એવો સમય ન આવ્યો હોત જેમાં માનવી કારોબાર, મહેનત-મજૂરી ચાલી રહી ન હોત. જેનું નિશ્ચિત પરિણામ એ હોત કે, સૂનારાઓના આરામમાં પણ ખલેલ પડ્યો હોત અને કામ કરનારાઓના કામમાં પણ. સૂનારાઓના આરામમાં કામ કરનારાઓના કોલાહલ અને ધાંધલ-ધમાલથી દખલગીરી ઊભી થતી હોત અને કામ કરનારાઓના કામમાં આ લોકોની ગેરહાજરીથી કાર્યક્ષમતા ઘટી હોત કે તેઓ અત્યારે સૂઈ રહ્યા છે. તે સિવાય સૂનારાઓના ઘણા બધા કાર્યો બાકી રહી જતા હોત, જે તેમના સૂવાના સમયમાં જ થઈ શકતા હતા. અલ્લાહ જલ્લ શા'નુહૂની જબરદસ્ત શક્તિએ ન જ ફક્ત માનવી ઉપર બલકે, પ્રત્યેક સજીવ ઉપર રાતના સમયે ઊંઘ એવી રીતે ઓઢાડી દીધી છે કે, તે કામ છોડીને સૂઈ જવા માટે મજબૂર થઈ જાય છે. સાંજ થતાં જ દરેક પક્ષી, પ્રાણી, હિંસક પશુઓ વગેરે પોત-પોતાના બનાવેલ ઘર તરફ પ્રયાણ કરે છે. દરેક મનુષ્યને ફરજિયાતપણે પોતાનું કામ છોડીને આરામ કરવાની ચિંતા લાગી જાય છે. સમગ્ર દુનિયામાં એક સન્નાટો છવાય જાય છે, રાતનો અંધકાર ઊંઘ અને આરામ માટે નક્કી અને સહાયક સાબિત થાય છે. કારણ કે, સ્વાભાવિક રીતે વધારે પ્રકાશમાં ઊંઘ આવતી નથી.

વિચાર કરો કે, જો સમગ્ર દુનિયાની સરકારો અને સામાન્ય જનતા મળીને કોઈ આંતરરાષ્ટ્રીય કરારો દ્વારા સૂવાનો કોઈ એક સમય નક્કી કરવા ઇચ્છે તો પ્રથમ તો તેમાં કેટલી મુશ્કેલીઓ પડી હોત. બીજું, જો સમગ્ર માનવજાત એક કરારના પાબંદ થઈને એક નક્કી સમયે સૂતા હોત તો પ્રાણીઓને તેમના કરારના કોણે પાબંદ બનાવ્યા હોત ? તેઓ ખુલ્લા ફરતા હોત તો સૂનારા માનવો અને તેમના સરસામાનની શું દશા થઈ હોત ? એ અલ્લાહ જલ્લ શા'નુહૂની જ જબરદસ્ત કુદરત છે, જેણે ફરજિયાતપણે દરેક માનવી અને સજીવ માટે એક નિશ્ચિત સમયમાં ઊંઘ થોપીને તે આંતરરાષ્ટ્રીય કરારોની આવશ્યકતાથી બચાવી લીધા. فَتَبَارَکَ اللّٰهُ اَحۡسَنُ الۡخَالِقِيۡنَ (સૂ. ૨૩ : આ. ૧૪)

**સૂર્ય અને ચંદ્રની ગતિઓના હિસાબ :**

ઇરશાદ છે, وَالشَّمۡسَ وَالۡقَمَرَ حُسۡبَانًا તેમાં حُسۡبَانُ (હુસ્બાન) એ

ક્રિયાપદ સર્વનામ છે અને તે હિસાબ કરવા અને ગણતરીના અર્થમાં આવે છે. ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ સૂર્ય અને ચંદ્રને ઊગવા અને અસ્ત થવા તથા તેની ગતિ માટે એક ચોક્કસ અને નિશ્ચિત ગણતરી રાખી છે, જેના દ્વારા મનુષ્ય વર્ષો, મહિનાઓ અને કલાકો બલકે, મિનિટો અને સેકંડોનો હિસાબ સરળતાથી કરી શકે છે. આ અલ્લાહ જલ્લ શા'નુહૂની જ જબરદસ્ત કુદરતનું કાર્ય છે કે, આ મહાન પ્રકાશિત પદાર્થો અને તેમની ગતિઓને એવી ચોક્કસ અને મજબૂત અંદાજમાં રાખી છે કે, હજારો કરોડો વર્ષ પસાર થઈ જવા છતાં તેમાં ક્યારેય એક મિનિટ કે એક સેકંડનો તફાવત નથી થતો. તેની મશીનરીને ન તો કોઈ મેન્ટેનન્સની આવશ્યકતા છે, ન જ તેના યંત્રો ઘસાય જવાથી બદલવાની કોઈ જરૂરિયાત ઊભી થાય છે. આ બંને પ્રકાશિત પદાર્થો પોત–પોતાના વર્તુળમાં એક ચોક્કસ ગતિ સાથે ભ્રમણ કરે છે. لَا الشَّمۡسُ يَنۡۢبَغِيۡ لَهَاۤ اَنۡ تُدۡرِكَ الۡقَمَرَ وَلَا الَّيۡلُ سَابِقُ النَّهَارِ (૩૬ : ૪૦) હજારો–કરોડો વર્ષોમાં પણ તેમની ગતિમાં એક સેકંડનો તફાવત નથી આવતો. અફસોસ છે કે, કુદરતની આ સ્થાયી અને અપરિવર્તનશીલ વ્યવસ્થામાં જ મનુષ્ય ધોકો ખાઈ ગયો કે, આ જ વસ્તુઓને આપમેળે અસ્તિત્વમાં આવી હોવાનું સમજી લીધું. બલકે, તેને ઈબાદતપાત્ર અને પોતાનો ધ્યેય બનાવી બેઠા. જો તેની આ વ્યવસ્થા ક્યારેક–ક્યારેક તૂટી જતી હોત, તેના યંત્રોને રિપેર કરવા માટે અમુક દિવસો અથવા કલાકોની મોકૂફી થતી હોત તો મનુષ્યએ સમજી લીધું હોત કે આ યંત્રો આપમેળે નથી ચાલી રહ્યા બલકે, તેને કોઈ ચલાવનારો છે, કોઈ બનાવનારો છે પરંતુ اَے روشن طبع تو برمن بلا شدی આ પદાર્થોની અપરિવર્તનશીલ તથા સ્થાયી વ્યવસ્થાએ મનુષ્યની દૃષ્ટિ સમક્ષ પડદા ઊભા કરી દીધા અને તેને પોતાના તરફ લગાવી દીધા, એટલે સુધી કે તે ભૂલી ગયો કે,

کوئی محبوب ہے اس پردۂ زرنگاری میں

આસમાની પડદા પાછળ નક્કી કોઈ મહબૂબ છે.

આસમાની કિતાબો અને અંબિયા તથા રસૂલ (અલૈ.) તેની આ જ વાસ્તવિકતાની જાણકારી આપવા માટે આવ્યા.

કુર્આને કરીમના આ ઈરશાદથી તે તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે,

વર્ષો અને મહિનાઓ સૂર્યની ગણતરી પ્રમાણે પણ હોઈ શકે છે અને ચંદ્ર આધારિત ગણતરી પ્રમાણે પણ. બંને અલ્લાહ જલ્લ શા'નુહૂના ઈનામો છે. એ બીજી વાત છે કે, સામાન્ય અજ્ઞાન લોકોને દુનિયાની સરળતા ખાતર અને તેના હિસાબ–કિતાબની ઉલઝન (તકલીફ)થી બચાવવા માટે ઈસ્લામી હુકમોમાં ચંદ્રની ગણતરી આધારિત વર્ષોનો ઉપયોગ કરવામાં આવ્યો અને કારણ કે, ઈસ્લામી ઈતિહાસ અને ઈસ્લામી હુકમોનો આધાર ચંદ્ર આધારિત કેલૅન્ડર ઉપર છે, એટલા માટે ઉમ્મત ઉપર ફરજ છે કે, તે આ જ કેલૅન્ડરને કાયમ અને બાકી રાખે. અન્ય સૂર્ય આધારિત હિસાબો વગેરે જો કોઈ જરૂરિયાતથી અપનાવવામાં આવે તો કોઈ ગુનોહ નથી, પરંતુ ચંદ્ર આધારિત ગણતરીને બિલકુલ ઉપેક્ષિત કરી દેવી અથવા તેને નષ્ટ કરી દેવી મોટો ગુનોહ છે કે, જેનાથી માનવીને એ પણ ખબર ન રહે કે રમઝાન ક્યારે આવી અને જિલ્હજ્જ અને મહોરમ ક્યારે આવી ?

અંતિમ આયતમાં ફરમાવ્યું, ذٰلِکَ تَقۡدِیۡرُ الۡعَزِیۡزِ الۡعَلِیۡمِ એટલે કે, આ આશ્ચર્યજનક સ્થાયી વ્યવસ્થા તેની અવકાશી પદાર્થોની ગતિઓ જેમાં એક મિનિટ કે સેકંડનો પણ ફરક ન પડે, એ તે પાક–જાતની મહાન શક્તિનો ચમત્કાર છે, જે સર્વશક્તિમાન અને સર્વજ્ઞ છે અને દરેક વસ્તુ ઉપર ગાલિબ અને છવાયેલો છે તથા દરેકના કાર્યનો જાણકાર છે.

ત્રીજી આયતમાં ઈરશાદ થયો, وَهُوَ الَّذِیۡ جَعَلَ لَکُمُ النُّجُوۡمَ لِتَهۡتَدُوۡا بِهَا فِیۡ ظُلُمٰتِ الۡبَرِّ وَالۡبَحۡرِ એટલે કે, સૂર્ય અને ચંદ્ર સિવાય અન્ય તારાઓ પણ અલ્લાહ જલ્લ શા'નુહૂની કુદરતના ખાસ દ્યોતક (સૂચક) છે કે, તેમને પેદા કરવા પાછળ હજારો હિકમતોમાંથી એક હિકમત એ પણ છે કે, મનુષ્ય પોતાની દરિયાઈ અને જમીનની મુસાફરીમાં જ્યાં રાતના અંધકાર સમયે દિશાઓની જાણકારી મેળવવી પણ સરળ નથી હોતી, તે તારાઓની સહાયતાથી પોતાનો માર્ગ નક્કી કરી શકે છે. અનુભવ સાક્ષી છે કે, આજે આ યાંત્રિક યુગમાં પણ મનુષ્ય તારાઓના માર્ગદર્શનથી બિલકુલ અલિપ્ત નથી.

આ આયતમાં પણ મનુષ્યની આ બેદરકારી અને ક્ષતિયુક્ત દૃષ્ટિ માટે ચેતવણી આપવામાં આવી છે કે, આ તારાઓ પણ કોઈ બનાવનાર અને ચલાવનારના હુકમના આધીન ચાલી રહ્યા છે. ન તો તે પોતે આપમેળે

અસ્તિત્વમાં આવ્યા છે અને ન જ તે પોતાના અસ્તિત્વને ટકાવી રાખવા માટે પોતાના કાર્યમાં સ્વતંત્ર છે. જે લોકો ફક્ત તેમના ઉપર પોતાની દૃષ્ટિ જમાવીને બેઠા છે અને તેમના બનાવનાર તરફ દૃષ્ટિપાત કરતા નથી. તેઓ સખત ટૂંકી દૃષ્ટિ ધરાવનાર અને ધોકો ખાધેલા લોકો છે.

آناں کہ بجز روئے تو جائے نگرانند کوتہ نظرانند چہ کوتہ نظرانند

તે લોકો જેઓ અલ્લાહના સિવાય બીજી જગ્યા ઉપર નજર કરે છે,
તેઓ ટૂંકી નજરવાળા છે, ટૂંકી નજરવાળા છે.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ એટલે કે, અમે કુદરતની દલીલો ખૂબ સ્પષ્ટ રીતે ખોલી-ખોલીને વર્ણન કરી આપી તે લોકોના માટે જેઓ જાણકારી ધરાવે છે. એમાં ઈરશાદ ફરમાવ્યો કે, જે લોકો આ ખુલ્લમ-ખુલ્લી નિશાનીઓથી પણ અલ્લાહ તઆલાને નથી ઓળખતા તેઓ બેખબર અને બેહોશ છે.

ચોથી આયતમાં وَهُوَ الَّذِىْٓ اَنْشَاَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ فَمُسْتَقَرٌّ وَّمُسْتَوْدَعٌ ફરમાવ્યું, તેમાં مُسْتَقَرّ (મુસ્તકર્ર) એ قرار (કરાર)થી બને છે. તે સ્થળને مُسْتَقَرّ કહે છે, જે કોઈ વસ્તુ માટે સ્થાયી થવાનું સ્થળ હોય અને થોભવાનું, અને مُسْتَوْدَع એ وَدِيْعَتْ થી બને છે. જેનો અર્થ છે, કોઈ વસ્તુને કોઈની પાસે કામચલાઉ ધોરણે અમુક દિવસ મૂકવા માટે આપવામાં આવે. માટે مُسْتَوْدَع તે સ્થળને કહેવામાં આવશે જ્યાં કોઈ વસ્તુ કામચલાઉ ધોરણે અમુક દિવસ માટે મૂકવામાં આવે. એટલે અલ્લાહ તઆલા જ તે પવિત્ર હસ્તી છે જેણે મનુષ્યને એક વ્યક્તિ એટલે કે, હઝરત આદમ (અલૈ.)થી પેદા કર્યા, પછી તેમના માટે એક કામચલાઉ ધોરણે સ્થાયી થવાનું સ્થળ બનાવ્યું અને એક مُسْتَوْدَع એટલે કે, અમુક દિવસ નિવાસનું સ્થળ.

કુર્આને કરીમના શબ્દો તો આ જ છે પરંતુ તેની વ્યાખ્યા અને વિવરણમાં ઘણી બધી સંભાવનાઓ છે, એટલા માટે વિવરણકાર વિદ્વાનોના નિવેદનો તેમાં વિવિધ પ્રકારના છે. કોઈએ કહ્યું કે, مُسْتَوْدَع (મુસ્તવ્દઅ્) માતાનો ગર્ભ અને مُسْتَقَرّ આ દુનિયા છે, કોઈએ દર્શાવ્યું કે, مُسْتَوْدَع કબ્ર છે અને مُسْتَقَرّ આખિરત અને એના વિશે તે સિવાય પણ અનેક નિવેદનો નોંધાયા છે. કુર્આનના શબ્દોમાં

આ બધાની શક્યતા પણ છે. હઝરત કાઝી ષનાઉલ્લાહ પાણીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં એને અગ્રિમતા આપી છે કે, مُسْتَقَرٌّ આખિરતના સ્થળોમાં જન્નત અથવા દોઝખ છે અને મનુષ્યની શરૂઆતથી અંત સુધી પહોંચવાના જેટલાય તબક્કાઓ અને દરજ્જાઓ છે તે અલ્પકાલિન કામચલાઉ થોભવાના સ્થળો છે. ભલે માતાનું ઉદર હોય કે, જમીન ઉપર નિવાસ કરવાનું સ્થળ અથવા કબ્ર કે "બરઝખ". કુર્આને કરીમની એક આયતથી પણ તેના મહત્ત્વની જાણ થાય છે لَتَرْكَبُنَّ طَبَقًا عَنْ طَبَقٍ (૮૪ : ૧૯) એટલે કે, "તમે એક તબક્કામાંથી બીજા તબક્કા તરફ ચઢતા રહેશો" જેનો હેતુ એ છે કે, આખિરત પહેલાં મનુષ્ય પોતાના જીવનમાં એક પ્રવાસીનું સ્વરૂપ ધરાવે છે, જે દેખીતી રીતે શાંતિ અને સ્થાયી થવાના સમયે પણ વાસ્તવમાં પોતાની જિંદગીના પ્રવાસમાં મંઝિલો પસાર કરી રહ્યો હોય છે.

مسافر ہوں کہاں جانا ہے، ناواقف ہوں منزل سے

ازل سے پھرتے پھرتے گور تک پہنچا ہوں مشکل سے

મુસાફર છું ! ક્યાં જવાનું છે ? હું મંઝિલથી નાવાકેફ છું;
પરાપૂર્વેથી ફરતો–ફરતો કબ્ર સુધી મુશ્કેલીથી પહોંચ્યો છું.

આ અંતિમ આયતે મખ્લૂકની દેખીતી ટીપટાપમાં અને આનંદ–પ્રમોદમાં મશ્ગૂલ થઈ પોતાની مُسْتَقَرٌّ અને અલ્લાહ તથા આખિરતથી ગાફિલ થઈ જનારી આંખોને ખોલી દીધી છે, જેથી તે વાસ્તવિકતાને ઓળખે અને દુનિયાના ધોકા તથા પ્રપંચથી છુટકારો મેળવે. મવલાના જાબિર (રહ.)એ ઘણું સરસ કહ્યું છે.

ہمہ اندر زمن تر از ین است

کہ تو طفلی و خانہ رنگین است

ઝમાનાની બધી વસ્તુઓ તારા માટે શોભા છે,
કારણ કે તું બાળક છે અને ઘર રંગીન છે.

————————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૯૯ થી ૧૦૨)

وَهُوَ الَّذِيْٓ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ فَاَخْرَجْنَا بِهٖ نَبَاتَ كُلِّ شَيْءٍ فَاَخْرَجْنَا مِنْهُ خَضِرًا
نُّخْرِجُ مِنْهُ حَبًّا مُّتَرَاكِبًا ۚ وَمِنَ النَّخْلِ مِنْ طَلْعِهَا قِنْوَانٌ دَانِيَةٌ وَّجَنّٰتٍ مِّنْ
اَعْنَابٍ وَّالزَّيْتُوْنَ وَالرُّمَّانَ مُشْتَبِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ۭ اُنْظُرُوْٓا اِلٰى ثَمَرِهٖٓ اِذَآ
اَثْمَرَ وَيَنْعِهٖ ۭ اِنَّ فِيْ ذٰلِكُمْ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۹۹﴾ وَجَعَلُوْا لِلّٰهِ شُرَكَاۗءَ
الْجِنَّ وَخَلَقَهُمْ وَخَرَقُوْا لَهٗ بَنِيْنَ وَبَنٰتٍۢ بِغَيْرِ عِلْمٍ ۭ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يَصِفُوْنَ ﴿۱۰۰﴾
بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ اَنّٰى يَكُوْنُ لَهٗ وَلَدٌ وَّلَمْ تَكُنْ لَّهٗ صَاحِبَةٌ ۭ وَخَلَقَ
كُلَّ شَيْءٍ ۚ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿۱۰۱﴾ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ خَالِقُ
كُلِّ شَيْءٍ فَاعْبُدُوْهُ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ﴿۱۰۲﴾

## તરજુમો :

*અને તેણે જ આસમાનથી પાણી ઉતાર્યું, પછી અમે તેનાથી ઊગનારી દરેક વસ્તુ કાઢી, ત્યારબાદ એમાંથી હરિયાળી ખેતી કાઢી જેનાથી અમે દાણા કાઢીએ છીએ એક ઉપર એક ચઢેલો અને ખજૂરના ગાભામાંથી ફળના લુમખા ઝૂકેલા (લચી પડેલા); અને દ્રાક્ષના બગીચા અને ઝયતુનના અને દાડમના પરસ્પર મળતા આવતા અને ભિન્ન-ભિન્ન પણ; જુઓ દરેક વૃક્ષના ફળને જ્યારે તે ફળ લાવે છે અને એના પાકવાને, બેશક ! તે વસ્તુઓમાં ઈમાનવાળાઓ માટે નિશાનીઓ છે. (૯૯) અને અલ્લાહના ભાગીદાર ઠરાવે છે જિન્નાતોને જ્યારે કે તેણે જ તેમને પેદા કર્યા છે, અને કંડારે (ઘડે) છે તેના માટે બેટાઓ અને બેટીઓ અજ્ઞાનતાથી, તે પાક છે અને તે વાતોથી ઘણો દૂર છે જે આ લોકો વર્ણન કરે છે. (૧૦૦) નવી ઢબથી બનાવનારો આસમાન અને જમીનનો; કઈ રીતે તેને બેટો હોઈ શકે છે જ્યારે કે તેને કોઈ ઓરત નથી; અને તેણે જ દરેક વસ્તુ બનાવી અને તે દરેક વસ્તુથી વાકેફ છે. (૧૦૧) આ જ અલ્લાહ તમારો પરવરદિગાર છે, તેના સિવાય કોઈ*

*મઅ્બૂદ નથી, દરેક વસ્તુનો પેદા કરનારો; બસ તમે એની જ ઈબાદત કરો અને તે દરેક વસ્તુનો કાર્યસાધક છે. (૧૦૨)*

## તફસીર :

અને તે (અલ્લાહ) એવો છે જેણે આસમાન (તરફ)થી પાણી વરસાવ્યું, ત્યારબાદ અમે તે (એક જ પાણી) દ્વારા દરેક પ્રકારની (રંગબેરંગી) વનસ્પતિને (જમીનમાંથી) કાઢી, (એક જ પાણી અને એક જ માટીમાંથી આટલી વિવિધ પ્રકારની વનસ્પતિ જેનો રંગ, ગંધ, સ્વાદ અને ફાયદા ખૂબ વિવિધતા ધરાવતા હોય છે એ અલ્લાહ તઆલાનો કેટલો આશ્ચર્યજનક ચમત્કાર છે !) ત્યારબાદ અમે તે (કુપળો)માંથી (જે પ્રથમ જમીનમાંથી નીકળે છે જેને અમુક સ્થળે ફણગા કહે છે, તે રંગમાં લીલી હોય છે) હરિયાળી ડાળીઓ કાઢી કે તે (ડાળીઓ)માંથી અમે ઉપર–નીચે ચઢનારા દાણાઓ કાઢીએ છીએ (આ તે હકીકત છે, જેનું વર્ણન فَالِقُ الْحَبِّ وَالنَّوٰى માં આવી ચૂક્યું છે અને ખજૂરોના વૃક્ષો પરથી એટલે કે) તેના ગાભામાંથી લૂમખાઓ નીકળે છે જે (ભારથી) નીચે લચી પડે છે અને (તે જ પાણીથી અમે) દ્રાક્ષના બગીચા (પેદા કર્યા) અને જયતુન તથા દાડમ(ના વૃક્ષો પેદા કર્યા) જે (અમુક દાડમ અને અમુક જયતુનના ફળોનું સ્વરૂપ અને દેખાવ, રંગ વગેરે) એકસમાન મળતા આવતા હોય છે અને અમુક એકબીજાથી મળતા આવતા નથી હોતા (જરા દરેક) ફળને તો જુઓ ! જ્યારે તે ફળે છે (કે તે સમયે બિલકુલ કાચું અને તેનો સ્વાદ પણ લિજ્જતવાળો નથી હોતો) અને (પછી) તેના પાકવાને જુઓ કે (તે સમયે બધા જ ગુણોમાં કેવું સંપૂર્ણ થઈ ગયું ! આ પણ અલ્લાહની કુદરતનો કરિશ્મો છે) તે (ઘટનાઓ)માં (પણ તવહીદની) દલીલો (ઉપસ્થિત) છે (અને જાણે કે સૌના માટે એક પ્રકારની તબ્લીગનો સામાન છે પરંતુ ફાયદાના આધારે) તે (જ) લોકો માટે (છે) જેઓ ઈમાન (લાવવાની ચિંતા) ધરાવે છે (આ ફળો અને મેવાઓનું વર્ણન થયું જેનું વર્ણન સામૂહિક રીતે وَالنَّوٰىમાં આવી ચૂક્યું છે).

અને (મુશ્રિક) લોકોએ (પોતાની શ્રદ્ધામાં) શયતાનોને (એવા) અલ્લાહના (જેની સિફતો અને ખાસિયતો ઉપર વર્ણન થઈ ચૂકી) ભાગીદાર ઠરાવી રાખ્યા છે (કે તેમના બહેકાવવાથી શિર્ક કરે છે અને અલ્લાહના મુકાબલામાં તેમના કહ્યા ઉપર અમલ કરે છે) જ્યારે કે, તે લોકોને (પોતે તેમના

સ્વીકાર કર્યા પ્રમાણે પણ) અલ્લાહ તઆલાએ જ પેદા કર્યા છે (જ્યારે સર્જનહાર કોઈ અન્ય નથી તો મઅ્બૂદ પણ કોઈ અન્ય ન હોવો જોઈએ) અને તે (મુશ્રિકોમાંથી અમુક) લોકોએ અલ્લાહના હકમાં પુત્રો અને પુત્રીઓ (પોતાની માન્યતા પ્રમાણે) ફક્ત વિના દલીલે ઘડી રાખી છે (જેમકે ખ્રીસ્તીઓ હઝરત મસીહ અલૈ.ને અને યહૂદીઓ હઝરત ઉઝૈર અલૈ.ને અલ્લાહના બેટા બનાવે છે અને અરબના મુશ્રિકો ફરિશ્તાઓને અલ્લાહની પુત્રીઓ કહેતા હતા) તે (અલ્લાહ તઆલા) પવિત્ર અને ઉચ્ચતમ્ છે એ વાતોથી જે આ લોકો (અલ્લાહ તઆલાની શા'નમાં) વર્ણન કરે છે. (એટલે એ કે તેનો કોઈ ભાગીદાર નથી અને ન જ તેને કોઈ સંતાનો છે) તે આસમાનો અને જમીનોને પેદા કરનાર છે (અને અન્ય કોઈ સર્જનહાર નથી, બસ ઈબાદતપાત્ર પણ કોઈ અન્ય નથી, આ બાબતથી શિર્કનો નકાર થયો અને સંતાનો ન હોવાની દલીલ એ છે કે, અવલાદની હકીકત એ છે કે પતિ–પત્ની હોય છે અને બંનેના મિલનથી ત્રીજો સજીવ પેદા થાય છે તો) અલ્લાહ તઆલાને અવલાદ કઈ રીતે હોઈ શકે છે ! જ્યારે કે તેને કોઈ પત્ની જ નથી અને અલ્લાહ તઆલાએ (જેવા આ લોકોને પેદા કર્યા وَخَلَقَهُمْ અને જમીન અને આસમાનને પેદા કર્યા, ....بَدِيْعُ السَّمٰوٰتُ એ જ પ્રમાણે તેણે) દરેક વસ્તુને પેદા કરી અને (જે પ્રમાણે તે સર્જનહાર તરીકે એકમાત્ર છે, એ જ પ્રમાણે આ સિફતમાં પણ એકમાત્ર છે કે) તે દરેક વસ્તુને સારી પેઠે જાણે છે (આદિને પણ અને અનાદિને પણ અને તેની આ સિફતમાં પણ તેનો કોઈ ભાગીદાર નથી અને સર્જન જ્ઞાન વગર થઈ શકતું જ નથી, એટલા માટે એ પણ સાબિત થયું કે અન્ય કોઈ સર્જનહાર છે જ નથી) આ (અલ્લાહની પવિત્ર જાતની વિશિષ્ટ સિફતો વર્ણન કરવામાં આવી તે એ છે કે) અલ્લાહ તમારો પાલનહાર છે તેના સિવાય કોઈ ઈબાદતના લાયક નથી, દરેક વસ્તુને પેદા કરનારો (જેમકે ઉપર વર્ણન થયું, જ્યારે આ સિફતો માત્ર અલ્લાહ તઆલાની જ છે) તો તમે લોકો તેની જ ઈબાદત કરો અને (પછી એ કે) તે જ દરેક વસ્તુનો (સાચો) કાર્યસાધક છે (અન્ય કોઈ કાર્યસાધક નથી, બસ તેની ઈબાદત કરશો તો તે તમને સાચો નફો પહોંચાડશે અને બીજા શું આપવાના છે ! મતબલ કે સર્જનહાર પણ તે જ છે, સર્વજ્ઞ પણ તે જ છે, કાર્યસાધક પણ તે જ છે અને તે જ આ સૌ વસ્તુઓનો રક્ષક છે તો ઈબાદતના પાત્ર પણ માત્ર તે જ અલ્લાહ તબારક વ તઆલા છે).

## મસ્અલા અને બોધપાઠ :

આ વિષયોમાં એક આશ્ચર્યજનક ક્રમની ગોઠવણી થઈ છે, તે એ કે અત્રે ત્રણ પ્રકારના વિશ્વોનો ઉલ્લેખ છે. નિમ્ન કક્ષા, ઉચ્ચ કક્ષા અને વાતાવરણ એટલે કે અવકાશમાં અસ્તિત્વ ધરાવનારા પદાર્થો. શરૂઆતના ઉલ્લેખમાં નિમ્ન કક્ષાના વિશ્વનું વર્ણન થયું કે, તે આપણી બિલકુલ નજીક છે અને તેના પણ બે વિભાગો કર્યા, એક વિભાગ જમીનમાંથી ઊગનારી વનસ્પતિ, વૃક્ષો અને બગીચાઓ તથા બીજો વિભાગ પ્રાણીઓ, મનુષ્યો અને સજીવો. પ્રથમ વિભાગને અગ્ર કક્ષાએ રાખ્યો અને બીજા વિભાગ કરતાં તેને અગ્ર કક્ષાએ રાખવાનું દેખીતું કારણ એ છે કે, બીજો વિભાગ એટલે કે, સજીવો રૂહ (આત્મા) ઉપર અવલંબિત સર્જન છે. એટલા માટે નુતફા (ગર્ભ)ના વિવિધ તબક્કાઓ અને પરિસ્થિતિ તથા ગર્ભના વિકાસ સાથે એ બાબત જોડાયેલી છે જે માતાના ઉદરમાં આંખોથી ઓજલ હોય છે, જે ભ્રૂણ વિજ્ઞાનનો વિષય છે. જ્યારે કે, તેનાથી વિપરીત વનસ્પતિના વધવા–ફળવા–ફૂલવા વગેરેને પ્રત્યક્ષ રીતે જોઈ શકાય છે. ત્યારબાદ વાતાવરણનું વર્ણન થયું, જેમકે સવાર અને સાંજ. ત્યારબાદ ઉચ્ચ કક્ષાની સૃષ્ટિ (અવકાશી પદાર્થો)નું વર્ણન થયું, જેમકે સૂર્ય, ચંદ્ર, તારાઓ. ત્યારબાદ નિમ્ન કક્ષાની સૃષ્ટિ (દુનિયા)નો વધારે અનુભવ થતો હોય છે, એટલા માટે તેનું પુનરાવર્તન કરીને વાત તેના ઉપર પૂર્ણ કરી પરંતુ પ્રથમ આ બાબત ટૂંકમાં વર્ણન થઈ હતી, હવે વિગતવાર વર્ણન કરવામાં આવી, પરંતુ વિગતવાર વર્ણન કરવામાં ટૂંકમાં વર્ણન કરવામાં આવેલ ક્રમને ઉલટ–સૂલટ કરવામાં આવ્યો કે, અહીંયાં સજીવોના વર્ણનને અગ્રતા આપી અને વનસ્પતિના વર્ણનને પાછલા ક્રમે રાખવામાં આવ્યું. શક્ય છે કે તેનું કારણ એ હોય કે, આ વિગતવાર વર્ણનમાં નેઅ્મતની જાહેરાતનો વિષય અપનાવવામાં આવ્યો છે તો આ સ્વરૂપે અલ્લાહની નેઅ્મતોના કારણે તેનું અનુસરણ કરાવવાનો હેતુ હોવાથી તેને અગ્ર સ્થાને રાખવામાં આવી હોય અને વનસ્પતિને પાછલા ક્રમે રાખવામાં દાણાઓનું સ્વરૂપ દાણા અને ઠળિયા ઉપર તેના અસ્તિત્વનો આધાર રાખ્યો અને વરસાદનું વચ્ચે વર્ણન કરવું વનસ્પતિના અનુસંધાને છે અને તેમાં એક અનન્ય પ્રકારનો રસાસ્વાદ પણ હોઈ શકે છે, તે એ કે વરસાદના વિવિધ સ્વરૂપો છે અને પરિભાષા આધારે તેના વિવિધ તબક્કાઓ છે, તેના મૂળ તત્ત્વની પરિભાષામાં એવું કહી શકાય કે તે ઉપરથી નીચે આવે છે

અને તેની મંઝિલ નીચેથી વધુ નીચે જાય છે અને અંતરના પરિપ્રેક્ષ્ય (સંદર્ભ)માં તે વાતાવરણનો એક ભાગ છે, એટલા માટે કદાચ વરસાદનું વચ્ચે-વચ્ચે વર્ણન થયું.

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૦૩ થી ૧૦૭)

| |
|---|
| لَا تُدْرِكُهُ الْأَبْصَارُ وَهُوَ يُدْرِكُ الْأَبْصَارَ وَهُوَ اللَّطِيفُ الْخَبِيرُ ﴿١٠٣﴾ قَدْ |
| جَاءَكُمْ بَصَائِرُ مِنْ رَبِّكُمْ فَمَنْ أَبْصَرَ فَلِنَفْسِهِ وَمَنْ عَمِيَ فَعَلَيْهَا وَمَا أَنَا عَلَيْكُمْ |
| بِحَفِيظٍ ﴿١٠٤﴾ وَكَذَٰلِكَ نُصَرِّفُ الْآيَاتِ وَلِيَقُولُوا دَرَسْتَ وَلِنُبَيِّنَهُ لِقَوْمٍ يَعْلَمُونَ ﴿١٠٥﴾ اتَّبِعْ |
| مَا أُوحِيَ إِلَيْكَ مِنْ رَبِّكَ لَا إِلَٰهَ إِلَّا هُوَ وَأَعْرِضْ عَنِ الْمُشْرِكِينَ ﴿١٠٦﴾ وَلَوْ شَاءَ |
| اللَّهُ مَا أَشْرَكُوا وَمَا جَعَلْنَاكَ عَلَيْهِمْ حَفِيظًا وَمَا أَنْتَ عَلَيْهِمْ بِوَكِيلٍ ﴿١٠٧﴾ |

## તરજુમો :

*તેને દૃષ્ટિ પામી શકતી નથી અને તે બધી દૃષ્ટિને પામી શકે છે, અને તે ખૂબ લતીફ (All-fine) અને સર્વજ્ઞ છે. (૧૦૩) તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી નિશાનીઓ આવી ચૂકી, પછી જેણે જોઈ લીધું બસ પોતાના માટે અને જે આંધળો રહ્યો બસ પોતાના નુકસાન માટે, અને હું તમારા ઉપર નિગેહબાન (રખેવાળ) નથી. (૧૦૪) અને આમ ભિન્ન-ભિન્ન પ્રકારે અમે આયતો સમજાવીએ છીએ, અને જેથી તેઓ કહે કે તમે કોઈની પાસેથી પઢ્યું છે અને જેથી અમે તેને સમજ ધરાવનારાઓ માટે સ્પષ્ટ કરી આપીએ. (૧૦૫) અને તમે એના ઉપર ચાલો જે તમારા પરવરદિગારનો તમને હુકમ આવે, કોઈ મઅ્બૂદ નથી એના સિવાય અને મુશ્રિકોથી મોઢું ફેરવી લો. (૧૦૬) અને જો અલ્લાહે ઈચ્છયું હોત તો તે લોકોએ શિર્ક ન કર્યું હોત અને અમે તમને તેમના ઉપર નિગેહબાન નથી બનાવ્યા, અને તમે તેમના ઉપર દારોગા (જવાબદાર) નથી. (૧૦૭)*

## તફસીર :

(અને તે અલ્લાહ તબારક વ તઆલાનું સર્વજ્ઞ હોવું અને આ સિફતમાં

તેનું એકમાત્ર હોવું એ સ્વરૂપે છે કે) તેને તો કોઈની દૃષ્ટિ નિહાળી નથી શકતી (દુનિયામાં તો આ પ્રમાણે કોઈ અલ્લાહ તઆલાને જોઈ જ નથી શકતું જેમકે શરઈ દલીલોથી સાબિત છે અને આખિરતમાં એ રીતે કે જન્નતના નિવાસીઓ જો કે નિહાળશે જેમકે એ પણ શરઈ દલીલોથી સાબિત છે પરંતુ તેને દૃષ્ટિમાં સમાવવું અશક્ય જ રહેશે અને માનવ પ્રકૃતિની અનુભૂતિ દ્વારા જેના જાહેર સ્વરૂપને દૃષ્ટિમાં સમાવવું તથા માનવ પ્રકૃતિની ક્ષમતા દ્વારા નિહાળવું અશક્ય હોય તો તેની મૂળ વાસ્તવિકતા જાહેર પરિસ્થિતિના મુકાબલામાં અત્યંત ગુપ્ત રહે છે, એ જ રીતે બુદ્ધિથી અથવા અંતરમનની અનુભૂતિથી નિહાળવું એમાં તો દૃષ્ટિમાં સમાવવા કરતાં વધારે ભૂલ થવાની શક્યતા રહે છે અને તે સદંતર અશક્ય જ છે) અને તે (અલ્લાહ તઆલા) બધી દૃષ્ટિઓને (જે તેને નિહાળવાથી લાચાર હતી તે સૌને) જોઈ શકે છે (એ જ રીતે તે દરેક વસ્તુઓનો સઘળો ભેદ જાણે છે (وَهُوَ بِكُلِّ شَيۡءٍ عَلِيۡمٌ) અને (એ રીતે કે તે સૌ ઉપર છવાયેલો છે અને તેના ઉપર કોઈ છવાયેલું નથી, જરૂરી થઈ ગયું કે) તે ખૂબ બારિક છે અને સઘળું જાણનાર છે (અને આ સિફત કોઈ બીજાની હોઈ નથી શકતી આ તેના જ જ્ઞાનની ખાસિયત છે જેમાં અલ્લાહ તઆલા એકમાત્ર છે) તમે તે લોકોને કહી આપો (કે), હવે નિઃશંક ! તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી સત્ય જોવાનું માધ્યમ (એટલે કે તવહીદ અને રિસાલત સત્ય હોવાની બૌદ્ધિક અને તાર્કિક દલીલો વગેરે વહી દ્વારા) પહોંચી ચૂક્યું છે, બસ જે વ્યક્તિ (તેના દ્વારા સત્યને) જોઈ લેશે તે પોતાનો ફાયદો કરશે અને જે વ્યક્તિ આંધળો રહી જશે તે પોતાનું નુકસાન કરશે અને હું તમારો (એટલે કે તમારા આચરણો ઉપર) રખેવાળ નથી (એટલે કે જેવી રખેવાળની જવાબદારી હોય છે કે તેઓ કોઈ અયોગ્ય પ્રવૃત્તિ ન કરવા દે એ મારી જવાબદારી નથી, મારું કામ તો ફક્ત સત્યના પ્રચારનું છે) અને (જુઓ) અમે આ (શ્રેષ્ઠ) પદ્ધતિથી દલીલોના વિવિધ પાસાંઓને વર્ણન કરીએ છીએ જેથી તમે સૌને પહોંચાડી આપો અને જેથી તેઓ (ઇન્કારીઓ પૂર્વગ્રહથી પીડાઈને) એવું કહે કે તમે કોઈની પાસેથી (આ વિષયો વિશે) શીખી લીધું છે (મતલબ એ કે, જેથી તેમના ઉપર હજુ વધારે આરોપ આવે કે અમે તો આ પ્રમાણે સ્પષ્ટ અને ખુલ્લી રીતે સત્યને સાબિત કરતા હતા અને તે છતાં તમે વ્યર્થ બહાનાબાજી કરતા હતા) અને જેથી અમે તે (કુર્આનના વિષયો)ને બુદ્ધિશાળીઓ

માટે ખૂબ જાહેર કરી આપીએ (એટલે કે, કુર્આનમાં નાઝિલ કરવાના ત્રણ ફાયદાઓ છે, એક એ કે તમને પ્રચારનો સવાબ મળે, બીજું એ કે ઈન્કારીઓ ઉપર વધારે આરોપ આવે, ત્રીજું એ કે બુદ્ધિશાળીઓ અને સત્યનું સંશોધન કરનાર સમક્ષ સત્ય જાહેર થઈ જાય, બસ) તમે (એ ન જુઓ કે કોણ માને છે અને કોણ નથી માનતું) પોતે એ તરીકા ઉપર ચાલતા રહો જે(ના ઉપર ચાલવાની) વહી તમારા પરવરદિગાર તરફથી તમારી પાસે આવી છે (અને આ તરીકામાં મોટી વસ્તુ એ અકીદો છે કે) અલ્લાહ તઆલા સિવાય કોઈ મઅ્બૂદ નથી (અને આ તરીકામાં એ પણ સામેલ છે) અને (તેના ઉપર કાયમ રહીને) મુશ્રિકો તરફ લક્ષ ન આપો (કે અફસોસ ! તેમણે સ્વીકાર ન કર્યો) અને (લક્ષ ન આપવાનું કારણ એ છે કે) જો અલ્લાહ તઆલાને મંજૂર હોત તો તેઓએ આ શિર્ક ન કર્યું હોત (પરંતુ તે લોકોના દુષ્ટ આચરણોથી અલ્લાહ તઆલાને મંજૂર હતું કે તેમને સજા આપે, એટલા માટે એવો જ સામાન ભેગો કરી દીધો, પછી તેમને તમે કઈ રીતે મુસલમાન બનાવી શકો છે !?) અને (તમે તેમની ફિકરમાં ન પડો, કારણ કે) અમે તમને તેમના (આચરણોના) રખેવાળ નથી બનાવ્યા અને ન જ તમે (તેમના આચરણ ઉપર અમારા તરફથી અઝાબ આપવા માટે) અધિકાર ધરાવો છો. (બસ, જ્યારે આપ ﷺ ઉપર તેમના ગુનાહોની છાનબીન કરવાની કોઈ જવાબદારી નથી અને ન જ તેમના માટે આપ સજાનો હુકમ કરી શકો છો, પછી તમને શા માટે ચિંતા હોવી જોઈએ ?)

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ અન્આમની આ પાંચ આયતોમાંથી પ્રથમ આયતમાં اَبْصَار (અબસાર) એ بَصَر (બસર)નું બહુવચન છે, જેનો અર્થ છે "દષ્ટિ અને નિહાળવાની શક્તિ" અને اِدْرَاک (ઈદરાક)નો અર્થ "પામી લેવું, પકડી લેવું, સમાવી લેવું" થાય છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)એ આ સ્થળે "ઈદરાક"ની તફસીરમાં "પામી લેવું" વર્ણન કર્યો છે. *(બહરે મુહીત)*

આયતનો અર્થ એ થયો કે, સમગ્ર મખ્લૂક જિન્નાત, મનુષ્ય, ફરિશ્તાઓ અને દરેક પ્રાણીઓની દષ્ટિ મળીને પણ અલ્લાહ જલ્લ શા'નુહૂને જોઈ નથી શકતી અને આ દષ્ટિ દ્વારા તેની જાતને પામવું અને તેને દષ્ટિમાં સમાવવું અશક્ય

છે. જ્યારે કે અલ્લાહ તઆલા સમગ્ર મખ્લૂકને ન જ માત્ર નિહાળે છે બલકે, તેનું નિહાળવું સૃષ્ટિના પ્રત્યેક અંશ ઉપર છવાયેલું છે. આ ટૂંકી આયતમાં અલ્લાહ તબારક વ તઆલાની બે ખાસ સિફતોનું વર્ણન છે. પ્રથમ એ કે, સમગ્ર સૃષ્ટિમાંથી કોઈની દષ્ટિ બલકે, બધાની દષ્ટિ મળીને પણ તે પવિત્ર હસ્તીને પોતાની નજરમાં સમાવી નથી શકતી.

હઝરત અબૂસઈદ ખુદરી (રદિ.) ફરમાવે છે કે, "રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, જો દુનિયાના સમગ્ર માનવો અને જિન્નાતો અથવા ફરિશ્તાઓ કે શયતાન જ્યારથી પેદા થયા છે અને જ્યાં સુધી પેદા થતા રહેશે, તે સઘળા મળીને એક હરોળમાં ઊભા થઈ જાય તો બધા મળીને પણ તેની પવિત્ર હસ્તીને પોતાની દષ્ટિમાં સમાવી નથી શકતા." *(મઝહરી ઈબ્ને અબી હાતિમના હવાલાથી)*

અને આ ખાસ સિફત અલ્લાહ જલ્લ શા'નુહૂની જ હોઈ શકે છે, નહિતર દષ્ટિને અલ્લાહ તઆલાએ એવી શક્તિ અર્પણ કરી છે કે, નાના-નાના પ્રાણીઓની નાની-નાની આંખો દુનિયાના મહાનથી મહાન વિસ્તારને જોઈ શકે છે અને પોતાની દષ્ટિમાં સમાવી શકે છે. સૂર્ય અને ચંદ્ર વિસ્તારમાં કેટલા મોટા પદાર્થો છે કે પૃથ્વી અને સમગ્ર જગત તેના મુકાબલામાં કોઈ હેસિયત ધરાવતા નથી, પરંતુ દરેક મનુષ્ય બલકે, નાનામાં નાના જાનવરની દષ્ટિ તે અવકાશી પદાર્થોને એવી રીતે જૂએ છે કે, તેને પોતાની દષ્ટિમાં સમાવી લે છે.

અને વાસ્તવિકતા એ છે કે, દષ્ટિ તો માનવીની પાંચ ઈન્દ્રીઓ (સેન્સ)માંથી એક ઈન્દ્રી છે, જે ફક્ત સ્પર્શ કરી શકાય એવી વસ્તુઓને અનુભવી શકે છે. અલ્લાહ તઆલાની પવિત્ર જાત તો બુદ્ધિ અને કલ્પનાના વર્તુળથી પણ ઉપરવટ છે, તેના જ્ઞાનનો તાગ મનુષ્ય કઈ રીતે મેળવી શકે છે ?

تو دل میں آتا ہے سمجھ میں نہیں آتا

بس جان گیا میں تری پہچان یہی ہے

તું માત્ર દિલમાં આવે છે, સમજમાં નથી આવતો;
બસ, હું જાણી ગયો કે તારી ઓળખ આ જ છે !

અલ્લાહ તઆલાની પવિત્ર જાત અને સિફતો અમર્યાદિત છે અને

મનુષ્યની બુદ્ધિ તેની સભાનતા અને કલ્પના બધું જ એક મર્યાદિત અને સીમિત સીમામાં હોય છે. દેખીતું છે કે, એક અમર્યાદિત વસ્તુ કોઈ સીમિત વસ્તુમાં નથી સમાઈ શકતી, એટલા માટે દુનિયાના બૌદ્ધિકો અને ફિલોસોફરો જેમણે તાર્કિક દલીલો દ્વારા સૃષ્ટિના સર્જનહારને ઓળખવા અને તેની પવિત્ર જાત અને સિફતોનો તાગ મેળવવા માટે પોતાની જિંદગીઓ ચર્ચા અને સંશોધનોમાં ખર્ચી નાંખી તથા સૂફીઓએ જેમણે કશ્ફ અને અવલોકનના માર્ગે આ મેદાનની મુસાફરી કરી, સઘળા એ બાબત ઉપર સહમત છે કે તેની પવિત્ર જાત અને સિફતોની વાસ્તવિકતા ન તો કોઈ પામી શક્યું છે અને ન જ કોઈ પામી શકે છે. મવલાના રૂમી (રહ.)એ ફરમાવ્યું,

دُور بینانِ بارگاہِ الست غیر ازیں پے نہ بردہ اند کہ ہست

અલ્લાહના દરબારમાં તે માણસ કે જેની ઊંચી નજર છે,
તે પણ ઘણી બધી કોશીશોના અંતે એટલું જ કહે છે કે અલ્લાહ મોજૂદ છે.

અને હઝરત શૈખ સઅ્દી (રહ.) ફરમાવે છે,

چہ شبہا نشستم دریں سَیر گم کہ حیرت گرفت آستینم کہ قم

ઘણી બધી રાતોમાં તેને પામવાના શોખમાં રઝળપાટ કર્યો,
તો ''અચંબા''એ મારો પાલવ-બાંય ખેંચીને કહ્યું કે ઊભો રહે !

## અલ્લાહ તબારક વ તઆલાના દર્શનનો (પ્રત્યક્ષ નિહાળવાનો) મસ્અલો

મનુષ્યને અલ્લાહ તઆલાના દર્શન થઈ શકે છે કે કેમ ? આ મસ્અલામાં દરેક ઉલમાએ અહલે સુન્નત વલ જમાઅતનો અકીદહ એ છે કે, આ દુનિયામાં અલ્લાહ તઆલાની જાતના પ્રત્યક્ષ દર્શન થઈ શકતા નથી. એ જ કારણ છે કે, હઝરત મૂસા (અલૈ.)એ જ્યારે એવી દરખાસ્ત કરી કે, رَبِّ اَرِنِــــــــى "હે મારા પરવરદિગાર ! મને તારા દર્શન કરાવ." (૭ : ૧૪૩) તો જવાબમાં અલ્લાહે ઈરશાદ ફરમાવ્યો, لَــنْ تَـرَانِـىْ "તમે કદાપિ મને નહીં જોઈ શકો." (૭ : ૧૪૩) દેખીતું છે કે, હઝરત મૂસા (અલૈ.) કલિમુલ્લાહને જ્યારે આ જવાબ મળે છે તો પછી અન્ય કોઈ જિન્નાત અથવા માનવીની શું વિસાત છે ? અલબત્ત, આખિરતમાં મો'મિનોને અલ્લાહ તઆલાના દર્શન થવા સાચી અને મજબૂત (મુતવાતિર)

હદીષ દ્વારા સાબિત થયેલ છે અને પોતે કુર્આને કરીમમાં મોજૂદ છે.

وُجُوۡهٌ يَّوۡ مَئِذٍ نَّا ضِرَةٌ اِلٰى رَبِّهَا نَاظِرَةٌ

*"કયામતના દિવસે ઘણા ચહેરા તાજા-માજા અને ખુશમિજાજ હશે અને પોતાના પરવરદિગાર તરફ જોઈ રહ્યા હશે."* *(સૂ. ૫૫ : આ. ૨૨)*

અલબત્ત, કાફિરો અને મુન્કિરોને તે દિવસે પણ સજા સ્વરૂપે અલ્લાહ તઆલાના દર્શન નહીં થવા પામે, જેમકે કુર્આને કરીમની એક અન્ય આયતમાં છે,

كَلَّا اِنَّهُمۡ عَنۡ رَّبِّهِمۡ يَوۡمَئِذٍ لَّمَحۡجُوۡبُوۡنَ ؕ

*"કાફિરો તે દિવસે પોતાના પરવરદિગારના દર્શનથી વંચિત અને મહરૂમ રહેશે."* *(સૂ. ૮૩ : આ. ૧૫)*

અને આખિરતમાં અલ્લાહ તઆલાના દર્શન વિવિધ સ્થળોએ થઈ શકે છે. મહશરમાં પણ અને જન્નતમાં પહોંચ્યા પછી પણ તથા જન્નતના નિવાસીઓ માટે નેઅ્મતોમાં સૌથી શ્રેષ્ઠ નેઅ્મત અલ્લાહ તઆલાની ઝિયારત (દર્શન) હશે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "જ્યારે જન્નતના નિવાસીઓ જન્નતમાં પ્રવેશ પામી લેશે તો અલ્લાહ તઆલા તેમને ફરમાવશે કે જે નેઅ્મતો જન્નતમાં મળી ચૂકી છે, તેનાથી વધારે બીજું કંઈ જોઈએ તો બતાવો કે અમે તે પણ આપીએ. આ લોકો વિનંતી કરશે, યા અલ્લાહ ! તેં અમને દોઝખથી છુટકારો આપ્યો, જન્નતમાં પ્રવેશ કરાવ્યો, તેનાથી વધારે અમારે શું જોઈએ ? તે સમયે વચ્ચેથી પડદો ઉઠાવી દેવામાં આવશે અને બધાને અલ્લાહ તઆલાની ઝિયારત થશે અને આ નેઅ્મત જન્નતની બધી નેઅ્મતોથી વધીને હશે." આ હદીષ શરીફ મુસ્લિમમાં હઝરત સુહૈબ (રદિ.) દ્વારા નકલ થઈ છે.

સહીહ બુખારીની એક હદીષમાં છે કે, "રસૂલુલ્લાહ ﷺ એક રાત્રે ચંદ્રના પ્રકાશમાં હાજર હતા અને સહાબએ કિરામ (રદિ.)નો સમૂહ હતો. આપ ﷺએ ચંદ્ર તરફ દષ્ટિ કરી અને ફરમાવ્યું કે, (આખિરતમાં) તમે પોતાના પરવરદિગારને આ જ પ્રમાણે પોતાની દષ્ટિથી જોશો જેમકે આ ચંદ્રને જોઈ રહ્યા છો."

તિરમિઝી અને મુસ્નદે અહમદની એક હદીષમાં હઝરત ઈબ્ને ઉમર

(રદિ.)થી રિવાયત નકલ થઈ છે કે, "અલ્લાહ તઆલા જે લોકોને જન્નતમાં ખાસ દરજ્જો અર્પણ કરશે, તેમને દરરોજ સવાર–સાંજ અલ્લાહ તઆલાની ઝિયારત નસીબ થશે."

ખુલાસો એ છે કે, દુનિયામાં કોઈને અલ્લાહ તઆલાની ઝિયારત નથી થઈ શકતી અને આખિરતમાં જન્નતના સૌ નિવાસીઓને થશે. રસૂલે કરીમ ﷺને શબે મેઅ્રાજમાં જે ઝિયારત થઈ હતી તે પણ વાસ્તવમાં આખિરતની દુનિયાની જ ઝિયારત છે. જેમકે, શૈખ મુહ્યુદ્દીન ઈબ્ને અરબી (રહ.) ફરમાવે છે કે, "દુનિયા ફક્ત એ જગતનું નામ છે જે આસમાનોની અંદર કેદ છે. ઉપર આખિરતનું સ્થળ છે ત્યાં પહોંચીને જે ઝિયારત થશે તે દુનિયાની ઝિયારત કહી શકાય નહીં."

હવે, સવાલ એ રહે છે કે, જ્યારે કુર્આનની આયત لَا تُدْرِكُهُ الْاَبْصَارُ થી એવી જાણ થાય છે કે, મનુષ્યને અલ્લાહ તઆલાના દર્શન થઈ જ નથી શકતા તો પછી કયામતમાં કેવી રીતે થશે ? તેનો સ્પષ્ટ જવાબ એ છે કે, કુર્આનની આયતનો અર્થ એ નથી કે, મનુષ્ય માટે અલ્લાહ તઆલાના દર્શન અને તેની ઝિયારત અશક્ય છે. બલકે, આયતનો અર્થ એ છે કે, મનુષ્ય તેની પવિત્ર જાતને દષ્ટિમાં સમાવી નથી શકતો, તેની પવિત્ર જાત અમર્યાદિત છે, જ્યારે મનુષ્યની દષ્ટિ મર્યાદિત છે.

કયામતમાં પણ જે દર્શન થશે તે એ પ્રમાણે થશે કે, દષ્ટિ તેને સમાવી નહીં શકે અને દુનિયામાં મનુષ્ય અને તેની દષ્ટિમાં એટલી શક્તિ નથી જે આ પ્રમાણેના દર્શનને સહન કરી શકે. એટલા માટે દુનિયામાં દર્શન સદંતર થઈ જ નથી શકતા અને આખિરતમાં શક્તિ પેદા થઈ જશે તો દર્શન અથવા ઝિયરાત થઈ શકશે પરંતુ દષ્ટિમાં તે અસીમિત હસ્તી તે સમયે પણ સમાવી નહીં શકાય.

અલ્લાહ જલ્લ શા'નુહૂની બીજી સિફત આ આયતમાં એ વર્ણન થઈ છે કે, તેની દષ્ટિ સમગ્ર સૃષ્ટિ ઉપર છવાયેલ છે, દુનિયાનો કોઈ અણુ તેની દષ્ટિથી ગુપ્ત કે છુપાયેલો નથી, તેનું આ સંપૂર્ણ જ્ઞાન અને આ જ્ઞાનનો સંપૂર્ણ ઘેરો પણ અલ્લાહ તઆલાની ખાસ સિફત છે. તેના સિવાય કોઈ મખ્લૂકને સૃષ્ટિના અણુએ અણુની જાણકારી ન તો કદી પ્રાપ્ત થઈ શકી છે અને ન જ ક્યારેય પ્રાપ્ત થઈ શકે છે. કારણ કે, તે ખાસ સિફત અલ્લાહ રબ્બુલ ઈજ્જત શા'નુહૂની જ છે.

ત્યારબાદ ઈરશાદ ફરમાવ્યો, وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ તેમાં لَطِيْف (લતીફ)

અરબી શબ્દકોષના આધારે બે અર્થો માટે ઉપયોગવામાં આવે છે. એક અર્થ "મહેરબાન" અને બીજો "અદષ્ય." એટલે કે, "તે વસ્તુ જેને ઈન્દ્રિય જ્ઞાન (સેન્સ) દ્વારા અનુભવી કે જાણી ન શકાય."

અને خَبِيْـــر (ખબીર)નો અર્થ છે, "જાણકાર" આ વાક્યનો અર્થ એ થયો કે, અલ્લાહ તઆલા "લતીફ" છે. એટલા માટે માનવ ઈન્દ્રિય દ્વારા તેને અનુભવી શકાય નહીં અને "ખબીર" છે, એટલા માટે સમગ્ર સૃષ્ટિનો કોઈ નાનો અંશ પણ તેના જ્ઞાનથી છુપો નથી અને જો લતીફનો અર્થ આ સ્થળે મહેરબાન (દયાળુ-કૃપાળુ) લેવામાં આવે તો ઈરશાદ આ પ્રમાણે થશે કે, અલ્લાહ તઆલા જો કે, આપણા દરેક નિવેદન અને પ્રવૃત્તિ બલકે, ઈરાદા અને વિચારથી પણ જાણકાર છે જેનો તકાદો એ હતો કે, આપણી દરેક ગુનાહ ઉપર પકડ થયા કરે, પરંતુ કારણ કે તે લતીફ એટલે કે મહેરબાન પણ છે, એટલા માટે દરેક ગુનાહ ઉપર પકડ કરતો નથી.

બીજી આયતમાં શબ્દ بَـصَـــائِــرُ (બસાઈર) એ بَـصِيْـرَتٌ (બસીરત)નું બહુવચન છે, જેનો અર્થ છે "બુદ્ધિ અને સમજદારી" એટલે તે શક્તિ જેના માધ્યમથી મનુષ્ય અદષ્ય અને અનુભવી ન શકાય એવી બાબતોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. "બસાઈર"નો અર્થ આ આયતમાં તે દલીલો અને માધ્યમો છે, જેનાથી મનુષ્ય સત્ય અને વાસ્તવિકતાને જાણી શકે છે. આ આયતનો ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલા તરફથી તમારી પાસે સત્ય જોવાના માધ્યમો અને સ્ત્રોતો પહોંચી ચૂક્યા છે. એટલે કે, કુર્આન આવ્યું, રસૂલે કરીમ ﷺ આવ્યા, રસૂલે કરીમ ﷺના મોઅ્જિઝાઓ (ચમત્કારો) આવ્યા, આપ ﷺની વર્તણૂક અને વ્યવહાર તથા તેમના શિક્ષણનો પ્રત્યક્ષ અનુભવ થયો; આ બધા સત્ય નિહાળવાના માધ્યમો છે.

જે વ્યક્તિ આ માધ્યમોથી કામ લઈને દીર્ઘદષ્ટિવાળો (લાંબી નજરવાળો) બની ગયો તેણે તેનાથી પોતાનો લાભ પ્રાપ્ત કરી લીધો અને જે આ માધ્યમોને છોડીને આંધળો બન્યો તેણે પોતાનું જ નુકસાન કર્યું.

અંતિમ આયતમાં ફરમાવ્યું કે, "હું તમારો રખેવાળ નથી" એટલે કે નબીએ કરીમ ﷺની એ જવાબદારી નથી કે, લોકોને બળજબરીથી અભદ્ર (ખરાબ) કાર્યો કરવાથી રોકી જ લે. જેવી રીતે રક્ષક કે ચોકીદાર કામ કરે છે,

બલકે રસૂલના હોદ્દાની ફરજમાં ફક્ત હુકમોને પહોંચાડી દેવું અને સમજાવી દેવું હોય છે. ત્યારબાદ કોઈ તેને અપનાવી તેનું અનુસરણ કરે અથવા ન કરે તે તેની જવાબદારી છે.

તવહીદ અને રિસાલત ઉપર જે સ્પષ્ટ દલીલો પાછલી આયતોમાં વર્ણન થઈ ચૂકી છે, ત્રીજી આયતથી એના તરફ ઈશારો કરીને ફરમાવવામાં આવ્યું, كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ એટલે કે, "અમે એ જ પ્રમાણે દલીલોના વિવિધ પાસાંઓને વર્ણન કરીએ છીએ."

ત્યારબાદ ફરમાવ્યું, وَلِيَقُوْلُوْا دَرَسْتَ وَلِنُبَيِّنَهٗ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ط જેનો ખુલાસો એ છે કે, સમગ્ર હિદાયતનો સામાન, મોઅ્જિઝાઓ, દલીલો, અજોડ પુસ્તક કુર્આન અને એક નિરક્ષરના મુખ મુબારકથી એવા જ્ઞાન અને સચ્ચાઈની જાહેરાત, જે સમગ્ર દુનિયાના ફિલોસોફરો અને બૌદ્ધિકોને લાચાર કરી મૂકે એવું ઉચ્ચ કક્ષાનું સાહિત્ય, જેમાં કયામત સુધી આવનાર જિન્નાતો અને મનુષ્યોને ચેલેન્જ કરવામાં આવ્યું કે, એક નાની સૂરત જેવું કલામ કોઈ બનાવી શકે તો લાવે અને તેનાથી સમગ્ર દુનિયા લાચાર રહી, આ બધા સત્યને નિહાળવાનો સામાન એવો હતો કે, દરેક હઠધર્મ ઈન્કારીને પણ રસૂલે કરીમ ﷺની વાત માની લેવી જોઈતી હતી, પરંતુ જે લોકોના સ્વભાવમાં ખોટ અને નઠારાપણું હતું, તેઓ કહેવા લાગ્યા કે, دَرَسْتَ (દરસ્ત) એટલે કે, "આ જ્ઞાન તો તમે કોઈનાથી શીખી લીધું."

સાથે જ એ પણ ફરમાવ્યું, وَلِنُبَيِّنَهٗ لِقَوْمٍ يَّعْلَمُوْنَ જેનો ખુલાસો એ છે કે, જે સમજદાર વ્યક્તિઓ જેમનામાં સાચી સમજ અને વિવેકબુદ્ધિ તથા "અકલે સલીમ" છે, તેમના માટે આ વર્ણન ફાયદાકારક અને લાભદાયી સાબિત થયું. ખુલાસો એ છે કે, હિદાયતનો સામાન તો બધાની સામે મૂકવામાં આવ્યો પરંતુ નઠારા લોકો તેનાથી ફાયદો ન ઉઠાવી શક્યા, જ્યારે સમજદાર અને વિવેકબુદ્ધિ ધરાવનાર લોકો તેના દ્વારા દુનિયાના માર્ગદર્શક બની ગયા.

ચોથી આયતમાં રસૂલે કરીમ ﷺને હિદાયત છે કે, તમે એ ન જૂઓ કે, કોણ માને છે અને કોણ નથી માનતું ? તમે પોતે તે પદ્ધતિ ઉપર ચાલતા રહો જે પદ્ધતિ ઉપર ચાલવા માટે તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી વહી નાઝિલ થઈ છે. જેમાં સૌથી મોટી માન્યતા એ છે કે, અલ્લાહ સિવાય કોઈ ઈબાદતપાત્ર છે જ નથી. વળી, તે વહીમાં તબ્લીગનો હુકમ પણ સામેલ છે. તેના

ઉપર કાયમ રહીને મુશ્રિકો તરફ ધ્યાન ન આપો કે, અફસોસ કે, તેમણે આ બાબતનો સ્વીકાર કેમ ન કર્યો ?

પાંચમી આયતમાં તેનું કારણ એ બતાવવામાં આવ્યું કે, જો અલ્લાહ તઆલાને પોતાના સર્જનાત્મક આદેશાનુસાર એવું મંજૂર હોત કે, બધા જ માનવો મુસલમાન થઈ જાય તો તેઓ શિર્ક ન કરી શક્યા હોત, પરંતુ તેમના દુરાચારોના કારણે અલ્લાહ તઆલાને એ મંજૂર હતું કે તેમને સજા મળે. એટલા માટે એવો જ સામાન ભેગો કરી દીધો. ત્યારબાદ રસૂલે કરીમ ﷺ તેમને કઈ રીતે મુસલમાન બનાવી શકે છે ? અને આપ ﷺએ તે ફિકર-ચિંતામાં કેમ પડવું જોઈએ ? અને આપ ﷺને તેમના આચરણના રખેવાળ નથી બનાવ્યા અને ન જ આપ ﷺ તેમના આચરણ ઉપર અઝાબ દેવા માટે અમારા તરફથી કોઈ અધિકારી છો. એટલા માટે આપ ﷺએ તેમના આચરણની ફિકર-ચિંતા ન કરવી જોઈએ.

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૦૮ થી ૧૧૩)

وَلَا تَسُبُّوا الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ فَيَسُبُّوا اللّٰهَ عَدْوًاۢ بِغَيْرِ عِلْمٍ ؕ كَذٰلِكَ
زَيَّنَّا لِكُلِّ اُمَّةٍ عَمَلَهُمْ ۪ ثُمَّ اِلٰى رَبِّهِمْ مَّرْجِعُهُمْ فَيُنَبِّئُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٠٨﴾
وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَئِنْ جَآءَتْهُمْ اٰيَةٌ لَّيُؤْمِنُنَّ بِهَا ؕ قُلْ اِنَّمَا
الْاٰيٰتُ عِنْدَ اللّٰهِ وَمَا يُشْعِرُكُمْ ۙ اَنَّهَاۤ اِذَا جَآءَتْ لَا يُؤْمِنُوْنَ ﴿١٠٩﴾ وَنُقَلِّبُ اَفْـِٕدَتَهُمْ
وَاَبْصَارَهُمْ كَمَا لَمْ يُؤْمِنُوْا بِهٖۤ اَوَّلَ مَرَّةٍ وَّنَذَرُهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿١١٠﴾ ع ١٣ ١٩

પારહ : (૮)

الجزء ٨ وَلَوْ اَنَّنَا نَزَّلْنَاۤ اِلَيْهِمُ الْمَلٰٓئِكَةَ وَكَلَّمَهُمُ الْمَوْتٰى وَحَشَرْنَا عَلَيْهِمْ كُلَّ شَيْءٍ قُبُلًا مَّا
كَانُوْا لِيُؤْمِنُوْۤا اِلَّاۤ اَنْ يَّشَآءَ اللّٰهُ وَلٰكِنَّ اَكْثَرَهُمْ يَجْهَلُوْنَ ﴿١١١﴾ وَكَذٰلِكَ جَعَلْنَا
لِكُلِّ نَبِيٍّ عَدُوًّا شَيٰطِيْنَ الْاِنْسِ وَالْجِنِّ يُوْحِيْ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ زُخْرُفَ الْقَوْلِ
غُرُوْرًا ؕ وَلَوْ شَآءَ رَبُّكَ مَا فَعَلُوْهُ فَذَرْهُمْ وَمَا يَفْتَرُوْنَ ﴿١١٢﴾ وَلِتَصْغٰۤى اِلَيْهِ
اَفْـِٕدَةُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ وَلِيَرْضَوْهُ وَلِيَقْتَرِفُوْا مَا هُمْ مُّقْتَرِفُوْنَ ﴿١١٣﴾

## તરજુમો :

*અને તમે લોકો તેમને બુરું ન કહો જેમની તેઓ અલ્લાહના સિવાય પૂજા કરે છે, બસ તેઓ અલ્લાહને સમજ્યા વિના અસભ્યતાથી બુરું કહેવા લાગશે, એ જ પ્રમાણે અમે દરેક ફિરકાની દષ્ટિમાં તેમના અમલોને શણગારી દીધા, પછી તે સૌને પોતાના પરવરદિગારની પાસે પહોંચવાનું છે, ત્યારે તે તેમને બતાવી દેશે જે કંઈ તેઓ કરતા હતા. (૧૦૮) અને તેઓ તાકીદથી અલ્લાહની કસમો ખાય છે કે જો તેમની પાસે કોઈ નિશાની આવે તો અવશ્ય તેના ઉપર ઈમાન લાવશે, તમે કહી આપો કે નિશાનીઓ તો અલ્લાહની પાસે છે અને હે મુસલમાનો ! શું તમને ખબર છે કે જ્યારે તે નિશાનીઓ આવશે તો આ લોકો ઈમાન લઈ જ આવશે ? (૧૦૯) અને અમે તેમના દિલ અને તેમની આંખો ઊલટાવી દઈશું જેમકે પ્રથમ વખતે નિશાનીઓ ઉપર ઈમાન લાવ્યા નહીં અને અમે તેમને તેમની સરકશી (બળવાખોરી)માં ભટકતા છોડી રાખીશું. (૧૧૦) અને જો અમે તેમના ઉપર ફરિશ્તાઓ ઉતારીએ અને તેમની સાથે મરી ચૂકેલા (મડદાં) વાતો કરે અને અમે તેમની સામે દરેક વસ્તુને જીવતી કરી આપીએ તો પણ આ લોકો કદાપિ ઈમાન લાવનારા નથી, પરંતુ એ કે અલ્લાહ ઈચ્છે; પરંતુ તેમનામાં ઘણા જાહિલ છે. (૧૧૧) અને એ જ રીતે અમે દરેક નબી માટે શયતાન (દુષ્ટ શરારતખોર) મનુષ્યોને અને જિન્નાતોને દુશ્મન બનાવી દીધા કે જેઓ એકબીજાઓને બનાવટી (Ornamented) વાતો ધોકો આપવા માટે શિખવાડે છે, અને જો તમારા પરવરદિગારે ઈચ્છયું હોત તો તે લોકોએ આ કામ ન કર્યું હોત, બસ તમે છોડી દો; તેઓ જાણે અને તેમનું જૂઠ ! (૧૧૨) અને એટલા માટે કે તે લોકોના દિલ તે બનાવટી વાતો તરફ આકર્ષિત થાય જેમને આખિરતનું યકીન નથી અને તેઓ એને પણ પસંદ કરી લે; અને કર્યે જાય જે કંઈ બુરા કામ કરી રહ્યા છે. (૧૧૩)*

## તફસીર :

અને અપશબ્દો ન કહો તેઓને (એટલે કે તેમના જૂઠા મઅ્બૂદોને) જેમની આ (મુશ્રિક) લોકો અલ્લાહ(ની તવહીદ)ને છોડીને ઈબાદત કરે છે, કારણ કે

(તમારું એવું કરવાથી) પછી તેઓ અજ્ઞાનતાની હદ વટાવીને (એટલે કે ગુસ્સામાં આવીને) અલ્લાહ તઆલાની શા'નમાં ગુસ્તાખી કરશે (અને એ આશ્ચર્ય ન કરવામાં આવે કે આવી ગુસ્તાખી કરનારાઓને તાત્કાલિક સજા કેમ નથી મળી જતી ? કારણ કે) અમે (દુનિયામાં તો) આ જ પ્રમાણે (જેવું થઈ રહ્યું છે) દરેક વિચારસરણીવાળાને તેમના કાર્યો (ભલા હોય અથવા બુરા હોય) શણગારીને બતાવીએ છીએ (એટલે કે, એવા કારણો ભેગા થઈ જાય છે કે દરેક પોતાના મતને પસંદ કરે છે, આથી જાણ થઈ કે આ દુનિયા વાસ્તવમાં એક કસોટી માત્ર છે, બસ તેથી દુનિયામાં સજા થવી જરૂરી નથી) પછી (અલબત્ત પોતાના સમય ઉપર) પોતાના પરવરદિગારની પાસે તેઓને (સૌને) જવાનું છે, બસ (તે સમયે) તેમને બતાવી આપશે જે કંઈ પણ તેઓ (દુનિયામાં) કર્યા કરતા હતા (અને અપરાધીઓને સજા આપશે) અને તે (ઈન્કાર કરનારા) લોકો અલ્લાહની કસમો ભારપૂર્વક ખાય છે કે જો તેમની પાસે (એટલે કે, તેમની માંગણી મુજબની નિશાનીઓમાંથી) કોઈ નિશાની (જાહેરમાં) આવી જાય તો તેઓ અવશ્ય તે (નિશાની)ના ઉપર ઈમાન લઈ આવશે, (એટલે કે નિશાની જાહેર કરનારાની નુબુવ્વતને માની લેશે) તમે (જવાબમાં) કહી આપો કે, નિશાનીઓ બધી અલ્લાહ તઆલાના કબજામાં છે (અને તે તેમાં જે પ્રમાણે ઈચ્છે કરવા માટે સક્ષમ છે, તેમાં બીજાની કોઈ દખલગીરી કરવી અથવા માંગણી કરવી અસ્થાને છે, કારણ કે અલ્લાહ તઆલા સિવાય કોઈને ખબર નથી કે કોનું જાહેર થવું અથવા ન થવું હિકમતની દષ્ટિએ યોગ્ય છે, અલબત્ત રસૂલ નાઝિલ થવાના સમયે હંમેશા કોઈ નિશાનીને જાહેર કરી દેવી તેની હિકમતમાં ચોક્કસ થતું આવે છે. બસ, અલ્લાહ તઆલા ઘણી બધી નિશાનીઓ રસૂલ ﷺના રિસાલતના સચ્ચાઈના દા'વાની જાહેર કરી ચૂક્યો છે, જે દલીલો માટે પૂરતી છે, બસ તેમની માંગણીનો જવાબ આપવામાં આવી ચૂક્યો છે) અને (કારણ કે, મુસલમાનોના દિલોમાં વિચાર હતો કે, ઘણું સારું થાય જો નિશાનીઓ જાહેર થાય તો તેઓ કદાચ ઈમાન લઈ આવે, એટલા માટે તે મુસલમાનોને સંબોધન કરવામાં આવ્યું કે) તમને તેની શું ખબર (બલકે અમને ખબર છે) કે તે (માંગણી મુજબની) નિશાનીઓ જે વખતે (અસ્તિત્વમાં) આવી જશે આ લોકો (દુશ્મની અને હઠધર્મીના કારણે) તો પણ ઈમાન નહીં લાવે અને (તેમના ઈમાન ન લાવવાના કારણથી) અમે પણ તેમના

દિલોને (સચ્ચાઈને પ્રાપ્ત કરવાના ઈરાદાથી) અને તેમની દૃષ્ટિને (સત્ય જોવાની શક્તિથી) ઊલટાવી દઈશું અને (તેમનું આ ઈમાન ન લાવવું એવું છે) જેમકે આ લોકો એ (કુર્આન)ના ઉપર (કે મોઅ્‌જિઝાઓ નજરે નિહાળ્યા પછી પણ) પ્રથમ વખતે (જ્યારે કે તે આવ્યા) ઈમાન નથી લાવ્યા (તો હવે તેમના ઈમાન ન લાવવામાં કોઈ આશ્ચર્ય ન પામો) અને (દૃષ્ટિ ખૂંચવી લેવાનો અર્થ જાહેર રીતે શારીરિક આંધળા કરવાનો નથી બલકે તેનો અર્થ એ છે કે) અમે તેમને તેમની બળવાખોરી (અને કુફ્ર)માં ભટકતા (ફરતા) રહેવા દઈશું (ઈમાનની તવફીક ન થશે કે આ એક પ્રકારનો અંધાપો જ છે) અને (તેમની દુશ્મનાવટની એ પરિસ્થિતિ છે કે) જો અમે (એક માંગણી મુજબની નિશાની તો શું અનેક મોટી–મોટી નિશાનીઓ પણ જાહેર કરી આપીએ દાખલા તરીકે) તેમની પાસે ફરિશ્તાઓ મોકલી આપીએ (જેમકે તેઓ કહે છે ( لَوْ لَا اُنْزِلَ عَلَيْنَا الْمَلٰئِكَةُ અને તેમના મડદાં (સજીવન થઈને) વાતો કરવા લાગે (જેમકે તેઓ કહે છે, (فَأْتُوْا بِآبَائِنَا) અને (તેઓ તો ફક્ત એટલું જ કહે છે ( تَأْتِيَ بِاللّٰهِ وَالْمَلٰئِكَةِ قَبِيْلًا અમે (તેના જ ઉપર બસ નહીં કરતાં, બલકે) સમગ્ર ઉપસ્થિત (ભેદી વસ્તુઓ)ને (જેમાં જિન્નાત, દોઝખ બધું જ કંઈ આવી ગયું) તેમની પાસે તેમની દૃષ્ટિ સમક્ષ લાવી ભેગું કરી આપીએ (કે બધાને ખુલ્લમ–ખુલ્લી નજર સમક્ષ જોઈ લે) તો પણ આ લોકો કદાપિ ઈમાન લાવશે નહીં, હા ! પરંતુ જો અલ્લાહ કદાચ ઈચ્છે (અને તેમની તકદીર બદલી નાંખે) તો બીજી વાત છે, (બસ જે તેમની દુશ્મનાવટ અને શરારતની આ પરિસ્થિતિ છે અને પોતે પણ તેઓ તેને જાણે છે કે, અમારી નિય્યત અત્યારે પણ ઈમાન લાવવાની નથી તો તેનો તકાદો એ હતો કે, નિશાનીઓની માંગણી કરવી ન જોઈએ, કારણ કે તે ફક્ત તેમના માટે બેકાર વાતો છે) પરંતુ તેમનામાંથી મોટા ભાગના લોકો અજ્ઞાનતાની વાતો કરે છે (કે ઈમાન લાવવાનો ઈરાદો નથી પરંતુ ફોગટની નિશાનીઓની માંગણી કરવી તેમની અજ્ઞાનતાને છતી કરે છે) અને (આ લોકો જે તમારી સાથે દુશ્મની રાખે છે તે કોઈ નવી વાત આપ ﷺ સાથે નથી બની બલકે, જે પ્રમાણે તમારી સાથે તેઓ દુશ્મની રાખે છે) એ જ પ્રમાણે અમે દરેક નબીના દુશ્મન ઘણા શયતાન પેદા કર્યા હતા, અમુક મનુષ્ય (જેમની સાથે અસલ વ્યવહાર હતો) અને અમુક જિન્નાતો (ઈબ્લીસ અને તેની અવલાદ) જેમનામાંથી અમુક (એટલે કે ઈબ્લીસ અને તેનું

લશ્કર) અન્ય બીજાઓને (એટલે કે કાફિર માનવીઓને) લોભામણી વાતોનો વસવસો નાંખતા રહેતા હતા જેથી તેમને ધોકામાં નાંખી દે; (એનો અર્થ કુફ્ર અને વિરોધની વાતો છે કે, જાહેરમાં નફ્સને તે સારી લાગતી હતી અને અંદરથી અત્યંત નુકસાનકર્તા હતી અને આ જ ધોકો છે, જ્યારે આ કોઈ નવી વાત નથી તો તેનો કોઈ ગમ ન કરો કે તમારી સાથે આ લોકો આવો વ્યવહાર કેમ કરે છે ? વાસ્તવિકતા એ છે કે તેમાં અમુક હિકમતો છે, તે કારણથી તેમને આવી બાબતો ઉપર શક્તિ પ્રાપ્ત થઈ ગઈ છે) અને જો અલ્લાહ તઆલા ઈચ્છે (તો આ લોકો આવા કૃત્યો ઉપર કાબૂ ન પામે) તો (પછી) તેઓ એવા કામ ન કરી શકે (પરંતુ અમુક હિકમતોના કારણે તેમને આ પ્રમાણેની શક્તિ આપી દીધી છે) બસ, (જ્યારે તેમાં હિકમત છે તો) તે લોકોની અને જે કંઈ આ (દીન વિશે) શરારતો કરી રહ્યા છે (જેમકે નુબુવ્વતનો ઈન્કાર તો તે તેમની દુશ્મની ઉપર આધારિત છે) તેને તમે રહેવા દો, (એની ફિકર-ચિંતામાં ન પડો, અમે પોતે નક્કી સમય ઉપર યોગ્ય સજા આપીશું અને આ હિકમતોમાંથી એક એ પણ છે) અને (તે શયતાનો તે કાફિર વ્યક્તિઓને એટલા માટે ભ્રમ અને ધોકામાં નાંખતા હતા) જેથી તે (ધોકાની વાતો) તરફ તે લોકોના દિલો આકર્ષિત થઈ જાય, જેઓ આખિરત ઉપર (જેવું હોવું જોઈએ તેવું) ઈમાન નથી ધરાવતા (તેનો અર્થ કાફિર લોકો છે, ભલે તે અહલે કિતાબ હોય, કારણ કે જેવું જોઈએ તેવું તેમનું પણ યકીન નથી નહિતર નુબુવ્વતના ઈન્કાર કરવા ઉપર તેમને કયામતમાં સજા થશે એવું પાકું યકીન જો તેઓ ધરાવતા હોત તો તેની તેઓ કદાપિ હિમ્મત કરતા ન હોત) અને જેથી (માન્યતા પછી) તે કાર્યો (પણ) કરતા રહે જેને તેઓ કરી રહ્યા છે.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયત એક ખાસ ઘટનાના સંભર્દમાં નાઝિલ થઈ છે અને તેમાં એક ખાસ મહત્ત્વના સૈદ્ધાંતિક મસ્અલાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, જે કામ પોતે કરવું જાઈઝ નથી તેનું કારણ અને માધ્યમ બનવું પણ જાઈઝ નથી.

આયતનો શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા) ઈબ્ને જરીર (રહ.)ની રિવાયત પ્રમાણે એ છે કે, જ્યારે રસૂલે કરીમ ﷺના સન્માનનીય કાકા અબૂતાલિબ જીવલેણ બીમારીની મરણ પથારીએ હતા ત્યારે કુરૈશના મુશ્રિક સરદારો જે

રસૂલે કરીમ ﷺની દુશ્મની અને તેમને ત્રાસ આપવામાં હંમેશા પ્રવૃત્ત રહેતા હતા બલકે આપ ﷺની હત્યાના ષડયંત્રો રચતા રહેતા હતા. તેમને એ ચિંતા થઈ કે, અબૂતાલિબનું મૃત્યુ અમારા માટે મુશ્કેલ સમસ્યા બની જશે. કારણ કે, તેમના પછી જો અમે મુહમ્મદ (ﷺ)ની હત્યા કરીશું તો એ અમારા માટે ઈજ્જત અને સન્માનના વિરુદ્ધ લેખાશે કે લોકો કહેશે કે, અબૂતાલિબ સામે તો તેઓ તેમનું કંઈ બગાડી ન શક્યા અને તેમના મૃત્યુ પછી તેમને એકલા જાણીને હત્યા કરી નાંખી. એટલા માટે આ સમય છે કે, આપણે મળીને ખુદ અબૂતાલિબ સાથે કોઈ નિર્ણાયક વાતચીત કરી લઈએ.

એ વાત લગભગ દરેક ભણેલો-ગણેલો મુસલમાન જાણે છે કે, અબૂતાલિબ જો કે મુસલમાન ન થયા હતા પરંતુ રસૂલે કરીમ ﷺથી ન જ ફક્ત પ્રેમ રાખતા હતા બલકે, તેમનું સન્માન અને આદર પણ તેમના દિલમાં પરાકાષ્ઠાએ હતો અને રસૂલે કરીમ ﷺના દુશ્મનોના મુકાબલામાં તેઓ હંમેશા છાતી કાઢીને ઊભા થઈ જતા હતા.

કુરૈશના અમુક સરદારોએ એવો મશ્વરો કર્યો કે અબૂતાલિબ પાસે જવા માટે એક પ્રતિનિધિ મંડળની નિમણૂક કરવામાં આવે. જેમાં અબૂસુફિયાન, અબૂજહલ, અમ્ર બિન આસ વગેરે કુરૈશી સરદારો સામેલ હતા. અબૂતાલિબની આ વખતની મુલાકાત માટે સમય લેવાનું કામ એક વ્યક્તિ મુત્તલિબ નામનો હતો તેને સોંપ્યું. તેણે અબૂતાલિબ પાસે જઈને પરવાનગી લઈને આ પ્રતિનિધિ મંડળને ત્યાં પહોંચાડ્યું.

પ્રતિનિધિ મંડળે અબૂતાલિબને કહ્યું કે, "તમે અમારા વડીલ અને આગેવાન છો અને તમને જાણ છે કે, આપના ભત્રીજા મુહમ્મદે (ﷺ) અમારા મઅ્બૂદો (પૂજ્યો)ને સખત તકલીફ અને પીડા પહોંચાડી રાખી છે. અમે ઈચ્છીએ છીએ કે, તમે તેમને બોલાવીને સમજાવો કે તે અમારા મઅ્બૂદોને બુરું ન કહે તો અમે એ બાબતની સુલેહ કરી લઈશું કે, તે પોતાના દીન ઉપર જેવી રીતે ઈચ્છે અમલ કરે, જેને ચાહે મઅ્બૂદ બનાવે, અમે તેને કંઈ જ કહીશું નહીં."

અબૂતાલિબે રસૂલુલ્લાહ ﷺને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું, "આ આપની જ્ઞાતિના સરદારો (આગેવાનો) આવ્યા છે." રસૂલે કરીમ ﷺએ તે

પ્રતિનિધિ મંડળને સંબોધન કરીને કહ્યું કે, "તમે લોકો શું ઈચ્છો છો ?" તેમણે કહ્યું કે, "અમારી ઈચ્છા એ છે કે, તમે અમને અને અમારા મઅ્બૂદોને છોડી દો, બુરું-ભલું ન કહો અને અમે તમારા મઅ્બૂદને છોડી આપીશું. આ રીતે પરસ્પર વિરોધ સમાપ્ત થઈ જશે."

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "સારું, એ બતાવો કે જો હું તમારી આ વાત માની લઉં તો શું તમે એક એવો કલિમો કહેવા માટે તૈયાર થઈ જશો, જેને કહેવાથી તમે બધા અરબના માલિક થઈ જશો અને તે સિવાયના લોકો પણ તમારા તાબે અને શાસન હેઠળ આવી જશે ?"

અબૂજહલ બોલ્યો કે, "આવો કલિમો એક નહિ, અમે દશ કહેવા માટે તૈયાર છે. બતાવો ! તે શું છે ?" રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "لَآاِلٰـهَ اِلَّااللّٰهُ (લા ઈલાહા ઈલ્લલ્લાહ....)" આ સાંભળતા જ બધા જ ગુસ્સે થઈ ગયા. અબૂતાલિબે પણ રસૂલે કરીમ ﷺને કહ્યું કે, "મારા ભત્રીજા ! આ કલિમા સિવાય બીજી કોઈ વાત કહો. કારણ કે, તમારી કૌમ આ કલિમાથી ગભરાઈ ગઈ છે."

રસૂલે કરીમ ﷺએ કહ્યું, "વહાલા કાકા ! હું તો આ કલિમા સિવાય બીજો કોઈ કલિમો નથી કહી શકતો, જો તેઓ આસમાનથી સૂર્યને ઉતારી લાવે અને મારા હાથમાં મૂકી દે તો પણ હું આ કલિમા સિવાય કશું અન્ય કદાપિ ન કહીશ." તેમનો આ પ્રમાણે કહેવાનો હેતુ એ હતો કે તે કુરૈશના સરદારોને નિરાશ કરી આપે.

આથી આ લોકો નારાજ થઈને કહેવા લાગ્યા, "યા તો તમે અમારા મઅ્બૂદો (મૂર્તિઓ)ને બુરું કહેવાથી અટકી જાઓ, નહિતર અમે તમને પણ ગાળો આપીશું અને તે હસ્તીને પણ જેનો રસૂલ હોવાનું તમે પોતે બતાવો છો." તેના ઉપર આ આયત નાઝિલ થઈ, لَا تَسُبُّوا الَّـذِيْـنَ يَـدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ فَيَسُبُّوا اللّٰهَ عَدْوًاۢ بِـغَيْـرِ عِـلْمٍ એટલે કે, "તમે તેમની મૂર્તિઓને બુરું ન કહો, જેને આ લોકોએ ખુદા બનાવી રાખ્યા છે જેના પરિણામે તેઓ અલ્લાહને બુરું કહેવા લાગે પોતાના ખોટા માર્ગે હોવાના કારણે અને નાદાનીના (કારણે)."

તેમાં لَا تَسُبُّوْا (લા તસબ્બૂ) શબ્દ سَــبّ (સબ્બ)થી બન્યો છે જેનો અર્થ છે, "અપશબ્દો કહેવા." રસૂલે કરીમ ﷺ તો પોતાના ઉચ્ચ કક્ષાના સ્વભાવની

બીના પર પ્રથમથી જ એ બાબતના પાબંદ હતા કે, ક્યારેય બાળપણમાં પણ કોઈ વ્યક્તિ બલકે, કોઈ જાનવર સુદ્ધાં માટે પણ કોઈ અપશબ્દ કે ગાળ તેમની જીભ મુબારક ઉપર આવી ન હતી. શક્ય છે કે, અમુક સહાબએ કિરામ (રદિ.)ની જીભથી કોઈ કઠોર વેણ નીકળી પણ ગયા હોય. જેને મક્કાના મુશ્રિકોએ ગાળથી ઓળખાવ્યા હોય અને કુરૈશના આગેવાનોના આ પ્રતિનિધિ મંડળે રસૂલે કરીમ ﷺ સામે આ ઘટનાને મૂકીને આ જાહેરાત કરી આપી કે, તમે અમારા બૂતો (મૂર્તિઓ)ને બુરું-ભલું કહેવાથી અટકશો નહીં તો અમે આપના ખુદાને બુરું-ભલું કહીશું. (નઊઝુબિલ્લાહ !)

આ બીના ઉપર કુર્આને હકીમમાં આ આયત નાઝિલ થઈ જેના દ્વારા મુસલમાનોને અટકાવવામાં આવ્યા કે, તેઓ મુશ્રિકોના જૂઠા પૂજ્યો (મઅ્બૂદો) વિશે કોઈ કઠોર વેણ ન કહ્યા કરે. આ આયતમાં એ વાત વિશેષ સ્વરૂપે ધ્યાન આપવા યોગ્ય છે કે, તેનાથી અગાઉની આયતમાં પોતે રસૂલે કરીમ ﷺને સંબોધન થઈ રહ્યું હતું, દાખલા તરીકે ઈરશાદ છે, اتَّبِعْ مَا أُوحِيَ إِلَيْكَ مِن رَّبِّكَ અને مَا أَنتَ عَلَيْهِم بِوَكِيلٍ અને مَا جَعَلْنَاكَ عَلَيْهِمْ حَفِيظًا અને أَعْرِضْ عَنِ الْمُشْرِكِينَ તે તમામ વ્યાકરણના નિયમોમાં રસૂલે કરીમ ﷺને સંબોધન હતું કે, તમે આ પ્રમાણે કરો અને આ પ્રમાણે ન કરો. ત્યારબાદ આ આયતમાં સંબોધનની શૈલી રસૂલે કરીમ ﷺ તરફથી ફેરવીને સામાન્ય મુસલમાનો તરફ કરવામાં આવી. કહેવામાં આવ્યું, لَا تَسُبُّوا જેમાં ઈશારો એ વાત તરફ છે કે, આપ ﷺએ તો ક્યારેય કોઈને અપશબ્દો કહ્યા ન હતા. એટલા માટે તેમને સીધે-સીધી આ બાબત તેમને સંબોધવાથી તેમનું હૃદય તૂટવાનું કારણ બની શકતું હતું, એટલા માટે સૌના માટે જાહેર સંબોધન કરવામાં આવ્યું અને સમગ્ર સહાબએ કિરામ (રદિ.) પણ તેમાં કાળજી લેવા માંડ્યા. *(કઝા ફિલ બહરે મુહીત)*

રહી એ બાબત કે, કુર્આને કરીમની ઘણી-બધી આયતોમાં મૂર્તિઓનું વર્ણન સખત શબ્દોમાં આવ્યું છે અને તે આયતો મન્સૂખ (રદ) પણ નથી થઈ. તેની તિલાવત હજુ પણ થાય છે.

તેનો જવાબ એ છે કે, કુર્આનની આયતોમાં જ્યાં પણ જે પણ સ્થળે આ પ્રમાણેના શબ્દો આવ્યા છે તે મુનાજરા (Debate) સ્વરૂપે કોઈ હકીકતને સ્પષ્ટ

કરવા માટે વર્ણન થયા છે. ત્યાં કોઈની ભાવનાને પીડા પહોંચાડવાનો હેતુ દષ્ટિ સમક્ષ નથી અને ન જ કોઈ સમજદાર વ્યક્તિ તેનું એ પરિણામ કાઢી શકે છે કે, આવું કહેવું મૂર્તિઓને બુરું કહેવાના કે મુશ્રિકોને ચિડવવાના હેતુથી છે અને આ એક એવો ખુલ્લો તફાવત છે જેને દરેક ભાષાના નિષ્ણાતો સરળતાથી સમજી શકે છે કે, ક્યારેક કોઈ વ્યક્તિની કોઈ ખામી અથવા બુરાઈ કોઈ સમસ્યાની કે બાબતની સ્પષ્ટતા માટે વર્ણન કરવામાં આવે છે જેમકે સામાન્ય રીતે ન્યાયાલયોમાં દરરોજ એવું બનતું રહે છે, પરંતુ ન્યાયાલયની સામે કરવામાં આવતા નિવેદનને દુનિયાનો કોઈપણ વ્યક્તિ એવું નથી કહી શકતો કે, ફલાણાએ ફલાણાને અપશબ્દો કહ્યા. એ જ પ્રમાણે ડૉક્ટરો અથવા હકીમોની સામે મનુષ્યોની ઘણી બધી ખામીઓ વર્ણન કરવામાં આવે છે, જે કોઈ તેને અન્ય સ્થળે અન્ય કોઈ રીતે વર્ણન કરે તો ગાળ સમજવામાં આવે, પરંતુ ઈલાજના હેતુથી તેને કોઈ ગાળ દીધાનું કહેતું નથી.

એ જ પ્રમાણે કુર્આને કરીમમાં અનેક સ્થળે મૂર્તિઓની સહાયતા અને તેમનામાં સભાનતાનો ગુણ ન હોવાની તથા જાણકારી કે શક્તિ ન હોવાની બાબતને એક એવી શૈલીમાં વર્ણન કરવામાં આવી છે કે, જેથી વિવેકબુદ્ધિ ધરાવનાર વ્યક્તિ હકીકતને સમજી લે અને ન સમજનારની ભૂલ અથવા ટૂંકી દષ્ટિ સ્પષ્ટ થઈ જાય, આથી ઈરશાદ થયો છે, ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوْبُ (૨૨:૭૩) એટલે કે, "આ મૂર્તિઓ પણ અશક્ત છે અને તેમને ચાહનારા પણ અશક્ત." અથવા આ પ્રમાણે કહેવામાં આવ્યું છે, اِنَّكُمْ وَمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ حَصَبُ جَهَنَّمَ (૨૧ : ૯૮) એટલે કે, "તમે અને જે મૂર્તિઓની તમે ઈબાદત કરો છો તે બધા જહન્નમનું ઈંધણ છે." અહીંયાં પણ કોઈને બુરુંભલું કહેવાનો હેતુ નથી. ગુમરાહી અને ભૂલનું ખરાબ પરિણામ વર્ણન કરવાનો હેતુ છે અને ફુક્હાએ તેની સ્પષ્ટતા કરી છે કે, જો કોઈ વ્યક્તિ આ આયતને પણ મુશ્રિકોને ચિડવવા માટે પઢે તો તેના માટે તે સમયે એ તિલાવત કરવી પણ سَبِّ مَمْنُوْع માં સામેલ છે અને નાજાઈઝ છે. જેમકે, مَوَاضِعِ مَكْرُوْهَهْ (મકરૂહ સ્થળો-બયતુલ ખલાઅ્ વગેરે)માં કુર્આનની તિલાવત કરવી નાજાઈઝ હોવાની બધાને ખબર છે.

*(રૂહુલ મઆની)*

કહેવાનું તાત્પર્ય એ છે કે, રસૂલે કરીમ ﷺની જીભ મુબારક અને કુર્આને કરીમમાં ન તો પ્રથમથી જ કોઈ એવું નિવેદન આવ્યું હતું જેને લોકો ગાળ સમજે અને ન જ હવે પછી આવું કોઈ નિવેદન આવવાનો કોઈ ભય હતો. હા ! મુસલમાનોથી તેની શક્યતા હતી આથી તેમને આ આયતે એવું કરવાથી અટકાવી દીધા.

આ ઘટના અને તેના ઉપર કુર્આનના માર્ગદર્શને એક ઘણા મોટા જ્ઞાનનો દરવાજો ખોલી નાંખ્યો છે અને અમુક પાયાના મસ્અલાઓ તેનાથી નીકળી આવ્યા.

**કોઈ ગુનાહનું કારણ બનવું પણ ગુનોહ છે :**

દાખલા તરીકે, એક સિદ્ધાંત એ નીકળી આવ્યો કે, જે કામ પોતાના વ્યક્તિગત આધારે જાઈઝ છે બલકે, કોઈ દરજ્જામાં સારું પણ છે પરંતુ તેના કરવાથી કોઈ ફસાદ આવશ્યક બની જાય અથવા તેના પરિણામે લોકો ગુનાહમાં સંડોવાય જાય તો તે કામની પણ મનાઈ થઈ જાય છે. કારણ કે, જૂઠા મઅ્બૂદો એટલે કે મૂર્તિઓને બુરું કહેવું ઓછામાં ઓછું જાઈઝ તો ચોક્કસ છે અને ગયરતના તકાદાથી કહેવામાં આવે તો કદાચ તે કૃત્ય આપમેળે સવાબ અને સારું પણ છે પરંતુ કારણ કે, તેના પરિણામે એવો ભય હોય છે કે લોકો અલ્લાહ જલ્લ શા'નુહૂને બુરું કહેશે તો મૂર્તિઓને બુરું કહેનારો આ બુરાઈનું કારણ બની જશે. એટલા માટે તે જાઈઝ કામની પણ મનાઈ કરવામાં આવી.

તેનું એક ઉદાહરણ હદીષમાં પણ એ પ્રમાણે આવે છે કે, રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સંબોધીને ફરમાવ્યું કે, "કોઈ વ્યક્તિ પોતાના માં-બાપને અપશબ્દો ન કહે." સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, "યા રસૂલુલ્લાહ ﷺ ! એ તો શક્ય જ નથી કે કોઈ વ્યક્તિ પોતાના માં-બાપને ગાળો આપે." ફરમાવ્યું, "હા ! પોતે વ્યક્તિ તો ગાળ નથી આપતો પરંતુ જ્યારે તે કોઈ બીજા વ્યક્તિના માં-બાપને ગાળ આપે અને તેના પરિણામે તે બીજો તેના માં-બાપને ગાળ આપે તો તે ગાળ અપાવવાનું કારણ આ દિકરો બન્યો તો આ પણ એવું જ છે જેમકે તેણે પોતે ગાળ આપી."

એ જ બાબતનું એક બીજું ઉદાહરણ રિસાલતના સમયકાળમાં બન્યું કે, રસૂલે કરીમ ﷺએ હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને ફરમાવ્યું કે, "બયતુલ્લાહ

શરીફ (ઈસ્લામ અગાઉના) અજ્ઞાનતાના યુગના કોઈ હાદસામાં જમીનદોસ્ત થઈ ગયું હતું પછી મક્કાના કુરૈશે બઅ્ષત અને નુબુવ્વત પહેલાં તેનું બાંધકામ કરાવ્યું, તે બાંધકામ ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામથી વિપરીત થઈ ગયું. એક તો એ કે, જે ભાગને حَطِيم (હતીમ) કહેવામાં આવે છે તે પણ બયતુલ્લાહનો ભાગ છે. બાંધકામમાં તેનો ખર્ચ ન હોવાના કારણે તે છોડી દીધું અને બીજું, બયતુલ્લાહ શરીફના બે દરવાજા પૂર્વ અને પશ્ચિમ દિશાએ હતા. એક પ્રવેશ કરવા માટે અને બીજો બહાર નીકળવા માટે. અજ્ઞાનતાના યુગમાં લોકોએ પશ્ચિમના દરવાજાને બંધ કરીને ફક્ત એક જ કરી દીધો અને તે પણ જમીનની સપાટીથી ઊંચો કરી દીધો, જેથી બયતુલ્લાહ શરીફમાં પ્રવેશ ફક્ત તેમની મરજી અને પરવાનગીથી થઈ શકે. દરેક વ્યક્તિ વિના રોકટોક ન જઈ શકે. આપ ﷺએ ફરમાવ્યું કે, મારું દિલ તો ઈચ્છે છે કે બયતુલ્લાહના અત્યારના બાંધકામને જમીનદોસ્ત કરીને હઝરત ખલીલુલ્લાહ (અલૈ.)ના બાંધકામ પ્રમાણે જ બનાવી આપું, પરંતુ ભય એ છે કે તમારી કૌમ એટલે કે સામાન્ય અરબો હમણા-હમણા મુસલમાન થયા છે અને બયતુલ્લાહને જમીનદોસ્ત કરવાથી ક્યાંક તેમના દિલોમાં અમુક શંકા પેદા ન થઈ જાય, એટલા માટે મેં પોતાનો ઈરાદો છોડી દીધો."

દેખીતું છે કે, બયતુલ્લાહનું બાંધકામ હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામ પ્રમાણે બનાવવું એક ઈતાઅત અને સવાબનું કામ છે, પરંતુ આ બાબતે લોકોની અજ્ઞાનતાના કારણે એક ભય ઉપસ્થિત થવાનું જોઈને રસૂલે કરીમ ﷺએ આ ઈરાદાને છોડી દીધો. આ ઘટનાથી પણ અમુક સિદ્ધાંતો પ્રતિપાદિત થયા કે, કોઈ જાઈઝ બલકે, સવાબના કામ ઉપર કોઈ ફસાદ અને અરાજકતા થવી આવશ્યક બની જાય તો તે જાઈઝ કામની પણ મનાઈ થઈ જાય છે.

પરંતુ એ બાબતે એક મજબૂત શંકા છે, જેને રૂહુલ મઆનીમાં અબૂમન્સૂર (રહ.)એ નકલ કર્યું છે. તે એ કે, અલ્લાહ તઆલાએ મુસલમાનો ઉપર જિહાદ (પવિત્ર યુદ્ધ) જરૂરી ઠરાવેલ છે. જ્યારે કે, લડાઈનું પરિણામ ચોક્કસ એ હોય જ છે કે, મુસલમાનો કોઈ ગેરમુસ્લિમને કતલ કરવાનો ઈરાદો કરશે અને તે ગેરમુસ્લિમો તે મુસલમાનોને કતલ કરશે અને મુસલમાનને કતલ કરવું હરામ છે, તો આ સિદ્ધાંત પ્રમાણે જિહાદની મનાઈ થઈ જવી જોઈએ. એવી જ રીતે આપણા ઈસ્લામના પ્રચારની તથા કુર્આનની તિલાવત અને વળી અઝાન અને નમાઝની

પણ ઘણા કાફિરો મઝાક અને ઠેકડી ઉડાવે છે તો શું આપણે તેમાં પણ તેમના આ ખોટા વલણની બીકે પોતાની ઈબાદતોથી હાથ ધોઈ નાંખીશું ?

એનો જવાબ પોતે અબૂમન્સૂર (રહ.)એ આપ્યો છે કે, "આ શંકા એક આવશ્યક શરતને ઉપેક્ષિત કરવાથી પેદા થઈ છે. શરત એ છે કે, તે જાઈઝ કામ જેનાથી ફસાદ થવી આવશ્યક બની જાય છે કે જેની મનાઈ કરવામાં આવી છે તે કાર્ય ઈસ્લામના મૂળ હેતુ અને જરૂરી કાર્યોમાંથી ન હોવું જોઈએ. જેમકે, ખોટા મઅ્બૂદોને બુરું કહેવું જ્યારે કે તે ઈસ્લામના કોઈ હેતુથી સંલગ્ન ન હોય. એ જ પ્રમાણે બયતુલ્લાહને ઈબ્રાહીમ (અલૈ.)ના બાંધકામ પ્રમાણેનું બનાવવું તેના ઉપર પણ ઈસ્લામનો કોઈ મકસદ અવલંબિત નથી. એટલા માટે જ્યારે તેના દ્વારા કોઈ દીની ફસાદનો ભય ઉપસ્થિત થયો તો આવા કામોને છોડી દેવામાં આવ્યા અને જે કામ એવા છે, જે પોતે ઈસ્લામનો મકસદ છે અથવા ઈસ્લામનો કોઈ મકસદ તેના ઉપર અવલંબિત છે, જો અન્ય લોકોના ખોટા વલણના કારણે તેના ઉપર કોઈ ફસાદ અથવા ખરાબી ઉપસ્થિત થતી પણ દેખાતી હોય તો પણ તેને કદાપિ છોડવામાં નહીં આવે. બલકે, એવો પ્રયત્ન કરવામાં આવશે કે આ કામ તો પોતાની જગ્યાએ ચાલુ જ રહે અને ઉપસ્થિત થનાર ફસાદ અને અરાજકતાને જ્યાં સુધી શક્ય હોય બંધ કરાવવામાં આવે."

એ જ કારણ છે કે, એક વખતે હઝરત હસન બસરી (રહ.) અને ઈમામ મુહમ્મદ બિન સીરીન (રહ.) બંને બુઝૂર્ગો એક જનાઝહની નમાઝમાં ભાગ લેવા માટે ગયા. ત્યાં જોયું કે, મુરદાની સાથે ઔરતો પણ ભેગી થયેલ છે, તેને જોઈને ઈબ્ને સીરીન (રહ.) પાછા ચાલ્યા ગયા પરંતુ હઝરત હસન બસરી (રહ.)એ ફરમાવ્યું કે, "લોકોના ખોટા વલણના કારણે આપણે આપણા આવશ્યક કામ કેવી રીતે છોડી શકીએ છીએ ? જનાઝહની નમાઝ ફરજ છે, તેને આ ફસાદના કારણે છોડી શકાય નહીં. હા ! એવી ભરપૂર કોશીશ કરવામાં આવશે કે આ ફસાદ સમાપ્ત થઈ જાય." આ ઘટના પણ રૂહુલ મઆનીમાંથી નકલ કરવામાં આવી છે.

એટલા માટે આ સિદ્ધાંતનો ખુલાસો જે પ્રસ્તુત આયતથી નીકળ્યો છે, એ થયો કે જે કામ પોતે જાઈઝ છે બલકે, ઈતાઅત અને સવાબ પણ છે પરંતુ શરીઅતના મકસદમાંથી ન હોય અને તેને કરવાથી કોઈ ફસાદ થવી જરૂરી બની

જાય તો તે કામ છોડી દેવું વાજિબ થઈ જાય છે. તેનાથી વિપરીત શરીઅતના મકસદમાંથી જે કાર્ય હોય તેને ફસાદ થવાના કારણે છોડી શકાય નહીં.

આ સિદ્ધાંત આધારે ઉમ્મતના ફુક્હાએ હજારો મસ્અલાઓ અને હુકમો પ્રતિપાદિત કર્યા છે. ફુક્હાએ ફરમાવ્યું કે, કોઈ વ્યક્તિનો પુત્ર નાફરમાન હોય અને તે જાણતો હોય કે તેને હું કોઈ કાર્ય કરવા માટે કહીશ તો તે ઈન્કાર કરશે અને તેના વિરુદ્ધ કરશે જેનાથી તેનું સખત ગુનેહગાર થવું જરૂરી બની જાય છે તો આવી પરિસ્થિતિમાં પિતાએ પોતે હુકમની ભાષામાં કોઈ કાર્ય કરવા અથવા છોડવાનું ન કહેવું જોઈએ. બલકે, શિખામણના અંદાજમાં એ રીતે કહે કે, બેટા ! ફલાણું કામ કરી લેવામાં આવે તો ઘણું સારું, જેથી તેમાં ઈન્કાર કરવાના અથવા તેનો વિરોધ કરવાના સ્વરૂપમાં એક વધારાની નાફરમાનીનો ગુનોહ તેના માથે ન આવે. *(ખુલાસતુલ ફતાવા)*

એ જ પ્રમાણે કોઈને વઅ્ઝ અને નસીહત કરવામાં પણ જો નિશાનીઓથી એ જાણ થાય કે, તે નસીહત સ્વીકાર કરવાના બદલે કોઈ એવી ખોટી શૈલી અપનાવશે, જેના પરિણામે તે વધારે ગુનાહમાં સપડાશે તો આવા સ્વરૂપમાં શિખામણ છોડી દેવી જ ઉત્તમ છે. ઈમામ બુખારી (રહ.)એ સહીહ બુખારીમાં આ વિષય ઉપર એક આગવું પ્રકરણ બનાવ્યું છે. بَابُ مَنْ تَرَكَ بَعْضَ الْاِخْتِيَارِ مَخَافَةَ اَنْ يَّقْصُرَ فَهْمُ بَعْضِ النَّاسِ فَيَقَعُوْا فِىْ اَشَدَّ مِنْهُ એટલે કે, અમુક સમયે જાઈઝ બલકે, ઉત્તમ વસ્તુઓને પણ એટલા માટે છોડવામાં આવે છે કે, તેનાથી ઓછી બુદ્ધિ ધરાવનાર સામાન્ય લોકો કોઈ ગેરસમજમાં સપડાઈ જવાનો ભય હોય છે. શરત માત્ર એટલી છે કે, આ કાર્ય શરીઅતે ઈસ્લામના મકસદો (હેતુઓ)માં સામેલ ન હોય.

પરંતુ જે કામ શરીઅતના મકસદોમાં સામેલ છે, ભલે ફરજો હોય અથવા વાજિબો હોય, યા તો સુન્નતે મુઅક્કદહ અથવા અન્ય પ્રકારના ઈસ્લામના પ્રતીકોમાંથી; જો તેને અદા કરવામાં અમુક ઓછી બુદ્ધિ ધરાવનાર લોકો ભૂલમાં સપડાવા લાગે તો આ કાર્યોને કદાપિ છોડવામાં નહીં આવે. બલકે, બીજી પદ્ધતિઓથી લોકોની ગેરસમજ અને ખોટા વલણને દૂર કરવાનો પ્રયત્ન કરવામાં આવશે. ઈસ્લામની શરૂઆતની ઘટનાઓ સાક્ષી છે કે, નમાઝ, તિલાવત અને ઈસ્લામના પ્રચારના કારણે મક્કાના મુશ્રિકો ઉશ્કેરાઈ ગયા હતા.... પરંતુ તેના

કારણે આ ઈસ્લામના પ્રતીકોને ક્યારેય છોડવામાં નથી આવ્યા. બલકે, પોતે આ આયતના શા'ને નુઝૂલ (પૂર્વભૂમિકા)માં જે ઘટના અબૂજહલ વગેરે કુરૈશના આગેવાનોની વર્ણન થઈ છે તેનો હેતુ એ જ હતો કે, કુરૈશના સરદારો એ બાબતે સુલેહ કરવા માંગતા હતા કે, રસૂલે કરીમ ﷺ તવહીદની તબ્લીગ (પ્રચાર) કરવાનું છોડી દે. જેનો જવાબ રસૂલે કરીમ ﷺએ એવો આપ્યો કે, “હું આ કામ કોઈપણ પરિસ્થિતિમાં નથી છોડી શકતો, ભલે તેઓ સૂર્ય અને ચંદ્ર લાવીને મારા હાથમાં મૂકી દે.”

એટલા માટે આ મસ્અલાની છણાવટ એ પ્રમાણે થઈ કે, જે કામ ઈસ્લામના હેતુઓમાં સામેલ છે, ભલે તેના કરવાથી અમુક લોકો ગેરસમજ અથવા ખોટા વલણનો શિકાર બનતા હોય તો પણ તે કાર્યોને કદાપિ છોડવામાં નહીં આવે. હા ! જે કાર્ય ઈસ્લામના હેતુઓમાં સામેલ નથી અને તેને છોડવાથી કોઈ દીની હેતુ છૂટી જતો નથી, એવા કાર્યોને અન્યોની ગેરસમજ અથવા ખોટા વલણની શંકાના કારણે છોડી દેવામાં આવશે.

પાછલી આયતોમાં એ બાબતનું વર્ણન હતું કે, રસૂલે કરીમ ﷺના ખુલ્લા મોઅ્જિઝાઓ અને અલ્લાહ તઆલાની સ્પષ્ટ નિશાનીઓ હોવા છતાં હઠધર્મ (જીદ્દી) લોકોએ તેનાથી લાભ ન ઉઠાવ્યો. પોતાના ઈન્કાર અને જીદ ઉપર મક્કમ રહ્યા. આગળની આયતોમાં એનું વર્ણન છે કે, એ લોકોએ પોતાની જીદ અને હઠધર્મીનું એક નવું સ્વરૂપ એ બદલ્યું કે, રસૂલે કરીમ ﷺ પાસે ખાસ-ખાસ પ્રકારના મોઅ્જિઝાઓ બતાવવાની માંગણી કરવા લાગ્યા. જેમકે, ઈબ્ને જરીર (રહ.)એ વર્ણન કર્યું છે કે, કુરૈશના આગેવાનોએ માંગણી કરી કે, જો આપ ﷺ અમને આ મોઅ્જિઝો બતાવો કે, સફા પર્વત આખો સોનાનો બની જાય તો અમે તમારી નુબુવ્વત અને રિસાલતને માની લઈશું અને મુસલમાન બની જઈશું.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, સારું વાયદો કરો કે જો આ મોઅ્જિઝો જાહેર થઈ જાય તો તમે બધા મુસલમાન થઈ જશો. તેમણે કસમો ખાધી, રસૂલે કરીમ ﷺ અલ્લાહ તઆલા પાસે દુઆ કરવા માટે ઊભા થઈ ગયા કે, આ પહાડ સોનાનો બનાવી આપો. હઝરત જિબ્રઈલ (અલૈ.) વહી લઈને આવ્યા કે, જો તમે ઈચ્છો તો અમે હમણાં જ આખો પહાડ સોનાનો બનાવી આપીએ પરંતુ અલ્લાહના નિયમ પ્રમાણે તેનું પરિણામ એ હશે કે, જો ત્યારબાદ પણ તેઓ

ઈમાન નહીં લાવે તો બધા ઉપર એક અઝાબ નાઝિલ કરીને નાશ કરી નાંખવામાં આવશે. જેમકે પાછલી કૌમોમાં હંમેશા થતું રહ્યું છે કે, તેમણે કોઈ ખાસ મોઅ્જિઝાની માંગણી કરી તે બતાવવામાં આવ્યો અને તે છતાં પણ ઈન્કારી થઈ ગયા તો તેમના ઉપર અલ્લાહ તબારક વ તઆલાનો ક્રોધ અને અઝાબ ઊતર્યો. રહમતુલ્લિલ્ આલમીન ﷺએ તે લોકોની ટેવો અને જીદથી વાકેફ હોવાના કારણે દયા અને કૃપાના તકાદાથી ફરમાવ્યું કે, "હવે હું આ મોઅ્જિઝાની દુઆ નથી કરતો." આ ઘટના ઉપર આ આયત ઊતરી, وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ જેમાં કાફિરોના નિવેદનોનું વર્ણન થયું છે કે, તેમણે માંગણી મુજબના મોઅ્જિઝા જાહેર થવાથી મુસલમાન થવા માટે કસમો ખાઈ લીધી. ત્યાર પછીની આયતમાં اِنَّمَا الْاٰيٰتُ عِنْدَ اللّٰهِમાં એ નિવેદનનો જવાબ છે કે, મોઅ્જિઝાઓ અને નિશાનીઓ બધું અલ્લાહ તઆલાના અધિકારમાં છે અને જે મોઅ્જિઝાઓ જાહેર થઈ ચૂક્યા છે તે પણ તેના તરફથી જ છે અને જેની માંગણી કરવામાં આવી રહી છે તેના ઉપર પણ સંપૂર્ણ કાબૂ ધરાવે છે પરંતુ બુદ્ધિ અને ન્યાયનો તકાદો એ છે કે, તેમને આવી માંગણી કરવાનો કોઈ અધિકાર કે હક નથી. કારણ કે, રસૂલે કરીમ ﷺ રસૂલ હોવાના દાવે'દાર છે અને તેમના દા'વા માટે ઘણી બધી દલીલો અને ગવાહીઓ મોઅ્જિઝા સ્વરૂપે જાહેર થઈ ચૂકી છે. હવે, સામેના પક્ષને એ તો હક છે કે, આ દલીલો અને ગવાહીઓને ખોટી સાબિત કરવાનો પ્રયત્ન કરે પરંતુ તેઓ તેમની રજૂ કરેલી ગવાહીઓને ખોટી તો સાબિત કરી શકતા નથી અને ઉપરથી એવી માંગણી કરે કે, અમને બીજી ગવાહીઓ જોઈએ છે. આ તો એવું થયું જેમકે, અદાલતમાં જેની સામે દા'વો થયો છે તે દાવે'દારની રજૂ કરેલી ગવાહીઓને ખોટી તો સાબિત ન કરે પરંતુ એવું કહે કે, હું તો આ ગવાહીઓ અને સાક્ષીઓને નથી માનતો બલકે, ફલાણા ચોક્કસ વ્યક્તિની ગવાહી ઉપર આ વાત માનીશ. આ બાબત કોઈપણ અદાલતમાં સુનાવણી યોગ્ય સમજવામાં નહીં આવે.

એ જ પ્રમાણે નુબુવ્વત અને રિસાલતની અનેક સ્પષ્ટ આયતો અને મોઅ્જિઝાઓ જાહેર થઈ ગયા પછી પણ જ્યાં સુધી આ મોઅ્જિઝાઓને ખોટા સાબિત ન કરે ત્યાં સુધી તેમને એવું કહેવાનો હક નથી કે, અમે તો ફલાણા પ્રકારનો મોઅ્જિઝો જોઈશું તો જ ઈમાન લાવીશું.

ત્યારબાદ અંતિમ આયતો સુધી મુસલમાનોને સૂચના અને સંબોધન છે કે,

તમારું કામ દીને હક ઉપર પોતે કાયમ રહેવું અને અન્યોને સાચી પદ્ધતિથી પહોંચાડી દેવાનું છે. ત્યારબાદ જો કોઈ હઠધર્મી કે જીદ કરવા લાગે તો તેની ફિકર–ચિંતામાં તમારે ન પડવું જોઈએ. કારણ કે, જબરદસ્તી કોઈને મુસલમાન બનાવવાનો નથી. જો જબરદસ્તીથી બનાવવો હોત તો અલ્લાહ તબારક વ તઆલાથી વધારે જબરદસ્ત કોણ છે ? તેણે પોતે જ બધાને મુસલમાન બનાવી આપ્યા હોત અને આ આયતોમાં મુસલમાનોને સંતોષ આપવા માટે એ પણ બતાવી દીધું કે, જો અમે તેમના માંગણી મુજબના મોઅ્જિઝાઓને પણ બિલકુલ ખુલ્લા અને સ્પષ્ટ રીતે જાહેર કરી આપીએ તો પણ આ લોકો ઈમાન લાવવાના નથી. કારણ કે, તેમનો ઈન્કાર કોઈ ગેરસમજ અથવા વાકેફ ન હોવાના કારણે નથી બલકે જીદ, દુશ્મનાવટ અને હઠધર્મીના કારણે છે જેનો ઈલાજ કોઈ મોઅ્જિઝો નથી હોતો. અંતિમ આયત وَلَوْ اَنَّنَا نَزَّلْنَآ اِلَيْهِمُ الْمَلٰۗىِٕكَةَ માં આ જ વિષયને વર્ણન કર્યો છે કે, જો અમે તેમના માંગણી મુજબના બધા મોઅ્જિઝાઓ બતાવી આપીએ બલકે, તેનાથી પણ વધીને એ કે ફરિશ્તાઓ સાથે તેમની મુલાકાત કરે અને મુરદાઓ સાથે વાતચીત કરાવી આપીએ તો પણ તેઓ માનનારા નથી. પછીની બે આયતોમાં રસૂલે કરીમ ﷺને દિલાસો આપવામાં આવ્યો છે કે, આ લોકો જો તમારી સાથે દુશ્મની કરે છે તો તે કોઈ આશ્ચર્યની વાત નથી, પાછળના બધા જ અંબિયા (અલૈ.)ના પણ દુશ્મનો હતા. આ સિલસિલો ત્યારથી જ ચાલ્યો આવે છે, તમે તેનાથી દિલગીર ન થાઓ.

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૧૪ થી ૧૧૭)

اَفَغَيْرَ اللّٰهِ اَبْتَغِيْ حَكَمًا وَّهُوَ الَّذِيْٓ اَنْزَلَ اِلَيْكُمُ الْكِتٰبَ مُفَصَّلًا ۭ وَالَّذِيْنَ اٰتَيْنٰهُمُ
الْكِتٰبَ يَعْلَمُوْنَ اَنَّهٗ مُنَزَّلٌ مِّنْ رَّبِّكَ بِالْحَقِّ فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ ﴿١١٤﴾ وَ
تَمَّتْ كَلِمَتُ رَبِّكَ صِدْقًا وَّعَدْلًا ۭ لَا مُبَدِّلَ لِكَلِمٰتِهٖ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿١١٥﴾
وَاِنْ تُطِعْ اَكْثَرَ مَنْ فِي الْاَرْضِ يُضِلُّوْكَ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ
وَاِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ﴿١١٦﴾ اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ مَنْ يَّضِلُّ عَنْ سَبِيْلِهٖ ۚ وَهُوَ اَعْلَمُ
بِالْمُهْتَدِيْنَ ﴿١١٧﴾

## તરજુમો :

*(હે નબી ﷺ !) બસ, શું હવે અલ્લાહના સિવાય કોઈ બીજાને મુનસફ (લવાદ) બનાવું જ્યારે કે તેણે જ તમારા ઉપર સ્પષ્ટ કિતાબ ઉતારી ? અને જે લોકોને અમે કિતાબ આપી છે તેઓ જાણે છે કે આ તમારા પરવરદિગાર તરફથી સત્ય સાથે ઊતરી છે, બસ તમે શંકા કરનારાઓમાંથી ન થાઓ. (૧૧૪) અને તમારા પરવરદિગારની વાત સંપૂર્ણ સાચી અને ઈન્સાફની છે; કોઈ તેની વાતને બદલનાર નથી અને તે જ છે સાંભળનારો સર્વજ્ઞ. (૧૧૫) અને જો તમે અક્સર તે લોકોનું કહ્યું માનશો જેઓ દુનિયામાં છે તો તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે, તે બધા તો પોતાના વિચાર ઉપર ચાલે છે અને સૌ અટકળો જ દોડાવે છે. (૧૧૬) બેશક ! તમારો પરવરદિગાર એને સારી પેઠે જાણનારો છે જે તેના માર્ગથી ભટકે છે, અને તે જ તેમને સારી પેઠે જાણનારો છે જેઓ તેના માર્ગ ઉપર છે. (૧૧૭)*

## તફસીર :

(હે નબી ﷺ ! તમે કહી આપો કે, મારા અને તમારા દરમિયાન રિસાલત બાબતે જે મતભેદ છે તેમાં અલ્લાહના હુકમ પ્રમાણે હું તેનો દાવે'દાર અને તમે તેના ઈન્કારી છો અને આ મુકદમાનો ન્યાયાધીશોના ન્યાયાધીશની અદાલતમાં મારા હકમાં એ પ્રમાણે નિર્ણય થઈ ચૂક્યો છે કે, મારા આ દા'વા ઉપર પૂરતી સાબિતીઓ અને દલીલો એટલે કે કુર્આન મજીદનો મોઅ્જિઝો પોતે કાયમ કરવામાં આવ્યો છે અને તો પણ તમે સ્વીકાર કરતા નથી) તો શું (તમે એવું ઈચ્છો છો કે આ અલ્લાહ તઆલાના ફેંસલાને પૂરતો ન ઠરાવું અને) અલ્લાહ સિવાય કોઈ બીજો ફેંસલો કરનાર શોધી લઉં ? જ્યારે કે તે એવો (સંપૂર્ણ ફેંસલો કરી ચૂક્યો) છે કે તેણે એક કિતાબ (જે પોતાની પ્રતિષ્ઠામાં) સંપૂર્ણ (છે) તમારી પાસે મોકલી આપી છે (જે પોતાની પ્રતિષ્ઠા અને સન્માનના કારણે નુબુવ્વતની દલીલ માટે પૂરતી છે, બસ તેની બે વિશેષતાઓ તો એ છે કે તે અલ્લાહ તઆલા તરફથી ઉતારવામાં આવી છે અને તે ઉપરાંત બીજા બધા કારણોથી પણ કે તેનો મકસદ હિદાયત અને તા'લીમ છે, આ કારણો પણ સંપૂર્ણ અને તે પૂરતા છે, એટલા માટે) તેની (એક એટલે કે ત્રીજી) પરિસ્થિતિ (વિશેષ સ્વરૂપે) એ છે કે

તેના વિષયો (જે દીન વિશે મહત્ત્વના છે) ઘણા ખુલ્લા-ખુલ્લા સ્પષ્ટ વર્ણન કરવામાં આવ્યા છે અને (ચોથી વિશેષતા એ છે કે, અગાઉ નાઝિલ થઈ ચૂકેલ કિતાબોમાં તેની ખબર આપવામાં આવી હતી જે એ બાબતની નિશાની છે કે, તે મહાન અને સન્માનપાત્ર અલ્લાહ તઆલા તરફથી નાઝિલ થયેલ કિતાબ છે. આથી) જે લોકોને અમે કિતાબ (એટલે કે તવરાત અને ઇન્જીલ) આપી છે તેઓ વિશ્વાસપૂર્વક જાણે છે કે આ (કુર્આન) તમારા પરવરદિગાર તરફથી સત્ય સાથે મોકલવામાં આવ્યું છે (તેને જાણે તો બધા જ છે, પછી જેમાં સત્ય બોલવાનો ગુણ હતો તેમણે જાહેરાત પણ કરી દીધી અને જેઓ જૂઠા હતા તેઓ જાહેરાત કરતા ન હતા) બસ, તમે શંકા કરનારાઓમાંથી ન થશો અને (પાંચમી વિશેષતા એ છે કે) તમારા પરવરદિગારનું (આ) કલામ હક અને ન્યાયની દષ્ટિએ (પણ) સંપૂર્ણ છે (એટલે કે, જ્ઞાન અને માન્યતાઓમાં સત્ય અને જાહેર તથા ગુપ્ત અમલોમાં મધ્યમમાર્ગી છે અને છટ્ઠી વિશેષતા તેની એ છે કે) તેના (આ) કલામને કોઈ બદલનાર નથી. (એટલે કે કોઈ તેમાં પરિવર્તન કે બદલાવ લાવી શકશે નહીં, કારણ કે તેનો સંરક્ષક પોતે અલ્લાહ જલ્લ શા'નુહૂ છે (وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ) અને (આવી સંપૂર્ણ દલીલ ઉપર પણ જે લોકો પોતાના જૂઠા, દિલી અને મૌખિક વલણ સાથે સામે આવે છે) તે (એટલે કે અલ્લાહ તઆલા તેમના નિવેદનોને) ખૂબ સારી પેઠે સાંભળી રહ્યો છે (અને તેમના અકીદાઓને) સારી પેઠે જાણી રહ્યો છે (સમય આવ્યે તેની સંપૂર્ણ સજા આપશે) અને (આ ખુલ્લી દલીલો હોવા છતાં) દુનિયામાં મોટા ભાગના લોકો એવા (ઇન્કારી અને માર્ગ ભટકેલા જ) છે કે જો (ધારી લો) તમે તેમનું કહ્યું માનવા લાગો તો તેઓ તમને અલ્લાહના (સત્ય) માર્ગથી ભટકાવી દે (કારણ કે તેઓ પોતે પણ માર્ગ ભટકેલા છે, એટલા માટે અકીદાઓમાં) તેઓ ફક્ત ખોટી ધારણાઓ ઉપર ચાલે છે અને (અકીદાઓમાં) ફક્ત અનુમાન આધારિત વાતો કરે છે (અને તેના મુકાબલામાં અમુક અલ્લાહના બંદાઓ સીધા માર્ગ ઉપર છે અને) ચોક્કસ તમારો પરવરદિગાર તેમને (પણ) સારી પેઠે જાણે છે જે તેના (બતાવેલ સત્ય) માર્ગથી ભટકી જાય છે અને તે તેમને (પણ) સારી પેઠે જાણે છે જે તેના (બતાવેલ) માર્ગ ઉપર ચાલે છે (બસ, ગુમરાહોને સજા મળશે અને સીધા સત્ય માર્ગ ઉપર ચાલનારાઓને ઇનામ અને સન્માન મળશે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી અયતોમાં વર્ણન હતું કે, મક્કાના મુશ્રિકો રસૂલે કરીમ ﷺ અને કુર્આનના સત્ય અને સાચા હોવાના ખુલ્લમ-ખુલ્લા મોઅ્જિઝાઓ અને દલીલો જાણ્યા અને જોયા છતાં હઠધર્મી અને જીદના કારણે એવી માંગણી કરતા હતા કે, ફલાણા-ફલાણા પ્રકારના ખાસ મોઅ્જિઝાઓ અમને બતાવવામાં આવે તો અમે માનવા માટે તૈયાર છે. કુર્આને કરીમે તેમની આવી ખોટી દલીલબાજીનો જવાબ આપ્યો કે, જે મોઅ્જિઝાઓ આ લોકો જોવા ઈચ્છે છે, અમારા માટે તેને જાહેર કરવા કોઈ મુશ્કેલ કામ નથી. પરંતુ આ જીદ્દી લોકો તેને જોયા પછી પણ બળવાખોરીથી અટકશે નહીં અને અલ્લાહના કાનૂન હેઠળ તેનું પરિણામ ફરી પાછું એ જ આવશે કે તે સૌના ઉપર સમૂળગો અઝાબ આવી જશે.

એટલા માટે રહમતુલ્લિલ્ આલમીન ﷺએ તેમની માંગણી મુજબના મોઅ્જિઝાઓને જાહેર કરવાથી દયા અને કૃપાના કારણે ઈન્કાર કરી દીધો અને જે મોઅ્જિઝાઓ અને દલીલો અત્યાર સુધી તેમની સામે આવી ચૂકી છે, તેમાં વિચાર કરવાનું આમંત્રણ આપ્યું. પ્રસ્તુત અયતોમાં એ દલીલોનું વર્ણન છે જેમકે સ્પષ્ટ રીતે કુર્આને કરીમ સત્ય અને અલ્લાહનું કલામ હોવાનું સાબિત છે. પ્રથમ આયતમાં જે ઈરશાદ ફરમાવ્યો તેનો હેતુ એ છે કે, મારા અને તમારા દરમિયાન રિસાલત અને નુબુવ્વતના મુકદમામાં મતભેદ છે. હું તેનો દાવે'દાર છું અને તમે ઈન્કારી છો અને આ મુકદમો ન્યાયાધીશોના ન્યાયાધીશ એટલે કે, અલ્લાહના દરબારમાં મારી તરફેણમાં એ પ્રમાણે નક્કી થઈ ચૂક્યો છે કે, મારા આ દાવા ઉપર પૂરતી દલીલો અને સાબિતીઓ સ્વરૂપે પોતે કુર્આન શરીફ છે કે, જેણે દુનિયાની સમગ્ર કૌમોને પડકાર ફેંક્યો છે કે, જો તે અલ્લાહનું કલામ હોવામાં શંકા છે તો તેઓ આ કલામ જેવી નાની સરખી સૂરત અથવા આયતનો મુકાબલો કરીને બતાવે. આ પડકાર ઝીલવા માટે સમગ્ર અરબ લાચાર બન્યું અને તે લોકો જેઓ રસૂલે કરીમ ﷺ અને ઈસ્લામને નેસ્ત-નાબૂદ કરવા માટે પોતાના પ્રાણ, માલ, સંતાનો, ઈજ્જત-આબરૂ બધું જ કંઈ ગુમાવી રહ્યા હતા તેમાંથી એકે પણ એવી હિંમત ન કરી કે, કુર્આનના મુકાબલામાં એક-બે આયતો બનાવીને રજૂ કરી આપે. આ ખુલ્લો મોઅ્જિઝો શું સત્યનો સ્વીકાર કરવા માટે પૂરતો ન હતો કે, એક ઉમ્મી જેણે ક્યારેય કોઈ ઔપચારિક શિક્ષણ નથી મેળવ્યું તેના રજૂ કરેલ

કલામના મુકાબલા માટે સમગ્ર અરબ બલકે, સમગ્ર દુનિયા લાચાર થઈ જાય અને વાસ્તવમાં અહકમુલ હાકિમીનની અદાલતમાં આ મુકદમાનો સ્પષ્ટ ફેંસલો એ છે કે, રસૂલે કરીમ ﷺ અલ્લાહના સાચા રસૂલ છે અને કુર્આન અલ્લાહ જલ્લ શા'નુહૂનું જ કલામ છે.

પ્રથમ આયતમાં એના વિશે اَفَغَيْرَ اللّٰهِ اَبْتَغِىْ حَكَمًا એટલે કે, “શું તમે એવું ઇચ્છો છો કે, અલ્લાહ તઆલાના આ ફેંસલામાં કોઈ બીજો ફેંસલો કરનારો શોધી લઉં ? એવું નથી થઈ શકતું.” ત્યારબાદ કુર્આને કરીમની અમુક એવી વિશેષતાઓનું વર્ણન કરવામાં આવ્યું છે જે પોતે કુર્આને કરીમ સત્ય અને અલ્લાહનું કલામ હોવાની સાબિતી છે. દાખલા તરીકે, ફરમાવ્યું هُوَ الَّذِىْ اَنْزَلَ اِلَيْكُمُ الْكِتٰبَ مُفَصَّلًا ط જેમાં કુર્આને કરીમની ચાર વિશેષતાઓનું વર્ણન છે. પ્રથમ એ કે, તે અલ્લાહ તઆલા તરફથી ઉતારવામાં આવ્યું છે, બીજું એ કે, તે એક સંપૂર્ણ કિતાબ અને મોઅ્જિઝો છે કે, સમગ્ર દુનિયા તેનો મુકાબલો કરવાથી લાચાર છે. ત્રીજું એ કે, મહત્ત્વના સમગ્ર સૈદ્ધાંતિક વિષયો તેમાં વિગતવાર વર્ણન કરવામાં આવ્યા છે. ચોથું એ કે, કુર્આને કરીમ વિશે અગાઉની કિતાબો જેમની પાસે છે તે અહલે કિતાબ યહૂદીઓ અને નસારા પણ વિશ્વાસપૂર્વક જાણે છે કે, કુર્આને કરીમ અલ્લાહ તઆલા તરફથી ઊતરેલું સત્ય કલામ છે. ત્યારબાદ તેમનામાંથી જે કોઈ સત્ય ઉપર ચાલનાર અને સાચી વાત કહેવાનો ગુણ ધરાવતા હતા તેઓએ તેને જાહેર પણ કરી દીધું અને જે લોકોના દિલોમાં ખોટ હતી તેઓ વિશ્વાસ હોવા છતાં તેને જાહેર કરતા ન હતા.

કુર્આને કરીમની આ ચાર સિફતોનું વર્ણન કર્યા પછી રસૂલે કરીમ ﷺને સંબોધન છે, فَلَا تَكُوْنَنَّ مِنَ الْمُمْتَرِيْنَ એટલે કે, “આ સ્પષ્ટ દલીલો પછી તમે શંકા કરનારાઓમાંથી ન થજો.” દેખીતું છે કે, રસૂલે કરીમ ﷺ તો કોઈપણ સમયે કોઈપણ પ્રકારની શંકા કરનારાઓમાંથી ન હતા, ન જ હોઈ શકતા હતા, જેમકે પોતે રસૂલે કરીમ ﷺનો ઈરશાદ તફસીરે ઈબ્ને કષીરમાં છે કે, “ન તો મેં ક્યારેય શંકા કરી અને ન જ કદી સવાલ કર્યો.” જાણ થઈ કે, અત્રે જો કે શબ્દોમાં સંબોધન રસૂલે કરીમ ﷺને છે પરંતુ વાસ્તવમાં તે અન્યોને સંભળાવવાનો હેતુ છે અને રસૂલે કરીમ ﷺ તરફ તેનું સંબોધન કરવું તાકીદ અને અતિશયોક્તિ અલંકાર સ્વરૂપે છે કે, જ્યારે આપ ﷺને આ પ્રમાણે કહેવામાં આવે છે તો

અન્યોની શું વિસાત કે આ બાબતે કોઈ શંકા કરી શકે ?

બીજી આયતમાં કુર્આને હકીમની અન્ય બે વિશિષ્ટ સિફતોનું વર્ણન છે, જે કુર્આન શરીફ અલ્લાહનું કલામ હોવા માટેની પૂરતી સાબિતી છે. ઈરશાદ છે, تَمَّتْ كَلِمَتُ رَبِّكَ صِدْقًا وَّعَدْلًا لَا مُبَدِّلَ لِكَلِمَاتِهِ એટલે કે, "સચ્ચાઈ, ન્યાય તથા માધ્યમ માર્ગના આધારે તમારા પરવરદિગારનું કલામ સર્વાંગ સંપૂર્ણ છે કે આ કલામને કોઈ બદલનારો નથી."

શબ્દ تَمَّتْ (તમ્મત)માં સર્વાંગ સંપૂર્ણ હોવાનું વર્ણન છે અને كَلِمَتُ رَبِّكَ (કલિમતુ રબ્બિક)નો અર્થ કુર્આન છે. *(બહરે મુહીત અન કતાદહ રદિ.)*

કુર્આનના વિષયો કુલ બે પ્રકારના છે. એક તે જેમાં દુનિયાના ઈતિહાસની બોધદાયક ઘટનાઓ અને પરિસ્થિતિઓ તથા નેક આચરણ (સદ્કૃત્યો) ઉપર સારો વાયદો અને દુષ્કૃત્યો ઉપર શિક્ષાની ધમકીઓ વર્ણન કરવામાં આવી છે. બીજું તે જેમાં મનુષ્યની સુધારણા અને સફળતા માટે હુકમો વર્ણન કરવામાં આવ્યા છે. આ બંને પ્રકાર વિશે કુર્આન મજીદની આ બંને સિફતો વર્ણન થઈ, صِدْقًا وَّعَدْلًا તેમાં صِدْق (સિદ્ક)નો સંબંધ પ્રથમ પ્રકાર સાથે છે. એટલે કે, જેટલી ઘટનાઓ અને પરિસ્થિતિઓ અથવા વાયદા અને ધમકીઓ કુર્આનમાં વર્ણન કરવામાં આવી છે, તે બધી સત્ય અને ખરી છે. તેમાં કોઈ ભૂલ થવાની શક્યતા નથી અને عَدْل (અદ્લ–ન્યાય)નો સંબંધ બીજા પ્રકારના હુકમો સાથે છે, જેનો અર્થ એ છે કે અલ્લાહ જલ્લ શા'નુહૂના બધા જ હુકમો ન્યાય ઉપર આધારિત છે અને શબ્દ عَدْل (અદ્લ)નો સમજવામાં આવતો અર્થ બે પ્રકારના અર્થમાં લેવામાં આવે છે. એક "ન્યાય," જેમાં કોઈના ઉપર અત્યાચાર અથવા તેના હકને દબાવવામાં ન આવતો હોય, બીજું "મધ્યમ માર્ગ" કે ન તો મનુષ્ય મનેચ્છાઓના બિલકુલ શરણે થઈ જાય અને ન જ એવો જેનાથી માનવ સ્વાભાવગત લાગણીઓ અને તેની પ્રકૃતિ તેને સહન ન કરી શકે. જેનો અર્થ એ થયો કે, અલ્લાહના બધા જ હુકમો ન્યાય અને મધ્યમ માર્ગ ઉપર આધારિત છે. ન તો તેમાં કોઈના ઉપર અત્યાચાર છે અને ન જ તેમાં એવી કઠોરતા અને મુશ્કેલી છે જેને મનુષ્ય સહન ન કરી શકે. જેમકે, અન્ય સ્થળે ઈરશાદ છે, لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا (૨ : ૨૮૬) એટલે કે, "અલ્લાહ તઆલા કોઈ

વ્યક્તિને તેની શક્તિ અને સામર્થ્યથી વધીને કોઈ કાર્યની તકલીફ નથી આપતો." એની સાથે જ આ આયતનો શબ્દ تَمَّتْ (તમ્મત) લાવીને એ પણ બતાવી દેવામાં આવ્યું કે, ફક્ત એટલું જ નહિ કે કુર્આને કરીમમાં..... સચ્ચાઈ અને ન્યાયની સિફતો ઉપસ્થિત છે બલકે, તે આ સિફતો દરેક સ્વરૂપે સર્વાંગ સંપૂર્ણ પણ છે.

અને એ બાબત કે કુર્આનના બધા હુકમો દુનિયાની બધી જ કૌમો માટે તથા કયામત સુધી આવનાર નસ્લો અને બદલાતી પરિસ્થિતિઓ માટે ન્યાય ઉપર આધારિત છે તથા મધ્યમ માર્ગ ઉપર હોવાની બાબત વિશે પણ જો થોડો વિચાર કરવામાં આવે તો આ પ્રમાણે માત્ર અલ્લાહના હુકમોમાં જ શક્ય હોઈ શકે છે. દુનિયાનો કોઈ કાયદો બનાવનારી એસૅમ્બલીઓ વર્તમાન સમયમાં ઉપસ્થિત અને ભવિષ્યમાં ઉપસ્થિત થનારી તમામ પરિસ્થિતિઓનું ન તો સંપૂર્ણ અનુમાન લગાવી શકે છે, ન જ તે બધી પરિસ્થિતિઓને દૃષ્ટિ સમક્ષ રાખી કોઈ નિયમ બનાવી શકે છે. દરેક દેશ અને કોમ પોતાના દેશ અને પોતાની કૌમ માટે પણ ફક્ત વર્તમાન પરિસ્થિતિ અનુસંધાને જ કાયદાઓ બનાવે છે અને એ કાયદાઓમાં પણ અનુભવ કર્યા પછી ઘણી બધી વસ્તુઓ ન્યાય અને મધ્યમ માર્ગથી વિપરીત હોવાની અનુભૂતિ થવા લાગે છે ત્યારે તેને બદલવું પડે છે. અન્ય કૌમો અને બીજા દેશો અથવા હવે પછી ભવિષ્યમાં આવનારી પરિસ્થિતિનું સંપૂર્ણ આકલન કરીને એવો કાનૂન બનાવવો જે દરેક કૌમ, દરેક પ્રદેશ, દરેક યુગ અને કાળમાં ન્યાય અને મધ્યમ માર્ગની સિફતો ઉપર આધારિત અને તર્કસંગત હોય, એ બાબત મનુષ્યની ફિલોસોફી, ચિંતન-મનન કે દિર્ઘદૃષ્ટિથી ઉપરવટ બાબત છે. ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂના કલામમાં જ આ પ્રમાણે બની શકે છે. એટલા માટે આ પાંચમી સિફત કુર્આને કરીમની એમાં વર્ણન કરવામાં આવી. પાછળની અને આવનારી બધી જ ઘટનાઓ, વાયદાઓ અને ધમકીઓ બધું જ સાચું છે. એનાથી વિપરીત થવાની કોઈ નાની સરખી શંકા પણ નથી થઈ શકતી અને તેના વર્ણન કરેલા બધા જ હુકમો સંપૂર્ણ દુનિયા અને કયામત સુધી આવનાર નસ્લો માટે ન્યાય અને મધ્યમ માર્ગ ઉપર આધારિત છે. ન તો તેનો કોઈના ઉપર અત્યાચાર છે, ન જ મધ્યમ માર્ગ છોડીને અતિરેક કરવામાં આવ્યો છે આથી આ બાબત આપમેળે જ કુર્આન અલ્લાહનું કલામ હોવાની સંપૂર્ણ સાબિતી છે.

છટ્ઠી સિફત એ વર્ણન કરી કે, لَا مُبَدِّلَ لِكَلِمَاتِهِ એટલે અલ્લાહ તઆલાના

કલામને કોઈ બદલનારું નથી. બદલવાનું એક સ્વરૂપ તો એ હોઈ શકે છે કે, કોઈ તેમાં ભૂલ સાબિત કરે એટલા માટે તેને બદલવામાં આવે અથવા એ કે કોઈ દુશ્મન બળજબરીથી તેને બદલી નાંખે. પરંતુ અલ્લાહ તઆલાનું કલામ આ બધી બાબતોથી ઉપરવટ અને પવિત્ર છે. તેણે પોતે વાયદો કર્યો છે, اِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَاِنَّا لَهٗ لَحَافِظُوْنَ (૧૫ : ૯) એટલે કે, "અમે જ આ કુર્આનને ઉતાર્યું છે અને અમે જ તેના સંરક્ષક છે." પછી કોઈની શું મજાલ કે, અલ્લાહની સુરક્ષાના ઘેરાને તોડીને તેમાં કોઈ પરિવર્તન કે ફેરબદલ કરી શકે ! એટલા માટે ચૌદસો વર્ષથી વધુ પસાર થઈ ચૂક્યા છે અને દરેક યુગ અને દરેક સમયમાં કુર્આનના વિરોધીઓ તેના માનનારાઓની સંખ્યા કરતાં હંમેશા વધારે જ રહ્યા છે; શક્તિમાં પણ, સત્તામાં પણ, એમ છતાં કોઈની મજાલ નથી થઈ શકી કે કુર્આનના એક ઝેર કે ઝબરમાં તફાવત કરી શકે. હા ! બદલવાનું એક ત્રીજું સ્વરૂપ એ પણ હોઈ શકતું હતું કે, પોતે જ અલ્લાહ તઆલા તરફથી તેને મન્સૂખ (રદ કરીને) બદલી નાંખવામાં આવે. આથી હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, આ આયતમાં એ તરફ ઈશારો છે કે, નબીએ કરીમ ﷺ અંતિમ પયગમ્બર અને કુર્આન અંતિમ કિતાબ છે, તેના પછી નસ્ખ (રદ) કરનાર આવવાની કોઈ સંભાવના નથી. જેમકે, કુર્આને કરીમની અન્ય આયતોમાં આ વિષય વધારે સ્પષ્ટતા સાથે વર્ણન થયો છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ એટલે કે, "અલ્લાહ જલ્લ શા'નુહૂ એ બધી જ વાતચીતને સાંભળે છે જે આ લોકો કરી રહ્યા છે અને સૌની પરિસ્થિતિ અને પ્રવૃત્તિથી સારી પેઠે વાકેફ છે. દરેકના કૃત્યોનો બદલો તેના કૃત્યો પ્રમાણે આપશે."

ત્રીજી આયતમાં અલ્લાહ તઆલાએ રસૂલે કરીમ ﷺને જાણકારી આપી છે કે, જમીન ઉપર વસનારી તમામ માનવજાતની બહુમતી ગુમરાહી ઉપર છે. આપ ﷺ તેમનાથી પ્રભાવિત ન થાઓ અને તેમની વાતો ઉપર ધ્યાન ન આપો. કુર્આને અનેક સ્થળે આ વિષયને વર્ણન કર્યો છે. કુર્આને કરીમમાં એક સ્થળે ઈરશાદ છે, وَلَقَدْ ضَلَّ قَبْلَهُمْ اَكْثَرُ الْاَوَّلِيْنَ (૩૭ : ૭૧) અને બીજી જગ્યાએ ઈરશાદ છે, وَمَا اَكْثَرُ النَّاسِ وَلَوْ حَرَصْتَ بِمُؤْمِنِيْنَ (૧૨ : ૧૦૩) મતલબ એ કે, મનુષ્યની પ્રકૃતિ ઉપર સ્વાભાવિક રીતે બહુમતીનો પ્રભાવ છવાતો હોય છે અને

તે તેનું અનુસરણ પણ કરતો હોય છે. એટલા માટે રસૂલે કરીમ ﷺને આ સંબોધન કરવામાં આવ્યું કે,

*"અને પૃથ્વી ઉપર મોટા ભાગના (એવા છે) જો તું તેમનું કહ્યું માને તો તેઓ તને અલ્લાહના માર્ગથી ભટકાવી દે; તેઓ અનુસરણ નથી કરતા પરંતુ ફક્ત (કપોળ-કલ્પિત) કલ્પનાઓનું; અને તેઓ માત્ર અટકળો જ દોડાવે છે."*

ખુલાસો એ થયો કે, રસૂલે કરીમ ﷺ તેમની બહુમતી સંખ્યાથી પ્રભાવિત થઈને તેમની સાથે સમાનતા સ્થાપવાનો વિચાર સુદ્ધાં ન કરો. કારણ કે, આ બધા સિદ્ધાંત વિહોણા અને ભટકેલ માર્ગે ચાલનારા લોકો છે. અંતિમ આયતમાં ફરમાવ્યું કે,

*"બેશક ! તારો પરવરદિગાર તેને સારી પેઠે જાણે છે, જે તેના માર્ગથી ભટકે છે અને તે હિદાયત પામેલા (સીધા માર્ગ ઉપર ચાલનારા) લોકોને (પણ) સારી પેઠે જાણે છે."*

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૧૮ થી ૧૨૧)

فَكُلُوْا مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ اِنْ كُنْتُمْ بِاٰيٰتِهٖ مُؤْمِنِيْنَ ﴿١١٨﴾ وَمَا لَكُمْ اَلَّا تَاْكُلُوْا
مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ وَقَدْ فَصَّلَ لَكُمْ مَّا حَرَّمَ عَلَيْكُمْ اِلَّا مَا اضْطُرِرْتُمْ
اِلَيْهِ ؕ وَاِنَّ كَثِيْرًا لَّيُضِلُّوْنَ بِاَهْوَآئِهِمْ بِغَيْرِ عِلْمٍ ؕ اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ
بِالْمُعْتَدِيْنَ ﴿١١٩﴾ وَذَرُوْا ظَاهِرَ الْاِثْمِ وَبَاطِنَهٗ ؕ اِنَّ الَّذِيْنَ يَكْسِبُوْنَ الْاِثْمَ
سَيُجْزَوْنَ بِمَا كَانُوْا يَقْتَرِفُوْنَ ﴿١٢٠﴾ وَلَا تَاْكُلُوْا مِمَّا لَمْ يُذْكَرِ اسْمُ اللّٰهِ عَلَيْهِ
وَاِنَّهٗ لَفِسْقٌ ؕ وَاِنَّ الشَّيٰطِيْنَ لَيُوْحُوْنَ اِلٰٓى اَوْلِيٰٓئِهِمْ لِيُجَادِلُوْكُمْ ۚ وَاِنْ اَطَعْتُمُوْهُمْ
اِنَّكُمْ لَمُشْرِكُوْنَ ﴿١٢١﴾ ع

## તરજુમો :

*બસ તમે એ જાનવરમાંથી ખાઓ જેના ઉપર (ઝબહ કરતી વેળા) અલ્લાહનું*

*નામ લેવામાં આવ્યું છે જો તમને તેના હુકમો ઉપર ઈમાન છે. (૧૧૮) અને શું કારણ કે તમે એ જાનવરમાંથી નથી ખાતા કે જેના ઉપર અલ્લાહનું નામ લેવામાં આવ્યું છે ? અને તે સ્પષ્ટ કરી ચૂક્યો છે જે કંઈ તેણે તમારા ઉપર હરામ કર્યું છે, પરંતુ જ્યારે કે તેને ખાવા માટે મજબૂર થઈ જાઓ અને બેશક! ઘણા લોકો પોતાના વિચારો ઉપર તહકીક વિના ભટકાવતા ફરે છે, તમારો પરવરદિગાર જ મર્યાદાથી વધનારાઓને સારી પેઠે જાણે છે. (૧૧૯) અને છોડી દો ખુલ્લા ગુનાહ અને છુપા, નિઃશંક ! જે લોકો ગુનાહ કરે છે નિકટમાં જ પોતાના કર્યાની સજા પામશે. (૧૨૦) અને એમાંથી ન ખાઓ જેના ઉપર (ઝબહ કરતી વેળા) અલ્લાહનું નામ લેવામાં આવ્યું નથી અને એ ખાવું ગુનોહ છે અને શયતાનો પોતાના મિત્રોના દિલમાં (એવી વાત) નાંખે છે જેથી તે તમારી સાથે ઝઘડો કરે અને જો તમે તેમનું કહ્યું માન્યું તો તમે પણ મુશ્રિક થયા. (૧૨૧)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

ઉપર وَاِنْ تُطِعْ ના શબ્દોમાં માર્ગ ભટકેલાઓનું અનુસરણ કરવાની સદંતર મનાઈ કરવામાં આવી હતી. આગળ તેના તકાદા સ્વરૂપે આ બાબતની એક ખાસ પ્રવૃત્તિનું અનુસરણ કરવાની મનાઈ કરવામાં આવે છે. તે ખાસ બાબત અલ્લાહ સિવાય અન્યના નામ ઉપર ઝબહ કરવામાં આવેલના હરામ હોવા વિશે તથા અલ્લાહના નામ ઉપર ઝબહ કરવામાં આવેલના હલાલ હોવા વિશે છે. વાત એમ છે કે, કાફિરોએ મુસલમાનોને શંકામાં નાંખવાના ઈરાદે કહ્યું કે, અલ્લાહે મારેલું (કુદરતી મૃત્યુથી મરેલું) જાનવર તો ખાતા નથી અને પોતાનું મારેલું એટલે કે, ઝબહ કરેલું જાનવર આરોગો છો.

*(અખ્રજહૂ અબૂદાવુદ વલ હાકિમ અન ઈબ્ને અબ્બાસ રદિ.)*

અમુક મુસલમાનોએ નબીએ કરીમ ﷺની સેવામાં આ શંકાનું વર્ણન કર્યું, તેના ઉપર આયતો لَمُشْرِكُوْنَ સુધી નાઝિલ થઈ.

*(રવાહુ અબૂદાવુદ વત્તિરમિઝી અન ઈબ્ને અબ્બાસ રદિ. કઝા ફિલ્ બા'બ)*

કહેવાનું તાત્પર્ય એ છે કે, તમે મુસલમાન છો, અલ્લાહના હુકમોના આધીન છો અને અલ્લાહ તઆલાએ હલાલ તથા હરામને વિગતવાર સ્પષ્ટ રીતે

દર્શાવી દીધું છે. બસ, તેના ઉપર ચાલતા રહો. હલાલ ઉપર હરામ હોવાની અને હરામ ઉપર હલાલ હોવાની શંકા ન કરો અને મુશ્રિકોએ ફેલાવેલ ભ્રમ તરફ ધ્યાન ન આપો.

અને આ જવાબની તહકીક એ છે કે, મૂળ સિદ્ધાંતની સાબિતી માટે તો બૌદ્ધિક દલીલો આવકાર્ય છે અને સાબિત થઈ ગયા પછી સિદ્ધાંતના આચરણ અને ગૌણ બાબતોમાં ફક્ત નકલ કરવામાં આવેલ દલીલો (હદીષો) પૂરતી છે, તાર્કિક ખણખોદની આવશ્યકતા નથી. બલકે, અમુક સમયે નુકસાનકર્તા છે કે તેના કારણે શંકાના દરવાજા ખૂલે છે. કારણ કે, ગૌણ બાબતોમાં કતઈ દલીલનો કોઈ માર્ગ નથી, અલબત્ત જો કોઈ સત્ય પામવા ઈચ્છે અથવા દિલના સંતોષ ખાતર હોય તેના રૂબરૂ ઉપરછલ્લું અથવા સંક્ષેપમાં રજુ કરવામાં કોઈ વાંધો નથી, પરંતુ જ્યારે એવું પણ ન હોય બલકે માત્ર વાદ-વિવાદ હોય તો પોતાના કામમાં લાગવું જોઈએ અને વાંધો ઉઠાવનાર તરફ ધ્યાન ન આપવું જોઈએ. હા ! જો વાંધો ઉઠાવનાર કોઈ ગૌણ બાબતનું બૌદ્ધિક કતઈ દલીલ વિરુદ્ધ હોવું સાબિત કરવા ઈચ્છે તો તેનો જવાબ આપવો સત્યના દા'વેદારના માથે હશે, પરંતુ મુશ્રિકોની શંકા-કુશંકામાં આ બાબતની કોઈ સંભાવના જ નથી. એટલા માટે તેના જવાબમાં મુસલમાનોને માત્ર ઉપરોક્ત પ્રમાણેનું સંબોધન છે કે, આવી ખોટી બાબતો ઉપર નજર ન કરો, સત્ય ઉપર ભરોસો રાખો અને અમલ કરતા રહો, એ બીનાએ આ સ્થળે મુશ્રિકોની શંકાનો જવાબ વિગતવાર ઉપસ્થિત ન હોવાથી કોઈ શંકા થઈ શકતી નથી. એના ઉપર પણ એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે જ્યાં كُلُوْا (કુલૂ)માં ذُكِرَاسْمُ اللّٰهِ અને لَا تَاْكُلُوْا માં لَمْ يُذْكَرِ اسْمُ اللّٰهِ વર્ણન થયેલ છે અને આ બાબત સામાન્ય નિયમ પ્રમાણે અને અન્ય દલીલોથી પણ જાણ થાય છે કે ذُكِرَ اسْمُ اللّٰهِ ઝબહ કરવાના સમયે હશે અને لَمْ يُذْكَرِ اسْمُ اللّٰهِ ની તહકીકના બે સ્વરૂપો હશે. એક એ કે, જાનવરને ઝબહ જ કરવામાં ન આવે અને બીજું એ કે, ઝબહ કરતી વખતે અલ્લાહનું નામ જ લેવામાં ન આવે. બસ, આ શંકાના જવાબનો ખુલાસો એ છે કે, હલાલ હોવાનો આધાર મુખ્યત્વે બે બાબતો ઉપર છે. એક એ કે, જાનવરને ઝબહ કરવું કે જે નાપાક લોહીને જાનવરના શરીરમાંથી કાઢીને તેને નાપાકીથી પાક કરી દે છે અને તે નાપાકી જ મનાઈનું કારણ હતી. બીજું અલ્લાહનું નામ લેવું ફાયદાકારક અને બરકત છે, જે

ઝબહ કરવામાં આવતા જાનવરો ઉપર ઝબહ કરતી વખતે લેવું હલાલ હોવાની શરતમાં છે અને કોઈ વસ્તુના હલાલ થવા માટે હરામ હોવાનો અવરોધ દૂર કરવો તથા જે શરત હોય તેને પૂર્ણ કરવી બંને બાબતો આવશ્યક છે. બસ, આ બે મુખ્ય મુદ્દાઓ પૂરા થવાથી તેનું હલાલ હોવું સાબિત થઈ ગયું.

## તફસીર :

(અને જ્યારે અગાઉ કાફિરોનું અનુસરણ કરવું વખોડવાપાત્ર હોવાની જાણ થઈ ગઈ તો) બસ જે (હલાલ) જાનવરો ઉપર (ઝબહ કરવાના સમયે) અલ્લાહનું નામ (કોઈ અન્યની ભાગીદારી સિવાય) લેવામાં આવે તેમાંથી (કોઈપણ પ્રકારના વાંધા વિના) ખાઓ (અને તેને મુબાહ અને હલાલ સમજો) જો તમે તેના હુકમો ઉપર ઈમાન ધરાવતા હોય, (કારણ કે હલાલને હરામ જાણવું ઈમાન વિરુદ્ધ બાબત છે) અને તમને કઈ બાબત (માન્યતાની દૃષ્ટિએ અવરોધનું) કારણ હોઈ શકે છે કે તમે એવા જાનવરોમાંથી ન ખાઓ જેના ઉપર (ઝબહ કરવાના સમયે) અલ્લાહનું નામ (કોઈ ભાગીદારી વિના) લેવામાં આવ્યું હોય ? જ્યારે કે અલ્લાહ તઆલાએ (બીજી આયતમાં) આ બધા જાનવરોની વિગત બતાવી આપી છે જેને તમારા ઉપર હરામ કર્યા છે, પરંતુ તે પણ જ્યારે તમને સખત આવશ્યકતા ઊભી થાય તો હલાલ છે (અને આ વિગતમાં અલ્લાહના નામે ઝબહ થયેલ જાનવર સામેલ નથી, પછી તેના ખાવામાં માન્યતામાં ક્યાંથી ખામી ઊભી થાય અને તે લોકોની શંકા તરફ મૂળેથી ધ્યાન ન આપો, કારણ કે) એ નિશ્ચિત વાત છે કે ઘણા લોકો (કે તેમનામાંથી તેઓ પણ છે કે જેઓ પોતાની સાથે અન્યોને પણ) પોતાની ખોટી વિચારસરણીથી (એટલે કે તેના આધારે) કોઈ પ્રમાણ વિના માર્ગ ભટકાવતા ફરે છે, (પરંતુ અંતે ક્યાં સુધી આ પ્રમાણે કરતા રહેશે ?) એમાં કોઈ શંકા નથી કે અલ્લાહ તઆલા હદ (એટલે કે ઈમાન)થી નીકળી જનારાઓને (જેમાં તેઓ પણ સામેલ છે) સારી પેઠે જાણે છે, (બસ એકી સાથે સજા આપશે) અને તમે જાહેર ગુનાહોને છોડી આપો અને ગુપ્ત ગુનાહોને પણ છોડી દો, (દાખલા તરીકે હલાલને હરામ હોવાની માન્યતા ધરાવવી એ બાતિન એટલે કે અંતરમનનો ગુપ્ત ગુનોહ છે અને તેનાથી ઊલટું પણ એટલે કે હરામને હલાલ હોવાની માન્યતા પણ) નિઃશંક ! જે લોકો ગુનાહ કરી રહ્યા છે તેમને તેમના કર્યાની ઘણી જ જલદી (કયામતમાં) સજા મળશે અને એવા

જાનવરોમાંથી ન ખાઓ જેના ઉપર (ઉપરોક્ત પ્રમાણે) અલ્લાહનું નામ લેવામાં આવ્યું ન હોય, (જેમકે મુશ્રિકો એવા જાનવરોને ખાય છે) અને આ પ્રવૃત્તિ (એટલે કે, مَا لَمْ يُذْكَرِ اسْمُ اللّٰهِ عَلَيْهِ ને ખાવું) બેહુકમી છે (મતલબ કે ન તો કોઈ જાનવરનો ખોરાક તરીકે ઉપયોગ કરવાનું છોડવામાં અને ન જ કોઈ અન્ય પ્રવૃત્તિમાં તેમનું અનુસરણ કરવામાં આવે) અને (તે લોકોની શંકા એટલા માટે ધ્યાન આપવા યોગ્ય નથી જ નથી કે) ખરેખર શયતાનો (જિન્નાતો) પોતાના (તે) મિત્રો (અને અનુયાયીઓ)ને (આ શંકાઓ અને વસવસાઓ) શિખવાડી રહ્યા છે જેથી તેઓ તમારી સાથે (બેકાર) ઝઘડો કરે (એટલે કે પ્રથમ તો આ નુસૂસ વિરુદ્ધ શંકાઓ ઊભી કરે અને બીજું વ્યર્થ ઝઘડો ઊભો કરે, એટલા માટે તે ધ્યાન આપવા યોગ્ય નથી) અને જો તમે (અલ્લાહ ન ચાહે) તે લોકોનું અનુસરણ (અકીદહમાં અથવા આચરણમાં) કરવા લાગો તો ચોક્કસ તમે મુશ્રિક થઈ જશો (કે અલ્લાહ તઆલાના હુકમ ઉપર અન્યની તા'લીમને અગ્રિમતા આપો છો, જ્યારે કે અલ્લાહ સમકક્ષ કોઈને સમજવું પણ શિર્ક છે, એટલે કે તેમનું અનુસરણ સૌથી ખરાબ બાબત છે, આથી તેમના પ્રશ્નો ઉપર ધ્યાન આપવાથી પણ બચવું જોઈએ).

## મસ્અલા અને બોધપાઠ :

ذَبْحِ اِخْتِيَارِیْ માં مَا ذُكِرَا سْمُ اللّٰهِ عَلَيْهِ (પોતાના સંપૂર્ણ કાબૂ હેઠળ ઝબહ કરવું) અને ذَبْحِ اِضْطِرَارِیْ (જાનવરનો શિકાર કરવો, દાખલા તરીકે તીર, બાજ અથવા શિકારી કૂતરા દ્વારા કરાવવામાં આવતો શિકાર) જ્યારે કે, તેને છોડતી વખતે બિસ્મિલ્લાહ પઢી લેવામાં આવે અને એ જ પ્રમાણે વાસ્તવમાં સીધે-સીધું પોતે ઝબહ કરતી વખતે "ઝિક્રે હકીકી" અલ્લાહનું નામ લેવું અથવા "ઝિક્રે હુકમી" સ્વરૂપે અલ્લાહનું નામ લેવું બધું જ સામેલ છે. ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે જેના ઉપર બિસ્મિલ્લાહ ભૂલથી પઢવાનું છૂટી જાય તે حُكْمًا مَا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ માં સામેલ છે. અલબત્ત, જાણીબૂઝીને છોડી દેવાથી ઈમામ અબૂ હનીફા (રહ.)ના મતે હરામ થઈ જાય છે.

---

## આયત : (સૂરએ અન્આમ : આયત નં. ૧૨૨)

اَوَ مَنْ كَانَ مَيْتًا فَاَحْيَيْنٰهُ وَجَعَلْنَا لَهٗ نُوْرًا يَّمْشِيْ بِهٖ فِي النَّاسِ كَمَنْ مَّثَلُهٗ
فِي الظُّلُمٰتِ لَيْسَ بِخَارِجٍ مِّنْهَا ۭ كَذٰلِكَ زُيِّنَ لِلْكٰفِرِيْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٢٢﴾

## તરજુમો :

*ભલા એક વ્યક્તિ કે જે મૃત હતો પછી અમે તેને જીવતો કરી દીધો અને અમે તેને પ્રકાશ આપ્યો કે તેને લોકોમાં લઈને ફરે છે, શું એના સમાન હોઈ શકે છે કે જેની હાલત એ છે કે અંધારાઓમાં પડ્યો છે, ત્યાંથી નીકળી નથી શકતો ? આ જ પ્રમાણે કાફિરોની દૃષ્ટિમાં તેમના કર્મો શણગારી દેવામાં આવ્યા. (૧૨૨)*

## તફસીર :

એવો વ્યક્તિ જે પ્રથમ મૃત (એટલે કે માર્ગ ભટકેલ) હતો, પછી અમે તેને સજીવન (એટલે કે મુસલમાન) બનાવી દીધો અને અમે તેને એક એવો પ્રકાશ (એટલે કે ઈમાન) આપી દીધો કે તે તેને લઈને લોકો વચ્ચે હરે–ફરે છે, (એટલે કે દરેક સમયે તે તેની સાથે રહે છે જેનાથી તે બધા નુકસાનોથી દાખલા તરીકે ગુમરાહીઓ વગેરેથી સુરક્ષિત અને સલામત રહી નચિંત થઈને હરે–ફરે છે તો) શું એ વ્યક્તિ(ની પરિસ્થિતિ) તે વ્યક્તિ જેવી હોઈ શકે છે જેની હાલત એવી હોય કે તે (ગુમરાહીના) અંધકારોમાં (ઘેરાયેલો હોય) છે (અને) તેમાંથી નીકળવા જ નથી માંગતો (ભાવાર્થ એ છે કે તે મુસલમાન ન થયો; અને તેના ઉપર આશ્ચર્ય કરવામાં ન આવે કે કાફિરો ઉપર અંધકાર છવાયેલો હોવા છતાં તેઓ કેમ તેના ઉપર મક્કમ રહ્યા ? કારણ એ છે કે જે પ્રમાણે મો'મિનોને પોતાનું ઈમાન સારું જણાય છે) એ જ પ્રમાણે કાફિરોને તેમના આચરણ (કુફ્ર વગેરે) શણગારેલા લાગે છે. (એ કારણથી જ આ મક્કાના આગેવાનો જે રસૂલે કરીમ ﷺ પાસે વાહિયાત માંગણીઓ, શંકાઓ અને વાદ–વિવાદો રજુ કરતા રહેતા હતા તેઓ પોતાના કુફ્રને સારું સમજીને જ એવું કરતા હતા).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં પ્રથમ એ બાબતનું વર્ણન કરવામાં આવ્યું હતું કે,

ઈસ્લામના વિરોધીઓ રસૂલુલ્લાહ ﷺ અને કુર્આનના ખુલ્લમ-ખુલ્લા મોઅ્જિઝાઓના પ્રત્યક્ષ દર્શન કર્યા છતાં પોતાની જીદ અને હઠધર્મીના કારણે નવા-નવા મોઅ્જિઝાઓ બતાવવાની માંગણી કરે છે. ત્યારબાદ કુર્આને બતાવ્યું કે, જો આ લોકો ખરેખર સત્યના ઈચ્છુક હોત તો તે મોઅ્જિઝાઓ તેમની દષ્ટિ સમક્ષ આવી ચૂક્યા છે, જે તેમને સત્ય માર્ગ બતાવવા માટે પૂરતા કરતાં વધારે હતા. પછી તે મોઅ્જિઝાઓનું વર્ણન થયું.

પ્રસ્તુત આયતમાં રસૂલે કરીમ ﷺ અને કુર્આન ઉપર ઈમાન લાવનારા અને કુફ્ર તથા ઈન્કાર કરનારાઓની અમુક પરિસ્થિતિ અને વિચારસરણી તથા બંનેના સારા અને ખરાબ પરિણામનું વર્ણન થયું છે તથા મો'મિનો અને કાફિરો અને ઈમાન તથા કુફ્રની વાસ્તવિકતાને દાખલો આપી સમજાવવામાં આવ્યું છે. મો'મિન અને કાફિરનો દાખલો જીવંત અને મૃતના ઉદાહરણ સ્વરૂપે આપવામાં આવ્યો અને ઈમાન તથા કુફ્રનો દાખલો પ્રકાશ અને અંધકારથી આપવામાં આવ્યો છે. આ કુર્આનના દષ્ટાંતો છે, તેમાં કોઈ શાયરી નથી પરંતુ એક ખુલ્લી વાસ્તવિકતાની જાહેરાત છે.

### મો'મિન સજીવન છે અને કાફિર મૃત છે :

આ દષ્ટાંતમાં મો'મિનને સજીવન અને કાફિરને મૃત બતાવવામાં આવ્યા છે, જેનું કારણ એ છે કે, મનુષ્ય અને જાનવરો તથા વનસ્પતિ વગેરેમાં જો કે જિંદગી અને જીવનના પ્રકારના વિવિધ સ્વરૂપો હોય છે પરંતુ એટલી વાતથી કોઈ સમજદાર વ્યક્તિ ઈન્કાર નથી કરી શકતો કે, તેમાંથી દરેકની પોતાની જિંદગીનો એક ખાસ હેતુ અને મકસદ હોય છે અને કુદરતે તેમને આ ધ્યેયપ્રાપ્તિ માટે સંપૂર્ણ ક્ષમતા અને સામર્થ્ય આપ્યું છે. કુર્આનનો ઈરશાદ છે, اَعْطٰى كُلَّ شَىْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى (૨૦ : ૫૦) તેમાં એ વર્ણન છે કે, અલ્લાહ જલ્લ શા'નુહૂએ વિશ્વની સૃષ્ટિમાં દરેક વસ્તુ પેદા કરી અને તેને જે હેતુ માટે પેદા કરી હતી તેના સુધી પહોંચવાની તેને સંપૂર્ણ સૂચના અને માર્ગદર્શન આપી દીધું. જેના આધીન દરેક મખ્લૂક પોત-પોતાના જીવનનો સમય અને પોત-પોતાની ફરજનો હક અદા કરી રહ્યા છે અને વિશ્વમાં પૃથ્વી, પાણી, હવા, આગ એ જ પ્રમાણે અવકાશી મખ્લૂકોમાં ચંદ્ર, સૂર્ય, તારાઓ વગેરે પોત-પોતાની ફરજ સંપૂર્ણ રીતે

ઓળખીને તેને પૂર્ણ કરી રહ્યા છે અને આ જ ફરજને પૂર્ણ કરવામાં તેમનામાં જીવન હોવાની સાબિતી છે અને જે સમયે જે પરિસ્થિતિમાં તેમનામાંથી કોઈ વસ્તુ પોતાની ફરજ પૂર્ણ કરવાનું છોડી આપે તો તે સજીવન નથી બલકે, મૃત છે. પાણી જો પોતાનું કામ તરસ છીપાવવાનું અથવા મેલ સાફ કરવાનું વગેરે છોડી દે તો તે પાણી નહીં કહેવાય. આગ સળગવાનું અને સળગાવવાનું છોડી દે તો એક નિર્જીવ જેવી થઈ ગઈ.

સમગ્ર વિશ્વનું વિસ્તૃત નિરીક્ષણ કર્યા પછી એક મનુષ્ય જેમાં થોડી પણ બુદ્ધિ, સમજદારી અને સભાનતા છે તે વિચાર કરવા માટે મજબૂર થશે કે, મનુષ્યના જીવનનો હેતુ શું છે ? અને તેની ફરજ શું છે ? અને એ કે, જો તે પોતાના જીવનના હેતુને પૂર્ણ કરી રહ્યો છે તો તે સજીવન કહેવાડવાને હકદાર છે અને તે પૂર્ણ નથી કરતો તો તે એક મૃત લાશથી વધારે કોઈ હકીકત ધરાવતો નથી.

હવે વિચારવાનું એ છે કે, માનવ જીવનનો હેતુ શું છે ? અને તેની ફરજો શું છે ? અને ઉપરોક્ત વર્ણન કરેલ સિદ્ધાંતો પ્રમાણે એ નક્કી છે કે, જો તે પોતાના જીવનના હેતુને પૂર્ણ કરી રહ્યો છે અને પોતાની ફરજ અદા કરી રહ્યો છે તો જીવંત છે, નહિતર તે મૃત કહેવાડવાને લાયક છે. જે નાદાન લોકોએ મનુષ્યને દુનિયાનું એક પોતે ઊગી નીકળેલ ઘાસ અથવા એક બુદ્ધિશાળી પ્રાણી ઠરાવ્યું છે અને તેમના મતે મનુષ્ય અને ગધેડા–કૂતરામાં કોઈ તફાવત નથી. એ સૌના જીવનનો હેતુ તેમણે મનેચ્છાઓને પૂર્ણ કરવી, ખાવું–પીવું, સૂવું–જાગવું, પછી મરી જવું જ ઠરાવી દીધું. એ તો બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિના મતે સંબોધનના લાયક પણ નથી, દુનિયાના બુદ્ધિશાળીઓ ભલે કોઈપણ ધર્મ કે કૌમ સાથે કે કોઈ પણ વિચારસરણી સાથે સંબંધ ધરાવતા હોય, વિશ્વની શરૂઆતથી લઈ આજદિન સુધી મનુષ્યને સૃષ્ટિનું સર્વોત્તમ અને શ્રેષ્ઠ સર્જન હોવા ઉપર સહમત રહ્યા છે અને એ દેખીતું છે કે, શ્રેષ્ઠ અને ઉત્તમ એ જ વસ્તુને કહેવા અને સમજવામાં આવી શકે છે કે, જેના જીવનનો હેતુ ઉચ્ચ કક્ષાનો અને શ્રેષ્ઠ હોવાના સંદર્ભમાં વિશિષ્ટ પ્રકારનો હોય અને દરેક સમજદાર વ્યક્તિ એ પણ જાણે છે કે, ખાવું–પીવું, સૂવું–જાગવું, ઓઢવું–પહેરવું, રહેવું–સહેવું વગેરેમાં મનુષ્યને બીજા પ્રાણીઓ કરતાં કોઈ ખાસ વિશેષતા પ્રાપ્ત નથી. બલકે, ઘણા બધા પ્રાણીઓ તેનાથી સારી રીતે અને એનાથી વધારે ખાય–પીએ છે, એનાથી વધારે કુદરતી

કપડાંમાં શણગરાયેલા છે, એનાથી સુંદર હવા અને પર્યાવરણમાં રહે–વસે છે અને જ્યાં સુધી પોતાના લાભ અને નુકસાનને ઓળખવાની બાબત છે તેમાં દરેક પ્રાણી બલકે, દરેક વૃક્ષ એક મર્યાદા સુધી બુદ્ધિ ધરાવે છે. ફાયદાકારક વસ્તુઓને પ્રાપ્ત કરવા તથા નુકસાનકર્તા વસ્તુઓથી બચવાની ખાસ ક્ષમતા પોતાનામાં ધરાવે છે. એ જ પ્રમાણે અન્યો માટે લાભ પહોંચાડવાની બાબતમાં તો બધા જ પ્રાણીઓ અને વનસ્પતિના કદમ દેખીતી રીતે મનુષ્યથી પણ આગળ વધેલા નજરે પડે છે કે તેમના માંસ, ચામડાં, હાડકાં અને ઝાડના મૂળિયાંથી લઈને ડાળખીઓ.... અને પાદડાંઓ સુધી દરેક વસ્તુ મખ્લૂક માટે ઉપયોગી અને જીવનની આવશ્યકતા પેદા કરવામાં અસંખ્ય ફાયદાઓનો સ્ત્રોત છે. તેનાથી વિપરીત મનુષ્ય કે ન તો તેનું માંસ કોઈને કામ લાગે છે, ન ચામડું, ન બાલ, ન હાડકાં અને ન જ અન્ય કંઈ.

હવે જોવાનું એ છે કે, આ પરિસ્થિતિમાં મનુષ્યને કઈ બાબત આધારે સૃષ્ટિમાં સર્વશ્રેષ્ઠ અને "અફઝલુલ મખ્લૂક" તથા વિશેષતા ધરાવનાર ઠરાવવામાં આવે છે ? હવે, વાસ્તવિકતાને ઓળખવાની મંઝિલ નજીક આવી પહોંચી.... થોડો વિચાર કરીએ તો જાણ થશે કે, આ બધી વસ્તુઓ બુદ્ધિ અને સમજદારીની મર્યાદાથી જોતાં ફક્ત ઉપસ્થિત જીવનના કામચલાઉ અને હંગામી લાભ કે નુકસાન સુધી જ છે અને આવા જીવનમાં તે અન્યોના માટે લાભકારક નજરે પડે છે. આ દુનિયાની જિંદગીથી પહેલાં શું હતું અને પછી શું થવાનું છે ? તે મેદાનમાં વનસ્પતિ જગત, પ્રાણી જગત વગેરેમાં વિચારીએ તો મોટામાં મોટા હોશિયાર પ્રાણીની બુદ્ધિ અને સમજદારી પણ તે બાબતે કામ નથી આપતી અને ન જ આ બાબતમાં તેમનામાંથી કોઈ વસ્તુ લાભદાયક અને ફાયદાકારક હોઈ શકે છે. બસ, આ જ તે બાબત છે જેમાં સૃષ્ટિના સર્વોત્તમ સર્જન મનુષ્યએ કાર્ય કરવાનું છે અને તેનાથી જ તેની વિશેષતા અન્ય સર્જન ઉપર જાહેર અને સ્પષ્ટ થઈ શકે છે.

જાણ થઈ કે, માનવ જીવનનો હેતુ સમગ્ર વિશ્વની શરૂઆત અને અંતને દષ્ટિ સમક્ષ રાખીને સૌ પરિણામો ઉપર વિવેકબુદ્ધિથી દષ્ટિપાત કરવો અને એ નક્કી કરવું કે, સામૂહિક રીતે કઈ વસ્તુ ફાયદાકારક અને લાભદાયી છે અને કઈ વસ્તુ નુકસાનકારક અને પીડા આપનારી છે ? પછી તેની વિવેકબુદ્ધિની સાથે પોતે પોતાના માટે પણ ફાયદાકારક વસ્તુઓને પ્રાપ્ત કરવી અને નુકસાનકારક

વસ્તુઓથી બચવું અને અન્યોને પણ આ ફાયદાકારક વસ્તુઓ તરફ આમંત્રણ આપવું અને ખરાબ વસ્તુઓથી બચાવવાની કાળજી રાખવાની છે, જેથી કાયમી રાહત, શાંતિ અને સલામતી તથા સંતોષપૂર્વકનું જીવન પ્રાપ્ત થઈ શકે અને જ્યારે મનુષ્યના જીવનનો હેતુ મનુષ્યની વિશિષ્ટતાનો આ પ્રમાણિત લાભ પોતે પ્રાપ્ત કરવો અને બીજાઓને પહોંચાડવાનો છે તો હવે કુર્આનના ઉદાહરણો હકીકત બનીને સામે આવી જાય છે કે, સજીવન વ્યક્તિ ફક્ત તે જ છે જે અલ્લાહ તઆલા અને તેના રસૂલે કરીમ ﷺ ઉપર ઈમાન લાવ્યો અને દુનિયાની શરૂઆત અને અંત અને તેમાં સંપૂર્ણ સામૂહિક રીતે લાભકારક અને નુકસાનકારક વસ્તુઓને અલ્લાહની વહીના પ્રકાશમાં ઓળખી. કારણ કે, માત્ર મનુષ્યની બુદ્ધિએ ન તો ક્યારેય આ ક્ષેત્રને સર કર્યું છે, ન જ કરી શકે છે. મોટા-મોટા બુદ્ધિશાળીઓ અને તત્ત્વચિંતકો તથા વિશ્વના મહાન ફિલોસોફરોએ અંતે આ બાબતનો સ્વીકાર કર્યો છે, મવલાના રૂમીએ ઘણું સરસ કહ્યું છે.

زیرکانِ موشگافانِ دہی　　کردہ ہر خرطوم خطِّ ابلہی

હોશિયારી, સમજદારીપૂર્વક રિસર્ચ કરનાર (શોધખોળ કરનાર-વસ્તુની ઊંડાણમાં ઊતરનાર) બુદ્ધિશાળીઓએ હાથીની સૂંઢને બેવકૂફીની નળી હોવામાં ખપાવ્યું છે.

અને જ્યારે જીવનના હેતુના આધારે સજીવન ફક્ત તે જ વ્યક્તિ છે જે અલ્લાહની વહીના તાબે' અને મો'મિન છે તો એ પણ નક્કી થઈ ગયું કે, જે એવો નથી તે મૃત કહેવાડવાને લાયક છે. મવલાના રૂમીએ ઘણું સરસ કહ્યું છે,

زندگی از بہر طاعت و بندگی است　:　بے عبادت زندگی شرمندگی ست

آدمیت لحم و شحم و پوست نیست　:　آدمیت جز رضائے دوست نیست

માનવજીવન તો ફરમાંબરદારી અને બંદગી માટે જ છે,
બંદગી વિનાના જીવનમાં તો નિષ્ફળતા અને અફસોસ જ છે.
માનવ હોવું માંસ, ચામડી, ચરબીનું નામ નથી,
માનવ હોવું તો અલ્લાહની રઝામંદીનું નામ છે.

આ કુર્આનના ઉદાહરણો હતા મો'મિન અને કાફિર વિશેના કે, મો'મિન સજીવન અને કાફિર મૃત છે. બીજું ઉદાહરણ ઈમાન અને કુફ્રનું આપ્યું, જેમાં ઈમાનને પ્રકાશ અને કુફ્રને અંધકાર સાથે સરખાવવામાં આવ્યું છે.

**ઈમાન પ્રકાશ છે અને કુફ્ર અંધકાર છે :**

અત્રે ઈમાનને પ્રકાશ અને કુફ્રને અંધકાર ઠરાવવામાં આવ્યો છે. થોડો વિચાર કરવામાં આવે તો આ ઉદાહરણ માત્ર કોઈ કાલ્પનિક દાખલો નથી, એક વાસ્તવિકતાનું વર્ણન છે. અહીંયાં પણ પ્રકાશ અને અંધકારના મૂળ હેતુ ઉપર વિચાર કરવામાં આવે તો વાસ્તવિકતા સામે આવી જશે કે, પ્રકાશનો હેતુ એ છે કે તેના દ્વારા નજીક અને દૂરની વસ્તુઓને જોઈ શકાય છે, જેના કારણે નુકસાનકારક વસ્તુઓથી બચવા અને લાભદાયક વસ્તુઓને અપનાવવાનો મોકો મળે છે.

હવે, ઈમાનને જૂઓ કે તે એક પ્રકાશ છે, જેનો પ્રકાશ સમગ્ર આસમાનો અને પૃથ્વી તથા તે ઉપરાંતની બધી જ વસ્તુઓ ઉપર છવાયેલ છે. ફક્ત આ જ પ્રકાશ સમગ્ર દુનિયાના અંજામ અને દરેક પ્રવૃત્તિના સાચા પરિણામો બતાવી શકે છે, જેની સાથે આ પ્રકાશ હોય તો તે પોતે પણ નુકસાનકર્તા વસ્તુઓથી બચી શકે છે અને અન્યોને પણ બચાવી શકે છે અને જેને આ પ્રકાશ પ્રાપ્ત નથી થયો તે પોતે અંધકારમાં ડૂબેલો છે. સમગ્ર વિશ્વ અને સમગ્ર જીવનના સંદર્ભમાં કઈ વસ્તુ લાભકારક છે અને કઈ વસ્તુ નુકસાનકારક તેમાં કોઈ સનાતન તફાવત નથી કરી શકતું. ફક્ત આજુબાજુની વસ્તુઓને દાબી-ચગદીને કંઈક ઓળખી શકે છે. અત્યારે ઉપસ્થિત દુનિયાનું જીવન આ જ આજુબાજુનું પર્યાવરણ છે, કાફિર આ જીવન અને તેના લાભ તથા નુકસાનને તો ઓળખી લે છે, પરંતુ પાછળથી આવનાર કાયમી જિંદગીની તેને કંઈ જ ખબર નથી અને ન જ તેના નફા અને નુકસાનની તેને કંઈ ગતાગમ છે. કુર્આને કરીમે આ જ વિષય માટે ઈરશાદ ફરમાવ્યો છે,

يَعْلَمُوْنَ ظَاهِرًا مِّنَ الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ عَنِ الْاٰخِرَةِ هُمْ غَافِلُوْنَ (૩૦:૭)
એટલે કે, "આ લોકો જાહેર દુનિયવી જિંદગી અને તેના ખરા-ખોટાને તો અમુક અંશે ઓળખી લે છે પરંતુ આખિરતની દુનિયાથી સદંતર ગાફેલ છે."

બીજી એક આયતમાં ઈન્કારી અને કાફિર ઉમ્મતોનું વર્ણન કર્યા પછી કુર્આને કરીમે ફરમાવ્યું છે, وَكَانُوْا مُسْتَبْصِرِيْنَ (૨૯ : ૩૭) એટલે કે, આખિરતની બાબતમાં એવી સખત નિષ્કાળજી અને બુદ્ધિહીનતાથી વર્તનારાઓ આ દુનિયામાં બેવકૂફ અને નાદાન ન હતા. બલકે, مُسْتَبْصِرِيْنَ એટલે કે,

આધુનિક વિચારસરણી ધરાવનાર લોકો હતા પરંતુ એ ઉપરછલ્લી દષ્ટિ ફક્ત અમુક દિવસની જિંદગીને શણગારવાનું જ કામ આપી શકતી હતી, આખિરતના કાયમી જીવનમાં તે દષ્ટિએ કંઈ જ કામ ન આપ્યું.

આ વિગતને સાંભળ્યા પછી કુર્આને કરીમની પ્રસ્તુત આયત પણ એક વખતે પઢી લઈએ, اَوَمَنْ كَانَ مَيْتًا فَاَحْيَيْنَاهُ وَجَعَلْنَا لَهُ نُوْرًا يَّمْشِىْ بِهٖ فِى النَّاسِ كَمَنْ مَّثَلُهٗ فِى الظُّلُمٰتِ لَيْسَ بِخَارِجٍ مِّنْهَا મતલબ એ છે કે, તે વ્યક્તિ જે પ્રથમ મૃત એટલે કે, કાફિર હતો પછી અમે તેને સજીવન કરી આપ્યો એટલે કે, મુસલમાન બનાવી દીધો અને અમે તેને એક એવો પ્રકાશ એટલે કે ઈમાન આપી દીધું જેને લઈને તે લોકોમાં હરે-ફરે છે, (હવે શું) તે વ્યક્તિ સમાન હોઈ શકે છે જેનું ઉદાહરણ એવું છે કે, તે પ્રકાર-પ્રકારના અંધારાઓમાં ઘેરાયેલો હોય છે અને તેમાંથી નીકળવા નથી પામતો. એટલે કે, કુફ્રના અંધારાઓમાં સપડાયેલો છે, તે પોતે જ પોતાના લાભ અને નુકસાનને નથી ઓળખતો અને પોતાને પોતાનો સત્યાનાશ થવાથી નથી બચાવી શકતો, ભલા ! તે અન્યોને શું લાભ પહોંચાડી શકવાનો છે ?

**ઈમાનના પ્રકાશનો લાભ અન્યોને પણ પહોંચે છે :**

આ આયતમાં نُوْرًا اَيَّمْشِىْ بِهٖ فِى النَّاسِ ફરમાવીને એ તરફ પણ માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, ઈમાનનો પ્રકાશ ફક્ત કોઈ મસ્જિદ અથવા ખાનકાહ અથવા કોઈ ઓરડાના ખૂણા સાથે જોડાયેલો નથી, જેને અલ્લાહ તઆલાએ આ નૂર (પ્રકાશ) આપ્યું છે તે તેને લઈને દરેક સ્થળે લોકો વચ્ચે ફરે છે અને દરેક સ્થળે આ પ્રકાશથી પોતે પણ લાભ ઉઠાવે છે અને અન્યોને પણ લાભ પહોંચાડે છે. આ પ્રકાશ કોઈ અંધકારથી દબાઈ નથી શકતો. જેમકે, અનુભવોથી સાબિત થયેલ છે કે, એક ટમટમતા દીપકને પણ અંધારું હરાવી નથી શકતું. હા ! તેનો પ્રકાશ દૂર સુધી નથી પહોંચતો, વળી તેજસ્વી પ્રકાશ હોય તો તે દૂર સુધી ફેલાય છે. જો પ્રકાશ થોડો હોય તો તે થોડી જગ્યાને પ્રકાશિત કરે છે પરંતુ અંધારા ઉપર દરેક પરિસ્થિતિમાં તે જ વિજયી અને છવાયેલો રહે છે. અંધારું ટમટમતા દીપક ઉપર પણ છવાઈ નથી શકતું અને તે પ્રકાશ જ ન કહેવાય જે અંધારા ઉપર છવાઈ ન શકે. આ જ પ્રમાણે તે ઈમાન જ નથી જે કુફ્રથી પરાજિત અથવા પ્રભાવિત થઈ જાય. આ ઈમાનનું નૂર મનુષ્યના જીવનના દરેક ક્ષેત્રમાં દરેક

પરિસ્થિતિમાં, દરેક યુગમાં તેમની સાથે હોય છે.

એ જ પ્રમાણે આ ઉદાહરણમાં એક અન્ય ઈશારો પણ છે કે, જે પ્રમાણે પ્રકાશનો લાભ દરેક મનુષ્ય અને પ્રાણીઓ ઈરાદાથી અથવા વિનાઈરાદે દરેક પરિસ્થિતિમાં કંઈને કંઈ મેળવે છે, કલ્પના કરો કે ન તો પ્રકાશવાળો એવું ઈચ્છે છે કે અન્યોને લાભ પહોંચાડે, ન જ બીજાઓ એવો ઈરાદો રાખી નીકળે છે કે તેના પ્રકાશથી મને લાભ પહોંચે, પરંતુ જ્યારે પ્રકાશ કોઈની સાથે હશે તો તેનો લાભ આપમેળે કુદરતી રીતે બધાને જ પહોંચશે, તે પ્રકાશની પ્રકૃતિ જ અંધકારને દૂર કરવાની છે. એ જ પ્રમાણે મો'મિનના ઈમાનથી અન્યોને પણ કંઈને કંઈ લાભ પહોંચે જ છે. ભલે તેની અનુભૂતિ (અણસાર) થાય કે ન થાય. અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, كَذٰلِكَ زُيِّنَ لِلْكَافِرِيْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે, આ સ્પષ્ટ ખુલ્લી દલીલો હોવા છતાં ઈન્કારીઓ અને કાફિરો જે વાતને નથી માનતા તેનું કારણ એ છે કે, ہر کس بخیالِ خویش خبطے دارد શયતાન અને મનેચ્છાઓએ તેમની દૃષ્ટિમાં તેમના બુરા આચરણ ઉપર ખૂબ શણગાર કરી રૂપાળા બનાવી રજૂ કર્યા છે જે (તેઓની) ઘણી સખત ભૂલ છે. નઊઝુબિલ્લાહી મિન ઝાલિક.

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૨૩-૧૨૪-૧૨૫)

وَكَذٰلِكَ جَعَلْنَا فِىْ كُلِّ قَرْيَةٍ اَكٰبِرَ مُجْرِمِيْهَا لِيَمْكُرُوْا فِيْهَا ؕ وَمَا يَمْكُرُوْنَ اِلَّا
بِاَنْفُسِهِمْ وَمَا يَشْعُرُوْنَ ﴿۱۲۳﴾ وَاِذَا جَآءَتْهُمْ اٰيَةٌ قَالُوْا لَنْ نُّؤْمِنَ حَتّٰى نُؤْتٰى مِثْلَ مَاۤ اُوْتِىَ
رُسُلُ اللّٰهِ ؔۘ اَللّٰهُ اَعْلَمُ حَيْثُ يَجْعَلُ رِسَالَتَهٗ ؕ سَيُصِيْبُ الَّذِيْنَ اَجْرَمُوْا صَغَارٌ
عِنْدَ اللّٰهِ وَعَذَابٌ شَدِيْدٌۢ بِمَا كَانُوْا يَمْكُرُوْنَ ﴿۱۲۴﴾ فَمَنْ يُّرِدِ اللّٰهُ اَنْ يَّهْدِيَهٗ يَشْرَحْ
صَدْرَهٗ لِلْاِسْلَامِ ۚ وَمَنْ يُّرِدْ اَنْ يُّضِلَّهٗ يَجْعَلْ صَدْرَهٗ ضَيِّقًا حَرَجًا كَاَنَّمَا
يَصَّعَّدُ فِى السَّمَآءِ ؕ كَذٰلِكَ يَجْعَلُ اللّٰهُ الرِّجْسَ عَلَى الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ ﴿۱۲۵﴾

### તરજુમો :

*અને એ જ પ્રમાણે અમે દરેક વસ્તીમાં ગુનેહગારોના સરદાર બનાવ્યા કે ત્યાં*

*હીલા (ષડયંત્રો) કર્યા કરે અને જે હીલા કરે છે બસ પોતાની જ જાત ઉપર અને સમજતા નથી. (૧૨૩) અને જ્યારે તેમની પાસે કોઈ આયત આવી છે તો કહે છે, અમે કદાપિ માનીશું નહીં જ્યાં સુધી કે અમને આપવામાં ન આવે જેવું કે અલ્લાહના રસૂલોને આપવામાં આવ્યું છે, અલ્લાહ સારી પેઠે જાણે છે કે પોતાની રિસાલત ક્યાં મોકલવી, નિકટમાં જ ગુનેહગારોને અલ્લાહના ત્યાં અપમાન પહોંચશે અને કઠોર અઝાબ એ કારણે કે તેઓ ષડયંત્ર કરતા હતા. (૧૨૪) બસ, જેને અલ્લાહ ઈચ્છે છે કે હિદાયત કરે તો તેના સીનાને ઈસ્લામ કબૂલ કરવા માટે ખોલી નાંખે છે અને જેને ઈચ્છે છે કે ગુમરાહ કરે તો તેના સીનાને તંગ કરી દે છે, અત્યંત તંગ; જાણે કે તે આસમાન ઉપર બળપૂર્વક ચઢતો હોય, એ જ પ્રમાણે અલ્લાહ ઈમાન ન લાવનારાઓ ઉપર અઝાબ નાંખશે. (૧૨૫)*

## તફસીર :

અને (આ કોઈ નવી વાત નથી જે પ્રમાણે મક્કાના સરદારો તે ગુનાહોમાં સંડોવાયેલા રહ્યા છે અને તેમની અસર હેઠળ બીજા લોકો પણ સામેલ થઈ જાય છે) એ જ પ્રમાણે (અગાઉની ઉમ્મતોમાં પણ) દરેક વસ્તીમાં ત્યાંના સરદારો (પ્રથમ) ગુનાહોનું આચરણ કરનારા થયા (પછી તેમના પ્રભાવથી અન્ય સામાન્ય જનતા પણ એમાં ભળી ગઈ), જેથી તે લોકો ત્યાં (અંબિયા અલૈ.ને નુકસાન પહોંચાડવા માટે) શરારતો કર્યા કરે છે (જેનાથી તેઓનું સજાના હકદાર થવાનું સારી પેઠે સાબિત થઈ જાય) અને તે લોકો (જો કે પોતાની સમજ પ્રમાણે બીજાઓને નુકસાન પહોંચાડે છે પરંતુ વાસ્તવમાં) પોતાની સાથે જ શરારત કરી રહ્યા છે (કારણ કે તેનો વબાલ તો તેમને જ ભોગવવો પડશે) અને (જહાલતના કારણે) તેમને (તેની) જરા પણ ખબર નથી અને (તે મક્કાના કાફિરોના પાપ એટલે સુધી વધી ગયા છે કે) જ્યારે તેમને કોઈ આયત પહોંચે છે તો (તે આયત પોતાની પ્રતિષ્ઠાના કારણે નુબુવ્વતની દલીલ માટે પૂરતી હોવા છતાં આ લોકો) એવું કહે છે કે અમે (તે નબી ઉપર) કદાપિ ઈમાન નહીં લાવીએ જ્યાં સુધી કે અમને પણ એવી જ વસ્તુ આપવામાં ન આવે જે અલ્લાહના રસૂલોને આપવામાં આવી છે, (એટલે કે વહી અથવા સીધું સંબોધન અથવા સહીફા અથવા કિતાબ જેમાં અમને આપ ﷺ ઉપર ઈમાન લાવવાનો હુકમ હોય અને આવા વેણ

મહાન ગુનોહ હોવું દેખીતું છે કે તેનાથી રિસાલતને જૂઠાડવું, દુશ્મનાવટ, ઘમંડ અને ગુસ્તાખી બધું જ ભેગું થઈ જાય છે. આગળ ઉપર અલ્લાહ તઆલા આવા વાહિયાત નિવેદનોનો રદિયો આપે છે કે) આ બાબત તો અલ્લાહ જ ખૂબ સારી પેઠે જાણે છે (કે) ક્યાં પોતાનો સંદેશ (વહી દ્વારા) મોકલવો ! (શું દરેક સમજદાર અથવા નાદાન એ પ્રતિષ્ઠાનો હકદાર અને તેના યોગ્ય બની ગયો? تا نہ بخشد خدائے بخشندہ "આ મહાન નેઅ્મત અલ્લાહની દેણ છે." આગળ આ ગુનાહની સજાનું વર્ણન છે કે) ઘણા જ જલદી તે લોકો કે જેમણે આ ગુનોહ કર્યો છે અલ્લાહની પાસે પહોંચીને (આખિરતમાં) અપમાનિત થશે (જેમકે તેમણે પોતાના નબી અલૈ.ના મુકાબલામાં પોતાને પ્રતિષ્ઠા અને નુબુવ્વતના હકદાર સમજ્યા હતા) અને કઠોર સજા (મળશે) તેમની શરારતોના મુકાબલામાં; બસ (ઉપર જે મો'મિનો અને કાફિરોની પરિસ્થિતિનું વર્ણન છે તેનાથી એ જાણ થઈ કે) જે વ્યક્તિને અલ્લાહ તઆલા (છુટકારાના) માર્ગ ઉપર નાંખવા ઈચ્છે છે તેની છાતી (એટલે કે દિલ)ને ઈસ્લામ (સ્વીકાર કરવા) માટે ખોલી નાંખે છે (કે તેને સ્વીકાર કરવામાં કોઈ શંકા–કુશંકા કરતો નથી કે ખચકાટ અનુભવતો નથી અને જે પ્રકાશનું અત્રે વર્ણન થયું છે તે આ જ પ્રકાશ છે) અને જેને (તકદીરી રીતે) માર્ગ ભટકાવવા ઈચ્છે છે તેની છાતી (એટલે કે દિલ)ને (ઈસ્લામ સ્વીકાર કરવાથી) તંગ (અને) ખૂબ તંગ કરી નાંખે છે (જેથી તેને ઈસ્લામનો સ્વીકાર કરવો એવી મહાન આફત નજરે પડે છે) જેમકે (ધારી લો કે) કોઈ આસમાનમાં ચઢ(વા ઈચ્છ)તું હોય (અને ચઢાતું નથી જેથી જીવ તંગ થઈ જાય છે, મુસીબતનો સામનો થાય છે, બસ જેમકે આ વ્યક્તિથી આકાશમાં ચઢાતું નથી) એવી જ રીતે અલ્લાહ તઆલા ઈમાન ન લાવનારા ઉપર (તેમના પોતાના જ કુફ્ર અને શરારતના કારણે) ફિટકાર વરસાવે છે (એટલા માટે તેમનાથી ઈમાન લવાતું નથી).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતના અંતમાં વર્ણન હતું કે, આ દુનિયા પરીક્ષાની જગ્યા છે, અહીંયાં જે પ્રમાણે નેક આચરણોની સાથે અમુક મહેનત અને સંઘર્ષ જોડાયેલ હોય છે, જે રીતે તેના માર્ગમાં અહીંયાં અડચણો આવે છે, એ જ પ્રમાણે દુષ્કૃત્યોની સાથે અમુક દિવસ મનેચ્છાઓ પૂર્ણ થવાનો આનંદ પણ મનેચ્છાઓનું એક પ્રકારનું છળકપટ (ધોકો) હોય છે, જે વાસ્તવિકતા અને પરિણામથી

બેખબર મનુષ્યની દષ્ટિમાં તેના દુષ્કૃત્યોને જ શણગારીને બતાવે છે અને દુનિયાના કહેવાતા મોટા-મોટા બુદ્ધિશાળીઓ તેમાં સપડાય જાય છે.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એનું વર્ણન છે કે, આ જ પરીક્ષા અને કસોટીનું એક પાસું એ પણ છે કે, વિશ્વની ઉત્પત્તિથી આવું જ ચાલ્યું આવે છે કે, મોટે ભાગે ઘણું કરીને દરેક વસ્તીના સરદારો અને માલદારો તથા મોટા-મોટા લોકો જ વાસ્તવિકતા અને પરિણામથી બેખબર અમુક દિવસની ફના (નષ્ટ) થનાર લિજ્જતો અને આનંદ-પ્રમોદમાં મસ્ત થઈને દુષ્કૃત્યોમાં વિહરતા હોય છે અને સામાન્ય જનતાની ટેવ એ હોય છે કે, મોટા લોકોની પાછળ ચાલી તેમની નકલ ઉતારવાને જ પોતાની સફળતા અને સન્માન સમજે છે. અંબિયા (અલૈ.) અને તેમના નાયબો એટલે કે, ઉલમા અને મશાઈખો જ્યારે તેમને તેમના દુષ્કૃત્યોથી રોકવા અને પરિણામ તરફ તેમનું ધ્યાન દોરવા ઈચ્છે છે ત્યારે આ મોટા લોકો તેમના વિરુદ્ધ જાત-જાતની શરારતો કર્યા કરે છે, જે જાહેરમાં તો આ બુઝુર્ગો વિરુદ્ધ શરારત અને ષડયંત્રો છે અને દિલને ઠેસ પહોંચાડવા સામાન હોય છે, પરંતુ પરિણામની દષ્ટિએ એ બધાનો વબાલ પોતે તે સૌના ઉપર જ પડવાનો છે અને મોટા ભાગે ક્યારેક દુનિયામાં પણ તે પ્રદર્શિત થતો હોય છે.

આ ઈરશાદમાં મુસલમાનોને એવી ચેતવણી આપવામાં આવી છે કે, દુનિયાના કહેવાતા સરદારો, રઈસો તથા માલદારોનું આંધળું અનુકરણ ન કરો, તેમની પાછળ ઘેટાવર્ણ ચાલવાની ટેવ છોડી દો, પરિણામને જ દષ્ટિ સમક્ષ રાખી સારા-નરસાને સારી પેઠે પોતે જ ઓળખો.

વળી, રસૂલે કરીમ ﷺને આ દિલાસો આપવાનો હેતુ છે કે, કુરૈશના સરદારો જે તમારો વિરોધ કરવા મંડી પડ્યા છે તેનાથી તમે દિલગીર ન થાઓ, કારણ કે આ કોઈ નવી વાત નથી, અગાઉના અંબિયા (અલૈ.)ને પણ આવા જ લોકો સાથે વાસ્તો પડ્યો હતો અને અંતે એ સરદારો જ અપમાનિત થયા અને અલ્લાહનો જ કલિમો બુલંદ થયો.

બીજી આયતમાં આ જ કુરૈશના સરદારોની એક એવી વાતચીતનું વર્ણન છે જે સત્યના મુકાબલામાં ફક્ત હઠધર્મી અને મઝાક-મશ્કરી સ્વરૂપે કરવામાં આવતી હતી, ત્યારબાદ તેનો જવાબ આપવામાં આવ્યો છે.

ઈમામ બગવી (રહ.)એ કતાદહની રિવાયતથી નકલ કર્યું છે કે, ''કુરૈશના સૌથી મોટા સરદાર અબૂજહલે એક વખતે કહ્યું કે, બનૂ અબ્દે મુનાફ (એટલે કે નબીએ કરીમ ﷺના કુટુંબ)થી અમે દરેક ક્ષેત્રમાં મુકાબલો કર્યો, જેમાં ક્યારેય અમે તેમનાથી પાછળ નથી રહ્યા, પરંતુ હવે તેઓ એવું કહે છે કે તમે પ્રતિષ્ઠા અને મોટાઈમાં અમારો મુકાબલો એટલા માટે નથી કરી શકતા કે, અમારા કુટુંબમાં એક નબી આવ્યા છે, જેમને અલ્લાહ તઆલા તરફથી વહી આવે છે. ફરી કહ્યું કે, હું અલ્લાહની કસમ ખાઉં છું કે, અમે કદાપિ તેની તાબે'દારી નહીં કરીએ જ્યાં સુધી પોતે અમારી પાસે એવી જ વહી ન આવવા લાગે જે પ્રમાણે તેમની પાસે આવે છે.'' પ્રસ્તુત આયતમાં وَاِذَا جَآءَتْهُمْ اٰيَةٌ قَالُوْا لَنْ نُّؤْمِنَ حَتّٰى نُؤْتٰى مِثْلَ مَا اُوْتِىَ رُسُلُ اللّٰهِ નો આ જ ભાવાર્થ છે.

**નુબુવ્વત અને રિસાલત કોઈપણ પ્રકારે ઇખ્તિયારી (ઇચ્છાવર્તી) નથી, બલકે એક હોદ્દો છે, જેને અર્પણ કરવાનો અધિકાર ફકતત અલ્લાહ તઆલાના હાથમાં છે :**

કુર્આને કરીમે આ નિવેદન વર્ણન કર્યા પછી જવાબ આપ્યો, اَللّٰهُ اَعْلَمُ حَيْثُ يَجْعَلُ رِسَالَتَهٗ એટલે કે, ''અલ્લાહ તઆલા જાણે છે કે તે પોતાની રિસાલત અને નુબુવ્વત કોને અર્પણ કરે.'' મતલબ એ કે, આ બુદ્ધિહીન મૂર્ખ લોકો પોતાની અજ્ઞાનતાના કારણે એવું સમજી બેઠા છે કે, નુબુવ્વત અને પયગમ્બરી કૌટુંબિક પ્રતિષ્ઠા અથવા કૌમની સરદારી કે માલદારી દ્વારા પ્રાપ્ત કરી શકાય છે. જ્યારે કે, નુબુવ્વત અલ્લાહ તઆલાની નાયબગીરીનો હોદ્દો છે જેને પ્રાપ્ત કરવો કોઈના અધિકારક્ષેત્રમાં નથી. ગમે એટલી વિશેષતાઓ, કળાઓ પ્રાપ્ત કરી લીધા પછી પણ કોઈ વ્યક્તિ પોતાના અધિકારથી અથવા વિશેષ કળાઓના જોરે નુબુવ્વત અથવા રિસાલત પ્રાપ્ત નથી કરી શકતો, તે ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂની જ નેઅ્મત છે, તે જેને ચાહે છે અર્પણ કરે છે.

એનાથી સાબિત થયું કે, રિસાલત અને નુબુવ્વત કોઈપણ પ્રકારે કોઈ વ્યક્તિના પોતાના અધિકારમાં નથી હોતી કે જેને જ્ઞાન, સદાચારની વિશેષતાઓ અથવા સંઘર્ષ કે ઈબાદત વગેરે દ્વારા પ્રાપ્ત કરી શકાય. કોઈ વ્યક્તિ વલીના દરજ્જાઓમાં ગમે એટલો ઉચ્ચ કક્ષાએ પહોંચી જાય તો પણ નુબુવ્વત નથી પ્રાપ્ત

કરી શકતો. બલકે, તે ફક્ત અલ્લાહ રબ્બુલ ઈજ્જતની દયા અને કૃપા જ છે કે જે અલ્લાહના જ્ઞાન, વિવેકબુદ્ધિ અને હિકમત હેઠળ તેના ખાસ-ખાસ બંદાઓને આપવામાં આવી હતી. હા ! એ આવશ્યક છે કે, જે વ્યક્તિને અલ્લાહ તઆલાએ જ્ઞાનમાં આ સ્થાન અને હોદ્દો દેવાનું નક્કી કરી રાખ્યું છે, તેને શરૂઆતથી જ તેના યોગ્ય બનાવીને પેદા કરવામાં આવે છે. તેના અખ્લાક, વ્યવહાર અને આચરણોની ખાસ પ્રકારે કેળવણી કરવામાં આવે છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, سَيُصِيبُ الَّذِينَ اَجْرَمُوا صَغَارٌ عِنْدَ اللّٰهِ وَ عَذَابٌ شَدِيْدٌ بِمَا كَانُوا يَمْكُرُوْنَ તેમાં શબ્દ صَغَارُ (સગાર) ક્રિયાપદનું સર્વનામ છે જેનો અર્થ "અપમાન" કે "ઝિલ્લત" થાય છે. આ વાક્યનો ભાવાર્થ એ થયો કે, સત્યના વિરોધીઓ જે આજે પોતાની કૌમમાં મોટા અને આગેવાન કહેવામાં આવે છે, નિકટમાં જ તેમની મોટાઈ અને ઈજ્જત બધું ધૂળમાં ભળી જવાનું છે. તેમને અલ્લાહ તઆલા પાસે સખત અપમાન અને રુસ્વાઈ વેઠવાની છે અને સખત અઝાબ થવાનો છે.

"અલ્લાહ પાસે"નો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે, કયામતના દિવસે જ્યારે તેઓ અલ્લાહ સમક્ષ હાજર થશે તો અપમાનિત અને ઝલીલ થઈને હાજર થશે અને ત્યારબાદ તેમને કઠોર અઝાબ આપવામાં આવશે અને ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે જો કે, હાલમાં જાહેરમાં આ લોકો મોટા ઈજ્જતદાર અને રઈશો છે પરંતુ અલ્લાહ તરફથી તેમને ખૂબ સખત અપમાન અને રુસ્વાઈ મળવાની છે, જે દુનિયામાં પણ હોઈ શકે છે અને આખિતમાં પણ, જેમકે અંબિયા (અલૈ.)ના વિરોધીઓ વિશે દુનિયાના ઈતિહાસમાં તેનો અનુભવ થતો રહ્યો છે કે, અંતે તેમના વિરોધીઓ દુનિયામાં જ અપમાનિત થયા. આપણા નબીએ કરીમ ﷺના મોટા-મોટા વિરોધીઓ જે પોતાની પ્રતિષ્ઠાની ડિંગો હાંક્યા કરતા હતા એક-એક કરીને યા તો ઈસ્લામના વર્તુળમાં પ્રવશે પામી ગયા અને જે ન પામ્યા તેઓ અપમાનિત અને ઝલીલ થઈને નાશ પામ્યા. અબૂજહલ, અબૂલહબ વગેરે કુરૈશના સરદારોની હાલત દુનિયા સમક્ષ આવી ચૂકી છે અને મક્કાના વિજયે તે બધાની કમર તોડી નાંખી હતી.

**દીનમાં شَـــــرۡحِ صَــــدۡرَ (શર્હે સદ્ર) "દિલમાં ઊતરવું" અને તેની નિશાનીઓ :**

ત્રીજી આયતમાં અલ્લાહ તઆલા તરફથી હિદાયત પામી જનારા અને ગુમરાહી ઉપર મક્કમ રહેનારા લોકોની અમુક હાલતો અને નિશાનીઓ બતાવવામાં આવી છે. ફરમાવ્યું, فَـمَنۡ یُّـرِدِ اللّٰـهُ اَنۡ یَّهۡدِیَهٗ یَشۡرَحۡ صَدۡرَهٗ لِلۡاِسۡلَامِ એટલે કે, “જે વ્યક્તિને અલ્લાહ તઆલા હિદાયત આપવા ઈચ્છે છે તેની છાતી ઈસ્લામના માટે ખોલી આપે છે.”

હાકિમે મુસ્તદરકમાં અને બયહકીએ શોઅ્બુલ ઈમાનમાં હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદિ.)થી રિવાયત નકલ કરી છે કે, “જ્યારે આ આયત નાઝિલ થઈ તો સહાબએ કિરામ (રદિ.)એ રસૂલે કરીમ ﷺને شَــــرۡحِ صَــدۡرَ (શર્હે સદ્ર) એટલે કે, "ઈસ્લામ માટે છાતી ખોલી આપવા"ની તફસીર પૂછી, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા મો'મિનના દિલમાં એક પ્રકાશ આપે છે, જેનાથી તેનું દિલ સત્ય વાતને જોવા, સમજવા અને સ્વીકાર કરવા માટે ખુલી જાય છે. (સત્ય વાતને સરળતાથી સ્વીકાર કરવા માંડે છે અને અસત્યથી ધૃણા અને નફરત થવા લાગે છે.) સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, શું એની કોઈ નિશાની પણ છે જેના દ્વારા તે વ્યક્તિ ઓળખવામાં આવે જેને "શરહ અલ સદ્ર" પ્રાપ્ત થયું હોય ? ફરમાવ્યું, હા ! નિશાની એ છે કે, તે વ્યક્તિનું સંપૂર્ણ વલણ આખિરત અને તેની નેઅ્મતો તરફ થઈ જાય છે, દુનિયાની વ્યર્થ ઈચ્છાઓ અને નષ્ટ થનારા આનંદથી તે ગભરાય છે અને મૌત આવતા પહેલાં મૌતની તૈયારી કરવા લાગે છે. ત્યારબાદ ફરમાવ્યું, وَمَنۡ یُّرِدۡاَنۡ یُّضِلَّهٗ یَجۡعَلۡ صَدۡرَهٗ ضَیِّـقًـا حَـرَجًـا كَـاَنَّـمَـا یَصَّعَّدُ فِی السَّمَآءِ એટલે કે, જે વ્યક્તિને અલ્લાહ તઆલા ગુમરાહીમાં રાખવા ઈચ્છે છે તેનું દિલ તંગ અને સખત રીતે ભીંચી દે છે. તેના માટે સત્ય વાત સ્વીકાર કરવાનું અને તેના ઉપર અમલ કરવાનું એટલું જ કઠણ હોય છે જેમકે કોઈ વ્યક્તિ માટે આસમાન ઉપર ચઢવું.”

તફસીરના ઈમામ કલબીએ ફરમાવ્યું કે, “તેનું દિલ તંગ થઈ જવાનો ભાવાર્થ એ છે કે, તેનામાં સત્ય અને ભલાઈના માટે (સ્વીકારનો) કોઈ માર્ગ નથી રહેતો. આ વિષય હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)થી પણ નકલ થયો છે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, જ્યારે તે અલ્લાહનું

વર્ણન સાંભળે છે તો તેને ચીડ થવા લાગે છે અને જ્યારે કુફ્ર અને શિર્કની વાતો સાંભળે છે તો તેમાં તેનું દિલ લાગે છે.''

**સહાબએ કિરામ (રદિ.)ને દીનમાં شَـرْحِ صَـدْرَ (શર્હે સદ્ર) પ્રાપ્ત થયું હતું, એટલા માટે શંકાઓ અને ભ્રમ (વસવસા)ની ઘટનાઓ ઘણી ઓછી બની છે :**

એ જ કારણ હતું કે, સહાબએ કિરામ (રદિ.) જેમને અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺનો સંગાથ અને પ્રત્યક્ષ વિદ્યાર્થી માટે ચૂંટી લીધા હતા તેમને ઈસ્લામના હુકમોમાં શંકાઓ અને ભ્રમણાઓ ઘણી ઓછી થઈ. સમગ્ર જિંદગીમાં સહાબએ કિરામ (રદિ.)એ જે પ્રશ્નો રસૂલે કરીમ ﷺ સામે રજૂ કર્યા તે અમુક ગણ્યા-ગાંઠ્યા છે. તેનું કારણ એ હતું કે, રસૂલે કરીમ ﷺના સંગાથની બરકતથી અલ્લાહ તઆલાની પ્રતિષ્ઠા અને મહોબ્બતની ઊંડી છાપ તેમના દિલોમાં બેસી ગઈ હતી. જેના કારણે તેમને شَـــرْحِ صَـدْرَ (શર્હે સદ્ર)નું સ્થાન પ્રાપ્ત હતું. તેમના દિલો આપમેળે સત્ય અને અસત્યના માપદંડ બની ગયા હતા. સત્યનો સરળતાથી તાત્કાલિક સ્વીકાર કરી લેતા અને અસત્ય તેમના દિલોમાં માર્ગ મેળવી શકતું ન હતું. ત્યારબાદ જેમ-જેમ રસૂલે કરીમ ﷺના સમયકાળથી દૂર થતા ચાલ્યા ગયા, શંકાઓ અને ભ્રમણાઓએ માર્ગ મેળવવાનું શરૂ કરી દીધું. અકીદાઓમાં મતભેદો પેદા થવાની શરૂઆત થઈ.

**શંકાઓ અને ભ્રમણાઓને દૂર કરવાની વાસ્તવિક પદ્ધતિ બહસ (Debate) નથી, બલ્કે શર્હે સદ્રનું પ્રાપ્ત થવું છે :**

અને આજે સમગ્ર દુનિયા તે શંકાઓ અને ભ્રમણાઓના વર્તુળના ઘેરામાં ફસાયેલી છે તથા બહસના માર્ગે તેને હલ કરવા ઈચ્છે છે જે તેનો વાસ્તવિક માર્ગ નથી.

فلسفی کو بحث کے اندر خدا ملتا نہیں ؛ ڈور کو سلجھا رہا ہے پر سرا ملتا نہیں

ફિલોસોફરને બહસ (દલીલ-પ્રતિદલીલ)માં ખુદા મળતો નથી,
દોરાની ગુંચને દૂર કરવા માંગે છે પરંતુ છેડો મળતો નથી.

માર્ગ એ જ છે જે સહાબએ કિરામ (રદિ.) અને ઉમ્મતના અસ્લાફ (પુરોગામી બુઝુર્ગો)એ અપનાવ્યો કે, અલ્લાહ તઆલાની સર્વાંગ સંપૂર્ણ કુદરત

અને તેના ઈનામોનો વિચાર અને અનુભૂતિ કરીને તેની પ્રતિષ્ઠા અને મહોબ્બત પેદા કરવામાં આવે તો શંકા આપમેળે નિર્મૂળ થઈ જશે. એ જ કારણ છે કે, કુર્આને કરીમે રસૂલે કરીમ ﷺને આ દુઆ માંગવાની પ્રેરણા આપી હતી કે, رَبِّ اشْرَحْ لِيْ صَدْرِيْ એટલે કે, "હે મારા પાલનહાર ! મારી છાતીને ખોલી આપ."

અંતિમ આયતમાં ફરમાવ્યું كَذٰلِكَ يَجْعَلُ اللّٰهُ الرِّجْسَ عَلَى الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ એટલે કે, "આ જ પ્રમાણે અલ્લાહ ઈમાન ન લાવનારાઓ ઉપર ફિટકાર વરસાવે છે અને સત્ય વાત તેમના દિલોમાં ઊતરતી નથી અને દરેક બુરાઈ અને વાહિયાત બેહૂદગી તરફ દોડ્યા-દોડ્યા જાય છે."

---

**આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૨૬-૧૨૭-૧૨૮)**

وَهٰذَا صِرَاطُ رَبِّكَ مُسْتَقِيْمًا ۗ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّذَّكَّرُوْنَ ﴿١٢٦﴾ لَهُمْ دَارُ السَّلٰمِ عِنْدَ رَبِّهِمْ وَهُوَ وَلِيُّهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٢٧﴾ وَيَوْمَ يَحْشُرُهُمْ جَمِيْعًا ۚ يٰمَعْشَرَ الْجِنِّ قَدِ اسْتَكْثَرْتُمْ مِّنَ الْاِنْسِ ۚ وَقَالَ اَوْلِيٰٓؤُهُمْ مِّنَ الْاِنْسِ رَبَّنَا اسْتَمْتَعَ بَعْضُنَا بِبَعْضٍ وَّبَلَغْنَآ اَجَلَنَا الَّذِيْٓ اَجَّلْتَ لَنَا ۗ قَالَ النَّارُ مَثْوٰىكُمْ خٰلِدِيْنَ فِيْهَآ اِلَّا مَاشَآءَ اللّٰهُ ۗ اِنَّ رَبَّكَ حَكِيْمٌ عَلِيْمٌ ﴿١٢٨﴾

**તરજુમો :**

*અને આ છે તારા પરવરદિગારનો સીધો માર્ગ ! અમે નિશાનીઓને વિચાર (ચિંતન) કરનારાઓ માટે સ્પષ્ટ કરી દીધી. (૧૨૬) તેમના જ માટે પોતાના પરવરદિગારના ત્યાં સલામતીનું ઘર છે અને તે તેમનો તેમના અમલોના કારણે મદદગાર છે. (૧૨૭) અને જે દિવસે તે સૌને એકઠા કરશે, કહેશે; હે જિન્નાતના સમૂહ ! તમે પોતાના માણસોમાંથી ઘણા કંઈ તા'બે કરી લીધા અને માણસોમાંથી તેમના દોસ્તદારો કહેશે, હે અમારા પરવરદિગાર ! અમે એકે બીજાથી પોતાનું કામ કાઢ્યું અને અમે અમારા તે વાયદાએ પહોંચ્યા જે તેં અમારા માટે નિશ્ચિત કર્યો હતો, કહી આપશે; તમારું ઘર આગ છે, એમાં જ રહ્યા કરશો પરંતુ જ્યારે કે અલ્લાહ ચાહે; અલબત્ત, તમારો પરવરદિગાર હિકમતવાળો સર્વજ્ઞ છે. (૧૨૮)*

## તફસીર :

અને (ઉપર જે ઈસ્લામનું વર્ણન છે તો) આ જ (ઈસ્લામ) તારા પરવરદિગારનો (બતાવેલો) સીધો માર્ગ છે (તેના ઉપર ચાલવાથી છુટકારો મળે છે, જેનું વર્ણન فَمَنۡ يُّرِدِ اللّٰهُ اَنۡ يَّهۡدِيَهٗમાં છે અને તે જ સીરાતે મુસ્તકીમ એટલે કે, સીધા માર્ગની સ્પષ્ટતા માટે) અમે બોધપાઠ ગ્રહણ કરનારાઓ માટે તે આયતોને સાફ-સાફ વર્ણન કરી આપીએ છીએ (જેનાથી તેઓ તેની પ્રતિષ્ઠાનું સમર્થન કરે અને તેના વિષયો ઉપર અમલ કરીને છુટકારો પ્રાપ્ત કરે. તેનું જ સમર્થન અને સદાચાર સીરાતે મુસ્તકીમ સીધો-સત્ય અને સંપૂર્ણ માર્ગ છે, તેનાથી વિપરીત જેઓ બોધપાઠ ગ્રહણ કરવાની ચિંતા જ નથી કરતા તેમના માટે ન તો આ પૂરતું છે અને ન જ અન્ય દલીલો પૂરતી છે. આગળ તે માનનારાઓના સારા બદલાનું વર્ણન છે, જેમકે ન માનનારાઓને સજા થવાનું વર્ણન કેટલાય વાક્યોમાં રજૂ થયું છે, બસ ઈરશાદ છે કે) તે લોકો માટે તેમના પરવરદિગાર પાસે (પહોંચીને) સલામતી (એટલે કે શાંતિ અને ટકી રહેવા)નું ઘર (એટલે કે જન્નત) છે અને અલ્લાહ તેમની સાથે મહોબ્બત રાખે છે તેમના (સારા) આચરણોના કારણે અને (તે દિવસ યાદ કરવાપાત્ર છે) જે દિવસે અલ્લાહ તઆલા બધી જ મખ્લૂકોને ભેગી કરશે (અને તેમાંથી વિશેષરૂપે કાફિરોને હાજર કરી તેમના જે શયતાન જિન્નાતો છે તેમને ભેગા કરી કહેવામાં આવશે કે) હે જિન્નાતોના સમૂહ ! તમે મનુષ્યો(ને ગુમરાહ કરવા)માં મોટો ભાગ ભજવ્યો (અને તેમને ખૂબ બહેકાવ્યા, એ જ પ્રમાણે મનુષ્યોને પૂછવામાં આવશે, اَلَمۡ اَعۡهَدۡ اِلَيۡكُمۡ يٰبَنِىۡۤ اٰدَمَ اَنۡ لَّا تَعۡبُدُوا الشَّيۡطٰنَ... મતલબ કે, શયતાન જિન્નાતો પણ સ્વીકાર કરશે) અને જે મનુષ્યો તેઓ (શયતાન-જિન્નાતો)ની સાથે સંબંધ રાખનારા હતા તે (પણ સ્વીકાર કરીને) કહેશે કે, હે અમારા પરવરદિગાર ! (તમે સાચું કહો છો, વાસ્તવમાં) અમે એકબીજાથી (આ ગુમરાહી અને ગુમરાહીના વિષયમાં મનેચ્છાઓ પૂર્ણ કરવામાં) લાભ ઉઠાવ્યો હતો (એટલા માટે માર્ગ ભટકેલા મનુષ્યોને પોતાની કુફ્ર અને શિર્કની માન્યતાઓમાં આનંદ આવે છે અને ગુમરાહ કરનાર શયતાનોને તેનાથી ખુશી પ્રાપ્ત થાય છે કે, અમારું કહેવું તેમણે માની લીધું) અને (વાસ્તવમાં અમે તેમના બહેકાવવાથી કયામતના ઈન્કારી હતા પરંતુ તે ઈન્કાર ખોટો સાબિત થયો, આથી) અમે પોતાની આ નક્કી મુદત સુધી આવી

પહોંચ્યા જે તેં અમારા માટે નક્કી કરી (એટલે કે કયામત આવી ગઈ), અલ્લાહ તઆલા (બધા કાફિર જિન્નાતો અને મનુષ્યોને) ફરમાવશે કે, તમારા સૌનું ઠેકાણું તો દોઝખ છે જેમાં હંમેશા-હંમેશા રહેશો (નીકળવાનો કોઈ માર્ગ કે યુક્તિ નથી) હા ! જો અલ્લાહને જ (કાઢવાનું) મંજૂર હોય તો બીજી વાત છે (પરંતુ એ વાત ચોક્કસ છે કે અલ્લાહ પણ એવું નહીં ઈચ્છે, એટલા માટે તેઓ તેમાં હંમેશા રહેશે), બેશક ! તમારો પરવરદિગાર મહાન હિકમતવાળો (અને) સર્વજ્ઞ છે (અને તેથી સૌના પાપાચાર જાણે છે અને હિકમત પ્રમાણે યોગ્ય સજા આપે છે).

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો, وَهٰذَا صِرَاطُ رَبِّكَ مُسْتَقِيْمًا એટલે કે, "આ માર્ગ તારા પરવરદિગારનો સીધો (માર્ગ)." તેમાં શબ્દ هٰذَا (હાઝા) ઈબ્ને મસ્ઊદ (રદિ.)ના નિવેદન પ્રમાણે કુર્આન તરફ અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ના નિવેદન પ્રમાણે ઈસ્લામ તરફ ઈશારો છે. (રૂહુલ મઆની) ભાવાર્થ એ છે કે, આ કુર્આન અથવા શરીઅતે ઈસ્લામ જે રસૂલે કરીમ ﷺને આપવામાં આવી છે તે જ માર્ગ તમારા પરવરદિગારનો છે. આ જ એવો માર્ગ છે જેને તમારા પરવરદિગારે પોતાની ઉચ્ચ કક્ષાની હિકમતથી નક્કી કર્યો અને પસંદ કર્યો છે. તેમાં માર્ગનો વધારો કરી તેનો સંબંધ પરવરદિગાર તરફ કરીને એ બાજુ ઈશારો કરવામાં આવ્યો છે કે, કુર્આન અને ઈસ્લામનો જે નિયમ અને બંધારણ રસૂલે કરીમ ﷺને આપવામાં આવ્યું છે તેના ઉપર આચરણ કરવું અલ્લાહ તઆલાના કોઈ ફાયદા માટે નથી. બલકે, તેના ઉપર અમલ કરનારના લાભ માટે પરવરદિગારના શા'નના તકાદાની રૂએ છે. એના દ્વારા મનુષ્યની એવી કેળવણી કરવાનો હેતુ છે જે તેની કાયમી સફળતા અને ખુશહાલીની જામીન હોય.

ત્યારબાદ એમાં શબ્દ رَبّ (રબ્બ)ની નિસ્બત રસૂલે કરીમ ﷺ તરફ કરીને આપ ﷺ ઉપર એક ખાસ કૃપા અને નેઅ્મતને જાહેર કરવામાં આવી છે કે, તમારા પરવરદિગારે આ માર્ગ નક્કી કર્યો છે. આ નિસ્બતનો રસાસ્વાદ સાહિત્યિક સૂજબૂઝ ધરાવનારાઓ અનુભવી શકે છે કે, બંદાને પોતાના પરવરદિગાર અને મઅ્બૂદ તરફ કોઈ સામાન્ય નિસ્બત પ્રાપ્ત થઈ જવી પણ

તેના માટે અત્યંત ગર્વ અને પ્રતિષ્ઠાની બાબત છે અને જો પરવરદિગારે આલમ અને સૃષ્ટિના મઅ્બૂદ આપમેળે પોતાની સાથે તેની નિસ્બત કરે કે, "હું તારો છું" તો તેની કિસ્મત અને સફળતા વિશે શું કહેવું ? હઝરત હસન નિઝામી (રહ.) આ સ્થળે ફરમાવે છે,

بندہ حسن بصد زبان گفت کہ بندہ توام ؛ تو بزبانِ خود بگو بندہ نواز کیستی

બંદા, હસન નિઝામીએ સો જીભથી કહ્યું કે હું તારો બંદો છું,
(હે અલ્લાહ !) તું પોતે કહી દે કે બંદા નવાજી મારા તરફથી છે.

ત્યારબાદ કુર્આનના આ માર્ગની હાલત શબ્દ مُسْتَقِيْمًا (મુસ્તકીમ)થી વર્ણન કરવામાં આવી કે, આ માર્ગ સીધો માર્ગ છે, તેમાં પણ مُسْتَقِيْم (મુસ્તકીમ) ને صِرَاط (સિરાત)ના ગુણ તરીકે વર્ણવીને વર્તમાનકાળમાં વર્ણન કરવાને બદલે એ તરફ ઈશારો કર્યો કે જે માર્ગ પરવરદિગારે આલમે નક્કી કરી રાખ્યો છે તેમાં મુસ્તકીમ એટલે કે, સીધા હોવા સિવાય અન્ય કોઈ બાબતની સંભાવના જ નથી હોઈ શકતી. *(રૂહુલ મઆની-બહરે મુહીત)*

ત્યારબાદ ફરમાવ્યું, قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّذَّكَّرُوْنَ એટલે કે, અમે નસીહત સ્વીકાર કરનારાઓ માટે આ આયતોને સાફ-સાફ વર્ણન કરીએ છીએ.

فَصَّلْنَا (ફસ્સલના) એ تَفْصِيْل (તફસીલ)થી બનેલ શબ્દ છે. "તફસીલ"નો અસલી અર્થ એ છે કે, "વિષયને અનુભવીને એક-એક પાસાને અલગ-અલગ વર્ણન કરવામાં આવે." આ જ પદ્ધતિથી સમગ્ર વિષય યાદ રહી જાય છે, એટલા માટે "તફસીલ"નો ખુલાસો સાફ-સાફ સ્પષ્ટ વર્ણન કરવું થાય છે. મતલબ એ છે કે, અમે મૂળભૂત અને બુનિયાદી મસ્અલાઓને સ્પષ્ટ રીતે વિગતવાર તફસીલ સાથે વર્ણન કરી દીધા છે જેમાં કોઈ શંકા-કુશંકા બાકી નથી છોડી. તેમાં لِقَوْمٍ يَّذَّكَّرُوْنَ ફરમાવી એ બતાવવામાં આવ્યું કે, જો કે કુર્આનના ફરમાનો બિલકુલ સ્પષ્ટ અને ખુલ્લા છે પરંતુ તેનાથી ફાયદો તે લોકોએ જ ઉઠાવ્યો જેઓ બોધપાઠ ગ્રહણ કરવાના ઈરાદાથી કુર્આનમાં ચિંતન કરે છે અને જીદ અથવા દુશ્મનાવટ કે પછી બાપ-દાદાના રીત-રિવાજોના અનુસરણનો પડદો તેમના દરમિયાન નથી હોતો.

બીજી આયતમાં ઈરશાદ છે, لَهُمْ دَارُ السَّلَامِ عِنْدَ رَبِّهِمْ એટલે કે, "જે

લોકોનું ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તે કુર્આનની હિદાયતોને દિલ-દિમાગ સાફ કરી બોધપાઠ ગ્રહણ કરવા માટે જુએ અને સાંભળે છે અને તેના પરિણામે તેઓ તે હિદાયતોનો સ્વીકાર કરે છે. તેમના માટે તેમના પરવરદિગાર પાસે "દારુસ્સલામ"નું ઈનામ મૌજૂદ અને સુરક્ષિત છે." તેમાં શબ્દ دَارُ (દાર)નો અર્થ "ઘર" અને "સલામતી"ના અર્થમાં છે, એટલે કે બધા જ પ્રકારની આફતો અને મુસીબતો તથા સંઘર્ષોથી સલામતી છે, એટલા માટે "દારુસ્સલામ" એવા ઘરને કહી શકાય છે જેમાં કોઈ તકલીફ, પીડા કે રંજ-ગમ અને આફત-મુસીબત નથી હોતી અને દેખીતું છે કે તે જન્નત જ હોઈ શકે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, سَلَامٌ (સલામ) અલ્લાહ જલ્લ શા'નુહૂનું નામ છે અને દારુસ્સલામનો અર્થ છે "અલ્લાહનું ઘર"; અને દેખીતું છે કે અલ્લાહનું ઘર શાંતિ અને સલામતીનું સ્થળ હોય છે. એટલા માટે અર્થનો ખુલાસો ફરી પાછો એ જ થઈ ગયો કે તે ઘર જેમાં દરેક પ્રકારની શાંતિ-સલામતી અને સંતોષ હોય. આ રીતે જન્નતને "દારુસ્સલામ" ફરમાવીને એ તરફ ઈશારો કરી આપ્યો છે કે, જન્નત જ તે જગ્યા છે જ્યાં મનુષ્યને દરેક પ્રકારની તકલીફ, પરેશાની, પીડા તથા દરેક પ્રકારની પ્રકૃતિ વિરુદ્ધની સંપૂર્ણ અને કાયમી સલામતી પ્રાપ્ત થાય છે, જે દુનિયામાં ન તો કોઈ મોટાથી મોટા બાદશાહને ક્યારેય પ્રાપ્ત થઈ અને ન જ મહાન નબીઓ અને રસૂલો (અલૈ.)ને; કારણ કે, નષ્ટ થનાર દુનિયા આવી કાયમી અને સંપૂર્ણ રાહતનું સ્થળ છે જ નથી.

આ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, તે નેક લોકોના માટે તેમના પરવરદિગારની પાસે "દારુસ્સલામ" છે. "પરવરદિગારની પાસે" હોવાનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે, આ દારુસ્સલામ અહીંયાં રોકડમાં નથી મળતું બલકે, જ્યારે તે કયામતના દિવસે પોતાના પરવરદિગાર પાસે પહોંચશે ત્યારે મળી જશે અને એ અર્થમાં પણ હોઈ શકે છે કે, દારુસ્સલામનો વાયદો ખોટો નથી હોઈ શકતો. રબ્બે કરીમ તેનો જામીન છે અને તેની પાસે તે સુરક્ષિત છે અને તેમાં એ તરફ પણ ઈશારો છે કે, આ દારુસ્સલામની નેઅ્મતો અને રાહતોની આજે કોઈ કલ્પના પણ નથી કરી શકતો, પરવરદિગાર જ જાણે છે કે તેની પાસે આ ખજાનાઓ સુરક્ષિત છે.

અને બીજા અર્થની દૃષ્ટિએ આ દારુસ્સલામનું મળવું કયામત અને

આખિરત ઉપર અવલંબિત હોવાની જાણ નથી થતી. બલકે, એ પણ હોઈ શકે છે કે, રબ્બે કરીમ જેને ચાહે આ દુનિયામાં પણ દારુસ્સલામ અર્પણ કરી શકે છે કે, તમામ આફતો અને મુસીબતોથી શાંતિ અને સલામતી પ્રાપ્ત થઈ જાય. ભલે, એ પ્રકારે કે દુનિયામાં કોઈ આફત કે મુસીબત જ તેને ન પહોંચે જેમકે, અગાઉના અંબિયા (અલૈ.) અને અવલિયા અલ્લાહમાંથી અમુકમાં તેની ઝલક મોજૂદ છે અને તે એ પ્રકારે કે, તેઓ માટે આખિરતની નેઅ્મતોને તેમની દૃષ્ટિ સામે હોવાની કલ્પના થકી તેમની નજરને એવી વાસ્તવિકતા ઓળખનારી બનાવી આપી હતી કે, જેનાથી દુનિયાની અમુક દિવસની તકલીફો અને મુસીબતો તેમની દૃષ્ટિમાં નજીવી અને ધ્યાન આપવા યોગ્ય પણ ન હતી. મુસીબતોના પહાડ પણ તેમની સામે તણખલાથી વિશેષ ન હતા.

رنج راحت شد چو مطلب شد بزرگ ؛ گرد گلہ توتیائے چشمِ گرگ

હેતુ—મકસદ મોટો હોય છે તો દુઃખ—તકલીફ પણ આનંદમય બની જાય છે,
બકરીઓના ટોળાની ધૂળ વાઘ માટે આંખોના સુરમારૂપે હોય છે.

દુનિયાની મુસીબતોના મુકાબલામાં જે ઇનામો મળનારા છે તે તેમની સામે એવા તુચ્છ થઈ જાય છે કે આ મુસીબતોમાં પણ તેમને આનંદ આવતો હોય એવું લાગે છે અને એ કોઈ અશક્ય બાબત નથી. જુઓ, આખિરતની કાયમી નેઅ્મતો તો ઘણી મોટી બાબત છે, આ નષ્ટ થનાર દુનિયાની અમુક દિવસોની રાહતોની કલ્પના મનુષ્ય માટે કેવી—કેવી મહેનત અને તકલીફને આનંદમય બનાવી આપે છે કે, ભલામણો અને લાંચ—રૂશ્વત રજૂ કરીને સ્વતંત્રતાની રાહતને કુરબાન કરે છે અને ઊંઘ આરામને નષ્ટ કરનારી નોકરી અને મજૂરીની મહેનતને હોંશે—હોંશે સ્વીકારે છે અને આ મહેનત અને તકલીફ મળવાથી ખુશખુશાલ થઈ આભાર માને છે. કારણ કે, તેની સામે ૩૧ દિવસ પૂરા થયા પછી પગારનો આનંદ હોય છે. તે આનંદ આ નોકરી અને મજૂરીની બધી કડવાશને આનંદ અને મીઠાશમાં પરિવર્તિત કરી નાંખે છે. કુર્આને કરીમની આયત وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ جَنَّتٰنِ ની એક તફસીર એ પણ છે કે, અલ્લાહ તઆલાથી ડરનારાઓને બે જન્નતો મળશે, એક આખિરતમાં, બીજી દુનિયામાં. દુનિયાની જન્નત તો એ જ હોય છે કે, તેના દરેક કામમાં અલ્લાહ તઆલાની મદદ સામેલ હોય છે અને દરેક કામ તેને સરળ

દેખાય છે અને ક્યારેક અમુક દિવસની તકલીફ, મુસીબત કે નિષ્ફળતા પણ મળે તો પણ આખિરતના મુકાબલામાં તે પણ તેને આનંદમય નજરે પડે છે, જેનાથી આ તકલીફ પણ રાહતનું સ્વરૂપ અપનાવી લે છે.

ખુલાસો એ છે કે, આ આયતમાં નેક લોકો માટે તેમના પરવરદિગાર પાસે દારુસ્સલામ હોવાનું જે વર્ણન છે, તે દારુસ્સલામ આખિરતમાં તો ચોક્કસ અને નક્કી જ મળવાનું છે અને એ પણ હોઈ શકે છે કે, આ દુનિયામાં પણ તેમને દારુસ્સલામનો આનંદ આપવામાં આવે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, وَهُوَ وَلِيُّهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ એટલે કે, "તેમના સદ્કાર્યોના કારણે અલ્લાહ તઆલા તેમનો સાર–સંભાળ લેનાર અને સંરક્ષક તથા મદદગાર બની જાય છે. તેમની બધી મુશ્કેલીઓ સરળ થઈ જાય છે."

ત્રીજી આયતમાં "મેદાને હશ્ર"માં બધા જ જિન્નાતો અને મનુષ્યોને ભેગા કર્યા પછી બંને સમૂહો સાથેના એક સવાલ અને જવાબનું વર્ણન છે કે, અલ્લાહ તઆલા શયતાન જિન્નાતોથી સંબોધન કરીને તેમના અપરાધની જાહેરાત આ રીતે કરશે કે, "તમે મનુષ્યોને ગુમરાહ કરવામાં મોટો ભાગ ભજવ્યો છે." તેના જવાબમાં જિન્નાતો શું કહેશે ? કુર્આને તેનું વર્ણન નથી કર્યું. દેખીતું એ જ છે કે, સર્વજ્ઞ અને સઘળું જાણનાર અલ્લાહ જલ્લ શા'નુહૂ સામે સ્વીકાર કર્યા સિવાય શું કરી શકે છે ? પરંતુ તેમના સ્વીકારનું વર્ણન ન કરવામાં ઈશારો એ છે કે, આ સવાલ ઉપર તેઓ એવા સ્તબ્ધ થઈ જશે કે, જવાબ માટે જીભ જ નહીં ઉપાડી શકે. *(રૂહુલ મઆની)*

ત્યારબાદ મનુષ્યમાંના શયતાનો એટલે કે, તે લોકો જેઓ દુનિયામાં શયતાનોના તાબે રહ્યા, પોતે પણ ગુમરાહ થયા અને અન્યોને પણ માર્ગ ભટકાવવાનું કારણ બનતા રહ્યા, તે લોકો તરફથી અહકમુલ હાકિમીનની બારગાહમાં એક જવાબ વર્ણન કરવામાં આવ્યો છે. જો કે, સવાલ મનુષ્યોમાંના શયતાનોને પૂછવામાં નથી આવ્યો પરંતુ સ્વાભાવિક રીતે તેઓને પણ આ સંબોધન લાગુ પડતું હતું. કારણ કે, તેમણે પણ ગુમરાહી ફેલાવવાનું તે જ કામ કર્યું હતું જે કામ શયતાન જિન્નાતો કર્યા કરતા હતા. આ સ્વાભાવિક સંબોધનના

કારણે તે લોકોએ જવાબ આપ્યો, પરંતુ દેખીતું એ છે કે, પોતે મનુષ્યરૂપી શયતાનોને પણ સવાલ થશે જેનું વર્ણન વિગતવાર જો કે, અત્રે નથી પરંતુ સૂરએ યાસીનની આ આયતમાં ઉપસ્થિત છે. اَلَمۡ اَعۡهَدۡ اِلَيۡكُمۡ يٰبَنِىۡۤ اٰدَمَ اَنۡ لَّا تَعۡبُدُوا الشَّيۡطٰنَ (૩૬:૬૦) એટલે કે, “હે આદમની અવલાદ ! શું અમે તમને રસૂલોના માધ્યમથી એવું કહ્યું ન હતું કે શયતાનોનું અનુસરણ કરશો નહીં ?”

જેનાથી જાણ થઈ કે, મનુષ્યરૂપી શયતાનોને પણ આ સ્થળે સવાલ થશે અને જવાબમાં તેઓ સ્વીકાર કરશે કે, નિઃશંક ! અમારાથી આ અપરાધ થયો છે કે, અમે શયતાનોની વાતો માની અને એવું કહેશે કે, નિઃશંક ! શયતાન જિન્નાતોએ અમારી સાથે અને અમે તેમની સાથે મિત્રતાપૂર્ણ સંબંધ રાખીને એકબીજાથી લાભ પ્રાપ્ત કર્યો. મનુષ્યરૂપી શયતાનોએ તો તેનો એ લાભ પ્રાપ્ત કર્યો કે, દુનિયાના આનંદ-પ્રમોદ પ્રાપ્ત કરવાના માર્ગો શીખ્યા અને ક્યાંક-ક્યાંક શયતાન જિન્નાતોના નામે અથવા અન્ય પદ્ધતિથી તેમની મદદ પણ પ્રાપ્ત કરી. જેમકે, મૂર્તિપૂજક હિન્દુઓમાં બલકે ઘણા જાહિલ મુસલમાનોમાં પણ એવી રીત પ્રખ્યાત છે જેના દ્વારા શયતાનો અને જિન્નાતો પાસે અમુક કાર્યોમાં મદદ લેવામાં આવે છે અને શયતાન જિન્નાતોએ મનુષ્યો પાસેથી એ લાભ પ્રાપ્ત કર્યો કે, તેમની વાત માનવામાં આવી અને તેઓ મનુષ્યને પોતાના તાબે'દાર બનાવવામાં સફળ થયા. એટલે સુધી કે, તેઓ મૌત અને આખિરતને ભૂલાવી બેઠા, હવે તે સમયે તે લોકોનો સ્વીકાર શું કામનો જ્યારે કે મૌત અને આખિરતને તેઓ શયતાનોના બહેકાવવાથી ભૂલાવી બેઠા હતા ? હવે તે બધી વસ્તુઓ નજર સમક્ષ આવી ગઈ. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે, اَلنَّارُ مَثۡوٰكُمۡ خٰلِدِيۡنَ فِيۡهَاۤ اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ اِنَّ رَبَّكَ حَكِيۡمٌ عَلِيۡمٌ એટલે કે, “તમારા બંને સમૂહોના પાપની સજા એ છે કે, તમારું ઠેકાણું આગ છે, જેમાં હંમેશા રહેશો પરંતુ એ કે, અલ્લાહ તઆલા જ તેમાંથી કાઢવા ઈચ્છે.” પરંતુ બધી જ નુસૂસમાં કુર્આન સાક્ષી છે કે, અલ્લાહ તઆલા પણ એવું નહીં ઈચ્છે એટલા માટે તેઓને તેમાં હંમેશા રહેવું પડશે.

————————

————

## આયતો : (સુરએ અન્આમ : આયત નં. ૧૨૯ થી ૧૩૨)

وَكَذٰلِكَ نُوَلِّيْ بَعْضَ الظّٰلِمِيْنَ بَعْضًا بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿١٢٩﴾ يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ
اَلَمْ يَاْتِكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ وَيُنْذِرُوْنَكُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ؕ
قَالُوْا شَهِدْنَا عَلٰٓى اَنْفُسِنَا وَغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَشَهِدُوْا عَلٰٓى اَنْفُسِهِمْ اَنَّهُمْ كَانُوْا
كٰفِرِيْنَ ﴿١٣٠﴾ ذٰلِكَ اَنْ لَّمْ يَكُنْ رَّبُّكَ مُهْلِكَ الْقُرٰى بِظُلْمٍ وَّاَهْلُهَا غٰفِلُوْنَ ﴿١٣١﴾
وَلِكُلٍّ دَرَجٰتٌ مِّمَّا عَمِلُوْا ؕ وَمَا رَبُّكَ بِغَافِلٍ عَمَّا يَعْمَلُوْنَ ﴿١٣٢﴾

## તરજુમો :

*અને એ જ પ્રમાણે અમે ગુનેહગારોને એકબીજા સાથે મેળવી દઈશું તેમના અમલોના કારણે. (૧૨૯) હે જિન્નાતોની અને માનવોની જમાઅત ! શું તમારી પાસે તમારામાંના જ રસૂલ પહોંચ્યા ન હતા કે તમને મારા હુકમ સંભળાવતા હતા અને તમને આ દિવસે રજૂ થવાથી ડરાવતા હતા ? કહેશે કે અમે પોતાના ગુનાહોનો એકરાર કરી લીધો અને તેમને દુનિયાની જિંદગીએ ધોકો આપ્યો અને પોતાના ઉપર એ વાતના ગવાહ થઈ ગયા કે તેઓ કાફિર હતા. (૧૩૦) આ એટલા માટે કે તમારો પરવરદિગાર વસ્તીઓને તેમના જુલમ ઉપર હલાક કરનારો નથી અને (એ સ્થિતિમાં કે) ત્યાંના લોકો બેખબર હોય. (૧૩૧) અને દરેકના માટે તેમના અમલના દરજ્જાઓ (કક્ષાઓ) છે અને તમારો પરવરદિગાર તેમના અમલથી બેખબર નથી. (૧૩૨)*

## તફસીર :

અને (જે પ્રમાણે દુનિયાની ગુમરાહીના અનુસંધાને દરેકમાં પરસ્પર સંબંધ અને નિકટતા હતી) એ જ પ્રમાણે (દોઝખમાં) અમુક કાફિરોને અમુકના નિકટ (ભેગા) રાખીશું તેમના (કુફ્રિયહ) આચરણોના કારણે (આ પ્રસ્તુત સંબોધન તો જિન્નાતો અને મનુષ્યોને તેમની પરિસ્થિતિઓના સંદર્ભમાં હતું. આગળ દરેકને પોતાની ખાસ હાલતના અનુસંધાને સંબોધન છે કે) હે જિન્નાતો અને મનુષ્યોના સમૂહ (હા ! એ તો બતાવો કે જે તમે કુફ્ર અને ઈન્કાર કરતા રહ્યા

તો) શું તમારી પાસે તમારામાંથી પયગમ્બરો આવ્યા ન હતા ? જે તમને મારા હુકમો (અકીદાઓ અને આચરણો વિશે) વર્ણન કર્યા કરતા હતા અને તમને તે આજના દિવસની (એટલે કે તેના આવવાની) ખબર આપ્યા કરતા હતા (પછી શું કારણ હતું કે તમે કુફ્ર અને ઈન્કારથી અટક્યા નહીં ?) તે સૌ વિનંતી કરશે કે, અમે બધા પોતે (ગુનાહનો) સ્વીકાર કરીએ છીએ (અમારી પાસે કોઈ કારણ અને બહાનું નથી. આગળ અલ્લાહ તઆલા તેમને આ મુસીબત આવવાનું કારણ બતાવે છે) અને તેમને (અહીંયાં) દુનિયાની જિંદગીએ ભૂલમાં નાંખી રાખ્યા છે (કે દુનિયાના આનંદ-પ્રમોદને જીવનનો મહાન હેતુ અને ધ્યેય સમજી લીધો છે, આખિરતની બિલકુલ ફિકર જ નથી) અને (તેનું પરિણામ એ આવ્યું કે ત્યાં) એ લોકો સ્વીકાર કરશે કે તેઓ (એટલે કે અમે) કાફિર હતા (અને ભૂલમાં હતા પરંતુ ત્યાં સ્વીકાર કરવાથી શું થવાનું છે ? જો દુનિયામાં થોડી બેદરકારી દૂર કરે તો તે દિવસની ખરાબીઓનો શા માટે સામનો કરવો પડે ? આગળ ઉપર રસૂલો મોકલવાનું જે ઉપર વર્ણન હતું તેમાં પોતાની રહમતની જાહેરાત કરે છે કે) આ (રસૂલોને મોકલવું) એ કારણે છે કે તમારો પરવરદિગાર કોઈ વસ્તીવાળાઓનો (તેમના) કુફ્રના કારણે (દુનિયામાં) એવી હાલતમાં નાશ નથી કરતો કે તે વસ્તીમાં રહેનારા (અલ્લાહના હુકમોથી રસૂલો ન આવવાના કારણે) બેખબર હોય (બસ આખિરતનો અઝાબ ઘણો કઠોર છે અને પહેલો સીધો જ અઝાબ નથી થતો એટલા માટે કે પહેલાં રસૂલોને મોકલવામાં આવે છે જેથી તે રસૂલોના માધ્યમથી તેમના ગુનાહોને જાણી લે, પછી જાણ્યા પછી ઈન્કારના કારણે તેઓ અઝાબના હકદાર બની જાય છે એટલા માટે આગળ ફરમાવવામાં આવે છે) અને (જ્યારે રસૂલો આવી ગયા અને તેમને જાણકારી આપવામાં આવી, હવે પછી તેઓ જે કંઈ કરશે) દરેકના માટે (એટલે કે, જિન્નાતો અને મનુષ્યો માટે સારા અને નરસાનો બદલો અને સજા તેમના) દરજ્જા (પ્રમાણે) મળશે તેમના આચરણોના કારણે; અને તમારો પરવરદિગાર તેમના અમલોથી બેખબર નથી.

## મસ્અલા અને બોધપાઠ :

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં શબ્દ نُوَلِّي (નુવલ્લી)ના અરબી શબ્દકોષના આધારે બે અર્થો થઈ શકે છે. એક, "મેળવી દેવું અથવા નજીક-નજીક કરી દેવું" અને બીજું, "થોપી દેવું." તફસીરના ઈમામોએ સહાબા

(રદિ.) અને તાબિઈન (રહ.) દ્વારા નકલ થયેલ રિવાયતોમાં બંને પ્રકારની તફસીર થઈ હોવાનું વર્ણન કર્યું છે.

**મહશરમાં લોકોના સમૂહો (વર્ગો) આચરણો અને કર્મોના આધારે હશે, દુનિયવી સંબંધોના આધારે નહીં :**

હઝરત સઈદ બિન ઝુબૈર (રહ.) અને કતાદહ (રહ.) વગેરેએ પ્રથમ અનુવાદને અપનાવી આયતનો ભાવાર્થ એ ઠરાવ્યો છે કે, કયામતના દિવસે અલ્લાહ તઆલાના ત્યાં સામૂહિક એકતા એટલે કે, લોકોના જૂથો અને વર્ગો નસ્લ અથવા પ્રદેશ કે રંગ, ભાષા વગેરેના આધારે નહીં હોય, બલકે અખ્લાક, આચરણો અને કર્મોના આધારે હશે. અલ્લાહ તઆલાના ફરમાંબરદાર મુસલમાન જ્યાં કંઈ પણ હશે તેઓ મુસલમાનોના સાથી હશે અને નાફરમાન કાફિરો જ્યાં કંઈ પણ હશે તેઓ કાફિરોના સાથી હશે. ભલે, તેમના વંશ અથવા પેઢીમાં અથવા વતન અને ભાષામાં, એ જ રીતે રંગ અને સંસ્કૃતિમાં કેટલોય તફાવત અને વિરોધાભાસ કેમ ન હોય !

ત્યારબાદ મુસલમાનોમાં પણ નેક અને દીનદારો સાથે-સાથે હશે અને એ જ પ્રમાણે ગુનેહગાર દુરાચારીઓને સાથે-સાથે ભેગા કરી દેવામાં આવશે. "સૂરએ કુવ્વિરત"માં જે ઈરશાદ છે, وَاِذَا النُّفُوسُ زُوِّجَتْ એટલે કે, "લોકોના જોડાંઓ અને સમૂહો બનાવી દેવામાં આવશે" તેનો એ જ ભાવાર્થ છે કે, આચરણ અને અખ્લાકના આધારે મહશરમાં વિવિધ વર્ગો અને સમૂહોમાં લોકોને વહેંચી દેવામાં આવશે.

હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ આ આયતની તફસીરમાં ફરમાવ્યું કે, "એક પ્રકારના આચરણો નેક અથવા બુરા; બંનેને પોત-પોતાના વર્ગોમાં વહેંચી દેવામાં આવશે. નેક અને ભલા લોકો અન્ય નેક લોકોની સાથે જન્નતમાં અને દુરાચારીઓ બીજા દુષ્ટ લોકોની સાથે જહન્નમમાં પહોંચાડી દેવામાં આવશે" અને આ વિષયના વિસ્તૃતિકરણ માટે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ કુર્આને કરીમની આયત اُحْشُرُوا الَّذِيْنَ ظَلَمُوْا وَاَزْوَاجَهُمْ (૩૭ : ૨૨)થી દલીલ કરી, જેનો વિષય એ જ છે કે કયામતના દિવસે હુકમ થશે કે, "જાલિમો અને તેમના જેવા દુષ્ટ દુરાચારીઓને જહન્નમમાં લઈ જાઓ."

આયતના વિષયનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલા અમુક જાલિમોને બીજા જાલિમો સાથે મેળવી એક સમૂહ બનાવી આપશે, ભલે વંશ અથવા પ્રદેશના આધારે તેમનામાં કેટલીય દૂરી અને ભિન્નતા હોય.

અને એક બીજી આયતમાં એ વાત પણ સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવી છે કે, મહશરમાં આ દુનિયવી અને રીત–રિવાજ પ્રમાણેની એકતા જે આજે લોકોમાં વંશ, પ્રદેશ, વતન, રંગ, ભાષા વગેરેના આધારો ઉપર કાયમ છે, આ બધી એકતાઓનો ભંગ કરવામાં આવશે. تَقُوْمُ السَّاعَةُ يَوْمَئِذٍ يَّتَفَرَّقُوْنَ (૩૦:૧૪) એટલે કે, "જ્યારે કયામત કાયમ થશે તો જે લોકો પરસ્પર એક અને ભેગા હતા તેઓ અલગ–અલગ થઈ વિખરાઈ જશે."

## દુનિયામાં પણ આચરણ અને અખ્લાકની સામૂહિક વ્યવહારો ઉપર અસર થાય છે :

આ હાલની સગાઈઓ, સંબંધો તથા રિવાજ સ્વરૂપે બનાવવામાં આવતા સંગઠનોનું ભંગ થઈ જવું કયામતના દિવસે સ્પષ્ટ અને સંપૂર્ણ રીતે પ્રત્યક્ષ સ્વરૂપે દૃષ્ટિ સમક્ષ આવી જશે, પરંતુ દુનિયામાં પણ તેની એક સામાન્ય ઝલક અને નમૂનો દરેક સ્થળે જોવા મળે છે કે, નેક અને ભલા માણસની દોસ્તી નેક અને ભલા માણસો સાથે જ હોય છે. તેમના જ સમૂહ અને સોસાયટીથી તે સંલગ્ન હોય છે અને આ પ્રમાણે ભલાઈના કાર્યોમાં તેના માટે માર્ગો ખુલતા નજરે પડે છે અને તેના ઈરાદાઓ મજબૂત થતા જાય છે. એ જ પ્રમાણે દુષ્ટ અને દુરાચારીઓને પોતાના જેવા જ દુષ્ટ લોકો સાથે સંબંધ અને મહોબ્બત હોય છે, તેઓ એમનામાં જ ઊઠે–બેસે છે અને તેમની મિત્રતાથી તેમની દુષ્ટતા અને નિર્લજ્જતામાં રોજ નવો–નવો વધારો થતો રહે છે અને નેકીના માર્ગ તેમની સામે બંધ થઈ જાય છે. આ તેમના બુરા આચાર અને વિચારની રોકડ સજા એ રીતે દુનિયામાં જ મળે છે.

ખુલાસો એ છે કે, નેક અને ખરાબ કૃત્યોની એક સજા અને બદલો તો આખિરતમાં મળશે અને એક બદલો અને સજા આ દુનિયામાં રોકડ સ્વરૂપે એ રીતે મળી જાય છે કે, ભલા માણસના મિત્રો પણ ભલા અને પ્રામાણિક હોય છે, તે તેના કાર્યને ચાર ચાંદ લગાવી આપે છે અને દુષ્ટ તથા અપ્રામાણિક તથા દુરાચારી વ્યક્તિને મિત્રો અને ઊઠક–બેઠકવાળાઓ પણ તેના જેવા જ મળે છે જે તેને હજુ વધારે ઊંડા ખાડામાં ધકેલી આપે છે.

રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલા જ્યારે કોઈ બાદશાહ અથવા શાસનકર્તાથી રાજી થાય છે તો તેને સારા પ્રધાનો અને સારા અધિકારીઓ આપે છે, જેનાથી તેના શાસનનો બધો જ કારોબાર વ્યવસ્થિત ચાલે છે અને વિકાસ પામતો જાય છે અને જ્યારે કોઈનાથી અલ્લાહ તઆલા નારાજ થાય છે તો તેના વહીવટદારો અને મિત્રો દુષ્ટ લોકો મળે છે, દુષ્ટ ઑફિસરોથી વાસ્તો પડે છે, તે જો કોઈ સારું કાર્ય કરવાનો ઈરાદો પણ કરે છે તો તેના ઉપર તેનો કાબૂ નથી હોતો.

**એક જાલિમ (અત્યાચારી)ને બીજા જાલિમના હાથે સજા મળે છે :**

પ્રસ્તુત આયતનો આ અર્થ તરજુમાના આધારે છે અને હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.), અબ્દુલ્લાહ ઈબ્ને ઝુબૈર (રદિ.), ઈબ્ને ઝૈદ (રદિ.), માલિક બિન દીનાર (રહ.) વગેરેથી આ આયતની તફસીર બીજા અનુવાદના આધારે નકલ થઈ છે કે, અલ્લાહ તઆલા અમુક જાલિમોને બીજા જાલિમો ઉપર થોપી દે છે અને એ જ પ્રમાણે એક અત્યાચારીને બીજા અત્યાચારીના હાથે સજા અપાવે છે.

આ વિષય પણ પોતાની જગ્યાએ સાચો અને યોગ્ય છે તથા કુર્આન અને હદીષના બીજા ફરમાનો અનુસાર બરાબર છે. એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, كَمَا تَكُوْنُوْنَ كَذٰلِكَ يُؤَمَّرُ عَلَيْكُمْ એટલે કે, "જેવા તમે હશો તેવા જ શાસકો તમારા ઉપર થોપવામાં આવશે. તમે જાલિમ અને દુષ્ટ હશો તો તમારા શાસકો પણ જાલિમ અને દુષ્ટ જ હશે અને તમે સદાચાર અને નેક કૃત્યો કરનારા હશો તો અલ્લાહ તઆલા તમારા શાસકો ભલા અને દયાળુ હૃદયના તથા ન્યાયપ્રિય સ્વભાવ ધરાવતા લોકોને બનાવી આપશે."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, "જ્યારે અલ્લાહ તઆલા કોઈ કૌમનું ભલું ઈચ્છે છે તો તેના ઉપર સર્વશ્રેષ્ઠ શાસક અને વહીવટકર્તાઓ નીમી આપે છે અને જ્યારે કોઈ કૌમનું બુરું ઈચ્છે છે તો તેના ઉપર અત્યંત દુષ્ટ શાસકો અને રાજાઓને થોપી દે છે." *(તફસીરે બહરે મુહીત)*

તફસીરે રૂહુલ મઆનીમાં છે કે, ફુક્હાએ આ આયતથી એના ઉપર દલીલ કરી છે કે, જ્યારે રય્યત અને અવામ (સામાન્ય જનતા) અલ્લાહ

તઆલાથી મુખ ફેરવીને અત્યાચાર તથા બળજબરી કરવામાં સંડોવાઈ જાય છે તો અલ્લાહ તઆલા તેમના ઉપર જાલિમ શાસક થોપીને તેના હાથે તેમને સજા અપાવે છે.

અને ઈબ્ને કષીર (રહ.)એ અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)ની રિવાયતથી આપ ﷺનું આ ફરમાન નકલ કર્યું છે, مَنْ اَعَانَ ظَالِمًا سَلَّطَهُ اللّٰهُ عَلَيْهِ એટલે કે, "જે વ્યક્તિ કોઈ જાલિમના જુલમમાં તેની મદદ કરે છે તો અલ્લાહ તબારક વ તઆલા તે જ જાલિમને તેના સતાવવા માટે તેના ઉપર થોપી બેસાડે છે અને તેના હાથે જ તેને સજા અપાવે છે."

બીજી આયતમાં એક સવાલ અને જવાબનું વર્ણન છે, જે મહશરમાં જિન્નાતો અને મનુષ્યોને સંબોધન કરીને કરવામાં આવશે કે, તમે જે કુફ્ર અને અલ્લાહ તઆલાની નારફમાનીમાં સંડોવાયેલા હતા તેનું શું કારણ હતું ? શું તમારી પાસે અમારા રસૂલો નથી આવ્યા જે તમારી કૌમમાંથી હતા ? જે મારી આયતો તમને પઢી-પઢીને સંભળાવતા હતા તથા આજના દિવસની ઉપસ્થિતિ અને હિસાબથી ડરાવતા હતા ! તેના જવાબમાં તે બધાના તરફથી રસૂલો આવવાના તથા તેમની પાસેથી સચ્ચાઈનો સંદેશ સાંભળવાના અને તે છતાં કુફ્ર અને નાફરમાનીમાં સંડોવાયેલા રહેવાના સ્વીકારનું વર્ણન કરવામાં આવ્યું છે અને તેમના તરફથી કોઈ કારણ અને બહાનું તેમની આ દુષ્ટતાનું બાકી નહીં રહે બલકે, અલ્લાહે જ તેમને આ કારણ બતાવ્યું છે કે, وَغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا એટલે કે, તે લોકોને દુનિયાની જિંદગી અને તેના આનંદ-પ્રમોદે અને લિજ્જતે ધોકામાં નાંખી દીધા કે, તેઓ તેને જ સર્વસ્વ સમજી બેઠા જે વાસ્તવમાં કશું જ ન હતું અને પરિણામ તથા આખિરતથી બેદરકાર થઈ ગયા. અકબર મર્હુમ ફરમાવે છે,

تھی فقط غفلت ہی غفلت، عیش کا دن کچھ نہ تھا
ہم اسے سب کچھ سمجھتے تھے وہ لیکن کچھ نہ تھا

થી ફકત ગફલત હી ગફલત, ઐશ (અય્યાશી) કા દિન કુછ ન થા;
હમ ઉસે સબ કુછ સમજતે થે વો લેકિન કુછ ન થા.

આ આયતમાં એક વાત તો એ જ ધ્યાન આપવા યોગ્ય છે કે, અન્ય અમુક આયતોમાં તો એ વર્ણન હતું કે, મુશ્રિકોને જ્યારે મહશરમાં તેમના કુફ્ર અને શિર્ક

વિશે સવાલ થશે તો પોતાના કુફ્ર અને શિર્કથી ઈન્કાર કરશે અને રબ્બુલ આલમીનના દરબારમાં કસમ ખાઈને એવું જૂઠું બોલશે કે, وَاللّٰهِ رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ એટલે કે, "કસમ છે અમારા પરવરદિગાર અલ્લાહની ! અમે કદાપિ મુશ્રિક ન હતા" અને આ આયતથી તો જાણ થાય છે કે, તેઓ પોતાના કુફ્ર અને શિર્કથી પસ્તાવો કરી તેનો સ્વીકાર કરી લેશે અને બંને બાબતોમાં સ્વાભાવિક વિરોધાભાસ અને મતભેદ હોવાની જાણ થાય છે, પરંતુ બીજી આયતોમાં એનો ખુલાસો અને સ્પષ્ટતા એ પ્રમાણે ઉપસ્થિત છે કે, શરૂઆતમાં જ્યારે તેમને સવાલ થશે તો તેઓ ઈન્કાર કરશે પરંતુ તે વખતે અલ્લાહ તબારક વ તઆલા પોતાની સંપૂર્ણ કુદરત વડે તેમની જીભ બંધ કરી દેશે. હાથો, પગો અને શરીરના અન્ય અવયવોની ગવાહી લેશે, અલ્લાહની સંપૂર્ણ કુદરત તે અવયવોને બોલવાની શક્તિ અર્પણ કરશે અને તે સ્પષ્ટ રીતે ખુલ્લમ-ખુલ્લું તેના આચરણોનું રહસ્ય વર્ણન કરી દેશે અને તે સમયે જિન્નાતો અને મનુષ્યોને એ જાણ થઈ જશે કે, અમારા હાથ, પગ, કાન અને જીભ બધું જ કુદરતના કારખાનામાં ગુપ્ત ખબરીઓ હતા જેમણે સમગ્ર ઘટનાઓ અને પરિસ્થિતિઓની સાચી અને ખરી ગવાહી આપી દીધી, જેથી હવે તેનો ઈન્કાર કરવાની તેમની પાસે કોઈ સંભાવના બાકી રહેશે નહીં. આથી તે સમયે આ બધા લોકો સ્પષ્ટ રીતે ખુલ્લમ-ખુલ્લો પોતાના ગુનાહનો સ્વીકાર કરી લેશે.

## શું જિન્નાતોમાં પણ રસૂલો હોય છે ?

બીજી બાબત આ સ્થળે ધ્યાન ખેંચે છે કે, આ આયતમાં અલ્લાહ તઆલાએ જિન્નાતો અને મનુષ્યો બંને વર્ગોને સંબોધન કરીને ફરમાવ્યું છે કે, "શું અમારા રસૂલો તમારી પાસે નથી પહોંચ્યા જેઓ તમારી કૌમમાંથી હતા ?" તેનાથી એ જાહેર થાય છે કે, જે પ્રમાણે મનુષ્યોના રસૂલ માણસો અને મનુષ્યોમાંથી જ મોકલવામાં આવે છે એ જ પ્રમાણે જિન્નાતોના રસૂલો જિન્નાતની કૌમમાંથી મોકલવામાં આવ્યા છે.

આ મસ્અલામાં વિવરણકાર વિદ્વાનો (ઉલમાએ તફસીર) અને હદીષના નિવેદનો વિવિધ પ્રકારના છે. અમુકનું કહેવું એવું છે કે, રસૂલ અને નબી ફક્ત માનવોમાંથી જ થયા, જિન્નાતની કૌમમાંથી કોઈ વ્યક્તિ પ્રત્યક્ષ સ્વરૂપે રસૂલ

થયા નથી. બલકે, એવું થયું છે કે મનુષ્ય સ્વરૂપી રસૂલ અને પયગમ્બરનું કલામ પોતાની કૌમમાં પહોંચાડવા માટે જિન્નાતની કૌમમાંથી અમુક લોકો થયા છે, જેઓ વાસ્તવમાં રસૂલોના સંદેશાવાહક અને ખબરી હતા પરંતુ અરબી ભાષાના શબ્દકોષના અર્થ આધારે તેમને પણ રસૂલ કહી દેવામાં આવે છે. આ લોકોની દલીલ કુર્આન મજીદની તે આયતોથી છે જેમાં જિન્નાતના એવા નિવેદનો પ્રસ્તુત છે કે, તેમણે નબીનું કલામ અથવા કુર્આન સાંભળી પોતાની કૌમને પહોંચાડયું. દાખલા તરીકે, وَلَّوۡا اِلٰى قَوۡمِهِمۡ مُّنۡذِرِيۡنَ (૪૬ : ૨૯) "અને તેઓ પોતાની કોમને ડરાવવા (ચેતવણી આપવા) પાછા ફર્યા" અને સૂરએ જિન્નની આયત قَالُوۡۤا اِنَّا سَمِعۡنَا قُرۡاٰنًا عَجَبًا يَّهۡدِىۡۤ اِلَى الرُّشۡدِ فَاٰمَنَّا بِهٖ (૭૨ : ૧) "તેઓએ કહ્યું, ખરેખર અમે આશ્ચર્યચકિત્ કરી મૂકે એવું કુર્આન સાંભળ્યું જે સીધા માર્ગ તરફ દોરે છે, બસ એના જ ઉપર અમારું ઈમાન છે." વગેરે.

પરંતુ ઉલમાનો એક સમૂહ આ આયતના જાહેર અર્થના આધારે એવો અભિપ્રાય પણ ધરાવે છે કે, ખાતમુલ અંબિયા ﷺથી અગાઉ દરેક કોમના રસૂલો તેમની કૌમમાંથી થતા હતા. મનુષ્યોના વિવિધ વર્ગોમાં મનુષ્યોમાંથી રસૂલો આવતા હતા અને જિન્નાતોના વિવિધ વર્ગોમાં જિન્નાતોમાંથી જ રસૂલો થયા હતા. ખાતમુલ અંબિયા ﷺની એ વિશેષતા છે કે, આપ ﷺ સમગ્ર દુનિયાના મનુષ્યો અને જિન્નાતોના સંયુક્ત એકમાત્ર રસૂલ બનાવીને મોકલવામાં આવ્યા અને એ પણ કોઈ એક ખાસ સ્થળ કે કાળ માટે નહીં બલકે, કયામત સુધી પેદા થનાર સમગ્ર જિન્નાતો અને મનુષ્યો રસૂલે કરીમ ﷺની ઉમ્મત છે અને તેઓ જ સૌના રસૂલ અને પયગમ્બર છે.

## હિન્દુઓના અવતારો પણ કદાચ જિન્નાતો હોઈ શકે છે, તેમનામાંથી કોઈ રસૂલ અથવા નબી હોવાની સંભાવના હોઈ શકે છે :

તફસીરના ઈમામોમાંથી કલબી (રહ.) અને મુજાહિદ (રહ.) વગેરેએ આ અભિપ્રાય અપનાવ્યો છે અને કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ તફસીરે મઝહરીમાં આ અભિપ્રાય અપનાવીને ફરમાવ્યું છે કે, આ આયતથી સાબિત થાય છે કે આદમ (અલૈ.) પહેલાં જિન્નાતોના રસૂલ જિન્નાતોની જ કૌમમાંથી થતા હતા અને જ્યારે કે એ સાબિત થઈ ચૂક્યું કે, પૃથ્વી ઉપર મનુષ્યના વસવાટ પહેલાં

હજારો વર્ષોથી જિન્નાતોનો નિવાસ હતો અને તેમના ઉપર પણ મનુષ્યોની જેમ જ શરીઅતના હુકમો લાગુ પડતા હતા તો બુદ્ધિ, તર્ક અને શરીઅતની દષ્ટિએ જરૂરી છે કે, તેમનામાં અલ્લાહના હુકમો પહોંચાડનાર રસૂલો અને પયગમ્બરો થયા હોવા જોઈએ.

હઝરત કાઝી ષનાઉલ્લાહ પાનીપતી (રહ.)એ ફરમાવ્યું કે, હિન્દુસ્તાનના હિન્દુઓ જે પોતાના વેદોના ઈતિહાસને હજારો વર્ષ પુરાણો બતાવે છે અને પોતે જેનું અનુસરણ કરે છે તે હસ્તીઓને તેઓ અવતાર કહે છે તે જ યુગના લોકોને બતાવે છે. એવું શક્ય છે કે તેઓ જિન્નાતના રસૂલો અથવા પયગમ્બરો હોય અને તેમની જ લાવેલી હિદાયતો અને માર્ગદર્શનોને કોઈ પુસ્તક સ્વરૂપે સંપાદિત કરી લેવામાં આવ્યું હોય. હિન્દુઓના અવતારોની જે તસવીરો અને મૂર્તિઓ મંદિરોમાં મૂકવામાં આવે છે તે પણ એ જ પ્રકારની હોય છે કે, કોઈના જાત-જાતના ચહેરા-મહોરા હોય છે તો કોઈના ઘણા બધા હાથ અને પગ હોય છે તો કોઈને હાથીની જેમ સૂંઢ હોય છે, જે સામાન્ય મનુષ્યોના ચહેરા-મહોરાથી બિલકુલ વિપરીત અને ભિન્ન પ્રકારના હોય છે અને જિન્નાતોનું આવી શકલમાં પરિવર્તિત થવું શક્ય છે. એટલા માટે એ બાબત અશક્ય નથી કે તેમના અવતારો જિન્નાતોની કૌમમાંથી પણ આવ્યા હોય અથવા તો રસૂલો કે તેમના નાયબો હોય અને તેમના પુસ્તકો પણ તેમના સંપાદિત કરેલા માર્ગદર્શનો હોય, પછી ધીરે ધીરે જેમ જેમ અન્ય પુસ્તકોમાં ફેરબદલી થતી ગઈ તેમાં પણ ફેરબદલ કરીને શિર્ક અને મૂર્તિપૂજા દાખલ કરવામાં આવી હોય.

અલબત્ત, હવે જો તે મૂળ પુસ્તક અથવા વેદો, ધર્મપુસ્તકો વગેરે તેમના સત્ય માર્ગદર્શનો સહિત ઉપસ્થિત પણ હોય તો પણ રસૂલે કરીમ ﷺના આગમન અને તેમની સર્વગ્રાહી સર્વસામાન્ય રિસાલત પછી તે બધું રદ અને અમલ કરવા અયોગ્ય થઈ ગયું અને વળી આ બાબતમાં તો ફેરફાર થયેલ આવા પુસ્તકો અંતે આપમેળે જ અમલ કરવા યોગ્ય ન હોવાનું સ્પષ્ટ અને દેખીતું છે.

ત્રીજી આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, મનુષ્યો અને જિન્નાતોમાં રસૂલ મોકલવા અલ્લાહ તઆલાના ન્યાય, ઈન્સાફ અને રહમતનો તકાદો છે કે, તે કોઈ કૌમ ઉપર એમ જ અઝાબ નથી મોકલતો જ્યાં સુધી કે તેમને પ્રથમ

અંબિયા (અલૈ.) દ્વારા જગાડવામાં ન આવે અને હિદાયતનો પ્રકાશ તેમના માટે મોકલવામાં ન આવે.

ચોથી આયતનો અર્થ સ્પષ્ટ છે કે, અલ્લાહ તઆલા સમીપ મનુષ્યો અને જિન્નાતોમાં દરેક વર્ગના લોકોના દરજ્જાઓ અને વિવિધ પ્રકારની કક્ષાઓ નક્કી છે અને આ દરજ્જાઓ તેમના આચરણો પ્રમાણે જ રાખવામાં આવ્યા છે. તેમાંથી દરેકનો સારો બદલો અથવા સજા તેમના આચરણના માપદંડ આધારે જ થશે.

————————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૩૩ થી ૧૩૬)

وَرَبُّكَ الْغَنِيُّ ذُو الرَّحْمَةِ ۚ إِنْ يَشَأْ يُذْهِبْكُمْ وَيَسْتَخْلِفْ مِنْ بَعْدِكُمْ مَا يَشَاءُ كَمَا
أَنْشَأَكُمْ مِنْ ذُرِّيَّةِ قَوْمٍ آخَرِينَ ﴿١٣٣﴾ إِنَّ مَا تُوعَدُونَ لَآتٍ ۖ وَمَا أَنْتُمْ بِمُعْجِزِينَ ﴿١٣٤﴾
قُلْ يَا قَوْمِ اعْمَلُوا عَلَىٰ مَكَانَتِكُمْ إِنِّي عَامِلٌ ۖ فَسَوْفَ تَعْلَمُونَ مَنْ تَكُونُ لَهُ
عَاقِبَةُ الدَّارِ ۗ إِنَّهُ لَا يُفْلِحُ الظَّالِمُونَ ﴿١٣٥﴾ وَجَعَلُوا لِلَّهِ مِمَّا ذَرَأَ مِنَ الْحَرْثِ وَالْأَنْعَامِ
نَصِيبًا فَقَالُوا هَٰذَا لِلَّهِ بِزَعْمِهِمْ وَهَٰذَا لِشُرَكَائِنَا ۖ فَمَا كَانَ لِشُرَكَائِهِمْ فَلَا يَصِلُ
إِلَى اللَّهِ ۖ وَمَا كَانَ لِلَّهِ فَهُوَ يَصِلُ إِلَىٰ شُرَكَائِهِمْ ۗ سَاءَ مَا يَحْكُمُونَ ﴿١٣٦﴾

## તરજુમો :

*અને તમારો પરવરદિગાર બેપરવા છે, રહમતવાળો; જો ચાહે તો તમને લઈ જાય અને તમારી પાછળ જેને ઈચ્છે સ્થાપિત કરી દે, જેમકે તમને પેદા કર્યા બીજાઓની અવલાદથી; જે વસ્તુનો તમને વાયદો કરવામાં આવે છે તે અવશ્ય આવનારી છે અને તમે લાચાર નથી કરી શકતા. (૧૩૪) તમે કહી આપો ! હે લોકો ! તમે પોતાની જગ્યાએ કામ કરતા રહો, હું પણ કામ કરું છું; બસ, નિકટમાં જ તમે જાણી લેશો કે કોને આકિબતનું ઘર (Ultimate Abode) મળે છે ? નિઃશંક ! જાલિમોનું ભલું થશે નહીં. (૧૩૫) અને ઠરાવે છે અલ્લાહનો એક હિસ્સો તેની પેદા કરેલી ખેતી અને પશુઓમાં; પછી પોતાના ખયાલમાં કહે છે આ હિસ્સો અલ્લાહનો છે અને આ અમારા શરીકો*

*(મઅ્બૂદો)નો છે, બસ જે હિસ્સો તેમના શરીકોનો છે તે તો અલ્લાહ તરફ પહોંચતો નથી અને જે અલ્લાહનો છે તે તેમના શરીકો તરફ પહોંચી જાય છે, કેટલો ખરાબ ઈન્સાફ કરે છે ? (૧૩૬)*

## તફસીર :

અને તમારો પરવરદિગાર (રસૂલોને કંઈ એટલા માટે નથી મોકલતો કે નઊઝુબિલ્લાહ ! તે ઈબાદતનો મોહતાજ છે, તે તો) બિલકુલ ગની (બેપરવા) છે (બલકે એટલા માટે મોકલે છે કે તે) રહમતવાળો (પણ) છે (પોતાની કૃપાથી રસૂલોને મોકલ્યા, જેથી તેમના દ્વારા લોકોને લાભ અને નુકસાન આપનારી વસ્તુની જાણકારી આપે, પછી લાભની બાબતોથી લાભ ઉઠાવે અને નુકસાનોથી સુરક્ષિત રહે, બસ તેમાં બંદાઓનો જ ફાયદો છે બાકી તેની બેનિયાઝી તો એવી છે કે) જો તે ઈચ્છે તો તમને સૌને (દુનિયાથી અચાનક) ઉઠાવી લે અને તમારા પછી જે (મખ્લૂક)ને ઈચ્છે તમારી જગ્યાએ (દુનિયામાં) વસાવી દે, જેમકે (તેનું ઉદાહરણ પ્રથમથી જ ઉપસ્થિત છે કે) તમને (જે તમે અત્યારે મોજૂદ છો) એક અન્ય કોમના વંશથી પેદા કર્યા છે (કે તેમનું ક્યાંય ઠેકાણું નથી અને તમે તેમની જગ્યાએ ઉપસ્થિત છો અને એ જ પ્રમાણે આ ક્રમ ચાલ્યો આવે છે પરંતુ આ ક્રમ સતત કાયમ જ છે. જો અમે ઈચ્છીએ તો તાત્કાલિક પણ આ પ્રમાણે કરી શકીએ છીએ, કારણ કે કોઈના હોવા અથવા ન હોવાથી અમારું કોઈ કામ અટકેલું નથી પડ્યું, બસ રસૂલો મોકલવા અમારી કૃપાના કારણે છે અને મારા લાભ માટે નથી, તે તમારા લાભ માટે છે. એટલા માટે તમારે તેમનું સમર્થન અને તેમનું અનુસરણ કરીને સફળતા પ્રાપ્ત કરવી જોઈએ તથા કુફ્ર અને ઈન્કારના નુકસાનથી બચવું જોઈએ, કારણ કે) જે વસ્તુનો (રસૂલોના માધ્યમ દ્વારા) તમને વાયદો કરવામાં આવે છે (એટલે કે કયામતનો અઝાબ) તે બેશક ! આવનારી વસ્તુ છે અને (જો સંભાવના હોય કે જો કયામત આવે અને અમે ક્યાંક ભાગી છૂટીશું, પકડાઈએ નહીં, જેમકે દુનિયાના શાસકોના અપરાધીઓ ક્યારેક એવું કરે છે તો સારી પેઠે જાણી લો કે) તમે (અલ્લાહ તઆલાને) લાચાર નથી કરી શકતા (કે તેના હાથમાં ન આવો અને સત્ય સ્થાપિત થઈ જવાની દલીલો હોવા છતાં કોઈને સત્ય છોડીને કુફ્રનો તરીકો જ સારો લાગે છે અને ઈસ્લામને બુરો સમજે છે તો કયામતની શું વાત કરવી ! એવા લોકોના જવાબમાં) તમે (અંતિમ વાત) એ કહી આપો કે, હે

મારી કોમ ! (તમે જાણો તો સારું છે નહિતર) તમે પોતાની હાલત ઉપર અમલ કરતા રહો, હું પણ (મારી પદ્ધતિથી) કાર્ય કરી રહ્યો છું; બસ, હવે જલદી જ તમને જાણ થઈ જશે કે આ દુનિયા(ના આચરણો) પરિણામે કોને લાભ આપે છે? (અમારા માટે કે તમારા માટે ? અને) એ નિશ્ચિત બાબત છે કે હક દબાવનારાઓને ક્યારેય સફળતા નહીં મળે (અને સૌથી વધીને બુરું કૃત્ય અલ્લાહનો હક દબાવવો છે અને આ બાબત સહીહ દલીલોમાં થોડો વિચાર કરવાથી જાણ થઈ શકે છે કે, ઈસ્લામ એ હક અદા કરવાનો તરીકો છે અને કુફ્ર એ હક દબાવવાનો તરીકો છે અને જો દલીલોમાં પણ ચિંતન ન કરે તો તેમને ફક્ત એટલું કહી આપો فَسَوْفَ تَعْلَمُوْنَ એટલે કે, ઘણા જ જલદી તમે તમારા દુષ્કૃત્યોનું ખરાબ પરિણામ જાણી લેશો) અને અલ્લાહ તઆલાએ જે ખેતી (વગેરે) અને ઢોર-ઢાંખર પેદા કર્યા છે તે (મુશ્રિક) લોકોએ તેમાંથી અમુક ભાગ અલ્લાહ(ના નામ)નો નક્કી કર્યો (અને અમુક મૂર્તિઓના નામનો નક્કી કર્યો, જ્યારે કે પેદા કરવામાં કોઈ ભાગીદાર નથી) અને પોતાના અનુમાનથી કહે છે કે આ તો અલ્લાહનો છે (જે મહેમાનો અને ફકીરો અને મુસાફરો વગેરે ઉપર ખર્ચ થાય છે) અને આ અમારા મઅ્બૂદોનો છે (જે ખાસ વિશેષ પ્રકારનો ખર્ચ છે), પછી જે વસ્તુ તેમના (જૂઠા) મઅ્બૂદો(ના નામ)ની હોય છે તે તો અલ્લાહ(ના નામના ભાગ) તરફ નથી પહોંચતી (બલકે, અચાનક ભેગી થઈ જવાથી પણ અલગ કાઢી લેવામાં આવે છે) અને જે વસ્તુ અલ્લાહ(ના નામ)ની હોય છે તે તેમના મઅ્બૂદો(ના નામના ભાગ) તરફ પહોંચી જાય છે, તેમણે કેટલો ખરાબ ફેંસલો કરી રાખ્યો છે ! (કારણ કે, પ્રથમ તો અલ્લાહે પેદા કરેલું અન્યોના નામ ઉપર કઈ રીતે જાય ? બીજું જેટલો અલ્લાહનો ભાગ કાઢયો છે તેમાંથી પણ ઓછું કરી નાંખે છે અને જો તેઓ આ વસ્તુઓની અલ્લાહને જરૂર છે એવું સમજીને ચઢાવો ચઢાવે છે તો હકીકી મઅ્બૂદને મોહતાજ અને લાચાર સમજવાથી મોટી મૂર્ખતા બીજી કઈ હોઈ શકે છે !?)

## મસ્અલા અને બોધપાઠ :

આ અગાઉની આયતમાં ઉલ્લેખ હતો કે, અલ્લાહ જલ્લ શા'નુહૂનો હંમેશા એ નિયમ રહ્યો છે કે, જિન્નાત અને મનુષ્યની દરેક કૌમમાં પોતાના રસૂલો અને પોતાની હિદાયતો (માર્ગદર્શન) મોકલ્યા છે અને જ્યાં સુધી રસૂલો દ્વારા

તેમને સંપૂર્ણ જાણકારી અને ચેતવણી આપવામાં ન આવી ત્યાં સુધી તેમના કુફ્ર-શિર્ક અને ગુનાહો તથા નાફરમાની ઉપર તેમને ક્યારેય સજા આપી નથી.

પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં એ બતાવવામાં આવ્યું છે કે, રસૂલો અને આસમાની કિતાબોના બધા જ ક્રમ કંઈ એટલા માટે ન હતા કે, રબ્બુલ આલમીનને આપણી ઈબાદત અને ફરમાંબરદારીની જરૂર હતી અથવા તેનું કોઈ કાર્ય આપણી ઈતાઅત અને ફરમાંબરદારી ઉપર અવલંબિત હતું. એવું નથી, બલકે તે તો બિલકુલ બેનિયાઝ અને ગની છે અને સંપૂર્ણ બેનિયાઝ તથા ગની હોવાની સાથે-સાથે તેની એક સિફત રહમત પણ છે, સમગ્ર દુનિયાને અસ્તિત્વમાં લાવીને તેને ટકાવી રાખવા અને તેના જાહેર અને ગુપ્ત, ઉપસ્થિત અને આવનાર, સમગ્ર આવશ્યકતાઓને વણમાગે પૂરી કરવાનું કારણ પણ રહમતની જ સિફત છે, નહિતર બીચારો મનુષ્ય પોતાની જરૂરિયાતોને પોતે પેદા કરવા સક્ષમ તો શું હોત તેને પોતાની સમગ્ર જરૂરિયાતો માંગવાની પદ્ધતિ પણ નથી આવડતી. ખાસ કરી જે નેઅ્મતો અસ્તિત્વમાં છે જે તેને અર્પણ કરવામાં આવી છે તે વણમાગે મળી હોવાથી બિલકુલ જ સ્પષ્ટ છે કે, કોઈ મનુષ્યએ ક્યાંય પોતાના પેદા થવાની દુઆ માંગી ન હતી, ન જ પોતાના અસ્તિત્વમાં આવતા પહેલાં એવી કોઈ દુઆ માંગવાની કલ્પના સુદ્ધાં કરી શકાય છે. એ જ પ્રમાણે મનુષ્યની પેદાઈશ જે અવયવો સાથે કરવામાં આવી છે આંખ, કાન, હાથ, પગ, દિલ, દિમાગ.... શું આ વસ્તુઓ કોઈ મનુષ્યએ માંગી હતી ? અથવા તો શું તેને માંગવાની સમજ કે રીત માનવીને આવડતી હતી ? કશું જ નહીં ! બલકે,

ما نبودیم و تقاضا ما نبود : لطفِ تو نا گفتۂ ما می شنود

ન અમે અસ્તિત્વમાં આવ્યા હોત, ન અમારી માંગ હતી;
આ તો તારી મહેરબાની છે કે અમારી જરૂરિયાતો વિના માંગ્યે પૂરી થાય છે.

**અલ્લાહ તઆલા સૌથી બેનિયાઝ છે, (જેને કોઈની અથવા કશાની આવશ્યકતા નથી) સૃષ્ટિનું સર્જન ફક્તત તેની રહમત (કૃપા)નું પરિણામ છે :**

જો કે, આ આયતમાં رَبُّكَ الْغَنِيُّ ના શબ્દોથી અલ્લાહ રબ્બુલ ઈજ્જતની બેનિયાઝીનું વર્ણન કરવાની સાથે ذُو الرَّحْمَةِ નો વધારો કરીને એ બતાવવામાં

આવ્યું કે, અલ્લાહ રબ્બુલ ઈજ્જત જો કે, તમારા સૌથી બલકે, સમગ્ર સૃષ્ટિથી બિલકુલ ગની અને બેનિયાઝ (બેપરવા) છે પરંતુ બેનિયાઝીની સાથે-સાથે તે રહમતવાળો દયાવાન પણ છે.

**કોઈ મનુષ્યને અલ્લાહે "બેનિયાઝ" (કોઈ બાબતની પરવા ન હોય એવો) નથી બનાવ્યો, તેમાં ઘણી મોટી હિકમત છે. મનુષ્ય બેનિયાઝ થઈ જાય તો અત્યાચાર કરે :**

આ બેનિયાઝી માત્ર તે જ પાક પવિત્ર જાતની વિશેષતા છે, નહિતર મનુષ્યની ટેવ એ હોય છે કે, જો તે અન્યોથી બેનિયાઝ અને ગની થઈ જાય તો તેને બીજાના નફા-નુકસાન, રંજ અને રાહતની કોઈ પરવા નથી રહેતી બલકે, એ જ પરિસ્થિતિમાં તે બીજાઓ ઉપર જોર-જુલમ કરવા માટે તૈયાર થઈ જાય છે. કુર્આને કરીમની એક આયતમાં ઈરશાદ છે, اِنَّ الْاِنْسَانَ لَيَطْغٰۤى اَنْ رَّاٰهُ اسْتَغْنٰى (૯૬ : ૬) એટલે કે, મનુષ્ય જ્યારે પોતાને બેનિયાઝ અને ગની હોવાનું ભાળે છે ત્યારે તે બળવાખોરી અને શરારત કરવા ઉપર આવી જાય છે. એટલા માટે અલ્લાહ જલ્લ શા'નુહૂએ મનુષ્યને એવી જરૂરિયાતોમાં જકડી લીધો છે, જે અન્યોની મદદ વિના પૂરી જ નથી થઈ શકતી. મોટામાં મોટો બાદશાહ અને સત્તાધિકારી નોકર-ચાકર અને કર્મચારીઓનો મોહતાજ હોય છે, મોટામાં મોટો માલદાર કે મીલ માલિક મજૂરોનો મોહતાજ હોય છે. સવારમાં જે પ્રમાણે એક મજૂર અથવા રીક્ષા ચલાવનાર અમુક પૈસા પ્રાપ્ત કરીને મોહતાજી દૂર કરવા માટે રોજી-રોટીની શોધખોળમાં નીકળે છે, ઠીક એ જ પ્રમાણે માલદાર જેને મોટો રઈસ સમજવામાં આવે છે તે મજૂરો, રીક્ષા કે ગાડી-સવારીની શોધખોળમાં નીકળે છે. કુદરતે બધાને મોહતાજીની એક સાંકળમાં જકડી દીધા છે, દરેક એકબીજાનો મોહતાજ છે. કોઈનું કોઈના ઉપર અહેસાન નથી અને જો આવું ન હોત તો ન કોઈ માલદાર કોઈને એક પૈસો આપતો હોત અને ન જ કોઈ મજૂર કોઈનો નાનો સરખો ભાર વહન કરતો હોત. એ તો ફક્ત અલ્લાહ જલ્લ શા'નુહૂની સંપૂર્ણ સિફત છે કે, સંપૂર્ણ બેનિયાઝી અને ગની હોવા છતાં તેની રહમત અને કૃપા સર્વત્ર છવાયેલ છે. આ સ્થળે ذُوالرَّحْمَةِ (ઝુર્રહ્મતુ)ના બદલે رَحْمٰنْ (રહમાન) અથવા رَحِيْم (રહીમ)નો શબ્દ લાવી શકાયો હોત તો પણ વિષયનો હેતુ પૂર્ણ થયો હોત, પરંતુ ગની હોવાની સાથે-સાથે રહમતની સિફત

જોડીને ખાસ મહત્ત્વ જાહેર કરવા માટે વિષયને "ઝુર્રહ્મતુ" અપનાવીને રજૂ કરવામાં આવ્યો કે, તે ગની અને સંપૂર્ણ બેનિયાઝ હોવા છતાં તેની રહમતની સિફત સંપૂર્ણ રહે છે અને આ જ સિફત રસૂલો અને કિતાબો મોકલવાનું વાસ્તવિક કારણ છે.

ત્યારબાદ એ પણ બતાવી આપ્યું કે, જે પ્રમાણે તેની રહમત અને દયા સર્વસામાન્ય અને બધાના માટે છે, એ જ પ્રમાણે તેની કુદરત દરેક વસ્તુ અને દરેક કાર્ય ઉપર છવાયેલી છે. જો તે ઈચ્છે તો તમને બધાને પળવારમાં નષ્ટ કરી શકે છે અને સમગ્ર સૃષ્ટિનો નાશ કરી દેવાથી પણ તેના કુદરતના કારખાનામાં એક રતીભાર ફરક પડવાનો નથી. પછી જો તે ઈચ્છે તો અત્યારે અસ્તિત્વ ધરાવતી સમગ્ર સૃષ્ટિનો નાશ કરી તેના સ્થાને બીજી મખ્લૂક આ જ પ્રમાણે આવી જ શાનો-શૌકતથી પેદા કરીને ઊભી કરી દે, જેનું એક ઉદાહરણ મનુષ્યના દરેક યુગમાં તેમની દષ્ટિ સમક્ષ હોય છે કે, આજે જે કરોડો મનુષ્યો પૃથ્વીના ખૂણે-ખૂણા ઉપર વસવાટ કરી જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં વિવિધ કારોબાર ચલાવી રહ્યા છે, જો આજથી એકસો વર્ષ પહેલાંની કલ્પના કરી વિચાર કરવામાં આવે તો જાણ થશે કે, તે સમયે પણ આ દુનિયા આ જ પ્રમાણે આબાદ હતી અને બધા કામ ચાલી રહ્યા હતા, પરંતુ અત્યારે જે આ આબાદ કરનારા અને કામ ચલાવનારા ઉપસ્થિત છે તેમાંથી કોઈ જ હાજર ન હતું. એક બીજી કૌમ હતી જે આજે જમીન હેઠળ દટાયેલી છે અને જેમનું આજે નામોનિશાન નથી મળતું તથા આજની ઉપસ્થિત દુનિયા તે પ્રથમ કૌમની વંશ કે પેઢી સ્વરૂપે પેદા કરવામાં આવી છે. અલ્લાહ તઆલાનો ઈરશાદ છે,

اِنْ يَّشَـاْ يُذْهِبْكُمْ وَيَسْتَخْلِفْ مِنْۢ بَعْـدِكُمْ مَّا يَشَآءُ كَمَا اَنْشَاَكُمْ مِّنْ ذُرِّيَّةِ قَوْمٍ اٰخَرِيْنَ

એટલે કે, “જો અલ્લાહ તઆલા ઈચ્છે તો તમને બધાને લઈ જાય.” અહીં "લઈ જવા"નો અર્થ “ફના કરવું અથવા નામો-નિશાન સુદ્ધાં મિટાવી દેવું” થાય છે અને એટલા માટે અહીંયાં નાશ કરવા અથવા મારી નાંખવાનું વર્ણન નથી. ફરમાવ્યું, બલકે "લઈ જવા"નો શબ્દ વાપરવામાં આવ્યો, જેમાં માત્ર ફના કરી નામો-નિશાન મિટાવી દેવા તરફ ઈશારો છે.

આ આયતમાં અલ્લાહ જલ્લ શા'નુહૂની બેનિયાઝી અને તેના ગની હોવાની સાથે-સાથે તેની રહમત અને દયાનું પણ વર્ણન છે અને ત્યારબાદ તે

સંપૂર્ણ કુદરતનો માલિક હોવાનું વર્ણન કરીને અમુક બીજી આયતોમાં નાફરમાનો અને હુકમ ન માનનારાઓને ચેતવણી આપવામાં આવી છે કે,

اِنَّ مَا تُوۡعَدُوۡنَ لَاٰتٍ وَّمَآ اَنۡتُمۡ بِمُعۡجِزِيۡنَ એટલે કે, "અલ્લાહ તઆલાએ તમને જે અઝાબથી ડરાવ્યા છે તે ચોક્કસ આવનારો છે અને તમે બધા મળીને પણ અલ્લાહના અઝાબને ટાળી શકતા નથી."

ત્રીજી આયતમાં ફરીવાર એ જ બેદરકારી અને ગફલતથી ચોંકાવવા માટે બીજી શૈલી અપનાવવામાં આવી. ઈરશાદ ફરમાવ્યો, قُلۡ يٰقَوۡمِ اعۡمَلُوۡا عَلٰى مَكَانَتِكُمۡ اِنِّىۡ عَامِلٌ‌ۚ فَسَوۡفَ تَعۡلَمُوۡنَ مَنۡ تَكُوۡنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ‌ؕ اِنَّهٗ لَا يُفۡلِحُ الظّٰلِمُوۡنَ જેમાં રસૂલે કરીમ ﷺને સંબોધન છે કે, તમે તે મક્કાના નિવાસીઓને કહી આપો કે, હે મારી કૌમ ! જો તમે મારી વાત નહીં માનો તો તમને અધિકાર છે કે ન માનો અને પોતાની હાલત ઉપર પોતાના અકીદહ અને માન્યતા પ્રમાણે અમલ કરતા રહો, હું પણ મારા અકીદહ પ્રમાણે અમલ કરતો રહીશ. મારું તેમાં કોઈ નુકસાન નથી પરંતુ ઘણા જ જલદી તમને જાણ થઈ જશે કે આખિરતના ઘરનો છુટકારો અને સફળતા કોને પ્રાપ્ત થઈ છે ! એ સારી રીતે સમજી લો કે, અત્યાચારી એટલે કે હક દબાવનાર ક્યારેય સફળતા પામતો નથી.

તફસીરના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ આ આયતની તફસીરમાં એ તરફ પણ ઈશારો ફરમાવ્યો કે, આ સ્થળે આ આયતમાં مَنۡ تَكُوۡنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ ફરમાવ્યું છે عَاقِبَةُ الدَّارِ الۡاٰخِرَةِ નથી કહ્યું, એનાથી જાણ થાય છે કે આખિરતના ઘરથી પહેલાં દુનિયાના ઘરમાં પણ પરિણામે સફળતા અને કામિયાબી અલ્લાહના નેક બંદાઓને જ પ્રાપ્ત થાય છે. જેમકે, રસૂલે કરીમ ﷺ અને સહાબએ કિરામ (રદિ.)ની હાલત એના ઉપર ગવાહ છે કે, થોડી જ મુદતમાં બધી જ શક્તિ અને સત્તાવાળા વિરોધીઓ તેમની સામે અપમાનિત થયા, તેમનો પ્રદેશ તેમના હાથે વિજયી થયો. પોતાના રિસાલતકાળમાં જ સમગ્ર અરબ ટાપુ રસૂલે કરીમ ﷺની સત્તા હેઠળ આવી ગયો. યમન અને બહરૈનથી લઈને સીરીયાની સીમા સુધી આપ ﷺની સત્તાની સ્થાપના થઈ ગઈ. ત્યારબાદ રસૂલે કરીમ ﷺના ખલીફાઓ અને સહાબએ કિરામ (રદિ.)ના હાથે લગભગ સમગ્ર દુનિયા ઈસ્લામના ઝંડા હેઠળ આવી ગઈ અને અલ્લાહ તઆલાનો આ વાયદો પૂર્ણ થયો كَتَبَ اللّٰهُ لَاَغۡلِبَنَّ اَنَا وَرُسُلِىۡ (૫૮ : ૨૧) એટલે કે, "અલ્લાહે લખી

આપ્યું છે કે, હું ગાલિબ (છવાય) થઈશ અને મારો રસૂલ વિજયી થશે'' અને બીજી આયતમાં ઈરશાદ છે, اِنَّـا لَـنَنْصُرُ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا فِى الْحَيٰوةِ الدُّنْيَا وَيَوْمَ يَقُوْمُ الْاَشْهَـــادُ (૪૦ : ૫૧) એટલે કે, ''અમે પોતાના રસૂલોની મદદ કરીશું અને તે લોકોની જે ઈમાન લાવ્યા આ દુનિયામાં પણ અને તે દિવસે પણ જ્યારે કે, આચરણના હિસાબ ઉપર ગવાહી આપનારા ગવાહી માટે ઊભા થશે,'' એટલે કે કયામતના દિવસે.

ચોથી આયતમાં અરબના મુશ્રિકોની એક ખાસ ગુમરાહીયુક્ત ખોટી પ્રવૃત્તિ ઉપર ચેતવણી આપવામાં આવી છે કે, અરબોની ટેવ એ હતી કે ખેતી અને બગીચાઓમાંથી વળી વેપારમાંથી જે કંઈ ઉત્પાદન થતું હતું તેઓ તેમાંથી એક ભાગ અલ્લાહના માટે અને એક ભાગ પોતાની મૂર્તિઓ માટે કાઢતા હતા. અલ્લાહના નામનો ભાગ ગરીબો, ફકીરો અને મિસ્કીનો ઉપર ખર્ચ કરતા હતા અને મૂર્તિઓના નામ ઉપર કાઢેલો ભાગ મૂર્તિઘરોમાં પૂજારીઓ અને દેખરેખ રાખનારાઓ ઉપર ખર્ચ કર્યા કરતા હતા.

પ્રથમ તો એ જ અત્યાચાર કંઈ ઓછો ન હતો કે બધી વસ્તુઓને તો અલ્લાહ તઆલાએ પેદા કરી છે અને દરેક વસ્તુનું ઉત્પાદન તેણે અર્પણ કર્યું છે, પછી તેની આપેલી વસ્તુઓમાં મૂર્તિઓને ભાગીદાર કરવી અને તેનાથી વિશેષ અત્યાચાર એ હતો કે, જો ક્યારેક ઉત્પાદનમાં કંઈક કમી આવી જાય તો તે ઓછપને અલ્લાહ તઆલાના ભાગ ઉપર એવું કહીને નાંખી દેતા હતા કે, અલ્લાહ તઆલા તો ગની છે, તે અમારી વસ્તુઓનો મોહતાજ નથી અને મૂર્તિઓનો હિસ્સો પૂરેપૂરો કાઢતા હતા અને પોતે પોતાના ઉપયોગ માટેનો હિસ્સો પણ પૂરો કાઢતા અને ક્યારેક એવું થતું કે, મૂર્તિઓના ભાગમાંથી અથવા પોતાના ભાગમાંથી કોઈ વસ્તુ અલ્લાહના ભાગમાં આવી જાય તો હિસાબ પૂરો કરવા માટે તેઓ તેમાંથી પાછું કાઢી લેતા હતા અને જો ક્યારેક ઘટના એનાથી વિપરીત થઈ જાય કે, અલ્લાહના માલમાંથી કોઈ વસ્તુ પોતાના અથવા મૂર્તિઓના ભાગમાં ચાલી જાય તો તેને ત્યાં જ રહેવા દેતા હતા અને એવું કહેતા હતા કે, અલ્લાહ તઆલા તો ગની છે, તેના ભાગમાં કંઈ ઓછું થઈ જાય તો વાંધો નથી. કુર્આને કરીમે તેમની આ ગુમરાહી અને ખોટી નીતિ-રીતિનું વર્ણન કર્યું છે.

سَآءَ مَا يَحْكُمُوْنَ એટલે કે, આ લોકોનો આ ફેંસલો કેટલો ભૂંડો અને બુરો છે કે જેણે તેમને અને તેમની સમગ્ર વસ્તુઓને પેદા કરી, પ્રથમ તો તેની સાથે અન્યોને ભાગીદાર બનાવી દીધા અને પછી તેના ભાગમાંથી પણ બીજાઓ તરફ વિવિધ બહાનાઓ કાઢી તેમાંથી કાઢી લીધું.

**કાફિરોને આપવામાં આવેલ આ ચેતવણીમાં મુસલમાનો માટે બોધપાઠ :**

આ તો અરબના મુશ્રિકોને એક ગુમરાહી અને તેમની ખોટી નીતિ-રીતિ ઉપર ચેતવણી આપવામાં આવી છે, તેના અનુસંધાને મુસલમાનો માટે પણ તેમાં એક બોધપાઠ છુપાયેલો છે, અમુક લોકો અલ્લાહે આપેલ જીવન અને તેના બખ્શેલ અવયવો તથા સંપૂર્ણ શક્તિને વિવિધ વિભાગોમાં વહેંચે છે. ઉંમર અને સમયનો એક ભાગ તેની ઈબાદત માટે નક્કી કરે છે. જ્યારે કે, તેનો હક તો એ હતો કે, આખી જિંદગીનો સમય એક-એક પળ તેની ઈબાદત અને ફરમાંબરદારી માટે વક્ફ કરી દેવામાં આવે અને માનવ પ્રકૃતિની જરૂરિયાતો તથા મજબૂરીઓ માટે તેમાંથી એક સમય પોતાના માટે ફાળવી લે અને હક તો એ છે કે, ત્યારબાદ પણ તેના શુક્રિય્યહનો હક અદા ન થયો હોત, પરંતુ અહીંયાં તો આપણી હાલત એવી છે કે, દિવસ-રાતના ૨૪ કલાકોમાંથી આપણે જો કોઈ સમય અલ્લાહની ઈબાદત અને યાદ માટે નક્કી પણ કરી લઈએ છીએ તે પણ ત્યારે જ, જ્યારે કે કોઈ આવશ્યકતા ઊભી થાય છે. ન તો પોતાના કારોબારમાં તેનાથી કોઈ ખલેલ પડવો જોઈએ અને ન જ આરામના સમયમાં ! સમગ્ર ભાર તે સમય ઉપર પડવો જોઈએ જે નમાઝ, ઈબાદત અને તિલાવત માટે નક્કી કર્યો હતો. કોઈ કામ આવી પડે અથવા બીમારી, અથવા કોઈ જરૂરિયાત તો સૌ પ્રથમ તેનો પ્રભાવ તે સમય ઉપર પડે છે જે આપણે અલ્લાહના ઝિક્ર અને ઈબાદત માટે નક્કી કરી રાખ્યો હતો. આ કયા પ્રકારનો ફેંસલો છે અને કેટલી નાશુક્રી અને હક દબાવવાની વૃત્તિ છે ? અલ્લાહ તઆલા આપણને અને સમગ્ર મુસલમાનોને તેનાથી સુરક્ષિત રાખે. આમીન.

———————

————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૩૭ થી ૧૪૦)

وَكَذٰلِكَ زَيَّنَ لِكَثِيْرٍ مِّنَ الْمُشْرِكِيْنَ قَتْلَ اَوْلَادِهِمْ شُرَكَآؤُهُمْ لِيُرْدُوْهُمْ وَلِيَلْبِسُوْا
عَلَيْهِمْ دِيْنَهُمْ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ مَا فَعَلُوْهُ فَذَرْهُمْ وَمَا يَفْتَرُوْنَ ﴿۱۳۷﴾ وَقَالُوْا هٰذِهٖۤ اَنْعَامٌ
وَّحَرْثٌ حِجْرٌ ۖ لَّا يَطْعَمُهَاۤ اِلَّا مَنْ نَّشَآءُ بِزَعْمِهِمْ وَاَنْعَامٌ حُرِّمَتْ ظُهُوْرُهَا وَ
اَنْعَامٌ لَّا يَذْكُرُوْنَ اسْمَ اللّٰهِ عَلَيْهَا افْتِرَآءً عَلَيْهِ ؕ سَيَجْزِيْهِمْ بِمَا كَانُوْا يَفْتَرُوْنَ ﴿۱۳۸﴾
وَقَالُوْا مَا فِيْ بُطُوْنِ هٰذِهِ الْاَنْعَامِ خَالِصَةٌ لِّذُكُوْرِنَا وَمُحَرَّمٌ عَلٰۤى اَزْوَاجِنَا ۚ وَاِنْ يَّكُنْ
مَّيْتَةً فَهُمْ فِيْهِ شُرَكَآءُ ؕ سَيَجْزِيْهِمْ وَصْفَهُمْ ؕ اِنَّهٗ حَكِيْمٌ عَلِيْمٌ ﴿۱۳۹﴾ قَدْ خَسِرَ
الَّذِيْنَ قَتَلُوْۤا اَوْلَادَهُمْ سَفَهًۢا بِغَيْرِ عِلْمٍ وَّحَرَّمُوْا مَا رَزَقَهُمُ اللّٰهُ افْتِرَآءً عَلَى اللّٰهِ ؕ
قَدْ ضَلُّوْا وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ﴿۱۴۰﴾ ع

### તરજુમો :

*અને એ જ પ્રમાણે ઘણા મુશ્રિકોની દૃષ્ટિમાં તેમના ભાગીદારો (જૂઠા મઅ્બૂદો)એ તેમની અવલાદનું વધ કરવું શણગારી દીધું જેથી તેમને હલાક કરે અને તેમના ઉપર તેમના ધર્મને શંકાસ્પદ બનાવી દે; અને અલ્લાહે ઈચ્છયું હોત તો તેઓ આવું કામ કરત નહીં, બસ છોડી દો; તેઓ જાણે અને તેમનું જૂઠ ! (૧૩૭) અને કહે છે કે આ પશુઓ અને ખેતી પ્રતિબંધિત છે, તેને કોઈ ન ખાય પરંતુ જેને અમે ઈચ્છીએ (બસ) તેમના ખ્યાલ પ્રમાણે, અને અમુક પશુઓની પીઠ ઉપર ચઢવું (સવારી કરવી) હરામ કર્યું, અને અમુક પશુઓના ઝબહના સમયે અલ્લાહનું નામ નથી લેતા અલ્લાહ ઉપર બોહતાન બાંધીને, નિકટમાં જ તે તેમના આ જૂઠની સજા આપશે. (૧૩૮) અને કહે છે, જે બચ્ચું તે પશુઓના પેટમાં છે તેને તો ખાસ અમારા પુરુષો જ ખાય અને તે અમારી સ્ત્રીઓ ઉપર હરામ છે, અને જે બચ્ચું મૃત હોય તો તેને ખાવામાં બધા સમાન છે, તે તેમને સજા આપશે તેમની તકરીરોની (વાતો બનાવવાની), તે હિકમતવાળો સર્વજ્ઞ છે. (૧૩૯) બેશક ! ખરાબ*

*થયા જેમણે પોતાની અવલાદને વિના સમજ્યે નાદાનીથી કતલ કરી અને તે રોઝીને અલ્લાહ ઉપર બોહતાન બાંધીને હરામ ઠરાવી દીધી જે અલ્લાહે તેમને આપી, બેશક ! તેઓ ગુમરાહ થયા અને સીધા માર્ગ ઉપર ન આવ્યા.(૧૪૦)*

## આયતોનો ક્રમ અને ગોઠવણી :

પાછલી આયતોમાં મુશ્રિકોના ખોટા શિર્કિય્યહ અને કુફ્રિય્યહ અકીદાઓનું વર્ણન હતું. આ આયતોમાં તેમની ખોટી પ્રવૃત્તિઓ અને અજ્ઞાનતાપૂર્ણ કુરિવાજોનું વર્ણન છે, જે અજ્ઞાનતાપૂર્ણ કુરિવાજોનું વર્ણન આ આયતોમાં છે તે આ છે. પ્રથમ અનાજ અને ફળોમાંથી અમુક ભાગ અલ્લાહના નામ ઉપર કાઢે છે અને અમુક મૂર્તિઓ અને જિન્નાતોના નામ ઉપર કાઢે છે, ત્યારબાદ જો સંયોગવસાત્ અલ્લાહના ભાગમાંથી અમુક ભાગ મૂર્તિઓના ભાગમાં ભળી જાય છે તો તેને તેમાં જ ભળેલું રહેવા દે છે અને જો ઘટના એથી વિપરીત હોય તો તેમાંથી કાઢીને ફરી પાછું મૂર્તિઓના ભાગને પૂરો કરી આપે છે અને બહાનું એવું કાઢતા હતા કે, અલ્લાહ તઆલા તો ગની છે, તેનો હિસ્સો ઓછો થઈ જશે તો તેને કોઈ નુકસાન પહોંચવાનું નથી અને મૂર્તિઓ; તે (જૂઠા) મઅ્બૂદો તો મોહતાજ છે, તેમનો હિસ્સો ન ઘટવો જોઈએ. આ કુરિવાજોનું વર્ણન પ્રસ્તુત આયતોમાંથી પ્રથમ આયતમાં આવી ચૂક્યું છે.

બીજો રિવાજ એ હતો કે, "બહીરહ" અને "સાઈબહ" જાનવરોને મૂર્તિઓના નામ ઉપર છોડતા હતા અને એવું કહેતા હતા કે, આ કામ અલ્લાહ તઆલાની ખુશી માટે છે, તેમાં પણ મૂર્તિઓનો ભાગ એ હતો કે આવું કરવામાં તેમની ઈબાદત હતી એવું સમજતા અને અલ્લાહનો હિસ્સો એ ગણતા કે આવું કરવાને અલ્લાહની ખુશી સમજતા હતા.

ત્રીજો કુરિવાજ પોતાની નારીજાતિના સંતાનોની હત્યા કરી નાંખતા હતા.

ચોથો કુરિવાજ અમુક ખેતરો મૂર્તિઓના નામ ઉપર વક્ફ કરી દેતા અને કહેતા હતા કે, તેનો વપરાશ ફક્ત પુરુષો માટે છે અને સ્ત્રીઓને તેમાંથી કંઈ આપવું ન આપવું અમારી મરજી ઉપર આધારિત છે, સ્ત્રીઓને માંગવાનો કોઈ હક નથી.

પાંચમો કુરિવાજ એ જ પ્રમાણે તે પશુઓ માટેનો હતો કે, અમુક પશુઓ પુરુષો માટે નક્કી ઠરાવી લેતા હતા.

છટ્ઠો કુરિવાજ એ હતો કે, જે પશુઓને મૂર્તિઓના નામ ઉપર છોડી દેતા હતા તેમના ઉપર સવારી કરવાનું અથવા તો ભાર વહન કરવાનું હરામ સમજતા હતા.

સાતમો કુરિવાજ એ હતો કે, અમુક પશુઓને નક્કી કરી રાખ્યા હતા જેના ઉપર કોઈ પણ મોકાઓ ઉપર અલ્લાહનું નામ લેતા ન હતા, ન દૂધ કાઢવાના સમયે, ન ઝબહ કરવાના સમયે.

આઠમો કુરિવાજ એ હતો કે, જે પશુઓના નામ "બહીરહ" અથવા "સાઈબહ" રાખી મૂર્તિઓના નામ ઉપર છોડી દેતા હતા તેમને ઝબહ કરવાના સમયે જો પેટમાં બચ્ચું જીવતું નીકળે તો તેને પણ ઝબહ કરી નાંખતા પરંતુ તેને ફક્ત પુરુષો માટે હલાલ અને સ્ત્રીઓ માટે હરામ સમજતા હતા અને જો બચ્ચું મૃત્યુ પામેલું નીકળે તો તે બધાના માટે હલાલ સમજતા હતા.

નવમો કુરિવાજ એ હતો કે, અમુક પશુઓનું દૂધ પણ પુરુષો માટે હલાલ અને સ્ત્રીઓ માટે હરામ સમજતા હતા.

દશમો કુરિવાજ એ હતો કે બહીરહ, સાઈબહ, વસીલા અને હામી, આ ચાર પ્રકારના પશુઓનું સન્માન કરવાને ઈબાદત સમજતા હતા. (આ બધી રિવાયતો દૂર્રે મન્સૂર અને રૂહુલ મઆનીમાં હઝરત ઈબ્ને અબ્બાસ, મુજાહિદ, ઈબ્ને ઝૈદ અને સુદ્દીથી ઈબ્ને મંજરના હવાલાથી, ઈબ્ને અબી હાતિમ, ઈબ્ને અબી શીબા, ઈબ્ને હુમૈદથી નકલ થઈ છે.) *(બયાનુલ કુર્આનમાંથી)*

## તફસીર :

અને આ પ્રમાણે ઘણા બધા મુશ્રિકોની માન્યતામાં તેમના મઅ્બૂદો (શયતાનો)એ પોતાના સંતાનોને વધ કરવાને સુશોભિત બનાવી રાખ્યું છે, (જેમકે અજ્ઞાનતાના કાળમાં છોકરીઓની હત્યા કરવાનો અથવા જીવતી જમીનમાં દાટી દેવાનો કુરિવાજ હતો) જેથી (અત્યંત દુષ્ટ પ્રવૃત્તિ કરાવી) તે (શયતાનો) તેઓ (મુશ્રિકો)ને (અઝાબના હકદાર બનાવી) બરબાદ કરે અને તેમની માન્યતાઓને શંકાસ્પદ બનાવી દે (કે હંમેશા ભૂલોમાં ફસાયેલા રહે અને આપ ﷺ તેમની આ

દુષ્ટ પ્રવૃત્તિઓથી દિલગીર ન થાઓ.... કારણ કે) જો અલ્લાહ તઆલાને (તેમનું ભલું) મંજૂર હોત તો તેઓ આ પ્રમાણેના કામ ન કરતા હોત તો તમે તેમને અને તેઓ જે કંઈ મનઘડત વાતો બનાવી રહ્યા છે (કે અમારી આ પ્રવૃત્તિ ઘણી સારી છે) એમ જ રહેવા દો (કંઈ ફિકર-ચિંતા ન કરો, અમે આપમેળે તેમની સાથે સમજી લઈશું) અને તે પોતાની (ખોટી) માન્યતાઓ ઉપર એવું પણ કહે છે કે આ (ખાસ પ્રકારના) જાનવરો છે અને (ખાસ પ્રકારના) ખેતરો છે જેનો ઉપયોગ દરેક વ્યક્તિ માટે જાઈઝ નથી અને તેને કોઈ ખાઈ નથી શકતું તેમના સિવાય કે જેને અમે ઇચ્છીએ (જેમકે, ઉપરોક્ત ચોથા અને પાંચમાં કુરિવાજમાં વર્ણન થયું છે) અને (એવું કહે છે કે આ ખાસ પ્રકારના) ઢોર-ઢાંખર છે જેમના ઉપર (સવારી અથવા ભાર વહન કરવું) હરામ કરવામાં આવ્યું છે, (જેમકે ઉપરોક્ત છટ્ઠા કુરિવાજમાં વર્ણન થયું છે) અને (એવું કહે છે કે, આ ખાસ પ્રકારના) ઢોર-ઢાંખર છે જેના ઉપર (અલ્લાહનું નામ ન લેવું જોઈએ, એટલા માટે પોતાની માન્યતાના કારણે) આ લોકો અલ્લાહનું નામ નથી લેતા (જેમકે, ઉપરોક્ત સાતમાં નંબરના કુરિવાજમાં વર્ણન થયું છે અને આ બધી વાતો) ફક્ત અલ્લાહ ઉપર બોહતાન બાંધવાના સ્વરૂપે (કહે છે, બોહતાન અને આક્ષેપબાજી એટલા માટે છે કે તેઓ આ પ્રવૃત્તિઓને અલ્લાહની ખુશીનું કારણ સમજતા હતા) નિકટમાં જ અલ્લાહ તઆલા તેમને તેમની આક્ષેપબાજીની સજા આપશે (ઘણા જ જલદી એટલે કે કયામત આવનારી છે, તે બહુ દૂર નથી અને અમુક-અમુક સજા તો મૃત્યુ પામતાં જ શરૂ થઈ જશે) અને તેઓ (એવું પણ) કહે છે કે, જે વસ્તુઓ તેમના પશુઓના પેટમાં(થી નીકળે) છે (દાખલા તરીકે, દૂધ અથવા બચ્ચું વગેરે) અમારા પુરુષો માટે (હલાલ) છે અને અમારી સ્ત્રીઓ ઉપર હરામ છે અને જો તે પેટમાંથી નીકળેલ (બચ્ચું) મૃત હોય તો તે(ના જાઈઝ હોવા)માં (પુરુષ-સ્ત્રી) બધા સરખા છે (જેમકે, ઉપરોક્ત આઠમાં નંબરના કુરિવાજમાં વર્ણન થયું), નિકટમાં જ અલ્લાહ તઆલા તેમને તેમની (આ) ખોટી વાતો બનાવવા ઉપર સજા આપશે (વાતો બનાવવું એ જ છે જે ઉપરોક્ત પ્રમાણેની અલ્લાહ ઉપર જૂઠી આક્ષેપબાજીઓના સંદર્ભમાં વર્ણન થયું અને અત્યાર સુધી જે સજા નથી આપી તેનું કારણ એ છે કે) નિઃશંક ! તે હિકમતવાળો છે (અમુક હિકમતોના કારણે મહોલત આપી રાખી છે અને હમણાં સજા ન આપવાથી તેઓ કંઈ એવું ન સમજી

બેસે કે તેને ખબર નથી, કારણ કે) તે સઘળું જાણનારો છે (તેને બધી જ ખબર છે અને આગળ ઉપર ખુલાસા સ્વરૂપે તેનું પરિણામ જાહેર કરે છે કે) ખરેખર તે લોકો ખરાબીમાં પડ્યા જેઓ(એ આ ઉપરોક્ત પ્રવૃત્તિઓને પોતાનો તરીકો બનાવી લીધો કે) પોતાના સંતાનોને ફક્ત મૂર્ખામીથી કોઈ (યોગ્ય અથવા અયોગ્ય) કારણ વિના વધ કરી નાંખે અને જે (હલાલ) વસ્તુઓ તેમને અલ્લાહ તઆલાએ ખાવા-પીવા માટે આપી હતી તેને (માન્યતાથી અથવા આચરણ દ્વારા) હરામ કરી લે (જેમકે, ઉપર દશ પ્રકારના કુરિવાજો વર્ણન કરવામાં આવ્યા છે અને આ બધા જ કુરિવાજોનો હેતુ એક જ છે કે) ફક્ત અલ્લાહ ઉપર બોહતાન બાંધવા સ્વરૂપે (એવું કરે છે, જેમકે સંતાનોનો વધ કરવામાં يَفْتَرُوْنَ અને નેઅ્મતોને પોતાના ઉપર હરામ કરી લેવામાં આક્ષેપબાજીઓ; બંનેનું અલગ-અલગ વર્ણન થયું) બેશક ! આ લોકો ગુમરાહીમાં પડી ગયા અને (આ ગુમરાહી કોઈ નવી નથી બલકે, પ્રાચીન છે. કારણ કે પ્રથમ પણ) તેઓ સીધા માર્ગે ચાલનારા ન થયા (બસ, ضَلُّوْا માં તેમની માન્યતાનો ખુલાસો અને مَا كَانُوْا માં તેની તાકીદ અને خَسِرُوْا માં તેમના ખરાબ પરિણામ સ્વરૂપે અઝાબનું વર્ણન થયું).

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૪૧-૧૪૨)

وَهُوَ الَّذِىْٓ اَنْشَاَ جَنّٰتٍ مَّعْرُوْشٰتٍ وَّغَيْرَ مَعْرُوْشٰتٍ وَّالنَّخْلَ وَالزَّرْعَ مُخْتَلِفًا اُكُلُهٗ
وَالزَّيْتُوْنَ وَالرُّمَّانَ مُتَشَابِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ۭ كُلُوْا مِنْ ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَاٰتُوْا حَقَّهٗ يَوْمَ
حَصَادِهٖ ڮ وَلَا تُسْرِفُوْا ۭ اِنَّهٗ لَا يُحِبُّ الْمُسْرِفِيْنَ ۝ وَمِنَ الْاَنْعَامِ حَمُوْلَةً وَّفَرْشًا ۭ
كُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ وَلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ۭ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ۝

### તરજુમો :

*અને તેણે જ બગીચા પેદા કર્યા જે માંડવાઓ ઉપર ચઢાવવામાં આવે છે અને જે માંડવાઓ ઉપર ચઢાવવામાં નથી આવતા, અને ખજૂરના વૃક્ષ અને ખેતી કે તેમના ફળ વિવિધ પ્રકારના છે અને પેદા કર્યા ઝયતૂનને અને દાડમને એકબીજાથી મળતા આવતા અને ભિન્ન-ભિન્ન પણ; તેમના ફળોમાંથી ખાઓ*

*જે વખતે ફળ લાવે અને તેમનો હક અદા કરો જે દિવસે તેમને કાપો, અને અસ્થાને ખર્ચ ન કરો, તેને અસ્થાને ખર્ચ કરનાર (ફુઝૂલખર્ચી કરનાર) પસંદ નથી આવતા. (૧૪૧) અને પશુઓમાં ભાર ઉઠાવનારા પેદા કર્યા અને જમીનથી લાગેલા, અલ્લાહની રોજીમાંથી ખાઓ અને શયતાનના કદમો ઉપર ન ચાલો, તે તમારો ઉઘાડો દુશ્મન છે. (૧૪૨)*

## તફસીર :

અને તે જ (અલ્લાહ પાક) છે જેણે બગીચાઓ પેદા કર્યા, તે પણ જે માંડવા ઉપર ચઢાવવામાં આવે છે (જેમકે દ્રાક્ષના વેલા) અને તે પણ જે માંડવાઓ ઉપર ચઢાવવામાં નથી આવતા (એટલા માટે કે તે વેલા નથી હોતા, જેમકે થડવાળા વૃક્ષો અથવા વેલા હોવા છતાં જેને માંડવા ઉપર ચઢાવી શકાતા નથી તે, જેમકે તડબૂચ વગેરે) અને ખજૂરી અને ખેતી (પણ તેણે પેદા કરી) જેમાં ખાવાની વિવિધ પ્રકારની વસ્તુઓ (પ્રાપ્ત) થાય છે અને ઝયતૂન અને દાડમ (પણ તેણે પેદા કર્યા) જે (દાડમ અને દાડમ) પરસ્પર (અને ઝયતૂન અને ઝયતૂન પરસ્પર રંગ, સ્વાદ અને કદમાં અને અમુક ખાસિયતોમાં પણ) એકબીજાથી સરખા હોય છે અને (ક્યારેય) એકબીજાથી મળતા આવતા નથી હોતા (અને અલ્લાહે આ જ વસ્તુઓને પેદા કરીને પરવાનગી આપી છે કે) તે બધા ઉત્પાદનોને ખાઓ (ભલે તે સમયે) જ્યારે કે તે નીકળી આવે (અને પાક્યા પછી મળે ત્યારે પણ) અને (અલબત્ત તેની સાથે એટલું જરૂર કરો કે) તેમાંથી જે હક (શરઈ રૂએ) વાજિબ છે (એટલે કે ખય્ર-ખય્રાત) તે તેની કાપણી (લણણી વખતે અથવા ફળો ઉતારવા)ના દિવસે (ગરીબોને) આપ્યા કરો અને (તેને આપવામાં પણ શરીઅતની) મર્યાદા ન વટાવો અને ખરેખર તે (એટલે કે, અલ્લાહ તઆલા શરીઅતની) મર્યાદા ઓળંગનારને નાપસંદ કરે છે અને (જે પ્રમાણે બગીચા અને ખેતી અલ્લાહે પેદા કરી છે, એ જ પ્રમાણે પ્રાણીઓ પણ પેદા કર્યા છે; એટલા માટે) પશુઓમાં મોટા કદના (પણ) અને નાના કદના (પણ) તેણે જ પેદા કર્યા (અને તેમના વિશે પણ પરવાનગી આપી કે) જે કંઈ અલ્લાહ તઆલાએ તમને આપ્યું છે (અને શરીઅતમાં હલાલ કર્યું છે તેને) ખાઓ અને (પોતાના તરફથી હરામના હુકમો ઘડીને) શયતાનના ડગલે (ડગલે) ન ચાલો, નિઃશંક ! તે તમારો ખુલ્લો દુશ્મન છે (કે તમને સત્યની દલીલો હોવા છતાં માર્ગ ભટકાવી રહ્યો છે).

## મસ્અલા અને બોધપાઠ :

પાછલી આયતોમાં મક્કાના મુશ્રિકોની તે ગુમરાહીનું વર્ણન હતું કે, અલ્લાહ તઆલાએ પેદા કરેલા જાનવરો અને તેની અર્પણ કરેલી નેઅ્મતોમાં તે અત્યાચારીઓએ પોતે પોતાની રીતે ઘડી કાઢેલી નિર્જીવ અને બુદ્ધિહીન મૂર્તિઓને અલ્લાહ તઆલાના ભાગીદાર ઠરાવીને જે વસ્તુઓ ઈબાદત અથવા સદકહ-ખયરાત માટે કાઢે છે તેમાં એક ભાગ અલ્લાહ તઆલાનો અને બીજો ભાગ મૂર્તિઓનો રાખે છે, ત્યારબાદ અલ્લાહના ભાગમાં પણ વિવિધ પ્રકારની યુક્તિ-પ્રયુક્તિઓ કરી મૂર્તિઓના ભાગમાં નાંખી દે છે. એ જ પ્રમાણેના અન્ય ઘણા બધા અજ્ઞાનતાપૂર્ણ કુરિવાજોને શરીઅતના કાયદાનું સ્વરૂપ આપી રાખ્યું છે.

પ્રસ્તુત આયતોમાં પણ પ્રથમ આયતમાં અલ્લાહ તઆલાએ વનસ્પતિ અને વૃક્ષોના વિવિધ પ્રકાર અને તેના ફળોના લાભો તથા તેને ઉત્પન્ન કરવાની પોતાની સંપૂર્ણ કુદરતની આશ્ચર્યજનક વિશિષ્ટતાનું વર્ણન કર્યું છે અને બીજી આયતમાં એ જ પ્રમાણે પશુઓ અને ઢોર-ઢાંખરના વિવિધ પ્રકારોને પેદા કરવાનું વર્ણન કરીને કાફિરોને તેમની ગુમરાહી ઉપર ચેતવણી આપવામાં આવી છે કે, તે બુદ્ધુ લોકોએ સર્વશક્તિમાન, સર્જનહાર, જાણકાર અને સર્વજ્ઞાનીની સાથે કેવી કેવી અજ્ઞાન, બુદ્ધિહીન, નિર્જીવ, લાચાર અને અશક્ત વસ્તુઓને તેના ભાગીદાર ઠરાવ્યા છે.

અને પછી તેમને "સીરાતે મુસ્તકીમ" (સીધા માર્ગ) તરફ માર્ગદર્શન આપ્યું કે, જ્યારે આ વસ્તુઓને પેદા કરવામાં અને તમને અર્પણ કરવામાં અન્ય કોઈ અલ્લાહનો ભાગીદાર અને જોડીદાર નથી તો ઈબાદતમાં કોઈને તેનો ભાગીદાર ઠરાવવો અંતિમ કક્ષાનો અપકાર, નેઅ્મતોની નાકદરી અને અત્યાચાર છે, જેણે આ વસ્તુઓને પેદા કરી અને તમને પણ પેદા કર્યા તથા તમારા માટે આ વસ્તુઓને લાભદાયી બનાવી કે તેનો જે રીતે ઈચ્છો ઉપયોગ કરી શકો અને પછી તે બધી વસ્તુઓને તમારા માટે હલાલ કરી દીધી, તમારો ફરજ તો એ છે કે તેની આ નેઅ્મતોથી લાભ ઉઠાવવાના સમયે તેના શુક્રિય્યહનો હક યાદ રાખો અને અદા કરો. શયતાનની ભ્રામક ભ્રમણાઓ અને અજ્ઞાનતાપૂર્ણ કુરિવાજોને પોતાનો દીન ન બનાવો.

પ્રથમ આયતમાં اَنْشَا (અન્શ-અ)નો અર્થ "પેદા કર્યું" અને مَعْرُوْشَاتٌ (મઅ્રૂશાતુન્) એ عَــــرْش (અર્શ)થી બન્યો છે, જેનો અર્થ "ઉઠાવવું" અથવા "ઊંચું કરવું" થાય છે. મઅ્રૂશાતનો અર્થ અત્રે વનસ્પતિના તે વેલાઓ છે જે માંડવાઓ ઉપર ચઢાવવામાં આવે છે. જેમકે દ્રાક્ષ અને અમુક પ્રકારની શાકભાજી (દૂધી વગેરે) અને તેનાથી વિપરીત غَيْرَ مَعْرُوْشَاتٌ (ગય્ર મઅ્રૂશાતુ)માં તે બધા વૃક્ષો સામેલ છે જેના વેલાઓ થતા નથી કે માંડવાઓ ઉપર ચઢાવવામાં આવતા નથી. ભલે, તે ફળવાળા વૃક્ષો હોય કે જેની વેલા જ નથી નીકળતી અથવા તો એવા વેલાઓ કે જે વેલાઓ હોવા છતાં જમીન ઉપર ફેલાય છે અને માંડવાઓ ઉપર ચઢાવવામાં નથી આવતા. જેમકે તડબૂચ વગેરે.

અને نَــخْــل (નખ્લ)નો અર્થ ખજૂરનું ઝાડ એટલે કે ખજૂરી અને زَرْعٌ (ઝર્અ્) દરેક પ્રકારની ખેતીવાડી અને زَيْتُــوْنٌ (ઝયતૂન) એટલે ઝયતૂનના વૃક્ષને પણ કહેવામાં આવે છે અને તેના ફળને પણ ઝયતૂન કહેવામાં આવે છે અને رُمَّـانٌ (રુમ્માન) દાડમને કહેવામાં આવે છે.

આ આયતોમાં અલ્લાહ તઆલાએ પ્રથમ તો બગીચાઓમાં પેદા થનારા વૃક્ષોના બે પ્રકાર વર્ણન કર્યા. એક તે જેના વેલાઓ માંડવાઓ ઉપર ચઢાવવામાં આવે છે અને બીજા તે જેના વેલાઓ માંડવાઓ ઉપર ચઢાવવામાં આવતા નથી અને તેમાં પોતાની અનન્ય હિકમત તથા કુદરતના આશ્ચર્યજનક કરિશ્મા તરફ ઈશારો કર્યો છે કે, એક જ પ્રકારના ઉત્પાદન માટે એક જ પ્રકારનું પાણી, એક જ પ્રકારની આબોહવા અને પર્યાવરણ હોવા છતાં કેવા-કેવા વિવિધ પ્રકારના, વિવિધ સ્વરૂપના ઝાડ-છોડ પેદા કર્યા. ત્યારબાદ તેને ફળોથી લચેલા અને હર્યા-ભર્યા કર્યા અને તેમાં હજારો પ્રકારની ભિન્ન-ભિન્ન પ્રકારની વિવિધતાઓ પેદા કરી કે, કોઈ વનસ્પતિની ખાસિયત એવી કરી આપી કે, જ્યાં સુધી વેલો માંડવા ઉપર ચઢે નહીં ત્યાં સુધી તેને ફળ જ ન આવે અને જો આવી પણ જાય તો વિકાસ ન પામે અથવા ટકી ન શકે, જેમકે દ્રાક્ષ વગેરે. અને અમુકની ખાસિયત એવી બનાવી કે, તેના વેલાઓ માંડવાઓ ઉપર ચઢાવવા ઈચ્છો તો પણ ન ચઢે અને જો ચઢી પણ જાય તો તેનું ફળ વિકાસ ન પામે જેમકે તડબૂચ વગેરે અને અમુક વૃક્ષોને મજબૂત થડ ઉપર ઊભા કરીને એટલા ઊંચા કર્યા કે માનવી માટે પોતાની કારીગીરી અપનાવીને વૃક્ષને આટલે ઊંચે લઈ જવું શક્ય ન હતું અને

વૃક્ષોની આ વિવિધતા કોઈ સંયોગવસાત્ નથી બલકે, ઘણી હિકમત સાથે તેના ફળોના સ્વાદમાં વિવિધતા પણ છે. અમુક ફળો જમીન અને માટીમાં જ વિકાસ પામે અને પાકે છે અને અમુકને માટી લાગતાં ખરાબ થઈ જાય છે. અમુક માટે ઊંચી ડાળખીઓ ઉપર લટકી તાજી હવા, સૂર્યનો પ્રકાશ અને તારાઓના કિરણોથી રંગ પ્રાપ્ત કરવો જરૂરી હોય છે. દરેકના માટે કુદરતે તેના યોગ્ય એક વ્યવસ્થા નક્કી કરી છે. فَتَبَارَكَ اللّٰهُ اَحۡسَنُ الۡخَالِقِيۡنَ (સૂ. ૨૩ : આ. ૧૪)

ત્યારબાદ વિશેષ સ્વરૂપે نَخۡلَ (નખ્લ) અને زَرۡعَ (ઝર્-અ) એટલે કે ખજૂરના વૃક્ષો અને ખેતીવાડીનું વર્ણન કર્યું. ખજૂરના ફળ સામાન્ય રીતે શોખથી ખાવામાં આવે છે અને જરૂરતના સમયે તેના દ્વારા સંપૂર્ણ ખોરાકનું પણ કામ લઈ શકાય છે અને ખેતીવાડીમાં પેદા થનાર વિવિધ વસ્તુઓ મોટે ભાગે મનુષ્યના ખોરાક અને જાનવરોના ઘાસચારા માટે ઉપયોગ કરવામાં આવે છે અને બંનેનું વર્ણન કર્યા પછી ફરમાવ્યું, مُخۡتَلِفًا اُكُلُهٗ તેમાં اُكُلُهٗ (ઉકુલુહુ)ની ઝમીર زَرۡع (ઝર્-અ) તરફ નિસ્બત કરવામાં આવી છે અને نَخۡلَ (નખ્લ) તરફ પણ. મતલબ કે બંને સ્વરૂપમાં અર્થ એ જ છે કે, ખજૂરોના વિવિધ પ્રકારો છે અને દરેક પ્રકારનો આગવો સ્વાદ છે. એ જ પ્રમાણે ખેતીમાં તો સેંકડો પ્રકાર છે અને દરેક પ્રકારનો સ્વાદ અને લાભ ભિન્ન-ભિન્ન પ્રકારનો છે. એક જ પ્રકારની આબોહવા, એક જ પ્રકારની જમીનમાંથી ઉત્પન્ન થતા ફળોમાં આટલો મોટો તફાવત અને તેમાં પણ દરેક પ્રકારના લાભ અને ગુણ-લક્ષણોમાં પણ આશ્ચર્યજનક વિવિધતા અને ફાયદાઓ; આ બાબત એક સામાન્ય બુદ્ધિ ધરાવનાર વ્યક્તિને પણ એ સ્વીકારવા માટે મજબૂર કરી આપે છે કે, તેને પેદા કરનાર કોઈ એવી સર્વાંગ સંપૂર્ણ હસ્તી છે જેના જ્ઞાન અને હિકમતનો અંદાજો કે કલ્પના પણ મનુષ્ય નથી કરી શકતો.

ત્યારબાદ બે વસ્તુઓ છે જેનું વર્ણન કર્યું زَيۡتُوۡن (ઝયતૂન) અને رُمَّانُ (રુમ્માન) એટલે કે, ઝયતૂન અને દાડમના ફળો પણ અને વનસ્પતિ પણ અને તેનું તેલ બધા જ તેલોથી વધારે ચોખ્ખું તથા ગુણકારી હોવાની સાથે-સાથે અસંખ્ય લાભ પણ આપે છે, અનેક બીમારીઓનો શ્રેષ્ઠ ઈલાજ છે. એ જ પ્રમાણે દાડમના પણ અસંખ્ય ફાયદાઓ અને ખાસિયતો છે, જેને બધા જ સામાન્ય અને ખાસ લોકો જાણે છે. આ બંને ફળોનું વર્ણન કરીને ફરમાવ્યું مُتَشَابِهًا وَّغَيۡرَ مُتَشَابِهٍ

એટલે કે, તેમાંથી દરેક ફળ કંઈક એવું હોય છે કે જે રંગ અને સ્વાદના આધારે મળતું આવતું એકસમાન હોય છે અને કંઈક એવું પણ થાય છે કે જેનો રંગ અને સ્વાદ વિવિધ પ્રકારનો હોય છે અને એમાં અમુક દાણાઓનો રંગ અને સ્વાદ એકસરખો અને અમુકનું અલગ પ્રકારનું હોવું દાડમ અને ઝયતૂન બંને પ્રકારના ફળોમાં જોવા મળે છે.

આ બધા પ્રકારોના વૃક્ષો અને ફળોનું વર્ણન કરીને આ આયતમાં મનુષ્યને બે હુકમો આપવામાં આવ્યા છે. પ્રથમ હુકમ તો પોતે મનુષ્યની ઈચ્છા અને તેની વ્યક્તિગત જરૂરિયાતને પૂરી કરવા માટે ફરમાવવામાં આવ્યો كُلُوا مِنْ ثَمَرِهٖ اِذَا اَثْمَرَ એટલે કે, "આ વૃક્ષો અને ખેતીવાડીના ફળોને ખાઓ જ્યારે કે તે ફળોથી લચી જાય." તેમાં ઈશારો કરવામાં આવ્યો કે, તે તમામ પ્રકારના વિવિધ વૃક્ષોને પેદા કરનાર માલિક આ બધાથી પોતાની કોઈ જરૂરિયાત પૂરી કરવા નથી ઈચ્છતો બલકે, તે તમારા જ લાભ માટે પેદા કર્યું છે. બસ, તમને અધિકાર છે કે તેને ખાઓ અને તેનાથી લાભ ઉઠાવો. اِذَا اَثْمَرَ (ઈઝા અષ્મર) ફરમાવીને એ તરફ ઈશારો કર્યો કે, વૃક્ષોની ડાળીઓ અને લાકડામાંથી ફળોનું ઉત્પાદન કરવું તમારી શક્તિ અને સામર્થ્યની મર્યાદા બહારની વાત છે. જ્યારે તે ફળ અલ્લાહના હુકમોથી નીકળી આવે તો તેને ખાવાનો અધિકાર તે જ વખતે તમને પ્રાપ્ત થઈ જાય છે, ભલે તેને હમણા ખાઓ જ્યારે કે તે કાચા હોય, પાક્યા ન હોય અથવા તો પાકા થઈ ગયા પછી ખાઓ.

**જમીનની ઉશ્ર (શરઈ ટેક્ષ) :**

બીજો હુકમ એ આપવામાં આવ્યો, وَاٰتُوْا حَقَّهٗ يَوْمَ حَصَادِهٖ તેમાં اٰتُوْا (આતૂ)નો અર્થ છે, "લાવો" અથવા "અદા કરો" અને حَصَادٌ (હસાદ) "ખેતી કાપવાના અથવા ફળો ઉતારવાના સમય"ને કહે છે અને حَقُّهٗ (હક્કહુ)ના સર્વનામને તે ખાવાની વસ્તુઓ તરફ નિસ્બત કરવામાં આવી છે જેનું વર્ણન ઉપર આવ્યું છે. અર્થ એ છે કે, "આ બધી વસ્તુઓને ખાઓ, પીઓ, ઉપયોગ કરો પરંતુ એક વાત યાદ રાખો કે ખેતી કાપવાના (લણવાના) અથવા ફળો ઉતારવાના સમયે તેનો હક પણ અદા કર્યા કરો." હકનો અર્થ ગરીબો અને મિસ્કીનોને સદકો આપવો છે, જેમકે બીજી એક આયતમાં સામાન્ય શબ્દોમાં વર્ણન થયું છે.

وَالَّذِيْنَ فِىْٓ اَمْوَالِهِمْ حَقٌّ مَّعْلُوْمٌ لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ

*"નેક બંદાઓના માલમાં નક્કી હક હોય છે માંગનારા અને ન માંગનારા ફકીરો અને મિસ્કીનોનો."* *(સૂ. ૭૦ : આ. ૨૪)*

એનો ભાવાર્થ જાહેર સદકહ અને ખયરાત છે. આ આયતનો ભાવાર્થ એ સદકહ છે જે "જમીનની ઝકાત" અથવા "ઉશ્ર" કહેવાય છે. એમાં તફસીરના ઈમામ સહાબા (રદિ.) અને તાબિઈનના બે અભિપ્રાયો છે. અમુક લોકોએ પ્રથમ અભિપ્રાયને અપનાવ્યો છે અને તેનું કારણ એ ઠરાવ્યું છે કે, આ આયત મક્કી છે અને ઝકાતનો ફરજ મદીન-એ-તય્યિબહની હિજરતના બે વર્ષ પછી લાગુ પડ્યો હતો. એટલા માટે અત્રે "હક્ક"નો ભાવાર્થ "ઝકાત અથવા ઉશ્ર"નો હક્ક નથી હોઈ શકતો અને અમુક લોકોએ આ આયતને મદની આયતમાં ગણી છે અને "હક્ક"નો ભાવાર્થ "જમીનની ઝકાત અથવા ઉશ્ર" હોવાનું ઠરાવ્યું છે.

તફસીરના ઈમામ ઈબ્ને કષીર (રહ.)એ પોતાની તફસીરમાં અને ઈબ્ને અરબી ઉન્દુલુસીએ અહકામુલ કુર્આનમાં એનો ફેંસલો એ રીતે કર્યો છે કે, આ આયત ભલે મક્કી હોય અથવા મદની; બંને સ્વરૂપોમાં આ આયતથી જમીનની ઝકાત એટલે કે, ઉશ્ર ભાવાર્થ સ્વરૂપે હોઈ શકે છે. કારણ કે તેની નજીકનો ઝકાતના વાજિબ થવાનો અસલ હુકમ મક્કામાં નાઝિલ થઈ ચૂક્યો હતો. સૂરએ મુઝ્ઝમ્મિલની આયત ઝકાતના હુકમ ઉપર આધારિત છે જે સંજોગવસાત્ મક્કી છે. અલબત્ત ઝકાતનું પ્રમાણ અને નિસાબ વગેરે હિજરત પછી નક્કી થયું છે અને આ આયતથી ફક્ત એટલી જાણ થાય છે કે, જમીનના ઉત્પાદન ઉપર અલ્લાહ તઆલા તરફથી કોઈ હક લાગુ પાડવામાં આવ્યો છે, તેનું પ્રમાણ અત્રે નક્કી કરવામાં નથી આવ્યું, એટલે હક નક્કી થવાના આધારે આ આયત સ્પષ્ટ છે અને મક્કાએ મુઅજ્જમહમાં આ હકનું પ્રમાણ નક્કી કરવાની આવશ્યકતા એટલા માટે પણ ન હતી કે ત્યાં મુસલમાનોને એવી શાંતિ અને સલામતી પ્રાપ્ત ન હતી કે જમીનો અને બગીચાઓના ઉત્પાદન સરળતાથી પ્રાપ્ત કરી શકે. એટલા માટે તે સમયગાળામાં તો એ જ રિવાજ રહ્યો જે પ્રથમથી નેક લોકોમાં ચાલ્યો આવતો હતો કે, ખેતી કાપવાના અથવા ફળો ઉતારવાના સમયે જે ગરીબ ગુરબાઓ ત્યાં ભેગા થઈ જતા તેમને કંઈ આપી દેતા હતા, કોઈ ખાસ પ્રમાણ નક્કી ન હતું.

ઈસ્લામ અગાઉ બીજી ઉમ્મતોમાં પણ ખેતી અને ફળોમાં આ જ પ્રમાણે સદકહ આપવાનો રિવાજ કુર્આને કરીમની આયત إِنَّا بَلَوْنَاهُمْ كَمَا بَلَوْنَا أَصْحٰبَ الْجَنَّةِમાં પ્રસ્તુત છે. હિજરતના બે વર્ષ પછી જે પ્રમાણે બીજા માલ અને ઝકાતના પ્રમાણની વિગતો રસૂલે કરીમ ﷺને અલ્લાહ તઆલા તરફથી વહી દ્વારા જણાવવામાં આવી, એ જ પ્રમાણે જમીનની ઝકાતનું વર્ણન પણ થયું જે હઝરત મઆઝ બિન જબલ (રદિ.), ઈબ્ને ઉમર (રદિ.) અને જાબિર બિન અબ્દુલ્લાહ (રદિ.)ની રિવાયતથી બધી જ હદીષની કિતાબોમાં નકલ થયેલ છે. مَاسَقَتِ السَّمَآءُ فَفِيْهِ الْعُشْرُ وَمَا سُقِيَ بِالسَّانِيَةِ فَنِصْفُ الْعُشْرِ એટલે કે, વરસાદના પાણીથી પાકતી જમીનોમાં જ્યાં ખેતીને સીંચવાની કોઈ અન્ય વ્યવસ્થા ઉપસ્થિત નથી, ફક્ત વરસાદ જ ખેતીની પાકનો આધાર છે તે જમીનોના ઉત્પાદનનો દશમો ભાગ ઝકાત તરીકે કાઢવો વાજિબ છે અને જે જમીનોની કૂવા વગેરેથી સીંચાઈ કરવામાં આવે છે તેના ઉત્પાદનનો વીસમો ભાગ વાજિબ છે.

ઝકાતના નિયમોમાં શરીઅતે ઈસ્લામે દરેક પ્રકારની ઝકાતમાં આ બાબતને પાયાના સિદ્ધાંત તરીકે અપનાવી છે કે, જે ઉત્પાદનમાં મહેનત અને ખર્ચ ઓછો કરવો પડે છે તેમાં ઝકાતનું પ્રમાણ વધારે અને જેટલી મહેનત અને ખર્ચ કોઈ ઉત્પાદન પાછળ વધતો જાય છે એટલું ઝકાતનું પ્રમાણ ઓછું થતું જાય છે. દાખલા તરીકે, એવું સમજો કે જો કોઈને કોઈ પ્રાચીન ખજાનો મળી જાય અથવા સોના-ચાંદી વગેરેની ખાણ નીકળી આવે તો તેનો પાંચમો હિસ્સો ઝકાત સ્વરૂપે તેના માથે જરૂરી છે. કારણ કે, મહેનત અને ખર્ચ ઓછો અને ઉત્પાદન વધારે હોય છે. ત્યારબાદ વરસાદથી પાકતી જમીનનો નંબર આવે છે, જેમાં સીંચાઈ અને મહેનતનો ખર્ચ ઓછો થાય છે એટલે તેની ઝકાત પાંચમા હિસ્સા કરતાં અડધી એટલે કે, દશમો ભાગ કરી દેવામાં આવ્યો. ત્યારબાદ તે જમીન છે, જેને કૂવા અથવા નહેર વગેરેના પાણી ખરીદીને સીંચવામાં આવે છે, તેમાં મહેનત અને ખર્ચ વધી જાય છે તો તેમાં ઝકાત હજુ પણ અડધી થઈ ગઈ, એટલે કે વીસમો ભાગ. ત્યારબાદ સામાન્ય મિલકત સોનું, ચાંદી, રોકડ રકમ અને વેપાર વગેરેનો માલ છે જેને પ્રાપ્ત કરવા અને વધારવા માટે ખર્ચ પણ ખૂબ કરવો પડે છે અને મહેનત પણ વધારે થાય છે, એટલા માટે તેની ઝકાત તેનાથી પણ અડધી એટલે કે ચાલીસમો ભાગ કરી દેવામાં આવ્યો.

કુર્આનની પ્રસ્તુત આયતમાં અને પ્રસ્તુત હદીષોમાં જમીનના ઉત્પાદન માટે કોઈ પ્રમાણ નક્કી ન કર્યું, એટલા માટે ઈમામે આ'ઝમ અબૂહનીફા (રહ.) અને ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)નો મત એ છે કે, જમીનનું ઉત્પાદન ભલે થોડું હોય અથવા વધારે, દરેક પરિસ્થિતિમાં તેની ઝકાત કાઢવી જરૂરી છે. કુર્આનની આયત સૂરએ બકરહમાં જમીનની ઝકાતનું વર્ણન છે ત્યાં પણ તેના માટે કોઈ પ્રમાણ કે નિસાબ નક્કી વર્ણન કરવામાં નથી આવ્યો. ઈરશાદ છે,

اَنۡفِقُوۡا مِنۡ طَيِّبٰتِ مَا كَسَبۡتُمۡ وَمِمَّا اَخۡرَجۡنَا لَكُمۡ مِّنَ الۡاَرۡضِ

*"ખર્ચ કરો પોતાની હલાલ કમાણીમાંથી અને તે વસ્તુમાંથી જે અમે તમારા માટે જમીનમાંથી કાઢી છે."* *(સૂ. ૨ : આ. ૨૬૮)*

વેપારના માલ અને ઢોર–ઢાંખર માટે તો રસૂલે કરીમ ﷺએ નિસાબ વર્ણન કર્યો છે કે, સાડા બાવન તોલા (1 tola = 0.41 ounces = 11.6363 g) ચાંદીથી ઓછા ઉપર ઝકાત નથી. સો બકરીઓ, પાંચ ઊંટોથી ઓછા ઉપર ઝકાત નથી, પરંતુ જમીનના ઉત્પાદન વિશે જે વર્ણન ઉપરની હદીષમાં આવ્યું છે તેમાં કોઈ નિશ્ચિત પ્રમાણ–નિસાબ બતાવવામાં આવ્યો નથી. એટલા માટે દરેક ઓછા અથવા વધારે ઉત્પાદનમાં જમીનની ઝકાત દશમો અથવા સીંચાઈની જમીનમાં વીસમો ભાગ કાઢવો વાજિબ છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَلَا تُسۡرِفُوۡا اِنَّهٗ لَا يُحِبُّ الۡمُسۡرِفِيۡنَ એટલે કે, "હદથી વધારે ખર્ચ ન કરો. કારણ કે અલ્લાહ તઆલા ફુઝૂલખર્ચ કરનાર લોકોને પસંદ કરતો નથી." અત્રે સવાલ એ છે કે, અલ્લાહના માર્ગમાં જો કોઈ પોતાનો સમગ્ર માલ બલકે, પોતાનો પ્રાણ પણ ખર્ચ કરી નાંખે તો તેને "ઈસ્રાફ" (ફુઝૂલખર્ચી) કહી શકાય નહીં. બલકે, તેને હક અદા કર્યો કહેવું પણ કપરું છે તો પછી આ સ્થળે ઈસ્રાફની મનાઈ કરવાનો શું અર્થ છે ? જવાબ એ છે કે, કોઈ ખાસ ક્ષેત્રમાં ઈસ્રાફનું પરિણામ સ્વાભાવિક રીતે બીજા ક્ષેત્રોમાં કમી અને અધૂરપ લાવે છે, જે વ્યક્તિ પોતાની ઈચ્છાઓમાં કોઈપણ પ્રકારની રોકટોક વિના મર્યાદાઓથી વધારે ખર્ચ કરે છે તે સામાન્ય રીતે અન્યોના હકો અદા કરવામાં ઉણપ રાખતો હોય છે. માટે અહીંયાં એક રીતે ઉણપ અથવા કોતાહીથી જ રોકવામાં આવ્યા છે. એટલે કે, એક બાજુ વ્યક્તિ પોતાનો સમગ્ર માલ

અલ્લાહના માર્ગમાં લૂંટાવીને ખાલી હાથે બેસી જાય તો પોતાના બાલ-બચ્ચાં અને સગાં-વહાલાં બલકે, ખુદ પોતાની જાતનો હક કઈ રીતે અદા કરશે ? એટલા માટે એ સૂચના આપવામાં આવી છે કે, અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવામાં પણ મધ્યમ માર્ગથી કામ લો, જેથી સૌના હકો અદા થઈ શકે.

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૪૩-૧૪૪)

ثَمٰنِيَةَ اَزْوَاجٍ ۚ مِنَ الضَّاْنِ اثْنَيْنِ وَمِنَ الْمَعْزِ اثْنَيْنِ ؕ قُلْ ءٰٓالذَّكَرَيْنِ حَرَّمَ اَمِ
الْاُنْثَيَيْنِ اَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ اَرْحَامُ الْاُنْثَيَيْنِ ؕ نَبِّـُٔوْنِيْ بِعِلْمٍ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ﴿۱۴۳﴾ وَمِنَ الْاِبِلِ اثْنَيْنِ وَمِنَ الْبَقَرِ اثْنَيْنِ ؕ قُلْ ءٰٓالذَّكَرَيْنِ حَرَّمَ اَمِ
الْاُنْثَيَيْنِ اَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ اَرْحَامُ الْاُنْثَيَيْنِ ؕ اَمْ كُنْتُمْ شُهَدَآءَ اِذْ وَصّٰىكُمُ اللّٰهُ
بِهٰذَا ۚ فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا لِّيُضِلَّ النَّاسَ بِغَيْرِ عِلْمٍ ؕ اِنَّ اللّٰهَ لَا
يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۱۴۴﴾ ع

### તરજુમો :

*આઠ નર અને માદા (જોડાં) પેદા કર્યા, ઘેટાંમાંથી બે અને બકરીમાંથી બે; તમે પૂછો કે બંને નર અલ્લાહે હરામ કર્યા છે અથવા બંને માદા અથવા તે બચ્ચાં જે બંને માદાઓના ગર્ભાશયમાં સમાયેલ છે ? મને સનદ (પ્રમાણ) બતાવો જો તમે સાચા છો. (૧૪૩) અને પેદા કર્યા ઊંટમાંથી બે અને ગાયમાંથી બે, તમે પૂછો ! બંને નર હરામ કર્યા છે અથવા બંને માદા અથવા તે બચ્ચાં જે બંને માદાઓના ગર્ભાશયમાં સમાયેલ છે ? શું તમે હાજર હતા જે વખતે અલ્લાહે તમને આ હુકમ આપ્યો હતો ? પછી એનાથી વધીને જાલિમ કોણ જે અલ્લાહ ઉપર જૂઠું બોહતાન બાંધે, જેથી લોકોને તહકીક વિના ગુમરાહ કરે ! બેશક ! અલ્લાહ જાલિમ લોકોને હિદાયત નથી કરતો. (૧૪૪)*

## તફસીર :

(અને આ પશુઓ જેને તમે હલાલ અને હરામ કરી રહ્યા છો) આઠ (પ્રકારના) નર અને માદા (પેદા કર્યા) એટલે ઘેટાંમાંથી બે પ્રકાર (એક નર અને એક માદા) અને બકરીમાંથી બે પ્રકાર (એક નર અને એક માદા); તમે (તેમને) પૂછો કે, (એ તો બતાવો કે) શું અલ્લાહ તઆલાએ તે (બંને જાનવરોના) બંને નરને હરામ કર્યા છે અથવા બંને માદાને (હરામ કરી છે) ? અથવા તે (બચ્ચાંઓ)ને જે બંને માદાઓ (પોતાના) પેટમાં પોષી રહી છે (તે બચ્ચું નર હોય અથવા માદા, એટલે કે તમે જે વિવિધ સ્વરૂપોથી હરામ હોવાનો દા'વો કરી રહ્યા છો તો શું આ હરામ હોવું અલ્લાહે ફરમાવ્યું છે ?) તમે મને કોઈ દલીલથી તો બતાવો જો (પોતાના દા'વામાં) સાચા છો ! (આ તો નાના કદના પશુઓ વિશે વર્ણન હતું, આગળ મોટા કદવાળા પશુઓનું વર્ણન છે કે ઘેટાં અને બકરાંમાં પણ નર–માદા પેદા કર્યા, જેમકે વર્ણન થયું) અને (એ જ પ્રમાણે) ઊંટમાં બે પ્રકાર (એક નર અને એક માદા) અને ગાય (અને ભેંસ)માં બે પ્રકાર (એક નર અને એક માદા પેદા કર્યા) તમે (તેમને એ બાબતે પણ) પૂછો કે, (એ બતાવો કે) શું અલ્લાહ તઆલાએ આ બંને (પશુઓના) નરોને હરામ કર્યા છે અથવા બંને માદાઓને (હરામ કરી છે) ? અથવા તે (બચ્ચાં)ને જેને બંને માદાઓ (પોતાના) પેટમાં પોષણ આપી રહી છે (આ બચ્ચું નર હોય કે માદા તેનો પણ એ જ અર્થ છે કે, તમે જે વિવિધ સ્વરૂપોથી તે હરામ હોવાનો દા'વો કરી રહ્યા છો તો શું એ હરામ હોવાનો હુકમ અલ્લાહ તઆલાએ કર્યો છે ? તેના ઉપર કોઈ દલીલ અને સનદ લાવો જેની બે રીતો છે, એક તો એ કે કોઈ રસૂલ અથવા ફરિશ્તાના હવાલાથી કોઈ સનદ હોય, હવે નુબુવ્વત અને વહીથી તો તમે ઈન્કાર કરો છો, આ રીતને તો તમે અપનાવી નથી શકતા, હવે બીજી રીત દા'વો કરવા માટે નક્કી કરવામાં આવી કે પોતે પ્રત્યક્ષ સ્વરૂપે અલ્લાહ તઆલાએ આ હુકમો આપ્યા છે ? તો) શું તમે (તે સમયે) હાજર હતા જે સમયે અલ્લાહ તઆલાએ તમને એ (હરામ અને હલાલ)ના હુકમો આપ્યા ? (અને દેખીતું છે કે તેનો દા'વો પણ તેઓ નથી કરી શકતા તો સાબિત થઈ ગયું કે, તેમની પાસે કોઈ દલીલ કે સનદ છે જ નથી) તો (આ બાબતની સાબિતી પછી તેમના દા'વાના સંદર્ભમાં કોઈ દલીલ બાકી રહેતી નથી, માટે હવે ચોક્કસ વાત છે કે) તેમનાથી વધારે કોણ જાલિમ

(અને જૂઠો) હશે જે અલ્લાહ તઆલા ઉપર દલીલ વિના (હલાલ અને હરામ હોવાના વિષયમાં) જૂઠી તોહમત લગાવે જેથી લોકોને ગુમરાહ કરે (એટલે એ વ્યક્તિ મોટો જાલિમ હશે અને) નિ:શંક ! અલ્લાહ તઆલા જાલિમ લોકોને (જન્નતનો) માર્ગ (આખિરતમાં) નહીં બતાવે (બલકે, દોઝખમાં મોકલી દેશે, બસ આ લોકો પણ આ ગુનાહની સજામાં દોઝખમાં જશે).

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૪૫-૧૪૬-૧૪૭)

قُلْ لَّآ اَجِدُ فِيْ مَآ اُوْحِيَ اِلَيَّ مُحَرَّمًا عَلٰى طَاعِمٍ يَّطْعَمُهٗٓ اِلَّآ اَنْ يَّكُوْنَ مَيْتَةً اَوْ دَمًا
مَّسْفُوْحًا اَوْ لَحْمَ خِنْزِيْرٍ فَاِنَّهٗ رِجْسٌ اَوْ فِسْقًا اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ
وَّلَا عَادٍ فَاِنَّ رَبَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٤٥﴾ وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا كُلَّ ذِيْ ظُفُرٍ ۚ وَمِنَ
الْبَقَرِ وَالْغَنَمِ حَرَّمْنَا عَلَيْهِمْ شُحُوْمَهُمَآ اِلَّا مَا حَمَلَتْ ظُهُوْرُهُمَآ اَوِ الْحَوَايَآ اَوْ مَا
اخْتَلَطَ بِعَظْمٍ ۭ ذٰلِكَ جَزَيْنٰهُمْ بِبَغْيِهِمْ ۡ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿١٤٦﴾ فَاِنْ كَذَّبُوْكَ فَقُلْ
رَّبُّكُمْ ذُوْ رَحْمَةٍ وَّاسِعَةٍ ۚ وَلَا يُرَدُّ بَاْسُهٗ عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ ﴿١٤٧﴾

## તરજુમો :

*તમે કહી આપો કે હું આ વહીમાં કે જે મને પહોંચી છે કોઈ વસ્તુને હરામ નથી જોતો ખાનારા ઉપર કે જેને તે ખાય, પરંતુ એ કે તે વસ્તુ મૃત હોય અથવા વહેતું લોહી અથવા ડુક્કર (ભૂંડ)નું માંસ કે તે નાપાક છે, અથવા નાજાઈઝ પદ્ધતિથી ઝબહ કરેલું જેના ઉપર અલ્લાહ સિવાય કોઈ અન્યનું નામ પોકારવામાં આવે, પછી જો કોઈ ભૂખથી બેકાબૂ (બની લાચાર) થઈ જાય, ન તો નાફરમાની કરે અને ન જ અતિરેક કરે તો તારો પરવરદિગાર મહાન મા'ફ કરનારો છે ઘણો મહેરબાન. (૧૪૫) અને યહૂદીઓ ઉપર અમે દરેક ન્હોર(નખ)વાળું જાનવર હરામ કર્યું હતું, અને ગાય અને બકરીમાંથી તેમના ઉપર તેમની ચરબી હરામ કરી હતી પરંતુ જે પીઠ ઉપર લાગેલી હોય અથવા આંતરડીઓ ઉપર અથવા જે ચરબી કે હાડકાં સાથે*

*ચોંટેલી હોય, આ અમે તેમની શરારત ઉપર સજા આપી હતી અને અમે સાચું કહીએ છીએ. (૧૪૬) પછી જો તમને જૂઠાડે તો કહી આપો કે તમારા પરવરદિગારની રહમતમાં ઘણી વિશાળતા છે અને ગુનેહગાર લોકોથી તેનો અઝાબ ટળશે નહીં. (૧૪૭)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો (જે પશુઓની ચર્ચા થઈ રહી છે, તેના વિશે) જે કંઈ વહી દ્વારા હુકમો મારી પાસે આવ્યા છે તેમાં તો હું કોઈ હરામ આહાર જોતો નથી કોઈ ખાનારા માટે કે જે તે ખાય છે (ભલે પુરુષ હોય અથવા સ્ત્રી) પરંતુ (તે વસ્તુઓને અલબત્ત હરામ જોઉં છું જે) એ કે તે મૃત (મુરદાર જાનવર) હોય (એટલે કે, જે શરઈ રીતે ઝબહ થયું હોવાનું હલાલ હોય છે પરંતુ શરઈ રીતે ઝબહ કર્યા વિના જ મૃત્યુ પામે) અથવા એ કે વહેતુ લોહી હોય અથવા ડુક્કરનું માંસ હોય, કારણ કે તે (ડુક્કર) બિલકુલ નાપાક છે (એટલા માટે ડુક્કરના શરીરના બધા જ ભાગો હરામમાં એવા નાપાક છે કે જેને "નજસુલ ઐન"–સદંતર હરામ કહેવાય છે) અથવા જે (જાનવરો વગેરે) શિર્કનું માધ્યમ હોય (એ પ્રમાણે) કે (મૂર્તિઓ વગેરેની નિકટતા પામવા માટે) ગયરૂલ્લાહના નામ ઉપર કરવામાં આવ્યું હોય (બસ, આ બધું હરામ છે), પછી (પણ તેમાં એટલી સરળતા રાખી છે કે) જે વ્યક્તિ (ભૂખથી ઘણો જ) બેતાબ થઈ જાય, એવી શરતે કે ન તો (ખાવામાં) સ્વાદનો ઈચ્છુક હોય અને ન જ (આવશ્યકતાથી વધારે) અતિરેક કરનારો હોય તો (એવી પરિસ્થિતિમાં હરામ વસ્તુઓને ખાવાથી પણ તે વ્યક્તિને કંઈ ગુનોહ નથી થતો) ખરેખર તમારો પાલનહાર (તે વ્યક્તિ માટે) ગફૂરો રહીમ છે (કે આવા કપરા સમયે કૃપા કરીને તે ગુનાહની વસ્તુઓમાંથી ગુનોહ ઉઠાવી લીધો) અને યહૂદીઓ ઉપર અમે બધા જ નહોર (નખ)વાળા જાનવર હરામ કરી દીધા હતા અને ગાય અને બકરી(ના શરીરના ભાગમાંથી) તે બંનેની ચરબી એમના (એટલે કે યહૂદીઓ) ઉપર અમે હરામ કરી દીધી હતી પરંતુ તે (ચરબીમાં છૂટ હતી) જે તે (બંને)ની પીઠ ઉપર અથવા આંતરડાઓમાં લાગેલી હોય અથવા જે (ચરબી) હાડકાંઓ સાથે જોડાયેલી હોય (બાકી બધી ચરબી હરામ હતી, બસ તે વસ્તુઓના હરામ કરવાનો હેતુ એ હતો કે) તેમની શરારતોના કારણે અમે તેમને આ સજા આપી હતી અને અમે નિઃશંક !

સાચા છે, પછી (ઉપરોક્ત તહકીક પછી પણ) જો એ (મુશ્રિકો) તમને (નઊઝુબિલ્લાહ ! આ વિષયમાં ફક્ત એ કારણથી) જૂઠા કહે (કે તેમના ઉપર અઝાબ નથી આવતો) તો તમે (જવાબમાં) કહી આપો કે, તમારો પરવરદિગાર ઘણી વિશાળ રહમતવાળો છે (અમુક હિકમતોથી તાત્કાલિક પકડ નથી કરતો) અને (તેનાથી એવું ન સમજી બેસો કે હંમેશા આમ જ બચેલા રહેશો, જ્યારે નક્કી સમય આવશે પછી તે સમયે) તેનો અઝાબ અપરાધી લોકો ઉપરથી (કોઈપણ પ્રકારે) ટળશે નહીં.

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૪૮-૧૪૯-૧૫૦)

سَيَقُولُ الَّذِينَ أَشْرَكُوا لَوْ شَاءَ اللَّهُ مَا أَشْرَكْنَا وَلَا آبَاؤُنَا وَلَا حَرَّمْنَا مِن شَيْءٍ ۚ
كَذَٰلِكَ كَذَّبَ الَّذِينَ مِن قَبْلِهِمْ حَتَّىٰ ذَاقُوا بَأْسَنَا ۗ قُلْ هَلْ عِندَكُم مِّنْ عِلْمٍ
فَتُخْرِجُوهُ لَنَا ۖ إِن تَتَّبِعُونَ إِلَّا الظَّنَّ وَإِنْ أَنتُمْ إِلَّا تَخْرُصُونَ ﴿١٤٨﴾ قُلْ فَلِلَّهِ الْحُجَّةُ
الْبَالِغَةُ ۖ فَلَوْ شَاءَ لَهَدَاكُمْ أَجْمَعِينَ ﴿١٤٩﴾ قُلْ هَلُمَّ شُهَدَاءَكُمُ الَّذِينَ يَشْهَدُونَ
أَنَّ اللَّهَ حَرَّمَ هَٰذَا ۖ فَإِن شَهِدُوا فَلَا تَشْهَدْ مَعَهُمْ ۚ وَلَا تَتَّبِعْ أَهْوَاءَ الَّذِينَ كَذَّبُوا
بِآيَاتِنَا وَالَّذِينَ لَا يُؤْمِنُونَ بِالْآخِرَةِ وَهُم بِرَبِّهِمْ يَعْدِلُونَ ﴿١٥٠﴾

## તરજુમો :

*હવે મુશ્રિક કહેશે, જો અલ્લાહે ઈચ્છયું હોત તો અમે શિર્ક ન કર્યું હોત અને ન જ અમારા બાપદાદાએ અને ન જ અમે કોઈ વસ્તુ હરામ કરી લીધી હોત, એ જ પ્રમાણે તેમનાથી આગળનાઓ જૂઠાડતા રહ્યા એટલે સુધી કે તેમણે અમારો અઝાબ ચાખ્યો, તમે કહી આપો ! તમારી પાસે કંઈ જ્ઞાન પણ છે કે તેને અમારી સામે જાહેર કરો ? તમે તો નરી અટકળો ઉપર ચાલો છો અને માત્ર અનુમાનો જ કરો છો. (૧૪૮) તમે કહી આપો ! બસ અલ્લાહની હુજ્જત સંપૂર્ણ છે, બસ જો તેણે ઈચ્છયું હોત તો તેણે તમારા સૌને હિદાયત કરી દીધી હોત. (૧૪૯) તમે કહો કે લાવો પોતાના ગવાહ ! જે એ વાતની*

*ગવાહી આપે કે અલ્લાહે આ વસ્તુઓને હરામ કરી છે, પછી જો તેઓ એવી ગવાહી આપે તો પણ તમે તેમનો એ'તેબાર ન કરો અને તેમની ખુશી ઉપર ન ચાલો જેમણે અમારા હુકમોને જૂઠાડ્યા અને જેઓ આખિરતનું યકીન નથી કરતા અને તેઓ અન્યોને પોતાના પરવરદિગાર સમકક્ષ ઠરાવે છે.(૧૫૦)*

## તફસીર :

મુશ્રિકો હવે કહેશે કે, જો અલ્લાહ તઆલાને (પોતાની મરજીથી એ બાબત) મંજૂર હોત (કે અમે શિર્ક અને હરામ કામો ન કરીએ એટલે કે, અલ્લાહ તઆલાએ શિર્ક અને હરામ કરવાને પસંદ ન કર્યુ હોત) તો ન અમે શિર્ક કર્યુ હોત, ન (જ) અમારા બાપ-દાદાએ (શિર્ક કર્યુ હોત) અને ન અમે (અને ન જ અમારા વડીલોએ) કોઈ વસ્તુને (જેનું આગલી આયતોમાં વર્ણન આવી ચૂક્યું છે) હરામ કરી શક્યા હોત. (આથી જાણ થાય છે કે, અલ્લાહ તઆલા આ શિર્ક અને હરામ કરવાથી નારાજ નથી. અલ્લાહ તઆલા જવાબ આપે છે કે, આ દલીલ એટલા માટે ખોટી છે કે, તેમના ઉપર રસૂલને જૂઠાડવાનો આરોપ છે, બસ આ લોકો રસૂલોને જૂઠાડી રહ્યા છે જે પ્રમાણે તેઓ કરી રહ્યા છે) એ જ પ્રમાણે જે (કાફિર) લોકો તેમનાથી પહેલાં થઈ ચૂક્યા છે તેમણે પણ (રસૂલોને) જૂઠાડ્યા હતા, એટલે સુધી કે તેમણે અમારા અઝાબનો સ્વાદ ચાખ્યો. (ભલે દુનિયામાં હોય જેમકે મોટા ભાગના આગલા કાફિરો ઉપર અઝાબ નાઝિલ થયો છે અથવા તો મૃત્યુ પછી તો દેખીતું જ છે અને એ ઈશારો છે તે તરફ કે, તે લોકોના કુફ્રના મુકાબલામાં ફક્ત મૌખિક જવાબ અને મુનાજરા ઉપર બસ કરવામાં નહીં આવે બલકે, અગાઉ થઈ ચૂકેલા કાફિરોના દષ્ટાંત પ્રમાણે તેમને યોગ્ય સજા પણ આપવામાં આવશે, ભલે દુનિયામાં આપવામાં આવે અથવા આખિરતમાં. આગળ બીજો જવાબ આપવા માટે ઈરશાદ છે કે) તમે (તેમને) કહો કે, શું તમારી પાસે (આ મુકદ્દમા ઉપર) કોઈ દલીલ છે ? (જો છે) તો તેને અમારી રૂબરૂ જાહેર કરો (વાસ્તવિકતા એ છે કે તેમની પાસે દલીલ વગેરે કંઈ નથી). તમે (તેમને) કહો કે, બસ (બંને જવાબોથી જાણ થઈ કે) સંપૂર્ણ દલીલ અલ્લાહની જ છે (અને તમારી દલીલ જૂઠી છે), ત્યારબાદ (તકાદો તો એ હતો કે તમે સૌ માર્ગ ઉપર આવી જાઓ પરંતુ તેની

તવફીક પણ અલ્લાહ તરફથી જ છે) જો તેણે ઈચ્છયું હોત તો તમને સૌને (સીધા) માર્ગ ઉપર લઈ આવ્યો હોત (પરંતુ અલ્લાહ તઆલાની ઘણી બધી હિકમતો છે, કોઈને તવફીક આપી અને કોઈને ન આપી. અલબત્ત, સત્યની જાહેરાત અને ઈરાદાનો અધિકાર અર્પણ કરવો સૌના માટે સામાન્ય છે. આગળ વર્ણન થયેલ દલીલના તકાદા માટે ઈરશાદ ફરમાવ્યો છે) તમે (તેમને) કહી આપો કે (પોતાની બૌદ્ધિક દલીલની પરિસ્થિતિ તો તમને જાણ થઈ ગઈ. વારું, હવે કોઈ સાચી સનદવાળી દલીલ રજૂ કરો, દાખલા તરીકે) પોતાના ગવાહોને લાવો જે તે વાતની (કાયદેસર) ગવાહી આપે કે, અલ્લાહ તઆલાએ આ (પ્રસ્તુત) વસ્તુઓને હરામ કરી આપી છે (કાયદેસર ગવાહી તે છે જે સાબિતીઓ ઉપર આધારિત હોય અથવા એવી ઠોસ દલીલો ઉપર આધારિત હોય જે વિશ્વાસ કરવાપાત્ર સમજવામાં આવે, જેમકે ( اَمْ كُنْتُمْ شُهَدَآءَ اِذْوَصّٰكُمْ ) પછી જો (કદાચ કોઈ જૂઠા ગવાહો લઈ આવે અને) તે (ગવાહો તેની) ગવાહી (પણ) આપી દે તો (કારણ કે તે ગવાહીઓ ચોક્કસ ખોટી અને ફક્ત મૌખિક મનઘડત હશે, કારણ કે તેમની પાસે કોઈ પ્રત્યક્ષ સાબિતી સ્વરૂપે દલીલ નથી અને તેમણે કંઈ નજરે જોયું પણ નથી. એટલા માટે) તમે આ ગવાહીઓને કાને ન ધરજો અને (જ્યારે તેમનું જૂઠા હોવું જેમકે وَلَا حَرَّمْنَا અને ....كَذٰلِكَ كَذَّبَ સાબિત છે અને આખિરતના મુન્કિર હોવું જેમકે ઘણી બધી આયતોથી સાબિત થયેલ છે અને મુશ્રિક હોવું اَشْرَكْنَا થી સાબિત થયેલ છે તો હવે હે શ્રોતાગણ !) એવા લોકોની ખોટી કલ્પનાઓનું (જેનું જૂઠું હોવું સાબિત થઈ ચૂક્યું છે) અનુસરણ ન કરજો જેઓ અમારી આયતોને જૂઠાડે છે અને જેઓ આખિરત ઉપર ઈમાન નથી ધરાવતા (અને એ જ કારણે તેઓ નીડર થઈ ગયા છે કે, સત્યની શોધખોળ પણ કરતા નથી) અને તેઓ (ઈબાદતના હકદાર હોવામાં) પોતાના પરવરદિગારની સમકક્ષ અન્યોને ભાગીદાર ઠરાવે છે (એટલે કે શિર્ક કરે છે).

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૫૧ થી ૧૫૩)

قُلْ تَعَالَوْا أَتْلُ مَا حَرَّمَ رَبُّكُمْ عَلَيْكُمْ ۖ أَلَّا تُشْرِكُوا بِهِ شَيْئًا ۖ وَبِالْوَالِدَيْنِ إِحْسَانًا ۖ وَلَا
تَقْتُلُوا أَوْلَادَكُمْ مِنْ إِمْلَاقٍ ۖ نَحْنُ نَرْزُقُكُمْ وَإِيَّاهُمْ ۖ وَلَا تَقْرَبُوا الْفَوَاحِشَ
مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ ۖ وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِي حَرَّمَ اللَّهُ إِلَّا بِالْحَقِّ ۚ ذَٰلِكُمْ وَصَّاكُمْ
بِهِ لَعَلَّكُمْ تَعْقِلُونَ ﴿١٥١﴾ وَلَا تَقْرَبُوا مَالَ الْيَتِيمِ إِلَّا بِالَّتِي هِيَ أَحْسَنُ حَتَّىٰ يَبْلُغَ
أَشُدَّهُ ۖ وَأَوْفُوا الْكَيْلَ وَالْمِيزَانَ بِالْقِسْطِ ۖ لَا نُكَلِّفُ نَفْسًا إِلَّا وُسْعَهَا ۖ
وَإِذَا قُلْتُمْ فَاعْدِلُوا وَلَوْ كَانَ ذَا قُرْبَىٰ ۖ وَبِعَهْدِ اللَّهِ أَوْفُوا ۚ ذَٰلِكُمْ وَصَّاكُمْ بِهِ لَعَلَّكُمْ
تَذَكَّرُونَ ﴿١٥٢﴾ وَأَنَّ هَٰذَا صِرَاطِي مُسْتَقِيمًا فَاتَّبِعُوهُ ۖ وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ
بِكُمْ عَنْ سَبِيلِهِ ۚ ذَٰلِكُمْ وَصَّاكُمْ بِهِ لَعَلَّكُمْ تَتَّقُونَ ﴿١٥٣﴾

## તરજુમો :

*તમે કહો; આવો તમે ! હું સંભળાવી આપું જે તમારા ઉપર તમારા પરવરદિગારે હરામ કર્યું છે કે તેની સાથે કોઈ વસ્તુને શરીક ન કરો, અને માં-બાપની સાથે નેકી (ભલાઈ) કરો અને પોતાની અવલાદને નાદારી(ના ડર)થી મારી ન નાંખો, અમે તમને અને તેમને રોઝી આપીએ છીએ; અને બેહયાઈ (નિર્લજ્જતા)ના કામની પાસે (પણ) ન જાઓ કે જે તેમાંથી જાહેર હોય અને જે છુપું હોય, અને તે જીવની હત્યા ન કરો જેને અલ્લાહે હરામ કર્યું છે પરંતુ હક ઉપર; તમને આ હુકમ કર્યો છે જેથી તમે સમજો. (૧૫૧) અને યતીમના માલની પાસે (પણ) ન જાઓ પરંતુ એ રીતે કે બહેતર હોય એટલે સુધી કે પોતાની યુવાનીએ પહોંચી જાય, અને માપ અને તોલ ન્યાયપૂર્વક પૂરેપૂરું કરો, અમે કોઈના જિમ્મે તે જ વસ્તુ જરૂરી કરીએ છીએ જેની તેને શક્તિ હોય; અને જ્યારે વાત કહો તો હકની કહો જો કે તે પોતાના નજીકના જ (કેમ ન) હોય ! અને અલ્લાહનો કરાર પૂરો કરો; તમને આ હુકમ કરી દીધો છે જેથી તમે નસીહત પકડો. (૧૫૨) અને બેશક ! આ*

*મારો સીધો માર્ગ છે, બસ તેના ઉપર ચાલો અને તે માર્ગો ઉપર ન ચાલો કે તમને અલ્લાહના માર્ગોથી વિખૂટા કરી દેશે, તમને આ હુકમ કરી આપ્યો છે જેથી તમે બચતા રહો. (૧૫૩)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે (તેમને) કહો કે આવો ! હું તમને તે વસ્તુઓ પઢીને સંભળાવું જેને તમારા પરવરદિગારે તમારા ઉપર હરામ ઠરાવી છે, (તે વસ્તુઓ એ છે કે, એક) એ કે અલ્લાહ તઆલાની સાથે કોઈ વસ્તુને ભાગીદાર ન ઠરાવો (બસ, તેની સાથે અન્યને ભાગીદાર ઠરાવવું હરામ થયું) અને (બીજું એ કે) માં-બાપ સાથે ભલાઈ કર્યા કરો (બસ, તેમની સાથે ખરાબ વ્યવહાર કરવો હરામ થયો) અને (ત્રીજું એ કે) પોતાના સંતાનોની નાદારીના કારણે (જેમકે અજ્ઞાનતાના સમયમાં આ કુરિવાજ પ્રચલિત હતો) હત્યા ન કર્યા કરો (કારણ કે) અમે તેમને અને તમને (બંનેને) રોજી (નિશ્ચિત માત્રામાં) આપીશું (તે તમારી નિશ્ચિત માત્રાની મુકદ્દર થયેલ રોજીમાં ભાગીદાર નથી તો પછી શા માટે તેમની હત્યા કરો છો ? બસ, તેમની હત્યા કરવી હરામ છે) અને (ચોથું એ કે) નિર્લજ્જતા (એટલે કે જાતીય દુષ્કૃત્યો)ના જેટલાય કામો છે તેની પાસે પણ ન ફરકો (બસ, વ્યભિચાર કરવો હરામ છે) ભલે તે જાહેરમાં હોય અથવા ગુપ્ત હોય અને (પાંચમું એ કે) જેની હત્યા કરવી અલ્લાહ તઆલાએ હરામ ઠરાવી છે તેની હત્યા ન કરો; હા ! પરંતુ કોઈ (શરઈ) હક ઉપર (કત્લ કરવું જાઈઝ છે, દાખલા તરીકે "કિસાસ" અથવા "રજમ" વગેરેમાં, બસ નાહક હત્યા કરવી હરામ છે) એ (સૌ)નો તમને (અલ્લાહ તઆલાએ) તાકીદી હુકમ આપ્યો છે જેથી તમે (તેને) સમજો (અને સમજીને અમલ કરો) અને (છઠ્ઠું એ કે) યતીમોના માલની પાસે (પણ) ન જાઓ (એટલે કે તેને પોતાના માટે ખર્ચ ન કરો) પરંતુ એવી રીતે (ખર્ચ કરવાની પરવાનગી છે) જે (શરીઅત પ્રમાણે યતીમોના) લાભમાં છે (દાખલા તરીકે, તે માલ યતીમોના કામમાં વાપરવો, તેની હિફાઝત કરવી અને અમુક વડીલો અથવા સાર-સંભાળ લેનાર તેમાંથી તે યતીમ માટે વેપાર કરે તેની પણ પરવાનગી છે), અહીંયાં સુધી કે તે પોતાની યુવાની(ની વયમર્યાદા)એ પહોંચી જાય (તે સમય સુધી તેમાં ઉપરોક્ત પ્રમાણે ઉપયોગની પરવાનગી છે અને પછી તેમનો માલ તેમને સોંપી દેવામાં આવશે એ શરતે કે તે "સફીહ"-

પાગલ અથવા મંદબુદ્ધિનો ન હોય, બસ યતીમના માલનો ગેરશરઈ રીતે ખર્ચ કરવો હરામ છે) અને (સાતમું એ કે) માપ અને તોલ સંપૂર્ણ રીતે બરાબર કર્યા કરો ન્યાયની સાથે (કે કોઈનો હક તમારી પાસે ન રહે અને કોઈનો હક ન દબાવા પામે, બસ આ માપ અને તોલમાં દગો કરવો હરામ છે અને આ હુકમો મુશ્કેલ નથી, કારણ કે) અમે (તો) કોઈ વ્યક્તિને તેની શક્તિથી વધારે (હુકમોની) તકલીફ (પણ) નથી આપતા (પછી તે હુકમોમાં ઉણપ કેમ રાખવામાં આવે ?) અને (આઠમું એ કે) જ્યારે તમે (ફેંસલો અથવા ગવાહી વગેરે વિશે કોઈ) વાત કર્યા કરો તો (તેમાં) ન્યાય(નું ધ્યાન) રાખ્યા કરો, ભલે તે વ્યક્તિ (જેના મુકાબલામાં તે વાત કહી રહ્યો છે તે તમારો નજીકનો) સગો-વહાલો જ હોય (બસ, ન્યાય વિરુદ્ધ વર્તવું હરામ છે) અને (નવમું એ કે) અલ્લાહ તઆલા સાથે જે કરાર કર્યો (જેમકે કસમ અથવા કોઈ નજર એ શરતે કે તે શરીઅત પ્રમાણે હોય) તેને પૂરો કર્યા કરો (બસ, તે કરાર પૂરો ન કરવો હરામ છે), એ (બધા)નો અલ્લાહ તઆલાએ તમને તાકીદી હુકમ આપ્યો છે જેથી તમે યાદ રાખો (અને અમલ કરો) અને એ (પણ કહી આપો) કે (માત્ર આ હુકમોની કોઈ વિશેષતા નથી બલકે) આ દીન (ઈસ્લામ અને તેના તમામ હુકમો) મારો માર્ગ છે (જેના તરફ હું અલ્લાહના હુકમથી તમને આમંત્રણ આપું છું) કે જે (બિલકુલ) મુસ્તકીમ (સત્ય અને સીધો માર્ગ) છે, બસ તે માર્ગ ઉપર ચાલો અને અન્ય માર્ગો ઉપર ન ચાલો કે તે માર્ગો તમને અલ્લાહના માર્ગથી (જેના તરફ હું તમને આમંત્રણ આપી રહ્યો છું તેનાથી) વિખુટા (અને ખૂબ દૂર) કરી આપશે તેનો તમને અલ્લાહ તઆલાએ તાકીદી હુકમ આપ્યો છે જેથી તમે (તેના માર્ગ વિરુદ્ધ ચાલવાથી) પરહેઝ કરો (એટલે કે કાળજી રાખી બચેલા રહો).

## મસ્અલા અને બોધપાઠ :

આ આયતોમાં પણ એનું જ વર્ણન છે જે વિષયનું વર્ણન લગભગ બે-ત્રણ રુકૂઅથી સતત આ વિષયના સંદર્ભમાં થઈ રહ્યું છે કે, બેદરકાર અને અજ્ઞાન મનુષ્યએ પૃથ્વી અને આસમાનની સમગ્ર વસ્તુઓને પેદા કરનાર અહકમુલ હાકિમીનના નાઝિલ કરેલ કાયદાને છોડીને પોતાના બાપદાદાના અને મનઘડત કુરિવાજોને પોતાનો દીન બનાવી દીધો છે. જે વસ્તુઓને અલ્લાહ તઆલાએ હરામ કરી હતી તેને જાઈઝ સમજી તેનો ઉપયોગ કરવા લાગ્યા છે અને જે

વસ્તુઓને અલ્લાહ તઆલાએ હલાલ ઠરાવી હતી તેને પોતાના માટે હરામ ઠરાવી લીધી છે અને અમુક વસ્તુઓને પુરુષો માટે જાઈઝ અને સ્ત્રીઓ માટે હરામ અને અમુકને સ્ત્રીઓ માટે હલાલ અને પુરુષો માટે હરામ ઠરાવી દીધી છે.

આ ત્રણે આયતોમાં તે વસ્તુઓનું વર્ણન છે જેને અલ્લાહ તઆલાએ હરામ ઠરાવી દીધી છે. વિગતવાર વર્ણનમાં નવ વસ્તુઓનું વર્ણન છે, ત્યારબાદ દશમો હુકમ આ પ્રમાણે વર્ણન કરવામાં આવ્યો, هٰذَا صِرَاطِیْ مُسْتَقِیْمًا فَاتَّبِعُوْهُ એટલે કે આ દીન મારો સીધો માર્ગ છે, તેના ઉપર ચાલો. રસૂલે કરીમ ﷺના લાવેલા અને બતાવેલા દીન અને શરીઅત તરફ ઈશારો કરી તમામ હલાલ અને હરામ, જાઈઝ અને નાજાઈઝ, મકરૂહ અને મુસ્તહબ વસ્તુઓની વિગતોને એના હવાલે કરી દીધી કે, શરીઅતે મુહમ્મદિય્યહ ﷺએ જે વસ્તુઓને હલાલ બતાવી તેને હલાલ અને જે વસ્તુઓને હરામ ઠરાવી દીધી તેને હરામ સમજો અને પોતાના તરફથી આપમેળે હલાલ અને હરામના ફેંસલા ન કરતા ફરો.

પછી જે દશ વસ્તુઓનું વિગતવાર વર્ણન આ આયતોમાં આવ્યું છે તેમાં વાસ્તવિક હેતુ તો હરામ વસ્તુઓને વર્ણન કરવાનો છે, જેનો તકાદો એ હતો કે તે બધાને નકારાત્મક ક્રિયાપદ સાથે વર્ણન કરવામાં આવે પરંતુ કુર્આને કરીમે પોતાની ખાસ હિકમતભરી વર્ણનશૈલી હેઠળ તેમાંથી અમુક વસ્તુઓને હકારાત્મક રીતે હુકમ (આજ્ઞાર્થ)ના ક્રિયાપદ દ્વારા વર્ણન કરેલ છે અને તેનો હેતુ એ છે કે એના વિરુદ્ધ કરવું હરામ છે. (કશ્શાફ) તેની હિકમત આગળ જાણ થઈ જશે, તે દશ વસ્તુઓ જે હરામ હોવાનું વર્ણન આ આયતોમાં આવ્યું છે તે આ છે.

(૧) અલ્લાહ તઆલા સાથે ઈબાદત અને આજ્ઞાપાલનમાં કોઈને ભાગીદાર ઠરાવવો.

(૨) માં-બાપ સાથે સારો વર્તાવ ન કરવો.

(૩) ફકીરી અથવા નાદારીના ડરથી પોતાના સંતાનોની હત્યા કરવી.

(૪) નિર્લજ્જતા (બેશરમી)ના કૃત્યો કરવા. (અર્થાત વ્યભિચાર વગેરે)

(૫) કોઈની નાહક હત્યા કરવી.

(૬) યતીમોનો માલ નાજાઈઝ પદ્ધતિથી ખાઈ જવો.

(૭) માપ અને તોલમાં કમી કરી ઓછું આપવું.

(૮) ગવાહી અથવા ફેંસલો અથવા બીજી અન્ય બાબતોમાં નાઈન્સાફી કરવી.

(૯) અલ્લાહ તઆલાના કરારને પૂરો ન કરવો.

(૧૦) અલ્લાહ તઆલાના સીધા માર્ગને છોડીને ડાબે-જમણે બીજા માર્ગો અપનાવવા.

**પ્રસ્તુત આયતોની મહત્ત્યવની વિશેષતાઓ :**

કઅ્બ અહબાર જે તવરાતના નિષ્ણાત આલિમ છે, પ્રથમ યહૂદી હતા પછી મુસલમાન થયા. તેઓ ફરમાવે છે કે, "કુર્આન મજીદની આ આયતો જેમાં દશ વસ્તુઓનું વર્ણન છે, અલ્લાહની કિતાબ તવરાતમાં બિસ્મિલ્લાહ પછી આ જ આયતો શરૂ થાય છે. (اِنتَهـــى) અને કહેવામાં આવ્યું છે કે, આ દશ આદેશો તે છે જે હઝરત મૂસા (અલૈ.) ઉપર નાઝિલ થયા હતા."

કુર્આનના વિવરણકાર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.) ફરમાવે છે કે, આ જ તે "મુહકમાત" આયતો છે જેનું વર્ણન સૂરએ આલિ ઈમ્રાનમાં આવ્યું છે કે, જેના ઉપર હઝરત આદમ (અલૈ.)થી લઈને ખાતમુલ અંબિયા ﷺ સુધી બધા જ અંબિયા (અલૈ.)ની શરીઅતો સહમત રહી છે. તેમાંથી કોઈ વસ્તુ કોઈ ધર્મ અથવા મિલ્લતમાં અને કોઈ શરીઅતમાં મન્સૂખ (રદ) નથી થઈ.

*(તફસીરે બહરે મુહીત)*

**આ આયતો રસૂલુલ્લાહ ﷺનું વસિયતનામું છે :**

તફસીરે ઈબ્ને કષીરમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે, તેમણે ફરમાવ્યું કે "જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺના એવા વસિયતનામાને જોવા ઈચ્છે જેના ઉપર આપ ﷺની મહોર (સિક્કો) લાગેલી છે તો તે આ આયતો પઢી લે. એમાં તે વસિયત મોજૂદ છે જે રસૂલે કરીમ ﷺએ અલ્લાહના હુકમથી ઉમ્મતને કરી છે."

અને હાકિમે હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)થી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ સહાબએ કિરામ (રદિ.)ને સંબોધન કરીને ફરમાવ્યું, "કોણ છે જે મારી સાથે ત્રણ આયતો ઉપર "બયઅત" (કરાર) કરે ?" પછી ત્રણ

આયતો તિલાવત કરીને ઈરશાદ કર્યો, ‘‘જે વ્યક્તિ આ બયઅતને પૂરી કરશે તો તેનો બદલો અલ્લાહ તઆલાની જવાબદારી થઈ ગયો.’’

હવે, આ દશ વસ્તુઓનું વિગતવાર વર્ણન અને ત્રણ આયતોનું વિવરણ જોઈ લઈએ. આ આયતોની શરૂઆત આ પ્રમાણે કરવામાં આવી કે, قُلْ تَعَالَوْا اَتْلُ مَا حَرَّمَ رَبُّكُمْ عَلَيْكُمْ તેમાં تَعَالَوْا (તઆલવ્)નો તરજુમો "આવી જાઓ" છે અને વાસ્તવમાં આ વાક્ય એવા સમયે બોલવામાં આવે છે જયારે કોઈ બોલાવનારો ઊંચા સ્થાને ઊભો થઈને નીચે ઊભેલાઓને પોતાની પાસે બોલાવી રહ્યો હોય. એમાં ઈશારો એ બાબત તરફ છે કે, આ આમંત્રણને સ્વીકાર કરવામાં તે લોકો માટે પ્રતિષ્ઠા અને સન્માન છે. ભાવાર્થ એ છે કે, રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને ફરમાવવામાં આવ્યું કે, ‘‘તમે તે લોકોને કહી આપો કે આવી જાઓ! જેથી હું તમને તે વસ્તુઓ પઢીને સંભળાવી આપું જે અલ્લાહ તઆલાએ તમારા ઉપર હરામ (પ્રતિબંધિત) કરી છે.’’ અલ્લાહ તઆલા તરફથી આવેલો આ પ્રત્યક્ષ સંદેશ છે, એમાં કોઈનું અનુમાન કે કલ્પનાની કોઈ દખલગીરી નથી જેથી તમે તેનાથી બચવાની કાળજી રાખો અને વ્યર્થ રીતે પોતાના તરફથી અલ્લાહ તઆલાની હલાલ વસ્તુઓને હરામ ન કરતા ફરો.

આ આયતનું સંબોધન જો કે, પરોક્ષ રીતે મુશ્રિકોને છે પરંતુ સંબોધનનો વિષય સર્વસામાન્ય છે અને સમગ્ર મનુષ્યજાતિ આ સંબોધનમાં સામેલ છે. ભલે, મો'મિન હોય કે કાફિર, અરબ હોય કે બિનઅરબ અને હાજર હોય કે ભવિષ્યમાં આવનારી પેઢીઓ. *(બહરે મુહીત)*

## સૌ પ્રથમ સૌથી મોટો ગુનોહ શિર્ક છે જેને હરામ કરવામાં આવ્યો છે:

આ કાળજીની સાથે સાથે સંબોધન કરીને પ્રતિબંધિત અને હરામ વસ્તુઓની યાદીમાં સૌ પ્રથમ આ ઈરશાદ ફરમાવ્યો, اَلَّا تُشْرِكُوْا بِهٖ شَيْئًا એટલે કે, ‘‘સૌથી પહેલું કામ એ છે કે અલ્લાહ તઆલાની સાથે કોઈને ભાગીદાર અથવા જોડીદાર ન સમજવામાં આવે.’’ અરબના મુશ્રિકોની જેમ મૂર્તિઓને મઅ્બૂદ બનાવવા અથવા યહૂદીઓ અને નસારાની જેમ ઈસા (અલૈ.)ને ખુદા અથવા ખુદાના બેટા કહેવાના નથી અથવા અન્ય લોકોની જેમ કે જેઓ ફરિશ્તાઓને અલ્લાહની દિકરીઓ ઠરાવે છે અથવા તો અજ્ઞાની લોકો અંબિયા

(અલૈ.) અને વલીઓને જ્ઞાન અને શક્તિમાં અલ્લાહની સમકક્ષ ઠરાવે છે; તે બધું શિર્ક છે અને હરામ છે, તેનાથી બચવું જરૂરી છે.

**શિર્કની વ્યાખ્યા અને તેના પ્રકારો :**

તફસીરે મઝહરીમાં છે કે, શબ્દ شَيْـئًا (શયઅન્)નો ભાવાર્થ અત્રે એ પણ હોઈ શકે છે કે, શિર્કના કોઈપણ પ્રકાર જાહેર હોય અથવા ગુપ્ત; એમાં ન સંડોવાવું જોઈએ. જાહેર શિર્ક તો સૌને ખબર છે કે કોઈ ગયરૂલ્લાહની ઈબાદત અને ઈતાઅતમાં અથવા તેને ખાસ સિફતોમાં અલ્લાહ તઆલાની સમકક્ષ અથવા તેનો જોડીદાર ઠરાવી દેવું છે અને ગુપ્ત શિર્ક એ છે કે, પોતાના કારોબાર અને.... દીની-દુનિયવી હેતુઓમાં તથા નફા-નુકસાનમાં જો કે, અકીદહ તો એ જ છે કે કાર્યસાધક તો માત્ર અલ્લાહ જ છે પરંતુ અમલની રૂએ અન્યોને કાર્યસાધક સમજે અને સમગ્ર પ્રયત્ન અન્યો સાથે જ સંલગ્ન રાખે અથવા ઈબાદતમાં રિયાકારી (દેખાડો) કરે કે અન્યોને બતાવવા માટે નમાઝ વગેરેને સારી રીતે પઢે અથવા સદકહ-ખયરાત માત્ર નામના મેળવવા માટે કરે અથવા અમલી રીતે (માન્યતાની રૂએ) નફા અને નુકસાનનો માલિક કોઈ ગયરૂલ્લાહ (અલ્લાહ સિવાય કોઈ અન્ય)ને ઠરાવે. શૈખ સઅ્દી (રહ.)એ આ વિષયને આ રીતે વર્ણન કર્યો છે,

دریں نوعے از شرک پوشیدہ است : کہ زیدم بہ بخشید و عمرم بخست

આ વાતોમાં પણ એક પ્રકારનો શિર્ક (ભાગીદારી)નો ગુનોહ છુપાયેલો છે,
કે (માન્યતાની રૂએ સમજે કે) ઝૈદે મને આપ્યું અને ઉમરે મારું નુકસાન કર્યું.

એટલે કે, એમાં પણ એક પ્રકારનું શિર્ક છુપાયેલું હોય છે કે વ્યક્તિ (અમલી રીતે) એવું સમજે છે કે મને ફલાણાએ કંઈક અર્પણ કરી દીધું અને ફલાણાએ નુકસાન પહોંચાડી દીધું. બલકે, વાસ્તવિકતા એથી વિશેષ કંઈ નથી કે બખ્શીશ અથવા નુકસાન જે કંઈ છે તે સર્વશક્તિમાન અલ્લાહ તઆલા તરફથી જ હોય છે. ફલાણો અને ફલાણો એક પડદો છે, જેના વર્તુળમાં બખ્શીશ અને નુકસાન જાહેર થાય છે, નહિતર એક સહીહ હદીષમાં છે કે, જો સમગ્ર દુનિયાના જિન્નાત અને મનુષ્ય ભેગા મળીને તમને એવો નફો પહોંચાડવા ઈચ્છે જે અલ્લાહ તઆલાએ તમારા માટે મુકદરમાં નથી લખ્યો તો મજાલ નથી કે પહોંચાડી શકે.

એ જ પ્રમાણે જો સમગ્ર દુનિયાના જિન્નાત અને મનુષ્ય મળીને કોઈ એવું નુકસાન પહોંચાડવા ઈચ્છે જે અલ્લાહ તઆલાએ ઈચ્છયું નથી તો એ પણ શક્ય નથી.

ખુલાસો એ છે કે, શિર્ક જાહેર હોય અથવા ગુપ્ત, બંનેથી અત્યંત કાળજીપૂર્વક બચવું જરૂરી છે અને શિર્કમાં જે પ્રમાણે મૂર્તિઓ વગેરેનો પૂજા-પાઠ સામેલ છે, એ જ પ્રમાણે અંબિયા (અલૈ.) અને અવલિયા (રહ.)ને જ્ઞાન અને શક્તિમાં અલ્લાહ તઆલાની સમકક્ષ સમજવા પણ શિર્કમાં સામેલ છે. જો અલ્લાહ ન ચાહે કોઈનો અકીદહ એવો જ હોય તો તે જાહેર શિર્ક (એટલે કે, "શિર્કે જલી") છે અને અકીદહ ન હોય પરંતુ આચરણ એ પ્રમાણેનું છે તો તે "શિર્કે ખફી" એટલે કે ગુપ્ત શિર્ક કહેવાય છે. આ સ્થળે સૌ પ્રથમ શિર્કથી બચવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું છે. કારણ એ છે કે, શિર્ક એવો ગુનોહ છે જેના વિશે કુર્આનમાં ફેંસલો છે કે તેની મા'ફી નથી. તેના સિવાય બીજા ગુનાહોની મા'ફી વિવિધ પ્રકારે થઈ શકે છે. એટલા માટે હદીષમાં હઝરત ઉબાદહ બિન સામિત (રદિ.)થી અને હઝરત અબૂદરદઅ્ (રદિ.)થી નકલ થયું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, "અલ્લાહ તઆલા સાથે કોઈને ભાગીદાર ન ઠરાવો ભલે, તમારા ટૂકડા કરી નાંખવામાં આવે અથવા તમને સૂળી ઉપર ચઢાવી દેવામાં આવે અથવા જીવતા સળગાવી દેવામાં આવે."

## બીજો ગુનોહ; માં-બાપ સાથે બદ્સુલૂકી (ખરાબ વર્તણૂક) કરવી :

ત્યારબાદ બીજી વસ્તુ આ ઈરશાદ ફરમાવી, وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا એટલે કે, "માતા-પિતા સાથે ભલાઈનો વ્યવહાર અને સારી વર્તણૂક કરો." હેતુ તો આ સ્થળે એ છે કે, માતા-પિતાની અવજ્ઞા (અનાદર-નાફરમાની) ન કરો તેમને પીડા ન આપો પરંતુ હિકમતભરી શૈલીથી વર્ણન એ પ્રમાણે કરવામાં આવ્યું કે, માતા-પિતા સાથે ભલાઈનો વર્તાવ કરો. તેમાં એ તરફ ઈશારો થયો છે કે, માતા-પિતાના હકમાં ફક્ત એટલું પૂરતું નથી કે તેમની નાફરમાની ન કરો અને ત્રાસ ન આપો બલકે, સદ્વ્યવહાર અને ભલાઈના વર્તાવ દ્વારા તેમને રાજી અને ખુશ રાખવા ફરજ છે, જેનું વર્ણન અન્ય સ્થળે કુર્આને કરીમમાં આ પ્રમાણે આવ્યું છે. وَاخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ (૧૭ : ૨૪) એટલે કે, "મહોબ્બતમાં માયાળુ બની પોતાના બંને ખભાઓ તેમની સેવા માટે ઝૂકાવી દો."

આ આયતમાં માતા-પિતાને ત્રાસ આપવાને અથવા તકલીફ પહોંચાડવાને શિર્ક પછી બીજા નંબરનો અપરાધ ઠરાવવામાં આવ્યો છે. જેમકે, બીજી આયતોમાં તેમની ફરમાંબરદારી કરવાને અને તેમને સંતોષ આપવાને અલ્લાહ તઆલાએ પોતાની ઈબાદત સાથે જોડીને આ રીતે વર્ણન કર્યું છે.

وَقَضٰى رَبُّكَ اَلَّا تَعْبُدُوْا اِلَّا اِيَّاهُ وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا ط

*"(હે નબી ﷺ !) તમારા પરવરદિગારે એ ફેંસલો કરી આપ્યો છે કે તેના સિવાય કોઈની ઈબાદત ન કરો અને માતા-પિતા સાથે ભલાઈનો વર્તાવ કરો."* *(સૂ. ૧૭ : આ. ૨૩)*

અન્ય એક સ્થળે ઈરશાદ છે,

اَنِ اشْكُرْلِىْ وَلِوَالِدَيْكَ وَاِلَىَّ الْمَصِيْرُ،

*"મારો આભાર (શુક્ર) અદા કરો અને પોતાના માતા-પિતાનો અને પછી (તમારે બધાને જ) મારા જ તરફ પાછા વળીને આવવાનું છે (એટલે કે, જો આ બાબતોનો વિરોધ કરશો તો સજા થશે)."* *(સૂ. ૩૧ : આ. ૧૪)*

સહીહૈનમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.)થી રિવાયત છે કે, તેમણે રસૂલુલ્લાહ ﷺને પૂછ્યું કે, "સૌથી શ્રેષ્ઠ અને ઉત્તમ આચરણ કયું છે?" રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું, "નમાઝને તેના (નિશ્ચિત-જાઈઝ) સમયમાં પઢવી." ફરમાવે છે કે, "મેં ફરી સવાલ કર્યો કે ત્યારબાદ કયો અમલ શ્રેષ્ઠ છે?" તો ફરમાવ્યું, "માતા-પિતા સાથે સારો વર્તાવ." ત્યારબાદ ફરી પૂછ્યું કે, "તેના પછી કયો અમલ છે ?" ફરમાવ્યું, "અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ (પવિત્ર યુદ્ધ)."

સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત ઉપસ્થિત છે કે, "એક દિવસે રસૂલ ﷺએ ત્રણ વખતે ફરમાવ્યું, رَغِمَ اَنْفُهٗ رَغِمَ اَنْفُهٗ رَغِمَ اَنْفُهٗ એટલે કે, અપમાનિત થઈ ગયો ! અપમાનિત થઈ ગયો ! અપમાનિત થઈ ગયો! સહાબએ કિરામ (રદિ.)એ વિનંતી કરી કે, યા રસૂલુલ્લાહ ﷺ ! કોણ અપમાનિત થઈ ગયો ? ફરમાવ્યું, તે વ્યક્તિ જેણે પોતાના માતા-પિતાને અથવા

તેમાંથી એકને ઘડપણના સમયમાં પામ્યા અને પછી તે જન્નતમાં દાખલ ન થયો.''

મતલબ એ છે કે, ઘડપણના સમયમાં માતા-પિતાની સેવાથી જન્નત પ્રાપ્ત થવી યકીની છે. તે વ્યક્તિ ખૂબ અધમ કક્ષાના અપમાનમાં અને વંચિતતાની દશામાં છે જેણે આટલી સસ્તી જન્નતને હાથથી ખોઈ નાંખી. સસ્તી એટલા માટે કે, માતા-પિતા જે સ્વાભાવિક રીતે સંતાનો ઉપર પોતે જ દયાળુ હોય છે અને થોડી સેવાથી પણ ઘણા ખુશ થઈ જાય છે તેમને ખુશ કરવા માટે બહુ મોટું કૃત્ય કરવાની જરૂર નથી હોતી અને ઘડપણની શરત એટલા માટે છે કે, જે સમયે માતા-પિતા તંદુરસ્ત અને સશક્ત હોય છે અને પોતાની આવશ્યકતાઓ પોતે જ પૂર્ણ કરી શકતા હોય છે બલકે, સંતાનોની પણ આર્થિક અને શારીરિક મદદ કરતા હોય છે, તે સમયે ન તો તેઓ સેવાના મોહતાજ છે, ન જ તેમની સેવાનું ખાસ વજન છે. કદર કરવા લાયક સેવા તે સમયે જ થઈ શકે છે જ્યારે કે, તેઓ ઘડપણના કારણે લાચાર થઈ જાય.

**ત્રીજું હરામ; સંતાનોની હત્યા કરવી :**

ત્રીજી વસ્તુ જેનું હરામ હોવું આ આયતોમાં વર્ણન થયું છે તે સંતાનોની હત્યા છે અને વર્ણનની યોગ્યતાના આધારે તેના અગાઉ માતા-પિતાના હકનું વર્ણન થયું હતું, જે સંતાનોની જવાબદારી છે અને અત્રે હવે એનું વર્ણન છે જે સંતાનો પ્રત્યે માં-બાપની જવાબદારી છે. સંતાનો સાથે ખરાબ વ્યવહારની સૌથી બદ્તરીન દુર્ઘટનાઓ તે હતી જે અજ્ઞાનતાના કાળમાં તેમને જીવતા દફન કરી દેવાની અથવા તો તેમની હત્યા કરવાના સ્વરૂપે પ્રચલિત હતી. આ આયતમાં તેનાથી રોકવામાં આવ્યા છે. ઈરશાદ ફરમાવ્યો, وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ مِّنْ اِمْلَاقٍ ؕ نَحْنُ نَرْزُقُكُمْ وَاِيَّاهُمْ એટલે કે, ''નાદારીના (ડરના) કારણે પોતાના સંતાનોની હત્યા ન કરો, અમે તેમને પણ રોજી આપીએ છીએ અને તમને પણ.''

અજ્ઞાનતાના કાળમાં નિર્દયી અને કઠોર હૃદયના લોકો દ્વારા આ ક્રૂર કુરિવાજ પ્રચલિત કરવામાં આવ્યો હતો કે જેના ઘરમાં પુત્રી પેદા થતી તે તેને આક્ષેપ અને નીચા-જોણું થવાના ડરથી કે કોઈને જમાઈ બનાવવો પડશે; જીવતી ખાડામાં દફન કરી દેતા હતા અને અમુક સમયે એ ડરથી કે સંતાનોની જીવન

જરૂરિયાત અને ખાવા-પીવાનો સામાન ભેગો કરવામાં મુશ્કેલીઓ પડશે; આ કઠણ કાળજાના માનવી પોતાના જ સંતાનોની પોતાના હાથે હત્યા કરી નાંખતા હતા. કુર્આને કરીમે આ કુરિવાજને સમાપ્ત કરી દીધો અને ઉપર જે આદેશ પ્રસ્તુત થયો તેમાં તેમની આ માનસિક બીમારીનો પણ ઈલાજ કરવામાં આવ્યો જેના કારણે તેઓ આ અધમ કક્ષાના અપરાધમાં સંડોવાયેલા હતા કે, બાળકોને ખાવું ક્યાંથી ખવડાવીશું ? અલ્લાહ તઆલાએ આ આયતમાં બતાવી દીધું કે, ખાવું ખવડાવવા અને રોજી પહોંચાડવાની વાસ્તવિક જવાબદારી તમારી નથી, આ કામ સીધે-સીધું હક સુબ્હાનહુ વ તઆલાનું છે. તમે પોતે પોતાની રોજી અને ખોરાકના પણ એ જ પ્રમાણે મોહતાજ છો, તે જ તમને આપે છે અને તમારા બાળકોને પણ આપે છે. અલ્લાહ તઆલા જો તમને ન આપે તો તમારી શું મજાલ છે કે, ઘઉંનો એક દાણો અથવા ચોખાનો એક દાણો પોતે ઉત્પન્ન કરી શકો !? જમીનની અંદર બીજનું એક કુંપળના સ્વરૂપમાં કેટલાય મણ માટી ચીરી-ફાડીને નીકળવું, પછી તેને વૃક્ષનું સ્વરૂપ આપવું, તેમાં ફળ-ફૂલ લગાવવા કોનું કામ છે ? શું માતા-પિતા આ કામ કરી શકે છે ? આ બધું તો સર્વશક્તિમાનની સંપૂર્ણ શક્તિ અને હિકમતના ચમત્કાર છે. મનુષ્યની પ્રવૃત્તિની તેમાં કોઈ દખલગીરી નથી અને છે તો ફક્ત તે એટલું કરી શકે છે કે જમીનને ખેડી, ખોડી પોચી કરે અને કુંપળ નીકળે ત્યારે પાણી આપે, તેનું રક્ષણ કરે પરંતુ ફૂલ અને ફળ પેદા કરવામાં તેની નજીવી પણ દખલગીરી નથી. જાણ થઈ કે, માતા-પિતાની એ ભ્રામક માન્યતા છે કે અમે સંતાનોને રોજી આપીએ છીએ. બલકે, અલ્લાહ તઆલાના જ ગય્બના ગુપ્ત ખજાનામાંથી માતા-પિતાને પણ મળે છે અને સંતાનોને પણ ! એટલા માટે આ સ્થળે માતા-પિતાના વર્ણનને અગ્રિમતા આપીને ફરમાવ્યું કે, અમે તમને પણ રોજી આપીએ છીએ અને તેમને પણ. અહીંયાં માં-બાપને અગ્ર સ્થાને રાખવામાં એ તરફ ઈશારો હોઈ શકે છે કે, તમને રોજી એટલા માટે આપવામાં આવે છે કે, તમે સંતાનોને પહોંચાડો, જેમકે એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે, اِنَّمَا تُنْصَرُوْنَ وَتُرْزَقُوْنَ بِضُعَفَاءِ كُمْ એટલે કે, "તમારા અશક્ત લોકોના પ્રતાપે અલ્લાહ તઆલા તમારી પણ સહાય કરે છે અને તમને રોજી આપે છે."

કુર્આને કરીમમાં સૂરએ ઈસ્રાઅ્માં પણ આ જ વિષય વર્ણન કરવામાં

આવ્યો છે, પરંતુ ત્યાં રોજીના મા'મલામાં સંતાનોને અગ્ર સ્થાને રાખી વર્ણન થયું છે, نَحْنُ نَرْزُقُهُمْ وَإِيَّاكُمْ (૧૭ : ૨૧) એટલે કે, "અમે તેમને પણ રોજી આપીશું અને તમને પણ." એમાં પણ તે તરફ ઈશારો છે કે, રોજી આપવાનો પ્રથમ હક અમારા સમીપ તે કમજોર-અશક્ત બાળકો છે જે પોતે કંઈ નથી કરી શકતા. તેમના પ્રતાપે તમને રોજી આપવામાં આવે છે.

**સંતાનોની શિક્ષણ અને વર્તન ક્ષેત્રે કેળવણી ન કરવી અને બેદીની માટે સ્વતંત્ર છોડી મૂકવા પણ એક પ્રકારે સંતાનોની નૈતિક હત્યા જ છે :**

સંતાનોની હત્યા કરવી એ અપરાધ અને સખત ગુનોહ હોવું જે આ આયતમાં વર્ણન કરવામાં આવ્યું છે તે જાહેર હત્યા કરવા અને મારી નાંખવાના સંદર્ભમાં તો દેખીતું છે, પરંતુ જો વિચાર કરવામાં આવે તો સંતાનોને શિક્ષણથી વંચિત રાખવા અને કેળવણી ન કરવી જેના પરિણામે તે અલ્લાહ અને રસૂલે કરીમ ﷺના આદેશો અને આખિરતની ચિંતાથી બેદરકાર બની જાય, દુષ્કૃત્યો અને નિર્લજ્જતામાં સપડાય જાય. આ પણ સંતાનોની નૈતિક હત્યાથી ઓછું અધમ કૃત્ય નથી. કુર્આને કરીમે તે વ્યક્તિને મૃત ઘોષિત કર્યો છે, જે અલ્લાહને ન ઓળખે અને તેની ઈતાઅત ન કરે. આ આયત اَوَمَنْ كَانَ مَيْتًا فَاَحْيَيْنَاهُ (૬:૧૨૩)માં એનું વર્ણન છે, જે લોકો પોતાની અવલાદને આચરણ અને નૈતિકતામાં ઠીકઠાક કરવામાં ધ્યાન નથી આપતા, તેમને સ્વતંત્ર છોડી દે છે અથવા એવું ખોટું શિક્ષણ અપાવે છે જેના પરિણામે ઈસ્લામી અખ્લાક અને નૈતિકતા નષ્ટ થઈ જાય તો તે પણ એક સ્વરૂપે સંતાનોની નૈતિક હત્યાનો અપરાધી છે અને શારીરિક હત્યાનો પ્રભાવ તો ફક્ત દુનિયાની અમુક દિવસની જિંદગીને બરબાદ કરે છે પરંતુ નૈતિક હત્યા મનુષ્યની આખિરત અને કાયમી જિંદગીને તબાહ અને બરબાદ કરી નાંખે છે.

***[ભ્રૂણ હત્યા : માતાના ગર્ભમાં જ સંતાનોની હત્યાનું આધુનિક સ્વરૂપ :***

*આધુનિક યુગમાં કુટુંબ નિયોજનના નામે વસ્તી વધારાને અટકાવવા માટે કેટલીક પદ્ધતિઓ અપનાવવામાં આવે છે. જેમકે, કોઈપણ પ્રકારના શરઈ ઉઝર વિના કરવામાં આવતી નસબંધી, ઉપરાંત એક અત્યંત અધમ અને નીચ*

*કક્ષાનું કૃત્ય કરવામાં આવે છે તે એ કે, વિકાસ પામતા ગર્ભનો માતાના ઉદરમાં જ વિવિધ ડૉક્ટરી સાધનો અને દવાઓની મદદથી ગર્ભપાત કરાવી નાંખવામાં આવે છે. આ પણ એક પ્રકારની સંતાનોની હત્યાનું આધુનિક સ્વરૂપ જ છે. અલ્લાહ આપણ સૌને આવા ખોટા માર્ગો અપનાવવાથી બચાવે. આમીન. –અનુવાદક]*

## ચોથું હરામ કૃત્ય; નિર્લજ્જતા

ચોથી વસ્તુ જે હરામ હોવાનું આ આયતમાં વર્ણન છે તે બેહયાઈ અને નિર્લજ્જતાના કામો છે. તેના વિશે ઈરશાદ છે وَلَا تَقْرَبُوا الْفَوَاحِشَ مَاظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ એટલે કે, બેહયાઈની જેટલી બાબતો છે તેની પાસે પણ ન ફરકો, ભલે તે જાહેર હોય અથવા ગુપ્ત.

فَوَاحِشُ (ફવાહિશ) એ فَاحِشَةُ (ફાહિશહ)નું બહુવચન છે. આ શબ્દ فَحَشُ (ફહશ) અને فَحُشَاءُ (ફહશાઅ્) અને فَاحِشَةُ (ફાહિશહ) બધા ક્રિયાપદો છે, જેનો ઉર્દૂમાં અર્થ "બેહયાઈ" અને (ગુજરાતીમાં "નિર્લજ્જતા") કરવામાં આવે છે. કુર્આન અને હદીષની પરિભાષામાં દરેક એવા દુષ્ટ કર્મો માટે આ શબ્દો બોલવામાં આવે છે જેની બુરાઈ અને ફસાદનો પ્રભાવ બુરો હોય અને દૂર સુધી પહોંચે. ઈમામ રાગિબ (રહ.)એ મુફરદાતુલ કુર્આનમાં અને ઈબ્ને કષીર (રહ.)એ "નિહાયા"માં આ જ અર્થ વર્ણન કર્યો છે. કુર્આને કરીમમાં ઘણે ઠેકાણે "ફહશ" અને "ફહશા"ની મનાઈ વર્ણન થયેલ છે. એક આયતમાં ઈરશાદ છે, يَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ (સૂ. ૧૬ : આ. ૯૦) "તે તમને નિર્લજ્જ અને ગુનાહોના કૃત્યોથી રોકે છે." એક અન્ય ઠેકાણે ઈરશાદ છે, حَرَّمَ رَبِّىَ الْفَوَاحِشَ (૭ : ૩૩) "મારા પરવરદિગારે નિર્લજ્જ કૃત્યોથી અટકાવ્યા છે." વગેરે.

ફહશ અને ફહશાના આ સમજવામાં આવતા ભાવાર્થમાં સામાન્ય રીતે દરેક મોટા ગુનાહો સામેલ છે. ભલે, તે મૌખિક નિવેદનો વિશે હોય અથવા કર્મો વિશે હોય અથવા જાહેર પરિસ્થિતિના સંદર્ભમાં હોય અથવા ગુપ્તપણે હૃદય સાથે સંબંધિત હોય. બદકારી અને બેહયાઈ કે નિર્લજ્જતાના જેટલા કામો છે તે બધા પણ તેમાં સામેલ છે. એટલા માટે સામાન્ય બોલચાલની ભાષામાં આ શબ્દ વ્યભિચારના અર્થમાં પણ બોલવામાં આવે છે. કુર્આને કરીમની આ આયતમાં

"ફવાહિશ" એટલે કે, નિર્લજ્જતાની પાસે ફરકવાથી પણ રોકવામાં આવ્યા છે. જો તેને સામાન્ય બોલચાલની ભાષામાં સમજીએ તો સમગ્ર બુરી ટેવો અને ગુનાહના કાર્યો ભલે મૌખિક હોય અથવા શારીરિક રીતે હાથ-પગ વગેરેથી અથવા તો દિલ સાથે સંબંધ ધરાવતા હોય, બધું જ તેમાં સામેલ થઈ થયું અને જો સામાન્ય પ્રચલિત ખાસ અર્થમાં બેહયાઈ અથવા નિર્લજ્જતાને લેવામાં આવે તો તેનો અર્થ "બદકારી-વ્યભિચાર" અને તેનાથી સંલગ્ન તમામ ચેનચાળા અને કારણો હોઈ શકે છે.

ત્યારબાદ આ જ આયતમાં ફવાહિશની તફસીરમાં આ પણ ફરમાવ્યું, مَا ظَهَرَ مِنۡهَا وَمَا بَطَنَ પ્રથમ વિવરણ પ્રમાણે જાહેર ફવાહિશને શારીરિક એટલે કે, જીભ અથવા હાથ-પગ વગેરેના તમામ પ્રકારના ગુનાહો સમજવામાં આવશે અને બાતિન દિલના ફવાહિશનો અર્થ તે ગુનાહ થશે જે ગુપ્ત રીતે દિલોમાં ધરબાયેલા છે. જેમકે હસદ (ઈર્ષ્યા), કીના (કપટ), લાલચ, નાશુક્રી, બેસબ્રી વગેરે.

અને બીજા પ્રકારની તફસીર પ્રમાણે જાહેર ફવાહિશનો ભાવાર્થ બેહયાઈ-નિર્લજ્જતાના કૃત્યો છે જેને ખુલ્લમ-ખુલ્લા કરવામાં આવે છે અને બાતિની એટલે કે, ગુપ્ત રીતે પણ કરવામાં આવે છે. ખુલ્લી બદકારી (વ્યભિચાર)માં તેના બધા જ ચેનચાળા અથવા તેના કારણો સામેલ છે. દાખલા તરીકે બુરી નિય્યતથી કોઈ સ્ત્રી તરફ જોવું, બુરી નિય્યતથી હાથ વગેરેથી સ્પર્શ કરવો, એ જ પ્રમાણે ખોટી નિય્યતથી વાતો કરવી; આ બધું જ તેમાં સામેલ છે અને બાતિની-ગુપ્ત નિર્લજ્જતા તે અધમ વિચારો, ઈરાદાઓ તથા તમન્નાઓ છે, જેને પૂરા કરવા માટે ગુપ્ત યુક્તિઓ કરતા રહેવું પણ સામેલ છે. જે ગુપ્ત યુક્તિઓ કોઈ બેહયાઈ અને વ્યભિચાર માટે કરવામાં આવે તે પણ એમાં સામેલ છે.

અને અમુક મુફસ્સિરોએ ફરમાવ્યું કે, જાહેર ફવાહિશ તે બેહયાઈ અને નિર્લજ્જતાના કાર્યો છે, જેનું બુરું હોવું સામાન્ય રીતે પ્રખ્યાત અને મશ્હૂર છે અને જેને બધા જ જાણે છે તથા બાતિની ફવાહિશનો અર્થ તે કૃત્યો છે જે અલ્લાહ સમીપ બેહયાઈના કાર્યો છે. જો કે, સામાન્ય રીતે લોકો તેને ખરાબ સમજતા નથી અથવા સામાન્ય લોકોને તે હરામ હોવાની જાણ હોતી નથી. દાખલા તરીકે,

પત્નીને ત્રણ તલાક આપી દીધા પછી પણ તેને પત્ની બનાવીને ઘરમાં રાખવી અથવા કોઈ એવી સ્ત્રી સાથે નિકાહ કરી લેવા જે શરીઅતની રૂએ તે વ્યક્તિ માટે હલાલ નથી.

**ખુલાસો :**

ખુલાસો એ છે કે, આ આયત ફવાહિશના વાસ્તવિક સમજવામાં આવતા અર્થના આધારે બધા જ જાહેર અને ગુપ્ત ગુનાહોને તથા પ્રખ્યાત અને સામાન્ય અર્થના આધારે વ્યભિચાર અને નિર્લજ્જતાની જેટલી પણ બાબતો જાહેર અથવા ગુપ્ત હોય છે; તે બધું જ સામેલ કરે છે અને એમાં આ હુકમ આપવામાં આવ્યો છે કે, આ વસ્તુઓની પાસે પણ ન ફરકો. પાસે ન ફરકવાનો અર્થ એ છે કે, એવી મજલિસો અને એવા સ્થળોથી પણ બચો જ્યાં જવાથી એવો ભય હોય કે, અમે ગુનાહમાં સપડાઈ જઈશું અને એવા કાર્યોથી પણ બચો જેનાથી તે ગુનાહોનો માર્ગ મોકળો બને. એક હદીષમાં રસૂલે કરીમ ﷺનો ઈરશાદ છે.

مَنْ حَامَ حَوْلَ حِمًى اَوْشَكَ اَنْ يَّقَعَ فِيْهِ،

*"જે વ્યક્તિ કોઈ પ્રતિબંધિત (ગુનાહના) સ્થળે હરે-ફરે છે તો તેના માટે અશક્ય (દૂર) નથી કે તે પણ તેમાં સામેલ થઈ જાય !"*

એટલા માટે કાળજીનો તકાદો એ જ છે કે, જે સ્થળે જવાની મનાઈ છે તે સ્થળની આજુબાજુ પણ ન ફરકો.

**પાંચમું હરામ; નાહક (અન્યાયી) હત્યા કરવી :**

હરામ વસ્તુઓમાંથી પાંચમી વસ્તુ નાહક હત્યા કરવી છે, એના વિશે ઈરશાદ ફરમાવ્યો, وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِىْ حَرَّمَ اللّٰهُ اِلَّا بِالْحَقِّ એટલે કે, "જે વ્યકિતનું ખૂન કરવું અલ્લાહે હરામ જાહેર કર્યું છે તેની હત્યા ન કરો, હા ! પરંતુ હક માટે." આ હકની વિગત રસૂલે કરીમ ﷺએ એક હદીષમાં વર્ણન કરી છે, જે હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસ્ઊદ (રદિ.) દ્વારા બુખારી અને મુસ્લિમમાં નકલ થઈ છે, તે એ છે કે, "રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, કોઈ મુસલમાનનું ખૂન હલાલ નથી પરંતુ ત્રણ બાબતોથી, એક એ કે તે શાદીશુદા (ઘર ગૃહસ્થીવાળો) હોવા છતાં વ્યભિચારમાં સંડોવાય, બીજું એ કે તેણે કોઈની નાહક હત્યા કરી

નાંખી, તેના કિસાસમાં તેને મારી નાંખવામાં આવે, ત્રીજું એ કે પોતાના સત્ય ધર્મ ઈસ્લામને છોડીને મુર્તદ બની જાય."

હઝરત ઉસ્માન ગની (રદિ.) જે સમયે બળવાખોરોના ઘેરામાં ઘેરાયેલા હતા અને એ લોકો તેમની હત્યા કરવા ઈચ્છતા હતા, તે સમયે પણ હઝરત ઉસ્માન (રદિ.)એ લોકોને આ હદીષ સંભળાવીને કહ્યું કે, "અલ્હમ્દુલિલ્લાહ ! હું આ ત્રણે વસ્તુઓથી બાકાત છું, મેં ઈસ્લામના સમયમાં તો શું અજ્ઞાનતાના કાળમાં પણ ક્યારેય વ્યભિચાર કર્યો નથી અને ન જ મેં કોઈની હત્યા કરી છે અને ન કદાપિ મારા દિલમાં એ ભ્રમ સુદ્ધાં આવ્યો કે હું મારા દીને ઈસ્લામને છોડી દઉં પછી તમે મને કઈ બીના ઉપર કતલ કરો છો ?"

અને વિના કારણે મુસલમાનની હત્યા કરવી જે પ્રમાણે હરામ છે એ જ રીતે કોઈ ગેરમુસ્લિમની હત્યા પણ એવી જ હરામ છે, જે કોઈ ઈસ્લામી પ્રદેશમાં દેશના કાયદાઓનો પાબંદ બનીને રહેતો હોય અથવા તો જેમની સાથે મુસલમાનોનો કરાર થયો છે.

તિરમિઝી અને ઈબ્ને માજહમાં અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, "રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યો કે, જે કોઈ ઝિમ્મી ગેરમુસ્લિમની હત્યા કરી નાંખે તેણે અલ્લાહ તઆલાના કરારનો ભંગ કર્યો અને જે વ્યક્તિ અલ્લાહના કરારનો ભંગ કરે તે જન્નતની સુગંધ પણ નહીં સૂંઘી શકે, જ્યારે કે જન્નતની સુગંધ સિત્તેર વર્ષની મુસાફરીના સ્થળ સુધી પહોંચે છે."

આ આયતમાં દશમાંથી પાંચ હરામ અને નાજાઈઝ વસ્તુઓનું વર્ણન કર્યા પછી ઈરશાદ ફરમાવ્યો, ذٰلِكُمْ وَصّٰكُمْ بِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ એટલે કે, "આ વસ્તુઓનો અલ્લાહ તઆલાએ તમને તાકીદપૂર્વક હુકમ આપ્યો છે જેથી તમે સમજો."

**છટ્ઠું હરામ; યતીમો (અનાથો)નો માલ નાજાઇઝ રીતે ખાઈ જવો :**

બીજી આયતમાં છટ્ઠો હુકમ યતીમોનો માલ નાજાઈઝ રીતે ખાઈ જવો હરામ હોવા વિશે ઈરશાદ ફરમાવ્યો, وَلَا تَقْرَبُوْا مَالَ الْيَتِيْمِ اِلَّا بِالَّتِيْ هِيَ اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ (૧૭ : ૩૪) એટલે કે, "યતીમોના માલની પાસે ન જાઓ પરંતુ એવી રીતે જે ભલી હોય. એટલે સુધી કે, તે પોતાની પુખ્ત વયે પહોંચી જાય."

એમાં યતીમ-અનાથ નાબાલિગ (કિશોરાવસ્થાના) બાળકોના વાલીઓ અને તેમને પાલવનાર કે સાર-સંભાળ લેનાર લોકોને સંબોધન છે કે, તે તેમના માલને એક આગ જેવો સમજે અને તે માલ નાજાઈઝ રીતે ખાવામાં અથવા પોતાના માટે ઉપયોગમાં ન લેવામાં આવે, જેમકે બીજી આયતમાં આ જ શબ્દો સાથે આવ્યું છે કે, "જે લોકો યતીમોનો માલ નાજાઈઝ અને જુલમી રીતે ખાય છે તેઓ પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે."

અલબત્ત, યતીમના માલનું રક્ષણ કરવું અને કોઈ એવા જાઈઝ વેપાર અથવા કારોબારમાં લગાવીને વધારવું જેમાં સામાન્ય રીતે સ્વાભાવિકપણે નુકસાનનો ભય ન હોય આ ભલાઈની રીત છે અને તે જરૂરી છે, યતીમોના વાલીઓએ એવું કરવું જોઈએ.

ત્યારબાદ યતીમના માલના રક્ષણની જવાબદારીની મર્યાદા બતાવી حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ એટલે કે, "અહીંયાં સુધી કે તે પોતાની કિશોરાવસ્થાએથી પુખ્ત વયે પહોંચી જાય તો વાલીની જવાબદારી પૂર્ણ થઈ ગઈ, તેનો માલ તેને સોંપી દેવામાં આવે."

શબ્દ اشد (અશદ)નો અસલી અર્થ "શક્તિ" થાય છે અને તેની શરૂઆત જમહૂર ઉલમાના મતે બાલિગ થઈ જવાથી અથવા પુખ્ત વયે પહોંચી જવાથી થાય છે, જે સમયે કિશોરમાં યુવાનીના ચિહ્નો નજરે પડવા લાગે અથવા તેની ઉંમર પંદર વર્ષ જેટલી પૂરી થઈ જાય તે સમયે તે શરીઅતની દૃષ્ટિએ બાલિગ ઠરાવવામાં આવશે.

અલબત્ત બાલિગ થયા પછી એ જોવામાં આવશે કે, તેનામાં પોતાના માલનું રક્ષણ કરવાની અને તેનો સાચો ઉપયોગ કે ખર્ચ કરવાની ક્ષમતા પેદા થઈ છે કે નહીં ? જો આવી ક્ષમતા દેખાય તો બાલિગ થતાની સાથે જ તેનો માલ તેને સોંપી દેવામાં આવે અને જો આ ક્ષમતા હજુ તેનામાં મોજૂદ નથી તો પચ્ચીસ વર્ષની ઉંમર સુધી માલનું રક્ષણ કરવું વાલીની જવાબદારી છે. તે દરમિયાનમાં જે સમયે પણ માલનું રક્ષણ અને તેનામાં કારોબારની ક્ષમતા અને બુદ્ધિ આવી જાય તો માલ તેને આપી શકાય છે અને જો પચ્ચીસ વર્ષો સુધી પણ તેનામાં આ ક્ષમતા પેદા ન થઈ તો પછી ઈમામે આ'ઝમ અબૂ હનીફા (રહ.)ના મતે તેનો માલ તેને

આપી દેવામાં આવે. શરત એટલી કે, તે શાન-ભાન ગુમાવી બેઠેલ પાગલ કે ગાંડપણની હદ સુધી ન પહોંચી ચૂક્યો હોય અને અમુક ઈમામોના મતે તે સમયે પણ તેનો માલ તેને સોંપવામાં ન આવે, બલકે શરઈ કાઝી (ન્યાયાધીશ) તેના માલના રક્ષણ માટે કોઈ વ્યક્તિને સોંપી દે.

આ વિષય કુર્આને મજીદની બીજી આયતમાં ઉપસ્થિત છે જેમાં ફરમાવ્યું, فَاِنْ اٰنَسْتُمْ مِّنْهُمْ رُشْدًا فَادْفَعُوْٓا اِلَيْهِمْ اَمْوَالَهُمْ (૪ : ૬) એટલે કે, યતીમ બાળકોમાં જો બાલિગ થયા પછી તમે ક્ષમતા જૂઓ કે તે પોતાના માલનું પોતે રક્ષણ કરી શકે છે અને કોઈ કારોબારમાં લગાવી શકે છે તો તેમનો માલ તેમને સોંપી દો. આ આયતમાં બતાવવામાં આવ્યું કે, ફક્ત બાલિગ હોવું માલ સોંપવા માટે પૂરતું નથી, બલકે માલનું રક્ષણ કરવું અને તેને વેપાર-ધંધા કે કારોબાર વગેરેમાં લગાવવાની પણ ક્ષમતા હોવી શરતમાં સામેલ છે.

**સાતમું હરામ; તોલ-માપમાં કમી કરવી :**

સાતમો હુકમ આ આયતમાં તોલ-માપને ન્યાયપૂર્વક પૂર્ણ કરવાનો છે. ''ઈન્સાફ''નો અર્થ એ છે કે, દેનાર સામા પક્ષના હકમાં કોઈ કમી કે ઓછું ન કરે અને લેનારો પોતાના હકથી વધારે ન લે. *(રૂહુલ મઆની)*

વસ્તુઓની લેવડ-દેવડમાં માપ-તોલમાં વધતું-ઓછું કરવાને કુર્આને કરીમે સખત હરામ ઠરાવ્યું છે અને તેનો વિરોધ કરનાર માટે સૂરએ મુતફ્ફિફીનમાં સખત ચેતવણી આપી છે.

કુર્આનના વિવરણકાર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબ્બાસ (રદિ.)એ ફરમાવ્યું કે, “રસૂલે કરીમ ﷺએ તે લોકોને કે જેઓ વેપારમાં તોલ-માપનું કામ કરે છે; સંબોધન કરીને ઈરશાદ ફરમાવ્યો કે, તોલ અને માપ આ બે કાર્યો છે જેમાં અન્યાય કરવાના કારણથી તમારાથી અગાઉ કેટલીય ઉમ્મતો અલ્લાહના અઝાબ દ્વારા તબાહ થઈ ચૂકી છે, તમે તેમાં સંપૂર્ણ કાળજીથી કામ લો.” *(તફસીરે ઈબ્ને કષીર)*

**ઑફિસરો (અધિકારીઓ), કર્મચારીઓ, મજૂરો પોતાની નક્કી કરેલ ફરજ અને સેવામાં ઉણપ રાખે તો તે પણ માપ-તોલમાં કમી કરવાના હુકમમાં સામેલ છે :**

યાદ રાખો કે, માપ-તોલની કમી જેને કુર્આનમાં تَطْفِيْف (તત્ફીફ) કહેવામાં આવ્યું છે ફક્ત તે દાંડી મારવી અથવા ઓછું માપવું કે તોલવું તેની સાથે

ખાસ નથી, બલકે અન્યોના જે હકો છે તેમાં કમી કરવી કે ઉણપ રાખવી પણ تَطْفِيْفْ (તત્ફીફ)માં સામેલ છે. જેમકે, મુઅત્તા ઈમામ માલિક (રહ.)માં હઝરત ઉમર (રદિ.)થી નકલ થયું છે કે, તેમણે એક વ્યક્તિને નમાઝના અરકાનોમાં કમી કરતા જોયો તો ફરમાવ્યું કે, તેં تَطْفِيْفْ (તત્ફીફ) "કમી" કરી. એટલે કે, જે વાજિબ હક હતો તે અદા ન કર્યો. આ ઘટના નકલ કરીને ઈમામ માલિક (રહ.) ફરમાવે છે, لِكُلِّ شَيْءٍ وَفَاءٌ وَتَطْفِيْفٌ એટલે કે, "હક સંપૂર્ણ આપવો અને કમી કરવી દરેક વસ્તુમાં, દરેક વ્યવહારમા હોઈ શકે છે, ફક્ત તોલ-માપ માટે જ આ વસ્તુ ખાસ નથી."

આથી જાણ થાય છે કે, જે કર્મચારી પોતાની ફરજ પૂર્ણ નથી કરતો, સમય ચોરે છે અથવા પોતાના કાર્યમાં ઉણપ રાખે છે અથવા કોઈ પ્રધાન કે કોઈ સત્તાધિકારી હોય કે પછી કોઈ મા'મૂલી નોકર અથવા કોઈ ઑફિસનું કામ કરનારો કારકૂન હોય કે પછી કોઈ શિક્ષણ કે દીનની સેવા કરવાનું કાર્ય કરતો હોય અને જે ફરજ તેની જવાબદારી છે તેમાં ઉણપ રાખે તો તે પણ مُطَفِّفِيْنَ (મુતફ્ફિફીન) કમી કરનારમાં સામેલ છે. એ જ પ્રમાણે મજૂર જે પોતાની નક્કી કરેલ સેવામાં ઉણપ રાખે તો તે પણ તેમાં સામેલ છે.

ત્યારબાદ ફરમાવ્યું, لَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَا એટલે કે, "અમે કોઈ વ્યક્તિને તેની શક્તિની મર્યાદાથી વધારે કોઈ વસ્તુનો હુકમ નથી આપતા." અમુક હદીષની રિવાયતોમાં એનો ભાવાર્થ એ વર્ણન કરવામાં આવ્યો છે કે, જે વ્યક્તિ પોતાના અધિકારની મર્યાદા સુધી માપ-તોલનો પૂરે-પૂરો હક અદા કરે અને જો તે છતાં ગેરઈખ્તિયારી (પોતાના કા'બૂમાં ન હોય એ) સ્વરૂપે કોઈ મા'મૂલી-ક્ષુલ્લક કે તદન નજીવો વધારો-ઘટાડો થઈ જાય તો તે માફ છે, કારણ કે તે તેની શક્તિ અને અધિકારમાં હોતું નથી.

તફસીરે મઝહરીમાં છે કે, આ વાક્યનો વધારો કરવાથી ઈશારો એ તરફ પણ છે કે હક અદા કરતી વખતે સંપૂર્ણ કાળજી રાખવી જોઈએ, બલકે હક કરતાં થોડું વધારે આપી દેવું યોગ્ય છે, જેથી ઉણપની કે હક ઓછો આપવાની શંકા ન રહે. જેમકે, રસૂલે કરીમ ﷺએ એક આવા જ મોકા ઉપર તોલનારને હુકમ આપ્યો હતો, زِنْ وَاَرْجِحْ એટલે કે, "તોલો અને ઝૂકેલું તોલો."

*(અહમદ, અબૂદાવુદ, તિરમિઝી, સુવૈત બિન કૈસ રદિ.ની રિવાયતથી)*

રસૂલે કરીમ ﷺની સામાન્ય ટેવ એ હતી કે, જે કોઈનો હક આપ ﷺની જવાબદારી સ્વરૂપે હોય તો તેને અદા કરવાના સમયે.... તેને હકથી વધારે આપી દેવાને પસંદ કરતા હતા અને બુખારીની એક હદીષમાં હઝરત જાબિર (રદિ.)થી એક રિવાયત પ્રસ્તુત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

*"અલ્લાહ તઆલા તે વ્યક્તિ ઉપર કૃપા (રહમ) કરે, જે વેચવાના સમયે પણ વિનમ્ર હોય કે હકથી વધારે આપી દે અને ખરીદવાના સમયે પણ વિનમ્ર હોય કે હકથી વધારે ન લે, બલકે કંઈ મા'મૂલી ઓછું હોય તો પણ રાજી થઈ જાય."*

પરંતુ આ હુકમ અખ્લાક અને સદ્વર્તાવનો છે કે, દેવામાં વધારે આપે અને લેતી સમયે ઓછું હોય તો પણ વાદ-વિવાદ કે ઝઘડો ન કરે. કાયદાની દષ્ટિએ એવું નથી કે વ્યક્તિ આવું કરવાથી મજબૂર હોય. એ જ વાત તરફ ઈશારો કરવા માટે કુર્આને કરીમમાં ઈરશાદ છે કે, અમે કોઈને તેની શક્તિથી વધારે વસ્તુનો હુકમ આપતા નથી. એટલે કે, અન્યોને તેના હકથી વધારે અદા કરવું અને પોતાના હકમાં ઓછું હોવા છતાં રાજી થઈ જવું કોઈ જબરદસ્તીનો હુકમ નથી, કારણ કે સામાન્ય લોકો માટે આવું કરવું સરળ નથી હોતું.

**આઠમો હુકમ; ન્યાય-ઇન્સાફનો વિરોધ કરવો હરામ છે :**

ઈરશાદ છે, وَاِذَا قُلْتُمْ فَاعْدِلُوْا وَلَوْ كَانَ ذَاقُرْبٰى એટલે કે, "જ્યારે તમે વાત કહો તો હકની વાત કહો, ભલે તે પોતાના રિશ્તેદાર હોય." આ સ્થળે કોઈ ખાસ વાતનું વર્ણન નથી. એટલા માટે જમહૂર વિવરણકારોના મતે આમાં દરેક પ્રકારની વાત સામેલ છે. ભલે, તે વાત કોઈ બાબતની ગવાહી આપવા માટે અથવા સત્તાધિકારી તરફથી ફેંસલા માટે અથવા પરસ્પર વિવિધ પ્રકારની વાતચીત હોય. કુર્આનનો હુકમ એ છે કે દરેક સ્થળે, દરેક પરિસ્થિતિમાં વાત કરતા હોય તો હક (સત્ય) અને ન્યાયનું ધ્યાન રાખવું જોઈએ. કોઈ મુકદ્દમાની ગવાહી અથવા ફેંસલામાં હક અને ઈન્સાફ કાયમ રાખવાનો અર્થ તો દેખીતું છે કે, ગવાહને જે વાત ચોક્કસ રીતે ખબર છે, તે પોતાના તરફથી કોઈ શબ્દનો વધારો-ઘટાડો કર્યા વિના જેટલી જાણ છે સ્પષ્ટ રીતે કહી આપે. પોતાની અટકળો અને અનુમાનને સામેલ ન કરે અને એની ફિકર ન કરે કે, તેનાથી કોને ફાયદો પહોંચે છે અને કોને નુકસાન થાય છે. એ જ પ્રમાણે કોઈ ન્યાયાધીશે

મુકદ્દમાનો ફેંસલો કરવાનો છે તો ગવાહોને શરીઅતના સિદ્ધાંતો પ્રમાણે ચકાસ્યા પછી જે કંઈ તેમની ગવાહીથી વળી બીજા પ્રકારની નિશાનીઓથી સાબિત થાય તે પ્રમાણે ફેંસલો કરવો જોઈએ. ગવાહી અને ફેંસલો બંનેમાં ન કોઈની દોસ્તી અથવા મહોબ્બત સત્ય વાત કહેવામાં બાધારૂપ હોય અને ન જ કોઈની દુશ્મની કે વિરોધ તેના માટે અડચણ બને. આ સ્થળે આ વાક્ય વધારવામાં આવ્યું, وَلَوْ كَانَ ذَاقُرْبٰى એટલે કે, "જો કે તે વ્યક્તિ જેના મુકદ્દમાની ગવાહી આપવાની છે અથવા ફેંસલો કરવાનો છે જો તે વ્યક્તિ તમારો સગો હોય તો પણ ન્યાયપૂર્વક સત્ય ગવાહી આપો અને સત્યનો પાલવ હાથથી ન છૂટવા દો અને ફેંસલો પણ ન્યાયપૂર્વક કરો."

આ આયતનો હેતુ જૂઠી ગવાહી અને સત્ય વિરુદ્ધ ફેંસલો કરવાથી રોકવાનો છે. જૂઠી ગવાહી વિશે અબૂદાવુદ અને ઈબ્ને માજહે રસૂલે કરીમ ﷺનો આ ઈરશાદ નકલ કર્યો છે કે,

*"જૂઠી ગવાહી શિર્ક સમાન છે. એવું ત્રણ વખતે કહ્યું અને પછી આ આયત તિલાવત કરી,* فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ وَاجْتَنِبُوْا قَوْلَ الزُّوْرِ حُنَفَاءَ لِلّٰهِ غَيْرَ مُشْرِكِيْنَ بِهٖ *એટલે કે, મૂર્તિપૂજાના ગંદા અકીદહથી બચો અને જૂઠું બોલવાથી; અલ્લાહની સાથે કોઈને ભાગીદાર ન બનાવીને." (૨૨ : ૩૦)*

એ જ પ્રમાણે સત્ય અને ન્યાય વિરુદ્ધ ફેંસલો કરવા વિશે અબૂદાવુદે હઝરત બુરયદહ (રદિ.) દ્વારા રસૂલે કરીમ ﷺનો આ ઈરશાદ નકલ કર્યો છે.

*"કાઝી (એટલે કે, મુકદ્દમાઓનો ફેંસલો કરનાર ન્યાયાધીશ) ત્રણ પ્રકારના છે, તેમાંથી એક જન્નતમાં જશે અને બે જહન્નમમાં; જેણે ઘટનાની તહકીક શરીઅત પ્રમાણે કરીને હકને ઓળખીને પછી હક પ્રમાણે ફેંસલો કર્યો તે જન્નતી છે અને જેણે હક (સત્ય) વાતને જાણી તો લીધી પરંતુ જાણીબૂઝીને ફેંસલો તેના વિરુદ્ધ કર્યો તે દોઝખી છે અને એ જ પ્રમાણે તે કાઝી જેને જ્ઞાન ન હોય અથવા તહકીક અને વિચાર કે ચિંતન કર્યા વિના અજ્ઞાનતાથી કોઈ ફેંસલો આપી દીધો તો તે પણ જહન્નમમાં જશે."*

કુર્આને કરીમની બીજી આયતોમાં આ જ વિષયને હજુ વધારે વિગતવાર સ્પષ્ટપણે તાકીદપૂર્વક વર્ણન કરવામાં આવ્યો છે કે, ગવાહી અથવા ફેંસલામાં

કોઈની મિત્રતા, સગપણ અથવા સંબંધ કે પછી દુશ્મની અને વિરોધનો કોઈ પ્રભાવ ન હોવો જોઈએ, જેમકે એક જગ્યાએ વર્ણન છે, وَلَوْ عَلٰى اَنْفُسِكُمْ اَوِ الْوَالِدَيْنِ وَالْاَقْرَبِيْنَ (૪ : ૧૩૫) એટલે કે, "સત્ય વાત ભલે તમારી પોતાની વિરુદ્ધમાં જતી હોય અથવા તમારા માતા-પિતા અને અન્ય સગાં-વહાલાંઓની વિરુદ્ધમાં હોય, તે કહેવામાં (આ સંબંધ) રૂકાવટ કે બાધ ન હોવો જોઈએ."

એ જ પ્રમાણે એક બીજી આયતમાં હુકમ છે, وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ عَلٰى اَنْ لَّا تَعْدِلُوْا (૫ : ૮) એટલે કે, "કોઈ કૌમની દુશ્મની તમને ન્યાય વિરુદ્ધ ગવાહી આપવા અથવા ફૈસલો કરવા માટે પ્રોત્સાહિત ન કરે" અને ગવાહી તથા ફૈસલા સિવાય પરસ્પરની વાતચીતમાં સત્ય અને ન્યાય ઉપર કાયમ રહેવાનો અર્થ એ છે કે કદી જૂઠું ન બોલો, કોઈની ગીબત (નિંદા) ન કરો, એવી વાત કે વેણ મુખેથી ન કાઢો કે જેનાથી અન્યોને પીડા થાય અથવા કોઈના જીવનું કે માલનું નુકસાન થાય.

## નવમો હુકમ; અલ્લાહ તઆલાના કરારને પૂરો કરો, એટલે કે કરારભંગ કરવો હરામ છે :

નવમો હુકમ આ આયતમાં અલ્લાહ તઆલાના કરારને પૂરો કરવાનો અને કરારભંગ કરવાથી બચવાનો છે. ઈરશાદ છે, وَبِعَهْدِ اللّٰهِ اَوْفُوْا એટલે કે, "અલ્લાહ તઆલાના કરારને પૂરો કરો." અલ્લાહના કરારનો અર્થ તે કરાર પણ હોઈ શકે છે, જે "અઝલ"માં દરેક મનુષ્ય પાસેથી લેવામાં આવ્યો, જેમાં બધા જ મનુષ્યોને કહેવામાં આવ્યું હતું, اَلَسْتُ بِرَبِّكُمْ "શું હું તમારો પરવરદિગાર નથી?" બધાએ જવાબ આપ્યો હતો بَلٰى "હા ! નિઃશંક, તું જ અમારો માલિક અને પરવરદિગાર છે." આ કરારનો તકાદો એ જ છે કે, પરવરદિગારના કોઈપણ હુકમનો ભંગ કરવામાં ન આવે. જે કાર્યો કરવાનો હુકમ આપવામાં આવ્યો છે તે બધા કાર્યોને અગ્ર સ્થાને રાખી તેનું મહત્ત્વ જાણે અને જે કાર્યો કરવાની મનાઈ કરી છે તેની પાસે પણ ન જાય અને તેમાં શંકાઓ અને ખોટી ભ્રમણાઓથી પણ બચતા રહે. આ કરારનો ખુલાસો એ છે કે, અલ્લાહ તઆલાની સંપૂર્ણ ફરમાંબરદારી અને તાબે'દારી (આજ્ઞાપાલન) કરે.

અને એ પણ હોઈ શકે છે કે, તે ખાસ-ખાસ કરારો જેનું વર્ણન કુર્આને

કરીમમાં વિવિધ સ્થળોએ થયું છે, આ સંદર્ભમાં આ ત્રણ આયતો પણ આવી જાય છે જેની તફસીર તમે જોઈ રહ્યા છો (જેમાં દશ હુકમો તાકીદપૂર્વક વર્ણન કરવામાં આવ્યા છે).

ઉલમાએ ફરમાવ્યું કે, આ કરારમાં "નજર" અને "મન્નત"ને પૂરી કરવી પણ સામેલ છે. જે કરાર એક મનુષ્ય પોતાના અલ્લાહ સાથે કરે છે કે, ફલાણું કાર્ય કરીશ અથવા ફલાણું કાર્ય નહીં કરું. કુર્આને કરીમની એક અન્ય આયતમાં એનું સ્પષ્ટ રીતે વર્ણન થયું છે, يُوْفُوْنَ بِالنَّذْرِ એટલે કે, "અલ્લાહના નેક બંદા પોતાની માનેલી મન્નતો પૂરી કર્યા કરે છે."

(ખુલાસો એ છે કે, આ નવમો હુકમ ગણતરીમાં તો નવમો હુકમ છે પરંતુ વાસ્તવિકતાના આધારે તે શરીઅતના બધા જ વાજિબ અને પ્રતિબંધિત હુકમોને લાગુ પડે છે.)

આ બીજી આયતના અંતે ફરમાવ્યું, ذٰلِكُمْ وَصّٰكُمْ بِهٖ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ એટલે કે, "આ કાર્યોનો અલ્લાહે તમને તાકીદપૂર્વક હુકમ આપ્યો છે જેથી તમે યાદ રાખો."

ત્રીજી આયતમાં દશમો હુકમ પ્રસ્તુત છે وَاَنَّ هٰذَا صِرَاطِىْ مُسْتَقِيْمًا فَاتَّبِعُوْهُ ۚ وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ عَنْ سَبِيْلِهٖ એટલે કે, "આ દીને મુહમ્મદી (ﷺ) મારો સીધો માર્ગ છે, બસ તે માર્ગ ઉપર ચાલો અને બીજા માર્ગો ઉપર ન ચાલો કે, તે માર્ગો તમને અલ્લાહના માર્ગથી વિખૂટા પાડી દેશે."

તેમાં શબ્દ هٰذَا (હાઝા)નો ઈશારો "દીને ઈસ્લામ" અથવા "કુર્આન" તરફ છે અને એ પણ હોઈ શકે છે કે, સૂરએ અન્આમ તરફ પણ ઈશારો હોય. કારણ કે, એમાં પણ ઈસ્લામના સંપૂર્ણ સિદ્ધાંતો જેમકે તવહીદ, રિસાલત અને શરીઅતના મુખ્ય સિદ્ધાંતો પ્રસ્તુત છે (અને મુસ્તકીમ-સત્ય સીધા દીનના માર્ગની આ જ ખાસિયત છે, જેને વ્યાકરણની દષ્ટિએ વર્તમાનકાળના સ્વરૂપમાં વર્ણન કરીને એ તરફ ઈશારો કરવામાં આવ્યો છે કે, દીને ઈસ્લામ માટે "મુસ્તકીમ" હોવું આવશ્યક ગુણ છે. ત્યાર પછી ફરમાવ્યું, فَاتَّبِعُوْهُ એટલે કે, "જ્યારે એ જાણ થઈ ગઈ કે, દીને ઈસ્લામ મારો માર્ગ છે અને તે જ મુસ્તકીમ એટલે કે, સીધો સત્ય માર્ગ છે તો હવે ઈચ્છિત મંઝિલ સુધી પહોંચવાનો સીધો માર્ગ મળી ગયો, એટલા માટે માત્ર તે માર્ગ ઉપર જ ચાલો").

ત્યારબાદ ફરમાવ્યું, وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ عَنْ سَبِيْلِهِ તેમાં سُبُل (સુબુલ) એ سَبِيْل (સબીલ)નું બહુવચન છે, તેનો અર્થ પણ "માર્ગ" થાય છે. ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલા સુધી પહોંચવાનો અને તેની ખુશી અને રાજીપો પ્રાપ્ત કરવાનો અસલી માર્ગ તો એક જ છે, પરંતુ દુનિયામાં લોકોએ પોત–પોતાના વિચારો પ્રમાણે વિવિધ માર્ગો બનાવી રાખ્યા છે, તમે તે માર્ગો ઉપર ન ચાલો, કારણ કે એ માર્ગો વાસ્તવમાં અલ્લાહ તઆલા સુધી પહોંચવાના નથી, એટલા માટે જે કોઈ પણ વ્યક્તિ તે માર્ગો ઉપર ચાલશે તે અલ્લાહના માર્ગથી વિખૂટો પડી દૂર જઈ પડશે.

તફસીરે મઝહરીમાં છે કે, કુર્આને કરીમ નાઝિલ કરવાનો અને રસૂલે કરીમ ﷺને મોકલવાનો હેતુ એ જ છે કે, લોકો પોતાની વિચારસરણી, પોતાના ઈરાદાઓ અને યોજનાઓને કુર્આન અને સુન્નતના તાબે કરે અને પોતાની જિંદગીઓને તેના બીબામાં ઢાળે. પરંતુ થઈ એ રહ્યું છે કે, લોકોએ કુર્આન અને સુન્નતને પોતાની કલ્પનાઓ અને પોતે બનાવેલ નકશાઓના બીબામાં ઢાળવા માટે કમર કસી લીધી છે, જે આયત અથવા હદીષ પોતાની ઈચ્છા વિરુદ્ધની નજરે પડી તેમાં તાવીલો (યુક્તિપૂર્વકની બાંધછોડ) કરીને પોતાની મરજી મુજબ બનાવી લીધી. અહીંયાંથી જ અન્ય માર્ગ ભટકાવનાર રસ્તાઓ પેદા થાય છે જે બિદ્અતો, ભ્રામક કલ્પનાઓ અને શંકાઓના માર્ગો છે, એનાથી જ બચવાનું આ આયતમાં માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

મુસ્નદે દારમીમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને મસઊદ (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે કે, "એક વખતે રસૂલે કરીમ ﷺએ એક સીધી લીટી દોરી અને ફરમાવ્યું કે, આ અલ્લાહનો માર્ગ છે. પછી તેની ડાબે–જમણે લીટીઓ દોરી અને ફરમાવ્યું કે, આ "સુબુલ" છે, (એટલે કે તે રસ્તાઓ જેના ઉપર ચાલવાની આ આયતમાં મનાઈ કરવામાં આવી છે) અને ફરમાવ્યું કે, તેમાંથી દરેક માર્ગ ઉપર એક શયતાન મુસલ્લત છે, જે લોકોને સીધા માર્ગથી હટાવીને એના તરફ બોલાવે છે અને ત્યારબાદ રસૂલે કરીમ ﷺએ દલીલ સ્વરૂપે આ આયત તિલાવત કરી." અંતિમ આયતમાં ફરમાવ્યું, ذٰلِكُمْ وَصّٰكُمْ بِهٖ لَعَلَّكُمْ تَتَّقُوْنَ એટલે કે, "અલ્લાહ તઆલાએ તેનો તમને તાકીદપૂર્વક હુકમ આપ્યો છે જેથી તમે કાળજી રાખો."

ત્રણે આયતની તફસીર અને એમાં વર્ણન કરવામાં આવેલ દશ હરામ બાબતોનું વર્ણન પૂર્ણ થયું. અંતે કુર્આને કરીમની આ વર્ણનશૈલી ઉપર પણ એક દૃષ્ટિપાત કરીએ કે આ સ્થળે દશ હુકમો વર્ણન કર્યા છે, જેને વર્તમાન કાનૂનના પુસ્તકોની પરિભાષા પ્રમાણે દશ અલગ–અલગ કલમોમાં નથી લખ્યું, બલકે પ્રથમ પાંચ હુકમો વર્ણન કર્યા પછી ફરમાવ્યું, ذٰلِكُمْ وَصّٰكُمْ بِهٖ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ અને ત્યારબાદ બીજા ચાર હુકમો વર્ણન કરીને તે જ વાક્યનું આ તફાવત સાથે પુનરાવર્તન કરવામાં આવ્યું કે, تَعْقِلُوْنَ (તઅ્કિલૂન)ના બદલે تَذَكَّرُوْنَ (તઝક્કરૂન) ફરમાવ્યું અને પછી અંતિમ હુકમ એક આગવી આયતમાં વર્ણન કરી ફરી એ જ વાક્યનું પુનરાવર્તન આ તફાવત સાથે વર્ણન કર્યું કે, تَذَكَّرُوْنَ (તઝક્કરૂન)ના બદલે تَتَّقُوْنَ (તત્તકૂન) ફરમાવ્યું.

કુર્આને કરીમની આ હિકમતપૂર્ણ વર્ણનશૈલીમાં ઘણી બધી હિકમતો સમાવિષ્ટ છે.

પ્રથમ એ કે, કુર્આને કરીમ દુનિયાના સામાન્ય કાનૂનોની જેમ ફક્ત સત્તાકીય કાનૂનો કે ફરમાનો નથી, બલકે એવા આવશ્યક કાનૂનો છે કે, જેમાં દરેક કાયદાના અમલીકરણ માટે સરળ યુક્તિઓ પણ બતાવવામાં આવી છે અને અલ્લાહ તઆલાનો પરિચય તથા આખિરતની ફિકર જ તે મુખ્ય વસ્તુ છે જે મનુષ્યને કાયદાનું પાલન કરવા માટે પ્રોત્સાહિત અને મજબૂર કરે છે, ભલે તે પછી જાહેરમાં હોય કે એકાંતમાં; એટલા માટે ત્રણે આયતોના અંતે એ પ્રકારના શબ્દો લાવવામાં આવ્યા જેનાથી મનુષ્યની દિશા ભૌતિક દુનિયા તરફથી ફરીને અલ્લાહ અને આખિરત તરફ થઈ જાય.

પ્રથમ આયતમાં જે પાંચ હુકમો વર્ણન કરવામાં આવ્યા છે, ૧. શિર્કથી બચવું, ૨. વાલિદૈનની નાફરમાનીથી બચવું, ૩. સંતાનોની હત્યા કરવાથી બચવું, ૪. નિર્લજ્જતાના કૃત્યોથી બચવું, ૫. કોઈની નાહક હત્યા કરવાથી બચવું. તેના અંતે શબ્દ تَعْقِلُوْنَ (તઅ્કિલૂન)નો ઉપયોગ કરવામાં આવ્યો છે, કારણ કે અજ્ઞાનતાના યુગમાં આ બાબતોને તેઓ કોઈ ખામી કે ઐબ જ સમજતા ન હતા. એટલા માટે ઈશારો કરવામાં આવ્યો કે, બાપ–દાદાના કુરિવાજો અને ભ્રામક વિચારસરણીને છોડીને બુદ્ધિથી કામ લો અને સમજો.

બીજી આયતમાં ચાર હુકમોનું વર્ણન થયું. એટલે કે, ૧. યતીમ

(અનાથ)નો માલ ન ખાઓ, ૨. તોલ–માપમાં કમી ન કરો, ૩. વાત કહેવામાં સત્ય અને ન્યાયનું ધ્યાન રાખો અને ૪. અલ્લાહ તઆલાના કરારને પૂરો કરો.

આ બાબતો એવી છે કે, તે આવશ્યક હોવું તો દરેક નિરક્ષર અને જાહિલ પણ જાણતો હતો અને તેમનામાંથી અમુક લોકો તેના ઉપર અમલ પણ કરતા હતા પરંતુ મોટા ભાગના આ બાબતોમાં બેદરકારીથી વર્તતા હતા અને બેદરકારીનો ઈલાજ છે, تَذْكِرَةٌ (તઝ્કિરહ) એટલે કે, "અલ્લાહ અને આખિરતની યાદ." એટલા માટે આ આયતના અંતે تَذَكَّرُوْنَ (તઝક્કરૂન) ફરમાવવામાં આવ્યું.

ત્રીજી આયતમાં સિરાતે મુસ્તકીમ (સીધો માર્ગ) અપનાવવાનું અને તેના વિરુદ્ધના અન્ય માર્ગોથી બચવાનું માર્ગદર્શન છે અને ફક્ત અલ્લાહનો ડર જ એવી બાબત છે જે મનુષ્યને પોતાના વિચારો અને મનેચ્છાઓથી રોકવાનું સાચું માધ્યમ હોઈ શકે છે, એટલા માટે તેના અંતે لَعَلَّكُمْ تَتَّقُوْنَ કહેવામાં આવ્યું.

અને ત્રણે સ્થળે શબ્દ وَصِيَّتْ (વસિય્યત) લાવવામાં આવ્યો, જે "તાકીદપૂર્વકના હુકમ"ને કહેવામાં આવે છે, એટલા માટે અમુક સહાબએ કિરામ (રદિ.)એ ફરમાવ્યું કે, જે વ્યક્તિ રસૂલે કરીમ ﷺનું મહોર લગાવેલું (સિક્કો મારેલું) વસિયતનામું જોવા ઈચ્છે તો તે આ ત્રણ આયતો પઢી લે.

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૫૪ થી ૧૫૭)

ثُمَّ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ تَمَامًا عَلَى الَّذِيْٓ اَحْسَنَ وَتَفْصِيْلًا لِّكُلِّ شَيْءٍ وَّهُدًى
وَّرَحْمَةً لَّعَلَّهُمْ بِلِقَآءِ رَبِّهِمْ يُؤْمِنُوْنَ ﴿١٥٤﴾ وَهٰذَا كِتٰبٌ اَنْزَلْنٰهُ مُبٰرَكٌ فَاتَّبِعُوْهُ ع
وَاتَّقُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿١٥٥﴾ اَنْ تَقُوْلُوْٓا اِنَّمَآ اُنْزِلَ الْكِتٰبُ عَلٰى طَآئِفَتَيْنِ مِنْ قَبْلِنَا ۪
وَاِنْ كُنَّا عَنْ دِرَاسَتِهِمْ لَغٰفِلِيْنَ ﴿١٥٦﴾ اَوْ تَقُوْلُوْا لَوْ اَنَّآ اُنْزِلَ عَلَيْنَا الْكِتٰبُ لَكُنَّآ اَهْدٰى
مِنْهُمْ ۚ فَقَدْ جَآءَكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ وَهُدًى وَّرَحْمَةٌ ۚ فَمَنْ اَظْلَمُ مِمَّنْ كَذَّبَ
بِاٰيٰتِ اللّٰهِ وَصَدَفَ عَنْهَا ؕ سَنَجْزِى الَّذِيْنَ يَصْدِفُوْنَ عَنْ اٰيٰتِنَا سُوْٓءَ الْعَذَابِ بِمَا
كَانُوْا يَصْدِفُوْنَ ﴿١٥٧﴾

## તરજુમો :

*પછી અમે મૂસા (અલૈ.)ને નેક કામ કરવાવાળાઓ ઉપર નેઅ્મત પૂરી કરવા માટે કિતાબ આપી અને દરેક વસ્તુના ખુલાસા માટે અને હિદાયત અને રહમત માટે, જેથી તે લોકો પોતાના પરવરદિગારને મળવાનું યકીન કરે. (૧૫૪) અને એક આ કિતાબ છે કે અમે બરકતવાળી ઉતારી, બસ તેના ઉપર ચાલો અને ડરતા રહો જેથી તમારા ઉપર રહમત થાય. (૧૫૫) એ કારણે કે ક્યાંક તમે કહેવા લાગો કે કિતાબ જે ઊતરી હતી બસ તે જ બે ફિરકાઓ ઉપર જે અમારાથી અગાઉ હતા અને અમને તો તેમના પઢવા-પઢાવવાની ખબર જ ન હતી. (૧૫૬) અથવા કહેવા લાગો કે જો અમારા ઉપર કિતાબ ઊતરી હોત તો અમે તો તેમનાથી બહેતર માર્ગ ઉપર ચાલ્યા હોત, બસ તમારી પાસે તમારા પરવરદિગાર તરફથી હુજ્જત (રોશન દલીલ) આવી ચૂકી અને હિદાયત અને રહમત; હવે એનાથી વધીને જાલિમ કોણ જે અલ્લાહની આયતોને જૂઠાડી દે અને તેનાથી કતરાય (આડા ફંટાય), અમે તેમને સજા આપીશું જે અમારી આયતોથી કતરાય છે, બુરો અઝાબ આ આડા ફંટાવાના બદલામાં! (૧૫૭)*

## તફસીર :

પછી (શિર્કના રદિયાના વિષય પછી અમે નુબુવ્વતના મસ્અલામાં જાણ કરીએ છીએ કે, અમે ફક્ત તમને એકમાત્ર નબી નથી બનાવ્યા જેના કારણે આ લોકો આ પ્રકારનો કોલાહલ મચાવી રહ્યા છે, બલકે આપ ﷺ અગાઉ) અમે (હઝરત) મૂસા (અલૈ.)ને (પયગમ્બર બનાવીને) કિતાબ (તવરાત) આપી હતી, જેનાથી સારી રીતે અમલ કરનારાઓ ઉપર (અમારી) નેઅ્મત સંપૂર્ણ થાય અને (માનનારાઓ માટે) રહમત થાય (અમે આ પ્રકારની કિતાબ એટલા માટે આપી) જેથી તે લોકો (એટલે કે બની ઈસ્રાઈલ) પોતાના પરવરદિગાર સમક્ષ હાજર થવા ઉપર વિશ્વાસ લાવે (અને આ હાજર થવાની માન્યતાના કારણે બધા જ હુકમો પૂરા કરે) અને (જ્યારે તેનો અને ઈન્જીલનો યુગ સમાપ્ત થઈ ચૂક્યો ત્યારબાદ) આ (કુર્આન) એક કિતાબ છે જેને અમે (રસૂલે કરીમ ﷺ પાસે) મોકલી, (તે) ઘણી ભલાઈ અને બરકતવાળી છે, બસ (હવે) તેનું અનુસરણ કરો

અને (તેનાથી વિરુદ્ધ અમલ કરવા વિશે અલ્લાહથી) ડરો જેથી તમારા ઉપર (અલ્લાહ તઆલાની) રહમત થાય (અને અમે આ કુર્આન એટલા માટે પણ નાઝિલ કર્યું કે) ક્યાંક તમે લોકો (કયામતમાં તેના નાઝિલ ન થવાની સ્વરૂપમાં કુફ્ર અને શિર્કના અઝાબના સમયે) એવું કહેવા લાગો કે (આસમાની) કિતાબ તો ફક્ત અમારાથી અગાઉના બે વર્ગો (યહૂદી અને નસારા) હતા તેમના ઉપર નાઝિલ થઈ હતી અને અમે તેના પઢવા અને પઢાવવાથી બેખબર હતા (એટલા માટે અમે તવહીદને ઓળખી ન શક્યા) અથવા (અગાઉના મો'મિનોને સવાબ મળે તે સમયે) એવું કહો કે, જો અમારા ઉપર કોઈ કિતાબ નાઝિલ થઈ હોત તો અમે તેઓ (અગાઉના મો'મિનો)થી વધારે માર્ગ ઉપર હોત (અને માન્યતાઓ તથા અમલોમાં વધારે ગુણ પ્રાપ્ત કરીને સવાબના હકદાર બન્યા હોત) બસ, (યાદ રાખો કે) હવે (તમારી પાસે કોઈ બહાનું નથી) તમારી પાસે (પણ) તમારા પરવરદિગાર પાસેથી એક કિતાબ (જેના હુકમો) સ્પષ્ટ (છે) અને (જે) માર્ગદર્શનનું માધ્યમ (છે) અને (અલ્લાહની) રહમત (છે) આવી ચૂકી છે બસ, (આવી સ્પષ્ટ અને ખુલ્લી કિતાબ આવી ગયા પછી) તે વ્યક્તિથી વધારે કોણ જાલિમ હશે જે અમારી આ આયતોને જૂઠાડે !? (અને અન્યોને પણ) તેનાથી રોકે! અમે જલદી જ (આખિરતમાં) એ લોકોને કે જેઓ અમારી આયતોથી રોકે છે તેમને તેમના રોકવાના કારણે કઠોર સજા આપીશું (આ સખતી તે રોકવાના કારણે વધી નહિતર ફક્ત જૂઠાડવું જ સજા માટેનું પૂરતું કારણ છે).

## મસ્અલા અને બોધપાઠ :

અજ્ઞાનતાનું કારણ એ ન હતું કે, તવરાત અને ઈન્જીલ અરબી ભાષામાં ન હતી, કારણ કે તરજુમા દ્વારા વિષયોની જાણકારી શક્ય છે, બલકે તે હકીકત અને વાસ્તવિકતા છે. અહીં તો કારણ એ છે કે અહલે કિતાબે અરબસ્તાનના લોકોના શિક્ષણ અને તવહીદની ક્યારેય કાળજી ન લીધી અને અચાનક કાનમાં કોઈ બાબત કહેવામાં આવે તો તે સ્વાભાવિક રીતે ઓછી અસરકારક હોય છે, જો કે એટલી ચેતવણીથી પણ માનવું અને સ્વીકારવું વાજિબ થઈ જાય છે અને એ બીના ઉપર તવહીદને છોડવાથી અઝાબ થવો શક્ય હતો માટે એ આધારે મૂસા (અલૈ.) અથવા ઈસા (અલૈ.)ની બઅ્‌ષત વિશે શંકા થવી જરૂરી નથી. કારણ કે, આ વિશેષ ખાસિયત આપણા પ્યારા નબી ﷺ સાથે દરેક પ્રકારની સૈદ્ધાંતિક અને

ગૌણ બાબતો સાથે વિશિષ્ટ સ્વરૂપે રહી છે, નહિતર સિદ્ધાંતોમાં બધા જ અંબિયા (અલૈ.)નું અનુસરણ બધી જ મખ્લૂક ઉપર વાજિબ છે. બસ, તે બીના ઉપર પણ અઝાબ થવો યોગ્ય હતો, પરંતુ એ બહાનું પણ રદ કરવા માટે અને તેની ગુંજાઈશ કે સંભાવના ન રહે તે માટે તથા અલ્લાહની સમગ્ર હુજ્જત (દલીલ) પૂર્ણ થઈ જાય તે માટે કુર્આન નાઝિલ કરવામાં આવ્યું.

અને બીજા નિવેદન વિશે لَوْ اَنَّآ اُنْزِلَ عَلَيْنَا الْكِتٰبُ لَكُنَّآ اَهْدٰى مِنْهُمْ એક સવાલ અને જવાબ સ્વરૂપે સૂરએ માઈદહના ત્રીજા રુકૂઅ્ના અંતમાં આવી ચૂક્યું છે.

---

## આયત : (સૂરએ અન્આમ : આયત નં. ૧૫૮)

هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَاْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ اَوْ يَاْتِيَ رَبُّكَ اَوْ يَاْتِيَ بَعْضُ اٰيٰتِ رَبِّكَ ؕ يَوْمَ يَاْتِيْ بَعْضُ اٰيٰتِ رَبِّكَ لَا يَنْفَعُ نَفْسًا اِيْمَانُهَا لَمْ تَكُنْ اٰمَنَتْ مِنْ قَبْلُ اَوْ كَسَبَتْ فِيْٓ اِيْمَانِهَا خَيْرًا ؕ قُلِ انْتَظِرُوْٓا اِنَّا مُنْتَظِرُوْنَ ﴿۱۵۸﴾

### તરજુમો :

*લોકો શાની રાહ જુએ છે ! પરંતુ એ જ કે તેમના ઉપર ફરિશ્તા આવે અથવા તમારો પરવરદિગાર આવે અથવા તમારા પરવરદિગારની કોઈ નિશાની આવે ! જે દિવસે તમારા પરવરદિગારની નિશાની આવશે કોઈને તેનું ઈમાન લાવવું કામ ન લાગશે કે જે પહેલેથી ઈમાન લાવ્યો ન હતો અથવા પોતાના ઈમાનમાં કંઈ નેકી (ભલાઈ) કરી ન હતી; તમે કહી આપો ! તમે રાહ જુઓ અમે પણ રાહ જોઈ રહ્યા છીએ. (૧૫૮)*

### તફસીર :

આ લોકો (જે રોશન અને સ્પષ્ટ સત્ય કિતાબ નાઝિલ થયા પછી પણ ઈમાન નથી લાવતા, પોતાના ઈમાન લાવવા માટે) એ બાબતની રાહ જોઈ રહ્યા (હોય એવું લાગે) છે (એટલે કે, એવા ધીર ખમે છે જાણે કે કોઈ બાબતની રાહ જોઈ રહ્યા હોય) કે તેમની પાસે કોઈ ફરિશ્તો આવે અથવા તેમની પાસે તમારો

પરવરદિગાર આવે (જેમકે કયામતમાં હિસાબ–કિતાબ વખતે થવાનું છે) અથવા તમારા પરવરદિગારની કોઈ મોટી નિશાની (કયામતની નિશાનીઓ સહિત) આવે (મોટી નિશાનીનો ભાવાર્થ એ છે કે જેમકે સૂર્ય પશ્ચિમમાંથી ઊગે, મતલબ એ થયો કે શું ઈમાન લાવવા માટે કયામત આવવાની અથવા એવી જ કોઈ બાબતની રાહ જોઈ રહ્યા છે !? બસ, તેમના વિશે સાંભળી રાખો કે) જે દિવસે તમારા પરવરદિગારની (આ) મોટી (પ્રસ્તુત) નિશાની આવી પહોંચશે (તે દિવસે) કોઈ એવા વ્યક્તિનું ઈમાન તેને કામ નહીં લાગે જે પ્રથમથી ઈમાન ધરાવતો નહીં હોય. (બલકે, તે જ દિવસે કયામત જોઈને ઈમાન લાવ્યો હોય) અથવા (ઈમાન તો પ્રથમથી ધરાવતો હતો પરંતુ) તેણે પોતાના ઈમાનમાં કોઈ નેક અમલ ન કર્યો હોય (બલકે, ખરાબ અમલો અને ગુનાહોમાં સપડાયેલો હોય અને તે દિવસે તેની તવબહ કરીને નેક અમલો શરૂ કરે તો પણ તેની તવબહ સ્વીકાર કરવામાં નહીં આવે અને તેનાથી અગાઉ તો તવબહ કરવાના કારણે તે મો'મિન હોવાની બરકતથી તેની તવબહ સ્વીકાર્ય થઈ ગઈ હોત તો તવબહની સ્વીકૃતિ એ નિશ્ચિત ઈમાનનો જ લાભ છે પરંતુ તે સમયે ઈમાને પણ આ ખાસ લાભ ન પહોંચાડ્યો, કારણ કે કયામતની નિશાનીઓ તેમાં અવરોધરૂપ બની ગઈ માટે હવે જ્યારે મો'મિનની તવબહ કબૂલ નથી થતી તો ઈમાન અને તવબહ કયામતના દિવસે કદાપિ સ્વીકાર્ય ન હોઈ શકે, પછી શાની રાહ જોવાની ? અને જો તેઓ આ ધમકીથી પણ ઈમાન ન લાવે તો) તમે (ચેતવણી સ્વરૂપે વધુમાં) કહી આપો કે, (વારું) તમે (તે બાબતોની) રાહ જુઓ (અને મુસલમાન ન થતા હોય, ન થાઓ) અમે પણ (એ બાબતોની) રાહ જોઈ રહ્યા છીએ (તે સમયે તમારા ઉપર મુસીબત આવશે અને ઈન્શાઅલ્લાહ ! અમે મો'મિનો છુટકારો પામીશું).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ અન્આમનો મોટા ભાગનો હિસ્સો મક્કાના નિવાસીઓ અને અરબના મુશ્રિકોના અકીદા (માન્યતા)ઓ અને અમલોની સુધારણા તથા તેમની શંકાઓ અને સવાલોના જવાબમાં નાઝિલ થયો છે.

આ સમગ્ર સૂરત અને ખાસ કરીને પાછળ વર્ણન થઈ ચૂકેલ આયતોમાં મક્કા અને અરબના નિવાસીઓ માટે સ્પષ્ટ કરી દેવામાં આવ્યું કે, તમે રસૂલે

કરીમ ﷺના મોઅ્જિઝાઓ અને ખુલ્લી નિશાનીઓ જોઈ ચૂક્યા છો, અગાઉ થઈ ચૂકેલી કિતાબો અને અગાઉ થઈ ચૂકેલા અંબિયા (અલૈ.) દ્વારા રસૂલે કરીમ ﷺ વિશે કરવામાં આવેલી ભવિષ્યવાણીઓ સાંભળી ચૂક્યા છો. ત્યારબાદ એક નિરક્ષર (ઉમ્મી) વ્યક્તિના મુખે કુર્આન પાકની સ્પષ્ટ અને રોશન આયતો સાંભળી ચૂક્યા છો, જે પોતે પણ એક આગવો મોઅ્જિઝો છે, હવે સત્ય અને સીધો માર્ગ તમારી સામે ખુલી ચૂક્યો છે અને અલ્લાહ તઆલાની હુજ્જત (દલીલ) તમારા ઉપર પૂર્ણ થઈ ચૂકી છે, માટે હવે ઈમાન લાવવા માટે તમે કઈ વસ્તુની રાહ જુઓ છો !?

આ વિષયને આ પ્રસ્તુત આયતમાં અત્યંત ઉચ્ચ કક્ષાની સાહિત્યિક શૈલીમાં આ રીતે વર્ણન કર્યો છે.

هَلْ يَنْظُرُوْنَ اِلَّا اَنْ تَاْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ اَوْيَاْتِيَ رَبُّكَ اَوْيَاْتِيَ بَعْضُ اٰيٰتِ رَبِّكَ

એટલે કે, આ લોકો શું ઈમાન લાવવામાં એ બાબતની રાહ જોઈ રહ્યા છે કે, તેમની પાસે (મોતનો) ફરિશ્તો આવી પહોંચે ? અથવા હશ્રના મેદાનની રાહ જોઈ રહ્યા છે કે જેમાં સજા અને બદલાના ફૈસલા માટે અલ્લાહ તઆલા આવશે ? અથવા એ બાબતની રાહ જોઈ રહ્યા છે કે, કયામતની અમુક અંતિમ નિશાનીઓ જોઈ લે ? રબ્બે કરીમનું કયામતના મેદાનમાં ફૈસલા માટે ઉપસ્થિત થવું કુર્આને મજીદની ઘણી આયતોમાં વર્ણન થયું છે. સૂરએ બકરહમાં આ જ વિષયના સંદર્ભમાં આ પ્રમાણે આયત આવી છે.

هَلْ يَنْظُرُوْنَ اِلَّا اَنْ يَّاْتِيَهُمُ اللّٰهُ فِيْ ظُلَلٍ مِّنَ الْغَمَامِ وَ الْمَلٰٓئِكَةُ وَقُضِيَ الْاَمْرُ،

*“શું આ લોકો એ બાબતની રાહ જોઈ રહ્યા છે કે, અલ્લાહ તઆલા વાદળોના છાંયડામાંથી તેમની પાસે આવી જાય ? અને ફરિશ્તા આવી જાય ? અને લોકો માટે (જન્નત અને દોઝખનો) જે ફૈસલો થવાનો છે તે થઈ જાય ?” (૨ : ૨૧૦)*

અલ્લાહ તઆલાનું કયામતના દિવસે હશ્રના મેદાનમાં તશરીફ લાવવું કેવી સ્થિતિ અને હાલત પ્રમાણે હશે તેની કલ્પના કરવી મનુષ્યની બુદ્ધિ અને તર્કશક્તિ બહારની બાબત છે, એટલા માટે સહાબએ કિરામ (રદિ.) અને ઉમ્મતના અસ્લાફની માન્યતા આ પ્રકારની આયતો માટે એ જ છે કે, જે કુર્આનમાં વર્ણન કરવામાં આવ્યું છે તેના ઉપર ઈમાન લાવવામાં આવે અને યકીન

કરવામાં આવે તથા તેની સાચી પરિસ્થિતિને અને સ્વરૂપને અલ્લાહના હવાલે કરવામાં આવે. દાખલા તરીકે, આ આયતમાં એટલું યકીન કરવામાં આવે કે, અલ્લાહ તઆલા કયામતમાં બદલા અને સજાના ફેંસલા માટે સ્વયં ઉપસ્થિત થશે, પરંતુ એની ચર્ચા અને ચિંતા કરવામાં ન આવે કે તેનું સ્વરૂપ અને તેની ઉપસ્થિતી કેવા પ્રકારની હશે ?

આ આયતમાં આગળ ઈરશાદ છે, يَوْمَ يَأْتِي بَعْضُ اٰيٰتِ رَبِّكَ لَا يَنْفَعُ نَفْسًا اِيْمَانُهَا لَمْ تَكُنْ اٰمَنَتْ مِنْ قَبْلُ اَوْ كَسَبَتْ فِيْٓ اِيْمَانِهَا خَيْرًا ؕ એમાં ચેતવણી આપવામાં આવી છે કે, અલ્લાહ તઆલાની અમુક નિશાનીઓનું અવલોકન કર્યા પછી તવબહનો દરવાજો બંધ થઈ જશે, જે વ્યક્તિ એ પહેલાં ઈમાન નથી લાવ્યો; અને હવે ઈમાન લઈ આવશે તો પણ સ્વીકાર્ય નહીં હોય અને જે વ્યક્તિ ઈમાન તો લાવી ચૂક્યો હતો પરંતુ નેક અમલો ન કર્યા હતા તો હવે તવબહ કરી ભવિષ્યમાં નેક અમલ કરવાનો ઈરાદો કરશે તો પણ તેની તવબહ કબૂલ નહીં થાય. ખુલાસો એ છે કે, કાફિર પોતાના કુફ્રથી અને દુરાચારી પોતાની દુષ્ટતાથી અને ગુનેહગાર પોતાના ગુનાહથી જો તે સમયે તવબહ કરવા ઈચ્છશે તો પણ તે સમયે તેની તવબહનો સ્વીકાર કરવામાં નહીં આવે.

કારણ એ છે કે, ઈમાન અને તવબહ ફક્ત તે સમય સુધી જ સ્વીકાર્ય હોઈ શકે છે જ્યાં સુધી તે મનુષ્યના અધિકાર ક્ષેત્રમાં હોય અને જ્યારે અલ્લાહનો અઝાબ અને આખિરતના સત્યનું અવલોકન થઈ ગયું તો દરેક મનુષ્ય ઈમાન લાવવામાં અને ગુનાહોથી બચવા પોતે ખુદ-બખુદ મજબૂર થઈ ગયો. હવે મજબૂરનું ઈમાન અને તવબહ સ્વીકારપાત્ર નથી.

કુર્આને મજીદની અનેક આયતોમાં પ્રસ્તુત છે કે, દોઝખના નિવાસીઓ દોઝખમાં પહોંચીને ફરિયાદ કરશે અને મોટા-મોટા વાયદા કરશે કે, જો હવે અમને દુનિયામાં ફરીવાર મોકલવામાં આવે તો અમે ઈમાન અને નેક અમલો સિવાય કંઈ પણ કરીશું નહીં, પરંતુ દરેકના માટે જવાબ એ જ હશે કે, ઈમાન અને અમલનો સમય પૂર્ણ થઈ ચૂક્યો અને હવે જે કંઈ કહી રહ્યા છો તે મજબૂર થઈને કહી રહ્યા છો એટલા માટે તે ભરોસાપાત્ર નથી.

આ આયતની તફસીરમાં રસૂલે કરીમ ﷺનો આ ઈરશાદ નકલ થયેલ છે

કે, જે સમયે કયામતની અંતિમ નિશાનીઓમાંથી એ નિશાની જાહેર થશે કે, સૂર્ય પૂર્વના બદલે પશ્ચિમ દિશાએથી ઊગશે તો તેને જોતાં જ સમગ્ર દુનિયાના કાફિરો ઈમાનનો કલિમો પઢવા લાગશે અને બધા જ નાફરમાન ફરમાંબરદાર બની જશે, પરંતુ તે સમયે લાવેલું ઈમાન અને તવબહ સ્વીકારપાત્ર નહીં હોય.

*(બગવી બ-સનદે અન અબી હુરયરહ)*

આ આયતમાં એટલી વાત તો કુર્આનના ખુલાસાથી જાણ થાય છે કે, અમુક નિશાનીઓ ઉપસ્થિત થશે ત્યાર પછી તવબહનો દરવાજો બંધ થઈ જશે, કોઈ કાફિર અથવા ફાસિકની તવબહ સ્વીકાર્ય થશે નહીં, પરંતુ કુર્આને કરીમે એની સ્પષ્ટતા કરી નથી કે તે કઈ નિશાનીઓ છે.

સહીહ બુખારીમાં આ જ આયતની તફસીરમાં અબૂહુરયરહ (રદિ.)ની રિવાયતથી એક હદીષ નકલ થયેલ છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

*“કયામત તે સમય સુધી શરૂ નહીં થાય જ્યાં સુધી એ ઘટના ન બને કે, સૂર્ય પશ્ચિમ તરફથી ઊગે, જ્યારે લોકો આ નિશાની નિહાળશે તો બધા ઈમાન લઈ આવશે. આ જ તે સમય હશે જેના માટે કુર્આનમાં એ ઈશારો છે કે તે સમયે કોઈ વ્યક્તિનું ઈમાન લાવવું લાભ નહીં પહોંચાડે.”*

તેની વિગત સહીહ મુસ્લિમમાં હઝરત હુઝયફા ઈબ્ને ઉસૈદ (રદિ.)થી નકલ કરવામાં આવી છે કે, એક સમયે સહાબએ કિરામ (રદિ.) કયામતની નિશાનીઓની પરસ્પર ચર્ચા કરી રહ્યા હતા કે, રસૂલે કરીમ ﷺ ત્યાં તશરીફ લાવ્યા, તે સમયે આપ ﷺએ ફરમાવ્યું કે, “કયામત તે સમય સુધી કાયમ નહીં થાય જ્યાં સુધી તમે દશ નિશાનીઓ ન જોઈ લો. ૧. સૂર્યનું પશ્ચિમ તરફથી નીકળવું, ૨. એક ખાસ પ્રકારના ધૂમાડા, ૩. પૃથ્વીનું જાનવર, ૪. યાજૂજ-માજૂજનું નીકળવું, ૫. ઈસા (અલૈ.)નું નાઝિલ થવું, ૬. દજ્જાલનું નીકળવું, ૭. ત્રણ જગ્યાએ જમીનનું ધસી જવું, એક પૂર્વમાં.... ૮. એક પશ્ચિમમાં અને.... ૯. અરબ મહાદ્વીપમાં અને ૧૦. એક આગ જે ઍડનના ઊંડાણના વિસ્તારોમાંથી નીકળશે અને લોકોને આગળ-આગળ હાંકીને ચાલશે.”

મુસ્નદે અહમદમાં હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે, આ નિશાનીઓમાં સૌ પ્રથમ પશ્ચિમ તરફથી સૂર્યનું

ઊગવું અને પૃથ્વીમાંથી જાનવર નીકળવાનું વર્ણન છે.

ઈમામ કુર્તુબી (રહ.)એ તઝકિરહમાં અને હાફિઝ ઈબ્ને હજરે બુખારીની શરહમાં હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી એ પણ નકલ કર્યું છે કે, "આ ઘટના એટલે કે પશ્ચિમ બાજુથી સૂર્ય નીકળ્યા પછી ૧૨૦ વર્ષો સુધી દુનિયા કાયમ રહેશે." *(રૂહુલ મઆની)*

આ વિગત પછી અત્રે એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે, હઝરત ઈસા (અલૈ.) નાઝિલ થશે તો સહીહ રિવાયતો પ્રમાણે હઝરત ઈસા (અલૈ.) લોકોને ઈમાનનું આમંત્રણ આપશે અને લોકો ઈમાન સ્વીકારશે તથા સમગ્ર દુનિયામાં ઈસ્લામી વ્યવસ્થા સ્થપાશે. દેખીતું છે કે, જો તે સમયે ઈમાન સ્વીકાર્ય નહીં હોય તો આ દા'વત અને લોકોનું ઈસ્લામમાં પ્રવેશ પામવું; બધું કઈ રીતે શક્ય છે ?

તફસીરે રૂહુલ મઆનીમાં તેનો જવાબ આપવામાં આવ્યો છે કે, પશ્ચિમ તરફથી સૂર્ય ઊગવાની ઘટના હઝરત ઈસા (અલૈ.)ના દુનિયામાં નાઝિલ થયા પછી ઘણા લાંબા સમય પછી થશે અને તે જ સમયે તવબહનો દરવાજો બંધ થઈ જશે.

અને અલ્લામહ બલકીની (રહ.) વગેરેએ ફરમાવ્યું કે, એ બાબત પણ કલ્પનાથી અથવા તર્કથી વિરુદ્ધ નથી કે, ઈમાન અને તવબહ સ્વીકાર ન થવાનો આ હુકમ જે સૂર્ય પશ્ચિમ તરફથી ઊગવાના સમયે થશે; અંતિમ યુગ સુધી બાકી ન રહે બલકે, અમુક મુદ્દત પછી એ હુકમ બદલાય જાય અને તવબહનો સ્વીકાર થવા લાગે. (વલ્લાહુ અઅ્લમુ) *(રૂહુલ મઆની)*

કહેવાનું તાત્પર્ય એ છે કે, પ્રસ્તુત આયતમાં જો કે, એની સ્પષ્ટતા કરવામાં નથી આવી કે જે નિશાનીઓ જાહેર થયા પછી તવબહનો સ્વીકાર નહીં થાય તે કઈ નિશાનીઓ છે ? પરંતુ રસૂલે કરીમ ﷺના વર્ણનથી સ્પષ્ટ થઈ ગયું કે, તેનો અર્થ સૂર્ય પશ્ચિમ તરફથી ઊગવાનો છે.

કુર્આને કરીમે પોતે શા માટે તેની સ્પષ્ટતા ન કરી ? તે વિશે તફસીરે બહરે મુહીતમાં છે કે, કુર્આનની ઘટનાનો સંપૂર્ણ ખુલાસો ન કરવાની વર્ણનશૈલી પ્રમાણે આ સ્થળે ગાફેલ મનુષ્યને ચોંકાવવામાં વધારે ફાયદો છે કે દરેક નવી ઉપસ્થિત થનાર ઘટનાથી તેને ચેતવણી મળતી રહે અને તે જલદી તવબહ કરી લે.

તે ઉપરાંત આ ઘટનાને સ્પષ્ટ ન કરવાની વર્ણનશૈલીનો એક સામૂહિક લાભ એ પણ છે કે, એનાથી ચેતવણી આપી દેવામાં આવે કે જે પ્રમાણે સમગ્ર દુનિયા માટે પશ્ચિમ તરફથી સૂર્ય ઊગ્યા પછી તવબહનો દરવાજો બંધ થઈ જશે, એ જ પ્રમાણે તેનો એક નમૂનો દરેક મનુષ્ય માટે વ્યક્તિગત રીતે તવબહનો દરવાજો બંધ થઈ જવાની ઘટના તેના મોતના સમયે બને છે.

કુર્આને કરીમની એક અન્ય આયતમાં તેને સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે.

وَلَيْسَتِ التَّوْبَةُ لِلَّذِيْنَ يَعْمَلُوْنَ السَّيِّئَاتِ حَتّٰى اِذَا حَضَرَ اَحَدَهُمُ الْمَوْتُ قَالَ اِنِّىْ تُبْتُ الْاٰنَ

*"તે લોકોની તવબહ કબૂલ નથી થતી જેઓ ગુનાહો કરતા રહે છે, એટલે સુધી કે જ્યારે તેમનામાંથી કોઈની મોત આવી જાય તો કહે છે કે, હવે હું તવબહ કરું છું."* *(૪ : ૧૮)*

અને એના જ ખુલાસા સ્વરૂપે રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું,

اِنَّ تَوْبَةَ الْعَبْدِ تُقْبَلُ مَا لَمْ يُغَرْغِرْ،

*"બંદાની તવબહ તે સમય સુધી કબૂલ થતી રહે છે જ્યાં સુધી તેની રૂહ ગળામાં આવીને મોતના ગળગળાનું સ્વરૂપ (સકરાંત) પેદા ન થઈ જાય."*

આથી જાણ થઈ કે, સકરાંતના સમયે જ્યારે અંતિમ શ્વાસો હોય તે સમયે મોતના ફરિશ્તા સામે આવી જાય છે એ કારણે તે સમયે પણ તવબહ કબૂલ થતી નથી અને એ પણ દેખીતું છે કે, આ પરિસ્થિતિ પણ અલ્લાહ તબારક વ તઆલા તરફથી એક ખાસ પ્રકારની મહત્ત્વની નિશાની છે, એટલા માટે પ્રસ્તુત આયતમાં بَعْضُ اٰيٰتِ رَبِّكَ માં આ મોતનો સમય પણ સામેલ છે. જેમકે, તફસીરે બહરે મુહીતમાં અમુક ઉલમાનું આ નિવેદન નોંધવામાં આવ્યું છે અને અમુક બુઝૂર્ગોએ ફરમાવ્યું છે, مَنْ مَّاتَ فَقَدْ قَامَتْ قِيَامَتُهٗ એટલે કે, "જે વ્યક્તિ મૃત્યુ પામ્યો તેની કયામત તો તે જ સમયે કાયમ થઈ ગઈ." કારણ કે, તેના માટે અમલનું ઘર પુરું થઈ ગયું અને અમલોના બદલાનો અમુક નમૂનો કબ્રથી જ શરૂ થઈ ગયો. સાઈબે આ જ વિષય ઉપર એક નજમ કહી છે.

تو بہ ہار انفس باز پسیں دست زدست ؛ بیخبر دیر رسیدی در محمل بستند

તવબહ માટે છેલ્લો શ્વાસ વિદાય માટે (આવજો કહેવા) ઉઠાવેલા હાથ સમાન છે,
હે નાદાન ! તું એટલો મોડેથી આવ્યો જ્યારે કે ઊંટની કાઠી બાંધી દેવામાં આવી.

અત્રે અરબી ભાષા પ્રમાણે એ બાબત પણ વિચાર કરવા યોગ્ય છે કે, આ આયતમાં પ્રથમ ફરમાવ્યું, اَوْ يَاْتِىَ بَعْضُ اٰيٰتِ رَبِّكَ અને ત્યારબાદ આ વાક્ય يَوْمَ يَاْتِىْ بَعْضُ اٰيٰتِ رَبِّكَ لَا يَنْفَعُ نَفْسًا اِيْمَانُهَا ફરમાવ્યું, તેમાં ઝમીરથી કામ લઈને વાક્યને ટૂંકું કરવામાં ન આવ્યું. એનાથી જાણ થાય છે કે, પ્રથમ વાક્યમાં જે بَعْضُ آيَاتِ ઉપસ્થિત છે તે બીજું છે અને બીજા વાક્યમાં જે بَعْضُ آيَات છે તે તેનાથી ભિન્ન પ્રકારનું છે. એનાથી એ વિગત તરફ ઈશારો થઈ શકે છે કે, જે હમણા તમે હઝરત હુઝયફા બિન ઉસૈદ (રદિ.)ની રિવાયત વાંચી કે કયામતની દશ નિશાનીઓ ઘણી મહત્ત્વની છે, તેમાંથી દશમી નિશાની સૂર્યનું પશ્ચિમ તરફથી ઊગવું છે, જે તવબહનો ક્રમ સમાપ્ત થઈ જવાની નિશાની છે.

અંતિમ આયતમાં ઈરશાદ ફરમાવ્યો, قُلِ انْتَظِرُوْٓا اِنَّا مُنْتَظِرُوْنَ તેમાં રસૂલે કરીમ ﷺને સબોધન છે કે, તમે તે લોકોને કહી આપો કે, અલ્લાહની સમગ્ર હુજ્જતો (દલીલો) પૂર્ણ થઈ ગયા પછી પણ જો તમે મોત અને કયામતની રાહ જોઈ રહ્યા છો તો અમે પણ એની રાહ જોઈ રહ્યા છે કે, તમારો પરવરદિગાર તમારી સાથે શું વ્યવહાર કરશે ?

———————

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૫૯-૧૬૦)

اِنَّ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا لَّسْتَ مِنْهُمْ فِىْ شَىْءٍ ؕ اِنَّمَآ اَمْرُهُمْ اِلَى اللّٰهِ ثُمَّ يُنَبِّئُهُمْ بِمَا كَانُوْا يَفْعَلُوْنَ ﴿١٥٩﴾ مَنْ جَآءَ بِالْحَسَنَةِ فَلَهٗ عَشْرُ اَمْثَالِهَا ۚ وَمَنْ جَآءَ بِالسَّيِّئَةِ فَلَا يُجْزٰٓى اِلَّا مِثْلَهَا وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿١٦٠﴾

### તરજુમો :

*બેશક ! જેમણે પોતાના દીનમાં માર્ગો કાઢયા અને ઘણા ફિરકાઓ બની ગયા, તમને તેમનાથી કોઈ સરોકાર (લેવાદેવા) નથી, તેમનું કામ*

*અલ્લાહના જ હવાલે છે, પછી તે જ તેમને બતાવી દેશે જે કંઈ તેઓ કરતા હતા. (૧૫૯) જે કોઈ એક નેકી લાવે છે તો તેના માટે તેનું દશઘણું છે અને જે કોઈ એક બુરાઈ લાવે છે બસ તેના જ બરાબર સજા પામશે, અને તેમના ઉપર જુલમ થશે નહીં. (૧૬૦)*

## તફસીર :

નિઃશંક ! જે લોકોએ પોતાના દીનનું (જે તેમના માટે નક્કી કરવામાં આવ્યો છે) વિભાજન કરી દીધું, (એટલે કે દીને હકનો સંપૂર્ણપણે સ્વીકાર ન કર્યો, ભલે સમગ્ર દીન છોડી દીધો અથવા અમુક બાબતોને છોડી દીધી અથવા કુફ્ર અને શિર્કની રીત-ભાત કે બિદ્અતો અપનાવી લીધી) અને (વિવિધ) વર્ગો (ફિરકા) બની ગયા. (હે નબી ﷺ !) તમારો તેમની સાથે કોઈ સંબંધ નથી (એટલે કે, તમે તેમની જવાબદારીથી મુક્ત છો, તમારા ઉપર તેનો કોઈ આક્ષેપ નથી) બસ, (તે પોતે પોતાના નેક અને બુરા કાર્યોના જવાબદાર છે) તેમનો મા'મલો અલ્લાહ તઆલાના હવાલે છે (અને તે સઘળું જોઈ રહ્યો છે) પછી (કયામતમાં) તેમને તેમનું કરેલું બતાવી દેશે (અને દલીલ કાયમ કરીને તેઓ અઝાબના હકદાર છે એવી જાહેરાત કરી આપશે), જે વ્યક્તિ નેક કાર્ય કરશે તેને (વધારીને) તેના દશ (ઘણા) ભાગ મળશે (એટલે કે, એવું સમજવામાં આવશે કે જાણે આ એક નેકી તેણે દશ વખતે કરી અને વળી, એક નેકી ઉપર જે પ્રમાણે સવાબ મળવાનો હતો હવે દશ ઘણો સવાબ એ જ પ્રમાણે મળશે) અને જે વ્યક્તિ બુરું કામ કરશે બસ તેને તેના પ્રમાણે જ સજા મળશે (વધારે નહીં મળે) અને તે લોકો ઉપર (દેખીતી રીતે પણ) કોઈ જુલમ કરવામાં નહીં આવે (કે કોઈ નેકીની નોંધ જ કરવામાં ન આવે અથવા બુરાઈને વધારે કરીને લખી લેવામાં આવે વગેરે).

## મસ્અલા અને બોધપાઠ :

સૂરએ અન્આમનો મોટા ભાગનો હિસ્સો મક્કાના મુશ્રિકોને સંબોધન છે અને તેમના સવાલોના જવાબ વિશે વર્ણન થયેલ છે. જેમાં તેમને એ માર્ગદર્શન આપવામાં આવ્યું હતું કે, હવે અલ્લાહ તઆલાનો સીધો માર્ગ ફક્ત કુર્આને કરીમ અને રસૂલે કરીમ ﷺનું અનુસરણ કરવા ઉપર જ અવલંબિત છે જેમકે રસૂલે

કરીમ ﷺથી અગાઉના અંબિયા (અલૈ.)ના યુગમાં તેઓ પોતે, તેમની કિતાબ અને તેમની શરીઅતનું અનુસરણ છુટકારાનો આધાર હતો. આજે ફક્ત રસૂલે કરીમ ﷺ અને રસૂલે કરીમ ﷺની શરીઅતનું અનુસરણ જ એકમાત્ર છુટકારાનું માધ્યમ છે. બુદ્ધિથી કામ લો અને સીધા માર્ગને છોડીને ડાબે-જમણે ખોટા માર્ગો ન અપનાવો, નહિતર તે રસ્તાઓ તમને અલ્લાહ તઆલાથી દૂર ભટકાવી દેશે.

પ્રસ્તુત આયતોથી પ્રથમ આયતમાં એક સર્વસામાન્ય સંબોધન છે જેમાં અરબના મુશ્રિકો, યહૂદીઓ, નસારા અને મુસલમાન બધા સામેલ છે. આ બધાને સંબોધન કરીને અલ્લાહ તબારક વ તઆલાના સીધા માર્ગથી આડા ફંટાનારાઓના ખરાબ પરિણામનું વર્ણન કરવામાં આવ્યું છે અને રસૂલુલ્લાહ ﷺને માર્ગદર્શન આપવામાં આવ્યું છે કે, તમારો આ ખોટા માર્ગો ઉપર ચાલનારાઓ સાથે કોઈ સંબંધ ન હોવો જોઈએ. તેમના ખોટા માર્ગો એવા પણ છે જે સીરાતે મુસ્તકીમ (સત્ય અને સીધા માર્ગ)થી બિલકુલ વિરુદ્ધ દિશામાં લઈ જનારા છે, જેમકે મુશ્રિકો અને અહલે કિતાબના માર્ગો છે અને તે માર્ગો પણ છે જે વિરુદ્ધ દિશામાં તો નથી જતા પરંતુ સીધા માર્ગથી ભટકાવી ડાબે-જમણે લઈ જનારા છે, તે શંકાઓ, ભ્રમણાઓ અને બિદ્અતોના માર્ગો છે અને તે પણ મનુષ્યને ગુમરાહીમાં નાંખી માર્ગ ભટકાવી દે છે.

ઈરશાદ થયો, اِنَّ الَّذِيۡنَ فَرَّقُوۡا دِيۡنَهُمۡ وَكَانُوۡا شِيَعًا لَّسۡتَ مِنۡهُمۡ فِىۡ شَىۡءٍ‌ ۚ اِنَّمَاۤ اَمۡرُهُمۡ اِلَى اللّٰهِ ثُمَّ يُنَبِّئُهُمۡ بِمَا كَانُوۡا يَفۡعَلُوۡنَ એટલે કે, તે લોકો જેમણે પોતાના દીનમાં રસ્તાઓ કાઢ્યા અને ઘણા બધા વર્ગોમાં વહેંચાઈ ગયા, તમારે તેમની સાથે કોઈ લેવા-દેવા નથી. તેમનું કામ અલ્લાહના હવાલે જ છે. પછી તે તેમને બતાવી આપશે તેઓ જે કંઈ કરતા હતા.

આ આયતમાં ખોટા માર્ગો ઉપર ચાલનારાઓ વિશે પ્રથમ તો એ બતાવવામાં આવ્યું કે, અલ્લાહના રસૂલ ﷺ તેમની જવાબદારીથી મુક્ત છે. તમારો તેમની સાથે કોઈ સંબંધ નથી. ત્યારબાદ તેમને એ સખત ચેતવણી સંભળાવવામાં આવી કે, તેમનો મા'મલો ફક્ત અલ્લાહ તઆલાના હવાલે છે, તે જ તેમને કયામતના દિવસે સજા આપશે.

દીનમાં વિભાજન કરવાની અને ફિરકા બની જવાની બાબત જે આ આયતમાં પ્રસ્તુત છે, તેનો અર્થ એ છે કે, દીનના મૂળભૂત સિદ્ધાંતોને છોડીને પોતાની વિચારસરણી તથા મનઘડત ઈચ્છાઓ અને માન્યતા પ્રમાણે તથા શયતાનના ષડયંત્રો અને ભ્રમણાઓમાં સપડાઈને દીનમાં અમુક નવી-નવી વસ્તુઓ વધારવી અથવા અમુક વસ્તુઓ છોડી દેવી.

**દીનમાં બિદ્અત શરૂ કરવા વિશે સખત ચેતવણી :**

તફસીરે મઝહરીમાં છે કે તેમાં પાછલી ઉમ્મતોના લોકો પણ સામેલ છે, જેમણે પોતાના દીનના મૂળભૂત સિદ્ધાંતોને છોડીને પોતાના તરફથી અમુક મનઘડત વાતો ભેળસેળ કરી દીધી હતી અને આ ઉમ્મતના બિદ્અતી લોકો પણ સામેલ છે કે, જેઓ દીનમાં પોતાના તરફથી પાયાવિહોણી વસ્તુઓ સામેલ કરતા રહે છે. રસૂલે કરીમ ﷺની એક હદીષમાં આ વિષયને આ પ્રમાણે સ્પષ્ટ કરવામાં આવ્યો છે કે,

*"મારી ઉમ્મત સામે પણ તે જ પરિસ્થિતિ ઉપસ્થિત થશે, જે બની ઈસ્રાઈલ સામે ઉપસ્થિત થઈ હતી, જે પ્રકારના દુષ્કૃત્યોમાં તેઓ સંડોવાયા, મારી ઉમ્મતના લોકો પણ સંડોવાશે, બની ઈસ્રાઈલ ૭૨ ફિરકાઓમાં વહેંચાઈ ગઈ હતી, મારી ઉમ્મતમાં ૭૩ ફિરકાઓ થઈ જશે, જેમાંથી એક ફિરકા સિવાય બધા દોઝખમાં જશે. સહાબએ કિરામ (રદિ.)એ પૂછ્યું કે, તે છુટકારો પામનારો ફિરકો કયો છે ? ફરમાવ્યું, مَا اَنَا عَلَيْهِ وَاَصْحَابِىْ તે સમૂહ જે મારા તરીકા ઉપર અને મારા સહાબા (રદિ.)ના તરીકા ઉપર ચાલશે તે છુટકારો પામશે."* *(આ રિવાયત તિરમિઝી અને અબૂ દાવુદે ઈબ્ને ઉમર રદિ.થી નકલ કરી છે.)*

અને તબરાનીએ પ્રમાણિત સનદ સાથે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.) દ્વારા નકલ કર્યું છે કે, તેમને હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ને ફરમાવ્યું કે, આ આયતમાં જે ફિરકાઓનું વર્ણન છે તે બિદ્અતી અને પોતાની મનેચ્છાઓ અને વિચારસણીના તાબે થઈ નવા તરીકાઓ અપનાવનારા છે. આ જ વિષય હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી સહીહ સનદ સાથે નકલ થયેલ છે, એટલા માટે રસૂલે કરીમ ﷺએ દીનમાં નવા-નવા તરીકાઓ પોતાના તરફથી ઉમેરનારાઓને એવું કરવાની તાકીદ સાથે ભારપૂર્વક મનાઈ ફરમાવી છે.

ઈમામ અહમદ, અબૂદાવુદ, તિરમિઝી (રહ.) વગેરેએ અરબાઝ બિન સારિયહ (રદિ.)થી નકલ કર્યું છે કે, રસૂલે કરીમ ﷺએ ફરમાવ્યું કે,

*"તમારામાંથી જે લોકો મારા પછી જીવતા રહેશે તે ઘણા વાદ-વિવાદ જોશે, એટલા માટે (હું તમને વસિયત કરું છું કે) તમે મારી સુન્નત અને ખુલફાએ રાશિદીન (રદિ.)ની સુન્નતને મજબૂતીથી પકડી રાખી તે જ પ્રમાણે દરેક કામમાં અમલ કરો. નવા-નવા તરીકાઓથી બચતા રહો, કારણ કે, દીનમાં નવી ઉત્પન્ન કરેલી દરેક વસ્તુ બિદ્અત છે અને દરેક બિદ્અત ગુમરાહી છે."*

એક હદીષમાં ઈરશાદ ફરમાવ્યું છે કે, "જે વ્યક્તિ જમાઅત (વર્ગ)થી એક વેંત જેટલો પણ અલગ થઈ ગયો તેણે ઈસ્લામનો પટ્ટો (ધૂંસળી) પોતાની ગરદનેથી ઉતારી દીધો." *(રવાહે અબૂદાવુદ અને અહમદ)*

તફસીરે મઝહરીમાં છે કે, જમાઅતનો અર્થ આ હદીષમાં સહાબા (રદિ.)ની જમાઅત છે. કારણ એ છે કે, અલ્લાહ તઆલાએ આપણા આકા મુહમ્મદ મુસ્તફા ﷺને રસૂલ બનાવીને મોકલ્યા અને આપ ﷺને કુર્આન અર્પણ કર્યું અને કુર્આન સિવાય બીજું પણ જ્ઞાન અર્પણ કર્યું, જેને હદીષ અથવા સુન્નત કહેવામાં આવે છે. ત્યારબાદ કુર્આનમાં ઘણી બધી આયતો ગૂઢાર્થવાળી અથવા બહુઅર્થવાળી છે. અલ્લાહ તઆલાએ પોતાના રસૂલ ﷺ દ્વારા તેનું વિવરણ અને તફસીર વર્ણન કરવાનો વાયદો કર્યો ثُمَّ اِنَّ عَلَيْنَا بَيَانَهٗ (૭૫:૧૯)નો આ જ ભાવાર્થ છે.

રસૂલે કરીમ ﷺએ કુર્આનની ગૂઢાર્થવાળી તથા બહુઅર્થવાળી આયતોની તફસીર અને પોતાની સુન્નતનો ખુલાસો પ્રત્યક્ષ પોતાના વિદ્યાર્થીઓ એટલે કે, સહાબએ કિરામ (રદિ.)ને પોતાના મૌખિક વચનો અને આચરણો દ્વારા શિખવાડી. એટલા માટે જમહૂર સહાબાના આચરણ સંપૂર્ણ શરીઅતે ઈલાહીનું વર્ણન અને વિવરણ છે.

મુસલમાનોની ખુશનસીબી એમાં જ છે કે, દરેક કામમાં અલ્લાહ તઆલાની કિતાબ અને સુન્નતે રસૂલ ﷺનું અનુસરણ કરે અને જે આયતો અથવા હદીષોના અર્થમાં શંકા થાય અથવા ભ્રમ કે વસવસો થાય તો તેમાં તે અભિપ્રાયને અપનાવે જેને જમહૂર સહાબા (રદિ.)એ અપનાવ્યો.

આ જ મુખ્ય સિદ્ધાંતને ઉપેક્ષિત કરવાથી (ધ્યાન ન આપવાથી) ઈસ્લામમાં વિવિધ પ્રકારના ફિરકાઓ ઉપસ્થિત થઈ ગયા કે, સહાબા (રદિ.)ના અમલો અને સહાબા (રદિ.)ની તફસીરને ઉપેક્ષિત કરીને પોતાના તરફથી જે દિલમાં આવ્યું તેને કુર્આન અને સુન્નતનો અર્થ ઠરાવી દીધો, આ જ તે ગુમરાહીના માર્ગો છે જેનાથી કુર્આને કરીમે વારંવાર અટકાવ્યા અને રસૂલે કરીમ ﷺએ સમગ્ર જીવન તાકીદ સાથે ભારપૂર્વક મનાઈ કરી અને એનાથી ઊલટું કરનારાઓ ઉપર લા'નત અને ફિટકાર વરસાવી.

હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, "છ વ્યક્તિઓ ઉપર હું ફિટકાર કરું છું. અલ્લાહ તઆલા પણ તેમના ઉપર ફિટકાર કરે. ૧. તે વ્યક્તિ જેણે અલ્લાહની કિતાબમાં પોતાના તરફથી કંઈક વધારી દીધું (એટલે કે ભલે અમુક શબ્દો વધારી આપે અથવા અર્થમાં એવો અતિરેક કરે જે સહાબા રદિ.ની તફસીરથી વિરુદ્ધ હોય), ૨. તે વ્યક્તિ જે અલ્લાહની તકદીરનો ઈન્કારી થઈ ગયો, ૩. તે વ્યક્તિ જે ઉમ્મત ઉપર જબરદસ્તી ચઢી બેઠો જેથી તે એવા વ્યક્તિને સન્માન આપે જેને અલ્લાહે અપમાનિત કર્યો છે અને એવા વ્યક્તિનું અપમાન કરે જેને અલ્લાહે ઈજ્જત આપી છે, ૪. તે વ્યક્તિ જેણે અલ્લાહના હલાલને હરામ સમજ્યું એટલે હરમે મક્કામાં ખૂનામરકી કરી અથવા શિકાર રમ્યો, ૫. તે વ્યક્તિ જેણે મારી ઈજ્જત અને અવલાદની બેહુરમતી કરી, ૬. તે વ્યક્તિ જેણે મારી સુન્નતને છોડી દીધી."

બીજી આયતમાં ઈરશાદ છે, مَنْ جَآءَ بِالْحَسَنَةِ فَلَهٗ عَشْرُ اَمْثَالِهَا وَمَنْ جَآءَ بِالسَّيِّئَةِ فَلَا يُجْزٰٓى اِلَّا مِثْلَهَا وَهُمْ لَا يُظْلَمُوْنَ પાછલી આયતમાં એનું વર્ણન હતું કે, સીરાતે મુસ્તકીમથી આડા ફંટાઈ જનારાઓને કયામતના દિવસે અલ્લાહ તઆલા પોતે જ તેમના અમલોની સજા આપશે.

આ આયતમાં આખિરતના બદલા અને સજા વિશે અલ્લાહ તઆલાની કૃપાયુક્ત નીતિનું એ રીતે વર્ણન થયું છે કે, જે વ્યક્તિ એક નેક કાર્ય કરશે તેને દશગણો બદલો આપવામાં આવશે અને જે એક ગુનોહ કરશે તેની સજા ફક્ત એક ગુનાહ સમાન જ આપવામાં આવશે.

સહીહ બુખારી, મુસ્લિમ, નસાઈ અને મુસ્નદે અહમદમાં છે કે, રસૂલે

કરીમ ﷺએ ફરમાવ્યું કે, "તમારો પરવરદિગાર મહાકૃપાળુ છે, જે વ્યક્તિ કોઈ નેક કામનો ફક્ત ઈરાદો કરે તેના માટે એક નેકી લખી લેવામાં આવે છે, ભલે અમલ કરવાની નોબત પણ ન આવે. પછી જ્યારે તે એક નેક કામ કરી લે તો દશ નેકીઓ તેના નામએ આ'માલમાં લખી લેવામાં આવે છે અને જે વ્યક્તિ કોઈ ગુનાહનો ઈરાદો કરે પરંતુ તેના ઉપર (પસ્તાવો થવાથી) અમલ ન કરે તો તેના માટે પણ એક નેકી લખી લેવામાં આવે છે અને ગુનાહનો અમલ કરે તો માત્ર એક ગુનોહ લખી લેવામાં આવે છે અથવા તેને પણ (તવબહ દ્વારા) મિટાવી દેવામાં આવે છે. આ કૃપા અને દયા હોવાથી અલ્લાહના દરબારમાં માત્ર તે જ વ્યક્તિ હલાક થઈ શકે છે જેણે પોતે હલાક થવાનો નિર્ધાર કરી લીધો હોય." *(ઈબ્ને કષીર)*

એક હદીષે કુદ્સીમાં અબૂઝર (રદિ.)ની રિવાયતથી નકલ થયેલ છે કે,

*"જે વ્યક્તિ એક નેકી કરે છે તેને દશ નેકીઓનો સવાબ મળે છે અને તેનાથી પણ વધારે અને જે વ્યક્તિ એક ગુનોહ કરે છે તો તેની સજા એક ગુનાહ સમાન મળશે અથવા હું (અલ્લાહ) તેને પણ મા'ફ કરી આપું, અને જે વ્યક્તિ એટલા બધા ગુનાહ કરીને મારી પાસે આવે કે જેનાથી સમગ્ર પૃથ્વી ભરાય જાય અને તે મા'ફીનો ઈચ્છુક હોય તો હું એટલો જ ક્ષમાનો વર્તાવ તેની સાથે કરીશ; અને જે વ્યક્તિ મારા તરફ એક વેંત નજીક થાય છે હું તેના તરફ એક હાથ વધું છું; અને જે વ્યક્તિ એક હાથ મારા તરફ આવે છે હું તેના તરફ એક બાઅ્ (બંને હાથ ફેલાવવાથી માપવામાં આવતું અંતર) આગળ વધુ છું; અને જે વ્યક્તિ મારા તરફ ઝડપથી આવે છે, હું તેના તરફ દોડીને આવું છું."*

હદીષની રિવાયતોથી જાણ થાય છે કે, નેકીના બદલામાં દશ સુધીનો વધારો જે આ આયતમાં પ્રસ્તુત છે તે તેની ઓછામાં ઓછી મર્યાદા વર્ણન થઈ છે અને અલ્લાહ તઆલા પોતાની દયા અને કૃપાથી તેનાથી પણ વધારે આપી શકે છે અને આપશે. જેમકે, અન્ય રિવાયતોમાં સિત્તેર ઘણા અથવા સાતસો ઘણા સુધીનું આવ્યાનું સાબિત થયેલ છે.

આ આયતના શબ્દોમાં એ બાબત પણ વિચાર કરવા યોગ્ય છે કે, અહીંયાં શબ્દ جَآءَ بِالْحَسَنَةِ ફરમાવ્યું છે. عَمِلَ بِالْحَسَنَةِ કહેવામાં આવ્યું નથી. તફસીરે બહરે મુહીતમાં છે કે, એનાથી એ તરફ ઈશારો થાય છે કે, ફક્ત કોઈ નેક અથવા

ખરાબ કામ કરી લેવાથી આ બદલો અથવા સજા નહીં આપવામાં આવે બલકે, બદલા અથવા સજા માટે મોતના સમય સુધી આ નેક અથવા ખરાબ અમલ ઉપર કાયમ રહેવાની શરત છે. જેનું પરિણામ એ છે કે, જો કોઈ વ્યક્તિએ કોઈ નેક અમલ કર્યો પરંતુ પછી તેના ગુનાહોની નહૂસતથી તે અમલ વ્યર્થ અને બરબાદ થઈ ગયો તો તે વ્યક્તિ આ અમલ ઉપર બદલાનો હકદાર નથી રહ્યો. જેમકે, નઊઝુબિલ્લાહ ! કુફ્ર અને શિર્ક તો સમગ્ર સારા અમલો બરબાદ કરી નાંખે છે અને તેના સિવાય અન્ય પણ ઘણા બધા ગુનાહો એવા છે જે અમુક નેક અમલોને વ્યર્થ અને બિનઅસરકારક બનાવી દે છે. જેમકે, કુર્આને કરીમમાં ઈરશાદ છે, لَاتُبْطِلُوْا صَدَقَاتِكُمْ بِالْمَنِّ وَالْاَذٰى (૨ : ૨૬૪) એટલે કે, "તમે પોતાના સદકાઓનું અહેસાન જતાવી પીડા પહોંચાડીને તેને વ્યર્થ અને બરબાદ ન કરો."

આથી જાણ થાય છે કે, સદકાનો નેક અમલ અહેસાન જતાવવાથી અથવા પીડા આપવાથી વ્યર્થ અને બરબાદ થઈ જાય છે, એ જ પ્રમાણે હદીષમાં છે કે, મસ્જિદમાં બેસીને દુનિયાની વાતો કરવી નેકીઓને એ પ્રમાણે ખાય જાય છે, જેમકે આગ લાકડાંને ખાય જાય છે. આથી જાણ થાય છે કે, મસ્જિદમાં જે નેક અમલો નફલો અથવા તસ્બીહ વગેરે કર્યા છે, તે દુનિયાની વાતો કરવાથી બરબાદ થઈ જાય છે.

એ જ પ્રમાણે ખરાબ અમલોથી જો તવબહ કરી લે તો તે ગુનાહો નામએ આ'માલમાંથી ભૂંસી નાંખવામાં આવે છે, મોતના સમય સુધી બાકી નથી રહેતા. એટલા માટે આ આયતમાં એવું નથી કહેવામાં આવ્યું કે, કોઈ અમલ સારો અથવા ખરાબ હોય તો તેનો સારો બદલો અથવા સજા મળશે. બલકે, એવું કહેવામાં આવ્યું છે કે, જે વ્યક્તિ અમારી પાસે નેક અમલ લાવશે તો દશ ઘણો સવાબ મેળવશે અને ખરાબ અમલ અમારી પાસે લાવશે તો એક ઘણી જ બુરા અમલની સજા પામશે. અલ્લાહ તઆલા પાસે લાવવાનું એ જ સમયે થશે જ્યારે કે એ અમલ અંતિમ સમય સુધી કાયમ અને બાકી રહે. નેક અમલને બરબાદ કરનારી કોઈ વસ્તુ ન બને અને ખરાબ અમલથી તવબહ અને ઈસ્તિગફાર કરે (મા'ફી માંગે).

અંતિમ આયતમાં ફરમાવ્યું, وَهُمْ لَا يُظْلَمُوْنَ એટલે કે, આ ઉચ્ચતમ્ ન્યાયાલયમાં એ શક્યતા જ નથી કે કોઈના ઉપર અત્યાચાર કરવામાં આવે, ન તો

કોઈના નેક અમલોના બદલામાં કમી થવાની શક્યતા છે અને ન જ કોઈના બુરા અમલો કરતાં વધારે સજાની સંભાવના છે.

---

## આયતો : (સૂરએ અન્આમ : આયત નં. ૧૬૧ થી ૧૬૫)

قُلْ اِنَّنِیْ هَدٰىنِیْ رَبِّیْٓ اِلٰی صِرَاطٍ مُّسْتَقِیْمٍ ۚ دِیْنًا قِیَمًا مِّلَّةَ اِبْرٰهِیْمَ حَنِیْفًا ۚ
وَمَا كَانَ مِنَ الْمُشْرِكِیْنَ ﴿۱۶۱﴾ قُلْ اِنَّ صَلَاتِیْ وَنُسُكِیْ وَمَحْیَایَ وَمَمَاتِیْ لِلّٰهِ رَبِّ
الْعٰلَمِیْنَ ﴿۱۶۲﴾ لَا شَرِیْكَ لَهٗ ۚ وَبِذٰلِكَ اُمِرْتُ وَاَنَا اَوَّلُ الْمُسْلِمِیْنَ ﴿۱۶۳﴾ قُلْ اَغَیْرَ
اللّٰهِ اَبْغِیْ رَبًّا وَّهُوَ رَبُّ كُلِّ شَیْءٍ ؕ وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ اِلَّا عَلَیْهَا ۚ وَلَا تَزِرُ
وَازِرَةٌ وِّزْرَ اُخْرٰی ۚ ثُمَّ اِلٰی رَبِّكُمْ مَّرْجِعُكُمْ فَیُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ فِیْهِ
تَخْتَلِفُوْنَ ﴿۱۶۴﴾ وَهُوَ الَّذِیْ جَعَلَكُمْ خَلٰٓئِفَ الْاَرْضِ وَرَفَعَ بَعْضَكُمْ فَوْقَ بَعْضٍ
دَرَجٰتٍ لِّیَبْلُوَكُمْ فِیْ مَآ اٰتٰىكُمْ ؕ اِنَّ رَبَّكَ سَرِیْعُ الْعِقَابِ ۖ وَاِنَّهٗ لَغَفُوْرٌ رَّحِیْمٌ ﴿۱۶۵﴾ ع

ثلاثة أرباع الحزب

## તરજુમો :

*તમે કહી આપો ! મને મારા પરવરદિગારે મિલ્લતે ઈબ્રાહીમના સહીહ દીનનો સીધો માર્ગ સૂઝાડયો, જેઓ એક જ તરફના હતા અને શિર્ક કરનારાઓમાંથી ન હતા. (૧૬૧) તમે કહો ! મારી નમાઝ અને મારી કુર્બાની અને મારું જીવવું અને મરવું અલ્લાહના જ માટે છે જે બધા વિશ્વનો પાલનહાર છે. (૧૬૨) કોઈ તેનો ભાગીદાર નથી અને આ જ મને હુકમ થયો અને હું સૌથી પહેલો ફરમાંબરદાર છું. (૧૬૩) તમે કહો ! શું હવે હું અલ્લાહના સિવાય કોઈ રબ્બ શોધું !? અને તે જ દરેક વસ્તુનો રબ્બ છે અને જે કોઈ ગુનાહ કરે છે બસ તે તેની જ જવાબદારી ઉપર છે અને એક વ્યક્તિ બીજાનો ભાર ઉઠાવશે નહીં, પછી તમારા પરવરદિગારની પાસે જ બધાએ પાછા વળીને જવાનું છે, બસ તે બતાવી આપશે જે વાતમાં તમે ઝઘડતા હતા. (૧૬૪) અને તેણે જ તમને જમીનના નાયબ કર્યા અને તમારામાં એક*

*ઉપર એકના દરજ્જા બુલંદ કરી દીધા જેથી તમને પોતાના આપેલા હુકમોમાં અજમાવે, તમારો પરવરદિગાર નિકટમાં અઝાબ કરનારો છે અને તે જ બખ્શનારો મહેરબાન છે. (૧૬૫)*

## તફસીર :

(હે નબી ﷺ !) તમે કહી આપો કે, મારા પરવરદિગારે મને એક સીધો માર્ગ (વહી દ્વારા) બતાવી આપ્યો છે કે તે એક દીન છે (જે સાબિતીઓ અને દલીલો દ્વારા) મજબૂત (છે) જે તરીકો ઈબ્રાહીમ (અલૈ.)નો છે જેમાં થોડી પણ ભૂલ નથી અને તે (ઈબ્રાહીમ અલૈ.) શિર્ક કરનારાઓમાંથી ન હતા (અને) તમે (તે દીનની વર્ણન કરવામાં આવેલ વિગત માટે) કહી આપો કે (આ દીનનો ખુલાસો એ છે કે) બેશક ! મારી નમાઝ અને મારી સમગ્ર ઈબાદતો અને મારું જીવવું અને મરવું, આ બધું માત્ર અલ્લાહ માટે જ છે જે સમગ્ર દુનિયાનો માલિક છે, તેનો (ઈબાદતના હક અથવા માલિકીપણાના અધિકારમાં) કોઈ ભાગીદાર નથી અને મને એ (પ્રસ્તુત દીન ઉપર રહેવા)નો જ હુકમ થયો છે અને (હુકમ પ્રમાણે) હું (આ દીનવાળાઓમાં) સૌ માનનારાઓથી પ્રથમ (માનનારો) છું, તમે (તે બાતિલ તરફ આમંત્રણ આપનારાઓને) કહી આપો કે, શું (તવહીદ અને ઈસ્લામની સ્પષ્ટ દલીલો પછી તમારા કહેવાથી) હું અલ્લાહ તઆલા સિવાય કોઈ અન્યને પરવરદિગાર બનાવવા માટે શોધી લઉં ? (એટલે કે, નઊઝુબિલ્લાહ શિર્ક અપનાવું ?) જ્યારે કે તે દરેક વસ્તુનો માલિક છે (અને માલિકીપણા હેઠળની વસ્તુઓ માલિકીપણામાં માલિકની ભાગીદાર નથી હોઈ શકતી) અને (તમે જે કહો છો કે તમારા ગુનાહ અમારા માથે તો આ ફક્ત વ્યર્થ વાત છે કે, ગુનાહ કરનારો પવિત્ર અને પાક-સાફ રહે અને તેના ગુનાહો અન્યની જવાબદારી બની જાય, બલકે હકીકત તો એ છે કે) જે વ્યક્તિ પણ કોઈ અમલ કરે છે તે તેના જ માટે છે અને કોઈ બીજો (તેના ગુનાહનો) ભાર વેંઢારશે નહીં (બલકે, બધા જ પોત-પોતાના કરેલા કર્મો ભોગવશે), પછી (બધા અમલ કરી ચૂક્યા બાદ) તમારે સૌને તમારા પરવરદિગાર પાસે જવાનું છે, ત્યારબાદ તે તમને બતાવી દેશે કે જે વસ્તુઓમાં તમે મતભેદ કર્યા કરતા હતા (કે કોઈ એક ધર્મને સત્ય બતાવતો હતો તો કોઈ બીજાને, ત્યાં વાસ્તવિક રીતે જાણકારી આપી ફેંસલો કરવામાં આવશે કે સત્ય માર્ગ ઉપર ચાલનારાને છુટકારો અને ખોટા માર્ગે

ચાલનારાઓને સજા થશે) અને તે (અલ્લાહ તઆલા) એવો છે જેણે તમને પૃથ્વીમાં નાયબ બનાવ્યા અને એકને બીજા ઉપર (વિવિધ વસ્તુઓમાં) દરજ્જા વધાર્યા જેથી (આ નેઅ્મતોથી) તમને (જાહેર રીતે) અજમાવે તે વસ્તુઓમાં કે જે (પ્રસ્તુત નેઅ્મતો સ્વરૂપે) તમને આપી છે (અજમાવવું એ કે કોણ આ નેઅ્મતોની કદર કરીને આભાર માની નેઅ્મતો આપનારની ફરમાંબરદારી કરે છે ? અને કોણ નાકદરી કરી ફરમાંબરદારી નથી કરતો ? બસ, અમુક તાબે'દાર થયા અને અમુક નાફરમાન થયા અને બંનેની સાથે તેના અમલ પ્રમાણે યોગ્ય વ્યવહાર કરવામાં આવશે, કારણ કે) બેશક ! તમારો પરવરદિગાર નિકટમાં જ સજા આપનારો (પણ) છે અને ખરેખર તે નિશ્ચિત મહાન બખ્શીશ કરનારો મહેરબાની કરનારો (પણ) છે. (બસ, નાફરમાનો માટે સજા છે અને ફરમાંબરદારો માટે રહમત છે અને નાફરમાનીથી ફરમાંબરદારી તરફ આવનારાઓ માટે બખ્શીશ છે, બસ મનુષ્ય માટે જરૂરી છે કે સત્ય દીનનું યોગ્ય અનુસરણ અપનાવે અને બાતિલ અને જૂઠા ધર્મો તથા સત્ય વિરોધી વિચારસરણીથી પાછો વળે).

## મસ્અલા અને બોધપાઠ :

આ સૂરએ અન્આમની અમુક અંતિમ આયતો છે, જે લોકોએ દીને હક્ક (સત્ય ધર્મ)માં અતિશયોક્તિ અથવા અધૂરપ કે ઓછું-વધતું (ઈફરાત અને તફરીત) કરીને વિવિધ ધર્મો બનાવી લીધા હતા અને પોતે વિવિધ પ્રકારના વર્ગો, જૂથો અને ફિરકાઓમાં વહેંચાય ગયા હતા, તેમના મુકાબલામાં પ્રથમ ત્રણ આયતોમાં દીને હક્કનું સત્ય અને સ્પષ્ટ શબ્દચિત્ર, તેના પાયાના સિદ્ધાંતો અને અમુક મહત્ત્વપૂર્ણ પેટા વિભાગોનું વર્ણન કરવામાં આવ્યું છે. પ્રથમ બે આયતોમાં મૂળભૂત બાબતનું વર્ણન છે અને ત્રીજી આયતમાં તેના મહત્ત્વપૂર્ણ પેટા વિભાગનું વર્ણન છે અને બંનેમાં રસૂલે કરીમ ﷺને સંબોધન કરીને એ ઈરશાદ થયો છે કે, તમે તે લોકોને આ વાત પહોંચાડી આપો.

પ્રથમ આયતમાં ઈરશાદ છે, قُلْ اِنَّنِىْ هَدٰنِىْ رَبِّىْٓ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ એટલે કે, "(હે નબી ﷺ !) તમે કહી આપો કે, મને મારા પરવરદિગાર તરફથી એક સીધો માર્ગ બતાવવામાં આવ્યો છે." એમાં ઈશારો કરવામાં આવ્યો છે કે, મેં તમારી જેમ પોતાની મનઘડત વિચારસરણી અથવા બાપ-દાદાના કુરિવાજોની

તાબે'દારી કરીને આ માર્ગ અપનાવ્યો નથી, બલકે મારા પરવરદિગારે મને આ માર્ગ બતાવ્યો છે અને શબ્દ رَبّ (રબ્બ-પાલનહાર)થી એ તરફ પણ ઈશારો કરવામાં આવ્યો કે, તેના માલિકીપણાની શા'નનો તકાદો એ છે કે તે તમને સત્ય માર્ગ બતાવે, તમે પણ જો ઈચ્છો તો હિદાયતનો સામાન તમારી સામે પણ મોજૂદ છે.

બીજી આયતમાં دِيۡنًا قِيَمًا مِّلَّةَ اِبۡرٰهِيۡمَ حَنِيۡفًا وَّمَا كَانَ مِنَ الۡمُشۡرِكِيۡنَ ફરમાવ્યું, તેમાં શબ્દ قَيِّم (કય્યિમ) ક્રિયાપદ છે, તે قِيَام (કિયામ)ના અર્થમાં છે અને તેનો અર્થ "કાયમ રહેનાર-ટકાઉ" અથવા "મજબૂત" થાય છે અને આ દીન કાયમ રહેનાર-ટકાઉ અને મજબૂત છે જે અલ્લાહ તરફથી આવેલ હોઈ મજબૂત પાયાઓ ઉપર ટકેલો છે. તે કોઈ વ્યક્તિની વ્યક્તિગત વિચારસરણી નથી અને કોઈ નવો ધર્મ પણ નથી કે, જેમાં કોઈ વ્યક્તિને કોઈ શંકા હોઈ શકે. બલકે, અગાઉ થઈ ચૂકેલા બધા જ અંબિયા (અલૈ.)નો આ જ ધર્મ છે. ખાસ કરીને હઝરત ઈબ્રાહીમ (અલૈ.)નું નામ એટલા માટે અત્રે વર્ણન કરવામાં આવ્યું છે કે, દુનિયાના દરેક ધર્મવાળા તેમની પ્રતિષ્ઠા અને સરદારીને માને છે. ઉપસ્થિત ફિરકાઓમાંથી યહૂદી, નસારા, અરબના મુશ્રિકો પરસ્પર કેટલાય મતભેદો અને વિવાદો કરે છે પરંતુ ઈબ્રાહીમ (અલૈ.)ની મહાનતા અને આગેવાની ઉપર બધા જ સહમત છે. એટલે આ ઈમામત (સરદારી)નું તે સ્થાન છે જેને અલ્લાહે વિશેષ પ્રકારના ઈનામ સ્વરૂપે તેમને અર્પણ કર્યું છે, اِنِّىۡ جَاعِلُكَ لِلنَّاسِ اِمَامًا ؕ "હું તમને લોકોના ઈમામ બનાવવા જઈ રહ્યો છું." (૨:૧૨૪)

ત્યાર પછી તેમનામાંથી દરેક ફિરકો એ બાબત સાબિત કરવાનો પ્રયત્ન કરતો હતો કે, અમે ઈબ્રાહીમ (અલૈ.)ના ધર્મ ઉપર કાયમ છીએ અને અમારો ધર્મ જ "મિલ્લતે ઈબ્રાહીમી" છે. તેમના આ ખોટા ભ્રમને દૂર કરવા માટે ફરમાવવામાં આવ્યું કે, ઈબ્રાહીમ (અલૈ.) તો ગયરૂલ્લાહ (અલ્લાહ સિવાય અન્ય)ની ઈબાદત કરતા ન હતા અને તેઓ તો શિર્કથી ઘૃણા અને નફરત કરનારા હતા અને એ જ તેમની સૌથી મોટી પ્રતિષ્ઠા છે. તમે લોકો જ્યારથી શિર્કમાં સંડોવાઈ ગયા અને યહૂદીઓએ હઝરત ઉઝૈર (રદિ.)ને અને નસારાએ હઝરત ઈસા (અલૈ.)ને અને અરબના મુશ્રિકોએ હજારો પથ્થરોને અલ્લાહના ભાગીદાર બનાવી લીધા તો પછી કોઈને એવું કહેવાનો અધિકાર નથી રહ્યો કે, તે મિલ્લતે

ઈબ્રાહીમીના અનુયાયી છે. હા ! આ હક માત્ર મુસલમાનોને છે કે જેઓ શિર્ક અને કુફ્રથી બેઝાર અને બચેલા છે.

ત્રીજી આયતમાં قُلْ اِنَّ صَلَاتِیْ وَنُسُكِیْ وَمَحْيَایَ وَمَمَاتِیْ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ફરમાવ્યું, તેમાં શબ્દ نُسُك (નુસુક)નો અર્થ "કુરબાની"નો પણ થાય છે અને હજ્જની દરેક પ્રવૃત્તિને પણ "નુસુક" કહેવામાં આવે છે તથા હજ્જના અમલોને "મનાસિક" કહેવામાં આવે છે અને આ શબ્દનો "ઈબાદત"ના અર્થમાં પણ ઉપયોગ થાય છે. એટલા માટે "નાસિક" ઈબાદત કરનાર માટે પણ કહેવામાં આવે છે. આ સ્થળે તેમાંથી દરેક અર્થ લઈ શકાય છે અને વિવરણકાર સહાબા (રદિ.) અને તાબિઈન (રહ.) દ્વારા આ અર્થો સાથે પણ તફસીર વર્ણન થઈ છે પરંતુ "સંપૂર્ણ ઈબાદત" ભાવાર્થ તરીકે આ સ્થળે વધારે યોગ્ય જણાય છે. આયતનો ભાવાર્થ એ થશે કે, "મારી નમાઝ અને મારી સમગ્ર ઈબાદત અને મારી સંપૂર્ણ જિંદગી અને પછી મોત; આ સર્વ કંઈ અલ્લાહ રબ્બુલ આલમીન માટે છે."

એમાં પેટા વિભાગોમાંથી પ્રથમ નમાઝનું વર્ણન થયું, કારણ કે તે સમગ્ર નેક અમલોની આત્મા અને દીનનો પાયાનો સ્તંભ છે. ત્યારબાદ સમગ્ર આચરણ અને ઈબાદતનું સામૂહિક વર્ણન કરવામાં આવ્યું અને ત્યારબાદ તેમાં પ્રગતિ કરીને સંપૂર્ણ જિંદગીના સમગ્ર આચરણો અને પરિસ્થિતિઓનું વર્ણન કર્યું અને અંતે મોતનું વર્ણન થયું. આ સૌનું વર્ણન કરીને ફરમાવ્યું કે, અમારી આ બધી જ વસ્તુઓ ફક્ત અલ્લાહ રબ્બુલ આલમીન માટે છે, તેનો કોઈ જ ભાગીદાર નથી અને આ સંપૂર્ણ ઈમાન અને સંપૂર્ણ ઈખ્લાસ (નિખાલસતા)નું પરિણામ એ છે કે, મનુષ્ય પોતાના જીવનની પ્રત્યેક પરિસ્થિતિમાં, દરેક કાર્યમાં પોતાની નજર સમક્ષ એ વસ્તુ રાખે કે, મારો અને તમામ દુનિયાઓનો એકમાત્ર માલિક અલ્લાહ રબ્બુલ ઈજ્જત છે, હું તેનો બંદો છું અને દરેક વખતે તેની નજર સમક્ષ એ બાબત રહે છે કે મારું હૃદય, દિમાગ, આંખ, કાન, જીભ અને હાથ-પગ, મારું સમગ્ર શરીર અને મારા પ્રત્યેક કર્મો તેની મરજી વિરુદ્ધ ન થવા જોઈએ અને આ ધ્યાન ધરી જો મનુષ્ય તેને પોતાના દિલ-દિમાગમાં બેસાડી દે તો સાચા અર્થમાં મનુષ્ય એક સંપૂર્ણ માનવી બની જાય અને ગુનાહ તથા અપરાધ તેની આસપાસ પણ ફરકી નહીં શકે.

તફસીરે દૂર્રે મન્ષૂરમાં આ જ આયત હેઠળ નકલ થયું છે કે, હઝરત અબૂ મૂસા અશઅરી (રદિ.) ફરમાવ્યા કરતા હતા કે, મારું દિલ ઈચ્છે છે કે, દરેક મુસલમાન આ આયતને વારંવાર પઢ્યા કરે અને તેને પોતાની જિંદગીનો વઝીફો (રટણ) બનાવી લે.

આ આયતમાં નમાઝ અને બધી જ ઈબાદતોનું અલ્લાહ માટે હોવું તો દેખીતું છે કે, તેમાં તો શિર્ક અથવા દેખાડો કરવો અથવા તેનાથી કોઈ દુનિયવી લાભ પ્રાપ્ત કરવો સામેલ ન હોવાનો અર્થ સમજાય છે અને જિંદગી અને મોતનું અલ્લાહ માટે હોવાનો ભાવાર્થ એ પણ હોઈ શકે છે કે મારું મોત અને જીવન એના જ કાબૂ હેઠળ છે, માટે હવે જિંદગીના આચરણ અને ઈબાદતો પણ એના જ માટે હોવી આવશ્યક છે અને એ ભાવાર્થ પણ હોઈ શકે છે કે, જેટલા અમલો જિંદગી સાથે જોડાયેલા છે તે પણ ફક્ત અલ્લાહ તઆલા માટે જ છે. જેમકે નમાઝ, રોઝા, અને લોકો સાથે સદ્વ્યવહાર તથા હકો અને ફરજો વગેરે... અને જે અમલો મૃત્યુ સાથે સંલગ્ન છે જેમકે, વસિયત; પોતાના મોત પછી દરેક મનુષ્ય જે વ્યવસ્થા ઈચ્છે છે અને વિચારે છે તે બધું જ અલ્લાહ રબ્બુલ આલમીન માટે અને તેના હુકમોના તાબે છે.

ત્યારબાદ ફરમાવ્યું, وَبِذٰلِكَ اُمِرْتُ وَاَنَا اَوَّلُ الْمُسْلِمِيْنَ એટલે કે, "મને અલ્લાહ તઆલા તરફથી તે કૌલ અને કરાર તથા સંપૂર્ણ ઈખ્લાસનો હુકમ આપવામાં આવ્યો છે અને હું સૌ પ્રથમ ફરમાંબરદાર મુસલમાન છું." એનો ભાવાર્થ એ છે કે, આ ઉમ્મતમાં સૌ પ્રથમ મુસલમાન હું છું. કારણ કે, દરેક ઉમ્મતોનો પ્રથમ મુસલમાન તે નબી અથવા રસૂલ (અલૈ.) પોતે હોય છે જેના ઉપર શરીઅતની વહી નાઝિલ કરવામાં આવે છે.

અને પ્રથમ મુસલમાન હોવાથી એ તરફ પણ ઈશારો હોઈ શકે છે કે, સમગ્ર મખ્લૂકોમાં સૌ પ્રથમ રસૂલે કરીમ ﷺનું નૂર મુબારક પેદા કરવામાં આવ્યું છે, ત્યારબાદ બધા જ આસમાનો, જમીન અને સમગ્ર સૃષ્ટિ અસ્તિત્વમાં આવી છે. જેમકે એક હદીષમાં ઈરશાદ છે, اَوَّلُ مَا خَلَقَ اللّٰهُ تَعَالٰى نُوْرِىْ *(રૂહુલ મઆની)*

**કોઈના ગુનાહનો ભાર કોઈ બીજો નહીં ઉઠાવી શકે :**

ચોથી આયતમાં મક્કાના મુશ્રિકો વલિદ બિન મુગયરા વગેરેની એ

વાતનો જવાબ છે કે, જે તેઓ રસૂલે કરીમ ﷺ અને સામાન્ય મુસલમાનોને કહ્યા કરતા હતા કે, તમે અમારા ધર્મમાં પાછા ચાલ્યા આવો તો તમારા બધા ગુનાહોનો ભાર અમે ઉઠાવી લઈશું. એના વિશે ફરમાવ્યું قُلْ اَغَيْرَ اللّٰهِ اَبْغِىْ رَبًّا وَّهُوَ رَبُّ كُلِّ شَىْءٍ એમાં રસૂલે કરીમ ﷺને ઈરશાદ છે કે, "તમે તેમને કહી આપો કે, શું તમે મારાથી એવું ઈચ્છો છો કે તમારી જેમ હું પણ અલ્લાહના સિવાય કોઈ અન્ય પરવરદિગાર શોધી લઉં ? જ્યારે કે તે જ સમગ્ર દુનિયાઓ અને સમગ્ર સૃષ્ટિનો માલિક અને પરવરદિગાર છે." આ ગુમરાહીની મારાથી કોઈ આશા ન રાખો, બાકી તમારું એ કહેવું કે અમે તમારા ગુનાહોનો ભાર ઉઠાવી લઈશું તો આ વાત તો પોતે એક મહામૂર્ખામી છે. ગુનાહો તો જે વ્યક્તિ કરશે તેના જ નામએ આ'માલમાં લખવામાં આવશે અને તે જ તેની સજાનો હકદાર બનશે. તમારું એવું કહેવાથી તે ગુનાહો તમારી તરફ કેવી રીતે વાળી શકાય છે ? અને જો એ વિચાર હોય કે, હિસાબ અને નામએ આ'માલમાં તો તેમના જ રહેશે પરંતુ મેદાને હશ્રમાં જે સજા થવાની છે તે સજા અમે ભોગવી લઈશું તો એ વિચાર પણ આ આયતના આગલા વાક્યએ રદ કરી દીધો. ફરમાવ્યું, لَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى એટલે કે, "કયામતના દિવસે કોઈ વ્યક્તિ અન્યના ગુનાહોનો ભાર ઉઠાવશે નહીં."

આ આયતે મુશ્રિકોના વાહિયાત નિવેદનોનો જવાબ તો આપ્યો જ છે, સાથે-સાથે સામાન્ય મુસલમાનોને એ સિદ્ધાંત પણ બતાવ્યો છે કે, કયામતની ઘટનાને દુનિયા ઉપર અનુમાનિત ન કરો કે અહીંયાં કોઈ વ્યક્તિ ગુનોહ કરીને કોઈ બીજાને માથે જવાબદારી થોપી શકે છે, ખાસ કરીને બીજો એવું કરવાથી પોતે સહમત પણ હોય, પરંતુ અલ્લાહની અદાલતમાં તેની કોઈ જ સંભાવના નથી, જ્યાં એકના ગુનાહમાં બીજાને કદાપિ પકડવામાં આવશે નહીં. આ જ આયતથી દલીલ પકડીને રસૂલે કરીમ ﷺએ ઈરશાદ ફરમાવ્યું કે, "વ્યભિચારથી પેદા થયેલ સંતાન ઉપર માં-બાપના ગુનાહનો કોઈ પ્રભાવ નથી." આ હદીષ હાકિમે હઝરત આયશા સિદ્દીકા (રદિ.)ની સહીહ સનદથી રિવાયત કરી છે.

અને એક મય્યતના જનાઝહ ઉપર હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)એ કોઈને રડતા જોયા તો ફરમાવ્યું કે, જીવંત લોકોના રડવાથી મૃત લોકોને

અઝાબ થાય છે. ઈબ્ને ઉબય મુલયકા કહે છે કે, મેં આ નિવેદન હઝરત આયશા સિદીકા (રદિ.) સામે રજૂ કર્યું તો તેમણે ફરમાવ્યું કે, તમે એક એવા વ્યક્તિનું આ નિવેદન નકલ કરી રહ્યા છો જે ન કદાપિ જૂઠું બોલે છે અને ન જ તેમના સત્યનિષ્ઠ હોવામાં કોઈ શંકા કરી શકાય છે પરંતુ ક્યારેક સાંભળવામાં ભૂલ થઈ જાય છે. આ મા'મલામાં તો કુર્આનનો નિર્ણાયક ફેંસલો તમારા માટે પૂરતો છે. لَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰی એટલે કે, એકનો ગુનોહ બીજા ઉપર નથી પડી શકતો તો કોઈ જીવંત વ્યક્તિના રડવાથી બેકુસૂર (નિર્દોષ) મૃત વ્યક્તિને કઈ રીતે સજા થઈ શકે છે ?

*(દૂર્રે મન્સૂર)*

અંતિમ આયતમાં આ ઈરશાદ ફરમાવ્યો કે, પછી તમારે સૌને આખરે પોતાના પરવરદિગારની પાસે જ જવાનું છે, જ્યાં તમારા બધા મતભેદોનો ફેંસલો સંભળાવી દેવામાં આવશે. મતલબ એ છે કે, મોટી વાતો કરવાથી અથવા ખોટી બહશો કરવાથી પાછા વળો અને પોતાના પરિણામની ચિંતા કરો.

પાંચમી અને છઠ્ઠી આયતમાં એક ઠોસ બોધપાઠ ઉપર સૂરએ અન્આમને પૂર્ણ કરવામાં આવી છે અને તે ભૂતકાળના ઈતિહાસ અને પાછલી કૌમોના અહેવાલને તેમની સામે લાવીને તેમને પોતાના ભવિષ્ય તરફ ધ્યાન અપાવ્યું છે. وَهُوَ الَّذِىْ جَعَلَكُمْ خَلَائِفَ الْاَرْضِ وَرَفَعَ بَعْضَكُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ એમાં શબ્દ خَلَائِفَ (ખલાઈફ) તે خَلِيْفَةُ (ખલીફહ)નું બહુવચન છે, જેનો અર્થ "કોઈના નાયબ અથવા ગાદીનશીન" થાય છે. ભાવાર્થ એ છે કે, અલ્લાહ તઆલાએ જ તમને તમારાથી અગાઉની કૌમોની જગ્યાએ આબાદ કર્યા છે. કોઈ મકાન, જમીન જેને આજે તમે પોતાની માલિકી કહો છો અને સમજો છો, એવું નથી જે કાલે તમારા જેવા અન્ય મનુષ્યની મિલકતમાં ન હોય. અલ્લાહ તઆલાએ તેમને હટાવીને તમને તેમના સ્થાને બેસાડ્યા છે અને પછી એ વાત પણ દરેક સમયે ધ્યાન આપવા યોગ્ય છે કે, તમારામાં પણ બધા વ્યક્તિઓ સમાન નથી. કોઈ ગરીબ છે તો કોઈ માલદાર છે, કોઈ અપમાનિત છે તો કોઈ ઈજ્જતદાર અને એ પણ દેખીતું છે કે, માલદારી અને ઈજ્જત પોતે મનુષ્યના અધિકારમાં હોત તો કયો મનુષ્ય ગરીબ અને અપમાનને અપનાવતો હોત ? આ દરજ્જાનો તફાવત પણ તમને એવી ખબર આપી રહ્યો છે કે, અધિકાર કોઈ અન્ય હસ્તીના હાથમાં છે, તે જેને ચાહે રંક બનાવે, જેને ચાહે રાજા, જેને ચાહે ઈજ્જત આપે, જેને ચાહે

ઝિલ્લત. સત્તા માત્ર પરવરદિગારે આલમની જ છે.

અંતિમ આયતમાં ફરમાવ્યું, لِيَبۡلُوَكُمۡ فِىۡ مَاۤ اٰتٰكُمۡ તમને બીજા લોકોના સ્થાને બેસાડવામાં અને તેમના માલ-મિલકતના માલિક બનાવવામાં અને પછી ઈજ્જત અને દૌલતના આધારે વિવિધ દરજ્જાઓમાં વહેંચવાનો અર્થ એ જ છે કે, તમારી આંખો ખુલે અને કસોટી થાય કે, જે નેઅ્મતો પાછલા લોકોને હટાવીને તમને સોંપવામાં આવી છે તેમાં તમારો અમલ શું હોય છે ? શુક્રગુઝારી (આભાર) અને આજ્ઞાપાલનનો અથવા નાશુક્રી અને અવજ્ઞાનો ?

છટ્ઠી આયતમાં આ બંને પરિસ્થિતિઓનું પરિણામ આ રીતે બતાવ્યું, اِنَّ رَبَّكَ سَرِيۡعُ الۡعِقَابِ وَاِنَّهٗ لَغَفُوۡرٌ رَّحِيۡمٌ ط એટલે કે, આપના પરવરદિગાર નાફરમાનો ઉપર નિકટમાં જ અઝાબ મોકલનારો છે અને ફરમાંબરદારો માટે મહાકૃપાળુ, મહાદયાળુ છે.''

સૂરએ અન્આમની શરૂઆત અલ્લાહની તા'રીફથી થઈ અને તેનો અંત અલ્લાહની બખ્શીશ ઉપર થયો. અલ્લાહ તઆલા આપણ સૌને તેની તા'રીફ કરવાની તવફીક આપે અને તેની બખ્શીશથી માલા-માલ ફરમાવે. આમીન.

હદીષમાં છે કે, રસૂલુલ્લાહ ﷺએ ફરમાવ્યું કે, સૂરએ અન્આમ પૂરેપૂરી એકી સાથે નાઝિલ થઈ અને એવી શા'ન (પ્રતિષ્ઠા) સાથે નાઝિલ થઈ કે, સિત્તેર હજાર ફરિશ્તા તેના જૂલૂસમાં તસ્બીહ પઢતા-પઢતા આવ્યા, એટલા માટે હઝરત ફારૂકે આ'ઝમ (રદિ.)એ ફરમાવ્યું કે, ''સૂરએ અન્આમ કુર્આનેકરીમની શ્રેષ્ઠ અને ઉચ્ચ કક્ષાની સૂરતોમાંથી છે.''

અમુક રિવાયતોમાં હઝરત અલી કર્રમલ્લાહુ વજ્હહુ (રદિ.)થી નકલ કરવામાં આવ્યું છે કે, આ સૂરત જે બીમાર ઉપર પઢવામાં આવે અલ્લાહ તઆલા તેને તંદુરસ્તી આપે છે.

وَاٰخِرُ دَعۡوَانَا اَنِ الۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِيۡنَ

❑❑❑❑❑❑❑❑❑❑❑

સૂરએ અન્આમનો અનુવાદ પૂર્ણ થયો, અલ્હમ્દુલિલ્લાહ !

**તા.:** ૦૩ મે ૨૦૦૯ બ મુતાબિક ૦૭ જમાદિઉલ અવ્વલ હિજરી સન ૧૪૩૦.

**મૂળ તફસીરકાર :** હઝરત મવલાના મુફ્તી મુહમ્મદ શફીઅ્ સા. (રહ.)

**અનુવાદક :** ઈલ્યાસ પટેલ ખાનપુરી